THE

# MAHABHÂRAT

OF

KRISHNADWAIPAYANA VEDAVYASA

TRANSLATED INTO

**GUJARATI PROSE**

EDITED BY


**ITCHARAM SURYARAM DESAI,**

Editor of the "*Gujarati*" &c.

AND

**MANILAL ITCHARAM DESAI**


**VOL. THIRD**

SHÂNTI, ANUSHÂSAN, ÂSHWAMEDHA, ÂSHRAMVÂSIK, MAUSALA, MAHÂPRASTHÂNIK AND SVARGÂROHANA PARVAS


THE "GUJARATI" PRINTING PRESS

Bombay

A. D. 1921

Price Rs. 20

ॐ

तत्सत्परमात्मने नमः

શ્રીકૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ વિરચિત

# મહાભારત

(સંસ્કૃતમાંથી ગુજરાતી ભાષાંતર)


સંશોધક

**સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ**

"ગુજરાતી"ના તંત્રી વિ.

અને

**મણિલાલ ઇચ્છારામ દેસાઈ**


## ગ્રન્થ ૩ જો

**શાન્તિ, અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ, મહાપ્રાસ્થાનિક અને સ્વર્ગારોહણ પર્વ**


"ગુજરાતી" છાપાખાનું,

મુંબઈ:

વિ. સં. ૧૯૭૭ **મૂલ્ય રૂ. ૨૦** ઈ. સ. ૧૯૨૧

# ભાષાંતર વિષે નિવેદન

મહાભારત ભાગ બીજાની સંક્ષિપ્ત પ્રસ્તાવનામાં મારા પૂજ્ય પિતાશ્રીએ જણાવ્યું હતું કે, 'કેટલાક માસ થયા મારું આરોગ્ય સુસ્થિત ન હોવાથી ડાક્તરોએ અને વૈદ્યોએ કોઈ પણ પ્રકારનું કામ કરવાની મને મના કરેલી છે તેથી આ પ્રસ્તાવના પૂર્ણ કરવા અશક્ત છું.' ઈશ્વરેચ્છા તેમને હાથે પ્રસ્તાવના લખાવાની ન હતી તેમ જ તેઓએ ધારેલો ચન્દ્રકાન્ત ભાગ ચોથો તથા શ્રીકૃષ્ણનું જીવનવૃત્ત પણ લખાવાની ન હતી. વિશેષમાં તેઓએ પ્રથમ ભાગમાં મહાભારતનું ભાષાંતર કરવાનું જુદા જુદા વિદ્વાનોને સોંપેલું જણાવતાં પોતાને ભાગે કર્ણ પર્વ તથા સ્વર્ગારોહણ પર્વનું ભાષાંતર કરવાનું રાખેલું જણાવ્યું હતું. બીજા ભાગની પ્રસ્તાવનામાં તેઓએ જણાવ્યું હતું કે, "સાત વર્ષ થયાં મને 'હસ્તકંપ' થયો છે, અનેક ઉપચારો કર્યાં છતાં તે હજી મટયો નથી. એ કારણથી કર્ણપર્વનું ભાષાંતર કરવાનું માથે લીધા છતાં પણ તે પૂર્ણ કરી શકયો નથી." મારા પિતાશ્રીએ બીજા ભાગની પ્રસ્તાવનામાં લખ્યું હતું કે, '૧૯૧૨ ની આખરી સુધીમાં ગૂર્જર પ્રજા સમક્ષ ત્રીજો ભાગ ધરવાને શક્તિમાન્ થઇશ.' પણ ઉપર જણાવ્યા પ્રમાણે આરોગ્ય સુસ્થિત ન હોયાથી તે ઇચ્છા પાર ન પડી. પોતાના કારખાનાંનાં માણસોને વિ. સં. ૧૯૬૮ની કાર્તિક સુદિ પ્રતિપદાને દિવસે બોહોણી વેંહેચી આપ્યા પછી તબિયત બગડી તે બગડી. મહાભારતનું ભાષાંતર મૂળ સાથે મેળવી જોઈ, પ્રૂફો સુધારવાનું કામ, દીલના ઉત્સાહ છતાં જોસભેર ચાલી શકતું ન હતું. આરોગ્ય મંદું થવા સાથે કામ પણ મંદું ચાલતું હતું. કાર્તિક સુદિ પ્રતિપદાને દિવસે રાત્રિના શાંતિપર્વના બીજા ભાગ આપદ્ધર્મપર્વના પ્રારંભના અધ્યાયોની ગેલીઓ તેઓએ છેલ્લી વાંચી હતી, તેમાં છેલ્લો અધ્યાય ૧૩૯ મો 'વેરીનો વિશ્વાસ શો?' એ નામનો હતો. ખરેખર, મનુષ્યને માથે કાળશત્રુ ગાજે છે તેનો વિશ્વાસ શો હોઈ શકે? કાર્તિક વદિ તેરસની રાત્રિના અગ્યાર વાગ્યે ઓષધ લેતાં લેતાં અને 'શ્રીકૃષ્ણ,' 'શ્રીરામ' નામનો ઉચ્ચાર કરતાં કરતાં મારા હાથમાં તેઓએ પોતાનું મસ્તક નાંખી દીધું તે સમયની તેમના મુખની અલૌકિક દિવ્ય પ્રભા હજી પણ મારી નજરમાં તાજી છે.

મહાભારતનું ભાષાંતર તપાસવાનું અને પૂર્ણ કરવાનું કાર્ય આ સ્થિતિમાં મારે માથે આવી પડ્યું. મહાભારતનાં વાંચન વિષે લોકોમાં એવી કિંવદંતી છે કે, સાદ્યંત વાંચનારને દેહ છોડવો પડે છે. આ વેહેમની નોંધ લેતાં મારા પિતાશ્રીએ લખ્યું છે કે, "પ્રતાપચંદ્ર રાયને મૃત્યુનો કંઇક અંશે ભય પણ હતો. એ ભય મને નથી, અને સંસારવહેવારનાં સુખદુઃખને માટે મને પરવા નથી. આદિપુરુષથી કોના વંશવેલા ચાલેલા છે? ઘણાના વંશો વધ્યા હશે, અને ઘણાનાં નામ નાશ પણ પામી ગયાં હશે. મારો વંશવેલો રહે કે નહિ રહે, એ ઈશ્વરાધીન વાત છે, અને જેઓ તરફથી મને એ ભય બતાવવામાં આવે છે તેઓ રાજર્ષિ ભર્તૃહરિનું વચન વિસરી ગયા હોય એમ હું સમજું છું." આ એમનાં વચનો ભાષાંતર પૂર્ણ કરવાની એમની દૃઢ આશા સૂચવે છે, મૃત્યુ માટેની નિર્ભયતા સૂચવે છે. પણ દૈવે એ કિંવદંતી સત્ય ઠરાવી અને એમની આશા પાર ન પડી. તેથી કિંવદંતી સદા સત્ય જ છે એમ માનવાનું કારણ નથી. જો એ કિંવદંતી સત્ય જ હોય તો મહાભારત વ્યાસ પૂર્ણ કેમ કરી શક્યા અને ગણેશજી તેની ઇતિશ્રી કેમ કરી શકયા? ગમે તેમ કહો, પરંતુ મહાભારતની પૂર્ણાહુતિ કરીને પિતૃઋણ અદા કરવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું, તે માટે હું પ્રભુનો આભારી છું.

શાંતિપર્વનું ભાષાંતર શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈને સોંપ્યાનું પ્રથમ ભાગમાં જણાવેલું હતું, પણ તેઓએ તે કાર્ય આસરે ચાળીસેક અધ્યાય સુધીનું જ કર્યું હતું. બાકીના સર્વ ભાગનું તથા અનુશાસન પર્વનું

ભાષાંતર અમારા **શાસ્ત્રી પ્રાણજીવન હરિહરે** જ કરેલું છે કે જેમની પોતાને સમજ ન પડે તો સાત જણાને પૂછવાની વૃત્તિ ખાસ પ્રશંસા કરવા જેવી છે. **આશ્વમેધિક, આશ્રમવાસી, મૌસલ** અને **મહાપ્રાસ્થાનિક** પર્વોનું ભાષાંતર સ્વ. **યશવંતરાય કેશવલાલ દવેએ** કર્યું ખરું, પણ તે અંગ્રેજીને આધારે કરેલું હોવાથી જેવું જોઇએ તેવું હતું નહિ, તેમ તેમણે મૂળ **સંસ્કૃત** સાથે મેળવેલું પણ ન હતું, તેને મૂળ **સંસ્કૃત** સાથે મેળવતાં અને સુધારતાં વધારે શ્રમ લાગ્યાથી તે પર્વોનું પદાર્થાનુસાર સાદ્યંત ભાષાંતર મારું કરેલું છે. **સ્વર્ગારોહણપર્વનું** ભાષાંતર મારા પિતાશ્રીએ ઘણાં વર્ષોપર કરી રાખેલું તે જ છે.

ભાષાંતરના સંબંધમાં મારા પિતાની નોધ આ પ્રમાણે છે: "શ્લોકેશ્લોકના આંકડા ટાંકવામાં આવ્યા છે, તોપણ ભાષાંતર છૂટથી કરવામાં આવેલું છે, અને **વ્યાસ** મુનિનું હાર્દ દર્શાવવાને કોઈ પણ પ્રકારનો શ્રમ કરવાનું બાકી રાખ્યું નથી......ભાષાંતર તૈયાર થયા પછી શ્લોકેશ્લોક મેળવવાનું કામ મેં મારા હાથમાં રાખ્યું છે અને **પ્રતાપચંદ્ર રાય**ના તથા **મન્મથ નાથ દત્ત**ના ભાષાંતર સાથે મેળવવામાં આવ્યું છે, છતાં **સંસ્કૃત**ના અલ્પ જ્ઞાનને લીધે જો કોઈ દોષ જોવામાં આવે તો મારો છે, ભાષાંતરકારોનો નથી." મારા પિતાના આ ધોરણમાં મેં થોડોક ફેરફાર કીધો છે. **પ્રતાપચંદ્ર રાય** તથા **મન્મથ નાથ દત્ત**નાં ભાષાંતરો મેં પાસે રાખ્યાં હતાં ખરાં, પણ મેં મૂળ **સંસ્કૃત** સાથે જ સરખાવાનું ધોરણ રાખ્યું છે. ભાષાંતરમાં ભાષાના અંતર સિવાય વિશેષ કંઈ ન હોવું જોઇએ, એવો મારો મત છે. મૂળ વાંચતાં અને ભાષાંતર વાંચતાં જો અંતરપર જુદી જુદી છાપ પડે તો બન્નેના કર્તા, વિષય એક હોવા છતાં જૂદા થાય છે. પણ તેમ કરતાં ભાષાંતર એવું ક્લિષ્ટ ન થવું જોઇએ કે તેમાંથી તેનો મૂળનો રસ જતો રહે. ભાષાંતરમાં છૂટ પણ જરૂર જોગી જ લેવાવી જોઇએ; નહિં કે ભાષાંતરકારની સમજ દર્શાવવાને, વાંચકને અબુધ સમજી, ઉમેરણ થવું જોઇએ. ભાષાંતરકાર જો પોતે કંઈ કહેવા માંગતો હોય તો તે કહેવાને માટે પાનાંને છેડે નોંધ કરી શકે છે. મેં તે નિયમે આ ભાષાંતર મેળવેલું છે.

જ્યારે આ ભાષાંતરનું કાર્ય ચાલતું હતું ત્યારે અત્રેના **નિર્ણયસાગર** છાપાખાનામાં દક્ષિણ **હિન્દ**માં મળી આવતી **મહાભારત**ની હસ્તલિખિત પ્રતોને આધારે એક પ્રત છાપવાનું શરુ થયું હતું. એ પ્રતમાં કેટલેક સ્થળે વધારે શ્લોકો અને અધ્યાયો જણાયા છે. મૂળ સાથે આ ભાષાંતર મેળવી જોવાની વેળાએ મુંબઇની પ્રતો ઉપરાંત એ દક્ષિણની પ્રત પણ સાથે રાખવામાં આવી છે. કેટલેક સ્થળે જ્યાં વધારાના શ્લોકો જણાયા છે ત્યાં એવો ભાસ થાય છે કે, કોઈ વાંચકે હસ્તલિખિત પ્રત વાંચતી વેળા ખુલાસા તરીકે ટાંકેલા શ્લોકો મૂળમાં ઘુસી ગયા છે. આ દક્ષિણની પ્રતમાં '**વૈષ્ણવ ધર્મ પર્વ**' નામનું એક ૨૩ અધ્યાયનું પર્વ જણાયું છે, અને તે આ ભાષાંતરમાં દાખલ કરેલું છે. ઉત્તર **હિન્દ**ની પ્રતોમાં આ પર્વ મળતું નથી એ આશ્ચર્યકારક છે.

ગુજરાતી ભાષામાં આ ભાષાંતર બીજું છે. **પ્રથમ**નાં ભાષાંતર માટે એટલું જ કહેવાનું કે, અસલ સંસ્કૃત સાથે સરખાવી જોતાં એ ભાષાંતર સંતોષકારક નથી. આ બીજાં ભાષાંતરની આવશ્યકતા તેથી જ જણાઈ છે. મારું એવું માનવું છે કે, આ બીજાં ભાષાંતરથી જ વિદ્વાનોએ અટકવાનું નથી, અને વિદ્વાનો વધુ પ્રયાસ કરતાં અટકશે નહિં એવી મને આશા છે.

મૂળના શોધન માટે હજી પ્રયાસો ચાલુ જ છે. **મુંબઇ**માં એક પ્રત છપાઈ હતી જે આજે દુર્મિલ છે. **કલકત્તા**માં પણ બીજી પ્રતોને આધારે સંશોધન થયું હતું અને છપાઈ પણ હતી, પરંતુ આજે તે દુર્મિલ છે. **દક્ષિણ**ના વિદ્વાનોએ તે જ પ્રમાણે દક્ષિણની પ્રતોને આધારે એક ત્રીજી પ્રત છપાવી છે. **યૂરોપી** વિદ્વાનોએ **મહાભારત**ની સત્તાવાર પ્રત શોધવાનું જણાવ્યું હતું, પણ તેનું શું ફળ આવ્યું તે જણાયું નથી. **મુંબઇ**માં મારા પિતાના સમયમાં **હિન્દ**માં જ્યાં જ્યાંથી હસ્તલિખિત મૂળ પ્રતો મળે, તથા તેપર ટીકાઓ મળે તે સર્વેને આધારે એક નવી પ્રત છાપવાનું 'ગુજરાતી' મુદ્રાયંત્રમાં શરુ થયું હતું, અને આજે તેનાં બે પર્વો **વિરાટ** અને ઉદ્યોગ બાહાર પડી ચૂકયાં છે અને આ દેશના અને **યૂરોપ**ના **સંસ્કૃત** વિદ્વાનોએ તેનો સાદર કર્યો છે. દરમ્યાન **પૂના**માં **મહાભારત**ના શોધન માટે એક વધારે પ્રયત્ન શરૂ થયો છે. આ પ્રયાસો સૂચવે છે કે, મૂળનું શોધન ઘણા મહત્વનું છે.

મારા પિતાએ આ ગ્રન્થની પ્રસ્તાવના જુદા જુદા મુદ્દાઓપર લખવાની ધારણા રાખી હતી અને તે મુદ્દાઓ બીજા ભાગની પ્રસ્તાવનામાં જણાવેલા પણ છે. જ્યારે ભાષાંતર મૂળ સાથે સરખાવાનું કાર્ય ચાલતું હતું ત્યારે મેં પણ એક પ્રસ્તાવના લખવા ધારી હતી. મારો હેતુ મૂળ વાંચીને જ પ્રસ્તાવના લખ-

વાનો છે, પણ તેને માટે જોઇતી નિશ્ચિંતતા બીજા વ્યવસાયોને લીધે મળતી નથી અને તેથી તે કાર્ય થઈ શક્યું નથી. બીજો મારો હેતુ આધુનિક વિચારોનું આરોપણ બીજાઓમાં કરવાથી દૂર રહેવાનો છે તેમ જ આધુનિક દૃષ્ટિએ તે કાલનો વિચાર કરવાથી દૂર રહેવાનો છે. યથાર્થ અવલોકન માટે **મહાભારત**માંના જુદાં જુદાં પાત્રો સ્વયં જુદા જુદા મુદ્દાપર શો નિર્ણય આપે છે. દાખલા તરીકે, સ્વ. **તીલક** કહે છે કે **ગીતા**નો ઉપદેશ કર્મપર જ છે, પણ **અનુગીતા**માંનાં **શ્રીકૃષ્ણ**નાં વચનો એ મતને ટેકો આપતાં નથી. બીજો પ્રસંગ **અભિમન્યુ**ના વધનો લો. **શ્રીકૃષ્ણ** પોતાના પિતા **વસુદેવ**ને શો ખુલાસો કરે છે? ત્રીજો દાખલો **મહાભારત**નાં કારણોનો તપાસો. **આશ્રમવાસિક** પર્વમાં **કુન્તી** કહે છે કે, સર્વ ઉશ્કેરણીનું મૂળ તો હું જ છું. આવા ઘણા પ્રશ્નો વિચારવા જેવા છે. તે જ પ્રમાણે તે કાલની, દેશની, લોકોની, દેશની ભૂરચના, લોકોનાં કપડાં, વસ્ત્રાભૂષણ આદિપરથી હુન્નર ઉદ્યોગની કલ્પના આદિ પ્રશ્નો પણ વિચારવા જેવા છે. સમય અનુકૂળ થતાં આ કાર્ય પાર પડશે એવી આશા છે. દરમ્યાન આ ત્રીજા ભાગની માંગણી ચાલુ રહ્યાથી લોકો આગળ તે રજુ કરવાનું યોગ્ય ધાર્યું છે.

આ સ્થળે વિશેષમાં એટલું જણાવાનું કે, **મહાભારત**નો બીજો ભાગ **હરિવંશ** છાપવાનું કાર્ય હાથમાં લીધેલું છે, અને **શ્રીકૃષ્ણ** પરમાત્માની કૃપાથી અને પૂર્વજોનાં પુણ્યપ્રતાપથી તે પણ લોકો સમક્ષ સત્વર રજુ કરાશે એવી આશા છે.

પોષ વદિ ૯, ૧૯૭૭<br>મુંબઈ.

**મણિલાલ ઇચ્છારામ દેશાઈ**

# અનુક્રમણિકા

## શાંતિપર્વ

# અનુશાસન પર્વ

## અનુશાસનિક પર્વ



## દાનધર્મ પર્વ

# આશ્વમેધિક પર્વ

# આશ્રમવાસિક પર્વ

## આશ્રમવાસ પર્વ



## પુત્રદર્શન પર્વ



## નારદાગમન પર્વ



# મૌસલ પર્વ

# મહાપ્રસ્થાનિક પર્વ



# સ્વર્ગારોહણ પર્વ

श्रीकृष्णद्वैपायन–विरचित

# श्री महाभारत.

## शांति पर्व.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

॥ શ્રીઃ ॥

કૃષ્ણદ્વૈપાયન વિરચિત

# શ્રી મહાભારત

## શાંતિ પર્વ



## રાજધર્માનુશાસન પર્વ

### અધ્યાય ૧ લો.

### યુધિષ્ઠિરનો શોક !

**મંગળાચરણ**

શ્લોકઃ નારાયણં નમસ્કૃત્ય નરં ચૈવ નરોત્તમમ્ ।
દેવીં સરસ્વતીં વ્યાસં તતો જયમુદીરયેત્ ॥ ૧ ॥

નારાયણ ભગવાનને, નરોમાં ઉત્તમ એવા નર ભગવાનને તથા વાણીનાં અધિષ્ઠાત્રી દેવી સરસ્વતીને નમસ્કાર કરીને, તે પછી ઇતિહાસાદિક ગ્રંથના વ્યાખ્યાનનો આરંભ કરવો.

વૈશમ્પાયન ઋષિ કહે છે;–હે જનમેજય! રણસંગ્રામ સમાપ્ત થયા પછી અને રણસંગ્રામમાં મરણ પામેલા પોતાના સર્વે ભાઈઓ અને સહાયકોની, ગંગા નદીના તીર ઉપર ઉદકક્રિયા ( શ્રાદ્ધ-ક્રિયા) કર્યા પછી, પાંડુરાજાના મહાત્મા પુત્રો, વિદુર, ધૃતરાષ્ટ્ર તથા ભરતવંશની સર્વે સ્ત્રીઓ, શૌચની (કપટથી કરેલા યુદ્ધદોષની) નિવૃત્તિ કરવા માટે, હસ્તિનાપુરની બહાર એક *મહિના સૂધી રહ્યાં.૧–૨ શ્રાદ્ધાદિક ક્રિયા કરીને ગંગા નદીના તીર ઉપર રહેલા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને

---

* નગરની બહાર એક મહિનો રહેવાનું પ્રયોજન માત્ર એટલું જ હતું કે, કપટયુદ્ધથી થયેલા દોષની નિવૃત્તિ કરવી. સૂતક તો ક્ષત્રિયોને શાસ્ત્ર પ્રમાણે બાર દિવસ સુધી લાગે છે અને જેઓ યુદ્ધમાં મરણ પામ્યા હોય તેઓનું તો માત્ર સ્નાન જ લાગે છે, પણ સૂતક લાગતું નથી. મનુ કહે છે કે;–

ઉદ્યતૈરાહવે શસ્ત્રૈઃ ક્ષત્રધર્મરતસ્ય ચ ।
સદ્યઃ સંતિષ્ઠતે યજ્ઞસ્તથાऽશૌચમિતિ સ્થિતિઃ ॥

" જે પુરુષ રણસંગ્રામમાં સામો આવીને ઉદ્યત શસ્ત્રોથી મરણ પામે છે તેવા ક્ષત્રિયધર્મ પરાયણ પુરુષનું તુરત જ સ્નાન કરી લેવું; તેનું સૂતક લાગતું નથી અને તે મરનાર પુરુષ તુરત જ યજ્ઞરૂપ થઈ જાય છે, અર્થાત્ સ્વર્ગમાં જાય છે." આ મનુનાં વચન ઉપરથી સિદ્ધ થાય છે, કે યુદ્ધમાં મરાયલાઓનું સૂતક લાગતું નથી. પાંડવો, સૂતકની નિવૃત્તિ માટે નહિ, પરંતુ યુદ્ધમાં કરેલી મનુષ્યહત્યાના દોષમાંથી છૂટવાને માટે ગંગા તીરે એક મહિનો રહ્યા હતા.

મળવાને, મોટા મોટા મહાત્માઓ, સિદ્ધો, બ્રહ્મર્ષિઓ, વેદવ્યાસ, નારદ, મહર્ષિ દેવળ, દેવસ્થાન, કણ્વ, તેમના ઉત્તમ શિષ્યો, વેદવેત્તા તથા બુદ્ધિમાન્ બ્રાહ્મણો, ગૃહસ્થો, સ્નાતકો તથા સત્પુરુષો આવ્યા હતા.[૩-૫] રાજા યુધિષ્ઠિરે પધારેલા સર્વેને અભ્યુત્થાન આપ્યું અને વિધિ પ્રમાણે તેઓની પૂજા કરી. સર્વે મહર્ષિઓ અમૂલ્ય આસનોપર બેઠા.[૬] પછી રાજા યુધિષ્ઠિરે સમયને ઉચિત એવી પૂજા કરી અને તે પૂજાને ઋષિઓએ ગ્રહણ કરી. પછી લાખો બ્રાહ્મણો તથા મહર્ષિઓ, ભાગીરથી નદીના પવિત્ર તીર ઉપર બેઠેલા અને શોકથી વ્યાકુળ મનના યુધિષ્ઠિર રાજાને ચોતરફથી વિંટળાઈ વળીને તેમની સમીપમાં બેઠા. તે સર્વ તેને ઉપદેશથી ધીરજ આપવા લાગ્યા.[૭-૮] નારદ, વેદવ્યાસ વગેરે મુનિઓની સાથે વાતચિત કરીને એકમત થયા અને પછી ધર્મના પુત્ર યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.[૯]

નારદ બોલ્યા;–"હે યુધિષ્ઠિર! તમે અર્જુનના બાહુબળથી, કૃષ્ણની કૃપાથી તથા તમારા ધર્મથી આખી પૃથ્વીને જિતી છે.[૧૦] વળી હે પાંડુપુત્ર! તમારા રુડા ભાગ્યને લીધે, લોકોને ભય આપનારા આ રણસંગ્રામમાંથી સુરક્ષિત રહ્યા છો અને ક્ષત્રિયધર્મને જાળવ્યો છે. કેમ પ્રસન્ન તો છોની?[૧૧] હે રાજા! શત્રુઓનો નાશ કરીને તમે સ્નેહીઓને તથા સંબંધીઓને પ્રસન્ન કર્યા છેનાં? આ રાજશ્રીને મેળવીને તમને શોક તો પીડા કરતો નથી ને?"[૧૨]

યુધિષ્ઠિર બોલ્યા;–"હે નારદ! શ્રી કૃષ્ણના બાહુબળના આશ્રયથી, બ્રાહ્મણોના આશીર્વાદથી અને ભીમ તથા અર્જુનના પરાક્રમથી, આ સર્વ પૃથ્વીને હું જિત્યો તો ખરો;[૧૩] પરંતુ મારા હૃદયમાં નિત્ય એક દુઃખ સાલ્યા કરે છે, કે મેં રાજ્યના લોભને લીધે મારા ઘણા સંબંધીઓનો સંહાર કરાવ્યો છે! મેં પ્રિય પુત્ર અભિમન્યુનો નાશ કરાવ્યો છે, પ્રિય દ્રૌપદીના પુત્રોનો નાશ કરાવ્યો છે; એ કારણથી હે ભગવન્! મારો આ જય મને પરાજયના જેવો લાગે છે.[૧૪-૧૫] વૃષ્ણીવંશમાં જન્મેલી મારા ભાઇની વહુ સુભદ્રા, મારે વાસ્તે શું કહેશે? જ્યારે મધુસૂદન શ્રી કૃષ્ણ અહીંથી દ્વારકા જશે, ત્યારે દ્વારિકાની પ્રજા અમારા વિજયને માટે શું કહેશે?*[૧૬] વળી અમારું પ્રિય તથા હિત કરનારાં રાંકડાં દ્રૌપદીના પુત્રો, ભાઇઓ અને પિતા રણમાં મરણ પામ્યા છે, તે પણ મને વારંવાર ખિન્ન કરે છે![૧૭] વળી હે ભગવન્ નારદ! બીજી એક વાત હું તમને કહું છું (તે સાંભળો). કુંતા માતાએ કર્ણના જન્મવિષેની વાતને છૂપી રાખીને મને દુઃખમાં નાંખ્યો છે![૧૮] જે કર્ણમાં દશ હજાર હાથીનું બળ હતું; રણમાં જેની બરોબરી કરે તેવો કોઇ પણ મહારથી નહોતો; જેનું પરાક્રમ સિંહના જેવું અને જેની ચાલ પણ સિંહના જેવી હતી; જે વિજયથી પ્રકાશમાન હતો; જે બુદ્ધિમાન્ હતો; જે દયાળુ, દાતા ને સદાચારી હતો; જે કૌરવોનો આધાર, ક્ષત્રિયના ધર્મનો અભિમાની અને તીક્ષ્ણ પરાક્રમી હતો; જે પરાયા ઉત્કર્ષને સહન નહિ કરનારો ને નિત્ય ક્રોધમાં રહેનારો હતો; જે દરેક રણસંગ્રામમાં અમને નસાડનારો, ઝડપથી શસ્ત્રોનો પ્રયોગ કરનારો, વિચિત્ર પ્રકારનાં યુદ્ધ કરી જાણનારો, વિદ્વાન્ ને અદ્ભુત પરાક્રમવાળો હતો–એવા પુત્રને કુંતીએ ગુપ્ત રીતે ઉત્પન્ન કર્યો હતો અને તે અમારો સમાનોદર હતો.[૧૯-૨૧] પરંતુ અમે અમારા સહોદર ભાઈ તરિકે કર્ણને જાણતા ન હતા. પણ જ્યારે હું મરણ પામેલા બાંધવોને ઉદકદાન દેવા લાગ્યો, ત્યારે કુંતાજીએ મને કહ્યું કે, 'તમે કર્ણને પણ ઉદકદાન કરજો (તેનું શ્રાદ્ધ કરજો); કારણ કે તે મારો પુત્ર થાય છે અને સર્વગુણસંપન્ન તે, સૂર્યથી ઉત્પન્ન થયો છે. પૂર્વે કન્યાવસ્થામાં તે મારે પેટે જન્મ્યો, ત્યારે મેં એક પેટીમાં તેને મૂકી તે પેટીને બંધ કરીને તેને ગંગા નદીના પ્રવાહમાં વહેતી મૂકી દીધી હતી તે, રાધા નામની એક દાસીને હાથ આવી. તેણે તેને ઉછેરીને મોટો કર્યો, તેથી લોકો તેને રાધાનો પુત્ર માનતા હતા.'[૨૨-૨૩] પણ સૂર્ય પુત્ર કર્ણ, કુંતીનો જ્યેષ્ઠ પુત્ર હતો અને અમારો સહોદર હતો; અને મેં તેને નહિ ઓળખવાથી, રાજ્યના લોભને લીધે મારી નંખાવ્યો છે![૨૪] એ કર્મ, અગ્નિ જેમ રુને બાળી નાંખે, તેમ મારાં ગાત્રોને બાળી નાંખે છે! શ્વેત ઘોડાવાળો અર્જુન પણ ભ્રાતા કર્ણને ઓળખતો નહતો;[૨૫] તેમ જ હું, ભીમ, નકુળ અને સહદેવ પણ તે કોણ છે, તે જાણતા નહતા. પરંતુ સદાચરણી કર્ણ, અમને સહોદર તરિકે પીછાણતો હતો. અમારા સાંભળવામાં આવ્યું છે કે, એક પ્રસંગે કુંતાજી અમારી સાથે કર્ણને સલાહ કરાવવાની ઇચ્છાથી તેની પાસે ગયાં હતાં, અને તેને કહ્યું હતું કે, 'તું મારો પુત્ર થાય છે, માટે મારા પુત્રના પક્ષમાં આવ!' પણ તે મહાત્માએ કુંતીની કામનાને પૂર્ણ કરી નહિ. અમને જણાવવામાં આવ્યું છે તેમ, તેણે પાછળથી પોતાની માતાને કહ્યું કે, 'હું રણ ઉપર દુર્યોધન રાજાનો ત્યાગ કરી શકું તેમ નથી.[૨૬-૨૮] અને હું જો તમારા કહેવાથી યુધિષ્ઠિરની સાથે મૈત્રી કરું, તો હું અનાર્ય, ક્રૂર અને કૃતઘ્ની જ ગણાઉં![૨૯] અને જો તમારી ઇચ્છાને અનુસરું તો લોકો માને કે, હું રણમાં યુદ્ધ કરવાને, શ્વેત અશ્વવાળા અર્જુનથી ડરી

* મૂળમાં જે દ્વારકાવાસિની પદ છે, તે સુભદ્રાનું વિશેષણ નથી, પણ તેનો અર્થ દ્વારકામાં રહેનારી પ્રજા એવો થાય છે. (નીલકંઠ.)

ગયો છું! માટે હું યુદ્ધમાં અર્જુન અને કેશવનો પ્રથમ પરાજય કરીશ અને તે પછી યુધિષ્ઠિરની સાથે મૈત્રી કરીશ!' આ રીતે કર્ણે કહ્યું હતું, એમ અમે સાંભળ્યું હતું! પછી કુંતીએ વિશાળ વક્ષઃસ્થળવાળા કર્ણને કહ્યું; 'ભલે ફાલ્ગુનની સાથે યુદ્ધ કરજે, પણ મારા ચાર પુત્રોને અભયદાન આપ!' બુદ્ધિમાન્ કર્ણે બે હાથ જોડીને, થરથર ધ્રુજતી પોતાની માતા કુંતીને કહ્યું;[૩૦–૩૨] 'હે મા! તમારા ચાર પુત્ર મારા સપાટામાં આવશે તો પણ હું તેઓને મારીશ નહિ. હે દેવિ! તમારે તો પાંચ જ પુત્રો ચિરંજીવ રહેશે.[૩૩] જો આ કર્ણ મરશે તો અર્જુન સાથે પાંચ રહેશે અને અર્જુન મરશે તો આ કર્ણ સાથે પાંચ જ પુત્રો રહેશે!' પુત્રોનો પક્ષપાત કરનારાં કુંતા માતાએ પુનઃ પુત્રને કહ્યું; 'હે પુત્ર! જેનું કુશળ તું ઇચ્છે છે એવા તારા ભાઇઓનું શ્રેય થાય તેમ કરજે!' આ રીતે કહીને માતા કુંતા કર્ણને છોડીને ઘેર આવ્યાં હતાં.[૩૪–૩૫] એવા સહોદર ને શૂરવીર ભાઇ કર્ણને, અર્જુને રણમાં માર્યો છે. હે મુનિ! કુંતીએ કે કર્ણે, એ ગુપ્ત વાર્તા પ્રકટ કરી ન હતી, તેથી જ અર્જુને મોટા ધનુર્ધારી ને શૂર એવા કર્ણને યુદ્ધમાં મારી નાંખ્યો છે! અને હે પ્રભુ નારદ! મેં પણ હમણા જ જાણ્યું કે, કર્ણ મારો સહોદર હતો. કુંતીના કહેવાથી મેં જાણ્યું કે, તે મારો જ્યેષ્ઠબંધુ થતો હતો. એવા ભાઇનો વધ કરવાથી મારા હૃદયમાં તીવ્ર વેદના થાય છે.[૩૬–૩૮] જો મને કર્ણ અને અર્જુન–બન્નેની સહાયતા હોત તો હું વાસવને* પણ જિતી શકત. ધૃતરાષ્ટ્રના દુરાત્મા પુત્રો રાજસભામાં મને દુઃખ દેતા હતા, ત્યારે મને એકાએક ક્રોધ ઉત્પન્ન થતો હતો, પરંતુ કર્ણને જોતાં જ હું શાંત પડી જતો હતો. જુગારની સભામાં કર્ણ દુર્યોધનનું હિત ઇચ્છીને જ્યારે જ્યારે માઠું પરિણામ લાવનારી કઠોર વાણી બોલતો, ત્યારે ત્યારે મને ક્રોધ ચઢતો; પરંતુ જ્યારે હું તેના ચરણને જોતો, ત્યારે મારો ક્રોધ શાંત પડી જતો હતો![૩૯–૪૧] (કેમકે તેનાં ચરણપર મારી દૃષ્ટિ પડતી ત્યારે એ) કર્ણનાં બન્ને ચરણ, કુંતીનાં ચરણ સરખાં મને જણાતાં હતાં! કુંતા અને કર્ણના ચરણના સરખાપણાનાં કારણને જાણવાની હું વારંવાર ઈચ્છા કર્યા કરતો હતો; પરંતુ વિચાર કરતાં પણ કોઈ રીતે તેનું કારણ હું જાણી શકયો ન હતો. પણ કર્ણના રથનાં પૈડાંને સંગ્રામમાં પૃથ્વી શા માટે ગળી ગઈ?[૪૨–૪૩] હે ભગવન્! મારા ભાઈ (કર્ણ)ને શા માટે એવો શાપ થયો હતો, તે તમે મને કહો. હું તમારી પાસેથી સર્વ યથાર્થ રીતે શ્રવણ કરવાની ઈચ્છા રાખું છું; કારણ કે આપ જગતમાં આત્મસ્વરૂપને જાણનારા હોવાથી સર્વવેત્તા છો તથા ભૂત અને ભવિષ્યને પણ જાણો છો."[૪૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां "कर्णनी ओळख" ए नामनो अध्याय १ लो समाप्त.

## અધ્યાય ૨ જો.

### કર્ણને શાપ કેમ થયો!

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાના પૂછવાથી, વકતાઓમાં શ્રેષ્ઠ નારદ મુનિ, સૂતપુત્ર કર્ણને (પૂર્વ સમયમાં) કેવી રીતે શાપ થયો હતો, તે સર્વ કથા કહેવા લાગ્યા.[૧]

નારદ કહે છે;–"હે મોટા બાહુવાળા ભરતવંશી રાજા! તમે કહ્યું કે, હું કર્ણના અને અર્જુનના સહાયથી વાસવને પણ જિતી શકત, તે તમારું કહેવું યથાર્થ છે. રણમાં કર્ણને તથા અર્જુનને કોઈપણ કાર્ય અસહ્ય નથી.[૨] હે પાપ રહિત અને મહાબાહુવાળા રાજા! દેવોનાં ગુહ્યરૂપ એ વૃત્તાંત પૂર્વે જે પ્રમાણે બન્યું હતું, તે જ પ્રમાણે હું તમને કહું છું, તે તમે શ્રવણ કરો.[૩] સર્વ ક્ષત્રિયવર્ગ શસ્ત્રથી મરણ પામીને સ્વર્ગમાં કેવી રીતે જાય એવા હેતુથી, વૈરરૂપી અગ્નિને ઉદ્દીપન કરનારા આ (કુંતી) કન્યાના પુત્રને (સૂર્યથી કુંતીને વિષે કુમારી અવસ્થા વિષે ઉત્પન્ન થયેલા કર્ણને), દેવતાઓએ જ નિર્માણ કર્યો હતો![૪] એ કર્ણ બાલ્યવયથી જ તેજસ્વી હતો, સૂતના પુત્ર તરિકે પ્રખ્યાત થયો હતો અને તેણે આંગિરસ ગોત્રમાં શ્રેષ્ઠ ગણાતા તમારા ગુરુ દ્રોણાચાર્યની પાસે–ધનુર્વેદનો અભ્યાસ કર્યો હતો.[૫] પણ હે રાજા યુધિષ્ઠિર! તે બાલ્યાવસ્થામાંથી જ ભીમસેનના બળનો, શસ્ત્ર વાપરવામાં અર્જુનની ઝડપનો, તમારી બુદ્ધિનો, નકુળ સહદેવના વિનયનો, અર્જુનના શ્રી કૃષ્ણની સાથેના સખ્યભાવનો તથા પ્રજાની તમારા ઉપર થયેલી પ્રીતિનો–આ સર્વનો મનમાં ને મનમાં વિચાર કરીને અત્યંત બળ્યા કરતો હતો;[૬–૭] અને તેણે બાલ્યાવસ્થાથી જ દુર્યોધન રાજાની સાથે મિત્રતા કરી અને તમારી સાથે, દેવતાઓની પ્રેરણાથી, પોતાના સ્વભાવથી અને તમારા પ્રતિ (ઉપલા કારણથી) ઉત્પન્ન થયેલા તિરસ્કારથી, નિત્ય વૈર બાંધ્યું![૮] ધનંજયનું ધનુર્વિદ્યામાં અધિક પરાક્રમ જોઇને, તેણે દ્રોણાચાર્યની પાસે જઇને એકાંતમાં કહ્યું;[૯] 'હે દ્રોણાચાર્ય! હું તમારી પાસેથી બ્રહ્માસ્ત્રના પ્રયોગને અને ઉપસંહારને, તેના રહસ્યની સાથે જાણવા ઈચ્છું છું અને હું યુદ્ધમાં અર્જુનના સમાન થાઉં, એવો મારો વિચાર છે.[૧૦] તમારો, પુત્રોના ઉપર અને શિષ્યોના ઉપર સમાન

* બંગાળની પ્રતમાં 'વાસુદેવ' શબ્દ છે, પણ તે ખોટો છે.

સ્નેહભાવ છે, માટે તમે મને બ્રહ્માસ્ત્રનો ઉપદેશ કરો! આપના પ્રસાદથી–કૃપાથી–શસ્ત્ર વિદ્યામાં કુશળ પુરુષો, કર્ણ અસ્ત્ર વિદ્યા જાણતો નથી એમ કહેશે નહિ.'[११] ફાલ્ગુનના ઉપર સ્નેહ રાખનારા દ્રોણાચાર્યને, કર્ણે એ પ્રમાણે કહ્યું, ત્યારે દ્રોણ, કર્ણની દુરાત્મતાને જાણી ગયા અને તેના પ્રતિ બોલ્યા,–[१२] 'હે કર્ણ! જેણે શાસ્ત્રોક્ત બ્રહ્મચર્ય વ્રત પાળ્યું હોય એવો બ્રાહ્મણ, અથવા તો જે ક્ષત્રિય તપસ્વી હોય, તે જ બ્રહ્માસ્ત્ર ભણવાનો અધિકારી ગણાય છે; અર્થાત્ તારા જેવા સૂતપુત્રને, બ્રહ્માસ્ત્રની વિદ્યા જાણવાનો અધિકારજ નથી!'[१३] આ રીતે દ્રોણે કહ્યું, ત્યારે આંગિરસોમાં શ્રેષ્ઠ એવા દ્રોણની પૂજા કરી, તેમની આજ્ઞા માંગીને તે એકદમ ત્યાંથી, રામ જે મહેન્દ્ર પર્વતપર રહેતા હતા, તે તરફ જવા માટે ચાલી નિકળ્યો.[१४] તે મહેન્દ્ર પર્વત ઉપર નિવાસ કરીને રહેલા પરશુરામની પાસે ગયો. ત્યાં જઇ મોટા ગૌરવથી મસ્તકવડે તેમને પ્રણામ કીધા. પછી તે બોલ્યો કે; 'હું ભૃગુકુળનો બ્રાહ્મણ છું'![१५] તે સાંભળી પરશુરામ તેના ઉપર અત્યંત પ્રસન્ન થયા. તેણે ગોત્ર પ્રવર વગેરે સર્વ પૂછીને કહ્યું કે, 'ભલે આવ્યો, આવ બેસ!' એમ કહીને પોતાની સમીપમાં રામે, કર્ણને રાખ્યો.[१६] સ્વર્ગ સમાન મહેન્દ્ર પર્વત ઉપર રહેતાં રહેતાં કર્ણ પરશુરામ પાસેથી શાસ્ત્રોક્ત વિધિપૂર્વક બ્રહ્માસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યો. ત્યાં તેને ગંધર્વો, રાક્ષસો, યક્ષો અને દેવો સાથે સમાગમ થયો અને તે, દેવો, દાનવો તથા રાક્ષસોમાં અત્યંત પ્રિય થઈ પડ્યો.[१७–१८]

એક દિવસ તે તરવાર બાંધી, હાથમાં ધનુષ લઇને આશ્રમની પડોશમાં આવેલા સમુદ્રના તીર ઉપર એકલો એકલો ફરતો હતો,[१९] તેવામાં હે પાર્થ! વેદ જાણનારા કોઇક અગ્નિહોત્રી બ્રાહ્મણની એક ગાય, ચરતી ચરતી ત્યાં આવી ચઢી. તેને કોઈ અન્ય ભયંકર પ્રાણી સમજીને, દૈવેચ્છાથી તે હોમની ગાયનો તેણે વધ કર્યો.[२०] પણ જ્યારે તેના જાણવામાં આવ્યું કે, મેં તો અજાણતાં ગાયનો વધ કર્યો છે, ત્યારે તે ગાયના ધણી બ્રાહ્મણની પાસે ગયો અને તેને અજાણતાં તેની હોમધેનુનો વધ કીધો છે, તે વાર્તા નિવેદન કરી; અને પછી તે બ્રાહ્મણને પ્રસન્ન કરવા માટે તે વારંવાર કહેવા લાગ્યો કે,[२१] 'હે મહારાજ! તમારી ગાયને મેં અજાણતાં મારી નાંખી છે, માટે મારા અપરાધને ક્ષમા કરો!'[२२] પરંતુ તે બ્રાહ્મણે, વાણીવડે તેનો તિરસ્કાર કરીને ક્રોધથી કહ્યું; 'હે દુરાચારિ! હે દુર્મતિ! તું હણવાને યોગ્ય છે! પણ જા, તને એ ગૌહત્યાનું ફળ મળશે.[२३] તું નિત્ય જેની સાથે સ્પર્ધા કર્યા કરે છે અને જેને માટે રાત દહાડો આટલી બધી મહેનત કરી રહ્યો છે, તે પુરુષની સાથે યુદ્ધ કરતી વખતે, હે પાપી! તારા રથનાં પૈડાંને ભૂમિ ગળી જશે![२४] પૃથ્વી તારા રથનાં પૈડાંને ગળી જશે, એટલે તું ભાન વિનાનો થઇ જઇશ અને (તત્ક્ષણે) તારો શત્રુ, પરાક્રમ કરીને તારાં મસ્તકને છેદી નાંખશે. ઓ નરાધમ! ચાલ્યો જા અહીંથી.[२५] હે મૂઢ! તેં મદમત્ત થઇને જેવી રીતે મારી ગાયને હણેલી છે, તેવી જ રીતે મારા શાપથી તારો શત્રુ તારું પ્રમત્તનું મસ્તક છેદી નાંખશે!'[२६] આ રીતે તે બ્રાહ્મણે કર્ણને શાપ દીધો. પછી જ્યારે કર્ણ ગાયો, પુષ્કળ ધન અને રત્નો આપીને તે બ્રાહ્મણને પ્રસન્ન કરવા માંડ્યો, ત્યારે તે બ્રાહ્મણ પુનઃ બોલ્યો;[२७] 'આ જગતમાં એવું કોઈ નથી કે, જે મારા શાપને મિથ્યા કરી શકે! તારે જવું હોય તો જા, ઉભું રહેવું હોય તો ઉભો રહે, અથવા તારી ઇચ્છામાં આવે તેમ કર!'[२८] આ રીતે બ્રાહ્મણે કર્ણને કહ્યું એટલે કર્ણ, દીનતાથી નીચું મુખ કરી, ભયભીત થઇને, શાપનો જ મનમાં વિચાર કરતો કરતો પરશુરામની પાસે આવ્યો.[२९]"

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन-पर्वमां 'कर्णने शाप' ए नामनो अध्याय २ जो समाप्त.

## અધ્યાય ૩ જો.

### કર્ણને બ્રહ્માસ્ત્રની પ્રાપ્તિ અને અપ્રાપ્તિ!

નારદ કહે છે;–"હે રાજા યુધિષ્ઠિર! કર્ણના બાહુના પરાક્રમવડે, વિનયવડે, ઇંદ્રિયોના નિગ્રહવડે તથા ગુરુની સેવાવડે, ભૃગુવંશી પરશુરામ તેના ઉપર અત્યંત પ્રસન્ન થયા.[१] તપસ્વી પરશુરામે, તપસ્વી કર્ણને, શાંત રીતે, પ્રયોગ અને ઉપસંહાર સહિત બ્રહ્માસ્ત્રવિદ્યા સંપૂર્ણ વિધિપૂર્વક શિખવી.[२] પરશુરામની પાસેથી બ્રહ્માસ્ત્રવિદ્યા સંપાદન કર્યા પછી, કર્ણ તેમના જ આશ્રમમાં રહી, આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગ્યો અને અદ્ભુત પરાક્રમવાળો કર્ણ, નિત્ય નિત્ય ધનુર્વેદમાં પરિશ્રમ કરવા લાગ્યો.[३] કોઇએક દિવસે જેમનું શરીર ઉપવાસ કરવાથી કૃશ થઈ ગયું હતું એવા બુદ્ધિમાન્ પરશુરામ, પોતાના આશ્રમની પડોશમાં કર્ણની સાથે વિચરતા હતા.[४] ફરતાં ફરતાં પરશુરામ થાકી ગયા. પણ પરશુરામને કર્ણના ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો અને તેના ઉપર તેને પુષ્કળ સ્નેહ પણ હતો,[५] તેથી તે કર્ણના ખોળામાં પોતાનું મસ્તક મૂકીને સુતા. (કર્માધર્મસંયોગે એવું બન્યું કે) જ્યારે કર્ણના ગુરુ પરશુરામ, કર્ણના ખોળામાં મસ્તક મૂકી સુતા હતા, એવામાં શ્લેષ્મ, મેદ, માંસ ને રુધિરનું ભોજન કરનારો તથા

તીક્ષ્ણ દંશ દેનારો એક ભમરો, ઉડતો ઉડતો તેની પાસે આવ્યો.[૬] રુધિર પાન કરનારો તે ભમરો, કર્ણના સાથળ ઉપર બેઠો અને તેનાપર ચટકા ભરીને તેની સાથળને કોચી નાંખી. પરશુરામ કર્ણના ખોળામાં મસ્તક મૂકીને સુતા હતા (તે જાગી ઉઠે એવા ભયથી), કર્ણ તેને ઉરાડી પણ શક્યો નહિ, તેમ તેને મારી પણ શક્યો નહિ! [૭] હે ભરતવંશી યુધિષ્ઠિર રાજા! તેથી તે ભમરાએ, કર્ણના સાથળ ઉપર દંશ દીધો, પરંતુ સૂર્ય પુત્ર કર્ણે, ગુરુ જાગી ઉઠવાના ભયથી તેની ઉપેક્ષા જ કરી, અર્થાત્ તેને ઉરાડી મૂક્યો નહિ![૮] ભમરાના ચટકાની વેદના અસહ્ય હતી, છતાં કર્ણ ધીરજથી તે સહન કરી રહ્યો! તે હાલ્યા ચાલ્યા વગર તથા પીડાને ગણકાર્યા વગર, પરશુરામનું મસ્તક ખોળામાં ધારણ કરીને બેસી જ રહ્યો![૯] પણ જ્યારે કર્ણના શરીરમાંથી નિકળેલા રુધિરવડે પરશુરામનું શરીર ભીંજાઈ ગયું, ત્યારે તેજસ્વી પરશુરામ જાગી ઉઠ્યા અને ક્રોધ પામીને આ પ્રમાણે બોલ્યા;–[૧૦] 'અરેરે! હું તારાં રુધિરથી અપવિત્ર થયો! તેં આ શું કર્યું? તું ભય ત્યજી દઈને મને જેવું હોય તેવું કહી દે!'[૧૧] પરશુરામનું વચન સાંભળીને, ભમરાએ પોતાના સાથળમાં દંશ દીધો હતો અને તેથી રુધિર નિકળતું હતું એ સર્વ વૃત્તાંત, ગુરુની પાસે કર્ણે કહી બતાવ્યું. રુધિરનું પાન કરીને ડુક્કરની પેઠે ફુલી ગયેલા ભમરાને પરશુરામે દીઠો.[૧૨] તે પ્રાણીને આઠ ચરણ હતા, તીક્ષ્ણ ડાઢ હતી, શરીર ઉપરના વાળ સોયના જેવા તીક્ષ્ણ હતા અને તેનાથી તેનું શરીર ઢંકાઈ ગયું હતું. તેનું નામ અલર્ક હતું![૧૩] જેવી પરશુરામે તે પ્રાણીની સામે દૃષ્ટિ કરી કે, તુરત જ તે પ્રાણીના પ્રાણ ચાલ્યા ગયા અને તે પ્રાણી તે રુધિરમાં પડ્યો! આ એક મોટું આશ્ચર્યજનક વૃત્તાંત બન્યું.[૧૪] તે ઝેરી પ્રાણી મરણ પામ્યા પછી, ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારો એક ભયંકર રાક્ષસ આકાશમાં દૃષ્ટે પડ્યો. તે રાક્ષસનાં અંગ શ્યામ રંગનાં હતાં, કંઠ રાતા રંગનો હતો અને મેઘરૂપી વાહન ઉપર તે બેઠો હતો![૧૫] જેનો હેતુ પૂર્ણ થયો છે એવો તે રાક્ષસ, બે હાથ જોડી ગળગળી વાણીથી પરશુરામ પ્રતિ બોલ્યો; 'હે ભૃગુકુળના શ્રેષ્ઠ પુરુષ! તમારું કલ્યાણ થાઓ! હે મુનિશ્રેષ્ઠ! આપે મને આ નરકની પીડામાંથી મુક્ત કર્યો છે, તમારું કલ્યાણ થાઓ! હું તમને પ્રણામ કરું છું, તમે મારું હિત કર્યું છે!' હવે હું જે સ્થાનમાંથી આવ્યો હતો, ત્યાં જઇશ.'[૧૬–૧૭] રાક્ષસનું આવું વચન સાંભળીને, મોટી ભુજાવાળા પ્રતાપી પરશુરામ બોલ્યા; 'તું કોણ છે રે? તું નરકમાં શાથી પડ્યો હતો? એ સર્વ તું મને કહે.'[૧૮]

"રાક્ષસ બોલ્યો;–'હું પ્રથમ સત્યયુગમાં દંશ નામનો મોટો અસુર હતો. ભૃગુઋષિના સમાન જ મારું વય હતું. એક સમયે મેં ભૃગુઋષિની સુદયિતા નામની ભાર્યાનું બળાત્કારથી હરણ કર્યું તેપરથી ભૃગુઋષિએ, મને શાપ દીધો કે, "તું કૃમિ થઈને પૃથ્વીપર અવતર!" તે શાપથી હું કૃમિની યોનિમાં અવતર્યો હતો.[૧૯–૨૦] અત્યંત ક્રોધે ભરાયલા તમારા પૂર્વજ ભૃગુ ઋષિએ મને કહ્યું હતું કે,–"હે પાપી! તું મૂત્ર તથા શ્લેષ્મનું ભક્ષણ કરનારો કીટ થઈને નરકમાં પડીશ!"[૨૧] હે પરશુરામ! એ પ્રમાણે મને ભૃગુએ શાપ આપ્યો; (ત્યારે મેં તે ઋષિને પૂછ્યું, "એ શાપમાંથી મારી મુક્તિ ક્યારે થશે?" ત્યારે) મારા ઉપર અનુગ્રહ કરીને કહ્યું કે; "તારા આ શાપનો અંત મારા કુળમાં જન્મેલા પરશુરામ કરશે."[૨૨] આ રીતે હું ભૃગુ ઋષિના શાપથી આ કીટની યોનિમાં જન્મ્યો હતો. એમાં મને કંઈપણ સુખ મળ્યું ન હતું; પરંતુ હે મહાત્મા! તમારી સાથે સમાગમ થવાથી એ પાપી યોનિમાંથી મારો ઉદ્ધાર થયો છે.'[૨૩] આ રીતે કહી પરશુરામને પ્રણામ કરીને તે મહા અસુર, પોતાના સ્થાન પ્રતિ ચાલ્યો ગયો. પછી પરશુરામ ક્રોધ કરીને કર્ણપ્રતિ બોલ્યા,–[૨૪] 'અલ્યા મૂઢ! (મને કહે, તું કોણ છે) બ્રાહ્મણ જાતિનો પુરુષ આવી મહાન્ પીડાને કદી પણ સહન કરી શકે નહિ; તારું ધૈર્ય ક્ષત્રિયના જેવું છે, માટે નિર્ભય થઈને જે હોય તે સત્ય કહી દે કે તું કઈ જાતિનો છે?'[૨૫] પરશુરામનું વચન સાંભળીને, તેના શાપથી ભય પામેલો કર્ણ, તેમને પ્રસન્ન કરતો બોલ્યો; 'હે ભૃગુવંશોત્પન્ન મહારાજ! હું બ્રાહ્મણ તથા ક્ષત્રિયથી ઉત્પન્ન થનારી સૂત જાતિમાં જન્મ્યો છું, એમ તમે જાણો.[૨૬] જગતમાં લોકો મને રાધાપુત્ર કર્ણ એ નામે બોલાવે છે. હે ભૃગુ કુળોત્પન્ન ઋષિ! મેં બ્રહ્માસ્ત્ર શિખવાના લોભથી ('હું બ્રાહ્મણ છું' એવું અસત્ય બોલી) આ કપટ કર્યું છે. આપ મારા ઉપર કૃપા કરો. વેદવિદ્યા ભણાવનારા ગુરુ પિતા કહેવાય છે, એમાં સંદેહ નથી; અને તેથી મેં તમારી આગળ મારું ગોત્ર ભાર્ગવ કહ્યું હતું.'[૨૭–૨૮] આ રીતે દીન બનેલા અને થરથર કાંપતા પૃથ્વીપર બે હાથ જોડીને પડેલા, કર્ણે કહ્યું, ત્યારે રોષે ભરાયલા પરશુરામ, જાણે બાળતા હોય તેવી દૃષ્ટિ કરી કર્ણપ્રતિ બોલ્યા,–[૨૯] 'હે મૂઢ! બ્રહ્માસ્ત્ર શિખવાના લોભથી તેં અસત્ય બોલીને મને ઠગ્યો છે, માટે મરણ સમય વિના, બીજી સઘળી વખત તને બ્રહ્માસ્ત્રનું સ્મરણ નહિ રહે એમ નહી થાય અર્થાત્ મરણ સમય વગર સર્વ કામમાં તને બ્રહ્માસ્ત્રનું સ્મરણ રહેશે જ. પણ રણસંગ્રામમાં સમાન યોધાની સાથે યુદ્ધ કરતી વખતે તું બ્રહ્માસ્ત્ર વિદ્યાને ખચિત

વિસરી જઇશ! (અર્થાત્ મરણ કાળપર્યંત તને તે યાદ રહેશે નહિ જ;) કારણ તું બ્રાહ્મણ નથી.[૩૦-૩૧] હે દુષ્ટ! તું મારા આશ્રમમાંથી ચાલ્યો જા; આ સ્થાનક અસત્યવાદીઓને રહેવા માટે નથી. પરંતુ (સાંભળ), તેં મારી ઘણા દિવસ સૂધી સેવા કરી છે, માટે તને કહું છું કે, તારા સમાન રણસંગ્રામમાં બીજો ક્ષત્રિય આ પૃથ્વીપર થવાનો નથી.'[૩૨] પરશુરામનું એવું ન્યાયયુક્ત વચન સાંભળીને, તેમને પ્રણામ કરી કર્ણ ત્યાંથી વિદાય થયો અને દુર્યોધનની પાસે આવીને કહ્યું કે; હું બ્રહ્માસ્ત્રની વિદ્યા શિખીને આવ્યો છું."[૩૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'कर्णने ब्रह्मास्त्रनी प्राप्ति' ए नामनो अध्याय ३ जो समाप्त.

## અધ્યાય ૪ થો.

### કર્ણનું પ્રથમ પરાક્રમ.

નારદ કહે છે;—"હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! એ રીતે ભાર્ગવના પુત્ર પરશુરામની પાસેથી બ્રહ્માસ્ત્ર શિખીને કર્ણ દુર્યોધનને આવી મળ્યો અને તેની સાથે રહીને આનંદમાં દિવસ ગાળવા લાગ્યો.[૧] હે રાજન્! કોઇએક સમયે કલિંગ દેશમાં આવેલા રાજપુર નગરના રાજા ચિત્રાંગદે, પોતાની પુત્રીને માટે સ્વયંવર રચ્યો. તે મહોત્સવમાં કન્યાને પરણવા માટે સેંકડો રાજાઓ એકઠા મળ્યા હતા.[૨-૩] દુર્યોધનના જાણવામાં આવ્યું કે, સર્વે રાજાઓ કલિંગ દેશમાં આવેલા રાજપુર નામના નગરમાં (સ્વયંવરની કન્યાને વરવાને) એકઠા મળ્યા છે એટલે તે પણ, કર્ણની સાથે સુવર્ણથી જડેલા રથમાં બેસીને, આરંભાયલા સ્વયંવરના મહોત્સવમાં ગયો.[૪-૫] શિશુપાલ, જરાસંધ, ભીષ્મક, વક્ર, કપોતરોમા, નીલ, દૃઢ પરાક્રમી રુક્મી, મહારાજ સુગાલ, કામરૂપ દેશનો રાજા, અશોક, શતધન્વા, ભોજ, વીર—એ ઉપરાંત દક્ષિણ દિશામાં રહેનારા મ્લેચ્છ રાજાઓ, આર્ય રાજાઓ, પૂર્વ તથા ઉત્તર દિશાના રાજાઓ પણ તે સ્વયંવર મહોત્સવમાં, તે કન્યાને વરવા માટે આવ્યા હતા.[૬-૮] સ્વયંવરમાં આવેલા સર્વે રાજાઓએ સુવર્ણનાં બાજુબંધ પહેર્યાં હતાં, શુદ્ધ સુવર્ણના જેવો તેઓના શરીરનો વર્ણ હતો, તે સર્વે રાજાઓ તેજસ્વી અને વાઘના જેવા ઉત્કટ બળવાળા હતા.[૯]

"હે ભરતવંશી રાજા! સ્વયંવરમાં પધારેલા આગંતુક રાજાઓ આસનો ઉપર બેસી ગયા પછી, રાજકન્યાએ પોતાની ધાત્રી તથા રક્ષક હિજડાઓની સાથે રંગભૂમિમાં પ્રવેશ કીધો![૧૦] હે ભરતવંશી રાજા! તે રાજકન્યાને રાજાઓનાં નામ સંભળાવવામાં આવ્યાં. સુંદર વાનવાળી તે રાજકન્યા, દુર્યોધન (ની પાસે આવી અને તેના ગુણ સાંભળ્યા, પણ તે)ને વરમાળા નહિ પહેરાવતાં, (બીજાઓની પેઠે તેની પણ અવગણના કરી) આગળ ચાલી ગઈ. કુરુવંશી દુર્યોધને તે અપમાનને સહન કર્યું નહિ. તેણે રાજાઓનો તિરસ્કાર કરીને તે કન્યાને આગળ જતાં અટકાવી![૧૧-૧૨] બળથી મદમત્ત થયેલા તેણે, ભીષ્મ અને દ્રોણના બળપર આધાર રાખી, તે કન્યાને રથમાં બેસારીને તેનું હરણ કરવાને તે તૈયાર થયો; અને (કોપાયમાન થયેલા) રાજાઓને યુદ્ધ માટે બોલાવ્યા.[૧૩] દુર્યોધન, કન્યાને રથમાં બેસારીને જેવો આગળ ચાલ્યો કે, હે મહારાજા! જેણે કેડે તરવાર લટકાવી હતી, હાથમાં ચંદનઘોના ચામડાનાં મોજાં પહેર્યાં હતાં એવો શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ કર્ણ, રથમાં બેસીને તેની પાછળ ચાલ્યો.[૧૪] એ જોઇને યુદ્ધની ઇચ્છાવાળા રાજાઓની વચ્ચે કોળાહળ મચી રહ્યો. તેઓ બોલવા લાગ્યા કે, 'કવચો પહેરો, રથોને જોડીને સજ્જ કરો!' રાજાઓ તૈયાર થઈ ગયા ને મહાન્ કતલ (સંહાર) ચલાવવા માંડી. અત્યંત ક્રોધે ભરાયલા રાજાઓ, કર્ણ તથા દુર્યોધનની ઉપર હલ્લો લઈ ગયા અને મેઘ જેમ બે પર્વતો ઉપર જળની વૃષ્ટિ કરે, તેમ કર્ણ તથા દુર્યોધનના ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧૫-૧૬] પણ ચઢી આવેલા રાજાઓનાં ધનુષોને તથા બાણોને એક એક બાણના પ્રહારથી કર્ણ પૃથ્વીપર પાડવા લાગ્યો.[૧૭] મહાન્ યોદ્ધા કર્ણે, કેટલાએક ધનુષ વગરનાને, કેટલાએક ઉગામેલા ધનુષવાળાને, કેટલાકએક રથશક્તિ તથા ગદાને ધારણ કરનારા રાજાઓને તથા કેટલાએક રાજાઓ, જેઓના સારથિ મરણ પામ્યા હતા તેઓને, શસ્ત્રના પ્રયોગની ઝડપથી ગભરાટમાં નાંખી દીધા અને તેઓનો પરાજય કર્યો.[૧૮-૧૯] જેના સારથિઓ મરણ પામ્યા હતા એવા રાજાઓ પંડે પોતાના રથના ઘોડાઓને હાંકતા હતા તેઓ, (કર્ણના મારાથી)) મનમાં ઉદાસ થઈ ગયા અને 'અમારી રક્ષા કરો, રક્ષા કરો,' એમ બૂમ પાડતા રણસંગ્રામને છોડી દઇને નાસી ગયા;[૨૦] અને કર્ણવડે રક્ષણ કરાતો દુર્યોધન, મનમાં હર્ષ પામતો પામતો કન્યાને લઇને હસ્તિનાપુર પ્રતિ ગયો.[૨૧]"

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'दुर्योधने स्वयंवरमांथी करेलुं कन्यानुं हरण' ए नामनो अध्याय ४ थो समाप्त.

## અધ્યાય ૫ મો.

### કર્ણનું જરાસંધ સાથે યુદ્ધ.

નારદ મુનિ કહે છે;–"હે યુધિષ્ઠિર રાજા! એ પ્રમાણે કર્ણે પોતાનું પરાક્રમ પ્રસિદ્ધ કર્યું, તે મગધના જરાસંધ રાજાના સાંભળવામાં આવ્યું, તેથી તેણે કર્ણને દ્વંદ્વ યુદ્ધ માટે બોલાવ્યો.[૧] કર્ણ ત્યાં ગયો અને દિવ્ય અસ્ત્રોના પ્રયોગને જાણનારા તે બન્ને વચ્ચે યુદ્ધ થયું. એ દ્વંદ્વ યુદ્ધમાં બન્ને જણા એક બીજાના ઉપર અનેક જાતનાં અસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૨] જ્યારે તે બન્ને વીર પુરુષોનાં બાણો ખૂટી ગયાં, ધનુષ અને તરવારો પણ ભાંગી ગઇ, ત્યારે તે બન્નેય બળવાન્ યોધાઓ, પૃથ્વી-પર ઉભા રહીને બાહુયુદ્ધ કરવા લાગ્યા.[૩] યુદ્ધ કરતાં કરતાં કર્ણે બાહુકંટક નામના દાવથી, જરાસંધના શરીરને, જરા રાક્ષસીએ સાંધ્યું હતું, તેના સાંધાને તોડી નાંખ્યો.[૪] જરાસંધે, પોતાના શરીરનો સાંધો તૂટવા-રૂપ વિકાર જોઇને, કર્ણની સાથેનું વૈર તજી દીધું અને તે બોલ્યો,–'હું તારી ઉપર પ્રસન્ન થયો છું!'[૫] અને પછી હે રાજા! જરાસંધે, કર્ણને અંગ દેશમાં આવેલી માલિની નગરી ભેટ કરી. આ રીતે કર્ણ, શત્રુનો પરાજય કરીને રાજા થયો. પૂર્વે, કર્ણ માત્ર અંગદેશનો રાજા હતો, પણ એ પછી દુર્યોધનની સલાહ પ્રમાણે, શત્રુઓનો પરાજય કરનારો કર્ણ, ચંપાનગરી* ઉપર પણ રાજ્ય કરવા લાગ્યો, એ વાત તમે પણ જાણો છો.[૬–૭] આ રીતે પોતાના શસ્ત્રના પ્રતાપથી કર્ણ પૃથ્વી ઉપર બહુ જ પ્રખ્યાત થયો હતો. તમારું હિત કરવા માટે એક વખતે ઇંદ્રે, કર્ણની પાસે તેનાં અંગ સાથે વળગેલા કવચ અને કુંડળની યાચના કરી, ત્યારે ઇન્દ્ર સરખો સ્વર્ગનો રાજા મારી પાસે ભિક્ષા માગવા આવ્યો છે એમ જાણીને, ઉદાર મનના કર્ણે, દેવની માયાથી મોહિત થઇને, પોતાના જન્મની સાથે જ ઉત્પન્ન થયેલાં કવચને તથા પરમ પૂજ્ય એવાં દિવ્ય કુંડળને, શરીર ઉપરથી ઉતરડીને ઇંદ્રને આપ્યાં હતાં;[૮–૯] અને એથી જન્મતી વખતે પોતાની સાથે ઉત્પન્ન થયેલાં કુંડળો અને કવચ રહિત તે થયો હતો અને તેથી જ વિજયે (અર્જુને), યુદ્ધમાં શ્રીકૃષ્ણના દેખતાં તેને હણ્યો હતો.[૧૦] અને ગાયનો વધ કરવાથી બ્રાહ્મણે દીધેલા શાપને લીધે (અર્જુન, જે એનો પ્રતિસ્પર્ધી હતો તેને હાથે), તથા મહાત્મા પરશુરામના શાપને લીધે (અંતઃકાળે બ્રહ્માસ્ત્રનું વિસ્મરણ થવાથી), કુંતીને કર્ણે આપેલા વરદાનને લીધે (કે તારા ચાર પુત્રોને નહિ મારું), ઇંદ્રની માયાને લીધે (કવચ કુંડળ જવાથી સાધારણ શરીરી બનવાથી), રથીઓની ગણના વખતે ભીષ્મે કર્ણને અર્ધરથી કહીને કરેલા અપમાનથી (થતા ખેદને લીધે નિરુત્સાહી બનવાથી), રાજા શલ્યે કરેલા તેના તેજોવધથી, વાસુદેવની નીતિથી (કે તેનું પૈડું જમીનમાં દટાયું છે તે સંધિ સાંધીને માર) અને છેવટે અર્જુનને મળેલા રુદ્ર, ઇન્દ્ર, યમ વરુણ કુબેર, દ્રોણ અને મહાત્મા કૃપાચાર્યના દિવ્ય અસ્ત્રોના પ્રતાપથી, સૂર્ય સમાન કાંતિવાળા કર્ણને, અર્જુને સંગ્રામમાં હણ્યો હતો.[૧૧–૧૪] હે યુધિષ્ઠિર રાજા! તમારા ભાઇને બ્રાહ્મણે તથા પરશુરામે શાપ દીધો હતો અને ઘણાએ તેને (ઇન્દ્રાદિએ માયાથી) છેતર્યો હતો, છતાં તે પુરુષવ્યાઘ્ર, યુદ્ધ કરતાં મરણ પામ્યો હતો. તેથી તમે તેનો શોક કરો મા."[૧૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन-पर्वमां 'कर्णना पराक्रमनुं वर्णन' ए नामनो अध्याय ५ मो समाप्त.

---

## અધ્યાય ૬ ઠો.

### સ્ત્રી માત્રને શાપ!

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! દેવર્ષિ નારદ આટલી વાત કહીને વિરામ પામ્યા. પછી શોક નિમગ્ન રાજર્ષિ યુધિષ્ઠિર ચિંતામાં પડી ગયા. શોકથી પરાજય પામીને તે મનમાં દીન જેવા બની ગયા અને સર્પની પેઠે વારંવાર નિઃશ્વાસ નાંખતા રડવા લાગ્યા.[૧–૨] યુધિષ્ઠિરની આવી દશા જોઇને, શોકાતુર થયેલાં તથા દુઃખથી ભાન વિનાનાં થયેલાં મધુર ભાષણ કરનારાં કુંતી દેવી, તેને કહેવા યોગ્ય અર્થવાળાં વચન કહેવા લાગ્યાં કે,–[૩] "હે મોટા બાહુવાળા યુધિષ્ઠિર! તારે આ પ્રમાણે કર્ણનો શોક કરવો યોગ્ય નથી. હે મહાપ્રાજ્ઞ! આ શોક તજી દે ને મારું વચન સાંભળ.[૪] પૂર્વે ભગવાન સૂર્યનારાયણે તથા મેં–એમ અમે બન્નેએ, યુધિષ્ઠિર રાજા તારો ભાઈ થાય છે, એમ કર્ણને જણાવવાનો પ્રયત્ન કર્યો હતો.[૫] વળી સંબંધીનું હિત કરવાની ઇચ્છાથી, સંબંધીને જે વચન કહેવું જોઇએ, તે વચન સૂર્યનારાયણે એક વખત સ્વપ્નમાં તથા બીજી વખતે મારી સમક્ષમાં તેને કહ્યું હતું.[૬] સૂર્યે તથા મેં અનેક સ્નેહનાં કારણો દર્શાવીને તેને સમજાવ્યો હતો અને તારી સાથે મૈત્રી કરાવવાનો વિચાર કર્યો હતો. પરંતુ અમે તેને સમજાવી શક્યાં ન હતાં.[૭] તે કાળથી ઘેરાઇ ગયો હતો, તેથી જ વૈરનો ઉદ્ધાર કરવાને તે તત્પર થયો હતો. અને તે તારી સાથે શત્રુતા કરતો હતો, તેથી મેં તેની દરકાર કરવી છોડી દીધી હતી!"[૮] આ રીતે માતા કુંતાએ ધર્મરાજાને કહ્યું, ત્યારે શોકથી જેની ઇંદ્રિયો

* માલિની પ્રાન્ત અને ચંપાનગરી તેની રાજધાની.

વ્યાકુળ થઈ ગઈ હતી એવા ધર્માત્મા યુધિષ્ઠિર રાજા, આંસુ ભરી આંખે બોલ્યા,–[૯] "ઓ મા! તમે એ વાતને ગુપ્ત રાખી, તેથી જ આજે મને સંતાપ કરવાનો સમય આવ્યો છે."[૧૦] પછી મહાતેજસ્વી યુધિષ્ઠિર રાજાએ, અત્યંત દુઃખી થઇને જગતની સર્વ સ્ત્રીઓને શાપ દીધો કે,–"આજથી કોઈપણ સ્ત્રીઓ ગુપ્ત વાત ગુપ્ત રાખી શકશે નહિ!"[૧૧] પુનઃ રાજા યુધિષ્ઠિર પુત્રો, પૌત્રો, સંબંધીઓ અને સ્નેહીઓના વિનાશને સંભારીને મનમાં અત્યંત ઉદાસ થઈ ગયા;[૧૨] અને અગ્નિ જેમ ધૂમાડાથી ઢંકાઈ જાય તેમ જેમનું મન શોકથી છવાઈ ગયું હતું એવા સંતાપથી પીડા પામતા બુદ્ધિમાન્ યુધિષ્ઠિર રાજા, (ભારે) ખેદ કરવા લાગ્યા.[૧૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'स्त्रीओने शाप' ए नामनो अध्याय ६ ठ्ठो समाप्त.

## અધ્યાય ૭ મો.

### રાજત્યાગનો નિશ્ચય!

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! ધર્માત્મા યુધિષ્ઠિર રાજાનું મન તે સમયે શોકથી આકુળવ્યાકુળ થઈ ગયું હતું. તે મહારથી કર્ણને સંભારી સંભારીને દુઃખને લીધે શોક કરી રહ્યા હતા.[૧] તે દુઃખ તથા શોકમાં દટાઈ ગયા; ઉપરાઉપરી નિઃસાસા નાંખવા લાગ્યા; શોકથી દુર્બળ બની ગયા. પછી તે અર્જુનને જોઇને બોલ્યા.[૨]

યુધિષ્ઠિર બોલ્યા;–"હે અર્જુન! વૃષ્ણિના અથવા તો અંધકના દેશોમાં જઇને આપણે ભિક્ષા માગીને આજીવિકા કરી હોત તો, આજે આપણા સંબંધીઓને નિર્વંશ કરવાથી આપણી આવી દુર્ગતિ થવાનો સમય આવત નહિ![૩] આ સમયે આપણા શત્રુઓએ સામે પગલે ચાલી આવીને, ક્ષત્રિયધર્મથી યુદ્ધ કર્યું છે અને તેઓએ સ્વર્ગલોક મેળવ્યો છે અને આપણે તો આપણા સંબંધીઓનો નાશ કરીને આપણા પુરુષાર્થનો જ નાશ કર્યો છે! હાય! આપણે આપણો જ નાશ કર્યો છે! માટે હવે આપણને શું ધર્મનું ફળ (યશ ને સ્વર્ગ) મળશે? ના.[૪] ક્ષત્રિયના આચારમાં ધિક્કાર પડો! તેના બળમાં ને પૌરુષમાં પણ ધિક્કાર પડો! તેના અમર્ષમાં–અસહનશીલતામાં પણ ધિક્કાર પડો! તેને લીધે જ આપણે આવી આપત્તિમાં આવી પડ્યા છીએ.[૫] હવે જ મને સમજાય છે કે, ક્ષમા, દમ, શૌચ (બાહ્ય અને આંતરશુદ્ધિ), વૈરાગ્ય, અમત્સર ભાવ, અહિંસા તથા સત્ય બોલવું, આ વનવાસીઓના ધર્મ જ શ્રેષ્ઠ છે.[૬] પણ આપણે તો લોભ ને મોહથી રાજ્ય મેળવવાની ઇચ્છા કરીને, દંભનો તથા માનનો જ આશ્રય કર્યો હતો, અને તેથી જ આ દશાને પામ્યા છીએ.[૭] આપણા ભાઇઓને પૃથ્વી જિતવાની ઇચ્છાવાળા જોઇને, તેમને આપણે મારી નાંખ્યા છે અને દુઃખમાં ડૂબી ગયા છીએ! અત્યારે ત્રણલોકનું રાજ્ય આપણને કોઇ આપે, તોપણ આપણને કોઇ પ્રસન્ન કરી શકે તેમ નથી.[૮] હાય! રાજ્ય મેળવવાને માટે આપણે જે અવધ્ય હતા એવા (કુટુમ્બી) રાજાઓને હણ્યા છે અને હવે પુરુષાર્થ વિનાના તથા બાંધવો વિનાના થઇને જીવીએ છીએ.[૯] જેમ માંસના ટુકડા માટે, કુતરાઓ પરસ્પર લઢીને પોતાનું અશુભ કરે છે, તેમ આપણે પણ રાજ્યને માટે પરસ્પર યુદ્ધ કરીને, આપણું જ અશુભ કર્યું છે. હવે આ રાજ્યરૂપી માંસ આપણને સારું લાગતું નથી, માટે તેનો ત્યાગ કરવો, એ જ ઉત્તમ છે.[૧૦] જે બાંધવોને રણમાં આપણે હણ્યા છે, તે બાંધવોનો, આખી પૃથ્વીનો લાભ થતો હોય, સુવર્ણના ઢગલાઓ મળતા હોય, અથવા તો ગાય, ઘોડા વગેરે પશુઓનો લાભ થતો હોય તોપણ, ત્યાગ કરવો યોગ્ય ન હતો![૧૧] પરંતુ તે સર્વે બાંધવો તો સ્પર્ધા અને પૃથ્વીની સર્વ કામનાનો ત્યાગ કરી કામ, ક્રોધ અને હર્ષથી ભરપૂર થઇ, મૃત્યુના વિમાનમાં બેસીને, યમના લોકમાં સીધાવ્યા છે.[૧૨] પિતાઓ, તપ, બ્રહ્મચર્ય, સત્ય અને તિતિક્ષાવડે ઘણા કલ્યાણવાળા પુત્રોને મેળવવા ઇચ્છે છે;[૧૩] તેમ જ માતાઓ ઉપવાસ, યજન, વ્રત, કૌતુક* તથા માંગલિક કર્મ કરીને ગર્ભને સંપાદન કરે છે અને દશ મહિના સુધી ઉદરમાં ધારણ કરે છે.[૧૪] તે પછી, આ સંતાન સુખ શાંતિથી જન્મશે કે? જન્મીને જીવતો રહેશે કે? બળવાન્ અને સર્વત્ર સન્માનપાત્ર થઇને આપણને સુખ આપશે કે? આ રીતે પરિસંતાપ કરતી માતાઓ, પુત્રોના આલોકનાં તથા પરલોકનાં શુભ ફળની આશામાં ને આશામાં પોતાના દિવસો ગાળે છે.[૧૫] પરંતુ હાય! હાય! આપણા ભાઇઓની તથા સંબંધીઓની માતાઓની એ સર્વ આશાઓ આજે નિષ્ફળ નિવડી છે![૧૬] ચળકતાં કુંડળો પહેરનારા તેઓના તરુણ પુત્રોને આપણે રણમાં રોળી નાંખ્યા છે. તે રાજકુમારો, રાજાને ઘેર અવતરીને રાજવૈભવો ભોગવી શક્યા નથી, તેમ જ તેઓ દેવ, ઋષિ તથા પિતૃઓનું ઋણ ફેડ્યા વિના જ એટલે નિર્વંશ જ યમપુરીમાં ગયા છે![૧૭-૧૮] અફસોસ! જ્યારે કૌરવોના માતા પિતા–ગાંધારી અને ધૃતરાષ્ટ્રને–ધનોનો, રત્નોનો વગેરે રાજવૈભવોનાં સુખોનો લ્હાવો લેવાનો સમય આવ્યો, ત્યારે તેમના પુત્રો રણમાં મરણ પામ્યા છે![૧૯] એમ જ ધનની અભિલાષાવાળા અને ધન નહિ

* કૌતુક=બાધા આખડી, દેવદહેરા, દોરા ચિઠી–કવચ વગેરે.

મળવાથી દીન બની જનારા તથા ક્રોધ અને હર્ષવડે અધમ સ્થિતિવાળા પુરુષો જય ફળના કિંચિત્ લાભને કદી પણ પામી શકતા નથી.[૨૦] હું માનું છું કે, પાંચાળ રાજાઓના અને કૌરવોના જે યોદ્ધાઓ રણસંગ્રામમાં મરણ પામ્યા છે, તેઓને મરણ પામેલા જ સમજવા, અર્થાત્ તેઓનો મોક્ષ થયો નથી; કારણ કે તેઓ રાજ્યના લોભથી લડ્યા હતા. તેઓ જો કામનાથી લડ્યા નહોત તો પોતપોતાનાં કર્મવડે તે સર્વેને સ્વર્ગલોક પ્રાપ્ત થાત.[૨૧]* આ રીતે આ સર્વ લોકોનો નાશ કરવામાં આપણે અવાંતર કારણ થઈ પડ્યા છીએ; પરંતુ સત્ય કહીએ તો ધૃતરાષ્ટ્રના પુત્રો એ સર્વના સંપૂર્ણ કારણ છે; કેમકે તેઓ આપણું રાજ્ય પચાવી પડ્યા હતા.[૨૨] જેનાપ્રતિ અમોએ કંઈ પણ અપકાર કર્યો નથી, એવા ધૃતરાષ્ટ્રો અમારાપર સદા જ શઠબુદ્ધિ રાખતા હતા, અમારો દ્વેષ કરતા હતા, માયાવડે જીવન ગાળતા હતા તથા મિથ્યા વિનય દર્શાવતા હતા.[૨૩] એવા ભાઇઓનોવધ કરવાથી આપણા મનોરથો સિદ્ધ થયા નહિ, તેમ તેમનો મનોરથ પણ સિદ્ધ થયો નહિ; આપણો પણ વિજય થયો નહિ, તેમ તેમનો પણ વિજય થયો નહિ. તેઓએ પૃથ્વી ભોગવી નહિ, તેમ સ્ત્રીઓ, ગીત, વાદિત્રનાં સુખો પણ મેળવ્યાં નહિ.[૨૪] દુર્યોધનાદિક કૌરવોએ અમાત્યોના, સ્નેહીઓના તથા વિદ્વાનોના કહેવાપર ધ્યાન આપ્યું નહિ, પરંતુ રણમાં યુદ્ધ કરીને મરણ પામ્યા અને અણમોલ રત્નો, પૃથ્વી તથા ધનની આવકને ભોગવી શક્યા નહિ.[૨૫] દુર્યોધનનો આપણી સાથે દ્વેષ હોવાથી, તે હંમેશાં જ સંતાપ કર્યા કરતો હતો અને તેને લીધે તે લેશભાર પણ સુખ મેળવી શકતો ન હતો. રાજસૂય યજ્ઞમાં તે આપણી ઉત્તમ સમૃદ્ધિને જોઇને ફીક્કો, શ્વેત રંગનો અને કૃશ-દુર્બળ થઈ ગયો હતો.[૨૬] તેની આવી દશા જોઇને શકુનિએ, પુત્રના ઉપર પ્રીતિ ધરાવનારા ધૃતરાષ્ટ્ર રાજાની પાસે આવીને, આપણને જુગાર રમવા માટે તેડાવવાની સલાહ આપી. પુત્ર ઉપર પ્રીતિ હોવાથી ધૃતરાષ્ટ્રે, અન્યાયમાં પ્રવૃત્ત થયેલા પોતાના પુત્રને અનુમોદન આપ્યું.[૨૭] તે જાણવામાં આવવાથી ભીષ્મપિતામહે અને વિદુરે, ધૃતરાષ્ટ્રને, અન્યાય નહિ કરવા માટે સલાહ આપી હતી; પરંતુ ધૃતરાષ્ટ્રે તેમની સલાહની દરકાર કરી નહિ, તેથી હમણાં જેવી મારી દશા થઈ પડી છે, તેવી જ રાજા ધૃતરાષ્ટ્રની દશા પણ, બેશક વિપરીત જ થઈ પડી છે![૨૮] ખરેખર, અપવિત્ર મનના, રાજ્યના લોભમાં ફસાયલા તથા કામાધીન થયેલા પોતાના પુત્રને, ધૃતરાષ્ટ્ર (પિતા છતાં) અન્યાય કરતાં અટકાવી શક્યા નહિ, અને તેથી જ સુયોધને, પોતાના સહોદર ભાઇઓનો રણભૂમિપર નાશ કરાવીને પોતાના ઝળહળતા યશનો નાશ કર્યો (અર્થાત્ તે પણ મરણ પામ્યો છે)![૨૯] દુર્યોધન નિત્ય આપણી સાથે દ્વેષ કર્યા કરતો હતો. તેનું હૃદય પાપી હતું (તેથી તે મરણ પામ્યો તેનો મને શોક બહુ ન થાય), પણ તે પોતાના આ વૃદ્ધ માતા પિતાને શોકાગ્નિમાં નાંખીને આજે ચાલ્યો ગયો છે (તેથી હું બહુ ખેદ પામું છું).[૩૦] યુદ્ધેચ્છુ દુર્યોધને આપણે માટે શ્રીકૃષ્ણની સમીપમાં જે વચનો કહ્યાં છે, તેવાં વચનો મોટા કુળમાં જન્મેલો કયો બાંધવ પોતાના સંબંધીઓને માટે બોલે?[૩૧] પણ સૂર્ય જેમ પોતાના તેજવડે સર્વે દિશાઓને બાળે છે, તેમ જ દુર્યોધનના અપરાધથી અમે પણ હમેશાંને માટે દગ્ધ થયા છીએ! (અર્થાત્ તેના અપરાધને લીધે આપણે પણ દુઃખમાં આવી પડ્યા છીએ.)[૩૨] દુષ્ટબુદ્ધિવાળો દુર્યોધન આપણો વૈરી જ હતોઃ તે પોતે મરણ પામ્યો અને તેને લીધે આપણા કુળનો પણ નાશ થયો![૩૩] એટલું જ નહિ, પરંતુ આપણે ન મારવા યોગ્ય એવા મહાત્માઓનો વધ કરીને જગતમાં નિંદાપાત્ર ઠર્યા છીએ! અને રાજા ધૃતરાષ્ટ્રને પણ, કુળનો નાશ કરાવનારા, પાપી બુદ્ધિના દુર્યોધનને દેશનો રાજા બનાવીને હવે પસ્તાવું પડે છે. આપણા શૂરવીર શત્રુઓનો નાશ થયો, આપણે પાપ કર્મ કર્યું; તેના (શત્રુના) વિષયનો (રાજ્ય તથા સુખનો) આપણે નાશ કર્યો.[૩૪-૩૫] આ રીતે શત્રુને હણીને આપણા બધાનો ક્રોધ, જો કે શાંત પડ્યો, છતાં મને એકલાને તે (મનુષ્યવધનો) શોક બાળ્યા કરે છે.

"હે ધનંજય! (મનુષ્યે) જે પાપ કર્મ કર્યું છે, તે પાપ પરોપકાર કરવાથી,[૩૬] પાપી પુરુષ પોતે કરેલું પાપ બીજાની પાસે કહેવાથી, તેને માટે પશ્ચાતાપ કરવાથી, દાન દેવાથી, તપશ્ચરણથી, ત્યાગથી, તીર્થ યાત્રા કરવાથી અથવા તો વેદ અને ધર્મશાસ્ત્રનો પાઠ કરવાથી નાશ પામે છે.[૩૭] તેમાં પણ શ્રુતિ કહે છે કે, 'જે પુરુષ સંસારનો ત્યાગ કરી દે છે, તે પુરુષ પુનઃ પાપ કર્મ કરી શકતો નથી;' અને 'જે ત્યાગી પુરુષ છે તે, જેણે યોગમાર્ગ પ્રતિપાદન કર્યો છે તથા (શ્રવણ, મનનાદિવડે હું બ્રહ્મરૂપ છું એમ) જેની બુદ્ધિ સ્થિર થઇ છે, તે જ બ્રહ્મને (અખંડાનંદને) પ્રાપ્ત થાય છે.' હે

* યુધિષ્ઠિર અહીં જે કહે છે તેનું તાત્પર્ય એ કે,—જે યોદ્ધાઓ આ યુદ્ધમાં કપાયા છે તે મૃત્યુ પામ્યા છે, પણ તેઓને સ્વર્ગપ્રાપ્તિ થઇ નથી. જો તેઓને સ્વર્ગ પ્રાપ્ત થયું હોય તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કતલ કરનારાને પણ સ્વર્ગ પ્રાપ્ત થવું જોઇએ. પરન્તુ જે ક્રોધયુક્ત માણસોએ, આવાં દુષ્ટ કૃત્યો કર્યાં છે, તેઓને સ્વર્ગસુખનો લાભ થાય, એ કેવળ અશક્ય જ છે

ધનંજય! આ પ્રમાણે જાણી હું પણ દ્વંદ્વભાવ ( સુખ દુઃખ, તાઢ તડકા ) થી રહિત થઈ, તેમ જ ધ્યાન-નિષ્ઠ થઈ જ્ઞાનયુક્ત થવાની ઇચ્છા રાખું છું. માટે હે શત્રુને તપાવનારા ! હું તમારા સર્વની આજ્ઞા લઇને વનમાં જઇશ અને યોગવડે પરબ્રહ્મનાં સ્વરૂપને જાણવાને પ્રયત્ન કરીશ! શ્રુતિ કહે છે કે, 'પરિગ્રહવાળો પુરુષ, સંપૂર્ણ ધર્મને એટલે આત્મજ્ઞાનને સંપાદન કરી શકતો નથી!'[૩૮-૪૦] હે શત્રુને હણનારા અર્જુન ! તે વાતને મેં પ્રત્યક્ષ કરી છે અને સંગાભિલાષી પુરુષો શ્રુતિમાં કહેલાં જન્મ મરણને આપનારાં પાપ જે પ્રમાણે કરે, તે પ્રમાણે જ મેં પણ રાજ્યની અભિલાષાથી પાપ કર્મ કર્યાં છે. માટે હું હવે, હમણાં જ આ સર્વ પરિગ્રહને। તથા રાજ્યને। ત્યાગ કરીને, મમતારહિત, શોકશૂન્ય તથા સંગાદિકથી મુક્ત થઈને, કોઇપણ અરણ્યમાં ચાલ્યો જઇશ. અને હે કુરુનન્દન ! તું આ શત્રુરહિત કલ્યાણી પૃથ્વીપર રાજ્ય કરજે;[૪૧-૪૩] હે કુરુનંદન! મને રાજ્યનું કે ભોગોનું કંઇ પણ પ્રયોજન નથી!" આટલું કહીને કુરુરાજા યુધિષ્ઠિર વિરામ પામ્યા, એટલે નાનાભાઈ અર્જુને તેનું નીચે પ્રમાણે ઉત્તર આપ્યું.[૪૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'युधिष्ठिरनो संताप' ए नामनो अध्याय ७ मो समाप्त.

---

## અધ્યાય ૮ મો.

### અર્થ જ કલ્યાણકારી છે!

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! જેમ કોઇ પુરુષ કોઇથી અપમાન પામીને તેને સહન કરે નહિ, તેમ જ ઉગ્ર પરાક્રમી, દૃઢવક્તા, મહાતેજસ્વી અર્જુન પણ, યુધિષ્ઠિર રાજાનાં એ વચનને સહન કરી શકયો નહિ. ઉગ્ર પરાક્રમવાળો તથા મહાન્ તેજવાળો ઇંદ્રપુત્ર અર્જુન, પોતાના ઉગ્રભાવ પ્રદર્શિત કરી, સ્મિત કરતો, બન્ને ગલોફાંને ચાટતો ચાટતો, આ પ્રમાણે નીતિવાળું વચન કહેવા લાગ્યો.[૧-૨]

અર્જુન બોલ્યો;–"અરે! આ કેવી દુઃખની વાર્તા! કેટલી કષ્ટની વાર્તા ! કેવી કાયરતા ! કે તમે અલૌકિક કર્મ કરીને, મેળવેલી ઉત્તમ રાજલક્ષ્મીને। ત્યાગ કરવાને તૈયાર થયા છો![૩] તમે શત્રુઓને હણીને સ્વધર્મથી પૃથ્વીને સંપાદન કરી અને જ્યારે સુખ ભોગવવાનો સમય આવ્યો છે, ત્યારે અસ્થિર ચિત્તને લીધે, એ સર્વને। ત્યાગ શામાટે કરી દ્યો છો ?[૪] શું પુરુષાર્થહીન નપુંસકને કે દીર્ઘસૂત્રીને (થાંથા પુરુષને) રાજ્ય મળે છે? જો તમારે આ રીતે રાજ્યને। ત્યાગ જ કરવો હતો, તો પછી તમે ક્રોધમાં આવીને રાજાઓને શા માટે હણ્યા? (શા માટે હણાવ્યા?)[૫] પુણ્યહીન, અત્યંત દરિદ્રી તથા જેનામાં પુરુષાર્થ કરવાની જરા પણ શક્તિ નથી, તેવો જ હતભાગી પુરુષ, ભિક્ષા માંગવાની ઇચ્છા કરે છે; પરંતુ જે સ્વતઃ પરાક્રમી છે, તે કદી પણ બીજાની પાસે ભિક્ષા માંગતો નથી. પરાક્રમહીન પુરુષ આ લોકમાં પ્રખ્યાત થતો નથી, તેમ જ પુત્ર પશુ ધનાદિકથી સુખી પણ થતો નથી.[૬] હે રાજા! તમે સમૃદ્ધિવાળાં રાજ્યને। ત્યાગ કરી, હાથમાં કપાળ (ભિક્ષાપાત્ર) લઈ, ભિક્ષા માગીને પાપી આજીવિકા ઉપર જીવન ગાળશો તો જગત્ તમને શું કહેશે વારુ?[૭] હે પ્રભો! ધર્માદિક સર્વ પુરુષાર્થોને। ત્યાગ કરીને, પુણ્ય રહિત અને દરિદ્રી એવા મૂર્ખ પુરુષની પેઠે ભિક્ષા માંગવાની તમને કેમ ઇચ્છા થાય છે?[૮] તમે રાજકુળમાં જન્મ્યા છો, સમગ્ર પૃથ્વીને જિતી છે એવા તમે, સંપૂર્ણ ધર્મને। અને અર્થને।, મંદમતિથી ત્યાગ કરીને વનમાં જવાને કેમ તૈયાર થયા છો?[૯] ઓ રાજા! તમે જો યજ્ઞયાગોને। ત્યાગ કરીને વનમાં જશો, તો અસાધુ પુરુષો યજ્ઞયાગોને। નાશ કરશે અને તેથી તમને પાતક લાગશે નહિ કે?[૧૦] 'સર્વસ્વને। ત્યાગ કરીને અકિંચન થવું એ મુનિઓને। ધર્મ છે, રાજાને। નથી,' એવું નહુષ રાજાનું વચન છે. 'નિર્ધન મનુષ્ય ક્રૂર કર્મ કરે છે, માટે નિર્ધનતાને ધિઃક્કાર પડો!'[૧૧] બીજા દિવસને માટે કંઈ પણ સંગ્રહ રાખવો નહિ, પરંતુ રોજને રોજ મેળવીને ખાવું, આ ઋષિઓને। ધર્મ છે, તે તમે સારી જાણો છો અને લોકો જેને રાજધર્મ કહે છે તે ધર્મ પણ ધનથી જ થઈ શકે છે![૧૨] જે મનુષ્ય બીજાના ધનનું હરણ કરે છે, તે મનુષ્ય તેના ધર્મનું હરણ કરે છે, એમ જ સમજવું. હે રાજન્! (કહો, આપણા પિતા કે ભાઈ) હરકોઈપણ આપણા ધનનું હરણ કરે, તો આપણે તેના ઉપર કેમ ક્ષમા કરી શકીએ?[૧૩] આ જગતમાં દરિદ્રતા એક જાતનું પાતક છે. દરિદ્ર પુરુષ પાસે ઉભો હોય તોયે લોકો તેના તરફ ધિક્કારની દૃષ્ટિથી જુએ છે, માટે તમારે તેની પ્રશંસા કરવી યોગ્ય નથી જ![૧૪] હે રાજન્! આ જગતમાં પતિત અને નિર્ધન બન્ને શોક કરવા યોગ્ય છે, માટે મને તો પતિતમાં અને નિર્ધનમાં કશો પણ ફરક જોવામાં આવતો નથી.[૧૫] નદીઓ જેમ પર્વતોમાંથી નિકળીને વિસ્તારને પામે છે, તેમ જ આમતેમથી એકઠું કરીને વૃદ્ધિ પામેલાં ધનમાંથી સર્વ જાતનાં કાર્યો સિદ્ધ થાય છે![૧૬] હે રાજા! ધનથી ધર્માચરણ થઈ શકે છે, ધનથી કામના પૂર્ણ થાય છે, ને ધનથી જ સ્વર્ગ મળે છે ધન વગર કોઈ મનુષ્ય જગતની પ્રાણયાત્રા

(આજીવિકા) ચલાવી શકતો નથી! અર્થ (ધન) વિના કોઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી.[૧૭] જેમ ઉનાળાના દિવસોમાં નાની નાની નદીઓનો પ્રવાહ બંધ થઈ જાય છે,તેમ જ ધન રહિત અલ્પબુદ્ધિવાળા પુરુષની સર્વ ક્રિયાઓનો પ્રવાહ બંધ પડી જાય છે.[૧૮] જેની પાસે ધન હોય છે તેનાજ મિત્રો હોય છે; જેની પાસે ધન હોય છે તેના જ બાંધવો હોય છે; જેની પાસે ધન હોય છે તે જ આ જગતમાં પુરુષ તરિકે પ્રસિદ્ધિને પામે છે, અને જે ધનવાન્ છે તે જ પંડિત કહેવાય છે.[૧૯] પરંતુ જેની પાસે ધન નથી તે મનુષ્યના કોઈ પણ મનોરથો સફળ થતા નથી. હાથીઓ જેમ (જંગલી) હાથીઓને ખેંચી લાવે છે, તેમ ધન જ ધનને ખેંચી લાવે છે.[૨૦] હે રાજન્! ધર્મ, કામ, સ્વર્ગ, હર્ષ, ક્રોધ, શાસ્ત્રશ્રવણ, ઇન્દ્રિયોનો નિગ્રહ, એ સર્વ ધનથી જ મળી શકે છે. ધન વિના કંઇ પણ થઈ શકતું નથી.[૨૧] હે પુરુષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! પુરુષ ધનવડેજ કુલીન કહેવાય છે, ધનવડે જ ધર્મ વૃદ્ધિ પામે છે; પરન્તુ જેની પાસે ધન નથી, તેને આલોકમાં પણ સુખ નથી, તેમ પરલોકમાં પણ સુખ નથી. જેની પાસે ધન નથી, તે યજ્ઞ યાગાદિક ક્રિયા શાથી કરે અને યજ્ઞયાગાદિ ન કરે તો પરલોકની પ્રાપ્તિ પણ શી રીતે થાય?[૨૨] નિર્ધન મનુષ્ય ધર્મની ક્રિયાઓને યથાર્થ રીતે કરી શકતો નથી; પણ જેમ પર્વતમાંથી નદીનો પ્રવાહ નિકળે છે, તેમ જ ધનમાંથી ધર્મનો પ્રવાહ નિકળે છે.[૨૩] હે રાજન્! કોઈ પણ મનુષ્ય શરીર સુકાવાથી કૃશ (દુબળો) કહેવાતો નથી, પરંતુ જેની પાસે ધન નથી, ગાયો નથી, સેવકો નથી તથા જેને ત્યાં અતિથિઓ માંગવા જતા નથી, તે જ કૃશ (દુબળો) ગણાય છે.[૨૪] હે રાજન્! તમે કહ્યું કે, બાંધવોનો નાશ કરવાથી શ્રેય થતું નથી; પરંતુ કશ્યપ ઋષિની બે પત્નીઓ હતીઃ દિતી અને અદિતી. તેઓના પુત્રો દેવો અને અસુરોની વચ્ચે યુદ્ધ થયું હતું. તેમાં દેવોએ પોતાના ભાઈ અસુરોને માર્યા નથી શું? એ દૃષ્ટાંત તરફ ઘટતી રીતે દૃષ્ટિ આપો. હે રાજન્! બીજું તો શું, પરંતુ દેવતાઓ પણ પોતાના સંબંધીઓનો નાશ કરવાથી જ વૃદ્ધિ પામતા જાય છે.[૨૫] જો રાજા યુદ્ધ કરીને બીજાના ધનનું હરણ કરે નહિ, તો તે ધર્માચરણ શી રીતે કરી શકે? કારણ કે તેને બીજી વૃત્તિ તો છે જ નહિ! વળી વેદમાં પણ વિદ્વાનોએ એ જ નિર્ણય દર્શાવ્યો છે કે,[૨૬] 'પુરુષે સર્વથા વેદાધ્યયન કરીને વિદ્વાન્ થવું, સારી રીતે ધનને સંપાદન કરવું અને તે ધનનો યત્નથી યજ્ઞયાગમાં ઉપયોગ કરવો,' પણ અધર્મમાં ઉપયોગ કરવો નહિ.[૨૭] દેવતાઓએ પોતાના બાંધવ અસુરોનો દ્રોહ કર્યો, તો જ તેઓને સ્વર્ગમાં સ્થાન મળ્યું અને તે દેવતાઓને પણ પોતાના બાંધવોનો વધ કરવાથી જ્યારે શોક થયો નહતો, તો પછી આપણે શામાટે શોક કરવો જોઇએ?[૨૮] તમે જુઓ કે, દેવોએ પણ એવી રીતે જ કાર્ય કર્યું હતું અને વેદ પણ સનાતન કાળથી એ જ વાતનો ઉપદેશ કરે છે. ક્ષત્રિયો યુદ્ધમાં બાંધવોનો પરાજય કરીને ધન સંપાદન કરે છે અને તે ધનમાંથી યજ્ઞયાગ કરીને શ્રેયને પ્રાપ્ત કરે છે. ધનથી જ અધ્યયન અધ્યાપન, યજન યાજનની ક્રિયાઓ થઈ શકે છે ( અને એ જ આપણુ ક્ષત્રિયનો ધર્મ છે)![૨૯] બીજાઓની પાસેથી યુદ્ધ કરીને ધન લેવામાં જ રાજાઓનું શ્રેય સમાયલું છે. આ જગતમાં એવો કોઈપણ રાજા હું જોતો નથી કે, જેની પાસે બીજાનો (પરાજય) અપકાર કર્યા વિના ધન (આપોઆપ ચાલીને આવ્યું) હોય![૩૦] જેમ પુત્રો પિતાના ધનને ઉદ્દેશીને કહે છે કે, 'આ ધન અમારું છે', તેમજ રાજાઓ પણ આ પૃથ્વીને જિતે છે અને કહે છે કે, 'આ પૃથ્વી અમારી છે!'[૩૧] વળી જે મોટા મોટા રાજર્ષિઓ ધર્માચરણ કરીને સ્વર્ગમાં ગયા છે, તે પણ મેં કહ્યો તે જ ધર્મ બતાવે છે. જેમ સંપૂર્ણ ભરેલા સમુદ્રમાંથી દશે દિશાઓમાં પાણી ફેલાઈ જાય છે, તેમ જ ધન પણ રાજાના કુળમાંથી આખી પૃથ્વીપર ફેલાઈ જાય છે. હે રાજન્! પૂર્વે આ પૃથ્વી દિલીપ, નૃગ, નહુષ, અંબરીષ, માંધાતા ઇત્યાદિ રાજાઓની પાસે હતી! જુવો, તે જ પૃથ્વી અત્યારે તમારી પાસે આવી છે. માટે, તે રાજાઓએ જે રીતે સર્વસ્વદક્ષિણ (જેમાં દક્ષિણા તરીકે સર્વસ્વ દાનમાં આપી દેવું પડે છે તેવો) નામનો યજ્ઞ કર્યો હતો, તેવો યજ્ઞ હવે તમારે પણ કરવાનો સમય આવ્યો છે![૩૨-૩૪] જો તમે તેવો યજ્ઞ કરશો નહિ તો તમને રાજ્યમાં થતાં પાપનું પાતક લાગશે. માંડલિક રાજાઓનું તથા પ્રજાનું ધન હરણ કરનાર રાજા મહાન્ દક્ષિણાવાળો અશ્વમેધ યજ્ઞ કરે છે અને યજ્ઞની સમાપ્તિમાં તે સર્વે રાજા તથા સર્વ પ્રજા અવભૃથસ્નાન કરી પવિત્ર થાય છે; કેમકે સર્વમેધ નામના તે મહાયજ્ઞમાં, વિશ્વરૂપ એવા મહાદેવ અધિષ્ઠાતા દેવ છે. તમે પણ સર્વ પ્રાણીઓના હિત માટે તથા આત્માના કલ્યાણ માટે આ યજ્ઞ કરો;[૩૫-૩૬] કારણ કે યજ્ઞ સંબંધી ક્ષત્રિયોનો આ માર્ગ અનાદિકાળનો છે; તે સમૃદ્ધિ આપનાર છે. (ધર્મ કરવાના) માર્ગોનો અંત (છેડો) નથી, એમ અમે સાંભળ્યું છે. હે રાજન્! રામચંદ્રના સમયથી પરંપરા પ્રાપ્ત આ મહાન્ યજ્ઞના માર્ગને છોડીને તમે અવળે માર્ગે જાઓ મા!"[૩૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'अर्जुननां वाक्य' ए नामनो अध्याय ८ मो समाप्त.

## અધ્યાય ૯ મો.

### સંન્યાસના ધર્મ.

યુધિષ્ઠિર કહે છે;–"હે અર્જુન! તું તારા મનને બે ઘડી હૃદયકમળમાં એકાગ્ર કર; અને તારા કાનને સ્થિર કરીને મારું કહેવું તું એકાગ્ર મન કરી સાંભળશે, તો તેને તું અનુમોદન જ આપશે.[૧] આ જગતનાં સુખનો ત્યાગ કરીને જે માર્ગે મહાત્મા પુરુષો ગયા છે, તે માર્ગે હું ધર્માનુસાર જઈશ; પરંતુ કદી પણ તારે ખાતર તું કહે છે તે પ્રમાણે રાજ્યનો હું સ્વીકાર કરીશ નહિ.[૨] તું મને પૂછશે કે, જે માર્ગે ફક્ત એક જ પુરુષ જાય છે અને જે કલ્યાણકારી માર્ગ છે તે માર્ગ કયો છે? તો હું તને તે માર્ગ બતાવીશ. પણ જો તને પૂછવાની ઇચ્છા જ ન હોય, તો તારા પૂછ્યા વિના પણ હું તને કહું છું, તે તું સાંભળ![૩] હું આ લોકનાં નશ્વર સુખનો અને ગ્રામ્ય આચારનો ત્યાગ કરીને, મોટાં તપનો આરંભ કરીશ અને ફળ મૂળનો આહાર કરીને, જે (નિર્દોષ) હરિણો અરણ્યમાં રહે છે તેની સાથે રહીને કાળક્ષેપ કરીશ.[૪] હું અરણ્યમાં રહી, સાયંપ્રાતઃ સ્નાન કરીશ; અગ્નિમાં હોમ આપીશ; પરિમિત આહાર કરીને શરીરને કૃશ કરીશ; શરીર ઉપર વલ્કલ વસ્ત્રોને તથા મસ્તક ઉપર જટાને ધારણ કરીશ;[૫] ટાઢ, તડકો અને પવન એ સર્વ સહન કરીશ; ક્ષુધા, તૃષા ને થાકને સહન કરીશ; તથા શાસ્ત્રમાં કહેલી તપશ્ચર્યા કરીને શરીરને સુકવી નાંખીશ.[૬] વળી હું, અરણ્યમાં સુખથી નિવાસ કરીને રહેતાં મૃગ પક્ષીઓના સુંદર શબ્દોને નિત્ય સાંભળીશ, કે જે શબ્દો મન તથા કાનને આનંદ આપનારા છે;[૭] હું અરણ્યમાં રહી, વૃક્ષો તથા લતાઓનાં ખીલી નિકળેલાં પુષ્પોના સુંદર સુગંધને સુંઘીશ તથા અનેક પ્રકારનાં વનનાં રમણીય સ્થાનોને જોઈશ;[૮] વનમાં વસી હું, વાનપ્રસ્થાશ્રમીઓનાં દર્શન કરીશ તથા ત્યાં વસતાં પ્રાણીઓનું કોઈપણ દિવસ અપ્રિય થાય એવું આચરણ કરીશ નહિ, તો પછી ગ્રામવાસીઓનું અપ્રિય તો હું કેમ જ કરું![૯] વળી અરણ્યના એકાંત પ્રદેશમાં બેસીને તત્ત્વાર્થનો વિચાર કરીશ અને વનમાં ઉત્પન્ન થયેલાં કાચાં અથવા તો પાકાં ફળોનું ભક્ષણ કરીને આજીવિકા ચલાવીશ; તથા પિતૃઓનું તેમ જ દેવતાઓનું, વનમાં ઉત્પન્ન થયલાં ફળોવડે, યજન કરીશ; અને જો તે નહિ મળે તો વાણીવડે અથવા તો જળવડે તેમનું તર્પણ (યજન) કરીશ![૧૦] એ પ્રમાણે અરણ્યવાસી મુનિઓના અત્યંત ઉગ્ર એવા વિધિનું સેવન કરીને, આ દેહની સમાપ્તિનો સમય ક્યારે આવે છે, તેની વાટ જોયા કરીશ.[૧૧] અથવા, હું (અરણ્યમાં) એકલો રહી, મુનિનાં વ્રતને પાળીને, મારું મસ્તક મુંડાવી નાંખી, એક દિવસે એક જ વનસ્પતિ પાસે ભિક્ષા માગીશ, બીજે દિવસે બીજી વનસ્પતિની પાસે ભિક્ષા માગીશ, અર્થાત્ વનનાં ફળ ફુલ ઉપર મારી આજીવિકા ચલાવતો થકો દેહનો ત્યાગ કરીશ!*[૧૨] આ શરીર ઉપર ચંદન નહિ ચોપડતાં વનની ધૂળ ચોપડીશ, ઉજ્જડ સ્થાનમાં નિવાસ કરીશ, સર્વ પ્રિય અપ્રિય વસ્તુનો ત્યાગ કરીને ઝાડનાં મૂળની નીચે નિવાસ કરીશ;[૧૩] કોઇ પણ પદાર્થને માટે હર્ષ કે શોક કરીશ નહિ; પોતાની સ્તુતિમાં તથા નિંદામાં સમાન બુદ્ધિ રાખીશ; કોઈ પણ પદાર્થમાં મમત્વ બુદ્ધિ રાખીશ નહિ, તેમ તેની આશા પણ રાખીશ નહિ; પરિગ્રહનો ત્યાગ કરી, શીત, ઉષ્ણ આદિ દ્વંદ્વ પદાર્થોને સહન કરીને આ શરીરનો કાળક્ષેપ કરીશ.[૧૪] વળી યોગાભ્યાસવડે મારા પોતાના આત્મામાં જ રમણ કરીશ અને મનને નિત્ય પ્રફુલ્લિત રાખીશ; કોઇ બીજાની સાથે હું વિવાદ કરીશ નહિ, પરંતુ જડની પેઠે, બહેરાની પેઠે અને આંધળાની પેઠે અજ્ઞાની રહીને આ શરીરનો કાળક્ષેપ કરીશ.[૧૫] હું જરાયુજ (મનુષ્યો તથા પશુઓ), અંડજ (પક્ષીઓ), સ્વેદજ (જૂ, માંકડ, મચ્છરો), ઉદ્ભિજ્જ (વૃક્ષો), એ પ્રકારના સ્થાવર જંગમ પ્રાણીઓમાંથી કોઈની પણ હિંસા નહિ કરું; પણ પોતપોતાના ધર્મમાં પ્રીતિવાળા, ધર્મિષ્ઠ પુરુષો અથવા ઉદરપોષણ કરનારા પાપી પુરુષો–એ સર્વમાં હું સમાન બુદ્ધિ રાખીશ;[૧૬] તેમ કોઇના ઉપર ભ્રૂકુટી ચઢાવીને ક્રોધ સરખો પણ નહિ કરું, પરન્તુ નિત્ય પ્રસન્ન મુખમુદ્રા રાખીને ઇન્દ્રિયોનો સંયમ કરીશ;[૧૭] માર્ગમાં ચાલતાં કોઈને પણ માર્ગ પૂછીશ નહિ, પરંતુ ગમે તે માર્ગે ચાલીશ; કોઇ દેશની કે કોઇ દિશાની તરફ વિશેષે કરીને જવાની ઇચ્છા કરીશ નહિ;[૧૮] કોઇપણ ઠેકાણે, કોઈપણ જાતની અપેક્ષા રાખ્યા વિના જઈશ, ચાલતી વખતે પાછળ શું રહી ગયું છે, એમ દૃષ્ટિ સરખી પણ કરીશ નહિ અને નિત્ય કામ ક્રોધાદિકથી રહિત રહીશ અને અંતરાત્મામાં દૃષ્ટિ રાખીશ તથા સ્થૂલસૂક્ષ્મ શરીરપરના અભિમાનનો ત્યાગ કરીશ.[૧૯] (હે અર્જુન! તને શંકા થશે કે, તમારો નિર્વાહ કેમ કરશો? તેના ઉત્તરમાં જણાવવાનું કે) પૂર્વ જન્મમાં કરેલાં મનુષ્યોનાં કર્મો જ તે

* પરમહંસનો એક વર્ગ છે જે વૃક્ષોનાં પડેલાં ફળોથી પોતાનું આજીવિકા ચલાવે છે. વૃક્ષ જાણે જીવતા પુરુષરૂપ હોય તેમ માની તેઓ તેની પાસે ફળની યાચના કરે છે. આ રીતની યાચના વખતે જે ફળો નીચે ભોંયપર પડે છે, તેવડે તેઓ એમ માની લે છે કે, વૃક્ષોએ અમારો આતિથ્યસત્કાર કર્યો.

મનુષ્યને માટે પ્રથમથી જ ભોજનાદિ તૈયાર કરી રાખે છે અને માન અપમાન આદિ વિરુદ્ધ દ્વંદ્વ પદાર્થોનો તો હું વિચારજ કરવાનો નથી, તેથી મને સુખ દુઃખ થશે નહિ.[૨૦] કોઇ દિવસ સ્વાદવાળું અથવા તો સ્વાદ વિનાનું થોડું અન્ન પણ એક ગૃહસ્થને ઘેરથી ન મળે તો બીજાને ઘેર જવું, ત્યાં પણ ન મળે તો ત્રીજાને ત્યાં જવું, એમ સાત ઘેર ફરવું અને છેવટ જો ન મળે તો સંતોષ માનીને પાછું આવવું, પરંતુ આઠમે ઘેર ભિક્ષા માગવા માટે ન જવું, આવો સંન્યાસીનો ધર્મ છે.[૨૧] જે ઘરમાંથી ધૂમાડો નિકળતો બંધ થયો હોય, સાંબેલાનો ત્યાગ કર્યો હોય અર્થાત્ ખાંડવું બાકી રહ્યું ન હોય, દીવતા પણ ઠરી ગયો હોય, વૃદ્ધ તથા બાળકો જમી રહ્યાં હોય, લોકો ભોજનનાં પાત્રો લઇને આમતેમ ફરતાં ન હોય તથા બીજા ભિક્ષુકો પણ ભિક્ષા લઇને ચાલ્યા ગયા હોય, તેવે સમયે સંન્યાસીએ ભિક્ષા માગવા માટે જવું. હું પણ તે પ્રમાણે જ ભિક્ષા માગવા માટે જઇશ.[૨૨] સંન્યાસીએ એક જ સમયે ભિક્ષા માગવા નિકળવું જોઇએ અને બે, ત્રણ અથવા તો પાંચ ઘેર ભિક્ષા માગવા જવું (પણ ઘેરઘેર ભટકવું નહિ). હું પણ તે પ્રમાણે જ ભિક્ષા માગીશ અને સ્નેહપાશનો ત્યાગ કરીને પૃથ્વી ઉપર વિચરીશ.[૨૩] વળી કોઇ પણ વસ્તુનો લાભ થાય કે હાનિ થાય, તોપણ મહા તપસ્વી કે સંન્યાસી, તેના તરફ સમાન દૃષ્ટિથી જુવે છે. તે જીવવાને ઇચ્છનારા પુરુષની પેઠે ધનાદિકનો સંગ્રહ કરતો નથી, તેમ મરવાને ઇચ્છનારાની પેઠે અન્નનો ત્યાગ પણ કરતો નથી.[૨૪] તેમ જ, હું જીવિતને માટે ઇચ્છા કરીશ નહિ, તેમ મરણનો દ્વેષ કરીશ નહિ. મારા એક હાથને, કોઇ પુરુષ દાતરડાથી છેદન કરશે અને બીજો પુરુષ મારા બીજા હાથને ચંદન ચર્ચશે, તો તે બન્નેમાંથી એકનું કલ્યાણ અને બીજાનું અકલ્યાણ ઇચ્છીશ નહિ.[૨૫] વિશેષ જીવવાની ઇચ્છાથી જે કંઇ અભ્યુદય ક્રિયાઓ કરવામાં આવે છે, તે ક્રિયાઓનો પણ હું ત્યાગ કરીને, માત્ર શરીરના નિર્વાહાર્થે, નિમેષોન્મેષન, અશન, પાન ઇત્યાદિ ક્રિયા કરીશ; તે સિવાય બીજી ક્રિયાઓમાં આસક્તિ રાખીશ નહિ.[૨૬] હું, પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થતી ઇન્દ્રિયોને અટકાવીશ, મનના સંકલ્પને સ્વાધીન રાખીશ, બુદ્ધિના મળનો સર્વથા ત્યાગ કરીશ, કોઇનો પણ સંગ કરીશ નહિ, પણ સર્વના સ્નેહપાશનો ત્યાગ કરીશ તથા વાયુના સમાન ધર્મવાળો થઇને કોઇના પણ વશમાં રહીશ નહિ.[૨૭-૨૮] હે અર્જુન! એ રીતે હું, વીતરાગી થઇને પૃથ્વીપર વિચરીશ અને નિત્ય શાંતિને સંપાદન કરીશ. અરેરે! મેં તૃષ્ણાવડે અજ્ઞાનથી મહાન્ પાપકર્મ કર્યું છે![૨૯] કેટલાએક અજ્ઞાની મૂઢ પુરુષો, સારાં નરતાં કર્મો કરીને, કાર્યકારણવડે યુક્ત થયેલા, 'મહારા કુટુંબનું પોષણ કરી હું તેપર ઉપકાર કરું છું' એમ માનીને પોતાના કુટુંબનું પોષણ કરે છે;[૩૦] અને એમ કરતાં કરતાં આયુષ્ય પૂરું થાય છે, અર્થાત્ પ્રાણાત્મા આ શરીરને છોડીને ચાલ્યો જાય છે. પણ મૃત્યુ પછી કરેલા કર્મનું પાપફળ તે કર્મ કરનારાને જ આવીને પકડે છે, પણ પેલા કુટુંબીઓને પકડતું નથી.[૩૧] હે અર્જુન! એ પ્રકારે આ સંસારચક્ર, રથના ચક્રની પેઠે ભ્રમણ કર્યા કરે છે અને તે ચક્રની સાથે આ પ્રાણીઓનો સંબંધ બંધાય છે. તે સંબંધને લીધે જ 'હું કાર્ય કરું છું' એવો અહંકાર તે પ્રાણીના મનમાં થાય છે.[૩૨] પરંતુ જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ અને વેદનાથી ભરપૂર એવા આ અપાર અને અસ્વસ્થ સંસારનો ત્યાગ કરનારા પુરુષને જ સુખ છે, બીજાને સુખ જ નથી.[૩૩] જ્યારે દેવતાઓના પુણ્યનો ક્ષય થાય છે, ત્યારે દેવતાઓ પણ સ્વર્ગમાંથી નીચે પડે છે અને મહર્ષિઓ પણ પોતાના સ્થાનમાંથી નીચે પડે છે, ત્યારે આ સંસારના કારણ (અને તેના ફળ) ને જાણનારો કયો પુરુષ સુખી છે?[૩૪] સામ, દામ, ભેદ ઇત્યાદિ નાના પ્રકારની ક્રિયાઓ કરીને, રાજાઓ (એકઠા મળી) મોટા રાજાને પોતાના અપમાનના હેતુથી હણે છે.[૩૫] મને ઘણે કાળે આ જ્ઞાનામૃત પ્રાપ્ત થયું છે, તે જ્ઞાનવડે હું અનાદિ તથા ધ્રુવ એવા મોક્ષને પામીશ;[૩૬] અને મારા કહેવા પ્રમાણે ધૈર્યવડે નિત્ય વિહાર કરીશ અને નિર્ભય માર્ગમાં રહીને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ તથા વેદનાવડે વ્યાપ્ત એવા આ દેહનો અંત આણીશ."[૩૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'युधिष्ठिरनुं वाक्य' ए नामनो अध्याय ९ मो समाप्त.

## અધ્યાય ૧૦ મો.

### ભીમનો ઠપકો.

વૈશમ્પાયન કહે છે;-હે જનમેજય! એ પ્રકારે યુધિષ્ઠિર રાજાનું વચન સાંભળીને ભીમસેન બોલ્યો;-"હે રાજા! મૂઢ તથા વિચાર વિનાના શ્રોત્રિયની બુદ્ધિ જેમ વેદનો ઘોષ કરવાથી કુંઠિત થઈ જાય છે અને અર્થ ગ્રહણ કરવાને અશક્ત થઈ જાય છે, તેમ તમારી બુદ્ધિ પણ કુંઠિત થઇ ગઇ છે, તેથી તમે તત્ત્વાર્થને ગ્રહણ કરવા સમર્થ નથી.[૧] હે ભરતકુળ શ્રેષ્ઠ રાજન્! જ્યારે તમારે રાજધર્મની નિંદા કરી અત્યંત આળસુપણામાં જીવન ગાળવું હતું, તો પછી કૌરવોનો નાશ કરવાનું

કારણ શું હતું ? વિના પ્રયોજને તેઓને શા માટે હણ્યા ?[૨] હે મોટાભાઈ! ક્ષત્રિય ધર્મનું આચરણ કરનારા તમારા સિવાય બીજા કોઇ પણ પુરુષમાં ક્ષમા, દયા, કરુણા, દીનતા એ તો હોવાં જ ન જોઇએ, કારણ કે એ તો બ્રાહ્મણિયા ગુણો છે ![૩] અમે જો પ્રથમથી જ તમારી આવી બુદ્ધિ જાણતા હત તો કદી પણ શસ્ત્ર ગ્રહણ કરત નહિ, તેમ કોઇનો વધ પણ કરત નહિ;[૪] પરંતુ ભિક્ષા માગીને શરીરનો નિર્વાહ કરત અને તેમ કરવાથી આ રાજાઓનું દારુણ યુદ્ધ પણ થાત નહિ.[૫] વિદ્વાનો કહે છે કે, આ સર્વ જગત્ અન્નની માફક બળવાન્ પુરુષને ઉપભોગ કરવા યોગ્ય છે અને બળવાન્ પુરુષે જ આ સ્થાવર જંગમ જગતનું પાલન કરવું. ધર્મશાસ્ત્રનું, વચન છે,[૬] કે વીર પુરુષે પોતાના બાહુબળવડે રાજ્ય સંપાદન કરવું જોઈએ અને તેમાં જો કોઈ પુરુષો આડા આવે તો તેમને મારવા. એ પ્રકારે, ક્ષત્રિયોના ધર્મને જાણનારા બુદ્ધિમાન્ લોકો કહે છે.[૭] હે રાજા યુધિષ્ઠિર ! આપણને રાજ્ય સંપાદન કરવામાં દુષ્ટ કૌરવો અંતરાયરૂપ થયા હતા, તેથી ક્ષત્રિયના ધર્મ પ્રમાણે આપણે તેમને મારી નાંખ્યા છે, અને હવે તમે આ પૃથ્વીને ધર્મથી ભોગવો![૮] જેમ કોઈ પુરુષ જળની ઇચ્છાથી કૂવો ખોદે છે, પરંતુ કૂવામાંથી જળ નિકળતું નથી અને ખોદનારો પુરુષ, કાદવથી ભરાઈ જઇને પાછો ફરે, તેના સમાન આપણું પણ આ કર્મ છે.[૯] અથવા કોઈ પુરુષ મધ મેળવવાની ઇચ્છાથી મોટા વૃક્ષ ઉપર ચઢે, પરંતુ મધ ચાખ્યા વિના જેમ મરણ પામે, તેવી જ અમારી પણ અત્યારે ગતિ થયેલી છે![૧૦] અથવા જેમ કોઈ પુરુષ મહાન્ આશાથી મોટા માર્ગ ઉપર જાય અને ત્યાંથી નિરાશ થઇને પાછો ફરે, તેવી જ અમારી પણ ગતિ થયેલી છે![૧૧] અથવા હે રાજા યુધિષ્ઠિર! જેમ કોઈ પુરુષ શત્રુઓને હણીને પાછળથી આપઘાત કરે, તેવી જ અમારી સ્થિતિ થયેલી છે; અર્થાત્ અમે શત્રુઓને પ્રથમ હણ્યા અને હવે તમે અમને શસ્ત્ર વિના જ હણવાને તૈયાર થયા છો![૧૨] જેમ ભુખ્યા માણસને અન્ન મળ્યું હોય, પરંતુ તેને પોતાની મરજી પ્રમાણે ખાઈ શકે નહિ, અથવા કામી પુરુષને કામિની મળી, પરંતુ તેનો ઉપભોગ કરી શકે નહિ, તેવી જ અમારી પણ દશા થઇ છે.[૧૩] હે ભરતવંશી રાજા યુધિષ્ઠિર ! અમે આ સંસારમાં નિંદાપાત્ર થયા છીએ; કારણ કે મંદબુદ્ધિવાળા તમને, 'આ અમારા જ્યેષ્ઠબંધુ છે' એમ માનીને અનુસર્યા.[૧૪] ( પણ તમે જાણો કે) અમે બાહુબળ સંપન્ન છીએ; અમે શાસ્ત્ર તથા શસ્ત્રને જાણનારા છીએ. અમે શક્તિસંપન્ન છીએ, તોપણ અશક્ત પુરુષો જેમ નપુંસકની આજ્ઞામાં રહે, તેમ તમારી આજ્ઞામાં રહ્યા છીએ ![૧૫] બીજા લોકોની દૃષ્ટિમાં અમે અનાથને આશ્રય આપનારા છીએ; છતાં અમે અમારું પ્રયોજન સિદ્ધ કરી શકયા નહી, એમ શું તેઓ નહી કહેશે ? હું જે કહું છે તેપર વિચાર કરો.[૧૬] હું કહું છું તે તમે સાંભળો. તમે કહો છો કે, હું તો સંન્યાસ લઈને અરણ્યમાં રહીશ. (ઠીક) પરંતુ જાણો કે, પુરુષોના ઉપર કોઈપણ આપત્તિ આવે છે, અથવા તો શત્રુઓએ પરાભવ કરીને દુર્દશા કરી હોય છે, ત્યારે જ તે પુરુષ, સંન્યાસ લે છે, નહિતર સંન્યાસ લેતા નથી. તમારા ઉપર, મેં કહેલી આપત્તિ આવી નથી, તો પછી તમે શા માટે સંન્યાસ લ્યો છો ?[૧૭] બુદ્ધિમાન્ પુરુષો, ક્ષત્રિયને સંન્યાસ લેવાની વાત જ કહેતા નથી. ઉલટું સૂક્ષ્મદર્શી પુરુષો કહે છે કે, ક્ષત્રિય થઇને જે સંન્યાસ લે છે, તે સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે.[૧૮] (કદાચ તમે શંકા કરશો કે, ક્ષત્રિયનો ધર્મ હિંસામય હોવાથી નિંદા પાત્ર છે; પરંતુ તમારી એ શંકા તદન મિથ્યા છે. કારણ કે બીજાઓનો પરાભવ કરીને રાજ્ય સંપાદન કરવું, એ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે અને તેમાં હિંસા તો થવાની જ! અને તેવી હિંસા કરવાને માટે જ આપણો જન્મ છે.) આપણો ક્ષત્રિયોના કુળમાં જન્મ થયો છે અને હિંસાવડે જ આપણું જીવન છે. પછી હિંસાત્મક આપણા ધર્મની લોકો શા માટે નિંદા કરે ? અને લોકો નિંદા કરે તો તે નિંદા આપણી નહિ, પણ વિધાતાની નિંદા કેમ ન ગણાય ? કેમકે જેમાં હિંસા પ્રધાન છે, એવી ક્ષત્રિય જાતિને બ્રહ્મદેવે ઉત્પન્ન કરી છે ![૧૯] (કદાચિત્ તમે કહેશો કે જાબાળ નામના ઉપનિષદમાં સંન્યાસ લેવા માટે કેમ કહ્યું છે? તો તમે જાણો કે) સંન્યાસ લેવો, એ વચન અર્થવાદરૂપ છે અને તેનું તાત્પર્ય સ્વાર્થમાં હોતું નથી, તેથી તે અમાન્ય છે. એ વચનની પ્રવૃત્તિ સંપત્તિરહિત ને નાસ્તિક નિર્ધનોએ કરી છે, તેથી તે ત્યાગરૂપે કહેવામાં આવતું સંન્યાસ, અનૃત—અસત્ય જ છે. બ્રાહ્મણ વિના અન્યને સંન્યાસનો અધિકાર નથી.[૨૦] જે મનુષ્ય પોતાના પરાક્રમથી પોતાના પ્રાણનું પોષણ કરી શકે છે અને જે પ્રયત્નથી પોતાના શરીરની રક્ષા કરી શકે છે, તે કપટરૂપ ત્યાગધર્મને (સંન્યાસને) સ્વીકાર કરવાથી પોતાના જીવનનું સાર્થકય કરી શકતો નથી, પણ પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે.[૨૧] પુત્રો, પૌત્રો, દેવતાઓ, ઋષિઓ, અતિથિઓ, પિતૃઓ, એ સર્વનું ભરણપોષણ તથા યજન યાજન કરવાને જે અશક્ત છે, તેણે અરણ્યમાં જઇને સુખેથી એકલાં રહેવું, પરંતુ શક્તિમાન્ પુરુષે અરણ્યમાં નિવાસ કરવો ઉચિત નથી.[૨૨] પુત્ર,

પૌત્ર, દેવતા ઇત્યાદિકનું ભરણ પોષણ તથા યજન કર્યા વિના કેવળ અરણ્યમાં જવાથી કે ત્યાં નિવાસ કરવાથી જો સ્વર્ગ મળતું હોય, તો પછી અરણ્યમાં રહેનારાં હરિણો, ડુક્કરો, પક્ષીઓ વગેરેને સ્વર્ગ કેમ પ્રાપ્ત થતું નથી? તેમ જેઓ પોતપોતાના ધર્માનુસાર કુટુંબપોષણ તથા દેવોનું યજન કર્યા વિના, માત્ર વનવગડામાં રહે છે, તેને સ્વર્ગ કાં મળતું નથી? ઉલટું, તેમને તો ધર્મનું ફળ જૂદી જ રીતે મળે છે.[૨૩] જો સંન્યાસ લેવાથી જ સિદ્ધિ મળતી હોય, તો પછી પર્વતોને અને વૃક્ષોને શામાટે સિદ્ધિ મળે નહિ? કેમકે તેણે તો સર્વ પરિગ્રહનો પણ ત્યાગ કર્યો છે, તેમજ અરણ્યમાં શીત, ઉષ્ણ, ઇત્યાદિકને સહન કરીને વાસ પણ કરે છે. તેઓને તો (પ્રથમ) સિદ્ધિ મળવી જોઇએ![૨૪] તેઓ તો નિત્યના સંન્યાસી છે, કોઈ પણ પ્રાણીને દુઃખ દેતાં નથી અને નિત્ય પરિગ્રહ વિનાના તથા બ્રહ્મચારી છે, છતાં તેને કેમ સિદ્ધિ મળતી નથી?[૨૫] પણ સિદ્ધિ મળવી કે નહિ મળવી, એ કેવળ પોતાના પ્રારબ્ધ કર્મ ઉપર જ આધાર રાખે છે; બીજાના પ્રારબ્ધ કર્મ ઉપર આધાર રાખતી નથી! માટે ક્ષત્રિય જાતિમાં જન્મેલાએ તો અવશ્ય કર્મ કરવાં જોઇએ. કર્મ નહિ કરનારાને કોઇ પણ દિવસ સિદ્ધિ મળતી નથી.[૨૬] હે રાજા યુધિષ્ઠિર! કદાચ તમે કહેશો કે, મુમુક્ષુએ પોતાના દેહનું ભરણ પોષણ થાય તેટલો જ ઉદ્યોગ કરવો, અધિક નહિ; તો તે પણ કહેવું મિથ્યા છે. તેમ કરવાથી જો સિદ્ધિ મળતી હોય તો (જળમાં રહેનારાં માંછલાંને અને) સ્થાવર પ્રાણીઓને પણ સિદ્ધિ મળવી જોઇએ. તેઓને પણ પોતાના દેહનું પોષણ કરવું એટલોજ ઉદ્યોગ હોય છે; તેઓ તેથી વિશેષ ઉદ્યોગ કરતા નથી.[૨૭] પણ જુવો, આ સર્વ જગત્ પોતપોતાના ઉદ્યોગમાં લાગેલું છે, કોઇપણ નિરુદ્યોગી નથી. માટે કર્મ અવશ્ય કરવું જોઇએ. કર્મ નહિ કરનારાને વિજય મળતો નથી."[૨૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'भीमनां वाक्य' ए नामनो अध्याय १० मो समाप्त.

## અધ્યાય ૧૧ મો.

### તપસ્વી બ્રાહ્મણબાળો ને પક્ષીનો કથા.

[વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! એ રીતે ભીમસેને ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા સિદ્ધ કરી બતાવી અને યુધિષ્ઠિર રાજાએ સંન્યાસીની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરી બતાવી. હવે સંન્યાસનો અધિકાર નહિ છતાં સંન્યાસ ધારણ કરવો, એના કરતાં ગૃહસ્થાશ્રમ અત્યંત શ્રેષ્ઠ છે, એવું પ્રતિપાદન કરવા માટે અર્જુન ઇતિહાસરૂપે આખ્યાન કહે છે.]

અર્જુન બોલ્યો;–"હે ભરતવંશના શ્રેષ્ઠ યુધિષ્ઠિર! ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતામાં ઇન્દ્ર અને તપસ્વી વચ્ચે સંવાદ થયો હતો, તે પ્રાચીન ઇતિહાસ હું તમને કહું છું, તે તમે સાંભળો.[૧] એક સમયે ડાઢી તથા મૂછ જેને ઉગી ન હતી, એવા તરુણ વયના કુલીન છતાં મૂર્ખ કેટલાએક બ્રાહ્મણો, પોતાના માતાપિતા તથા ભાઇઓનો ત્યાગ કરી, ઘરબાર છોડી દઈને સંન્યાસ લેવાની ઇચ્છાથી વનમાં ગયા અને સંન્યાસ લેવો એ જ ધર્મ છે, એમ માનીને બ્રહ્મચર્ય પાળવા લાગ્યા. તેમ કરતાં કેટલોક કાળ વીતી ગયો, એવામાં ઇંદ્રે, તે તપસમૃદ્ધિવાળા બ્રાહ્મણોના ઉપર કૃપા કરી.[૨–૩] સુવર્ણના જેવાં ચળકાટ મારતાં એક પક્ષીનું રૂપ ધારણ કરીને તે, તે બ્રાહ્મણોની પાસે આવ્યો અને બોલ્યો; 'આ જગતમાં જેઓ પંચ મહાયજ્ઞ કરીને બાકી રહેલા અન્નનું ભક્ષણ કરનારા મનુષ્યો છે, તેઓનાં કર્મ ધન્યવાદને પાત્ર છે.[૪]* તેમનું કર્મ તથા તેમનું જીવિત પ્રશંસા કરવા યોગ્ય છે. તેમના મનોરથો સફળ થાય છે. તે ધર્મપરાયણો ઉત્તમ ગતિને પામે છે.'[૫] પક્ષીના રૂપમાં આવેલા ઇંદ્રનું કહેવું સાંભળીને, તે બ્રાહ્મણો બોલ્યા;–'વાહ! આ પક્ષી, મહા યજ્ઞ કરીને બાકી રહેલા અન્નનું ભક્ષણ કરનારા મનુષ્યોની પ્રશંસા કરે છે; રે તે આપણી જ પ્રશંસા કરે છે! કારણ કે તેવા અન્નનું ભક્ષણ કરનારા તો આપણે જ છીએ!'[૬] બ્રાહ્મણોનું એવું વચન સાંભળીને પક્ષીરૂપ ઇંદ્ર બોલ્યો કે,– 'હું તમારી સ્તુતિ કરતો નથી. તમે અધર્મરૂપી કાદવથી ખરડાયલા છો; રજસ્વલા સ્ત્રીની પેઠે સ્વાભાવિક દોષવાળા છો; ઉચ્છિષ્ટ ભોજન કરનારા છો. હું તો જેઓ પંચમહાયજ્ઞ કરતાં અવશેષ રહેલાં ભોજનનું ભક્ષણ કરનારા છે, તેઓની સ્તુતિ કરું છું!'[૭] પક્ષીનું વચન સાંભળીને બ્રાહ્મણો બોલ્યા;–'હે પક્ષી! તું જે કહે છે તે અત્યંત કલ્યાણકારી છે. તું જેની કહીશ તેની અમે ઉપાસના કરીશું. માટે જે શ્રેયસ્કર કર્મ હોય તે અમને કહે. અમારો તારા ઉપર અત્યંત વિશ્વાસ છે.'[૮]

"પક્ષી બોલ્યું;–'તમે જો આ અમારાથી જૂદો છે એવી શંકા ન રાખતા હો, તો હું તમને હિતકારક યથાર્થ વચન કહું, તે તમે સાંભળો!'[૯]

"બ્રાહ્મણો બોલ્યા;–'હે તાત! અમે તારું વચન સાંભળીશું. હે ધર્માત્મા પક્ષી! તું શ્રેયનો માર્ગ જાણે છે, માટે અમે તારી આજ્ઞામાં રહેવાને રાજી છીએ. અમને ધર્મનું તત્ત્વ કહે.'[૧૦]

* જેઓ યજ્ઞાદિ કરે છે અને દેવ તથા અતિથિને ધરાવી યજ્ઞ પ્રસાદી લે છે, તેઓ મહાન્ ધર્મ આચરે છે. યજ્ઞ જેવો મનુષ્ય માટે બીજો ધર્મ જ નથી. યજ્ઞકર્મ એ જ જીવિતનું સાર્થક છે.

"પક્ષી બોલ્યું;-'હે બ્રાહ્મણો! ચાર ચરણવાળા પ્રાણીઓમાં ગાય શ્રેષ્ઠ છે; લોઢા વગેરે ધાતુઓમાં સોનું શ્રેષ્ઠ છે; શબ્દોમાં ૐકાર મંત્ર શ્રેષ્ઠ છે અને બે પગે ચાલનારાઓમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે![૧૧] બ્રાહ્મણને જાતકર્માદિક સંસ્કારો વેદ મંત્રોવડે કરવાનાં કહ્યા છે; બ્રાહ્મણે જીવે ત્યાં સૂધી પણ વૈદિક કર્મો કરવાનાં છે તથા મરણ પછી સ્મશાનમાં પણ તેને અંત્યેષ્ટિની ક્રિયા વૈદિક મંત્રોવડે કરવાની છે.[૧૨] વૈદિક કર્મ એ બ્રાહ્મણોનું સ્વર્ગ છે, અને તેજ ઉત્તમ માર્ગ છે, તેજ તેનો મહાયજ્ઞ છે. જો એમ ન હોય તો મંત્ર સિદ્ધ કર્મો કરવા(થી સ્વર્ગ મળે છે) એમ (શ્રુતિમાં) કેમ કહ્યું છે? અર્થાત્ તમે સંન્યાસ લેવો પડતો મૂકીને કર્મ કરો.[૧૩] દ્રઢ નિશ્ચયવાળો મનુષ્ય જેવી રીતથી આત્માની તરફ ગમન કરે છે, તેવી રીતની તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. માસો, અર્ધ માસો તથા ઋતુઓ ક્રમે કરી આદિત્ય, ચંદ્ર તેમજ તારક બ્રહ્મને વિશે ગમન કરાવે છે.[૧૪]* સર્વે પ્રાણીઓ વૈદિક કર્મો કરીને એ ત્રણે સિદ્ધિઓને સંપાદન કરવાની ઇચ્છા રાખે છે. (મનુષ્યો) ગૃહસ્થાશ્રમમાં રહીને જ વૈદિક કર્મ પણ કરે છે, પણ બીજા આશ્રમોમાં રહેવાથી ગૃહસ્થાશ્રમનાં કર્મ થઈ શકતાં નથી, તેથી ગૃહસ્થાશ્રમ જ સિદ્ધિનું ક્ષેત્ર ગણાય છે અને મહા પુણ્યવાન્ આશ્રમ પણ તેજ છે.[૧૫] જેઓ કર્મમાર્ગની નિંદા કરે છે, તેઓને કુમાર્ગે ચઢેલા સમજવા અને કર્મમાર્ગની નિંદા કરનારા નિર્ધન એવા મૂઢ પુરુષોને પાપ પણ લાગે છે.[૧૬] જે મૂઢ લોકો અનાદિકાળથી ચાલતા આવેલા દેવયાન માર્ગનો, પિતૃયાન માર્ગનો અને બ્રહ્માવાપ્તિ માર્ગનો-એમ ત્રણેય માર્ગનો,ત્યાગ કરીને બીજા માર્ગને સ્વીકારે છે, તેઓ વેદવિરુદ્ધ માર્ગમાં વર્તે છે એમ જાણવું.*[૧૭] આ પ્રમાણે મંત્રમાં આજ્ઞા છે કે, "હે યજમાન! દેવતાના ઉદ્દેશે કરી દ્રવ્ય ત્યાગરૂપ તું દાન કર; હું તને પુત્ર પશુ વર્ગાદિ ફળ આપીશ." આ પ્રમાણેના માર્ગને વિશે નિષ્ઠાપૂર્વક સ્થિતિ કરવી, એજ તપસ્વીઓનું તપ છે. માટે તમારે દાનરૂપ આ પ્રમાણેનો યજ્ઞ તથા તપ કરવો જોઈએ. (કાય કલેશ કરવો, એ કાંઈ તપ નથી.)[૧૮] ગુરુની સેવા કરવા સાથે, દેવોની ઉપાસના, વેદોનું અધ્યયન, તેમ જ પિતૃને તૃપ્ત કરવા, આ શાશ્વત ધર્મોનું અનુષ્ઠાન કરવાથી, દુષ્કર તપની સિદ્ધિ થાય છે.[૧૯] દેવતાઓ પણ તે દુષ્કર તપ કરીને પરમ ગતિને પામ્યા છે. એટલા માટે, ગૃહસ્થાશ્રમનો ધારણ કરવો, એ જ દુષ્કર તપ છે, એમ હું તમને કહું છું.[૨૦] સર્વ પ્રજાનું કલ્યાણકારક તપ જ છે, એમાં જરા પણ સંદેહ નથી. [ છાંદોગ્ય ઉપનિષદમાં કહેલા કુટુંબ વિધિ પ્રમાણે] સંન્યાસ, ગ્રહસ્થાશ્રમ ભોગવ્યા પછી ભોગવવાનો છે અને ગૃહસ્થાશ્રમમાં સર્વનો સમાવેશ થાય છે.[૨૧] મત્સર રહિત તથા દ્વંદ્વ (સુખ દુઃખ) પદાર્થોથી રહિત એવા વિદ્વાનો આને જ તપ કહે છે. એ સિવાય વ્રતાદિક કરવાં, એ જગતમાં મધ્યમ તપ કહેવાય છે.[૨૨] જેઓ પ્રાતઃકાલે તથા સાયંકાળે પોતાનાં કુટુંબમાં અન્નના વિભાગો કરીને વિધિ પૂર્વક અતિથિઓને, દેવોને, પિતૃઓને અને પોતાનાં સ્વજનોને આપતાં બાકી રહેલા અન્નનું ભક્ષણ કરે છે, તેઓ જ પરમ ગતિને પામે છે.[૨૩-૨૪] માટે હે બ્રાહ્મણો! તમે લોકના ગુરુ, સત્યવાદી, સદાચરણી અને સંશય રહિત થઇને આ લોકમાં સુખેથી રહો![૨૫] પંચ મહાયજ્ઞ કરનારા મત્સર રહિત પુરુષો, ઇંદ્રના સ્વર્ગ લોકમાં ઘણાં વર્ષો સૂધી રહીને સુખ ભોગવે છે!"[૨૬]

અર્જુન કહે છે;-"હે રાજા યુધિષ્ઠિર! પક્ષીનું રૂપ ધારણ કરીને આવેલા ઇંદ્રનું, ધર્મ અર્થવાળું હિતકારક વચન સાંભળીને, સંન્યાસ ધારણ કરવા માટે આવેલા તે બ્રાહ્મણો, 'સંન્યાસ નિરર્થક છે, તે યથાર્થ રીતે પાળી શકાતો નથી,' એમ બોલતા બોલતા પાછા

---

* જે દેવતારૂપે મનુષ્ય પોતાના આત્માને જાણે છે, અર્થાત્ હું વિષ્ણુરૂપ અથવા શિવરૂપ છું; તે જ પ્રમાણે તાદાત્મ્ય દેવતારૂપે તે બને છે. શ્રુતિમાં કહ્યું છે કે, तं यथा यथोपासते तथैतः प्रेत्य भवन्ति. (જેવે જેવે પ્રકારે આત્માની ઉપાસના કરવામાં આવે છે તેની સ્થિતિ, અહીંથી ગમન થયા પછી તેવે તેવે પ્રકારે થાય છે.) સ્મૃતિમાં પણ કહ્યું છે કે, यां यां देवतां निराह तस्यास्तस्यास्ताद्भाव्यमनुभवति. (જે જે દેવની આત્મા ઉપાસના કરે છે, તેની તેની સ્વરૂપતાનો તે આત્મા અનુભવ કરે છે.) સિદ્ધિ થવાના કેટલા પ્રકારો છે, તે અહિં દર્શાવવામાં આવ્યા છે:-માઘાદિ માસોવડે, અર્ધ માસોવડે અર્થાત્ માસોના શુકલપક્ષવડે, તેમ જ શિશિરાદિ ઋતુઓવડે, આદિત્ય માર્ગ-સૂર્યયાનની પ્રાપ્તિરૂપ એક સિદ્ધિ છે. આ લોકની સિદ્ધિવડે બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ ફળ મળે છે. શ્રાવણાદિ માસોવડે, કૃષ્ણ પક્ષના અર્ધ માસોવડે, તેમ જ વર્ષાદિઋતુવડે, ચંદ્ર માર્ગ-ધૂમ માર્ગ-પિતૃયાન-પ્રાપ્તિરૂપ બીજી સિદ્ધિ છે. આ સિદ્ધિવડે સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે તથા પાછી તેમાંથી નિવૃત્તિ થાય છે. આ બેઉ માર્ગનું ઉલ્લંઘન કરી આધ્યાત્મિક અથવા તો આધિભૌતિક વિમુક્તની ઉપાસના કરનારાઓની દેહાંતે, તારકબ્રહ્મની પ્રાપ્તિરૂપ ત્રીજી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ ત્રીજી સિદ્ધિ તુરત જ મુક્તિ આપનારી છે. શ્રુતિમાં આના સંબંધમાં કહ્યું છે કે, स एतान् ब्रह्म गमयाति न स पुनरावर्तते. ( તે એઓને બ્રહ્મની સમીપ લઇ જાય છે કે, જ્યાંથી તેની પુનરાવૃત્તિ થતી નથી.)

* પ્રથમ કહેલા આદિત્ય માર્ગને દેવયાન માર્ગ જાણવો અને તેને જ અર્ચિરાદિ માર્ગ પણ કહેલો છે. ચંદ્રમાર્ગને પિતૃયાન માર્ગ સમજવો અને તેને જ ધૂમાદિ માર્ગ પણ કહે છે અને તારક બ્રહ્મ પ્રાપ્તિરૂપ જે માર્ગ કહ્યો છે, તેને બ્રહ્માવાપ્તિ માર્ગ કહ્યો છે.

† ગૃહસ્થાશ્રમ સિવાય બીજા આશ્રમમાં કોઇ પણ કર્મ કરવાનો અધિકાર હોતો નથી અને કર્મ કર્યા વિના કોઇ પણ સિદ્ધિ મળતી નથી, તેથી ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમોના કરતાં શ્રેષ્ઠ છે.

ઘેર આવ્યા અને ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો.૨૭ હે નરોમાં શ્રેષ્ઠ સર્વજ્ઞ યુધિષ્ઠિર રાજા! તમે પણ (સંન્યાસની વાત ત્યજી દેઇ) ડહાપણને સહાયમાં રાખી, શત્રુઓથી રહિત થયેલી એવી આ સર્વ પૃથ્વીનું શાસન કરો."૨૮

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'अर्जुने कहेली ऋषिओ अने पक्षीओना संवादनी कथा' ए नामनो अध्याय ११ मो समाप्त.

## અધ્યાય ૧૨ મો.

### ગૃહસ્થના ધર્મનું નિરૂપણ.

વૈશમ્પાયન કહે છે;-હે શત્રુમર્દન! અર્જુનનું એવું વચન સાંભળીને, સર્વ ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિરના સામે જોઇને, મહા બુદ્ધિમાન્, વિશાળ વક્ષ:સ્થળ અને વિશાળ બાહુવાળો, મિત ભાષણ કરનારો નકુલ, પોતાના ભાઇના મતને અનુસરીને આ પ્રમાણે બોલ્યો.૧-૨ "હે મહારાજ! વિશાખયૂપ નામના ક્ષેત્રમાં સર્વ દેવતાઓનાં હોમ કરવાનાં ઇંટોથી બાંધેલા સ્થંડિલો હજી પણ દૃષ્ટિએ પડે છે. એ ઉપરથી, હે રાજા! તમે જાણો કે, દેવો પણ યજ્ઞાદિક ક્રિયાઓ કરે છે અને સ્વર્ગાદિક લોકો પણ, વૈદિક કર્મ કરવાથી જ મળે છે. (અને દેવો પણ કર્મ કરવાથી જ દેવત્વને પ્રાપ્ત થાય છે.)૩ હે રાજા યુધિષ્ઠિર! જેઓ આસ્તિક પુરુષોના પિતૃઓ છે અને જેઓ વૃષ્ટિદ્વારા અન્નને આપનારા છે, તે પિતૃઓ પણ શાસ્ત્ર વિધિ પ્રમાણે જ કર્મ કરે છે.૪ જેઓ વેદોક્ત કર્મનો ત્યાગ કરે છે તેઓને અત્યંત નાસ્તિક જ જાણો. વેદમાં કહેલાં કર્મનો ત્યાગ કરીને બીજાં કોઇ પણ કર્મ કરવાનો દ્વિજને અધિકાર જ નથી.૫ હે ભરતવંશી રાજા યુધિષ્ઠિર! વેદને પ્રમાણ માનનારા પુરુષો, સર્વ આશ્રમોમાં ગૃહસ્થાશ્રમને શ્રેષ્ઠ કહે છે અને ગૃહસ્થાશ્રમીઓ નાના પ્રકારનાં વૈદિક કર્મો કરીને દેવયાન માર્ગવડે બ્રહ્મલોકમાં જાય છે.૬ હે રાજન્! વેદસંપન્ન બ્રાહ્મણોની પાસે જઇને તમે પૂછો કે, અમારે કયાં કર્મ કરવાં? તો તે બ્રાહ્મણો પણ તમને કહેશે કે, તમે સ્વધર્મથી સંપાદન કરેલાં દ્રવ્યનો યજ્ઞમાં ઉપયોગ કરો. હે મહારાજ! જે ગૃહસ્થાશ્રમમાં રહી, યજ્ઞાદિક ક્રિયાઓ કરી, અહંતા, મમતા અને અભિમાનથી રહિત હોય છે, તે પુરુષ ખરેખરો સાત્વિક ત્યાગી (સર્વસંગપરિત્યાગી) કહેવાય છે!૭-૮ પરંતુ જે પુરુષ ગૃહસ્થાશ્રમના સુખનો અનુભવ કરતો નથી, પણ એકદમ ત્યાગી થઇને વનમાં જાય છે, તે પુરુષને તામસ ત્યાગી જાણો!૯ અને હે રાજન્! જે પુરુષ ઘરબાર વગરનો છે, જે (ભિક્ષા માટે) પૃથ્વીપર ભટક્યા કરે છે, જે વૃક્ષની છાયામાં પડ્યો રહે છે, મૌનવ્રત ધારણ કરે છે, જે પોતા માટે પાક કરતો નથી અને પોતાની ઇન્દ્રિયોને નિરોધવાને મથે છે, તેવો ત્યાગી ભિક્ષુક કહેવાય છે.૧૦ હે રાજન્! જે બ્રાહ્મણ ક્રોધ, હર્ષ અને ખાસ કરી પૈશૂન્યવૃત્તિનો ત્યાગ કરીને વેદનો સ્વાધ્યાય જ કર્યા કરે છે, તે બ્રાહ્મણ રાજસ ત્યાગી ભિક્ષુક કહેવાય છે.૧૧ હે રાજન્! (કોઈ એક સમય ઉપર) વિદ્વાન્ પુરુષોએ ચારે આશ્રમની તુલના કરવા માંડી. એક બાજુએ ગૃહસ્થાશ્રમને મૂકયો ને બીજી બાજુએ ત્રણ આશ્રમને મૂકયા. તેમાં એકલો ગૃહસ્થાશ્રમ ત્રણ આશ્રમની બરાબર થયો!૧૨ હે પાર્થ! (બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ, એ ત્રણ આશ્રમમાં ફક્ત સ્વર્ગની જ પ્રાપ્તિ થાય છે, પણ કામની પ્રાપ્તિ થતી નથી.) ગૃહસ્થાશ્રમમાં તો કામની અને સ્વર્ગની બન્નેની પ્રાપ્તિ થાય છે, એમ જોયા પછી વ્યવહારને જાણનારા મહર્ષિઓનો નિશ્ચય થયો છે કે, આ જ માર્ગ અને આ જ ઉત્તમ ગતિ છે.૧૩ હે ભરતવંશોત્પન્ન રાજા યુધિષ્ઠિર! જે પુરુષ બીજાઓનો ત્યાગ કરીને ગૃહસ્થાશ્રમમાં પ્રીતિ રાખે છે અને ફળની ઇચ્છા વગર કર્તવ્ય કરે છે, તે પુરુષને જ ખરેખરો ત્યાગી જાણવો; પરંતુ મૂઢની પેઠે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને જે વનમાં જાય છે, તે ત્યાગી નથી જ.૧૪ હવે જે ધર્મધ્વજી (ધર્મઢોંગી) પુરુષ વનમાં જાય છે, તે પછી ત્યાં રહી કદાપિ કામનાની ઇચ્છા કરે છે, તો તે પુરુષના કંઠમાં ઘોર યમરાજના મૃત્યુનો પાશ બાંધે છે, અર્થાત્ તે યમલોકમાં જાય છે.૧૫ હે મહારાજ! તેમ જ જે અભિમાનથી કર્મ કરે છે, તે કર્મ પણ કદી ફળ આપતું નથી. પણ જે કર્મ નિરભિમાનથી-પરિત્યાગ બુદ્ધિથી કરેલું હોય છે, તે જ ફળ આપે છે!૧૬ શમ, દમ, ધૈર્ય, સત્ય, શૌચ (પવિત્રતા), આર્જવ, યજ્ઞ, ધૃતિ, ઇત્યાદિ સર્વ ધર્મો ઋષિઓએ પાળવાના છે અને તે જ તેઓનો ધર્મ છે. [પરંતુ એ ધર્મ ક્ષત્રિયોનો નથી, કારણ કે ક્ષત્રિયો જો શમ, દમાદિ ધર્મ પાળવા માંડે તો રાજ્યનું રક્ષણ કરી શકે નહિ.]૧૭ પિતૃઓ, દેવતાઓ, અતિથિઓ, એ સર્વનું ગૃહસ્થાશ્રમવડે જ પોષણ થાય છે, માટે જ શાસ્ત્રમાં ગૃહસ્થાશ્રમની પ્રશંસા કરી છે અને ગૃહસ્થાશ્રમમાં જ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગની સિદ્ધિ થાય છે.૧૮ જે પુરુષ શાસ્ત્રના વિધિ પ્રમાણે કર્મ કરીને ગૃહસ્થાશ્રમમાં રહે છે, શાસ્ત્ર ઉપર નિષ્ઠા રાખીને ત્યાગીપેરે વર્તે છે, તેને કોઈ તરફથી અડચણ આવતી નથી, અર્થાત્ તેનો આલોક ને પરલોક બન્ને સુધરે છે.૧૯ હે રાજન્! ધર્માત્મા

પુરુષો, યજ્ઞાવડે મારું યજન કરીને અનેક પ્રકારની દક્ષિણાઓ આપશે, આવી જ ઈચ્છાથી, પાપ રહિત બ્રહ્માએ, આ સર્વ પ્રજાને ઉત્પન્ન કરી છે. [ માટે ગૃહસ્થાશ્રમમાં રહીને યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરવી, એ જ અત્યંત શ્રેષ્ઠ કર્મ છે. ][20] બ્રહ્માએ યજ્ઞને માટે જ લતાઓ, વૃક્ષો, ઓષધિઓ, પવિત્ર પશુઓ, હોમવા માટે યવ, તલ, ઘી વગેરે હવિષ પદાર્થોને ઉત્પન્ન કર્યાં છે.[21] હે રાજન્! ગૃહસ્થાશ્રમીઓને યજ્ઞરૂપી કર્મ વિશેષે કરીને બેડીરૂપ છે; અર્થાત્ પગમાં બેડી હોવાથી જેમ ચાલી શકાય નહિ, તેમ ગૃહસ્થાશ્રમીઓને પણ તે કર્મ બંધનરૂપ હોવાથી, ગૃહસ્થાશ્રમ અત્યંત કઠિન છે.[22] હે રાજન્! પશુ, ધાન્ય ને ધનવડે યુક્ત એવા ગૃહસ્થો, ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં પણ જો યજ્ઞ કરતા નથી, તો તે નિત્ય પાપને ભોગવે છે.[23] ઋષિઓ વેદના સ્વાધ્યાયરૂપી કર્મને યજ્ઞ કહે છે; યોગીઓ જ્ઞાનને યજ્ઞ કહે છે અને બીજા કેટલાક જ્ઞાનીઓ, આત્મામાં જ જ્ઞાનરૂપી મહાયજ્ઞ કરવાનું કહે છે![24] હે રાજન્! મનસમાધિને આચરવાવાળો, તેમ જ બ્રહ્મભૂત થયેલો એવો જે દ્વિજાતિ છે, તેની સાથે દેવો પણ મિત્રતા કરવા સ્પૃહા રાખે છે.[25] અને શત્રુની પાસેથી લીધેલા જૂદા જૂદા પ્રકારના દ્રવ્યનો, યજ્ઞ વિષે વ્યય કરવાની ના પાડવાથી, હે રાજન્! તમે તમારી નાસ્તિકતા જ પ્રકટ કરો છો.[26] હે રાજન્! જેના ઉપર આખા કુટુંબનો આધાર હોય, તેને મુનિનો વેશ ધારણ કરવાનો અધિકાર હોય, એમ મેં સાંભળ્યું નથી. હવે જો તમને ત્યાગની જ ઈચ્છા હોય તો તમે ગૃહસ્થાશ્રમનો ત્યાગ નહિ કરતાં, રાજસૂય યજ્ઞ, અશ્વમેધ યજ્ઞ, ઇત્યાદિ યજ્ઞમાં દ્રવ્યનો ત્યાગ કરો; કેમકે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવાથી કાંઈ ત્યાગ ગણાતો નથી.[27] હે રાજન્! શક્ર જે પ્રમાણે નાના પ્રકારના યજ્ઞો કરીને દેવોનો રાજા થયો છે, તેવી રીતે જ અશ્વમેધ, રાજસૂય તથા બીજા કેટલાએક યજ્ઞો, કે જે યજ્ઞો બ્રાહ્મણોએ રાજાઓને કરાવ્યા છે તેવા યજ્ઞો કરીને, તમે પણ પૃથ્વીના રાજા થાવ.[28] જે રાજા ચોર શત્રુ વગેરેથી પીડા પામતી પોતાની પ્રજાનું, પ્રમાદથી રક્ષણ કરતો નથી, તે રાજા કલિરૂપ કહેવાય છે.[29] ઘોડાઓ, ગાયો, દાસીઓ, શણગારેલા હાથીઓ, ગ્રામો, દેશો, ક્ષેત્રો તથા અનેક જાતની વસ્તુઓથી ભરેલાં ઘરો, જો આપણે બ્રાહ્મણોને આપીશું નહિ તથા માત્સર્યયુક્ત થઇને પ્રજાનું પાલન કરીશું નહિ, તો હે રાજન્! આપણે કલિરૂપ રાજા ગણાઇશું.[30-31] હે રાજા! જેઓ રાજા છે, તેઓ જો બ્રાહ્મણોને નાના પ્રકારનાં દાન આપતા નથી અને શરણાગત પ્રજાનું રક્ષણ કરતા નથી તેવા રાજાઓ, પ્રજાના પાપના ભોક્તા થાય છે, પરંતુ કદી પણ સુખના ભોક્તા થતા નથી.[32] હે રાજન્! જો તમે મહાયજ્ઞવડે દેવોનું યજન કરશો નહિ અને પિતૃઓની તર્પણાદિક ક્રિયા કરશો નહિ તથા નાના પ્રકારના તીર્થમાં સ્નાન કર્યા વગર જ જો મુનિનો વેશ ધારણ કરશો, તો પવનના સપાટાથી આકાશમાં વાદળાંઓ જેમ છિન્નભિન્ન થઇને લય પામે છે, તેમ તમે પણ નાશને પામશો તથા આ લોક અને પરલોક એમ ઉભય લોકમાંથી ભ્રષ્ટ થઇને વચ્ચે જ લટકી રહેશો; અર્થાત્ પિશાચ યોનિને પ્રાપ્ત થશો.[33-34] જે બહારના અથવા તો આંતરના કોઈ પણ દુઃખકારક વિષયનો મનમાંથી જે ત્યાગ કરે છે, તે જ ત્યાગી છે; પરંતુ ભગવાં વસ્ત્ર ધારણ કરી, ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને વિહાર કરનારો (કંઈ) ત્યાગી નથી.[35] હે મહારાજ! જે બ્રાહ્મણ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે કર્મ કરીને ગૃહસ્થાશ્રમમાં રહે છે અને શાસ્ત્ર ઉપર નિષ્ઠા રાખે છે, તે બ્રાહ્મણનો આ લોક કે પરલોક એક પણ બગડતો નથી.[36] હે રાજન્! આપણા પૂજ્ય વડિલો જે માર્ગે ચાલતા આવ્યા છે, તે માર્ગે તમારે પણ ચાલવું યોગ્ય છે; કેમકે પોતાના ધર્મ પ્રમાણે વર્તનારા પુરુષને શોક કરવાનો સમય આવતો નથી. ઇંદ્ર જેમ રણસંગ્રામમાં દૈત્યોનાં સૈન્યોને હણીને સ્વર્ગનો રાજા થયો હતો, તેમ તમે પણ તમારા સમૃદ્ધિવાળા શત્રુઓને હણ્યા છે, માટે હવે તમે પણ પૃથ્વીપર રાજ્ય કરો.[37] હે રાજન્! તમે તમારા પોતાના ક્ષત્રિયધર્મને અનુસરી પરાક્રમ કરો. તમે આ પૃથ્વીને જિતી છે, માટે હવે તો આ રાજતંત્ર કોઇ કુશળ પુરુષને સોંપીને, તમે યજ્ઞાદિ ક્રિયાઓ કરો, ગૃહસ્થાશ્રમનું રક્ષણ કરો! તેમ કરવાથી તમને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થશે! હે પાર્થ! હવે તમારે શોક કરવાનું કંઇ પણ કારણ નથી."[38]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'नकुळनां वाक्य' ए नामनो अध्याय १२ मो समाप्त.

## અધ્યાય ૧૩ મો.

### ત્યાગનું સ્વરૂપ.

[વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! એ રીતે બોલીને નકુળ મૌન થયો, એટલે] સહદેવ બોલ્યો;– "ઓ ભરતકુળમાં શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિર! ત્યાગ બે પ્રકારનો છેઃ એક બહારનો અને બીજો આંતરનો. પણ બહારના દ્રવ્યો–પદાર્થનો ત્યાગ કરવાથી કંઇ સિદ્ધિ મળતી નથી; અને ત્યાગ કરવાથી સિદ્ધિ મળે છે કે નહિ, તે શંકાસ્પદ જ છે.[1] ઉપરથી દ્રવ્યનો ત્યાગ કરનારા, પરંતુ મનમાં દ્રવ્યની ઇચ્છા રાખનારાને જે ધર્મ અને જે સુખ મળે,

તે આપણા શત્રુઓને મળો! અને મનમાંથી દ્રવ્યનો ત્યાગ કરનારા અને ઉપરથી લોકોને દેખાડવા માટે પૃથ્વીનું પાલન કરનારાને ધર્મથી જે સુખ થતું હોય, તે આપણા મિત્રોને મળો![૨-૩] બે અક્ષરનો 'મમ' કહેતાં આ તો મારું છે, આવો અહંકાર રાખવો, એ જ મૃત્યુ છે. પણ ત્રણ અક્ષરનું 'ન મમ' કહેતાં તે મારું નથી, [હું તો કેવળ લોકોપદેશને માટે જ કર્મ કરું છું, હું તો તેનાથી સાક્ષીરૂપે ભિન્ન છું.] આમ માનવું એજ બ્રહ્મપ્રાપ્તિ છે.[૪] હે રાજન્! બંધ અને મોક્ષ મનુષ્યોના આત્મામાંજ રહેલા છે અને તે બન્ને અદૃશ્ય રહીને પ્રાણીઓને કર્મ કરાવે છે.[૫] હે રાજન્! કેટલાએક આત્માને નિત્ય માને છે, કેટલાએક અનિત્ય માને છે. હવે તમે જો આત્માને નિત્ય માનતા હો તો પછી કોઈ પણ પ્રાણીઓનો નાશ થવોજ જોઇએ નહિ. તેમ પ્રાણીઓનાં શરીરોને હણવાથી હિંસાના દોષવાન્ પણ કોઈ થતું નથી.[૬]* પણ એથી બીજી રીતે—જો આત્માને અનિત્ય માનતા હો, શરીરની સાથે જ આત્માની ઉત્પત્તિ અને શરીરના નાશ સાથેજ આત્માનો નાશ થશે એમ માનતા હો, તો પછી (વેદમાં વર્ણવેલો) સર્વ કર્મ માર્ગ નિરર્થક થઈ પડશે. [કારણકે પુણ્ય પાપનો ભોક્તા કોઈ ઠરશે જ નહિ.][૭] આ વિષયમાં તમને સમજણ ન પડતી હોય તો નિત્ય અનિત્ય વસ્તુનો વિચાર છોડી દઈને, આપણા સજ્જન્ પૂર્વજો અને તેમના પણ પૂર્વજો જે માર્ગે વર્ત્યા હોય, તે માર્ગનુંજ આપણે પણ સેવન કરવું જોઇએ.[૮] જે રાજાને આ સ્થાવર જંગમાત્મક સર્વ પૃથ્વી મળી હોય, છતાં તે રાજા જો તેનો ઉપભોગ કરે નહિ, તો પછી તેનું જીવિત નિષ્ફળ જ જાણવું;[૯] અને જે પુરુષ વનમાં રહે છે અને વનમાં ફળ ફુલ ખાઇને આજીવિકા કરે છે; છતાં પણ તે જો દ્રવ્યમાં મમતા રાખે છે તો તે પુરુષને મૃત્યુના મુખમાં પડેલોજ જાણવો.[૧૦] હવે હે રાજન્! સર્વ પ્રાણીઓનું અસ્તિ, ભાતિ અને પ્રિયપણું જે દેખાય છે, તે પ્રત્યગાત્માનું જ છે એમ જાણો; અને જે પુરુષો આ સર્વ નિત્ય એવું આત્મારૂપ જ છે, પણ તેનાથી અન્ય નથી એમ જુવે છે, તેજ પુરુષો સંસારમાંથી મુક્ત થાય છે.[૧૧] હે રાજન્! તમે જ મારા પિતા છો, તમે જ મારી માતા છો, તમે જ મારા ભ્રાતા છો, તમે જ મારા ગુરુ છો, માટે હું તમારી પાસે જે કંઇ અવિનયથી બોલ્યો હોઉં તો તમે મારા તે બોલવાની ક્ષમા કરશો; કારણ કે મેં તો મારા દુઃખને લીધે જ તમને કહ્યું છે.[૧૨] હે ભરતકુળ શ્રેષ્ઠ પૃથ્વીનું પાલન કરનારા રાજા! હું તમારી પાસે સત્ય કે અસત્ય, જે કંઈ બોલ્યો છું, તે કેવળ તમારી ઉપર મારી ભક્તિને લીધે બોલ્યો છું; પરંતુ હું તમારા કરતાં વિશેષ બુદ્ધિમાન્ છું, એમ ધારીને બોલ્યો નથી. માટે મને ક્ષમા કરશો!" એમ કહીને સહદેવ વિરામ પામ્યો.[૧૩]

* દેહ નાશવાન્ છે અને આત્મા નિત્ય હોવાથી તેની હિંસા થઇ શકતી નથી.

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'सहदेवनां वाक्य' ए नामनो अध्याय १३ मो समाप्त.

---

## અધ્યાય ૧૪ મો.

### દ્રૌપદીનો ટળવળાટ!

વૈશમ્પાયન કહે છે;—હે રાજા જનમેજય! આ પ્રમાણે પોતાના ભાઇઓનાં વેદવચનયુક્ત નિશ્ચય થયલાં વાક્યો સાંભળીને, કુંતાપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિર સ્થિર થઇને બેઠા. તે સમયે અત્યંત કાંતિમતી અને વિશાળ નેત્રવાળી, સ્ત્રીઓમાં શ્રેષ્ઠ અને ઉત્તમ કુળવાળી દ્રૌપદીએ, પોતાનો વિચાર યુધિષ્ઠિરને જણાવવાનો આરંભ કર્યો. સિંહ સમાન પરાક્રમી રાજા યુધિષ્ઠિર, હાથીઓથી વિંટાઇને જેમ મોટો હાથી બેઠો હોય, તેમ પોતાના ભાઈઓથી વિંટાઇને રાજમંડળમાં બેઠા હતા.[૧-૩] યુધિષ્ઠિર રાજા પ્રતિ, ક્ષત્રિયકુળનું અભિમાન ધરાવનારી, યુધિષ્ઠિર રાજાના ઉપર મમત્વ રાખનારી અને યુધિષ્ઠિરે જેનું લાલન પાલન કર્યું હતું એવી, ક્ષત્રિયના ધર્મને જાણનારી અને તે પ્રમાણે વર્તનારી, વિશાળ નિતંબવાળી દ્રૌપદી, પોતાના પતિ તરફ નજર ફેરવી તથા શાંત અને રમણીય શબ્દવડે પતિનું ધ્યાન ખેંચી આ પ્રમાણે બોલી.[૪-૫]

દ્રૌપદી બોલી;—"હે પાર્થ! આ તમારા ભાઇઓ, બપૈયા—ચાતકની પેઠે વારંવાર ક્રંદન કરી રહ્યા છે અને શૂન્યહૃદય થઇને બેસી રહ્યા છે, પણ તમે તેમના ઉપર કૃપા દૃષ્ટિ કરતા નથી![૬] હે મહારાજ! જેમ માવત, મધુર વાક્યોથી મદમત્ત હાથીઓને સાંત્વન કરે છે, તેમ તમે પણ નિત્ય દુઃખ ભોગવતા આ તમારા ભાઇઓને ધીરજ આપીને શાંત કરો.[૭] હે રાજન્! જ્યારે આપણે દ્વૈતવનમાં વસતાં હતાં અને તાઢ તડકાથી પીડા પામતા આ તમારા ભાઇઓ સાથે રહેતા હતા, ત્યારે તમે શું આ શબ્દો શા માટે કહ્યા હતા કે, 'હું રણમાં દુર્યોધનને મારીશ અને સંપૂર્ણ પૃથ્વી ઉપર રાજ્ય કરીશ![૮-૯] રણમાં જયની ઇચ્છાથી આવેલા કેટલાએક રાજાઓને (આપણે) મારી નાંખીશું, રથવાળા રાજાઓને રથ વિનાના કરીશું, મોટા મોટા હાથીઓને હણીશું તથા રાજાઓ વગરના રથોથી, સ્વારોથી, અશ્વોથી આ પૃથ્વીને આચ્છાદન કરીશું

અને પછી, હે ભાઈઓ! તમે મોટા મોટા યજ્ઞો કરીને ઘણી સમૃદ્ધિનો દાન દક્ષિણામાં વ્યય કરજો; રાજ્યસુખ ભોગવજો અને ત્યારે આ વનવાસમાં ભોગવેલું દુઃખ તમોને સુખરૂપ થશે! એમ શા માટે કહ્યું હતું?'[૧૦-૧૧] હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! તમે પોતે જ આ પ્રમાણે તમારા ભાઈઓની સમક્ષમાં બોલ્યા હતા, તે તમે અમારા મનોરથોને અત્યારે શા માટે ભાંગી પાડો છો?[૧૨] નપુંસક પૃથ્વીને ભોગવતો નથી; નપુંસક ધનનો પણ ઉપભોગ કરી શકતો નથી; નપુંસકને ઘેર પુત્રો પણ હોતા નથી; નપુંસક પુરુષ તો કાદવમાં જેમ માછલું બેસી રહે છે, તેમ ઘરમાંજ બેસી રહે છે;[૧૩] તેમજ દંડ (શિક્ષા) નહિ કરનારો ક્ષત્રિય પુત્ર શોભતો નથી; દંડ વિનાનો ક્ષત્રિયપુત્ર પૃથ્વી ઉપર રાજ્ય કરી શકતો નથી; દંડ રહિત ક્ષત્રિયની પ્રજા સુખ પણ ભોગવી શકતી નથી.[૧૪] હે રાજસત્તમ! પ્રાણી માત્રની સાથે મિત્રતા રાખવી, દાન લેવું, વેદાધ્યયન કરવું અને તપ કરવું, આ સર્વ બ્રાહ્મણના ધર્મ છે, પણ ક્ષત્રિયના નથી![૧૫] ક્ષત્રિયોનો પરમ ધર્મ એ જ છે કે, દુષ્ટોને દંડ દેવો, સત્પુરુષોનું પાલન કરવું અને રણ સંગ્રામમાં શત્રુઓને પીઠ ન દેખાડવી![૧૬] ક્ષમા, ક્રોધ, દાન (બ્રાહ્મણોને આપવું), આદાન (પ્રજાની પાસેથી કર લેવો), શત્રુને ભય દેખાડવો, શરણાગતને અભય આપવું, શત્રુઓનો નિગ્રહ કરવો અને દીન ઉપર અનુગ્રહ કરવો—આટલા ગુણો જેના વિશે હોય છે, તે રાજા ધર્મવેત્તા કહેવાય છે.[૧૭] હે રાજન્! તમે આ પૃથ્વી કંઈ દાન વડે, શાસ્ત્રવડે, સાંત્વનવડે, યજ્ઞવડે અથવા તો કોઈના સંકોચવડે મેળવી નથી; પરંતુ શત્રુઓનાં સૈન્યને હણીને મેળવી છે.[૧૮] હે વીર! જે સૈન્યમાં મોટા મોટા વીર પુરુષો હતા; જે સૈન્ય હાથીઓ, ઘોડાઓ ને રથોવડે ભરપૂર હતું; જે સૈન્ય ત્રણ અંગથી સુસજ્જ હતું;* જે સૈન્યનું રક્ષણ કરનારા કર્ણ, દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય ઇત્યાદિ મહારથીઓ હતા, એવાં મહાન્ શત્રુઓનાં સૈન્યને હણીને, તમે આ પૃથ્વીને મેળવી છે; અને તેથીજ હું તમને કહું છું કે, તમે તે પૃથ્વી ઉપર રાજ્ય કરીને તેનો ઉપભોગ કરો![૧૯-૨૦] હે મહારાજ! હે નરશાર્દૂલ! પૂર્વે તમે તમારા બાહુદંડના પ્રભાવથી અનેક દેશોવડે સુંદર એવા આ જંબૂદ્વીપને સ્વાધીન કર્યો છે;[૨૧] તે ઉપરાંત મેરુ પર્વતના પશ્ચિમ ભાગ ઉપર આવેલા જંબુદ્વીપ સમાન ક્રૌંચદ્વીપને પણ તમે તમારે સ્વાધીનમાં કર્યો છે;[૨૨] મેરુપર્વતના પૂર્વ ભાગમાં આવેલા ક્રૌંચદ્વીપના જેવાજ શાકદ્વીપને પણ તમે સ્વાધીન કર્યો છે;[૨૩] મેરુપર્વતના ઉત્તર ભાગમાં આવેલા શાકદ્વીપના સમાન ભદ્રાશ્વદ્વીપને પણ તમે સ્વાધીન કર્યો છે;[૨૪] અને હે વીરપુરુષ! બીજા પણ દ્વીપો તથા અંતરદ્વીપો, કે જેમાં નાના પ્રકારના દેશો સમાઈ જાય છે, તેવા દ્વીપોને પણ તમે, સમુદ્રનું ઉલ્લંઘન કરીને, તાબે કર્યા છે.[૨૫] હે મહારાજ! આવા અદ્ભુત પરાક્રમો તમારા ભાઈઓની સહાયતાથી કર્યા છતાં પણ તમે કેમ ઉદાસ રહો છો? તમારું આવું અદ્ભુત પરાક્રમ જોઈને દ્વિજ વર્ગો તમારી સેવા કરે છે, તે છતાં તમે કેમ પ્રસન્ન થતા નથી?[૨૬] હે રાજન્! મદમત્ત બળદ અને સિંહના સમાન બળવાન્ એવા આ તમારા ભાઈઓને તમે કેમ આનંદ આપનારા શબ્દો બોલતા નથી?[૨૭] તમે સર્વે દેવતાઓના સમાન રૂપાળા છો; તમે સર્વે શત્રુઓની સામે ઉભા રહેનારા છો; તમે સર્વે શત્રુઓને નસાડનારા છો; તમારામાંનો એક મારો સ્વામી હોય, તોપણ મહારા સુખની સીમા રહે નહિ,[૨૮] તો પછી હે પુરુષવ્યાઘ્ર! જેમ સમસ્ત ઇન્દ્રિયો શરીરની ચેષ્ટા કરવા સમર્થ છે, તેમ નરને વિશે શ્રેષ્ઠ એવા તમે પાંચો જણો મારા પતિઓ છે, તો પછી (મારા ભાગ્યનું તો) પૂછવું જ શું?[૨૯] મારાં સર્વજ્ઞ સાસુ કુન્તા માએ મને પ્રથમથી જ કહ્યું હતું કે;—'હે દ્રૌપદિ! યુધિષ્ઠિર તને સર્વોત્તમ સુખ આપશે!' તે શબ્દ મિથ્યા થશે નહિ—કેમકે તે મિથ્યા બોલ્યા જ નથી. (અર્થાત્ તમે અરણ્યમાં જશો તો તેમનું બોલવું મિથ્યા થશે.)[૩૦] પણ હે રાજન્! હું જોઉં છું કે, તમારા ભાઈઓએ હજારો રાજાઓનો સંહાર કરીને જે મહાન્ પરાક્રમ કર્યું છે, તે તમારી મૂર્ખાઇથી વ્યર્થ થશે.[૩૧] હે મહારાજ! જેમનો જ્યેષ્ઠ બંધુ ઉન્મત્ત હોય છે, તેમના નાના ભાઈઓ પણ તેમનું જ અનુસરણ કરે છે. તમારા ઉન્માદથી સર્વે પાંડવો પણ ઉન્માદવાળા થશે;[૩૨] અને જ્યારે તમારા ભાઈઓ ઉદ્ધત થઈ જશે, ત્યારે તમને નાસ્તિકની પંક્તિમાં ગણી કાઢશે અને તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પોતેજ રાજ્ય કરવા માંડશે![૩૩] હે રાજા! જે મંદ મતિથી ઉન્મત્ત બને છે, તેનું શ્રેય થતું નથી; અને જે ઉન્મત્ત થઈ જાય છે તેને શાંત પાડવા માટે તેની પાસે ધૂપ કરવામાં આવે છે, નેત્રમાં અંજન આંજવામાં આવે છે, તેને ઔષધિ સુંઘાડે છે તથા અનેક જાતનાં ઔષધો પણ કરવામાં આવે છે. હે રાજન્! હું એક અધમ સ્ત્રી જાતિ છું; રણસંગ્રામમાં મારા પુત્રો મરણ પામવાથી હું પુત્ર રહિત થઈ ગઈ છું; છતાં પણ મને જીવવાની ઇચ્છા છે, એ હું તમારા સર્વની પાસે મિથ્યા કહેતી નથી. મને જે સત્ય ભાસે છે, તે જ હું તમને કહું

* ત્રણ અંગ તે સ્વામીનેતાનું બળ, સારી સલાહ ને લડવૈયાઓની હિંમત ને આગ્રહ.

છું. તમને સમજાવવા માટે હું તથા આ તમારા સંબંધીઓ પ્રયત્ન કરે છે. તેઓનું બોલવું આજે મિથ્યા થવું જોઇએ નહિ.[૩૪-૩૬] હે શ્રેષ્ઠ રાજા! તમે સર્વ પૃથ્વીનો ત્યાગ કરશો તો જાતે આપત્તિને વહોરી લેશો. હે રાજા! તમે માંધાતા ને અંબરીષ રાજાના જેવા શોભો છો, માટે રાજાઓની સંપત્તિ પ્રમાણે પર્વત, વન અને દ્વીપવાળી આ પૃથ્વી દેવીનું સંરક્ષણ કરો; ધર્મથી તમારી પ્રજાનું પાલન કરો ને ઉદાસ ન થાવ! હે મહારાજા! નાના પ્રકારના યજ્ઞો કરીને દેવોનું યજન કરો! શત્રુઓની સાથે યુદ્ધ કરો! બ્રાહ્મણોને અનેક જાતનાં દાનો આપો! વસ્ત્રો તથા અલંકારો ધારણ કરીને રાજ વૈભવોનો ઉપભોગ કરો! પરંતુ વનમાં જઈને મુનિવેશ ધારણ કરવાની વાત ન બોલો!" આટલું કહીને દ્રૌપદી વિરામ પામ્યાં.[૩૭-૩૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'द्रौपदीनां वाक्य' ए नामनो अध्याय १४ मो समाप्त.

## અધ્યાય ૧૫ મો.

### દંડનું માહાત્મ્ય!

વૈશમ્પાયન કહે છે,—હે રાજા જનમેજય! યાજ્ઞસેનની કુંવરીનાં એવાં વચન સાંભળીને, મહાભુજાવાળા જયેષ્ઠ બંધુ યુધિષ્ઠિર રાજાની આજ્ઞા લઈને પુનઃ અર્જુન બોલ્યો.[૧]

અર્જુન બોલ્યો;—"દંડ પ્રજાનું શાસન કરે છે, દંડ પ્રજાનું રક્ષણ કરે છે અને સૌ જ્યારે સુઈ રહે છે, ત્યારે દંડ જ એકલો જાગૃત રહે છે અને તેથી જ વિદ્વાનો દંડને ધર્મ કહે છે.[૨] હે રાજા! દંડ, ધર્મ અને અર્થનું રક્ષણ કરે છે અને દંડ જ કામનું પણ રક્ષણ કરે છે. માટે ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ દંડને આધારે રહેલો છે.[૩] ધાન્યનું, તેમ જ ધનનું રક્ષણ પણ દંડથી જ થાય છે. માટે તમે જે વિદ્વાન્-જ્ઞાતા છો તે, દંડને ધારણ કરો ને લૌકિક ભાવમાં પ્રવર્તો.[૪] એક વર્ગ જે પાપી છે, તે રાજદંડના ભયથી જ પાપ કરતો નથી; બીજો જે પાપી વર્ગ છે તે યમરાજના દંડના ભયથી પાપ કરતો નથી; કેટલાક પરલોકના ભયથી પાપ કર્મ કરતા નથી;[૫] અને કેટલાક, પાપીઓ પરસ્પરના (સમાજના) ભયથી પાપ કર્મ કરતા નથી. આ રીતે સ્વાભાવિક રીતે સર્વ જગત્ દંડના ભયથી જ નિયમમાં રહેલું છે.[૬] વળી એક એવો પણ વર્ગ છે કે, જે દંડના ભયથી જ એક બીજાનું ખાઈ શકતા નથી. એમ જો દંડ સર્વનું પાલન ન કરતો હોત તો આ સર્વ પ્રાણીઓ (નર્કના) ગાઢ અંધારામાં જ ડૂબી જાત. અર્થાત્ (સમાજની અવ્યવસ્થા થઈ જાત!)[૭] આડે માર્ગે ચાલનાર ઉચ્છૃંખળ પુરુષનું દમન કરવું અને અશિષ્ટ પુરુષોને દંડ કરવો (એ રાજાનો ધર્મ છે.) એ રીતે દમનથી તથા દંડથી, જેને વિદ્વાનો દંડ કહે છે તેથી, આ જગતનો વ્યવહાર ચાલે છે.[૮] જો બ્રાહ્મણે અપરાધ કર્યો હોય તો મનુષ્યોની વચ્ચે તેનું અપમાન કરવું, એ જ તેને દંડ છે; ક્ષત્રિયે અપરાધ કર્યો હોય તો તેની પાસે સેવા કરાવી ને ભોજન જેટલું જ તેને અન્ન આપવું એ દંડ છે; વૈશ્યે અપરાધ કર્યો હોય તો તેની પાસેથી પૈસા લેવા એ દંડ છે અને શૂદ્રે અપરાધ કર્યો હોય તો તેની પાસે સેવા કરાવવી એ દંડ છે.[૯]* આ પ્રમાણે, હે રાજન્! મનુષ્યો ઉદ્ધત બની જાય નહિ (કર્તવ્યપરાયણ રહે) અને તેના ધનની રક્ષા થાય, એવા ઉદ્દેશથી જગતમાં દંડરૂપી મર્યાદા બાંધવામાં આવી છે.[૧૦] (પ્રત્યેક અપરાધીને પકડવાને) જ્યાં આગળ શ્યામરંગવાળો અને રાતા નેત્રવાળો પ્રચંડ દંડ ઘૂમે છે,† ત્યાં પ્રજા સારી રીતે પોતાના ધર્મ માર્ગમાં પ્રવર્તે છે અને તે ઉદ્ધત બની શકતી નથી. એ દંડનો ચલાવનાર રાજા હોવો જોઈએ.[૧૧] બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એ સર્વે આશ્રમમાં રહેનારા પુરુષો, દંડના ભયથી જ પોતપોતાના ધર્મમાં પ્રવર્તે છે.[૧૨] હે રાજન્! જો કોઇને કોઈનો પણ ભય નહીં હોય તો કોઈ યજ્ઞ પણ કરે નહીં અને કોઇ એક બીજાને આપવાની ઇચ્છા પણ કરે નહિ, તેમ કોઇ સમયસર આવીને ઉભો પણ રહે નહિ. (માટે દંડની શિક્ષાની બહુ જ આવશ્યકતા છે.)[૧૩] જેમ માછીમારને માછલાંઓને માર્યા વિના માંસ મળતું નથી, તેમ જ બીજાઓનાં મર્મસ્થળોનું છેદન કર્યા વિના, કઠિન કર્મ કર્યા વિના અને બીજાને હણ્યા વિના, મોટી રાજલક્ષ્મી પણ મળતી નથી.[૧૪] આ જગતમાં બીજાઓનો પરાભવ કર્યા (હણ્યા) વિના કોઈની કીર્તિ પણ થતી નથી, તેમ ધન પણ મળતું નથી અને પ્રજા પણ તાબે રહેતી નથી. ઇંદ્ર વૃત્રાસુરનો વધ કર્યો ત્યારે જ તે મહેન્દ્ર થયો હતો![૧૫] દેવોએ અસુરોનો નાશ કર્યો, ત્યારે જ લોકો તેની

* બ્રાહ્મણ અપરાધ કરે તો તેને માનભંગ કરવો; ક્ષત્રિય કરે તો તેની મીલકત છીનવી લેવી, પણ નિર્વાહ જેટલું રાખવું; વૈશ્ય કરે તો તેની માલમતા લેઈ લેવી અને નિર્વાહ જેટલુંએ રાખવું નહિ. શૂદ્રને માટે ખાસ દંડ નથી; કેમકે સેવા એ તેનો ધર્મ જ છે અને પૈસા કે મિલકત એની પાસે હોય જ ક્યાંથી? તેથી તેની સેવા એટલે સખ્ત મજુરી-મહેનત કરાવવી એમ અર્થ કરાય.

† જેને શિક્ષા થાય છે તેના નેત્રમાં એકદમ અંધકાર વ્યાપી જાય છે, માટે દંડને શ્યામ વર્ણની ઉપમા આપી છે અને અપરાધીને શિક્ષા કરતી વખતે શિક્ષા કરનારાનાં નેત્ર રક્ત બની જાય છે, તેથી દંડને રાતો કહેલો છે.

પૂજા કરવા લાગ્યા હતા! રુદ્ર (મહાદેવ), સ્કંદ (કાર્તિકસ્વામી, ઈંદ્ર, અગ્નિ, વરુણ, યમ, કાળ, વાયુ, મૃત્યુ, કુબેર, રવિ, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવતાઓ, એ સર્વેએ પોતપોતાના શત્રુઓને હણ્યા હતા, ત્યાર પછી જ મોટી રાજલક્ષ્મીનો ઉપભોગ કરતા થયા છે.[૧૬-૧૭] (ઉપર દર્શાવેલા) એ દેવોના પ્રતાપથી નમ્ર બની ગયેલા લોકો પણ, એ દેવોને જ નમસ્કાર કરે છે, પરંતુ જગતને ઉત્પન્ન કરનારા ધાત્રી–બ્રહ્મદેવને તથા પૂષા દેવને કોઇ પણ નમસ્કાર કરતું નથી; કારણ કે તેમણે કોઇનો પણ વધ કરી (પ્રરાક્રમ) કર્યો નથી.[૧૮] કાર્ય કરવામાં કુશળ એવા કેટલાએક મનુષ્યો એવા છે કે, સર્વ પ્રાણીઓ તરફ ઉદાસીન રહેનારા અને ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા શાંત પુરુષોનો પણ પરાભવ કરે છે; (માટે શાંતિ રાખીને તો બેસવું જ નહિ.)[૧૯] આ જગતમાં કોઇ પણ મનુષ્ય અહિંસાથી આજીવિકા કરતો હોય એમ હું જોતો નથી; કારણ કે સર્વ ક્રિયાઓમાં સાક્ષાત્ અથવા તો પરંપરાગત હિંસા રહિત ભરણપોષણની એક પણ ક્રિયા જ નથી. બળવાન્ પ્રાણીઓ દુર્બળ પ્રાણીઓ ઉપર પોતાની આજીવિકા ચલાવે છે.[૨૦] દૃષ્ટાંત તરીકે ઉંદરનું ભક્ષણ નોળિયો કરે છે; નોળિયાનું ભક્ષણ બિલાડો કરે છે; બિલાડાનું ભક્ષણ કુતરો કરે છે; કુતરાનું ભક્ષણ હિંસક પ્રાણી* કરે છે;[૨૧] અને તે સર્વનું ચઢી આવેલો કાળરૂપ પુરુષ ભક્ષણ કરે છે. આ રીતે સ્થાવર જંગમરૂપ સર્વ જગત્ પ્રાણી માત્રનું અન્ન છે.[૨૨] હે રાજન્! દૈવે જ આ પ્રમાણે વ્યવસ્થા કરી છે, અને તેને માટે વિદ્વાનોનો મોહ થતો નથી. માટે હે રાજેન્દ્ર! તમે ક્ષત્રિયકુળમાં જે પ્રમાણે ઉત્પન્ન થયા છો, તે પ્રમાણે તમારે વર્તવા યોગ્ય છે.[૨૩] ક્રોધ તથા હર્ષને વશ રાખનારા મૂર્ખ ક્ષત્રિય તપસ્વીઓ પણ, વનમાં જઇને રહે છે, પરંતુ તેઓ પણ હિંસા વગર પોતાના ઉદરનું પોષણ કરી શકતા નથી.[૨૪] પાણીમાં ઘણા જંતુઓ છે, પૃથ્વીમાં ઘણા જંતુ છે અને ફળોમાં પણ ઘણા જંતુઓ છે. તેનો આહાર કરવાથી હિંસા તો અવશ્ય થવાની જ. એવી કોઇ પણ વસ્તુ નથી કે, હિંસા કર્યા વિના પ્રાણનું પોષણ થઈ શકે. પ્રાણીમાત્ર ઓછી વધતી હિંસા તો કરે છેજ![૨૫] કેટલાએક પ્રાણીઓ ઘણા જ સૂક્ષ્મ છે. જે કેવળ અનુમાનથી જણાય છે, તેઓના દેહનો આપણી આંખોના મટકા મારવાથી પણ નાશ થાય છે! આ રીતે હિંસા (સતત) થયા જ કરે છે.[૨૬] કેટલાએક મુનિઓ, ક્રોધ તથા મત્સર રહિત બનીને ગ્રામનો ત્યાગ કરીને અરણ્યમાં જઈ મુનિઓનું આચરણ કરે છે; પણ ત્યાં મોહ થવાથી પાછા ગૃહસ્થાશ્રમ માંડી બેઠેલા જોવામાં આવે છે.[૨૭] અને કેટલાકો તો પૃથ્વીને ખોદી નાંખીને, ઔષધિઓનું તથા વૃક્ષોનું છેદન કરીને, તેમ જ પશુપક્ષીઓની હિંસા કરી, યજ્ઞ કરે છે અને તેનાથી મનુષ્યો યક્ષોને પ્રસન્ન કરે છે અને પછી સ્વર્ગમાં જાય છે. તેમાંએ પણ હિંસા સમાયલી છે.[૨૮] હે કુન્તાપુત્ર! આ જગતમાં જ્યારથી દંડનીતિ સ્થાપન થઈ છે, ત્યારથી જ મનુષ્યોના સર્વે પુરુષાર્થો સિદ્ધ થાય છે, એમાં જરા પણ સંશય નથી.[૨૯] જગતમાં જો દંડનો ભય ન હોત તો આ સર્વ પ્રજા નાશ પામત અને પાણીમાં જેમ મોટાં માછલાં નાનાં માછલાંને ખાઈ જાય છે, તેમ બળવાન્ મનુષ્યો નિર્બળ મનુષ્યોનો નાશ કરત! [૩૦] બ્રહ્માએ પણ આ સત્યનું સમર્થન કીધું છે કે;–'યથાર્થ રીતે ઉપયોગ કરેલો દંડ, પ્રજાનું રક્ષણ કરે છે. જેમ કે જગતમાંનો અગ્નિ, મને ફુંકીને તાડન કરશે, એવા ભયથી જ બળ્યા કરે છે, પરંતુ ઠરી જતો નથી.'[૩૧] જો જગતમાં સારાસારનો વિભાગ કરનાર દંડ પ્રવર્તતો ન હોત, તો આ સર્વ જગત્ ગાઢ અંધારામાં ડૂબી જાત અને સર્વ પદાર્થ લુપ્ત થઈ જાત.[૩૨] વેદની મર્યાદાને ઉલ્લંઘન કરનારા તથા વેદની નિંદા કરનારા નાસ્તિકો પણ, દંડના ભયથી જ વેદની મર્યાદાનું પાલન કરવાને તત્પર થાય છે.[૩૩] એમ સર્વે મનુષ્યો દંડને તાબે રહે છે, કારણ કે જગતમાં અપરાધ રહિત મનુષ્ય દુર્લભ છે. લોકો પણ દંડના ભયથી જ પવિત્રતા, આચાર વગેરે મર્યાદાનું પાલન કરે છે.[૩૪] અને દંડના ભયથી જ ચારે વર્ણ સારી રીતે નીતિને માર્ગે પ્રવર્તે છે. સર્વ પ્રજા એકાકાર થાય નહિ તેને માટે તથા પૃથ્વીપર ધર્મનું અને અર્થનું રક્ષણ કરવા માટે જ, બ્રહ્માએ દંડને ઉત્પન્ન કર્યો છે.[૩૫] જો પશુપક્ષીઓ તથા હિંસક એવાં સિંહાદિક પ્રાણીઓ, દંડથી ભય પામતાં ન હોત તો, તેઓ બળિયા હોવાથી, બીજા પશુઓનું, મનુષ્યોનું તથા યજ્ઞમાં ઉપયોગી એવાં હુત દ્રવ્યનું (ઘી આદિનું) પણ ભક્ષણ કરી જાત![૩૬] જો દંડ (પ્રજાનું) રક્ષણ કરત નહિ, તો બ્રહ્મચારીઓ વેદની કલ્યાણકારિણી વાણીઓનું અધ્યયન કરત નહિ; ગાયો દોહવા દેત નહિ અને કુમારી કન્યાઓ વિવાહ કરત નહિ!*[૩૭] આ સર્વ જગતનો નાશ થઈ જાત, ધર્મની મર્યાદાનો નાશ થઇ જાત અને હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, એવી જાતનું અભિમાન કોઇમાં રહેત નહિ![૩૮] જો દંડ રક્ષણ

* બંગાળની પ્રતમાં 'ચિત્રવ્યાઘ્ર' પાઠ છે.

* દૂઝાળી ગાય દુધ ન આપે, પણ તેને મારનો ભય હોવાથી દુધ આપે છે અને કુંવારકાઓને શાસ્ત્રનો, સમાજનો અને રાજાનો ભય ન હોય તો, તે સ્વેચ્છાચારિણી બની જાય; અર્થાત્ શાસ્ત્ર વિધિથી પરણ્યા વગર ગમે ત્યાં રખડી, વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરત.

કરતો ન હોત તો જેમાં વિધિપૂર્વક દક્ષિણાઓ આપવામાં આવે છે એવા સંવત્સર યજ્ઞો પણ કોઇ કરત નહિ. અર્થાત્, કોઈને કોઈનો પણ બીલકુલ ભય જ રહેત નહિ.[૩૯] જો દંડ રક્ષણ કરતો ન હોત તો શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે આશ્રમ ધર્મોનું પાલન પણ કોઈ કરત નહિ, તેમ કોઈ વિદ્યાએ મેળવત નહિ.[૪૦] જો દંડ પાલન કરતો ન હોત તો ઊંટ, બળદ, ઘોડાં, ખચ્ચર, ગધેડાં ઇત્યાદિ પ્રાણીઓ વાહનમાં જોડાઇને વાહનને બરાબર વહન કરત નહિ. (તેઓ પણ દંડના ભયથી જ બરાબર ચાલે છે.[૪૧] જો રાજદંડ પાલન કરત નહિ હોત તો, સેવકો સ્વામીના વચનને પણ ક્યારેય પાળત નહિ; બાળકો માતાપિતાના વંશમાં રહેત નહિ અને સ્ત્રીઓ પણ પતિવ્રતાના ધર્મને પાળત નહિ.*[૪૨] એપરથી જ વિદ્વાન્ પુરુષો કહે છે કે, આ સર્વ પ્રજા દંડને જ આધીન રહેલી છે અને ભય પણ દંડમાં જ રહેલો છે અને દંડથી જ મનુષ્યોને સ્વર્ગ મળે છે તથા દંડને જ આધારે રહેલું સર્વ જગત્ છે.[૪૩] જ્યાં આગળ શત્રુઓનો નાશ કરનારા દંડની સારી રીતે યોજના કરવામાં આવે છે, ત્યાં કુડ કપટ, પાપ કે ઠગાઈ, એ સર્વે સર્વથા જોવામાં આવતાં જ નથી.[૪૪] પણ જો દંડનો ઉપયોગ કરવામાં આવે નહિ તો કુતરો પણ હોમવાના પદાર્થોને ચાટી જાય અને કાગડો પુરોડાશને લઈ જાય![૪૫] આપણે આ રાજ્ય, ધર્મથી અથવા તો ગમે તેમ સંપાદન કર્યું હોય, પરન્તુ હવે તેને માટે શોક કરવાનો નથી. હવે તમે રાજાઓને ઉચિત એવા ભોગો ભોગવો અને યજ્ઞાદિક સત્ ક્રિયાઓ કરો![૪૬] જેઓ ભાગ્યશાળીઓ છે, તેઓ પવિત્ર વસ્ત્રો પહેરીને સ્ત્રી પુત્રો સાથે રહી, સુખેથી ધર્માચરણ કરે છે, બ્રાહ્મણોને અનેક જાતનાં દાનો આપે છે અને ઉત્તમોત્તમ અન્નનું ભક્ષણ કરે છે (તેમ તમે પણ કરો).[૪૭] મનુષ્યોનાં સર્વ કાર્યો ધનને આધીન હોય છે; અને ધન, દંડને આધીન છે. તેથી દંડની કેટલી બધી મહત્તા છે, તે તમે જુઓ.[૪૮] આ જગતમાં લોકવ્યવહાર ચલાવવા માટે ઋષિઓએ વર્ણાશ્રમ ધર્મનું પ્રવચન કર્યું છે. એક અહિંસા ને બીજી સારાં કર્મ કરવા માટે હિંસા કરવી તે. આ બે માર્ગમાંથી જેમાં ધર્મનું રક્ષણ થાય છે, તેને શ્રેષ્ઠ માર્ગ કહ્યો છે.†[૪૯] આ જગતમાં એવી કોઇ પણ વસ્તુ નથી કે, જેમાં અત્યંત દુર્ગુણ જ હોય અને ગુણ ન જ હોય; તેમ કોઈ વસ્તુ એવી પણ નથી કે, જેમાં અત્યંત ગુણ જ હોય અને દુર્ગુણ ન જ હોય. પ્રત્યેક વસ્તુમાં સારું અને નરતું બન્ને જોવામાં આવે છે.[૫૦] બળદ જ્યારે વાછરડાની વયમાં હોય છે, ત્યારે તેના અંડ કાપી નાંખવામાં આવે છે. પછી તેના શિંગડાંઓ વધી જાય નહિ, તેને માટે શિંગડાંને કાપવામાં આવે છે. તે પછી તેના નાકને વીંધીને તેમાં નાથ ઘાલવામાં આવે છે. પછી લોકો તેને બાંધે છે તથા પોતાને વશ કરે છે અને ત્યારે બળદો ઘણો ભાર ઉપાડે છે![૫૧] હે રાજન્! એ રીતે નાના પ્રકારના વ્યવહારોવડે આ જગતનો પ્રવાહ ઘણો જ પ્રાચીન કાળનો છે, માટે તમે પણ તે તે ન્યાયોને અનુસરીને, પ્રાચીન ધર્મ પ્રમાણે વર્તો; અર્થાત્ દંડ ધારણ કરો![૫૨] અને હે યુધિષ્ઠિર રાજા! તમે યજ્ઞ કરો, બ્રાહ્મણોને દાન આપો, પ્રજાનું રક્ષણ કરો, સ્વધર્મનું પાલન કરો, શત્રુઓનો સંહાર કરો અને મિત્રોનું પરિપાલન કરો![૫૩] હે રાજા! શત્રુને હણવા માટે તમે મનમાં જરા પણ દયા લાવશો નહિ; કારણ કે જેઓ શત્રુને મારી નાંખે છે, તેમને જરા પણ પાપ લાગતું નથી.[૫૪] રણસંગ્રામમાં હાથમાં શસ્ત્ર લઈને લઢવા માટે ચઢી આવેલા શત્રુને મારવાથી મારનારાને ભ્રૂણહત્યા લાગતી નથી, (કેમકે તે શત્રુએ શસ્ત્ર ઉપાડી સામાને ક્રોધાયમાન કીધો છે.)[૫૫] હવે કોઇ પણ પ્રાણીનો અંતરાત્મા તો હણાતો જ નથી. તો પછી તેનો વધ થયો, એમ કેમ કહી શકાય?[૫૬] પુરુષ પોતાનું ઘર જૂનું થાય, ત્યારે તેનો ત્યાગ કરીને નવા ઘરમાં પ્રવેશ કરે છે, તેમ જીવાત્મા પણ એક (જૂના) શરીરનો ત્યાગ કરીને બીજા નવા શરીરમાં પ્રવેશ કરે છે.[૫૭] જીવાત્મા જીર્ણ શરીરનો ત્યાગ કરીને નવું શરીર ધારણ કરે છે, તેથી જ તત્ત્વને નહિ જાણનારા પ્રાકૃત મનુષ્યો કહે છે કે, અમુક પુરુષ મરી ગયો છે! પરંતુ વસ્તુતાએ જીવાત્મા મરતો નથી. [માટે હે રાજન્! તમે પણ શોકનો ત્યાગ કરીને તમારા પોતાના ક્ષત્રિય ધર્મને સ્વીકારો!" આટલું કહીને અર્જુન બોલતો બંધ થયો.][૫૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'अर्जुननां वाक्य' ए नामनो अध्याय १९ मो समाप्त.

* "શિક્ષા કરો ના અને છોકરાંને બગાડો" એ સૂત્રની વૈચિત્ર્યતાની હદે જો ઉપલું સૂત્ર ન પહોંચતું હોય તો પણ એટલું તો સ્પષ્ટ છે કે, એક મૂર્ખો અને ઘોબો ગણવાનો તેમ જ શિક્ષક અને સહાધ્યાયીઓનું હાસ્યપાત્ર કે નાપસંદગીનું પાત્ર થવાનો ભય, એક માણસને જ્ઞાન મેળવવાને આતુર બનાવે છે.

† ટીકાકારે એવું દૃષ્ટાંત આપ્યું છે કે, ઘાતક પશુને ઇજા કરી પાપ કરવાના ભયથી શાંત રહેવા કરતાં વાડામાં ઘુસી આવેલા વાઘને મારી નાંખવો એ ધર્મ છે. કારણ કે જો તેને ન મારી નાંખવામાં આવે તો પ્રેક્ષકની નજર આગળ તે ગાયોને મારી નાંખશે અને પ્રેક્ષક શાંતપણે એ દેખાવ જોવાનું પાપ કરશે. ગમે તેમ પણ, સામાન્ય રીતે કહેતાં, અર્જુન કહે છે કે, પાપના ભયથી હિંસા ન કરવા કરતાં પવિત્ર હૃદયથી હિંસા કરવી, તે જ ધર્મ છે.

## અધ્યાય ૧૬ મો.

### ભીમનાં કોપ વચન!

વૈશંપાયન કહે છે;–હે રાજા જનમેજય! અર્જુનનું વચન સાંભળીને તેજસ્વી ભીમસેન ક્રોધમાં આવી ગયો. પરંતુ ધૈર્ય ધારણ કરીને, જ્યેષ્ઠ ભ્રાતા યુધિષ્ઠિર-પ્રતિ બોલ્યો;[1] "હે રાજન્! તમે સર્વ ધર્મને જાણો છો. તમારાથી કંઈપણ અજાણ્યું નથી. અમે તમારા જ આચરણ પ્રમાણે વર્તવાની સદા ઇચ્છા રાખીએ છીએ. પણ હાય! તે પ્રમાણે (આજે) વર્તવાને સમર્થ નથી.[2] હે રાજન્! મારા મનમાં, ન બોલું, ન બોલું, એવો વિચાર થયા કરતો હતો, તથાપિ મારા મનમાં અત્યંત દુઃખ થવાથી હું તમને ફરીથી કહું છું, તે તમે સાંભળો.[3] હે મનુષ્યાધિપ! તમને મોહ થયો છે, મોહ! તેથી જ તમે આ સર્વ વૃત્તાંતને સંશયમય કરી નાંખ્યો છે. એટલું જ નહિ, પરંતુ અમને પણ વિહ્વળ અને નિર્બળ કરી નાંખ્યા છે.[4] વિચાર વિનાના પુરુષો જેમ પોતાના અજ્ઞાનથી મોહને પામે, તેમ સર્વ શાસ્ત્રને જાણનારો રાજા કેમ મોહને પામે? અર્થાત્ રાજાએ તો મોહવશ થવું જ નહિ જોઇએ.[5] તમે લોકોના સન્માર્ગને અને અસન્માર્ગને જાણો છો, તેમ જ ભવિષ્યનું અને વર્ત્તમાન કાળનું પણ તમે સર્વ જાણ્યું છે;[6] છતાં પણ હે મહારાજ! હું આપને રાજ્યની બાબતમાં એક વાત કહું, તે તમે એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો.[7] મનુષ્યને બે પ્રકારનો વ્યાધિ થાય છેઃ એક શારીરીક અને બીજો માનસીક. આ બન્નેની એક બીજાના સંબંધવડે ઉત્પત્તિ થાય છે. શરીર વિના વ્યાધિ થતો નથી અને મન વિના આધિ થતો નથી. શરીરની પીડાનું નામ વ્યાધિ અને મનની પીડાનું નામ આધિ છે.[8] શરીરના વ્યાધિથી મનનો આધિ ઉત્પન્ન થાય છે અને મનના આધિથી શરીરનો વ્યાધિ ઉત્પન્ન થાય છે, એ જ સત્ય છે.[9] જે મનુષ્ય વીતી ગયેલાં શારીરીક અને માનસીક દુઃખને માટે પશ્ચાત્તાપ કરે છે, તે મનુષ્ય પશ્ચાત્તાપરૂપ દુઃખથી પુનઃ પુનઃ દુઃખી થાય છે; કારણ કે આધિ અને વ્યાધિ એ અનર્થનું કારણ છે.[10] વાત, પિત્ત અને કફ એ ત્રણ ગુણ શરીરમાં ઉત્પન્ન થાય છે અને તે ત્રણ ગુણો જ્યારે સમાન થાય છે, ત્યારે શરીર આરોગ્ય રહે છે.[11] પરંતુ વાત, પિત્ત ને કફ એ ત્રણમાંથી કોઈની પણ વૃદ્ધિ થાય છે, ત્યારે શરીરનું આરોગ્ય બગડે છે. માટે તે ત્રણની શાંતિનો ઉપાય (હું) કહું તે સાંભળો! જ્યારે કફની વૃદ્ધિ થાય ત્યારે પિત્તની વૃદ્ધિ કરવી, એટલે કફ શાંત થશે; પિત્તની વૃદ્ધિ થઈ હોય ત્યારે કફની વૃદ્ધિ કરવી, એટલે પિત્તની શાંતિ થશે.[12] હવે સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણે મનના ગુણો છે. તે ત્રણે ગુણની સામ્યાવસ્થાને સ્વસ્થતા કહે છે; અર્થાત્ એ ત્રણે ગુણો જ્યારે સરખા હોય છે ત્યારે મન સ્થિર રહે છે.[13] પરંતુ એ ત્રણમાંથી કોઇની પણ જ્યારે વૃદ્ધિ થાય છે, ત્યારે તેની શાંતિને માટે શો ઉપાય કરવો, તે હું તમને કહું છું, તે તમે સાંભળો! જ્યારે રજોગુણની વૃદ્ધિ થાય છે, ત્યારે તમો ગુણવડે તેનો બાધ કરવો અને તમોગુણની વૃદ્ધિ થાય ત્યારે તેનો રજોગુણવડે બાધ કરવો. હર્ષથી શોકનો નાશ થાય છે અને શોકથી હર્ષનો નાશ થાય છે.[14] કોઇ મૂઢ પુરુષ હોય છે, તે દુઃખનું સ્મરણ કરીને દુઃખ પામે છે; અને દુઃખી પુરુષ સુખનું સ્મરણ કરવાથી સુખ મેળવે છે.[15] હે રાજન્! આધિ અને વ્યાધિ એ બન્નેથી તમને ત્રણે કાળમાં સુખ કે દુઃખ થનારું નથી, અર્થાત્ તમારાં શરીર ને મન બન્ને સ્વસ્થ છે; માટે તમારે દુઃખીના દુઃખને અને સુખીનાં સુખને સંભારવું જ યોગ્ય નથી.[16] તેમ છતાં તમે જો સ્મરણ કરો, તો તેમાં દૈવ જ બળવાન્ છે. પ્રાણીઓને (પૂર્વ કાળનું) સ્મરણ જ સુખ તથા દુઃખ આપનારું છે. તમે કદાચ કહેશો કે, સ્મરણ કરવું એ તો મારો સ્વભાવ છે–અરે! તેથી જ તો હું કલેશ પામું છું! પણ એ આપનું ધારવું ખોટું છે. કારણ કે (સ્મરણ કરવું, એ જો તમારો જાતિ સ્વભાવ હોય તો) તમે કૌરવોની સભા વચ્ચે બેઠા હતા તે સમયે, એક વસ્ત્ર ધારણ કરનારી, વળી રજસ્વલા, (વળી તમારી રાણી) દ્રૌપદીને, દુઃશાસન ચોટલો પકડીને કૌરવોની રાજસભા વચ્ચે ઘસડી લાવ્યો હતો, એ વાર્તા તમારા સ્મરણમાં કેમ આવતી નથી?[17-18] વળી કૌરવોના નગરમાંથી નીકળવું, મૃગચર્મ–વલ્કલ વસ્ત્રોભેર વનવાસ અને મહા અરણ્યમાં વાસ કરવો, એ પણ કેમ તમે સંભારતા નથી?[19] તેમ જ અરણ્યમાં જટાસુરથી આપણને દુઃખ થવું અને ચિત્રસેનની સાથે યુદ્ધ થયું, તેમ જ સિંધુ રાજા (જયદ્રથ)થી પણ આપને દુઃખ થયું હતું, તેનું તમને કેમ સ્મરણ થતું નથી?[20] વળી જ્યારે એક વર્ષ આપણે ગુપ્ત રહ્યા તે સમયે કીચકે, રાજપુત્રી દ્રૌપદીને લાત મારી હતી, તેને તમે કેમ ભૂલી જાઓ છો?*[21] વળી હે શત્રુદમન! તમે જેમ ભીષ્મ તથા દ્રોણની સાથે લડ્યા હતા, તે પ્રમાણે હમણા પણ તમારે તમારા મનવડે એક ભયંકર યુદ્ધ કરવાનું તમારી પાસે આવી લાગ્યું છે.[22] હમણા તમારે જે યુદ્ધ કર-

* અર્થાત, પૂર્વ વૃત્તનું તમને–યુધિષ્ઠિરને સ્મરણ થાય છે તેથી તમે શોક કરો છો એ સત્ય નથી; પણ ધર્મનું વિસ્મરણ થવાથી તમે શોક કરો છો. જો સ્મરણ થતું હોત તો બધાનું જ સ્મરણ થાત. સુખનું થાય તેમ દુઃખનું પણ થાય. તેવું તો તમારામાં જોવામાં આવતું નથી, એનું કારણ ધર્મનું વિસ્મરણ છે.

વાનું છે, તે યુદ્ધમાં બાણોની જરૂર પડે તેમ નથી, તેમ મિત્રોનું કે બાંધવોનું પણ કામ પડે તેમ નથી; પરન્તુ તમારે પોતાને જાતે લડવાનું છે.[૨૩] હવે જો તમારો યુદ્ધમાં વિજય થયો નહત અને કદાચિત્ પ્રાણનો ત્યાગ થયો હોત, તો બીજા જન્મમાં ક્ષત્રિય દેહ ધારણ કરીને, તેઓની સાથે તમારે યુદ્ધ કરવું પડત.*[૨૪] માટે યમ નિયમાદિક અષ્ટાંગ યોગવડે આ સ્થૂલ શરીરનો ત્યાગ કરી, મનવડે શત્રુઓના આત્માની સાથે પોતાના આત્માનું ઐક્ય કરો અને મનની સાથે યુદ્ધ કરી તેનો જ વિજય કરવા માટે તત્પર થાઓ![†][૨૫] તમે જો એ મનને જિતશો નહિ તો તમારી શી અવસ્થા થશે, એ કહી શકાતું નથી. હે મહારાજ! તમે મનને જિતશો તો તમે કૃતકૃત્ય જ થશો.[૨૬] આત્મા, મન અને દેહ એ બન્નેથી ભિન્ન છે, આવો તમારી પોતાની બુદ્ધિથી નિશ્ચય કરો અને પ્રાણીઓના સન્માર્ગને તથા અસન્માર્ગને જાણો અને તમારા પૂર્વજોએ આશ્રય કરેલા માર્ગમાં રહીને રાજ્યની યોગ્ય રીતે રક્ષા કરો.[૨૭] પાપી દુર્યોધન, સંગ્રામમાં પોતાના સેવકો સાથે મરણ પામ્યો, એ સારા ભાગ્યની વાત છે, તેમ જ તમે પણ દ્રૌપદીના કેશપાશ (ચોટલા)ની પેઠે પાછા પ્રથમની સ્થિતિને (રાજ્યને) પામ્યા છો, એ પણ સારા ભાગ્યની વાત છે.[૨૮] હે રાજા! હવે તમે અશ્વમેધ યજ્ઞવડે દેવોનું યજન કરીને પુષ્કળ દક્ષિણાઓ આપો. અમે સૌ તમારા કિંકર છીએ. પ્રતાપી વાસુદેવની આપણને સહાયતા છે. [તેથી કંઈ પણ અડચણ થવાની નથી." આટલું કહીને ભીમસેન વિરામ પામ્યો.][૨૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'भीमनां वाक्य' ए नामनो अध्याय १६ मो समाप्त.

## અધ્યાય ૧૭ મો.

### જગતનાં સુખ મિથ્યા છે!

વશંપાયન કહે છે;–હે રાજા જનમેજય! ભીમનાં એ વચન સાંભળીને યુધિષ્ઠિર રાજા બોલ્યા;–"હે ભીમ! તારું મન અસંતોષ, પ્રમાદ, મદ, રાગ, અશાંન્તિ, બળ, મોહ, અભિમાન, ઉદ્વેગ ઇત્યાદિ પાપને ઉત્પન્ન કરનારા વિષયોથી ઘેરાઈ ગયું છે, તેથી જ તું રાજ્યની ઇચ્છા કરે છે. પણ તું મનમાંથી અમર્ષને દૂર કર અને રાગાદિક પદાર્થોમાંથી મનને પાછું હઠાડી, શાંત થશે તો તું સુખી થશે![૧-૨] તું રાજાની પ્રશંસા કરે છે! પરંતુ સર્વ પૃથ્વીપર રાજ્ય કરનારો રાજા એકલો જ હોય છે અને તેને એક જ પેટ હોય છે, તો તું જીંદગીના પ્રવાસની શા અર્થે પ્રશંસા કરે છે?[૩] હે ભીમસેન! દિવસવડે, માસવડે અને સંપૂર્ણ આયુષ્યવડે પણ જે પૂર્ણ થતી નથી, એવી ઇચ્છાને પૂર્ણ કરવાને કોણ સમર્થ છે?[૪] અગ્નિ ધગધગતો બળતો હોય છે, પરંતુ જો ઇંધણા નાંખીએ નહિ તો તે પોતાની મેળે જ શાંત પડી જાય છે; તેમ જ હે ભીમસેન! તું પણ તારા ઉદરમાં પ્રજ્વલિત થયલા જઠરાગ્નિને, અલ્પ આહારવડે શાંત કર!*[૫] બુદ્ધિમાન્ પુરુષો પોતાના ઉદર પોષણને માટે યજ્ઞાદિક ઘણાં કર્મો કરે છે; અને આપણે જે પૃથ્વીને જિતી છે, તે તો કેવળ પરલોકના શ્રેયને માટે જ જિતી છે! નાના પ્રકારના ભોગો ભોગવવા માટે જિતી નથી, એમ જો તું માનતો હોય તો તારો જય જ છે એમ જાણ.[૬] હે ભીમસેન! મનુષ્યોના ભોગ, કામ અને ઐશ્વર્યની (સુખ સંપત્તિની) તું પ્રશંસા કરે છે, પણ ભોગોનો ત્યાગ કરીને તપ કરનારા દુર્બળ મુનિઓ જ સર્વોત્તમ પદને પામે છે. રાજ્ય જિતવું અને સાચવવું, દેશના યોગ અને ક્ષેમ વહન કરવા, એ ધર્મ અને અધર્મ ઉભયથી બને છે, એવો તારો વિચાર છે. પરંતુ તે યોગ ક્ષેમરૂપી મોટા બોજામાંથી તું મુક્ત થઈ રાજ્યનો ત્યાગ કર.[૮] વાઘ પોતાનું એક જ પેટ ભરવા માટે ઘણા પ્રાણીની હિંસા કરે છે અને લોભ વશ થયેલાં બીજાં નિર્બળ પ્રાણીઓ તેના શિકાર ઉપર આજીવિકા કરે છે![†][૯] જે રાજાના મનમાં વિષયોનો સંગ્રહ છે, છતાં તે સંન્યાસ લે છે, તેવા રાજાઓ કોઈપણ દિવસે સંતોષ પામતા નથી, પણ તેનું કારણ સમજવામાં તારી બુદ્ધિમાં જે ફેરફાર થયો છે, તેનો તું જ વિચાર કરી જો.[૧૦] ખરી વાત તો એ છે કે,

* જો આ જન્મે યુદ્ધ કરી રાજ્યપ્રાપ્તિ ન થાત, અને યજ્ઞ, દાન ન થાત, તો આ જન્મના તમારા સંકલ્પ સિદ્ધ કરવાને તમારે બીજો જન્મ ધારણ કરવો પડત ને ત્યારે પણ યુદ્ધ કરવું પડત; કેમ કે તમે દૃઢસંકલ્પવાળા છો!

† આ એક કૂટ શ્લોક છે. गन्तव्यम् વિષે નીલકંઠ ખુલાસો કરે છે કે, તે परमव्यक्तरूपस्य સાથે સંબંધ રાખે છે. નીલકંઠના કહેવા પ્રમાણે તેનો અર્થ એ છે કે, તારે મન, જેનું સ્વરૂપ અવ્યક્ત છે તેના શત્રુને જિતવો અને તેની સાથે મળી જવું; અર્થાત્ કે યુધિષ્ઠિરે પોતાના આત્માને અને પોતાને એક ગણાવવો. કારણ કે આત્મા તેનો શત્રુ છે અને તેની સાથે તે યુદ્ધ કરે છે. આવા પ્રકારની જિત અને સામ્યતાનો અર્થ એ કે, મનના યુદ્ધનું બંધ પડવાથી જ શાંતિની પ્રાપ્તિ થાય છે.

* બંગાળની પ્રતમાં આ પ્રમાણે પાઠ છેઃ–જેઓ બુદ્ધિહીન હોય છે, તેઓને પેટનો ખાડો પૂરવાને પુષ્કળ આહાર જોઇએ છે. પ્રથમ તું તારા પેટને જિતશે તો તારા નિત્યના કલ્યાણ માટે તું પૃથ્વી જિતી શકશે!

† એક જાતના વાઘ થાય છે, તેઓ નદીના છાછરાં પાણીમાં જઈ એકાદ મોટી માછલીને પકડે છે ને પછી દૂર જમીનપર તેને નાંખે છે. તે જોઈ બીજાં પ્રાણીઓ, શિકારીઓ, કે માછીઓ તે લેવા જાય છે કે તુરત છૂપાઈ બેઠેલો આ મનુષ્યભક્ષી તેપર તરાપ મારી, તેને મારી નાંખે છે.

પત્રોનો, પથ્થરથી ફૂટેલાં ફળોનો તથા જેઓ દાંતવતી કરડીને ફળોનો આહાર કરનારા છે અથવા પાણીનો અને વાયુનો આહાર કરનારા છે, તેજ મુનિઓ નરકને જિતે છે! અર્થાત્ તપ કરનારા જ સ્વર્ગમાં જાય છે![૧૧] આ સમગ્ર પૃથ્વીપર રાજ્ય કરનારા રાજાઓ કંઈ કૃતાર્થ નથી; પરંતુ જેને સુવર્ણ અને પાષાણ સમાન છે, એવા મુનિઓ જ કૃતાર્થ કહેવાય છે![૧૨] હે ભીમસેન! તારા મનમાં ઉછળતા સંકલ્પના મોજાઓને તું શાંત કર; કોઈપણ ક્રિયાનો આરંભ, આશા, મમત્વ એ સર્વનો ત્યાગ કર; અને જે આ લોકમાં તથા પરલોકમાં વિકાર રહિત અને શોક રહિત સ્થાન છે, તેનો આશ્રય કર.[૧૩] જેણે સંસારના ભોગોનો ત્યાગ કર્યો છે એવા પુરુષો જરા પણ શોક કરતા નથી. પણ તને વૈભવ ભોગવવાની લાલસા છે, તેથી જ તું શોક કરે છે. પણ તું સર્વ આશા અને વૈભવોનો ત્યાગ કરીને મિથ્યાવાદથી મુક્ત થા![૧૪] શાસ્ત્રમાં પિતૃયાન અને દેવયાન એમ બે પ્રકારના માર્ગો પ્રખ્યાત છે. તેમાં વર્ણાશ્રમના અભિમાનીઓ પિતૃયાનના માર્ગવડે (સ્વર્ગાદિ) લોકમાં જાય છે અને મોક્ષની ઈચ્છાવાળા દેવયાનના માર્ગવડે (પરબ્રહ્મ ધામમાં) જાય છે.*[૧૫] તપશ્ચર્યાવડે, બ્રહ્મચર્યવડે અને વેદના અધ્યયનવડે મહર્ષિઓ દેહનો ત્યાગ કરી દઈને જીવનમુક્તદશાને પામી ગયા છે.[૧૬] આ જગતમાં રાજ્ય અને કર્મ એ આમિષ ગણાય છે. એ બન્ને પાપરૂપ આમિષમાંથી જે પુરુષ મુક્ત હોય છે, તેજ પરમ પદને પામે છે!†[૧૭] હે ભીમસેન! તેં કહ્યું કે પિતા, પ્રપિતામહાદિકોએ આ રાજ્ય ભોગવ્યું છે, તેને તમે પણ ભોગવો. પરંતુ તારું એ કથન અયોગ્ય જ છે. સુખદુઃખાદિ દ્વંદ્વ પદાર્થથી મુક્ત થયેલા અને મોક્ષનાં સ્વરૂપને જાણનારા જનક રાજાએ એ સંબંધી-સ્પષ્ટીકરણરૂપ કહેલી ગાથા લોકો કહે છે, તે તને કહું તે તું સાંભળ. એક સમયે જ્યારે આખી મિથિલા નગરી અને પોતાનો રાજમહેલ બળવા લાગ્યો, ત્યારે રાજા જનક બોલ્યા કે, 'આ દેહના સંબંધથી મારું અનંત ધન બળે છે, પરંતુ તેમાં મારું કંઈપણ નથી. હું તે સર્વનો સાક્ષી અને તેનાથી ભિન્ન એવા આત્મારૂપ છું.' આવી રાજા જનકની સ્થિતિ હતી. તે જગતના ભોગોમાં આસક્ત નહતો.[૧૮-૧૯] બુદ્ધિરૂપી રાજમહેલમાં ચઢવાને અશક્ત પુરુષ જ અશોચ્ય પુરુષોનો શોક કરે છે અને પર્વતના શિખરઉપર રહેલો મંદબુદ્ધિ પુરુષ, નીચે રહેલાં વૃક્ષોને જોતો નથી. [અર્થાત્ હે ભીમ! તેં કહ્યું કે, દુર્યોધન પોતાના પાપથી મરણ પામ્યો છે, પરંતુ તે તો રણમાં મરવાથી સ્વર્ગમાં ગયો છે અને તેની રાણીઓ દુઃખી છે, તેના તરફ તું જોતો નથી. ઉલટું તું બીજાઓનું દુઃખ જોઇને પ્રસન્ન થાય છે, માટે તું મૂર્ખ છે.][૨૦] જે પુરુષ કર્ત્તવ્યને અને અકર્ત્તવ્યને જુએ છે, તેને જ નેત્રવાળો અને બુદ્ધિમાન્ જાણવો. જે અજ્ઞાત વસ્તુને જણાવે છે અને તેનો સારી રીતે નિશ્ચય કરાવે, તેનું નામ બુદ્ધિ અને તે (બુદ્ધિ) જેનામાં હોય તેજ બુદ્ધિમાન્ છે.[૨૧] હવે બ્રહ્મભાવને પામેલા અને બુદ્ધિમાન્ એવા વિદ્વાન્ પુરુષોની વાણીને જે પુરુષ જાણે છે, તે પુરુષ આ લોકમાં બહુ જ માનપાત્ર થાય છે.[૨૨] જ્યારે એક મનુષ્ય ભિન્ન ભિન્ન પ્રાણીઓને એક જ જાતનાં અને એક તત્વમાંથી જ ઉત્પન્ન થયેલાં માને છે ત્યારે તે મનુષ્ય વ્યાપક બ્રહ્મને પામે છે.*[૨૩] ઉત્તમ જ્ઞાની પુરુષો બ્રહ્મરૂપી સંપત્તિને પામે છે, પરંતુ મંદ બુદ્ધિવાળા, વિવેક રહિત ને તપ રહિત પુરુષો બ્રહ્મની ગતિને પામતા નથી. સર્વ વસ્તુ ખરેખર બુદ્ધિને અધીન રહેલી છે.[૨૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'युधिष्ठिरनां वाक्य' ए नामनो अध्याय १७ मो समाप्त.

## અધ્યાય ૧૮ મો.

### જનક અને તેની રાણીનો સંવાદ!

વૈશંપાયન કહે છે! હે જનમેજય! એ રીતે કહીને યુધિષ્ઠિર રાજા બોલતા બંધ પડ્યા કે, યુધિષ્ઠિરના પ્રત્યે શોક તથા દુઃખથી તપી ગયેલો અને યુધિષ્ઠિર રાજાની વાણીરૂપી શલ્યથી પીડાયલો અર્જુન, પુનઃ બોલ્યો;[૧] "હે ભરતવંશી રાજા! પ્રાચીન લોકો જનક વિદેહીને, તેની સ્ત્રીની સાથે થયેલો સંવાદ આ પ્રકારે કહે છે.—રાજા જનકે પોતાનું રાજ્યપાટ છોડી દઇને સંન્યાસી બની ભિક્ષા માગવાનો વિચાર કર્યો ત્યારે તેની સ્ત્રીએ અત્યંત દુઃખાતુર થઇને, જનક રાજાને જે પ્રમાણે કહ્યું હતું, તે તમે સાંભળો.[૨-૩] જનક રાજા જ્યારે ધન, પુત્ર,

* પિતૃયાન માર્ગે વેદાદિ કર્મ કરવાથી જવાય છે; પણ દેવયાન માર્ગે સર્વ ધર્મવિધિ અને અહંભાવના ત્યાગથી તથા સંતોષ અને સાત્વિક પ્રકૃતિથી જવાય છે.

† અહીં રાજ્ય ચલાવવામાં પણ હિંસા રહેલી છે, તેથી તેને આમિષ (માંસ) કહ્યું છે; અને યજ્ઞાદિક ક્રિયામાં પણ હિંસા રહેલી છે, તેથી તેને પણ આમિષ કહેલું છે.

* મહાભારતના જુદા જુદા શ્લોકમાં, જુદા જુદા શબ્દોમાં આ સત્ય અનેક રીતે કહેવાયું છે. વસ્તુ એ છે કે, અનંત પ્રકારની એકાગ્રતા અને પરમાત્મા સાથે મળી જવું, એ બ્રહ્મની પ્રાપ્તિ છે. તેટલા માટે જે કોઇ માણસ બ્રહ્મને પામ્યો હોય છે, તે પોતાને વિશ્વથી ભિન્ન સમજતો બંધ પડે છે. તેનામાંથી પાપ અને હિંસાનું જે મૂળ સ્વાર્થ, તે અદૃષ્ટ થાય છે.

સ્રી, નાના પ્રકારનાં રત્નો અને યજ્ઞાદિક ક્રિયાઓનો ત્યાગ કરીને મૂઢ થઈ ગયા;[૪] અને સર્વ પરિગ્રહનો ત્યાગ કરી, મસ્તક મુંડાવી નાંખી–સંન્યાસી બની–ભિક્ષાન્ન ઉપર આજીવિકા કરવાની ઇચ્છાથી, મુષ્ટિમાત્ર શેકેલા જવનો આહાર કરીને દેહનો નિર્વાહ કરવા લાગ્યા તથા તૃષ્ણા અને મત્સરનો ત્યાગ કરીને જીવિત ગાળવા લાગ્યા, ત્યારે, જનકની આવી વર્તણુક જોઇને તેની બુદ્ધિમતી રાણીના મનમાં અત્યંત ક્રોધ ઉપજ્યો! તેણે એકાંત સ્થળમાં બેઠેલા રાજાની પાસે જઇને નિર્ભયપણે અભિપ્રાયવાળાં આ વચનો કહેવા માંડ્યાં.[૫–૬] 'હે રાજન્! ધનધાન્યથી ભરપૂર પોતાનું રાજ્ય તજી દઇને તમે ભિક્ષુકની વૃત્તિ કેમ સ્વીકારી બેઠા છો? તમે શેકેલા મુઠ્ઠીભર જવ ઉપર આજીવિકા કરો છો, તે તમને ઘટતું નથી! આ તમારી ત્યાગની પ્રતિજ્ઞા, રાજધર્મથી વિરુદ્ધ છે, તેમ તમારી ભિક્ષુકના જેવી ચર્યા પણ રાજધર્મથી વિરુદ્ધ છે! મોટું રાજ્ય છોડી દઇને, હે રાજા! ખપ્પરમાં પડેલા અન્નથી તમે સંતોષ માનો છો, તો પછી તેટલા અન્નથી તમે અતિથિઓ, દેવર્ષિઓ, દેવો, ઋષિઓ અને પિતૃઓનું યજન કેવી રીતે કરી શકશો? તમે તેઓનું પૂજન નહિ કરી શકો તો, તમારો આ પરિશ્રમ તો તદ્દન નિષ્ફળ જ છે![૭–૯] અરેરે! હે રાજા! તમે ક્રિયાનો ત્યાગ કર્યો છે, તેથી જ દેવો, અતિથિઓ અને પિતૃઓ તમારો ત્યાગ કરી ગયા છે અને તેથી જ તમે સંન્યાસ લેવાને તત્પર થયા છો. (અર્થાત્ તમે અકિંચન છો, એમ જાણીને અતિથિઓ, દેવતાઓ અને પિતૃઓએ તમારી આશા છોડી દીધી છે, કે દ્રવ્ય વગર રાજાનાં ને ગૃહસ્થનાં કર્મો એ કરી શકશે નહિ! ત્યારે એની પાસે રહી, એની આશા શી કરવી.)[૧૦] પૂર્વે તો તમે વેદ વિદ્યા જાણનારા હજારો બ્રાહ્મણોનું તથા સર્વ પ્રજાનું ભરણ પોષણ કરતા હતા, તે જ તમે હવે તેમની પાસે તમારા પોતાના ઉદર પોષણની ઇચ્છા રાખો છો.[૧૧] અત્યંત સુંદર એવી રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને હવે તમારે ઉદરપોષણને માટે કુતરાની પેઠે બીજાની સામે જોવાનું રહ્યું! અરેરે! આજથી તમારી માતા અપુત્રા થયેલી છે અને આ નગરી અનાથ થયેલી છે.*[૧૨] ધર્મની કામનાવાળા આ ક્ષત્રિયો, ફળની ઇચ્છાથી તમારી ઉપાસના કરે છે, તેઓને ફળ નહિ મળવાથી તેઓ નિરાશ થઈ ગયા છે.[૧૩] હે રાજન્! તે રાજાઓની આશાનો ભંગ કરવાથી, તમે કયા લોકમાં જશો, તે કહી શકાતું નથી. કેમકે દેહધારીઓ પોતાના પ્રારબ્ધને વશ હોય છે, તેથી તેઓનો મોક્ષ થશે કે નહિ થાય, તેને માટે સંશય જ છે.[૧૪] રાજધર્મ તજી દેવાથી તમારા જેવા, પાપી તેમ જ અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થયા છે, કારણકે તમે જીવવાની ઇચ્છા રાખવા છતાં, તમારી ધર્મ પત્નીનો ત્યાગ કરવાની ઈચ્છા રાખો છો.[૧૫] પુષ્પની માળાઓ, ગંધ, અલંકારો, નાના પ્રકારના વસ્રો, એ સર્વનો ત્યાગ કરી, ક્રિયા રહિત થઇને શામાટે તમે સંન્યાસ લેવાની ઇચ્છા કરો છો?[૧૬] તૃષાતુર પ્રાણીઓ જેમ વેડાની પાસે જાય છે, ભુખ્યા પ્રાણીઓ જેમ સુંદર ફળવાળાં વૃક્ષોની પાસે જાય છે (અને ત્યાં જઈ વિશ્રામ પામે છે) તેમ ભુખ્યાં તરસ્યાં સર્વ પ્રાણીઓ તમારી પાસે (દાન લેવાની ઇચ્છાથી) આવે છે, તેવા તમે, અન્યની ઉપાસના કેમ કરી શકશો?[૧૭] માંસભક્ષી ઘણાં પ્રાણીઓ, જેમ સર્વ કર્મનો ત્યાગ કરીને બેઠેલા હાથીને ખાય છે ને તેનામાં કીડા પડે છે, તેમ સર્વ પુરુષાર્થનો ત્યાગ કરીને બેઠેલા જે તમે તે માટે શું બોલું! (તમારું ભક્ષણ કીડા કરશે, તેમાં તમારું મહત્વ શું રહેશે?)[૧૮] જો કોઇપણ પુરુષ તમારા આ ભિક્ષા પાત્રને ફોડી નાંખે, અથવા તો તમારા આ ત્રિદંડનું હરણ કરે, અથવા તો તમારાં ભગવાં વસ્રનું હરણ કરે, તો તમારા મનમાં દુઃખ થશે કે નહિ?[૧૯] તમે સર્વ કર્મનો ત્યાગ કરી દીધો છે; પરંતુ મધ્યાહ્ન કાળે તમે ઉદરપોષણ માટે સેકેલા મુષ્ટિ માત્ર જવનો તો સ્વીકાર કરો છો, તો પછી રાજ્યમાં અને ત્યાગમાં ફેર શો છે? કોઇકને અધિકનો સ્વીકાર તો કોઈકને સ્વલ્પનો સ્વીકાર છે; પરંતુ સ્વીકાર તો છે જ! માટે રાજ્યથી ઉદાસ થવાનું કારણ નથી.[૨૦] તમારે જો આ જગતમાં ઉદરપોષણાર્થ સેકેલા જવની મુષ્ટિનું પ્રયોજન હોય, તો પછી 'મારે કોઈની સાથે કંઈપણ પ્રયોજન નથી' એવી તમારી પ્રતિજ્ઞાનો ભંગ જ થશે; અને દેહ, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ ઈત્યાદિકના વિષયનો ત્યાગ કરીને શુદ્ધ ચિન્માત્ર રૂપ જ જો તમે હો, તો પછી મારામાં ને તમારામાં ભેદ શો? હુ તમારી કોણ ને તમે મારા કોણ? તમારો મારા ઉપર અનુગ્રહ શાનો? તમે અને અમે બધાં ચિદાભાસમાં લેશભાર પણ ભેદ નથી. (તો પછી કોણ કોનો ત્યાગ કરશે ને કોણે કોનો ત્યાગ કરવો?)*[૨૧] હે રાજન્! તમારો મારા ઉપર જો અનુગ્રહ

---

* બેંગાળની પ્રતનો પાઠઃ–અને આ તમારી રાણી, કૌશલ્યા રાજકુંવરી વિધવા થઇ છે.

* અર્થ આ પ્રમાણે લાગે છેઃ–એક માણુસ જો દરેકે દરેક ચીજનો સંપૂર્ણ ત્યાગ કરવાના પોતાના નિશ્ચય પ્રમાણે ખરેખરો વર્તે છે તો, આ જગતના મધ્યમાં તે એકલો જ રહે છે, અને તે કોઇનો નથી અને કોઇ તેનું નથી. તેટલા માટે તે કોઇને પ્રસન્ન કે અપ્રસન્ન કરી શકતો નથી. તેટલા માટે જનક રાજાનો સ્રી અને રાજ્યનો પરિત્યાગ સંપૂર્ણ ત્યાગના નિયમ સાથે અથવા સ્વયંને સ્વયંમાં ખેંચી લેવાના નિયમ સાથે યુક્ત નથી. જગતપર જરા પણ પ્રેમ રાખ્યા વગર કે મનથી પોતાના ઉપર જરા પણ અસર થવા દીધા વગર, જે વૈભવ ભોગવે તે જીવન્મુક્ત જ છે.

હોય તો મારું કહેવું માન્ય કરીને રાજ્ય ભોગવો અને મહેલો, શય્યાઓ, રથો, વસ્ત્રો, અલંકારો એ સર્વનો ઉપભોગ કરો.[22] નિર્ધન અને સ્નેહી મિત્રોએ તજી દીધેલા અકિંચન સંન્યાસીઓએ ધારણ કરેલાં ખપ્પર, દંડ, ભગવાં વસ્ત્રો, ઈત્યાદિકને જોઇને, જે કોઈ પોતાના રાજ્યાદિક પદાર્થોનો ત્યાગ કરે, તે શું ત્યાગ કહેવાય છે કે?[23] જે પુરુષ અત્યંત પ્રતિગ્રહ (દાન) ગ્રહણ કરે છે અને જે પુરુષ અત્યંત દાન આપે છે, તે બેમાં શો અંતર છે તેનો વિચાર કરો અને તે બેમાં દાન દેનારો ઉત્તમ કે લેનારો ઉત્તમ, તેનો પણ વિચાર કરો![24] જેઓ દાંભીક અને નિરંતર યાચના કરનારા જ છે, તેઓને દક્ષિણા આપવામાં આવે છે, તે દાવાનળમાં હોમવા સરખી છે! અર્થાત્ નિષ્ફળ છે.[25] હે રાજન્! જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ તેમાં નાંખેલા પદાર્થને બાળ્યા વગર શાંત પડતો નથી, તેમ ભિક્ષા માગનારો બ્રાહ્મણ, ગમે તેટલો ધનપાત્ર હોય છે, તોપણ માગ્યા વગર તેને કદી પણ શાંતિ વળતી નથી.[26] આ જગતમાં તો (નિયમ છે કે) રાજાએ ત્યાગીઓને અન્ન દાન આપવું, કારણ કે તેનાથી જ તેનું જીવન ચાલે છે; પણ રાજા જો સંન્યાસીઓને અન્ન આપતો નથી, તો પછી મોક્ષની આકાંક્ષાવાળાઓનું જીવન કેમ ચાલશે?[27] આ જગતમાં તો અન્નનો સંગ્રહ કરનારા જ ગૃહસ્થો કહેવાય છે અને અન્નનો સંગ્રહ નહિ કરનારાઓ ભીખારી કહેવાય છે. અન્ન પ્રાણનું રક્ષણ કરે છે, તેથી અન્ન આપનારો જ પ્રાણદાતા કહેવાય છે.[28] પણ જેઓ ગૃહસ્થાશ્રમ છોડીને ત્યાગી થયા છે, તેઓ પણ ગૃહસ્થાશ્રમીનો આશ્રય કરીને જ જીવે છે અને એ ત્યાગીઓને ઉત્પન્ન કરનારો પણ ગૃહસ્થાશ્રમ જ છે અને તેમની પ્રતિષ્ઠાને પણ ઉદાર ગૃહસ્થાશ્રમીઓ જ જાણે છે![29] સંસારનો ત્યાગ કરવાથી અથવા દરિદ્રોપર ઉપકાર કરનારાઓ પાસે ભિક્ષા માગવાથી કોઇ ભિક્ષુક કહેવાતો નથી; પરંતુ જે સુખ તથા અર્થનો સરળ હૃદયથી (મનથી જ) ત્યાગ કરે છે, તેને જ ભિક્ષુક જાણવો. [તાત્પર્ય કે, પોતાનું રાજપદ ત્યાગી અરણ્યમાં જઈ વસે તે પણ ત્યાગી છે અને રાજાપદ રાખી 'અહમ્'નો ત્યાગ કરી રાજ કરે તોપણ ત્યાગી જ છે! કેમકે તે કોઇપણ પ્રકારના બંધ વગરનો છે.][30] સંસારના ભોગોમાં આસક્તિ રહિત છતાં આસક્તિવાળો જણાતો, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારો, સંગ રહિત, બંધનમાંથી મુક્ત થયેલો, શત્રુ તથા મિત્રની સાથે સમબુદ્ધિ રાખનારો જે હોય તેને જ, હે રાજન્! મુક્ત જાણવો.[31] પણ જે મૂડિયા-સંન્યાસીઓ, ભગવાં વસ્ત્રો પહેરીને પોતાનું પેટ ભરવા માટે સંન્યાસ ધારણ કરે છે, તે સંન્યાસીઓને મઠ, શિષ્ય, પુસ્તક, માન વગેરેની તૃષ્ણાના પાશથી બંધાયલા સમજવા અને તેઓ આમિષરૂપ ધન મેળવી, વૃથા પાપના ભાગી થાય છે.[32] બુદ્ધિહીન પુરુષો જ વેદનો, પોતાની આજીવિકાનો અને પુત્રોનો પણ ત્યાગ કરીને સંન્યાસ ધારણ કરે છે. બુદ્ધિમાન્ પુરુષો (કદી પણ) સંન્યાસ ધારણ કરતા નથી. મૂર્ખાઓ જ હાથમાં દંડ, ભગવાં વસ્ત્ર અને ભિક્ષાનું પાત્ર ગ્રહણ કરે છે.[33] પણ જે ભગવાં કરવાને અયોગ્ય છે, તેમણે ભગવાં વસ્ત્રો પહેરવાં, એ કેવળ હાથના ચાળા છે. એટલું જ નહિ, પરંતુ ભગવાં વસ્ત્રો પહેરવાં, એ ધર્મ-ઢોંગી મુંડિયાઓની આજીવિકા છે, એમ મારું માનવું છે.[34] હે મહારાજ! નગ્ન રહેનારા, મુંડિયા થઇને ફરનારા તથા જટા ધારણ કરનારા હોય તેનું સર્વનું, તમે ભગવાં વસ્ત્રો આપીને, મૃગચર્મો આપીને અને વસ્ત્રો આપીને પોષણ કરો અને જિતેન્દ્રિય થઇને લોકોનો વિજય કરો![35] અગ્નિનું આધાન લ્યો, યજ્ઞો કરીને પુષ્કળ દક્ષિણાઓ આપો! ધર્મ ઉપર પ્રીતિ રાખનારો એવો કયો પુરુષ હોય છે કે, જે યજ્ઞમાં પોતાના ગુરુને દક્ષિણા આપે નહિ?"[36]

અર્જુન કહે છે;–"હે રાજા યુધિષ્ઠિર! એ રીતે પોતાની સ્ત્રીનું વચન સાંભળીને રાજા જનકે સંન્યાસ લેવો બંધ કર્યો હતો. જગતમાં જનક રાજા તત્ત્વવેત્તા કહેવાય છે, તે પણ આમ મોહમાં પડી ગયા હતા, પણ તમે તેવા મોહમાં ન પડો.[37] તમે ગૃહસ્થાશ્રમના ધર્મ ઉપર પ્રીતિ રાખશો, નિત્ય દાન દેશો, તપશ્ચરણ કરશો, દયા, દાક્ષિણ્યાદિક ગુણોથી સંપન્ન રહેશો, કામ ક્રોધનો ત્યાગ કરીને પ્રજાનું પાલન કરવાને તત્પર રહેશો અને ઉત્તમ પ્રકારનાં દાનો આપશો તો ગુરુજનોની અને વૃદ્ધોની સેવા કરનારા તમે, ઇષ્ટ એવા સ્વર્ગ લોકમાં જશો![38–39] જેઓ દેવતા, અતિથિ અને પ્રાણીઓની વિધિપૂર્વક સેવા કરે છે, તેઓ મનગમતા લોકોમાં જાય છે. માટે સત્યવાદી એવા આપણે પણ દેવો, અતિથિઓ અને પ્રાણીઓની સેવા કરીને મનગમતા સ્વર્ગાદિક લોકોમાં જઇશું!"[40]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'अर्जुननां वाक्य' ए नामनो अध्याय १८ मो समाप्त.

## અધ્યાય ૧૯ મો.

### મોક્ષમાર્ગ અને આત્માનું સ્વરૂપ.

વૈશંપાયન કહે છે;–હે રાજા જનમેજય! અર્જુનનું વચન સાંભળીને રાજા યુધિષ્ઠિર બોલ્યા; "હે અર્જુન! હું ધર્મશાસ્ત્રને તથા બ્રહ્મને પ્રતિપાદન કરનારાં અધ્યાત્મ

શાસ્ત્રને સારી રીતે જાણું છું. તેમાં કર્મ કરવાનું અને કર્મનો ત્યાગ કરવાનું એમ બન્ને આજ્ઞાઓ કરેલી છે.૧ પરસ્પર વિરુદ્ધાર્થને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોનું મેં સારી રીતે ચિંતન કર્યું છે અને તેનાં મંત્રના કારણો પણ મારા જાણવામાં યથાર્થ રીતે આવ્યાં છે.૨ હે અર્જુન! તું વીરવ્રતને પાળનારો છે અને એક અસ્ત્ર વિદ્યાને જ જાણે છેઃ તું શાસ્ત્રનાં રહસ્યને યથાર્થ રીતે જાણવાને સમર્થ નથી.૩ શાસ્ત્રમાં સૂક્ષ્મ અર્થને જાણનારા વિદ્વાનો પણ મને આ પ્રમાણે કહી શકતા નથી, તો પછી તું કેવી જ રીતે મને કહી શકે? તું તો ધર્મની માત્ર પ્રશંસા કરી જાણે છે; પરંતુ તેનાં ખરાં સ્વરૂપને જાણતો જ નથી.૪ હે અર્જુન! આમ છતાં તેં ભ્રાતૃભાવ તરિકે મને જે કહ્યું છે તે યોગ્ય જ કહ્યું છે અને તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું.૫ શત્રુઓની સામે યુદ્ધ કરવામાં તથા બીજાં એવાં કેટલાંએક ડહાપણનાં કાર્યો કરવામાં તારા સમાન ત્રણ લોકમાં કોઈ પણ નથી.૬ હે ધનંજય! તું અત્યંત નિપુણ છે, છતાં હું નિઃશંકપણે કહું છું કે, તું ધર્મનું સૂક્ષ્મ સ્વરૂપ કહી, મારી બુદ્ધિમાં ભેદ પાડી શકીશ નહિ.૭ હે અર્જુન! તું કેવળ યુદ્ધશાસ્ત્રને જ જાણે છે; પરંતુ વૃદ્ધ પુરુષોનું તેં સેવન કર્યું નથી, તેથી વૃદ્ધોના અને શાસ્ત્રના સંક્ષિપ્ત અને વિસ્તૃત નિર્ણયને જાણતો જ નથી.૮ બુદ્ધિમાન્ વૃદ્ધોનો નિશ્ચય છે કે, પ્રથમ તપ કરવું. તપથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. તે પછી વૈરાગ્ય થવાથી સર્વ વસ્તુનો ત્યાગ કરવો; અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં રહીને ઈશ્વર પ્રીત્યર્થ કર્મ કરવાં. એમ કર્મ કરવાથી જ્યારે અંતઃકરણની શુદ્ધિ થાય, ત્યારે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને અરણ્યમાં જવું ને બ્રહ્મનું ચિંતન કરવું. તપ, ત્યાગ ને બ્રહ્મચિંતન, એ ત્રણમાં તપથી ત્યાગ અને ત્યાગથી બ્રહ્મનું ચિંતન એમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે.૯ પણ હે અર્જુન! જેઓ ધનને જ શ્રેષ્ઠ માનનારાઓ છે, તેઓ તપ, ત્યાગ અને બ્રહ્મનાં ચિંતનને ગૌણ માને છે. હું પણ તને તેઓની ગણનામાં મૂકું છું.૧૦ આ જગતમાં તપ કરનારા તથા વેદનો સ્વાધ્યાય કરનારા ઘણા ધાર્મીક લોકો જોવામાં આવે છે. તેવા ઋષિઓ છે, જે તપ કરીને બ્રહ્મલોકમાં પણ ગયા છે.૧૧ તેમ બીજા પણ ઘણા શાન્તાત્મા, શત્રુ રહિત અને ધીરજવાળા હતા. તેઓ વનમાં વસી, તપ કરી તથા સ્વાધ્યાય કરીને સ્વર્ગમાં ગયા છે.૧૨ કેટલાક આર્ય પુરુષો, ઇંદ્રિયોના વિષયોનો નિગ્રહ કરીને તથા બુદ્ધિના સ્વાભાવિક અજ્ઞાનને દૂર કરીને, દેવયાનમાર્ગવડે આ લોકનો ત્યાગ કરી ત્યાગીના લોકમાં ગયા છે!૧૩ કેટલાએક આર્ય પુરુષો, પ્રકાશિત એવા દક્ષિણ-ચન્દ્ર માર્ગવડે પરલોકમાં ગયા છે, ત્યારે હે અર્જુન! અનેક ક્રિયા કરનારા પુરુષો દેહનો ત્યાગ કરી દઈને, દક્ષિણાયન તથા ઉત્તરાયણ માર્ગવડે પરલોકમાં જાય છે! કે જ્યાં જન્મવું ને મરવું સર્જેલું છે!૧૪ પણ મોક્ષની ઇચ્છાવાળા પુરુષો, યોગાભ્યાસ કરીને, અવર્ણ્ય એવા પ્રત્યગાનંદરૂપ મોક્ષને પામે છે. યોગ સર્વ ક્રિયાઓમાં પ્રધાન છે, કારણ કે યોગથી જ મોક્ષ મળે છે. યોગાભ્યાસ વિના મોક્ષ મળતો નથી. પરંતુ એ યોગનું સ્વરૂપ જાણવું ઘણું જ કઠિન છે.૧૫ વિદ્વાનો શાસ્ત્રનું પરિશીલન કરીને સારાસારનો નિર્ણય કરીને અસાર વસ્તુનો ત્યાગ કરે છે અને સારને ગ્રહણ કરે છે અને તે જ તત્ત્વ વસ્તુને જાણે છે.૧૬ કેટલાએક વિદ્વાનોએ વેદ, આરણ્યક-વેદાંત શાસ્ત્ર વગેરેનું ચિંતન કર્યું હોય છે, પરંતુ કેળના સ્તંભને ઉખેડનારાને જેમ તેમાંથી કાંઈ પણ સારભૂત મળે નહિ, તેમ તેઓને સારભૂત વસ્તુ જાણવામાં આવતી નથી.૧૭ કેટલાએક વિદ્વાનો સર્વ પદાર્થનો ત્યાગ કરી, એકાંત પ્રદેશમાં બેસીને કહે છે કે, આ પાંચ ભૂતોમાંથી બનેલાં શરીરમાં ઇચ્છા, દ્વેષ, કૃતિ, સુખ, દુઃખ આદિક ગુણવાળો આત્મા રહેલો છે; ત્યારે કેટલાએક કહે છે કે, 'આ મને મળે' 'આ મારું છે' ઈત્યાદિક અહંગ્રહ કરનારો આત્મા, શરીરમાં રહેલો કહે છે.૧૮ હે અર્જુન! બીજાઓ આત્માને કેવો માને છે, તે તને કહ્યું. હવે આત્મા વિષેનો મારો સિદ્ધાંત સાંભળ! આત્મા અત્યંત સૂક્ષ્મ હોવાથી ચક્ષુ ઇન્દ્રિયથી અગ્રાહ્ય છે અને વાણીવડે પણ અકથનીય છે. પરન્તુ એ આત્મા જ્યારે અવિદ્યાથી ઘેરાઈ જાય છે ત્યારે (હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું) એમ અભિમાન કરીને જીવરૂપે પૃથ્વીના પ્રાણીઓમાં જન્મ મરણને પામ્યા કરે છે.૧૯ માટે તું તારા મનને આત્મા તરફ વાળ, તૃષ્ણાને રોકી દે અને કર્મની પરંપરાનો ત્યાગ કરીને સુખી થા!૨૦ હે અર્જુન! આ રીતે સૂક્ષ્મ બુદ્ધિવડે જણાય તેવો અને સત્પુરુષોથી સેવાતો જ્ઞાન માર્ગ વિદ્યમાન છે, છતાં તું શા માટે અનર્થથી ભરેલા અર્થની પ્રશંસા કરે છે?૨૧ યજ્ઞ, દાન, કર્મ ઈત્યાદિ કર્મો કરનારા અને કર્મકાંડને જાણનારા પુરુષો પણ અર્થને અનર્થરૂપે જુવે છે, તો પછી જ્ઞાનીઓ જુવે તેમાં તો આશ્ચર્ય જ શું?૨૨ દુઃખને લીધે સિદ્ધાંતને જાણી નહિ શકનારા, પરંતુ પૂર્વ ભવના દૃઢ સંસ્કારવાળા હેતુમાન (યુક્તિ-હેતુ સમજનારા) પંડિતો પણ, ઈશ્વરના-આત્માના-સ્વરૂપ વિષયે મૂઢ બની ગયા છે તો પછી પ્રાકૃત પુરુષો મૂઢ બને, એમાં તો આશ્ચર્ય જ શું?૨૩ તે બહુશ્રુત, વાચાળ પાપાત્માઓ-જો કે પુષ્કળ જ્ઞાન ધરાવતા હોય છે, છતાં તેઓ પૃથ્વીપર ઠામ ઠામ ફરતા, મોક્ષના જ્ઞાન રહિત હોવાથી, મનુષ્યોના મંડ-

ળમાં ગમે તેમ બોલે છે! [ આત્મા ઈશ્વરનું સ્વરૂપ ગમે તેમ સમજાવે છે.][૨૪] પણ હે અર્જુન! જે વસ્તુ આપણે પણ સમજી શકતા નથી, તે બીજાઓ તો કયાંથી જ જાણે. ખરેખર તેઓ પણ શ્રુતિનો સત્યાર્થ સમજી શકતા નથી, તેમ જ જેઓ વિદ્વાન્ અને અપવિત્ર છે અને જેઓ વેદનું અધ્યયન કરનારા છે તેઓ પણ તે જાણી શકયા નથી.[૨૫] હે અર્જુન ! વિદ્વાન્ પુરુષ તપવડે બ્રહ્મને પામે છે; બુદ્ધિથી બ્રહ્મનાં સ્વરૂપને જાણે છે; તથા તત્ત્વવેત્તા ત્યાગવડે નિત્ય સુખ સંપાદન કરે છે." (આટલું કહીને ધર્મ રાજા બોલતા બંધ પડ્યા.)[૨૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'युधिष्ठिरनां वाक्य' ए नामनो अध्याय १९ मो समाप्त.

## અધ્યાય ૨૦ મો.

### યજ્ઞાદિમાં દ્રવ્ય વ્યય કરવો એ સાર્થક છે!

વૈશંપાયન કહે છે;–હે રાજા જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિર રાજા કહીને વિરામ પામ્યા પછી, ગંગા નદીના તીર ઉપર સભામંડળ વચ્ચે દેવસ્થાન નામના ઋષિ, જે મોટા તપસ્વી અને વક્તા હતા તે, યુક્તિપૂર્વક આ પ્રમાણે બોલ્યા;[૧] "હે રાજન્! અર્જુને તમને પ્રથમ કહ્યું કે, ધનના કરતાં કોઈ પણ વસ્તુ શ્રેષ્ઠ નથી તે તેનું કહેવું યોગ્ય છે અને હું પણ તેના જ બોલવાને અનુસરીને તમને કહું, તે તમે એકાગ્ર મનથી સાંભળો![૨] હે અજિત શત્રુ! તમે આ સર્વ પૃથ્વીને ધર્મ પ્રમાણે પરાક્રમ કરીને જિતી છે, માટે તમારે તેનો કારણ વગર ત્યાગ કરવો યોગ્ય નથી.[૩] હે રાજા! બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ એમ ચાર આશ્રમ છે. આ ચારે આશ્રમોનું વેદમાં ક્રમથી વર્ણન કર્યું છે. તમે પણ એ આશ્રમોને અનુક્રમે જિતો [અર્થાત્ ગૃહસ્થાશ્રમમાંથી વાનપ્રસ્થાશ્રમમાં જાવ અને તે પછી સંન્યાસ આશ્રમને ગ્રહણ કરજો. હમણાં સંન્યાસ લેવો, એ તમને ઉચિત નથી.][૪] હે રાજન્! હમણાં તો તમે ગૃહસ્થાશ્રમમાં રહીને ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરીને દેવતાઓનું યજન કરો. ઋષિઓ વેદના સ્વાધ્યાયરૂપી યજ્ઞ કરે છે, જ્ઞાનીઓ જ્ઞાનરૂપી યજ્ઞ કરે છે. એમાં કેટલાએક કર્મરૂપી યજ્ઞ કરે છે, ત્યારે કેટલાએક તપરૂપી યજ્ઞ કરે છે. આમ સર્વ કોઈ પોતપોતાના ધર્મનું આચરણ કરી રહ્યા છે. હે રાજા! વૈખાનસ ઋષિનું કહેવું એવું છે કે, 'જે પુરુષ યજ્ઞને માટે ધન સંપાદન કરે છે, તેના કરતાં ધન સંપાદનની ઇચ્છા ન કરવી એ ઉત્તમ છે! પરંતુ જે પુરુષ પોતાના ધર્મનો ત્યાગ કરીને એ ધર્મનો આશ્રય કરે છે, તેને મોટો દોષ લાગે છે.'[૫-૭] જે પુરુષો યજ્ઞ માટે ધનનો સંગ્રહ કરે છે અને તેનો સન્માર્ગમાં વ્યય કરે છે, તે પુરુષોને ઉત્તમ સમજવા; અને જેઓ પોતાનાં ધનને અયોગ્ય માર્ગે વાપરે છે તેઓ પોતાની બુદ્ધિથી જ ભ્રૂણહત્યાના ભાગી થાય છે![૮] તેમ જ, જે પુરુષ સુપાત્રને દાન દેતો નથી અને કુપાત્રને દાન આપે છે તે પુરુષનું દાન નિરર્થક છે. પાત્ર તથા કુપાત્રની પરીક્ષા કરવી પડે છે, તેને લીધે જ દાનધર્મ મહા દુષ્કર છે.[૯] બ્રહ્માએ યજ્ઞને માટે જ ધનને ઉત્પન્ન કર્યું છે અને વેદની આજ્ઞાથી જ પુરુષ યજ્ઞનું રક્ષણ કરે છે! માટે યજ્ઞમાં જ સર્વ ધનનો ઉપયોગ કરવો; અને દાન દક્ષિણા આપતાં બાકી બચેલાં ધનને પોતાના ઉપયોગમાં લેવું.[૧૦] મહાતેજસ્વી ઇંદ્ર પણ નાના પ્રકારના યજ્ઞો કરી અને સર્વ દેવોનો પરાભવ કરીને જ સ્વર્ગનો રાજા થયો હતો. દેવોનું યજન કરવા માટે કરવામાં આવતા યજ્ઞોમાં સર્વ ધનનો ઉપયોગ કરવો, પણ બીજાં કાર્યમાં કરવો નહિ.[૧૧] મહાત્મા અને તેજસ્વી એવા મહાદેવ પણ પોતાના શરીરનો યજ્ઞોમાં હોમ કરીને દેવના પણ દેવ થયા છે. તેણે પોતાની કીર્તિથી ત્રણ લોકોને છાઇ દીધા છે અને ગજાસુરનું ચર્મ ઓઢીને (તે દેવનો દેવ) કૈલાસમાં બિરાજે છે. વળી હે રાજન્! અવિક્ષિતવંશના મરુત્ત નામના રાજાએ, ધનવડે દેવોના રાજા ઇંદ્રનું યજન કર્યું હતું અને તે સમયે લક્ષ્મી દેવી પોતે તેના યજ્ઞમાં પધાર્યાં હતાં. તેથી તેના યજ્ઞનાં સર્વ પાત્રો સુવર્ણનાં થઈ ગયાં હતાં![૧૨-૧૩] હે યુધિષ્ઠિર રાજા! તમે હરિશ્ચંદ્ર રાજાને પણ જાણો છો. તે રાજા પણ સમૃદ્ધિવાન્ યજ્ઞોવડે ઇંદ્રનું યજન કરીને પુણ્યનો તથા સુખનો ભાગી થયો હતો. હરિશ્ચંદ્ર રાજાએ યજ્ઞમાં પોતાની સર્વ સમૃદ્ધિનો વ્યય કરીને ઇંદ્રનું યજન કર્યું હતું; કેમકે યજ્ઞમાં સર્વ દ્રવ્યોનો વ્યય કરવો, આ શાસ્ત્રનો સિદ્ધાંત છે!"[૧૪]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'देवस्थाननां वचन' ए नामनो अध्याय २० मो समाप्त.

## અધ્યાય ૨૧ મો.

### ઇન્દ્રને બૃહસ્પતિએ આપેલો બોધ.

વૈશંપાયન કહે છેઃ–"હે રાજા જનમેજય! પુનઃ દેવસ્થાન ઋષિ બોલ્યા;–"હે યુધિષ્ઠિર! ઇંદ્ર અને બૃહસ્પતિના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ છે. તેમાં બૃહસ્પતિએ ઇંદ્રને એક સમયે ઉપદેશ કરેલો છે તે ઇતિહાસ હું તમને કહું છું તે સાંભળો![૧] મનુષ્યના મનમાં જે સંતોષ છે, તે સ્વર્ગના કરતાં પણ અધિક છે. સંતોષ એ જ પરમ સુખ છે; સંતોષ કરતાં બીજી કોઇપણ

વસ્તુ અધિક નથી અને સંતોષી મનુષ્ય જ સુખી સ્થિતિમાં રહી શકે છે.[૨] કાચબો જેમ પોતાનાં અંગોને અંદરના ભાગમાં સંકોચી લે છે, તેમ મનુષ્ય જ્યારે ઇંદ્રિયોની વૃત્તિઓને સંકોચી લે છે, ત્યારે તેના મનમાં જ્યોતિરૂપ આત્મા સ્ફુરી આવે છે.[૩] મનુષ્ય જ્યારે કોઈથી પણ ભય પામતો નથી, તેમ તેનાથી બીજાઓ પણ ભય પામતા નથી અને તે જ્યારે કામનો તથા દ્વેષનો વિજય કરે છે, ત્યારે તે બ્રહ્મનાં સ્વરૂપને જુએ છે! પરંતુ તે અન્ય રીતે જોઈ શકતો નથી.[૪] મનુષ્ય જ્યારે કર્મવડે, મનવડે કે વાણીવડે કોઈપણ પ્રાણીનો દ્વેષ કરતો નથી, તેમ તેમના ઉપર પ્રસન્ન પણ થતો નથી, ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે–અન્ય રીતે બ્રહ્મરૂપ થતો નથી.[૫] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! અધિકારી જીવો જે જે યજ્ઞાદિ કર્મો કરે છે, તે, તે કર્માનુસાર પોતાના મનવડે, સર્વને જુવે છે. [અર્થાત્ પ્રાણીઓને ભય આપે છે તો પોતે પણ ભયનો અનુભવ કરે છે, અભય આપે છે તો તે અભયનો અનુભવ કરે છે.] માટે હે ભરતવંશી રાજા! તમે (એ સ્થિતિ પ્રાપ્ત કરી) સાવધાન થાવ (અને પ્રજાનું પાલન કરો)![૬] કેટલાએક પુરુષો સર્વ પ્રાણીઓ ઉપર સમાન પ્રીતિ રાખીને વર્તવાનો ઉપદેશ કરે છે, ત્યારે કેટલાએક ઉદ્યમની પ્રશંસા કરે છે અને કેટલા અરણ્યમાં જઇને સમાધિની પ્રશંસા કરતા નથી, પરંતુ ઉદ્યોગની જ પ્રશંસા કર્યા કરે છે; ત્યારે કેટલાએક પ્રીતિની અને ઉદ્યોગની બન્નેની પ્રશંસા કરે છે; પણ કેટલાએક એમાંથી એકેની પ્રશંસા કરતા નથી.[૭] કોઈ યજ્ઞની પ્રશંસા કરે છે, કોઈ સંન્યાસની કરે છે, કોઈ દાનની કરે છે અને કોઈ પ્રતિગ્રહની જ પ્રશંસા કરે છે.[૮] કેટલાએક સર્વનો ત્યાગ કરી, મૌન ધારણ કરીને પરમાત્માનું ધ્યાન કરવાનું કહે છે; ત્યારે બીજાઓ પ્રજાનું પાલન કરીને રાજ્ય કરવાની પ્રશંસા કરે છે. કેટલાએક વિચારશીળ પુરુષો કહે છે કે, બીજાઓના મસ્તકોનું તથા વક્ષઃસ્થળોનું છેદન કરીને નાશ કરવો અને રાજ્ય સંપાદન કરવું. પણ આ સર્વ વિષયોનો વિચાર કરીને વિદ્વાનોએ એવો નિશ્ચય કર્યો છે કે, જેમાં કોઇપણ પ્રાણીનો દ્રોહ થતો નહોય તેવો ધર્મ જ, સજ્જન પુરુષોને ઇષ્ટ હોય છે! કોઇનો દ્રોહ કરવો નહિ, સત્ય બોલવું, દયા રાખવી, જેની જે વસ્તુ હોય તેને તે આપવી, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, પોતાની જ સ્ત્રી ઉપર પ્રીતિ રાખવી, કોમળ રહેવું, લજ્જા રાખવી ને ધૈર્ય ધરવું–આ જ પ્રધાન ધર્મ છે અને સ્વાયંભુવ મનુ પણ એમ જ કહી ગયા છે.[૯–૧૨] હે રાજન્! તમે પણ એ ધર્મનું પ્રયત્નવડે આચરણ કરો. રાજ્યાસન ઉપર બેઠેલા રાજાએ નિત્ય ઇંદ્રિયોનો નિગ્રહ કરવો! પ્રિય તથા અપ્રિયમાં સમ બુદ્ધિ રાખવી; યજ્ઞ કર્યા પછી અવશિષ્ટનું ભોજન કરવું; શાસ્ત્રનાં તત્ત્વોને જાણવાં; દુષ્ટને શિક્ષા કરવી; સત્પુરુષોનું પાલન કરવું; પોતાની પ્રજાને ધર્મના માર્ગ ઉપર લઇ જવી; ધર્માનુસાર વર્તવું; અને ઉત્તરાવસ્થામાં પોતાના પુત્રને રાજ્ય સોંપી, અરણ્યમાં જઈ વાનપ્રસ્થાશ્રમ ધારણ કરવો. વાનપ્રસ્થાશ્રમમાં રહી, આળસનો ત્યાગ કરીને શાસ્ત્રોક્ત કર્મો કરવાં. આ પ્રમાણે વર્તનારો રાજા ધર્મ જાણનારો કહેવાય છે,[૧૩–૧૬] અને તે ધાર્મિક રાજાનો આ લોક તથા પરલોક બન્ને સુધરે છે. બાકી મોક્ષ પદાર્થ તો અત્યંત દુષ્પ્રાપ્ય છે અને ઘણા જ વિઘ્નથી ભરેલો છે, એમ હું માનું છું.[૧૭] આ પ્રમાણે ધર્મનું આચરણ કરનારા, સત્ય, દાન ને તપશ્ચરણ કરનારા, અહિંસાદિક ગુણો ધરાવનારા, કામ ક્રોધથી રહિત, પ્રજાનું પાલન કરવામાં તત્પર રહેનારા, ઉત્તમ ધર્મનું અવલંબન કરનારા, ગાયો અને બ્રાહ્મણોને માટે યુદ્ધ કરનારા કેટલાએક રાજાઓ ઉત્તમ ગતિને પામ્યા છે.[૧૮–૧૯] હે રાજા યુધિષ્ઠિર! આ રીતે અગ્યાર રુદ્રો, આઠ વસુઓ, બાર આદિત્યો તથા સાધ્ય નામના દેવતાઓ તથા કેટલાએક રાજાઓ, અહંકાર રહિત થઈ, ધર્માચરણ કરીને સ્વર્ગમાં ગયા છે."[૨૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'देवस्थाननां वाक्य' ए नामनो अध्याय २१ मो समाप्त.

## અધ્યાય ૨૨ મો.

### ક્ષત્રિયનો ધર્મ.

વૈશંપાયન કહે છે;–હે જનમેજય! એ રીતે દેવસ્થાન ઋષિનું કહેલું સાંભળીને અર્જુને, પુનઃ ખિન્ન થયેલા જ્યેષ્ઠબંધુ યુધિષ્ઠિર રાજાને કહ્યું;–"હે ધર્મ જાણનારા યુધિષ્ઠિર રાજા! તમે ધર્મવડે જ અપ્રાપ્ય એવાં રાજ્યને સંપાદન કર્યું છે અને શત્રુઓનો પરાજય કર્યો છે, છતાં શા માટે અત્યંત સંતાપ કરો છો![૧–૨] હે મહારાજ! ક્ષત્રિયોનું મરણ રણસંગ્રામમાં થાય એ ઉત્તમ છે; અને રણસંગ્રામમાં શત્રુઓનો પરાજય કરીને જો રાજ્ય મળે, તો નાના પ્રકારના યજ્ઞો કરવા, એ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે. માટે તમે ક્ષાત્રધર્મ પ્રમાણે વર્તો![૩] તપશ્ચર્યા કરવી ને સંન્યાસ લેવો, એ બ્રાહ્મણોનો પરમ ધર્મ છે અને તેથી જ બ્રાહ્મણોનું શ્રેય થાય છે; અને રણમાં શત્રુઓની સાથે યુદ્ધ કરીને પ્રાણ ત્યાગ કરવો, એ જ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે.[૪] હે ભરતવંશ શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! ક્ષત્રિયનો ધર્મ અત્યંત ભયંકર છે એમ શાસ્ત્રમાં કહ્યું છે; પણ અવસર આવે ત્યારે રણમાં શસ્ત્રવડે શત્રુઓનો વધ કરવો અને વખત

આવે તો જાતે પણ લડીને મરવું (એજ ક્ષત્રિયનો ધર્મ છે).[૫] હે રાજન્! કોઈ જાતિયે બ્રાહ્મણ હોય, છતાં પણ જો તે ક્ષાત્રવૃત્તિથી વર્તતો હોય, તો લોકમાં તેનું જીવન સ્તુતિ પાત્ર ગણાય છે-કારણ કે ક્ષાત્ર ધર્મ, બ્રાહ્મણ ધર્મથી જ ઉત્પન્ન થયો છે.[૬] હે રાજા! ક્ષત્રિયને સંન્યાસ લેવાનું (કોઈ શાસ્ત્રમાં) કહ્યું નથી; તેમજ આત્મસમાધિ લેવી, વનમાં વાસ કરીને તપશ્ચર્યા કરવી અથવા બીજાના ધનવડે આજીવિકા કરવી, આવો ધર્મ ક્ષત્રિયને માટે (કોઈપણ શાસ્ત્રમાં) કહ્યો નથી.[૭] તમે સર્વ ધર્મને જાણનારા છો, ધર્માત્મા છો, વિદ્વાન્ છો, પૂર્વાપરના ઇતિહાસના જ્ઞાતા છો, રાજા છો, છતાં તમારા પોતાના ધર્મને કેમ ભૂલી જાવ છો?[૮] તમે સંસારના પ્રવાહમાં પડ્યા છો, પણ સંતાપથી ઉત્પન્ન થયેલા શોકનો ત્યાગ કરીને, હૃદયને કઠિન કરો; કારણ કે વિશેષે કરી ક્ષત્રિયોનું હૃદય તો વજ્રના સરખું હોય છે.[૯] હે રાજન્! તમે તો ક્ષાત્ર ધર્મવડે શત્રુઓને જિતીને શત્રુ રહિત રાજ્ય સંપાદન કર્યું છે, માટે હવે મનને સ્થિર કરીને યજ્ઞદાનાદિ કર્મ કરો અને શોકનો ત્યાગ કરો![૧૦] કશ્યપનો પુત્ર ઇંદ્ર, જાતે બ્રાહ્મણ હતો. પરંતુ ક્ષત્રિયનું કર્મ કરવાથી તે ક્ષત્રિય થયો છે. તેણે પાપ કર્મ કરનારી પોતાની નવ્વાણુ જ્ઞાતિને પણ હણી હતી[૧૧] અને હે રાજન્! ઇંદ્રે પોતાની જ્ઞાતિનો વધ કર્યો. તેના તે કર્મની જગતમાં સ્તુતિ થઈ છે અને તે કર્મ કરવાથી ઇંદ્ર દેવતાઓનો રાજા થયો છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે.[૧૨] હે મહારાજ! ઇંદ્ર જે પ્રમાણે સ્વર્ગનો રાજા થયો, તેમ તમે પણ શોકનો ત્યાગ કરીને મનુષ્યોના ઇંદ્ર થાવ અને પુષ્કળ દક્ષિણા જેમાં આપવામાં આવે છે એવા યજ્ઞોથી દેવતાઓનું યજન કરો![૧૩] હે ક્ષત્રિયકુળ શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! આ જ પ્રમાણે જ્યારે પ્રાચીન કાળથી ચાલ્યું આવે છે, તો પછી તમારે શોક કરવા જેવું કંઈજ નથી. રણસંગ્રામમાં મરવું એ તો ક્ષત્રિયોનો પરમ ધર્મ છે અને તે ધર્મવડે ઘણા ક્ષત્રિય રાજાઓ (આપણી સામે લડીને મરણ પામ્યા છે ખરા, પણ તે તો) પરમ ગતિને પામ્યા છે.[૧૪] હે રાજન્! જે વસ્તુ ભાવી છે તે થયા જ કરે છે. કોઈપણ પોતાનાં પ્રારબ્ધને ઉલ્લંઘન કરી શકતો નથી. માટે, પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત થયેલા રાજ્યનો ઉપભોગ કરો!" આટલું કહીને અર્જુન વિરામ પામ્યો.[૧૫]

इतिश्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'अर्जुननां वाक्य' ए नामनो अध्याय २२ मो समाप्त.

---

## અધ્યાય ૨૩ મો.

### શંખ અને લિખિતની કથા.

વૈશંપાયન કહે છે;-હે રાજા જનમેજય! એ રીતે યુધિષ્ઠિર રાજા પ્રતિ વાંકડિયા કેશવાળા અર્જુને કહ્યું; પરંતુ યુધિષ્ઠિરે તેનું કંઈ પણ ઉત્તર આપ્યું નહિ. એક ઘડી સર્વ મંડળ શાંત રહ્યું. પછી ઋષિમંડળમાં બેઠેલા વેદવ્યાસ, વિચાર કરીને બોલ્યા.[૧]

વ્યાસ બોલ્યા;-"હે ઉદાર રાજા યુધિષ્ઠિર! અર્જુનનું કહેલું સત્ય છે. ગૃહસ્થાશ્રમીઓનો જે ધર્મ ધર્મશાસ્ત્રમાં કહ્યો છે, તે જ અર્જુને કહ્યો છે.[૨] તમે સર્વ કર્તવ્ય કર્મના જ્ઞાતા છો! હે ધર્મજ્ઞ! શાસ્ત્રમાં જે પ્રમાણે કહ્યું હોય, તે પ્રમાણે તમે ધર્માચરણ કરો. ગૃહસ્થાશ્રમીને પોતાના આશ્રમનો ત્યાગ કરીને અરણ્યમાં જવાનું કોઈ પણ શાસ્ત્રમાં કહ્યું નથી; અને તમારે તો ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને અરણ્યમાં જવું ઉચિત પણ નથી.[૩] હે મહીપતિ! દેવતાઓ, પિતૃઓ, અતિથિઓ, સેવકો એ સર્વે (પોતાના નિર્વાહના સાધન માટે) નિત્ય ગૃહસ્થાશ્રમીને આધારે જીવે છે. તમે રાજ્યનો સ્વીકાર કરીને એ સર્વનું ભરણપોષણ કરો.[૪] હે રાજન્! પક્ષીઓ, પશુઓ અને મનુષ્યો, એમ પ્રાણી માત્ર, ગૃહસ્થોને જ આધારે જીવે છે. એથી બીજા આશ્રમીઓના કરતાં ગૃહસ્થાશ્રમી અત્યંત શ્રેષ્ઠ છે.[૫] હે રાજા! ચારે આશ્રમોમાં ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવા, એ ઘણું જ કઠિન છે તથા લુલા લંગડા, આંધળા વગેરેથી પણ ધારણ કરી શકાય નહિ તેવો છે. આ આશ્રમના કઠિન વિધિને સેવો એવો અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં રહી, જિતેન્દ્રિય થઇને ગૃહસ્થાશ્રમને યોગ્ય એવી યજ્ઞાદિ ક્રિયા કરો.[૬] તમે સંપૂર્ણ વેદને જાણો છો, પૂર્વ જન્મમાં મોટું તપ કર્યું છે માટે તમારા પિતા, પ્રપિતામહાદિ પરંપરાથી પ્રાપ્ત થયેલા રાજ્યના ભારને, ધોરી બળદની પેઠે વહન કરવાને યોગ્ય છો.[૭] હે મહારાજ! તપ, યજ્ઞ, આત્મજ્ઞાન, ભિક્ષા, ઇંદ્રિયોનો સંયમ, ધ્યાન, એકાંતવાસ, સંતોષ, યથાશક્તિ શાસ્ત્રવિચાર એ સર્વ ક્રિયાઓ બ્રાહ્મણને સિદ્ધિ આપનારી છે—એ બ્રાહ્મણના ધર્મ છે. ક્ષત્રિયોના ધર્મો, જો કે તમે જાણો છો તો પણ કહું છું.[૮-૯] યજ્ઞ કરવો, શસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરવો, શત્રુઓ ઉપર ચઢાઈ કરવી, રાજ્યલક્ષ્મી મેળવવામાં અસંતોષ રાખવો, દંડ (શિક્ષા) દેવો, ઉગ્રતા રાખવી, પ્રજાનું પાલન કરવું, સંપૂર્ણ વેદ જાણવો, સદાચાર પાળવો, પુષ્કળ ધન મેળવવું અને સુપાત્રને દાન દેવું; હે રાજન્! આ કર્મ ક્ષત્રિયોને આ લોક તથા પરલોક સંબંધી સિદ્ધિ આપનારાં કહ્યાં છે.[૧૦-૧૨] હે રાજન્! એ સર્વ ધર્મોમાં દંડ ધારણ કરવો એ શ્રેષ્ઠ છે! ક્ષત્રિ-

યોમાં બળ હોવું જોઇએ; કેમ કે બળને આધારે જ દંડ (શિક્ષા) રહેલો છે.[૧૩] હે રાજન્! આ ધર્મો ક્ષત્રિયોને સિદ્ધિ આપનારા છે. બૃહસ્પતિએ ઇંદ્રને પણ આ જ ધર્મનો ઉપદેશ કર્યો હતો કે,–[૧૪] 'સર્પ, ઉંદરના દરમાં પ્રવેશ કરીને તેનું જેમ ભક્ષણ કરે છે, તેમ રાજાએ બીજા રાજાના રાજ્યમાં પ્રવેશ કરીને તેની સમૃદ્ધિનું હરણ કરવું. જે રાજા કોઇની સાથે વિરોધ કરતો નથી અને જે બ્રાહ્મણ ઘરમાં બેસી રહે છે તેને સમૃદ્ધિ મળતી નથી!'[૧૫] વળી દંડ ધારણ કરવાથી સુદ્યુમ્ન નામનો રાજર્ષિ પરમ સિદ્ધિને પામ્યો હતો, એવું (અમે) સાંભળ્યું છે; તેમજ પ્રચેતાનો પુત્ર દક્ષ પણ (દંડ ધારણ કરવાથી) પરમ સિદ્ધિને પામ્યો હતો."[૧૬]

વેદવ્યાસનું એ વચન સાંભળીને રાજા યુધિષ્ઠિર બોલ્યા; "હે ભગવન્! રાજર્ષિ સુદ્યુમ્ન કયા કર્મવડે પરમ સિદ્ધિને પામ્યો હતો? મને તેનું વૃત્તાંત સાંભળવાની ઈચ્છા થઈ છે, માટે કૃપા કરીને કહો."[૧૭]

યુધિષ્ઠિર રાજાનું કહેવું સાંભળીને, વેદવ્યાસ સુદ્યુમ્ન રાજાનું ચરિત્ર કહેવા લાગ્યા. વ્યાસ બોલ્યા;–"હે રાજન્! હું તમને આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ કહું, તે તમે સાંભળો! પવિત્ર આચરણવાળા શંખ અને લિખિત નામના બે ભાઈઓ હતા. તે બાહુદા નદીના તીર ઉપર જૂદાં જૂદાં આશ્રમોમાં રહેતા હતા. તેમનાં આશ્રમો ફળો અને પુષ્પોથી ભરેલાં વૃક્ષોવડે સુંદર જણાતાં હતાં.[૧૮-૧૯] એક સમયે લિખિત, શંખના આશ્રમમાં અનાયાસે જઈ ચઢચો. તે સમયે શંખ પોતાના આશ્રમમાંથી બહાર ગયો હતો.[૨૦] લિખિતે પોતાના ભાઈ શંખના આશ્રમમાં પ્રવેશ કર્યો અને ભાઇની ગેરહાજરીમાં (ભુખ લાગી હતી તેથી) વૃક્ષ ઉપરથી સુંદર પાકેલાં ફળ તોડ્યાં;[૨૧] અને પછી વૃક્ષની નીચે બેસીને, કંઈ પણ શંકા વગર આ ફળ મારાં જ છે એવા નિશ્ચયથી, તે ફળો ખાવા લાગ્યો! તે ફલાહાર કરતો હતો, એટલામાં બહાર ગયેલો શંખ, આશ્રમમાં આવ્યો;[૨૨] અને પોતાના ભાઈ લિખિતને ફળો ભક્ષણ કરતો જોઇને બોલ્યો;–'ભાઇ! તેં આ ફળ ક્યાંથી લીધાં અને શા માટે ખાય છે?'[૨૩] શંખનું વચન સાંભળીને તે એકદમ ઉઠીને જ્યેષ્ઠ બંધુની પાસે ગયો અને તેને પ્રણામ કરી હસીને બોલ્યો કે;–'આ પેલા વૃક્ષપરથી મેં ફળ લીધાં છે!'[૨૪] લિખિતનું વચન સાંભળીને શંખના મનમાં અત્યંત ક્રોધ આવ્યો. તે પોતાના નાના ભાઇ લિખિત પ્રતિ બોલ્યો કે;–'કોઇને પૂછ્યા ગાછ્યા વિના, તેં પોતાની મેળે વૃક્ષ ઉપરથી ફળ લીધાં છે, માટે તેં ચોરી કરી છે!'[૨૫] તે પછી શંખ પોતાના ભાઈ લિખિતના પ્રતિ બોલ્યો;–'તું અહિંથી પરબાર્યો રાજાની પાસે જા અને કહે કે, 'હે ધર્મજ્ઞ રાજા! મેં કોઇના આપ્યા વિના ફળ લીધાં છે, તેથી હું ચોર છું! માટે તમે તમારા ધર્માનુસાર જે પ્રમાણે ચોરને શિક્ષા કરતા હો, તે પ્રમાણે મને શિક્ષા કરો. કારણ કે હું દંડને (શિક્ષાને) પાત્ર છું!'[૨૬-૨૮] હે રાજન્! હવે કઠિણ વ્રતધારી લિખિત, કેવી રીતે સુદ્યુમ્ન રાજાની પાસે ગયો હતો તે તમે સાંભળો! જ્યેષ્ઠ બંધુ શંખે આજ્ઞા કરી કે, તેની આજ્ઞાને માથે ચઢાવીને તે સુદ્યુમ્ન રાજાની રાજધાનીમાં ગયો. રાજમંદિરની પાસે આવીને તેણે દ્વારપાળોને કહ્યું કે, 'તમે રાજાને કહો કે, લિખિત નામનો બ્રાહ્મણ તમને મળવા માટે આવ્યો છે!' દ્વારપાળોએ રાજાની પાસે જઇને નિવેદન કર્યું કે,–'લિખિત નામનો બ્રાહ્મણ આવ્યો છે અને રાજમંદિરના દ્વાર ઉપર આવીને ઉભો છે.' દ્વારપાળનું વચન સાંભળીને તુરત રાજા સુદ્યુમ્ન, અમાત્યોની સાથે પગે ચાલીને, લિખિતની પાસે આવ્યો;[૨૯] અને ધર્મજ્ઞ લિખિતની સામે બે હાથ જોડીને બોલ્યો;–'હે ભગવન્! આપનું અત્રે શામાટે પધારવું થયું છે?'[૩૦] સુદ્યુમ્ન રાજાનું વચન સાંભળીને લિખિત ઋષિ બોલ્યા;–'હે રાજન્! હું તને જે કહું તે સાંભળીને પછી તારે તે પ્રમાણે કરવું યોગ્ય છે.[૩૧] હે મનુષ્યોમાં શ્રેષ્ઠ રાજન્! જ્યેષ્ઠ બંધુની આજ્ઞા વિના તેમના આશ્રમમાંથી મેં ફળ તોડ્યાં છે અને ખાધાં પણ છે, તેથી હું ચોર થયો છું. માટે આપ મને ચોરની શિક્ષા કરો, વિલંબ કરો નહિ!'[૩૨] લિખિતનું વચન સાંભળીને સુદ્યુમ્ન રાજા બોલ્યો; 'હે બ્રાહ્મણ શ્રેષ્ઠ! તમે જે પ્રમાણે શિક્ષા કરવામાં રાજાનાં વચનને પ્રમાણ ગણો છો, તે જ પ્રમાણે અનુગ્રહનાં વચનને પણ માન્ય કરો, અર્થાત્ હું તમને ક્ષમા આપું છું, પધારો![૩૩] તમે મારા વચનથી ચોરીના અપરાધમાંથી મુક્ત થયા છો. શિક્ષા સિવાય જે કાર્યની તમે મને આજ્ઞા કરશો, તે કરવાને હું તત્પર છું.'[૩૪]

વેદવ્યાસ કહે છે;–"હે યુધિષ્ઠિર રાજા! એ પ્રમાણે સુદ્યુમ્ન રાજાએ ઋષિના અપરાધને ક્ષમા આપી. પણ સુદ્યુમ્નનું વચન સાંભળીને લિખિત પુનઃ બોલ્યો;–'હે રાજન્! હું બીજું કંઇપણ માગતો નથી, મને જે દંડ કરવો ઘટે તે તમે કરો, એ જ મારી માગણી છે!'[૩૫] જ્યારે રાજાએ લિખિતનો અત્યંત આગ્રહ જોયો, ત્યારે તેણે ચોરીના અપરાધને માટે લિખિતના બન્ને હાથ કાપી લીધા! તે પછી લિખિત ત્યાંથી આશ્રમ તરફ ગયો અને રાજા પોતાના રાજમહેલમાં વિદાય થયો.[૩૬] લિખિત પરબાર્યો પોતાના જ્યેષ્ઠબંધુની પાસે ગયો અને દુઃખી થઇને બોલ્યો;–'મને દુષ્ટબુદ્ધિને શિક્ષા થઇ છે! હવે તમે મને ક્ષમા કરો!'[૩૭] નાનાભાઈનું વચન સાંભળીને શંખ બોલ્યો; 'હું તારા ઉપર જરા પણ ક્રોધાયમાન

થયો નથી અને તેં મને દૂષણે લગાડયું નથી; પણ હે ધર્મજ્ઞ! તેં ધર્મનું ઉલ્લંઘન કર્યું તેની તને શિક્ષા થઈ છે![૩૮] પણ હવે, હે ભાઈ! તું આ આશ્રમની પડોશમાં બાહુદા નદી છે ત્યાં જા. ત્યાં જઇને દેવતાઓ, પિતૃઓ અને ઋષિઓનું યથાવિધિ યજન કર અને હવે પછી અધર્મમાં જરા પણ મન રાખીશ નહિ!'[૩૯] શંખનું વચન સાંભળીને લિખિત ત્યાંથી નિકળ્યો અને પવિત્ર એવી બાહુદા નદીમાં સ્નાન કરીને જેવો યજન માટે પાણી લેવાની ઇચ્છા કરે છે એટલામાં જ, કમળના સરખા તેના સ્થાણુમાંથી નવા હાથ ફૂટી નિકળ્યા! નવા હાથને ફૂટી નિકળ્યા જોઇને લિખિત મનમાં વિસ્મય પામ્યો, અને પોતાના જ્યેષ્ઠબંધુને તે બાહુ દેખાડવા માટે ચાલ્યો.[૪૦-૪૧] તે શંખની પાસે જઇને બોલ્યો; 'હે ભાઈ! મને આ નવા હાથ ફૂટી નિકળ્યા છે!' નવા હાથને જોઇને શંખ બોલ્યો;-'ભાઈ! એમાં શંકા કરવા જેવું કંઈ જ નથી. મેં તપના પ્રભાવથી તારા નવા હાથ કર્યા છે અને તેમાં દૈવ જ કારણ છે!'[૪૨] લિખિત બોલ્યો; 'હે બ્રાહ્મણ શ્રેષ્ઠ જ્યેષ્ઠ બંધુ! તમારામાં જ્યારે આવો તપનો પ્રભાવ હતો, તો તમે મને પ્રથમ જ કેમ પવિત્ર કર્યો નહિ?'[૪૩] શંખ બોલ્યો;-'તારું કહેવું યથાર્થ છે! પણ દંડ દેવો એ મારો અધિકાર નથી; તે અધિકાર રાજાનો છે. તને દંડ દઈ, રાજા પોતાના ઋણમાંથી મુક્ત થયો છે અને તું પિતૃઓ સહિત પવિત્ર થયો.'[૪૪]

વેદવ્યાસ કહે છે;-"હે પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજા! એમ સુદ્યુમ્ન રાજા લિખિતને યોગ્ય શિક્ષા કરવાથી પાપમાંથી મુક્ત થઇને પરમ ગતિને પામ્યો હતો. પ્રચેતાનો પુત્ર દક્ષ પણ તે પ્રમાણેજ પરમ સિદ્ધિને પામ્યો હતો.[૪૫] માટે હે મહારાજ! પ્રજાનું પાલન કરવું એજ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે; તે વિના અન્ય ધર્મ તે ઉન્માર્ગ કહેવાય છે. તમે શોક તજી દઇને પ્રજાનું પાલન કરો ને તમારા ભાઈ અર્જુનનું હિતકારક વચન સાંભળો. તમે ધર્મને જાણનારા છો. હે રાજેન્દ્ર! ક્ષત્રિયોનો એ જ ધર્મ છે કે, દુષ્ટને શિક્ષા કરવી અને શિષ્ટ ઉપર અનુગ્રહ કરીને પ્રજાનું પાલન કરવું; પરંતુ મુંડન કરવું-સંન્યાસી બનવું-એ ધર્મ ક્ષત્રિયોનો નથી."[૪૬-૪૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'व्यासनां वाक्य' ए नामनो अध्याय २३ मो समाप्त.

---

## અધ્યાય ૨૪ મો.

### રાજાના ધર્મ-હયગ્રીવનો ઇતિહાસ.

વૈશમ્પાયન કહે છે;-હે રાજા જનમેજય! કૃષ્ણ દ્વૈપાયન મહામુનિ, પુનઃ કુન્તીપુત્ર અજાતશત્રુ યુધિષ્ઠિર રાજાને કહેવા લાગ્યા;[૧] "હે રાજા યુધિષ્ઠિર! અરણ્યમાં નિવાસ કરતા તમારા મહારથી ને મનસ્વી તમારા ભાઈઓએ, જે મનોરથો કર્યા હતા, તે મનોરથો હવે તમે પરિપૂર્ણ કરો. પણ નહુષનો પુત્ર યયાતિ રાજા જેમ પૃથ્વીનું પાલન કરી ગયો છે, તેમ તમે પણ શોકનો ત્યાગ કરીને પૃથ્વીનું પાલન કરો.[૨-૩] હે નરવ્યાઘ્ર! તમારા ભાઈઓએ અરણ્યમાં તપસ્વીઓનો વેશ ધારણ કરીને જે દુઃખનો અનુભવ કર્યો હતો, તે દુઃખનો અંત આવી ગયો છે અને હવે તેઓ ભલે સુખનો અનુભવ કરે![૪] હે રાજા! ધર્મ, અર્થ, કામ એ સર્વનો તમે તમારા ભાઈઓની સાથે ઉપભોગ કરીને પછી સુખેથી અરણ્યમાં જજો![૫] પણ હમણા તો તમારા ઉપર ત્રણ ઋણ છે-દેવ, પિતૃઓ અને અતિથિઓનું ઋણ-એ ઋણમાંથી મુક્ત થઈને પછી અરણ્યમાં જજો.[૬] હે કુરુરાજા! તમે સર્વમેધ તથા અશ્વમેધ યજ્ઞવડે દેવતાઓનું યજન કરો; યજન કરવાથી તમારો સ્વર્ગમાં વાસ થશે.[૭] તમે તમારા ભાઈઓની સાથે ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરશો તો તમારી મોટી કીર્ત્તિ થશે.[૮] હે પુરુષવ્યાઘ્ર! હે કુરુવંશ શ્રેષ્ઠ! તમે પ્રથમ કહ્યું કે, ક્ષત્રિયોનો ધર્મ હિંસા પ્રધાન છે તેથી મને ગમતો નથી. તમારું એ કહેવું મારા જાણવામાં છે. તોપણ જેથી ધર્મભ્રષ્ટ થવાય નહિ એવા ધર્મનો તમને ઉપદેશ કરું છું, તે તમે સાંભળો![૯] હે યુધિષ્ઠિર રાજા! જેઓ પારકું ધન હરણ કરે છે તેવા ચોર લોકો રાજાઓને યુદ્ધ કરવાની ને પોતાનો પરાજય કરવાની ફરજ પાડે છે![૧૦] જે રાજા શાસ્ત્ર શ્રવણથી બુદ્ધિનો આશ્રય કરી, દેશ તથા કાળની પ્રતીક્ષા કરીને, ચોરોના ઉપર ક્ષમા કરે છે તે રાજાને પાપ લાગતું નથી;[૧૧] પરંતુ જે રાજા પ્રજાની પાસેથી પોતાનો છઠ્ઠો ભાગ લે છે, છતાં પ્રજાનું રક્ષણ કરતો નથી તે રાજા પ્રજાના એક ચતુર્થાંશ પાપનો ભાગી થાય છે.[૧૨] હે યુધિષ્ઠિર! જે રાજા ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તે છે તે ધર્મભ્રષ્ટ થતો નથી. પરંતુ જે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તતો નથી તે ધર્મભ્રષ્ટ થાય છે. ધર્મને અનુસરનારો તો નિર્ભયજ રહે છે.[૧૩] જે રાજા, કામ ક્રોધનો ત્યાગ કરી, શાસ્ત્રના શ્રવણથી થયેલી બુદ્ધિનો આશ્રય કરીને, પિતાની પેઠે પ્રજા ઉપર સમદૃષ્ટિ રાખે છે તે પાપનો ભાગી થતો નથી;[૧૪] કેમકે હે મોટી કાંતિવાળા રાજા! પુરુષ અમુક કાર્યનો આરંભ કરે તે સમયે દૈવ તેને વિઘ્ન કરીને તેના કાર્યનો નાશ કરી નાંખે તો વિદ્વાનો તેમાં કાર્યકર્ત્તાનો દોષ ગણતા નથી પણ દૈવાધીન કહે છે).[૧૫] રાજાએ, બળવડે અથવા તો બુદ્ધિવડે શત્રુઓને વશ કરવા. તેણે પાપીઓની સાથે સલાહ કરવી નહિ. તેણે પોતાના રાજ્યમાં પુણ્યનાં કર્મો કરવાં

તથા કરાવવા પ્રયત્ન કરવો.[૧૬] વળી હે યુધિષ્ઠિર! શૂરવીર પુરુષોનું, સત્કર્મ કરનારા આર્યપુરુષોનું, ધર્મનિષ્ઠ વિદ્વાન્ બ્રાહ્મણોનું અને પુષ્કળ ગાયોવાળા ધનાઢ્ય વૈશ્યોનું પ્રયત્ન કરીને રક્ષણ કરવું.[૧૭] બહુશ્રુત વિદ્વાનોને ન્યાયના તથા ધર્મના કામમાં યોજવા. પરંતુ વિચિક્ષણ રાજાએ બહુશ્રુત તથા ગુણવાન્ એક મનુષ્યના ઉપર કદી પણ વિશ્વાસ રાખવો નહિ.[૧૮] હવે જે રાજા પ્રજાનું પાલન કરતો ન હોય, જેના વિકારો તેને વશ ન હોય–વિનયી ન હોય, અત્યંત મિથ્યાભિમાની હોય, માન્ય પુરુષોનું અપમાન કરતો હોય, ગુણ ઉપર દોષદૃષ્ટિ કરનારો હોય, તે રાજા પાપી થાય છે અને લોકો તેને દુર્દાંત (જાલમ–ઉદ્ધત) કહે છે.[૧૯] પણ હે રાજા! જે રાજા દેશમાં પ્રજાનું રક્ષણ કરતો ન હોય, જેની પ્રજા અતિવૃષ્ટિ વગેરે દુષ્કાળથી પીડા પામતી હોય અને ચોરો પ્રજાને પીડતા હોય, તે દેશની પ્રજાનું સર્વ પાપ રાજાને ભોગવવું પડે છે![૨૦] પરંતુ હે યુધિષ્ઠિર! વિચાર, નીતિ વગેરેની સહાયતાથી પુરુષાર્થ કર્યા છતાં પણ, જો તે રાજા પ્રજાનું રક્ષણ કરી શકે નહિ તો તેને પાપ લાગતું નથી.[૨૧] આરંભેલાં કાર્યો દૈવયોગથી સિદ્ધ થાય છે, અથવા નાશ પામે છે; પરંતુ પુરુષાર્થ કરવાથી રાજા પાપનો ભાગી ગણાતો નથી.[૨૨]

"હે રાજસિંહ! આ વિષયમાં હું તને પ્રાચીન કાળના રાજર્ષિ હયગ્રીવનો ઇતિહાસ કહું છું, તે તું સાંભળ.[૨૩] રાજા હયગ્રીવ શૂરવીર અને ઉત્તમ કર્મ કરનારો હતો. તેણે રણભૂમિ ઉપર શત્રુઓનો સંહાર કર્યો હતો. પાછળથી તે સહાય વિનાનો થઈ પડ્યો, ત્યારે શત્રુઓએ સંગ્રામમાં તેને જિતીને મારી નાંખ્યો![૨૪] શત્રુઓને શિક્ષા કરવામાં અને પ્રજાઓનું પાલન કરવામાં હયગ્રીવ રાજાનું આચરણ શ્રેષ્ઠ હતું. જે કર્મ કરવા યોગ્ય હતાં, તે કર્મ કરીને યુદ્ધમાં તેણે કીર્તિ મેળવી હતી અને શત્રુને હાથે મરણ પામીને તે હમણાં સ્વર્ગલોકમાં આનંદ કરે છે.[૨૫] મહાત્મા હયગ્રીવ, અહંકાર રહિત હતો; તેણે કર્મવડે પોતાના કાર્યને સિદ્ધ કર્યાં હતાં; તે કર્મશીળ હતો; દસ્યુઓએ (ચોરોએ) રણ ઉપર તે આતતાયી રાજાને ઘેરી લીધો અને શસ્ત્રો મારીને છિન્ન ભિન્ન કરીને મારી નાંખ્યો હતો. એ હયગ્રીવ રાજા, હમણાં સ્વર્ગમાં આનંદ કરે છે.[૨૬] મહાબળવાન્ રાજસિંહ હયગ્રીવ, યુદ્ધરૂપી અગ્નિના કુંડમાં શત્રુઓનો હોમ કરીને પાપમાંથી મુક્ત થયો હતો; અને છેવટે અવભૃથ સ્નાન સમયે રણમાં પોતાના પ્રાણોનો હોમ કરીને સ્વર્ગમાં આનંદ કરે છે. તે રાજાના રણયજ્ઞમાં ધનુષરૂપી યૂપ (યજ્ઞસ્તંભ) હતો; પ્રત્યંચારૂપી રશના (પશુને બાંધવાની દોરી) હતી; બાણરૂપી સ્રુક્ હતો, તરવારરૂપી સ્રુવ હતો, રુધિરરૂપી ઘી હતું, રથરૂપી વેદી હતી, ક્રોધરૂપી અગ્નિ હતો અને ચાર ઘોડાઓરૂપી ચાર ઉદ્ગાતા વગેરે હતા.[૨૭–૨૮] મહાત્મા હયગ્રીવ રાજા યજ્ઞશીલ હતો. નિરભિમાની–તન મનથી અહંતાનો ત્યાગી હતો–બુદ્ધિમાન્ હતો. તે બુદ્ધિપૂર્વક ન્યાયથી પ્રજાનું રક્ષણ કરતો હતો. તેની કીર્તિ સર્વ લોકોમાં વ્યાપ્ત થયેલી હતી. એવો તે રાજા, રણમાં મરણ પામ્યા પછી હમણાં સ્વર્ગમાં આનંદ કરે છે.[૨૯] હયગ્રીવ રાજાએ યજ્ઞાદિક ક્રિયાવડે દૈવી સિદ્ધિ સંપાદન કરીને દંડ તથા નીતિ જેમાં પ્રધાન છે, એવી માનુષી સિદ્ધિને સંપાદન કરી હતી અને ધર્મશાસ્ત્રના અનેક નિયોગવડે પૃથ્વીનું પાલન કર્યું હતું; તેથી ધર્માત્મા હયગ્રીવ રાજા હમણાં સ્વર્ગમાં આનંદ કરે છે.[૩૦] વળી તે રાજા શાસ્ત્રવેત્તા, દાતા, શ્રદ્ધાળુ ને કૃતજ્ઞ હતો. તે રાજા આ જગતમાં ઉત્તમ કર્મો કરી, મનુષ્ય લોકોનો ત્યાગ કરીને બુદ્ધિમાન્, વિદ્વાન્, પ્રયાગાદિકમાં દેહ તજનારા મહાત્મા પુરુષોના લોકમાં હમણાં આનંદ કરે છે.[૩૧] મહાત્મા હયગ્રીવ રાજા સારી રીતે વેદો અને શાસ્ત્રો ભણ્યો હતો; સારી રીતે પ્રજાને પાલન કરી હતી; ચાર વર્ણની પ્રજાને પોતપોતાના ધર્મમાં સ્થાપન કરી હતી અને તે હમણાં દેવલોકમાં આનંદ કરે છે.[૩૨] હયગ્રીવ રાજાએ સોમયજ્ઞ કરીને ઉત્તમ બ્રાહ્મણોને સંતોષ્યા હતા; યુદ્ધમાં શત્રુઓનો પરાજય કરીને પ્રજાનું પાલન કર્યું હતું; યોગ્યતા પ્રમાણે પ્રજાને શિક્ષા કરી હતી અને તે યુદ્ધમાં મરણ પામીને તે સ્વર્ગ લોકમાં આનંદ કરે છે.[૩૩] મહાત્મા હયગ્રીવ રાજાના પૂજ્ય અને પ્રશંસાપાત્ર સદાચારની વિદ્વાન્ મનુષ્યો પ્રશંસા કરે છે. તે પવિત્ર કીર્તિવાળો મહાત્મા રાજા, સ્વર્ગનો વિજય કરીને વીર પુરુષોના લોકમાં ગયો હતો અને તેણે સિદ્ધિને પ્રાપ્ત કરી હતી."[૩૪]

इति श्रीमहाभारतान्तर्गत शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'व्यासनां वाक्य' ए नामनो अध्याय २४ मो समाप्त.

## અધ્યાય ૨૫ મો.

### આ જગત જ સુખ–દુઃખમય છે.

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! દ્વૈપાયન મુનિનું વચન શ્રવણ કરીને અને અર્જુનને ક્રોધમાં જોઇને, યુધિષ્ઠિર રાજા વેદવ્યાસના મુખની સામે જોઈને બોલ્યા.[૧] યુધિષ્ઠિર રાજા બોલ્યા;–"હે મુનિ! આ પૃથ્વીનું રાજ્ય તથા જાત જાતના ભોગો મારા હૃદયને હવે આનંદ આપતા નથી. સંબંધીઓના મરણનો મર્મભેદક શોક મારા હૃદયને કરડી ખાય છે.[૨] વીર પતિઓ અને વીર પુત્રો રહિત થઈ પડેલી સ્ત્રીઓના શોકના વિલાપો શ્રવણ કરવાથી મને શાંતિ મળતી નથી."[૩]

વૈશમ્પાયન કહે છે;–આ રીતે યુધિષ્ઠિર રાજાએ કહ્યું એટલે યોગીઓમાં શ્રેષ્ઠ એવા વેદવ્યાસ, જે મહા બુદ્ધિમાન્, ધર્મવેત્તા અને વેદપારંગત હતા, તે યુધિષ્ઠિર પ્રતિ કહેવા લાગ્યા.[૪]

વ્યાસ બોલ્યા;–"હે રાજા યુધિષ્ઠિર ! (જે સ્ત્રીઓના શૂરવીર પતિઓ ને વીરપુત્રો મરણુ પામ્યા છે) તેઓ હવે કોઈ કર્મવડે કે યજ્ઞયાગવડે કે પૂજનવડે મળી શકે તેમ નથી! કોઈ પણુ પુરુષ તેઓને તેઓના મરી ગયેલા પતિઓ (કે પુત્રો) પાછા આપી શકે તેમ નથી. વિધાતાએ પદાર્થોની રચના એવી કરી છે કે, મનુષ્ય માત્ર, સમય આવે છે ત્યારે જ તે વસ્તુને મેળવે છે, પરંતુ સમય વિના મેળવતો નથી. તેઓને પતિઓ મળવાનો સમય વીતી ગયો છે! [અર્થાત્ પતિ સાથે સહગમન કીધું હત તો તે મળત!][૫] મનુષ્યો, બુદ્ધિથી અથવા તો શાસ્ત્રોના અધ્યયનથી, ભાગ્યમાં નિર્માણુ કર્યા કરતાં અધિક વસ્તુ, સમય વગર પ્રાપ્ત કરી શકતો નથી અને મૂર્ખ મનુષ્ય પણુ સમય આવે વિશેષ વસ્તુને મેળવી શકે છે. કાર્યની સિદ્ધિ કરવામાં કાળ જ–સમય જ સમર્થ છે.[૬] શિલ્પો, મંત્રો તથા ઔષધિઓ, પડતીના સમયમાં ફળ આપતાં નથી; પરંતુ સારો સમય આવે ત્યારે તે જ સમૃદ્ધિવાળાં ફળ આપે છે.[૭] સમય ઉપર વાયુઓ ઝડપથી વાય છે, સમયે વૃષ્ટિ જળને વરસે છે, સરોવરો પણુ સમયપર પદ્મ અને ઉત્પલોથી ભરપૂર થાય છે, વૃક્ષો પણુ સમય ઉપર વનમાં પુષ્પિત થાય છે,[૮] સમય ઉપર શુકલ પક્ષ અને કૃષ્ણુ પક્ષની રાત્રિઓ થાય છે, સમય આવે છે ત્યારે ચંદ્રનું બિંબ પણુ પરિપૂર્ણું થાય છે, સમય વિના વૃક્ષોને ફુલ અને ફળ આવતાં નથી, તેમ સમય વગર નદીઓના પ્રવાહો પણુ વેગથી વહેતા નથી.[૯] પક્ષીઓ, સર્પો, મૃગો, હાથીઓ, હરિણો, સમય વગર સમાગમને માટે મદમત્ત થતાં નથી, સમય વગર સ્ત્રીઓ ગર્ભ ધારણુ કરતી નથી, સમય વગર શિશિર, ઉષ્ણુ અને વર્ષાઋતુનો આરંભ થતો નથી;[૧૦] સમય વગર કોઈ મરતો નથી, કોઈ જન્મતો નથી, બાળક બોલતો નથી, તેમ સમય વગર પુરુષ યૌવનને પામતો નથી! તેમ જ વાવેલું બીજ પણુ સમય વગર ઉગતું નથી.[૧૧] સૂર્યનો ઉદય, ચંદ્રની વૃદ્ધિ તથા ક્ષય અને મોટી તરંગમાળાવાળા સમુદ્રની ભરતી તથા ઓટ સમય વગર થતાં નથી. [કહેવાનું તાત્પર્ય એ છે કે, સર્વ કાર્ય પોતપોતાનો સમય આવે ત્યારે જ સિદ્ધ થાય છે, તે વિના સિદ્ધ થતાં નથી.][૧૨]

"હે યુધિષ્ઠિર રાજા ! આ વિષયમાં દુઃખથી આતુર થયેલા સેનજિત નામના રાજાએ જે કંઈ કહ્યું છે, તેની ગાથાઓને હજી પણુ લોકો ગાય છે. તે પુરાતની ઇતિહાસ હું તમને કહું છું.[૧૩] [તે રાજા કહે છે કે,] 'અનિવાર્ય એવો કાળ, વારા ફરતી સર્વ મનુષ્યો ઉપર અમલ કરે છે. પૃથ્વીના પદાર્થ માત્ર પણુ કાળથી પરિપાક થયા પછી મરણુ પામે છે!'[૧૪] હે રાજન્ ! મનુષ્યો પોતાના શત્રુઓને હણે છે અને તે મનુષ્યોને વળી બીજા મનુષ્યો હણે છે. આ રીતે લૌકિકી સંજ્ઞા છે. પરંતુ ખરી રીતે જોતાં તો કોઈ કોઇને હણુતો નથી, તેમ કોઈ કોઇથી હણુાતો એ નથી.[૧૫] કોઈ માને છે કે, ફલાણુાએ ફલાણુાને હણ્યો, ત્યારે કોઈ માને છે કે, કોઈ કોઇને હણુતો નથીઃ પરંતુ પ્રાણીઓની ઉત્પત્તિ તથા વિનાશ થવો, એ તો સ્વભાવ પ્રમાણે થયા જ કરે છે.[૧૬] ધન નાશ પામે છે, અથવા તો સ્ત્રી, પુત્ર કે પિતા મરી જાય છે, ત્યારે મૂઢ મનુષ્ય, 'અરેરે ! હું દુઃખી થઈ ગયો !' આમ દુઃખને સંભારીને દુઃખમાં વૃદ્ધિ કરે છે.[૧૭] પણુ તું શા માટે મૂઢ બનીને, મરણુ ધર્મવાળા કૌરવ રાજાઓનો શોક કરે છે? જેઓ શોકરૂપ હતા, તેઓનો શા અર્થે શોક કરે છે? જેમ ભય કરવાથી ભયની વૃદ્ધિ થાય છે, તેમ શોકને નહીં અટકાવવાથી તેની વૃદ્ધિ થાય છે.[૧૮] આ દેહ જેમ મારો નથી, તેમ સર્વ પૃથ્વી પણુ મારી નથી. છતાં મમત્વ ભાવને લીધે આ દેહ અને આ પૃથ્વી જેમ મારી છે, તેમ જ તે બીજાની પણુ છે, આવો વિચાર કરનારો પુરુષ, દેહાદિક ઉપર મોહ પામતો નથી.[૧૯] શોકનાં અને હર્ષનાં હજારો કારણો છે, તે પ્રતિ દિવસ મૂર્ખને અસર કરે છે; પરંતુ પંડિતના મનમાં અસર કરતાં નથી.[૨૦] આ રીતે પ્રિય એવાં સુખોનો તથા દ્વેષ્ય એવાં દુઃખોનો, પ્રત્યેક જીવોને સમય પ્રમાણે વારા ફરતી અનુભવ કરવો પડે છે.[૨૧] આ સંસારમાં દુઃખ જ છે પણુ સુખ નથી. માટે મનુષ્યને દુઃખની પ્રાપ્તિ થાય છે. દુઃખનો ઉદ્ભવ કરનાર કામના છે, તેમ જ સુખનો ઉદ્ભવ કરનાર દુઃખ છે.[૨૨] મનુષ્યોને સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવે છે. પણુ મનુષ્ય નિત્ય દુઃખ ભોગવતો નથી, તેમ નિત્ય સુખ પણુ ભોગવતો નથી.[૨૩] કોઈ દિવસ દુઃખનો છેડો આવે છે ત્યારે સુખ થાય છે અને સુખનો છેડો આવી રહે છે ત્યારે દુઃખ થાય છે. માટે જેને શાશ્વત સુખની ઇચ્છા હોય, તેણે તો સુખનો અને દુઃખનો બન્નેનો ત્યાગ કરી દેવો![૨૪] સુખને અંતે દુઃખ અને દુઃખને અંતે સુખ મનુષ્યને મળે છે. માટે, જેને લીધે મનુષ્યને શોક, દુઃખથી વૃદ્ધિ પામતો સંતાપ અથવા તો પરિશ્રમ પડતો હોય, તેવા એક અંગનો પણુ (સર્પે કરડેલા અંગુઠાની પેઠે) ત્યાગ કરી દેવો, તો પછી રાજ્યાદિકના ત્યાગની તો ગણુત્રી જ શી?[૨૫] સુખ અથવા તો દુઃખ–પ્રિય અથવા અપ્રિય–જેમ જેમ પ્રાપ્ત

થતાં જાય, તેમ તેમ હૃદયથી હાર્યા વિના તેને સહન કરવાં.૨૬ હે રાજન્ ! તમે તમારી સ્ત્રીઓનું તથા પુત્રોનું જરા પણ અનુગમતું કરશો, એટલે કોણ કોનો કયા કારણથી અને કેવી રીતે સંબંધી છે, તે જાણી શકશો !૨૭ આ જગતમાં જેઓ અત્યંત મૂઢ છે અથવા તો જેઓ આત્મજ્ઞાની છે, તેઓ જ સુખ ભોગવે છે; પરંતુ અર્ધ-દગ્ધ મનુષ્યો તો દુઃખી જ થાય છે.'૨૮

"હે રાજા યુધિષ્ઠિર ! ધર્મ તથા લોકોનાં સુખ અને દુઃખના કારણને જાણનારા, ભૂત ભવિષ્યવેત્તા રાજા સેનજિત આ પ્રમાણે બોલ્યો હતો.૨૯ હે યુધિષ્ઠિર રાજા ! જે પુરુષ પોતાને દુઃખી માને છે, તે પુરુષને કદી પણ સુખ મળતું નથી અને તેના દુઃખનો નાશ જ થતો નથી. પરંતુ એકમાંથી બીજું ને બીજામાંથી ત્રીજું એમ ઉત્પન્ન થયા જ કરે છે.૩૦ સુખ દુઃખ, ઉત્પત્તિ વિનાશ, લાભ હાનિ, મરવું જીવવું આ સર્વ મનુષ્યોને વારા ફરતી ભોગવવાં જ પડે છે. માટે ધીર પુરુષ દુઃખાદિકને માટે શોક અને સુખાદિકને માટે હર્ષ કરતો નથી.૩૧ રાજાઓએ યુદ્ધમાં દીક્ષા ગ્રહણ કરવી એ તેનો યજ્ઞ, દંડનીતિમાં સારી રીતે કુશળતા મેળવવી એ તેનો યોગ અને યજ્ઞમાં સારી રીતે દક્ષિણાઓ આપવી એ તેનો સંન્યાસ છે ! આ સર્વે રાજાને પવિત્ર કરનારા છે એમ જ સમજ.૩૨ જે મહાત્મા રાજા યજ્ઞ યાગ કરતો હોય, અહંકાર રહિત હોય, બુદ્ધિપૂર્વક ન્યાયથી રાજ્ય અને પોતાની સર્વ પ્રજાને ધર્મના માર્ગમાં ચલાવતો હોય, તે રાજા મરણ પછી સ્વર્ગમાં રહી આનંદ પામે છે.૩૩ તેમ જ જે રાજા યુદ્ધોમાં વિજય મેળવીને પ્રજાનું પાલન કરે છે, સોમ યજ્ઞ કરે છે, પ્રજાની આબાદી કરે છે, યુક્તિથી પ્રજાને શિક્ષા કરે છે, તે રાજા યુદ્ધમાં મરણ પામે છે તો દેવલોકમાં જાય છે !૩૪ વળી જે રાજા વેદો તથા શાસ્ત્રોનો સારી રીતે અભ્યાસ કરે છે, પ્રજાનું પાલન કરે છે, ચાર વર્ણની પ્રજાને તેમના પોતપોતાના ધર્મમાં સ્થાપન કરે છે તે પવિત્રાત્મા રાજા સ્વર્ગમાં આનંદથી રહે છે.૩૫ અને જે રાજા સ્વર્ગવાસી થયો હોય, તોપણ જેનાં આચરણનાં નગરવાસી ને દેશવાસી મનુષ્યો તથા અમાત્યો, વખાણ કરે છે તે રાજાને શ્રેષ્ઠ જાણવો."૩૬

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'सेनाजितनुं उपाख्यान' ए नामनो अध्याय २९ मो समाप्त.

## અધ્યાય ૨૯ મો.

### દ્રવ્યના દોષો !

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય ! એ રીતે વેદવ્યાસનું વચન સાંભળીને, યુધિષ્ઠિર રાજાએ ધનંજય પ્રતિ યુક્તિયુક્ત વચન કહ્યું;૧ "હે પાર્થ ! તું માને છે કે, આ જગતમાં ધન વિના બીજી કોઈપણ વસ્તુ શ્રેષ્ઠ નથી; અને સ્વર્ગ, સુખ, પ્રયોજન એ સર્વે ધનવાનનાં જ સિદ્ધ થાય છે, પણ નિર્ધનનાં સિદ્ધ થતાં નથી, એ તારું માનવું મિથ્યા છે.૨ ઘણા પુરુષો વેદના સ્વાધ્યાયરૂપી યજ્ઞો કરીને સિદ્ધિને પામેલા જોવામાં આવે છે; ઘણા મુનિઓ તપશ્ચરણ કરીને સનાતન એવા લોકોમાં ગયા છે.૩ હે ધનંજય ! જેઓ બ્રહ્મચર્ય આશ્રમમાં રહીને નિત્ય વેદનો સ્વાધ્યાય કર્યા કરે છે તથા સર્વ ધર્મનું જ્ઞાન સંપાદન કરે છે, તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે.૪ કેટલાએક ઋષિઓ સ્વાધ્યાયનિષ્ઠ હોય છે અને કેટલાએક ઋષિઓ જ્ઞાનનિષ્ઠ હોય છે. તે સર્વેને હે ધનંજય ! તારે નિત્ય ધર્મનિષ્ઠ જ જાણવા.૫ રાજકીય કાર્યો જ્ઞાની પુરુષના ઉપદેશાનુસાર કરવાં, અથવા તો કહેવાં.* શ્રાદ્ધ ભોજન બહુધા જ્ઞાનીઓને જ કરાવવું. આવું આપણે વૈખાનસોના વચનોથી જાણ્યું છે.૬ વળી અજો, પૃશ્નિઓ, સિકતો, અરુણો અને કેતુ નામના ઋષિઓ વેદનો સ્વાધ્યાય કરીને સ્વર્ગમાં ગયા છે.૭ હે અર્જુન ! એ વેદોક્ત દાન, વેદાધ્યયન, યજ્ઞ અને ઇન્દ્રિયનિગ્રહ એવા કઠિન છે કે, તે જો પૂર્ણ થાય તો તે વેદોક્ત કર્મો કરનારો પુરુષ, સૂર્યના દક્ષિણ માર્ગ ઉપરથી સ્વર્ગમાં જાય છે. એ ક્રિયા કરનારાઓને જે લોકો મળે છે, તે વાત મેં તને પૂર્વે કહી હતી.૮-૯ અને નિયમ પ્રમાણે યોગ સેવનારા પુરુષો સૂર્યના ઉત્તર માર્ગે થઈને સનાતન એવા લોકમાં જાય છે.૧૦ તે એ ગતિઓમાં પ્રાચીન કાળના વિદ્વાનો ઉત્તર ગતિનાં–ઉત્તર સૂર્યયાન માર્ગે જવાનાં–વખાણ કરે છે. તું જાણ કે, સંતોષ એ જ ઉત્તમ સ્વર્ગ અને પરમ સુખ પ્રાપ્તિનો માર્ગ છે.૧૧ સંતોષના કરતાં કોઈ પણ વસ્તુ શ્રેષ્ઠ નથી. જે યોગીઓએ ક્રોધ તથા હર્ષ ઉપર વિજય મેળવ્યો છે, તેમાં જ તેમનું પરમસ્થાન તથા ઉત્તમ સિદ્ધિ ગણાય છે.૧૨ આ વિષયમાં યયાતિ રાજાએ નીચે પ્રમાણે ગાથા ગાયેલી છે. જે ગાથા શ્રવણ કરવાથી કાચબો જેમ પોતાનાં સર્વ અંગોને અંદર સમેટી લે છે, તેમ પુરુષ પણ સર્વ વાસનાનો

* આ શ્લોક બેંગાળ પ્રતમાં આવો છે:–'હે પાંડુપુત્ર ! આપણાં જે કર્મો છે તે સત્યજ્ઞાન–બ્રહ્મજ્ઞાન ઉપર અવલંબીને રહે છે.' અર્થાત્ જેઓ બ્રહ્મનિષ્ઠ છે તેઓ જો આપણાં કર્મોને ધર્મવાળા કહે તો જ તે કર્મો ધર્મવાળાં સમજવાં, અન્ય નહિ.

અંતઃકરણમાં લય કરે છે.૧૩ (યયાતિ રાજાએ ગાયેલી ગાથા આ પ્રમાણે છેઃ-) 'જે પુરુષ અન્યથી ભય પામતો નથી, તેમ અન્ય જ્યારે તે પુરુષથી ભય પામતો નથી; તેમ જે પુરુષ કોઈ પણ વસ્તુની ઇચ્છા કરતો નથી, તેમ કોઈ વસ્તુનો દ્વેષ પણ કરતો નથી, ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થયો છે એમ જાણવું.૧૪ પુરુષ જ્યારે મન, વાણી અને કાયાવડે કોઈ પણ પ્રાણીઓનો દ્રોહ કરતો નથી, ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થયો છે એમ જાણવું.૧૫ અભિમાન અને મોહનો જ્યારે ત્યાગ કરે છે અને ઘણાઓનો સંગ કરવો ત્યજી દે છે ત્યારે મહાત્મા જ્ઞાની પુરુષોનો મોક્ષ થાય છે!'૧૬ હે પાર્થ! વળી હું તને એક વાત કહું છું, તે તું, મન તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખીને સાંભળ. કેટલાએક ધર્મ સંપાદન કરવા માટે, કેટલાએક વ્રત સંપાદન કરવા માટે અને કેટલાએક ધન સંપાદન કરવા માટે પ્રયત્ન કરે છે.૧૭ એમાં એ યજ્ઞયાગાદિક ધર્મને માટે ધન સંપાદન કરવાનો જેઓ પ્રયત્ન કરે છે, પણ તેના કરતાં પ્રયત્ન નહિ કરવો એ જ શ્રેષ્ઠ છે.* ધનમાં ઘણા જ મોટા દોષ સમાયલા છે અને તેને આધારે કરવામાં આવતા યજ્ઞયાગાદિ ધર્મમાં પણ દોષ સમાયલા છે!૧૭-૧૮ તેની મેં સારી રીતે પરીક્ષા કરી છે અને તું પણ યથાર્થ રીતે પરીક્ષા કરીને જોજે. જે પુરુષને ધન મેળવવાની ઇચ્છા હોય છે તેનાથી અન્યાયનાં કાર્યો તજી શકાતાં નથી;૧૯ અને જેઓ ધન સંપાદન કરવાની લાલસાવાળા હોય છે, તેઓમાં સાધુપણું દુર્લભ જ હોય છે! કારણ કે સામા મનુષ્યનો દ્રોહ કરે છે, ત્યારે જ ધન મળે છે. હવે ધન મળ્યા પછી તેને માટે અનેક જાતના ભય રહે છે, આમ વિદ્વાનો કહે છે.૨૦ દુરાચરણી અને શોક તથા ભયથી રહિત એવો પુરુષ, થોડું ધન સંપાદન કરવાની ઇચ્છાથી પણ, સામા મનુષ્યની ઈર્ષા, દ્રોહ વગેરે કરે છે. એટલું જ નહિ, પરંતુ બ્રહ્મહત્યા જેવા મહાન્ દોષનું પણ તેને જ્ઞાન રહેતું નથી!૨૧ દૈવયોગે દુર્લભ એવું ધન મળે છે, તો તે ધન પોતાના સેવકોને આપતી વખતે, ચોરોથી જેમ પ્રજાને સંતાપ થાય છે, તેમ ધનાઢ્ય પુરુષને અત્યંત સંતાપ થાય છે અને ધણી જો ઠરાવેલો પગાર આપે નહિ તો સેવકો તેની નિંદા કરીને દોષિત ઠરાવે છે.૨૨ પરંતુ નિર્ધન પુરુષને કોઈ પણ કંઈ કરી શકતું નથી. તે સુખ દુઃખ, નિંદા સ્તુતિ વિગેરેથી મોકળો અને સંપૂર્ણ રીતે સુખી હોય છે. વિશેષ તો શું, પરંતુ જેની પાસે એક વર્ષ ચાલે તેટલું ધન હોય તે પુરુષ પણ સુખી હોતો નથી!૨૩ આ વિષયમાં યજ્ઞનો વિસ્તાર કરનારી યજ્ઞ સંબંધી ગાથાઓ પ્રાચીન વિદ્વાનોએ ગાયેલી છે, તે તું સાંભળ!૨૪ 'બ્રહ્માએ યજ્ઞને માટે ધન ઉત્પન્ન કર્યું છે અને પુરુષને યજ્ઞના રક્ષણ માટે ઉત્પન્ન કર્યો છે; માટે સર્વ જાતના પદાર્થોનો યજ્ઞમાં જ ઉપયોગ કરવો શ્રેષ્ઠ ગણાય છે! પરંતુ કામનાને માટે ઉપયોગ કરવો શ્રેષ્ઠ ગણાતો નથી.'૨૫ હે ધનાઢ્યોમાં શ્રેષ્ઠ અર્જુન! એટલા માટે ધનને પોતાના ઉપભોગ માટે ધાતા–બ્રહ્માએ ઉત્પન્ન કરેલું છે અને બ્રહ્મા–યજ્ઞ કરવા માટે જ મનુષ્યોને ધન આપે છે, એમ તારે જાણવું.૨૬ અને એટલા માટે જ વિદ્વાનો જાણે છે કે, ધન કોઈ પણ પુરુષનું નથી, પણ યજ્ઞદેવનું છે! માટે શ્રદ્ધાવાન પુરુષે દાન દેવું અને યજ્ઞ કરવો.૨૭ પંડિતો કહે છે કે, મળેલાં ધનનો દાનમાં ઉપયોગ કરવો, પરંતુ પોતાના ઉપભોગમાં ઉપયોગ કરવો નહિ, તેમ તેનો દુરુપયોગ પણ કરવો નહિ. (ધન પ્રાપ્ત કરી) દાન અને યજ્ઞ જેવાં શ્રેષ્ઠ કર્મ કરવાનાં હોય છે, છતાં તેનો સંચય કરી રાખવાનું શું પ્રયોજન છે?૨૮ (હવે ધનનું દાન આપવામાં પણ મહાસંતાપ છે, તે જો!) જે અલ્પ બુદ્ધિવાળા પુરુષો, સ્વધર્મથી ભ્રષ્ટ થયેલા પુરુષોને ધનનું દાન આપે છે, તે પુરુષો મરણ પછી સો વર્ષ સુધી વિષ્ટાનું ભોજન કરે છે.૨૯ (કેમકે બહુધા) કુપાત્રને જ દાન આપવામાં આવે છે, સુપાત્રને આપવામાં આવતું નથી. આ રીતે પાત્ર કુપાત્રને નહિ ઓળખવાથી દાનધર્મ પણ મહા કઠિન છે.૩૦ મેળવેલાં ધનના દાનના સંબંધમાં પણ બે મોટી ભૂલો થાય છે, તે એ કેઃ (દાન) કુપાત્રને આપવામાં આવે છે અને સુપાત્રને બીલકુલ આપવામાં આવતું નથી."૩૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'युधिष्ठिरनां वाक्य' ए नामनो अध्याय २६ मो समाप्त.

## અધ્યાય ૨૭ મો.

### યુધિષ્ઠિરના શોકનું કારણ.

હવે યુધિષ્ઠિર રાજા મહાત્મા વ્યાસને કહે છે;–"બાળક અભિમન્યુ, દ્રૌપદીના પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ રાજા, દ્રુપદ રાજા, ધર્મવેત્તા વૃષસેન, રાજા ધૃષ્ટકેતુ તથા બીજા જૂદા જૂદા દેશના રાજાઓ રણમાં મરણ પામ્યા છે, તેથી મને ખેદ થાય છે. હાય! મેં મહાન્ ઘાતકી બનીને રાજ્યના લોભથી, મારા જ્ઞાતિ બંધુઓનો અને મારા પોતાના વંશનો સંહાર કરાવ્યો!૧-૭ હાય! હું જેના

* યુધિષ્ઠિરના કહેવાનું રહસ્ય એવું છે કે, યજ્ઞયાગાદિ કરવાને પણ ધન મેળવવું એ એક લોભ છે ને 'લોભ પાપ સઘળાનું મૂળ છે!' એવા પાપરૂપ લોભને વશવર્તી ધનસંપાદન કરવું ને પછી યજ્ઞાદિ ધર્મ કાર્યમાં ખર્ચવું, તે કરતાં મેળવવું નહિ ને સદાચારમાં પ્રવર્તવું એ શ્રેષ્ઠ છે.

ખોળામાં રમતાં રમતાં લોટતો હતો, તે જ ગંગાપુત્ર* ભીષ્મ પિતામહને મેં રાજ્યના લોભથી યુદ્ધમાં મારી નાંખ્યા![૪] વૃદ્ધ સિંહના જેવા ઉન્નત શરીરવાળા ભીષ્મ પિતામહની સામે શિખંડીએ દૃષ્ટિ કરીને ચઢાઈ કરી, અર્જુને વજ્રતુલ્ય બાણો મારીને તેનાં શરીરને ભરી દીધું અને ભીષ્મ પિતામહ પ્રહારની પીડાથી કંપવા લાગ્યા. તે જોઈને, (તે વખતે) મારા મનમાં અત્યંત દુઃખ થયું હતું![૫-૬] જ્યારે મેં જોયું કે, શત્રુની રથી સેનાનો સંહાર કરનારા ભીષ્મ, બાણોના પ્રહારોથી પર્વતની પેઠે કંપી નિર્ગત બની, પૂર્વ દિશા તરફ મુખ રાખી રથની બેસણીપર બેસી ગયા હતા, ત્યારથી જ હું મૂઢ બની ગયો હતો.[૭] કુરુવંશશ્રેષ્ઠ એ ભીષ્મ, હાથમાં ધનુષ તથા બાણો લઈને, ભૃગુવંશને વિશે શ્રેષ્ઠ એવા પરશુરામની સાથે, (કુરુક્ષેત્રમાં મહાસંગ્રામમાં ઘણા દિવસ સુધી) લડ્યા હતા.[૮] એ ગંગાપુત્રે એકલાએ જ, કાશી નગરીમાં, ત્યાંના રાજાની કન્યાના સ્વયંવરમાં એકઠા મળેલા ક્ષત્રિય રાજાઓને યુદ્ધ કરવા માટે બોલાવ્યા હતા અને યુદ્ધમાં તેઓને હરાવ્યા હતા![૯] એજ ભીષ્મે, રણ ઉપર લડવા માટે આવેલા ચક્રવર્તી ઉગ્રાયુધ રાજાને પણ શસ્ત્રના પ્રહારથી મારી નાંખ્યો હતો. એવા ભીષ્મને મેં યુદ્ધમાં મરાવી નાંખ્યા છે![૧૦] જેમણે પંચાળના પુત્ર શિખંડીને પોતાનો કાળ જાણ્યા છતાં પણ, પોતાની રક્ષા કરવા માટે તેના ઉપર બાણોનો પ્રહાર કરીને તેને માર્યો નહતો, એવા ભીષ્મને અર્જુને રણ ઉપર મારી નાંખ્યા![૧૧] હે મહામુનિ! મેં જ્યારથી ભીષ્મ પિતામહને લોહીલોહાણ થઈને રણભૂમિપર પડેલા દીઠા, ત્યારથી જ હું અત્યંત મૂઢ બની ગયો છું.[૧૨] જેમણે અમને બાળકપણામાંથી જ ઉછેરીને મોટા કર્યા, જેમણે અમારું રક્ષણ કર્યું, તે જ ભીષ્મ પિતામહનું મેં મુર્ખા, પાપી ને રાજ્યલોભીઆએ, અલ્પકાળ ટકનારા રાજ્યને માટે મરાવી નાંખ્યા છે![૧૩] અરેરે! હું આટલાથી જ અટકયો નથી, પરંતુ મારા આચાર્ય, મોટા ધનુર્ધારી તેમ જ સર્વ રાજાઓમાં પૂજાતા એવા દ્રોણાચાર્યે, રણભૂમિપર મારી પાસે આવીને પોતાના પુત્ર અશ્વત્થામાના સમાચાર પૂછ્યા, ત્યારે મેં પાપીએ તેમને જૂઠા સમાચાર કહ્યા![૧૪] ગુરુ દ્રોણ જાણતા હતા કે, યુધિષ્ઠિર નિશ્ચય સત્ય જ બોલશે, તે ઉપરથી તેમણે મને પૂછ્યું કે, 'હે રાજન્! સત્ય કહે, મારો પુત્ર જીવે છે કે નહિ?' તે સમયે મેં નરો વા કુંજરો વા એમ કહીને સંશય ભરેલું મિથ્યા ભાષણ કર્યું! એ પ્રસંગ મારાં ગાત્રોને બાળીને ખાખ કરી નાંખે છે![૧૫-૧૬] ગુરુએ જ્યારે પોતાના પુત્રના જીવિત વિષે મને પૂછ્યું, ત્યારે ગુરુઘાતી, પાપી અને રાજ્યના અત્યંત લોભી એવા મેં, સત્યના પણને ઉતારી નાંખીને, અશ્વત્થામા નામનો હાથી મરાયો હતો, છતાં ગુરુને મેં કહ્યું કે, અશ્વત્થામા મરણ પામ્યો! આવું મહાન્ દુષ્કર કર્મ કરવાથી મારી કયા લોકમાં ગતિ થશે![૧૭-૧૮] વળી મેં યુદ્ધમાં પાછી પેની નહિ કરનારા મહાન્ પરાક્રમી જ્યેષ્ઠ બંધુ કર્ણને પણ મરાવી નાંખ્યો છે, માટે મારા કરતાં વધારે પાપી કોણ હોય? પર્વતોમાં જેમ સિંહ જન્મે, તેમ કૌરવના કુળમાં જન્મેલા બાળક અભિમન્યુને પણ રાજ્યના લોભથી, દ્રોણાચાર્યના સેનાપતિપણા નીચે રક્ષાયલી કૌરવોની સેના સામે (લડવાને) મોકલ્યો. તે પછી હું અર્જુનના મુખ સામે જોઈ શકતો નથી![૧૯-૨૧] તેમ બ્રહ્મહત્યા કરનારા પાપીની પેઠે શ્રીકૃષ્ણના મુખની સામું પણ જોઈ શકતો નથી. તેમ જ પાંચ પર્વતો વગરની થઈ પડેલી પૃથ્વીની પેઠે, પાંચ પુત્રોના મરણથી દુઃખી થઈ પડેલી દ્રૌપદીને માટે શોક કર્યા કરું છું! આ રીતે હું સર્વનો અપરાધી, પાપી ને પૃથ્વીનો નાશ કરનાર છું![૨૨-૨૩] માટે હવે આજથી હું ગુરુહત્યાનું અને બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવા માટે, નિરાહાર અહીં જ બેસી રહીને મારાં આ કલેવરને સુકવી નાંખીશ![૨૪] જેથી બીજી કોઈ પણ નાતિમાં હું કુળનો સંહાર કર્તા તરિકે જન્મું નહિ.* હવે હું ફળફુલનો પણ આહાર નહિ કરું, તેમ જળપાન પણ નહિ કરું![૨૫] હે તપોધનો! હું આ ગંગાના તીર ઉપર બેસીને મારા પ્રિય પ્રાણોનો નાશ જ કરીશ! હવે તમે મારા ઉપર અનુગ્રહ કરો અને પછી તમે તમારી ઇચ્છાનુસાર તમારા સ્થાનપર પધારો![૨૬] હું મારા આ કલેવરનો ત્યાગ કરવાની ઇચ્છા રાખું છું, તેને માટે તમે સૌ મને આજ્ઞા આપો!"

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! આ રીતે બાંધવોના મરણથી યુધિષ્ઠિર રાજા શોકવિહ્વળ થઇને બોલ્યા, એટલે મુનિશ્રેષ્ઠ વેદવ્યાસ યુધિષ્ઠિરને અટકાવીને બોલ્યા કે;–"તમે એમ કરવું રહેવા દ્યો![૨૭-૨૮] હે મહારાજ! તમારે અત્યંત શોક કરવો ઉચિત નથી. હે રાજન્! એકવાર તમને કહ્યા છતાં પુનઃ કહું છું કે, સુખ દુઃખમાં ભાગ્યજ કારણ છે.[૨૯] હે રાજન્! આ સંસારમાં જે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, તેઓનો સંયોગ, વિયોગવાળો જ હોય છે; અર્થાત્ કાળાંતરે અવશ્ય વિયોગ થાય છે જ. કોઇનો પણ અખંડ સંબંધ રહેતો નથી. પાણીમાં જેમ પરપોટાઓ થાય છે અને ક્ષણમાં પાછા નાશ પામે છે, તેમ આ સંસારમાં પ્રાણીઓ

* ગંગાપુત્ર કહેવાનો આશય એ કે, ગંગા જેમ પવિત્ર અને સર્વને તારવાવાળી છે એવા પવિત્ર ને તારક.

* અર્થાત્ મારી મુક્તિ તો આવા પાપોથી નથી જ, પણ કૃતકર્મોથી હવે પછીના જન્મમાં કોઈ અધમ પણ ન જન્મું તેમ તપ કરીશ.

ઉત્પન્ન થાય છે અને પાછાં નાશ પામે છે![30] આ અનાદિ કાળના સંસારના પ્રવાહમાં જેટલી વસ્તુઓ એકઠી થયેલી છે, તે કાળાંતરે વિખરાઈ જાય છે! ઉંચી વધેલી નીચે પડે છે; પરસ્પર સંબંધવાળી વસ્તુઓનો વિયોગ થાય છે અને જન્મેલા અવશ્ય મરણ પામે છે.[31] સુખ પરિણામે દુઃખરૂપ થઈ પડે છે, આલસ્ય કો સમયે સુખકારક જણાય છે, પરંતુ પરિણામે દુઃખકારક થઈ પડે છે. ડહાપણમાં કો સમયે દુઃખ જણાય છે, પરંતુ છેવટમાં સુખ મળે છે. પણ અણિમાદિક સિદ્ધિ, શ્રી, લજ્જા, ધૈર્ય ને કીર્તિ, કુશળ પુરુષવિષે વસે છે, આળસુમાં વસતાં નથી![32] તેમ જ નિત્ય સ્નેહીઓ સુખ આપી શકતા નથી અને શત્રુઓ દુઃખ આપી શકતા નથી. એવી રીતે જ પ્રજાથી અર્થનો અને ધનથી સુખનો પણ લાભ થઇ શકતો નથી![33] હે કુંતીપુત્ર રાજા! માટે વિધાતાએ તને જે કર્મ કરવાને ઉત્પન્ન કર્યો છે, તે કર્મ તું કર! એનાથી જ તારી સિદ્ધિ થશે. તું કંઈ કર્મોનો નાયક–શાસ્તા નથી."[34]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'व्यासनां वाक्य' ए नामनो अध्याय २७ मो समाप्त.

## અધ્યાય ૨૮ મો.

### અશ્મને વર્ણવેલો સંસારનો મેળો!

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! પાંડુના જ્યેષ્ઠ પુત્ર યુધિષ્ઠિર, પોતાના સંબંધીઓનો નાશ થવાથી અત્યંત શોકાતુર થઇને પોતાના પ્રાણો તજવાને તૈયાર થયા, તે સમયે વેદવ્યાસ તેનો શોક દૂર કરવા માટે નીચે પ્રમાણે તેને ઉપદેશ કરવા લાગ્યા.[1]

વ્યાસ બોલ્યા;–"હે યુધિષ્ઠિર રાજા! આ વિષય ઉપર એક પ્રાચીન ઇતિહાસ છે, જે અશ્મન નામના બ્રાહ્મણે જનક વિદેહને કહ્યો હતો, તે હું તમને કહું છું, તે સાંભળો.[2] દુઃખ અને શોકથી વ્યાકુળ થયેલા વિદેહ નગરના રાજા જનકે, બુદ્ધિમાન્ એવા અશ્મન નામના બ્રાહ્મણને પોતાના મનનો સંશય પૂછયો હતો કે,[3] 'હે મહારાજ! પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા રાખનારા પુરુષે, તેમ જ જ્ઞાતિની અને ધનની વૃદ્ધિ તથા વિનાશને સમયે કલ્યાણની ઇચ્છા રાખનારા પુરુષે, કેવી રીતે વર્તવું, તે કહો.'[4]

"અશ્મન બોલ્યો;–'હે રાજા જનક! મનુષ્ય જેવો જન્મે છે કે તેની પાછળ જ સુખો અને દુઃખો અનુસરવા માંડે છે;[5] અને તે સુખ તથા દુઃખમાંથી હરકોઈ, તે મનુષ્યની પાછળ પડીને વાયુ જેમ વાદળાંને ઝડપથી વિખેરી નાંખે છે, તેમ મનુષ્યની ચેતનાનો–જ્ઞાનનો ઝડપથી નાશ કરે છે;[6] અને તેને લીધે હું કુલિન કુળમાં ઉત્પન્ન થયો છું, હું સિદ્ધ છું, હું સામાન્ય મનુષ્ય નથી, આવાં ત્રણ કારણોને લીધે, મનુષ્યનું ચિત્ત અવળે માર્ગે દોરાઈ જાય છે![7] તે પછી તે પોતાના પિતાએ મેળવેલા ધનનો, નૃત્યમાં, ગીતમાં તથા ભોગ વિલાસમાં નાશ કરી નાંખે છે. તે જ્યારે નિર્ધન થઈ પડે છે, ત્યારે પારકાનું ધન હરણ કરવું, તેને જ ઉત્તમ કાર્ય ગણી, તે કાર્યમાં પ્રવૃત્તિ કરે છે![8] એમ મર્યાદા ઓળંગીને પારકા ધનની ચોરી કરે છે, અયોગ્ય આચરણ કરે છે; એટલે પારધીઓ જેમ બાણોના મારથી મૃગોને અટકાવી મારી નાંખે છે, તેમ રાજાઓ તેવા અમર્યાદિત લોકોને શિક્ષા કરે છે.[9] આ રીતે પારકા ધનની ચોરી કરનારા વીસ અથવા તો ત્રીસ વર્ષના પુરુષો, સો વર્ષનું આયુષ્ય ભોગવી શકતા નથી, પરંતુ તુરત જ મરણ પામે છે.[10] માટે રાજાએ સર્વે પ્રજાના આચરણોનું અવલોકન કરવું અને જેઓ દરિદ્રાવસ્થાથી દુઃખી થતા હોય, તેઓને વિચાર કરીને દુઃખમાંથી મુક્ત કરવા.[11] ચિત્તવિભ્રમ (અનિષ્ટમાં ઇષ્ટ બુદ્ધિ અને ઇષ્ટમાં અનિષ્ટ બુદ્ધિ,) તથા પુત્રાદિકનો શોક–આ બે વિના ત્રીજું, માનસિક દુઃખોનું કારણ હોતું નથી.[12] આ રીતે અનેક જાતના દુઃખો તથા વિષયોના સંગથી થનારાં દુઃખો મનુષ્યને પીડે છે.[13] બળવાન્ કે દુર્બળ, ઠીંગણા કે ઉન્નત, ગમે તેવા પુરુષોને જરા અને મૃત્યુ, નહારની પેઠે ખાનારા છે;[14] અને જે પુરુષ સમુદ્રપર્યંત આખી પૃથ્વીનો વિજય કરે છે, તે પુરુષ પણ જરાનો અને મૃત્યુનો વિજય કદી પણ કરી શકતા નથી.[15] માટે, સુખ અથવા તો દુઃખ, પ્રાણીઓની સમીપમાં આવે, તેને પરાધીન એવા પ્રાણીઓએ સહન કરી લેવાં. કારણ કે સુખ દુઃખનો કોઇથી પરિહાર થઈ શકતો નથી.[16] હે રાજન્! બાલ્યાવસ્થામાં યુવાવસ્થાની ઇચ્છા કરવી, યુવાવસ્થામાં બાલ્યાવસ્થાની ઇચ્છા કરવી તથા વૃદ્ધાવસ્થામાં બાલ્યાવસ્થાની અથવા તો યુવાવસ્થાની ઇચ્છા કરવી, એ વ્યર્થ છે. એ ત્રણે અવસ્થાઓ અનિવાર્ય છે.[17] શત્રુઓની સાથે સંયોગ, સ્નેહીઓનો વિયોગ, પ્રિય, અપ્રિય ઇષ્ટ અનિષ્ટ, સુખ દુઃખ એ સર્વ, મનુષ્યને પ્રારબ્ધ કર્માનુસાર મળ્યા કરે છે.[18] પ્રાણીઓનો જન્મ મરણ, લાભ હાનિ, એ સર્વ પ્રારબ્ધાનુસાર થયા કરે છે. માટે વિદ્વાનોએ કોઇ દિવસ હર્ષ કે શોક કરવો નહી.[19] જેમ નાના ફળોમાં રૂપ, રસ, ગંધ ભિન્ન ભિન્ન હોય છે; પછી જ્યારે ફળ મોટું થાય છે ત્યારે રૂપાદિક વળી જૂદા જ હોય છે અને પાકે છે ત્યારે રૂપાદિક તેનાથી વિલક્ષણ–ભિન્ન જ હોય છે; તે પ્રમાણે જ પ્રાણી-

ઓને પણ સુખ દુઃખ, અવસ્થાનુસાર ભિન્ન ભિન્ન થાય છે અને તે દૈવને અધીન હોય છે![૨૦] સર્વ પ્રાણીઓને આસન, શયન, યાન (વાહન), ઉત્થાન, પાન, ભોજન ઇત્યાદિક સર્વ કાળ પ્રમાણે જ નિયમથી મળ્યા કરે છે. તેટલા માટે વિદ્વાન્ પુરુષે મોહ પામવાનું (કારણ) નથી![૨૧] સર્વનો રોગ મટાડનારા વિદ્વાન્ વૈદ્યો પોતે પણ રોગી જોવામાં આવે છે; બળવાન્ પુરુષો પણ દુર્બળ જોવામાં આવે છે અને શ્રીમંતો ષંઢ જોવામાં આવે છે! આમ કાળનો ફેરફાર વિચિત્ર છે.[૨૨] ઉત્તમ કુળમાં જન્મવું, વીર્ય, આરોગ્ય, રૂપ, સૌભાગ્ય, વૈભવોનો ઉપભોગ કરવો, એ સર્વ દૈવના યોગથી જ મળે છે.[૨૩] દરિદ્રી પુરુષો ઇચ્છા કરતા નથી, તોપણ તેઓના ઘરમાં ઘણા પુત્રો હોય છે અને શ્રીમંતો (પુત્રો માટે તલખ્યા કરે છે તોપણ તેમ)ના ઘરમાં પુત્રો હોતા નથી; માટે દૈવનું કર્તવ્ય વિચિત્ર છે.[૨૪] વ્યાધિ, અગ્નિ, જળ, શસ્ત્ર, ક્ષુધા, તૃષા, આપત્તિ, વિષ, જ્વર, મરણ, ઉંચ, નીચ, અધઃપાત ઈત્યાદિ, સર્વ પ્રાણીઓના જન્મ સમયે જે જે તેને તેને માટે નિર્માણ થાય છે, તે તે તેને તેને જન્મ પછી ગ્રહણ કરે છે; પણ તેનું કોઇ ઉલ્લંઘન કરી શકતું નથી, તેમ તેને છોડી દઇને બીજી વસ્તુઓને ગ્રહણ કરનારો પણ કોઇ જોવામાં આવ્યો નથી! પ્રારબ્ધાનુસાર જેની વૃત્તિ જેવી રીતે નિર્માણ કરવામાં આવે છે, તે માર્ગે જ તે પ્રાણી વર્તે છે–રેખા માત્ર પણ તેનો ત્યાગ કરી શકાતો નથી.[૨૫-૨૬] ધનવાન્ પુરુષને યુવાવસ્થામાં જ આપણે મરણ પામતા જોઇએ છીએ અને દરિદ્રીને અત્યંત દુઃખી સ્થિતિમાં સો વર્ષ સૂધી જરાથી પીડા પામતો જોઇએ છીએ. એ ઉપરથી જણાય છે કે, કર્મની ગતિ અત્યંત ગહન છે.[૨૭] વળી હે રાજન્! જેની પાસે કંઇ જ નથી એવા દરિદ્રી પુરુષો, ઘણા કાળ સૂધી જીવતા જોવામાં આવે છે અને અત્યંત સમૃદ્ધિવાનના કુળમાં જન્મેલા પુરુષો પતંગીઆની પેઠે (ઝટ) નાશ પામતા જોવામાં આવે છે![૨૮] આ લોકમાં બહુધા શ્રીમંત પુરુષોને, ભોગ ભોગવવાની (ખાધેલું પાચન કરવાની) શક્તિ હોતી નથી, ત્યારે દરિદ્રી પુરુષોને લાકડાં પણ પચી જાય છે.[૨૯] હવે પુરુષને કાર્ય કરવાને માટે કાળ પ્રેરે છે, તોપણ તે અહંભાવથી માને છે કે, હું જ આ કાર્ય કરું છું અને અસંતોષી થઇને પોતાના મનગમતું પાપાચરણ કરે છે, પરંતુ તે પાપથી ડરતો નથી.[૩૦] મૃગયા, જુગાર, વેશ્યાગમન, મદ્યપાન વગેરેને શાસ્ત્રકારોએ નિંદેલા છે, છતાં પણ બહુશ્રુત પુરુષો પણ તે વ્યસનોમાં પડેલા જોવામાં આવે છે![૩૧] એમ પ્રાણીઓને કાળના પ્રભાવથી ઇષ્ટ તથા અનિષ્ટ સર્વ પદાર્થોનો સંબંધ થયા જ કરે છે અને દૈવ વિના તેમાં બીજું કંઇ કારણ જોવામાં આવતું નથી.[૩૨] વાયુ, આકાશ, અગ્નિ, ચંદ્ર, આદિત્ય, દિવસ, રાત્રિ, નક્ષત્રો, નદીઓ અને પર્વતોને કાળ ઉત્પન્ન કરે છે અને કાળ જ ધારણ કરે છે; શીત, ઉષ્ણ, વૃષ્ટિ, એ સર્વ પણ કાળના યોગથી જ પરિવર્ત્તન પામ્યા કરે છે; અને હે રાજન્! એ રીતે જ મનુષ્યોને સુખો તથા દુઃખો પણ કાળના પ્રભાવથી જ થયા કરે છે.[૩૩-૩૪] તેમ જ, જ્યારે મનુષ્યને મૃત્યુ અથવા તો જરા ઘેરે છે, ત્યારે ઔષધો, મંત્રો, હોમો અને જપો એમાંનાં કોઈ પણ તેનું રક્ષણ કરી શકતાં નથી;[૩૫] પણ જેમ મહાસાગરમાં બે લાકડાંઓ દૈવયોગથી એકઠાં થઈ જાય અને એકઠાં થયા પછી (જ્યારે સમય આવે છે ત્યારે) પાછાં વિખેરાઈ જાય છે, તેવી રીતે જ પ્રાણીઓ દૈવયોગથી એક બીજાં સાથે એકઠાં મળી જઇને પાછળથી (સમય આવે ત્યારે પાછા) છૂટાં પડી જાય છે;[૩૬] દૈવયોગથી પુરુષો અનેક પ્રકારની સ્ત્રીઓના વિલાસમાં તથા ગીત વાદિત્રાદિના મનોહર પ્રસંગમાં, પોતાના દિવસો ગાળે છે અને દૈવયોગથી જ પુરુષો અનાથ હોવાથી બીજાની પાસે ભિક્ષા માંગવામાં પોતાના દિવસો ગાળે છે. પણ એ બન્ને પ્રકારના પુરુષનું મૃત્યુ તો, સમાન રીત્યા જ થાય છે.[૩૭] આ અનાદિ સંસારના પ્રવાહમાં પડીને પ્રાણીઓએ હજારો માતા પિતાના ઉદરમાં જન્મ લઇને તેનો અનુભવ કર્યો છે; તેમ જ સેંકડો પુત્ર(ના પિતા), સ્ત્રી(ના પતિ) વગેરેનો પણ અનુભવ કર્યો છે; પરંતુ અંતકાળ સમયે આપણો ને તેઓનો સંબંધ રહ્યો નથી. કોનાં તે અને કોનાં આપણે? અર્થાત્ કોઈ કોઇનું નથી.[૩૮] અંતકાળ પછી પુત્રોનો અને સ્ત્રી વગેરેનો કોઇને સંબંધ થયો નથી અને થશે પણ નહિ. વાટમાં સાથે ચાલતી વખતે જેમ વટેમાર્ગુઓનો સંબંધ થાય છે, તેવો જ સ્ત્રી, પુત્ર, બંધુ, સુહૃદ વગેરેનો સંબંધ પણ જાણવો![૩૯] હું કયાં છું, કયાં જઇશ, કોણ છું, શા કારણથી અહિં આવ્યો છું, શા માટે કોનો શોક કરું છું? આમ વિવેકી પુરુષે પોતાના મનમાં નિત્ય વિચાર કરવો જોઇએ.[૪૦] ચક્રની પેઠે ભ્રમણ કરી રહેલા આ અનાદિ કાળના સંસારના પ્રવાહમાં પડેલા વિવેકી પુરુષોએ માતા, પિતા, મિત્ર, ભાઈ, એ સર્વની સાથે વટેમાર્ગુના જેવો સંબંધ રાખવો.''[૪૧]

[એ પ્રમાણે બંધુઓના મરણથી શોકાતુર થયેલા યુધિષ્ઠિર રાજાને ઉપદેશ કરીને તેમનો શોક દૂર કરવા માટે પુનઃ વેદવ્યાસ બોલ્યા;–"હે યુધિષ્ઠિર રાજા! તમે વહાલાઓના વિયોગનો વ્યર્થ શોક કરવો છોડી દ્યો; તેમ જ યુદ્ધમાં મરણ પામીને નરકમાં ગયા હશે, એવો

શોક પણ કરો નહિ." આટલું કહ્યા પછી, પુનઃ અશ્મને જનકને કહેલાં વચન શ્રીવ્યાસ કહે છે.] 'કોઈએ પરલોકને આ માનસિક ચક્ષુથી પ્રત્યક્ષ જોયું નથી. એ તો કેવળ શાસ્ત્ર વચનથીજ જાણી શકાય છે. તમે પણ શાસ્ત્રના વચન માનતા હો તો તેઓ રણમાં મરાયા હોવાથી મુક્તિ પામ્યા છે, (એવું પણ શાસ્ત્રવચન જ છે) એમ જ માનો! કલ્યાણની અથવા તો સુખની ઇચ્છા રાખનારાએ વેદ તથા શાસ્ત્રોનાં વચનનું ઉલ્લંઘન નહિ કરતાં તેના ઉપર શ્રદ્ધા રાખવી, એ ઉત્તમ છે.[૪૨] વિદ્વાન્ પુરુષે પિતૃઓની શ્રાદ્ધાદિક ક્રિયા કરવી, ધર્મનાં બીજાં કાર્ય કરવાં, ઇન્દ્રાદિક દેવોનું યજન કરવું તથા ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થને સેવવા.[૪૩] અફસોસ છે કે, જે મહાસાગરમાં જરાને મૃત્યુરૂપી મોટા મોટા મઘરમચ્છો છે, એવા કાળરૂપી ગંભીર (સંસારરૂપી) મહાસાગરમાં આ સર્વ જગત્ સંપૂર્ણ રીતે ડુબેલું છે, પરંતુ તેના સ્વરૂપને કોઇપણ જાણી શકતું નથી.[૪૪] પણ જેમ કેટલાએક આયુર્વેદ ભણેલા વૈદ્યો લોકોના રોગો મટાડવા માટે મોટો આડંબર કરીને બેઠેલા છે; પરંતુ તેઓને પોતાનેજ રોગોથી પીડાતા આપણે જોઇએ છીએ (સહકુટુમ્બ તેઓ મરી ગયા છે;)[૪૫] તે વૈદ્યો પોતે અનેક જાતના કાઢાઓ પીએ છે; ઘી તથા માત્રા વગેરે પૌષ્ટિક પદાર્થોનું સેવન કરે છે, તો પણ સમુદ્ર જેમ તીરનું ઉલ્લંઘન કરી શકતો નથી, તેમ તે વૈદ્યો પણ મૃત્યુને ઉલ્લંઘન કરી શકતા નથી;[૪૬] અથવા મોટા હાથીઓ જેમ નાના હાથીઓનો પરાભવ કરે છે, તેમ જ રસાયનોનો પ્રયોગ કરનારા રસવૈદ્યોનો પણ જરા–વૃદ્ધાવસ્થા પરાભવ કરે છે;[૪૭] તેમ જ વેદોનો સ્વાધ્યાય કરનારા, તપશ્ચરણ કરનારા, દાન દેનારા, યજ્ઞ કરનારા એ સર્વમાંથી કોઈપણ જરાવસ્થાને કે મૃત્યુને જિતી શકતું નથી![૪૮] આ સંસારમાં જન્મેલા સર્વ પ્રાણીઓના ઉપર દિવસ, રાત્રિ, પક્ષ, માસ, વર્ષ, ઇત્યાદિક માપવાળું કાળચક્ર નિત્ય ફર્યા જ કરે છે.[૪૯] પુણ્ય પાપથી પરાધીન થયેલા અધ્રુવ પુરુષને, સર્વ પ્રાણીઓથી સેવાતા અને અવશ્ય પ્રાપ્ત થનારા જન્મ મરણના માર્ગ ઉપર કાળને લીધે જવું પડે છે![૫૦] જીવથી દેહનો આવિર્ભાવ માનો કે દેહથી જીવનો આવિર્ભાવ માનો, ગમે તેમ માનો, પણ આ સંસારરૂપી માર્ગમાં સ્ત્રીઓ, પુત્રો તથા બાંધવોનો વટેમાર્ગુની પેઠે સમાગમ થાય છે;[૫૧] પરંતુ તેમાંથી કોઇની સાથે કદી પણ અત્યંત સહવાસ રહેતો નથી! પોતાના શરીરની સાથે પણ લાંબા કાળ સૂધી સહવાસ રહેતો નથી, તો પછી બીજા સંબંધીઓની સાથે તો ક્યાંથી જ રહે?[૫૨] હે પાપરહિત રાજા! તારા પિતા, પિતામહ એ બધા ક્યાં છે? તું તેઓને દેખતો નથી ને તેઓ તને દેખતા નથી![૫૩] હે રાજન્! પુરુષ પંડે સ્વર્ગને અને નરકને જોઇ શકતો નથી; પરંતુ મહાત્મા પુરુષોનાં વચન ઉપર આધાર રાખીને શાસ્ત્રદૃષ્ટિથી જોઈ શકે છે. માટે હે રાજન્! તમે પણ શાસ્ત્રાધારે આ સંસારમાં વર્તો![૫૪] પુરુષે પ્રથમ અવસ્થામાં અખંડ બ્રહ્મચર્ય પાળવું; પછી પિતૃઋણ, દેવઋણ અને ઋષિઋણમાંથી મુક્ત થવા માટે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો; પછી પુત્રાદિક સંતતિને ઉત્પન્ન કરીને ઈર્ષ્યારહિત થઈ પિતૃઓનું તથા દેવતાઓનું યજન કરવું;[૫૫] બ્રહ્મચર્ય વ્રત પાળ્યા પછી ગૃહસ્થાશ્રમમાં આવેલો વિદ્વાન્ પુરુષ, પુત્રાદિક પ્રજાને ઉત્પન્ન કરે છે અને યજ્ઞાદિક ક્રિયાઓદ્વારા જગતનું હિત કરી, વાનપ્રસ્થાશ્રમમાં રહીને હૃદયનાં અજ્ઞાનનો નાશ કરે છે; અને પછી આ સંસારનો ત્યાગ કરીને સ્વર્ગ લોકમાં જાય છે.[૫૬] જે રાજા રાગદ્વેષનો ત્યાગ કરી, વિધિ પ્રમાણે ધર્મનું આચરણ કરે છે, નીતિથી ધન સંપાદન કરે છે અને તે ધનનો યજ્ઞ યાગાદિક સત્કર્મમાં વ્યય કરે છે, તેનો યશ ચરાચર સર્વ લોકમાં ફેલાય છે."[૫૭]

"હે યુધિષ્ઠિર રાજા! એ પ્રમાણે અશ્મન મુનિની પાસેથી ધર્મનું સર્વ રહસ્ય જાણ્યા પછી, વિદેહ જનકની બુદ્ધિ શુદ્ધ થઇ, તેનો શોક પણ શાંત થયો અને તે રાજા, મુનિને પ્રણામ કરીને પોતાને સ્થાને ગયો![૫૮] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! અશ્મન મુનિના ઉપદેશથી જેમ જનક રાજાનો શોક દૂર થયો, તે રીતે જ તમે શોકને દૂર કરો અને ઉઠો, ઉભા થાવ! ઇન્દ્રની પેઠે મનમાં હર્ષ માનો અને ક્ષત્રિયના ધર્મથી જિતેલી પૃથ્વીનો ઉપભોગ કરો, તેનું અપમાન કરો નહિ!"[૫૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'व्यासनां वाक्य' ए नामनो अध्याय २८ मो समाप्त.

## અધ્યાય ૨૯ મો.

### શ્રીકૃષ્ણે આપેલો બોધ–મરુત્ત ચરિત્ર.

વૈશમ્પાયન કહે છે;–હે રાજન્! એ પ્રમાણે વેદવ્યાસનાં વચન સાંભળીને, ધર્મપુત્ર યુધિષ્ઠિર કંઈપણ બોલ્યા વિના મૌન ધારણ કરીને બેઠા. તે પછી પાંડુપુત્ર અર્જુન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો:–[૧] "હે શત્રુને તપાવનાર માધવ! ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા, સંબંધીઓનો સંહાર થયો તેના શોકથી અત્યંત સંતપ્ત થઇને શોકસમુદ્રમાં ડૂબી ગયા છે, તેનું તમે આશ્વાસન કરો![૨] હે જનાર્દન! યુધિષ્ઠિર રાજાનો શોક જોઇને અમે સૌ પુનઃ સંશયમાં પડી ગયા છીએ, માટે હે મહાબાહુ! તમે યુધિષ્ઠિર રાજાના શોકને દૂર કરો."[૩]

વૈશમ્પાયન કહે છે;-હે રાજા! એ રીતે મહાત્મા વિજયે ગોવિંદને કહ્યું, એટલે કમળ જેવાં નેત્રવાળા શ્રીકૃષ્ણ યુધિષ્ઠિર રાજાની સામે જઇને બેઠા.[૪] ધર્મ-રાજા, કેશવનું વચન ઉલ્લંઘન કરવાને સમર્થ ન હતા. બાલ્યાવસ્થાથી જ તેને અર્જુનના કરતાં પણ ગોવિંદના ઉપર અધિક પ્રીતિ હતી.[૫] શ્રીકૃષ્ણ પર્વતના જેવા દૃઢ અને ચંદનવડે ચર્ચેલા યુધિષ્ઠિર રાજાના બાહુને પકડીને હર્ષપૂર્વક બોલ્યા,[૬] તે સમયે, સૂર્યોદય સમયે ખીલેલું કમળ જેમ શોભે તેમ યુધિષ્ઠિર રાજાની પાસે વાત કરતી વખતે સુંદર નેત્રવાળું અને સુંદર દંતપંક્તિ-વાળું શ્રીકૃષ્ણનું મુખારવિંદ શોભી રહ્યું હતું.[૭]

વાસુદેવ બોલ્યા;-"હે પુરુષવ્યાઘ્ર! શરીરને સુકવી નાંખનારો શોક કરવો તમે સર્વથા છોડી દ્યો! શોક કર-વાથી રણમાં હણાયલાઓ તમને પાછા મળવાના નથી! શોક કરવો વ્યર્થ છે.[૮] હે રાજન્! સ્વપ્નમાં જે પદાર્થો આપણને પ્રાપ્ત થાય છે, તે જાગ્રત થયા પછી મિથ્યા જણાય છે; તેમ જ જે મહાસંગ્રામમાં મરાયલા છે, તે ક્ષત્રિયોને જ પણ મિથ્યા સમજવા![૯] રણસંગ્રામને શોભા આપનારા તે શૂરાઓ સામી છાતીએ લઢી, વિજય પામીને રણમાં મરણ પામ્યા છે; તેમાંનો કોઈ પણ પુઠ દેખાડીને મરણ પામ્યો નથી;[૧૦] સર્વે શૂરાઓએ, રણમાં લડીને પોતાના પ્રિય પ્રાણોનો ત્યાગ કર્યો છે, શસ્ત્રોના પ્રહારોવડે પવિત્ર થયેલા તે શૂરાઓ સ્વર્ગમાં ગયા છે. તેવાનો શોક કરવો યોગ્ય જ નથી.[૧૧] વેદ તથા વેદોના અંગોમાં પારંગત, ક્ષત્રિયના ધર્મ ઉપર પ્રીતિવાળા શૂરવીર પુરુષો, પવિત્ર એવી વીર ગતિને પામ્યા છે, તેનો તમારે શોક કરવો યોગ્ય જ નથી.[૧૨] રણસંગ્રામમાં મહાનુભાવ રાજાઓને મરણ પામ્યા સાંભળીને તમારા મનમાં જે શોક થયો છે, તે દૂર કરવા માટે હું તમને એક પુરાતન ઇતિહાસ કહું, તે તમે એકાગ્ર મનવડે શ્રવણ કરો.[૧૩]

"પુત્રના શોકથી અત્યંત દુઃખી થયેલા સૃંજય નામના રાજાને નારદ મુનિએ ઉપદેશ આપતાં કહ્યું હતું. (નારદે કહ્યું;)-'હે સૃંજય! તું, હું તથા આ સર્વ પ્રજા સુખ દુઃખયુક્ત છે અને કાળ આવશે, એટલે મરી પણ જશે, માટે શોક કરવો એ વ્યર્થ છે. તારો શોક મટાડવા માટે હું તને પ્રાચીન રાજાઓનું માહાત્મ્ય સંભળાવું છું, તે સાંભળ!'[૧૪-૧૫] પછી નારદે જે કથા સૃંજય રાજાને કહી હતી, તે જ કથા શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.

"નારદમુનિ બોલ્યા;-'હે સૃંજય! તમે સાવધ થઈને પૂર્વે મરણ પામેલા મહાનુભાવ રાજાઓનું વૃત્તાંત સાંભળો, એટલે તમારા દુઃખનો નાશ થાય.[૧૬] તમારો સંતાપ શમન કરવા માટે પુરાતન રાજાઓનું માહાત્મ્ય હું તમને વિસ્તારથી કહું છું, તે તમે સાંભળો!-જે માહાત્મ્ય આયુષ્યની વૃદ્ધિ કરનારું અને ક્રૂર ગ્રહની શાંતિ કરનારું છે.'[૧૭] નારદ કહે છે;-'હે સૃંજય! પૂર્વે અવિ-ક્ષિત રાજાનો મરુત્ત નામનો પુત્ર હતો. તે સુંદર અને મહા પરાક્રમી હતો, એમ અમારા સાંભળવામાં આવ્યું છે.[૧૮] તે મહાત્મા રાજાએ મહાયજ્ઞ કર્યો હતો. તેમાં બૃહસ્પતિ આદિ ઇંદ્રાદિ દેવતાઓ, બ્રહ્મા અને વરુણ એમ સર્વ આવ્યા હતા.[૧૯] તે મરુત્ત રાજાએ યજ્ઞ કરતાં પહેલાં બૃહસ્પતિને બોલાવી પૂછ્યું કે; ઇંદ્રનો પરાજય થાય એવો એક મોટો યજ્ઞ મારે કરવો છે. મરુત્તનું વચન સાંભળીને ઇંદ્રના ઉપર પ્રીતિ ધરાવનારા બૃહસ્પતિએ, પક્ષપાતથી યજ્ઞ કરાવવાની ના કહી. એટલે મરુત્ત રાજાએ બૃહસ્પતિના જ્યેષ્ઠ બંધુ સંવર્તની પાસે યજ્ઞ કરાવ્યો. તે યજ્ઞમાં ઇંદ્રાદિક દેવતાઓને તથા બૃહ-સ્પતિને પણ આવવું પડ્યું હતું. હે રાજન્! જે સમયે મરુત્ત રાજા પૃથ્વીપર રાજ્ય કરતો હતો, તે સમયે પૃથ્વી નાના પ્રકારનાં ધાન્યોથી તથા ઔષધિઓથી શોભી રહી હતી.[૨૦-૨૧] અવિક્ષિત રાજાના પુત્ર મરુત્ત રાજાના યજ્ઞમાં વિશ્વેદેવતાઓ સભાસદ થયા હતા; મરુતો અને સાધ્ય નામના દેવતાઓ આગતાસ્વાગતા કરવા માટે તથા આગંતુકોને જમાડવા માટે પીરસનારા તરીકે રહ્યા હતા; અને મરુતગણો સોમપાન કરીને પ્રસન્ન થયા હતા. તે રાજાએ યજ્ઞમાં એટલી બધી દક્ષિણાઓ આપી હતી કે, જે દક્ષિણાઓને દેવો, મનુષ્યો કે ગંધર્વો પણ ઉપાડી શકે નહિ તેટલી (ભારે તે દક્ષિણા) હતી.[૨૨-૨૩] હે રાજા સૃંજય! એવો મરુત્ત નામનો રાજા, તારા કરતાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્યમાં વિશેષ હતો અને તારા પુત્ર કરતાં વિશેષ પુણ્યવાન્ હતો, તથાપિ તે કાળના બળથી મરણ પામ્યો છે! માટે તું તારા પુત્રનો શોક કર નહિ.[૨૪]

"વળી હે સૃંજય! આપણે સાંભળીએ છીએ કે; અતિથિનો સત્કાર કરનારો સુહોત્ર રાજા પણ મરણ પામ્યો છે. જે રાજાના રાજ્યમાં ઇંદ્રે એક વર્ષ સુધી અવિચ્છિન્ન રીતે સુવર્ણની વૃષ્ટિ કરી હતી;[૨૫] અને તે રાજાના આધિપત્યથી પૃથ્વી પણ ખરી રીતે 'વસુમતી' (ધન પૂર્ણ) કહેવાઈ હતી. તે રાજાના રાજ્ય સમયે નદીઓ સુવર્ણનું વહન કરતી હતી;[૨૬] અને લોકોમાં પૂજ્ય એવા ઇંદ્રે પણ તે રાજાના દેશની નદીઓમાં કાચબાઓ, કરચ-લાઓ, મગરમચ્છો અને શિંશુકોને સુવર્ણના કરી નાંખ્યા હતા.[૨૭] નદીના માછલાંઓ, કાચબાઓ, મઘરો વગેરે હજારો અને સેંકડો જળચરોને સુવર્ણનાં જોઇને, અતિથિ-પ્રિય સુહોત્ર રાજા પ્રસન્ન થયો અને બોલી ઉઠયો કે, 'મારા રાજ્યમાં વૃષ્ટિદ્વારા સુવર્ણનાં હજારો જળચરો

આકાશમાંથી પડ્યાં છે!'૨૮ સુહોત્ર રાજાએ કુરુ જાંગલ-દેશમાં વૃષ્ટિદ્વારા પડેલાં સુવર્ણને એકઠું કરાવ્યું અને એક મહાન્ વિસ્તારવાળો યજ્ઞ કરીને તેમાં બ્રાહ્મણોને સારી રીતે દાન આપ્યું હતું.૨૯ "હે સૃંજય રાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ ચારેમાં તારા કરતાં અત્યંત શ્રેષ્ઠ અને તારા પુત્ર કરતાં વિશેષ પુણ્યશાળી અતિથિ એવો સુહોત્ર રાજા પણ કાળના બળથી મરણ પામ્યો હતો, માટે તારે તારા પુત્રનો શોક કરવો નહિ! કારણ કે તારા પુત્રે તો યજ્ઞો પણ કર્યા નથી, તેમ બ્રાહ્મણોને દક્ષિણાઓ પણ આપી નથી.

"વળી હે રાજન્! પૂર્વે અંગ દેશનો બૃહદ્રથ નામનો રાજા હતો. તે પણ આપણે મરણ પામ્યો સાંભળીએ છીએ.૩૦-૩૧ અંગ રાજાએ વિષ્ણુપદ નામના પર્વત ઉપર મહા યજ્ઞ કરીને બ્રાહ્મણોને દશ લાખ શ્વેત રંગના ઘોડાઓ, દશ લાખ સુવર્ણના આભૂષણોવાળી કન્યાઓ, દશ લાખ હાથીઓ, સુવર્ણની માળાવાળા એક કરોડ બળદો તથા અનુચરો સાથે હજારો ગાયો, દક્ષિણામાં આપી હતી.૩૨-૩૫ હે રાજેન્દ્ર! પૂર્વે, સોમ નામના તેણે કરેલા સેંકડો યજ્ઞમાં, ઇંદ્ર, સોમપાન કરીને ગાંડો થઈ ગયો હતો અને બ્રાહ્મણો દક્ષિણાઓ લઇને ગાંડા થઇ ગયા હતા.૩૬ તેના યજ્ઞની દક્ષિણાઓ દેવો, મનુષ્યો અને ગંધર્વોથી પણ ઉપાડી શકાય નહિ તેટલી હતી. એવો કોઈ પુરુષ જન્મ્યો પણ નથી, તેમ જન્મશે પણ નહિ કે જે પુરુષ, અંગ રાજાએ પોતાની સાત* સોમ સંસ્થાઓમાં દક્ષિણા આપી હતી, તેટલી દક્ષિણા આપે! હે સૃંજય! આવો અંગ રાજા, તારા કરતાં ધર્માદિક ચાર વિષયમાં શ્રેષ્ઠ હતો અને તારા પુત્રના કરતાં વધારે પુણ્યવાન્ હતો છતાં તે કાળના બળથી મરણ પામ્યો છે. માટે તું તારા પુત્રનો શોક કર નહિ.

વળી હે સૃંજય! આપણે ઉશીનરના પુત્ર શિબિને પણ મરણ પામ્યો સાંભળ્યો છે.૩૭-૩૯ તે રાજાએ મોટા રથમાં બેસી, રથના ઘણઘણાટથી આખી પૃથ્વીને ગજાવી મૂકી હતી. તેણે ચર્મવડે વેષ્ટિત વિજયી રથમાં બેસીને સર્વ પૃથ્વીને પોતાના તાબામાં કરી હતી.૪૦ ઉશીનરના પુત્ર શિબિએ, યજ્ઞ કરીને પોતાની સર્વ ગાયો તથા ઘોડાઓને, અરણ્યનાં પશુઓની સાથે દાનમાં આપી દીધાં હતાં!૪૧ વળી હે સૃંજય રાજા! પ્રજાપતિ બ્રહ્મા, થઇ ગયેલા અને થનારા રાજાઓમાં, ઇંદ્ર સમાન પરાક્રમી ઉશીનરના પુત્ર શિબિના જેવો કોઈ પણ રાજાને, રાજધુરા વહન કરવામાં સમર્થ માનતા ન હતા. તે જ્ઞાનાદિકમાં તારા કરતાં શ્રેષ્ઠ હતો અને તારા પુત્ર કરતાં પુણ્યવાન્ હતો; છતાં તે પણ કાળના બળથી મરણ પામ્યો છે. માટે તું તારા યજ્ઞયાગ નહિ કરનારા અને દાન નહિ દેનારા પુત્રનો શોક કર નહિ!૪૨-૪૪

હે સૃંજય! આપણે દુષ્યંત રાજાના પુત્ર ભરતને પણ મરણ પામ્યો સાંભળીએ છીએ. તે રાજા શકુંતલાને પેટે જન્મ્યો હતો, તેની પાસે પુષ્કળ ધન હતું.૪૫ મહાત્મા ભરત રાજાએ, દેવોને પ્રસન્ન કરવા માટે યમુના નદીના તીર ઉપર ત્રણસેં, સરસ્વતી નદીના તીર ઉપર વીસ ને ગંગા નદીના તીર ઉપર ચૌદ અશ્વોને બાંધીને, એક હજાર અશ્વમેધ તથા સો રાજસૂય યજ્ઞો પૂર્વે કર્યા હતા!૪૬-૪૭ મનુષ્યો જેમ બે હાથવડે આકાશમાં જઈ શકે નહિ, તેમજ સર્વે રાજાઓ ભરતના જેવાં મહાન્ કર્મ કરી શકયા નહતા.૪૮ એ ભરત રાજાએ યજ્ઞમાં સહસ્ર બ્રાહ્મણોને દશ કરોડ અશ્વો આપ્યા હતા અને (તેના પાલક કણ્વ ઋષિને અસંખ્ય ઘોડાઓ તથા બહુ ધન આપ્યું હતું.૪૯ હે સૃંજય! એ ભરતરાજા, જ્ઞાનાદિકમાં તારા કરતાં શ્રેષ્ઠ હતો અને તારા પુત્ર કરતાં તેનો પુત્ર શ્રેષ્ઠ હતો. તે રાજા પણ કાળના બળથી મરણ પામ્યો છે. માટે તું તારા પુત્રનો શોક કર નહિ.૫૦

"હે સૃંજય! આપણે દશરથના પુત્ર રામને પણ મરણ પામ્યા સાંભળીએ છીએ. એ રામચંદ્ર નિત્ય પોતાની પ્રજાનું, સ્વસંતાનની પેઠે પાલન કરતા હતા.૫૧ તેના રાજ્યમાં કોઇપણ વિધવા નહતી; તેમ કોઈ અનાથે નહતું! તે પોતે પિતાની પેઠે પોતાના રાજ્યનું પાલન કરતા હતા.૫૨ તેના રાજ્ય સમયે સમયાનુસાર વર્ષાદ વરસતો હતો; પૃથ્વીપર ધાન્ય પાકતું હતું; હમેશાં સુકાળ જ રહેતો હતો;૫૩ પ્રાણીઓ જળમાં ડૂબીને મરતાં નહિ; કોઈ ઠેકાણે આગ લાગતી નહિ; પ્રાણીઓને નાના પ્રકારના રોગોનો ભય નહતો;૫૪ મનુષ્યોના મનોરથો સિદ્ધ થતા; સ્ત્રીઓ તથા પુરુષો હજારો વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવતાં; કોઇ પણ રોગથી કોઈ પીડાતો જ નહિ!૫૫ વળી તેના રાજ્યકાળમાં સ્ત્રીઓ પણ પરસ્પર વિવાદ કરતી નહિ, તો પછી પુરુષો તો કયાંથી જ કરે? તેની પ્રજા પોતાના ધર્મમાં પરાયણ રહેતી હતી;૫૬ સર્વે પ્રાણીઓ સંતુષ્ટ રહેતાં હતાં; સર્વેના મનોરથો સિદ્ધ થતા હતા; સર્વે ભય રહિત હતા; સ્વેચ્છાચારી હતા, સત્યવાદી હતા;૫૭ ઉપદ્રવ રહિત વૃક્ષો નિત્ય પુષ્પો અને ફળોવાળાં રહેતાં હતાં; અને ગાયો નિત્ય એક ઘડો ભરાય તેટલું દૂધ આપતી હતી.૫૮ શ્રીરામચંદ્રે પિતાની આજ્ઞાથી ચૌદ વર્ષ સૂધી વનમાં વાસ કર્યો હતો અને પછી અત્યંત સ્તુતિ કરવા યોગ્ય એવા દશ અશ્વમેધયજ્ઞો કર્યા હતા. તે યજ્ઞોમાં સર્વેને

* એ સાત યજ્ઞ સોમસંસ્થા આ પ્રમાણે છેઃ-અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ્ય, ષોડશી, વાજપેય, અતિરાત્ર ને આપ્તોર્યામ.

આવવા માટે છૂટ આપવામાં આવી હતી.[૫૯] એ રામ, યુવાન્ હતા, શરીરે શ્યામ વર્ણના હતા. તેનાં નેત્ર લાલ રંગનાં હતાં, યૂથપતિ હાથીના જેવા બળવાન્ હતા, તેના બાહુઓ ઘુંટણુ સૂધી લાંબા હતા, મુખ સુંદર હતું, કાંધો સિંહના જેવી ઉન્નત હતી અને તેની ભુજાઓ મોટી હતી.[૬૦] તે રામચંદ્રે અગ્યાર હજાર વર્ષ સૂધી અયોધ્યાનગરીના રાજ્યાસનપર બેસી રાજ્ય કર્યું હતું.[૬૧] હે સૂંજય રાજા! જ્ઞાનાદિક ચાર વિષયમાં તારા કરતાં શ્રેષ્ઠ હતા અને તારા પુત્રના કરતાં તેનો પુત્ર વિશેષ પુણ્યશીલ હતો. છતાં તે રામ પણ મરણ પામ્યા છે! માટે હે સૂંજય! તું તારા પુત્રનો શોક કર નહિ.[૬૨]

"વળી હે સૂંજય! આપણે ભગીરથ રાજાને પણ મરી ગયો સાંભળીએ છીએ. જેના વિસ્તૃત યજ્ઞમાં ભગવાન્ ઇંદ્ર, સોમરસનું પાન કરીને મદોન્મત્ત બની ગયો હતો અને તેથી પકના શત્રુ ઇન્દ્રે હજારો અસુરોનો બાહુના પરાક્રમથી પરાજય કર્યો હતો.[૬૩-૬૪] એ ભગીરથ રાજાએ મહાયજ્ઞ કરીને તેની દક્ષિણામાં સુવર્ણનાં આભૂષણોથી શણગારેલી દશ લાખ કન્યાઓનાં દાન આપ્યાં હતા![૬૫] તે પ્રત્યેક કન્યાને ચાર ઘોડાથી જોડેલો એકએક રથ; એકએક રથે સોનાની માળાઓવડે શણગારેલા સો સો હાથીઓ;[૬૬] એકએક હાથીની પાછળ હજાર હજાર ઘોડાઓ; એકએક ઘોડાની પાછળ હજાર હજાર ગાયો અને એકએક ગાયની પાછળ હજાર હજાર બકરાં તથા મેંઢાં આપ્યાં હતાં![૬૭] દેવી ગંગાનદી પણ પૂર્વે, સમીપમાં રહેતા ભગીરથ રાજાના ખોળામાં બેઠી હતી અને તે 'ઉર્વશી' નામે પ્રખ્યાત થઈ છે! (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એમ) ત્રણ માર્ગે વહેતી ગંગાનદી પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો કરનારા ભગીરથ રાજાની પુત્રી થઈને અવતરી હતી, તેથી તે ભાગીરથી કહેવાય છે.[૬૮-૬૯] હે સૂંજય રાજા! જ્ઞાનાદિક ચાર વસ્તુમાં તારા કરતાં શ્રેષ્ઠ એવો ભગીરથ રાજા પણ કાળના યોગથી મરણ પામ્યો છે. તેનો પુત્ર તારા પુત્ર કરતાં વિશેષ પુણ્યવાન્ હતો! માટે તું તારા પુત્રનો શોક કર નહિ.[૭૦]

"વળી હે રાજા સૂંજય! આપણે મહાત્મા દિલીપને પણ મરી ગયો સાંભળીએ છીએ. તેનાં પુષ્કળ (પુણ્ય) કાર્યોને બ્રાહ્મણો અદ્યાપિ ગાય છે.[૭૧] હે રાજા સૂંજય! જે રાજાએ પોતાના મહાયજ્ઞમાં સાવધાન થઈને ધનથી ભરપૂર એવી પૃથ્વી બ્રાહ્મણોને દાનમાં આપી હતી;[૭૨] જે રાજાએ પ્રત્યેક યજ્ઞમાં પોતાના પુરોહિતને સોનાથી શણગારેલા હજાર હજાર હાથીઓ દાનમાં આપ્યા હતા;[૭૩] જે રાજાના યજ્ઞમાં સુવર્ણનો સુશોભિત યજ્ઞસ્તંભ ઉભો કરાયો હતો; અને જેના યજ્ઞમાં ઇંદ્રાદિ મહાન્ દેવો, યજ્ઞ કર્મ ચાલતું હતું ત્યારે પ્રત્યક્ષ આવ્યા હતા;[૭૪] જેના યજ્ઞનાં સર્વે પાત્રો સુવર્ણનાં હતાં; જેના યજ્ઞ સમયે છ હજાર દેવો અને ગંધર્વો આવીને સાત સ્વરને અનુસરીને નૃત્ય કરતા હતા[૭૫] અને જ્યારે તે ગંધર્વો નૃત્ય કરતા, ત્યારે વિશ્વાવસુ નામનો ગંધર્વ સૌની વચ્ચે ઉભો રહીને વીણા વગાડતો હતો—અને તેણે એવી વીણા વગાડી હતી કે, ત્યાં આવેલા સર્વે લોકો એમ માનવા લાગ્યા કે, મારી સામે જોઈને વીણા વગાડે છે![૭૬] જે દિલીપ રાજાને બીજા હજારો રાજાઓ સુવર્ણથી શણગારેલા મદોન્મત્ત હાથીઓ લઈને ભેટ કરવા માટે આવ્યા હતા;[૭૭] જે શતધન્વા, સત્યવાદી, મહાત્મા એવા તે દિલીપ રાજાનાં જેઓએ દર્શન કર્યાં છે, તેઓએ પણ સ્વર્ગ જિત્યું જ છે;[૭૮] જે રાજમહેલમાં તે રહેતો હતો ત્યાં, નિત્ય ત્રણ શબ્દો થયા કરતા હતા; (એક વેદાધ્યયનનો, બીજો ધનુષની પણછનો અને ત્રીજો યાચકોનો.)[૭૯] હે સૂંજય રાજા! એવો, તારા કરતાં અધિક ઐશ્વર્યાદિકવાળો અને તારા પુત્રના કરતાં અધિક પુણ્યવાળો દિલીપ રાજા પણ કાળના બળથી મરણ પામ્યો છે. તો પછી હે રાજન્! તું તારા પુત્રનો શા માટે શોક કરે છે?"[૮૦]

નારદ મુનિ કહે છે;—"હે સૂંજય રાજા! યુવનાશ્વ રાજાનો પુત્ર માંધાતા પણ પૂર્વે મરણ પામ્યો છે, એમ આપણે સાંભળીએ છીએ. એ માંધાતા રાજાને મરુત નામના દેવોએ તેના પિતાના પેટની એક બાજુમાંથી બહાર કાઢ્યો હતો.[૮૧] તેના જન્મને માટે આ પ્રમાણે કથા છે. તેના પિતાને પુત્ર થતો ન હતો, તેથી તેને માટે ઋષિએ દહીં તથા ઘીનો ચરુ બનાવ્યો. તે ચરુનું યુવનાશ્વ રાજાએ અજાણતાં ભક્ષણ કર્યું. તેથી તેને ગર્ભ રહ્યો. કેટલાએક દિવસે તે ગર્ભ, રાજાનું પેટ ચીરીને પુત્ર રૂપે બહાર નિકળ્યો. મંત્રેલા ચરુના પ્રભાવથી તે કુમાર અત્યંત કાંતિમાન્ અને ત્રણ લોકનો વિજેતા રાજા થયો હતો.[૮૨] યુવનાશ્વ રાજાને પુત્ર થયો છે, આમ સાંભળીને દેવો તેની પાસે આવ્યા અને રાજાના ખોળામાં સૂતેલા દેવસમાન પુત્રને જોઈને,દેવતાઓ પરસ્પર કહેવા લાગ્યા કે, 'આ પુત્ર કોને ધાવીને જીવશે?'[૮૩] સર્વેનું કહેવું સાંભળીને ઇંદ્ર બોલ્યો કે, 'માંધાતા'—મને ધાવશે! આમ કહીને પછી ઇંદ્રે તેનું માંધાતા નામ પાડ્યું હતું.[૮૪] અને તે પુત્રના પોષણને માટે ઇંદ્રના હાથમાંથી દુધની ધારા નિકળી, જે ઇંદ્રે માંધાતાના મુખમાં મૂકી હતી,[૮૫] અને તેનું પાન કરીને માંધાતા એક દિવસમાં સો દિવસ જેટલો અને બાર દિવસમાં બાર વર્ષના જેટલો વધી ગયો.[૮૬] મહાન

પ્રતાપી ધર્માત્મા અને યુદ્ધમાં ઇંદ્ર સમાન પરાક્રમી એ માંધાતાએ, આ સર્વ પૃથ્વી એક દિવસમાં મેળવી હતી.[૮૭] એ માંધાતા રાજાએ યુદ્ધમાં અંગાર રાજાને, મરુત્તને, અસિતને, ગયને, અંગને તથા બૃહદ્રથ રાજાને જિત્યા હતા![૮૮] યુવનાશ્વનો પુત્ર માંધાતા, જ્યારે અંગાર રાજાની સામે યુદ્ધ કરતો હતો, ત્યારે દેવતાઓએ એવું માન્યું હતું કે, આ માંધાતા રાજાના ધનુષના ટંકારવથી, સ્વર્ગ તૂટી પડશે કે શું થશે (એવો તેના ધનુષ્યનો જબરો ટંકારવ હતો!)[૮૯] જે સ્થાનમાંથી સૂર્યોદય થાય છે અને જે સ્થાનમાં સૂર્યાસ્ત થાય છે ત્યાં સુધીનો સર્વ પ્રદેશ માંધાતાનો કહેવાયો હતો.[૯૦] હે રાજન્! એ માંધાતા રાજાએ સો અશ્વમેધ યજ્ઞ કર્યા હતા અને સો રાજસૂય યજ્ઞ કર્યા હતા. તેણે ચાળીસ ગાઉ સુધી લાંબા અને ચાળીસ ગાઉ સુધી ઉંચા, રોહિત નામનાં સુવર્ણનાં માછલાંઓ બનાવીને બ્રાહ્મણોને દાનમાં આપ્યાં હતાં અને બ્રાહ્મણોએ તેના વિભાગ કરી વહેંચી લીધા હતા.[૯૧-૯૨] હે સૃંજય રાજા! તારા કરતાં જ્ઞાનાદિક ચાર પદાર્થમાં શ્રેષ્ઠ અને તારા પુત્રના કરતાં વિશેષ પુણ્યશાળી માંધાતા રાજા, કાળના બળથી મરણ પામ્યો છે, તો પછી તું તારા પુત્રનો શોક શા માટે કરે છે?"[૯૩]

નારદમુનિ કહે છે;-"હે સૃંજય રાજા! નહુષ રાજાનો પુત્ર યયાતિ રાજા પણ કાળના બળવડે મરણ પામ્યો છે, એમ આપણે સાંભળ્યું છે. તે રાજાએ પણ આ સર્વ પૃથ્વીનો વિજય કર્યો હતો.[૯૪] એક બળવાન્ પુરુષ પોતાના હાથમાં ખીજડાનો દંડ લઇને જોરથી ફેંકે અને તે જેટલે દૂર પડે, તેટલા પ્રદેશમાં તે રાજાએ વિશાળ યજ્ઞવેદિકા કરીને સમુદ્રના કીનારા સૂધીની પૃથ્વીપર કેટલાએક મુખ્ય યજ્ઞો કરીને પૃથ્વીને સુશોભિત કરી હતી.*[૯૫] વળી તે રાજાએ હજાર યજ્ઞો કરીને તથા સો વાજપેય યજ્ઞો કરીને, દક્ષિણામાં બ્રાહ્મણોને સુવર્ણના ત્રણ પર્વતોનાં દાન આપીને તૃપ્ત કર્યા હતા![૯૬] વળી યયાતિ રાજાએ અસુરોની સાથે ભયંકર યુદ્ધ કરીને તેઓનો પરાજય કર્યો હતો અને પછી આખી પૃથ્વી પોતાના પુત્રોને વહેચી આપી હતી.[૯૭] અને છેવટે યદુ, દ્રુહ્યુ ઇત્યાદિ પોતાના પુત્રોનો ત્યાગ કરીને, પૂરુ નામના કનિષ્ઠ પુત્રને રાજ્યાસન ઉપર અભિષેક કરી, તે પોતાની રાણી સહિત વનમાં ગયો હતો.[૯૮] હે સૃંજય રાજા! તારા કરતાં અધિક ઐશ્વર્યવાળો અને તારા પુત્રના કરતાં વિશેષ પુણ્યવાન્ યયાતિ રાજા પણ કાળના બળથી મરણ પામ્યો છે. માટે તું તારા પુત્રનો શોક કરવો છોડી દે."[૯૯]

નારદ મુનિ કહે છે;-"હે સૃંજય રાજા! નાભાગનો પુત્ર અંબરીષ રાજા પણ મરણ પામ્યો છે, એમ આપણા સાંભળવામાં આવ્યું છે. રાજા અંબરીષ પ્રજાનું રક્ષણ કરનારો અને પ્રજામાં પ્રીતિપાત્ર હતો.[૧૦૦] તે રાજાએ યજ્ઞારંભ કરીને વરણીના બ્રાહ્મણોની સેવા માટે બીજા અનેક રાજાઓની યોજના કરી હતી.[૧૦૧] નાભાગ રાજાના પુત્ર અંબરીષે યજ્ઞ કરી, બ્રાહ્મણોને દક્ષિણા આપી, ત્યારે બ્રાહ્મણો અને બીજાઓ પ્રસન્ન થઇને અંબરીષને અનુમોદન આપતા કહેવા લાગ્યા કે, 'આવો યજ્ઞ પૂર્વે કોઇએ પણ કર્યો નથી; અને હવે પછી પણ કોઈ કરશે નહિ!'[૧૦૨] જે હજારો અને સેંકડો રાજાઓએ અંબરીષ રાજાના અશ્વમેધ યજ્ઞમાં, વરણીમાં વરેલા બ્રાહ્મણોની સેવા કરી હતી, તે રાજાઓ અશ્વમેધ યજ્ઞના ફળના ભાગી થયા હતા અને ઉત્તરાયણને માર્ગે થઇને હિરણ્યગર્ભના લોકમાં ગયા છે![૧૦૩] હે સૃંજય રાજા! તે રાજા, જે જ્ઞાનાદિ ચાર વિષયમાં તારા કરતાં શ્રેષ્ઠ હતો, તેનો પુત્ર તારા પુત્ર કરતાં પણ અધિક પુણ્યવાન્ હતો. તે પણ કાળના બળથી મરણ પામ્યો છે! માટે તું તારા પુત્રનો શોક કર નહિ.[૧૦૪]

"વળી હે સૃંજય! અમે ચિત્રરથના પુત્ર શશબિંદુ રાજાને પણ મરણ પામ્યો સાંભળ્યો છે. તે મહાત્મા રાજાને એક લાખ રાણીઓ હતી;[૧૦૫] અને તેની એક એક રાણીને દશ દશ પુત્ર હતા.* તે સર્વે સુવર્ણનાં કવચ પહેરનારા હતા ને હાથમાં ઉત્તમ ધનુષોને ધારણ કરનારા હતા.[૧૦૬] તેના એક એક રાજપુત્રને સો સો રાણીઓ હતી અને એક એક રાણી, સો સો હાથીઓ, એક એક હાથીની પાછળ સો સો રથો અને એક એક રથની પાછળ સો સો ઘોડાઓ દાયજામાં લાવી હતી. તે ઘોડાઓ ઉત્તમ દેશમાં ઉત્પન્ન થયેલા અને સોનાની માળાવાળા હતા. એક એક ઘોડાની પાછળ સો સો ગાયો અને તે ગાયોની પાછળ તેટલાં જ બકરાંઓ તથા મેઢાંઓ પહેરામણીમાં મળ્યાં હતાં! અર્થાત્ તે રાજા પાસે અપાર સંપત્તિ હતી![૧૦૭-૧૦૮] હે મહારાજ! શશબિંદુ રાજાએ અશ્વમેધ નામનો મહા યજ્ઞ કરીને એ અપાર ધન બ્રાહ્મણોને દાનમાં આપ્યું હતું.[૧૦૯] હે સૃંજય! તે રાજા તારા કરતાં જ્ઞાનાદિકમાં શ્રેષ્ઠ હતો અને તેનો પુત્ર, તારા પુત્રના કરતાં વિશેષ પુણ્યવાન્ હતો. છતાં તે રાજા

---

* મૂળમાં શમ્યાપાત છે. તેનો અર્થ એવો થાય છે કે, ખીજડાનો દંડ. અર્થાત્ યયાતિએ એક વેદી રચી યજ્ઞ કીધા, ત્યાંથી બીજો ખીજડાનો દંડ ફેંક્યો, તે જ્યાં પડ્યો ત્યાં બીજો યજ્ઞ કર્યો; એમ ઉત્તરોત્તર દંડ ફેંકતાં, ઠેઠ સમુદ્રપર્યંતના પ્રદેશ સુધી યજ્ઞ કીધા હતા.

* અર્થાત્ દશ લાખ પુત્ર હતા-એવો શરીર સંપત્તિમાં શ્રેષ્ઠ હતો.

કાળના બળથી મરણ પામ્યો છે. માટે તું તારા પુત્રને માટે શોક કરવો ત્યજી દે.[૧૧૦]

"વળી હે સૃંજય ! અમે અમૂર્તરયના પુત્ર ગયને પણ મરી ગયેલો સાંભળીએ છીએ. તે રાજાએ સો વર્ષ સુધી યજ્ઞ કર્યા પછી છેવટે યજ્ઞશેષનું ભોજન કર્યું હતું ![૧૧૧] જ્યારે યજ્ઞથી પ્રસન્ન થયેલા અગ્નિદેવે ગય રાજાને વર માંગવા માટે કહ્યું, ત્યારે ગયે વરની પ્રાર્થના કરતાં કહ્યું કે, 'મને અક્ષય ધન આપો, ધર્મ ઉપર મારી શ્રદ્ધા વધ્યા કરો ને હે અગ્નિદેવ ! તમારી કૃપાથી મારું મન સત્યમાં સ્થિતિ કરો !' આમ તેણે અગ્નિદેવની પાસેથી પોતાની સર્વ કામનાઓને સંપાદન કરી હતી, એમ અમે સાંભળ્યું છે.[૧૧૨-૧૧૩] તે રાજા પૂર્ણિમા, અમાવાસ્યા તથા ચાતુર્માસ્યમાં વારંવાર અશ્વમેધ યજ્ઞ કર્યા કરતો હતો; અને એમ તેણે એક હજાર વર્ષ સૂધી કર્યું હતું.[૧૧૪] તે રાજા નિત્ય પ્રભાતમાં ઉઠીને એક લાખ ગાયો અને સો ખચ્ચરો બ્રાહ્મણોને દાનમાં આપતો હતો. તેણે એ પ્રમાણે પણ એક હજાર વર્ષ સૂધી કર્યું હતું.[૧૧૫] તે મહાત્મા રાજાએ સોમ યજ્ઞો કરીને દેવતાઓને તૃપ્ત કર્યા હતા; દક્ષિણાઓથી બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હતા; સ્વધાકારોથી પિતૃઓને તૃપ્ત કર્યા હતા અને કામનાઓથી સ્ત્રીઓને તૃપ્ત કરી હતી ![૧૧૬] તે રાજાએ અશ્વમેધ નામનો મહાયજ્ઞ કર્યા પછી પચાસ હાથ પહોળી અને સો હાથ લાંબી સોનાની પૃથ્વી બનાવીને બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દીધી હતી.[૧૧૭] હે સૃંજય રાજા ! અમૂર્તરયના પુત્ર એ ગય રાજાએ, ગંગાની વેલુના જેટલા કણ છે, તેટલી ગાયો દાનમાં આપી હતી.[૧૧૮] હે સૃંજય રાજા ! તે રાજા તારા કરતાં અધિક ઐશ્વર્યવાળો હતો અને તેનો પુત્ર તારા પુત્રના કરતાં પણ અધિક પુણ્યવાળો હતો. તે રાજા પણ કાળના બળથી મરણ પામ્યો છે. માટે તું તારા પુત્રનો શોક કરવો છોડી દે.[૧૧૯]

નારદ મુનિ કહે છે;–"હે સૃંજય રાજા ! સંકૃતિ રાજાના પુત્ર રંતિદેવને પણ અમે મરણ પામ્યો સાંભળીએ છીએ. તે મહા તપસ્વી રાજાએ, ઇંદ્રની સારી રીતે આરાધના કરીને તેની પાસે વર માંગ્યો હતો કે, 'મારા રાજ્યમાં પુષ્કળ ધાન્ય પાકે, મારી પાસે અતિથિઓ માંગવા માટે આવે, મારી શ્રદ્ધા દિવસે દિવસે વધતી જાય અને હું કોઇની પણ પાસે યાચના કરવા જાઉં નહિ.'[૧૨૦-૧૨૧] વળી તે મહાત્માની પાસે ગામનાં અને અરણ્યનાં પશુઓ આવીને કહેતાં કે, તમે અમને બળિદાનમાં આપો ! બળિદાનમાં આપો ![૧૨૨] રંતિદેવ રાજાના યજ્ઞોમાં મારેલાં પશુઓના ચામડાના ઢગોમાંથી નિકળેલા પ્રવાહથી એક મોટી નદી ઉત્પન્ન થઈ હતી અને તેનું ચર્મણ્વતી એવું પ્રખ્યાત નામ પડયું છે ![૧૨૩] તે રાજાએ મહાસભા ભરીને તેમાં બ્રાહ્મણોને સુવર્ણના નિષ્ક આપ્યા હતા અને બ્રાહ્મણો પણ 'લો તમને સુવર્ણના હજાર નિષ્ક આપું,' 'લો તમને સુવર્ણના હજાર નિષ્ક આપું,' આમ એક બીજાને કહેતા હતા. તેઓના શબ્દથી, ત્યાંનું વાતાવરણ ગર્જી ઉઠયું હતું ! રંતિદેવના યજ્ઞમાં અન્વાહાર્યનાં ઉપકરણો, બીજી યજ્ઞની વસ્તુઓ, ઘડાઓ, કાષ્ઠનાં પાત્રો, મોટી કથરોટો, થાળીઓ, પોહોળા મુખનાં કાષ્ઠનાં પાત્રો, વગેરે યજ્ઞનાં સર્વ પાત્રો તથા બીજી વસ્તુઓ, સુવર્ણની જ હતી.[૧૨૪-૧૨૬] સંકૃતિના પુત્ર રંતિદેવ રાજાના ઘરમાં કોઈ પણ બ્રાહ્મણ એક રાત્રિ રહેતો, તેને વીસ હજાર અને એક સો ગાયો દાનમાં આપવામાં આવતી હતી.[૧૨૭] તે રાજાના રસોઇઆઓ કાનમાં સુવર્ણનાં કુંડળો પહેરીને ઉભા ઉભા વારંવાર બૂમ પાડતા કે, 'આજે ઇચ્છા હોય તેટલું પકવાન્ન જમો, પરંતુ આજે પ્રથમની પેઠે માંસનું ભોજન મળી શકશે નહિ !' (અર્થાત્ તેનો યજ્ઞમાં ઉપયોગ થઈ ગયો છે !)[૧૨૮] હે સૃંજય રાજા ! આ પ્રમાણે રંતિદેવ રાજા મહાસંપત્તિવાળો અને જ્ઞાનાદિક ચાર વિષયમાં તારા કરતાં શ્રેષ્ઠ હતો અને તેનો પુત્ર તારા પુત્ર કરતાં વિશેષ પુણ્યવાન્ હતો. તે પણ કાળના બળથી મરણ પામ્યો છે; તો તું તારા પુત્રનો શા માટે શોક કરે છે ?"[૧૨૯]

નારદમુનિ કહે છે;–"હે સૃંજય રાજા ! ઇક્ષ્વાકુ રાજાના વંશમાં ઉત્પન્ન થયેલો, પુરુષસિંહ, મહાન્ પરાક્રમી, મહાત્મા સગર રાજા પણ કાળના બળથી પૂર્વે મરણ પામ્યો હતો, એમ અમે સાંભળ્યું છે ![૧૩૦] એ સગર રાજાને સાઠ હજાર પુત્રો હતા. તે શરદૃઋતુના નિર્મળ આકાશમાં ચંદ્રની પાછળ જેમ નક્ષત્રો ચાલે, તેમ તે રાજાની પાછળ ચાલતા ત્યારે શોભતા હતા.[૧૩૧] તે રાજાએ પોતાના પ્રતાપથી આખી પૃથ્વીપર ચક્રવર્તી રાજ્ય કર્યું હતું અને હજાર અશ્વમેધ યજ્ઞો કરીને દેવોને તૃપ્ત કર્યા હતા ![૧૩૨] તે રાજાએ બ્રાહ્મણોને સુવર્ણના સ્તંભવાળા અને સર્વ સુવર્ણના પ્રાસાદો દાનમાં આપ્યા હતા. તેના દાનમાં, કમળના પત્ર સરખાં નેત્રવાળી સ્ત્રીઓ, સુવાની શય્યાઓ તથા બીજી અનેક સામગ્રીઓ હતી; ઉપરાંત બ્રાહ્મણોના અનેક મનોરથોને પૂર્ણ કરવામાં આવ્યા હતા. તે રાજાની આજ્ઞાથી, તેણે દાનમાં આપેલી વસ્તુઓને બ્રાહ્મણોએ વહેંચી લીધી હતી ![૧૩૩-૧૩૪] તે રાજાએ ક્રોધમાં આવીને સમુદ્રપર્યંત પૃથ્વીને ખોદાવી હતી અને તે રાજાના નામ ઉપરથી જ સમુદ્રનું નામ 'સાગર' પડયું છે.[૧૩૫] હે સૃંજય રાજા ! એવો સગર રાજા, તારા કરતાં જ્ઞાનાદિ ચાર પદાર્થમાં અધિક

હતો ને તેનો પુત્ર તારા પુત્ર કરતાં અધિક પુણ્યવાન્ હતો. એવો સગર રાજા પણ કાળના બળથી મરણ પામ્યો છે; માટે તું તારા પુત્રનો શોક નહિ કર!"૧૩૬

નારદ મુનિ કહે છે;-"હે સૃંજય રાજા! વેન રાજાનો પુત્ર પૃથુરાજા પણ કાળના બળથી પૂર્વે મરણ પામ્યો છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે. એ પૃથુ રાજાને મહર્ષિઓએ દંડકારણ્યમાં રાજ્યાભિષેક કર્યો હતો.૧૩૭ ઋષિઓએ તેનું નામ પાડતી વખતે કહ્યું કે, આ રાજા ધર્મની પ્રથા બાંધીને લોકોને ધર્મને માર્ગે દોરશે, તેથી એનું નામ 'પૃથુ' પાડવામાં આવે છે. અને પ્રજાનું, ખસ્યોના પ્રહારથી રક્ષણ કરશે, તેથી તે જગતમાં ક્ષત્રિય કહેવાશે.૧૩૮ વેનના પુત્ર પૃથુને જોઈને સર્વે પ્રાણીઓ એક સાથે બોલી ઉઠ્યા હતા કે, 'અમે એ રાજાના ઉપર પ્રસન્ન છીએ.' આ પ્રમાણે પ્રજાના અનુરંજનપણાથી તે જગતમાં 'રાજા' કહેવાયો છે.૧૩૯ જે સમયે પૃથુ રાજા રાજ્ય કરતો હતો, તે સમયે પૃથ્વી ખેડ્યા વગર ધાન્ય આપતી હતી; સર્વે ઔષધિઓ રસકસવાળી અને ફળવાળી થતી હતી; ગાયો પણ ઘડા ભરીને દૂધ આપતી હતી;૧૪૦ તેના રાજ્યમાં મનુષ્યો રોગ તથા ભયથી રહિત હતાં; તેમના મનોરથો સફળ થતા હતા; મનુષ્યો ઘરમાં તથા ક્ષેત્રોમાં ઇચ્છાનુસાર રહેતા હતા અને પ્રજા સર્વ પ્રકારે નિર્ભય હતી.*૧૪૧ તે રાજા જ્યારે સમુદ્રનું ઉલ્લંઘન કરવા સમુદ્રની પાસે જતો, ત્યારે સમુદ્રનું પાણી સ્થિર થઈ રહેતું હતું; નદીઓ પાસે જતો ત્યારે નદીઓનો પ્રવાહ મંદ પડી જતો હતો. વાયુ પણ તેની ધ્વજાનો કદી પણ ભંગ કરી શકતો નહિ.૧૪૨ તે રાજાએ મહાન્ અશ્વમેધ યજ્ઞ કરીને દક્ષિણામાં બારસેં હાથ ઉંચા સોનાના એકવીસ પર્વતો બનાવીને, બ્રાહ્મણોને દાનમાં આપ્યા હતા.૧૪૩ હે સૃંજય! તારા કરતાં પૃથુ રાજા અધિક ઐશ્વર્યવાળો હતો અને તેનો પુત્ર તારા પુત્રના કરતાં અધિક પુણ્યવાન્ હતો. એવો પૃથુ રાજા પણ કાળના બળવડે નાશ પામ્યો છે; માટે તું તારા પુત્રને માટે શોક કર નહિ."૧૪૪

નારદમુનિ કહે છે;-"હે રાજન્! તું મૌન થઇને કેમ બેઠો છે? તું મારું કહેવું સાંભળતો નથી કે? મારું આ કહેવું કંઈ નિષ્ફળ નથી. મરણની પથારીપર સુતેલાને જેમ ઔષધિની માત્રા આપવામાં આવે, તેમ જ હું તને આ વચનો કહું છું."૧૪૫

નારદનાં વચન સાંભળીને સૃંજય બોલ્યો;-"હે નારદમુનિ! વિચિત્ર પુષ્પોથી ગુંથેલી ને પવિત્ર ગંધવાળી માળાની પેઠે, પુણ્યરૂપી ગંધવાળી અને વિચિત્ર અર્થવાળી રાજર્ષિઓની કથા સાંભળીને, પુત્રમરણનો મારો શોક દૂર થયો છે!૧૪૬ હે નારદ! તમારું કહેવું નિષ્ફળ થયું નથી. હે મહર્ષિ! તમારાં દર્શનથી જ મારો શોક દૂર થયો છે. હે બ્રહ્મને જાણનારા નારદ! મેં તમારાં વચનો સાંભળ્યાં અને અમૃતપાનથી જેવો સંતોષ થાય તેવો મારા મનમાં સંતોષ થયો છે!૧૪૭ તથાપિ હે સફળ દર્શનવાળા નારદમુનિ! હું પુત્રના શોકસંતાપથી બળી જળી રહ્યો છું! આપની મારા ઉપર કૃપા હોય તો હમણાંજ મારા પુત્રને આપ જીવતો કરો અને મને મારા પુત્રની સાથે મેળવો."૧૪૮

નારદ બોલ્યા;-"હે રાજન્! પર્વત નામના ઋષિએ તને કાંચનષ્ઠીવી નામનો પુત્ર આપ્યો હતો. તે ગુણવાન્ પુત્ર તો મરણ પામ્યો છે; પણ હવે હું તને પુનઃ તે જ હિરણ્યનાભ નામે, હજારવર્ષ સૂધી જીવે તેવો પુત્ર આપું છું." આમ કહીને તેને ચિરાયુ પુત્ર આપ્યો.*૧૪૯

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां राजषोडशी उपाख्यानमां अध्याय २९ मो समाप्त.

## અધ્યાય ૩૦ મો.

### નારદ અને પર્વતની કથા.

યુધિષ્ઠિર રાજા પૂછે છે;-"હે શ્રી કૃષ્ણ! સૃંજય રાજાને કાંચનષ્ઠીવી (જેના થુંકમાંથી સુવર્ણ પડે તેવો) નામનો પુત્ર શા કારણથી થયો હતો? તે રાજાને પર્વત મુનિએ શા કારણથી પુત્ર આપ્યો હતો? તે કેમ મરણ પામ્યો?૧ જે સમયે મનુષ્યો હજાર વર્ષનું આયુષ્ય ભોગવતા હતા, તેવા સમયમાં, સૃંજયનો પુત્ર કુમારાવસ્થામાં આવતાં પૂર્વે જ કેમ મરણ પામ્યો?૨ તેનું કાંચનષ્ઠીવી નામ ખરેખરું હતું કે, કેવળ સંજ્ઞામાત્ર જ હતું? તે કેવી રીતે કાંચનષ્ઠીવી થયો હતો? એ બધું સાંભળવાની મને ઇચ્છા છે."૩

શ્રી કૃષ્ણ બોલ્યા;-"હે રાજન્! આ વૃત્તાંત જે પ્રમાણે બન્યું હતું, તે પ્રમાણે હું તમને કહીશ! પૃથ્વીપર પ્રસિદ્ધ એવા નારદ અને પર્વત નામના બે ઋષિઓ છે.૪ તેઓ મામા ભાણેજ થાય છે. ઉભય પરસ્પર પ્રેમ ધરાવતા હતા. તેઓ પ્રાચીન કાળમાં સ્વર્ગમાંથી મર્ત્યલોકમાં આવી, દેવોને પ્રિય એવાં નાના પ્રકારનાં ભોજનો

* અર્થાત્ ચોરોનો કે લુટારાનો ભય નહતો, તેમ પ્રજા એવી પ્રમાણિક હતી કે, કોઇની માલ મીલકત અન્યાયે લેવાની ઇચ્છા જ કરતી નહિ.

* આ જ સોળ રાજાનું આખ્યાન, વ્યાસે, યુધિષ્ઠિરને કહી સંભળાવ્યું હતું. (જુવો, દ્રોણપર્વ, પૃષ્ઠ ૪૩૬.)

કરીને, મર્ત્ય લોકમાં વિચરતા હતા. નારદ મામો થતો હતો ને પર્વત ભાણેજ થતો હતો.૫-૬ તે બન્ને તપસ્વીઓ પૃથ્વીપર વિચરીને મનુષ્યોના ભોગો ભોગવતા ફરવા લાગ્યા.૭ તે બન્ને વચ્ચે ગાઢ પ્રીતિ હતી, તેથી પ્રમોદથી યુક્ત એવા તેઓએ પરસ્પર એવી પ્રતિજ્ઞા કરી કે, આપણા બન્નેના મનમાં સારો અથવા તો નરસો, જે કંઈ સંકલ્પ થાય, તે એક બીજાને કહેવો, પણ એમાંથી કોઈ પણ આથી અન્ય રીતે વર્તે તો તે બીજાના શાપનો ભોગ થાય!૮-૯ આ પ્રમાણે પ્રતિજ્ઞા કર્યા પછી, એક વખતે લોકોમાં પૂજ્ય ગણાતા નારદ અને પર્વત ઋષિ, શ્વિતિ રાજાના પુત્ર સૃંજયની પાસે ગયા અને બોલ્યા કે,–'તારા હિતને માટે અમે કેટલાક દિવસ તારા રાજ્યમાં રહેવાની ઇચ્છા રાખીએ છીએ, માટે હે રાજન્! તું અમારા ઉપર પ્રસન્ન થઇને અમને રહેવા માટે સ્થાનક આપ!' બન્ને ઋષિઓનું કહેવું સાંભળીને, રાજાએ તેઓનો સત્કાર કરીને તેમની સેવા કરી.૧૦-૧૧ પછી બન્ને તપસ્વી ઋષિઓ, સૃંજય રાજાના રાજમાં કેટલાક દિવસો સૂધી રહ્યા. એક વખતે સૃંજય રાજા પ્રસન્ન થઇને તે ઋષિની પાસે આવીને બોલ્યો,–'મહારાજ! મારી આ સુંદર વર્ણવાળી એકની એક જ કન્યા છે. તે અત્યંત સુંદર, સુંદર અવયવોવાળી, દેખાવડી, શીલ તથા સદાચારિણી, કમળનાં કેસરાં જેવી રૂપવતી છે. હજુ સૂધી આ કુમારિકાનું પાણિગ્રહણ થયું નથી. તે આપની સમીપમાં રહીને આપની સેવા કરવામાં પ્રસન્ન છે!' રાજાનું કહેવું સાંભળીને બન્ને ઋષિઓ બોલ્યા,–'તારી જેવી ઇચ્છા!' રાજા ઘણોજ પ્રસન્ન થયો અને પોતાની પુત્રીને કહ્યું,–'દીકરી! તારે દેવતાઓની તથા પિતાઓની પેઠે આ બન્ને ઋષિઓની સેવા કરવી!' પિતાનાં વચનને મસ્તક ઉપર ધારણ કરીને, ધર્મચારિણી–ધર્માચરણ કરનારી તે કન્યા બોલી,–'જેવી પિતાજીની આજ્ઞા!'૧૨-૧૫ તે દિવસથી તે રાજકન્યા રાજાની આજ્ઞા પ્રમાણે તે બન્ને ઋષિઓની પ્રતિદિન સેવા કરતી હતી. તેની સેવાવડે તથા તે રાજકન્યાનાં સૌંદર્યવડે, નારદ ઋષિના મનમાં સુતેલો કામ એકાએક જાગ્રત થયો અને શુક્લ પક્ષનો ચંદ્ર જેમ દિવસે દિવસે વૃદ્ધિ પામે, તેમ તેના મનમાં ધીરે ધીરે વૃદ્ધિ પામતો ગયો! પરંતુ ધર્મવેત્તા નારદે લજ્જા આવવાથી, પોતાના મનમાં જાગેલો તીવ્ર કામવેગની વાત પોતાના ભાણેજ મહાત્મા પર્વતને કહી નહિ. તોપણ પર્વત ઋષિએ તપવડે તથા બીજી ચેષ્ટાઓવડે નારદજી કામાતુર થયા છે આમ જાણી લીધું! તેને તેના ઉપર અત્યંત ક્રોધ વ્યાપ્યો. પછી તેને શાપ આપતાં તે બોલ્યા,–'તમે સાવધાન સ્થિતિમાં મારી સાથે ઠરાવ કર્યો હતો કે, આપણે બન્નેએ પોતપોતાના હૃદયમાં થયેલા શુભ અથવા તો અશુભ સંકલ્પ એક બીજાને કહેવા, પરંતુ તમે તે પ્રતિજ્ઞાને મિથ્યા કરી છે.૧૬-૨૧ હવે હું તમને શાપ દઇશ. તમે રાજાની સુકુમાર કન્યા ઉપર કામાસક્ત થયા હતા, છતાં પણ મને એ વિષે વાત કરી નહિ, માટે હું તમને શાપ દઇશ! તમે બ્રહ્મચારી છો, ગુરુ છો, તપસ્વી છો ને બ્રાહ્મણ છો; છતાં આપણે બન્નેએ પરસ્પર કરેલી પ્રતિજ્ઞાનો તમે ભંગ કર્યો છે, માટે હું અત્યંત ક્રોધમાં આવીને તમને શાપ દઉં છું તે તમે સાંભળો!૨૨-૨૪ હે નારદ! આ રાજકન્યા તમારી પત્ની થશે–તેમાં સંદેહ નથી; અને તમે તેની સાથે વિવાહ કર્યા પછી તમારું રૂપ વાનરના જેવું ખરાબ થઈ જશે!૨૫ અને તમારા તે વાનરના રૂપને સર્વે મનુષ્યો જોશે!' પર્વતનો શાપ સાંભળીને મામા નારદને પણ ક્રોધ ચઢયો. તેણે ભાણેજ પર્વત મુનિને શાપ દીધો કે,–'તપવડે, બ્રહ્મચર્યવડે, સત્યવડે અને દમવડે તું સંપન્ન છે તથા નિત્ય ધર્મ પરાયણ છે, તોપણ તું સ્વર્ગમાં જઇ શકીશ નહિ.' આ રીતે અત્યંત ક્રોધમાં આવેલા બન્ને જણાઓ પરસ્પર શાપ દઇને ક્રોધમાં આવેલા બે મોટા હાથીઓની પેઠે ત્યાંથી ચાલ્યા ગયા પછી મહાબુદ્ધિમાન પર્વત પૃથ્વીપર વિચરવા લાગ્યો.૨૬-૨૯

શ્રી કૃષ્ણ કહે છે;–"હે ભરતવંશી યુધિષ્ઠિર રાજા! પોતાનાં તેજવડે લોકોમાં પૂજાતા નારદ ઋષિ, પાછળથી સૃંજય રાજાની પવિત્ર આચરણવાળી પુત્રી સાથે પરણ્યા, પણ શાપને લીધે તેનું મુખ વાનરના જેવું થઈ ગયું.૩૦-૩૧ વિવાહનો સમય થયો કે, બ્રાહ્મણોએ મંત્રોનો ઉચ્ચાર કર્યો અને રાજાએ નારદને કન્યાદાન આપ્યું! પછી કન્યાએ જોયું તો નારદ ઋષિનું મ્હોડું વાંદરાના જેવું હતું!૩૨ નારદ મુનિ વાનર જેવા થઇ ગયા, તોપણ રાજકન્યાએ તેના તરફ અપ્રીતિ–અભાવ દર્શાવ્યો નહિ. તેણે પતિના તરફ અત્યંત ભક્તિ રાખીને તેની સેવા કરવા માંડી. તે પતિ વિના બીજા દેવ, યક્ષ, મુનિ વગેરે કોઇપણ પુરુષનું ચિંતવન કરતી નહોતી! માત્ર પોતાના પતિની સેવામાં જ તે કાળ ગાળતી હતી! એક દિવસે પર્વત મુનિ ફરતા ફરતા નિર્જન અરણ્યમાં નારદ મુનિના આશ્રમમાં જઈ ચડ્યા! ત્યાં નારદમુનિ બેઠા હતા! તેમને જોઇને પર્વત મુનિએ નમસ્કાર કર્યા અને હાથ જોડીને કહ્યું;૩૩-૩૫ 'હે નારદ ઋષિ! તમે મારા ઉપર પ્રસન્ન થાવ અને મને સ્વર્ગમાં જવાની આજ્ઞા આપો!' શાપથી દીન થઈ ગયેલા અને બન્ને હાથ જોડીને સમીપમાં ઉભેલા પર્વત મુનિને જોઇને,

શાપથી દીન થઈ ગયેલા નારદજી બોલ્યા,-'પ્રથમ તેં મને શાપ દીધો છે કે, 'તું વાનર થઈશ,' તે ઉપરથી મારા મનમાં અત્યંત ક્રોધ આવ્યો અને મેં તને શાપ દીધો કે 'તું હવેથી સ્વર્ગમાં જઈ શકીશ નહિ!' હે પર્વત! તું મારા પુત્રને ઠેકાણે છે. તેં કંઇ પણ અઘટિત કાર્ય કર્યું નથી. પણ હવે આપણે બન્ને શાપમાંથી અન્યોન્યને મુક્ત કરીએ!' આમ કહીને તે બન્ને શાપમાંથી મુક્ત થયા.[૩૬-૩૯] નારદનું વાનરનું રૂપ મટી ગયું અને તે પોતાના અસલ દિવ્યરૂપમાં પાછા બદલાઇ ગયા. તે જોઇને સૃંજય રાજાની પુત્રી સુકુમારીના મનમાં ભ્રમ ઉત્પન્ન થયો કે, આ તો કોઈ બીજો જ પુરુષ છે! તેથી તે ત્યાંથી ઉભી થઇને નાસવા લાગી.[૪૦] સુકુમારીને નાસતી જોઇને, પર્વત મુનિએ તેને કહ્યું; 'આ તમારા સ્વામી છે; તમે તેને માટે જરાય સંશય કરો મા.[૪૧] આ તમારા પતિ ભગવાન્ નારદમુનિ જ છે; એને માટે ભ્રાંતિનો ત્યાગ કરી, સ્થિર થઇને તેને ઓળખો!' આ પ્રમાણે પર્વત મુનિએ બહુ રીતે સુકુમારીને સમજાવી; અને સુકુમારીએ, પોતાના પતિને જે કારણથી શાપ થયો હતો, તે કારણ જાણ્યા પછી, પોતાના પતિને ઓળખ્યા. પર્વત મુનિ ત્યાંથી સ્વર્ગમાં ગયા અને નારદમુનિ પોતાના આશ્રમમાં રહેલી પર્ણકુટીમાં રહ્યા.[૪૨-૪૩]

શ્રી કૃષ્ણ કહે છે;-"હે યુધિષ્ઠિર રાજા! આ ઇતિહાસ આ સભામાં બેઠેલા ભગવાન્ નારદને જ પૂછો. પછી શું બન્યું તે સર્વ વૃત્તાંત એ તમને કહેશે." આમ કહીને શ્રી કૃષ્ણ મૌન થયા.[૪૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'नारद पर्वतनुं उपाख्यान' ए नामनो अध्याय ३० मो समाप्त.

## અધ્યાય ૩૧ મો.

### સુવર્ણષ્ઠીવીની કથા.

વૈશમ્પાયન કહે છે;-હે રાજા જનમેજય! શ્રીકૃષ્ણનું વચન સાંભળીને, સભામાં બેઠેલા નારદ મુનિ પ્રતિ પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજા બોલ્યા,-"હે નારદ! સૃંજયનો પુત્ર સુવર્ણષ્ઠીવી (કાંચનષ્ઠીવી) કેવી રીતે ઉત્પન્ન થયો હતો, એ શ્રવણ કરવાની મને ઈચ્છા છે!"[૧] ધર્મ રાજાનું વચન સાંભળીને, નારદ મુનિ સુવર્ણષ્ઠીવીનું વૃત્તાંત જે પ્રમાણે હતું તે પ્રમાણે કહેવા લાગ્યા.[૨]

નારદ મુનિ બોલ્યા;-"હે મહાબાહુ યુધિષ્ઠિર રાજા! કેશવે જે વૃત્તાંત કહ્યો છે, તે યથાર્થ કહ્યો છે, છતાં તમે પૂછો છો, તે ઉપરથી હું તમને આ વૃત્તાંતનો શેષ ભાગ કહું છું, તે તમે સાંભળો.[૩] હું અને મહામુનિ એવો મારો ભાણેજ પર્વત મુનિ, એમ અમે બન્ને, મનુષ્ય લોકમાં રહેવાની ઈચ્છાથી મર્ત્ય લોકમાં આવ્યા હતા. ત્યાંથી એક સમયે (ફરતાં ફરતાં) મહાન્ વિજયી સૃંજય રાજાની રાજધાનીમાં ગયા.[૪] તે રાજાએ, શાસ્રોક્ત વિધિથી અમારી બન્નેની પૂજા કરીને, જાતજાતનાં વૈભવોની અમને સગવડ કરી આપી. અમે તેના રાજમહેલમાં જ રહેવા લાગ્યા.[૫] ચોમાસાના ચાર મહિના અમે તે રાજાના ઘરમાં રહ્યા અને ત્યાંથી નિકળતી વખતે પર્વતમુનિએ મને અર્થવાળું વચન કહેતાં કહ્યું કે;-[૬] 'હે નારદ! આપણે આ રાજાના ઘરમાં ઉત્તમ સત્કારથી રહ્યા છીએ, માટે આપણે તેના બદલામાં તેને શું આપવું, તેનો હવે વિચાર કરો.'[૭] હે રાજા! જેનાં દર્શનથી કલ્યાણ થાય તેવા પર્વતનું કહેવું સાંભળીને, મેં તેને કહ્યું કે; 'તમે મારા ભાણેજ છો અને તમને એ વાત જો માન્ય હોય તો તમે રાજાને બોલાવીને તેને જે વર ઇષ્ટ હોય તે વર આપો. આપણા બન્નેના તપથી રાજા ભલે સિદ્ધિને પ્રાપ્ત કરે.'[૮-૯]

નારદ મુનિ કહે છે;-"હે યુધિષ્ઠિર રાજા! તે પછી વર દેવાને તત્પર થયેલા પર્વતમુનિએ, મહાન્ વિજયી સૃંજય રાજાને બોલાવ્યો અને તેને કહ્યું;[૧૦] 'હે રાજન્! તમે અત્યંત સરળતાથી અમારો સત્કાર કર્યો છે, માટે અમે તમારા ઉપર પ્રસન્ન થયા છીએ! હે રાજા! અમે તમને આજ્ઞા કરીએ છીએ કે, તમે વર માગી લ્યો![૧૧] હે રાજન્! જે વર આપવાથી અમને પીડા ન થાય અને મનુષ્યોનો નાશ ન થાય તેવો વર તમે માગી લ્યો. તમે અમારા પૂજ્ય છો![૧૨] પર્વતમુનિનું વચન સાંભળીને સૃંજય બોલ્યો,-'તમે બન્ને ઋષિઓ મારા ઉપર પ્રસન્ન થયા, એટલાથી જ હું કૃતાર્થ થયો છું-એ જ મને પરમ ફળદાયક લાભ મળ્યો છે એમ હું માનું છું!'[૧૩] આ પ્રમાણે રાજાને બોલતો સાંભળીને, પર્વત મુનિ પુનઃ બોલ્યા,-'હે રાજન્! તમારા મનમાં ઘણા કાળ થયાં જે સંકલ્પ હોય તે વરદ્વારા સુખેથી માગી લો!'[૧૪] પર્વત મુનિનું વચન સાંભળીને સૃંજય રાજા બોલ્યો,-'હે મુનિ! હું એવો પુત્ર ઇચ્છું છું કે, જે શૂરવીર, અત્યંત પરાક્રમી, દૃઢવ્રતધારી, આયુષ્યમાન્, મહાભાગ્યશાળી અને ઇંદ્રના સમાન કાંતિમાન્ હોય.'[૧૫] રાજાનું વચન સાંભળીને પર્વત મુનિ બોલ્યા,-'હે રાજન્! તારો આ સંકલ્પ સિદ્ધ થશે! પરંતુ તારા પુત્રનું આયુષ્ય લાંબું નહિ થાય; કારણ કે તારા મનમાં ઇંદ્રનો પરાજય કરવાનો સંકલ્પ છે![૧૬] તારો પુત્ર જગતમાં સુવર્ણષ્ઠીવીના નામથી પ્રસિદ્ધ થશે ખરો, પણ તારે તારા પુત્રનું ઇંદ્રથી રક્ષણ કરવું; કારણ કે તે ઇંદ્રના જેવો તેજસ્વી થશે, તેથી કોઇક દિવસ ઇંદ્ર

તેને મારશે!'૧૭ મહાત્મા પર્વત મુનિનું વચન સાંભળીને સૃંજયે તેને પ્રસન્ન કર્યા અને તે પુનઃ બોલ્યો,–'હે મહારાજ! ઇંદ્ર મારા પુત્રનો નાશ કરે એમ બનવું ન જોઇએ.૧૮ હે મુનિ! તમારા તપના પ્રભાવવડે મારો પુત્ર આયુષ્યમાન્ થાય, એવો વર આપો !' સૃંજયનું કહેવું સાંભળીને, પર્વત મુનિએ કંઇ પણ ઉત્તર આપ્યું નહિ, કારણ કે તેને ઇંદ્રના ઉપર મોટો ભાવ હતો.૧૯

નારદ બોલ્યા;–"હે યુધિષ્ઠિર રાજા! જ્યારે સૃંજય રાજા પર્વત મુનિની પાસે દીન થઇ ગયા, ત્યારે મેં પુનઃ તેને કહ્યું કે,–'તું શોક કર મા! તારો પુત્ર જ્યારે આપત્તિમાં આવી પડે, ત્યારે તું મને સંભારજે, એટલે હું આવીને તારા પુત્રનાં તને દર્શન કરાવીશ! હે રાજન્! તારો પ્રિય પુત્ર મરણ પામીને યમરાજની પાસે ગયો હશે તો ત્યાંથી પણ હું તેને જીવતો લાવી આપીશઃ તું શોક કર મા!'૨૦–૨૧ આ પ્રમાણે રાજાને કહીને અમે બન્ને ત્યાંથી ઇચ્છાનુસાર ચાલી નિકળ્યા; અને રાજા હરખાતો હરખાતો પોતાના મહેલમાં ગયો.૨૨ કેટલેક કાળ વીત્યા પછી રાજર્ષિ સૃંજય રાજાને ત્યાં, મહાપ્રતાપી અને તેજસ્વી પુત્ર ઉત્પન્ન થયો.૨૩ તે પુત્ર સરોવરમાં જેમ કમળ વૃદ્ધિ પામે, તેમ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો અને તેનું કાંચનષ્ઠીવી એવું અર્થાનુસારી નામ પાડ્યું!૨૪

નારદ કહે છે;–"હે યુધિષ્ઠિર રાજા! તે મહાઅદ્દભુત નામ જગતમાં પ્રખ્યાત થઈ ગયું. હવે સૃંજય રાજાને મહર્ષિ પર્વતનું વરદાન મળવાની વાત દેવેંદ્રના જાણવામાં આવી.૨૫ બૃહસ્પતિની આજ્ઞા પ્રમાણે વર્તનારા ઇંદ્ર રાજાને ભય ઉત્પન્ન થયો. તેણે મનમાં વિચાર કર્યો કે, એકાદ દિવસે આ રાજપુત્ર મારો પરાજય કરશે! આવો વિચાર કર્યા પછી, ઇંદ્રે તે રાજકુમારનાં છિદ્રનું છૂપી રીતે અવલોકન કરવા લાગ્યો.૨૬ એક વખતે તે રાજકુમારનું છિદ્ર જોઇને તેણે પોતાના દિવ્ય મૂર્તિમાન્ વજ્રને આજ્ઞા કરી કે, 'તું વાઘનું રૂપ ધારણ કરીને આ રાજપુત્રને મારી નાંખ!૨૭ કારણ કે હે વજ્ર! આ સૃંજયનો પુત્ર જો પરાક્રમમાં વધી જશે, તો મારો પરાજય કરશે. પર્વત મુનિએ પણ એ રાજાને પુત્રનું આવું જ ભવિષ્ય કહ્યું છે!'૨૮ ઇંદ્રે, શત્રુના પુરનો વિજય કરનારા વજ્રને આજ્ઞા કરી કે, વજ્ર વાઘનું રૂપ ધારણ કરીને, નિત્ય તે કુમારનાં છિદ્ર જોવા માટે તેની પાછળ પાછળ ફરવા લાગ્યો.૨૯ સૃંજય પણ ઇંદ્રના સમાન કાંતિવાળો પુત્ર પોતાને ત્યાં જન્મ્યો, તેથી પ્રસન્ન પ્રસન્ન થઈ ગયો હતો અને તે, અંતઃપુરને સાથે લઇને નિત્ય વનમાં જ રહેવા લાગ્યો.૩૦ એક વખતે ભાગીરથી નદીના તીર ઉપર આવેલા નિર્જન વનમાં, રાજકુમાર ધાવની સાથે રમતો રમતો આ બાજુ ને પેલી બાજુ, એમ ચોતરફ દોડા દોડી કરી રહ્યો હતો.૩૧ અને તે કુમાર પાંચ વર્ષનો હતો, તોપણ નાગેન્દ્ર (મોટા હાથી)ના સમાન પરાક્રમી હતો; તે ધાવની સાથે (એકલોજ) વનમાં રમતો હતો, એટલામાં એક મહાબળવાન્ વાઘ એકદમ તેની પાસે આવી લાગ્યો. કુમાર તેની પાસે ગયો કે, તે વાઘે તે બાળકને પકડી લીધો. બાળક થરથર કંપવા લાગ્યો અને પેલા વાઘે તે કુમારને મારી નાંખ્યો. કુમાર પ્રાણ વિનાનો થઇને પૃથ્વીપર ઢળી પડ્યો, તે જોઇને ધાવ ચીસો પાડવા લાગી.૩૨–૩૩ એટલે વાઘનું રૂપ ધારણ કરીને આવેલું ઇંદ્રનું વજ્ર, રાજપુત્રનો વધ કરીને ઇંદ્રની માયાવડે અંતર્ધાન થઈ ગયું;૩૪ પણ ધાવ ચીસ પાડીને રડવા લાગી, તે સાંભળીને રાજા એકદમ ગભરાટમાં પડી ગયો હોય તેમ પંડે દોડતો દોડતો, જ્યાં પુત્ર મરણ પામીને પડ્યો હતો, ત્યાં આવ્યો;૩૫ અને મરણ પામેલો તથા વાઘે જેનું રુધિર ચૂસી લીધું હતું એવો આનંદ રહિત રાજપુત્ર, આકાશમાંથી પડેલા નિસ્તેજ ચંદ્રના જેવો દેખાતો હતો, તેને જોયો!૩૬ તે જોતાં જ રાજાના મનમાં અત્યંત ખેદ થયો. તે, લોહીલોહાણ થઈ ગયેલા પુત્રને ખોળામાં લઇને અત્યંત શોક કરવા લાગ્યો.૩૭ જ્યાં આગળ રાજા સૃંજય, મરી ગયેલા પુત્રને લઇને બેઠો હતો, ત્યાં રોતી કકળતી શોકકર્શિત સર્વ માતાઓ પણ તુરત જ આવી.૩૮

નારદ કહે છે;–"હે યુધિષ્ઠિર રાજા! તે સમયે રાજાએ મારું સ્મરણ કર્યું. હું તેનું ચિંતન, સમાધિથી જાણીને તુરત તેની પાસે ગયો;૩૯ અને હે યુધિષ્ઠિર રાજા! જે રાજાઓનો ઇતિહાસ શ્રીકૃષ્ણે તમને સંભળાવ્યો છે, તે જ ઇતિહાસ મેં, શોકાકુળ થયેલા રાજા સૃંજયને સંભળાવ્યો હતો.૪૦ પછી તે રાજાનો અત્યંત આગ્રહ જોઇને, મેં પુનઃ તેના પુત્રને, ઇંદ્રની અનુમતિથી સજીવન કર્યો હતો. આમ, જે થવાનું હોય છે તેને કોઈ પણ મિથ્યા કરી શકતું નથી.૪૧ મહાપ્રતાપી વીર્યવાન્ સ્વર્ણષ્ઠીવી રાજકુમાર સજીવન થયો અને તેણે પોતાના માતા પિતાના મનને પ્રસન્ન કર્યું.૪૨ હે રાજન્! પિતાનો સ્વર્ગવાસ થયા પછી, ભીમ પરાક્રમવાળા તે રાજકુમારે, અગીયારસેં વર્ષ સુધી પૃથ્વી ઉપર રાજ્ય કર્યું હતું.૪૩ મહા કાંતિવાળા તે રાજકુમારે મોટી દક્ષિણાવાળા પુષ્કળ મહાયજ્ઞો કરીને દેવોને તૃપ્ત કર્યા હતા; શ્રાદ્ધો કરીને પિતૃઓને તૃપ્ત કર્યા હતા;૪૪ કુળનો વિસ્તાર કરનારા ઘણા પુત્રો ઉત્પન્ન કરીને પિતૃઓને પ્રસન્ન

કર્યાં હતા અને ઘણાં વર્ષોનું આયુષ્ય ભોગવ્યા પછી પણ તે મરણ પામ્યો હતો!૪૫ હે રાજેન્દ્ર યુધિષ્ઠિર! તમે પણ બાંધવોના મરણથી થતા શોક સંતાપનો ત્યાગ કરો અને આ શ્રી કૃષ્ણ તથા મહાતપસ્વી વેદવ્યાસના કહેવા પ્રમાણે, પિતા પ્રપિતામહના રાજ્યાસન ઉપર બેસો, રાજ્યધુરાને વહન કરો તથા પુણ્ય આપનારા મોટા યજ્ઞો કર્યા પછી, પ્રિય એવા પરલોકમાં જાવ."૪૬-૪૭

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'स्वर्णष्ठीवीनी उत्पत्ति उपाख्यान'मां अध्याय ३१ मो समाप्त.

## અધ્યાય ૩૨ મો.

### કર્મ વિચાર.

વૈશમ્પાયન કહે ;છે-હે રાજા જનમેજય! નારદનું વચન સાંભળીને, યુધિષ્ઠિર રાજા મૌન થઈ ગયા. તે મનમાં અત્યંત શોક કરવા લાગ્યા. ત્યારે ધર્મના તત્ત્વને જાણનારા તપસ્વી કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસ તેના પ્રતિ બોલ્યા.૧

વ્યાસ બોલ્યા;-"હે કમળ સરખાં નેત્રવાળા રાજા યુધિષ્ઠર! રાજાઓનો એ ધર્મ છે કે, પ્રજાનું પાલન કરવું. જેઓ ધર્મનેજ અનુસરનારા છે, તેઓ નિત્ય ધર્મને જ પ્રમાણ માને છે.૨ માટે હે રાજન્! તમે ધર્મને અનુસરીને પિતા તથા પિતામહથી ઉતરી આવેલાં રાજ્યને સ્વીકારો. તપશ્ચરણ કરવું, એ બ્રાહ્મણોનો નિત્ય ધર્મ છે એવો વેદમાં નિશ્ચય કર્યો છે.૩ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તપ કરવું એ બ્રાહ્મણોનો સનાતન ધર્મ છે; અને તે સર્વ ધર્મનું રક્ષણ કરવું, એ ક્ષત્રિયનો ધર્મ છે.૪ પણ જે પુરુષ પંડે વિષયમાં આસકત થઇને ધર્મ માર્ગનો નાશ કરે છે, તેવા લોકયાત્રા (સમાજબંધન)નો નાશ કરનારા પુરુષના બન્ને બાહુઓ બાંધીને, રાજાએ તેને કેદ કરવો;૫ અને જે પુરુષ મૂર્ખતાથી પ્રમાણને અપ્રમાણ કરે અર્થાત્ ધર્મનો અનાદર કરે, તે પોતાનો સેવક હોય, પુત્ર હોય, તપસ્વી હોય કે પછી હરકોઇ મનુષ્ય હોય, પરંતુ તે પાપીને, રાજાએ સર્વ ઉપાયો લઇને કેદ કરવો અથવા તો જીવથી મારી નાંખવો! પણ આ નિયમથી ઉલટી રીતે જો રાજા વર્તે છે તો તેને પાપ લાગે છે.૬-૭ જે રાજા વિનાશ પામતા ધર્મનું રક્ષણ કરતો નથી, તે પોતેજ ધર્મનો નાશ કરનારો ગણાય છે; અને તમે પણ ધર્મનો નાશ કરનારાઓને તેના સહાયકોની સાથે મારી નાંખ્યા છે, એ ધર્મનું જ કાર્ય કર્યું છે.૮ હે પાંડવ! તમે પોતે સ્વધર્મ પ્રમાણે વર્તો છો, છતાં શોક શા માટે કરો છો? રાજાએ, જેઓ ધર્મે વર્તતા ન હોય તેને શિક્ષા કરવી, સુપાત્રો હોય તેને દાન દેવું અને ધર્મ પ્રમાણે પ્રજાનું રક્ષણ કરવું."૯

યુધિષ્ઠિર રાજા બોલ્યા;-"હે તપોધન! તમે મને જે વચનો કહ્યાં, તેના ઉપર મને શંકા નથી. તમે સર્વ ધર્મના વેત્તાઓમાં શ્રેષ્ઠ છો અને ધર્મ તમને અપરોક્ષ છે (એ હુ જાણું છું).૧૦ પરંતુ હે બ્રહ્મન્! મેં રાજ્ય મેળવવા માટે ઘણા અવધ્ય (નહિ હણવા યોગ્ય) પુરુષોને હણ્યા છે, તે કર્મો (નો વિચાર જ) મને બાળીને ખાખ કરી નાંખે છે!"૧૧

વ્યાસ બોલ્યા;-"હે રાજન્! યુદ્ધભૂમિ ઉપર (સામે લડવા આવેલા) સર્વે યોધાઓને મારવામાં આવ્યા છે, તેનું હનન કરનારા ઇશ્વર છે કે જીવ છે તે કહો! સર્વ કાર્ય સ્વભાવથી થાય છે કે, આપણે જે સુખ દુઃખ ભોગવીએ છે તે પૂર્વ કર્મનું ફળ છે!૧૨ જો જીવ, ઇશ્વરની પ્રેરણાથી જ શુભાશુભ કર્મ કરે છે (એમ જો તમે માનતા હો) તો પછી તમારે પશ્ચાત્તાપ કરવો ઉચિત નથી. કારણ કે શુભાશુભ કર્મ કરવાને પ્રેરણા કરનારઇશ્વર છે અને તે ઇશ્વરનેજ તેનું ફળ મળશે!૧૩ એ સંબંધમાં એક દૃષ્ટાંત સાંભળો. કોઇ પુરુષ વનમાં કુવાડાથી વૃક્ષને કાપે છે, તો તેનું પાપ કાપનારાને જ લાગે છે, પણ કુવાડાને લાગતું નથી.૧૪ કદાચ તમે કહેશો કે, નિયોજ્ય (કર્તા) કુવાડો, અચેતન હોવાથી તેને પાપ લાગતું નથી; પરંતુ જીવ પોતે ચેતન છે તેથી તેને જ કરેલાં કર્મનું ફળ ભોગવવું પડશે. માટે વૃક્ષને કાપનારો નહિ, પરંતુ કુવાડાનો બનાવનારો પણ પાપનો ભાગી ગણાશે, એ વિચાર કરવો એ પણ મિથ્યા છે. કારણ કે એક મનુષ્ય વૃક્ષને કાપે અને તેના પાપનો ભોક્તા બીજો પુરુષ થાય, એ કેમ સંભવે વારું? માટે તમે સર્વે કર્મો, પ્રયોજક એવા ઇશ્વરને અર્પણ કરી દ્યો. (એટલે તમને પાપ કે પુણ્ય નથી).૧૫-૧૬ કદાચ તમે કહેશો કે, શુભાશુભ કર્મનો કર્ત્તા જીવજ છે, તેને કોઇ પણ પ્રેરણા કરનારજ નથી!* હવે જો આમ માનશો તો, જગતનો કોઇ નિયંતાજ નથી, એમ તમે સ્વીકારો છો! અને તેમ છે તો પછી તમે અશુભ કર્મ કરો, તેમાં તમારે શા માટે ભય રાખવો જોઇએ!૧૭ પણ હે રાજન્! હવે હું તમને જે કહુ તે તમે સાંભળો. જેમ વૃક્ષને કાપનારાનું પાપ કોઇ પણ દિવસ કુવાડો બનાવનારાને લાગે જ નહિ; તેમ જ કોઇ પણ પુરુષ દૈવને (પ્રારબ્ધ કર્મને) ઉલ્લંઘન કરીને (પરમ પુરુષની પ્રેરણા વગર) કર્મ કરી શકતો નથી; અર્થાત્ સર્વે (પ્રાણી માત્ર) દૈવાધીન થઇને

* અર્થાત્ પરમ પુરુષ નથી અને પરલોક પણ નથી.

જ કર્મ કરે છે.*૧૮ અને જો તમે જો સ્વભાવને કર્તા માનતા હો, તો પછી ભૂત કે ભવિષ્ય કોઇ પણ સમયે તમારો પાપની સાથે ( થયેલા સંહાર સાથે ) સંબંધ જ ઘટે નહિ.૧૯ અને તમે કદાચિત્ લોકોની વ્યવસ્થા (સુખ દુઃખ) જોઇને સ્વભાવવાદને મિથ્યા માનતા હો તોપણ, ધર્મ તથા અધર્મ વિના સુખ દુઃખ ઘટે નહિ; અને તે ધર્મ તથા અધર્મનું જ્ઞાન, શાસ્ત્રથી થઈ શકે છે. હવે ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે, રાજાઓએ ઉદ્ધત પુરુષોને શિક્ષા કરવી. તે પ્રમાણે તમે કૌરવોને શિક્ષા કરી છે.૨૦ હે ભરતવંશી રાજા યુધિષ્ઠિર! પ્રજાનું પાલન કરવા માટે રાજાને શુભાશુભ કર્મ કરવાં પડે છે અને રાજાઓને જ તેનું ફળ પણ આ રીતે પાપી કર્મ કરવાથી મળે છે, એમ હું માનું છું.૨૧ હે રાજસિંહ! અશુભ ફળ આપનારાં પાપની પ્રવૃત્તિ કરાવનારાં કર્મ ઉત્પન્ન થાય છે, માટે તમે પાપી કર્મનો ત્યાગ કરો અને મનમાં મા શોક કરો.૨૨ હે રાજન્! તમારો ક્ષત્રિયધર્મ તમને દોષવાળો લાગતો હોય, તોપણ તમે તમારા સ્વધર્મમાં જ વર્તો છો! તેથી તમારે આત્મહત્યા કરવી યોગ્ય નથી.૨૩ હે કુંતીપુત્ર! શાસ્ત્રમાં કહેલાં પ્રાયશ્ચિત્તો શરીરધારી કરી શકે છે, પરંતુ જે શરીર વિનાનો છે તે પુરુષ પરાભવ પામે છે. (કરેલાં કર્મોનાં પ્રાયશ્ચિત્તો કરી શકતો નથી)૨૪ માટે હે રાજા! તમે જો જીવતા હશો તો પ્રાયશ્ચિત્ત કરી શકશો અને પાપમાંથી મુક્ત થશો અને જો પ્રાયશ્ચિત્ત કર્યા વિનાજ મરણ પામશો તો તમને પરલોકમાં પશ્ચાત્તાપ કરવો પડશે."૨૫

इतिश्रीमहाभारत विषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'प्रायश्चित्त विधि' ए नामनो अध्याय ३२ मो समाप्त.

## અધ્યાય ૩૩ મો.

### કાળનું ચરિત્ર!

યુધિષ્ઠિર રાજા બોલ્યા;-"હે પિતામહ વેદવ્યાસ! પુત્રો, પૌત્રો, ભાઇઓ, કાકાઓ, સસરાઓ, ગુરુઓ, મામાઓ, પિતામહો, મહાત્મા ક્ષત્રિયો, સંબંધીઓ, મિત્રો, સમાનવયના સ્નેહીઓ, ભાણેજો, જ્ઞાતિલાઓ અને જૂદા જૂદા દેશમાંથી આવેલા ઘણા મોટા રાજાઓને, મેં એકલાએ જ રાજ્યના લોભથી હણ્યા છે.૧-૩ હે તપોધન! મહાપરાક્રમવાળા, નિત્ય ધર્મપરાયણ રહેનારા, વારંવાર સોમવલ્લીનું પાન કરનારા (અર્થાત્ સોમ યજ્ઞ કરનારા) વીર રાજાઓને, મેં રણમાં હણ્યા છે, ત્યારે (એ પાપ કર્મ માટે) હવે મને તેનું કેવું ફળ મળશે?૪ હે પિતામહ! હજી પણ હું જે શ્રીમાન્ રાજસિંહો આ પૃથ્વીપરથી ચાલ્યા ગયા છે, તેનો વિચાર કરું છું, ત્યારે બળીને ખાખ થઈ જાઉં છું!૫ હે પિતામહ! સંબંધીઓનો ભયંકર વધ સંભારીને તથા રણમાં હણાયલા સેંકડો અને કરોડો પુરુષોને યાદ કરું છું, ત્યારે મારા મનમાં સંતાપ થાય છે.૬ રે! રે! પુત્રો, પતિઓ તથા ભાઇઓ વિનાની થઈ પડેલી તે શૂરવીરોની સ્ત્રીઓની, હમણાં કેવી દશા થઈ હશે?૭ તે દુઃખથી દીન અને કૃશ થઈ ગયેલી વીર પુરુષોની અને રાજાઓની રાણીઓ, પોતાના પતિને મારનારા પાંડવોનું અને વૃષ્ણિઓનું નામ લઇને રડતી રડતી પૃથ્વીપર પછાડીઓ જ ખાતી હશે!૮ તે સ્ત્રીઓ, જ્યારે પોતાના પિતાઓ, ભાઇઓ, પતિઓ અને પુત્રોને જોશે નહિ, ત્યારે હે દ્વિજશ્રેષ્ઠ! તેઓ, તેઓ ઉપરના વાત્સલ્યને લીધે અવશ્ય મરણ જ પામશે! ખરેખર, ધર્મનું સ્વરૂપ સૂક્ષ્મ છે અને તેથી મને તે સ્ત્રીહત્યાનું પાતક પણ લાગશે, એમાં જરાપણ સંશય નથી.૧૦ અમે સ્નેહીઓને મારીને અનંત પાપ કર્મ કર્યું છે, માટે હવે અમે ઉંધે મસ્તકે જ નરકમાં પડીશું!૧૧ માટે હે ઉત્તમ વ્યાસ! ઉગ્ર તપ કરીને અમે આ શરીરનો ત્યાગ કરીશું. તેથી, આશ્રમોમાં જો કોઇ ઉત્તમ આશ્રમ હોય તો, હે પિતામહ! અમને કહો કે તે પ્રમાણે અમે વર્તીએ."૧૨

વૈશમ્પાયન કહે છે;-હે જનમેજય! રાજા યુધિષ્ઠિરનું આવું વચન સાંભળીને, વ્યાસ પોતાની બુદ્ધિવડે ઘણો જ વિચાર કરીને યુધિષ્ઠિર રાજા પ્રતિ બોલ્યા.૧૩ વ્યાસ બોલ્યા;-"હે રાજન્! તમારે ક્ષાત્ર ધર્મનો વિચાર કરીને ખેદ કરવો યોગ્ય નથી. હે ક્ષત્રિયશ્રેષ્ઠ! તમે રણમાં ક્ષત્રિયોને હણ્યા છે, તે તમારા ક્ષાત્રધર્મને અનુસરીને જ હણ્યા છે.૧૪ જે રાજાઓ રણભૂમિમાં મરણ પામ્યા છે, તે રાજાઓ પણ લક્ષ્મીની, આખી પૃથ્વીની તથા યશની ઈચ્છા રાખતા હતા. તેઓ કાળે કરીને, બીજાના પ્રાણ હણવા જતાં, પોતાના જ અપરાધથી હણાયા છે,૧૫ પણ તમે તેઓને હણ્યા નથી, તેમ ભીમે, અર્જુને, નકુળે કે સહદેવે પણ તેઓને હણ્યા નથી! માત્ર કાળેજ તેઓને પર્યાય ધર્મથી હણ્યા છે.૧૬ જેને મા નથી, બાપ નથી ( અર્થાત્ જો કાળને મા કે બાપ હોય તો તેને પણ છોડે નહિ તેવો કાળ), જેને કોઇ પ્રાણી ઉપર પક્ષપાત-દયા નથી, જે પ્રજાએ કરેલાં સર્વ કર્મોનો સાક્ષીભૂત જ છે, તે કાળે જ રાજાઓનો સંહાર કર્યો છે! પણ તમે સંહાર કર્યો નથી.૧૭ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તમારું યુદ્ધ તો માત્ર તેઓના

* આ જીન્દગીમાં કોઈ પણ પ્રાણી સ્વતંત્ર નથી. જે કર્મ કરે છે તે પૂર્વ જન્મનાં કર્મનાં ફળ છે. તેથી આ જીન્દગીમાં કરેલાં કર્મ માટે તે પ્રાણી જુમ્મેદાર નથી.

નાશમાં એક નિમિત્તજ હતું. સર્વ પ્રાણીઓનો નાશ કરવાની સત્તા તો માત્ર કાળના જ હાથમાં છે. તે પ્રાણીઓદ્વારા પ્રાણીઓનો નાશ કરાવે છે. એ કાળ ઈશ્વરનું જ સ્વરૂપ છે.[૧૮] એ કાળ, કર્મને આધીન છે એમ જાણો. એ કાળ પુણ્ય તથા પાપ કર્મનો સાક્ષી છે અને એજ કાળ પુણ્ય અને પાપ કર્મના–સુખ અને દુઃખરૂપી ફળો આપે છે; અને તેથી વિષમપણાનો તથા નિર્દયપણાનો દોષ કાળને લાગતો નથી.[૧૯] હે મોટા બાહુવાળા યુધિષ્ઠિર રાજા! કૌરવો પોતાનાં જે કર્મોને લીધે જ નાશ પામ્યા છે, તે કર્મોનો પણ તમે વિચાર કરો. (અર્થાત્ કૌરવો પોતાના અશુભ કર્મોને લીધે જ વિનાશ પામ્યા છે.)[૨૦] હે રાજન્! તમે પંડે જ વિચાર કરો, કે તમે નિત્ય શાંત વ્રત પાળનારા છો, છતાં પણ તમને જ્યારે વિધિએ ઘેરી લીધા, ત્યારે તમે પણ હિંસારૂપી ઘોર કર્મ કર્યું![૨૧] સુતારે બનાવેલું યંત્ર જેમ યંત્રના ચલાવનારાને આધીન હોય છે–તેને ચલાવનારો જેમ ચલાવે છે તેમ તે ચાલે છે, તેમ આ જગત્ પણ કાળની સાથે રહેલા કર્મને આધીન છે; તે તેને જેમ ચલાવે છે, તેમ તે ચાલે છે.[૨૨] પુરુષની ઉત્પત્તિ અને મૃત્યુ, જેમ કારણ વિના સ્વાભાવિક રીતે થાય છે, તેમ હર્ષ કે શોક પણ કારણ વિના સ્વાભાવિક રીતે જ થાય છે, તેથી હર્ષ કે શોક કરવો વ્યર્થ છે.[૨૩] હે રાજન્! સર્વ પ્રાણીઓ પોતપોતાના કર્માનુસાર મરણ પામે છે, તથાપિ તમે તમારા મનમાં એવું માની બેઠા છો કે, આ સર્વને મેં માર્યા છે! તમારા મનમાં આ જે ભેદ થાય છે, તે મોહને લીધે જ થાય છે! માટે તમારે જો તે પાપ માટે પ્રાયશ્ચિત્ત કરવું હોય તો કરો![૨૪]

"હે રાજા! એમ સાંભળવામાં આવ્યું છે કે, પૂર્વે દેવોનું અને અસુરોનું પરસ્પર યુદ્ધ થયું હતું. અસુરો મોટા ભાઈ હતા ને દેવો નાના ભાઈ હતા.[૨૫] દેવોનું અને અસુરોનું લક્ષ્મીને માટે બાર હજાર* વર્ષ સુધી યુદ્ધ થયું હતું.[૨૬] અને દેવોએ લોહીથી તરબોળ થયેલી પૃથ્વીને સમુદ્રમાં ડૂબાડી દીધી ને દૈત્યોનો નાશ કરીને સ્વર્ગનું રાજ્ય મેળવ્યું હતું. પછી પૃથ્વીનું રાજ્ય પણ મેળવ્યું. તે સમયે દર્પથી મોહિત થયેલા કેટલાએક વેદપારંગત બ્રાહ્મણોએ, પોતાની આજીવિકાને માટે, દૈત્યોને સહાયતા આપી. તેથી યુદ્ધ થયું. તે યુદ્ધમાં ત્રણ લોકમાં વિખ્યાત એવા શાલાવૃક નામના એંસી હજાર† અસુરોનો દેવોએ નાશ કર્યો હતો.[૨૭–૨૯] એવાં ધર્મનો નાશ કરવાની ઈચ્છા રાખનારા, અધર્મપ્રવર્તક દુરાત્મા પુરુષોને હણવા જ જોઇએ, તેથી દેવોએ ભયંકર એવા દૈત્યોને મારી નાંખ્યા હતા![૩૦] એક પુરુષને મારવાથી જો કુળના સત્પુરુષોને સુખ થતું હોય તો તેને હણવો; આખા કુળનો નાશ કરવાથી જો આખા દેશને સુખ થતું હોય તો તેવાં કુળનો પણ નાશ કરવો. અને તેમ કરવાથી પાપ લાગતું નથી.[૩૧] હે રાજા! કેટલીએક વખતે ઉપર ઉપરથી (અમુક કર્મ) અધર્મ દેખાતું હોય, પરંતુ શાસ્ત્રદૃષ્ટ્યા જોતાં તે ધર્મરૂપ હોય છે. તેમ કેટલીએક વખતે આપણે જેને ધર્મ માની બેઠા હોઇએ છીએ, તે શાસ્ત્રદૃષ્ટ્યા અધર્મરૂપ હોય છે. ધર્મના તથા અધર્મના એ સ્વરૂપને યથાર્થ રીતે વિદ્વાનો જ જાણે છે.[૩૨] હે રાજા! તમે શાસ્ત્રવેત્તા છો, માટે તમારી બુદ્ધિને સ્થિર કરો (અને વિચારી જોશો તો પણ જણાશે કે) પૂર્વે જે માર્ગ દેવોએ ગ્રહણ કર્યો હતો, તે જ માર્ગને તમે પણ અનુસર્યા છો.[૩૩] હે શત્રુને તપાવનારા રાજા! તમારા સમાન ધાર્મિક પુરુષો કદાપિ નરકમાં પડતા નથી, માટે તમે તમારા ભાઇઓને તથા સ્નેહીઓને ધીરજ આપો.[૩૪] જે પુરુષ પોતાના મનમાં પાપની વાસના રાખીને પાપ કર્મ કરે છે અને પાપ કર્મ કરતાં મનમાં જરા પણ ડરતો નથી, તેમ કર્યા પછી પણ તેને લજ્જા થતી નથી, તે પુરુષને પાપ કર્મનાં ફળ ભોગવવાં પડે છે, એમ વેદમાં કહ્યું છે અને તેવાં પાપ કર્મનું શાસ્ત્રકારોએ પ્રાયશ્ચિત્ત પણ કહ્યું નથી, તેથી તેનાં પાપનો નાશ પણ થતો નથી.[૩૫–૩૬] પણ હે રાજન્! તમારું હૃદય સ્વચ્છ હતું; પરંતુ દુષ્ટ દુર્યોધનાદિકના દોષથી મલિન થયું હતું તેથી, તમને યુદ્ધ કરવાની ઈચ્છા ન છતાં પણ તમે યુદ્ધ કર્યું હતું; તો તમે ખેદ શા માટે કરો છો?[૩૭] હે મહારાજ! આટલું છતાં પણ તમારા મનમાં પ્રાયશ્ચિત્ત કરવાની ઈચ્છા જ હોય, તો આ પાપના પ્રાયશ્ચિત્તને માટે અશ્વમેધ નામનો મહાયજ્ઞ કરવાનું કહ્યું છે, તે યજ્ઞ કરીને તમે પાપમાંથી મુક્ત થાઓ![૩૮] ભગવાન્ ઇંદ્ર, મરુત્ દેવતાઓની સાથે રહીને, અસુરોને જિતી લીધા; તેના પ્રાયશ્ચિતને માટે અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. સો યજ્ઞો પૂરા થયા કે, એ ઇંદ્ર, શતક્રતુ નામથી વિખ્યાત થયો છે! ઇંદ્ર સ્વર્ગ જિત્યા પછી અશ્વમેધ યજ્ઞો કરીને પાપ રહિત થયો હતો અને મરુત્ ગણોથી વિંટાઇને પોતાના તેજથી દિશાઓને પ્રકાશમાન કરતો સ્વર્ગમાં રાજ્ય કરવા લાગ્યો;[૩૯–૪૦] દેવો તથા ઋષિઓ તેની ઉપાસના કરવા લાગ્યા; અને અપ્સરાઓ તેની પૂજા કરવા લાગી.[૪૧] હે પાપ રહિત યુધિષ્ઠિર! ઇંદ્રે જે પૃથ્વી સંપાદન કરી હતી, તે જ પૃથ્વી તમને પરાક્રમવડે મળી છે અને તમે પરાક્રમથી જ સર્વે રાજાઓને જીત્યા છે.[૪૨]

* બેંગાળની પ્રતમાં ૩૨ હજાર વર્ષ છે. † બેંગાળની પ્રતમાં ૮૮ હજાર છે.

હે રાજન્! હવે તમે પણ તમારા સ્નેહી રાજાઓથી વિંટાઇને, જેઓનાં, નગરો તથા રાજ્યો, રાજા વિનાનાં થઇ ગયાં હોય તેવાં નગરો અને રાજ્યોમાં જઇને, તના ભાઇઓનો, પુત્રોનો અથવા પૌત્રોનો, તેમના રાજ્ય ઉપર અભિષેક કરો.[૪૩] રણસંગ્રામમાં મરાયલા જે રાજાઓની સ્ત્રીઓ સગર્ભા હોય, તો તેમની પાસે જઇને તેમને ધીરજ દ્યો; અને પ્રજાને રંજન કરીને પૃથ્વીનું પાલન કરો.[૪૪] જે રાજાઓને પુત્ર નથી, પરંતુ કેવળ કન્યા જ છે, તે રાજાના રાજ્યાસન ઉપર કન્યાને બેસારીને, મરનારની સ્ત્રીઓના મનમાંથી શોકને દૂર કરો. સ્ત્રી જાતિઓનાં મન કામનાથી ભરપૂર હોય છે. પણ તેને ધીરજ આપવાથી તમે તેના શોકનો નાશ કરી શકશો.[૪૫]

"હે ભરતવંશી રાજા! આ પ્રમાણે દેશની સર્વ પ્રજાનું આશ્વાસન કરો. પછી અશ્વમેધ યજ્ઞ કરો અને જેમ પૂર્વે ઇંદ્ર અશ્વમેધ કરીને વિજયી થયો હતો, તેમ તમે પણ વિજયી થાવ.[૪૬] હે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ રાજા! જે મહાત્મા ક્ષત્રિયો રણમાં હણાયા છે, તેઓનો શોક કરવો યોગ્ય નથી; તેઓ યમ રાજાના બળથી મોહ પામીને પોતાના ક્ષાત્રધર્મથી નાશ પામ્યા છે.[૪૭] હે ભરતવંશી રાજા! તમે ક્ષાત્રધર્મ યથાર્થ રીતે પાળ્યો છે. તમને આ રાજ્ય નિષ્કંટક પ્રાપ્ત થયું છે. માટે હવે તમે તમારા ક્ષાત્રધર્મનું રક્ષણ કરો, કારણ કે પરલોકમાં એ જ કલ્યાણ કરનારું છે."[૪૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'प्रायश्चित्तीय उपाख्यान' ए नामनो अध्याय ३३ मो समाप्त.

## અધ્યાય ૩૪ મો.

### પાપ પુણ્યના પ્રકાર!

યુધિષ્ઠિર રાજા બોલ્યા;–"હે પિતામહ! કયાં કયાં કર્મ કરવાથી મનુષ્ય પ્રાયશ્ચિત્ત કરવાને યોગ્ય થાય છે અને કયાં વ્રત કરવાથી મનુષ્ય પાપરહિત થાય છે, એ મને કૃપા કરીને કહો."[૧]

વ્યાસજી બોલ્યા;–"હે રાજન્! વેદમાં કરવા યોગ્ય કહેલાં કર્મો નહિ કરવાથી અને નિષિદ્ધ કર્મો કરવાથી તથા કપટ કરવાથી, મનુષ્યને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે.[૨] જો બ્રહ્મચારી, સૂર્યના ઉદય સમયે તથા અસ્ત સમયે સુઇ રહે તો તેણે પ્રાયશ્ચિત્ત કરવું; તેમ જેના નખ ખડબચડા અથવા તો ખરી પડ્યા હોય તથા જેના દાંત કાળા રંગના હોય તેણે, પૂર્વ જન્મમાં સુવર્ણ ચોરેલું તથા મદિરાપાન કરેલું હોવું જોઇએ. તે પાપની નિવૃત્તિ માટે, તેણે પણ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.[૩] પરિવિત્તિ (જેનો નાનો ભાઇ પરણ્યો હોય તેવો મોટો કુંવારો ભાઈ,) પરિવેત્તા (મોટો ભાઈ કુંવારો હોવા છતાં પરણનારો નાનો ભાઈ), બ્રહ્મહત્યા કરનાર, નિંદક, દિધિષૂપતિ (નાની કન્યા પરણી ગયા પછી તેની મોટી બહેનને પરણનારો), અગ્રેદિધિષૂપતિ (મોટી બહેન કુંવારી હોવા છતાં નાની બહેનને પરણનારો)–આ સર્વેએ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.[૪] જેનું બ્રહ્મચર્યવ્રત ખંડિત થયું હોય તેવા બ્રહ્મચારીએ, દ્વિજ વર્ણનો વધ કરનારાએ, કુપાત્રને દાન દેનારાએ અને સુપાત્રને દાન નહિ દેનારાએ પ્રાયશ્ચિત્ત કરવું.[૫] વળી હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! આખા ગામનો નાશ કરનાર, માંસ વેચનાર, આગ લગાડનાર, પગાર લઇને વેદ વેચનાર,* ગુરુનો અને સ્ત્રીનો વધ કરનાર, વૃથા પશુની હિંસા કરનાર, પારકાના ઘરમાં અગ્નિ લગાડનાર, અસત્ય ભાષણ કરીને આજીવિકા ચલાવનાર તથા ગુરુનું અપમાન કરનાર, આ સર્વે પાપીઓએ, પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવું અને પ્રાયશ્ચિત્ત કરવાનો સમય વીતી ગયો હોય તો પાછળથી પ્રાયશ્ચિત્ત કરવું.[૬–૮]

"હે રાજા! વેદ તથા શાસ્ત્રથી વિરુદ્ધ નહિ કરવા યોગ્ય કર્મો હવે હું તમને કહું, તે તમે એકાગ્ર મનથી સાંભળો.[૯] પોતાના સનાતન એવા વેદ ધર્મનો ત્યાગ, પરધર્મનો સ્વીકાર, યજ્ઞ કરાવવાને અયોગ્ય એવા પતિત વ્રાત્ય વગેરેને યજ્ઞ કરાવવો, અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરવું, શરણાગતનો ત્યાગ કરવો, માતાપિતા તથા ભરણપોષણ કરવા યોગ્ય સેવકોનું ભરણ પોષણ કરવું નહિ, દૂધ, દહીં, ઘી વગેરે રસો વેચવા, પશુ પક્ષીઓનો વધ કરવો, શક્તિ છતાં અગ્નિહોત્રાદિક કર્મ નહિ કરવાં, ગોગ્રાસ વગેરે નિત્ય દાનો નહિ આપવાં, બ્રાહ્મણોને દક્ષિણા નહિ આપવી, બ્રાહ્મણોનું ધન છીનવી લેવું–આ સર્વ કર્મ પાપ કર્મ છે, આમ ધર્મશાસ્ત્રવેત્તા પુરુષો કહે છે.[૧૦–૧૩] હે નરવ્યાઘ્ર! પૈસા માટે પિતાની સાથે કલહ કરનાર પુત્ર, ગુરુની શય્યામાં શયન કરનાર ને ઋતુકાળમાં સ્ત્રી સાથે સંબંધ નહિ કરનાર પુરુષ, એ પાતકીય છે.[૧૪] આ રીતે કેટલાંએક કર્મો ટુંકામાં કહ્યાં ને કેટલાંએક કર્મો વિસ્તારથી કહ્યાં. એમાંનાં કેટલાંક કર્મો કરવાથી મનુષ્યને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે અને કેટલાંક નહિ કરવાથી શુદ્ધ રહે છે.[૧૫] હવે જે જે કારણોને લીધે પાપ કર્મો કર્યાં છતાં પણ મનુષ્યને પાપ લાગતું નથી, તેવાં કર્મો તમે સાંભળો.[૧૬] વેદવેદાંગ ભણેલો બ્રાહ્મણ પણ હાથમાં શસ્ત્ર લઇને

* પૈસા લઈ શિષ્યને વેદ ભણાવનાર.

રણભૂમિપર મારવાની ઇચ્છાથી સામો ચઢી આવે, તો તેને મારવાથી પાતક લાગતું નથી; કારણ કે જે આપણો નાશ કરવાની ઇચ્છા કરે તેને હણવાથી દોષ લાગતો નથી.[૧૭] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા! એવી રીતનો વેદમાં મંત્ર પણ ભણ્યો છે. જેમાં વેદનાં પ્રમાણ છે એવો જ ધર્મ હું તમને કહું છું.[૧૮] બ્રાહ્મણોના ધર્મથી ભ્રષ્ટ થયેલા આતતાયી બ્રાહ્મણને હણવાથી, બ્રાહ્મણને બ્રહ્મહત્યા લાગતી નથી; કારણ કે ઉત્પન્ન થયેલો ક્રોધ ક્રોધને હણે છે.[૧૯] રોગાદિકથી પોતાના પ્રાણ જવાની તૈયારીમાં હોય, તો પણ વૈદ્યની આજ્ઞાથી દારુ પીવો નહિ, તેમ અજ્ઞાનથી પણ પીવો નહિ અને કદાચ પીવામાં આવે તો પુનઃ સંસ્કાર કરવા.[૨૦] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા! આ સિવાય બીજા જેટલા અભક્ષ્ય પદાર્થો હોય તેનું ભક્ષણ કર્યું હોય, તોપણ પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થવાય છે.[૨૧] ગુરુની સ્ત્રી સાથે ગમન કરવાથી પાતક લાગે છે, પરંતુ ગુરુની આજ્ઞાથી ગમન કર્યું હોય તો પાતક લાગતું નથી. જેમકે ઉદ્દાલકની આજ્ઞાથી તેના શિષ્યે ગુરુપત્ની સાથે ગમન કરીને શ્વેતકેતુને ઉત્પન્ન કર્યો હતો.[૨૨] ચોરી નિત્ય નિષિદ્ધ છે; તો પણ આપત્તિકાળમાં ગુરુને માટે ચોરી કરવી નિષિદ્ધ ગણાતી નથી–ચોરી કરનાર પુરુષે જો બહુધા પોતાની ઇચ્છાથી પ્રવૃત્તિ કરી ન હોય તો.[૨૩] આપત્કાળમાં એક પુરુષ, બ્રાહ્મણ શિવાય બીજાનું ધન ચોરી લાવે અને તેનો પંડે ઉપભોગ કરે નહિ તો તેને પણ પાતક લાગતું નથી.[૨૪] પોતાના પ્રાણનું કે બીજાના પ્રાણનું રક્ષણ થતું હોય તો અસત્ય બોલવામાં પાતક લાગતું નથી; તેમ ગુરુના કાર્યને માટે, સ્ત્રીઓની પાસે (એટલે એક સ્ત્રી પૂછે કે, હું તમને વહાલી છું કે નહિ? ત્યારે તેને નકારમાં ઉત્તર નહિ આપતાં તું મને વહાલી છે એમ) અસત્ય કહેવાથી તથા વિવાહના પ્રસંગમાં અસત્ય બોલવાથી પાપ લાગતું નથી.[૨૫] બ્રહ્મચારીને સ્વપ્નામાં વીર્ય સ્ખલિત થયું હોય તો તેના વ્રતનો ભંગ થતો નથી, પરંતુ તેણે તેના પ્રાયશ્ચિત્ત માટે અગ્નિને પ્રજ્વલિત કરીને તેમાં ઘીનો હોમ કરવો.[૨૬] મોટો ભાઈ પતિત થઈ ગયો હોય, કે સંન્યાસી થઈ ગયો હોય તો નાના ભાઈને પરણાવવામાં દોષ નથી; તેમ જ પુરુષની ઇચ્છા ન છતાં પણ કોઈ સ્ત્રી પુત્રની કામનાથી જ, અયોગ્ય માગણી કરે તો (તે નિષિદ્ધ કર્મ છતાં) તેને ગર્ભાધાન કરવાથી પુરુષને દોષ લાગતો નથી.[૨૭] નિરર્થક પશુહિંસા કરવી નહિ; તેમ કોઈને પશુહિંસા કરવાની પ્રેરણા પણ કરવી નહિ. યજ્ઞમાં વિધિપૂર્વક જે પશુહિંસા કરવામાં આવે છે તે તેના ઉપર અનુગ્રહ કર્યા સમાન છે. (કારણ કે યજ્ઞમાં પશુનું બલિ આપવાથી તે પશુ, પશુની યોનિમાંથી મુક્ત થાય છે.)[૨૮] અજ્ઞાનથી અયોગ્ય બ્રાહ્મણને દાન આપવામાં આવે છે તો તેનો દોષ લાગતો નથી; તેમ અજ્ઞાનથી યોગ્ય બ્રાહ્મણને સત્કાર કર્યા વિના આપવામાં આવ્યું હોય તો તે જ પ્રમાણે, આપનારાને દોષ લાગતો નથી.[૨૯] વ્યભિચારિણી સ્ત્રીને વારંવાર ધિક્કારીને જૂદી ઓરડીમાં રાખવી અને તેનું ભરણ પોષણ કરવું; પરંતુ બીજો કંઇ પણ તેની સાથે સંબંધ રાખવો નહિ. (એમ કરવાથી તે સ્ત્રી કાળાંતરે પવિત્ર થાય છે અને તેના પતિને પણ ત્યાગથી દોષ લાગતો નથી.)[૩૦] સોમવલ્લી વેચવી, એ પણ એક પાપ કર્મ છે; પરંતુ સોમવલ્લીના સ્વરૂપને જાણીને જો વેચે તો દોષ લાગતો નથી! કામકાજ કરવાને અસમર્થ એવા સેવકને રજા આપવાથી પણ દોષ લાગતો નથી. ગાયોને ચરવાની સગવડ કરવાને માટે વનમાં આગ લગાડે તોપણ દોષ લાગતો નથી.[૩૧] હે ભરતવંશી રાજા! જે કર્મો કરવાથી મનુષ્યને પાપ લાગતાં નથી, તેવાં કર્મો તમને કહ્યાં; હવે હું તમને વિસ્તારથી પ્રાયશ્ચિત્તો કહીશ."*[૩૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'प्रायाश्चित्त विवरण' ए नामनो अध्याय ३४ मो समाप्त.

## અધ્યાય ૩૫ મો.

### પ્રાયશ્ચિત્તના પ્રકાર!

વ્યાસ કહે છે;–"હે યુધિષ્ઠિર રાજા! કૃચ્છ્ર ચાંદ્રાયણ વગેરે તપ કરવાથી, અગ્નિહોત્રાદિ કર્મ કરવાથી, સુવર્ણ વગેરેનાં દાનો દેવાથી, મનુષ્ય પાપમાંથી મુક્ત થાય છે, પરંતુ તે પુનઃ જો પાપ કરે નહિ તો.[૧] હે યુધિષ્ઠિર રાજા! જેણે બ્રહ્મહત્યા કરી હોય, તે પુરુષે ભિક્ષા માગી લાવીને એક વખત જ ભોજન કરવું; પોતાનાં સર્વ કાર્ય જાતેજ કરવાં; હાથમાં ખપ્પર ને મુસલ (ખટ્વાંગ) ધારણ કરવાં; નિત્ય બ્રહ્મચર્ય પાળી, વીરાસન વાળીને બેસવું;[૨] કોઈની ઇર્ષ્યા કરવી નહિ; પૃથ્વીપર સુવું; પોતે કરેલાં પાપ કર્મ જગતમાં જાહેર કરવાં. આ પ્રમાણે બાર વર્ષ સૂધી જો પ્રાયશ્ચિત્ત કરે છે તો બ્રહ્મહત્યાના પાપમાંથી છૂટે છે.[૩] અથવા તો પોતાની ઇચ્છાથી શસ્ત્ર ધારણ કરનારા વિદ્વાનોના નિશાન રૂપ થવું; અથવા તો બળબળતા અગ્નિમાં ઉંધે

* કુંભકોણની પ્રતમાં નીચેનાં બે ચરણ વિશેષ છે. यानि कृत्वा नरः पूतो भविष्याति नराधिप! જે પ્રાયશ્ચિત્તો કરીને મનુષ્ય પવિત્ર થશે.

મસ્તકે ત્રણવાર ઝંપાપાત કરવો;[૪] અથવા તો કોઈ એક વેદનો પાઠ કરતાં કરતાં સો યોજન સૂધી ચાલ્યા જવું; અથવા તો વેદ ભણનારા બ્રાહ્મણને સર્વસ્વ અર્પણ કરી દેવું;[૫] અથવા તો પોતાનું સર્વ ધન કે ઘરનું સર્વ રાચરચીલું, કે જેથી તેનું પોષણ થઇ શકે તેટલું હોય તે, વેદ જાણનાર બ્રાહ્મણને આપવું; અથવા તો ગાયોની તથા બ્રાહ્મણોની રક્ષા કરવી. આ સર્વ કર્મ કરવાથી પાપી પુરુષ બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થાય છે.[૬] [ત્રણ દિવસ પ્રભાતમાં, ત્રણ દિવસ સાયંકાળે, ત્રણ દિવસ માગ્યા વિના મળે તેનું ભોજન કરવું; અને પાછલા ત્રણ દિવસ ઉપવાસ કરવો, આ રીતે બાર દિવસે એક કૃચ્છ્ર ભોજનવ્રત થાય છે.] કૃચ્છ્ર ભોજનવ્રતપર છ વરસ સૂધી નિર્વાહ કરવાથી બ્રહ્મહત્યાનું પાપ નાશ પામે છે. એથી વધારે સપ્ત વ્રત [સાત દિવસ પ્રભાતમાં, સાત દિવસ સાયંકાળે ને સાત દિવસ અયાચિત ભોજન કરવું, ને સાત દિવસ ઉપવાસ કરવા.] એમ ત્રણ વર્ષ સૂધી કરવાથી બ્રહ્મહત્યાનું પાપ નાશ પામે છે![૭] તેમ જ [એક મહિનો પ્રભાતમાં, એક મહિનો સાયંકાળે, એક મહિનો અયાચિત ભોજન કરવાથી તથા એક મહિનો ઉપવાસ કરવાથી] એમ એક વરસ સૂધી અતિ તિવ્ર વ્રત કરવાથી બ્રહ્મહત્યાનું પાપ નાશ પામે છે. અને હે રાજન્! એથી પણ વધારે તિવ્ર વ્રત કરવાથી થોડા જ સમયમાં પાતકી પવિત્ર થાય છે.[૮] અશ્વમેધ યજ્ઞ કરવાથી પણ બ્રહ્મહત્યા કરનારો પાતકી પવિત્ર થાય છે, એમાં જરા પણ સંશય નથી. વેદની શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મહત્યા તથા તેના જેવાં બીજાં પાપ કરનારા પુરુષો અવભૃથ સ્નાન કરવાથી પવિત્ર થાય છે. જે પુરુષ બ્રાહ્મણોને માટે યુદ્ધમાં પોતાનો પ્રાણ આપે છે, તે પણ બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થાય છે![૯-૧૦] સુપાત્રને એક લાખ ગાયો દાનમાં આપે, તો તે બ્રહ્મહત્યામાંથી જ નહિ, પરંતુ સર્વ પાપોમાંથી અવશ્ય મુક્ત થાય છે![૧૧] જે પાપી પુરુષ દુઝણી એવી પચીસ હજાર કપિલા ગાયો સુપાત્રને આપે છે, તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે.[૧૨] મરણ સમયે જે પુરુષ, દરિદ્ર એવા સત્પુરુષોને વાછરડાવાળી એક હજાર દુઝણી ગાયો આપે છે તે, પુરુષ પાપમાંથી મુક્ત થાય છે![૧૩] જે પુરુષ કાંબોજ દેશમાં ઉત્પન્ન થયેલાં સો ઘોડાઓનું સુપાત્ર પુરુષને દાન આપે છે, તે પુરુષ પણ પાપમાંથી મુક્ત થાય છે.[૧૪] જે પુરુષ એક મનુષ્યનો મનોરથ પૂર્ણ થાય એટલું દાન તેને આપે અને દાન આપ્યા પછી પોતાના મુખથી કહી બતાવે નહિ, તે પણ પાપમાંથી મુક્ત થાય છે![૧૫] જે પુરુષ એક વખત પણ દારુનું પાન કરે અને તેના પ્રાયશ્ચિત્ત માટે તે જો સુરાને અગ્નિના જેવી તપાવીને પીએ તો તે પુરુષ આ લોકમાં અને પરલોકમાં પોતાના આત્માને પવિત્ર કરે છે.[૧૬] જે મનુષ્ય પર્વતના શિખર ઉપરથી દેહપાત કરે (ભૈરવ જપ લે), ધગધગતા અગ્નિની ચિતામાં પ્રવેશ કરે અથવા તો મહાપ્રસ્થાન [જ્યાંથી પાછું ફરાતું નથી એવા હિમાલયના ભાગમાં જઈ, ત્યાં હિમમાં ગળી જાય] તે પુરુષ સર્વ પાપમાંથી મુક્ત થાય છે.[૧૭] જે બ્રાહ્મણ દારુ પીએ, તેણે બૃહસ્પતિસવ નામનો યાગ કરવો. તેમ કરવાથી તેનાં પાપ નાશ પામે છે અને તે બ્રાહ્મણ (માન્ય પુરુષોની) સભામાં જવા યોગ્ય થાય છે, આવી વેદની શ્રુતિ છે.[૧૮] હે રાજન્! જે પુરુષ દારુનું પાન કર્યા પછી તેના પાપની નિવૃત્તિ માટે મત્સરરહિત થઇને પૃથ્વીનું દાન આપે અને પુનઃ દારુનું પાન કરતો નથી, તે પુરુષ પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થાય છે.[૧૯] ગુરુની સ્ત્રી સાથે જે પુરુષ વ્યભિચાર કરે તે પુરુષ જો તપાવેલી લોઢાની શિલા ઉપર શયન કરે અથવા તો પોતાના લિંગને કાપી, ખોળામાં લઈને આકાશ તરફ દૃષ્ટિ કરતો કરતો નૈર્ઋત્ય ખૂણા તરફ ચાલ્યો જાય, તો તે પાપમાંથી મુક્ત થાય છે;[૨૦] અથવા તો પોતાના શરીરનો ત્યાગ કરવાથી પણ ગુરુપત્નીના ગમનના મહાપાપમાંથી મુક્ત થાય છે. સ્ત્રીઓ પણ એક વર્ષ સૂધી આહાર વિહારનો ત્યાગ કરીને પ્રાયશ્ચિત્ત કરે છે તો તે વ્યભિચારના મહાપાપમાંથી મુક્ત થાય છે.[૨૧] મહાપાપ કરનારો જે પુરુષ મહાવ્રત [એક મહિના સૂધી જળનો ત્યાગ કરવો વગેરે] વ્રત આરંભે, અથવા તો પોતાનું સર્વ ધન બ્રાહ્મણને અર્પણ કરી દે, અથવા તો યુદ્ધમાં ગુરુને માટે મરાય, તો તે પાપમાંથી મુક્ત થાય છે.[૨૨] મિથ્યા બોલીને આજીવિકા કરનારો તથા ગુરુનું અપમાન કરનારો પુરુષ, જો પાછો ગુરુને મનગમતી વસ્તુ આપીને તેનું પ્રિય કરે છે તો તે પાપમાંથી મુક્ત થાય છે.[૨૩] જેનું બ્રહ્મચર્ય ભંગ થયું હોય, તેણે બ્રહ્મહત્યાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવું તથા છ મહિના સૂધી ગાયના ચામડાને શરીર ઉપર ઓઢવું. તેમ કરવાથી પાપમાંથી છૂટે છે.[૨૪] પરસ્ત્રી સાથે વ્યભિચાર કરનાર અને પરધનનું હરણ કરનાર પુરુષ એક વર્ષ સૂધી (કોઇ પણ સપ્ત) વ્રત ધારણ કરે, તો તે પાપમાંથી મુક્ત થાય છે.[૨૫] જે મનુષ્યે પરનું ધન ચોર્યું હોય અને તેનો ઉપભોગ કર્યો હોય, તો તેનું જેટલું ધન હોય તેટલું ધન તેને પાછું આપવાથી, તે ચોરી કરનારો ચોરીના પાપમાંથી મુક્ત થાય છે.[૨૬]

મોટો ભાઈ કુંવારો હોય ને નાનો ભાઈ પરણી લે તો નાનો ભાઈ પરિવેત્તા કહેવાય છે અને પરણનાર પોતે તથા મોટો ભાઈ, પરિવિત્તિ, એ બન્ને બાર દિવસનું કૃચ્છ્રનું વ્રત* કરે તો શુદ્ધ થાય છે.[૨૭] નાના ભાઇને તથા તેની સ્ત્રીને, મોટા ભાઇની પહેલાં પરણનારા નાના ભાઇએ, પિતૃઓને તારવા માટે, મોટા ભાઇના પરણ્યા પછી, પુનઃ વિવાહ કરવા. તેમ કરવાથી તેની સ્ત્રીને અને તેના ભર્તાર બન્નેને દોષ લાગતો નથી.[૨૮] સ્ત્રીઓએ મહાપાપ કર્યું હોય તો તે ચાતુર્માસ ધારણાપારણા વ્રતા કરવાથી પાપ રહિત થાય છે, આમ ધર્મશાસ્ત્ર જાણનારાઓ જણાવે છે.[૨૯] પોતાની સ્ત્રીના ઉપર પાપાચરણની શંકા થઈ હોય તો જ્યાં સૂધી તેને રજોદર્શન થાય નહિ, ત્યાંસૂધી તેની પાસે જવું નહિ; કારણ કે કાંસુ જેમ ભસ્મથી શુદ્ધ થાય છે, તેમ સ્ત્રી રજોદર્શનથી શુદ્ધ થાય છે.[૩૦]

"હવે પાત્રોની શુદ્ધિ કહું છું, તે સાંભળો. શૂદ્રનું અડકેલું, ગાયનું સુંઘેલું અને જેમાં કોગળા કર્યા હોય એવું કાંસાનું પાત્ર અગ્નિમાં તપાવીને તેને પંચગવ્ય તથા મૃત્તિકા, જળ, રાખ, આંબલી અને અગ્નિ-એ દશ પદાર્થવડે માંજીને સાફ કરવાથી શુદ્ધ થાય છે.[૩૧] ધર્મ શાસ્ત્રકારોએ બ્રાહ્મણોને માટે ચાર ચરણવાળો સંપૂર્ણ ધર્મ કહ્યો છે; ક્ષત્રિયને માટે ત્રણ ચરણવાળો, વૈશ્યને માટે બે ચરણવાળો અને શૂદ્રને માટે એક ચરણવાળો ધર્મ જાણવો. આવી રીતે ચાર વર્ણના ધર્મનો નિર્ણય કરતી વખતે તેના ગૌરવનો અને લઘુતાનો વિચાર કરવો.[૩૨-૩૩] પશુ પક્ષીઓનો વધ કરનારા તથા અનેક જાતનાં વૃક્ષોનું છેદન કરનારા પુરુષે, ત્રણ દિવસ સૂધી વાયુનું ભક્ષણ કરીને રહેવું અને લોકોમાં પોતે કરેલાં કર્મો પ્રકટ કરવાં-તેમ કરવાથી તે તે પાપમાંથી મુક્ત થાય છે.[૩૪] હે રાજન્! અગમ્યા સ્ત્રીની સાથે ગમન કરનારા પુરુષનું પ્રાયશ્ચિત્ત હવે સાંભળો. નીચ વર્ણની સ્ત્રી સાથે ગમન કરનારા પુરુષે ભીનાં વસ્ત્ર પહેરી, રાખના ઢગ ઉપર છ મહિના સૂધી શયન કરવું-એમ કરવાથી અગમ્યાગમન કરનારો પાપમાંથી મુક્ત થાય છે.[૩૫] બીજાં પણ સર્વે પાપોને માટે, દૃષ્ટાંતભૂત શાસ્ત્રોમાં કારણો દર્શાવીને આજ વિધિ કહ્યો છે અને બ્રાહ્મણ માટે પણ એમ જ કહ્યું છે.[૩૬] જે પુરુષ કોઈ પણ પ્રાણીની હિંસા કરતો નથી, રાગદ્વેષથી રહિત હોય છે, કોઇની સાથે ભાષણ કરતો નથી તથા મિતાહાર કરીને પવિત્ર પ્રદેશમાં બેસી ગાયત્રીનો જપ કર્યા કરે છે, તો તે સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.[૩૭] જે પુરુષ દિવસે નિત્ય આકાશની સામે જોઈ રહે, રાત્રે ચોતરા ઉપર સૂઈ રહે, દિવસમાં ત્રણ વાર અને રાત્રે ત્રણ વાર વસ્ત્રો સાથે નદીના કે તળાવના પાણીમાં સ્નાન માટે પ્રવેશ કરે અને વ્રત હોય ત્યાં સૂધી સ્ત્રી, શૂદ્ર, પતિત વગેરેની સાથે ભાષણ કરે નહિ, તે દ્વિજ વર્ણનો પુરુષ, અજ્ઞાનથી કરેલાં પાપમાંથી મુક્ત થાય છે.[૩૮-૩૯] પાંચ મહાભૂતોની સમક્ષમાં કરેલાં શુભાશુભ કર્મનું ફળ, મરણ પછી પ્રાણીઓને ભોગવવું પડે છે. જો પાપ અધિક હોય છે તો પ્રથમ ભોગવું પડે છે અને જો પુણ્ય અધિક હોય છે તો તે પ્રથમ ભોગવવું પડે છે.[૪૦] (એટલા માટે, મનુષ્યે) દાન, તપ અને અગ્નિહોત્ર વગેરે કર્મ કરીને શુભ કર્મની વૃદ્ધિ કરવી, કે જેથી અશુભ કર્મ નાશ પામીને, શુભ કર્મની વૃદ્ધિ થાય અને તે પુરુષ શુદ્ધ થાય.[૪૧] પાપ કર્મમાંથી નિવૃત્ત થવા માટે શુભ કર્મો કરવાં અને સુપાત્રને ધનનાં દાનો આપવાં, કે જેથી પાપી પાપમાંથી મુક્ત થાય.[૪૨] પાપના પ્રમાણમાં ધર્મશાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત કહ્યાં છે, પરંતુ મહાપાપનું પ્રાયશ્ચિત્ત કહ્યું નથી.[૪૩] હે રાજન્! ભક્ષ્યાભક્ષ્યનાં, વાચ્યાવાચ્યનાં તથા કેટલાંએક જાણતાં તથા અજાણતાં કરેલાં પાપનાં પ્રાયશ્ચિત્તો શાસ્ત્રમાં કહ્યાં છે.[૪૪] પણ તેમાં જાણી બુઝીને કરેલાં સર્વ પાપ મહાદોષવાળાં ગણાય છે અને અજાણતાં કરેલાં પાપ થોડા દોષવાળાં ગણાય છે અને તેને માટે જ શાસ્ત્રકારોએ પ્રાયશ્ચિત્ત કહ્યાં છે.[૪૫] શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે કરેલું પ્રાયશ્ચિત્ત, પાપનો નાશ કરે છે. એ પ્રાયશ્ચિત્ત આસ્તિકને તથા શ્રદ્ધાવાનને માટે કહ્યાં છે;[૪૬] પરંતુ નાસ્તિક તથા અશ્રદ્ધાળુ પુરુષને માટે પ્રાયશ્ચિત્ત જ નથી; કારણ કે દંભ, દ્વેષ જેનામાં પ્રધાન હોય છે તેને વિધિ હોય જ નહિ.[૪૭] હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ તથા નરવ્યાઘ્ર! આ લોક તથા પરલોકના સુખની ઇચ્છા રાખનારા ધાર્મિક પુરુષે, શિષ્ટ પુરુષોએ આચરેલા ધર્મનું તથા શિષ્ટ ધર્મનું સેવન કરવું.[૪૮] હે રાજન્! પ્રાણના રક્ષણ માટે જે પ્રાયશ્ચિત્તો મેં તને કહ્યાં, તે સર્વ પ્રાયશ્ચિત્તો કરવાથી તું મનુષ્ય વધના પાપમાંથી મુક્ત થઈશ. તારા પોતાના પ્રાણની રક્ષા કરવા માટે અથવા તો ધન લેવા માટે, અથવા તો તારી પોતાની રાજા તરિકેની ફરજ બજાવવા માટે, તેં તેઓનો (કૌરવોનો) વધ કર્યો છે અને તેને માટે જો

* બાર દિવસનું કૃચ્છ્ર વ્રત આ પ્રમાણે છે-પ્રથમ ત્રણ દિવસ ઉનું કરેલું દુધ આઠ આઠ રૂપીઆભાર પીવું, બીજા ત્રણ દિવસ ઉનું કરેલું ઘી ચાર ચાર રૂપીઆભાર પીવું, ત્રીજા ત્રણ દિવસ ઉનું કરેલું પાણી બાર બાર રૂપીઆભાર પીવું અને છેલ્લા ત્રણ દિવસ ઉપવાસ કરવો, આને શાસ્ત્રમાં તપ્ત કૃચ્છ્ર કહે છે.

† પ્રથમ દિવસે ઉપવાસ કરવો અને બીજે દિવસે મધ્યાહ્ન ભોજન કરવું એ વ્રતને ધારણાપારણા કહે છે.

તને કોઇ પણ જાતનો પશ્ચાત્તાપ થતો હોય તો તું પ્રાયશ્ચિત્ત કર! પરંતુ હલકા લોકોથી સેવાતા એહને આધીન થઇને તું તારો નાશ નહિ કર."૪૯-૫૦

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! એ પ્રમાણે વેદવ્યાસે યુધિષ્ઠિર રાજાને કહ્યું. તે પછી મુહૂર્ત માત્ર વિચાર કરીને, પુનઃ યુધિષ્ઠિર, તપોધન એવા વેદવ્યાસના પ્રતિ બોલ્યા.૫૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'प्रायश्चित्त विचार' ए नामनो अध्याय ३५ मो समाप्त.

## અધ્યાય ૩૬ મો.

### ભક્ષ્યાભક્ષ્ય વિચાર.

યુધિષ્ઠિર રાજા પૂછે છે;–"હે પિતામહ! શું ભક્ષ્ય છે, શું અભક્ષ્ય છે, કીયું દાન ઉત્તમ–સ્તુતિપાત્ર છે અને પાત્ર કોણ તથા અપાત્ર કોણ?"૧

વેદવ્યાસ બોલ્યા;–"હે રાજા! આ વિષયમાં હું તમને એક પ્રાચીન ઈતિહાસ કહું છું. એમાં પ્રજાપતિ મનુનો અને સિદ્ધોનો સંવાદ છે.૨ પૂર્વે સૃષ્ટિના આરંભમાં સર્વે વ્રતધારી ઋષિઓ એકઠા મળીને સ્વસ્થ મનથી બેઠેલા પ્રજાપતિની પાસે ગયા. તેઓ તેમને ધર્મનું સ્વરૂપ પૂછવા લાગ્યા કે,–૩ હે પ્રજાપતિ! કેવી રીતે અન્ન મેળવીને કુંટુંબનું પોષણ કરવું? પાત્રનું, દાનનું, અધ્યયનનું, તપનું, કાર્યનું તથા અકાર્યનું એ સર્વનું લક્ષણ શું છે?'૪ આ રીતે સર્વ ઋષિઓનું પ્રશ્ન સાંભળીને, ભગવાન્ સ્વાયંભૂવ મનુ બોલ્યા,–'હું ધર્મનું તમને સંક્ષેપથી તથા વિસ્તારથી યથાર્થ સ્વરૂપ કહું છું, તે તમે સાંભળો.૫ શાસ્ત્રકારોએ જે પાપનું પ્રાયશ્ચિત્ત કહ્યું નથી, તે પાપની નિવૃત્તિ માટે ગાયત્રીનો જપ, હોમ ને ઉપવાસ કરવો; યોગાભ્યાસથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું; પવિત્ર એવી મહા નદીઓમાં સ્નાન કરવું; અને જે પ્રદેશમાં જપાદિક કર્મમાં પરાયણ એવા ધાર્મિક પુરુષોનો નિવાસ હોય તે સ્થાનમાં નિવાસ કરવો, એથી પાપ દૂર થાય છે.૬ કેટલાંક પાપો પવિત્ર તીર્થોમાં જવાથી, બ્રહ્મગિરિ આદિ પવિત્ર પર્વતોમાં જઈ રહેવાથી, સુવર્ણનું પ્રાશન કરવાથી તથા જે નદીમાં રત્નાદિક હોય તેમાંથી સ્નાન કરવાથી પણ દૂર થાય છે.૭ કેટલાંક સાધારણ પાપો દેવતાઓના સ્થાનમાં જવાથી અને ઘીનું પ્રાશન કરવાથી અવશ્ય નાશ પામે છે, એમાં સંશય નથી.૮ ચિરકાળ સૂધી જીવવાની ઈચ્છા ધરાવનારા વિદ્વાન્ પુરુષે, કોઈ પણ દિવસ ગર્વ કરવો નહિ અને જો ગર્વ થઈ જાય તો તેણે ધર્મશાસ્ત્રમાં કહેલું તપ્તકૃચ્છ્ર* નામનું વ્રત કરવું.૯ કોઇની વસ્તુને આપ્યા વિના લેવી નહિ, સુપાત્રને દાન આપવું, વેદનો સ્વાધ્યાય કર્યા કરવો, તપશ્ચર્યા કરવી, હિંસા કરવી નહિ, સત્ય બોલવું, ક્રોધ કરવો નહિ અને યજ્ઞયાગ કરવા–આ સર્વ ધર્મનાં લક્ષણ છે.૧૦ દેશ તથા કાળનો વિચાર કરતાં પ્રસંગોપાત્ ધર્મ, અધર્મ થઇ જાય છે. પ્રાણ ભય વગેરે આપત્કાળની અવસ્થાને લઇને ચોરી કરવી, મિથ્યા બોલવું, હિંસા કરવી, ઇત્યાદિ લક્ષણવાળો અધર્મ, ધર્મ થઇ પડે છે ને ધર્મ અધર્મરૂપ થઈ પડે છે!†૧૧ વિવેકી પુરુષો, એ ધર્મને અને અધર્મને એમ બન્નેને (દેશ કાળનો વિચાર કરી) જાણે છે. જગતમાં તથા વેદમાં, પ્રવૃત્તિરૂપ ધર્મ [વેદે નિર્માણ કરેલો યજ્ઞયાગાદિ કર્મ માર્ગ] અને નિવૃત્તિરૂપ ધર્મ [કર્મ માર્ગનો ત્યાગ કરી સંન્યાસ ધારણ કરવો તે માર્ગ] એમ બે પ્રકારના ધર્મ કહ્યા છે. એમાં પ્રવૃત્તિ ધર્મના સેવનથી મનુષ્યને જન્મ મરણ થાય છે અને નિવૃત્તિ ધર્મના સેવનથી મોક્ષ મળે છે. અશુભ કર્મનું ફળ અશુભ મળે છે ને શુભ કર્મનું ફળ શુભ મળે છે. તેથી એ બન્ને કર્મનાં શુભ તથા અશુભ એવાં નામ રાખવામાં આવ્યાં છે અને તે મનુષ્યના સારા કે નરસા ચારિત્ર્યથી જણાઈ આવે છે.૧૨-૧૩ હવને ઉદ્દેશીને, શાસ્ત્રમાં કહેવા પ્રમાણે, પ્રાણની રક્ષા કરવા માટે તથા આપણું રક્ષણ કરનારા સ્વામીને માટે, ઇચ્છાપૂર્વક હિંસા કરવામાં આવે છે, તોપણ તેનું ફળ શુભ થાય છે.૧૪ ભવિષ્ય કાળમાં (કોઈ માણસને) અનિષ્ટ (અશુભ) કરવાની ધારણાવડે કરવામાં આવેલું કર્મ, તેમ જ લોકમાં પ્રસિદ્ધ રીતે જેનું પરિણામ અનર્થરૂપ જોવામાં આવતું હોય તેવું કર્મ, ઇચ્છાપૂર્વક કરે તો તે પુરુષને માટે પ્રાયશ્ચિત્ત કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે.૧૫ ક્રોધથી તથા મોહ (અજ્ઞાન)થી જે પાપ કરવામાં આવ્યું હોય તેને કેટલીએક કથાઓનાં દૃષ્ટાંત આપી, શાસ્ત્રોના વિચારો તથા કારણો સંભળાવવાને,

* ભગવાન્ યાજ્ઞવલ્ક્ય તપ્ત કૃચ્છ્રનું સ્વરૂપ આ પ્રમાણે કહે છે.

तप्तक्षीरघृताम्बूनामेकैकं प्रत्यहं पिबेत् ।
एकरात्रोपवासश्च तप्तकृच्छ्र उदाहृतः ॥

પહેલે દિવસે ઉનું કરેલું આઠ રૂપીઆભાર દૂધ પીવું, બીજે દિવસે ઉનું કરેલું ચાર રૂપીઆભાર ઘી પીવું, ત્રીજે દિવસે ઉનું કરેલું બાર રૂપીઆભાર પાણી પીવું અને ચોથે દિવસે ઉપવાસ કરવો, આને તપ્ત કૃચ્છ્ર કહે છે.

† દૃષ્ટાંત તરીકે, અપરાધી પાસેથી લીધેલો જબરીથી દંડ રાજ્યના ઉપયોગમાં આવે છે, તેથી તે અધર્મ ધર્મ છે; કૃતજ્ઞ સેવક, સ્વામીના કલ્યાણ માટે અસત્ય બોલે તો તે અધર્મ, ધર્મ છે; રાજાએ ઠરાવેલા અપરાધીને અથવા સ્વાત્મ રક્ષણાર્થે મારી નાંખવામાં આવે તો તે અધર્મ ધર્મ છે.

શરીરને કષ્ટ આપવું, એ તેનું પ્રાયશ્ચિત્ત છે. પોતાના મનને અમુક પ્રિય લાગે અને અમુક અપ્રિય લાગે તેવું કર્મ પુનઃ કરવામાં આવે તો તેનું પ્રાયશ્ચિત્ત પવિત્ર અન્નનું ભક્ષણ, મંત્રોનો જપ તથા બીજાં પણ વ્રતો કરવા, તેથી તેના પાપનું નિવારણ થાય છે.[૧૬] રાજા જો શિક્ષા કરવા યોગ્ય અપરાધીને શિક્ષા કરે નહિ તો તેણે શુદ્ધ થવા માટે એક દિવસ ઉપવાસ કરવો અને પુરોહિત જો રાજાને ( અમુક કાર્યમાં ) ધર્મનો ઉપદેશ કરે નહિ તો તેની શુદ્ધિને માટે તેણે ત્રણ રાત્રિ ઉપવાસ કરવો.[૧૭] (પુત્ર, સ્ત્રી વગેરેના મરણથી) જે પુરુષ શોક કર્યા કરે અને દુઃખથી આત્મહત્યા કરવા માટે શસ્ત્રાદિકનો ઉપયોગ કરે, (પરંતુ તેનાથી મરે નહિ) તો તે પુરુષે શુદ્ધિ માટે ત્રણ રાત્રિ ઉપવાસ કરવો.[૧૮] પણ જે પુરુષે પોતાના જાતિધર્મનો, આશ્રમધર્મનો, કુલધર્મ વગેરે ધર્મનો ત્યાગ કરેલ છે, તેઓને માટે ધર્મ શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત કહ્યું જ નથી.[૧૯] જ્યારે પ્રાયશ્ચિત્ત કરવું હોય ત્યારે વેદ તથા ધર્મશાસ્ત્ર જાણનારા દશ અથવા તો ત્રણ બ્રાહ્મણોને બોલાવવા. તેને ધર્મસંબંધી નિર્ણય પૂછવો અને તેઓ ધર્મનો જે નિર્ણય આપે તે પ્રમાણે વર્ત્તવું.[૨૦] બળદ, મૃત્તિકા (એક જાતનું પશુ), ક્ષુદ્ર કીડીઓ, શ્લેષ્માતક (એક જાતનું પ્રાણી અથવા તો ગુંદા), વિષ ( ઝેર ), કાંટા વિનાનાં માછલાં, કાચબા સિવાયના-દેડકા વગેરે ચાર પગવાળાં જળચરો, ભાસ (જલમાં વસતું પ્રાણી) હંસ, સુપર્ણ (ગરુડ જેવું પ્રાણી), ચક્રવાક, પ્લવ, બગલાં, કાગડા, મદ્‌ગુ, ગીધ, શકરા, ઘુડ વગેરે પ્રાણી, દ્વિજોને ભક્ષણ કરવા યોગ્ય નથી.[૨૧-૨૩] ઉપરાંત માંસાહારી ડાઢવાળાં, ચાર પગવાળાં, ઉપર તથા નીચેના ભાગમાં એમ બન્ને બાજુમાં દાંતવાળાં અને ચાર ડાઢવાળાં સર્વે પ્રાણીઓ પણ ભક્ષણ કરવા યોગ્ય નથી.[૨૪] ઘેટીનું, ઘોડીનું, ગધેડીનું, ઊંટડીનું, તુરતની વિયાયલી ગાયનું, સ્ત્રીનું અને હરણીનું દુધ બ્રાહ્મણે પીવું નહિ.[૨૫] રાજાઓનું અન્ન તેજનો નાશ કરે છે; શુદ્રનું અન્ન બ્રાહ્મતેજનો નાશ કરે છે; સોનીનું અન્ન આયુષ્યનો નાશ કરે છે અને પુત્ર કે પતિ વિનાની સ્ત્રીનું અન્ન આયુષ્યનો નાશ કરે છે![૨૬-૨૭] વ્યાજખોરાનું અન્ન વિષ્ઠાસમાન છે; વેશ્યાનું અન્ન ઇન્દ્રિયોના મેલ સમાન છે; તેમજ પોતાની સ્ત્રીનો યાર પોતાના ઘરમાં આવતો હોય તેને જાણ્યા છતાં જે સહન કરે તેવા સ્ત્રી જિત પુરુષનું અન્ન પણ, ખાવા માટે નિષિદ્ધ કર્યું છે.[૨૮] જેણે યજ્ઞમાં દીક્ષા લીધી હોય, તેણે યજ્ઞમાં અગ્નિષોમીય પશુનો હોમ જ્યાં સુધી કર્યો ન હોય ત્યાં સૂધી, તેનાં અન્નનું ભોજન કરવું નહિ. કદર્યનું, યજ્ઞનો વિક્રય કરનારાનું, મોચીનું, સુતારનું, વ્યભિચારિણી સ્ત્રીનું, ધોબીનું, વૈદ્યનું અને રક્ષકનું ( ચોકીદારનું ) અન્ન ભોજન કરવા યોગ્ય નથી. જેના ઉપર આખા ગામે અથવા તો નાતિલાઓએ અભિશાપ મૂકયો હોય તેનું અન્ન ખાવું નહિ; રંગ ભૂમિપર નાચનારી સ્ત્રી ઉપર આજીવિકા કરનારા પુરુષનું અન્ન ખાવું નહિ;[૨૯-૩૦] મોટો ભાઈ કુંવારો હોય અને નાનો ભાઈ પરણ્યો હોય તો તે બન્નેનું અન્ન; ભાટ ચારણનું કાર્ય કરનારાનું અન્ન; જુગારીનું અન્ન; રાંધેલું અન્ન ડાબે હાથે પીરસેલું હોય તો તે અન્ન અને વાસી અન્ન, ખાવું નહિ.[૩૧] દારુના છાંટા પડવાથી દૂષિત થયેલું અથવા તો દારુના વાસણમાં રહેલું, જમતાં બાકી રહેલું (જુઠણ) ખાવું નહિ. કુટુંબને જમાડ્યા વિના પોતે જમવું નહિ. લોટનો, શેરડીનો, જૂદી જૂદી જાતનાં શાકોનો આસવ તથા બગડી ગયેલા દુધના પદાર્થો, પીવા યોગ્ય ગણાતા નથી.[૩૨] સાથવો, સેકેલા જવની ધાણી, તથા દહિંની સાથે મેળવેલો સાથવો, આટલી વસ્તુ ઘણા વખત થયાં પડી રહી હોય તો તે ખાવી નહિ. દૂધપાક, તલ, ચોખાની ખીચડી, માલપુડા, માંસ ને પીવાના રસો, જો દેવોને ઉદ્દેશીને બનાવ્યા ન હોય તો તે ખાવા નહિ. ગૃહસ્થાશ્રમમાં રહેલા બ્રાહ્મણે દેવોને, ઋષિઓને, મનુષ્યોને, પિતૃઓને અને ઘરના ઇષ્ટ દેવતાઓને નૈવેદ્ય ધરવા માટે ભોજન તૈયાર કરવું અને તેઓને બલિ અર્પણ કર્યા પછી પોતે જમવું. ગૃહસ્થે પોતાના ઘરમાં સંન્યાસીની પેઠે રહેવું, એટલે સંન્યાસી જેમ સર્વ વસ્તુ ઉપર મમત્વનો ત્યાગ કરીને રહે છે, તેમ જ ગૃહસ્થે પણ મમત્વનો ત્યાગ કરીને રહેવું અને દેવ, પિતૃઓ, અતિથિઓ તથા ઘરના બીજા મનુષ્યો જમ્યા પછી, શેષ રહેલાનું ભોજન કરવું.[૩૩-૩૫] આવાં આચરણથી વર્તનારો ગૃહસ્થ, પોતાની સ્ત્રીની સાથે ગૃહસ્થાશ્રમમાં રહેલો સતે, તે ધર્મ સંપાદન કરે છે. ધર્મનિષ્ઠ ગૃહસ્થે યશને માટે દાન દેવું નહિ, ભયથી દાન દેવું નહિ, તેમ પોતાનો ઉપકાર કરનારાને પણ દાન દેવું નહિ;[૩૬] નૃત્ય તથા ગાયન કરનારાને, હાસ્ય કરનારાને, ભાંડભવૈયાઓને, મદમત્તને, ઉન્મત્તને, ચોરને, નિંદા કરનારાને, નિસ્તેજને, અંગહીનને, વામણાને, દુર્જનને, અકુલીનને, ઉપનયનાદિ સંસ્કાર રહિતને-સુપાત્ર માનીને દાન દેવું નહિ.[૩૭-૩૮] વેદાધ્યયન નહિ કરનારા મૂર્ખ બ્રાહ્મણને દાન દેવું નહિ. જેઓ મૂર્ખાઓને દાન આપે છે, તે દાન અસત્ ગણાય છે અને તેનો પ્રતિગ્રહ પણ અસત્ કહેવાય છે. તેવાં દાન દેનારા અને દાન લેનારા બન્ને પાપભાગી થાય છે.[૩૯] ખેરના લાકડાને અથવા તો પત્થરની શિલાને પકડીને સમુદ્રને તરનારો પુરુષ જેમ પાણીમાં ડૂબી જાય છે,



યુધિષ્ઠિર નગર પ્રવેશ

તેમ જ મૂર્ખ બ્રાહ્મણને દાન દેનારો (ગૃહસ્થ) તથા દાન લેનારો (મૂર્ખ બ્રાહ્મણ), બન્ને નરકમાં ડૂબી જાય છે.[૪૦] જેમ લીલાં કાષ્ઠોથી ઢાંકી દીધેલો અગ્નિ, પ્રજવલિત થઇને પ્રકાશતો નથી, તેમ તપ, વેદાધ્યયન તથા ચરિત્રથી હીન થયેલો પ્રતિગ્રહ કર્ત્તા બ્રાહ્મણ શોભતો નથી.[૪૧] જેમ માણસની માથાની ખોપરીમાં રહેલું પાણી અને કુતરાના ચામડાની મશકમાં રહેલું દુધ (પવિત્ર છે, છતાં) પોતાના આશ્રયના દોષથી (અપવિત્ર ઠામમાં રહેવાથી) પીવા લાયક હોતા નથી; તેમ દુરાચારીના સંગથી દુરાચરણ કરનારા બ્રાહ્મણને વિષે રહેલું શાસ્ત્રાધ્યયન પોતાના આશ્રયસ્થાનના દોષથી અપવિત્ર ગણાય છે![૪૨] જે પુરુષ વેદ તથા શાસ્ત્ર ભણ્યો ન હોય, વ્રત રહિત હોય, છતાં કોઇની નિંદા કરતો ન હોય, તેવા બ્રાહ્મણ ઉપર દયાદૃષ્ટિ કરીને તેને દાન આપવું (તેમાં પાપ નથી); તેમ જ શાસ્ત્ર નહિ ભણેલા અને બ્રહ્મચર્યાદિક વ્રતને નહિ પાળનારા ઉપર પણ દયા કરીને દાન આપવું (તેમાં પાપ નથી); જો કે તે દાનના અધિકારી નથી.[૪૩] દીનને, આર્તને અને આતુરને દયા લાવીને આપવું, પરંતુ તેને આપવું એ શિષ્ટનો સંપ્રદાય છે અથવા તો તેને આપવાથી ધર્મ થશે, એમ ધારીને આપવું નહિ.[૪૪] વેદ નહિ ભણેલા બ્રાહ્મણને દાન દેવું એ નિરર્થક છે; કારણ કે તે અપાત્ર હોવાથી તેને આપેલું દાન નિષ્ફળ જાય છે, એમાં જરા પણ સંદેહ નથી.[૪૫] જેમ લાકડાનો હાથી અને ચામડાનો મૃગ નામધારી છે, તેમ જ વેદ નહિ ભણનારો બ્રાહ્મણ પણ નામધારી છે.[૪૬] જેમ નપુંસક પુરુષ, સ્ત્રીમાં પ્રજાને ઉત્પન્ન કરી શકતો નથી, જેમ ગાય ગાયને વિશે પ્રજા ઉત્પન્ન કરી શકતી નથી, જેમ પીંછા વગરનું પક્ષી પક્ષી ગણાતું નથી, તેમ વેદ નહિ ભણેલો બ્રાહ્મણ બ્રાહ્મણ ગણાતો નથી. તે દાતાને ફળ આપી શકતો નથી.[૪૭] અન્નનાં કણુસલાવાળું (અર્થાત્ અન્નવિનાનું) ગામ, જળ વિનાનો કૂવો અને રાખમાં હોમેલું હવિષ્ જેમ નિષ્ફળ છે, તેમ મૂર્ખને આપેલું દાન નિષ્ફળ થાય છે.[૪૮] મૂર્ખ શત્રુરૂપ છે, કારણ કે તે દેવોના તથા પિતૃઓના હવ્યોનો અને કવ્યોનો નાશ કરે છે અને વૃથા ધનનો હરનાર છે, તેથી તેને દાન દેનારો પરલોક મેળવવાને યોગ્ય થતો નથી.[૪૯] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિર! તમે મને જે પ્રમાણે પ્રશ્ન કર્યો હતો, તે પ્રમાણે મેં તમને સર્વ વૃત્તાંત સંક્ષેપમાં (સ્વાયંભૂ મનુએ જેમ કહ્યું હતું તે પ્રમાણે) કહ્યો. આર્ય પુરુષોએ આ મહાન્ વૃત્તાંતને સાંભળવું જોઇએ."[૫૦]

इति श्रीमहामारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'व्यासनां वाक्य' ए नामनो अध्याय ३६ मो समाप्त.

## અધ્યાય ૩૭ મો.

## હસ્તિનાપુર પ્રવેશ સ્વારી.

યુધિષ્ઠિર રાજા બોલ્યા;–"હે ભગવન્! હે મહામુનિ! હે દ્વિજશ્રેષ્ઠ! રાજાના સર્વ ધર્મોને તથા ચારેય વર્ણના સર્વે ધર્મોને હું વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧] વળી હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મને કહો કે, આપત્કાળમાં રાજાએ કેવી રીતે નીતિનો ઉપયોગ કરવો? હું ધર્મના માર્ગને અનુસરીને આ પૃથ્વીનો કેવી રીતે વિજય કરી શકું?[૨] જેમાં ભક્ષ્ય તથા અભક્ષ્યનો ત્યાગ કરીને ઉપવાસ કરવો પડે છે, એવી પ્રાયશ્ચિત્તની કથા કહી છે જે કથા કૌતુહલ ઉપજાવે તેવી છે.[૩] અને તે સાંભળીને મને હર્ષ થયો છે. એક તરફ તમે કહ્યું તેવું ધર્માચરણ અને બીજી તરફ રાજ્ય ચલાવવું, આ બન્ને વચ્ચે નિત્ય વિરોધ રહેલો છે, તેનો હું નિત્ય વિચાર કરું છું, ત્યારે મારા મનમાં મુઝવણ થાય છે."[૪]

વૈશમ્પાયન કહે છે;–હે મહારાજ! યુધિષ્ઠિરનું પ્રશ્ન સાંભળીને, વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા વેદવ્યાસે સર્વજ્ઞોમાં પુરાતની એવા નારદની સામે જોઇને, યુધિષ્ઠિરને કહ્યું;–"હે મોટાંબાહુવાળા રાજા યુધિષ્ઠિર! તમને જો સંપૂર્ણ ધર્મ સાંભળવાની ઇચ્છા હોય તો તમે કુરુકુળના વૃદ્ધ પિતામહ ભીષ્મની પાસે જાવ.[૫-૬] ભાગીરથીના પુત્ર સર્વજ્ઞ અને સર્વધર્મને જાણનારા છે, તે તમારા મનમાં ધર્મના રહસ્ય વિશે જેટલા સંશયો હશે, તે સર્વને દૂર કરશે.[૭] જે મહાત્મા પુરુષને ત્રિપથગાએ–ત્રણ માર્ગે વહેનારાં દિવ્ય નદી ગંગાએ–જન્મ આપ્યો છે; વળી જેમણે ઇંદ્ર પ્રમુખ સર્વે દેવોનાં સાક્ષાત્ દર્શન કર્યાં છે;[૮] વળી સમર્થ એવા તમારા તે પિતામહે બૃહસ્પતિ વગેરે દેવર્ષિઓને વારંવાર સેવાથી પ્રસન્ન કરીને તેમની પાસે રાજનીતિનો અભ્યાસ કર્યો છે;[૯] વળી જે નીતિશાસ્ત્રને તથા ધર્મને શુક્ર જાણે છે અને જે નીતિશાસ્ત્રને અને ધર્મને બૃહસ્પતિ જાણે છે, તે જ નીતિ શાસ્ત્રને તથા ધર્મને, વ્યાખ્યા સાથે કુરુ કુળના પિતામહ જાણે છે;[૧૦] જે મહાબાહુ બ્રહ્મચર્યવ્રત પાળીને ભૃગુના પુત્ર ચ્યવનની પાસેથી તથા વસિષ્ઠની પાસેથી અંગો સાથે વેદ ભણ્યા છે;[૧૧] વળી જેણે પૂર્વે બ્રહ્માના જ્યેષ્ઠ પુત્ર મહાકાંતિવાળા નારદ મુનિની પાસેથી અધ્યાત્મ શાસ્ત્રનું અધ્યયન કર્યું છે;[૧૨] માર્કંડેય મુનિની પાસેથી યતિના ધર્મો સંપાદન કર્યા છે અને પરશુરામ તથા ઇંદ્રની પાસેથી શસ્ત્રવિદ્યાનું અધ્યયન કર્યું છે;[૧૩] જેણે મનુષ્ય જાતિમાં જન્મ્યા છતાં પણ મૃત્યુને પોતાને વશ રાખ્યું છે; અને જે પુત્રરહિત છે તથાપિ સ્વર્ગમાં જેની પવિત્ર કીર્તિ ગાવામાં આવે છે;[૧૪] પવિત્ર ચરિત્ર બ્રહ્મર્ષિઓ જેના નિત્ય સભાસદો હતા અને

જ્ઞાનયજ્ઞના સંબંધમાં જેનાથી કંઈપણ અજાણ્યું નથી;[૧૫] જે ધર્મજ્ઞ તથા ધર્મના અર્થના સૂક્ષ્મ તત્ત્વને જાણનારા છે, તે તમને ધર્મનો ઉપદેશ કરશે. તે ધર્મવેત્તા પોતાના પ્રાણનો ત્યાગ કરે નહિ તેની પહેલાં જ તમે ત્યાં જાવ!"[૧૬] આ રીતે વક્તાઓમાં શ્રેષ્ઠ એવા સત્યવતીના પુત્ર વ્યાસે, દીર્ઘ પ્રજ્ઞાવાળા તથા મહાબુદ્ધિવાળા કુંતીપુત્ર યુધિષ્ઠિરને કહ્યું.[૧૭]

યુધિષ્ઠિર બોલ્યા;–"હે વ્યાસ! મેં જ્ઞાતિબંધુઓનો રોમાંચજનક મહાસંહાર કર્યો છે; હું સર્વ લોકોનો અપરાધી છું તથા પૃથ્વીનો નાશકર્તા છું;[૧૮] એટલું જ નહિ, પરંતુ શુદ્ધ અંતઃકરણથી યુદ્ધ કરનારા તે ભીષ્મને જ યુદ્ધમાં છળથી મરાવીને હવે હું કયું કારણ દર્શાવીને, તેને મારા (ધર્મના અને નીતિના) સંશયો પૂછું?"[૧૯]

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય રાજા! યુધિષ્ઠિરનું કહેવું સાંભળીને મહાબાહુવાળા મહામતિમાન્ યદુશ્રેષ્ઠ શ્રી કૃષ્ણ, ચારે વર્ણના હિતની ઇચ્છાથી પુનઃ મહારાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.[૨૦]

વાસુદેવ બોલ્યા;–"હે ઉત્તમ રાજા! હવે તમે શોકને માટે અતિ આગ્રહ કરવો છોડી દો અને ભગવાન્ વેદવ્યાસના કહેવા પ્રમાણે કરો.[૨૧] હે મહાબાહુ રાજા! વર્ષાઋતુમાં જેમ લોકો મેઘને સ્વામી માનીને તેની ઉપાસના કરે, તેમ મહાસામર્થ્યવાળા બ્રાહ્મણો તથા તમારા ભાઈઓ, તમને સ્વામી ગણીને તમારી સેવા કરી રહ્યા છે;[૨૨] તથા મરતાં બાકી રહેલા રાજાઓ, એકઠા મળેલા ચારેય વર્ણના લોકો અને તમારો કુરુ તથા જાંગલ દેશ (ત્યાંની પ્રજા) પણ, તમારી સેવા માટે હાજર થયો છે.[૨૩] માટે હે શત્રુતાપન! હે શત્રુહંતા! અપાર તેજસ્વી એવા ગુરુ વ્યાસની આજ્ઞાથી આ સર્વ લોકોનું, મહાત્મા બ્રાહ્મણોનું, અસ્મદાદિ સુહૃદોનું, દ્રૌપદીનું તથા દેશની પ્રજાનું પ્રિય અને હિત કરો."[૨૪–૨૫]

વૈશમ્પાયન કહે છે;–એ પ્રમાણે શ્રીકૃષ્ણે કમળનયન એવા યુધિષ્ઠિર રાજાને વિનવ્યા, એટલે મોટા મનના યુધિષ્ઠિર રાજા સર્વ લોકોનું હિત કરવા માટે પોતાના આસન ઉપરથી ઉઠ્યા.[૨૬] હે નરવ્યાઘ્ર! શ્રીકૃષ્ણે પોતે, દ્વૈપાયન વ્યાસે, દેવસ્થાન ઋષિએ, જિષ્ણુએ (અર્જુને) તથા બીજા પણ ઘણાઓએ, યુધિષ્ઠિર રાજાને સમજાવ્યા, એટલે મહાયશસ્વી એવા યુધિષ્ઠિર રાજાએ માનસિક દુઃખનો ને માનસિક સંતાપનો ત્યાગ કર્યો.[૨૭–૨૮] ત્યાગ કરીને સર્વ વેદો, ઉપનિષદો, મીમાંસા તથા નીતિશાસ્ત્રમાં કુશળ એવા પાંડુપુત્ર યુધિષ્ઠિર, કર્તવ્ય કર્મનો નિશ્ચય કરીને મનમાં શાંતિ પામ્યા;[૨૯] અને નક્ષત્રોથી ચંદ્ર જેમ વિંટાયલો હોય તેમ વેદવ્યાસાદિક મુનિઓથી વિંટાયલા યુધિષ્ઠિર રાજા, ધૃતરાષ્ટ્રને પોતાની આગળ કરીને હસ્તિનાપુર પ્રતિ જવાને નિકળ્યા.[૩૦] નગરમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજાએ, ધર્મવેત્તા દેવોનું તથા હજારો બ્રાહ્મણોનું પૂજન કર્યું.[૩૧] તે પછી બંદીજનોથી સ્તુતિ કરાતા રાજા યુધિષ્ઠિર, ચંદ્રદેવ જેમ અમૃતના રથમાં ચઢે તેમ બ્રાહ્મણોએ પવિત્ર મંત્રોથી પૂજેલા, સુંદર લક્ષણવાળા, શ્વેત રંગના સોળ બળદોથી જોડેલા અને કામળીના તથા મૃગચર્મના પડદાવાળા નવા ઝળઝળાટ પ્રકાશી રહેલા રથ ઉપર ચઢ્યા (તેમાં બેઠા).[૩૨–૩૩] તે સમયે ભયંકર પરાક્રમ કરનારા કુંતીપુત્ર ભીમે રથના ઘોડાની રાશ પકડી હતી અને અર્જુને કાંતિવાળું શ્વેત રંગનું છત્ર રથના ઉપર ધર્યું હતું,[૩૪] રથના માથા ઉપર અર્જુને ધરી રાખેલું તે શ્વેત રંગનું છત્ર, આકાશમાં તારાઓથી ભરપૂર શ્વેત રંગના મેઘના જેવું શોભતું હતું.[૩૫] માદ્રીના શૂરવીર એવા બે પુત્રોએ, ચંદ્રના કિરણો જેવા શ્વેત કાંતિવાળાં બે સુંદર શ્વેત ચમરો ધારણ કર્યાં હતાં (અર્થાત્ તેનાથી યુધિષ્ઠિરને પવન ઢોળતા હતા.[૩૬] હે રાજન્! જે સમયે પાંચે ભાઇઓ શણગાર સજીને રથમાં બેઠા, તે જાણે એકઠાં મળેલા પાંચ મહાભૂતોના હોય તેના જેવા દેખાતા હતા.[૩૭] હે રાજન્! યુધિષ્ઠિર રાજાની પાછળ મનના જેવા વેગવાળા ઘોડાથી જોડેલા શ્વેત રંગના રથમાં બેસીને યુયુત્સુ જતો હતો.[૩૮] કૌરવોની પાછળ (પાંડવોની પાછળ) શ્રી કૃષ્ણ, સાત્યકીની સાથે સુવર્ણથી મઢેલા ચળકાટ મારતા અને જેને શૈબ્ય તથા સુગ્રીવ નામના ઘોડા જોડેલા હતા એવા રથમાં બેસીને જતા હતા.[૩૯] હે ભરતવંશી રાજા! યુધિષ્ઠિરના જ્યેષ્ઠ પિતા (કાકા) ગાંધારીની સાથે પાલખીમાં બેસીને ધર્મરાજાની આગળ જતા હતા.[૪૦] કૌરવકુળની કુંતી, દ્રૌપદી વગેરે સ્ત્રીઓ, પોતપોતાની યોગ્યતા પ્રમાણે ઉત્તમ તથા સાધારણ વાહનોમાં બેસીને જતી હતી. આ સ્ત્રીઓની પાછળના ભાગમાં વિદુર જતા હતા.[૪૧] તેની પાછળના ભાગમાં ઘણા હાથી, રથો તથા ઘોડેસ્વારો ને પદાતિઓ ચાલતા હતા.[૪૨] હસ્તિનાપુરમાં પ્રવેશ કરતી વખતે, સુંદર ભાષણ કરનારા વૈતાળિકો, સૂતો અને માગધો, યુધિષ્ઠિરની સ્તુતિ કરતા હતા.[૪૩] મહાબાહુવાળા યુધિષ્ઠિર રાજાની તે સ્વારી પૃથ્વીપર અનુપમ થઈ પડી હતી. આનંદથી હૃષ્ટ પુષ્ટ થયેલા મનુષ્યોથી સવારીમાં મોટી ભીડ મચી રહી હતી; તે અનેક મનુષ્યોના કોલાહલથી ગાજી રહી હતી.[૪૪] યુધિષ્ઠિર રાજાના નગરમાં આગમન સમયે નગરવાસી મનુષ્યોએ નગરને તથા રાજમાર્ગોને

સારી રીતે શણગાર્યા હતા.[૪૫] પૃથ્વીપર શ્વેત રંગના પુષ્પો વેરી દીધાં હતાં, પતાકાઓથી રાજમાર્ગને શણગારવામાં અને ધૂપોથી સુવાસિત કરવામાં આવ્યો હતો,[૪૬] રાજમહેલની આસપાસ ચંદન વગેરે સુગંધી પદાર્થોના ભુકાઓ છાંટવામાં આવ્યા હતા, અનેક જાતનાં પુષ્પોની માળાઓ તથા કાંગની મંજરીનાં તોરણોથી રાજમહેલને શણગારવામાં આવ્યો હતો,[૪૭] નગરીમાં ઘેર ઘેર દ્વારો ઉપર પાણીથી પૂર્ણ ભરેલા નવા ઘડાઓ મૂકવામાં આવ્યા હતા; શ્વેત રંગનાં પુષ્પો વેરવામાં આવ્યાં હતાં તથા ગૌર રંગની કન્યાઓને (આવતા રાજાને વધાવવા માટે) ઉભી રાખવામાં આવી હતી.[૪૮] શુભવાક્યોથી–જયજયના ઘોષથી–સ્તુતિ કરાતા પાંડુના પુત્ર યુધિષ્ઠિર રાજાએ, પોતાના સંબંધીઓથી વિંટાઇને શણગારેલા હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો.[૪૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'युधिष्ठिरनो प्रवेश' ए नामनो अध्याय ३७ मो समाप्त.

## અધ્યાય ૩૮ મો.

### રાજભુવનમાં પ્રવેશ.

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! પાંડવોએ હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો, ત્યારે તેઓનાં દર્શન કરવા માટે લાખો મનુષ્યો એકઠાં મળ્યાં હતાં.[૧] હે રાજન્! ચંદ્રના ઉદયથી જેમ મહાસાગર વૃદ્ધિ પામે, તેમ શણુગારેલા ચૌટાથી હસ્તિનાપુરનો રાજમાર્ગ શોભી (ખળભળી) રહ્યો હતો.[૨] રાજમાર્ગ ઉપર આવેલાં સુંદર મકાનો અલંકારોથી ભરપૂર હતાં અને (યુધિષ્ઠિરને નિહાળવા માટે) એટલી બધી સુંદરીઓ એકઠી મળી ઉભી હતી કે, તેઓના ભારથી તે ઘરો જાણે નમી જતાં હોય તેવાં જણાતાં હતાં.[૩] પાંડવોને નિહાળવા માટે આવેલી નગરની સુંદરીઓ, લજ્જાપૂર્વક ધીરે ધીરે યુધિષ્ઠિર રાજાનાં તથા ભીમ, અર્જુન, નકુળ અને સહદેવનાં વખાણ કરતી બોલી ઉઠી કે,–[૪] 'હે કલ્યાણિ પંચાળ રાજપુત્રિ! તું ખરેખર ભાગ્યશાળી છે; કારણ કે જેમ ગૌતમી સપ્તર્ષિઓની સેવા કરે છે, તેમ તું મહાત્મા પાંડવોની સેવા કરે છે![૫] હે ભામિનિ! તારાં કર્મો તથા વ્રતાચરણ સફળ થયાં છે!' આમ કહીને, હે મહારાજ! તે સ્ત્રીઓ દ્રૌપદીનાં પણ વખાણ કરતી હતી[૬] અને હે ભરતવંશી રાજા! તે સ્ત્રીઓનાં પ્રશંસા વચનોથી, પરસ્પરનાં ભાષણોથી તથા પ્રેમ વચનોથી આખું નગર ગાજી ઉઠ્યું હતું.[૭] જ્યારે યુધિષ્ઠિર રાજા ધીરે ધીરે રાજમાર્ગ ઓળંઘીને શણગારેલા ને શોભાયમાન રાજમહેલના દ્વાર પાસે આવી પહોંચ્યા,[૮] ત્યારે સેનાપતિ વગેરે સર્વે પ્રકૃતિ મંડળ, નગરવાસી જનો તથા દેશના લોકો, આસપાસથી યુધિષ્ઠિર રાજાનો મજરો કરવા તેમની સમીપમાં આવ્યા અને કર્ણને આનંદ આપે તેવી વાણી બોલતા કહેવા લાગ્યા કે,–'હે શત્રુનો સંહારકર્તા રાજેંદ્ર! દૈવયોગથી તમે શત્રુઓનો પરાજય કર્યો છે; તમે દૈવની અનુકૂળતાથી, ધર્મથી અને બળથી પુનઃ રાજ્ય સંપાદન કર્યું છે;[૯–૧૦] હે મહારાજ! તમે આ લોકમાં અમારા સર્વ ઉપર સો વર્ષ સુધી રાજ્ય કરો ને ઇંદ્ર જેમ સ્વર્ગનું પાલન કરે છે, તેમ તમે પણ ધર્મથી પ્રજાનું પાલન કરો!'[૧૧]

એ પ્રમાણે શિષ્ટાચાર થયા પછી રાજમહેલની દેવડી ઉપર યુધિષ્ઠિર રાજાનો, બ્રાહ્મણોએ મંગળોચ્ચાર કરીને સત્કાર કર્યો અને વેદ મંત્રો ભણીને તેને આશીર્વાદ આપ્યો. ચારે તરફથી આપવામાં આવતા આશીર્વાદનો સ્વીકાર કરીને, ધર્મરાજા, રાજરથમાંથી નીચે ઉતર્યા અને શ્રદ્ધા તથા વિજયસંપન્ન યુધિષ્ઠિર રાજાએ ઇંદ્રના ભવનસમાન રાજભવનમાં પ્રવેશ કર્યો.[૧૨–૧૩] પછી રાજમહેલના અંદરના ભાગમાં દાખલ થયા; અને મહાયશસ્વી શ્રીમાન્ યુધિષ્ઠિર, પોતાના ઇષ્ટ દેવનાં દર્શને ગયા. ઇષ્ટનાં દર્શન કરી, રત્નોથી, ચંદનાદિક સુગંધી પદાર્થોથી તથા પુષ્પોથી તેમની પૂજા કરી. પૂજા કર્યા પછી ત્યાંથી બહાર આવ્યા ને હાથમાં માંગલિક પદાર્થો લઇને ઉભેલા બ્રાહ્મણોનાં દર્શન કર્યાં.[૧૪–૧૫] જે સમયે આશીર્વાદ આપવાની ઇચ્છાવાળા બ્રાહ્મણો તેમને વિંટી વળ્યા, તે સમયે તારાના સમુદાયથી વિંટાયલા નિર્મળ ચંદ્રમાની પેઠે રાજા યુધિષ્ઠિર શોભતા હતા.[૧૬] (પુનઃ) બ્રાહ્મણોએ યુધિષ્ઠિર રાજાને આશીર્વાદ આપ્યો. ત્યાર પછી યુધિષ્ઠિરે ગુરુ ધૌમ્યને તથા જ્યેષ્ઠ કાકા ધૃતરાષ્ટ્રને આગળ કરીને, પુષ્પોથી તથા જળથી, વિધિ પ્રમાણે બ્રાહ્મણોનું પૂજન કીધું;[૧૭] અને તેઓને પુષ્પો, મોદક, રત્નો, પુષ્કળ સુવર્ણ, ગાયો અને પોષાકો આપ્યાં! હે રાજેંદ્ર! એ સમયે રાજાના સેવકો, તે બ્રાહ્મણોને વિનયપૂર્વક પૂછતાં હતા કે, 'તમને શી ઇચ્છા છે, તમને શી ઇચ્છા છે?'[૧૮] પછી હે ભરતવંશી રાજા! બ્રાહ્મણોએ પુણ્યાહવાચનનો આરંભ કર્યો. કાનને સુખ ઉપજાવનારો તે શબ્દ સાંભળીને સર્વે (પાંડવોના) સંબંધીઓ પ્રસન્ન થયા. પુણ્યાહવાચનનો એ પવિત્ર શબ્દ છેક સ્વર્ગ સુધી પહોંચ્યો હતો.[૧૯] રાજા યુધિષ્ઠિરે વેદ જાણનારા વિદ્વાન્ બ્રાહ્મણોની પુષ્કળ અર્થ, પદ અને અક્ષરોવાળી વાણીને, હંસની પેઠે સ્થિર રહીને સાંભળી હતી.[૨૦] હે રાજા! પુણ્યાહવાચન થઈ રહ્યા પછી દુંદુભિઓના અને શંખોના વિજય દર્શાવનારા મનોહર ધ્વનિઓ થવા લાગ્યા.[૨૧] થોડીવાર

પછી જ્યારે બ્રાહ્મણો બોલતા બંધ પડ્યા, ત્યારે બ્રાહ્મણના વેશમાં છૂપાયલો ચાર્વાક નામનો રાક્ષસ, યુધિષ્ઠિર રાજાને સમ્બોધીને બોલવા લાગ્યો.[૨૨] એ ચાર્વાક દુર્યોધનનો મિત્ર હતો અને તે સંન્યાસીના વેશમાં બ્રાહ્મણ મંડળીમાં છૂપાયલો હતો. તેણે હાથમાં રુદ્રાક્ષની માળા ધારણ કરી હતી અને તેના માથાપર શિખા હતી, હાથમાં દંડ ધારણ કર્યો હતો; તે નિર્લજ્જ હતો, ભયરહિત હતો અને આશીર્વાદ આપવાની ઇચ્છાવાળા હજારો તપસ્વી અને નિયમ ધારી બ્રાહ્મણોના મંડળની વચ્ચે ઉભો હતો. તે દુષ્ટ રાક્ષસ, બ્રાહ્મણોની આજ્ઞા લીધા વિના જ, મહાત્મા પાંડવોની નિંદા કરતો યુધિષ્ઠિર રાજાને કહેવા લાગ્યો.[૨૩-૨૫]

ચાર્વાક બોલ્યો;–"(આ સર્વે બ્રાહ્મણો મારાદ્વારા તને કહે છે કે) તને ધિક્કાર છે! ધિક્કાર છે! તું દુષ્ટ રાજા છે! તું સંબંધીજનનો હત્યારો છે![૨૬] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! તેં તારા સંબંધીઓનો નાશ કરીને શો લાભ મેળવ્યો છે? વડીલોને અને ગુરુને મરાવી નાંખ્યા પછી તારે તો જીવવા કરતાં મરવું જ શ્રેયસ્કર છે!"[૨૭] તે દુષ્ટ રાક્ષસનું આ વાક્ય સાંભળતાં વેંત જ, ત્યાં ઉભેલા બ્રાહ્મણો ઝંખવાણા પડી ગયા અને મનમાં ખિન્ન થઇને દુઃખનો પોકાર કરી ઉઠ્યા.[૨૮] હે રાજા! તેઓ લજ્જાવશ થઇ ગયા, અત્યંત ઉદ્વિગ્ન થઈ ગયા, મૌન થઇને ઉભા રહ્યા! તેમ જ રાજા યુધિષ્ઠિર પણ લજ્જાવશ થઇ ગયા અને ઉદ્વિગ્ન થઇને મૌન થઇ ગયા.[૨૯] (તે પછી યુધિષ્ઠિર રાજા સર્વે બ્રાહ્મણોને પ્રણામ કરીને બોલ્યા;—)

યુધિષ્ઠિર બોલ્યા;–"હે બ્રાહ્મણો! હું તમને પ્રણામ કરીને યાચના કરું છું કે, તમે મારા ઉપર પ્રસન્ન થાવ! આ વખતે મારા ઉપર જે દુઃખ આવી પડ્યું છે, (તે દુઃખને જોઈ તમે મારો ધિક્કાર કરવાને યોગ્ય નથી."[૩૦]

વૈશંપાયન કહે છે;–હે રાજા જનમેજય! યુધિષ્ઠિરનું વચન સાંભળીને સર્વેય બ્રાહ્મણો બોલી ઉઠ્યા; "અમે એમ કહેતા નથી–એવાં અમારાં વચન નથી! હે રાજન્! તમારું કલ્યાણ થાવ."[૩૧] આમ કહીને વેદવેત્તા, તપશ્ચરણ કરવાથી થયેલા શુદ્ધાંતઃકરણવાળા મહાત્મા બ્રાહ્મણોએ, જ્ઞાનદૃષ્ટિથી જોતાં તે દુષ્ટને ઓળખ્યો અને યુધિષ્ઠિર રાજાને કહેવા લાગ્યા.[૩૨]

બ્રાહ્મણો બોલ્યા;–"ઓ! ઓ! આ તો દુર્યોધનનો મિત્ર ચાર્વાક રાક્ષસ છે! રે! રે! તે સંન્યાસીના રૂપમાં અહિ આવીને દુર્યોધનનું હિત કરવાની ઈચ્છા રાખે છે![૩૩] હે ધર્માત્મા! અમે તમને ધિક્કારતા નથી. તમારો ભય દૂર થાવ! તમારું તથા તમારા ભાઇઓનું કલ્યાણ થાવ."[૩૪]

વૈશંપાયન કહે છે;–હે જનમેજય! તે પછી ક્રોધાયમાન થયેલા પવિત્ર મનના તે સર્વે બ્રાહ્મણોએ હુંકાર કરીને તે પાપી રાક્ષસનો તિરસ્કાર કરી તેને મારી નાંખ્યો![૩૫] મહેન્દ્રના વજ્રના પ્રહારથી જેમ અંકુરિત વૃક્ષ બળીને ખાખ થઈ જાય છે, તેમ વેદવેત્તા બ્રાહ્મણોના તેજથી ચાર્વાક બળીને ભસ્મ થઈ ગયો![૩૬] તે પછી યુધિષ્ઠિર રાજાએ બ્રાહ્મણોની પૂજા કરી અને બ્રાહ્મણો રાજાને અભિનંદન આપીને ત્યાંથી વિદાય થયા અને રાજા યુધિષ્ઠિર તથા તેના સંબંધીઓ હર્ષ પામ્યા.[૩૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'चार्वाक वध' ए नामनो अध्याय ३८ मो समाप्त.

---

## અધ્યાય ૩૯ મો.

### ચાર્વાક કોણ?

વૈશંપાયન કહે છે;–હે જનમેજય! (યુધિષ્ઠિર રાજા અને તેના ભાઈઓ ચાર્વાકનો નાશ થયો જોઈને આશ્ચર્યમાં પડી ગયા હતા ત્યારે) ભૂત ભવિષ્યને જાણનારા દેવકીનંદન જનાર્દન, તેના મનનો સંદેહ ભાંગવા માટે બોલ્યા.[૧]

વાસુદેવ બોલ્યા;–"હે તાત! આ જગતમાં બ્રાહ્મણો સદાય મારે પૂજવા યોગ્ય છે. તેઓ પૃથ્વીના દેવતા છે. પણ તેઓની વાણીમાં વિષ રહેલું છે, (અર્થાત્ જેને શાપ દે તેને બાળીને ભસ્મ કરી નાંખનારા છે) તથા સહજમાં પ્રસન્ન થનારા છે![૨] હે મોટા બાહુવાળા રાજન્! પૂર્વે કૃતયુગમાં ચાર્વાક નામનો એક રાક્ષસ હતો. તેણે બદ્રિકાશ્રમમાં ઘણાં વર્ષ સુધી તપ કર્યું.[૩] તેની પ્રાર્થનાથી પ્રસન્ન થઇ બ્રહ્માએ તેને વારંવાર વર માગવા કહ્યું, ત્યારે હે ભરતવંશી! તેણે સર્વ પ્રાણીઓના તરફથી અભય માંગ્યું! બ્રહ્માએ તેને ઉત્તમ વર આપ્યો કે, 'તને સર્વે ભૂત પ્રાણીઓથી ભય થશે નહિ, પરંતુ તારે બ્રાહ્મણોનું અપમાન કરવું નહિ!'[૪] અપાર પરાક્રમી મહાબળવાન ને ભયંકર કર્મ કરનારો તે પાપી રાક્ષસ, બ્રહ્માની પાસેથી વર મેળવીને દેવોને પણ સંતાપવા લાગ્યો.[૫] તેના બળથી સર્વે દેવો હારી ગયા; ત્યારે તેઓ એકઠા થઇને બ્રહ્માની પાસે ગયા અને તે રાક્ષસનો નાશ કરવા માટે બ્રહ્માને કહેવા લાગ્યા.[૬] હે ભારત! તે સાંભળીને બ્રહ્માએ દેવોને કહ્યું કે,–'તેને માટે મેં ઉપાય ઘડી રાખ્યો છે અને તેનાથી આ રાક્ષસનું થોડા સમયમાંજ મૃત્યુ થશે.[૭] મનુષ્યોમાં દુર્યોધન નામનો રાજા છે, તે આ રાક્ષસનો મિત્ર થશે અને તેની સાથે સ્નેહ કરવાથી તે બ્રાહ્મણોનું અપમાન કરશે;[૮] ત્યારે વાણીરૂપી બળવાળા બ્રાહ્મણો, તેના તિરસ્કારથી અપમાન પામી, ક્રોધમાં

આવીને તે પાપીને બાળી નાંખશે અને તે પાપી નાશ પામશે."૯

શ્રીકૃષ્ણ કહે છે;-"હે રાજેન્દ્ર! બ્રાહ્મણોના શાપથી મરણ પામી સુતો છે, તે જ આ રાક્ષસ ચાર્વાક છે. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! (બ્રહ્મહત્યા થઈ એમ માની) તમે શોક કરશો નહિ.૧૦ હે રાજા! તમારા સંબંધીઓ રણમાં ક્ષત્રિય ધર્મથી હણાયા છે અને તે મહાત્મા વીર ક્ષત્રિયપુંગવો સ્વર્ગમાં ગયા છે.૧૧ હવે, હે દૃઢમનના રાજા! તમે શોકનો ત્યાગ કરીને રાજકાર્યો કરો, શત્રુઓને હણો, પ્રજાનું પાલન કરો અને બ્રાહ્મણોનું પૂજન કરો."૧૨

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'चार्वाक वरदानादिक कथन' ए नामनो अध्याय ३९ मो समाप्त.

## અધ્યાય ૪૦ મો.

### પટાભિષેકની ક્રિયા.

વૈશમ્પાયન કહે છે;-હે રાજન્! (પટાભિષેકની ક્રિયા ટાંણે) દ્રોહથી તથા સંતાપથી રહિત થઈ ગયેલા કુંતીના પુત્ર રાજા યુધિષ્ઠિર, મનમાં પ્રસન્ન થઈ, પૂર્વ દિશા તરફ મુખ કરીને સુવર્ણના મોટા સુંદર સિંહાસન ઉપર બેઠા.૧ તેનીજ સન્મુખ સુવર્ણનાં અત્યંત પ્રકાશમાન બે સુંદર સિંહાસન ઢાળવામાં આવ્યાં હતાં તેના ઉપર, શત્રુઓનું દમન કરનારા સાત્યકિ તથા વાસુદેવ બેઠા.૨ રાજાની પાછળના ભાગમાં મણિથી જડેલાં બે લીસાં સુંદર આસન ઢાળવામાં આવ્યાં હતાં તેના ઉપર, મહાત્મા ભીમસેન અને અર્જુન બેઠા. બીજી બાજુમાં, હાથી દાંતનાં ને સુવર્ણથી મઢેલાં, શ્વેતરંગનાં બે સિંહાસનો ઉપર નકુળ અને સહદેવની સાથે કુંતા બેઠાં.૪ કૌરવોના પુરોહિત, સુધર્મા, વિદુર, (પાંડવોના પુરોહિત) ધૌમ્ય, કુરુવંશનો રાજા ધૃતરાષ્ટ્ર, અગ્નિનાં જેવાં કાંતિમાન્ સુવર્ણનાં જૂદાં જૂદાં સિંહાસનો ઉપર બિરાજ્યા.૫ યુયુત્સુ, સંજય અને યશસ્વિની ગાંધારી જ્યાં આગળ ધૃતરાષ્ટ્ર રાજા બેઠા હતા, ત્યાં આવીને બેઠાં.૬ (પટાભિષેકની ક્રિયાનો આરંભ થતાં) સિંહાસન ઉપર બેઠેલા મહાત્મા યુધિષ્ઠિર રાજાએ, ધોળા રંગનાં પુષ્પો, સ્વસ્તિકો (સાથીઆ), ચોખા, પૃથ્વી, સુવર્ણ, રૂપું તથા મણિનો હાથવતી સ્પર્શ કર્યો.૭ તે પછી સર્વ પ્રજામંડળ, પુરોહિત ધૌમ્યને આગળ કરીને, હાથમાં પુષ્કળ માંગલિક પદાર્થ લઈને રાજા યુધિષ્ઠિરનાં દર્શન કરવાને (આગળ) આવ્યું.૮ પૃથ્વી (માટી), સુવર્ણ, અનેક જાતનાં રત્નો, સર્વૌષધિ જેમાં નાંખેલી છે એવું અભિષેક કરવાનું જળ પાત્ર, રૂપાના, તાંબાના ને માટીના (જળથી) પૂર્ણ કળશો, પુષ્પોની માળાઓ, શાલની ધાણી, મયુરનાં પીછાં, ગોરસ, શમી, ખીજડી, પીપળો, પલાસ-ખાખરો ને સમિધો, મધ, ઘી, ઉદુંબરનો સરવો અને સુવર્ણથી મઢેલો શંખ, એ વગેરે અભિષેક સમયે ઉપયોગી થઇ પડે તેવા સર્વ પદાર્થોને એકઠા કરવામાં આવ્યા હતા (જે રાજાના સિંહાસન સમીપ મૂકયા હતા).૯-૧૧ પછી (પાંડવોના) પુરોહિત ધૌમ્યે, શ્રીકૃષ્ણની આજ્ઞાથી, પૂર્વ તથા ઉત્તર તરફ શાસ્રોક્ત વિધિ પ્રમાણે નીચી યજ્ઞવેદી રચી;૧૨ અને મહાત્મા યુધિષ્ઠિર રાજાને અને દ્રુપદની પુત્રી કૃષ્ણાને, સર્વતોભદ્ર નામના આસન ઉપર બેસાર્યાં. એ આસન અગ્નિના સમાન કાંતિવાળું, મજબૂત પાયાવાળું ને શ્વેતરંગનું હતું અને તેના ઉપર વ્યાઘ્રાંબર બીછાવ્યું હતું. યુધિષ્ઠિર રાજાને અને દ્રૌપદીને સર્વતોભદ્ર (નામના) આસન ઉપર બેસાર્યા પછી, બુદ્ધિમાન્ ધૌમ્ય ઋષિએ, વેદના મંત્રો ભણીને વિધિપૂર્વક અગ્નિમાં ઘીનો હોમ કરાવ્યો.૧૩-૧૪ હોમનું કાર્ય સમાપ્ત થયા પછી દશાર્હવંશી વાસુદેવે ઉભા થઈને, લોકોમાં પૂજાતો પાંચજન્ય શંખ લઈ, તેને જળથી ભરીને પૃથ્વીપતિ કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજાને અભિષેક કર્યો. પછી શ્રીકૃષ્ણના કહેવાથી રાજર્ષિ ધૃતરાષ્ટ્રે તથા સર્વે મંત્રીમંડળે, પાંચજન્ય શંખમાં જળ ભરીને, યુધિષ્ઠિર રાજાને અભિષેક કર્યો. પાંચજન્ય શંખના અભિષેકથી અભિષિક્ત થયેલા પાંડુપુત્ર યુધિષ્ઠિર અને તેના બાંધવો અત્યંત સુંદર દેખાતા હતા. તુરત જ દુંદુભિઓ, આનકો અને પણવો વાગવા લાગ્યાં.૧૫-૧૭ પછી ધર્મરાજાએ ધર્મપ્રમાણે પ્રજાએ આપેલી ભેટો (નઝરાણાં) ગ્રહણ કીધાં. યજ્ઞમાં ઘણી દક્ષિણા આપનારા યુધિષ્ઠિર રાજાએ નઝરાણાનો વિધિપૂર્વક સત્કાર કર્યા પછી, વેદાધ્યયન કરનારા, ધૃતિ અને શીલસંપન્ન બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવીને તેઓને એક એક હજાર નિષ્ક-મુદ્રા દક્ષિણામાં આપી;૧૮-૧૯ અને તે બ્રાહ્મણો પણ, હે રાજન્! પ્રસન્ન થઈને હંસ જેવા મધુરા સ્વરથી 'તમારું કલ્યાણ થાવ, જય થાવ'ના આશીર્વાદ આપવા લાગ્યા. તેઓ યુધિષ્ઠિર રાજાની પ્રશંસા કરતા બોલ્યા;-૨૦ 'હે મોટાબાહુવાળા રાજા યુધિષ્ઠિર! ભાગ્યદેવીની કૃપાથી, હે પાંડુપુત્ર! તમારો વિજય થયો છે; હે મોટી કાંતિવાળા રાજા! ભાગ્યદેવીની કૃપાથી તમે પરાક્રમ કરીને સ્વધર્મની રક્ષા કરી છે;૨૧ અને હે રાજન્! ભાગ્યદેવીની કૃપાથી જ તમે, ભીમસેન, ગાંડિવધર અર્જુન, નકુળ ને સહદેવ રણમાં કુશળ રહ્યા છો!૨૨ જેમાં વીર પુરુષોનો સંહાર થયો છે એવા સંગ્રામમાં તમે શત્રુઓનો પરાજય કરીને અક્ષત રીતે મુક્ત થયા

છો. હે ભરતવંશના રાજન્! હવે તમે સર્વ ઉત્તર કાર્યોનો સત્વર આરંભ કરો.'[૨૩] આ પ્રમાણે શિષ્ટાચાર થયા પછી ધર્મરાજા યુધિષ્ઠિરનું સત્પુરુષોએ પૂજન કર્યું. એમ રાજા યુધિષ્ઠિરનો, સંબંધીઓની સહાયતાથી મહાન્ રાજ્યપર અભિષેક થયો હતો![૨૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'युधिष्ठिरपटाभिषेक' ए नामनो अध्याय ४० मो समाप्त.

## અધ્યાય ૪૧ મો.

### રાજ્યવ્યવસ્થા.

વૈશમ્પાયન કહે છે;–(પટાભિષેકની ક્રિયાની પૂર્ણાહુતિ થયા પછી) હે રાજા જનમેજય! યુધિષ્ઠિર, બ્રાહ્મણાદિ સર્વ વર્ણની પ્રજાનું, દેશોચિત તથા સમયોચિત કહેવું સાંભળીને બોલ્યા;–[૧] "હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! પાંડવો ખરેખર ભાગ્યશાળી છે; કારણ કે તમે, જે સત્પુરુષો છો તેઓ એકઠા થઇને, તેઓના ખરા અથવા તો ખોટા ગુણો ગાઓ છો.[૨] હું માનું છું કે, અમે ખરેખર તમારા અનુગ્રહનાં પાત્ર છીએ; કારણ કે તમે મત્સર-રહિત થઇને અમને ગુણસંપન્ન (વાળા) કહો છો![૩] આ મહારાજા ધૃતરાષ્ટ્ર અમારા પિતા છે, એ અમારું પરમ દૈવત છે! જેઓ અમારું પ્રિય–મનગમતું કરવાની ઇચ્છા રાખનારાઓ છે, તેઓએ એની આજ્ઞામાં તથા એનું પ્રિય કરવામાં, પરાયણ રહેવું.[૪] હું સંબંધીઓના મોટા ભાગનો નાશ કર્યા પછી જીવતો રહ્યો છું, તે પણ કેવળ એમને માટે જ. મારું પરમ કર્તવ્ય એ જ છે કે, નિત્ય સાવધાન થઇને એમની સેવા કરવી![૫] તમે (તથા બીજાં મારાં સગાં સંબંધીઓ,) જો મારા ઉપર અનુગ્રહ કરવા ઇચ્છતાં હોવ તો મારી વિનતિ છે કે, રાજા ધૃતરાષ્ટ્રની સાથે પ્રથમની પેઠે જ ભક્તિભાવથી વર્તવું.[૬] એ જગતના, તેમજ તમારા અને મારા રાજા છે; આ આખી પૃથ્વી અને સર્વે પાંડવો પણ એમના જ છે.[૭] મારાં આ વચન તમારે તમારા મનમાં ગોખી રાખવાં." આ રીતે અનુજ્ઞા કરીને યુધિષ્ઠિર રાજાએ તેઓને કહ્યું કે, 'હવે તમે ઇચ્છાપૂર્વક જવું હોય ત્યાં પધારો!'[૮] આમ કહીને સર્વે નગરની અને દેશની પ્રજાને જવાની આજ્ઞા આપી. પછી કુરુનંદન કુંતીપુત્ર યુધિષ્ઠિરે, ભીમસેનની યુવરાજના પદ ઉપર યોજના કરી;[૯] રાજકીય વિચારો કરવા ઉપર, તેનો નિર્ણય કરવા ઉપર,(સંધિ, વિગ્રહ,યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવ) એ છ ગુણનો વિચાર કરવા ઉપર, બુદ્ધિમાન્ વિદુરની પ્રીતિથી યોજના કરી;[૧૦] નિર્ણય કરેલાં તથા નહિ નિર્ણય કરેલાં કાર્યનો વિચાર કરવા ઉપર તથા આવક જાવકના ખાતા ઉપર સર્વ-ગુણસંપન્ન વૃદ્ધવયના સંજયની યોજના કરી;[૧૧] સેનાની ગણત્રીના કાર્યપર, તેને ખોરાક તથા પગાર આપવા ઉપર તથા તેનાં કામકાજનું અવલોકન કરવા ઉપર, નકુળની યોજના કરી;[૧૨] રાજા યુધિષ્ઠિરે શત્રુના દેશ ઉપર ચઢાઇ કરવાના કામપર તથા દુષ્ટોને શિક્ષા કરવાના કામ ઉપર ફાલ્ગુનની યોજના કરી;[૧૩] બ્રાહ્મણોનાં, દેવતાઓનાં તથા બીજાં શાંતિ પૌષ્ટિક કર્મો ઉપર* નિત્ય દેખરેખ રાખવા માટે પોતાના વડા પુરોહિત ધૌમ્યની યોજના કરી;[૧૪] સહદેવને નિત્ય પોતાની પાસે રહેવાની આજ્ઞા કરી અને તેને રાજાની હરકોઇ પણ વખતે રક્ષા કરવાનું કામ સોંપવામાં આવ્યું.[૧૫]† જે જે પુરુષોને જે જે કાર્યો કરવા માટે યોગ્ય જાણ્યા, તે તે પુરુષોની રાજા યુધિષ્ઠિરે પ્રસન્નતાપૂર્વક તે તે કાર્યો ઉપર યોજના કરી.[૧૬] વિદુર, સંજય અને મહામતિ યુયુત્સુને ધર્માત્મા, ધર્મવત્સલ અને વીર શત્રુનો સંહાર કરનારા રાજા યુધિષ્ઠિરે કહ્યું;[૧૭] "તમારે સૌએ નિત્ય આ મારા પિતા ધૃતરાષ્ટ્ર રાજાનું જે કાર્ય હોય, તે સાવધાન થઇને યથાર્થ રીતે કરવું.[૧૮] તેમ જ નગરવાસીઓનાં અને દેશવાસીઓનાં જે કંઇ કાર્યો હોય તે કાર્યો પણ તમારા વિભાગ પ્રમાણે, મારા વડિલ ધૃતરાષ્ટ્ર રાજાની આજ્ઞા પ્રમાણે કરવાં."[૧૯]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां ' भीमादिकनी राजकीय कर्म उपर योजना ' ए नामनो अध्याय ४१ मो समाप्त

## અધ્યાય ૪૨ મો.

### આભાર પ્રદર્શન–ઋણ મુક્તિ.

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! પછી ઉદારમનના રાજા યુધિષ્ઠિરે, યુદ્ધમાં મરણ પામેલા સંબંધીઓનાં જૂદાં જૂદાં શ્રાદ્ધ કરાવવાનો આરંભ કર્યો.[૧] મહાયશસ્વી ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના પુત્રોની

* મૂળ શબ્દ દેવકાર્ય છે. તેનો ભાવ એવો છે કે, દેશની પ્રજા દુષ્કાળ, રોગોપદ્રવ, અગ્નિ, અનાવૃષ્ટિ તેમ જ ધર્મની અવ્યવસ્થા વગેરેથી પીડિત હોય ત્યારે બ્રાહ્મણાદિદ્વારા યજ્ઞાદિક શાંતિનાં કર્મ કરાવવાં તે શાંતિપૌષ્ટિક છે.

† ભીમ યુવરાજ, વિદુર મંત્રાધિકારી, સંજય કોશાધ્યક્ષ, નકુળ યુદ્ધ ખાતાનો તથા ખાધખોરાકી ખાતાનો ઉપરી, અર્જુન સેનાપતિ ને દેશરક્ષક. ધર્મ અને દેવસ્થાનના રક્ષણના વડાનો ઓદ્ધો ધૌમ્યને આપ્યો અને સહદેવને રાજાના અંગરક્ષકના પદપર નિમ્યો. રાજા ધૃતરાષ્ટ્રને સર્વ કાર્યના સલાહકાર–સચીવ ઠરાવ્યા. યુયુત્સુની, દેશ પ્રજાના તથા રાજનગરની પ્રજાના સંરક્ષણના, સુખશાંતિના કાર્યપર યોજના કીધી હતી.

ઉત્તર ક્રિયા કરીને, બ્રાહ્મણોને સર્વ કામના પૂર્ણ કરનારું અને રસકસવાળું અન્ન જમાડયું અને ગાયો, ધન, જાતજાતનાં ઉંચી કિંમતનાં રત્નો, દાનમાં આપ્યાં. યુધિષ્ઠિરે, દ્રૌપદીની સાથે બેસી, મહાત્મા દ્રોણનું, કર્ણનું, ધૃષ્ટદ્યુમ્નનું, અભિમન્યુનું, હિડિમ્બાના પુત્ર રાક્ષસ ઘટોત્કચનું, વિરાટ વગેરે ઉપકાર કરનારા સંબંધીઓનું, દ્રુપદ રાજાનું અને દ્રૌપદીના પાંચ પુત્રોનું શ્રાદ્ધ કર્યું અને તેઓને પિંડદાન આપ્યા.[૩-૪] તેઓના-એકએકના આત્માના કલ્યાણ માટે હજારો બ્રાહ્મણોને, પ્રત્યેકને ધન, રત્નો, ગાયો અને વસ્ત્રો આપીને તૃપ્ત કર્યાં.[૫] આ સિવાય જે રાજાઓને શ્રાદ્ધ કરનાર પુત્રાદિકો નહતા, તે રાજાઓનું ઉત્તર કાર્ય પણ યુધિષ્ઠિર રાજાએ કર્યું.[૬] ઉપરાંત મરણ પામેલા સંબંધીઓના ધર્માર્થે અનેક સદાવ્રત આપવાને ધર્મશાળાઓ બંધાવી, પરબો મંડાવી અને તેઓના નામનાં જાતજાતનાં અનેક તળાવો બંધાવ્યાં. એમ તે સર્વેની ઉત્તર ક્રિયાઓ કરાવીને તેઓના ઋણમાંથી મુક્ત થયા અને લોકોને વિશે નિર્દોષ થયા હતા.[૭-૮] પછી ધર્માનુસાર પ્રજાનું પાલન કરીને કૃતકૃત્ય થયા હતા. તેણે પૂર્વની પેરે જ ધૃતરાષ્ટ્રને, ગાંધારીને, વિદુરને માન આપ્યું અને માન્ય એવા સર્વે કૌરવો તથા અધિકારીઓનો સત્કાર કર્યો હતો. જે કૌરવ રાજસુંદરીઓના પતિ અને પુત્રો મરણ પામ્યા હતા, તેમના ભરણ પોષણ તથા રક્ષણનો, પૂર્ણ પ્રેમભાવથી બંદોબસ્ત કર્યો હતો.[૯-૧૦] દયાથી ગરીબોનું, આંધળાઓનું અને કૃપણોનું, રહેવા માટે ઘરો આપીને, પહેરવા તથા ઓઢવાને માટે વસ્ત્ર આપીને અને ભોજનને માટે અન્ન આપીને, રાજાએ સત્કારપૂર્વક પાલન કીધું હતું. આ પ્રમાણે સમર્થ અને દયાપરાયણ યુધિષ્ઠિર રાજાએ, સર્વના ઉપર અનુગ્રહ કર્યો હતો. રાજા યુધિષ્ઠિર આખી પૃથ્વીને જિતીને વૈરીના ઋણમાંથી મુક્ત થયા ને શત્રુ રહિત થઈને સુખમાં જીવન ગાળવા લાગ્યા.[૧૧-૧૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'श्राद्धक्रिया' ए नामनो अध्याय ४२ मो समाप्त.

## અધ્યાય ૪૩ મો.

### યુધિષ્ઠિરે કરેલી વાસુદેવની સ્તુતિ.

વૈશમ્પાયન કહે છે;-હે જનમેજય! રાજ્યારોહણ અભિષેકની ક્રિયા સમાપ્ત થયા પછી, શુદ્ધ મનના મહાબુદ્ધિમાન્ યુધિષ્ઠિર રાજાએ બે હાથ જોડીને, કમળનયન એવા શ્રીકૃષ્ણનો (આભાર પ્રદર્શિત કરતાં) કહ્યું;[૧]-"હે યદુવંશસિંહ કૃષ્ણ! તમારી કૃપા, નીતિ, બળ, બુદ્ધિ અને પરાક્રમવડે મેં મારા પિતૃપિતામહનાં આ રાજ્યને પાછું મેળવ્યું છે. હે પુંડરીકાક્ષ! હે શત્રુદમન! તમને પુનઃ પુનઃ પ્રણામ હો![૨-૩] નિયમ પાળનારા બ્રાહ્મણો તમને એક તથા (સર્વ શરીરોમાં રહેલા) પુરુષરૂપે કહે છે, સાત્વતોના પતિ કહે છે અને અનેક નામોથી તમારી સ્તુતિ કરે છે.[૪] તમે જ વિશ્વકર્મા છો, તમે જ વિશ્વાત્મા છો, તમે વિશ્વને ઉત્પન્ન કરનારા છો, તમે વિષ્ણુ છો, તમે જિષ્ણુ છો, તમે હરિ છો, તમે કૃષ્ણ છો, તમે વૈકુંઠ છો, તમે પુરુષોત્તમ છો, તમને (મારા) નમસ્કાર હો![૫] તમે પુરાણ પુરુષરૂપ છો, તોપણ તમે અદિતિના ગર્ભમાંથી સાત વાર જન્મ્યા છો (અર્થાત્ અદિતિના ઉત્તરોત્તર જન્મમાં, આદિત્ય, વામન, પૃશ્નિગર્ભ, પરશુરામ, દાશરથી રામ, બળરામ ને કૃષ્ણ એમ સાત રૂપે જન્મ્યા છો); વિદ્વાનો તમને ધર્મ અને જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય તથા શ્રી અને યશ, એમ ત્રણ યુગ્મરૂપે વર્ણવે છે.[૬] તમે શુચિશ્રવા (પવિત્ર કીર્તિવાળા) છો, તમે હૃષીકેશ (ઇંદ્રિયોના અધિપતિ) છો; તમે ઘૃતાર્ચિ (યજ્ઞના ઇશ્વર) હંસ છો; તમે ત્રણ નેત્રવાળા શંભુ છો ને એક મૂર્ત્તિરૂપ છો, વિભુ-વ્યાપક છો; અને દામોદર પણ તમે છો.[૭] તમે વરાહ છો, અગ્નિ છો, સૂર્ય છો, ધર્મ છો, ગરુડધ્વજ છો, શત્રુઓની સેનાનો સંહાર કરનારા છો, શિપિવિષ્ટ (પુરુષ) છો, સર્વના શરીરમાં પ્રવેશ કરનાર, મહાન્ પરાક્રમી છો, ઉત્તમ મૂર્તિધારી છો, સેનાના અગ્ર ભાગમાં ઉગ્ર સેનાપતિ તરિકે રહેનારા છો, સત્યસ્વરૂપ છો, વાજસનિ (અન્નને આપનારા) છો, ગુહ (દેવોના સેનાપતિ છો), અચ્યુત છો, શત્રુઓનો સંહાર કરનારા છો, વિપ્રરૂપ છો, અનુલોમ પ્રતિલોમ છો, જાતિરૂપ છો, સંન્યાસીરૂપ છો, યજ્ઞાદિરૂપ છો, ઇંદ્રનો અંહકાર તોડનારા છો, હરિહર મૂર્ત્તિરૂપ છો, સિંધુરૂપ છો, નિર્ગુણ છો, પૂર્વ, ઉત્તર અને ઇશાન એ ત્રણ દિશારૂપ છો, સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ સ્વરૂપ છો અને સ્વર્ગમાંથી અવતાર ધારણ કરનારા છો.[૮-૧૦] તમે સમ્રાટ્ છો, તમે વિરાટ્ છો અને તમે સ્વરાટ્ છો. તમે દેવોના રાજા ને સંસારને ઉત્પન્ન કરાનારા છો, વ્યાપક છો, સત્તારૂપ છો, શરીર રહિત છો, કૃષ્ણ છો અને યજ્ઞના પ્રવર્તક છો.[૧૧] તમે પોતાના સ્રષ્ટા છો; તમે દેવવૈદ્ય અશ્વિની કુમારોના પિતા છો; તમે મુનિ કપિલ છો, તમે વામન છો, યજ્ઞ છો, ધ્રુવ છો, સૂર્ય છો અને યજ્ઞસેન છો.[૧૨] તમે શિખંડી છો, નહુષ છો, બભ્રુ-મહેશ્વરરૂપ છો અને આકાશનો સ્પર્શ કરનારા પુનર્વસુ છો. તમે સુબભ્રૂ-અત્યંત પિંગલવર્ણ છો, રુકમયજ્ઞ છો, સુષેણ છો, દુંદુભિ છો, કાળચક્ર છો, શ્રીપદ્મ છો, તમે પુષ્કર મેઘરૂપ છો, તમે પુષ્પ ધારણ કરનારા છો, તમે ઋભુ-સંપત્તિમાન છો, તમે વિભુ-સર્વ વ્યાપક છો,

તમે સૂક્ષ્મ પદાર્થનું અવલોકન કરનારા છો, તમે સુંદર ચરિત્રવાળા અને વેદ જેને વર્ણવે છે તે છો![૧૩-૧૪] તમે જળનિધિરૂપ છો, બ્રહ્મા છો, પવિત્ર ધામને જાણનારા છો અને તમે હિરણ્યગર્ભ છો. સ્વધા, સ્વાહા, કેશવ, ઇત્યાદિ નામોવડે લોકો જેની સ્તુતિ કરે છે તે તમે છો.[૧૫] હે કૃષ્ણ! તમે આ જગતની ઉત્પત્તિ અને લયનું કારણ છો અને તમે આરંભમાં આ વિશ્વને સરજો છો. હે વિશ્વયોનિ! હે શાર્ઙ્ગધર! હે સુદર્શધર! હે અસિધર! આ વિશ્વ તમારા વશમાં છે. હે કૃષ્ણ! હું આપને નમસ્કાર કરું છું." આ રીતે ધર્મરાજાએ સભા વચ્ચે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી તે સાંભળી, યાદવોમાં શ્રેષ્ઠ કમળ જેવાં નેત્રવાળા શ્રીકૃષ્ણે પ્રસન્ન થઇને અનેક વચનોથી, ભરતવંશમાં ઉત્પન્ન થયેલા પાંડવોના જ્યેષ્ઠબંધુ યુધિષ્ઠિર રાજાને અભિનંદન આપ્યું.[૧૬-૧૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'युधिष्ठिरे करेली वासुदेवनी स्तुति' ए नामनो अध्याय ४३ मो समाप्त.

## અધ્યાય ૪૪ મો.

### કૌરવોના મહેલોમાં પાંડવોનો વાસ.

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! યુધિષ્ઠિરે સર્વ પ્રકૃતિ મંડળને પોતાને ઘેર જવાની આજ્ઞા આપી, કે તે સર્વે યુધિષ્ઠિર રાજાની આજ્ઞાથી પોતપોતાને ઘેર વિદાય થયા.[૧] પછી શ્રીમાન્ યુધિષ્ઠિર રાજા, ભયંકર પરાક્રમવાળા ભીમસેન, અર્જુન, નકુળ અને સહદેવને ધીરજ આપીને કહેવા લાગ્યા;–[૨] "મહાસંગ્રામમાં, શત્રુઓનાં અનેક શસ્ત્રોના પ્રહારોથી તમારાં શરીર ઘાયલ થયાં છે; તમે પરિશ્રમથી થાકી ગયા છો અને શોક તથા ક્રોધવડે અત્યંત તપી ગયા છો. હે ભરતવંશમાં શ્રેષ્ઠતા ધરાવનારાઓ! તમે મારી ભૂલને લીધે સાધારણ પુરુષોની પેઠે અરણ્યમાં અત્યંત દુઃખ વેઠ્યાં છે.[૩-૪] પણ હવે તમે પ્રસન્ન થઈ આરામ સાથે મેળવેલા વિજય ભોગવો; તમે વિશ્રાંતિ લ્યો; તમે તમારી જ્ઞાનશક્તિને પાછી મેળવો. હવે હું આવતી કાલે તમને પાછો મળીશ." (આમ કહી ચારે ભાઈઓને વિદાય કીધા.)[૫] પછી ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી ઉત્તમ બાંધણીનો, અનેક ઓરડાઓવાળો, અનેક પ્રકારના રત્નોથી શણગારેલો તથા દાસ અને દાસીઓથી ભરપૂર દુર્યોધનનો રાજમહેલ, યુધિષ્ઠિરે ભીમસેનને આપ્યો. મોટા બાહુવાળા વૃકોદરે, જેમ ઇંદ્ર, દેવભવનમાં પ્રવેશ કરે, તેમ દુર્યોધનના રાજમંદિરમાં પ્રવેશ કીધો.[૬-૭] દુર્યોધનના રાજમહેલના જેવો જ તેના ભાઈ દુઃશાસનનો રાજમહેલ પણ હતો. તેમાં પણ ઘણા ઓરડાઓ હતા. સુવર્ણનાં તોરણોથી તે મહેલના દ્વારને શણગારવામાં આવ્યા હતા. તેમાં પુષ્કળ ધન અને ધાન્ય ભરેલાં હતાં, અનેક દાસદાસીઓ સેવામાં હાજર હતાં. તે રાજમહેલ ધૃતરાષ્ટ્ર રાજાની આજ્ઞાથી મોટી ભુજાવાળા અર્જુનને આપ્યો.[૮-૯] દુર્મર્ષણનો રાજમહેલ દુઃશાસનનાથી પણ શ્રેષ્ઠ હતો. તે કુબેરના રાજભવન જેવો હતો અને મણિઓ તથા સુવર્ણથી શણગારેલો હતો. તે રાજમહેલ ધર્મપુત્ર યુધિષ્ઠિરે, મહાવનમાં દુઃખી થયેલા, ઉત્તમ વસ્તુ લેવાને યોગ્ય એવા નકુળને આપ્યો.[૧૦-૧૧] દુર્મુખનો અત્યંત સુંદર, સોનાથી શણગારેલો, કમળ જેવાં નેત્રવાળી સ્ત્રીઓનાં શયનમંદિરોથી ભરપૂર રાજમહેલ, પોતાનું નિત્ય પ્રિય કરનારા સહદેવને અર્પણ કર્યો. સહદેવ પણ કુબેર જેમ કૈલાસને પ્રાપ્ત કરીને હર્ષ પામે, તેમ તે રાજમહેલને પ્રાપ્ત કરીને હર્ષ પામ્યો.[૧૨-૧૩] હે રાજા જનમેજય! તે પછી યુયુત્સુ, વિદુર, સંજય, સુધર્મા અને ધૌમ્ય એ સર્વે પોત પોતાના સ્થાન પ્રતિ ગયા.[૧૪] પુરુષોમાં શ્રેષ્ઠ શ્રી કૃષ્ણ, સાત્યકિ સહવર્તમાન્, સિંહ જેમ પર્વતની ગુફામાં પ્રવેશ કરે, તેમ અર્જુનના રાજમહેલમાં દાખલ થયા.[૧૫] બીજા સર્વે રાજાઓ પોતપોતાના ઉતારાપર ગયા અને ત્યાં ભોજન તથા ખાનપાન કરીને સુખેથી સુતા. તે સર્વે બીજે દિવસે પ્રભાતમાં આનંદમાં જાગ્રત થઇને યુધિષ્ઠિર રાજાની સેવામાં હાજર થયા.[૧૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'गृहविभाग' ए नामनो अध्याय ४४ मो समाप्त.

## અધ્યાય ૪૫ મો.

### રાજ્યવ્યવસ્થા અને શ્રીકૃષ્ણ પાસે યુધિષ્ઠિરનું પધારવું.

જનમેજય પૂછે છે;–હે વિપ્ર વૈશમ્પાયન! મહાભુજાવાળા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાએ રાજ્ય મેળવ્યા પછી જે જે બીજાં કાર્ય કર્યાં હોય તે મને કહો.[૧] હે ઋષિ! ત્રણ લોકના પરમ ગુરુ અને વીર એવા ભગવાન શ્રી કૃષ્ણે પણ જે જે કાર્ય કર્યાં હોય, તે તે મને કહો.[૨]

વૈશમ્પાયન બોલ્યા;–હે પાપરહિત રાજેન્દ્ર! પાંડવોએ શત્રુઓને જિત્યા પછી શ્રી કૃષ્ણને આગળ કરીને શું કાર્ય કર્યું હતું, તે હું તમને યથાર્થ રીતે કહું છું, તે તમે સાંભળો.[૩] હે મહારાજ! કુંતીપુત્ર યુધિષ્ઠિરે, રાજ્ય મેળવ્યા પછી ચારે વર્ણની, તેમની યોગ્યતા પ્રમાણે જૂદાં જૂદાં સ્થાનો ઉપર યોજના કરી.[૪] પાંડુના

વડા પુત્રે, એક હજાર મહાત્મા સ્નાતક બ્રાહ્મણોમાંના પ્રત્યેકને હજાર હજાર સુવર્ણના નિષ્કો દાનમાં આપ્યા,[૫] તથા પોતાના અનુજીવી સેવકો, આશ્રિતો અને અતિથિઓને, કૃપણોને તથા પ્રશ્ન કરનારાઓને પણ, યથેષ્ટ દાનો આપીને તેઓની કામના પૂર્ણ કરી.[૬] પોતાના પુરોહિત ધૌમ્ય ગુરુને દશ હજાર ગાયો, સુવર્ણ, રૂપું અને જાત જાતનાં વસ્ત્રો આપ્યાં;[૭] અને હે મહારાજ! રાજા યુધિષ્ઠિર જેમ આચાર્ય (દ્રોણાચાર્ય) સાથે વર્તે, તેમ કૃપાચાર્યની સાથે વર્તવા લાગ્યા. રાજાએ સદાચારસંપન્ન થઈને વિદુરને પૂજ્યપેરે માન આપ્યું.[૮] દાન દેનારાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે, પોતાના આશ્રિતોને ભાત ભાતનાં ભક્ષ્ય એવાં અન્ન, પાન, અનેક જાતનાં વસ્ત્રો, શય્યાઓ, આસનો વગેરે આપીને સંતોષ પમાડ્યા;[૯] અને હે શ્રેષ્ઠ રાજા! તેમણે જે ધન સંપાદન કર્યું હતું, તેનો સુપાત્રે વ્યય કર્યો. મહાયશસ્વી યુધિષ્ઠિરે, ધૃતરાષ્ટ્ર અને તેના પુત્ર યુયુત્સુનો પણ સત્કાર કર્યો.[૧૦] ધૃતરાષ્ટ્રને, ગાંધારીને અને વિદુરને તે રાજ્ય નિવેદન કરીને યુધિષ્ઠિર રાજા સ્વસ્થ બની સુખેથી રહેવા લાગ્યા.[૧૧] આમ સર્વ નગરને પ્રસન્ન કરીને, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! યુધિષ્ઠિર, મહાત્મા વાસુદેવની પાસે જઇ બે હાથ જોડીને ઉભા રહ્યા.[૧૨] મણિ અને સુવર્ણથી સુશોભિત મોટા પલંગ ઉપર શ્યામ મેઘના જેવા શ્યામ કાંતિવાળા શ્રી કૃષ્ણ બેઠા હતા, તેમનાં દર્શન કર્યાં.[૧૩] શ્રીકૃષ્ણ દિવ્ય શરીરવડે તેજોમય દેખાતા હતા; દિવ્ય આભરણોથી શણગારાયલા હતા; તેમણે પીત પીતાંબર પહેર્યું હતું; તેથી સુવર્ણમાં મણિ જડ્યો હોય તેવા દેખાતા હતા. તેમના વક્ષઃસ્થલ ઉપર કૌસ્તુભ મણિ બિરાજી રહ્યો હતો, તેથી જાણે પૂર્વ દિશામાં ઉદય પામતા સૂર્યવડે ઉદયાચલ પર્વત શોભે તેવા શોભતા હતા.[૧૪-૧૭] ત્રણ લોકમાં જેના સમાન કોઇ પણ વસ્તુ નથી એવા, પુરુષનું શરીર ધારણ કરનારા મહાત્મા શ્રી વિષ્ણુની પાસે જઇને, યુધિષ્ઠિર રાજા મંદમંદ હસતા હસતા મધુર વચનથી આ રીતે બોલ્યા;–"હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ કૃષ્ણ! તમારી રાત્રિ સુખમાં વીતી છે કે? (રાત્રે તમને સુખથી નિદ્રા આવી હતી કે?) હે અચ્યુત! તમારી સર્વે ઇંદ્રિયો પ્રસન્ન છે ની! હે મહાબુદ્ધિમાન્! બુદ્ધિ દેવીએ તમારો આશ્રય કર્યો છે કે? (અર્થાત્ તમારી બુદ્ધિ તો સ્થિર છે કે?)[૧૮] ત્રણ લોકમાં ગતિ કરે તેવું પરાક્રમ ધરાવનારા હે ભગવન્! તમારીજ કૃપાથી અમને રાજ્ય મળ્યું છે અને આ પૃથ્વી અમારા સ્વાધીનમાં આવી છે.[૧૯] તમારી જ કૃપાથી અમને સર્વોત્તમ જય મળ્યો છે, સર્વ શ્રેષ્ઠ યશ મળ્યો છે ને અમે ધર્મથી ભ્રષ્ટ થયા નથી!" ઇત્યાદિ વાક્યો, શત્રુને દમન કરનારા ધર્મરાજા બોલ્યા, પરંતુ ભગવાન્ કૃષ્ણે તેનું કંઈ પણ ઉત્તર આપ્યું નહિ, પણ તે ધ્યાનમાં જ બેસી રહ્યા.[૨૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'वासुदेवनी स्तुति' ए नामनो अध्याय ४५ मो समाप्त.

## અધ્યાય ૪૬ મો.

### ભીષ્મનું યશોગાન.

યુધિષ્ઠિર રાજા શ્રી કૃષ્ણને ધ્યાનમાં નિમગ્ન જોઇને બોલ્યા;–"હે અપાર પરાક્રમવાળા ભગવન્! તમે પરમ આશ્ચર્ય ઉપજાવે તેવું કોનું ધ્યાન ધરો છો? હે લોકપરાયણ! આ ત્રણે લોકનું કલ્યાણ તો છેની! જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણથી પણ પર ચોથા ધ્યાનમાર્ગનું–તિર્યમાર્ગનું તમે આલંબન કરીને બેઠા છો અને ત્રણ દેહમાંથી બહાર નિકળી ગયા છો, તેથી મારું મન આશ્ચર્યમાં પડી ગયું છે![૧-૨] હે ગોવિંદ! શરીરમાં ફરનારો ને પાંચ પ્રકારની પ્રાણનાદિક ક્રિયા કરનારો વાયુ તમે નિયમમાં રાખ્યો છે; તમે પોતપોતાની ક્રિયા કરનારી ઇંદ્રિયોને મનમાં સ્થિર કરી છે; તમે મનને ઇન્દ્રિયોની સાથે બુદ્ધિવિષે સ્થાપન કર્યું છે; તમે શબ્દાદિક ગુણોને તથા તેના દેવોને, જીવાત્મામાં સ્થાપ્યા છે;[૩-૪] હે માધવ! તમારાં રોમાંચ પણ જરા હાલતાં નથી; તમારી બુદ્ધિ અને મન સ્થિર થઈ ગયાં છે ને તમે કાષ્ઠ કે ભીંત કે શિલાની પેઠે નિશ્ચેષ્ટ થઇ ગયા છો![૫] વાયુ વિનાના પ્રદેશમાં રહેલો દીવો જેમ ચલાયમાન નહિ થતાં બળ્યા કરે છે, તેમ હે ભગવન્! તમે પાષાણની પેઠે નિશ્ચળ થઈગયા છો![૬] હે દેવ! હું જો એ વાત (તમારા ધ્યાનનું રહસ્ય) સાંભળવાને યોગ્ય હોઉં અને તેમાં આપને કંઇ પણ ગુપ્ત રાખવા જેવું ન હોય તો આપ મારા સંશયને દૂર કરો; હું શરણે આવીને તમારી પાસે યાચના કરું છું![૭] હે પુરુષોત્તમ! તમે કર્તા ને વિકર્તા છો, તમે ક્ષર ને અક્ષર છો, તમે આદિ ને અંતરહિત છો અને સર્વના આદિ પુરુષ છો.[૮] હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! હું જે તમારે શરણે આવ્યો છું અને તમારો અત્યંત ભક્ત છું, તે મસ્તકવડે તમને નમસ્કાર કરું છું! તમે મને આ ધ્યાનનું યથાર્થ તત્ત્વ કહો."[૯]

યુધિષ્ઠિર રાજાનું કહેવું સાંભળીને મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયોને પોતે પોતાના સ્થાનકમાં સ્થાપીને, વાસવના કનિષ્ઠ બંધુ (ઉપેન્દ્ર) શ્રી કૃષ્ણ ભગવાન, મંદ મંદ હસતા બોલ્યા.[૧૦] વાસુદેવ બોલ્યા;–"હે યુધિષ્ઠિર! શાંત પડેલા અગ્નિની પેઠે બાણશય્યામાં પોઢેલા, પુરુષોમાં વ્યાઘ્રસમાન ભીષ્મ, મારું ધ્યાન ધરે છે, તેથી હમણાં મારું મન તેમની પાસે ગયું હતું![૧૧] જેના હાથના

તળીયાં સાથે ધનુષની દોરી અથડાવાથી વજ્રના ટંકાર જેવો, જેના ધનુષની દોરીનો અવાજ થતો હતો અને જેને ઇંદ્ર પણ સહન કરી શકતો નહતો, એવા ભીષ્મની પાસે હમણાં હું મનવડે ગયો હતો.[૧૨] જે ભીષ્મે સર્વ રાજમંડળને એકદમ જિતી લઇને (કાશીરાજની) અંબા, અંબિકા અને અંબાલિકા નામની કન્યાઓનું, વિચિત્રવીર્ય સાથે લગ્ન કરવા માટે હરણ કર્યું હતું, તે ભીષ્મની પાસે હમણાં હું મનવડે ગયો હતો.[૧૩] જે ભીષ્મે પરશુરામની સાથે ત્રેવીસ દિવસ સૂધી યુદ્ધ કર્યું હતું અને રામે જેને જિત્યા ન હતા, તે ભીષ્મની પાસે હમણાં હું મનવડે ગયો હતો.[૧૪] એ ભીષ્મ પિતામહ, ઇન્દ્રિયના સમુદાયને તથા બુદ્ધિ સહિત મનને નિયમમાં રાખીને મારે શરણે આવ્યા હતા, તેની પાસે હમણાં હું મનવડે ગયો હતો.[૧૫] હે રાજા! જે ભીષ્મને ગંગાએ પોતાના ગર્ભમાં ધારણ કર્યા હતા; અને હે તાત! જેને વસિષ્ઠે શિષ્ય સ્વીકારી શિક્ષણ આપ્યું હતું, તે ભીષ્મની પાસે હમણાં હું મનવડે ગયો હતો.[૧૬] મહાતેજસ્વી અને બુદ્ધિમાન્ જે ભીષ્મ, દિવ્ય અસ્રો ધારણ કરે છે અને અંગ સહિત ચારે વેદ ભણ્યા છે, તેમની પાસે હમણાં હું મનવડે ગયો હતો.[૧૭] હે રાજા યુધિષ્ઠિર! જમદગ્નિના પુત્ર પરશુરામના જે પ્રિય શિષ્ય છે અને જે સર્વવિદ્યાના આધારભૂત છે, તે ભીષ્મની પાસે હમણાં હું મનવડે ગયો હતો.[૧૮] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે ભીષ્મ, ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળને જાણે છે અને ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે, તે ભીષ્મની પાસે હમણાં હું મનવડે ગયો હતો.[૧૯] હે રાજા યુધિષ્ઠિર! એ ભીષ્મ પોતાનાં કર્મોવડે આ પૃથ્વીનો ત્યાગ કરીને જ્યારે સ્વર્ગમાં જશે, ત્યારે ચંદ્રના અસ્ત થવા પછી રાત્રિ જેમ નિસ્તેજ લાગે છે, તેમ આ પૃથ્વી પણ નિસ્તેજ થઈ જશે.[૨૦] તે માટે હે રાજા યુધિષ્ઠિર! ભયંકર પરાક્રમ કરનારા, ગંગાપુત્ર ભીષ્મની પાસે તમે જાઓ અને તેનાં બન્ને ચરણનો સ્પર્શ કરીને તમારા મનમાં જે સંશય હોય તે તેને પૂછો.[૨૧] હે રાજન્! ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સ્વરૂપ; હોતા, ઉદ્ગાતા, અધ્વર્યુ અને બ્રહ્મા એ ચારથી કરવામાં આવતી યજ્ઞાદિક ક્રિયાઓ; બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ–આ ચાર આશ્રમના વિશેષ ધર્મો તથા રાજાના સર્વે ધર્મો તમે ભીષ્મને પૂછો![૨૨] કૌરવોના ધુરંધર પુરુષ ભીષ્મ છે. તે અસ્ત પામ્યા પછી સર્વ જ્ઞાન અસ્ત પામશે. માટે હું તમને કહું છું કે તમે ભીષ્મની પાસે જાઓ."[૨૩]

શ્રી કૃષ્ણનું યથાર્થ ઉત્તમ વચન સાંભળીને, ધર્મજ્ઞ યુધિષ્ઠિર ગળગળા થઈ ગયા અને બોલ્યા,–[૨૪] "હે માધવ! તમે મને ભીષ્મનો જે પ્રભાવ કહ્યો, તેને હું યથાર્થ રીતે જાણું છું, એમાં મને સંશય નથી.[૨૫] હે મોટીકાંતિવાળા શ્રીકૃષ્ણ! ભીષ્મનાં મહાન્ ભાગ્ય વિષે તથા પ્રભાવ વિષે, તેમનું યશોગાન કરનારા મહાત્મા બ્રાહ્મણોના મુખથી એ સર્વ મેં સાંભળ્યું છે.[૨૬] હે શત્રુસૂદન! લોકોને ઉત્પન્ન કર્તા આપ જે કહો છો તે યથાર્થ જ છે. હે યાદવનંદન! તમારું વાક્ય મને માન્ય છે.[૨૭] હે માધવ! તમારી જો મારો અનુગ્રહ કરવાની ઇચ્છા હોય તો અમે તમારા પ્રમુખપણા નીચે ભીષ્મની પાસે જવાની ઇચ્છા રાખીએ છીએ.[૨૮] સૂર્ય જ્યારે ઉત્તરાયણના થશે, ત્યારે ભીષ્મપિતામહ પરલોકમાં પધારશે. માટે હે મોટા બાહુવાળા કૃષ્ણ! ભીષ્મ તમારાં દર્શન કરવાને યોગ્ય છે.[૨૯] આપ આદિદેવ છો, ક્ષર છો, અક્ષરરૂપ છો, ભીષ્મને આપનાં દર્શન થાય એ તેમને લાભ છે; કારણ કે આપ સાક્ષાત્ બ્રહ્મમય છો, જ્ઞાનના નિધિ છો.[૩૦]

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! મધુસૂદને યુધિષ્ઠિરનાં એ વચન સાંભળીને પોતાની પાસે બેઠેલા સાત્યકિને કહ્યું,–'મારો રથ તૈયાર કરાવ!'[૩૧] સાત્યકિ સત્વર કેશવની પાસેથી ઉઠીને દારુકની પાસે ગયો અને તેને કહ્યું,–'શ્રીકૃષ્ણના રથને સત્વર જોડીને તૈયાર કર!'[૩૨] દારુકે સાત્યકિનું વચન સાંભળીને, શ્રીકૃષ્ણના ઉત્તમ રથને જોડ્યો. તે રથના સર્વે અવયવો જડેલા સોનાથી સુંદર દેખાતા હતા. રથની આગળ પાછળના ભાગોમાં મરકત મણિ, ચંદ્રકાંત મણિ તથા સૂર્યકાંત મણિ જડેલા હતા, તેથી તે રથ (બહુ) શોભતો હતો. તેના પૈડાઓને સુવર્ણથી જડી લેવામાં આવ્યાં હતાં.[૩૩] સૂર્યનાં કિરણોની પેઠે ઝળહળતી કાંતિવાળો, ઝડપથી ચાલનારો, અંદર જડેલાં અનેક જાતનાં મણિઓથી શોભાયમાન, તુરતના ઉદય પામેલા પ્રતાપી સૂર્યના જેવો ઝળહળતો, જેની ફરકતી ધ્વજામાં ગરુડ બિરાજવાથી વિચિત્ર દેખાતો હતો, જેની ઉપર બીજી અનેક પતાકાઓ ચઢાવેલી છે એવો, મનના જેવા વેગવાળો ને સુવર્ણના સાજથી શણગારેલો, સુગ્રીવ, શૈબ્ય આદિ ઘોડાઓથી જોડેલો રથ, હે રાજસિંહ! શ્રી કૃષ્ણની પાસે હાજર કરી, એ હાથ જોડીને દારુક ઉભો રહ્યો.[૩૪–૩૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'महापुरुषनी स्तुति' ए नामनो अध्याय ४६ मो समाप्त.

## અધ્યાય ૪૭ મો.

### ભીષ્મ સ્તવરાજ.

જનમેજય પૂછે છે;–હે વૈશમ્પાયન! બાણશય્યામાં પોઢેલા ભરતવંશના રાજાના પિતામહ ભીષ્મે કેવી

રીતે દેહનો ત્યાગ કર્યો હતો તથા તે સમયે કયા યોગને ધારણ કર્યો હતો તે કહો.[૧]

વૈશમ્પાયન બોલ્યા;–હે રાજન્! હે કુરુકુળસિંહ! તમે પવિત્ર, સાવધાન થઇને અને એકાગ્રચિત્ત થઇને, મહાત્મા ભીષ્મે પોતાના દેહનો કેવી રીતે ત્યાગ કર્યો હતો, તે કથા સાંભળો.[૨] જ્યારે દક્ષિણાયનના સૂર્ય નિવૃત્ત થઇને ઉત્તરાયણના થયા, ત્યારે ભીષ્મે સાવધાન થઇને પોતાના મનને સ્થિર કર્યું.[૩] જેની આસપાસ શ્રેષ્ઠ બ્રાહ્મણમંડળ બિરાજતું હતું તેવા ભીષ્મ સેંકડો બાણોથી ઢંકાઇ ગયા હતા. તેની તે સમયની સ્થિતિ જેમ સૂર્ય આસપાસ ફેલાઈ ગયેલાં કિરણોથી ઢંકાઇ જાય ને શોભે, તેવી અલૌકિક શોભાયુક્ત થઈ રહી હતી.[૪] વેદ જાણનાર વેદવ્યાસ, દેવર્ષિ નારદ, દેવસ્થાન, વાત્સ્ય, અશ્મક, સુમંતુ,[૫] જૈમિનિ, મહાત્મા પૈલ, શાંડિલ્ય, દેવલ,* બુદ્ધિમાન્ મૈત્રેય,[૬] અસિત, વસિષ્ઠ, મહાત્મા કૌશિક, હારીત, લોમશ, બુદ્ધિમાન્ આત્રેય,[૭] બૃહસ્પતિ, શુક્રાચાર્ય, મહામુનિ ચ્યવન, સનત્કુમાર, વાલ્મીકિ, તુંબરુ અને કુરુ,[૮] મૌદ્ગલ્ય, ભાર્ગવ-પરશુરામ, મહામુનિ તૃણબિંદુ, પિપ્પલાદ, વાયુ, સંવર્ત, પુલહ, કચ,[૯] કાશ્યપ, પુલસ્ત્ય, ક્રતુ, દક્ષ, પરાશર, મરીચિ, અંગિરા, કાશ્ય, ગૌતમ, મુનિ ગાલવ,[૧૦] ધૌમ્ય, વિભાંડ, માંડવ્ય, ધૌમ્ર, કૃષ્ણાનુભૌતિક, ઉત્તમ બ્રાહ્મણ ઉલૂક, મહામુનિ માર્કંડેય, ભાસ્કરિ, પૂરણ, કૃષ્ણ અને પરમ ધાર્મિક સૂત એ તથા બીજા મહાભાગ્યશાળી ને શ્રદ્ધા, દમ તથા શમસંપન્ન મહાત્મા મુનિગણોથી વિંટાયલા ભીષ્મ, ગ્રહોથી વિંટાયલા ચંદ્રના જેવા દીપતા હતા. પુરુષોમાં વાઘ સરખા, બાણશય્યામાં પોઢેલા ભીષ્મ પિતામહ, બે હાથ જોડી મન, વાણી તથા કાયાથી પવિત્ર થઇને શ્રીકૃષ્ણનું ધ્યાન ધરતા હતા. પરમ ધર્માત્મા અને વક્તાઓમાં અત્યંત શ્રેષ્ઠ ને સમર્થ ભીષ્મ પિતામહ, યોગના ઇશ્વર, કમળના પુષ્પ સરખી ગોળાકાર નાભિવાળા, જગતના પતિ, વ્યાપક ને જયશીલ એવા મધુસૂદનની હૃષ્ટ તથા પુષ્ટ સ્વરથી (અર્થાત્ ગંભીર કંઠથી) સ્તુતિ કરવા લાગ્યા.[૧૧–૧૫]

**भीष्म उवाच**

**आरिराधयिषुः कृष्णं वाचं जिगदिषामि याम् ॥**

**तया व्याससमासिन्या प्रीयतां पुरुषोत्तमः ॥ १६ ॥**

ભીષ્મ સ્તુતિ કરે છે;–હે શ્રી કૃષ્ણ! હે પુરુષોત્તમ! તારી આરાધના કરવાની ઇચ્છાથી, વિસ્તારવાળી અથવા તો ટુંકી એવી જે વાણીવડે સ્તુતિ કરવાની હું ઇચ્છા રાખું છું, તે વાણીવડે તું પ્રસન્ન થા![૧૬]

**शुचिं शुचिपदं हंसं तत्पदं परमेष्ठिनम् ॥**

**मुक्त्वा सर्वात्मनाऽऽत्मानं तं प्रपद्ये प्रजापतिम् ॥ १७ ॥**

તું સ્વપર દોષોથી રહિત છે, પવિત્ર ધામવાળો છે, સર્વનું અતિક્રમણ કરીને રહેનારો છે; तत्त्वमसि એ મહાવાકયમાં तत् પદના અર્થરૂપ છે, હિરણ્યગર્ભરૂપ છે, પ્રજાનો પતિ છે, સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહથી રહિત છે અને આત્મારૂપ છે, એવા તને શ્રીકૃષ્ણને હું શરણે જાઉં છું.[૧૭]

**अनाद्यंतं परं ब्रह्म न देवा नर्षयो विदुः ॥**

**एकोऽयं वेद भगवान् धाता नारायणो हरिः ॥ १८ ॥**

તું આદિ રહિત છે, અંત રહિત પરબ્રહ્મરૂપ છે, દેવતાઓ તથા ઋષિઓ તારાં સ્વરૂપને જાણતા નથી. એક ભગવાન્ બ્રહ્મા કે નારાયણ એવા શ્રી હરિ જ તને જાણે છે.[૧૮]

**नारायणादृषिगणास्तथा सिद्धमहोरगाः ॥**

**देवा देवर्षयश्चैव यं विदुः परमव्ययम् ॥ १९ ॥**

જે નારાયણથી, ઋષિઓના ગણો, સિદ્ધો, મોટા ઉરગો, દેવો અને દેવર્ષિઓ ઉત્પન્ન થયા છે તેઓ પરમ અવ્યયરૂપ તને જાણે છે.[૧૯]

**देवदानवगंधर्वा यक्षराक्षसपन्नगाः ॥**

**यं न जानंति को ह्येष कुतो वा भगवानिति ॥ २० ॥**

દેવો, દાનવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો અને પન્નગો તને જાણતા જ નથી અને વિચાર કર્યા કરે છે કે, આ ભગવાન્ કોણ છે અને કોનાથી ઉત્પન્ન થયો છે.[૨૦]

**यस्मिन्विश्वानि भूतानि तिष्ठंति च विशंति च ॥**

**गुणभूतानि भूतेशे सूत्रे मणिगणा इव ॥ २१ ॥**

તારે વિષે સર્વ પ્રાણીઓ રહેલાં છે અને તારે વિષે છેવટે લય પામે છે. જેમ માળાના મણકાઓ સૂત્રવિષે પરોવાઇને રહેલા છે, તેમ પ્રાણીનો ઇશ્વર એવો જે તું, તે પરમાત્માવિષે સત્વાદિક ગુણવાળાં પ્રાણીઓ પરોવાઇને રહેલાં છે.[૨૧]

**यस्मिन्नित्ये तते तंतौ दृढे स्रगिव तिष्ठति ॥**

**सदसद्ग्रथितं विश्वं विश्वांगे विश्वकर्मणि ॥ २२ ॥**

જેમ વિસ્તારવાળા દૃઢ સૂત્ર વિષે માળા રહેલી હોય છે તેમ નિત્ય, વ્યાપક, વિશ્વના આધારભૂત અને વિશ્વને નિર્માણ કરનારો તું જે પરમાત્મા, તેને વિષે સદ્ તથા અસદ્રૂપ આ વિશ્વ ગુંથાઇને રહેલું છે.[૨૨]

**हरिं सहस्रशिरसं सहस्रचरणेक्षणम् ॥**

**सहस्रबाहुमुकुटं सहस्रवदनोज्ज्वलम् ॥ २३ ॥**

* બેંગાળની પ્રતમાં દેવરાત નામ છે.

જેને હજાર મસ્તકો છે, હજાર ચરણો છે, હજાર નેત્રો છે, હજાર બાહુઓ છે, હજાર મુકુટો છે અને હજાર ઉજ્જ્વળ મુખ છે એવા શ્રી હરિરૂપ તને હું નમસ્કાર કરું છું.[२३]

प्राहुर्नारायणं देवं यं विश्वस्य परायणम् ॥

अणीयसामणीयांसं स्थविष्ठं च स्थवीयसाम् ॥ २४ ॥

गरीयसां गरिष्ठं च श्रेष्ठं च श्रेयसामपि ॥ २५ ॥

જેને નારાયણ દેવ કહે છે, વિશ્વના પરમ આધાર કહે છે, અણુ કરતાં પણ અણુ કહે છે, સ્થૂલ કરતાં પણ અત્યંત સ્થૂલ કહે છે, ગુરુ કરતાં પણ અત્યંત ગુરુ કહે છે, તે શ્રેષ્ઠ કરતાં પણ અત્યંત શ્રેષ્ઠ છે.[२४-२५]

यं वाकेष्वनुवाकेषु निषत्सूपनिषत्सु च ॥

गृणंति सत्यकर्माणं सत्यं सत्येषु सामसु ॥ २६ ॥

વાક (મંત્ર)માં, અનુવાકમાં (વેદના વિવરણરૂપ બ્રાહ્મણમાં), નિષદ્‌માં (કર્માંગ દેવતા આદિક જ્ઞાનવાક્યમાં) તથા (કેવળ આત્મજ્ઞાપક) ઉપનિષદ્ વાક્યમાં, જે પરબ્રહ્મનું વર્ણન છે તે તું છે. સત્ય નામના, (જેમાં અબાધિત અર્થ રહેલો છે એવા) સામોમાં, જે સત્યકર્મ કરનારા પરમાત્માની સ્તુતિ કરવામાં આવે છે, તે નારાયણરૂપ જે તું, તેને હું નમસ્કાર કરું છું.[२६]

चतुर्भिश्चतुरात्मानं सत्वस्थं सात्वतां पतिम् ॥

यं दिव्यैर्देवमर्चंति गुह्यैः परमनामभिः ॥ २७ ॥

(વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ) ચાર નામવડે ક્રમથી (બ્રહ્મ, જીવ, મન અને અહંકાર એવા) ચાર આત્મારૂપ, બુદ્ધિમાં રહેલા, ભક્તોના પતિ અને ગુપ્ત એવાં પરમ દિવ્ય નામોવડે (મુનિઓ) જે દેવનું અર્ચન કરે છે,[२७]

यस्मिन्नित्यं तपस्तप्तं यदंगेष्वनुतिष्ठति ॥

सर्वात्मा सर्ववित्सर्वः सर्वज्ञः सर्वभावनः ॥ २८ ॥

જેને (પ્રસન્ન કરવા) માટે નિત્ય તપ કરવામાં આવે છે, જે (પરમાત્મા) સર્વના મનમાં નિવાસ કરીને રહ્યા છે, જે સર્વના આત્મા છે, સર્વને જાણનારા છે, જે સર્વરૂપ, સર્વજ્ઞ ને સર્વભાવન ( સર્વને ઉત્પન્ન કરનારા ) છે (તે પરમાત્માને હું નમસ્કાર કરું છું.)[२८]

यं देवं देवकी देवी वसुदेवादजीजनत् ॥

भौमस्य ब्रह्मणो गुप्त्यै दीप्तमग्निमिवारणिः ॥ २९ ॥

અરણી જેમ પ્રદીપ્ત એવા અગ્નિને (ઉત્પન્ન કરે છે,) તેમ દેવકી દેવીએ પણ પૃથ્વીપર રહેલ બ્રહ્મના (વેદોના, બ્રાહ્મણોના અને યજ્ઞોનાં) રક્ષણાર્થે શ્રી કૃષ્ણ દેવને ઉત્પન્ન કર્યા છે.[२९]

यमनन्यो व्यपेताशीरात्मानं वीतकल्मषम् ॥

दृष्ट्वाऽनंत्याय गोविंदं पश्यत्यात्मानमात्मनि ॥ ३० ॥

જેની સર્વે આશાઓ દૂર થઈગઈ છે એવો જે (પુરુષ) અનન્ય મનથી એટલે અભેદ બુદ્ધિથી પંડેજ પોતાના હૃદયાકાશમાં, સર્વ દોષોથી રહિત એવા આત્મારૂપ ગોવિંદનાં સૂક્ષ્મ દૃષ્ટિથી દર્શન કરે છે, તે અનંતપણાને અર્થાત્ મુક્તિને પામે છે.[३०]

अतिवाय्विंद्रकर्माणमतिसूर्यातितेजसम् ॥

अतिबुद्धींद्रियात्मानं तं प्रपद्ये प्रजापतिम् ॥ ३१ ॥

તારું પરાક્રમ વાયુ તથા ઇંદ્રના કરતાં પણ અધિક છે; તારું તેજ સૂર્યના કરતાં પણ અધિક છે; તારું સ્વરૂપ બુદ્ધિ અને ઇંદ્રિયોથી પણ અતીત છે; તેવા પ્રજાના પતિ નારાયણને હું નમસ્કાર કરું છું.[३१]

पुराणे पुरुषं प्रोक्तं ब्रह्म प्रोक्तं युगादिषु ॥

क्षये संकर्षणं प्रोक्तं तमुपास्यमुपास्महे ॥ ३२ ॥

પુરાણમાં તારું પુરુષરૂપે, યુગના આરંભમાં તારું બ્રહ્મરૂપે અને પ્રલય સમયે તારું સંકર્ષણરૂપે વર્ણન કરવામાં આવે છે; એવા ઉપાસના કરવા યોગ્ય નારાયણની હું ઉપાસના કરું છું.[३२]

यमेकं बहुधाऽऽत्मानं प्रादुर्भूतमधोक्षजम् ॥

नान्यभक्ताः क्रियावंतो यजंते सर्वकामदम् ॥ ३३ ॥

જે એક છતાં ઇંદ્રાદિક અનેકરૂપે પ્રકટ થયા છે; જે ઇન્દ્રિયોને વશમાં રાખનાર છે અને યજ્ઞાદિક કરનારા એકાંતિક ભક્તોની સર્વ કામનાને પૂરનાર છે, તેનું હું પૂજન કરું છું.[३३]

यमाहुर्जगतः कोशं यस्मिन्सन्निहिताः प्रजाः ॥

यस्मिँल्लोकाः स्फुरंतीमे जले शकुनयो यथा ॥ ३४ ॥

તને જગતના કોશરૂપ-મ્યાનરૂપ કહ્યો છે, તારા વિષે આ સર્વ જગત્ રહેલું છે. જળમાં જેમ હંસ કારંડવાદિ પક્ષીઓ તરે છે, તેમ તારે વિષે પણ સર્વ જગત્ પ્રકાશી રહેલું છે.[३४]

ऋतमेकाक्षरं ब्रह्म यत्तत्सदसतोः परम् ॥

अनादिमध्यपर्यंतं न देवा नर्षयो विदुः ॥

यं सुरासुरगंधर्वाः सिद्धा ऋषिमहोरगाः ॥ ३५ ॥

प्रयता नित्यमर्चंति परमं दुःखभेषजम् ॥

अनादिनिधनं देवमात्मयोनिं सनातनम् ॥ ३६ ॥

તું સત્યરૂપ છે, પ્રણવરૂપ છે, બ્રહ્મરૂપ છે, સત્ અસત્‌થી પર છે, આદિ, મધ્ય અને અંત રહિત છે. તારાં સ્વરૂપને દેવતાઓ તથા ઋષિઓ પણ

જાણતા નથી. તું જે દુઃખના પરમ ઔષધરૂપ છે, તું આદિ અને અંતરહિત સ્વયંભૂ અને સનાતન છે, એવા તને દેવો, અસુરો, ગંધર્વો, સિદ્ધો ઋષિઓ અને મોટા સર્પો નિયમ પરાયણ થઇને પૂજે છે.૩૫-૩૬

**अप्रमेयमनभिज्ञेयं हरिं नारायणं प्रभुम् ॥**
**यं वै विश्वस्य कर्तारं जगतस्तस्थुषां पतिम् ॥**
**वदंति जगतोऽध्यक्षमक्षरं परमं पदम् ॥ ३७ ॥**

તું કોઇથી જોઇ કે જાણી શકાય નહિ તેવો છે, વિશ્વનો કર્તા છે, સ્થાવર જંગમ જગતનો પતિ છે, તને જગતનો અધ્યક્ષ કહેવામાં આવે છે, અક્ષર છે, પરમપદરૂપ છે, નારાયણ છે, પ્રભુરૂપ છે અને હરિ છે, આમ મુનિઓ તારું વર્ણન કરે છે.૩૭

**अथ भीष्मस्तवराजः ॥**

**हिरण्यवर्णं यं गर्भमदितेर्दैत्यनाशनम् ॥**
**एकं द्वादशधा जज्ञे तस्मै सूर्यात्मने नमः ॥ ३८ ॥**

તું સુવર્ણના જેવો ઝળહળતો તેજસ્વી છે, દૈત્યનો નાશ કરનાર છે અને એક છતાં અદિતિના ગર્ભમાં બાર સૂર્યરૂપે પ્રકટ થયો છે, એવા સૂર્યરૂપ તને હું નમસ્કાર કરું છું.૩૮

**शुक्ले देवान्पितृन्कृष्णे तर्पयत्यमृतेन यः ॥**
**यश्च राजा द्विजातीनां तस्मै सोमात्मने नमः ॥ ३९ ॥**

તું શુકલ પક્ષમાં દેવોને અને કૃષ્ણ પક્ષમાં પિતૃઓને અમૃતવડે તૃપ્ત કરે છે, અને (તું) જે દ્વિજ જાતિઓનો રાજા છે, તે સોમરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.૩૯

**महतस्तमसः पारे पुरुषं ह्यतितेजसम् ॥**
**यं ज्ञात्वा मृत्युमत्येति तस्मै ज्ञेयात्मने नमः ॥ ४० ॥**

તું (સંસારરૂપી) મહા અંધકારની પેલે પાર રહેનારો સ્વયંપ્રકાશ પુરુષ છે, જેને જાણીને પુરુષ મૃત્યુનું ઉલ્લંઘન કરી જાય છે, એવા જ્ઞેયાત્માને હું નમસ્કાર કરું છું.૪૦

**यं बृहंतं बृहत्युक्थे यमग्नौ यं महाध्वरे ॥**
**यं विप्रसंघा गायंति तस्मै वेदात्मने नमः ॥ ४१ ॥**

મોટા ઉકથ નામના યજ્ઞમાં (ઋગ્વેદની શાખાના બ્રાહ્મણો) જેની ઋચાવડે સ્તુતિ કરે છે અને (અગ્નિ ચયન નામના મહાયાગમાં દ્વિજોના સમૂહો) (અધ્વર્યુઓ) જેમનું ગાન કરે છે, તે વેદમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.૪૧

**ऋग्यजुःसामधामानं दशार्धहविरात्मकम् ॥**
**यं सप्ततंतुं तन्वंति तस्मै यज्ञात्मने नमः ॥ ४२ ॥**

તું ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદરૂપ છે; તું (ધાના, કરંભ, પરિવાપ, પુરોડાશ અને દુધ) આ પાંચ હવિષ્‌રૂપ છો, (સાત તંતુની પેઠે જેમાં ગાયત્રીની યોજના કરવામાં આવે છે એવા) સાત તંતુરૂપ તારો યજ્ઞવેત્તાઓ વિસ્તાર કરે છે. એવા યજ્ઞરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.૪૨

**चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पंचभिरेव च ॥**
**हूयते च पुनर्द्वाभ्यां तस्मै होमात्मने नमः ॥ ४३ ॥**

(તું 'आश्रावय' આ) ચાર અક્ષરોવડે, ('अस्तुश्रौषट्') આ ચાર અક્ષરોવડે, ('यज' એ) બે અક્ષરોવડે, (ये यजामहे) એ પાંચ અક્ષરોવડે તથા ફરીને ('वषट्' એ) બે અક્ષરોવડે (અર્થાત્ સત્તર અક્ષરોવડે) જેને બળિ આપવામાં આવે છે તે હોમાત્મા પરમાત્માને હું નમસ્કાર કરું છું.૪૩

**यः सुपर्णो यजुर्नाम छंदोगात्रस्त्रिवृच्छिराः ॥**
**रथंतरं बृहत्साम तस्मै स्तोत्रात्मने नमः ॥ ४४ ॥**

વેદ જેને પુરુષરૂપે વર્ણવે છે તે તું છે; તું યજુષ્ નામે છે; (ગાયત્રી વગેરે વેદના છંદો) તારાં ગાત્રો (અવયવો) છે. ત્રણ વેદથી થનારા યજ્ઞો તારાં ત્રણ મસ્તકો છે; रथन्तर અને बृहत् તારાં પ્રીતિવચન છે. આવા સ્તોત્રરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.૪૪

**यः सहस्रसमे सत्रे जज्ञे विश्वसृजामृषिः ॥**
**हिरण्यपक्षः शकुनिस्तस्मै हंसात्मने नमः ॥ ४५ ॥**

તું પ્રજાપતિઓના હજાર વર્ષના મહાયજ્ઞમાં સુવર્ણની પાંખોવાળા પક્ષીરૂપે પ્રકટ થયો હતો. એવા ઋષિરૂપ તને હંસાત્માને હું નમસ્કાર કરું છું.૪૫

**पादांगं संधिपर्वाणं स्वरव्यंजनभूषणम् ॥**
**यमाहुरक्षरं दिव्यं तस्मै वागात्मने नमः ॥ ४६ ॥**

*(सुबंतंतिङंत) પદ તારાં અંગ છે, (પાંચ પ્રકારના) સંધિઓ તારા શરીરના સાંધાઓ છે; સ્વરો તથા વ્યંજનો તારાં આભૂષણ છે; તને દિવ્ય અક્ષરરૂપ કહેવામાં આવે છે: એવા વાણીરૂપ તને (પરમાત્માને) હું નમસ્કાર કરું છું.૪૬

**यज्ञांगो यो वराहो वै भूत्वा गामुज्जहार ह ॥**
**लोकत्रयहितार्थाय तस्मै वीर्यात्मने नमः ॥ ४७ ॥**

જેણે મહાયજ્ઞના અંગરૂપ વરાહ અવતાર ધરીને ત્રણ લોકના હિત માટે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો, તે વીર્યાત્માને હું નમસ્કાર કરું છું.૪૭

**यः शेते योगमास्थाय पर्यंके नागभूषिते ॥**
**फणासहस्ररचिते तस्मै निद्रात्मने नमः ॥ ४८ ॥**

* 'सुप्' આદિ વિભક્તિના પ્રત્યયો 'ति' આદિ ક્રિયાપદના પ્રત્યયો જેને લાગે છે અર્થાત્ નામાદિ અને ક્રિયાપદને પ્રત્યય લાગવા પછી જે રૂપ થાય, તેને પદ કહેવામાં આવે છે.

જે પોતાની યોગમાયાનો સ્વીકાર કરી શેષનાગની હજાર ફેણોથી રચેલા શોભાયમાન પલંગ ઉપર પોઢે છે, એવા નિદ્રારૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૪૮]

**यस्तनोति सतां सेतुमृतेनामृतयोनिना ॥**
**धर्मार्थव्यवहारांगैस्तस्मै सत्यात्मने नमः ॥ ४९ ॥**

ધર્મને માટે જ જેનો વાગાદિક સર્વ વ્યવહાર છે એવી ઇંદ્રિયોવડે અર્થાત્ વશ કરેલી ઇંદ્રિયોવડે મોક્ષ આપનારા વેદોક્ત સત્ય ઉપાયથી સત્પુરુષોને સંસારસિંધુને પાર ઉતારનારી યોગધર્મરૂપી સેતુનો તું જે વિસ્તાર કરે છે, તે સત્યરૂપ પરમાત્માને નમસ્કાર કરું છું.[૪૯]

**यं पृथग्धर्मचरणाः पृथग्धर्मफलैषिणः ॥**
**पृथग्धर्मैः समर्चंति तस्मै धर्मात्मने नमः ॥ ५० ॥**

પૃથક્ પૃથક્ ધર્મનું આચરણ કરનારા અને પૃથક્ પૃથક્ ધર્મના ફળની ઇચ્છાવાળા પુરુષો પૃથક્ ધર્મવડે જેનું પૂજન કરે છે એવા ધર્માત્મારૂપને હું નમસ્કાર કરું છું.[૫૦]

**यतः सर्वे प्रसूयंते ह्यनंगात्मांगदेहिनः ॥**
**उन्मादः सर्वभूतानां तस्मै कामात्मने नमः ॥ ५१ ॥**

તારાથી કામનામય શરીરવાળાં સર્વે પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે ને વળી તું સર્વ પ્રાણીઓના ઉન્માદરૂપ છે, એવા કામરૂપ તને હું નમસ્કાર કરું છું.[૫૧]

**यं च व्यक्तस्थमव्यक्तं विचिन्वंति महर्षयः ॥**
**क्षेत्रे क्षेत्रज्ञमासीनं तस्मै क्षेत्रात्मने नमः ॥ ५२ ॥**

વ્યક્ત એવા શરીરમાં ઇંદ્રિયાદિકથી અગોચરરૂપે રહેલા જે પરમાત્માને મહર્ષિઓ શોધે છે અને જે ક્ષેત્રમાં (શરીરમાં) ક્ષેત્રજ્ઞરૂપે રહેલા છે, તે ક્ષેત્રજ્ઞ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૨]

**यं त्रिधात्मानमात्मस्थं वृतं षोडशभिर्गुणैः ॥**
**प्राहुः सप्तदशं सांख्यास्तस्मै सांख्यात्मने नमः ॥५३॥**

તું જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ, ત્રણ અવસ્થાવાળો છે, સ્વસ્વરૂપમાં રહેલો છે, (પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, મન અને પાંચભૂતો એ) સોળ વિકારોવડે યુક્ત છે, વળી સાંખ્ય શાસ્ત્ર જાણનારાઓ તને સત્તરમા પુરુષરૂપે વર્ણવે છે, તે સાંખ્યરૂપ પરમાત્માને, હું નમસ્કાર કરું છું.[૫૩]

**यं विनिद्रा जितश्वासाः सत्वस्था संयतेंद्रियाः ॥**
**ज्योतिः पश्यंति युंजानास्तस्मै योगात्मने नमः ॥५४॥**

નિદ્રારહિત થઈ, પ્રાણાયામ કરી, મનમાં સ્થિતિ કરી, ઇંદ્રિયોનો નિરોધ કરીને, યોગાભ્યાસ કરનારા યોગીઓ, તારા પરમ જ્યોતિષ્ સ્વરૂપને જુવે છે, તે યોગરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૪]

**अपुण्यपुण्योपरमे यं पुनर्भवनिर्भयाः ॥**
**शांताः संन्यासिनो यांति तस्मै मोक्षात्मने नमः ॥५५॥**

પાપ તથા પુણ્ય ક્ષય થઇ ગયા પછી, પુનર્જન્મથી નિર્ભય થયેલા શાંત સંન્યાસીઓ જેને વિષે મોક્ષને પામે છે, તે મોક્ષરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૫]

**योऽसौ युगसहस्रांते प्रदीप्तार्चिर्विभावसुः ॥**
**संभक्षयति भूतानि तस्मै घोरात्मने नमः ॥ ५६ ॥**

જે હજારો યુગોને અંતે મહાપ્રલય સમયે બળબળતી ઝાળવાળા અગ્નિરૂપ થઇને ભૂતોનું ભક્ષણ કરે છે, તે ઘોરરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૬]

**संभक्ष्य सर्वभूतानि कृत्वा चैकार्णवं जगत् ॥**
**बालः स्वपिति यश्चैकस्तस्मै मायात्मने नमः ॥ ५७ ॥**

જે સર્વ પ્રાણીઓનું ભક્ષણ કરી, આખા જગતને એકાકાર કરી, સ્વયં બાલરૂપ થઇને એકલો શયન કરે છે, તે માયારૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૭]

**तद्यस्य नाभ्यां संभूतं यस्मिन्विश्वं प्रतिष्ठितम् ॥**
**पुष्करे पुष्कराक्षस्य तस्मै पद्मात्मने नमः ॥ ५८ ॥**

જે કમળના જેવાં નેત્રવાળા પરમાત્માની નાભિમાંથી કમળરૂપે ઉત્પન્ન થયો છે અને જે કમળવિષે આ વિશ્વ રહ્યું છે, તે કમળરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૮]

**सहस्रशिरसे चैव पुरुषायामितात्मने ॥**
**चतुःसमुद्रपर्याययोगनिद्रात्मने नमः ॥ ५९ ॥**

જેને હજાર મસ્તકો છે, જેનાં અનંત સ્વરૂપો છે, જેનામાંથી ચાર સમુદ્ર સમાન વિશાળ ચાર પ્રકારની કામના નાશ પામી છે, એવા યોગનિદ્રારૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૯]

**यस्य केशेषु जीमूता नद्यः सर्वांगसंधिषु ॥**
**कुक्षौ समुद्राश्चत्वारस्तस्मै तोयात्मने नमः ॥ ६० ॥**

મેઘો જેના કેશો છે, નદીઓ જેનાં સર્વ શરીરોની સંધિઓ છે તથા જેના ઉદર વિષે ચાર સમુદ્રો છે, તે જળરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૬૦]

**यस्मात्सर्वाः प्रसूयंते सर्गप्रलयविक्रियाः ॥**
**यस्मिंश्चैव प्रलीयंते तस्मै हेत्वात्मने नमः ॥ ६१ ॥**

ઉત્પત્તિ તથા પ્રલયરૂપ સર્વ વિકારો જેમાંથી ઉત્પન્ન થાય છે ને જેને વિશે લય પામે છે, એવા કારણરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૬૧]

यो निषण्णो भवेद्रात्रौ दिवा भवति विष्ठितः ॥
इष्टानिष्टस्य च द्रष्टा तस्मै द्रष्ट्रात्मने नमः ॥ ६२ ॥

જે રાત્રે તથા દિવસે (અર્થાત્ જાગ્રત તથા સુષુપ્તિમાં) સાક્ષીરૂપે જાગૃત રહે છે; જે ઇષ્ટ તથા અનિષ્ટ વસ્તુના દ્રષ્ટારૂપ છે, એવા દ્રષ્ટારૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૬૨]

अकुंठं सर्वकार्येषु धर्मकार्यार्थमुद्यतम् ॥
वैकुंठस्य च तद्रूपं तस्मै कार्यात्मने नमः ॥ ६३ ॥

જે અટકયા વગર સર્વ કાર્ય કરનારો છે, ધર્મકાર્ય કરવા માટે જે નિત્ય તત્પર રહે છે અને જેનું સ્વરૂપ વૈકુંઠ છે, એવા કાર્યાત્મારૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૬૩]

त्रिःसप्तकृत्वो यः क्षत्रं धर्मव्युत्क्रांतगौरवम् ॥
क्रुद्धो निजघ्ने समरे तस्मै क्रौर्यात्मने नमः ॥ ६४ ॥

જેઓએ અધર્મથી ધર્મની મર્યાદાનાં ગૌરવનું ઉલ્લંઘન કર્યું હતું એવા ક્ષત્રિયનો એકવીસ વાર ક્રોધ કરીને જેણે રણમાં સંહાર કર્યો છે, તે ક્રૂરાત્મા (પરશુરામરૂપ) પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૬૪]

विभज्य पंचधाऽऽत्मानं वायुर्भूत्वा शरीरगः ॥
यश्चेष्टयति भूतानि तस्मै वाय्वात्मने नमः ॥ ६५ ॥

જે પોતાના શરીરના પાંચ વિભાગ કરીને શરીરમાં પાંચ વાયુરૂપે રહેલો છે અને સર્વ પ્રાણીઓની પાસે ક્રિયા કરાવે છે, આવા વાયુરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૬૫]

युगेष्वावर्तते योगैर्मासर्त्वयनहायनैः ॥
सर्गप्रलययोः कर्ता तस्मै कालात्मने नमः ॥ ६६ ॥

જે સત્યાદિક યુગોમાં યોગ માયાના પ્રભાવથી (મત્સ્ય, કૂર્મ, વરાહ વગેરે) અવતાર ધારણ કરે છે; તથા (જે માસ, ઋતુ, અયન અને વર્ષવડે જગતની) ઉત્પત્તિ તથા લય કરે છે, તે કાલાત્માને હું નમસ્કાર કરું છું.[૬૬]

ब्रह्म वक्त्रं भुजौ क्षत्रं कृत्स्नमूरूदरं विशः ॥
पादौ यस्याश्रिताः शूद्रास्तस्मै वर्णात्मने नमः ॥६७॥

બ્રાહ્મણો જેનું મુખ છે, ક્ષત્રિયો જેના બાહુ છે, વૈશ્યો જેની જાંઘ છે અને શૂદ્રો જેનાં ચરણ છે, તે વર્ણાત્માને હું નમસ્કાર કરું છું.[૬૭]

यस्याग्निरास्यं द्यौर्मूर्धा खं नाभिश्चरणौ क्षितिः ॥
सूर्यश्चक्षुर्दिशः श्रोत्रे तस्मै लोकात्मने नमः ॥ ६८ ॥

અગ્નિ જેનું મુખ છે, સ્વર્ગ જેનું મસ્તક છે, આકાશ જેની નાભિ છે, પૃથ્વી જેના ચરણ છે, સૂર્ય જેનાં નેત્ર છે અને દિશાઓ જેના કાન છે, તે લોકાત્માને હું નમસ્કાર કરું છું.[૬૮]

परः कालात्परो यज्ञात्परात्परतरश्च यः ॥
अनादिरादिर्विश्वस्य तस्मै विश्वात्मने नमः ॥ ६९ ॥

જે કાળથી પણ પર છે, યજ્ઞથી પણ પર છે, પરથી પણ અત્યંત પર છે. વળી જે વિશ્વના આદિ, અનાદિરૂપ છે, તે વિશ્વાત્માને હું નમસ્કાર કરું છું.[૬૯]

विषये वर्तमानानां यं तं वैशेषिकैर्गुणैः ॥
प्राहुर्विषयगोप्तारं तस्मै गोप्त्रात्मने नमः ॥ ७० ॥

વૈશેષિક દર્શનમાં વર્ણવેલા ગુણો પ્રમાણે જગતનાં મનુષ્યો તમને જગતના રક્ષક માને છે તે જગતના રક્ષકરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૭૦]

अन्नपानेंधनमयो रसप्राणविवर्धनः ॥
यो धारयति भूतानि तस्मै प्राणात्मने नमः ॥ ७१ ॥

જે અન્ન અને પાનરૂપી ઇંધનવડે શારીર રસની અને પ્રાણની વૃદ્ધિ કરે છે અને સર્વ પ્રાણીઓને ધારણ કરે છે, તે પ્રાણાત્માને હું નમસ્કાર કરું છું.[૭૧]

प्राणानां धारणार्थाय योऽन्नं भुंक्ते चतुर्विधम् ॥
अंतर्भूतः पचत्यग्निस्तस्मै पाकात्मने नमः ॥ ७२ ॥

જે પ્રાણોને ટકાવી રાખવા માટે ચાર પ્રકારના અન્નનું ભોજન કરે છે અને શરીરમાં અગ્નિરૂપે રહીને તેને પચાવે છે, એવા પાકાત્મારૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૭૨]

पिंगेक्षणसटं यस्य रूपं दंष्ट्रानखायुधम् ॥
दानवेंद्रांतकरणं तस्मै दृप्तात्मने नमः ॥ ७३ ॥

(અરધું મનુષ્યનું ને અરધું સિંહનું રૂપ ધારણ કરનારા એવા જેનાં) નેત્ર અને જેની કેશવાળી પિંગળા વર્ણની છે તથા ડાઢો અને નખો જેનાં આયુધો છે, તથા જે હિરણ્યકશિપુ નામના દાનવના રાજાનો નાશ કરનારો છે, તે અહંકારરૂપ (નૃસિંહાવતારરૂપ) તને હું નમસ્કાર કરું છું.[૭૩]

यं न देवा न गंधर्वा न दैत्या न च दानवाः ॥
तत्त्वतो हि विजानंति तस्मै सूक्ष्मात्मने नमः ॥ ७४ ॥

જેને દેવો, ગંધર્વો, દૈત્યો અને દાનવો યથાર્થ રીતે જાણતા નથી, તે સૂક્ષ્મરૂપાત્માને હું નમસ્કાર કરું છું.[૭૪]

रसातलगतः श्रीमाननंतो भगवान्विभुः ॥
जगद्धारयते कृत्स्नं तस्मै वीर्यात्मने नमः ॥ ७५ ॥

જે શ્રીમાન્ છે, અનંત છે ઐશ્વર્યવાળો છે, અને વ્યાપક છે, જે અનંતને રૂપે રસાતળમાં જઇને જગતને ધારણ કરે છે, તે વીર્યાત્માને હું નમસ્કાર કરું છું.[૭૫]

यो मोहयति भूतानि स्नेहपाशानुबंधनैः ॥
सर्गस्य रक्षणार्थाय तस्मै मोहात्मने नमः ॥ ७६ ॥

જે સૃષ્ટિના રક્ષણુમાટે સ્નેહપાશરૂપી બંધનવડે પ્રાણીઓને મોહ પમાડે છે, તે મોહાત્માને હું નમસ્કાર કરું છું.[૭૬]

आत्मज्ञानमिदं ज्ञानं ज्ञात्वा पंचस्ववस्थितम् ॥
यं ज्ञानेनाभिगच्छंति तस्मै ज्ञानात्मने नमः ॥ ७७ ॥

યોગીઓ જે પંચમહાભૂતને વિષે રહેલા જ્ઞાનરૂપ આત્મજ્ઞાનને જાણીને તે જ્ઞાનદ્વારા જેના સ્વરૂપને પ્રાપ્ત કરે છે, તે જ્ઞાનાત્માને હું નમસ્કાર કરું છું.[૭૭]

अप्रमेयशरीराय सर्वतो बुद्धिचक्षुषे ॥
अनंतपरिमेयाय तस्मै दिव्यात्मने नमः ॥ ७८ ॥

જે ઇન્દ્રિયાદિકથી અગોચર એવાં શરીરને ધારણ કરે છે, જેની બુદ્ધિ અને નેત્ર સર્વત્રવ્યાપી છે, જે અપાર પદાર્થોથી ભરપૂર છે, એવા દિવ્ય દેહધારી-દિવ્યાત્માને હું નમસ્કાર કરું છું.[૭૮]

जटिने दंडिने नित्यं लंबोदरशरीरिणे ॥
कमंडलुनिषंगाय तस्मै ब्रह्मात्मने नमः ॥ ७९ ॥

જે નિત્ય જટા અને દંડને ધારણ કરનારા છે, જે વિશાળ ઉદરવાળા છે, જે કમંડળના જળરૂપી દિવ્ય ભાથાવાળા છે, એવા બ્રહ્માત્માને હું નમસ્કાર કરું છું.[૭૯]

शूलिने त्रिदशेशाय त्र्यंबकाय महात्मने ॥
भस्मदिग्धोर्ध्वलिंगाय तस्मै रुद्रात्मने नमः ॥ ८० ॥

જે શૂળધારી દેવતાઓના ઇશ્વર, ત્રણ નેત્રવાળા, મહાત્મા, શરીર ઉપર ભસ્મ ધારણ કરનારા અને ઉર્ધ્વ-મૂર્તિ છે, એવા રુદ્રાત્માને હું નમસ્કાર કરું છું.[૮૦]

चंद्रार्धकृतशीर्षाय व्यालयज्ञोपवीतिने ॥
पिनाकशूलहस्ताय तस्मै उग्रात्मने नमः ॥ ८१ ॥

જે મસ્તક ઉપર અર્ધ ચંદ્રને ધારણ કરનારા, સર્પ-રૂપી યજ્ઞોપવીતને ધારણ કરનારા અને હાથમાં પિનાક તથા ત્રિશૂળ ધારણ કરનારા છે, એવા ઉગ્રાત્માને હું નમસ્કાર કરું છું.[૮૧]

सर्वभूतात्मभूताय भूतादिनिधनाय च ॥
अक्रोधद्रोहमोहाय तस्मै शांतात्मने नमः ॥ ८२ ॥

તું જે સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે, સર્વ પ્રાણીઓના આદિ તથા અંતના કારણરૂપ છે અને ક્રોધ, દ્રોહ ને મોહથી રહિત છે, એવા શાંતાત્માને હું નમસ્કાર કરું છું.[૮૨]

यस्मिन्सर्वं यतः सर्वं यः सर्वं सर्वतश्च यः ॥
यश्च सर्वमयो नित्यं तस्मै सर्वात्मने नमः ॥ ८३ ॥

જેના વિષે આ સર્વ વિશ્વ રહેલું છે, જેનાથી આ સર્વ ઉત્પન્ન થયું છે, જે સર્વરૂપ છે, સર્વમાં વ્યાપી રહ્યો છે, જે સર્વમય ને નિત્ય છે, તેવા સર્વાત્માને હું નમસ્કાર કરું છું.[૮૩]

विश्वकर्मन्नमस्तेऽस्तु विश्वात्मन्विश्वसंभव ॥
अपवर्गस्थ भूतानां पंचानां परतः स्थितः ॥ ८४ ॥

હે વિશ્વના રચનાર! તને નમસ્કાર હો! હે વિશ્વા-ત્મા! હે વિશ્વસંભવ! હે મુક્તિમાં સ્થિતિ કરનાર! પાંચ ભૂતોથી પર રહેનારા એવા તને હું નમસ્કાર કરું છું.[૮૪]

नमस्ते त्रिषु लोकेषु नमस्ते परतस्त्रिषु ॥
नमस्ते दिक्षु सर्वासु त्वं हि सर्वमयो निधिः ॥ ८५ ॥

ત્રણે લોકોને વિષે વ્યાપ્ત એવા તને નમસ્કાર હો! ત્રણે લોકોથી પર એવા તને નમસ્કાર હો! સર્વ દિશાઓમાં વ્યાપક એવા તને નમસ્કાર હો! તું સર્વત્ર વ્યાપક એવા એક નિધિરૂપ છે.[૮૫]

नमस्ते भगवन्विष्णो लोकानां प्रभवाप्यय ॥
त्वं हि कर्ता हृषीकेश संहर्ता चापराजितः ॥ ८६ ॥

હે ભગવન્! હે વિષ્ણુ! હે લોકોની ઉત્પત્તિ અને લય કરનારા! તને નમસ્કાર કરું છું! હે હૃષીકેશ! (ઇન્દ્રિયોના સ્વામી!) તું ઉત્પત્તિ કર્તા છે, પ્રલયકર્તા છે ને અપરાજિત છે.[૮૬]

न हि पश्यामि ते भावं दिव्यं हि त्रिषु वर्त्मसु ॥
त्वां तु पश्यामि तत्त्वेन यत्ते रूपं सनातनम् ॥८७॥

હે પરમાત્મન્! ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળમાં તારાં દિવ્ય સ્વરૂપને હું જોઈ શકતો નથી; પરંતુ તત્ત્વવડે તારાં સનાતન સ્વરૂપને હું જોઉં છું![૮૭]

दिवं ते शिरसा व्याप्तं पद्भ्यां देवी वसुंधरा ॥
विक्रमेण त्रयो लोकाः पुरुषोऽसि सनातनः ॥ ८८ ॥

તારા મસ્તકવડે સ્વર્ગ વ્યાપ્ત થયું છે, ચરણવડે પૃથ્વી દેવી વ્યાપ્ત થઈ છે અને પરાક્રમવડે ત્રણ લોકો વ્યાપ્ત થયા છે. તું સનાતન પુરુષ છે.[૮૮]

दिशो भुजा रविश्चक्षुर्वीर्ये शुक्रः प्रतिष्ठितः ॥
सप्तमार्गो निरुद्धास्ते वायोरमिततेजसः ॥ ८९ ॥

દિશાઓ તારી ભુજા છે સૂર્ય તારાં નેત્ર છે અને વીર્ય તારું શુક્ર છે. વળી તું અપાર પરાક્રમવાળો છે, તેમ જ વાયુના સાત માર્ગોને તું રોકનારો છે.[૮૯]

अतसीपुष्पसंकाशं पीतवाससमच्युतम् ॥
ये नमस्यंति गोविंदं न तेषां विद्यते भयम् ॥ ९० ॥

તારા શરીરની કાંતિ અળસીના પુષ્પ સમાન છે; તેં પીતાંબર ધારણ કર્યું છે, તું અચ્યુત છે તથા ગો (વેદવાણી)નો રક્ષક છે. આવા તને જેઓ નમસ્કાર કરે છે, તેઓને સર્વથા ભય રહેતો નથી.૯૦

एकोऽपि कृष्णस्य कृतः प्रणामो दशाश्वमेधावभृथेन तुल्यः
दशाश्वमेधी पुनरेति जन्म कृष्णप्रणामी न पुनर्भवाय९१

હે કૃષ્ણ! એકવાર પણ તને નમસ્કાર કરે છે, તે દશ અશ્વમેધ યજ્ઞના અવભૃથ સ્નાન સમાન છે; અને દશ અશ્વમેધયજ્ઞ કરનારો પુનઃ જન્મ ધારણ કરે છે, પણ શ્રીકૃષ્ણને પ્રણામ કરનારો પુનઃ જન્મ ધારણ કરતો નથી.૯૧

कृष्णव्रताः कृष्णमनुस्मरंतो रात्रौ च कृष्णं पुनरुत्थिता ये
ते कृष्णदेहाः प्रविशंति कृष्णमाज्यं यथा मंत्रहुतं हुताशे॥

જે કૃષ્ણનું જ વ્રત કરે છે, કૃષ્ણનું જ સ્મરણ કરે છે, રાત્રિમાં પણ પુનઃ ઉઠીને શ્રીકૃષ્ણનું ભજન કરે છે તેઓ, જેમ મંત્રવડે અગ્નિમાં હોમેલું ઘી દેવોને પહોંચે છે, તેમ (મરણ પછી) શ્રીકૃષ્ણરૂપ થઇને શ્રી કૃષ્ણમાં પ્રવેશ કરે છે.૯૨

नमो नरकसंत्रासरक्षामंडलकारिणे ॥
संसारनिम्नगावर्ततरिकाष्ठाय विष्णवे ॥ ९३ ॥

નરકના ત્રાસમાંથી પૂર્ણપણે રક્ષા કરનાર અને સંસારરૂપી નદીના આવર્તને (ઘુમરીને) તરવામાં નૌકા સમાન, હે વિષ્ણુ! હું તને નમસ્કાર કરું છું.૯૩

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ॥
जगद्धिताय कृष्णाय गोविंदाय नमो नमः ॥ ९४ ॥

બ્રાહ્મણના દેવ, ગાય અને બ્રાહ્મણોનું હિત કરનાર તથા જગતનું હિત કરનારા તથા દેવનું રક્ષણ કરનાર શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરું છું.૯૪

प्राणकांतारपाथेयं संसारोच्छेदभेषजम् ॥
दुःखशोकपरित्राणं हरिरित्यक्षरद्वयम् ॥ ९५ ॥

શ્રી 'હરિ' એવા બે અક્ષર, સંસારરૂપી અરણ્યમાં પ્રાણીઓને ટીમણરૂપ, સંસારનો ઉચ્છેદ કરવામાં ઔષધરૂપ અને દુઃખ તથા શોકમાંથી રક્ષણ કરનારા છે.૯૫

यथा विष्णुमयं सत्यं तथा विष्णुमयं जगत् ॥
यथा विष्णुमयं सर्वं पाप्मा मे नश्यतां तथा ॥ ९६ ॥

જેમ સત્ય વિષ્ણુરૂપ છે, તેમ જગત્ વિષ્ણુરૂપ છે. આ સર્વ પણ જેમ વિષ્ણુમય છે, તેમ મારું મન પણ વિષ્ણુમય છે; માટે મારું પાપ નાશ પામો.૯૬

त्वां प्रसन्नाय भक्ताय गतिमिष्टां जिगीषवे ॥
यच्छ्रेयः पुंडरीकाक्ष तद्ध्यायस्व सुरोत्तम ॥ ९७ ॥

હે પુંડરીકાક્ષ! આ ભક્ત ઈચ્છિત ગતિ મેળવવાની ઇચ્છાથી તારે શરણે આવ્યો છે, માટે દેવોત્તમ! તેનું જે રીતે કલ્યાણ થાય, તે રીતે તું મનમાં વિચાર કર!૯૭

इति विद्यातपोयोनिरयोनिर्विष्णुरीडितः ॥
वाग्यज्ञेनार्चितो देवः प्रीयतां मे जनार्दनः ॥ ९८ ॥

જે વિદ્યાના અને તપસ્યાના કારણરૂપ છે, જે અજન્મારૂપ છે, વિષ્ણુરૂપ છે, જેની સ્તુતિ કરવામાં આવી છે એવા તથા વાણીરૂપી યજ્ઞવડે જેનું પૂજન કરવામાં આવ્યું છે, એવા જનાર્દન દેવ મારા ઉપર પ્રસન્ન થાવ!૯૮

नारायणः परं ब्रह्म नारायणपरं तपः ॥
नारायणः परो देवः सर्वं नारायणः सदा ॥ ९९ ॥

પરબ્રહ્મ નારાયણરૂપ છે; તપ નારાયણથી શ્રેષ્ઠ છે; પરમદેવ નારાયણરૂપ છે, અને આ સર્વ પણ સદા નારાયણરૂપ છે.૯૯

વૈશમ્પાયન કહે છે;-શ્રીકૃષ્ણવિષે જેનું મન ગયેલું છે એવા ભીષ્મે, એ પ્રમાણે સ્તુતિ કરીને कृष्णाय नमः એમ કહીને તે સમયે શ્રી કૃષ્ણને પ્રણામ કર્યા.૧૦૦ માધવ એવા હરિએ ભીષ્મની ભક્તિને, યોગવડે જાણી લઇને, ત્રણ લોકનું દર્શન આપે તેવું દિવ્ય (ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનું) જ્ઞાન તેને આપ્યું અને ત્યાંથી પાછા વિદાય થઇને પોતાની શય્યામાં આવ્યા (અને યુધિષ્ઠિરે તેને જાગૃત કર્યા).૧૦૧ જ્યારે ભીષ્મ બોલતા બંધ પડ્યા, ત્યારે વેદ ભણેલા બ્રાહ્મણો,(જે તેમને વિંટાઇને આસપાસ બેઠાં હતા તે) અશ્રુથી ગળગળી વાણીવડે મહાબુદ્ધિમાન ભીષ્મની સ્તુતિ કરવા લાગ્યા.૧૦૨ એકઠા મળેલા સર્વે ઉત્તમ બ્રાહ્મણો, પ્રથમ પુરુષોત્તમ એવા કેશવની સ્તુતિ કરવા લાગ્યા અને પછી કોમળ સ્વરથી ભીષ્મના ધીરેધીરે વખાણ કરવા લાગ્યા.૧૦૩

પુરુષોત્તમ (યોગ શક્તિથી), ભીષ્મની પોતાને વિષે ભક્તિ જાણીને ઘણા પ્રસન્ન થયા અને એકદમ ઉભા થઇને રથમાં બેઠા. કેશવ અને સાત્યકિ એક જ રથમાં બેસીને જવા લાગ્યા. બીજા રથમાં મહાત્મા યુધિષ્ઠિર અને ધનંજય બેઠા. ભીમસેન, નકુળ ને સહદેવ પણ એક રથમાં બેઠા; અને કૃપાચાર્ય, યુયુત્સુ, અને સૂતકુલોત્પન્ન પરંતપ સંજય પોતપોતાના રથોમાં બેઠા અને સર્વે, રથના નગર જેવી આકૃતિના મોટા રથોમાં બેસીને, પૈડાના મોટા ઘણઘણાટથી પૃથ્વીને કંપાવી દેતા, ભીષ્મની

પાસે જવામાટે નિકળ્યા.[૧૦૪-૧૦૭] જ્યારે તેઓ માર્ગમાં જતા હતા, ત્યારે તે બ્રાહ્મણો સ્તુતિ કરવા લાગ્યા. તે સ્તુતિ પુરુષોત્તમ એવા શ્રી કૃષ્ણે પ્રસન્ન મનથી સાંભળી. કેટલાએક મનુષ્યો એ હાથ જોડીને તેમને પ્રણામ કરવા લાગ્યા. તેઓને કેશી દૈત્યને મારનારા શ્રી કૃષ્ણે પ્રસન્ન મનથી અભિનંદન આપ્યું.[૧૦૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन-पर्वमां 'भीष्मस्तवराज' ए नामनो अध्याय ४७ मो समाप्त.

## અધ્યાય ૪૮ મો.

### પરશુરામનાં સરોવરો !

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! હૃષીકેશ, રાજા યુધિષ્ઠિર, કૃપાચાર્ય વગેરે બીજાઓ તથા ચાર પાંડવો, નગરના જેવી આકૃતિવાળા, પતાકા ને ધ્વજાથી શોભાયમાન, ઉતાવળા ચાલનારા ઘોડાઓથી જોડેલા રથોમાં બેસીને, ભીષ્મની પાસે કુરુક્ષેત્રમાં જવા માટે હસ્તિનાપુરથી નિકળ્યા.[૧-૨] તેઓ જ્યાં આગળ મહાત્મા ક્ષત્રિયોએ પોતાનાં શરીરો તજ્યાં હતાં અને જ્યાં કેશ, મજ્જા ને હાડકાંના ઢગો પડ્યા હતા તેમાં દાખલ થયા.[૩] કુરુક્ષેત્રમાં હાથીઓના તથા ઘોડાઓનાં શરીરો અને હાડકાઓના ઢગો પડેલા હતા. તે પર્વતો જેવા દેખાતા હતા; અને શંખોના ઢગો હોય તેમ ચોતરફ મનુષ્યોના માથાની ખોપરીઓના ઢગો પડ્યા હતા.[૪] ત્યાં હજારો ચિતાઓ સળગતી હતી. કુરુક્ષેત્ર કવચો અને શસ્ત્રોથી ભરપૂર હતું. તે જાણે કાળે ભોજન કર્યા પછી ત્યાગ કરી દીધેલી પાનક ભૂમિ હોય તેના જેવું દીસતું હતું.[૫] તે ભૂત, પ્રેત અને રાક્ષસોના ટોળાઓથી ભરપૂર હતું. આવાં કુરુક્ષેત્રને જોતા જોતા તે મહારથીઓ ઝડપથી આગળ વધવા લાગ્યા.[૬] સર્વ યાદવોને પ્રસન્ન કરનારા મહાબાહુ શ્રીકૃષ્ણે, માર્ગ ઉપરથી જતાં જતાં, યુધિષ્ઠિરને પરશુરામનું પરાક્રમ કહેવાની ઇચ્છાથી કહ્યું કે,[૬-૭] "હે યુધિષ્ઠિર! આ દૂરથી પાંચ ધરાઓ (સરોવરો) દેખાય છે, તે પરશુરામના નામથી પ્રખ્યાત છે. એ પરશુરામે એકવીશવાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરીને ક્ષત્રિયોના રુધિરોથી આ ધરાઓ ઉત્પન્ન કરી, પોતાના પિતૃઓને તૃપ્ત કર્યા[૮] અને તે પછી જ તે ઘોર કર્મથી વિરામ પામ્યા હતા; અર્થાત્ પ્રાચીનકાળથી જ શત્રુઓનો વધ કરવાની રીતિ ચાલી આવે છે."[૯]

યુધિષ્ઠિર બોલ્યા,–"તમે મને કહ્યું કે, પુરાતનકાળમાં પરશુરામે એકવીશવાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી હતી; પરંતુ મને એ વિષયમાં મહાન્ સંશય છે.[૧૦] હે અપાર પરાક્રમી યદુશ્રેષ્ઠ કૃષ્ણ! જો પરશુરામે ક્ષત્રિયના બીજનો નાશ કર્યો તો ક્ષત્રિયની પાછી ઉત્પત્તિ ક્યાંથી થઈ?[૧૧] હે યદુશ્રેષ્ઠ કૃષ્ણ! મહાત્મા પરશુરામે પૂર્વે શા માટે ક્ષત્રિયોનો નાશ કર્યો હતો અને (નાશ કર્યા પછી) ક્ષત્રિયોની પાછી વૃદ્ધિ કેવી રીતે થઈ હતી?[૧૨] હે યદુસિંહ કૃષ્ણ! મહાત્મા પરશુરામે મહાન્ યુદ્ધ કરીને પૂર્વે કરોડો ક્ષત્રિયોને મારી નાંખ્યા હતા, છતાં પાછી પૃથ્વી ક્ષત્રિયોથી તેવી જ ભરપૂર થઇ છે. ભૃગુવંશી મહાત્મા પરશુરામે કુરુક્ષેત્રમાં ક્ષત્રિયોનો નાશ શા માટે કર્યો હતો?[૧૩-૧૪] હે વૃષ્ણીવંશીય! એ વિશે મારા મનમાં સંશય છે તે, હે ગરુડધ્વજ! તમે દૂર કરો. કારણ કે હે ઉપેંદ્ર એવા કૃષ્ણ! વેદ પણ તમારા વચનના કરતાં શ્રેષ્ઠ નથી !"[૧૫]

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય ! યુધિષ્ઠિરનું પ્રશ્ન સાંભળીને ગદના વડા ભાઈ શ્રી કૃષ્ણે, જે પ્રમાણે પૃથ્વી, મરણ પામેલા ક્ષત્રિયોથી ભરપૂર થઇ હતી તે પ્રમાણે, સર્વ વૃત્તાંત યથાર્થ રીતે, અનુપમ બળશાળી યુધિષ્ઠિરને કહી સંભળાવ્યું.[૧૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'परशुरामोपाख्यान' ए नामनो अध्याय ४८ मो समाप्त.

## અધ્યાય ૪૯ મો.

### *પરશુરામ ચરિત્ર.

વાસુદેવ બોલ્યા;–"હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! પરશુરામનો પ્રભાવ, પરાક્રમ ને તેના જન્મનો વૃત્તાંત મેં મહર્ષિઓને મુખે, કથા પ્રસંગમાં જેવો સાંભળ્યો છે તેવો હું તમને કહું છું.[૧] જમદગ્નિના પુત્રે જે કરોડો ક્ષત્રિયોને મારી નાંખ્યા હતા, તે પાછા રાજાઓના વંશમાં જન્મ્યા હતા; અને તેઓ ભારતના યુદ્ધમાં પુનઃ મરણ પામ્યા છે, તે કથા તમે સાંભળો.[૨] હે રાજન્ ! જહ્નુને અજ નામનો પુત્ર થયો. તેનો બલાકાશ્વ નામનો પુત્ર થયો. તેનો પુત્ર, હે રાજા! કુશિક હતો. એ કુશિક ધર્મવેત્તા હતો.[૩] તે પૃથ્વીપર સહસ્રાક્ષના સમાન બળવાન્ ગણાતો હતો. તેણે ત્રણ લોકનો રાજા થાય તેવો અજિત પુત્ર મેળવવાની ઇચ્છાથી મહા તપ આરંભ્યું.[૪] પુત્રોત્પત્તિ કરવામાં સમર્થ એવા તે રાજાને, મહાભયંકર તપ કરતો જોઇને, હજાર નેત્રવાળો પુરંદર (ઇંદ્ર) પોતે જ કુશિકને ત્યાં પુત્રરૂપે ઉત્પન્ન થયો. તેનું નામ ગાધિ પાડ્યું.[૫-૬] એ ગાધિ રાજાને સત્યવતી નામની એક પુત્રી હતી. હે રાજન્ ! તે સત્યવતીને ભૃગુના પુત્ર ઋચી-

* આ ચરિત્ર વનપર્વના પેટા પર્વ તીર્થયાત્રા પર્વના અધ્યાય ૧૧૫-૧૧૬-૧૧૭ માં પણ આપવામાં આવ્યું છે.

કને પરણાવી હતી.[૭] હે કુરુનંદન! સત્યવતીની બાહ્ય તથા અભ્યંતર પવિત્રતાથી ભાર્ગવ (ઋચીક) ઘણા જ પ્રસન્ન થયા અને તેને પુત્ર આપવા માટે એક ચરુ તૈયાર કર્યો. તેમ જ પોતાના સસરા ગાધિને પણ પુત્ર આપવા માટે એક ચરુ તૈયાર કર્યો.[૮] પછી પોતાની સ્ત્રી સત્યવતીને બોલાવીને ભાર્ગવે (ઋચીકે) કહ્યું કે; 'તારે આ ચરુનું ભક્ષણ કરવું અને આ બીજો ચરુ તારી માતાને આપજે![૯] આ ચરુનું ભક્ષણ કરવાથી તારી માતાને જે પુત્ર થશે, તે ઘણો જ તેજસ્વી, અને ક્ષત્રિયોમાં સાંઢ જેવો (મહાબળવાન્) થશે. તે ક્ષત્રિયોના અહંકારનો ઉતારનારો થશે અને જગતમાં કોઇપણ ક્ષત્રિય તેનો પરાજય કરી શકશે નહિ.[૧૦] અને હે કલ્યાણિ! તને પણ આ (બીજા) ચરુના ભક્ષણથી એક પુત્ર થશે, જે ઘણો જ ધીરજવાળો, શાંત, તપસ્વી ને બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ થશે!'[૧૧] આ રીતે પોતાની સ્ત્રી સત્યવતીને કહીને, તેજસ્વી ભૃગુનંદન ઋચીક, તપશ્ચરણમાં પોતાનું મન લગાડી અરણ્યમાં ગયા.[૧૨]

(હવે એવું બન્યું કે) એ જ સમય ઉપર તીર્થયાત્રા કરવા નિકળેલો ગાધિ રાજા, પોતાની સ્ત્રી સહિત ઋચીક મુનિના આશ્રમમાં આવ્યો.[૧૩] અને હે રાજન્! તે જ સમયે સત્યવતી, જે પોતાના પતિના વાક્ય સાંભળીને પ્રસન્ન થઇ હતી તેણે, વ્યગ્ર થઈને બન્ને ચરુ લઇ પોતાની માતાને નિવેદન કર્યા (સોંપ્યા). [૧૪] હે કુંતીપુત્ર! પણ માતાએ ભૂલથી (પાછા આપતા) પોતાનો ચરુ પુત્રીને આપ્યો ને પુત્રીનો ચરુ પોતે ખાધો;[૧૫] અને (ઋચિકની પત્ની અને ગાધિ રાજાની) પુત્રી સત્યવતીએ (બીજા) ચરુનું ભક્ષણ કર્યું. તેણે પ્રકાશવાળા શરીરવડે ભયંકર દેખાવના અને ક્ષત્રિયોનો નાશ કરનારા ગર્ભને ધારણ કર્યો.[૧૬] સત્યવતીના ગર્ભમાં (ક્ષત્રિયઅંશી) બ્રાહ્મણને રહેલો જોઇને ભૃગુના વંશમાં સિંહ સમાન ઋચીકે, દેવ સમાન રૂપવાળી પોતાની સ્ત્રીને કહ્યું;[૧૭] 'હે કલ્યાણિ! તારી માતાએ ચરુને ઉલટપાલટ કરીને તને છેતરી છે, માટે હવે તને જે પુત્ર થશે, તે અત્યંત ક્રૂર કર્મ કરનારો તથા કોઇનું પણ વચન નહિ સહન કરનારો થશે.[૧૮] અને તારી માતાથી, તારો જે ભાઈ ઉત્પન્ન થશે, તે ઘણો જ તપસ્વી ને શુદ્ધ બ્રાહ્મણ થશે! કારણ કે મેં તારા ચરુમાં વ્યાપક એવું બ્રાહ્મણનું તેજ મૂકયું હતું[૧૯] અને તારી માતાના ચરુમાં ક્ષત્રિયનું સંપૂર્ણ વીર્ય મૂકયું હતું. પરંતુ ચરુના ઉલટપાલટ થવાથી હવે તેમ થશે નહિ!-[૨૦] તારી માતાને બ્રાહ્મણપુત્ર થશે અને તારે ક્ષત્રિયપુત્ર થશે!' આ રીતે ઋચીકે મહાભાગ્યવતી સત્યવતીને કહ્યું.[૨૧] ઋષિનું કહેવું સાંભળીને સત્યવતીએ ધ્રુજતાં ધ્રુજતાં તેના ચરણમાં મસ્તક મૂકીને કહ્યું,-'હે ભગવન્! તમારે આમ કહેવું યોગ્ય નથી. શું આપને મારાથી, બ્રાહ્મણપણાથી રહિત એવો ક્ષત્રિય પુત્ર થશે?'[૨૨] ઋચીક બોલ્યા;-'હે કલ્યાણિ! મેં એવો સંકલ્પ કર્યો નથી કે, તારે વિષે ક્ષત્રિય પુત્ર ઉત્પન્ન થાય, પરંતુ ચરુના ફેરફારથી તને ઉગ્ર કર્મ કરનારો પુત્ર થશે!'[૨૩] પોતાના પતિનું કહેવું સાંભળીને સત્યવતી બોલી,-'હે મુનિ! તમે જો ઈચ્છા કરો તો બીજા લોકોને પણ સજી શકો, તો પછી પુત્રને સજવો, એમાં તે આપને શું કઠિન છે? માટે હે પ્રભુ! મને આપે સરળ અને શાંતિવાળો પુત્ર આપવો જોઇએ.'[૨૪] સત્યવતીનું વચન સાંભળીને ઋચીક બોલ્યા;-'હે કલ્યાણિ! હું પૂર્વે હાસ્યવિનોદમાં પણ જે બોલ્યો છું, તે પણ મિથ્યા થયું નથી, તો પછી વિધિપૂર્વક વેદમંત્રથી અગ્નિમાં સિદ્ધ કરેલા ચરુનું કાર્ય શી રીતે મિથ્યા થાય?[૨૫] હે કલ્યાણિ! મેં તપના માહાત્મ્યથી પ્રથમથી જ જોયું છે અને જાણ્યું છે કે, તારા પિતાનું આખું કુળ બ્રાહ્મણ થશે!'[૨૬] ઋચીકનું વચન સાંભળીને સત્યવતી બોલી,-'હે પ્રભુ! તમારો અને મારો પૌત્ર ભલે એવો (ક્ષત્રિયકર્મી) થાય, પરંતુ હું તો એટલું જ માગું છું કે, મારો પુત્ર ઘણો જ શાંત અને સરળ (બ્રાહ્મણ) થાય.'[૨૭] ઋચીક બોલ્યા,-'હે સુંદર વર્ણવાળી સ્ત્રી! પુત્રમાં ને પૌત્રમાં મારે કંઇ પણ ભેદ નથી. તોપણ હે ભદ્રે! તેં કહ્યું તે પ્રમાણે તારો પુત્ર શ્રેષ્ઠ થશે અને તેનો પુત્ર એટલે તારો પૌત્ર, ઘણો જ ક્રૂર અને ક્ષત્રિયોનો નાશ કરનારો થશે. મારું વચન કદી પણ મિથ્યા થશે નહીં.'[૨૮]

વાસુદેવ કહે છે;-"હે રાજા યુધિષ્ઠિર! તે પછી સત્યવતીએ શાંત, તપ ઉપર પ્રીતિ ધરાવનારા અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારા, જમદગ્નિ નામના પુત્રને જન્મ આપ્યો;[૨૯] અને કુશિકના પુત્ર ગાધિને ત્યાં વિશ્વામિત્ર નામનો પુત્ર જન્મ્યો! તે વિશ્વવિખ્યાત, બ્રાહ્મણોના ગુણો વડે યુક્ત અને (ક્ષત્રિયકુળમાં જન્મ્યા છતાં) બ્રહ્મર્ષિની પદવીને પામ્યો.[૩૦] ઋચીકે તપના ભંડાર જમદગ્નિને ઉત્પન્ન કર્યા અને જમદગ્નિએ સર્વ વિદ્યામાં પારંગત, ધનુર્વેદને જાણનારા ક્ષત્રિયોનો સંહાર કરનારા, ધખધખતા અગ્નિ સમાન કાંતિવાળા, મહાન્ ભયંકર પરશુરામ નામના ઉત્તમ પુત્રને ઉત્પન્ન કર્યો.[૩૧-૩૨] તેણે ગંધમાદન પર્વત ઉપર જઇને તપશ્ચર્યા કરી, મહાદેવને પ્રસન્ન કર્યા અને તેની પાસેથી અસ્ત્રો, તથા મહાતેજસ્વી ફરસી વરદાનમાં માગી લીધાં.[૩૩] તે પરશુરામ, પ્રજ્જ્વલિત અગ્નિના સમાન કાંતિવાળી, અકુંઠિત ધારવાળી, અનુપમ ફરસીવડે આ જગતવિષે અનુપમ યોદ્ધા થયા.[૩૪]

એ જ સમયમાં કૃતવીર્ય રાજાના પુત્ર ને હૈહયોનો અધિપતિ, મહાબળ અને તેજસંપન્ન અર્જુન નામનો

રાજા હતો.[૩૫] તે રાજાને દત્તાત્રેયની કૃપાથી હજાર હાથ હતા અને તે ચક્રવર્તી રાજા હતો. તેણે બ્રાહ્મણોને અશ્વમેધ યજ્ઞ કરીને પોતાના બળવડે રણસંગ્રામમાં જિતેલી સાત દ્વીપવાળી તથા પર્વતવાળી પૃથ્વી દાનમાં આપી હતી. તે રાજા ધર્મમાં પણ અત્યંત નિપુણ હતો.[૩૬-૩૭] હે કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિર ! એક સમયે તૃષાતુર અગ્નિદેવે તેની (સહસ્રાર્જુન) પાસે ભિક્ષા માંગી, તે ઉપરથી પરાક્રમી અને હજાર હાથવાળા અર્જુને અગ્નિદેવને ભિક્ષા આપી![૩૮] તેના બાણના ફળામાંથી પ્રકટ થઇને, મહાબળશાળી અગ્નિદેવે, ગામો, પુરો, દેશો તથા નેસડાઓને બાળીને ભસ્મ કરી દીધા.[૩૯] મહાપ્રભાવશાળી કાર્તવીર્ય રાજાના (પુત્રના) પ્રતાપથી અગ્નિએ પર્વતોને અને વનસ્પતિઓને પણ બાળી નાંખી;[૪૦] અને છેવટે પવનથી વૃદ્ધિ પામી, હૈહયના રાજાની સહાયતાથી અગ્નિએ, આપવ નામના એક મહાત્માનાં નિર્જન પણ રમ્ય આશ્રમને બાળીને શૂન્ય કરી દીધું. હે મોટા બાહુવાળા રાજા! ક્ષત્રિય કાર્તવીર્યના પુત્ર અર્જુને, જ્યારે આપવ ઋષિના આશ્રમને બાળી નાંખ્યું, ત્યારે પરાક્રમી આપવ ઋષિએ ક્રોધાયમાન થઇને તેને શાપ દીધો કે,[૪૧-૪૨] 'હે અર્જુન! તેં મારાં આ મોટાં વનને પણ નહિ છોડતાં તેને બાળી નાંખ્યું છે, માટે રણ ઉપર તારા હજાર હાથને પરશુરામ છેદી નાંખશે!'[૪૩] હે ભરતકુળોત્પન્ન રાજા યુધિષ્ઠિર ! મહાન્ તેજસ્વી, બળવાન્! નિત્ય શાંતિવાળો, શૂર, દાતા, શરણાગતનું રક્ષણ કરનારો, બ્રાહ્મણોને પાળનારા સહસ્રાર્જુને મહાત્મા આપવ ઋષિએ આપેલા શાપનો વિચાર જ કર્યો નહિ, પરંતુ તેના પુત્રો જે નિત્ય ઉગ્ર ને ક્રૂર હતા, તેઓને વિચાર થયો કે, ઋષિના શાપથી આપણા પિતાનો નાશ થશે, એમ જાણીને તેઓના મનમાં ઘણો જ ક્રોધ વ્યાપ્યો. તેઓ એકદમ જમદગ્નિના આશ્રમમાં આવ્યા ને તેની હોમની ગાયના વાછડાને હરી ગયા![૪૪-૪૬] આ વાત હૈહય દેશના બુદ્ધિમાન્ રાજા કાર્તવીર્યના (પુત્રના) જાણવામાં ન હતી. પરંતુ તે વાત પરશુરામે જાણતાં, તે ક્રોધાયમાન થયા અને તેજ કારણથી મહાન્ જામદગ્નિ અને હૈહયના રાજા વચ્ચે યુદ્ધ થયું. તે યુદ્ધમાં મહાત્મા પરશુરામે ક્રોધમાં આવીને સહસ્રાર્જુનના હજારે હાથને કાપી નાંખ્યા; અને તેના રાજમહેલમાં આમ તેમ ફરતા પોતાની ગાયના વાછડાને પોતાના આશ્રમમાં પાછો લઇ આવ્યા.[૪૭-૪૮] હે રાજેન્દ્ર! પ્રભુ પરશુરામ, હૈહય રાજાના હાથ છેદી નાંખીને ત્યાંથી પોતાના આશ્રમમાં આવ્યા. તે પછી કાર્તવીર્ય રાજાના પુત્રો એકઠા થઇને જમદગ્નિના આશ્રમમાં ગયા અને તે અજ્ઞાની પુત્રોએ, આશ્રમમાં બેઠેલા જમદગ્નિના ધડપરથી શીશ, ભાલાની અણીથી કાપી નાંખીને નીચે પાડી નાંખ્યું અને ત્યાંથી નાસી ગયા.[૪૯-૫૦] એ સમયે પરશુરામ સમિધ અને દર્ભ લેવા માટે વનમાં ગયા હતા. ત્યાં તેમણે પોતાના પિતાનો વધ થયો છે, એવા વર્તમાન સાંભળ્યા. તે સાંભળતાં તેના મનમાં અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. તેણે હાથમાં શસ્ત્ર લઇ પ્રતિજ્ઞા કરી કે, આજથી હું પૃથ્વીને ક્ષત્રિય વિનાની કરીશ! આવી પ્રતિજ્ઞા કરીને હૈહય વંશના રાજા કાર્તવીર્યના પુત્રો અને પૌત્રોના ઉપર હલ્લો કર્યો અને ભૃગુવંશમાં સિંહ સમાન પરશુરામે પરાક્રમ કરીને હજારો હૈહયોનો સંહાર કર્યો.[૫૧-૫૩] હે રાજન્! પ્રતાપી ભૃગુવંશોત્પન્ન પરશુરામે આ સર્વ પૃથ્વીને રુધિરરૂપી કાદવથી ભરપૂર કરી નાંખી અને પૃથ્વીના સર્વ ક્ષત્રિયોનો નાશ કરી નાંખ્યો;[૫૪] પણ પછી અત્યંત દયા આવવાથી તે વનમાં જઇને રહ્યા. વનમાં રહેતાં હજારો વર્ષો વીતી ગયા પછી,[૫૫] એક દિવસે સ્વભાવથી જ ક્રોધી એવા પરશુરામે, સભા વચ્ચે પોતાની (હીચકારાપણાની) નિંદા થતી સાંભળી. વિશ્વામિત્રના પૌત્ર અને રૈભ્યના પુત્ર મહા તપસ્વી પરાવસુએ, મનુષ્યોની સભાવચ્ચે, પરશુરામનો તિરસ્કાર કરીને કહ્યું કે; 'હે રામ! જે યજ્ઞમાં યયાતિ રાજાનું પતન થયું હતું, તે યજ્ઞમાં પ્રતર્દન વગેરે જે સંત પુરુષો એકઠા થયા હતા, તેઓ શું ક્ષત્રિયના વીર્યના ન હતા કે? હે રામ! તમે મનુષ્યોની સભામાં બબડ્યા કરો છો કે, 'હું સર્વ ક્ષત્રિયોનો વધ કરીશ,' પણ તમે શૂરવીર ક્ષત્રિયોના ભયથી (ડરીને) પર્વતમાં વાસ કર્યો.[૫૬-૫૯] અને તમારી પ્રતિજ્ઞા મિથ્યા થઇ છે. આજે સેંકડો ક્ષત્રિયોથી આખી પૃથ્વી ભરાઈ ગઈ છે.' પરાવસુનું આ વચન સાંભળીને પરશુરામે એકવાર પુનઃ શસ્ત્ર હાથમાં લીધું અને હજારો ક્ષત્રિયોનો (પુનઃ) સંહાર કરવા લાગ્યા.[૬૦] પણ હે રાજન્! તે વખતે તેમણે તજી દીધેલા સેંકડો ક્ષત્રિયો ધીરે ધીરે વૃદ્ધિ પામ્યા હતા અને મહા પરાક્રમી થઇને પૃથ્વીના રાજા થયા.[૬૧] એટલે પુનઃ વીર પરશુરામે શસ્ત્ર લઇને તેમનો અને નાની વયના ક્ષત્રિય બાળકોનો પણ સંહાર કીધો. પુનઃ પૃથ્વી નક્ષત્રિય થઇ. પુનઃ થોડા સમયમાં ગર્ભમાં રહેલા ક્ષત્રિયો જન્મ્યા. તેઓથી પાછી પૃથ્વી ભરપૂર થઇ ગઇ.[૬૨] પુનઃ પરશુરામ, જેમ જેમ ક્ષત્રિયનું બાળક જન્મતું ગયું, તેમ તેમ તેનો નાશ કરતા ગયા. પરંતુ એ સમયે ક્ષત્રિયની સ્ત્રીઓએ કેટલાએક ક્ષત્રિયોનાં બાળકોને, રામના કોપથી, છૂપી રીતે બચાવી લીધા હતા.[૬૩] આ રીતે પરશુરામે એકવીશવાર પૃથ્વીને

ક્ષત્રિય વિનાની કરી અને અશ્વમેધ યજ્ઞ કરીને આખી પૃથ્વી કશ્યપને દક્ષિણામાં આપી દીધી.૬૪ (તે પ્રસંગે) હે રાજન્! અશેષ રહેલા ક્ષત્રિયોના રક્ષણ માટે, કશ્યપે પૃથ્વીનું દાન લીધા પછી, હાથમાં સ્રુક (હોમવાનું પાત્ર) લઇ, ઉંચો હાથ કરીને રામને કહ્યું;૬૫ 'હે મહામુનિ! હે રામ! તમે દક્ષિણ સમુદ્રના તીર ઉપર ચાલ્યા જાઓ! તમારે હવે ક્ષણભર પણ મારા રાજ્યમાં રહેવું નહિ.'૬૬ તે સાંભળીને પરશુરામ સમુદ્રના તીર ઉપર ગયા અને સમુદ્રે જમદગ્નિના પુત્રને વસવા માટે પોતાના સામા તીર ઉપર સુપરિક નામનો દેશ વસાવી દીધો.૬૭ પછી હે મહારાજ! કશ્યપે જે પૃથ્વીનું દાન લીધું હતું, તેની વ્યવસ્થા બ્રાહ્મણોને સોંપી, અર્થાત્ તેના ઉપર રાજ્ય ચલાવવાને બ્રાહ્મણોને નિમીને તે પોતે વનમાં ચાલ્યા ગયા.૬૮

હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિર! પૃથ્વીનો કોઈ પણ (ક્ષત્રિય) નિયંતા નહિ હોવાથી, વૈશ્યો અને શૂદ્રો યથેષ્ટાચરણ કરવા લાગ્યા અને બ્રાહ્મણોની સ્ત્રીઓની સાથે અયોગ્ય વ્યવહાર કરવા લાગ્યા.૬૯ જ્યારે આ મનુષ્યલોક રાજા વિનાનો થઈ ગયો, અર્થાત્ અરાજકતા વ્યાપી ગઇ, ત્યારે બળવાન્ પુરુષો દુર્બલોને પીડા કરવા લાગ્યા અને કોઇ પણ પોતાની મિલકતનો સ્વામી રહી શકયે નહિ, (કારણ કે બ્રાહ્મણો કોઈ ઉપર પોતાની પ્રભુતા-સત્તા ચલાવી શકયા નહિ.)૭૦ કાળબળવડે પાપીઓએ પીડેલી આ પૃથ્વી, અત્યાચારથી અને અવ્યવસ્થાથી ત્રાસ પામીને રસાતળમાં પ્રવેશ કરવા લાગી;૭૧ કારણ કે ધર્મના રક્ષણ કરનારા ક્ષત્રિયોએ વિધિપૂર્વક તેનું રક્ષણ કર્યું ન હતું. પૃથ્વીને ત્રાસને લીધે રસાતળમાં પેસી જતી જોઇને, મહામનવાળા કશ્યપે સાથળને ચીરીને તેમાં તેને ધારણ કરી. કશ્યપે પૃથ્વીને ઉરુ-વડે-સાથળવડે ધારણ કરી, તેથી આ પૃથ્વી 'ઉર્વી' કહેવાઇ છે.૭૨-૭૩ પૃથ્વી દેવી પોતાના રક્ષણ માટે પૃથ્વીપતિ કશ્યપને પ્રસન્ન કરીને તેની પાસે વર માગવા લાગી.૭૪

પૃથ્વી બોલી;–"હે બ્રાહ્મણ! મેં શ્રેષ્ઠ ક્ષત્રિયોને સ્ત્રીઓ-દ્વારા છૂપી રીતે બચાવી રાખ્યા છે. તેઓ હૈહયના કુળમાં ઉત્પન્ન થયેલા છે. તે ક્ષત્રિયો, મારી રક્ષા કરે એમ હું ઇચ્છું છું.૭૫ હે મુનિ! પુરુવંશના વિદુરથનો એક પુત્ર છે, તેને ઋક્ષવાન્ પર્વતમાં રીંછોએ ઉછેરીને મોટો કર્યો છે.૭૬ યજ્ઞ કરનારા, અપાર બળવાન્ પરાશરે દયાની ખાતર સૌદાસના પુત્રને બચાવ્યો છે.૭૭ તે ક્ષત્રિયકુળમાં જન્મેલો છે, તોપણ શૂદ્રની પેઠે ઋષિની સેવાનાં સર્વ કાર્યો કર્યા કરે છે અને તેથી તેનું 'સર્વકર્મા' (કાર્યસેવક) એવું નામ પ્રખ્યાત થયું છે.૭૮ વળી હે મુનિ! શિબિનો મહાતેજસ્વી ગોપતિ નામનો પુત્ર છે. તેને વનમાં ગાયોએ ઉછેર્યો છે, તે મારી રક્ષા કરે.૭૯ પ્રતર્દનનો પુત્ર મહાબળવાન્ વત્સ છે, તેને વાછડાઓએ ગાંદરે ઉછેરીને મોટો કર્યો છે, તે રાજા મારી રક્ષા કરે.૮૦ દિવિરથનો પુત્ર અને દધિવાહનનો પૌત્ર જેનું ગૌતમે છૂપી રીતે ગંગા નદીના તીર ઉપર રક્ષણ કર્યું છે, તે મહા વિભૂતિવાળા મહાતેજસ્વી રાજા બૃહદ્રથની ગૃધ્રકૂટ ઉપર ગોલાંગુલ જાતિના વાનરોએ રક્ષા કરી છે.૮૧-૮૨ મરુત્તના વંશમાં ઘણા ક્ષત્રિયોના પુત્રોને બચાવવામાં આવ્યા છે. તેઓ પરાક્રમમાં મરુતરાજ (ઇંદ્ર) ના સમાન છે. તેઓને સમુદ્રે બચાવ્યા છે.૮૩ ક્ષત્રિયોના આ કુંવરો, સાંભળ્યું છે કે જૂદી જૂદી જગ્યા ઉપર છે અને તેઓ હમણાં ઘર બાંધનારા સલાટની જાતિમાં તથા સોનીની જાતિમાં ભળી ગયા છે.૮૪ તેઓ જો મારી રક્ષા કરે તો હું નિશ્ચય થઇ શકું. એઓના પિતૃઓને તથા પિતામહોને યુદ્ધમાં મહાન્ કર્મ કરનારા પરશુરામે મારે માટે મારી નાંખ્યા છે; માટે હે મહામુનિ! મારે તેઓની સેવા કરવી જોઇએ.૮૫-૮૬ મારી એવી ઇચ્છા છે કે, ધર્માચરણ કરનારા મારી રક્ષા કરે, પરંતુ અધર્મી મારી રક્ષા કરે નહિ. માટે તમે મારાં રક્ષણને માટે સત્વર (પૂર્વ પેરે) વ્યવસ્થા કરો!"૮૭

વાસુદેવ બોલ્યા;–"હે યુધિષ્ઠિર! પછી કશ્યપે પૃથ્વીએ દર્શાવેલા પરાક્રમી ક્ષત્રિય રાજાઓનો (પૃથ્વીના સંરક્ષણ માટે) રાજ્યાસન ઉપર અભિષેક કર્યો.૮૮ તેઓના પુત્રો અને પૌત્રો થયા અને તેઓના વંશો જગતમાં સ્થિર થયા. આ રીતે હે પાંડુપુત્ર યુધિષ્ઠિર! તમે મને પ્રાચીન ઇતિહાસ પૂછયો હતો, તે મેં તમને કહ્યો.'૮૯

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! યાદવોના મોટા વીર, મહાત્મા શ્રી કૃષ્ણ, ધર્મનિષ્ઠોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાને એ પ્રમાણે કહી, રથમાં બેસીને ભગવાન્ સૂર્યની પેઠે દિશાઓમાં પ્રકાશ કરતા કરતા, ઝડપથી આગળ વધવા લાગ્યા.૯૦

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'रामोपाख्यान' ए नामनो अध्याय ४९ मो समाप्त.

## અધ્યાય ૫૦ મો.*

### ભીષ્મ પિતામહનાં દર્શન!

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! યુધિષ્ઠિર રાજા પરશુરામનું મહાન્ પરાક્રમ સાંભળીને પરમ વિસ્મય

* અધ્યાય ૪૭ મા પછી મૂળ સંસ્કૃતને અનુસરી જ્યાં જ્યાં 'त्वं' શબ્દ આવ્યો છે ત્યાં ત્યાં 'તું' એમ દ્વિતીય પુરુષ એકવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે. પણ ગુજરાતી પ્રમાણે પૂજ્ય વ્યક્તિને અનુસરી 'આપ કે તમે'નો ઉપયોગ કર્યો નથી.

પામ્યા અને જનાર્દન એવા શ્રીકૃષ્ણને પૂછવા લાગ્યા;[૧] "હે વૃષ્ણિવંશોત્પન્ન કૃષ્ણ! મહાત્મા પરશુરામનું પરાક્રમ તો મહાત્મા ઇંદ્રના જેવું આશ્ચર્યજનક છે કે, જેણે ક્રોધમાં આવીને પૃથ્વીને ક્ષત્રિય વિનાની કરી મૂકી હતી;[૨] પરંતુ ગાયોએ, સમુદ્રે, ગોલાંગુલોએ, રીંછોએ ને વાનરોએ, રામના ભયથી વ્યાકુળ થઈ ગયેલા ક્ષત્રિયોના બાળકોની રક્ષા કરી હતી![૩] અહો! આ મર્ત્યલોક ખરેખર ભાગ્યશાળી છે અને પૃથ્વીના મનુષ્યો પણ ભાગ્યશાળી છે; કારણ કે જ્યાં આગળ પરશુરામે આવું ધર્મનું કાર્ય કર્યું!"[૪] હે તાત! આ રીતે કથા વાર્તા કરતાં કરતાં જ્યાં ગંગાપુત્ર ભીષ્મ બાણશય્યામાં પોઢ્યા હતા, ત્યાં કૃષ્ણ અને યુધિષ્ઠિર જઈ પહોંચ્યા.[૫] સાથે ચારેય પાંડવો અને કૃપાચાર્ય વગેરે પણ હતા. જે સમયે તેઓએ ભીષ્મને બાણશય્યામાં સુતેલા જોયા, ત્યારે તેઓએ જોયું તો બાણશૈયામાં સુતેલા ભીષ્મની કાંતિ, પોતાના કિરણના સમૂહથી વિંટાયલા સાયંકાળના સૂર્યના સમાન હતી;[૬] અને દેવો જેમ શતક્રતુ-ઇંદ્રની ઉપાસના કરે, તેમ મુનિઓ તેમની ઉપાસના કરી રહ્યા હતા. તેઓ જ્યાં સુતા હતા, તે પરમ પવિત્ર સ્થાન, પ્રદેશમાં-કુરુક્ષેત્રમાં, ઓઘવતી નદીના તીર ઉપર (આવેલું) હતું. શ્રીકૃષ્ણ, ધર્મરાજા, ચાર પાંડવો અને કૃપાચાર્ય વગેરે, દૂરથી ભીષ્મનાં દર્શન થતાં, પોતાના રથ ઉપરથી નીચે ઉતરી પડ્યા અને ચંચળ મનને નિયમમાં રાખી, ઇંદ્રિયોના સમુદાયને એકાગ્ર કરી, જ્યાં ઋષિમંડળી બેઠી હતી ત્યાં આવ્યા. ગોવિંદે, સાત્યકીએ તથા યુધિષ્ઠિર વગેરે રાજાઓએ, વ્યાસ વગેરે મુખ્ય મુખ્ય ઋષિઓને પ્રણામ કર્યા. પછી યાદવો અને કૌરવ રાજાઓ, ગંગાના પુત્ર ભીષ્મની સેવામાં હાજર થયા અને તે સર્વે મહાપુરુષો ભીષ્મને વિંટાઇ વળીને બેઠા.[૭-૧૧] શાંત પડતા અગ્નિના જેવા ભીષ્મની સામે જોઇ, મનમાં જરાક દીન બની જઇને કેશવ, ભીષ્મને આ પ્રમાણે પૂછવા લાગ્યા.[૧૨]

"હે વક્તાઓમાં શ્રેષ્ઠ ભીષ્મ! તારી જ્ઞાનેન્દ્રિયો પ્રથમની પેઠે જ પ્રસન્ન છે ની? હું આશા રાખું છું કે, તારી બુદ્ધિ વ્યાકુળ તો નથી![૧૩] હું આશા રાખું છું કે, બાણોના પ્રહારોથી તારા ગાત્રોમાં વેદના તો થતી નહિ હોય? ખરેખર માનસિક દુઃખથી શરીર નિર્ગત બની જાય છે.[૧૪] હે સમર્થ પુરુષ! ધર્મને મુખ્ય માનનારા તારા પિતા શંતનુના વરદાનથી તેં ઇચ્છા મરણ પ્રાપ્ત કર્યું છે, તે કેવળ પિતૃતોષણરૂપ કાર્યથી તું મેળવી શક્યો છે; પરંતુ એ શક્તિ મારામાંએ નથી.[૧૫] હે રાજન્! નાનો સરખો કાંટો પણ જો શરીરમાં વાગ્યો હોય તો તે પીડા કરે છે, તો પછી બાણોની શય્યામાં સુતેલા તને કેમ પીડા ન થાય![૧૬] પણ તને એ પીડા અસર કરતી નહિ હોય! હે ભરતવંશી ભીષ્મ! તું પ્રાણીઓની ઉત્પત્તિને તથા નાશને સંપૂર્ણ રીતે જાણે છે, એ વાત તને કહેવા જેવી નથી; કારણ કે તું તો દેવોને પણ ઉપદેશ કરવાને સમર્થ છે.[૧૭] હે પુરુષ શ્રેષ્ઠ ભીષ્મ! જ્ઞાનવૃદ્ધ એવો તું ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ સંબંધી સર્વ વિષયને જાણે છે.[૧૮] હે મહાબુદ્ધિમાન ભીષ્મ! તું પ્રાણીઓના સંહારને અને ધર્મનાં ફળને પણ જાણે છે; તું ધર્મના ભંડારરૂપ છે.[૧૯] તું સમૃદ્ધિવાળાં મહાન્ રાજ્યમાં રહેતો હતો, તારું શરીર પણ આરોગ્ય હતું અને તું હજારો સ્ત્રીઓથી વિંટાયલા રહેતો, છતાં ત્યારે એ હું તને ઉર્ધ્વરેતા (બ્રહ્મચારી) જ જોતો હતો.[૨૦] ધર્મપરાયણ, સત્યનિષ્ઠ, મહાવીર્ય, શૂર, શંતનુના પુત્ર ભીષ્મ શિવાય, હે તાત! ત્રણેય લોકમાં કોઇપણ પ્રાણીને એવો પ્રતાપી જોયો નથી કે, જેણે શરશય્યામાં શયન કરીને, તપના પ્રભાવથી પોતાની ઇચ્છા પ્રમાણે મૃત્યુને પાછું વાળ્યું હોય.[૨૧-૨૨] સત્ય બોલવામાં, તપ કરવામાં, દાન દેવામાં, યજ્ઞ કરવામાં, ધનુર્વિદ્યામાં, વેદ અને નીતિશાસ્ત્રના જ્ઞાનમાં તથા શરણાગતની રક્ષા કરવામાં તારા સમાન બીજા કોઇને પણ અમે સાંભળતા નથી.[૨૩] તારા સમાન દયાળુ, પવિત્ર, ઇન્દ્રિયોનો નિગ્રહ કરનાર, સર્વ પ્રાણીઓનું હિત કરનાર અને મહારથી કોઇ પણ પુરુષ અમારા સાંભળવામાં આવ્યો નથી.[૨૪] દેવોને, ગંધર્વોને, અસુરોને, યક્ષોને, રાક્ષસોને, એકલા એક રથનીજ સહાયતાથી તું જ જિતવાને સમર્થ છે, એમાં જરા પણ સંશય નથી.[૨૫] હે મોટા બાહુવાળા ભીષ્મ! તું ઇંદ્ર સમાન છે, તું વસુઓના અંશમાંથી ઉત્પન્ન થયો છે અને બ્રાહ્મણો તને નવમો વસુ ગણે છે અને ગુણોમાં તું વસુઓના સમાનજ છે.[૨૬] હે પુરુષોમાં શ્રેષ્ઠ ભીષ્મ! તું તારા પોતાના સામર્થ્યવડે દેવોમાં પુરુષોત્તમ કહેવાય છે.[૨૭] હે મનુષ્યેન્દ્ર! પૃથ્વી ઉપર મનુષ્યોમાં તારા સમાન ગુણવાન્ બીજો કોઈ પુરુષ મેં જોયો પણ નથી, તેમ સાંભળ્યો પણ નથી.[૨૮] હે રાજન્! તું સર્વ ગુણોવડે દેવોના કરતાં પણ વિશેષ ચઢિયાતો છે અને તું તપના પ્રભાવવડે આ ચરાચર લોકને સર્જવાને સમર્થ છે, તો પછી ઉત્તમોત્તમ ગુણોવડે તું સ્વર્ગાદિ ઉત્તમ લોકાને સંપાદન કરે, એમાં તો શું જ આશ્ચર્ય હોય! હે ભીષ્મ! આ પાંડુપુત્ર યુધિષ્ઠિર, સગાં સંબંધીઓના નાશથી સંતાપ કર્યા કરે છે, તેના શોકને તું દૂર કર. હે ભરતવંશી રાજા! તું ચાર વર્ણના, ને ચારે આશ્રમના જે ધર્મો શાસ્ત્રમાં કહ્યા છે, તે સર્વે ધર્મો જાણે છે. ચાર વિદ્યામાં,

ને ચાતુર્હોત્રમાં કહેલા, યોગમાં તથા સાંખ્યમાં કહેલા સનાતન ધર્મ તથા ચાર વર્ણના વિરોધ વગર સેવી શકાય એવા સનાતન ધર્મને પણ, હે ગંગા પુત્ર! તું વ્યાખ્યા સહિત જાણે છે; અનુલોમ અને પ્રતિલોમ એમ બે પ્રકારની વર્ણસંકર પ્રજાના ધર્મોને પણ તું જાણે છે. દેશ ધર્મ, જાતિ ધર્મ, કુલ ધર્મ અને વેદોક્ત તથા શિષ્ટ પુરુષોએ કહેલા સદાચારાદિક ધર્મને તું સહાય જાણે છે.૨૯-૩૫ વળી તું ઇતિહાસ અને પુરાણની બાબતોને પણ સંપૂર્ણ રીતે જાણે છે. સંપૂર્ણ ધર્મશાસ્ત્ર પણ તારા મનવિષે નિત્ય રહેલું છે.૩૬ વળી આ લોકમાં જે કંઇ સંદેહ ભરેલા વિષયો છે, તેનો પણ છેદન કરનારો, હે પુરુષશ્રેષ્ઠ! તારા વિના બીજો કોઈ નથી.૩૭ માટે હે નરેન્દ્ર (ભીષ્મ)! તું યુધિષ્ઠિર રાજાના મનમાં ઉત્પન્ન થયલા શોકનો, બુદ્ધિવડે ઉપદેશ આપીને નાશ કર; કારણ કે તારા જેવા ઉત્તમ અને વિશાળ બુદ્ધિશાળી પુરુષો, દુઃખવડે મોહ પામનારા પુરુષને, ઉપદેશથી શાંતિ આપનારા થઈ પડે છે."૩૮

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'श्रीकृष्णनां वचन' ए नामनो अध्याय ૧૦ मो समाप्त.

## અધ્યાય ૫૧ મો.

### ભીષ્મની પ્રાર્થના.

વૈશમ્પાયન કહે છે;-હે જનમેજય! બુદ્ધિમાન્ વાસુદેવનું વચન સાંભળી, મુખને જરાક ઉંચું કરી બે હાથ જોડીને ભીષ્મ બોલ્યા.૧

ભીષ્મ, ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા;-"હે ભગવન કૃષ્ણ! તું સર્વે લોકોની ઉત્પત્તિ તથા સંહાર કરનારો છે, કર્તા છે, ઇન્દ્રિયોના અધિપતિ છે,હે સંહાર કર્તા અને હે હૃષીકેશ! તું અજિત છે, તને હું નમસ્કાર કરું છું.૨ તું વિશ્વકર્મા છે, તું વિશ્વાત્મા છે, તું વિશ્વજનક છે, તું મુક્તિપદમાં બિરાજમાન છે, તું પાંચ ભૂતોથી પર પરમાત્મા છે, હું તને નમસ્કાર કરું છું.૩ હે યોગીશ્વર! તું ત્રણ લોકમાં વ્યાપી રહ્યો છે, ત્રણ લોકથી પર છે અને સર્વ લોકનું પરમ આશ્રય સ્થાન છે, તને હું નમસ્કાર કરું છું.૪ હે પુરુષોત્તમ! તેં પ્રસન્ન થઈને મારા ગુણનું વર્ણન કર્યું, તે ઉપરથી મને દિવ્ય ચક્ષુનો લાભ થયો છે અને તેના પ્રભાવથી ત્રણ લોકમાં રહેલા તારા દિવ્ય ભાવોને તથા તારા સનાતન રૂપને, હે ગોવિંદ! જોવાને હું સમર્થ થયો છું. તેં અમિત તેજવાળા વાયુના સાત માર્ગને રુંધી રાખ્યા છે;૫-૬ તારા મસ્તકવડે સ્વર્ગ વ્યાપ્ત છે અને બે ચરણવડે પૃથ્વી દેવી વ્યાપ્ત છે અને ભુજાવડે દિશાઓ વ્યાપ્ત છે. સૂર્ય તારાં નેત્ર છે અને શુક્ર તારા વીર્યમાં રહેલું છે;૭ તારું શરીર અતસીના પુષ્પ સમાન અને પીત વસ્ત્રથી ઢંકાયલું છે તે, હે અચ્યુત! વિજળીથી ઢંકાયલા મેઘના જેવું અમને જણાય છે.૮ હે દેવોમાં શ્રેષ્ઠ કૃષ્ણ! હું તારો ભક્ત છું, તારે શરણે આવ્યો છું અને ઇચ્છિત ગતિ મેળવવાની ઇચ્છા રાખું છું, માટે હે પુંડરીકાક્ષ! મારું જેમાં કલ્યાણ હોય, તેવા ઉપાયનો તું વિચાર કર!"૯

વાસુદેવ બોલ્યા;-"હે મહાપુરુષ! હે રાજન્! તારી મારા ઉપર પરમ ભક્તિ છે, તેથી મેં તને મારાં દિવ્ય સ્વરૂપનાં દર્શન કરાવ્યાં છે!૧૦ હે ભરતવંશી રાજેન્દ્ર! જે મારા ભક્ત ન હોય, જે ભક્ત કુટિલ હોય, અને જે ભક્ત શાંતિરહિત, હોય તેવા ભક્તને હું મારા આત્માનાં દર્શન કરાવતો નથી.૧૧ તું મારો ભક્ત છે અને નિત્ય ધર્મવ્રત છે. હે સરળ હૃદય! તું દમમાં, તપમાં, સત્યમાં અને દાનમાં પરાયણ રહે છે અને પવિત્ર છે.૧૨ હે ભીષ્મ! વળી તું તારા પોતાનાં તપવડે મારાં દર્શન કરવાને યોગ્ય છે અને તેં એવા લોકો મેળવ્યાં છે કે, જ્યાં ગયા પછી મનુષ્ય પાછો સંસારમાં આવતો નથી.૧૩ *હે કુરુવંશના મહાન્ વીર પુરુષ ભીષ્મ! તારું આયુષ્ય છપ્પન દિવસ બાકી રહ્યું છે. તે છપ્પન દિવસ પૂરા થયા પછી તું દેહનો ત્યાગ કરીને પુણ્ય કર્મનાં શુભ ફળોરૂપ ઉત્તમ લોકોમાં જશે.૧૪ જો આ ઝળઝળતા અગ્નિના જેવા પ્રકાશમાન વિમાનમાં બેસી, અદૃશ્ય રહીને દેવો અને વસુઓ, ઉત્તરા-

* નીલકંઠ આ શ્લોકનું વ્યાખ્યાન આ પ્રમાણે કહે છેઃ- पंचाशतं એ વાકયમાંથી पंच અને आशतं એવાં બે પદ જૂદાં કાઢે છે અને पंच શબ્દનો षट् શબ્દની સાથે અન્વય કરીને પાંચ ને છ. તે ગણા કરીને ત્રીશ દિવસ એવો અર્થ કરે છે; અને आशतं શબ્દનો સો વર્ષ સૂધી એવો અર્થ કરે છે અને કહે છે કે, જે કામ સો વર્ષે કરી શકાય તેવું કામ તમે ત્રીસ દિવસમાં કરી શકશો. ભીષ્મ, યુધિષ્ઠિરને ઉપદેશ આપ્યા પછી છેવટે કહેશે કે, 'अष्टपंचाशतं रात्र्यः शयानस्याद्य मे गताः શરશય્યામાં સૂતાં આજે મને અઠ્ઠાવન રાત્રીઓ વીતી ગઈ છે.' આ ઉપરથી સિદ્ધ થાય છે કે, અઠ્ઠાવીશ રાત્રિ ભીષ્મે જે વખતે કથા કહેવા માંડી, તે વખતે વીતી ગઈ હતી અને ત્રીશ રાત્રિ બાકી રહી હતી. તે વીતી ગયેલી અઠ્ઠાવીશ રાત્રીનો ક્રમ આ પ્રમાણે છેઃ-(કુરુક્ષેત્રના યુદ્ધનો પ્રારંભ થયો તેને ૧૦ મે દિવસે ભીષ્મ પડ્યા. તેજ દિવસે) ભીષ્મ શરશય્યામાં સૂતા; પછી આઠ દિવસ યુદ્ધ ચાલ્યું; તે પછી યુયુત્સુએ અને પાંડવોએ સોળ દિવસ દુર્યોધનના સૂતકમાં ગાળ્યા, પચ્ચીસમે દિવસે સર્વેનું શ્રાદ્ધ કર્યું, છવ્વીસમે દિવસે સર્વે હસ્તિનાપુરમાં દાખલ થયા, સત્તાવીશમે દિવસે યુધિષ્ઠિરને રાજ્યાભિષેક, અઠ્ઠાવીશમે દિવસે પ્રજાને ધીરજ આપી તથા અભ્યુદય નિમિત્ત દાન ધર્માદિ કરવામાં આવ્યાં અને ઓગણત્રીશમે દિવસે યુધિષ્ઠિર તથા શ્રીકૃષ્ણ ભીષ્મની પાસે આવ્યા, તે દિવસથી આરંભીને ત્રીશ દિવસ બાકી રહ્યા એમ સમજવું.

રાયણના સૂર્યની વાટ જોઇ રહ્યા છે તે!૧૫ હે મહાત્મા! જ્ઞાની પુરુષ! જે લોકોમાં જઇને પાછો આલોકમાં અવતરતો નથી તેવા લોકોમાં તું પણ જશે; પરંતુ તે કાર્ય જ્યારે ભગવાન્ સૂર્ય, જગતના સમયને અનુસરીને ઉત્તરાયણમાં જશે ત્યારે થશે.૧૬ હે વીર ભીષ્મ! તું જ્યારે આ લોકનો ત્યાગ કરીને પરલોકમાં જશે, ત્યારે સર્વ જ્ઞાનનો પણ તારી સાથે જગતમાંથી નાશ થશે. એટલા માટે આ સર્વે, એકઠા થઇ ધર્મનું વિવેચન સાંભળવા માટે તારી પાસે આવ્યા છે.૧૭ અને સંબંધીઓનો વધ કરવાથી ઉત્પન્ન થયેલા શોકવડે જેનું જ્ઞાન નાશ પામ્યું છે એવા સત્ય પ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિરને તું રાજનીતિ, ધર્મ, અર્થ તથા યોગના વિવેકવાળાં સત્ય વચનનો ઉપદેશ કરીને તેના શોકનો સત્વર નાશ કર."૧૮

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'कृष्णनां वाक्य' ए नामनो अध्याय ५१ मो समाप्त.

## અધ્યાય પર મો.

### વાસુદેવની આજ્ઞા.

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! કૃષ્ણનું, ધર્મ તથા અર્થવાળું હિતકારક વચન સાંભળીને શંતનુપુત્ર ભીષ્મ બે હાથ જોડીને શ્રીકૃષ્ણના પ્રતિ બોલ્યા;૧ "હે લોકના નાથ! હે મોટા બાહુવાળા! હે શિવ! હે નારાયણ! હે અચ્યુત! હું તારાં વચન સાંભળીને હર્ષમાં ડૂબી ગયો છું.૨ હે વાગીશ! હું તારી પાસે હવે શું કહું! કારણ કે વાણીના જે કાંઇ વ્યાપારો છે, તે સર્વ તારી વાણીમાં (વેદરૂપ વાણીમાં) રહેલા છે.૩ બુદ્ધિમાન્ પુરુષને આ જગતમાં જે કંઈ કર્ત્તવ્ય હોય છે અને પરલોક માટે જે કર્મ કરે છે તે સર્વ, હે દેવ! તારાથી ઉત્પન્ન થયેલું છે.૪ જે પુરુષ ઇંદ્રની પાસે સ્વર્ગ લોકનું વૃત્તાંત કહેવાને સમર્થ હોય, તેજ પુરુષ તારી સમક્ષ ધર્મ, અર્થ, કામ અને મોક્ષની વાત કહી શકે.૫ મારું મન, હે મધુસૂદન! બાણની વેદનાથી ખિન્ન થયું છે, મારા ગાત્રોમાં દુઃખ થાય છે અને તેથી મારી બુદ્ધિ અપ્રસન્ન (વિચારશૂન્ય) થઇ ગઈ છે.૬ હે ગોવિંદ! વિષ તથા અગ્નિના સમાન તીક્ષ્ણ બાણોના પ્રહારથી મને એવી વેદના થાય છે કે, મારી પ્રતિભાશક્તિ કોઇપણ જાતનો વિચાર સ્પષ્ટપણે કહેવાને સમર્થ નથી.૭ મારું બળ મારો ત્યાગ કરી જવાને તૈયાર હોય તેમ જણાય છે; મારા પ્રાણો પણ જવા માટે ઉતાવળ કરી રહ્યા છે; મારા મર્મ ભાગોમાં બળબળ થાય છે; મારું મન ભ્રમિત થઈ રહ્યું છે;૮ અને નિર્બળપણાથી મારી વાણી જડ થઈ ગઈ છે. માટે હું કેવી રીતે ઉપદેશ કરી શકું? હે દાશાર્હના કુળને વધારનાર કૃષ્ણ! તું મારા ઉપર પ્રસન્ન થા (એમ હું તારી પ્રાર્થના કરું છું).૯ હે મહાબાહુ શ્રીકૃષ્ણ! (મારી આવી ઇચ્છા છે, તે માટે) તું મને ક્ષમા કર. હું કંઇ પણ બોલીશ નહિ. હે અચ્યુત! બૃહસ્પતિ પણ તારી સમક્ષ બોલતાં ડરે તો પછી બીજાની તો વાતજ શી.૧૦ હે મધુસૂદન! મને દિશાઓનું, આકાશનું કે પૃથ્વીનું, કોઈનું પણ ભાન નથી. હું તો કેવળ તારા વીર્યવડેજ જીવિત ટકાવી રહ્યો છું.૧૧ માટે તું પોતે જ, ધર્મરાજાને જે ઉપદેશ હિતકારક હોય, તે ઉપદેશ સત્વર કર. કારણ કે તું સર્વ આગમોના (શાસ્ત્રોના) પણ આગમ સ્વરૂપ (નિયંતા) છે.૧૨ જગતના કર્તા ને સનાતન એવા તારી સમક્ષમાં, ગુરુની હાજરીમાં જેમ શિષ્ય ઉપદેશ આપી શકે નહિ, તેમ મારા સરખો પુરુષ કેમ ઉપદેશ કરી શકે?"૧૩

વાસુદેવ બોલ્યા;–"હે ભીષ્મ! કૌરવોમાં ધુરંધર, મહા પરાક્રમી, મહા સત્વશાળી, ધૈર્યવાન્ અને સર્વ અર્થને જાણનારા એવાં તેં જે વાકયો કહ્યાં, તે તને યોગ્ય જ છે.૧૪ હે ગંગાના પુત્ર ભીષ્મ! બાણના પ્રહારથી થતી પીડાના સંબંધમાં તેં જે મને કહ્યું તે મેં જાણ્યું. (પણ) હું પ્રસન્ન થઈ તને જે વરદાન આપું, તે તું ગ્રહણ કર.૧૫ હે ગાંગેય! તને ગ્લાનિ, મૂર્છા, દાહ, પીડા વગેરે ઉત્પન્ન થશે નહિ, તેમજ ક્ષુધા તથા તૃષા પણ તને પીડશે નહિ.૧૬ વળી હે નિર્દોષ ભીષ્મ! તારું સર્વ જ્ઞાન પ્રકટી નિકળશે અને તારી બુદ્ધિને પણ કોઈ પ્રકારનું દુઃખ રહેશે નહિ.૧૭ વળી હે ભીષ્મ! તારું મન નિત્ય સત્વગુણી રહેશે અને મેઘથી જેમ ચંદ્ર મુક્ત થાય, તેમ રજોગુણ અને તમોગુણથી તું રહિત થશે.૧૮ તું જે જે ધર્મ તથા અર્થવાળા વિચારનું ચિંતન કરશે, તેને વિશે તારી શ્રેષ્ઠ બુદ્ધિ પ્રવૃત્ત થશે.૧૯ હે અપાર (બળવાળા) વ્યાઘ્રરાજ! તું દિવ્ય ચક્ષુને પ્રાપ્ત કરીને સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ, હે અપાર પરાક્રમી! એમ ચાર પ્રકારનાં પ્રાણીને જોઈ શકશે.૨૦ વળી હે ભીષ્મ! નિર્મળ પાણીમાં જેમ મીન (માંછલાં) જોવામાં આવે છે, તેમ જ્ઞાનદૃષ્ટિવડે, જન્મ મરણને પામતા પ્રાણીઓને પણ તું યથાર્થ રીતે જોઇ શકશે."૨૧

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! તે પછી વ્યાસ સહિત સર્વેય મહર્ષિઓએ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રો સહિત સ્તોત્રોવડે, શ્રીકૃષ્ણની પૂજા કરી;૨૨ ત્યારે, જ્યાં ભીષ્મ અને યુધિષ્ઠિર સહિત વૃષ્ણિવંશોત્પન્ન શ્રીકૃષ્ણ હતા, તે ઠેકાણે આકાશમાંથી

સર્વ ઋતુમાં (ઉત્પન્ન થતા) દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થઈ![૨૩] સર્વ જાતનાં વાદિત્રો વાગવા લાગ્યાં, અપ્સરાઓના ગણો ગાન કરવા લાગ્યા. તે સ્થળમાં જરા પણ અહિત કે અનિષ્ટ (અમંગળ) જોવામાં આવતું નહતું.[૨૪] સુખાકારી (વધારનાર) અને સર્વ જાતનાં સુગંધને વહન કરનારો પવિત્ર વાયુ વાવા લાગ્યો. સર્વ દિશાઓ શાંત અને સ્વચ્છ દેખાવા લાગી; અને મૃગ તથા પક્ષીઓ શાંતતાથી શબ્દ કરવા લાગ્યાં.[૨૫] એક મૂહૂર્ત પછી હજાર કિરણવાળા ભગવાન્ સૂર્ય નારાયણ, એકાંતમાં વનને બાળતો હોય, તેમ પશ્ચિમ દિશા તરફ જતો દેખાવા લાગ્યો.[૨૬] સર્વે મહર્ષિઓ ઉભા થયા. તેઓએ જનાર્દનની, ભીષ્મની અને રાજા યુધિષ્ઠિરને આશીષ્ દીધી.[૨૭]

એટલે કેશવે, પાંડુપુત્ર યુધિષ્ઠિરે, સાત્યકિએ, સંજયે અને સરદ્વાનના પુત્ર કૃપાચાર્યે, તેઓને પ્રણામ કર્યાં અને તેઓની સારી રીતે પૂજા કરી. ધર્મપરાયણ એવા ઋષિઓ 'અમે આવતી કાલે પાછા પધારીશું,' આમ કહીને પોતાની ઈચ્છા પ્રમાણે ઉતાવળા ઉતાવળા પોતાના સ્થાનપર ગયા.[૨૮-૨૯] પછી કેશવ અને પાંડવો પણ ભીષ્મને પ્રણામ કરી, તેમની પ્રદક્ષિણા કરી, સુંદર રથોમાં બેઠા.[૩૦] તે મહાત્માઓ, સુવર્ણના બનાવેલા વિચિત્ર ઉંટડાવાળા રથો, પર્વતોના જેવા, મદ ઝરતા હાથીઓ અને ગરુડની પેઠે ઝડપથી ચાલનારા ઘોડાઓ તથા ધનુર્ધારી પાળાઓની સાથે, ત્યાંથી વિદાય થયા.[૩૧] મહા નદી નર્મદા જેમ ઋક્ષવાન્ પર્વતની આગળ અને પાછળ વહે છે, તેમ જ તે મહાબળવાન્ સેના પણ પાંડવોના રથોની આગળ તથા પાછળના ભાગમાં ચાલતી હતી.[૩૨] થોડા સમયમાં ભગવાન્ નિશાકર-ચંદ્ર, પાંડવોની સેનાને હર્ષ પમાડતો તથા દિવસે સૂર્યનાં કિરણોએ જેમાંથી રસનું પાન કર્યું હતું એવી ઔષધિઓને પોતાના શીત ગુણવડે પોષણ કરતો, પૂર્વ દિશામાં ઉદય પામ્યો.[૩૩] ચંદ્રિકાનો આનંદ લેતા લેતા યદુવંશવીર તથા પાંડુપુત્રો, સ્વર્ગ સમાન કાંતિવાળા (કુરુઓની) નગરીમાં દાખલ થયા ને પરિશ્રમિત થયેલા સિંહો જેમ ગુફામાં પ્રવેશ કરે, તેમ તેઓ, રાજાઓને લાયક એવા ઉત્તમ રાજમહેલોમાં દાખલ થયા.[૩૪]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'युधिष्ठिरादिकनुं नगरीमां आगमन' ए नामनो अध्याय ९२ मो समाप्त.

---

## અધ્યાય ૫૩ મો.

### જ્ઞાનસંપાદનાર્થ પાંડવોનું પધારવું.

વૈશમ્પાયન કહે છે;-પછી મધુસૂદન શય્યામાં સુખથી પોઢી ગયા. (બીજી તરફ પાંડવો પણ પોઢી ગયા.) પ્રભાત થવાને અર્ધ પહોર રાત્રિ બાકી રહી કે શ્રીકૃષ્ણ જાગ્યા.[૧] અને માધવે-શ્રીકૃષ્ણે સર્વ ઈંદ્રિયોને તથા બુદ્ધિને સ્થિર કરીને જ્ઞાનમાર્ગનું અવલોકન કર્યું; પછી સનાતન એવા બ્રહ્મનું ધ્યાન કર્યું.[૨] થોડીવાર પછી મધુર કંઠવાળા અને કેળવાયલા સ્તુતિ પાઠકો અને પુરાણવેત્તાઓ, પ્રજાપતિ અને વિશ્વકર્મારૂપ શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા;[૩] હાથવતી વીણા વગેરે વગાડનારાઓ સ્તુતિપાઠ ભણવા લાગ્યા તથા ગાયકો ગીત ગાવા લાગ્યા. હજારો બજવૈયાઓ, શંખો અને મૃદંગો વગાડવા લાગ્યા;[૪] વીણાના, પણવના અને વાંસળીના અત્યંત મનોહર શબ્દો થવા લાગ્યા-તેથી જાણે કૃષ્ણના મહેલનો ગાનસહિત હાસ્યનો જ વિસ્તીર્ણ શબ્દ થતો હોય તેવો શબ્દ સંભળાવા લાગ્યો.[૫] તેમ જ યુધિષ્ઠિર રાજાના મહેલમાં પણ માંગલિક ગીત વાદિત્રોના ધ્વનિઓ સંભળાવા લાગ્યા; સ્તુતિપાઠકો મધુર વાણી બોલવા લાગ્યા; ગીતોનો અને વાદિત્રોનો ધ્વનિ થવા લાગ્યો.[૬] મોટા બાહુવાળા અચ્યુત શ્રીકૃષ્ણે, શય્યામાંથી ઉઠી પ્રાતઃસ્નાન કીધું; પછી બે હાથ જોડી ગુહ્ય મંત્રનો જપ કરી, અગ્નિમાં ઘીનો હોમ કીધો;[૭] અને ચાર વેદ જાણનારા એક હજાર બ્રાહ્મણોને પ્રત્યેકને એક એક સહસ્ર ગાય દાનમાં આપીને તેની પાસે સ્વસ્તિવાચન કરાવ્યું.[૮] (તે પછી ગાય, દધિ, દુર્વા વગેરે) મંગળ પદાર્થોનો સ્પર્શ કર્યો અને અરીસામાં પોતાનું મુખ જોયા પછી, સાત્યકિને આજ્ઞા કરી;[૯] "હે શિનિપુત્ર! તું રાજમહેલમાં જા ને જો કે મહાતેજસ્વી યુધિષ્ઠિર રાજા ભીષ્મને મળવા માટે પોશાક પહેરી તૈયાર થયા છે કે નહિ?"[૧૦] શ્રી કૃષ્ણની આજ્ઞા થતાં સાત્યકિ ઝપાટાભેર રાજમહેલમાં ગયો અને યુધિષ્ઠિર રાજાની પાસે જઈને બોલ્યો,-[૧૧] "હે રાજન્! બુદ્ધિમાન્ કૃષ્ણના ઉત્તમ રથને જોડીને તૈયાર કરવામાં આવ્યો છે અને જનાર્દન, ગંગાપુત્ર પાસે જવાને તૈયાર થયા છે.[૧૨] હે મહાકાંતિવાળા યુધિષ્ઠિર રાજા! તે તમારી વાટ જુવે છે. હવે આપને જેમ કરવું હોય તેમ કરો."[૧૩] આ રીતે સાત્યકિએ કહ્યું, એટલે ધર્મપુત્ર યુધિષ્ઠિરે આ પ્રમાણે ઉત્તર દીધું.

યુધિષ્ઠિર બોલ્યા;-"હે અનુપમ કાંતિવાળા ફાલ્ગુન! તું મારો ખાસ રથ તૈયાર કર.[૧૪] આપણે એકલા જવું છે, સાથે સૈન્યને લેવું નથી; મારે ધર્મનિષ્ઠોમાં શ્રેષ્ઠ ભીષ્મ

પિતામહને દુઃખી કરવા નથી.૧૫ માટે હે ધનંજય! મારી આગળ ચાલનારાઓને અહિં જ રહેવા દે. આજથી ગંગાપુત્ર આપણને અત્યંત ગુપ્ત વાતનો ઉપદેશ કરશે. માટે કુંતિપુત્ર હે અર્જુન! પ્રાકૃત મનુષ્યોને સાથે લેવાની મારી ઈચ્છા નથી."૧૬

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! કુંતીપુત્ર ધનંજયે, રાજાનું કહેવું સાંભળીને તુરત તેના ઉત્તમ રથને જોડીને તેની પાસે હાજર કર્યો.૧૭ પંચ મહાભૂતોની પેઠે યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ ને સહદેવ તે રથમાં બેસીને કૃષ્ણના નિવાસ સ્થાનપર ગયા.૧૮ મહાત્મા પાંડવો આવ્યા કે, મહાબુદ્ધિમાન કૃષ્ણ, શિનિપુત્રની સાથે રથમાં બેઠા;૧૯ અને કેમ રાત્રિ સુખમાં તો ગાળી હતી ના? વગેરે રાત્રિ વિશેની (યુધિષ્ઠિર વગેરેને) કુશળતા પૂછી. એમ કુશળ વાર્તા કરતા કરતા તે મહાત્માઓ, મેઘના જેવા ગંભીર ઘણઘણાટ કરતા રથમાં બેસી, કુરુક્ષેત્ર તરફ જવા લાગ્યા.૨૦ કૃષ્ણના બલાહક, મેઘપુષ્પ, શૈબ્ય અને સુગ્રીવ નામનાં ઘોડાઓને દારુકે હંકાર્યા;૨૧ કે હે રાજા! મહાબળવાન્ ને વેગવાળા તે ઘોડાઓ આકાશને ગળી જતા હોય તેમ તથા ખરીના અગ્રભાગથી પૃથ્વીને ખોદી નાંખતા હોય તેમ ઝડપથી કુરુક્ષેત્ર તરફ જવા લાગ્યા;૨૨–૨૩ અને સમગ્ર ધર્મના ક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં જ્યાં શરશય્યામાં ભીષ્મ પિતામહ સુતા હતા ત્યાં આગળ ગયા;૨૪ અને દેવગણોથી જેમ બ્રહ્મા વિંટાઇને બેઠા હોય તેમ ભીષ્મ, મહર્ષિઓથી વિંટાઇને સુતા હતા, તેનાં દર્શન થતાં વેંત જ ગોવિંદ, યુધિષ્ઠિર, ભીમ, ગાંડિવધર, નકુળ, સહદેવ અને સાત્યકિ રથમાંથી નીચે ઉતરી પડ્યા અને જમણા બાહુઓને ઉંચા કરીને ઋષિમંડળને પ્રણામ કીધા.૨૫–૨૬ (તે સમે) નક્ષત્રોથી વિંટાયલો ચંદ્ર જેમ શોભે તેમ ભાઇઓથી તથા બીજાઓથી વિંટાયલા યુધિષ્ઠિર દીપી રહ્યા હતા અને ઇંદ્ર જેમ બ્રહ્માની પાસે જાય, તેમ તે ભીષ્મની સમીપમાં ગયા;૨૭ અને ભયભીત થવાથી સંભ્રમયુક્ત યુધિષ્ઠિરે આકાશમાંથી નીચે પડેલા સૂર્યના જેવા, બાણશય્યામાં પડેલા મહાબાહુ ભીષ્મ પિતામહનાં દર્શન કર્યાં.૨૮

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'भीष्मनी समीपमां जवुं,' ए नामनो अध्याय ५३ मो समाप्त.

## અધ્યાય ૫૪ મો.

### પ્રથમ દિવસ–ભીષ્મે ઉપદેશ આપવાનું કારણ.

જનમેજય પૂછે છે;–હે વૈશમ્પાયન! વીરપુરુષોના સમાગમમાં સર્વે સૈન્યોનો સંહાર થઈ ગયો અને ધર્માત્મા, મહાવીર્યવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા, મનને જિતનારા, મહાભાગ્યશાળી અને પુરુષોમાં વાઘ સમાન શંતનુ અને ગંગાના પુત્ર દેવરાત, જેનું બીજું નામ ભીષ્મ છે, તે બાણશય્યામાં સુતા હતા અને પાંડવો તેમની સેવા કરતા હતા, તે સમયે શી શી કથાઓ ચાલી હતી તે, હે મહામુનિ! મને કહો.૧–૩

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! જ્યારે કૌરવોમાં ધુરંધર ભીષ્મે બાણશય્યામાં શયન કર્યું, ત્યારે નારદ પ્રમુખ ઘણા ઋષિઓ ને સિદ્ધો ત્યાં આવ્યા હતા.૪ મરતાં બચી ગયેલા રાજાઓ, યુધિષ્ઠિરના પ્રમુખપણા નીચે ધૃતરાષ્ટ્ર, કૃષ્ણ, ભીમ, અર્જુન, નકુળ, સહદેવ વગેરે મહાત્માઓ, ભરતવંશના પિતામહ ભીષ્મ, જે આકાશમાંથી પડેલા આદિત્યની પેઠે શરશય્યામાં સુતા હતા, તેમની પાસે જઇને શોક કરવા લાગ્યા.૫–૬ એ ઘડી વિચાર કર્યા પછી દેવ સમાન નારદે, પાંડવોને અને મરતાં બચી ગયેલા સર્વે રાજાઓને કહ્યું;૭ "હું ધારું છું કે, (નીતિ અને ધર્મ સંબંધી) ભીષ્મને પ્રશ્ન પૂછવાનો આ સમય છે, તેથી તે તમે પૂછો. હે ભરતવંશી રાજા! ગંગાપુત્ર, સૂર્યની પેઠે થોડા વખત પછી અસ્ત પામશે!૮ તે હવે છેલ્લો શ્વાસ લે છે–પ્રાણત્યાગ કરવાને તયાર થયા છે, માટે તમે સર્વે તેમને વિવિધ ધર્મવિશે પ્રશ્નો કરો. એ ચારેય વર્ણના વિવિધ પ્રકારના સર્વે ધર્મને જાણે છે.૯ એ વૃદ્ધ પોતાના દેહનો ત્યાગ કરીને પરલોકમાં જશે; માટે તમે સર્વે તમારા મનના સંશયો સત્વર તેમને પૂછી લ્યો."૧૦

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! નારદે એ રીતે કહ્યા પછી, રાજાઓ ભીષ્મની પાસે આવ્યા. પરંતુ તેમને તેઓ પ્રશ્ન કરી શકયા નહિ, પણ એક બીજાના મ્હોડાં જોવા લાગ્યા.૧૧ પછી પાંડુના પુત્ર યુધિષ્ઠિરે, હૃષીકેશ–કૃષ્ણને કહ્યું;–"દેવકીપુત્ર શ્રી કૃષ્ણ વિના કોઈ પિતામહ ભીષ્મને પ્રશ્ન કરી શકે એમ નથી.૧૨ હે મધુ દૈત્યને મારનાર યદુશ્રેષ્ઠ! તું જ પ્રથમ પ્રશ્ન કર. હે તાત! તું જ અમારા સર્વમાં સર્વ ધર્મને જાણનારો શ્રેષ્ઠ પુરુષ છે."૧૩ આ પ્રમાણે યુધિષ્ઠિરે ભગવાન્ શ્રી કૃષ્ણને કહ્યું, એટલે અચ્યુત એવા શ્રીકૃષ્ણ, દુરાધર્ષ ભીષ્મની પાસે જઇને પ્રશ્નો પૂછવા લાગ્યા.૧૪

વાસુદેવ બોલ્યા;–"કેમ હે રાજશ્રેષ્ઠ! તારી રાત્રિ તો સુખમાં વ્યતીત થઈ છે ને? તારી બુદ્ધિ તો પ્રસન્ન

છે ને ?[૧૫] હે અનઘ ! તારી સર્વે ઇન્દ્રિયો પ્રતિભા-જ્ઞાનવાળી છે ની ? હવે તારા હૃદયમાં દુઃખ તો થતું નથી ને ? અને તારું મન પણ વ્યાકુળ તો નથી ના ?”[૧૬]

ભીષ્મ બોલ્યા;-“હે વૃષ્ણિ વંશોત્પન્ન કૃષ્ણ ! મારા દાહ, મોહ, શ્રમ, દુઃખ, ગ્લાનિ અને પીડા, તારી કૃપાથી એક દહાડામાં જ નાશ પામ્યા છે.[૧૭] હે મહાકાંતિમાન્ ! હવે હું ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ સર્વને હાથમાં લીધેલાં ફળની પેઠે જોઉં છું.[૧૮] હે અચ્યુત ! વેદમાં કહેલા અગ્નિહોત્રાદિ ધર્મ તથા વેદાંત શ્રવણ કરવાથી જાણેલા શમ દમાદિ ધર્મો, એ સર્વે ધર્મોને હું તારા વરદાનથી સારી રીતે જાણી શકયો છું;[૧૯] શિષ્ટ પુરુષોએ જે ધર્મ-કહ્યો છે, તે ધર્મ મારા હૃદયમાં રમી રહ્યો છે. વળી હે જનાર્દન ! અમુક દેશના, અમુક જાતિના અને કુળના ધર્મોને પણ હું જાણું છું.[૨૦] ચારેય આશ્રમ ધર્મોમાં જે અર્થ સમાયલો છે, તે પણ મારા હૃદયમાં (રમી) રહેલો છે. વળી હે કેશવ ! હું સર્વે રાજધર્મોને પણ જાણું છું.[૨૧] હે જનાર્દન ! જ્યાં આગળ જે કંઈ કહેવું જોઇએ, તે હું કહીશ; તારી કૃપાથી મારા મનમાં શુભ બુદ્ધિએ (વિચારે) પ્રવેશ કર્યો છે.[૨૨] તારું ધ્યાન ધરવાથી મને પોષણ મળ્યું છે, તેથી હું તરુણ જેવો થઈ ગયો છું. હે જનાર્દન ! હું તારી કૃપાથી કલ્યાણકારક ઉપદેશ આપવાને સમર્થ છું.[૨૩] પરંતુ હે માધવ ! તું પંડે શા માટે પાંડવોને કલ્યાણનો ઉપદેશ કરતો નથી ? આ વિષયમાં તું શું ખુલાસો કરે છે ! હે માધવ ! તે મને સત્વર કહે.”[૨૪]

વાસુદેવ બોલ્યા;-“હે કુરુકુલોત્પન્ન ! હું જ યશનું તથા શ્રેયનું મૂળ છું, એમ જાણ. સત્ તથા અસત્પદાર્થો-એમ સર્વે પદાર્થો મારાથી જ ઉત્પન્ન થયા છે.[૨૫] આ જગતમાં કોઇ કહેશે કે, ચંદ્રનાં કિરણ શીતળ છે તો કોને આશ્ચર્ય થાય ? તેમ જ યશથી પૂર્ણ એવા મારે માટે પણ કોને આશ્ચર્ય ઉપજે ?[૨૬] છતાં પણ હે મહાકાંતિવાળા ભીષ્મ ! મારે તારો યશ જગતમાં વધારે વિસ્તારથી ફેલાવવો છે, માટે જ મેં તારે વિષે વિપુલ બુદ્ધિ આરોપણ કરી છે.[૨૭] હે પૃથ્વીપાલ ! આ પૃથ્વી જ્યાં સૂધી અચળ રહેશે ત્યાં સૂધી તારી કીર્ત્તિ પણ સર્વે લોકમાં અચળ રહેશે.[૨૮] વળી હે ભીષ્મ ! પ્રશ્ન કરનારા યુધિષ્ઠિર રાજાને તું જે ઉપદેશ આપશે, તે આ પૃથ્વી ઉપર વેદના ઉપદેશની પેઠે અચળ રહેશે;[૨૯] અને જે પુરુષ ત્હેં કહેલો પ્રમાણભૂત ઉપદેશ શ્રવણ કરીને પોતાનાં મનને પરમાત્મા-વિષે જોડશે, તે પુરુષ મરણ પછી સર્વ પુણ્યોના ફળનો અનુભવ કરશે.[૩૦] એ કારણથી, તથા હે ભીષ્મ ! તારા યશનો જગતમાં વધારે વિસ્તાર કેમ થાય એ વિચારથી, મેં તને દિવ્ય બુદ્ધિ આપી છે.[૩૧] પૃથ્વી-પર જ્યાંસૂધી પુરુષનો યશ (પારકાના ચિત્તને આશ્ચર્ય ઉપજાવનારો ગુણસમુદાય) જગતને વિષે પહોંચે છે, ત્યાંસૂધી તેની કીર્તિ (ગુણ ગાન) અક્ષય છે, આવો નિશ્ચય છે.[૩૨] હે ભરતવંશી રાજા ! મરણ પામતા બચી ગયેલા (આ) રાજાઓ, ધર્મ પૂછવાની ઇચ્છાથી તારી આસપાસ બેઠા છે, તેઓને તું ધર્મનું વ્યાખ્યાન સંભળાવ.[૩૩] તું વયોવૃદ્ધ છે, તેં શ્રુતિનું શ્રવણ કર્યું છે, તું સદાચાર-સંપન્ન છે, સર્વે રાજધર્મમાં કુશળ છે અને બીજા ધર્મોને પણ જાણે છે;[૩૪] કોઈ પણ મનુષ્યે જન્મથી માંડીને (આજ સૂધી) તારો દોષ જોયો નથી અને તું સર્વે ધર્મનો જ્ઞાતા છે, એમ સર્વે રાજાઓ (પણ) જાણે છે;[૩૫] હે રાજન્ ! પિતા જેમ પુત્રોને ધર્મનો ઉપદેશ કરે, તેમ તું આ રાજાઓને ઉત્તમ એવી રાજ-નીતિનો ઉપદેશ કર. ત્હેં ઋષિઓની અને દેવોની નિત્ય ઉપાસના કરી છે ( સેવ્યા છે );[૩૬] માટે તારે જ અવશ્ય સંપૂર્ણ ઉપદેશ આપવો જોઇએ. એટલું જ નહિ, પરંતુ મહાત્મા વિદ્વાનને જો ધર્મ વિશે પૂછવામાં આવે તો, તેણે ધર્મનું શ્રવણ કરવાની ઇચ્છાવાળા પુરુષોને ઉપદેશ કરવો જ જોઇએ, આવો ધર્મ છે, આમ વિદ્વાનો કહે છે. પરંતુ હે રાજન્ ! પૂછયા છતાં જે પુરુષ ઉપદેશ કરતો નથી, તેને દુઃખ-દાયક દોષ લાગે છે.[૩૭-૩૮] માટે હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા ! તું વિદ્વાન્ છે, તો જિજ્ઞાસુ એવા પુત્રોએ તથા પૌત્રોએ પૂછેલા સનાતન ધર્મનો તેઓને ઉપદેશ કર.”[૩૯]

ઇતિ શ્રીમહાભારતવિષે શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં ‘શ્રીકૃષ્ણનાં વાક્ય’ એ નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત.

---

## અધ્યાય ૫૫ મો.

### પ્રથમ દિવસ-ભીષ્મે યુધિષ્ઠિરને પ્રશ્ન કરવાની આપેલી આજ્ઞા.

વૈશમ્પાયન કહે છે;-“હે જનમેજય ! શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને મહાતેજસ્વી એવા ભીષ્મ બોલ્યા; “હે ગોવર્દ્ધ ! તારી કૃપાથી મારી વાણી અને મન દૃઢ છે, માટે હું ધર્મનો ઉપદેશ કરીશ; કેમકે તું સનાતન એવા પ્રાણીઓનો આત્મા છે ! ધર્માત્મા યુધિષ્ઠિર ભલે મને ધર્મો (નીતિ અને કર્ત્તવ્ય સમ્બન્ધી) પૂછે, તેમ કરવાથી હું પ્રસન્ન થઇને તેને સર્વ ધર્મોનો ઉપદેશ કરીશ.[૧-૨] જે મહાત્મા યુધિષ્ઠિર રાજાના જન્મથી સર્વ ઋષિઓ પ્રસન્ન થયા હતા, તે યુધિષ્ઠિર રાજા ભલે મને પ્રશ્ન કરે.[૩] સર્વે ઉજ્જવળ યશવાળા

ધર્મિષ્ઠ કૌરવોમાં જેનાં સમાન કોઇ પણ નથી, તે યુધિષ્ઠિર રાજા ખુશીથી મને ધર્મ સંબંધી પ્રશ્ન કરે.૪ જેને વિષે ધૈર્ય, દમ, બ્રહ્મચર્ય, ક્ષમા, ધર્મ, ઓજ અને તેજ સદા નિવાસ કરીને રહેલાં છે, તે યુધિષ્ઠિર રાજા ભલે મને પ્રશ્ન કરે.૫ જે સંબંધીઓનો, અતિથિઓનો, ભૃત્યોનો (પોષ્ય વર્ગોનો) અને આશ્રિતોનો અત્યંત સત્કાર કરીને તેનું સન્માન કરે છે, તે યુધિષ્ઠિર રાજા ભલે મને પ્રશ્ન કરે.૬ સત્ય, દાન, તપ, શૌર્ય, શાંતિ, ડહાપણ અને ધૈર્ય એ સર્વ જેનામાં નિવાસ કરે છે, તે યુધિષ્ઠિર ભલે મને પ્રશ્ન કરે.૭ જે ધર્માત્મા કામનાથી, ક્રોધથી, ભયથી કે અર્થથી, અધર્માચરણ કરે નહિ (તેવો છે), તે યુધિષ્ઠિર રાજા ભલે મને પ્રશ્ન કરે.૮ જે નિત્ય સત્યવાદી છે, નિત્ય ક્ષમાશીલ છે, નિત્ય જ્ઞાની છે અને અતિથિપ્રિય છે તથા જે નિત્ય સત્પુરુષોને દાન આપનારો છે, તે યુધિષ્ઠિર ભલે મને પ્રશ્ન કરે.૯ યજ્ઞ, વેદાધ્યયન તથા ધર્મવિષે નિત્ય પરાયણ રહેનારા, ક્ષમાવાન્ અને શાસ્ત્રના રહસ્યને શ્રવણ કરનારા (જાણનારા) યુધિષ્ઠિર ભલે મને પ્રશ્ન કરે."૧૦

વાસુદેવ બોલ્યા:–"હે ભીષ્મ! ધર્મરાજા યુધિષ્ઠિરને પરમ લજ્જા આવે છે અને તે તારા શાપના ભયથી બીહે છે, તેથી તારી પાસે આવી શકતો નથી.૧૧ હે રાજા! લોકનાથ યુધિષ્ઠિર, જગતનો સંહાર કરીને શાપના ભયથી ડરી તારી પાસે આવી શકતો નથી.૧૨ જે પૂજ્ય હતા, જે માન્ય હતા, જે ભક્ત હતા, જે ગુરુ હતા, જે સંબંધીઓ હતા અને જે બાંધવો હતા, અને જેઓને અર્ઘ આપવાને યોગ્ય હતો, તેને બાણોના પ્રહારોથી વિંધી નાંખ્યા છે, તેથી યુધિષ્ઠિર તારી પાસે આવી શકતો નથી.૧૩"

ભીષ્મ બોલ્યા;–"હે કૃષ્ણ! જેમ દાન દેવું ને લેવું, વેદ ભણવો ને ભણાવવો તથા તપ કરવું આ બ્રાહ્મણોનો ધર્મ છે; તેમ જ રણમાં (લડીને) દેહ પાડી નાંખવો, એ ક્ષત્રિયોનો ધર્મ છે.૧૪ પિતાઓ, કાકાઓ, પિતામહો, ભાઇઓ, ગુરુઓ, સંબંધીઓ અને બાંધવો જો અવળે માર્ગે ચાલે તો તેઓને રણમાં મારવા, એ ક્ષત્રિયનો ધર્મ છે.૧૫ હે કેશવ! જો ગુરુઓ પોતાનો ધર્મ ભૂલી જઇને લોભીયા બને, તો તે પાપી પુરુષોને જે ક્ષત્રિય રણમાં હણે છે, તે ક્ષત્રિય ધર્મવેત્તા છે.૧૬ જે ક્ષત્રિય લોભથી સનાતન ધર્મના માર્ગનું અવલોકન કરતો નથી, તેવા ક્ષત્રિયને યુદ્ધમાં જે મારે છે તે ક્ષત્રિય ધર્મવેત્તા છે.૧૭ જે ક્ષત્રિય રણ ઉપર રુધિરરૂપી જળવાળી, કેશરૂપી તૃણવાળી, હાથીરૂપી પર્વતવાળી અને ધ્વજારૂપી વૃક્ષવાળી પૃથ્વીને કરે છે, તે ક્ષત્રિય ધર્મવેત્તા છે.૧૮ ક્ષત્રિયને જો રણમાં યુદ્ધને માટે આમંત્રણ કરવામાં આવે તો તેમણે નિત્ય યુદ્ધ કરવું. ક્ષત્રિયને માટે યુદ્ધ, ધર્મવાળું, સ્વર્ગ આપનારું ને પરલોક આપનારું છે, આમ મનુ કહે છે."૧૯

વૈશમ્પાયન કહે છે;–આ પ્રમાણે ભીષ્મે કહ્યું, એટલે ધર્માત્મા યુધિષ્ઠિર રાજા વિનયીની પેઠે કુરુવીરની પાસે જઇને તેનાં દર્શન કરવા માટે ઉભા રહ્યા.૨૦ પછી તેણે ભીષ્મનાં ચરણનો સ્પર્શ કર્યો, એટલે ભીષ્મે પણ તેને પ્રસન્ન કર્યા અને તેનું મસ્તક સુંઘીને તેને કહ્યું કે, બેસ!૨૧ સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ ગંગાપુત્રે યુધિષ્ઠિરને કહ્યું;–"હે કુરુકુળ શ્રેષ્ઠ! બીહ નહિ, પરંતુ ખુલ્લા મનથી મને પ્રશ્ન કર!"૨૨

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'युधिष्ठिरनुं आश्वासन' ए नामनो अध्याय ५५ मो समाप्त.

## અધ્યાય ૫૬ મો.

### પ્રથમ દિવસ–રાજાના ધર્મ–પ્રજાનું સંરક્ષણ અને મંત્રીઓથી સાવધ રહેવું.

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! યુધિષ્ઠિર રાજા, હૃષીકેશને પ્રણામ કરીને, પિતામહ ભીષ્મને અભિવંદન કરીને અને (કૃપાચાર્ય, વ્યાસ વગેરે) સર્વે વડિલોની આજ્ઞા માંગીને, પ્રશ્ન કરવા લાગ્યા.૧

યુધિષ્ઠિર પૂછે છે;–હે રાજા! ધર્મવેત્તાઓ જાણે છે કે, રાજાઓનો (પ્રજાપાલનરૂપ) ધર્મ શ્રેષ્ઠ છે. હું તે ભારને વહન થઇ શકે નહિ એવો માનું છું. માટે તું મને રાજાઓના ધર્મ કહે.૨* હે પિતામહ! તું મને વિગતવાર રાજધર્મ કહે. સર્વ જગતનો પરમ આધાર રાજધર્મ ઉપર છે;૩ કારણ કે હે ભીષ્મ પિતામહ! ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ તથા સંપૂર્ણ મોક્ષધર્મ એ સર્વે રાજધર્મવિષે સ્પષ્ટપણે રહેલો છે.૪ જેમ ઘોડાને તાબે કરવા માટે રાશ ઉપયોગી છે; હાથીને વશ કરવા માટે અંકુશ ઉપયોગી છે; તેમ જ રાજધર્મ સર્વ લોકોને વશ કરવા માટે ઉપયોગી છે, એમ શાસ્ત્રવેત્તાઓનું કથન છે.૫ રાજર્ષિઓએ સેવેલા ધર્મમાં જો લોકો

* ભીષ્મપિતામહ યુધિષ્ઠિરના પિતામહ છે. વળી જ્ઞાનમાં, બળમાં અને અન્ય અનેક વિષયમાં શ્રેષ્ઠ છે. યુધિષ્ઠિરે માનથી સંબોધવા યોગ્ય મહાપુરુષ છે, છતાં યુધિષ્ઠિર દ્વિતીય તુકારથી એક વચને (ત્વં શબ્દથી) શા હેતુએ પ્રશ્ન કરે છે અને તેમ દર્શાવવામાં કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે શો હેતુ રાખ્યો છે, તે સંસ્કૃત ભાષાના નિયમાનુસાર છે. સામાન્યતઃ આખા ભારતમાં ત્વં શબ્દથી પરસ્પર વાતચિતનો પ્રસંગ દર્શાવ્યો છે. પૂર્વના ભારતના બે ભાગમાં ભાષાના સૌંદર્યને કાયમ રાખવાને જ્યાં જ્યાં એકવચન મૂળમાં છે, ત્યાં ત્યાં ભાષાંતરમાં બહુ વચનનો ઉપયોગ કીધો છે. એ પદ્ધતિમાં શાંતિપર્વના અધ્યાય ૪૭ થી ફેરફાર કીધો છે અને મૂળને વધારે અનુસરવામાં આવ્યું છે.

આવે નહિ તો લોકોવ્યવસ્થા જળવાય નહિ અને સર્વ જગત્ આકુળ વ્યાકુળ થઇ જાય.[૬] સૂર્ય જેમ ઉદય પામીને અશુભ અંધારાનો નાશ કરે છે, તેમજ રાજધર્મ પણ મનુષ્યોની અશુભ ગતિનો નાશ કરે છે અને તેને પરલોક આપે છે.[૭] માટે હે પિતામહ! તું પ્રથમ મને રાજાઓના ધર્મો શ્રવણ કરાવ; કારણ કે તું ધર્મનિષ્ઠ પુરુષોમાં શ્રેષ્ઠ છે![૮] હે પરંતપ! વાસુદેવ તને મહા બુદ્ધિમાન્ માને છે, તેથી અમને સર્વને તારી પાસેથીજ પરમ રહસ્ય જાણવામાં આવે, એમ અમે ઇચ્છીએ છીએ.[૯]

ભીષ્મ બોલ્યા;-મહાન્ એવા ધર્મને, જે સમ્પૂર્ણ બ્રહ્મ છે એવા શ્રી કૃષ્ણને તથા બ્રાહ્મણોને નમસ્કાર કરીને, (મનુષ્યના) સનાતન એવા ધર્મો હું કહું છું.[૧૦] હે યુધિષ્ઠિર! હું તને સમગ્ર રાજધર્મો કહું છું, તે તું સાવધાન થઇને સાંભળ તથા બીજું પણ જે કંઇ સાંભળવાની ઇચ્છા હોય, તે (પણ) સાંભળ.[૧૧] હે કુરુવંશને વિષે શ્રેષ્ઠ રાજા! (પ્રજાનું) રંજન કરવાની ઇચ્છાથી રાજાએ શાસ્ત્રના વચનને અનુસરી, દેવો તથા બ્રાહ્મણોની સેવા કરવી.[૧૨] હે કુરુકુલોત્પન્ન રાજા! જે રાજા દેવોની અને બ્રાહ્મણોની પૂજા કરે છે તે, ધર્મના લોપથી થયેલા ઋણમાંથી મુક્ત થાય છે અને પ્રજામાં પ્રીતિપાત્ર થઈ પડે છે.[૧૩] હે પુત્ર! તારે નિત્ય વિજય માટે પુરુષાર્થ કરીને પ્રયત્ન કરતા રહેવું; કારણ કે પુરુષાર્થ કર્યા વિના માત્ર દૈવ, રાજાઓનાં કાર્યને સિદ્ધ કરતું નથી.[૧૪] (કાર્ય કરવામાં) દૈવ અને પુરુષાર્થ એ બન્ને, રથનાં પૈડાંની પેઠે સમાન છે; પરંતુ હું દૈવ કરતાં પુરુષાર્થને શ્રેષ્ઠ માનું છું; કારણ કે તેનું (પુરુષાર્થનું) દ્વાર પ્રસિદ્ધ છે અને દૈવની સિદ્ધિનો નિર્ણય તેના ફળ ઉપરથી કલ્પી શકાય છે.[૧૫] આરંભેલું કાર્ય નિષ્ફળ જાય તો તેને માટે તું સંતાપ કરીશ નહિ; પરંતુ કાર્યસિદ્ધિને માટે સદાય પ્રયત્ન કર્યા કરજે; કારણ કે એમ કરવું, એ રાજાઓનો પરમ ધર્મ છે.[૧૬] સત્ય વિના બીજું કોઈપણ કાર્ય રાજાઓને સિદ્ધિ આપનારું નથી; સત્ય પરાયણ રાજા આ લોકમાં ને પરલોકમાં સુખી થાય છે.[૧૭] હે રાજેન્દ્ર! ઋષિઓને પણ સત્યજ પરમ ધન છે; તેમ જ રાજાઓને બીજાઓનો વિશ્વાસ ઉપજાવવા માટે સત્ય વિના બીજું સાધન નથી.[૧૮] જે રાજા ગુણી, શીલસંપન્ન, સરળ સ્વભાવનો, મૃદુ, ધર્મનિષ્ઠ, જિતેંદ્રિય, પ્રસન્ન મુખવાળો, સ્થૂલ લક્ષ્યવાળો અને બહુ દાન દેનારો (અર્થાત્ ઉદાર) હોય છે, તે રાજ્યલક્ષ્મીથી કદીપણ ચલાયમાન થતો નથી.[૧૯] હે કુરુકુળોત્પન્ન રાજા! સર્વ કાર્યો (ન્યાયનાં) કરતી વખતે સરળ થજે, પરંતુ (પોતાના કાર્યોને ગુપ્ત રાખવાં, પારકાનાં છિદ્રોનું શોધન કરવું તેમ જ પોતાના રાજકીય વિચારોને ગુપ્ત રાખવા આ) ત્રણ બાબતમાં સરળતાનો આશ્રય કરીશ નહિ.[૨૦] નરમ સ્વભાવના રાજાનું સૌ કોઈ અપમાન કરે છે અને તીક્ષ્ણ રાજાથી પ્રજાને ઉદ્વેગ થાય છે માટે, તું કોમળતા અને તીક્ષ્ણતા એમ બન્ને ગુણોનો આશ્રય કરજે.[૨૧] હે મહા ઉદાર! તારે બ્રાહ્મણોને કદી પણ શિક્ષા કરવી નહિ; કારણ કે હે પાંડુપુત્ર! બ્રાહ્મણ આ જગતવિશે ઉત્તમ પ્રાણી ગણાય છે.[૨૨] હે રાજેન્દ્ર! મહાત્મા મનુ મહારાજે એ વિષયમાં બે શ્લોક કહ્યા છે, તે તારે તારા પોતાના ધર્મોની બાબતમાં હૃદયંગમ કરવા યોગ્ય છે.[૨૩]

**अद्भ्योऽग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लोहमुत्थितम् ।**
**तेषां सर्वत्रगं तेजः स्वासु योनिषु शाम्यति ॥ २४॥**
**अयो हंति यदाश्मानमग्निना वारि हन्यते ।**
**ब्रह्म च क्षत्रियो द्वेष्टि तदा सीदन्ति ते त्रयः ॥ २५॥**

'પાણીમાંથી અગ્નિ, બ્રાહ્મણમાંથી ક્ષત્રિયો અને પથ્થરમાંથી લોહ ઉત્પન્ન થયા છે. (એ ત્રણ-અગ્નિ, ક્ષત્રિય ને લોઢું, પોતાનું બળ બીજાપર અજમાવવામાં પ્રબળ છે, પણ) તેઓનું સર્વત્ર વ્યાપ્ત થયેલું તેજ પોતાને ઉત્પન્ન કરનારાં કારણને વિષે શાંત પામે છે.[૨૪] જ્યારે લોઢું પત્થરને હણે છે, અગ્નિ પાણીને હણે છે અને ક્ષત્રિય બ્રાહ્મણનો દ્વેષ કરવા માંડે છે, ત્યારે તે ત્રણે દુઃખી થાય છે (નબળા પડે છે).'[૨૫]

એટલા માટે જ, હે મહારાજ! તારે બ્રાહ્મણોને નમસ્કાર કરવા. ઉત્તમ બ્રાહ્મણોનો જો સત્કાર કરવામાં આવે છે તો તેઓ વેદોને તથા યજ્ઞયાગોને ધારણ કરી રાખે છે (અર્થાત્ વેદાધ્યયન તથા યજ્ઞ યાગ કર્યા કરે છે અને તેથી રાજાનું કલ્યાણ થાય છે);[૨૬] પરંતુ હે નરવ્યાઘ્ર! જોકે બ્રાહ્મણો આવા પૂજ્ય છે, છતાં ત્રણ લોકોને દુઃખ દઇને માન મેળવવાની ઇચ્છા રાખતા હોય તેવા બ્રાહ્મણોને, બાહુઓદ્વારા નિત્ય શિક્ષા કરી વશ રાખવા.[૨૭] હે તાત! પૂર્વે મહર્ષિ શુક્રાચાર્યે (ઉષાનરે) એ વિષયમાં બે શ્લોક કહ્યા છે, તે હે મહારાજ! તું એકાગ્ર મન કરીને સાંભળ.[૨૮] 'વેદ અને વેદાંતશાસ્ત્ર ભણ્યા છતાં પણ જે બ્રાહ્મણ, શસ્ત્ર લઇને ચઢી આવતો હોય તો, ધર્મની રક્ષા કરનારા રાજાએ, પોતાના ધર્માનુસાર તે આતતાયી બ્રાહ્મણને શિક્ષા કરવી.[૨૯] જે નાશ પામતા ધર્મની રક્ષા કરે છે, તેને ધર્મવેત્તા જાણવો અને આતતાયીને મારનારો ધર્મનો નાશ કરનાર ગણાતો નથી; પરંતુ ક્રોધે ભરાયલો આતતાયી પોતાના ક્રોધને લીધે જ નાશ પામે છે!'[૩૦] હે રાજા! આ રીતે બ્રાહ્મણોની રક્ષા કરવી અને

તેઓએ અપરાધ કર્યો હોય તો તેઓને દેશનિકાલની શિક્ષા કરવી.[31] હે રાજા! કદાપિ બ્રાહ્મણ શિક્ષા કરવાને યોગ્ય હોય, તોપણ તેનાપર ક્ષમા રાખવી અને બ્રાહ્મણ જો બ્રહ્મહત્યા કરે, ગુરુપત્ની સાથે ગમન કરે, ભ્રૂણહત્યા કરે,[32] અથવા તો રાજદ્રોહ કરે તો તેને દેશનિકાલની શિક્ષા કરવી, પરંતુ (તેને) કદી પણ દેહાંત દંડની શિક્ષા કરવી નહિ.[33] જે પુરુષો બ્રાહ્મણોના ઉપર ભક્તિ રાખે છે તેઓનાપર તારે પ્રીતિ રાખવી. તેવા (બ્રાહ્મણભક્ત) પુરુષોના સંગ્રહ સિવાય બીજો શ્રેષ્ઠ ભંડાર નથી.[34]

શાસ્ત્રમાં નિશ્ચય કરેલા (મરુ, જળ, પૃથ્વી, વન, પર્વત અને મનુષ્ય) છ પ્રકારના દુર્ગો (કિલ્લાઓ)માં મનુષ્ય દુર્ગને શાસ્ત્રવેત્તાઓ દુસ્તર માને છે, (કેમકે તે હંમેશા કાર્ય કરવામાં તત્પર ને પ્રીતિવાળો છે.)[35] તે માટે વિદ્વાન્ રાજાએ ચારેય વર્ણની પ્રજા ઉપર નિત્ય દયા કરીને તેને પોતાને વશ કરવી. ધર્માત્મા અને સત્યવાદી રાજા પોતાની પ્રજાને સદા રંજન કરી શકે છે.[36] તારે સર્વ ઠેકાણે, હે પુત્ર! નિત્ય ક્ષમા રાખવી નહિ, કારણ કે ક્ષમાવાન્ હાથીની પેઠે, ક્ષમાશીલ રાજા પણ ધર્મનો વિરોધી ગણાય છે.[37] પૂર્વકાળમાં એ વિષયમાં બૃહસ્પતિએ નીતિશાસ્ત્રમાં એક શ્લોક કહ્યો છે, તે હું તને કહું છું તે તું સાંભળ![38]

**क्षममाणं नृपं नित्यं नीचः परिभवेज्जनः ।**

**हस्तियंता गजस्येव शिर एवारुरुक्षति ॥ ३९ ॥**

'જે રાજા નિત્ય ક્ષમા કરે છે, તેનો નીચ પુરુષ નિત્ય પરાજય કરે છે. હાથી ક્ષમાવાન્-સહનશીલ છે, તો માવત તેના મસ્તક ઉપર જ ચઢીને બેસે છે.'[39] એટલા માટે રાજાએ નિત્ય કોમળ ન થવું, તેમ નિત્ય તીક્ષ્ણ ન થવું. પરંતુ વસંતઋતુનો સૂર્ય જેમ શીતળ હોતો નથી, તેમ ઘામ પણ કરતો નથી, તેમ મૃદુ અને તીક્ષ્ણ બન્ને ગુણનો આશ્રય કરીને રહેવું.[40] વળી હે મહારાજ! *પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમથી નિત્ય પોતાના અને પરાયા પુરુષોની પરીક્ષા કરવી.[41] વળી હે ઘણી દક્ષિણા દેનારા રાજા! તારે સર્વ પ્રકારનાં †વ્યસનોનો ત્યાગ કરવો જોઈએ; પરંતુ પરાક્રમના કારણભૂત મૃગયા વગેરેનો પ્રયોગ સર્વથા તજી દેવો નહિ, પરંતુ કરવો અને દુઃખ દેનારા વ્યસનોનો ત્યાગ કરવો. તારે તેમાં આસક્તિ રાખવી નહિ;[42] કારણ કે વ્યસની રાજાનો તેની પ્રજા નિત્ય પરાભવ કરે છે. વળી જે રાજા પ્રજાનો અત્યંત દ્વેષ કરે છે, તેના ઉપર તેની પ્રજા ઉદ્વિગ્ન થાય છે.[43] રાજાએ પ્રકૃતિ મંડળ (પ્રજા) ની સાથે ગર્ભિણી સ્ત્રીની પેઠે સદાય વ્યવહાર કરવો.[44] હે કુરુશ્રેષ્ઠ! (આ ઉપમા કેવી રીતે ઘટે છે તે તું શ્રવણ કર. ગર્ભિણી સ્ત્રી જેમ પોતાના મનને ગમતા વિષયો ભોગવવા પોતાનાં હિતનો ત્યાગ કરી દઇને જેમ ગર્ભનું હિત કરે છે) તેમ જ જે ધર્મનિષ્ઠ રાજા છે, તેણે પોતાના હિતનો ત્યાગ કરીને જે જે લોકહિતનું કાર્ય હોય, તે તે સદાય કર્યા કરવું.[45-46] હે પાંડુપુત્ર! તારે કોઈપણ દિવસ ધૈર્યનો ત્યાગ કરવો નહિ. જે રાજા ધીર અને જે કુમાર્ગે ચાલનારાને દંડ દેનાર તરિકે પ્રખ્યાત છે, તેને કોઈ પણ ઠેકાણેથી ભય હોતો નથી.[47] હે મહાન્વક્તા! તારે સેવકોની સાથે બહુ હાસ્યવિનોદ પણ કરવો નહિ, કારણ કે એમાં દોષ સમાયલો છે, તે હું કહું તે તું સાંભળ![48] સ્વામી, અતિ સહવાસમાં જઈ બહુ છૂટ આપે છે, તો સેવકો પોતાના ધણીનું અપમાન કરે છે; તેઓ પોતાનો દરજ્જો ભૂલી જાય છે, અર્થાત્ મર્યાદા રહિત થઈ જાય છે અને ધણીનાં વચનનું ઉલ્લંઘન કરે છે;[49] કોઈ કાર્યને માટે મોકલવામાં આવે તો તે થશે કે નહિ થાય, એવો સંશય દેખાડે છે; પોતાના રાજાની ગુપ્ત વાતને ઉઘાડી પાડી દે છે; નહિ માગવા જેવી વસ્તુની માગણી કરે છે; રાજાને માટે તૈયાર કરેલું ભોજન, તેની ગેરહાજરીમાં પોતે જ ખાઈ જાય છે;[50] અત્યંત ક્રોધ કરે છે; રાજાના કરતાં વિશેષ પ્રકાશવાનો પ્રયત્ન કરે છે; રાજાના ઉપર પોતાની સત્તા ચલાવવાનો પ્રયત્ન કરે છે; લાંચો લઇને તથા વંચનાઓથી (છેતરપીંડીઓથી) રાજ્યનાં કાર્યોમાં વિઘ્ન કરે છે;[51] બનાવટી આજ્ઞાપત્રો ઉભાં કરીને રાજાના દેશની પાયમાલી કરે છે; અંતઃપુરની રક્ષક સ્ત્રીઓ (દાસીઓ) ની સાથે પ્રીતિ કરે છે, (અને તેને વશ કરી રાજ્યમાં ને રણવાસમાં ગડબડ કરે છે; રાજાના જેવા જ પોશાક પહેરીને ફરેહરે છે (જેથી રાજનો મોભ્ભો જળવાતો નથી;)[52] તે એવા નિર્લજ્જ બને છે કે, રાજાની હાજરીમાંજ અધોવાયુ છોડેછે, થુંકે છે અને હે રાજસિંહ! રાજાની ગુપ્તવાતને બીજાઓની આગળ પ્રકટ કરે છે.[53] વળી રાજા જો હસમુખો અને કોમળ સ્વભાવનો હોય તો તેનું અપમાન કરીને તેના ઘોડાપર, હાથી ઉપર

*પ્રત્યક્ષ-ઉપકાર અથવા તો અપકારાદિક કાર્યથી જાણવું; અનુમાન-મુખનેત્રાદિકના વિકારથી જાણવું; ઉપમાન-અન્યત્ર તેણે કરેલાં કાર્યોથી જાણવું; અને આગમ-સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં લક્ષણોથી જાણવું.

† મહાત્મા મનુ વ્યસનો ગણાવતાં કહે છે કે;-મૃગયા, જુગાર, દિવસે નિદ્રા, પરનિંદા, સ્ત્રીસેવા, મદિરાપાનથી મદમત્ત થવું, નૃત્ય, ગીત, વાદિત્ર વગાડવાં તથા વૃથા ભટકવું-આ દશ કામથી થનારાં વ્યસનો છે. પરની ચાડી ખાવી, સાહસ કરવું, દ્રોહ કરવો, ઇર્ષ્યા, પારકાના ગુણોપર દોષારોપ, પરધન હરણ, ગાળો દેવી ને મારામારી કરવી, આ આઠ ક્રોધથી થનારાં વ્યસનો છે

અથવા તો રથ ઉપર સ્વાર થઈને ફરે છે.[૫૪] હે રાજન્! 'આ કામ તારાથી થઇ શકે નહિ,' 'આ કામ ખરાબ છે!' એમ સભામાં બેઠેલા કારભારીઓ તેને કહે છે. (આથી રાજાનું માન સચવાતું નથી.)[૫૫] જો રાજા ક્રોધે ભરાય તો તેઓ હસે છે; રાજા સત્કાર કરે, તોપણ તેઓ પ્રસન્ન થતા નથી, પરંતુ બીજા કારણોને લીધે તેઓ તે વખતે ગુપ્ત હર્ષ દેખાડે છે;[૫૬] તેઓ રાજકીય છૂપી વાતને ઉઘાડી પાડી દે છે, રાજાનાં નઠારાં કાર્યને ખુલ્લાં કરી દે છે, રાજાની આજ્ઞાને અપમાનપૂર્વક, જાણે રમત હોય તેમ, અમલમાં મૂકે છે.[૫૭] તેઓ નિર્ભય બની જઇને તેના આભૂષણની, ભોજનની, સ્નાનના પદાર્થોની અને ચંદનાદિક અનુલેપનની સંભાળ ન લેવાઈ તો તેની ચિંતા કરતા નથી;[૫૮] અને તેઓ પોતાને આપેલા યોગ્ય અધિકારોને સ્વીકારતા નથી, પણ તે અધિકારોને છોડી દે છે; રાજાએ બાંધી આપેલી આજીવિકાથી સંતુષ્ટ થતા નથી, પણ રાજાના ભાગને પોતે પચાવી પડે છે;[૫૯] દોરીથી બાંધેલા પક્ષીની સાથે જેમ (કોઈ મનુષ્ય) ક્રીડા કરે, તેમ રાજાની સાથે મૃગયાદિક ક્રીડા કરવાની ઇચ્છા કરે છે અને લોકમાં કહે છે કે 'રાજા તો અમારે વશ છે.'[૬૦] હે યુધિષ્ઠિર! જો રાજા ઠઠ્ઠા મશ્કરીખોર અને મૃદુ સ્વભાવનો હોય છે તો એ તથા બીજા (સ્ત્રીહરણાદિક) દોષો તેમના પાસવાનો (મંત્રી મંડળો)માં પ્રવેશ કરે છે.[૬૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां अध्याय ५६ मो समाप्त.

---

## અધ્યાય ૫૭ મો.

### પ્રથમ દિવસ–પ્રજારક્ષક રાજા પ્રિય થઈ પડે છે.

ભીષ્મ કહે છે;–હે યુધિષ્ઠિર! રાજાએ નિત્ય પુરુષાર્થ પરાયણ રહેવું તથા ઉદ્યમ કર્યા કરવો. સ્ત્રીની પેઠે નિરુદ્યમી બેસી રહેનારા રાજાનાં વખાણ થતાં નથી.[૧] હે રાજન્! એ વિષયમાં ભગવાન્ શુક્રાચાર્યે એક શ્લોક કહ્યો છે, તે હું તને કહું છું તે તું મનને સ્થિર કરીને મારી પાસેથી સાંભળ.[૨] 'સર્પ જેમ દરમાં રહેનારાં ઉંદર વગેરેને ગળી જાય છે, તેમ વિરોધ નહિ કરનારો રાજા અને પ્રવાસ નહિ કરનારો (ઘરકુકડો) બ્રાહ્મણ આ પૃથ્વી ગળી જાય છે.'[૩] હે રાજા! તું આ સર્વ વાતને હૃદયમાં સ્થિર કરજે. એ (નીતિ પ્રમાણે, પછી સંધી કરવા યોગ્ય પુરુષોની સાથે સંધી કરજે અને વિરોધ કરવા યોગ્ય પુરુષોની સાથે વિરોધ કરજે![૪] જે પુરુષ સાત અંગવાળા* રાજ્યનું અશુભ કરવાની ઇચ્છા કરે, તે ગુરુ હોય કે મિત્ર હોય, પરંતુ તેને રાજાએ મારી જ નાંખવો![૫] હે રાજેન્દ્ર! પૂર્વે મરુત્ત નામના રાજાએ, બૃહસ્પતિના મતાનુસાર રાજાના અધિકારવિષે એક શ્લોક કહ્યો છે. એ શ્લોક પુરાતની છે.[૬]

> गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।
> उत्पथप्रतिपन्नस्य दंडो भवति शाश्वतः ॥

'પોતાનો ગુરુ પણ જો અભિમાની, કાર્યાકાર્યને નહિ જાણનારો અને અવળે માર્ગે ચાલનારો હોય તો તેને શાશ્વત (અપ્રતિસામાધેય–પર્વતારોહણ આદિ) દંડ દેવો!'[૭] બાહુના પુત્ર બુદ્ધિમાન્ સગર રાજાએ, નાગરિકોના હિતને માટે પોતાના જ્યેષ્ઠ પુત્ર અસમંજસનો ત્યાગ કરી દીધો હતો.[૮] હે રાજા! અસમંજસ નગરના બાળકોને પકડીને સરયૂ નદીમાં ડુબાવી દેવા લાગ્યો. તે પરથી તેના પિતાએ તેનો તિરસ્કાર કર્યો અને તેને દેશનિકાલ કર્યો હતો.[૯] પોતાનો પુત્ર શ્વેતકેતુ, બ્રાહ્મણોને ખોટું નિમંત્રણ કરીને અતિથિસત્કાર કરતો નહિ. તે ઉપરથી ઉદ્દાલક નામના ઋષિએ પોતાના મહાતપસ્વી અને પ્રિય પુત્રને પણ તજી દીધો હતો.[૧૦] પોતાની પ્રજાને પ્રસન્ન કરવી, સત્ય બોલવું અને વ્યવહારમાં સરળતા રાખવી, એ રાજાનો સનાતન ધર્મ છે.[૧૧] કરને માટે ખેડુતોના ધાન્યોને ખેતરમાં રોકાવી રાખીને વૃષ્ટિ વગેરેથી તેનો નાશ કરવો નહિ; નિયમિત રીતે સેવકોને પગાર આપવો. પરાક્રમી, સત્યવાદી ને ક્ષમાશીલ થવું. એવા આચારથી રાજા શ્રેયના માર્ગથી ભ્રષ્ટ થતો નથી.[૧૨] જે પુરુષ મનને જિતે છે, ક્રોધને જિતે છે, શાસ્ત્રના વિષયમાં નિઃસંદેહ હોય છે; ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ મેળવવા માટે સતત (કર્મમાં) પ્રીતિવાળો હોય છે; જે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વિષયમાં ગુપ્ત વિચારને ગુપ્ત રાખે છે, તે પુરુષ રાજા થવાને યોગ્ય છે. ગુપ્ત વિચારનું રક્ષણ નહિ કરવું, એના જેવું બીજું દુઃખ રાજાઓને નથી.[૧૩-૧૪] રાજાએ ચારેય વર્ણના ધર્મની રક્ષા કરવી અને એક બીજાના ધર્મોની સંકરતા (સેળભેળ) થતી અટકાવવી–એ પણ રાજાઓનો સનાતન ધર્મ છે.[૧૫] રાજાએ (પોતાના સેવક વિના અન્ય કોઇનો વિશ્વાસ કરવો નહિ, તેમ વિશ્વાસ કરવા યોગ્ય સેવકનો પણ) અત્યંત વિશ્વાસ કરવો નહિ; *(સંધિ, વિગ્રહ, યાન

* રાજ્યનાં સાત અંગ–રાજા, મંત્રી, મિત્ર, કોશ, દેશ, દુર્ગ અને સૈન્ય.

* સંધિ–શત્રુ જોરાવર હોય તો સુલેહ રાખવી; વિગ્રહ–સમાન બળવાળા સાથે વિગ્રહ કરવો; યાન–નબળા રાજાના રાજ્યપર ચઢાઇ કરવી; આસન–યાનની–ચઢાઇની નિવૃત્તિ, ચઢાઇમાંથી પાછા હઠવું; ભય જણાયતો તદબીરથી પાછા ફરવું; સંશ્રય–આશ્રય લેવો. જો ચઢાઇ કર્યા પછી એમ જણાય કે વિજય થવો દુર્લભ છે અથવા શત્રુ, ચઢી આવ્યો ને રાજા નબળો હોય તો કિલ્લામાં ભરાઇ બેસવું; દ્વૈધીભાવ–શત્રુ સેનાના અધિકારીમાં ફાટફૂટ પડાવવી.

આસન, સંશ્રય અને દ્વૈધીભાવ) છ ગુણુના ગુણુ તથા દોષનું તેણે પોતે જ બુદ્ધિવડે નિત્ય અવલોકન કર્યા કરવું.[૧૬] જે રાજા નિત્ય શત્રુનાં છિદ્ર ( દોષ ) જોયા કરે છે (અને પોતાનાં છિદ્ર ઢાંકે છે;) ધર્મ, અર્થ અને કામનાં સ્વરૂપને યથાર્થ રીતે જાણે છે; જે યોગ્ય એવા છૂપા દૂતો ફરતા રાખે છે અને તે દ્વારા શત્રુઓના મંત્રી વગેરેને લાંચ અપાવીને ફોડે છે, તે રાજા જગતમાં નિત્ય પ્રશંસાપાત્ર થાય છે.[૧૭] જે રાજા યમની પેઠે પ્રભાવશાળી ને ન્યાયકર્તા હોય છે; કુબેરની પેઠે ધનનો ભંડાર એકઠો કરવામાં તત્પર રહે છે; પોતાના તથા શત્રુના અમાત્ય, રાષ્ટ્ર (દેશ), કિલ્લા, કોશ અને દંડ આ દશ વર્ગને જાણે છે અને સ્થાનને, વૃદ્ધિને તથા ક્ષયનેપણ જાણે છે,[૧૮] પોષણુકરવાયોગ્ય સેવકોનું પોષણુ કરે છે, અને પોષ્યવર્ગ બરોબર પોષાય છે કે નહિ, તેની તપાસ રાખ્યા કરે છે, પ્રસન્ન મુખનો રહે છે, સ્મિતપૂર્વક ભાષણુ કરે છે,[૧૯] વૃદ્ધોની સેવા કરે છે, તંદ્રાનો વિજય કરનાર હોય છે, ચપળતા રહિત હોય છે, સત્પુરુષોનાં આચરણુવિષે સ્થિર બુદ્ધિ રાખે છે, આસપાસના મનુષ્યોને સંતુષ્ટ કરે છે, મનોહર દેખાવનો હોય છે,[૨૦] સત્પુરુષોની પાસેથી કદીપણુ ધનનું હરણુ કરતો નથી, પરંતુ અસત્પુરુષોની પાસેથી ધન હરી લઇને તે સત્પુરુષોને આપે છે,[૨૧] પંડે જ શત્રુઓને શિક્ષા કરે છે, સમયાનુસાર સેવકોને ઇનામો આપે છે, મનને વશ રાખે છે, સુંદર આભૂષણોથી શણુગારાય છે, સમય ઉપર દાન આપે છે, વૈભવો ભોગવે છે અને શુદ્ધ આચરણુવાળો હોય છે, તેને જ રાજા જાણુવો.[૨૨] ઐશ્વર્યની ઇચ્છાવાળા રાજાએ નિત્ય, શૂરવીર, ભક્ત, શત્રુઓથી ફોડી શકાય નહિ તેવા કુલીન, રોગરહિત, ઉંચી વર્તણુકના શિષ્ટ કુટુંબો સાથે સંબંધ ધરાવનારા, પોતાનુ માન જાળવનારા, બીજાનું અપમાન નહિ કરનારા, સર્વ શાસ્ત્રમાં કુશળ, લોકવ્યવહારને જાણુનારા, શત્રુના દેશની તપાસ રાખનારા, કર્તવ્યપરાયણુ, સદ્‌ગુણી, સંકટમાં પર્વતની પેઠે અચળ રહેનારા પુરુષોને, પોતાના સહાયકો કરવા અને તેઓને પોતાના સમાન જ સર્વ ભોગો ભોગવવા દેવા, માત્ર છત્ર અને આજ્ઞા એ બેમાં જ તેઓના કરતાં ( રાજાએ ) અધિક રહેવું.[૨૩-૨૫] સહાયકોની સાથે પરોક્ષમાં અને પ્રત્યક્ષમાં સરખી રીતે તેણે વર્તવું. આ પ્રમાણે જે રાજા વર્તે છે તો તેને ખેદ કરવાનો સમય આવતો નથી.[૨૬] પણુ જે રાજા સર્વ ઉપર શંકા રાખે છે, પ્રજાનું સર્વસ્વ ધન હરણુ કરે છે, જે લોભી હોય છે અને કુટિલ હોય છે, તેના પ્રાણુને તેના સેવકો અને સંબંધીઓ હરી લેછે (અર્થાત્ સમય મળે મારી નાંખે છે).[૨૭] જે રાજા બાહ્યથી અને અંદરથી પવિત્ર હોય છે, પ્રજાનાં મનને રંજન કરીને પોતાની તરફ આકર્ષવામાં પરાયણુ રહે છે, તેવા રાજાને શત્રુઓ ઘેરી લે છે, તોપણુ તે રાજા રાજ્યથી ભ્રષ્ટ થતો નથી અને પરાજય પામે છે તોપણુ (સહાયકોની સાહેતાથી) પોતાની સ્થિતિને પુનઃ પ્રાપ્ત કરે છે.[૨૮] જે રાજા ક્રોધી નથી, વ્યસની નથી, મૃદુ શિક્ષા કરે છે અને જિતેંદ્રિય છે, તે રાજા હિમાચળની પેઠે લોકોમાં વિશ્વાસપાત્ર થઈ પડે છે![૨૯] જે રાજા બુદ્ધિમાન્, દાતા, શત્રુઓનાં છિદ્રોનો સત્વરલાભ લેનાર, સુંદર દેખાવનો, ચારેય વર્ણુના ન્યાય તથા અન્યાયને જાણુનારો,[૩૦] હાથ ધરેલા કાર્યને ત્વરાથી કરનારો, ક્રોધને વશ રાખનારો, પોષ્યવર્ગ ઉપર સારી કૃપા કરનારો, મોટા મનવાળો, મૃદુ પ્રકૃતિવાળો, ક્રિયાકુશળ, આત્મશ્લાઘા નહિ કરનારો અને જેનાં આરંભેલા કાર્યો પરિપૂર્ણુ થાય છે, તેને રાજાને ઉત્તમ જાણુવો.[૩૧-૩૨] પુત્રો જેમ પિતાના ઘરમાં નિર્ભયપણે ફર્યા કરે, તેમ જે રાજાના દેશમાં મનુષ્યો નિર્ભય થઇને ફર્યાં કરે છે, તે રાજાને ઉત્તમ જાણુવો.[૩૩] જે રાજાના દેશની પ્રજાનો વૈભવ છૂપો નહિ, પણુ ખુલ્લો હોય અને જેની પ્રજા ન્યાયને તથા અન્યાયને જાણુતી હોય તે રાજાને ઉત્તમ જાણુવો.[૩૪] જે રાજાના દેશની પ્રજા પોતાના ધર્મ કર્મમાં પરાયણુ રહેતી હોય, શરીર ઉપર પ્રીતિવાળી ન હોય, પરંતુ શરીરથી સાધી શકાય તેવા કર્તવ્ય ઉપર પ્રીતિ રાખતી હોય, શાંતિશીલ હોય અને રાજા, પ્રજાનું વિધિપૂર્વક પાલન કરતો હોય;[૩૫] વળી જે રાજાના દેશની પ્રજા વશવર્તી હોય, સમજાવી સમજે તેવી હોય, આજ્ઞા પાલક હોય, કલહ કરવાના સ્વભાવવાળી ન હોય અને દાનશીલ હોય, તે રાજાને રાજા જાણુવો.[૩૬] જે રાજાના દેશમાં, દંભ, કપટ, માયા અને મત્સર ન હોય, તે રાજાને સનાતન ધર્મવાળો જાણુવો.[૩૭] જે રાજા પંડિતોનો સત્કાર કરે છે, શાસ્ત્રીય વિષયમાં તથા પરના હિતમાં પરાયણુ રહે છે, સત્પુરુષોને માર્ગે ચાલે છે, ત્યાગશીલ-દાતા હોય છે, તે રાજા રાજ્ય કરવાને યોગ્ય ગણાય છે.[૩૮] શત્રુઓ જે રાજાના દૂતોને મોકલેલા છતાં નહિ મોકલેલા જાણે અને છૂપા રાજકીય વિચારોને કર્યા છતાં નહિ કર્યા હોય તેવા જાણે, તે રાજા રાજ્ય કરવાને યોગ્ય ગણાય છે.[૩૯] હે ભરતવંશી રાજા! મહાત્મા ભૃગુવંશી શુક્રાચાર્યે પૂર્વે રામનું ચરિત્ર કહ્યા પછી રાજાના સંબંધમાં આ પ્રમાણે એક શ્લોક કહ્યો હતો.[૪૦]

राजानं प्रथमं विन्देत्ततो भार्यां ततो धनम् ।
राजन्यसति लोकस्य कुतोभार्या कुतो धनम् ॥

'મનુષ્યે પ્રથમ રાજાને મેળવવો જોઇએ, તે પછી ભાર્યા અને તે પછી ધન સંપાદન કરવું જોઇએ. જો રાજા

ન હોય તો સ્ત્રી અને ધનનું રક્ષણ ક્યાંથી થાય?'૪૧ રાજ્યની કામનાવાળા રાજાઓને, પ્રજાની રક્ષા સિવાય બીજો સનાતન ધર્મ નથી. રક્ષા એ લોકોને રંજન કરનારી છે.૪૨ હે રાજેન્દ્ર! પ્રચેતાના પુત્ર મનુએ રાજ્યધર્મ કહેતી વખતે આ બે શ્લોકો કહ્યા છે, તે બન્ને શ્લોકો તું એકાગ્ર ચિત્તથી સાંભળ.૪૩

षडेतान्पुरुषो जह्याद्भिन्नां नावमिवार्णवे ।
अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजम् ॥
अरक्षितारं राजानं भार्यां चाप्रियवादिनीम् ।
ग्रामकामं च गोपालं वनकामं च नापितम् ॥

ઉપદેશ નહિ કરનારો આચાર્ય, વેદાધ્યયન નહિ કરનારો ઋત્વિજ, રક્ષણ નહિ કરનારો રાજા, અપ્રિય બોલનારી ભાર્યા, ગામમાં રહેવાની ઇચ્છા રાખનારો ગોવાળ અને વનમાં રહેવાની ઇચ્છાવાળો વાલંદ આ છ જણનો, પુરુષે સમુદ્રમાં ભાંગેલી નૌકાનો જેમ ત્યાગ કરવામાં આવે, તેમ ત્યાગ કરી દેવો.*૪૪-૪૫

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां अध्याय ९७ मो समाप्त.

## અધ્યાય ૫૮ મો.

### પ્રથમ દિવસ-કેવા ગુણવાળો રાજા પ્રિય થાય છે.

ભીષ્મ કહે છે;-હે યુધિષ્ઠિર! (પ્રજાનું રક્ષણ કરવું એ) મેં તને રાજધર્મોનું નવનીત કહ્યું. ભગવાન્ બૃહસ્પતિ પણ એ ન્યાયવાળા ધર્મનાં વખાણ કરે છે.૧ ભગવાન્ કવિ વિશાલાક્ષ, મહાતપસ્વી શુક્રાચાર્ય, મહેન્દ્ર, પ્રાચેતસ મનુ, ભગવાન્ ભારદ્વાજ, મુનિ ગૌરશિરા-આ સર્વે વેદપારંગત બ્રહ્મણ્ય અને રાજશાસ્ત્રના-રાજનીતિના રચનારા હતા.૨-૩ હે કમળ જેવાં રાતાં નેત્રવાળા રાજા! હે મહાન્ ધર્મનિષ્ઠ! રાજાના ધર્મમાં (પ્રજા) રક્ષાની જ પ્રશંસા કરેલી છે. (પ્રજા સંરક્ષણના) ધર્મનું એ સાધન તું મારી પાસેથી સાંભળ.૪ (તે કાર્ય કરવાને રાજાએ) દૂત રાખવા, પરરાજ્યમાં એલચીઓ રાખવા, અભિમાન વગર સમય ઉપર પોતાના સેવકોને ધનાદિકથી તેના કાર્યનો બદલો આપવો, યુક્તિપૂર્વક પ્રજાની પાસેથી કર લેવો, પરંતુ હે યુધિષ્ઠિર! (વિરુદ્ધ રીતિથી કે લોભથી (પ્રજા પાસેથી) કર લેવો નહિ.૫ (યથાન્યાય રાજતંત્ર ચાલે તે માટે) સત્પુરુષોનો રાજ્યમાં સંગ્રહ કરવો, શૂરવીરતા, યુક્તિ-ચતુરાઈ, ડહાપણ રાખવું, સત્ય બોલવું, પ્રજાનું હિત જોવું, સરળતાથી અથવા તો કુટિલતાથી શત્રુના પક્ષમાં ફાટફૂટ પડાવવી;૬ દુ:ખી મનુષ્યોની તપાસ રાખવી, જીર્ણ ઘરોની તપાસ રાખવી,* સમયાનુસાર શારીર દંડ અને અર્થ દંડનો ઉપયોગ કરવો;૭ સત્પુરુષોનો ત્યાગ કરવો નહિ, કુલીનોને પોતાની પાસે રાખવા, સંગ્રહ કરવા યોગ્ય ધાન્યાદિ પદાર્થોનો સંગ્રહ કરવો, બુદ્ધિમાનોને સહાયકો કરવા;૮ સૈન્યને ઉત્સાહ આપવો, નિત્ય જાતે પ્રજાની તપાસ રાખવી, કાર્ય કરવામાં ઉદાસ થવું નહિ, ભંડારોમાં વધારો કરવો, નગરની રક્ષા કરનારામાં આંધળો વિશ્વાસ મૂકવો નહિ, નગરના મનુષ્યોને શત્રુઓએ ઉશ્કેર્યા હોય તો તેઓમાં ભેદ પડાવવો, શત્રુ, તટસ્થ અને મિત્રોનું યથાર્થ રીતે અવલોકન કર્યા કરવું;૯-૧૦ બીજા દ્વારા પોતાના સેવકોને ફોડીને તેની પરીક્ષા કરવી, પોતે જાતે નગરની તપાસ કરવી, પોતે કોઈનો વિશ્વાસ કરવો નહિ, શત્રુને ધૈર્ય આપી પોતાપર વિશ્વાસુ બનાવવો;૧૧ શત્રુઓની અવજ્ઞા કરવી નહિ, નિર્દયને હાંકી કાઢવા; નીતિ ધર્મને અનુસરવું, સદા ચઢાઈ માટે તૈયાર રહેવું.૧૨ બૃહસ્પતિએ કહ્યું છે કે, રાજાઓએ ચઢાઈ કરવાને તત્પર રહેવું, એ રાજધર્મોનું મૂળ છે. એ વિષયમાં તેણે નીતિવચન કહ્યું છે, તે તું શ્રવણ કર.૧૩

उत्थानेनामृतं लब्धमुत्थानेनासुरा हताः ।
उत्थानेन महेन्द्रेण श्रैष्ठ्यं प्राप्तं दिवीह च ॥ १४ ॥
उत्थानवीरः पुरुषो वाग्वीरानधितिष्ठति ।
उत्थानवीरान् वाग्वीरा रमयन्त उपासते ॥ १५ ॥
उत्थानहीनो राजा हि बुद्धिमानपि नित्यशः ।
प्रधर्षणीयः शत्रूणां भुजंग इव निर्विषः ॥ १६ ॥

'પૂર્વે મહેન્દ્રે ઉદ્યોગથી અમૃત મેળવ્યું હતું, ઉદ્યોગથી અસુરોને હણ્યા હતા અને ઉદ્યોગથી પૃથ્વી ઉપર અને સ્વર્ગમાં શ્રેષ્ઠતા મેળવી હતી.૧૪ ઉદ્યોગ †વીર-ઉદ્યોગ કરવામાં પરાક્રમી પુરુષો વાણીના વીર પંડિતોની ઉપર સત્તા ભોગવે છે, વાણીનું પરાક્રમ ધરાવનારા પુરુષો ઉદ્યમશીલ વીર પુરુષોને રંજન કરે છે, અને

* ગોવાળ જો ગામબહાર ગોચરમાં જઇને ગોધન ચરાવે નહિ, પણ ગામમાં રઝળ્યા કરે તો ગાય-ભેંસો ચારો લોકોનાં ખેતરો ભેળી દે, અથવા તો વાઘવરુ તેઓને મારી નાંખે તેથી ઘણો અનર્થ થાય, માટે તેવા ગોવાળને ઢોર ભળાવવાં નહિ, અને હજામ જંગલમાં ભટકતો હોય તો, તે કામ-માથા બોડવાપર-અથવા તેને ખીજમતના કામ સોંપવામાં આવે છે તે કામ બરાબર કરી શકે નહિ અને તેથી ઘણી અવ્યવસ્થા થાય માટે તેમે પણ કાઢી મૂકવો. લોકકહેતી છે કે, 'ઘરકુકડો ગોવાળ ને ભટકતો હજામ ભૂખે મરે!'

* હાલનું શહેર સુધારાઈ ખાતું જે કામ કરે છે, તેમાંનું એક, જૂના ઘરોની તપાસ ન રાખવાથી ઘરરઘુસ થતા ઘરોથી પ્રજા જનનો નાશ થાય.

† ઉદ્યોગ વીર એટલે ક્ષત્રિય અને વાણીના વીર એટલે બ્રાહ્મણ.

તેઓની ઉપાસના કરે છે.[૧૫] રાજા બુદ્ધિમાન્ હોય, છતાં પણ જો તે નિત્ય આળસુ રહે છે, તો શત્રુઓ નિર્વિષ સર્પની પેઠે તેનું અપમાન કરે છે.'[૧૬] બળવાન પુરુષે દુર્બળ શત્રુની પણ અવજ્ઞા કરવી નહિ, કારણ કે અગ્નિ, નાનો હોય છે તો પણ બાળે છે અને વિષ અલ્પ હોય છે તોપણ મારી નાંખે છે![૧૭] (હાથી, રથ, ઘોડા અને પાયદળ એમ) ચાર અંગમાંથી એક અંગવાળો શત્રુ, જો કિલ્લાનો આશ્રય કરીને બેઠો હોય તો સમૃદ્ધિવાળા રાજાના આખા દેશને સંતાપી શકે છે.[૧૮] રાજાએ પોતાનાં ગુપ્ત વિચારો, (શત્રુને જિતવા માટે) સૈન્યનો તથા પ્રજાનો કરેલો સંગ્રહ, (શત્રુઓને જિતવા-માટે) પોતાનાં હૃદયમાં ધારી રાખેલું કપટ તથા કરવા ધારેલું પાપકર્મ, સાવધતાથી છૂપું રાખીને નિષ્કપટ-પણું બતાવવું અને પોતાની પ્રજાને વશ રાખવા-માટે દંભથી ધર્મિષ્ઠ ક્રિયાઓ કરવી.[૧૯-૨૦] કારણ કે જે પુરુષ ક્રૂર હોય છે, તે મહાન્ રાજ્યના તંત્રને ચલાવી શકતો નથી; તેમ મૃદુ પુરુષ પણ પ્રયાસ આપનારા રાજ્યતંત્રના ભારને વહન કરી શકતો નથી. તેમ સરળતાથી પણ સર્વના આમિષરૂપ (સર્વના ભક્ષ્યરૂપ) રાજ્યનું રક્ષણ કરી શકાતું નથી. તે માટે હે યુધિષ્ઠિર ! ક્રૂરતા અને મૃદુતા એ બન્નેના મિશ્રભાવથી નિત્ય વર્તવું યોગ્ય છે.[૨૧-૨૨] પ્રજાની રક્ષા કરવા જતાં રાજાને વિપત્તિ આવી પડે, એ રાજાનો મહાન્ ધર્મ ગણાય છે. કારણ કે રાજાઓએ એમ જ વર્તવું જોઈએ.[૨૩] હે કૌરવશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! આ મેં તારી પાસે રાજધર્મનો લેશ વર્ણવી બતાવ્યો છે. પુનઃ તને જેમાં સંદેહ હોય, તે વિષય મને પૂછ.[૨૪]

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! ભીષ્મનું કહેવું સાંભળીને ભગવાન્ વેદવ્યાસ, દેવસ્થાન, અશ્મ, વાસુદેવ, કૃપાચાર્ય, સાત્યકિ તથા સંજય વગેરે અત્યંત પ્રસન્ન થયા. તેઓનાં મુખ પ્રફુલ્લિત થઈ ગયાં. તેઓ ઠીક થયું, ઠીક થયું એમ કહેવા લાગ્યા અને નરોમાં વાઘ સમાન ધર્મનિષ્ઠ ભીષ્મનાં વખાણ કરવા લાગ્યા.[૨૫-૨૬] તે પછી કુરુવંશ શ્રેષ્ઠ યુધિષ્ઠિરે, આંસુ ભરી આંખે, ધીરે ધીરે ભીષ્મનાં બન્ને ચરણનો સ્પર્શ કર્યો અને દીન મનથી ભીષ્મને કહ્યું;[૨૭] "હે પિતામહ! સૂર્ય પૃથ્વીના રસનું પાન કરીને અસ્ત પામે છે–સાયંકાળ થયો છે માટે આવતી કાલે હું મારો સંદેહ પૂછીશ."[૨૮] આ પ્રમાણે કહ્યા પછી યુધિષ્ઠિર વગેરે પાંડવો, કેશવ અને કૃપાચાર્ય, બ્રાહ્મણોને નમસ્કાર કરી, મહાનદી ગંગાના પુત્ર ભીષ્મની પ્રદક્ષિણા કરીને હર્ષથી રાજરથોમાં બેઠા; અને દૃષદ્વતીના તીર ઉપર આવ્યા અને તે નદીમાં સ્નાન, ઉદકક્રિયા અને સંધ્યાવંદન, જપ, વગેરે માંગલિક ક્રિયા, વિધિપૂર્વક કર્યા પછી હસ્તિનાપુરમાં દાખલ થયા.[૨૯-૩૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'युधिष्ठिरादिकनुं पोताना स्थान प्रति जवुं' ए नामनो अध्याय ५८ मो समाप्त.

## અધ્યાય ૫૯ મો.

### બીજો દિવસ–રાજા અને રાજ્યની ઉત્પત્તિ.

વૈશમ્પાયન કહે છે;–હે રાજા જનમેજય! બીજે દિવસે પ્રભાત થયું, એટલે પાંડવો તથા યાદવોએ ઉઠી, સ્નાનાદિક કરીને પ્રાતઃ સંધ્યા વગેરે પૂર્વાહ્નની ક્રિયાઓ કરી લીધી. પછી તેઓ નગરના જેવી આકૃતિના રાજ-રથોમાં બેસીને પાછા કુરુક્ષેત્ર (જ્યાં ભીષ્મ સુતા હતા, તે) તરફ ચાલ્યા;[૧] અને હે નિર્દોષ રાજા! કુરુક્ષેત્રમાં બાણશય્યામાં પોઢેલા ભીષ્મની પાસે ગયા ત્યાં પાંડવોએ મહારથી ભીષ્મને ગતરાત્રિના કુશળ સમાચાર પૂછ્યા. પછી વ્યાસ વગેરે ઋષિઓને પ્રણામ કર્યા. તે સર્વે ઋષિઓએ પણ તેમને અભિનંદન આપ્યું. સર્વે ભીષ્મને ચારે તરફથી વીંટી વળીને તેની આસપાસ બેઠા.[૨-૩] મહાતેજસ્વી યુધિષ્ઠિર રાજાએ, વિધિપૂર્વક ભીષ્મની પૂજા કરી, બે હાથજોડીને બોલ્યા.[૪]

યુધિષ્ઠિર રાજા બોલ્યા,–હે પરંતપ ભરતવંશી રાજા! 'રાજા' (રાજન્) એવો જે શબ્દ જગતમાં પ્રવર્ત્યો છે તે કેવી રીતે ઉત્પન્ન થયો છે તે મને કહો.[૫] બીજાની માફક જ હાથ, હથેળી અને કંઠ હોય, બુદ્ધિ અને ઇન્દ્રિય પણ બીજાના સમાન હોય, દુઃખ અને સુખ પણ બીજાના સમાન હોય, પીઠ, મુખ અને પેટ પણ બીજાના જેવાં જ હોય, વીર્ય, હાડકાં અને મજ્જા પણ બીજાઓનાં જેવાં હોય, માંસ અને લોહી પણ બીજાનાં જેવાં હોય, નિઃશ્વાસ અને ઉચ્છ્વાસ પણ બીજાના જેવાં હોય, પ્રાણ અને શરીર પણ બીજાના જેવાં હોય અને જન્મ મરણ પણ બીજાનાં જેવાં જ હોય–આમ સર્વ ગુણોથી મનુષ્યોમાં સમાનપણું હોવા છતાં પણ, શા-માટે એક પુરુષ બીજા ઉત્તમ બુદ્ધિવાળા અને શૂર-વીરોની ઉપર પોતાનું આધિપત્ય ચલાવે છે? અને શા કારણથી એક પુરુષ, શૂરવીરો તથા આર્ય પુરુષોથી ભરપૂર એવી આખી પૃથ્વીપર રાજ્ય કરે છે? અને સર્વ લોકો તેની પ્રસન્નતા મેળવવાને શા માટે ઇચ્છે છે?[૬-૯] વળી એક પુરુષની પ્રસન્નતાથી સર્વે લોકો પ્રસન્ન થાય છે અને એકની વ્યાકુળતાથી સર્વે લોકો વ્યાકુળ થાય છે, આવી જાતની જે રીતિ પ્રચલિત છે,[૧૦] તેનું કારણ હે ભરતવંશના મહાત્મા! હું યથાર્થ

સાંભળવાની ઇચ્છા રાખું છું. માટે હે મહાન્ વક્તા! મને તું તે સર્વ યથાર્થ કહે.[૧૧] હે રાજા! સર્વ જગત્, દેવની પેઠે એક પુરુષને પ્રણામ કરે છે, એમાં સાધારણ કારણ નહિ હોય.[૧૨]

ભીષ્મ બોલ્યા;–હે નરવ્યાઘ્ર! પૂર્વે કૃતયુગમાં જે પ્રમાણે રાજ્ય ઉત્પન્ન થયું હતું, તે સર્વ તું સાવધાન થઇને સાંભળ![૧૩] પ્રથમ, સત્યયુગમાં રાજ્યે ન હતું ને રાજાએ ન હતો, દંડે ન હતો ને દંડનો દેનારોએ ન હતો; સર્વ પ્રજા ધર્મવડે (જ) એક બીજાનું રક્ષણ કરતી હતી.[૧૪] હે ભરતવંશી રાજા! મનુષ્યો ધર્માનુસાર અન્યોન્યનું પાલન (રક્ષણ) કરતા હતા. (તેઓ ધર્માનુસાર એક બીજાનું રક્ષણ કરતા હતા) તેમાં તેઓને (કેટલોક કાળ વીત્યા પછી) પરમ પરિશ્રમ થયો. તેથી તેઓ મોહમય (વિભ્રાંત–પ્રમાદવાળા) થઈ ગયા.[૧૫] હે મનુષ્યશ્રેષ્ઠ! મોહ થવાથી તેઓના જ્ઞાનનો નાશ થયો અને જ્ઞાનના નાશથી તેઓના ધર્મનો નાશ થયો![૧૬] જ્યારે તેમનું જ્ઞાન નાશ પામ્યું અને જ્યારે તેઓ મોહને વશ થયા, એટલે હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! તે સર્વે લોભને વશ થયા.[૧૭] લોભને વશ થવાથી (સર્વે) મનુષ્યો, અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કરવા લાગ્યા. (અપ્રાપ્તની ઇચ્છાવશ થયા), એટલે હે રાજન્! તેઓ કામને અધીન થયા. કામને વશ થયા, કે રાગે તેઓનો સ્પર્શ કર્યો. (રાગને વશ થવાથી હે યુધિષ્ઠિર! તેઓ કાર્યાકાર્યને ભૂલી ગયા).[૧૮–૧૯] ગમ્યાગમ્ય (કોની સાથે ગમન કરવું ને કોની સાથે ગમન ન કરવું), વાચ્યાવાચ્ય (શું બોલવું ને શું ન બોલવું), ભક્ષ્યાભક્ષ્ય (શું ખાવું ને શું ન ખાવું) અને દોષાદોષ (સદ્‌ગુણ ને દુર્ગુણનો ભેદ અથવા કીયું કર્મ કરવાથી પાપ લાગે ને કીયું કરવાથી ન લાગે) એ સર્વના વિચારરહિત બની ગયા.[૨૦] આમ મનુષ્ય લોકમાં વિપ્લવ થયો કે, વેદનો (સનાતન ધર્મનો) નાશ થયો. હે રાજન્! વેદનો નાશ થવાથી યજ્ઞયાગાદિક ધર્મનો પણ નાશ થયો.[૨૧] હે પુરુષસિંહ! વેદ તથા યજ્ઞયાગરૂપ ધર્મનો નાશ થવાથી દેવોમાં ત્રાસ ફેલાયો. ભયભીત થયેલા દેવો બ્રહ્માને શરણે ગયા.[૨૨] લોકોના પિતામહ એવા ભગવાન્ બ્રહ્માને પ્રસન્ન કરીને દુઃખના વેગથી હણાયલા દેવો બે હાથ જોડી બોલ્યા,–[૨૩] "હે ભગવન્! મનુષ્યલોકમાં સનાતન વેદ હતો, તેનો લોભ, મોહ વગેરેએ નાશ કર્યો છે અને તેથી અમે ભયમાં આવી પડ્યા છીએ.[૨૪] હે ઈશ્વર! વેદના નાશથી ધર્મ નાશ પામ્યો છે (યજ્ઞયાગ બંધ પડી ગયા છે); તેથી, હે ત્રિભુવનેશ્વર! અમે મનુષ્યોના સમાન થઈ ગયા છીએ.[૨૫] મનુષ્યો નીચેથી (યજ્ઞયાગ કરીને હવિષની ધારારૂપ) અમને બળિ આપતા હતા અને અમે ઉપરથી વૃષ્ટિ (જળની વૃષ્ટિ કરીને અન્નાદિ ઉત્પન્ન) કરતા હતા. પરંતુ મનુષ્યોએ યજ્ઞયાગની ક્રિયા બંધ પાડી દીધી છે, તેથી અમે દુઃખી થયા છીએ.[૨૬] હે પિતામહ! આ વિષયમાં અમારું જેવી રીતે કલ્યાણ થાય તેમ તું કર. તારા પ્રભાવથી થયેલું અમારું ઐશ્વર્ય તથા સત્ય સંકલ્પ વગેરે સ્વભાવ (સામર્થ્ય) નાશ ન પામે તેમ કર."[૨૭] સ્વયંભૂ ભગવાને (બ્રહ્મદેવે) તે સર્વે દેવોને કહ્યું;–"હે ઉત્તમ દેવો! તમારો ભય દૂર કરો, હું તમારા શ્રેયને માટે વિચાર કરીશ."[૨૮] પછી બ્રહ્માએ પોતાની બુદ્ધિથી ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગના વર્ણનથી ભરપૂર એક લાખ અધ્યાયનો નીતિ શાસ્ત્રનો એક ગ્રંથ રચ્યો અને તેને ત્રિવર્ગનું નામ આપ્યું; અને તે પછી તેણે જૂદાં ફળવાળા અને જૂદા ગુણવાળા મોક્ષ નામના ચોથા પદાર્થનું પણ વર્ણન કર્યું![૨૯–૩૦] *મોક્ષના સત્વ, રજ અને તમોગુણને લઇને જૂદા જ ત્રિવર્ગનું તેમાં વર્ણન કર્યું. સ્થાન, વૃદ્ધિ અને ક્ષય એ રીતે દંડના ત્રણ વર્ગનું પણ તેમાં વર્ણન કર્યું તથા ચિત્ત,† દેશ, કાળ, ઉપાય, કૃત્ય, સહાય અને કારણ એ નીતિના છ ગુણોનું પણ એ ગ્રંથમાં વર્ણન કર્યું.[૩૧–૩૨] કર્મકાંડ વિશે, જ્ઞાનકાંડ વિશે, ખેતીવાડી, વ્યાપાર વગેરે આજીવિકા વિશે, દંડનીતિ વિશે અને બીજી વિદ્યાઓ વિશે પણ એ ગ્રંથમાં

---

* અહીં મોક્ષના ત્રણ પ્રકાર કહ્યા છે; જેમ કે સાત્વિક મોક્ષ, રાજસ મોક્ષ અને તામસ મોક્ષ, એમ અધિકારી પરત્વે વર્ણવ્યા છે. કારણ કે મોક્ષ પદાર્થ તો ઇશ્વરની પેઠે નિર્ધર્મક છે. સત્વગુણી અધિકારી સીધો મોક્ષને પામે છે અને રાજસી તથા તામસી અધિકારી અનુક્રમે મોક્ષના અધિકારી બને છે. રજોગુણ દેવતાની ઉપાસના કરનારા–બ્રહ્માની ઉપાસના કરનારા, રજોગુણી દેવને પ્રાપ્ત થાય છે; અને તે રજોગુણી દેવની સાથે મોક્ષને પ્રાપ્ત કરે છે. એમ તમોગુણી અધિકારીના સંબંધમાં પણ સમજવું.

દંડના પણ સ્થાન, વૃદ્ધિ અને ક્ષય એવા ત્રણ વર્ગ છે. સ્થાન એટલે સમતા, શાંતિ વગેરે દંડના પ્રભાવથી વ્યાપાર કરનારી વૈશ્ય પ્રજા, શાંતિથી પોતાનો જળ થળ માર્ગે વ્યાપાર કરી શકે છે તથા વ્યાજ વગેરે ધંધો પણ નિયમાનુસાર કરી શકે છે; તપસ્વીઓ રાજાના દંડના પ્રભાવથી શાંતિથી તપ કરી શકે છે ને તેના તપની વૃદ્ધિ થાય છે; ચોર, કૂડ કપટ કરનારા ધૂર્ત વગેરે ગુપ્ત અને પ્રસિદ્ધ કંટકો, દંડથી નાશ પામે છે.

† આત્મા એટલે ચિત્ત. રાજાની પોતાની નીતિના પ્રભાવથી, પ્રજા દુઃખી હોવા છતાં પણ સુખી થાય છે; દુર્દશામાં આવી પડેલો દેશ સારી દશામાં આવે છે; કલિયુગ બદલાઇને સત્યયુગ થાય છે; કારણ કે राजा कालस्य कारणम्। સાધનો પણ પોતાનું કાર્ય કરવા માટે સમર્થ થઇ શકે છે; પ્રયોજનો અને સ્નેહીઓ પણ સંપૂર્ણ પ્રાપ્ત થઇને ઉપયોગી થઇ પડે છે. આ રીતે નીતિના છ ઉપાયો નીતિ શાસ્ત્રમાં કહ્યા છે.

વર્ણન કર્યું.૩૩ (શત્રુઓ તરફથી ભેદ થવાની શંકાથી ) અમાત્યોની ઉપર દેખરેખ રાખવા માટે, છૂપા દૂતો રાખવા વિશે, રાજપુત્રનાં લક્ષણો વિશે, (બ્રહ્મચારી, સાધુ, સંન્યાસી વગેરેના) વેશ ધારણ કરનારા દૂતો વિશે, (એક એક સ્થાને ત્રણ ત્રણ) જૂદા જૂદા વેશધારી દૂતો રાખવા વિશે, સામ દામ ભેદ દંડ અને ઉપેક્ષા એ પાંચ ઉપાયો વિશે પણ તે ગ્રંથમાં સંપૂર્ણ રીતે વર્ણન કર્યું.૩૪–૩૫ રાજકીય સંપૂર્ણ વિચારોનું, ભેદનું, રાજકીય વિચારોના સંભ્રમનું અને વિચારોની સિદ્ધિનું તથા નિષ્ફળતાનું પણ તે ગ્રંથમાં સંપૂર્ણ રીતે વર્ણન કર્યું.૩૬ (ભયથી કરવામાં આવતો) હીન સંધિ, (સત્કારથી કરવામાં આવતો) મધ્યમ સંધિ અને (ધનથી કરવામાં આવતો) ઉત્તમ સંધિ–એમ ત્રણ પ્રકારના સંધિવિષે પણ તે ગ્રંથમાં સંપૂર્ણ રીતે વર્ણન કર્યું.૩૭ શત્રુ ઉપર ચઢાઈ કરવાના ચાર સમય* વિશે; ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગનું વિસ્તારથી વર્ણન કર્યું. ત્રણ પ્રકારના વિજય–ધાર્મિક વિજય, આર્થિક વિજય અને અધર્મથી થનારા આસુર વિજયવિશે, સંપૂર્ણ વર્ણન કર્યું. (અમાત્ય, દેશ, કિલ્લો, બળ અને ભંડાર) પાંચ વર્ગના ઉત્તમ, મધ્યમ અને અધમ સ્વરૂપનું પણ તે ગ્રંથમાં વર્ણન કર્યું.૩૮–૩૯ પ્રકટ સેનાવિશે અને ગુપ્ત સેનાવિશે વર્ણન કર્યું. એમાં પ્રકટ સેના આઠ પ્રકારની અને ગુપ્ત સેના ઘણા પ્રકારની છે.૪૦ રથો, હાથીઓ, ઘોડાઓ, પાળાઓ, વેઠે પકડેલા મજુરો, નૌકાઓ, છૂપા દૂતો અને જે દેશમાં ચઢાઈ કરવી છે તે દેશના ભોમિયાઓ–આ આઠ, હે પાંડુપુત્ર યુધિષ્ઠિર! સેનાનાં પ્રકટ અંગોનું ગ્રંથમાં વર્ણન કર્યું. પહેરવાનાં વસ્ત્રાદિકમાં, ભોજનમાં, સ્થાવર વિષ (સોમલ વગેરે) અને જંગમ વિષ (સર્પ વીંછી વગેરેનું વિષ) વિશે, વિષ ચોપડવા વિશે તથા નાંખવા વિશે, અનેક જાતના અભિચારાદિક મારણના પ્રયોગો વિશે, શત્રુ, મિત્ર તથા ઉદાસીન (તટસ્થ) પુરુષો. એ આઠ ગુપ્ત અંગો વિશે એ ગ્રંથમાં વર્ણન કર્યું.૪૧–૪૩ વળી માર્ગના ગુણોવિશે, ભૂમિના ગુણો વિશે; મંત્ર, તંત્ર, આદિકવડે પોતાનાં રક્ષણ કરવા વિશે; આશ્વાસના વિશે; રથાદિકની રચનાઓના અવલોકન વિશે; મનુષ્યો, હાથીઓ, રથો અને ઘોડાઓ, બળવાન્ અને પુષ્ટ થાય તેના અનેક ઉપાયો વિશે; જાત જાતની વ્યૂહ રચના વિશે; અનેક જાતનાં યુદ્ધોની કુશળતા વિશે; ધૂમકેતુ વગેરે ગ્રહોના ઉત્પાતો વિશે; ઉલ્કાપાત, ભૂમિકંપ વગેરે નિપાતો વિશે; ઉત્તમ પ્રકારના યુદ્ધ વિશે; યુદ્ધમાંથી છટકી જવા વિશે; શસ્ત્રોને સજ કરવા વિશે પણ, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! એ ગ્રંથમાં વર્ણન કર્યું.૪૪–૪૬ વળી હે પાંડવ! સેનાને સંકટના સમયમાં કેમ સાચવવી, કેવી રીતે તેને ઉત્સાહ આપવો, તેને માથે આવી પડનારી આપત્તિ તથા પીડા જાણવા વિશે;૪૭ દુંદુભિ વગાડીને શત્રુઓના ઉપર કેવી રીતે ચઢાઈ કરવી, પતાકા વગેરેને ઉપર ચઢાવવા અને દુંદુભિનો ધ્વનિ સંભળાવીને અને પતાકા દેખાડી શત્રુને કેમ ભય આપવો, ચોરોદ્વારા તથા વનમાં ફરનારા ભયંકર લુટારાઓદ્વારા શત્રુના દેશને કેમ દુઃખી કરવો; આગ લગાડનારા, ઝેર આપનારા તથા કામણટુમણ કરનારા પુરુષોદ્વારા કેમ શત્રુઓને દુઃખ દેવું, શત્રુના સૈન્યોના અધ્યક્ષોને કેમ લાંચ આપી પોતાના પક્ષમાં લેવા, દેશમાં ઉભેલા અન્નના છોડનો નાશ કરીને શત્રુ રાજાને કેમ સતાવવો, શત્રુઓના હાથીઓને મંત્ર, તંત્ર આદિકવડે, રોગ તથા પીડા કેમ ઉત્પન્ન કરવી; પોતાના ભક્તજનોની સેવા કરીને તેના મનમાં કેમ વિશ્વાસ ઉત્પન્ન કરાવીને શત્રુના દેશને કેમ પીડવો, તે વિશે આ ગ્રંથમાં વર્ણન કર્યું.૪૮–૫૦ સાત અંગવાળાં રાજ્યનાં ક્ષય અને વૃદ્ધિ, સમપણું, દૂતનાં સામર્થ્યથી થનારી દેશની વૃદ્ધિ, શત્રુ, મિત્ર અને તટસ્થોના વિસ્તાર, બળવાનોનો પરસૈન્યોવડે કેમ નાશ કરવો;૫૧–૫૨ અત્યંત સૂક્ષ્મ એવા રાજસભાનાં કાર્યો, શત્રુ, ચોર વગેરેનો સમૂળ કેમ નાશ કરવો; મલ્લવિદ્યા, આયુધોના પ્રયોગોનો અભ્યાસ કેવી રીતિથી કરવો, દાન દેવું, ધનનો સંગ્રહ કરવા વિશે અને નહિ પોષણ કરવામાં આવતા પોષ્ય વર્ગના પોષણ વિશે, પોષણ કરાતા ચાકર નોકરોના અવલોકન કરવા વિશે, સમય ઉપર સુપાત્રને ધનાદિકનું દાન દેવાવિશે, જુગાર, મદ્યપાન વગેરે વ્યસનનો પ્રસંગ નહિ કરવાવિશે, રાજાના ગુણોવિશે, સેનાપતિના ગુણો વિશે, ધર્મ, અર્થ અને કામ એ ત્રણના સાધનો વિશે, તેઓના ગુણો તથા દોષો વિશે, અનેક જાતનાં દુરાચરણો વિશે, સેવક વગેરે આશ્રિતોની આજીવિકાવિશે, સર્વ કોઈ ઉપર શંકા રાખવાવિશે, (અર્થાત્ રાજાએ કાર્યવશાત્ સર્વ ઉપર વિશ્વાસ મૂકવો, છતાં સર્વે ઉપર શંકાથી કેમ જોતા રહેવું તે વિશે), પ્રમાદનો ત્યાગ કરવા વિશે, નહિ મેળવેલી વસ્તુને સંપાદન કરવાવિશે, મેળવેલી વસ્તુની વૃદ્ધિ કરવાવિશે, વૃદ્ધિ પામેલી વસ્તુ સુપાત્રને વિધિપૂર્વક આપવા વિશે; ધર્મ માટે, યજ્ઞાદિક માટે, કામ ભોગ માટે અને દુઃખનો નાશ કરવા માટે, આમ ચાર પ્રકારે ધનનો ખર્ચ કરવા વિશે પણ એ નીતિશાસ્ત્રમાં વર્ણન કર્યું.૫૩–૫૮ ક્રોધજન્ય અને કામજન્ય

* પોતાના મિત્રોની આબાદી હોય, ધનનો સંગ્રહ હોય, શત્રુના મિત્રોનો નાશ થયો હોય અને તેના ધનની હાનિ થઇ હોય એ ચાર સમય, ચઢાઇ કરવાને યોગ્ય નીતિશાસ્ત્રમાં ગણ્યા છે.

ઉગ્ર દશ વ્યસનોનું પણ, હે કુરુશ્રેષ્ઠ! એ ગ્રંથમાં વર્ણન કર્યું.૫૯ ધર્મશાસ્ત્રના આચાર્યો કહે છે કે, બ્રહ્માએ પોતાના નીતિશાસ્ત્રમાં મૃગયા, જુગાર, મદિરાપાન અને સ્ત્રીસંગ, આ કામજન્ય વ્યસનો કહ્યાં છે;૬૦ ગાળાગાળી, ઉગ્રતા દર્શાવવી, મારામારી કરવી, પોતાના દેહને કેદ રાખવો, દેહનો ત્યાગ કરી દેવો અને પરને પૈસાનું કેમ નુકશાન કરવું, આ સર્વ ક્રોધજન્ય વ્યસનો સમજવાં.૬૧ અનેક જાતનાં યંત્રો અને તેઓની ક્રિયાઓ, બીજાની સેનાઓથી (ની સહાયતા લેઇને શત્રુના) દેશાદિક ઉપર કેમ હલ્લો કરીને તેને દુઃખ દેવું અને શત્રુના નગરાદિકના ઘરોનો કેમ નાશ કરવો, જીર્ણમંદિરોનો અને વૃક્ષોનો કેમ નાશ કરવો એ વિશે; ખેતીવાડીના પ્રકારનો ઉપદેશ, વસ્ત્રાદિક અને કવચાદિક બનાવવાની યુક્તિઓ વિશે પણ આ ગ્રંથમાં વર્ણન કર્યું.૬૨-૬૩ વળી હે યુધિષ્ઠિર રાજા! પણવો, નગારાંઓ, શંખો, ભેરીઓ વગેરે (યુદ્ધના) વાજીંત્રો બનાવવાની ક્રિયા તથા સમયાનુસાર તેઓને વગાડવાની રીતિઓ; (મણિઓ, પશુઓ, પૃથ્વી, વસ્ત્રો, દાસદાસી, ને સુવર્ણ એ) છ પ્રકારનાં દ્રવ્યો કેમ સંપાદન કરવાં અને શત્રુના એ પદાર્થોનો કેમ નાશ કરવો તેની જુક્તિઓનું પણ વર્ણન કર્યું.૬૪ નવાં જિતાયલાં પ્રાંતોમાં કેમ શાંતિ સ્થાપવી, સત્પુરુષોનો કેમ સત્કાર કરવો, વિદ્વાનોની સાથે કેમ મૈત્રી કરવી તથા દાન ને હોમની રીતિ; (દર્ભ, સુવર્ણ વગેરે) માંગલિક વસ્તુનો સ્પર્શ; શરીર શણુગારવાની રીતિ; આહાર ક્યારે ને કેવા પ્રકારનો લેવો તેની રીતિ; નિત્ય આસ્તિકતા રાખવા વિશે; એકલા રાજાએ શત્રુ ઉપર ચઢાઈ ક્યારે કરવી; તેમ સત્ય બોલવા વિશે; (ઉત્સવો વખતે તથા સમાજોમાં) મધુર વાણીથી ભાષણ કરવા વિશે; ઘરમાં ધ્વજારોપણ વગેરે ક્રિયા કરવા વિશે; જ્યાં મનુષ્યો એકઠા થઇને બેસતા હોય તેવા ચૌટા વગેરે સ્થાનોમાં (ભરાતી મંડળીમાં) પ્રત્યક્ષ તથા પરોક્ષમાં બનતા બનાવોનું નિત્ય અવલોકન કરવા વિશે પણ એ ગ્રંથમાં વર્ણન કર્યું.૬૫-૬૮ બ્રાહ્મણોને દંડ નહિ દેવાવિશે, દંડ દેવા યોગ્ય પુરુષોને યુક્તિથી દંડ દેવા વિશે, અનુજીવીઓમાંથી જાતિ (સ્નેહ-સંબંધવાળા) અને ગુણ જોઇને તેઓને માન આપવા વિશે; પૌરજનોનાં-નાગરિકોનાં રક્ષણ વિશે; રાજ્યની વૃદ્ધિવિશે તથા હે રાજન્!* બાર પ્રકારના માંડલિક રાજાઓ સાથના સંબંધમાં વિચાર કરવાવિષે પણ આ ગ્રંથમાં વર્ણન કર્યું.૬૯-૭૦ (શરીરનો) વૈદક શાસ્ત્રમાં પ્રસિદ્ધ (શૌચ, અભ્યંગ વગેરે) બહોતેર જાતનો સંસ્કાર, દેશના ધર્મો, જાતિના ધર્મો અને કુલના ધર્મોનું પણ એ શાસ્ત્રમાં વર્ણન કર્યું.૭૧ વળી હે પુષ્કળ દક્ષિણા દેનારા યુધિષ્ઠિર રાજા! એ ગ્રંથમાં બ્રહ્માએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું વર્ણન કર્યું; અનેક જાતના ઉપાયોનું અને અર્થને મેળવવાની કામનાઓનું પણ વર્ણન કર્યું;૭૨ કોશની વૃદ્ધિ કરનારી કૃષિ આદિ ક્રિયાઓનું, માયાના પ્રયોગોનું તથા વહેતા પાણીવાળા ઝરાઓનાં પાણીને ઝેર વગેરેથી દૂષિત કરવાનું પણ વર્ણન કર્યું.૭૩ હે રાજસિંહ યુધિષ્ઠિર! જે જે ઉપયોગમાં લેવાથી મનુષ્યો આર્ય જાતિના ધર્મમાર્ગ ઉપરથી ભ્રષ્ટ ન થાય, તે સર્વ ઉપાયોનું આ નીતિશાસ્ત્રમાં વર્ણન કરવામાં આવ્યું.૭૪

સમર્થ એવા બ્રહ્મા, (વ્યાવહારોપયોગી) એ વર્ણવેલા વિષયોથી ભરપૂર એવું નીતિશાસ્ત્ર રચીને સંપૂર્ણ રીતે પ્રસન્ન થયા અને પ્રસન્ન થઇને ઇંદ્ર જેમાં મુખ્ય છે એવા દેવોપ્રતિ બોલ્યા;-૭૫ "મેં સર્વ લોકોના ઉપકાર માટે (ધર્મ, અર્થ ને કામ એ) ત્રણ વર્ગને સ્થાપન કરવા માટે, મારી વાણીના નવનીત (સાર)રૂપ નીતિશાસ્ત્ર રચીને મારી બુદ્ધિનો પ્રભાવ દર્શાવ્યો છે.૭૬ નિગ્રહ તથા અનુગ્રહ કરનારી દંડ સહિત (એ) નીતિની લોકોમાં પ્રવૃત્તિ થવાથી લોકોનું રક્ષણ થશે.૭૭ આ સર્વ જગત્ દંડવડે પુરુષાર્થનું ફળ ભોગવવાને સમર્થ થાય છે; અને દંડથી બરાબર રાજ્યવ્યવસ્થા ચાલે છે; અને દંડ નીતિ ત્રણે લોકોમાં વ્યાપક છે;૭૮ તેથી એ નીતિને દંડનીતિ કહે છે. નીતિના છ ગુણોના ગુણસારથી ભરેલું આ નીતિ શાસ્ત્ર મહાત્માઓમાં અગ્રસ્થાને બિરાજશે. આ ગ્રંથમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સર્વે પુરુષાર્થોનું વર્ણન કરવામાં આવ્યું છે!"૭૯ બહુરૂપ ધારણ કરનારા, વિશાળ નેત્રવાળા, ઉમાના પતિ એવા શ્રી શંકરે, તે નીતિશાસ્ત્રનું પ્રથમ ગ્રહણ કર્યું.૮૦ ભગવાન્ શંકરે પ્રજાનું આયુષ્ય ઓછું થતું જોઇને બ્રહ્માએ રચેલાં તે મહાન્ નીતિશાસ્ત્રને સંક્ષેપમાં રચ્યું.૮૧ તે (નીતિશાસ્ત્ર) વિશાલાક્ષે (શિવે) રચ્યું તે ઉપરથી **વૈશાલાક્ષ**ને નામે કહેવાયું. મહાતપસ્વી અને બ્રાહ્મણની રક્ષા કરનારા ઇંદ્રે, દશ હજાર અધ્યાયના તે નીતિશાસ્ત્રનું અધ્યયન કર્યું;૮૨ અને તેણે પણ તે નીતિશાસ્ત્રમાંથી સાર લઇને પાંચ હજાર અધ્યાયનું નીતિ શાસ્ત્ર રચ્યું, જે **બાહુદંતક** નામથી જગતમાં કહેવાયું.૮૩ તે પછી બૃહસ્પતિએ એ નીતિશાસ્ત્રને પોતાની બુદ્ધિ પ્રમાણે ત્રણ હજાર અધ્યાયમાં સંક્ષેપમાં રચી કાઢયું તે **બાર્હસ્પત્ય**, અર્થાત્ બૃહસ્પતિનું નીતિશાસ્ત્ર કહેવાય છે.૮૪ તે પછી અપાર બુદ્ધિમાન, મહા યશસ્વી

* બાર રાજમંડળ આ પ્રમાણે છેઃ-વિજિગીષુ-વિજયેચ્છુ રાજાને ચારેય દિશામાં પડોસી રાજા શત્રુ, તેનો પડોસી મિત્ર અને તે મિત્ર રાજાનો પડોસી ઉદાસીન એમ ચારેય દિશામાંના બધા મળીને બાર રાજાઓ થાય છે.

યોગાચાર્ય શુક્રાચાર્યે તેજ શાસ્ત્રને સંક્ષિપ્તમાં એક હજાર અધ્યાયમાં રચ્યું.[૯૫] આ રીતે મહર્ષિઓએ યુગાનુસાર મનુષ્યોનું આયુષ્ય ઓછું ઓછું થતું જોઇને, મનુષ્યોનું હિત કરવા માટે આ નીતિશાસ્ત્રને સંક્ષેપમાં રચી કાઢયું છે.[૯૬]

એ પ્રમાણે બ્રહ્માએ નીતિશાસ્ત્ર રચ્યા પછી, દેવોએ પ્રજાપતિ એવા વિષ્ણુની પાસે આવીને કહ્યું,–'અમને એક પુરુષ એવો આપો કે, જે મનુષ્યોમાં, બીજા કરતાં શ્રેષ્ઠપણાને યોગ્ય હોય.'[૯૭] ભગવાન્ નારાયણે દેવોનાં વચન ઉપર વિચાર કરીને વિરજા નામના એક માનસિક તૈજસ પુત્રને ઉત્પન્ન કર્યો.[૯૮] મહાભાગ્યશાળી વિરજાએ પૃથ્વીપર રાજ્ય કરવાની ઇચ્છા કરી નહિ, પરંતુ હે પાંડવ! ત્યાગ કરવાનો જ તેના મનમાં વિચાર થયો.[૯૯] તેનો પુત્ર કીર્તિમાન્ થયો. તે પણ વિષયોમાં અપ્રીતિવાળો હતો. તેનો પુત્ર કર્દમ થયો. તેણે પણ મહાન્ તપ કરવા માંડયું.[૯૦] પ્રજાપતિ કર્દમને અનંગ* નામનો પુત્ર થયો. તે પ્રજાનું રક્ષણ કરનારો, સજ્જન, અને દંડ નીતિમાં કુશળ હતો.[૯૧] એ અનંગનો અતિબળ નામે પુત્ર થયો. તે મહા બળવાન્ ને નીતિમાન્ હતો, પરંતુ તે ઇંદ્રિયોના વિષયોને અધીન થઈ ગયો હતો. તેણે મહારાજ્ય સંપાદન કર્યું હતું.[૯૨] મૃત્યુને માનસી (સ્રીથી) સુનીથા નામે પુત્રી જન્મી હતી, જે ત્રણે લોકમાં પ્રખ્યાત હતી. તેનાથી અતિબળને વેનરાજા જન્મ્યો.[૯૩] તે રાજા રાગ તથા દ્વેષને વશ થઇને પ્રજામાં અધર્મ પ્રવર્તાવવા લાગ્યો, તે ઉપરથી વેદવેત્તા ઋષિઓએ દર્ભોને મંત્રોથી મંત્રીને તેનાવતી તેને મારી નાંખ્યો;[૯૪] અને પછી ઋષિઓએ મંત્ર ભણીને તેના જમણા ઉરુને (સાથળને) મથવા લાગ્યા, એટલે તેમાંથી ટુંકા અંગવાળો અને વિકૃત આકારવાળો, એક પુરુષ પૃથ્વી ઉપર ઉત્પન્ન થયો.[૯૫] તે પુરુષના શરીરનો રંગ બળી ગયેલી થાંભલીના જેવો (શ્યામ) હતો, તેની આંખો લાલ હતી, માથાના કેશ કાળા હતા. વેદ જાણનારા ઋષિઓએ તે પુરુષને જોતાં વેંત જ કહ્યું કે 'निषीद'–'નીચે બેસી જા.'[૯૬] આમ કહેતાંવેંત જ તે પુરુષની કાયામાંથી નિષાદ (ભિલ્લ) જાતિના પુરુષો ઉત્પન્ન થયા! તેઓ સ્વભાવે ક્રૂર છે અને પર્વતો તથા વનોમાં વસવા લાગ્યા. એમાંના જેઓ વિંધ્યાચળમાં નિવાસ કરીને રહ્યા, તેઓ મ્લેચ્છ કહેવાયા અને તેઓની સંખ્યા લાખોની છે.[૯૭] મહર્ષિઓએ પુનઃ વેનરાજાના જમણા હાથનું મથન કરવા માંડયું, ત્યારે તેમાંથી ઇંદ્રના જેવો રૂપાળો બીજો પુરુષ ઉત્પન્ન થયો.[૯૮] તેણે શરીર ઉપર કવચ પહેર્યું હતું, કેડે તરવાર બાંધી હતી, ધનુષ તથા બાણ ધારણ કર્યાં હતાં; તે વેદો અને વેદોનાં અંગોમાં કુશળ હતો અને ધનુર્વેદમાં પારંગત હતો.[૯૯] હે રાજન્! સંપૂર્ણ રાજનીતિએ તે મહાત્મા પુરુષનો આશ્રય કર્યો હતો. વેન રાજાના તે પુત્રે, બે હાથ જોડીને મહર્ષિઓને કહ્યું;[૧૦૦] "હે ઋષિઓ! ધર્મનો તથા અર્થનો વિચાર કરવામાં મને અત્યંત સૂક્ષ્મ બુદ્ધિ સહાયકારિણી થયેલી છે; મારે એ બુદ્ધિવડે શું કરવું, તે મને તમે યથાર્થ કહો.[૧૦૧] તમે મને અર્થવાળું જે કાર્ય કરવાનું કહેશો તે કાર્ય હું કંઈ પણ વિચાર કર્યા વિના, અર્થાત્ શંકા વગર કરીશ (કેમ કે તમે જે આજ્ઞા કરશો તે ધર્મયુક્ત જ હશે)."[૧૦૨] દેવોએ અને મહર્ષિઓએ તેને કહ્યું કે, "જે કાર્યમાં તને નિત્ય ધર્મનો વાસો જણાય, તેવું કાર્ય તું નિઃશંક થઇને કર.[૧૦૩] તારે પ્રિય અપ્રિયનો ત્યાગ કરીને સર્વ પ્રાણીઓની સાથે સમભાવથી વર્તવું; કામનો, ક્રોધનો, લોભનો અને માનનો દૂરથી જ ત્યાગ કરી દેવો; જે કોઇ મનુષ્ય ધર્મનો ત્યાગ કરે, તેને તારે તારા પોતાના બાહુઓવડે શિક્ષા કરવી અને તારે નિત્ય ધર્મનું અવલોકન કર્યા કરવું.[૧૦૪-૧૦૫] તું તારાં મન, વાણી અને કાયાવડે અમારી પાસે પ્રતિજ્ઞા કર કે, હું આ પૃથ્વીપરના વેદસમાન નીતિશાસ્ત્રને નિત્ય બ્રહ્મરૂપ માનીશ; અને તેમાં કહેલી નીતિનું પાલન કરીશ;[૧૦૬] અને હું નિઃશંક થઇને આ દંડનીતિશાસ્ત્રમાં કહેલા ધર્મને નિત્ય પાળીશ તથા કદી પણ મારી ઇન્દ્રિયોને વશ વર્તીશ નહિ.[૧૦૭] હે વિભુ! તું પ્રતિજ્ઞા કર કે, હું બ્રાહ્મણોને દંડીશ નહિ અને આખા જગતને સંકર થવા દઇશ નહિ, પણ તેનું રક્ષણ કરીશ."[૧૦૮] વેનના પુત્રે દેવોને અને ઋષિઓને કહ્યું;–"હે મહાપુરુષો! મારે મહાભાગ્યવાળા બ્રાહ્મણો પ્રણામ કરવા યોગ્ય છો!"[૧૦૯] વેદવેત્તા બ્રાહ્મણોએ "તથાસ્તુ" કહીને વેનના પુત્રને (રાજ્ય કરવામાં) અનુમોદન આપ્યું! સંપૂર્ણ વેદના ભંડારૂપ શુક્રાચાર્ય તેના પુરોહિત થયા;[૧૧૦] વાલખિલ્યો તેના મંત્રી થયા; સરસ્વતી નદીના તીર ઉપરના બ્રાહ્મણો તેના નર્મ સખા થયા; મહર્ષિ એવા ભગવાન્ ગર્ગ તેના જ્યોતિર્વિદ થયા.[૧૧૧] વેનપુત્ર પૃથુરાજા પંડે વિષ્ણુથી આઠમો પુરુષ* હતો, એમ મનુષ્યોમાં શ્રુતિદ્વારા સંભળાય છે. પૃથુરાજાના જન્મ પૂર્વે, સૂત અને માગધ નામના બે બંદીઓ ઉત્પન્ન થયા હતા.[૧૧૨] પ્રતાપી પૃથુ રાજાએ પ્રસન્ન થઇને સૂતને અનૂપ (સમુદ્ર કીનારાનો)

* અનંગ એ અંગ રાજાનું બીજું નામ છે.

* પ્રથમ વિષ્ણુ, વિષ્ણુથી વિરજા, વિરજાથી કીર્તિમાન, કીર્તિમાનથી કર્દમ, કર્દમથી અનંગ, અનંગથી અતિબળ, અતિબળથી વેન અને વેનથી પૃથુ. પૃથુ, વિષ્ણુના વંશમાં જન્મ્યો હતો, તેથી વિષ્ણુના ૨૪ અવતારમાં તેની ગણના છે.

દેશ અને માગધને મગધ દેશ આપ્યો.૧૧૩ અમારા સાંભળવામાં આવ્યું છે કે, (એ કાળે આ) પૃથ્વી અત્યંત વાંકીચુંકી હતી, તેને પૃથુ રાજાએ સરખી કરી છે.૧૧૪ સર્વે મન્વંતરોના સમયમાં પૃથ્વી વાંકીચુંકી હોય છે, તેથી પૃથુ રાજાએ પૃથ્વી ઉપરથી પથ્થરોના સમૂહને ખસેડીને તેને સરખી કરી છે.૧૧૫ હે મહારાજ! પૃથુ રાજાએ ધનુષની અણીવતી પર્વતોને ભાંગી ફોડીને સરખા કર્યા. તે પછી વિષ્ણુએ, દેવેન્દ્રે, દેવોએ, ઋષિઓએ, પ્રજાપતિઓએ અને બ્રાહ્મણોએ પૃથુનો રાજ્યાભિષેક કર્યો. હે યુધિષ્ઠિર! સાક્ષાત્ પૃથ્વી પોતે રત્નો સાથે આવીને તે રાજાની સેવા કરવા લાગી;૧૧૬-૧૧૭ હે યુધિષ્ઠિર! નદીઓના પતિ સમુદ્રે, મહાન પર્વત હિમાચળે અને ઇંદ્રે, પૃથુરાજાને અખૂટ ધન આપ્યું;૧૧૮ સુવર્ણથી ભરપૂર એવા મેરુ પર્વતે પૃથુ રાજાને સુવર્ણ આપ્યું; યક્ષો અને રાક્ષસોના ભર્તા અને નર જેનું વાહન છે એવા ભગવાન્ કુબેરે ધર્મ અર્થ અને કામ સંપાદન કરવામાં ઉપયોગી એવું ધન આપ્યું. હે પાંડવ! ઘોડાઓ, રથો, હાથીઓ અને કરોડો પુરુષો, પૃથુએ વિચાર કરતાં જ ઉત્પન્ન થઈ ગયા. વળી તે રાજાના રક્ષણને લીધે કોઈ મનુષ્યને જરા (વૃદ્ધાવસ્થા), દુષ્કાળ, આધિ, તેમજ વ્યાધિઓ પીડા કરતી ન હતી; સર્પો વગેરેનો, ચોરોનો, તેમજ પરસ્પરનો પણ ભય ન હતો.૧૧૯-૧૨૨ પૃથુરાજા જે વખતે સમુદ્રને પેલે પાર જવાની ઇચ્છા કરતો, તે સમયે સમુદ્રના પાણી સ્તંભી જતાં, પર્વતો માર્ગ આપતા અને તેના રથનો ધ્વજદંડ ભગ્ન થતો નહિ.૧૨૩ તે રાજાએ પૃથ્વીમાંથી સત્તર જાતનાં ધાન્યોને દોહ્યાં અને યક્ષો, રાક્ષસો અને સર્પોમાંથી જેને જે વસ્તુ ઈષ્ટ હતી તેને તે વસ્તુ તેણે પૂરી પાડી.૧૨૪ તે મહાત્માએ જગત્ ઉપર ધર્મની વૃદ્ધિ કરી અને સર્વે પ્રજાને રંજન કરી. તે ઉપરથી તે જગતમાં 'રાજા'ને નામે કહેવાયો;૧૨૫ બ્રાહ્મણોનું તેણે ભયમાંથી ત્રાણ કર્યું, તે ઉપરથી તે ક્ષત્રિય કહેવાયો; પૃથુએ ધર્મથી ભૂમિનું પાલન કરીને પ્રખ્યાત કરી, તે ઉપરથી ઘણા લોકો ભૂમિને પૃથિવી કહેવા લાગ્યા.૧૨૬ હે ભરતવંશી રાજા! સનાતન એવા વિષ્ણુએ પોતે જ, પૃથુ રાજાને મર્યાદા બાંધી આપી કે:-'હે રાજન્! કોઈ પણ પુરુષ તારો પરાજય કરી શકશે નહિ.'૧૨૭ ભગવાન્ વિષ્ણુએ પોતે તપશ્ચર્યાવડે તે રાજાના શરીરમાં પ્રવેશ કર્યો હતો, તે ઉપરથી આખું જગત્ રાજાને દેવની પેઠે નમે છે.૧૨૮

હે રાજા! દંડનીતિની સહાયતાથી તારે રાજ્યની પ્રજાનું રક્ષણ કરવું, અને દૂતોદ્વારા (શત્રુઓની હીલચાલપર) સૂક્ષ્મ દૃષ્ટિ રાખી, (પ્રજાનું) એવી રીતિએ રક્ષણ કરવું, કે જેથી કોઈ પણ પુરુષ તારો પરાભવ કરે નહિ.૧૨૯ હે રાજેન્દ્ર! રાજાના સર્વ શુભ કામોથી, રાજ્યનું શુભ થાય છે. રાજાએ પોતાની બુદ્ધિપર આધાર રાખીને શુભ આચારણ રાખવું; તેમ જ જે તક મળે અને સાધન પ્રાપ્ત થાય, તે તકો તથા તે સાધનો પ્રમાણે વર્તવું.૧૩૦ એમ, હે યુધિષ્ઠિર! આખું જગત્ એક (રાજારૂપ) મનુષ્યના વશમાં રહે છે, તેમાં દૈવી ગુણ સિવાય બીજું શું કારણ હોઈ શકે?

હે રાજા યુધિષ્ઠિર! (વિષ્ણુએ તે (પૃથુ) રાજામાં પ્રવેશ કર્યો), તે સમયે વિષ્ણુના લલાટ પ્રદેશમાંથી સુવર્ણનું એક કમળ ઉત્પન્ન થયું.૧૩૧ તે કમળમાંથી બુદ્ધિમાન્ ધર્મની ધર્મપત્ની જેવી શ્રી-લક્ષ્મી ઉત્પન્ન થઇ. તે શ્રી-લક્ષ્મી-માંથી ધર્મવડે અર્થ ઉત્પન્ન થયો;૧૩૨ અને ત્યારથી રાજ્યમાં, શ્રી, અર્થ અને ધર્મ આ ત્રણની સ્થાપના થઈ છે. મનુષ્યનું પુણ્ય જ્યારે ક્ષીણ થાય છે, ત્યારે તે સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર, બુદ્ધિમાન્, દંડનીતિવેત્તા અને સત્વગુણી રાજારૂપે અવતરે છે. દેવો તેને રાજ્યાભિષેક કરે છે અને તે ઉત્તમ પ્રકારનાં માહાત્મ્યને પ્રાપ્ત કરે છે, એથી જગત્ તેના ઉપર પોતાની સત્તા ચલાવી શકતું નથી.૧૩૩-૧૩૫ હે રાજેન્દ્ર! શુભ કર્મ કરવામાં આવે છે તો તે શુભ ફળ આપે છે; આ કારણથી, હાથ, પગ વગેરે અવયવો સૌને સરખા હોય છે, તોપણ પુણ્યવાન્ એવા તે એક પુરુષની આજ્ઞા પ્રમાણે આખું જગત્ વર્તે છે.૧૩૬ જે પુરુષ તેનાં મનોહર મુખનું દર્શન કરે છે, તે પુરુષ તેને વશ થઇ જાય છે અને તેને સુંદર, ધનવાન્ અને રૂપાળો દેખે છે.૧૩૭ તે રાજાના દંડના સામર્થ્યથી ધર્મમાં કારણરૂપ સ્પષ્ટ લક્ષણોવાળી નીતિનો તથા ન્યાયનો જગતમાં મહાન્ પ્રચાર થાય છે; અને જે નીતિવડે આ સર્વ જગત્ વ્યાપ્ત રહે છે.૧૩૮ હે યુધિષ્ઠિર! પિતામહ એવા બ્રહ્માએ રચેલા નીતિશાસ્ત્રમાં સર્વ પુરાણોની ઉત્પત્તિ, મહર્ષિઓની ઉત્પત્તિ, તીર્થોનો વંશ, નક્ષત્રોનો વંશ,૧૩૯ ચારેય આશ્રમો, ચાર હોત્ર કર્મ (યજ્ઞ યાગરૂપી કર્મ), ચાર વર્ણ અને ચાર વિદ્યાનું વર્ણન કર્યું છે.૧૪૦ ઈતિહાસો, વેદો, સંપૂર્ણ ન્યાય, તપ, જ્ઞાન, અહિંસા, સત્ય, અસત્ય, ઉત્તમ પ્રકારનો ન્યાય, વૃદ્ધોની સેવા, દાન, બાહ્ય અને આંતરની પવિત્રતા, સાવધાનપણું અને સર્વ પ્રાણીઓ ઉપર દયા, એ સર્વનું આ નીતિશાસ્ત્રમાં બ્રહ્મદેવે વર્ણન કર્યું છે.૧૪૧-૧૪૨ હે પાંડુનંદન! વિશેષ તો શું, પરંતુ આ પૃથ્વીપર તથા તેની નીચેના ભાગમાં જે કંઈ કાર્ય અને પદાર્થો છે, તે સર્વ પિતામહ બ્રહ્માએ રચેલાં નીતિશાસ્ત્રમાં વર્ણવેલાં છે, એમાં જરા

પણ સંદેહ નથી.[૧૪૩] હે રાજેન્દ્ર ! ત્યારથી માંડીને, પૃથ્વીપરના વિદ્વાનો કહે છે કે, "દેવો તથા મનુષ્ય-દેવો એટલે રાજા વચ્ચે કંઇ ભેદ નથી (અર્થાત્ રાજા દેવ સમાન છે.)"[૧૪૪] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! રાજાઓનું જે કંઈ મહત્વ હતું, તે સર્વ મેં તને સંપૂર્ણ રીતે કહ્યું. હવે બીજું શું કહું તે મને કહે.[૧૪૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां "सूत्राध्याय"मां अध्याय ९९ मो समाप्त.

## અધ્યાય ૬૦ મો.

### વર્ણાશ્રમ ધર્મ.

વૈશમ્પાયન કહે છે;-હે જનમેજય! યુધિષ્ઠિર રાજા સાવધાન થઇ, બે હાથ જોડી, ગંગાપુત્ર ભીષ્મ પિતામહને પ્રણામ કરીને પુનઃ પૂછવા લાગ્યા કે;-[૧] હે ભરતવંશના મહાન્ પુરુષ! શાસ્ત્રમાં અનુલોમ પ્રતિલોમ વગેરે સર્વ વર્ણના, જૂદી જૂદી ચાર વર્ણના ચાર આશ્રમના અને રાજાઓના કયા કયા ધર્મો કહ્યા છે?[૨] હે ભરતવંશશ્રેષ્ઠ ભીષ્મ! રાજ્યની વૃદ્ધિ કેમ થાય? રાજાની વૃદ્ધિ કેમ થાય? નગર જનોની અને સેવક વર્ગની કેવી રીતે વૃદ્ધિ થાય?[૩] રાજાએ કેવી જાતના ખજાનાનો, દંડનો, કિલ્લાનો, સહાયકારક પુરુષોનો, મંત્રીઓનો, ઋત્વિજોનો, પુરોહિતોનો* ને આચાર્યોનો ત્યાગ કરવો?[૪] વળી રાજાએ કેવી રીતની આપત્તિ વેળા કેવા પુરુષોનો વિશ્વાસ કરવો? પોતાના આત્માનું કયા પુરુષોથી દૃઢ રીતે રક્ષણ કરવું, તે વાત હે પિતામહ! મને કહો.[૫]

ભીષ્મ બોલ્યા;-મહાન્ એવા ધર્મને, પરમાત્મા શ્રી કૃષ્ણને અને (અત્ર બિરાજેલા) બ્રાહ્મણોને નમસ્કાર કરીને સનાતન એવો ધર્મ તને કહું છું.[૬] અક્રોધ ( ક્રોધ નહિ કરવો ), સત્ય ભાષણ, સંવિભાગ (ભાગ પાડીને ખાવું), ક્ષમા, પોતાની સ્ત્રીને વિશે પ્રજોત્પાદન, શૌચ (બાહ્ય અને આંતર પવિત્રતા), અદ્રોહ, સરળતા, પોષ્ય વર્ગનું પોષણ કરવું-આ નવ, સર્વ વર્ણના (સમાન) ધર્મ છે. હવે હું તને કેવળ બ્રાહ્મણ વર્ણના ધર્મ કહું છું.[૭-૮] હે મહારાજ! ઇન્દ્રિય દમનને જ બ્રાહ્મણોનો પુરાતની ધર્મ કહ્યો છે, અને સ્વાધ્યાયનું અધ્યયન કરવાનું પણ કહ્યું છે; કારણ કે તેમાં સર્વ કર્મની પૂર્તિ થાય છે.[૯] એ પ્રમાણે વર્તનારા, શાંત પ્રકૃતિવાળા, જ્ઞાનવડે સંતુષ્ટ રહેનારા, દુષ્ટ કર્મનો ત્યાગ કરનારા અને સત્કર્મ કરનારા બ્રાહ્મણને, જો પોતાની મેળે (કંઇ પણ અસત્ કર્મ કર્યા વિના) ધનનો લાભ થાય, તો તેણે વિવાહ કરીને સંતાન ઉત્પન્ન કરવાં, દાન દેવું અને યજન કરવું અને સત્પુરુષોને તે ધનમાંથી ભાગ આપીને પછી ભોજન કરવું, એમ વિદ્વાનો કહે છે.[૧૦-૧૧] બ્રાહ્મણ વેદ તથા શાસ્ત્રનો સ્વાધ્યાય કરવાથી જ કૃતકૃત્ય થાય છે; પછી તે બીજું કર્મ કરે વા ન કરે! બ્રાહ્મણમાં દયા ગુણ મુખ્ય હોવાથી તે સર્વ પ્રાણીઓનો મિત્ર કહેવાય છે. (અને તેથી તે હિંસાપ્રાય યજ્ઞયાગ ન કરે તો પણ ચાલે ).[૧૨] હે ભરતવંશી રાજા! ક્ષત્રિયનો ધર્મ શું છે, તે હવે તને કહું છું. ક્ષત્રિયે યાચના કરવી નહિ, પણ દાન દેવું; યજ્ઞ કરાવવો નહિ, પણ કરવો; વેદ તથા શાસ્ત્ર ભણાવવાં નહિ, પણ ભણવાં; પ્રજાનું પાલન કરવું; ચોરો અને અધર્મીઓનો નાશ કરવા માટે નિત્ય તત્પર રહેવું અને રણમાં પરાક્રમ કરી બતાવવું.[૧૩-૧૪] જે રાજાઓ યજ્ઞોવડે પરમાત્માનું યજન કરે છે, જે રાજાઓ શાસ્ત્રસંપન્ન છે (વેદ જાણે છે), અને જે રાજાઓ યુદ્ધમાં વિજય કરે છે, તે રાજાઓ પોતાના સદ્‌ગુણથી પરલોકમાં શુભ સ્થાન પ્રાપ્ત કરનારામાં પ્રમુખ હોય છે.[૧૫] જે ક્ષત્રિય, શરીર ઘવરાયા વિના રણભૂમિ ઉપરથી નાસી જાય છે, તે ક્ષત્રિયનાં કર્મને પંડિતો વખાણતા નથી,[૧૬] પણ અધમ ક્ષત્રિયોનું જ એ કર્મ છે. રાજાને માટે ચોરોનો નાશ કરવા શિવાય બીજું કંઇ પણ કર્મ શ્રેષ્ઠ નથી (કારણ કે તેમને વૈદિક કર્મ કરવાનો અધિકાર નથી ).[૧૭] જેમ દાન, વેદાધ્યયન અને યજ્ઞ એ ધર્મકર્મ રાજાઓનું કલ્યાણ કરનારું છે, તેમ યુદ્ધનું કલ્યાણ કરનારું છે. ( યુદ્ધ વગર રાજા પણ પોતાના રાજ્યનો વિસ્તાર અને યજ્ઞને માટે ધન સંપાદન કરી શકે નહિ ). ધર્માચરણ કરવાની ઇચ્છા રાખનારા રાજાએ, પ્રયત્નપૂર્વક યુદ્ધ કરવું.[૧૮] વળી રાજાએ પોતાના દેશની સર્વ પ્રજાને તેના પોતપોતાના ધર્મમાં સ્થાપન કરીને તેમની પાસે ધર્મનાં શાંતિવાળાં સર્વ કર્મો કરાવવાં.[૧૯] રાજા પ્રજાનું રક્ષણ કરવાથી કૃતકૃત્ય થાય છે. રાજા સર્વ પ્રજાઓનો ઇંદ્ર કહેવાય છે, માટે તે પ્રજાનાં રક્ષણ ઉપરાંત બીજું કર્મ કરે તોએ ઠીક અને ન કરે તોએ ચાલે.[૨૦] હવે હું તને વૈશ્યના સનાતન ધર્મ કહું છું, તે સાંભળ. દાન દેવું, વેદાધ્યયન કરવું, યજ્ઞ કરવો, પવિત્રતાથી ધન સંપાદન કરવું,[૨૧] સાવધાન થઇને સર્વ પશુઓનું, પિતા જેમ પુત્રનું પાલન કરે તેમ કરવું. વૈશ્યે પોતાના વર્ણાનુસાર કર્મ કરવાં, પરંતુ અન્ય કર્મ કરવાં નહિ. પોતાનાં શાસ્ત્રોક્ત કર્મથી અન્ય કર્મ જે કરે તે વિકર્મ કહેવાય છે.[૨૨] વૈશ્ય ઢોરઢાંખરોના રક્ષણથી મહાસુખ સંપાદન કરે છે. પ્રજાપતિએ

* ઋત્વિજ અને પુરોહિતમાં ફેર એટલો કે ઋત્વિજ પ્રસંગોપાત કર્મ કરાવે છે ને પુરોહિત નિત્ય કર્મ કરાવે છે.

ઢોરોને ઉત્પન્ન કરીને વૈશ્યોને સોંપ્યાં છે; અને બ્રાહ્મણને તથા ક્ષત્રિયને સર્વ પ્રજા સોંપી છે. હવે હું તને વૈશ્યની આજીવિકા કે જેનાથી તે પોતાનો નિર્વાહ કરે તે કહું છું.[૨૩-૨૪] વૈશ્ય (બીજાની) છ ગાયોનું પાલન કરે તો તેણે એક ગાયનું દુધ મહેનતાણા બદલ લેવું ને સો ગાયોનું રક્ષણ કરે તો એક વર્ષે તેમાંથી ગાય બળદનું એક જોડું પગાર બદલે લેવું. બીજાના દ્રવ્યથી વ્યાપાર કરે અને તેમાંથી જે ધનનો લાભ થાય, તે નફામાંથી પોતાનો સાતમો ભાગ લેવો; શિંગડાંવાળા પ્રાણીઓના વ્યાપારમાંથી જે લાભ થાય, તેમાંથી શેઠ પાસેથી સાતમો ભાગ લેવો, પણ ઉત્તમ જાતિના ખરીવાળા પ્રાણીના (ઘોડા, ખચ્ચર વગેરે) વ્યાપારના લાભમાંથી સોળમો ભાગ લેવો. બીજાની પાસેથી ધાન્ય લઇ વાવેતર કરે તો તેની ઉત્પન્નમાંથી સાતમો ભાગ લેવો. આ તેનો વાર્ષિક બદલો સમજવો. વૈશ્યે કદી પણ એવી ઇચ્છા કરવી નહિ કે, હું પશુઓનું પાલન કરીશ નહિ;[૨૫-૨૬] અને તે જ્યાંસૂધી ઢોરઢાંખરનું રક્ષણ કરવાની ઈચ્છા કરે, ત્યાં સૂધી બીજાને તેના રક્ષણનું કામ સોંપવું નહીં. હવે હે ભરતવંશી રાજા ! હું તને શૂદ્રના ધર્મ કહું છું, તે સાંભળ.[૨૭] પ્રજાપતિએ શૂદ્રને ત્રણ વર્ણના દાસ તરિકે ઉત્પન્ન કર્યો છે, માટે શૂદ્રે ત્રણે વર્ણની સેવા કરવી.[૨૮] શૂદ્ર તેઓની સેવાથી મોટાં સુખને પામે છે. માટે શૂદ્રે અનુક્રમે ત્રણે વર્ણની સેવા કરવી.[૨૯] શૂદ્રે કોઈપણ દહાડો ધનનો સંગ્રહ કરવો નહિ, કારણ કે શૂદ્ર ધન મેળવવાથી ઉદ્ધત થાય છે અને તે બ્રાહ્મણાદિ શ્રેષ્ઠ પુરુષોને પોતાને વશ કરે છે![૩૦] પણ રાજાની આજ્ઞાથી ધાર્મિક શૂદ્રે ધર્મકાર્ય કરવા માટે ધન સંપાદન કરવું. હવે હું તને શૂદ્રની આજીવિકા, કે જેનાથી તે પોતાનો નિર્વાહ કરે, તે કહું છું.[૩૧] ત્રણ વર્ણોએ શૂદ્રનું અવશ્ય ભરણ પોષણ કરવું જોઇએ. સેવા કરનારા શૂદ્રને દ્વિજ વર્ણે, જૂનાં છત્ર, વલકલ વસ્ત્ર, ઉપાનહ* પંખા વગેરે આપવા તથા નહિ પહેરી શકાય એવાં અને ફાટાંતૂટાં વસ્ત્રો આપવાં. તે શૂદ્રનું ધાર્મિક ધન ગણાય છે. શૂદ્ર જે દ્વિજ વર્ણની પાસે જાય, તેણે તેમની આજીવિકા બાંધી આપવી, આમ ધર્મવેત્તા મનુષ્યો કહે છે. પોતાનો ધણી પુત્રરહિત મરણ પામે તો શૂદ્ર સેવકે તેને પિંડદાન કરવું અને પોતાનો ધણી વૃદ્ધ તથા દુર્બળ હોય તો તેનું શૂદ્ર સેવકે પોષણ પણ કરવું.[૩૨-૩૫] શૂદ્રે ગમે તેવી આપત્તિ સમયે પોતાના ભર્તારનો-સ્વામીનો ત્યાગ કરવો નહિ; અને ધનનો નાશ થઈ જાય, તોપણ પોતાના ધણીનો ત્યાગ ન કરવો, પણ (પોતાના કુટુંબના કરતાં પણ) અધિકપણાથી (ઉત્સાહથી) પોતાના સ્વામીનું પોષણ કરવું. શૂદ્ર ગમે તેટલું ધન સંપાદન કરે, તોપણ તે ધન તેનું ગણાતું નથી, કારણ કે તેના ધનનો ધણી, તેનો સ્વામી ગણાય છે. હે ભરતવંશી રાજા ! ત્રણ વર્ણને યજ્ઞનો અધિકાર છે, પરંતુ શૂદ્રને સ્વાહાકાર, વષટ્કાર તથા કોઈ પણ વૈદિક મંત્રનો ઉચ્ચાર કરવાનો અધિકાર નથી.[૩૬-૩૭] માટે શૂદ્રે શ્રૌતનાં વ્રત ધારણ નહિ કરવાં, પરંતુ પાકયજ્ઞોવડે પરમાત્માનું યજન કરવું. અમંત્રક, ગ્રહશાંતિ, વૈશ્વદેવ વગેરે કરવાં અને તે પાકયજ્ઞમાં પૂર્ણપાત્ર* દક્ષિણા આપવી ને પૌરાણિક મંત્રો ભણવા, આમ ધર્મશાસ્ત્રકારો કહે છે.[૩૮] હે મહારાજ! અમે સાંભળ્યું છે, કે પૂર્વે પૈજવન નામના શૂદ્રે ઇંદ્રાગ્નેય નામના વિધિથી યજ્ઞ કરીને એક લક્ષ્ય પૂર્ણપાત્રોનું દાન કર્યું હતું.†[૩૯] હે ભરતવંશી રાજા! ત્રણે વર્ણના લોકો જે યજ્ઞ કરે તેનું ફળ, તેના સેવક શૂદ્રને પણ મળે છે. સર્વે યજ્ઞોમાં શ્રદ્ધારૂપી યજ્ઞ શ્રેષ્ઠ ગણાય છે; યજ્ઞ કરનારાઓનું પવિત્ર અને મહાન્ દૈવત શ્રદ્ધા છે. તેમજ બ્રાહ્મણો પોતપોતાના સેવક શૂદ્રનું પરમ દૈવત છે. (અર્થાત્ બ્રાહ્મણાદિક ત્રણ વર્ણની શ્રદ્ધાપૂર્વક સેવા કરનારો શૂદ્ર પણ પોતાના સ્વામી દ્વિજે કરેલા યજ્ઞનો ફળભાગી ગણાય છે.)[૪૦-૪૧] તેઓ જૂદી જૂદી કામનાઓ પૂર્ણ કરવા માટે સાવધાન થઇને યજ્ઞ કરે છે. છેવટના ત્રણે વર્ણો બ્રાહ્મણમાંથી ઉત્પન્ન થયેલા છે,‡ એમ તું સમજજે. બ્રાહ્મણો દેવોના પણ દેવ છે. તેઓ તને જે કહેશે તે તારું પરમ હિત છે. (બ્રાહ્મણો દેવતાઓના પણ દેવ છે), માટે સર્વ વર્ણને સર્વ પ્રકારના યજ્ઞો કરવાનો સ્વાભાવિક રીતે અધિકાર છે.[૪૨-૪૩] ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ ભણનારો બ્રાહ્મણ દેવની પેઠે પૂજ્ય ગણાય છે. શૂદ્રને ઋગ્વેદ, યજુર્વેદ અને સમાવેદનો અધિકાર નથી અને તેના ઇષ્ટ-દૈવત પ્રજાપતિ છે. હે ભરતવંશી રાજા ! માનસિક યજ્ઞનો સર્વે વર્ણના પુરુષને અધિકાર છે.[૪૪] દેવતાઓ તથા બીજા મનુષ્યો શૂદ્રના યજ્ઞોમાં પણ બળિની કામના કરતા નથી એમ નથી. (પરંતુ કામના કરે છે.) માટે સર્વે વર્ણોમાં શ્રદ્ધાપૂર્વક કરવામાં આવેલો યજ્ઞ ઉત્તમ ગણાય છે.[૪૫] બ્રાહ્મણ ત્રણે વર્ણોનું દૈવત

---

* પગરખાં જૂના કાળમાં પગરખાં, લાકડાની તળીનાં હતાં.

* આઠ મુષ્ટિ અન્નને કિંચિત્ કહે છે, આઠ કિંચિતને પુષ્કળ કહે છે અને ચાર પુષ્કલને એક પૂર્ણપાત્ર કહે છે. એક પૂર્ણપાત્ર ૨૫૬ મુષ્ટિ બરાબર છે.

† યજ્ઞમાં એક લક્ષ ગાય કે ઘોડાનું દાન થાય છેઃ પણ શૂદ્ર યજ્ઞ કરે તો તેમાં તે બદલ, પૂર્ણપાત્ર અપાય.

‡ શૂદ્રો, પોતાના સ્વામી અને ઉત્પન્ન કરનારા બ્રાહ્મણે કરેલા યજ્ઞોનાં ફળને મેળવે છે.

ગણાય છે, તેમ બ્રાહ્મણો બીજા વર્ણોને માટે યજ્ઞો નથી કરતા એમ નથી, (પરંતુ બીજાઓને માટે પણ યજ્ઞ કરે છે.) (ધનાઢ્ય)* વૈશ્યને ઘેરથી આણવામાં આવેલો 'વિતાન' નામનો અગ્નિ મંત્રથી મંત્રેલો હોવા છતાં પણ અધમ ગણાય છે, એટલા માટે બ્રાહ્મણ બીજા ત્રણે વર્ણોના યજ્ઞના કર્તારૂપે ગણાય છે.[૪૬] તે માટે ચારે વર્ણો પવિત્ર છે. તે ચારે વર્ણો બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલા હોવાથી પરસ્પર સંબંધ ધરાવનારા છે. સૃષ્ટિના આરંભમાં જેમ એક સામ હતો, એક યજુષ હતો અને એક ઋક્ હતો, તેમ સર્વ વર્ણોમાં એક બ્રાહ્મણ વર્ણ જ હતો, (અને તેમાંથી ચારે વર્ણોની ઉત્પત્તિ થયેલી છે).[૪૭] હે રાજેન્દ્ર! પ્રાચીન ઇતિહાસ જાણનારા પંડિતોએ આ જ વિષયમાં યજ્ઞ કરવાની ઇચ્છાવાળા વૈખાનસ મુનિઓના યજ્ઞ સમયે, વિષ્ણુએ ગાયેલી યજ્ઞની સ્તુતિરૂપ કેટલીએક ગાથાઓ ગાઈ હતી, તું તે શ્રવણ કર.[૪૮] 'પ્રાતઃકાળમાં, મધ્યાન્હે અને સાયંકાળે શ્રદ્ધાળુ ને જિતેન્દ્રિય, એવા પુરુષો જે અગ્નિમાં વિધિથી આહુતિઓ આપે છે, તેમાં કારણ મહાન્ શ્રદ્ધા જ છે;[૪૯] (બહ્વૃચ બ્રાહ્મણમાં જે સોળ પ્રકારનાં અગ્નિહોત્ર કહ્યાં છે તેમાં) જે 'સ્કન્ન' (મરુત) દૈવત છે, તે સાધારણ ગણાય છે અને 'અસ્કન્ન' (એટલે વિધિપૂર્વક હોમવામાં આવે છે તે)ને ઉત્તમ કહેવામાં આવે છે. જે પુરુષ અનેક જાતના અગ્નિહોત્રાદિ માંહેલા અનેક ફળોને આપનારા યજ્ઞો જાણે છે અને જેણે જ્ઞાનવડે આત્મસ્વરૂપને જાણ્યું છે તથા જે શ્રદ્ધાળુ છે, તે દ્વિજ જાતિનો પુરુષ યજ્ઞ કરવાને યોગ્ય ગણાય છે.[૫૦-૫૧] ચોર, પાપી કે મહાન્ પાપી હોવા છતાં જે પુરુષ, યજ્ઞપરમાત્માનું યજન કરવાની ઇચ્છા કરે છે, તેને જ મહાત્માઓ સાધુ પુરુષ કહે છે![૫૨] ઋષિઓ પણ તેની જ પ્રશંસા કરે છે. તે જ સાધુ છે, એમાં જરા પણ સંદેહ નથી. સૌ વર્ણોએ સર્વદા નિશ્ચયપૂર્વક યજ્ઞ કરવો, એમ નિશ્ચય થાય છે. ત્રણે લોકમાં યજ્ઞના સમાન કોઈ પણ ધર્મ કર્મ નથી.[૫૩] એટલા માટે પુરુષે ઈર્ષારહિત થઈ શ્રદ્ધાથી પવિત્ર થઇ, શક્તિ તથા ઇચ્છાનુસાર યજ્ઞ કરવો જોઇએ, આમ મહાત્માઓ કહે છે.[૫૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'वर्णाश्रमना धर्मनुं कथन' ए नामनो अध्याय ६० मो समाप्त.

---

## અધ્યાય ૬૧ મો.

### આશ્રમ ધર્મ.

ભીષ્મ બોલ્યા;-હે મહાબાહુ અને સત્ય પરાક્રમી! હવે ચારેય આશ્રમોનાં નામો અને કર્મો કહું, તે તું સાંભળ.[૧] બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસ-આ ચાર આશ્રમો છે. એમાં ચોથો સંન્યાસાશ્રમ બ્રાહ્મણોથી વિંટાયલો છે (અર્થાત્ તે બ્રાહ્મણથી જ ધારણ કરી શકાય છે.) એ ચારેય આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ મહાન્ આશ્રમ ગણાય છે.[૨] દ્વિજજાતિના સંસ્કારો થયા પછી માથે જટા રખાવવી, વેદાધ્યયન કરવું, વિવાહ કરીને અગ્નિનું આધાન લઇને ધર્મ કર્મ કરવાં; પછી ગૃહસ્થાશ્રમના સર્વે ધર્મો પાળીને કૃતકૃત્ય થવું; પછી (ત્રણે ઋણો-દેવ, ઋષિ અને પિતૃનાં ઋણો પૂર્ણ કર્યા પછી) જિતેન્દ્રિય અને આત્મજ્ઞાની થઇને સ્ત્રી સાથે અથવા તો સ્ત્રી રહિત-એકલાં-વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરવો.[૩-૪] એ આશ્રમમાં ધર્મવેત્તા પુરુષે આરણ્યક શાસ્ત્રો (વાનપ્રસ્થાશ્રમના ધર્મ જેમાં વર્ણવ્યા હોય એવાં શાસ્ત્રો) ભણવાં ને બ્રહ્મચર્ય વ્રત પાળીને પછી સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરવો કે જેથી કૈવલ્ય-મોક્ષ મળે.[૫] હે રાજન્! બ્રહ્મચર્ય વ્રત પાળનારા વિદ્વાન્ મુનિઓએ ઉક્ત કર્મ સૌથી પહેલાં કરવાં.[૬] હે રાજા! મોક્ષની ઇચ્છા રાખનારા બ્રાહ્મણને, બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યા પછી સંન્યાસાશ્રમનો અધિકાર શ્રેષ્ઠ કહ્યો છે.[૭] સંન્યાસીએ, જ્યાં સૂર્યનો અસ્ત થાય ત્યાં રાતવાસો રહેવો, ત્યાં જ શયન કરવું, સર્વ કામનાઓનો ત્યાગ કરવો, ઘરબાર રહિત થવું, જે દૈવેચ્છાથી મળે તેપર આજીવિકા ચલાવવી, પવિત્ર રહેવું, મનને તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખવાં;[૮] આશા માત્રનો ત્યાગ કરવો, સર્વની સાથે સમાન ભાવથી વર્તવું, ભોગોનો ત્યાગ કરવો, કામ, સંકલ્પ વગેરે વિકારોથી દૂર રહેવું. (એમ સંન્યાસાશ્રમના ધર્મ પાળવા.) આ પ્રમાણે વર્તનાર બ્રાહ્મણ મુક્તિ મેળવે છે.[૯] ગૃહસ્થાશ્રમી પુરુષે વિધિપૂર્વક વેદ ભણવો, ધર્મનાં સર્વ કર્મ કરવાં, શાસ્ત્રોક્ત વિધિથી પરણીને સંતાન ઉત્પન્ન કરવાં, સુખો ભોગવવાં, મનને સાવધાન રાખવું અને મહા કઠિન એવા મુનિઓના ધર્મવડે યુક્ત એવા ગૃહસ્થાશ્રમ આચરવો.[૧૦] ઋતુકાળમાં (રજોદર્શન પૂર્ણ થયા પછી બાર દિવસોમાં-પર્વના દિવસો ત્યજી દઇને) સ્ત્રી સમાગમ કરવો, શાસ્ત્રમાં કહેલી આજ્ઞાનું પાલન કરવું, સરળ સ્વભાવના અને શુદ્ધ રહેવું, મિતાહારી રહેવું, દેવસેવા પરાયણ રહેવું, કરેલા ઉપકારને જાણવો, સત્યવાદી, કોમળ, દયાળુ અને ક્ષમાશીલ રહેવું; ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, શાસ્ત્ર

* સર્વ યજ્ઞના અગ્નિઓ ધનાઢ્ય વૈશ્યના ઘરમાંથી લાવવામાં આવે છે અને શૂદ્રના યજ્ઞ સંબંધી અગ્નિને વિતાન કરી કહેવામાં આવે છે.

અને ગુરુની આજ્ઞા પાળવી, પિતૃઓને તથા દેવોને શ્રાદ્ધમાં અને યજ્ઞમાં વિધિપૂર્વક બળિદાન આપવું, નિત્ય બ્રાહ્મણોને અન્નનું દાન આપવું, મત્સરરહિત રહેવું, સર્વે આશ્રમધારી પુરુષોને અન્નનું દાન દેવું, નિત્ય શ્રૌત તથા સ્માર્ત કર્મ કરવાં. આ રીતે વર્તનારો ગૃહસ્થાશ્રમી પુરુષ મુક્તિને પામે છે.૧૧-૧૨ હે તાત! મહાન્ પ્રભાવવાળા મહર્ષિઓએ ગંભીર, વિષયથી ભરપૂર, અત્યંત તપશ્ચરણવાળી, નારાયણે કહેલી જે વાત કહી છે, તે હું તને કહું છું, તે તું સાંભળ.૧૩ 'ગૃહસ્થે સત્ય ભાષણ કરવું, સરળતા રાખવી, અતિથિઓનું પૂજન કરવું, ધર્મ તથા અર્થ સંપાદન કરવો, પોતાની ધર્મપત્નીની સાથે સુરતક્રીડા કરવી અને આ લોકનાં તથા પરલોકનાં સુખ ભોગવવાં-આવું મારું મત છે.'૧૪ ગૃહસ્થે, પુત્રોનું તથા સ્ત્રીઓનું ભરણપોષણ કરવું અને વેદનું અધ્યયન કરવું, એ તેનો પરમ ધર્મ છે, આમ મહર્ષિઓ કહે છે.૧૫ યજ્ઞયાગ કરનારો જે બ્રાહ્મણ શાસ્ત્રવિધિ પ્રમાણે ગૃહસ્થાશ્રમના ધર્મ પાળે છે અને ન્યાયથી મેળવેલાં ધનવડે પોતાની આજીવિકા ચલાવે છે, તેને સ્વર્ગમાં ઉત્તમ ફળ મળે છે.૧૬ એટલું જ નહિ, પરંતુ ધર્મનિષ્ઠ ગૃહસ્થ, દેહાભિમાનથી રહિત હોય છે તો તેની અવિનાશી એવી સર્વ કામનાઓ, જે સમયે અને જે સ્થાને તે ઇચ્છા કરે છે, તે સમયે અને તે સ્થાને તેની ઇચ્છાનુસાર સફળ થાય છે.૧૭ બ્રહ્મચર્યાશ્રમમાં રહેનારા દ્વિજે સદા વેદનું અધ્યયન કરવું, ગુરુ પાસેથી પ્રાપ્ત કરેલાં મંત્રનું આવર્તન કરવું, સર્વ દેવોની ઉપાસના કરવી, પોતાનું શરીર મટોડી તથા મેલથી યુક્ત હોવા (છતાં તેની દરકાર નહીં રાખી) પોતાના ગુરુની સેવા ચાકરીમાં અત્યંત કાળજી રાખવી. આ પ્રમાણે ઇન્દ્રિયોનું દમન કરી (બ્રહ્મચારી માટે કહેવામાં આવેલા) સપ્ત વ્રતોનું તેણે આચરણ કરવું, તેમજ જે કાંઇ ઉપદેશ તેણે પ્રાપ્ત કર્યો હોય, તેનું પૂર્ણપણે મનન કરવું. નિત્ય વેદોક્ત સંધ્યાવંદનાદિ કર્મ કરવાં, ગુરુની નિરંતર સેવા કરવી, તેને પ્રણામ કરવા; ૧સ્નાન, ૨સંધ્યા, ૩જપ, ૪હોમ, ૫સ્વાધ્યાય અને ૬અતિથિપૂજન એ છ કર્મો, નિષ્કામ ભાવથી કરવાં; પ્રવૃત્તિમાં નિત્ય પરાયણ રહેવું નહિ, શત્રુઓને શિક્ષા કરવાનો તથા અનુગ્રહ કરવાનો અધિકાર સ્વીકારવો નહિ તથા શત્રુઓને સેવવા નહિ. હે તાત યુધિષ્ઠિર! આ બ્રહ્મચર્યાશ્રમના ધર્મો મેં તને કહ્યા.૧૮-૨૧

ઇતિ શ્રીમહાભારતવિષે શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ચાર આશ્રમોના ધર્મનું કથન' એ નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૨ મો.

### બ્રાહ્મણના ધર્મ.

યુધિષ્ઠિર રાજા પૂછે છે;-હે પિતામહ! કલ્યાણકારક, સુખરૂપ, મોટું પુણ્ય ફળ આપનારા, હિંસાથી રહિત, લોકોમાં માન્ય ગણાતા, સુખના ઉપાયરૂપ અને અમારા જેવાને સુખ આપનારા ધર્મો તમે મને કહો.૧

ભીષ્મ બોલ્યા;-હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ધર્મશાસ્ત્રમાં બ્રાહ્મણને માટે ચાર આશ્રમો કહ્યા છે. બીજી ત્રણ વર્ણ ચારેય આશ્રમની અધિકારી નથી, પણ ત્રણ આશ્રમની અધિકારી છે.૨ હે રાજન્! રાજાના ધર્મને યોગ્ય તથા સ્વર્ગને વિશે લઇ જનારાં ઘણાં કૃત્યોનું વર્ણન કરવામાં આવ્યું છે, પણ તે કૃત્યો તારી હમણાંની શંકાના સમાધાન સાથે સંબંધ ધરાવતાં નથી. તે સર્વ કૃત્યો, જે ક્ષત્રિયો વિનયથી યુક્ત છે તેને જ અર્થે કહ્યાં છે.૩ જે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં કર્મો કરે છે, તે મૂઢ બુદ્ધિનો પુરુષ, આ લોકમાં નિંદાપાત્ર થાય છે. તે મરણ પછી નરકમાં પડે છે.૪ હે પાંડુપુત્ર યુધિષ્ઠિર! આ જગતમાં દાસનું, શ્વાનનું, વૃકનું અને પશુનું જે નામ છે, તે નામે જ અધમ કર્મ કરનારા બ્રાહ્મણને ઓળખવો.૫ જે બ્રાહ્મણ નિત્ય પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, તર્ક અને સમાધિ, આ ષટ્કર્મમાં પરાયણ રહે છે; ચારેય આશ્રમના ધર્મ ઉત્તરોત્તર પ્રાપ્ત થતાં તેનું આચરણ કરે છે; સર્વ ધર્મવડે યુક્ત હોય છે; ધર્મથી રક્ષિત હોય છે; કૃતકૃત્ય હોય છે; શુદ્ધ અંતઃકરણનો હોય છે; તપઃપરાયણ હોય છે; કામનારહિત અને ઉદાર મનનો હોય છે; તેને અવિનાશી લોકનો (મોક્ષનો) લાભ થાય છે.૬-૭ પુરુષ જેવી અવસ્થામાં જે સમયે અને જે સ્થાનમાં જે કારણને માટે જેવું (સારું અથવા તો નરતું) કર્મ કરે છે, તે કર્મનું ફળ તેના કર્તાને કર્માનુસાર મળે છે.૮ એટલા માટે, તારે વેદાભ્યાસ કરવો. હે રાજેન્દ્ર! વ્યાજવટંતર કરવું, ખેતીવાડી કરવી, વ્યાપાર કરવો, મૃગયા કરવી, આ બધાં આજીવિકાનાં સાધનો છે અને તે સર્વ સમાન છે એમ તારે જાણવું.૯ મનુષ્યો કાળને અધીન છે. તે પૂર્વ જન્મની વાસનાને અધીન રહીને કાળની પ્રેરણાથી ઉત્તમ, મધ્યમ અને અધમ કર્મ કરે છે.૧૦ પૂર્વ જન્મમાં કરેલાં પાપ પુણ્યો દેહને ઉત્પન્ન કરે છે અને દેહની સાથે જ નાશ પામે છે અને જીવ અવિનાશી તથા સર્વત્ર વ્યાપક છે, તે પોતાને ઇચ્છિત શગાદિક વિષયોમાં પરાયણ રહે છે.૧૧

ઇતિ શ્રીમહાભારતવિષે શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'વર્ણાશ્રમધર્મનું કથન' એ નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત.

## અધ્યાય ૬૩ મો.

### રાજધર્મની શ્રેષ્ઠતા.

ભીષ્મ કહે છે;-હે રાજા યુધિષ્ઠિર! ધનુષની દોરીને ખેંચવી, શત્રુનો નિગ્રહ કરવો, ખેતીવાડી કરવી, વ્યાપાર કરવો, પશુપાલન કરવું અને ધનને માટે બીજાની સેવા કરવી, આ બધાં કર્મ બ્રાહ્મણને માટે અકાર્ય કહ્યાં છે.[૧] બુદ્ધિમાન્ બ્રાહ્મણ વર્ણના ગૃહસ્થે, નિત્ય પોતાનાં ષટ્કર્મ કરવાં અને કૃતકૃત્ય થઇ છેવટે સંન્યાસ લઇને વનમાં વાસ કરવો. એ વર્તન બ્રાહ્મણોના સંબંધમાં શ્રેષ્ઠ ગણાય છે.[૨] રાજાનું દાસપણું, ખેતીનું ધન, વ્યાપારથી આજીવિકા, કુટિલતા, સ્વપત્ની વિના અન્ય સ્ત્રીની સોબત અને વ્યાજવટંતર-આ સર્વ કર્મ બ્રાહ્મણને માટે વર્જ્ય છે.[૩] હે રાજન્! દુષ્ટ ચરિત્રવાળો, ધર્મ રહિત, વૃષલીપતિ ( વેશ્યાપતિ ),* ચાડીયો, ભવૈયો, રાજાનો દાસ તથા અધમ કર્મ કરનારો બ્રાહ્મણ, અધમ બ્રાહ્મણ છે-તે બ્રાહ્મણ નથી, પણ શૂદ્ર જ છે.[૪] હે રાજન્! તે વેદનું અધ્યયન કરે કે ન કરે, તોપણ તેને શૂદ્રના જેવો જાણવો અને તેને શૂદ્રમાં બેસાડી જમાડવો. હે રાજન્! ( રાજાનું દાસપણું કરનાર વગેરે સર્વે ) બ્રાહ્મણને, શૂદ્રના સમાન જાણવા. તેઓને દેવ પૂજનમાં-યજ્ઞયાગના કર્મમાં દાખલ કરવા નહિ. હે રાજન્! જે બ્રાહ્મણ મર્યાદારહિત હોય, અપવિત્ર હોય, ક્રૂર વૃત્તિવાળો હોય, હિંસાવિહારી હોય, સ્વધર્મનો તથા પોતાના સદાચારનો ત્યાગ કરનારો હોય, તેને હવ્યો તથા કવ્યો આપવાં નહિ; શ્રાદ્ધમાં કે યજ્ઞમાં ભોજન કરાવવું નહિ. તેઓને આપેલાં હવ્યો અને કવ્યો, નહિ આપેલાં જેવાં જ છે.[૫-૬] હે રાજન્! પૂર્વે બ્રહ્માએ ચારેય આશ્રમો નિર્માણ કર્યા, તેમાં દમ, શૌચ ( બાહ્ય અને આંતર પવિત્રતા ) અને સરળતા બ્રાહ્મણને માટે જ સરજ્યાં છે.[૭] જે બ્રાહ્મણ ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો, સોમયજ્ઞ કરીને સોમનું પાન કરનારો, આર્ય, ઉત્તમ સ્વભાવનો, દયાશીળ, સુખદુઃખને સહન કરનારો, ફળેચ્છાથી રહિત, સરળ, મૃદુ, ક્રૂરતા રહિત અને ક્ષમાવાન્ હોય, તેને બ્રાહ્મણ જાણવો! પણ એથી વિપરીત વર્તન કરનારા અને પાપ કર્મ કરનારા બ્રાહ્મણને બ્રાહ્મણ જાણવો નહિ.[૮] હે રાજન્! ધર્માચરણ કરવાની ઇચ્છાવાળા સર્વે લોકો ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનો આશ્રય કરીને ધર્માચરણ કરે છે, પરંતુ હે યુધિષ્ઠિર! જે લોકો શાંતિ ધર્મથી રહિત હોય છે, તેઓના ઉપર વિષ્ણુ પ્રસન્ન થતા નથી.[૯] (વિષ્ણુ પ્રસન્ન ન થવાને લીધે, આ જગતમાં સર્વ પ્રજાઓના ચાર વર્ણ વિભાગોનો નાશ થઈ જાય છે, વેદાધ્યયન પણ બંધ પડી જાય છે, સર્વ જાતના યજ્ઞયાગો, સર્વે લૌકિક ક્રિયાઓ અને આશ્રમો પણ નાશ પામે છે. (અર્થાત્ વિષ્ણુના પ્રસાદથી જ સ્વર્ગાદિક સુખ મળે છે, પરંતુ તેમની કૃપા વગર કરેલાં કર્મ નિષ્ફળ થાય છે.)[૧૦]

હે રાજન્! જે રાજા પોતાના રાજ્યમાં વસતા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણને આશ્રમના ધર્મો પળાવવાની ઇચ્છા રાખતો હોય, તે રાજાએ ચારેય આશ્રમના ધર્મો અવશ્ય જાણવા જોઇએ. તે ધર્મો હું તને કહું છું, તે તું સાંભળ.[૧૧] વેદાંતશાસ્ત્ર શ્રવણ કરવાને અનધિકારી હોવાથી પુરાણદ્વારા પોતાના સ્વરૂપને જાણવાની ઇચ્છા રાખનારા, પોતાના શરીરની શકિત અનુસાર ત્રણે વર્ણની સેવા બજાવનારા, પુત્રવાળા, આચાર પાળવામાં ત્રણે વર્ણના સમાન અને યોગના ધર્મને નહિ જાણનારા શૂદ્રને, સર્વે આશ્રમોના ધર્મો પાળવાનો અધિકાર છે, પણ તે રાજાની આજ્ઞા વિના સંન્યાસ લઇ શકે નહિ.*[૧૨-૧૩] હે રાજેન્દ્ર! શૂદ્રને પણ ચતુર્થાશ્રમ ( સંન્યાસાશ્રમ ) સેવવાનું શાસ્ત્રમાં કહ્યું છે; તેમ જ ક્ષત્રિયને, તેમ જ વૈશ્યને પણ કહ્યું છે.[૧૪] વૃદ્ધ થયેલો વૈશ્ય, પરિશ્રમ સાથે પશુપાલન કરીને કૃતકૃત્ય થાય, એટલે તેને પણ રાજાની આજ્ઞાથી ઉત્તરોત્તર આશ્રમના ધર્મોનું સેવન કરવું.[૧૫] હે નિર્દોષ યુધિષ્ઠિર! રાજાએ વેદોનું અને રાજધર્મથી ભરપૂર શાસ્ત્રોનું અધ્યયન કરી, સંતાનો ઉત્પન્ન કરવાં, સોમયજ્ઞ કરવો, સર્વ પ્રજાનું ધર્મથી પાલન કરવું, રાજસૂય અને અશ્વમેધ યજ્ઞો કરવા તથા બીજા પણ યજ્ઞો કરવા. વેદ તથા શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દેવતાઓનું અને બ્રાહ્મણોનું નિમંત્રણ કરીને તેમનું પૂજન કરવું. બ્રાહ્મણોને શાસ્ત્રાનુસાર દક્ષિણા આપવી. યુદ્ધ કરીને નાનો અથવા મોટો પણ વિજય મેળવવો, રાજ્યમાં પ્રજાનું પાલન કરે તેવા પુત્રને ગાદી આપવી; (પોતાનો પુત્ર લાયક ન હોય તો) બીજાના ગોત્રમાંથી; અથવા તો ઉત્તમ કુળના ક્ષત્રિયમાંથી (દત્તક) લઇને પોતાની રાજ્ય ગાદીપર બેસાડવો.[૧૬-૧૯] પિતૃ યજ્ઞોવડે એટલે શ્રાદ્ધોવડે પિતૃઓનું વિધિપૂર્વક પૂજન કરવું, યજ્ઞયાગો કરીને દેવોનું પૂજન કરવું અને વેદાધ્યયન કરીને ઋષિઓને પ્રયત્નપૂર્વક તૃપ્ત કરવા; અને અંતકાળનો

* બંગાળની પ્રતમાં શૂદ્રીપતિ પાઠ છે.

* અર્થાત્ શૂદ્રને પણ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, તથા સર્વ વિક્ષેપક કર્મોનો જેમાં ત્યાગ કરવામાં આવે છે તથા શાંતિદાંત્યાદિક કલ્યાણ ગુણથી રહિતએવા સાદા સંન્યાસાશ્રમને અર્થાત સ્ત્રીની માફક અલિંગ સંન્યાસ ધારણ કરવાનો અધિકાર છે.

સમય પ્રાપ્ત થાય, ત્યારે ઉત્તરોઉત્તર વાનપ્રસ્થ, સંન્યાસ વગેરે આશ્રમોમાં રહીને ધર્માચરણ કરે તો, હે રાજા યુધિષ્ઠર! તે રાજા મોક્ષને પામે છે!૨૦-૨૧ હે રાજેન્દ્ર! ક્ષત્રિયે ગૃહસ્થાશ્રમના ધર્મોનો ત્યાગ કર્યા પછી પોતાને રાજર્ષિરૂપ નહિ માનતાં, સંન્યાસીના ધર્મ પાળવા માટે, કેવળ જીવિતનાં રક્ષણ જોગું ભિક્ષાવૃત્તિનું અવલંબન કરવું; પરંતુ ભોગોની અભિલાષાથી તેવી વૃત્તિનું અવલંબન કરવું નહિ.૨૨ હે મોટી દક્ષિણા આપનારા! ક્ષત્રિયાદિ ત્રણ વર્ણને સંન્યાસાશ્રમ અવશ્ય ધારણ કરવો, આવી કંઈ (કર્તવ્યરૂપ) આજ્ઞા નથી. હે રાજસિંહ! જો તેઓની ઇચ્છા હોય તો તેઓએ ચારેય આશ્રમના ધર્મનું આચરણ કરવું; (અને ઇચ્છા ન હોય તો પોતાને માટે શાસ્ત્રમાં કહેલા જ આશ્રમ ધર્મનું આચરણ કરવું.)૨૩ આ આખું જગત્ ક્ષત્રિયોના બાહુને આધારે ટકી રહ્યું છે. ધર્માચરણ કરનારા ક્ષત્રિયોનો ધર્મ લોકોમાં શ્રેષ્ઠ ગણાય છે. બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્રના ધર્મો તથા ઉપધર્મો એ સર્વે રાજાના ધર્મથી ટકી રહ્યા છે, એમ વેદમાં કહેલું મારા સાંભળવામાં છે.૨૪ હે રાજન્! જેમ સર્વ પ્રાણીઓનાં પગલાંઓનો હાથીના એક પગલામાં સમાવેશ થઈ જાય છે, તેમ જ સર્વે ધર્મોનો, રાજધર્મોમાં સમાવેશ થઈ જાય છે.૨૫ ધર્મવેત્તા પુરુષો બીજા ધર્મોને અલ્પના આશ્રયવાળા અને અલ્પ ફળ આપનારા કહે છે; પણ રાજધર્મનેતો મહાન્ આશ્રયવાળો અને મહાન્ ફળ આપનારો કહે છે.૨૬ રાજધર્મને વિશે સર્વ જાતના દાનનો સમાવેશ થાય છે અને દાનરૂપી ધર્મને સર્વ ધર્મમાં શ્રેષ્ઠ તથા પુરાણ ધર્મ કહેવામાં આવે છે, માટે સર્વે વર્ણોનું જેમાં પાલન થાય છે એવા રાજધર્મને સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ ગણ્યો છે.૨૭ રાજાની દંડનીતિ નાશ પામે તો વેદનો નાશ થાય, વેદનો નાશ થાય એટલે ધર્મનો ઉપદેશ આપનારાં શાસ્ત્રોનો નાશ થાય અને જ્યારે પ્રાચીન એવો રાજધર્મ નાશ પામે ત્યારે આશ્રમોના સર્વે ધર્મોનો નાશ થાય.૨૮ રાજધર્મના પાલનમાં જ સર્વ જાતના દાન જોવામાં આવે છે, સર્વ જાતની દીક્ષાઓ રાજધર્મના પાલનમાં રહેલી છે, સર્વ જાતની વિદ્યાઓ તથા સર્વ લોકોના ધર્મ, રાજધર્મમાં જ સમાયલા છે.૨૯ જેમ, નીચ મનુષ્યો પ્રાણીઓની હિંસા કરે છે, તો તે પ્રાણીઓ તેઓના ધર્મનો અને શાસ્ત્ર શ્રવણજન્ય પુણ્યનો નાશ કરે છે, એવી રીતે જ સર્વે ધર્મો જો રાજધર્મથી રહિત થઈ જાય, તો તેઓના ઉપર કોઈ પણ હુમલો કરે અને તેથી (પ્રજા) શાંતિની શોધ કરતાં વ્યાકુળ થઈ પડે. તે પોતાનું રક્ષણ કરવા જતાં સ્વધર્મનું પાલન કરી શકે નહીં, માટેજ રાજધર્મ શ્રેષ્ઠ છે.૩૦

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'वर्णाश्रम धर्मकथन' ए नामनो अध्याय ६३ मो समाप्त.

---

## અધ્યાય ૬૪ મો.

### વિષ્ણુ અને માંધાતાનો સંવાદ.

ભીષ્મ કહે છે,-હે પાંડુનંદન! લૌકિકધર્મ, વૈદિકધર્મ, ચાર આશ્રમના ધર્મ અને સંન્યાસના ધર્મ, આ સર્વે ધર્મોનો રાજધર્મમાં સમાવેશ થાય છે.૧ હે ભરતવંશશ્રેષ્ઠ! એનું કારણ એ છે કે, સર્વ ધર્મકર્મો ક્ષત્રિય ધર્મને આધીન રહેલાં છે. જો ક્ષત્રિયનો ધર્મ અવ્યવસ્થિત સ્થિતિમાં હોય તો બીજા બધાય ધર્મોનો નાશ થાય.૨ મનુષ્યોનો ધર્મ અપ્રત્યક્ષ અને બહુ દ્વારવાળો છે. ખોટે માર્ગે દોરવાયાથી તેમનો સનાતન ધર્મ કેટલીકવાર દૂષિત થાય છે. બીજાઓ, જેઓ વેદમાં વર્ણેલા ધર્મોનું સત્ય સ્વરૂપ સમજ્યા વગર, ગમે તેવા નિર્ણયપર આવેલા વાદીઓના કહેવાપર વિશ્વાસ રાખે છે તેઓ, જે ધર્મનો અંત જણાયો નથી એવા ધર્મના ગોટાળાથી હતબુદ્ધિ બની જાય છે, (અને વિરુદ્ધ આગમદ્વારા ધર્મનાં સ્વરૂપનો વિપરીત નિર્ણય કરે છે.)૩-૪ પણ ક્ષત્રિયનો ધર્મ પ્રત્યક્ષ છે, ફળદાયક છે, અત્યંત સુખથી ભરેલો છે, (આત્માના સ્વરૂપને જણાવનારો છે), છળકપટથી રહિત છે ને સર્વ લોકોનું હિત કરનારો છે.૫ હે યુધિષ્ઠિર! મેં પૂર્વે તારી પાસે બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્રના ધર્મોનો, ક્ષત્રિયના ધર્મમાં અને સંન્યાસીના, બ્રહ્મચારીના અને વાનપ્રસ્થના ધર્મોનો, ગૃહસ્થના ધર્મમાં અંતર્ભાવ થાય છે એમ કહ્યું છે;૬ વળી લોકોના પુણ્ય કર્મનો આધાર રાજધર્મ ઉપર રહેલો છે. હે રાજેન્દ્ર! એક કાળે, મહાબળવાન્ ને શૂરવીર રાજાઓ, દંડનીતિ ઉત્તમ છે કે વર્ણાશ્રમ ધર્મ ઉત્તમ છે, તેને દૃષ્ટાંત સાથે જાણવાની ઇચ્છાથી, સર્વ પ્રાણીઓના ઈશ્વર-દેવ-પ્રભુ-નારાયણ એવા વિષ્ણુ દેવની પાસે ગયા હતા, તે વાત મેં તને પૂર્વે કહી હતી.૭-૯ સાધ્યો, દેવતાઓ, વસુઓ, અશ્વિનીકુમારો, રુદ્રો, વિશ્વદેવતાઓ અને વાયુના ગણો, આદિ દેવ નારાયણે ઉત્પન્ન કર્યા છે, તે સર્વે ક્ષત્રિયના ધર્મને પાળે છે.૧૦ આ વિષયમાં ધર્મયુક્ત અને અર્થનો નિશ્ચય કરનારો ઇતિહાસ હું તને કહું છું, તે તું શ્રવણ કર! હે રાજેન્દ્ર! પૂર્વે જ્યારે દાનવરૂપી સમુદ્ર વર્ણાશ્રમની મર્યાદા તોડી નાંખી (પ્રજાને) પીડવા લાગ્યો, તે સમયે માંધાતા નામનો

એક વીર્યવાન રાજા પૃથ્વીપર હતો. તે રાજાએ આદિ, મધ્ય અને અંતરહિત, દેવ, પ્રભુ અને પરમેશ્વર એવા નારાયણનાં દર્શન કરવાની ઇચ્છાથી યજ્ઞ કર્યો. તેણે યજ્ઞરૂપ વિષ્ણુના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું; એટલે વિષ્ણુએ ઇન્દ્રનું સ્વરૂપ ધારણ કરીને માંધાતા રાજાને દર્શન દીધાં.[૧૧-૧૪] માંધાતા રાજાએ ત્યાં બેઠેલા રાજાઓની સાથે, પ્રભુ ઇંદ્રના ચરણમાં પ્રણામ કર્યા. વિધિપૂર્વક તેની પૂજા કરી. પછી મહાત્મા ઇંદ્રની સાથે, રાજાઓમાં સિંહ સમાન માંધાતાને, મહારાજા કાંતિવાળા વિષ્ણુના સંબધમાં ઘણો જ મોટો સંવાદ થયો.[૧૫]

ઇંદ્ર બોલ્યો;–"હે ધાર્મિક શ્રેષ્ઠ રાજા! તારી શી ઇચ્છા છે? કળવામાં ન આવે તેવા, અનંત માયાથી ભરપૂર, અપાર પરાક્રમશીલ આદિદેવ અને પુરાણ પુરુષ એવા નારાયણ દેવનાં દર્શનની તું શા માટે ઇચ્છા કરે છે?[૧૬] વિશ્વ જેનું સ્વરૂપ છે, એવા વિષ્ણુનાં સાક્ષાત્ દર્શન હું પણ કરી શકવાને સમર્થ નથી, તેમ બ્રહ્મા પણ તેમનાં સાક્ષાત્ દર્શન કરવાને શક્તિમાન્ નથી, (તો પછી તારી તો વાત જ શી!) હે રાજન્! તારા મનમાં જે કામનાઓ હોય, તે કામનાઓને હું પૂર્ણ કરીશ; કારણ કે તું મનુષ્યોનો રાજા છે.[૧૭] તું સત્યવાદી છે, ધર્મપરાયણ છે, જિતેન્દ્રિય છે, શૂર છે, બુદ્ધિ, ભક્તિ અને શ્રદ્ધાવડે શ્રેષ્ઠ છે; અને એ કારણથી દેવોની તારા ઉપર દૃઢ પ્રીતિ છે, માટે હું તને તારી ઇચ્છાનુસાર વર આપીશ!"[૧૮]

માંધાતાએ કહ્યું,–"હે ભગવન્! હું મારું મસ્તક નમાવી, તમને પ્રસન્ન કરીને અવશ્ય આદિદેવ વિષ્ણુનાં દર્શન કરવાની ઇચ્છા રાખું છું અને સર્વ કામનાઓનો ત્યાગ કરીને ધર્મની કામનાથી, લોકમાં શ્રેષ્ઠ ગણાતા, મહાત્મા પુરુષો જ્યાં ગયા છે એવા અરણ્યમાં જવાની ઇચ્છા રાખું છું.[૧૯] મેં વિશાળ અને અપ્રમેય એવા ક્ષત્રિયના ધર્મથી સર્વ લોકોને જિતીને સ્વાધીનમાં લીધા છે; મારો યશ પૃથ્વીપર મેં સ્થાપન કર્યો છે; પરંતુ આદિ દેવ વિષ્ણુએ પ્રવૃત્ત કરેલા લોકશ્રેષ્ઠ ધર્મને મારે કેવી રીતે પાળવો, તે હું જાણતો નથી."[૨૦]

ઇંદ્રે કહ્યું;–"હે માંધાતા! ધર્માચરણ કરનારા પુરુષો, રાજા ન હોય તો નિર્ભયતાથી સંપૂર્ણ રીતે ધર્માચરણનું ફળ મેળવી શકતા નથી. તેમ બીજાઓ ધર્માચરણ કરે તેવી સહાયતા પણ આપી શકતા નથી. (એથી જણાય છે કે, ક્ષત્રિય ધર્મ બીજા ધર્મને સહાયતા કરનારો છે). રાજધર્મ આદિદેવ વિષ્ણુથી પ્રથમ ઉત્પન્ન થયો છે અને બીજા ધર્મો તે પછી ઉત્પન્ન થયા છે[૨૧] અને ક્ષત્રિયધર્મ સિવાયના બીજા ધર્મો નાશવંત ફળવાળા છે. વાનપ્રસ્થાશ્રમ પછીથી થયો છે. ક્ષત્રિયનો ધર્મ શ્રેષ્ઠ અને અક્ષય છે. બીજા બધા ધર્મનો ક્ષત્રિયના ધર્મમાં અંતર્ભાવ થઈ જાય છે, તે માટે ક્ષત્રિયના ધર્મને શ્રેષ્ઠ ધર્મ કહ્યો છે.[૨૨] પૂર્વે ક્રિયાવડે શ્રેષ્ઠપણાંને પામેલા અપાર બળવાળા દેવોનું અને ઋષિઓનું–સર્વેનું, વિષ્ણુએ, ક્ષત્રિયના ધર્મવડે (પરાક્રમવડે) શત્રુઓને શિક્ષા કરીને રક્ષણ કર્યું હતું.[૨૩] હે ભગવન્! અપ્રમેય એવા વિષ્ણુ પરમાત્માએ, સર્વે શત્રુ એવા અસુરોને મારી નાંખ્યા નહત, તો આ જગતમાં બ્રાહ્મણો રહેત નહિ (લોકો રહેત નહિ), આદિ કર્તા બ્રહ્મા પણ રહેત નહિ, તેમ આદિ ધર્મ એવો ક્ષત્રિયનો ધર્મ પણ રહેત નહિ; તેમ પરમાત્માથી ઉત્પન્ન થયેલ અન્ય ધર્મ પણ રહેત નહિ. અર્થાત્ બધાનો નાશ થાત.[૨૪] આદિ દેવ વિષ્ણુ, અસુરોથી ભરપૂર એવી આ પૃથ્વીનો જો વિજય કરત નહિ, તો બ્રાહ્મણોનો નાશ થઇ જાત, બ્રાહ્મણોના નાશથી ચારેય વર્ણનો અને ચારેય આશ્રમોનો પણ નાશ થઇ જાત.[૨૫] સનાતન ધર્મોનો સેંકડોવાર નાશ થઇ ગયો હતો, પણ ક્ષત્રિયધર્મે તે ધર્મોનો પુનઃ ઉદ્ધાર કર્યો હતો. પ્રત્યેક યુગમાં બ્રહ્મને પામવા માટે બ્રાહ્મણ ધર્મની પ્રથમ પ્રવૃત્તિ થઇ હતી, પરન્તુ એ બ્રાહ્મણ ધર્મનું રક્ષણ ક્ષાત્ર ધર્મે કીધું હતું, તેથી ક્ષત્રિયના ધર્મને લોકોમાં શ્રેષ્ઠ કહેવામાં આવે છે.[૨૬] યુદ્ધમાં દેહનો ત્યાગ કરવો, સર્વ પ્રાણીઓના ઉપર અનુકંપા (દયા) રાખવી, લોક વ્યવહારનું જ્ઞાન પ્રાપ્ત કરવું, લોકોની રક્ષા કરવી, ભયમાં પડેલી પ્રજાનું પાલન કરવું, દુઃખી અને પીડા પામતા મનુષ્યોને દુઃખમાંથી મુક્ત કરવા, આ બધા ક્ષત્રિયના ધર્મ છે અને તે ધર્મો પ્રમાણે રાજાઓ વર્તે છે.[૨૭] કામ અને ક્રોધને વશ રહેનારા અને મર્યાદાનો ત્યાગ કરનારા પુરુષો, રાજાના ભયથી પાપકર્મ કરી શકતા નથી; ધર્મનિષ્ઠ તથા સદાચાર સંપન્ન શિષ્ટ લોકો પોતાના ધર્મનું અને સદાચારનું સારી રીતે પાલન કરે છે; અને ક્ષત્રિયના ધર્મને ધન્યવાદ આપે છે.[૨૮] રાજાઓ પોતાની પ્રજાનું પુત્રની પેઠે પાલન કરે છે, તો તેથી સર્વે પ્રાણીઓ આ પૃથ્વીપર નિર્ભયતાથી ફરે હરે છે, એમાં જરા પણ સંશય નથી.[૨૯] આ રીતે જોતાં આ જગતમાં ક્ષત્રિય ધર્મ સર્વ ધર્મના કરતાં શ્રેષ્ઠ છે, સનાતન છે, અવિનાશી છે, સર્વ લોકોનો ઉપકાર કરનારો છે અને મોક્ષનું સાધન છે."[૩૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'वर्णाश्रमना धर्मोनुं वर्णन' ए नामनो अध्याय ६४ मो समाप्त.

## અધ્યાય ૬૫ મો.

### વિષ્ણુએ આપેલી રાજા માંધાતાને શિખ.

ઇંદ્ર કહે છે;–"એ પ્રમાણે પરાક્રમવાળો ને સર્વ ધર્મનો જેમાં સમાવેશ થાય છે એવો ક્ષત્રિય ધર્મ, સર્વ ધર્મો કરતાં શ્રેષ્ઠ છે. તેનું તારા જેવા ઉદાર મનના પુરુષે, લોકોનું હિત કરવા માટે પાલન કરવું જોઇએ. જો ક્ષત્રિય ધર્મનું પાલન થાય નહિ, તો સર્વ પ્રાણીઓનો નાશ થશે.[૧] સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખનારા રાજાએ, આ ધર્મને પ્રમુખ ધર્મ ગણવો, વેરાણ જમીનને ખેડવા યોગ્ય કરવી, તેને ખાતર આપી રસાળ કરવી, પોતાની શુદ્ધિ માટે મોટા મોટા યાગો કરવા, ભૈક્ષ્યચર્યા કરવી નહિ, પ્રજાનું પાલન કરવું અને યુદ્ધમાં દેહનો ત્યાગ કરવો–આ ક્ષત્રિયનો શ્રેષ્ઠ ધર્મ કહેવાય છે.[૨] મુનિઓ કહે છે કે, ત્યાગ ધર્મ, સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને તેમાં પણ યુદ્ધમાં શરીરનો ત્યાગ કરવો, એ સૌ કરતાં શ્રેષ્ઠ ગણાય છે. બહુશ્રુત તથા ગુરુની સેવા કરીને ધર્મ જાણનારા રાજાઓ, પરસ્પર યુદ્ધ કરીને રણમાં પોતાના દેહનો ત્યાગ કરે છે, એ તેં પ્રત્યક્ષ જોયું છે. ક્ષત્રિયને ધર્મની કામના હોય તો તેણે બ્રહ્મચર્યવ્રત પાળ્યા પછી, શ્રેષ્ઠ એવા ગૃહસ્થાશ્રમમાં રહેવું, કે જે ગૃહસ્થાશ્રમ સર્વ કરતાં શ્રેષ્ઠ છે.[૩-૪] સાધારણ વ્યાવહારિક બાબતમાં નિર્ણય આપતી વેળાએ સમ્પૂર્ણ નિષ્પક્ષપાતપણે રહેવું, જૂદા જૂદા યોગો (કર્તવ્યો) અને નિયમો–હુકમો કાઢ્યા હોય તેનું પાલન કરાવવા માટે, સર્વ પ્રજાનું રક્ષણ કરે છે તે માટે, જૂદી જૂદી યુક્તિઓ અને સાધનો માટે, પુરુષાર્થ અને પ્રયત્ન કરાવવા માટે, ક્ષત્રિયનો ધર્મ–જેમાં સર્વ ધર્મનો સમાવેશ થાય છે તેવા ક્ષત્રિયના ધર્મને, શ્રેષ્ઠ કહે છે અને બીજી વર્ણો પણ ક્ષત્રિય ધર્મના આધારથી પોતપોતાના ધર્મનું પાલન કરી શકે છે. એટલા માટે બીજી વર્ણો, જે ગુણો રાજધર્મો ઉત્પન્ન કરે છે તે ગુણો-માટે, રાજધર્મો ઉપર જ અવલંબી રહે છે એમ કહે છે. જે મનુષ્યો લાભકારક અંકુશોની અવગણના કરે છે અને સાંસારિક વિષયોમાં રચ્યાપચ્યા રહે છે તે મનુષ્યોને પંડિતો પશુ કહે છે. મનુષ્યો રાજનીતિના સંબંધથી જ ધર્માચરણ કરી શકે છે, એટલા માટે સર્વ ધર્મ કરતાં રાજધર્મ શ્રેષ્ઠ કહેવાય છે.[૫-૭] ત્રણ વેદ જાણનારા બ્રાહ્મણોનો, યજ્ઞયાગ કરવા તથા આશ્રમનો ધર્મ પાળવો, એ શ્રેષ્ઠ ધર્મ નિયત છે; છતાં પણ બ્રાહ્મણ જો પોતાનાં તે ધર્મકર્મનો ત્યાગ કરે તો તેનો શૂદ્રની પેઠે શસ્ત્રથી વધ કરવો.[૮] હે રાજન્! ચાર આશ્રમના ધર્મો ને વેદોક્ત ધર્મો, બ્રાહ્મણોએ અવશ્ય પાળવા જ જોઇએ. બ્રાહ્મણને માટે બીજો ધર્મ જ નથી.[૯] જે બ્રાહ્મણ, બ્રાહ્મણધર્મથી વિપરીત રીતે વર્તે છે, તે બ્રાહ્મણ, બ્રાહ્મણનાં ધર્મકર્મ ત્યજી દે અને અન્ય ધર્મને અનુસરે તો ક્ષત્રિય (અને વૈશ્યે) તેના નિર્વાહાર્થે કોઈ પણ જાતની વ્યવસ્થા કરવી જ નહિ. ધર્માચરણ કરવાથી રાજાના ધર્મની વૃદ્ધિ થાય છે અને એક ખરો બ્રાહ્મણ સાક્ષાત્ ધર્મ સ્વરૂપ છે.[૧૦] જે બ્રાહ્મણ પોતાને માટે નિર્માણ થયેલો ધર્મ છોડે છે તે સન્માનને પાત્ર ગણાતો નથી અને પોતાનાં કર્મો નહિ કરનારા તે બ્રાહ્મણનો વિશ્વાસ પણ કરવો નહિ, આમ પંડિતો કહે છે. (એ જ પ્રમાણે ક્ષત્રિય, વૈશ્યાદિ પણ પોતાના ધર્મ ચૂકે તો તે પણ સન્માનને પાત્ર નથી.)[૧૧] હે રાજન્! રાજાઓએ આ ધર્મો (પોતાના રાજ્યમાં) પૂર્ણપણે પળાય તેવી સંભાળ લેવી. સંભાળ લેવી, એ પણ રાજાનો ધર્મ છે, તેટલા જ માટે રાજધર્મ શ્રેષ્ઠ છે, બીજો નહીં. મારા માનવા પ્રમાણે વીરપુરુષોના પણ એ જ ધર્મ છે અને જેઓ એ જ ધર્મ શ્રેષ્ઠપણાથી પાળે છે તેઓ જ ખરા વીર પુરુષો છે."[૧૨]

માંધાતા રાજા બોલ્યો;–"હે ઇંદ્ર! યવન, કિરાત, ગાંધાર, ચીન, શબર, બર્બર, શક, તુષાર, કંક, પહ્લવ, આંધ્ર, મદ્ર, પૌંડ્ર, પુલિંદ, રમઠ, કાંબોજ વગેરે દેશના પુરુષો, બ્રાહ્મણ અને ક્ષત્રિયમાંથી ઉત્પન્ન થયેલા મનુષ્યો, વૈશ્યો અને શૂદ્રો, જેઓ મારા રાજ્યમાં રહે છે, તેઓ કેવી રીતે ધર્માચરણ કરે અને મારા જેવા રાજાઓએ, દસ્યુની (લુંટારાની) આજીવિકાથી જીવનારા તે સર્વની પાસે કેવી રીતે ધર્માચરણ કરાવવું?[૧૩-૧૫] હે ભગવન્ ઇંદ્ર! એ વિશે મને શ્રવણ કરવાની ઇચ્છા થઈ છે, માટે મને કહો. હે સુરેશ્વર! તમે અમારા ક્ષત્રિયના બંધુરૂપ છો."[૧૬]

ઇંદ્ર બોલ્યો;–"સર્વે દસ્યુ જાતોએ માતા, પિતા, આચાર્ય, ગુરુ, આશ્રમવાસી તથા રાજાઓની સેવા કરવી;[૧૭] વેદોક્ત ધર્મકર્મ તથા શ્રાદ્ધ કર્મ કરવાં; કૂવા ખોદાવવા; પરબ મંડાવવી; શય્યા, સુવર્ણ, ભૂમિ વગેરેનાં સમયાનુસાર નિત્ય બ્રાહ્મણોને દાન આપવાં.[૧૮-૧૯] અહિંસા, સત્યભાષણ, અક્રોધ, બ્રાહ્મણને અને પોતાના સગાસંબંધીઓને યોગ્ય રીતે નિભાવવા; પુત્ર, સ્ત્રી વગેરેનું પાલન કરવું; બાહ્ય અને આંતરની પવિત્રતા અને શાંતિ પણ રાખવી (કોઇનો દ્રોહ કરવો નહિ), યજ્ઞ યાગો કરીને, સમૃદ્ધિની ઇચ્છાવાળા દસ્યુઓએ દક્ષિણા આપવી, મોટા ખર્ચવાળા પાકયજ્ઞો કરવા માટે બ્રાહ્મણોને ધન દેવું–એ દસ્યુઓનો ધર્મ છે.[૨૦-૨૧] હે નિર્દોષ રાજા! આ રીતે સર્વ લોકોને માટે પ્રજાપતિએ કર્તવ્યકર્મો નિર્માણ કર્યા છે, તે કર્મો તેઓએ આ જગતમાં કરવાં."[૨૨]

માંધાતા રાજા બોલ્યો;—મનુષ્ય લોકમાં સર્વે વર્ણોમાં દસ્યુઓ જોવામાં આવે છે; તેમ જ ચારેય આશ્રમોમાં પણ દસ્યુ જોવામાં આવે છે; પરંતુ તેઓ જૂદા જૂદા ચિન્હોમાં ઢંકાયલા હોય છે."૨૩

ઇંદ્ર બોલ્યો;–"હે નિર્દોષ રાજા! જ્યારે દંડનીતિ નાશ પામે છે અને રાજધર્મ પડી ભાંગે છે ત્યારે, રાજાની દુષ્ટતાને લીધે સર્વે પ્રાણીઓ કાર્યાકાર્યને તમામ વિસરી જાય છે.૨૪ આ સત્યયુગ પૂરો થયા પછી અનેક સંન્યાસીઓ અને અનેક બ્રહ્મચારીઓ આ જગતમાં ઉત્પન્ન થશે અને આશ્રમોમાં પણ ફેરફાર થઇ જશે.૨૫ મનુષ્યો કામ અને ક્રોધથી ઉશ્કેરાઇ જઇને પુરાણોનાં શ્રવણ તરફ તથા ધર્મોની પરમ ગતિ તરફ ધ્યાન નહિ આપે અને અવળે માર્ગે ચાલશે.૨૬ એટલા માટે મહાત્મા પુરુષો જો દંડનીતિવડે પાપીને પાપ કરતાં અટકાવે તો, મંગળમય અને પરમ એવો સનાતન ધર્મ નાશ પામતો નથી.૨૭ જે મનુષ્ય સર્વ લોકના ગુરુ ગણાતા રાજાનું અપમાન કરે છે, તેનાં દાન, યજ્ઞ અને શ્રાદ્ધ કદી પણ સફળ થતાં નથી.૨૮ રાજા કે જે મનુષ્યોનો અધિપતિ છે, સનાતન દેવતારૂપ છે અને ધર્મની રક્ષા કરનારો છે, તેનું દેવતાઓ પણ અપમાન કરતા નથી.૨૯ ભગવાન્ પ્રજાપતિએ આ સર્વ જગતને ઉત્પન્ન કર્યું છે, ત્યારે તેની પ્રવૃત્તિની નિવૃત્તિ માટે ધર્મોમાંથી ક્ષત્રિયના ધર્મની ઇચ્છા કરી હતી.૩૦ જે પુરુષ બુદ્ધિવડે પ્રવૃત્ત ધર્મની ગતિને સંભારે છે, તે પુરુષ મને માન્ય અને પૂજ્ય છે અને તે પુરુષવિશે ક્ષત્રિય ધર્મ રહેલો છે."૩૧

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર રાજા! આ પ્રમાણે કહીને ઇંદ્રનું રૂપ ધારણ કરનારા ભગવાન્ વિષ્ણુ, મરુતગણોની સાથે પોતાના અવિનાશી અને સનાતન ધામમાં ચાલ્યા ગયા.૩૨ હે નિર્દોષ યુધિષ્ઠિર રાજા! આ રીતે પૂર્વે ઉત્તમ પ્રકારના ક્ષાત્રધર્મની પરમાત્મા વિષ્ણુએ પ્રવૃત્તિ કરી છે, ત્યારે બહુશ્રુત અને સમજુ એવો કયો પુરુષ ક્ષત્રિયના ધર્મનું અપમાન કરે?૩૩ (ક્ષાત્ર ધર્મ સતેજ ન હોય તો) અન્યાયથી ચાલેલાં પ્રવૃત્તિમય અને નિવૃત્તિમય કર્મો, અંધ પુરુષોની પેઠે મધ્યમાં જ નાશ પામે છે.૩૪ હે યુધિષ્ઠિર! સૃષ્ટિના આરંભમાં પ્રવૃત્ત થયેલા અને પૂર્વ પુરુષોએ સ્વીકારેલા ક્ષત્રિયધર્મનું તું આચરણ કર. હે પુરુષોમાં વાઘ સમાન યુધિષ્ઠિર! આ ધર્મ પાળવાને તું સમર્થ છે, એમ હું સારી રીતે જાણું છું.૩૫

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'इंद्र तथा मांधातानो संवाद' ए नामनो अध्याय ६५ मो समाप्त.

## અધ્યાય ૬૬ મો.

### રાજધર્મપાલનથી થતું ફળ.

યુધિષ્ઠિર રાજા પૂછે છે;–હે ભીષ્મ પિતામહ! તમે મને પૂર્વે સર્વે મનુષ્યોના ચાર આશ્રમો કહ્યા તે મેં શ્રવણ કર્યા. હવે તમે મને તેનું વિસ્તારથી વ્યાખ્યાન કરીને કહો.૧

ભીષ્મ બોલ્યા;–હે મોટા બાહુવાળા યુધિષ્ઠિર રાજા! હું જેમ મહાત્માઓમાં માન્ય થયેલા સનાતન એવા સર્વે ધર્મોને જાણું છું; તેમ જ તે સર્વે ધર્મોને તું પણ જાણે છે.૨ તોપણ હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! તું ધર્મના સૂક્ષ્મ એવા સ્વરૂપને જાણનારા મને પૂછે છે કે, રાજધર્માચરણ કરવાથી બીજા આશ્રમના ધર્મોનું ફળ કેવી રીતે મળે છે, તે વિશે તો સાંભળ.૩ હે કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા! ચારેય આશ્રમોના ધર્મોનું ફળ રાજધર્મોને વિશે સમાયલું છે; અર્થાત્ રાજધર્મોનું આચરણ કરવાથી બીજા ચારેય આશ્રમોના ધર્મોનું ફળ મળે છે.૪ હે રાજા યુધિષ્ઠિર! રાજા જો સર્વ પ્રાણીઓ ઉપર સમાન દૃષ્ટિ રાખી, રાગ તથા દ્વેષનો ત્યાગ કરીને, દંડ નીતિથી પ્રજાનું પાલન કરે છે તો તેને સંન્યાસીને મળનારા લોકોની પ્રાપ્તિ થાય છે.૫ રાજા શાસ્ત્રોક્ત વૃત્તિથી વર્તે, ધીરજ રાખે, આત્મસ્વરૂપને જાણે, પ્રજાના ઉપર નિગ્રહ તથા અનુગ્રહ કેમ કરવો તે જાણે અને સંકટ સમયે પ્રજાને સહાયતા કરે તો તે રાજાને, ધર્મનિષ્ઠ ગૃહસ્થના લોકોની પ્રાપ્તિ થાય છે.૬ વળી હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! જે રાજા, નિત્ય પૂજ્ય પુરુષોને જે જોઇતું હોય તે આપી સત્કાર કરે છે, તો તે બ્રહ્મચારીને મળનારા સ્થાનને પામે છે.૭ હે યુધિષ્ઠિર! જે રાજા, જ્ઞાતિબંધુઓ, સંબંધીઓ અને મિત્રો દુઃખી હોય તેઓનો દુઃખમાંથી ઉદ્ધાર કરે છે, તેને વૈખાનસના પુણ્ય લોકોની પ્રાપ્તિ થાય છે.૮ જે રાજા મહાત્માઓના તથા આશ્રમોના મુખ્ય પુરુષોનો નિત્ય સત્કાર કર્યા કરે છે, તેને વાનપ્રસ્થાશ્રમ પાળવાથી મળતા પવિત્ર લોકોની પ્રાપ્તિ થાય છે.૯ જે રાજા, નિત્યનું આહ્નિક કર્મ કરે, પિતૃઓનો શ્રાદ્ધાદિકથી સત્કાર કરે, પ્રાણીમાત્રને દાન આપી ભૂતયજ્ઞ કરે, (પોતાના અન્નમાંથી સંવિભાગ કરીને અતિથિઓનો સત્કાર કરે), દેવતાઓના યજ્ઞો કરે તથા હે સત્ય પરાક્રમી યુધિષ્ઠિર રાજા! શિષ્ટ લોકોની રક્ષા કરવા માટે શત્રુના દેશનો નાશ કરે, તેને એ જ પ્રમાણે વાનપ્રસ્થના પવિત્ર લોકોની પ્રાપ્તિ થાય છે.૧૦-૧૨ સર્વ પ્રાણીઓની રક્ષા કરવાથી અને પોતાના દેશનું પરિપાલન કરવાથી, જેટલા પ્રાણીઓનું રક્ષણ કર્યું હોય તેટલા યજ્ઞો કરવાનું તે રાજાને

ફળ મળે છે અને સંન્યાસાશ્રમના લોકની-બ્રહ્મલોકની તેને પ્રાપ્તિ થાય છે.[૧૩] નિત્ય વેદાધ્યયન કરવાથી, સર્વ ઉપર ક્ષમા રાખવાથી, આચાર્યનું પૂજન કરવાથી, ઉપાધ્યાયની સેવા કરવાથી, બ્રહ્મ લોકને આપનારા-સંન્યાસીને મળનારા લોકની પ્રાપ્તિ થાય છે.[૧૪] વળી હે પુરુષવ્યાઘ્ર રાજા! નિત્ય ગાયત્રીનો જપ કરવાથી તથા ધર્મવડે દેવોની પૂજા કરવાથી, ગૃહસ્થાશ્રને મળનારા સ્થાનની પ્રાપ્તિ થાય છે.[૧૫] યુદ્ધ સમયે પ્રાણદ્યૂતનો સમય આવે ત્યારે કાં તો મરવું અથવા તો વિજય કરવો, આવો જે રાજા નિશ્ચય કરે છે, તેને સંન્યાસીના લોકો મળે છે.[૧૬] હે ભરતવંશી રાજા! જે રાજા નિત્ય સર્વ પ્રાણીઓની સાથે કપટ અને શઠતા રહિત થઇને વ્યવહાર કરે છે, તે રાજા સંન્યાસીના લોકમાં જાય છે.[૧૭] હે ભરતવંશી રાજા! જે રાજા વાનપ્રસ્થાશ્રમમાં રહેનારાને અને ત્રણ વેદ જાણનારા બ્રાહ્મણોને પુષ્કળ પદાર્થો અર્પણ કરે છે, તે રાજાને વાનપ્રસ્થના લોકોની પ્રાપ્તિ થાય છે.[૧૮] હે ભરતવંશી રાજા! જે રાજા સર્વ પ્રાણીઓના ઉપર દયા કરે છે અને પોતાનું વર્તન ક્રૂરતા રહિત-(કોમળ) રાખે છે, તે રાજાને સર્વ લોકની પ્રાપ્તિ થાય છે.[૧૯] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! જે રાજા સદા બાળકોના ઉપર અને વૃદ્ધોના ઉપર દયા કરે છે, તે રાજાને સર્વે લોકોની પ્રાપ્તિ થાય છે.[૨૦] હે કુરુવંશોત્પન્ન રાજા! જે રાજા, જેઓના ઉપર બળાત્કાર ગુજારવામાં આવ્યો હોય તેવા દુઃખી પ્રાણીઓ શરણે આવે ત્યારે તેઓની રક્ષા કરે છે, તેને ગાર્હસ્થ્યના લોકની પ્રાપ્તિ થાય છે.[૨૧] જે રાજા, સ્થાવર તથા જંગમ પ્રાણીઓનું સર્વ પ્રકારે રક્ષણ કરે છે, ઘટતી રીતે તેઓની પૂજા કરે છે તેને ગાર્હસ્થ્ય લોકની પ્રાપ્તિ થાય છે.[૨૨] પોતાના વડિલબંધુઓ અને પોતાનાથી નાના બંધુઓની સ્ત્રીઓનું અને તેમના પુત્રો તથા પૌત્રોનું પાલન કરવું અને (અપરાધ કરે તો) તેમને શિક્ષા કરવી, આ ગૃહસ્થાશ્રમી રાજાનું કર્તવ્ય છે અને તેને એક જાતનું તપ કહેલું છે.[૨૩] હે પુરુષોમાં વાઘ સમાન યુધિષ્ઠિર રાજા! જે રાજા આત્માના સ્વરૂપને જાણનારા અને પૂજા કરવા યોગ્ય મહાત્મા પુરુષોનું પાલન કરે છે, તેને ઉત્તમ પ્રકારના ગૃહસ્થાશ્રમનું ફળ મળે છે.[૨૪] હે યુધિષ્ઠિર! જે રાજા વાનપ્રસ્થોને તથા બીજા આશ્રમમાં રહેનારાઓને પોતાને ત્યાં બોલાવવા ને ભોજનાદિથી તેઓનો સત્કાર કરવો, એ રાજાના ગૃહસ્થાશ્રમના ધર્મ છે.[૨૫] જે પુરુષ વિધાતાએ નિર્માણ કરેલા ધર્મનું યથાર્થરીત્યા પાલન કરે છે, તે પુરુષને સર્વેય આશ્રમોનું અક્ષય ફળ મળે છે.[૨૬] હે રાજા યુધિષ્ઠિર! જે પુરુષમાં ઉત્તમ પ્રતિના સર્વે ગુણો રહેલા હોય, તે ઉત્તમ પુરુષને વિદ્વાનો, વાનપ્રસ્થ અને બીજા સર્વ આશ્રમમાં રહેનારો કહે છે.[૨૭] હે રાજા યુધિષ્ઠિર! પુરુષે સર્વેય આશ્રમોમાં રહેતી વખતે સ્થાનનું, કુળનું અને વયનું માન જાળવવું.[૨૮] હે કુંતીપુત્ર પુરુષવ્યાઘ્ર યુધિષ્ઠિર! જે રાજા દેશના ધર્મોને અને કુળોના ધર્મોને પાળે છે, તે રાજા સર્વ આશ્રમવાળો ગણાય છે.[૨૯] હે પુરુષવ્યાઘ્ર રાજા! જે રાજા સમયાનુસાર વૈભવો અને ઉપહારોથી પ્રાણીઓનો સત્કાર કરે છે, તેને સર્વ આશ્રમનું સુખ મળે છે.[૩૦] હે કુંતીપુત્ર! જે રાજા, અત્યંત ભયમાં આવી પડ્યો હોય, છતાં પોતાનો ધર્મ પાળે છે, તે રાજાને સર્વ આશ્રમનું ફળ મળે છે.[૩૧] હે ભરતવંશી રાજા! જે રાજાના દેશમાં રક્ષણ પામીને ધર્માચરણ કરવામાં કુશળ એવા પુરુષો ધર્માચરણ કરે છે, તે પુરુષોના ધર્મનો અંશ તે દેશના રાજાને મળે છે.[૩૨] હે પુરુષોમાં વાઘસમાન યુધિષ્ઠિર! જે રાજાઓ ધર્મ ઉપર આધાર રાખનાર અને ધર્મપરાયણ એવા મનુષ્યોની રક્ષા કરતા નથી તેવા રાજાઓ, તે પુરુષોનાં પાપના ભાગી થાય છે.[૩૩] તેમ જ હે નિર્દોષ રાજા! ધર્માચરણ કરનારાઓનું રક્ષણ કરનારા રાજાઓને જેઓ સહાયતા આપે છે, તેઓને બીજાઓએ કરેલા ધર્મનો અંશ મળે છે.[૩૪] હે પુરુષોમાં વાઘસમાન! આપણે જે ગૃહસ્થાશ્રમમાં વસીએ છીએ, તે સર્વ આશ્રમો કરતાં પવિત્ર અને ઉત્તમ છે. આ બાબતનો નિર્ણય સ્પષ્ટ છે.[૩૫] જે પુરુષ સર્વ પ્રાણીઓને પોતાના સમાન માને છે, અભિમાન અને ક્રોધનો ત્યાગ કરે છે, તે પુરુષ આ લોકમાં અને મરણ પછી પરલોકમાં સુખ ભોગવે છે.[૩૬] રાજધર્મરૂપી નૌકા, ધર્મરૂપી સમુદ્રમાં રહેલી છે; બુદ્ધિરૂપી સુકાની તેને ચલાવે છે; ધર્મ શાસ્ત્રરૂપી રજ્જુથી તે બંધાયલી છે; દાનરૂપી પવનવડે તે ઉતાવળી ચાલે છે; સત્યના બળથી તે પાણી ઉપર તરતી રહે છે; આવી રાજધર્મરૂપી નૌકામાં બેઠેલો રાજા સંસારસાગરને સરળતાથી તરી જાય છે.[૩૭] આ પૃથ્વીને વિષે રહેલા દરેક વિષયમાંથી રાજાના અંતરની કામનાનું મૂળ નષ્ટ થાય, તો તે રાજાને માત્ર તેની બુદ્ધિ ઉપર અવલંબન કરીને સ્થિર થયેલો ગણવામાં આવે છે (અર્થાત્ જ્ઞાન પ્રાપ્ત થવા જે રાજા જીવન્મુક્ત જેવો હોય, તો તેણે નિષ્કામપણાથી બુદ્ધિપૂર્વક પણ રાજ્ય કરવું, એ રાજાનો ધર્મ છે.) આવી સ્થિતિએ પહોંચેલો રાજા, પરબ્રહ્મને સત્વર પામે છે.[૩૮] હે રાજન્! પ્રજાનું પાલન કરનારો રાજા, યોગાભ્યાસથી અને અંતરની વાસનાઓને અંકુશમાં રાખવાથી આનંદમાં રહે છે ને તે પૂર્ણ પુણ્ય ફળને પામે

છે.૩૯ હે યુધિષ્ઠિર રાજા! તારે વેદાધ્યયન કરનારા અને સત્કર્મ કરનારા બ્રાહ્મણોનું રક્ષણ કરવા માટે પ્રયત્ન કરવો તથા સર્વ લોકોનું પાલન કરવા માટે પણ પ્રયત્ન કરવો.૪૦ હે ભરતવંશી રાજા! જે મનુષ્યો વનમાં રહીને તથા આશ્રમોમાં રહીને જે ધર્માચરણ કરવાથી ધર્મ પ્રાપ્ત થાય છે, તેના કરતાં પણ પ્રજાનું રક્ષણ કરવાથી રાજાને સોગણો ધર્મ પ્રાપ્ત થાય છે.૪૧ હે પાંડવોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! તને મેં આ અનેક જાતનો ધર્મ કહી સંભળાવ્યો. તું તે પ્રાચીન કાળના સનાતન ધર્મનું આચરણ કરજે.૪૨ હે પુરુષોમાં સિંહ સમાન રાજા! તું જો પ્રજાનું પાલન કરવામાં પરાયણ રહીશ તો તને ચારેય આશ્રમોના અને ચારેય વર્ણના ધર્માચરણનું ફળ મળશે.૪૩

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'चार आश्रमोनो विधि' ए नामनो अध्याय ६६ मो समाप्त.

## અધ્યાય ૬૭ મો.

### રાજા વિના રાજ્ય નહિ.

યુધિષ્ઠિર પૂછે છે;–હે ભીષ્મ પિતામહ! તમે મને ચાર આશ્રમનો અને ચાર વર્ણનો ધર્મ કહ્યો; હવે રાજ્યનું જે ઉત્તમ કર્ત્તવ્ય હોય, તે મને કહો.૧

ભીષ્મ બોલ્યા;–રાજાનો અભિષેક કરવો, એ રાજ્યનું ઉત્તમમાં ઉત્તમ કૃત્ય છે. જે રાષ્ટ્રમાં અત્યાચાર પ્રવર્તે છે, તે રાષ્ટ્ર નિર્બલ થઇ જાય છે ને તે રાજ્યની પ્રજા દસ્યુઓથી પીડાય છે.૨ અત્યાચારવાળા રાષ્ટ્રોમાં ધર્મ રહી શકતો નથી અને અવ્યવસ્થાથી પ્રજા એક બીજાનો નાશ કરે છે. સર્વ સ્થિતિમાં એ ભુંડી સ્થિતિ છે.૩ શ્રુતિ કહે છે કે, રાજાનો અભિષેક કરવામાં આવે છે, તે ઇંદ્રનો અભિષેક કરવા બરાબર છે. એથી ઐશ્વર્ય ઇચ્છનારાએ રાજાની ઇંદ્રની પેઠે પૂજા કરવી.૪ અત્યાચારવાળા દેશમાં કોઇએ રહેવું જ નહિ; કેમકે જે દેશોમાં અવ્યવસ્થા છે, તે દેશોમાં આપવામાં આવતો બળિ, અગ્નિ, દેવોને પહોંચાડતો નથી.૫ કોઈ બળવાન્ રાજા, રાજ્યાર્થી થઇને–અવ્યવસ્થાવાળા દેશોના ઉપર ચઢી આવે, તો પ્રજાએ તેની સામે જઇને તેનો સત્કાર કરવો, એવો આ વિષયમાં નિર્ણય કરવામાં આવ્યો છે, કેમકે અરાજકતાના કરતાં બીજું કોઇ પણ અધિક દુઃખ નથી.૬-૭ ચઢી આવેલો બળવાન્ રાજા ન્યાયપરાયણ હોય છે તો પ્રજાનું કલ્યાણ થાય છે, પણ જો તે ક્રોધી હોય છે તો તે પ્રજાના સર્વસ્વનો નાશ કરે છે.૮ જે ગાય દુઃખે કરીને દોહવા દે છે, તેને ઘણો કલેશ સહન કરવો પડે છે, પરંતુ જે ગાય સુખે કરીને દોહવા દે છે તેને, હે રાજન્! લોકો દુઃખ દેતા નથી.૯ જે કાષ્ટ તપાવ્યા વિના વળે છે તેને અગ્નિનો તાપ સહન કરવો પડતો નથી; તેમજ જે વૃક્ષ પોતાની મેળે નમે છે, તેને બીજાઓએ નમાવવું પડતું નથી.૧૦ હે વીર રાજા! આ ઉપમાને ધ્યાનમાં લઇને પુરુષે બળવાન્ પુરુષને નમતા રહેવું. જે પુરુષ બળવાનને નમે છે, તે ઇંદ્રને જ નમે છે એમ સમજવું.૧૧ એટલા માટે જ ઐશ્વર્યની ઇચ્છા રાખનારા મનુષ્યોએ, હંમેશાં દેશના ઉપર રાજા નિમવો. કારણ કે જે દેશમાં રાજા નથી, તે દેશમાં પુરુષો સુખેથી, ધનનો અને સ્ત્રીનો ઉપભોગ કરી શકતા નથી.૧૨ જે દેશમાં અરાજકતા છે, તે દેશમાં પાપી પુરુષો બીજાનું ધન હરણ કરીને રાજી થાય છે; પણ જ્યારે બીજા લોકો તેનું ધન હરણ કરી જાય છે, ત્યારે તે પણ 'રાજા માંગે છે.' આપરથી સિદ્ધ થાય છે કે, અરાજકતામાં પાપીઓને સુખ નથી.૧૩ કારણ કે, રાજા વગરના રાજ્યમાં બે મનુષ્યો એક મનુષ્યની પાસેથી ધનાદિક ખુંચવી લે છે અને ઘણા માણસો તે બે માણસોની પાસેથી ધનાદિક ખુંચવી લેછે;૧૪ જે દાસ ન હોય તેને દાસ બનાવે છે, બળાત્કારથી પરસ્ત્રીઓનું હરણ થાય છે, આવાં કારણોને લઇને દેવોએ પ્રજાપાલક રાજાઓની નિમણુક કરી છે.૧૫ જો આ જગતમાં દંડ ધારણ કરનારો રાજા ન હોય તો જળમાંના માછલાંઓને જેમ મોટાં બળવાન્ માછલાં ગળી જાય છે, તેમ મોટા બળવાન્ પુરુષો દુર્બળ પુરુષને ગળી જાય.૧૬

પાણીમાં માછલાંઓ જેમ પરસ્પર બીજા દુર્બળ માછલાંઓને ગળી જાય છે, તેમ જ પૂર્વ કાળમાં રાજા રહિત પ્રજાઓ પણ પરસ્પર યુદ્ધ કરીને નાશ પામી હતી, એવું અમારા સાંભળવામાં છે.૧૭ વળી એવું પણ અમારા સાંભળવામાં છે કે, તે પ્રજામાંના થોડાકોએ એકઠા થઇને પોતપોતાની વચ્ચે નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતો. તે ઠરાવ આ પ્રમાણે હતો;–જે નિષ્ઠુર બોલનારો હોય, જે ઉગ્ર શિક્ષા કરનારો હોય, જે પરસ્ત્રી સાથે ગમન કરનારો હોય અને જે પરના ધનનું હરણ કરનારો હોય, આવા પુરુષોનો આપણે સદાને માટે ત્યાગ કરી દેવો. તેમ કરવાથી સામાન્ય રીતે આપણે સર્વે વર્ણોનો વિશ્વાસ બેસારી શકીશું. પ્રજાએ સર્વનો વિશ્વાસ બેસાડવા માટે આવો ઠરાવ કર્યો. તે પ્રમાણે કેટલોક કાળ તો નિકળી ગયો.૧૮-૧૯ (પણ થોડે કાળે પાછી અવ્યવસ્થા થઈ) ત્યારે દુઃખાતુર એવી સર્વ પ્રજા બ્રહ્માની પાસે ગઈ અને વિનતિ કરવા લાગી કે,

હે ભગવન્! અમે રાજા વિનાના હોવાથી નાશ પામીએ છીએ, માટે અમને રાજા આપો.[૨૦] અમે એકઠા થઈને તેની પૂજા કરીશું અને તે અમારું પ્રતિપાલન કરે. એ ઉપરથી બ્રહ્માએ મનુને રાજા થવાની આજ્ઞા કરી, પરંતુ મનુએ રાજ્ય લેવાની ના પાડી અને કહ્યું.[૨૧]

મનુ બોલ્યો;–"હું પાપકર્મથી ડરું છું. વળી રાજ્ય ચલાવવું એ અત્યંત કઠિન છે, તેમાં પણ મિથ્યા આચરણ કરનારા મનુષ્યોના ઉપર રાજ્ય કરવું, એ અતિ કઠિન છે."[૨૨]

ભીષ્મ બોલ્યા;–હે રાજા યુધિષ્ઠિર! તે સાંભળીને પ્રજાએ મનુને કહ્યું;–"હે મનુ મહારાજ! તમે ડરો નહિ, પાપ તેના કરનારાપ્રતિ જશે. વળી અમે આપના ભંડારની વૃદ્ધિ થવા માટે પચાસ પશુઓનો લાભ થશે તો એક પશુ, સુવર્ણનો પચાસમો ભાગ તથા ધાન્યમાંથી દશમો ભાગ કર તરિકે આપશું. જ્યારે અમારી કન્યા પરણવા યોગ્ય થશે, ત્યારે તેના પલ્લાંની રકમ મુકરર ઠર્યા પછી, તેમાંની ઉત્તમ રૂપવતી કન્યા તમને આપીશું;[૨૩-૨૪] અને દેવો જેમ મહેન્દ્રની પાછળ ચાલે છે, તેમ જ અમારા જે પુરુષો વાહનોપર બેસવામાં શ્રેષ્ઠ હશે, જેઓ શસ્ત્રો ધારણ કરવામાં શ્રેષ્ઠ હશે, તે તમારી પાછળ પાછળ ચાલશે.[૨૫] (અમારી સહાયતાથી) તમે મહા બળવાન્, કોઈથી હાર્યા હારો નહિ તેવા એક પ્રતાપી રાજા થશો અને કુબેર જેમ યક્ષ રાક્ષસનું રક્ષણ કરે છે, તેમ તમે અમારું રક્ષણ કરશો.[૨૬] રાજાએ સારી રીતે રક્ષેલી પ્રજા જે જે ધર્માચરણ કરશે, તે તે ધર્મનો એક ચતુર્થાંશ તમને મળશે;[૨૭] અને તમે સુખેથી મહાન્ ધર્મ સંપાદન કરશો. માટે હે રાજન્! ઇંદ્ર જેમ દેવોનું પાલન કરે છે તેમ તમે અમારું ચોતરફથી પાલન કરો.[૨૮] તમે સૂર્યની પેઠે તપતા થકા વિજય કરવા માટે હવે બહાર પડો, શત્રુઓના અભિમાનનો નાશ કરો અને તમારો સર્વદા વિજય થાવ."[૨૯] તે સાંભળીને મહાતેજસ્વી મનુ, મોટા કુલીનોથી તથા મોટાં સૈન્યોથી વિંટાઈને તેજવડે પ્રજ્વળતો હોય તેમ ઝળાંઝળાં દેખાતો નગરની બહાર નિકળ્યો.[૩૦] મનુની મહત્તાને જોતાંવેંત જ દેવો, જેમ મહેન્દ્રને જોઈને ત્રાસ પામી જાય, તેમ સર્વે (દુષ્ટ) લોકો ત્રાસ પામ્યા અને પોતપોતાના ધર્મવિશે મન રાખવા લાગ્યા.[૩૧] પછી મેઘ જેમ પૃથ્વી ઉપર વૃષ્ટિ કરતો ફરે, તેમ મનુ પણ પૃથ્વી ઉપર ચોતરફ ફરવા લાગ્યો અને પાપીઓનો ચારે તરફથી નાશ કરી નાંખ્યો. તેણે લોકોને પોતપોતાના ધર્મ કર્મમાં યોજ્યા.[૩૨]

આ રીતે પૃથ્વી ઉપર જે મનુષ્યોને વૈભવોની ઇચ્છા હોય, તેઓએ પ્રજાનો અનુગ્રહ કરવા માટે પ્રથમ જ રાજા કરવો;[૩૩] અને શિષ્યો નિત્ય જેમ ગુરુને પ્રણામ કરે છે અને દેવો જેમ નિત્ય દેવેન્દ્રને પ્રણામ કરે છે, તેમ પ્રજાએ નિત્ય ભક્તિથી રાજાની પાસે જઈને તેને પ્રણામ કરવા.[૩૪] આ જગતમાં પોતાનાં મનુષ્યો જ્યારે અમુક પુરુષનો સત્કાર કરે છે, ત્યારે બીજાં મનુષ્યો પણ તેને શ્રેષ્ઠ માને છે; પરંતુ જ્યારે પોતાનાંજ મનુષ્યો અપમાન કરવા માંડે છે, ત્યારે બીજાઓ પણ તેનું અપમાન કરે છે.[૩૫] પોતાના રાજાનો બીજો રાજા પરાજય કરે છે તો તે આખી પ્રજાને દુઃખનું કારણ થઈ પડે છે. એટલા માટે, પ્રજાએ પોતાના રાજાને છત્ર, વાહન, વસ્ત્રો, આભરણો, જાત જાતનાં ભોજનો, પાનકો, ઘરો, આસનો, શય્યાઓ, સર્વ જાતના ઉપસ્કરો ભેટ તરિકે અર્પણ કરવા (અને તેના ગૌરવમાં વૃદ્ધિ કરવી).[૩૬-૩૭] અને હે યુધિષ્ઠિર! આ પ્રમાણે પ્રજા તરફથી વૈભવ મળવાથી રાજા દુરાધર્ષ (નહિ ગાંજ્યો જાય તેવો) થાય છે. રાજાએ ભાષણ કરતી વેળા સ્મિતપૂર્વક ભાષણ કરવું. કોઈ મનુષ્યો વાતચિત કરવા આવે તો તેઓની સાથે મધુરતાથી વાતચિત કરવી,[૩૮] ઉપકારી ઉપર કૃતજ્ઞતા રાખવી, ભક્તજનોના ઉપર દૃઢ ભક્તિ રાખવી, સર્વ લોકોને–જેને જે યોગ્ય હોય તે આપવું, જિતેંદ્રિય થવું અને કોઈ પોતાની સામે દૃષ્ટિ કરે તો તેની સામે મૃદુતા અને મધુરતા સાથે સ્નેહ ભરી દૃષ્ટિથી જોવું.[૩૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'राष्ट्रमां राजानी आवश्यकता' ए नामनो अध्याय ६७ मो समाप्त.

---

## અધ્યાય ૬૮ મો.

### રાજા દેવરૂપ છે.

યુધિષ્ઠિરે પૂછ્યું–હે ભરતવંશશ્રેષ્ઠ પિતામહ! બ્રાહ્મણો મનુષ્યોના અધિપતિ રાજાને શા માટે દેવરૂપ કહે છે, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર! આ વિષયમાં રાજા વસુમનાએ બૃહસ્પતિને પૂછ્યું હતું, તેનો પુરાતની ઇતિહાસ આ પ્રમાણે છે.[૨] વસુમના નામનો કોસલ દેશનો રાજા હતો. તે મહા બુદ્ધિમાન્ અને વિવેકી હતો. એક સમયે તેણે કૃતપ્રજ્ઞ અને મહર્ષિ બૃહસ્પતિને ઉઠીને માન આપ્યું; વિધિપૂર્વક તેમની પ્રદક્ષિણા કરી અને પ્રણામ કરીને પછી તેને પ્રશ્ન કરવાનો આરંભ

કર્યો.[૩-૪] રાજા વસુમના સર્વ લોકોનું હિત કરનારો હતો, તેથી તેણે પ્રજાના સુખને માટે ધર્મશીલ બૃહસ્પતિને રાજ્ય ( કેમ કરવું, એ ) વિશે પૂછ્યું.[૫]

વસુમનાએ પૂછ્યું;-"હે મહાબુદ્ધિમાન્ બૃહસ્પતિ! પ્રાણીઓની શા કારણથી વૃદ્ધિ થાય છે અને શા કારણથી તેઓ નાશ પામે છે? તેમ જ કોનું પૂજન કરવાથી તેઓ અવિનાશી સુખને પામે છે?"[૬]

અપાર બળવાળા કોસલ રાજાએ આ રીતે મહા બુદ્ધિમાન્ બૃહસ્પતિને પ્રશ્ન કર્યું, ત્યારે બૃહસ્પતિએ, પ્રજાએ રાજાનો કેવી રીતે સત્કાર કરવો, વગેરે બાબતનું વર્ણન કરવા માંડ્યુ.[૭] બૃહસ્પતિ બોલ્યા;-"હે મહા બુદ્ધિમાન્ રાજા! જગતનો ધર્મ રાજાના ધર્મને લીધે જ છે; અને પ્રજા પણ રાજાના ભયથી જ એક બીજાનો નાશ કરતી નથી.[૮] સર્વ પ્રજા જ્યારે મર્યાદા ઓલંઘી જાય છે અને સર્વ પ્રકારના લોભને વશ થાય છે, ત્યારે રાજા, દંડવડે શિક્ષા કરીને, અમર્યાદિત પુરુષને (દંડવડે) શુદ્ધ કરી શાંતિ પાથરે છે અને પોતે રાજારૂપે જગતમાં દીપી નિકળે છે.[૯] હે રાજન્! જેમ ચંદ્ર અને સૂર્યનો ઉદય થયો ન હોય ત્યારે સર્વે પ્રાણીઓ અંધારામાં ડૂબી જાય છે અને એક બીજાંને જોઇ શકતાં નથી;[૧૦] અને જેમ અલ્પ જળવાળા સરોવરમાં રહેનારાં માછલાંઓ તથા હિંસકના ભયથી રહિત વનમાં વસતાં પક્ષીઓ, પોતપોતાની ઇચ્છાનુસાર વિહાર કરે છે; વારંવાર એક બીજાપર હુમલો કરે છે તથા તેમાં બળવાન્, નબળાને દબાવી દે છે, અને પરસ્પર યુદ્ધ કરીને થોડા જ સમયમાં નાશ પામે છે;[૧૧-૧૨] એવી જ રીતે જો મનુષ્યોનું રક્ષણ કરવાને રાજા ન હોય તો, ગોવાળ વિનાનાં ઢોરોની પેઠે, પાપરૂપી અંધારા ખાડામાં પડી, પ્રજા પણ પરસ્પર લડીને નાશ પામે છે.[૧૩] જો રાજા પ્રજાનું રક્ષણ ન કરતો હોય તો બળવાન્ પુરુષો દુર્બળ મનુષ્યોનાં સ્ત્રી, ધન, ઘર વગેરે વસ્તુઓને લૂટી લે છે અને જો તેઓ આપતા નથી તો તેઓને મારી પણ નાંખે છે.[૧૪] જો પ્રજાનું પાલન કરનારો રાજા ન હોય તો કોઈ પણ મનુષ્ય આમ કહેવાને સમર્થ થઇ શકે નહિ કે,' આ વસ્તુ મારી છે!' અને સ્ત્રી પુત્ર, ધન તથા બીજી ઘરવખરીનો ચોતરફથી નાશ થઈ જાય.[૧૫] જો રક્ષણ કરનારો રાજા ન હોય તો મનુષ્યોનાં વાહનો, વસ્ત્રો, અલંકારો અને વિવિધ પ્રકારનાં રત્નોને પાપી પુરુષો લૂટી જાય.[૧૬] જો રક્ષણ કરનારો રાજા ન હોય તો બહુધા ધર્માચરણ કરનારા પુરુષોના ઉપર અનેક જાતનાં શસ્ત્રોનો પાત થાય અને સૌ અધર્માચરણ કરવા માંડે.[૧૭] જો પ્રજાપાલન કરનારો રાજા ન હોય તો પાપી લોકો માતાને, પિતાને, વૃદ્ધને, આચાર્યને, અતિથિને અને ગુરુને પણ દુઃખી કરે અથવા તો તેઓને મારી પણ નાંખે.[૧૮] જો પ્રજાપાલક રાજા ન હોય તો ધનાઢ્ય લોકોને નિત્ય મરણનો, કેદખાનાનો ને પીડાનો કલેશ ભોગવવો પડે અને કોઈ પણ મનુષ્ય 'અમુક વસ્તુ મારી છે' એમ માની શકે નહિ.[૧૯] જો પ્રજા પાલક રાજા ન હોય તો મનુષ્યોનાં અકાળે મરણો થાય, મનુષ્યોને ચોરો પોતાને તાબે કરી લે અને લોકો ભયંકર એવા નરકમાં જઈ પડે.[૨૦] જો પ્રજાપાલન કરનારો રાજા ન હોય તો વિવાહસંબંધી પ્રતિબંધો ન રહે, અર્થાત્ લોકો પરસ્પર વ્યભિચાર કરવા માંડે, ખેતીવાડી પડી ભાંગે, વ્યાપાર પણ બંધ પડી જાય અને નીતિનો તથા વેદનો લોપ થઇ જાય.[૨૧] જો પ્રજાપાલક રાજા ન હોય તો ઉત્તમ પ્રકારની દક્ષિણાવાળા યજ્ઞો વિધિપૂર્વક થાય નહિ, વિવાહો પણ થાય નહિ, તેમ સમાજો પણ મળે નહિ.[૨૨] જો પ્રજાપાલક રાજા ન હોય તો બળદો ગાયોને વિશે ગર્ભાધાન કરે નહિ, દહીની દોહણીઓનું કોઇ મથન કરે નહિ અને નેસડાઓનો ધંધો કરનારાઓનો નાશ થઈ જાય.[૨૩] જો પ્રજાપાલક રાજા ન હોય તો આખું જગત્ ત્રાસ પામી જાય, તેનાં (મનુષ્યોનાં) હૃદયો ઉદ્વિગ્ન રહે અને (સર્વત્ર) હાહાકાર થઈ રહે. તે (જગત્) ભાન વિનાનું થઇ પડે અને ક્ષણ એકમાં નાશ પામે.[૨૪] જો પ્રજાપાલક રાજા ન હોય તો, લોકો નિર્ભય થઈને વિધિપૂર્વક દક્ષિણાવાળા સંવત્સર યજ્ઞો કરે નહિ;[૨૫] જો પ્રજાપાલક રાજા ન હોય તો, વિદ્યાસ્નાત અને વ્રતસ્નાત એવા તપસ્વી બ્રાહ્મણો ચાર વેદો ભણે નહિ;[૨૬] જો પ્રજાપાલક રાજા ન હોય તો બ્રહ્મહત્યા કરનારાને મારી નાંખનારો મનુષ્ય પ્રશંસાપાત્ર થાય નહિ, પરંતુ બ્રહ્મહત્યા કરનારો પુરુષ સુખાત્મક ઇંદ્રિયોની સાથે જગતમાં વિહાર કરે.[૨૭] જો પ્રજાપાલક રાજા ન હોય તો ચોરો, લોકોના હાથમાંથી જ વસ્તુ પડાવીને લઇ જાય, ધર્મની સર્વ મર્યાદાઓ છિન્નભિન્ન થઈ જાય અને સર્વે લોકો ભયાતુર થઇને નાસી જાય.[૨૮] જો પ્રજાપાલક રાજા ન હોય તો જગતમાં અન્યાય ફેલાય, સર્વ પ્રજા વર્ણસંકર થઇ જાય ને દેશમાં દુકાળ પડે.[૨૯] રાજાનું રક્ષણ હોય ત્યારે જ મનુષ્યો, ઇચ્છાનુસાર ઘરનાં બારણાંઓને ખુલ્લાં મૂકી, ચોતરફથી નિર્ભય થઇને શયન કરી શકે છે.[૩૦] જો સારી રીતે પૃથ્વીનું રક્ષણ કરનારો ધાર્મિક રાજા હોતો નથી, તો કોઇ મનુષ્ય બીજાની નિંદાને સહન કરતો નથી, તો પછી તેના મારને તો કેમ જ સહન કરે![૩૧] પ્રજાનું રક્ષણ કરનાર રાજા હોય છે તો સ્ત્રી સર્વ જાતનાં આભૂષણો પહેરીને, રક્ષક પુરુષ વગર-એકલી પણ નિર્ભય રીતે ગમે ત્યાં ફરી હરી શકે છે.[૩૨] જો પ્રજાનું રક્ષણ કરનાર રાજા હોય છે તો લોકો કોઇને નુકસાન

કર્યા વગર પરસ્પર સહાય કરે છે અને તેઓ ધર્મનું જ આચરણ કરે છે.૩૩ જો પ્રજાનું રક્ષણ કરનાર રાજા હોય છે તો ત્રણે વર્ણના લોકો જૂદી જૂદી જાતના મહાયજ્ઞો કરે છે અને ધ્યાનપૂર્વક વિદ્યાનું અધ્યયન કરે છે.૩૪ આ જગતનું રક્ષણ ખેતીવાડી અને વેપાર ઉપર છે અને વેદોક્ત કર્મ તથા યજ્ઞયાગાદિ ઉપર આ જગત્ ટકી રહ્યું છે. એ સર્વનું રક્ષણ ધર્મપાલક રાજા કરે છે.૩૫ જ્યારે રાજા ઉત્તમ રાજ્યધુરાને ધારણ કરીને મોટાં બળવડે પ્રજાનું પાલન કરે છે, ત્યારે પ્રજા સુખમાં રહેવાને શક્તિમાન્ થાય છે;૩૬ પણ રાજાના અભાવે પ્રાણીઓનો સર્વથા નાશ થાય. જેની હયાતીથી પ્રાણીઓ નિત્ય જીવતા રહી શકે તેવા રાજાની કોણ પૂજા ન કરે?૩૭ જે પુરુષ રાજાનું પ્રિય તથા હિત કરે છે અને સર્વ લોકને ભય આપનારા તેના ભારનું વહન કરે છે, તે પુરુષ આ લોક અને પરલોક ઉભય લોકને જિતે છે;૩૮ પરંતુ જે પુરુષ રાજાનું મનમાં પણ અશુભ ઇચ્છે છે, તે પુરુષ ખરેખર આ લોકમાં દુઃખી થાય છે અને મરણ પછી નરકમાં પડે છે.૩૯ 'આ તો મનુષ્ય છે' એમ ધારીને કદી પણ રાજાનું અપમાન કરવું નહિ; કારણ કે રાજા મનુષ્યાકારમાં દેવાંશી છે!૪૦ રાજા, પાંચ જૂદા જૂદા પ્રસંગમાં, અગ્નિ, આદિત્ય (સૂર્ય), મૃત્યુ, કુબેર અને યમ એમ પાંચ પ્રકારનાં રૂપ ધારણ કરે છે.૪૧ જ્યારે લુચ્ચાઓ કપટ કરીને છેતરે છે ત્યારે તે પાપીઓને ઉગ્ર તેજવડે બાળે છે. તે વેળા તે અગ્નિનું રૂપ ધારણ કરે છે.૪૨ જ્યારે તે ચારરૂપ ચક્ષુવડે સર્વ પ્રાણીઓનાં કર્મો જુવે છે અને પ્રજાનું કલ્યાણ કરવાની ઈચ્છા કરે છે, ત્યારે તે સૂર્યરૂપ ધારણ કરે છે.૪૩ ક્રોધમાં આવીને જ્યારે તે સેંકડો મનુષ્યોનો–તેના પુત્રો, પૌત્રો અને અમાત્યો સહિત નાશ કરે છે, ત્યારે તે અંતકનું રૂપ ધારણ કરે છે.૪૪ જ્યારે તે અધાર્મિક પુરુષોને તીક્ષ્ણ દંડોવડે શિક્ષા કરીને અંકુશમાં રાખે છે અને ધાર્મિક પુરુષોના ઉપર અનુગ્રહ કરે છે ત્યારે તે યમરૂપ ધારણ કરે છે.૪૫ જે પુરુષોએ રાજાની કે રાજ્યની સેવા કરી હોય, તેઓને તે ધનથી તૃપ્ત કરે છે અને જેઓ તેની સામે થયા હોય તેમનાં જાત જાતનાં રત્નો હરણ કરે છે, ત્યારે તે આ પૃથ્વીપર કૂબેરરૂપ ગણાય છે.૪૬-૪૭ જે માણસ કુશળ હોય, જે કાર્ય કરવાને શક્તિવાન્ હોય, જે સદ્ગુણ પ્રાપ્ત કરવાને ઇચ્છતો હોય, જે ઈર્ષાથી મુક્ત હોય તે માણસે રાજા સંબંધી કંઈ પણ નિંદાની વાત ફેલાવવી નહી. (રાજાની સામે થવાથી કોઈપણ માણસ પોતાને સુખી કરી શકતો નથી.)૪૮ પછી તે રાજાનો પંડનો પુત્ર હોય, કે ભાઈ હોય, કે મિત્ર હોય અથવા તો રાજાના પોતાના સમાન હોય તોએ શું થયું!૪૯ પવન જેનો સારથિ છે એવો અગ્નિ બાળે છે, તો પણ શેષ ભાગ રહેવા દે છે; પરંતુ રાજાનો કોપાનળ ફોલ પણ રહેવા દેતો નથી.૫૦ વળી જે કંઇ રાજાનું હોય તેનાથી તો મૃત્યુની માફક દૂરજ નાસવું.૫૧ મારણ યંત્રને અડકતાં જ મૃગ જેમ તુરત મરણ પામે છે, તેમ મનુષ્ય પણ રાજાની કોઈપણ વસ્તુને અડકતાં તુરત જ મરણ પામે છે. એટલા માટે બુદ્ધિમાન્ પુરુષે, રાજધનનું પોતાનાં ધનની પેઠે રક્ષણ કરવું.૫૨ રાજાનું ધન ચોરનારાઓ ઘણા દિવસો સૂધી ભયંકર અને છેડા વગરના મહાન્ નરકમાં જ પડે છે.૫૩ રાજા (પ્રજાને રંજન કરનાર) ભોજ (સુખ ભોગવાવનાર), વિરાટ્ (શ્રીમાન્), સમ્રાટ્ (મહા રાજા), ક્ષત્રિય (દુઃખમાંથી ત્રાણ કરનાર), ભૂપતિ, પૃથ્વીનો પતિ, નૃપ (મનુષ્યોનું પાલન કરનાર) વગેરે શબ્દોથી જે રાજાની સ્તુતિ કરાય છે તેવા રાજાનું કોણ પૂજન કરે નહિ?૫૪ એટલા માટે જેને ઉન્નતિની ઇચ્છા હોય, જે જિતાત્મા હોય, જિતેન્દ્રિય હોય, મેધાવી હોય, સ્મૃતિમાન્ હોય અને દક્ષ હોય તેવા પુરુષે હમેશાં રાજાનો પક્ષ કરવો.૫૫ અને કૃતજ્ઞ, બુદ્ધિમાન, ઉદાર મનના, દૃઢ ભક્તિવાળા, જિતેંદ્રિય, નિત્યધર્મિષ્ઠ, નીતિમાન્ અને રાજકીય વિચાર કરનારા મંત્રીનો રાજાએ નિત્ય સત્કાર કરવો.૫૬ પોતા ઉપર દૃઢભકિત રાખનારા, બુદ્ધિમાન્, ધર્મવેત્તા, જિતેન્દ્રિય, શૂરવીર, ઉત્તમ કર્મ કરનારા અને કાર્ય પ્રસંગે "હું જ એકલો એ કાર્ય કરીશ, બીજાનું શું કામ છે!" આમ કહેનારા એકલવીર પુરુષને રાજાએ સન્માન આપવું.૫૭ પ્રજ્ઞા (બુદ્ધિ) જેમ મનુષ્યને ડહાપણવાળો બનાવે છે, તેમ રાજા, પુરુષને વિનયી બનાવે છે. રાજા જેનો તિરસ્કાર કરે છે તેને સુખ મળતું જ નથી; પરંતુ જે મનુષ્ય રાજાને શરણે જાય છે તેને તે સુખી કરે છે.૫૮ હે રાજન્! રાજા એ પ્રજાનું મહાન્ હૃદય છે, રાજા એ પ્રજાનું મહાન્ આશ્રયસ્થાન છે, રાજા એ પ્રજાની પ્રતિષ્ઠા છે અને રાજા એ પ્રજાનું ઉત્તોમોત્તમ સુખ છે! જે પુરુષો રાજાનો આશ્રય કરે છે, તે પુરુષો સારી રીતે આ લોકનો અને પરલોકનો વિજય કરે છે.૫૯ રાજા પણ, દમ, સત્યવાદિતા અને સ્નેહવડે પૃથ્વીનું પાલન કરીને તથા મોટા યજ્ઞોવડે યજન કરીને મહાયશ સંપાદન કરે છે અને પછી સ્વર્ગમાં સનાતન એવા સ્થાનને પામે છે.૬૦ આ રીતે અંગિરાના પુત્ર બૃહસ્પતિએ કોસલ દેશના વીર મહારાજા વસુમનાને કહ્યું, ત્યાર પછી તે શૂરવીર મહારાજાએ પ્રયત્નપૂર્વક પ્રજાનું પાલન કરવાનો પ્રારંભ કર્યો હતો.૬૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'बृहस्पतिनां वचन' ए नामनो अध्याय ६८ मो समाप्त.

## અધ્યાય ૬૯ મો.

કામદારોની યોજના-શત્રુથી કેમ રક્ષણ કરવું.

યુધિષ્ઠિરે પૂછયું:-હે ભીષ્મ પિતામહ ! રાજાના બીજા ખાસ કર્મો કયાં છે; તેણે દેશની રક્ષા કેવી રીતે કરવી; શત્રુઓને કેવી રીતે જિતવા;[૧] દૂતોને કેવી રીતે યોજવા; ચાર વર્ણોના, પોતાના સેવકોના, પોતાની સ્ત્રીઓના અને પોતાના પુત્રોના વિશ્વાસપાત્ર કેઇ રીતે થવું, તે મને કહો.[૨]

ભીષ્મ બોલ્યા;-હે યુધિષ્ઠિર ! તું સાવધાન થઇને રાજાના જૂદા જૂદા ધર્મો ( શાં શાં છે તે ) સાંભળ. રાજાએ અથવા તો રાજાના પ્રતિનિધિએ આરંભમાં જે કાર્ય કરવાનાં છે, તે હું ( પ્રથમ ) તને કહું છું.[૩] પ્રથમ રાજાએ પોતાના આત્માને જિતવો અને પછી શત્રુઓને જિતવા. જે રાજાએ આત્માને જિત્યો નથી તે રાજા શત્રુઓને કેવી રીતે જિતી શકે ?[૪] પાંચ જ્ઞાનેન્દ્રિયોને જિતવી, એનું નામ જ આત્માનો વિજય સમજવો. ઇન્દ્રિયોનો વિજય કરનાર રાજા જ, શત્રુઓને જિતી શકે છે.[૫] હે કુરુવંશના પુત્ર ! રાજાએ કિલ્લાઓમાં, સીમાડા ઉપર, નગરમાં, ઉપવનોમાં અને અરણ્યોમાં લશ્કરી થાણાં રાખવાં.[૬] તેમજ હે નરમાં સિંહ સમાન યુધિષ્ઠિર! સર્વ સંસ્થાનોમાં (પુરોમાં, નગરોમાં તથા અંતઃપુરમાં) અને રાજમહેલમાં પણ પદાતિનું થાણું રાખવું.[૭] પરીક્ષા કરેલા, મૂર્ખ, આંધળા અને બહેરા જેવા જણાતા, ક્ષુધા, તૃષા અને પરિશ્રમને સહન કરી શકે તેવા પુરુષોને, દૂતના કામ ઉપર યોજવા.[૮] હે મહારાજ! સર્વે અમાત્યો, મિત્રો તથા પુત્રોના ઉપર છૂપા દૂતો રાખીને તેઓનો (પણ) અભિપ્રાય જાણવો;[૯] તેમ જ નગરોમાં, પ્રાંતોમાં તથા સામંત રાજાઓના (શા શા) અભિપ્રાય છે તે જાણવા. દૂતોની નિમણુક એવા પ્રકારે કરવી, કે તે દૂતો પોતે પણ એક બીજાને ઓળખી શકે નહિ (અને શું કામ કરવાને નિશ્ચો છે, તે જાણી શકે નહીં ).[૧૦] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિર! બજારોમાં, વિહારનાં સ્થાનોમાં, લોકોના સમાજોમાં, ભિક્ષુકોનાં મંડળોમાં, બગીચાઓમાં, ઉદ્યાનોમાં, પંડિતોની સભાઓમાં, પ્રાંતોમાં, ચૌટાઓમાં, રાજસભામાં ને જનસમૂહોમાં, રાજાએ પોતાના દૂતો છૂપી રીતે ફરતા રાખી, શત્રુઓના દૂતો (હોય તો તે)ને ઓળખી કાઢવા.[૧૧-૧૨] હે પાંડુપુત્ર! વિચક્ષણ રાજા જો પ્રથમથી જ શત્રુ તરફના દૂતોને ઓળખી કાઢે છે, તો તેનું હિત થાય છે.[૧૩]

હવે જો રાજાને પોતાની નિર્બળતા જાણવામાં આવે તો તેણે મંત્રીઓની સાથે વિચાર કરીને બળવાન રાજાની સાથે સલાહ કરવી;[૧૪] તેમજ પોતાનું નિર્બળપણું જાણવામાં આવતું ન હોય, તથાપિ કોઇ પણ પ્રકારનો લાભ થતો હોય તો ડાહ્યા રાજાએ, સત્વર શત્રુની સાથે સંધિ કરવી.[૧૫] વળી જે રાજાઓ ગુણવાન્, મોટા ઉત્સાહી, ધર્મ જાણનારા અને સત્પુરુષ હોય તેવા રાજાઓની સાથે, પોતાના રાજ્યનું હીત ઇચ્છતા રાજાએ, સલાહ કરવી;[૧૬] અને મહા મતિમાન્ રાજા જો પોતાને ભયમાં પડેલો જોય તો તેણે, જે લોકોને એકવાર (દયાથી) છોડી દીધા હોય, તેવા અપરાધીને તથા લોકો બતાવે એવા સર્વ દુષ્ટોને મારી નાંખવા (કે જેથી અપરાધીઓ પોતાનું વૈર સંભારી ભયમાં વધારો કરે નહિ).[૧૭] પરંતુ જે ઉપકાર કે અપકાર કંઇ પણ કરવાને શક્તિમાન્ ન હોય તેમ પોતાનો પણ ઉદ્ધાર કરવાને સમર્થ નહોય, તેવા સાથે રાજાએ સંબંધ રાખવો નહીં.[૧૮] જે રાજાને પોતાના બળપર વિશ્વાસ હોય, તેવા ચઢાઈ કરનાર રાજાએ, પોતાની રાજધાનીની સંપૂર્ણ વ્યવસ્થા કર્યા પછી, ઉત્સાહપૂર્વક અને હિંમતથી, મોટા સૈન્યની સરદારી લઇ, જે શત્રુ રાજા દુર્બલ હોય, મિત્ર વગરનો હોય, અથવા જે બીજા સાથે લડાઇમાં રોકાયલો હોય, અને તેથી બીજી બાજુનું રક્ષણ કરવામાં પ્રમત્ત-ગાફેલ-હોય, તેની સામે પોતાનો હેતુ (લશ્કરને કે લશ્કરના સરદારોને પણ) જણાવ્યા વગર કૂચ કરવાનો લશ્કરને હુકમ આપવો.[૧૯-૨૦] પોતાના કરતાં બળવાન્ રાજા હોય તેને, બીજા રાજાએ નિરંતર સ્વાધીન રહેવું નહિ. કદાપિ તે પોતે દુર્બળ હોય, તોપણ તેણે વધારે બળવાન્ રાજાને હાનિ થાય તેવા માર્ગ શોધ્યાજ કરવા, પણ તેમ કરતાં પોતાના રાજ્યને સંભાળવું.[૨૧] શસ્ત્રોથી, અગ્નિ લગાડીને તથા નવાણોમાં ઝેર વગેરે નાંખીને, બળવાન્ રાજાના દેશને દુઃખી કરવો, અને (પોતાના નોકરો તથા દૂતોદ્વારા) શત્રુ રાજાને, તેના અમાત્યો અને પ્રીતિપાત્ર મનુષ્યોની સાથે ભેદ પડાવવો.[૨૨] બુદ્ધિમાન્ રાજાએ રાજ્યની કામના હોય તો હંમેશા યુદ્ધ કરવું નહિ; પરંતુ બૃહસ્પતિએ અર્થસંપાદનના ત્રણ ઉપાયો કહ્યા છે તેને અનુસરવું.[૨૩] હે રાજા ! તે ઉપાયો, *સાંત્વના, પ્રદાન અને ભેદ એ નામના છે. હે કુરુવંશના પુત્ર યુધિષ્ઠિર! જેટલો અર્થ મેળવવાની પોતાની શક્તિ હોય તેટલા અર્થથી પંડિત

---

*'તારે મારી પાસેથી વાર્ષિક કર લેવો નહિ અને મારે તારા દેશ ઉપર લુટ કરવી નહિ,' આમ કહેવું તેનું નામ સાંત્વના; 'તારે મને બે ગામ આપવાં એટલે હું શાંત પડીશ !' આમ કહી ધન આપવું તેનું નામ પ્રદાન અને રાજા તથા તેના અમાત્યોની વચ્ચે કલહ કરાવવો તેનું નામ ભેદ. રાજા પોતે ક્ષીણ થઇ ગયો હોય અને બળવાનની સાથે વૈર થયું હોય તો સંગ્રામ કર્યા વગર ઉપર કહેલા ઉપાયથી પોતાનો સ્વાર્થ સાધવો.

રાજાએ પ્રસન્ન થવું;[૨૪] અને પ્રજાનાં રક્ષણને માટે પ્રજાની પાસેથી રાજાએ કર તથા ઉત્પન્નનો છઠ્ઠો ભાગ લેવો.[૨૫] નગર જનોના રક્ષણ માટે રાજાએ, ઉદ્ધત અને ઉન્મત્ત લોકોનો એકદમ નાણાનો ભારે અથવા તો થોડો દંડ કરવો. (જો રાજા તેઓને દંડતો નથી તો તેઓ નગરજનોને દુઃખી કરે છે.)[૨૬] પોતાની પ્રજાના ઉપર પુત્રોના જેવું જ વાત્સલ્ય રાખવું, એમાં સંશય કરવો નહિ; પરંતુ તકરારનો નિર્ણય આપવાને સમય તેઓના ઉપર વાત્સલ્ય ભાવથી વર્તવું નહિ.[૨૭] રાજાએ વાદી પ્રતિવાદીઓનાં દીવાની દાવાઓ સાંભળવા માટે હંમેશા જ સર્વ વિષયોને જાણનારા (ડાહ્યા અને વ્યવહાર કુશળ) વિદ્વાનોની નિમણુક કરવી; કારણ કે રાજ્ય ન્યાયના પવિત્રપણાપર ટકી રહેલું છે.[૨૮] ખાણવેરો, મીઠાવેરો, ધાન્યવેરો અને નૌકાવેરો, એ ઉપર તથા હાથીઓના સૈન્યો ઉપર રાજાએ અત્યંત વિશ્વાસપાત્ર ને હિતકર અમાત્યોની યોજના કરવી.[૨૯] રાજા જો નિત્ય સારી રીતે દંડ ધારણ કરે છે તો તે ધર્મને પ્રાપ્ત કરે છે. રાજાએ નિત્ય દંડ ધારણ કરવો, એ તેનો ઉત્તમ પ્રકારનો ધર્મ કહેવાય છે.[૩૦] હે ભરતવંશી રાજા! રાજાએ વેદ તથા વેદના અંગોમાં પ્રવીણ થવું, ડહાપણવાળા થવું, રુડા તપસ્વી થવું, દાનશીલ થવું અને યજ્ઞશીલ થવું.[૩૧] રાજાના આ સર્વે ગુણો નિત્યસ્થિર સમજવા. જો રાજાનો વ્યવહાર નાશ પામે તો તેને સ્વર્ગ પણ ક્યાંથી મળે અને યશ પણ ક્યાંથી મળે?[૩૨]

હવે બળવાન્ રાજા જો નિર્બળ રાજાને દુઃખ દે તો, બુદ્ધિમાન્ નિર્બળ રાજાએ તુરત કિલ્લાનો આશ્રય લેવો;[૩૩] અને સમયાનુસાર મિત્રોને બોલાવીને તેઓની સાથે સામ, ભેદ અથવા તો વિગ્રહ એમાંથી શું કરવું, એ વિષેનો વિચાર કરવો.[૩૪] (જો મંત્રમાં યુદ્ધનો નિશ્ચય થાય તો) તેણે નેસડાઓને તેના સ્થાન ઉપરથી ખસેડીને પ્રસિદ્ધ માર્ગો ઉપર વસાવવા અને જરૂર પડે તો ગામડાંઓને પણ તેના સ્થાનપરથી ખસેડીને તે સર્વેને શાખાનગરોની સાથે મેળવી પરાં બનાવી દેવાં.[૩૫] પછી સંકટનો પ્રસંગ આવે, ત્યારે દેશમાં જે ગુપ્ત અને દુર્ગમ (સુરક્ષિત) સ્થાનો હોય તેમાં, ધનાઢ્ય પુરુષોને અને સેનાના મુખ્ય મુખ્ય અધિકારીઓને, વારંવાર ધીરજ આપીને દાખલ કરવા.[૩૬] તેણે પોતાના રાજ્યનું સર્વ ધાન્ય પોતાને કબજે કરવું અને જો તેમ ન બની શકે તો દાવાનળથી તેને બાળી નાંખવું (પણ શત્રુને હાથ જવા દેવું નહિ).[૩૭] અથવા (તેમ કરવાનો સમય ન મળે અર્થાત્ શત્રુ અચાનક હલ્લો લાવે તો) શત્રુ તરફના મનુષ્યોમાં પરસ્પર કલહ ઉત્પન્ન કરાવીને, તેઓદ્વારા ક્ષેત્રમાં ઉગેલાં ધાન્યોનો નાશ કરાવી નાંખવો; તેમ પણ ન બને તો પોતાના સૈન્યદ્વારા નાશ કરાવી નાંખવો;[૩૮] નદીઓ ઉતરવા માટે કરેલા પુલો ભાંગી નાંખવા; તળાવ વગેરે પાણીનાં નવાણોને તોડી, પાણીને બહાર કાઢી નાંખવું. કુવા, વાવ વગેરેનાં પાણી બહાર કાઢી શકાય તેવાં ન હોય તો તેમાં ઝેર નાંખીને તે પાણી પીવાને લાયક ન રાખવું.[૩૯] મિત્રનું રક્ષણ કરવાનું પોતાના શિર ઉપર આવી લાગ્યું હોય તો (સ્વરાજ્યના રક્ષણ માટે) તેનો પણ ત્યાગ કરી દઈને, વર્તમાન તથા ભવિષ્યત્ કાળનો વિચાર કરી, રણભુમિપર શત્રુનો નાશ કરવાને સમર્થ એવા શત્રુના શત્રુની સાથે મિત્રતા કરીને તેનાં સૈન્યની સહાયતા લેઈને પોતાના દેશમાંથી શત્રુને હાંકી કાઢવો.[૪૦] જે કિલ્લાઓનો શત્રુઓ આશ્રય કરે તેવા નાના કિલ્લાઓને મૂળમાંથી તોડી પાડવા. ચૈત્યવૃક્ષ શિવાયનાં બીજાં સર્વ વૃક્ષોને પણ મૂળમાંથી ઉખેડી નાંખવાં.[૪૧] જે વૃક્ષો બહુ જ વધી ગયાં હોય તે વૃક્ષોની શાખાઓને કપાવી નખાવવી, પરંતુ ચૈત્યવૃક્ષોનું તો એક પાંદડું પણ સર્વથા કાપવું નહિ.[૪૨] નગરની આસપાસ ફરતો કોટ કરવો અને તેની આસપાસ પ્રાકાર એવા કરવા કે, જેના ઉપર સૈનિકો ઉભા રહી શકે, અથવા તો બેસી શકે. કિલ્લાની આજુબાજુ ફરતી ખાઇ કરવી, તેમાં પાણી ભરવું અને તેને કાંટાવાળાં વૃક્ષો, મઘરમચ્છો અને ગ્રુડોથી ભરપૂર રાખવી. નગરના રક્ષણના કોટની ભીંતમાં જાળીયાં રાખવાં, કે જેથી નગરમાં પવન આવે અને સંકટ સમયે તેઓદ્વારા બહાર નાસી જવાય. તે જાળીયાંને પણ હુંમેશાં મોટા દ્વારોની માફક સંપૂર્ણ રીતે ચોકી વગેરેથી રક્ષિત કરવાં જોઈએ.[૪૩-૪૪] કિલ્લાઓમાં કરેલાં જાળિયાંઓમાં મોટાં મોટાં યુદ્ધોનાં યંત્રો ગોઠવવા, પ્રાકારોમાં તોપો ગોઠવી દેવી અને તેનો કબજો પોતાના હાથમાં રાખવો.[૪૫] (કોટ કિલ્લામાં) બાળવાનાં લાકડાંઓનો મોટો જથ્થો રાખવો, લશ્કર અને બીજાઓને પાણી પીવા માટે કુવાઓ ખોદાવવા અથવા પૂર્વે બીજાઓએ ખોદાવેલા કુવાઓ હોય તો તેને ગળાવીને શુદ્ધ કરાવવા.[૪૬] જે ઘર ઘાસનાં બાંધેલાં હોય તેના ઉપર માટીની લીંપણ કરાવવી; અને યુદ્ધનો સમય ઉન્હાળાનો હોય તો, આગના ભયમાંથી સુરક્ષિત રહેવા માટે ખેતરમાંથી ઘાસ, પરાળ ઉપડાવી નાંખવું.[૪૭] તે દિવસોમાં રાત્રિએ જ ભોજનાદિક તૈયાર કરાવવાનો હુકમ કરવો. અગ્નિહોત્ર વગર દિવસે અગ્નિને સળગાવવો નહિ.[૪૮] લુહારની કોહોડોમાં તથા સૂતિકાગૃહોમાં બહુ જ સંભાળથી અગ્નિને રાખવો. લોકોના ઘરોમાં પણ અગ્નિને ભારી રાખવો, કે જેથી આગ લાગે નહિ.[૪૯] નગરની રક્ષા માટે ઢંઢેરો પીટાવવો કે 'કોઈ પણ મનુષ્ય દિવસના અગ્નિને ગમે તેમ સળગતો રાખશે તો તેને મોટી શિક્ષા

કરવામાં આવશે.[૫૦] હે શ્રેષ્ઠ રાજા! રાજાએ એવા પ્રસંગો ઉપર ભિક્ષુકોને, ગાડીવાળાઓને, હીજડાઓને, ઉન્મત્તોને અને ગાયકોને નગરમાંથી હાંકી કાઢવા, કારણ કે તેઓ નગરમાં રહે છે, તો સંકટ જલદી આવી નડે છે.[૫૧] ચૌટાઓમાં, પૂર્વે કહેલા મંત્રી આદિ અઢાર પ્રકારના તીર્થોમાં, સભાઓમાં તથા મનુષ્યોના સમુદાયોમાં, રાજાએ તેઓના અભિપ્રાયો જાણવા માટે નિપુણ દૂતોની યોજના કરવી.[૫૨] રાજાએ, રાજમાર્ગો વિશાળ કરાવવા અને પરબો તથા બજારોની રચનાઓ પણ ઘટતી રીતે કરવી.[૫૩] હે યુધિષ્ઠિર રાજા! ધનના ભંડારો, આયુધના ભંડારો, યોધાઓની શાળાઓ, અશ્વ શાળાઓ, હસ્તિશાળાઓ, સૈન્યની શાળાઓ (બરાખો), ખાઇઓ, નગરની શેરીઓ, રાજમહેલના બગીચાઓ બીજાઓ જોઇ શકે નહિ એવી રીતે બંધાવવા.[૫૪–૫૫] શત્રુની સેનાથી ઘેરાયલા રાજાએ દ્રવ્ય, બાણોના મારાથી થયેલા ઘા રુઝવવા માટે તેલ, ચરબી, મધ, ઘી અને સર્વ જાતનાં ઔષધોનો સંગ્રહ કરી રાખવો;[૫૬] અંગારા, દર્ભ, મુંજ, ખાખરો, બાણ, લેખકો, નકશા કાઢનાર, ખડ, લાકડાં, ઝેર ચોપડેલાં બાણો વગેરેનો સંગ્રહ કરી રખાવવો.[૫૭] સર્વ જાતનાં આયુધો, જેવાં કે શક્તિ, ઋષ્ટિ, પ્રાસ, બખ્તર વગેરે વસ્તુઓનો પણ સંગ્રહ કરવો;[૫૮] સર્વ જાતનાં ઔષધો, મૂળો અને ફળોનો સંગ્રહ રાખવો તથા (ઝેર, શલ્ય, રોગ અને કૃત્યાનો નાશ કરનારા) ચાર પ્રકારના વૈદ્યોને પણ પોતાની પાસે રાખવા.[૫૯] નટવાઓ, નૃત્ય કરનારાઓ, મલ્લો અને માયાવીઓ, ઇંદ્રજાળ જાણનારા (બહુરૂપી)ઓ પણ પોતાની પાસે રાખવા. કારણ કે તેઓ નગરની શોભામાં વધારો કરનારા છે અને નગર જનોને પ્રસન્ન કરે છે.[૬૦] જો રાજાને ચાકરો તરફની, મંત્રીઓ તરફની, નગરજનો તરફની અથવા તો પડોસના રાજા તરફના ભયની શંકા થાય, તો તાત્કાલ ઉપાયો લઇને તેઓને પોતાને સ્વાધીન કરવા.[૬૧] હે રાજેન્દ્ર! રાજાનું કોઇ પણ કાર્ય સિદ્ધ થાય તો તે કાર્યમાં સહાય કરનારાઓનો, પુષ્કળ ધન આપીને, યથાયોગ્ય દાન દઇને અને વિવિધ પ્રકારના સામ વચનોથી સત્કાર કરવો.[૬૨] હે કુરુવંશના પુત્ર! શાસ્ત્રમાં કહ્યું છે કે, રાજા, શત્રુને તાડનાદિકથી ખિન્ન કરીને અથવા તો તેનો નાશ કરીને ઋણ રહિત થાય છે.[૬૩] રાજાએ સાત વસ્તુની રક્ષા કરવી. તે સાત હું તને કહું તે તું સાંભળ. [૧]પોતાના પંડ, [૨]અમાત્યો, [૩]ધનના ભંડારો, [૪]સૈન્યો, [૫]મિત્રો, [૬]દેશ અને [૭]નગર–આ સાત વસ્તુ 'રાજ્ય' ગણાય છે. એ રાજ્ય' નું રાજાએ પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું.[૬૪–૬૫] છ ગુણો, ત્રણ વર્ગ તથા ત્રણ પરમ વર્ગ આટલી વસ્તુને જે રાજા જાણે છે, તે રાજા, હે પુરુષ વ્યાઘ્ર! આ પૃથ્વી ઉપર રાજ્ય કરે છે.[૬૬] હે યુધિષ્ઠિર! મેં તને છ ગુણ કહ્યા તે આ પ્રમાણે છે–(શત્રુની સાથે) સલાહ કર્યા પછી શાંતપણે રાજ્ય કરવું, શત્રુ ઉપર ચઢાઈ કરવી, શત્રુથી વિગ્રહ કરીને એક ઠેકાણે બેસી જવું, સૈન્ય એકઠું કરવું, સલાહના ઉદ્દેશથી (શત્રુને ભય બતાવવા માટે) ચઢાઇ કરીને પાછું પોતાનાં સ્થાનમાં બેસી જવું; ઉભય ઠેકાણે સંધિ કરવી અને કિલ્લા વગેરેનો અથવા તો મહારાજાનો આશ્રય કરવો.[૬૭–૬૮] હવે તું એકમન થઇને ત્રણ વર્ગનું વર્ણન સાંભળ. ક્ષય, સ્થાન અને વૃદ્ધિ આ ત્રણ ત્રિવર્ગ કહેવાય છે અને ધર્મ, અર્થ તથા કામ એ પરમ ત્રિવર્ગ કહેવાય છે. તેનું કાળાનુસાર સેવન કરવું; કેમકે ધર્માચરણ કરવાથી ચિરકાળ સુધી રાજા પૃથ્વી ઉપર રાજ્ય કરે છે.[૬૯–૭૦] આ વિષયમાં અંગિરા પુત્ર બૃહસ્પતિએ પોતે બે શ્લોકો કહ્યા છે, તે બન્ને શ્લોકો હે યદુની પુત્રી કુંતીના પુત્ર યુધિષ્ઠિર! તું સાંભળ. તારું કલ્યાણ થાવ.[૭૧]

**कृत्वा सर्वाणि कार्याणि सम्यक् संपाल्य मेदिनीम् ।**
**पालयित्वा तथा पौरान् परत्र सुखमेधते ॥**
**किं तस्य तपसो राज्ञः किंच तस्याध्वरैरपि ।**
**सुपालितप्रजो यः स्यात्सर्वधर्मविदेव सः ॥**

સર્વ કાર્યો કરીને પૃથ્વીનું સારી રીતે પાલન કરવું, નગર જનોનું પાલન કરવું, એથી રાજા પરલોકમાં સુખ ભોગવે છે.[૭૨] જે રાજા પોતાની પ્રજાનું સારી રીતે પાલન કરે છે, તે રાજાને તપ કરવાની કે યજ્ઞો કરવાની કંઈ પણ જરૂર નથી. તે રાજા સર્વ ધર્મને જાણનારો જ છે.[૭૩]

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! દંડનીતિ અને રાજા એ સમસ્ત અથવા તો વ્યસ્ત અને સમસ્ત એમ ઉભયરૂપ, કોણ કેવી રીતે ઉપયોગમાં લેવાથી કાર્યસિદ્ધિ કરે છે.[૭૪]

ભીષ્મ બોલ્યા;–હે ભરતવંશી રાજા! દંડનીતિથી પ્રજાનું જે મહાભાગ્ય છે, તે હેતુવાળા સિદ્ધ શબ્દોથી હું તને યથાર્થ રીત્યા કહું છું, તે તું સાંભળ.[૭૫] રાજા દંડનીતિ ચારેય વર્ણના લોકોને સ્વધર્મમાં ટકાવી રાખે છે અને રાજા જો તેનો યોગ્ય રીત્યા પ્રયોગ કરે છે તો તે (સ્વપ્રજાને) અધર્મ તરફ જતાં અટકાવે છે.[૭૬] દંડનીતિના પ્રભાવથી જ્યારે ચારે વર્ણની પ્રજા પોતપોતાના કર્મમાં પરાયણ રહે છે, ત્યારે મર્યાદાનો નાશ થતો નથી પણ સર્વનું ક્ષેમ થયા કરે છે. પ્રજા ચોતરફથી નિર્ભય હોય છે, ત્યારે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણો પોતાના સ્વાસ્થ્યને માટે શાસ્ત્રાનુસાર પ્રયત્ન

કરે છે અને તેથી જ મનુષ્યોને સુખ મળે છે, એમ તારે જાણવું.૭૭-૭૮ રાજાના ફેરફારમાં કાળ કારણ છે, કે કાળના ફેરફારમાં રાજા કારણ છે. આ બાબતમાં તારે સંશય રાખવો નહિ, પણ રાજાજ કાળનો ફેરફાર કરનાર છે, એમ જાણ.૭૯ રાજા જ્યારે સંપૂર્ણ અને સ્પષ્ટ રીતે દંડનીતિનો ઉપયોગ કરે છે, ત્યારે પૃથ્વીપર સત્યયુગ પ્રવર્તે છે.૮૦ સત્યયુગમાં કોઈ પણ ઠેકાણે અધર્મ થતો નથી, પણ ધર્મ જ થાય છે. ચારેય વર્ણનું મન અધર્મ ઉપર પ્રીતિ કરતું નથી;૮૧ તથા પ્રજા જેમ ઇચ્છે છે તેમ તેનું યોગ તથા ક્ષેમ અવશ્ય થયા કરે છે અને સર્વે વૈદિક ગુણો જગતમાં ફેલાય છે;૮૨ સર્વે ઋતુઓ સુખાત્મક અને રોગ રહિત થાય છે; મનુષ્યોના સ્વરો, શરીરના રંગો અને મનો ખુલ્લાં અને પ્રસન્ન થાય છે;૮૩ વ્યાધિઓનું નામ રહેતું નથી; મનુષ્યો અલ્પાયુષ્યવાળા હોતા નથી; સ્ત્રીઓ વિધવા થતી નથી; કોઇ પણ કૃપણ ઉત્પન્ન થતો નથી;૮૪ ખેડ્યા વગર પૃથ્વીમાંથી અન્ન અને ઔષધિઓ ઉત્પન્ન થાય છે; છાલ, પાંદડા, ફળ અને મૂળ વીર્યવાળાં થાય છે;૮૫ અને અધર્મનું નામ હોતું નથી, પણ કેવળ ધર્મ જ પ્રવર્તે છે. હે યુધિષ્ઠિર! આ બધા સત્યયુગના ધર્મો તારે જાણવા.૮૬ હવે જ્યારે રાજા દંડનીતિના ત્રણ અંશને અનુસરે છે અને ચોથા અંશનો ત્યાગ કરે છે, ત્યારે ત્રેતાયુગનો આરંભ થાય છે.૮૭ તે યુગમાં અશુભનો-પાપનો એક ચતુર્થાંશ ધર્મના ત્રણ અંશને અનુસરે છે, એટલે ખેડવાથી જ પૃથ્વીપર અન્ન અને ઔષધિઓ ઉત્પન્ન થાય છે.૮૮ જ્યારે રાજા દંડનીતિના અર્ધ ભાગને અનુસરે છે અને અર્ધભાગનો ત્યાગ કરે છે, ત્યારે દ્વાપર આરંભાય છે.૮૯ તે સમયે પાપના બે અંશો ચાલુ થાય છે અને તે બે, ધર્મના અંશને અનુસરે છે. પૃથ્વીપર ખેડ કરવાથી અન્ન ઉત્પન્ન થાય છે ખરું, પણ તે સંપૂર્ણ રીતે પાક આપતી નથી, માત્ર અર્ધ ફળ જ આપે છે.૯૦ જ્યારે રાજા દંડનીતિનો સમૂળો ત્યાગ કરીને અન્યાયથી પ્રજાને દુઃખ દેવા માંડે છે, ત્યારે પૃથ્વીપર કલિયુગનો આરંભ થાય છે.૯૧ કલિયુગમાં અધર્મનો વધારો થાય છે, કોઈપણ ઠેકાણે ધર્મ દેખાતો નથી; સર્વે વર્ણોનું મન સ્વધર્મ ઉપરથી ભ્રષ્ટ થાય છે;૯૨ શૂદ્રો ભિક્ષાવૃત્તિથી આજીવિકા કરે છે; બ્રાહ્મણો સેવાવૃત્તિથી આજીવિકા કરે છે; પ્રજાના યોગ અને ક્ષેમ, બન્નેનો નાશ થાય છે; પ્રજા વર્ણસંકરની સ્થિતિમાં આવી પડે છે;૯૩ વેદોક્ત ધર્મ કર્મો ગુણરહિત થઈ પડે છે; ઋતુઓ અસુખાકારી થઈ પડે છે અને સર્વે લોકો રોગી થાય છે.૯૪ લોકોના સ્વર (ઉચ્ચાર)નો ભંગ થાય છે, શરીરનો રંગ નાશ પામે છે, મન પણ ઉદાસ બની જાય છે, અનેક રોગો ઉત્પન્ન થાય છે અને મનુષ્યો અકાળે મરણ પામે છે;૯૫ સ્ત્રીઓ વિધવાઓ બને છે અને ઘણા ક્રૂર મનુષ્યો ઠામ ઠામ જણાય છે; વરસાદ બરોબર પડતો નથી અને ધાન્યનો પાક થતો નથી. જ્યારે રાજા સાવધાન થઈને દંડનીતિથી પ્રજાનું સારી રીતે રક્ષણ કરતો નથી, ત્યારે સર્વે રસો નાશ પામે છે.૯૬-૯૭ એમ રાજા જ, સત્ય યુગ, દ્વાપર યુગ, ત્રેતાયુગનો ઘડનારો છે! તે જ કળિયુગને ઉત્પન્ન કરવામાં કારણભૂત છે.૯૮ જો રાજા સત્યયુગ પ્રવર્તાવે છે, તો ઘણો વખત સુધી સ્વર્ગમાં રહે છે; ત્રેતાયુગ પ્રવર્તાવે છે તો થોડો વખત સ્વર્ગમાં રહે છે; દ્વાપરયુગ પ્રવર્તાવે છે તો ધર્મના પ્રમાણમાં સ્વર્ગ લોકમાં રહે છે, પણ કળિયુગ પ્રવર્તાવે છે તો અત્યંત પાપનાં ફળરૂપ નરકને ભોગવે છે;૯૯-૧૦૦ દુષ્ટ કર્મ કરનારો રાજા ઘણાં વર્ષો સુધી નરકમાં જ નિવાસ કરે છે અને પ્રજાનાં પાપથી ડુબી જઇને અપકીર્તિને તથા અધર્મના ફળને પામે છે.૧૦૧ માટે ક્ષત્રિયે દંડનીતિનું જ્ઞાન મેળવીને સદાય દંડનીતિનો ઉપયોગ કરવો; નહિ મેળવેલી વસ્તુને મેળવવી અને મેળવેલી વસ્તુનું રક્ષણ કરવું.૧૦૨ લોકોની વ્યવસ્થા કરનારી તથા મર્યાદારૂપ દંડનીતિનો જો સારી રીતે ઉપયોગ કરવામાં આવે છે, તો માતા તથા પિતા જેમ બાળકનું રક્ષણ કરે છે, તેમ તે સર્વ લોકોનું રક્ષણ કરે છે.૧૦૩ હે રાજા! રાજાએ દંડનીતિનું જ્ઞાન સંપાદન કરવું, એ જ તેનો પરમ ધર્મ છે અને સર્વે પ્રાણીઓ પણ દંડનીતિને આધારે જ ટકી રહ્યાં છે, એમ તું જાણ.૧૦૪ હે કુરુવંશના પુત્ર! તું નીતિમાન્ થઇને પ્રજાનું પાલન કર. નીતિમાન્ થઇને તું જો પ્રજાનું રક્ષણ કરીશ તો દુર્જય એવા સ્વર્ગનો વિજય કરીશ.૧૦૫

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां अध्याय ६९ मो समाप्त.

---

## અધ્યાય ૭૦ મો.

### રાજાએ શું કરવું ને શું ન કરવું.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે સદાચાર જાણનારા પિતામહ! કયા સદ્‌ગુણો ધારણ કરવાથી રાજા આ લોકમાં અને મરણ પછી પરલોકમાં સહેલાઈથી સુખકારક પદાર્થોને મેળવી શકે?૧

ભીષ્મ બોલ્યા;-ગુણી રાજા ધર્મનું આચરણ કરવાથી કલ્યાણને પામે છે. તે ધર્મ છત્રિશ ગુણવાળો-પ્રકારનો છે. તે હું તને કહું છું, તે તું શ્રવણ કર.૨ રાજાએ સદાય

૧રાગ, તથા દ્વેષ રહિત થઈને ધર્મ આચરવો; *૨ (ધર્મ ઉપર) શ્રદ્ધા રાખવી–કદી પણ માયાળુપણાનો ત્યાગ કરવો નહિ; ૩ક્રૂરપણાનો ત્યાગ કરીને ધન સંપાદન કરવું; ૪ધર્મનો તથા અર્થનો નાશ નહિ કરીને ઇન્દ્રિયોની તૃપ્તિ કરવી;૩ ૫દીન થયા વગર પ્રિય બોલવું; ૬પોતાનાં વખાણ કર્યા વિના શૂરવીર થવું;૪ ૭દાતા થવું; પણ અપાત્રને આપવું નહિ; ૮દયા સહિત પ્રગલ્ભતા રાખવી;–૯અનાર્યો-ક્રૂરની સાથે સંધિ–સલાહ કરવી નહિ; ૧૦બાંધવોની સાથે કલહ કરવો નહિ. ૧૧જે રાજભક્ત ન હોય તેવા પુરુષને દૂતના કાર્યો ઉપર યોજવો નહિ; ૧૨કોઇને પીડા કર્યા વિના કાર્ય કરવું;૫ ૧૩અસત્પુરુષો–ખલની પાસે પોતાની વાત કહેવી નહિ; ૧૪પોતાના ગુણો બીજાઓની આગળ ગાવા નહિ; ૧૫કદી પણ સત્પુરુષોનું ધન હરણ કરવું નહિ;૬ ૧૬ નીચ પુરુષનો કદી પણ આશ્રય કરવો નહિ;૬ ૧૭સમ્પૂર્ણ તપાસ વગર કોઇને દંડ કરવો નહિ; ૧૮રાજ્ય કાર્યની ગુપ્ત વાર્તાને કદી પ્રકટ કરવી નહિ; ૧૯ધન દાન દેવું, પણ કદી લોભીયાઓને ધનનું દાન દેવું નહિ, ૨૦બીજાનો વિશ્વાસ કરવો, પણ જેણે અપકાર કર્યો છે તેનો કદીએ વિશ્વાસ કરવો નહિ;૭ ૨૧કોઇની ઇર્ષ્યા કરવી નહિ અને પરણીયત સ્ત્રીઓનું રક્ષણ કરવું; ૨૨શુદ્ધ રહેવું પણ કદી નિર્દય થવું નહિ; ૨૩સ્ત્રીઓનું અત્યંત સેવન કરવું નહિ; ૨૪મધુર વસ્તુ પણ અહિતકર હોય તો ખાવી નહિ;૮ ૨૫અભિમાન રહિત થઇને ગુરુની પૂજા કરવી; ૨૬કપટ રહિત થઇને વડિલોની સેવા કરવી; ૨૭દંભ રાખ્યા વિના દેવોનું પૂજન કરવું; ૨૮અનિંદિત એવી લક્ષ્મીની ઇચ્છા કરવી;૯ ૨૯પ્રણય એટલે સ્નેહ રાખીને માન્ય પુરુષોની સેવા કરવી; ૩૦કાર્ય કુશળ થવું, પણ સમયસૂચકતા રાખવી; ૩૧ધન વગેરે આપીને પોતાનાં મનુષ્યોની સાંત્વના કરવી, પણ ખાલી વચનો બોલીને જ તેને વિદાય કરવા નહિ; ૩૨સ્વીકાર કર્યા પછી તેનો ત્યાગ કરવો નહિ;૧૦ ૩૩અજ્ઞાનપણામાં કોઇને પણ મારવો નહિ; ૩૪શત્રુઓને માર્યા પછી શોક કરવો નહિ; ૩૫ક્રોધ કરવો, પણ જ્યાં પ્રસંગ ન હોય ત્યાં કરવો નહિ; અને ૩૬કોમળતાથી વર્તવું પણ ગુન્હો કરનાર સાથે નહિ.૧૧ હે યુધિષ્ઠિર રાજા! જો તું રાજ્યમાં રહીને, કલ્યાણની ઇચ્છા રાખતો હોય તો એ પ્રમાણે આચરણ કર. જે રાજા આ કરતાં જૂદી રીતે વર્તે છે તો તે મોટા ભયમાં આવી પડે છે.૧૨ એ સર્વે ગુણોને જે પુરુષ યથાર્થ રીતે અનુસરે છે તે પુરુષ આ લોકમાં સર્વ સુખોનો અનુભવ કરીને મરણ પછી સ્વર્ગમાં પૂજાય છે.૧૩

વૈશમ્પાયને કહ્યું;–હે રાજા જનમેજય! પાંડવોમાં મુખ્ય એવા રાજા યુધિષ્ઠિરે ભીષ્મનાં એ વચન સાંભળીને તેને પ્રણામ કર્યાં અને ભીમ તથા બીજાઓથી રક્ષાયલા બુદ્ધિમાન્ યુધિષ્ઠિર રાજાએ પિતામહનું પૂજન કીધું અને તે સમય પછી, તેમના વચન પ્રમાણે રાજ્ય-વ્યવસ્થા રાખી.૧૪

इति श्री महाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां अध्याय ७० मो समाप्त.

## અધ્યાય ૭૧ મો.

### પ્રજાપાલન એજ રાજાનો ધર્મ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મપિતામહ! રાજા પ્રજાનું રક્ષણ કરતી વખતે, મારાથી પ્રજાનું રક્ષણ કેમ થશે, આવી ચિંતામાં કેમ પડે નહિ તથા (વાદી પ્રતિવાદીના દાવાઓનો) નિર્ણય કરતી વખતે કેવી રીતે ભૂલાવો ખાય નહિ, તે મને કહો.૧

ભીષ્મ બોલ્યા;–હે રાજા યુધિષ્ઠિર! ધર્મોનું વિસ્તારથી વર્ણન કરવા બેસીએ તો તેના છેડો આવે એમ નથી, તેથી હું તને ટુંકમાં જ સનાતન ધર્મ કહું તે તું સાંભળ.૨ જ્યારે ધર્મનિષ્ઠ, શાસ્ત્રવેત્તા, દેવો અને વ્રતો ઉપર આસ્થાવાળા ગુણી બ્રાહ્મણો તારે ઘેર પધારે ત્યારે તારે ઉભા થઇને તેઓને માન આપવું; તેના બન્ને ચરણોનો સ્પર્શ કરીને તેને પ્રણામ કરવા; તેમનું યજન તથા પૂજન કરવું. પછી પુરોહિતને સાથે રાખીને સર્વ ધર્મનાં (યજ્ઞાદિ) કાર્યો કરવાં. તે કાર્યો પૂર્ણ થઇ રહે, એટલે માંગલિક કર્મો કરવાં અને પછી બ્રાહ્મણોદ્વારા અર્થસિદ્ધિ તથા વિજય થાય તેવાં આશીર્વચનો બોલાવવાં.૩–૫ હે ભરતવંશી રાજા! તારે સરળતા, ધીરજ અને બુદ્ધિવડે સંપન્ન થવું, કામ તથા ક્રોધનો વિજય કરવો, પછી વ્યવહારીક કર્મ કરવાં.૬ જે રાજા કામ તથા ક્રોધનો ત્યાગ નહિ કરીને વ્યવહારીક કાર્ય કરે છે, તે રાજાને મૂર્ખ જાણવો. તેવો રાજા ધર્મને કે અર્થને સંપાદન કરી શકતો નથી.૭ લોભીયા અને મૂર્ખોને (અર્થ અને કામના) રાજકીય કાર્યો કરવા ઉપર યોજવા નહિ, પણ લોભ રહિત અને બુદ્ધિમાન્ પુરુષોની સર્વ કાર્યો ઉપર યોજના કરવી.૮ કાર્યોનાં સ્વરૂપને નહિ જાણનારા મૂર્ખને જો રાજકીય કાર્યોના ઉપર નિમવામાં આવે છે, તો તે કામ તથા ક્રોધને વશ હોવાથી, પ્રજાનું અશુભ કરીને તેને દુઃખી કરે છે.૯ ધાન્યનો બરાબર છઠ્ઠો ભાગ લઇને, શાસ્ત્રાનુસાર અપરાધીઓને દંડ કરીને અને માર્ગમાં ચોકીદારો

* ટીકાકાર નીલકંઠ આનો અર્થ એમ કરે છે કે, તેણે પરલોકની કામનાને અર્થે રાગ–સ્નેહ કરવો, પણ લોભને અર્થે નહીં.

† નીતિવાળે માર્ગે જ રાજકોષ ભરવો.

રાખીને રક્ષણ કરેલા વેપારીઓએ આપેલા દાણવડે રાજાએ તોષાખાનું તર કરવું.[૧૦] રાજાએ શાસ્ત્રમાં કહેલી નીતિ પ્રમાણે દેશમાંથી ધાર્મિક કર લેવો, રાજ્યની સારી રીતે વ્યવસ્થા કરવી, સાવધાનપણાથી પ્રજાનું યોગક્ષેમ સાચવવું.[૧૧] જે રાજા, પ્રજાનું રક્ષણ કરનારો હોય છે, ઉદાર હોય છે, ન્યાયપરાયણ હોય છે, સદા જાગરુક હોય છે, રાગ તથા દ્વેષ રહિત હોય છે, તે રાજાના ઉપર પ્રજા ભક્તિમાન્ રહે છે.[૧૨] હે યુધિષ્ઠિર! તારે કદી પણ અધર્મથી ધન મેળવવાની ઈચ્છા રાખવી નહિ; કેમકે જે રાજા શાસ્ત્રપરાયણ હોતો નથી તેના ધર્મ અને અર્થ નાશવંત હોય છે.[૧૩] અને જે રાજા કેવળ અર્થને જ અનુસરે છે તે રાજા ધર્મ કે અર્થનો લાભ મેળવી શકતો નથી; પણ અયોગ્ય માર્ગે લીધેલો કર અયોગ્ય માર્ગે વાપરવાથી, અયોગ્ય રીતે તેનું ધન નાશ પામે છે![૧૪] ધન લોભી રાજા, શાસ્ત્રમાં નહિ કહેલા કરો પ્રજાની પાસેથી લઈને, મૂર્ખતાથી તેને દુઃખી કરે છે અને તેમ કરીને પોતાના પંડનો જ નાશ કરે છે.[૧૫] તેમાં નીચેનું દૃષ્ટાંત ધડો લેવા જેવું છે;–જે પુરુષ દૂધ લેવા માટે ગાયના આંચળને કાપી નાંખે છે, તેને દૂધ મળતું નથી. એવી રીતે જ રાજા અન્યાયથી પ્રજાને દુઃખી કરે છે તો દેશની વૃદ્ધિ થતી નથી;[૧૬] પરંતુ જે પુરુષ ગાયનું પાલન છે તેને જેમ નિત્ય દૂધ મળે છે, તેવી જ રીતે જે રાજા પ્રજાનું પાલન કરે છે, તેને રુડું ફળ મળે છે.[૧૭] હે યુધિષ્ઠિર! જે રાજા ન્યાય અને નીતિથી દેશનું રક્ષણ કરીને તેનો યોગ્યતાથી ઉપભોગ કરે છે, તે રાજા નિત્ય પોતાના ભંડારની અતુલ વૃદ્ધિ કરી શકે છે.[૧૮] જેમ તૃપ્ત થયેલી માતા પોતાનાં અને પરનાં બાળકને નિત્ય દૂધ આપે છે, તેમ જ રાજા જો પૃથ્વીનું સારી રીતે રક્ષણ કરે છે તો પૃથ્વી તેને ધાન્ય અને સુવર્ણ પૂરાં પાડે છે.[૧૯] હે રાજા! તારે વૃક્ષની રક્ષા કરનારા માળીના જેવા થવું, પરંતુ વૃક્ષનો નાશ કરનારા કોયલા કરનારા જેવું થવું નહિ. મારા કહ્યા પ્રમાણે વર્તીને તું પ્રજાનું પાલન કરીશ તો લાંબાકાળ સૂધી તું (સુખ અને સંતોષ સાથે) રાજ્ય કરી શકીશ.[૨૦]

પરરાજ્ય ઉપર ચઢાઇ કરવાથી જો તારા ધનનો નાશ થઈ જાય, તો તારે બ્રાહ્મણ સિવાયના બીજા લોકોને સમજાવીને તેઓની પાસેથી ધન લેવું.[૨૧] કદાચ, હે ભારતવંશી રાજા! તું અત્યંત અધમ દશામાં આવી પડ્યો હોય, તોપણ તારે બ્રાહ્મણને ધનવાન્ જોઇને (તારા) મનને ચલાયમાન કરવું નહિ. તો જ્યારે તું સમૃદ્ધિવાન હોય, તે વેળાની તો વાત જ શી કહેવી![૨૨] તારે યથાશક્તિ અને યથોચિત રીતે બ્રાહ્મણોને ધન આપવું, તેમને ધીરજ આપવી અને તેમની રક્ષા કરવી. એમ કરવાથી તને દુર્જય એવું સ્વર્ગ મળશે.[૨૩] હે કુરુવંશના પુત્ર! આ પ્રમાણે ધર્માચરણ કરીને તું પ્રજાનું પાલન કર; જેમ કરવાથી તને, યમયાતના ભોગવવામાંથી છૂટકો કરનારો પવિત્ર યશ નિત્ય પ્રાપ્ત થશે.[૨૪] હે યુધિષ્ઠિર! તું ધર્મવાળા વ્યવહારવડે પ્રજાનું પાલન કર, જેથી તને શોક કે ચિંતા થશે નહિ.[૨૫] પ્રાણીમાત્રનું રક્ષણ કરવું અને તેઓના ઉપર પરમ દયા કરવી, એ જ રાજાઓનો પરમ ધર્મ ગણાય છે.[૨૬] પ્રજા પાલન કરનારો જે રાજા પ્રાણીઓના ઉપર દયા કરે છે, તેને જ ધર્મ જાણવામાં કુશળ એવા પુરુષો પરમ ધર્મ માને છે.[૨૭] જો રાજા માત્ર એક જ દિવસ ભયમાંથી પ્રજાનું સ્વરક્ષણ કરે નહિ, તો તેનો નર્કમાંથી એક હજાર વર્ષે છૂટકો થતો નથી;[૨૮] પણ જે રાજા એક દિવસ પ્રજાનું ન્યાયથી રક્ષણ કરીને જે ધર્મ પ્રાપ્ત કરે છે, તેનું ફળ સ્વર્ગમાં દશ હજાર વર્ષ સૂધી તે ભોગવે છે.[૨૯] ગૃહસ્થના, બ્રહ્મચારીના અને વાનપ્રસ્થના ધર્મોનું સારી રીતે પાલન કરનારાને જે લોકો (તે તે આશ્રમના ધર્મના પાલનથી) મળે છે, તે જ લોકોને, ધર્મથી પ્રજાનું પાલન કરનારો રાજા એક ક્ષણમાં મેળવે છે.[૩૦] હે કુંતીપુત્ર! માટે તું પ્રયત્નપૂર્વક, મેં કહેલું (પ્રજાપાલનનું) ધર્માચરણ કર. તેમ કરવાથી તને પુણ્યનું ફળ મળશે અને અધર્મ થવાની ચિંતા તને પીડા કરશે નહિ.[૩૧] ઉપરાંત સ્વર્ગ લોકમાં તને મહાન્ લક્ષ્મીનો લાભ થશે. રાજા રાજ્યભ્રષ્ટ થયા પછી એ ધર્મોને આચરી શકતો નથી, પરંતુ રાજા (રાજ્યપર હોય ત્યારે) જ આચરણ કરી શકે છે અને તે જ ધર્મનાં ફળનો ઉપભોગ કરી શકે છે. ત તારા બુદ્ધિબળવડે રાજ્ય સંપાદન કર્યું છે. તું તારી પ્રજાની ધર્મથી રક્ષા કર; સોમયાગ કરીને ઇંદ્રને તૃપ્ત કર અને વૈભવો ભોગવાવીને સ્નેહી જનોને તૃપ્ત કર.[૩૨-૩૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां अध्याय ७१ मो समाप्त.

## અધ્યાય ૭૨ મો.

### રાજા અભયદાતા છે.

ભીષ્મ કહે છે;–હે રાજન્! જે પુરુષ દુર્જનને દૂર કરે અને સત્પુરુષનું રક્ષણ કરે છે તેવા પુરુષને રાજાએ રાજપુરોહિત કરવો.[૧] હે રાજન્! આ વિષયમાં ઈલાના પુત્ર પુરૂરવાનો અને મિત્રાવસુ-વાયુ વચ્ચે જે સંવાદ થયો છે, તે પુરાતની ઇતિહાસ કહું છું.[૨] પુરૂરવાએ પ્રશ્ન કર્યો;–"(હે વાયુદેવ!) બ્રાહ્મણ કયાંથી થયો, ત્રણ વર્ણો પણ કયાંથી થયા અને બ્રાહ્મણ જાતિ શામાટે શ્રેષ્ઠ કહેવાય છે, તે તું મને કહે.[૩]"

વાયુએ કહ્યું;-"હે ઉત્તમ રાજા! બ્રાહ્મણ બ્રહ્માના મુખમાંથી, ક્ષત્રિય એ બાહુમાંથી અને વૈશ્ય એ ઉરુમાંથી ઉત્પન્ન થયા છે અને હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ત્રણ વર્ણની સેવા કરવા માટે બ્રહ્માના ચરણમાંથી ચોથો વર્ણ શૂદ્ર ઉત્પન્ન થયો છે.૪-૫

**ब्राह्मणो जायमानो हि पृथिव्यामनु जायते ।**
**ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥**

"બ્રાહ્મણ, જન્મથી જ સર્વ પ્રાણીનો મહારાજા થઇને જન્મે છે; અને તે ધર્મરૂપી ભંડારનું રક્ષણ કરવા માટે અવતરે છે.૬ પૃથ્વીપર રાજ્ય કરવા માટે, શિક્ષાદંડ ધારણ કરવા માટે, તેમ જ સર્વ પ્રાણીમાત્રના રક્ષણ માટે, બીજા દંડ સમાન ક્ષત્રિયને ઉત્પન્ન કરવામાં આવ્યો છે.૭ વૈશ્યે ધનવડે તથા ધાન્યવડે ત્રણ વર્ણનું પોષણ કરવું અને શૂદ્રે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણની સેવા કરવી, આવી બ્રહ્માની આજ્ઞા છે."૮

પુરૂરવાએ પૂછ્યું;-"હે વાયુ! આ પૃથ્વી, ધર્માનુસાર બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બેમાં કોની ગણાય, તે તું મારાપરના સ્નેહને લીધે મને યથાર્થ કહે."૯

વાયુદેવે કહ્યું;-"બ્રાહ્મણ બધા વર્ણથી પ્રથમ ઉત્પન્ન થવાથી જ્યેષ્ઠ છે અને શ્રેષ્ઠ છે. માટે આ પૃથ્વીપર જે કંઈ પદાર્થ છે, તે સર્વનો સ્વામી બ્રાહ્મણ જ છે, એમ ધર્મકુશળ પુરુષો કહે છે.૧૦ બ્રાહ્મણ પોતાની વસ્તુનો જ ઉપભોગ કરે છે, પોતાનાં જ વસ્ત્રો પહેરે છે, પોતાની વસ્તુનું જ દાન કરે છે. બ્રાહ્મણ સર્વ વર્ણોનો ગુરુ હોવાથી જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે.૧૧ પતિના અભાવમાં (એટલે પતિના મરણ પછી) સ્ત્રી જેમ દીયરને પતિ કરે છે, તેમ બ્રાહ્મણો આ પૃથ્વીના સ્વામીત્વનો ત્યાગ કરે તો, અર્થાત્ બ્રાહ્મણ પૃથ્વીનું રક્ષણ કરી શકે નહિ તો, બ્રાહ્મણ પછી જન્મેલા ક્ષત્રિયને પૃથ્વીએ પતિ સ્વીકારવો. આ અનાદિ નીતિ છે. આપત્કાળમાં એમાં ફેરફાર થાય છે.૧૨ તારે જો સ્વર્ગનું પરમ સ્થાન તથા સ્વધર્મ સંપાદન કરવો હોય તો, તું જે ભૂમિનો વિજય કરે, તે ભૂમિ તારે શાસ્ત્રવેત્તા, સદાચારસંપન્ન, ધર્મજ્ઞ, તપસ્વી, સ્વધર્માચરણથી સંતોષ માનનાર અને જેઓ ધનની તૃષ્ણાથી રહિત હોય તેવા બ્રાહ્મણને આપવી.૧૩-૧૪ કુલીન બ્રાહ્મણ, બુદ્ધિમાન અને વિનીત હોય છે; તે પરિપૂર્ણ બુદ્ધિવડે રાજાને વિવિધ પ્રકારે ઉત્તમ ઉપદેશરૂપ વાણી કહીને કલ્યાણના માર્ગ પ્રતિ લઇ જાય છે. તે રાજાને સારો ઉપદેશ કરે છે, જેથી રાજાનો અભ્યુદય-આબાદી થાય તેવી સારી સલાહ આપે છે. રાજાએ કીયા ધર્મ પાળવા તે સમજાવે છે. જે બુદ્ધિમાન રાજા, ક્ષત્રિયના ધર્મ પ્રમાણે વર્તી રાજ્ય ચલાવે છે, તે રાજા પ્રજા તરફથી સત્કાર પામે છે; અને ઘણા કાળ સુધી જગતમાં તેનો યશ ટકી રહે છે.૧૫-૧૭ તેવા રાજાના ધર્મનો ભાગી, રાજપુરોહિત થાય છે. સર્વ પ્રજા રાજાનો આશ્રય કરીને રહેતી હોય, સદાચારસંપન્ન હોય, સ્વધર્મ પરાયણ હોય, રાજા તરફથી સારી રીતે રક્ષણ પામતી હોય, એવી પ્રજા કોઇપણ ઠેકાણેથી ભય રહિત થઈને જે ધર્માચરણ કરે છે, તે ધર્મનો એક ચતુર્થાંશ રાજાને મળે છે. દેવો, મનુષ્યો, પિતૃઓ, ગંધર્વો, સર્પો અને રાક્ષસો, યજ્ઞના ઉપર જ આજીવિકા કરે છે. (દેવો અને પિતૃઓ યજ્ઞાદિદ્વારા આપેલાં ઘૃતાદિક ઉપર જ જીવન ગાળે છે.) પણ રાજારહિત દેશમાં યજ્ઞ થતો નથી.૧૮-૨૧ યજ્ઞયાગાત્મક ધર્મ, રાજાના આધારે જ ટકી રહેલો છે. ઉષ્ણ કાળમાં મનુષ્યને વૃક્ષની શીતળ છાયામાં, પાણીમાં કે પવનની ઠંડી લહેકીમાં આનંદ થાય છે; શીત કાળમાં અગ્નિને તાપવાથી, વસ્ત્રો ઓઢવાથી કે સૂર્યના તડકામાં બેસવાથી સુખ મળે છે; તેમજ શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધમાં પણ મનુષ્યનું મન આનંદ મેળવે છે;૨૨-૨૩ પરંતુ (અરાજકતાને લીધે) ભયભીત થયેલી પ્રજાને એ સર્વે ભોગો ભોગવવાથી સુખ મળતું નથી. તેથી જે પુરુષ તેમને અભયદાન આપે છે, તેને મહાન્ ફળનો લાભ થાય છે. (અને એ અભયદાન રાજા આપે છે.)૨૪ ત્રણે લોકોમાં પ્રાણ દાન સમાન એક પણ દાન નથી. રાજા ઇંદ્ર છે, રાજા યમ છે, રાજા ધર્મ છે, રાજા જૂદા જૂદા દેવનાં સ્વરૂપને ધારણ કરે છે અને રાજા આ સર્વ જગતનું રક્ષણ કરીને તેને ધારણ કરી રહ્યો છે; અર્થાત્ અભયનો આપનારો રાજા જ છે; માટે તે સર્વના કરતાં શ્રેષ્ઠ છે."૨૫-૨૬

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां अध्याय ७२ मो समाप्त.

---

## અધ્યાય ૭૩ મો.

### શ્રેષ્ઠ કોણ-બ્રાહ્મણ કે ક્ષત્રિય?

ભીષ્મ કહે છે;-હે યુધિષ્ઠિર! રાજાએ રાજ્યાસન ઉપર આવ્યા પછી તુરત જ 'ધર્મ તથા અર્થની ગતિ ગહન છે' આમ વિચાર કરીને, વિદ્વાન્ અને બહુશ્રુત (વેદ અને શાસ્ત્ર જાણનારા) એવા બ્રાહ્મણને પુરોહિત નિમવો.૧ હે રાજન્! જે રાજાનો પુરોહિત ધર્માત્મા અને વિદ્વાન હોય અને જે પ્રજાનો રાજા વિદ્વાન્ અને બહુશ્રુત હોય, તે-(પ્રજાનો) સંપૂર્ણ રીતે અભ્યુદય થાય છે.૨ રાજા અને પુરોહિત બન્ને ધર્મઉપર આસ્થાવાળા હોય, શ્રદ્ધાળુ

હોય, ઘણા જ તપસ્વી હોય, એક બીજાના સ્નેહી હોય, એકમનના હોય, તો તેઓ પોતાની પ્રજાને, સર્વે દેવોને, પોતાનાં સંતાનોને અને પિતૃઓને તૃપ્ત કરે છે. વળી પ્રજા પણ જો બ્રાહ્મણને અને ક્ષત્રિયને માન આપે છે, તો તે સુખ ભોગવે છે.૩-૪ પરંતુ તે બન્ને (પુરોહિત અને રાજા) એક બીજાનું અપમાન કરે છે તો પ્રજા અવશ્ય નાશ જ પામે છે; કારણ કે બ્રાહ્મણ અને ક્ષત્રિય સર્વ વર્ણોના પૂર્વ પુરુષ ગણાય છે.૫ હે યુધિષ્ઠિર! આ વિષયમાં પુરૂરવાનો અને કશ્યપનો સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ છે, તે સાંભળ.૬

પુરૂરવાએ પૂછ્યું;–"હે કશ્યપ! જ્યારે બ્રાહ્મણ, ક્ષત્રિયનો ત્યાગ કરે છે અને ક્ષત્રિય, બ્રાહ્મણનો ત્યાગ કરે છે ને બન્નેનું બળ ભિન્ન થઈ જાય છે, ત્યારે પ્રજાએ કોને શ્રેષ્ઠ માનવા?૭ અને બીજી વર્ણોએ કોની આજ્ઞાને અનુસરવું?"

કશ્યપે કહ્યું;–"જ્યારે બ્રાહ્મણ અને ક્ષત્રિયની વચ્ચે વિરોધ પડે છે, ત્યારે ક્ષત્રિયના રાષ્ટ્રનો જ નાશ થાય છે. જ્યાં અવ્યવસ્થા થાય છે, ત્યાં દસ્યુઓ (ચોરો) પ્રજાને પીડા કરે છે અને સર્વ સુજનો રાજાને મ્લેચ્છ જેવો જાણે છે.૮ (ક્ષત્રિયો જ્યારે બ્રાહ્મણ જાતિનો ત્યાગ કરે છે અને ક્ષત્રિયોનો ધર્મ નાશ પામે છે તેથી) બળદોમાં વૃદ્ધિ થતી નથી, પુત્રોની વૃદ્ધિ થતી નથી, ગર્ગરિકા (દહિં વલોવવાની ગોળી) નું મથન થતું નથી, યજ્ઞો થતા નથી અને તેઓના પુત્રો વેદાધ્યયન કરતા નથી;૯ તેઓના ઘરની લક્ષ્મીમાં વધારો થતો નથી; પ્રજા બગડી જાય છે અને તે વેદનું અધ્યયન કરતી નથી; યજ્ઞયાગ કરતા નથી; બ્રાહ્મણથી તજાયલા ક્ષત્રિયોના પુત્રો વર્ણસંકર થાય છે અને ક્ષત્રિયો ચોરની સ્થિતિમાં જઈ પડે છે.૧૦ આમ જોતાં બ્રાહ્મણની વૃદ્ધિનો આધાર ક્ષત્રિય ઉપર છે અને ક્ષત્રિયની વૃદ્ધિનો આધાર બ્રાહ્મણ ઉપર છે.૧૧ પણ ભયને સમયે એ બન્ને જાતિ જો એક બીજાને સહાયતા કરે છે તો તેઓનો અભ્યુદય થાય છે; પરંતુ તે બન્ને જાતિની પુરાણી સંધિમાં જો ભેદ પડે છે અર્થાત્ બન્ને જાતિ પરસ્પર લઢે છે, તો આખું જગત દુઃખમાં ડુબી જાય છે.૧૨ સામે પાર જનારી નાની નૌકા જેમ મોટા અગાધ સમુદ્રમાં ડોલાં ખાવા માંડે છે અને સામે પાર પહોંચતી નથી, તેમ જ બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચે વિરોધ પડે છે, તો ચાર વર્ણની પ્રજા અત્યંત ડોલા ખાય છે–મૂઢ (જ્ઞાન રહિત) થઈ જાય છે; અને તેનો નાશ થવા માંડે છે.૧૩ બ્રાહ્મણરૂપી વૃક્ષનું જો બરાબર રક્ષણ કરવામાં આવે છે તો તે મધ–સુખની તથા સુવર્ણની વૃદ્ધિ કરે છે; પરંતુ તેની રક્ષા કરવામાં આવતી નથી તો તે રડે છે અને નરક આપે છે.૧૪ બ્રાહ્મણો જ્યારે (રાજા વગરના રાજ્યમાં રહેવાથી) પોતાની ભણેલી શાખાનો ત્યાગ કરે છે અને વેદને શરણે જઇ પડે છે, ત્યારે તેના દેશમાં ઇન્દ્ર ઋતુને અનુસાર જળ વરસાવતો નથી; નિત્ય મહામારી, દુષ્કાળ વગેરે દુઃસહ દુઃખો આવી નડે છે;૧૫ પાપી પુરુષ સ્ત્રીહત્યા ને બ્રહ્મહત્યા કરીને સભામાં–જનમંડળમાં પ્રશંસા મેળવે છે અને રાજાની પાસે પોતાનાં કર્મને માટે ભય પામ્યા વગર ઉભો રહે છે, ત્યારે જાણવું કે ક્ષત્રિયને મહાભય આવ્યો છે.૧૬ પાપી લોકો જ્યારે પાપકર્મ કરવા માંડે છે, ત્યારે હે પુરૂરવા! રાજ્યમાં રુદ્ર પધારે છે. પાપી લોકો પાપોવડે રુદ્રને ઉત્પન્ન કરે છે અને રુદ્રદેવ સત્પુરુષ કે અસત્પુરુષ સૌનો સંહાર કરે છે."૧૭

ઐલે પૂછ્યું;–"હે કશ્યપ! રુદ્ર ક્યાંથી ઉત્પન્ન થાય છે? રુદ્ર દેવ કેવો છે? આપણા જોવામાં તો આવે છે કે, પ્રાણીઓ પ્રાણીઓનો જ નાશ કરે છે તો પછી પ્રાણીઓનો સંહાર કરનારા રુદ્રદેવ ક્યાંથી ઉત્પન્ન થાય છે? એ સર્વ, હે કશ્યપ! મને કહે."૧૮

કશ્યપે કહ્યું;–"મનુષ્યોના હૃદયમાં રહેલો આત્મા જ રુદ્રરૂપ છે અને રુદ્ર (ક્રોધ) પોતાના દેહનો અને પરના દેહનો નાશ કરે છે. જેમ ઉત્પાતવાયુ આકાશમાં રહેલા મેઘને આડો અવળો ઘસડી જાય છે, ગર્જના કરે છે અને વીજળી, વજ્ર તથા પાણી વગેરેને વરસાવે છે; તેમ જ આત્મામાંથી ઉત્પન્ન થયેલા (રુદ્ર દેવરૂપ) ક્રોધ–કામ, ઈર્ષા પણ આત્માની પાસે જ હિંસાનું કર્મ કરાવે છે."૧૯

ઐલે પૂછ્યું;–"પવન કંઈ નિત્ય મેઘનો નાશ કરતો નથી, તેમ વરસાદ દેવ પણ કંઈ નિત્ય વરસતો નથી. પરંતુ કામ અને દ્વેષ તો મનુષ્યોમાં નિત્ય જોવામાં આવે છે, તેનાથી મનુષ્ય કેમ મોહ પામે અને મૃત્યુ પણ પામે છે?"૨૦

કશ્યપે કહ્યું;–"જેમ એક ઘરમાં આગ લાગે છે, ત્યારે તે એક ભાગને કે આખા ગામને બાળી નાંખે છે; તેમ રુદ્રદેવ સર્વનો સ્પર્શ કરે છે તેથી, પાપી અને પુણ્યવાળા બન્નેની બુદ્ધિને મોહિત કરે છે."૨૧

પુરૂરવાએ પૂછ્યું–"જો રુદ્રદેવ પાપ કરનારા અને પુણ્ય કરનારા બન્નેને સરખી રીતે જ મોહિત કરે છે, તો પછી મનુષ્યને શા માટે પુણ્ય કર્મ કરવાં અને પાપ કર્મ શામાટે ન કરવાં?"૨૨

કશ્યપે કહ્યું;–"પાપીનો સર્વ સંગ ત્યજી દેનારો પાપ રહિત–દોષ વગરનો થાય છે. પણ જે પુરુષ પાપીનો સંગ કરે છે તે પુરુષ પાપ રહિત હોવા છતાં પણ શિક્ષાને પાત્ર થાય છે. દૃષ્ટાંત તરિકે લીલું કાષ્ઠ બળતું

નથી, પણ તેને સુકાં લાકડાનો સંબંધ થાય છે, ત્યારે લીલા ભેળું સુકુંએ બળે છે. માટે પુણ્યવંત પુરુષોએ પાપીઓની સાથે કોઈપણ પ્રકારનો સંબંધ રાખવો નહિ."[૨૩]

પુરૂરવાએ કહ્યું;-ભૂમિ સત્પુરુષ અને અસત્પુરુષ બન્નેને ધારણ કરે છે; સૂર્ય સત્પુરુષ અને અસત્પુરુષ બન્નેને તપાવે છે; વાયુ સત્પુરુષ અને અસત્પુરુષ બન્નેને વાય છે અને પાણી પણ સત્પુરુષ તથા અસત્પુરુષ બન્નેને પવિત્ર કરે છે."[૨૪]

કશ્યપ બોલ્યા;-"હે રાજપુત્ર! તું કહે છે એ આ લોકની વાત છે. આ લોકમાં એમ બને છે ખરું, પરંતુ પરલોકમાં તેમ બનતું નથી. મરણ પછી પાપ કરનારા અને પુણ્ય કરનારા બન્ને વચ્ચે મોટો અંતરાય રહે છે.[૨૫] પુણ્યવાન્ મનુષ્યને મધુમાન-જેના ઉપર ઘીનો હોમ કરવામાં આવે છે, એવા-અગ્નિના અને સુવર્ણના સમાન તેજસ્વી અને અમૃતની નાભિરૂપ પુણ્યલોક મળે છે અને પુણ્યાત્મા પ્રાણી મરણ પછી તે લોકને વિષે આનંદ કરે છે. તે લોકમાં મૃત્યુ નથી, વૃદ્ધાવસ્થા નથી, તેમ દુઃખ નથી.[૨૬] પાપી મનુષ્યને અંધકારવાળો નરક લોક મળે છે! ત્યાં અંધકાર, નિત્યનું દુઃખ અને અત્યંત શોકનો જ વાસો છે. પાપકર્મ કરનારો ત્યાં પોતાનાં પાપકર્મોનો શોક કરે છે અને ઘણાં વર્ષો સૂધી સ્થિતિ રહિત થઇને (અયશસ્વી સ્થિતિમાં) નરકમાં પડ્યો રહે છે."[૨૭]

"બ્રાહ્મણ તથા ક્ષત્રિયોની વચ્ચે જો કલહ થાય છે તો તેનાં પરિણામમાં પ્રજાને અસહ્ય દુઃખ ભોગવવું પડે છે. આમ સમજીને રાજાએ અનેક વિદ્યા જાણનારા અને વ્યવહારકુશળ પુરોહિતની નિત્ય નિમણુક કરવી.[૨૮] પુરોહિતની તેના સ્થાન ઉપર પ્રથમ યોજના કરયા પછી, રાજાએ પોતાનો રાજ્ય ઉપર અભિષેક કરવો. કારણ કે ધર્મ પ્રમાણે બ્રાહ્મણ સર્વના કરતાં શ્રેષ્ઠ ગણાય છે.[૨૯] બ્રહ્મવેત્તાઓ કહે છે કે, બ્રાહ્મણની સૃષ્ટિ બ્રહ્મામાંથી પ્રથમ થયેલી છે, તેથી જ તે જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ ગણાય છે. બ્રાહ્મણ પ્રથમ ઉત્પન્ન થયો છે, તેથી સર્વ વસ્તુનો પ્રથમ ઉપભોગ કરવાનો તે અધિકારી છે અને ક્ષાત્રિયાદિક વર્ણને પૂજ્ય છે. માટે બળવાન્ રાજાએ સર્વ ઉત્તમોત્તમ વસ્તુ, ધર્મ પ્રમાણે પ્રથમ બ્રાહ્મણને નિવેદન કરવી. બ્રાહ્મણવડે ક્ષત્રિયની વૃદ્ધિ થાય છે અને ક્ષત્રિયવડે બ્રાહ્મણની વૃદ્ધિ થાય છે, એટલા માટે, રાજાએ નિત્ય બ્રાહ્મણોની વિશેષે કરીને પૂજા કરવી.[૩૦-૩૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां
'पुरूरवा अने कश्यपनो संवाद' ए नामनो
अध्याय ७३ मो समाप्त.

## અધ્યાય ૭૪ મો.

### પુરોહિતનો પ્રતાપ!

ભીષ્મ કહે છે;-હે રાજા યુધિષ્ઠિર! એમ કહેવાય છે કે દેશનો યોગ ક્ષેમ રાજાને આધીન છે અને રાજાનો યોગ ક્ષેમ પુરોહિતને આધીન છે.[૧] (અનાવૃષ્ટિ વગેરેનો) જો દેશ ઉપર અદૃશ્ય ભય આવી પડે છે, તો તે બ્રાહ્મણ શમાવે છે, અને (પરદેશ તરફથી) દૃશ્ય ભય આવી પડે છે તો રાજા પોતાના બે બાહુઓવડે શાંત કરે છે, અને તેથી રાજ્યની પ્રજા સુખી રહે છે.[૨] આ વિષયમાં મુચુકુંદનો અને વિશ્રવણ-કુબેર રાજાના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે છે.[૩]

રાજા મુચુકુંદ આ પૃથ્વીને જિતીને પોતાના સૈન્યનું બળ જાણવાની ઇચ્છાથી અલકાપુરીના રાજા કુબેર ઉપર ચઢી ગયો.[૪] રાજા કુબેરે તે જ વખતે (પોતાની યોગશક્તિવડે) રાક્ષસો ઉત્પન્ન કર્યા. તેણે મુચુકુંદની સેનાનો સંહાર કરવા માંડ્યો. શત્રુનું દમન કરનારા મુચુકુંદે જ્યારે પોતાના સૈન્યને હણાતું જોયું ત્યારે પોતાના વિદ્વાન્ પુરોહિત (વસિષ્ઠ)ને ઠપકો આપવા માંડ્યો;[૫-૬] એપરથી મહા ધર્મવેત્તા વસિષ્ઠ મુનિએ ઉગ્ર તપ આરંભીને કુબેરના રાક્ષસોનો નાશ કરી નાંખ્યો અને મુચુકુંદે સ્વીકાર કરેલા માર્ગને ગ્રહણ કર્યો.[૭] ત્યાર પછી પોતાનું સૈન્ય નાશ થતું જોઈ કુબેર મુચુકુંદ રાજાની પાસે ગયો અને આ પ્રમાણે બોલ્યો;-[૮]

કુબેરે કહ્યું;-"હે મુચુકુંદ! પૂર્વના ઘણા રાજા તારા જેવા બળવાન્ હતા, તેને પણ પુરોહિત સહાય હતા, પરંતુ તેઓ આ રીતે મારાપર ચઢી આવ્યા નહતા.[૯] તે સર્વે રાજાઓ શસ્ત્ર વિદ્યામાં કુશળ અને બળવાન્ હતા. તેઓ સુખ અને દુઃખનો પ્રભુ એવો જે હું તેની પાસે આવીને, મારી સેવા કરતા હતા.[૧૦] તારા પોતાનામાં જો બાહુનું બળ હોય તો તું દેખાડી આપ; પરંતુ તું બ્રાહ્મણના બળ ઉપર ગર્વધરી શા માટે અત્યંત ઝૂઝે છે?"[૧૧] એ વચનથી મુચુકુંદને ક્રોધ ચઢ્યો. તેણે અભિમાન કે ભય વગર કુબેરને યથાન્યાય આ પ્રમાણે વચન કહ્યું;[૧૨] "સ્વયંભૂ બ્રહ્માએ એક પુરુષમાંથી જ બ્રાહ્મણને અને ક્ષત્રિયને ઉત્પન્ન કર્યા છે. તેમનું મૂળ એકજ છે. તેનું બળ જો છૂટું પડી જાય તો તે જગતની રક્ષા કરી શકે નહિ.[૧૩] તપ અને મંત્રનું બળ બ્રાહ્મણને વિશે હંમેશા રહેલું છે, અસ્રનું તથા બાહુનું બળ હંમેશા ક્ષત્રિયને વિષે રહેલું છે.[૧૪] બન્ને જાતિના બળથી રાજા, પ્રજાનું રક્ષણ કરી શકે છે. હું પણ તે પ્રમાણેજ કાર્ય કરી રહ્યો છું. માટે હે અલકાના રાજા! તું શા માટે મને ઠપકો દે

છે?"[૧૫] પછી કુબેરે રાજાને અને તેના પુરોહિતને કહ્યું કે; "ઇશ્વરની આજ્ઞા વિના હું કોઇને પણ રાજ્ય આપી શકતો નથી,[૧૬] તેમ કોઇનું રાજ્ય હરી પણ લઇ શકતો નથી. એમ તારે જાણવું. હે રાજા! તું આ પૃથ્વીનો સમ્પૂર્ણ ઉપભોગ કર!" આ રીતે કુબેરે કહ્યું ત્યારે મુચુકુંદ રાજા બોલ્યો;-[૧૭]

મુચુકુંદે કહ્યું;-"હે કુબેર! હું તેં બક્ષીસ આપેલું રાજ્ય ભોગવવાને ઇચ્છતો નથી, પરંતુ હું તો મારા બાહુના પરાક્રમથી મેળવેલું રાજ્ય ભોગવવાની જ ઇચ્છા રાખું છું."[૧૮]

ભીષ્મ બોલ્યા;-હે યુધિષ્ઠિર! મુચુકુંદનું કહેવું સાંભળીને અને તેને નિર્ભયતાથી ક્ષત્રિયના ધર્મમાં અડગ જોઇને, કુબેર પરમ વિસ્મય પામ્યો![૧૯] રાજા મુચુકુંદ ક્ષત્રિયના ધર્મમાં પરાયણ હતો. તે સ્વબાહુના પરાક્રમથી મેળવેલી પૃથ્વી ઉપર રાજ્ય કરવા લાગ્યો.[૨૦] આ રીતે ધર્મ જાણનારો જે રાજા બ્રાહ્મણને પુરોહિત કરીને તેની સલાહ પ્રમાણે રાજ્ય કરે છે, તે રાજા નહિ જિતેલી પૃથ્વને પણ જિતે છે અને મોટો યશ સંપાદન કરે છે.[૨૧] બ્રાહ્મણે નિત્ય પોતાના ધર્મ કર્મમાં પરાયણ રહેવું અને ક્ષત્રિયે નિત્ય શસ્ત્રો બાંધી રાખવાં. એથી આ પૃથ્વીપર રહેલી જે કંઇ વસ્તુ છે, તે સર્વ બ્રાહ્મણ અને ક્ષત્રિયને આધીન છે.[૨૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'मुचुकुंदोपाख्यान' ए नामनो अध्याय ७४ मो समाप्त.

## અધ્યાય ૭૫ મો.

### રાજા રાજ્યનો અધિકારી છે, ત્યાગનો નહિ.

યુધિષ્ઠિર રાજા પૂછે છે;-હે ભીષ્મપિતામહ! રાજા જે આચરણથી પોતાની પ્રજાની વૃદ્ધિ કરી શકે અને પવિત્ર લોકોને મેળવે, તેવો આચાર મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા;-હે ભરતવંશના રાજા! રાજાએ દાનશીલ અને યજ્ઞશીલ થવું; તેણે ઉપવાસ તથા તપમાં પરાયણ રહેવું અને પ્રજાનું પાલન કરવામાં પ્રીતિમાન્ થવું.[૨] રાજાએ સર્વ પ્રજાનું ધર્મવડે પાલન કરવું અને ધર્મનિષ્ઠ મનુષ્યો પોતાને ઘેર આવે ત્યારે ઉઠી ઉભા થઇને તથા ધનાદિક આપીને તેઓનો સત્કાર કરવો.[૩] રાજા પંડે જો ધર્મને માન આપે છે, તો બીજાઓ પણ ધર્મને માન આપે છે. રાજા જે પ્રમાણે આચરણ કરે છે, તે પ્રમાણે જ પ્રજાને પણ આચરણ કરવાની ઇચ્છા થાય છે.[૪] રાજાએ, શત્રુઓના તરફ મૃત્યુની પેઠે નિત્ય દંડ ઉગામતા જ રહેવું; ચોતરફથી ચોરોનો સંહાર કરવો; કામનાથી કોઇના અપરાધોને ક્ષમા આપવી નહિ, (પરંતુ ન્યાયનું સ્વરૂપ જોવા પછી ક્ષમા કરવી).[૫] હે ભરતવંશી રાજા! રાજાએ સારી રીતે રક્ષણ કરાયલી પ્રજા, જે જે ધર્માચરણ કરે છે, તે ધર્મમાંથી રાજાને એક ચતુર્થાંશ મળે છે.[૬] રાજા જો ધર્મથી પ્રજાનું પાલન કરતો હોય તો પ્રજા અધ્યયન કરે છે, દાન આપે છે, હોમ કરે છે અને પૂજન કરે છે, તેમાંથી રાજાને તેનું એક ચતુર્થાંશ ફળ મળે છે.[૭] પરંતુ હે ભરતવંશના રાજા! રાજાની અવ્યવસ્થાથી, રાષ્ટ્રની પ્રજામાં પાપ કર્મ થતું હોય તો તે પાપમાંથી પણ રાજાને એક ચતુર્થાંશ મળે છે.[૮] હે રાજા! કેટલાક કહે છે કે, રાજાના ક્રૂર કર્મથી અને અસત્ય ભાષણથી જે ફળ મળે છે તે આખું મળે છે; અને કેટલાક કહે છે કે અર્ધું ફળ મળે છે.[૯] રાજા તેવા પાપમાંથી કેમ છૂટે, તેનો ઉપાય હું કહું તે તું સાંભળ. ચોરો પ્રજાના ઘરમાંથી ધન હરી જાય તો રાજાએ ચોરોની પાસેથી તેને પાછું મેળવી તે પ્રજાને આપવું રાજા જો તેમ કરી શકે નહિ તો તેણે પોતાના ભંડારમાંથી ધન આપવું અને પોતામાં આપવાની શક્તિ ન હોય તો પોતાના ખંડીયા રાજા પાસેથી અપાવવું.[૧૦] સર્વ વર્ણે બ્રાહ્મણના ધનની બ્રાહ્મણના શરીર કે બ્રાહ્મણના પ્રાણની પેઠે જ રક્ષા કરવી. જે પુરુષ બ્રાહ્મણનું અપમાન કે અશુભ કરે તેને દેશમાંથી કાઢી મૂકવો.[૧૧] બ્રાહ્મણના ધનની રક્ષા કરવામાં આવે છે તો સર્વની રક્ષા થાય છે. બ્રાહ્મણોની કૃપાથી જ રાજા કૃતકૃત્ય થાય છે.[૧૨] પ્રાણીઓ જેમ મેઘથી રક્ષણ પામે છે, પક્ષીઓ જેમ મોટાં વૃક્ષથી રક્ષણ મેળવે છે, તેમ જ મનુષ્યો સર્વ કાર્યોને સિદ્ધ કરનારા રાજાથી રક્ષણ મેળવે છે.[૧૩] જે રાજા કામી, નિરંતર કામ બુદ્ધિવાળો, ક્રૂર અને મહા લોભી હોય છે તો તે પ્રજાનું પાલન કરી શકતો નથી.[૧૪]

યુધિષ્ઠિર રાજાએ કહ્યું;-હું રાજ્યનાં સુખનો શોધનાર નથી, હું એક ક્ષણ પણ રાજ્યની ઇચ્છા કરતો નથી, હું તો ધર્મને માટે રાજ્યને પસંદ કરું છું. પરંતુ મને જણાય છે કે, રાજ્ય (કરવા) માં ધર્મ (સચવાતો) નથી;[૧૫] અને જેમાં ધર્મ નથી (સચવાતો) એવાં રાજ્યનું મારે કામ નથી. માટે હું ધર્માચરણ કરવાની ઇચ્છાથી વનમાં જઇશ.[૧૬] રાજદંડનો ત્યાગ કરી, પવિત્ર અરણ્યોમાં જઇ જિતેન્દ્રિય થઈ, મૂળ તથા ફળનો આહાર કરી મૌન વ્રત ધારણ કરી ધર્માચરણ કરીશ.[૧૭]

ભીષ્મે કહ્યું;-હું જાણું છું, હે યુધિષ્ઠિર! કે તારી બુદ્ધિ પારકું દુઃખ હરણ કરનારી અને નિર્ગુણા છે. જે પુરુષ શુદ્ધ અને દયાળુ હોય છે તે પુરુષ રાજ્ય કરી શકતો નથી.[૧૮] તું કોમળ બુદ્ધિનો છે, પરમ આર્ય છે, અતિ ધર્મનિષ્ઠ છે, શૌર્ય વગરનો છે અને દયાળુ તથા

સદ્‌ગુણ સંપન્ન છે; માટે લોકો તને અસમર્થ માને છે.[૧૯] પણ તું તારા પિતા તથા પિતામહના વર્તન તરફ ધ્યાન આપ. તું જે પ્રમાણે વર્તવાની ઇચ્છા રાખે છે તેવું વર્તન રાજાને છાજે નહિ.[૨૦] તું આ જગતમાં વિકળપણાથી ઉત્પન્ન થયેલી દયાને વળગી રહીશ નહિ. તેમ વર્તવાથી પ્રજાનું પાલન કરવાથી મળનાર ધર્મફળ તને મળશે નહિ.[૨૧] હે તાત! તું જે બુદ્ધિ અને જે મેધાવડે વર્તે છે, તારી તેવી બુદ્ધિ અને મેધાને માટે પાંડુએ કે કુંતીએ તારા જન્મ સમયે માગણી કરી ન હતી.[૨૨] તારા પિતાએ તારે માટે સદા શૌર્ય, બળ અને સત્યની યાચના કરી હતી. કુંતીએ તારામાં મહત્તા અને મોટી ઉદારતા રહે તેવી પ્રાર્થના કરી હતી.[૨૩] નિત્ય સ્વાહા-યજ્ઞ યાગાદિક કરીને દેવોને તૃપ્ત કરવા અને સ્વધાથી શ્રાદ્ધ કર્મ કરીને પિતૃઓને તૃપ્ત કરવા, આટલી જ પુત્રોની પાસેથી પિતૃઓ અને દેવો આશા રાખે છે.[૨૪] દાન દેવું, વેદાધ્યયન કરવું, યજ્ઞ કરવો અને પ્રજાનું પાલન કરવું, એ ધર્મ હો કે અધર્મ હો, પરંતુ એ કર્મ કરવાને તું જન્મથી જ બંધાયલો છે અને તે પ્રમાણે તારે વર્તવાનું છે.[૨૫] હે કુંતીપુત્ર! જે (ક્ષત્રીય) પુરુષ (રાજ્યની) ધોંસરીમાં જોડાઈને લાદેલા ભારને વહન કરે છે અને તેમ કરતાં દુઃખી થાય છે, તોપણ તેવા પુરુષની કીર્તિનો નાશ થતો નથી.[૨૬] હે યુધિષ્ઠિર! મનુષ્ય તો શું, પરંતુ યથાર્થ કેળવાયલો ઘોડો પણ પોતાના ઉપર લાદેલા ભારને ઉંચકીને અસ્ખલિત રીતે ચાલી, વિજય મેળવે છે, (કેમકે ભાર વહેવો એ તેનો ધર્મ છે, તો તું જે ક્ષત્રિય છે-મનુષ્ય છે, તેને માટે શું કહેવું). જે પુરુષ કર્મ અને વાણીના વિષયમાં નિર્દોષ છે, તે નિંદાપાત્ર થતો નથી; કેમકે કાર્યમાં વિજય (કે પરાજય)નો આધાર કર્મ (ને શબ્દ) ઉપર રહે છે.[૨૭] કોઇ પણ મનુષ્ય પછી તે ધર્મનિષ્ઠ હો, ગૃહસ્થાશ્રમી હો, કે રાજા હો, કે બ્રહ્મચારી હો, તોપણ તે સંપૂર્ણ આગ્રહથી ધર્માચરણ કરી શકતો જ નથી; કારણ કે ધર્માચરણમાં પણ સૂક્ષ્મ અધર્મ થઇ જાય છે.[૨૮] માટે, એક કાર્ય તુચ્છ હોય, તોપણ તેમાં ઘણા લોકનું હિત સમાયલું હોય, તો તે કાર્ય ઉદારતાવાળું ગણાય છે અને તે કાર્ય નહિ કરવા કરતાં કરવું એ શ્રેષ્ઠ ગણાય છે; કેમકે (જેને જે કર્મનો અધિકાર છે તે, તે) કર્મ નહિ કરવાથી પાપી ગણાય છે.[૨૯] જ્યારે કુલીન અને ધર્મવેત્તા મનુષ્યો રાજાના અમાત્યો થાય છે, ત્યારે રાજાનું નહિ મેળવેલી વસ્તુને મેળવવારૂપ અને મેળવેલી વસ્તુનું રક્ષણ કરવારૂપ યોગ ક્ષેમ સંપૂર્ણ રીતે પાર પડે છે.[૩૦] ધર્મનિષ્ઠ રાજાએ રાજ્ય સંપાદન કર્યા પછી કોઇને દાનથી, કોઇને બળથી, અને કોઇને મધુર તથા સત્યવાણીથી વશ કરવા.[૩૧] ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા પંડિતો દરિદ્રતાના ભયથી પીડા પામતા હોય છે, તો તેઓ રાજાનો આશ્રય કરીને સંતુષ્ટ થાય છે. એના કરતાં બીજો અધિક ધર્મ કયો?[૩૨]

યુધિષ્ઠિર પૂછે છે;-હે ભીષ્મ પિતામહ! સ્વર્ગ મેળવવાનો ઉત્તમ ઉપાય કયો? સ્વર્ગ મેળવવાથી કેવો ઉત્તમ આનંદ અને કેવું પરમ ઐશ્વર્ય મળે છે, એ તું જો જાણતો હોય તો મને કહે.[૩૩]

ભીષ્મ બોલ્યા;-ભયભીત થયેલો પુરુષ, એક ક્ષણ પણ જેનો આશ્રય કરીને સુખ મેળવે છે, તેને તારે સ્વર્ગ મેળવનારામાં પાત્ર જાણવો. આ હું તને સત્ય જ કહું છું.[૩૪] હે કુરુવંશનાં શ્રેષ્ઠ રાજા! તું કુરુવંશમાં ઉત્તમ રાજા થવાને પ્રસન્ન ચિત્ત બન, સ્વર્ગ મેળવવાને માટે યજ્ઞ કર, સત્પુરુષોની રક્ષા કર અને દુષ્ટોનો સંહાર કર.[૩૫] પ્રાણી માત્ર જેમ મેઘ ઉપર આજીવિકા કરે છે અને પક્ષીઓ જેમ સ્વાદિષ્ઠ ફળવાળાં વૃક્ષ ઉપર આજીવિકા કરે છે, તેમ સંબંધીઓ અને સત્પુરુષો, હે તાત! તારા ઉપર આજીવિકા કરે એમ હું ઇચ્છું છું.[૩૬] જે રાજા ધૃષ્ટ, શૂરવીર, યોદ્ધો, દયાળુ, જિતેન્દ્રિય, સર્વ સાથે વત્સલતાના ગુણવાળો અને ન્યાયી હોય છે, તે રાજાનું મનુષ્યો રક્ષણ માંગે છે.[૩૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां अध्याय ७५ मो समाप्त.

## અધ્યાય ૭૬ મો.

### બ્રાહ્મણનાં લક્ષણ.

યુધિષ્ઠિર પૂછે છે;-હે ભીષ્મ પિતામહ! કેટલાએક બ્રાહ્મણો પોતાનાં ધર્મકર્મમાં પરાયણ હોય છે, ત્યારે કેટલાએક પરધર્મમાં પરાયણ હોય છે. એ બેમાં સો અંતર છે તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા;-હે રાજા! જે બ્રાહ્મણો વિદ્યા ભણેલા હોય, ઉત્તમ લક્ષણવાળા હોય, સર્વ ઠેકાણે સમાન દૃષ્ટિ રાખનારા હોય તેવા બ્રાહ્મણોને બ્રહ્મા સમાન કહ્યા છે.[૨] જે બ્રાહ્મણો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ ભણેલા હોય, પોતાનાં કર્મમાં પરાયણ રહેતા હોય, તે બ્રાહ્મણોને દેવ સમાન કહ્યા છે.[૩] હે રાજન્! જે બ્રાહ્મણો પોતાની જાતિનાં કર્મ કરતા ન હોય, કદર્ય હોય અને બ્રાહ્મણોમાં અધમ હોય તેવા બ્રાહ્મણોને શૂદ્ર સમાન કહ્યા છે.[૪] જે બ્રાહ્મણો વેદ ભણ્યા ન હોય ને અગ્નિમાં હોમ કરતા ન હોય, તેવા સર્વે બ્રાહ્મ-

ણોની પાસેથી ધર્મનિષ્ઠ રાજાએ કર લેવો અને તેઓની પાસે વેઠ પણ કરાવવી.[૫] જે બ્રાહ્મણો ધર્માધિકારી અર્થાત્ કોર્ટમાં ચાકરી કરતા હોય, જે પૈસા લઇને પૂજારાનો ધંધો કરતા હોય, જ્યોતિષનો ધંધો કરતા હોય, જે બ્રાહ્મણ આખા ગામના લોકોને યજ્ઞયાગ કરાવતા હોય, અને (નૌકાદ્વારા) મહાપંથ-સમુદ્રનો પ્રવાસ કરતા હોય, એ પાંચ જાતના બ્રાહ્મણો ચાંડાળ કહેવાય છે.[૬] હે રાજન્! જે બ્રાહ્મણ ઋત્વિજ, પુરોહિત, મંત્રી, એલચી અને ખેપીઆનું કર્મ કરતા હોય, તે સર્વે ક્ષત્રિયના સમાન ગણાય છે.[૭] જે બ્રાહ્મણો ઘોડેસ્વારનું, હસ્તિસ્વારનું, રથીનું અને પાળાનું કર્મ કરતો હોય, તેને વૈશ્ય સમાન જાણવો.[૮] રાજાનો જો ભંડાર ખૂટી જાય તો રાજાએ એ બ્રાહ્મણો પાસેથી કર લેવો. માત્ર દેવસમાન અથવા તો બ્રહ્મસમાન બ્રાહ્મણોની પાસેથી જ કર લેવો નહિ.[૯] વેદમાં કહ્યું છે કે રાજા, બ્રાહ્મણ સિવાયની ત્રણે વર્ણના ધનનો ધણી છે. પણ જે બ્રાહ્મણો, બ્રાહ્મણના કર્મ ધર્મનો ત્યાગ કરી, બીજાં કર્મ કરતા હોય તેવા બ્રાહ્મણનું ધન રાજાએ લેવું.[૧૦] જે બ્રાહ્મણો વિપરીત કર્મ કરતા હોય, તેઓને રાજાએ કદી પણ જતા કરવા નહિ, પરંતુ પોતાની પ્રજાને ધર્મશીલ રાખવા માટે તેઓને શિક્ષા કરવી ને તેમના કલ્યાણ માટે જૂદા રાખવા.[૧૧] હે રાજા! જે રાજાના દેશમાં દ્વિજ ચોર હોય તો તેમાં રાજાનો જ અપરાધ વિદ્વાનો ગણે છે.[૧૨] વેદવેત્તા સ્નાતક બ્રાહ્મણ આજીવિકા નહિ ચાલી શકવાથી ચોરી કરવા માંડે, તો રાજાએ તેનું પોષણ કરવું, આમ વેદ જાણનારાઓ કહે છે.[૧૩] હે પરંતપ રાજા! રાજાએ આજીવિકા બાંધી આપ્યા છતાં પણ જો તે ચોરીનાં કામ છોડી દે નહિ, તો પછી રાજાએ તેને, તેના બાંધવોની સાથે પોતાના દેશમાંથી હાંકી મૂકવો.[૧૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां अध्याय ७६ मो समाप्त.

---

## અધ્યાય ૭૭ મો.

### રાજા કૈકેય અને રાક્ષસનો સંવાદ.

યુધિષ્ઠિર રાજા પૂછે છે;–હે ભીષ્મ પિતામહ! રાજા કોના ધનનો સ્વામી ગણાય છે અને તેણે કેવી રીતે આજીવિકા કરવી તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા;–હે રાજા! વેદમાં કહ્યું છે કે, રાજા બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણના ધનનો સ્વામી ગણાય છે અને જે બ્રાહ્મણો અધર્માચરણ કરે છે તેઓના ધનનો સ્વામી પણ રાજા ગણાય છે.[૨] રાજાએ, સ્વકર્મો તજીને અધર્માચરણ કરનારા બ્રાહ્મણો તરફ કોઈ પણ રીતની ઉપેક્ષા કરવી નહિ, પણ તેઓને શિક્ષા કરવી, આ રાજાઓનું પ્રાચીન વર્તન છે, આમ સત્પુરુષો કહે છે.[૩] હે નૃપ! જે રાજાના દેશમાં બ્રાહ્મણ ચોર બને છે તો શાસ્ત્રવેત્તાઓ તેમાં તે રાજાનો અપરાધ અને પાપ ગણે છે.[૪] એટલા માટે સર્વે રાજર્ષિઓ, બ્રાહ્મણોનું નહિ પાલન કરવાથી પોતાને અભિશાપ આપશે આમ માનીને, બ્રાહ્મણોનું પાલન કરતા હતા.[૫] હે રાજન્! અરણ્યમાં કોઈ રાક્ષસ, કૈકેય રાજાનું હરણ કરી ગયો હતો, ત્યારે તેણે જે ગાયું હતું તે પુરાતની ઇતિહાસને વિદ્વાને આ વિષયમાં આ પ્રમાણે વર્ણવે છે.[૬] હે રાજન્! કેકયોનો રાજા અરણ્યમાં રહી ઉત્તમ વ્રતાચરણ કરીને વેદાધ્યયન કરતો હતો. તે સમયે એક ભયંકર રાક્ષસે આવીને તે રાજાના હૃદયને જોરજુલમથી પકડી લીધું.[૭]

ત્યારે તે રાજાએ તે રાક્ષસને કહ્યું;–"મારા દેશમાં કોઈ ચોર નથી, કોઈ ખરાબ વર્તણુકનો નથી, કોઈ દારુ પીનારો નથી, તેમ કોઈ અગ્નિહોત્ર નહિ હોમનારો કે યજ્ઞ નહિ કરનારો નથી, છતાં તું મારા હૃદયમાં પ્રવેશ કરવાને કેમ શક્તિવાન્ થયો?[૮] મારા રાજ્યમાં વિદ્યા રહિત કોઇ મૂર્ખ નથી અથવા વ્રત નહિ પાળનારો નથી, અથવા સોમ નહિ પીનારો બ્રાહ્મણ નથી, તેમ અગ્નિહોત્ર રહિત અથવા તો યજ્ઞ નહિ કરનારો બ્રાહ્મણ નથી, છતાં પણ તું મારા હૃદયમાં પ્રવેશ કરવાને કેમ શક્તિમાન્ થયો?[૯] મારા દેશના લોકો દક્ષિણા આપ્યા વિના યજ્ઞો કરતા નથી, વ્રત ધારણ કર્યા વિના અધ્યયન કરતા નથી, છતાં તું મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ કેમ થયો?[૧૦] મારા દેશમાં બ્રાહ્મણો વેદાધ્યયન કરે છે, વેદ ભણાવે છે, યજ્ઞ કરે છે, યજ્ઞ કરાવે છે, દાન દે છે અને પ્રતિગ્રહ પણ કરે છે; આ ષટ્ કર્મમાં સર્વ પરાયણ રહે છે.[૧૧] મૃદુ સ્વભાવના, સત્યવાદી અને પોતાનાં ધર્મકર્મમાં પરાયણ રહેનારા બ્રાહ્મણોનું હુ પૂજન કરું છું તથા તેઓને ભોગ્ય વસ્તુ આપ્યા પછી હુ ઉપભોગ કરું છું, છતાં તું કેવી રીતે મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૧૨] મારા દેશમાં વસનારા ક્ષત્રિયો કોઈની પાસે યાચના કરતા નથી; પરંતુ બીજાઓને આપે છે, સત્ય ધર્મને જાણનારા છે; બીજાને વેદ ભણાવતા નથી, પરંતુ પોતે ભણે છે; બીજાઓને યજ્ઞ કરાવતા નથી, પરંતુ પોતે યજ્ઞ કરે છે;[૧૩] તેઓ બ્રાહ્મણોની રક્ષા કરે છે, સંગ્રામમાંથી પાછી પેની કરતા નથી અને પોતાનાં કર્મમાં પરાયણ રહે છે, છતાં તું કેવી રીતે મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૧૪] મારા દેશના વૈશ્યો ખેતીવાડી, ગોરક્ષા અને વ્યાપાર કરી પ્રમાણીકપણે

આજીવિકા કરે છે; મદ રહિત છે; ક્રિયાવાન્ છે; સદાચારી છે; સત્યવાદી છે;[૧૫] *સંવિભાગ, દમ, શૌચ અને સૌહૃદસંપન્ન છે અને પોતાના કર્મપરાયણ છે, છતાં તું કેવી રીતે મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૧૬] મારા દેશના શૂદ્રો, તેમના ધર્મ પ્રમાણે, ત્રણ વર્ણની સેવા કરીને પોતાની આજીવિકા ચલાવે છે અને પોતાનાં કર્મ પરાયણ છે, છતાં તું કેવી રીતે મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૧૭] હું કૃપણો, અનાથો, વૃદ્ધો, દુર્બળો, માંદાઓ અને (વાલી વગરની) સ્ત્રીઓને આપ્યા પછી, ભોગ્ય પદાર્થોનો ઉપભોગ કરું છું, છતાં તું કેવી રીતે મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૧૮] મેં કુળના અને દેશના સર્વે પ્રસિદ્ધ ધર્મોનું કદી ઉલ્લંઘન કર્યું નથી, છતાં તું મારા હૃદયમાં પ્રવેશ કરવાને કેમ શક્તિમાન્ થયો?[૧૯] મારા દેશના તપસ્વીઓનું પાલન કરીને હું તેમની પૂજા કરું છું, તેઓનો સત્કાર કરીને તેઓનો પણ ભાગ આપું છું; છતાં તું કેવી રીતે મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૨૦] ભાગ પાડ્યા વિના કોઇ પણ વસ્તુનો હું ઉપભોગ કરતો નથી; હું પરસ્ત્રીની સાથે વ્યભિચાર કરતો નથી અને સ્વતંત્ર થઇને કોઇ પણ દિવસ ક્રીડા કરતો નથી, છતાં મારા હૃદયમાં તું કેવી રીતે પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૨૧] મારા દેશમાં બ્રહ્મચારી ન હોય તેવા પુરુષ ભિક્ષા માંગતા નથી; ભિક્ષુક બ્રાહ્મણ બ્રહ્મચર્ય વિનાનો હોતો નથી; તેમ ઋત્વિજ સિવાય બીજો કોઇ બ્રાહ્મણ અગ્નિમાં હોમ કરતો નથી, છતાં તું કેવી રીતે મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૨૨] હું વિદ્વાનોનો, વૃદ્ધોનો અને તપસ્વીઓનો તિરસ્કાર કરતો નથી; આખો દેશ જ્યારે નિદ્રાવશ થાય છે ત્યારે હું એકલો જ જાગરુક રહું છું, છતાં તું કેવી રીતે મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૨૩] મારો પુરોહિત આત્મજ્ઞાની, તપસ્વી, સર્વ ધર્મને જાણનાર, બુદ્ધિમાન્ અને આખા દેશનો ધણી છે;[૨૪] અને હું દાન આપીને વિદ્યા સંપાદન કરવાની ઇચ્છાવાળો છું; સત્યવડે તથા બ્રાહ્મણોનાં રક્ષણવડે સુખ આપનારા લોકો મેળવવાની ઇચ્છાવાળો છું અને ગુરુઓની સેવા કરનારો છું, માટે મને રાક્ષસોનો ભય નથી![૨૫] મારા દેશમાં વિધવા સ્ત્રી નથી; નીચ, કપટી કે ચોરી કરનારો બ્રાહ્મણ નથી; તેમ જેને યજ્ઞ કરાવાય નહિ તેવાને યજ્ઞ કરાવનારો અને પાપી બ્રાહ્મણ પણ વસતો નથી, માટે મને રાક્ષસોનો ભય નથી![૨૬] ધર્મને માટે યુદ્ધ કરતાં મારા શરીરમાં બે આંગળ જેટલો પણ ભાગ શસ્ત્રોથી ઘવાયા વગરનો રહ્યો નથી; હું હંમેશા ધર્મ માટે લડ્યો છું, છતાં તું કેમ કરી મારા હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયો?[૨૭] મારા દેશનાં મનુષ્યો 'ગાય, બ્રાહ્મણ અને યજ્ઞોવડે મારું નિત્ય કલ્યાણ થાય' આમ આશા રાખે છે, છતાં તું મારા હૃદયમાં પ્રવેશ કરવાને કેમ કરી શક્તિમાન્ થયો?"[૨૮]

રાક્ષસે કહ્યું;–હે કેકયવંશના રાજા! જ્યારે તું કોઈ પણ અવસ્થામાં ધર્મનું જ અવલોકન કરે છે, ત્યારે તું સુખેથી તારે ઘેર જા! અને હું પણ મારા સ્થાન ઉપર જાઉં છું![૨૯] હે કેકય રાજા! જેઓ ગાય, બ્રાહ્મણ અને પ્રજાનું રક્ષણ કરે છે, તેઓને રાક્ષસોનો ભય હોતો નથી તો પછી અગ્નિનો તો ભય ક્યાંથી જ હોય?[૩૦] જે રાજાઓને ત્યાં બ્રાહ્મણોનું પ્રાધાન્ય હોય છે, જેઓ બ્રાહ્મણોનું પરમ બળ છે અને જેના નગરવાસીઓ અતિથિઓના ઉપર પ્રીતિ રાખે છે, તે રાજાઓ સ્વર્ગનો વિજય કરે છે."[૩૧]

ભીષ્મે કહ્યું;–હે રાજા યુધિષ્ઠિર! એ કારણથી બ્રાહ્મણોની તું રક્ષા કર. બ્રાહ્મણોની રક્ષા કરવાથી તેઓ પ્રતિરક્ષા કરે છે અને રાજ્યનું સારી રીતે રક્ષણ કરનારા રાજાઓને આશીર્વાદ આપે છે.[૩૨] રાજાએ બ્રાહ્મણોનો અનુગ્રહ મેળવવા માટે અધર્મને માર્ગે ચાલનારા દ્વિજ વર્ગને વિશેષે કરીને નિયમમાં આણવા અને પોતાના ઉપભોગના પદાર્થોમાંથી તેઓને વિભાગ પાડી આપીને પછી તેનો પોતે ઉપભોગ કરવો.[૩૩] એ પ્રમાણે જે રાજા નગરવાસી અને દેશવાસી લોકોની સાથે વર્તે છે, તે રાજા આલોકમાં સુખ ભોગવીને મૃત્યુ પછી ઇંદ્રના લોકમાં જાય છે.[૩૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'कैकेयोपाख्यान' ए नामनो अध्याय ७७ मो समाप्त.

## અધ્યાય ૭૮ મો.

### બ્રાહ્મણના આપત્કાળના ધર્મ.

યુધિષ્ઠિર રાજા પૂછે છે;–હે ભીષ્મ પિતામહ! આપત્કાળમાં જો કોઈ બ્રાહ્મણની પોતાના ધંધાથી આજીવિકા ચાલતી ન હોય તો ક્ષત્રિયના ધર્મથી આજીવિકા ચલાવવાની તેં વાત કહી, પરંતુ તે જ પ્રમાણે ક્ષત્રિયની વૃત્તિથી આજીવિકા ન ચાલતી હોય તો બ્રાહ્મણે વૈશ્યની આજીવિકાપર જીવવું કે નહિ, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું;–જો બ્રાહ્મણ ક્ષત્રિયની વૃત્તિવડે આજીવિકા ચલાવી શકે નહિ તો પછી તેણે વૈશ્યના ધર્મથી આજીવિકા ચલાવવી. ખેતીવાડી ને ગોરક્ષા કરીને

* સંવિભાગ પોતાના ખાનપાનમાંથી સરખે હિસ્સે વહેંચીને ખાવું તે.

શરીરનું પોષણ કરવું (જો તે ક્ષત્રિય ધર્મ પ્રમાણે વર્તવાને અશક્ત હોય તો).[૨]

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ! બ્રાહ્મણ વૈશ્યવૃત્તિથી આજીવિકા કરવા માટે કઇ કઇ વસ્તુનો વ્યાપાર કરે તો તે સ્વર્ગલોકમાંથી ભ્રષ્ટ થાય નહિ?[૩]

ભીષ્મે કહ્યું;–હે તાત યુધિષ્ઠિર! સુરા (મદિરા), મીઠું, તલ, ઘોડા, ગાય, બકરાં, પાડા વગેરે પશુઓ, બળદો, મધ, માંસ અને રાંધેલું અન્ન–આટલી વસ્તુઓનો બ્રાહ્મણે કોઇ પણ આપત્કાળમાં વિક્રય કરવો નહિ. એ પદાર્થો વેચવાથી બ્રાહ્મણ નરકમાં પડે છે.[૪–૫] બ્રાહ્મણને બકરો વેચવાથી, અગ્નિદેવને વેચવાનું પાપ લાગે છે; ઘેટાને વેચવાથી વરુણદેવને વેચવાનું પાપ લાગે છે; અશ્વને વેચવાથી સૂર્યદેવને વેચવાનું પાપ લાગે છે; રાંધેલું અન્ન વેચવાથી પૃથ્વી વેચવાનું પાપ લાગે છે; અને ગાયને વેચવાથી, યજ્ઞ અને સોમરસ વેચવાનું પાપ લાગે છે. માટે બ્રાહ્મણે એ પદાર્થો કદી પણ વેચવા નહિ.[૬] રાંધેલી વસ્તુ આપીને કાચી વસ્તુ ખરીદવી, તે કાર્યને સત્પુરુષો વખાણતા નથી. પરંતુ હે ભરતવંશી રાજા! ભોજનને માટે કાચી વસ્તુ આપી પાકી વસ્તુ લેવામાં બાધ નથી.[૭] આ કાચું અન્ન લ્યો અને તમે રાંધો, અમે રાંધેલું અન્ન જમીશું; આમ કહીને કાચું અન્ન આપીને તેના બદલામાં પાકું અન્ન લાવે તો કાચું અન્ન આપનારાને કોઇ પણ રીતે અધર્મ થતો નથી.[૮] હે યુધિષ્ઠિર રાજા! આ વિષયમાં, વ્યવહાર કરનારા પુરુષોનો પુરાતની એવો સનાતન ધર્મ તારી પાસે કહું, તે તું શ્રવણ કર.[૯] હું તને આ વસ્તુ આપું છું ને તું મને અમુક વસ્તુ આપ, આ રુચિપૂર્વક કરેલો બદલો ધર્મ ગણાય છે; પરંતુ બળાત્કારપૂર્વક બદલો કરવો, એ પાપ છે.[૧૦] આ રીતે ઋષિઓના અને બીજાઓના પુરાતની વ્યવહારો ચાલતા હતા અને એ ધર્મ ગણાતો હતો, એ વાત સંશયરહિત છે.[૧૧]

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે તાત! જો સર્વ પ્રજા સ્વધર્મ ત્યજી, પોતાના રાજાની સામે શસ્ત્ર ધારણ કરે તો રાજાનાં બળનો નાશ થાય.[૧૨] તેને સમયે ત્રાતા–પાલક એવો રાજા લોકોનું રક્ષણ કેઇ રીત્યા કરી શકે? હે રાજન્! આ મારા સંશયનું વિસ્તારથી છેદન કરો.[૧૩]

ભીષ્મે કહ્યું;–એવે પ્રસંગે બ્રાહ્મણના પ્રમુખપણા નીચે સર્વે વર્ણે દાન, તપ, યજ્ઞ, અદ્રોહ અને દમવડે પોતાનું, જેમ પોતપોતાનું કલ્યાણ થાય તેમ કરવું.[૧૪] એમાં જે વેદના બળવાળા બ્રાહ્મણો હોય તેણે ચોતરફથી એકઠા મળીને દેવો, જેમ મહેન્દ્રના બળને વધારે છે, તેમ રાજાના બળમાં વધારો કરવો.[૧૫] રાજા પણ જો ક્ષીણ થઇ ગયો હોય તો તેણે બ્રાહ્મણનો જ પરમ આશ્રય કરવો, એમ વિદ્વાનો કહે છે. માટે ડાહ્યા રાજાએ, બ્રાહ્મણના બળનો આશ્રય કરીને જ પોતાનો અભ્યુદય કરવો.[૧૬] રાજા વિજયી થયા પછી, જો પોતાના દેશમાં શાંતિ સ્થાપવાની ઇચ્છા રાખતો હોય તો તેણે કોઇ પણ રીતે સર્વ વર્ણ પોત પોતાનાં કર્તવ્ય કર્મ કરે તેવી યોજના કરવી.[૧૭] જ્યારે પ્રજા મર્યાદારહિત થઇ જાય અને દસ્યુ લોકો પ્રજામાં વર્ણસંકરતા ફેલાવે, તે સમયે સર્વ વર્ણે, પ્રજા વર્ણસંકર થઇ જાય નહિ, તેને માટે હથિયાર પકડવાં. તેમ કરવામાં તેઓ પાપ કરતા નથી, હે યુધિષ્ઠિર![૧૮]

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે તાત! પણ જ્યારે ક્ષત્રિયો જ બ્રાહ્મણોની સાથે શત્રુતા કરે, તે પ્રસંગે બ્રાહ્મણોનું અને વેદનું રક્ષણ કોણ કરે? ત્યારે બ્રાહ્મણોએ કયો ધર્મ અંગીકાર કરવો અને કોને શરણે જવું?[૧૯]

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર! તે સમયે બ્રાહ્મણે તપથી, બ્રહ્મચર્યથી, શસ્ત્રથી, બળથી, કપટથી કે અકપટથી, ગમે તે ઉપાયથી ક્ષત્રિયને શિક્ષા કરવી![૨૦] કદાચ ક્ષત્રિય જાતે જ, બ્રાહ્મણને વિશેષ દુઃખ દેવા માંડે તો બ્રાહ્મણે જ ક્ષત્રિયને શિક્ષા કરવી. ક્ષત્રિયો બ્રાહ્મણમાંથી ઉત્પન્ન થયા છે, તેથી બ્રાહ્મણ જ ક્ષત્રિયને નિયમમાં લાવવાને અધિકારી છે.[૨૧] પાણીમાંથી અગ્નિ, બ્રાહ્મણમાંથી ક્ષત્રિય અને પથ્થરમાંથી લોઢું ઉત્પન્ન થયું છે. અગ્નિ, ક્ષત્રિય અને લોઢાનું બળ-તે જ અપ્રતિહત છે. પણ જ્યારે એ સર્વે, પોતાને ઉત્પન્ન કરતા મૂળના સમાગમમાં આવે છે, ત્યારે શાંત પડી જાય છે.[૨૨] જ્યારે લોઢું પથ્થરને કાપે, અગ્નિ પાણીની સામે લડાઇ કરે અને ક્ષત્રિય બ્રાહ્મણનો દ્વેષ કરે, ત્યારે તે ત્રણેય નાશ પામે છે.[૨૩] માટે હે યુધિષ્ઠિર! ક્ષત્રિયોનું બળ અને તેજ જોકે અનિવાર્ય છે એ ખરું, પણ તે તેજ અને બળ બ્રાહ્મણની પાસે શાંત પડી જાય છે.[૨૪] જ્યારે બ્રાહ્મણોનું પરાક્રમ મૃદુ થઇ જાય, ક્ષત્રિયનું વીર્ય દુર્બળ પડી જાય અને સર્વે વર્ણો બ્રાહ્મણોનો દ્વેષ કરવા માંડે, તે સમયે જે લોકો બ્રાહ્મણોની, ધર્મની અને પોતાની રક્ષા માટે, જીવને જોખમે યુદ્ધ કરે છે, તેવા મનસ્વી અને ઉગ્રાવેશી મનુષ્યોની કીર્તિ જગતમાં ફેલાય છે–તે ઉત્તમ લોકને પામે છે. બ્રાહ્મણોને માટે સર્વે વર્ણોને શસ્ત્ર ધારણ કરવાં.[૨૫–૨૭] યજ્ઞયાગ કરનારા, વેદાધ્યયન કરનારા, તપશ્ચરણ કરનારા, અનશનવ્રત ધારણ કરીને અગ્નિમાં પડનારા લોકોને જે લોકો મળે છે, તેના કરતાં પણ ઉત્કૃષ્ટ લોકો બ્રાહ્મણોને માટે પ્રાણદાન દેનારા શૂરાઓને મળે છે.[૨૮] તેમ જ બ્રાહ્મણ ત્રણે વર્ણના રક્ષણમાટે શસ્ત્ર ગ્રહણ કરે, તો તેને દોષ લાગતો

નથી. તેમ જ મનુષ્યો કહે છે કે, યુદ્ધમાં દેહનો ત્યાગ કરવા જેવો બીજો શ્રેષ્ઠ ધર્મ જ નથી.[૨૯] જે લોકો બ્રાહ્મણોના શત્રુઓની સામે, બ્રાહ્મણના રક્ષણમાટે રણસંગ્રામમાં લડીને મૃત્યુ પામે છે, તેવા પુરુષોને નમસ્કાર હો! તેઓને જે લોકો મળે, તે લોકો અમને મળો![૩૦] મનુએ પણ કહ્યું છે કે, જેઓ બ્રાહ્મણોને માટે દેહત્યાગ કરે છે તે શૂરાઓને બ્રહ્મલોક મળે છે! જેમ અશ્વમેધ યજ્ઞમાં અવભૃથસ્નાન કરીને લોકો પવિત્ર થાય છે, તેમ જ દુષ્ટ લોકની સામે લડી, રણસંગ્રામમાં શસ્ત્રોથી હણાયલા શૂરાઓ પણ પાપરહિત થઇને પવિત્ર થાય છે.[૩૧] દેશ તથા કાળને લીધે ધર્મ, અધર્મરૂપ અને અધર્મ, ધર્મરૂપ થાય છે. આ રીતે દેશ તથા કાળનું સ્વરૂપ છે.[૩૨] દેશકાળને લઇને દયાળુ પુરુષો બીજાનું રક્ષણ કરવા માટે ક્રૂર કર્મો કરે છે, તોપણ તે ઉત્તમ એવા સ્વર્ગમાં જાય છે; અને ધર્મનિષ્ઠ ક્ષત્રિયો શત્રુના દેશપર હલ્લો કરીને તેને પીડવારૂપ પાપ કર્મ કરે છે, તોપણ તે પરમ ગતિને પામે છે![૩૩]* બ્રાહ્મણ જો ત્રણ સમયે શસ્ત્ર ધારણ કરે છે તો તેને પાપ લાગતું નથીઃ પોતાની રક્ષા કરવા માટે, અન્ય વર્ણ અધર્મને માર્ગે ચઢી ગયો હોય ત્યારે તેને માર્ગે રાખવા માટે તથા લુંટારાઓને શિક્ષા કરવા માટે.[૩૪]

યુધિષ્ઠિરે કહ્યું;–જ્યારે લુંટારાઓ પોતાનાં માથાં ઉંચકે, પ્રજા વર્ણસંકર થઈ જાય અને ક્ષત્રિયો નિર્બળ પડી ગયા હોય, ત્યારે પ્રજાની રક્ષા કરવા માટે ક્ષત્રિય સિવાય, બીજા કોઈ બળવાનને પ્રજાનું રક્ષણ કરવાની જરૂર છે જ, હે રાજાઓમાં શ્રેષ્ઠ! એ સત્ય છે; પછી તે બળવાન્ પુરુષ, બ્રાહ્મણ હો, કે વૈશ્ય હો, કે શૂદ્રમાંનો હો! તે દુષ્ટોનો પરાભવ કરવામાં અને ધર્મવડે દંડ ધારણ કરીને, લુંટારાઓથી પ્રજાનું રક્ષણ કરવામાં વિજયી નિવડે તો તે તેણે જે કર્યું તે કરવામાં વ્યાજબી છે કે તેને તેના સ્વધર્મ પ્રમાણે રક્ષણ કરતાં અટકાવવો? મારું માનવું એમ છે કે, ક્ષત્રિયો નિર્બળ થાય ત્યારે બીજાઓએ શસ્ત્ર ગ્રહણ કરવાં જોઇએ.[૩૫–૩૭]

ભીષ્મે કહ્યું:–પારરહિત ( છેડા રહિત ) સ્થાનમાં જે પારરૂપ થાય અને જ્યાં નૌકા ન હોય તે ઠેકાણે જે નૌકારૂપ થઇ પાર ઉતારે છે તે પછી શૂદ્ર હો કે બીજો ગમે તે હો, પરંતુ તે પુરુષ સર્વથા માનને પાત્ર છે.[૩૮–૩૯] નિરાધાર લોકોને લુંટારાઓ દુઃખ દેતા હોય તે સમયે તે નિરાધાર, જેનો આશ્રય કરીને સુખમાં જીવન ગાળે, તે પુરુષની તેઓએ પોતાના બાંધવની પેઠે પ્રીતિથી પૂજા કરવી! હે કુરુવંશજ! જે પુરુષ બીજાઓના ભયનો નાશ કરે, તે સન્માનને જ પાત્ર છે.[૪૦] જે બળદો ભાર વહેતા ન હોય, તે બળદો શા કામના? જે ગાય દૂધ દેતી ન હોય તે ગાય શા કામની? જે સ્ત્રી વાંઝણી હોય તે સ્ત્રી શા કામની? જે રાજા રક્ષણ કરી શકતો નથી તે રાજા શા કામનો?[૪૧] જેવો લાકડાનો હાથી, ચામડાનો મૃગ, ધનરહિત માણસ, હીજડો, ઉષર ક્ષેત્ર, મૂર્ખ બ્રાહ્મણ અને નહિ વરસનારો મેઘ, આ બધા જેમ નિરર્થક ગણાય છે, તેમ જ હે પાર્થ! રક્ષણ નહિ કરનારો રાજા પણ નિરર્થક (માટીના પુતળાં જેવો) ગણાય છે.[૪૨–૪૩] જે પુરુષ નિત્ય દુષ્ટોને શિક્ષા કરે અને સત્પુરુષોનું રક્ષણ કરે તેવા પુરુષને જ રાજા બનાવવો અને તે જ આ સર્વ જગત્ ઉપર રાજ્ય ચલાવી શકે છે.[૪૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां अध्याय ७८ मो समाप्त.

## અધ્યાય ૭૯ મો.

### ઋત્વિજ કેવો જોઇએ?

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! યજ્ઞના ઋત્વિજો કેવા સ્વભાવના હોવા જોઇએ અને તે કેવા હોવા જોઇએ તે વાત, હે શ્રેષ્ઠ વક્તા રાજેન્દ્ર! તું મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–શાસ્ત્રમાં જણાવ્યું છે, કે જે ઋત્વિજો રાજાના અભ્યુદય માટે શાંતિક પૌષ્ટિક પ્રત્યેક કર્મો કરાવનારા હોય, તે ઋગ્, યજુષ્, સામ વગેરે વેદો અને મીમાંસા વગેરે શાસ્ત્રોના અભ્યાસવાળા જોઇએ;[૨] તેઓ એક જ વિચારના હોવા જોઇએ; વીર પુરુષોને નિત્ય પ્રત્યુત્તર આપી શકે તેવા, એક બીજા સાથે સ્નેહ રાખનારા અને સર્વ ઉપર સમદૃષ્ટિ કરનારા જોઇએ.[૩] તેઓ ક્રૂરતા રહિત, સત્ય વદનારા જોઇએ. તે કદી પણ વ્યાજ ખાનારા ન હોવા જોઇએ અને સરળ પ્રકૃતિના હોવા જોઇએ. દ્રોહ તથા અભિમાનથી રહિત, લજ્જા, સહનશક્તિ, દમ અને શમસંપન્ન હોવા જોઇએ;[૪] બુદ્ધિમાન્, સત્ય, ધૈર્ય અને દમ (ઇંદ્રિયનિગ્રહ)વાળા, પ્રાણીઓનું રક્ષણ કરનારા, કામ તથા દ્વેષથી રહિત, શુદ્ધ શાસ્ત્રાભ્યાસી, શુદ્ધ આચરણી અને શુદ્ધ વંશના હોવા જોઇએ. તે જ્ઞાનવડે સંતુષ્ટ હોવા જોઇએ. આવા ઋત્વિજો બ્રહ્માસનને યોગ્ય ગણાય છે. હે યુધિષ્ઠિર! એવા સર્વે ઋત્વિજોનો ઘટતી રીતે સત્કાર કરવો.[૫–૬]

* આના સંબંધમાં બીજાં ઘણાં પૌરાણિક દૃષ્ટાંતો છે. જેમકે ઉતંક તથા પરાશર જેઓએ ઘણાં જ ક્રૂર કર્મો, જેવાં કે સર્પયજ્ઞ તથા રાક્ષસયજ્ઞ કર્યા હતા, છતાં તેઓ સ્વર્ગે જઇ શકયા હતા. આજ પ્રમાણે ક્ષત્રિય રાજાઓ દુશ્મનોના રાજ્યપર ચઢાઈ લઇ જઇ, હજારો મનુષ્યો તથા પશુઓની હિંસા કરવા છતાં તેઓ પુણ્યશાળી ગણાય છે તથા તેઓ પણ સ્વર્ગે જઈ શકે છે.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ! યજ્ઞમાં દક્ષિણા આપવા માટે વેદમાં વચનો છે. પરંતુ અમુક દક્ષિણા દેવી કે અમુક દેવી, તેને માટે કોઈ પણ ઠેકાણે વ્યવસ્થા કરી નથી.[૭] (દ્વાદશશત) દક્ષિણા આપવાનું વિધાન કરનારું શાસ્ત્રમાં, ધનના વિભાગો દર્શાવવા માટે કહ્યું નથી. પણ આપત્તિ (દ્વાદશશત દક્ષિણા ન આપી શકે તેવો સમય) હોય ત્યારે, ઘરનું સર્વસ્વ દક્ષિણામાં આપી દેવું અને જો પાસે ધન ન હોય તો દરિદ્રીએ યજ્ઞ કરવો નહિ, આવી રીતની શાસ્ત્રની આજ્ઞા છે તે ભયંકર છે. એ આજ્ઞા મનુષ્યની શક્તિનો વિચાર કરતી નથી.[૮] વેદની શ્રુતિ કહે છે કે, પુરુષે શ્રદ્ધાથી યજ્ઞ કરવો. પરંતુ આ રીતનો મિથ્યાચારવાળો યજ્ઞ, શ્રદ્ધાથી જ કેમ પૂર્ણ થઈ શકે?*[૯]

ભીષ્મ બોલ્યા;–વેદ વચનોનો પરાભવ કરવાથી, શઠતાથી કે કપટ કરવાથી કોઈ પણ પુરુષ મોટાઇને પામતો નથી, માટે તારી બુદ્ધિ પણ એવી મા થાવ![૧૦] હે તાત! દક્ષિણા એ યજ્ઞોનું અંગ ગણાય છે અને તે વેદોની વૃદ્ધિ કરનારી છે. દક્ષિણારહિત કરેલા યજ્ઞો યજમાનને કદી પણ તારતા નથી.[૧૧] હે તાત! દરિદ્રી યજમાનનું એક પૂર્ણપાત્ર, દ્વાદશ શત દક્ષિણા સમાન ગણાય છે (અર્થાત્ ગમે તેટલા દ્રવ્યની દક્ષિણા સમાન છે.) એટલા માટે, હે તાત! ત્રણેય વર્ણ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે અવશ્ય યજ્ઞ કરવાની અધિકારી છે.†[૧૨] વેદમાં કહ્યું છે કે, સોમ (એ નામની એક લતા) બ્રાહ્મણોનો રાજા છે; છતાં પણ બ્રાહ્મણો યજ્ઞાદિકને માટે સોમ વહેંચવાની ઈચ્છા રાખે છે તે યજ્ઞ કર્યા સમાન છે![૧૩-૧૪] પુરુષ, યજ્ઞ ને સોમ આ ત્રણ વસ્તુઓ ન્યાયવાળા હોય તો યજ્ઞનું ફળ મળે છે; અર્થાત્ જો પુરુષ ન્યાયપૂર્વક એટલે શઠતા રહિત થઇને યજ્ઞ કરે છે, તો તેને સોમનું તથા યજ્ઞનું ફળ મળે છે; પરંતુ પુરુષ જો અન્યાયવાળો હોય છે, તો તેને આ લોકમાં કે પરલોકમાં યજ્ઞનું કે સોમનું ફળ મળતું નથી.[૧૫] આપણે એવી શ્રુતિ સાંભળી છે કે, મહાત્મા બ્રાહ્મણો માત્ર પોતાના શરીરની વૃત્તિને માટે પ્રણીતાગ્નિથી થઈ શકે તેવા યજ્ઞાદિ કરે છે. પણ તે બધાય યજ્ઞો (હિંસાત્મક હોવાથી) શુભ ફળ આપતા નથી.[૧૬] યજ્ઞના કરતાં પણ તપ શ્રેષ્ઠ છે, આવી વેદની પરમ શ્રુતિ છે. હે વિદ્વાન્ યુધિષ્ઠિર! તે તપનું સ્વરૂપ હું તને કહું છું, તે પણ તું મારી પાસેથી શ્રવણ કર.[૧૭] અહિંસા, સત્ય ભાષણ, અક્રૂરતા, દમ અને દયા, એને ધીર પુરુષો તપ કહે છે, પણ શરીરનું શોષણ કરવું તે તપ નથી.[૧૮] અને વેદ વચનને અપ્રમાણ ગણવાં, શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું અને સર્વ ઠેકાણે અવ્યવસ્થા કરવી, એ બધાથી આત્માનો નાશ થાય છે.[૧૯] હે પૃથાના પુત્ર યુધિષ્ઠિર! દિવસમાં દશવાર અગ્નિ હોમ કરનારાઓનો જેવો બાહ્ય વિધિ છે, તેવો જ આભ્યંતરનો વિધિ હોવો જોઇએ. બાહ્યહોમમાં જેમ સ્રુક (શરવો) છે, તેને ઠેકાણે આભ્યંતર હોમમાં ચિતિ કહેતાં જીવ અને બ્રહ્મને એક કરવાનું સાધન, તે છે; બાહ્ય યજ્ઞમાં જેમ ઘી છે તેમ આભ્યંતર યજ્ઞમાં ચિત્ત–અંતઃકરણ છે; બાહ્ય યજ્ઞમાં જેમ પવિત્ર (યજ્ઞના અગ્નિને વિષે ઘીનું પ્રોક્ષણ કરવા માટે) દર્ભનું બનાવેલું જોડકું છે, તેમજ આભ્યંતર યજ્ઞમાં ઉત્તમ જ્ઞાન છે.[૨૦] આ જગતમાં સર્વ પ્રકારે કુટિલ રીતિએ વર્તનાર પુરુષ મૃત્યુને પામે છે અને સરલ નીતિએ વર્તનાર બ્રહ્મને પામે છે. માત્ર આટલો જ જ્ઞાનનો વિષય છે. મોટી મોટી વાતો કરવાથી કંઈ ફળ નથી.[૨૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन-पर्वमां अध्याय ७९ मो समाप्त.

## અધ્યાય ૮૦ મો.

### કોણ શત્રુ અને કોણ મિત્ર!

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ! નાનામાં નાનું કાર્ય પણ એક પુરુષથી બીજાની સહાયતા વગર થઈ શકતું નથી, ત્યારે મહાન્ રાજ્યતંત્ર એકલા રાજાથી કેમ ચલાવી શકાય?[૧] રાજાનો મંત્રી કેવા સ્વભાવનો તથા કેવા આચરણવાળો જોઇએ અને રાજાએ કેવા પુરુષનો વિશ્વાસ કરવો અને કેવા પુરુષનો વિશ્વાસ ન કરવો?[૨]

ભીષ્મ બોલ્યા;–હે રાજન્! રાજાઓને ચાર પ્રકારના મિત્રો હોય છેઃ *સહાર્થ, ભજમાન, સહજ અને કૃત્રિમ.

---

* 'इदं शास्त्रं प्रतिघनं न.' આના સંબંધમાં નીલકંઠ નીચે પ્રમાણે ખુલાસો કરે છેઃ–માંગવામાં આવેલ દક્ષિણા આપવામાં યજમાનની અશક્યતા હોય તો પછી તેની પાસે જે કાંઇ હોય તે તેણે આપી દેવું જોઇએ. આવી રીતની માંગણી ખરેખરી રીતે જોતાં ઘણી જ ભયંકર છે. કારણ એવો કોણ હોય કે યજ્ઞની પરિપૂર્ણતાને માટે પોતાની પાસે જે કાંઇ હોય તેનો ત્યાગ કરી દે? દક્ષિણાના સંબંધમાં જે કાંઇ નિષ્ક્રય મૂકવામાં આવે છે, તેમાં નીચે પ્રમાણેની પ્રતિકૃતિ ચાલે છેઃ–ગાયના દાનને બદલે એક કોળીઓ (ચરુનું) બલિદાન આપવું, વસ્ત્રને બદલે યવનો એક દાણો આપવો તથા સુવર્ણને બદલે એક પૈસો આપવો, ઇત્યાદિ અનેક પ્રતિકૃતિ છે.

† અર્થાત્ યજ્ઞ કરનાર ધનાઢ્ય હોય તો, તે ઓછી દક્ષિણા આપે તેમાં બાધ નથી; અને તેથી તેનું ફળ ઓછું મળતું નથી. પૂર્ણપાત્ર એટલે ૨૫૬ મુષ્ઠિ ચોખા, દક્ષિણામાં આપે તો પણ બસ છે. માત્ર શ્રદ્ધાપૂર્વક યજ્ઞ કરવો જોઇએ ને શ્રદ્ધાપૂર્વક દક્ષિણા આપવી જોઇએ.

* જે મિત્ર, રાજાની પાસે કહે કે, આપણે બન્ને એકઠા થઈને અમુક શત્રુરાજાને તેના રાજ્ય ઉપરથી પદભ્રષ્ટ કરીને તેના રાજ્યની ઉપજનો સરખે ભાગે ઉપભોગ કરીશું, તે સહાર્થ; જે બાપ

પાંચમો મિત્ર ધર્માનુસાર વર્તનારો પુરુષ છે. તે પક્ષપાત રહિત, કોઇ પણ પક્ષની પાસેથી ધન લેવા માટે કપટ નહિ કરનારો, પરંતુ માત્ર ધર્મનો જ પક્ષપાતી અને ધર્માચરણ કરનારો હોય છે.[૩-૪] જે વિષય તે રાજાને ગમતો ન હોય, તે વિષય તે ધર્મશીળ રાજાની પાસે કહેવો નહિ. કેમકે વિજયેચ્છુ રાજાને તો સમય ઉપર ધર્મ અને સમય ઉપર અધર્મ એમ ઉભય રીતિથી વ્યવહાર કરવો પડે છે.[૫] પ્રથમ કહેલા ચાર મિત્રોમાં ભજમાન અને સહજ મિત્ર શ્રેષ્ઠ ગણાય છે. સહાર્થ તથા કૃત્રિમ મિત્ર ઉપર તો નિત્ય શંકા જ કર્યા કરવી.* સામાન્ય રીતે હમેશાં સર્વની ( ચારે પ્રકારના મિત્રો ) ઉપર શંકાની દૃષ્ટિએ જ જોયા કરવું. દુષ્ટ અમાત્યાદિકને શિક્ષા કરવા વગેરે કાર્યો, એ પાંચેય મિત્રોના સમક્ષમાં નહિ કરતાં માત્ર એકાંતમાં જ કરવાં.[૬] રાજાએ મિત્રની રક્ષા કરવામાં કદીએ પ્રમાદ કરવો નહિ, કારણ કે પ્રમાદ રાખનારા રાજાનો બીજા લોકો પરાભવ કરે છે;[૭] એટલુંજ નહિ, પરંતુ દુષ્ટ પુરુષ સત્પુરુષ થઇ પડે છે અને સત્પુરુષ દારુણ થઇ પડે છે; શત્રુ મિત્ર થઇ પડે છે અને મિત્ર શત્રુ થઇ પડે છે.[૮] કારણ, મનુષ્યનું હૃદય સદા એકરંગી હોતું નથી અને જે પુરુષનું ચિત્ત અવ્યવસ્થિત હોય છે તે પુરુષનો કોણ વિશ્વાસ કરે ? તેટલા માટે જે કાર્ય મુખ્ય કરવાનું હોય તે કાર્ય રાજાએ પોતાની સમક્ષ કરાવવું. હવે (મંત્રીઓ ઉપરનો) સંપૂર્ણ વિશ્વાસ ધર્મનો અને અર્થનો નાશ કરાવે છે, તેમ સર્વ ઠેકાણે અવિશ્વાસ કરવો, તેના કરતાં મૃત્યુ હિતકારક છે.[૧૦] પરનો વિશ્વાસ કરવાથી અકાળે મૃત્યુ થાય છે, કારણ કે જેનો વિશ્વાસ કરવામાં આવે છે તેની ઇચ્છા ઉપર જ વિશ્વાસી મનુષ્ય જીવે છે, એમ સમજવું.[૧૧] માટે રાજાએ સર્વનો વિશ્વાસ કરવો અને કોઇનો પણ વિશ્વાસ ન કરવો. હે તાત ! આ રાજનીતિનો સનાતન માર્ગ જાણવો.[૧૨] પોતાના મૃત્યુ પછી પોતાનું ધન જેને મળવાનું હોય તેવા મનુષ્ય ઉપર હમેશાં શંકા રાખવી; કારણ કે વિદ્વાનો તેને શત્રુ કહે છે.[૧૩] †જેના ક્ષેત્રમાંથી બીજાના ક્ષેત્રમાં પાણી જતું હોય ત્યાં આગળ તે પુરુષની ઇચ્છા વગર પાસેના સરોવરની સર્વ સેતુઓ ભેદાતી નથી, પરંતુ અતિ જળને લીધે જળાશયની પાસેના ક્ષેત્રનો ધણી તે જળાશયની સેતુઓને તોડી નાંખવાની ઇચ્છા કરે છે. આવી રીતિના લક્ષણવાળો જે રાજા હોય (અર્થાત્ સીમાડા ઉપરનો રાજા, જો ઇચ્છે છે તો તે મહાન્ રાજાથી સીમાડાનું રક્ષણ કરે છે, પરંતુ જો તેનાથી ડરી જાય છે, તો સીમાનો મહાન્ રાજા શત્રુને દેશમાં દાખલ થવા દે છે. તે રાજાને શત્રુ કહેવો. [૧૪-૧૫]* જે પુરુષ તારી વૃદ્ધિ થવાથી તૃપ્તિ જ પામતો નથી અર્થાત્ વધારે વૃદ્ધિ ઇચ્છિયા જ કરે છે, તારા અભ્યુદયથી ખૂબ મગ્ન જ રહે છે અને પડતી થવાથી અત્યંત ઉદાસ થાય છે, એવા પુરુષને ઉત્તમ મિત્ર કહે છે.[૧૬] જે પુરુષ તારા નાશથી પોતાનો પણ નાશ થશે, એમ માનતો હોય તેવા પુરુષનો તારે પિતાની પેઠે વિશ્વાસ રાખવો.[૧૭] અને તારી વૃદ્ધિ થયા પછી શક્તિ પ્રમાણે તેને પણ સર્વ ઠેકાણેથી વધારવો. જે પુરુષ તારા ધર્મના કર્મોમાં પણ તને હાનિ થતી હોય તો તેમાંથી તને બચાવવાને નિત્ય સંભાળ લે છે તે તને કોઇ પણ ભયમાંથી બચાવે છે માટે તેને પણ તારે ઉત્તમ મિત્ર જાણવો અને જે પુરુષો એનાથી પ્રતિકૂળ રીતે વર્તવાની ઇચ્છા કરે તેને તારો શત્રુ જાણવો.[૧૮-૧૯] જે પુરુષ તારા ઉપર આપત્તિથી આવે એવા ભયથી નિત્ય ડરતો હોય અને તારી સમૃદ્ધિ જોઇને ખિન્ન થતો ન હોય, તે પુરુષને તારે તારા આત્માસમાન જાણવો.[૨૦] જે પુરુષ અનુત્તમ રૂપ, વર્ણ અને સ્વરવાળો હોય, સહનશીલ હોય, ઇર્ષ્યારહિત હોય, આબરુદાર હોય, સત્કુળમાં જન્મેલો હોય, તેને પૂર્વોક્ત મિત્રના કરતાં પણ પ્રધાન જાણવો.[૨૧] જે પુરુષ બુદ્ધિમાન્ અને સ્મૃતિમાન્ હોય, કાર્ય ઉકેલવામાં કુશળ હોય, સ્વાભાવિક રીતે જ દયાળુ હોય અને માન આપવાથી અથવા તો અપમાન કરવાથી જે કદી પણ દુર્જન બને નહિ એવો હોય, તે તારો ઋત્વિજ, આચાર્ય કે અત્યંત પ્રશંસાપાત્ર મિત્ર હોય અને તારું અમાત્ય-

---

દાદાની પરંપરાથી મિત્રતા રાખતો હોય, તે ભજમાન; માસી, ફોઈ વગેરેના પુત્ર, તે સહજ; અને ધનાદિક આપીને વશ કરેલા તે કૃત્રિમ મિત્ર કહેવાય છે.

* કારણ કે સહાર્થ મિત્ર, બળવાન્ હોય તો ફલપ્રાપ્તિ સમયે સર્વ હરણ કરી જાય છે અને કૃત્રિમ મિત્ર પણ વધારે ધનનો લાભ થતો હોય તો બીજાનો આશ્રય કરે છે.

† જેનું ખેતર મોટા તળાવની સેતુ-બાજુ ઉપર હોય અને તે જો સેતુની રક્ષા કરે, તો આજુબાજુના ક્ષેત્રોમાં સરખું પાણી રહે અને ક્ષેત્રો સારી રીતે ફળે છે. પરંતુ તળાવની પાસેના ખેતરનો ધણી જો વધારે પાણીથી ડરી જઈ, સેતુને તોડી નાંખે છે, તો પાણીના મોટા પ્રવાહથી આજુબાજુનાં સર્વ ખેતરોનો નાશ થાય છે. એવી રીતે મોટો શત્રુ હોય તોપણ સીમાડાનો રક્ષક રાજા, સારી રીતે સીમાડાનું રક્ષણ કરે છે, તો શત્રુરાજાના દેશોમાંથી ઉત્તમ ઉત્તમ વ્યાપારની ચીજો પોતાના દેશમાં આવે છે અને પોતાનો દેશ સુખ ભોગવે છે. પરંતુ સીમાડાનો રક્ષક રાજા જો બીજા શત્રુ રાજાથી ડરી જઇને સીમાડાને તોડી નાંખે છે, તો શત્રુઓ પોતાનાં રાજ્યમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે જે સીમાડાના રાજા તરફથી ભયની સંભાવના હોય તેને શત્રુ જાણવો, અર્થાત્ શત્રુનો કોપ અથવા તો સલાહ જેના આધીન હોય, તે સીમાડાના રક્ષકનો પણ વિશ્વાસ કરવો નહિ.

નીલકંઠ.

* ૧૪ મો અને ૧૫ મો શ્લોક બેંગાળની પ્રતમાં નથી.

પણું કરતો હોય તો તેને તારે સંપૂર્ણ રીતે માન આપવું, અને તારા મહેલમાં રાખવો.૨૨-૨૩ તેવા માણસનો તારા રાજકીય વિચારથી તથા ધર્મ અને અર્થની પ્રકૃતિથી જાણીતો રાખવો અને તારે પણ તેનાપર પિતાની પેઠે વિશ્વાસ રાખવો !૨૪ એક કાર્ય ઉપર ઉપરી તરીકે એકને જ નિમવો, બે ત્રણને નિમવા નહિ. એક કાર્ય ઉપર એક કરતાં વિશેષ અધ્યક્ષો નિમવામાં આવે છે તો તેઓ એક બીજાના વિચારને સહન કરતા નથી. એક કાર્ય ઉપર એક કરતાં વધારે અધિકારીઓ નિમ્યા હોય તો તેઓની વચ્ચે સર્વદા મતભેદ જ પડે છે.૨૫ જે પુરુષે ઉત્તમ પ્રકારની કીર્તિ સંપાદન કરી હોય, જે નીતિની મર્યાદામાં રહેનારો હોય, જે સમર્થ પુરુષોનો દ્વેષ કરતો ન હોય, જે અનર્થો કરતો ન હોય, જે કામનાથી, ભયથી, લોભથી કે ક્રોધથી ધર્મનો ત્યાગ કરતો નહિ હોય, કાર્ય પૂર્ણ કરવાની હથોટીવાળો હોય અને ડાહ્યો તથા જરૂર જેટલું બોલનારો હોય તેવા પુરુષને તારે મુખ્ય પ્રધાનપદે નિમવો.૨૬-૨૭ જે પુરુષ કુલીન અને શીલસંપન્ન, સહનશીલ અને રુડી રીતભાતનો, શૂરવીર અને આર્ય, વિદ્વાન્ અને કાર્યાકાર્યના વિવેકમાં કુશળ હોય, એવા પુરુષોને તારે અમાત્યની (સર્વ કાર્ય ઉપર દેખરેખ રાખનારની) પદવી ઉપર નિમવો. તેઓનો સત્કાર કરવો, તેઓને બક્ષીસ આપવી. એથી તેઓ તારા ઉત્તમ સહાયકો બનશે અને તારાં સર્વ જાતનાં કાર્યો કરશે.૨૮-૨૯ અમાત્યાદિક અધિકારીઓને આયવ્યયનાં કાર્યો ઉપર તથા બીજા મહાન્ કાર્યો ઉપર નિમવાથી તેઓ તારો અભ્યુદય કરે છે.૩૦ તેઓ સદા પરસ્પર નિરુપદ્રવી સ્પર્ધા કરનારા હોય છે, તેથી કાર્યો કરતી વખતે જરૂર હોય છે ત્યાં એકબીજાની સલાહ લઈને કાર્યો કરે છે.૩૧ હે યુધિષ્ઠિર! તારે મૃત્યુની પેઠે નાતિલાઓથી હુંમેશા જ ડરતા રહેવું. જેમ સામંતો પોતાના મહારાજાનો અભ્યુદય જોઈ શકતા નથી, તેમ નાતિલાઓ બીજા નાતિલાની સમૃદ્ધિને જોઈ શકતા નથી.૩૨ હે મોટા બાહુવાળા રાજા યુધિષ્ઠિર! નાતિલો (સગોત્રી) સરળ, મૃદુ, ઉદાર, લજ્જાશીલ ને સત્યવાદી હોય, તોપણ નાતિલાઓ સિવાય બીજો કોઈપણ તેનો નાશ કરવા ઇચ્છતો નથી!૩૩ જ્ઞાતિરહિત (સગાસંબંધી વગરનો) પુરુષ પણ સુખી નથી. જ્ઞાતિવનાના પુરુષો કરતાં બીજો કોઈ ધિક્કારને પાત્ર નથી. જે પુરુષ જ્ઞાતિ વિનાનો હોય છે, તેનો બીજાઓ પરાભવ કરે છે.૩૪ બીજા લોકો જ્યારે બંધુજનનું અપમાન કરે છે, ત્યારે બંધુજન-સગોત્રી તેને આશ્રય આપે છે.સગોત્રી-સંબંધીનું અપમાન કરે છે તો બીજો સગોત્રી કદી પણ તે સહન કરતો નથી.૩૫ જ્યારે બીજો કોઇ-કદાચ તેનો મિત્ર પણ સગોત્રીનું અપમાન કરે છે ત્યારે બંધુજન તે અપમાન પોતાને જ થયેલું સમજે છે. આ રીતે જ્ઞાતિબંધુઓમાં જેમ ગુણ છે, તેમ અવગુણ પણ છે.૩૬ જે જ્ઞાતિજન-બંધુજન રહિત છે, તે બીજાના ઉપર અનુગ્રહ કરી શકતો નથી; તેમ બીજાના વશમાં પણ રહેતો નથી. જ્ઞાતિજન-બંધુજન વર્ગમાં જેમ સારાપણું છે, તેમજ નઠારાપણું પણ છે. એટલા માટે દરેક મનુષ્યે પોતાના જ્ઞાતિજન-બંધુજનને નિત્ય વાણીવડે તથા કર્મવડે માન આપવું, તેની પૂજા કરવી અને તેનું અપ્રિય ન થાય તેમ વર્તી, પોતાને અનુકૂળ રાખવા.૩૭-૩૮ બહારથી તેઓને વિશ્વાસ બતાવવો, પરંતુ અંતરમાં તેઓનો વિશ્વાસ રાખવો નહિ. વિચાર કરતાં કહી શકાશે નહિ કે જ્ઞાતિ બંધુઓમાં ગુણ છે કે દોષ છે. તેનો કાંઈ પણ નિર્ણય થઈ શકતો નથી.૩૯ એ પ્રમાણે જે પુરુષ સાવધાન થઈને વર્તે છે, તેના શત્રુઓ (તેના ઉપર) પ્રસન્ન થાય છે અને તેના મિત્ર થઈ રહે છે.૪૦ જે રાજા આ નીતિ પ્રમાણે નાતિલાઓ સાથે, સંબંધીઓના મંડળ સાથે, મિત્રોના મંડળ સાથે, શત્રુઓના મંડળ સાથે અને મધ્યસ્થો સાથે નિત્ય વર્તે છે, તેનો યશ લાંબા કાળ સુધી ટકી રહે છે.૪૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन-
पर्वमां अध्याय ८० मो समाप्त.

---

## અધ્યાય ૮૧ મો.

### પક્ષોને કેમ સંભાળવા?

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભીષ્મ પિતામહ! એ પ્રમાણે, જ્ઞાતિ અને સંબંધીઓનું મંડળ વશ કરવાને જો કોઈ વિજયી થાય નહિ, તેમજ જેઓને મિત્રો કરવાના છે, તેઓ વખતપર શત્રુ થઈ પડે ત્યારે એ મિત્રોનાં મનને કેવી રીતે વશ કરવા?૧

ભીષ્મ બોલ્યા;-આ વિષયમાં વાસુદેવના અને દેવર્ષિ નારદના સંવાદરૂપે એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે છે.૨

એક સમયે વાસુદેવે કહ્યું કે;-"હે નારદ! સુહૃદ નહિ તેવો (ત્રાહિત) પુરુષ, પરમ મંત્ર (રાજકીય વિચાર) જાણવાને યોગ્ય ગણાતો નથી; સુહૃદ હોવા છતાં મૂર્ખ પુરુષ પણ મંત્ર જાણવાને યોગ્ય ગણાતો નથી; તેમજ પંડિત છતાં ચપળ મનનો પુરુષ પણ મંત્ર જાણવાને યોગ્ય ગણાતો નથી.૩ હે નારદ! તમે મારા પરમ સુહૃદ છો અને તમારામાં સંપૂર્ણ રીતે બુદ્ધિબળ છે, તે જોઇને, હે સ્વર્ગગામી નારદ! હું તને કંઈક પૂછું છું.૪ 'હું તને

મોટો વૈભવવાળો બનાવી દઇશ', એવી વાતો કરીને હું જ્ઞાતિઓનું તથા સંબંધીઓનું દાસપણું કરતો નથી; મને મળે છે તેમાંથી અરધું બીજાને આપીને અરધાનો હું ઉપભોગ કરું છું; હું સંબંધીઓનાં કડવાં વેણને સહન કરું છું.[૫] છતાં, અગ્નિની ઇચ્છાવાળો, અગ્નિ મેળવવા માટે, જેમ અરણીનું મથન કરે છે, તેમ જ સંબંધીઓ દુષ્ટ વાણીવડે મારા હૃદયનું મથન કરે છે. હે દેવર્ષિ! સંબંધીઓનાં તેવાં દુષ્ટ વચન નિત્ય મારાં હૃદયને બાળ્યા કરે છે.[૬] સંકર્ષણમાં (બળદેવમાં) બળનો વાસો છે, ગદ કોમળ છે અને પ્રદ્યુમ્નને પોતાના રૂપનો મદ છે. આ સર્વની મને સહાયતા છતાં પણ હું સહાયતા વિનાનો છું.[૭] હે નારદ! એ વિના બીજા અંધકો અને વૃષ્ણિઓ પણ ઘણા મોટા ભાગ્યશાળી, બળવાન્, બીજાઓથી સહન થઈ શકે નહિ તેવા (શૂરા) અને નિત્ય ઉદ્યમ કરનારા છે.[૮] આ સર્વ યાદવો જેના પક્ષમાં ન હોય તેનો નાશ થઇ જાય અને તેઓ જેના પક્ષમાં હોય તેનાં કુળને ચારેય પુરુષાર્થ મળે છે. આહુક તથા અક્રૂર બન્ને જણા મને પોતાના પક્ષમાં લેવા માટે મથન કરે છે અને બીજાના પક્ષમાં જતાં અટકાવે છે; પરંતુ હું તે બેમાંથી એકેનો પક્ષ માન્ય કરતો નથી.[૯]* જેના મિત્ર આહુક તથા અક્રૂર હોય, તેને તેના કરતાં વિશેષ દુઃખદાયક શું હોય? અથવા તો જેના પક્ષમાં તે બન્ને જણા ન હોય, તેના કરતાં પણ વિશેષ દુઃખ કયું હોય? અર્થાત્ આહુકનો પક્ષ લઇને અક્રૂરને છોડી દેવા, તે દુઃખદાયક છે અને અક્રૂરનો પક્ષ લઇને આહુકનો ત્યાગ કરવો, તે પણ દુઃખદાયક છે.[૧૦] હે મહા બુદ્ધિમાન નારદ! બે જુગારીની એક માતા જેમ પોતાના બન્ને પુત્રોનો વિજય ઇચ્છે, તેમ હું પણ એકનો જય થાય અને બીજાનો પરાજય થાય, એમ ઇચ્છતો નથી અર્થાત્ બન્નેનો વિજય ઇચ્છું છું.[૧૧] હે નારદ! આ રીતે હું ઉભય રીતે સદાય દુઃખી થયા કરું છું; માટે મારું અને જ્ઞાતિ બંધુઓનું જે રીતે શ્રેય થાય, તે રીતિ તમે મને કહો."[૧૨]

નારદે કહ્યું;–"હે વૃષ્ણિવંશોત્પન્ન કૃષ્ણ! આપત્તિ બે પ્રકારની હોય છે: બાહ્ય અને આભ્યંતર. તેમ તે પોતાને લીધે પણ આવે છે અથવા તો બીજાઓના તરફથી પણ આવે છે.[૧૩] હમણા જે આપત્તિ તને નડે છે, તે તારા રાજકૃત્યનું પરિણામ છે. બલદેવ અને ભોજવંશના બીજાઓએ અક્રૂરનો પક્ષ લીધો છે;[૧૪] તેમાં કારણ અર્થ હો, કે માત્ર ચપળવૃત્તિ (કામના) હો, કે બિભત્સવાણી હો, ગમે તે હો. હવે તેં પોતે પ્રાપ્ત કરેલું ઐશ્વર્ય તેં બીજાને આપી દીધું છે.[૧૫] એને પરિણામે જે માણસો તારા પાસ મિત્ર થાય તેવા તારી પાસ છે, તે તારા મિત્ર છે, છતાં તેં તારા પોતાના કૃત્યથી તારાપર દુઃખ વહોરી લીધું છે અને જેમ ઓકી કાઢેલા અન્નને પાછું ખાઇ શકાતું નથી, તેમ જ તું પણ હવે આપેલાં ઐશ્વર્યને પાછું લેવાને અશક્ત છે.[૧૬] હે કૃષ્ણ! હવે બભ્રુ અને ઉગ્રસેનનું રાજ્ય પાછું લેવાની તું ઇચ્છા કરે તો જ્ઞાતિઓમાં કલહ થઇ પડે અને તે કારણે હવે તું કોઇ પણ રીતે તે પાછું મેળવી શકે તેમ નથી.[૧૭] ધાર કે, તું કદાચ પ્રયત્નવડે મહાન્ દુષ્કર કર્મ કરીને તેને પાછું લેવાનો પ્રયત્ન પણ કરે, પરંતુ તેમ કરવા જતાં પુનઃ યાદવોનો મોટો સંહાર થાય, મોટો ખર્ચ થાય અથવા તો કદાચ સર્વનો નાશ પણ થાય![૧૮] એટલા માટે હવે તું પરિમાર્જન (તિતિક્ષા, સરળતા, અને મૃદુતાદ્વારા દોષ) દૂર કરીને અને અનુમાર્જન (યોગ્ય રીતે પૂજનાદિદ્વારા પ્રીતિ સંપાદન) કરીને, લોઢા વિનાનાં કોમળ અને હૃદયનું છેદન કરનારાં શસ્ત્રદ્વારા, સર્વેની જીભને કાપી નાંખ અર્થાત્ તેઓને મૌન કરી દે કે જેથી અંદર અંદરમાં કલહ થાય નહિ."[૧૯]

વાસુદેવે પૂછયું;–"હે મુનિ! એવું તે કીયું શસ્ત્ર છે કે, જે લોઢાનું ન હોય, મૃદુ હોય ને સર્વના હૃદયને વિંધનારું હોય, કે જે શસ્ત્રવડે પરિમાર્જન અને અનુમાર્જન કરીને તેઓની જીભને હું કાપું.[૨૦]

નારદે કહ્યું;–"શક્તિ પ્રમાણે નિત્ય અન્ન આપવું, સહનશીલતા રાખવી, સરળતા રાખવી, મૃદુતા રાખવી અને સત્કારને લાયક પુરુષનો સત્કાર કરવો, એ લોઢા વિનાનું શસ્ત્ર છે.[૨૧] તું મધુર વચનોદ્વારા હલકાં અને કડવાં વચન બોલનારા જ્ઞાતિલાઓનાં કુટિલ અભિપ્રાયોને, દુષ્ટ વાકયોને અને દુષ્ટ સંકલ્પોને શાંત કર![૨૨] કોઈપણ અજિતચિત્ત અને સહાયતા રહિત પુરુષ ઉદ્યોગ કરે, છતાં તે મહાત્મા પુરુષ હોતો નથી, તો તે કાર્યની મહાન્ ધુરાને વહન કરી શકતો નથી. તું મહાત્મા છે, માટે ઉદ્યમ કરીને કાર્યની મહતી ધુરાને વક્ષઃસ્થળવડે વહન કર (અર્થાત્ વૃષ્ણિઓપર રાજ્ય કરવાનું તારા હાથમાં લે).[૨૩] જો, સપાટ પ્રદેશમાં તો સર્વે બળદો મોટા ભારને ઉપાડી શકે છે, પરંતુ દુર્ગમ પ્રદેશમાં અત્યંત દૃઢ ને સર્વાંગસંપન્ન બળદ વગર બીજો કોઇ પણ બળદ ભાર ઉપાડી શકતો નથી.[૨૪] પરસ્પરમાં કલહ થવાથી સમુદાયનો નાશ થાય છે અને હે કેશવ!

* આહુક અને અક્રૂર બન્ને પરસ્પર વિરુદ્ધ પક્ષના હતા અને તે બન્ને કૃષ્ણને ચહાતા હતા. આહુક હમેશાં કૃષ્ણને કહેતો કે તમે અક્રૂરનો ત્યાગ કરો અને અક્રૂર હમેશાં કહેતો કે તમે આહુકનો ત્યાગ કરો. હવે કૃષ્ણને બન્નેની મિત્રતા ઈષ્ટ હતી અને બેમાંથી એકનો પણ ત્યાગ કરવાને તે ખુશી ન હતા. આથી એમ કહેવામાં આવ્યું કે બન્નો પક્ષ પણ દુઃખદાયક છે અને બન્નેનો ત્યાગ પણ દુઃખદાયક છે.

તું સમુદાયમાં મુખ્ય છે. એટલા માટે આ સમુદાય તારે આધારે રહીને દુઃખી ન થાય, તે પ્રમાણે તું વરત.[૨૫] બુદ્ધિ, ક્ષમા, ઇન્દ્રિયનિગ્રહ અને ધનનો ત્યાગ (દાન), આટલા ગુણો વિદ્વાન્ પુરુષવિશે રહે છે, અન્યને વિષે રહેતા નથી.[૨૬] એટલા માટે હે કૃષ્ણ! જે પ્રમાણે ધન, યશ, આયુષ્ય તથા તારા પક્ષનો અને જ્ઞાતિ બંધુઓનો નાશ ન થાય, તે પ્રમાણે પ્રયત્ન કર.[૨૭] હે પ્રભો! શત્રુ ઉપર ચઢાઈ કરતી વખતે નીતિના છ ગુણોનો ઉપયોગ કરવાથી ઉત્તર કાળમાં તથા વર્તમાન કાળમાં શું પરિણામ આવે છે, તે તારાથી અજાણ્યું નથી.[૨૮] યાદવો, કુકુરો, ભોજો, સર્વ અંધકો, વૃષ્ણિઓ, સર્વે લોકો અને રાજાઓ, તારા ઉપર પ્રીતિ રાખે છે.[૨૯] વળી હે માધવ! ઋષિઓ પણ તારી બુદ્ધિની ઉપાસના કરે છે, અર્થાત્ તારો વિચાર સ્વીકારે છે; તું સર્વ પ્રાણીઓનો ગુરુ છે, તને ભૂતભવિષ્યનું જ્ઞાન છે અને હે યાદવોમાં શ્રેષ્ઠ કૃષ્ણ! યાદવો પણ તારો આશ્રય કરીને સુખમાં દિવસો ગાળે છે."[૩૦-૩૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'वासुदेव अने नारदनो संवाद' ए नामनो अध्याय

૮૧ मो समाप्त.

## અધ્યાય ૮૨ મો.

### હિત કહેનારાનું રક્ષણ કરવું.

ભીષ્મ બોલ્યા;-હે ભરતવંશી રાજા! મેં તને જે કહ્યું, તે રાજાઓની પ્રથમ વૃત્તિ રાજનીતિ છે. હવે હું તને બીજી વૃત્તિ (રચના) કહું છું, તે તું સાંભળ. જે પુરુષ રાજાનું હિત સંપાદન કરે, તે પુરુષની રાજાએ સદા રક્ષા કરવી.[૧] હે યુધિષ્ઠિર! અમાત્ય, રાજાના ભંડારમાંથી ધન ચોરી કરતો હોય, તે સમયે રાજાનો નોકર અથવા તો તટસ્થ પુરુષ તને કહેવા આવે તો તે પુરુષની વાત તારે એકાંત પ્રદેશમાં જઇને સાંભળવી અને અમાત્યથી તેની રક્ષા કરવી. હે ભરતવંશી રાજા! રાજ્ય ભંડારની ચોરી કરનારા અમાત્યો, પોતાની ચાડી કરનારા લોકોનો સંહાર કરી નાંખે છે![૨-૩] જે પુરુષ રાજાના ભંડારનું રક્ષણ કરે છે, તેને ભંડારને લુટનારાઓ એકસંપી બની મારી નાંખે છે અને જો ભંડારના રક્ષકની રક્ષા કરવામાં આવે નહિ તો તેનો નાશ થાય છે.[૪]

આ વિષયમાં કાલકવૃક્ષીય નામના મુનિએ કોશલ્યરાજને જે કથા કહી છે, તે એક પુરાતની ઇતિહાસ છે તે તું સાંભળ.[૫] અમારા સાંભળવામાં આવ્યું છે કે, એક વખતે કાલકવૃક્ષીય નામના મુનિ, કોશલ દેશનો રાજા ક્ષેમદર્શી રાજ્ય કરતો હતો ત્યારે તેના રાજ્યમાં આવ્યા[૬] ને રાજાના અમાત્યના દોષ જોવાને માટે, તે પાંજરામાં એક કાગડાને પૂરીને, કોશલ દેશના રાજા ક્ષેમદર્શીના આખા રાજ્યમાં ફરી વળ્યા.[૭] ફરતાં ફરતાં કહેતા હતા કે, 'હે લોકો! આ કાગડાની વિદ્યા શીખો! મારા કાગડાઓ સર્વ વિદ્યા ભણ્યા છે અને તેઓ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાત કહે છે.'[૮] આ રીતે વાત કરતાં કરતાં, તે મુનિ ઘણા પુરુષોની સાથે તે રાજાના દેશમાં ફર્યા અને રાજકીય કાર્ય ઉપર યોજેલા સર્વે પુરુષો રાજાનું ધન હરી જતા હતા, તે પાપકર્મ જાણ્યું.[૯] રાજાના દેશનો સર્વ કાર્યભાર તથા રાજ્ય કાર્ય ઉપર નિમેલા પુરુષો રાજાનાં ધનને (કેમ) ચોરતા હતા, તે સર્વ મુનિએ જાણી લીધું. પછી ઉત્તમ આચરણવાળા તે મુનિ કાગડાને લઇને રાજાને મળવા માટે આવ્યા અને કહ્યું; 'હું તમારા રાજ્યનાં સર્વ કાર્યોને જાણું છું!'[૧૦-૧૧] મુનિ કાલકવૃક્ષીય, કોશલેશની પાસે આવીને તેની સમક્ષ, અલંકૃત એવા રાજાના મંત્રીને કહ્યું, 'મારો કાગડો મને કહે છે કે, તેં અમુક સ્થાને આટલું ધન ચોર્યું છે.[૧૨] તેં રાજાના ભંડારમાંથી ચોરી કરી છે તે વાત ફલાણો ફલાણો જાણે છે, એમ આ કાગડો કહે છે; માટે તું સત્વર ખુલાસો કર અથવા તો તારો ગુન્હો કબૂલ કર.'[૧૩] આ રીતે રાજાના મંત્રીને કહ્યા પછી બીજા પણ જેઓ રાજાના ધનને હરણ કરનારાઓ હતા, તેમનાં નામો જણાવી દીધાં અને પછી કહ્યું કે; 'મારા કાગડાનું કોઈપણ વચન કદીપણ અસત્ય હોતું નથી.'[૧૪] હે કુરુકુલોદ્વહ યુધિષ્ઠિર! આ પ્રમાણે મુનિએ રાજાના સર્વે અધિકારીઓનો તિરસ્કાર કર્યો, ત્યારે સર્વે અધિકારીએ એકસંપ કરી, રાત્રિએ જ્યારે મુનિ સુતા, તે સમયે અંધારાનો લાભ લઇને, પાંજરામાં પૂરેલા કાગડાને વિંધી નાંખ્યો.[૧૫] પ્રભાતમાં મુનિએ, પાંજરામાં બાણથી મારી નાંખેલા કાગડાની દશા જોઇને ક્ષેમદર્શી રાજાને કહ્યું;[૧૬] "હે રાજન્! હું તારી પાસે અભય માગું છું. તું સર્વ શક્તિમાન્ છે, તેમ જ તું સર્વના પ્રાણનો તથા ધનનો સ્વામી છે. જો મને તારી આજ્ઞા હોય તો તારા હિતને અર્થે જે કાંઈ હોય તે હું તેને કહું. જેને હું મારા મિત્ર તરીકે માનું છું, તેને માટે સંતપ્ત થયલો, મારી ઇચ્છાથી જ પ્રવૃત્ત થયલો, તેમ જ મારા પૂર્ણ અંતઃકરણથી, તારી સેવા કરવાને તૈયાર હું, તારી પાસે આવ્યો છું.[૧૭] શિક્ષણ આપનારો સારથિ જેમ પોતાના ઉત્તમ અશ્વને સારે માર્ગે લઇ જાય, તેમ કોઈ પોતાના મિત્રને તેનું હિત જણાવવા માટે અક્ષમાશીલ થઇને કહે કે, તારું ધન અમુક પુરુષ ચોરી જાય છે અને મિત્રનું

હિત કરવા માટે અત્યંત ક્રોધાયમાન થઇને, હિતકારક કાર્ય કરવા માટે બળાત્કારથી પ્રવૃત્તિ કરે તો, નિત્ય ઐશ્વર્યની અભિલાષા રાખનારા અને પોતાનું હિત ઇચ્છનારા સમજુ સુહૃદ પુરુષે, તેવા પુરુષ ઉપર ક્ષમા કરવી જોઇએ."૧૮-૧૯ ક્ષેમદર્શી રાજા કાલકવૃક્ષીય મુનિનું એ પ્રમાણેનું કહેવું સાંભળીને જવાબ દીધો;–"હું મારું હિત કરવાની ઇચ્છા રાખું છું, માટે તું મારા હિતને અર્થે મને જે કંઇ કહેશે, તે હું શા માટે ક્ષમા કરું નહિ?૨૦ હે બ્રહ્મદેવ! તારે એ વિષયમાં જે કંઇ કહેવું હોય તે ખુશીથી કહે. હું તારી પાસે પ્રતિજ્ઞા કરું છું કે, તું મને જે કહેશે તે સર્વ હું કરીશ."૨૧ મુનિ કાલકવૃક્ષીએ કહ્યું; "મહારાજ! તારા અપરાધી અને નિરપરાધી અધિકારીઓને જાણીને તથા તને તારા સેવકો તરફથી ભય છે એ વાત જાણીને, ભક્તિથી તે વાત તને કહેવા માટે હું આવ્યો છું. પરંતુ મેં તે કામ ઠીક કર્યું નથી.૨૨ આચાર્યોએ પૂર્વેથી જ રાજાના અધિકારીઓના સંબંધમાં આ દોષ વર્ણવ્યો છે,૨૩ કે જેઓ રાજાની સેવા કરે છે, તેઓનું નસીબ પાપવાળું તથા આધાર રહિત છે! પંડિતો કહે છે કે, જેઓને રાજાઓની સાથે સહવાસ છે, તેઓને ઝેરી સર્પોની સાથે સહવાસ છે. રાજાના જેમ ઘણા મિત્રો હોય છે, તેમ જ તેના શત્રુઓ પણ ઘણા હોય છે.૨૪ રાજાની સેવા જેને બજાવવી છે, તે સર્વને તેનો ભય હોય છે; તેમ જ તેને એક ક્ષણમાં રાજા તરફથી પણ ભય આવે છે.૨૫ રાજાની પાસે કોઇ પણ મનુષ્ય સર્વથા પ્રમાદથી રહી શકતો નથી. જેને શુભની ઇચ્છા હોય, તે પુરુષે રાજાની પાસે કદી પણ પ્રમાદથી રહેવું નહિ; અર્થાત્ સાવચેતીથી રહેવું!૨૬ જે પુરુષ રાજાની પાસે પ્રમાદથી રહે છે તેના ઉપર રાજા કોપાયમાન થાય છે અને તેથી પ્રમાદી પુરુષ મરણ પામે છે. જેમ બળતા અગ્નિની પાસે પુરુષ સાવચેતીથી રહે છે, તેમ જ કેળવાયલા પુરુષે રાજાની પાસે સાવધાનતાથી રહેવું જોઇએ.૨૭ પ્રાણ અને ધનનો સ્વામી રાજા જ્યારે ક્રોધ કરે છે, ત્યારે તે ઝેરી સર્પના જેવો થઇ પડે છે. માટે પુરુષે પોતાના જીવવાની આશા છોડી દઇને જ નિત્ય પ્રયત્નપૂર્વક રાજાની સેવા કરવી;૨૮ હમેશાં રાજાની સમીપમાં નઠારા શબ્દો બોલતાં, દાથરો ચઢાવી બેસતાં, અવિનયપણાથી બેસતાં, ઉદ્ધત રીતે ચાલતાં, અભિપ્રાય દર્શાવતાં અને અંગોની ચેષ્ટા કરતાં રાજાના સેવકે નિત્ય ડરતા રહેવું.૨૯ જો રાજા પ્રસન્ન થાય છે તો તે દેવતાની પેઠે સર્વ કામનાઓને પૂરી પાડે છે અને જો તે કોપાયમાન થાય છે, તો અગ્નિની પેઠે સમૂળ બાળીને ભસ્મ કરી નાંખે છે!૩૦ હે રાજન્! આ રીતે યમ રાજાએ કહ્યું છે. જગતના વ્યવહારમાં આ સત્ય જણાય છે. (એ નીતિ વચન પ્રમાણે વર્તી) હું પણ તારી સમૃદ્ધિની ઉત્તરોત્તર વૃદ્ધિ કરીશ.૩૧ આપત્તિના સમયમાં મારા સરખો મંત્રી તને અનેક જાતની બુદ્ધિથી સલાહ આપશે. હે રાજન્! આ મારો કાગડો તારી સેવા બજાવતાં મરણ પામ્યો છે, તે માટે હું તારી નિંદા કરતો નથી, પણ જેઓએ મારા કાગડાને મારી નાંખ્યો છે, તેઓના મનથી તું પ્રિય નથી. તેથી તારે, તારું કોણ હિત કરનાર છે અને કોણ અહિત કરનાર છે, એ નક્કી કરવું જોઇએ. એમાં બીજાની બુદ્ધિએ ન વર્તતાં, તારે તારી જ બુદ્ધિથી વર્તવાનું છે.૩૨-૩૩ તારા ઘરમાં રહેનારા તારા અધિકારીઓ તારું ધન હરી જનારા છે અને તેઓ પ્રજાનું ભુંડુ કરનારા છે, તેઓની સાથે મેં વૈર કર્યું છે.૩૪ જે પુરુષ તારો નાશ કર્યા પછી રાજ્ય પ્રાપ્ત કરી શકે તેવા છે, તેનાથી જો તું સાવધાન રહેશે, તો જ તું બચશે, નહિતર મૃત્યુ પામશે.૩૫ હે રાજન્! તેઓએ મને જ બાણ મારવાનો વિચાર કર્યો હતો, પરંતુ તે બાણ કાગડાને વાગ્યું ને હું બચી ગયો છું. માટે હવે હું તેઓના ભયને લીધે અહિંથી બીજા કોઇ આશ્રમમાં ચાલ્યો જઇશ.૩૬ હે રાજન્! મને કોઇ રીતની કામના નથી, છતાં દુષ્ટ આશયવાળા તે લોકોએ મારા કાગડાને બાણ માર્યું તથા તેને યમસદનમાં પહોંચાડ્યો છે. તપથી વિશુદ્ધ એવી દષ્ટિવડે મારાથી આ સર્વ જોવામાં આવ્યું છે.૩૭ રાજ્યરૂપી સજાતિય અને વિજાતીય, દુર્બળ અને સબળ, સર્વેનો ગ્રાસ કરનારા અધિકારીરૂપી પુષ્કળ મગરમચ્છો, માછલાંઓ, ઝુંડો અને તિમિંગલોના સમુદાયથી ભરપૂર તારા રાજ્યરૂપી નદીમાં મારા મૂર્ખ કાગડાએ પોતાના દેહનો ત્યાગ કરીને મને તારી દીધો છે.૩૮ તારા રાજ્યરૂપી નદી, હિમાલયની ખીણ સમાન છે. હિમાલયની ખીણમાં જેમ વૃક્ષો, પથરો અને કાંટાવાળાં વૃક્ષો ઉગેલાં હોય છે; તે ખીણો સિંહો અને વ્યાઘ્રોથી ભરપૂર હોય છે અને તેની અંદર નિવાસ કરવો ઘણો જ કઠિન થઈ પડે છે; તેમ જ તારી રાજ્યરૂપી નદી પણ દુષ્ટ અને લાંચીયા અધિકારીરૂપી પત્થરો અને કાંટાવાળાં વૃક્ષો, સિંહ તથા વ્યાઘ્રોથી ભરપૂર હોય છે; તેથી તેમાં નિવાસ કરવો કઠિન થઇ પડે છે.૩૯ પંડિતો કહે છે કે, અંધારામાંથી દીવાના અજવાળાવડે સામે પાર જઇ શકાય છે અને વિશાળ નદીમાંથી નૌકાવડે સામે પાર જઈ શકાય છે; પરંતુ રાજારૂપી નદીને ઓળંગી સામે પાર જવાનો કોઈ પણ ઉપાય નથી.૪૦ તારું રાજ્ય ઘાટા અંધારાથી ઘેરાયલા જંગલ જેવું છે. તેથી તારાથી પણ તેનો વિશ્વાસ કરી શકાય તેમ નથી; તો પછી મારાથી

તો તેનો કેમ જ વિશ્વાસ કરી શકાય?[૪૧] તારા રાજ્યમાં સારા અને નરતા બન્ને સમાન છે. એટલા માટે અહિં નિવાસ કરવામાં સંરક્ષણ નથી. આ રાજ્યમાં સારાને મૃત્યુ થવાનો સંભવ છે અને જે ધર્માધર્મના વિચાર-રહિત છે, તેને કોઈપણ પ્રકારનો ભય નથી.[૪૨] નીતિ જોતાં તો પાપીનો નાશ થવો જોઇએ; અને પુણ્યવાન્ પુરુષનો કોઈપણ રીતે નાશ થવો જોઇએ નહિ, એવું તારા રાજ્યમાં નથી, તેથી અહીંયા ઝાઝો સમય ઉભા રહેવું યોગ્ય નથી. પંડિત પુરુષ તો એકદમ જ અહિંથી નાસી જાય.[૪૩]

“હે રાજા! સીતા નામની એક નદી છે, જેમાં વહાણો ડૂબી જાય છે; (તારી રાજનીતિરૂપી નદીમાં મારા જેવો ઉપદેશક પુરુષ પણ ડૂબી જાય છે.) તે નદીના જેવી ઉપમાવાળી તારી રાજનીતિને હું સર્વનો નાશ કરનારી ફાંસી નાંખવાની દોરી જેવી માનું છું.[૪૪] તું ઉપરથી મધપુડાના પ્રપાત જેવો છે; સુંદર દેખાતા ઝેરી ભોજનના જેવો છે; તારો સ્વભાવ અસત્પુરુષના જેવો છે, પણ સત્પુરુષોના જેવો નથી.[૪૫] હે રાજા! તું ઝેરી સર્પોથી વિંટાયલા એક કુવાના અથવા તો મીઠા પાણીથી ભરેલી નદીના જેવો છે. ભયંકર પગથિયાવાળી, મોટાં તીરવાળી અને કેર-ડાનાં તથા નેતરનાં ઝાડોથી ભરપૂર જે નદીનાં પગથિયાં ભયંકર છે, જેના કીનારાપર મોટાં મોટાં કોતરો છે અને જે નદી કેરડા તથા નેતરથી ભરપૂર છે, જેથી ઓળંગવી કઠીણ છે, તેવું તારું રાજ્ય છે. અર્થાત્ તું તો ઉત્તમ છે, પણ તારી આજુબાજુનાં મનુષ્યો દુષ્ટ છે. તું આસપા-સથી કુતરાઓ, ગીધ અને શિયાળોથી વિંટાયલો રાજહંસ જેવો છે.[૪૬-૪૭] ખડની મોટી ગંજીનો અગ્નિ મોટા વૃક્ષનો, આશ્રય કરીને વૃદ્ધિ પામે છે; પણ તે અગ્નિ વૃક્ષને ઘેરી લઇને તેની પણ આગળ વધે છે, અને પછી દારુણ એવો એ અગ્નિ ખડની ગંજી સાથે પેલા વૃક્ષને પણ બાળી નાંખે છે. તારા અમાત્યો ખડની ગંજી સમાન છે. તેઓપર તું અંકુશ મૂક, તેઓને સુધાર![૪૮-૪૯] હે રાજન્! તું જ તેઓને-અમાત્યોની પદવી ઉપર યોજીને તેઓનું પરિપાલન કરે છે! પરંતુ તેઓ તને કાવત્રુ કરી તારા અભ્યુદયનો નાશ કરશે.[૫૦] મારો હેતુ, જે મારો આશ્રય છે, તે રાજાની સ્થિતિ કેવી છે તે જાણવાનો હતો. જાણવું હતું કે, મારે તારા નોકરોના અપરાધો, તેઓથી ગુપ્ત રાખી, કોઇ પુરુષ, જેને અંદર સર્પ ભરાયલો હોય તેવા ઘરમાં, અથવા વીરપુરુષની ધણીયાણીનો પ્રીતમ, ભયભીત થઈને જેમ તેના ઘરમાં રહે, તેમ જ હું પણ તારા ઘરમાં નિત્ય ભયભીતથકો રહ્યો છું.[૫૧] તું જિતેન્દ્રિય છે કે કેમ? તેં કામ, ક્રોધને જિત્યાં છે કે કેમ? તારા સેવકો આજ્ઞા-ધારક છે કે કેમ? તું સેવકોમાં પ્રિય છે કે નહીં, અને તારા ઉપર તારી પ્રજાની પ્રીતિ છે કે નહીં?[૫૨] આ સર્વ જાણવાની ઇચ્છાથી, હે શ્રેષ્ઠ રાજા! હું તારી પાસે આવ્યો છું. હે રાજા! જેમ ક્ષુધાતુર પુરુષને ભોજન ભાવે છે, તેમ જ તને જોઇને મને પ્રીતિ થઇ છે; પરંતુ જેમ તૃષાળુ પુરુષની તૃષા મંદ થઇ ગયા પછી પાણી ગમે નહિ; તેમ મને તારા અમાત્યો દુષ્ટ ચરિત્રો જાણ્યા પછી ગમતા નથી. હું તારું ભલું કરનારો છું, આમ ધારીને તેઓ મારું ભુંડું કરવા માટે તૈયાર થયા છે. તે વિના બીજું કારણ નથી, એ નિઃસંશય છે.[૫૩-૫૪] હું તેઓનો દ્રોહ કરતો નથી; પરંતુ તેઓ મને દ્રોહ કરનારો માને છે, તે તેઓની દોષદૃષ્ટિને લીધે જણાય છે. જેની પીઠ ભાંગી નાંખવામાં આવી હોય એવા સર્પથી જેમ ભય રાખવો પડે છે, તેમ જ દુષ્ટ હૃદયના શત્રુથી પણ ડરતા રહેવું જોઇએ.”*[૫૫]

રાજા બોલ્યો;—“તું મારા મહેલમાં રહે. હું નિત્ય તારો આદરસત્કાર કરીશ, તારું પૂજન કરીશ.[૫૬] હે બ્રહ્મન્! તારા જે અમાત્યો અહિં રહેવાને ઇચ્છિતા ન હોય તેઓને હું મારા મહેલમાં રાખીશ નહિ; અને હવે પછી એઓનું, શું કરવું, તે તારી ઇચ્છાને અધીન રહેશે.[૫૭] હું જે પ્રમાણે રાજદંડને સારી રીતે ધારણ કરું અને સારાં કાર્ય કરું, તે પ્રમાણે વિચાર કરીને, હે ભગવન્! તું મને સારા માર્ગ ઉપર યોજ!”[૫૮]

મુનિએ કહ્યું;—“પ્રથમ તો કાગડાને મારી નાંખવાનો અપરાધ અમાત્યોને જણાવવો નહિ, પરંતુ એક પછી એક અમાત્યને તેના અધિકાર ઉપરથી પદ-ભ્રષ્ટ કરીને નિર્બળ કર અને પછી (કાગડાને માર-વાનું શું કારણ હતું તે જાણીને) તે અપરાધને માટે એક એક મંત્રીનો વધ કર!![૫૯] ક્રમવાર એક પછી એક મંત્રીને મારવાનું કારણ એ છે કે, એકજ અપ-રાધ કરનારા ઘણા લોકો હોય તો તેઓ એકઠા મળીને, કંટકના જેવા તીક્ષ્ણ પુરુષોને પણ મૃદુ કરી નાંખે છે; (તો પછી મારા જેવા મૃદુની તો વાત જ શી હોય?) હે રાજન્! તારો મંત્ર છતો પડી જાય નહિ, તેવા ભયથી સાવધ રહેવા માટે આ સલાહ આપું છું.[૬૦] અને અમારે માટે પૂછતો હોય તો, અમે તો બ્રાહ્મણ ભાઈ છીએ. કોમળ શિક્ષા કરનારા અને દયાળુ છીએ. અમે અમારી પેઠે જ તારું અને બીજાઓનું કલ્યાણ

* લોકમાન્યતા એવી છે અને અનેકો એવાં ઉદાહરણો આપે છે કે, સર્પને છંછેડ્યો હોય તો, છંછેડનાર અને સર્પ વચ્ચે ગમે તેટલું અંતર હોય છે, તો પણ તે સર્વ વેર લે છે. એ કારણથી સર્પને છંછેડ્યો તો તેને મારી જ નાંખે છે અને બાળી ભસ્મ જ કરે છે.

થાય, એવી ઈચ્છા રાખીએ છીએ.[૬૧] હવે હે રાજા! હું તને મારી ઓળખાણ આપું છું. હું કાલકવૃક્ષીય નામનો મુનિ અને તારો મિત્ર છું.[૬૨] હે રાજન્! હું સત્ય પ્રતિજ્ઞાવાળો અને તારા પિતાનો માનીતો મિત્ર છું. તારા પિતા મરણ પામ્યા અને તારું રાજ્ય જ્યારે વિપત્તિમાં આવી પડ્યું, ત્યારે હું સર્વ કામનાઓનો ત્યાગ કરીને તપશ્ચરણ કરવા માટે વનમાં જઇને રહ્યો! પરંતુ તારા ઉપર સ્નેહ હોવાથી તું ફરીને રાજ્યાધિકારીઓથી છેતરાય નહિ એટલા માટે, તને ઉપદેશ આપવા આવ્યો છું અને પુનઃ ઉપદેશની વાત કહું છું![૬૩-૬૪] હે રાજન્! તેં દૈવેચ્છાથી રાજ્ય સંપાદન કર્યું છે; તેં સુખ તથા દુઃખ બન્ને દીઠાં છે; છતાં તું રાજ્યનો કાર્યભાર અમાત્યના ઉપર મૂકીને શા માટે પ્રમાદમાં રહે છે?"[૬૫] એ પ્રમાણેનો ઉપદેશ સાંભળીને કોશલ રાજાએ, ક્ષત્રિયમાંથી એક ઉત્તમ પુરુષને મંત્રી તરિકે પસંદ કર્યો અને બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા કાલકવૃક્ષીય ઋષિને પોતાના પુરોહિત તરિકે નિમ્યા.[૬૬] આ રીતે રાજ્યની ઉત્તમ વ્યવસ્થા કર્યા પછી, યશસ્વી થયલા કોશલ દેશના રાજાને આખી પૃથ્વીનું રાજ્ય અર્પણ કરીને, કાલકવૃક્ષીય મુનિએ ઉત્તમ યજ્ઞો કરાવ્યા![૬૭] હે ભરતવંશી રાજા! કોશલ દેશના રાજાએ પણ મુનિનું હિતકારક વચન સાંભળીને પૃથ્વીનો વિજય કર્યો અને તે મુનિના ઉપદેશ પ્રમાણે તે વર્તવા લાગ્યો.[૬૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'अमात्योनी परीक्षामां कालकवृक्षीय मुनिनुं उपाख्यान' ए नामनो अध्याय ८२ मो समाप्त.

## અધ્યાય ૮૩ મો.

### કાર્યકારી મંડળ.

યુધિષ્ઠિરે પૂછ્યું,–હે ભીષ્મપિતામહ! રાજાના સભાસદો (વ્યવહારજ્ઞ), સહાયકો (યુદ્ધમંત્રી), સુહૃદો (રાજસભાસદ), પરિચ્છદો (સેનાપતિ) અને અમાત્યો (સલાહકાર) કેવા હોવા જોઇએ?[૧]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! જેઓ લજ્જાશીલ, જિતેન્દ્રિય, સત્યવાદી, સરળ અને પ્રિય તથા અપ્રિય વચન કહી શકે તેવા પુરુષો હોય, તેઓને તારે સભાસદો–વ્યવહારજ્ઞ નિમવા.[૨] જેઓ નિત્ય તારા પક્ષના હોય, અત્યંત શૂરવીર હોય, દ્વિજ વર્ણના અર્થાત્ ઉત્તમ હોય, સારા વિદ્વાન્ હોય, તારાથી સંતોષી હોય, કાર્યો કરવાને મોટા ઉત્સાહી હોય, એવા પુરુષોને, હે ભરતવંશી રાજા! તારે સર્વ જાતની આપત્તિ વેળાએ સહાયક–યુદ્ધમંત્રી તરિકે પસંદ કરવા. જે કુલીન હોય, જેને તું પ્રસન્ન રાખતો હોય, હંમેશા તારા પક્ષમાં રહી પોતાની શક્તિનો ઉપયોગ કરતો હોય, અને જે તને સુખમાં કે દુઃખમાં, માંદગીમાં કે મૃત્યુ સમે, તજી નહિ દેતાં તને અત્યંત અનુસર્યા કરે, તેવા પુરુષને સુહૃદ–રાજસભાસદ નિમવા અને તેનો સત્કાર કરવો. તેવા કુલીન સુહૃદ પોતાની શક્તિને છૂપાવતા નથી, પણ તેનો સંપૂર્ણ રીતે ઉપયોગ કરે છે.[૩-૫] કુળવાન્, પોતાનાજ દેશમાં જન્મેલા, બુદ્ધિમાન, દેખાવડા, યુદ્ધ વિષયમાં બહુ ભણેલા, ડહાપણવાળા અને પ્રીતિ રાખનારા હોય, તેને તારે લશ્કરમાં સેનાપતિ વગેરે બનાવવા.[૬] જે પુરુષો હલકા કુળના, લોભીયા, ક્રૂર ને લજ્જા રહિત હોય છે તે પુરુષો, હે તાત! જ્યાં સૂધી તારી તરફથી મળતી ભેટોવડે ચીકણા હાથવાળા રહેશે, ત્યાં સૂધીજ તારી સેવા કરશે.[૭] કુળવાન્, શીલસંપન્ન છૂપા અભિપ્રાયને જાણનારા, દયાળુ, દેશ તથા કાળના સ્વરૂપને સમજનારા, પોતાના રાજાનાં કાર્યો પાર પાડનારા તથા તેનું હિત ઇચ્છનારા હોય, તેવા પુરુષોને તારે સર્વેય કાર્યોમાં પોતાના અમાત્ય બનાવવા અને તને જેઓ પ્રિય લાગતા હોય તેઓની તારે બીજી ઉંચી પદવી ઉપર નિમણુક કરી, ધન, ઉત્તમ વસ્ત્રો, તાંબૂલ વગેરે ઉત્તમ પ્રકારની વસ્તુઓ આપીને તેઓનો સત્કાર કરીને સુખી કરવા.[૮-૯] આપત્તિના સમયમાં પણ એક સરખું આચરણ રાખનારા, વિદ્વાનો, સદાચાર સંપન્ન, ઉત્તમ રીતે વર્તનારા, ઉચ્ચ મનના અને સત્યવાદી પુરુષો, સુખના કે આપત્કાળના સમયમાં પણ તારો ત્યાગ કરી જશે નહિ; પરંતુ નિત્ય તારી સાથેના સાથે જ રહેશે.*[૧૦] જે પુરુષો અનાર્ય (હલકા) અને મૂર્ખ હોય છે, જેઓ ધર્માધર્મની મર્યાદાનો ત્યાગ કરી બેઠા છે, તેવા પુરુષોથી તું તારું રક્ષણ કરજે.[૧૧] જ્યારે બે પક્ષ પડ્યા હોય ત્યારે બેમાંથી કીયો ગ્રહણ કરવો એવો વિચાર આવી પડે, ત્યારે સમુદાયનો ત્યાગ કરીને એકનો પક્ષ લેવો નહિ. પરંતુ ઘણાના કરતાં જો એક શ્રેષ્ઠ હોય, તો તે સમયે ઘણાનો ત્યાગ કરીને તારે એકનો પક્ષ ગ્રહણ કરવો.[૧૨] રણોત્સાહી, જેથી કીર્ત્તિ પ્રાપ્ત થાય તેપર મંડ્યા રહેવું અને ધર્માધર્મની મર્યાદામાં રહેવું, એ સત્પુરુષનું લક્ષણ છે.[૧૩] તે પુરુષ સમર્થ પુરુષોનો સત્કાર કરે છે, સ્પર્ધા કરવાને અયોગ્ય પુરુષોની સાથે સ્પર્ધા કરતો નથી; તે કામનાથી, ભયથી, ક્રોધથી કે લોભથી ધર્મનો ત્યાગ કરી દેતો નથી.[૧૪] જો નિરભિમાની, સત્યવાદી, ક્ષમાશીલ, મનને જિતનારો અને પોતાની પદવીનું માન જાળવનારો હોય છે અને તેના

* આ શ્લોક બંગાળની પ્રતમાં નથી.

એ ગુણોની પ્રત્યેક પ્રસંગે પરીક્ષા થઇ હોય, તો તેવા પુરુષને તારે અમાત્ય–મંત્રી નિમવો.૧૫ હે પૃથાના પુત્ર! સત્પુરુષ આબરુદાર, ઉંચા કુળનો, સહનશીલ, નિપુણ, જિતેન્દ્રિય, શૂરવીર, કરેલા ઉપકારને જાણનારો અને સત્યવાદી હોય છે.૧૬ જે પુરુષ બુદ્ધિમાન્ હોય તેનાપર તેના શત્રુઓ પ્રસન્ન થાય છે, એટલું જ નહિ પણ ઉલટા તેના મિત્ર બની જાય છે.૧૭ બુદ્ધિમાન્, મનને નિયમમાં રાખનાર અને વૈભવની કામનાવાળા રાજાએ, પછી અમાત્યોના ગુણદોષની બારીકીથી પરીક્ષા કરવી.૧૮ જે રાજાને વૈભવ મેળવવાની ઇચ્છા હોય, અને સમકાલિન રાજાઓમાં મહત્વ મેળવવું હોય, તેવા રાજાએ પોતાના સંબંધી, વિશ્વાસુ, કુલીન, પોતાના જ દેશમાં જન્મેલા, બીજાના પક્ષમાં નહિ જનારા, વ્યભિચાર અને તેવાજ બીજા દુર્ગુણને માર્ગે નહિ જનારા, સંપૂર્ણ રીતે પરીક્ષા કરેલા, ઉત્તમ કુટુમ્બમાં જન્મેલા, વેદ તથા શાસ્ત્રને માર્ગે ચાલનારા, બાપદાદાથી નોકરી કરનારા અને નિરભિમાની પુરુષોને પોતાના અમાત્ય બનાવવા.૧૯–૨૦

જેઓની બુદ્ધિ વિનયી હોય, પ્રકૃતિ ઉત્તમ હોય, જેમાં તેજ, ધૈર્ય, ક્ષમા, શૌચ, અનુરાગ તથા સ્થિરતા હોય,૨૧ તેવા પુરુષોના ગુણદોષની પરીક્ષા કરીને, કપટ રહિત તથા કાર્યભારનો બોજો ઉઠાવવામાં સમર્થ હોય તેવા પાંચ પુરુષોને પોતાના રાજ કાર્યભારપર દેખરેખ રાખવાને નિમવા.૨૨ જેઓ બોલવામાં ચતુર, શૂરવીર, કુલીન, નિર્ણય કરવામાં કુશળ, સત્વસંપન્ન, ઇંગિત જાણનારા, દયાળુ, દેશ તથા કાળના સ્વરૂપને જાણનારા, પોતાના રાજાના કાર્યનું હિત ઇચ્છાનારા હોય તેવા પુરુષોને, હે રાજન્! રાજ્યના સર્વ જાતનાં કાર્યોપર મંત્રી નિમવા.૨૩–૨૪ હે રાજન્! જે પુરુષ તેજરહિત પુરુષની સાથે મિત્રતા કરે છે, તે કદી પણ કર્તવ્ય તથા અકર્તવ્ય કાર્યનો નિર્ણય કરી શકતો નથી. તે પ્રત્યેક કાર્યમાં અવશ્ય સંશય જ ઉભા કર્યા કરે છે.૨૫ જે મંત્રી ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો હોય, ધર્મ, અર્થ અને કામ એ ત્રણને સંપાદન કરનારો હોય, તથાપિ તે જો મૂર્ખ હોય છે તો તે મંત્રની (રાજકીય ગુપ્ત વિચારોની) પરીક્ષા કરી શકતો નથી; તેથી તેને મંત્રીના પદ ઉપર નિમવો નહિ.૨૬ તેમ જ જે પુરુષ બહુ વિદ્વાન્ હોવા છતાં પણ નીચ કુળનો હોય તો તે પુરુષ, દોરનારા વિનાના આંધળા પુરુષની પેઠે, કાર્યદક્ષતા અને સૂક્ષ્મબુદ્ધિ ન હોવાથી, નાનાં નાનાં કાર્યો કરવામાં પણ મુઝાય છે.૨૭ જે પુરુષ બુદ્ધિમાન્, શાસ્ત્રવેત્તા અને ઉપાયો (યુક્તિઓ) જાણનારો હોય, છતાં અસ્થિર વિચારનો હોય, તેવો પુરુષ લાંબો કાળ પોતાનો હોદ્દો ચલાવી શકતો નથી.૨૮ જે પુરુષ મૂર્ખ ને નિર્દય હોય છે, તેને કાંઈ કામ સોંપવામાં આવે, તો તે તેના પરિણામનો વિચાર કરી શકતો નથી, તેથી તેને કાર્યનું ફળ મળતું નથી.૨૯ જે મંત્રી હોવા છતાં પોતાનાપર પ્રીતિ રાખતો ન હોય, તેવા પુરુષનો (કદીયે) વિશ્વાસ રાખવો નહિ અને તેવા અપ્રીતિવાળા પુરુષ પાસે પોતાની ગુપ્ત વાર્તા જાહેર પણ કરવી નહિ.૩૦ રાજા જો તેનો વિશ્વાસ કરે છે, તો તે કપટી મંત્રી બીજા મંત્રીઓની સહાયતા લઇને, જેમ પવનથી ભરેલાં છિદ્રોદ્વારા વૃક્ષની અંદર દાખલ થઇને અગ્નિ, વૃક્ષને બાળી નાંખે છે, તેમજ રાજાનો નાશ કરે છે.૩૧ રાજા જ્યારે ક્રોધમાં આવે છે, ત્યારે મંત્રીને તેના અધિકાર ઉપરથી ઉતારી પાડે છે; અને ક્રોધના વેગમાં આવી જઇને વાણીવડે તેનો તિરસ્કાર કરે છે અને પુનઃ પાછળથી પ્રસન્ન થાય છે.૩૨ રાજાનાં આ સર્વ વર્તનોને જે પુરુષ રાજા ઉપર પ્રીતિ ધરાવતો હોય છે તેજ સહન કરે છે અને (કરેલું અપમાન) ભૂલી જાય છે. પણ કેટલીકવાર મંત્રીઓનો કોપ વજ્રના સમાન અત્યંત તીક્ષ્ણ હોય છે. (માટે તેમાં સાવધ રહેવું).૩૩ પરંતુ જે પુરુષ પોતાના રાજાનું હિત કરવાની ઇચ્છાથી રાજાનાં સર્વ વર્તનોને સહન કરે છે, તેવા સુખ દુઃખમાં સમાન રહેનારા મનુષ્યની, રાજાએ પ્રત્યેક કાર્યમાં સલાહ પૂછવી.૩૪ પણ જે પુરુષ રાજાપ્રતિ પ્રીતિ ધરાવનારો હોય, બીજા સર્વ ગુણોથી સંપન્ન હોય અને ઉત્તમ બુદ્ધિવાળો હોય, તથાપિ તે જો કપટી હોય તો તેની સાથે રાજાએ ગુપ્ત કાર્ય સંબંધી વિચાર કરવો નહીં.૩૫ જે પુરુષને શત્રુઓની સાથે સંબંધ હોય છે; અને જે નગરજનોને બહુ માન આપતો નથી તેવો પુરુષ, સુહૃદ જાણવો નહિ અને તે મંત્ર (રાજ્યની ગુપ્ત વાર્તા) શ્રવણ કરવાને યોગ્ય નથી.૩૬ મૂર્ખ, અપવિત્ર, અભિમાની, શત્રુની સેવા કરનારો, વિશેષ બોલનારો, અસુહૃદ, ક્રોધી ને લોભી હોય, તે પુરુષ પણ રાજાનો મંત્ર (ગુપ્ત વાર્તા) શ્રવણ કરવાને યોગ્ય ગણાતો નથી.૩૭ બહુશ્રુત હોય, પ્રીતિ ધરાવનારો હોય, સત્કાર પાત્ર થયેલો હોય અને જેને આપણા વૈભવોમાંથી સંવિભાગ આપવામાં આવ્યો હોય, છતાં પણ જે આગંતુક (નવીન આવેલો) હોય, તેવો પુરુષ પણ મંત્ર (રાજકીય ગુપ્તવાર્તા) સાંભળવાને યોગ્ય ગણાતો નથી.૩૮ જેના પિતાને પૂર્વે અધર્માચરણ કરવાથી તિરસ્કાર કરીને કાઢી મૂકવામાં આવ્યો હોય તેવા પુરુષને, સત્કારપૂર્વક રાજ્યમાં અધિકાર ઉપર (પાછો) સ્થાપન કર્યો હોય, તથાપિ તેની રાજાએ પોતાના ગુપ્ત કાર્યમાં સલાહ લેવી નહિ.૩૯ સાધારણ કાર્યને માટે

જેની પાસેથી ધન લઇને જેને નિર્ધન કરી મૂક્યો હોય તેવો સ્નેહી પુરુષ, બીજા ગુણોથી ભરપૂર હોય, તોપણ રાજાએ પોતાના ગુપ્ત કાર્યમાં તેની સલાહ લેવી નહિ.[૪૦] પરંતુ જે પુરુષ બુદ્ધિમાન્ હોય, શાસ્ત્રસંબંધી જ્ઞાન ધરાવનારો હોય, પંડિત હોય, પોતાના દેશનો જ હોય, પવિત્ર આચરણવાળો અને સર્વ રાજકીય કાર્યોમાં શુદ્ધ જણાયો હોય, તે પુરુષ સાથે રાજાએ ગુપ્ત કાર્યમાં સલાહ લેવી.[૪૧] જ્ઞાન (વ્યાવહારિક જ્ઞાન) તથા વિજ્ઞાન ( શાસ્ત્ર સંબંધી જ્ઞાન ) વાળો, પોતાની તથા પારકાની પ્રકૃતિને જાણનારો અને રાજાના આત્મા સરખો સુહૃદ સ્નેહી હોય તે પુરુષ, રાજાના ગુપ્ત કાર્યમાં સલાહ લેવા યોગ્ય છે.[૪૨] સત્યવાદી, શીલસંપન્ન, ગંભીર, લજ્જાશીલ, મૃદુ સ્વભાવનો અને બાપદાદાથી નોકરી કરનારો હોય, તે પુરુષ રાજકીય ગુપ્ત કાર્યમાં સલાહ લેવા યોગ્ય હોય છે.[૪૩] સંતોષી, સત્પુરુષોમાં માનીતો, સત્યવાદી, ડહાપણવાળો, પાપ તરફ દ્વેષ રાખનારો, રાજદ્વારી વિષયમાં કુશળ, સમયને જાણનાર અને જે શૂરવીર પુરુષ છે, તે રાજાના ગુપ્ત કાર્યમાં સલાહ લેવા યોગ્ય છે.[૪૪] જે પુરુષ સમજુતીનાં વચનોવડે આખા જગતને વશ કરવા સમર્થ છે તેવા પુરુષને, દંડ ધારણ કરવાની ઈચ્છાવાળા રાજાએ, પોતાના મંત્રનો ( ગુપ્ત વાર્તાનો) પ્રયોગ કરવાનું કહેવું.[૪૫] નગરજનો અને દેશનાં મનુષ્યો જેના ઉપર ધર્મ પ્રમાણે વિશ્વાસ રાખતા હોય તે યોદ્ધો અને નીતિ જાણનારો વિદ્વાન્ પુરુષ, રાજાનો મંત્ર (ગુપ્ત વાર્તા) સાંભળવાને યોગ્ય છે.[૪૬]

એવા ગુણવાળા અને રાજા તથા પ્રજાના સ્વભાવને જાણનારા તથા મહત્વની ઈચ્છા રાખનારા ઓછામાં ઓછા ત્રણ પુરુષને રાજાએ મંત્રીપદે નિમવા. તેઓનું સારી રીતે સન્માન કરવું.[૪૭] મંત્રીઓએ પોતાના રાજાનાં, રાજાનાં પ્રકૃતિ મંડળનાં તથા શત્રુઓનાં છિદ્રો જાણવાનો પ્રયત્ન કરવો. મંત્રીઓનો મંત્ર રાજ્યનું મૂળ છે અને મંત્રવડે રાજાનું રાજ્ય વૃદ્ધિ પામે છે.[૪૮] પોતાનાં છિદ્રોને શત્રુઓ જાણે નહિ તેમ છૂપાવવાં; શત્રુઓનાં છિદ્રોને શોધવાં અને કાચબો જેમ પોતાના સર્વ અંગોને છૂપાવી દે છે; તેમ જ રાજાએ પણ પોતાનાં છિદ્રને છૂપાં રાખવાં.[૪૯] જે મંત્રીઓ રાજકીય મંત્રને ગુપ્ત રાખે છે, તેઓને વિદ્વાન્ જાણવા. મંત્ર ( રાજકીય ગુપ્ત વિચાર )એ રાજાનું બખતર છે અને શૂરા પુરુષો, મંત્રના અંગો છે.[૫૦] પંડિતો દૂતને રાજ્યનું મૂળ અને મંત્રને રાજ્યનું બળ કહે છે. રાજા અને મંત્રીઓ જો મદ, ક્રોધ, અભિમાન અને ઈર્ષ્યાનો ત્યાગ કરી દઇને, આજીવિકા માટે એક બીજાને અનુસરે છે, તો તેઓ સુખી થાય છે. જે મંત્રીઓ પાંચ પ્રકારના છળથી રહિત હોય છે, તેની સાથે રાજાએ નિત્ય રાજકીય કાર્યનો વિચાર કરવો.[૫૧-૫૨] ત્રણે મંત્રીઓના જૂદા જૂદા વિચારને સમજીને, તેને બુદ્ધિમાં ઉતારવા અને પછી પોતે વિચાર કરીને નિશ્ચય કર્યો હોય તે ચારે મતો, છેવટે નિર્ણય જાણનારા પુરોહિતને નિવેદન કરવા.[૫૩] પુરોહિત બ્રાહ્મણ જાતિનો અને ધર્મ, અર્થ તથા કામને જાણનારો હોવો જોઇએ. તે જે સિદ્ધાંત કરે અને તેને માટે સર્વે મંત્રીઓ એકમત થાય ત્યાર પછી રાજાએ સાવધાન રહીને તે વિચારનો અમલ કરવો.[૫૪] મંત્રના ખરા સ્વરૂપને જાણનારા વિદ્વાનો કહે છે કે, સદાય એ રીતે જ રાજકીય કાર્યોનો વિચાર કરવો અને પ્રજાને વશ કરવામાં સમર્થ એવા મંત્રનો સદાય અમલ કરવો.[૫૫] મંત્ર કરતી વેળાએ તે ઠેકાણે આગળના ભાગમાં પાછળના ભાગમાં, ઉપરના ભાગમાં, નીચેના ભાગમાં અથવા તો તેના કોઇપણ ખુણાખોચરામાં ઠીંગણો, કુબડો, દુર્બળ, લુલો, આંધળો, મૂર્ખો, સ્ત્રીઓ અથવા તો હીજડો કદી પણ હોવાં જોઇએ નહિ.[૫૬] ઘરના ઉપરના માળ ઉપર ચઢીને અથવા અજવાળાવાળા એકાંતમાં, જ્યાં ઘાસ અથવા કાસડા કંઈ પણ ન હોય તેવા સ્થાનમાં બેસીને મંત્ર કરવો. ( મંત્ર કરતી વખતે ઉંચે સ્વરે બોલવું વગેરે) વાણીના દોષોનો અને (હાથના, આંખના ચાળા કરવા વગેરે) અંગોના દોષોનો ત્યાગ કરીને યોગ્ય સમયે વિચાર કરવો.[૫૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'सम्याादिकनां लक्षणनुं कथन' ए नामनो अध्याय ८३ मो समाप्त.

## અધ્યાય ૮૪ મો.

### પ્રજા, પ્રિય વચનથી વશ થાય છે.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર ! એ વિષયમાં બૃહસ્પતિ અને શક્રના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ હું તને કહું છું.[૧]

શક્રે પૂછયું;–"હે બૃહસ્પતિ ! જેમાં સર્વ ગુણો સમાયલા હોય એવું કયું આચરણ કરવાથી પુરુષને સર્વ પ્રાણીઓમાં માન્ય થઈ પડે તેવો મહાન્ યશ મળે !"[૨]

બૃહસ્પતિએ કહ્યું;–"હે શક્ર ! નિષ્કપટ એવાં એક પ્રિય વચનમાં સર્વે ગુણો સમાયલા છે. જે પુરુષ પ્રિય વચન બોલે છે, તેને સર્વ પ્રાણીઓમાં માન્ય થઇ પડે તેવો મહાન્ યશ મળે છે.[૩] હે શક્ર ! સર્વ લોકોને સુખ આપનારું એવું એ જ (વચન) એક છે કે, જેનું આચરણ

કરવાથી મનુષ્ય નિત્ય સર્વ પ્રાણીઓમાં પ્રિય થઇ પડે છે.૪ જે પુરુષ મધુર વાણી બોલતો નથી, પરંતુ નિત્ય પોતાની ભ્રૂકુટિ ચઢાવીને મુંગો રહે છે, તે પુરુષને સૌ લોકો ધિક્કારે છે.૫ પરંતુ જે પુરુષ હર કોઇપણ પુરુષને જોતાં વેંત, પ્રથમથી જ હસતે મુખડે વાતચિત કરવાનો આરંભ કરે છે, તેના ઉપર સર્વ લોકો પ્રસન્ન થાય છે.૬ દાન પણ મધુરવચનપૂર્વક જો આપવામાં આવતું નથી તો તે, વેસણ વગેરેથી રહિત શાક, જેમ ખાનારને પ્રસન્ન કરતું નથી,૭ તેમ દાન લેનારનું મન, દાન પ્રસન્ન કરતું નથી. પણ હે શક્ર! મધુર વાણી બોલીને લોકોની પાસેથી તેની વસ્તુઓ લેવામાં આવે, તોપણ લોકો પ્રસન્ન થઇને તેને વશ થાય છે.૮ દંડ ધારણ કરવાની ઇચ્છા રાખનારા રાજાએ મધુર વચનો બોલવાં; તેમ કરવાથી પ્રજા તેનાથી ઉદ્વિગ્ન થતી નથી અને રાજાને પ્રજાને વશ કરવારૂપ ફળ મળે છે.૯ પુણ્યવાન્, મધુર અને કોમળ વાણી બોલનારા પુરુષની સર્વે સારી રીતે સેવા કરે છે; અને તેના સમાન આ જગતમાં કોઇપણ પુરુષ નથી.”૧૦

પછી ભીષ્મ બોલ્યા;–આ રીતે પુરોહિત એવા બૃહસ્પતિએ શક્રને કહ્યું અને પછી શક્રે, (સર્વ સાથે) મધુર વચન બોલવાનો આરંભ કર્યો. તેમ જ હે કુંતીના પુત્ર! તું પણ એ સદ્ગુણ નીતિનું સારી રીતે આચરણ કર.૧૧

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां ‘इंद्र तथा बृहस्पतिनो संवाद’ ए नामनो अध्याय ८४ मो समाप्त.

## અધ્યાય ૮૫ મો.

### રાજ્ય મંડળનું બંધારણ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે રાજેન્દ્ર ભીષ્મ પિતામહ! રાજા કેવી રીતે પ્રજાનું પાલન કરે તો તે ધર્માનુસાર લોકોની પ્રીતિને અને સનાતન કીર્ત્તિને સંપાદન કરી શકે ?૧

ભીષ્મે કહ્યું;–રાજા શુદ્ધ મનનો થઇને કપટરહિત વ્યવહારવડે (નિષ્પક્ષપાતપણે) ધર્મથી પ્રજાનું પાલન કરે છે, તો તે ધર્મને અને કીર્ત્તિને સંપાદન કરીને, આ લોક તથા પરલોકને મેળવે છે.૨

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે મહા બુદ્ધિમાન્ પિતામહ! રાજાએ કયા અને કેવા વ્યવહારો કરવા, એ વાત હું તને પૂછું છું અને તે મને યથાર્થ રીતે કહેવાને તું જ યોગ્ય છે.૩ તેં પ્રથમ, પુરુષના જે ગુણો મને કહ્યા તેવા ગુણો એક પુરુષમાં કદી પણ હોઇ શકે નહિ, એમ મારું માનવું છે.૪

ભીષ્મે કહ્યું;–હે મહા પ્રાજ્ઞ અને બુદ્ધિમાન્ યુધિષ્ઠિર! તું કહે છે તે યથાર્થ છે. એવા ઉત્તમ ગુણોવાળો કોઇ પણ પુરુષ આ જગતમાં મળી શકવો મુશ્કેલ છે.૫ તેમાં પણ ઉત્તમ સ્વભાવ તો ખરેખર જ દુર્લભ છે. પ્રયત્ન કર્યા છતાં પણ તેવો પુરુષ જોવામાં આવતો નથી. માટે રાજાએ અમાત્યો કેવા કરવા, તે વાત હું તને ટુંકામાં કહું છું, તે તું શ્રવણ કર.૬ વેદ વિદ્યા જાણનારા, ડહાપણવાળા, સ્નાતક અને પવિત્ર મનના ચાર બ્રાહ્મણ; શરીરે બળવાન્ અને શસ્ત્ર સજનારા આઠ ક્ષત્રિયો;૭ ધનાઢ્ય એવા એકવીસ વૈશ્યો; નિત્ય કર્મ કરવામાં નિયમિત, પવિત્ર ને વિનયી એવા ત્રણ શૂદ્રો; અને આઠ ગુણવાળા,* પુરાણ જાણનારી સુતજાતિમાંથી એક—એમ ૪૫ પુરુષોનું મંત્રીમંડળ (દેશનો વહીવટ કરનારું સલાહકાર મંડળ) રાજાએ બનાવવું. એ મંડળમાંના સર્વે સભાસદો ડાહ્યા–ઠરેલ, ઈર્ષ્યા રહિત, પચાસ વર્ષના (એટલે અનુભવી), શ્રુતિ તથા સ્મૃતિ જાણનારા, વિનયી, સમદૃષ્ટિવાળા (એટલે સજાતિવિજાતિનો વિચાર નહિ કરનારા, પણ સમાનદૃષ્ટિથી પ્રજાના કાર્યાકાર્યને જોનારા), કાર્ય માટે પરસ્પર વિવાદ કરનારા પુરુષોમાં નિર્ણયપર આવવામાં સમર્થ,† ધનના લાલચુ ન હોય તેવા તથા સાત મહાભયંકર વ્યસનોથી‡ રહિત હોવા જોઇએ. આ સર્વેનું રાજાએ પોતાના રાજ્યમાં મંત્રીમંડળ બનાવવું.§ રાજાએ તે મંત્રીઓમાંથી આઠ મંત્રીના મંડળમાં મળીને પોતાનો મંત્ર (રાજકીય કાર્ય સંબંધી ગુપ્ત વિચાર) કરવો અને પોતે તેમાં પ્રધાનપણે (પ્રમુખાસને) રહેવું.૮–૧૧ મંત્રીઓની વચ્ચે કાર્યનો વિચાર સિદ્ધ થયા પછી તેને પોતાના દેશના મનુષ્યોને તે વિચાર અને

---

* એ આઠ ગુણ આ છે:–સુશ્રૂષા–સેવા કરવામાં તત્પર રહેવું, શ્રવણ, ગ્રહણ–કહેલા વિષયને બરાબર સમજવો, ધારણ–યાદ રાખવું, ઉહન–અમુક કાર્યનું પરિણામ કેવું આવશે તે ઉપર તર્ક કરવો, અપોહન–ઉલટો તર્ક કરવો કે અમુક પ્રકારે કાર્ય ન થયું અને અમુક થયું તો શું કરવું, વિજ્ઞાન–વ્યાવહારિકજ્ઞાન અને તત્ત્વજ્ઞાન–બ્રહ્મવિદ્યા.

† અર્થાત્ ન્યાય કરવા–આપવામાં બુદ્ધિશાળી. વાદી અને પ્રતિવાદીની સમર્થ દલીલ હોય, તેમાંથી સત્ય શોધી કાઢવામાં સમર્થ; અથવા દેશના લાભાલાભમાં, કે રાજસભામાં, બે પક્ષ મજબુતાઇથી પોતપોતાની દલીલ રજુ કરે ત્યારે તોડ શોધવામાં ચતુર.

‡ મૃગયા, જુગાર, સ્ત્રીસંગ, મદિરાપાન, પ્રહાર, કઠોર ભાષણ અને અર્થ દૂષણ.

§ અધ્યાય ૮૩ માંના પ્રથમ શ્લોકમાં જે મંત્રીમંડળ બનાવવાનું વર્ણન કર્યું છે, તે સામ્પ્રત ‘બ્રિટિશ કેબીનેટ’ અથવા ભારતવર્ષની ‘એક્ઝીક્યુટીવ કાઉન્સીલ’ જેવું મંડળ સમજવું. અત્ર જે વર્ણન આપ્યું છે તે સામ્પ્રત પાર્લામેંટ જેવા અથવા કાયદા ઘડનારી કાઉન્સીલ જેવા મંડળનું સમજવું. સામ્પ્રતમાં ઇગ્લીશ કેબીનેટના મેંબરો પાર્લામેંટમાં બેસે છે; અને કેબીનેટ કાઉન્સીલ સર્વ રાજ્યવ્યવસ્થા કરે છે, તેવી ઉક્ત, પ્રાચીનકાળની આર્ય રાજ્યની કાઉન્સીલો હશે.

તેનાં પરિણામ જાહેર કરવાં. તારે સદાય આવા વર્તનથી પ્રજાનું રક્ષણ કરવું.[૧૨] ઓ રાજન્! થાપણ તરિકે મૂકેલાં ધનને અથવા તો જે ધનને માટે વાદી પ્રતિવાદીઓ તકરાર કરતા હોય તેવાં ધનને, રાજ્યની મીલકત ગણીને તારે પચાવી પાડવું નહિ. એથી પ્રતિકૂળ રીતે વર્તવાથી, ન્યાયપદ્ધતિ અપવિત્ર થઇ જશે અને તને તથા તારા મંત્રીઓને અધર્મ પીડશે.[૧૩] (ન્યાયની પવિત્રતા ન જળવાશે તો) પક્ષીઓના ટોળાં જેમ શકરાથી દૂર નાસે છે અને ભાંગી ગયેલી નૌકા જેમ સમુદ્રમાં ડૂબી જાય છે; તેમ જ તારા દેશના મનુષ્યો પણ તારાથી દૂર નાસી જશે (અને તારું રાજ્ય ડૂબી નાશ પામશે).[૧૪] જે રાજા પ્રજાનું ધર્મથી પાલન કરતો નથી, પણ તેના ઉપર અન્યાય ગુજારે છે, તેના હૃદયમાં ભયનો સંચાર થાય છે અને તેને સ્વર્ગ મળતું નથી.[૧૫] હે રાજન્! રાજ્યનું મૂળ ધર્મ-પવિત્ર ન્યાય છે. જે મંત્રિ કે રાજપુત્ર, ધર્માસનપર બેસીને અન્યાયથી વર્તીને પ્રજાને પીડે છે અને રાજકીય કાર્યો ઉપર નિમેલા રાજાના જે અધિકારીઓ અન્યાયથી કાર્ય કરે છે તથા પોતાના સ્વાર્થ તરફ દોરાય છે, તેઓ પોતાના રાજાની સાથે નરકમાંજ પડે છે.[૧૬-૧૭] બળવાન્ અધિકારી નિર્બળ લોકો ઉપર બળાત્કાર કરે છે, તે વખતે પ્રજા દયા ઉપજે એવી રીતે બહુ બહુ વિલાપ કરે છે. તેવા અનાથ લોકોનો નાથ રાજા કહેવાય છે, અર્થાત્ રાજાએ અનાથોની નિત્ય રક્ષા કરવી જોઇએ.[૧૮] (ન્યાયકાર્યમાં) વાદી પ્રતિવાદીની તકરારમાં, સાક્ષી પુરાવા ઉપર સર્વ આધાર છે. પણ જ્યાં વાદી કે પ્રતિવાદી બેમાંથી એકે તરફનો સાક્ષી જ ન હોય, તેવે સમયે રાજાએ સૂક્ષ્મબુદ્ધિનો ઉપયોગ કરવો.*[૧૯] બન્નેના સત્યની પરીક્ષા-તપાસ કર્યા પછી અપરાધીઓને તેના અપરાધના પ્રમાણમાં શિક્ષા કરવી. ધનાઢ્ય પુરુષ અપરાધી ઠરે તો દંડ કરવો-તેનું ધન છીનવી લેવું; અને નિર્ધનની સ્વતંત્રતા છીનવી લેવી-તેને કેદની શિક્ષા કરવી.[૨૦] જો દુષ્ટ લોકો હોય તો, તેને બાંધી મારવાની શિક્ષા કરવી; અને શિષ્ટ લોકો હોય તો તેઓને ધીરજ આપીને તથા ભેટ આપવાવગેરેથી સત્કાર કરીને તેઓનું પાલન કરવું.[૨૧] જે પુરુષ રાજાનું ખુન કરે અથવા કરવાની કોશેશ કરે; જે આગ લગાડે; જે ચોરી કરે અને જે વર્ણસંકર પ્રજા કરે અર્થાત્ વ્યભિચાર કરે, તેઓને અનેક રીતે દેહાંતદંડની શિક્ષા કરવી.[૨૨] જે રાજા યોગ્ય રીતે અપરાધીને શિક્ષા કરે છે, તે રાજા શાસ્રોક્ત વિધિથી દેહાંતદંડની શિક્ષા કરે, તોપણ તે અધર્મી ગણાતો નથી; પરંતુ તે તો ઉલટો સનાતન એવા ધર્મને સંપાદન કરે છે.[૨૩] પરંતુ જે મૂર્ખ રાજા પોતાના સ્વચ્છંદીપણાથી ન્યાય કરે છે, તેની આ લોકમાં અપકીર્ત્તિ થાય છે અને મરણ પછી તે નરકમાં પડે છે.[૨૪] એકના અપરાધને લીધે રાજાએ બીજાને શિક્ષા કરવી નહિ. (જેમ કે પિતાના અપરાધથી પુત્રને શિક્ષા કરવી નહિ.) પરંતુ શાસ્ત્ર (કાયદો) અને યુક્તિથી અપરાધીના અપરાધનો સારી રીતે વિચાર કરીને પછી તેને કેદ કરવો અથવા તો છોડી મૂકવો.[૨૫] રાજાએ ગમે તેવી આપત્તિના સમયમાં પણ દૂતને હણવો નહિ. જે રાજા દૂતને હણે છે, તે મંત્રીઓ સાથે નરકમાં પડે છે![૨૬] ક્ષત્રિયના ધર્મમાં પરાયણ રહેનારો જે રાજા યથાર્થ બોલનારા દૂતને હણે છે, તેના પિતૃઓને ગર્ભહત્યાનું પાપ લાગે છે.[૨૭] દૂત કુલીન, મોટા કુટુંબવાળો, વાચાળ, ડહાપણવાળો, મધુરભાષી, યથાર્થવાદી અને પૂર્વાપરની વાતને સ્મરણ રાખનાર-આમ સાત ગુણ ધરાવનારો હોવો જોઇએ.[૨૮] રાજાનો પ્રતિહાર પણ એટલા જ ગુણવાળો અને તેનો શિરોરક્ષક પણ એટલા જ ગુણવાળો હોવો જોઇએ.[૨૯] સંધિ વિગ્રહ કરાવનારો મંત્રી ધર્મશાસ્રમાં કુશળ, બુદ્ધિમાન્, ધીર, લજ્જાશીલ અને છૂપી વાતને ગુપ્ત રાખનારો હોવો જોઇએ.[૩૦] અમાત્ય કુલીન, બળશાળી અને શુદ્ધ આચરણવાળો વખણાય છે. સેનાપતિ પણ એજ ગુણોથી અલંકૃત હોવો જોઇએ.[૩૧] તે ઉપરાંત વ્યૂહરચના, યંત્રો અને આયુધોનાં તત્ત્વને જાણનારો, પરાક્રમી, વરસાદ, ટાઢ, તડકો અને પવનને સહન કરનારો અને પારકા છિદ્રને જાણનારો હોવો જોઇએ.[૩૨] રાજાએ

---

* જેમ વાદી કહે કે, અમુક પ્રતિવાદી પાસે હું સો સોનામહોર માગું છું. પ્રતિવાદી કહે કે, હા; તે મારી પાસે સો સુવર્ણ મુદ્રા માગે છે. તેમાં સાક્ષી પુરાવાનું પ્રયોજન રહેતું નથી. પરંતુ પ્રતિવાદી કહે છે કે, તે મારી પાસે કંઇ માગતો નથી, તો તે બન્નેની વચ્ચે વિવાદ ઉભો થવાથી, સાક્ષીનું બળ નિર્ણાયક (નિર્ણય કરનાર) ગણાય છે. તે સમયે વાદીએ પોતાનું કહેલું સત્ય ઠરાવવા માટે સાક્ષીપત્રી હાજર કરવાં અથવા તો પ્રતિવાદીને સોગન આપવા. ક્ષેત્રાદિકના વાંધાના સંબંધમાં વિવાદ ચાલતો હોય તો પોતાનો ભોગવટો પુરવાર કરવો. હવે પ્રતિવાદી કહે કે મેં તેની પાસેથી અમુક પૈસા લીધા હતા ખરા, પરંતુ તેના પૈસા તેને પાછા આપી દીધા છે; અથવા તો આ જ વિષયમાં મેં પૂર્વે તેનો દાવો ખોટો ઠરાવ્યો હતો; પરંતુ તે નિર્લજ્જ હોવાથી પાછો દાવો લાવ્યો છે. આમ કહે તો પૈસા પાછા આપવાના સમયના અથવા તો વાદી હારી જવાના સમયના, સાક્ષીઓ વગેરે હાજર કરવા. પરંતુ જ્યાં વાદી અથવા તો પ્રતિવાદીના સાક્ષી વગેરે હોય જ નહિ અને સામો મનુષ્ય સોગન ખાય નહિ, તો તે વાંધામાં પડેલું ધન સાક્ષી ન હોવાથી નધણીયાતું થઇ પડે અને વાદી લેવા માટે આગ્રહ કરે તો તપાવેલી પરશુ વગેરે પ્રતિવાદી પાસે ઉપડાવીને તેના સત્યની વિશેષે કરીને પરીક્ષા કરવી. જેઓ પરીક્ષા કરતા નથી, અર્થાત્ કાર્યનો નિર્ણય બરાબર કરતા નથી, તેની અધોગતિ થાય છે. એટલા માટે લોકોના દાવાઓની પરીક્ષા સૂક્ષ્મબુદ્ધિથી કરવી.,

બીજાઓને વિશ્વાસુ કરવા, પરંતુ પોતે કોઇનો પણ વિશ્વાસ કરવો નહિ. હે રાજેન્દ્ર ! રાજાએ પોતાના પુત્રોનો વિશ્વાસ કરવો એ પણ સારું નહિ.[૩૩] હે નિર્દોષ રાજા! મેં તને આ નીતિશાસ્ત્રનો સાર કહ્યો ! કોઇનો પણ વિશ્વાસ ન કરવો, એ રાજાઓનું પરમ ગુહ્ય કહેવાય છે.[૩૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'अमात्यना विभाग' ए नामनो अध्याय ८९ मो समाप्त.

## અધ્યાય ૮૬ મો.

### રાજધાનીની રચના.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ ! રાજાએ કેવા નગરમાં રહેવું અને તે રાજધાનીનું નગર હોય તેમાં રહેવું કે પોતે નવું તૈયાર કરાવીને તેમાં રહેવું, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા;–હે ભરતવંશના રાજા ! પુત્રો અને સંબંધીઓની સાથે જે નગરમાં વાસ કરવાનો હોય, તે નગરના રક્ષણનો તથા તેમાં કેવી રીતે રહેવું તે વિશેનો પ્રશ્ન કરવો યોગ્ય છે.[૨] રાજધાનીના નગરને કિલ્લા વગેરે કેવા કરવા અને તેનાં રક્ષણો કેમ કરવાં, તે વિશે હું તને કહું, તે સાંભળીને તારે પ્રયત્નથી તે પ્રમાણે કરવું.[૩] જેમાં સર્વ જાતની સંપત્તિ પુષ્કળ ભરેલી હોય એવા છ જાતના કિલ્લાઓ કરીને પછી રાજાએ નગરોને વસાવવાં.[૪] ધન્વ દુર્ગ (ચારે તરફ નિર્જળ પ્રદેશ હોય તે), મહીદુર્ગ ( સપાટ પ્રદેશમાં કરેલો કિલ્લો ), ગિરિ દુર્ગ (પર્વતના શિખર ઉપર કરેલો કિલ્લો), મનુષ્ય દુર્ગ (સૈનિકોના પહેરાથી બનેલો), મૃત્તિકા દુર્ગ (મટોડીનો ચણેલો કિલ્લો) અને વન દુર્ગ (ઘાટા જંગલરૂપી કિલ્લો)–આ રીતે છ જાતના કિલ્લાઓ છે.[૫] રાજાએ એ કિલ્લાઓમાંનો એક જાતનો કિલ્લો બાંધીને, પોતાના રાજભક્ત અમાત્ય તથા સેના સાથે તે નગરમાં રહેવું. તે નગરની આસપાસ મજબૂત ભીંત તથા ખાઈઓ કરવી; હાથી, ઘોડા અને રથો તેમાં રાખવાં; વિદ્વાનો, શિલ્પ કળા જાણનારા પુરુષો, ધાન્યના કોઠારો, ધર્મનિષ્ઠ તથા કાર્યકુશળ મનુષ્યોને તેમાં વસાવવા. તેજસ્વી પુરુષો, હાથીઓ અને ઘોડાઓથી તે ભરપૂર રાખવું. તેમાં મોટાં મોટાં ચૌટાંઓ અને બજારો બંધાવવાં, તેમાં વેપાર વ્યવહારો નીતિને ધર્મયુક્ત ચાલુ કરવા અને તે શાંતિમય અને નિર્ભય થાય તેમ કરવું. તે નગર ચોતરફથી ઝળાંઝળાં, ગીત, વાદિત્રના ધ્વનિથી ગાજી રહેલું, સારાં ઘરોથી શોભીતું, શૂરવીરો અને ધનાઢ્યોથી ભરપૂર, વેદોના ઘોષથી ગાજી રહેલું, સમાજો અને ઉત્સવોથી યુક્ત, સદાય જ્યાં દેવોની પૂજા થતી હોય તેવું હોવું જોઇએ.[૬–૧૦] તે નગરમાં રાજાએ ધનના ભંડાર, સૈન્ય, મિત્રો તથા લોકની સાથે વ્યવહારો વધારવા. નગરમાંથી તથા પ્રાંતોમાંથી હરકોઇ પ્રકારના લુચ્ચાઓને હાંકી કાઢવા.[૧૧] ત્યાં વાસણોના ભંડારો, આયુધશાળાઓ, ધાન્યના કોઠારો અને યંત્રની શાળાઓમાં વધારો કરનારાઓને નિમવા.[૧૨] લાકડાં, લોઢું, ધાન્યનાં ફોતરાં, કોયલા, શિંગડાં, હાડકાં, વાંસ, મજ્જા, સ્નેહ (તેલ, ઘી વગેરે), વસા, મધ, ઔષધિઓનો જથ્થો, શણ, રાળ, ધાન્ય, આયુધો, બાણ, ચામડાં, તાંત, નેતર, મુંજ અને બળ બીજનાં દોરડાંઓનો સંગ્રહ રાખવો. તેમાં ઘણાં પાણીવાળાં તળાવો અને કૂવાઓ વગેરે બંધાવવાં. છીરવાળાં (વડ, પીપર, પીપળો, ઉંબરો, વગેરે) વૃક્ષોનું સદાય રક્ષણ કરવું.[૧૩–૧૫] રાજાએ આચાર્યો, ઋત્વિજો, પુરોહિતો, મોટા ધનુર્ધારીઓ, ઘર વગેરેનાં બાંધ કામ જાણનારાઓ, જ્યોતિર્વિદો, વૈદ્યો વગેરેનો પ્રયત્નપૂર્વક સત્કાર કરવો.[૧૬] પ્રાજ્ઞ ( શાસ્ત્રનઅર્થને જાણનારા ), બુદ્ધિમાન્, જિતેન્દ્રિય, ડહાપણવાળા, શૂરવીર, બહુશ્રુત, કુલીન, બળવાન્ અને સર્વ કાર્યોમાં જોડેલા ધાર્મિક પુરુષોની રાજાએ પૂજા કરવી. અધાર્મિક પુરુષોને શિક્ષા કરવી અને સર્વ વર્ણના લોકોને તેમના વર્ણ પ્રમાણે તેઓથી થઇ શકે તેવાં કાર્યો ઉપર નિમવા.[૧૭–૧૮] નગરવાસીઓ અને દેશવાસીઓનાં બાહ્ય તથા આભ્યંતર કાર્યોને દૂતોદ્વારા સારી રીતે જાણવાં અને પછી લોકહિતનું દંડકાર્ય કરવું.[૧૯] દૂત, મંત્ર, ભંડાર અને (જેઓને શાસન કાર્યપર નિમ્યા હોય) આ સર્વની રાજાએ જાતે નિરીક્ષા કરવી; કારણ કે તેઓના (સારા નરસા) ઉપર જ આખાં રાજ્યનો આધાર રહેલો હોય છે.[૨૦] રાજાએ નગરમાં અને દેશમાં વસતા તટસ્થ, શત્રુ અને મિત્રનાં સર્વ કર્તવ્યોને દૂતોદ્વારા જાણવાં;[૨૧] અને તે પછી રાજાએ સાવધાન થઇને તેઓના સંબંધમાં જેમ વર્તવું હોય તેમ વર્તવું. રાજભક્તોનો સત્કાર કરવો; રાજદ્રોહીઓને શિક્ષા કરવી;[૨૨] નિત્ય યજ્ઞયાગ કરવા; કોઇને પણ દુઃખ દીધા વગર દાન દેવું; પ્રજાનું રક્ષણ કરવું; પણ ધર્મમાં વિરોધ આવે તેવું કાર્ય કરવું નહિ;[૨૩] દીનોનું, અનાથોનું વૃદ્ધોનું અને વિધવા સ્ત્રીઓનું પોષણ કરવું; અને તેઓની આજીવિકા બાંધી આપવી.[૨૪] વળી રાજાએ આશ્રમોમાં રહેનારા તપસ્વીઓનો નિત્ય સત્કાર કરવો, તેઓની પૂજા કરવી, તેઓને માન આપવું અને સમયાનુસાર વસ્ત્ર, પાત્ર, તથા ભોજન પણ પૂરું પાડવું.[૨૫] રાજાએ પૂર્ણ સાવધ રહી, ( પોતાના રાજ્યના ) તપસ્વીઓને પોતાના પંડ સંબંધી, પોતાના કાર્યો સંબંધી અને પોતાનાં રાજ્ય

સંબંધી સર્વ હકીકત નિવેદન કરવી. તેઓની પાસે સદા નમ્ર થઈ રહેવું.[૨૬] જે તપસ્વી કુલીન, ઘણાં શાસ્ત્રો જાણનાર અને સર્વ વસ્તુઓનો ત્યાગ કરી દેનારો હોય, તેવા તપસ્વીને, રાજાએ સુવા માટે શય્યા, બેસવા માટે આસન અને ભોજન માટે અન્ન અર્પણ કરીને તેમની સેવા કરવી.[૨૭] ગમે તેવી આપત્તિના સમયમાં પણ રાજાએ તેનો વિશ્વાસ કરવો. ચોરો પણ તપસ્વીઓનો વિશ્વાસ કરે છે.[૨૮] તેવા તપસ્વીઓને પોતાનો ભંડાર સોંપવો અને તેમની પાસેથી ઉપદેશ ગ્રહણ કરવો. પરંતુ તપસ્વીઓની વારંવાર ( ભંડાર વગેરે સાપીને ) સેવા કરવી નહિ; તેમ પ્રત્યેક પ્રસંગે પૂજા પણ કરવી નહિ.[૨૯]* આવા વિશ્વાસુ તપસ્વીઓમાંથી ચારને પોતાના મિત્ર કરી રાખવા. તે આ પ્રમાણેઃ- એક પોતાના દેશમાંથી પસંદ કરવો, એક શત્રુના રાજ્યમાંથી પસંદ કરવો, એક અરણ્યવાસીમાંથી પસંદ કરવો અને એક ખંડીયા રાજાઓના નગરમાંથી પસંદ કરવો.[૩૦] પોતાના દેશના તપસ્વીઓની પેઠે જ પારકા રાજ્યમાં રહેનારા તથા વનમાં રહેનારા તપસ્વીઓનો પણ સત્કાર કરવો; માન આપવું તથા તેઓનું પોષણ કરવું.[૩૧] ઉત્તમ આચરણવાળા, તે તપસ્વીઓ કોઇક ( આપત્તિ ) સમયે રાજા શરણે આવે તો તેને તેની ઇચ્છા પ્રમાણે આશ્રય આપે છે.[૩૨] કેવા નગરમાં રાજાએ પોતે નિવાસ કરવો, એ વિષયમાં મેં તને ટુંકામાં રહેવા યોગ્ય નગરનું લક્ષણ કહી સંભળાવ્યું.[૩૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुसासन पर्वमां 'दुर्गनी परीक्षा' ए नामनो अध्याय ८६ मो समाप्त.

## અધ્યય ૮૭ મો.

### રાજ્યવ્યવસ્થા અને વેપારીઓના રક્ષણની આવશ્યકતા.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મને દેશની રક્ષાનો ઉપાય તથા દેશને વશ કરવાનો ઉપાય સારી રીતે જાણવાની ઇચ્છા છે, માટે તે કહે.[૧]

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! હું તને રાજ્ય કેમ સ્થિર કરી શકાય અને તેનું કેમ રક્ષણ થઈ શકે તેનો ઉપાય, કહું છું, તે તું એક ચિત્ત થઇને સાંભળ.[૨] પ્રત્યેક ગામ ઉપર એક અધિપતિ નિમવો; એવા દશ ગામના અધિપતિ ઉપર એક ઉપરિ અધિપતિ નિમવો. એવા બે અધિપતિ ઉપર એટલે વીશ ગામોના અધિપતિ ઉપર એક અધિપતિ નિમવો. તેવા પાંચ અધિકારી ઉપર એટલે સો ગામો તપાસનાર એક અધિપતિ નિમવો; અને તેવા દશ અધિકારી ઉપર એટલે એક હજાર ગામો તપાસનાર એક અધિપતિ નિમવો.[૩] એક ગામના નાયકે (સામ્પ્રત પટેલ પોતાના ગામના માણસોની રીતભાત અને ગામમાં જે જે અપરાધો બને તે તે અપરાધો, દશ ગામના અધિપતિને જાહેર કરવા; દશ ગામના અધિપતિએ પોતાના તાબાના દશ ગામના મનુષ્યોની રીતભાત અને દશ ગામમાં બનેલા અપરાધો વીસ ગામના અધિપતિને નિવેદન કરવા; વીસ ગામના અધિપતિએ પોતાના તાબાના ગામોમાં બનેલા સર્વ અપરાધો સો ગામના અધિપતિને નિવેદન કરવા અને તેમણે હજાર ગામના અધિપતિને નિવેદન કરવા.[૪-૫] એક ગામના નાયકે પોતાના ગામમાં જે પેદાયશ થતી હોય તેની તપાસ રાખવી અને પોતાના ભાગમાં જે જે વસ્તુઓ મળે તેનો ઉપભોગ કરવો. અને તેણે પોતાના ભાગ પ્રમાણે દશ ગામના અધિપતિનું પોષણ કરવાને ભાગ આપવો. દશ ગામના અધિપતિને પોતાના તાબાના ગામોમાંથી જે લે તેમાંથી વીસ ગામના અધિપતિના પોષણ માટે ભાગ આપવો.[૬] સો ગામના અધ્યક્ષને રાજાએ માન આપવું અને તેને એક ગામનો માનપૂર્વક ભોગવટો કરવાનો હક્ક આપવો. હે ભરતવંશ શ્રેષ્ઠ! એ ગામ ઘણું જ મોટું, સમૃદ્ધિવાળું અને સારી વસ્તીવાળું હોવું જોઈએ.[૭] હે ભરતવંશના રાજા! રાજાએ ભોગવટા માટે આપેલા તે ગામનો વહિવટ હજાર ગામના ઉપરિના તાબામાં રાખવો, (કે જેથી તેના તાબાની પ્રજાપર કોઈ પણ જાતનું દુઃખ પડે નહિ.) હજાર ગામના અધિપતિએ (વહિવટદારે) એક સાધારણ શહેર (કસબા)ની ઉત્પન્નમાંથી પોતાનો નિર્વાહ કરવો.[૮] તેણે નગર જનોની સાથે રહીને ધાન્ય તથા સુવર્ણનો જે વધારો મળે તેનો આજીવિકા તરિકે ઉપભોગ કરવો; યુદ્ધ સંબંધી કાર્યોની તથા રાજ્યનાં અંદરનાં કાર્યોની તપાસ રાખવી. એક નીતિવાન્ મંત્રીએ સાવધાન રહીને કાર્ય પદ્ધતિની અને તે તે અધિકારીઓના એક બીજા સાથના સંબંધની તપાસ રાખવી. દરેક નગર (જીલ્લા)માં એક એવો અધિકારી નિમવો કે જે પોતાની સત્તા નીચેના સર્વ કામપર દેખરેખ રાખે.[૯-૧૦] નક્ષત્રોના મંડળમાં જેમ એક મહા ભયંકર ગ્રહ ઉંચ સ્થાન ઉપર રહે છે, તેમ તે પુરુષે તાબાના સર્વ અધિકારીઓના ઉપરિપદ ઉપર બિરાજીને તે સર્વેયનાં કાર્યોની તપાસ કરવી;[૧૧] અને દેશમાં ફરનારા દૂત મારફતે દેશના અધિકારીઓની વર્તણુક પણ જાણી લેવી. રક્ષાને માટે નિમાયલા અધિકારીઓ જો હિંસક

* કારણ કે તેમ કરવાથી ચોરો, તેઓને વખતપર મારી નાંખે છે.

સ્વભાવના, ક્રૂર કર્મ કરવાની ઇચ્છાવાળા, પારકું ધન હરણ કરનારા અને લુચ્ચા હોય તો તેઓથી પ્રજાનું રાજાએ રક્ષણ કરવું જોઇએ. માલની ખરીદી ને વેચાણની નોંધ રાખવી, માર્ગની હાલત તપાસવી, તેઓને અન્ન કેવું મળે છે, કેવાં વસ્ત્ર પહેરે છે, વેપારમાં નફો છે કે ટોટો છે, એ સર્વની તપાસ કર્યા પછી વેપારીઓ-પર કર મૂકવો.[૧૨-૧૩] હંમેશા શિલ્પીઓની* વૃદ્ધિ, આવક અને ખર્ચ, તેઓનો નફો, તોટો અને કળાની સ્થિતિ તપાસી, રાજાએ શિલ્પકળાવાળાઓપર કર ઠરાવવો.[૧૪] હે યુધિષ્ઠિર! રાજાની ઇચ્છા હોય તો ભારે કર મૂકવામાં હરકત નથી, પણ તેણે કદી પણ એવો કર નહીં મૂકવો, કે જેથી પ્રજા ચૂસાઇ જાય.[૧૫] પદાર્થ બનાવવામાં જતી મહેનતનો ખર્ચ બાદ કરી, નક્કી નફા ઉપર કર મૂકવો.[૧૬] કોઇ પણ પુરુષ પ્રયોજન વગર કે ફળના લાભ વગર ધંધો કરવા માટે પ્રવૃત્તિ કરતો નથી; એટલા માટે રાજા તથા કાર્યનો કર્તા બન્ને નફાના સરખા ભાગી થાય, તે પ્રમાણે વિચાર કર્યા પછી જ રાજાએ નિત્યના કરો ચાલુ કરવા; પરંતુ રાજાએ અતિતૃષ્ણાથી (લોભથી) એવા કર ન મૂકવા કે, જેથી પોતાના પાયારૂપ દેશનો તથા પ્રજાના પાયારૂપ ખેતીવાડીનો નાશ થઈ જાય; પણ પોતાની તૃષ્ણાને અટકાવી દઇને, રાજાએ પ્રજાના પ્રીતિપાત્ર થવું. જે રાજા, પ્રજાપર મોટા મોટા કર નાંખીને તેને ચૂસી લે છે; અર્થાત્ મહાલોભી તરિકે પ્રખ્યાત થાય છે, તે રાજાને તેની પ્રજા ધિક્કારે છે.[૧૭-૧૯] પ્રજામાં ધિક્કારપાત્ર થયેલા રાજાનું કેવી રીતે ભલું થાય? જે રાજા પ્રજામાં અપ્રિય થઈ પડે છે, તેને પ્રજા તરફથી કોઇપણ જાતનું ફળ મળતું નથી. બુદ્ધિમાન્ રાજાએ, વાછડો જેમ ધીરે ધીરે ગાયને ધાવે છે, તેમ ધીમે ધીમે દેશમાંથી કરરૂપી દૂધ દોહવું.[૨૦] હે ભરતવંશી રાજા! જો વાછડાને ધાવવા દેવામાં આવે છે, તો તે બળવાન્ થઇને ભાર સહન કરે છે; પરંતુ હે યુધિષ્ઠિર! જેમ ગાયને વિશેષ દોહવામાં આવે અને વાછડાને પોષવામાં ન આવે તો તે અશક્ત અને સુકલકડી જેવો થઈ જાય તો તે સારી રીતે પોતાનું કાર્ય કરી શકતો નથી;[૨૧] તેમ જ રાષ્ટ્ર (દેશ)માંથી પણ બહુ દોહન કરવામાં આવે, અર્થાત્ મોટો કર લઇને તેને નિર્બળ કરી નાંખવામાં આવે, તો તે રાજા મોટું કામ કરી શકતો નથી. જે રાજા પંડે પોતાના દેશ ઉપર અનુગ્રહ કરીને (વિચારીને કર મૂકી) તેનું રક્ષણ કરે છે અને તેમાંથી મળતી ઉપજ ઉપર પોતાની આજીવિકા ચલાવે છે, તે રાજાને મોટું ફળ (મોટો ફાયદો) મળે છે. (એમ વર્તવાથી) જ્યારે રાજ્ય ઉપર આપત્તિ આવી પડે છે, ત્યારે તે રાજાને (પ્રજા તરફથી) પુષ્કળ ધન મળે છે.[૨૨-૨૩] રક્ષણ કરેલો આખો દેશ જ ભંડારરૂપ થઇ પડે છે અને તેનો ભંડાર એક શયનગૃહ સમાન ગણાય છે. પણ જો નગરના લોકો, દેશના લોકો તથા સર્વે આશ્રિત જનો અલ્પ-ધનવાળા હોય અને તેઓ તાત્કાળમાં કે ધીમે ધીમે (વ્યાપાર વ્યવહાર માટે) મદદ માંગતા હોય, તો તે સર્વનું રાજાએ શક્તિ અનુસાર રક્ષણ કરવું.[૨૪] માત્ર જંગલી (દસ્યુ) લોકોને તાબે રાખીને નગરના મનુષ્યોની પાસેથી તેના રક્ષણ બદલ કર લેવો. આ રીતે કરવાથી લોકો રાજાને દુઃખે દુઃખ અને સુખે સુખ માની લઇને રાજાના ઉપર પ્રસન્ન રહે છે.[૨૫] નાણું જોઇતું હોય ત્યારે, રાજાએ પ્રથમ પોતાની પ્રજાને કહેવું કે, ચોર લોકોને શિક્ષા કરવા માટે સૈન્ય ઉભું કરવા ધન જોઇએ. આ રીતે સૂચના કર્યા પછી રાજાએ મુખ્ય મુખ્ય ગામોમાં જઇને ત્યાં રહેનારા લોકોને ભય બતાવવો.[૨૬] તેઓને કહેવું કે 'આપણા ઉપર આફત આવવાની છે; પરદેશી રાજ્ય તરફથી મહાન્ ભય આવવાનો છે, પણ વાંસને આવેલાં ફળો જેમ તુરત જ નાશ પામે છે, તેમ જ તે આપત્તિનો નાશ થશે![૨૭] મારા ઘણા શત્રુઓ લુટારાઓની સાથે મળીને આપણા દેશ ઉપર જુલમ કરવાને ચઢી આવે છે, પણ તેથી તેઓનો પોતાનો જ નાશ થશે.[૨૮] આ મહાભયંકર આપત્તિ આવી પડી છે; એ સમયે તમારી રક્ષા કરવા માટે હું તમારી પાસે ધનની યાચના કરું છું.[૨૯] જ્યારે ભય મટી જશે, ત્યારે હું તો તમને સર્વ ધન પાછું આપીશ, પરંતુ શત્રુઓ તમારી પાસેથી, (જો મારી પાસે લશ્કર તૈયાર ન હશે, અને તે જિતી જશે તો તમારું ધન લૂટી જશે અને) જે ધન જોરજુલમથી લુંટી જશે તે તમને પાછું આપશે નહિ![૩૦] કદાચ તમે કહેશો કે, અમે અમારા પુત્રો અને સ્ત્રીઓને માટે ધનનો સંગ્રહ કર્યો છે (તે કેમ તમને આપીએ?) તેના ઉત્તરમાં કહેવાનું કે (રક્ષણ વિના) તમારાં સ્ત્રી પુત્ર વગેરે સર્વનો નાશ થઇ જશે.[૩૧] માટે તમે આ સમયે મને જો સહાય આપશો, તો હું મારી શક્તિના પ્રમાણમાં તમને અને દેશને પીડા કર્યા વિના તમારા ઉપર અને દેશ ઉપર અનુગ્રહ કરીશ અને મારો ઉદય થશે કે, મારા પ્રભાવથી પુત્રોની પેઠે તમને પ્રસન્ન કરીશ.[૩૨] આપત્તિના સમયમાં તો મહા બળવાન બળદો જેમ ભારને વહન કરે, તેમ તમારો પણ આપત્તિનો ભાર વહન કરવો જોઇએ, અર્થાત્ સહાયતા આપવી જોઇએ. હરકોઇપણ જાતની આપત્તિમાં મનુષ્યે ધનને વહાલું ગણવું નહિ!'[૩૩]

* શિલ્પકળાવાળાઓમાં, ઘાટ ઘડનારા, વણકર, સોની વગેરે કારીગરો સમજવા.

સમયને જાણનારા રાજાએ, એ પ્રમાણે મધુર ઉપચારવાળી અને સુકુમાર વાણીવડે, પ્રજા ગણની પાસેથી કરરૂપી ધન મેળવવા માટે યોગ-ધન મેળવવાનો ઉપાય-યોજીને, પોતાના તેજરૂપ પ્રતિનિધિને સુરક્ષિત કરવા અને મોકલીને પ્રજાજનની પાસેથી ધન લેવું.૩૪ નગરો ને કિલ્લા બાંધવા માટે, રાજના સેવકોના ભરણપોષણ માટે તથા પારકાના હુમલાથી થનારા ભયનું અને એ ભયમાંથી રક્ષણ કરવાની અને સુખશાંતિમાં રાખવાની કેટલી આવશ્યકતા છે, તેનું અવલોકન કરાવીને, વેપારીઓ પાસેથી કર લેવો.૩૫ વેપારીઓના તરફ રાજા જો બેદરકારીથી વર્તે છે તો તેઓ પાયમાલ થઈ જાય છે અને તેઓ (રાજાનો ત્યાગ કરીને) વનમાં ચાલ્યા જાય છે. માટે રાજાએ વૈશ્યો (વેપારીઓ) ની સાથે વિશેષ મૃદુતાથી વર્તવું.૩૬ હે પૃથાપુત્ર! નિત્ય વેપારીઓને ધીરજ આપવી, તેઓનું રક્ષણ કરવું, તેઓને સમયે સમયે ઇનામો આપવાં, તેઓની સ્થિતિનો ક્ષણે ક્ષણે તપાસ કરવો, તેઓનું પોષણ કરવું અને તેઓનાં (વેપારની વૃદ્ધિ થાય તેવાં) મન ગમતાં કાર્ય કરવાં.૩૭ હે ભરતવંશી રાજા! વેપારીઓને નિત્ય તેના પરિશ્રમનો બદલો આપવો, કે જેથી તેઓ દેશની, વ્યવહારની અને ખેતીવાડીની વૃદ્ધિ કરે.૩૮ વિચક્ષણ રાજાએ દયાળુ અને સાવધાન થઇને વેપારીઓના ઉપર સહન થઈ શકે તેવા કર મૂકવા અને પ્રયત્નપૂર્વક તેની સાથે પ્રીતિ કરવી,૩૯ કે જેથી હે યુધિષ્ઠિર! વેપારીઓ કુશળતાથી સર્વ ઠેકાણે ફરી શકે; રાજાને આના જેવું બીજું કોઇ પણ કાર્ય ઉત્તમ નથી.૪૦

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'राष्ट्रनी गुप्ति वगेरेनुं कथन' ए नामनो अध्याय ८७ मो समाप्त.

## અધ્યાય ૮૮ મો.

### કર મૂકવા વસુલ કરવા વિષે.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે મહામતિ ભીષ્મ પિતામહ! રાજા સંપૂર્ણ રીતે સમર્થ હોય તો પણ તેને ધનનો ભંડાર એકઠો કરવાની ઇચ્છા થાય તો તેણે કેવા ઉપાયો લેવા, તે મને કહો.૧

ભીષ્મે કહ્યું;-ધર્મ સંપાદન કરવાની ઇચ્છાવાળા રાજાએ પ્રજાનું હિત કરવા માટે, તત્પર થઇને દેશ અને કાળ, તથા સ્વબુદ્ધિ અને બળને અનુસરીને પ્રજાનું પાલન કરવું;૨ પ્રજાનું અને પોતાનું શ્રેય (કલ્યાણ) થાય, તે પ્રમાણેના પોતાના દેશમાં સર્વ કાર્યોનો આરંભ કરવો;૩ અને ભમરાઓ જેમ વૃક્ષમાંથી મધને ચૂસે છે, તેમ રાજાએ પણ પોતાના દેશમાંથી કરરૂપી મધને ધીરે ધીરે એકઠું કરવું. વાછડા જેમ ગાયના સ્તનને નહિ કરડતાં ધાવે છે, તેમ જ રાજાએ પ્રજાનો સંહાર નહિ કરતાં તેની પાસેથી કર વસુલ કરવો.૪ જળોની પેઠે રાજાએ કોમળતાવડે રાષ્ટ્રમાંથી કરનું દોહન કરવું. વાઘેણ જેમ પોતાના પુત્રને દાંતોવડે ઉપાડે છે, પણ તેના શરીરમાં દાંત પેસવા દેતી નથી; તેમ રાજાએ પણ પ્રજાને પીડા નહિ થાય તે પ્રમાણે કર વસુલ કરવો.૫ તીક્ષ્ણ દાંતવાળો ઉંદર જેમ નિદ્રાવશ થયેલા મનુષ્યના પગના માંસને એવી કોમળતાથી કાતરી ખાય છે કે, નિદ્રાવશ થયેલો મનુષ્ય સાધારણ વેદનાથી પોતાના પગને જરા જરા હલાવે છે; પરંતુ તીવ્ર વેદના ન થવાથી જાગી ઉઠતો નથી, તેમ ઉંદરને હાંકી પણ મૂકતો નથી! તેવી જ રીતે રાજાએ પણ મૃદુ ઉપાય વાપરીને પ્રજા પાસેથી કર લેવો, કે જેથી પ્રજા દુઃખી થાય નહિ, તેમ તેનો તિરસ્કાર પણ કરે નહિ.૬ રાજાએ થોડા થોડા કર લઇને પછી ધીમે ધીમે છેવટે વધારવો. આમ ક્રમે ક્રમે કરમાં એવી રીતે વધારો કરી દેવો કે, જે યોગ્ય ગણાય.૭ પુરુષ જેમ વાછડાઓનાં ટોળાંને નાથી, તે પછી ધીરે ધીરે તેઓના ઉપર ભાર લાદવા માંડે છે અને નિત્ય નિત્ય તેમાં વધારો કર્યા કરે છે; એવી રીતે રાજાએ પણ પ્રયત્નથી કોમળતાપૂર્વક પ્રજાના ગળામાં કરની પાશ ધીમે ધીમે નાંખવી.૮ બળદોના ગળામાં જો એકદમ પાશ (જોતર) નાંખવામાં આવે છે તો તે તાબે નહિ થતાં તોફાન કરીને મરણ પામે છે; પણ ક્રમથી જો તેના ગળામાં પાશ નાંખવામાં આવે છે, તો તે તાબે થાય છે. તેમ જ પ્રજાને પણ ઉચિત ક્રમથી જો વશ કરવામાં આવે છે, તો તે વશ થાય છે.૯ તે માટે પ્રત્યેક પુરુષને વશ કરવાનો પ્રયત્ન દુર્લભ છે; પરંતુ મુખ્ય મુખ્ય પુરુષોને સમજાવવા અને પછી સાધારણ મનુષ્યોને પોતાને વશ કરવાં.૧૦ વશ કરવા ધારેલાં મનુષ્યો, જેઓ કરભાર સહેનારા છે, તેમની વચ્ચે, તેઓના આગેવાનોદ્વારા ભેદ પડાવવો. પછી રાજાએ બહાર પડી તેઓને સમજણથી શાંત કરવા અને પોતાને જે જોઈતું હોય તે પ્રયત્ન વગર મેળવી લેઇ રાજાએ સુખનો ઉપભોગ કરવો.૧૧ જે કર આપવાને અયોગ્ય હોય, તેની પાસેથી કર લેવો નહિ; જરૂર વગર કર લેવો નહિ; પરંતુ અનુક્રમે સમજણ આપીને, સમય જોઇને તથા રીતિ પ્રમાણે પ્રજાની પાસેથી કર લેવો.૧૨ હું તને જે ઉપાય કહું છું, તે રાજાની યુક્તિ છે. એ કપટ નથી, પણ કર લેવાની નીતિ છે. જે મનુષ્ય વગર ઉપાયે ઘોડાને તાબે કરવા જાય છે, તે ઉલટો

થોડાને કોપાયમાન કરે છે. તેમ જ પ્રજાની પાસેથી યુક્તિ વગર કર લે છે તો પ્રજા રાજા ઉપર ક્રોધાયમાન થાય છે.[૧૩]

મદ્યની શાળાઓ, વેશ્યાઓ, ખબર પહોંચાડનારી કુટ્ટણીઓ, નટો, જુગારખાનાવાળા અને તેના સરખા બીજા લોકો, જેઓ દેશનો નાશ કરનારા હોય છે, તેઓને રાજાએ શિક્ષાથી નિયમમાં રાખવા. આ લોકો જો દેશમાં રહે છે તો તે દેશની સદ્ગુણી પ્રજાને દુઃખી કરે છે.[૧૪-૧૫] મનુએ પોતે લોકોના સંબંધમાં એવી વ્યવસ્થા કરી છે કે, સારા સમયમાં રાજાએ કોઇપણ પુરુષ પાસેથી પૈસા કે કર લેવો નહિ.* તેમ કોઈ મનુષ્યે આપત્કાળ વગર કોઇની પાસે યાચના કરવી નહિ.[૧૬] સર્વે મનુષ્યો જો કામ કરે નહિ, પરંતુ ભિક્ષા વગેરે માંગીને પોતાનું જીવન ગાળે તો ખરેખર આ સર્વ લોકો નાશ પામે.[૧૭] વેદમાં કહ્યું છે કેઃ–લોકોને વશમાં રાખવાનું કામ રાજાનું છે; છતાં જે રાજા પ્રજાને નિયમમાં રાખતો નથી, તે રાજાને લોકોના પાપનો એક ચતુર્થાંશ ભોગવવો પડે છે.[૧૮] રાજા જેમ પાપનો એક ચતુર્થાંશ ભોગવે છે, તેમ જ પુણ્યનો પણ એક ચતુર્થાંશ ભોગવે છે. માટે હે રાજા! રાજાએ પાપીઓને સદાય શિક્ષા કરીને નિયમમાં રાખવા જોઇએ.[૧૯] પાપીઓને નિયમમાં નહિ રાખનારો રાજા જેમ પાપનો ભાગી થાય છે, તેમ જ પ્રજાને નિયમમાં રાખનારા રાજાને પ્રજાના પુણ્યનો એક ચતુર્થાંશ મળે છે.[૨૦] મદ્યશાળા વગેરે સ્થાનોનો પ્રસંગ ઐશ્વર્યનો નાશ કરી નાંખે છે, એટલા માટે રાજાએ મદ્યશાળા વગેરે સ્થાનો દેશમાં કરવા દેવાં નહિ. જે પુરુષ વિષયમાં રચ્યોપચ્યો રહે છે, તે પુરુષ કીયા અકાર્યનો ત્યાગ કરશે? અર્થાત્ તે સર્વ અકાર્ય કરે છે.[૨૧] જે પુરુષ (રાજા) કામાધીન હોય છે, તે પુરુષ મદિરા, માંસ, પારકું ધન, સ્ત્રી વગેરેનું હરણ કરે છે અને દેશમાં તે પ્રમાણે કરવાની આજ્ઞા કરે છે![૨૨] જેઓનો ભીખ માંગવાનો ધંધો નથી, પણ આપત્તિના સમયમાં જે પુરુષો યાચના કરે, તેઓને દયા કે ભયથી નહિ, પરંતુ ધર્મ સમજીને અન્નાદિક આપવું.[૨૩] તારા દેશમાં ભિક્ષુકો તથા ચોરો ન થાય એમ હું ઇચ્છું છું, કારણ કે તેઓ લોકોનું ભલું કરનારા નથી; પરંતુ તેઓનાં ધનને હરણ કરનારા છે.[૨૪] જેઓ પ્રાણીઓના ઉપર અનુગ્રહ કરે છે અને જેઓ પ્રજાની વૃદ્ધિ (સુખ–વ્યાપારની) કરે છે, તેવા પુરુષો તારા દેશમાં રહો, પરંતુ પ્રાણીઓનો નાશ કરનારા લોકોનો વધારો મા થાવ.[૨૫]

* એમાં પૈસા એટલે વ્યાજુકા પૈસા, જેવી કે લોન અને કર એટલે, કરમાં વધારો કરવો નહિ તે.

હવે જે અધિકારીઓ પ્રજાની પાસેથી નિયમના કરતાં વિશેષ કર લે છે તેઓને, હે મહારાજા! તારે શિક્ષા કરવી. બીજા અધિકારીઓદ્વારા તારા અધિકારીઓ કર કેટલો લે છે, તેની તપાસ કરાવવી.[૨૬] ખેતીવાડી, ગોરક્ષા, વ્યાપાર તથા તેના જેવા જે કંઈ બીજાં કાર્યો હોય, તે ઘણા પુરુષોદ્વારા, કર્મના ભેદ પ્રમાણે કરાવવાં.[૨૭] ખેતીવાડી, ગોરક્ષા ને વ્યાપાર કરવામાં મનુષ્યને જો કંઇપણ સંકટ આવી પડે છે, તો રાજાની નિંદા થાય છે, (માટે રાજાએ વ્યપારાદિક કરનારાઓને લુટારા–ચોર કે પોતાના અધિકારીઓ તરફથી સંકટ નડે નહિ, તેની સંભાળ રાખવી).[૨૮] ભોજન, પાન તથા વસ્ત્રોવડે રાજાએ ધનવાનોનો નિત્ય સત્કાર કરવો અને તેઓને કહેવું કે, 'તમે મારા ઉપર તથા મારી પ્રજા ઉપર અનુગ્રહ કરજો.'[૨૯] હે ભરતવંશીરાજા! ધનવાન્ પુરુષ રાજ્યનું મોટું અંગ ગણાય છે; એટલું જ નહિ, પરંતુ સર્વ લોકોમાં તેઓ મુખ્ય ભાગ લેનારા હોય છે, એમાં જરા પણ સંશય નથી.[૩૦] શૂરવીર, ધનાઢ્ય, ઘણા મનુષ્યોનો પાલક, ધર્મનિષ્ઠ, તપસ્વી, સત્યવાદી અને બુદ્ધિમાન્ પુરુષ લોકોનું રક્ષણ કરી શકે છે.[૩૧] માટે હે રાજા! તું સર્વ લોકોના ઉપર પ્રીતિવાળો થા! અને સત્યતા, સરળતા, અક્રોધ અને દયાને ધારણ કર![૩૨] એ રીતે સત્યાદિક ધર્મ ધારણ કરવાથી દંડને, કોશ (ભંડાર) ને, ઘણા મિત્રોને અને પૃથ્વીને સંપાદન કરજે અને તેને સંપાદન કરીને નિત્ય સત્ય ભાષણ કરજે અને સરળ થજે.[૩૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'भंडारनो संग्रह करवानुं कथन' ए नामनो अध्याय ८८ मो समाप्त.

## અધ્યાય ૮૯ મો.

### સ્વાચરણની શુદ્ધિ અને પ્રજારક્ષણની બુદ્ધિ.

ભીષ્મ કહે છે;–હે યુધિષ્ઠિર રાજા! તારે તારા દેશમાંથી ખાવાયોગ્ય ફળવાળાં વૃક્ષોને કપાવવાં નહિ, કારણ કે બુદ્ધિમાનો કહી ગયા છે કે, કંદ અને મૂળ એ પવિત્ર આહાર છે.[૧] બ્રાહ્મણોના ભોજન કરતાં જે બાકી બચે, તેનો બીજા લોકોને ઉપભોગ કરવા દેવો, પરંતુ બ્રાહ્મણોને દુઃખ દઇને બીજા મનુષ્યે કદી પણ તેની વસ્તુને છીનવી લેવી નહિ.[૨] વળી હે રાજા! બ્રાહ્મણ પોતાની આજીવિકા ન ચાલવાથી બીજા દેશમાં ચાલ્યો જતો હોય તો રાજાએ તેના પરિવાર સહિત તેની આજીવિકા બાંધી આપવી.[૩] આજીવિકા

બાંધી આપ્યા છતાં પણ જો તે બ્રાહ્મણ રહે નહિ તો પછી રાજાએ બ્રાહ્મણ મંડળની સમક્ષ આવીને તેને કહેવું કે, 'અમુક બ્રહ્મદેવ, આ રાજ્યનો ત્યાગ કરી જાય છે, તો હવે આ સર્વ પ્રજા કોને આધારે પોતાની મર્યાદાને જાળવશે?'[૪] આટલું કહ્યા છતાં પણ તે રહે નહિ અને બોલે, તો રાજાએ તેની પ્રાર્થના કરવી કે, 'આગલી પાછલી વિસરી જાવ! ક્ષમા કરો!' હે કુંતીપુત્ર! આ રાજાનો સનાતન ધર્મ છે.[૫] વળી રાજાએ તેને કહેવું કે, 'હે બ્રહ્મદેવ! લોકો કહે છે કે, બ્રાહ્મણને આજીવિકા કરતાં વિશેષ આપવું નહિ, પરંતુ હું એ વાત ઉપર શ્રદ્ધા રાખતો નથી. બ્રાહ્મણને આજીવિકા બાંધી આપવી અને તેટલાથી ન માને તો તેને બોલાવીને રાજકીય વૈભવો ભોગવવાનું કહીને પણ રાજ્યમાં રાખવો.[૬] ખેતીવાડી, પશુપાલન અને વ્યાપાર એ મનુષ્યોની આ લોકની આજીવિકા છે, પરલોકને માટે વેદ વિદ્યા આજીવિકા છે, જે પ્રાણીઓને સુખી કરે છે.[૭] તે વિદ્યાનું અધ્યયન ચાલતું હોય ત્યારે જેઓ તેની વચ્ચે આડા આવે છે, તેઓને દસ્યુ–પ્રજાના દુશ્મનો–સમજવા. તેઓનો નાશ કરવા માટે જ બ્રહ્માએ ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે![૮] હે કુરુનંદન રાજા! તું શત્રુઓનો પરાજય કર, પ્રજાનું રક્ષણ કર, યજ્ઞોવડે યજન કર અને વીર થઇને રણમાં યુદ્ધ કર.[૯] જે રાજા રક્ષણ કરવા યોગ્ય મનુષ્યોનું રક્ષણ કરે છે, તે શ્રેષ્ઠ રાજા ગણાય છે અને જે રાજાઓ રક્ષણ કરવા યોગ્ય મનુષ્યોનું રક્ષણ કરતા નથી, તેઓનું આ જગતમાં કાંઇ પ્રયોજન નથી, અર્થાત્ તેઓ નિરર્થક છે–જીવતા છતાં મુવા જેવા છે.[૧૦]

હે યુધિષ્ઠિર! રાજાએ સર્વ લોકોના હિતને માટે સદાય યુદ્ધ કરવું અને લોકોનાં રક્ષણના હેતુથી શત્રુઓનાં ચરિત્રો જાણવા સારુ દૂતોની યોજના કરવી.[૧૧] તારે પોતાના અંતરંગોથી બીજાઓનું અને બીજાઓથી અંતરંગોનું નિત્ય રક્ષણ કરવું; બીજાઓથી બીજાઓનું અને પોતાનાથી પોતાનાનું પણ નિત્ય રક્ષણ કરવું અને પ્રજાને પ્રસન્ન કરવી.[૧૨] હે રાજન્! તારે તારું પોતાનું તો સર્વથી વધારે કાળજીપૂર્વક રક્ષણ કરવું, અને પછી પૃથ્વીનું રક્ષણ કરવું. વિદ્વાનો કહે છે કે, આ સર્વ, પોતાનો દેહ હોય છે તો જ કામ લાગે છે.[૧૩] મારાં છિદ્ર શાં છે? મને કયું વ્યસન લાગું પડ્યું છે? મારી નિર્બળતાનાં કારણો શાં છે? દોષ મારો શા માટે આશ્રય કરે છે? તેનો તારે નીતનીત વિચાર કર્યા જ કરવો.[૧૪] આજે મેં જે આચરણ કર્યું છે, તેનાં બીજે દિવસે લોકો વખાણ કરે છે કે નથી કરતા; મારાં આચરણ જાણ્યા પછી લોકો તેનાં વખાણ કરે છે કે નથી કરતા; દેશમાં અથવા તો રાજ્યમાં લોકોને મારો યશ ગમે છે કે નથી ગમતો? એ સર્વ જાણવા માટે છૂપા દૂતોને રાજ્યમાં ફરતા રાખવા અને પ્રજાના સર્વ વિચાર જાણવા.[૧૫–૧૬] ધર્મ જાણનારા, ધીરજવાળા, સંગ્રામમાંથી પાછી પાની નહિ કરનારા, દેશમાં આજીવિકા કરી ખાનારા, રાજાના આશ્રય નીચે જીવન ગાળનારા, રાજાના સર્વે અમાત્યો અને તટસ્થોમાંથી જેઓ રાજાની નિંદા કરે અથવા તો રાજાની પ્રશંસા કરે તે સર્વેનો, હે યુધિષ્ઠિર! રાજાએ સત્કાર કરવો. હે તાત! અમુક બાબત તો સર્વેને સર્વથા રુચે એમ બની શકતું જ નથી. હે ભરતવંશી રાજા! સર્વ પ્રાણીઓમાં મિત્ર, શત્રુ અને તટસ્થ પુરુષો હોય છે.[૧૭–૧૯]

યુધિષ્ઠિરે પૂછ્યું;–એક સરખા બાહુ બળવાળા અને ગુણવાળા હોવા છતાં પણ એક મનુષ્ય સર્વના કરતાં અધિક થઇને મનુષ્યોનો ઉપરી શામાટે થઇ પડે છે અને તેના ઉપર હુકમ કેમ ચલાવે છે?[૨૦]

ભીષ્મ બોલ્યા;–ક્રોધાયમાન ઝેરી સર્પો જેમ સર્પોને ખાય છે; આ જગતમાં પગથી ચાલનારાં પ્રાણીઓ, પગથી નહિ ચાલનારાં પ્રાણીઓનું ભક્ષણ કરે છે; અને ડાઢવાળાં, ડાઢવિનાનું ભક્ષણ કરે છે (એ નિયમ પ્રમાણે રાજા, જે જબરો છે, તે નબળાપર સત્તા ચલાવે છે).[૨૧] હે યુધિષ્ઠિર! રાજાએ સદાય પ્રજાથી સાવધ રહેવું, તેમ શત્રુઓથી સાવધાન રહેવું જોઇએ. જો રાજા પ્રમાદમાં રહે છે, તો ગીધ પક્ષીના જેવાં તેઓ એકદમ હલ્લો કરે છે.[૨૨] ઉંચે ભાવે કે નીચે ભાવે માલ ખરીદનારા અને વેપાર માટે મુસાફરી કરતા વનમાં નિવાસ કરનારા વૈશ્યો તારા દેશમાં ભારે કરથી પીડા પામીને ઉદ્વિગ્ન તો થતા નથી ના?[૨૩] તારા ખેડુતો પણ કરથી અત્યંત પીડા પામીને તારા દેશનો ત્યાગ તો કરતા નથી ના? ખેડુતો રાજાની ધરીનું વહન કરે છે અને બીજા લોકોનું પણ પોષણ કરે છે.[૨૪] દેવતાઓ, પિતૃઓ, મનુષ્યો, સર્પો, રાક્ષસો, પક્ષીઓ અને પશુઓ પણ તેં આપેલી વસ્તુ ઉપર આજીવિકા કરે છે![૨૫] હે ભરતવંશના પુત્ર! તને દેશના વર્તનના અને રાજાઓના રક્ષણના ઉપાય કહ્યા અને હજી પણ, હે પાંડવ! એ જ વિષય સંબંધી તને હું વિસ્તારથી કહું છું.[૨૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'राष्ट्र रक्षण' ए नामनो अध्याय ८९ मो समाप्त.

## અધ્યાય ૯૦ મો.

### ઉતથ્યગીતા-૧.

ભીષ્મ બોલ્યા;-હે યુધિષ્ઠિર! બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ આંગિરસ ગોત્રના ઉતથ્યે, યુવનાશ્વના પુત્ર માંધાતા-ઉપર સંતુષ્ટ થઇને, તેને ક્ષત્રિયના જે જે ધર્મો કહ્યા હતા, તે ઉતથ્યે કહેલાં તે તે વચનો સર્વ હું તને કહું છું.[૧-૨]

ઉતથ્ય બોલ્યા;-"હે માંધાતા! તારે એટલું નિશ્ચય-પૂર્વક જાણવું કે, રાજા ધર્માચરણ કરવા માટે જ જન્મે છે, પણ કામનો ઉપભોગ ભોગવવા માટે જન્મતો નથી; કારણ કે રાજા લોકોનો રક્ષણકર્તા છે.[૩] રાજા જો ધર્માચરણ કરે છે, તો દેવપણાંને પામે છે; અને અધર્માચરણ કરે છે, તો નરકમાં પડે છે.[૪] પ્રાણીમાત્ર ધર્મને આધારે રહેલાં છે. એ ધર્મ રાજાને આધારે રહે છે. જે રાજા આવા ધર્મનું સારી રીતે રક્ષણ કરે છે, તે પૃથ્વીનો પતિ થાય છે.[૫] અત્યંત ધર્માત્મા અને ધનાઢ્ય રાજા ધર્મની મૂર્તિ કહેવાય છે. પરંતુ રાજા જો અધર્મને અટકાવતો નથી તો દેવો તેને ત્યજી જાય છે; અને જગતમાં તે અધર્મી કહેવાય છે.[૬] પરંતુ જે રાજા સ્વધર્મમાં વર્તે છે, તેનાં કાર્ય સિદ્ધ થયેલાં જોવામાં આવે છે; અને સર્વે લોકો પણ અભ્યુદયાર્થે તે જ માંગલિક ધર્મને અનુસરે છે અર્થાત્ ધર્માચરણ કરે છે.[૭] રાજા જો દેશમાં થતા અધર્મને અટકાવતો નથી, તો ધર્માચરણ બંધ પડી જાય છે, અધર્મ જગતમાં ફેલાઈ જાય છે અને પ્રજા રાત દિવસ ભયમાં રહે છે, એમ પ્રાચીન પુરુષો કહે છે.[૮] હે રાજા! જો દેશમાંથી અધર્મને અટકાવવામાં આવતો નથી, તો મહાત્મા પુરુષો 'આ મારું છે' એમ કહી શકતા નથી; તેમ (રાજ્યમાં અને પ્રજામાં) કોઇપણ જાતની વ્યવસ્થા રહેતી નથી.[૯] જ્યારે મનુષ્યોમાં પાપનું બળ વધી પડે છે, ત્યારે ભાર્યા, પશુઓ (ઢોર ઢાંખર), ક્ષેત્ર, ઘર બાર વગેરેનો નાશ થાય છે; દેવોનું યજન બંધ પડે છે તથા પિતૃઓનાં શ્રાદ્ધ પણ કરવામાં આવતાં નથી.[૧૦] જો (રાજ્યમાં) અધર્મને અટકાવવામાં આવતો નથી, તો લોકો અતિથિઓની પૂજા કરતા નથી; દ્વિજ જાતિના પુરુષો બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને વેદ ભણતા નથી.[૧૧] તેમ જ જો પાપનું નિવારણ કરવામાં આવતું નથી, તો બ્રાહ્મણો યજ્ઞ કરતા નથી, પ્રાણીઓનાં શરીરો જાણે કપાઈ જવા જેવાં હાવરાંબાવરાં રહે છે અને પ્રજાજનનાં મન વિહ્વલ રહે છે.[૧૨] હે મહારાજ! જ્યારે દેશમાંથી મનુષ્યોનાં પાપને અટકાવવામાં આવતાં નથી, ત્યારે ઋષિઓ આ લોક તથા પરલોકનું શ્રેય વિચારીને રાજારૂપી મહાન્ ધર્મ મૂર્તિને ઉત્પન્ન કરે છે; અને તેઓ મનમાં ધારે છે કે, આ રાજા ધર્મનું રક્ષણ કરશે. જેમાં ધર્મ પ્રકાશે છે તેને ઋષિઓ રાજન્ કહે છે.[૧૩-૧૪] પરંતુ જેમાં ધર્મ હોતો નથી, તેને દેવો 'वृषल' કહે છે. वृष् એટલે ધર્મ અને તેનો अलं કહેતાં જે નાશ કરે છે, તેને દેવો वृषल કહે છે. એટલા માટે રાજાએ ધર્મની વૃદ્ધિ કરવી.[૧૫] ધર્મની વૃદ્ધિ થવાથી સર્વ પ્રાણીઓની પણ વૃદ્ધિ થાય છે અને ધર્મનો નાશ થવાથી સર્વે પ્રાણીઓનો પણ નાશ થાય છે; તેટલા માટે રાજાએ ધર્મનો નાશ કરવો નહિ, પરંતુ તેનું રક્ષણ કરવું.[૧૬] ધર્મ એટલે ધનને આપનાર અથવા મેળવેલાં ધનને ધારણ કરી રાખનાર-આમ ધર્મ શબ્દના બે અર્થ થાય છે. અર્થાત્ ધર્મથી અર્થનો લાભ થાય છે અને (ધર્મથી જ) મેળવેલા અર્થનું રક્ષણ થાય છે. હે રાજેન્દ્ર! આ ધર્મ અકાર્યોની (પાપોની) એક મર્યાદારૂપ છે, આમ જાણ.[૧૭] બ્રહ્માએ પણ પ્રાણીઓના કલ્યાણ માટે ધર્મને ઉત્પન્ન કર્યો છે. પ્રજાના ઉપર અનુગ્રહ કરવા માટે રાજાએ દેશમાં ધર્મ પ્રવર્તાવવો જોઈએ.[૧૮] આવાં કારણોથી, હે રાજસિંહ! ધર્મને સર્વમાં શ્રેષ્ઠ કહ્યો છે; અને હે શ્રેષ્ઠ પુરુષ! મનુષ્યમાં જે પ્રજાનું પાલન કરે છે અને સારાં કાર્ય કરે છે, તેને રાજા કહ્યો છે.[૧૯] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! એટલા માટે તું કામ તથા ક્રોધનો ત્યાગ કરીને ધર્મનું જ રક્ષણ કર; કારણ કે ધર્મ, રાજાઓનું અત્યંત શ્રેય કરે છે.[૨૦]

હવે સર્વમાં મહાન્ ગણાતા ધર્મનું મૂળ બ્રાહ્મણ છે. માટે બ્રાહ્મણોની સદા પૂજા કરવી. હે માંધાતા! પુરુષે મત્સરરહિત થઈને બ્રાહ્મણોની સર્વ કામનાને પૂર્ણ કરવી.[૨૧] રાજા, બ્રાહ્મણોની કામના પૂર્ણ કરે નહિ તો તેના પોતા ઉપર ભય આવી પડે છે; અને તેના મિત્રોમાં ઘટાડો થાય છે તથા શત્રુઓ વધી પડે છે.[૨૨] વિરોચનનો પુત્ર બલિ મૂર્ખપણાથી સદાય બ્રાહ્મણોની સાથે ઇર્ષ્યા કર્યા કરતો હતો. તેથી તેનામાં વસી રહેલી પ્રતાપિની રાજલક્ષ્મીએ તેનો ત્યાગ કર્યો હતો;[૨૩] અને તેનો ત્યાગ કરીને તે ઇંદ્રની પાસે ચાલી ગઈ. જ્યારે તેણે (બલિએ), પુરંધરની પાસે રાજલક્ષ્મી દીઠી, ત્યારે તેને પશ્ચાત્તાપ થયો, પણ વ્યર્થ![૨૪] હે માંધાતા! ઇર્ષ્યાનું અને અભિમાનનું એ ફળ સમજવું. એટલા માટે તારે સદા જાગૃત રહેવું, કે પ્રતાપિની લક્ષ્મી તારો ક્રોધથી ત્યાગ ન કરે.[૨૫] દર્પ એ લક્ષ્મીનો પુત્ર છે. તે અધર્મથી ઉત્પન્ન થયો છે, એવું શ્રુતિવચન છે. હે રાજન્! એ દર્પે ઘણા દેવોને અને ઘણા દૈત્યોને પાયમાલ કરી નાંખ્યા છે;[૨૬] તેમ જ ઘણા રાજર્ષિઓને પણ પાયમાલ કર્યા છે. આ વાર્તા, હે રાજા! તારે (ખાસ) સમજવાની છે. પુરુષ તેને જિતવાથી રાજા થાય છે; અને તેને વશ થવાથી દાસ થાય છે.[૨૭] હે માંધાતા! તું જો લાંબા સમય સૂધી રાજ્યાસન ઉપર

બેસવાની ઈચ્છા રાખતો હોય તો તું તારું એવી રીતનું વર્તન રાખ કે, દર્પ તથા અધર્મ તારામાં પ્રવેશ કરે નહિ.[૨૮] તારે મદમત્ત, પ્રમત્ત, અજ્ઞાની, બાળક, ઉન્મત્ત વગેરે લોકોનો વિશેષે કરીને પરિચય રાખવો નહિ; અને એ સર્વે એકઠા મળ્યા હોય, તે સમયે તો તેઓનો જરા પણ પરિચય કરવો નહિ.[૨૯] જેને એકવાર શિક્ષા કરી હોય તેવા અમાત્યથી અને ખાસ કરી સ્ત્રીઓથી, પર્વત અને વિષમસ્થાનથી, દુર્ગથી, હાથી, ઘોડા અને સર્પોથી પણ તારે નિત્ય સાવધાન થઈને દૂર રહેવું, રાત્રે ફરવા નિકળવું નહિ; કૃપણતાનો, અભિમાનનો, દંભનો અને ક્રોધનો ત્યાગ કરવો;[૩૦-૩૧] અજાણી સ્ત્રીઓની સાથે, નપુંસક (વેંઢળ) સ્ત્રીઓની સાથે, વેશ્યાઓની સાથે, પારકી સ્ત્રીઓની સાથે અને કન્યાઓની સાથે સમાગમ રાખવો નહિ.[૩૨] રાજા જ્યારે ધર્મ તરફ પ્રમાદ રાખે છે, ત્યારે ઉત્તમ કુલોમાં પાપી અને રાક્ષસો ઉત્પન્ન થાય છે; વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે; નપુંસક, ઓછા અંગવાળા, મૂગા ને બુદ્ધિ વિનાના બાળકો ઉત્પન્ન થાય છે. માટે રાજાએ પ્રજાના હિત માટે ધર્મ માર્ગે વર્તવું.[૩૩-૩૪] જે ક્ષત્રિય ધર્માદિકમાં પ્રમત્ત રહે છે, તેને મોટું પાપ લાગે છે; પ્રજા વર્ણસંકર થાય તેવી જાતના અધર્મો દેશમાં થવા માંડે છે,[૩૫] ઉષ્ણકાળમાં તાઢ પડે છે; શીતકાળમાં ગરમી પડે છે; અતિવૃષ્ટિ થાય છે અથવા શુક્કો દુકાળ પડે છે; પ્રજામાં રોગ પ્રવેશ કરે છે (અર્થાત્ પ્રજા, રોગથી પીડાય છે);[૩૬] ધૂમકેતુ વગેરે નક્ષત્રો, ભયંકર ગ્રહો આકાશમાં દેખા દે છે અને રાષ્ટ્રનો નાશ કરનારા ઘણા ઉત્પાતો જોવામાં આવે છે.[૩૭] જો રાજા પોતાના આત્માનું રક્ષણ કરવાના ઉપાય યોજી શકતો નથી અને પ્રજાનું પણ રક્ષણ કરી શકતો નથી, તો પ્રથમ તેની પ્રજા નાશ પામે છે અને તેની પાછળ તેનો પોતાનો નાશ થાય છે.[૩૮] ત્યારે બે પુરુષો એક પુરુષની વસ્તુને છીનવી લે છે; અને ઘણા પુરુષો બે પુરુષોના હાથમાંથી વસ્તુને છીનવી લે છે; કુમારીકાઓને દુષ્ટ લોકો દૂષિત કરે છે. એ સર્વ દોષો રાજાની મૂર્ખતાઇથી થાય છે;[૩૯] રાજા પ્રમાદી થઇને સ્વધર્મનો ત્યાગ કરે છે, ત્યારે અમુક મનુષ્ય 'આ ધન મારું છે,' એમ કહી શકતો નથી અને તે રાજાનો જ દોષ છે.[૪૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'उतथ्यगीताविषे' अध्याय ९० मो समाप्त.

## અધ્યાય ૯૧ મો.

### ઉતથ્ય ગીતા-૨.

ઉતથ્ય કહે છે;-જ્યારે મેઘરાજ સમય પ્રમાણે વર્ષે છે અને રાજા ધર્મનું આચરણ કરે છે, ત્યારે દેશની સંપત્તિ વૃદ્ધિ પામીને પ્રજાનું સુખરૂપ પોષણ થાય છે.[૧] જે ધોબી (શ્વેત) કપડાંનો મેલ દૂર કરી જાણતો નથી અથવા તો રંગેલાં વસ્ત્રોનો (રંગ કાયમ રહેવા દેઇને તેનો) મેલ દૂર કરવાનું જાણતો નથી, તે પોતાના કાર્યમાં અકુશળ છે.[૨] એવી જ રીતે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો એ ત્રણ વર્ણમાં જે પુરુષ સ્વધર્મનો ત્યાગ કરવાથી શૂદ્ર ગણાય છે, અને તે કરે છે તેને રજક (ધોબી) સમાન જાણવો.[૩] શૂદ્રનું કર્મ સેવા છે, વૈશ્યનું કર્મ ખેતીવાડી છે, રાજાનું કર્મ દંડનીતિ-રાજનીતિ છે અને બ્રાહ્મણનું કર્મ બ્રહ્મચર્ય, તપશ્ચરણ, વેદાધ્યયન અને સત્ય ભાષણ છે.[૪] ધોબી જેમ વસ્ત્રોને શુદ્ધ કરી જાણે છે, તેમજ જે રાજા શીલમાં સમાયલા બીજાના દોષોને દૂર કરી જાણે છે, તે પિતા અને પ્રજાપતિના પદને યોગ્ય છે.[૫] હે ભરતર્ષભ! સત્યયુગ*, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ એ ચાર યુગો રાજાના આચરણ ઉપર આધાર રાખે છે; એમ રાજા જ યુગનું કારણ છે.†[૬] રાજા જ્યારે પ્રમાદી થઇને સ્વધર્મનો ત્યાગ કરે છે, ત્યારે ચાર વર્ણો, ચાર વેદો, ચાર આશ્રમો, આ સર્વ નાશ પામે છે.[૭] રાજા જ્યારે પ્રમાદી થાય છે, ત્યારે ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીય નામના ત્રણ અગ્નિ; ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદરૂપી વિદ્યા, દક્ષિણાઓની સાથે યજ્ઞો, એ સર્વેનો નાશ થાય છે![૮] પ્રાણીઓને ઉત્પન્ન કરનાર રાજા છે અને પ્રાણીઓનો નાશ કરનારો પણ રાજા જ છે. જો રાજા ધર્માત્મા હોય છે તો તે પ્રજાનો ઉત્પન્ન સર્જનહાર છે અને રાજા અધર્મી હોય છે તો તે પ્રજાનો નાશ સંહારકર્તા છે.[૯] જ્યારે રાજા પ્રમાદી થઇને સ્વધર્મનો ત્યાગ કરે છે, ત્યારે રાજાની રાણીઓ, પુત્રો, બાંધવો અને સ્નેહીઓ દુઃખી થાય છે અને સર્વે એકઠા મળીને શોચ કરે છે.[૧૦] જ્યારે રાજા અધર્મ કરવા માંડે છે ત્યારે હાથી, ઘોડા, બળદ, ઊંટ, ખચ્ચર, ગધેડાં, વગેરે સર્વે જનાવરોનું બળ નાશ પામે છે.[૧૧] હે માંધાતા! વિધાતા દુર્બળની રક્ષા કરવા માટે (રાજારૂપ) બળવાનને સરજે છે. બળરહિત પ્રાણી-

* મૂળમાં ભરતર્ષભ શબ્દ છે. તે ભૂલ છે. કેમકે ઉતથ્ય તો માંધાતા રાજાને આ રાજનીતિ કહે છે.

† રાજા ધર્માચરણે વર્તે છે તો પ્રજા ધર્માચરણે વર્તે છે, રાજા પાપાચરણે વર્તે છે તો પ્રજા પાપાચરણે વર્તે છે. યથા રાજા તથા પ્રજા. રાજા ધર્મે વર્તે ત્યારે સત્યયુગ પ્રવર્તે છે; અને અધર્મે વર્તે છે, ત્યારે કલિયુગ પ્રવર્તે છે.

ઓનું પાલન કરવું, એ મહાન્ કર્મ છે. તેના ઉપર સર્વનો આધાર છે.૧૨* સર્વ પ્રાણી રાજાને પૂજે છે, સર્વ પ્રાણી રાજાનાં સંતાન છે. તેથી હે રાજા! રાજા જો અધર્મને માર્ગે ચાલે છે, તો રાજાના સેવકો તથા રાજવંશીઓ, સર્વે દુઃખી થાય છે.૧૩

દુર્બળ મનુષ્યની, મુનિની અને ઝેરી સર્પની દૃષ્ટિને હું અત્યંત અસહ્ય માનું છું. તારે દુર્બળ મનુષ્યને કદીપણ દુઃખ દેવું નહિ.૧૪ હે તાત! તારે દુર્બળ મનુષ્યોને નિત્ય અપમાન પામેલા જાણવા અને તેમ ગણીને તેનું અપમાન કરવું નહિ. દુર્બળ મનુષ્યનાં નેત્રો તુંને બાંધવસહિત બાળીને ભસ્મ કરે નહિ, તેની તારે સંભાળ રાખવી!૧૫ દુર્બળ મનુષ્ય ક્રોધથી જે કુળને બાળી નાંખે છે, તે કુળમાં જરાપણ પ્રજોત્પત્તિ થતી નથી. દુર્બળ મનુષ્યનાં નેત્રો પોતાનું અપમાન કરનારાને જડમૂળથી બાળી નાંખે છે. માટે તારે દુર્બળને દુઃખી કરવા નહિ.૧૬ બળનાં કરતાં નિર્બળતા અત્યંત બળવાન્ અને શ્રેષ્ઠ ગણાય છે. નિર્બળ પુરુષ બળવાનને બાળી નાંખે છે, તો તેનું લેશ માત્ર પણ અવશેષ બાકી રહેતું નથી.૧૭ અપમાન પામેલો, હણાયલો અથવા તો નિંદા પામેલો પુરુષ જો પોતાના રક્ષકને મેળવી શકતો નથી, તો અમાનુષિક–દૈવીદંડ એકદમ રાજાનો નાશ કરે છે.૧૮ હે તાત! તારે દુર્બળની સાથે શત્રુતા કરીને તેનાં ધનને છીનવી લેવું નહિ; તેમ જ દુર્બળ મનુષ્યનાં નેત્ર, અગ્નિ જેમ કોઠાને બાળી નાંખે છે, તેમ તને બાળી નાંખે નહિ, તેની ખૂબ સંભાળ રાખવી.૧૯

કોઈના ઉપર મિથ્યારોપ મૂકવામાં આવે છે, તો તેઓના રુદનથી આંખમાંથી જે અશ્રુઓ પડે છે તે અશ્રુઓ, મિથ્યા આરોપ મૂકનારાના પુત્રોનો અને ઢોરઢાંખરોનો નાશ કરી નાંખે છે.૨૦ પૃથ્વીમાં બીજ વાવ્યા પછી જેમ પૃથ્વી તુરત ફળતી નથી, પરંતુ કાળાંતરે ફળે છે, તેમ કરેલું પાપકર્મ તુરત ફળ આપતું નથી. પાપના કરનારને જો ફળ મળતું નથી, તો તેના પુત્રોને, તેઓને નહિ મળે તો તેના પુત્રોને અને તેઓને ન મળે તો તેની દીકરીના દીકરાને પણ મળે છે!૨૧ નિર્બળ પુરુષને કોઇ મારતો હોય અને તેને બચાવનાર કોઇ મળી શકે નહિ, તો દૈવ તરફનો મહા દારુણ દંડ (તે દેશના રાજા ઉપર) પડે છે.૨૨ દેશની પ્રજા જ્યારે બ્રાહ્મણોની પેઠે (આપત્તિકાળને લીધે) ભિક્ષા માગવા માંડે છે, ત્યારે તેઓ ભિક્ષુકના રૂપમાં રહેવાથી રાજાનો ક્ષણે ક્ષણે નાશ કરે છે.૨૩ વળી રાજાએ નિમેલા રાષ્ટ્રના રાજકીય પુરુષો, એકત્ર થઇને અન્યાય કરે છે, ત્યારે તે કર્મ રાજાના આખા રાષ્ટ્રને દુઃખમાં આણે છે.૨૪ જ્યારે રાજાના અધિકારીઓ, અન્યાયથી, કામનાથી અથવા તો લોભથી અથવા કપટથી કરીને, લોકોની દયા ઉપજે એવી આજીજી છતાં, તેમના ધનને લૂટી લે છે, ત્યારે જાણવું કે, રાજા ઉપર મોટી આપત્તિ આવી પડી છે.૨૫ પ્રથમ વૃક્ષ ઉત્પન્ન થાય છે, તે ધીરે ધીરે વધીને મોટું થાય છે, અનેક પ્રાણીઓ તે વૃક્ષનો આશ્રય કરે છે, પરંતુ તે વૃક્ષને જ્યારે કાપી નાંખવામાં આવે છે અથવા તો બાળી નાંખવામાં આવે છે, ત્યારે તે વૃક્ષનો આશ્રય કરીને રહેનારાં પ્રાણીઓ આશ્રય વિનાનાં થઈ પડે છે.*૨૬ જે દેશના રાજાની પ્રજા ઉત્તમ પ્રકારનું ધર્માચરણ કરે છે, વિધિપૂર્વક સંસ્કારો કરે છે તથા રાજાના ગુણોનું ગાન કરે છે, તે દેશનો રાજા પુણ્યનો ભાગી થાય છે. પણ જે પ્રજા ધર્મનું સ્વરૂપ નહિ સમજવાથી અધર્માચરણ કરે છે, તે દેશનો રાજા પાપનો ભાગી થાય છે.૨૭ જે રાજાના દેશમાં પાપી લોકો ખુલ્લી રીતે પાપકર્મ કરતા ફરે છે, તે રાજાના દેશમાં, કળિયુગનો પ્રાદુર્ભાવ થાય છે; પરંતુ જે રાજા દુષ્ટ પુરુષોને દંડ દે છે, તે રાજાનું રાજ્ય વૃદ્ધિ પામે છે.૨૮ જે રાજા પોતાના અમાત્યોને માન આપીને ઘટતી રીતે રાજકીય વિચારોના કાર્ય ઉપર તથા યુદ્ધ ઉપર યોજના કરે છે, તે રાજાનો દેશ વૃદ્ધિ પામે છે; અને તે રાજા લાંબા સમય સુધી આખી પૃથ્વીપર રાજ્ય કરે છે.૨૯ જે રાજા પોતાની પ્રજાનાં ઉત્તમ કર્મને તથા સુભાષિત વાણીને શ્રવણ કરીને તેને આદર આપે છે, તે રાજા, ઉત્તમ પ્રતિનું પુણ્ય સંપાદન કરે છે.૩૦ તેમ જ રાજાએ પોતાના આશ્રિતોને વૈભવોનો ઉપભોગ કરાવીને પછી પોતે તેનો ઉપભોગ કરવો, અમાત્યોનું અપમાન કરવું નહિ અને બળવાન્ તથા ગર્વિષ્ઠ પુરુષને શિક્ષા કરવી, આ રાજાનો ધર્મ ગણાય છે.૩૧ મન, વાણી તથા કાયાવડે સર્વનું રક્ષણ કરવું અને પુત્ર પણ અપરાધ કરે તો તેને ક્ષમા કરવી નહિ, આ રાજાનો ધર્મ ગણાય છે.૩૨ જો રાજા પોતાના દુર્બળ મનુષ્યોનું પોષણ કરે છે તો, તેની પાસે જે છે તેમાં વૃદ્ધિ થાય છે, અને તે આશ્રિતોના બળમાં વધારો કરે છે, અને એમ કરવું, એ રાજાનો ધર્મ છે.૩૩ રાષ્ટ્રની રક્ષા કરવી, ચોરોનો સંહાર કરવો અને સંગ્રામમાં વિજય મેળવવો, આ રાજાનો ધર્મ ગણાય છે.૩૪

* તાત્પર્ય કે જે અબળનું રક્ષણ કરે છે તે સ્વર્ગમાં જાય છે અને જે તેની પુઠે પડે છે–રક્ષણ કરતો નથી તે નર્કમાં જાય છે. એવો અબળના રક્ષણમાં પ્રતાપ છે.

* સારાંશ કે રાજાનો, અધર્મને લીધે નાશ થાય છે, તે સાથે તેના અધિકારીઓનો પણ નાશ થાય છે.

પોતાનો પ્રિય પુરુષ પણ વાણીથી અથવા તો કર્મથી પાપ કર્મ કરે તો તેના ઉપર ક્ષમા નહિ કરતાં તેને શિક્ષા કરવી, આ રાજાનો ધર્મ ગણાય છે.[૩૫] વ્યાપાર કરનારા સારણિકોનું* પુત્રની પેઠે પાલન કરવું અને કોઇ મર્યાદાનો–માનનો ભંગ કરવો નહિ, આ રાજાનો ધર્મ ગણાય છે.[૩૬] શ્રદ્ધાપૂર્વક દેવોની પૂજા કરવી, ઉત્તમ દક્ષિણાવાળા યજ્ઞો કરવા અને કામ ક્રોધને વશ કરવા, આ રાજાનો ધર્મ ગણાય છે.[૩૭] આપત્તિમાં આવેલાનાં, અનાથનાં અને વૃદ્ધ પુરુષોનાં આંસુઓ લુંછવાં અને તેઓને રંજન કરવા, આ રાજાનો ધર્મ ગણાય છે.[૩૮] મિત્રોનો વધારો કરવો, શત્રુઓનો સંહાર કરવો અને સત્પુરુષોનો સત્કાર કરવો, આ રાજાનો ધર્મ ગણાય છે.[૩૯] પ્રીતિપૂર્વક સત્યનું સેવન કરવું, હંમેશા આશ્રિત વર્ગને ભૂમિની ભેટ આપવી, અતિથિઓનું અને ભૃત્યોનું નિત્ય પૂજન કરવું, આ રાજાનો ધર્મ ગણાય છે.[૪૦] જે રાજા સત્પુરુષો ઉપર અનુગ્રહ કરે છે, દુષ્ટોને દંડ દે છે, તે રાજાને આ લોકમાં તથા પરલોકમાં સુખ મળે છે.[૪૧] હે માંધાતા! રાજા પોતે યમરૂપ છે. તે ધાર્મિક પુરુષોના પરમેશ્વરરૂપ છે અને તે ઇન્દ્રિયોને નિયમમાં રાખવાથી ઐશ્વર્ય સંપાદન કરે છે. તે જો ઇન્દ્રિયોને નિયમમાં રાખતો નથી, તો તે નરકમાં પડે છે.[૪૨] ઋત્વિજો, પુરોહિતો અને આચાર્યોનો સત્કાર કરવો, તેઓને માન આપવું તથા તેઓની ઉત્તમ પ્રીતિ સંપાદન કરવી, આ રાજાનો ધર્મ ગણાય છે.[૪૩] યમરાજા જેમ સર્વ પ્રાણીઓપ્રતિ, ભેદભાવ વગર રાજ્ય કરે છે, તેમ જ રાજાએ પણ વિધિપૂર્વક (ભેદભાવ વગર) પોતાની સર્વ પ્રજાને પોતાના વશમાં રાખવી.[૪૪] હે પુરુષશ્રેષ્ઠ! રાજાને સર્વથા સહસ્રાક્ષની ઉપમા આપવામાં આવે છે; માટે રાજા જેને ધર્મ ઠરાવે તેને ધર્મ જાણવો.[૪૫] તારે સાવધાન થઇને ક્ષમા, બુદ્ધિ, ધૃતિ અને મતિનું શિક્ષણ લેવું; તારે સર્વ પ્રાણીઓનું બળ અને અબળ જાણવા, અને સત્ય અને અસત્ય શું છે તેનો ભેદ શીખવો.[૪૬] તારે સર્વ પ્રાણીઓની સાથે મેળાપ રાખવો, હરકોઇને પણ આપવું, મધુર વચન બોલવું અને સુખ ઉપજે એવી રીતે નગરજનોની તથા પ્રાંતના લોકોની રક્ષા કરવી.[૪૭] હે તાત! જે રાજા ડહાપણ વિનાનો હોય છે તે પ્રજાનું રક્ષણ કરી શકતો નથી. પોતાનું સામ્રાજ્ય ચલાવવું એ રાજાને શીરે એક ઘણો જ મોટો ભાર વહેવા સમાન અને મહાન્ કઠિન કાર્ય છે.[૪૮] જે રાજા દંડને જાણનારો, ડાહ્યો અને શૂરવીર છે, તેજ નીતિના જ્ઞાનથી પ્રજાનું રક્ષણ કરી શકે છે. પરંતુ દંડરહિત, નપુંસક અને બુદ્ધિ રહિત રાજા સામ્રાજ્યનો ભાર વહન કરી શકતો નથી.[૪૯] તારે સારા કુળમાં ઉત્પન્ન થયેલા, સૌંદર્યસંપન્ન, કાર્ય કરવામાં કુશળ, રાજ્યભક્ત અને બહુશ્રુત એવા પ્રમાણિક અમાત્યોની સાથે રહીને, સર્વે લોકોનાં તથા તપસ્વીઓનાં અંતઃકરણની પરીક્ષા કરવી.[૫૦] એ પ્રમાણે વર્તવાથી, તું સર્વ પ્રાણીઓના પરમ ધર્મને જાણીશ અને તેથી તારા પોતાના દેશમાં અથવા તો પરદેશમાં તારો ધર્મ નાશ પામશે નહિ.[૫૧] ધર્મ, અર્થ ને કામમાં ધર્મ જ શ્રેષ્ઠ છે. આ લોકમાં તથા પરલોકમાં ધર્માત્મા પુરુષજ સુખ ભોગવે છે.[૫૨] જો મનુષ્યોને માન આપવામાં આવે છે તો તું માન આપે તે માટે તેઓ પોતાની સ્ત્રીઓ અને પુત્રોનો પણ ત્યાગ કરી દે છે. તારી સાથે સારા સારા મનુષ્યો રહે, તે માટે તારે સારી સારી બક્ષીસો આપવી, મધુરી વાણી બોલવી, સાવધાન રહેવું અને (અંતર તથા બહારથી) પવિત્ર રહેવું. એ સર્વ રાજાને મહાન્ સમૃદ્ધિ આપનારાં છે. હે માંધાતા! તારે આ સર્વ આચરણો પાળવામાં નિત્ય પ્રમાદ રહિત થવું.[૫૩–૫૪] રાજાએ સાવધાન થઇને શત્રુનાં તથા પોતાનાં છિદ્રો જોયા કરવાં. શત્રુ પોતાનાં છિદ્રોને જાણે નહિ તે તપાસવું, પરંતુ પોતે શત્રુનાં છિદ્રો જાણ્યા કરવાં.[૫૫] એ જ નીતિએ વાસવ, યમ, વરુણ અને સર્વે રાજર્ષિઓ વર્તતા હતા. તું પણ તેમ જ વર્તજે.[૫૬] હે મહારાજ! રાજર્ષિઓએ સેવેલાં આચરણને તું પાળીને ઝટ દિવ્ય માર્ગ ઉપર આરોહણ કરજે.[૫૭] હે ભરતવંશી રાજા! મહાબળવાન્ એવા દેવર્ષિઓ, પિતૃઓ અને ગંધર્વો ધર્માચરણ કરનારા રાજાની આ લોકમાં અને પરલોકમાં કીર્તિ ગાય છે.”[૫૮]

ભીષ્મ બોલ્યા;–હે ભરતવંશી રાજા! એ પ્રમાણે ઉતથ્યે માંધાતા રાજાને ઉપદેશ આપ્યો હતો. પછી તેણે શંકા રહિત થઇને તે પ્રમાણે આચરણ કર્યું અને તેણે એકલાએ આખી પૃથ્વી ઉપર રાજ્ય કર્યું હતું.[૫૯] હે યુધિષ્ઠિર રાજા! તું પણ માંધાતા રાજાની પેઠે ધર્માચરણ કરીને પૃથ્વીનું પાલન કર, કે જેથી તને સ્વર્ગમાં ઉત્તમ સ્થાન મળે![૬૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'उतथ्य गीता' ए नामनो अध्याय ९१ मो समाप्त.

---

## અધ્યાય ૯૨ મો.

### વામદેવગીતા–૧.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે કુરુકુળ શ્રેષ્ઠ પિતામહ ભીષ્મ! ધર્મમાં અવિચળપણે રહેવાની ઇચ્છાવાળા ધર્મનિષ્ઠ રાજાએ કેવી રીતે વર્તવું, તે વાત હુ તને પૂછું છું, તે તું મને કહે.[૧]

* જળપર્યટણ અને મુસાફરી કરનારા વેપારીઓ.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! આ વિષયમાં બુદ્ધિમાન્ અને ધર્મનાં તત્ત્વને જાણનારા વામદેવ નામના મહર્ષિએ, એક પુરાતની ઇતિહાસ કહ્યો છે. તે ઇતિહાસમાં આ પ્રમાણે છે.[૨] (કોઇક સમય ઉપર) જ્ઞાની, ધૈર્યધારી અને પવિત્ર મનના વસુમના નામના રાજાએ, વામદેવ નામના તપસ્વી મહર્ષિને ધર્મ તથા અર્થવાળાં વાક્યોથી પ્રશ્ન કર્યો કે, "હે ભગવન્! તમે મને એવો ઉપદેશ કરો કે, જે પ્રમાણે વર્તન કરવાથી હું સ્વધર્મ થકી ભ્રષ્ટ થાઉં નહિ."[૩-૪] તે સાંભળીને સુખથી બેઠેલા, સુવર્ણ રંગના નહુષના પુત્ર યયાતિ રાજાના જેવા વસુમના રાજાને, મહાન્ તપસ્વી અને તેજસ્વી એવા વામદેવ કહેવા લાગ્યા.[૫]

વામદેવે કહ્યું;–"હે રાજા! તું ધર્મનુંજ આચરણ કર; કેમકે ધર્મના કરતાં કંઇપણ શ્રેષ્ઠ નથી અને ધર્માચરણ કરનારા રાજાઓ આખી પૃથ્વી જિતી શકે છે.[૬] જે રાજા અર્થના લાભ કરતાં પણ ધર્મના લાભને શ્રેષ્ઠ માને છે અને ધર્મની વૃદ્ધિને માટે વિચાર કરે છે, તે રાજા ધર્મવડે પ્રકાશી નિકળે છે.[૭] પણ જે રાજા ધર્મનો વિચાર કરતો નથી, પણ પશુવૃત્તિવડે અધર્માચરણથી વર્તવા ઇચ્છે છે, તે રાજાનો ધર્મ તથા અર્થ બન્ને નાશ પામે છે.[૮] અને જે રાજા, દુષ્ટ અને પાપી મંત્રીની સલાહ પ્રમાણે વર્તે છે, તે પંડે ધર્મનો નાશ કરે છે. તે રાજા લોકોમાં સહપરિવાર હણવા યોગ્ય ગણાય છે અને તે થોડા સમયમાં નાશને જ પામે છે.[૯] જે રાજા રાજ્ય કારસ્થાનમાં પાવરધો નથી, જે લોભવૃત્તિથી રાજ્ય કરે છે, જે પોતાનાં વખાણ કર્યા કરે છે, તે કદાચ આખી પૃથ્વીનો રાજા હોય છે, તો પણ તુરત જ નાશ પામે છે.[૧૦] પણ જે રાજા કલ્યાણકારક વિષયોને ગ્રહણ કરનારો, ઈર્ષ્યા રહિત, જિતેન્દ્રિય અને બુદ્ધિમાન્ હોય છે, તે રાજા, નદીના પ્રવાહોના બળવાથી જેમ સમુદ્ર વૃદ્ધિ પામે છે, તેમ વૃદ્ધિ પામે છે.[૧૧] હે રાજા! રાજા નિરંતર ધર્મ, અર્થ, કામ, બુદ્ધિ અને મિત્રોથી ભરપૂર હોય તોપણ તેણે એમ માનવું નહિ કે હું પૂર્ણ છું![૧૨] એ સર્વ ધર્મને આધારે લોકયાત્રા રહેલી છે. આ નીતિ વચન શ્રવણ કરવાથી રાજાને યશનો, કીર્તિનો, લક્ષ્મીનો અને પ્રજાનો લાભ થાય છે.[૧૩] જે રાજા ધર્મ ઉપર શ્રદ્ધા રાખે છે અને પછી ધર્મનો તથા અર્થ પ્રાપ્તિનો વિચાર કર્યા કરે છે અને જે પ્રાપ્ત કરવાનું છે તે ઉપર પુષ્કળપણે વિચાર કર્યા પછી, તેને માટે ઉપાયો યોજે છે, તે રાજા અવશ્ય મહત્તાને મેળવે છે.[૧૪] પણ જે રાજા કૃપણ છે, સ્નેહરહિત છે, અને દંડવડે પ્રજાને દુઃખ દે છે તથા કર્મ કરવામાં સાહસ પ્રકૃતિનો હોય છે, તે રાજાનો સત્વર નાશ થાય છે.[૧૫] જે રાજા જાતે મૂર્ખ હોય છે અને બુદ્ધિવડે અપરાધીને ઓળખી શકતો નથી, તે રાજા આ લોકમાં અપકીર્તિ પામે છે અને પરલોકમાં ગયા પછી નરકમાં પડે છે.[૧૬] પરંતુ જે રાજા જેઓ માન આપવા યોગ્ય છે તેને માન આપે છે, બક્ષીસો આપે છે અને મધુર વાણી બોલવાની કીંમત સમજે છે; તે રાજાના ઉપર દુઃખ આવી પડે છે, ત્યારે મનુષ્યો તેનાં દુઃખને પોતાના ઉપર દુઃખ આવી પડ્યું એમ સમજે છે, (અને તે દુઃખનો નાશ કરે છે).[૧૭] પણ જે રાજા રાજધર્મની પ્રસંગોપાતમાં કોઇને ગુરુ કરતો નથી, તેમ બીજાઓની સલાહ લેતો નથી અને ધર્મનો વિચાર કર્યા વિના કેવળ સુખને માટે જ ધન મેળવવાની ઇચ્છા રાખે છે, તે રાજા લાંબા સમય સૂધી સુખ ભોગવતો નથી;[૧૮] પરંતુ જે રાજા ધર્મ જાણવા માટે ગુરુને શરણે જાય છે, કાર્યોનું પંડેજ અવલોકન કરે છે અને કોઇ પણ જાતના લાભ મેળવવા માટે ધર્મને મુખ્ય ગણે છે, તે રાજા લાંબા સમય સૂધી સુખ ભોગવે છે."[૧૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'वामदेवनी गीता' ए नामनो अध्याय ९२मो समाप्त.

## અધ્યાય ૯૩ મો.

### વામદેવ ગીતા–૨.

વામદેવે કહ્યું;–"હે રાજા! જ્યારે મહા બળવાન્ રાજા, નિર્બળ મનુષ્યના ઉપર અન્યાય કરે છે, ત્યારે તેના વંશમાં અવતરેલા પણ તે રાજાની પેઠે જ વર્તે છે.[૧] વળી, બીજાઓ પણ ઉત્તરોત્તર પાપકર્મ કરનારા તે રાજાનું અનુકરણ કરે છે. આવી રીતે અયોગ્ય રીતે રાજ્ય ચાલતો દેશ તુરત જ નાશ પામે છે.[૨] રાજા જો ધર્માચરણ કરે છે, તો મનુષ્યો તેનાં આચરણને આદર્શરૂપ માની તેનું અનુકરણ કરે છે; પરંતુ તે જો અધર્માચરણ કરે છે, તો તેના પોતાના સંબંધીઓ પણ તેનાં તે કર્મને સહન કરતા નથી.[૩] જે દેશમાં રાજા સાહસ પ્રકૃતિનો હોય છે, ભયંકર કર્મ કર્યા કરે છે અને શાસ્ત્રમાં કહેલાં રાજાનાં લક્ષણોથી વર્જિત હોય છે તે રાજાનો દેશ તુરત જ નાશ પામે છે.[૪] જે રાજા જિતેલા તથા સ્વતંત્ર રીતે રહેનારા ક્ષત્રિય રાજાઓનાં પરંપરાથી આચરેલાં વર્તન પ્રમાણે વર્ત્તતો નથી, તે રાજા, ક્ષત્રિયના ધર્મથી ભ્રષ્ટ થાય છે.[૫] પ્રથમ પોતા ઉપર ઉપકાર કર્યો હોય, પરંતુ પાછળથી પોતાનો શત્રુ થયો હોય તેવા રાજાને રણમાં તાબે કરીને, જે દ્વેષથી તેનું અપમાન કરે છે, તે રાજા ક્ષત્રિયના ધર્મથી ભ્રષ્ટ થાય છે.[૬] રાજાએ પોતાની સત્તાનો રવાબ રાખવો, નિત્ય આનંદી રહેવું અને આપત્તિ આવે ત્યારે તેને ટાળવા

માટે ઉપાયો લેવા. આવો રાજા, પ્રજામાં પ્રિય થઈ પડે છે અને તે રાજ્યલક્ષ્મીથી કદી પણ ભ્રષ્ટ થતો નથી.[૭] જેનું તેં એક વખત અપ્રિય કર્યું હોય તેનું વખત આવે ત્યારે પ્રિય કરવું; કેમકે જે મનુષ્ય અપ્રિય હોય છે, તે પણ પ્રિય કરવાથી થોડા સમયમાં પ્રિય થઈ પડે છે;[૮] અસત્ય ભાષણ કરવું નહિ; યાચના કર્યા વિના મનુષ્યનું પ્રિય કરવું; કામનાથી, ક્રોધથી કે દ્વેષથી ધર્મનો ત્યાગ કરવો નહિ;[૯] કોઈ પૂછે ત્યારે કઠોર ઉત્તર આપવો નહિ; તોછડી વાણી બોલવી નહિ; કોઈ પણ કાર્ય કરતી વેળા ઉતાવળા થવું નહિ; કોઈની ઈર્ષ્યા કરવી નહિ. આવા વર્તનથી શત્રુ પણ વશ થાય છે.[૧૦] પ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં અત્યંત હર્ષમાં આવવું નહિ; કંઈ અપ્રિય થયું તો અત્યંત સંતાપ કરવો નહિ; નાણાંની આવકનાં સાધન બંધ થાય તે વખતે સંતાપ કરવો નહિ અને નિત્ય પ્રજાના હિતનો વિચાર કર્યા કરવો.[૧૧] જે રાજા ગુણના પ્રમાણમાં પોતાના સેવકોનું નિત્ય ભલું કર્યા કરે છે, તે રાજાનાં કાર્યો સિદ્ધ થાય છે અને તે રાજલક્ષ્મીથી ભ્રષ્ટ થતો નથી.[૧૨] જે સેવક, રાજાને પ્રતિકૂળ—ન ગમતી—બાબતોથી દૂર રહે છે અને અનુકૂળ—ગમતી બાબતોને અનુસરે છે, આવા ભક્ત સેવકને રાજાએ સદૈવ સાવધાન થઈને ભજવો, અર્થાત્ તેને પોતાનો પ્રિય ગણવો![૧૩] ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખનારા, પોતાને અત્યંત અનુસરનારા, શુદ્ધ અંતઃકરણના, શક્તિમાન્ અને પ્રીતિમાન્ પુરુષની, રાજાએ મોટાં કાર્યો કરવામાં નિમણૂંક કરવી.[૧૪] એવાં ગુણો જેનામાં હોય, જે રાજાને રંજન કરી શકે તેવો હોય અને સ્વામીનાં કાર્યો કરવામાં સાવધાન રહેનારો હોય, તેવા સેવકને રાજાએ ધનની વ્યવસ્થા કરવાના કાર્ય ઉપર નિમવો.[૧૫] મૂઢ, ઇન્દ્રિયાધીન (વિષયી), લોભી, અનાર્ય ચરિત્રવાળા, શઠ, કપટી, હિંસક, દુષ્ટ બુદ્ધિવાળા, બહુ શાસ્ત્રો જેણે શ્રવણ કર્યાં ન હોય તેવા, ઉદારતા રહિત, મદ્યપાન કરનારા, જુગારી, વ્યભિચારી ને મૃગયા (શિકાર) કરનારા પુરુષને, રાજ્યના મોટા ઓધા ઉપર જે રાજા નિમે છે, તે રાજાની રાજલક્ષ્મી નાશ જ પામે છે.[૧૬-૧૭] રાજા પોતાના પંડનું રક્ષણ કરે છે, રક્ષણ કરવા યોગ્ય સેવકોનું પણ રક્ષણ કરે છે, તે રાજાની પ્રજા અભ્યુદયને પામે છે અને તે રાજા અવશ્ય મહાન્ રાજલક્ષ્મીને ભોગવે છે.[૧૮] જે રાજા સ્નેહ રાખનાર છૂપા દૂતો દ્વારા પોતાના તાબાના (ખંડિયા) રાજાઓનાં કાર્યોનું અવલોકન કર્યા કરે છે; તે રાજા સર્વના કરતાં શ્રેષ્ઠ થઈ પડે છે.[૧૯] બળવાન્ રાજાનો અપકાર (ભૂંડું) કર્યા પછી, 'તે તો મારાથી ઘણો દૂર છે' આવો વિશ્વાસ રાખીને બેસી રહેવું નહિ. કારણ કે અપકાર કરીને પ્રમાદી રહેનારા રાજાની ઉપર (વખત આવે) તેઓ શકરાની પેઠે એકદમ ચઢી આવે છે.[૨૦] જે રાજાનું રાજ્ય સારી રીતે રક્ષણમાં હોય અને જેનું મન વશ હોય તેવા રાજાએ પોતાનાં બળને જાણ્યા પછી, પોતાના કરતાં નિર્બળ રાજાઓના ઉપર ચઢાઈ કરવી; પરંતુ મહાબળવાન્ રાજા ઉપર ચઢાઈ કરવી નહિ.[૨૧] ક્ષત્રિયના ધર્મમાં પરાયણ રહેનારા રાજાએ રણમાં પરાક્રમ કરીને પૃથ્વીને મેળવવી અને ધર્મથી પ્રજાનું પાલન કરવું; અને શત્રુઓનો, રણસંગ્રામમાં ઘોર સંહાર કરવો.[૨૨] આ જગતમાં સર્વ પદાર્થ નાશવંત છે, કોઈ પણ વસ્તુ અવિનાશી નથી; તે માટે રાજાએ ધર્મમાં રહીને ધર્મથી પ્રજાનું પાલન કરવું.[૨૩] કિલ્લાનાં રક્ષણનાં સાધન, યુદ્ધ સામગ્રીની વ્યવસ્થા, ન્યાય સભા વ્યવસ્થા, રાજનીતિના સંબંધમાં (મંત્રિ વગેરેની સાથે) વિચાર કરવો અને પ્રજાને સુખમાં રાખવી, આ પાંચ બાબતોથી રાજ્યની આબાદી થાય છે.[૨૪] હે શ્રેષ્ઠ રાજા! જે રાજા આ પાંચ બાબતોમાં સાવધ રહે છે, તે જ રાજા નામને લાયક છે; અને જે રાજા નિત્ય એ પાંચ બાબતો તરફ ધ્યાન આપે છે, તે જ પોતાનાં રાજ્યનું રક્ષણ કરી શકે છે.[૨૫] પરંતુ એ પાંચેય ખાતાની કોઈ પણ પુરુષ એકલો નિત્ય તપાસ કરી શકે નહિ; માટે તે તે કાર્યના અધિકારીઓને તે તે ખાતાંઓ સોંપી દેવાથી રાજા લાંબા સમય સુધી રાજ્ય ભોગવે છે.[૨૬] જે પુરુષ દાનશીલ હોય છે, બીજાને વૈભવો ભોગવાવીને તેનો ઉપભોગ કરનારો હોય છે, જે મૃદુ સ્વભાવનો હોય છે, પવિત્ર ચરિત્રવાળો હોય છે અને પોતાની પ્રજાનો (દુઃખમાં) ત્યાગ નહિ કરનારો હોય છે, તે પુરુષને લોકો રાજા બનાવે છે.[૨૭] વળી જે મનુષ્ય પોતાનાં કલ્યાણની વાત સાંભળીને તેમાંથી જ્ઞાન મેળવે છે અને પોતાનો મત છોડી દે છે, તેવા પુરુષને લોકો તાબે રહે છે.[૨૮] જે રાજા, પોતાનું ભલું ઇચ્છનારાનાં વચનને, પોતાના વિચારથી પ્રતિકૂળ હોવાથી સાંભળતો નથી, અને જે હમેશાં પોતાના વિચારથી પ્રતિકૂળ વિચાર, (તેનાં સત્યાસત્યતા ઉપર વિચાર કર્યા વગર) ધ્યાન વગર સાંભળે છે;[૨૯] તથા જે રાજા નિત્ય જિતેલા તથા નહિ જિતેલા પુરુષોનાં, બુદ્ધિમાનોએ આચરણ કરેલાં વર્તનને અનુસરતો નથી, તે ક્ષત્રિયના ધર્મથી ભ્રષ્ટ થાય છે.[૩૦] *રાજાએ, જેને શિક્ષા કરવામાં આવી હોય

* જે અમાત્ય અને સ્ત્રીને શિક્ષા કરી હોય, તેનો વિશ્વાસ કરવાથી તેઓ પ્રસંગ મળે મારી નાંખે છે; પર્વતો પર અને વિષમસ્થાનોમાં જવાથી શત્રુઓ ઘેરી લે છે, સાવધ રહ્યા વગર કિલ્લામાં પ્રવેશ કરવાથી શત્રુઓ કેદ કરી લે છે; નહિ કેળવાયલા ઘોડાઓ અને મદમસ્ત હાથીઓ પણ નુકસાન પહોંચાડે છે; તેમ જ ઝેરી સર્પો પણ વિશ્વાસ રાખવાથી કરડી ખાય છે. માટે બનતાં સુધી તેઓનાથી રાજાએ સદા પોતાનું રક્ષણ કરવું.

તેવા અમાત્યથી, સ્ત્રીથી, પર્વતોથી, વિષમ સ્થાનોથી–કિલ્લાઓથી, હાથીઓથી, ઘોડાઓથી તથા ઝેરી સર્પોથી, નિત્ય પોતાનું રક્ષણ કરવું.[૩૧] જે રાજા પોતાના મુખ્ય અમાત્યોનો ત્યાગ કરીને હલકી પંક્તિના લોકોની સાથે સ્નેહ બાંધે છે, તે રાજા જ્યારે દુઃખમાં આવી પડે છે ત્યારે તે મહાદુઃખી થઈ પડે છે; અને પોતાનાં રાજકીય કાર્યો પૂર્ણ કરી શકતો નથી.[૩૨] જે રાજા અસ્થિર મનનો છે; જે ક્ષણુ ક્ષણમાં દ્વેષ તથા ક્રોધને વશ થઇ જનારો છે; ઉત્તમ ગુણવાળા પોતાના સંબંધીઓને જે ચાહતો નથી ને માન આપતો નથી, તે મૃત્યુની સમીપમાં જ રહે છે.[૩૩] ગુણવાન્ મનુષ્યો કદાચ પોતાના મનને અણગમતા હોય તોપણ જે રાજા, તેમનું પ્રિય કરીને તેઓને પોતાને વશ કરે છે, તેનો યશ જગતમાં ચિરકાળ સુધી રહે છે.[૩૪] હવે તારે સમય–કારણ વગર કદી કર મુકવો નહિ; અપ્રિય થાય તો તેનાથી કદી સંતપ્ત થવું નહિ, તેમ પ્રિય થાય તો અત્યંત હર્ષ પામવો નહિ; સારા કાર્યમાં નિત્ય પ્રવૃત્ત રહેવું;[૩૫] તારા ઉપર કયા માંડળિક રાજાઓ પ્રીતિ ધરાવે છે, કયા રાજાઓએ ભયને લીધે તારો આશ્રય કર્યો છે; એ રાજાઓમાં કયા રાજાઓ મધ્યસ્થ છે; તેનો પણ તારે નિત્ય વિચાર કરવો.[૩૬] રાજા ગમે તેવો બળવાન્ હોય, તોપણ તેણે દુર્બળ શત્રુનો કદી પણ વિશ્વાસ કરવો નહિ. તેઓ ભારંડ પક્ષીના જેવા હોય છે. રાજા જ્યારે પ્રમાદમાં હોય છે, ત્યારે તેઓ તેના ઉપર તૂટી પડે છે.[૩૭] પોતાનો રાજા સર્વગુણસંપન્ન હોય ને પ્રિય ભાષણ કરનારો હોય, તોપણ જે પાપી હોય છે તે, તેવા રાજાનો પણ દ્રોહ કરે છે. તેવા મનુષ્યનો પણ તારે વિશ્વાસ કરવો નહિ.*[૩૮] નહુષના પુત્ર યયાતિ રાજાએ, રાજાઓની રહસ્ય–રાજ્યકારસ્થાનની વિદ્યા કહી સંભળાવતાં કહ્યું છે કે, મનુષ્યો-પર રાજ્ય કરવાને પ્રવૃત્ત થયેલા પુરુષે અધમ શત્રુઓનો નાશ કરવો જોઇએ".[૩૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'वामदेव गीता' ए नामनो अध्याय ९३ मो समाप्त.

## અધ્યાય ૯૪ મો.

### વામદેવ ગીતા–૩.

વામદેવે કહ્યું છે,–"રાજાએ યુદ્ધ કર્યા વિના જ વિજય કરવો. યુદ્ધ કરીને કરેલા વિજયને, હે રાજન્! શાસ્ત્રવેત્તાઓ ઉત્તમ કર્મ કહેતા નથી.[૧] પોતાના રાજ્યનું મૂળ જો દૃઢ ન હોય તો રાજાએ નહિ મેળવેલી વસ્તુ મેળવવાની ઇચ્છા રાખવી નહિ. જે રાજાનાં રાજ્યનાં મૂળિયાં દુર્બળ હોય છે તે રાજાને યુદ્ધથી લાભ થતો નથી.[૨] પણ જે રાજાનો દેશ ધનધાન્યથી સંપન્ન અને સમૃદ્ધિવાળો હોય, પ્રજા, રાજા ઉપર પ્રીતિ રાખનારી અને સંતોષી હોય; અને પુષ્કળ મંત્રીઓ હોય, તે રાજા દૃઢ મૂળવાળો ગણાય છે.[૩] જે રાજાના સેનાની સંતુષ્ટ હોય, (પગાર અને બક્ષીસથી) ખુશ અને ધીર વીર હોય, શત્રુઓને છેતરવામાં કુશળ હોય, તેવડે રાજા, થોડાં સૈન્યથી પણ પૃથ્વીનો વિજય કરે છે.[૪] જે રાજાના નગરવાસી તથા દેશવાસી લોકો, પ્રાણીઓ ઉપર દયા રાખનારા અને ધનધાન્યસંપન્ન હોય છે તે રાજાનું રાજ્ય દૃઢ મૂળવાળું કહેવાય છે.[૫] બુદ્ધિમાન રાજા જ્યારે જાણે કે 'તેનું પોતાનું બળ, પોતાના શત્રુ કરતાં અધિક છે,' ત્યારે તેણે પારકું રાજ્ય તથા પારકાં ધનને જિતવાની ઇચ્છા કરવી.[૬] જે રાજાના વૈભવો દિન પ્રતિદિન વધ્યા જાય છે, જે પ્રાણીઓ ઉપર દયા રાખે છે, કાર્ય કરવામાં ત્વરિત–ચપળ છે અને પોતાના પંડનું રક્ષણ કરવામાં સાવધાન છે, તે રાજાનો દેશ વૃદ્ધિ પામે છે.[૭] અને જે રાજા સારી રીતે વર્તતા પોતાના લોકોની સાથે કપટથી વર્તે છે, તે રાજા પરશુવડે જેમ વનને કાપવામાં આવે તેમ પોતાનો જ નાશ કરે છે.[૮] તેમ જે રાજા નિત્ય શત્રુઓનો નાશ કરતો નથી તે રાજાના શત્રુઓ નાશ પામતા જ નથી; અને જે રાજા પોતાના ક્રોધનો નાશ કરવાનું જાણે છે તે રાજાનો કોઇપણ શત્રુ હોતો નથી.[૯] સત્પુરુષો જે કાર્યની નિંદા કરતા હોય તેવું કાર્ય બુદ્ધિમાન રાજાએ કદી કરવું નહિ. પણ જે કાર્યથી પોતાનું અને બીજાઓનું કલ્યાણ થતું હોય તેવું કાર્ય કરવામાં તત્પર રહેવું.[૧૦] જે રાજા કાર્ય પૂર્ણ કર્યા પછી પોતાની બુદ્ધિના પ્રમાણમાં સુખ ભોગવવાની ઇચ્છા રાખે છે, તે રાજા બીજાના ઠપકાને પાત્ર થતો નથી, તેમ તેને સંતાપ પણ કરવો પડતો નથી.[૧૧] જે રાજા મનુષ્યોની મધ્યે આ આચરણ પ્રમાણે વર્ત્તે છે તે રાજા આ લોકનો તથા પરલોકનો વિજય કરીને હમેશાં જય મેળવે છે".[૧૨]

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર! આ પ્રમાણે વામદેવે કહ્યું, ત્યારે રાજા વસુમાને તે પ્રમાણે સર્વ કાર્ય કર્યાં. તું પણ તે પ્રમાણે જો વર્તીશ તો આ લોકનો અને પરલોકનો વિજય કરીશ. એમાં જરા પણ સંદેહ નથી.[૧૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'वामदेव गीता' ए नामनो अध्याय ९४ मो समाप्त.

* અર્થાત્ બળવાન્ રાજાને જ્યારે અસાવધ જોય છે, ત્યારે લાગ સાંધીને તે વાત શત્રુને જણાવે છે તેથી તેઓ તેના પર વઢી પડે છે, માટે રાજાએ તો સદા જાગ્રત જ રહેવું.

## અધ્યાય ૯૫ મો.

### યુદ્ધ નીતિ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ! એક ક્ષત્રિય, બીજા ક્ષત્રિયને યુદ્ધમાં જિતવાની ઇચ્છા રાખે છે તો વિજયેચ્છુરાજાએ કેમ વર્તવું, એ હુ તને પૂછું છું તે મને કહે.[1]

ભીષ્મ બોલ્યા;–હે રાજા યુધિષ્ઠિર! (કોઈ) રાજા (બીજા રાજાની) સહાયતા સાથે અથવા તો સહાયતા વગર બીજા દેશ ઉપર ચઢી જઇને કહે કે, 'હું તમારો રાજા છું અને સદાય તમારી રક્ષા કરીશ.[2] તમે મને ધર્મબલિ (કર-ખંડણી) આપો, અથવા તો મારી સાથે યુદ્ધ કરો,' ત્યારે જો પ્રજાગણ આગંતુક રાજાને પોતાના રાજા તરિકે સ્વીકારે છે, તો યુદ્ધ થતું અટકી જાય છે.[3] પણ તે દેશની પ્રજા ક્ષત્રિય જાતિની ન હોય, છતાં કોઈ પણ રીતે વિરોધ કરવાની તૈયારી કરે અને તે પોતાનું કર્તવ્ય કર્મ કરતી ન હોય તો (ચઢાઈ કરનાર) રાજાએ તેઓને સર્વેય ઉપાયોથી નિયમમાં લાવવી,[4] અને જે દેશ ઉપર ચઢાઈ થઈ હોય, તે દેશના ક્ષત્રિય, શસ્ત્રગ્રહણ કરે નહિ તેવા હોય, તેમ પોતાનું રક્ષણ કરવાને પણ સમર્થ ન હોય અને શત્રુને બળવાન માનીને મનમાં ભય પામતા હોય, તો ક્ષત્રિય વગરની બીજી જાતિના પુરુષે પણ (પોતાના રક્ષણને માટે તથા દેશના રક્ષણને માટે હલ્લો લાવનારની સામા) શસ્ત્ર ગ્રહણ કરવાં.[5]

યુધિષ્ઠિર રાજા પૂછે છે;–હે પિતામહ! ક્ષત્રિય રાજા, ક્ષત્રિયની સામે યુદ્ધ માટે ચઢાઈ કરે, ત્યારે તેણે ક્ષત્રિયની સામે કેવી રીતે યુદ્ધ કરવું તે મને કહો.[6]

ભીષ્મ બોલ્યા;–જેણે શરીર ઉપર કવચ પહેર્યું ન હોય, તેવા ક્ષત્રિયની સાથે ક્ષત્રિયે રણમાં યુદ્ધ કરવુંજ નહિ. એક પુરુષે એકની સાથે યુદ્ધ કરવું અને તેને કહેવું કે, તું મારા ઉપર બાણ છોડ ને હું તારા ઉપર બાણ છોડું છું!*[7] જો તે ક્ષત્રિય કવચ પહેરીને લડવા આવે, તો તેની સામે કવચ પહેરીને યુદ્ધ કરવું; તે જો સૈન્ય સાથે આવે તો તેની સામે સૈન્ય સાથે ચઢાઇ કરીને તેને યુદ્ધને માટે બોલાવવો.[8] શત્રુ જો કપટથી યુદ્ધ કરે તો તેની સાથે કપટથી યુદ્ધ કરવું; તે જો ધર્મથી યુદ્ધ કરે તો તેની સાથે ધર્મથી જ યુદ્ધ કરવું.[9] રથીની સામે ઘોડેસવાર થઈને યુદ્ધ કરવા માટે જવું નહિ; પરંતુ રથમાં બેસીને રથીની સામે યુદ્ધ કરવાને જવું. શત્રુ દુઃખમાં આવી પડ્યો હોય તેવા સમયમાં તેની સાથે યુદ્ધ કરવું નહિ; ભયભીતની સાથે લડવું નહિ; અને જિતેલાની સાથે પણ લડવું નહિ.[10] યુદ્ધ સમયે મહાન્ (દિવ્ય અથવા ઘોર સંહારક) બાણોનો ઉપયોગ કરવો નહિ; બાણ ઉપર ઝેર ચોપડવું નહિ; તેમ કર્ણી જાતનાં (દાંતાવાળાં) બાણનો પણ યુદ્ધમાં ઉપયોગ કરવો નહિ. એવાં આયુધોનો અસત્પુરુષો જ ઉપયોગ કરે છે. ન્યાયપૂર્વકજ યુદ્ધ કરવું. જે ઘા કરવા આવે તેના ઉપર ક્રોધ કરવો નહિ.[11] નિર્બળ ઉપર, ઘાયલ ઉપર, પુત્રરહિત ઉપર, જેનું શસ્ત્ર ભાંગી ગયું હોય છે તેવા ઉપર, વિપત્તિમાં આવી પડેલા ઉપર, જેના ધનુષની દોરી તુટી ગઈ હોય તેના ઉપર અને જેનું વાહન મરણ પામ્યું હોય તેવા પુરુષના ઉપર, કદી પણ પ્રહાર કરવો નહિ; (જ્યારે બે ધાર્મિક રાજાઓની વચ્ચે યુદ્ધ થાય અને તેમાંથી) એક લડનારો ઘાયલ થાય, ત્યારે ધાર્મિક રાજાએ કાં તો તેને તેના દેશમાંજ મોકલી દેવો, અથવા તો તેને પોતાની છાવણીમાં મોકલી, તેની ઉત્તમ શસ્ત્રવૈદ્યો પાસે સારવાર કરાવવી. બે ધાર્મિક રાજા વચ્ચેના યુદ્ધમાં, એક ધાર્મિક વીર મરણની શંકામાં આવી પડે, તો તેના ઘા રુઝાય ત્યારે તેને છોડી મૂકવો, આવો સનાતન ધર્મ છે. સ્વાયંભુ મનુ કહે છે કે, ક્ષત્રિયોએ ધર્માનુસાર યુદ્ધ કરવું.[12–14] સત્પુરુષોનો નિત્ય ધર્મ છે કે સત્પુરુષોને છાજે તેવી રીતે સત્પુરુષ સાથે લડવું; પણ યુદ્ધના ધર્મ ત્યજીને કદી પણ વર્તવું નહિ. ધર્મયુદ્ધ કરવાનો અધિકારી એવો ક્ષત્રિય, અધર્મથી વિજય કરે છે તે પાપી છે અને પાપ કર્મવડે આજીવિકા કરનારો તે પુરુષ, પોતેજ પોતાનો નાશ કરે છે. અધર્મથી વિજય કરવો એ અસત્પુરુષોનું કર્મ છે. અધર્મિને પણ ધર્મયુદ્ધથી વશ કરવો.[15–16] અધર્મ યુદ્ધથી વિજય મેળવવા કરતાં મરણ થાય એ ઉત્તમ, પણ પાપકર્મ કરતાં વિજય થાય એ સારું નહિ. હે રાજન્! આચરણ કરવામાં આવતો અધર્મ ભૂમિની પેઠે તુરત જ ફળ આપતો નથી;[17] પરંતુ તે ધીરે ધીરે મૂળોને અને શાખાઓને બાળીને ભસ્મ કરી નાંખે છે. પાપી પુરુષ પાપકર્મથી ધન મેળવીને અત્યંત પ્રસન્ન થાય છે;[18] પણ (જાણ કે, તે) પાપ કર્મવડે મેળવેલાં ધનથી, પાપ માર્ગમાં આગળ વધે છે અને તે ધનથી અભ્યુદય મેળવી પાપકર્મમાં ડુબી જાય છે. ધર્મ જેવું કંઇપણ નથી આમ તે માને છે અને પુણ્યવાનોનો ઉપહાસ કરે છે.[19] તે ધર્મનો ત્યાગ કરી દે છે, અને અંતે વિનાશની સમીપમાં જઇ ચઢે છે. તે વરુણની પાશોથી બંધાઈ જાય છે, છતાં પણ પોતાને અજર–અમર માને છે.[20] જેમ ચામડાંની

* બંગાળના પ્રતમાં પાઠ ફેર છે. તમાં આ પ્રમાણે છે. "એક પુરુષેએ કની સાથે યુદ્ધ કરવું અને સામો લડવૈયો અશક્ત થઇ પડે ત્યારે તેને જતો મૂકવો."

મોટી કોથળી પવન ભરાવાથી ફુગી જાય છે, તેમ તે પાપી પુરુષ પણ પાપથી ફુગી જાય છે અને પુણ્ય કર્મ કરતો જ નથી તો છેવટે નદીના તીર ઉપર ઉભેલું વૃક્ષ જેમ નદીના પ્રવાહના જોરથી, મૂળ સાથે ઉખડીને નદીમાં તણાઈ જાય છે, તેમ તે પાપી મનુષ્ય પણ મૂળ સાથે (સહ કુટુંબ) નાશ પામે છે.[૨૧] ત્યારે, પત્થર ઉપર પછાડીને ફોડી નાંખવામાં આવેલા ઘડાની પેઠે, નાશ પામેલા તે પાપી મનુષ્યની, લોકો નિંદા કરે છે. માટે, રાજાએ ધર્માચરણ કરીને વિજય મેળવવો અને ધર્મથીજ ધનનો ભંડાર પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી.[૨૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'विजीगीषमाणनुं आचरण' ए नामनो अध्याय ९५ मो समाप्त.

## અધ્યાય ૯૬ મો.

### વિજયી રાજાનો જિતાયલી પ્રજાપ્રતિ ધર્મ.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! કદાચ આખી પૃથ્વીનું રાજ્ય મળતું હોય, તોપણ રાજાએ કદી પણ અધર્મથી પૃથ્વી જિતવાની ઇચ્છા કરવી નહિ. કયો રાજા અધર્મથી પૃથ્વીનો વિજય કરીને આનંદ માનશે?[૧] અધર્મથી જે વિજય કરવામાં આવે છે, તે અનિશ્ચિત છે અને સ્વર્ગથી ભ્રષ્ટ કરનારો છે. એટલુંજ નહિ, પરંતુ હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! તે રાજાનો અને રાજ્યનો બન્નેનો નાશ કરે છે.[૨] જે યોધાનું કવચ તૂટી ગયું હોય, જે યોધો કહે કે હું તારો છું, અથવા બે હાથ જોડીને ઉભો રહે, અથવા હાથમાંથી હથિયાર નાંખી દે, તેવા યોધાને કેદ કરવો, પણ મારવો નહિ.[૩] જે રાજાને હલ્લો કરનારા સૈન્યે જિત્યો હોય, તે હારેલા રાજાની સાથે, જિતેલા રાજાએ યુદ્ધ કરવું નહિ; પરંતુ તેને બાર માસ સૂધી રાજમહેલમાં કેદ રાખીને તેની પાસે બોલાવવાનો પ્રયત્ન કરવો કે 'હું દાસ છું!' આમ છતાં પણ તે રાજા તેમ કહે નહિ તો એક વર્ષ સૂધી વિજયીના ઘરમાં કેદ રહેવાથી તેનો નવો અવતાર થાય છે અને તે જિતનારાનો પુત્ર ગણાય છે, તેથી તેને છોડી મૂકવો![૪] તેમજ પરાક્રમ કરીને શત્રુના ઘરમાંથી હરી આણેલી કન્યાને પણ એક વર્ષ સૂધી રાખી પૂછવું કે, 'તારે મને વરવાની ઇચ્છા છે કે બીજાને વરવું છે?' જો કન્યાને બીજાની સાથે પરણવું હોય તો તેને વિદાય કરવી. એમ જ ચઢાઇ કરીને હરી આણેલાં દાસો, દાસીઓ વગેરે ધન પણ એક વર્ષ સૂધી રાખીને પછી તે જેનાં હોય તેને સોંપવાં![૫] ચોર વગેરેનું ધન હરી આણ્યું હોય, તેને રાજાએ ઘરમાં રાખવું નહિ, પરંતુ તે ધનને ખરચી નાંખવું. ગાયો વગેરેને હરી આણી હોય, તે બ્રાહ્મણોને આપી દેવી, એટલે બ્રાહ્મણો તેનું દૂધ પીએ. બળદોને હરી આણ્યા હોય, તો તેઓને ખેતરો ખેડવામાં તથા ભાર ઉપાડવામાં કામે લગાડી દેવા. પરંતુ વધ કરવા યોગ્ય પુરુષો, જો ચોર ન હોય તો તેઓને ક્ષમા બક્ષીને તેઓનું ધન પાછું આપી દેવું.[૬] રાજાએ રાજાની જ સાથે યુદ્ધ કરવું એવો ધર્મ છે અને જે રાજા ન હોય તેવા પુરુષે કદી પણ રાજાપર ઘા કરવો નહિ.[૭] બન્ને સેનાની એક બીજાની સામે ભેટમભેટા થઈ ગઈ હોય, તેવે સમયે જો બ્રાહ્મણ બન્ને વચ્ચે શાંતિ કરાવવાની ઇચ્છાથી તેઓની વચ્ચે આવી ઉભો રહે તો બંને લડવૈયાઓએ તે સમયે યુદ્ધ બંધ કરવું.[૮] પણ ઉભયમાંથી કોઇ પણ બ્રાહ્મણનું અપમાન કરે છે (ઘા કરે છે કે મારી નાંખે છે) તે સનાતન કાળની મર્યાદાનો ભંગ કરે છે. જે ક્ષત્રિય સનાતન કાળની એ મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, તેને અધમ ક્ષત્રિય જાણવો.[૯] જે ક્ષત્રિય જાતિનો પુરુષ ધર્મનો નાશ કરે છે અને મર્યાદાનો ભંગ કરે છે, તે ક્ષત્રિયને ક્ષત્રિયોની ગણનામાં ન ગણવો, અર્થાત્ ક્ષત્રિય જાતિમાંથી બહિષ્કાર કરવો અને ક્ષત્રિયોની સભામાંથી કાઢી મૂકવો.[૧૦] જે રાજાને વિજયની ઇચ્છા હોય તેવા રાજાએ સનાતન મર્યાદાનો કદીએ ભંગ કરવો નહિ. ધર્મયુદ્ધ કરીને જે વિજય મેળવવામાં આવે છે, તેના લાભના કરતાં અધિક લાભ બીજો કયો છે?[૧૧] ચઢાઇ કરનાર રાજાએ શત્રુનો દેશ જિત્યા પછી, (ઉશ્કેરાઇ જાય તેવા લોકોને) એકદમ મીઠી વાણીથી તથા સારી બક્ષીસો આપીને તાત્કાલ જ પ્રસન્ન કરવા. વિજયી રાજાએ ગ્રહણ કરવા યોગ્ય આ રુડી નીતિ છે.[૧૨] એ નીતિને બદલે, જો જોરજુલમ વગેરે અનુપાયથી તેઓને તાબે રાખવામાં આવે છે તો તેઓ અત્યંત ક્રોધમાં આવી જઇને પોતાનો દેશ છોડી જાય છે, અને (વિજયી રાજાના) શત્રુને જઇ મળે છે; અને વિજયી રાજા ઉપર આપત્તિ આવી પડે તેની રાહ જોય છે (કે આપત્તિ આવી પડે તો માથું ઉંચકી, તેનો પરાજય કરીએ).[૧૩] હે રાજન્! (પરદેશી જિતનાર રાજાથી દુણાયલી) પ્રજા, જયી રાજા દુઃખી થાય એવી ઇચ્છા રાખે છે, સંપૂર્ણ રીતે અસંતુષ્ટ રહે છે અને રાજા જેવો આપત્તિમાં આવી પડે છે કે તુરત તેના શત્રુઓને પોતાના પક્ષમાં લઈ તેનો નાશ કરે છે.[૧૪] શત્રુને કપટથી છેતરવો નહિ. તે મરણ પામે તેવી રીતે પણ તેને કદી પ્રહાર કરવો નહિ. મરણ પામે તેવો પ્રહાર કરવાથી કદાચ શત્રુ મરણ પામે છે ખરો, પણ કપટથી કરેલો ઘા પાપરૂપ છે અને

ધર્મ યુદ્ધથી કરેલો ઘા કીર્ત્તિ વધારે છે.[૧૫] જે રાજા થોડાં સૈન્ય, ધન તથા ભૂમિ વગેરેથી પ્રસન્ન થાય છે, તે રાજા પોતાના શુદ્ધ જીવિતને પણ ઉત્તમ માને છે.*[૧૬] જે રાજાનો દેશ આબાદ હોય, સમૃદ્ધિવાળો હોય અને પ્રજા ભક્તિવાળી હોય તથા જેના સેવકો અને મંત્રીઓ સંતુષ્ટ રહેતા હોય તે રાજાને દૃઢ મૂળવાળો જાણવો.[૧૭] જે રાજા પૂજા કરવા યોગ્ય ઋત્વિજોની, પુરોહિતોની, આચાર્યોની તથા ઉત્તમ એવા શાસ્ત્રવેત્તાઓની પૂજા કરે છે, તે રાજા લોકવેત્તા કહેવાય છે.[૧૮] ઇંદ્રે પણ આ જ વર્તનથી સ્વર્ગલોકનું રાજ્ય સંપાદન કર્યું હતું અને ભૂપતિઓ પણ આ જ વર્તનથી ઈંદ્રલોકને-સ્વર્ગને મેળવવાની ઇચ્છા કરે છે.[૧૯] હે રાજન્! પ્રતર્દન નામના રાજાએ, મહાન્ યુદ્ધ કરીને ધન, અન્ન અને ઔષધિઓને ગ્રહણ કરી હતી, પણ ભૂમિ છીનવી લીધી ન હતી. માત્ર તેની ઉપજનું સ્વામીત્વ સ્વીકાર્યું હતું.[૨૦] દિવોદાસ નામના રાજાએ શત્રુ ઉપર વિજય કર્યા પછી, શત્રુના યજ્ઞના અગ્નિહોત્રમાં બાકી બચેલાં ઘી તથા ભોજન વગેરેનું હરણ કર્યું હતું, તેથી તેની લોકમાં નિંદા થઈ હતી અને તેના વિજયની કીર્ત્તિ નાશ પામી હતી.[૨૧] હે ભરતવંશી રાજા! નાભાગ નામના રાજાએ (જિત મેળવ્યા પછી) વેદવેત્તા બ્રાહ્મણોના અને તપસ્વીઓના ધન સિવાયનાં (શત્રુ પાસેથી જિતી લીધેલાં) બીજું ધનો, રાજ્યો અને દેશો, યજ્ઞની દક્ષિણામાં બ્રાહ્મણોને આપી દીધાં હતાં. આ સર્વ પ્રાચીન કાળના રાજાઓનો ધર્મ છે, જે સર્વ મને રુચે છે.[૨૨-૨૩] જે રાજા પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય, તેણે કપટથી કે દંભથી જયની ઇચ્છા કરવી નહિ, પરંતુ ઉત્તમ પ્રકારના સર્વે ઉપાયોવડે જયની ઇચ્છા રાખવી.[૨૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'विजीगीषमाणनां आचरण' ए नामनो अध्याय ९६ मो समाप्त.

## અધ્યાય ૯૭ મો.

### વીર ક્ષત્રિયનો ધર્મ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે મનુજાધિપ! ક્ષત્રિયના ધર્મ કરતાં બીજો કોઈપણ ધર્મ મહાન પાપી નથી! કારણકે રાજા કુચ કરતી વખતે અને યુદ્ધ કરતી વખતે ઘણાં માણસોનો (મહાજનોનો) સંહાર કરે છે!†[૧] માટે હે ભરતવંશના શ્રેષ્ઠ વિદ્વાન્ મહાત્મા! રાજા કયાં કર્મ કરવાથી ઉત્તમ લોકોમાં જાય, તે જાણવાની ઇચ્છાવાળા મને તે કહે.[૨]

ભીષ્મે કહ્યું;-પાપી પુરુષોને શિક્ષા કરવાથી, સત્પુરુષોને આશ્રય આપવાથી, યજ્ઞો કરવાથી અને દાન આપવાથી, રાજા મનુષ્યોની હિંસાના પાપમાંથી મુક્ત થઇને શુદ્ધ થાય છે.[૩] સત્ય છે કે, રાજાઓ વિજયની ઇચ્છાથી પ્રથમ લોકોને દુઃખ દે છે, પરંતુ વિજય મેળવ્યા પછી તેઓ પાછા પ્રજાને સુખી કરે છે.[૪] તે દાન, યજ્ઞ અને તપ કરીને તેના પ્રતાપવડે પોતાના પાપનો નાશ કરે છે અને પ્રાણીઓના ઉપર અનુગ્રહ કરે છે, તેથી તેના પુણ્યમાં વૃદ્ધિ થાય છે.[૫] જેમ ક્ષેત્રને સાફ કરનારો ખેડુત, ક્ષેત્રને સાફ કરવા માટે ક્ષેત્રમાંથી ખડ વગેરેને નીંદી કાઢે છે; અને (નબળા) ધાન્ય ને પણ નીંદી કાઢે છે; તેથી ધાન્યનો નાશ થતો નથી, પણ ઉલટી તેની વૃદ્ધિ થાય છે (ધાન્ય પુષ્કળ થાય છે).[૬] જેઓ શસ્ત્ર પકડી, નાશ કરવા સામે આવે તે મારવા યોગ્ય છે. એવા સંહારથી બચેલા સત્પુરુષોની વૃદ્ધિ થાય છે; તે જ તેના પાપનું સંપૂર્ણ પ્રાયશ્ચિત્ત છે એમ જાણ.[૭] જે ધનની લુંટમાંથી, સંહારમાંથી ને દુઃખમાંથી લોકોનું રક્ષણ કરે છે, એમ જે રાજા ચોર લોકોથી લોકોના પ્રાણનું રક્ષણ કરે છે, તેથી તે ધન આપનારો, જીવિત આપનારો અને અન્ન આપનારો ગણાય છે.[૮] અને તે રીતે તે, સર્વ જાતના ભેગા યજ્ઞોથી યજન કરીને લોકોને અભયરૂપ દક્ષિણા આપે છે, અર્થાત્ પ્રાણી માત્રનું રક્ષણ કરે છે, તેથી તે આ લોકમાં સુખનો અનુભવ કરીને ઇંદ્રના લોકમાં (સ્વર્ગમાં) જાય છે.[૯] જે રાજા બ્રાહ્મણને માટે યુદ્ધ કરવાને જાય છે અને સામે પગલે ચાલીને શત્રુઓની સાથે યુદ્ધ કરે છે, તે રાજા પોતાના દેહને યૂપ (યજ્ઞસ્તંભ) બનાવીને અપાર દક્ષિણાવાળો યજ્ઞ કરે છે![૧૦] જે રાજા રણસંગ્રામમાં ભય પામ્યા વગર પોતાના ભાથામાંથી બાણો કાઢીકાઢીને નિર્ભયપણે શત્રુઓને મારે છે, તેના કરતાં આ પૃથ્વી ઉપર બીજા કોઈને પણ દેવતાઓ ઉત્તમ માનતા નથી.[૧૧] યુદ્ધમાં જેટલાં શસ્ત્રોથી, તે રાજા શત્રુને ઘા કરે છે તેટલા, સર્વ કામનાને પૂરનારા અક્ષય લોકોમાં, તે નિવાસ કરે છે.[૧૨] યુદ્ધમાં શરીરમાંથી જે રુધિરનો પ્રવાહ નિકળે છે, તે પ્રવાહ અને દુઃખ, તે રાજાનાં સર્વ પાપોનો નાશ કરે છે.[૧૩] યુદ્ધમાં સંતાપ પામીને તે જે જે દુઃખોને સહન કરે છે, તે તે દુઃખવડે મહાન્ તપ સંપાદન કરે છે,

* આ શ્લોકો અસંબદ્ધ અને અર્થ રહિત છે.

† અહીંયાં નીલકંઠે 'મહાજન'નો અર્થ કરવામાં ભૂલ કીધી છે. તે, મહાજનનો અર્થ લશ્કરને સીધું સામાન પૂરું પાડનારા વૈશ્ય-વેપારી, એવો કરે છે. કોઈ પણ લડાઇમાં સીધું સામાન પૂરું પાડનારને મારી નાંખવામાં આવતાં નથી, પણ તે સામું લશ્કર લુંટી લે છે. મહાજન એટલે ઘણા માણસો એ અર્થ બરાબર છે.

એમ ધર્મવેત્તાઓ કહે છે.[૧૪] લોકો જેમ વરસાદથી જળ મેળવવાની ઈચ્છા રાખે છે, તેમ ધર્મનિષ્ઠ પણ ભીરુ પુરુષો, શૂરવીરોની પાસેથી શરણ મેળવવાની ઇચ્છાથી, યુદ્ધમાં શૂરવીરોની પાછળ રહે છે.[૧૫] જે શૂરવીર પુરુષો, યુદ્ધના ભયનું જોખમ, (જીવિતને અર્થે) પ્રાર્થના કરનારાપર નાંખ્યા વિના, તેઓને પોતાની પાછળ રાખી, પોતે ભયની સામે આગળ ધસે છે તથા બીજાઓનું રક્ષણ કરે છે, તેઓને, (ભયથી ગભરાયલાનું) પુણ્ય પ્રાપ્ત થાય છે;[૧૬] અને તે ભય પામેલા પુરુષો, (શૂરવીરોનાં) શૌર્યકર્મની પ્રશંસા કરી, તેઓને નમસ્કાર કરે છે તો તેઓએ યોગ્ય તથા ન્યાયપુરઃસરજ કર્મ કરેલું કહેવાય છે. પરંતુ એનાથી વિપરીત પ્રકારે વર્તવાથી તેઓ ભયમાંથી મુક્ત થઈ શક્તા નથી.[૧૭] સર્વ પુરુષો (દેખાવમાં) સમાન હોય છે, પરંતુ તેઓના કાર્યમાં મોટો અંતર હોય છે. યુદ્ધમાં જ્યારે સેનાઓનો એક બીજાની સામે ભેટો થઇ જાય છે, મારમાર, કાપકાપની બૂમો પડવા માંડે છે ત્યારે કેટલાએક, શત્રુઓની શસ્ત્રબંધ સેનાની સામે ધસી જાય છે અને કેટલાએક, પાછા હઠી જાય છે![૧૮] શૂરવીર પુરુષ યુદ્ધ સમયે શત્રુના ટોળાંની સામે ધસી જાય છે, તે પોતામાટે સ્વર્ગનો માર્ગ કરે છે, પણ જે બીકણ પુરુષ રણમાંથી નાસી જાય છે તે પોતાના સહાયકોનો સંકટમાં ધકેલી દે છે.[૧૯] હે તાત યુધિષ્ઠિર! જેઓ પોતાના સહાયક પુરુષોનો રણમાંજ ત્યાગ કરીને, શસ્ત્રના ઘા ખમ્યા વગર, પોતાને ઘેર ચાલ્યા જાય તેવા અધમ પુરુષોને તારી જાતિમાં થવા દેતો ના![૨૦] જે પુરુષો, પોતાના સહાયકોને રણમાં ભયમાં મૂકી, એક પણ ઘા ખાધા વગર નાસી જાય છે તેઓ ઉપર ઇંદ્રપ્રમુખ દેવતાઓ આપત્તિ જ મોકલે છે.[૨૧] જે ક્ષત્રિયો પોતાના પ્રાણ રક્ષણાર્થ, રણમાં પોતાના સહાયકોનો ત્યાગ કરે છે, તેઓને લાકડીઓ અથવા તો માટીના ઢેફાં મારીને મારી નાંખવા, અથવા તેમના શરીરપર ઘાસ વીંટાળી અગ્નિવડે સળગાવી મુકવા. જે ક્ષત્રિય આવું વર્તન કરે તેને પશુની પેઠે માર મારીને મારી નાંખવા.*[૨૨] બડખા કાઢતો, પેસાબ કરતો અને દયા ઉપજે એમ રુદન કરતો ખાટલામાં પડી, જે ક્ષત્રિય મરણ પામે તે તેને પાપકર્મ લાગે છે.[૨૩] જે ક્ષત્રિય શરીર ઘવાયા વિના મરણ પામે છે, અર્થાત્ ઘરમાં મરણ પામે છે તેનાં તે મરણની પ્રાચીન ઇતિહાસવેત્તા પુરુષો પ્રશંસા કરતા નથી.[૨૪] હે તાત! ક્ષત્રિયોનું ઘરમાં થયલું મરણ વખણાતું નથી જ. શૂરવીરનું મરણ રણમાં છે, શૂરવીર ખાટલામાં પડ્યો પડ્યો મરે તે અધર્મરૂપ તથા નિંદાપાત્ર છે.[૨૫] માંદગીમાં, 'અરે રે! આ તો મહા દુઃખ આવી પડયું! મહાન કષ્ટ આવી પડયું! હું મહાપાપી છું!' આ પ્રમાણે જે પુરુષ ખાટલામાં પડ્યો પડ્યો બબડયા કરે, જેનું મુખ મ્લાન થઇ જાય, શરીરમાંથી ને વસ્ત્રોમાંથી દુર્ગંધ નિકળે, અને પોતાનાં કુટુંબીઓની આગળ રડીને તેઓને શોકાતુર કરી મૂકે, તે ક્ષત્રિય નથી, પણ અધમ છે.[૨૬] વીર, ગર્વિષ્ઠ અને અભિમાની એવા પુરુષ કાંતો પોતાનું આરોગ્ય ઇચ્છે છે અથવા તો વારંવાર મૃત્યુને પણ ઇચ્છે છે; પરંતુ ઉપર દર્શાવેલાં મૃત્યુએ મરવું તેને યોગ્ય ગણતા નથી.[૨૭] જે ખરો ક્ષત્રિય બચ્ચો છે તે પોતાના સંબંધીઓથી વિંટાઈ, રણમાં શત્રુઓનો સંહાર કરીને, તીક્ષ્ણ શસ્ત્રોથી ઘાયલ થઈને જ મરવું ઇચ્છે છે![૨૮] જે પુરુષ કામ તથા ક્રોધને વશ થઈને સારી પેઠે ઝૂઝે છે અને શત્રુઓ, પોતાના શસ્ત્રોથી તેના ગાત્રોને હણે છે, છતાં તેની જે દરકાર કરતો નથી,[૨૯] તે વીર પુરુષ યુદ્ધમાં, લોકોમાં વખણાયલા ઉત્તમ પ્રકારનાં મરણને પ્રાપ્ત થઈ, ઘણું પુણ્ય સંપાદન કરીને ઇંદ્રલોકમાં જાય છે.[૩૦] શૂરવીર પુરુષ રણમાં પીઠ દેખાડતો નથી, પરંતુ પ્રાણની દરકાર રાખ્યા વિના સર્વ પ્રકારના ઉપાયોથી, રણના મોખરા ઉપર ઉભો રહીને લડે છે અને મરણ પછી ઇંદ્રલોકમાં જાય છે.[૩૧] જે પુરુષ, શત્રુઓથી ઘેરાઈ ગયા છતાં ને જ્યાંત્યાંથી ઘવાયા છતાં, મનમાં જરા પણ ભય ધરતો નથી કે ઉદાસ થતો નથી તેજ પુરુષ અક્ષય લોકોને મેળવે છે.[૩૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां अध्याय ९७ मो समाप्त.

---

## અધ્યાય ૯૮ મો.

### વીર પુરુષોની વીર ગતિ!

યુધિષ્ઠિરે કહ્યું;–હે પિતામહ! રણમાં પાછી પેની નહિ કરનારા વીર પુરુષ, યુદ્ધ કરતાં મરણ પામે છે તો તેને કયો લોક મળે છે તે મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–હે રાજા યુધિષ્ઠિર! અંબરીષ રાજા અને ઇંદ્રના સંવાદરૂપી એક પુરાતની ઇતિહાસ આ વિષયમાં આ પ્રમાણે છે.[૨] નાભાગનો પુત્ર અંબરીષ, અત્યંત દુર્લભ એવા સ્વર્ગમાં ગયો, ત્યારે ત્યાં તેણે પો-

---

* અર્થાત્ શસ્ત્રવડે નહિ, પણ મુક્કીઓવડે, મોંઢું બંધ કરી, ગડદા પેચ કરી, ઘુંટણથી મસળી નાંખી, મારી નાંખવો. શસ્ત્રવડે મારી નાંખવાથી સ્વર્ગ મળે છે. સૌપ્તિક પર્વમાંના ૮ મા અધ્યાયમાં અશ્વત્થામાએ ધૃષ્ટદ્યુમ્નને શસ્ત્રથી નહિ પણ મુક્કીઓથી ને મસળીને મારી નાંખ્યાનું વર્ણન છે.

તાના સેનાપતિને ઇંદ્રની સાથે દીઠો.[૩] તેણે જોયું તો તેનો સેનાપતિ, સર્વ જાતનાં તેજથી ભરપૂર હતો, દેવરૂપ હતો અને એક ઉત્તમ વિમાનમાં બેઠો હતો અને તે તેની ઉપર ને ઉપર ચઢયો જતો હતો.[૪] ઉદાર બુદ્ધિવાળો અંબરીષ રાજા પોતાના સેનાપતિ સુદેવને, પોતાની ઉપરના ભાગમાં જતો જોઇને તથા તેની સમૃદ્ધિ જોઇને વિસ્મય પામ્યો અને પછી વાસવને પૂછ્યું.[૫]

અંબરીષે પૂછ્યું;–મેં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સમુદ્રપર્યંત સર્વ પૃથ્વી ઉપર રાજ્ય કર્યું છે. ધર્મ સંપાદન કરવાની ઈચ્છાથી શાસ્ત્રાનુસાર ચારેય વર્ણને ધર્મમાં પ્રવૃત્તિ કરાવી છે;[૬] મેં ભયંકર બ્રહ્મચર્યાશ્રમના સર્વે ધર્મો પાળ્યા છે; મોટા આચારો પાળ્યા છે; ગુરુની સેવા કરી છે; રાજાના ધર્માનુસાર વેદોનું અધ્યયન કર્યું છે; નીતિ શાસ્ત્રનું અધ્યયન કર્યું છે,[૭] અન્ન તથા પાનથી અતિથિઓની સેવા કરી છે; સ્વધાવડે પિતૃઓની સેવા કરી છે; સ્વાધ્યાય તથા દીક્ષાથી ઋષિઓને તૃપ્ત કર્યા છે; ઉત્તમ યજ્ઞોદ્વારા દેવોને તૃપ્ત કર્યા છે.[૮] હું શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે ક્ષત્રિયના ધર્મમાં વર્તું છું અને હે ઇંદ્ર! યુદ્ધમાં સામે પગલે ચાલીને મેં શત્રુસેનાનો પરાજય કર્યો છે ને હું ઘણાં યુદ્ધો જિત્યો છું,[૯] હે દેવરાજ! આ સુદેવ, એ પૂર્વે મારો સેનાપતિ હતો. સત્ય છે કે, એ એક શાંત મનનો યોધો હતો. તે મારા કરતાં કેમ આગળ વધી ગયો?[૧૦] હે ઇંદ્ર! એણે મુખ્ય યજ્ઞોવડે, દેવોનું યજન કર્યું નથી. તેમ શાસ્ત્રમાં કહેલા વિધિથી બ્રાહ્મણોને પણ તૃપ્ત કર્યા નથી; છતાં તે મારા કરતાં કેમ આગળ વધી ગયો?"[૧૧]

ઇંદ્રે કહ્યું;–"હે તાત! આ સુદેવે રણયજ્ઞ નામનો ઘણો જ મોટો યજ્ઞ કર્યો છે. એ યજ્ઞનું ફળ ક્ષત્રિય વિના બીજો કોઇ પણ પુરુષ યુદ્ધ કરવાથી મેળવી શકતો નથી.*[૧૨] યુદ્ધ યજ્ઞમાં દીક્ષિત થયેલો જે યોધો શરીર ઉપર કવચ પહેરીને સેનાના મોખરા ઉપર ધસે છે, તેને યુદ્ધયજ્ઞનો અધિકાર પ્રાપ્ત થાય છે, આવો શાસ્ત્રનો નિશ્ચય છે."[૧૩]

અંબરીષ રાજાએ પૂછ્યું;–"હે શતક્રતુ! આ યજ્ઞમાં કયાં હવિષો જોઇએ, કયું ઘી જોઇએ, કઈ જાતની દક્ષિણા જોઇએ અને કયા ઋત્વિજો કહ્યા છે, તે મને કહે."[૧૪]

ઇંદ્રે ઉત્તર આપ્યું;–"રણયજ્ઞમાં હાથીઓ ઋત્વિજોને સ્થાને છે; ઘોડાઓ અધ્વર્યુઓને સ્થાને છે; શત્રુઓનાં માંસ હવિષ્ કહેવાય છે, રુધિર ઘી (આજ્ય) કહેવાય છે.[૧૫] શિયાળ, ગીધ, કાકોલ તથા પક્ષીઓ રણયજ્ઞમાં (સદસ્ય સભાસદ કહેવાય છે; તેઓ હોમતાં બાકી બચેલાં ઘીનું પાન કરે છે અને હવિષનું ભક્ષણ કરે છે.[૧૬] તેજસ્વી, સરાણથી ઘસીને સજ કરેલાં અને ક્ષારજળથી પાયેલાં પ્રાસ, તોમર, તરવાર, શક્તિ અને પરશુ એ સર્વ યજ્ઞકર્તાના સ્રુક્ છે.[૧૭] ધનુષના વેગને અધીન રહેલું, અત્યંત તીક્ષ્ણ, શત્રુની કાયાને ભેદી નાંખનારું, ઝડપી, અત્યંત સજ્જ કરેલું ને પાણી પાયેલું બાણ, યજ્ઞકર્તાનો મહાન્ સરવો છે.[૧૮] વાઘના ચામડાના મ્યાનવાળી, હાથીના દાંતની મૂઠવાળી, હાથીની શુંઢને ચીરી નાંખનારી તરવાર, યુદ્ધયજ્ઞમાં રેખા કરવાનાં ખડ્ગના આકારનાં કાષ્ઠને સ્થાને (સ્ફીક્) ગણાય છે.[૧૯] બળબળતા અત્યંત તીક્ષ્ણ અને મજબૂત લોઢાનાં બનાવેલાં પ્રાસ, શક્તિ, ઋષ્ટિ અને પરશુઓથી શત્રુઓને જે માર મારવામાં આવે છે, તે કુળવાન્ લોકોએ સંખ્યા તથા સમયને અનુસરીને અર્પણ કરેલું વિસ્તારવાળું યજ્ઞનું દ્રવ્ય છે.[૨૦] યુદ્ધમાં ઘણા જ વેગથી શરીરમાંથી પૃથ્વીપર જે રુધિર ઝરે છે, તે રણયજ્ઞની સર્વ કામનાને પૂર્ણ કરનારી સમૃદ્ધિમાન્ પૂર્ણાહુતિ સમજવી.[૨૧] રણના મોખરા ઉપર કાપી નાંખો, ભેદી નાંખો, એવો જે શબ્દ સંભળાય છે, તે યજ્ઞના મંદિરમાં સામ ગાન કરનારાઓનાં સામગાનો સમજવાં.[૨૨] શત્રુઓનાં સૈન્યનાં મુખને હવિર્ધાન (હવિષ્ સ્થાપન કરવાનું સ્થળ) કહેવામાં આવે છે.[૨૩] હાથીઓ, ઘોડાઓ અને કવચધારીઓનો જે સમુદાય, તે રણયજ્ઞમાં શ્યેનચિત નામનો અગ્નિ ગણાય છે.[૨૪] હજારો સૈનિકોને મારવામાં આવે છે ત્યારે તેઓમાંથી જે ધડ રણમાં ઉભું થાય છે તેને શૂરવીરનો આઠ ખૂણાવાળો ખેરનો યૂપ (યજ્ઞસ્તંભ) જાણવો.[૨૫] અંકુશથી મારેલા હાથીઓ જે ચિત્કાર કરે છે, તેને ઇડામંત્ર જાણવો; અને હે રાજા! હાથનાં તળિયાંવડે જે અવાજ કરવામાં આવે છે, તેને વષટ્કાર જાણવો.[૨૬] તે રણસંગ્રામમાં વાગતા દુંદુભિને ત્રિસામા ઉદ્ગાતા જાણવો. આ રીતે રણયજ્ઞની સામગ્રી છે. બ્રાહ્મણના ધનને કોઇ હરી જતો હોય, તે સમયે જે પુરુષ પોતાના પ્રિય શરીરને યુદ્ધમાં ઝંપલાવી દે છે અને પોતાના આત્માને યૂપ બનાવે છે, તેને તે અનંત દક્ષિણાવાળો યજ્ઞ થઈ પડે છે.[૨૭] વળી જે શૂરવીર પુરુષ પોતાના સ્વામીને માટે રણના મોખરાપર ઉભો રહી પરાક્રમ કરે છે, પરંતુ ભયથી પાછો હઠતો નથી, તેનો મારા જેવા લોકોમાં વાસ થાય છે.[૨૮] શ્યામ રંગના ચામડાંથી ઢંકાયલી તરવારોથી તથા પરિઘના જેવા વિશાળ બાહુઓથી, જેના રણયજ્ઞની વેદી ઢંકાયલી હોય છે, તે શૂરવીરનો મારા જેવા લોકોમાં વાસ થાય છે.[૨૯] જે પુરુષ વિજય કરતી વખતે કોઇની પણ સહાયતાની

* બીજી પ્રતમાં યજ્ઞાન્યો વિદ્યતે ન વઃ જે યજ્ઞથી અન્ય–બીજો યજ્ઞ તમારે–ક્ષત્રિયોને–માટે કહ્યો નથી, એવો પણ પાઠ છે.

અપેક્ષા રાખતો નથી, પરંતુ શત્રુની સેનામાં પ્રવેશ કરીને યુદ્ધ કરે છે, તે શૂરાઓનો મારા જેવા જ લોકોમાં વાસ થાય છે.[૩૦] જે વીરપુરુષ ભયંકર અને તરી ન શકાય એવી લોહીની નદી, કે જેમાં દુંદુભિઓ, કાચબા અને દેડકાનું કામ કરે છે; જે નદીમાં વીરપુરુષોનાં હાડકાંઓ રેતીની ગરજ સારે છે; માંસ અને લોહી કાદવરૂપ થઈ પડે છે; તરવારો અને ઢાલો તરાપાને સ્થાને છે; કપાઈ ગયેલા વીરપુરુષોના વાળ, શેવાલ અને તૃણની માફક તરે છે;[૩૧-૩૨] હાથી, ઘોડા તથા ભાંગી તૂટી ગયેલા રથના ઢગો, નદી ઉપરના પૂલ-સેતુનું કામ કરે છે; પતાકા અને ધ્વજા, નદીમાં ઉગેલી નેતર જેવા દેખાય છે; કપાઈ ગયેલા હાથીઓનાં શરીરો મછવા અને મગરમચ્છ જેવા જણાય છે;[૩૩] શૂરવીરોનાં શરીરમાંથી નિકળતા લોહીના પ્રવાહથી તે છલાછલ ઉભરાય છે. એવી એ નદીને સામે પાર જવું, એ મનુષ્યોને દુઃખકારક છે. છતાં એ નદી સ્વર્ગમાં લઇ જનારી ને કલ્યાણકારી છે.[૩૪] એ નદીમાં તરવાર તથા ઋષ્ટિરૂપી મહાન્ નૌકા છે; એ નદીમાં ગીધ, કંક, બલા* રૂપી હોડકાંઓ છે, એવી એ નદી અત્યંત હિમ્મતવાન્ અને બળવાન્ પુરુષો જ ઉલ્લંઘન કરી શકે છે. વળી જે જોતાં કાયર પુરુષો ભયથી થરથરી જાય છે, તે મોક્ષરૂપી યજ્ઞમાં, (આ વીરપુરુષો) છેવટનું અવભૃથ સ્નાન કરે છે. જે વીરપુરુષની રણયજ્ઞરૂપ વેદી, શત્રુઓના મસ્તકોથી, ઘોડાની કાંધોથી તથા હાથીનાં કુંભસ્થળોથી ઢંકાઇ ગઇ છે, તે વીરપુરુષનો, મારા જેવા જ લોકોમાં વાસ થાય છે.[૩૫-૩૬] પંડિતો કહે છે કે, જે વીરપુરુષ, શત્રુની સેનાના મુખ-મોખરાને પોતાની પ્રિયાનું અંતઃપુર સમજે છે; જે વીરપુરુષ પોતાની સેનાના મુખને હવિઃસ્થાપનનું પાત્ર સમજે છે; ડાબી દિશામાં ઉભેલા યોધાઓને તેના સદસ્ય (સભાસદો) સમજે છે; અને જમણી પાંખપર ઉભેલા યોધાઓને અગ્નિધ્ર-ઋત્વિજ સમજે છે,[૩૭-૩૮] અને જે વીરપુરુષ શત્રુની સેનાને પોતાની ભાર્યા સમજે છે,† એવો યાજક પુરુષ, સર્વ સુખના ધામને પ્રાપ્ત કરે છે. વ્યૂહ રચનામાં ઉભેલાં ઉભય સૈન્યની આગળનો શૂન્ય પ્રદેશ, સંગ્રામરૂપી રણયજ્ઞના કર્તા યજમાનની વેદિ છે; ઋક્, યજુષ્ અને સામ એ ત્રણ વેદ તેના અગ્નિ છે. આવી વેદિ ઉપર, ત્રણ વેદનું ગાન કરતો કરતો, નિત્ય જે રણયજ્ઞ કરે છે (જે યજ્ઞનું ફળ ઇન્દ્ર લોકની પ્રાપ્તિ છે). જે યોધો ભયભીત થઈને રણમાં પીઠ બતાવે છે તેને શત્રુઓ હણે છે અને તે અપ્રતિષ્ઠા પામીને નરકમાં જ જાય છે, એમાં જરાપણ સંશય નથી. પરંતુ જે પુરુષનું રુધિર કેશ, માંસ તથા હાડકાંથી ભરપૂર થયેલી (રણયજ્ઞની) વેદિને પલાળી નાંખે છે, તે પુરુષ પરમ ગતિને પામે છે. જે વીરપુરુષ શત્રુ સૈન્યના સેનાપતિને હણીને તેના વાહન ઉપર ચઢી બેસે છે, તે પુરુષ વિષ્ણુના જેવો પરાક્રમી અને બૃહસ્પતિ સમાન બુદ્ધિમાન્ ગણાય છે. જે વીરપુરુષ, શત્રુસેનાના વડાને અથવા તેના કુમારને અથવા નામાંકિત નાયકને જીવતો પકડે છે, તે પુરુષનો (નીચેની) દુનિયામાં સત્કાર થાય છે અને તેનો મારા જેવા લોકોમાં નિવાસ થાય છે. શૂરવીર પુરુષ યુદ્ધમાં મરણ પામે, તો તેનો કોઈપણ રીતે શોક કરવો નહિ;[૩૯-૪૪] કેમકે શૂરવીર પુરુષ રણમાં મરણ પામીને સ્વર્ગમાં પૂજાય છે, તેનો શોક શા માટે કરવો? તેને માટે અન્નદાન કે ઉદકદાન પણ કરવું નહિ, તેનું સ્નાન પણ કરવું નહિ, તેનું સૂતક પણ પાળવું નહિ.[૪૫] હવે યુદ્ધમાં હણાયલા શૂરવીરને જે લોકો મળે છે, તે લોકો તું મારી પાસેથી શ્રવણ કર. રણમાં શૂરવીરને હણાયલો જોઇને, હજારો ઉત્તમ અપ્સરાઓ, 'આ મારો ભર્તા! આ મારો ભર્તા!' એમ કહીને ઉતાવળી ઉતાવળી તેના (ચૈતન્ય) તરફ દોડે છે! જે શૂરવીર યુદ્ધ કરે છે, તેણે જ તપ, પુણ્ય, સનાતન ધર્મ તથા ચાર આશ્રમોના ધર્મો પાળ્યા છે.

શૂરવીરે રણમાં વૃદ્ધને તથા બાળકને હણવા નહિ. સ્ત્રીને પણ હણવી નહિ. તેમ જ પીઠ દેખાડી જે નાસતો હોય, તેને પણ હણવો નહિ.[૪૬-૪૮] જે મુખમાં તૃણ લઇને કહે કે 'હું તારો દાસ છું!' તેને પણ મારવો નહિ. જંભાસુરને, વૃત્રાસુરને, બળને, પાકને, શતમાયને, વિરોચનને, દુર્વાર્ય એવા નમુચિને, અનેક માયાથી ભરપૂર એવા શંબરને, દૈત્ય વિપ્રચિત્તિને,-એમ દીતિ તથા દનુના સર્વ પુત્રોને અને પ્રહ્‌લાદને યુદ્ધમાં મારીને હું દેવોનો રાજા થયો છું!"

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર રાજા! અંબરીષ રાજાએ, એ પ્રમાણે ઇંદ્રનું વચન સાંભળીને, તેનો સ્વીકાર કર્યો કે, રણમાં મરણ પામેલા વીરપુરુષોની આ પ્રકારની ઉત્તમ ગતિ જ થાય છે.[૪૯-૫૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'इन्द्र अने अंबरीषनो संवाद' ए नाम अध्याय ९८ मो समाप्त.

* કાગડાની જાતિનું એક જાતનું પક્ષી. † ભાર્યાને પ્રેમથી અને નિડરપણે ભેટવા પુરુષ દોડે છે, તેમ શત્રુની સેનાને તેવા જ પ્રેમથી ને નિડરપણે ભેટવા વીરપુરુષ દોડે છે.

## અધ્યાય ૯૯ મો.

### જનકનો સેનાનીઓને બોધ !

ભીષ્મ બોલ્યા;–આ વિષયમાં રાજા પ્રતર્દન તથા મૈથિલ રાજાએ જ્યાં આગળ યુદ્ધ કર્યું હતું, તે પ્રાચીન ઇતિહાસનું જે ઉદાહરણ આપવામાં આવે છે, તે આ પ્રમાણે છે.[૧] મિથિલા નગરીના રાજા જનકે, યુદ્ધ-યજ્ઞનો આરંભ કર્યો. તે સમયે યોધાઓને જે પ્રમાણે ઉત્સાહ આપ્યો હતો, તે હે યુધિષ્ઠિર ! તું સાંભળ.[૨] મહાત્મા, સર્વ તત્ત્વને જાણનારા મિથિલાના રાજા જનકે, પોતાના યોધાઓને, સ્વર્ગ તથા નરક દર્શાવતાં કહ્યું હતું કે;[૩] "હે વીરો ! જુઓ, જુઓ ! ગંધર્વની કન્યાઓથી ભરપૂર, સર્વ કામનાઓને પૂર્ણ કરનારા અને અવિનાશી તથા પ્રકાશમાન લોકોને તમે જુઓ ! જે યોધાઓ રણમાં ભય પામ્યા વગર લડે છે, તેવા યોધાઓ એ લોકપ્રતિ જાય છે.[૪] આ સામે દેખાય છે, તેની બીજી બાજુએ (જે દેખાય છે) તે નરક લોક છે. જે પુરુષો રણમાંથી પલાયન કરી જાય છે, તે એ લોકમાં જાય છે અને હમેશાંને માટે અપકીર્તિ પણ પામે છે.[૫] હે વીરો ! તમે જીવિતનો ત્યાગ કરવાનો નિશ્ચય કરી શત્રુઓનો પરાજય કરો ! તમે અપ્રતિષ્ઠ નરકમાં જતા ના ![૬] શૂરવીરો તો પોતાના દેહને રણમાં ત્યાગ કરીને સર્વોત્તમ એવા સ્વર્ગ લોકમાં જ જાય છે."

હે શત્રુના નગરનો વિજય કરનારા રાજા ! આ રીતે મૈથિલ રાજાએ યોધાઓને કહીને ઉત્સાહ આપ્યો.[૭] ત્યાર પછી યોધાઓએ રણમાં (જીવને સાટે લડીને) શત્રુઓનો પરાજય કીધો ને તે રાજાને પ્રસન્ન કર્યો. એટલા માટે આત્મવાન્ ક્ષત્રિયે, નિત્ય રણના મોખરા ઉપર ઉભા રહી લડવું ![૮] હાથીઓનાં સૈન્યની વચ્ચે રથીઓને ઉભા રાખવા; રથીઓના સૈન્યની વચ્ચે ઘોડેસ્વારોને ઉભા રાખવા અને ઘોડેસ્વારોનાં સૈન્યની વચ્ચે કવચધારી પાળાનાં સૈન્યને ઉભું રાખવું.[૯] જે રાજા એ પ્રમાણે સૈન્યને વ્યૂહમાં ગોઠવે છે, તે રાજા નિત્ય શત્રુઓનો પરાજય કરે છે. હે યુધિષ્ઠિર ! તારે નિત્ય એ પ્રમાણે જ વ્યૂહરચના કરવી.[૧૦] અત્યંત ક્રોધી એવા સર્વે યોધાઓ; મકરમચ્છો જેમ સમુદ્રને ક્ષુબ્ધ કરી નાંખે છે, તેમ શત્રુની સેનાને ક્ષુબ્ધ કરી નાંખે છે. તેઓ સ્વર્ગ લોકમાં જ જવાની ઇચ્છા કરે છે.[૧૧] સારી રીતે લડનારા મોટા યોધાઓએ, જે યોધા ખિન્ન થઇ ગયા હોય, તેઓની પરસ્પરમાં વ્યવસ્થા કરીને તેઓને પ્રસન્ન કરવા; જિતેલી પૃથ્વીનું રક્ષણ કરવું, પણ તેઓએ શત્રુના રણમાંથી નાસી જનારા યોધાઓની પાછળ બહુ પડવું નહિ.[૧૨] હે રાજા ! જે લોકો જીવતરને માટે નિરાશ થઇ ગયેલા હોય, તેવા લોકો જો પાછા ચઢી આવે છે તો તેઓનો વેગ અત્યંત દુઃસહ થઇ પડે છે. માટે રણમાંથી નાસી જનારા લોકોની પાછળ બહુ પડવું નહિ.[૧૩] જે યોધાઓ રણમાંથી એકદમ નાસી જાય છે, તેઓને શૂરાઓ મારવાની ઇચ્છા રાખતા નથી; માટે જેઓ રણમાંથી નાસી જતા હોય, તેઓની પાછળ બહુ દોડવું નહિ.[૧૪] નહિ ચાલનારાં પ્રાણીઓ, ચાલનારાંઓનું અન્ન ગણાય છે; ડાઢ વગરના, ડાઢવાળાંઓનું અન્ન ગણાય છે; તૃષાતુર પુરુષોનું અન્ન પાણી કહેવાય છે અને શૂરવીરોનું અન્ન કાયર પુરુષો કહેવાય છે.[૧૫] બીકણ પુરુષોની પીઠ, પેટ, હાથ અને પગ શૂરાઓના સરખા જ હોય છે; તોપણ તેઓ (ભય પામવાથી) પરાજય પામે છે ! એટલા માટે ભયાતુર પુરુષો, (જીવવાને માટે) વારંવાર બે હાથ જોડી મસ્તક નમાવીને શૂરાઓને શરણે આવી ઉભા રહે છે.[૧૬] એમ સર્વે લોકો સદાય પુત્રની પેઠે શૂરવીરોના બાહુનો આશ્રય કરીને જીવન ગાળે છે. તે માટે શૂરવીર પુરુષ સર્વ અવસ્થાઓમાં સન્માનને પાત્ર છે.[૧૭] શૂરવીરતા વિના બીજી કોઈપણ વસ્તુ ત્રણે લોકમાં ઉત્તમ નથી. શૂરવીર સર્વની રક્ષા કરે છે અને આ સર્વ જગત્ શૂરવીરને આધારે ટકી રહેલું છે.[૧૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'विजिगीषमाणनुं वृत्तांत' ए नामनो अध्याय ९९मो समाप्त.

## અધ્યાય ૧૦૦ મો.

### ચઢાઈ કરવાની રીતિ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભરતવંશના શ્રેષ્ઠ પિતામહ ભીષ્મ ! વિજયની ઇચ્છા રાખનારો રાજા ધર્મનું જરાપણ ઉલ્લંઘન કર્યા વગર પોતાની સેનાને રણમાં કેવી રીતે દોરી જાય છે, તે તું મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–*કેટલાએક કહે છે કે, ધર્મ સત્યથી ટકી રહેલો છે; કેટલાએક કહે છે કે, ધર્મ હેતુવાદથી ટકી રહેલો છે; કેટલાએક કહે છે કે, ધર્મ સદાચારથી ટકી રહેલો છે અને કેટલાએક કહે છે કે, ધર્મ, સાધન અને યુક્તિથી ટકી રહ્યો છે.[૨] હે યુધિષ્ઠિર ! હું તને જય અપાવનારા ઉપાયો અને યુક્તિઓ શું છે, તે કહું છું.

* યુધિષ્ઠિરના પ્રશ્નનું આ ઉત્તર જરાક વિચિત્ર છે. નીલકંઠ સત્ય એટલે ક્ષત્રિયનો ધર્મ એવો અર્થ કરે છે; ઉપપત્તિ એટલે જીવનને માટે બેદરકારી. અર્થાત્ મરવું તો એક દહાડો છે જ, તો મરવાથી ડરવું કેવું ! રણમાં લડી, નામના કરી મરવું, એમ સમજાવી લશ્કરને ઉશ્કેરવું; સદાચાર એટલે મધુર વાણી વગેરે કહીને એટલે મીઠાસથી સેનાનીઓને પાનો ચઢાવવો; અને સાધન તથા યુક્તિથી રણપરાંગમુખ થતા ભીરુઓને શિક્ષાનો ભય બતાવી, શત્રુઓની સામે લઇ જઇ, જય મેળવવો.

કવચિત્, આ જગતમાં ચોર લોકો ધર્મ તથા અર્થની મર્યાદાનો નાશ કરનારા થઈ પડે છે,[૩] ત્યારે તેઓનો નાશ કરવા માટે, વેદમાં કહેલા ઉપાય હું તને કહું છું, તે ઉપાય તું કાર્યોની સિદ્ધિને માટે મારી પાસેથી શ્રવણ કર.[૪] હે ભરતવંશી રાજા! આ જગતમાં જાણવા યોગ્ય બે જાતની પ્રજ્ઞા છે; એક સરલા અને બીજી વક્રા.* બનતા સૂધી વક્રા પ્રજ્ઞાનો ઉપયોગ કરવો નહિ, પરંતુ જો પોતાના ઉપર જ આપત્તિ આવી પડે તો વક્રા પ્રજ્ઞાનો પણ ઉપયોગ કરીને તે આપત્તિનો નાશ કરવો![૫] શત્રુઓ, કદી કદી, રાજાને તેના અમાત્યની સાથે, સૈન્યની સાથે, ખંડીયા રાજાઓ સાથે, કે પ્રજાને ફોડીને–કલહ કરાવીને તેનો નાશ કરે છે, તેટલા માટે રાજાએ, શત્રુની છેતરપિંડીને જાણી લઇ, તેના જ યોજેલા ઉપાયથી તેનો પરાજય કરવો.[૬] વળી હે રાજા! હાથીઓના રક્ષણ માટે ગાયના, બળદના અને અજગરના ચામડાનાં બખતરો બનાવવાં. શલ્યો, લોઢાના ખીલાઓ, કવચો, ચામરો, સજ કરેલાં ને પાણી પાયેલાં શસ્ત્રો, પીળા તથા રાતા રંગનાં કવચો, તરેહવાર રંગની પતાકાઓ તથા કેતુઓ, ઋષ્ટિઓ, તોમરો, તરવારો, સજ કરેલી ફરસીઓ, ભાલાઓ તથા ઢાલો વગેરે બનાવીને મોટા જથ્થામાં (કોઈ રાજાપર ચઢાઈ કરવાને તત્પર થયા પૂર્વથી જ ) તૈયાર રાખવાં.[૭–૯]

સર્વે શસ્ત્રોને સારી રીતે તૈયાર રાખ્યા પછી, યોદ્ધાઓને પણ યુદ્ધને માટે મનમાં દૃઢ નિશ્ચય કરી રખાવવો; અને ચૈત્ર મહિનામાં અથવા તો માર્ગશીર્ષ મહિનામાં સૈન્યને સર્વ પ્રકારે તૈયાર કરીને પછી ચઢાઈ કરવી, એ પ્રશંસાપાત્ર ગણાય છે.[૧૦] હે ભરતવંશી રાજા! તે સમયે ક્ષેત્રમાં અન્ન પાકેલું હોય છે; પૃથ્વીપર પાણી પણ ભરાયલું હોય છે; તાઢ બહુ પડતી નથી, તેમ તાપ પણ બહુ પડતો નથી–સમય સમશીતોષ્ણ હોય છે.[૧૧] એ સમયે શત્રુના ઉપર સૈન્ય લઈને ચઢાઈ કરવી. પણ ( એમ જાણવામાં આવે કે ) શત્રુ સંકટમાં છે, ત્યારે તેના ઉપર (જરાએ વિલંબ ન રાખતાં એકદમ) ચઢાઇ કરવી. આ બે યોગો, શત્રુઓને પીડા કરવા માટે ઉત્તમ કહ્યા છે.[૧૨] પાણીવાળો, ખડવાળો અને સપાટ માર્ગ, સેનાને લઇ જવા માટે વખણાય છે અને વનમાં ફરનારા કુશળ દૂતો તેવા માર્ગને સારી રીતે જાણી શકે છે.[૧૩] મૃગોનાં ટોળાં જેમ અરણ્યમાં જઇ શકે છે, તેમ સૈન્ય અરણ્યમાં જઈ શકતું નથી, તે માટે વિજયની ઇચ્છા રાખનાર રાજાઓએ શત્રુઓના ઉપર કુચ કરતી વખતે સેનાઓને જળ અને તૃણવાળા માર્ગેથી લઇ જવી.[૧૪]

સેનાની આગલી હરોલમાં શૂરવીર પુરુષોની એક ટુકડીને રાખવી. તે ટુકડીના માણસો ધીરવીર, મજબૂત અને કુલીન હોવા જોઇએ. હવે કિલ્લો એવો હોવો જોઇએ કે, જેની આસપાસ મજબૂત કોટ અને પાણીથી ભરપૂર ખાઇઓ હોય. એવો કિલ્લો બચાવ માટે બહુ વખણાય છે.[૧૫] અને એવા કિલ્લામાં રહીને શત્રુઓ ઉપર અંદરથી હુમલો કરવો બહુ ફાવે છે. યુદ્ધની બાબતમાં કુશળતા ધરાવનાર અને ઘણા જ ગુણવાન્ લોકો, સપાટ પ્રદેશના કરતાં વનની પાસે પડાવ કરવો, તેને વધારે લાભકારક માને છે. તેથી સૈન્યની છાવણી વનની પડોસમાં જ નાંખવી.[૧૬–૧૭] રક્ષણને માટે જંગલથી ઘણે દૂર નહી, એવે સ્થાને છાવણી નાંખવી; સહીસલામતીવાળી જગ્યાએ પાયદળને રાખવું તથા શત્રુ આવે કે તેની સામે એકદમ ધસારો લઇ જવો; આ ભય તથા દુઃખને ટાળવાના ઉપાયો છે.[૧૮]

યોદ્ધાઓએ પર્વતોની પેઠે અડગ ઉભા રહી, સપ્ત ઋષિના તારાને* પોતાની પાછળ રહે તેવી રીતે (રણભૂમિમાં ઉભા રહીને) યુદ્ધ આરંભવું. આ વિધિ પ્રમાણે વર્તવાથી દુર્જય શત્રુઓને પણ, (ચઢનારો ) રાજા જિતે છે.[૧૯] સૈન્યને એવી રીતે ગોઠવવું કે, જેથી વાયુ, સૂર્ય અને શુક્રનો તારો પુઠે હોય. વાયુ ફૂંકતો રહે ને સૂર્ય પ્રકાશ આપે.† વિજય મેળવવામાં વાયુ સૂર્ય કરતાં શ્રેષ્ઠ છે અને સૂર્ય શુક્ર કરતાં શ્રેષ્ઠ છે.[૨૦] જે ભૂમિમાં કાદવ, પાણી, પાજ અને ઢેફાં–કાંકરાં કાંટા વગેરે ન હોય, તેવી ભૂમિને યુદ્ધકુશળ પુરુષો અશ્વસૈન્યને લડવાને માટે વખાણે છે.[૨૧] જે ભૂમિપર ગારો ન હોય, જ્યાં કોતર વગેરે ન હોય, તેવી ભૂમિ રથસૈન્યને લડવા માટે વખણાય છે. જે ભૂમિમાં નીચાં તથા ઉચાં વૃક્ષો હોય ને જ્યાં પુષ્કળ પાણી ભરેલું હોય, તેવી ભૂમિ હસ્તિસૈન્યને લડવા માટે વખણાય છે.[૨૨] જે ભૂમિ બહુ વિષમ હોય, મોટાં ઝાડોથી, વાંસથી તથા નેતરથી ભરપૂર હોય, તેવી ભૂમિ, પર્વતો તથા ઉપવનો પાળાઓને લડવા માટે યોગ્ય ગણાય છે.[૨૩] હે ભરતવંશી રાજા! જે સેનામાં ઘણા પદાતિ લડવૈયા હોય, તે સેના ઘણી દૃઢ–મજબૂત કહેવાય છે. જેમાં ઘણા રથો અને ઘોડાઓ હોય છે, તેવી સેના સૂકા દિવસોમાં લડવાને યોગ્ય ગણાય છે.[૨૪] જેમાં ઘણા પાળાઓ અને હાથીઓ હોય છે તેવી સેના વર્ષાકાળમાં લડવાને યોગ્ય ગણાય છે. એ ગુણોને ધ્યાનમાં લઇ, દેશ તથા કાળનો વિચાર કરીને, જે રાજા

* સરલા=ડહાપણની રાજનીતિ; વક્રા=ચાણાક્યનીતિ–છળ કપટ.

* સપ્તઋષિના તારા તે આઃ–મરિચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વશિષ્ટ. † સામો વાયુ હોય તો લડવૈયાઓને ગભરાવે, આંખોમાં ઉડતી ધૂળ પડે અને સામો સૂર્ય હોય તો પ્રકાશ પડવાથી આંખને શ્રમ આપે.

પોતાની સેનાને સારી રીતે ગોઠવી, શુભ નક્ષત્રમાં અને શુભ તિથિએ, શત્રુના ઉપર ચઢાઈ કરે છે, તે રાજાનો હુંમેશા જય થાય છે.

યુદ્ધ કરતી વખતે જેઓ ગાઢ નિદ્રામાં ઉંઘી ગયા હોય, તરસ્યા થયા હોય, થાકી ગયા હોય, છૂટા છવાયા થઇને નાસતા હોય, તેવા પુરુષોને મારવા નહિ.[૨૫-૨૬] વળી જેઓએ પોતાના મનને મોક્ષમાં લગાડયું હોય,* રણમાંથી નાસી જતા હોય, અસાવધપણે ચાલતા હોય, પાણી પીતા હોય કે જમતા હોય, ગાંડા થઈ ગયા હોય, ગાભાવેલા હોય, ઘાયલ થયા હોય, ઘાયલ થવાથી અશક્ત થઈ પડ્યા હોય, વિશ્વાસ મૂકી શરણે આવ્યા હોય, યજ્ઞાદિક મહાન્ કાર્યનો આરંભ કર્યો હોય, સુરંગ વગેરેનો હુન્નર જાણતા હોય, જેઓ ખડ વગેરે લેવાને છાવણીમાંથી બહાર નકળ્યા હોય, છાવણીમાં આવજા કરી રહ્યા હોય, પરંપરાથી રાજાના દરવાજા ઉપર કે તેના અમાત્યોના દ્વારપાળનું કામ કરનારા હોય, જેઓ સાધારણ ચાકરડાઓ હોય, કામ કરનારા મજુરોના ઉપરીઓ હોય, તે સર્વને યુદ્ધસમયે મારવા નહિ.[૨૭-૨૯]

જેઓ શત્રુની સેનાને વિખેરી નાંખે છે અને પોતાની વિખરાઇ ગયેલી સેનાને ધીરજ આપીને પાછી સારી રીતે ગોઠવી રાખે છે, તેવા યોધાઓને તારે પોતાના જેવાં જ ખાન પાન કરાવવાં અને તેમને પગાર આપવો.[૩૦] જેઓ દશ લડવૈયાના સરદાર હોય તેઓને સો લડવૈયાના સરદાર બનાવવા અને સોનો ઉપરી, શૂરવીર અને આળસ રહિત હોય, તો તેને હજારનો સરદાર બનાવવો.[૩૧] મુખ્ય મુખ્ય યોધાઓને એકઠા કરીને તેઓને કહેવું કે,–'આપણે એવી પ્રતિજ્ઞા કરીએ કે, આપણે સર્વે એકઠા થઇને વિજયને માટે સંગ્રામમાં પ્રવૃત્ત થઇશું અને કોઇએ કોઇનો ત્યાગ કરીને પલાયન કરીશું નહિ. આ લશ્કરમાં જેઓ ભીરુ હોય અને તુમુલ યુદ્ધનો આરંભ કરાવીને મોટા યોધાઓનો શત્રુદ્વારા નાશ કરાવે તેવા (બીહીકણ) હોય, તેઓએ અહીંથી જ પાછા ફરવું!'[૩૨-૩૩] જે યોધાઓ એ પ્રમાણે યુદ્ધ કરવાનું સ્વીકારતા હોય, તેઓને લઇ શત્રુઓ ઉપર હલ્લો લઈ જવો. લડતાં લડતા, તેવા લડવૈયાઓ પોતાની સેનામાં ભંગાણ પડવા દેતા નથી. તેમ પોતાના પક્ષનો નાશ પણ થવા દેતા નથી. તે પોતાના પંડનો અને પોતાના પક્ષનો બચાવ કરીને યુદ્ધમાં શત્રુનો નાશ કરે છે.[૩૪] (તેઓને સમજાવવું કે) જે પુરુષ રણમાંથી નાસી જાય છે, તેનું ધન નાશ પામે છે. નાસતા શત્રુથી કપાઇ મરે છે, તેની અપકીર્તિ થાય છે, અપયશ બોલાય છે અને તેને મનને રુચે નહિ તેવી બીજા મનુષ્યોની દુઃખકારક વાણી સાંભળવી પડે છે.[૩૫] એવા લડવૈયાના ઓષ્ઠ તથા દાંત પડી ગયા છે (અર્થાત્ તે નિર્લજ્જ છે) કે જેણે સર્વ આયુધોનો ત્યાગ કર્યો છે અને જેણે શત્રુઓએ ઘેરી લીધો છે! આપણા શત્રુપક્ષના પુરુષના સદાય ધનનો નાશ થાઓ, તેઓને અપયશ મળો, એમ (તમો સર્વે) ઇચ્છા કરો![૩૬] જેઓ રણમાંથી પરાઙ્મુખ થશે, તેઓને નામધારી જ મનુષ્ય જાણો, (બાકી તેઓ હિજડા છે). તેઓ કેવળ શરીર વધારી જાણનારા છે (અર્થાત્ તેઓ વૃથા જન્મ ધરનારા છે!) તેઓને આ લોકમાં કે પરલોકમાં સુખ કે કીર્તિ મળતાં નથી.[૩૭] નાસતા સેનાની પાછળ પડેલી વિજયી શત્રુસેના, પોતાના ભાટ ચારણોને મોંડે, પોતાના વિજય યશનું ગાન સાંભળતાં સાંભળતાં ખુશ ખુશાલ આગળ વધે છે.[૩૮] શત્રુઓ રણસંગ્રામમાં જેના યશનો નાશ કરે છે, તે પુરુષનાં દુઃખને હું મરણના કરતાં પણ વધારે અસહ્ય માનું છું![૩૯] વિજયને જ, ધર્મનું અને સર્વ સુખનું મૂળ જાણ. ભીરુ પુરુષોને જે (પ્રહાર અથવા મૃત્યુ) પરમ ગ્લાનિરૂપ હોય છે, તેનો શૂરાઓ (મહાન્ હર્ષથી) સ્વીકાર કરે છે![૪૦] એવો જ દૃઢ નિશ્ચય રાખો કે, અમે સંગ્રામમાં જીવિતનો ત્યાગ કરીને સ્વર્ગ મેળવીશું. જીંદગીની દરકાર વગર અમે લડીશું. કાં તો અમે વિજય મેળવીશું, કાં તો મરણ પામી સ્વર્ગમાં જઈશું!"[૪૧]

આ રીતે ભય રહિત શૂરા પુરુષો જીવિતની દરકાર છોડી દઈ પરસ્પર શપથ લેઇને શત્રુની સેનામાં પ્રવેશ કરે છે, (તે સેના જય જ પ્રાપ્ત કરે છે).[૪૨] સૈન્યના મોખરા ઉપર ઢાલ તરવારવાળા સૈન્યને રાખવું, પીઠના ભાગમાં રથ સૈન્યને રાખવું અને વચલા ભાગમાં બીજા લડવૈયાઓને રાખવા. આ પ્રમાણે શત્રુ ઉપર હલ્લો કરતી વખતે વ્યવસ્થા કરવી.[૪૩] જે પુરુષો સૈન્યમાં આખી જીંદગી ગાળીને કસાયલા હોય, તેઓએ મોખરે રહેવું; અને શત્રુઓનો નાશ કરવા માટે પાછળ રહેલા પાળા વગેરે સૈન્યનું રક્ષણ કરવું.[૪૪] જેઓ શરીરે ઘણા મજબૂત અને હિંમત બહાદૂર હોય, તેઓએ આગળ ચાલવું અને બીજા મનુષ્યોએ તેઓની પીઠે ચાલવું.[૪૫] બીકણ પુરુષોનો પ્રયત્નપૂર્વક ઉત્સાહ વધારવો. યોધાઓનો સમૂહ વધારે દેખાડવા માટે તેવાઓને બાજુઓમાં રાખવા.[૪૬] જો સૈનિકો થોડા હોય તો તેઓએ એકઠા થઇને શત્રુઓની સામે લડવું; અને સમય આવે તો, તેના નાયકે વ્યૂહને ઘણા વિસ્તારમાં ફેલાવી

* જેવો ભુરિશ્રવા, દ્રોણ.

રચવો. થોડા સૈનિકોને ઘણા સૈનિકોની સાથે યુદ્ધ કરવું હોય તો સૂચીમુખ નામનો વ્યૂહ રચવો.[૪૭] નાના સૈન્યને મોટાં સૈન્યની સાથે યુદ્ધ કરવું હોય, ત્યારે સત્ય અથવા તો અસત્ય બોલીને ઉંચા ઉંચા હાથ કરીને, 'હો હો! શત્રુના સૈન્યમાં ભંગાણ પડ્યું રે! હો ભંગાણ પડ્યું!" એમ બૂમો પડાવવી.[૪૮] આપણા સૈન્ય માટે એમ બન્યું હોય તો, સૈન્યમાં જે મજબૂત લડવૈયા હોય તેઓએ બૂમ મારવી કે, "શત્રુઓને કાપો! કાપો! એ, એ! આપણા મિત્રનું સૈન્ય આવી પહોંચ્યું છે. લડો! નિર્ભય થઇને લડો!" આ રીતે ભયંકર શબ્દો કરીને (નાસતી કે ગભરાયલી સેનાને અટકાવી), બળવાન્ યોધાઓએ (નિડર બની) શત્રુઓનો સંહાર કરવો.[૪૯] જેઓ મોખરા ઉપર હોય, તેઓએ સિંહ નાદો કરવા, કિલકિલા શબ્દ કરવા, કરવતો વેહરાતી હોય તેવા શબ્દો કરવા, ગાયની શિંગડીઓના શબ્દો કરવા અને આગળ ચાલનારાઓની પાસે ભેરીઓ, મૃદંગો અને પણવો વગડાવવાં.[૫૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'सेना नीति कथन' ए नामनो अध्याय १०० मो समाप्त.

---

## અધ્યાય ૧૦૧ મો.

### લડવૈયાઓનાં લક્ષણ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ! કેવા શીલવાળા, કેવા આચારવાળા, કેવા રૂપવાળા, કેવા બખતરવાળા અને કેવા શસ્ત્રધારી પુરુષો રણસંગ્રામમાં લડવાને યોગ્ય કહેવાય છે ?[૧]

ભીષ્મે કહ્યું;–વીર પુરુષો પોતાના શરીરને યોગ્ય, તથા જે શસ્ત્રો વાપરવાનો અભ્યાસ હોય, તેવાં શસ્ત્રો તથા વાહનો રાખે છે અને કુળ તથા દેશને અનુસરીને જ પરાક્રમો કરે છે.[૨] ગાંધાર દેશવાસી, સિંધુ દેશવાસી, સૌવીર દેશવાસી લડવૈયાઓ, દાંતાવાળા પ્રાસથી યુદ્ધ કરે છે. તેઓ ભય રહિત અને મહા બળવાન્ હોય છે. તેઓથી બનેલું સૈન્ય સર્વને પહોંચી વળે છે.[૩] ઉશીનર દેશના યોધાઓ, સર્વે જાતનાં શસ્ત્રો વાપરવામાં કુશળ હોય છે અને જાતે બળવાન્ હોય છે. પૂર્વ દેશના યોધાઓ હાથીઓના યુદ્ધમાં કુશળ હોય છે અને તેઓ કપટથી યુદ્ધ કરે છે.[૪] યવનો, કાંબોજો અને મથુરા દેશની આજુબાજુ રહેનારા યોધાઓ મલ્લ યુદ્ધમાં કુશળ હોય છે. દક્ષિણ દેશના યોધાઓ તરવારથી યુદ્ધ કરવામાં બહાદૂર હોય છે.[૫] સર્વ દેશમાં મહાબળ અને મહાસત્વવાળા પ્રખ્યાત શૂરાઓ જન્મે છે. હવે તેઓનાં લક્ષણો તું મારી પાસેથી સાંભળ.[૬] જેઓની વાણી, નેત્ર અને ગતિ, સિંહ તથા શાર્દૂલના જેવી હોય, જેનાં નેત્ર પારેવા અને કુલિંગના* જેવાં હોય, તે સર્વે શૂરવીરો છે અને શત્રુઓનો સંહાર કરે તેવા ગણાય છે.[૭] જેઓનો સ્વર મૃગના જેવો હોય છે, નેત્ર દીપડાનાં જેવાં કે વૃષભના જેવાં હોય છે, તેઓ ઘણા જ વેગવાળા ગણાય છે. જેઓનો સ્વર કિંકણી જેવો હોય છે, તેઓ ઉશ્કેરાઇ જનારા, નિર્દય અને ક્રોધી હોય છે.[૮] જેઓ મેઘના જેવી ગર્જના કરનારા હોય છે, ક્રોધી મુખવાળા કે ઊંટના જેવા ઉન્નત હોય છે, જેના નાકની ડાંડી અને જીભ વક્ર હોય છે તેવા લડવૈયાઓ દૂર સુધી દોડનારા અને શત્રુ સૈન્યમાં ઘણેજ દૂર તાકીને ઘા કરનારા હોય છે.[૯] જેઓનું શરીર બીલાડા જેવું વક્ર હોય છે અને કેશ પાતળા તથા ચામડી પાતળી હોય છે, તેઓ ઉતાવળી ચાલના અને ચંચળ હોય છે અને યુદ્ધમાં પરાજય પમાડી શકાય નહિ તેવા બળવાન્ હોય છે.[૧૦] કેટલાક કે જેઓ ચંદન ઘોની પેઠે મીંચેલી આંખવાળા હોય છે, મૃદુ પ્રકૃતિના હોય છે, અને ઘોડાના જેવી ગતિ અને શબ્દવાળા હોય છે, તેઓ કોઇ પણ શત્રુ સાથે લડવાને યોગ્ય હોય છે.[૧૧] જેઓ ઘણા જ મજબૂત, સુંદર શરીરવાળા, પહોળી છાતીવાળા અને સુંદર અવયવવાળા હોય છે, તેઓ શત્રુનું નગારું સાંભળતાં જ કોપી ઉઠે છે અને કલહને સમયે હર્ષમાં આવી જાય છે![૧૨] જેઓની આંખો ગંભીર, બહાર નિકળતી અને પીંગળી હોય છે, મુખ ઉપર સુંદર ભ્રૂકુટી હોય છે, અથવા તો નોળિયાના જેવી આંખ હોય છે તે સર્વે શૂરવીર હોય છે અને રણમાં દેહનો ત્યાગ કરનારા હોય છે.[૧૩] જેઓની આંખો વક્ર હોય છે, જેઓનું લલાટ ઉન્નત હોય છે, હોઠ માંસથી ભરાઉ હોતા નથી અને જેઓના બાહુઓમાં વજ્રનું અને આંગળીઓમાં ચક્રનું ચિહ્ન હોય છે, શરીર દુર્બળ અને ધમની તથા નાડીઓ બહાર દેખાતી હોય છે, તેઓ યુદ્ધના આરંભમાંજ, ધસારા સાથે શત્રુની સેનામાં પ્રવેશ કરે છે. તેઓ હાથીના જેવા મદમત્ત છે અને લડાઇમાં અપરાજિત છે.[૧૪–૧૫] જેઓનાં કેશના છેડા પીંગળા અને વાંકડીયા હોય છે, જેઓનાં પડખાંઓ, હોઠ અને મુખ માંસલ હોય છે, જેઓના ખભા ઉંચા હોય છે, જેઓની ડોક વિશાળ છે, જેઓ ભયંકર દેખાવના છે, જેઓના પગની પિંડીઓ જાડી હોય છે, જેઓ વાસુદેવના સુગ્રીવ નામના ઘોડાઓના જેવા અથવા વનીતાપુત્ર ગરુડના જેવા ઝડપી હોય છે, જેઓનું મસ્તક ગોળાકાર હોય છે, જેઓનું મુખ

---

* કુલિંગના ઘણા અર્થ થાય છે, પણ નીલકંઠ કુલિંગ એટલે સર્પ અર્થ કરે છે.

વિસ્તારવાળું અને જંગલી બીલાડાના જેવું હોય છે, સ્વર ઉગ્ર અને ક્રોધી હોય છે, તેઓ ધસારાબંધ શત્રુના સૈન્યમાં પ્રવેશ કરે છે. સીમાડા વગેરેપર રહેનારા ભિલ્લ કિરાત વગેરે પુરુષો, અધર્મિષ્ઠ, ગર્વિષ્ઠ અને ભયંકર વર્તાવ રાખનારા અને ભયંકર દેખાવવાળા હોય છે. તે લડવૈયાઓ યુદ્ધ સમયે જીવિતની દરકારકરતા નથી, તેમ રણમાંથી પાછા પણ ફરતા નથી. આવા લોકોને (લડાઈ વેળાએ) સેનામાં સદા મોખરે રાખવા. તેઓ યુદ્ધ સમયે શત્રુઓને હણે છે અને પોતે પણ શત્રુને હાથે મરણ પામે છે.[૧૬-૧૯] તેઓ વિનય વિવેક વગરના તથા દુરાચારી હોય છે. તેઓની સાથે મધુર વચનથી બોલવું, તેને તે પરાભવ માને છે. એવાઓની સાથે જો નિત્ય નમ્રતાથી વર્તવામાં આવે છે તો તેઓ પોતાના રાજાની સામા પણ તોફાન મચાવે છે.[૨૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां ' विजिगीषमाण वृत्त ' ए नामनो अध्याय १०१ मो समाप्त.

## અધ્યાય ૧૦૨ મો.

### વિજય કરનારી સેનાનાં અભિજ્ઞાન.

યુધિષ્ઠિરે પૂછયું;–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા ! વિજય કરનારી સેનાનાં કયાં અભિજ્ઞાન વખાણવા લાયક હોય છે, તે જાણવાની હું ઈચ્છા રાખું છું.[૧]

ભીષ્મે કહ્યું;–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા ! વિજયીની સેનાનાં જે શ્રેષ્ઠ અભિજ્ઞાન છે, તે સર્વ અભિજ્ઞાન હું તને કહીશ.[૨] જ્યારે દેવતાઓ કોપાયમાન થાય છે અને મનુષ્યો કાળને લીધે પ્રેરાય છે, ત્યારે ભવિષ્યવેત્તા વિદ્વાનો, જ્ઞાનવડે દિવ્ય એવાં નેત્રવડે ભવિષ્યને જુવે છે;[૩] અને અનિષ્ટની શાંતિ માટે પ્રાયશ્ચિત્ત કરે છે, જપ તથા હોમ કરે છે, માંગલિક કાર્યો કરે છે અને અશુભ કાર્યોનો નાશ કરે છે![૪] હે ભરતવંશી રાજા ! જે સેનામાં યોધાઓનાં અને વાહનોનાં (પશુઓનાં) મન ઉત્સાહવાળાં હોય છે, તે સેનાનો અવશ્ય મહાન્ વિજય થાય છે.[૫] તેવી સેનાની પાછળના ભાગમાં અનુકૂળ રીતે વાયુ વાય છે; ઇંદ્રધનુષો ઉદય પામે છે; વાદળો છાયા કરે છે અને વચ્ચે વચ્ચે સૂર્યનાં કિરણો પણ ઉદય પામે છે.[૬] તે સેનાને શિયાળ, કાગડા અને ગીધ પક્ષીઓ અનુકૂળ થઇને સારાં શુકન આપે છે. જે સેનામાં એવાં ચિહ્નો દેખાય, તે સેનાનો ઉત્તમ વિજય છે.[૭] તે ( સેનાના સ્વામી )ના અગ્નિહોત્રનો અગ્નિ, પ્રસન્ન કાંતિવાળો, ઉંચી શિખાવાળો, જમણી બાજુએથી જેની ઝાળ નિકળે છે એવો તથા ધૂમ રહિત હોય છે. તે અગ્નિમાંથી, હોમેલી આહુતિઓની પવિત્ર સુગંધીઓ આવે છે, એ તો, ભવિષ્યના જયનું અભિજ્ઞાન છે, એમ વિદ્વાનો કહે છે.[૮] જે સેનામાંથી શંખો અને ભેરીઓના ગંભીર અને મોટા ધ્વનિ થાય છે; યુદ્ધ કરવાની ઈચ્છાવાળા પુરુષો અનુકૂળ થાય છે (અર્થાત્, સરદાર જે આજ્ઞા કરે, તે પ્રમાણે બરાબર વર્તે છે) તો તે, ભવિષ્યમાં થનારા જયનું અભિજ્ઞાન છે, એમ વિદ્વાનો કહે છે.[૯] યુદ્ધને માટે કુચ કરનારા અથવા તો કુચની તૈયારી કરનારાઓની ડાબી બાજુએથી અથવા તો પાછળના ભાગમાંથી, મૃગ અથવા તો ચોપગાં પ્રાણીઓ ઉતરે, તો તે સેનાનો વિજય થાય છે અને યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરતી વખતે જમણી બાજુએથી ચાલ્યાં જાય, તો તે કાર્યની સિદ્ધિ દર્શાવે છે. પરંતુ આગળના ભાગમાં થઇને જાય તો તે પરાજયની નિશાની સૂચવે છે.[૧૦] જો હંસો, ક્રૌંચ પક્ષીઓ, સતપત્રો ને ચાસ–બપૈયાઓ માંગલિક શબ્દોનો ઉચાર કરે અને બળવાન્ યોધાઓ હર્ષમાં આવી જાય છે તો તે સર્વ ચિહ્નને વિદ્વાનો ભવિષ્યના જયનું સ્વરૂપ માને છે.[૧૧] ઘણા જ તેજસ્વી શસ્ત્રોથી, યંત્રોથી, કવચોથી, ધ્વજા પતાકાઓથી અને તરુણોનાં મુખની કાંતિથી, જેની સેના ઝળાંઝળાં થઇ રહી હોય અને જે સેના નજરે જોઇ શકાય નહિ તેવી હોય, તે સેના શત્રુઓનો પરાજય કરે છે![૧૨] જેના યોધાઓ પોતાના ઉપરીની સેવા કરવાને આતુર હોય, પરસ્પરમાં અભિમાન રહિત હોય, સ્નેહાળ હોય તથા શુદ્ધ આચાર પાળનારા હોય, તેવી સેના, ભાવી વિજયનું સ્વરૂપ સૂચવે છે.[૧૩] જે સેનાના લડવૈયાઓનાં મુખના અને વાજીંત્રોના અનુકૂળ પડતા શબ્દો નિકળે છે, સ્પર્શથી ભાઇચારાની લાગણી ઉત્પન્ન થાય છે, સુગંધો મનગમતી ફેલાઇ રહે છે અને યોધાઓમાં ઉપકાર તથા ધૈર્યનો સંચાર થયો હોય છે, તેને વિજયનું દ્વાર જાણવું![૧૪] રણમાં પ્રયાણ કરતી વખતે ડાબી બાજુએ થતો કાગડાનો શબ્દ મંગળમય ગણાય છે અને શત્રુના સૈન્યમાં પ્રવેશ કરવાની ઈચ્છાવાળા લડવૈયાની જમણી બાજુએ બોલતો કાગડો લાભકારક ગણાય છે અને પાછળના ભાગમાં બોલે છે તો કાર્યોની સિદ્ધિ કરે છે અને આગળના ભાગમાં બોલે છે તો કાર્યસિદ્ધિનો નાશ કરે છે.[૧૫] હે યુધિષ્ઠિર! (ચઢાઇ લઈ જવા પૂર્વે.) હાથી, ઘોડા, રથ ને પાળા એમ ચાર અંગવાળી મોટી સેના તારે તૈયાર રાખવી. આરંભમાં શત્રુઓની સાથે સામથી જ વર્તવું. જો સલાહથી શત્રુ સમજે નહિ તો પછી યુદ્ધ કરવું.[૧૬] હે ભરતવંશી રાજા! યુદ્ધથી જે વિજય મળે છે, તે ઉતરતો–અધમ ગણાય છે. યુદ્ધમાં જે વિજય મળે છે, તે

અચાનક અથવા તો દૈવેચ્છાથી મળે છે, આવો વિદ્વાનોનો વિચાર છે.૧૭ પાણીના મોટા વેગને જેમ અટકાવી શકાતો નથી, અથવા ત્રાસ પામેલાં મોટાં મૃગોનાં ટોળાંને જેમ અટકાવી શકાતાં નથી, તેમ જ જ્યારે મોટી સેનામાં ભંગાણ પડે છે, ત્યારે તેને પણ નાસતી અટકાવી શકાતી નથી.૧૮ મહા બળવાન્ યોધાઓની બનેલી મોટી સેના પણ, મૃગનાં ટોળાં જેવી જ હોય છે. મૃગનાં ટોળામાંથી જેમ કેટલાએક મૃગો નાસે છે કે બીજાં મૃગો પણ કારણ જાણ્યા વગર એકને નાસતું જોઇ બીજું, તેને જોઈ ત્રીજું, એમ ઉપરાઉપરી નાસવા માંડે છે, તેમ જ મહા બળવાન્ યોધાઓની બનેલી સેનામાંથી પણ કેટલાએક જેવા નાસે છે કે, યુદ્ધ કુશળ બીજા પુરુષો પણ, કારણ જાણ્યા વગરજ નાસવા માંડે છે. શૂરવીરોથી બનેલું લશ્કર, પણ મોટા રુરુ મૃગનાં ટોળાં જેવું હોય છે.૧૯ હવે કેટલીક વખત એમ પણ બને છે કે, પચાસ દૃઢ ઠરાવના અને એક બીજાના અભિપ્રાયને જાણનારા વીરપુરુષો હર્ષમાં આવીને પ્રાણની પણ દરકાર કર્યા વગર યુદ્ધ કરે છેતો તે શત્રુની સેનાનો કચ્ચરઘાણ વાળી નાંખે છે!૨૦ એટલું જ નહિ, પરંતુ સારાકુળમાં જન્મેલા અને માન પામેલા પાંચ, છ અથવા તો સાત શૂરાઓ, લઢવું જ છે—મરવું કે મારવું—આવો નિશ્ચય કરીને જો શત્રુઓની સામે ધૂમે છે, તો શત્રુઓ, મોટી સંખ્યામાં હોય છે તો પણ તેઓ તેનો પરાજય કરે છે.૨૧ માટે જ્યાંસુધી સામથી, દામથી અથવા તો ભેદથી જો સલાહ થતી હોય ત્યાંસૂધી યુદ્ધ કરવું નહિ. પ્રથમ શત્રુઓમાં માંહોમાંહે ભેદ પડવાની યુક્તિ લગાવવી; બક્ષિસો આપી શત્રુના સરદારો અને સહાયકોને વશ કરવા. તેમાં ન ફવાયું તો પછીથી યુદ્ધ કરવું.૨૨

બળબળતા વજ્રમાંથી પડતી વિજળી જોતાં, લોકો પૂછે છે કે, 'હાય! હાય! એ કોના ઉપર પડશે?' 'એ કયાં આગળ પડશે?' આવી રીતે જેમ લોકોને ભય રહે છે, તેમ સેના જોવાથી જ બીકણુ લોકોનાં મન ભયથી ઠસ્સ થઈ જાય છે!૨૩ આપણા ઉપર શત્રુની સેના ચઢી આવે છે, આમ જાણીને જે યોધાઓનાં ગાત્રો, ઢીલાં થઈ જાય છે અને પછી લડવા જાય છે, તેઓના ભાવી વિજયને માટે શંકા જ રહે છે.૨૪ એટલું જ નહિ, પરંતુ હે રાજન્! સ્થાવર તથા જંગમાત્મક આખો દેશ પણ (તેમના ઢીલાપણાથી) સંકટમાં આવી પડે છે અને અસ્ત્રોના પ્રતાપથી તપી ગયેલા લોકોની મજ્જાને પણ પીડા થાય છે.૨૫ એટલા માટે, રાજાએ શત્રુઓને વારંવાર સુલેહનાં કહેણુ મોકલવાં, પણ તેમાં હંમેશાં જ સજ્જ પગલાં ભરવાનો ક્રમ બતાવતાજ રહેવું. જ્યારે શત્રુની પ્રજા ચારે તરફથી દુઃખી થાય છે ત્યારે જ (તેનો સરદાર, જે રાજા છે) તે વશ થાય છે.*૨૬ વળી ચઢાઈ કરનારા રાજાએ, શત્રુના સહાયક રાજામાં ભેદ પડાવવા માટે દૂતો મોકલવા. તેમાં ફતેહ પામ્યા પછી, શત્રુ રાજાના સૈન્યમાં, જે સહાયક રાજા મહા બળવાન્ હોય, તેની સાથે સંધિ કરવી, એ શ્રેષ્ઠ યુક્તિ છે.૨૭ જો બળવાન્ રાજાની સાથે સંધિ નહિ કરવામાં આવે, તો શત્રુઓને સારી રીતે દુઃખ દઇ શકાતું નથી. શત્રુની સાથે એવી રીતે યુદ્ધ કરવું કે, તે ચોતરફથી સંકટમાં આવી પડે.૨૮ સત્પુરુષ બીજાના ઉપર ક્ષમા કરે છે, પરંતુ અસત્પુરુષો કદી પણ ક્ષમા કરતા નથી. હે પાર્થ! ક્ષમા તથા ક્રોધ કરવાનું પ્રયોજન હું તને કહું, તે તું સાંભળ.૨૯ જે રાજા, શત્રુને જિત્યા પછી તેના ઉપર ક્ષમા કરે છે, તે રાજાનો યશ વૃદ્ધિ પામે છે અને તે રાજા મહા અપરાધ કરે છે, તોપણ શત્રુઓ તેનો વિશ્વાસ કરે છે!૩૦ પરંતુ, શંબરાસુરનો મત એવો છે કે, વાંસ વગેરે વાકાં કાષ્ટને, અગ્નિમાં તપાવ્યા વગર સીધું કરવામાં આવે છે તો તે પાછું પોતાની પ્રકૃતિપર જાય છે, એટલે (ઠંડુ પડતાં જ તે પાછું) વાકું થઇ જાય છે; તેમ જ શત્રુને પણ સતાવ્યા વિના તેના ઉપર ક્ષમા કરવામાં આવે છે તો તે સરળ થતો નથી (પરંતુ લડાઈની વાત ઠંડી પડી કે તે પાછો જેવોને તેવો જ વાંકો થઈ બેસે છે). માટે તેના ઉપર સંકટ વિતાડ્યા પછી ક્ષમા કરવી, એ ઉત્તમ છે.૩૧ પરંતુ વેદાદિ શાસ્ત્ર જાણુનારા આચાર્યો આ રીતિની પ્રશંસા કરતા નથી; તેમ તે સારા રાજાનો ગુણ ગણાતો નથી. શ્રેષ્ઠ રાજાએ પોતાના પુત્રોની પેઠે, શત્રુઓને પણ ક્રોધ અથવા તો પ્રહાર કર્યા વગર પોતાને વશ કરવા.૩૨

હે યુધિષ્ઠિર રાજા! જો રાજા ઉગ્ર સ્વભાવનો હોય છે તો તે ધિક્કારને પાત્ર થઇ પડે છે, તેમ મૃદુ–કોમળ પ્રકૃતિનો હોય છે તો તેનો હુકમ કોઈ માનતું નથી. તે માટે, રાજાએ ઉગ્રતાનો અને મૃદુતાનો એમ ઉભયનો ઉપયોગ કરવો.૩૩ હે ભારતવંશના રાજા! શત્રુને પ્રહાર કરતાં પહેલાં અને પ્રહાર કરતી વખતે પણ પ્રિય વાકય કહેવાં અને પ્રહાર કર્યા પછી શોક અને રુદન કરવાનો ડોળ કરીને તેના ઉપર દયા કરવી!૩૪ શત્રુને કહેવું કે,–"રે મારા લશ્કરે લડાઈમાં તારાં આટલાં બધાં મનુષ્યોને મારી નાંખ્યાં, એ વાત મને

* અર્થાત્ સંધિનો પ્રયત્ન કરવો, પણ તે સાથે હલ્લો કરનારું લશ્કર મોકલવું અથવા શસ્ત્રબંધ લશ્કર તૈયાર રાખી ભય દાખવવામાં તત્પર રહેવું અને શત્રુ રાજાની પ્રજાને પીડા કરવા માંડવી.

બીલકુલ ગમતી થઇ નથી. હાય! હાય! મેં સેનાનીઓને વારંવાર અટકાવ્યા, તો પણ તેઓએ મારા કહેવાને ગણકાર્યું જ નહિ![૩૫] હું ઇચ્છું છું કે, જેઓ મરણ પામ્યા છે તે પાછા સજીવન થાય! રે! તેઓ મરવાને યોગ્ય ન હતા! તે ઘણા જ ઉત્તમ, મોટા વીરપુરુષ હતા-સંગ્રામમાં પાછી પેની નહિ કરનારા હતા. એવા વીરપુરુષો તો દુર્લભ જ છે![૩૬] જેણે રણમાં આ વીરપુરુષોને મારી નાંખ્યા છે, તેણે મારું (ખરેખર બહુ) અપ્રિય કર્યું છે." આવા શબ્દો શત્રુપક્ષમાંથી બચેલા સમક્ષ કહેવા; અને એકાંતમાં પોતાના લશ્કરના બહાદુર પુરુષો અને શત્રુઓને હણનારાઓનો સત્કાર કરવો.[૩૭] શત્રુને હાથે ઘવાયલાઓને, તેના દુઃખમાં દિલાસો મળે તેમ અશ્રુ પાડવાં, તેમનો હાથ પ્રેમથી પકડી, મીઠાં વચનથી શાંત પાડવા.[૩૮] આ રીતે સર્વેય અવસ્થાઓમાં જે રાજા સમજણપૂર્વક સર્વ કાર્ય કરે છે તો તે ધર્મજ્ઞ રાજા પ્રાણી માત્રનો પ્રિય થઈ પડે છે અને તે, નિર્ભય થઈને રાજ્ય કરે છે.[૩૯] હે ભરતવંશના રાજા! તે રાજાનો સર્વે પ્રાણીઓ વિશ્વાસ કરે છે અને છે, વિશ્વાસુ મનુષ્ય પાસે પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરાવી શકે છે.[૪૦] તે માટે, જે રાજાને પૃથ્વીપર રાજ્ય કરવાની ઇચ્છા હોય, તે રાજાએ સર્વ પ્રાણીઓને કપટ વગર પોતાનાં વિશ્વાસુ બનાવવાં અને તેઓની ચોતરફથી રક્ષા કરવી.[૪૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'सेना नीति कथन ' ए नामनो अध्याय १०२ मो समाप्त.

## અધ્યાય ૧૦૩ મો.

### વિરોધી રાજાઓ સાથે વર્તવાની નીતિ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભીષ્મ પિતામહ! નરમ સ્વભાવના રાજાની સાથે, તીક્ષ્ણ સ્વભાવના રાજાની પાસે અને જે રાજાના ઘણા સાહ્યકો હોય અને મોટું લશ્કર હોય, તે મહા બળવાન રાજાની સાથે કેવી રીતે વર્તવું તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! આ વિષયમાં બૃહસ્પતિ તથા ઇંદ્રના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે છે.[૨] શત્રુઓનો સંહાર કરનારો દેવરાજ ઇંદ્ર, બે હાથ જોડી, બૃહસ્પતિની પાસે જઇને તેને પૂછવા લાગ્યો.[૩]

ઇંદ્રે પૂછ્યું;-"હે બ્રહ્મદેવ! હું સાવધાન થઇને શત્રુઓની સાથે કેવી રીતે વ્યવહાર કરું અને કેવી જુક્તિથી શત્રુઓનો સંહાર નહિ કરતાં તેઓને વશ કરું?[૪] ઉભય સેનાનો સમાગમ થવાથી સાધારણ રીતે વિજય મળે છે, પરંતુ કેવી યુક્તિ કરવાથી પ્રતાપિની અને જાજ્વલ્યમાન એવી રાજલક્ષ્મી મારો ત્યાગ કરે નહિ, તે મને કહો."[૫]

તે સાંભળીને ધર્મ, અર્થ અને કામનાં સ્વરૂપને જાણવામાં કુશળ, પ્રતિભાવાન, રાજધર્મની રીતિને જાણનારા બૃહસ્પતિએ ઇંદ્રને પ્રત્યુત્તર આપ્યું.

બૃહસ્પતિએ કહ્યું; "હે ઇન્દ્ર! અપકાર કરનારા શત્રુને કલહથી (યુદ્ધથી) વશ કરવા કદી પણ ઇચ્છા રાખવી નહિ. અમર્ષ (અસહનશીળતા) રાખવો અથવા તો ક્ષમા નહિ કરવી, એ બાળકોનું કામ છે.[૭] જેને પોતાના શત્રુને મારવાની ઇચ્છા હોય, તેણે ક્રોધ, ભય અને હર્ષને પોતાના કબજામાં રાખવા અને શત્રુ જાણે, એમ શત્રુતાને પ્રકટ કરવી નહિ.[૮] (નિર્બળ અથવા ઓછા બળવાળા) રાજાએ વિશ્વાસુ પુરુષની પેઠે શત્રુની સેવા કરવી, પરંતુ તેનો જાતે (જરાએ) વિશ્વાસ કરવો નહિ; નિત્ય તેની પાસે પ્રિય જ વાર્તા કર્યા કરવી, પણ તેને અપ્રિય લાગે તેવું કંઈ પણ આચરણ કરવું નહિ.[૯] શુષ્ક વૈરથી વિરામ પામવું અને બહુ વાતો કરીને કંઠને પરિશ્રમ આપવો નહિ. હે પુરંધર! પક્ષીઓને કેદ કરીને તેના ઉપર આજીવિકા કરનારો પારધી, જેમ પક્ષીઓના જેવો અવાજ કરીને પક્ષીઓને પોતાને વશ કરે છે, તેમ જ રાજાએ પણ સાવધાન થઇને શત્રુઓને પોતાને વશ કરવા અને પછી તેનો નાશ કરવો![૧૦-૧૧] હે ઇન્દ્ર! શત્રુઓનો નિત્ય પરાભવ (પરાજય) કર્યા પછી દુષ્ટાત્મા એવો શત્રુ સુખે સુતો નથી. પરંતુ બેદરકારીથી રાખેલો અગ્નિ જેમ એકદમ સળગી ઉઠે છે, તેમ તે તક મળતાં જ માથું ઉઠાવે છે![૧૨] જ્યારે સામાન્ય વિજય મળવાનો હોય ત્યારે, રાજાએ યુદ્ધનો ત્યાગ કરવો; પરંતુ હે રાજા! શત્રુને શાંત પાડી, પૂરતી બાંહ ધરી લઈ, વશ કરીને પોતાનું કાર્ય સિદ્ધ કરવું![૧૩] શત્રુ રાજાએ તિરસ્કાર કરીને, સત્તાનો અનાદર કીધો હોય, ત્યારે પણ રાજાએ હૃદયથી હારી જવું નહિ, અર્થાત્ દૃઢ હૃદય કરીને અમાત્યોની સાથે તથા મંત્રવેત્તા મહાત્માઓની સાથે વિચાર કરવો; અને શત્રુનું પગલું જરા પણ વાંકું જણાય કે તુરત તેના ઉપર પ્રહાર કરવો. તેણે પોતાના વિશ્વાસપાત્ર પુરુષોદ્વારા તેની સેનામાં ફાટફૂટ પડાવવી.[૧૪-૧૫] રાજાએ શત્રુના આદિ, મધ્ય તથા અંતથી જાણીતા રહેવું, તેના પ્રતિના વૈરને મનમાં ગુપ્ત રાખવું અને તેનાં સૈન્યને પ્રમાણવડે જાણી લઈને ફાટફૂટ પડાવવી, લાંચ આપવી, અથવા તો ઔષધ ખવરાવવું, વગેરે યુક્તિથી શત્રુની સેનાને દૂષિત કરવી. તે રાજાએ, કદીપણ શત્રુઓની સાથે

મિત્રતાની ઇચ્છા રાખવી નહિ.[૧૬-૧૭] રાજાએ શત્રુને મારવા માટે લાંબા સમય સૂધી વાટ જોવી અને પછી શત્રુનો નાશ કરવો. શત્રુ વિશ્વાસ રાખે, એટલા માટે તેને થોડા કાળ સૂધી વાટ જોતાં બેસી રહેવું અને વિશ્વાસ બેસાર્યા પછી તે ન ધારે તેમ, તક આવે કે એકાએક તેનો નાશ કરવો.[૧૮] રાજાએ, શત્રુના લશ્કરના ઘણા માણસોનો ઘાણ કાઢવો નહિ, પણ પોતાનો વિજય દૃઢ થાય તેમ તો વર્તવું જ. રાજાએ, શત્રુને એવી હાનિ કરવી નહિ, કે જે જન્મભર તેના હૃદયમાં ખટક્યા કરે.[૧૯] તેમ શત્રુને વાણીરૂપ શલ્યથી કે શરથી ઘા કરવો નહિ. સમય આવે ત્યારે લાગ જવા ન દેતાં તેને-શત્રુને પ્રહાર કરવો. હે દેવેંદ્ર! શત્રુને મારવાની ઇચ્છાવાળા પુરુષની તેના જે શત્રુ છે, તેઓ પ્રતિ તેની આવી રીતિ હોવી જોઇએ.[૨૦] કાળની વાટ જોઇને બેઠેલો પુરુષ, જો પોતાને મળેલી તક ગુમાવી દે છે, તો કાર્ય કરવાની ઇચ્છાવાળા પુરુષને તે તક ફરીને દુર્લભ થઇ પડે છે![૨૧] ડાહ્યા પુરુષોનો વિચાર લઈને, રાજાએ શત્રુના બળને તોડી નાંખવું તથા તેને સમય નહોય ત્યારે પોતાનું કાર્ય સાધવું નહિ. અનુકૂળ સમય ન આવે ત્યાં સૂધી, કાર્ય સિદ્ધ કરવાને માટે, શત્રુને પીડવો નહિ. તેમ પ્રસંગ આવે ત્યારે શત્રુને બેદાન મેદાન કરવાની તક જવા દેવી નહિ.[૨૨] રાજાએ કામનો, ક્રોધનો તથા અહંકારનો ત્યાગ કરી, સાવધાન રહીને વારંવાર શત્રુનાં છિદ્રોની શોધ કરતા રહેવું.[૨૩] રાજાની પોતાની મૃદુતા, શિક્ષા કરવામાં ક્રૂરતા, આળસ, પ્રમાદ, તથા તેના શત્રુએ બાહોશીથી ગોઠવેલા છટકા-આ સર્વ, હે ઇંદ્ર! મૂર્ખ રાજાનો નાશ કરે છે.[૨૪] એટલા માટે કામાદિક ચાર શત્રુઓનો ત્યાગ કરી ગોઠવેલા છટકાઓને તોડનારા માર્ગો જેઓ ગ્રહણ કરે છે, તેઓ શત્રુઓનો નાશ કરી શકે છે.[૨૫] જે ગુપ્ત રાજકાર્ય એક મંત્રીથી થઇ શકતું હોય તો તે ગુપ્ત કાર્યનો વિચાર એકલા તેની જ સાથે કરવો, પણ ઘણા મંત્રીઓ સાથે, ગુહ્ય રાજકીય કાર્યનો વિચાર કરવામાં આવે છે, તો તેઓ એક બીજા ઉપર નાંખી દે છે અથવા તો તેઓ તે કાર્ય પ્રકટ કરી દે છે. જો એક સાથે વિચાર કરવો યોગ્ય ન ભાસે તો પછી ઘણા સાથે વિચાર કરવો. જે શત્રુસેના દૂર હોય અને જોવામાં આવી ન હોય, તેના ઉપર આથર્વણ વિધિથી બ્રહ્મદંડ અભિચાર પ્રયોગ કરાવવો અને શત્રુ સેનાની નજીકમાં હોય તો ચતુરંગિણી સેનાથી તેના ઉપર ચઢાઈ કરવી.[૨૬-૨૭] રાજાએ પ્રથમ ભેદનો-ફાટફૂટ પડાવવાનો પ્રયોગ કરવો અથવા તો સુલેહની વાત કરવી. વખત જોઇને, વખતને અનુસરતી યુક્તિએ વર્તવું.[૨૮] બળવાન્ શત્રુ હોય તો સમય ઉપર તેને નમી જવું અને સાવધાન રહેવું. જ્યારે તે શત્રુ પ્રમાદમાં હોય ત્યારે તેનો નાશ કરવાની યુક્તિ રચવી.[૨૯] પ્રણિપાત કરીને, દાન આપીને અને મધુર વાણી બોલીને બળવાન્ શત્રુને તાબે થવું; કદી પણ (એ કાર્ય કરતી વખતે) શત્રુને શંકા ઉત્પન્ન થાય તેવું કંઈ પણ દાખવવું નહિ.[૩૦] નિર્બળ રાજાએ, એવા પ્રસંગમાં, સાવધ રહીને શંકા ઉત્પન્ન થાય તેવાં કાર્યોથી દૂર જ રહેવું. તેમ જયી રાજાએ પરાજિત શત્રુઓનો વિશ્વાસ કરવો નહિ. કારણ કે, પરાભવ પામેલા હોવાથી, શત્રુઓ નિત્ય જાગૃત રહે છે.[૩૧] હે દેવના રાજા! ચપળ સ્વભાવના પુરુષોના ઉપર જે ઐશ્વર્ય મેળવવું, એના જેવું દુષ્કર કર્મ કોઈપણ નથી.[૩૨] ચપળ સ્વભાવના પુરુષોની હયાતી પણ ભયંકર કહેવાય છે. માટે, રાજાએ સાવધાન તથા સ્થિરચિત્ત થઇને કોણ મિત્ર છે ને કોણ શત્રુ છે, તેનો વિચાર કરવો.[૩૩] કોમળ પ્રકૃતિનો રાજા, પ્રજાના અપમાનને પાત્ર થાય છે અને તીક્ષ્ણ સ્વભાવના રાજાથી, તેની પ્રજા ઉદ્વેગ પામે છે. માટે તું તીક્ષ્ણ પણ નહિ થા, તેમ કોમળ પણ ન થા, પરંતુ તીક્ષ્ણ અને કોમળ એ બન્ને (પ્રસંગને અનુકૂળ) બન.[૩૪] જેમ સર્વ તરફથી પાણી ભરેલું હોય અને પાણીનો ઘણો જ વેગ હોય, ત્યારે તે વેગ તીરને તોડી નાંખે છે, તેમ જ રાજા જો અસાવધ રહે છે અને ભૂલ કરે છે તો તેનું રાજ્ય નાશ પામે છે.[૩૫] બુદ્ધિમાન્ રાજાએ ઘણા શત્રુઓનો એકે સામટો સંહાર કરવો નહિ; પરંતુ તેણે સંધિનો જ વિચાર કરવો. બક્ષીસો આપી શત્રુના માણસને વશ કરવા, અથવા માંહોમાંહે ફાટફૂટ પડાવી, એમ હે પુરન્ધર! એક પછી એક યુક્તિ લડાવવી. જો શત્રુની બચેલી સેના થોડી હોય તો, જયી રાજાએ, તેના તરફ શાંતિથી જવું. બુદ્ધિમાન્ રાજાએ, પોતે કચડી નાંખવાને સમર્થ હોય તોપણ, શત્રુના બચેલા માણસોને કચડી નાંખવા નહિ.[૩૬-૩૭] જ્યારે પોતાની સેના હાથી, ઘોડા અને રથોથી ભરપૂર હોય, ઘણા પાળાઓ અને યંત્રોવાળી હોય, પ્રીતિવાળી હોય, છ અંગવાળી હોય અને જ્યારે શત્રુસેના કરતાં પોતે સર્વ પ્રકારે શ્રેષ્ઠ છે એમ જણાતું હોય, ત્યારે બહાર પડીને, વિચાર કર્યા વિના (એકદમ) શત્રુઓની સામે યુદ્ધ કરવું.[૩૮-૩૯] શત્રુ સમર્થ હોય તો, તેને સામથી સમજાવવો યોગ્ય નથી. પણ ગુપ્ત રીતે દંડ દેવાની યુક્તિ કરવી. તેમ તેની સાથે મૃદુતાથી વર્તવું પણ ઠીક નહિ; તેમ સદાય ચઢાઈ પણ કરવી નહિ. તેના દેશના ધાન્યોનો નાશ કરવો નહિ; સરોવર વિગેરેમાં વિષ વગેરે

નાંખી પાણી અગાડવું નહિ (કારણ કે આ સર્વ કાર્ય હિંસાત્મક છે.) તેમ જ રાજ્યની સાત પ્રકૃતિની શંકાનો પણ ત્યાગ કરવો.*[૪૦] એવે પ્રસંગે રાજાએ, શત્રુઓની સાથે અનેક જાતનો છળ પ્રપંચ કરવો, તેઓને અંદર અંદર યુદ્ધ કરાવવું, (યશનો નાશ ન થાય તે પ્રમાણે) કપટનો પ્રયોગ કરવો. વિશ્વાસુ મનુષ્યો દ્વારા શત્રુઓના નગરોમાં અને દેશોમાં શત્રુઓ શું કાર્ય કરે છે, તેની તપાસ કર્યા કરવી.[૪૧] રાજાએ શત્રુની પાછળ પડવું અને નગરોના કિલ્લાઓને તાબે કરીને તેના સર્વે વૈભવને જિતી લેવો અને પછી, હે વૃત્ર તથા બળનો નાશ કરનાર ઇંદ્ર! શાસ્ત્રોક્ત વિધિપૂર્વક પોતાના જિતેલા નગરોમાં સુવ્યવસ્થા કરવી.[૪૨] હે રાજન્! ચારોને ખાનગી રીતે દ્રવ્ય આપવું, પણ તેઓના શરીરને કાંઈ પણ ઇજા કર્યા વગર જાહેરમાં તેઓનો પૈસો ટકો જપ્ત કરી લેવો અને શહેરોમાં તથા દેશોમાં એવું જાહેર કરવું કે, તેઓ દુષ્ટો હોવાથી આ તેઓનાં દુષ્ટ કૃત્યોનું ફળ છે—આમ જાહેર કરી તે દૂતોને શત્રુના દેશોમાં મોકલવા.[૪૩] તેમ જ પોતાના નગરમાં, સારી રીતે શાસ્ત્ર ભણેલા, સર્વ કાર્યના જાણકાર, શાસ્ત્રની વિધિને જાણનારા, સારા કેળવાયલા—ભાષ્યો તથા કથાઓ જાણવામાં કુશળ, એવા પુરુષો દ્વારા, શત્રુઓના ઉપર કૃત્યાનો પ્રયોગ કરાવવો.[૪૪]

ઇંદ્રે પૂછ્યું;–હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! દુષ્ટ પુરુષનાં કયાં ચિહ્ન છે અને દુષ્ટ પુરુષને કેમ ઓળખવો, એ હું પૂછું છું, તે મને કહે.[૪૫]

બૃહસ્પતિએ કહ્યું:–"પીઠ પાછળ દોષો બોલે, સદ્ગુણોનો દ્વેષ કરે અને પ્રકટ રીતે બીજાઓના સદ્ગુણોની તેની સમક્ષ પ્રશંસા થતી હોય, ત્યારે અવળું મુખ કરીને ગુપચુપ બેસી રહે.[૪૬] પરંતુ એમ ગુપચુપ બેસી રહેવાથી તે દુષ્ટ છે, એમ સમજવાનું નથી; પરંતુ એવો પુરુષ એવે પ્રસંગે નિઃશ્વાસ નાંખે છે, ઓષ્ઠને ડસે છે અને માથું ધૂણાવે છે;[૪૭] નિત્ય આપણી સાથે મળતો રહે છે, છતાં પારકા પુરુષની મંડળીમાં જઈ, યદ્વા તદ્વા બકે છે. કાર્ય કરવાનું સ્વીકારે છે, પણ એવા માણુસ જ્યારે આપણી તેના ઉપર નજર નથી હોતી ત્યારે પોતાના વચન પ્રમાણે વર્તતો નથી. પરોક્ષમાં કાર્ય કરતો નથી અને જ્યારે આપણી તેનાપર નજર પડે છે, ત્યારે તે કાર્યની વાતનો ઇસારો પણ કરતો નથી.[૪૮] દુષ્ટ માણુસ જૂદો જઇને ભોજન કરે છે; અથવા તેના મોં આગળ ભોજન મૂકવામાં આવે છે, ત્યારે આજે યથાવિધિ ભોજન આદિક થયું નથી એવી એવી વાતો કરે છે. આ રીતે આસનમાં, શયનમાં અને યાનમાં (જવામાં) વિશેષે કરીને તેવા ભાવો જણાવે છે.[૪૯] દુઃખી હોય ત્યારે જે દુઃખી થાય અને પ્રસન્ન હોય ત્યારે જે પ્રસન્ન રહે એ મિત્રનું લક્ષણ છે અને તેનાથી જે વિપરીત વર્તન હોય, તેને શત્રુનું લક્ષણ જાણવું.[૫૦] હે દેવોના રાજા! આ તને શાસ્ત્ર પ્રમાણે કહ્યું તે તારે હૃદયમાં કોતરી રાખવું. દુષ્ટ પુરુષોનો સ્વભાવ ગુપ્ત રહેતો નથી.[૫૧] હે દેવોના રાજા! હે ઉત્તમ દેવ! શાસ્ત્રનાં તત્વને જાણીને તને મેં દુષ્ટ પુરુષનું લક્ષણ કહ્યું છે."[૫૨]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર રાજા! શત્રુનો નાશ કરનારો ઇંદ્ર, જે શત્રુઓનો સંહાર કરવામાં પરાયણ રહેતો હતો, તેણે બૃહસ્પતિનાં વચન યથાર્થ રીતે સમજી, સમય થયો કે શત્રુના વિજય માટે બહાર નિકળ્યો અને શત્રુને વશ કર્યા હતા.[૫૩]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'इंद्र तथा बहस्पतिनो संवाद' ए नामनो अध्याय १०३ मो समाप्त.

## અધ્યાય ૧૦૪ મો.

### સર્વ નાશવંત છે.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ! ધર્મનિષ્ઠ રાજા નિર્ધન હોય, અમાત્યો તેને દુઃખી કરતા હોય, કોશ (ખજાનો) અને સેના પણ તેની પાસે નહોય, તેવા રાજાએ સુખ મેળવવાને કેવી રીતે વર્તવું?[૧]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! આ વિષયમાં હું તને ક્ષેમદર્શીનો એક ઇતિહાસ કહું છું, તે તું સાંભળ.[૨] એમ સાંભળ્યું છે કે, પૂર્વ કાળમાં જ્યારે ક્ષેમદર્શી નામનો રાજા નિર્બળ થઇ પડ્યો, ત્યારે તે રાજા, કાલકવૃક્ષીય નામના મુનિની પાસે આવ્યો અને મહા દુઃખદાયક આપત્તિમાં આવી પડેલા તે રાજાએ, મુનિનો અનુગ્રહ સંપાદન કરીને તે મુનિને આ પ્રમાણે પ્રશ્ન કર્યો હતો.[૩]

રાજાએ પૂછ્યું;–"હે બ્રાહ્મણ! મારા જેવો પુરુષ રાજ્ય સંપાદન કરવા માટે વારંવાર પ્રયત્ન કરે, છતાં તેને રાજ્ય ન મળે તો તેણે શું કરવું?[૪] હે મુનિશ્રેષ્ઠ! આત્મઘાત, દીનતા, ચોરી કરવી, બીજાને આશ્રયે રહેવું અને હલકી જાતનું આચરણ કર્યા વિના, જો રાજ્ય મેળવવાનો બીજો કોઈ ઉપાય હોય તો તે કહે.[૫] મનુષ્ય જ્યારે માનસિક અથવા તો બીજી જાતની વ્યાધિથી ઘેરાઈ ગયો હોય, ત્યારે તેણે, તારા જેવા ધર્મવેત્તા અને કૃતજ્ઞ પુરુષને શરણે જવું જોઇએ.[૬] તે

* વારંવાર ચઢાઇ લઇ જવાથી ખજાનો ખાલી થઇ જાય છે, પૈદલહેદલ વગેરે નિર્બળ થઇ જાય છે અને જય ન મળવાથી સેના નિરાશ થઇ જાય છે અને દેશને બીજું પણ ભારે નુકસાન થાય છે.

રાજાએ કામનાથી ઉદાસ થવું અને સમય પ્રમાણે વર્તી હર્ષ તથા શોકનો ત્યાગ કરવો અને બુદ્ધિમય ધનને સંપાદન કરવું અને તેથી સુખ મેળવવું.' જે પુરુષોનું સુખ, ધનને આધારે હોય છે, તેવા પુરુષોનો હું શોક કરું છું. મારું પુષ્કળ ધન, સ્વપ્નમાં મળેલાં ધનની પેઠે નાશ પામ્યું છે.[૮] જે પુરુષો મોટી સંપત્તિનો ત્યાગ કરી દે છે, તેઓ મહાન્ કઠિન કર્મ કરે છે. પરંતુ અમે તો નહિ મળેલી સંપત્તિનો પણ ત્યાગ કરી શકતા નથી.[૯] હે બ્રાહ્મણ! હું આવી અવસ્થાને પ્રાપ્ત થયો છું, દીન છું, આતુર છું, લક્ષ્મીરહિત છું, તેને જે કંઈ બીજું સુખનું સાધન હોય, તેનો ઉપદેશ કર."[૧૦] આ રીતે કોશલ દેશના બુદ્ધિમાન્ રાજકુમારે મુનિને પૂછ્યું, એટલે મહા કાંતિવાળા કાલકવૃક્ષીય મુનિએ આ પ્રમાણે પ્રત્યુત્તર આપ્યું.[૧૧]

મુનિ બોલ્યા;–"તું જે માને છે કે, હું જે જોઉં છું તે અસ્થિર છે તથા મારું જે કંઇ છે તે સર્વ વસ્તુ નાશવંત છે, એ સત્ય છે.[૧૨] હે કુમાર! તું માને છે કે અમુક વસ્તુ છે; પરંતુ તે સર્વ વસ્તુ મિથ્યા છે એમ જાણ. બુદ્ધિમાનો તે જાણે છે, તેથી તેઓ મહાકષ્ટદાયક આપત્તિમાં આવી પડે છે, તોપણ દુઃખી થતા નથી.[૧૩] જે ભૂત કાળમાં હતું અને જે ભવિષ્ય કાળમાં છે તે સર્વ નથી એમ જાણ. તું આ રીતે જાણવા યોગ્ય વસ્તુ, જે સર્વ જાણે છે, તે જાણીશ એટલે એ ધર્મથી તારો ઉદ્ધાર થઈ જશે.[૧૪] પૂર્વના રાજાઓની જે કંઈ વસ્તુ છે અને જે કંઈ તે પછીના રાજાઓની વસ્તુ છે, તે સર્વ વસ્તુ તારી નથી. આ રીતે જાણ્યા પછી કયા રાજાને ખેદ થાય છે?[૧૫] જે વસ્તુ થઈ ગયેલી છે તે ફરીને થતી નથી અને જે વસ્તુ થઇ નથી તે પછી પણ નથી જ. શોક કરવામાં એવું સામર્થ્ય નથી કે તે વસ્તુ મેળવી આપે. માટે કોઇએ પણ એ માટે શોક કરવો નહિ.[૧૬] હે રાજકુમાર! તારા પિતા આજે ક્યાં છે? તારા પિતામહ આજે ક્યાં છે? આજે તું તેઓને જોતો નથી અને તેઓ તને જોતા નથી.[૧૭] તું તારી પોતાની અધ્રુવતા જોઇને તેઓનો શા માટે શોક કરે છે? તું તારી બુદ્ધિવડે તારો પોતાનો વિચાર કરીને જો કે તું પંડે પણ ધ્રુવ રહીશ નહિ.[૧૮] હે રાજા! હું, તું, તારા સ્નેહીઓ અને શત્રુઓ, અવશ્ય રહીશું નહિ; તેમ આ સર્વમાંથી કંઇ પણ રહેશે નહિ.[૧૯] જેઓ વીશ વર્ષના અને ત્રીસ વર્ષના મનુષ્યો છે, તે સર્વે આવતા સો વર્ષની પૂર્વે જ મરણ પામશે.[૨૦] પુરુષ જો મહાન્ રાજ્યનો અને ધનનો ત્યાગ કરી શકે નહિ, તો તેણે આમાંનું મારું કંઇ નથી આમ માનીને તેના ઉપરથી મમતા ઉઠાડી દેવી અને પોતાનું કલ્યાણ કરવું.[૨૧] અનાગત એટલે ભવિષ્યની વસ્તુ તે પણ મારી નથી અને ભૂતકાળની વસ્તુ પણ મારી નથી આમ જાણવું; અને ભાગ્ય બળવાન્ છે આમ માનવું. આ રીતે જે પુરુષો માને છે, તે પંડિત કહેવાય છે અને તેને જ ઋષિમુનિઓ નિર્મમતાવાળા* અને સત્પુરુષ કહે છે.[૨૨] બુદ્ધિમાં અને પુરુષાર્થમાં તારા સમાન અથવા તો તારા કરતાં ચઢિયાતા પુરુષ, નિર્ધન છતાં પણ જીવન ગાળે છે તેઓ કંઈ રાજ્ય કર્તા નથી.[૨૩] છતાં તારી પેઠે શોક કરતા નથી. માટે તું પણ શોક નહિ કર. તું શું બુદ્ધિમાં અને પૌરુષમાં તેઓના કરતાં ચઢિયાતો અથવા તો તેઓના સમાન નથી?"[૨૪]

રાજાએ કહ્યું;–"હું તો ધારું છું કે, આ સર્વ રાજ્ય મને જરાપણ શ્રમ વગર મળ્યું હતું અને હે બ્રાહ્મણ! તે સર્વ રાજ્ય મહાન્ એવા કાળે પાછું હરણ કરી લીધું છે.[૨૫] હે તપોધન! પાણીના પ્રવાહના જેવા મહાન્ કાળે મારું રાજ્ય હરણ કર્યા પછી હું તેનું ફળ એ જોઉં છું કે, મારે ધર્માદામાંથી મળેલી વસ્તુ ઉપર આજીવિકા કરવી પડે છે."[૨૬]

મુનિ બોલ્યા;–"હે કોશલ દેશના રાજકુમાર! યથાર્થ વસ્તુનો વિચાર કરતાં ભવિષ્ય અને ભૂતકાળની બાબતનો લોકો શોક કરતા નથી અને તારે પણ સર્વ વિષયોમાં એ જ પ્રમાણે વર્તવું જોઇએ.[૨૭] જે પદાર્થો પ્રાપ્ત થાય તેવાની તું ઈચ્છા કર, પણ નહિ મળે તેવા પદાર્થોની ઇચ્છા મા કર. પ્રાપ્ત થયેલા પદાર્થો ભોગવવા, પરંતુ નહિ મળેલા પદાર્થોનો શોક નહિ કરવો.[૨૮] હે કોશલ દેશના રાજકુમાર! જે પદાર્થો પ્રાપ્ત થયા હોય તે પ્રાપ્ત થયેલા પદાર્થોથી તું આનંદમાં રહે અને લક્ષ્મી તને ન મળે તોપણ તું તારા મનને શુદ્ધ રાખી તેને માટે શોક કર નહિ.[૨૯] પૂર્વ જન્મના કર્મને યોગે જ્યારે મનુષ્ય ભોગરહિત થઈ પડે છે, ત્યારે તે દુષ્ટબુદ્ધિ થઇને નિત્ય દૈવની નિંદા કરે છે. હવે જો ધન મળે છે તો તેટલાથી સંતોષ પામતો નથી, પરંતુ અધિક ધનની લાલસા કર્યા કરે છે.[૩૦] નીચ લોકોને શ્રીમાન્ જોઇ તેઓને માંન આપે છે અને એ જ કારણથી વારંવાર તેને દુઃખ ભોગવવું પડે છે.[૩૧] હે રાજન્! લોકો ઇર્ષ્યા અને અભિમાનથી ભરપૂર અને પુરુષપણાનું અભિમાન રાખનારા હોય છે. હે કોશલ દેશના રાજા! તું તો તેવો મત્સરી તો નથી ના?[૩૨] જો કે તારી પાસે લક્ષ્મી નથી, પરંતુ તું બીજાઓની લક્ષ્મી જોઇને ઇર્ષ્યા કરતો નહિ. મત્સર રહિત પુરુષો શત્રુની રાજ લક્ષ્મીનો ઉપભોગ કરે છે. પરંતુ જે પુરુષ બીજાનો દ્વેષ કરે છે, તે તો તેની પોતા-

* નિર્મમતાવાળા તેનાથી થવાય છે કે, જે, પોતાની પાસે છે, તે પોતા માટે નથી, પણ લોકને માટે છે એમ જાણે. એમ જાણવાથી, જાય તો શોક થતો નથી ને રહે તો હર્ષ થતો નથી.

ની જ રાજ્યલક્ષ્મી પોતે ત્યાગ કરે છે.[૩૩] ધર્માચરણ કરનારા અને યોગધર્મને જાણનારા ધીર પુરુષો, પોતે જ લક્ષ્મીનો, પુત્રોનો ને પૌત્રોનો ત્યાગ કરી દે છે![૩૪] કેટલાએક પ્રાકૃત પુરુષો, વારંવાર મહેનત કરીને તથા જૂદાં જૂદાં સાધનદ્વારા ઉત્પન્ન કરેલા નવીન પાર્થિવ પદાર્થોને, પરમ દુર્લભ જાણ્યા છતાં પણ તેને નાશવંત જાણીને, તેનો ત્યાગ કરી દે છે![૩૫] તું ડાહ્યો છે, છતાં કૃપણતા દર્શાવીને કેમ શોક કરે છે? અને પરાધીન, દુઃખદાયક તથા કામના કરવાને અયોગ્ય વસ્તુઓની કેમ ઇચ્છા કરે છે?[૩૬] હું તને એવો ઉપદેશ કરું છું કે, તું એ સર્વે કામનાવાળી વસ્તુઓનો ત્યાગ કરી દે; અનર્થોને અનર્થરૂપ જાણ અને અર્થને પણ અનર્થરૂપ જાણ (માટે અર્થ અને અનર્થ બંનેનો ત્યાગ કર).[૩૭] કેટલાએક પુરુષો ધન મેળવવા જતાં, ધનનો નાશ કરે છે, ત્યારે કેટલાએક ધનને જ અનંત સુખ માનીને, તે મેળવવા માટે તેની પુઠે પડે છે.[૩૮] કોઈક પુરુષ લક્ષ્મીવડે સુખ ભોગવવામાં મોજ માને છે અને લક્ષ્મી વિના બીજી કોઈ વસ્તુને શ્રેયસ્કર માનતો નથી. પણ (તેમ કરવાથી) તે પોતાના જીવિતના સાર્થક કરનારા લાભો ગુમાવી દે છે.[૩૯] હે કોશલ દેશના રાજા! જો કોઈ પુરુષનું મહાકષ્ટથી મેળવેલું ધન નાશ પામે છે, જે તેની ઇચ્છાનુરૂપ હતું, એવો તે મનુષ્ય, એકવાર ધનનો નાશ થયા પછી તેવી જાતનું ધન મેળવવાને માટે ઉદાસીન થઈ જાય છે.[૪૦] કેટલાક ધર્માત્મા તથા કુલીન મનુષ્યો સદ્ગુણની પ્રાપ્તિ કરે છે અને પરલોકમાં સુખ સંપાદન કરવાની ઇચ્છાથી, લૌકિક વિષયોથી ઉદાસ બની જાય છે.[૪૧] ધનના લોભી કેટલાક પુરુષો, ધનને માટે પોતાના જીવિતનો પણ ત્યાગ કરે છે; કેમ કે તેવા પુરુષો ધન વગર જીવિતની દરકાર કરતા નથી.[૪૨] જેઓ નાશવંત એવા જીવિતના ઉપર મોહને લીધે, અર્થની દૃષ્ટિ રાખીને બેસે છે, તે પુરુષોની કૃપણતાને અને મૂર્ખતાને તો તું જો![૪૩] જ્યાં ધનનો નાશ પાસે આવી લાગ્યો હોય ત્યાં કયો મનુષ્ય ધનનો સંગ્રહ કરવામાં પોતાનું મન પરોવે? જ્યાં મરણ આવી લાગ્યું હોય ત્યાં કયો મનુષ્ય જીવિતનો વિચાર કરે? અને જ્યાં વિયોગનો સમય પાસે આવી લાગ્યો હોય ત્યાં કોણ સંયોગનો વિચાર કરે?[૪૪] હે રાજન્! કોઈ સમયે મનુષ્ય ધનનો ત્યાગ કરે છે અને કોઈ સમયે ધન મનુષ્યનો ત્યાગ કરે છે–બેમાંથી એક બીજાનો અવશ્ય ત્યાગ કરે જ છે, આ વાતને જાણનારો કયો પુરુષ (ધન જવાથી) ખિન્ન થાય છે?[૪૫] આ દુનિયામાં એવા ઘણા મનુષ્યો છે કે જેનાં સંબંધીઓ નાશ પામે છે અને ધન પણ નાશ પામે છે. તેવી જ રીતે તારી આપત્તિનો પણ, હે રાજન્! તું તારી બુદ્ધિથી જો કે, મનુષ્યો ઉપર જે આપત્તિ આવી પડે છે તે તેના પોતાના જ કૃતકર્મનું ફળ છે. તું તારી ઇંદ્રિયો અને મનને નિયમમાં રાખ અને વાણીને મૌન રાખ.[૪૬] જ્યારે અહિત કરનારાં મન, વાણી અને ઇંદ્રિયો નિર્બળ પડી જાય છે અને નીચ વિચારમાં પરોવાય છે, ત્યારે તેવો મનુષ્ય પોતાની આસપાસના દોડતા વિષયોને કોઈ પણ રીતે અટકાવી શકતો નથી.[૪૭] આ જગતના દેશ તથા કાળની સત્તામાં રહેલા ભૂત અને ભવિષ્યના પદાર્થો કોઇના જાણવામાં આવતા નથી એમ તું જાણે છે, તું ઉત્તમ જ્ઞાનવડે તૃપ્ત છે અને પરાક્રમી છે, માટે તારા જેવા પુરુષને શોક કરવો યોગ્ય નથી.[૪૮] થોડું સંપાદન કરવાની ઇચ્છા રાખનારો, ચપળતાથી રહિત, કોમળ, ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારો, આત્મતત્ત્વનો નિશ્ચય કરનારો અને બ્રહ્મચર્ય પાળનારો તારા જેવો પુરુષ શું શોક કરવાને યોગ્ય છે?[૪૯] તારે કપટભરી, કાપાલિકી, ક્રૂરતા ભરી, પાપિષ્ઠ, દુષ્ટ અને હીચકારા પુરુષોને ઘટે તેવી આજીવિકા કરવી પણ ઉચિત નથી.[૫૦] પરંતુ હવે તું વાણીને નિયમમાં રાખી, મનને વશ કરીને અને સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખીને, મૂળ તથા ફળ ઉપર આજીવિકા કરીને મહા વનમાં એકલો વિહાર કર.[૫૧] જે પુરુષ આનંદથી વર્સો, ઇષના જેવી જેની સૂંઢ છે એવા હાથીનો સ્નેહ બાંધે છે અને જેની બાજુમાં કોઇ પણ મનુષ્ય નથી, અને જંગલમાંથી મળતા પદાર્થો ઉપર આનંદથી નિર્વાહ કરી સંતોષ પામે છે, તેને જ ડાહ્યો કહે છે.[૫૨] જેમ એક મોટો ધરો ડોળાઈ ગયો હોય, તે પોતાની મેળે જ નિર્મળ થઈ જાય છે, એવી રીતે ક્ષુબ્ધ થયેલો મહાત્મા પુરુષ પણ, પોતાની મેળે જ શાંત થાય છે અને પછી સુખમાં જીવન ગાળે છે, એમ હું જોઉં છું.[૫૩] હે રાજન્! તને રાજલક્ષ્મી મળવાનો સંભવ નથી; તારી પાસે મંત્રી વગેરે સલાહકારો પણ નથી; અને તારું દૈવ પણ વિપરીત થઈ બેઠું છે, માટે હવે તું શામાં તારું શ્રેય (કલ્યાણ) માને છે?"[૫૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'कालकवृक्षीयनो उपदेश' ए नामनो अध्याय १०४ मो समाप्त.

## અધ્યાય ૧૦૫ મો.

### પ્રબળ શત્રુ કેમ વશ કરવો.

પુનઃ મુનિએ કહ્યું;-"હે ક્ષત્રિય! પણ જો, તને તારા પોતાને વિશે કંઇક પૌરુષ જાણવામાં આવતું હોય તો રાજ્ય સંપાદન કરવા માટે તને હું રાજનીતિનો ઉપદેશ કરું છું.[૧] તું જો એ રાજનીતિનો ઉપયોગ કરીશ તો તારી અભ્યુદયની કામના પાર પડશે. હું તને સર્વ રાજનીતિ યથાર્થ રીતે કહું છું તે તું સાંભળ.[૨] તું જો કર્મ કરીશ-પુરુષાર્થ કરીશ તો મહાન્ અર્થોને પ્રાપ્ત કરીશ. રાજ્યને, રાજ્યના મંત્રને અને મહતી રાજ્ય લક્ષ્મીને પણ પ્રાપ્ત કરીશ.[૩] માટે હે રાજા! તને જો મારું કહેવું ગમતું હોય તો તું મને પુનઃ કહે, એટલે હું તને કહું."

રાજકુમાર બોલ્યો;-"હે પ્રભુ! હું શૌર્યાદિકથી સંપન્ન છું, તું મને રાજનીતિનો ઉપદેશ કર.[૪] એટલે મારો તારી સાથેનો આજનો સમાગમ સફળ થાય!"

મુનિ બોલ્યા;-"હે રાજકુમાર! તું દંભ, કામ, ક્રોધ, હર્ષ અને ભયનો ત્યાગ કરી, બે હાથ જોડી, પ્રણામ કરીને શત્રુઓની પણ સેવા કર[૫-૬] તું જનકની સેવા કર અને નિત્ય સારાં અને પવિત્ર કાર્ય કર. તું દૃઢતાથી સત્યને વળગી રહીશ તો તેથી તું તેનો જમણો હાથ થઇ પડશે અને વિદેહનો રાજા સત્ય પ્રતિજ્ઞાવાળો છે તે તને ધન આપશે અને તું સર્વ લોકોમાં માન્ય થઇ પડીશ.[૭] તેના પરિણામમાં તને ઉત્સાહવાળા, સપ્ત વ્યસનથી રહિત અને પવિત્ર મનના સહાયકો મળી આવશે. જે રાજનીતિશાસ્ત્ર પ્રમાણે વર્તે છે, મનને અને ઇંદ્રિયોને નિયમમાં રાખે છે તે પોતાનો ઉદય કરે છે અને બીજાને પ્રસન્ન કરે છે.[૮] શ્રીમાન્, ધીમાન્ એવો વિદેહનો રાજા તારો સત્કાર કરશે અને તું રાજા જનકનો જમણો હાથ થઈ પડીશ,[૯] એટલે સર્વ પ્રાણીઓમાં તું માન્ય થઈ પડીશ. પછી તારે મિત્રોનું બળ સંપાદન કરવું; અને સારા મંત્રીઓની સાથે વિચાર કરવો.[૧૦] પછી શત્રુઓને અંદર અંદર લડાવજે, એક બીલાવડે જેમ બીજા બીલાને ફોડી નાંખવામાં આવે છે તેમ તેઓને નાશ કરાવજે. અથવા શત્રુના શત્રુઓની સાથે મળી જઇને શત્રુસેનાનો નાશ કરાવજે.[૧૧] અલભ્ય એવા ઉત્તમ પદાર્થો, સ્ત્રીઓ, આચ્છાદનો, શય્યાઓ, વાહનો, આસનો, મોટી કિંમતનાં ઘરો, પક્ષીઓ, જૂદી જૂદી જાતનાં પશુઓ, રસો, સુગંધી પદાર્થો અને ફળોમાં શત્રુને તારે એવો તો પ્રીતિવાળો કરી દેવો કે, જેમ કરવાથી તેનો નાશ થાય.[૧૨-૧૩] જો પોતાના શત્રુના સંબંધમાં એ પ્રમાણે થઈ શકતું હોય અને તેની ઉપેક્ષા જ કરવી હોય, તો સદાચારની ઇચ્છાવાળા પુરુષે તે વાત પોતાના શત્રુને જાણવા દેવી નહી.[૧૪] હે શ્રેષ્ઠ રાજકુમાર! તું બુદ્ધિમાનોમાં માન્ય થઇ પડી, શત્રુના દેશમાં વિહાર કર; અને કુતરાં, મૃગ તથા કાગડાના જેવાં આચરણો કરીને શત્રુની સેવા કર, (અર્થાત્ તું કુતરાની પેઠે જાગૃત રહે, મૃગની પેઠે ભયચકિત રહે અને કાગડાની પેઠે પરનું ઇંગિત જાણતો રહે; અને તે ગુણ ધારણ કરી શત્રુની સેવા કર.)[૧૫] વળી શત્રુઓની પાસે મહા કઠિન એવાં મોટાં કાર્યોનો આરંભ કરાવ અને ઉદ્યાનો (બગીચાઓ), મોટી કિંમતની શય્યાઓ ને આસનો આ બધાનો શત્રુને ઉપભોગ કરાવીને તેનાવડે તેના ખજાનાને ખાલી કરાવી નાંખ.[૧૬] વળી બ્રાહ્મણોનાં વખાણ કરીને તેને યજ્ઞ તથા દાન કરવાનો ઉપદેશ આપ. આ રીતે ઉપકાર કરવાથી બ્રાહ્મણો તારો ઉપકાર માનશે અને નહારની પેઠે તારા શત્રુનું ભક્ષણ કરી જશે.[૧૭-૧૮] ધર્મશીલ મનુષ્યને ખરેખર પરમ ગતિ મળે છે, ધર્મશીલને સ્વર્ગમાં પણ મહાપુણ્યનું સ્થાન મળે છે,[૧૯] પણ જ્યારે, હે કોશલેશ! શત્રુઓનો ભંડાર, ધર્મ અથવા તો અધર્મનાં કર્મો કરવાથી ખૂટી જાય છે, ત્યારે તે શત્રુ વશ થાય છે.[૨૦] સ્વર્ગાદિકનું અને વિજયનું મૂળ ધનનો ભંડાર છે, તેનો નાશ કરાવવો. કારણ કે ધનથી શત્રુઓ આનંદમાં દિવસ ગાળે છે. તારે કદી પણ તારા શત્રુને માનુષિક કર્મ (ઉદ્યોગ)નો ઉપદેશ કરવો નહિ, પરંતુ દૈવી કર્મનો (યજ્ઞયાગનો) જ ઉપદેશ કરવો.[૨૧] કારણ કે જે પુરુષ દૈવી કર્મ કરવામાં પરાયણ રહે છે, તે પુરુષ ખરેખર નાશ પામે છે! માટે તું તારા શત્રુની પાસે વિશ્વજિત યજ્ઞ કરાવીને તેના સર્વસ્વનો નાશ કરાવી નાંખ;[૨૨] એટલે તારું કાર્ય સિદ્ધ થશે. પછી તારે રાજાના અધિકારીઓથી પીડા પામતા મહાજનોવિશે, તારા શત્રુ રાજાની પાસે વાત કરવી અને કોઈ પવિત્ર એવા યોગધર્મને જાણનારા પુરુષની પણ શત્રુની પાસે વાતો કરવી. જે પુરુષ રાજાની પાસે વૈરાગ્યની વાર્તા કરે;[૨૩] જેથી તારો શત્રુ રાજા, રાજ્યનો ત્યાગ કરવાની ઇચ્છા કરે અને મોક્ષ મેળવવા માટે અરણ્યમાં જાય! વળી તારે સર્વ શત્રુઓનો નાશ કરનારાં સિદ્ધ ઔષધોના યોગથી તથા બનાવટી એવાં ઝેરોથી હાથીઓનો, ઘોડાઓનો અને મનુષ્યોનો નાશ કરાવવો.[૨૪] આ ઉપાયો અને બીજા દંભથી ભરેલા નીતિના ઉપાયોવડે બુદ્ધિમાન્ પુરુષ શત્રુ રાજાની પ્રજાનો ઝેરવડે નાશ કરી શકે છે!"[૨૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'कालकवृक्षीयनो उपदेश' ए नामनो अध्याय १०५ मो समाप्त.

## અધ્યાય ૧૦૬ મો.

### ધર્મથી સર્વ જિતાય છે.

રાજાએ કહ્યું;–"હે બ્રાહ્મણ ! હું કપટવડે અને દંભવડે જીવવાની ઇચ્છા રાખતો નથી. તેમ અધર્મવડે ઘણી મોટી સમૃદ્ધિને પણ મેળવવાને ઇચ્છતો નથી.[૧] હે ભગવન્ ! કપટ અને દંભ રાખવાથી કોઈ મારી શંકા કરશે અને તેમ કરવાથી મારું અહિત થશે, આમ વિચારીને મેં પ્રથમથી જ તેનો ત્યાગ કર્યો છે.[૨] મેં આ સંસારમાં આનૃશંસ્ય ધર્મવડે જીવવાની ઇચ્છા રાખી છે, માટે મારાથી તેવું આચરણ થઇ શકે તેમ નથી અને આપને પણ એવો ઉપદેશ કરવો યોગ્ય નથી."[૩]

મુનિ બોલ્યા;–"હે ક્ષત્રિય ! તું જે પ્રમાણે ભાષણ કરે છે, તે પ્રમાણેના જ ગુણો તારામાં છે. ખરેખર તું પ્રકૃતિથી તથા બુદ્ધિથી ધર્મશીલ છે, જ્ઞાની છે અને અનુભવી છે.[૪] હું તારે માટે અને વિદેહને માટે, એમ બન્નેને માટે પ્રયત્ન કરીશ અને તમારી બન્નેની વચ્ચે કદી પણ નાશ પામે નહિ તેવી મૈત્રી કરાવીશ.[૫] તું કુલિન છે, દયાદિક ગુણોવાળો છે, બહુશ્રુત છે અને રાજકીય કળામાં કુશળ છે. તારા જેવા પુરુષને કોણ અમાત્યનું પદ ન આપે ?[૬] તને જોકે રાજ્યથી ભ્રષ્ટ કર્યો છે અને તું મહાન્ આપત્તિમાં આવી પડ્યો છે; છતાં પણ હે ક્ષત્રિય ! તું ધાર્મિક આચરણથી જીવવાની ઇચ્છા રાખે છે;[૭] તેથી જ્યારે વિદેહનો રાજા–જે સત્ય પ્રતિજ્ઞાવાળો છે, તે મારે ઘેર આવશે, ત્યારે હું તેને આજ્ઞા કરીશ, તો તે આજ્ઞાને તે અવશ્ય પાળશે."[૮]

આ રીતે વાતચિત કર્યા પછી મુનિએ વિદેહના રાજાને બોલાવીને કહ્યું;"આ, રાજાના કુળમાં જન્મેલો છે; હું તેના મનની વાતો જાણું છું;[૯] અરીસાના જેવું તથા શરદના ચંદ્ર જેવું તેનું મન શુદ્ધ છે; હું તેનામાં કપટ જોતો નથી; મેં તેની સંપૂર્ણ રીતે પરીક્ષા કરી છે;[૧૦] માટે તું તેની સાથે સંધિ કરીને જેવો મારો વિશ્વાસ કરે છે, તેવો જ એનો પણ વિશ્વાસ કર. જે રાજા પાસે નિપુણ અમાત્ય ( મંત્રી ) નથી, તે રાજાથી ત્રણ દિવસ પણ રાજ્ય ચલાવી શકાતું નથી.[૧૧] રાજાએ શૌર્યસંપન્ન અને બુદ્ધિમાન્ પુરુષને પોતાનો અમાત્ય બનાવવો. હે રાજન્ ! બુદ્ધિવડે તથા શૌર્યવડે આ લોક તથા પરલોક મેળવી શકાય છે; અને રાજ્ય પણ તેનાવડે જ ચલાવી શકાય છે; તેના તરફ તું ધ્યાન આપ.[૧૨] ધર્માત્મા રાજાઓને આ લોકમાં તેવા મંત્રીઓ સિવાય બીજો કોઈ આશ્રય નથી. આ રાજપુત્ર મહાત્મા છે; સારા પુરુષના માર્ગ ઉપર ચાલે છે;[૧૩] ધર્મનિષ્ઠ છે; તેને તું તારા ઘરમાં રાખીને તેને માન આપ; તે તારા શત્રુઓના સમુદાયને વશ કરશે.[૧૪] કદાચ એ પોતાના પિતા તથા પિતામહના રાજ્યને માટે, તારો પરાજય કરવા માટે તારી સામે યુદ્ધ કરે તો તે ક્ષત્રિયનું કર્તવ્ય કર્મ છે;[૧૫] પણ તેવે સમયે, તું પણ વિજય કરવાની ઇચ્છા ધરાવનારો છે, તેથી તેની સામે યુદ્ધ કરજે. પરંતુ મારી આજ્ઞાથી તું યુદ્ધ કર્યા વિના જ તારું હિત કરવા માટે તેને વશ કરી લે.[૧૬] અયોગ્ય એવા લોભનો ત્યાગ કરીને ધર્મના તરફ દૃષ્ટિ કર; કેમકે તારા જેવાએ કામનાથી કે દ્રોહથી ધર્મનો ત્યાગ કરવો યોગ્ય નથી.[૧૭] હે તાત ! નિત્ય જય પણ થતો નથી, તેમ નિત્ય પરાજય પણ થતો નથી; માટે શત્રુઓની સાથે સલાહ સંપથી રહી, તેને ઉત્તમ ખોરાક તથા આનંદ ભોગવવાનાં સાધન પૂરાં પાડ.[૧૮] હે તાત ! પોતાને વિશે જય અને પરાજય એ બન્નેને જોવા. જેઓ શત્રુઓનો સંહાર કરે છે, તેઓને સંહાર કર્મ કરવાથી ભય ઉત્પન્ન થાય છે !"[૧૯]

આ રીતે મુનિએ વિદેહના રાજા જનકને કહ્યું, એટલે તેણે પૂજાને યોગ્ય એવા મહાત્મા બ્રાહ્મણની સામી પૂજા તથા સત્કાર કરીને અને તેમનું કહેલું માન્ય કરીને કહ્યું;[૨૦] "મહાબુદ્ધિમાન્ તથા બહુશ્રુત એવો તું અમારા બન્નેનું શ્રેય કરવાની ઇચ્છાથી જે કહે છે, તે યોગ્ય જ છે.[૨૧] તેં મને જે જે વચન કહ્યાં, તે તે વચનને હું તે પ્રમાણે અનુસરીશ. તેં જે કહ્યું છે તે પરમ શ્રેયસ્કર છે, એમાં મારે જરા પણ સંદેહ કરવા જેવું નથી."[૨૨] આ રીતે મુનિને કહ્યા પછી, મૈથિલ રાજાએ, કોશલના રાજકુમારને બોલાવી કહ્યું; 'મેં ધર્મથી તથા નીતિથી જગતને જિત્યું છે;[૨૩] પણ હે મહારાજા ! તેં તારા પોતાના ગુણોવડે મને જિતી લીધો છે ! માટે તું તારું પોતાનું અપમાન કર્યા વિના, જિતેલા પુરુષની પેઠે વર્તન રાખ.[૨૪] હું તારી બુદ્ધિનું અપમાન કરતો નથી; તારાં પરાક્રમનું અપમાન કરતો નથી; તેમ હું વિજયી છું એમ માનીને પણ તારું અપમાન કરતો નથી. પણ કહું છું કે તું જિતેલા પુરુષની પેઠે વર્તન રાખ.[૨૫] હે રાજન્ ! તું મારી પાસેથી સારી રીતે પૂજા પ્રાપ્ત કરીને તારે ઘેર જા." આ રીતે વાર્તા કર્યા પછી તે બન્નેએ એક બીજાનો વિશ્વાસ કર્યો અને તે બ્રાહ્મણની પૂજા કરીને પોતાને ઘેર ગયો.[૨૬] વિદેહના રાજાએ કોશલના કુમારને પોતાના રાજભવનમાં તુરત પ્રવેશ કરાવ્યો. પ્રથમ કોશલકુમારે વિદેહની પૂજા કરી; તે પછી વિદેહે પાદ્ય, અર્ઘ તથા મધુપર્કથી પૂજા કરવા યોગ્ય કોશલ રાજાની પૂજા કરી.[૨૭] જનકે તેને પોતાની પુત્રી પરણાવી અને ભાત

જાતનાં રત્નો ભેટમાં આપ્યાં. આમ, જય તથા પરાજય એ અનિત્ય છે, માટે પરસ્પર સલાહ સંપથી રહેવું, એ રાજાઓનો પરમ ધર્મ છે.૨૮

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'कालकवृक्षयिनो उपदेश'ए नामनो अध्याय १०६ मो समाप्त

## અધ્યાય ૧૦૭ મો.

### સામંતોનું બળ.

યુધિષ્ઠિર રાજાએ પૂછ્યું;-હે શત્રુને તપાવનારા! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના ધર્મો; વ્યવહારો; આજીવિકાનાં સાધનો; તેનાં ફળો;[૧] રાજાઓના ધર્મ; ખજાનો; ખજાનો ભરપૂર કરવાની રીતિ; જય અને વિજયનો રૂપો; અમાત્યોનો ચારિત્ર્ય; વ્યવહાર અને જેથી પ્રજાની વૃદ્ધિ થાય તે કરવાનાં સાધનો,[૨] રાજ્યના છ ગુણોના ગુણ; સેનાના વિભાગો ને વર્તન; દુષ્ટોને ઓળખવાના ઉપાયો અને સત્પુરુષોનાં લક્ષણ;[૩] સમાન, હીન અને ઉત્તમ પુરુષોનાં લક્ષણ; આગળ વધવાની ઇચ્છા રાખનારા રાજાએ મધ્યમ વર્ગના લોકોને પ્રસન્ન રાખવા માટે કેવી રીતે વર્તવું અને નિર્બળ મનુષ્યોનું કેમ રક્ષણ આપવું તથા તેની આજીવિકા કેમ ચલાવવી, એ સંબંધી તમે મને સંક્ષિપ્ત ઉપદેશાત્મક ધર્માનુસાર કહી સંભળાવ્યું છે જ.૪-૫ તેમ જ વિજયેચ્છુ રાજાનું વર્તન પણ કહ્યું છે. હે મહાબુદ્ધિમાન્ રાજા! હવે હું શૂરવીર પુરુષોના સમુદાયે કેવી રીતે વર્તું, એ સાંભળવાની હુ ઇચ્છા રાખું છું.[૬] હે ભરતવંશના રાજા! સામંત-સરદારો અને શ્રીમંતો કેવી રીતે વૃદ્ધિને પામે, પરસ્પર કેવી રીતે ભેદ પામે નહિ, શત્રુઓને કેવી રીતે જિતે અને સ્નેહીઓને કેવી રીતે સંપાદન કરે (તે મને કહે.)[૭] હું જાણું છું કે, અંદર અંદરની ફાટફૂટને લીધે ધનવાનોનો નાશ થાય છે; તેમ જ ઘણા લોકોના જાણવામાં આવેલા મંત્ર (રાજકીય છૂપા વિચારો)ને પણ ગુપ્ત રાખવો, એ કામ કઠિન છે, એવો મારો વિચાર છે.[૮] તેથી હે શત્રુને તપાવનારા રાજા! ઉપરના સર્વ વિષયોને હું સંપૂર્ણ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું. હે રાજા! સામંતમાં પરસ્પર કેવી રીતે ફાટફૂટ થાય નહિ, તે મને કહે.[૯]

ભીષ્મ બોલ્યો;-હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જ્યારે રાજા એક બાજુએ હોય છે અને શ્રીમંતો-સામંત બીજા પક્ષમાં હોય છે, ત્યારે લોભ અને અમર્ષથી બંને વચ્ચે વૈર બંધાય છે.૧૦ રાજા લોભને લીધે પ્રજાના ઉપર કરનો બોજો નાંખે છે, તે પરથી શ્રીમંતો રાજા ઉપર ક્રોધે ભરાય છે. એક ક્ષય કરવાને તત્પર થાય છે ત્યારે બીજો વ્યયને વશ થઈ જાય છે અને એમ એક બીજાનો નાશ કરે છે.૧૧ દૂત, મંત્ર, શારીરબળ, આદાન, સામોપચાર, ભેદ, ક્ષય, વ્યય તથા ભય વગેરે ઉપાયોથી, લાંચ રુશ્વતથી એક બીજા એક બીજાને નબળા પાડી, પોતાના પક્ષમાં ખેંચે છે.૧૨ એક સમુદાયથી રહેનારા રાજ્યના શ્રીમાનો ભારે કર લેવાથી ઉદાસ થઈ રાજ્યથી જૂદા પડે છે-રાજાથી જૂદા પડી અસંતોષથી તેના શત્રુને મળી જાય છે.૧૩ જો સામંત-શ્રીમંતોમાં ફાટફૂટ થાય છે, તો તેઓનો નાશ થાય છે અને માંહોમાંહેના કુસંપથી રાજા તેઓને સહજમાં જિતી શકે છે. તે માટે સરદારોએ સદાય એક સંપથી રહેવાનો પ્રયત્ન કરવો.૧૪ શ્રીમંતો જો પરસ્પરમાં એકઠા મળીને રહે છે તો બળ તથા પુરુષાર્થવડે ધારેલો હેતુ પાર પાડે છે અને સમુદાયરૂપે રહેનારા સામંતોની સાથે બહારના લોકો પણ મિત્રતા કરે છે.૧૫ જે સરદારો એક બીજા સાથે પ્રીતિથી વર્તે છે અને એકસંપે રહે છે, તેઓનાં, જ્ઞાનવૃદ્ધો વખાણ કરે છે. તેઓ પરસ્પરમાં ઐક્ય કરીને એક બીજાનાં કાર્યો કરવાથી સંપૂર્ણ રીતે સુખ પામે છે.૧૬ તેઓ પોતાના ઉદાહરણથી, શાસ્ત્રાનુસાર ધર્મ સ્થાપે છે; શાસ્ત્રાનુસાર વર્તનથી તેઓનો અભ્યુદય થાય છે.૧૭ તેઓ પુત્રોને અને ભાઈઓને નિયમમાં રાખી સદાય વિનીત બનાવે છે અને વિનીત થયેલાઓનો કર્તવ્યપરાયણ બનાવે છે અને જેઓ જ્ઞાન ગર્વી છે તેઓ સાથે પ્રીતિથી વર્તી, સરદારો-શ્રીમાનો વૃદ્ધિને પામે છે.૧૮ દૂતોને રોકવા, રાજદ્વારી વિચારો કરવા અને ધનના ભંડારોનો સંગ્રહ કરવો વગેરે કાર્યમાં જે સામંતો નિત્ય મચ્યા રહે છે, તેથી સામંતોનો અભ્યુદય થાય છે.૧૯ હે રાજા! બુદ્ધિમાન્, શૂરવીર, મોટા ઉત્સાહવાળા અને કાર્ય કરવામાં દૃઢ પૌરુષ ધરાવનારા લોકોને, જે સદાય માન આપે છે, તો તેથી શ્રીમાનોના અભ્યુદયમાં વૃદ્ધિ થાય છે.૨૦ જે ધનાઢ્ય, શૂરવીર, શસ્ત્ર અને શાસ્ત્રમાં કુશળ અને વિજ્ઞાન તથા કળામાં નિપુણતા ધરાવે છે, તેઓ મહા દુઃખદાયક આપત્તિમાં પડવાથી મૂઢ થઈ ગયેલાઓને તારી દે છે.૨૧ ક્રોધ, પરસ્પરમાં ભેદ, ભય, દંડ, કર્ષણ, જુલમ અને મોતની શિક્ષાથી, સામંતો, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! રાજાના શત્રુને જઈ મળે છે.૨૨ માટે હે રાજા! સામંતોના મુખીને માન આપવું; કારણ કે લોકવ્યવહારનો મોટો ભાગ તેઓના ઉપર આધાર રાખે છે.૨૩ હે શત્રુનો નાશ કરનારા રાજા! સર્વે સામંતોની પાસે મંત્ર (રાજકીય ગુપ્ત વિચાર) કરવો નહિ; કારણ કે સર્વે સામંતો મંત્ર સાંભળવાને યોગ્ય હોતા નથી. માત્ર મુખ્ય સામંત સાથે જ કરવો.૨૪ સામંતોના અથવા શ્રીમંતોના હિતનું જે કાર્ય હોય, તે કાર્ય સામંતોના અને શ્રીમંતોના મુખ્ય

પુરુષોએ એકઠા મળી કરવું. પરંતુ જો સામંતો છૂટા પડી ગયા હોય, અંદર અંદર ફાટફૂટ પડીહોય અથવા તો નાયક વગરના થઇ પડ્યા હોય તો બીજો ઉપાય લેવો.[૨૫] સામંતો એક બીજા સાથે લડી, એક બીજાથી છૂટા થઇ ગયા હોય ને પોતાની શક્તિનો ઉપયોગ છૂટોછૂટો કરે છે, તો ધનનો નાશ થાય છે અને અનર્થો થવા માંડે છે.[૨૬] આવે સમયે જેઓ ડાહ્યા અને વ્યવહાર ચતુર હોય, તેઓએ તુરત કલહને દાબી દેવો. કુળોની અંદર કલહો ઉભા થાય, તેઓને જો કુળના વૃદ્ધ પુરુષો દાબી દેતા નથી તો તેઓ પોતાના કુળનો પંડેજ નાશ કરે છે. બહારનો ભય માલ વિનાનો ગણાય છે, માટે આભ્યંતર ભયથી રક્ષણ કરવું.[૨૭-૨૮] હે રાજન્! જો આભ્યંતર ભય હોય છે તો તે તુરતજ તારા મૂળોને કાતરી ખાશે! ક્રોધથી, મોહથી અથવા તો સ્વાભાવિક લોભથી, એક કુટુંબના એક બીજાની સાથે ભાષણ કરે નહિ, તે પરાભવનું લક્ષણ જાણવું. જેઓની જાતિ તથા કુળ સમાન હોય છે, તેવા સામંતોને શત્રુઓ ઉદ્યોગથી, બુદ્ધિથી, રૂપથી, ધનથી, ભેદથી કે લાલચથી ફોડી શકતા નથી.[૨૯-૩૧] તે માટે શ્રીમંતો અથવા તો સામંતોનો જે સમુદાય છે, એ જ મહાન્ શરણ ગણાય છે.[૩૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां
'श्रीमंतो अने सामंतोनुं वर्तन' ए मामनो
अध्याय १०७ मो समाप्त.

## અધ્યાય ૧૦૮ મો.

### માતા, પિતા અને ગુરુની પૂજા એ જ ધર્મ !

યુધિષ્ઠિર રાજાએ પૂછ્યું;–હે ભરતવંશોત્પન્ન ભીષ્મ! આ ધર્મનો માર્ગ ઘણો જ મોટો છે અને તેની ઘણી શાખાઓ છે. એ સર્વ ધર્મોમાં વિશેષે કરીને કયો ધર્મ આચરવા યોગ્ય તું માને છે?[૧] સર્વ ધર્મોમાં કયા ધર્મનાં આચરણને શ્રેષ્ઠ માને છે અને હું કયા પરમ ધર્મનું આચરણ કરીને આ લોકમાં અને પરલોકમાં ધર્મનાં ફળને પ્રાપ્ત કરું ?[૨]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર ! માતા, પિતા અને ગુરુની પૂજાને હું પરમ ધર્મ માનું છું. જે પુરુષ માતા, પિતા અને ગુરુની પૂજામાં પરાયણ રહે છે, તે પુરુષ આ લોકમાં મોટા યશને મેળવે છે અને પરલોકનો વિજય કરે છે.[૩] હે તાત યુધિષ્ઠિર ! માતા, પિતા અને ગુરુની સારી રીતે પૂજા કરવી અને તેઓ જે કાર્ય કરવાની આજ્ઞા આપે, તે કાર્ય ધર્માનુકૂલ હો, કે ધર્મથી વિરુદ્ધ હો, તોપણ કરવું.[૪] તેઓ જેની ના કહે તે કદી કરવું નહિ. તેઓ જે ધર્મ આચરણ કરવાની આજ્ઞા આપે, તે નિધડ કરવું.[૫] માતા, પિતા અને ગુરુ એ જ ત્રણ લોક છે, એ જ ત્રણ આશ્રમ છે, એ જ ત્રણ વેદ છે અને એ જ ત્રણ અગ્નિ છે.[૬] પિતા ગાર્હપત્ય અગ્નિ છે, માતા દક્ષિણાગ્નિ છે અને ગુરુ આહવનીય અગ્નિ છે. આ ત્રણે મહાન્ અને પુરાતન અગ્નિ છે.[૭] તું જો સાવધાન થઈને એ ત્રણેય અગ્નિની સેવા કરીશ તો ત્રણેય લોકોનો વિજય કરીશ. પિતાની નિયમપૂર્વક સેવા કરવાથી આ લોકને તરી જાય છે; માતાની સેવા કરવાથી પરલોકને તરી જાય છે; અને નિયમથી ગુરુની સેવા કરવાથી બ્રહ્મલોકને તરી જાય છે. હે ભરતવંશના રાજા! તું એ ત્રણેયને વિષે સારી ભક્તિ રાખજે,[૮-૯] કે જેમ કરવાથી તને યશનો, કલ્યાણનો અને મોટાં ફળને આપનારા ધર્મનો લાભ થશે. કોઈ પણ કાર્યમાં તેના વચનનું અતિક્રમણ કરવું નહિ. તેણે ભોજન લીધા વિના ભોજન કરવું નહિ, કોઈપણ પદાર્થ તેમના ઉપભોગ વગર ભોગવવો નહિ, કદી પણ તેઓના ઉપર દોષારોપ મૂકવો નહિ;[૧૦] તેઓની નિત્ય વિનય સાથે પરિચર્યા કરવી. તે કર્મને જ ઉત્તમ પુણ્યનું કર્મ કહેલું છે; અને હે મહારાજા! તે કર્મથી તું કીર્તિ, પુણ્ય, યશ અને પરલોકને મેળવીશ.[૧૧] જે પુરુષો તે ત્રણેયનો સમાદર કરે છે, તે સર્વેય લોકોનો સમાદર કરે છે; અને જે એ ત્રણનો અનાદર કરે છે, તેનાં સર્વે ધર્મ કર્મ નિષ્ફળ થાય છે.[૧૨] જે પુરુષ એ ત્રણેય ગુરુઓનો તિરસ્કાર કરે છે, તે પુરુષને, હે પરંતપ રાજા! આ લોકમાં સુખ મળતું નથી તથા તેને પરલોક પણ પ્રાપ્ત થતો નથી;[૧૩] તેમ આ લોકમાં કે પરલોકમાં તેનો યશ પણ પ્રકાશતો નથી; તેમ પરલોકમાં બીજું પણ કોઇ સુકૃત કલ્યાણકારક થતું નથી.[૧૪] હે યુધિષ્ઠિર ! હું જે કંઇ ધર્મકૃત્ય કરું છું, તે સર્વ મારા ગુરુ વગેરેને જ અર્પણ કરી દઉં છું, તેથી મારું ધર્મકૃત્ય સોગણું અથવા હજારગણું વૃદ્ધિગત થયું છે;[૧૫] અને તેઓની સેવાના પ્રતાપથી ત્રણે લોકો મારી દૃષ્ટિ સમીપ રહે છે. હે યુધિષ્ઠિર ! એક આચાર્ય, દશ શ્રોત્રિય (વેદવેત્તા) બ્રાહ્મણના કરતાં શ્રેષ્ઠ ગણાય છે;[૧૬] એક ઉપાધ્યાય દશ આચાર્ય કરતાં શ્રેષ્ઠ ગણાય છે; પિતા, દશ ઉપાધ્યાયના કરતાં શ્રેષ્ઠ ગણાય છે અને માતા, પિતાના કરતાં પણ દશગણી શ્રેષ્ઠ ગણાય છે. માતા આખી પૃથ્વીના કરતાં પણ અધિક ગુરુ–મોટી છે. માતા પિતાના સમાન કોઈ પણ શ્રેષ્ઠ નથી. પરંતુ માતા અને પિતા કરતાં ગુરુ અધિક શ્રેષ્ઠ છે.[૧૭-૧૮] હે ભરતવંશના રાજા! માતા અને પિતા તો કેવળ જન્મદાતા છે, તે માત્ર શરીરને જ નિર્માણ કરે છે;[૧૯] પરંતુ વેદાધ્યયન કરાવનારા આચાર્ય–ગુરુ,

જે દેહ આપે છે તે દેહ દિવ્ય, અજર અને અમર ગણાય છે.

માતા અને પિતા આપણું અશુભ કરે તો પણ તેઓનો કદી વધ કરવો નહિ.[૨૦] અપરાધી એવા માતા પિતાનો વધ ન કરવાથી, પુત્રને દોષ લાગતો નથી. અપરાધી એવા માતા પિતા અને ગુરુનો વધ ન કરવાથી, તેવા પવિત્ર પુત્રને રાજા પણ દોષભાગી ગણતો નથી. જે પુરુષ પાપકર્મી માતાપિતાનું પોષણ કરે છે, તેને દેવો અને મહર્ષિઓ અનુગ્રહ પાત્ર ગણે છે.[૨૧] જે ગુરુ ઉત્તમ પ્રકારનું પ્રવચન કરીને તથા વેદનું અધ્યયન કરાવીને અનુગ્રહ કરે છે, તેને માતા અને પિતા જાણવા અને તેણે ઉપકાર કર્યો છે, એમ જાણીને શિષ્યે તેને કંઇપણ સંકટ પડે એવું કરવું નહિ.[૨૨] જે પુરુષ ગુરુની પાસેથી વેદાધ્યયન કરીને તેની સમીપમાં રહ્યા છતાં, મન અને વાણીવડે તેની સેવા કરતો નથી, તેને ગર્ભહત્યા કરવાનું પાપ લાગે છે. આ લોકમાં તેના જેવો બીજો કોઈ પાપી નથી. ગુરુઓ હંમેશા શિષ્યપ્રતિ પ્રેમ રાખે છે. જેવી રીતે તે શિષ્યને વિદ્યા ભણાવીને સત્કાર કરે છે, તે પ્રમાણે શિષ્યે પણ ગુરુનું અર્ચન કરવું જોઇએ.[૨૩] એટલા માટે પ્રાચીન (સનાતન) ધર્મ સંપાદન કરવાની ઇચ્છા રાખનારા પુરુષે, ગુરુની પૂજા કરવી, પ્રયત્નપૂર્વક તેઓને વૈભવો ભોગવાવવા અને તેઓની સેવા કરવી.[૨૪] જે પુરુષ પિતાને પ્રસન્ન કરે છે, તે પ્રજાપતિને પ્રસન્ન કરે છે; જે માતાને પ્રસન્ન કરે છે, તેણે પૃથ્વીનું પૂજન કર્યું ગણાય છે;[૨૫] અને જે ઉપાધ્યાયને પ્રસન્ન કરે છે, તેણે બ્રહ્મની પૂજા કરી જાણવી. એટલા માટે જ માતા તથા પિતાના કરતાં ગુરુ વિશેષ પૂજ્ય છે.[૨૬] ગુરુઓની પૂજા કરવાથી ઋષિઓ, દેવો અને પિતૃઓ પ્રસન્ન થાય છે, એટલા માટે ગુરુ મહાપૂજ્ય ગણાય છે.[૨૭] કોઇપણ વર્તનથી શિષ્યે, ગુરુનું અપમાન કરવું નહિ; કારણ કે, જેવા ગુરુ છે, તેવાં માતા કે પિતા પણ નથી.[૨૮]

માતા, પિતા અને ગુરુનું અપમાન કરવું નહિ; તેમ તેઓએ કરેલાં કાર્યને વખોડવું નહિ. ગુરુઓનો કરેલો સત્કાર દેવો તેમજ મહર્ષિઓ સ્વીકારે છે.[૨૯] જેઓ મનવડે અથવા તો કર્મવડે ઉપાધ્યાયનો, પિતાનો અથવા તો માતાનો દ્રોહ કરે છે, તેને ગર્ભહત્યાનું પાપ લાગે છે અને તેના જેવો બીજો કોઈ પણ પાપી આ લોકમાં ગણાતો નથી.[૩૦] જે ઔરસ પુત્ર, માતા પિતાએ પોષણ કરવાથી ઉછરીને મોટો થયો હોય, તેવો પુત્ર માતાપિતાનું પોષણ કરતો નથી તો તેને ગર્ભપાતનું પાતક લાગે છે અને તેના સમાન બીજો કોઇ પણ પાપી આ લોકમાં નથી.[૩૧] અમે કદી પણ સાંભળ્યું નથી કે, મિત્રનો દ્રોહ કરનાર, કૃતઘ્ન, સ્ત્રીહત્યારો અને ગુરુહત્યારો આ ચારેયને તેના પાપનું પ્રાયશ્ચિત્ત (શાસ્ત્રમાં કહ્યું) હોય.[૩૨] આ લોકમાં પુરુષે જે જે કરવું જોઇએ, તે તે સર્વ મેં તને વિસ્તારથી કહી સંભળાવ્યું. મેં સર્વ ધર્મોને અનુસરીને આ ઉપદેશ તને કર્યો છે. આ કર્તવ્ય શ્રેયસ્કર છે અને આના કરતાં બીજું કોઈ કર્મ શ્રેષ્ઠ નથી.[૩૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'माता, पिता अने गुरुनुं माहात्म्य' ए नामनो अध्याय १०८ मो समाप्त.

## અધ્યાય ૧૦૯ મો.

### સત્ય શું અને અસત્ય શું?

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભરતવંશના વિદ્વાન્ રાજા! ધર્મના માર્ગમાં સ્થિતિ કરવાની જે મનુષ્ય ઇચ્છા રાખતો હોય, તેણે કેવી રીતે વર્તવું, તે જાણવાની મને ઇચ્છા થઇ છે, તે તું કહે.[૧] હે રાજા! સત્ય તથા અસત્ય એ બન્ને સંસારમાં છે. તેણે સંસારને છાઈ લીધો છે. તે એમાંથી ધર્મનો નિશ્ચય કરનારા પુરુષે કોનું આચરણ કરવું?[૨] સત્ય શું? અસત્ય શું? સનાતન ધર્મ કયો? કયે સમયે સત્ય બોલવું? કયે સમયે અસત્ય બોલવું?[૩]

ભીષ્મે કહ્યું;–ધર્માનુસાર સત્ય ભાષણ કરવું, એ શ્રેષ્ઠ છે. સત્યના કરતાં બીજી કોઇ પણ વસ્તુ શ્રેષ્ઠ નથી. હે ભરતવંશી રાજા! આ જગતમાં જે મનુષ્યથી જાણી શકાતું નથી, તે હું તને કહું છું.[૪] જે સમયે અસત્ય, સત્ય થઈ પડતું હોય, ત્યાં સત્ય બોલવું નહિ, પણ અસત્ય બોલવું. જ્યાં સત્ય, અસત્ય થઇ જતું હોય ત્યાં અસત્ય બોલવું નહિ, પણ સત્ય બોલવું.[૫] જે મૂઢ મનુષ્ય ધર્મરહિત સત્ય બોલે છે, તે વધ કરવાને યોગ્ય ગણાય છે. માટે જે પુરુષ સત્ય અને અસત્યનો નિર્ણય કરી બોલે છે, તેને ધર્મવેત્તા જાણવો.[૬] પુરુષ અનાર્ય, કૃતઘ્ન અને મહા દારુણ હોય, તોપણ તે પુરુષ, બલાક નામનો પારાધી જેમ આંધળા પક્ષીને મારીને મોટાં પુણ્યને પ્રાપ્ત થયો હતો, તે પ્રમાણે ઘણાજ મોટાં પુણ્યને સંપાદન કરે છે.[૭] આ કેવું વિચિત્ર છે કે, ધર્માચરણ કરવાની ઇચ્છાવાળો પણ મૂર્ખ મનુષ્ય (તપ કરી) ધર્મ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી, સત્ય બોલી પાપનો ભાગી થાય છે* અને ઘુવડે ગંગાના તીર ઉપર સર્પનાં ઇંડાંઓને

* આ વાત કર્ણ પર્વના ૬૯ મા અધ્યાયમાં આવી છે. એક તપસ્વી સત્યવાદીપણાનું અભિમાન રાખતો હતો. તેણે ચોરોના પૂછવા ઉપરથી

મારીને મોટું પુણ્ય સંપાદન કર્યું હતું ( એ પણ કેવું વિચિત્ર છે ! )*૮ તેં ધર્મસંબંધી પ્રશ્ન પૂછ્યું છે, તેનું ઉત્તર દેવું ઘણું જ કઠિન છે. તેનું કોઇ પણ યથાર્થ ઉત્તર આપી શકે એમ નથી.૯ પ્રાણીઓના કલ્યાણ માટે ( બ્રહ્માએ ) ધર્મ સંબંધી પ્રવચન કર્યું છે. જે અભ્યુદય કરનારો હોય તેને ધર્મ જાણવો, આવો નિશ્ચય છે.૧૦ લોકોને, જે અધઃપાત કરતાં ધારણ કરી અટકાવી રાખે છે, તેનું નામ ધર્મ, આમ વિદ્વાનો કહે છે. ધર્મ સર્વ પ્રજાને ધારણ કરી રહે છે. જેમાં ધારણ કરવાની શક્તિ છે, તેનું નામ ધર્મ, આવો નિશ્ચય છે.૧૧ પ્રાણીઓની હિંસા ન થાય, એટલા માટે ધર્મનું પ્રવચન કરવામાં આવ્યું છે. જે હિંસાથી રહિત હોય છે તેનું નામ ધર્મ, આવો શાસ્ત્રનો નિશ્ચય છે.૧૨ કેટલાએક કહે છે કે શ્રુતિમાં જે કંઇ કહ્યું છે, તે સર્વ ધર્મ છે. કેટલાએક કહે છે કે, તેમ નથી; ( કારણ કે શ્રતિમાં—વેદમાં તો શ્યેનયાગ પણ કહ્યો છે, તે હિંસાત્મક હોવાથી અધર્મ છે ). પરંતુ હું તેમ માનનારાને નિંદતો નથી; પરંતુ શ્યેન યાગ વગેરે સર્વનું ધર્મ તરિકે વિધાન કર્યું નથી.૧૩ કોઇ વખતે ચોર કોઇ ધનાઢ્યના ધનને અન્યાયથી ચોરી લેવાની ઈચ્છા રાખતો હોય તો તેઓને તે ધન બતાવવું નહિ, તે ધર્મ છે.૧૪ ચોર લોકો પૂછે કે અમુક ધનાઢ્ય પુરુષ ક્યાં છે, તે સમયે તે ધનાઢ્ય તેના હાથમાંથી છૂટી જતો હોય તો કંઈ પણ આપવું નહિ; પરંતુ નહિ બોલવાથી ચોર લોકોના મનમાં શંકા ઉભી થાય તો, જે સત્ય છે તેથી ઉલટું અસત્ય બોલવું. આ ઠેકાણે સત્ય કરતાં અસત્ય ભાષણ શ્રેયસ્કર છે, આવો શાસ્ત્રમાં વિચાર કર્યો છે. સપથ ખાવાથી પણ પાપીઓના સંબંધમાંથી છૂટકો થતો હોય તો તેમ કરવામાં પણ દોષ નથી.૧૫-૧૬ જો પોતાનાથી બની શકે તેમ હોય તો કોઇપણ પ્રકારે પાપીઓને ધન આપવું નહિ; કારણ કે પાપીઓને ધન આપવામાં આવે છે તો તે આપનારાને પણ દુઃખી કરે છે.૧૭ લેણદાર, દેવાદારની પાસેથી ધન લેવાની ઈચ્છાથી તેને શારીરિક કષ્ટ આપી શકે છે, અર્થાત્ તેને દાસ બનાવીને તેની પાસે કામકાજ કરાવે છે. તે સમયે લેણદારના સાક્ષીઓ લેણદારનો દાવો ખરો કરવા માટે, ન્યાય સભામાં જે કહેવાનું હોય છે, તે કહેતા નથી, તો તે બધાય અસત્યવાદી ઠરે છે. પ્રાણ જતા હોય તેમ જ વિવાહ પ્રસંગ હોય, ત્યાં અસત્ય ભાષણ કરવાથી દોષ લાગતો નથી.૧૮-૧૯ ધર્મને માટે અથવા બીજાની સમૃદ્ધિ તથા દ્રવ્યના રક્ષણ માટે, જો અસત્ય બોલવામાં આવે તો તે અસત્યનું પાપ ધર્મભીરુને લાગતું નથી.૨૦ કોઈ મનુષ્યે અમુક કાર્ય કરવા માટે પ્રતિજ્ઞા કરી હોય, તો તે પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને બંધાયલો છે. તે પોતાની પ્રતિજ્ઞા પાળે નહિ તો તેના ઉપર બળાત્કાર કરવો. જે પુરુષ અમુક કાર્ય કરવા માટે પ્રતિજ્ઞા કરે અને પાછળથી તે પ્રતિજ્ઞાનો ભંગ કરે, તો ધર્મનિષ્ઠ પુરુષે દંડવડે, અધર્મને માર્ગે જનારા તે પુરુષને શિક્ષા કરવી. શઠ પુરુષ પોતાનો સ્વધર્મ તજી દઈને શઠતાથી આજીવિકા કરવાની ઇચ્છા કરે, તો તે હમેશાંને માટે માનવ જાતિના ધર્મથી ભ્રષ્ટ થઈને આસુરી ધર્મનો આશ્રય કરે છે. કપટ કરીને આજીવિકા ચલાવનારા તેવા પાપીને હર કોઇ પણ ઉપાયથી શિક્ષા કરવી;૨૧-૨૩ કેમકે સર્વે, પાપીઓ, જેઓ 'ધન જ, કલ્યાણનું સાધન છે, પણ ધર્મ કલ્યાણનું સાધન નથી' આવો નિશ્ચય કરી બેઠા હોય છે, તેઓનાં કર્મ સહન કરવાં જેવા નથી. જેઓ ધર્મ કર્મને માટે દુઃખ સહન કરતા નથી, જેઓ દરિદ્રીને અને દીનોને ધનનો ભાગ આપીને, પછી પોતે ઉપભોગ કરતા નથી અને જેઓ પોતાના કપટવડે પતિત થઈ ગયા હોય છે અને દેવલોકમાંથી તથા મનુષ્ય લોકમાંથી પણ ભ્રષ્ટ થઇ ગયા હોય છે, યજ્ઞયાગ તથા તપશ્ચરણાદિક કરતા નથી, તેઓને પ્રેતના જેવા ગણવા. તેમની સાથે ભોજન વ્યવહાર પણ રાખવો નહિ.૨૪-૨૫ તેમના ધનનો નાશ થતાં તેઓને મહાકષ્ટ ઉપજે છે અને સમયે આત્મઘાત પણ કરે છે. પુરુષોમાં એવો કોઇ પણ નથી કે, જે પ્રયત્નપૂર્વક પાપીઓને કહે કે-શું આ તારો ધર્મ છે? પાપકર્મમાંથી પાછો હઠ!-એ પાપીઓમાં એવો કોઈ પણ નથી કે, જે ધનને ધર્મ જાણતો ન હોય. આવા પાપી પુરુષોને મારનારાને પાપ લાગતું નથી.૨૬-૨૭ કારણ કે તે પોતાનાં કર્મથી જ હણાયલો હોય છે અને તેને મારવો એ તો હણાયલાને હણવા જેવું છે; અને જે પુરુષ તેવા હીન બુદ્ધિના લોકોને મારવા માટે પ્રતિજ્ઞા લે છે, તેને પુણ્ય પ્રાપ્ત થાય છે.૨૮ કપટથી આજીવિકા કરનારા પુરુષોને કાગડા અને ગીધ પક્ષીના જેવા જાણવા. તેઓનો દેહ પડી ગયા પછી, તે કાગડા અને ગીધની યોનિઓમાં અવતરે છે.૨૯ હે યુધિષ્ઠિર ! જે પુરુષ જેવી રીતિથી આપણી સાથે વર્તતો હોય, તે પુરુષની સાથે તેવી રીતિએ આપણે વર્તવું, તે ધર્મ ગણાય છે. જે આપણી સાથે કપટા-

કાર્પટિકો ક્યાં છૂપાઈ રહ્યા હતા, તે ઠેકાણું બતાવ્યું, તેથી ચોરોએ તેમની પાસે પહોંચી જઈ, તે કાર્પટિકોને મારી નાંખી, લૂટી લીધા હતા; અને આ સત્યાવલંબી બ્રાહ્મણ, દોષનો ભાગી થયો હતો.

* વાત એમ છે કે એક ઘુવડ, સ્વર્ગ તરફ જતું હતું. તેણે માર્ગમાં એક દરિયાઈ ઝેરી સર્પે મૂકેલાં ૧૦૦૦ ઇંડાં જોયાં. આ ઇંડાં પોતાની ચાંચવડે તેણે ફોડી નાંખ્યાં. તેના આ રીતના પુણ્યકર્મથી તે ઝટ સ્વર્ગમાં પહોંચી ગયું.

ચરણ કરીને વર્તતો હોય, તેની સાથે કપટથી વર્તવું; સદાચરણી હોય, તેની સાથે સદાચારથી વર્તવું યોગ્ય છે.[૩૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'सत्य तथा असत्यनो विभाग' ए नामनो अध्याय १०९ मो समाप्त.

---

## અધ્યાય ૧૧૦ મો.

### દુઃખમાંથી કોણ તરે છે?

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ ! જૂદા જૂદા પ્રસંગોથી મનુષ્યો જ્યારે દુઃખી થઇ પડે, ત્યારે તેઓએ કયા ઉપાયથી દુસ્તર દુઃખોને તરવાં, તે વાત તું મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–જે દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) જાતિના પુરુષો, આત્માને નિયમમાં રાખીને, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતપોતાના આશ્રમના ધર્મોને પાળે છે, તે પુરુષો દુઃખોને તરી જાય છે.[૨] જે પુરુષો દંભ કરતા નથી, જેઓની આજીવિકા નિયમિત છે અને જેઓ વિષયોને પોતાને વશ રાખે છે, તે પુરુષો દુઃખોને તરી જાય છે.[૩] જેઓની નિંદા કર્યા છતાં પણ જેઓ સામી નિંદા કરતા નથી, માર્યા છતાં પણ જેઓ સામા ઉઠીને મારતા નથી, લોકોને આપે છે, પરંતુ પોતે માગતા નથી, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૪] જેઓ નિત્ય અતિથિઓને નિવાસ આપે છે, જેઓ નિત્ય બીજાઓની ઇર્ષ્યા કરતા નથી અને નિત્ય સ્વાધ્યાયમાં પરાયણ રહે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૫] જે પુરુષો ધર્મને જાણીને, માતા પિતાની આજ્ઞા પ્રમાણે વર્તી સદાચારમાં રહે છે, જેઓ દિવસે નિદ્રા કરતા નથી, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૬] જેઓ મનથી, વાણીથી અને કર્મથી પાપ કરતા નથી અને જેઓ પ્રાણીઓને દંડનો ત્યાગ કરીને અભય આપે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૭] જે રાજાઓ રજોગુણી થઇને લોભથી જુલમગાર કર મૂકતા નથી અને પોતાના દેશનું ચોતરફથી રક્ષણ કરે છે, તે રાજા દુસ્તર દુઃખોને તરી જાય છે.[૮] જે પુરુષો પરસ્ત્રી સાથે મૈત્રી કરતા નથી અને પ્રત્યેક ઋતુ કાળે, પોતાની ભાર્યાની સાથે ગમન કરે છે અને જે સમયસર અગ્નિહોત્રમાં હોમ કર્યા કરે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૯] જે વીર મરણનો ભય તજી દઇને રણમાં ધર્મયુદ્ધવડે વિજય મેળવવાની ઇચ્છા રાખે છે, તે દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૦] જે પ્રાણનો ત્યાગ કરવાનો સમય આવે, તો પણ અસત્ય ભાષણ કરતો નથી અને પ્રાણીઓમાં પ્રમાણરૂપ ગણાય તે જ બોલે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૧] જેઓનાં કાર્યો દંભથી રહિત હોય છે, જેઓની વાણી સત્ય અને પ્રિય હોય છે અને જેના ધનનો સત્કર્મમાં ઉપયોગ થાય છે, તેવા પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૨] જે (બ્રાહ્મણો) અનાધ્યાયમાં વેદનો સ્વાધ્યાય કરતા નથી અને જેઓ તપમાં નિષ્ઠા રાખી તપશ્ચરણ કરે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૩] જે બાલ્યાવસ્થાથી બ્રહ્મચર્ય વ્રત રાખી તપ તપે છે તથા વિદ્યાસ્નાત, વેદસ્નાત અને વ્રતસ્નાત હોય છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૪] જેનો રજોગુણ અને તમોગુણ શાંત પડી ગયો છે, જે મહાત્માઓ છે અને જે સત્વગુણનું સેવન કરે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૫] જેઓનાથી કોઇ પુરુષ ત્રાસ પામતો નથી, જેઓ કોઇનાથી પણ ત્રાસ પામતા જ નથી અને જેઓને આત્મવત્ સર્વ ભૂતેષુ છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૬] જે સત્પુરુષો છે ને પારકી લક્ષ્મી જોઇને સંતાપ કરતા નથી અને વિષયોથી દૂર રહે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૭] જે સર્વ દેવોને નમે છે, સર્વ ધર્મને શ્રવણ કરે છે, જે શ્રદ્ધાવાળા અને શાંત સ્વભાવના છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૮] જેઓ માનની ઇચ્છા કરતા નથી અને જેઓ બીજાઓને માન આપે છે તથા માન્ય કરવા યોગ્ય માનવાળાને નમન કરે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૯] જે પ્રજોત્પત્તિની ઇચ્છાથી પ્રત્યેક ચાંદ્ર તિથિએ, અત્યંત શુદ્ધ અંતઃકરણથી શ્રાદ્ધ કરે છે, તે દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૦] જે પોતાના ક્રોધને દાબી દે છે, ક્રોધ પામેલા બીજા પુરુષોને શાંત પાડે છે અને કોઇ પ્રાણીઓના ઉપર ક્રોધ કરતા નથી, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૧] જે પુરુષો જન્મથી લઇને નિત્ય મદ્ય, માંસનો તથા માદક પીણાનો ત્યાગ કરી દે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૨] જેઓનું ભોજન પ્રાણ ધારણને માટે છે, જેઓનું મૈથુન સંતોત્પત્તિ માટે છે અને જેઓની વાણી સત્ય ભાષણ માટે જ છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૩] જે પુરુષો, સર્વ પ્રાણીઓના ઇશ્વર, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કર્તા ભગવાન્ નારાયણની ભક્તિ કરે છે, તે પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૪] આ કૃષ્ણ, શસ્ત્રધારણ કરવાવાળા છે, રક્ત કમળના જેવી રાતી આંખવાળા છે, પીળાં વસ્ત્રવાળા છે, મોટી ભુજાવાળા છે, જે અચ્યુત છે, જે કૃષ્ણ આપણા સ્નેહી, બંધુ, મિત્ર અને સંબંધી છે,[૨૫] તથા જે અચિંત્યાત્મા છે, તે ગોવિંદ અને પુરુષોત્તમ એવા નારાયણરૂપ છે. એ પોતાની જ ઇચ્છાથી મ્યાનની પેઠે આ સર્વે લોકોને વિંટી વળેલા

છે.[૨૬] એ કૃષ્ણ, જિષ્ણુ અને તારા પ્રિય તથા હિતમાં પરાયણ છે. હે મહારાજા! તે દુરાધર્ષ એવા વૈકુંઠ ભગવાન્ છે.[૨૭] આ જગતમાં જે ભક્તજનો પાપને હરનારા શ્રી નારાયણનો આશ્રય કરે છે, તેઓ દુઃખોને તરી જાય છે, એમાં વિચાર કરવા જેવું કંઇ જ નથી.[૨૮] જે પુરુષો દુસ્તર દુઃખને તારનારા આ અધ્યાયનો પાઠ કરે છે અને બીજાઓને શ્રવણ કરાવે છે તથા બ્રાહ્મણોને કહે છે, તેઓ દુસ્તર દુઃખને તરી જાય છે.[૨૯] હે નિર્દોષ રાજા! આ મેં તને કર્તવ્યનો લેશ વર્ણવી બતાવ્યો છે. એ પ્રમાણે વર્તવાથી મનુષ્યો આ લોકનાં અને પરલોકનાં દુઃખોને તરી જાય છે.*[૩૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'दुर्गातितरण' ए नामनो अध्याय ११८ मो समाप्त.

## અધ્યાય ૧૧૧ મો.

### પવિત્ર શિયાળ અને વાઘની કથા.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે તાત! નિર્દય પુરુષો ઉપર ઉપરથી શાંત જણાય છે અને શાંત પુરુષો ઉપર ઉપરથી નિર્દય જેવા દેખાય છે. આવા પુરુષોને અમારે કેવી રીતે ઓળખવા?[૧]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! વાઘ અને શિયાળના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ વિષયમાં ઉદાહરણ તરીકે છે, તેતું સાંભળ.[૨] હે રાજા! પૂર્વકાળમાં સમૃદ્ધિમાન્ પુરિકા નામની પુરીમાં પૌરિક નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તે રાજા પ્રાણીઓની હિંસા કરવામાં પ્રીતિવાળો, ક્રૂર અને અધમ હતો.[૩] તેનું આયુષ્ય ક્ષીણ થઇ ગયું, ત્યારે તે પૂર્વ કર્મવડે દૂષિત થઇને અનિચ્છિત ગતિને પામ્યો–બીજે જન્મે શિયાળની જાતિમાં અવતર્યો.[૪] ત્યાં પૂર્વ જન્મનું ઐશ્વર્ય સંભારીને તેને પરમ નિર્વેદ–વૈરાગ્ય થયો, તેથી બીજાઓએ આણીને આપેલું માંસ પણ તેણે ખાવું છોડી દીધું.[૫] તે કોઇ પણ પ્રાણીની હિંસા કરતો નહિ, સત્ય ભાષણ કરતો અને અત્યંત દૃઢતાથી વ્રત કરતો હતો; અને સમય પ્રમાણે પોતાની મેળે પડી ગયેલાં ફળોનો આહાર કરતો હતો.[૬] તે શિયાળે બીજી જગ્યાએ રહેવાનું પસંદ નહિ કરતાં જન્મભૂમિના અનુરોધથી સ્મશાનમાં રહેવાને પસંદ કર્યું.[૭] (ત્યાં) તે પવિત્ર આચારથી રહેતો હતો. એ તેની બાહ્ય તથા આંતર પવિત્રતાને તેના સર્વે નાતિલાઓ સહન કરી શકયા નહિ અને તેઓ પ્રીતિવાળાં વચનો કહીને તે શિયાળની બુદ્ધિને ચલાયમાન કરવા લાગ્યાં.[૮] "તું ભયંકર સ્મશાનમાં રહેનારો છો, છતાં પવિત્રતાથી રહેવાની ઇચ્છા કેમ રાખે છે? તું જ્યારે માંસાહારી છે, તો પછી તારી આવી વિપરીત બુદ્ધિ કેમ થઇ?[૯] તું અમારી સમાન થઇને રહે અને અમે તને ખાવાનું આપીશું, તે તું હમેશાં ખા અને શૌચનો ત્યાગ કરી દે".[૧૦] પોતાના નાતિલાઓનાં આવાં વચન સાંભળીને, તે શિયાળે સાવધાન થઇને મધુર, કારણ દર્શાવનારાં, કોમળ અને વિસ્તારવાળાં વચનોથી તેઓને પ્રત્યુત્તર આપ્યું.[૧૧] "મારો જન્મ નીચમાં છે ખરો, પણ કુળ, શીલથી બંધાય છે. હું એવી પ્રાર્થના કરું છું કે, જે કર્મ કરવાથી મારો યશ વિસ્તાર પામે તેવાં કર્મ હું કરું.[૧૨]* જો કે હું સ્મશાનમાં રહું છું, તો પણ મારી રીતિનીતિ માટે મારું વ્રત કેવું છે, તે તમે સાંભળો:–આત્મા એટલે પ્રાણી, પોતે જ કર્મનાં ફળોને ભોગવે છે. આશ્રમ (ચિહ્ન) કંઇ ધર્મનું કારણ નથી (અર્થાત્ સંન્યાસીના કે બ્રહ્મચારીના વેશથી કંઇ પણ ફળ મળતું નથી; પણ આશ્રમના આચાર પાળવાથી ફળ મળે છે).[૧૩] એક મનુષ્ય અમુક આશ્રમમાં રહીને બ્રાહ્મણની હત્યા કરે અથવા તો આશ્રમ રહિત પુરુષ ગાયનું દાન કરે, તો તે બન્નેને હત્યાનું કે દાનનું ફળ શું મળતું નથી કે?[૧૪] તમે કેવળ સ્વાર્થના લોભથી જ હોઝરા ભરવામાં પ્રીતિવાળા છો; પરંતુ પરિણામે તેમાંથી ત્રણ દોષ લાગે છે, તે તમે મોહને લીધે જોઈ શકતા નથી.[૧૫] તમારી આજીવિકા અસંતોષથી ભરેલી, નિંદા કરવા યોગ્ય, અધર્મને લીધે દૂષણ પામેલી અને આ લોકમાં તથા પરલોકમાં અશુભ ફળ આપનારી છે, તે માટે હું તે આજીવિકાને પસંદ કરતો નથી."[૧૬] શિયાળનાં આવાં વચન સાંભળીને એક પ્રખ્યાત પરાક્રમી વાઘે તેને બાહ્ય અને આંતરથી પવિત્ર અને પંડિત માનીને પોતાના જેવી સારી રીતે પૂજા કરી અને પોતાના અમાત્યની પદવી લેવા માટે તેને કહ્યું.[૧૭]

વાઘે કહ્યું;–"હે શાંત સ્વભાવના શિયાળ! હું જાણું છું કે તું કેવો છે!–તારા સ્વરૂપને મેં જાણ્યું છે! તું મારી સાથે રહીને રાજકીય કાર્યો કર; મન માનતા ભોગો ભોગવ અને જે ન ગમતા હોય તેનો ત્યાગ કરી દે.[૧૮] અમારી વર્તણુક ક્રૂર છે, જગતમાં પ્રખ્યાત છે, તું જો કોમળતાપૂર્વક વર્તશે, તો તારું કલ્યાણ થશે."[૧૯] મહાત્મા વાઘનાં તે વાકયનો સત્કાર કરીને શિયાળે પોતાના મસ્તકને જરાક નીચું નમાવ્યું અને

* મહાભારતમાં જે પ્રક્ષિપ્ત ભાગ કહેવામાં આવે છે, તેવા ૧૦૭–૧૦૮–૧૦૯–૧૧૦ અધ્યાયો છે.

* જો કે હું નીચ પશુ જાતિમાં જન્મ્યો છું, પરંતુ તે કંઈ કારણ નથી, કે મારે નીચ પેઠે વર્તવું. શીલથી પુરુષની જાતિ ઓળખાય છે, કંઈ પુરુષની જાતિથી શીલ બંધાતું નથી અને નીતિથી શીલ પરખાતું નથી. પ્રત્યેક જાતિમાં પવિત્ર પુરુષો હોય છે.

મધુરી વાણીથી કહ્યું.[૨૦] શિયાળે કહ્યું;–"હે મૃગરાજ! મારે માટે જે શબ્દો કહ્યા, તે યોગ્ય છે. તું ધર્મ તથા અર્થશાસ્ત્રમાં કુશળ અને પવિત્ર મનના મંત્રીઓની શોધ કરે છે, તે પણ યોગ્ય જ છે.[૨૧] હે શૂરવીર! અમાત્ય રહિત રાજા, એકલો, મોટા રાજ્યનું તંત્ર ચલાવી શકતો નથી, તેમ તારા શરીરના શત્રુ થઇ પડેલા દુષ્ટ અમાત્યથી પણ રાજ્યતંત્ર ચલાવી શકાતું નથી.[૨૨] માટે હે મોટા ભાગ્યવાળા રાજા! તું પ્રીતિ ધરાવનારા, નીતિશાસ્ત્ર જાણનારા, સંધિ કરવામાં કુશળ, પરસ્પર અવિરોધપણે રહેનારા, વિજયેચ્છુ, લોભ રહિત, કપટ રહિત, બુદ્ધિમાન્, હિતૈષી અને મનસ્વી એવા સહાયકોની (અમાત્યોની), આચાર્ય અને પિતૃઓની પેઠે પૂજા કર.[૨૩–૨૪] પણ હે મૃગરાજ! મારી ચાલુ સ્થિતિમાં મને સંતોષ છે. કોઇ પણ કારણે, તે બદલવાની મને ઇચ્છા થતી જ નથી. હું સુખોની, ભોગોની અને તેના આશ્રયરૂપ ઐશ્વર્યની ઇચ્છા કરતો જ નથી.[૨૫] વળી તારા પુરાતની નોકરોની સાથે મારો સ્વભાવ પણ હળશે નહિ. તેઓ દુષ્ટ સ્વભાવના છે, માટે તેઓ તારી અને મારી વચ્ચે ફાટફૂટ પડાવશે.[૨૬] બીજાને આશ્રયે રહેવું, પછી તે ગમે તેવો પ્રતાપી હોય, તોપણ પ્રશંસાપાત્ર હું ગણુતો નથી. હું કૃતકૃત્ય છું, મહા ભાગ્યશાળી છું, પાપીઓના ઉપર પણ કોમળતાથી વર્તનારો છું, દીર્ઘદર્શી છું, મોટા ઉત્સાહવાળો છું, સ્થૂલ લક્ષ્યવાળો છું, મહા બળવાન્ છું, કૃતકાર્ય છું, પ્રત્યેક કાર્યને સફળતાથી કરનારો અને ભોગ્ય ભોગોને ભોગવનારો છું.[૨૭–૨૮] મને અલ્પ વસ્તુથી સંતોષ થાય તેમ નથી. મેં કોઇની સેવા કરી નથી–હું સેવાથી અજાણ્યો છું, હું તો મારી ઇચ્છાનુસાર વનમાં ફર્યા કરું છું.[૨૯] હવે જેઓ રાજાઓની સમીપમાં રહે છે, તેઓને નિંદા વચનો સાંભળવાથી બહુ દુઃખો થાય છે, પણ જેઓ વનવાસીઓનું જીવન ગાળે છે તે સંગરહિત અને નિર્ભય હોય છે.[૩૦] રાજા જે સમયે બોલાવે, તે સમયે સેવકના હૃદયમાં જે ભય ઉત્પન્ન થાય છે, તે ભય, વનમાં મૂળ અને ફળનો આહાર કરીને સંતોષમાં રહેનારાઓના જાણવામાં નથી.[૩૧] પરિશ્રમ વગરનું પાણી અને પરિણામે ભયંકર એવું સ્વાદિષ્ઠ અન્ન, આ બન્નેનો મુકાબલો કરીને જોઉં છું, તો જણાય છે કે, જ્યાં નિવૃત્તિ છે ત્યાં જ સુખનો વાસો છે![૩૨] રાજાઓની પાસે રહેનારા સેવકોમાંના જેટલા નિરપરાધી સેવકોને મિથ્યા આરોપો મૂકીને મારી નાંખવામાં આવે છે, તેટલા (ખરા) અપરાધી સેવકો મરણ પામતા નથી![૩૩] હે મૃગેન્દ્ર! તારી જો મરજી હોય કે, મારે તારી સાથે રાજકીય કાર્યમાં જોડાવું, તો તારે મારી સાથે કેવી રીતે વર્તવું, તેને માટે હું ઠરાવ કરવાને ઇચ્છું છું.[૩૪] તારા હિતને માટે જે વચન હું કહું, તે તારે સાંભળવાં અને તેને માન આપવું. તું મારે માટે જે આજીવિકા બાંધી આપે, તે આજીવિકાની વચ્ચે પડવું નહિ.[૩૫] હું તારા બીજા મંત્રીઓની સાથે કદી પણ રાજકીય વિચારો કરીશ નહિ. હું તેમ કરું તો, તારા મહત્વાકાંક્ષી અને રાજનીતિમાં કુશળ એવા મંત્રીઓ, તેમાંથી નકામી નકામી ભૂલો કાઢશે.[૩૬] હું એકલો નિર્જન પ્રદેશમાં એકલા તારી સાથે જ તારા હિતની વાતચિત કરીશ. તારે તારા નાતિલાઓના કામકાજમાં મને પૂછવું નહિ કે મારું હિત શેમાં છે ને તેમનું શેમાં છે.[૩૭] તારે મારી સાથે રાજકીય વિચારો કર્યા પછી તારા મંત્રીઓને શિક્ષા કરવી નહિ. તેમ ગુસ્સે થઇને મારા મનુષ્યો કે મારે આધારે રહેલાઓને દંડવા નહિ."[૩૮] શિયાળે આ શરત જણાવ્યા પછી, 'એ પ્રમાણે કરીશ' આમ કહીને વાઘે શિયાળનો સત્કાર કર્યો. પછી શિયાળે વાઘના અમાત્યનું પદ સ્વીકાર્યું.[૩૯]

શિયાળને તેના કાર્યોથી માન તથા સત્કાર થવા લાગ્યો; તેથી જૂના નોકરો એકઠા થઇને વારંવાર તેનો દ્વેષ કરવા લાગ્યા.[૪૦] દુષ્ટ બુદ્ધિના તે મંત્રીઓએ, મિત્રબુદ્ધિથી શિયાળને મીઠા શબ્દો કહીને પ્રસન્ન કર્યો અને તેઓ તેને પોતાની સમાન દોષવાળો કરવાની ઇચ્છા કરવા લાગ્યા. (રાજ્યમાં જે અવ્યવસ્થા ચાલતી હતી, તેને સહન કરવાનું શીખવવા લાગ્યા.)[૪૧] જૂના નોકરોએ પ્રથમ બીજાઓનું જે ધન હરી લીધું હતું, તે કેટલોક સમય સૂધી ખાધું; પરંતુ હમણાં શિયાળના ચોખા વહિવટને લીધે તેઓ કોઇનું પણ ધન લઇ શકતા ન હતા.[૪૨] તેઓ આબાદીની ઇચ્છાથી, વાતો કહીને અને ઘણું ધન આપીને શિયાળની બુદ્ધિને લોભાવવા લાગ્યા.[૪૩] પરંતુ શિયાળ મહાબુદ્ધિમાન્ હતો. તે પોતાના ધૈર્યથી ચલાયમાન થયો નહિ. ત્યારે બીજા સેવકોએ શિયાળને મારી નાંખવા માટે એકઠા થઇને એક ઠરાવ કર્યો;[૪૪] અને વાઘને ખાવા માટે જે માંસ તૈયાર કરવામાં આવ્યું હતું ને જે તેને રુચતું હતું, તે માંસને તેના ઘરમાંથી ઉપાડીને શિયાળના ઘરમાં લાવીને મૂક્યું.[૪૫] જે કાર્ય કરવા માટે તેઓએ તે માંસ આણ્યું હતું, તેને માટે પ્રથમ તેઓએ જે વિચાર કર્યો હતો, તે સર્વ વાત શિયાળ જાણતો હતો. પરંતુ તેણે બંધનમાંથી છૂટવારૂપી કારણને લીધે તે સર્વ સહન કર્યું.[૪૬] શિયાળે અમાત્ય પદ ઉપર આવતી વખતે રાજાની સાથે ઠરાવ કર્યો હતો કે, 'હે રાજા! તારે જો મારી સાથે મિત્રતા કરવાની ઇચ્છા હોય તો મારો કદી પણ અકારણ અવિશ્વાસ કરવો નહિ.'[૪૭]

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર રાજા! જ્યારે પશુના રાજા વાઘને ભુખ લાગી ત્યારે તે ભોજનને માટે ઉઠયો. ભોજનને માટે જે માંસ પોતાને આજે આવવાનું હતું, તે માંસ ભાણામાં જોવામાં આવ્યું નહિ.૪૮ વાઘે આજ્ઞા કરી કે, માંસના ચોરને શોધી લાવો. લુચ્ચાં કાવતરાંબાજ મંત્રીઓએ વાઘની પાસે તે માંસનું વર્ણન કરતાં કહ્યું કે, તે માંસ તો પોતાને બુદ્ધિમાન્ માનનારો તમારો વિદ્વાન્ મંત્રી ચોરી ગયો છે. શિયાળની આવી અધર્મી વાત સાંભળીને વાઘ ગુસ્સે થઇ ગયો.૪૯-૫૦ અને અમર્ષ વશ થઈ તેણે શિયાળને મારી નાંખવાની ઇચ્છા કરી. શિયાળની પડતી દશા જોઇને વાઘના જૂના મંત્રીઓ બોલી ઉઠ્યા.૫૧ 'તે તો અમારી સર્વેયની આજીવિકા ભાંગવા મંડ્યો છે,' આમ કહી મન સાથે કેટલોક નિશ્ચય કરીને તેઓ પુનઃ શિયાળનાં કર્મોનું વર્ણન કરવા લાગ્યા.૫૨ 'તેણે આ ફલાણું કામ કર્યું છે; અરે તેણે શું કર્યું નથી? આપ મહારાજાએ તેને પ્રથમ જેવો સાંભળ્યો હતો, તેવો તે છે જ નહિ.૫૩ બોલવા માત્રમાં જ ધર્મિષ્ઠ છે, પરંતુ સ્વભાવે ભયંકર છે. તે કપટથી ધર્માચરણ કરે છે, પરંતુ પાપી છે અને તેનો આચાર વિચાર પણ દંભથી ભરેલો છે.૫૪ તે પોતાનાં કાર્યો સાધવા માટે ભોજનોમાં અને વ્રતાચરણ કરવામાં પરિશ્રમ કરે છે. આપને જો વિશ્વાસ ન હોય તો અમે આપને એ સર્વ સાબીત કરી બતાવીએ.૫૫ આમ કહીને તેઓએ એક ક્ષણમાં ઝડપથી શિયાળના ઘરમાંથી પેલું માંસ લાવીને વાઘની આગળ મૂકયું. વાઘે માંસને આણેલું જોતાં તેઓનું કહેલું સાંભળીને તેજ વખતે શિયાળને મારી નાંખવાની આજ્ઞા આપી. વાઘનાં વચન સાંભળીને તેની આર્ય માતા હિતકારક વચનોથી તે વાઘને ઉપદેશ આપવા માટે ત્યાં આગળ આવી અને બોલી કે; 'હે પુત્ર! તારે કપટથી ભરેલાં આ વચનને માનવું નહિ જોઇએ.૫૬-૫૮ દુષ્ટ લોકો પરસ્પરનાં કાર્યની સ્પર્ધાને લીધે પવિત્ર પુરુષના ઉપર પણ દોષનો આરોપ મૂકે છે. કોઈ પણ પુરુષ ,પોતાના કરતાં ઉન્નત પદવીપર ગયેલા પુરુષને સહન કરી શકતો નથી. ઉત્તમ પ્રતિનાં કાર્યો, વૈર કરાવનારાં થઈ પડે છે.૫૯ પુરુષ પવિત્ર અને પોતાના કાર્યમાં પરાયણ રહેતો હોય તો પણ દુષ્ટ લોકો તેના ઉપર દોષ મૂકે છે. એક મુનિ વનમાં રહીને પોતાનાં કાર્યો કરતો હોય તો પણ તેને માટે મિત્ર, ઉદાસીન અને શત્રુ એવા ત્રણ પક્ષ ઉભા થાય છે. લોભી પુરુષો પવિત્ર પુરુષોનો દ્વેષ કરે છે, આળસુઓ મહેનતુ પુરુષનો દ્વેષ કરે છે,૬૦-૬૧ મૂર્ખાઓ પંડિતોનો દ્વેષ કરે છે, દરિદ્રીઓ મહા ધનવંતોનો દ્વેષ કરે છે, અધર્મિષ્ઠ પુરુષો ધર્મનિષ્ઠોનો દ્વેષ કરે છે અને કુરૂપો, સુંદર રૂપવાળાઓનો દ્વેષ કરે છે.૬૨ વિદ્વાનમાંના કેટલાક, મૂર્ખ, લોભી અને કપટથી આજીવિકા કરનારા ઘણા પંડિતો બૃહસ્પતિના જેવી બુદ્ધિવાળા નિર્દોષ પુરુષના ઉપર પણ દોષારોપ મૂકે છે.૬૩ તારા ઘરમાં જે વખતે કોઇ ન હતું ત્યારે, તેમાંથી માંસ ઉંચકીને શિયાળના ઘરમાં મૂકવામાં આવ્યું છે અને તે શિયાળ તો આપવામાં આવ્યા છતાં પણ લેતો નથી; તેને માટે તું સારી રીતે વિચાર કરીને તપાસ કર.૬૪ કેટલાક અસભ્ય પુરુષો સભ્ય જેવા દેખાય છે અને સભ્ય પુરુષો અસભ્ય દેખાય છે. આ રીતે મનુષ્યોમાં અનેક ભાવો જોવામાં આવે છે. માટે તેઓની પરીક્ષા કરવી યોગ્ય છે.૬૫ ઉંધા કરેલા કડાયાનાં તળીયાં જેવું આકાશ દેખાય છે, આગીયો અગ્નિના જેવો દેખાય છે, પરંતુ આકાશમાં કંઈ તળીયું નથી અને આગીયામાં કંઇ અગ્નિ નથી.૬૬ તે માટે પ્રત્યક્ષ જોયેલી બાબતની પણ પરીક્ષા કરવી યોગ્ય છે. જે પુરુષ અમુક બાબતની પરીક્ષા કરીને તેના સંબંધમાં પોતાનો વિચાર દર્શાવે છે, તેને પાછળથી પસ્તાવું પડતું નથી.૬૭ હે પુત્ર! રાજા બીજાનો નાશ કરે તેમાં કંઇ કઠિન વાત નથી. પરંતુ જગતમાં રાજાઓની ક્ષમા પ્રશંસાપાત્ર અને યશદાયક ગણાય છે.૬૮ હે પુત્ર! તેં એને અમાત્યની પદવી ઉપર સ્થાપન કર્યો છે અને તે સર્વે સામંતોમાં પ્રખ્યાત થયો છે. આવો સુપાત્ર અમાત્ય મહા દુઃખે મળે છે. વળી એ તારો શુભેચ્છક છે. માટે તું તેની રક્ષા કર.૬૯ જે રાજા બીજાઓએ દોષારોપ કરીને દોષિત કરેલા પવિત્ર પુરુષને અપવિત્ર માને છે, તેવા દૂષિત મંત્રીઓવાળો રાજા તુરત જ નાશ પામે છે.૭૦ આ રીતે વાઘની માતા ઉપદેશ કરે છે, એટલામાં તે શિયાળના શત્રુઓના સમુદાયમાંથી કોઇ એક ધર્માત્મા, વાઘની પાસે આવ્યો અને તેણે જે પ્રમાણે કપટ કરવામાં આવ્યું હતું, તે પ્રમાણે સર્વ વાત કહી સંભળાવી.૭૧ તે ઉપરથી મૃગેન્દ્રે શિયાળનું ચરિત્ર જાણ્યું અને તેનો સત્કાર કરીને તેને છૂટો કર્યો અને પછી વાઘે પુનઃ પુનઃ સ્નેહથી શિયાળને આલિંગન કર્યું.૭૨ શિયાળ નીતિશાસ્ત્રને જાણનારો હતો. તે તિરસ્કાર થવાથી અમર્ષવડે સંતપ્ત થઇ ગયો હતો. તેણે વાઘની આજ્ઞા માગીને અનશન વ્રત કરવાની તેને ઇચ્છા કરી.૭૩ તે જોઇને સ્નેહથી જેની આંખો પ્રફુલ્લિત થઇ ગઈ હતી એવા વાઘે ધર્મનિષ્ઠ શિયાળને અનશન વ્રત કરતાં અટકાવ્યો અને પૂજાની સામગ્રીવડે તેનો સત્કાર કર્યો.૭૪ શિયાળે જોયું કે, વાઘ મારાપર સ્નેહને લીધે ગભરાટમાં પડી ગયો છે, તે

પરથી તે પ્રણામ કરીને અશ્રુવડે ગળગળિત વાણીથી તેને કહેવા લાગ્યો:–[૭૫] "તેં પ્રથમ મારા સત્કાર કર્યો અને પાછળથી મારું અપમાન કરીને શત્રુ તરિકે મને લેખ્યો; માટે હવે હું તારી પાસે રહેવાને યોગ્ય રહ્યો નથી.[૭૬] જે સેવકો અસંતુષ્ટ થયેલા હોય, પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલા હોય, જેઓનું અપમાન કરવામાં આવ્યું હોય, જેઓએ પોતે દોષ વહોરી લીધો હોય, જેઓના ઉપર શત્રુઓ તરફથી દોષારોપ મૂકવામાં આવ્યો હોય,[૭૭] જેઓ નિર્બળ પડી ગયા હોય, લોભી હોય, ક્રોધી હોય, ભયભીત હોય, જેઓને છેતરવામાં આવ્યા હોય, જેઓનું ધન ખુંચવી લેવામાં આવ્યું હોય, જેઓ અભિમાની હોય, જે ધનનાં સાધનો હારી બેઠા છતાં પણ મોટી ઇચ્છાવાળા હોય, જેઓ દુઃખ વગેરેના તાપથી તપ્ત હોય, જેઓ પોતાના રાજા ઉપર દુઃખનો સમૂહ કયારે આવી પડે તેની વાટ જોતા હોય અને જેઓ તેમને માલિક તરફથી નુકસાન કરવામાં આવ્યાથી રીસાયા હોય, તેવા સર્વે સેવકો પોતાના સ્વામીને તજી દઈને શત્રુના પક્ષમાં ભળી જાય છે અને તેના કાર્યસાધક થઈ પડે છે.[૭૮–૭૯] તેં મારું અપમાન કર્યું છે, અથવા તો મને સ્થાનક ઉપરથી ભ્રષ્ટ કર્યો છે; માટે હવે તું મારો વિશ્વાસ કેમ કરીશ? અથવા તો હું તારે ત્યાં કેમ રહીશ?[૮૦] તેં મને સમર્થ જાણીને અમાત્યના પદ ઉપર રાખ્યો અને રાખ્યા પછી પદભ્રષ્ટ કર્યો અને કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કરીને તેં મારું અપમાન કર્યું છે.[૮૧] પ્રથમ જેને સભામાં આ શીલવાન્ છે આમ કહ્યું હોય તેની, પ્રતિજ્ઞાની રક્ષા કરનારા પુરુષે પાછળથી નિંદા કરવી નહિ.[૮૨] ઉપર પ્રમાણે તેં મારું અપમાન કર્યું છે, માટે તારો મારા ઉપરથી વિશ્વાસ અને મારો પણ તારા ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો છે, માટે મને તારી પાસે રહેવાથી ઉદ્વેગ થશે.[૮૩] તારા મનમાં શંકા રહેશે, મારા હૃદયમાં ભય રહેશે અને આપણા શત્રુઓ આપણો નાશ કરવાની તક શોધતા રહેશે. વળી તારા સેવકો બીજાનાં છિદ્ર શોધનારા, સ્નેહ વિનાના અને અસંતોષી છે. વળી રાજકીય કાર્ય બહુ જ છળથી ભરપૂર છે. આવી સ્થિતિ સુખકર નથી.[૮૪] એક બીજાથી ભિન્ન પડી ગયેલાં મન મહા મહેનતે સંધાય છે અને પરસ્પર મળી ગયેલાં મનને મહામહેનતે છૂટું પાડી શકાય છે. પરસ્પરમાં બંધાયલી પ્રીતિમાં ભેદ પડ્યા પછી તેમાં સ્નેહ રહેતો નથી.[૮૫] કોઈપણ પુરુષ પોતાના સ્વામીનું જ હિત કરનારો હોય એમ જોવામાં આવતું નથી, પરંતુ સેવાનો હેતુ પોતાનું અને પારકું એમ ઉભયનું કાર્ય કરવાની ઈચ્છામાં રહ્યો છે. સ્વાર્થજ સેવા કરાવે છે. નિઃસ્વાર્થી પુરુષો આ જગતમાં ઘણાજ દુર્લભ હોય છે.[૮૬] રાજાઓનાં મન હમેશાં ચંચળ હોય છે, માટે તેઓને સુપાત્ર પુરુષને ઓળખવાનું કામ ઘણું જ કઠિન છે. સમર્થ અને નિડર પુરુષ સેંકડોમાંથી એકાદ મળી આવેછે.[૮૭] મનુષ્યોની અકસ્માત્ ચઢતી અને અકસ્માત્ પડતી થાય છે. શુભ થયું, અશુભ થયું, મોટાઈ મળી, આ સર્વ લઘુ બુદ્ધિનું પરિણામ છે.[૮૮] આ પ્રમાણે ધર્મ, અર્થ અને કામમાં કારણભૂત સાંત્વનાનાં વચન કહીને શિયાળે મૃગરાજને પ્રસન્ન કર્યો અને પછી પોતે વનમાં ગયો.[૮૯] શિયાળ બુદ્ધિમાન્ હતો. તેણે વાઘની વિનવણીને સ્વીકારી નહિ અને તે અનશન્ વ્રતવડે દેહનો ત્યાગ કરીને સ્વર્ગમાં ગયો.[૯૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'वाघ अने शीयाळनो संवाद' ए नामनो अध्याय १११ मो समाप्त.

---

## અધ્યાય ૧૧૨ મો.

### એક ઉંટની કથા.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે સર્વ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ! હવે રાજાએ કયાં કાર્ય કરવાં અને કયું કાર્ય કરવાથી રાજા સુખી થાય છે, તે વાર્તા મને યથાર્થ રીતે કહે.[૧]

ભીષ્મે કહ્યું;–રાજાએ જે કાર્ય કરવું જોઈએ અને જે કાર્ય કરવાથી રાજા સુખી થાય, તે બાબતનો નિર્ણય હું તને કહું છું, તે તું શ્રવણ કર.[૨] હે યુધિષ્ઠિર! એક ઉંટનું મોટું ચરિત્ર નીચે પ્રમાણે અમારા સાંભળવામાં આવ્યું છે, તે હું તને કહું તે તું સાંભળ; પણ તારે તે ઉંટની પેઠે વર્તવું નહિ.[૩] પૂર્વે પ્રજાપતિના યુગમાં એક મોટું ઉંટ હતું. તેને પૂર્વ જન્મનું સ્મરણ હતું. તેણે ઉત્તમ વ્રત ધારણ કરીને અરણ્યમાં મોટું તપ કરવા માંડ્યું.[૪] તે તપને અંતે પિતામહ બ્રહ્મા તેના ઉપર પ્રસન્ન થયા અને તેને આજ્ઞા કરી કે, વરદાન માગ![૫] તે સાંભળીને ઉંટ બોલ્યું;–'હે ભગવન્! તમારી કૃપાથી મારી ડોક સો યોજન લાંબી થાય એવો વર આપો, એટલે પછી હું વનમાં સો યોજન સુધી ચરવા જાઉં.'[૬] એટલે વરદાન દેનારા મહાત્મા બ્રહ્માએ 'તથાસ્તુ' એમ કહ્યું. આ પ્રમાણે ઉત્તમ વરદાન મેળવ્યા પછી ઉંટ પોતાના વન તરફ ચાલી નિકળ્યું.[૭] પરંતુ તે ઉંટ દુષ્ટ બુદ્ધિનું હતું, તેથી કાળમોહિત થવાથી વરદાન મેળવ્યા પછી તે આળસુ થઈ ગયું અને તેણે વનમાં ચરવા જવું બંધ કરી દીધું.[૮] એક દિવસે તે ઉંટ

પોતાની સો યોજન લાંબી ડોકને વનમાં લાંબી કરીને શાંત મનથી ચરવા લાગ્યું, એટલામાં મોટો પવન વાવા માંડ્યો અને સાથે વરસાદ પણ પડવા લાગ્યો, જેણે આખા જગતને પાણીથી તરબોળ કરી દીધું, એટલે પેલું ઊંટ પોતાની ડોકને પર્વતની ગુફામાં પેસાડીને બેસી રહ્યું,૯-૧૦ એટલામાં એક શિયાળ ક્ષુધા, પરિશ્રમ અને ટાઢથી પીડાતો ત્યાં આગળ પોતાની સ્ત્રી સાથે આવી ચઢયો; તે વરસાદના પાણીથી પીડાતો હતો, તેથી પેલી ગુફામાં પેઠો.૧૧ તે માંસાહારી હતો, તેને ઘણી જ ક્ષુધા લાગી હતી અને અત્યંત થાકી ગયો હતો. તેથી હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે ઉંટની ડોકને જોઇને તેનું ભક્ષણ કરવા લાગ્યો.૧૨ શિયાળ જ્યારે ઉંટની ડોકને ખાવા લાગ્યો ત્યારે ઉંટને અત્યંત વેદના થવા લાગી અને તેણે જાણ્યું કે કોઇ પ્રાણી મારું ભક્ષણ કરે છે, તેથી તે પોતાની ડોકને ગુફામાંથી બહાર કાઢવા માટે તેને સંકોચવાનો પ્રયત્ન કરવા લાગ્યું.૧૩ અને ડોકને ઉપર તથા નીચેના ભાગમાંથી ઘણોએ સંકોચવાનો પ્રયત્ન કર્યો, પણ એટલામાં તો પેલો શિયાળ અને તેની સ્ત્રી ઉંટને મારી નાંખી, ખાઈ ગયાં. પછી પવન તથા વરસાદ શાંત પડ્યા કે શિયાળ અને શિયાળણી ગુફામાંથી બહાર નિકળીને નાસી ગયાં.૧૪-૧૫ આ રીતે દુષ્ટ બુદ્ધિવાળું ઉંટ મરણ પામ્યું હતું. આળસ કરવાથી ઉત્તરોત્તર કેટલી મોટી હાનિ થાય છે, તે તું આ ઉપરથી જો!૧૬ હે યુધિષ્ઠિર રાજા! એ રીતે તારે પણ આળસનો ત્યાગ કરવો અને યોગવડે ઇન્દ્રિયોને નિયમમાં રાખીને વર્તવું. મનુ મહારાજા કહે છે કે, બુદ્ધિથી વિજય મળે છે.૧૭ હે ભરતવંશના રાજા! બુદ્ધિવડે કરેલાં કર્મો શ્રેષ્ઠ ગણાય છે, બાહુઓવડે કરેલાં કર્મ મધ્યમ ગણાય છે અને પગે ચાલવા વગેરેથી તથા ભાર ઉંચકવા વગેરેથી કરેલાં કર્મ અધમ ગણાય છે.૧૮ જે રાજા ડહાપણવાળો છે અને જેણે ઈંદ્રિયોનો સારી રીતે નિગ્રહ કર્યો છે, તે રાજાના હાથમાં રાજ્ય ટકી રહે છે. મનુ કહે છે કે, એક મહત્વાકાંક્ષી પુરુષ બુદ્ધિવડેજ વિજય મેળવે છે. હે નિર્દોષ યુધિષ્ઠિર રાજા! જે રાજા એકાંતમાં રાજકીય વિચારોનું શ્રવણ કરતો હોય, જેના સહાયકો સારા હોય૧૯ અને જેઓ પરીક્ષા કરીને કાર્ય કરતા હોય, તેવા પુરુષની પાસે લક્ષ્મી ટકી રહે છે. રાજા, મંત્રી વગેરે સહાયકોવડે આખી પૃથ્વીપર રાજ્ય કરી શકે છે.૨૦ હે મહેન્દ્ર સમાન પ્રભાવવાળા રાજા યુધિષ્ઠિર! પૂર્વે આ વાર્તા શાસ્ત્ર જાણનારા સત્પુરુષોએ કહી હતી અને હે રાજન્! મેં પણ શાસ્ત્રાનુસાર તને કહી છે, માટે તું તેને યથાર્થ રીતે સમજીને તે પ્રમાણે વર્તજે.૨૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'उंटनी ग्रीवा (डोक)नुं उपाख्यान' ए नामनो अध्याय ११२ मो समाप्त.

## અધ્યાય ૧૧૩ મો.

### નદીઓ તથા સમુદ્રની કથા.

યુધિષ્ઠિર રાજાએ પૂછ્યું;–હે ભરતવંશમાં શ્રેષ્ઠ ભીષ્મ પિતામહ! એક રાજાએ દુર્લભ એવું રાજ્ય સંપાદન કરીને, પોતે સાધન રહિત હોય તો, તેણે મહા બળવાન્ શત્રુની સામે કેવી રીતે વર્તવું?૧

ભીષ્મ બોલ્યા;–હે ભરતવંશના રાજા! આ વિષયમાં નદીઓ અને સમુદ્રના સંવાદરૂપ એક પુરાતન કથા આ પ્રમાણે છે.૨ અસુરોના આશ્રયરૂપ નદીઓના પતિ સમુદ્રે સર્વે નદીઓને પોતાના મનમાં ઉત્પન્ન થયેલો સંશય પૂછવા માંડ્યો.૩

સાગરે પૂછ્યું; હે નદીઓ! તમે પાણીથી ભરપૂર છો અને તમોએ મૂળ તથા શાખાવાળાં મોટાં વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાંખ્યાં જોઉં છું. પરંતુ તે પ્રમાણે તમે નેતરને ઉખેડી નાંખ્યાં નથી, તેનું કારણ શું?૪ શું નેતરની કાયા નાની છે, તે નિર્બળ છે અને તમારા તીર ઉપર ઉત્પન્ન થયું છે, તેથી તમે તેનો નાશ કરતી નથી? અથવા તો શું તેના તરફ ઉપેક્ષા હોવાથી તેને અહિં ઘસડી લાવતી નથી? અથવા તો તેણે તમારું એવું કયું કાર્ય કર્યું છે કે, જેથી તમે નેતરનો નાશ કરતી નથી?૫ આ વિશે હું તમો સર્વેનો મત સાંભળવાની ઈચ્છા રાખું છું. કારણ કે નેતર તમારા તીરોનો ત્યાગ કરીને અહીં આગળ આવતું નથી.૬

તે સાંભળીને ગંગાએ નદીઓના પતિ સાગરને અર્થવાળું, કારણ દર્શાવનારું અને ગ્રાહક એવું ઉત્તમ વાક્ય ઉત્તરરૂપે કહ્યું.૭ ગંગા કહે છે;–આ વૃક્ષો એક ઠેકાણે પોતાની ઉદ્ધતાઈથી ઉભાં રહે છે, પરંતુ નમતાં નથી; તેથી અમારા વેગની વિરુદ્ધ થતાં તેઓને પોતાનું સ્થાન તજવું પડે છે; પરંતુ નેતર નમ્રતાવાળું હોય છે, તેથી પોતાના સ્થાનપર જ રહે છે.૮ અમારો વેગ જોઇને નેતર નમી જાય છે, પણ બીજાં વૃક્ષો નમતાં નથી; ( પણ ઉદ્ધત રહે છે તેથી તેઓને પોતાનું સ્થાન તજવું પડે છે. ) પણ નેતર નદીનો વેગ શાંત પડી જાય છે કે પાછું પોતાના સ્થાનમાં સ્થિર થઇને રહે છે.૯ નેતર કાળને જાણનારું છે, સમયને સમજનારું છે, સદાય

તાબે રહેનારું છે, ઉદ્ધત નથી, અનુકૂળ રહે છે અને નિરભિમાની છે; તેથી તેને પોતાનું સ્થાન છોડીને જવું પડતું નથી, તેમ તેનો નાશ પણ થતો નથી.[૧૦] જે ઔષધિઓ, વૃક્ષો અને ગુલ્મો, પવન પાણીના વેગ સમયે નમી જાય છે, તેઓની ઉન્નતિ થાય છે અને તેઓ પરાજય પામતાં નથી."[૧૧]

ભીષ્મ બોલ્યા;–હે રાજા યુધિષ્ઠિર ! કેદ કરવાને તથા નાશ કરવાને સમર્થ અને ઘણાજ બળવાન્ એવા શત્રુના વેગની સામે જે પુરુષ નમી જતો નથી, તેનો તુરતજ નાશ થાય છે.[૧૨] જે બુદ્ધિમાન્ પુરુષ પોતાનાં અને શત્રુનાં સત્વ અને ઉત્સાહ શક્તિને, બળને અને નિર્બળપણાને જાણીને તેની સાથે વ્યવહાર કરે છે, તે પુરુષ પરાજય પામતો નથી.[૧૩] શત્રુ જ્યારે મહા બળવાન છે, આમ માનવામાં આવે, ત્યારે વિદ્વાન્ પુરુષે નેતરના જેવી નમ્રવૃત્તિ ધારણ કરવી, આ ડહાપણનું લક્ષણ છે.[૧૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'नदी तथा सागरनो संवाद' ए नामनो अध्याय ११३मो समाप्त.

## અધ્યાય ૧૧૪ મો.

### નિંદકનો સદા ત્યાગ કરવો.

યુધિષ્ઠિર રાજાએ પૂછ્યું;–હે શત્રુને દમનારા ભરતવંશી રાજા ! ગર્વથી મસ્ત થયેલો એક અજ્ઞાન પુરુષ ભરસભામાં વિદ્વાન્ પુરુષને કઠોર વચન કહે તો તેણે શું કરવું, તે મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–હે રાજા! આ વિષયમાં શાસ્ત્રમાં, ઉત્તમ મનના પુરુષે સદાય અલ્પ બુદ્ધિવાળા પુરુષનાં કઠોર વચનને કેમ સહન કરવાં, તે વિષે જે કહ્યું છે, તે હું તને કહું તે તું સાંભળ.[૨] જે પુરુષ, નિંદક વચન કહેનારા ઉપર ક્રોધ કરતો નથી, તે પુરુષ નિંદકના પુણ્યને પ્રાપ્ત કરે છે; અને સહનશીલ પુરુષ પોતાના ઉપર રોષ કરનારા પુરુષના ઉપરજ પોતાનાં પાપને ઢોળી પાડે છે.[૩] ટિટોડાની પેઠે કર્ણકટુ શબ્દો બોલનારા ક્રોધાતુર પુરુષના શબ્દોની, વિદ્વાને દરકાર કરવી નહીં. જેઓના (મન) ઉપર તેવા શબ્દોની અસર થાય છે, તેનું જીવન વ્યર્થ સમજવું.[૪] મૂર્ખ મનુષ્ય સત્પુરુષોનું અપમાન કરવારૂપ પાપકર્મ કરીને આ પ્રમાણે કહે છે કે,–'મેં ભરસભામાં કોઇએક સંભાવિત પુરુષનું અપમાન કર્યું અને તે સાંભળીને તે સરમાઇ ગયો અને નિસ્તેજ થઇ ગયો તથા મરેલા જેવો થઇ ગયો !' આ રીતે નહિ વખાણવા યોગ્ય પોતાના કર્મથી પોતાનાં વખાણ કરે છે, તેવા નિર્લજ્જ અને અધમ પુરુષનો પ્રયત્નપૂર્વક વિદ્વાન્ મનુષ્યે ત્યાગ કરવો ! અલ્પ બુદ્ધિનો પુરુષ જે જે વચન કહે, તેને વિદ્વાન્ પુરુષે સહન જ કરવાં.[૫–૭] પ્રાકૃત મનુષ્ય પ્રશંસા કરે અથવા તો નિંદા કરે તો તેથી કંઇપણ લાભ કે હાનિ થઇ શકતી નથી. બુદ્ધિરહિત કાગડો જેમ વનમાં નિરર્થક કા કા બોલ્યા કરે છે, તેમ મૂર્ખ મનુષ્ય પણ નિરર્થક નિંદા કર્યા કરે છે.[૮] પાપી એટલે સામા મનુષ્યને નુકસાન કરવાની ઇચ્છાવાળો પુરુષ, સામા માણસને શબ્દોવડે દોષ દે છે ખરો, પણ તેનું પરિણામ માત્ર તેની વાણીમાં જ રહે છે; તેથી સામા માણસનું બૂરું થતું નથી. (અર્થાત્ 'તારો પુત્ર મરી જશે;' એમ કહેવાથી સામા માણસનો પુત્ર મરી જતો નથી).[૯] અને તેવો મનુષ્ય પોતાનાં તેવાં આચરણવડે પોતાના વર્ણસંકરપણાને દેખાડી આપે છે. મોર જેમ પોતાની ગુદાને ઉઘાડી કરીને નાચે છે, ત્યારે માને છે કે હું ઘણું જ સરસ નાચું છું, પરંતુ લોકો મારી ગુદાને જુવે છે, એમ માનીને લજવાતો નથી, (તેમ જ ખળ મનુષ્ય પણ સભામાં સજ્જન મનુષ્યને હલકાં વચનો કહીને તિરસ્કાર કરે છે તે વખતે માને છે કે, હું પરાક્રમી છું ! જેથી ફૂલાણાનું મેં ભરસભામાં અપમાન કર્યું; પરંતુ પોતાની વર્ણસંકરતા લોકોએ જાણી, તેને તે જાણતો નથી ).[૧૦] જે પુરુષ ગમે તેવું બોલનાર બકનાર છે અથવા ગમે તેવું કાર્ય કરનારો છે, તેવા નીચ મનુષ્યોની સાથે પવિત્ર પુરુષે વાતચિત કરવી નહિ.[૧૧] જે પુરુષ પ્રત્યક્ષમાં ગુણોનું ગાન કરે છે અને પાછળથી નિંદા કરે છે, તે મનુષ્યને શ્વાન સમાન જાણવો. તેવા પુરુષનાં પરલોક, જ્ઞાન અને ધર્મ નાશ જ પામે છે.[૧૨] પરોક્ષમાં નિંદા કરનારો પુરુષ કદાચ સેંકડો મનુષ્યોને દાન આપે કે હોમ હવન કરે, તોપણ તેનું દાન તથા યજ્ઞયાગાદિ તુરત જ નિષ્ફળ જાય છે.[૧૩] સત્પુરુષો જેમ કુતરાના માંસનો ત્યાગ કરે છે, તેમ જ બુદ્ધિમાન્ મનુષ્યે પણ પરોક્ષમાં નિંદા કરનારા એવાં પાપી મનના પુરુષનો તુરત જ ત્યાગ કરી દેવો.[૧૪] જેમ સર્પ જાહેરમાં પોતાની ફેણને ઊંચી કરે છે, તેમ જ નિંદા કરનારો દુરાત્મા પણ મોટા મનુષ્યોના સમુદાયમાં સામા મનુષ્યોના દોષોને ઉઘાડા કરી, પોતાનો નીચ સ્વભાવ પ્રકટ કરે છે.[૧૫] આવા દુષ્ટ કર્મ કરનારા દુરાત્મા ઉપર જે પુરુષ વૈર લેવાની ઇચ્છા રાખે છે, તે પુરુષ રાખના ઢગમાં આળોટનારો મૂર્ખ ગધેડો, જેમ રાખમાં ડૂબી જાય છે, તેમ દુઃખમાં ડૂબી જાય છે ![૧૬] નિત્ય નિંદા કરવામાં પરાયણ પાપી મનુષ્યનો તેમ જ શાંતિરહિત ઉન્મત્ત હાથીની પેઠે મોટી

ગર્જના કરનારાનો, ભયંકર વરુ પેઠે અથવા મહા-ભયંકર કુતરાની પેઠે સત્પુરુષોએ ત્યાગ કરવો.[૧૭] અધીર પુરુષોએ સેવન કરેલા માર્ગે ચાલનારા, ઇંદ્રિયાધીન, અજિતેન્દ્રિય, પાપી, અવિનયી, શત્રુની પેઠે વર્તનારા અને નિત્ય બીજાનું અકલ્યાણ ઇચ્છનારા પાપબુદ્ધિ મનુષ્યને ધિક્કાર છે![૧૮] દુષ્ટ લોકો જ્યારે કોઇ ઉપર આક્ષેપ કરે અને સુજન તેનું ઉત્તર આપવા તત્પર થાય, ત્યારે સત્પુરુષોએ, તે મનુષ્યને સમજાવીને કહેવું કે,-'તું દુઃખી થા નહિ? તારે એ દુષ્ટ મનુષ્યને પ્રત્યુત્તર આપવું નહિ.' (એમ કહી શાંત પાડવો.) ઉત્તમ જાતિના મનુષ્યનો નીચ જાતિના મનુષ્યની સાથે જે સંબંધ થાય છે, તેને દૃઢ બુદ્ધિના પુરુષો નિંદે છે![૧૯] ક્રૂર સ્વભાવનો મૂર્ખ મનુષ્ય કોપાયમાન થાય છે, ત્યારે પાંચ આંગળીઓવડે (અંગુઠા સાથે પાંચ) તમાચો મારે છે; અથવા તો ધૂળ ઉરાડે છે; અથવા તો ફોતરાંઓ ઉરાડે છે; અથવા તો મોઢાના દાંતો ફાડીને બીવરાવે છે. મૂર્ખ એવો ક્રૂર પુરુષ કોપે ત્યારે ઉપર કહેલાં સર્વ ચિહ્નો સિદ્ધ જ હોય છે.'[૨૦] જે મનુષ્ય આ નીતિશાસ્ત્રનો સદાય પાઠ કરે છે તે પુરુષ, પરમ દુરાત્મા પુરુષે સભામાં કરેલાં અપમાનને સહન કરે છે અને તેને દુર્જનોનાં દુષ્ટ વચનથી જરા પણ માઠું લાગતું નથી.[૨૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'टिट्टिमक' ए नामनो अध्याय ११४ मो समाप्त.

## અધ્યાય ૧૧૫ મો.

### રાજ્ય સેવકના ગુણાવગુણ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે મહાબુદ્ધિમાન્! હે પિતામહ! મને આ એક મોટો સંશય થયો છે તે સંશયને, હે રાજન્! તું દૂર કર! કારણ કે તું અમારા કુળનો સ્થાપક છે.[૧] હે તાત! તેં, મને દુરાચારી અને દુરાત્મા પુરુષોની નિંદારૂપ વાણીવિશે કહ્યું. હવે હું તને વિજ્ઞાપના કરું છું કે,[૨] રાજ્યતંત્રનું જે હિતકારી હોય, અમારા કુળને જે સુખ આપનારું હોય, ભવિષ્યમાં તથા વર્તમાન કાળમાં જે ક્ષેમ અને વૃદ્ધિ કરનારું હોય, જે પુત્રો અને પૌત્રોને સુખકારક હોય, જે દેશની વૃદ્ધિ કરનારું હોય, જે અન્ન, પાન તથા શરીરને સુખાકારી હોય, તે મને કહે.[૩-૪] અભિષેક કર્યા પછી રાજાએ દેશમાં રહી મિત્રો અને સ્નેહીઓથી વિંટળાઇને પ્રજાને કેવી રીતે રંજન કરવી?[૫] જે રાજાને વિષયો ઉપર પ્રીતિ હોય છે; સ્નેહ તથા રાગ ઉપર અત્યંત લાલસા હોય છે; જેની ઇન્દ્રિયો, પોતાને વશ નહોવાથી, અસત્ય પુરુષોની સાથે જે સહવાસ કરવાની ઇચ્છા રાખે છે;[૬] અને તેથી તેના કુળપરંપરાથી ઉતરી આવેલા સર્વે સેવકો બગડી જાય છે; અને રાજાએ પોતાના સેવકોવડે, જે સારાં કામો કરવાં જોઇએ, તે કરી શકતો નથી, તેનું કારણ શું, એમાં મને સંશય છે. તું બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન છે, માટે ઘણા દુઃખે કરીને જાણવામાં આવે એવા રાજધર્મો તું મને કહેવાને યોગ્ય છે.[૭-૮] હે પુરુષોમાં વાઘ સમાન પિતામહ! અમારા કુળના હિતમાં પરાયણ રહેનારો એક તું જ અમને રાજધર્મો કહે છે અને એક મહાબુદ્ધિમાન્ એવો વિદુર, સર્વદા અમને રાજધર્મો કહે છે.[૯] હું તારી પાસેથી કુળના હિતની અને રાજ્યના હિતની વાત સાંભળીને, અવિનાશી એવા અમૃતના પાનથી જેમ તૃપ્ત થાઉં, તેમ તૃપ્ત થઇને સુખથી શયન કરીશ.[૧૦] રાજાએ પોતાની પાસે કેઈ જાતિના અને કેવા ગુણોવાળા સેવકો રાખવા? કેવા અને કેવા કુળના સેવકોની સાથે રહી રાજકીય કાર્યો કરવાં યોગ્ય ગણાય?[૧૧] જો રાજા સેવક વિના અને એકલો પોતાની પ્રજાનું રક્ષણ કરવા ઇચ્છે, તો તે તેમ કરી શકતો નથી. ઉત્તમ કુળમાં જન્મેલાં છતાં સર્વે મનુષ્યો રાજ્ય સંપાદન કરવાની ઇચ્છા કરે છે; માટે રાજાને બીજા સહાયકોની તો જરૂર છે જ.[૧૨]

ભીષ્મે કહ્યું;-હે ભરતવંશી રાજા! રાજા, સહાયક વગર એકલો રાજ્ય ચલાવી શકતો નથી; તેમ સહાયતા વિના, અર્થો પણ મેળવી શકતો નથી; અને કદાચ મેળવે છે, તો તે અર્થોનું સદાય રક્ષણ કરી શકતો નથી. અર્થાત્ રાજાને સેવકોની આવશ્યકતા છે જ. હવે તે સેવકો કેવા હોવા જોઇએ, તે સાંભળ. જે રાજાના સર્વ સેવકો, લૌકિક અને પારલૌકિક વિષયમાં કુશળ,[૧૩-૧૪] હિતેચ્છુ, ઉત્તમ કુળમાં જન્મેલા અને સ્નેહાળ હોય છે, તે રાજાને રાજ્યનું સુખ મળે છે.[૧૫] જે રાજાના મંત્રીઓ ઉત્તમ કુળના, લાંચ વગેરેથી વશ થાય નહિ તેવા, રાજાની સાથે જ રહેનારા, રાજાને સારી બુદ્ધિ આપનારા, સજ્જનને સંબંધ જાણનારા, આપત્તિ આવતાં પહેલાં તેના ઉપાય લેનારા, કાળના જ્ઞાનને જાણનારા અને ગઇ ગુજરી બાબતનો શોક નહિ કરનારા હોય છે, તે રાજાને રાજ્યનું સુખ મળે છે.[૧૬-૧૭] વળી જે રાજાના સહાયક મંત્રીઓ, રાજાને દુઃખે દુઃખી ને સુખે સુખી હોય છે, તેનું પ્રિય કરનારા હોય છે, રાજાને ધન કેવી રીતે મળે તેને માટે વિચાર કરનારા અને ખરી નિષ્ઠાવાળા હોય છે, તે રાજાને રાજ્યનું સુખ મળે છે.[૧૮] વળી જે રાજાના દેશની પ્રજા દુઃખી ન હોય અને ઉદાર હોય, જેનો દેશ નિત્ય સમી-

પમાંજ વસાયલો હોય, પ્રજા માર્ગને અનુસરનારી હોય, તે રાજા રાજ્યના સુખનો ભોક્તા થાય છે![૧૯] વિશ્વાસુ, સંતોષી અને ભંડારમાં વૃદ્ધિ કરનારા ખજાનચીઓ, નિત્ય જે રાજાના ભંડારમાં વધારો કર્યા કરે છે, તે રાજાને ઉત્તમ રાજા જાણવો.[૨૦] જે રાજાના કોશ અને કોઠારનું, લાંચ વગેરેથી વશ નહિ થનારા, આપ્ત, (ધન અને કણ) સંગ્રહ કરવામાં તત્પર, સુપાત્ર, લોભ રહિત મનના અને મનના વિશ્વાસુ સેવકો રક્ષણ કરે છે, તે રાજા મહા ગુણવાન્ ગણાય છે.[૨૧] જે રાજાના નગરમાં શંખે તથા લિખિતે કહેલો વાદી પ્રતિવાદીનો વ્યવહાર અને અપરાધ અનુસાર ન્યાયની વ્યવસ્થા હોય છે અને તેના દંડાદિકનો પ્રચાર હોય છે, તે રાજાને સ્વધર્મનું ફળ મળે છે.[૨૨] રાજાના ધર્મને જાણનારો જે રાજા, પોતાના રાજ્યમાં ઉત્તમ મનુષ્યોનો સંગ્રહ કરે છે તથા (સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવ એ) છ રાજકીય ઉપાયોનો ઉપયોગ કરે છે, તે રાજાને ધર્મનું ફળ મળે છે.[૨૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'राज्यसेवकना गुण तथा अवगुण' ए नामनो अध्याय ११५ मो समाप्त.

## અધ્યાય ૧૧૬ મો.

### નોકરોની યોજના નીતિ.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! ઉત્તમ, મધ્યમ અને અધમ પ્રકૃતિના સેવકોને ક્રમવાર ઉત્તમ, મધ્યમ અને અધમ સ્થાનોપર નિમવા. કદી પણ ઉચ્ચ સ્થાનમાં નીચની યોજના કરવી નહિ. એ વિષયમાં સારા મનુષ્યોમાં એક દૃષ્ટાંતતરિકે ગણાતો પુરાતની ઇતિહાસ આ પ્રમાણે જગતમાં પ્રસિદ્ધ છે![૧] એ ઇતિહાસ હું જ્યારે, જમદગ્નિના પુત્ર પરશુરામના તપોવનમાં રહેતો હતો ત્યારે, મહર્ષિઓની પાસેથી સાંભળ્યો હતો.[૨] કોઇ એક મનુષ્યરહિત મહાવનમાં, એક ઋષિ રહેતા હતા. તે મૂળનો તથા ફળનો આહાર કરતા અને નિયમિત રહેતા હતા. તે જિતેન્દ્રિય હતા અને યજ્ઞની દીક્ષામાં તથા દમમાં પરાયણ રહેતા હતા. તે ઋષિ સ્વભાવે શાંત, સ્વાધ્યાયમાં કુશળ, બાહ્ય તથા આભ્યંતરમાં પવિત્ર, ઉપવાસ કરવાથી જેનું મન શુદ્ધ હતું તેવા અને નિત્ય સત્વગુણનો આશ્રય કરીને રહેતા હતા.[૩-૪] વનમાં રહેનારાં સર્વે પ્રાણીઓ તે બુદ્ધિમાન્ મુનિનો સદ્ભાવ જોઇને તેની પાસે આવીને બેસતાં.[૫] માંસાહારી અને ક્રૂર સ્વભાવના સિંહો, વાઘો, મદમત્ત મોટા મોટા હાથીઓ, દીપડાઓ, ગેંડાઓ, રીંછો તથા બીજાં ભયંકર દેખાવનાં પ્રાણીઓ, નિત્ય તે ઋષિના આશ્રમમાં એકઠાં થઇને, એક બીજાને સુખાકારીનાં પ્રશ્નો કરતાં હતાં. તેઓ પોતપોતાની કુશળતા જણાવતાં અને તે ઋષિનાં શિષ્ય તથા દાસ સમાન થઇને, તેમનું પ્રિય (મન ગમતું) કરતાં હતાં.[૬-૭] વનમાંથી જે હિંસક પ્રાણીઓ તથા બીજા પ્રાણીઓ આશ્રમમાં આવતાં, તે સુખાકારીના પ્રશ્નો પૂછીને તથા ઉત્તર આપીને, જેમ આવતાં તેમ પાછાં ચાલ્યાં જતાં.

પણ માત્ર એક કુતરો, તે મહામુનિનો ત્યાગ કરતો નહિ. તે તેની પાસેજ બેસી રહેતો હતો.[૮] તે કુતરો મહામુનિનો ભક્ત હતો અને ઋષિ ઉપર અનુરાગ રાખનારો હતો. તે નિત્ય ઉપવાસ અથવા તો ફળ, મૂળ અને પાણીનો આહાર કરતો હતો. એથી તે શરીરે દુર્બળ, બળરહિત અને શાંત હતો. તેની આકૃતિ સજ્જનના જેવી હતી![૯] હે મહામતિવાળા યુધિષ્ઠિર! તે કુતરો તે ઋષિના પગ પાસે બેસી રહેતો અને મનુષ્યની પેઠે સ્નેહબદ્ધ થઇને તે ઋષિની અત્યંત ભક્તિ કરતો.[૧૦]

આ પ્રમાણે કેટલાએક દિવસો (તે કુતરાને વનમાં, ઋષિના આશ્રમમાં રહેતાં) વીતી ગયા. એક દિવસે રુધિરનું પાન કરનારો, પરાક્રમી અને યમના જેવા ક્રૂર સ્વભાવનો કોઇક દીપડો, ફરતો ફરતો ત્યાં આવી ચઢયો. તે પોતાના શિકારને જોઇને અત્યંત સંતોષ પામ્યો![૧૧] તે ભુખ્યો ને તરસ્યો થયો હતો, તેથી જીભવતી બન્ને ગલોફાં ચાટવા લાગ્યો; પુછડાને જમીનપર અફાળવા લાગ્યો ને મોઢું પહોળું કરીને તે કુતરાના માંસની ઇચ્છા કરવા લાગ્યો.[૧૨] હે નરાધિપ! પ્રાણ બચાવવાની ઇચ્છાવાળા કુતરાએ, ક્રૂર એવા દીપડાને આવતો જોઇ, મુનિને જે કહ્યું તે તું સાંભળ.[૧૩] તે બોલ્યો; "હે ભગવન્! આ દીપડો, જે કુતરાનો શત્રુ છે, તે મને મારી નાંખવાની ઇચ્છા રાખે છે! માટે હે મહામુનિ! તારી કૃપાથી મને આ દીપડાનો ભય ન થાય તેમ તું કર.[૧૪] હે મોટા બાહુવાળા મુનિ! તું સર્વજ્ઞ છે, એમાં સંશય નથી." તે મુનિ, જે સર્વે પ્રાણીઓના મનોભાવને તથા શબ્દને જાણનારા હતા, વળી દિવ્ય ઐશ્વર્યસંપન્ન હતા તે, કુતરાના ભયનું કારણ સમજી ગયા.[૧૫]

મુનિ બોલ્યા;–"હે પુત્ર! તારે દીપડાથી મૃત્યુનો કોઇપણ રીતે ભય રાખવો નહિ. તું હમણાંજ કુતરો મટી જઇને દીપડો થઇ જા!"[૧૬] આમ કહીને મુનિએ તે કુતરાને સોનેરી રંગનો વિચિત્ર અંગવાળો અને મોટી દાઢવાળો દીપડો બનાવ્યો! એટલે તે કુતરો–દીપડો, નિર્ભય થઇને તે વનમાં રહેવા લાગ્યો.[૧૭] પેલા દીપડાએ પોતાના સન્મુખ પોતાના જેવા જ દીપડાને દીઠો

કે, એક ક્ષણમાં તે તેને અનુકૂળ થઈ ગયો અને તેની સાથેનો વૈરભાવ છોડી દીધો.[૧૮] આ રીતે કેટલોએક કાળ વીતી ગયો. એક સમયે એક મહા ભયંકર વાઘ, ભુખથી મુખ ફાડીને જીભવતી મુખને ચાટતો ચાટતો, રુધિરપાન કરવાની ઇચ્છાથી તે દીપડાની ઉપર ચઢી આવ્યો.[૧૯] ક્ષુધાતુર અને મોટી ડાઢવાળા જંગલી વાઘને ચઢી આવતો જોઇને, પોતાના પ્રાણની રક્ષા માટે પેલો દીપડો મુનિને શરણે ગયો![૨૦] દીપડો જે ઋષિની સમીપ નિત્ય રહેતો હતો, તેથી તે ઋષિનો તેના ઉપર અત્યંત પ્રેમ હતો; તેથી તેણે તેજ વખતે તે દીપડાને શત્રુઓમાં મહા બળવાન્ વાઘ બનાવ્યો.[૨૧] હે રાજા! વાઘે તેને પોતાના જેવોજ એક બળવાન્ વાઘ જોઇને માર્યો નહિ અને ત્યાંથી ચાલતો થયો. પેલો કુતરો પણ વાઘ થયા પછી જેમ એક વનમાં રહેનારો મૃગપતિ, માંસાહારની ઇચ્છા કરે, તેમ ફળ અને મૂળનો આહાર તજી દઇને નિત્ય માંસાહાર કરવા લાગ્યો અને મહાબળવાન થઇ પડ્યો.[૨૨-૨૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'श्वान अने ऋषिनो संवाद' ए नामनो अध्याय ११६ मो समाप्त.

---

## અધ્યાય ૧૧૭ મો.

### અપાત્ર પ્રાણી અંતે જાતપર જાય છે, એ ઉપર કુતરાની કથા.

ભીષ્મ બોલ્યા;–(હે રાજા યુધિષ્ઠિર!) હવે પેલો વાઘ, હમેશાં મારેલાં મૃગોના આહાર ઉપર જીવન ગાળવા લાગ્યો અને મુનિની પર્ણકુટીની પાસે રાત દહાડો પડી રહેવા લાગ્યો. વળી એક દિવસે આકાશમાં જેમ મેઘ ચઢી આવે, તેમ તે વાઘને જોઇને, એક મદમત્ત હાથી તેના ઉપર ચઢી આવ્યો.[૧] તે હાથીના બન્ને ગંડસ્થળમાંથી મદ ઝરતો હતો, તેનું શરીર ઉન્નત હતું, તેના શરીરમાં પદ્મનાં ચિહ્ન હતાં, તેનાં કુંભસ્થળ વિશાળ હતાં, સુંદર દંતુશળ હતા, શરીર બહુ જાડું હતું અને મેઘની ગર્જના જેવી તે ગંભીર ગર્જના કરતો હતો.[૨] મદમત્ત અને બળથી ગર્વિષ્ઠ બનેલા હાથીને ચઢી આવતો જોઇને તે કુતરા–વાઘને ભય લાગ્યો અને તે ત્રાસથી પુનઃ તે ઋષિને શરણે ગયો.[૩] એટલે મહર્ષિએ તે વાઘને હાથી બનાવી દીધો! પેલો જંગલી હાથી, વાઘને મોટા મેઘ સમાન એક હાથીના આકારમાં જોઇને ભય પામ્યો (અને તે ત્યાંથી નાસી ગયો).[૪] વિશ્વાસુ તે પછી હાથી થયેલો કુતરો હર્ષમાં આવીને શલ્લકી(એક જાતનું ઘાસ)વડે ગહન એવાં કમળોનાં વનોમાં ઘૂમવા લાગ્યો અને કમળોના પરાગથી પ્રસન્ન રહેવા લાગ્યો.[૫] તે રાત દહાડો તે ઋષિના ઝુંપડાની પાસે ફર્યા કરતો અને ઋષિના આશ્રમમાં રહેતો હતો. એમ ઘણોક કાળ વીતી ગયો.[૬] એક દિવસે તે હાથી ફરતો હતો, એટલામાં પર્વતની ગુફામાં રહેનારો, હાથીઓના ટોળાંનો સંહાર કરનારો, કેશવાળીથી રાતા રંગનો દેખાતો, ભયંકર કેસરી સિંહ, તે હાથીના સ્થાનમાં આવી ચઢ્યો.[૭] તે સિંહને આવતો જોઇને, સિંહના ભયથી વ્યાકુલ થયેલો તે કુતરો–હાથી, ભયથી કાંપતો કાંપતો ઋષિને શરણે ગયો.[૮] મુનિએ તેજ વખતે તે મોટા હાથીને સિંહ બનાવી દીધો! એટલે સમાન જાતિ થવાથી જંગલના સિંહથી, ઋષિના સિંહને, ભય થયો નહિ![૯] ઉલટું વનનો સિંહ, તે સિંહનું રૂપ જોઇને ભયભીત થઇ (ચાલ્યો) ગયો. તે પછી તે સિંહ થયેલો શ્વાન, તેજ મહાવનમાં ઋષિના આશ્રમમાં રહેવા લાગ્યો.[૧૦] તે સિંહને જોઇને બીજાં સર્વે પ્રાણીઓ ભયભીત થઈ, પોતાના પ્રાણ બચાવવાની ઇચ્છાથી તપોવનની સીમાનો ત્યાગ કરીને દૂર ચાલ્યાં ગયાં.[૧૧] આ રીતે પૂર્વનો શ્વાન–સિંહનું જીવન ગાળવા લાગ્યો. એક વખતે કાળના યોગને લીધે, એક ભયંકર શરભ નામનું જંગલી પ્રાણી, તે સિંહને મારવા માટે મુનિના આશ્રમમાં આવ્યું. તે સર્વ પ્રાણીઓની હિંસા કરનારું, બળવાન્, રુધિરનો આહાર કરનારું અને પ્રત્યેક પ્રાણીઓને ભયંકર હતું!*[૧૨-૧૩] તે શરભને જોઇને, હે શત્રુદમન રાજા! મુનિએ પોતાના સિંહને ઉત્કટ બળવાળો શરભ બનાવ્યો! અત્યંત ઉગ્ર અને બળવાન્ એવા મુનિના શરભને પોતાની સન્મુખ ઉભેલો જોઇને, પેલો જંગલી શરભ, એકદમ તે આશ્રમ આગળથી નાસી ગયો. આવી રીતે મુનિએ તે શ્વાનને શરભના સ્થાન ઉપર લાવી મૂકયો. હવે તે શ્વાન, શરભ થઇને નિત્ય મુનિની પાસે સુખે રહેતો હતો. તે (અતુલિત બળવાળો શરભ બનવાથી) અત્યંત પ્રસન્ન રહેતો હતો તથા પ્રાણીઓની હિંસા કરતો હતો. તેથી તપોવનનાં સર્વે પશુઓ, તે શરભના ભયથી ભયભીત થઈ પ્રાણ બચાવવાની ઇચ્છાથી દિશાઓમાં નાસી ગયાં![૧૪-૧૭] તે શ્વાન–શરભ, માંસાહારી થયો હતો, તેથી તે ફળનો અને કંદનો આહાર કરવાની ઇચ્છા કરતો નહિ. દિવસે દિવસે તેને રુધિરપાનની ઘણી જ ઉત્કટ ઈચ્છા થવા લાગી! મૂળે તો કુતરાની જાત. તેમાં તે કુતરો કૃતઘ્ની હતો, તેથી તેને ઋષિને જ મારવાની ઇચ્છા થઇ! ઋષિએ તપની

* શરભનું સ્વરૂપ આ પ્રમાણે છેઃ–આઠ પગ અને કપાળમાં આંખ–એવું એ પ્રાણી છે.

શક્તિથી મળેલાં દિવ્ય નેત્રવડે તે કુતરાના દુષ્ટ વિચારને જાણ્યો. પછી મહાબુદ્ધિમાન્ તે મુનિએ તે કુતરાને કહ્યું; "અરે ઓ કુતરા! તું કુતરામાંથી દીપડો થયો, દીપડામાંથી વાઘ થયો, વાઘમાંથી મદમત્ત હાથી થયો, હાથીમાંથી સિંહ થયો અને બળવાન્ સિંહમાંથી શરભ થયો![૧૮-૨૧] મેં સ્નેહને લીધે તને ઉત્તરોત્તર ઉત્તમ જાતિનો બનાવ્યો! છતાં તું ઉત્તમ કુળનો નહતો, તેથી તેં તારો જાતિ સ્વભાવ છોડ્યો નહિ; માટે જ હે પાપી! તું મને નિર્દોષને મારવાની ઈચ્છા રાખે છે.[૨૨] હે કૃતઘ્ની! પાછો કુતરો થઇ જા!" આ રીતે ઋષિએ જેવો શાપ દીધો કે, મુનિનો દ્વેષ કરનાર, દુરાત્મા, પ્રાકૃત અને મૂર્ખ એવો શરભ, પાછો કુતરો બની ગયો.[૨૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'श्वान अने ऋषिनो संवाद' ए नामनो अध्याय ११७ मो समाप्त.

## અધ્યાય ૧૧૮ મો.

### મંત્રી તથા રાજાના ગુણનું વર્ણન.

ભીષ્મ બોલ્યા;-હે રાજા યુધિષ્ઠિર! એમ એ પાપી કુતરો, પાછો પોતાના અસલ રૂપમાં આવી ગયો. તે અત્યંત દીનતાને પામ્યો. પછી ઋષિએ તિરસ્કાર કરીને તેને તપોવનમાંથી બહાર કાઢી મૂકયો.[૧]

એ પ્રમાણે બુદ્ધિમાન્ રાજાએ, પોતાના સેવકોનાં ખરાં પ્રમાણિકપણાંને, સરળતાને, પ્રકૃતિને, સત્યને, શાસ્ત્રાભ્યાસને, સદાચારને, કુળને, દમને, દયાને, બળને, પરાક્રમને, પ્રભાવને, વિશ્વાસુપણાને અને ક્ષમા ગુણને જાણીને, જે સેવકો જે સ્થાનને યોગ્ય હોય, તેને તે સ્થાનપર નિમવો અને તેનું સારી રીતે રક્ષણ કરવું.[૨-૩] રાજાએ પરીક્ષા કર્યા વિના મંત્રી પણ કરવો નહિ. જે રાજાની પાસે નીચ કુળનાં મનુષ્યો રહે છે, તે રાજાને સુખ મળતું નથી.[૪] કોઇક વખતે રાજા પોતાના કોઈ કુલીન સેવકને, તેનો અપરાધ ન હોવા છતાં તેનો તિરસ્કાર કરે છે, તો પણ કુલીન સેવક, પોતાની કુલીનતાને લીધે કદી પણ પાપ કરવાનો વિચાર કરતો નથી.[૫] પરંતુ એક નીચ કુળનો પુરુષ, મોટા મનુષ્યની સહાયતાથી દુર્લભ એવું ઐશ્વર્ય સંપાદન કરે છે અને મોટો મનુષ્ય, કોઇવાર તેનો તિરસ્કાર કરે છે, તો તે તેનો શત્રુ થઇ પડે છે![૬] મંત્રી એવો હોવો જોઇએ કે, જે કુલીન, બુદ્ધિમાન્, શાસ્ત્રજ્ઞ (સુશિક્ષિત), અને જ્ઞાન-બ્રહ્મજ્ઞાન, તથા વિજ્ઞાન-વ્યાવહારિકજ્ઞાનમાં પારંગત, સર્વ શાસ્ત્રના તત્ત્વને જાણનાર, સહનશીલ, પોતાના દેશમાં જન્મેલો, કૃતજ્ઞ, બળવાન્, ક્ષમાશીલ, આંતરેન્દ્રિયનો નિગ્રહ કરનાર, જિતેન્દ્રિય, લોભરહિત, મળેલી વસ્તુથી સંતોષ માનનાર, પોતાના રાજા અને મિત્રને ઐશ્વર્ય મળે એવી ઇચ્છા રાખનાર હોવો જોઇએ.[૭-૮] વળી તે દેશ તથા કાળને જાણનાર, સર્વ પ્રાણીઓને રંજન કરવામાં પરાયણ, મનને સદા નિયમમાં રાખનાર, હિતૈષી, તંદ્રારહિત, પોતાના દેશના આચાર જાણી, યોગ્ય આચારથી વર્તનાર, સંધિ અને વિગ્રહમાં (સુલેહ અને લડાઈની કળામાં) કુશળ, રાજાને જોઈતી ત્રણ વસ્તુને જાણનાર, નગરનાં અને દેશનાં મનુષ્યોમાં પ્રીતિપાત્ર, શત્રુના સૈન્યનો સંહાર કરનાર, વ્યૂહાદિક રચનાના તત્ત્વને જાણનાર, સૈન્યને પાનો ચઢાવવામાં અને પ્રસન્ન રાખવામાં કુશળ, સામા મનુષ્યની ચેષ્ટા તથા આકાર ઉપરથી તેનો મનોભાવ સમજનાર; શત્રુપર ચઢાઈ કરવાના કામમાં કુશળ; હાથીને શિક્ષણ આપવાના કામમાં કુશળ; અહંકાર રહિત; ડાહ્યો; કાર્ય કરવામાં કુશળ; ધર્મયુક્ત યોગ્ય કાર્ય કરનારો; શુદ્ધ હૃદયનો; ધર્મશીળ મનુષ્યોથી વિંટાયલો; સુંદર મુખવાળો; સુંદર દેખાવનો; મધુર વચન બોલનારો; રાજનીતિમાં કુશળ; ગુણજ્ઞ; સારાં આચરણવાળો; જડતા રહિત; સૂક્ષ્મ વિષયને જાણનારો; કોમળ; મૃદુ ભાષણ કરનારો; ધીર; વીર; મોટી સમૃદ્ધિવાળો અને દેશ તથા કાળાનુસાર કાર્ય કરનારો હોવો જોઇએ. જે રાજા, એવા ગુણશાલી પુરુષને મંત્રીનું પદ આપે છે અને તેનું અપમાન કરતો નથી, તે રાજાનું રાજ્ય ચંદ્રની જ્યોત્સ્ના પેઠે (ચોમેર) ફેલાય છે.[૯-૧૫] જે રાજા શાસ્ત્રમાં કુશળ હોય છે, ધર્મનિષ્ઠ હોય છે અને પ્રજાનું પાલન કરવામાં પરાયણ રહે છે, તે રાજા, પ્રજામાં માનીતો થઈ પડે છે.[૧૬] વળી ધીર, ક્ષમાશીલ, પવિત્ર, સમયઉપર તીક્ષ્ણતા ધારણ કરનારો, પુરુષના પ્રયત્ન જાણનારો, સેવાશીલ-વડીલોપ્રતિ માનથી વર્તનારો; કાર્યકુશળ; જેઓ સલાહ આપવાને યોગ્ય છે, તેની સદા સલાહ સાંભળવામાં તત્પર-શ્રોતા; ઉહાપોહ કરવામાં કુશળ; બુદ્ધિમાન્; સારી સ્મૃતિવાળો; ન્યાયાનુસાર કાર્ય કરનાર; ઇન્દ્રિયોનું દમન કરનાર; સદાય પ્રિય બોલનાર; શત્રુને ક્ષમા કરનાર; જાતે સતત દાન દેનાર; શ્રદ્ધાળુ; સુંદર દેખાવનો; દુઃખી મનુષ્યોને શરણું આપનાર; અને જેના અમાત્યો નિત્ય હિતપરાયણ હોય; જે જાતે અહંકારી ન હોય અને (રાણી વગર કદી) એકલો નહિ રહેનારો હોય; કાર્ય સમયે ગમે તેમ થાવ આમ નહિ કરનાર હોય; કાર્ય થયા પછી અમાત્યોને બક્ષીસ આપનાર;[૧૭-૨૦] આળસ તજીને ચાહનારપર ચાહ રાખનાર હોય છે તે જ રાજા પ્રીતિપાત્ર થાય

છે. સારા મનુષ્યોને પોતા પાસે રાખે છે, ગર્વરહિત છે, સદાય પ્રસન્ન મુખવાળો અને સદા સેવકોની કદર કરનાર છે. જે ક્રોધ રહિત, પ્રસન્ન અને મોટા મનવાળો છે; દંડ ધારણ કરીને તેનો નીતિ પ્રમાણે ઉપયોગ કરે છે; ધર્મ કાર્યનો ઉપદેશ કરનાર છે; દૂતરૂપી નેત્રને ધારણ કરે છે; પ્રજાના સુખ તથા દુઃખનું અવલોકન કરે છે; ધર્મ તથા અર્થના વિષયમાં સદા કુશળ છે-આવા સો ગુણવાળો રાજા હોવો જોઇએ. તેવો જ રાજા પ્રજામાં પ્રીતિપાત્ર થઈ પડે છે. હે રાજા! રાજ્યની રક્ષા કરવા માટે ગુણવાન યોધાઓને તથા સારા સહાયકોને પણ રાજાએ પોતાની પાસે રાખવા; રાજ્યની વૃદ્ધિ ઇચ્છનારા રાજાએ તેઓનું અપમાન કરવું નહિ.[૨૧-૨૪] જે રાજાના યોધાઓ યુદ્ધમાં કુશળ, કૃતજ્ઞ, શસ્ત્રવિદ્યામાં નિપુણ, ધર્મશાસ્ત્ર જાણનારા, પેદલથી વિંટાયલા, ભયરહિત, હાથીની પીઠ ઉપર બેસી લડનારા, રથમાં બેસીને યુદ્ધ કરવામાં તથા બાણો અને અસ્ત્રોનો પ્રયોગ કરવામાં કુશળ હોય છે, તે રાજા આ પૃથ્વી જિતવામાં વિજયી થાય છે.[૨૫-૨૬] જે રાજા સદા સર્વ પ્રજાનાં મનને વશ કરવામાં તત્પર હોય છે, ચઢાઈ વગેરે ઉદ્યમ કરનારો અને ઉત્તમ મિત્રવાળો હોય છે, તે રાજા રાજાઓમાં શ્રેષ્ઠ ગણાય છે.[૨૭] હે ભરતવંશી રાજા! જે રાજા, ઉત્તમ મનુષ્યોને પોતાની પાસે રાખે છે, તે એક હજાર શૂરવીર ઘોડેસ્વારોથી આખી પૃથ્વીને જિતી શકે છે.[૨૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'मंत्री तथा राजानुं वर्णन' ए नामनो अध्याय ११८ मो समाप्त.

## અધ્યાય ૧૧૯ મો.

### ગુણ ને યોગ્યતા જોઈ સેવકની નિમણુક કરવી.

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર રાજા! જે રાજા, પૂર્વે જણાવેલા શ્વાનના દૃષ્ટાંત ઉપરથી સાર સમજીને, સેવકોને તેમના (ગુણને) યોગ્ય સ્થાનોપર નિમે છે, તે રાજાને રાજ્યના સુખનું ફળ મળે છે![૧] શ્વાન જેવા ગુણવાળાને તેને લાયક સ્થાન ઉપર જ નિમવો, પણ તેનો સત્કાર કરીને ઉત્તમ સ્થાન ઉપર કદીપણ ચઢાવવો નહિ. જો શ્વાન જેવા ગુણવાળાને તેના સ્થાન કરતાં વધારે મોટા સ્થાન ઉપર નિમવામાં આવે છે, તો તે અભિમાની થઈ જાય છે![૨] અમાત્યોને પણ તેમનાં યોગ્ય જે પદપર નિમવામાં આવે, તે પદને યોગ્ય તેનામાં ગુણ છે કે નહિ, તે તપાસી પછી, તેને નિમવા; પણ અયોગ્ય સ્થાન ઉપર અયોગ્ય ગુણવાળાને નિમવા, એ કાર્ય યોગ્ય ગણાતું નથી.[૩] જે રાજા પોતાના સેવકોને તેમની યોગ્યતા પ્રમાણે કાર્યો સોંપે છે, તે સેવકોના ગુણોને જાણનારો રાજા, રાજ્યનાં સુખને મેળવે છે.[૪] શરભને, શરભના સ્થાન ઉપર, સિંહને સિંહના સ્થાન ઉપર, વાઘને વાઘના સ્થાન ઉપર અને દીપડાને દીપડાના સ્થાન પર નિમવો![૫]* જે રાજાને કર્મના ફળની ઈચ્છા હોય, તે રાજાએ સેવકોને યોગ્યતા પ્રમાણે, યોગ્ય કાર્યો કરવા ઉપર યોજવા; પરંતુ તેઓની પ્રકૃતિથી પ્રતિકૂળ કર્મો કરવા ઉપર તેઓની યોજના કરવી નહિ.[૬] જે રાજા, પૂર્વ દૃષ્ટાંતનું ઉલ્લંઘન કરીને સેવકોને અયોગ્ય સ્થાનક ઉપર નિમે છે, તેવો મૂર્ખ રાજા પ્રજાને રંજન કરી શકતો નથી.[૭] ગુણવાન્ સેવકો રાખવાની ઇચ્છા ધરાવનારા રાજાએ, મૂર્ખો, ક્ષુદ્રો, બુદ્ધિહીન, ઇંદ્રિયાધીન અને નીચ કુળના પુરુષોને, પોતાના રાજકીય કાર્યો કરવા ઉપર નિમવા નહિ.[૮] સદ્ગુણી, કુલીન, શૂરવીર, જ્ઞાની, ઈર્ષ્યા રહિત, મોટા મનના, બાહ્ય તથા આંતરમાં સ્વચ્છ અને વ્યવહાર કુશળ પુરુષોને જ પોતાના મંત્રી બનાવવા.[૯] જેઓ નમ્ર, કાર્યપરાયણ, શાંત, શુદ્ધ, નૈસર્ગિક ગુણગણથી મંડિત તથા જેઓ પોતાના અધિકારપદ ઉપર નિંદા પાત્ર નહિ થયા હોય, તેવા પુરુષો, રાજાના પ્રાણ સમાન મિત્ર થઇ પડે છે![૧૦] સિંહનો સેવક નિત્ય સિંહ જ હોવો જોઇએ. તેમ જે સિંહ ન હોય, તે સિંહની સાથે રહીને કામ કરે છે તો, તે સિંહના જેવું ફળ મેળવે છે.[૧૧] પરંતુ જે સિંહ, કુતરાઓના ટોળાથી વિંટળાયલો હોય અને સિંહના જેવું કર્મ કરીને ફળ મેળવવામાં પરાયણ રહેતો હોય તે, કુતરાઓથી સેવાયલો હોવાને લીધે, સિંહના જેવું ફળ ભોગવવા શક્તિમાન્ થતો નથી.[૧૨] હે રાજા! જો રાજા શૂરવીર, બુદ્ધિમાન્ અને બહુશ્રુત એવા કુલીન પુરુષોની સહાયતા મેળવે છે, તો તે આખી પૃથ્વી જિતી શકે છે.[૧૩] હે સેવકોવાળા રાજાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! રાજાઓએ વિદ્યારહિત મૂર્ખ, ઉદ્ધત, બુદ્ધિરહિત ને અલ્પ ધનવાળા સેવકોને પોતાની પાસે રાખવા નહિ.[૧૪] જે સેવકો, કાર્ય કરવા માટે આજ્ઞા કરી બાણની પેઠે છૂટે છે, પોતાના રાજાનું કાર્ય કરવામાં પરાયણ રહે છે અને રાજાનું હિતકાર્ય કરે જાય છે, તેવા સેવકોની સાથે રાજાએ મધુર શબ્દોથી વાત કરવી![૧૫] વળી રાજાઓએ નિત્ય પ્રયત્નપૂર્વક ધનના ભંડારનું

* શરભમાં ઉદ્ધત પરાક્રમનો ગુણ છે; સિંહમાં ધીર વીરતાનો ગુણ છે; વાઘમાં ક્રૂરતાનો ગુણ છે; અને દીપડામાં ચપળ ચતુરાઈનો ગુણ છે.

રક્ષણ કરવું; કારણ કે રાજાઓનો મુખ્ય આધાર ધનના ભંડાર ઉપર અવલંબેલો હોય છે અને રાજ્યની વૃદ્ધિ પણ ધનના ભંડારથી જ થાય છે. આ કારણને લીધે રાજાએ સદા પોતાનો ભંડાર વધારવા મથવું, એ જ યોગ્ય છે.[૧૬] વળી તારે ઉત્તમ જાતનાં ધાન્યોથી ભરપૂર એવો તારો કોઠાર સારા મનુષ્યોના સ્વાધીનમાં રાખવો; અને તારે ધન તથા ધાન્ય સંપાદન કરવા માટે પ્રયત્ન કરવો.[૧૭] તારા યુદ્ધકુશળ યોદ્ધાઓએ નિત્ય ઉદ્યમ પરાયણ રહેવું તથા ઘોડાઓને શિક્ષણ આપવાની કળામાં કુશળતા મેળવવી.[૧૮] હે કુરુ કુલનંદન યુધિષ્ઠિર! તારે કુટુંબી તથા બાંધવોની સંભાળ રાખવી, મિત્રો અને સંબંધીઓ (ભાયતો)થી વિંટળાઈને રહેવું, નગરવાસીઓનાં કાર્ય કરવામાં તથા તેઓનું હિત કરવા માટે સદા તત્પર રહેવું.[૧૯] તારી પ્રજાની સાથે તારે કેવી રીતિએ વર્તવું, એ વાત મેં તને કુતરાનું દૃષ્ટાંત આપી, સારી રીતે સમજાવી છે. હે તાત! હવે ફરી પુનઃ તને શું સાંભળવાની ઇચ્છા છે?[૨૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'सेवकनी योग्यता' ए नामनो अध्याय ११९ मो समाप्त.

## અધ્યાય ૧૨૦ મો.

### રાજાના રાજધર્મનો સાર.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભરતવંશના રાજા! રાજધર્મ જાણનારા પૂર્વના પુરુષોએ, રાજત્વના જે ધર્મો આચર્યા છે, તે રાજાઓનાં અનેક ચરિત્રો ઉપરથી સત્ય રાજધર્મ શું છે, એ તેં મને સમજાવ્યું.[૧] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! સત્પુરુષોમાં માન્ય પૂર્વકાળનો રાજધર્મ તેં મને વિસ્તારથી કહ્યો. પણ એ સર્વ સારી રીતે સ્મૃતિમાં તેમ સંક્ષેપમાં મને પુનઃ કહે.[૨]

ભીષ્મે કહ્યું;-સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવાથી, ક્ષત્રિય ધર્મ શ્રેષ્ઠ ગણાય છે અને હે રાજા યુધિષ્ઠિર! ક્ષત્રિયે પ્રાણીઓનું રક્ષણ કેવી રીતે કરવું, તે તું સાંભળ.[૩] સર્પોનું ભક્ષણ કરનારો મયૂર જેમ અનેક રંગનાં પિછાંઓ ધારણ કરે છે, તેમ રાજાએ પણ પોતાનો ધર્મ બજાવવાને અનેક પ્રકારનાં રૂપ-રંગ ધારણ કરવાં.[૪] જે રાજા ક્રૂરતા, કુટિલતા, અભયપ્રદાન, સત્ય અને સરળતા, એ સર્વનો મધ્યવર્તી થઈને, સત્વગુણનો આશ્રય કરે છે, તે રાજા સુખી થાય છે.[૫] કાર્ય સાધવાને જે વિષયમાં જેવું રૂપ હિતકારી જણાય, તેવું રૂપ રાજાએ ધારણ કરવું. (અનુગ્રહ કરતી વખતે શાંતિ અને દંડ કરતી વખતે ક્રૂરતા દર્શાવવી-રંગ જોઈને ઉગ્રપણું કે નમ્રપણું બતાવવું.) જે રાજા ઘણાં રૂપ ધારણ કરી શકે છે, તે ઝીણામાં ઝીણું કાર્ય કરવામાં પણ વિજયી નીવડે છે.[૬] શરદ્દઋતુમાં મોર જેમ મૌન ધરી રહે છે, તેમ રાજાએ પણ રાજકીય વિચારોમાં મૌન ધારણ કરવું. થોડું બોલવું અને થોડું બોલવું તે મધુરું બોલવું. પોતાના મોભ્ભા પ્રમાણે સારા વસ્ત્રાલંકાર પહેરી દેખાવડા રહેવું; શાસ્ત્રોમાં કુશળતા મેળવવી.[૭] જેમ તળાવનાં પાણી ઉભરાઈને બહાર ફેલાઈ જાય ત્યારે તેમાંથી રક્ષણ કરવા માટે પુસ્તાઓ બાંધી, લોકો ઘરોની અને ખેતરોની રક્ષા કરવામાં સાવધ રહે છે; તેમ જે દરવાજામાંથી ભય આવવાનો સંભવ હોય, તે દરવાજાને મજબૂત કરવામાં રાજાએ સાવધ રહેવું. મનુષ્યો જેમ પર્વતોના પાણીથી બનેલી મહાનદીઓનો આશ્રય કરે છે, તેમ રાજાએ સિદ્ધ એવા બ્રાહ્મણોનો આશ્રય કરવો. જેમ ધર્મઢોંગીઓ માથે જટા વગેરે રાખે છે, તેમ ધનની કામનાવાળા રાજાએ પણ (પોતાની ધારણા પાર પાડવા માટે) ઢોંગીની પેઠે વર્તવું.[૮] નિત્ય દંડને ઉગામતા રહેવું (અર્થાત્ અપરાધીને શિક્ષા કરતા રહેવું); અને પાકટ તાડવૃક્ષના એક ભાગમાં છેદ કરીને, તેમાંથી જેમ રસ લેવામાં આવે છે, તેમ સાવધપણે લોકોની આવક તથા ખર્ચ જાણ્યા પછી, તેના પ્રમાણમાં લોકો પાસેથી કર વસુલ કરવો. (પરંતુ રસને માટે જેમ શેરડીનો સમ્પૂર્ણ રસ ચુંસી લઈ, તેનો સમૂળગો નાશ કરવામાં આવે છે, તેમ પ્રજાનો નાશ કરવો નહિ.)[૯] રાજાએ પોતાની પ્રજાપ્રતિ સદાય સમદૃષ્ટિ રાખવી; હેદલસેનાથી ચઢાઈ કરી શત્રુઓના દેશમાંના ધાન્યનો નાશ કરવો; મોટા રાજાને સહાયતા રાખીને શત્રુનો નાશ કરવો અને પોતાની નિર્બળતાના મૂળનું પણ અવલોકન કરતા રહેવું;[૧૦] શત્રુના દોષોને ઉઘાડા પાડવા; શત્રુપક્ષના લોકોનો સંહાર કરવો; વનમાંથી જેમ પુષ્પોને ચુંટવામાં આવે છે તેમ (મૃગયા વગેરેના મિષથી) બહાર પડી, શત્રુઓપર સ્વારીઓ કરી ધન એકઠું કરવું.[૧૧] પર્વતની પેઠે અચળ અને ઉન્નત માથાં કરીને બેઠેલા સમર્થ રાજાઓનો નાશ કરવો; અને તે કાર્ય કરવા માટે કોઈ પણ જાણે નહિ તેવી રીતે સમર્થ રાજાના સામંતો અને સૈન્યને ફોડવા અને ગુપ્ત રીતે, શત્રુના નગરમાં અચાનક પ્રવેશ કરી, તેની સાથે યુદ્ધ કરવું.[૧૨] મોર, વર્ષાઋતુમાં જેમ નિર્જન પ્રદેશમાં બેસી રહે છે, તેમ રાજાએ પણ રાત્રીમાં રણવાસમાં રહેવું અને મોરની પેઠે ગુપ્તપણે સ્ત્રીઓનો સહવાસ કરવો![૧૩] શરીર ઉપરથી કવચને ઉતારવું નહિ; પોતે પોતાનું રક્ષણ કરવું અને શત્રુના દૂતો અને એલચીઓએ પાથરેલી જાળોને કાપી નાંખવી![૧૪] અથવા તો (સમય સમજી)

સત્રુની સાથે પ્રીતિ કરવી અને પછી સમય જોઇને એકાંત સ્થળમાં તેઓનો નાશ કરવો! કુટિલની સાથે કુટિલ થવું અને ક્રોધે ભરાયલા (કુડકપટ કરનારા) અને અત્યંત ઝેરી શત્રુઓનો, મયુર જેમ પોતાના વેરીઓનો નાશ કરે છે, તેમ નાશ કરવો;[૧૫] તેનાં સૈન્યનો નાશ કરવો અને તેઓને તેમના દેશમાંથી હાંકી કાઢવા. (પછી પોતાના પક્ષના મહાબળવાન્ અમાત્ય વગેરેને ત્યાં સુબા વગેરે પદે બેસાડવા). રાજાએ સદાય મોરની પેઠે પોતાનું હિતકાર્ય કરવું. સર્વ પાસેથી ઉત્તમ વિચારને ગ્રહણ કરવા. ટીડ જેમ ગહન પ્રદેશમાં તૂટી પડે છે, તેમ શત્રુના દેશપર તૂટી પડવું![૧૬] મયૂર જેમ પોતાના સ્થાનનું રક્ષણ કરે છે તેમ બુદ્ધિમાન્ રાજાએ પોતાના રાજ્યનું પાલન કરવું અને પોતાને હિતકર નીતિગ્રહણ કરવી.[૧૭] બુદ્ધિવડે અમુક કાર્ય કરવું છે આવો નિયમ રાખવો અને બીજાઓનો વિચાર સાંભળ્યા પછી, કાર્યાકાર્યનો નિર્ણય કરવો. શાસ્ત્રીય બુદ્ધિવડે અમુક માર્ગ ઉપર જવું છે કે ન જવું, તેનો નિશ્ચય કરવો. આ રાજાનું કર્તવ્ય છે.[૧૮] વળી રાજાએ અનુરંજનથી શત્રુના મનમાં વિશ્વાસ બેસાડવો; પણ નિત્ય પોતાની શક્તિનો વિચાર કરવો તથા ભૂત અને ભવિષ્યનો વિચાર કરીને, ઉહાપોહ કરવામાં કુશળ એવી બુદ્ધિવડે કાર્યાકાર્યનો નિર્ણય કરવો.[૧૯] 'ભાઈ, બાપા' વગેરે કહીને અનુરંજન કરવાની રીતિમાં કુશળતા, તેમ બુદ્ધિમત્તા અને કાર્ય તથા અકાર્યને જાણીને તેનો પ્રયોગ કરવાનું ચાતુર્ય, આ ગુણ રાજામાં હોવા જ જોઇએ. ડાહ્યા અને મહા બુદ્ધિમાનને ખાસ ઉપદેશની કાંઈ આવશ્યકતા જ નથી.[૨૦] જે બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન હોય છે, તેનાથી વખતે જો નિંદારૂપ કાર્ય થઈ જાય તોપણ, પાણીમાં નાંખેલું તપેલું જાતવંત લોઢું જેમ શાંત પડે છે, તેમ તે છેવટે પોતાના સ્વભાવપર આવે છે.[૨૧] રાજાએ પોતાનાં અને પરનાં સર્વે કાર્યો શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે કરવાં.[૨૨] અર્થશાસ્ત્રને જાણનારા રાજાએ મૃદુ સ્વભાવના, બુદ્ધિમાન્ અને શૂરવીર તથા બીજા મહા બળવાન્ પુરુષોને, પોતાનાં કાર્યો કરવા ઉપર નિમવા;[૨૩] અને તે સર્વેને પોતપોતાની યોગ્યતાવાળાં કાર્યોમાં જોડાયલા જોયા પછી, વિશાળ એવી તંત્રી (વીણા) જેમ જૂદા જૂદા સ્વરોને અનુસરે છે, તેમ તે સર્વેને અનુસરવું.[૨૪] ધર્મમાં વિરોધ ન આવે તે રીતે રાજાએ સર્વેનું પ્રિય કરવું. "આ અમારો રાજા છે!" એવું જે રાજાની પ્રજાને અભિમાન થાય છે, તે રાજા પર્વતની પેઠે અચળ રહે છે![૨૫] સૂર્ય જેમ પોતાનાં વિશાળ કિરણો હુંમેશા સમાનપણે નીચેના લોક ઉપર ફેંકે છે, તેમ રાજાએ પક્ષપાત રહિત રાજકીય કાર્યો કર્યા કરવાં અને તે રાજકીય કાર્ય કરતી વખતે-ન્યાય છણતી વખતે, પ્રિય તથા અપ્રિય બન્નેને સમાન ગણીને ધર્મનું જ-ન્યાયનું જ રક્ષણ કરવું; અર્થાત્ સર્વને અદલ ઇન્સાફ આપવો![૨૬] કુલ, પ્રકૃતિ તથા દેશના ધર્મને જાણનારા, કોમળતાથી વાતચિત કરનારા, મધ્યમ વયમાં (યુવાવસ્થામાં) નિર્દોષ જણાયલા, હિતકાર્ય કરનારા, નિર્ભય, લોભ રહિત, સુશિક્ષિત, દમનશીલ, ધર્મમાં પરમ નિષ્ઠા રાખનારા અને ધર્મની તથા અર્થની રક્ષા કરનારા પુરુષોને રાજાએ રાજ્યનાં સર્વ કાર્યો ઉપર નિમવા.[૨૭-૨૮]

એ નીતિએ રાજાએ સાવધ રહીને, કોઇપણ કાર્યનો આરંભ કરવો અને તેની સમાપ્તિપર્યંત તેનું નિરીક્ષણ કરવું. દૂતોદ્વારા સર્વ કાર્યો જાણવાં અને પછી પ્રસન્નતાથી રહેવું.[૨૯] જે રાજા વિનાપ્રયોજને ક્રોધ કરતો નથી, તેમ વિનાપ્રયોજને હર્ષ બતાવતો નથી, અર્થાત્ જેના ક્રોધ તથા હર્ષ સફળ હોય છે, જે જાતે રાજકીય કાર્યોનું અવલોકન કરે છે અને આવક જાવકની જાતે દેખરેખ રાખે છે, તે રાજાને વસુંધરા પોતે જ ધન આપનારી થઈ પડે છે![૩૦] જે રાજાનો અનુગ્રહ સ્પષ્ટપણે જણાય છે, જેનો નિગ્રહ પણ યથાર્થ હોય છે ને જે પોતાનું અને દેશનું રક્ષણ કરે છે, તે જ રાજા રાજધર્મને જાણનારો છે.[૩૧] ઉદય પામેલો સૂર્ય જેમ નિત્ય કિરણોવડે જગતનું અવલોકન કરે છે, તેમ રાજાએ નેત્રવડે નિત્ય રાષ્ટ્રનું અવલોકન કરવું; દૂતો પોતાનાં કાર્યમાં કુશળ છે કે કેમ, તેની જાતે તપાસ રાખવી અને પોતાની જ બુદ્ધિવડે વિચાર કરીને વર્તવું.[૩૨] રાજાએ જરૂર હોય ત્યારે જ પ્રજા પાસેથી કરરૂપે ધન લેવું. તેમ તે પોતે કીયા કારણથી કર મૂકે છે, તે બરાબર કોઈને જણાવવું નહિ. બુદ્ધિમાન્ પુરુષ જેમ દરરોજ નિયમ પ્રમાણે ગાયને દોહ્ય છે, તેમ રાજાએ પણ દરરોજ રાજ્યમાંથી દોહન કરવું.[૩૩] ભ્રમર જેમ અનુક્રમે પુષ્પોમાંથી મધનો સંગ્રહ કરે છે, તેમ રાજાએ પણ ક્રમે ક્રમે પ્રજાની પાસેથી ધન લઈને તેનો સંગ્રહ કરવો![૩૪] રાજ્યનાં સૈન્યનો અને રાજ્યના અધિકારીઓ વગેરેનો પગાર આપતાં તથા રાજ્યનું રક્ષણ કરતાં જે ધન બાકી રહે, તે ધનને ધર્મમાં તથા મોજશોખના કામમાં વાપરવું; પરંતુ શાસ્ત્રવેત્તા સમજુ રાજાએ, પોતાના સંગ્રહમાંનું ધન (આપત્તિ વગર, કદી પણ) વાપરવું નહિ.[૩૫] થોડું પણ ધન મળતું હોય તો તેની અવગણના કરવી નહિ; શત્રુ શક્તિહીન હોય, તોપણ તેને નિર્માલ્ય ગણવો નહિ; બુદ્ધિવડે પોતાનું સ્વરૂપ-સ્થિતિ કેવી છે તે જાણવું; અને મૂર્ખ પુરુષોનો વિશ્વાસ કરવો નહિ.[૩૬] સ્થિરતા, નિપુણતા, સંયમ, બુદ્ધિ, આરોગ્ય, ધૈર્ય, શૌર્ય અને દેશકાળનો વિચાર કરી શાની જરૂરીયાત છે, તેપર લક્ષ આપવું. આ આઠ ગુણો થોડાં અથવા તો ઘણાં

ધનની વૃદ્ધિ કરનારા છે.[૩૭] થોડો અગ્નિ પણ ઘી રેડવાથી વૃદ્ધિ પામે છે; એક બીજમાંથી હજારો બીજ ઉત્પન્ન થાય છે; માટે રાજાએ આવક તથા ખર્ચની સંખ્યા મોટી જાણીને, થોડા ધનની પણ અવગણના કરવી નહિ. (અર્થાત્ આટલા ધનથી શું થનાર છે, આવો વિચાર કદી પણ કરવો નહિ.)[૩૮] શત્રુ, બાળક કે તરુણ કે વૃદ્ધ હોય તોપણ તે, પ્રમાદમાં રહેનારા પુરુષનો નાશ કરી નાંખે છે! નિર્માલ્ય દેખાતો શત્રુ, બળવાન્ થાય છે, ત્યારે તે (બળવાન્) રાજાનો નાશ કરે છે! એટલા માટે જે રાજાને સમય જોઈને વર્તવાનું જ્ઞાન હોય છે, તે રાજા શ્રેષ્ઠ ગણાય છે.[૩૯] શત્રુ દુર્બળ હોય કે બળવાન્ હોય, પણ જો તે ખારીલો (દ્વેષી) હોય છે તો તે પોતાના શત્રુની કીર્તિનો નાશ કરે છે, ધર્મમાં અવરોધ નાંખે છે અને ધન સંપાદન કરવાની તેની મહાન્ શક્તિનો પરાભવ કરે છે. એટલા માટે મનને અંકુશમાં રાખનાર રાજાએ, જ્યારે માથાપર શત્રુ હોય ત્યારે, કદી અસાવધ (નિર્ભયપણે) રહેવું નહિ![૪૦] ધનનો ખર્ચ, આવક, સંગ્રહ અને રાજ્યકારભાર વ્યવસ્થા-આ બધાંનો વિચાર કર્યા પછી, બુદ્ધિમાન્ રાજાએ યુદ્ધ કરવું કે સલાહ કરવી-એ બેમાંથી એક કરવું; અને તેનો વિચાર કરવા માટે બુદ્ધિમાન્ મંત્રીની સલાહ લેવી.[૪૧] જાજ્વલ્યમાન બુદ્ધિ, બળવાનને નિર્બળ કરે છે; વૃદ્ધિ પામતા બળનું, બુદ્ધિ રક્ષણ કરે છે; વૃદ્ધિ પામતા શત્રુને પણ બુદ્ધિથી દુઃખી કરી શકાય છે. એટલા માટે જે કાર્ય બુદ્ધિ અનુસાર કરવામાં આવે છે, તે કાર્યનાં જ વખાણ થાય છે.[૪૨] ધીર અને દોષરહિત રાજા, સર્વ કામનાઓની ઇચ્છા કરે છે, તો તે થોડા સૈન્યની સહાયથી જય મેળવી શકે છે; પરંતુ જે રાજાની આસપાસ ખુશામતિયાઓ હોય છે અને તેની ખુશામત કર્યા કરે છે, તે રાજા થોડું પણ શ્રેય સંપાદન કરી શકતો નથી.[૪૩] તે માટે રાજાએ માયાળુપણાથી યોગ્ય કર પ્રજાની પાસેથી લેવો. જે રાજા લાંબા સમય સૂધી પોતાની પ્રજા ઉપર જુલમ ગુજારે છે, તે રાજા ક્ષણભર રહેનારી વીજળીના ચમકારાની માફક ચમકી નાશ પામે છે.[૪૪] વિદ્યા, તપ અને પુષ્કળ ધન, આ સર્વ પુરુષાર્થથી મેળવી શકાય છે. પ્રત્યેક દેહધારીએ બુદ્ધિપૂર્વક પુરુષાર્થ કરે છે, માટે પુરુષાર્થને શ્રેષ્ઠ જાણવો.[૪૫] મનુષ્ય દેહમાં, તેજસ્વી ઘણા બુદ્ધિમાન્ પ્રાણીનો નિવાસ છે-જેવા કે ઇંદ્ર, વિષ્ણુ અને સરસ્વતી. તે માટે વિદ્વાને પોતાના તેમ જ પારકાના દેહને નાહક દુઃખ દેવું નહિ.[૪૬]

જે મનુષ્ય લોભી હોય, તેને નિત્ય કંઇક આપીને વશ કરવો. લોભી પુરુષ નિત્ય પારકું ધન મેળવ્યા છતાં પણ સંતોષ પામતો નથી. સર્વે લોકોને વૈભવો ભોગવવાનો લોભ હોય છે; પણ જે મનુષ્ય નિર્ધન હોય છે, તે ધર્મનો તથા કામનો ત્યાગ કરે છે.[૪૭] લોભી મનુષ્ય પરાયા ધનની, વૈભવોની, પુત્રોની, સ્ત્રીઓની અને સમૃદ્ધિની, એમ સર્વ પદાર્થની ઇચ્છા કરે છે. આ જગતમાં લોભી મનુષ્યમાં સર્વ દોષો ભરેલા હોય છે. એટલા માટે રાજાએ લોભી મનુષ્યને પોતાની પાસે મંત્રી અથવા સરદાર તરીકે રાખવો નહિ.[૪૮] બુદ્ધિમાન્ રાજાએ (બુદ્ધિમાન્ મનુષ્યના અભાવે, જરૂર પડે તો) સાધારણ બુદ્ધિવાળા મનુષ્યને રોકી, શત્રુની હીલચાલ તપાસાવવી અને તે ઉપર બુદ્ધિમાન રાજા, વિચાર કરી વર્તે છે, તો તે શત્રુઓના આરંભોનો તથા સર્વ કાર્યનો નાશ કરી શકે છે![૪૯] હે પાંડવ! જે રાજા ધર્મવેત્તા વિદ્વાન બ્રાહ્મણો પાસેથી જ્ઞાન મેળવે છે, જે મંત્રીઓથી રક્ષાયલો હોય છે, વિશ્વાસપાત્ર અને કુલિન હોય છે, તે રાજા પોતાના સામંતો અને ખંડીઆ રાજાઓને વશ રાખી શકે છે![૫૦]

હે યુધિષ્ઠિર! શાસ્ત્રમાં કહેલા રાજાના ધર્મો મેં તને સંક્ષિપ્તમાં કહ્યા; તેને તું તારી બુદ્ધિવડે ધ્યાનમાં રાખ! જે રાજા ગુરુની પાસેથી આ રાજધર્મને જાણે છે અને તે પ્રમાણે વર્તે છે, તે રાજા પૃથ્વીનું પાલન કરવાને સમર્થ થઇ શકે છે.[૫૧] જે રાજા નીતિને માર્ગે નહિ, પરંતુ હઠથી, દૈવપ્રાપ્ત સુખ મેળવવાની ઇચ્છા કરે છે, તે રાજાનું પરિણામ સારું આવતું નથી; તેમ તેને ઐહિક-રાજ્યનું સર્વોત્તમ સુખ અને પારલૌકિક-સ્વર્ગનું સુખ મળતું નથી.[૫૨] સંધિ, વિગ્રહ આદિ રાજકીય ગુણોમાં સાવધાન રહેનારો રાજા, ધનાઢ્ય, બુદ્ધિમાન, શીલસંપન્ન, ગુણી અને યુદ્ધમાં જેઓનાં પરાક્રમ જોવામાં આવ્યાં હોય તેવા શત્રુઓને, પોતાના પક્ષમાં લઇને, થોડા જ સમયમાં તે શત્રુને મારી શકે છે![૫૩] રાજાએ પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે, અનેક જાતની યુક્તિઓથી, (કાર્યસિદ્ધિના) ઉપાયો શોધી કાઢવા, પરંતુ અવળે માર્ગે બુદ્ધિને દોડાવવી નહિ અને દૈવ ઉપર ભરોસો રાખીને બેસી રહેવું નહિ. જે પુરુષ અસાવધ પુરુષોના દોષ જોયા કરે છે (અને પોતે તે અસાવધતાનો લાભ લેતો નથી), તે પુરુષ ઉત્તમ રાજ્યલક્ષ્મી, વિસ્તાર પામેલો યશ અને ધન મેળવી શકતો નથી.[૫૪] બે મિત્રો પરસ્પર પ્રીતિથી જોડાઇને એક કાર્ય કરવા પાછળ લાગ્યા હોય, તે બન્નેમાંથી જે એક મિત્ર મહાન્ કાર્યનો ભાર માથે લે છે, તેનાં વિદ્વાન્ મનુષ્ય વખાણ કરે છે.[૫૫] હે યુધિષ્ઠિર! મેં તને રાજધર્મોનો સાર સંક્ષિપ્તમાં કહ્યો; તે ધર્મોનું તું

આચરણ કર; અને મનુષ્યોની રક્ષા કરવામાં મનને પરોવ. તેમ કરવાથી તને સુખે કરીને પુણ્યફળ મળશે; કારણ કે રાજધર્મ આચરવાથી સર્વે સુખકારક પુણ્યલોકો મળે છે.[૫૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'राजधर्म कथन' ए नामनो अध्याय १२० मो समाप्त.

## અધ્યાય ૧૨૧ મો.

### દંડ એટલે શું?

યુધિષ્ઠિરે પૂછયું;–હે પિતામહ! આપે મને સનાતન રાજધર્મ સંપૂર્ણ રીતે કહ્યો. હે પ્રભુ! દેવતાઓ, ઋષિઓ, મહાત્માઓ, પિતૃઓ, યક્ષો, રાક્ષસો, પિશાચો, સાધ્ય દેવો, જગતનાં સર્વ પ્રાણીઓ, પશુ પક્ષીની યોનિમાં રહેલાં પ્રાણીઓ, એ સર્વનો ઈશ્વર, મહાદંડ છે! દંડ સર્વત્ર વ્યાપક છે; કલ્યાણકર્તા છે અને એ દંડને આધારેજ આ સર્વ જગત્ ટકી રહેલું છે. તેં મને કહ્યું છે કે, સુર, અસુર અને મનુષ્યો સહિત આ સ્થાવર જંગમાત્મક સર્વ જગત્ દંડનો ગુલામ–દાસ છે![૧-૪] માટે હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હું યથાર્થ રીતે જાણવાની ઇચ્છા રાખું છું કે, એ દંડ કોણ છે? તેનો આકાર કેવો છે? તેનું રૂપ કેવું છે? તેનો સ્વભાવ કેવો છે?[૫] તે શાનો બનેલો છે? તેની ઉત્પત્તિ કયાંથી છે? તેની મૂર્તિ કેવી છે? તેનું તેજ–પ્રતાપ કેવો છે? તે પ્રાણીઓમાં કેવી રીતે સાવધ રહી જાગ્રત રહે છે?[૬] જાગ્રત રહીને પૂર્વાપર આખા જગતનું પાલન કરનારો એ કોણ છે? જગતના આરંભમાં આ દંડ કોણ હતો? કોને આધારે રહેલો છે? તેની ગતિ શી છે?[૭]

ભીષ્મે કહ્યું;–હે કુરુકુળના રાજા! આ દંડ કોણ છે અને તેને વ્યવહાર* શા માટે કહેવામાં આવે છે તે સાંભળ. જેના ઉપર આ સર્વ જગતનું સર્વ સુખ અવલંબી રહેલું છે, તેનું નામ દંડ.[૮] દંડ! સર્વને ધર્મ માર્ગમાં ચલાવે છે.† હે મહારાજ! એનું નામ વ્યવહાર છે. આ જગતમાં સાવધપણાથી રહેનારા ધર્મનો નાશ ન થાય, એટલા માટે રાજાને દંડની જરૂર છે.[૯] વાદી પ્રતિવાદીના સંપૂર્ણ લાભ સાચવનાર અને પરધનાદિકનો 'અવહાર' કહેતાં અપહરણ જે થવા દેતું નથી, તેનું નામ 'વ્યવહાર' કહેવાય છે. આ 'વ્યવહાર' પૂર્વે, મનુએ સૌથી પ્રથમ ધર્મશાસ્ત્રમાં કહ્યો છે કે,–[૧૦] જો રાજા, પોતાનાં પ્રિય પુરુષનો અથવા તો અપ્રિય રાજાના કે ઇશ્વરના દંડનો ભય મનુષ્યને ન હોય તો કોઇ પણ મનુષ્ય નીતિને માર્ગે ચાલે નહિ. પક્ષપાત રાખ્યા વગર દંડનો યથાવિધિ ઉપયોગ કરીને પ્રજાનું રક્ષણ કરે છે, તે દંડ ધર્મરૂપ ગણાય છે.[૧૧] હે રાજા! મેં તને જે મનુનું વચન કહ્યું, તે બ્રહ્માનું મહાવચન છે. બ્રહ્માએ સૌથી પ્રથમ આ વચન કહ્યું હતું, તેથી તેને પ્રાગ્ વચન કહેવામાં આવે છે અને તેથી તેને 'વ્યવહાર' અથવા દંડ ધર્મ કહેવામાં આવે છે.[૧૨-૧૩] જો દંડનો નિત્ય યથાર્થ રીતે ઉપયોગ કરવામાં આવે, તો તેથી ત્રિવર્ગનો એટલે ધર્મનો, અર્થનો અને કામનો લાભ થાય છે. દંડ એ પરમ દૈવત છે! તેનું સ્વરૂપ બળતા અગ્નિના જેવું છે.[૧૪] શ્યામ કમળના પાંદડા જેવું શ્યામ રંગનું તેનું વર્ણ છે. તેને ચાર દાઢ છે.‡ ચાર ભુજાઓ છે.§ આઠ ચરણ છે.‖ તેને અનેક નેત્રો છે.¶ તેના કાન શંકુ જેવા છે (અર્થાત્ શંકુની પેઠે અવશ્ય શ્રવણ કરે તેવા છે) અને તેના માથાના કેશ ઉભા છે.[૧૫] તે જટાધારી છે (અર્થાત્ અનેક સંદેહોથી જટિલ છે) અને તેને બે જીભ છે,$ તેનું મુખ તામ્ર રંગનું છે, શરીર ઉપર મૃગરાજનાં ચર્મને ધારણ કર્યું છે. દુઃખે કરીને ધારણ થઈ શકાય એવો એ દંડ, નિત્ય મેં કહેલા ઉગ્ર રૂપને ધારણ કરે છે.[૧૬-૧૭] વળી એ દંડ તરવાર, ધનુષ, ગદા, શક્તિ, ત્રિશૂળ, મુદ્ગર, બાણ, મુશળ, પરશુ, ચક્ર, પાશ, દંડ ઋષ્ટિ, તોમર, વગેરે જે કંઇ શસ્ત્રો છે, તે સર્વ શસ્ત્રોનું સ્વરૂપ ધારણ કરે છે અને સર્વોત્મા એવો દંડ, જગતમાં મૂર્તિમાન્ થઈને ફરે છે![૧૮] અપરાધી પુરુષોને ભેદતો, છેદતો, પીડતો, કાપતો, ચીરતો, ઘાત કરતો તથા સન્મુખ દોડતો એવો દંડ, પૃથ્વીતલ ઉપર વિચરે છે.[૧૯] અસિ (તરવાર), વિશનસ (પહોળી જાડાં ફણાંવાળી એક જાતની તરવાર), ધર્મ, તીક્ષ્ણવર્મા (ક્રોધ), દુરાધર, શ્રીગર્ભ, વિજય, શિક્ષા કરનાર, વ્યવહાર,

---

* વ્યવહાર એટલે કાયદો અને ન્યાય.

† દંડના બે પ્રકાર છેઃ પ્રત્યક્ષ અને પરોક્ષ. પ્રત્યક્ષ દંડ તે રાજાના હાથમાં; પરોક્ષ દંડ ઇશ્વરને આધીન છે.

‡ કેટલાએકનું માનભંગ, કેટલાએકનું ધનહરણ, કેટલાએકનાં અંગ છેદન ને કેટલાએકને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવે છે. આ ચાર જાતની શિક્ષા ઉપરથી દંડને ચાર દાઢ છે, એમ કહેવામાં આવ્યું છે.

§ પ્રજા અને સામંતોની પાસેથી કર લેવો; ખોટી રીતે અર્થીએ ધનને માટે જે દાવો માંડયો હોય તેની પાસેથી બમણું ધન લેવું; મિથ્યાવાદી પ્રતિવાદીની પાસેથી સમાન દ્રવ્ય લેવું; કદર્ય એવા ધનાઢય બ્રાહ્મણની પાસેથી સર્વે ધન લઈ લેવું–આ ચાર વિષયો ચાર ભુજારૂપ છે. ‖ આવેદન, ભાષા, સંપ્રતિપત્તિ, મિથ્યોતર, કારણોત્તર, પ્રાડ્.ન્યાય, પ્રતિભૂક્રિયા અને ફળસિદ્ધિ, આ આઠ ચરણવડે દંડ ચાલે છે, તેથી આઠ ચરણ. ¶ રાજા, અમાત્ય, પુરોહિત, પર્ષદ વગેરે રાજકીય પુરુષો રાજ્યનો કારભાર જોવાનું કાર્ય કરનારા હોવાથી દંડને બહુ નેત્રવાળો કહ્યો છે. $ વાદી પ્રતિવાદીનાં વાકયો વિરુદ્ધ હોવાથી તેમાંથી સાર ખેંચી બંનેને ન્યાય–ખોટાને ખોટા અને ખરાને ખરા કહે છે, તેથી તેને બે જીભની ઉપમા આપવામાં આવી છે.

સનાતન (અનાદિ શાસ્ત્ર), (વેદના ભાગરૂપ) બ્રાહ્મણ તેમ જ મંત્ર, પ્રતિકાર, આદ્ય શાસ્તા (શિક્ષાના નિયમો ઘડનારાઓમાં પ્રથમ), ધર્મનું વ્યાખ્યાન કરનારાઓમાં શ્રેષ્ઠ—ન્યાયાધીશ, ધર્મપાલ, અક્ષર, દેવ, સત્યગામી, નિત્યગતિ, અગ્રજ, અસંગ, રુદ્ર પુત્ર, જ્યેષ્ઠ, મનુ, શિવંકર (કલ્યાણ કરનાર)—આટલાં હે યુધિષ્ઠિર! દંડનાં નામ છે.૨૦–૨૨ દંડ, ભગવાન્ વિષ્ણુ કહેવાય છે, નારાયણ કહેવાય છે, પ્રભુતા અને નિત્ય મહા ભયંકર સ્વરૂપને ધારણ કરનાર હોવાથી 'મહાપુરુષ' કહેવાય છે.૨૩ તેની ગૃહિણી–દંડનીતિનાં નામો આ પ્રમાણે છે;–બ્રહ્મકન્યા, લક્ષ્મી, વૃત્તિ, સરસ્વતી ને જગદંબા! એ દંડનીતિનાં અનેક રૂપો છે.૨૪ વળી, હે કુરુકુલોત્પન્ન યુધિષ્ઠિર રાજા! અર્થ ને અનર્થ; સુખ ને દુઃખ; ધર્મ ને અધર્મ; બળ ને અબળ; દુર્ભાગ્ય ને ભાગ્ય; પુણ્ય ને પાપ; ગુણ ને દોષ;૨૫ કામ ને અકામ; ઋતુ ને માસ; રાત્રિ, દિવસ ને ક્ષણ; અપ્રમાદ ને પ્રમાદ; હર્ષ ને ક્રોધ; શમ ને દમ;૨૬ દૈવ ને પુરુષાર્થ; મોક્ષ ને અમોક્ષ (બંધ); ભય ને અભય; હિંસા ને અહિંસા; તપ, યજ્ઞ ને સંયમ; વિષમય અન્ન અને આરોગ્ય આપનારું અન્ન;૨૭ આદિ, મધ્ય ને અંત કાર્યનો પ્રપંચ, મદ, પ્રમાદ;* દર્પ, દંભ, ધૈર્ય; ન્યાય ને અન્યાય; અશક્તિ ને શક્તિ; માન ને અપમાન; વ્યય (ક્ષીણતા) ને અવ્યય; વિનય; વિસર્ગ (દાન); કાળ ને અકાળ;૨૮–૨૯ અસત્ય ને સત્ય; જ્ઞાનીપણું; શ્રદ્ધા ને અશ્રદ્ધા; નપુંસકપણું, વ્યવસાય (વ્યાપાર); નફો ને તોટો; જય ને પરાજય;૩૦ તીક્ષ્ણતા ને મૃદુતા; મૃત્યુ; આગમ ને અનાગમ; વિરોધ ને અવિરોધ; કાર્ય ને અકાર્ય; બળ ને અબળ;૩૧ અસૂયા (ઇર્ષ્યા) ને અનસૂયા; ધર્મ ને અધર્મ; લજ્જા અને નિર્લજતા; હ્રી; સંપત્ ને વિપદનું સ્થાન; તેજ, કર્મો, પાંડિત્ય, વાકયશક્તિ, તત્ત્વજ્ઞાન, આ રીતે જગતમાં દંડનાં ઘણાં સ્વરૂપો છે.૩૨–૩૩ હે યુધિષ્ઠિર! જો જગતમાં દંડ નહોત તો લોકો એક બીજાને પીસી નાંખતે; પરંતુ દંડના ભયથી લોકો એક બીજાનો નાશ કરતા નથી.૩૪ હે રાજન્! દંડવડે નિત્ય રક્ષણ કરાતી પ્રજા, રાજાની વૃદ્ધિ કરે છે. તે માટે દંડ જ પરમ શરણભૂત છે.૩૫

વળી હે રાજા! દંડ, આ સર્વ જગતને એકદમ નીતિ ધર્મની વ્યવસ્થામાં આણે છે. દંડ એ સત્યનું સ્વરૂપ છે, સત્યમાં ધર્મ સમાયલો છે અને એ ધર્મ (ધર્મનિષ્ઠ) બ્રાહ્મણોમાં રહેલો છે.૩૬ ધર્મનિષ્ઠ બ્રાહ્મણો વેદાધ્યયન કરે છે, વેદદ્વારા યજ્ઞ કરવામાં આવે છે, યજ્ઞ દેવોને પ્રસન્ન કરે છે;૩૭ દેવતાઓ પ્રસન્ન થઇને નિત્ય ઇંદ્રની પ્રાર્થના કરે છે, એટલે ઇંદ્ર (પ્રજાના ઉપર અનુગ્રહ કરવા માટે વરસાદ વરસાવીને અન્ન તથા વનસ્પતિ ઉપજાવીને) અન્ન આપે છે;૩૮ એ અન્નને આધારે સર્વ પ્રાણીઓના પ્રાણ નિત્ય ટકી રહેલા છે અને એ અન્નને આધારે પ્રજા ટકી રહી છે. એવી જે પ્રજા, તેમની ઉપર રાજદંડ જાગ્રત રહે છે.૩૯ દંડ પ્રજાનું રક્ષણ કરનારો હોવાથી, મનુષ્યોમાં ક્ષત્રિય સ્વરૂપ ધારણ કરી રહ્યો છે! પ્રજાનું રક્ષણ કરી દંડ નિત્ય જાગ્રત રહે છે, સાવધાન રહે છે અને તે કદી મરણ પામતો નથી.૪૦ એ દંડનાં બીજાં આઠ નામ છેઃ– ઈશ્વર, પુરુષ, પ્રાણ, સત્વ, ચિત્ત, પ્રજાપતિ, સર્વ ભૂતોનો આત્મા અને જીવ.૪૧ જે પુરુષની પાસે સેનારૂપી શક્તિ હોય છે તથા જેની પાસે ધર્મ, વ્યવહાર, દંડ, ઈશ્વર અને જીવરૂપ પાંચ પ્રકારની વસ્તુઓ હોય છે, તેવા પુરુષને પરમાત્મા દંડ, ધીરજ અને ઐશ્વર્ય અર્પણ કરે છે!૪૨ ઉત્તમ કુળ, બહુ ધનવાળા અમાત્યો, બુદ્ધિ તથા દેહ, ઇન્દ્રિય અને બુદ્ધિનું સામર્થ્ય, આ બધાં બળ કહેવાય છે. હે યુધિષ્ઠિર! આ સર્વ બળ તથા હવે પછી કહેવામાં આવનારું એવું આઠ પ્રકારનું બળ તથા ભંડાર વગેરેની વૃદ્ધિ કરનારું બળ, રાજાએ મેળવવું.૪૩ હાથી, ઘોડા, રથ, પાયદળ, નૌકા, વેઠિયા, દેશની પ્રજાની વૃદ્ધિ ને જૂદી જૂદી જાતનાં પશુઓનો સંગ્રહ, આમ આઠ પ્રકારનું શાસ્ત્રમાં કહ્યું છે.૪૪ સર્વ યુદ્ધ સાહિત્યથી સુસજ્જિત બળ અને કવચ પહેરી યુદ્ધને માટે તયાર થયેલું રાજાનું લશ્કર, રથીઓ, હાથીસ્વારો, ઘોડેસ્વારો, પાળાઓ, સરદારો, શરીરના અવયવના ગુણદોષ જાણનારા વૈદ્યો, ભિક્ષુકો, ન્યાયાધીશો, જ્યોતિર્વિદો, શાંતિપ્રદ અને અથર્વણ મંત્રના જાણનારાઓ, ભંડાર, મિત્ર, ધાન્ય, સર્વ જાતની સામગ્રીઓ, રાજ્યની સાત પ્રકૃતિ અને આઠ અંગ–આ સર્વને રાજ્યનું શરીર કહે છે. એમાં દંડ એ રાજ્યનું અંગ ગણાય છે અને રાજ્યની ઉત્પત્તિ કરનારો પણ (સેનનારૂપમાં રહેલો) દંડ જ છે.૪૫–૪૭ ઈશ્વરે, કારણને લીધે, પ્રયત્નથી આ જગતમાં સર્વ સાથે સમાન ભાવથી વર્તનારો દંડ, ક્ષત્રિયને આપ્યો છે અને દંડને આધીન સનાતન ધર્મ જળવાઈ રહે છે.૪૮ જેના ભયથી આ સર્વ જગત્ ન્યાયપરાયણ વર્તે તે માટે, સમ્પૂર્ણ માન આપવા યોગ્ય દંડ રાજાને સોંપ્યો છે. બ્રહ્માએ લોકોની રક્ષા કરવા માટે તથા પોતાના ધર્મનું સ્થાપન કરવા માટે, દંડરૂપી ધર્મનો સામાન્ય રીતે ઉપયોગ કરવાનું કહ્યું છે.૪૯–૫૦

વાદી તથા પ્રતિવાદીની તકરારરૂપી કારણમાં એક જૂદો વ્યવહાર ઉત્પન્ન થાય છે. વાદી તેમ જ પ્રતિ-

* મહા મદ.

વાદીમાંથી એકના કહેવા ઉપર વિશ્વાસ રાખી ન્યાય આપવો, એમાંથી ઉત્પન્ન થયલો આ વ્યવહાર હિત કરવાવાળો છે. આ વ્યવહારવડે એકનો જય તથા બીજાનો પરાજય થાય છે. બીજો વ્યવહાર છે, તેનો આત્મા વેદ છે,–અર્થાત્ તે વ્યવહાર વેદવચન-માંથી ઉપજાવી કાઢવામાં આવ્યો છે; એટલા માટે તેને વૈદિક વ્યવહાર કહેવામાં આવે છે. (આ વ્યવહાર પ્રાયશ્ચિત્તરૂપ છે અને તેનો નિર્ણય પર્ષદ–બ્રાહ્મણ સભા કરે છે.) હે નરશાર્દૂલ ! ત્રીજો વ્યવહાર કુલા-ચાર સંબંધી છે, જે શાસ્ત્રને અનુકૂળ હોય છે.*[૫૧] આ ત્રણે જાતના વ્યવહારમાં પહેલો વ્યવહાર–વાદી પ્રતિવાદીએ ઉભો કરેલો વ્યવહાર, જેમાં વાદી પ્રતિવા-દીના દાવાનું સ્વરૂપ સમજી નિર્ણય આપવાનું છે, તે રાજાને અધીન છે. આ વ્યવહારને દંડ એ નામથી અથવા સાક્ષી પુરાવાને નામે ઓળખવામાં આવે છે.[૫૨] અગરજો દંડ કરવો કે ન કરવો, એ સાક્ષી પુરાવાને આધીન છે, તેમ છતાં તેને વ્યવહારાત્મક કહેવામાં આવે છે. જેને માત્ર વ્યવહાર જ કહેવામાં આવે છે તે શાસ્ત્રને અધીન છે તથા શાસ્ત્ર વેદને અધીન છે.[૫૩]

જે વ્યવહારનું વેદમાં વર્ણન કર્યું છે, તેને સદાચાર-રૂપ અથવા ધર્મરૂપ કહેવામાં આવે છે. સદાચાર અને ધર્મને માનવાળા પુરુષોને આ વ્યવહાર હિત-કર્તા છે અને પુણ્યવંત પુરુષોએ, જેમ સામાન્ય કાય-દાઓ કહ્યા છે, તેમ આ વ્યવહાર કહ્યો છે.†[૫૪] હે યુધિષ્ઠિર ! ત્રીજા પ્રકારનો વ્યવહાર મનુષ્યોનું રક્ષણકર્તા છે. વેદમાં તે કહેવામાં આવેલો છે. તે વ્યવહાર સત્ય સ્વરૂપ છે, વૈભવને વધારનારો છે અને તે ત્રણે લોકોને ધારણ કરી રહ્યો છે![૫૫] જે દંડ છે તે સના-તન વ્યવહારરૂપ છે અને જે વ્યવહાર જોવામાં આવે છે, તે વેદમાંથી જ ઉત્પન્ન થયો છે, આવો વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે.[૫૬] વેદ–ધર્મનું, સદાચારનું અને કર્તવ્યનું–સ્વરૂપ છે અને સદાચાર તથા કર્તવ્ય પરાયણતા, એજ ધર્મ છે. પૂર્વે પ્રજાના પતિ અને પિતામહ એવા બ્રહ્મા ઉત્પન્ન થયા હતા.[૫૭] તેમણે દેવ, દૈત્ય, રાક્ષસો, મનુષ્યો, સર્પો વગેરે સર્વે લોકોને નિર્માણ કર્યા[૫૮] અને પછી વાદી તથા પ્રતિવાદીના કાર્યના નિર્ણયરૂપ વ્યવહારને રચી કાઢ્યો. તે વ્યવહારમાં તેમણે આ પ્રમાણે વચન કહ્યું કે,[૫૯]

---

* અત્ર વ્યવહાર (વિ+અવહાર) એટલે કે જેનાથી સર્વ પ્રકારનો દુરુપયોગ થતો અટકાવાય છે, તેનું નામ વ્યવહાર છે. ગુજરાતીમાં વ્યવહારને કાયદો કહેવામાં આવે છે. તેના ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા છે. પ્રથમ પ્રકારને સામાન્ય વ્યવહાર કહેવામાં આવે છે. બન્ને દીવાની અને ફોજદારી કાયદાનો આમાં સમાવેશ થઈ જાય છે; અને તેની મર્યાદા વાદીપ્રતિવાદી વચ્ચેના કલહનો નિર્ણય કરવામાં છે. આ સામાન્ય ધર્મને અહિયાં વિચિત્ર રીતે 'ભર્તૃ પ્રત્યય લક્ષણ વ્યવહાર' કહેવામાં આવ્યો છે. આનો અર્થ એમ થાય છે કે બન્ને વાદી–પ્રતિવાદીઓના કહેવા ઉપર વિશ્વાસ મૂકી, ખપ પડે તો સાક્ષી બોલાવી, નિશ્ચયાત્મક બુદ્ધિથી નિર્ણય આપવો. આ કામ રાજા જાતે અથવા તેના તરફથી નિમાયલા પ્રતિનિધિઓ બજાવે છે. આ કાર્યમાં જે શિક્ષા ફરમાવવામાં આવે છે તે દંડનું સ્વરૂપ છે. દીવાની મુકદ્દમામાં માલ મીલકત પાછી આપવામાં આવે છે અને ફોજદા-રીમાં આરોપ પૂરવાર થયે પ્રતિવાદીને અંગત શિક્ષા થાય છે. બીજા પ્રકારના વ્યવહારને વેદ–શાસ્ત્રાનુકૂલ વ્યવહાર કહે છે. આ વ્યવહાર માણસે પોતાનું વર્તન કેવું રાખવું એ ફરમાવે છે, અને તેમાં અરસ-પરસના માનસિક ધર્મ–ફરજ સમજાવેલી હોય છે. વળી એમાં મનુષ્યનો પોતાને ઉત્પન્ન કરનાર પ્રતિનો ધર્મ પણ સમાઈ જાય છે અને તેને માટે સુવ્યવસ્થિત ધર્મ–ધારા બાંધેલા હોય છે. ત્રીજા પ્રકારના વ્યવહારને કુલાચાર–કુળ–જાતિ–વર્ણ–નો આચાર અથવા રૂઢી કહે છે. જ્યાં કુલાચાર, દિવાની અને ફોજદારી કાયદાઓથી પ્રતિકૂલ હોતો નથી, અથવા વેદ–શાસ્ત્રથી વિરુદ્ધ હોતો નથી, ત્યાં તેને માન આપવામાં આવે છે. ભીષ્મપિતામહનું કહેવું એમ છે કે, કુલાચારને–રૂઢીને પણ શાસ્ત્રવિરુદ્ધ માનવી નહિ; કારણ કે કુલાચારનું બંધારણ વેદશાસ્ત્રને અનુસરીને જ જનસમાજ બાંધે છે. પહેલા પ્રકારના વ્યવહારના સંબંધમાં ભીષ્મપિતામહ નિઃસંદેહ થવા માટે વધારે સ્ફોટન કરે છે. પ્રથમ જાતના વ્યવહારની સત્તા ઈશ્વરે રાજાને સોંપેલી હોય છે. આ પર્વના ૫૯ મા અધ્યાયમાં જે વિચારો દર્શાવ્યા છે, તેથી અત્ર દર્શાવેલા સિદ્ધાંત વિરુદ્ધ જાય છે. ત્યાં ભીષ્મ કહે છે કે કૃત યુગમાં "રાજ્યે નહતું ને રાજાએ નહતો, દંડે નહતો ને દંડનો દેનારોએ નહતો. સર્વ પ્રજા ધર્મ–સત્યતાવડે જ એક બીજાનું રક્ષણ કરતી હતી." તેમ જ ૬૭ મા અધ્યાયમાં ૧૮–૧૯–૨૦ શ્લોકમાં અને ૨૩–૨૯ શ્લોકમાં ભીષ્મે કહેલી વાત પણ એજ સૂચવે છે કે, રાજા અને રાજ્ય એ મનુષ્યના સુખને માટે મનુષ્યે જ પોતે ઉત્પન્ન કરેલાં છે અને રાજા અને પ્રજાનો સંબંધ એક સાટાં જેવો–theory of contract–છે.

† આ બાબતમાં વેદ પ્રમાણ છે; અને વેદ બ્રહ્મા તરફથી વ્યક્ત કરવામાં આવ્યો છે; માટે રાજા, જયારે દિવાની કે ફોજદારી ન્યાય છણે છે અને પોતાની સદસદ્ વિચાર શક્તિ–પવિત્ર આત્મામાંથી જે સત્ય નિકળે તેના સૂચવ્યા પ્રમાણે સત્ય નિર્ણય આપી, જે દંડ ફરમાવે–શિક્ષા કરે છે, ત્યારે તે કોઇ પ્રકારનું પાપ કરતો નથી. રાજ્યના બંધારણ માટે અને જનસમાજના સુખને માટે, આ જરૂરી-યાતનું હોવાથી રાજાને કે ન્યાયાધીશને ખૂનને માટે ફાંસી, ને ચોરી આદિ માટે સખ્ત સાશન કરવાથી પાપ લાગતું નથી. મન્વાદિ ધર્મશાસ્ત્રકારોનો ઉલ્લેખ તેના સમર્થન માટે છે. અપરાધી તેનાં ખરાં ખોટાં કર્મનું જ ફળ ભોગવે છે અને આવે સ્થળે રાજા કે ન્યાયાધીશ ખોટી દયા ખાય તો તે સમગ્ર જન સમાજનું અહિત કરે છે. રાજા પોતાનો રાજકારભાર સારી રીતે ચલાવવાને માટે જે કર્મો કરે છે, એ માટે વૈષમ્ય નૈર્ઘૃણ્યનો દોષ રાજાને શિરે, આવતો નથી. ટુંકમાં મન્વાદિ શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે, જેમ રાજાએ અમલ કરેલો કાયદો બંધનકારક છે, તેમ નીતિ અને ફરજ પણ બંધનકારક છે.

✽माता पिता च भ्राता च भार्या चैव पुरोहितः ।
नादंड्यो विद्यते राज्ञो यः स्वधर्मेण तिष्ठति ॥ ६०

જે રાજા ધર્મથી પ્રજાનું પાલન કરે છે તેવા રાજાને માતા, પિતા, ભાઈ, ભાર્યા (સ્ત્રી) અને પુરોહિત (ગુરુ), આમાંનો કોઈપણ શિક્ષા કરવા યોગ્ય નહોય એવો નથી. (અર્થાત્ માતા વગેરે પણ જો અપરાધ કરે તો તેને શિક્ષા કરવી).૬૦

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'दंडनां स्वरूपादिकनुं कथन' ए नामनो अध्याय १२१ मो समाप्त.

## અધ્યાય ૧૨૨ મો.

### દંડનો જન્મ!

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર રાજા! આ દંડના વિષયમાં એક પુરાતની ઈતિહાસ આ પ્રમાણે ઉદાહરણ તરિકે છે. અંગ દેશમાં વસુહોમ નામનો એક કાંતિમાન્ પ્રખ્યાત રાજા હતો.૧ તે રાજા ધર્મવેત્તા હતો. તે પોતાની રાણી સહિત તપ કરવામાં પરાયણ રહેતો હતો. એક વખતે તે રાજા પિતૃઓ, દેવતાઓ અને ઋષિઓથી પૂજાતા મુંજપૃષ્ઠ નામના પર્વત ઉપર ગયો.૨ સુવર્ણના મેરુ પર્વતની પડોસમાં આવેલા હિમાચળના શિખર ઉપર એ મુંજપૃષ્ઠ હતું. ત્યાં મુંજ નામના વડની નીચે, રામે પોતાના કેશને જટારૂપે બાંધ્યા હતા;૩ તે સમયથી જ ઉત્તમ વ્રતનું આચરણ કરનારા ઋષિઓ, હે રાજેન્દ્ર! તે સ્થાનને મુંજપૃષ્ઠને નામે ઓળખે છે. તે પ્રદેશમાં રુદ્ર રહે છે.૪ રાજા વસુહોમ ત્યાં રહી, વેદમાં અનંત ગુણોથી ભરપૂર અને દેવર્ષિ સમાન બ્રાહ્મણોમાં માનીતો થઈ પડ્યો હતો.૫ એક સમય ઉપર શત્રુનો નાશ કરનાર અને ઈંદ્રનો માનીતો મિત્ર, ઉદાર મનનો માંધાતા રાજા, તે પર્વતવાસી રાજાની પાસે આવ્યો.૬ ઉત્તમ તપશ્ચરણ કરનારા વસુહોમ રાજાને જોઈ, તેની પાસે જઈને, રાજા માંધાતા વિનયપણાથી ઉભો રહ્યો.૭ વસુહોમ રાજાએ માંધાતાને પાદ્ય અને અર્ઘ અર્પણ કર્યાં; પછી રાજ્યનાં સાત અંગોનું કુશળ તથા નિર્વિઘ્નપણું પૂછ્યું;૮ અને છેવટે, સત્પુરુષોને માર્ગે વર્તનારા માંધાતા રાજાને, વસુહોમે પૂછ્યું કે; "હે રાજન્! તારું કયું પ્રિય કરું?"૯ ત્યારે, હે કુરુકુલોત્પન્ન યુધિષ્ઠિર! માંધાતા રાજાએ અત્યંત પ્રસન્ન થઈને, ત્યાં બેઠેલા મહા બુદ્ધિમાન્ વસુહોમ રાજાને કહ્યું.૧૦

માંધાતાએ કહ્યું;–"હે રાજા! તું બૃહસ્પતિનાં સર્વ શાસ્ત્ર જાણે છે, તેમજ હે નરશ્રેષ્ઠ! શુક્રાચાર્યનાં નીતિશાસ્ત્રને પણ તું જાણે છે.૧૧ માટે હું જાણવાની ઇચ્છા રાખું છું કે, દંડનું ઉત્પત્તિસ્થાન કિયું છે? એ દંડની પૂર્વે કોણ જાગ્રત રહે છે અને તે સર્વના કરતાં શ્રેષ્ઠ શામાટે કહેવાય છે?૧૨ દંડ ક્ષત્રિયોને તાબે શા માટે રહે છે? હે મહાબુદ્ધિમાન્ રાજા! હું શિષ્યરૂપે તને પૂછું છું, તેનું મને ઉત્તર આપ. હું તને ગુરુદક્ષિણા આપીશ."૧૩

વસુહોમે કહ્યું;–"હે માંધાતા! લોકોને નિયમમાં રાખનારા સનાતન ધર્મના આત્મારૂપ એવો દંડ, પ્રજાના વિનયની રક્ષા કરવા માટે, આ જગતમાં કેવી રીતે ઉત્પન્ન થયોછે, તે તું સાંભળ.૧૪ મેં સાંભળ્યું છે કે, કોઇક સમયે, સર્વ લોકના પિતામહ એવા ભગવાન્ બ્રહ્માને, યજ્ઞ કરવાની ઇચ્છા થઈ; પરંતુ તેણે પોતાના સમાન કોઇ પણ ઋત્વિજને દીઠો નહિ.૧૫ પછી બ્રહ્માએ ઘણાં વર્ષો સૂધી પોતાના મસ્તક વિશે ગર્ભને ધારણ કર્યો. એક હજાર વર્ષ પૂર્ણ થયાં ત્યારે બ્રહ્માને છિંક આવી અને તે ગર્ભ, મસ્તકમાંથી નીચે પડ્યો.૧૬ હે શત્રુને દમન કરનારા મહારાજા! તે ગર્ભ (છિંક આવતાં) નીચે પડ્યો, તે ઉપરથી ક્ષુપ નામનો પ્રજાપતિ થયો અને મહાત્મા બ્રહ્મદેવના યજ્ઞમાં તે ઋત્વિજ થયો.૧૭ હે શ્રેષ્ઠ રાજા! પછી પ્રજાપતિએ નમ્રતાવાળી અને શાંતિવાળી આકૃતિ ધારણ કરી યજ્ઞની દીક્ષા ગ્રહણ કરી, એટલે દંડ અદૃશ્ય થઇ ગયો!*૧૮ દંડ અદૃશ્ય થઇ જતાંજ પ્રજાને વિશે વર્ણસંકરતા થવા લાગી. કયું કાર્ય કરવા યોગ્ય છે અને કયું કાર્ય કરવા યોગ્ય નથી; શું ભોજન કરવા યોગ્ય છે અને શું ભોજન કરવા યોગ્ય નથી, એનો વિચાર નાશ પામી ગયો.૧૯ પેય તથા અપેયનો વિચાર રહ્યો નહિ; એક બીજા એક બીજાની હિંસા કરવા લાગ્યા; કયે ઠેકાણે જવું જોઇએ અને કયે ઠેકાણે ન જવું જોઇએ, તેનો પણ વિચાર રહ્યો નહિ. મિલકતની માલિકી માત્ર નામની જ રહી, અર્થાત્ લૂટાલૂટ ચાલી રહી!૨૦ કુતરાઓ જેમ માંસનું ભક્ષણ

---

✽ આ અર્થને મળતો મનુસ્મૃતિના આઠમા અધ્યાયમાં નીચે પ્રમાણે એક શ્લોક છેઃ–

पिताचार्यः सुहन्माता भार्या पुत्रः पुरोहितः।
नादण्ड्यो नाम राज्ञोऽस्ति यः स्वधर्मे न तिष्ठति।।

૧૨૧ માંના અધ્યાયના ૬૦ માં શ્લોકમાંના ચોથા ચરણમાં यः स्वधर्मेण तिष्ठति એવો પાઠ છે, તેને ઠેકાણે મનુમાં यः स्वधर्मे न तिष्ठति એમ છે. स्वधर्मेण એમ તૃતીયાંત વિભક્તિને રાજાનું વિશેષણ લગાવા કરતાં, તેનો પિતા વગેરેની સાથે અન્વય કરવાથી વર્તમાન અર્થનું ઔચિત્ય જળવાય છે.

* પિતામહ, સૃષ્ટિના આદ્ય શાસક છે. તેણે યજ્ઞ આરંભતી વખતે શાંત મૂર્તિ ધારણ કરી, ત્યારે દંડ, જે ઉગ્ર સ્વરૂપમાં રહેતો હતો, તે રહી શકયો નહિ; કેમકે શાસક શાંત મૂર્તિ હોય, ત્યારે તે ન્યાયપરાયણ વર્તી શકે નહિ.

કરવા માટે માંસને આમ તેમ ખેંચે, તેમ એક બીજા એક બીજાનું ધન લૂંટી લેવા લાગ્યા. બળવાન્, નિર્બળનો નાશ કરવા લાગ્યા. પાડપડોશીપ્રતિ સંબંધનો વિચાર જ રહ્યો નહિ!–આ રીતે ચોતરફ અમર્યાદા ચાલવા લાગી.[૨૧] તે જોઈને પિતામહ બ્રહ્મા, વર આપનારા સનાતન ભગવાન્ વિષ્ણુની પાસે ગયા અને તેમની પૂજા કરીને તેમને કહ્યું;[૨૨] "હે કેશવ! આ સમયમાં તમે કૃપા કરવાને યોગ્ય છો અને પ્રજા વર્ણસંકર ન થાય તે પ્રમાણે તમે કરો."[૨૩] તે સાંભળીને દેવોમાં ઉત્તમ તથા શ્રેષ્ઠ આયુધ*–શાર્ઙ્ગને ધારણ કરનારા ભગવાન વિષ્ણુએ ઘણી વાર સૂધી વિચાર કર્યો અને પછી પોતે પંડે દંડરૂપે થયા.[૨૪] તુરત ચોતરફ ધર્માચરણ થવા માંડયું, એટલે નીતિરૂપ સરસ્વતી દેવીએ દંડનીતિને ઉત્પન્ન કરી. તે દંડનીતિ, તુરત ત્રણે લોકમાં પ્રખ્યાત થઈ ગઈ.[૨૫] તે પછી ઉત્તમ આયુધ ધારણ કરનારા ભગવાને, પુનઃ ઘણો વખત સૂધી વિચાર કર્યો અને પછી જૂદા જૂદા દેવ સમુદાયનો એક એક ઈશ્વર (રાજા) નિર્માણ કર્યો.[૨૬] હજાર નેત્રવાળા ઇંદ્રને દેવતાઓનો ઈશ્વર (રાજા) નિર્માણ કર્યો; વિવસ્વતના પુત્ર યમને પિતૃઓનો પ્રભુ (રાજા) કર્યો;[૨૭] ધનનો અને રાક્ષસોનો રાજા કુબેરને કર્યો; મેરુને પર્વતનો રાજા કર્યો; મહાસાગરને નદીઓનો રાજા કર્યો;[૨૮] વરુણને જળનો અને અસુરોનો રાજા બનાવ્યો; મૃત્યુને પ્રાણીઓનો ને સર્વ ચૈતન્ય પદાર્થનો રાજા બનાવ્યો; અગ્નિને પ્રકાશનો રાજા બનાવ્યો;[૨૯] પ્રબળ ઇશાનને, રુદ્રોનો રક્ષણ કરનારો રાજા બનાવ્યો. એ ઈશાન–મહાદેવ, મહાત્મા, વિશાળ ત્રણ નેત્રવાળા અને સનાતન દેવ છે;[૩૦] વસિષ્ઠને બ્રાહ્મણોનો રાજા બનાવ્યો; જાતવેદસ (અગ્નિ) ને વસુઓનો રાજા બનાવ્યો; સૂર્યને તેજનો રાજા બનાવ્યો; ચંદ્રમાને નક્ષત્રોનો રાજા બનાવ્યો;[૩૧] ઔષધિ વગેરે લતાઓનો અંશુમાનને (ચંદ્રને) રાજા બનાવ્યો; બાર ભુજાવાળા વિક્રાંત અને દેવોમાં મુખ્ય કાર્તિક અથવા સ્કંધ સ્વામીને મહાદેવના હજુરીયા ભૂતનો રાજા થવાની આજ્ઞા આપી;[૩૨] સંહાર કરનારા તથા વૃદ્ધિ કરનારા કાળને-સમયને સર્વનો રાજા બનાવ્યો; તથા તેને જ (શસ્ત્ર, શત્રુ, રોગ અને ભોજન આ) મૃત્યુના ચાર વિભાગનો, સુખનો અને દુઃખનો પણ રાજા બનાવ્યો; રાજાના રાજા શૂળપાણિને (શિવને) સર્વે રુદ્રોનો રાજા બનાવ્યો, એમ શ્રુતિમાં કહ્યું છે;[૩૩–૩૪] અને પ્રજાના અધિપતિ તથા સર્વ ધર્મનિષ્ઠ પુરુષોમાં શ્રેષ્ઠ એવા બ્રહ્માના પુત્ર ક્ષુપને દંડનો રાજા બનાવ્યો.

* મૂળમાં ઉત્તમ શૂળને ધારણ કરનારા છે, પણ તેથી શંકર એવો અર્થ નહિ કરતાં શ્રેષ્ઠ આયુધ ધારણ કરનારા વિષ્ણુ સમજવા.

હવે પ્રજાપતિનો તે યજ્ઞ શાસ્રોક્ત વિધિ પ્રમાણે પૂર્ણ થઇ રહ્યા પછી, મહાદેવે ધર્મનું રક્ષણ કરનારો તે દંડ વિષ્ણુનો સત્કાર કરીને તેને અર્પણ કર્યો.[૩૫–૩૬] વિષ્ણુએ અંગિરાને સોંપ્યો; મુનિશ્રેષ્ઠ અંગિરાએ ઇંદ્ર અને મરીચિને સોંપ્યો; મરીચિએ ભૃગુને આપ્યો;[૩૭] ભૃગુએ તે ધર્મનું રક્ષણ કરનારો દંડ, ઋષિઓને આપ્યો; ઋષિઓએ લોકપાળોને અને લોકપાળોએ રાજદંડ ક્ષુપને આપ્યો હતો.[૩૮] ક્ષુપે આદિત્યના (સૂર્યના) પુત્ર મનુને આપ્યો હતો અને શ્રાદ્ધદેવ એવા મનુએ, સૂક્ષ્મધર્મના રક્ષણને માટે પોતાના પુત્રોને તે દંડ સોંપ્યો હતો.[૩૯] દંડનો ગમે તેમ ઉપયોગ કરવો નહિ. તેનો અમલ, ન્યાય અને ધર્માનુસાર વિવેકથી વર્તીને કરવો, પણ પોતાની ધૂન પ્રમાણે ન કરવો. દંડ નિર્બળના રક્ષણ માટે છે. (અપરાધમાં) સુવર્ણ વગેરે જે દંડ લેવામાં આવે છે કે મિલકત જપ્ત કરવામાં આવે છે તે તો બાહ્યક્રિયા છે, અર્થાત્ લોકોને ડરાવવા માટે છે; કંઈ તોષાખાનું ભરવા માટે નથી![૪૦] દેહનાં અંગો છેદી નાંખીને શરીરને કૂબડું કરવું, સાધારણ ગુન્હા માટે દેહાંત દંડની શિક્ષા કરવી નહિ; શરીરને પીડા કરનારી, પર્વત વગેરેના શિખર ઉપરથી નીચે ફેંકી દેવાની, દેશપાર કરવાની વગેરે શિક્ષાઓ, અલ્પ અપરાધને માટે કરવામાં આવતી નથી (પરંતુ તે મહા અપરાધની શિક્ષાઓ છે)![૪૧]

સૂર્યના પુત્ર મનુએ પ્રજાનું રક્ષણ કરવા માટે દંડ ઉત્તરોત્તર પોતાના પુત્રોને સોંપ્યો હતો અને ઉત્તરોત્તર અધિકારીના હાથમાં રહેવાથી, પ્રજાનું પાલન કરતો થકો દંડ જાગ્રત રહે છે.[૪૨] સર્વના ઉપર, ભગવાન્ ઇંદ્ર જાગ્રત રહે છે.ઇંદ્રથી વિભાવસુ (જ્વાળાવાળો) અગ્નિ, અગ્નિથી વરુણ, વરુણથી પ્રજાપતિ,[૪૩] પ્રજાપતિથી વિનયયુક્ત (એટલે વ્યવસ્થાવાળો) ધર્મ, ધર્મથી બ્રહ્માનો સનાતન વ્યવસાય–કાયદા નામનો પુત્ર,[૪૪] વ્યવસાયથી ચોતરફથી રક્ષણ કરનારું તેજ–તેજથી (દેવો અને મનુષ્યોને, ઉપયોગી ઔષધિઓ, ઔષધિઓથી પર્વતો,[૪૫] પર્વતોથી રસ, રસ અને તેના ગુણોથી નિર્ઋતિ દેવી અને નિર્ઋતિ દેવીથી જ્યોતિર્મંડળ જાગ્રત રહે છે.[૪૬] જ્યોતિર્મંડળથી વેદો, વેદોથી પ્રભુ હયગ્રીવ, પ્રભુ હયગ્રીવથી અવિનાશી અને પ્રભુ બ્રહ્મા,[૪૭] બ્રહ્માથી ભગવાન્ અને શિવ એવા મહાદેવ, મહાદેવથી વિશ્વેદેવ, વિશ્વેદેવથી ઋષિઓ,[૪૮] ઋષિઓથી ભગવાન્ સોમ, સોમથી સનાતન દેવો અને દેવોથી જગતમાં બ્રાહ્મણો જાગ્રત રહે છે, એમ તું જાણ.[૪૯] બ્રાહ્મણોથી ક્ષત્રિયો જાગ્રત રહે છે અને તે ધર્મ પ્રમાણે લોકોનું રક્ષણ કરે છે. આ જગતમાં, ક્ષત્રિયોથી સનાતન સ્થાવર જંગમ

પ્રજા જાગ્રત રહે છે;૫૦ અને તે સર્વ પ્રજા ઉપર દંડ જાગ્રત રહે છે. પિતામહ (બ્રહ્મા) સમાન કાંતિમાન્ દંડ, આ સર્વ જગતને પોતાને તાબે રાખે છે.*૫૧ હે ભરતવંશી રાજા! કાળ સ્વરૂપી દંડ, સૃષ્ટિના આરંભમાં આદિ, મધ્ય અને અંતમાં પણ જાગ્રત રહે છે. દંડ સર્વ લોકનો ઈશ્વર છે, પ્રજાપતિ છે;૫૨ મહાદેવ છે; દેવનો દેવ છે; શિવ છે; સર્વ રૂપ છે; સતત જાગ્રત રહેનાર છે; પ્રભુ છે; કપર્દીરૂપ છે; શંકર છે; રુદ્ર છે; શિવ છે;† સ્થાણુ છે; ઉમાપતિ છે. એમ આદિમાં, મધ્યમાં અને અંતમાં દંડ વિખ્યાત છે. ધર્મવેત્તા ભૂમિપાલે આ દંડને ધારણ કરીને ન્યાય પ્રમાણે વર્તવું."૫૨-૫૪

ભીષ્મ બોલ્યા;-જે રાજા આ વસુહોમના મતનું શ્રવણ કરે છે અને શ્રવણ કર્યા પછી સારી રીતે આચરણ કરે છે, તે સર્વ કામનાઓને પામે છે.૫૫ હે રાજા! મેં તને દંડ સંબંધી સર્વ કથા કહી, જે દંડ ધર્માક્રાંત એવા સર્વ મનુષ્યોનો નિયંતા છે.૫૬

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'दंडनी उत्पत्तिना आख्यान'मां अध्याय १२२ मो समाप्त.

## અધ્યાય ૧૨૩ મો.

### પાપી કેમ પવિત્ર થાય?

યુધિષ્ઠિરે પૂછયું;-હે પિતામહ! ધર્મ, અર્થ અને કામનો નિશ્ચિત નિર્ણય સાંભળવાની મને ઇચ્છા થઈ છે. આ ત્રણમાં લોકયાત્રા સંપૂર્ણ રીતે કોને આધારે રહેલી છે?૧ ધર્મ, અર્થ અને કામનું મૂળ શું છે? એ ત્રણનું ઉત્પત્તિસ્થાન કયું છે? તેઓ પ્રસંગોપાત્ એક બીજાની સાથે મળીને રહે છે ને પ્રસંગોપાત્ એક બીજાથી જૂદા કેમ રહે છે?૨

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! આ જગતમાં ધર્મપૂર્વક અર્થ પ્રાપ્ત કરવા માટે, મનુષ્યોનું મન જ્યારે તૈયાર થાય છે, (એટલે કે હું ગર્ભાધાન વિધિ પ્રમાણે ઋતુકાળમાં સ્ત્રીનો સહવાસ કરીને પુત્રને સંપાદન કરું, આવા ઉત્તમ વિચારો થાય છે); ત્યારે (યોનિસંસ્કારરૂપ) ધર્મ, (પુત્રપ્રાપ્તિરૂપ) અર્થ અને (સ્ત્રીસંગરૂપ કામ એ ત્રણે) ક્રમે કરીને ઉત્પન્ન થાય છે અને એકત્ર થઈને રહે છે.૩ ધર્મથી જ સદા અર્થનો લાભ થાય છે, માટે ધર્મને અર્થનું મૂળ કહેવામાં આવે છે; અને કામને (વૈભવોના ભોગને) અર્થનું ફળ કહેવામાં આવે છે. ધર્મ, અર્થ તથા કામ એ ત્રણેનું મૂળ સંકલ્પ છે. એ સંકલ્પ રૂપાદિક વિષયરૂપ છે.૪ રૂપાદિક સર્વે વિષયો, ઉપભોગને માટે ઇચ્છવામાં આવે છે. આ રીતે વિષયો ત્રિવર્ગનું-ધર્મ, અર્થ તથા કામનું-મૂળ છે, અને તેનાથી તદ્દન જે ઉલટું, જે સંકલ્પરહિત પુરુષાર્થ છે, તેને મોક્ષ કહેવામાં આવે છે.૫ શરીરના રક્ષણને માટે ધર્માચરણ કરવું, ધર્માચરણને માટે અર્થ સંપાદન કરવો અને રતિને માટે કામનું સેવન કરવું-આ ત્રણે પદાર્થ સત્વગુણી નહિ, પરંતુ રજોગુણી કહેવાય છે.૬ હવે સ્વર્ગાદિક બાહ્ય ફળ ગણાય છે, તેને માટે ધર્મ, અર્થ અને કામને સેવવો, એ વિપ્રકૃષ્ટ ગણાય છે અને આત્મજ્ઞાનરૂપી જે ફળ તે સન્નિકૃષ્ટ ફળ ગણાય છે. સ્વર્ગાદિક માટે જે ધર્માદિકનું સેવન કરવું, તે સન્નિકૃષ્ટ‡ કહેવાય છે.૭ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગનું આચરણ મોક્ષને માટે જ છે. મનુષ્યો એ પ્રમાણે મેળવે તો કેવું ઉત્તમ? બુદ્ધિપૂર્વક કર્મ કરવાથી મોક્ષ કદાચ સિદ્ધ થાય અને કદાચ સિદ્ધ ન પણ થાય. (પરંતુ તેને માટે પ્રયત્ન તો કરવો જ)૮ કેટલાએક કહે છે કે ધર્માચરણથી અર્થની (ધનની) પ્રાપ્તિ થાય છે, પરંતુ તે વિના બીજી રીતે (સેવા ચાકરી કરવાથી, ખેતીવાડી કરવાથી) પણ અર્થની પ્રાપ્તિ થાય છે. એ વિના બીજું પણ એક એનાથી વિરુદ્ધ કારણ છે. (તે એ કે દૈવથી, સ્વભાવથી કે હઠથી પણ અર્થની પ્રાપ્તિ થાય છે.) આ રીતે અર્થ સંપાદન થાય છે ને તે કરવાથી કંઈ સુખ મળતું નથી, પરંતુ તેનું ફળ અનર્થકારક થઇ પડે છે. તેમ જ અર્થથી પણ કંઇ ધર્માચરણ થઇ શકતું નથી, પરંતુ ઉપવાસાદિક વ્રતાચરણથી પણ ધર્મ સંપાદન થઇ શકે છે. ધર્મથી અર્થની પ્રાપ્તિ થાય છે અને અર્થથી ધર્માચરણ થાય છે. પણ વિષયમાં અજ્ઞાનવડે ઘેરાયલો મૂઢ મનુષ્ય, અધમ એવી બુદ્ધિને લીધે, ધર્મના અને અર્થના ફળને મેળવી શકતો નથી.૯ તેમ ધર્માચરણ કરીને તેનાં ફળની ઇચ્છા કરવી, એ ધર્મનો મળ (મેલ) કહેવાય છે; દાન દેવું નહિ તેમ ઉપભોગ પણ કરવો નહિ, પણ ધનનો સંગ્રહ કર્યા કરવો, એ ધનનો મળ કહેવાય છે; અયોગ્ય ઠેકાણે પ્રીતિ કરવી, એ કામનો મળ કહેવાય છે. એ પ્રમાણે ત્રિવર્ગના મળ કહ્યા છે. પરંતુ જ્યારે ધર્માદિક પોતાના દોષથી રહિત-શુદ્ધ હોય છે, ત્યારે તે ચિત્તને શુદ્ધ કરે છે અને ત્યારે જ મોક્ષરૂપી ઉત્તમ ફળ આપે છે.૧૦

---

* ૪૩ માંથી તે ૫૧ માં સુધીના શ્લોકો, અસ્પષ્ટ છે. એનો અર્થ નીલકંઠે પણ સમજાવ્યો નથી.

† બંગાળ પ્રતમાં 'ભવ' છે.

‡ સ્વર્ગાદિક ફળને માટે ધર્માદિકનું સેવન કરવું નહિ, પરંતુ મોક્ષને માટે ધર્માદિકનું સેવન કરવું. કામનાને માટે સેવવામાં આવતા ધર્મ, અર્થ અને કામનો કેવળ મનથી જ ત્યાગ કરવો નહિ; જો ધર્મ, અર્થ તથા કામ ત્યાજ્ય છે તો પછી તપશ્ચર્યાદિક સાધનોવડે મુક્ત થઈ તે ધર્માદિનો ત્યાગ કરવો જોઇએ.

આ વિષયમાં કામંદક તથા આંગરિષ્ઠ એ બેના સંવાદરૂપે એક પુરાતની ઈતિહાસ આ પ્રમાણે કહેવાય છે.[૧૧] આંગરિષ્ઠ નામનો એક રાજા, કામંદક નામના ઋષિ, જે પોતાના આશ્રમમાં સુખરૂપ બેઠા હતા, તેની પાસે સમય સાધીને ગયો. ત્યાં જઈ તેને પ્રણામ કરીને આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યું;[૧૨] 'જે રાજા કામ અને મોહને આધીન થઈને પાપ કર્મ કરે છે અને તે પછી તેને પશ્ચાત્તાપ થાય છે તો હે ઋષિ! કીયા કર્મવડે તેના પાપ નાશ પામે?[૧૩] વળી અજાણતાં અધર્મને ધર્મ સમજી તેનું આચરણ કરે છે, તેવા લોકોમાં પ્રખ્યાત પુરુષને, રાજાએ અધર્મ કરતાં કેવી રીતે અટકાવવો?"[૧૪]

કામંદકે કહ્યું;–"જે પુરુષ ધર્મનો તથા અર્થનો ત્યાગ કરી દઈને કેવળ કામનું જ સેવન કરે છે, તે પુરુષની બુદ્ધિ–ધર્મનો અને અર્થનો ત્યાગ કરવાથી નાશ પામે છે;[૧૫] બુદ્ધિનો નાશ થવાથી મોહ ઉપજે છે; તે મોહ ધર્મનો અને અર્થનો બન્નેનો નાશ કરે છે અને તેને લીધે નાસ્તિકપણું પ્રાપ્ત થાય છે, તેમ પુરુષ દુરાચારી પણ થાય છે;[૧૬] રાજા જ્યારે દુરાચારીઓને અને મહાદુષ્ટ પુરુષોને, દુષ્ટ કર્મ કરતાં અટકાવતો નથી, ત્યારે સર્પવાળા ઘર ઉપર જેમ લોકોની અપ્રીતિ થઈ જાય છે, તેમ તેવા રાજા ઉપર પણ તેની પ્રજાની અપ્રીતિ થઈ જાય છે.[૧૭] પછી તે રાજાની આજ્ઞા તેની પ્રજા માનતી નથી, તેમ બ્રાહ્મણો અને સત્પુરુષો પણ તેની આજ્ઞાને અનુસરતા નથી. પરિણામમાં તે રાજાને પ્રજા તરફથી જ ભય આવી પડે છે અને (વખત આવે) તેને મારી નાંખે છે![૧૮] (જો તે જીવતો રહે છે તો) લોકોમાં તેનું અપમાન અને તિરસ્કાર થાય છે અને તે દુઃખમય જીવન ગાળે છે. માનભંગપૂર્વક જે જીવવું, તે ખરેખરું મરણ ગણાય છે![૧૯] આ પાપમાંથી બચવા માટે આચાર્યો આ પ્રમાણે કહી ગયા છે;–નિંદાપાત્ર થયેલા રાજાએ પોતાના પાપની નિંદા કરવી, ત્રણે વેદમાં કહેલાં કર્મ કરવાં, બ્રાહ્મણોનો સત્કાર કરવો (તેમને સારા અધિકાર ઉપર નિમવા),[૨૦] ધર્મ ઉપર આસ્થા રાખવી, ઉત્તમ કુળમાં વિવાહસંબંધ બાંધવો, ક્ષમાશીલ મનસ્વી બ્રાહ્મણોને શરણે જવું,[૨૧] જળાશયમાં બેસીને (ગાયત્રી વગેરેનો) જપ કરવો, નિત્ય આનંદમાં રહેવું, ધર્મનિષ્ઠ પુરુષોને પોતાની પાસે રાખવા, પાપીઓને દેશ બહાર હાંકી કાઢવા,[૨૨] મધુર વાણીથી તથા ઉત્તમ કર્મવડે સર્વને પ્રસન્ન કરવા, બીજાઓના ગુણોનું ગાન કરવું અને નિત્ય કહેવું કે હું તમારો સેવક છું![૨૩] આ રીતે જો પાપી રાજા વર્તે છે તો તે તુરત જ ઘણા લોકોમાં માન્ય થઈ પડે છે અને પોતાનાં મહાપાપોનો પણ નાશ કરે છે, એમ સંદેહ નથી.[૨૪] વડીલો અને આચાર્યો તને જે પરમ ધર્મનો ઉપદેશ કરે, તે ધર્મનું તું આચરણ કર. કારણ કે ગુરુજનની કૃપાથી તારું પરમ કલ્યાણ થશે."[૨૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'कामंदक अने आंगरिष्ठनो संवाद' ए नामनो अध्याय १२३ मो समाप्त.

## અધ્યાય ૧૨૪ મો.

### શીલની શ્રેષ્ઠતા!

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પુરુષશ્રેષ્ઠ ભીષ્મ! આ જગતમાં મનુષ્યો નિત્ય ધર્મના કરતાં પણ પ્રથમ શીલનાં (સદાચારયુક્ત વર્તનનાં) વખાણ કરે છે. એ ઉપરથી મને મોટો સંદેહ ઉભો થયો છે (કે ધર્મ શ્રેષ્ઠ છે કે શીલ શ્રેષ્ઠ છે).[૧] હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! જો તે અમારાથી જાણી શકાય તેમ હોય તો તે સર્વ મને સાંભળવાની ઈચ્છા છે, માટે કહે, કે કંઇ નીતિ–રીતિએ એ શીલને મેળવી શકાય.[૨] હે ભરતવંશના રાજા! એ શીલ કેવી રીતે મળી શકે? અને એ શીલનું લક્ષણ શું? હે શ્રેષ્ઠવક્તા! તે મને કહે.[૩]

ભીષ્મ બોલ્યા;–હે માન આપનારા યુધિષ્ઠિર! સાંભળ. પૂર્વે ઇંદ્રપ્રસ્થમાં તારી તથા તારા ભાઈઓની રાજલક્ષ્મી અને અનુપમ સમૃદ્ધિ જોઈને દુર્યોધનના મનમાં સંતાપ થયો હતો. તે મૂર્ખતાથી યજ્ઞ સભામાં ઉપહાસને પાત્ર થયો, ત્યારે સભામાં બેઠેલા પિતા ધૃતરાષ્ટ્રને એ જ પ્રશ્ન કર્યું હતું. તારો રાજસૂયયજ્ઞનો સભામંડપ અને તારી પુષ્કળ સમૃદ્ધિ જોઈને શોકાતુર થયેલા દુર્યોધને પિતા સમીપ બેસીને એ પ્રશ્ન કર્યું હતું.[૪–૬] દુર્યોધનનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્રે, તેને તથા કર્ણને આ પ્રમાણે વચન કહ્યાં.[૭]

ધૃતરાષ્ટ્રે કહ્યું;–"હે પુત્ર! તું શા માટે સંતાપ કરે છે, તેનું કારણ હું યથાર્થ રીતે સાંભળવાની ઈચ્છા રાખું છું. તારા સંતાપનું કારણ સાંભળ્યા પછી, જો ખરું કારણ હશે તો હું તને સમજણ આપીને શાંત કરીશ![૮] હે શત્રુના નગરનો પરાજય કરનારા પુત્ર! તેં મહાન ઐશ્વર્યને સંપાદન કર્યું છે; તારા સર્વે ભાઈઓ, મિત્રો અને સંબંધીઓ સદાય તારા સેવક પેરે વર્તે છે;[૯] તું શાલ દુશાલા ઓઢે છે; પિશીત ઓદન* ખાય છે; સારી રીતે ઉછરેલા ઘોડાઓ ઉપર ચઢીને ફરે છે, છતાં તું આવો ફીક્કો અને દુર્બળ શા કારણથી થઈ ગયો છે?"[૧૦]

* માંસ સાથે રાંધેલા ચોખા; પુલાવ અથવા કબાબ.

દુર્યોધને કહ્યું;-“હે તાત! યુધિષ્ઠિર રાજાના ઘરમાં નિત્ય દશ હજાર મહાત્મા સ્નાતક બ્રાહ્મણો સુવર્ણની થાળીઓમાં ભોજન કરે છે;[૧૧] દિવ્ય પુષ્પો અને દિવ્ય ફળોવાળી તેને ત્યાં દિવ્ય સભા છે; તેને ત્યાં તેતરના જેવા અને કાબરચિત્રા રંગના ઘોડાઓ છે; તેના શાલ દુશાલા વિચિત્ર રંગના છે.[૧૨] આ રીતે આપણા શત્રુ પાંડવોના ઘરમાં વૈશ્રવણ (કુબેર) સંબંધી ઉત્તમ પ્રકારની મહાન્ સમૃદ્ધિ છે, તે જોઇને મને સંતાપ થાય છે!”[૧૩]

ધૃતરાષ્ટ્રે કહ્યું;-“હે પુરુષોમાં વાઘ સમાન પુત્ર! તારે જો યુધિષ્ઠિરના જેવી રાજ્યલક્ષ્મી સંપાદન કરવાની ઇચ્છા હોય અથવા તો તેનાં કરતાં પણ શ્રેષ્ઠ લક્ષ્મી મેળવવાની ઇચ્છા હોય તો તું શીલસંપન્ન થા![૧૪] શીલથી ત્રણે લોકોને જિતી શકાય છે, તેમાં જરા પણ સંશય નથી. આ જગતમાં શીલસંપન્ન પુરુષોથી કોઇ પણું વસ્તુ અસાધ્ય નથી.[૧૫] માંધાતા રાજાએ એક રાત્રિમાં પૃથ્વી મેળવી હતી; જનમેજયે ત્રણ દિવસમાં પૃથ્વી મેળવી હતી અને નાભાગે સાત રાત્રિમાં પૃથ્વી સંપાદન કરી હતી.[૧૬] આ સર્વે રાજાઓ શીલસંપન્ન અને દયાળુ હતા, તેથી તેઓના ગુણોવડે ખરીદાયલી પૃથ્વી, જાતે જ તેઓની પાસે આવી ઉભી રહી હતી.”[૧૭]

દુર્યોધને પૂછ્યું;-“હે ભરતવંશી પિતા! જે શીલવડે તેઓએ સત્વર પૃથ્વીને મેળવી હતી, તે શીલ કેવી રીતે મેળવી શકાય, તે સાંભળવાની મને ઇચ્છા છે.”[૧૮]

ધૃતરાષ્ટ્રે કહ્યું;-“હે ભરતવંશી પુત્ર! પૂર્વે નારદે, શીલને ઉદ્દેશીને એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે કહ્યો છે.[૧૯] પૂર્વકાળમાં પ્રહ્લાદ નામના દૈત્યે, શીલ સંપાદન કરીને, મહાત્મા ઇંદ્રનું રાજ્ય હરી લીધું અને ત્રણે લોકને વશ કર્યાં.[૨૦] તે પછી મહા બુદ્ધિમાન શક્ર, બૃહસ્પતિની પાસે ગયો. તે બે હાથ જોડીને બોલ્યો; ‘હું આપની પાસેથી શ્રેય (મોક્ષોપયોગી જ્ઞાન) સાંભળવાની ઇચ્છા રાખું છું!’[૨૧] હે કુરુવંશોત્પન્ન! ભગવાન્ બૃહસ્પતિએ મોક્ષોપયોગી પરમ જ્ઞાનનો ઇંદ્રને ઉપદેશ કર્યો;[૨૨] અને છેવટે કહ્યું કે, ‘આટલામાં જ શ્રેય સમાયલું ન સમજવું!’ તે સાંભળીને ઇંદ્રે પુનઃ પ્રશ્ન કર્યું કે, ‘આના કરતાં પણ કોઈ વિશેષ શ્રેય છે ખરું?’[૨૩]

બૃહસ્પતિએ કહ્યું;-“હે તાત સુરરાજ! આના કરતાં પણ મહાન્ વસ્તુ છે, જે મહાત્મા ભાર્ગવ-શુક્રાચાર્ય જાણે છે, માટે તું તેની પાસે જઇને તેને પુનઃ એ પ્રશ્ન કર! તારું કલ્યાણ થાવ!”[૨૪]

મહાતપસ્વી, પરમ કાંતિમાન દેવરાજ, પોતાનું શ્રેય સાધવાની ઇચ્છાથી, પ્રીતિપૂર્વક ભાર્ગવની (શુક્રની) પાસે ગયો. તેણે મહાનુભાવ દૈત્યના ગુરુ શુક્રાચાર્ય પાસેથી શ્રેયસંપાદન કીધું. પછી પુનઃ તેણે શુક્રને તેની આજ્ઞાથી પૂછ્યું કે, એનાથી વિશેષ ‘શ્રેયસ્કર વસ્તુ કઇ છે?’[૨૫-૨૬] સર્વજ્ઞ શુક્રાચાર્ય બોલ્યા;-“મહાનુભાવ પ્રહ્લાદ એ વિષયમાં સારી રીતે જાણે છે.” એ સાંભળીને ઇંદ્રને પરમ હર્ષ થયો અને બુદ્ધિમાન્ ઇંદ્ર, બ્રાહ્મણનો વેશ ધારણ કરીને પ્રહ્લાદની પાસે ગયો અને બોલ્યો કે, “મને શ્રેય સાંભળવાની ઇચ્છા થઇ છે, તે મને કહો!”[૨૭-૨૮]

પ્રહ્લાદે બ્રાહ્મણને ઉત્તર આપ્યું;-“હે ઉત્તમ બ્રાહ્મણ! હું ત્રણ લોકના રાજ્યની વ્યવસ્થા કરવામાં નિત્ય ગુંથાયલો રહું છું, માટે તને ઉપદેશ કરવાનો મને અવકાશ નથી, તેથી હું તને ઉપદેશ કરી શકતો નથી.”[૨૯] ત્યારે બ્રાહ્મણરૂપ ઇન્દ્ર બોલ્યો;-“હે રાજા! તને જે સમયે અવકાશ હોય, તે સમયે તું મને અનુપમ એવાં શ્રેયનો ઉપદેશ કરે, એમ હું ઇચ્છું છું.”[૩૦] પ્રહ્લાદ રાજા, પોતાને બ્રાહ્મણ કહેવરાવનારા ઇંદ્રના ઉપર પ્રસન્ન થયો અને તથાસ્તુ કહીને શુભ સમયે, તેને જ્ઞાનનો ઉપદેશ આપ્યો.[૩૧] બ્રાહ્મણના રૂપમાં રહેલા ઇંદ્રે પણ ઘટતી રીતે પ્રહ્લાદના મનની ઇચ્છાનુસાર સંપૂર્ણ ભાવથી ગુરુ તરિકે તેની સેવા કરી. તે તેની આજ્ઞાનુસાર વર્તવા લાગ્યો. ઇન્દ્રે ઘણીવાર પ્રહ્લાદને પૂછ્યું કે, “હે ધર્મજ્ઞ રાજા! તું આવું સર્વોત્તમ ત્રણ લોકનું રાજ્ય કેવી રીતે મેળવી શકયો, તેનું કારણ મને કહે.” ત્યારે, હે મહારાજ! પ્રહ્લાદે બ્રાહ્મણને આ પ્રમાણે વચન કહ્યું.[૩૨-૩૩]

પ્રહ્લાદ બોલ્યો;-“હે બ્રાહ્મણ! હું એક રાજા છું, એમ માનીને કદી પણ ગર્વ કરતો નથી, અથવા કદી પણ બ્રાહ્મણોની અસૂયા કરતો નથી. ઉલટું બ્રાહ્મણો શુક્રાચાર્યના નીતિશાસ્ત્રોનું મારી પાસે વ્યાખ્યાન કરે તેને હું શ્રવણ કરું છું અને હૃદયમાં ધારણ કરું છું.[૩૪] બ્રાહ્મણો મારા ઉપર વિશ્વાસ રાખીને મને શુક્રનાં નીતિ વચનો કહે છે અને મને સદા નિયમમાં રાખે છે. હું શુક્રાચાર્યે દર્શાવેલા ઉપદેશ પ્રમાણે વર્તું છું; ગુરુજનોની સેવા કરું છું; અસૂયા રહિત છું. હું ધર્માત્મા, ક્રોધને જિતનાર, નિયમમાં રહેનારો અને જિતેંદ્રિય છું, આમ જાણીને મધમાખીઓ જેમ મધપૂડા ઉપર મધનું સિંચન કરે છે, તેમ ધર્મનું શિક્ષણ આપનારા વિદ્વાન્ બ્રાહ્મણો, નીતિ વચનોનું મારા ઉપર સિંચન કરે છે.[૩૫-૩૬] હું વિદ્યાવાન્ અને ઉત્તમ બ્રાહ્મણોના મુખમાંથી ઝરતા અમિરસનું પાન કરનારો છું અને ચંદ્ર જેમ નક્ષત્રોના ઉપર રાજ્ય કરે છે, તેમ હું મારી જાતિના પુરુષો ઉપર રાજ્ય કરું છું![૩૭] બ્રાહ્મણોના મુખમાં જે શુક્રનાં નીતિવચનો છે, એ પૃથ્વીપર અમૃતરૂપ છે તથા સર્વોત્તમ નેત્રરૂપ છે;

તે શ્રવણ કરીને તે પ્રમાણે સર્વેએ વર્તવું જોઈએ !"૩૮ આ રીતે પ્રહ્લાદે બ્રાહ્મણનો વેશ ધારણ કરનારા ઇંદ્રને કહ્યું, તે પછી પણ ઇન્દ્રે પ્રહ્લાદની સારી રીતે સેવા કરવી જારી રાખી. ત્યારે દૈત્યના રાજા પ્રહ્લાદે કહ્યું;૩૯ "હે ઉત્તમ બ્રાહ્મણ ! તેં મારી ગુરુ પ્રમાણે સેવા કરી છે, માટે હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તું મારી પાસે કંઈ વર માગ, હું તને અવશ્ય વર આપીશ. તારું કલ્યાણ થાઓ !"૪૦ બ્રાહ્મણ વેશધારી ઇન્દ્ર બોલ્યો; " ઠીક ! હું તારી આજ્ઞાને વશ છું !" ત્યારે પ્રહ્લાદે પ્રસન્ન થઈને કહ્યું કે, તારી ઈચ્છામાં આવે તે "વર માગ !"૪૧

બ્રાહ્મણ વેશધારી ઇન્દ્ર બોલ્યો;–"હે રાજા ! તું જો મારા ઉપર પ્રસન્ન થયો હો અને મારું પ્રિય ઇચ્છતો હો, તો મને તારું શીલ લેવાની ઇચ્છા છે, તે શીલ મને આપ, એ જ વરની મારે ઇચ્છા છે !"૪૨ એ પ્રમાણે બ્રાહ્મણ વેશધારી ઇન્દ્રે વર માગ્યો, તે સાંભળીને દૈત્યનો રાજા પ્રસન્ન થયો ! પરંતુ આવો વર માગનારો સાધારણ મનુષ્ય ન હોવો જોઇએ આમ ધારીને, તેના મનમાં મોટું ભય ઉત્પન્ન હતું.૪૩ તેણે તે જ વખતે વિસ્મય પામતાં કહ્યું; 'તથાસ્તુ.' આ રીતે બ્રાહ્મણને વર આપ્યા પછી તે બ્રાહ્મણ વેશધારી ઇન્દ્ર ચાલ્યો ગયો; પરંતુ પ્રહ્લાદના મનમાં તે વખતે મોટી દિલગીર થવા લાગી. હે મહારાજ! પ્રહ્લાદને એ માટે બહુ બહુ વિચાર થયો; પરંતુ શું કરવું, તેનો કંઈ નિશ્ચય થયો નહિ.૪૪-૪૫

"હે તાત! દૈત્યરાજ પ્રહ્લાદ, બેઠો બેઠો વિચાર કરે છે, એવામાં છાયારૂપ, મહાકાંતિવાળું, મૂર્તિમાન એવું એક તેજ તેના શરીરનો ત્યાગ કરીને બહાર નિકળ્યું! પ્રહ્લાદે મોટી કાયાવાળા તે તેજને પ્રશ્ન કર્યું–" તું કોણ છે ?" તેણે પ્રત્યુત્તર વાળ્યું કે "હું શીલ છું ! તેં મારો ત્યાગ કરવાથી હું તારા શરીરમાંથી વિદાય થાઉં છું.૪૬-૪૭ હવે હું જે બ્રાહ્મણ તારો શિષ્ય થઈને નિત્ય તારી પાસે એકાગ્ર મનથી રહેતો હતો, તે નિર્દોષ દ્વિજોત્તમને વિશે નિવાસ કરીશ."૪૮ હે રાજા! આ રીતે કહીને શીલ અંતર્ધાન થઇ ગયું અને તેણે ઇંદ્રના શરીરમાં પ્રવેશ કીધો! શીલરૂપ તેજ ગયા પછી, તેના જેવું જ રૂપધારી બીજું એક તેજ તેના શરીરમાંથી બહાર નિકળ્યું તેને પ્રહ્લાદે પૂછ્યું,–" તું કોણ છે ? " એટલે તે આકૃતિએ કહ્યું–"હે પ્રહ્લાદ ! હું ધર્મ છું. દૈત્યના રાજા! જ્યાં શીલ ત્યાં ધર્મ! માટે હું તે ઉત્તમ બ્રાહ્મણના શરીરમાં દાખલ થવાને વિદાય થાઉ છું." આમ કહીને ધર્મ તેના શરીરનો ત્યાગ કરી ચાલ્યો ગયો. તે પછી વળી હે મહારાજ ! તેજવડે જાજવલ્યમાન દેખાતો એવો ત્રીજો તેજવાન્ પુરુષ મહાત્મા પ્રહ્લાદના શરીરમાંથી બહાર નિકળ્યો. પ્રહ્લાદે પૂછ્યું;–" તું કોણ છે?" મહાકાંતિવાળી તે આકૃતિએ પ્રહ્લાદને ઉત્તર આપ્યું કે;૪૯-૫૨ "હે અસુરેશ! હું સત્ય છું અને હું ધર્મની પાછળ જાઉં છું!" સત્યના વિદાય થવા પછી, બીજો એક મહાપુરુષ પ્રહ્લાદના શરીરમાંથી બહાર નિકળ્યો. તેને પણ પ્રહ્લાદે પ્રશ્ન કર્યું કે–"તું કોણ છે?' મહાબળવાન્ તે પુરુષે ઉત્તર આપ્યું; 'હે પ્રહ્લાદ! તારે મને વૃત્ત જાણવું. જ્યાં સત્ય રહે છે, ત્યાં હું રહું છું!"૫૩-૫૪ વૃત્તના ગયા પછી પ્રહ્લાદના શરીરમાંથી એક આકૃતિ, તર્જન ગર્જન કરતી, બહાર નિકળી. તેને પ્રહ્લાદે પૂછ્યું; "તું કોણ છે ?" તેણે ઉત્તર આપ્યું કે, "હું–બળ–શક્તિ છું. જ્યાં વૃત્ત ગયું છે ત્યાં હું જાઉં છું!"૫૫ હે રાજા! આ રીતે કહીને જ્યાં વૃત્ત ગયું ત્યાં શક્તિ ચાલી ગઈ. તે પછી પ્રહ્લાદના શરીરમાંથી એક પ્રભામય દેવી નિકળી. દૈત્યના રાજાએ તેને પૂછ્યું કે;–"તું કોણ છે ? " તે આકૃતિએ તેને ઉત્તર આપ્યું કે;૫૬ "હે સત્યપરાક્રમી વીરપુરુષ ! હું લક્ષ્મી છું ! હું પંડે તારે વિશે રહી છું ! પરંતુ તેં મારો ત્યાગ કર્યો તેથી હવે હું શક્તિ–બળની પાછળ જઈશ !"૫૭ તે સાંભળીને મહાત્મા પ્રહ્લાદના મનમાં મોટો ભય ઉત્પન્ન થયો અને તેણે પુનઃ પ્રશ્ન કર્યું; 'હે કમળનિવાસિનિ દેવિ ! તું ક્યાં જાય છે?૫૮ તું સત્યવ્રતવાળી છે, લોકોની પરમેશ્વરી છે, દેવી છે! એવો તે એ બ્રાહ્મણ, જે મારો શિષ્યો થયો હતો તે કોણ છે, તે જાણવાની મને ઇચ્છા થઇ છે, તે મને કહે !"૫૯

લક્ષ્મી–શ્રી બોલી:–"હે મહારાજ! જે બ્રાહ્મણને તું ઉપદેશ આપતો હતો, તે બ્રહ્મચર્ય વ્રત પાળનારો ઇંદ્ર હતો. હે વિક્રાંત! તારું ત્રણ લોકમાં જે ઐશ્વર્ય હતું, તેને તે હરી ગયો છે.૬૦ હે ધર્મવેત્તા! તેં શીલવડે ત્રણે લોકોને જિત્યા હતા, તે જાણીને, હે પ્રભુ ! સુરેન્દ્ર તારાં શીલને હરી ગયો છે!૬૧ ધર્મ, સત્ય, વૃત્ત, શક્તિ તથા હું, આ સર્વ–સદાય, હે મહાબુદ્ધિમાન! શીલને આધારે રહેલાં છીએ, એમાં સંદેહ નથી."૬૨

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર ! એ રીતે કહીને રાજલક્ષ્મી તથા બીજાં સર્વે પ્રહ્લાદનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં. ધૃતરાષ્ટ્રની પાસેથી ઉપરની કથા સાંભળીને દુર્યોધને પુનઃ પોતાના પિતાને પૂછ્યું,–૬૩ "હે કૌરવનંદન રાજા ! હું શીલનું તત્ત્વ જાણવાની ઇચ્છા રાખું છું. જે ઉપાય કરવાથી મને શીલ પ્રાપ્ત થાય, તેવો ઉપાય તું મને કહે!"૬૪

ધૃતરાષ્ટ્રે કહ્યું;–"હે દુર્યોધન ! મહાત્મા પ્રહ્લાદે ઇન્દ્રને શીલનું સ્વરૂપ કહ્યું છે, તે શીલ પ્રાપ્ત કરવાનો સંક્ષિપ્ત ઉપાય હું કહું તે સાંભળ.૬૫ કર્મવડે, મનવડે અને વાણીવડે, કોઈપણ પ્રાણીનો દ્રોહ કરવો નહિ! સર્વના ઉપર અનુગ્રહ કરવો; સુપાત્રને દાન આપવું;

આને શીલ કહેવામાં આવે છે.[૬૬] પોતાનાં જે કર્મવડે બીજાઓનું હિત થતું ન હોય અથવા તો જે કર્મ કરવાથી લજ્જા લાગતી હોય, તેવું કર્મ કદી પણ કરવું નહિ;[૬૭] પરંતુ જે કાર્ય કરવાથી જન સમાજમાં પ્રશંસા થાય, તેવું કાર્ય કરવું. હે કુરુવંશશ્રેષ્ઠ પુત્ર! આ સંક્ષેપમાં મેં તને શીલનું સ્વરૂપ કહ્યું.[૬૮] હે તાત! શીલરહિત પુરુષો કદાચ લક્ષ્મીને સંપાદન કરે છે, પરંતુ તેઓ લાંબા કાળ સુધી તેને ભોગવી શકતા નથી, પરંતુ મૂળ-સહિત નાશ પામે છે."[૬૯]

ધૃતરાષ્ટ્ર કહે છે;-"હે પુત્ર દુર્યોધન! તારે જો યુધિષ્ઠિરના કરતાં વિશેષ અતિ ઉત્તમ રાજલક્ષ્મી મેળવવાની ઇચ્છા હોય તો ઉપરની સર્વ વાર્તા યથાર્થ રીતે જાણીને તું શીલવાન્ થા!"[૭૦]

ભીષ્મ બોલ્યા;-હે કુંતીપુત્ર! હે યુધિષ્ઠિર! ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના પુત્રને એ પ્રમાણે કહ્યું હતું. તું પણ તે પ્રમાણે કરીશ તો તેનું ફળ સંપાદન કરીશ.[૭૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासन पर्वमां 'शीलनुं वर्णन' ए नामनो अध्याय १२४ मो समाप्त.

## અધ્યાય ૧૨૫ મો.

### ઋષભગીતા ૧-સુમિત્રનો શિકાર.

યુધિષ્ઠિરે પૂછ્યું;- હે પિતામહ! પુરુષ વિશે શીલ શ્રેષ્ઠપણે રહેલું છે, એ વાત તમે મને કહી. હવે આશા ઉત્પન્ન કેવી રીતે થાય છે અને તે કોણ છે એ મને કહો.[૧] હે પિતામહ! આ વિષયમાં મને મોટો સંશય ઉત્પન્ન થયો છે, તો હે શત્રુપુરના વિજેતા! એ સંશયને તારા શિવાય અન્ય છેદન કરનાર નથી.[૨] હે પિતામહ! યુદ્ધનો સમય આવશે તો સુયોધન યુદ્ધ કર્યા વિના અર્ધું રાજ્ય મને આપશે આવી તેના પ્રતિ મારી મોટી આશા હતી.[૩] પુરુષ માત્રને, મોટી આશા હોય છે! તે આશા નાશ પામે છે, ત્યારે તેનું દુઃખરૂપ મૃત્યુ થાય છે, એમાં સંશય જ નથી.[૪] હે રાજેન્દ્ર! દુરાત્મા દુર્યોધને, દુર્બુદ્ધિવાળો જે હું તેની મોટી આશાનો નાશ કર્યો છે! મારાં મંદાત્મપણા તરફ તમે દૃષ્ટિ કરો![૫] હે રાજન્! હું વૃક્ષોથી ભરપૂર એવા પર્વતોના કરતાં પણ આશાને મોટી માનું છું અથવા તો આકાશના કરતાં પણ આશાને અપ્રમેય માનું છું;[૬] હે કુરુકુળના શ્રેષ્ઠ રાજા! આ આશા બુદ્ધિમાં આવે નહિ તેવી તથા અત્યંત દુર્લભ છે. હું આશાના દુર્લભપણાને લીધે તેના કરતાં બીજી કોઈ પણ વસ્તુને દુર્લભ દેખતો નથી.[૭]

ભીષ્મ બોલ્યા;-હે યુધિષ્ઠિર! આ વિષયમાં હું તને સુમિત્ર તથા ઋષભનો ઇતિહાસ કહું છું તે તું સાંભળ.[૮] સુમિત્ર નામનો હૈહય વંશનો એક રાજર્ષિ હતો. તે એક દિવસે મૃગયા કરવા માટે ગયો. તેણે નમેલાં પર્વવાળાં બાણથી એક મૃગને વિંધી નાંખ્યો. તે મૃગ મહા પરાક્રમી હતો, તેથી બાણ સહિત નાઠો. રાજા સુમિત્ર પણ બળવાન્ હતો, તેથી એકદમ તે મૃગના યૂથપતિની પાછળ પડ્યો.[૯-૧૦] હે રાજેન્દ્ર! પેલો મૃગ ઝડપદાર હતો, તેથી એક મુહૂર્ત નીચાણવાળા પ્રદેશમાં દોડતો હતો અને મુહૂર્તભર સપાટ પ્રદેશોમાં દોડતો હતો![૧૧] ધનુષ તથા તરવાર ધારણ કરનારો ને શરીર ઉપર જેણે કવચ પહેર્યું હતું એવો રાજા, તરુણપણાથી તથા ઔરસ બળને લીધે મૃગની પાછળ ને પાછળ દોડ્યો ગયો.[૧૨] તે મૃગ એકલો હતો ને નદોને, નદીઓને, ખાબોચીયાંઓને તથા વનોને ઓળંઘી સપાટાભેર દોડ્યો જતો હતો![૧૩] ઘડીકમાં તે ઝડપદાર મૃગ, પોતાની ઇચ્છાથી તે રાજાની સમીપમાં થઈ જતો અને ઘડીકમાં પાછો મોટા વેગથી દૂર નાસી જતો હતો.[૧૪] હે રાજેન્દ્ર! તે વનચર મૃગને રાજાએ ઘણાં બાણો મારીને વીંધી નાંખ્યો. પરંતુ તે મૃગ ક્રીડા કરતો હોય તેમ, વેગને મંદ કરીને પાછો રાજાની નજદીકમાં આવતો;[૧૫] તુરત તે મૃગયૂથનો પતિ વેગમાં આવી જઈ ઘણો દૂર નિકળી જતો અને પાછો વળી રાજાની સમીપમાં આવી, સટકી જતો હતો.[૧૬] શત્રુનો સંહાર કરનારા તે રાજાએ, મર્મ ભાગને કાપી નાંખે તેવું ઘોર અને તીક્ષ્ણ બાણ ધનુષના ઉપર ચઢાવ્યું અને પછી તે મૃગને માર્યું. મૃગનાં ટોળાંનો અધિપતિ મૃગ, તેના બાણના માર્ગમાંથી ખસી જઈ, હસવાનું ડોળ કરીને બે ગાઉ ઉપર દૂર ઉભો રહ્યો.[૧૭-૧૮] રાજાએ મારેલું બળબળતા તેજવાળું તે બાણ, પૃથ્વીપર પડ્યું ને મૃગ મોટા અરણ્યમાં પેસી ગયું; એટલે પુનઃ રાજા તે મૃગની પાછળ પડ્યો.[૧૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां ऋषभ गीतामां अध्याय १२५ मो समाप्त.

## અધ્યાય ૧૨૬ મો.

### ઋષભગીતા ૨-આશાભંગનું દુઃખ.

ભીષ્મ બોલ્યા;-હે યુધિષ્ઠિર! તે રાજાએ મોટા અરણ્યમાં પ્રવેશ કર્યો કે, તે તપસ્વીઓનાં એક આશ્રમ પાસે જઈ પહોંચ્યો. તે થાકી ગયો હતો, તેથી ત્યાં બેસીને વિશ્રાંતિ લેવા લાગ્યો.[૧] ઋષિઓ તે ધનુર્ધારી રાજાને થાકેલો પાકેલો તથા ભુખ્યો તરસ્યો જોઇને તેની પાસે

ગયા અને વિધિપૂર્વક તેની પૂજા કરી.[2] રાજાએ ઋષિઓની પૂજા ગ્રહણ કરી. પછી સર્વે તાપસોને તેઓના તપની ઉત્તમ એવી વૃદ્ધિ વિશે સમાચાર પૂછયા.[3] તપોધન ઋષિઓ રાજાનાં વચનનો આદર સત્કાર કરીને તેને અરણ્યમાં આવવાનું પ્રયોજન પૂછવા માંડ્યા.[4] "હે ભદ્ર! હે રાજન્! તું તરવાર, ધનુષ તથા બાણ ધારણ કરીને પગપાળો, એકલો આ તપોવનમાં કયા શુભ કાર્યને માટે આવ્યો છે ?[5] હે માનદાતા રાજા! તું કયાંથી આવે છે? તું કયા કુળમાં જન્મ્યો છે? તારું નામ શું છે? તે સર્વ જાણવાની ઇચ્છાવાળા અમને તું તે કહે."[6] ઋષિઓનું પ્રશ્ન સાંભળીને, હે ભરતવંશી મહાપુરુષ! રાજાએ સર્વે તપસ્વીઓને ઘટતી રીતે પોતાની ઓળખાણ આપવા માંડી![7] "હું હૈહયના કુળમાં જન્મ્યો છું, મારું નામ સુમિત્ર છે તથા હું મિત્રનો પુત્ર થાઉં છું! હું શિકાર કરું છું અને બાણોવડે હજારો મૃગોનાં ટોળાનો નાશ કરતો અરણ્યમાં ફરું છું.[8] મોટું સૈન્ય મારું રક્ષણ કરે છે અને હું મંત્રીઓ તથા રાણીઓ સાથે અરણ્યમાં શિકાર કરવા આવ્યો છું! આ વનમાં મૃગયા કરતાં કરતાં એક મેં મૃગને બાણ માર્યું, પણ તે મૃગ, બાણ સાથે જ મોટા અરણ્યમાં નાઠો. હું તેની પાછળ પડ્યો અને દૈવેચ્છાથી આ વનમાં તમારી પાસે આવી પહોંચ્યો છું. શિકાર કરવામાં મારી રાજલક્ષ્મી અને આશા બંને નાશ પામ્યાં છે અને હું પરિશ્રમથી થાકી ગયો છું![9-10] મારી આશા અને મારાં રાજચિહ્ન વગર અને પરિશ્રમથી કર્શિત થઇને તમારા આશ્રમમાં હું આવ્યો છું. આના કરતાં બીજું કયું દુઃખ વધારે છે?[11] હે તપોધનો! મારી મૃગને પકડવા વિશેની આશાનો જે ભંગ થયો છે, તેનું મને જેવું મહાદુઃખ થાય છે, તેવું રાજાનાં ચિહ્નો વગર હું આવ્યો, તેનું મને દુઃખ થતું નથી; તેમ મેં નગરનો ત્યાગ કર્યો તેનું પણ મને દુઃખ થતું નથી.[12] હિમાલય નામનો પર્વત મહાન્ છે અને સમુદ્ર, જળનો રાશિ છે. આ ઘણાં મોટાં છે, તોપણ તેઓ જેમ આકાશના છેડાને પહોંચી શકતાં નથી; તેમ જ હે મોટા તપસ્વીઓ! હું આશાના અંતને પામ્યો નહિ, એ વાત આપના જાણવામાં છે. હે તપોધનો! તમે સર્વજ્ઞ છો;[13-14] મોટા ભાગ્યશાળી છો માટે હું તમને મારો સંશય પૂછું છું, કે આ જગતમાં એક પુરુષ આશાભર્યો હોય, તેનામાં અને આકાશમાં તમને વધારે મોટું કોણ લાગે છે? એ વાત હું યથાર્થ રીતે સાંભળવાને ઇચ્છું છું. આ જગતમાં તમને કંઈ પણ વસ્તુ દુર્લભ નથી![15-16] જો એ વાત તમારે ગુપ્ત રાખવા જેવી ન હોય તો તમે મને ઝટ કહો. હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! હું તમારી પાસેથી ગુપ્ત વાત સાંભળવાની ઇચ્છા રાખતો નથી.[17] જો મારી સાથે વાત કરવામાં તમારા તપમાં અંતરાય પડતો હોય તો હું વાત કરવી બંધ રાખું અને એ કથા કરવાનો સમય હોય તો પછી મેં તમને જે પ્રશ્ન કર્યો છે,[18] તેનું કારણસામર્થ્ય હું યથાર્થ રીતે તમારી પાસેથી શ્રવણ કરવાને ઇચ્છું છું. તમે પણ નિત્ય તપશ્ચરણ કરનારા છો, માટે તમે એકઠા મળીને મારા પ્રશ્નનું ઉત્તર આપો."[19]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां ऋषभ गीतामां अध्याय १२६ मो समाप्त.

## અધ્યાય ૧૨૭ મો.

### ઋષભગીતા ૩-વીરદ્યુમ્નનો ખોવાયલો પુત્ર.

ભીષ્મ બોલ્યા;-હે યુધિષ્ઠિર રાજા! ત્યાં એકઠા મળેલા ઋષિઓમાં ઋષભ નામના એક ઉત્તમ ઋષિ હતા. તેણે સર્વેને આશ્ચર્ય ઉપજાવતાં આ પ્રમાણે ઉત્તર આપ્યું.[1] "હે રાજસિંહ! પૂર્વે હું પવિત્ર તીર્થમાં ફરતો ફરતો નર નારાયણના દિવ્ય આશ્રમમાં જઈ ચઢ્યો.[2] એ આશ્રમમાં રમણીય બોરડીનું વૃક્ષ હતું, આકાશ ગંગાનો મહાન્ ધરો હતો,* અને જ્યાં અશ્વશિરા નામના ઋષિ સનાતન વેદોનું પઠન કરતા હતા,[3] તે સરોવરમાં મેં શાસ્ત્રવિધિ પ્રમાણે સ્નાન કીધું ને પછી તીર્થમાં પિતૃઓનું અને દેવતાઓનું તર્પણ કર્યું, તે પછી આશ્રમમાં ગયો.[4] એ આશ્રમમાં નર અને નારાયણ નામના બે ઋષિઓ નિત્ય વિહાર કર્યા કરે છે, તેની નજીકના એક આશ્રમમાં હું નિવાસને માટે ગયો.[5] હું ત્યાં બેઠો હતો, ત્યાં મેં તનુ નામના એક તપોધનને આવતા દીઠા. આ તપોધને શરીર ઉપર ચીંથરા તથા મૃગચર્મ પહેર્યાં હતાં. તે શરીરે દુર્બળ અને ઘણા જ ઉંચા હતા.[6] હે મોટા બાહુવાળા રાજા! તેનું શરીર બીજા મનુષ્યોના કરતાં આઠગણું ઉંચું હતું, તેમ હે રાજર્ષિ! તેના શરીરના જેવું કોઈપણ ઠેકાણે પાતળું શરીર મેં દીઠું નહોતું.[7] હે રાજેન્દ્ર! તે ઋષિનું શરીર ટચલી આંગળીના જેવું પાતળું હતું, કંઠ, બન્ને હાથ, બન્ને પગ અને માથાના કેશ અદ્ભુત દેખાવવાળા હતા.[8] માથું શરીરના પ્રમાણમાં હતું, બન્ને કાન તથા નેત્ર પણ તેવાં જ હતાં; અને હે ઉત્તમ રાજા! તેની વાણી તથા ક્રિયા ક્ષીણ શક્તિ બતાવતી હતી.[9] હું તે બ્રાહ્મણને દુર્બળ જોઇને ભય પામ્યો. મારા મનમાં અત્યંત ખેદ થયો. પછી હું તે બ્રાહ્મણના બન્ને ચર-

* આ સરોવર હિમાલયની બહુ ઉંચાઇ ઉપર આવેલું છે.

ણમાં પ્રણામ કરી, બે હાથ જોડીને તેની આગળ ઉભો રહ્યો;[૧૦] તેને મેં મારું નામ, ગોત્ર તથા મારા પિતાનું નામ નિવેદન કર્યું અને તેણે બતાવેલા આસન ઉપર હું ધીમેસથી બેઠો.[૧૧] હે મહારાજ! ધર્મવંતોમાં શ્રેષ્ઠ એવા તે તનુ નામના બ્રાહ્મણે, ઋષિઓની મધ્યમાં મને ધર્મ તથા અર્થવાળી કથા કહેવા માંડી.[૧૨] તે ઋષિ કથા કહેતા હતા, એટલામાં કમળ સમાન જેનાં નેત્ર છે એવો ભૂરિદ્યુમ્નનો પિતા મહાયશસ્વી વીરદ્યુમ્ન નામનો રાજા, વેગવાળા ઘોડાના રથમાં બેસી, સેના તથા અંતઃપુરની સાથે, પોતાના ખોવાઇ ગયેલા પુત્રને શોધતો શોધતો અને મનમાં અત્યંત ખિન્ન થતો ત્યાં આવી પહોંચ્યો.[૧૩-૧૪] પુત્રનાં દર્શન મને અહિં થશે, અહિં થશે, એમ આશાએ હુરાયલો તે રાજા, તે વનમાં ભટકતો હતો.[૧૫] તે, ઋષિઓને સંબોધીને બોલ્યો, "મારો પુત્ર પરમ ધાર્મિક હતો; તેનાં હવે મને દર્શન થવાં ખરેખર દુર્લભ છે. હાય! એ મારો એકનો એક પુત્ર, મોટા અરણ્યમાં ખોવાઇ ગયો છે અને તેનાં મને દર્શન થવાં દુર્લભ છે.[૧૬] છતાં તેને જોવાની મને મોટી આશા છે. તે આશાથી મારું શરીર વ્યાપ્ત થઇ ગયું છે અને હું મરવા જેવો થઇ ગયો છું, એ સર્વથા નિઃસંદેહ છે!"[૧૭] રાજાનાં આવાં વચન સાંભળીને ભગવાન્ મહામુનિ તનુ, નીચું મસ્તક કરી, ધ્યાન કરવા લાગ્યા. તે બેએક ઘડી સૂધી ધ્યાનમાં જ બેસી રહ્યા.[૧૮] મુનિને ધ્યાન કરતા જોઇને રાજાનું મન અત્યંત ખિન્ન થઇ ગયું. તે દીન મનનો રાજા ધીમે ધીમે અને વારે વારે આ પ્રમાણે પૂછવા લાગ્યો.[૧૯] "હે દેવર્ષિ! આશાના કરતાં કઈ વસ્તુ દુર્લભ છે ને કઇ વસ્તુ મોટી છે? જો આપને મારી પાસે ગુપ્ત રાખવા જેવું ન હોય તો આપ ભગવાન્ મારા આ પ્રશ્નનું ઉત્તર આપો.'[૨૦]

મુનિ બોલ્યા;-તારા પુત્ર ભૂરિદ્યુમ્ને પોતાનાં મંદ ભાગ્ય અને બાળક બુદ્ધિને લીધે પૂર્વે ભગવાન્ મહર્ષિનું અપમાન કર્યું હતું.[૨૧] તે મહર્ષિએ એક સુવર્ણના કળશની તથા વલ્કલ વસ્ત્રોની તારા પુત્ર પાસે યાચના કરી; પરંતુ તારા પુત્રે તેને તે વસ્તુ આપી નહિ એટલુંજ નહિ, પરંતુ ઉલટું તેનું અપમાન કર્યું!'[૨૨] આ પ્રમાણેનું મુનિનું કહેવું સાંભળીને ધર્માત્મા વીરદ્યુમ્ન રાજા ખિન્ન અને નિરાશ થઈ ગયો અને લોકોમાં પૂજાતા તે ઋષિને પ્રણામ કરીને બેઠો. તે તારી પેઠે પરિશ્રમથી શ્રાંત થયેલો, મરવા જેવો થઇ ગયો હતો.[૨૩] તે પછી મહર્ષિએ અર્ઘ્ય અને પાદ્ય મંગાવીને આરણ્યકવિધિ પ્રમાણે તે રાજાને સર્વ નિવેદન કર્યું.[૨૪] પછી સર્વે મુનિઓ, હે નરવ્યાઘ્ર! સપ્તર્ષિઓ જેમ ધ્રુવને વિંટી વળીને બેસે, તેમ તે રાજાને વિંટીને બેઠા;[૨૫] અને અપરાજિત એવા તે રાજાને આશ્રમમાં આવવાનું સર્વ પ્રયોજન પૂછવા લાગ્યા.[૨૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां ऋषभ गीतामां अध्याय १२७ मो समाप्त.

## અધ્યાય ૧૨૮ મો.

### ઋષભગીતા ૪-આશાનું સ્વરૂપ.

"રાજા બોલ્યો;-' વીરદ્યુમ્ન નામનો સર્વ દિશાઓમાં પ્રખ્યાત થયેલો હું રાજા છું. ભૂરિદ્યુમ્ન નામના મારા ખોવાઈ ગયેલા પુત્રની શોધ કરવા માટે આ વનમાં આવ્યો છું.[૧] હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! મારો તે એકનો એક જ પુત્ર છે અને હે નિર્દોષો! તે બાળક વયનો છે. આ વનમાં તે જોવામાં આવતો નથી. તેને શોધવા માટે હું વનમાં સર્વ સ્થળે ફરું છું.'[૨]

ઋષભ બોલ્યા;-"આ પ્રમાણે જ્યારે રાજાએ પૂછ્યું, ત્યારે તનુ મુનિએ નીચું મુખ કર્યું. રાજાને પ્રત્યુત્તર નહિ આપતાં તે મૌન ધારણ કરી રહ્યો.[૩] તે રાજાએ, હે રાજેન્દ્ર! પૂર્વે તે બ્રાહ્મણને માન આપ્યું ન હતું, પરંતુ તેની આશાનો ભંગ કર્યો હતો. તેની નિરાશામાં તે બ્રાહ્મણે દીર્ઘ (ચિરકાળનું) તપ આરંભ્યું હતું.[૪] તે જ વખતે તેણે એવો સંકલ્પ કર્યો હતો કે, 'હું કદી પણ રાજાઓનો પ્રતિગ્રહ કરીશ નહિ; તેમ બીજા વર્ણોનો પણ પ્રતિગ્રહ કરીશ નહિ!'[૫] કદી નિર્મૂળ ન થનારી આશા બાળબુદ્ધિવાળાને પણ ઉદ્યમી બનાવે છે, માટે તે આશાનો હું ત્યાગ કરીશ!' આવો નિશ્ચય કરીને તે તપ કરતો હતો. જ્યારે કાંઇ પણ ઉત્તર ન મળ્યું, ત્યારે વીરદ્યુમ્ને તે શ્રેષ્ઠ મુનિને પુનઃ પૂછ્યું;[૬]

"રાજાએ પૂછ્યું;-'હે મહાત્મન્! આશા કેટલી કૃશ (દુર્બળી) છે, તેનું કાંઇ ધોરણ કે માપ છે? આ જગતમાં દુર્લભ વસ્તુ કઈ છે? તું મને આ પ્રશ્નનું ઉત્તર આપ; કારણ તું ધર્મ અને અર્થના વિષયને જાણનાર છે.'[૭] તે પ્રશ્ન સાંભળીને તે રાજાનાં (પૂર્વનાં) સર્વ કૃત્યને સંભારી, તેને પૂર્વ વાત યાદ કરાવતો હોય તેમ, દુર્બળ શરીરવાળો તે બ્રાહ્મણ, તે સમયે રાજાને સંબોધીને બોલ્યો;-[૮]

"ઋષિ બોલ્યા;-'હે રાજા! આશાના સમાન કોઈ પણ વસ્તુ દુર્બળ નથી. મેં ઘણા રાજાઓની પ્રાર્થના કરી હતી, અને તેપરથી મને માલુમ પડ્યું છે કે, આશા જે વસ્તુનું ચિત્ર મન આગળ ખડું કરે છે, તે મેળવવા માટે ઘણું મથન કરવું પડે છે. મનમાંથી જન્મેલી આશા સફળ થવી અત્યંત દુર્લભ છે.[૯]

"રાજા બોલ્યો;-હે બ્રાહ્મણ! તારા કહેવાથી હું આશાના દુર્બળપણાનો અને સ્થૂલપણાનો સ્વીકાર કરું છું. આશાએ મન સમીપ ખડા કરેલા ચિત્રો કેટલા દુર્મિલ છે, એ પણ હું હવે સારી રીતે સમજ્યો છું. વેદવચન પ્રમાણે તારાં વચનને સત્ય પ્રમાણ માનું છું.[૧૦] જ્યાં આશા પરિપૂર્ણ થવાનો મુદ્દલ સંભવ નથી, ત્યાં 'પૂર્ણ થશે, પૂર્ણ થશે,' એવી આશા તો રહે જ છે. હે મહા બુદ્ધિશાળી મુનિ! મારા હૃદયમાં એક સંશય ઉત્પન્ન થયો છે. તે સંશય વિષે હું તને પૂછું છું. તારે મને તેનો યથાર્થ રીતે ખુલાસો કરવો યોગ્ય છે.[૧૧] હે ભગવન્! તારા શરીર કરતાં વધારે દુર્બળ કઇ વસ્તુ છે? જો તે વિષય તને જરાપણ ગુપ્ત રાખવો યોગ્ય ન હોય તો, હે ભગવન્! મને તેનું ઉત્તર આપ.'[૧૨]

"કૃશ મુનિ બોલ્યા;-'યાચક હોઇને જે ધીરજધારી હોય, તેવો મનુષ્ય દુર્લભ હોય છે અથવા તો તેવો મનુષ્ય મળવો જ મુશ્કેલ છે! હે તાત! પરંતુ જે પુરુષ યાચકનું અપમાન કરતો નથી, તેવો પુરુષ અત્યંત દુર્લભ છે.[૧૩] જે પુરુષ સત્કાર કરીને પોતાની શક્તિ અનુસાર ઘટતી રીતે સામા મનુષ્યનો સત્કાર કરતો નથી, તેવા આશાભંગ પુરુષની આશા, મારા શરીરના કરતાં ઘણી જ કૃશ (દુર્બળ) છે.[૧૪] કૃતઘ્ની પુરુષોને વિશે, ક્રૂર પુરુષોને વિશે, આળસુ પુરુષોને વિશે અને અપકાર (ભૂંડું) કરનારા પુરુષોને વિશે, જે આશા રહેલી છે, તે આશા મારા શરીરના કરતાં ઘણી જ કૃશ છે.[૧૫] જેને એક જ પુત્ર હોય તેવો પિતા પોતાનો પુત્ર ખોવાઇ જાય અથવા તો પરદેશમાં જાય અને તેના સમાચાર જાણવામાં આવે નહિ, તે છતાં તેને જોવાની જે આશા રાખે છે, તે તેની આશા મારા શરીરના કરતાં વિશેષ કૃશ હોય છે![૧૬] હે નરેન્દ્ર! પ્રસવ સમયે સ્ત્રીઓની પુત્રો પ્રસવવાથી, તેના તરફથી ભવિષ્યમાં પ્રાપ્ત થવાની સુખેચ્છાની જે આશા હોય છે તે, (કે પુત્ર મને સર્વ સુખ આપશે), પુત્રોત્પાદન કરતી વખતે વૃદ્ધોની જે આશા હોય છે તે, અને ધનવંતોની જે આશા હોય છે તે, આશા મારા શરીરના કરતાં વધારે કૃશ છે.[૧૭] પરણવાને યોગ્ય વયમાં આવેલી કન્યાઓના સમક્ષમાં જ્યારે તેઓના વિવાહને માટે વાતો કરવામાં આવે, ત્યારે તેઓમાં જે (સુખની) આશા ઉત્પન્ન થાય છે, તે આશા મારા શરીરના કરતાં વિશેષ કૃશ હોય છે.'[૧૮] આ પ્રમાણે પોતાના પ્રશ્નનું ઉત્તર સાંભળીને, હે રાજન્! વીરદ્યુમ્ન રાજા પોતાની રાણીઓ સાથે તે ઉત્તમ બ્રાહ્મણના ચરણનો મસ્તકવડે સ્પર્શ કરીને તેના ચરણમાં પડીને પુનઃ કહેવા લાગ્યો.[૧૯]

"રાજા બોલ્યો;-હે ભગવન્! હું તારી પાસે ભિક્ષા માંગું છું! હું મારા પુત્રને મળવાની ઇચ્છા રાખું છું. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તેં હમણાં મને જે વાત કહી તે સત્ય છે, એમાં સંદેહ નથી.' રાજાનાં આવાં વચન સાંભળીને ધર્મવંતોમાં શ્રેષ્ઠ એવા તનુઋષિ ખડખડાટ હસ્યા અને તપના તથા યોગના બળથી તે રાજાના પુત્રને બોલાવીને રાજાને સોંપ્યો અને પછી રાજાના પૂર્વના અપરાધને માટે તેને ઠપકો આપ્યો.[૨૦-૨૨] પછી ધર્મવંતોમાં શ્રેષ્ઠ એવા તે મુનિએ, પોતાનું ધર્મમય અદ્ભુત અને દિવ્ય એવું સ્વરૂપ તે રાજાને દેખાડ્યું! અને પોતે પાપ તથા ક્રોધ રહિત થઇને પાસેના વનમાં ચાલ્યા ગયા.[૨૩] હે રાજા! મેં આ સર્વ બનાવ નજરે નજર જોયો છે તથા ઋષિનાં વચન સાંભળ્યાં છે, એટલા માટે તું તારી અત્યંત કૃશ એવી આશાનો ત્વરાથી ત્યાગ કરી દે."[૨૪]

ભીષ્મ બોલ્યા;-હે રાજન્! મહાત્મા ઋષભ મુનિએ આ પ્રમાણે કહ્યું, એટલે સુમિત્ર રાજાએ તુરત પોતાની અત્યંત કૃશ આશાનો ત્યાગ કરી દીધો![૨૫] એ રીતે, હે કુંતીપુત્ર! તું પણ મારી આ વાણી શ્રવણ કરીને હિમવાન્ પર્વતની પેઠે સ્થિર અને શાંત થા.[૨૬] હે મહારાજ! તેં ખાલી દુઃખના વિચારથી* વ્યાકુળ થઇને મને પ્રશ્ન કર્યું હતું, અને તેનું યથાસિક્ષત ઉત્તર મેં આપ્યું છે. મારો ઉપદેશ શ્રવણ કર્યા પછી થઇ ગયેલા કર્મ માટે તારે સંતાપ કરવો યોગ્ય નથી.[૨૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'ऋषभगीतामां' अध्याय १२८ मो समाप्त.

## અધ્યાય ૧૨૯ મો.

### માતાપિતાની સેવા મુક્તિનું દ્વાર છે!

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભરતવંશના પિતામહ! તું જ્યારે મારા પ્રશ્નનું ઉત્તર આપે છે, ત્યારે અમૃતનું પાન કરતાં જેમ તૃપ્તિ થતી નથી, તેમ તારાં વચન સાંભળતાં મને તૃપ્તિ થતી નથી, અર્થાત્ જાણે કે સાંભળ્યા જ કરું, એવી ઇચ્છા થાય છે! આત્માસ્વરૂપ-વિશે સ્થિતિ કરનારો પુરુષ જેમ સમાધિથી તૃપ્તિને પામતો નથી, તેમ હું પણ તારાં વચન સાંભળીને તૃપ્ત થતો નથી.[૧] માટે હે પિતામહ! તું મને ફરીને ધર્મ સદ્વ્યવહાર શાસ્ત્રની વાત સંભળાવ! હું તારી પાસેથી ધર્મામૃતનું પાન કરતાં ધરાતો નથી.[૨]

* અર્થાત્, યુદ્ધમાં સગાંસ્નેહીને માર્યા, તે મહા ઘોર કર્મ છે એવા વિચારથી.

ભીષ્મે કહ્યું;-મહાત્મા યમ અને ગૌતમના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ વિષયમાં આ પ્રમાણે ઉદાહરણરૂપ છે.[૩] પારિયાત્ર નામના પર્વત ઉપર ગૌતમનો મોટો આશ્રમ હતો. તે આશ્રમમાં રહીને ગૌતમે સાઠ હજાર વર્ષ સૂધી તપશ્ચરણ કર્યું હતું![૪] હે નરવ્યાઘ્ર! એક વખતે લોકપાલ એવા યમરાજ ત્યાં આવ્યા. તેણે જોયું તો પવિત્રાત્મા ગૌતમ ઋષિ તપ કરતા હતા.[૫-૬] તપોધન અને બ્રહ્મર્ષિ ગૌતમ, એકદમ યમરાજાને પાસે આવ્યા જાણીને, સાવધાન થઇ, બે હાથ જોડીને તેની પાસે, તેની આજ્ઞા સાંભળવા ગયા![૭] ધર્મરાજાએ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ગૌતમને જોતાં વેંત જ તેનો સત્કાર કર્યો અને તેને નિમંત્રણ કરતાં પૂછ્યું કે, 'હું તમારું શું પ્રિય કરું?'[૮]

ગૌતમે પુછ્યું;-"પુરુષ શી સેવા કરીને માતાપિતાના ઋણમાંથી મુક્ત થાય અને પુરુષને દુર્લભ એવા પવિત્ર લોકો કેવી રીતે મળે?"[૯]

યમે કહ્યું;-"પુરુષે નિત્ય તપ, બાહ્ય તથા આભ્યંતર પવિત્રતા અને સત્યપરાયણ થઇને પ્રતિદિવસ માતા પિતાની સેવા કરવી. આમ આચરવાથી તે માતા પિતાના ઋણમાંથી મુક્ત થાય છે.[૧૦] ઘણા અશ્વમેધ યજ્ઞો કરીને ઘણી ઉત્તમ જાતિના બ્રાહ્મણો દક્ષિણાઓ આપવાથી પુરુષ અદ્દભુત દેખાવના લોકોમાં જાય છે."[૧૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां 'यम तथा गौतमनो संवाद' ए नामनो अध्याय १२९ मो समाप्त.

---

## અધ્યાય ૧૩૦ મો.

### આપદ્દકાળમાં, ગમે તે પ્રકારે ધન સંગ્રહ કરવો.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભરતવંશી રાજા! જે રાજાના મિત્રો નાશ પામ્યા હોય, જેના ઘણા શત્રુઓ હોય, જેનો કોશ (ભંડાર) ખાલી થઇ ગયો હોય, જે સૈન્ય વિનાનો હોય, તેણે કીયો માર્ગ ગ્રહણ કરવો?[૧] વળી જેના અમાત્યો તથા સહાયકો દુષ્ટ (રાજાની વિરુદ્ધ વર્તનારા) હોય, જેના ગુપ્ત વિચાર બહાર ફૂટી જતા હોય, રાજ્યભ્રષ્ટ થયો હોય, કાર્ય સમયે ઉત્તમ વિચાર જેને સૂઝતા ન હોય, જેણે શત્રુના દેશ ઉપર ચઢાઇ કરી હોય, જે શત્રુઓના દેશોનો સંહાર કરી રહ્યો હોય, જેને દુર્બળ છતાં બળવાનની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો હોય, જેના દેશની અવ્યવસ્થા થઇ ગઇ હોય, જેને દેશનું તથા સમયનું જ્ઞાન ન હોય તથા જે પ્રજાને અત્યંત પીડા કરનારો હોવાથી શત્રુઓની સાથે સંધિ કરી શકતો ન હોય કે શત્રુમાં ભેદ પડાવી શકતો ન હોય, તેવા રાજાએ કેવી રીતે વર્તવું? તેવા રાજાએ ધન મેળવવામાટે અધર્માચરણ કરવું કે અર્થના અભાવે મરણ પામવું? તેણે શું કરવું શ્રેષ્ઠ ગણાય, તે મને કહે.[૨-૪]

ભીષ્મે કહ્યું;-હે ધર્મજ્ઞ અને ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તું મને અત્યંત ગુપ્ત વિષય (ન કહેવા યોગ્ય) વિષે પ્રશ્ન કરે છે. હે યુધિષ્ઠિર! તું જો મને આ પ્રશ્ન ન પૂછત, તો હું આ ધર્મ કહેવાને રાજી નથી![૫] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ધર્મ-સદ્દવ્યવહાર શાસ્ત્રનું જ્ઞાન અત્યંત સૂક્ષ્મ પદાર્થ છે. મનુષ્યને શાસ્ત્ર શ્રવણદ્વારા તે સૂક્ષ્મધર્મનું જ્ઞાન થાય છે. તે ધર્મના શ્રવણથી તથા આચરણથી કેટલાકો, સમયપરત્વે સદાચારે વર્તી સત્પુરુષ નિપજે છે.[૬] રાજા બુદ્ધિપૂર્વક કર્મ કર્યા છતાં પણ ધનાઢ્ય થાય છે અથવા તો નથીએ થતો. એ માટે આવી જાતના પ્રશ્ન ઉપર તારે પોતે જ તારી બુદ્ધિથી વિચાર કરવાનો છે.[૭] હે ભરતવંશી રાજા! આજીવિકા માટે, જેમાં ઘણે ભાગે ધર્મ સમાયલો છે, એવો ઉપાય હું તને સંભળાવું છું તે તું સાંભળ; પરંતુ હું નૈતિક ધર્મને લીધે આવી જાતના આચરણને ધર્મને નામે ઓળખાવવાને રાજી નથી![૮] આપત્તિના સમયમાં જે રાજા પોતાની પ્રજાને દુઃખ દઇને કર એકઠો કરે છે, તે રાજા નાશની અણી ઉપર છે, આમ સર્વે વિદ્વાનોએ એકત્ર થઇને, વિચાર કરીને નિશ્ચય કર્યો છે.[૯] પુરુષ જે જે શાસ્ત્રનું નિત્ય અવલોકન કરે છે, તે તે ધર્મનો વિષય તેના જાણવામાં આવે છે અને તેનું વિજ્ઞાન તેને અનુકૂલ થઇ પડે છે.[૧૦] જે મનુષ્ય અજ્ઞાની છે તેને કાર્ય કરવા માટે ઉપાય સૂઝતા નથી, પરંતુ શાસ્ત્રના અભ્યાસથી જ્ઞાની થયેલા પુરુષને ઉપાય સૂઝે છે અને ઉપાય કરવાથી ઉત્તમ પ્રકારની સમૃદ્ધિ મળે છે.[૧૧] તું મારા ઉપર કોઇ પણ જાતની શંકા કે અસૂયા કર્યા વિના, મારાં હવે પછીનાં વચનને શ્રવણ કર. કોશનો (ખજાનાનો) નાશ થવાથી રાજાના બળનો નાશ થાય છે![૧૨] મનુષ્ય નિર્જળ પ્રદેશમાંથી પણ જેમ જળને કાઢે છે, તેમ રાજાએ, આપત્તિના સમયમાં (પોતાની પ્રજાની પાસેથી કરરૂપે ધન લઇને) પોતાના કોશમાં પૈસો એકઠો કરવો. (પણ આ સંકર ધર્મનો આવો પણ નિયમ છે કે, જ્યારે સારો સમય આવે, ત્યારે ધનાદિકથી પ્રજાના ઉપર અનુગ્રહ કરવો. આમ જ સનાતન કાળથી ધર્મનું પાલન થતું આવ્યું છે અને પ્રાચીન કાળના પુરુષો પણ આપત્તિના સમયમાં આ રીતે જ ઉપધર્મથી વર્તતા હતા.)[૧૩] હે ભરતવંશી રાજા! સુખના સમયમાં સમર્થ રાજાનો ધર્મ જૂદો હોય છે અને આપત્તિના સમયમાં

નિર્બળ પડી ગયેલા રાજાનો ધર્મ જૂદો હોય છે. કેમકે ધન વિના પણ રાજા તપશ્ચરણ વગેરેથી ધર્માચરણ કરી શકે છે. પરંતુ ધર્મના કરતાં પણ જીવન વધારે શ્રેષ્ઠ ગણાય છે. (તેને ટકાવી રાખવા માટે ધનની જરૂર પડે છે. તે માટે, ધન સંપાદન કરતાં જો ધર્મ આડે આવતો હોય તો તેની દરકાર રાજાએ કરવી નહિ. અર્થાત્ ગમે તે ઉપાયથી પણ ધનાદિક મેળવી જીવનનું રક્ષણ કરવું.)[૧૪] જે રાજા, માત્ર ધર્માચરણનો જ વિચાર કરે છે, તે નિર્બળ રાજા છે. માત્ર ધર્માચરણથી જ તે પોતાની આજીવિકા-વ્યવહાર, ઉત્તમ રીતે ચલાવી શકતો નથી! તેમ ધર્માચરણ કરવાથી તેને અવશ્ય બળ મળે છે, એવો કંઈ ખાસ નિયમ નથી.[૧૫] તેટલા માટે, આપત્તિકાળમાં રાજા જે આચરણ કરે છે, તેને ધર્મથી પ્રતિકૂલ માનવું નહિ! બીજા પક્ષમાં કેટલાએક વિદ્વાનોનું માનવું એમ છે કે, આવા ધર્મપ્રતિકૂલ આચરણ કરવાથી, અધર્મ જ થાય છે.[૧૬] ક્ષત્રિયે આપત્તિનો નાશ થયા પછી કેવી રીતે વર્તવું જોઈએ? (આ સમયે) તેણે પોતાના ધર્મને લાંછન ન લાગે, એવી રીતે ચાલવું જોઈએ. તેણે એવી રીતે વર્તવું કે જેથી શત્રુને તાબે ન થવું પડે. આ સર્વ તેનાં કર્તવ્યો છે, એમ વિદ્વાનો કહે છે તેણે પોતાનો નાશ ન થાય, એ રીતે વર્તવું જોઈએ.[૧૭] આવા દુઃખના સમયમાં પોતાની અને પરની પ્રતિષ્ઠાના રક્ષણની ઝાઝી ચિંતા રાખવી નહિ,* પરંતુ સર્વે ઉપાયો યોજીને પોતાના પંડનું રક્ષણ કરવું અને પોતાનો આપત્તિમાંથી ઉદ્ધાર કરવો, આવો નીતિવેત્તાઓનો નિશ્ચય છે.[૧૮]

હે તાત! શ્રુતિમાં કહ્યું છે કે, ધર્મવેત્તા બ્રાહ્મણોએ ધર્મના વિષયમાં નિપુણતા મેળવવી, ક્ષત્રિયે બાહુબળથી ઉદ્યમમાં નિપુણતા મેળવવી; કારણ કે ક્ષત્રિયોના બાહુઓમાં વીર્ય (પરાક્રમ) રહેલું છે.[૧૯] હે ભરતવંશના રાજા! જ્યારે ક્ષત્રિયની આજીવિકાનાં સાધન જતાં રહ્યાં હોય, ત્યારે તેણે તપસ્વીઓ અને બ્રાહ્મણોના ધન સિવાય બીજું શું લઈ શકતો નથી?[૨૦] બ્રાહ્મણ આજીવિકાને માટે દુઃખી થતો હોય તો તે જેમ અયાજ્ય (યજ્ઞ કરાવવાને અયોગ્ય પુરુષ) ને યજ્ઞ કરાવીને આજીવિકા ચલાવે છે તથા જેઓનું અન્ન ભોજન કરવાને અયોગ્ય છે એવા પુરુષોનાં તથા ભોજન કરવાને અયોગ્ય એવા અન્નોનું, ભોજન કરે છે; તેવી જ રીતે આજીવિકાને માટે સીદાતા ક્ષત્રિયે પણ, પોતાની આજીવિકા માટે, ગમે તેનું-તપસ્વી અને બ્રાહ્મણના ધન વિનાનું, હરકોઈનું ધન લેવામાં (જરાએ) સંશય રાખવો નહિ.[૨૧] (શત્રુથી ઘેરાયલા) મનુષ્યને દુઃખ દેવામાં આવતું હોય, તેને નાસવા માટે કયું સ્થલ અદ્વાર ગણાય છે? બંદીખાનામાં પૂરેલા મનુષ્યને નાસી છૂટવા માટે કયો માર્ગ અવળો ગણાય છે? જ્યારે સંકટ આવી પડે, ત્યારે ઇચ્છામાં આવે તેવા ખરાબ કે નરસા દ્વારથી કે માર્ગથી તે નાસી જાય છે. (અર્થાત્ પીડિત પુરુષ છીંડીએથી જ નાસી જાય છે.)[૨૨] જે ક્ષત્રિયનો કોશ (ખજાનો) અને બળ (સૈન્ય) નાશ પામ્યાં હોય અને જેને નીચો નમાવવામાં આવ્યો હોય, તેવા સંકટમાં આવી પડેલા ક્ષત્રિયને, ભિક્ષા માગીને આજીવિકા કરવાનું કે વૈશ્ય અથવા તો શૂદ્રના ધંધાથી આજીવિકા કરવાનું શાસ્ત્રમાં કહ્યું નથી.[૨૩] પોતાના નાતિલાઓની પાસે ક્ષત્રિયે યાચના કરવી, એ તેનો ધર્મ નથી. તેનો મુખ્ય ધર્મ તો યુદ્ધમાં વિજય કરીને ધન સંપાદન કરવું અને તેનાથી પોતાની આજીવિકા ચલાવવી, એ છે! પરંતુ મુખ્ય વિધિથી તે ક્ષત્રિયની આજીવિકા ન ચાલી શકે તો પછી ગૌણ વિધિથી પણ આજીવિકા ચલાવવાને તેને કંઈ પ્રતિબંધ નથી.[૨૪] જે ક્ષત્રિય આપત્તિમાં આવી પડ્યો હોય અને જો પોતાના ધર્મ પ્રમાણે આજીવિકા ચાલાવવાનાં સાધન ન હોય, તેણે અન્યાય કરીને પણ પોતાની આજીવિકા ચલાવવી. બ્રાહ્મણોમાં પણ જો તે પોતાના ધર્મવડે આજીવિકા ચલાવવાને અસમર્થ હોય તો (એટલે ત્રણ દિવસ સૂધી લાંઘણ થઈ હોય તો) તેણે અન્યાયથી (બ્રાહ્મણ સિવાય) બીજાની પાસેથી ધાન્ય લૂટી લાવીને પોતાની આજીવિકા ચલાવવાની રીત આપણા જોવામાં છે;[૨૫] તો પછી ક્ષત્રિયને તેમાં શા માટે સંશય કરવો? જરા પણ ખિન્ન હૃદય ન કરતાં અને નાશ ન પામતાં, ક્ષત્રિયે શ્રેષ્ઠ પુરુષોની પાસેથી ધન ધાન્ય લૂટી લાવીને આજીવિકા ચલાવવી, પરંતુ કોઈ પણ રીતે દુઃખી થવું નહિ.[૨૬] ક્ષત્રિયને પ્રજાનો હંતા અને રક્ષણકર્તા ગણવામાં આવે છે, એટલા માટે પ્રજાનું રક્ષણ કરનારા ક્ષત્રિયે સંકટની વેળાએ સર્વની પાસેથી બળાત્કારે ધન તથા ધાન્ય છિનવી લેવાં![૨૭] હે રાજન્! આ જગતમાં બીજાની હિંસા કર્યા વિના કોઈની પણ આજીવિકા ચાલતી નથી. મુનિ અરણ્યમાં એકલો વાસ કરીને રહે છે, તેની પણ આજીવિકા હિંસા કર્યા વિના ચાલતી નથી, તો પછી બીજાની તો વાત જ શી કરવી?[૨૮] હે કુરુકુળ શ્રેષ્ઠ યુધિષ્ઠિર! લલાટપટ્ટ લિખિત વૃત્તિ અર્થાત્ અદૃષ્ટ વૃત્તિનું અવલંબન કરીને આજીવિકા ચલાવવી, એ સાધારણ મનુષ્યોને પણ યોગ્ય નથી, તો પછી જેને પ્રજાનું પાલન કરવાની ઇચ્છા છે, તેવા રાજાને

* આપત્તિના સમયમાં સદાચારનો કે ધર્મનો રાજાએ વિચાર કરવો નહિ. એવે સમયે રાજાએ, પોતાનો કે પારકાનો ધર્મ જતો હોય તો જવા દઈ, સ્વનું રક્ષણ કરવું.

તો વિશેષે કરીને તેવી વૃત્તિ કરવી અયોગ્ય હોય, એમાં શી નવાઈ![૨૯] આપત્તિકાળમાં રાજાએ અને રાષ્ટ્ર-પ્રજાએ હમેશાં એકબીજાની રક્ષા કરવી. આ બન્નેનો સનાતન ધર્મ ગણાય છે.[૩૦] રાજા જેમ આપત્તિકાળમાં ધનના ઢગો ખર્ચીને પણ રાષ્ટ્રનું રક્ષણ કરે છે, તેમ રાષ્ટ્રની પ્રજાએ પણ આપત્તિકાળમાં રાજાની રક્ષા કરવી જોઇએ.[૩૧]

રાજા આજીવિકાથી પીડાતો હોય, તોપણ તેણે પોતાના ખજાનાને, દુષ્ટોને દંડનારા રાજદંડને, સૈન્યને, મિત્રોને તથા સંગ્રહ કરી રાખેલા બીજા પદાર્થોને બનતા સુધી કદીપણ ત્યાગ કરવા નહિ.[૩૨] ધર્મવેત્તા પંડિતો કહે છે કે, પોતાના ખોરાકમાં ઓછું કરીને પણ બીજાની રક્ષા કરવી. (તેમ એ સર્વનું દેશની રક્ષાર્થે રક્ષણ કરવું.) મહામાયાવી શંબરાસુરની આ નીતિ છે, આમ નીતિવેત્તાઓ કહે છે.[૩૩] તે રાજાને ધિક્કાર છે કે, જેનો દેશ શિથિલ થતો હોય! ધિક્કાર છે તે રાજાને, કે જેના દેશના મનુષ્યો આજીવિકાને માટે પરદેશમાં જઇને પરદેશી પ્રજા બની જતા હોય![૩૪] રાજાનું મૂળ કોશ (ખજાનો) અને સૈન્ય છે, (અર્થાત્ રાજાને તે ટકાવી રાખનારાં છે). સૈન્યનું મૂળ કોશ છે, અર્થાત્ સેનાને રાખવાનો આધાર ખજાનાપર રહે છે; ધર્મોનું મૂળ સૈન્ય છે, અર્થાત્ સૈન્યના ભયથી જ સર્વે પ્રજાને પોતપોતાના ધર્મોમાં રાખી શકાય છે; પ્રજાનું મૂળ ધર્મ છે અર્થાત્ ધર્માચરણ કરવાથી પ્રજા તથા રાજા સુખભાગી થાય છે! આ રીતે સર્વનું મૂળ કોશ (ખજાનો) છે, માટે કોશને કોઇ પણ ઉપાયથી વધારવા જવો.[૩૫]

બીજાઓને દુઃખ દીધા વગર કોશમાં વૃદ્ધિ થઇ શકતી નથી અને કોશ ન હોય તો સૈન્યને ક્યાંથી રાખી શકાય? માટે આપત્તિકાળમાં કોશને એકઠો કરવા માટે, પ્રજાને પીડા કરવી પડે તો તેથી રાજા દોષપાત્ર ઠરતો નથી![૩૬] જેમ યજ્ઞ કરનારાને યજ્ઞ કરતી વખતે, યજ્ઞ માટે (પશુ હિંસાદિક) અનર્થો કરવા પડે છે, પણ તેથી જેમ તેને પાપ લાગતું નથી, તેમ કારણવશાત્ (આપત્કાળ આવે ત્યારે જ) રાજા કદાચ કોશમાં વૃદ્ધિ કરવામાટે અનર્થ કરે, તોપણ તે દોષભાગી ઠરતો નથી![૩૭] (આપત્કાળની અંદર) દ્રવ્ય સંપાદન કરવા માટે અયોગ્ય એવા ઉપાયો યોજવા પડે છે જ. જો અયોગ્ય ઉપાયો ન યોજવામાં આવે તો તે રાજાને પરિણામે દુઃખ આવી પડે છે. નાશ અટકાવવા અને દુઃખ* દૂર કરવાનાં જે ખાતાંઓ ચલાવવાં પડે છે, તે સર્વે ધન એકઠું કરવા માટે જ છે. પોતાની બુદ્ધિવડે વિચાર કરીને (દેશકાળને અનુસરી) વિદ્વાન્ રાજાએ કાર્યનો નિર્ણય કરવો.[૩૮] જેમ પશુ વગેરે, યજ્ઞને માટે ઉપયોગી થઈ પડે છે અને યજ્ઞ કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને પશુઓ વગેરે યજ્ઞસામગ્રી, યજ્ઞ તથા સંસ્કાર, આ ત્રણથી મોક્ષ મળે છે; તેમ જ રાજનીતિ અને રાજદંડ, કોશનો સંગ્રહ કરવા માટે ઉપયોગી છે અને કોશ, સૈન્ય રાખવામાં ઉપયોગી છે! આ રીતે નીતિ-દંડ, કોશ અને સૈન્ય આ ત્રણ રાષ્ટ્રની પુષ્ટિ કરનારા અને શત્રુનો પરાજય કરનારાં છે.[૩૯]

આ વિષયમાં હું તને ધર્મના તત્ત્વને પ્રકાશ કરનારો એક દાખલો કહું છું. યજ્ઞનો યૂપ (યજ્ઞસ્તંભ) બનાવવા માટે એક વૃક્ષને કાપવામાં આવે છે. તે સમયે જે જે વૃક્ષો તે વૃક્ષને કાપવામાં અડચણ કરનારાં હોય છે, તેઓને પણ અવશ્ય કાપી નાંખવામાં આવે છે અને તે વૃક્ષ પડતાં પડતાં બીજાં વૃક્ષોનો પણ નાશ કરી નાંખે છે![૪૦-૪૧] આવી રીતે મોટા કોશનો સંગ્રહ કરવો હોય, ત્યારે જે મનુષ્યો, પ્રતિપક્ષી તરીકે તેમાં અડચણ નાંખનારાં હોય, તેઓને માર્યા વિના, હે શત્રુને તપાવનાર યુધિષ્ઠિર! બીજી રીતે કાર્યની સિદ્ધિ કેમ થાય, તે હું જોઇ શકતો નથી.[૪૨] ધનવડે મનુષ્ય આ લોકનો તથા પરલોકનો, એમ ઉભય લોકનો વિજય કરે છે અને સત્યને તથા ધર્મને પણ સંપાદન કરે છે; પરંતુ જે મનુષ્ય નિર્ધન છે, તે જીવતે જ મુવા જેવો છે.[૪૩] હે ભરતવંશી રાજા! યજ્ઞ કરવા માટે જો ધન જોઇતું હોય તો હરકોઇ (શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલા) ઉપાયોવડે પણ ધન લાવવું ને તેમ કરવાથી યજમાનને દોષ લાગતો નથી. એમ જ આપત્તિકાળમાં ધન મેળવવા માટે પ્રજાપર જુલમ કરવાનું કહ્યું છે, પણ સારા સમયમાં તેનો નિષેધ કર્યો છે. (દેશ તથા કાળને અનુસરીને) કાર્ય, અકાર્ય થઈ પડે છે અને અકાર્ય, કાર્યરૂપ થઇ પડે છે. માટે તેને વિશે વિપરીત વિચાર-ભાવના કરવી નહિ.[૪૪] હે રાજા! એક જ પુરુષમાં ધનનો સંગ્રહ અને ધનનો ત્યાગ કદી પણ સંભવી શકતો નથી; અર્થાત્ જે સંગ્રહ કરનારો છે, તેનાથી ધનનો ત્યાગ થઇ શકતો નથી અને ત્યાગી ધનનો સંગ્રહ કરતો નથી. મોટા ધનવંતોને હું અરણ્યોમાં જોતો નથી (અને જેને ધનની ઇચ્છા નથી તે નગરો અને પ્રાસાદોમાં રહેતા નથી).[૪૫] આ પૃથ્વીપર (ઉપર પણ) જે કંઇ ધન જોવામાં આવે છે તે ધનને માટે, સર્વે લોકો 'આ ધન મને મળે, આ ધન મને મળે!' આમ કહીને મારામારી કરે છે.[૪૬] હે શત્રુને તપાવનારા રાજા! રાજાને આ જગતમાં રાજ્ય સમાન કોઇ પણ ધર્મ (કર્તવ્યકર્મ) નથી; અર્થાત્ રાજાનું શ્રેય રાજ્યનું

* બીજાથી થતો નાશ અટકાવવા માટે સૈન્યનું ખાતું અને પ્રજામાં પડતું દુઃખ દૂર કરવાને ન્યાય ખાતું.

રક્ષણ કરવામાં જ સમાયલું છે. જ્યારે આપત્તિનો સમય હોય, ત્યારે રાજાએ પ્રજાની પાસેથી અધિક કર લેવો યોગ્ય ગણાય; પરંતુ આપત્તિ ન હોય (સમય સારો હોય-પ્રજામાં આબાદી હોય-શત્રુ તરફનો ભય ન હોય) ત્યારે વિશેષ કર લેવાથી રાજાને પાપ લાગે છે. માટે રાજાએ આબાદીના સમયમાં પ્રજાના ઉપર અનુગ્રહ કરવો અને રાજ્ય (પ્રજા)નું રક્ષણ કરીને શ્રેય સંપાદન કરવું.[૪૭] કેટલાએક લોકો દાન, બક્ષીસ આદિથી ધન મેળવે છે; કેટલાએક યજ્ઞો કરીને ધન મેળવે છે; કેટલાએક તપસ્વીઓ તપ કરીને ધન મેળવે છે અને કેટલાએક બુદ્ધિ તથા ડહાપણવડે ધન મેળવે છે![૪૮] જે મનુષ્ય ધન વિનાનો હોય છે, તેને દુર્બળ કહેવામાં આવે છે અને ધનવાળો બળવાન્ કહેવાય છે; ધનવાન્ મનુષ્ય સર્વ વસ્તુને મેળવે છે; ધનનો ભંડાર ધરાવનારો પુરુષ સર્વ જાતની આપત્તિને તરી જાય છે;[૪૯] ધનના ભંડારથી મનુષ્ય ધર્મ, કામ (વૈભવો) તથા પરલોકને મેળવે છે; એટલા માટે રાજાએ કોશને (ધનના ભંડારને) ધર્મવડે (ન્યાયથી) મેળવવાની ઇચ્છા કરવી; પરંતુ આપત્તિકાળમાં જે અધર્માચરણને ધર્મ માની લોકવ્યવહાર કરવામાં આવે છે, તેવા ન છૂટકે ધારણ કરેલા અધર્મથી (અન્યાયથી), કદીપણ ધન મેળવવાની ઇચ્છા કરવી નહિ.[૫૦]

इति श्रीवेदव्यासविरचित एकलक्ष श्लोकात्मक महाभारतसंहिताविषे शांतिपर्वांतर्गत राजधर्मानुशासनपर्वमां अध्याय १३० मो समाप्त.

# આપદ્ ધર્મ પર્વ*

## અધ્યાય ૧૩૧ મો.

### આપત્કાળમાં રાજાની રીતિ!

युधिष्ठिर उवाच—क्षीणस्य दीर्घसूत्रस्य सानुक्रोशस्य बंधुषु ।
परिशंकितवृत्तस्य श्रुतमंत्रस्य भारत ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભરતવંશના રાજા! જે રાજા ધાન્ય તથા કોશ (ભંડાર) વગેરેથી રહિત હોય, નિર્બળ હોય, બંધુવર્ગ ઉપરની દયાને લીધે તેનો નાશ થવાના ભયથી લડાઇથી ડરતો હોય, કિલ્લામાંથી બહાર નિકળીને યુદ્ધ કરવાને અસમર્થ હોય, અમાત્યાદિકના આચરણ ઉપર શંકાવાળો હોય, જેના રાજકીય વિચારો ખુલ્લા થઇ ગયા હોય, તેણે શું કરવું?[૧] જેનાં નગરો અને દેશોને શત્રુઓએ વિભાગ પાડીને વહેંચી લીધા હોય અને તે જ કારણથી જે રાજા નિર્ધન થઇ પડેલો હોય, નિર્ધન હોવાથી મિત્રોનો સત્કાર નહિ કરી શકતો હોય, જેના અમાત્યો એકમત ન હોય અથવા ચોતરફથી શત્રુઓની સાથે મળી જઈ તેને દબાવતા હોય,[૨] બીજા દેશના રાજાએ જેનો પરાભવ કર્યો હોય, જે બળ રહિત હોય અને બળવાન શત્રુ રાજાએ જેના ચિત્તને વ્યાકુળ કર્યું હોય, એવા રાજાએ કેવા ઉપાયો લેવા?[૩]

ભીષ્મ બોલ્યા;–હે રાજા યુધિષ્ઠિર! વિજિગીષુ શત્રુ રાજા, જો ધર્મ અને અર્થમાં કુશળ હોય તથા પવિત્ર મનનો હોય તો, જે રાજાના રાજ્ય ઉપર તે ચઢાઇ લાવ્યો હોય તે રાજાએ, તેની સાથે તુરત સંધિ કરવી અને પોતાના પૂર્વજોએ ભોગવેલાં નગરો તથા ગામડાંઓને, શત્રુની પાસેથી છોડાવીને, પોતાના તાબામાં લેવાં.[૪] પણ જે શત્રુ અધર્મથી જિતવાની ઇચ્છાવાળો, બળવાન અને પાપ કરવાના ઠરાવ ઉપર જ આવ્યો હોય, તો તેવા શત્રુની સાથે તેને કેટલાએક ગામ આપીને પણ સંધિ કરવી.[૫] પણ ચઢાઈ કરનાર શત્રુ, તેમ કરવાને પણ ના પાડતો હોય તો, પોતાની રાજધાનીને ત્યજીને નાશી જવું અથવા તો તેને દંડ તરિકે ધન આપીને આપત્કાળને ઉલ્લંઘી જવો અને પ્રાણની રક્ષા કરવી. જો રાજા જીવતો રહે છે તો કાળે કરીને બળવાન્ રાજા થઇને કોશ,

* આ આપદ્ ધર્મ નામનું પર્વ છે. રાજાના ઉપર કે રાષ્ટ્રના ઉપર જ્યારે આપત્કાળ આવી પડે, ત્યારે રાજાએ અમાત્ય, પ્રજા તથા શત્રુ રાજાઓની સાથે કેમ વર્તવું, પોતાના ધનરહિત થઇ પડેલા ખજાનાને ભરવા માટે પ્રજાની તરફ કેવી રીતે વર્તવું; વગેરે રાજનીતિની બાબતોનું આ પર્વમાં વિવેચન કરવામાં આવ્યું છે.

રાજ્ય વગેરે પાછા મેળવી શકે છે.[૬] ધનનો ભંડાર આપી દેવાથી અથવા તો સેનાનો ત્યાગ કરી દેવાથી, જે આપત્તિઓ દૂર કરી શકાતી હોય, તેવી આપત્તિઓને માટે અર્થ તથા ધર્મને જાણનારો કયો રાજા પોતાના ઉત્તમ આત્માનો નાશ કરે?[૭] શત્રુ ચઢી આવે, તે સમયે રાણીઓને નસાડી મૂકવી, પરંતુ કદાચ તેઓ શત્રુના કબજામાં આવી જાય તો તેની પણ દરકાર કર્યા વિના, રાજાએ પોતાની જ રક્ષા કરવી! રાણીઓ અને ભંડારને, શત્રુઓ પોતાને તાબે કરી લે તે સમયે તેની દયા ખાવી નિરર્થક છે. (તેમ કરવા જતાં, તે પોતે જ શત્રુના તાબામાં જઈ પડવાનો સંભવ છે.) પોતાથી બની શકે ત્યાં સુધી કોઇ પણ રીતે રાજાએ પંડે પોતાનો દેહ શત્રુના હાથમાં જવા દેવો નહિ.[૮]

યુધિષ્ઠિરે પૂછ્યું;–અમાત્ય વગેરે, રાજાના ઉપર ક્રોધ કરી ઉઠે–સામે થાય અને બીજી તરફથી શત્રુ સપડાવવા માંડે, ભંડાર ખાલી થઇ ગયો હોય અને રાજકીય ગુપ્ત વિચારો ખુલ્લા થઇ ગયા હોય, તેવા સમયમાં રાજાએ શો ઉપાય લેવો?[૯]

ભીષ્મે કહ્યું;–એવો સમય આવે ત્યારે કાંતો રાજાએ, જો શત્રુ, ધર્મજ્ઞ હોય તો તુરત તેની સાથે સલાહ કરવાની પેરવી કરવી, અથવા તો પોતાનું તીક્ષ્ણ પરાક્રમ બતાવીને શત્રુને પોતાના રાષ્ટ્રમાંથી દૂર હાંકી કાઢવો. તેવી શક્તિ ન હોય તો ધર્મયુદ્ધ કરવું અને તેમ કરતાં મરણ થાય છે તો પરલોકમાં જવું (શ્રેયસ્કર છે)![૧૦] પરંતુ જો સૈન્ય પોતાના ઉપર પ્રીતિવાળું હોય, ઉત્સાહી હોય અને રાજાના કલ્યાણમાં તત્પર હોય તો (શત્રુ સાથે લડવું, કેમકે) તેવાં અલ્પ સૈન્યવડે પણ રાજા આખી પૃથ્વીને જિતી શકે છે![૧૧] રાજા રણમાં યુદ્ધ કરતાં મરણ પામે છે તો તે સ્વર્ગમાં જાય છે અને જો શત્રુઓનો સંહાર કરે છે તો પૃથ્વી ઉપર રહીને રાજ્યનું સુખ ભોગવે છે. જે રાજા યુદ્ધમાં પોતાના પ્રાણોનો ત્યાગ કરે છે, તે રાજા ઇંદ્રના લોકમાં જાય છે.[૧૨] શત્રુ સમર્થ હોય તો, તેની પાસે સર્વ લોકોની રીતિને અનુસરીને સોગન લેવા (કે તને વફાદાર રહીશ), મૃદુપણું બતાવવું અને વિનયાદિકથી તે શત્રુ રાજાનો વિશ્વાસ બેસાડીને પોતે પણ અનેક ઉપાયોવડે શત્રુ રાજાનો વિશ્વાસ મેળવવો.[૧૩] (પોતાના અમાત્યાદિક કૃતઘ્ન થવાથી) યુદ્ધ થઇ શકે તેમ નહોય અને (શત્રુ કોપાયમાન થવાથી) તેની સાથે સલાહ થઇ શકે તેમ પણ ન હોય, તો પછી રાજધાનીમાંથી નાસી જવાની ઇચ્છા કરવી અને પછી શત્રુને સામવડે સમજાવીને શાંત કરવો. તેમ પણ ન બની શકતું હોય તો કેટલાએક સમય સુધી દેશ ત્યજીને દૂરના દેશમાં ચાલ્યા જવું અને ત્યાં રાજકીય કારસ્તાનો કરી સૈન્ય એકઠું કરીને ફરી પોતાનું ગયેલું રાજ્ય મેળવવાનો આરંભ કરવો.*[૧૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां अध्याय १३१ मो समाप्त.

## અધ્યાય ૧૩૨ મો.

### આપત્કાળમાં રાજર્ષિઓની રીતિ!

યુધિષ્ઠિરે પૂછ્યું;–જ્યારે સર્વ લોકોમાં માન્ય થયેલો એવો રાજાનો રક્ષણ કરવારૂપી ઉત્તમ ધર્મ નાશ પામી જાય, પૃથ્વી ઉપરનાં સર્વ આજીવિકાનાં સાધનોને દસ્યુઓ–લુટારાઓ પોતાને સ્વાધીન કરી લે;[૧] અને આપત્તિકાળ આવ્યો હોય તે સમયે, હે પિતામહ! દયા આવવાથી પોતાના પુત્રો અને પૌત્રોનો ત્યાગ નહિ કરનારા બ્રાહ્મણે, કેવી રીતે આજીવિકા કરવી?[૨]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! તેવા સમયમાં બ્રાહ્મણે વિજ્ઞાનના બળનો આશ્રય કરીને આજીવિકા ચલાવવી. આ પૃથ્વીપરની ધનાદિક સર્વ વસ્તુ સત્પુરુષોને માટે છે; પરંતુ અસત્પુરુષોને માટે કોઇ પણ વસ્તુ નથી.[૩] જે પુરુષ આત્માનો સંક્રમ (ધનના આવવા જવાના માર્ગરૂપ) કરી, અસત્પુરુષોની પાસેથી ધન લઇને, સત્પુરુષોને આપે છે, તે જ સર્વ ધર્મનો જાણનાર છે.[૪] જે રાજાને પોતાનું રાજ્ય મેળવવાની ઇચ્છા હોય, તેણે રાજ્યમાં વસનારી પ્રજાને બળવાખોર થઈ જાય એવી રીતે કદી પણ કોપાવવી નહિ. પરંતુ સંકટના સમયમાં રાજ્યના શ્રીમાનો ધન આપી મદદ કરે નહિ તો તેના ધનને 'આ ધન મારું છે' એમ ગણીને તેની પાસેથી પરાણે ધન લઈ લેવું. (પરંતુ સારા સમયમાં પ્રજાનું દ્રવ્ય જોર જુલમથી લેવું નહિ, પણ તેને કરના બોજામાંથી મુક્ત કરવી.)[૫] જે રાજા જ્ઞાન, બળ, સદાચાર તથા ધૈર્યસંપન્ન હોય છે, તે રાજા કદાચ હલકાં કાર્યો કરવા માંડે છે, તોપણ, ક્ષત્રિયની વૃત્તિને જાણનારો કયો પુરુષ તેને નિંદે છે?[૬] જેઓ પરાક્રમ બતાવીને આજીવિકા કરે છે, તેઓને બીજી જાતની આજીવિકા કરવી ગમતી નથી. હે યુધિષ્ઠિર! બળવાન્ પુરુષો પરાક્રમની જ પ્રવૃત્તિ કરે છે.[૭] આપત્કાળમાં એક રાજા આપદ્ધર્મને કહેનારાં શાસ્ત્રોની આજ્ઞાને અનુસરે છે, એટલે આપત્કાળમાં પોતાના દેશમાંથી તથા શત્રુના દેશમાંથી ધન હરી લાવીને પોતાનો ભંડાર ભરે છે; પરંતુ તેવે સમયે એક વિદ્વાન્ રાજા, આપદ્ ધર્મનો અભ્યાસ કરીને, કાર્યાકાર્યનો વિચાર કરે છે–એટલે કે જેઓ ધનવાન્ છતાં પણ લોભી હોય છે, તેઓની પાસેથી દંડ તરિકે ધન લે છે,

* બંગાળાની પ્રતમાં ૧૩–૧૪ શ્લોકો નથી.

પરંતુ બીજાઓની પાસેથી લેતો નથી.*[૮] મોટી આપત્તિનો સમય આવે તો પણ સારી રીતે જેઓનો સત્કાર કરવામાં આવે છે એવા માનનીય ઋત્વિજો, પુરોહિતો, આચાર્યો અને બ્રાહ્મણોની પાસેથી રાજાએ ધન હરણ કરવું નહિ. રાજા જો બ્રાહ્મણોનું ધન ખુંચવી લે છે તો તે પાપી થાય છે. મેં તને આ લોકોમાં પ્રમાણભૂત તથા સનાતન નેત્રરૂપ ઉપદેશ કહ્યો છે. સર્વ રાજાએ તે ઉપદેશને પ્રમાણ ગણીને વર્તવું જોઇએ અને સારું શું છે તથા નઠારું શું છે, તે જાણવું જોઇએ.[૯-૧૦]

ગામના કે નગરના રહેનારા લોકો ક્રોધથી ને અદેખાઇથી એક બીજાની સ્તુતિ કે નિંદા કરે, તોપણ રાજાએ તેમના કહેવાથી કોઇનો સત્કાર કરવો નહિ, તેમ કોઇને શિક્ષા પણ કરવી નહિ;[૧૧] રાજાએ કોઇની નિંદા કરવી નહિ, તેમ નિંદાને સાંભળવી પણ નહિ. કદાચ કોઇ નિંદા કરવા માંડે તો (સત્તામાં હોય તો તેને નિંદા કરતો અટકાવવો અને સત્તામાં ન હોય તો) પોતાના બન્ને કાનને ઢાંકી દેવા, અથવા તો બીજે ઠેકાણે ચાલ્યા જવું.[૧૨] હે રાજા! બીજાની નિંદા કરવી તથા ચાડી ચુગળી કરવી, આ અસત્પુરુષોનો સ્વભાવ હોય છે; સત્પુરુષો તો સત્પુરુષોની પાસે બીજાઓના ગુણો જ ગાય છે.[૧૩] સારા દેખાવડા, સારી રીતે કેળવાયલા, ગાડીને સારી રીતે વહન કરનારા બે બળદો, જેમ ગાડીની ઝોંસરીને ગળા ઉપર ઉપાડીને વહન કરે છે, તેમ જ રાજાએ પણ (આપત્કાળમાં) રાજ્યની ઝોંસરીને ઉત્તમ પ્રકારે વહન કરવી જોઇએ.[૧૪] કેટલાક કહે છે કે, તેમ કરવાથી રાજાને બીજા ઘણા સહાયકો મળી આવે છે; કેટલાએક આચારને-પરંપરાની રૂઢિને જ ઉત્તમ ધર્મ તરિકે માન્ય રાખે છે; પણ કેટલાએક જેવા કે શંખે પોતાના અપરાધી ભાઇ લિખિતનો ચોરીના અપરાધ માટે હાથ કાપ્યો હતો તેવા ધર્મને માનનારાઓ, આચારને-રૂઢિને, ધર્મ જ માનતા નથી; પરંતુ શાસ્ત્રોક્ત ધર્મને શ્રેષ્ઠ ધર્મ માને છે. પરંતુ બીજા કેટલાએક માત્સર્યથી અથવા તો લોભથી આવાં વચનને માન આપતા નથી.†[૧૫-૧૬] ઋષિઓ કહે છે કે, આચાર્યો પણ જો અપરાધ કરે તો તેને શિક્ષા કરવી. ઋષિઓનાં વચન સમાન બીજું કાંઈ પણ પ્રમાણરૂપે ગણાતું નથી.[૧૭] દેવતાઓ પણ પાપ કર્મ કરનારા અધમ પુરુષને નરકમાં નાખે છે. તેથી જો રાજા (આપત્તિમાં પણ) અધર્મથી ધન સંપાદન કરે છે તો તે ધર્મભ્રષ્ટ થાય છે![૧૮] ઉત્તમ પ્રકારનાં કલ્યાણની ઈચ્છાથી સત્પુરુષો, જે ધર્મશાસ્ત્રનો સર્વ રીતે સત્કાર કરતા હોય તથા જેને અંતઃકરણથી કલ્યાણના સાધન તરિકે સ્વીકારતા હોય તેને ધર્મ જાણવો અને તે ધર્મનું રાજાએ આચરણ કરવું.[૧૯] જે પુરુષ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એમ ચાર પ્રકારના ધર્મને અથવા તો આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા અને દંડનીતિ એમ ચાર પ્રકારના ગુણોવાળો, ધર્મને કહે છે તેને ધર્મવેત્તા જાણવો. પરંતુ ધર્મના ચરણની શોધ કરવી, એ સર્પના ચરણની શોધ પેઠે ઘણી જ કઠિન છે; અર્થાત્ જેમ સર્પના ચરણો જાણવા-જોવામાં આવતા નથી, તેમ ધર્મના પણ ચરણ જાણવા-જોવામાં આવતાં નથી.[૨૦] તથાપિ બાણ મારીને વિંધી નાંખેલા અને નાશી ગયેલા એક મૃગનાં પગલાંને જેમ રુધિરના છાંટા ઉપરથી પારધી શોધી શકે છે, તેમજ ધર્મના ચરણને પણ તેના કારણોપરથી શોધી કાઢવા;[૨૧] અને સત્પુરુષોના વિનયવાળા સન્માર્ગ ઉપર ચાલવું. હે યુધિષ્ઠિર! પૂર્વના રાજર્ષિઓ, આ આચરણ પ્રમાણે વર્તતા હતા.[૨૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'राजर्षिओनुं वर्तन' ए नामनो अध्याय १३२ मो समाप्त.

## અધ્યાય ૧૩૩ મો.

### સુખનું સાધન ધન!

ભીષ્મે કહ્યું;-હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! રાજાએ પોતાના રાજ્યમાંથી, તેમ જ પોતાના શત્રુના રાજ્યમાંથી ધન હરી લાવીને પોતાના કોશ (ખજાના) ને ભરપૂર કરવો. કોશથી ધર્માચરણ થઈ શકે છે અને રાજ્યનું મૂળ વૃદ્ધિ પામે છે.[૧] એ કારણથી કોશને ભરપૂર

* નીલકંઠ આ પ્રમાણે સ્ફોટન કરે છેઃ-સાધારણ આપત્તિના સમયમાં રાજાએ સર્વ સામાન્ય કર મૂકવો, પણ મોટી આપત્તિ વેળાએ, સ્વરાજ્યના જ નહિ, પણ પરરાજ્યના ધનવાનો પાસેથી પણ પુષ્કળ ધન લેવું; સ્વપ્રજા પાસેથી ભારે કર મૂકી, અને પરપ્રજાને લૂંટીને પણ પોતાનો ભંડાર ભરવો. આ કૃત્ય સામાન્ય બુદ્ધિના રાજાનું છે; અને બુદ્ધિમાન્ રાજા, એવી આપત્તિમાં પણ લુચ્ચા અને નઠારા મનુષ્યો પાસેથી લૂંટીને કે ભારે કર મૂકીને ધન લે છે, પણ સારા માણસોને સંતાપતો નથી.

† મતલબ કે કેટલાક કહે છે કે, આચાર્ય કે બ્રાહ્મણ ગુન્હા કરે તો તેને શિક્ષા કરવી નહિ, તેમ તેના ઉપર કર મૂકવો નહિ, એ સનાતન રૂઢિ છે, ને તે સદાચાર છે. પણ કેટલાક કહે છે કે, ના, જેમ શંખે, પોતાના બંધુ લિખિતને, ચોરી કરવારૂપ અધર્મ માટે શિક્ષા લેવાની આજ્ઞા કરી હતી, તેમ જે અધર્મે વર્તે, તેને શિક્ષા થવી જ જોઇએ. અધર્મ તે અધર્મ જ! તે સર્વને માટે એક સરખો જ છે. જો રાજા-આ મારો ભાઇ છે-આ મારો ગુરુ છે-આ તો બ્રાહ્મણ છે-આવા વિચારથી ગુન્હેગારને દંડ-શિક્ષા ન કરે તો બહુ અવ્યવસ્થા થઇ જાય અને પ્રજામાંથી રાજાના ન્યાયીપણાનો વિચાર જતો રહે, તેથી રાજાનો મોભ્ભો નાશ પામે. આ વિચાર ધરાવનારાઓ જ ધર્મે વર્તનાર બ્રાહ્મણ કે આચાર્યને શિક્ષા કરવામાં આવે તે સામે વાંધો કાઢતા નથી, એમ ભીષ્મનું કહેવું છે.

રાખવો અને પ્રજાનો સત્કાર કરીને (નકામાં ખરચો નહિ કરી) કોશને સારી રીતે સંભાળવો; અને તેમાં વધારો કરવો. આ સનાતન ધર્મ છે.૨ કોઇ પણ રાજાથી, અત્યંત શુદ્ધ (ધર્મવાળો) અને પવિત્ર (ન્યાય પરાયણ) રહીને કોશનો સંગ્રહ થતો નથી; પણ ક્રૂરપણાથી તો કયારેય પણ કોશ સંગ્રહ કરવો નહિ. પરંતુ મધ્યમસરનો માર્ગ અવલંબીને કોશનો સંગ્રહ કરવો.૩ નિર્બળ રાજાને કોશ (ભંડાર) ક્યાંથી હોય? કોશરહિતને બળ ક્યાંથી હોય? બળરહિતને રાજ્ય ક્યાંથી હોય? જેને રાજ્ય ન હોય, તેને લક્ષ્મી ક્યાંથી હોય?૪ મોટા પુરુષને તો ધનની હાનિ, એ મરણ સમાન છે. એટલા માટે હંમેશા રાજાએ કોશ, સૈન્ય અને મિત્રોમાં વધારો કર્યા કરવો.૫ જે રાજાની પાસે ધનનો ભંડાર હોતો નથી, તેનું મનુષ્યો અપમાન કરે છે. થોડા પૈસાથી સેવકો તેના ઉપર પ્રસન્ન થતા નથી અને તેનું કાર્ય પણ ઉત્સાહથી કરતા નથી.૬ માટે, રાજા લક્ષ્મીને લીધે જ ઉત્તમ સત્કારનું પાત્ર થાય છે અને વસ્ત્ર જેમ સ્ત્રીના ગુહ્ય ભાગને ઢાંકે છે, તેમ લક્ષ્મી રાજાનાં પાપોને ઢાંકે છે.૭ ધનવાન્ થયેલા રાજાની સાથે, પૂર્વે જેઓએ કલહ કર્યો હોય છે, તેઓ તે રાજાની સમૃદ્ધિ જોઇને સંતાપ કરે છે! અને કુતરાઓની પેઠે નિત્ય તેનો નાશ કરવા માટે તેની નોકરી ઉઠાવે છે.૮ હે ભરતવંશી રાજા! એવા (ધનવાન્) રાજાને સુખ કયાંથી મળે? રાજાએ મોટા થવા માટે નિત્ય ઉદ્યમ કરવો. તેણે બીજાને નમણું દેવું નહિ. ઉદ્યમ જ પુરુષાર્થ ગણાય છે.૯ જેમ શુષ્ક કાષ્ઠને વાંકુ વાળતાં, પર્વ વિનાના ભાગમાંથી ભાંગી જાય છે, પરંતુ તે કયારેય પણ નમ્ર થતું નથી; તેમ રાજાએ પણ નાશ પામવું, પરંતુ ક્યારેય પણ નમણું દેવું નહિ! અરણ્યનો આશ્રય કરીને મૃગોનાં ટોળાંઓની સાથે ફરવું;૧૦ પરંતુ હુકમ નહિ માનનારા મંત્રી અને ચોર લુટારા જેવા અધિકારીની વચ્ચે રહેવું નહિ. કેમકે હે ભરતવંશી રાજા! અરણ્યમાં વસનારા દસ્યુઓ પણ, ભયંકર કર્મ પૂર્ણ કરવાને માટે, મોટી સેના પૂરી પાડે છે!૧૧ રાજા સર્વ મર્યાદાને તરછોડે છે, તો સર્વે લોકો ઉદ્વેગ પામે છે. દસ્યુ લોકો, જેઓ દયા એ શું છે તે બીલકુલ જાણતા નથી, તેઓ પણ અમર્યાદ રાજાની તરફ શંકાથી જોય છે.૧૨ માટે રાજાએ મનુષ્યોના ચિત્તને પ્રસન્ન કરનારી મર્યાદાની અને વ્યવસ્થાની જ સ્થાપના કરવી. સાધારણ કાર્યમાં પણ મર્યાદા રાખવામાં આવે છે તો તે પ્રજાને પ્રસન્ન કરે છે.૧૩ એવા પણ લોકો પડેલા છે કે, આ લોકમાંએ કંઇ જ નથી, તેમ જ પરલોક, એ તો ગપોડા છે, એમ માને છે! તેવા નાસ્તિક પુરુષો, જો કે તેમનાં હૃદય બીહકણ હોય છે તો પણ તેવા ભયશંકિતનો, વિશ્વાસ કરવો નહિ.૧૪ સારા દસ્યુઓ (લુટારાઓ) બીજાઓનું ધન હરી લે છે, પરંતુ હિંસા કરતા નથી. મર્યાદાવાળા દસ્યુઓ હજારોની જીંદગી મર્યાદાને લીધે બચાવે છે, (પણ નાસ્તિક, જેને આ લોક કે પરલોક કંઇ નથી, પણ તે ગપોડા ગણે છે, તેને મર્યાદા અમર્યાદાનો વિચાર જ નથી.)૧૫ રણમાંથી નાસતા શત્રુને મારવો, પરસ્ત્રીના શીલનો ભંગ કરવો, કૃતઘ્નતા, બ્રાહ્મણના ધનને લૂટવું, કોઇનું સર્વ ધન લૂટી લેવું, કન્યાનું હરણ કરવું, ખરા માલિકની પાસેથી નગર અને ગામડાંઓ જિતી લઇને તેના હંમેશના ધણી જ થઇ બેસવું તથા પરસ્ત્રીઓની સાથે આલિંગન કરવું-આ સર્વ દસ્યુઓમાં પણ નિંદાપાત્ર ગણાય છે. એટલા માટે દસ્યુઓ પણ તે કાર્યો કરતા નથી!૧૬-૧૭ કેટલાએક રાજાઓ દસ્યુઓને વિશ્વાસ બેસારવા માટે, તેની સાથે સ્નેહ કરે છે અને તેના રહેવાના સ્થાન અને તેનાં કર્મો જાણ્યા પછી તેના ધન, પુત્રાદિ વગેરેને તાબે કરીને તેઓનો નાશ કરે છે.૧૮ પરંતુ દસ્યુઓએ સોંપેલી વસ્તુઓનો સમૂળગો નાશ કરવો નહિ; તેમ હું બળવાન્ છું, આમ ગુમાન કરીને રાજાએ દસ્યુઓના ઉપર ક્રૂર થવું નહિ.૧૯ જે રાજાઓ દસ્યુઓનો સર્વ સંહાર કરતા નથી, તેઓ પોતાનો પણ સર્વ સંહાર જોતા નથી! પરંતુ જે રાજાઓ દસ્યુઓનો તદ્દન નાશ કરી નાંખે છે, તેવા સર્વસંહાર કરનારા રાજાઓને દસ્યુઓના તરફથી નિત્ય ભય રહે છે!૨૦

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत 'आपद् धर्मपर्व'માં अध्याय १३३ मो समाप्त.

## અધ્યાય ૧૩૪ મો.

### રાજાની શક્તિ ધન છે!

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! પ્રાચીન કાળના ધર્મવેત્તાઓ ધનહરણની બાબતમાં આ પ્રમાણે પ્રવચન કરે છે અને કહે છે કે, બુદ્ધિમાન્ અને વિદ્વાન્ ક્ષત્રિયને ધર્મ અને અર્થ પ્રત્યક્ષ છે; અર્થાત્ તેઓ ધર્મના અને અર્થના રક્ષક છે.૧! ધર્મોપદેશ પરોક્ષ છે, અર્થાત્ દૃષ્ટ ફળનો અભાવ હોવાથી તે માનવા યોગ્ય નથી. એટલા માટે ક્ષત્રિયને ધર્માચરણ અને ધન સંપાદન કરવામાં કોઇએ અડચણ કરવી નહિ. જેમ એક પગલાંને જોઇને કોઇ ચોકસ રીતે કહી શકતું નથી (કે, આ પગલાં નહારનાં છે, કુતરાનાં છે કે ચિત્તાનાં છે), એમ અમુક ધર્મ છે અને અમુક અધર્મ છે, એમ કોઇ પણ કહી શકતું નથી.૨ આ જગતમાં ધર્મનાં તથા અધર્મનાં

ફળને કોઇએ પણ દીઠું નથી. ક્ષત્રિયે તો કેવળ શક્તિ સંપાદન કરવાની જ ઇચ્છા કરવી; કારણ કે આ સર્વ જગત્ શક્તિમાં રહે છે.[૩] ધનને તાબે શક્તિ છે. સર્વમાં શક્તિ શ્રેષ્ઠ ગણાય છે અને શક્તિમાન્ મનુષ્ય સારા અમાત્યોને (મંત્રીઓને) મેળવી શકે છે. જે પુરુષ નિર્ધન છે, તેને પતિત જાણવો; અને જે ધનવાન્ થોડુંક ધન, નિર્ધનને આપે છે, તે તેનું ઉચ્છિષ્ટ કહેવાય છે.[૪] શક્તિવાન્ અધમ કર્મ કરે છે, તો પણ લોકો ભયના માર્યા તેને કંઇ પણ કરી શકતા નથી કે તેમ કરતાં અટકાવી શકતા નથી! શક્તિ તથા ધર્મ અને સાથે સત્ય, જે પુરુષમાં હોય છે, તે લોકોને મોટા ભયમાંથી બચાવે છે.[૫] પરંતુ ધર્મ અને શક્તિ–એ બેમાં હું ધર્મ કરતાં પણ શક્તિને શ્રેષ્ઠ માનું છું. કારણ કે શક્તિ હોય તો જ ધર્માચરણ થઇ શકે છે. જેમ જંગમ પ્રાણીઓ ધરણી ઉપર વિશ્રામ કરીને રહે છે, તેમ જ ધર્મ, શક્તિને આધારે રહેલો છે.[૬] ધૂમાડો જેમ વાયુને અનુસરે છે, તેમ જ ધર્મ, શક્તિને અનુસરે છે. જેમ વેલી, વૃક્ષનો આશ્રય કરી રહે છે, તેમ જ અસમર્થ એવો ધર્મ, શક્તિને આશ્રય કરી રહે છે.[૭] જેમ ભોગ ભોગવનારાઓના તાબામાં સુખ છે, તેમ જ ધર્મ પણ શક્તિવંતોના તાબામાં છે. શક્તિવાન્ પુરુષોથી કોઈપણ કાર્ય અસાધ્ય હોતું નથી. શક્તિવાન્ પુરુષોનાં સર્વ કાર્ય પવિત્ર જ ગણાય છે.[૮] શક્તિહીન પુરુષ દુરાચારી હોય છે તો તે પોતાનું રક્ષણ કરી શકતો નથી; અને નહારથી જેમ ભય પામે, તેમ તેવા પુરુષથી લોકો ભય પામે છે![૯] સર્વે લોકો તેવા પુરુષનો તિરસ્કાર કરીને તેને કાઢી મૂકે છે; ત્યારે તે પુરુષ દુઃખી જીવતર ગાળે છે. જે જીવિત નિંદાપાત્ર હોય છે તે મરણના સમાન જ ગણાય છે.[૧૦] પંડિતો કહે છે, કે બાંધવો અને સંબંધીઓ તેવા પાપી પુરુષનો ત્યાગ કરી દે છે. તે પુરુષ પોતાના પાપી ચરિત્રને લીધે અત્યંત સંતાપ કર્યા કરે છે, અને લોકો વાણીરૂપી શલ્યથી તેને ઘાયલ કરે છે![૧૧] આચાર્યો–ધર્મશાસ્ત્રના આચાર્યો–આવા પુરુષને પાપમાંથી મુક્ત થવા માટે કહે છે કે, તે પાપી પુરુષે વેદોનો સ્વાધ્યાય કરવો, તેમાં કહેલાં કર્મ કરવાં, બ્રાહ્મણોની પૂજા કરવી,[૧૨] મીઠી નજર રાખવી, વાણી તથા કર્મવડે બ્રાહ્મણોને પ્રસન્ન કરવા, મોટા મનના થવું અને મોટા કુળમાં પરણવું;[૧૩] અને કોઈ કહે કે 'તું પાપી છે' તો કહેવું કે 'હું પાપી છું,' બીજાઓના ગુણોનું કીર્તન કરવું, જળનું આચમન કરીને ગાયત્રી વગેરેનો જપ કરવો, સાવધાન રહેવું, બહુ ભાષણ કરવું નહિ,[૧૪] મહાકઠિન તપ કરવું, બ્રાહ્મણ તથા ક્ષત્રિયોની સભામાં જવું અને ત્યાં લોકો કહે કે આણે ઘણાં પાપકર્મ કર્યાં છે, તોપણ તે ગણકારવું નહિ.[૧૫] એ પ્રમાણે કરવાથી પુરુષ પાપરહિત થાય છે અને લોકોમાં માન્ય થાય છે. તે પુરુષ પુણ્યકર્મ કરવાથી અનેક જાતનાં સુખ ભોગવે છે, જગતમાં પૂજાપાત્ર થઇ પડે છે અને આ લોકમાં તથા પરલોકમાં મોટાં ફળને સંપાદન કરે છે.[૧૬-૧૭]

* જ્યાં જ્યાં શક્તિ શબ્દ વપરાયો છે, તે સમૃદ્ધિના અર્થમાં છે. મૂળ શબ્દ શક્તિ છે.

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत 'आपद्धर्मपर्व'मां अध्याय १३४ मो समाप्त.

## અધ્યાય ૧૩૫ મો.

### કાયવ્ય લૂટારાની કથા.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! મર્યાદામાં રહેનારો લૂટારો, મરણ પછી સ્વર્ગમાં જાય છે, એ વિશે એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે ઉદાહરણ તરિકે છે.[૧] કાયવ્ય નામનો એક લૂટારો હતો. તે યોધો, બુદ્ધિમાન, શૂરવીર, શાસ્ત્રવેત્તા ને મહાક્રૂર હોવા છતાં, આશ્રમવાસી ઋષિઓના ધર્મનો રક્ષક, બ્રાહ્મણોનું રક્ષણ કરનારો અને ગુરુની પૂજા કરનારો હતો. તે કોઇ એક ક્ષત્રિયથી, ભિલ્લ જાતિની સ્ત્રીને પેટે જન્મ્યો હતો. તે ક્ષત્રિયનો ધર્મ પાળતો હતો, તેથી તે દસ્યુ–લૂટારો હોવા છતાં સિદ્ધિને પામ્યો હતો.[૨-૩] તે નિત્ય પ્રભાતમાં તથા સાયંકાળે વનમાં જઈને મૃગોનાં ટોળાંઓને કોપાયમાન કરતો હતો. તે જંગલના સર્વ જાતના જનાવરોની જાતિની રીતિ જાણતો હતો અને નિષાદનાં કાર્યોમાં કુશળ હતો.[૪] તે સર્વ જાતના કાળ અને દેશનો પણ જાણીતો હતો અને તે હમેશાં પારિયાત્ર નામના પર્વત ઉપર ફર્યા કરતો હતો. સર્વ પ્રાણીઓની રીતિનો તે જાણનારો હતો, તેથી તેનું બાણ કદી નિષ્ફળ જતું નહતું. તેનાં આયુધો મજબૂત હતાં.[૫] તે હજારો માણસોની સેનાને એકલો જ જિતી લેતો હતો. આવો ઉત્તમ તે લૂટારો, મોટા અરણ્યમાં પોતાનાં આંધળાં અને બહેરાં માતા પિતાની સેવા કર્યા કરતો હતો.[૬] તે દસ્યુ (લુટારો) મધ, માંસ, કંદ, ફળ તથા ઉત્તમ અને મધ્યમ પ્રતિનાં ભોજનોવડે, માન્ય પુરુષોનો સત્કાર કરીને તેઓને ભોજન કરાવતો તથા તેઓની સારી રીતિએ સેવા કરતો હતો.[૭] વનમાં વાસ કરીને રહેનારા વાનપ્રસ્થ અને સંન્યાસી બ્રાહ્મણોની પણ તે પૂજા કરતો અને મૃગો મારીને નિત્ય તેઓને ભોજનને માટે અર્પણ કરતો હતો![૮] જેઓ તેને લૂટારો સમજીને, તેના ભોજનને અયોગ્ય ગણીને ગ્રહણ કરતા નહતા, તેઓને ઘેર પ્રભાતમાં જઇને, તેઓના બારણામાં તે પડે તે

માંસ મૂકી આવતો હતો.[૯] એક સમયે મર્યાદારહિત અને નિર્દય રીતે વર્તનારા હજારો લૂટારાઓએ તેને પોતાનો રાજા થવા માટે પ્રાર્થના કરી. તેઓએ કાયવ્યને કહ્યું.[૧૦]

લૂટારાઓએ કહ્યું;-"તું દેશને તથા કાળને જાણનારો છે. તું બુદ્ધિમાન્ છે અને શૂરવીર છે. તું જે કામ હાથમાં લે છે, તેમાં દૃઢ વ્રતધારી છે. તું અમારા સર્વમાં મુખ્ય છે, માટે અમારો નાયક થા![૧૧] તું અમને જેમ હુકમ કરશે તેમ અમે વર્તીશું. તું માતા પિતાની પેઠે અમારું ઘટતી રીતે પાલન કર."[૧૨]

કાયવ્યે કહ્યું;-"હે લૂટારાઓ! તમે સ્ત્રીઓને, ભીરુઓને, બાળકોને, તપસ્વીઓને મારશો નહિ; જે યુદ્ધ કરે નહિ તેને હણશો નહિ; સ્ત્રીઓને બળાત્કારથી પકડશો નહિ[૧૩] અથવા પકડી જશો નહિ; બ્રાહ્મણોનું નિત્ય કલ્યાણ થાય એવો વિચાર કરશો અને તેના રક્ષણ માટે તમે યુદ્ધ કરશો.[૧૪] સત્ય કદી તજશો નહિ; જે ઘરમાં દેવતાઓ, પિતૃઓ અને અતિથિઓનું પૂજન કરવામાં આવે છે,[૧૫] ત્યાં વિઘ્ન કરશો નહિ; પ્રાણી માત્રમાં બ્રાહ્મણ મોક્ષને યોગ્ય છે, માટે સર્વસ્વ ખર્ચીને પણ બ્રાહ્મણોની સેવા કરશો-[૧૬] કેમકે બ્રાહ્મણો ક્રોધમાં આવીને જેનો પરાભવ કરવા માટે વિચાર કરે છે, તે પુરુષનું ત્રણે લોકમાં કોઇ પણ રક્ષણ કરી શકતું નથી;[૧૭] અને જે પુરુષ બ્રાહ્મણોની નિંદા કરે અથવા તો તેનો નાશ કરવાની ઇચ્છા કરે તેનો, સૂર્યોદય સમયે જેમ અંધારાનો નાશ થાય છે, તેમ અવશ્ય પરાભવ જ થાય છે.[૧૮] તમે અહિં બેઠા બેઠા જ ફલની (રાજ્યની પ્રજા પાસેથી કર સંપાદન કરવાની) ઇચ્છા કરો; અને જેઓ આપણને કર નહિ આપે તેના ઉપર તમે ચઢાઇ કરજો.[૧૯] કેમકે શિક્ષા-દંડ અધમ પ્રાણી માટે છે, કંઇ ભંડારની વૃદ્ધિને માટે દંડ રાખવામાં આવ્યો નથી, આવો નિર્ણય કરવામાં આવ્યો છે. જે પુરુષ ઉત્તમ પુરુષોને દુઃખ દે, તેઓને દંડ તરિકે દેહાંતની શિક્ષા કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે.[૨૦] જે કેટલાએક પુરુષો રાષ્ટ્રની પ્રજાને દુઃખ દઇ, પોતાની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખતા હોય તે પુરુષો, મુડદામાં પડેલા કીડાની પેઠે તે જ વખતે મરણ પામે છે.[૨૧] જેઓ જાતિના લૂટારા હોવા છતાં પણ ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તે છે, તેઓ લૂટારા હોવા છતાં પણ તુરત સિદ્ધિને મેળવે છે. (એ સરત તમે સ્વીકારતા હો, તો હું તમારો રાજા થાઉં)."[૨૨]

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! કાયવ્યના સર્વ ઉપદેશનું તે લૂટારાઓએ અનુકરણ કરવા માંડ્યું, તેથી તે સૌએ ઉન્નતિ મેળવી અને પાપનો ત્યાગ કરી દીધો![૨૩] કાયવ્ય પણ તે કર્મ કરવાથી મોટી સિદ્ધિને પ્રાપ્ત થયો હતો. કારણકે તેણે સાધુ પુરુષોનું કલ્યાણ કર્યું હતું અને લૂટારાઓને પાપ કરતાં અટકાવ્યા હતા![૨૪] જે પુરુષ કાયવ્યના આ ચરિત્રનું નિત્ય સ્મરણ કરે છે, તેને અરણ્યના પ્રાણીઓ તરફથી કોઇ પણ જાતનો ભય થતો નથી.[૨૫] તેવા મનુષ્યને, હે ભરતવંશી રાજા! કોઇપણ પ્રાણીઓ તરફથી પણ ભય થતો નથી; તેમ તેને અસત્પુરુષોથી પણ ભય થતો નથી; અને તે અરણ્યોનો રાજા થાય છે![૨૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'कायव्य चरित्र' ए नामनो अध्याय १३५ मो समाप्त.

## અધ્યાય ૧૩૬ મો.

### ભંડાર કેવી રીતે ભરવો!

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! રાજાઓએ કયે માર્ગેથી પોતાના ભંડારો ભરવો, તેને વિશે બ્રહ્માએ ગાયેલી ગાથાઓ પુરાતનકાળના વૃત્તાંતને જાણનારા પંડિતો આ પ્રમાણે ભણે છે.[૧] ક્ષત્રિયે યજ્ઞ કરનારા દ્વિજ વર્ણનું અને દેવદ્રવ્યનું ધન પોતાના ખજાનાને માટે લેવું યોગ્ય નથી; પણ જે કદી ધર્મ કર્મ કે યજ્ઞાદિ કરતો નથી, તેના ધનને લૂટારાના ધનના જેવું ધન ગણી લૂટી લેવું![૨] હે ભરતવંશી રાજા! આ સર્વ પ્રજા અને રાજ્યના વૈભવો એ બધું ક્ષત્રિયનું જ ધન ગણાય છે, પણ બીજાનું ગણાતું નથી.[૩] પ્રજાનું ધન સેનાનો નિભાવ કરવા માટે તથા યજ્ઞ કરવા માટે ઉપયોગી ગણાય છે; કેમકે જે ઔષધિઓ ખાવા યોગ્ય હોતી નથી, તેને કાપીને તેનાં ઇંધણાંવડે, લોકો ખાવાના પદાર્થો રાંધે છે.[૪] જે પુરુષ ધનાઢ્ય છતાં દેવોનું, પિતૃઓનું અને મનુષ્યોનું હવિષ્યાન્નવડે પૂજન તથા સત્કાર કરતો નથી, તેનું ધન નિરર્થક છે, આમ ધર્મવેત્તા મનુષ્યો કહે છે.[૫] હે રાજન્! ધાર્મિક રાજાએ પ્રજા પાસેથી કરરૂપે જે ધન લેવું, તે ધનથી પ્રજાને રંજન (રક્ષણ) કરવી; પરંતુ તેનાથી ભંડાર ભરવાની ઇચ્છા કરવી નહિ.[૬] જે રાજા દુષ્ટ લોકોની પાસેથી ધન છીનવી લઇને, સત્પુરુષોનું પોષણ કરે છે, તે રાજાને સર્વ ધર્મ જાણનારો જાણવો![૭] વૃક્ષો જેમ જમીનને ફાડીને ધીરે ધીરે બહાર નિકળે છે, તેમ રાજાએ પણ ધીરે ધીરે પોતાની શક્તિ પ્રમાણે શત્રુઓના દેશોને જિતવા. કેટલીક જાતની ધોળી (કીડીઓ) જેમ કારણ વગર એકદમ ઉભરાઇ નિકળે છે, તેમ યજ્ઞ પણ કોઇ કારણ વગર ઉત્પન્ન થાય છે![૮] અને ગાયને દોહાતી વખતે જેમ તેના શરીર ઉપરથી ડાંસ, મચ્છર, કીડી વગેરેને ઉરાડી મૂકવામાં તથા ખંખેરી નાંખવામાં

આવે છે, તેમજ જે પુરુષ યજ્ઞમાં વિઘ્ન કરતો હોય તેને મારી નાંખવો અને તેમ કરવાથી ધર્મ થાય છે.[૯-૧૦] પૃથ્વીની ધુળ ઘંટીમાં દળવાથી જેમ બહુજ ઝીણી ને ઝીણી થાય છે, તેમજ ધર્મનો પણ વિચાર કરવાથી તેનું વિશેષ વિશેષ સૂક્ષ્મ સ્વરૂપ જાણવામાં આવે છે.[૧૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत 'आपद् धर्म पर्व'માં अध्याय १३६ मो समाप्त.

## અધ્યાય ૧૩૭ મો.

### ત્રણ માછલાનું ઉદાહરણ.*

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! આ બન્ને-અનાગતવિધાતા (કાર્ય કરવાનું માથે આવ્યું ન હોય તેના પહેલાં જ તેને વિશે વ્યવસ્થા કરનારો) અને પ્રત્યુત્પન્નમતિ કાર્ય સમયે જેને બુદ્ધિ સૂઝે તે) સુખી થાય છે અને દીર્ઘસૂત્રી (થાંથો) નાશ પામે છે.[૧] આ જ વિષયમાં-દીર્ઘસૂત્રીને ઉદ્દેશીને-કાર્ય તથા અકાર્યનો નિર્ણય કરવામાં એક ઉત્તમ આખ્યાન તું શાંતિથી સાંભળ.[૨] હે કુંતીપુત્ર! એક છીંછરા પાણીવાળા જળાશયમાં, જ્યાં ઘણાં માછલાં રહેતાં હતાં તેમાં, ત્રણ કાર્યકુશળ માછલાંઓ એક સાથે રહેતાં હતાં.[૩] તે ત્રણે સહચારી માછલાઓમાં, એક ભવિષ્ય કાળનો વિચાર કરનારો હતો, બીજો કાર્ય-પ્રસંગ પરત્વે, તે સંબંધી વિચાર કરવામાં કુશળ હતો અને ત્રીજો દીર્ઘસૂત્રી (થાંથો) હતો![૪] એક દિવસે કેટલાક માછીમારોએ તે જળાશયની ચોતરફના નિચાણના ભાગોમાં, જૂદા જૂદા ધોરીઆઓ (પાણી જવાની મોરીઓ) કરીને તે જળાશયમાંથી પાણીને બહાર કાઢવા માંડ્યું.[૫] તે જળાશયમાંથી ધીમે ધીમે પાણી ખાલી થઇ જતું જોઇને, કંઇ પણ ભય આવ્યો છે એમ જાણી, દૂર દૃષ્ટિએ પોતાના બન્ને સ્નેહીઓને કહ્યું:-[૬] "આ જળાશયમાં રહેનારાં સર્વે જળચરો આપત્તિમાં આવી પડ્યાં છે એમજ મને જણાય છે! માટે આપણો નાશવાનો માર્ગ જ્યાંસુધી બંધ થયો નથી, તેટલામાં આપણે આ જળાશયમાંથી બીજા જળાશયમાં નાસી જઇએ તો ઠીક.[૭] જે આપત્તિ આવ્યા પહેલાં જ સારી યુક્તિથી તેનો ઉપાય કરે છે, તે દુઃખમાં આવી પડતો નથી. જો તમને ગમતું હોય તો ચાલો, આપણે અહીંથી બીજે કંઇ જઇએ."[૮] તે સાંભળીને દીર્ઘસૂત્રી બોલી ઉઠચો; "તેં સારી વાત કહી! પરંતુ હમણાં ઉતાવળ કરવાની જરૂર નથી, આવો મારો પક્કો વિચાર છે."[૯]

* આ વાત પંચતંત્રમાં છે.

તે પછી પ્રત્યુત્પન્નમતિએ, દીર્ઘસૂત્રીને કહ્યું; "જ્યારે કોઇપણ સમય આવે છે ત્યારે સમયસૂચકતા વાપરવામાં હું પાછો નથી!"[૧૦] તે બન્ને માછલાનાં એ વચન સાંભળીને મહાબુદ્ધિમાન્ દૂરદૃષ્ટિ (અનાગતવિધાતા) માછીઓએ કરેલા પ્રવાહદ્વારા બીજા મોટા જળાશયમાં ચાલ્યો ગયો.[૧૧] હવે પેલા નાના જળાશયમાંથી, ધારિયાદ્વારા પાણી નિકળી ગયું એટલે, તે મચ્છીમારોએ પાણીને જવાનો માર્ગ બંધ કર્યો અને પછી માછલાંઓને જાળમાં પકડવા માંડ્યાં.[૧૨] પાણી ચાલ્યું ગયા પછી તે આખા જળાશયમાં જાળ નાંખી; એટલે પેલો દીર્ઘસૂત્રી બીજાં માછલાંઓની સાથે સપડાઇ ગયો.[૧૩] માછલાં ઉપર આજીવિકા કરનારા મચ્છીમારોએ, તે માછલાંઓને જાળવડે પકડીને બાંધવા માંડ્યાં, ત્યારે સંપ્રતિપત્તિમાન્ (પ્રત્યુત્પન્નમતિ) તે માછલાઓની અંદર પેસીને મુવા જેવો ઢોંગ કરી બેસી રહ્યો. મચ્છીમારોએ પેલા માછલાને તથા બીજા સર્વે માછલાંઓને જાળમાં પકડાઈ ગયાં ને મરી ગયાં જોયાં કે,[૧૪-૧૫] બીજા એક બહોળા પાણીવાળા જળાશયમાં તે બધાં માછલાંઓને લઈ જઈ ધોવા માંડ્યાં. તે સમયે પેલો પ્રત્યુત્પન્નમતિ જાળને છોડી દઇ તત્કાળ ત્યાંથી નાશી છૂટચો. તે તુરત જાળની દોરીને છોડી દઇને પાણીમાં પેસી ગયો,[૧૬] અને મૂર્ખ તથા બુદ્ધિવિનાનો દીર્ઘસૂત્રી, જે ભાનવિનાનો હતો, તે મૂર્ખની પેઠે મરણ પામ્યો.[૧૭]

જે પુરુષ ઉપર કહ્યા પ્રમાણે, આપત્તિના સ્વરૂપને સમય આવે ત્યારે મૂર્ખપણાથી ઓળખી શકે નહિ તે પુરુષ દીર્ઘસૂત્રી માછલાની પેઠે તુરત નાશ પામે છે![૧૮] જે પુરુષ 'હું કાર્યકુશળ છું (ડાહ્યો છું)' આમ માનીને પ્રથમથી પોતાનું શ્રેય કરતો નથી, તે પુરુષ પ્રત્યુત્પન્નમતિ માછલાની પેઠે સંશયમાં (સંકટમાં) આવી પડે છે.[૧૯] માટે કહ્યું છે કે, અનાગતવિધાતા અને પ્રત્યુત્પન્નમતિ એ બન્ને સુખી થાય છે અને દીર્ઘસૂત્રી મરણ પામે છે![૨૦] કાષ્ઠા, કલા, મુહૂર્તો, દિવસ, રાત્રિ, લવ, માસ, પક્ષ, છ ઋતુઓ, કલ્પ તથા સંવત્સર વગેરે કાળ ગણાય છે અને પૃથ્વીનો દેશમાં સમાવેશ થાય છે. આમાં કાળ અદૃશ્ય છે. પુરુષ કાળ તથા દેશના સંબંધમાં જેવું ધ્યાન આપે છે, તે પ્રમાણે તેની કાર્યસિદ્ધિ થાય છે.[૨૧-૨૨] મનુષ્યોમાં અનાગતવિધાતા અને પ્રત્યુત્પન્નમતિ એ બન્ને પુરુષો ધર્મશાસ્ત્રમાં, અર્થ શાસ્ત્રમાં અને મોક્ષશાસ્ત્રમાં મુખ્ય અધિકારી છે, એમ ઋષીઓ કહે છે તથા તે ઉભય, વૈભવોના પણ અધિકારી છે![૨૩] જે પુરુષ પરીક્ષા કરીને-વિચાર પૂર્વક તથા સાવધાનપણાથી કામ કરે છે, તે પોતાનાં કાર્યને સારી રીતે સિદ્ધ કરે છે; તેમજ જે

પોતાને અનુકૂળ એવા દેશ તથા કાળને જોઇને કાર્ય કરે છે, તે (અનાગતવિધાતા તથા પ્રત્યુત્પન્નમતિ) બન્નેના કરતાં પણ વિશેષ ફળને મેળવે છે![૨૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'मत्स्योपाख्यान' ए नामनो अध्याय १३७ मो समाप्त.

## અધ્યાય ૧૩૮ મો.

### શત્રુથી ઘેરાયલા રાજાએ કેવી યુક્તિથી રક્ષણ કરવું!

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! સંકટ આવતાં પૂર્વે તથા સંકટ સમયે, વિચાર કરનારી બુદ્ધિને, તેં સર્વ કાળમાં શ્રેષ્ઠ કહી અને દીર્ઘસૂત્રી (થાંથાઇવાળી) બુદ્ધિને વિનાશ કરનારી કહી.[૧] તે માટે હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! શત્રુઓથી ઘેરાઇ ગયેલો રાજા, જે જાતની બુદ્ધિથી મુઝાય નહિ, તે બુદ્ધિ કેવી હોય તે હું તારી પાસેથી શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું.[૨] એ હું તને એટલા માટે પૂછું છું કે, તું ધર્મ તથા અર્થમાં કુશળ છે અને ધર્મશાસ્ત્રમાં કુશળ એવો એક રાજા છે. માટે હે કુરુકુળ શ્રેષ્ઠ! હું તને જે પૂછું છું, તે તું જ મને કહેવાને યોગ્ય છે.[૩] ઘણા શત્રુઓથી ઘેરાઇ ગયેલા રાજાએ કેમ વર્તવું જોઇએ, એ વાત સર્વ વિધિપૂર્વક હું તારી પાસેથી સાંભળવાની ઇચ્છા રાખું છું.[૪] જે શત્રુઓને પ્રથમ દુઃખ દઇને પીડ્યા હોય, તે ઘણા શત્રુઓ એકઠા થઇને એક રાજા જ્યારે આપત્તિમાં આવી પડે છે, ત્યારે તેનો નાશ કરવા માટે પ્રયત્ન કરે છે.[૫] મોટા બળવાળા ઘણા રાજાઓ (એકઠા મળીને અથવા જૂદી જૂદી રીતે) બળ અને સહાયતા રહિત એક રાજાનો સર્વ ઠેકાણેથી નાશ કરવાની ઇચ્છા કરે, ત્યારે એકલવાયા રાજાએ કેવી રીતે વર્તવું?[૬] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! એવે સમયે (સપડાયલો) રાજા, શત્રુ તથા મિત્રને કેવી રીતે મેળવી લે! અને શત્રુઓ તથા મિત્રોની વચ્ચે આવી પડેલા રાજાએ કેવી રીતે વર્તવું?[૭] મિત્ર તરિકે જેનાં લક્ષણો જાણવામાં આવ્યાં હોય એવો એક મિત્ર, શત્રુપણાને પામે ત્યારે રાજાએ કેવી રીતે વર્તવું; અને તે કેવા ઉપાયો લેવાથી સુખી થાય?[૮] કોની સાથે લઢાઇ કરવી અને કોની સાથે સંધિ કરવી? જે રાજા બળવાન્ હોય, પણ શત્રુઓની મધ્યમાં ફસાયો હોય તથા એકલવાયો હોય, તેવા રાજાએ કેવી રીતે વર્તવું?[૯] હે શત્રુને તપાવનારા ભીષ્મ! હું, સર્વ પ્રશ્નમાં આ પ્રશ્નને રાજાના કર્તવ્યમાં પ્રથમ ગણું છું. આ વિષય જાણવાની ઇચ્છા કરનાર કોઇ નથી અને કહેનાર તો અત્યંત દુર્લભ જ છે![૧૦] એક સત્ય પ્રતિજ્ઞાવાળો ને જિતેન્દ્રિય શંતનુનો પુત્ર એવો તું જ એ વિષયને કહેનારો છે. તારા વિના બીજો કોઈ કહી શકે તેમ નથી. માટે હે મોટા ભાગ્યવાળા ભીષ્મ! એનો વિચાર કરીને એ સર્વ વિષય મને કહે.[૧૧]

ભીષ્મે કહ્યું; હે ભરતવંશી યુધિષ્ઠિર! તેં આ જે પ્રશ્ન પૂછ્યો છે, તે સુખ આપનારો અને યોગ્ય છે. હે પુત્ર! આપત્તિ સમયે કેમ વર્તવું, તે વિષય કંઇ સર્વ જાણતા નથી, તેથી હું તને કહું છું તે તું સંપૂર્ણ રીતે સાંભળ.[૧૨] જેમ શત્રુ મિત્ર થાય છે, તેમ મિત્ર પણ શત્રુ થઇ બેસે છે. આ સર્વ, સંજોગનાં સામર્થ્યને લીધે થાય છે. હમેશાં એકની એક સ્થિતિ રહેતી નથી.[૧૩] તે માટે, દેશ તથા કાળને જાણીને, કાર્યનો તથા અકાર્યનો નિર્ણય કરવો અને પછી કાંતો શત્રુ સાથે વિગ્રહ કરવો અથવા તો તેનાપર વિશ્વાસ રાખીને સલાહ કરવી.[૧૪] હે ભરતવંશી રાજા! ડાહ્યા માણસોએ પોતાનું હિત ઇચ્છનારાઓની સાથે નિત્ય વિચાર કરવો અને જ્યાં પ્રાણ સંકટ આવી પડે, ત્યાં શત્રુઓની સાથે સલાહ કરી, પ્રાણ રક્ષા કરવી![૧૫] હે ભરતવંશી રાજા! મૂર્ખ પુરુષ પોતાના શત્રુઓની સાથે સલાહ કરતો નથી, તેથી તેનું કોઇ પણ જાતનું કાર્ય સિદ્ધ થતું નથી; તેમ બીજાં જે ફળો મેળવે છે, તે ફળો પણ તેને મળતાં નથી.[૧૬] પરંતુ જે પુરુષ પોતાના કાર્યની સિદ્ધિ શામાં છે, તેના પ્રતિ સમ્પૂર્ણ વિચાર કરીને શત્રુઓની સાથે સલાહ કરે છે અને મિત્રોની સાથે વિરોધ કરે છે, તે પુરુષને ઘણાં જ મોટાં ફળનો લાભ થાય છે.[૧૭] આ વિષયમાં વડના ઝાડ ઉપર રહેનારા એક બીલાડા અને મૂળમાં રહેનારા ઉંદર વચ્ચેનો સંવાદરૂપી એક પુરાતની ઇતિહાસ છે, (તે તું સાંભળ).[૧૮]

કોઇ એક વનમાં વડનું ઘણું જ મોટું ઝાડ હતું. તે વડ, વડવાઇઓથી ઢંકાઇ ગયો હતો અને તેના ઉપર નાના પ્રકારનાં અનેક પક્ષીઓ વસતાં હતાં.[૧૯] તેની વડવાઇની અનેક શાખાઓ જૂદી જૂદી તરફ ફેલાયલી હતી; તેથી તે (દૂરથી) મેઘ ઘટાના જેવો શ્યામ રંગનો દેખાતો હતો. તેની છાયા શીતળ હતી, દેખાવમાં તે મનોહર લાગતો હતો, અરણ્યમાં ચોતરફ પથરાઇને પડ્યો હતો અને હિંસાવિહારી પ્રાણીઓથી તથા મૃગો વગેરેથી વ્યાપ્ત હતો.[૨૦] કોઇ કાળે એ વડના મૂળમાં સો મહોડાનું દર કરીને પલિત નામનો એક મહા બુદ્ધિમાન્ ઉંદર રહેતો હતો.[૨૧] તે વડની શાખા ઉપર લોમશ નામનો એક બીલાડો રહેતો હતો. તે પક્ષીઓને ખાઇને પોતાની આજીવિકા ચલાવતો અને આનંદમાં દિવસો ગાળતો હતો.[૨૨] કોઇએક સમયમાં, એક ચંડાળે તે અરણ્યમાં પોતાનો મુકામ કર્યો. તે નિત્ય સૂર્ય અસ્ત થઇગયા પછી એક પાંજરું મૂકતો હતો અને તેમાં તાંતની દોરીઓને બરાબર

ગોઠવ્યા પછી, પોતાના ઝુપડામાં જઇને સુખમાં સુઇ રહેતો હતો અને પ્રભાતે પાંજરાની તપાસ કરવા માટે પાછો આવતો હતો.[૨૩-૨૪] નિત્ય રાત્રિના તે પાંજરામાં અનેક જાતનાં મૃગાદિક પશુઓ પકડાઇ જતાં હતાં.

એક દિવસે પેલા વડના ઝાડ ઉપર રહેનારો બીલાડો, પ્રમાદને લીધે તે પાંજરામાં પૂરાઇ ગયો![૨૫] હંમેશનો આતતાયી અને મહા બળવાન્ પોતાનો શત્રુ બીલાડો, પાંજરામાં કેદી થઇ ગયો છે, એ વાત જાણતાંવેંતજ, પલિત ઉંદર, નિર્ભય થઇને આસપાસ ફરવા માંડ્યો![૨૬] તે ઉંદર પોતાનો ખોરાક શોધવા માટે તે મહા વનમાં નિર્ભયપણાથી આમતેમ ભટકતો હતો, તેવામાં (ચાંડાલે લોભાવવા માટે મૂકેલું) પેલા પાંજરાની ઉપર પડેલું માંસને દીઠું. એટલે તે પાંજરા ઉપર ચઢી ગયો અને પેલું માંસ ખાવા લાગ્યો.[૨૭-૨૮] પોતાનો શત્રુ કેદ પકડાયો હતો, તેને જોઇને તે ઉંદર મનમાં ને મનમાં હસવા લાગ્યો, પણ પોતા ઉપર આવતા ભયને જોયું નહિ! પેલું માંસ ખાતાં ખાતાં જેવું તેણે (મોં ઉંચું કરી) જોયું, તો પોતાની તરફ પોતાના એક બીજા ભયંકર શત્રુને આવતો દીઠો! તે શત્રુ નોળીયો હતો. તેના શરીરનો રંગ ખડના પુષ્પ જેવો ભુખરો હતો. તે પૃથ્વીમાં દર કરીને રહેતો હતો. તે નોળીયાનું નામ હરિણ હતું. તે જાતે ઘણું જ ચંચળ હતું અને તેનાં નેત્ર રાતા રંગનાં હતાં. તે નોળીયો ઉંદરનો ગંધ આવવાથી ઘણી જ ઝડપથી ત્યાં આગળ દોડી આવી,[૨૯-૩૧] પેલા ઉંદરને ખાવાને માટે ઉચું મુખ કરીને પૃથ્વીપર ઉભું હતું; અને પોતાના ગલોફા જીભવતી ચાટ્યા કરતું હતું. એજ સમયે, ઉંદરે-પલિતે (ઉંચે જોયું તો) વડની શાખાના કોતરમાં ભરાઇ રહેલા પોતાના શત્રુ ચંદ્રક નામના તીખી ચાંચવાળા અને રાત્રિએ ફરનારા એક ઘુવડને દીઠું! આ રીતે તે ઉંદર, નોળીયા અને ઘુવડની વચ્ચે સપડાયો![૩૨-૩૩] આવા મોટા ભયમાં આવી પડવાથી તે ઉંદરને ચિન્તા થવા માંડી કે, મારા ઉપર મહા દુઃખદાયક આપત્તિ આવી પડી છે અને ચોતરફથી ભય ઉત્પન્ન થયો. હવે મરણ નજીકમાં આવ્યું છે! પણ આવાં સંકટ સમયે પોતાનું હિત ઈચ્છનારાએ કેવી રીતે વર્તવું? તે ઉંદર ચારે તરફથી (શત્રુઓથી) ઘેરાઇ ગયો હતો. તે સર્વત્ર ભય જ દેખતો હતો, તેથી તે ભયસંતપ્ત બની ગયો. પણ પછી તેને એક ઉત્તમ વિચાર સૂઝ્યો કે, 'આપત્તિમાં આવી પડેલા પુરુષોએ પોતાના જીવિતને આપત્તિમાંથી મુક્ત કરીને તેનું રક્ષણ કરવું![૩૪-૩૬] મારા ઉપર ચોતરફથી આપત્તિ આવી પડી છે. જો હું અહીંથી એકદમ જમીનપર ઉતરીશ તો આ નોળીયો મને ખાઇ જશે અને અહીં બેસી રહીશ તો ઘુવડ ખાઈ જશે; અને જો બીંહડાની ફાંસી કાપી નાંખીને તેનો છૂટકો કરીશ તો તે પણ મને ખાઇ જશે! આમ ચોતરફથી આપત્તિ આવેલી છે! પરંતુ અમારા જેવા બુદ્ધિમાને મૂઝાવું યોગ્ય નથી.[૩૭-૩૮] મારાથી જ્યાં સુધી પ્રયત્ન કરી શકાશે ત્યાં સૂધી હું જીવવાને માટે યુક્તિપૂર્વક પ્રયત્ન કરીશ. બુદ્ધિમાન્, પ્રાજ્ઞ અને નીતિશાસ્ત્રમાં કુશળતા ધરાવનારો પુરુષ, મહાદારુણ આપત્તિમાં આવી પડ્યા છતાં પણ તેમાં તે ડુબી જતો નથી-ગભરાઈ જતો નથી![૩૯-૪૦] હમણાં હું બીલાડા વિના બીજાનો આશ્રય લેવો યોગ્ય ધારતો નથી. એ મારો શત્રુ છે ખરો, પણ એ (હમણાં) આપત્તિમાં આવી પડ્યો છે. એને પણ મારી મોટી ગરજ છે[૪૧] અને જીવવાની ઇચ્છા છે! પણ ત્રણ શત્રુઓ હમણાં મને મારી નાંખવાને ટાંપી રહ્યા છે, તેમાંથી મારો જીવ કેમ બચાવું? આ ત્રણ શત્રુમાંથી (હાલ તો) હું શત્રુ એવા આ બીલાડાનો આશ્રય લઉં (તો ઠીક)![૪૨] નીતિશાસ્ત્રમાંથી બીલાડાની પાસે તેના હિતની વાત સમજાવીને મારી બુદ્ધિવડે આ ત્રણે શત્રુઓને ઠગી જાઉં.[૪૩] આ બીલાડો મારો કટ્ટો દુશ્મન છે, પણ તે મહા વિષમ દશામાં આવી પડ્યો છે! તપાસી તો જોઉં કે, આ મૂર્ખ બીલાડો પોતાના લાભની મારી સલાહ માને છે કે નહિ![૪૪] તે દુઃખમાં આવી પડ્યો છે, તેથી મારી સાથે કદાચ સંધિ કરશે. આચાર્યો કહે છે કે, બળવાન્ પુરુષને જીવવાની ઈચ્છા હોય અને પડોશમાં પોતાનો શત્રુ હોય તો (જીવ બચાવવા ખાતર) તેનો પણ તેણે આશ્રય કરવો! ડાહ્યો દુશ્મન સારો, પણ મૂર્ખ મિત્ર સારો નહિ.[૪૫-૪૬] મારા જીવિતનો આધાર મારા શત્રુ બીલાડાના ઉપર જ છે; એટલા માટે હું તેને તેનું પોતાનું રક્ષણ કરવા માટે બરાબર સમજુતી આપું;[૪૭] જે સાંભળીને, એ શત્રુ છે તોપણ મારી સંગતિથી કદાચ પંડિત થશે-અર્થાત્ મારા કહેવાનો સાર સમજશે.' એ પ્રમાણે શત્રુથી ઘેરાઈ ગયેલો તે ઉંદર, પોતાના બચાવનો વિચાર કરવા લાગ્યો.[૪૮] પછી કાર્યનાં પરિણામને જાણનારા અને કોની સાથે સંધિ કરવી અને કોની સાથે વિગ્રહ કરવો, તે વાતને જાણનારા ઉંદરે, બીલાડાને સાંત્વનાયુક્ત વચન કહ્યું;-[૪૯] "હે માર્જાર! હું સુહૃદભાવથી તને પૂછું છું કે, તું જીવતો છે કે? હું તને જીવતો જોવાને ઈચ્છું છું! કારણ કે તેમાં આપણા બન્નેનું પરસ્પર સાધારણ શ્રેય સમાયલું છે![૫૦] ઓ શાંતગુણિ બીલાડા! ડરવાનું તને કંઇ કારણ નથી! તું સુખેથી જીવતો રહીશ. તું જો મને મારી નાંખે નહિ, તો હું તારું રક્ષણ કરીશ.[૫૧] મને એક ઉત્તમ ઉપાય સૂઝ્યો છે અને તે ઉપાય યોજવામાં આવે તો તું છૂટો

થઈ જાય અને મારું પણ શ્રેય થાય.૫૨ મેં મારી બુદ્ધિવડે વિચાર કરીને તારે માટે અને મારે માટે એક ઉપાય શોધી કાઢ્યો છે. કારણ કે આપણા બન્નેનું એમાં શ્રેય સમાયલું છે.૫૩ આ નોળિયો તથા આ ઘુવડ, દુષ્ટ વિચારથી મારી સામે ટાંપીને બેઠા છે. જ્યાં સુધી મારા ઉપર તે તરાપ મારતા નથી, ત્યાં સુધી જ, હે બીલાડા! હું હમણાં જીવતો છું!૫૪ કંગાળ ઘુવડ ચંચળ આંખ રાખી, ઝાડની ડાળ ઉપર બેસીને અવાજ કરતો કરતો મારી સામે જોયા કરે છે! તેનાથી હું બહુ ડરું છું!૫૫ સત્પુરુષો સાત પગલાં સાથે ચાલે છે, તેમાં મિત્રતા કરે છે. તું બુદ્ધિમાન છે, તેથી મારો મિત્ર છે. તું અને હું, આપણે એક સ્થાનમાં સાથે રહ્યા છીએ, તેથી પડોશીનો સહવાસ ધર્મ હું બજાવીશ! હવે તને ભય રાખવાનું કંઈ કારણ નથી.૫૬ ઓ માર્જાર! તું મારા વિના તારી (પાંજરાના પાટિયા સાથની) જાળને કદી પણ કાપી શકીશ નહિ. પરંતુ તું જો મને મારે નહિ તો હું તારી જાળને કાપી નાંખું!૫૭ તું વૃક્ષની ઉપર રહે છે અને હું વૃક્ષના મૂળમાં રહું છું. આ રીતે આપણે ઘણા કાળ થયાં આ ઝાડ ઉપર (સાથે સાથે) રહીએ છીએ, તે વાત તું જાણે છે.૫૮ જેના ઉપર કોઈપણ વિશ્વાસ કરતો નથી, તેમ જે કોઇનો પણ વિશ્વાસ કરતો નથી, તેવા નિત્ય ઉદ્વિગ્ન મનના પુરુષનાં, ધીર પુરુષો વખાણ કરતા નથી. પરસ્પરનો વિશ્વાસ કરવાથી બંને સુખી થાય છે!૫૯ માટે આપણા બન્ને વચ્ચે નિત્ય પ્રીતિનો વધારો થાય અને આપણા વચ્ચે સ્નેહ બંધાય એમ હું ઇચ્છું છું. પરંતુ કોઈ કાર્ય, સમય વીતી ગયા પછી કરવું, એને પંડિતો વખાણતા નથી.૬૦ આપણા વચ્ચે સંધિ થવાની આ સારી તક છે, એમ તું જાણ. હું ઇચ્છું છું કે, તું જીવતો રહે અને તારે પણ ઇચ્છવું કે હું જીવતો રહું!૬૧ એક માણસ લાકડાંવડે અત્યંત ગંભીર એવી મહા નદીને તરી જાય છે; તેમાં તે માણસ પેલા કાષ્ઠને તારે છે અને પેલું કાષ્ઠ તેને તારે છે!૬૨ આવી રીતનો જ આપણા બેનો સંયોગ થયો છે અને તે કાળે કરીને ઘણો જ વિસ્તાર પામશે. હું તને તારીશ અને તું મને તારીશ."૬૩

આ પ્રમાણે કાળની અપેક્ષા કરનારા પલિત ઉંદરે બન્નેની હિતકારક વાર્તા, કારણો સાથે વિચાર કરીને, બીલાડાને કહી સંભળાવી.૬૪ ઉંદરનો શત્રુ બીલાડો, વિચક્ષણ, બુદ્ધિમાન્ અને વક્તા હતો. તેણે શત્રુનું કારણવાળું અને ગ્રહણ કરવા યોગ્ય સુંદર ભાષણ સાંભળીને, પોતાની અવસ્થાનું અવલોકન કર્યું! પછી તેનાં વચનોનાં વખાણ કર્યાં; અને પછી શાંતિના શબ્દો કહીને તેનો સત્કાર કર્યો. તીક્ષ્ણ અણીદાર દાંતવાળો તથા મણિ અને વૈડૂર્ય જેવાં નેત્રવાળો લોમશ બીલાડો નમ્ર વચનથી, ઉંદરની તરફ જોઇને બોલ્યો કે;૬૫-૬૭ "હે શાંતગુણિ! તું મને જીવાડવાની ઈચ્છા રાખે છે, માટે હું તને અભિનંદન આપું છું. તારું કલ્યાણ થાવ! તું જો મારા છૂટકારાનો ઉપાય જાણતો હો તો વગર સંકોચે ઉપાય કર; વિચાર કર મા!૬૮ હું અત્યંત સંકટમાં આવી પડ્યો છું અને તું વળી મારા કરતાં મોટા સંકટમાં આવી પડ્યો છે! સંકટમાં આવી પડેલા આપણે બન્ને વચ્ચે વગર વિલંબે સંધિ થવી જોઇએ.૬૯ હે વ્યાપક ઉંદર! હું દુ:ખમાંથી છૂટો થયા પછી સમયાનુસાર તારા લાભનું જે કાર્ય હશે, તે હું કરીશ. પણ તારા ઉપકારને ભૂલી જઇશ નહિ.૭૦ હું તારે તાબે છું! હું તારો ભક્ત છું! જેમ શિષ્ય, ગુરુ દેવની સેવા કરે, તેમ હું તારી સેવા કરવા તત્પર છું! તારી આજ્ઞા પ્રમાણે વર્તનારો છું અને તારે શરણે આવ્યો છું!"૭૧ આ રીતે લોમશે, પલિત ઉંદરને ઉત્તર આપ્યું, એટલે અર્થવેત્તા ઉંદરે પોતાને વશ થયેલા બીલાડાને, પુનઃ અર્થથી ભરપૂર હિતકારક વાક્ય આ પ્રમાણે કહ્યું;૭૨ "મેં જે ઉદાર વચન કહ્યાં છે, તે તારા જેવાને માટે આશ્ચર્યકારક નથી! હિતને માટે મેં જે માર્ગ શોધી કાઢ્યો છે, તે તું સાંભળ!૭૩ મને નોળીયાનો મોટો ભય લાગે છે, માટે હું તારા ખોળામાં સંતાઈ જવાની ઇચ્છા રાખું છું. તારે મને મારવો નહિ, પણ મારું રક્ષણ કરવું. હું તારી રક્ષા કરવાને શક્તિમાન્ છું.૭૪ તું આ ઘુવડથી મારી રક્ષા કર! જો આ ક્ષુદ્ર ઘુવડ મને મારી નાંખવા માટે ટાંપી રહ્યું છે! ઓ મિત્ર! તારી આગળ સત્યના સોગન ખાઇને કહું છું કે, હું તારી જાળને કાપી નાંખીશ!"૭૫ ઉંદરનું યુક્તિયુક્ત, અર્થવાળું તથા સંબંધવાળું વચન સાંભળીને, લોમશે હર્ષથી ઉંચી દૃષ્ટિ કરી અને આગતાસ્વાગતાવડે પલિતનો સત્કાર કર્યો!૭૬ પલિતનો સત્કાર કર્યા પછી તેની સાથે મિત્રતા કરી. તે ઘણો જ પ્રસન્ન થયો અને ધીર એવા બીલાડાએ વિચાર કરીને ઉતાવળથી કહ્યું; "તું મારી પાસે જલદી આવ." તારું કલ્યાણ થાવ. તું મારો પ્રાણ સમાન સખા છે! હે બુદ્ધિમન્! તારા પ્રસાદથી—કૃપાથી હું ઘણું કરીને મારા જીવિતનું રક્ષણ કરી શકીશ.૭૮ આવી સ્થિતિમાં આવી પડેલો હું, તારું જે જે કાંઇપણ કાર્ય કરી શકું તેવું હોય, તે કાર્ય કરવાનો મને હુકમ કર એટલે તે હું કરું! હે મિત્ર! આપણા બન્ને વચ્ચે સંધિ થાઓ!૭૯ હું આ સંકટમાંથી છૂટો થયા પછી મારા મિત્રો તથા બાંધવો સાથે તારાં મનગમતાં તથા હિતકારક સર્વ કાર્યો કરીશ!"૮૦ ઉંદર બોલ્યો; "હે સૌમ્ય! હું પણ આ સંકટમાંથી છૂટો થયા પછી તારી

પ્રીતિ સંપાદન કરીશ અને પ્રીતિયુક્ત એવા તારો સત્કાર કરીશ !૯૧ એક પુરુષ ઘણોય પ્રત્યુપકાર કરે છે, પરંતુ પ્રથમ ઉપકાર કરનારાના સમાન તે ઉપકાર થઈ શકતો નથી; કારણ કે પ્રત્યુપકારી તો ઉપકાર કર્યા પછી સામો ઉપકાર કરે છે, પણ પ્રથમ ઉપકારી તો નિષ્કારણ જ ઉપકાર કરે છે !"૯૨

ભીષ્મ બોલ્યા;–આ રીતે ઉંદરે બીલાડાને પોતાનો સ્વાર્થ સમજાવીને, શત્રુ બીલાડામાં સમ્પૂર્ણ વિશ્વાસ મૂકી, તેના ખોળામાં ભરાઈ ગયો ને વિશ્રાંતિ લેવા લાગ્યો.૯૩ બીલાડાએ પણ વિદ્વાન્ ઉંદરને એવો તો વિશ્વાસુ બનાવી દીધો કે, તે માતા પિતાના ખોળાની પેઠે વિશ્વાસુ થઇને તેની છાતીમાં ભરાઇને બેઠો !૯૪ બીલાડાના શરીરમાં ઉંદરને લપાઈ ગયો જોઇને નોળિયો અને ઘુવડ નિરાશ થઈ ગયાં.૯૫ એટલું જ નહિ, પરંતુ તે બન્નેની પરમ પ્રીતિ જોઇને હરિત અને ચન્દ્રક–નોળિયા અને ઘુવડને આશ્ચર્ય થયું ! ઉલટું તે બંનેને ઘણો ભય થવા લાગ્યો !૯૬ તે બન્ને બળવાન્ તથા મતિમાન્ હતા. પોતાનો શિકાર પાડવામાં કુશળ એવો નોળિયો તથા ઘુવડ જો કે સમીપ હતા, છતાં તેઓ બીલાડા તથા ઉંદરને, તેઓની ગાઢી મૈત્રીમાંથી છોડવવા શક્તિમાન્ ન હતાં.૯૭ બીલાડાએ અને ઉંદરે પોતાનું કાર્ય કરવા માટે પરસ્પર સંધિ કરી હતી, તે જોઇને ઘુવડ તથા નોળિયો તુરત પોતાના રહેઠાણ તરફ ચાલ્યાં ગયાં.૯૮

હે રાજા ! પલિત ઉંદર, દેશને અને સમયને જાણનારો હતો. તે બીલાડાના ગાત્રોમાં લપાઇને બેઠો હતો અને પારધીના આવવાની વાટ જોતો, ધીરેધીરે પાશના દોરાઓને કાપતો હતો !૯૯ બંધનથી કંટાળી ગયેલા બીલાડાએ ઉંદરને ધીરેધીરે પાશ કાપતો દીઠો;૯૦ ત્યારે પાશ કાપવામાં ઢીલ કરનારા પલિત ઉંદરને, બીલાડાએ ઝડપથી પોતાની પાશ કાપવા માટે કહ્યું;૯૧ "હે સૌમ્ય ! તું શા માટે ઉતાવળથી મારી જાળ કાપતો નથી ? તારું કાર્ય સિદ્ધ થઇ ગયું, એટલે તું શું મારો અનાદર કરે છે ? ઓ શત્રુનો નાશ કરનારા ! તું મારી પાશોને જલદી કાપી નાંખ. પેલો ચંડાળ અબ ઘડીમાં આવી પહોચશે !"૯૨ આવી રીતે બીલાડાએ ઉતાવળા થઇને પલિત ઉંદરને કહ્યું, ત્યારે તે ઉંદરે મૂર્ખ બીલાડાને, પોતાના લાભનું તથા હિતકારક એવું વચન કહ્યું;૯૩ "હે શાંત ગુણવાળા બીલાડા ! તારે ગભરાવા જેવું કંઇપણ નથી. તું છાનોમાનો બેસી રહે. હું સમયને સારી પેઠે જાણું છું ! તેથી, હું વખતને વીતવા દઇશ નહિ !૯૪ જે પુરુષ કવખતે કાર્યનો આરંભ કરે છે, તે કાર્ય તેને ફળ આપતું નથી; પરંતુ તે જ કાર્ય જો સમય ઉપર કરવામાં આવે છે, તો તે મોટા લાભ કરે છે.૯૫ હું તને જો સમય વગર છૂટો કરું તો તારાથી જ મને ભય આવી પડે, માટે હે મિત્ર ! તું જરા સમયની વાટ જો ! તું શા માટે ઉતાવળો થાય છે ?૯૬ હું જ્યારે પારધિને હાથમાં હથિયાર લઇને આવતો જોઇશ અને તને સાધારણ ભય ઉત્પન્ન થશે, તે જ વખતે હું તારી આસપાસની જાળને કાપી નાંખીશ.૯૭ તે વખતે છૂટો થયેલો તું, ઝાડ ઉપર જ ચઢી જઇશ; કારણ કે તે સમયે તને તારો પોતાનો જીવ બચાવવા શિવાય બીજું કંઇ પણ કર્તવ્ય સૂઝશે નહિ !૯૮ હે લોમશ ! તું ત્રાસ તથા ભયને લીધે જેવો નાશી જશે અને ઝાડની શાખા ઉપર ચઢી જશે કે હું મારા દરમાં પેસી જઇશ !"૯૯ આ રીતે ઉંદરે બીલાડાને પોતાનું હિત કહી સંભળાવ્યું. કહેવાના સારને સમજનારો, મહામતિ એવો બીલાડો, જીવવાની ઇચ્છાથી પોતાનાં ભય માટે અધીરો બની, ઉતાવળ કરવા લાગ્યો અને ઉંદરની સારી પેઠે ખુશામત કરીને પાશ કાપવામાં વિલંબ કરનારા તે ઉંદરને કહ્યું;૧૦૦–૧૦૧ "સારા માણસો મિત્રનાં કાર્યોમાં આ પ્રમાણે વર્તતા નથી. મેં જેમ તને એકદમ આપત્તિમાંથી છૂટો કર્યો છે, તેમ જ તારે પણ ઝડપથી મારું હિતકર કાર્ય કરવું જોઇએ. માટે હે મહા બુદ્ધિમાન્ ! આપણા બન્નેની જે રીતે રક્ષા થાય, તે પ્રમાણે તું પ્રયત્ન કર.૧૦૨–૧૦૩ પરંતુ, તું જો પ્રથમનું વૈર સંભારીને, વિલંબ કરતો હોય તો, ઓ પાપ કર્મના કરનારા ! તારું મૃત્યુ તારી નજર આગળ જ છે, તે તું જો !૧૦૪ મેં તારું કોઈ વખતે અજાણતાં પણ કંઈ ભુંડું કર્યું હોય તો તારે તે મનમાં આણવું નહિ; હું તારી પાસે ક્ષમા માગું છું. તું મારા ઉપર પ્રસન્ન થા (અને મારો ઝટ છૂટકો કર !)"૧૦૫ ઉંદર નીતિશાસ્ત્ર જાણતો હતો; તે બુદ્ધિમાન્ હતો. તેણે એ પ્રમાણે કહેતા બીલાડાને ઉત્તમ રીતે ઉત્તર આપ્યું;૧૦૬ "હે બીલાડા ! તેં જે તારા સ્વાર્થની વાત કહી, તે મેં સાંભળી ! હવે હું મારા સ્વાર્થની વાત કહું તે તું સાંભળ !૧૦૭ જે મિત્રતામાં ભય છે અને જે મિત્રતા ભય વગર નિભાવી શકાતી નથી તેવી મિત્રતા, જેમ બાજીગર ખેલતાં, સર્પના વિષદંત સાથે સંભાળીને ખેલે છે ને પોતાના હાથની રક્ષા કરે છે; તેમ મારે પણ સંભાળીને કામ લેવું જોઇએ !૧૦૮ જે પુરુષ બળવાનની સાથે સંધિ ( સલાહ ) કર્યા પછી પોતાની રક્ષા કરતો નથી, તે પુરુષને તે સંધિ, ખાધેલા અપથ્ય ભોજનની પેઠે ફળદાયક થતી નથી !૧૦૯ કોઇ કોઇનો મિત્ર નથી અને કોઇ કોઇનો ભલું ઇચ્છનારે નથી; સ્વાર્થને લીધે લોકો પરસ્પર મિત્રો અને શત્રુઓ બને છે !૧૧૦ જેમ હાથીઓવડે વનના હાથીઓને પકડવામાં આવે છે, તેમ જ કાર્યોને લઇને બીજાં કાર્યો

કરવામાં આવે છે; અને કાર્ય કર્યા પછી કોઈ પણ પુરુષ કાર્યના કરનારા તરફ (પાછું ફરીને) જોતું પણ નથી !૧૧૧ એટલા માટે, કાર્ય એવી રીતે કરવું કે, કંઇ અધુરું રહે ! (સંપૂર્ણ કરવાથી કરનારાની કોઈ દરકાર કરતું નથી). હું તને એવી અણીને વખતે મુક્ત કરીશ કે, જે સમયપર પારધિ નજીક આવી પહોંચ્યો હોય, તેથી તને નાસવાની જ જરૂર પડે, પણ મને પકડવાનો વિચાર કરવાનો તને અવકાશજ નહિ મળે ! જો ! મેં પાશના ઘણા તાંતણાઓને કાપી નાંખ્યા છે અને એક જ તાંતણો હવે બાકી રહ્યો છે !૧૧૨-૧૧૩ હે લોમશ ! તે તાંતણાને પણ હું ઝટ કાપી નાંખીશ ! તું શાંતિ રાખ !" આ રીતે આપત્તિમાં આવી પડેલા તે બન્ને પરસ્પર સંવાદ કરતા હતા,૧૧૪ એટલામાં રાત્રિ પૂરી થઈ ગઈ અને પ્રભાત થયું. બીલાડાના મનમાં ભય થવા લાગ્યો. ચંડાળ, જેનું નામ પરિઘ હતું, તે નજરે દેખાયો ! તેના નિતંબ સ્થૂલ હતા. તેનો દેખાવ ભયંકર હતો. તે શરીરે રુક્ષ હતો અને કુતરાનું ટોળું તેને ચારે તરફથી ઘેરી વળ્યું હતું. તેના કાન શંકુના જેવા હતા, મુખ મોટું હતું, શરીર મલીન અને દેખાવ ભયંકર હતો. યમના દૂતના જેવા તે પારધિને જોઇને, બીલાડાનું હૃદય ભયભીત થઇ ગયું !૧૧૫-૧૧૭ અને ડરતાં ડરતાં તે બીલાડે પલિત ઉંદરને કહ્યું, "હવે તું શું કરીશ ?" ઉંદરે, એ પ્રમાણે બીલાડાને ભયભીત થયેલો જોઈ તથા ભયંકર પારધિને નજીકમાં જોઈ,૧૧૮ (*એક ક્ષણમાં નોળીયું તથા ઘુવડ નિરાશ થઇ ગયાં. તે બંને બળવાન્, મતિમાન્ તે પ્રસંગપર આવ્યાં હતાં.૧૧૯ તેઓ કાર્યને માટે મીંદડાને અને ઉંદરને સલાહ કરનારા જોઇને પોતપોતાના રહેઠાણ ઉપર ચાલ્યાં ગયાં, કારણ કે પરસ્પર કાર્યથી બંધાયલા તેઓને છૂટા પાડવા કોઇ સમર્થ ન હતું.૧૨૦-૧૨૧) બીલાડાની પાશને ઝટ કાપી નાંખી. લોમશ જાળમાંથી છૂટો થઇને, તે જ ઝાડની શાખા ઉપર ચઢી ગયો. પલિત પણ સંભ્રમ-માંથી તથા ઘોર શત્રુના હાથમાંથી છૂટો થયો કે પોતાના દરમાં પેસી ગયો. એટલામાં ચાંડાળ પાંજરાની પાસે આવ્યો અને તેણે પાંજરાને ચોતરફથી જોયું, તો તે ખાલીખંમ-તેમાં કંઈ પણ ન હતું. તે ઉપરથી તે નિરાશ થઇને ત્યાંથી પોતાને ઘેર ચાલ્યો ગયો.૧૨૨-૧૨૪

પછી બીલાડો, ચાંડાળના મહા ભયમાંથી મુક્ત થઇને, દુર્લભ એવા જીવતરને મેળવીને, ઝાડની ટોચ ઉપર બેસીને, દરમાં સપાટાભેર પેસી ગયેલા ઉંદરને કહેવા લાગ્યો;૧૨૫ "તું મારી સાથે કોઈ પણ જાતની વાતચિત કર્યાવિના એકદમ નાસી ગયો ! હું કૃતજ્ઞ છું અને મેં તારી રક્ષા કરી છે, છતાં તને મારા ઉપર શંકા તો નથી આવતી ને ?૧૨૬ તેં મારો વિશ્વાસ રાખીને મને જીવિત દાન આપ્યું છે ! છતાં, હે દોસ્ત ! જ્યારે દોસ્તીનો ઉપભોગનો સમય આવ્યો, ત્યારે તું શા માટે મારી પાસે આવતો નથી ?૧૨૭ જે પુરુષ પ્રથમ મિત્રો કરે છે અને પાછળથી તેની સાથે મિત્ર તરીકે વર્તતો નથી, તેવા દુષ્ટ બુદ્ધિને મહાદુઃખદાયક આપત્તિઓ અને અગત્યને પ્રસંગે મિત્રો મળતા નથી !૧૨૮ હે મિત્ર ! તેં તારી શક્તિ અનુસાર મારો સત્કાર કર્યો છે, માટે તને મારા જેવા ગરીબ દોસ્ત તરફથી સુખનો લ્હાવો લેવો યોગ્ય છે !૧૨૯ મારા જે જે મિત્રો, સંબંધીઓ અને બાંધવો છે, તે સર્વે, શિષ્યો જેમ પોતાના પ્રિય ગુરુની પૂજા કરે તેમ તારી પૂજા કરશે !૧૩૦ હું પણ તારી તથા તારા મિત્રો અને બાંધવોની પૂજા કરીશ. કરેલા ઉપકારને જાણનારો કયો પુરુષ જીવિતદાન આપનારાની પૂજા કરતો નથી ?૧૩૧ તું મારો, મારા શરીરનો અને ઘરનો માલીક છે ! આજથી તું મારા સર્વ ધનનો રક્ષણકર્તા થા.૧૩૨ હે બુદ્ધિમાન્ ઉંદર ! તું મારો અમાત્ય થા અને પિતાની પેઠે મને સદુપદેશ આપ ! હું મારા જીવિતના સોગન ખાઇને તને કહું છું કે, તારે અમારો ભય રાખવો નહિ !૧૩૩ તું બુદ્ધિમાં સાક્ષાત્ શુક્રાચાર્ય જેવો છે અને અમે બળવાન્ છીએ, છતાં તેં આજે, તારી બુદ્ધિના બળવડે મને જીવિતદાન આપ્યું છે !"૧૩૪

આ રીતે બીલાડાએ પરમ શાંતિથી ઉંદરને કહ્યું, ત્યારે ઉત્તમ મંત્ર (વિચાર) ને જાણનારો ઉંદર, પોતાના હિતનું વચન કોમળતાથી આ પ્રમાણે કહેવા લાગ્યો;-૧૩૫ "હે લોમશ ! તેં જે કહ્યું તે સર્વ મેં સાંભળ્યું. હવે હું તને મારી ઇચ્છાનુકૂળ જે કહું, તે તું સાંભળ.૧૩૬ (જે મિત્ર થવા ઇચ્છતો હોય તે) મિત્રોની સારી રીતે કસોટી થવી જોઇએ ! શત્રુઓને પણ સારી રીતે તપાસવા જોઇએ ! આ વાત આ લોકમાં ઘણી જ સૂક્ષ્મ છે અને બુદ્ધિમાનોએ માન્ય કર્યા જેવી છે.૧૩૭ શત્રુના આકારમાં રહેલા મિત્રો અને મિત્રોના આકારમાં રહેલા શત્રુઓ હોય છે, તેઓની સાથે સલાહ કર્યા પછી, તેઓ કામ અને ક્રોધને વશ થાય છે કે કેમ, તે જાણવામાં આવતું નથી.૧૩૮ આ જગતમાં કોઈ પુરુષ કોઇ કોઇનો શત્રુ નથી, તેમ કોઇ કોઇનો મિત્ર નથી; પરંતુ સમયને લઇને મિત્રો કે શત્રુઓ થાય છે.૧૩૯ જ્યાં સૂધી અમુક મનુષ્ય જીવે છે, ત્યાં સૂધી મારું હિત જળવાશે, પણ તે અમુક મનુષ્યના મરણ પછી મારું હિત જળવાશે નહિ, એવું જ્યાં

* ૧૧૯-૨૦-૨૧ શ્લોકો બંગાળ પ્રતમાં નથી, પણ મુંબઇની જ પ્રતમાં છે પણ તેઓ અપ્રાસંગિક ને અસંબંધ છે.

સૂધી માનવામાં આવે છે ત્યાં સૂધી તે, તેને મિત્ર તરીકે ગણે છે; પણ જ્યારે સ્વાર્થમાં વિરોધ આવે છે, ત્યારે તેજ મિત્રને શત્રુરૂપે તે માને છે![૧૪૦] કોઇની મિત્રતા સ્થિર રહેતી નથી, તેમ વૈર પણ નિત્ય ટકી રહેતું નથી. પરંતુ કાર્યને લીધે પરસ્પર મિત્રો તથા શત્રુઓ ઉત્પન્ન થાય છે.[૧૪૧] કોઇ કોઈક સમયે કાળ પલટાઈ જતાં મિત્ર, શત્રુ થઈ પડે છે ને કોઈક વેળાએ શત્રુ, મિત્ર થઇ પડે છે. એમ સ્વાર્થ મહાબળવાન્ છે.[૧૪૨] જે પુરુષ કાર્યની યુક્તિ જાણ્યા વિના, મિત્રોના ઉપર અંધ વિશ્વાસ રાખે છે અને શત્રુઓના ઉપર, નીતિશાસ્ત્રનો વિચાર કર્યા વગર વિશ્વાસ રાખતો નથી તેની જીન્દગી જોખમમાં રહે છે.[૧૪૩] તેમજ જે કાર્યની યુક્તિ જાણ્યા વિના શત્રુ કે મિત્રની સાથે પ્રીતિ કરે છે, તેની બુદ્ધિને પણ ચલાયમાન જાણવી. અવિશ્વાસુનો વિશ્વાસ કરવો નહિ, તેમ વિશ્વાસુનો પણ અતિ વિશ્વાસ કરવો નહિ. અંધવિશ્વાસ કરવાથી એવો ભય ઉત્પન્ન થાય છે કે, જે ઝાડને મૂળોસોત કાપી નાંખે છે.[૧૪૪] માતા, પિતા, પુત્ર, મામાઓ, ભાણેજો, સંબંધીઓ અને બાંધવો, એ સર્વે, સ્વાર્થ અને અર્થને લઈને એક બીજાને અનુકૂળ રહે છે.[૧૪૫] પ્રિય એવો પુત્ર જો પતિત થઇ ગયો હોય તો માતા પિતા તેનો ત્યાગ કરી દે છે અને મનુષ્યો (પ્રિયના ભોગે) પોતાના દેહનું રક્ષણ કરવાને તત્પર રહે છે. આ સ્વાર્થના સાર તરફ તું દૃષ્ટિ કર.[૧૪૬] હે બુદ્ધિમાન્! તું કષ્ટમાંથી છૂટો થયા પછી, તારા પોતાના શત્રુના સુખનો ઉપાય શોધે, એ વાત સંભવિત જ નથી![૧૪૭] તું વડના ઝાડ ઉપરથી મારા આ સ્થાન ઉપર જ ઉતર્યો હતો;[૧૪૮] પરંતુ તું જાતે ચપલ હોવાથી, ચંડાળે અહિંયા પ્રથમથી જ પાથરેલી જાળ તારા જોવામાં આવી નહિ. (અને તું ફસાઈ પડ્યો)! જે પ્રાણી ચપળ હોય છે, તેને પોતાના રક્ષણનું પણ ભાન હોતું નથી, તો તે બીજાઓનું ક્યાંથી જ રક્ષણ કરી શકે![૧૪૯] ચપળ મનુષ્ય પોતાનાં સર્વે કાર્યોનો નાશ કરે છે, તેમાં જરા પણ સંદેહ નથી. આજે તું જે મીઠા શબ્દમાં કહે છે કે, 'તું મને ઘણો વહાલો લાગે છે!' (એ હું માનતો નથી.)[૧૫૦] એના વિરૂદ્ધમાં, હે મિત્ર! મારી તરફનાં કારણો સાંભળ. એક પુરુષ કારણને લીધે પ્રીતિપાત્ર થાય છે અને કારણને લીધે જ દ્વેષપાત્ર થઈ પડે છે.[૧૫૧] આ આખું જગત્ (એક રીતે કે બીજી રીતે) સ્વાર્થને જ વશ છે. કોઇ પણ મનુષ્ય કોઇને (કારણ વગર) પ્રિય છે જ નહિ. બે સગ્ગા ભાઇઓ વચ્ચે અને સ્ત્રી પુરુષ વચ્ચે જે પ્રેમ હોય છે, તે પણ કારણને લીધે જ છે.[૧૫૨] આ જગતમાં કોઇની પણ પ્રીતિને હું સ્વાર્થ વિનાની જોતો જ નથી. હવે કેટલીક વેળાએ ભાઇઓ ભાઇ, અથવા તો સ્ત્રી પુરુષ પરસ્પર વઢવાડ કરે છે તો તેઓ સ્વાભાવિક સ્નેહ-પ્રેમને લીધે પાછા હળીમળી જાય છે, પરંતુ એક ભિન્ન મનુષ્ય, ક્રોધ કર્યા પછી ફરી પ્રસન્ન થતો નથી. એક પુરુષ દાન મળવાથી, આપનારપર પ્રીતિ કરે છે; બીજો પ્રીતિનાં વચનો સાંભળવાથી પ્રીતિ કરે છે;[૧૫૩-૧૫૪] ત્રીજો કોઇ સામા મનુષ્યની ધર્મનીતિથી તેનાપર પ્રીતિ કરે છે. આમ જૂદાં જૂદાં કાર્યોને લીધે લોકો પ્રીતિ કરે છે. હવે આપણા બન્ને વચ્ચે જે પ્રીતિ થઇ હતી, તે પણ કારણને લીધે જ થઇ હતી.[૧૫૫] પરંતુ તે કારણ તો નાશ પામ્યું છે અને તેની સાથે તે પ્રીતિ પણ નાશ પામી છે. મને તારો શિકાર થવા શિવાય બીજું એવું કયું કારણ છે કે, જે કારણને લીધે હું તને વહાલો લાગું છું? તું એમ ન જાણતો કે તે હું ભૂલી ગયો છું! કાળ બુદ્ધિમાં ફેરફાર કરે છે અને સ્વાર્થ તેને અનુસરે છે.[૧૫૬-૧૫૭] બુદ્ધિમાન્ મનુષ્ય સ્વાર્થને સમજે છે અને લોકો બુદ્ધિમાનને અનુસરે છે. તારે જે સ્વાર્થને જાણનારા વિદ્વાન્ છે, તેની આગળ આવી (લબાડ) વાત કરવી નહિ![૧૫૮] તું બળવાન્ છે! તું મારી સાથે સ્નેહ કરવાની વાતો કરે છે, તેને માટે આ સમય નથી. હું સંધિ તથા વિગ્રહ કરવામાં ઘણો જ દૃઢ છું, તેથી હું મારા સ્વાર્થમાંથી ચલાયમાન થઇશ નહિ.[૧૫૯] કેવા સંજોગોમાં સુલેહ કરવી અને કેવા સંજોગોમાં યુદ્ધ કરવા ઝટ તૈયાર થવું, તે જેમ વાદળાંઓ ક્ષણે ક્ષણે બદલાય છે, તેમ બદલાયા કરે છે! આજે જ તું મારો શત્રુ થઇ ગયો હતો અને પાછો આજે જ તું મારો મિત્ર થયો હતો.[૧૬૦] અને વળી આજે જ તું મારો શત્રુ થયો છે! અરે! તારા સ્વાર્થની ચપળતા તરફ દૃષ્ટિ તો કર! પૂર્વે આપણા બન્ને વચ્ચે જ્યાં સૂધી સ્વાર્થ હતો ત્યાં સૂધી મિત્રતા હતી![૧૬૧] પરંતુ તે મિત્રતા કાળ નાશ પામ્યો તેની સાથે જ નાશ પામેલી છે. તું તો મારો જન્મથી જ શત્રુ છે; પરંતુ મારી શક્તિને લીધે તું મારો મિત્ર થયો હતો.[૧૬૨] અને મિત્રતાનું કાર્ય પૂર્ણ કરીને આપણી પ્રકૃતિ પાછી શત્રુપણાને પ્રાપ્ત થઈ છે! હું આ રીતે નીતિશાસ્ત્રને યથાર્થ રીતે જાણું છું, તો કહે, મારે માટે જે જાળ પાથરવામાં આવી છે તેમાં હું તારે ખાતર શા માટે સપડાઉં? હું તારા પરાક્રમથી આપત્તિમાંથી છૂટો થયો છું, અને તેવી જ રીતે તું મારા પરાક્રમથી છૂટો થયો છે.[૧૬૩-૧૬૪] આ રીતે એક બીજાનો અનુગ્રહ પૂર્ણ થયો છે. માટે હવે આપણા બન્ને વચ્ચે મિત્રતા થશે નહિ. હે શાંતગુણિ બીલ્લા! તું આજે કૃતાર્થ થયો અને મારું કાર્ય પણ સિદ્ધ થયું![૧૬૫] હવે મને ખાવા શિવાય બીજું કંઇ પણ કાર્ય તને મારી સાથે નથી. હું તારું અન્ન છું ને તું ભોક્તા-

મારો ખાનારોછે.હું બળ રહિતછું અને તું બળવાન્ છે.[૧૬૬] આ રીતે જૂદા પડેલા આપણા બન્નેનું બળ, સમાન ન હોવાથી આપણા બન્નેની વચ્ચે સંધિ યોગ્યજ નથી. હું તારી બુદ્ધિની કુશળતાને માન્ય કરૂંછું. કેમકે આપત્તિમાંથી છૂટો થયા પછી તું ભક્ષ્ય (ખોરાક) મેળવવા માટે તારા ભક્ષ્યનાં વખાણ કરે છે. તું ભક્ષ્ય મેળવવા જતાં કેદ પકડાયો હતો અને તેમાંથી છૂટી ગયો છે અને તેથી હવે ક્ષુધાથી પીડાય છે.[૧૬૭-૧૬૮] નીતિશાસ્ત્રની બુદ્ધિનો આશ્રય કરીને (તું મારાં વખાણ કરે, કે હું જો બહાર નીકળું તો તું) આજે મને ખરેખર ખાઈ જ જાય! હું જાણું છું કે, તું ભુખ્યો થયો છે. હું જાણું છું કે તારે આહાર કરવાનો આ સમય છે.[૧૬૯] હું જાણું છું કે તું મને ફોસલાવીને પાછું તારું ભક્ષ્ય શોધે છે ને તેથી સ્ત્રી પુત્ર સાથે તું મારી સાથે સંધિ કરવાને તયાર થયો છે અને મારી સેવા કરવાની ઇચ્છા બતાવે છે. પરંતુ, હે સખા! હું તારી માગણી પ્રમાણે તૈયાર નથી. (કદાચ તું મને નહિ ખાય, પણ) મને તારી સાથે આવેલો જોઇને તારી પ્યારી સ્ત્રી તથા પુત્રો, કે જેઓ તારા ઉપર પ્રીતિ ધરાવે છે, તેઓ ખુશીથી મને શા માટે ખાઇ નહિ જાય? એ એક કારણથી પણ હું તારી સાથે મિત્રતા કરીશ નહિ. આપણા વચ્ચેની મિત્રતા થવાનું જે કારણ હતું, તે નાશ પામ્યું છે.[૧૭૦-૧૭૨] જો તને મારો કરેલો ઉપકાર યાદ આવતો હોય તો તું મારું કલ્યાણ ઇચ્છ અને શાંતિથી બેસ! જે શત્રુ હોય, અનાર્ય હોય, દુઃખી હોય, ભુખ્યો હોય અને પોતાનો શિકાર શોધી રહ્યો હોય, તેની પાસે, જેનામાં જરાએ બુદ્ધિ છે તે કેમ જાય? તારું કલ્યાણ થાવ. હવે હું અહીંથી ચાલ્યો જઇશ. તારાથી દૂર રહ્યા છતાં પણ હું ભય પામું છું.[૧૭૩-૧૭૪] વિશ્વાસુ તથા પ્રમત્ત પુરુષના પ્રતિ આટલુંજ કર્તવ્ય છે. નબળાએ બળવાનની પાસે રહેવું, એ કદી પણ વખણાતું નથી.[૧૭૫]* હે લોમશ! હું તારી સાથે મળીને રહીશ નહિ. તું પાછો ફર. જો તું જાણતો હો કે, મેં તારાપર ઉપકાર કર્યો છે, તો તારે મારી સાથે, જ્યારે હું નિર્ભયપણે કે ગુપ્ત રીતે ફરતો હઉં, ત્યારે તારી ઉત્તમ પ્રકારની મિત્રતા બતાવવી; (અર્થાત્ મારા તરફ જોવુંજ નહિ!) એજ મારા ઉપકારનો પ્રતિ ઉપકાર છે.[૧૭૬] બળવાનને શક્તિમાનની પડોશમાં રહેવું, એની કદીપણ પ્રશંસા થતી નથી. ભયનાં કારણો શાંત પડી ગયાં હોય તોપણ, હું હંમેશા સમર્થ શત્રુથી બ્હીઉં છું! તું જો તારો સ્વાર્થ નહિ શોધતો હોય (અર્થાત્ તું જે પ્રેમવચન બોલે છે, તે જો સાચાં હોય તો) કહે, હું તારું કયું કાર્ય કરું?[૧૭૭] તારી ઇચ્છાનુસાર સર્વ વસ્તુ હું તને આપીશ, પરંતુ મારો આત્મા કદી પણ આપીશ નહિ! આત્માના રક્ષણાર્થે, સર્વજન, સંતતિનો, રાજ્યનો, રત્નોનો અને ધનનો ત્યાગ કરી દે છે.[૧૭૮] વિશેષ તો શું, પણ સર્વસ્વનો ભોગ આપી એક આત્માની રક્ષા કરવી. આપત્તિ આવી પડે તો, ઐશ્વર્ય (મોટાઇ), ધન અને રત્નો શત્રુને સોંપી દેવાં; કારણ કે જીવતા રહેનારાઓને એ સર્વ પાછાં મળે છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે. પણ ધન અને રત્નોની પેઠે આત્માનું પ્રદાન કોઇ પણ ઠેકાણે સાંભળવામાં આવ્યું નથી.[૧૭૯-૧૮૦] સ્ત્રી તથા ધનોને જતાં કરીને પણ આત્માનું નિત્ય રક્ષણ કરવું. જે મનુષ્યો આત્મરક્ષણમાં પરાયણ રહે છે અને સારી રીતે વિચાર કર્યા પછી કાર્ય કરે છે, તે પુરુષોને તેની પોતાની ભૂલોથી ઉત્પન્ન થયેલી આપત્તિઓ સામી આવી નડતી નથી અને જે દુર્બળ પુરુષો, પોતાના બળવાન્ શત્રુને સારી રીતે ઓળખે છે, તેઓની સત્યનો નિર્ણય કરનારી શાસ્ત્રબુદ્ધિ, કદી પણ ચલાયમાન થતી નથી." આ રીતે પલિત ઉંદરે સ્પષ્ટ રીતે બીલાડાને હડ્કારી કાઢયો;[૧૮૧-૧૮૩] એટલે બીલાડો શરમાઈ ગયો અને ઉંદરને કહેવા લાગ્યો.[૧૮૪]

લોમશ બોલ્યો;–"હું ખરેખર તારા સોગન ખાઇને કહું છું કે, મિત્રનો દ્રોહ કરવો, એ નિંદાપાત્ર ગણાય છે. હું જાણું છું કે, તું મારા હિતમાં પરાયણ છે તથા બુદ્ધિમાન્ છે.[૧૮૫] પણ હવે તારા મારા વચ્ચેનો વિશ્વાસ જતો રહ્યો છે, એ તેં અર્થશાસ્ત્રને અનુસરીને મને કહ્યું. પરંતુ હે સત્પુરુષ! હું જૂદા જ પ્રકારનો છું એમ તારે જાણવું એ જ યોગ્ય નથી.[૧૮૬] તેં મને પ્રાણનું દાન આપીને મારી સાથે સ્નેહ બાંધ્યો છે અને હું ધર્મવેત્તા ને ગુણજ્ઞ છું તથા વિશેષમાં કૃતજ્ઞ (કરેલા ગુણનો જાણનાર) છું![૧૮૭] વળી હું મિત્રોપર વત્સલતા ધરાવનારો છું, વિશેષમાં તારો ભક્ત છું! માટે હે સત્પુરુષ! તારે મારી સાથે પુનઃ મિત્રતા કરવી યોગ્ય છે![૧૮૮] તું આજ્ઞા કરીશ તો હું મારા બાંધવો સહિત પ્રાણોનો પણ ત્યાગ કરીશ! અમારા જેવા મનસ્વીઓનો ડાહ્યા વિદ્વાનો પણ વિશ્વાસ કરે છે.[૧૮૯] માટે હે ધર્મના તત્ત્વને જાણનાર ઉંદર! તારે મારા ઉપર શંકા કરવી યોગ્ય નથી." આ રીતે બીલાડાએ ઉંદરની સ્તુતિ કરી;[૧૯૦] એટલે ગંભીર સ્વભાવના ઉંદરે, ક્ષણવાર થોભી, બીલાડાને કહ્યું; "તું શ્રેષ્ઠ છે; તારી વાત મેં ખુશીથી સાંભળી અને હું પ્રસન્ન થયો છું. પરંતુ હું તારો વિશ્વાસ કરીશ નહિ![૧૯૧] સ્તુતિઓ કરવાથી અથવા તો ધનના ઢગ આપવાથી પણ, તું મને તારા

* શ્લોક ૧૭૫ મો બંગાળની પ્રતમાં આવ્યો નથી.

ઉપર વિશ્વાસ રાખનારો બનાવી શકીશ નહિ. હે મિત્ર! સાંભળ! જેઓ બુદ્ધિમાન્ છે, તેઓ પૂરતાં કારણ વગર શત્રુનો વિશ્વાસ કરતા નથી.૧૯૨ આ વિષયમાં શુક્રાચાર્યે બે ગાથાઓ ગાયેલી છે, તે તું સાંભળ. બે શત્રુઓ સરખી સંકડામણમાં આવ્યા હોય, ત્યારે નિર્બળે, બળવાન્ શત્રુની સાથે સલાહ કરીને,૧૯૩ યુક્તિપૂર્વક સાવધાન રહી વર્તવું અને પોતાનું કાર્ય સિદ્ધ કર્યા પછી નિર્બળે બળવાનનો વિશ્વાસ કરવો નહિ. અવિશ્વાસુનો વિશ્વાસ કરવો નહિ, તેમ વિશ્વાસુનો પણ અતિ અંધ વિશ્વાસ કરવો નહિ.૧૯૪ નિત્ય બીજાઓને વિશ્વાસુ બનાવવા, પરંતુ પોતે શત્રુઓનો કદી પણ વિશ્વાસ કરવો નહિ અને સર્વ અવસ્થામાં પોતાનાં જીવિતનું રક્ષણ કરવું.૧૯૫ જીવતાં પુરુષને ધન અને સંતતિ સર્વ મળી આવે છે. નીતિશાસ્ત્રનો ટુંકો ને પરમ સિદ્ધાંત એ છે કે, કોઇનો પણ વિશ્વાસ કરવો નહિ.૧૯૬ તે માટે મનુષ્યોએ એ અવિશ્વાસમાં પોતાનું મહાન્ હિત સમજવું! દુર્બળ મનુષ્યો પણ જો કોઇનો વિશ્વાસ કરે નહિ, તો શત્રુઓ તેઓનો નાશ કરી શકતા નથી, પરંતુ બળવાન્ છતાં પણ જેઓ શત્રુનો વિશ્વાસ કરે છે, તેઓને દુર્બળ શત્રુઓ પણ મારી નાંખે છે. હે બીલાડા! મારે પણ તારા જેવાઓથી મારા આત્માનું સદા રક્ષણ કરવું જોઈએ.૧૯૭-૧૯૮ તેમ જાતિના પાપી એવા ચાંડાળથી તારે પણ તારું પોતાનું રક્ષણ કરવું!"–આ રીતે ઉંદર વાત કરતો હતો અને જ્યાં પારધિનું નામ સાંભળ્યું કે બીલાડો ત્રાસ ખાઈ ગયો–ગભરાઈ ગયો. ત્રાસને લીધે તે ઝાડની શાખા ઉપરથી કુદકો મારીને તુરત વેગથી ત્યાંથી નાસી ગયો; અને નીતિશાસ્ત્રનાં તત્ત્વને જાણનાર વિદ્વાન્ ઉંદર પલિત, પોતાની બુદ્ધિનું સામર્થ્ય સંભળાવીને બીજા દરમાં ચાલ્યો ગયો.

ભીષ્મ કહે છે;–આ રીતે પલિત ઉંદર, દુર્બળ અને એકલો હતો, તોપણ તે બુદ્ધિમાન્ હતો તેથી તેણે બુદ્ધિવડે ઘણા મહાબળવાન્ શત્રુઓને છેતર્યા! જે બુદ્ધિમાન્ અને ડાહ્યો છે, તેણે આપત્તિમાં સમર્થ શત્રુની સાથે સંધિ કરવી.૧૯૯-૨૦૨ જેમ કરવાથી ઉંદર અને બીલાડો, એક બીજાનો આશ્રય કરવાથી આપત્તિમાંથી મુક્ત થયા હતા. હે મહારાજ! આ રીતે મેં નીતિના માર્ગો કહેતાં વચ્ચે તને ક્ષત્રિયનો ધર્મ વિસ્તારથી–કહી સંભળાવ્યો છે. હવે હું સંક્ષેપમાં કહું છું, તે પણ તું સાંભળ. બે મનુષ્યો શત્રુયાન સમયે પરસ્પર ઉત્તમ પ્રીતિ કરે છે ખરા;૨૦૩-૨૦૪ પરંતુ એ તો નિઃસંશય છે કે, તેઓના મનમાં એક બીજાને છેતરવાની ઇચ્છા હોય છે. તેવે સમયે જે બુદ્ધિમાન્ હોય છે, તે બુદ્ધિનો આશ્રય કરીને સામા મનુષ્યને છેતરે છે;૨૦૫ અને મૂર્ખ મનુષ્યને, બીજા ડાહ્યા મનુષ્યો, તેના પ્રમાદનો લાભ લઇને તેને છેતરે છે. જ્યારે પુરુષ ભયભીત થયો હોય ત્યારે પણ તેણે ભય રહિતના જેવો ડોળ કરવો અને વિશ્વાસ નહિ કર્યા છતાં પણ વિશ્વાસુ હોવાનો જ ડોળ કરવો!૨૦૬ એમ સાવધ રહેનારો પુરુષ કદી પણ સપડાતો નથી અને કદી સપડાય છે, તોપણ નાશ તો પામતો જ નથી. સમય વિચારી શત્રુની સાથે સંધિ કરવી અને સમય વિચારી મિત્ર હોય તો તેની સાથે પણ યુદ્ધ કરવું.૨૦૭ હે રાજા! આ રીતે સંધિને જાણનારા પુરુષો સર્વદા કહે છે. હે મહારાજ! આ સર્વ જાણીને તથા નીતિશાસ્ત્રનાં તત્વને સ્મરણમાં રાખીને રાજાએ સાવધાન રહેવું તથા સર્વે ઇંદ્રિયોને સાવધ રાખવી તથા ભય આવ્યો ન હોય તેની પહેલાં ભયભીતની પેઠે વર્તવું. કોઇ નબળા રાજાએ ખરું ભય આવવા પૂર્વે જ, ભયભીતની પેઠે શત્રુની પાસે જઇને તેની સાથે સલાહ કરવી.૨૦૮-૨૦૯ હે રાજન્! ભય રાખવાથી તથા સાવધાન રહેવાથી, કેમ કાર્ય કરવું, તે કાર્ય માટે વિચાર સૂઝે છે. જે મનુષ્ય ભય આવ્યો ન હોય તે પૂર્વથી જ ભય રાખે છે, તેને જ્યારે ભય આવે છે, ત્યારે ભય થતો નથી.૨૧૦ પરંતુ જે પુરુષ ભયરહિત રહે છે, તેને જ્યારે મહાન્ ભય આવી પડે છે, ત્યારે જે મનુષ્ય નિર્ભય થઇને ફરતો હોય તે ઘણો ગભરાય છે. તેને કંઇ માર્ગ સૂઝતો નથી!૨૧૧ કદી પણ કોઇને એવી સલાહ ન આપવી કે 'ભયની દરકાર શી કરવી!' પોતાની નિર્બળતા જાણતા પુરુષે ભય આવે ત્યારે મોટા મનુષ્યોની પાસે જઇને સલાહ લેવી તથા પોતે ભયભીત હોઇએ, તોપણ ભયરહિત પુરુષની પેઠે વર્તવું અને સામાનો વિશ્વાસ ન રાખવો; પણ બહુવિશ્વાસુની પેઠે વર્તવું (છતાં પોતાનો ભાવ જણાવવો નહિ).૨૧૨ મોટાં કાર્યો કરવાનું આવી પડે, ત્યારે પણ અસત્ય આચરણ કરવું નહિ. હે યુધિષ્ઠિર! આ માટે મેં તને ઉપરનો ઇતિહાસ કહી સંભળાવ્યો છે.૨૧૩ હે યુધિષ્ઠિર! એ ઉપર વિચાર કરી તું તારા સ્નેહી અને મિત્રો વચ્ચે વર્તજે. એ દૃષ્ટાંતનો સાર સમજી, ઉત્તમ પ્રકારની બુદ્ધિ સંપાદન કરજે અને શત્રુ તથા મિત્રોની વચ્ચેના અંતરને જાણજે;૨૧૪ અને સંધિ તથા વિગ્રહનો સમય સમજી, સંકટ સમયે તેમાંથી છૂટવાના ઉપાયો યોજજે. સામાન્ય ભયના સમયમાં બળવાન્ શત્રુની સાથે સલાહ કરીને તેના સમાગમમાં રહી, વિચારપૂર્વક તેની સાથે વર્તજે;

અને કાર્ય સિદ્ધ થઈ ગયા પછી તેનો વિશ્વાસ કરીશ મા! હે મહીપતિ! આ રાજનીતિ ત્રિવર્ગ–ધર્મ, અર્થ અને કામને અનુસરતી છે.૨૧૫–૨૧૬ હે પાંડુ-પુત્ર! તું આ નીતિશાસ્ત્ર પ્રમાણે વર્તી અભ્યુદય મેળવ અને તારી પ્રજાનું સારી રીતે પાલન કર. તારે હંમેશા બ્રાહ્મણોની સાથે મૈત્રી બાંધવી, તેની સલાહ લઈ વર્તવું.૨૧૭ હે ભરતવંશી રાજા! આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણો જ પરમ કલ્યાણકારી ગણાય છે. તેઓ નિત્ય ધર્મને તથા કરેલા ઉપકારને જાણુ-નારા છે.૨૧૮ હે રાજા! તેઓનું પૂજન કરવાથી તેઓ શુભ કરે છે; માટે તારે તેઓની નિત્ય પૂજા કરવી. બ્રાહ્મણોની પૂજા કરવાથી તને રાજ્ય મળશે, તારું પરમ કલ્યાણ થશે, તને યશ મળશે અને કીર્તિ મળશે; અને ન્યાય તથા ક્રમ પ્રમાણે તારા કુળની વૃદ્ધિ થશે.૨૧૯–૨૨૦ હે ભરતવંશી રાજા! બીલાડા અને ઉંદર વચ્ચેનું સંધિ તથા વિગ્રહના વિચારવાળું, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારું આ સુભાષિત, રાજાએ બરાબર રીતે સર્વદા જાણ્યા પછી શત્રુ રાજાના મંડળનું સેવન કરવું (શત્રુઓના મંડળમાં રહેવું).૨૨૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां "मींदडा अने उंदरनो संवाद" ए नामनो अध्याय १३८ मो समाप्त.

## અધ્યાય ૧૩૯ મો.

## વેરીનો વિશ્વાસ શો!

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે મોટા બાહુવાળા ભીષ્મ! તેં મને મંત્ર (રાજકીય વિચાર) કહ્યો અને શત્રુનો વિશ્વાસ નહિ કરવાનું જણાવ્યું; પરંતુ રાજા જો કોઇનો પણ વિશ્વાસ કરે નહિ તો તેણે શી રીતે વર્તવું?૧ હે રાજન્! તેં કહ્યું કે વિશ્વાસ રાખવાથી રાજાઓ મોટા ભયમાં આવી પડે છે, પરંતુ વિશ્વાસ નહિ કર-નારો રાજા શત્રુઓને કેવી રીતે જિતી શકે?૨ હે પિતામહ! તેં મને વિશ્વાસ નહિ રાખવાની જે વાત કહી, તે સાંભળીને મારી મતિ મુઝાય છે; માટે તું મારા સંશયનું છેદન કર!૩

ભીષ્મે કહ્યું;–હે રાજા! સાંભળ, બ્રહ્મદત્ત રાજાના ઘરમાં રહેતી પૂજની નામની ચકલી અને તે રાજાની વચ્ચે જે સંવાદ થયો હતો તે.૪ કાંપિલ્ય નામના નગરમાં બ્રહ્મદત્ત નામનો રાજા રાજ્ય કરતો હતો. તેના અંતઃપુરમાં પૂજની નામની એક ચકલી ઘણા કાળ થયાં રહેતી હતી.૫ તે ચકલી, જીવજીવક નામના પક્ષીની પેઠે, સર્વના શબ્દને સમજતી હતી. તે



પક્ષીની યોનિમાં અવતરી હતી, છતાં પણ સર્વજ્ઞ અને સર્વતત્ત્વની જાણનારી હતી.૬ તે ચકલીએ એક મહાતેજસ્વી પુત્રને જન્મ આપ્યો. તે જ સમયે રાજાની રાણીને પણ પુત્ર અવતર્યો.૭ રાજમહેલમાં રહેલી આકાશચારિણી પૂજની, કૃતજ્ઞ હતી. તે નિત્ય સમુદ્રના તીર ઉપર જઇને ત્યાંથી રાજાના અને પોતાના પુત્રના પોષણાર્થે બે ફળ લાવતી હતી.૮ એમાંનું એક ફળ રાજાના પુત્રને આપતી હતી અને એક ફળ પોતાના પુત્રને પોષણ માટે આપતી હતી.૯ પૂજની જે ફળ લાવતી, તે અમૃતના જેવાં સ્વાદિષ્ટ અને બળ તથા તેજને વધારનારાં હતાં. નિત્ય તે બે ફળ લાવતી અને નિત્ય તે બંને ફળ બન્ને પુત્રોને આપતી હતી.૧૦ પૂજ-નીએ આપેલા ફળ ખાવાથી રાજકુમાર ઘણો જ હૃષ્ટ-પુષ્ટ થઇ ગયો.

એક દિવસ બાળ રાજકુમારને, તેની ધાત્રી કેડ ઉપર બેસારીને આમ તેમ ફેરવતી હતી, એટલામાં રાજકુમારે, પૂજનીનાં બચ્ચાંને દીઠું. બાલ્યસ્વભાવ પ્રમાણે રાજકુ-માર ધાત્રીના હાથમાંથી છૂટો થયો અને તે બચ્ચાની પાસે ગયો અને બાલ્યભાવથી પ્રયત્નપૂર્વક તેની સાથે રમવા લાગ્યો.૧૧–૧૨ થોડીવાર રમ્યા પછી, પોતાના હાથમાં પકડેલું પક્ષી, ઉડવાને તૈયાર થયું. ત્યારે કુમારે, પોતાના હાથમાં જોરથી પકડી રાખી, પોતાની સાથે જ જન્મેલા તે પક્ષીનાં બચ્ચાંને પીખી નાંખીને મારી નાંખ્યું અને પછી તે ધાત્રીની પાસે જઇ બેઠો.૧૩ પૂજની ફળોની શોધમાં બહાર ગઈ હતી, તે જ્યારે પાછી ફરી, ત્યારે તેણે દીઠું કે, રાજકુમારે પોતાનાં બચ્ચાંને મારી નાંખી, પૃથ્વીપર નાખ્યું છે!૧૪ બચ્ચાંને મરી ગયું જોઈને પૂજનીની આંખો આંસુથી ભરાઇ આવી. તે દીન થઈ રડવા લાગી. દુઃખથી સંતપ્ત થઈને રડતાં રડતાં તે બોલી;૧૫ "અરેરે! ક્ષત્રિયની સાથે સહવાસ રાખવો, કે તેની સાથે મૈત્રી કરવી, કે તેમના સહ-વાસથી આનંદ પામવું, એ અશક્ય જ છે! તેઓને કારણ હોય છે, ત્યારે લટી જાય છે, પરંતુ કાર્ય સિદ્ધ થયા પછી તેનો ત્યાગ કરી દે છે!૧૬ ક્ષત્રિયોનો વિશ્વાસ શો! તેઓ સર્વનું ભુંડું જ કરનારા હોય છે! તેઓ ભુંડું કર્યા પછી, નિત્ય વૃથા સાંત્વના કરે છે!૧૭ કૃતઘ્ની, ક્રૂર અને અત્યંત વિશ્વાસઘાતી એવા આ શત્રુ ઉપર, હું વૈરનો યોગ્ય બદલો લઈશ.૧૮ એકે જ દિવસે જન્મેલા, સાથે ઉછ-રેલા, સાથે ભોજન કરનારા એવા અને શરણાગતનો વધ આ રાજકુમારે કર્યો છે. તેણે ત્રણ પ્રકારનાં પાપ કર્યાં છે."૧૯ આમ કહીને પૂજનીએ પોતાના બે ચર-ણવતી રાજકુમારનાં બન્ને નેત્રોને ફોડી નાંખ્યાં અને પછી પોતે શાંત બનીને આ પ્રમાણે બોલી;–૨૦

"જાણી જોઇને જે પાપ કરવામાં આવે છે, તે પાપ તુરત જ કર્તાની પાસે આવે છે. પુરુષો શુભ અથવા તો અશુભ જેવું કર્મ કરે છે, તે નાશ પામતું નથી; પણ કરનારાઓને શુભ કે અશુભ કર્મનું ફળ છે.[૨૧] *એક મનુષ્ય પાપ કર્મ કરે છે, તેનું ફળ જો તેને મળતું નથી, તો હે રાજા! તેના પુત્રોને મળે છે; તેના પુત્રોને મળતું નથી તો તેના પૌત્રોને મળે છે; તેને પણ ન મળે તો તેની પુત્રીના પુત્રોને મળે છે!"[૨૨] પૂજનીએ પોતાના પુત્રના નેત્રનો નાશ કર્યો, તે જોઇને, બ્રહ્મદત્તે માન્યું કે, મારા પુત્રે જે અશુભ કર્મ કર્યું હતું તેનું વેર પૂજનીએ બરાબર લીધું છે, આમ માનીને તેણે પૂજનીને કહ્યું.[૨૩]

બ્રહ્મદત્ત બોલ્યો;–"હે પૂજનિ! અમે જેમ તારો અપરાધ કીધો છે, તેમ તેં પણ અમારો અપરાધ કીધો છે. બન્ને કર્મ સમાન થયાં છે. હે પૂજનિ! હવે તું અહિંયાથી જતી ના, પણ મારા ઘરમાં રહે."[૨૪]

પૂજનીએ કહ્યું;–"જેણે એકવાર બીજાનો અપરાધ કર્યો હોય, તે જો તેના જ ઘરમાં નિવાસ કરીને રહે છે, તેનાં વિદ્વાનો વખાણ કરતા નથી. એથી યોગ્ય છે કે, જેનો અપરાધ કીધો છે, તેની સમીપમાંથી ચાલ્યું જવું.[૨૫] એક જણની સાથે વૈર કર્યા પછી, તે મધુર શબ્દોથી સાંત્વન કરે, તોપણ તેનો વિશ્વાસ કરવો નહિ! વિશ્વાસ કરનારો મૂઢ મનુષ્ય તુરત નાશ પામે છે; કારણ કે વૈર ઝટ ને પટ શાંત પડતું નથી.[૨૬] જેનો અપરાધ કીધો હોય, તેના પુત્રો અને પૌત્રો એકબીજાનો નાશ કરે છે અને પુત્રો તથા પૌત્રોનો નાશ થયા પછી વૈર કરનારાને સ્વર્ગલોક પ્રાપ્ત થતો નથી.[૨૭] જેઓ વૈર કરનારાઓ હોય છે, તેઓનો વિશ્વાસ ન કરવાથી સુખ મળે છે. જેણે વિશ્વાસઘાત કર્યો છે, તેણે કદી પણ કોઇનો વિશ્વાસ કરવો નહિ.[૨૮] અવિશ્વાસુનો વિશ્વાસ કરવો નહિ, તેમ વિશ્વાસુનો પણ બહુ વિશ્વાસ કરવો નહિ. અંધવિશ્વાસમાંથી જે ભય ઉત્પન્ન થાય છે, તે સર્વનો નાશ કરી નાંખે છે. બીજાઓને ખુશીથી વિશ્વાસપાત્ર બનાવવા, પરંતુ પોતે કોઈનો પણ વિશ્વાસ કરવો નહિ.[૨૯] બાંધવોમાં (કુટુંબીઓમાં) માતા તથા પિતા જ માત્ર ખરા સ્નેહી ગણાય છે. પત્ની (વીર્યને હરણ કરનારી હોવાથી) જરા (વૃદ્ધાવસ્થા) રૂપ કહેવાય છે. પુત્ર તો માત્ર (પ્રસવરૂપ હોવાથી) બીજરૂપ જ છે. ભાઈ (ભાગીદાર હોવાથી) શત્રુ ગણાય છે. મિત્ર (ધનાદિક વૈભવની આશાથી લાભ થનારો હોવાથી) કિલન્નપાણિ–ચીકણા હાથ થાય ત્યાં સૂધી મિત્રતા રાખનારો ગણાય છે. સુખ તથા દુઃખનો ભોક્તા–સંકટ સોષનાર કે આનંદ ભોગવનાર એક આત્મા જ છે.[૩૦] જેઓની વચ્ચે પરસ્પર વૈર થયેલું છે, તેઓની વચ્ચે સંધિ કરવી એ યોગ્ય નથી! હું જે કારણને માટે તારે ત્યાં રહેતી હતી, તે કારણ હવે નાશ પામ્યું છે.[૩૧] જેણે અપકાર (ભુંડું) કર્યો હોય, તે પાછળથી ધનવડે તથા સન્માનવડે પૂજા કરે તોપણ તેના ઉપર (ભુંડું થનારનું) મન વિશ્વાસ મૂકતું નથી! ખાસ કરીને પાપકર્મ કરનાર નિર્બળ હોય છે અને સામો મનુષ્ય બળવાન્ હોય છે, ત્યારે તે નિર્બળને ભયભીત કરે છે.[૩૨] અને જે ઠેકાણે પ્રથમ સન્માન થતું હોય, પણ પાછળથી ત્યાં અપમાન થવાનો ભય હોય તો તેવાં સ્થાનને શત્રુનું સ્થાન ગણવું અને ત્યાં પાછળથી સન્માન કરવામાં આવે તોપણ, બળવાન્ પુરુષે તે સ્થાનને તજી દેવું.[૩૩] હું તારા ઘરમાં ઘણા કાળ સૂધી સન્માનપૂર્વક રહી છું, પરંતુ હવે વૈર ઉત્પન્ન થયું છે; માટે હું વગર આનાકાનીએ આ સ્થળ છોડી જઇશ!"[૩૪]

બ્રહ્મદત્તે કહ્યું;–"જે પુરુષનો અપકાર થયો હોય, તે સામો અપકાર કરે છે તો તે અપરાધી થતો નથી! પરંતુ તેમ કરવાથી ઋણમુક્ત થાય છે. માટે હે પૂજનિ! પૂર્વ પેરે જ તું અહીં રહે, જા મા."[૩૫]

પૂજનીએ કહ્યું;–"હે રાજા! પરસ્પર અપકાર કરનારાઓની વચ્ચે પુનઃ મિત્રતા થતી નથી; જે બન્યું છે તે કોઈ પણ ભૂલી જઈ શકતું નથી."[૩૬]

બ્રહ્મદત્તે કહ્યું;–"પરસ્પર અપરાધ કરનારાઓની વચ્ચે ફરીને મિત્રતા સંધાય છે, કારણ કે પ્રતિ વૈર લેવાથી વૈરની શાંતિ થયેલી જોવામાં આવે છે! અને અપકાર કરનારાને ફરીને પાપ ભોગવવું પડતું નથી."[૩૭]

પૂજનીએ કહ્યું;–"પ્રતિ અપકાર કરવાથી વૈર નાશ પામ્યું છે એમ સમજવું નહિ; તેમ અપકાર કરેલા મનુષ્યે 'મને ધીરજ આપીને શાંત પાડ્યો છે' એમ વિચારી શત્રુનો વિશ્વાસ રાખવો નહિ. કારણ કે જગતમાં વિશ્વાસ રાખવાથી મનુષ્ય બંધનમાં આવી પડે છે. માટે, તેનાથી દૂર ચાલ્યા જવામાં જ શ્રેય–કલ્યાણ છે.[૩૮] સારાં સજ્જ કરેલાં શસ્ત્રોથી કે બળથી, જેને એકદમ કેદ કરી શકાતા નથી તેને પણ, (કેળવાયલી) હાથણીઓવડે જેમ (જંગલી) હાથીઓને કેદ કરવામાં આવે છે, તેમ સામના ઉપાયથી કેદ કરી શકાય છે!"[૩૯]

બ્રહ્મદત્તે કહ્યું;–"બે સાથે રહેનારા મનુષ્યોમાં–એકે બીજાને પ્રાણઘાતક પીડા કરી હોય છે, તોપણ જો તે બંને સાથે રહે છે તો, જેમ પોતાને રાંધી ખાનાર ચાંડાળનો કુતરો ચાંડાળનો વિશ્વાસ કરે છે, તેમ જ સહવાસથી વિશ્વાસ બંધાય છે.[૪૦] એક બીજાનું વૈર કરના-

* શ્લોક ૨૨ ચકસી બોલે છે કે ભીષ્મ પિતામહ, યુધિષ્ઠિરને કહે છે, એ સ્પષ્ટ નથી.

રાઓ પણ એક બીજાની સાથે રહે છે, તો પરસ્પરનું વૈર શાંત પડી જાય છે અને જેમ કમળના પત્ર ઉપર પાણી ટકતું નથી, તેમ તેઓનું વૈર પણ ટકી રહેતું નથી."૪૧

પૂજનીએ કહ્યું;–"પંડિતો જાણે છે કે, પાંચ પ્રકારે વૈર ઉત્પન્ન થાય છે. એક તો સ્ત્રીને માટે, બીજું જમીન–રાજ્યને માટે, ત્રીજું કઠોર વાણી બોલવાથી, ચોથું જાતિ સ્વભાવથી અને પાંચમું સામાનો અપરાધ કરવાથી.*૪૨ આમાં વૈર કરનારો જો ઉદાર મનનો દાતા હોય તો તેને કોઇએ પણ છૂપી રીતે અથવા તો જાહેરમાં ઠાર મારવો નહિ–તેમાં પણ ખાસ કરીને ક્ષત્રિયે તો વિશેષ કરીને મારવો નહિ; પરંતુ તેના દોષના બળાબળનો વિચાર કરવો.†૪૩ હવે કદાચ સુહૃદની સાથે વૈર થાય તોપણ તેનો વિશ્વાસ કરવો નહિ. જેમ લાકડામાં અગ્નિ છૂપાઇને રહે છે, તેમ સુહૃદને વિશે પણ વૈર ગુપ્ત-પણે રહે છે.૪૪ હે રાજા! સમુદ્રમાં લાગેલો વડવા-નળ શાંત પડતો નથી, તેમ કોપાગ્નિ પણ ધનથી, શિખામણનાં વચનોથી, સાંત્વના કરવાથી અથવા તો તેનો આશ્રય કરવાથી, શાંત પડતો નથી.૪૫ હે નૃપતિ! અપરાધ કરવાથી ઉત્પન્ન થયેલો વૈરાગ્નિ, બેમાંથી એકને બાળીને તેનો નાશ કર્યા વિના શાંત પડતો જ નથી!૪૬ પ્રથમ જેણે વૈર કર્યું હોય, તે પાછળથી ધન તથા સત્કારવડે સન્માન કરે, તોપણ તેનો વિશ્વાસ કરવો નહિ; કેમકે અપરાધરૂપી કર્મ, અપરાધ કરવાથી, નિર્બળ મનના પુરુષોના હૃદયને ત્રાસ આપ્યા કરે છે.૪૭ આજ દિવસ સુધી મેં કંઇ તારું ભુંડું કર્યું ન હતું અને તેં પણ મારું ભુંડું કર્યું ન હતું. હું તારા ઘરમાં રહેતી હતી; પરંતુ હવે મને તારો વિશ્વાસ આવતો નથી."૪૮

બ્રહ્મદત્તે કહ્યું;–"કાળ કાર્ય કરે છે અને બીજી અનેક ક્રિયાઓ પણ કરે છે. લોકો કાળને વશ થઇને પોતાનાં કાર્યો કરવાને પ્રવૃત્ત થાય છે. એમાં કોણ કોનો અપરાધ કરે છે?૪૯ મરણ તથા જન્મ એ બન્ને સમાન રીતે પ્રવર્ત્યા કરે છે. તે કાળને લીધે (જન્મ અને મરણ) થયા કરે છે. મરણ પામવું, એમાં કાળ જ નિમિત્ત (કારણ) છે.૫૦ કેટલાએક એકસાથે જ મરણ પામે છે; કેટલાએક એકલા મરણ પામે છે; ત્યારે કેટલાએક લાંબો કાળસુધી મરણ પામતા જ નથી. આ બધાનું કારણ કાળ છે. અગ્નિ જેમ ઇંધણાને બાળીને ભસ્મ કરી નાંખે છે, તેમ કાળ સર્વ પ્રાણીઓને ભસ્મ કરી નાંખે છે.૫૧ હે શુભા પૂજનિ! તારા શોકનું કારણ હું નથી, તેમ મારા શોકનું કારણ તું નથી. પરંતુ કાળ જ કારણરૂપ છે; કાળ જ નિત્ય પ્રાણીઓને સુખ તથા દુઃખ આપે છે.૫૨ હે પૂજનિ! આ પ્રમાણે હોવાથી તને કોઈ પણ મારશે નહિ. તું મારાપર પ્રીતિ રાખીને ઇચ્છા-નુસાર અહીં નિવાસ કર. તેં જે અપરાધ કર્યો છે, તે હું ક્ષમા કરું છું; અને તું પણ મને ક્ષમા કર!"૫૩

પૂજનીએ કહ્યું;–"હે રાજા! તારા કહેવા પ્રમાણે કાળ, સર્વ કર્મનું કારણ હોય તો, આ પૃથ્વી ઉપર કોઇ ને કોઈ સાથે વૈર બંધાવાનો પ્રસંગ જ નહિ આવે. પણ હું પૂછું છું કે, જો એમ છે તો બાંધ-વોને (કોઇએ) મારી નાંખ્યો, પછી તેના બાંધવો શા માટે વૈર લે છે?૫૪ દેવો અને અસુરોએ પૂર્વ-કાળમાં લડીને એક બીજાનો શા માટે નાશ કર્યો હતો? જો કાળ જ લોકોનો નાશ કરતા હોય; સુખ, દુઃખ, ઉત્પત્તિ અને વિનાશ કરતા હોય; તો પછી, વૈદ્યો રોગીને શા માટે ઔષધ કરવાની ઇચ્છા કરે છે? જો કાળ જ રોગોને મટાડતો હોય તો પછી ઔષધોનું શું પ્રયો-જન?૫૫–૫૬ તેમ જ, તું જો કાળને જ કર્તા હર્તા કહેતો હોય તો લોકો શોકથી મૂર્છિત થઇને શા માટે અસંગત–કારણ વગર–બૂમ પાડી રડારોળ કરી મૂકે છે? અને કાળને જ તું સર્વના કારણરૂપ કહે તો તો, ધાર્મિક કર્મો કરનારા મનુષ્યો પુણ્યને કેવી રીતે પ્રાપ્ત કરી શકે?૫૭ તારા પુત્રે મારાં બચ્ચાંને મારી નાખ્યું, તે ઉપરથી મેં તારા પુત્રની આંખો ફોડી નાંખી; અને હવે હે રાજા! તારે મને મારી નાંખવી જ યોગ્ય છે!૫૮ પુત્રનો શોક થવાથી મેં તારા પુત્રની આંખો ફોડી નાંખી છે. શા માટે તારે મને મારી નાંખવી જોઇએ, તેનું કારણ હું તને કહું તે તું સાંભળ.૫૯ મનુષ્યો, ભોજનને માટે અથવા તો રમત ગમતને માટે પક્ષીઓને પાળે છે. તે વિના ત્રીજું કોઈપણ કારણ હોતું નથીઃ કાં તો મારવા માટે પક્ષી પાળે છે, અથવા તો કેદ કરવા માટે જ તેને પાળે છે.૬૦ એથી, મનુષ્યોવડે થનારા મરણના તથા બંધ-નના ભયને લીધે, પક્ષીઓ ઉડવામાં જ પોતાની સહિસ-લામતી માને છે. વેદ જાણનારા પુરુષો એમ કહે છે કે, મરણ તથા બંધન એ બન્ને દુઃખદાયક છે.૬૧ સૌને પોતાના પ્રાણ વહાલા હોય છે, સૌને પોતાના પુત્રો વહાલા હોય છે, સૌ દુઃખથી ખિન્ન થાય છે અને સૌને સુખ મેળવવાની ઇચ્છા હોય છે.૬૨ વળી હે બ્રહ્મદત્ત! દુઃખ અનેક કારણથી ઉત્પન્ન થાય છે. વૃદ્ધાવસ્થા એ દુઃખરૂપ છે; ધનનો નાશ એ દુઃખ-રૂપ છે; શત્રુઓની સાથે વસવું એ દુઃખરૂપ છે અને

* શ્રીકૃષ્ણને શિશુપાળ વચ્ચેનું વેર સ્ત્રીને કારણ થયું હતું; પાંડવ કૌરવના વૈરનું કારણ રાજ્ય હતું; દ્રોણ અને દ્રુપદ વચ્ચેના વૈરનું કારણ કઠોર વાણી હતી; ઉંદર અને બીલાડી વચ્ચે વૈર સ્વાભાવિક છે, અને આ અધ્યાયમાં કહેવાય છે તે–પરસ્પરના અપરાધથી રાજા–ને પક્ષી વચ્ચે જે વૈર છે તે. † મતલબ કે વૈર થવાનું કારણ શું અને કોનો દોષ છે તે ઉપર શાન્તપણે વિચાર કરવામાં આવે, તો જ વૈરનો નાશ થાય.

વહાલાઓનો વિયોગ થયો, એ પણ દુઃખરૂપ છે.[૬૩] મરણ અને બંધન એ દુઃખરૂપ છે. સ્ત્રીના સમ્બન્ધથી, તેમ જ સ્વાભાવિક રીતે પણ દુઃખ ઉત્પન્ન થાય છે. પુત્ર (મરણ પામે અથવા તો દુષ્ટ થાય તે) તરફનું દુઃખ સર્વ પ્રાણીઓને સરખું જ દુઃખકારક થઈ પડે છે.[૬૪] કેટલાએક બુદ્ધિહીન પુરુષો કહે છે કે, બીજાના દુઃખથી કોઇને દુઃખ થતું નથી; પરંતુ જેના ઉપર દુઃખ પડયું નથી તેવા જ માણસો મહાજનોના સમક્ષમાં એ પ્રમાણે કચાટ કરે છે.[૬૫] પરંતુ જે દુઃખાતુર થઇને શોક કરે છે, તે એમ કહેવાનો કેમ ઉત્સાહ રાખે? જે પુરુષ સર્વ દુઃખના રસનો જ્ઞાતા છે (અર્થાત્, જેના ઉપર દુઃખો પડ્યાં છે) તે પુરુષ પોતાનાં દુઃખથી જેવો ખિન્ન થાય છે, તેવોજ પરના દુઃખથી દુઃખી થાય છે.[૬૬] હે શત્રુને દમન કરનારા રાજા! મેં તારો જે અપરાધ કર્યો છે અને મારો જે તેં અપરાધ કર્યો છે, તે સેંકડો વર્ષોએ પણ ભૂલી શકાય તેમ નથી.[૬૭] આપણે એક બીજાનો અપરાધ કર્યો છે, માટે હવે ફરીને આપણા વચ્ચે સંધિ–પ્રેમ બંધાશે નહિ. તું જેમ જેમ તારા પુત્રને સંભારીશ, તેમ તેમ તારું વૈર તાજું થશે.[૬૮] બીજાને દુઃખી કીધા પછી, તેની સાથે પ્રીતિ કરવાની તું ઇચ્છા કરે છે, પણ જેમ ભાંગી ગયેલું માટીનું વાસણ, પાછું સાંધી શકાતું નથી, તેમ દુઃખ ખમનાર સાથે પ્રીતિ થઇ શકતી નથી.[૬૯] સ્વાર્થના શાસ્ત્રમાં નિશ્ચય કરવામાં આવ્યો છે કે વિશ્વાસ કરવાથી દુઃખ ઉત્પન્ન થાય છે. પૂર્વે ઉશનાએ–શુક્રાચાર્યે પણ પ્રહ્લાદને આના સંબંધમાં બે ગાથાઓ કહી હતી.[૭૦] 'જે શત્રુઓના સત્ય કે અસત્ય વચન ઉપર વિશ્વાસ રાખે છે, તે સુકા ઘાસથી બંધાયલા મધની પેઠે, શત્રુ તરફથી કેદી થઇને નાશ પામે છે.[૭૧] જે કુળમાં એક વખત દુઃખદાયક વૈર બંધાય છે, તે તુરત શાંત પડતું નથી. પરંતુ તેના કુળમાં એક પુરુષ પણ જ્યાં સૂધી જીવતો હોય છે, ત્યાં સૂધી તે વૈર ટકી રહે છે. કારણ કે તે વૈરને સંભારી આપનારા બીજા પુરુષો હોય છે.[૭૨] રાજાઓ પ્રથમ શત્રુને સમજાવીને પોતાને વશ કરી, વૈરને ઠંડું પાડી દે છે; પરંતુ સમય આવે છે ત્યારે, પાણીથી પૂર્ણ ભરેલા ઘડાને જેમ પત્થર ઉપર પટકીને તેના કટકેકટકા કરવામાં આવે છે, તેમ શત્રુના પણ કટકેકટકા કરવામાં આવે છે![૭૩] જો રાજાએ કોઇની સાથે વેરાણું બાંધ્યું હોય તો કદી પણ તેનો વિશ્વાસ કરવો નહિ. બીજા મનુષ્યોનું ભુંડું કર્યા પછી તેનો વિશ્વાસ કરવાથી દુઃખ ભોગવવું પડે છે."[૭૪]

બ્રહ્મદત્તે કહ્યું;–"અવિશ્વાસ કરવાથી મનુષ્યને અર્થનો લાભ થતો નથી, તેમ કોઇ પ્રકારનું કાર્ય પણ તેનાથી સિદ્ધ થઈ શકતું નથી. નિત્ય ભય રાખવાથી, તેવો મનુષ્ય જીવતે મુવા જેવો છે."[૭૫]

પૂજનીએ કહ્યું;–"હે રાજા! જેના પગમાં સોજો આવ્યો હોય છે, તે પુરુષ ઘણી જ સંભાળથી દોડે છે તોપણ તે પડી જાય છે;[૭૬] જેની આંખો દુઃખવા આવી હોય, તે પુરુષ પવનની સામે જુવે છે, તો તેની આંખમાં અવશ્ય વધારે પીડા થાય છે;[૭૭] જે મનુષ્ય પોતાનું બળ જાણ્યા વિના, મૂર્ખાઇથી અવળે માર્ગે જાય છે તેનાં જીવનને તેના અંતરૂપ જાણવું;[૭૮] જે ખેડુત વરસાદનો સમય જાણ્યા વિના ક્ષેત્રને ખેડે છે અને બી વાવે છે, તે ખેડુતની મહેનત અકારથ જાય છે અને તેને ધાન્યનો લાભ થતો જ નથી;[૭૯] જે પુરુષ કડવો, તુરો, સ્વાદિષ્ટ અથવા તો મધુરો, પરંતુ હિતકારક આહાર કરે છે, તે પુરુષને તે આહાર અમૃતરૂપ થઇ પડે છે;[૮૦] પરંતુ જે પુરુષ પથ્ય આહાર તજી દઇને, પરિણામને નહિ જાણતાં કુપથ્ય આહાર કરે છે, તે પુરુષનાં જીવનનો તે અંત સમજવો![૮૧] દૈવ અને પુરુષાર્થ એ બન્ને એક બીજાનો આશ્રય કરીને રહેલા છે. જેઓ મહાત્મા છે, તે મહાન્ કર્મો કરે છે અને કુશળ રહે છે; અને જેઓ નપુંસકો છે, તે ભાગ્યદેવીને પાલવે પડે છે! (નસીબને રડયા કરે છે.)[૮૨] માટે પુરુષે, પોતાનું હિતકારક કર્મ હોય તેવું કર્મ કરવું, પછી તે કર્મ તીક્ષ્ણ હોય કે મૃદુ હોય. હવે જે પુરુષ આળસુ હોય છે તે દરિદ્રી હોય છે અને તે સદાય અનર્થોથી પીડાય છે.[૮૩] એ માટે, સર્વ વિષયોનો ત્યાગ કરી દઇને પુરુષે પરાક્રમ જ કરવું; સર્વ પ્રકારનાં ધનાદિકનો પણ ત્યાગ કરીને પુરુષોએ પોતાના હિતનું જે કાર્ય હોય તે કરવું.[૮૪] વિજ્ઞાન, હિમ્મત, ચતુરાઇ, બળ ને પાંચમું ધૈર્ય–આ પાંચ સહજ મિત્ર ગણાય છે. વિદ્વાનો એ પાંચનું સેવન કરી તેનાવડે પોતાનું જીવન ગાળે છે![૮૫] ઘર, સોના રૂપાનું નાણું, જમીન, ભાર્યા, અને ઇષ્ટ મિત્રો–આ મધ્યમ પ્રકારના મિત્રો કહેવાય છે અને પુરુષ તેઓને સર્વ ઠેકાણેથી મેળવી શકે છે.[૮૬] જે પુરુષ બુદ્ધિમાન્ છે, તે સર્વત્ર આનંદમાં રમે છે. તેવો મનુષ્ય સર્વત્ર વિશેષે કરીને દીપી નિકળે છે. તે કોઇને ડરાવતો નથી, તેમ કોઇ તેને ડરાવે તો તે ડરી પણ જતો નથી.[૮૭] જે પુરુષ બુદ્ધિમાન્ છે, તેને થોડું પણ ધન મળે છે તો તે (પોતાની બુદ્ધિવડે) તેમાં વધારો કરે છે. તે માણુસ પ્રત્યેક કામ કાળજીપૂર્વક ... યતથી કરે છે. તે મનુષ્ય આત્મસંયમવડે સર્વત્ર પ્રતિષ્ઠા પામે છે.[૮૮] પરંતુ જે થોડી બુદ્ધિવાળા છે, તે ઘર ઉપર સ્નેહ રાખીને બહાર પડતો નથી. તેવા (ઘરકુકડા)

પુરુષોની કુભાર્યાઓ, કરચલાની સ્ત્રીને તેનાં બચ્ચાંઓ જેમ ખાઇ જાય છે, તેમ પોતાના પતિના માંસને ખાઇ જાય છે.૮૯ જેનામાં થોડી બુદ્ધિ હોય છે, તે ઘરપર પ્રીતિ રાખી દુઃખી થાય છે. આ અમારું ઘર, આ અમારો દેશ, આ અમારા મિત્રો, હાય! હાય! એનો કેમ ત્યાગ કરાય! એવી તેના ઉપર મમતા રાખી દુઃખી થાય છે!૯૦ પોતાની જન્મભૂમિનો દેશ પણ, જો દુષ્કાળ અને વ્યાધી ઘેરાયલો હોય તો ત્યાંથી નિકળીને બીજા દેશમાં નિવાસ કરવા માટે જવું. સ્વદેશમાં નિત્ય માન મળતું હોય તો જ ત્યાં રહેવું.૯૧ માટે જ હું હવે બીજા દેશમાં રહેવા માટે જઇશ. હવે હું અહીં રહેવાની હિમ્મત રાખી શકિતી નથી. કેમકે હે રાજા! મેં તારા પુત્ર ઉપર, નીચ હુમલો કર્યો છે!૯૨ હરકોઇએ પણ, દુષ્ટ ભાર્યાનો, કુપુત્રનો, દુષ્ટ રાજાનો, દુષ્ટ મિત્રનો, દુષ્ટ સંબંધનો અને દુષ્ટ દેશનો, દૂરથીજ ત્યાગ કરવો.૯૩ કુપુત્રનો વિશ્વાસ કેમ થઇ શકે? કુભાર્યામાં રતિસુખ ક્યાંથી મળે? દુષ્ટ રાજાના રાજ્યમાં સુખ ક્યાંથી મળે? અને દુષ્ટ દેશમાં રહેવાથી આજીવિકા ક્યાંથી ચાલે?૯૪ દુષ્ટ મિત્રની સોબત લાંબો કાળ કેમ ટકી શકે? કારણ કે તેનો સ્નેહ નિત્ય અસ્થિર હોય છે. નઠારા લોકોની સાથે સંબંધ બાંધવાથી, જ્યારે કોઇપણ પ્રકારનો તેનો સ્વાર્થ સિદ્ધ થાય નહિ, ત્યારે તે નઠારા માણસોના મનમાં અવજ્ઞા ઉત્પન્ન થાય છે (અને પછી હાનિ કરે છે).૯૫ સ્ત્રી તેનું જ નામ કે જે પ્રિય વચન બોલે! પુત્ર તેનું જ નામ કે, જેનાથી નિવૃત્તિ સુખ મળે! મિત્ર તેનું જ નામ કે જેના ઉપર વિશ્વાસ રાખી શકાય અને દેશ તેનું જ નામ કે જ્યાં નિર્વાહ ચાલે.૯૬ તે જ રાજા છે કે, જેના દેશમાં કોઈ બળાત્કાર કરતું નથી, જે ગરીબનું પાલન કરવાની ઇચ્છા રાખે છે તથા જેના રાજ્યમાં ભય હોતો નથી.૯૭ જે દેશનો રાજા સદ્ગુણી અને ધર્મનો નેતા હોય છે તેના રાજ્યમાં ભાર્યા, દેશ, મિત્રો, પુત્રો, સંબંધીઓ અને બાંધવો એ સૌ નભી શકે છે.૯૮ પરંતુ જે દેશનો રાજા અધર્મી હોય છે, તે દેશની પ્રજા જુલમને લીધે નાશ પામે છે. રાજા એ ધર્મ, અર્થ તથા કામ એ ત્રણ વર્ગનું મૂળ છે, માટે રાજાએ સારી રીતે સાવધાન રહીને પોતાની પ્રજાનું પાલન કરવું.૯૯ પોતાની પ્રજાની પાસેથી રાજાએ તેની ઉત્પન્ન-આવકનો છઠ્ઠો ભાગ કર તરિકે લઇને તેનો યોગ્ય રીતે ઉપયોગ કરવો. પણ જે રાજા પોતાની પ્રજાનું રક્ષણ કરતો નથી, તે રાજા નથી, પણ ચોર જ છે!૧૦૦ જે રાજા પંડે અભયદાન આપીને, ધનના લોભને લીધે જો તે પ્રમાણે વર્તતો નથી તો તે સર્વ લોકોના પાપને શરીગત થાય છે અને તે અધર્મબુદ્ધિવાળો હોવાથી (મરણ પછી) નરકમાં પડે છે.૧૦૧ પરંતુ જે રાજા અભયદાન આપ્યા પછી તે પ્રમાણે વર્તે છે તથા ધર્મથી પ્રજાનું પાલન કરે છે તે રાજા, સર્વને સુખ આપનારો થઇ પડે છે.૧૦૨ પ્રજાપતિ મનુ કહે છે કે, રાજામાં મહાત્માઓના સાત ગુણ સમાયલા છેઃ તે માતા છે, પિતા છે, ગુરુ છે, રક્ષક છે, અગ્નિ છે, વૈશ્રવણ-કુબેર છે અને યમ પણ છે!૧૦૩ રાજા જ્યારે પ્રજાના સાથે દયાયુક્ત વર્તન રાખે છે ત્યારે તે પ્રજાનો પિતા છે. જે મનુષ્ય તેવા રાજાની સાથે ઉદ્ધતાઇથી વર્તે છે, તેને પક્ષીની યોનિમાં અવતરવું પડે છે.૧૦૪ જ્યારે રાજા ગરીબ પ્રજાની સંભાળ લે છે, ત્યારે તે માતારૂપ છે અને પ્રજા સાથે હળીમળીને રહીને તેના દુઃખમાં ભાગ લે છે. રાજા જ્યારે નઠારા માણસોને બાળીને ભસ્મ કરી નાંખે છે, ત્યારે તે અગ્નિરૂપ છે અને દુષ્ટોને દંડ કરે છે ત્યારે તે યમરૂપ ધારણ કરે છે.૧૦૫ પ્રિય પુરુષોને ધન આપીને કામનાને પૂરે છે ત્યારે તે કુબેરરૂપ છે. ધર્મનો ઉપદેશ કરે છે ત્યારે તે ગુરુરૂપ છે તથા રક્ષકની પેઠે સર્વ પ્રજાનું રક્ષણ કરે છે.૧૦૬ જે રાજા પોતાના ગુણોવડે નગરવાસીઓને તથા દેશવાસી જનોને રંજન કરે છે તે રાજાનું રાજ્ય નાશ પામતું નથી. કારણ કે રાજા પંડે ધર્મ પ્રમાણે વર્તે છે (અને પ્રજા પણ તેને પગલે પગલે ચાલે છે).૧૦૭ જે રાજા પોતે નાગરિક જનોને તથા દેશવાસી જનોને કેમ રંજન કરવા તે જાણે છે, તે રાજા આ લોકમાં તથા પરલોકમાં સુખ મેળવે છે.૧૦૮ જે રાજાની પ્રજા કરના બોજાથી પીડા પામતી હોય, નિત્ય દુઃખી રહેતી હોય તથા અનર્થોથી પીડાતી હોય, તે રાજા પરાભવને પામે છે;૧૦૯ પરંતુ જે રાજાની પ્રજા સરોવરમાંના મોટાં કમળની પેઠે દિનપરદિન વૃદ્ધિ પામે છે, તે રાજાને રાજ્યનું સર્વ સુખ મળે છે અને તે સ્વર્ગ લોકમાં પૂજાય છે.૧૧૦ હે રાજા! બળવાનની સાથે કજીયો કરવો, એ કદી પણ પ્રશંસાપાત્ર ગણાતું નથી. જે રાજાને, પોતાથી બળવાન્ રાજાની સાથે વૈર થયું હોય છે, તેને રાજ્ય ક્યાંથી મળે અને સુખ પણ ક્યાંથી મળે?"૧૧૧

ભીષ્મ બોલ્યાઃ-આ રીતે પૂજની ચકલીએ બ્રહ્મદત્ત રાજાને કહ્યું અને પછી તેની આજ્ઞા લઇને તે ઇચ્છિત દિશામાં ઉડી ગઇ.૧૧૨ હે શ્રેષ્ઠ રાજા! પૂજની સાથે બ્રહ્મદત્ત રાજાને જે ભાષણ થયું હતું, એ મેં તને કહ્યું. હવે બીજું શું સાંભળવાની તારી ઇચ્છા છે?૧૧૩

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्म पर्वमां 'ब्रह्मदत्त अने पूजनीनो संवाद' ए नामनो अध्याय १३९मो समाप्त.

## અધ્યાય ૧૪૦ મો.

### ધર્મ નાશ થાય ત્યારે રાજાએ વર્તવાની નીતિ.

યુધિષ્ઠિર રાજાએ પૂછ્યું;–હે ભરતવંશી પિતામહ ! સત્યયુગનો નાશ થવાથી ધર્મનો અને સત્પુરુષોનો નાશ થઈ ગયો હોય, અને દસ્યુઓ (લુટારાઓ) લોકોને પીડા કરતા હોય તેવા સમયમાં રાજાએ કેવી રીતે વર્તવું ?[૧]

ભીષ્મે કહ્યું;–હે ભરતવંશી રાજા ! આના સંબંધમાં હું તને આપત્કાળની નીતિ શી છે તે કહું તે તું સાંભળ, કે જે સમયે રાજાએ દયાનો પણ ત્યાગ કરીને વર્તવું જોઇએ.[૨] આના સંબંધમાં ભારદ્વાજ અને શત્રુંજય રાજાના સંવાદરૂપ એક પુરાતની ઈતિહાસ કહેવામાં આવ્યો છે.[૩]

સૌવીર દેશમાં શત્રુંજય નામનો એક રાજા હતો. તે મહારથી હતો. કોઇક સમયે, ભારદ્વાજ મુનિની પાસે જઇને તેને પોતાની વાતોનો નિર્ણય કરવાને, અર્થને અનુસરી પૂછ્યું કે;–[૪] "જે વસ્તુ મળી ન હોય તેને કેવી રીતે મેળવવી ? મેળવેલી વસ્તુ કયે માર્ગે વૃદ્ધિ પામે ? વૃદ્ધિ પામેલી વસ્તુને કેવી રીતે સાચવી રાખવી ? સાચવી રાખેલી વસ્તુનો કેવી રીતે ઉપભોગ કરવો ?"[૫] જેણે સર્વ વિષયોનો નિર્ણય કર્યો હતો, એવા ભારદ્વાજને રાજાએ પોતાની વાતનો નિર્ણય પૂછયો, ત્યારે તે બ્રાહ્મણે, હેતુવાળો ઉત્તમ ઉત્તર આપવા માંડ્યો કે;[૬]

"રાજાએ દંડને નિત્ય જાગ્રત રાખવો; બળને નિત્ય પ્રકટ રાખવું; પોતાનામાં દોષ–દુર્ગુણ ન હોવાં જોઇએ, પરંતુ પોતે બીજાઓનાં છિદ્રો જોવામાં આંખ ખુલ્લી રાખવી અને સામાના (શત્રુનાં) છિદ્રો જોઇને તેમાં પ્રવેશ કરવો.[૭] જે રાજા નિત્ય દંડ ઉગામેલો રાખે છે, તે રાજાથી પ્રજા અત્યંત બીહીતી રહે છે. (જેથી તે પોતાના ધર્મથી ભ્રષ્ટ થતી નથી.) માટે રાજાએ સર્વે પ્રાણીઓને દંડથી જ વશ કરવાં ![૮] તત્ત્વવેત્તા પંડિતો દંડનાં વખાણ કરે છે અને તે માટે (સામ, દામ, ભેદ અને દંડ એ સાધનચતુષ્ટયમાં દંડ પ્રધાન (મુખ્ય) ગણાય છે ![૯] જ્યારે શરણાગતનું શરણ સ્થાન કાપી નાંખવામાં આવે છે, ત્યારે સર્વે શરણાગતોનું જીવન નાશ પામે છે. એક મહાન્ વૃક્ષનું મૂળ કપાઈ ગયા પછી તેની શાખાઓ કેવી રીતે રહી શકે ?[૧૦] ડાહ્યા રાજાએ શત્રુપક્ષના મૂળને જ આરંભમાં કાપી નાંખવું; અને પછી તે રાજાના સહાયકોનો તથા તેના ભાયાતોનો પણ મૂળની પેઠે નાશ કરવો.[૧૧] જ્યારે આપદ્ કાળ આવી પડે, ત્યારે રાજાએ જરાએ આળસ રાખ્યા વગર ડહાપણથી બીજાઓ સાથે વિચાર કરવો; પરાક્રમનો યથાયોગ્ય ઉપયોગ કરવો; સર્વ શક્તિ સાથે યુદ્ધ કરવું, અને યુદ્ધમાં હાર થાય અને પલાયન કરવાની જરૂર પડે, તો સંભાળીને પલાયનમઃ કરવું. (કે જેથી સેનાના બચેલા માણસોનો સંહાર વળી ન જાય).[૧૨] વાણીવડે વિનય દર્શાવવો, પણ હૃદય સજેયાની ધાર જેવું રાખવું. તેણે કામ અને ક્રોધને તાબે રાખી, પ્રિય ભાષણ કરવું અને તે પણ કોમળ ભાષણ કરવું.[૧૩] શત્રુની સાથે કાર્ય કરવાનો પ્રસંગ આવે તો સંધિ કરવી, પણ તેનો વિશ્વાસ કરવો નહિ. કાર્ય પૂર્ણ કર્યા પછી સૂક્ષ્મદર્શી રાજાએ તુરત જ નવા સહકારી પાસેથી છટકી જવું.[૧૪] શત્રુને પણ નિત્ય મિત્રનાં જેવાં સાંત્વનોથી સમજાવીને વશ કરવો; પરંતુ જે ઘરમાં સર્પ રહેતો હોય તેવાં ઘરની પેઠે, તેનાથી પોતે નિત્ય ડરતા રહેવું.[૧૫] પોતાની બુદ્ધિથી જેની બુદ્ધિનો પરાભવ કરવો હોય, તેને ભૂત કાળના–આગલાં પાછલાં દૃષ્ટાંતો આપી શાંત પાડવો. મંદ બુદ્ધિવાળાને ભવિષ્યના મોટા મોટા લાભ બતાવી શાંત પાડવો અને ડાહ્યા રાજાની તાત્કાળમાં સેવા બજાવી શાંત પાડવો.[૧૬] જે મનુષ્યને વૈભવ મેળવવાની ઇચ્છા હોય, તેણે બે હાથ જોડીને, સોગન ખાઇને, સાંત્વના કરીને અને મસ્તકવડે પ્રણામ કરીને પણ (સપડાયલા) શત્રુની સાથે વાતચિત કરવી અને તેનાં આંસુઓને પણ પોતાને હાથે લુંછી નાંખવાં.*[૧૭] જ્યાં સૂધી પોતાની પડતીનો સમય હોય ત્યાં સૂધી શત્રુને પોતાની કાંધ ઉપર પણ બેસારીને ફેરવવો; પરંતુ ઉદયનો સમય આવ્યો જાણવામાં આવતાં જ, પત્થર ઉપર પાણીથી ભરેલા ઘડાને જેમ પટકવામાં આવે છે, તેમ શત્રુ પટકી નાંખવો.[૧૮] હે રાજેન્દ્ર ! ટીંબરવાના લાકડાનાં ઉંબાડીયાની પેઠે પુરુષે એક ક્ષણ પ્રકાશને પામવું તે સારું, પરંતુ ફોતરાના અગ્નિની પેઠે પ્રકાશ વગર ઘણો વખત સૂધી ધૂંધવાયા કરવું, એ સારું નથી.[૧૯] અનેક કાર્ય કરવાવાળા રાજાએ, કૃતઘ્નીની સાથે અર્થ સંબંધી કામ પાડવું નહિ, કારણ કે કૃતઘ્નીને જ્યાં સૂધી કાર્ય કરાવવાની ગરજ હોય છે, ત્યાં સૂધી તો તે તાબે રહે છે; પરંતુ પોતાનું કાર્ય સિદ્ધ થઇ રહ્યા પછી તે સામે થઇ અપમાન કરે છે ! તે માટે શત્રુનાં સર્વે કાર્યો સંપૂર્ણ કરવાં નહિ; પરંતુ કાંઇક અપૂર્ણ રાખવું.[૨૦] રાજાએ પોતાના કલ્યાણને માટે, પોષણ કરવા યોગ્યવર્ગનું,

* એમાંનું એક કે વધુ અને પ્રસંગ આવે તો સઘળા ઢોંગ કરવા. શત્રુનાં રાજપાટ જવાથી, કેદ થવાથી, કે સ્ત્રી પુત્ર કેદ પડ્યા હોય કે નાસી ગયા હોય તે ફીકરથી, તેના (શત્રુના) નેત્રમાં પાણી ભરાયાં હોય તો, તેની પુષ્કળ દયા ખાવાનો ઢોંગ કરી, પોતાને હાથે તેનાં આંસુ લુંછવા; અને તેના મનના વૈરના ઝેરને ઓગાળી નાંખવું.

બીજાની પાસે પોષણુ કરાવીને, બચ્ચાંને ઉછરાવનારી કોયલની પેઠે વર્તવું; ભૂમિને ખોદનારા વરાહની પેઠે વર્તી શત્રુ પક્ષનું મૂળ ઉખેડી નાખવું;* સુમેરુ પર્વત જેમ ઉલ્લંઘન કરી શકાય નહિ તેવો છે, તેમ રાજાએ પણુ પર્વતની પેઠે શત્રુથી અનુલંઘ્ય બનવું; શૂન્ય (ઉજ્જડ) ઘરમાં જેમ સંપત્તિની જરુરી રહે છે, તેમ રાજાએ પણુ સંપત્તિ મેળવવાની તજવીજ કરવી; નટ જેમ અનેક રૂપો ધારણુ કરે છે, તેમ રાજાએ પણુ સ્નિગ્ધ, પ્રસન્ન એમ અનેક રૂપો ધારણુ કરવાં તથા મિત્ર પ્રતિ ભક્તિભાવ રાખનાર, જેમ પોતાના મિત્રનો ઉદય ઇચ્છે, તેમ રાજાએ પણુ પોતાની પ્રજાનો ઉદય સદાય ઇચ્છ્યા કરવો.[૨૧] રાજાએ નિત્ય શત્રુના રાજ્યમાં આગ લગાડ્યા કરવી અને સમયે સમયે તેને ઘેર જઇ, તેના કુશળ અથવા તો અકુશળતાના સમાચાર પૂછી તેનાપર પ્રેમ છે એમ બનાવવું.[૨૨] જે રાજા આળસુ, નપુંસક અને અભિમાની હોય છે તથા લોકાપવાદથી ડરનારો હોય છે અને જે નિત્ય સમયની વાટ જોનારો થાંથા હોય છે, તેને કદીપણુ લક્ષ્મી પ્રાપ્ત થતી નથી.[૨૩] રાજાએ એવું વર્તન રાખવું કે શત્રુ પોતાનાં છિદ્રને જાણે નહિ; પરંતુ પોતે શત્રુનાં સર્વ છિદ્રોને જાણે. કાચબો જેમ પોતાનાં અંગોને સંકોડે છે, તેમ રાજાએ પોતાનાં છિદ્રને ગુપ્ત રાખવાં.[૨૪] બગલો જેમ ધ્યાનપરાયણુ થઇને વિચાર કરે છે, તેમ રાજાએ પોતાનાં કાર્યોનો સ્થિર વૃત્તિથી વિચાર કરવો; સિંહ જેમ શત્રુ સામા પરાક્રમ બતાવે છે, તેમ રાજાએ પરાક્રમ બતાવવું; નહાર જેમ એકાએક શત્રુના ઉપર એકદમ તૂટી પડે છે તેમ અકસ્માત્ શત્રુપર તૂટી પડવું અને બાણુ જેમ શત્રુના અંગમાં સપાટાભેર પેશી જાય છે, તેમ રાજાએ શત્રુના રાજ્યમાં સપાટાભેર ઘુસી જવું.[૨૫] મદિરાપાન,જુગાર, સ્ત્રીસેવન, મૃગયા (શિકાર) અને ગીત વાદિત્ર આ સર્વને ઘટતી રીતે સેવવાં, પરંતુ તેનો બહુ પ્રસંગ પાડવાથી માઠું પરિણામ આવે છે.[૨૬] રાજાએ પોતાનું ધનુષ વાંસનું બનાવવું; મૃગની પેઠે ચપળ રહીને શયન કરવું; આંધળા થવાની વેળાએ આંધળા થઇ જવું અને બહેરા થવાનો સમય આવે ત્યારે બહેરા પણુ બની જવું.[૨૭] ડાહ્યા રાજાએ દેશ તથા કાળને જોઇને પરાક્રમ કરવું. પણુ જે રાજા દેશ તથા કાળ જાણ્યા વગર પરાક્રમ કરે છે, તેનું પરાક્રમ નિષ્ફળ નિવડે છે.[૨૮] અમુક કાર્ય કરવાનો દેશ કાળ છે કે નહિ, તેનો પ્રથમ વિચાર કરવો. તે પછી પોતાની શક્તિ–બળ તથા નિર્બળતાનો વિચાર કરવો; તે પછી પોતાનાં તથા પારકાના બળનો વિચાર કરવો; અને પછી કર્તવ્યકાર્યમાં જોડાવું.[૨૯] જે રાજા શરણે આવેલા શત્રુને દંડવડે શિક્ષા કરતો નથી, તે રાજા, કર્કટ જેમ ગર્ભ ધારણુ કરીને મરણુ પામે છે, તેમ મરણુ પામે છે! રાજાએ બહારથી સુંદર પુષ્પોવાળો દેખાવ કરવો, પણુ ફળરહિત રહેવું; ઉપરથી ફળવાળાનો ડોળ દેખાડવો, પરંતુ દુઃખે કરીને તેના ઉપર ચઢાય તેમ કરવું; ફળ કાચાં હોય પણુ પાકાં જેવાં દેખાય છે, તેના સરખો દેખાવ કરવો. આ રીતે જે રાજા ડોળ રાખી વર્તે છે, તે રાજા કોઇ પણુ રાજાથી પરાજય પામતો નથી.[૩૧] રાજાએ (શત્રુ તરફથી માંગણી આવી હોય તો, તેમ કરવાની) પ્રથમ આશા આપવી, પણુ તેની અંદર લામ્બા સમયનો અંતર નાંખી દેવો; અને (તે સમય આવે ત્યારે) પછી તેમાં વિઘ્નો દેખાડવાં; અને તે વિઘ્નમાં કારણો દર્શાવવાં અને તે કારણોમાં હેતુ દર્શાવવો.[૩૨] જ્યાંસૂધી ભય આવ્યો ન હોય, ત્યાં સૂધી ભયભીતની પેઠે વર્તવું; પરંતુ ભય આવ્યો એમ જાણ્યું–જોયું કે નિર્ભય પુરુષની પેઠે ટટાર થઈ જઈ, શત્રુ ઉપર પ્રહાર કરવો.[૩૩] પુરુષ દુઃખ વેઠયા વિના સુખ જોતો નથી; પરંતુ જો દુઃખમાં આવી પડીને જીવે છે તો તો સુખ ભોગવે છે.[૩૪] રાજાએ નહિ આવેલા ભયને માટે જાણીતા થવું; આવી પહોંચેલા ભયનો નાશ કરવો અને નાશ કરેલો ભય પાછો વૃદ્ધિ પામશે એવા ભયથી તેને નાશ નહિ પામ્યો જાણી સાવધ રહેવું! અર્થાત્ દૂર થયેલા ભયથી પણુ સદા સાવધાન રહેવું (કે ભય પાછો આવે ત્યારે કેમ વર્તવું).[૩૫] સમય ઉપર પ્રાપ્ત થયેલા સુખનો ત્યાગ કરવો અને ભવિષ્યના સુખની આશા રાખવી, એ બુદ્ધિમાનોની નીતિજ નથી![૩૬] જે રાજા શત્રુની સાથે સલાહ કરી તેના ઉપર વિશ્વાસ રાખીને સુખમાં સુવે છે, તે ઝાડના ટોંચપર સુતેલો મૂર્ખ પુરુષ જેમ ઝાડપરથી પૃથ્વીપર ગબડી પડ્યા પછી જાગ્રત થાય છે, તેના જેવો મૂર્ખો જાણુવો.[૩૭] રાજાએ મૃદુ અથવા તો દારુણુ કર્મ કરીને પોતાના આત્માનું રક્ષણુ કરવું અને સમર્થ થઇને ધર્માચરણુ કરવું![૩૮] રાજાએ, જેઓ શત્રુઓના પણુ શત્રુઓ હોય છે, તે સર્વેને માન આપવું. પોતાના તથા શત્રુના દૂતોનાં કૃત્યો જાણુતા રહેવું;[૩૯] અને દૂત એવા રાખવા કે જેને પોતાના કે શત્રુ પક્ષના માણુસો ઓળખી શકે નહિ. તેણે પાંખડીઓને અને તપસ્વી વગેરેને, શત્રુના રાજ્યમાં દૂત કાર્ય માટે

* કોકીલ–કોયલનો ગુણુ એ છે કે, તે પોતાને ઉછેરવા જેવા બચ્ચાં, પોતે ન ઉછેરતાં કાગડીના માળામાં મૂકે છે, અને ત્યાં તે ઉછરે છે. બચ્ચાં ઉછરી આવે છે કે તે ઉડીને પાછાં પોતાની માતા પાસે આવે છે. તેમ રાજાએ, વખત આવે ત્યાં સૂધી, પોતાના સહાયકો અથવા પ્રજા બીજાને આશ્રયે પડી હોય તો પડવા દેવી, પણુ સમય આવે, ત્યારે તે પોતાને વશ થાય તેવી રચના રચી રાખવી. વરાહનો ગુણુ એ છે કે, તે પૃથ્વીમાંનાં વૃક્ષો મૂળ સોત ઉખેડી નાંખે છે. રાજાએ શત્રુનું જડ મૂળ ઉખેડી નાંખવું.

મોકલવા.[૪૦] વળી જે ધર્મમાં અડચણ કરનારા હોય, પાપી હોય, લોકોના (સુખના) માર્ગમાં કાંટા સમાન થઇ પડ્યા હોય તેવા ચોરોને, ઉદ્યાનોમાંથી, નાટકશાળાઓમાંથી, પાણીના પરબોમાંથી, સરાહોમાંથી, મદ્યપાન કરવાની જગોમાંથી, વેશ્યાઓના ઘરોમાંથી, તીર્થોમાંથી અને જનમંડળમાંથી શોધી કાઢી, તેઓને શિક્ષા કરીને ઠેકાણે લાવવા.[૪૧-૪૨] જે વિશ્વાસ કરવા લાયક નહિ હોય, તેનો રાજાએ વિશ્વાસ કરવો નહિ; તેમ વિશ્વાસ કરવા યોગ્ય હોય, તેનો પણ અતિ વિશ્વાસ કરવો નહિ. વિશ્વાસ કરવાથી ભય ઉત્પન્ન થાય છે; માટે પરીક્ષા કર્યા વિના વિશ્વાસ કરવો નહિ.[૪૩] સત્યાભાસ જેવો હેતુ બતાવીને શત્રુને વિશ્વાસ બેસાડવો અને તે પોતાના સ્થાનપરથી જરા પણ ચલાયમાન થાય ને સમય આવે કે તુરત તેનાપર પ્રહાર કરવો.[૪૪] જેનાથી ભય ન હોય, તેનાથી ભય રાખતા રહેવું; તેમ જે ભય પામતો હોય તેને ભય આપ્યા જ કરવો. શંકા કરવાને અયોગ્ય પુરુષ ઉપર પણ શંકા કરવી. જેની તરફથી ભય આવવો ન ધારતા હોઇએ, તેની તરફથી આવેલો ભય રાજાનો સમૂળથી નાશ કરે છે.[૪૫] (ધર્મનું શ્રેય પ્રાપ્ત કરવાને નિમિત્તે) અવધાનનો ઢોંગ કરીને, મુનિવૃત્ત ધારણ કરીને, કાષાય વસ્ત્રો પહેરીને, જટા વધારીને તથા મૃગચર્મ પહેરીને શત્રુનો વિશ્વાસ મેળવવો અને તક મળે કે, જેમ નહાર માણસપર તૂટી પડી, ફાડી ખાય છે, તેમ શત્રુ ઉપર તૂટી પડવું.[૪૬] જે રાજાને અભ્યુદયની ઇચ્છા હોય, તેણે પુત્ર, ભાઈ, પિતા અથવા તો મિત્ર, જો અર્થ મેળવવામાં વિઘ્ન કરતા હોય તો તેને પણ મારી નાંખતાં સંદેહ કરવો નહિ![૪૭] અને પોતાનો ગુરુ પણ જો અભિમાની, કાર્ય તથા અકાર્યને નહિ જાણનારો અને અવળે માર્ગે ચાલનારો હોય તો તેને પણ શિક્ષા કરવી.[૪૮] તીક્ષ્ણ ચાંચવાળું પક્ષી, વૃક્ષ ઉપર બેસે છે, પણ તે વૃક્ષનાં પુષ્પો અને ફળોનો નાશ કરી નાંખે છે; તેમ શત્રુ ઘેર આવે ત્યારે તેની સામે ઉઠી ઉભા થઇને, તેને માન આપવું-અભિવાદન કરવું તથા બક્ષીસો આપવી (એમ વિશ્વાસુ બનાવવો); પણ સમય આવતાં શત્રુના પુરુષાર્થનો અને તેનાં સાધનોનો નાશ કરી નાંખવો![૪૯] બીજાના મર્મ ભાગોને છેદન કર્યા વિના-દારુણ કર્મ કર્યા વિના તથા મચ્છીમારની પેઠે મોટા પ્રાણીઓને માર્યા વિના, કોણ પુષ્કળ લક્ષ્મી પ્રાપ્ત કરી શકે છે?[૫૦] જન્મથી કોઈ કોઇનો શત્રુ કે કોઈ કોઇનો મિત્ર હોતો નથી, પરંતુ સ્થિતિથી-સંજોગાસંજોગથી મિત્રો તથા શત્રુઓ થાય છે.[૫૧] કેદ પકડાયલો શત્રુ, દયા ઉપજે એવાં કરુણાળ વચનો બોલે, તોપણ રાજાએ તેને છોડી મૂકવો નહિ, તેમ તેની સ્થિતિ માટે દયા પણ આણવી નહિ; પરંતુ અનિષ્ટ કરનારાને મારી નાંખવો, એ જ તેનું કર્ત્તવ્ય છે.[૫૨] જે રાજાને અભ્યુદયની ઇચ્છા હોય, તેણે સારા મનુષ્યોને પાસે રાખવા તથા તેઓનો અનુગ્રહ કરવો; પોતાની પ્રજા સાથે છૂટથી અને ઈર્ષ્યા રહિત વર્તવું; તેમ તેણે, સંભાળપૂર્વક, દુષ્ટો અને અનનુરક્તોને શિક્ષા કરવી.[૫૩] જ્યારે કોઈનું દ્રવ્ય હરણ કરવું હોય, ત્યારે પહેલાં મીઠા શબ્દોથી વાત કરવી; અને દ્રવ્ય હરણ કીધા પછી પણ મીઠા શબ્દો બોલી તેને ટાઢો પાડવો! શત્રુનું તરવારથી માથું કાપી નાંખ્યા પછી, (લોકને દેખાડવાને અને લોકોનો પ્રેમ સંપાદન કરવા માટે) શોક કરવો અને આંસુ પાડવાં.[૫૪] વૈભવની ઈચ્છા રાખનારા રાજાએ બીજાને મીઠાં વચન બોલીને, સન્માન કરીને અને બક્ષીસ આપીને વશ કરવા. આમ કરવાથી તેઓ દાસ બની જાય છે.[૫૫] બળદનાં શિંગડાનું ભક્ષણ કરવાથી કોઈ પણ જાતનો સ્વાદ આવતો નથી, પરંતુ દાંત પડી જાય છે, એ કર્મ જેમ અનર્થ કરનારું તથા આયુષ્યનો નાશ કરનારું છે, તેવી જ રીતે શુષ્ક વૈર પણ અનર્થ કરનારું તથા આયુષ્યનો નાશ કરનારું છે; માટે કોઈની સાથે શુષ્ક વૈર કરવું નહિ તથા બે હાથવડે નદી પણ તરવી નહિ; કારણ કે તે કાર્ય પણ ગોવિષાણના ભક્ષણની પેઠે નિરર્થક અને આયુષ્યનો નાશ કરનારું છે.[૫૬] આ જગતમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગ છે; એમાં ધર્મથી અર્થને, અર્થથી કામને અને કામથી ધર્મને પીડા ન થાય તેમ વર્તવું; પણ ધર્મનાં ફળને જાણીને, ત્રણમાંના કોઇનો ઉપમર્દ કરવો નહિ; અને તેનાં ફળોને જાણીને ત્રિવર્ગની પૂઠે પડવું નહિ.*[૫૭] કરજ-

* ધર્મ, અર્થ અને કામપર વગર વિચારે શ્રદ્ધા રાખવાથી ઘણી હાનિ થાય છે. જો ધર્મ ઉપર જ વિચાર કરી, કર મૂકવો-દંડ દેવો અને શિક્ષા કરવામાં આવે તો રાજાનો કોશ ભરપટ્ટે રાખવાની જરૂર છે તે કાર્ય થઇ શકે નહિ અને દુષ્ટોનો ત્રાસ વધી પડે ! જો રાજાના મનમાં કોઇનું પણ દ્રવ્ય છીનવી-લૂટી લેતાં ધર્માધર્મનો વિચાર ઉત્પન્ન થાય તો રાજ્યના જરૂરી કાર્યમાં હાનિ થાય; અર્થપર વિવેક રહિત શ્રદ્ધા રાખે તો ધર્મનો નાશ થઇ જાય; અને કામ ઉપર વિવેક રહિત શ્રદ્ધા રાખે તો ઉભય-ધર્મનો અને અર્થનો નાશ થઈ જાય. આ ત્રિવર્ગ ઉપર, મૂર્ખ રાજા વિચાર કર્યા વગર વર્તે તો મોટી હાનિ કરી શકે. જેમ તે અર્થ મેળવવાને ધર્મનો દંભ કરે અને અર્થ મેળવે તે મૌજમઝામાં વાપરે; અને મૌજમઝા એ ઇન્દ્રિયોની તૃપ્તિ માટે જરૂરની છે એમ માને તો ત્રિવર્ગ સુખદાયી છે તે કષ્ટદાયી થઈ પડે. પણ ડાહ્યો રાજા, ધર્મનો અંતિમ હેતુ આત્માની સંશુદ્ધિ માને છે; અને અર્થનો અંતિમ હેતુ યજ્ઞયાગાદિ, દાન, પ્રજા સંરક્ષણ-માને છે; અને કામનો અંતિમ હેતું પોતાનું શરીર સુખમાં રહે, મન પ્રફુલ્લિત અને દૃઢ રહે એમ માને છે. અર્થાત્, ધર્મ અર્થ ને કામ-એ ત્રિવર્ગનો ઉપયોગ પાત્રપર અવલંબી રહે છે. વાંદરાના હાથમાં શસ્ત્ર આવે તો તે બીજાને વિના પ્રયોજને હાનિ કરે છે, અથવા પોતાને જ ઘાયલ કરે છે; પણ તે શસ્ત્ર વીર પુરુષના હાથમાં આવે તો તે રણ જિતી આવે છે.

નો શેષ ભાગ, અગ્નિનો શેષ ભાગ તથા શત્રુનો શેષ ભાગ, કદી પણ રાખવો નહિ; કારણ કે તે શેષ રાખવાથી, નિત્યનિત્ય વધ્યા કરે છે.[૫૮] જો કરજ સમ્પૂર્ણ ખલાસ કરવામાં આવતું નથી, તો તે નિત્ય દહાડો ને રાત વધ્યા કરે છે. તેમ પરાભવ પમાડેલા શત્રુઓ અને બેદરકારીથી ઉત્પન્ન કરેલા વ્યાધિઓ, તીવ્ર ભય ઉત્પન્ન કરે છે.[૫૯] રાજાએ સર્વ કાર્ય સાદ્યંત કરવાં; હંમેશા સાવધ રહેવું. જો કાંટો પણ પગમાંથી બહાર કાઢતાં ભાંગી જાય છે તો તે લાંબા વખત સૂધી પીડા કરે છે.[૬૦] શત્રુ રાજાની પ્રજાને મારી નાંખવાથી, માર્ગોને ભાંગી તોડી નાંખવાથી, તથા શત્રુની પ્રજાના ઘરોમાં આગ લગાડવાથી ને તોડી પાડવાથી, શત્રુના દેશને સર કરી શકાય છે.[૬૧] રાજાએ ગીધ પક્ષીની પેઠે ઘણે દૂર દૃષ્ટિ કરતા રહેવું; બગલાની પેઠે સ્થિર થઇને ઉભું રહેવું; કુતરાની પેઠે ચોર વગેરેને જાણવાને જાગ્રત રહેવું; સિંહના જેવું પરાક્રમી થવું; કાગડાની પેઠે બીજાથી શંકિત રહેવું અને સર્પ, જેમ બીજાએ કરેલા દરમાં ઘુસી જાય છે, તેમ રાજાએ બીજાએ કરેલા કિલ્લામાં અકસ્માત્ પ્રવેશ કરવો![૬૨] શૂરવીરને બે હાથ જોડીને વશ કરવો, ભીરુને-બીકણને બીહક બતાવીને વશ કરવો, લોભીને પૈસા આપીને વશ કરવો અને પોતાના સમાન હોય તેની સાથે યુદ્ધ કરીને તેને વશ કરવો.[૬૩] તેણે જ્ઞાતિઓના અથવા તો મહાજનના મંડળોના મુખ્ય મુખ્ય પુરુષોમાં ભેદ પડાવવો અને પોતાના પક્ષના હોય તેઓને સુલેહથી વશ કરવા અને પોતાના અમાત્યોમાં ફાટ-ફૂટ પડે અને નાશ ન થાય તેની સંભાળ રાખવી.[૬૪] રાજા માયાળુ હોય છે, તો લોકો તેનું અપમાન કરે છે; તે તીક્ષ્ણ હોય છે તો લોકો તેનાથી ડરે છે. માટે જે સમયે તીક્ષ્ણતા દર્શાવવી જોઇએ ત્યારે તીક્ષ્ણ થવું અને જે સમયે માયાળુ થવું જોઈએ ત્યારે માયાળુ થવું![૬૫] મૃદુતા મૃદુતાનો નાશ કરે છે. કેટલાએક મૃદુતાથી તીક્ષ્ણનો નાશ કરે છે. પરંતુ કોઇ વસ્તુ એવી નથી કે, જેને મૃદુતા કાંઈ પણ અસર નહિ કરી શકે! મૃદુતા તીક્ષ્ણતા કરતાં વધારે ધારદાર ગણાય છે.[૬૬] જે પુરુષ જરૂર હોય છે, ત્યાં મૃદુ થાય છે અને જરૂર હોય છે, ત્યાં તીક્ષ્ણ થાય છે, તે પોતાનાં કાર્યો સાધે છે અને શત્રુને વશ કરીને તેનો અધિપતિ થાય છે![૬૭] પંડિતની સાથે (વિદ્વાન્ મનુષ્યની સાથે) વિરોધ કર્યા પછી તેનાથી હું દૂર રહું છું તો તે મને શું કરશે, એમ વિશ્વાસ રાખવો નહિ; કારણ કે બુદ્ધિમાનના બાહુ ઘણા લાંબા હોય છે! (તે દૂર રહે રહે મોટા ઉત્પાત કરાવે છે.) બુદ્ધિમાનને જો પીડવામાં આવે છે તો તે પણ પીડે છે![૬૮] જે નદી તરી શકાય તેવી નથી, તે તરવી નહિ; જે ધન શત્રુ પાછું હરી જાય તેવું હોય, તેવું ધન હરણ કરવું નહિ; જેનાં મૂળને બહાર કાઢી શકાય તેમ ન હોય, તેવી વસ્તુને ખોદવી નહિ; અને જેનું મસ્તક ધડ ઉપરથી છૂટું પાડી શકાય નહિ, તેનાપર ઘા કરવો નહિ.[૬૯] પણ મેં જે આપદ્ કાળના ધર્મ કહ્યા, તે પ્રમાણે રાજાએ હંમેશા જ વર્તવું એમ નથી. જરૂર પડે ત્યારે એ પ્રમાણે પણ આપત્કાળમાં વર્તવું અને તે જ માટે તારું હિત ઇચ્છીને મેં તને આ આપદ્ કાળના ધર્મ કહ્યા છે.[૭૦]



ભીષ્મે કહ્યું;-હિતૈષી એવા બ્રાહ્મણ ભારદ્વાજે, સૌવીર દેશના રાજાને એ પ્રમાણે કહ્યું હતું અને તે પ્રમાણે ઉદાર મનનો તે રાજા વર્ત્યો અને પોતાના બાંધવોની સાથે ઝળહળતી રાજલક્ષ્મીને ભોગવવા લાગ્યો.[૭૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्म पर्वमां 'भारद्वाजनां वचन' ए नामनो अध्याय १४० मो समाप्त.

## અધ્યાય ૧૪૧ મો.

### મહાભયંકર દુષ્કાળ!

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભીષ્મ પિતામહ! જ્યારે પરમ ધર્મનો નાશ થઈ જાય અને સર્વે લોકો ધર્મનું ઉલ્લંઘન કરવા માંડે; જ્યારે અધર્મ ધર્મરૂપ અને ધર્મ અધર્મરૂપ થઈ પડે;[૧] જ્યારે સર્વ મર્યાદાઓ નાશ થઈ જાય (લોક ઉપરનો અંકુશ જતો રહે ને સર્વ સ્વચ્છંદી બની જાય) અને સત્યધર્મ ડોહવઈ જાય અને ધર્મનો નિર્ણય ક્ષુબ્ધ થઈ પડે; જ્યારે રાજાઓ પ્રજાને પીડવા માંડે અને ચોરો પ્રજાને લૂટવા માંડે;[૨] જ્યારે ચારે આશ્રમવાસીઓ મોહવશ થઈ જાય અને વૈદિક કર્મોનો લોપ થઇ જાય; જ્યારે સર્વત્ર કામથી, લોભથી તથા મોહથી ભયનું દર્શન થવા માંડે;[૩] અને હે રાજા! સર્વે લોકો વિશ્વાસ વિનાના થઇ પડે, ચોમેરથી ભયભીત થઇ જાય અને પરસ્પર કપટ કરીને એક બીજાને હણવા માંડે તથા એક બીજાને છેતરવા માંડે; દેશોમાં આગ લાગે; બ્રાહ્મણો બહુ જ પીડાવા લાગે; વરસાદ વરસે નહિ; મહિમાંહે ફાટફૂટ પડે; પૃથ્વીપરના જે કંઇ જીવનનાં સાધનો છે, તે સર્વને ચોર લોકો લૂટી લે-આવો આપત્કાળ આવે, ત્યારે બ્રાહ્મણે પોતાની આજીવિકા કેવી રીતે કરવી?[૪-૬] વળી હે પિતામહ! હે રાજા! જે બ્રાહ્મણ દયાને લીધે પુત્રોનો તથા પૌત્રોનો ત્યાગ કરી શકતો નહોય, તેણે આપત્તિના સમયમાં કેવી રીતે વર્તન રાખવું?[૭] હે પરંતપ! લોકો પાપી થઇ

ગયા હોય ત્યારે રાજાએ કેવી રીતે વર્તવું અને રાજા કેવા વર્તનથી ધર્મ તથા અર્થથી ભ્રષ્ટ થાય નહિ ?૯

ભીષ્મે કહ્યું;–હે મોટા બાહુવાળા યુધિષ્ઠિર! પ્રજાના યોગનો, ક્ષેમનો તથા સમયસરની અને પૂર્ણ વૃષ્ટિનો આધાર રાજા ઉપર છે. તેમજ પ્રજામાં વ્યાધિઓ થવી, મરણ થવાં તથા ભય લાગવો, આ સર્વ પણ રાજાના ઉપર આધાર રાખે છે.*૯ હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! સત્ય, દ્વાપર, ત્રેતા અને કળિ આ સર્વ યુગનો આધાર રાજાના વર્તન ઉપરજ છે, આવો મારો વિચાર છે, એમાં જરાપણ સંદેહ નથી.૧૦ તું કહે છે તેવો, પ્રજાને નાશ કરનારો આપત્કાળ જ્યારે આવે, ત્યારે બ્રાહ્મણે વિજ્ઞાનનાં બળનો આશ્રય કરીને આજીવિકા કરવી.૧૧ આ વિષયમાં વિશ્વામિત્રનો અને ચાંડાળનો, ચાંડાળના ઘરમાં જે સંવાદ થયો હતો, તે પુરાતની ઇતિહાસ આ પ્રમાણે સાંભળ્યો છે.૧૨

ત્રેતાયુગ અને દ્વાપરયુગની સંધિ વેળાએ, દૈવયોગથી પૃથ્વી ઉપર બાર વર્ષ સૂધી ભયંકર અનાવૃષ્ટિ થઈ હતી.૧૩ પ્રજા ઘણી જ વધી પડીને, તેનો પ્રલય સમય આવી લાગ્યો–ત્રેતાયુગની સમાપ્તિ અને દ્વાપરયુગના આરંભના સમયમાં–ત્યારે સહસ્રાક્ષે બીલકુલ વરસાદ મોકલ્યો નહિ. ગુરુનો વક્ર થયો, પ્રતિકૂલ લક્ષણવાળો ચંદ્ર પોતાના માર્ગ—કક્ષાનો ત્યાગ કરીને દક્ષિણ દિશા તરફ ગતિ કરવા માંડ્યો.૧૪-૧૫ તે સમયે ઝાકળ સુદ્ધાંત પડતી બંધ પડી ગઈ તો પછી વાદળાં તો કયાંથીજ હોય? કેટલીક નદીઓમાં પાણી ઓછાં થઈ ગયાં અને કેટલીએક નદીઓ તદ્દન સુકાઇ ગઈ.૧૬ તળાવો, નદીઓ, કુવાઓ અને ઝરણાંઓ દૈવયોગથી પાણી વિનાનાં તથા દૈવકોપ થયો હતો તેથી નિસ્તેજ થઇ ગયાં.૧૭ નાનાં નાનાં જળાશયો સુક્કા તાટ થઇ ગયાં; પાણીનાં પરબો પણ નાશ પામ્યાં; યજ્ઞો અને સ્વાધ્યાયો બંધ પડી ગયા; વષટ્કારો અને માંગલિક શબ્દો સંભળાતા બંધ પડી ગયા;૧૮ ખેતીવાડી અને પ્રાણીઓનું રક્ષણ પણ ખેડુતોએ છોડી દીધું! બજારોમાં થતાં માલોનાં વેચાણ લેવાણ પણ બંધ પડી ગયાં; યજ્ઞના સ્તંભો તથા યજ્ઞની સામગ્રીઓ પણ બંધ પડી ગઈ; ચોતરફ થતા મહોત્સવો પણ નાશ પામી ગયા;૧૯ (દુકાળથી મરણ પામેલા પ્રાણીઓના) હાડકાંના ઢગોથી પૃથ્વી ભરાઈ જવા લાગી; સર્વ પ્રજા, પ્રાણીઓના† બૂમ બરાડાથી વ્યાકુળ થઇ ગઇ; ઘણા મોટાં મોટાં નગરો અને શહેરો ઉજ્જડ થઇ ગયાં અને ગામો અને રહેઠાણો અગ્નિથી બળી ગયાં.૨૦ કોઇ ઠેકાણે ભયંકર ચોરોના ભયથી, કોઈ ઠેકાણે શસ્ત્રોના પ્રહારોના ભયથી અને કોઇ ઠેકાણે રાજાના ભયથી તથા એક બીજાના ભયથી પ્રજા આમ તેમ નાશ ભાગ કરવા લાગી. પૃથ્વી ઘણે ભાગે ઉજ્જડખંખ થઈ ગઇ.૨૧ દેવાલયો અને પૂજાસ્થાનો ઉજ્જડ થઇ ગયાં; ઘરડા ડોસાઓને તેના પુત્રો તથા પૌત્રોએ ઘરમાંથી તિરસ્કાર સાથે હાંકી મૂકયા; ગાય, બકરાં, ભેંસ વગેરે પ્રાણીઓ, ખોરાકને માટે પરસ્પર લઢી, મોટી સંખ્યામાં મરણ પામ્યાં.૨૨ ચોમેરથી બ્રાહ્મણોનો નાશ થઇ ગયો. સંરક્ષણનું બીજ જ બળી ગયું. ઔષધિના સમૂહનો પણ નાશ થઇ ગયો. ટુંકામાં કહીએ તો તે સમયે આખી પૃથ્વી સ્મશાનના વૃક્ષની પેઠે સૌને અગમ્ય થઈ પડી.૨૩ હે યુધિષ્ઠિર! તે મહાભયંકર દુકાળનો સમય આવી પહોંચ્યો કે ધર્મનો નાશ જ થઇ ગયો—તે દુકાળમાં ભુખ્યા થયેલા લોકો એકબીજાને કરડી ખાવા લાગ્યા!૨૪ અને ઋષિઓ, પોતાના નિયમોનો, અગ્નિહોત્રનો, દેવતાઓનો તથા આશ્રમોનો ત્યાગ કરી દઇને (અન્ન મેળવવાને) જ્યાં ત્યાં ભટકવા લાગ્યા.૨૫

એવા સમયમાં બુદ્ધિમાન્ ભગવાન્ વિશ્વામિત્ર, પોતાના પુત્રોને તથા ધર્મપત્નીને, જન સમુદાયમાં (કોઇ એક આશ્રયવાળા સ્થાનમાં) છોડી દઇ, ઘરબારનો તથા અગ્નિનો પણ ત્યાગ કરી દઇ, ભક્ષ્ય તથા અભક્ષ્ય વસ્તુને સમાન ગણતા, ભુખના માર્યા ચોતરફ ભટકતા હતા.૨૬ એક સમયે તે ફરતા ફરતા અરણ્યમાં રહેનારા અને પ્રાણીઓની હિંસા કરનારા હિંસક ચાંડાળોના ગામડામાં જઇ ચઢ્યા. ત્યાં જઇને જોયું તો જગે જગે માટીના ભાંગેલાં ઘડાઓના કાંઠા ને ઠીકરાં પડેલાં છે; કૂતરાનાં ચામડાના કટકાઓ પથરાયલા છે; જ્યાં ત્યાં ડુકરો તથા ગધેડાનાં ભાંગેલાં હાડકાંના ડુંગરો વળેલા છે;૨૭-૨૯ મુડદાંઓના ઉપર ઓઢાડેલાં વસ્ત્રો પડ્યાં છે, મુડદાંઓની નિર્માલ્ય‡ માળાઓથી ઘરોને શણગારેલાં છે; સર્પોની કાંચળીઓને ઝુંપડીઓ અને મઠોપર લટકાવી દીધી છે.૩૦ ત્યાં કુકડા કુકડીઓના પુષ્કળ અવાજ થયા કરે છે અને ગધેડાઓના અવાજથી ચાંડાળનો તે આવાસ ગાજી રહ્યો છે; લોકો પરસ્પર ઉંચે સ્વરેથી તીક્ષ્ણ વચનો બોલે છે તથા પરસ્પરમાં કલહ કરે છે.૩૧ ઘુડ અને બીજા પક્ષીઓના અવાજથી તે ગામડું ગાજી રહ્યું છે; દેવોનાં મંદિરોમાં જે લોઢાની ઘંટાઓ, આસપાસ ટીંગાડી રાખી છે તેના અવાજો થાય છે; અને કુતરાનાં ટોળાંઓ એકઠાં થઇને તે ચાંડાળવાડાને ઘેરી વળ્યાં છે!૩૨

* જો રાજા સદાચારી-ધર્મનિષ્ઠ હોય છે તો પ્રજાનો અભ્યુદય થાય છે. પણ જો રાજા જુલમગાર ને પાપી હોય છે તો પ્રજાની ઉન્નતિ નાશ પામે છે અને અનેક સંકટો આવે છે. † રાક્ષસો, પીશાચો અને મનુષ્યહારી પશુ પક્ષી. ‡ મુડદાંઓ ઉપર જે ફુલના હાર નાંખવામાં આવે છે તે.

મહર્ષિ વિશ્વામિત્ર ભુખ્યા થવાથી તે ચાંડાળવાડામાં દાખલ થયા અને આહાર (ભોજન) શોધવાનો પરમ પ્રયત્ન કરવા લાગ્યા.૩૩ કૌશિકના પુત્રે જ્યાં ત્યાં ભિક્ષા માગી, પણ કોઇ ઠેકાણેથી તેને માંસ કે અન્ન કે ફળ કે મૂળ અથવા તો બીજું કંઇ પણ મળ્યું નહિ.૩૪ ત્યારે કૌશિક પુત્ર મનોગત બોલ્યા; "રે! રે! મને આ મહાન્ દુઃખ પ્રાપ્ત થયું છે!" અને એમ બોલતા બોલતામાં તો, ક્ષુધાજન્ય દુર્બળતાને લીધે, તે ચાંડાળવાડાની પૃથ્વીપર પડી ગયા.૩૫ હે ઉત્તમ રાજા! તે મુનિ વિચાર કરવા લાગ્યા કે; "હવે મારી સ્થિતિ સારી કેવી રીતે થાય? અને મારું વૃથા (અન્નવિના) મૃત્યુ કેવી રીતે ન થાય?"૩૬ પછી ઉભા થઈને તેણે આસપાસ નજર કરી તો, હે રાજન્! શસ્ત્રથી મારેલા એક કુતરાની મોટી જાંઘનું પુષ્કળ માંસ એક ચાંડાળના ઘરમાં પડ્યું હતું. તે જોઇને તેણે તુરત જ વિચાર કર્યો કે; "પ્રાણની રક્ષા કરવામાટે, હવે મારે બીજો કોઈ પણ ઉપાય રહ્યો નથી, તેથી આ માંસને મારે અહીંથી ચોરી જવું!૩૭-૩૮ આપત્કાળમાં મોટા મનુષ્યને પણ ચોરી કરવાની આજ્ઞા છે. બ્રાહ્મણે પોતાના પ્રાણની રક્ષા કરવા માટે ચોરી કરવી, આવો શાસ્ત્રમાં નિર્ણય કરવામાં આવ્યો છે.૩૯ બ્રાહ્મણાદિક વર્ણની પાસે જો પ્રાણ ધારણની વસ્તુનો અભાવ હોય તો, તેણે પ્રથમ હીન–હલકા મનુષ્યોની પાસેથી ચોરી કરવી; તેમ ન બને તો સમાનની પાસેથી ચોરી કરવી અને સમાન પાસેથી પણ ચોરવાજોગું ન મળે તો ધર્મનિષ્ઠ શ્રેષ્ઠ પુરુષની પાસેથી પણ ચોરી કરવી.૪૦ હું ચાંડાળના પ્રતિગ્રહના કરતાં ચોરીમાં અધિક દોષને જોતો નથી; અર્થાત્ પ્રતિગ્રહને અને ચોરીને સમાન ગણું છું! મારા પ્રાણની રક્ષા અર્થે ચાંડાળના ઘરમાંથી કુતરાની જાંઘને ચોરી લઉં (તો તેમાં પાપ નથી)."૪૧ મહામુનિ વિશ્વામિત્ર આવો વિચાર કરીને, હે ભરતવંશી રાજા! જ્યાં ચાંડાળ રહેતો હતો, ત્યાં આગળ જઇ સૂતા.૪૨ ગાઢ રાત્રિ થઇ અને ચાંડાળવાડાના સૌ લોકોને સુઇ ગયા એમ જ્યારે જોયું, ત્યારે ભગવાન્ વિશ્વામિત્ર ધીરે ધીરે ઉઠયા, અને માંસ લેવાને ચાંડાળની ઝુંપડીમાં પેઠા.૪૩ ચાંડાળની બન્ને આંખો ચીપડાથી ઢંકાઇ ગઇ હતી, તેથી તે સુઇ ગયો હોય તેવો જણાતો હતો. પરંતુ તે જાગતો પડ્યો હતો. તેનો દેખાવ રુક્ષ અને અપ્રિય હતો. તે ઝુંપડીમાં ખખડાટ થતો સાંભળીને ફાટી ગયેલા અવાજથી બોલ્યો.૪૪

ચાંડાળ બોલ્યો;–"આ ચાંડાળવાડામાં સૌ સુઇ ગયા પછી કોણ કુતરાની જાંઘને હલાવે છે. હું ઉંઘી ગયો નથી, પણ જાગું છું! તું, ગમે તે હો, પણ તું મોતને જ પાત્ર છે!" ચાંડાળે જે શબ્દો કહ્યા, તે ઋષિને કાને પડ્યા!૪૫ તે સાંભળીને વિશ્વામિત્ર ગભરાયા. તેનું મુખ લજ્જાથી વ્યાકુળ થઇ ગયું. પંડે ચૌરકર્મનો પ્રયત્ન કરવાથી ઉદ્વિગ્ન થઇ ગયા અને તુરત બોલી ઉઠ્યા;૪૬ "હે આયુષ્મન્! હું ઋષિ વિશ્વામિત્ર છું. ભુખ્યો થવાથી હું અહીં આવ્યો છું. હે ઉત્તમ બુદ્ધિવાળા ચાંડાળ! તું જો ઉત્તમ વિચાર કરે તો તારે મને મારવો યોગ્ય નથી."૪૭ ચાંડાળ, ભાવિતાત્મા મહર્ષિનાં એવાં વચન સાંભળીને સંભ્રમ સાથે શય્યામાંથી ઉઠ્યો અને વિશ્વામિત્રની સામે આવ્યો.૪૮ મોટા સન્માન સાથે તે બે હાથ જોડી, બન્ને આંખમાંથી અશ્રુ પાડતો પાડતો, કૌશિકના પુત્રને કહેવા લાગ્યો; "હે બ્રાહ્મણ! શા કામે આ (ઘોર અંધારી) રાત્રિએ તારે અહિંયા આવવું પડ્યું?"૪૯ વિશ્વામિત્રે ચાંડાળની સાંત્વના કરીને કહ્યું; "હું ભુખ્યો થયો છું ને ભૂખથી મરવાની અણી ઉપર આવ્યો છું. હું, કુતરાની તે જાંઘ ચોરવા ઇચ્છું છું.૫૦ હું ભુખ્યો થયો છું, તેથી પાપકર્મ કરવાને પ્રવૃત્ત થયો છું. જે ભુખે મરે છે, તેને કંઈ પણ કર્મ કરવામાં લજ્જા હોતી નથી. અત્યારે મને ક્ષુધાએ પીડ્યો છે, તેથી આ હું અકૃત્ય કરવાને તત્પર થયો છું! એ કારણથી હું, કુતરાની તે જાંઘને ચોરવા આવ્યો છું!૫૧ મારા પ્રાણ અત્યંત પીડા પામે છે; અને ભુખથી હું વેદનું જ્ઞાન પણ ભૂલી ગયો છું; મારું શરીર બળ વિનાનું થઈ ગયું છે; સંજ્ઞા (ભાન) નાશ થઈ છે અને ભક્ષ્ય તથા અભક્ષ્યનું મને જ્ઞાન રહ્યું નથી.૫૨ હું સમજું છું કે, ચોરી કરવામાં અધર્મ છે; છતાં પણ કુતરાની જાંઘને ચોરવાની મેં ઇચ્છા કીધી છે. ચાંડાળવાડાના ઘેરેઘેર ભિક્ષા માટે હું ભટક્યો, પણ જ્યારે મને ભિક્ષા મળી નહિ; ત્યારે મેં ચોરી કરવાનો પાપી વિચાર કર્યો અને આ કુતરાની જાંઘને ચોરવા આવ્યો છું. ભગવાન્ અગ્નિ, દેવતાઓનું મુખ છે, તે તેના પુરોધા છે. તે સર્વ પવિત્ર અને શુદ્ધ વસ્તુને સ્વાહા કરે છે; તેમ દેવ સમયપર સર્વ વસ્તુનું ભક્ષણ પણ કરે છે! તારે પણ મારા સંબંધમાં એ જ પ્રમાણે જાણવું."

તે મહર્ષિનાં વચન સાંભળીને, ચાંડાળે વિશ્વામિત્રને કહ્યું; 'હવે મારું વચન સાંભળ!૫૩-૫૫ અને તે સત્ય વચન યથાર્થ રીતે સાંભળ્યા પછી, ધર્મનો નાશ ન થાય તે પ્રમાણે તું વર્તજે. હે વિપ્રર્ષિ! હું તને તારો ધર્મ શું છે તે કહું, તે તું શ્રવણ કર.૫૬ વિદ્વાનો કહે છે કે, કુતરું, શિયાળીયાના કરતાં અધમ છે. વળી, કુતરાની જાંઘ તેના શરીરના બીજા ભાગ કરતાં વધારે અધમ છે.૫૭ તેથી, હે મહર્ષિ! તું ત્રણ પ્રકારે પાપ-

કર્મ કરવાને તત્પર થયો છે. એક તો એ કાર્ય ધર્મમાં નિંદાપાત્ર ગણેલું છે; બીજું એ ચાંડાળની મીલકત છે, તેથી ચોરવામાં પાપ છે અને ત્રીજું તારે માટે એ ચોરી અભક્ષ્ય વસ્તુ છે![૫૮] હે મહામુનિ! પ્રાણુ ધારણુ માટે તું કોઈ બીજો સારો ઉપાય શોધ! પરંતુ કુતરાના માંસના લોભથી તારા તપનો નાશ ન થાય તેમ કર![૫૯] શાસ્ત્રમાં કહેલા ધર્મને જાણનારા પુરુષે, ધર્મમાં (વર્ણાશ્રમ ધર્મમાં) સંકરતા કરવી નહિ, ત્રણુ વર્ણને કુતરાનું માંસ નિષિદ્ધ છે, માટે જો દ્વિજ કુતરાનું માંસ ખાય તો, ચાંડાળ ને દ્વિજમાં ભેદ શો? તમે ધર્મનિષ્ઠોમાં શ્રેષ્ઠ છો. માટે તમારે ધર્મનો ત્યાગ કરવો નહિ."[૬૦]

હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ચાંડાળે વિશ્વામિત્રને એ પ્રમાણે કહ્યું ત્યારે ક્ષુધાતુર મહામુનિએ તેને પ્રતિ ઉત્તર આપ્યું.[૬૧] "ભુખ્યાં ભુખ્યાં રખડતાં મને ઘણો લાંબો કાળ વીતી ગયો છે અને પ્રાણુધારણુ કરવાનો હવે કોઈ પણુ મને ઉપાય રહ્યો નથી.[૬૨] મનુષ્ય ક્ષુધાથી પીડાતો હોય તો તેણે ધર્માધર્મનો વિચાર કર્યા વગર, કોઇ પણુ વિશેષ કર્મ કરીને પોતાના પ્રાણુની રક્ષા કરવી અને સંકટ વીત્યા પછી, તેણે ધર્મનું આચરણુ કરી, તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવું.[૬૩] ઇંદ્રની પેઠે પ્રજાનું પાલન કરવું, એ ક્ષત્રિયોનો ધર્મ છે; અગ્નિની પેઠે પવિત્ર રહેવું, એ બ્રાહ્મણોનો ધર્મ છે. વેદ અગ્નિરૂપ છે. તે મારું બળ છે. તેથી હું અપવિત્ર કુતરાની-જાંઘ ખાઇને મારી ક્ષુધાને શાંત કરીશ.[૬૪] જેથી પોતાનું જીવિત ટકી રહે, તે પ્રમાણે મનુષ્યે સંશય વગર કરવું. મરણુ કરતાં જીવવું સારું છે અને જીવતો મનુષ્ય ધર્માચરણુ કરી શકે છે.[૬૫] હું પણુ જીવતો રહેવાની ઈચ્છાથી અભક્ષ્ય એવી કુતરાની જાંઘનું બુદ્ધિપૂર્વક ભક્ષણુ કરીશ, માટે તું મને એ કામમાં અનુમોદન આપ.[૬૬] જ્યોતિષ્યો (તેજો) જેમ મોટાં અંધારાંનો નાશ કરે છે, તેમ હું પણુ જીવતો રહીશ તો, તપ તથા વિદ્યાવડે મારાં અશુભોનો (પાપોનો) નાશ કરીશ અને મારા આત્માને બળવાન્ કરીશ."[૬૭]

ચાંડાળે કહ્યું;–"આ કુતરાને ખાવાથી તારા જેવો મનુષ્ય લાંબું આયુષ્ય ભોગવતો નથી. તેમ તારા જેવાને (આવા અભક્ષ્ય ખોરાકથી) બળ પણુ પ્રાપ્ત થતું નથી; તેમ અમૃતના ભોજનની પેઠે આના ભક્ષણુથી પ્રાણોને તૃપ્તિ પણુ થતી નથી. તું કુતરાનું માંસ ખાવાનો મનમાં વિચાર કર નહિ, કોઈ બીજી ભિક્ષા શોધી લે. કારણુ કે દ્વિજવર્ણુને માટે કુતરું અભક્ષ્ય કહેલું છે."[૬૮]

વિશ્વામિત્રે કહ્યું;–"ઓ ચાંડાળ! આવા દુષ્કાળના સમયમાં બીજું માંસ, સહેલાઇથી મળે, એમ હું માનતો નથી, તેમ મારી પાસે ધન પણુ નથી (કે હું તેથી અન્ન ખરીદી શકું). હું ક્ષુધાથી પીડા પામું છું; હું ચાલી શકતો નથી; હું નિરાશ થઇ ગયો છું. આ કુતરાના માંસમાં છએ રસો છે, એમ હું ધારું છું."[૬૯]

ચાંડાળે કહ્યું;–"શાસ્ત્રમાં બ્રાહ્મણુ, ક્ષત્રિય અને વૈશ્યને પાંચ નખવાળાં પાંચ જ પ્રાણીઓ ભક્ષ્ય (ખાવા યોગ્ય) કહ્યાં છે. તારા જેવાએ અભક્ષ્ય માંસનું ભક્ષણુ કરવાનો વિચાર કરવો નહિ!"[૭૦]

વિશ્વામિત્રે કહ્યું;–"અગસ્ત્ય મહામુનિ ભુખ્યા થયા, ત્યારે તે વાતાપિ નામના અસુરને ખાઇ ગયા હતા. હું આપત્તિમાં આવી પડ્યો છું; ભુખ્યો થયો છું. માટે હું કુતરાની જાંઘને ખાઇશ."[૭૧]

ચાંડાળે કહ્યું;–"તું કોઈ બીજી ભિક્ષા શોધી લે! પરંતુ તારા જેવો આવી ભિક્ષા કરવાને યોગ્ય નથી. ખરેખર, તારે આવું કાર્ય કદી કરવા યોગ્ય નથી. તેમ છતાં જો તું એથી પ્રસન્ન થતો હોય તો આ કુતરાની જાંઘને ભલે લઈ જા!"[૭૨]

વિશ્વામિત્રે કહ્યું;–"ધર્મની બાબતમાં શિષ્ટ પુરુષોના આચારો પ્રમાણુ ગણાય છે. માટે (અગસ્ત્ય વગેરે) શિષ્ટોના આચારોને હું અનુસરું છું અને આ કુતરાની જાંઘને પવિત્ર ભોજનના કરતાં પણુ ઉત્તમ ભોજન કરવા યોગ્ય માનું છું."[૭૩]

ચાંડાળે કહ્યું;–"જે અધર્મ કર્મ છે, તે સનાતન ધર્મ ગણાતો નથી. જે અધર્મ છે, તે ધર્મ ગણાતો નથી. માટે તારા જેવાએ મોહથી અકાર્ય કરવું યોગ્ય નથી."[૭૪]

વિશ્વામિત્રે કહ્યું;–"જે ઋષિ છે, તે પાપ કર્મ અથવા તો તિરસ્કાર ભરેલું કાર્ય કદી કરતો નથી.* હું તો કુતરા અને મૃગ બન્નેને સમાન માનું છું. એટલા માટે કુતરાની જાંઘને ખાઇશ."[૭૫]

ચાંડાળે કહ્યું;–"બ્રાહ્મણોએ (વાતાપિની પીડામાંથી મુક્ત થવા માટે) અગસ્ત્ય ઋષિની પ્રાર્થના કરી હતી; તેથી અગસ્ત્ય ઋષિએ વાતાપિનું ભક્ષણુ કરીને બ્રાહ્મણોની વાતાપિથી રક્ષા કરી હતી; પણુ તે સમય એવો હતો કે, જ્યારે એમ કરવામાં પાપ ન હતું! જે કરવામાં પાપ નથી, તેનું નામ ધર્મ. બ્રાહ્મણો, જે અન્ય ત્રણુ વર્ણુના આચાર્ય છે, તેનું સર્વે ઉપાયો કરીને રક્ષણુ કરવું જ જોઇએ, (કારણુ કે તેમાં ધર્મ સમાયલો છે)."[૭૬]

વિશ્વામિત્રે કહ્યું;–"હું બ્રાહ્મણુ છું અને મારો આ દેહ મારા મિત્રરૂપે છે. તે મને અત્યંત પ્રિય છે અને જગતમાં અત્યંત પૂજ્ય છે. તે દેહના પોષણાર્થે હું આ

* અગસ્ત્ય ઋષિ હતા અને તે કદી પાપકર્મ કરે નહિ।

કુતરાની જાંઘનું હરણ કરવાની ઇચ્છા કરું છું. હું એ લેવાને એટલો આતુર બની ગયો છું કે, તારા તથા તારા ભાઇઓ જેવા ક્રૂર પુરુષોથી પણ, ચોરી કરતાં ડર્યો નથી."૭૭

ચાંડાળે કહ્યું;–"મનુષ્યો ઇચ્છાપૂર્વક પોતાનાં જીવિતનો ત્યાગ કરી દે છે, પરંતુ અભક્ષ્ય વસ્તુને ખાવાની કદી પણ બુદ્ધિ કરતા નથી. હે વિદ્વન્! જે પુરુષ ક્ષુધાને જિતે છે, તે આ જગતમાં સર્વ કામનાઓને પ્રાપ્ત કરે છે. તું પણ અનાહારવડે જ તારી કામનાને પૂર્ણ કર."૭૮

વિશ્વામિત્રે કહ્યું;–"અનશનવ્રત ધારણ કરીને મરણ પામવાથી (જગતમાં) યશ થાય છે, એ સત્ય છે. અભક્ષ્યના ભક્ષણથી, કર્મોનો પણ વિનાશ થાય છે, એમાં પણ જરા સંદેહ નથી. મારે માટે બોલું તો, હું નિત્ય વ્રતાચરણ કરું છું અને મારું હૃદય શાંત છે. પણ ધર્મનું મૂળ શરીર છે. માટે તેનું રક્ષણ કરવા માટે હું અભક્ષ્ય વસ્તુનું પણ ભક્ષણ કરીશ. (અને ધર્માચરણથી તે પાપનો નાશ કરીશ.)૭૯ આ તો ખુલ્લું છે કે, આવી રીતનાં કૃત્યો પણ વિશુદ્ધાત્મા પુરુષને વિશે ધર્મયુક્ત માનવામાં આવે છે. અવિશુદ્ધ આત્માવાળા પુરુષો, જો કુતરાનું માંસ ભક્ષણ કરે છે, તો તે ઘણું પાપયુક્ત ગણવામાં આવે છે. જો કે આ પ્રકારનું કાર્ય ખોટું છે, છતાં પણ તે કાર્ય (કુતરાનું માંસ ભક્ષણ) કરવાથી હું તારી માફક (દોષભાગી અથવા ચાંડાળ) થઇશ નહિ."૮૦

ચાંડાળે કહ્યું;–"મેં નિશ્ચય કર્યો છે કે, તને આ (કુતરાની જાંઘનું ભક્ષણ કરવારૂપ) પાપ કરતાં અટકાવવો. બ્રાહ્મણ પાપ કર્મ કરે છે તો તેનામાં ઉચ્ચપણું (બ્રાહ્મણપણું) રહેતું નથી, એટલા માટે હું તને ઠપકો આપું છું."૮૧

વિશ્વામિત્રે કહ્યું;–"દેડકાઓ ડરાં ડરાં કર્યા કરે છે, તોપણ ગાયો પાણી પીધા કરે છે. શું ધર્મ છે ને શું ધર્મ નથી, એ બોલવાનો તને અધિકાર નથી. તું આત્મશ્લાઘી ન થા."૮૨

ચાંડાળે કહ્યું;–"હે બ્રાહ્મણ! હું એક મિત્ર થઈને તને અનુશાસન કરું છું. જે કલ્યાણકારી હોય તે ભલે કર! પણ તું લાલચને લીધે પાપ કર્મ કરતો નહિ."૮૩

વિશ્વામિત્રે કહ્યું;–"તું જો મારો મિત્ર હો અને મારા સુખની ઇચ્છા રાખનારો હો, તો આપત્તિમાંથી મારો ઉદ્ધાર કર! ધર્મથી આત્માનો ઉદ્ધાર કેમ કરવો તે હું જાણું છું, માટે તું કુતરાની જાંઘ મને આપ."૮૪

ચાંડાળે કહ્યું;–"હું તને આ જાંઘ આપવાની ઇચ્છા રાખતો નથી, તેમ તું મારું અન્ન ચોરી જાય તેને માટે ઉપેક્ષા કરવાને પણ પ્રસન્ન નથી. હું જો તને આનું દાન આપું અને તું બ્રાહ્મણ થઇને એ દાનનો પ્રતિગ્રહ કરે, તો આપણે બન્ને જણા પરલોકમાં, પાપભાગી થઇએ."૮૫

વિશ્વામિત્રે કહ્યું;–"આજે હું આ પાપ કર્મ કરીને જીવતો રહીશ, તો મહાન્ પુણ્ય કર્મ કરીશ અને પવિત્રાત્મા થઇને ધર્મને જ પ્રાપ્ત કરીશ! આ બન્નેમાં એટલે નિરાહાર રહીને મરવામાં અથવા તો માંસાહાર કરીને જીવવામાં વધારે શ્રેષ્ઠ શું છે, તે જ તું મને કહે."૮૬

ચાંડાળે કહ્યું;–"કુળ પરંપરાના ધર્મો આચરવામાં પોતાનો આત્મા જ સાક્ષી હોય છે (કે શું યોગ્ય છે ને શું યોગ્ય નથી). આ બેમાં કીયું પાપ કર્મ છે, તેને તું જાણે છે. જે પુરુષ કુતરાના માંસને, ભક્ષણ કરવા યોગ્ય ગણે, તેને કોઈ પણ વસ્તુ ત્યાગ કરવા યોગ્ય નથી, એમ હું માનું છું."૮૭

વિશ્વામિત્રે કહ્યું;–"અભક્ષ્ય વસ્તુનું દાન લેવામાં અથવા અભક્ષ્ય પદાર્થ ખાવામાં પાપ છે. પરંતુ જ્યારે પ્રાણ જતા હોય ત્યારે, અભક્ષ્ય વસ્તુનું દાન લેવામાં અથવા તો અભક્ષ્ય પદાર્થ ખાવામાં દોષ નથી. તેમ જ જેમાં હિંસા કે ઠગાઈ ન હોય અને અલ્પ જ નિંદા થવા જેવું હોય એવા અભક્ષ્ય પદાર્થનો ઉપયોગ કરવો, એ કંઇ વિસાતમાં નથી."૮૮

ચાંડાળે કહ્યું;–"જો તારે અભક્ષ્ય વસ્તુનું ભોજન કરવું, એવો જ હેતુ હોય તો પછી તું વેદને તથા આર્ય ધર્મને માનતો નથી અને તે માટે, હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હું જેમ આમાં દોષ દેખતો નથી, તેમ જ ભક્ષ્ય તથા અભક્ષ્ય વસ્તુના પ્રતિગ્રહમાં તથા ભોજનમાં પણ દોષ દેખતો નથી."૮૯

વિશ્વામિત્રે કહ્યું;–"જે પુરુષ અભક્ષ્ય વસ્તુનું ભક્ષણ કરે છે, તેને મહાપાપ લાગે છે એમ જોવામાં આવતું નથી. તેમ જ પુરુષ, સુરાનું (દારુનું) પાન કરીને પતિત થાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. (તે એટલાજ માટે કે, મનુષ્યને એ નઠારો પદાર્થ પીતાં અટકાવવો.) એવા જ જે બીજા સાધારણ કર્મો કરવાની શાસ્ત્રમાં મના કરી છે તેવું પાપ કરવાથી, કંઈ કર્તાનાં પુણ્યનો નાશ થતો નથી!"૯૦

ચાંડાળે કહ્યું;–"આવા અપવિત્ર સ્થાનમાંથી (ચાંડાળવાડામાંથી) અને (મારા જેવા) નીચ જાતિના અને પાપીના ઘરમાંથી, જે પુરુષ કુતરાનું માંસ લઈ જાય છે, તે વિદ્વાન્ એવા સત્પુરુષોનાં આચરણોથી વિરુદ્ધ વર્તે છે અને તેણે પણ પાપકર્મનાં ફળ ભોગવવાં જ જોઇએ!"૯૧

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! એ પ્રમાણે વિશ્વામિત્રને કહીને ચાંડાળ બોલતો બંધ પડ્યો, કુતરાની જાંઘ

ચોરવાનો જેણે વિચાર કર્યો હતો એવા વિશ્વામિત્રે, કુતરાની જાંઘને ઉપાડી લીધી!૯૨ તે મહામુનિ જીવિતના અર્થી હતા; તેથી કુતરાનું અંગ લઈને વનમાં આવ્યા અને પોતાની સ્ત્રી સાથે તેને ખાવાની ઇચ્છા કરી.૯૩ તે સમયે પણ તેને એવી બુદ્ધિ થઈ કે, પ્રથમ વિધિપૂર્વક દેવતાઓને સારી રીતે તૃપ્ત કરીને પછી હું એનું ભક્ષણ કરું.૯૪ આવો વિચાર કરીને વિશ્વામિત્રે બ્રાહ્મવિધિથી અગ્નિ આણી, ઐંદ્રાગ્નિ નામના વિધિવડે પંડે ચરુને પકાવ્યો.૯૫ હે ભરતવંશી રાજા! તે ચરુના જરૂરજોગા વિભાગો કરી, વેદોક્તવિધિ પુરઃસર, દેવ અને પિતૃ સંબંધી કર્મ કરવાનો આરંભ કર્યો. ઇંદ્રાદિક દેવતાઓને બોલાવીને ક્રમ પ્રમાણે તેઓને તેઓના ભાગ વહેંચી આપ્યા.૯૬ એ જ સમયે ઇંદ્રે વૃષ્ટિ કરીને સર્વ પ્રકારની ઔષધિઓને ઉત્પન્ન કરી અને તેનાથી પ્રજાને જીવતી રાખી.૯૭ ભગવાન્ વિશ્વામિત્ર, કે જેનાં પાપ તપથી બળીને ભસ્મ થઇ ગયાં હતાં, તે ઘણો કાળ વીતી ગયા પછી પરમ અદ્ભુત એવી સિદ્ધિને પામ્યા હતા.૯૮ આ રીતે દ્વિજોત્તમ વિશ્વામિત્રે તે કર્મ કરીને હવિષ્નું ભોજન નહિ કર્યું, પરંતુ તેનાથી દેવોને અને પિતૃઓને સંતુષ્ટ કર્યા!*૯૯ આ રીતે જ ઉદાર મનવાળો વિદ્વાન્ પુરુષ જો આપદ્‌માં આવી પડે અને તેને જીવવાની ઇચ્છા હોય અને ઉપાયોને જાણતો હોય તો તેણે સર્વે ઉપાયો કરીને પણ પોતાના દીન આત્માનો આપદ્‌માંથી ઉદ્ધાર કરવો.૧૦૦ આવી બુદ્ધિનો આશ્રય કરીને પુરુષે સદાય જીવવું. જે પુરુષ જીવતો રહે છે તે પુરુષ પુણ્યને પ્રાપ્ત કરે છે અને સુખ ભોગવે છે.૧૦૧ એ કારણથી, હે કુંતીપુત્ર! પવિત્ર આત્માના સ્વરૂપને જાણનારા વિદ્વાન્ પુરુષે પ્રાણરક્ષણ કરવું તથા બુદ્ધિવડે ધર્મનો તથા અધર્મનો નિર્ણય કરીને આ જગતમાં વર્તવું.૧૦૨

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्म पर्वमां 'विश्वामित्र अने चांडाळनो संवाद' ए नामनो अध्याय १४१ मो समाप्त.

## અધ્યાય ૧૪૨ મો.

### ધર્મ શું? અધર્મ શું?

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ! તેં મને જે ધર્મ-કર્તવ્યનો ઉપદેશ કર્યો તે તો ઘોર, શ્રદ્ધા કરવાને અયોગ્ય અને અસત્ય છે તો પછી એવું કીયું કર્મ છે કે, જે હું સહન કરું? શા માટે ચોર લુટારાને પણ માન ન આપવું?૧ હું તારાં વચન સાંભળીને મોહમાં પડી ગયો છું. હું મૂઢ બની ગયો છું. મારા હૃદયમાં ખેદ થાય છે. મારો સદાચારથી ધર્મ શિથિલ થઈ ગયો છે. તું મને ગમે તેમ સમજાવીને શાંત પાડશે, તોપણ હું કદીપણ ઉદ્યમયુક્ત થઈશ નહિ (અર્થાત્ તેં કહેલા ધર્મોનું આચરણ કરીશ નહિ).૨

ભીષ્મે કહ્યું;–મેં તને જે કર્ત્તવ્યનો ઉપદેશ આપ્યો છે, તે કંઈ વેદશ્રવણ કરીને આપ્યો નથી; પરંતુ એ તો જ્ઞાન અને મારી બુદ્ધિનો અનુભવ મેં તને કહ્યો છે. એ પંડિતોએ એકઠું કરેલું મધ–કર્ત્તવ્યનું દોહન છે.૩ રાજાએ જૂદે જૂદે ઠેકાણેથી (અનુભવ) મેળવવો. એકદેશીય સદાચારના આશ્રયથી આ દુનિયામાં વર્તી શકતો નથી.૪ જ્ઞાનથી કર્ત્તવ્ય સમજાય છે અને અનુભવ સત્પુરુષોના આચારમાંથી જાણવામાં આવે છે. હે કુરુકુળોત્પન્ન યુધિષ્ઠિર! મારાં આ વચન તું સાંભળ.૫ માત્ર જે ઉત્તમ બુદ્ધિવાળો રાજા છે, તે જ વિજય કરીને પૃથ્વીપર રાજ્ય કરે છે. રાજાએ જૂદે જૂદે સ્થળેથી અનુભવથી મેળવેલી બુદ્ધિવડે સદાચારના માર્ગોની સ્થાપના કરવી.૬ એકદેશીય ધર્મશાસ્ત્રવડે રાજા સદાચાર તો શું છે, તે જાણી શકતો નથી. એકદેશીય અધ્યયન કરનારો રાજા દુર્બળ છે. તે રાજાને પ્રથમથી જ સર્વ પ્રકારનું બહોળું અધ્યયન–અનુભવ ન થવાથી, સર્વ સમજવાની તેનામાં બુદ્ધિ હોતી નથી.૭ એક જ જાતનું કર્મ એક સમયે ધર્મરૂપ ગણાય છે અને બીજે સમયે તે જ કર્મ અધર્મ ગણાય છે. આ રીતે બે પ્રકારના માર્ગમાં, તેના સ્વરૂપને નહિ જાણનારો પુરુષ, સંશયમાં પડી જાય છે. હે ભરતવંશી રાજા! જે રાજા બે પ્રકારના અનુભવ અને જ્ઞાન સંપન્ન નથી, તે રાજા એવા પ્રસંગ પ્રાપ્ત થતાં ગુંચાઇ જાય છે.૮ ધર્મ શું ને અધર્મ શું, એ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી, બુદ્ધિમાન્ રાજા, આપત્કાળ આવે ત્યારે, પોતાની નિર્ણાયક બુદ્ધિ અને ધર્મશાસ્ત્રનો વિવેક કરીને વર્તે છે. પ્રસંગ પ્રાપ્ત થતાં એવા કૃત્યનો હેતુ સામાન્ય લોકના સમજવામાં પણ આવતો નથી.૯ કેટલાએક મનુષ્ય સત્ય જ્ઞાની છે તથા કેટલાએક મિથ્યા જ્ઞાની છે. બુદ્ધિમાન્ રાજા, યથાર્થ–એમાંથી તત્ત્વમય જાણ્યા પછી, જે કલ્યાણનો માર્ગ હોય છે તે સ્વીકારે છે.૧૦ જેઓ સદાચારના શત્રુઓ છે, તેઓ શાસ્ત્રોની

* બંગાળની પ્રતમાં દ્વિજોત્તમ વિશ્વામિત્રે, પોતાનું, દેવનું અને પિતૃઓનું પૂજન કરી, તેમને સંતોષી, પછી તેણે જાતે તે હવિષ્નું ભોજન કર્યું હતું, આવો પાઠ છે. મુંબઇની પ્રતમાં હવિષ્નું ભોજન ન કર્યાનો પાઠ છે. ત્યારે ૧૦૦ મા શ્લોકમાં 'દીન આત્માનો આપદ્‌માંથી ઉદ્ધાર' શી રીતે કર્યો? એ સંશય રહે છે.

નિંદા કરે છે. જેઓ નિર્ધન છે, તેઓ અર્થશાસ્ત્રની વિષમતાની વાતો કરે છે. (અર્થાત્ અર્થશાસ્ત્રમાં કંઈ પણ નથી અથવા તો તે શાસ્ત્ર અધર્મીને માર્ગે પ્રેરે છે આમ કહે છે.)[૧૧] જેઓ આજીવિકાની ઇચ્છાથી જ્ઞાન સંપાદન છે, તે સર્વે પુરુષો, હે રાજા! પાપી છે એટલું જ નહિ, પણ સદાચારના શત્રુઓ છે.[૧૨] જેની બુદ્ધિ પરિપકવ થઈ નથી એવા મૂર્ખ પુરુષો, વસ્તુના સત્ય સ્વરૂપને યથાર્થ રીતે જાણતા નથી; તેમજ જેઓ શાસ્ત્રમાં કુશળ નથી, એવા પુરુષો સર્વ કૃત્યોમાં બુદ્ધિ પહોંચાડી શકતા નથી.[૧૩] શાસ્ત્રમાં દોષદષ્ટિ કરનારાઓ શાસ્ત્રોની નિંદા કરે છે. કદાચ તેઓ શાસ્ત્રોના અર્થને બરાબર જાણે છે, તો પણ, તેઓને એવી કટેવ પડી ગઇ હોય છે કે શાસ્ત્ર યથાર્થ નથી, એમ બકયા જ કરે છે.[૧૪] એવા માણસો પારકી વિદ્યાની નિંદા કરીને પોતાની વિદ્યાની ખ્યાતિ કરે છે. તેઓ પાસે વાણીરૂપી અસ્ત્ર છે તથા બાણુરૂપી શબ્દો છે. તેઓ એવો ડોળ ઘાલી બોલે છે કે, જાણે અમે જ વિદ્યાનું ફળ સંપાદન કર્યું છે![૧૫] હે ભરતવંશી રાજા! જાણુ કે તેઓ વિદ્યાનો વ્યાપાર કરનારા અને મનુષ્યોમાં રાક્ષસો છે. તેઓ, જેને સદાચાર–સદ્ગુણ–સદ્ધર્મ ઠરાવ્યો છે, તેનું કંઇક બહાનું કાઢીને ત્યાગ કરે છે.[૧૬] અમે સાંભળ્યું છે કે, સદાચાર શાસ્ત્ર–નીતિ શું છે, તે માત્ર વાદ વિવાદ કરવાથી કે કેવળ તર્કવડે સમજી શકાતાં નથી. પરંતુ ઉભયનો ઉપયોગ કરવાથી સમજવામાં આવે છે. ઇંદ્ર પંડે કહે છે કે, આવો બૃહસ્પતિનો પણ વિચાર છે.[૧૭] કેટલાક વળી કહે છે કે, નીતિશાસ્ત્રમાં એક પણ વચન કારણુ વગર કહેવામાં આવ્યું નથી. શાસ્ત્રો ભણેલા કેટલાએક (વેદીઆ ઢોર) હોય છે, પરંતુ તેઓ શાસ્ત્ર પ્રમાણે વર્તતા નથી.[૧૮] વિદ્વાનોમાં, એક વર્ગ એમ પણ કહે છે કે, ધર્મ–સદાચાર એ કંઇ જ નથી, પણ જગમાન્ય લોકવ્યવહારને અર્થે તેની રચના છે. પણ સત્ જ્ઞાનીઓ એમ માને છે કે, સદાચાર પોતાને માટે છે અને લોક કલ્યાણુ માટે પણ છે; તેના ઉપર પંડિત પુરુષે પંડે તર્ક કરીને પોતાને જે યોગ્ય લાગે, તે પ્રમાણે વર્તવું.[૧૯] વિદ્વાન્ મનુષ્ય ક્રોધથી, શાસ્ત્રને યથાર્થ નહિ સમજવાથી અથવા તો અજ્ઞાનતાથી, શાસ્ત્રનો ઉપદેશ કરે તો તેનો ઉપદેશ સભામાં માન્ય ગણાતો નથી.[૨૦] શાસ્ત્રનાં વચન અને તેનું રહસ્ય સમજીને, સદાચારનો ઉપદેશ કરવામાં આવે છે. પછી તે ઉપદેશ કરનાર ઓછી બુદ્ધિવાળો હોય છે, તોપણ ઉત્પન્ન થયેલી બુદ્ધિવડે નીતિને માટે જે કહેવામાં આવે, તે પ્રશંસાપાત્ર ગણાય છે. પરંતુ શાસ્ત્રના આધાર વગર ગમે તે કહેવામાં આવે, તે માન્ય ગણાતું નથી. મૂર્ખ મનુષ્ય પણ સમજણુપૂર્વક કહે છે તો તેના કહેવાને પણ પ્રમાણુભૂત ગણવામાં આવે છે.[૨૧] પૂર્વે ઉશનાએ–શુક્રાચાર્યે–સંશયનું છેદન કરવા માટે દૈત્યોને કહ્યું હતું કે, જો શાસ્ત્રવચન યુક્તિયુક્ત નથી હોતું તો તેને શાસ્ત્રવચન ન માનવું.[૨૨] જ્ઞાન પણ જો સંશય ભરેલું હોય તો તે હોવા છતાં પણ નથી એમ જ સમજવું. તેવા જ્ઞાનનો સમૂળગો નાશ કરવો જોઇએ.[૨૩] જે મારું આ કહેવું શ્રવણુ કરશે નહિ, તે આડ માર્ગે દોરાઈ અયોગ્ય કાર્ય કરશે. ઈશ્વરે ઉગ્ર–ભયંકર કર્મ કરવા માટે તેને ઉત્પન્ન કર્યો છે, એ શું તું જાણતો નથી?[૨૪] હે પુત્ર! તું મારા તરફ દૃષ્ટિ કર. બીજા લોકોએ મને હિંસક કહીને મારી નિંદા કરી, પરંતુ મેં શું હજારો ક્ષત્રિય રાજાઓ, જે પૃથ્વીનો વિજય કરવાની ઇચ્છા રાખતા હતા તેઓને, મારા જન્માશ્રમને અનુસરી સ્વર્ગલોકમાં મોકલાવી દીધા નથી?[૨૫] બકરું, ઘોડો અને ક્ષત્રિય એ ત્રણુને બ્રહ્માએ પોતાના અને પરના હિતને માટે ઉત્પન્ન કર્યા છે. તેટલા માટે ક્ષત્રિયે નિત્ય સર્વ પ્રાણીઓના સુખની ગોઠવણુ કરવી.[૨૬] મારવાને અયોગ્ય હોય તેવાને મારવામાં જે દોષ સમાયલો છે, તે જ દોષ મારવા યોગ્યને નહિ મારવામાં સમાયલો છે! આ સનાતન આજ્ઞા છે, પરંતુ એ આજ્ઞાનો નિર્બળ રાજા ત્યાગ કરે છે.[૨૭] એટલા માટે, રાજાએ તીક્ષ્ણુ રહીને પ્રજા સાથે એવી રીતે વર્તવું કે, જેથી તેની પ્રજા પોતપોતાના આશ્રમ ધર્મનું પ્રતિપાલન કરે. જો એમ વર્તવામાં ન આવે તો નહારોની પેઠે પ્રજા એક બીજાનું ભક્ષણુ કરવા માંડે. જેના રાજ્યમાં, જેમ પાણીમાંથી માછલાઓને કાગડાઓ ઉપાડી જાય છે, તેમ લુંટારાઓ પારકાં ધનને લુંટી જાય છે, તેને અધમ ક્ષત્રિય જાણવો.[૨૮–૨૯] હે રાજા! તારે વેદવિદ્યા ભણેલા કુલિન પુરુષોને મંત્રી બનાવીને રાજ્ય કરવું; અને નીતિથી પ્રજાનું પાલન કરવું.[૩૦] જે ક્ષત્રિય–રાજા, લોક પરંપરાના રીવાજને જાણતો નથી અને અયોગ્ય રીતિએ પ્રજાની પાસેથી કર લે છે, તે ક્ષત્રિયને (રાજાને) નપુંસક જાણવો.[૩૧] નીતિ પ્રમાણે આ લોકમાં ઉગ્રતા પણ વખણાતી નથી, તેમ કેવળ કોમળતા પણ વખણાતી નથી. જે સદાચારથી વર્તે છે, તે પ્રસંશાપાત્ર થાય છે. રાજાએ એમાંથી એકનો પણ ત્યાગ કરવો નહિ. પણ જ્યાં ઉગ્ર–સખ્ત થવાની જરૂર હોય ત્યાં ઉગ્ર થવું, અને જ્યાં મૃદુ–નરમ–કોમળ થવાની જરૂર હોય ત્યાં કોમળ થવું.[૩૨] આ ક્ષત્રિયનો ધર્મ મહા કષ્ટદાયક છે. મારી તારા ઉપર પ્રીતિ છે, (તેથી હું કહું છું કે) તું ઉગ્ર કર્મ કરવાને જન્મેલો છે. તે માટે તારી પ્રજા

ઉપર રાજ્ય કર.[૩૩] હે ભરતવંશી રાજા! બુદ્ધિમાન્ શુક્રે* કહ્યું છે કે, આપત્તિકાળમાં દુષ્ટોને શિક્ષા કરવી અને સત્પુરુષોની રક્ષા કરવી, એ રાજાનો મહાન્ ધર્મ છે.[૩૪]

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે સત્પુરુષોમાં શ્રેષ્ઠ પિતામહ! આ લોકમાં (રાજાને માટે) એવી કોઇ મર્યાદા છે કે, જેનું કોઇ પણ રીતે ઉલ્લંઘન કરી શકે તેમ ન હોય? હું તને તે મર્યાદાના સંબંધમાં પૂછું છું, તેનું તું મને ઉત્તર આપ.[૩૫]

ભીષ્મે કહ્યું;–વિદ્યાવડે વૃદ્ધ, તપસ્વી, વેદ શાસ્ત્રસંપન્ન, સદાચારસંપન્ન એવા બ્રાહ્મણોની સેવા કરવી. આ મહાન અને પવિત્ર કર્તવ્ય છે.[૩૬] તારી જેવી વૃત્તિ નિત્ય દેવતાઓને વિશે છે, તેવી જ વૃત્તિ નિત્ય તારે બ્રાહ્મણોને વિશે રાખવી. હે રાજા! બ્રાહ્મણો જો ક્રોધાંધ થાય છે, તો અનેક પ્રકારે ભુંડું કરે છે.[૩૭] બ્રાહ્મણો સંતુષ્ટ થાય છે તો, શ્રેષ્ઠ યશ મળે છે અને અપ્રીતિ થાય છે, તો પરમ ભય થાય છે. બ્રાહ્મણો પ્રસન્ન થાય છે તો અમૃતના જેવા થઇ પડે છે અને કોપાયમાન થાય છે તો ઝેર જેવા થઈ પડે છે.[૩૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्म पर्वमां अध्याय १४२ मो समाप्त.

## અધ્યાય ૧૪૩ મો.

### વનવગડામાં ભટકતો પારધી.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે મહા બુદ્ધિમાન્! હે સર્વ શાસ્ત્રમાં કુશળ! હે પિતામહ! જે પુરુષ શરણાગતની રક્ષા કરે, તેનો ધર્મ શો, તે તું મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–હે શ્રેષ્ઠ મહારાજ! શરણાગતની રક્ષા કરવામાં તો ઘણો મોટો ધર્મ સમાયલો છે અને હે ભરત! એ પ્રશ્ન પૂછવો તારે યોગ્ય જ છે.[૨] હે રાજા! શિબિ વગેરે મહાત્મા રાજાઓ શરણાગતોની રક્ષા કરીને પરમ સંસિદ્ધિને પામ્યા હતા.[૩] એક હોલાએ શરણાગત શત્રુને પોતાનું માંસ આપીને, તેનો ઘટતી રીતે સત્કાર કર્યો હતો, એમ સાંભળવામાં આવે છે.[૪]

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભરતવંશી રાજા! પૂર્વે હોલાએ શરણે આવેલા શત્રુને શા માટે પોતાનું માંસ ખવરાવ્યું હતું? અને તેને કઈ ગતિ પ્રાપ્ત થઈ હતી![૫]

ભીષ્મે કહ્યું;–હે રાજા! સર્વ પાપનો નાશ કરનારી દિવ્ય કથા, જે પૂર્વે ભાર્ગવે (ભૃગુના પુત્ર પરશુરામે) મુચુકુંદ રાજાને કહી હતી, તે તું સાંભળ.[૬] હે પુરુષોમાં શ્રેષ્ઠ પૃથાપુત્ર યુધિષ્ઠિર! પૂર્વે રાજા મુચુકુંદે આજ પ્રશ્ન ભાર્ગવને પ્રણામ કરીને પૂછ્યો હતો.[૭] અને હે રાજા! હોલાને જે પ્રમાણે મુક્તિ મળી હતી, તે કથા ભાર્ગવે શ્રવણ કરવાની ઇચ્છાવાળા મુચુકુંદને કહી હતી.[૮]

મુનિએ કહ્યું;–"હે મોટી ભુજાવાળા રાજા! ધર્મના નિર્ણયવાળી, કામ તથા અર્થવાળી એક કથા હું કહું છું, તે તું સાવધાન થઇને સાંભળ.[૯] પૃથ્વીપરના એક મહા અરણ્યમાં કોઈક કાળે દુષ્ટ આચરણવાળો ભયંકર તેમ જ કાળના જેવો એક પારાધિ ફરતો હતો.[૧૦] કાગડાના જેવું તેનું શરીર કાળા રંગનું હતું, તેની આંખો રાતા રંગની હતી, તે દેખાવમાં કાળના જેવો હતો. તેની જંઘાઓ લાંબી અને ચરણો–જંઘાની નીચેનો પ્રદેશ ટુંકા હતા, મુખ મોટું હતું અને હોઠ બહાર લટકતા હતા.[૧૧] તેનો કોઈ સ્નેહી જ ન હતો; તેમ કોઈ સંબંધી કે બાંધવ પણ ન હતો. તેના સગાંસંબંધીઓએ તેનાં ભયંકર કર્મને લીધે તેનો ત્યાગ કર્યો હતો.[૧૨] જે મનુષ્ય પાપ કર્મ કરે છે, તેને ડાહ્યા માણસોએ દૂરથી જ તજી દેવો; કેમકે જે પુરુષ પોતાના પંડની હિંસા કરે છે, તે બીજાનું કેવી રીતે હિત કરે?[૧૩] જે પુરુષો ક્રૂર, દુરાત્મા, પ્રાણીઓનાં પ્રાણને હરણ કરનારા હોય છે, તેઓ ઝેરી સર્પોની પેઠે પ્રાણીઓને ઉદ્વેગ આપનારા જ થઈ પડે છે.[૧૪] હે રાજા! તે પારધી નિત્ય જાળ લઇને વનમાં જતો ને ત્યાં પક્ષીઓનો સંહાર કરીને તેના માંસને બજારમાં વેચી નાંખતો હતો.[૧૫] આ રીતે આજીવિકા કરતાં કરતાં તે દુરાત્માને મોટો કાળ વીતી ગયો, પરંતુ તેણે અધર્મને જાણ્યો નહિ.[૧૬] તે પોતાની સ્ત્રીની સહાયતાથી નિત્ય વિહાર કર્યા કરતો અને ભાગ્યના યોગથી એવો તો મૂઢ બની ગયો હતો કે, તેને પક્ષીઓ મારવા વિના બીજી રીતિએ આજીવિકા કરવી ગમતી ન હતી.[૧૭] તે પછી એક દિવસે તે પારધી વનમાં, પક્ષીઓને પકડવાને, ભટકતો હતો. તે સમયે ઘણો જ મોટો વાયુ વાવા લાગ્યો અને તે વનનાં વૃક્ષોને જડમૂળથી ઉખેડી પાડતો હોય તેવો ફૂંકવા લાગ્યો.[૧૮] નૌકાઓના સમૂહોથી જેમ સાગર વ્યાપ્ત થઈ જાય છે, તેમ એક ક્ષણમાં આકાશ, મેઘોથી અને વિજળીઓથી છવાઈ ગયું.[૧૯] ઇંદ્ર વેગથી ધારા કરીને પૃથ્વીપર પાણી રેડવા લાગ્યો અને પાણીવડે એક ક્ષણમાં આખી પૃથ્વીને જળથી ભરપૂર કરી દીધી.[૨૦] મૂશળધારે પડતા મેઘની ધારાથી, આકુળ વ્યાકુળ થઇ ગયેલો તે પારધી ભયાકુળ થઇને વનમાં ભટકવા લાગ્યો. ટાઢથી ઠરી જતો અને બ્હીકથી ધ્રુજતો તે આમ તેમ ભટકવા લાગ્યો.[૨૧] વનનો માર્ગ પાણીના સમૂહથી ભરાઇ ગયો હતો, તેથી તે પારધીને ત્યાં

* બંગાળની પ્રતમાં શુક્રને બદલે શક્ર છે.

આગળ કોઈ પણ કોરું સ્થાનક જોવામાં આવતું ન હતું.[૨૨] વરસાદના વેગને લીધે કેટલાંએક પક્ષીઓ મરણ પામી પૃથ્વીપર પડ્યાં હતાં, કેટલાંએક વૃક્ષોમાં ભરાઈ બેઠાં હતાં, મૃગો, સિંહો અને વરાહો તથા બીજાં જનાવરો, જ્યાં ઉંચી જગ્યા જોઈ, ત્યાં ભરાઇને સુતાં હતાં.[૨૩] તે વનવાસીઓ મોટા પવન અને વરસાદને લીધે ત્રાસ પામી ગયાં હતાં; તેઓ ભય અને ક્ષુધાથી આર્ત હતાં, અને વનમાં એક સાથે ભટકતાં હતાં.[૨૪] પરંતુ પેલો પક્ષીઘાતી પારધી, ટાઢથી ગાત્રો ઢીલાં પડી જવાથી, આગળ પણ જઇ શકયો નહિ, તેમ ત્યાં પણ ઉભો રહેવાને અશક્ત થઈ પડ્યો હતો. એટલામાં તેણે ટાઢથી વિહ્વળ થએલી એક હોલીને પૃથ્વીપર પડેલી દીઠી.[૨૫] તે પંડે તેવી જ કષ્ટાવસ્થા ભોગવતો હતો, છતાં તે પાપાત્માએ પેલી હોલીને ઉપાડીને પાંજરામાં પૂરી દીધી. પંડે દુઃખથી પીડા પામતો હતો, તોપણ તેણે બીજાંને દુઃખ જ આપ્યું![૨૬] તે પાપાત્મા હતો, પાપ કરતો હતો, તેથી તેણે એવે સમયે પણ પાપ કર્મ જ કર્યું. હોલીને પાંજ-રામાં પૂર્યાં પછી આમ તેમ દૃષ્ટિ કરી તો વૃક્ષોની ઘટામાં મેઘના જેવું એક મોટું વૃક્ષ દીઠું.[૨૭] ઘણાં પક્ષીઓ છાયા, નિવાસ તથા ફળ મેળવવાની આશાથી તે વૃક્ષ ઉપર રહેતાં હતાં; અને વિધાતાએ જાણે પરો-પકાર કરવા માટે, કોઈ સત્પુરુષને ઉત્પન્ન કર્યો હોય તેવું તે વૃક્ષ હતું.[૨૮] એક ક્ષણમાં આકાશ નિર્મળ થઈ ગયું; અને કમળો ખીલી નિકળવાથી મોટું સરોવર જેમ શોભે તેમ આકાશમાં નિર્મળ તારાઓ પ્રકાશવા લાગ્યા.[૨૯] વાદળાંઓ દૂર ખસી જવાથી, નિર્મળ આકાશમાં કમળના જેવા પુષ્કળ તારાઓ દેખાવા લાગ્યા. આકાશ નિર્મળ થયું કે દિશાઓ તરફ નજર કરતો તે પારધી ટાઢથી કંપતો આગળ ચાલવા લાગ્યો. તેણે જાણ્યું કે સમય મધ્યરાત્રિનો છે અને મારું રહેઠાણુ અહીંથી દૂર છે.[૩૦-૩૧] આમ મનમાં બબ-ડીને તેણે તે રાત્રિ તે વૃક્ષની નીચે ગાળી કાઢવાનો વિચાર કર્યો, અને તેમ કરતાં પહેલાં, બે હાથ જોડી તે વૃક્ષને પ્રણામ કરીને કહેવા લાગ્યો કે;[૩૨] 'આ વનસ્પતિને વિશે-ઝાડને વિશે જે દેવતાઓ હોય તેઓને શરણે હું આવ્યો છું!' આ રીતે પ્રાર્થના કર્યા પછી પૃથ્વીપર ઝાડનાં પાંદડાં પાથરી, શિલા ઉપર મસ્તક મૂકીને, મોટા દુઃખથી પીડા પામતો તે પારધી સુતો ને નિદ્રામાં પડ્યો.[૩૩-૩૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'होला अने पारधीमा संवादनो उपक्रम' ए नामनो अध्याय १४३ मो समाप्त.

## અધ્યાય ૧૪૪ મો.

### ગૃહિણી એ જ ગૃહ છે.

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર રાજા! તે વૃક્ષની એક શાખામાં ચિત્ર વિચિત્ર રુવાડાંવાળો હોલો, ઘણા કાળ થયાં, પોતાના કુટુંબ પરિવાર સાથે રહેતો હતો.[૧] તેની ભાર્યા (હોલી) પ્રભાતમાં ચરવાને માટે ગઇ હતી. રાત્રિ પડી ગઈ ત્યાં સૂધી પણ તે પાછી ફરી નહોતી. તે જોઇને પેલો હોલો સંતાપ કરવા લાગ્યો કે-[૨] "અરેરે! આજે ભારે તોફાન થયું! મોટી ઝડી થઇ! અફસોસ! એ મારી પ્રિયા! તું હજી આવી નહિ! મારા જીવ-તરને ધિક્કાર છે! પણ હજી તું આવી નહિ તેનું શું કારણ હશે?[૩] મારી પ્રિયા આ વનમાં કુશળ હશે કે કેમ? આજે મારું આ ઘર તેના વિયોગથી ઉજડ લાગે છે.[૪] દીકરાઓ, દીકરાના દીકરાઓ, વહુ-વારુઓ અને ચાકરોથી ગૃહસ્થનું ઘર ચોતરફથી ભરપૂર હોય, તોપણ જો તેમાં એક ભાર્યા ન હોય તો તે શૂન્ય જ લાગે છે![૫] ગૃહને ગૃહ કહેતા નથી; પણ ગૃહિણીને-સ્ત્રીને ગૃહ કહેવામાં આવે છે. ગૃહમાં જો ગૃહિણી ન હોય તો તે અરણ્યસમાન છે.[૬] તે રાતા નેત્રવાળી, મધુરા સ્વરવાળી અને કાબરચિતરા રંગવાળી મારી પ્રિયા, આજે આવશે નહિ તો પછી મારે જીવવાનું કંઈ પ્રયોજન નથી![૭] તે સદાચારિણી, મારા જમ્યા પૂર્વે જમતી નથી; મારા નાહાયા વગર નાહાતી નથી; મારા બેઠા વગર બેસતી નથી અને મારા સુતા વગર સુતી નથી.[૮] હું ખુશી થાઉં છું, ત્યારે તે ખુશી થાય છે; હું દુઃખી હોઉં છું ત્યારે તે દુઃખી રહે છે; હું બહાર જાઉં છું, ત્યારે તેનું વદન ઉતરી જાય છે, અને હું ક્રોધ કરું છું, ત્યારે તે પ્રિય વચનો બોલે છે.[૯] પતિવ્રતાવ્રત ધારણ કરનારી; પતિનેજ પરમ ગતિ માનનારી; પતિના પ્રિયમાં તથા હિતમાં પરાયણ રહેનારી એવી ભાર્યા જેને હોય છે તે પૃથ્વીપર ભાગ્યશાળી ગણાય છે.[૧૦] તે તપસ્વિની છે; મારા ઉપર પ્રીતિ રાખે છે; દૃઢતાવાળી છે; મારી ભક્ત છે; મારાપર સ્નેહાળ છે; યશસ્વિની છે; હું થાકી ગયેલો હોઉં છું અથવા તો ભુખ્યો હોઉં છું તો તે જાણે છે.[૧૧] કોઈ ઝાડના મૂળમાં રહેતો હોય, પણ જો તેની સાથે તેની સ્ત્રી હોય તો તે જ ગૃહ છે! પણ જો તે મહેલમાં રહે છે, પણ તેની સાથે તેની સ્ત્રી હોતી નથી, તો તે મહેલ અરણ્ય ગણાય છે.[૧૨] ભાર્યા ધર્મ, અર્થ અને કામનાં કાર્યોમાં પુરુષને સહાયતા કરનારી છે; પરદેશમાં પણ તે જ વિશ્વાસપાત્ર મિત્ર છે.[૧૩] ભાર્યા જ, પુરુષનો પરમ અર્થ છે એમ કહેવાય છે. આ જગતમાં સંસારયાત્રા ચલા-વવા માટે સહાયતા વિનાના પુરુષને સહાયતા કરનારી

ભાર્યા જ છે.*[૧૪] નિત્ય રોગથી કંટાળી ગયેલા પુરુષને, દુઃખમાં પડેલા પુરુષને, ભાર્યા સમાન કોઇ પણ ઔષધ નથી.[૧૫] પુરુષને ભાર્યા સમાન બંધુ નથી, ભાર્યા સમાન ગતિ નથી; ભાર્યા સમાન જગતમાં ધર્મસંગ્રહ કરવામાં બીજી સહાયતા નથી.[૧૬] જેના ગૃહમાં સદ્‌ગુણી અને મધુરભાષિણી ગૃહિણી નથી, તે પુરુષે અરણ્યમાં ચાલ્યા જવું, કારણ કે તેને જેવું ગૃહ છે, તેવું જ અરણ્ય છે.[૧૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'भार्यांनां वखाण' ए नामनो अध्याय १४४ मो समाप्त.

## અધ્યાય ૧૪૫ મો.

### અતિથિ સત્કાર.

ભીષ્મે કહ્યું;–એ પ્રમાણે હોલો વિલાપ કરતો હતો; તેનાં કરુણાળ વચન સાંભળીને, પારધીએ કેદ કરેલી હોલી પિંજરામાંથી બોલી ઉઠી.[૧]

હોલી બોલી;–"ઓ હો હો! મારો વહાલો પતિ, મારામાં ગુણો હો કે ન હો, પરંતુ હું ઘણી જ ભાગ્યશાળી છું, કે તે મારા ગુણો ગાય છે.[૨] જે ભાર્યાથી ભર્તારને સંતોષ થતો નથી, તે ભાર્યા જ નથી! જે ભાર્યાના ઉપર ભર્તાર સંતુષ્ટ થાય છે, તેના ઉપર સર્વે દેવતાઓ પણ પ્રસન્ન થાય છે.[૩] અગ્નિની સાક્ષી સમક્ષ જે લગ્ન થાય, એજ ભર્તા, ભાર્યાનું પરમ દૈવત છે. જેનો ભર્તા પોતાની ભાર્યાવડે સંતોષ પામતો નથી, તેની ભાર્યા, દાવાનળવડે જેમ પુષ્પો અને ગુચ્છો સહિત લતા બળીને ભસ્મ થઈ જાય છે, તેમ બળીને ભસ્મ થઈ જાય છે."[૪-૫] આવો વિચાર કરીને દુઃખાર્તા હોલી, જેને પારધીએ પિંજરામાં પૂરી કેદ કરેલી હતી તે, પોતાના દુઃખી ભર્તારને કહેવા લાગી; "હે નાથ! હું તને એક કલ્યાણની વાર્તા કહું તે સાંભળીને તે પ્રમાણે કર.[૬] હે કાંત! તું વિશેષે કરીને આ શરણાગતનું રક્ષણ કર. આ પારધી તારા આવાસમાં આવીને સુતો છે,[૭] તે ટાઢથી અને ભુખથી પીડાય છે. તેની પૂજા કર. પુરુષને, બ્રાહ્મણનો અથવા લોકની માતા ગાયનો વધ કરવાથી જે પાપ લાગે છે તેવું જ પાપ, જે પુરુષ શરણાગતને રક્ષણ આપતો નથી તેને લાગે છે. તને આત્માનું જ્ઞાન છે. માટે કપોતની માફક જ્ઞાતિના ધર્મવડે આપણી ઈશ્વરે જે વૃત્તિ નિમાણ કરી છે, તેજ વૃત્તિને તારે અનુસરવું યોગ્ય છે.[૮-૯] તે વૃત્તિને તારા જેવા એક સમજુ પ્રાણીએ પાળવી યોગ્ય છે. જે ગૃહસ્થ પુરુષ શક્તિ પ્રમાણે પોતાના આશ્રમધર્મને પાળે છે, તે મરણ પામ્યા પછી અક્ષયધામમાં જાય છે એમ અમે સાંભળ્યું છે. તો હે પક્ષિ! તારે સંતાનો છે, તું પુત્રવાળો છે;[૧૦-૧૧] તે માટે તું તારા પોતાના દેહની પ્રીતિનો ત્યાગ કરી, ધર્મ તથા અર્થને સ્વીકારીને પારધીનું મન જે પ્રમાણે પ્રસન્ન થાય તેમ તું એની પૂજા કર.[૧૨] હે પક્ષિ! તું મારે માટે મનમાં સંતાપ કર નહિ. તું જીવવા પામશે તો બીજી સ્ત્રીઓ પ્રાપ્ત કરી શકશે."[૧૩] આ રીતે પિંજરામાં પડેલી હોલીએ અત્યંત દુઃખની સાથે, પોતાના સ્વામીને કહ્યું અને પછી તે તેના મુખ સામે જોવા લાગી.[૧૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'होला प्रति होलीनां वाक्य' ए नामनो अध्याय १४५ मो समाप्त.

## અધ્યાય ૧૪૬ મો.

### શરણાગતની રક્ષા.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! પોતાની પત્નીનું સદાચારના ઉપદેશવાળું તથા યુક્તિવાળું વચન સાંભળીને, હોલાને મોટો હર્ષ થયો. તેનાં નેત્રમાંથી આનંદાશ્રુ ઝરવા લાગ્યાં.[૧] પછી હોલાએ પેલા પારધીની–જેનું નિત્ય કર્મ પક્ષીઓની હિંસાનું જ છે તેની, શાસ્ત્રોક્ત કર્મવડે પ્રયત્નપૂર્વક પૂજા કરી.[૨] અને કહ્યું;–"આજે તું ભલે આવ્યો; બોલ, તારું શું કાર્ય કરું! તું મનમાં સંતાપ કર નહિ. તું આજે તારા પોતાના ઘરમાં છે એમજ સમજ![૩] માટે તું સત્વર કહે, કે હું તારું કયું કાર્ય કરું? તારી શી ઇચ્છા છે? તું અમારો શરણાગત છે, તેથી સ્નેહને લીધે હું તને પૂછું છું.[૪] શત્રુ ઘેર આવે ત્યારે તેનો યોગ્ય અતિથિસત્કાર કરવો (એ ગૃહસ્થનો ધર્મ છે.) જેમ એક પુરુષ વૃક્ષને કાપવાને માટે આવે છે તોપણ વૃક્ષ પોતાની છાયાને પાછી ખેંચી લેતું નથી.[૫] હરકોઇએ અને ખાસ કરીને ગૃહસ્થે, પંચ મહાયજ્ઞો કરીને શરણાગતનો અતિથિસત્કાર પ્રયત્નપૂર્વક કરવો જોઇએ.[૬] જે પુરુષ અજ્ઞાનપણાથી ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં, પંચ મહાયજ્ઞ કરતો નથી, તેને ધર્મ પ્રમાણે આ લોક તથા પરલોક મળતા નથી.[૭] માટે તું સારી પેઠે વિશ્વાસ રાખીને મને કહે (કે તારું કયું કાર્ય કરું?) તું વાણીથી જે

---

* આર્યો માને છે કે આ લોકમાં એકલા આવવાનું છે ને એકલા જ જવાનું છે. પણ માત્ર ગૃહિણી જ તેની પરલોકની સાથી છે. ગૃહિણી વગર કાઇ પણ ધર્મ કર્મ થઈ શકતું નથી. લગ્નથી આર્ય સંસારમાં સ્ત્રી તથા પુરુષ મળીને પુરુષ સંપૂર્ણ ગણાય છે. એકતા–અભેદતા અને તેથી જ એકના વગર ધર્મક્રિયા થઈ શકતી, શ્રી રામભદ્રના યજ્ઞમાં સીતાની સુવર્ણની પ્રતિકૃતિ મુક્યા વગર અશ્વમેધ થયો હતો.

બોલીશ તે સર્વ હું કરીશ. તું શોક કર નહિ."૮ પક્ષીનું તે વચન સાંભળીને પારધી બોલ્યોઃ-"મને ટાઢ વાય છે માટે તેનાથી તું મારું રક્ષણ કર."૯ આ રીતે પારધીએ કહ્યું એટલે હોલાએ પૃથ્વીપર પાંદડાંઓ પાથરી દીધાં, અને અગ્નિ લેવામાટે તે એકદમ ત્યાંથી ઉડ્યો.૧૦ ને એક લુહારની કોડમાં જઇને ત્યાંથી અગ્નિને ઉપાડી લાવ્યો અને સુકાં પાંદડાંના ઢગલામાં અગ્નિ મૂકી, તેને સળગાવીને મોટો ભડકો કર્યો; પછી તેણે શરણે આવેલા પારધીને કહ્યું;-"તું સારી રીતે વિશ્વાસ રાખી, સંપૂર્ણ રીતે ભયરહિત થઇને, તારાં ગાત્રોને ગરમ કર!"૧૧-૧૨ હોલાનું કહેવું સાંભળીને 'ઠીક છે' આમ કહીને પારધી, પોતાનાં ગાત્રોને અગ્નિવડે ગરમ કરવા લાગ્યો. જ્યારે તેના શરીરમાં પ્રાણ આવ્યા ત્યારે તેણે મોટા હર્ષમાં આવી જઈ, વ્યાકુળ નેત્રથી, સામે ઉભેલા હોલાને કહ્યું;-"મને ભુખ લાગી છે. હું ઇચ્છું છું કે તું મને કંઈક ખોરાક આપ!" પારધીનું કહેવું સાંભળીને પક્ષી બોલ્યો;૧૩-૧૫ "મારી પાસે એવો કોઇ વૈભવ નથી કે જેનાથી તારી ક્ષુધાનો હું નાશ કરું. અમે તો નિત્ય વનમાં વસીએ છીએ; અને ઉત્પન્નભક્ષી (તુરત મળેલા પદાર્થને ખાનારા) ની સ્થિતિમાં રહીએ છીએ.૧૬ મુનિઓની પેઠે અમે પણ ખોરાકનો સંગ્રહ કરી રાખતા નથી." આ રીતે પારધીને કહ્યું ખરું પણ હોલાનું મુખ ઝંખવાણું પડી ગયું.૧૭ હે ભરતવંશશ્રેષ્ઠ યુધિષ્ઠિર! તે હોલો પોતાના મનમાં વિચારવા લાગ્યો કે, "હવે મારે કેમ કરવું!" તે એ ચિંતામાં ડુબી ગયો અને પોતાની સ્થિતિની નિંદા કરવા લાગ્યો.૧૮ એક ઘડી પછી તે પક્ષીને ભાન આવ્યું એટલે તે પક્ષીએ પારધીને કહ્યું કે; "તું બે ઘડી થોભ, હું તને હમણાં તૃપ્ત કરું છું!"૧૯ આમ કહીને હોલાએ સુકાં પાંદડાં લઈને અગ્નિ સળગાવ્યો અને પછી મોટા હર્ષમાં આવી જઇને તે પક્ષી બોલ્યો;૨૦ "પૂર્વે ઋષિઓ, દેવતાઓ તથા મહાત્મા પિતૃઓની પાસેથી મેં સાંભળ્યું છે કે, અતિથિની પૂજામાં મોટો ધર્મ સમાયલો છે.૨૧ હે શાંતગુણિ! તું મારો અનુગ્રહ કરજે. હું તારી પાસે ખરી વાત કહું છું કે, તું જે મારો અતિથિ છે તેનો સત્કાર કરવાનો મેં પાકો ઠરાવ કર્યો છે."૨૨ આમ કહીને પ્રતિજ્ઞાવાળો મહામતિમાન તે હોલો, પ્રસન્નવદને, અગ્નિને ત્રણ પ્રદક્ષિણા ફર્યો અને પછી અગ્નિમાં પડ્યો!૨૩ હોલાને અગ્નિમાં પડ્યો જોતાંજ, પારધી મનની સાથે વિચાર કરવા લાગ્યો કે; "અરેરે! મેં આ શું કર્યું?૨૪ હાય! હાય! હું ક્રૂર છું ને મારાં કર્મથી, નિંદિત છું, તેમાં વળી આ હોલાના અગ્નિમાં પડવાથી ઘણો જ મોટો ઘોર અધર્મ મેં કીધો છે, તેમાં સંદેહ નથી."૨૫ આ રીતે હોલાને અગ્નિમાં પડેલો જોઇને પારધીએ બહુ બહુ વિલાપ કર્યો ને પોતાનાં કર્મની નિંદા કરવા લાગ્યો.૨૬

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'होला तथा पारधीनो संवाद' ए नामनो अध्याय १४६ मो समाप्त.

## અધ્યાય ૧૪૭ મો.

### પારધિને આવેલો વૈરાગ્ય!

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! તે પારધી ક્ષુધાથી પીડાતો હતો તોપણ, હોલાને અગ્નિમાં પડેલો જોઇને, પુનઃ આ પ્રમાણે વચન બોલ્યો;૧ "હાય! હાય! મેં ક્રૂર અને મૂર્ખાએ આ શું કર્યું? પરમાંસથી હું જીવન ગાળું છું! હું મહાકંગાળ છું! મારાં પાપ અઘોર છે!" આ પ્રમાણે પોતાની નિંદા કરતો કરતો તે પુનઃ પુનઃ કહેવા લાગ્યો;૨ "હું વિશ્વાસને લાયક નથી; મારી બુદ્ધિ દુષ્ટ છે; હું પાપસંકલ્પવાળો છું; અફસોસ! હું શુભ કર્મનો ત્યાગ કરીને પારધી બન્યો છું.૩ મને ક્રૂરને આ હોલાએ ઉપદેશ આપ્યો છે તેમાં સંશય નથી. મહાત્મા હોલાએ અગ્નિમાં બળી મરીને પોતાનું માંસ મને અર્પણ કર્યું છે!૪ મહાત્મા હોલાએ મને ધર્મનો ઉપદેશ કર્યો છે! હવે હું પુત્રોનો, સ્ત્રીઓનો તથા મારા પ્રિય પ્રાણોનો ત્યાગ કરીશ.૫ આજથી માંડીને હું સર્વ જાતના વૈભવોનો ત્યાગ કરીને, ગ્રીષ્મ ઋતુમાં જેમ નાનું સરોવર શુષ્ક થઈ જાય તેમ મારા શરીરને સુકવી નાંખીશ;૬ ક્ષુધા, તૃષા તથા તડકાને સહન કરી, મારા શરીરને દુર્બળ તથા નાડીઓથી વ્યાપ્ત કરીશ અને ઘણા ઉપવાસો કરીને પારલૌકિક શ્રેયનું આચરણ કરીશ.૭ અરેરે! આ હોલાએ પોતાનો દેહ અર્પણ કરીને અતિથિની કેમ પૂજા કરવી તે દેખાડયું છે! હવે હું ધર્માચરણ કરીશ, કારણ કે ધર્મ જ પરમ ગતિ છે.૮ પક્ષીઓમાં શ્રેષ્ઠ હોલાને વિશે જેવો મેં ધર્મ દીઠો છે, તેવો જ ધર્મ હું આચરીશ!" આ રીતે કહી, પોતાના મનની સાથે નિશ્ચય કરીને, ભયંકર કર્મ કરનારા, પણ હોલાના ઉપદેશથી ઉત્તમ આચારશીલ થયેલા પારધીએ મહાપ્રસ્થાન કરવાનો વિચાર કર્યો.૯-૧૦ તેણે તુરત જ લાકડી, તીણી ધારવાળો લોખંડનો સળીયો, જાળ, પાંજરું તથા કેદ કરેલી પેલી હોલી, આ બધાંનો ત્યાગ કરી દીધો અને પોતે તપશ્ચરણ કરવાને વનમાં ચાલ્યો.૧૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद धर्मपर्वमां 'पारधीने वैराग्य' ए नामनो अध्याय १४७ मो समाप्त.

## અધ્યાય ૧૪૮ મો.

### વિધવા હોલીનો વિલાપ !

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! પેલો પારધી ત્યાંથી ચાલ્યો ગયા પછી, શોકથી દુર્બળી થઈ ગયેલી અને દુઃખિણી હોલી, પોતાના પતિને સંભારીને રડતી રડતી બોલી;[૧]- "અરેરે! ઓ કાંત! તમે મારું કદી પણ અણગમતું કર્યું હોય તેવું મને સાંભરતું નથી. પતિ વિનાની સર્વ વિધવા સ્ત્રીઓ, પુત્રવાળી હોય છે તોપણ તે દુર્ભાગી જ છે.[૨] પતિથી રહિત થયેલી સ્ત્રીઓ જો કે તપશ્ચરણ કરનારી હોય છે, છતાં તેના કુટુંબીઓને શોક કરાવનારી થઇ પડે છે. તમે મને નિત્ય લાડ લડાવતા હતા અને ઘણા માનથી મારો સત્કાર કરતા હતા.[૩] હું પણ પર્વતોની ગુફાઓમાં, નદીઓનાં ઝરણાઓ ઉપર અને વૃક્ષોની રમણીય ટોચ ઉપર બેસી, સ્નેહયુક્ત સ્પષ્ટ અને મનોહર એવાં મધુર વચનો બોલીને તમારી સાથે રમતી હતી! તમારી સાથે આકાશમાં પણ હું સુખથી વિહાર કરતી હતી.[૪-૫] ઓ કાંત! પૂર્વે હું તમારી સાથે રમતી હતી; પરંતુ તેમાંનું અત્યારે મારે કંઇ પણ નથી. સ્ત્રીને પિતા સુખ આપે છે તે અલ્પ છે; ભાઇ સુખ આપે છે, તે પણ અલ્પ છે; અને પુત્ર સુખ આપે છે તે પણ અલ્પ છે. માત્ર અપાર સુખ તો એક ભર્તાર જ આપે છે. માટે કઈ ભાર્યા પોતાના ભર્તારની સેવા ન કરે? ભર્તાર સમાન નાથ (ઉપરી) નથી અને ભર્તારના સમાન બીજું સુખ પણ નથી.[૬-૭] સ્ત્રીઓએ સર્વ ધનનો ને સર્વ વસ્તુનો ત્યાગ કરીને, એક પતિ જ શરણ કરવા યોગ્ય છે. હે નાથ! તમારાથી વિખુટી પડ્યા પછી હવે મારે જીવીને શું કામ છે?[૮] પતિ વિનાની કઇ સતી સ્ત્રી ફોકટની જીંદગીનો ભાર વહેવાની ઇચ્છા કરે?" આ રીતે અત્યંત દુઃખી થઇ પડેલી હોલી દયા ઉપજે તેમ બહુ બહુ વિલાપ કરવા લાગી;[૯] અને વિલાપ કરતી કરતી તે પતિવ્રતા હોલી, બળતા અગ્નિમાં પડી. ત્યાં તેને પોતાના ચિત્રાંગદ પતિનાં દર્શન થયાં.[૧૦] તેનો પતિ ચિત્રાંગદ હોલો, સુંદર હાર પહેરી વિમાનમાં બેઠો હતો; અને પુણ્યવંત મહાત્માઓ તેની પૂજા કરતા હતા. તે આકાશમાં હતો, તેણે વિચિત્ર પુષ્પોની માળા તથા વસ્ત્ર અને સર્વ જાતનાં આભૂષણો પહેર્યાં હતાં, તેથી તે શોભાયમાન હતો.[૧૧] તે અસંખ્ય વિમાનોથી તથા પુણ્યકર્મ કરનારા પુરુષોથી વિંટાયલો હતો. આ રીતે હોલો, ઉત્તમ વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગયો અને ત્યાં પોતાનાં પુણ્યકર્મથી સત્કાર પામીને ભાર્યા સાથે સ્વર્ગમાં વિહાર કરવા લાગ્યો.[૧૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'होलानुं स्वर्गमां जवुं' ए नामनो अध्याय १४८ मो समाप्त

## અધ્યાય ૧૪૯ મો.

### શરણાગતનું રક્ષણ શ્રેષ્ઠ છે.

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! એવું બન્યું કે, તે પારધીએ હોલી અને હોલાને વિમાનમાં બેસીને આકાશ માર્ગે જતાં દીઠાં. તેની સદ્‌ગતિનો વિચાર કરતાં, પારધી મનમાં ને મનમાં (પોતાનાં પાપકર્મ અને દુર્ભાગ્યનો વિચાર કરતો) કહેવા લાગ્યો કે; 'હું પણ આવા જ તપવડે પરમ ગતિને પામું.' બુદ્ધિ સાથે આવો વિચાર કર્યા પછી તેણે મહાપ્રસ્થાનનો આરંભ કર્યો.[૧-૨] પક્ષીના ઉપર આજીવિકા કરનારો તે પારધી અરણ્યમાં ગયો અને ત્યાં સ્વર્ગ મેળવવાની ઇચ્છાથી ચેષ્ટા તથા મમતારહિત થઇને પવનનો આહાર કરી ચોતરફ ભટકવા લાગ્યો.[૩] ફરતાં ફરતાં તેણે અરણ્યમાં, હૃદયને ગમે તેવું, કમળોથી દીપતું, અનેક પક્ષીઓનાં ટોળાંઓથી શોભાયમાન, શીતળ અને નિર્મળ જળથી ભરેલું, વિસ્તારવાળું એક સુંદર સરોવર દીઠું.[૪] તે સરોવર, જોતાં જ તૃષાતુરની તૃષાનો અવશ્ય નાશ કરે તેવું હતું. પરંતુ ઉપવાસો કરવાથી અત્યંત દુર્બળ થઈ ગયેલો તે પારધી, તે તળાવને જોયા વગર જ, મનમાં પ્રસન્ન થતો, હિંસાવિહારી પ્રાણીઓથી વસાયલા મોટા વનમાં પેઠો.[૫-૬] જેવો તે, તે વનમાં પેઠો કે તેનાં અંગો કાંટાથી વીંધાઈ ગયાં; તેનું શરીર લોહીલોહાણ થઇ ગયું;[૭] છતાં તે અનેક પશુઓથી ભરપૂર એવાં તે ઉજ્જડ વનમાં ભટકવા જ લાગ્યો. એટલામાં તે અરણ્યમાં મોટો પવન ફુંકવા લાગ્યો અને વૃક્ષો પરસ્પર ઘસાવાથી ઘણો મોટો અગ્નિ સળગી ઉઠયો. પ્રલયકાળના અગ્નિ સમાન કાંતિવાળા કોપાયમાન અગ્નિએ, વૃક્ષોથી, લતાઓથી અને લતાના ગુંચળાંઓથી ભરપૂર એવાં તે વનને બાળવા માંડયું. પવનવડે અગ્નિની જવાળાઓ ઉંચે બળવા લાગી. ચોતરફ તણખા ઉડવા લાગ્યા.[૮-૧૦] અને પશુ પક્ષીઓથી તથા વૃક્ષોથી ભરપૂર એવું તે વન બળવા માંડ્યું, તે જોઇને પેલો પારધી, પોતાના દેહનો ત્યાગ કરવા માટે, પ્રસન્નચિત્તથી વૃદ્ધિ પામતા, સર્વભક્ષી અગ્નિના તરફ દોડ્યો ને અગ્નિમાં બળી મરીને પાપરહિત થઈ ગયો; અને હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે પરમ સિદ્ધિને પામ્યો.[૧૧-૧૨] સર્વ પ્રકારના તાપથી રહિત થયેલા પારધીએ જોયું તો પંડે સ્વર્ગમાં આવ્યો છે અને યક્ષો, ગંધર્વો તથા સિદ્ધોની વચ્ચે ઇંદ્રની પેઠે શોભે છે.[૧૩] આ રીતે પતિવ્રતા હોલી તથા હોલો પુણ્ય કર્મ કરીને, તથા પારધીને સાથે લઇને સ્વર્ગમાં ગયાં.[૧૪] હરકોઇ પણ સ્ત્રી જો પોતાના ભર્તારને આ રીતે અનુસરે છે; તો તે તુરત જ મેં વર્ણવેલી

હોલીની પેઠે, પોતાના પતિસંગે, સ્વર્ગમાં વિરાજે છે.[૧૫] મહાત્મા પારધી અને હોલાના પુણ્ય કર્મવડે ધર્મવાળી ગતિ થવાનો, પૂર્વ કાળનો આ ઇતિહાસ છે.[૧૬] જે પુરુષ આ આખ્યાનને નિત્ય શ્રવણ કરે અથવા તો કીર્ત્તન કરે, તે પુરુષ મનવડે પ્રમાદ કરે છે તો પણ, તેનું કદી અશુભ થતું નથી.[૧૭] હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! શરણાગતને આશ્રય આપવો એ મહાન ધર્મ ગણાય છે. આવું આચરણ કરવાથી ગૌહત્યા કરનારા પાપીનાં પાપનું પણ નિવારણ થાય છે.[૧૮] પરંતુ જે પુરુષ શરણાગતનો ઘાત કરે છે, તેના પાપનું પ્રાયશ્ચિત્ત જ નથી. આ પુણ્યપ્રદ અને પાપનો નાશ કરનારા ઇતિહાસનું જે શ્રવણ કરે છે, તે પુરુષની દુર્ગતિ થતી નથી, પરંતુ તે સ્વર્ગલોકમાં જાય છે.[૧૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'पारधीनु स्वर्गगमन' ए नामनो अध्याय १४९ मो समाप्त.

## અધ્યાય ૧૫૦ મો.

### ઇંદ્રોતે જનમેજયને આપેલો શાપ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભરતવંશ શ્રેષ્ઠ ભીષ્મ પિતામહ! જે પુરુષ અબુદ્ધિપૂર્વક-અજાણતાં-પાપ કર્મ કરે છે તે કેવી રીતે તે પાપમાંથી છુટે છે તે મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! શુનક વંશમાં જન્મેલા ઇંદ્રોત નામના બ્રાહ્મણે, જનમેજયને* જે કથા કહી હતી તે પુરાણી અને ઋષિઓએ કહેલી કથા, હું તને કહી સંભળાવું છું.[૨] પરીક્ષિતનો પુત્ર જનમેજય રાજા મહાપરાક્રમી હતો. તે રાજાથી એક વખતે અબુદ્ધિપૂર્વક (અજાણતાં) બ્રહ્મહત્યા થઈ ગઈ![૩] તે ઉપરથી પુરોહિતે અને સર્વે બ્રાહ્મણોએ એકઠા થઇ, તે રાજાનો ત્યાગ કરી દીધો. તે રાજા રાતદહાડો મનમાં સંતાપ કરવા લાગ્યો ને વનમાં ચાલ્યો ગયો.[૪] પ્રજાએ પણ તેનો ત્યાગ કરી દીધો હતો; તેથી તે રાજા ક્રોધવડે બળવા લાગ્યો અને તુરત જ પોતાના કુશળને માટે તપ તપવા માંડ્યું![૫] પાપથી સંતપ્ત થયેલો તે રાજા પૃથ્વીપર આવેલા દેશે દેશ ભટકવા લાગ્યો અને બ્રહ્મહત્યાનો નાશ કરવા માટે ઘણા બ્રાહ્મણોને પૂછવા લાગ્યો.[૬] ધર્મની વૃદ્ધિ કરે તેવો તેનો ઇતિહાસ હું તને કહું છું તે તું સાંભળ. રાજા જનમેજય પાપકર્મ થઈ જવાથી બળતો હતો, તેથી તેનું પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છાથી, ઉત્તમ વ્રતધારી શુનકપુત્ર ઇંદ્રોતની પાસે તે ગયો; અને તે મુનિનાં બન્ને ચરણ પકડીને ચાંપવા લાગ્યો.[૭-૮] ઋષિએ તે રાજાને જોતાં વેંતજ તેનો અત્યંત તિરસ્કાર કર્યો અને કહ્યું; "તેં મહાપાપ કર્યું છે; તેં બાળહત્યા કરી છે. તું અહીં શા માટે આવ્યો છે?[૯] તારે અમારું શું કામ છે? તું અમને કદીપણ અડકીશ મા. તું અહીંથી ચાલ્યો જા, ચાલ્યો જા! તારું અહીં રહેવું અમને જરાપણ રુચતું નથી.[૧૦] તારા શરીરનો ગંધ રુધિરના જેવો છે; તારા મુખનું દર્શન મુડદાનાં જેવું છે; તું અપવિત્ર છે છતાં પવિત્ર જેવો ભાસે છે; તું મરેલો છે, પણ માત્ર જીવતાની પેઠે ભટકે છે![૧૧] તું મુડદાં જેવો છે, તારો આત્મા અપવિત્ર છે, તેનો વિચાર કરતો નથી; તું સુવે છે, તું જાગે છે, પણ તારું જીવન કંગાળ સમાન છે.[૧૨] હે રાજા! તારું જીવતર નકામું છે! તારું જીવન કંગાળ છે! તું પાપ કર્મ કરવા માટે તથા હલકાં કર્મ કરવા માટે જ ઉત્પન્ન થયો છે![૧૩] પિતૃઓ બહુ કલ્યાણની ઇચ્છાથી પુત્રોને ઇચ્છે છે, તેઓ પુત્રોને માટે તપ કરે છે; દેવતાઓનું યજન કરે છે; તેઓને વંદન કરે છે અને સહનશીલતા રાખે છે.[૧૪] પણ તું જો! તારા પિતાનો વંશ તારે લીધે નરકમાં પડ્યો છે તે. તેઓએ તારા ઉપર જે જે આશાઓ બાંધીહતી તે સર્વે આશાઓ નિરર્થક થઇ પડી છે.[૧૫] પણ જેઓની પૂજા કરવાથી બીજા પુરુષો સ્વર્ગને, યશને, આયુષ્યને અને પ્રજાને પામે છે, તેવા બ્રાહ્મણોનો તું નિત્ય નિરર્થક દ્વેષ કરે છે![૧૬] માટે તે પાપ કર્મ કરવાથી તું આ લોકનો ત્યાગ કરીને ઘણાં વર્ષ સૂધી ઉંધે મસ્તકે *અશાશ્વત એવા નરકમાં પડીશ.[૧૭] ત્યાં લોઢાના મુખવાળાં ગીધો અને મયૂરો, ચાંચોવડે તને ફોલીફોલીને દુઃખ દેશે અને ત્યાંથી પાછો ફરીશ ત્યારે તું પાપી લોકોની જાતિમાં અવતરીશ![૧૮] હે રાજા! તું જો એમ માનતો હો કે આ લોક પણ નથી, તો પછી પરલોક તો કયાંથી જ હશે? પણ તું મરીશ અને યમધામમાં જઇશ, ત્યાં યમદૂતો તને તે વાતનો નિશ્ચય કરાવશે.[૧૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'इंद्रोत अने जनमेजयनो संवाद' ए नामनो अध्याय १५० मो समाप्त.

## અધ્યાય ૧૫૧ મો.

### શૌનક અને જનમેજય.

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! એ પ્રમાણે શૌનકે જનમેજયને કહ્યું, ત્યારે રાજા જનમેજય, પ્રતિઉત્તરમાં બોલ્યો;-"તું નિંદાપાત્ર છે એવો જે હું, તેની નિંદા કરે છે અને જે ઠપકાપાત્ર છે તેને ઠપકો આપે છે (તે

* આ જનમેજય પરીક્ષિત, તે વેદકાળનો છે.

* સર્વ કર્મો અંતવાળાં હોવાથી અશાશ્વત કહ્યું છે.

યોગ્ય છે.)[૧] હું અને મારાં કર્મો ધિક્કારને પાત્ર છે; છતાં હું તારી પ્રાર્થના કરું છું કે તું મારા ઉપર કૃપા કર! મારાં સર્વ કર્મો પાપથી ભરેલાં છે; પણ પશ્ચાત્તાપરૂપી અગ્નિમાં હું, મારાં સર્વ પાપને બાળી નાખું છું.[૨] હું જ્યારે મારાં પોતાનાં કર્મોનો વિચાર કરું છું ત્યારે મારું મન અત્યંત ખિન્ન થાય છે. સત્ય કહું તો મને યમરાજાનો ઘોર ભય લાગે છે![૩] બ્રહ્મહત્યારૂપી જે શલ્ય મને લાગ્યું છે, તે શલ્યને બહાર કાઢ્યા વિના હું કેમ જીવી શકું? હે શૌનક! તું સર્વ ક્રોધનો ત્યાગ કરીને મારે શું કરવું તે કહે.[૪] હું બ્રાહ્મણોને માટે પૂર્વે મોટું માન ધરાવતો હતો; અને હમણાં પણ પુનઃ કહું છું કે, હું બ્રાહ્મણો પ્રતિ માન ધરાવીશ. મારો વંશ નાશ ન થવા દે! મારા કુળને પરાભવ પામવા ન દે![૫] જેઓએ બ્રાહ્મણોની હિંસા કરી છે અને તેથી વેદાજ્ઞા પ્રમાણે જગતનું માન મેળવવાનો અને પોતાના જાતભાઇઓ સાથે વ્યવહાર કરવાનો જેણે હક્ક ગુમાવ્યો છે તેઓનો વંશ આ જગતમાં ચાલુ રહે એ યોગ્ય નથી.[૬] પરંતુ હું તો મારે પોતાને માટે ઘણો જ ખિન્ન છું, મારો ઉદ્ધાર કર, એજ વાત ફરીફરીને કહું છું. પરિગ્રહરહિત સાધુ પુરુષો, જેમ નિર્ધન પુરુષોની રક્ષા કરે છે, તેમ તું પુનઃ મારી રક્ષા કર.[૭] પાપી માણસ યજ્ઞનો અધિકારી નથી ને યજ્ઞ કર્યા વગર તે કદી પણ પરલોકને પ્રાપ્ત કરી શકતો નથી. પણ આ લોકમાં રહીને, તે પુલિંદો અને શબરોની પેઠે નરકમાં સડ્યા કરે છે.*[૮] હે શૌનક! હું અજ્ઞાની છું, અને પંડિત જેમ શિષ્યને-અજ્ઞાનીને ઉપદેશ આપે અથવા એક પિતા જેમ પોતાના પુત્રને ઉપદેશ આપે, તેમ મને ઉપદેશ આપવા માટે તું મારાપર પ્રીતિમાન થા!"[૯]

શૌનકે કહ્યું;–" બુદ્ધિહીન પુરુષ અયોગ્ય કર્મ કરે છે એમાં આશ્ચર્ય નથી; અને એમ જાણીને જ પંડિતો તેવા અપરાધ કરનારાં પ્રાણીઓના ઉપર કોપ કરતા નથી.[૧૦] કારણ કે પ્રજ્ઞાના પ્રાસાદ ઉપર ચઢનારો પુરુષ, પોતાની માપણી કરવા યોગ્ય હોતો નથી; પરંતુ તે બીજા માણસોના મનની માપણી કરે છે. જેમ પર્વત ઉપર ઉભેલો પુરુષ પૃથ્વી ઉપર ઉભેલા લોકોનું નિરીક્ષણ કરી શકે છે, તેમ પ્રજ્ઞાવડે જગતમાં રહેલા સર્વ મનુષ્યનું નિરીક્ષણ કરે છે.[૧૧] જે સત્પુરુષોના ધિક્કારને પાત્ર છે, જે સત્પુરુષોથી દૂર નાસતો રહે છે તથા જે સત્પુરુષના વિચારો છુપાવે છે, તે મનુષ્ય મહાન્ પુરુષોથી બુદ્ધિ મેળવી શકતો નથી; તેમ સારાં કાર્યો પણ કરી શકતો નથી.[૧૨] બ્રાહ્મણોનું વીર્ય અને માહાત્મ્ય, વેદ તથા આગમ શાસ્ત્ર તારા જાણવામાં છે. તું એવી રીતે શાસ્ત્રથી તારું કાર્ય કર કે તને શાંતિ મળે અને બ્રાહ્મણો તને શરણુ આપે![૧૩] હે તાત! જો બ્રાહ્મણો તારા ઉપર પ્રસન્ન થશે તો તને પરલોક મળશે અથવા તો તું પાપને માટે પશ્ચત્તાપ કરીશ તો તને ધર્મનું ખરું સ્વરૂપ જાણવામાં આવશે."[૧૪]

જનમેજયે કહ્યું;–"હે શૌનક! હું પાપને માટે સંતાપ કરું છું. હવે પછી હું મારા ધર્મનો લોપ કરીશ નહિ; હું કલ્યાણની ઇચ્છા કરું છું, અને તને ભજું છું. તું મારા ઉપર પ્રીતિમાન્ થા."[૧૫]

શૌનકે કહ્યું;–"હે રાજા! તું દંભ તથા અભિમાનનો ત્યાગ કર, હું તારી પ્રીતિને ઇચ્છું છું. તું ધર્મનું સ્મરણ કર અને સર્વ પ્રાણીઓનું હિત કર.[૧૬] હું ભયથી, મનના સંકોચથી, કે લોભથી તને શિષ્ય કરી શકતો નથી. છતાં મારી દૈવી એવી સત્ય વાણી, તું બ્રાહ્મણોની સમક્ષ સાંભળ.[૧૭] મારે કોઇની સાથે કોઇપણ જાતનો સ્વાર્થ નથી, પણ હું જો તને ધર્મનો માર્ગ દર્શાવું, તો આ સર્વે લોકો 'આ શૌનકે, એક પાપી મનુષ્યને પોતાનો શિષ્ય કર્યો છે માટે તેને ધિક્કાર પડો' આમ પોકાર કરશે! પરંતુ તે લોકોનો અનાદર કરીને, એક ધર્મને માટે જ હું તને શિષ્યતરિકે સ્વીકારું છું.[૧૮] (હું જાણું છું કે) મારા સ્નેહી પુરુષો મને અધર્મજ્ઞ કહેશે અને મારો ત્યાગ કરશે. સ્નેહીઓની તે વાણીને સાંભળીને કેટલાએક મારા ઉપર અત્યંત ક્રોધે ભરાશે, ત્યારે કેટલાએક મહાબુદ્ધિમાન્ પુરુષો મારા અભિપ્રાયને યથાર્થ રીતે જાણશે. હે વત્સ! તારે બ્રાહ્મણોના સંબંધમાં મારા અભિપ્રાય પ્રમાણે વર્તવાનો નિશ્ચય કરવો, હે ભરતવંશી! બ્રાહ્મણો મારા દ્વારા તારાથી ક્ષેમને પામે તે પ્રમાણે તારે વર્તવું તથા બ્રાહ્મણોનો પુનઃ દ્રોહ ન કરવાની તારે પ્રતિજ્ઞા લેવી."[૧૯-૨૧]

જનમેજયે કહ્યું;–"હે બ્રાહ્મણ! તારાં બન્ને ચરણોનો સ્પર્શ કરીને હું કહું છું કે, હવે હું ફરીને કદી પણ મનથી, વાણીથી કે કર્મથી બ્રાહ્મણોનો દ્રોહ કરીશ નહિ."[૨૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां
'शौनक अने जनमेजयनुं आख्यान' ए नामनो
अध्याय १९१ मो समाप्त.

## અધ્યાય ૧૫૨ મો.

### શૌનકનો ઉપદેશ-બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત અશ્વમેધ યજ્ઞ.

શૌનકે કહ્યું;–"હે રાજન્! હમણાં તારું ચિત્ત ધર્મ તરફ વળ્યું છે, માટે હું તને ધર્મનો ઉપદેશ કરું છું. તું જ્ઞાની, મહાબળવાન અને સંતોષી છે, અને તું તારી

* આ બંને મલેચ્છ જાતિ છે. તેની નીતિ ઘણી ખરાબ હોય છે.

સ્વેચ્છાથી ધર્મનું અવલોકન કરનારો છે.[૧] રાજાઓ પ્રથમ દારુણ થાય છે, પણ પાછળથી પોતાના સદાચરણવડે પ્રાણીઓના ઉપર અનુગ્રહ કરે છે એ અત્યંત આશ્ચર્યજનક છે.[૨] જગતમાં કહેવાય છે કે જે રાજા ક્રૂર થાય છે તે સર્વ લોકોને બાળી નાંખે છે. તું પણ પ્રથમ તેવો જ રાજા હતો, પરંતુ હમણાં તું ધર્મતરફ દૃષ્ટિ કરે છે.[૩] અને હે જનમેજય! ઉત્તમ પ્રકારનાં ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થોનો લાંબાં વખત સૂધી ત્યાગ કરીને તેં જે તપ કર્યું છે, તે જે રાજાઓ પાપમાં ડુબેલા છે, તેને આશ્ચર્યજનક થઇ પડયું છે.[૪] સંપત્તિવાળા પુરુષે દાતા થવું જોઇએ; અને તપોધન પુરુષે પોતાનાં તપનો વ્યય કરવામાં કૃપણ થવું જોઇએ, એમાં કંઈ પણ આશ્ચર્ય નથી. કારણ કે તેઓ એકબીજાથી દૂર રહેતા નથી એમ કહેવામાં આવે છે.[૫]* જે, પૂર્વાપરનો વિચાર કર્યા વગર કાર્ય કરે છે, તેને તેમાંથી પુષ્કળ હાનિ થાય છે; પરંતુ પરીક્ષાપૂર્વક કાર્ય કરવામાં આવે છે તો તેમાંથી લાભ પ્રાપ્ત થાય છે.[૬] યજ્ઞ, દાન, દયા, વેદ અને સત્ય, હે પૃથ્વીપતિ! આ પાંચ પવિત્ર છે અને છઠ્ઠું સારી રીતે કરેલું તપશ્ચરણ પવિત્ર છે.[૭] હે જનમેજય! એ છએ વસ્તુ રાજાઓને પરમ પવિત્ર કરનારી છે. તું જો એ વસ્તુને યથાર્થ રીતે ગ્રહણ કરીશ તો કલ્યાણકારક ધર્મને પ્રાપ્ત થઇશ.[૮] એવી જ રીતે પુણ્યવંત પ્રદેશમાં જવું એ પણ પરમ પવિત્ર કરનારું છે. યયાતિ રાજાએ ગાયેલી ગાથા આ વિષયમાં આ પ્રમાણે કહે છેઃ-[૯] જે મનુષ્યને પોતાનું આયુષ્ય લાંબુ કરવાની ઇચ્છા હોય, તેણે શ્રદ્ધાપૂર્વક યજ્ઞયાગ વગેરે કર્મ કરવાં અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય ત્યારે સંન્યાસ ધારણ કરીને તપ તપવું.[૧૦] કુરુક્ષેત્ર પવિત્ર તીર્થ છે; કુરુક્ષેત્રના કરતાં સરસ્વતી નદી વિશેષ પવિત્ર તીર્થ છે; સરસ્વતી નદીના કરતાં બીજાં તીર્થો વધારે પવિત્ર છે; અને તે તીર્થોના કરતાં પૃથૂદક નામનું તીર્થ વધારે પવિત્ર છે.[૧૧] તે તીર્થમાં સ્નાન કરવાથી તથા જળપાન કરવાથી મનુષ્યને અકાળમરણ આવતું નથી. મહાસરોવર, પુષ્કર નામનાં તીર્થો, પ્રભાસ તીર્થ, ઉત્તર દિશા તરફ આવેલું માનસ સરોવર, અને કાલોદક તીર્થમાં તું જા. ત્યાં જવાથી તું પ્રાણને અને લાંબાં આયુષ્યને પુનઃ મેળવીશ. જ્યાં સરસ્વતી અને દૃષદ્વતીનો સંગમ થાય છે, ત્યાં માનસ સરોવર છે.[૧૨-૧૩] વેદવેત્તાએ, એ સર્વે તીર્થોમાં સ્નાન કરવું, અને દાન દેવું, એ સર્વ કરતાં પવિત્ર ગણાય છે. મનુ કહે છે કે, દાનધર્મ એ સર્વથી શ્રેષ્ઠ છે, અને દાનથી પણ વિશેષ શ્રેષ્ઠ સર્વસંગના પરિત્યાગને કહે છે.[૧૪] સત્યવાને કહેલી ગાથાઓ આ વિષયમાં આ પ્રમાણે છેઃ- જેમ એક બાળક, જે કેવળ નિર્દોષપણાથી જે કરે છે, તે પુણ્ય કે પાપ કંઇપણ કરતો નથી, તે જ પ્રમાણે મનુષ્યે વર્તવું જોઇએ.[૧૫] આ લોકમાં પ્રાણીઓને દુઃખ જેવું કંઇપણ નથી તો પછી સુખ પણ શાનું હોય? એ તો અસ્વસ્થ પ્રકૃતિનું પરિણામ છે-સર્વની સાથે સહવાસમાં આવનારા પ્રાણીમાત્રનો એ સ્વભાવ છે.[૧૬] સર્વસંગપરિત્યાગીઓનું તથા પુણ્ય અને પાપનો ત્યાગ કરનારાઓનું જીવતર ઉત્તમ ગણાય છે.

"હવે રાજાઓનાં ઉત્તમ કર્તવ્ય કર્મ તને કહું છું તે તું સાંભળ.[૧૭] હે રાજા! તું બળ તથા ઉદારતાવડે સ્વર્ગનો વિજય કર. જે પુરુષ શારીરબળથી-સહનશીળતાથી તથા પ્રાણબળથી-ઔજસથી સંપન્ન હોય છે, તે ધર્મ ઉપર પોતાની પ્રભુતા ચલાવી શકે છે.[૧૮] હે રાજા! તું બ્રાહ્મણોને માટે તથા સુખને માટે પૃથ્વીપર રાજ્ય કર. તેં પ્રથમ જેવી રીતે બ્રાહ્મણોનું અપમાન કર્યું છે, તેવી જ રીતે હવે તું બ્રાહ્મણોને પ્રસન્ન કર.[૧૯] બ્રાહ્મણોએ તને શાપ દીધો છે, અનેક પ્રકારે તારો ત્યાગ કર્યો છે, તોપણ તું આત્મજ્ઞાનવડે બ્રાહ્મણોને કહે કે, 'હવે હું તમને મારીશ નહિ!' આવો નિયમ કર અને તારાં પોતાનાં કાર્યો કરતો થકો તારું પરમ કલ્યાણ કર.[૨૦] હે શત્રુને તપાવનારા રાજા! કોઇક રાજા હિમ જેવો ઠંડોગાર હોય છે; કોઈ અગ્નિ જેવો ભયંકર હોય છે; કોઇક હળના જેવો (હળની પેઠે દુષ્ટને મૂળમાંથી ઉખેડી નાખનારો) હોય છે; કોઇક વજ્રના જેવો (વજ્રની પેઠે અકસ્માત્ દુષ્ટોના ઉપર તૂટી પડનારો) હોય છે.[૨૧] જેને પોતાનો નાશ દૂર કરવાની ઇચ્છા હોય, તેણે સામાન્ય રીતે કે હંમેશાને માટે કદી પણ દુષ્ટોનો સહવાસ રાખવો નહિ.[૨૨] એકવાર પાપ કર્મ કરવામાં આવે તો, મનુષ્ય પશ્ચાત્તાપથી તે પાપમાંથી મુક્ત થાય છે, બીજીવાર પાપ કર્મ થઈ ગયું તો 'પુનઃ આવું કર્મ નહિ કરું,' આવી રીતની પ્રતિજ્ઞા કરવાથી તે, તે પાપમાંથી મુક્ત થાય છે;[૨૩] 'હું હવે પછી ધર્મનું જ આચરણ કરીશ' આવો નિશ્ચય કરવાથી ત્રીજીવારના પાપમાંથી, તે પાપી મુક્ત થાય છે; વારંવાર પાપ કરવાથી, જો તે પાપી પુરુષ તીર્થોમાં યાત્રા કરે છે તો તે સર્વ

* સંપત્તિવાળો અને તપોધન એક બીજાથી દૂર રહેલા નથી એમ કહ્યું છે તેનું તાત્પર્ય એ છે કે, સંપત્તિવાળો પોતાનું ધન આપવાથી વૃદ્ધિ પામશે એમ માનીને તેનો વ્યય કરે છે, તે પ્રમાણે યતિ પોતાનાં તપરૂપી ધનનો વ્યય કરવાથી, તેનો ક્ષય થશે એમ ધારીને, તપનો વ્યય કરતો નથી, પણ તેનું રક્ષણ કરે છે. બન્નેનું પરિણામ એક જ છે. એક શ્રેયને માટે ધનનું દાન કરે છે, ત્યારે બીજો શ્રેયને માટે તપનો વ્યય કરતો નથી. અગસ્ત્યે પોતાની સ્ત્રીના સંતોષ માટે-ધન મેળવવા માટે તપનો વ્યય કર્યો ન હતો.

પાપમાંથી છૂટે છે.[૨૪] જેને ઐશ્વર્યની ઇચ્છા છે તે પુરુષે કલ્યાણકારક કર્મો કરવાં જોઇએ, કેમકે જે પુરુષો જેવા સુગંધી પદાર્થોને ધારણ કરે છે તે પુરુષો તેવા સુગંધવાળા થાય છે;[૨૫] અને જે પુરુષો દુર્ગંધી પદાર્થોનું સેવન કરે છે, તે પુરુષો દુર્ગંધવાળા થાય છે. તપશ્ચર્યામાં પરાયણ રહેનારો પુરુષ તુરત પાપમાંથી મુક્ત થાય છે.[૨૬] અભિશાપવાળો પુરુષ એક વર્ષ સુધી અગ્નિની ઉપાસના કરે છે, તો તે પાપમાંથી મુક્ત થાય છે; ગર્ભહત્યા કરનારો ત્રણ વર્ષ સુધી અગ્નિની ઉપાસના કરે છે તો તે પાપમાંથી મુક્ત થાય છે;[૨૭] મહાસર, પુષ્કર, પ્રભાસ, ઉત્તર તરફનાં માનસ સરોવર વગેરે તીર્થોમાં જનારો પુરુષ તીર્થથી સો યોજન દૂર હોય છે ત્યાંથી જ તે ગર્ભહત્યાના પાપમાંથી મુક્ત થાય છે.*[૨૮] જેણે જેટલા પ્રાણીની હિંસા કરી હોય, તે તેટલાં તે જ જાતનાં પ્રાણીઓને મરતાં બચાવે તો પ્રાણીઓની હત્યા કરવાથી થયેલાં પાપમાંથી મુક્ત થાય છે.[૨૯] મનુ કહે છે કે, જે કોઇ મનુષ્ય, પાણીમાં બેસીને ત્રણ વાર અઘમર્ષણ નામના મંત્રનો જપ કરે છે, તે અશ્વમેધ નામના યજ્ઞને અંતે કરવામાં આવતા અવભૃથ સ્નાન કરવાથી જેમ તે યજ્ઞ કરનાર પાપરહિત થાય છે, તેમ તે પણ પાપરહિત થાય છે અને સત્પુરુષોમાં સત્કારને પામે છે. વળી જેમ જડ અને મૂક પ્રાણીઓ એકદમ વશ થઇ જાય છે, તેમ પ્રાણી માત્ર તેના ઉપર પ્રસન્ન રહી, તેની સેવા કરે છે.[૩૦-૩૧]

"હે રાજા! પૂર્વ કાળમાં દેવતાઓ અને અસુરો એકઠા મળીને દેવના ગુરુ બૃહસ્પતિની પાસે ગયા અને વિનયથી બોલ્યા;-'હે મહર્ષિ! તું ધર્મનાં ફળને જાણે છે અને જે કર્મથી પરલોકમાં નરકમાં પાત થાય છે, તે પાપનું કારણ પણ તારા જાણવામાં છે.[૩૨] જેઓનાં પાપ તથા પુણ્ય સમાન હોય, તે પુરુષનાં પાપનો નાશ, તેનાં પુણ્યદ્વારા શું ન થાય? અમને પુણ્યનું ફળ કહે તથા ધર્મનિષ્ઠ પુરુષ કેવી રીતે પાપનો નાશ કરે છે, તે પણ તું અમને કહે.'[૩૩]

"બૃહસ્પતિએ કહ્યું;-'જે પુરુષ પ્રથમ અજાણતાં પાપકર્મ કરે છે અને પછી બુદ્ધિપૂર્વક તે પાપનો નાશ કરવા માટે પુણ્ય કર્મો કરે છે, તે તો ક્ષાર જેમ વસ્ત્રમાંના મેલનો નાશ કરે છે, તેમ તે પુણ્યકર્મશીલ પુરુષના પાપનો નાશ કરે છે.[૩૪] પણ તે પુરુષે પાપ કર્મ કર્યા પછી અભિમાન કરવું નહિ; પરંતુ શ્રદ્ધાસંપન્ન અને ઈર્ષ્યારહિત થઇને કલ્યાણકારક ધર્મ કરવાની જ ઇચ્છા કર્યા કરવી.[૩૫] જે પુરુષો પાપકર્મ કર્યા પછી સાધુ પુરુષોનાં ખુલ્લાં પડેલાં છિદ્રોને ઢાંકે છે, તે પુરુષ પણ કલ્યાણને મેળવે છે.[૩૬] જેમ સૂર્ય પ્રભાતમાં ઉદય પામીને સર્વ અંધારાનો નાશ કરે છે; તેમ જ કલ્યાણકારક કર્મ કરનારો પુરુષ પણ સર્વ પાપનો નાશ કરે છે."[૩૭]

ભીષ્મે કહ્યું;-આ પ્રમાણે શૌનક એવા ઇંદ્રોતે, રાજા જનમેજયને કહ્યું અને પછી તે રાજા પાસે વિધિપૂર્વક અશ્વમેધ યજ્ઞ કરાવ્યો.[૩૮] તે રાજા યજ્ઞ કર્યા પછી પાપરહિત અને કલ્યાણશાળી થયો. પ્રજ્વલિત અગ્નિના જેવું તેનું રૂપ થઇ ગયું અને સંપૂર્ણ શરીરવાળો એટલે સોળ કળાવાળો ચંદ્ર જેમ આકાશમાં પ્રકાશે ત્યારે શોભે છે, તેમ શત્રુનો સંહાર કરનારો રાજા જનમેજય, પોતાની રાજધાનીમાં દાખલ થયો ત્યારે શોભતો હતો.[૩૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'इंद्रोत तथा जनमेजय राजानो संवाद' ए नामनो अध्याय १९२ मो समाप्त.

## અધ્યાય ૧૫૩ મો.

### મરણ પામેલો સજીવન થાય છે ખરો?

યુધિષ્ઠિરે પૂછયું;-હે પિતામહ! મરી ગયેલો કોઈ મનુષ્ય પાછો જીવતો થયો હોય એવું કયારેય તેં સાંભળ્યું છે કે જોયું છે?[૧]

ભીષ્મે કહ્યું;-હે પૃથાના પુત્ર! ગીધ અને શીયાળના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ હું તને કહું તે તું સાંભળ. એ બનાવ પૂર્વે નૈમિષારણ્યમાં બન્યો હતો.[૨] એક વખતે, કોઈએક બ્રાહ્મણે, મહાદુઃખથી (અર્થાત્ દેવ દેવતાની બાધા આખડી તથા પૂણ્ય કર્મથી) વિશાળ નેત્રવાળો એક પુત્ર સંપાદન કર્યો હતો. તે પુત્ર બાળગ્રહના ઉપદ્રવથી પીડા પામીને બાલ્યાવસ્થામાં જ મરણ પામ્યો.[૩] એટલે તે બ્રાહ્મણના કેટલાએક સંબંધીઓ શોકથી વિહ્વળ થઈને, રડતા રડતા, પોતાના કુલના સર્વસ્વરૂપ એ નાના બાળકને ઉપાડીને સ્મશાનમાં લઈ ગયા ને ત્યાં તેઓ

* મૂળમાં એ પ્રમાણે જ છે, પરંતુ તે યથાર્થ નથી. જો ઉક્ત અર્થ સ્વીકારીએ તો, ઉક્ત તીર્થોની આસપાસના ૧૦૦ યોજનમાં વસનારા ગર્ભહત્યાદિ કરનારા પાપીને પાપ જ ન લાગે. તેથી આ પ્રમાણે અર્થ થઈ શકે કે ગર્ભહત્યારો, આ શ્લોકમાં કહેલાં તીર્થોની યાત્રાએ જાય, તો એ તીર્થોનું મહાત્મ્ય એવું છે કે, તે તીર્થો ૧૦૦ યોજન દૂર રહે ત્યાંથી જ તેનાં પાપ કપાઈ જાય, તો એ તીર્થોમાં જઇને સ્નાન કરવાથી શાંત થાય એમાં તો આશ્ચર્ય શું! પ્રતાપચંદ્રરાયે એ શ્લોકનો અર્થ આ પ્રમાણે કર્યો છેઃ-મહાસર, અથવા પ્રભાસ અથવા પુષ્કર અથવા ઉત્તરમાં આવેલા માનસ સરોવરના તીર્થોમાં ગર્ભહત્યારો પોતે અથવા તેનો પ્રતિનિધી જાય અને તેનું નામ લઇને સ્નાન કરે તો ગર્ભહત્યાના પાપમાંથી મુક્ત થાય છે.' આ અર્થ પણ યથાર્થ નથી.

તે બાળકને એક બીજાના હાથમાંથી લઈ, છાતીસરસો ચાંપી, સર્વે મહાદુઃખને લીધે રડવા લાગ્યા;[૪-૫] અને તે બાળક પૂર્વે જે કાલાકાલા શબ્દો બોલતો હતો તેને વારંવાર સંભારીને શોક કરવા મંડ્યા, પરંતુ તે બાળકને ખુલ્લી જમીનપર મૂકીને, ત્યાંથી પાછા જઈ શકયા નહિ.*[૬] તેઓના રડવાનો શબ્દ સાંભળીને ત્યાં એક ગીધ પક્ષી આવ્યો અને બોલ્યો;-"તમે આ તમારા એકનાએક પુત્રને અહિં મૂકીને ચાલ્યા જાઓ, વિલંબ કરો મા.[૭] કાળે, આ સ્મશાનમાં હજારો પુરુષો અને હજારો સ્ત્રીઓને આણ્યાં છે અને તેના સગાંવહાલાં મરણ પામેલાંનો અહીં ત્યાગ કરીને હંમેશાં ચાલ્યા જાય છે.[૮] આખું જગત્ સુખ અને દુઃખથી વ્યાપ્ત છે તે તરફ દૃષ્ટિ કરો. સ્ત્રી પુત્રાદિકનો સંયોગ તથા વિયોગ વારાફરતી મનુષ્યોને ભોગવવો પડે છે.[૯] જે મનુષ્યો પોતાના મૃતબંધુને લઇને અહીં આવે છે અને (તેના ઉપરના સ્નેહને લીધે) તેની પાસેથી જતાં નથી, તેઓ પણ પોતાના નિર્માણ કરેલા આયુષ્યનો ક્ષય થાય છે, ત્યારે પોતાનાં (સારાં અથવા તો નરસાં) કૃત્યોની સાથે આ જગતમાંથી ચાલ્યાં જાય છે.[૧૦] આ સ્મશાન, કે જે ગીધ, શીયાળ અને કંકાળથી ભરપૂર છે, રુદ્રરૂપ છે અને સર્વ પ્રાણીઓને ભયંકર છે, તેમાં રહેવાનું કંઈ પ્રયોજન નથી.[૧૧] કાળના ધર્મને પ્રાપ્ત થયેલો પ્રિય હોય કે દ્વેષપાત્ર હોય, પરંતુ કોઇ પણ મનુષ્ય પાછો જીવતો થયો નથી. આવી જ સર્વ પ્રાણીઓની ગતિ છે.[૧૨] આ મર્ત્યલોકમાં જે જન્મ્યું છે તે સર્વને મરવાનું છે જ, મરણમાર્ગ કાળે નિર્માણ કર્યો છે, તે માર્ગમાંથી મરણ પામેલા મનુષ્યને કોણ જીવાડનાર છે?[૧૩] સૂર્ય નારાયણ અસ્તાચળપર ગયો છે અને સર્વે લોકો પણ પોતાનું કામકાજ પૂર્ણ કરીને વિશ્રાંતિ લેવા માંડ્યાં છે; માટે તમે પણ પુત્ર ઉપરનો સ્નેહ તજી દઇને તમારે ઘેર સીધાવો!"[૧૪]

હે રાજા! આવું ગીધનું કહેવું સાંભળીને, તે બાળકના સંબંધીઓ, મરણ પામેલા બાળકને જમીન ઉપર મૂકીને, ત્યાંથી જવાને તૈયાર થયા.[૧૫] તેઓનો નિશ્ચય થયો કે, આ બાળક મરણ પામ્યો છે, તેનાં હવે દર્શન થવાનાં નથી! આવો નિશ્ચય થવાથી નિરાશ થઈ ગયા અને રડતા રડતા જવાને તત્પર થયા.[૧૬] હવે આ જીવતો થવાનો નથી, તેથી તેઓ પોતાના પુત્રની જીવવાની આશા મૂકી, તેના ઉપર એક છેલ્લો દૃષ્ટિપાત નાંખીને, સર્વે જવા માટે માર્ગને ઘેરીને ઉભા રહ્યા છે,[૧૭] એટલામાં કાગડાના પીછા જેવા શ્યામ રંગનો એક શીયાળ, બખોળમાંથી બહાર નિકળીને, જવાને તૈયાર થયેલા તે બાળકના સર્વે સંબંધીઓને કહેવા લાગ્યો;-"ખરેખર, આ બાળકના સગાંવહાલાંનો, તેનાપર બીલકુલ પ્યાર નથી![૧૮] હે મૂઢ પુરુષો! સૂર્ય હજી અસ્ત પામ્યો નથી, પણ છે. તમે બાળકના ઉપર સ્નેહ રાખો, ડરો મા! મુહૂર્ત અનેક રૂપધારી છે-કદાચ મુહૂર્તના પ્રભાવથી બાળક જીવતો પણ થાય.[૧૯] હે નિર્દય પુરુષો! તમે પુત્ર ઉપરથી સ્નેહ તજી દઇ, તમારા પ્રિય પુત્રને આ કુશ પાથરી તે ઉપર સુવાડી, આ સ્મશાનમાં ત્યાગ કરીને શા માટે ચાલ્યા જાઓ છો?[૨૦] જેના કેવળ ભાષણથી જ તમે પ્રસન્ન થતા હતા તેવા કાલું કાલું બોલનારા-આ બાળક પુત્ર-ઉપર તમને શું સ્નેહ નથી?[૨૧] પશુ પક્ષીઓ પણ પોતાનાં બચ્ચાંઓનું પાલન પોષણ કરીને કોઈ પણ જાતનું ફળ મેળવતાં નથી છતાં, તેઓનો સંતાન ઉપર સ્નેહ કેવો હોય છે તે તમે જુઓ.[૨૨] કર્મનો ત્યાગ કરનારા મુનિઓને જેમ યજ્ઞ ક્રિયાના ફળની ઇચ્છા હોતી નથી, તેમ પશુ પક્ષી કીટ વગેરે સ્નેહી પ્રાણીઓને, કંઈ પુત્રાદિકની પાસેથી પરલોક મેળવવાની ઇચ્છા હોતી નથી;[૨૩] તેને, આ લોકમાં કે પરલોકમાં પુત્રાદિકદ્વારા કોઈ પણ જાતનો આનંદ થતો નથી; તથાપિ તેઓ પોતાના બચ્ચાંને કેવા પ્રેમથી ઉછરે છે?[૨૪] પશુ પક્ષી વગેરે પ્રાણીઓનાં ઉછેરીને મોટા કરેલાં બચ્ચાંઓ, પોતાનાં માતાપિતાનું કદી પણ પોષણ કરતાં નથી; છતાં પણ તેઓ જ્યારે પોતાના બચ્ચાંઓને દેખતાં નથી, ત્યારે તેઓને શું શોક થતો નથી? થાય છે જ.[૨૫] તો પછી સ્નેહવાળા મનુષ્યોને શા માટે શોક ન થાય? આ તમારો વંશધર, એકનો એક પુત્ર, તેનો ત્યાગ કરીને તમે કયાં જાઓ છો?[૨૬] હમણાં તો તમે તેને માટે ઘણો વખત સૂધી રડતા હતા, અને ઘણો વખત સૂધી સ્નેહથી તેને જોતા હતા! એવા સ્નેહીનો ઘણું દુઃખ પડવાથી પણ ત્યાગ કરી શકાતો નથી.[૨૭] જે શરીરે ક્ષીણ થઈ ગયો હોય, જેનાપર રાજદરબારમાં કામ ચાલતું હોય, અને જે સ્મશાન તરફ જવા નીકળ્યો હોય, ત્યાં જે સાથે રહે છે, તેને તેનો બાંધવ જાણવો. બાંધવો સિવાય કોઈ એવા સંકટમાં હાજર રહેતું નથી.[૨૮] સર્વે મનુષ્યને પ્રાણ વહાલા હોય છે; સર્વ પુરુષ સ્નેહને ઇચ્છે છે. સારા પુરુષો અને પશુ પક્ષીઓને વિશે પણ સ્નેહ કેવો હોય છે તેના તરફ દૃષ્ટિ કરો.[૨૯] નવા પરણેલા વરની પેઠે સ્નાન કરીને

* એ ઉપરથી શું એમ સમજવું કે, આજે જેમ બાળકને ભૂમિદાહ દેવામાં આવે છે તેમ પ્રાચીનકાળમાં ન હતું? છઠ્ઠા શ્લોકના ઉત્તરાર્ધથી એમ ભાસ થાય છે કે પ્રાચીનકાળમાં બાળકને ઉપર આભ અને નીચે ધર્તીપર સુવાડવાનો રીવાજ હતો અને તે શબને ગીધ, શિયાળવા ફાડીને નાશ કરતા હતા.

પુષ્પની માળા ધારણ કરનારા, કમળની પેઠે ચંચળ અને વિશાળ નેત્રવાળા આ બાળકનો ત્યાગ કરી દઇને જતાં તમારા પગ કેમ ઉપડે છે?"૩૦ દયા ઉપજે તેવી રીતે ખેદ કરતા શીયાળનું વચન સાંભળીને તે સર્વે મનુષ્યો તે શબની તરફ તેજ વખતે પાછા ફર્યા.૩૧

એટલે ગીધ બોલી ઉઠયો;–"અરેરે! ઓ હીન સત્વવાળા પુરુષો! આ અલ્પ બુદ્ધિવાળા અને ક્રૂર સ્વભાવના ક્ષુદ્ર શીયાળના કહેવાથી તમે શા માટે પાછા આવ્યા?૩૨ પાંચ મહાભૂતોએ તજી દીધેલા તથા શૂન્ય લાકડા જેવા થઈ પડેલા આ બાળકનો તમે શા માટે શોક કરો છો? અને તમારા પોતાનો શોક શા માટે કરતા નથી?૩૩ તીવ્ર તપ કરો કે જે તપવડે તમે દુઃખમાંથી મુક્ત થાઓ! તપ કરવાથી સર્વ વસ્તુ મળી શકે છે, પણ વિલાપ કરવાથી શો લાભ થશે?૩૪ દેહની સાથે જ દુર્ભાગ્ય પણ ઉત્પન્ન થાય છે. જે ભાગ્યને લીધે આ બાળક પણ અપાર શોક આપીને ચાલ્યો ગયો છે.૩૫ ધન, ગાય, સુવર્ણ, મણિઓ, રત્નો અને સંતાન આ સર્વ તપનું ફળ છે; અને તપ યોગનું ફળ છે.૩૬ પોતાનાં પૂર્વ જન્મના કર્માનુસાર પ્રાણી માત્ર સુખ કે દુઃખ સાથે લઇને જ અવતરે છે.૩૭ પુત્ર પિતાનાં કર્મવડે અને પિતા પુત્રનાં કર્મવડે બંધાયલો નથી. પરંતુ સર્વ પોતપોતાનાં પુણ્ય તથા પાપ કર્મવડે બંધાયલા છે અને સર્વને પોતપોતાનાં કર્મ પ્રમાણે એક જ માર્ગેથી પ્રવાસ કરવાનો છે.૩૮ તમે પ્રયત્નથી ધર્મનું આચરણ કરો, અધર્મમાં મન નહિ રાખો; અને દેવતાઓ તથા બ્રાહ્મણોની સાથે સમયાનુસાર વર્તો;૩૯ શોકનો તથા દીનતાનો ત્યાગ કરી દ્યો, પુત્રના સ્નેહથી નિવૃત્તિ પામો અને આ બાળકને ખુલ્લા મેદાનમાં મુકીને અહીંથી જલદી જલદી ચાલ્યા જાઓ.૪૦ પુરુષ સારાં કે નરતાં જે કર્મ કરે છે તેનાં ફળ તેનાં કર્તાને જ ભોગવવાનાં છે–એમાં બાંધવોને શું લાગે વળગે?૪૧ મરનાર ગમે તેવું પ્રિય હોય છે, તોપણ પ્રિય બાંધવો પોતાના બાંધવનો સ્મશાનમાં ત્યાગ કરીને ઉભા રહેતા નથી, પરંતુ સ્નેહનો ત્યાગ કરી દઇ, આંસુપૂર્ણ આંખો સાથે પોતાને ઘેર પાછા ફરે છે.૪૨ બુદ્ધિમાન અથવા તો મૂર્ખ, ધનવાન અથવા તો દરિદ્રી–એમ સર્વ, પુણ્ય તથા પાપ કરનારાઓ, કાળને વશ થાય છે.૪૩ શોક કરીને તમે શું કરશો? તમે મરી ગયેલાનો શા માટે શોક કરો છો? કાળ સર્વનો સ્વામી છે અને તે પોતાના ધર્મ પ્રમાણે સર્વ ઉપર સમદષ્ટિ રાખે છે.૪૪ ઉછળતી જુવાનીમાં રમતા જુવાનને, કે પારણા ખેલતા બાળકને, કે વૃદ્ધાવસ્થાને પહોંચેલાને, કે માતાના ઉદરમાં રહેલા ગર્ભને, એ સર્વેને કાળ પહોંચી વળે છે–આવી રીતનું આ જગત્ છે!"૪૫

એવાં ગીધના વચન સાંભળી શીયાળ બોલ્યો;–"અરેરે! તમે પુત્રના સ્નેહને યાદ કરીને અત્યંત વિલાપ કરતા હતા, તે સ્નેહને આ અલ્પબુદ્ધિના ગીધ પક્ષીએ મંદ પાડી નાંખ્યો!૪૬ તેનાં શમયુક્ત, સારી રીતે પ્રયોગરૂપે કહેલાં અને છેતરનારાં વચનો સાંભળીને, તમે ત્યાગ કરી શકાય નહિ તેવા સ્નેહનો ત્યાગ કરીને પાછા ગામમાં જાઓ છો?૪૭ હાય! હાય! હું તો સમજતો હતો કે, પોતાના બાળકના મરણથી, તેના ઉપરના પ્રેમને લીધે, મોટે મોટે રડતાઓની દીલગીરી મોટી હશે, પણ તમે તો, જેનો વાછડો મરી ગયો હોય એવી ગાયની પેઠે, સ્મશાનમાં તમારા વહાલાં પુત્રને મુકીને આ ચાલ્યા!૪૮ પૃથ્વીપર મનુષ્યો પોતાના વહાલા પાછળ કેવો શોક કરે છે તે આજે જ મારા જાણવામાં આવ્યું! અને તેના શોકથી મારી આંખમાંથી પણ આંસુઓ ટપકે છે.૪૯ (પરંતુ હવે તો હું જોઉં છું કે તેમનો શોક ફોકટનો છે.) પ્રત્યેકે સદા યત્ન કરવો, પછી દૈવ યોગ હશે તો સિદ્ધિ મળશે. દૈવ અને પુરુષાર્થ એ બન્ને એક સાથે રહેવાથી ફળ આપે છે.૫૦ સદાય આશાવંત રહેવું! ખેદ કરવાથી સુખ કેમ મળે? પ્રયત્ન કરવાથી જ અર્થ સધાય છે, ત્યારે તમે શા માટે નિર્દય થઇને ચાલ્યા જાઓ છો?૫૧ પોતાના પંડના માંસમાંથી ઉત્પન્ન થયેલા, અર્ધા શરીરરૂપ, અને પિતૃઓના વંશનું નામ રાખનારા આ બાળકનો, વનમાં ત્યાગ કરીને તમે કયાં જશો?૫૨ સૂર્ય અસ્ત થઈ જાય અને સંધ્યાનું ઝળઝળું થાય ત્યાંસુધી અહીં જ થોભો! પછી તમે પુત્રને લઇને જજો અથવા તો અહીંયા જ બેસી રહેજો."૫૩

ગીધ બોલ્યો;–"હે મનુષ્યો! આજે મને જન્મ્યાને હજાર વર્ષ કરતાં અધિક વર્ષ થયાં છે; પરંતુ નર, નારી કે નપુંસક, મરી ગયા પછી જીવતાં થયાં હોય એમ મારા જોવામાં આવ્યું નથી.૫૪ કેટલાએક ગર્ભમાંથી મુવેલા જન્મે છે; કેટલાએક જન્મતાં જ મરણ પામે છે; કેટલાએક હાલવાં ચાલવાં માંડે છે તેટલામાં મરણ પામે છે; કેટલાએક જુવાન વયમાં મરણ પામે છે; અને કેટલાક ઘરડા થઇને મરે છે.૫૫ સર્વ પ્રાણીઓનું ભાગ્ય, પછી તે ચોપગાં પશુઓ કે પક્ષીઓ હોય, તોપણ અનિત્ય જ છે. જંગમોનાં તથા સ્થાવરનાં ભાગ્ય પણ અનિત્ય છે, અને તે જન્મ્યા પૂર્વે નિર્માણ થયાં હોય છે.૫૬ પોતાના પ્રિયજનોના તથા સ્ત્રીના વિયોગવાળા અને પુત્રના શોકથી

વ્યાકુળ એવા પુરુષો, શોકથી બળતા બળતા હુમેશાં પોતાને ઘેર જાય છે.[૫૭] હજારો બાંધવો શત્રુઓને તથા ઇષ્ટજનોને આ સ્મશાનમાં છોડી દઈને, દુઃખથી અત્યંત દુઃખી થયા થકા, પોતાને ઘેર ચાલ્યા જાય છે.[૫૮] પ્રાણુરહિત આ બાળકપર નજર કરો. હવે તેમાં પ્રાણ જેવું કંઈ પણ નથી. તે નિસ્તેજ અને લાકડા જેવું છે! ત્યારે તમે, આ કાષ્ઠ જેવા અને જેના શરીરમાંનો જીવાત્મા બીજા શરીરમાં ચાલ્યો ગયો છે, તેનો ત્યાગ કરીને શા માટે ઘેર જતા નથી? તમારો આ સ્નેહ નિરર્થક છે. તમે તેને ભેટો છો ને વળગો છો તે પણ નિષ્ફળ છે.[૫૯–૬૦] આ બાળક બે નેત્રથી દેખતો નથી, તેમ બે કાનથી સાંભળતો પણ નથી, તો પછી શા માટે આ બાળકનો ત્યાગ કરીને ઝટ તમારે ઘેર જતા નથી?[૬૧] મેં તમને ઘણુંજ નિષ્ઠુર વચનો કહ્યાં છે; પણ તે વચનો મોક્ષધર્મવાળાં તથા હેતુવાળાં છે, માટે હવે તમે પોતપોતાને ઘેર જાઓ.[૬૨] પ્રજ્ઞા તથા વિજ્ઞાનવાળાં અને બુદ્ધિ તથા સંજ્ઞા આપનારાં તમને જે વચન મેં સંભળાવ્યાં તે વચન સાંભળીને તમે પાછા ફરો.[૬૩] એક મરી ગયેલા મનુષ્યને જોવાથી તથા તેનાં ચરિત્ર સંભારવાથી બમણો શોક થાય છે." ગીધનાં આવાં વચન સાંભળીને મનુષ્યો પાછા ફર્યા, કે શીયાળ તુરત જ ત્યાં આગળ આવ્યો અને બાળકને સુતેલો દીઠો.*[૬૪]

શીયાળ બોલ્યો;–"સુવર્ણ જેવા વાનવાળા, આભૂષણોથી શણગારેલા, અને પિતૃઓને પિંડ આપનારા આ એકના એક જ તમારા પુત્રને, ગીધ પક્ષીનાં વચનથી અહિં મુકીને તમે કેમ ચાલ્યા જાઓ છો?[૬૫] આ પુત્રનો ત્યાગ કરવાથી કંઈ સ્નેહનો, રડવાનો અને વિલાપનો વિચ્છેદ થશે નહિ, ઉલટું આ શબનો ત્યાગ કરવાથી તમને અવશ્ય સંતાપ થશે.[૬૬] એવું સાંભળવામાં આવે છે કે સત્ય પરાક્રમી રામે, શંબૂક શૂદ્રનો નાશ કરીને, ધર્મવડે બ્રાહ્મણના પુત્રને જીવતો કર્યો હતો![૬૭] તેમ જ શ્વેત નામના રાજર્ષિનો બાળક પણ અકાળે મરણ પામ્યો હતો, તેને ધર્મનિષ્ઠ એવા શ્વેતે પાછો સજીવન કર્યો હતો.[૬૮] તેમ જ, કોઇ મુનિ, કોઈ સિદ્ધ અથવા તો કોઈ દેવતા મળી આવે તો તે, રુદન કરતા એવા તમે કૃપણના ઉપર દયા કરી, આ બાળકને જીવતો કરશે!"[૬૯] શિયાળે આવી રીતે કહ્યું એટલે પુત્ર જેઓને વહાલો છે એવા તે ડાઘુઓ, શોકાતુર થઇને પાછા સ્મશાનમાં આવ્યા અને બાળકનું મસ્તક, એક પછી એકે ખોળામાં લઇને લાંબો ઘાંટો કાઢીને રડવા લાગ્યા. તેઓના રડવાનો શબ્દ સાંભળીને ગીધ ત્યાં આવ્યો અને પુનઃ બોલ્યો.

ગીધ બોલ્યો;–"આ બાળક ધર્મરાજાની આજ્ઞાથી મરણ પામ્યો છે, તેમાંથી પાછો કદીએ જાગ્રત થવાનો નથી. તેને હવે અશ્રુપાત કરીને ભીંજવવાથી અથવા તો તેના શરીર ઉપર હાથ ફેરવવાથી શો લાભ છે?[૭૧] જેઓ તપસ્વીઓ હતા, જેઓ ધનવંતો હતા અને જેઓ મહાબુદ્ધિમાનો હતા–એ સર્વે મરણ પામીને પ્રેતપુરીમાં ગયા છે. આ સ્મશાન મરણ પામેલાને માટે છે.[૭૨] બાંધવો પણ, સદાય હજારો બાળકો અને હજારો વૃદ્ધોનો ત્યાગ કરીને, રાત્રિ તથા દિવસોને દુઃખમાં ગાળ્યાં પછી, આ ભૂમિપર જ સુતા છે.[૭૩] માટે શોકભાર ધારણ કરવાનો આગ્રહ કરવાથી કંઇ પણ ફળ નથી. શિયાળ કહે છે તેમ આ બાળક ફરીને જીવતો થાય એને માટે કોઇપણ રીતે ખાતરી નથી.[૭૪] જે પ્રાણી દેહ તજીને મરણ પામે છે તેને ફરીને દેહની સાથે સંબંધ થતો નથી. સેંકડો શીયાળો પોતાનાં શરીરો અર્પણ કરશે તોપણ તે સો વર્ષેએ, આ બાળકને જીવતો કરી શકશે નહિ જ.[૭૫] હા, રુદ્રદેવ, કાર્તિક સ્વામી, બ્રહ્મા અથવા તો વિષ્ણુ, જો આ બાળકને વર આપે તો તે જીવતું થાય ખરું![૭૬] પરંતુ આંસુઓ પાડવાથી, લાંબા નિશ્વાસ મુકવાથી અથવા તો ઘાંટો પાડીને રડવાથી આ બાળક ફરીને જીવતું થશે નહિ.[૭૭] હું, શીયાળ, તમે તથા આ બાળકના જે સગાંઓ છે એ સર્વે, ધર્મ તથા અધર્મને લઇને (જે માર્ગે આ બાળક ગયો છે તે જ) માર્ગમાં બેઠા છીએ.[૭૮] એટલા માટે બુદ્ધિમાન મનુષ્યે, બીજાને અપ્રસન્ન કરનારાં આચરણનો, તીક્ષ્ણ વચનનો, પરદ્રોહનો, પરસ્ત્રીનો, પાપકર્મનો અને અસત્યનો દૂરથી ત્યાગ કરી દેવો જોઇએ;[૭૯] અને ધર્મનું, સત્યનું, શાસ્ત્રશ્રવણનું, ન્યાયનું, સર્વ પ્રાણીઓપ્રતિ દયાનું, સરળતાનું અને પ્રમાણિકપણાનું સેવન કરવું જોઇએ.[૮૦] જેઓ જીવતાં એવાં માતાપિતા, બાંધવો, અને સ્નેહીઓને જોતા નથી તેઓ માહાપાતક કરે છે.[૮૧] જે નેત્રથી જોતો નથી અને કોઇ પણ રીતે હાથ પગ હલાવતો નથી, તેવા મરણ પામેલાની પાછળ રડીને તમે શું કરશો?"[૮૨] આ રીતે ગીધે કહ્યું એટલે શોકમાં ડુબી ગયેલા ને પુત્રના સ્નેહથી બળીજળી રહેલા બાંધવો, બાળકને જમીનપર મૂકી દઇને પોતાને ઘેર જવાને તૈયાર થઈ ગયા.[૮૩]

* બંગાળની પ્રતમાં ૬૨ મો આખો અને ૬૩ માં શ્લોકનું પૂર્વાર્ધ નથી. બેંગાળની પ્રતમાં ૬૩ મા શ્લોકનું પૂર્વાર્ધ આ પ્રમાણે છેઃ– "ડહાપણ અને જ્ઞાનથી ભરેલા અને બુદ્ધિને ગ્રહણ કરવા યોગ્ય વચનો ગીધે કહ્યાં, તે સાંભળીને મનુષ્યો સ્મશાનમાંથી પાછા ફરવાને તૈયાર થયા. તે બાળક જીવતું હત, તો શું શું કરત, તે, તે બાળકને જોતાં તેઓના મનમાં આવ્યું તેથી તેઓનો શોક દુપ્પટ થયો." ૬૩

ત્યારે શીયાળે કહ્યું;–"સર્વ પ્રાણીઓનો સંહાર કરનાર આ મનુષ્યલોક મહાભયંકર છે; કારણ કે એમાં ઇષ્ટ એવા બંધુઓનો વિયોગ થાય છે, તથા જીવતર પણ અલ્પ હોય છે.૮૪ બહુ મિથ્યા તથા અસત્યતાથી ભરપૂર, નિંદા અને અપ્રિય બોલનારા અને દુઃખ તથા શોકમાં વૃદ્ધિ કરનારા આ સંસારને જોઇને, હવે મને એક મૂહુર્તભર પણ આ સંસાર ગમતો નથી. અરેરે! ધિક્કાર છે તમને! તમે ગીધના કહેવાથી, મૂર્ખની પેઠે નિસ્નેહ થઈજઈ, પુત્ર ઉપરના પિતાના સ્નેહનો ત્યાગ કરીને, શા માટે ઘેર જાઓ છો? તમે પુત્રના શોકથી અત્યંત બળીજળી રહ્યા છો, હે મનુષ્યો! તમે પાછા ફરો.૮૭ અકૃતાત્મા એવા પાપી ગીધનાં વચન સાંભળીને, શા માટે તમે ચાલ્યા? સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ મનુષ્યને જ આવે છે.૮૮ આ જગત્ સુખ તથા દુઃખથી વિંટાયલુ છે. આ જગતમાં સુખ અથવા તો દુઃખ અવિચ્છિન્નજ હોય છે એમ કંઈ નથી. હે મૂઢ લોકો! આ રૂપાળા, કુળની શોભા વધારનારા બાળક પુત્રને પૃથ્વીપર સુવાડીને ક્યાં જશો? રૂપ તથા યૌવનશાળી, લક્ષ્મીવડે શોભાયમાન એવા આ પુત્રને હું મારા મનથી જીવતો જ જોઉં છું! મને ભાસે છે કે તમે અહીં રહો! તમને સુખ મળશે. આનો કદી પણ વિનાશ થશે નહિ, હે મનુષ્યો!૮૯-૯૧ તમે પુત્રના શોકથી સંતપ્ત થયા છો અને મરણ તુલ્ય થઈ ગયા છો; પરંતુ આજે તમારો શુભ દિવસ આવ્યો છે; માટે તમે પંડે, ભવિષ્યમાં સુખ થશે એવી મનમાં સ્થિર ધારણા કરો; તમે અલ્પબુદ્ધિવાળા મનુષ્યની પેઠે, આ બાળકનો ત્યાગ કરીને ક્યાં જશો?"*૯૨

ભીષ્મ બોલ્યા;–હે રાજા! નિત્ય રાત્રે શબોની શોધ કરનારા, સ્મશાનમાં વસનારા, પ્રિય એવું મિથ્યા બોલનારા અને ધર્મનો વિરોધી શીયાળ, પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે, અમૃતના જેવાં મધુર વચનો કહીને, સ્મશાનમાંથી, તે ડાઘુઓને જતા અટકાવે છે કે કંઈ બીજું કારણ છે, તેનો બાળકના બાંધવો નિશ્ચય કરી શકયા નહિ.૯૩-૯૪

પુનઃ ગીધ બોલ્યો;–"આ વનના પ્રદેશમાં પ્રેતો, યક્ષો અને રાક્ષસો રહે છે; આ પ્રદેશ મહાદારુણ છે; ઘૂવડાની ચીસોથી તે ગાજી રહેલો છે;૯૫ અત્યંત ભયંકર અને ઘોર છે; કાળા મેઘના જેવી કાંતિવાળો છે; માટે તમે શબનો અહીં ત્યાગ કરીને ઘેર જાઓ અને મરેલા મનુષ્યની ક્રિયા કરો.૯૬ સૂર્ય જ્યાં સુધી અસ્ત પામ્યો નથી, અને દિશાઓ જ્યાં સૂધી નિર્મળ છે, તેટલામાંજ આ બાળકનો ત્યાગ કરીને, પ્રેતની પાછળ કરવાનાં ક્રિયા કર્માંતર કરો.૯૭ (સાંભળો,) શકરાઓ કઠોર શબ્દ કરી રહ્યા છે; શીયાળણીઓ દારુણ શબ્દો કરે છે; સિંહ ગર્જનાઓ કરે છે; અને સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં છે.૯૮ (જુઓ,) ચિતાનાં શ્યામ રંગના ધૂમાડાથી વૃક્ષો ઘેરા રંગનાં થઇ ગયાં છે; સ્મશાનની દકાળવી જેવી દેવતાઓ, ગર્જના કરી રહી છે;૯૯ આ મહાભયંકર પ્રદેશમાં વસનારા સર્વે, ભયંકર દેહવાળા અને માંસનો આહાર કરનારા છે, તેઓ તમને રાત્રે દુઃખ દેશે.૧૦૦ આ વનનો પ્રદેશ ભયંકર છે તેથી આજે તમને ભય ઉત્પન્ન થશે; માટે તમે આ કાષ્ઠસમાન થઈ પડેલા બાળકનો ત્યાગ કરો અને શીયાળના વચનને જૂઠું માનો.૧૦૧ તમે તમારી સુબુદ્ધિથી વિચાર કર્યા વગર, શીયાળનાં નિષ્ફળ અને મિથ્યા વચનો સાંભળશો, (અને આ સ્મશાનમાં રહેશો) તો સૌ મરણ પામશો."૧૦૨

શીયાળ બોલ્યું–"સૂર્ય તપે છે ત્યાં સૂધી તમે અહીં, આશાવંત રહીને, ડર્યા વગર ઉભા રહો અને ખેદ કર્યા વગર આ પુત્રની સાથે સ્નેહથી વર્તો.૧૦૩ જ્યાં સૂધી સૂર્ય તપે છે ત્યાં સૂધી (સાંજ સૂધી) તમે ઇચ્છાનુસાર રુદન કરો અને વિશ્રાંતિ લઈને લાંબા વખત સૂધી આ બાળકને સ્નેહથી જોયા કરો!† આ માંસાહારી પ્રાણીઓના બોલવાથી તમારું શું થનાર છે?૧૦૪ તમે જો ગીધનાં તીવ્રતાવાળાં અને ઉતાવળાં વચનોને મનમાં મુઝાઇને ગ્રહણ કરશો, તો તમારો પુત્ર બચશે નહિ."૧૦૫

ભીષ્મે કહ્યું;–હે રાજા! ગીધ અને શીયાળ બન્ને ભુખ્યા હતા. તેમાંથી ગીધે મરી ગયેલાના કુટુંબીને કહ્યું કે; "સૂર્ય અસ્ત થઈ ગયો છે;" ત્યારે શીયાળે કહ્યું કે; "સૂર્ય હજી અસ્ત થયો નથી."૧૦૬ હે રાજા! ગીધ અને શીયાળ બન્ને પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે ભેટ વાળીને તૈયાર થઈ ગયા હતા અને ક્ષુધા તથા તૃષાથી થાકીને લોથ થઈ ગયા હતા, છતાં બન્ને જણા શાસ્ત્રને અવલંબીને બાળકના સગાંઓને સમજાવતા હતા.૧૦૭ વિજ્ઞાનવેત્તા શીયાળના તથા ગીધ પક્ષીનાં પ્રીય અને અમૃતના જેવાં વાકયો સાંભળીને, ડાઘુઓ ક્ષણભર ઉભા રહેતા હતા અને ક્ષણ પછી ત્યાંથી ઘર તરફ જવાનો આરંભ કરતા હતા.૧૦૮ મરણ પામેલા

* બંગાળની પ્રતનો પાઠ જુદોજ છે.

† બંગાળ પ્રતમાં એ પછી આ બે શ્લોક છે;–જો કે આ સ્મશાન ડરામણું છે, તોપણ તમને કંઈ ભય નથી. ખરું કહું તો આ અરણ્ય નિર્જન અને શાંત છે. અહિંયા જ તમારા હજારો પિતૃઓ, આ દુનિયા તજી ગયા છે. જ્યાંસૂધી સૂર્ય પ્રકાશે, ત્યાં સૂધી તમે અહિંયા જ રહો!

બાળકના બાંધવો, શોક તથા દીનતામાં ડુબી ગયા હતા. તેઓ ઉભા રહીને રુદન કરવા લાગ્યા ને પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં કુશળ એવા તે બન્ને પોતપોતાની કુશળતાથી તેઓને મુઝવવા માંડ્યા.[૧૦૯] બાળકના બાંધવો સ્મશાનમાં હતા અને વિજ્ઞાનકુશળ એવા તે બન્ને, તેઓની આગળ વિવાદ કરતા હતા, એટલામાં શ્રીશંકર ત્યાં હાજર થયા.[૧૧૦] ઉમા–પાર્વતીએ શ્રી શંકરને અહીં આવવા માટે પ્રેરણા કરી હતી. દયાવડે શ્રી શંકરનાં નેત્રો પણ ભીનાં થઈ ગયાં, અને તેણે શબનાં સગાવહાલાંઓને કહ્યું કે; 'હું વરદાન આપનારો શંકર છું'.[૧૧૧] એટલે ઉભેલા તથા દુઃખી થયેલા શબના સગાંઓએ પ્રણામ કરીને પ્રત્યુત્તર આપ્યું,–"અમારે આ એક જ પુત્ર છે, તે વિનાના અમે થઈ પડ્યા છીએ. અમે સૌ પુત્રને જીવતો જોવાને ઇચ્છીએ છીએ.[૧૧૨] માટે આપ અમારા એકના એકજ પુત્રને સજીવન કરો એટલે અમનેજ સજીવન કર્યા!" આ રીતે આંસુ ભરી આંખે શ્રી શંકરને કહ્યું. પછી સર્વ પ્રાણીઓના હિતમાં પરાયણ રહેનારા ભગવાન્ શંકરે, અંજલિ છાંટીને બાળકને સજીવન કર્યો અને તેને સો વર્ષનું આયુષ્ય આપ્યું તથા શીયાળ અને ગીધને કદી પણ ક્ષુધા ન લાગે તેવો વર આપ્યો.[૧૧૩–૧૧૪] સર્વે ડાઘુઓ, બહુધા હર્ષમાં આવી ગયા, કૃતકૃત્ય થયા અને શ્રીશંકરને પ્રણામ કરી, પોતાનું કાર્ય સિદ્ધ કરીને ખુશી થતા નગર તરફ ગયા.

(ભીષ્મ બોલ્યા;–હે રાજા!) નિરાશ થયા વગર કોઈ પણ કાર્ય પાછળ મંડ્યા રહેવાથી તથા દેવના દેવ એવા શ્રી શંકરના પ્રસાદથી તુરત ફળ મળે છે, તેના તરફ તું દૃષ્ટિ કર. વળી દૈવનો સંયોગ જો; બાંધવોનો નિશ્ચય જો.[૧૧૫–૧૧૭] બાળકના બાંધવો અમુક નિશ્ચય ઉપર આવ્યા તે ઉપરથી અલ્પકાળમાંજ શ્રીશંકરે રુદન કરનારા કૃપણ લોકોનાં આંસુઓનું માર્જન કર્યું તે પણ તું જો;[૧૧૮] અને શ્રીશંકરની કૃપા સંપાદન કરીને, દુઃખી થઈગયેલા તેઓ, દૃઢ ઠરાવથી અને શોક કરી આંસુનો વર્ષાદ વરસાવવાથી, કેવા સુખને પ્રાપ્ત થયા તે પણ જો. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! શ્રીશંકરના પ્રસાદથી પુત્ર પાછો સજીવન થયો, તે ઉપરથી તેઓ વિસ્મય પામ્યા અને ઘણા જ પ્રસન્ન થયા. હે રાજન્! બાળકના મરણથી થયેલા શોકનો ત્યાગ કરી, પુત્રને ( જીવતો ) લઇને, મનમાં હરખાતા હરખાતા તે બ્રાહ્મણો, ત્વરાથી પોતાના નગરમાં દાખલ થયા. ચારેય વર્ણની આવી જ બુદ્ધિ હોય છે.[૧૧૯–૧૨૧] ધર્મ, અર્થ તથા મોક્ષનો ઉપદેશ આપનારા આ ઈતિહાસને જે મનુષ્ય શ્રવણ કરે છે, તો તે આ લોકમાં તથા પરલોકમાં નિત્યઆનંદ પામે છે.[૧૨૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'गीध अने शीयाळना संवाद विशे कुमारनुं सजीवन थवुं' ए नामनो अध्याय १५३ मो समाप्त.

---

## અધ્યાય ૧૫૪ મો.

### હિમાલય ઉપરનું શાલ્મલિ વૃક્ષ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! અસાર, અલ્પ બળશાળી અને ક્ષુદ્રજીવી મનુષ્ય, મૂર્ખાઈને લીધે પોતાની પ્રશંસાવાળાં અયોગ્ય વચનોદ્વારા, નિત્ય પોતાની પડોશમાં રહેનારા, ઉપકાર તથા અપકાર કરવાને સમર્થ, નિત્ય તત્પર રહેનારા બળવાન પુરુષની સાથે વૈર કરે અને તે જો ક્રોધી બનીને વૈર વાળવાની ઇચ્છાથી ચઢી આવે, તો અલ્પ બળવાળા પુરુષે કેવી રીતે પોતાના બળનું અવલંબન કરીને તેની સામે ઉભા રહેવું?[૧–૩]

ભીષ્મે કહ્યું;–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! આ વિષયમાં શાલ્મલિ વૃક્ષના અને પવનના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે છે.[૪] હિમાલય પર્વત ઉપર, ઘણાં વર્ષો થયાં વૃદ્ધિ પામેલું, મોટી તથા નાની શાખા અને પાંદડાવાળું એક મોટું શાલ્મલિનું વૃક્ષ હતું.[૫] હે મોટાબાહુવાળા રાજા! તે વૃક્ષની નીચે તાપથી પીડા પામતા અને પરિશ્રમથી દુર્બળ થઈ ગયેલા મદમત્ત હાથીઓ તથા મૃગ અને બીજા પ્રાણીઓ વિશ્રાંતિ લેતાં હતાં.[૬] તે વૃક્ષ ચારસો હાથ ઘેરાવવાળું હતું, તેની છાયા ઘાટી હતી, તેના ઉપર મેનાંઓ ને પોપટો રહેતાં હતાં, તેને પુષ્કળ ફળો અને પુષ્પો આવતાં હતાં.[૭] એક સાથે વ્યાપાર કરવા માટે મુસાફરીએ નિકળનારા વેપારીઓ તથા વનમાં વસનારા તપસ્વિઓ પણ, માર્ગમાં જતાં આવતાં, આ સુંદર ને મહાન્ વૃક્ષની નીચે નિવાસ કરતા હતા.*[૮] એક દિવસે નારદમુનિ, ત્યાંથી જતા હતા, તે તે વૃક્ષની મોટી શાખાઓને તથા ચોતરફ ઝઝુમી રહેલી મોટી ડાળીઓને જોઇને, તેની પાસે ગયા, અને હે ભરતવંશી રાજા! તેણે તેને પૂછ્યું;–[૯] "હે વૃક્ષશ્રેષ્ઠ શાલ્મલિ! તું ઘણો જ રમણીય અને મનોહર છે અને તને જોતાં મને આનંદ થાય છે.[૧૦] હે મોહક વૃક્ષ! પક્ષીઓ, પશુઓ તથા હાથીઓ, ઘણા જ હર્ષથી સદાય તારી નીચે નિવાસ કરે છે. હે મોટી શાખાવાળા શીમળા! તારી શાખાઓ અત્યંત મનોહર છે; તારા

* આ શ્લોકપરથી સમજાય છે કે, મહાભારતની રચનાના કાળમાં, હિમાલયમાં વેપારવણજનો માર્ગ હતો, અને હિમાલયની ઉત્તરના પ્રદેશમાં, આર્યાવર્તવાસી વેપાર માટે જતાં આવતાં હશે.

સ્કંધો મોટા છે; પવને કદી પણ તેને ભાંગી નાંખ્યા હોય તેમ હું જોતો નથી.[૧૧-૧૨] હે તાત! શું પવન તારા ઉપર પ્રીતિમાન રહે છે, અથવા તો તે શું તારો મિત્ર છે કે જેથી આ વનમાં તે તારું સદાય રક્ષણ કરે છે?[૧૩] બાકી, ભગવાન્ વાયુ જ્યારે વેગમાં આવી જાય છે, ત્યારે તો તે નાનાં કે મોટાં, ગમે તેવા વૃક્ષોને તેના સ્થાનમાંથી ઉખેડી નાંખે છે, અને પર્વતોનાં શિખરોને પણ ચલાયમાન કરી દે છે.[૧૪] પવિત્ર એવો પવન જ્યારે વહાય છે, ત્યારે પાતાળનું પણ શોષણ કરે છે; તેમ સરોવરનું, નદીઓનું તથા સાગરોનું પણ શોષણ કરે છે.[૧૫] બેશક, વાયુદેવ મિત્રભાવથી જ તારી રક્ષા કરે છે, અને તેથીજ તારી ઘણી શાખાઓ છે, છતાં તું પાંદડાં તથા પુષ્પોથી ભરપૂર રહે છે![૧૬] હે વનસ્પતિ! તારું આ સ્થાન રમણીય લાગે છે; કેમકે હે તાત! આ પક્ષીઓ પ્રસન્ન થઈને તારાપર બેસીને કલ્લોલ કરે છે.[૧૭] જ્યારે પુષ્પોનો પ્રફુલ્લિત થવાનો સમય આવે છે, ત્યારે ઘણી જ મનહર રીતે અને છૂટાં છૂટાં અને એકઠાં મળીને શબ્દ કરતાં પક્ષીઓના મધુર સ્વરો કેવો આનંદ આપે છે![૧૮] હે શાલ્મલિ! પોતાનાં ટોળાંના હાથીઓથી શોભાયમાન હાથીઓ આનંદની ગર્જના કરતા કરતા, ઘામથી પીડા પામી તારી છાયા નીચે બેસીને સુખ મેળવે છે.[૧૯] વળી હે વૃક્ષ! પ્રાણીઓ પણ તારી છાયામાં બેસી અત્યંત શોભે છે. હે વૃક્ષરાજ! ખરેખર તું સર્વ પ્રાણીઓના નિવાસ સ્થાનરૂપ હોવાથી, મેરુ પર્વતના જેવો શોભે છે."*[૨૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'पवन अने शीमळानो संवाद' ए नामनो अध्याय १९४ मो समाप्त.

## અધ્યાય ૧૫૫ મો.

### શાલ્મલિનો ગર્વ!

નારદ બોલ્યા;–"હે શીમળા! નિઃસંશય સર્વ ઠેકાણે પહોંચી વળનારો આ ભયંકર વાયુદેવ, તારી જે નિત્ય રક્ષા કરે છે તે કાંતો મિત્રતાથી કરતો હશે અથવા તારે ને તેને સંધિ હશે તેથી કરતો હશે.[૧] હે શાલ્મલિ! એમ જણાય છે કે, તું વાયુની પાસે અત્યંત નમ્રતા બતાવીને તેને સૂચના કરતો હશે કે 'હું તારો છું', તેથી જ વાયુ સદાય તારી રક્ષા કરતો હશે![૨] આ પૃથ્વીપર મેં એવું કોઈ વૃક્ષ, પર્વત કે ઘર દીઠું નથી કે જેને વાયુએ બળથી ભાંગી નાંખ્યું ન હોય, આવો મારો નિશ્ચય છે.[૩] હે શાલ્મલિ! પણ કેટલાંક કારણોને લીધેજ, તારા પરિવાર–શાખા, પ્રશાખા અને પાંદડા સાથે–પવન તારી રક્ષા કરે છે, તેથીજ તું ઉભો રહ્યો છે, કે કોઈ બીજું કારણ છે?"[૪]

શાલ્મલિએ કહ્યું;–"હે બ્રહ્મન્! વાયુ મારો સખા નથી, બંધુ નથી, સ્નેહી નથી કે પરમેષ્ઠી પણ નથી, કે જેથી તે મારી રક્ષા કરે![૫] પણ હે નારદ! મારું તેજ અને બળ વાયુના કરતાં ભયંકર છે; વાયુદેવ, બળમાં મારા અઢારમાં અંશને પણ ન પહોંચે![૬] જ્યારે વાયુ ગુસ્સામાં ને ગુસ્સામાં વૃક્ષો, પર્વતો અને બીજી વસ્તુઓનો નાશ કરતો કરતો મારી પાસે આવે છે, ત્યારે હું તેને બળથી અટકાવી રાખું છું![૭] બીજી વસ્તુઓને ભાંગી નાખનારા વાયુને મેં ઘણી વખત ખાળી રાખ્યો છે. હે દેવર્ષિ! વાયુ કોપાયમાન થાય તોપણ હું તેનાથી ભય પામતો નથી."[૮]

નારદે કહ્યું;–"ઓ શાલ્મલિ! આ વિષયમાં તારો વિચાર કંઈ ખરો નથી. એ નિર્વિવાદ છે કે આ જગતમાં કોઈ પણ ઠેકાણે કોઈ પ્રાણી એવું નથી કે જે વાયુના સમાન બળવાન્ હોય![૯] હે વનસ્પતિ! ઇંદ્ર, યમ, કુબેર તથા જળનો અધિપતિ વરુણ, એ સર્વે પવનના સમાન બળવાન્ નથી, તો તું એક વૃક્ષ તો ક્યાંથી જ હોય?[૧૦] હે શાલ્મલિ! આ જગતમાં સર્વ ઠેકાણે પ્રાણી જે પ્રાણ ધારણ કરીને શ્વાસોચ્છ્વાસ લે છે, અને જે જે કર્મ કરે છે તે સર્વનું કારણ ભગવાન વાયુ છે.[૧૧] જ્યારે આ વાયુ સારી રીતે વહાય છે ત્યારે સર્વે પ્રાણીઓ સુખી થાય છે. જ્યારે વાયુ અત્યંત વિરુદ્ધ વહાય છે ત્યારે સર્વે મનુષ્યોને સંકટ થાય છે.[૧૨] સર્વ સત્વધારીઓમાં શ્રેષ્ઠ અને પૂજ્ય એવા વાયુદેવની તું પૂજા–નમન કરતો નથી, તેમાં તારી બુદ્ધિના લાઘવ સિવાય બીજું શું કારણ હોય?[૧૩] તું સારરહિત અને દુષ્ટબુદ્ધિ છે. ખરેખર, તું વગર સમજે બહુ બકબકાટ કરે છે. તારી બુદ્ધિ ક્રોધથી ઘેરાયલી છે, તેથીજ હે શાલ્મલિ! તું મિથ્યા બોલે છે.[૧૪] તેં જે દુષ્ટ વાતો કહી તેથી મને રોષ ઉત્પન્ન થયો છે. વાયુને ઘણું અપમાન આપનારી તારી આ વાત હું વાયુને કહીશ.[૧૫] ચંદન, સ્યંદન (એક જાતનું વૃક્ષ), સાગ, સરળ, દેવદારુ, નેતર, ધાવડે

* બંગાળની પ્રતમાં ૨૧ મો શ્લોક વિશેષ છે અને તે આ પ્રમાણે છે:–

ब्राह्मणैश्वतपःसिद्धैस्तापसैः श्रमणैस्तथा ।
त्रिविष्टपसमं मन्ये तवायतनमेवहि ॥ २१ ॥

"તપ કરવાથી સિદ્ધ થયેલા બ્રાહ્મણો તથા તપસ્વી એવા શ્રમણો તારી છાયા નીચે બેસીને વિશ્રાંતિ કરે છે, તેથી હું આ પ્રદેશને સ્વર્ગ સમાન માનું છું." શ્રમણ શબ્દ બુધના કાળ પછી વપરાવા માંડ્યો છે, તેથી આ શ્લોકને ક્ષેપક માની મુંબઇની પ્રતમાંની ત્યજી દેવામાં આવ્યો હશે. શ્રમણ એટલે બુદ્ધમતનો સાધુ.

તથા બીજાં જે તારા કરતાં મહાબળવાન વૃક્ષો છે, તે કૃતકૃત્ય વૃક્ષો પણ, હે દુષ્ટબુદ્ધિ શાલ્મલિ! વાયુનો તિરસ્કાર કરતાં નથી; કેમકે તેઓ પોતાનાં બળને અને વાયુનાં બળને જાણે છે;[૧૭] અને તેથી જ તે શ્રેષ્ઠ વૃક્ષો, વાયુને નમે છે. પરંતુ તું મૂર્ખાઈથી વાયુના મહાન્ બળને જાણતો નથી;[૧૮] એમ છે, માટે (તું જે વાયુનું અપમાન કરે છે) એ વાત કહેવાને હું વાયુની પાસે જઇશ."[૧૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्म पर्वमां 'पवन अने शीमळा वच्चे संवाद' ए नामनो अध्याय १९९ मो समाप्त.

## અધ્યાય ૧૫૬ મો.

### વાયુ અને શાલ્મલિ.

ભીષ્મે કહ્યું;–હે રાજેન્દ્ર! બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા નારદ, એ પ્રમાણે શીમળાને કહીને પવનની પાસે ગયા અને તેને શાલ્મલિનાં સર્વ વાક્યો કહ્યાં.[૧]

નારદે કહ્યું;–"હે વાયુ! હિમાચળ પર્વત ઉપર અનેક શાખા અને પાંદડાવાળું શીમળાનું વૃક્ષ છે. તેનું મૂળ પૃથ્વીમાં બહુ ઉંડું છે ને તેની શાખાઓ ઘણી ફેલાયલી છે. તે વૃક્ષ તારું અપમાન કરે છે.[૨] તેણે તને ઘણાં અપમાનકારક વચનો કહ્યાં છે, પણ હે વાયુ! મારે તારી પાસે તે કહેવાં એ યોગ્ય નથી.[૩] હે વાયુ! હું જાણું છું કે તું સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે; વળી એ પણ જાણું છું કે, તું અત્યંત શ્રેષ્ઠ, ગરિષ્ઠ અને યમ જેવો ક્રોધી છે."[૪]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! પવન, નારદનું એ વચન સાંભળીને ક્રોધે ભરાયો અને શાલ્મલિની પાસે જઇને આ પ્રમાણે બોલ્યો.[૫]

વાયુ બોલ્યો;–"અલ્યા ઓ શાલ્મલિ! નારદ તારી પાસેથી જતા હતા, ત્યારે તેં તેની પાસે મારી નિંદા કરી કે! જાણ કે હું પંડે વાયુદેવ છું. હું તને મારું બળ તથા મારો પ્રભાવ દેખાડીશ![૬] ઓ વૃક્ષ! હું તને સંપૂર્ણ રીતે જાણું છું. પિતામહે–બ્રહ્માએ પ્રજાની ઉત્પત્તિ કરતી વખતે તારી છાયામાં વિશ્રામ કર્યો હતો;[૭] અને તેમના વિશ્રામરૂપ તું હોવાથી મેં તારા ઉપર કૃપા રાખી હતી! અને તેથી જ, હે દુષ્ટબુદ્ધિવાળા અધમવૃક્ષ! તું મારા સપાટામાંથી બચી ગયો છે, પણ કંઈ તારા પોતાના પરાક્રમથી બચી ગયો નથી.[૮] પણ તું જેમ કોઈ પ્રાકૃત મનુષ્યનું અપમાન કરતો હોય તેમ મારું અપમાન કરે છે, તો હું તને મારા સ્વરૂપનું દર્શન કરાવું કે જેથી તું મારું અપમાન કરવાનું ભુલી જાય!"[૯]

ભીષ્મે કહ્યું;–આ રીતે પવને કહ્યું એટલે શાલ્મલિએ હસતાં હસતાં કહ્યું;–"ઓ વાયુદેવ! તું મારા ઉપર કોપાયમાન થયો હો તો તું મને તારું સ્વરૂપ દેખાડ;[૧૦] મારાપર તારો કોપ ઉતાર; તું ક્રોધ કરીશ તો મારું શું કરીશ! હે વાયુદેવ! તું જોકે પંડે સમર્થ છે તોપણ હું તારાથી ડરતો નથી.[૧૧] હું તારા કરતાં વધારે બળવાન છું, માટે હું કંઈ તારાથી ડરવાનો નથી. જેઓ બુદ્ધિવડે બળવાન્ હોય છે, તેઓ જ બળવાન્ ગણાય છે;[૧૨] પરંતુ જેઓ કેવળ શરીરબળને લીધે જ બળવાન હોય છે તેઓ બળવાન્ ગણાતા જ નથી!" આ રીતે શાલ્મલિએ કહ્યું એટલે પવન બોલ્યો;–"હું આવતી કાલે તને મારું બળ બતાવીશ!" આમ કહીને બન્ને છુટા પડ્યા. તે પછી રાત્રિ પડી અને શાલ્મલિએ પવનનાં બળ માટે મનની સાથે વિચાર કર્યો અને નિર્ણય કર્યો તો પંડે પવનના કરતાં ઉતરતો હતો. મનમાં ને મનમાં તે બોલવા લાગ્યો,–"મેં નારદને વાયુના સંબંધમાં જે કહ્યું હતું તે મિથ્યા હતું.[૧૩–૧૫] હું વાયુની પાસે અસમર્થ છું; તે મારા કરતાં બળવાન્ છે. નારદે કહ્યું હતું તેમ વાયુ નિત્ય બળવાન્ છે.[૧૬] વળી હું બીજાં વૃક્ષોના કરતાં દુર્બળ છું એમાં પણ સંદેહ નથી. પરંતુ હું બીજાં વૃક્ષો કરતાં બુદ્ધિમાન્ છું.[૧૭] માટે હું મારી બુદ્ધિનો આશ્રય કરીને વાયુના ભયમાંથી છુટી જાઉં. વનનાં સર્વે વૃક્ષો જો તે બુદ્ધિનો ઉપયોગ કરીને વર્તે તો કોપાયમાન્ થયેલો વાયુ, તેમને અરિષ્ટો કરે છે તેમાંથી બચી જાય એમાં સંદેહ નથી. પરંતુ વૃક્ષો મારી પેઠે તે વાતને જાણતાં નથી તેથી જ, જ્યારે પવન ક્રોધે ભરાય છે, ત્યારે તેઓને કંપાવે છે અને ચીરી નાંખે છે!"[૧૮–૧૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्म पर्वमां 'पवन अने शीमळानो संवाद' ए नामनो अध्याय १५६ मो समाप्त.

## અધ્યાય ૧૫૭ મો.

### શાલ્મલિનો ગર્વ તૂટ્યો.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! ક્ષોભ પામેલા શાલ્મલિ–શીમળાએ તે સમયે એ પ્રમાણે મન સાથે વિચાર કર્યો. પછી પંડે જ પોતાની શાખા, પ્રશાખા અને મોટી ડાળીઓને તાત્કાલ કાપી નાંખીને,[૧] તે શીમળાએ રાત્રિમાં જ પોતાની શાખાઓનો, પાંદડાંઓનો અને પુષ્પોનો ત્યાગ કરી દીધો. પ્રભાતમાં તેણે પવનને પોતાની સામે આવતો દીઠો ત્યારે તે અડગ ઉભો રહ્યો.[૨] પવન પણ ક્રોધે ભરાયો હતો. તે ફુંકતો ફુંકતો મોટા વૃક્ષોને તોડી પાડતો જે સ્થાનકમાં શીમળાનું વૃક્ષ હતું તે પ્રદેશમાં આવ્યો.[૩] પણ તે જુવે છે તો શીમળાના પાંદડાંઓ, આગળની

શાખાઓ, પુષ્પો વગેરે પડી ગયાં છે! પવન આશ્ચર્ય પામ્યો ને હર્ષમાં આવી જઇને ઉગ્ર શાખાવાળા શીમળાનાં વૃક્ષને કહ્યું.[૪]

વાયુએ કહ્યું;-"ઓ શીમળા! હું પણ ક્રોધને લીધે તને આવોજ કરત, કે જે દુઃખદાયક કાર્ય, તારી પોતાની શાખાઓ કાપી નાંખીને તેં પંડેજ કર્યું છે.[૫] તારા પોતાના ગર્વિષ્ટ વિચારથી તું શાખા, સ્કંધ તથા પુષ્પરહિત થઈ પડ્યો છે અને તારા અંકુરો તથા પાંદડાંઓ પણ ખરી ગયાં છે, અને તું મારા પરાક્રમને વશ થયો છે!"[૬]

ભીષ્મે કહ્યું;-વાયુનાં આવાં વચન સાંભળીને શીમળો શરમાઈ ગયો અને નારદે પ્રથમ જે વચન કહ્યાં હતાં, તે વચન સંભારીને સંતાપ કરવા લાગ્યો.[૭] હે રાજસિંહ! એજ પ્રમાણે દુર્બળ પુરુષ બળવાનની સાથે જો વૈર કરે છે તો તે મૂર્ખ પુરુષને, શીમળાની પેઠે સંતાપ કરવો પડે છે.[૮] એટલા માટે, દુર્બળ પુરુષોએ બળવાન્ પુરુષોની સાથે વૈર કરવું નહિ; અને જો કોઈ વૈર કરે છે તો તેને શીમળાની પેઠે શોકજ કરવો પડે છે.[૯] મહાત્માઓ અપકાર કરનારાની આગળ વૈર ખુલ્લું કરતા નથી; પરંતુ હે મહારાજ! તેઓ ધીમે ધીમે પોતાનું બળ દેખાડે છે.[૧૦] બુદ્ધિહીન પુરુષે, કદી પણ બુદ્ધિમાન પુરુષની સાથે વૈર કરવું નહિ; કેમકે બુદ્ધિમાનની બુદ્ધિ, તૃણમાં જેમ અગ્નિ પ્રવેશ કરે છે, તેમ પ્રવેશ કરી, તેનો નાશ કરે છે![૧૧] હે રાજા! પુરુષમાં બુદ્ધિ સમાન કંઈ પણ નથી. તેમજ હે રાજેન્દ્ર! આ લોકમાં બળના સમાન પણ કંઈજ નથી.[૧૨] તે માટે બળવાન મનુષ્યે, બાળકના ઉપર, મૂર્ખના ઉપર, આંધળા ઉપર, બહેરા ઉપર અને પોતાના કરતાં વિશેષ બળવાનના ઉપર, દયાથી ક્ષમાવૃત્તિ રાખે છે તેમ ક્ષમા રાખવી. હે શત્રુને હણનારા રાજા! આવું વર્તન મેં તારે વિશે દીઠું છે![૧૩] હે મોટી કાંતિવાળા રાજા! દુર્યોધનના પક્ષમાં અઢાર અક્ષૌહિણી સેના હતી; અને તારા પક્ષમાં સાત હતી. પરંતુ તે, એકલા મહાત્મા અર્જુનના બળ સમાન ન હતી.[૧૪] તેથી યશસ્વી એવા પાંડવેપકના શત્રુના પુત્ર અર્જુને-યુદ્ધમાં પોતાનાં બળવડે ઘુમીને શત્રુની સેનાનો નાશ કરી નાખ્યો હતો તથા તેમાં ભંગાણ પાડયું હતું![૧૫] હે ભરતવંશી મહારાજા! મેં તને રાજાના ધર્મો તથા આપત્કાળના ધર્મો વિસ્તારથી કહ્યા, હવે વધુ તને શું સાંભળવાની ઇચ્છા છે?[૧૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्म पर्वमां 'पवन अने शीमळानो संवाद' ए नामनो अध्याय १९७ मो समाप्त.

## અધ્યાય ૧૫૮ મો.

### લોભ પાપનું મૂળ છે.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! પાપ કયાં રહે છે અને કોનાથી તેની ઉત્પત્તિ થાય છે, એ વાત હું યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧]

ભીષ્મે કહ્યું;-સાંભળ, હે રાજા! પાપને રહેવાનું જે સ્થાન છે તે હું તને કહું છું. લોભ મોટો ગ્રાહ છે, અને લોભમાંથી પાપની ઉત્પત્તિ થાય છે.[૨] પાપનું, અધર્મનું, સર્વ કરતાં વધુ દુઃખનું અને કપટનું મૂળ લોભ છે; અને તેને લીધે માણસો પાપ કર્મ કરે છે.[૩] લોભમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે; લોભથી કામ પ્રવર્તે છે; અને લોભમાંથીજ મોહ, માયા, અભિમાન, અનમ્રપણું અને પરાસુતા (પ્રાણાધીનતા) થાય છે.[૪] તેમજ વેરીલાપણું, નિર્લજ્જતા, લક્ષ્મીક્ષય, ધર્મક્ષય, ચિંતા અને અપકીર્તિ એ સર્વ પણ લોભમાંથીજ ઉત્પન્ન થાય છે.[૫] કૃપણતા, અતિતૃષ્ણા, અવળાં કર્મ કરવાની ઇચ્છા, કુળમદ, વિદ્યામદ, રૂપમદ, ઐશ્વર્યમદ,[૬] સર્વ પ્રાણીઓ પ્રતિ નિર્દયતા, સર્વ પ્રાણીઓનો તિરસ્કાર, સર્વ પ્રાણીઓનો અવિશ્વાસ, સર્વ પ્રાણીઓની સમક્ષ અક્કડપણે રહેવું,[૭] પરાયા ધનને હરણ કરવું, પરસ્ત્રીના શીયળનો ભંગ કરવો, વાણીનો વેગ-યદ્વાતદ્વા બકવું, મનનો વેગ, નિંદાનો વેગ,[૮] ઉપસ્થ ઇંદ્રિયનો વેગ, ઉદરનો વેગ, (અત્યાહાર), દારુણ એવો મૃત્યુનો વેગ (જુવાનીમાં મરણ પામવું), બળવાન્ ઈર્ષાનો વેગ, દુર્જય એવો મિથ્યાવેગ,[૯] અનિવાર્ય રસનો વેગ, દુઃસહ શ્રોત્રનો વેગ(ખરાબ વાત સાંભળવાની ઇચ્છા), કુથલી, વિકથા, માત્સર્ય, વૈરબુદ્ધિ, દુષ્ટ કર્મ કરવાની ઇચ્છા,[૧૦] સર્વ જાતનાં સાહસો તથા અકાર્યો કરવાં, આ સર્વ લોભમાંથી જન્મે છે. જન્મતી વખતે, બાલ્યાવસ્થામાં, કુમારાવસ્થામાં અને યૌવનાવસ્થામાં, મનુષ્યો પોતાનાં લોભને તજી શકતા નથી. મનુષ્ય વૃદ્ધ (જીર્ણ) થાય છે, પરંતુ લોભ વૃદ્ધ (જીર્ણ) થતો નથી. વળી હે કુરુવંશોત્પન્ન! ઊંડા પાણીથી ભરેલી નદીઓના પાણી સમુદ્રમાં જઈ મળે છે, પણ જેમ સમુદ્ર તૃપ્ત-પૂર્ણ થતો નથી; તેમ જ ગમે તેટલા લાભ-ધન મળવાથી પણ લોભને તૃપ્ત-પૂર્ણ કરી શકાતો નથી.[૧૧-૧૨] લોભી માણસને ગમે તેટલો લાભ થવાથી સંતોષ થતો નથી; લોભી મનુષ્ય કામનાથી તૃપ્ત થતો નથી. હે રાજા! લોભ કેવો છે તેનું સ્વરૂપ દેવો, ગંધર્વો, અસુરો, મહાસર્પો તથા સર્વે ભૂતગણો પણ યથાર્થ રીતે જાણતાં નથી.[૧૩-૧૪] આવા લોભને, મોહની સાથે, મનને વશ કરનારા પુરુષે જિતવો જોઇએ. હે કુરુકુળોત્પન્ન રાજા! દંભ, દ્રોહ,

નિંદા, ચાડિયાપણું ને મત્સરતા–આટલી વસ્તુઓ અકૃતાત્મા એવા લોભીઓને વિશે વાસો કરીને રહે છે.૧૫ મનુષ્યો ઘણાં મોટાં શાસ્ત્રો ભણ્યા હોય, બહુશ્રુત હોય અને મનુષ્યોના સંશયોનું સમાધાન કરનારા હોય, તોપણ તેઓ લોભરૂપ દુર્ગણ હોવાને લીધે આ જગતમાં દુઃખી થાય છે.૧૬ લોભિયો, દ્વેષ તથા ક્રોધમાં ડુબી ગયેલો હોય છે; શિષ્ટોના આચારમાંથી ભ્રષ્ટ થયલો હોય છે; હૃદયનો ક્રૂર પરંતુ બોલવામાં મીઠો હોય છે. તેવા લોભિયો તૃણથી ઢંકાયલા કૂવાના જેવા હોય છે.૧૭ તેઓ ધર્મના વેશમાં રહી, બીજાની હિંસા કરનારા ધર્મઢોંગી ક્ષુદ્ર હોય છે અને તેઓ ધર્મને નામે જગતને છેતરે છે.૧૮ *તર્કના બળનો આશ્રય કરીને ( એટલે શાસ્ત્રના વચનનો જુઠાણાથી ભરપૂર અર્થ કરીને ) અનેક માર્ગો ઉભા કરે છે અને લોભને વશ થઇને સત્પુરુષોએ સ્થાપન કરેલા ધર્મના માર્ગોનો નાશ કરે છે.૧૯ લોભથી ગળાઈ ગયેલા દુરાત્મા પુરુષો, ધર્મનો નાશ કરે છે, તેથી લોકની વ્યવસ્થામાં ફેરફાર થઈ જાય છે અને લોકો પણ અધર્માચરણ કરવા માંડે છે. ( અર્થાત્ લોભીઓના વર્તનની અસર જગત્ ઉપર થાય છે ).૨૦ હે કુરુકુળોત્પન્ન યુધિષ્ઠિર રાજા ! દર્પ, ક્રોધ, મદ, સ્વપ્ન, હર્ષ, શોક, અતિ અભિમાન, આ સર્વે લોભી પુરુષોમાં જોવામાં આવે છે.૨૧ જે પુરુષો નિત્ય લોભિયા હોય છે તેઓને તારે અશિષ્ટ જાણવા.

હવે હું તારી પાસે પવિત્ર આચરણ કરનારા શિષ્ટ પુરુષો કેવા હોય છે તે કહું છું. તેઓને તારે તારા મનનો સંશય પૂછવો.૨૨ જેઓના પ્રસંગ કરવાથી ફરીને જન્મ થવાનો ભય રહેતો નથી, પરલોકસંબંધી ભય રહેતો નથી, જેઓ આમિષસંબંધી પ્રસંગ રાખતા નથી–માંસાહારી હોતા નથી, જેઓ પ્રિય તથા અપ્રિયને સમાન ગણે છે;૨૩ જેઓને શિષ્ટોનો જ આચાર પ્રિય હોય છે; જેઓ દમને (ઇંદ્રિયનિગ્રહને) ધારણ કરે છે; જેઓ સુખ તથા દુઃખને સમાન ગણે છે; જેઓ સત્યમાં પરાયણ રહે છે;૨૪ જેઓ દાન દઈને રાજી થાય છે; જેઓ કોઈનો પ્રતિગ્રહ કરતા નથી; જેઓ દયાળુ હોય છે; જેઓ પિતૃઓ, દેવો અને અતિથિઓનો સત્કાર કરે છે અને પરનું કલ્યાણ કરવામાં નિત્ય ઉદ્યમી હોય છે;૨૫ સર્વ ઉપર ઉપકાર કરે છે; જેઓનું મનોબળ વીરપુરુષના જેવું હોય છે; સર્વ ધર્મનું પાલન કરે છે, સર્વ પ્રાણીઓનું હિત કરે છે; હે ભરતવંશી રાજા ! જે સર્વ (પરકલ્યાણ માટે પ્રાણ સુદ્ધાંત) માંગ્યું આપે છે; તેઓ સત્પુરુષ અને સદાચરણી છે.૨૬ જેઓ સત્પુરુષ છે, તેઓને કોઇ પણ પ્રાણી–પદાર્થ ચલાયમાન કરી શકતું નથી. તેઓનું ચારિત્ર્ય આદર્શરૂપ ધર્મપરાયણવાળું હોય છે અને તેઓ પૂર્વેના સાધુ પુરુષોએ કરેલા આચરણનો લોપ કરતા નથી.૨૭ તેઓ કોઇને ત્રાસ આપતા નથી; ચપળ બુદ્ધિના હોતા નથી; ભયંકર હોતા નથી; સન્માર્ગ ઉપર સ્થિતિ કરીને રહે છે અને અહિંસક સ્વભાવના હોય છે. એવા સત્પુરુષનું સત્પુરુષોએ નિત્ય સેવન કરવું.૨૮ સત્પુરુષો કામ તથા ક્રોધથી રહિત હોય છે; જગતના કોઈ પણ પ્રાણી–પદાર્થ ઉપર મમતા રહિત હોય છે; તેઓ અહંકાર રહિત, સારા આચરણવાળા અને સ્થિર મર્યાદાવાળા હોય છે. તેવા સત્પુરુષોની તારે સેવા કરવી તથા તેવાઓને જ તારે કંઈ સંશય હોય તો તે પૂછવા.૨૯ હે યુધિષ્ઠિર રાજા! સત્પુરુષો ધનને માટે અથવા તો યશને માટે ધર્માચરણ કરતા નથી કે સદાચાર પાળતા નથી; પરંતુ શરીરની રક્ષા માટે ( આહારાદિ ) ક્રિયા જેમ અવશ્ય કરવી જોઇએ, તેમ જ ધર્મ પણ કર્ત્તવ્ય તરિકે અવશ્ય કરવો જોઇએ, એમ તેઓ જાણે છે.૩૦ એવા મહાત્મા પુરુષોમાં ભય, ક્રોધ, મનની ચપળતા કે શોક હોતો નથી; તેઓ ઢોંગને માટે ધર્મનો સ્વાંગ ધારણ કરતા નથી કે જેથી બીજા છેતરાય; તેમ તેઓનું કંઈ ગુહ્ય પણ હોતું નથી, તેમ તેઓ પાખંડી ધર્મનો પણ આશ્રય કરતા નથી.૩૧ તેઓ સદા સંતોષી, લોભ કે મોહથી–નિર્ણયમાં ભુલ રહિત, સત્યવાદી ને નિખાલસ હોય છે. તેમનું હૃદય સદા ધર્મશીળ હોય છે–આચારથી ભ્રષ્ટ નથી હોતું. હે કુંતીના પુત્ર ! તેવા, સત્પુરુષોના ઉપર તું પ્રીતિ કર.૩૨ તેઓ લાભ થવાથી હરખાતા નથી કે હાનિ થવાથી ખેદ કરતા નથી; મમતા રહિત, તેમ જ અહંકારથી રહિત હોય છે. સત્વગુણમાં સ્થિતિ કરીને રહે છે અને સર્વત્ર સમદૃષ્ટિ રાખે છે.૩૩ વળી હે તાત ! લાભ કે હાનિ, સુખ કે દુઃખ, પ્રિય કે અપ્રિય, મરણ કે જીવિત, એ સર્વ તેઓને સમાન હોય છે. તેઓ દૃઢપરાક્રમી હોય છે; શ્રેયઃસંપાદન કરવાની ઇચ્છાવાળા હોય છે; સત્વગુણી માર્ગમાં નિવાસ કરીને રહે છે અને ધર્મ ઉપર પ્રીતિ રાખે છે.૩૪ તેવા મહાનુભાવ પુરુષોની, તારે જિતેન્દ્રિય અને સાવધાન થઇને સેવા કરવી.

* તર્કના બળથી લોભી પુરુષો અનેક રીતે જગતને સમજાવીને, ધુતી ખાય છે. જેમકેઃ-

> येन केनाप्युपायेन, यस्य कस्यापि देहिनः ।
> संतोषं जनयेत्प्राज्ञस्तदेवेश्वरपूजनम् ॥

હરકોઈ ઉપાયથી હરકોઈ પ્રાણીના મનને બુદ્ધિમાન્ પુરુષે સંતુષ્ટ કરવું જોઇએ અને તેનું નામ જ ઈશ્વરનું પૂજન ગણાય છે. ઇત્યાદિ શાસ્ત્રનાં વચન કહીને પરસ્ત્રી, પરધન વગેરેનો ઉપભોગ કરે છે, અને તેનું ધર્મ તરિકે વર્ણન કરે છે.

હે ભદ્ર! દૈવયોગથી સમજુ મનુષ્યને કહેલાં સર્વે વચને ગુણકારક થઈ પડે છે, અને મૂઢને કહેલાં વચને અશુભરૂપ થઈ પડે છે, અર્થાત્ સમજુ મનુષ્ય કહેલાં વચનોનો સદુપયોગ કરે છે (અને મૂર્ખને તો સાંભળ્યું અને ન સાંભળ્યું સરખું જ છે.)[૩૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'आपत्तिना मूळभूत दोषनुं कथन' ए नामनो अध्याय १५८ मो समाप्त.

## અધ્યાય ૧૫૯ મો.

### અજ્ઞાનનું સ્વરૂપ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ! અનર્થોનું કારણ લોભ છે, એમ તેં કહ્યું; હવે હે તાત! હું અજ્ઞાનનું યથાર્થ સ્વરૂપ સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧]

ભીષ્મે કહ્યું;–જે પુરુષ અજ્ઞાનથી પાપકર્મ કરે છે, અને જે પોતાનો પણ નાશ થવાનો છે એમ જાણતો નથી; અને જે સદાચારસંપન્ન ઉત્તમ પુરુષોનો દ્વેષ કરે છે, તે પુરુષ આ જગતમાં તિરસ્કારને પાત્ર થઈ પડે છે.[૨] હરકોઈ પુરુષ અજ્ઞાનથી નરકમાં પડે છે. પુરુષોને અજ્ઞાને દુર્ગતિ આપી છે, અજ્ઞાનથી કલેશ થાય છે તથા અજ્ઞાનથી પુરુષ આપત્તિમાં ડુબી જાય છે.[૩]

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! અજ્ઞાનની ઉત્પત્તિ, સ્થાન, વૃદ્ધિ, ક્ષય, ઉદય, મૂળ, યોગ, ગતિ, કાળ, કારણ અને હેતુ–આટલી વસ્તુ મને યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા છે; કારણ કે, મનુષ્યને જે દુઃખ ઉત્પન્ન થાય છે, તે અજ્ઞાનમાંથી જ ઉત્પન્ન થાય છે.[૪–૫]

ભીષ્મે કહ્યું;–રાગ દ્વેષ, મોહ, હર્ષ, શોક, અભિમાનીપણું, કામ, ક્રોધ, દર્પ, તંદ્રા, આળસુપણું,[૬] ઇચ્છા, દ્વેષ, સંતાપ, પરની ઉન્નતિ જોઇને સંતાપ કરવો તથા પાપ કર્મની સર્વ ક્રિયા–આ સર્વને અજ્ઞાન કહેલું છે.[૭]* હે મહારાજ! આ સર્વની પ્રવૃત્તિ (ઉત્પત્તિ) તથા વૃદ્ધિ વગેરે તું મને વિસ્તારથી પૂછે છે, તો તું વિશેષે કરીને તે મારી પાસેથી સાંભળ.[૮] હે ભરતવંશી રાજા! અજ્ઞાન તથા અતિલોભ એ બંને એક સમાન ફળ આપનારા અને સમાન દોષથી ભરેલા છે. માટે હે રાજા! તારે અજ્ઞાનને અને લોભને એક જ જાણવા.[૯] અજ્ઞાન લોભમાંથી ઉત્પન્ન થાય છે. લોભ વૃદ્ધિ પામે છે કે અજ્ઞાન પણ વૃદ્ધિ પામે છે. જ્યાં લોભ હોય છે ત્યાં અજ્ઞાન પણ હોય છે. લોભનો ક્ષય થાય છે એટલે અજ્ઞાનનો પણ ક્ષય થાય છે અને લોભનો ઉદય થાય છે એટલે અજ્ઞાનનો પણ ઉદય થાય છે. આ રીતે અજ્ઞાન લોભને લીધે અનેક પ્રકારની ગતિને (એટલે દુઃખ, સંતાપ, મોહ એમ અનેક ગતિને) પામે છે.[૧૦] લોભનું મૂળ મોહ (કાર્યાકાર્યનું યથાર્થ સ્વરૂપ નહિ જાણવું તે) છે. તે કાળે કરીને (સ્વર્ગ, નરક, દેવ, મનુષ્ય, પશુ, તથા પક્ષીની યોનિમાં) ગતિ કરે છે–જન્મ આપે છે. ઇચ્છિત વસ્તુ જ્યારે મળતી નથી, પણ તેમાં વિઘ્ન આવે છે, ત્યારે મોહ થાય છે. વિઘ્નાદિકનો હેતુ કાળ (સમય) સમજવો અને મોહને કાર્ય સમજવું.[૧૧] અજ્ઞાનથી લોભ અને લોભથી અજ્ઞાન એમ એક બીજાથી ઉત્પન્ન થાય છે. આ રીતે સર્વે દોષો, લોભમાંથી ઉત્પન્ન થાય છે, તે માટે લોભનો ત્યાગ કરવો.[૧૨] જનક, યુવનાશ્વ, વૃષાદર્ભિ, પ્રસેનજિત્ તથા બીજા રાજાઓ, લોભનો નાશ થયા પછી જ સ્વર્ગમાં ગયા હતા.[૧૩] હે કુરુશ્રેષ્ઠ! તું પ્રત્યક્ષ રીતે જાતે જ લોભનો ત્યાગ કર. જગતમાં લોભનો ત્યાગ કરીને સુખ ભોગવ અને મરણ પછી સ્વર્ગમાં વિહાર કર.[૧૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'अज्ञाननुं माहात्म्य' ए नामनो अध्याय १५९ मो समाप्त.

## અધ્યાય ૧૬૦ મો.

### દમનું સ્વરૂપ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! પોતાનો સ્વાધ્યાય કરવા માટે પ્રયત્ન કરનારા, ધર્મની કામનાવાળા પુરુષનું આ લોકમાં શું શ્રેય કહેવાય છે?[૧] હે પિતામહ! શાસ્ત્રમાં ઘણી જાતનાં શ્રેયો કહ્યાં છે, માટે આ લોકમાં તથા પરલોકમાં તું જેને શ્રેય માનતો હો તે શ્રેય મને કહે.[૨] હે ભરતવંશી રાજા! ધર્મનો માર્ગ મહાન્ છે, ઘણી શાખાવાળો છે, માટે એ ધર્મોમાંથી કયો ધર્મ અવશ્ય પાળવા યોગ્ય મનાયલો છે?[૩] હે રાજન્! હે તાત! ઘણી શાખાઓવાળા અને મોટા એવા ધર્મનું જે પરમ મૂળ હોય તે સર્વ સંપૂર્ણ રીતે મને કહે.[૪]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! જે કરવાથી તારું શ્રેય થશે તે હું તને કહીશ. જેમ અમૃતનું પાન કરવાથી બુદ્ધિમાન મનુષ્ય તૃપ્ત થાય, તેમ તું પણ જે બુદ્ધિમાન છે, તે જ્ઞાનવડે તૃપ્ત થઇશ.[૫] જે મહર્ષિઓએ પોતપોતાનાં જ્ઞાન પ્રમાણે શાસ્ત્રમાં કહ્યું છે તે ધર્મના અનેક વિધિઓ છે. એ બધા ધર્મોમાં દમ મુખ્ય છે.[૬] ધર્મનો નિર્ણય કરનારા વૃદ્ધ પુરુષો, દમને પરમ શ્રેય કહે છે. તેમાં પણ બ્રાહ્મણનું તો વિશેષે કરીને દમ જ શ્રેય કરનાર છે; કારણ કે તે સનાતન ધર્મ કહેવાય છે.[૭] દમશીલ બ્રાહ્મણની સર્વ ક્રિયા યથાર્થ રીતે સિદ્ધ થાય છે. વળી દમ

* અજ્ઞાનનું યથાર્થ સ્વરૂપ અને ૪–૫ શ્લોકમાં પૂછેલા ૧૧ પ્રશ્ન મળી, કુલ ૧૨ પ્રશ્ન પૂછાયા છે. તેમાં આ પ્રથમ પ્રશ્નનું ઉત્તર છે.

દાનના, યજ્ઞના તથા વેદાધ્યયનના કરતાં પણ ઉત્તમ ગણાય છે.[૮] દમ તેજની વૃદ્ધિ કરે છે, દમ પરમ પવિત્ર કહેવાય છે, દમવડે પાપરહિત થયેલો અને તેજસ્વી એવો પુરુષ મહાપદને પામે છે.[૯] આ લોકમાં દમના સરખો બીજો કોઈ ધર્મ નથી એમ અમે સાંભળીએ છીએ. સર્વે ધર્મવંત પુરુષોમાં દમ ઉત્તમ તથા પ્રશંસા કરવા યોગ્ય ગણાય છે.[૧૦] હે રાજન્! દમધારી પુરુષો આ લોકમાં તથા પરલોકમાં પરમ સુખને પામે છે; તથા દમધારી મનુષ્ય મહાન્ ધર્મને પ્રાપ્ત કરે છે.[૧૧] દમવાળો પુરુષ સુખમાં શયન કરે છે અને સુખેથી જાગ્રત થાય છે; જૂદા જૂદા લોકોમાં સુખેથી ફરે છે, અને તેનું મન પણ સદા પ્રસન્ન રહે છે.[૧૨] પરંતુ જે પુરુષ દમરહિત હોય છે, તે નિરંતર કલેશ ભોગવ્યા કરે છે અને પોતાના અપરાધથી બીજા પણ ઘણા અનર્થો ઉત્પન્ન કરે છે.[૧૩] એમ કહ્યું છે કે, ચારેય આશ્રમોમાં પણ દમ જ ઉત્તમ વ્રત છે.

હવે જે મનુષ્યમાં દમ હોય છે તેનાં લક્ષણો હું તને કહું છું.[૧૪] ક્ષમા, ધૈર્ય, અહિંસા, સમતા, સત્ય, સરળતા, ઇન્દ્રિયનો વિજય, ડહાપણ, મૃદુતા, લજ્જા, ચપળતાનો અભાવ–દૃઢતા, ઉદારતા, શાંતિ, સંતોષ, પ્રિયવાદીપણું, પરોપકારિતા, અનસૂયા (પરના ગુણમાં દોષારોપ નહિ કરવો તે)–આ સર્વનો જ્યાં વાસો હોય છે, ત્યાં દમ ઉદય થાય છે.[૧૫-૧૬] હે કુરુકુલોત્પન્ન! દમધારી પુરુષ ગુરુની પૂજા કરે છે; પ્રાણીઓના ઉપર દયા રાખે છે; પિશુનતા, લોકોના અપવાદો, મિથ્યાભાષણ, સ્તુતિ અને નિંદા, એ સર્વનો દમધારી પુરુષ ત્યાગ કરે છે.[૧૭] કામ, ક્રોધ, લોભ, દર્પ, સ્તંભ (અક્કડપણું), કુથલી, રોષ, ઈર્ષા અને અપમાન–આટલી વસ્તુને ઇન્દ્રિય દમન કરનારો પુરુષ સેવતો નથી.[૧૮] દાંત (દમશીલ) પુરુષ નિંદાપાત્ર હોતો નથી. તે કામનારહિત હોય છે; તે નાશવંત વસ્તુઓની ઇચ્છા જ કરતો નથી; કોઈની ઈર્ષા કરતો નથી; તે, સમુદ્ર જેમ કોઈ વસ્તુથી પૂર્ણ થતો નથી, તેમ કોઇ પણ વસ્તુથી એટલે બ્રહ્મલોકના લાભથી પણ સંતુષ્ટ થતો નથી.[૧૯]* હું તારો છું, તું મારો છે, મારા વિશે તે છે અને તેના વિશે હું છું, આવી જાતનાં પૂર્વના સંબંધને દમશીલ પુરુષ સેવતો નથી.[૨૦] જે પુરુષ આ લોકમાં સર્વ ગ્રામ્ય એટલે નગર, ગામ સંબંધી પ્રવૃત્તિઓનો અને આરણ્ય એટલે વન સંબંધી પ્રવૃત્તિઓનો ત્યાગ કરે છે; તથા જે નિંદાનો કે પ્રશંસાનો આશ્રય કરતો નથી, તે પુરુષ મુક્તિ પામે છે.[૨૧] જે પુરુષ પ્રાણીમાત્રમાં મિત્રતાના ગુણ ધરાવતો હોય, સદ્ગુણસંપન્ન હોય, મનને પ્રસન્ન રાખતો હોય અને આત્મવેત્તા હોય તથા સંસારના અનેક જાતના સંગોથી છુટો હોય, તે પુરુષને પરલોકમાં મહાન્ સુખ મળે છે.[૨૨] જે સદાચારસંપન્ન અને કર્તવ્યપરાયણ હોય, પ્રસન્નમનનો હોય, આત્માના સ્વરૂપને જાણતો હોય, એવો પંડિત પુરુષ આ લોકમાં સત્કારને પામીને પરલોકમાં સદ્ગતિને મેળવે છે.[૨૩] આ લોકમાં જે જે કર્મ શુભ હોય, જે જે કર્મ સત્પુરુષો કરતા હોય, તે જ જ્ઞાની મુનિનો માર્ગ કહેવાય છે અને તે માર્ગે ચાલનારો પુરુષ ધર્મમાંથી કદી પણ ભ્રષ્ટ થતો નથી.[૨૪] એવો જ્ઞાની અને જિતેન્દ્રિય પુરુષ ઘરમાંથી નિકળીને વનમાં જાય છે અને ત્યાં મરણના સમયની વાટ જોતો થકો વનમાં વિહાર કરે છે. તે પુરુષ મરણ પછી બ્રહ્મસ્વરૂપને પામે છે.[૨૫] જેને પ્રાણીઓ તરફથી અભય હોય છે, અને જેનાથી પ્રાણીઓને અભય હોય છે તેવા, દેહથી મુક્ત થયેલ પુરુષને, કોઇ પણ ઠેકાણે ભય વ્યાપતો નથી.[૨૬] માટે, પુરુષે કર્મોનો અત્યંત ઉપભોગ કરીને તેનો નાશ કરવો; પરંતુ કર્મો કરીને તેનો સંગ્રહ કરવો નહિ. સર્વ પ્રાણીઓને વિશે બ્રહ્મની ભાવના કરવી, અને સર્વ પ્રાણીઓને અભયદાન આપવું–અર્થાત્ સંન્યાસ લેવો.[૨૭] આકાશમાં ઉડતાં પક્ષીઓની ગતિ જેમ જોવામાં આવતી નથી; પાણીમાં ફરનારા જળચરની ગતિ જેમ જોવામાં આવતી નથી તેમ જ જ્ઞાની પુરુષનાં (તે દેવયાનથી કે બીજા માર્ગથી ગયો છે, એ) પગલાં જોવામાં આવતાં નથી.[૨૮] હે રાજન્! જે પુરુષ (સમય પ્રાપ્ત થતાં) ઘરબારનો ત્યાગ કરીને મોક્ષને માટે પ્રયત્ન કરે છે, તે પુરુષને હંમેશાંને માટે તેજોમય લોક મળે છે.[૨૯] જે સર્વ કર્મનો વિધિપૂર્વક સંન્યાસ કરે છે, સર્વ તપનો પણ વિધિપૂર્વક સંન્યાસ કરે છે, જાત જાતની વિદ્યાનો પણ વિધિપૂર્વક સંન્યાસ કરે છે–અર્થાત્ જગતમાં જે જે પદાર્થોપર મનુષ્યની પ્રીતિ ચોંટે છે તે સર્વ પદાર્થ–પ્રાણીનો ત્યાગ કરે છે,[૩૦] તે સત્ય કામનાવાળો થાય છે; સર્વત્ર ઇચ્છાપૂર્વક આચરણ કરે છે તે જગતની કામનાનો ત્યાગી બને છે; મનને

* આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે દમશીળ પુરુષ પાર્થિવ વસ્તુઓ પાછળ વલખાં મારતો નથી, અને તેથી તેવી વસ્તુઓ તેને પ્રાપ્ત થાય તોપણ સંતોષ થતો નથી. તેની આકાંક્ષાઓ આ પૃથ્વીપર પ્રાપ્ત થાય એવી વસ્તુઓ કરતાં એટલી શ્રેષ્ઠ અને મહત્વવાળી હોય છે કે બ્રહ્મલોકની પ્રાપ્તિથી પણ તે સંતોષ પામતો નથી. આપરથી એવો અર્થ કહાડવાનો નથી કે તે સદૈવ કામનાવાળો જ રહે છે. ભીષ્મનો હેતુ આ સરખામણીથી દમશીલ પુરુષની આકાંક્ષાની મોટાઈ બતાવવાનો છે. પાર્થિવ પદાર્થો સાથે સ્વર્ગપ્રાપ્તિ–અક્ષયધામની પ્રાપ્તિ થાય ત્યારે જ સંતોષ પામે અર્થાત્ કામનારહિત થાય છે.

પ્રસન્ન રાખે છે અને આત્મા સંબંધી જ્ઞાનને જાણે છે. આવી જાતનો પુરુષ આ લોકમાં સત્કાર મેળવીને સ્વર્ગ લોકમાં જાય છે.[૩૧] જે નિત્ય પિતામહનું સ્થાન છે અને જે વેદમાં કહેલાં તપવડે મળી શકે છે અને જે ગુફાવિશે નિત્ય છુપી રીતે રહેલું છે તે (મુક્તિનું) સ્થાન, દમવડે પ્રાપ્ત થાય છે.*[૩૨] જ્ઞાનવિશે આરામ કરનારા જ્ઞાનીને અને સર્વ પ્રાણીઓની સાથે વિરોધ નહિ કરનારા પુરુષને ફરીને જન્મનો ભય રહેતો નથી, તો પછી પરલોકનો ભય તો કયાંથી જ હોય?[૩૩] દમમાં એક જ જાતનો દોષ રહેલો છે, બીજો દોષ નથી. તે દોષ આ છે કે જે પુરુષ ક્ષમાશીળ હોય છે તેને લોકો અશક્ત માને છે![૩૪] હે મહા બુદ્ધિમાન્ યુધિષ્ઠિર! એ એક દોષ એમાં છે, પણ તેના ગુણ ઘણા જ મોટા છે. ક્ષમા ગુણ ધારણ કરવાથી ઘણા પવિત્ર લોકો મળે છે; કારણ ક્ષમાવડે સહિષ્ણુતા સુલભ થઇ પડે છે.[૩૫] હે ભરતવંશી રાજા! દમવાળા પુરુષને અરણ્યનું શું કામ છે? તેમ જ દમરહિત પુરુષને અરણ્યનું શું કામ છે? જ્યાં આગળ દાંત પુરુષ વસે છે ત્યાં જ આશ્રમ તથા અરણ્ય છે એમ સમજવું.[૩૬]

વૈશંપાયન બોલ્યા;–હે જનમેજય! યુધિષ્ઠિર રાજા ભીષ્મનાં એ વચન સાંભળીને અમૃતથી જેમ તૃપ્ત થાય તેમ તૃપ્ત થયા અને ઘણા જ પ્રસન્ન થયા.[૩૭] અને ફરીથી, ધર્મવંતોમાં શ્રેષ્ઠ ભીષ્મને પ્રશ્ન કરવા લાગ્યા, એટલે કુરુવંશમાં શ્રેષ્ઠ ભીષ્મે પ્રસન્ન થઇને તેને સર્વ કથા કહી સંભળાવી.[૩૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'दमनुं वर्णन' ए नामनो अध्याय १६०मो समाप्त.

## અધ્યાય ૧૬૧ મો.

### દમથી તપ શ્રેષ્ઠ છે.

ભીષ્મે કહ્યું;–વિદ્વાનો કહે છે કે આ સર્વનું–દમનું–મૂળ તપ છે. જે મૂઢ પુરુષે તપ કર્યું નથી તેને કર્મનું ફળ મળતું નથી.[૧] પ્રભુ એવા પ્રજાપતિએ તપવડેજ આ સર્વ જગતને ઉત્પન્ન કર્યું છે; તે જ પ્રમાણે ઋષિઓએ તપ કરીને વેદોને સંપાદન કર્યા છે.[૨] તપવડે બ્રહ્માએ અન્નને, ફળોને તથા મૂળોને ઉત્પન્ન કર્યાં છે. તપ કરીને સિદ્ધ થયેલા અને સારી રીતે સાવધાન રહેનારા મહાત્મા પુરુષો ત્રણે લોકોને અત્યાનંદિત હૃદયે જુવે છે.[૩] ઔષધો, તેના રોગશામક ઉપાયો તથા જાતજાતની ક્રિયાઓ (જે આલોકમાં દેખાય છે) તે તપવડેજ સિદ્ધ થાય છે તેનું કારણ એ જ કે સર્વનું મૂળસાધન તપ છે.[૪] જે કંઇ વસ્તુ દુર્લભ હોય છે તે સર્વ તપવડે મળે છે. ઋષિઓ પણ તપે કરીને ષડૈશ્વર્યને પામ્યા છે, એમાં સંશય નથી.[૫] મદિરાનું પાન કરનારો, સંમતિ વગર પરાયો માલ ચોરી લેનારો, ગર્ભહત્યા કરનારો, ગુરુપત્નીની સાથે ગમન કરનારો, આટલા પુરુષો સારી રીતે તપ કરે છે તો તે પણ પાપમાંથી છુટે છે.[૬] તપ ઘણા પ્રકારનાં છે. તે જૂદા જૂદા દ્વારવડે આ જગતમાં પ્રવર્તે છે. જે મનુષ્ય નિવૃત્તિયુક્ત કામ અને વૈભવોનો ત્યાગ કરી જીવન ગાળે છે, તેમાં પણ જે નિરાહાર રહીને જીવન ગાળે છે, તેના જેવું એકે તપ નથી.[૭] અહિંસા, સત્ય ભાષણ, દાન અને ઇન્દ્રિયનો નિગ્રહ–એ સર્વે કરતાં પણ, હે મહારાજ! નિરાહાર રહેવા જેવું એક પણ તપ નથી.[૮] દાનના જેવું એક પણ કઠિન કાર્ય નથી, માતાની સેવા જેવો એક પણ આશ્રમ નથી. ત્રણ વેદ ભણેલા બ્રાહ્મણોના જેવો કોઈપણ શ્રેષ્ઠ નથી, તેમ જ સર્વસ્વના ત્યાગ જેવું પરમ તપ નથી.[૯] સ્વર્ગ તથા ધર્મના રક્ષણ માટે લોકો ઇંદ્રિયોનું વિષયોથી રક્ષણ કરે છે. ધર્મના રક્ષણ માટે ઇન્દ્રિયોને કબજે કરવી એના કરતાં નિરાહાર રહેવું એના સમાન બીજું તપ નથી.[૧૦] ઋષિઓ, પિતૃઓ, દેવો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ તથા બીજાં સ્થાવર અને જંગમ પ્રાણીઓ, એ સર્વે તપમાં પરાયણ રહે છે અને તેઓ જે સિદ્ધિને પામે છે તે તપવડે જ પામે છે. આ રીતે દેવો પણ તપ કરીને મહત્વને પામ્યા છે.[૧૧-૧૨] નક્ષત્ર વગેરે ઇષ્ટ વસ્તુઓ પણ સદાય તપનાં ફળરૂપે જ છે; અને તપે કરીને દેવપણું પણ નિશ્ચય પ્રાપ્ત કરી શકાય છે.[૧૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'तपनी प्रशंसा' ए नामनो अध्याय १६१ मो समाप्त.

## અધ્યાય ૧૬૨ મો.

### સત્યનું સ્વરૂપ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! બ્રાહ્મણો, ઋષિઓ, પિતૃઓ અને દેવતાઓ સત્યધર્મનાં વખાણ કરે છે, તે માટે હું પણ તારી પાસેથી સત્ય એટલે શું તે સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧] હે રાજન્! સત્યનું લક્ષણ શું છે? કેવી રીતે તે પ્રાપ્ત થાય છે? સત્યે વર્તવાથી લાભ શું થાય છે? તેનું પરિણામ કેવું આવે છે? તે મને કહે.[૨]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! ચારેય વર્ણના ધર્મનો સંકરભાવ કદી પણ વખણાતો નથી. હે ભરતવંશી પુત્ર! જેને સત્ય કહેવામાં આવે છે, તે કોઇ પણ જાતના

* કેટલાક કહે છે કે બ્રહ્મનું સ્થાન હૃદયમાં છે. ત્યાં જીવાત્મા દમથી પહોંચી શકે છે. તાત્પર્ય કે જે નિર્ગુણ બને છે તે જ બ્રહ્મને પામે છે.

વિકારથી રહિત એવું શુદ્ધ સત્ય ચારેય વર્ણમાં રહેલું છે.[૩] જેઓ સત્પુરુષો છે તેમનામાં સદાય સત્ય રહેલું છે ને તે જ ધર્મ કહેવાય છે. સત્ય જ સનાતન ધર્મ છે. માટે સત્યને જ નમસ્કાર હો! સત્ય જ પરમ ગતિ છે.[૪] સત્ય ધર્મ છે, સત્ય તપ છે, સત્ય યોગ છે, સત્ય સનાતન બ્રહ્મ છે, સત્ય ઉત્તમ યજ્ઞ છે; ટુંકામાં સર્વસ્વ સત્યમાં રહેલું છે.[૫]

હવે હું તને અનુક્રમે સત્યના આચારો યથાર્થ રીતે કહું છું તથા તેનું લક્ષણ પણ ક્રમવાર કહું છું.[૬] સત્ય કેવી રીતે મળે તે પણ તારે સાંભળવું યોગ્ય છે. હે ભરતવંશના પુત્ર! સર્વ લોકોમાં સત્ય તેર પ્રકારનું કહેવાય છે.[૭] હે રાજેન્દ્ર! સમતા, દમ, અમાત્સર્ય, ક્ષમા, હ્રી (લજ્જા), તિતિક્ષા, અનસૂયતા, ત્યાગ, ધ્યાન, આર્યત્વ, ધૃતિ, નિત્ય દયા અને અહિંસા, આમ સત્ય તેર પ્રકારે (પ્રવર્તે) છે.[૮-૯] એ સત્ય નિત્ય છે, અવિકારી છે, અવિનાશી છે અને તે સર્વ ધર્મને અનુકૂળ યોગવડે પ્રાપ્ત કરી શકાય છે.[૧૦] ઇચ્છા અને દ્વેષ, તેમ કામ અને ક્રોધનો નાશ કરીને, પોતાના પ્રિય એવા આત્મા ઉપર તથા અપ્રિય એવા શત્રુની ઉપર સમદૃષ્ટિ રાખવી એનું નામ સમતા. (અપક્ષપાતપણું).[૧૧] કોઈના ધનની ઈચ્છા કરવી નહિ, નિત્ય ગાંભીર્ય રાખવું, ધૈર્ય રાખવું, કોઇનો ભય ન રાખવો તથા રોગની શાંતિ એનું નામ દમ. આ દમની પ્રાપ્તિ જ્ઞાને કરીને જ થાય છે.[૧૨] દાનમાં શ્રદ્ધા રાખવી, ધર્માચરણનો નિયમ રાખવો, એને વિદ્વાનો અમાત્સર્ય કહે છે. મનુષ્ય નિત્ય દૃઢ રહી સત્ય ધર્મનું આચરણ કરે છે તો જ અમત્સરી થાય છે.[૧૩] સત્પુરુષોમાં માનીતો અને સત્યવાદી એવો સત્પુરુષ, પોતાને ગમતી બાબતોને તથા નહિ ગમતી બાબતોને સાંભળી રહે છે તેનું નામ ક્ષમા. સત્ય બોલનારો તે ગુણને સારી રીતે પ્રાપ્ત કરી શકે છે.[૧૪] બુદ્ધિમાન પુરુષ બીજાનું સારી રીતે કલ્યાણ કરે છે; કદી પણ ખિન્ન થતો નથી અને જેમાં વાણી અને મન અત્યંત શાંત હોય છે તે પુરુષમાં હ્રી (લજ્જા) રહે છે. એ લજ્જા ધર્માચરણથી પ્રાપ્ત થાય છે.[૧૫] ધર્મને માટે પુરુષ બીજાને ક્ષમા કરે છે તેનું નામ તિતિક્ષા. તેને ક્ષાંતિ પણ કહેવામાં આવે છે. તે ગુણ લોકોને વશ કરવા માટે પાળવામાં આવે છે. આ ગુણ ધૈર્યથી મેળવી શકાય છે.[૧૬] સ્નેહનો તથા વિષયોનો ત્યાગ કરી દેવો એનું નામ ત્યાગ. જે પુરુષ રાગદ્વેષરહિત હોય છે તેનાથી જ ત્યાગ થઈ શકે છે; પણ બીજાથી થઈ શકતો નથી.[૧૭] જે ગુણવડે પુરુષ પ્રયત્નપૂર્વક પ્રાણીઓનું ભલું કરે છે; અને પંડે નિરાકાર (અલિપ્ત) તથા રાગ (પ્રીતિ) રહિત હોય છે, તે ગુણનું નામ આર્યતા છે.[૧૮] જે પુરુષ સુખ અથવા તો દુઃખ પ્રાપ્ત થયા છતાં હર્ષ કે શોકરૂપ વિકારને પામતો નથી, તે ગુણનું નામ ધૈર્ય. જે બુદ્ધિમાન્ પુરુષ પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તેણે નિત્ય ધૈર્ય ગુણને સેવવો.[૧૯] મનુષ્યે સદાય ક્ષમાશીળ અને સત્યવાદી થવું. હર્ષ, ભય અને ક્રોધ રહિત જે પંડિત પુરુષ હોય, તે ધૃતિને પામે છે.*[૨૦] મન, વાણી તથા કર્મવડે સર્વ પ્રાણીઓનો દ્રોહ કરવો નહિ, સર્વના ઉપર અનુગ્રહ કરવો તથા દાન દેવું આ સત્પુરુષોનો સનાતન ધર્મ છે.[૨૧] હે ભરતવંશી રાજા! આ તેર પ્રકારનું સત્ય છે. તેનાં જે જૂદાં જૂદાં લક્ષણો છે તે કહ્યાં. મહાત્મા પુરુષો એ સત્યને સેવે છે અને તેમાં વૃદ્ધિ કરે છે.[૨૨] હે રાજા! સત્યના ગુણોનો કહેવાથી પાર આવે એમ નથી; એટલા માટેજ બ્રાહ્મણો, પિતૃઓ અને દેવો સત્યનાં વખાણ કરે છે.[૨૩] સત્યના સમાન ધર્મ નથી અને અસત્ય સમાન પાપ નથી. વેદમાં કહ્યું છે કે, ધર્મને સત્યનો આશ્રય છે, માટે કદી પણ અસત્ય બોલવું નહિ.[૨૪] સત્યથી દાનનું ફળ, દક્ષિણાસહિત યજ્ઞોનું ફળ, અગ્નિહોત્રનું ફળ તથા ધર્મનો નિર્ણય કરનારા વેદોના અધ્યયનનું ફળ મળે છે.[૨૫] એક હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ અને સત્ય એ બંનેને ત્રાજવામાં મૂકયાં હોય તો એક હજાર અશ્વમેધ યજ્ઞના કરતાં સત્યનું ત્રાજવું નીચું નમશે (અર્થાત્ સત્ય વધશે).[૨૬]

इति श्रीभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'सत्यनी प्रशंसा' ए नामनो अध्याय १६२ मो समाप्त.

## અધ્યાય ૧૬૩ મો.

### તેર દોષનું વર્ણન.

યુધિષ્ઠિરે પૂછયું;–હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! જેનાવડે ક્રોધ અને કામની ઉત્પત્તિ થતી હોય તથા શોક, મોહ, વિધિત્સા–જૂદાં જૂદાં (ખરાબ) કાર્યો કરવાની ઇચ્છા અને જેનાથી બીજાની પડતી જોવાની ઇચ્છા ઉત્પન્ન થતી હોય તે દોષો મને કહો.[૧] વળી લોભ, માત્સર્ય, ઈર્ષ્યા, નિંદા, અસૂયા (ગુણ ઉપર દોષારોપ), કૃપા ને અભય આ સર્વ શાથી ઉત્પન્ન થાય છે, તે હે મોટી બુદ્ધિવાળા ભીષ્મ! મને યથાર્થ રીતે કહો.[૨]

ભીષ્મે કહ્યું;–હે મહારાજ! તેં કહેલા એ તેર દોષો, પ્રાણીઓના મહાબળવાન્ શત્રુઓ કહેવાય છે. તેઓ ચારે તરફથી પુરુષોને ઘેરી લે છે.[૩] તે શત્રુઓ સાવધાન રહીને, પ્રમાદમાં રહેનારા પુરુષને દુઃખી કરે છે તથા નહારોની પેઠે પુરુષને જોતાં વેંત જ બળથી તેનાપર તૂટી પડી તેનો નાશ કરે છે.[૪] આ સર્વથી દુઃખ ઉત્પન્ન

* ૨૦ મા શ્લોકમાં દયાનું લક્ષણ પણ સમજવું.

થાય છે, પાપકર્મની પ્રવૃત્તિ થાય છે; આમ, હે મહાત્મા! મનુષ્યે જાણવું.[૫] હે રાજન્! તેં ગણાવેલા ગુણોની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ તને કહીશ તથા ક્રોધની આરંભથી ઉત્પત્તિ તને યથાર્થ રીતે કહીશ, હે રાજા! તે તું એક મનથી સાંભળ.

લોભમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે અને બીજા દોષોથી તે વૃદ્ધિ પામે છે.[૬-૭] પણ એ ક્રોધ, હે રાજા! ક્ષમાથી આગળ વધતો અટકે છે અને ક્ષમાથી નાશ પામે છે. કામ સંકલ્પમાંથી ઉત્પન્ન થાય છે અને તે સેવવાથી વૃદ્ધિ પામે છે.[૮] બુદ્ધિમાન્ મનુષ્ય જ્યારે કામને સેવવો બંધ કરે છે, ત્યારે એ કામ એકદમ નાશ પામે છે. અસૂયા, ક્રોધ તથા લોભના મધ્યમાંથી ઉત્પન્ન થાય છે અને સર્વ પ્રાણીઓના ઉપર દયા કરવાથી તથા નિર્વેદથી (વૈરાગ્યથી) તે નાશ પામે છે. બીજાઓમાં દોષદૃષ્ટિ કરવાથી અસૂયા ઉત્પન્ન થાય છે; પરંતુ બુદ્ધિમાન્ પુરુષો તત્ત્વજ્ઞાનથી તેનો નાશ કરે છે; (એટલે સર્વ વસ્તુને નિર્દોષ જોઇને તેનો નાશ કરે છે).[૯-૧૦] મોહ (વિપરીત બુદ્ધિ), અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે; અને તે વારંવાર પાપ કર્મ કરવાથી વૃદ્ધિને પામે છે; અને મહાત્મા પુરુષોનો સમાગમ કરવાથી તુરત તેનો નાશ થાય છે.[૧૧] હે કુરુકુલોત્પન્ન રાજા! જે પુરુષો એક બીજાથી વિરુદ્ધ (એવા કૌલિક આદિ શાસ્ત્રોનું) અવલોકન કરે છે, તે પુરુષોમાં વિધિત્સા (કોઇનું ખરાબ કાર્ય કરવાની ઇચ્છા) ઉત્પન્ન થાય છે અને તત્ત્વનું જ્ઞાન થયા પછી તે શાંત પડે છે.[૧૨] એક પુરુષ ઉપર પ્રીતિ હોય તેનો જ્યારે વિયોગ થાય છે ત્યારે શોક ઉત્પન્ન થાય છે, પણ તેને જ્યારે નિરર્થક જાણે છે, ત્યારે તુરત જ તે શોક નાશ પામે છે.[૧૩] પારકાનું ભુંડું જોવાની ઇચ્છા, વારંવાર કરવામાં આવતાં, તેનું ભુંડું ન થાય ત્યારે ક્રોધ તથા લોભનો જન્મ થાય છે અને સર્વ પ્રાણીઓના ઉપર દયા દૃષ્ટિયે જોવાથી તથા 'રે રે! એનું બહુ ભુંડું થયું' એવો વિચાર કરવાથી તેનો નાશ થાય છે.[૧૪] સત્યનો ત્યાગ કરવાથી અને ક્રૂરતાનું સેવન કરવાથી માત્સર્ય-વેર ભાવની ઉત્પત્તિ થાય છે; અને હે તાત! સત્પુરુષોની સેવા કરવાથી તેનો નાશ થાય છે.[૧૫] ઉત્તમ કુળના અભિમાનથી, જ્ઞાનથી તથા ઐશ્વર્યથી, મનુષ્યોને મદ ચઢે છે, અને જ્યારે એ સર્વનું યથાર્થ જ્ઞાન થાય છે, ત્યારે મદ એકદમ ઉતરી જાય છે.[૧૬] કામના કરવાથી તથા અધમ પુરુષોના સંગમાં રહી, આનંદ પામવાથી બીજા લોકોના ઉપર ઇર્ષા ઉત્પન્ન થાય છે અને તે ઇર્ષા, જ્ઞાનવડે નાશ પામે છે.[૧૭] સામાન્ય કાર્યમાં, પોતાના ચારિત્ર્યમાં દુષણ થવાથી, સમાજભ્રષ્ટ થવાથી, અને દ્વેષ ઉત્પન્ન કરે તેવાં અસંમત વચનોથી, હે રાજા! નિંદાની ઉત્પત્તિ થાય છે અને તે નિંદા, ઉત્તમ લોકોના ચારિત્ર્ય તરફ દૃષ્ટિ કરવાથી શાંત પડે છે.[૧૮] બળવાન તથા અપકાર કરનારા લોકોને જેઓ શિક્ષા કરવે અશક્ત છે, તેઓમાં તીવ્ર અસૂયા ઉત્પન્ન થાય છે. તે અસૂયાનો દયા આણવાથી નાશ થાય છે.[૧૯] કૃપણ પુરુષોને જોઇને કૃપા ઉત્પન્ન થાય છે; પરંતુ જ્યારે ધર્મની સ્થિતિનું અવલોકન કરવામાં આવે છે, ત્યારે તે કૃપા શાંત પડે છે.[૨૦] પ્રાણીઓને સદાય અજ્ઞાનથી લોભ થાય છે; પરંતુ મનુષ્ય જ્યારે ભોગોની અસ્થિરતા જુવે છે અને જાણે છે, ત્યારે તેનો લોભ શાંત પડી જાય છે.[૨૧] આ તેર ગુણો શાંતિથી જિતી શકાય છે એમ મુનિઓ કહે છે. આ તેરેય દોષો ધૃતરાષ્ટ્રના પુત્રોને વિશે હતા અને મહાત્માઓની સેવા કરવાથી સત્યને ચાહાનારા એવા તેં તે તેરેય દોષોને નિત્ય જિતી લીધા છે.[૨૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'लोभ निरूपण' ए नामनो अध्याय १६३ मो समाप्त.

---

## અધ્યાય ૧૬૪ મો.

### ક્રૂર-અણહિતેચ્છુ-નાં લક્ષણ.

યુધિષ્ઠિરે પૂછયું;-હે ભરતવંશી પિતામહ! હું સત્પુરુષોના સમાગમથી સદાય આનૃશંસ્ય કોણ છે તે જાણું છું; પરંતુ નૃશંસ પુરુષોને (ક્રૂર પુરુષો કેવા છે તેને) જાણતો નથી; તેમ તેઓનાં કર્મને પણ જાણતો નથી.[૧] મનુષ્યો જેમ કાંટાઓને, ઝાંખડામાં ઢંકાયલા ખાડા-કુવાને અને અગ્નિને તજી દે છે, તેમ જ ક્રૂર કર્મ કરનારા પુરુષને પણ તજી દે છે.[૨] હે ભરતવંશી રાજા! નૃશંસ (ક્રૂર) પુરુષ આ લોકમાં પ્રસિદ્ધ રીતે દુઃખી થાય છે એટલુંજ નહિ, પરંતુ પરલોકમાં પણ દુઃખી થાય છે. માટે હે કુરુકુળોત્પન્ન પિતામહ! તું મને નૃશંસ પુરુષનાં સ્વરૂપાદિ કહે.[૩]

ભીષ્મે કહ્યું;-હે રાજા! નૃશંસ પુરુષને હંમેશા દુષ્ટ કર્મ કરવાની ઇચ્છા જ થયા કરે છે. તે પંડે નિંદાપાત્ર હોવા છતાં, બીજાની નિંદા કરે છે. તે નિત્ય વિચાર્યા કરે છે કે 'ઓ! મને છેતરવામાં આવ્યો!'[૪] તે દીધેલાં દાનની કીર્તિ કર્યા કરે છે; બીજાનો દ્વેષ કરે છે; નીચ કર્મ કરે છે; સ્નેહ દર્શાવીને પાછળથી છેતરે છે; શઠપણું કરે છે; કોઇને પણ આપ્યા વિના એકલો જ ઉપભોગ કરે છે; અભિમાની છે; વિષયોનો સંગી છે અને બડબડાટ કરનારો હોય છે.[૫] ક્રૂર પુરુષ સર્વપ્રતિ બહુ જ શંકા રાખનારો, કાગડાની પેઠે છેતરવાની દૃષ્ટિવાળો, કૃપણ, પોતાના સ્નેહી મિત્રોનાં વખાણ કરનારો, નિત્ય સંન્યા-

સ્રીઓ વગેરેનો દ્વેષ કરનારો તથા તેના ઉપર દોષારોપ મૂકનારો હોય છે.[૬] વળી તે નિત્ય હિંસા કર્મ કરનાર, ગુણ તથા અવગુણનો વિચાર નહિ કરનાર, બહુ જ કપટી, મનસ્વી અને અત્યંત લોભિયો હોય છે. આ બધા ગુણવાળાને નૃશંસ પુરુષ જાણવો.[૭] નૃશંસ (અણુહિતેચ્છુ) પુરુષ ધર્મશીળ અને ગુણવાન પુરુષને પાપી જાણે છે, અને પોતાના સ્વભાવને અનુસરીને કોઇનો પણ વિશ્વાસ કરતો નથી.[૮] જ્યાં પારકાના અને પોતાના સમાન દોષો હોય છે, ત્યાં તે સામા મનુષ્યના દોષો ખુલ્લા કરે છે અને આજીવિકાને માટે બીજાને નુકસાન કરે છે.[૯] તે પોતાના ઉપર ઉપકાર કરનારા સામા મનુષ્યને છેતરાઇ ગયેલો સમજે છે અને (ભુલે ચુકે તે) પોતા ઉપર ઉપકાર કરનારાને ધન આપવાની જરૂર પડે છે, તો આપ્યા પછી તેને માટે સંતાપ કરે છે.[૧૦] ભક્ષ્ય (કરડીને ખવાય તેવાં), પેય (પીવા યોગ્ય), લેહ્ય (ચાટવાના પદાર્થ ચટણી વગેરે), જે જે ઉત્તમ ભોજન હોય તે સર્વ બીજા મનુષ્યો બેઠા બેઠા જોયા કરે, તેમ પોતે એકલો એકલો ખાય છે. એવા પુરુષને નૃશંસ કહેવો.[૧૧] પરંતુ જે પુરુષ ભોજન કર્યા પહેલાં બ્રાહ્મણોને ખાવાના પદાર્થો આપીને, પછી સ્નેહીઓની સાથે ભોજન કરે છે તે પુરુષ આ લોકમાં સુખ ભોગવે છે અને મરણ પછી સ્વર્ગમાં જાય છે.[૧૨] હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! આ પ્રમાણે મેં તને નૃશંસ પુરુષનું સ્વરૂપ કહ્યું. જ્ઞાની મનુષ્યે તેવા ક્રૂર–અણુહિતેચ્છુ પુરુષનો સદાય ત્યાગ કરવો.[૧૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'नृशंसाख्यान' ए नामनो अध्याय १६४ मो समाप्त.

## અધ્યાય ૧૬૫ મો.

### પ્રાયશ્ચિત્તાદિ સામાન્ય ધર્મનું નિરૂપણ.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર રાજા! જે બ્રાહ્મણનું ધન ચોર ચોરી ગયા હોય, જે બ્રાહ્મણને યજ્ઞ કરવો હોય, જે બ્રાહ્મણ વેદો તથા ઉપનિષદોમાં પારંગત હોય, જેને આચાર્યને દક્ષિણા આપવા માટે, પિતૃઓના શ્રદ્ધાદિક કર્મ કરવા માટે, અથવા તો અધ્યયન કરવા માટે ધન જોઇતું હોય, તે સર્વ મહાત્મા બ્રાહ્મણોને ધર્મભિક્ષુકો જાણવા, અને તેઓ જો નિર્ધન હોય તો, હે ભરતવંશી રાજા! તેઓને ધન આપવું તથા વિદ્યા ભણાવવી.[૧–૨] એ સિવાયના બીજા બ્રાહ્મણોને પણ, હે ભરતવંશી રાજા! દાન દેવું. જે બ્રાહ્મણો, બ્રાહ્મણ ધર્મમાંથી ભ્રષ્ટ થયા હોય તેને યજ્ઞાદિમાં વેદીની બહાર બેસાડીને આમાન્ન (કાચું અન્ન) આપવું, (પણ ધન આપવું નહિ) આમ શાસ્ત્રે વિધાન કરેલું છે.[૩] રાજાએ યોગ્યતા પ્રમાણે બ્રાહ્મણોને સર્વ જાતનાં રત્નો આપવાં; કેમકે વેદો અને બહુ દક્ષિણાવાળા યજ્ઞો બ્રાહ્મણોને આધારે જ રહેલા છે;[૪] અને બ્રાહ્મણો પણ વૈભવના તથા આચારના પ્રમાણમાં સદાય યજ્ઞયાગ કર્યા કરે છે. જેની પાસે ત્રણ વર્ષ સુધી પોષ્ય વર્ગનું પોષણ થઈ શકે તેટલું અન્ન હોય અથવા તો તેનાથી અધિક પણ હોય તો તે પુરુષ સોમયાગ કરવાને યોગ્ય ગણાય છે.[૫] બ્રાહ્મણ જાતિના યજમાનનો યજ્ઞ, એક અંશે અપૂર્ણ રહી જતો હોય તો અને દેશનો રાજા ધર્મનિષ્ઠ હોય તો, જે વૈશ્ય ઘણાં ઢોરઢાંખરવાળો હોય, પરંતુ તે યજ્ઞ કરતો ન હોય, તેમ સોમ પણ કરતો ન હોય, તેવા વૈશ્યના ઘરમાંથી, રાજાએ (પોતા પાસે ધન ન હોય તો) બ્રાહ્મણના યજ્ઞને પૂર્ણ કરવા માટે ધન લૂટી લાવવું.[૬–૭] શૂદ્રને યજ્ઞયાગાદિ કરવાનો અધિકાર નથી, તેથી રાજાએ, યજ્ઞના પ્રસંગ માટે આપણે જે કંઈ જોઇએ તે શૂદ્રના ઘરમાંથી ઇચ્છાપૂર્વક લૂટી લાવવું.[૮] સો ગાયોનો માલિક છતાં જે અગ્નિહોત્રી ન હોય અને હજાર ગાયોનો માલિક છતાં જે યજ્ઞ કરતો ન હોય, તે બન્નેના ઘરમાંથી પણ, વિચાર કર્યા વગર રાજાએ ધન લૂટી લાવવું.[૯] તેમ જ જેઓ દાતા ન હોય તેવા પુરુષોને ત્યાંથી પણ રાજાએ, તેઓને ખુલ્લેખુલ્લું કહીને, તેઓનું ધન છીનવી લેવું. આ રીતે વર્તવાથી રાજાને બીલકુલ અધર્મ થતો નથી.[૧૦] તેમ જ તું બીજી વાત પણ સાંભળ. એક દિવસનો કે ત્રણ દિવસનો ઉપવાસ થયો હોય તો એક દિવસ ચાલે તેટલું ધન, હીન કર્મ કરનારા નીચ મનુષ્યની પાસેથી, જે ત્યાગી આજની જ ચિંતા રાખે છે, પણ કાલની ચિંતા રાખતો નથી તેણે, વગર પરવાનગીએ, હરણ કરવું.[૧૧] ખળામાંથી, ક્ષેત્રમાંથી અથવા તો જ્યાંથી મળે ત્યાંથી, ત્યાગી પુરુષે, માત્ર પોતાની આજીવિકા જોગું અન્ન ઉપાડી લેવું અને રાજા પૂછે કે ન પૂછે તોએ પણ તેણે તે વાત રાજાની પાસે જઇને કહેવી.[૧૨] અને ધર્મવેત્તા રાજાએ, ધર્મ પ્રમાણે તે બ્રાહ્મણને શિક્ષા કરવી નહિ; કેમકે બ્રાહ્મણને (ત્યાગીને) આજીવિકા માટે જે દુઃખ પડે છે, તેમાં રાજાની મૂર્ખાઇ જ કારણ હોય છે.[૧૩] રાજાએ શાસ્ત્રવેત્તા તથા શીલસંપન્ન બ્રાહ્મણને સારી રીતે જાણીને, તેની આજીવિકા બાંધી આપવી; અને પિતા જેમ પોતાના ઔરસ પુત્રનું રક્ષણ કરે તેમ રાજાએ બ્રાહ્મણનું રક્ષણ કરવું.[૧૪] જ્યારે એક વર્ષ પૂરું થઇને નવું વર્ષ બેસે, ત્યારે આગ્રયણ તથા પશુ સોમ વગેરે યજ્ઞો ન થઈ શકયા હોય તો, તેના પ્રાયશ્ચિત્ત તરિકે વિશ્વાનર દેવની ઇષ્ટિ કરવી. ધર્મવેત્તા બ્રાહ્મણો કહે છે કે, મુખ્ય વિધિને ઠેકાણે ગૌણ વિધિ કરવો એ પણ પરમ ધર્મ ગણાય છે.[૧૫]

વિશ્વેદેવતાઓએ, સાધ્યોએ, બ્રાહ્મણોએ અને મહર્ષિ-ઓએ એવો નિર્ણય કર્યો છે કે,–મરણના ભયથી આપત્કાળમાં મુખ્ય વિધિ થઈ શકે નહિ તો તે ઠેકાણે ગૌણ વિધિ કરવો.[૧૬] પરંતુ જે મનુષ્ય મુખ્ય વિધિ કરવાને સમર્થ હોય તે મનુષ્ય ગૌણવિધિ કરી, ચલાવી લે તો, તે દુષ્ટ બુદ્ધિના મનુષ્યને પારલૌકિક ફળ મળતું નથી.[૧૭] વેદ જાણનારા બ્રાહ્મણે રાજાની પાસે પોતાના તેજ અને જ્ઞાનની કથા કરી, ભીખ માંગવી નહિ; કારણ કે પોતાનું પરાક્રમ અને રાજાનું પરાક્રમ સરખાવતાં, પોતાનું પરાક્રમ વિશેષ બળવાન છે.[૧૮] અને તે માટે જ, બ્રહ્મવાદી બ્રાહ્મણોનું તેજ, રાજાને સદાય દુઃસહ હોય છે. બ્રાહ્મણ જગતનો ઉત્પન્નકર્તા, શાસ્તા અને પાલણ કરનાર એક દેવ કહેવાય છે,[૧૯] એટલા માટે બ્રહ્મવાદી બ્રાહ્મણને કદીએ અકુશળ વાણી કહેવી નહિ; શુષ્ક વાણી કહેવી નહિ. ક્ષત્રિયે બાહુના પરા-ક્રમથી પોતાની આપત્તિને તરવી;[૨૦] વૈશ્યે તથા શૂદ્રે, ધન-વડે આપત્તિ તરવી અને બ્રાહ્મણોએ વેદના મંત્રોથી તથા અભિચારના હોમ હવન કરીને આપત્તિ તરવી. કન્યાએ, તરુણ સ્ત્રીએ, મંત્ર નહિ જાણનારા બ્રાહ્મણે, મૂર્ખે[૨૧] તથા જેને યજ્ઞોપવીતનો સંસ્કાર કરવામાં આવ્યો ન હોય તેવા પુરુષે, અગ્નિહોત્રમાં હોમ આપવો નહિ. ઉપર કહેલા પુરુષ કે સ્ત્રી, કોઈ પણ જે અગ્નિમાં હોમ કરે છે તો જેના અગ્નિમાં તેઓ હોમ કરે છે તે તથા હોમ કરનાર બંને નરકમાં પડે છે. હોતા પુરુષ યજ્ઞના કાર્યમાં કુશળ અને વેદમાં પારંગત હોવો જોઇએ.[૨૨] અગ્નિહોત્રની દક્ષિણામાં પ્રજાપતિ જેના દેવ છે એવો એક ઘોડો આપવો જોઇએ, જે અગ્નિહોત્રી, એ ઘોડાનું દાન કરતો નથી તેને અગ્નિ-હોત્રી કહેવો નહિ એમ ધર્મશાસ્ત્ર જાણનારા પંડિતો કહે છે.[૨૩] શ્રદ્ધાશાળી અને જિતેન્દ્રિય પુરુષે બીજાં પુણ્યનાં કાર્ય કરવાં, પરંતુ ઉત્તમ પ્રકારની દક્ષિણા આપવાની શક્તિ ન હોય તો કદી પણ યજ્ઞ કરવો નહિ;[૨૪] કારણ કે દક્ષિણા આપ્યા વિના કરેલો યજ્ઞ પ્રજાનો, પશુઓનો (ઢોરઢાંખરોનો) અને સ્વર્ગનો નાશ કરે છે; તેમ ઇંદ્રિયોનો, યશનો, કીર્તિનો તથા આયુ-ષ્યનો પણ નાશ કરે છે.[૨૫] જે પુરુષ રજોદર્શનવાળી (અડકાયલી) સ્ત્રી સાથે મૈથુન કરે છે; જે બ્રાહ્મણ અગ્નિહોત્ર રહિત હોય છે; જેઓ વેદ જાણનારા બ્રાહ્મણો વિના અગ્નિમાં હોમ કરે છે, તે સર્વે પાપકર્મ કરનારા છે.*[૨૬] એક ગામમાં એક જ કુવો હોય તેવા ગામમાં જે બ્રાહ્મણ બાર વર્ષ સૂધી રહે; અને જે બ્રાહ્મણ શૂદ્રની કન્યાને પરણ્યો હોય એ બન્નેનાં કર્મ શૂદ્રના સમાન થાય છે.[૨૭] જે પુરુષ નહિ પરણેલી કન્યાને શય્યામાં સુવરાવે છે (અર્થાત્ કુંવારી કન્યાનો સંગ કરે છે) અને જે બ્રાહ્મણ, શૂદ્ર જાતિના વૃદ્ધ પુરુષને પણ માનપાન આપે છે તથા જે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય જાતિના પુરુષની પાછળ સદરી ઉપર બેસે છે તે પાતકી થાય છે, તે કેમ શુદ્ધ થાય છે તે, હે રાજન્! હું તને કહું છું તે તું સાંભળ.[૨૮] જે બ્રાહ્મણ હલકા વર્ણના પુરુષની જો એક રાત્રિ સેવા કરે અથવા એક સ્થળમાં સાથે રહે, અથવા એક આસન ઉપર બેસે, તેને જે પાપ લાગે છે તે પાપના પ્રાયશ્ચિત્ત માટે તેણે ત્રણ વર્ષ સૂધી, વ્રત લઇને, ક્ષત્રિય અથવા વૈશ્યની પાછળ, ઘાસની સાદડીપર, લાગલાગટ બેસી રહેવું; અથવા તો ત્રણ વર્ષ પર્યંત ચોતરફ વિહાર કર્યા કરવો. એમ કરવાથી ત્રણ વર્ષે તે પોતાના પાપનો નાશ કરી શકે છે.[૨૯] હે રાજન્! મશ્કરીમાં અસત્ય બોલવાથી પાપ લાગતું નથી, તેમ સ્ત્રીની પાસે અસત્ય બોલવાથી પણ પાપ લાગતું નથી. વળી વિવાહના પ્રસંગમાં અસત્ય ભાષણ કરવાથી,* ગુરુના રક્ષણ માટે તથા પોતાના જીવરક્ષણ માટે અસત્ય ભાષણ કરે તોપણ પાપ લાગતું નથી. એ પાંચ પ્રસંગોમાં અસત્ય ભાષણ કરવાથી પાપ લાગતું નથી એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે.[૩૦] શ્રદ્ધાળુ પુરુષે નીચની પાસેથી પણ ઉત્તમ વિદ્યા ભણવી અને અપવિત્ર સ્થાનમાંથી પણ વિચાર કર્યા વિના સુવર્ણ ઉપાડી લેવું;[૩૧] દુષ્ટ કુળમાંથી પણ સ્ત્રીરૂપી રત્નને ગ્રહણ કરી લેવું અને ઝેરમાંથી પણ અમૃતનું પાન કરવું. સ્ત્રીઓ, રત્નો અને પાણી દૂષણ પામતાં નથી એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.[૩૨] ગૌ બ્રાહ્મણના હિતને માટે, વર્ણોમાં સંકરપણું ચાલતું હોય ત્યારે અને પોતાના પંડનું સંરક્ષણ કરવાની જરૂર પડે ત્યારે વૈશ્યને શસ્ત્રો હાથમાં લેવામાં બાધ નથી.[૩૩] મદિરાપાન, બ્રહ્મહત્યા, ગુરુપત્નીગમન, આટલાં પાપનાં પ્રાયશ્ચિતો જ નથી. પરંતુ તેમાં તો મરણ થવાથી જ છુટકો થાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૩૪] સુવર્ણની ચોરી, સામાન્ય ચોરી, તથા બ્રાહ્મ-ણના ધનની ચોરી, એ પણ પાપ છે. મદિરાનું પાન કર-વાથી, અગમ્યા (ભગિની વગેરે કુટુંબની સ્ત્રીઓ) સ્ત્રીની સાથે ગમન કરવાથી, પતિતોની સાથે સહવાસ કરવાથી તથા અબ્રાહ્મણ એવા પુરુષે, બ્રાહ્મણી સાથે મૈથુન કર-વાથી, હે મહારાજ! તે અવશ્ય તુરત જ પતિત થાય છે.[૩૫] પતિતની સાથે એક વર્ષ સૂધી સહવાસ રાખવાથી મનુષ્ય પતિત થાય છે. વળી પતિતને યજ્ઞ કરાવવાથી,

* બંગાળ પ્રતનો પાઠ આ પ્રમાણે છેઃ–જે પુરુષ રજોદર્શનવાળી સ્ત્રી સાથે મૈથુન કરે છે, અથવા જે બ્રાહ્મણે કદી યજ્ઞ કીધો નથી, અથવા જેના કુટુંબમાં વેદવેત્તા હોતો નથી, તેને શૂદ્ર જાણવો.

* જેમકે કોઈ કન્યાના સંબંધમાં કે વરના સંબંધમાં કંઈ પૂછે તો તેને અસત્ય ઉત્તર આપવાથી પાપ લાગતું નથી.

વેદ ભણાવવાથી, પુત્ર પુત્રીનો તેની સાથે સંબંધ કરવાથી, એક વાહનમાં સાથે બેસવાથી, સાથે રહેવાથી તથા સાથે ભોજન કરવાથી, તુરત જ પતિત થાય છે![૩૬-૩૭] હે ભરતવંશી રાજા! આ પાંચ મહાપાપ છોડીને બીજાં પાપનાં પણ પ્રાયશ્ચિત્તો કહ્યાં છે. મનુષ્યે સમય પ્રમાણે વ્રત કરીને તે પાપનાં પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થવું ને ફરીથી પાપ કરવાની ઇચ્છા જ થવા દેવી નહિ.[૩૮] (મદિરાપાન કરનારો,) બ્રહ્મહત્યા કરનારો અને ગુરુની પત્ની સાથે ગમન કરનારો, આ ત્રણ પાતકી પુરુષ મરી ગયા હોય અને તેની પાછળ તેઓને દાહાદિક અંત્યેષ્ટિ કર્મ કરવામાં આવ્યું ન હોય, તોપણ તેના વારસે તેનું અન્ન તથા પહેરવાના અલંકારો લઈ લેવામાં વિચાર કરવો નહિ, (કારણકે તેઓનું પ્રેતકાર્ય કરવાનું કહ્યું નથી).[૩૯]

પોતાના મિત્રો કે પોતાના ગુરુઓ જો પાતકી હોય તો ધર્મનિષ્ઠ પુરુષે ધર્મ પ્રમાણે તે મિત્રોનો તથા ગુરુઓનો ત્યાગ કરી દેવો અને પંડે પ્રાયશ્ચિત્ત કરવું (તેના સંગમાં રહેવાયું હોય તે માટે). સદાચારી પુરુષે તે પાપીઓ શુદ્ધ ન થાય ત્યાં સૂધી તેઓની સાથે કોઈ પણ જાતની વાત કે વિચાર કરવો નહિ.[૪૦] જે પુરુષ અધર્મમાર્ગે વર્ત્યો હોય, તે તપ કરીને ધર્મવડે પોતાનાં પાપનો નાશ કરે છે. ચોરને ચોર કહેવાથી ચોરીનું પાપ લાગે છે.[૪૧] જે ચોર ન હોય, તેને ચોર કહેવાથી બમણું પાપ લાગે છે; કન્યા પંડે (શીલવ્રતથી) ભ્રષ્ટ થાય છે, તો તેને બ્રહ્મહત્યાનું ત્રણચતુર્થાંશ પાપ લાગે છે;[૪૨] અને કન્યાના કન્યાપણાને દુષિત કરનારા પાપી પુરુષને, એકચતુર્થાંશ બ્રહ્મહત્યાનું પાપ લાગે છે.[૪૩] જે પુરુષ બ્રાહ્મણોનો તિરસ્કાર કરે અથવા તો નિંદા કરે તથા જે પુરુષ બ્રાહ્મણની ગળચી પકડીને તેને ધક્કો મારે, તેને મહાપાપ લાગે છે અને તે પુરુષ સો વર્ષ સૂધી પ્રતિષ્ઠાને પામતો નથી. જે મનુષ્ય બ્રાહ્મણની હત્યા કરે છે તો તે એક હજાર વર્ષ સૂધી નરકમાં પડ્યો રહે છે.[૪૪] તે માટે બ્રાહ્મણનો તિરસ્કાર કરવો નહિ, તેમ કદી પણ તેને મારવો નહિ. બ્રાહ્મણના શરીરમાંથી નિકળેલું લોહી જેટલા રજકણોને ભીંજવે છે, તેટલાં વર્ષો સૂધી લોહી કાઢનારો પુરુષ, હે રાજા! નરકમાં વાસ કરે છે. ગર્ભહત્યા કરનારો,* જો ગૌ તથા બ્રાહ્મણના રક્ષણ માટે યુદ્ધમાં શસ્ત્રોના પ્રહારથી મૃત્યુ પામે તો તે પાપમાંથી શુદ્ધ થાય છે.[૪૫-૪૬] અથવા તો બળબળતા અગ્નિમાં પોતાના આત્માનો હોમ કરે છે, તેથી પણ શુદ્ધ થાય છે. સુરાપાન કરનારો પુરુષ અગ્નિના જેવી ઉષ્ણ કરેલી વારુણી મદિરાનું પાન કરીને પાપમાંથી છૂટે છે.[૪૭] બ્રાહ્મણે એ પાપ કીધું હોય તો, અગ્નિના જેવી ધગધગતી વારુણીથી સુરાપાન કરનારા તે બ્રાહ્મણની કાયા બળી જાય છે ત્યારે અથવા તો મૃત્યુ પામે છે ત્યારે, શુદ્ધ થાય છે અને તેને પરલોક મળે છે; પરંતુ તે વિના પરલોક મળતો નથી.[૪૮] જે ગુરુની પત્નીની સાથે ગમન કરે છે તે દુરાત્મા અને પાપી મનનો પુરુષ, લોઢાની સ્ત્રીની ધગધગતી મૂર્તિનું આલિંગન કરીને મરણ પામે છે તો તે શુદ્ધ થાય છે.[૪૯] અથવા તો પોતાનો લિંગ તથા બે વૃષણ પંડે કાપી, પોતાના ખોબામાં લઈને સીધો ને સીધો મરણપર્યંત નૈર્ઋત્ય દિશામાં ચાલ્યો જાય તો તે શુદ્ધ થાય છે; અથવા તો બ્રાહ્મણોના રક્ષણ માટે પોતાના પ્રાણ તજે છે, તોપણ શુદ્ધ થાય છે.[૫૦-૫૧] અથવા તો અશ્વમેધ યજ્ઞ કરવાથી કે ગોસવ યજ્ઞ કરવાથી અથવા અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાથી પણ તે શુદ્ધ થાય છે અને આ લોકમાં તથા પરલોકમાં પૂજાય છે.[૫૨] બ્રહ્મહત્યા કરનારા પુરુષે બાર વર્ષ સૂધી નગરની બહાર ઝુંપડી બાંધીને રહેવું અને ઝુંપડી ઉપર જે મનુષ્યની હત્યા કીધી હોય, તેની ખોપરીને એક લાકડીપર ભેરવીને ટાંગવી, નિત્ય બ્રહ્મચર્ય પાળવું અને પોતાનું પાપ બીજાઓને કહેવું.[૫૩] આ રીતે બ્રહ્મહત્યા કરનારા પુરુષે સાધુજીવન ગાળવું–તપ કરવું. સવારે, મધ્યાહ્ને અને સાયંકાળે સ્નાન કરવું. જે પુરુષ ગર્ભવતી સ્ત્રીને બુદ્ધિપૂર્વક મારી નાખે, તેને બમણી બ્રહ્મહત્યા લાગે છે.[૫૪] મદિરાપાન કરનારા પુરુષે નિયમિત રીતે એક વખત ભોજન કરવું, બ્રહ્મચર્ય પાળવું, ધરતીપર શયન કરવું;[૫૫] અને ત્રણ વર્ષ પૂરાં થઇ રહે એટલે અગ્નિષ્ટોમ અથવા એવો જ કોઈ બીજો યજ્ઞ કરવો. પછી એક હજાર ગાય ને એક બળદ બ્રાહ્મણોને દાનમાં આપવાં. તેમ કરવાથી શુદ્ધ થાય છે.[૫૬] વૈશ્યની હત્યા થઈ ગઇ હોય તો બે વર્ષ સૂધી બ્રહ્મચર્ય વ્રત પાળવું (ભૂમિપર શયન કરવું ને એક ટાણું ભોજન કરવું) અને પછી અગ્નિષ્ટોમ યજ્ઞ કરીને એક બળદ અને સો ગાય બ્રાહ્મણોને આપવી, તેટલું કર્મ કરવા પછી શુદ્ધ થાય છે. શુદ્રની હત્યા થઈ ગઈ હોય તો એક વર્ષ સૂધી બ્રહ્મચર્યાદિક નિયમ પાળી (અગ્નિષ્ટોમ યજ્ઞ કરીને) એક બળદ અને સો ગાય બ્રાહ્મણોને દાનમાં આપવી, ત્યારે તે હત્યા કરનારો શુદ્ધ થાય છે.[૫૭] કુતરાં, વરાહ અને ગધેડાની* હત્યા કરીને શૂદ્રહત્યાનું જે વ્રત છે તે કરવું. મીંદડા, બપૈયા, દેડકા, કાગડા, સર્પ, ઉંદર વગેરેને મારીને પણ એ જ પ્રાયશ્ચિત્ત કરવું.[૫૮] હે રાજા! પ્રાણીઓની હત્યા કરવાથી પશુની હત્યા સમાન દોષ કહ્યો છે. હવે હું

* મહાભારતમાં જ્યાં જ્યાં ગર્ભહત્યાનું લખ્યું છે, ત્યાં ત્યાં ગર્ભહત્યા સાથે બ્રહ્મહત્યા પણ સમજવી.

* બેંગાળ પ્રતમાં ઉંટ છે.

તને બીજાં પ્રાયશ્ચિત્તો અનુક્રમે કહું છું.[૫૯] અજાણતાં નાના નાના જીવ જંતુઓનો વધ થઈ ગયો હોય તો પશ્ચાત્તાપરૂપી પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થવાય છે અથવા એક વર્ષ સૂધી કોઇ વ્રત ધરવું. વેદવેત્તા બ્રાહ્મણની સ્ત્રી સાથે વ્યભિચાર કરવાથી ત્રણ વર્ષ સૂધી અને પરદારાની સાથે વ્યભિચાર કરવાથી બે વર્ષ સૂધી વ્રત કરવું અને ચોથે કાળે એટલે સાયંકાળે સહજ ભોજન કરવું તથા બ્રહ્મચર્ય વ્રત પાળવું. પારકી સ્ત્રી સાથે ગમ્મત ઉડાવવી અથવા તેની સાથે એક આસને બેસનારાએ, એક ઠેકાણે જ બેસી રહેવું અથવા તો ભૂમિપર પડી રહેવું અને ત્રણ દિવસ સૂધી પાણી ઉપર રહેવું. અગ્નિમાં અપવિત્ર પદાર્થ નાંખનારા માટે પણ એ જ પ્રાયશ્ચિત્ત છે. આમ કરવાથી તે શુદ્ધ થાય છે. કારણ વગર માતા, પિતા અને ગુરુનો ત્યાગ કરે છે, તે પુરુષ પતિત થાય છે, આવો ધર્મશાસ્ત્રનો નિર્ણય છે.[૬૦–૬૨] પોતાની સ્ત્રી વ્યભિચારિણી હોય અથવા કેદખાનામાં જઈ આવી હોય, તો તેને અન્નવસ્ત્ર આપવાં અને પુરુષને પરસ્ત્રી સાથે ગમન કરવાનું જે પ્રાયશ્ચિત્ત કહ્યું છે, તે તે સ્ત્રીની પાસે કરાવવું, આવી શાસ્ત્રની મર્યાદા છે.[૬૩] ઉંચ વર્ણના પતિનો ત્યાગ કરીને ઉતરતી વર્ણના બીજા નીચની સાથે વ્યભિચાર કરે છે, તે સ્ત્રીને રાજાએ મોટા વિશાળ મેદાનમાં ઉભી રાખીને કુતરાની પાસે ફાડી ખવડાવવી.[૬૪] જે પુરુષ વ્યભિચાર કરે, તેને બુદ્ધિમાન્ રાજાએ લોઢાની ધગધગતી શય્યા ઉપર સુવરાવવો અને તેનાપર લાકડાં નાખવાં કે જેથી પાપકર્મ કરનારો બળી મરે.[૬૫] હે મહારાજ! એ જ શિક્ષા, પતિને ત્યજી બીજા સાથે વ્યભિચાર કરનારી સ્ત્રીને પણ કરવી. જે દુરાત્મા પુરુષ પાપ કર્મ કર્યા પછી એક વર્ષ સૂધી પ્રાયશ્ચિત્ત કરતો નથી, તેણે બમણું પ્રાયશ્ચિત્ત કરવું અને તેવા પુરુષની સાથે જે પુરુષ બે વર્ષ સૂધી સંસર્ગ રાખે તે પુરુષે, આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરવી અને ભિક્ષા માગીને જીવવું. પણ જે ચાર વર્ષ સંસર્ગ રાખે, તેને પાંચ વર્ષ સૂધી પૃથ્વી-પર્યટણ કરવું ને ભીખ માંગી જીવવું.[૬૬–૬૭] જયેષ્ઠ ભાઇ પરણ્યો ન હોય અને નાનો ભાઇ પરણે તો તેને પરિવેત્તા કહેવામાં આવે છે. એ કર્મથી જયેષ્ઠ ભાઇ, કનિષ્ઠ ભાઇ અને તેણે પરણેલી સ્ત્રી એ સર્વે પતિત થાય છે.[૬૮] એ પાપમાંથી મુક્ત થવાને, વીરહત્યા કરનારો જે વ્રત કરે, તેજ વ્રત એ સર્વેએ કરવું. પાપની શુદ્ધિને માટે એક મહિનો ચાંદ્રાયણ વ્રત કરવું અથવા કૃચ્છ્ર વ્રત કરવું;[૬૯] અથવા તો નાના ભાઇએ પોતાની સ્ત્રીને મોટા ભાઇના સન્મુખ ઉભી રાખીને 'આ તારી પુત્રવધૂ છે,' એમ કહીને માનપૂર્વક તેને અર્પણ કરવી. પછી જયેષ્ઠ ભાઇની આજ્ઞાથી નાનો ભાઇ તે સ્ત્રીનો સ્વીકાર કરે તો જયેષ્ઠ ભાઇ, નાનો ભાઇ અને પરણનારી કન્યા એ સર્વે, ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પાપમાંથી મુક્ત થાય છે.[૭૦] ગાય સિવાયનાં બીજાં પશુઓની હિંસા કરવાથી પાપ લાગતું નથી; કારણ કે મહાત્માઓ કહે છે કે, પશુઓના ઉપર મનુષ્યનું સર્વ રીતે સ્વામીત્વ છે.[૭૧] પાતકી મનુષ્યે હાથમાં ચમરી ગાયનું પુછડું તથા માટીનું વાસણ લઇને નિત્ય પોતાના પાપ કર્મ સર્વને કહેતાં કહેતાં સાત ઘેર ભિક્ષા માગવા જવું અને ત્યાંથી જે મળે તેના ઉપર નિર્વાહ કરવો. આમ કરવાથી બાર દિવસે પવિત્ર થાય છે. જો ચમરી ગાયનું પુછડું રાખવાને શકિતમાન્ ન હોય તો તેણે એક વર્ષ સૂધી વ્રત કરવું.[૭૨–૭૩]

મનુષ્યોએ એ પ્રમાણે ઉત્તમ પ્રાયશ્ચિત્ત કરવું અને જે મનુષ્યને દાન કરવાની શક્તિ હોય છે, તેણે દાન દેવું. આ પ્રમાણે, સર્વ પ્રાયશ્ચિત્ત કરવાં.[૭૪] શ્રદ્ધાશીળ પુરુષ માત્ર એક ગાયનું દાન કરવાથી પણ શુદ્ધ થાય છે, એમ ઋષિઓ કહે છે. કુતરાં, ડુક્કર, મનુષ્ય, કુકડાં અને ઊંટનું માંસ, મૂત્ર તથા નરક ખાવામાં આવે તો પ્રાયશ્ચિત્ત કરવું. સોમયજ્ઞ કરનારા બ્રાહ્મણને મદિરા પીનારાના મુખની ગંધ આવે તો તેણે ત્રણ દિવસ સૂધી ઉષ્ણ જળ પીવું, ત્રણ દિવસ ઉષ્ણ દૂધ પીવું, અને ત્રણ દિવસ વાયુનું ભક્ષણ કરવું. તેમ કરવાથી તે શુદ્ધ થાય છે.[૭૫–૭૭] આ રીતે તને સનાતન કાળનું પ્રાયશ્ચિત્ત કહી સંભળાવ્યું. બ્રાહ્મણે જો અજાણતાં એ પાપ કર્મ કર્યાં હોય તો તેણે વિશેષે કરીને પ્રાયશ્ચિત્ત કરવું.[૭૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्म पर्वमां 'प्रायश्चित्तविचार' ए नामनो अध्याय १६५ मो समाप्त.

---

## અધ્યાય ૧૬૬ મો.

### તરવારની ઉત્પત્તિ.

વૈશંપાયન બોલ્યા;–હે જનમેજય! તે પછી બીજી વાત નિકળતાં તરવારના યુદ્ધમાં કુશળ એવા નકુળે, બાણની શય્યામાં સુતેલા પિતામહ ભીષ્મને આ પ્રમાણે પૂછ્યું.[૧]

નકુળે પૂછ્યું;–"હે ધર્મ જાણનારા પિતામહ! ધનુષ નામનું શસ્ત્ર યુદ્ધમાં અત્યંત શ્રેષ્ઠ ગણાય છે. મારું મન તરવારને પસંદ કરે છે.[૨] કારણ કે જે સમયે ધનુષ ભાંગી જાય અને ઘોડાઓ મરણ પામે ત્યારે

યુદ્ધમાં સારી રીતે કેળવાયલા પોતાના શરીરનું તરવારથી રક્ષણ થઈ શકે છે.[૩] ધનુર્ધારીઓ અને ગદા તથા શક્તિને ધારણ કરનારાઓને એકલો તરવારવાળો શૂરવીર પુરુષ હરાવવાને શક્તિમાન્ થાય છે.[૪] આ વિષયમાં મને અત્યંત સંશય અને અત્યંત આશ્ચર્ય થાય છે કે, હે રાજા! સર્વ જાતનાં યુદ્ધોમાં કયાં શસ્ત્રને ઉત્તમ ગણવું.[૫] કોણે કોને માટે તરવારને ઉત્પન્ન કરી છે? શા હેતુ અર્થે તેને બનાવી છે અને તેનો પ્રથમ આચાર્ય કોણ હતો? હે પિતામહ! તે તમે મને કહો."[૬]

વૈશંપાયન બોલ્યા;-બુદ્ધિમાન્ એવા માદ્રીના પુત્રનું કુશળતા ભર્યું, સૂક્ષ્મ અર્થવાળું અને વિચિત્ર અર્થને દર્શાવનારું વચન સાંભળીને, હે ભરતવંશી રાજા! ખુલ્લા સ્વર અને ખુલ્લા વર્ણવડે, દ્રોણાચાર્યના શિષ્ય અને શસ્ત્ર વિદ્યાનું શિક્ષણ આપવાને યોગ્ય એવા નકુળને, બાણ શય્યામાં સુતેલા, ધર્મ જાણનારા અને ધનુર્વેદમાં પારંગત એવા ભીષ્મે આ પ્રમાણે કહ્યું,-[૭-૯]

ભીષ્મે કહ્યું;-હે માદ્રીના પુત્ર નકુળ! તું મને જે પ્રશ્ન પૂછે છે, તેનું ઉત્તર સાંભળ. તેં મને જાગ્રત કરી, ગેરુથી ભરપૂર એવા પર્વતના જેવો બનાવ્યો છે![૧૦] હે તાત! સૃષ્ટિની પૂર્વે ચોતરફ સમુદ્રનું પાણી પથરાયલું હતું, સર્વ જડ જેવું હતું, આકાશ કે પૃથ્વી એમાંનું કંઈપણ દેખાતું નહતું,[૧૧] સર્વ અંધકારથી ઢંકાઈ ગયું હતું, સ્પર્શ કરી શકાય નહી તેવું હતું, અત્યંત ગંભીર દેખાવનું હતું, શબ્દ વિનાનું તથા પ્રમાણમાં આવે નહિ તેવું હતું. આવી સ્થિતિમાં બ્રહ્મા ઉત્પન્ન થયા.[૧૨] પરાક્રમી બ્રહ્માએ પવન, અગ્નિ, સૂર્ય, આકાશ, ઉપરના લોકો, જેના યમ દેવ છે એવા નીચેના લોકો, આકાશ, ચંદ્ર, તારા, નક્ષત્રો, ગ્રહો, સંવત્સરો, ઋતુઓ, મહિનાઓ, પક્ષો, લવો, (નિમેષનો છઠ્ઠો ભાગ), ક્ષણો વગેરેને ઉત્પન્ન કર્યાં.[૧૩-૧૪] તે પછી બ્રહ્માએ લોકોના નિવાસરૂપ પોતાનું શરીર એક ઠેકાણે સ્થિર કર્યું અને ઉત્તમ તેજવાળા પુત્રોને ઉત્પન્ન કર્યા.[૧૫] તે પુત્રો આ પ્રમાણે હતા:-ઋષિઓ મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, આંગીરસ અને ઈશ્વર એવા પ્રભુ રુદ્ર તથા પ્રચેતા.[૧૬] પ્રચેતાના પુત્ર દક્ષે સાઠ કન્યાને ઉત્પન્ન કરી. તે સાઠેય કન્યાને, બ્રહ્મર્ષિઓ પ્રજાને માટે વર્યા હતા.[૧૭] તે કન્યાઓમાંથી સર્વે પ્રાણીઓ, દેવો, પિતૃઓનાં મંડળો, ગંધર્વો, અપ્સરાઓ, જાત જાતના રાક્ષસો,[૧૮] પક્ષીઓ, મૃગો, માછલાંઓ, વાનરો, મોટા સર્પો, જળમાં તથા સ્થળમાં વિહાર કરનારાં સર્વે પક્ષીઓ,[૧૯] ઉદ્‌ભિજ્જ (પૃથ્વી ફોડીને ઉત્પન્ન થનારાં વૃક્ષો), સ્વેદજ (પરસેવામાંથી ઉત્પન્ન થનારાં જીવજંતુઓ), અંડજ (ઇંડા માંથી ઉત્પન્ન થનારાં પક્ષીઓ) અને જરાયુજ (ઓળમાંથી ઉત્પન્ન થનારાં મનુષ્યો) ઉત્પન્ન થયાં. હે તાત! આ રીતે સ્થાવર તથા જંગમ એવું સર્વ જગત્ બ્રહ્માએ ઉત્પન્ન કર્યું.[૨૦] સર્વ લોકોના પિતામહ એવા બ્રહ્માએ એ પ્રમાણે પ્રાણીઓની સૃષ્ટિ રચી. પછી વેદમાં કહેલા સનાતન ધર્મની સ્થાપના કરી.[૨૧] આચાર્યો તથા પુરોહિતોની સાથે દેવતાઓ, આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યો, મરુતો, અશ્વિનીકુમારો, ભૃગુ, અત્રિ, અંગિરા, સિદ્ધો, તપોધન એવા કાશ્યપો, વસિષ્ઠ, ગૌતમ, અગસ્ત્ય, નારદ, પર્વત, વાલખિલ્ય ઋષિઓ, પ્રભાસ નામના ઋષિઓ, સિકતો, ઘૃતપો, સોમ, વાયવ્ય, વૈશ્વાનર, મરીચિપ, અકૃષ્ટ, હંસો, અગ્નિયોનિ નામના ઋષિઓ, વાનપ્રસ્થો ને પ્રશ્નીઓ-આ સર્વ બ્રહ્માની આજ્ઞા પ્રમાણે વેદોક્ત ધર્મનું આચરણ કરવા લાગ્યા.[૨૨-૨૫] દાનવોના રાજાઓએ બ્રહ્માની આજ્ઞાને પાળી નહિ, પરંતુ તેઓ ધર્મનો નાશ કરવા લાગ્યા અને ક્રોધ તથા લોભને વશ થઈ ગયા.[૨૬] હિરણ્યકશિપુ, હિરણ્યાક્ષ, વિરોચન, શંબર, વિપ્રચિત્તિ, નમુચિ, પ્રહ્લાદ, બળિ તથા બીજા દૈત્યો અને દાનવો, પોતાના ગણોની સાથે ધર્મની મર્યાદાનો ત્યાગ કરી, અધર્મ કરવાનો ઠરાવ કરીને પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા.[૨૭-૨૮] તેઓ કહેવા લાગ્યા કે, અમે પણ દેવતાની સમાન છીએ અને એક જ કુળના છીએ. આ પ્રમાણે કહીને દેવર્ષિઓની સાથે સ્પર્ધા કરવા લાગ્યા.[૨૯] હે ભરતવંશી રાજા! તેઓ પ્રજાનું પ્રિય પણ કરતા નહતા, તેમ તેઓ કોઈના ઉપર દયા પણ કરતા નહતા. પરંતુ સામાદિ ત્રણ ઉપાયોનો ત્યાગ કરીને દંડવડે પ્રજાને દુઃખ દેતા હતા.[૩૦] ગર્વભર્યા આગેવાન અસુરોએ દેવતાઓની સાથે મિત્રતા કરી નહિ. આવો સમય જોઈને બ્રહ્મર્ષિઓ બ્રહ્માની પાસે ગયા.[૩૧] તે સમયે ભગવાન બ્રહ્મા લોકોનું કાર્ય સિદ્ધ કરવા માટે, હે પુત્ર! હિમાલયના શિખર ઉપર બિરાજ્યા હતા. તે શિખર ઘણું રમણીય હતું, કમળરૂપી તારાઓથી ભરપૂર હતું, સો યોજનમાં વિસ્તારવાળું હતું, મણિઓ અને રત્નોના ઢગથી ભરપૂર હતું. વળી તે મોટા પર્વતના શિખર ઉપર આવેલા વનમાં પુષ્પનાં વૃક્ષો ખીલી નિકળ્યાં હતાં.[૩૨-૩૩] ત્યાં રહી, એક હજાર વર્ષો વીતી ગયા પછી બ્રહ્માએ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે યજ્ઞનો આરંભ કર્યો.[૩૪] યજ્ઞ કરવામાં કુશળ તથા યથાર્થ રીતે કર્મ કરનારા ઋષિઓ તે યજ્ઞમંડપમાં બેઠા હતા. તેથી પ્રકાશમાન અગ્નિઓથી યજ્ઞમંડપ ભરપૂર હોય તેવો દીપી રહ્યો હતો.[૩૫] યજ્ઞનાં વાસણો સુવર્ણનાં અને ચળકતાં હતાં, તેથી યજ્ઞમંડપ અલંકૃત થઇ રહ્યો હતો. મોટા મોટા દેવતાઓ તથા સદસ્ય થયેલા બ્રહ્મર્ષિઓથી તે યજ્ઞમંડપ દીપી

રહ્યો હતો. તે યજ્ઞમંડપમાં એક ભયંકર વૃત્તાંત થયું, એમ મેં ઋષિઓના મુખથી સાંભળ્યું છે.[૩૬-૩૭]

ચોતરફ તારાઓનો જેમ ઉદય થયો હોય એવા નિર્મળ આકાશમાં જેમ ચંદ્ર ઉદય પામે, તેમ એક પ્રકાશમાન પ્રાણી, કુંડના અગ્નિને આસપાસ ખસેડીને તેમાંથી બહાર નિકળ્યું, એમ સાંભળવામાં આવે છે.[૩૮] તેના શરીરની કાંતિ શ્યામ કમળના જેવી હતી, તેની દાઢ તીક્ષ્ણ હતી, તેનું ઉદર (પેટ) દુર્બળ હતું, તે શરીરે ઉન્નત હતું તથા અત્યંત અસહ્ય અને અપાર પ્રાણબળવાળું હતું.[૩૯] તે પ્રાણી જેવું બહાર ઉછાળો મારીને નિકળ્યું કે, પૃથ્વી ચલાયમાન થઇ ગઇ, સમુદ્રમાં ખળભળાટ થવા લાગ્યો અને તેમાં મોટા તરંગો અને ઘુમરીઓ પડવા લાગી.[૪૦] મોટા ઉત્પાતની સાથે ઉંબાડીયાં પડવા લાગ્યાં, વૃક્ષો પોતાની શાખાઓનો ત્યાગ કરવા લાગ્યાં, સર્વ દિશાઓ ખળભળી ઉઠી, તીક્ષ્ણ પવન વાવા લાગ્યો[૪૧] અને પ્રાણીઓ ભયને લીધે વારંવાર ભયથી અત્યંત પીડા પામવા લાગ્યાં. પછી તે ભયંકર પ્રાણીને સમીપમાં પ્રાપ્ત થયેલું જોઇને,[૪૨] મહર્ષિ એવા પિતામહે, દેવો અને ગંધર્વોને કહ્યું; "હું જેનું ચિંતન કરતો હતો, તેજ પ્રાણી આ છે. એનું નામ અસિ છે અને એ પરાક્રમી છે."[૪૩] લોકોની રક્ષા કરવા માટે અને દૈત્યોનો નાશ કરવા માટે તે મેં ઉત્પન્ન કીધું છે." પછી તે પ્રાણી પોતાનું પ્રથમનું સ્વરૂપ ત્યાગ કરીને તરવારના આકારમાં દીપવા લાગ્યું.[૪૪] તે તીક્ષ્ણ ધારવાળી નિર્મળ તરવાર થઇ ગયું. લોકોનો નાશ કરવા માટે તત્પર થયેલા કાળના જેવી તે તરવાર દેખાવા લાગી. પછી ભગવાન બ્રહ્માએ, જેની ધ્વજામાં બળદનું ચિહ્ન છે એવા રુદ્રને અધર્મનો નાશ કરનારી તીક્ષ્ણ તરવાર આપી, ત્યારે મહર્ષિઓ, ભગવાન્ શંકરની સ્તુતિ કરવા લાગ્યા.[૪૫-૪૬] અમેય સ્વરૂપવાળા ભગવાન્ શંકરે તે તરવાર હાથમાં લઇને પોતાનાં સ્વરૂપને બદલાવી નાંખ્યું. પંડે ચાર ભુજાવાળા થઇ ગયા અને પૃથ્વીપર ઉભા હતા, છતાં મસ્તકવડે સૂર્યનો સ્પર્શ કરવા લાગ્યા.[૪૭] તેની દૃષ્ટિ ઉપર હતી, શરીર ઘણું જ મોટું હતું, મુખમાંથી અગ્નિની જ્વાળાઓ વરસતી હતી. તેઓ નીલ, પાંડુર તથા લાલ એમ અનેક વર્ણોને વિશે વિકાર પામતા હતા.[૪૮] તેમણે શરીર ઉપર કૃષ્ણ મૃગચર્મ ઓઢયું હતું. તેનાપર ઉત્તમ પ્રકારની સુવર્ણની તારા ટપકીઓ ચળકાટ મારતી હતી; તેમના લલાટમાં ત્રિજું નેત્ર હતું, જે સૂર્યના જેવું દેખાતું હતું.[૪૯] તેનાં બીજાં બે નેત્ર, કાળાં અને પીંગળા રંગનાં ને અત્યંત નિર્મળ હતાં, જે શોભી રહ્યાં હતાં. આવા મહાદેવ, ભગના નેત્રનો નાશ કરનારા, શૂળ ધરનારા રુદ્રદેવ, પ્રલયકાળના અગ્નિ સમાન,[૫૦] ઉઘાડી તરવાર હાથમાં પકડી, વિજળીયુક્ત મેઘના સરખી ત્રણ ધારવાળી ઢાલ લઇને યુદ્ધ કરવાની ઇચ્છાથી આકાશમાં તરવારને ઘૂમાવવા લાગ્યા. મોટા બળ અને પરાક્રમવાળા રુદ્ર દેવ આમ તેમ ફરવા લાગ્યા; મોટી મોટી ગર્જના કરવા લાગ્યા તથા અટ્ટાટ્ટ હાસ્ય કરવા લાગ્યા.[૫૧-૫૨]

હે ભરતવંશી રાજા! એ સમયે રુદ્રનું મહા ભયંકરરૂપ થઇ ગયું હતું. મહા ભયંકર કર્મ કરવાની ઇચ્છાથી રુદ્રે રુદ્રરૂપ ધારણ કર્યું છે; આમ સાંભળીને સર્વે દાનવો હર્ષમાં આવીને રુદ્રની ઉપર હલ્લો લઇ ગયા અને તેના ઉપર પત્થરો, બળબળતાં ઉંબાડીયાં, ભયંકર હથિયારો તથા લોઢાનાં ક્ષુર જાતનાં શસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યા. પરંતુ રુદ્રને હાથમાં તરવાર લઇને ઉતાવળે પગલે રણમાં ઘૂમતા જોઇને દાનવનું સૈન્ય ગભરાઈ ગયું. તેઓમાં ખળભળાટ થઈ રહ્યો.[૫૩-૫૬] રુદ્ર એક હતા, પણ દૈત્યો તેને હજારોરૂપે લડતા જોવા લાગ્યા. દાવાનળ જેમ ખડની ગંજીઓમાં વ્યાપી જાય તેમ રુદ્ર, શત્રુઓના સમુદાયમાં વ્યાપી રહ્યા; અને અસુરોને છેદવા, ભેદવા, કાપવા, કચરવા, ઘાયલ કરવા અને સંહારવા લાગ્યા. રુદ્રની તરવાર ઘણા વેગથી વાગવાથી દૈત્યોના બાહુઓ, સાથળો અને વક્ષ:સ્થળો કપાઇ ગયાં.[૫૭-૫૮] કેટલાએક મહાબળવાન્ દૈત્યોનાં આંતરડાં તથા ગાત્રો કપાઇને છૂટાં પડી ગયાં; અને તેઓ પૃથ્વીપર ગબડી પડ્યાં. કેટલાએક દાનવો તરવારના ઝટકા વાગવાથી પીડા પામીને રણમાંથી નાસી ગયા.[૫૯] કેટલાએક એકબીજાની સામે ગર્જના કરતા, દિશાઓ તરફ નાસી ગયા, કેટલાએક ભૂમિમાં પેસી ગયા, કેટલાએક પર્વતો ઉપર ચઢી ગયા;[૬૦] કેટલાએક આકાશમાં ઉડી ગયા, કેટલાએક પાણીમાં પેસી ગયા. આ રીતે મહા દારુણ યુદ્ધ ચાલવાથી પૃથ્વી ભયંકર થઇ ગઇ. તેના ઉપર માંસ તથા લોહીનો કાદવ જામી ગયો. વળી હે મોટા બાહુવાળા રાજા! દાનવોનાં નીચે પડેલાં લોહીલોહાણ શરીરોથી રણભૂમિ જેમ કેસુડાવાળા પલાશનાં વૃક્ષોથી ભરપૂર પર્વતો શોભે, તેમ શોભવા લાગી. શોણિત વહેતી પૃથ્વી, જાણે મદ્યથી મસ્ત થયેલી સુંદરી, રતુમડો પોષાક પહેરી નૃત્ય કરતી હોય તેવી દેખાતી હતી. આ પ્રમાણે ભગવાન્ રુદ્રે દાનવોનો નાશ કરીને જગતમાં ધર્મની સ્થાપના કરી;[૬૧-૬૩] અને પછી પોતાનાં રુદ્રરૂપનો ત્યાગ કરીને શિવ સ્વરૂપને ધારણ કર્યું. ત્યાર પછી સર્વે મહર્ષિઓએ અને દેવગણોએ આશ્ચર્યજનક વિજય કરવાથી દેવના દેવ એવા

શંકરનું પૂજન કર્યું અને ભગવાન્ રુદ્રે દાનવોના રુધિરથી ખરડાયલી ધર્મની રક્ષા કરનારી તરવાર વિષ્ણુનો સત્કાર કરીને તેને ભેટ આપી. તે તરવાર વિષ્ણુએ મરીચિને આપી, ભગવાન્ મરીચિએ[૬૪-૬૬] મહર્ષિઓને ભેટ આપી. મહર્ષિઓએ ઇંદ્રને આપી. મહેન્દ્રે લોકપાળોને આપી. હે પુત્ર! લોકપાળોએ તે ઘણી જ વિશાળ તરવાર સૂર્યના પુત્ર મનુને આપી અને તેને કહ્યું કે; "તું મનુષ્યોનો રાજા છો![૬૭-૬૮] ધર્મની રક્ષા કરનારી આ તરવારવડે તું પ્રજાનું પાલન કરજે. શરીર અને મનને પ્રસન્ન રાખવા માટે લોકો ધર્મસેતુને ઉલ્લંઘન કરી ગયા છે.[૬૯] માટે તારે તારી પોતાની ઈચ્છાથી નહિ, પરંતુ ધર્મપ્રમાણે દંડનો વિભાગ પાડીને પ્રજાની રક્ષા કરજે. કઠોર વચન કહેવું, એ પણ એક જાતની શિક્ષા છે; તથા બહુધા સુવર્ણ વગેરેનો દંડ કરવો, તેનું નામ પણ દંડ કહેવાય છે. થોડા અપરાધને માટે મનુષ્યના શરીરનો અમુક અવયવ કાપવો નહિ, તેમ તેને દેહાંત દંડની પણ શિક્ષા કરવી નહિ." દુષ્ટ વચન વગેરે જે શિક્ષાઓ છે, તે તરવારનાં સ્વરૂપ છે એમ જાણવું.[૭૦-૭૧] પાલન કરવા યોગ્ય નીતિના માર્ગનું જેઓ ઉલ્લંઘન કરે છે, તેઓને શિક્ષા કરવી એ તરવાર જ છે એમ સમજવું. મનુએ પોતાના પુત્ર ક્ષુપને પ્રજાનો અધિપતિ બનાવીને પ્રજાની રક્ષા કરવા માટે તરવાર આપી. ક્ષુપે ઇક્ષ્વાકુને આપી. એ ઇક્ષ્વાકુની પાસેથી પુરૂરવાને મળી.[૭૨-૭૩] તેણે આયુને આપી. આયુએ નહુષ રાજાને આપી. નહુષની પાસેથી યયાતિએ મેળવી હતી. યયાતિએ પોતાના પુત્ર પુરુને આપી.[૭૪] પુરુએ અમૂર્તરયને આપી અને અમૂર્તરયે ભૂમિશય રાજાને આપી હતી. ભૂમિશયે દુષ્યંતના પુત્ર ભરતને આપી હતી.[૭૫] હે રાજા! ધર્મવેત્તા ઐલવિલે ભરતની પાસેથી તે તરવાર મેળવી. ધર્મવેત્તા ધુંધુમારે ઐલવિલની પાસેથી મેળવી. ધુંધુમારની પાસેથી કાંબોજ દેશના રાજા મુચુકુંદે મેળવી. મુચુકુંદની પાસેથી મરુત્તે અને મરુત્તની પાસેથી રૈવતે મેળવી હતી.[૭૬-૭૭] રૈવતની પાસેથી યુવનાશ્વે મેળવી. યુવનાશ્વની પાસેથી ઇક્ષ્વાકુ વંશોત્પન્ન રઘુએ મેળવી. તેની પાસેથી પ્રતાપી હરિણાશ્વે મેળવી.[૭૮] હરિણાશ્વની પાસેથી શુનકે તે તરવાર મેળવી હતી. શુનકની પાસેથી ધર્માત્મા ઉશીનરે મેળવી હતી અને ઉશીનરની પાસેથી યદુવંશના ભોજ રાજાએ મેળવી હતી.[૭૯] ભોજની પાસેથી શિબિએ અને શિબિની પાસેથી પ્રતર્દને મેળવી હતી. પ્રતર્દનની પાસેથી અષ્ટકે અને અષ્ટકની પાસેથી પૃષદશ્વે.[૮૦] પૃષદશ્વની પાસેથી ભરદ્વાજ એવા દ્રોણે મેળવી હતી અને તેની પાસેથી કૃપાચાર્યે મેળવી હતી. કૃપાચાર્યની પાસેથી તમે અને તમારા ભાઈઓએ તે ઉત્તમ તરવાર મેળવી હતી.[૮૧] એ તરવારનું નક્ષત્ર કૃત્તિકા છે, દેવતા અગ્નિ છે, ગોત્ર રોહિણી છે અને તેના આદિ ગુરુ રુદ્ર છે.[૮૨] હવે હું તને તરવારનાં આઠ સાંકેતિક નામ કહું છું, તે તું સાંભળ. હે પાંડુના પુત્ર! જે નામોનું કીર્તન કરવાથી મનુષ્યને સદાય વિજય મળે છે,[૮૩] તે નામ આ પ્રમાણે છેઃ અસિ, વિશસન, ખડ્ગ, તીક્ષ્ણધાર, દુરાસદ, શ્રીગર્ભ, વિજય ને ધર્મપાલ.[૮૪] હે માદ્રીના પુત્ર! હથિયારોમાં તરવાર શ્રેષ્ઠ હથિયાર ગણાય છે. મહેશ્વરે તેને ઉત્પન્ન કરી છે અને પુરાણમાં તેનું વર્ણન કરવામાં આવ્યું છે.[૮૫] શત્રુનું દમન કરનારા વેનના પુત્ર પૃથુએ ધનુષને ઉત્પન્ન કર્યું હતું ને ધનુષની સહાયતાથી પૃથ્વીમાંથી પુષ્કળ ધાન્ય ઉત્પન્ન કર્યું હતું તથા પ્રથમની પેઠે પૃથ્વીનું રક્ષણ કર્યું હતું.[૮૬] હે માદ્રીના પુત્ર! આ ઋષિપ્રોક્ત વાતને તારે માન્ય કરવી અને યુદ્ધમાં કુશળતા ધરાવનારા પુરુષોએ નિત્ય તરવારની પૂજા કરવી.[૮૭] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મેં તારી પાસે આ પ્રથમ કલ્પની વાર્તા વિસ્તારથી કહી તથા તરવારની ઉત્પત્તિ પણ યથાર્થ રીતે કહી.[૮૮] પુરુષ આ તરવારનું ઉત્તમ સાધન સાંભળીને સર્વથા કીર્તિને મેળવે છે અને મરણ પછી મુક્તિને પામે છે.[૮૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'खड्गनी उत्पत्ति' ए नामनो अध्याय १६६ मो समाप्त.

---

## અધ્યાય ૧૬૭ મો.

### શ્રેષ્ઠ કોણ-ધર્મ, અર્થ કે કામ?

વૈશમ્પાયન બોલ્યા;-હે રાજા જનમેજય! એ પ્રમાણે ઉપદેશ આપીને ભીષ્મે મૌન ધારણ કર્યું. યુધિષ્ઠિર રાજા પોતાને ઘેર ગયા અને તેણે વિદુરજીને તથા બીજા પોતાના ચાર ભાઈઓને પ્રશ્ન કર્યો.[૧] ધર્મ, અર્થ તથા કામ એ ત્રણ અર્થને માટે લોભવૃત્તિ રહે છે; તેઓમાં મોટો કોણ, મધ્યમ કોણ અને કનિષ્ઠ કોણ?[૨] ત્રણ વર્ગનો (ધર્મ, અર્થ, કામનો) વિજય કરવા માટે કોને વિશે આત્માને ધારણ કરવો, તે વિશે તમે હર્ષપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક મને યથાર્થ રીતે કહેવાને યોગ્ય છો.[૩]

પછી અર્થ શાસ્ત્રના સ્વરૂપને જાણનારા, પ્રતિભાવાન્ વિદુર ધર્મશાસ્ત્રનું સ્મરણ કરીને પ્રથમ કહેવા લાગ્યા.[૪]

વિદુરે કહ્યું;-હે યુધિષ્ઠિર! શાસ્ત્રનું બહુ અધ્યયન, તપ (સ્વધર્માચરણ), ત્યાગ (દાન), શ્રદ્ધા (આસ્તિક્ય), યજ્ઞયાગ, ક્ષમા (કોઇ નિંદા કરે અથવા મારે, તોપણ

(નિર્વિકારી રહેવું), ભાવશુદ્ધિ (નિષ્કપટપણું), દયા (ગરીબોના ઉપર અનુકંપા), સત્ય, સંયમ (ઇંદ્રિય નિગ્રહ) આ દશ (આત્માની) સંપત્તિ ગણાય છે.[૫] તું આ ઐશ્વર્યને સંપાદન કર, તારું મન તે પદાર્થોમાંથી ચલાયમાન નહિ થાવ. ધર્મ તથા અર્થ ઉપર કહેલાં સાધનોથી મળે છે. હું માનું છું કે, એજ એક ઉત્તમ સ્થાન છે.[૬] ઋષિઓ ધર્મથી તરી ગયા છે, લોકો ધર્મને વિશે સ્થિતિ કરીને રહેલા છે, ધર્માચરણથી દેવો વૃદ્ધિને પામ્યા છે અને અર્થ પણ ધર્મને આધારે રહેલો છે.[૭] હે રાજન્! ધર્મ ઉત્તમ ગણાય છે; અર્થ મધ્યમ ગણાય છે અને કામ કનિષ્ઠ ગણાય છે, આમ બુદ્ધિમાનો કહે છે.[૮] એટલા માટે, પુરુષે મનને નિયમમાં રાખી ધર્મને મોખરે રાખીને વર્તવું; અને સર્વ પ્રાણીઓના તરફ પોતાના સમાન દૃષ્ટિ કરીને વર્તવું.[૯]

વૈશમ્પાયન બોલ્યા;–હે જનમેજય! વિદુર બોલી રહ્યા પછી યુધિષ્ઠિરના પૂછવાથી અર્થશાસ્ત્રમાં કુશળ, ધર્મ તથા અર્થનાં તત્ત્વને જાણનારો અર્જુન બોલ્યો.[૧૦]

અર્જુન બોલ્યો;–હે રાજન્! આ ભૂમિ કર્મભૂમિ ગણાય છે; માટે આ ભૂમિપર કર્મ વ્યવહાર વખણાય છે. ખેતીવાડી, વ્યાપાર, ગોરક્ષા, અનેક જાતનાં શિલ્પ કાર્ય–એ સર્વે કરીને અર્થ સંપાદન કરવો, એ જ સર્વ કર્મોની મર્યાદા છે. न ऋतेऽर्थेन वर्तेते धर्मकामाविति श्रुतिः શ્રુતિમાં કહ્યું છે કે, અર્થ વગર–ધન વગર ધર્મ અને કામ સિદ્ધ થઈ શકતા નથી.[૧૧-૧૨] ધનવાન્ મનુષ્ય ઉત્તમ પ્રકારનો ધર્મ કરી શકે છે અને પુણ્ય નહિ કરનારા પુરુષોથી દુર્લભ એવો કામ પણ ધનથી મેળવી શકાય છે.[૧૩] શાસ્ત્રમાં કહ્યું છે કે, ધર્મ તથા કામ અર્થના અવયવો છે, અર્થ હોય છે તો ધર્મ અને કામ બન્ને સાધી શકાય છે.[૧૪] સર્વે પ્રાણીઓ જેમ નિત્ય બ્રહ્માની ઉપાસના કરે છે, તેમ ઉત્તમ જાતના પુરુષો નિત્ય ધનવાનની સેવા કરે છે.[૧૫] માથે જટા રખાવનારા, શરીર ઉપર મૃગચર્મ ધારણ કરનારા, ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારા, શરીરે ગારો ગારો ભરેલા, જિતેન્દ્રિય, મુંડાવાળા ને નૈષ્ઠિક બ્રહ્મચારીઓ પણ ધનની લાલસાવાળા હોય છે.[૧૬] કેટલાએક ગૈરિક વસ્ત્ર પહેરનારા, દાઢી રખાવનારા, લજ્જાશીલ, વિદ્વાનો, શાંત પ્રકૃતિના, સર્વ જાતના પરિગ્રહથી રહિત અને સ્વર્ગની ઇચ્છાવાળા, પોતાના કુળપરંપરા પ્રમાણે વર્તનારા અને પોતપોતાના ધર્મનું આચરણ કરનારા પુરુષો પણ, ધનની ઇચ્છાવાળા હોય છે.[૧૭-૧૮] આસ્તિકો, નાસ્તિકો તથા યોગનું નિયમ પ્રમાણે સેવન કરનારા પુરુષો પણ કહે છે કે, ધન પ્રકાશ સમાન છે અને નિર્ધન સ્થિતિ અંધકાર સમાન છે![૧૯] જે પુરુષ પોષ્ય વર્ગને વૈભવો ભોગવાવે છે અને શત્રુઓને શિક્ષા કરે છે, તેને ધનવાન્ જાણવો! હે મહાબુદ્ધિમાન! આ મારો યથાયોગ્ય મત છે. હવે તમે બોલવાને તૈયાર થઈ રહેલા એવા નકુળ તથા સહદેવના વિચાર સાંભળો.[૨૦]

વૈશમ્પાયને કહ્યું;–હે જનમેજય! તે પછી ધર્મ તથા અર્થના વિષયમાં કુશળ એવા માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવ બોલ્યા.[૨૧]

નકુળ સહદેવ બોલ્યા;–પુરુષે બેસતાં કે સુતાં, ચાલતાં કે ઉભાં ઉભાં ધન મેળવવાના નાના મોટા ઉપાયો કરવા.[૨૨] પરમ પ્રિય અને દુર્લભ એવું ધન મળે છે કે, પુરુષ પોતાની કામનાઓને પ્રત્યક્ષ રીતે પૂર્ણ કરે છે, એમાં સંશય નથી.[૨૩] જે ધન ધર્મથી યુક્ત હોય છે અને જે ધર્મ, અર્થની હાનિ કરનારો ન હોય તેવો ધર્મ અને અર્થ, અમૃતપ્રાય છે; તે માટે અમારો મત એવો છે કે, તે બન્ને જો પરસ્પર એકબીજાના શત્રુરૂપ ન હોય તો તેને શ્રેષ્ઠ માનીએ છીએ.[૨૪] નિર્ધન મનુષ્ય કામના પૂર્ણ કરી શકતો નથી; તેમ ધર્મરહિત પુરુષને અર્થ પણ મળતો નથી અને જે પુરુષ ધર્મ તથા અર્થ એ બન્નેથી રહિત હોય છે, તેવા પુરુષથી જગત્ ઉદ્વિગ્ન થાય છે.[૨૫] તે માટે ધર્મનો પણ ભોગ આપીને જિતેન્દ્રિય પુરુષે ધન સંપાદન કરવું. અમારા કહેવા ઉપર જે લોકો વિશ્વાસ રાખે છે, તેઓ ધન મેળવીને સર્વ કરવાને સમર્થ થાય છે.[૨૬] પ્રથમ ધર્માચરણ કરવું, તે પછી ધર્મપૂર્વક એટલે નીતિથી ધન સંપાદન કરવું અને પછી કામના પૂર્ણ કરવી. આ પ્રમાણે ત્રણ વર્ગને પ્રાપ્ત કરનારો પુરુષ સિદ્ધાર્થ ગણાય છે.[૨૭]

વૈશમ્પાયને કહ્યું;–હે જનમેજય! આ રીતે કહીને અશ્વિનીકુમારના પુત્ર નકુળ તથા સહદેવ બોલતા બંધ પડ્યા, એટલે ભીમસેને આ પ્રમાણે બોલવાનો આરંભ કર્યો.[૨૮]

ભીમસેન બોલ્યો;–હે યુધિષ્ઠિર! જેને કામના હોતી નથી, તે પુરુષ ધનની ઇચ્છા કરતો નથી, જેને કામના હોતી નથી, તે પુરુષ ધર્માચરણ કરતો નથી તથા જેને કામના હોતી નથી તે કામની પણ ઇચ્છા કરતો નથી. એટલા માટે કામ સર્વના કરતાં શ્રેષ્ઠ ગણાય છે.[૨૯] ઋષિઓ કામના પૂર્ણ કરવા માટે, તપશ્ચરણ કરવા સાવધાન થઇને બેસે છે અને પાંદડાં, ફળ તથા મૂળનું અથવા તો વાયુનું ભક્ષણ કરીને ઘણા જ નિયમિત રહે છે.[૩૦] કેટલાએક પુરુષો કામના પૂર્ણ કરવા માટે વેદ તથા ઉપવેદનો સ્વાધ્યાય કરવામાં પરાયણ રહે છે, કેટલાએક શ્રાદ્ધો કરે છે, કેટલાએક યજ્ઞો કરે છે, કેટલાએક દાનો કરે છે, કેટલાએક પ્રતિગ્રહ (દાન લેવું) કરે છે.[૩૧] વ્યાપારીઓ,

ખેડુતો, ગોવાળિયાઓ, શિલ્પીઓ, કારીગરો તથા દેવોનું પૂજનાદિક કરનારાઓ–એ સર્વે કામના માટે જ કર્મોમાં ગુંથાયલા રહે છે.૩૨ કેટલાએક મનુષ્યો કામના પૂર્ણ કરવા માટે સમુદ્રમાં પ્રવેશ કરે છે. આ રીતે અનેક જાતનું કામનું સ્વરૂપ છે અને આખું વિશ્વ કામથી વ્યાપ્ત છે.૩૩ એવો કોઈપણ પુરુષ નથી–પૂર્વે ન હતો અને હવે પછી થશે પણ નહિ–કે જે કામના રહિત હોય. હે મહારાજ! સત્ય વાત આ છે. ધર્મ અને અર્થનો પાયો કામપર અવલંબેલો છે.૩૪ દહિંનું તત્ત્વ જેમ માખણ છે, તેમજ ધર્મ અને અર્થનું તત્ત્વ કામ છે. તલના ખોળનું તત્ત્વ જેમ તેલ છે; છાશનું તત્ત્વ જેમ ઘી છે;૩૫ કાષ્ઠનું તત્ત્વ જેમ પુષ્પ અને ફળ છે; તેમજ ધર્મ તથા અર્થનું ઉત્તમ તત્ત્વ કામ છે. પુષ્પમાંથી જેમ મધરૂપી રસ નિકળે છે, તેમ જ કામમાંથી ધર્મ તથા અર્થરૂપ મધુ નિકળે છે. ધર્મ અને અર્થનું કારણ કામ છે તથા તદાકાર જ છે.૩૬ કામના વગર બ્રાહ્મણો ઉત્તમ પ્રકારનું અન્ન અને ધન બ્રાહ્મણોને અર્પણ કરે નહિ. કામના વગર જગતમાં જે અનેક પ્રકારનાં કાર્યો કરવામાં આવે છે, તે પણ કરવામાં આવત નહિ. તે માટે ત્રણ વર્ગમાં કામને મુખ્ય કહેલો છે.૩૭ માટે હે રાજા! તમે હવે સુશોભિત વેશવાળી, આભૂષણોથી શણગારેલી, મદોન્મત્ત, પ્રિય દેખાવવાળી સુંદરીઓની સાથે ઇચ્છા પ્રમાણે વિહાર કરો, કે જેથી આપણી કામના પૂર્ણ થાય!૩૮ ચોતરફથી શોધ કર્યા પછી મેં મારો આ વિચાર તમને કહ્યો છે. હે ધર્મના પુત્ર! હવે તમે તે વિશે વિચાર કરશો નહિ. કેમકે મારું કહેવું સત્પુરુષોએ માન્ય કરેલું, ઘણા જ સારવાળું અને નિષ્ઠુરતાથી રહિત છે.૩૯ પુરુષે ધર્મ, અર્થ અને કામ એ ત્રણને એક સાથે જ સેવવાં. જે પુરુષ એકને જ સેવ્યા કરે છે, તેને અધમ જાણવો. જે પુરુષ બેનું સેવન કરે છે, તેને મધ્યમ જાણવો અને જે ત્રણેનું સેવન કરે છે, તેને ઉત્તમ જાણવો.૪૦

બુદ્ધિમાન્, સ્નેહાળ હૃદયનો, શરીર ઉપર જેણે ચંદન ચોપડયું હતું એવો, પુષ્પનાં વિચિત્ર આભૂષણોથી શોભાયમાન ભીમસેન, પોતાના શૂરવીર ભાઇઓને સંક્ષેપમાં અને વિસ્તારથી વચનો કહીને વિરામ પામ્યો.૪૧ તે પછી શાસ્ત્ર શ્રવણ કરનારા ધર્મનિષ્ઠ પુરુષોમાં શ્રેષ્ઠ ધર્મરાજાએ બે ઘડી સુધી તેઓનાં વાક્યો ઉપર સારી રીતે વિચાર કરીને સાભિપ્રાય મુખ મરકાવી, વાણીવડે, ભાષણ કરવા માંડયું.૪૨

યુધિષ્ઠિર બોલ્યા;–તમે સર્વેએ ધર્મશાસ્ત્રનો ખરેખરો નિશ્ચય કર્યો છે અને પ્રમાણોને પણ જાણ્યાં છે અને હું, કે જેને જાણવાની ઇચ્છા હતી તેને, તમે જે સિદ્ધાંતરૂપ વાક્ય કહ્યાં છે, તે મેં સાંભળ્યાં! પરંતુ હવે હું તમને જે વાક્ય કહું, તે મારું વાક્ય પણ તમે એકચિત્ત થઇને અવશ્ય સાંભળો.૪૩ જે પુરુષ પાપમાં, પુણ્યમાં, ધર્મમાં, અર્થમાં કે કામમાં પરાયણ રહેતો નથી, સર્વ દોષોથી રહિત હોય છે, માટીનાં ઢેફાંને અને સુવર્ણને સમાન જાણે છે, તે પુરુષ સુખ તથા દુઃખ આપનારા કર્મના સમુદાયમાંથી મુક્ત થાય છે!૪૪ આ સંસારમાં સર્વે પ્રાણીઓ જન્મ અને મરણવાળાં છે. તેઓ જરાથી–વૃદ્ધાવસ્થાથી–અને વિષયોના વિકારોથી ભરપૂર હોય છે. તેઓને તે તે વિકારો વારંવાર ઉપદેશ કરે છે, તેથી તેઓ મોક્ષનાં વખાણ કરે છે. પરંતુ તે મોક્ષને આપણે જાણતા નથી.૪૫ ભગવાન્ સ્વયંભૂએ કહ્યું છે કે, જે મનુષ્ય, અનુરાગી ને સ્નેહવાળો હોય છે, તેની મુક્તિ થતી નથી. વિદ્વાન્ પુરુષો નિર્વાણમાં પરાયણ રહે છે, તે માટે કોઇનું પ્રિય કે અપ્રિય કરવું નહિ.૪૬ મનુષ્ય પોતાની ઇચ્છા પ્રમાણે કોઇ પણ કાર્ય કરી શકતો નથી, એ જ ઉત્તમ છે; કોઈ પોતાની ઈચ્છા પ્રમાણે વર્તી શકતો નથી. હું પણ એક મહાન્ પુરુષે યોજેલો છું, તે પ્રમાણે મારું કાર્ય કરું છું. વિધિ સર્વ પ્રાણીઓને કાર્ય કરવાની પ્રેરણા કરે છે ને તેજ પ્રમાણે થાય છે. વિધિ જ મહાબળવાન્ છે, એમ તમે સર્વે જાણો.૪૭ કર્મ કરવાથી કોઇ પણ મનુષ્ય, નહિ મળવાની વસ્તુને મેળવતો નથી. જે થવાનું છે તેજ થાય છે, એમ જાણો. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગથી રહિત હોય, છતાં પણ પુરુષ ગુહ્ય એવા જ્ઞાનને મેળવે છે. તે માટે ગુહ્ય એવું જ્ઞાન લોકનું હિત કરનારું છે.૪૮

વૈશમ્પાયન કહે છે;–હે જનમેજય! યુધિષ્ઠિર રાજાનું મનને ગમે તેવું અને સહેતુક ઉત્તમ વચન સાંભળી, તે સમયે તેઓ બધા હર્ષમાં આવી ગયા. સર્વ હર્ષની ગર્જના કરવા લાગ્યા અને કુરુવંશના વીર એવા યુધિષ્ઠિરને તેઓએ પ્રણામ કર્યા.૪૯ હે રાજા! સુંદર અક્ષરોવડે શોભાયમાન મનને અનુકૂળ, કંટક સમાન કઠોર વાકયોથી રહિત, યુધિષ્ઠિર રાજાની વાણી સાંભળીને ત્યાં બેઠેલા રાજાઓ તેમનાં વખાણ કરવા લાગ્યા.૫૦ પરાક્રમી અને મોટા મનવાળા યુધિષ્ઠિર રાજાએ પણ તે સમયે ત્યાં રહેલા સંભાવિત પુરુષોનાં વખાણ કર્યાં અને પુનઃ સંપૂર્ણ જ્ઞાનવાળા ગંગાના પુત્ર ભીષ્મને ધર્મવિશે પ્રશ્ન કરવા (તેમના સ્થાનમાં પાછા જઇ) માંડ્યા.૫૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां षड्जगीताविषे 'धर्मादिनिरूपण' ए नामनो अध्याय १६७ मो समाप्त.

## અધ્યાય ૧૬૮ મો.

### કૃતઘ્ની કોણ?

યુધિષ્ઠિરે મહાત્મા ભીષ્મને પૂછયું;-હે કૌરવોની પ્રીતિમાં વધારો કરનારા, મહા બુદ્ધિમાન્ પિતામહ! હું તને કંઇક પ્રશ્ન પૂછવા ધારું છું, તેનું તું વ્યાખ્યાન કરવાને યોગ્ય છે.[૧] કેવો મનુષ્ય સૌમ્ય ગણાય, કોની સાથે કરેલી પ્રીતિ ઉત્તમ પ્રીતિ ગણાય અને કયા પુરુષો ભવિષ્યમાં તથા વર્તમાન સમયમાં હિત કરવાને શક્તિમાન્ થઇ શકે છે?[૨] જ્યાં આગળ સુહૃદો આવીને ઉભા રહે છે, ત્યાં ઉજ્જ્વળ એવું ધન પણ કામ લાગતું નથી; તેમ સંબંધીઓ અને બાંધવો પણ કામ આવતા નથી, આવું મારું માનવું છે.[૩] કહેલી વાત સાંભળે એવો સુહૃદ દુર્લભ હોય છે, હિતકારક સુહૃદ પણ દુર્લભ હોય છે. હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ ભીષ્મ! એ સર્વનું વ્યાખ્યાન તું મારી પાસે કર.[૪]

ભીષ્મ બોલ્યા;-હે રાજા યુધિષ્ઠિર! કયા પુરુષની સાથે સંધિ કરવી અને કયા પુરુષની સાથે સંધિ કરવી નહિ, તે હું તને સંપૂર્ણ કહું છું, તે તું સાંભળ.[૫] લોભી, ક્રૂર કર્મ કરનાર, ધર્મનો ત્યાગ કરનાર, અપ્રમાણિક શઠ, ક્ષુદ્ર, પાપકર્મ કરનાર, સર્વ ઉપર શંકા કરનાર, આળસુ,[૬] દીર્ઘસૂત્રી( થાંથો ), કુટિલ સ્વભાવનો, સર્વ લોકમાં નિંદાપાત્ર થયેલો, ગુરુની પત્ની સાથે ગમન કરનારો, સપ્ત વ્યસનને સેવનારો, દુઃખના સમયમાં સ્નેહીઓનો ત્યાગ કરનારો, દુરાત્મા, નિર્લજ્જ,[૭] સર્વ ઠેકાણે પાપની દૃષ્ટિ કરનારો, નાસ્તિક, વેદની નિંદા કરનારો, ઇન્દ્રિયોને વશમાં નહિ રાખનારો અને જગતમાં ઇચ્છા પ્રમાણે નિત્ય વર્તનારો,[૮] અસત્યવાદી, લોકોએ દ્વેષપાત્ર ગણીને ત્યાગી દીધેલો, મર્યાદાનો ભંગ કરનારો, ચાડિયો, મૂઢમતિ, મત્સરવાળો, પાપકર્મ કરવામાં નિશ્ચયવાળો,[૯] દુષ્ટ સ્વભાવનો, અકૃતાત્મા (પાપી મનનો), ક્રૂર, જુગારી, મિત્રોનું નિત્ય અશુભ કરનારો, પરાયા ધનની ઇચ્છા કરનારો,[૧૦] યથાશક્તિ ધન આપતો હોય તો પણ જે કદી સંતુષ્ટ નહિ થનારો, મન્દ બુદ્ધિનો અને હે રાજા! મિત્રને સદાય અધીરતાની સાથે જોડનારો,[૧૧] ક્રોધનું કારણ ન હોય છતાં ક્રોધ કરનારો, ચંચળ મનનો, કારણ વગર વિરોધ કરનારો, કલ્યાણ ઇચ્છનારા સ્નેહીઓનો તુરત ત્યાગ કરનારો, પાપકર્મ કરનારો,[૧૨] મિત્રોએ થોડું પણ અશુભ કર્યું હોય અથવા તો અજાણતાં અશુભ થયું હોય તો પણ મૂઢની પેઠે સ્વાર્થ સાધનને માટે તત્પર, સ્વાર્થ માટે જ મિત્રની સેવા કરનારો, મિત્રનો દ્વેષી,[૧૩] મ્હોડેથી મિત્રતા દર્શાવનારો, પરંતુ શત્રુપેરે કાર્ય કરનારો, ગમે તેટલું ભલું કર્યું હોય, તોપણ તેમાં દોષ જોનારો, વિપરીત દૃષ્ટિ કરનારો અને કોઇનું પણ ભલું જોઇને ઉદાસ થનારો હોય, તેવા પુરુષનો ત્યાગ કરી દેવો.[૧૪] મદિરાનું પાન કરનારો, બીજાને ધિક્કારનારો, ક્રોધી, નિર્દય, કઠોર કર્મ કરનારો, બીજાને દુઃખ દેનારો, મિત્રનો દ્રોહ કરનારો, પ્રાણીઓની હિંસા કરવામાં પરાયણ રહેનારો,[૧૫] કૃતઘ્ની અને અધમ હોય, તેની સાથે કદી પણ સંધિ-મૈત્રી કરવી નહિ. જેને છિદ્રો શોધવાની ટેવ હોય, તેની સાથે પણ સંધિ કરવી નહિ.

હવે સંધિ કરવા યોગ્ય પુરુષો કોણ છે, તે તું મારી પાસેથી સાંભળ.[૧૬] જે પુરુષો કુળવાન્ હોય, મધુર વક્તા હોય, જ્ઞાન તથા વિજ્ઞાનમાં કુશળ હોય, સૌંદર્યસંપન્ન હોય, ગુણવાળા હોય, લોભરહિત હોય, કામ કરતાં થાકે નહિ તેવા હોય,[૧૭] ઉત્તમ મિત્રો ધરાવતા હોય, કૃતજ્ઞ હોય, સર્વજ્ઞ હોય, લોભરહિત હોય, માધુર્યસંપન્ન હોય, સત્ય પ્રતિજ્ઞાવાળા હોય, જિતેન્દ્રિય હોય, નિત્ય વ્યાયામ (મ્હેનત) કરનારા હોય, કુળવાનના પુત્ર હોય, વંશ વધારનારા હોય અર્થાત્ સ્ત્રી પુત્ર પરિવારવાળા હોય અને દોષોથી રહિત હોય, વંશવાળા હોય, તેવા પ્રખ્યાત પુરુષોની રાજાએ મૈત્રી કરવી.[૧૮-૧૯] હે રાજા! જેઓ શક્તિ અનુસાર કાર્ય કરનારા હોય, સંતોષી હોય, અયોગ્ય સ્થાનકે ક્રોધ કરતા ન હોય, એકાએક ઉદાસ થઇ જતા ન હોય,[૨૦] મનથી વિરક્ત થયા હોય તોપણ જેઓ કોઇનું ભુંડું કરતા નથી, પણ મનને શાંત રાખે છે તે, પંડે દુઃખ વેઠી, સ્નેહીઓનાં કાર્યો કરવામાં પરાયણ રહેનારા, રાતા રંગની ઘેટાની કાંબળી જેમ પોતાના રંગનો ત્યાગ કરતી નથી, તેમ જેઓ મિત્રોનો ઉદાસ થઇને ત્યાગ કરતા નથી તે,[૨૧] ક્રોધથી જેઓ નિર્ધન પુરુષ તરફ અપ્રીતિ દેખાડતા નથી તેમ લોભ અને મોહથી સ્ત્રીઓના ઉપર પણ અપ્રીતિ દર્શાવતા નથી તે, જેઓનું હૃદય સ્નેહથી ભરપૂર હોય છે, જેઓ વિશ્વાસુ અને ધર્મવત્સલ છે તે,[૨૨] જેઓ માટીનું ઢેફું અને સુવર્ણને સમાન ગણે છે તે, જેઓ સ્નેહીઓને દૃઢતાથી વળગી રહે છે, જેઓ અભિમાન રહિત હોય છે અને શાસ્ત્રોને તથા પ્રારબ્ધ કર્મને અનુસરે છે,[૨૩] પોતાના કુટુંબીઓની સાથે સંપ રાખીને તેઓનો સંગ્રહ કર્યા કરે છે, સદા પોતાના સ્વામીનું કાર્ય કરવામાં પરાયણ રહે છે, તેવા મહાત્મા પુરુષોની સાથે જે રાજા મૈત્રી કરે છે, તે રાજાનું રાજ્ય ગ્રહના પતિ ચંદ્રની જ્યોત્સ્ના

(ચન્દ્રિકા)ની પેઠે વિસ્તાર પામે છે! જેઓ નિત્ય શસ્ત્રનો અભ્યાસ કરનારા છે, જેઓએ ક્રોધને જિત્યો છે, જેઓ સહાય રણમાં બળવાન્ અને ઉત્તમ કુળમાં જન્મેલા, શીલવાળા અને સદ્ગુણસંપન્ન હોય છે, તે મહાત્મા પુરુષોની સાથે (રાજાએ) મૈત્રી કરવી. હે નિર્દોષ રાજા! મેં તને જે દોષવાળા પુરુષો કહ્યા છે, તેઓમાં પણ જે અધમ છે તે તો કૃતઘ્ન અને મિત્રનો ઘાત કરનારા હોય છે. તેવા દુરાચારી પુરુષોનો ત્યાગ કરવો, આવો સર્વનો નિશ્ચય છે.૨૪-૨૭

યુધિષ્ઠિરે પૂછ્યું;-હવે હું તારી પાસેથી કોનો સંગ કરવો ને કોનો ત્યાગ કરવો, તે સમ્બન્ધી વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું. તેં જે મિત્રદ્રોહી અને કૃતઘ્ન કહ્યો તે કોણ, તે મને કહે.૨૮

ભીષ્મે કહ્યું;-હે રાજા યુધિષ્ઠિર! હું તને એ વિષય ઉપર એક પુરાતની ઇતિહાસ કહું છું તે સાંભળ. આ વૃત્તાંત ઉત્તર દિશામાં મ્લેચ્છોને વિશે બન્યો હતો.૨૯ કોઈએક બ્રાહ્મણ મધ્યદેશમાં રહેતો હતો. તે વેદ ભણ્યો ન હતો; (એક દિવસે) તે આજીવિકા નિમિત્તે ભિક્ષા માગવાની ઇચ્છાથી કોઇએક આબાદીવાળા ગામમાં જઈ ચઢ્યો.૩૦ તે ગામમાં એક દસ્યુ (ભિલ્લ) રહેતો હતો. તે ધનાઢ્ય અને સર્વ વર્ણના ધર્મને જાણનારો, બ્રાહ્મણોનો પાળક, સત્યવાદી અને દાન કરવામાં પ્રીતિવાળો હતો.૩૧ તે બ્રાહ્મણ, તે દસ્યુ રાજાને ઘેર ગયો ને ત્યાં ભિક્ષા માગી. દસ્યુએ તેને ઉતારા માટે સ્થાનક આપ્યું, એક વર્ષ ચાલે તેટલી ભિક્ષા અને નવું કોરવાળું એક વસ્ત્ર એટલું દાનમાં આપ્યું તથા યૌવનવાળી પણ ધણી વિનાની (વિધવા) એક લોંડી આપી.૩૨-૩૩ દસ્યુની પાસેથી આ સર્વ વસ્તુ મેળવીને, તે બ્રાહ્મણ પ્રસન્ન થયો. તે બ્રાહ્મણ, જેનું નામ ગૌતમ હતું તે, દસ્યુએ આપેલા ઉત્તમ ઘરમાં રહીને તે (વિધવા) લોંડીની સાથે વિલાસ કરવા માંડ્યો;૩૪ અને લોંડીના કુટુંબને સહાયતા કરવા લાગ્યો. તે બ્રાહ્મણ, શિકારી ભિલ્લના સમૃદ્ધિવાળા ઘરમાં ઘણાં વર્ષો સુધી રહ્યો (હતો).૩૫ તે સમયમાં તે ગૌતમ, બાણોથી પક્ષીઓને મારવાનો પરમ પ્રયત્ન કરવા લાગ્યો. તે નિત્ય દસ્યુઓની પેઠે વનમાં રહેનારા હંસોનો, ચોતરફથી શિકાર કરવા લાગ્યો. દિવસે દિવસે તે હિંસા કરવામાં કુશળ, નિર્દય અને સદા પ્રાણીઓની હિંસા કરવામાં પરાયણ રહેવા લાગ્યો.૩૬-૩૭ (બ્રાહ્મણ) ગૌતમ, દસ્યુઓની સાથે રહેવાથી દસ્યુ સમાન થઈ ગયો! તે દસ્યુના ગામમાં સુખથી રહેતો હતો.૩૮

એમ પક્ષીઓની હિંસા કરતાં ઘણા મહિનાઓ વીતી ગયા, તેવામાં એક વખતે કોઈ બીજો બ્રાહ્મણ, તે ગામમાં આવી ચઢ્યો.૩૯ તેના માથાપર જટા હતી, શરીર ઉપર મૃગચર્મ ઓઢયું હતું, નિત્ય સ્વાધ્યાય કરતો હતો, પવિત્રતાથી રહેતો હતો, વિનયી હતો, નિયમિત ભોજન કરનારો હતો, બ્રાહ્મણના કર્મમાં પરાયણ હતો, વેદમાં પારંગત હતો,૪૦ બ્રહ્મચર્યાશ્રમ પાળતો હતો, ગૌતમના દેશનો હતો અને તેનો અત્યંત પ્રિય મિત્ર હતો. ગૌતમ રહેતો હતો, તે દસ્યુના ગામમાં તે આવી ચઢ્યો.૪૧ તે શૂદ્રનું અન્ન ખાતો ન હતો, તેથી ગામમાં બ્રાહ્મણનું ઘર શોધવા લાગ્યો. તે સર્વ દિશાઓમાં ફરી વળ્યો; પણ આખું ગામ દસ્યુઓથી ભરપૂર હતું, (પણ દસ્યુ વગર કોઈ બીજું ઘર મળ્યું નહિ).૪૨ પછી તે શ્રેષ્ઠ બ્રાહ્મણ, ગૌતમને ઘેર ગયો. થોડીવારમાં ગૌતમ પણ ત્યાં આવ્યો. બન્ને એક બીજાને મળ્યા; પણ તે સમયે ગૌતમે, મારેલા હંસો કાંધ ઉપર ઉપાડેલા હતા; તેના હાથમાં ધનુષ તથા હથિયારો હતાં અને તેનું શરીર રુધિરથી ખરડાયલું હતું; તેથી તેનો દેખાવ રાક્ષસના જેવો હતો-એમ તે પોતાના કર્મથી ભ્રષ્ટ થઈ ગયો હતો. તે જેવો ઘરમાં આવ્યો કે, તેને ઓળખ્યા પછી આગંતુક બ્રાહ્મણ શરમાતો હોય તેમ આ પ્રમાણે બોલ્યો:-૪૩-૪૫ "તું મૂર્ખાઇથી આ શું કરે છે? તું તો બ્રાહ્મણ છે અને બ્રાહ્મણના વંશની વૃદ્ધિ કરનારો છે! ઉત્તમ કુળમાં જન્મેલો, મધ્ય દેશમાં સર્વનો જાણીતો છતાં તું દસ્યુ કેમ બની ગયો!૪૬ હે બ્રાહ્મણ! તું તારા વેદપારંગત પ્રખ્યાત પૂર્વજો (કેવા બ્રહ્મદેવ જેવા હતા તે)ને સંભાર. હાય! હાય! તેઓના વંશમાં તારા જેવો, કુળને કલંક લગાડનારો પુરુષ જન્મ્યો!૪૭ રે! તું તારા પોતાના સ્વરૂપને તો ઓળખ! તારા માનસિક બળને, શીલને, શાસ્ત્રજ્ઞાનને, દમને અને દયાને તો સંભાર! અરે ઓ દ્વિજ! આ દસ્યુના ગામનો નિવાસ ત્યાગ કરી દે!"૪૮ આ રીતે હિતૈષી મિત્રે ગૌતમને કહ્યું, એટલે હે રાજન્! ગૌતમે વિચાર કરીને દુઃખી પુરુષની પેઠે ઉત્તર આપ્યું;૪૯ "હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હું નિર્ધન છું અને મને વેદ પણ આવડતો નથી. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હું તો માત્ર ધનને માટે અહિં આવ્યો છું, એમ તું જાણ.૫૦ હે ઉત્તમ બ્રાહ્મણ! હું આજે તારાં દર્શનથી કૃતાર્થ થયો છું. આપણે બન્ને સાથે જ આવતી કાલે અહિંથી આપણા દેશ તરફ પ્રયાણ કરીશું! તું આજની રાત્રિ અહીંયા થોભી જા!"૫૧ આગંતુક બ્રાહ્મણ દયાળુ હતો, તેથી તે ત્યાં રહ્યો; પરંતુ તેણે, ગૌતમની કોઈ પણ વસ્તુનો સ્પર્શ કર્યો નહિ. તે ભુખ્યો હતો, તેથી તેને ભોજનની ઇચ્છા હતી, તથાપિ તેણે ગૌતમનાં ભોજનને સ્વીકાર્યું નહિ.૫૨

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद् धर्मपर्वमां 'कृतघ्नोपाख्यान' ए नामनो अध्याय ११८ मो समाप्त.

## અધ્યાય ૧૬૯ મો.

### કૃતઘ્નની કથા.

ભીષ્મે કહ્યું;–હે ભરતવંશી પુત્ર યુધિષ્ઠિર! તે રાત વીતી ગઈ. બીજે દિવસે, તે આગંતુક ઉત્તમ બ્રાહ્મણ ત્યાંથી ચાલ્યો ગયો અને ગૌતમ પણ તે ગામમાંથી નિકળીને સમુદ્રના તીર તરફ જવા લાગ્યો.[1] એટલામાં તેણે સમુદ્રના તીર પ્રાંતમાં માર્ગપર કેટલાએક વૈશ્યોને ઉભેલા દીઠા. તેઓ મહાસાગર તરફ જતા હતા. તે સંઘની સાથે ગૌતમ પણ મહાસાગર તરફ જવા લાગ્યો.[2] તે વૈશ્યોનો મોટો સંઘ હતો. તે સંઘ ફરતો ફરતો એક પર્વતની ખીણમાંથી જતો હતો, તેવામાં એક ગાંડા હાથીએ, તે સંઘનાં ઘણાંખરાં માણુસોનો નાશ કરી નાંખ્યો.[3] ગૌતમ બ્રાહ્મણ, તે હાથીના ભયમાંથી માંડમાંડ છટકી ગયો અને જીવવાની ઇચ્છાથી ભયભીત થવાથી અને દિશાઓનું ભાન ભૂલી જવાથી ઉત્તર દિશા તરફ નાશી ગયો.[4] આ રીતે પોતાના સંઘમાંથી તથા પોતાના દેશમાંથી છૂટો પડીને, તે વનમાં કિંપુરુષની પેઠે એકલો ભટકવા લાગ્યો.[5] તે સમુદ્ર તરફના માર્ગ તરફ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં એક પુષ્પિત વૃક્ષોવાળા દિવ્ય વનમાં તે જઈ ચઢયો.[6] સર્વ ઋતુઓમાં ફળે તેવાં આમ્રવૃક્ષોનાં પુષ્પિત થયેલાં વનોથી તે વન શોભી રહ્યું હતું, નંદનવનનાં જેવું તે (સુંદર) દેખાતું હતું, તેમાં યક્ષો અને કિન્નરો નિવાસ કરતા હતા;[7] સાગ, તાડ, તમાલ, કૃષ્ણાગરુ તથા ઉંચી જાતનાં ચંદનનાં વૃક્ષોથી તે વન શોભાયમાન હતું. આ વન, પર્વતના જૂદા જૂદા સુગંધી પ્રદેશોમાં આવેલું હતું.[8] ત્યાં આગળ, તે સમયે, ભારુંડ નામના એક જાતનાં પક્ષીઓ, જેઓનાં મુખ મનુષ્યના જેવાં હતાં, તે ચોતરફ શબ્દો કરી રહ્યાં હતાં;[9] ભૂલિંગ નામનાં પક્ષીઓ અને સમુદ્રમાં તથા પર્વત ઉપર ઉત્પન્ન થનારાં પક્ષીઓ પણ અતિ મનોહર શબ્દ કરી રહ્યાં હતાં.[10] ગૌતમ બ્રાહ્મણ તેઓના અતિ મનોહર શબ્દો શ્રવણ કરતો કરતો આગળ ગયો, કે અત્યંત રમણીય વનોમાં, સુવર્ણની રેતીથી ભરપૂર, સ્વર્ગના સમાન સુંદર ને સુખકર સપાટ પ્રદેશ તેની દૃષ્ટે પડ્યો. હે રાજા! તે પ્રદેશમાં શોભાયમાન અને મોટું એક વડનું વૃક્ષ ઉભું હતું. તેનો આકાર ગોળ હતો.[11-12] તેને અનેક યોગ્ય શાખાઓ હતી. તેથી તે વડ છત્રના સરખો થઇ રહ્યો હતો. તેના મૂળને ઉત્તમ ચંદનનું પાણી સિંચવામાં આવતું હતું;[13] તેને દિવ્ય પુષ્પો આવ્યાં હતાં. તે વડ પિતામહ બ્રહ્માની સભા સમાન શોભાયમાન દેખાતો હતો, મનને ગમે તેવો હતો, પવિત્ર હતો, દેવતાઓના મંદિર સમાન હતો અને પુષ્પોવાળાં બીજાં વૃક્ષોથી વિંટાયલો હતો. આ વડના વૃક્ષને જોઇને ગૌતમ પ્રસન્ન થયો. તે આનંદથી એ વડના ઝાડની નીચે જઇને બેઠો.[14-15] હે કુંતીપુત્ર! ત્યાં પુષ્પોનો સ્પર્શ કરનારો, શીતળ અને સુખકર પવન વાવા લાગ્યો; અને તેણે, હે રાજા! ગૌતમનાં સર્વ ગાત્રોને પ્રસન્ન કરી દીધાં.[16] પવિત્ર અને શીતળ પવનના સ્પર્શથી તે બ્રાહ્મણ અત્યંત પરિશ્રમથી રહિત થયો અને સુખ મળવાથી નિદ્રાવશ થઇ ગયો. સૂર્ય પણ અસ્ત થયો.[17] સૂર્ય અસ્ત થયો અને સંધ્યાકાળ પ્રાપ્ત થયો, કે પક્ષીઓમાં ઉત્તમ બકરાજ, બ્રહ્માની સભામાંથી પોતાના સ્થાન ઉપર (જે તે વડ વૃક્ષ ઉપર હતું ત્યાં) પાછો આવ્યો.[18] તેનું નામ નાડીજંઘ હતું અને તે બ્રહ્માનો પ્રિય મિત્ર હતો. એ બકરાજ મહાબુદ્ધિમાન્ હતો અને કશ્યપનો પુત્ર હતો.[19] પૃથ્વીપર તે રાજધર્મા એવે નામે પ્રખ્યાત હતો. તે વિદ્વાન્, દેવતા સમાન કાંતિવાળો હતો અને દેવની કન્યામાંથી તે જન્મ્યો હતો.[20] તેના આખા શરીર ઉપર સૂર્યસમાન ચળકતાં સુંદર આભૂષણો પહેર્યાં હતાં, તેથી દેવતાના પુત્રસમાન જાજ્વલ્યમાન દેખાતો હતો.[21] તે પક્ષીને આવતો જોઇને, ગૌતમ આશ્ચર્યમાં પડી ગયો. ક્ષુધા અને તૃષા લાગવાથી તે થાકી ગયો હતો, તેથી તેને મારી નાંખીને ખાવાના વિચારથી તે તેના તરફ જોવા લાગ્યો.[22]

રાજધર્મા તે બ્રાહ્મણને જોઇને બોલ્યો;–"હે બ્રાહ્મણ! તું મારે ઘેર ભલે પધાર્યો! સૂર્ય અસ્ત થઇ ગયો છે, સંધ્યાકાળ થયો છે;[23] અને તું મારે ઘેર ઉત્તમ અતિથિ તરિકે આવ્યો છે, માટે આવતી કાલે મારા તરફથી વિધિપૂર્વક પૂજા ગ્રહણ કરીને પછી વિદાય થજે."[24]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'कृतघ्ननुं उपाख्यान' ए नामनो अध्याय १६९ मो समाप्त.

## અધ્યાય ૧૭૦ મો.

### કૃતઘ્નની કથા–ગૌતમનું બકરાજે કરેલું આતિથ્ય!

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! બકરાજની મધુર વાણી સાંભળીને ગૌતમને આશ્ચર્ય થયું અને તે રાજધર્માની તરફ કૌતુકથી નિહાળવા લાગ્યો.[1]

રાજધર્મા બોલ્યો;–"ઓ બ્રાહ્મણ! હું કશ્યપનો પુત્ર છું; મારી માતાનું નામ દાક્ષાયણી છે! તું ગુણી અતિથિ મારે ત્યાં પધાર્યો છે તો, હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તું ભલે આવ્યો."[2]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કહ્યા પછી, રાજધર્માએ શાસ્ત્રવિધિથી તેનો આદર સત્કાર કર્યો. પછી શાલના પુષ્પોથી ભરેલું એક દિવ્ય આસન તેને બેસવા

માટે આપ્યું;૩ અને પછી તેને ભોજનને માટે મોટા મચ્છો પીરસ્યા—જે મત્સ્યો ભગીરથના રથોથી અંકિત થયેલા ગંગાના પવિત્ર પ્રદેશમાં ફરનારા હતા.૪ અત્યંત પ્રદીપ્ત એવો અગ્નિ અને ઘણાજ જાડાં માછલાંઓ રાજધર્માએ ગૌતમને ભેટ કર્યાં.૫ જ્યારે તે બ્રાહ્મણ પ્રસન્ન મનથી ભોજન કરવાને બેઠો, તે સમયે મહા તપસ્વી બકરાજ, પોતાની બન્ને પાંખવડે, તેનો થાક દૂર કરવા માટે, તેને પવન ઢાળતો હતો!૬ વિશ્રાંતિથી બ્રાહ્મણ બેઠો ત્યારે બકરાજે તેના ગોત્ર વિશે પ્રશ્ન કર્યો. ગૌતમે કહ્યું;—"હું બ્રાહ્મણ છું અને મારું નામ ગૌતમ છે!" એટલું બોલી તે મૌન ધરી રહ્યો.૭ બકરાજે ભોજન કરી રહ્યા પછી તે બ્રાહ્મણને દિવ્ય પુષ્પોથી સુગંધી કરેલું પાંદડાંનું એક બીછાનું આપ્યું.૮ ગૌતમ શય્યા ઉપર બેઠો. તે પછી, મધુરભાષી, કશ્યપના ધર્મરાજ જેવા પુત્ર બકે, તેને પૂછ્યું;—"તારું આગમન શા કારણે થયું છે?"૯ હે ભરતવંશી રાજા! ગૌતમ બોલ્યો;—"હે મહામતિ બકરાજ! હું દરિદ્રી છું અને ધનને માટે સમુદ્રની યાત્રા કરવાની ઇચ્છા રાખું છું!"૧૦ કશ્યપ પુત્ર બકરાજે પ્રસન્ન થઇને તેને કહ્યું;—"તારે સમુદ્રની યાત્રા કરવાની ઉત્કંઠા કરવી નહિ. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તારું કાર્ય સિદ્ધ થયું છે. તું ધન લઇને ઘેર જજે!૧૧ બૃહસ્પતિ મુનિએ કહ્યું છે કે, ચાર પ્રકારે ધનની સિદ્ધિ થાય છેઃ—એક તો પરંપરાનો વારસો મળે, બીજું અચાનક—દૈવયોગથી મળે, ત્રીજું પરિશ્રમ કરવાથી મળે અને ચોથું મિત્રોની સહાયતાથી ધન મળે છે.૧૨ હું તારો મિત્ર થયો છું, અને તારા ઉપર સુહૃદ્ભાવ થયો છે, માટે તું જે પ્રમાણે ધનાઢ્ય થઇશ, તે પ્રમાણે હું પ્રયત્ન કરીશ."૧૩ રાત પસાર થઇ, પ્રભાત થયું. શુભ સમય જોઇને બકરાજે કહ્યું; "ઓ શાંત ગુણી બ્રાહ્મણ! તું આ માર્ગે થઇને જા. તારું કાર્ય સિદ્ધ થશે.૧૪ અહિંથી ત્રણ યોજન દૂર જઇશ કે ત્યાં મારો મિત્ર મહા બળવાન્ રાક્ષસોનો મહારાજા વિરૂપાક્ષ રહે છે!૧૫ હે ઉત્તમ બ્રાહ્મણ! તું મારા કહેવાથી તેની પાસે જા. તે તારી ઇષ્ટ કામનાઓને પૂર્ણ કરશે, એમાં સંશય નથી!"૧૬ હે રાજન્! આ પ્રમાણે બકરાજે કહ્યું, એટલે પરિશ્રમ રહિત થયેલો ગૌતમ, માર્ગમાં જતાં જતાં ઇચ્છાપૂર્વક અમૃતના જેવાં મીઠાં ફળો ખાતો ખાતો ચાલવા લાગ્યો.૧૭ ચંદનના, અગરના ને તજના વનોને માર્ગમાં જોતો જોતો, તે બ્રાહ્મણ ઉતાવળથી માર્ગ કાપવા લાગ્યો.૧૮ એટલામાં તે રાક્ષસનું મેરુવ્રજ નામનું નગર આવ્યું. આ નગરને ફરતો પર્વતનો કિલ્લો હતો. તેના દરવાજા પણ પત્થરોના જ હતા, તેની ચોમેર ખાઇઓ હતી અને મોટા મોટા ખડકો—પત્થરો ને યંત્રો પ્રાકાર આગળ તૈયાર રાખેલા હતા.૧૯ હે રાજા! એ રાક્ષસનો રાજા બુદ્ધિમાન્ હતો. તેણે જાણ્યું કે, મારા મિત્રે મારે ત્યાં પોતાના પ્રિય અતિથિને મોકલ્યો છે, તે ઉપરથી તેણે પોતાના નોકરોને આજ્ઞા કરી કે જાઓ, જાઓ, નગરના દ્વાર ઉપરથી ગૌતમને અહિં સત્વર તેડી લાવો!૨૦-૨૧ રાક્ષસના રાજાની આજ્ઞા થઇ કે, તે મહાનગરીમાંથી તેના સેવકો, શકરાના જેવી ઝડપથી દોડ્યા; અને 'હે ગૌતમ! ઓ ગૌતમ!' એમ બૂમ પાડતા પાડતા નગરીના દરવાજા ઉપર આવ્યા.૨૨ હે મહારાજ! તે રાજપુરુષોએ તે જ વખતે ગૌતમ બ્રાહ્મણને કહ્યું, "તું ઉતાવળો થા અને સત્વર ચાલ. અમારો રાજા તને જોવાની ઇચ્છા રાખે છે.૨૩ રાક્ષસોનો અધિપતિ વીર વિરૂપાક્ષ તને મળવા માટે ઉતાવળો થઈ રહ્યો છે, માટે તું સત્વર ચાલ."૨૪ તે સાંભળીને ગૌતમ બ્રાહ્મણ પરિશ્રમ રહિત થઈ ગયો. આશ્ચર્ય પામીને એકદમ રાજાના સેવકો સાથે દોડ્યો. તેને તે રાજાની મહા સમૃદ્ધિને જોઇને પરમ વિસ્મય હતું.૨૫ તુરત જ રાક્ષસ રાજાનાં દર્શન કરવાની ઇચ્છાથી તે જ સેવકોની સાથે રાજમહેલમાં દાખલ થયો.૨૬

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां
'कृतघ्ननुं उपाख्यान' ए नामनो अध्याय
१७० मो समाप्त.

---

## અધ્યાય ૧૭૧ મો.

### કૃતઘ્નનું આખ્યાન—વિરૂપાક્ષ ને ગૌતમનો મિલાપ!

ભીષ્મે કહ્યું;—હે રાજા યુધિષ્ઠિર! ગૌતમ, રાક્ષસના રાજાના ઘરમાં દાખલ થયો, કે રાજાએ તેને ઓળખ્યો. તેની પૂજા કરી. તે, પછી એક ઉત્તમ આસન ઉપર બેઠો.૧ પછી રાક્ષસરાજે તેને, તેના ગોત્ર, શાખા, તથા બ્રહ્મચર્યાવસ્થામાં ભણેલા વેદવિશે પ્રશ્ન કર્યો. ગૌતમે ગોત્ર સિવાય બીજા કોઈ પણ પ્રશ્નનું ઉત્તર આપ્યું નહિ.૨ તે પછી બ્રહ્મતેજથી રહિત, વેદનો સ્વાધ્યાય નહિ કરનારા, માત્ર એક ગોત્રને જ જાણનારા ગૌતમને રાજાએ તેનું નિવાસસ્થાન પૂછ્યું;૩—

રાક્ષસે પૂછ્યું;—"હે કલ્યાણરૂપ બ્રાહ્મણ! તું કયાં રહે છે? તારી સ્ત્રીનું ગોત્ર કયું છે? તું સત્ય કહે. તારે ડરવું નહિ. સંકોચ વગર અમારાપર વિશ્વાસ રાખજે."૪

ગૌતમ બોલ્યો;—"હું મધ્યદેશમાં જન્મ્યો છું, હું ભિલ્લોના ગામમાં રહું છું, મારી સ્ત્રી શૂદ્ર જાતિની અને પૂનર્ભૂ (પુનર્લગ્નની) છે. આ વાત હું તને સત્ય કહું છું."૫

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! તે પછી રાક્ષસરાજ પોતાની બુદ્ધિ સાથે વિચાર કરવા લાગ્યો કે, હવે શું કરવું? અને મને પુણ્યનો લાભ શી રીતે થાય ? [૬] આ, જન્મે બ્રાહ્મણ છે, વળી મહાત્મા રાજધર્મા બકરાજાનો મિત્ર છે. એને, કશ્યપના પુત્રે મારી પાસે મોકલ્યો છે.[૭] મારે મારા તે મિત્રને મનગમતું કરવું જોઇએ. કારણ કે તે સદાય મારો આશ્રિત છે, મારો બાંધવ છે, મારો ભાઈ છે અને મારા હૃદયમાં વસનારો મારો સખા છે![૮] આજે કાર્તિકી પૂર્ણિમા છે, તે નિમિત્તે મારે ત્યાં એક હજાર બ્રાહ્મણો જમવાના છે. આ ગૌતમ ભોજન કરશે અને હું તેને ધન આપીશ.[૯] આજે પુણ્ય તિથિ છે. મારે ત્યાં એ અતિથિ આવ્યો છે. બ્રાહ્મણોને ધન આપવાનો મેં સંકલ્પ કર્યો છે, માટે હવે શા માટે વિચાર કરવો!"[૧૦]

સમય થયો કે, એક હજાર વિદ્વાન્ બ્રાહ્મણો, નાહી ધોઈ ચંદન ચર્ચી, પુષ્પના હાર પહેરી, સણના અબોટીયાં પહેરી, ત્યાં આગળ આવ્યા.[૧૧] હે રાજા! રાક્ષસના રાજા વિરૂપાક્ષે તે ઉત્તમ બ્રાહ્મણોનો શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ઘટતો સત્કાર કર્યો[૧૨] અને રાક્ષસરાજાની આજ્ઞાથી તેમના સેવકોએ, હે ભરતવંશોત્તમ! પૃથ્વીપર ઉત્તમ પ્રકારનાં દર્ભનાં બીછાવેલાં આસનો મૂકી દીધાં.[૧૩] તેના ઉપર બ્રાહ્મણો બેઠા. રાજાએ તલ, દર્ભ ને ઉદકવડે તે બ્રાહ્મણોની વિધિપૂર્વક પૂજા કરી.[૧૪] તે બ્રાહ્મણોમાંથી કેટલાએકને વિશ્વદેવતાઓ, પિતૃઓ અને અગ્નિઓ બનાવ્યા. તેઓને ચંદન ચર્ચ્યું, પુષ્પની માળાઓ પહેરાવી અને એમ તેઓની ઉત્તમ રીતે પૂજા કરી.[૧૫] હે મહારાજ! તે સમયે તે બ્રાહ્મણો નક્ષત્રના પતિ ચંદ્રમાના જેવા પ્રકાશી રહ્યા હતા. રાક્ષસના રાજાએ તે પછી તે બ્રાહ્મણોને મધ તથા ઘીમાં તૈયાર કરેલું અન્ન, સારી પેઠે ભરીને, હીરાથી જડેલી સુવર્ણની ચળકતી થાળીઓમાં મૂકી, તે દાનમાં આપી.[૧૬] તે રાક્ષસરાજાને ઘેર પ્રત્યેક વર્ષે, આષાઢ મહિનાની અને માઘ મહિનાની પૂર્ણિમાને દિવસે ઘણા બ્રાહ્મણો સત્કાર પામીને, ઇચ્છા ભોજન કરતા હતા. ખાસ કરી, શરદ ઋતુ વીતી ગયા પછી, શરદ્ પૂર્ણિમાને દિવસે બ્રાહ્મણોને રત્નોનું દાન કરતો હતો. તેમાં સુવર્ણ, રૂપું, મણિઓ, રત્નો, મોતીઓ,[૧૭-૧૯] મોટી કિંમતના હીરાઓ, વૈદૂર્ય મણિઓ, મૃગચર્મ તથા રંકુ જાતનાં મૃગોનાં ચર્મ આપતો હતો.[૨૦]

હે ભારત! જૂદી જૂદી જાતના ધનના ઢગો, બ્રાહ્મણો ભોજન કરી રહ્યા પછી દક્ષિણામાં દ્વિજોને આપતી વખતે મહા બળવાન્ વિરૂપાક્ષે કહ્યું; "હે બ્રાહ્મણો! તમે તમારા ઉત્સાહ અને ઇચ્છાનુસાર આ રત્નોમાંથી લ્યો![૨૧] અને હે ઉત્તમ બ્રાહ્મણો! તમે જે થાળીમાં ભોજન કર્યું હોય, તે તે થાળીઓ તમારે ઘેર લઈ જાઓ."[૨૨] આ રીતે મહાત્મા રાક્ષસરાજાએ કહ્યું, એટલે સુપાત્ર બ્રાહ્મણોએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે રત્નો લીધાં.[૨૩] એ પ્રમાણે રાજાએ તે બ્રાહ્મણોને ઉત્તમ રત્નો તથા ઉત્તમ વસ્ત્રો આપીને તેમનો સત્કાર કર્યો. બ્રાહ્મણો ઘણા પ્રસન્ન થયા.[૨૪] તે પછી રાક્ષસના રાજાએ જૂદા જૂદા દેશમાંથી આવેલા બ્રાહ્મણોને કહ્યું;–"હે બ્રાહ્મણો! આજનો દિવસ તમને રાક્ષસોનો ભય નથી. ઇચ્છાનુસાર ખુશીથી રહો અને જ્યારે ઇચ્છા થાય ત્યારે ઝડપથી અહીંથી ચાલ્યા જજો." આમ કહીને તેણે રાક્ષસોને આજ્ઞા કરી કે "તમારે કોઇ પણ બ્રાહ્મણોને દુઃખ દેવું નહિ!"[૨૫-૨૬]

જ્યારે બ્રાહ્મણોનાં મંડળો રત્નો લઇને પોતપોતાના દેશ તરફ જવા લાગ્યાં, ત્યારે ગૌતમ પણ સુવર્ણ તથા રત્નોને મહા કષ્ટથી ઉપાડીને, વડની પાસે આવ્યો. તે ભુખ્યો હતો. ઘણો જ થાકી ગયો હતો. તેથી વડની નીચે આવીને બેઠો.[૨૭-૨૮] હે રાજા! પક્ષીમાં ઉત્તમ એવો રાજધર્મા તેની પાસે આવ્યો. મિત્ર ઉપર વત્સલતા ધરાવનારા બકરાજાએ, આગતાસ્વાગતા કરીને ગૌતમને આવકાર આપ્યો.[૨૯] પોતાની પાંખના અગ્ર ભાગથી પવન ઢોળીને તેનો પરિશ્રમ દૂર કરવા માંડ્યો; પછી તેનું પૂજન કર્યું અને પછી તેને ભોજન આપ્યું![૩૦] ગૌતમે ભોજન કરીને સારી રીતે વિશ્રાંતિ લીધી. તે સ્વગત વિચાર કરવા લાગ્યો કે, મેં લોભ તથા મોહને વશ થઇને પુષ્કળ સુવર્ણ લીધું છે અને મારે જવું છે દૂર! માર્ગમાં પ્રાણ ટકાવી રાખવા માટે કંઈ ખાવાનું પણ નથી.[૩૧-૩૨] તો મારે પ્રાણોને કેવી રીતે બચાવવા? એવો મનમાં વિચાર કરીને તેણે આડું અવળું જોયું, પણ માર્ગમાં કંઇપણ ખાવા જેવું નજરે પડયું નહિ.[૩૩] હે પુરુષવ્યાઘ્ર! તે ગૌતમ કૃતઘ્ની હતો. તેણે બગલાની તરફ જોઇને મનમાં વિચાર કર્યો કે, આ બકરાજ મારી પડખે બેઠો છે, તે માંસનો મોટો ઢગલો છે; માટે એને મારી નાંખીને ખોરાક તરિકે સાથે લઇ લઉં અને ઉતાવળો ઘેર (નાશી) જાઉં.[૩૪-૩૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'कृतघ्नोपाख्यान' ए नामनो अध्याय १७१ मो समाप्त.

## અધ્યાય ૧૭૨ મો.

### કૃતઘ્ની મહાપાપી છે!

ભીષ્મે કહ્યું;–તે વડવૃક્ષ નીચે, પરોણાઓની ટાઢ દૂર કરવા માટે, બકરાજે, ઘણો જ મોટો અગ્નિ સળગાવી

રાખ્યો હતો.[૧] ગૌતમ આ અગ્નિની પાસે સુતો; અને બકરાજ પણ વિશ્વાસથી તેના પડખામાં જ સુતો હતો. દુરાત્મા અને કૃતઘ્ની ગૌતમ, પોતાના નિદ્રાવશ યજમાનને મારી નાંખવા તૈયાર થયો.[૨] તે ઉઠીને ઉભો થયો અને વિશ્વાસથી સુતેલા બગલાને, ઉંબાડીઆંવડે બાળીને મારી નાખ્યો અને પ્રસન્ન થયો; પણ તેના સ્નેહનો કે પાપનો વિચાર કર્યો નહિ.[૩] તેના શરીર ઉપરથી પાંખો તથા વાળને કાઢી નાંખીને તેને અગ્નિમાં શેકી કાઢયો. પછી તેને તથા સાથે, જે સુવર્ણની ગાંઠડી હતી તે ઉપાડીને, ઘણીજ ઝડપથી પોતાના ઘર તરફ નાસવા લાગ્યો.[૪]

બીજે દિવસે વિરૂપાક્ષે, પોતાના પુત્રને પૂછ્યું;–"અફસોસ! ઓ દીકરા! આજે રાજધર્મા બગલો મારા જોવામાં આવ્યો નથી![૫] તે પ્રથમની સંધ્યા સમયે એટલે પ્રભાતમાં, બ્રહ્માને પ્રણામ કરવા માટે સદાય જાય છે અને ત્યાંથી પાછા ફરતી વખતે મને મળ્યા વગર કદી પણ પોતાને ઘેર જતો નથી.[૬] આજે બે રાત અને બે પ્રભાત થયાં, અર્થાત્ બે દિવસ થયાં તે મારે ઘેર આવ્યો નથી. મારા મનમાં ચિંતા થાય છે કે તેનું શું થયું હશે! માટે તું મારા મિત્રની તપાસ કર.[૭] સ્વાધ્યાય નહિ કરનારો અને બ્રહ્મતેજથી રહિત ગૌતમ નામના પેલા બ્રાહ્મણના ઉપર મને શંકા આવે છે, કે કદાચ તે અધમ બ્રાહ્મણે તેને મારી નાખ્યો હોય! મેં તેની આંતરિક ચેષ્ટાઓ ઉપરથી તેને ઓળખ્યો છે કે, તે દુરાચારી અને દુષ્ટબુદ્ધિ છે. તે દયા રહિત, દારુણ આકૃતિનો, દુષ્ટ અને દસ્યુના જેવો અધમ દેખાતો હતો.[૮-૯] તે ગૌતમ પાછો તેની પાસે ગયો છે, તેથી મારા મનમાં ઉદ્વેગ થાય છે, માટે હે પુત્ર! તું અહિંથી સત્વર રાજધર્માને ઘેર જા અને મને જાણ કર, કે તે શુદ્ધ અંતઃકરણનો બકરાજ જીવે છે કે કેમ?"

આ રીતે વિરૂપાક્ષે કહ્યું, એટલે તેનો પુત્ર, રાક્ષસોને સાથે લઇને ઉતાવળો ઉતાવળો બકરાજની પાસે જવા માટે નિકળ્યો.[૧૦-૧૧] તેણે વડના ઝાડની પાસે આવીને જોયું તો ત્યાં બકરાજનાં હાડકાં પડેલાં હતાં. બુદ્ધિમાન્ રાક્ષસ રાજાનો પુત્ર રડતો રડતો ગૌતમને પકડવા માટે તેની પાછળ પૂર બળથી ને ઝડપથી દોડ્યો. તેઓ થોડે દૂર ગયા નહિ, તેવામાં ગૌતમને પકડી પાડ્યો.[૧૨-૧૩] તેની પાસેથી પાંખો, હાડકાં તથા ચરણો વિનાનું બકરાજનું શરીર છીનવી લીધું. તેને સાથે લઇ બધા રાક્ષસો મેરુવ્રજમાં આવી પહોંચ્યા.[૧૪] પછી રાજધર્મા બકરાજનું શરીર તથા કૃતઘ્ની અને પાપ કર્મના કરનારા ગૌતમને, રાજા વિરૂપાક્ષની પાસે હાજર કર્યો.[૧૫] રાજા, તેના અમાત્યો અને પુરોહિતો, બકરાજાને મરેલો જોઇને રડવા લાગ્યા. રાજાના મહેલમાં મહાન્ આક્રંદ થઈ રહ્યું.[૧૬] રાણીઓનું, રાજકુમારોનું અને આખા નગરનું મન ખિન્ન થઇ ગયું. પછી રાજાએ પુત્રને આજ્ઞા કરી કે, "હે પુત્ર! આ પાપીને મારી નાંખ![૧૭] અને તેનું માંસ ખાઇને આ સર્વે રાક્ષસો ઇચ્છાપૂર્વક વિહાર કરો! આ ગૌતમ પાપી આચરણ કરનારો, પાપ કર્મ કરનારો, પાપી મનનો અને પાપી સાધનોવાળો છે; એટલા માટે હે રાક્ષસો! મારો વિચાર છે કે, તેને તમારે મારી નાંખવો.[૧૮] આ રીતે રાક્ષસરાજા વિરૂપાક્ષે કહ્યું, પરંતુ ઘોર પરાક્રમવાળા રાક્ષસોએ પાપ કર્મ કરનારા ગૌતમને ખાવાની કોઇએ ઇચ્છા જ કરી નહિ.[૧૯] હે મહારાજ! તે રાક્ષસોએ રાક્ષસના રાજાને કહ્યું; "આ અધમ પુરુષ દસ્યુને આપી દ્યો–અમે તેને ખાઈશું નહિ!"[૨૦] આ રીતે સર્વે રાક્ષસોએ મસ્તકવડે પ્રણામ કરીને રાક્ષસના રાજાને કહ્યું; "તારે અમને આ પાપાત્માને ખાવા માટે આપવો યોગ્ય નથી!"[૨૧] રાક્ષસના રાજાએ પણ દૈત્યોના કહેવાને માન્ય કર્યું અને કહ્યું કે; "હે રાક્ષસો! તમે આજે જ આ કૃતઘ્નીને, દસ્યુઓને આપી દ્યો." હુકમ થતાં જ, રાક્ષસોએ હાથમાં શૂળ અને પટ્ટિશ લીધાં અને તેના કટકે કટકા કરીને તે દસ્યુઓને આપી દીધાં. પરંતુ દસ્યુઓએ પણ તે પાપીને ખાવાની ઇચ્છા કરી નહિ. હે રાજેન્દ્ર! માંસાહારીઓ પણ કૃતઘ્નીને ખાતા નથી![૨૨-૨૪] હે રાજન્! બ્રહ્મહત્યા કરનારાને, મદિરા પાન કરનારાને, ચોરને અને વ્રતનો ભંગ કરનારાને પ્રાયશ્ચિત્ત કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે; પરંતુ કૃતઘ્નીને પ્રાયશ્ચિત્ત કહ્યું નથી.[૨૫] મિત્રનો દ્રોહ કરનારાને, કૃતઘ્નીને અને નરોમાં અધમ એવા ક્રૂર પુરુષને માંસાહાર કરનારાઓ તથા કીડાઓ પણ ખાતા નથી.[૨૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'कृतघ्ननुं उपाख्यान' ए नामनो अध्याय १७२ मो समाप्त.

## અધ્યાય ૧૭૩ મો.

### મહાત્માનું માહાત્મ્ય.

ભીષ્મે કહ્યું;–હે રાજા યુધિષ્ઠિર! તે પછી રાક્ષસના રાજાએ, બકરાજાને માટે એક ચિતા તયાર કરાવી અને તેને રત્નોથી, ચંદનનાં કાષ્ઠોથી તથા ઘણાં જ વસ્ત્રોથી શણગારી;[૧] તેના ઉપર બકરાજાનું શબ મૂક્યું. પ્રતાપી રાક્ષસરાજાએ તેને અગ્નિદાહ કર્યો અને પ્રેતનાં સર્વે કર્મો વિધિપૂર્વક કર્યાં.[૨] તે સમયે દાક્ષાયણી એવી પયસ્વિની સુરભિદેવી આકાશમાંથી તેના ઉપર આવીને ઉભી રહી અને તેણે દુધની વૃષ્ટિ કરી.[૩] તેના મુખમાંથી દુધમિશ્ર ફીણ નિકળ્યું, તે બકરાજની ચિતામાં

પડ્યું.[૪] તે સમયે, હે નિર્દોષ રાજા! બકરાજ જીવતો થયો અને ત્યાંથી ઉઠીને રાક્ષસના રાજા વિરૂપાક્ષની પાસે ગયો.[૫] તુરત જ, દેવરાજ ઇંદ્ર, વિરૂપાક્ષના નગરમાં આવ્યો અને વિરૂપાક્ષને કહ્યું કે, 'અહો! સુભાગ્યવડે આ બકરાજા જીવતો થયો તે ઘણું સારું થયું![૬] પછી ઇંદ્રે પુરાતની એવા વિરૂપાક્ષને કહ્યું; "પૂર્વે બ્રહ્માએ આ રાજધર્માને શાપ દીધો હતો, (તેનું ફળ આજે તેને મળ્યું છે).[૭] શાપ આપવાનું કારણ એ હતું કે, હે રાજન્! બગલાનો આ રાજા બ્રહ્માની પાસે નિત્ય જતો હતો. પણ એક દિવસે તેની જરુર હતી ત્યારે તે ત્યાં ન હતો. તેથી પિતામહે રોષને લીધે તે પક્ષીરાજને કહ્યું કે,[૮] 'ઓ મૂઢ! ઓ બકાધમ! ઓ દુરાત્મા! તું મારી સભામાં આવતો નથી, માટે થોડા સમયમાં જ તારો નાશ થશે!'[૯] બ્રહ્માના તે શાપને લીધે ગૌતમે આ બકરાજને મારી નાંખ્યો અને બ્રહ્માએ જ તેના ઉપર અમૃત સિંચીને તેને પાછો સજીવન કર્યો છે."[૧૦]

પછી રાજધર્મા બગલાએ, ઇંદ્રને પ્રણામ કરીને કહ્યું; "હે સુરરાજ! તારો જો મારા ઉપર અનુગ્રહ કરવાનો વિચાર હોય તો,[૧૧] મારા વહાલા મિત્ર ગૌતમને તું સજીવન કર!" તેનું કહેવું સાંભળીને, હે રાજા! વાસવે તેનું વાક્ય ગ્રહણ કર્યું,[૧૨] અને અમૃત છાંટીને તત્સમયે જ ગૌતમને સજીવન કર્યો અને તેની સુવર્ણની ગાંઠડી તથા સામાન પણ તેની પાસે હાજર કર્યાં! ગૌતમ જીવતો થયો કે, બકરાજા પરમ પ્રીતિથી તે મિત્રને ભેટ્યો અને પછી પાપ કર્મ કરનારા એ ગૌતમને ધનની સાથે તેને ઘેર મોકલીને, પોતે પોતાના નિવાસસ્થાનમાં આવ્યો. (બીજે દિવસે) વખતસર બગલાનો રાજા બ્રહ્માની સભામાં ગયો.[૧૩-૧૫] બ્રહ્માએ તે મહાત્માનું આતિથ્ય કરીને તેની પૂજા કરી. ગૌતમ પુનઃ પૂર્વના જ ભિલ્લના ગામમાં ગયો અને ત્યાં શૂદ્ર જાતિની સ્ત્રીમાં, પાપ કર્મ કરનારા પુત્રોને ઉત્પન્ન કર્યા.[૧૬] ત્યારે દેવગણોએ, ગૌતમને મહાન્ શાપ આપતાં કહ્યું; "આ પાપી અને કૃતઘ્ની, પુનર્ભૂ (પુનર્લગ્નની) સ્ત્રીને વિશે ઘણા વખત પુત્રોને ઉત્પન્ન કરીને મોટા નરકમાં પડશે."

હે ભરતવંશી રાજા! આ સર્વ વૃત્તાંત મને નારદે કહ્યું હતું;[૧૭-૧૮] અને હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મેં પણ આ મોટાં આખ્યાનને સંભારીને તારી પાસે સર્વ યથાર્થ રીતે વર્ણવ્યું છે.[૧૯] કૃતઘ્નને યશ ક્યાંથી? સ્થાન ક્યાંથી? સુખ ક્યાંથી? કૃતઘ્ની પુરુષનો વિશ્વાસ કરવો નહિ. કૃતઘ્ની પુરુષનો ઉદ્ધાર નથી.[૨૦] કોઈ પણ પુરુષે મિત્રનો દ્રોહ કરવો નહિ. જે મિત્રનો દ્રોહ કરનારો છે, તે અંત વગરના ભયંકર નરકમાં પડે છે.[૨૧] જે પુરુષને મિત્રની કામના હોય, તે પુરુષે સદા કૃતજ્ઞ થવું જોઇએ. પુરુષ મિત્રની પાસેથી સર્વ વસ્તુને મેળવે છે, મિત્રની પાસેથી માન પ્રાપ્ત કરે છે,[૨૨] મિત્રની પાસેથી ભોગો ભોગવે છે, મિત્ર આપત્કાળમાંથી મુક્ત કરાવે છે. એટલા માટે વિચક્ષણ પુરુષે મિત્રનો સત્કાર કરીને તેને માન આપવું.[૨૩] કૃતઘ્ની, પાપી, નિર્લજ્જ, મિત્રદ્રોહી, કુલાંગાર, પાપકર્મ કરનારા પાપી પુરુષનો વિદ્વાનોએ ત્યાગ કરી દેવો![૨૪] હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ રાજા! મેં તને મિત્રનો દ્રોહ કરનારા અને કૃતઘ્ની એવા પાપી પુરુષનું આખ્યાન (ચારિત્ર્ય) કહ્યું. હવે તારે બીજું શું સાંભળવાની ઇચ્છા છે?[૨૫]

વૈશંપાયન બોલ્યા;–હે રાજા જનમેજય! મહાત્મા ભીષ્મે એ પ્રમાણે કહ્યું, તે સાંભળીને યુધિષ્ઠિર રાજા મનમાં પ્રસન્ન થયા.[૨૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत आपद्धर्मपर्वमां 'कृतघ्ननुं उपाख्यान'
ए नामनो अध्याय १७३ मो समाप्त.

# મોક્ષધર્મ પર્વ.

## અધ્યાય ૧૭૪ મો.

### બ્રાહ્મણ અને સેનજિતની કથા.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥ १ ॥

નારાયણને, નરોમાં ઉત્તમ એવા નરને, દેવી સરસ્વતીને અને વેદ વ્યાસને નમસ્કાર કરીને ગ્રંથનો આરંભ કરવો.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ! તેં રાજધર્મો તથા તેના અંગભૂત આપત્કાળના ધર્મો વગેરે ઉત્તમ ધર્મો કહ્યા. હવે હે રાજન્! ગૃહસ્થ વગેરે આશ્રમોના ધર્મોમાં શ્રેષ્ઠ એવો મોક્ષ ધર્મ તું મને કહે.[૧]

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર! સર્વે આશ્રમોના ધર્મો

વેદમાં કહ્યા છે અને તેનું ફળ મૃત્યુ થયા પછી પરલોકમાં મળે છે; માટે તે અદૃષ્ટ ફળવાળો ધર્મ* કહેવાય છે. પરન્તુ પરમાત્માના શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપી તપશ્ચરણવડે પરમાત્માના સાક્ષાત્કાર સ્વરૂપનું જે જ્ઞાન મળે છે, તે ધર્મ દૃષ્ટફળવાળો છે; કારણ કે તેનું ફળ જીવતાં જ મળે છે; અર્થાત્ આ લોકમાં રહીને જ ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. અહીં કોઈ એવી શંકા કરે કે, બીજા ધર્મ આચરવાનું શું પ્રયોજન છે? તપ જ કરવું. તેનું સમાધાન એવું છે કે, ધર્મ કર્મ અનેક પ્રકારનાં છે, અને તે સર્વ કર્મનાં ફળો પણ મળે છે અને તે પરંપરાએ તે કર્મો ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષ પણ આપે છે; પરંતુ તેનાં ફળ આ દેહથી ભોગવાતાં નથી. ત્યારે જ્ઞાનનું ફળ આ દેહથી જ ભોગવી શકાય છે.[૨]† હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! જે જે પુરુષને જે જે વિષયનું નિશ્ચયપૂર્વક જ્ઞાન થાય છે, તે તે પુરુષ તે તે વિષયને પોતાનું કલ્યાણ કરનાર માને છે, બીજાને માનતો નથી.[૩] પુરુષ જેમ જેમ આ લોકસમુદાયને તૃણની પેઠે મિથ્યા જાણે છે, તેમ તેમ તેને આ જગત્ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, એમાં જરાપણ સંદેહ નથી.[૪] હે રાજા યુધિષ્ઠિર! સ્થાવરથી માંડીને સત્યલોક પર્યંત સર્વે લોકમાં ઓછું વધતું ઐશ્વર્ય, પ્રભુતા, નાશ થવો, દુઃખ ભોગવવું વગેરે અનેક દોષો સમાયલા છે. આવો નિશ્ચય કરીને બુદ્ધિમાન્ પુરુષે પોતાના આત્માના મોક્ષને માટે પ્રયત્ન કરવો જોઇએ.[૫]

યુધિષ્ઠિરે પૂછયું;-હે પિતામહ! જ્યારે ધનનો નાશ થાય અથવા તો પિતા, પુત્ર કે સ્ત્રી એમાંનું કોઇ મરણ પામે, ત્યારે કેવી બુદ્ધિએ કરીને શોકનો નાશ કરવો, તે મને કહો.[૬]

ભીષ્મે કહ્યું;-જયારે ધનનો નાશ થાય, અથવા તો સ્ત્રી, પુત્ર કે પિતા મરણ પામે, ત્યારે-આ સર્વ જગત દુઃખરૂપ છે એમ વિચાર થાય છે! પણ તત્સમયે શોક સમાવવા માટે શમ દમ આદિક ધારણ કરવા.[૭] આ વિષયમાં એક પુરાતની ઇતિહાસનું આ પ્રમાણે ઉદાહરણ છે. સેનજિત્ નામનો એક રાજા હતો. તે રાજા, પુત્ર મરણ પામવાથી શોકવડે સંતપ્ત અને વિહ્વળ થઇ ગયો. તે સમયે તેનો એક બ્રાહ્મણ મિત્ર, ખિન્ન થઇ ગયેલા તે રાજાની પાસે આવીને તેને કહેવા લાગ્યો;[૮-૯] "તું શા માટે સંસાર ઉપર મોહિત થયો છે? મને તું મૂઢ લાગે છે. તું પંડે જ શોક કરવા યોગ્ય છતાં તું બીજાનો શોક શા માટે કરે છે? જેઓ તારો શોક કરનારા છે, તેઓ પણ તારી દશાને પામશે અને તેઓ પણ બીજાઓને શોક કરવા યોગ્ય થઇ પડશે.[૧૦] તું, હું અને બીજાઓ, કે જેઓ, હે રાજા! તારી સેવા કરે છે તે સૌ, આપણે જ્યાંથી આવ્યા છીએ, ત્યાં આગળ જઇશું."[૧૧]

સેનજિતે પૂછયું;-"હે તપોધન બ્રાહ્મણ! એવી તે કેવી બુદ્ધિ છે? કેવું તપ છે? કેવી સમાધિ છે? કેવું જ્ઞાન છે? કેવું શાસ્ત્રાધ્યયન છે, કે જે સંપાદન કરીને તમે વિષાદ-ખેદ કરતા નથી?"[૧૨]

બ્રાહ્મણે ઉત્તર દીધું;-"આ સંસારના ઉત્તમ, મધ્યમ અને અધમ એમ સર્વેય પ્રાણીઓ ને જેઓ દુઃખકારક જૂદાં જૂદાં કર્મોમાં આસક્ત થયેલાં છે, તેઓને તું જો.[૧૩] ઉપાધિવાળો આ આત્મા મારો છે, એમ હું કદી માનતો નથી; તેમ આ સર્વ પૃથ્વી પણ મારી છે, એમ માનતો નથી; અને જેમ મારી નથી, તેમ બીજાઓની પણ નથી, આવો વિચાર કરવાથી મને ખેદ થતો નથી. આવા વિચારથી, અહંતા મમતાનો ત્યાગ કરાવનારું જ્ઞાન મેં પ્રાપ્ત કર્યું છે; અને તેથી મને સુખ થતાં હર્ષ થતો નથી અને દુઃખ થતાં ખેદ થતો નથી.[૧૪] જેમ મહાસાગરમાં એક કાષ્ઠ બીજા કાષ્ઠની સાથે (કર્માધર્મા જોગથી) મેળો-એકઠું થઈ જાય છે અને એકઠું થઇને પાછું જૂદું પડી જાય છે, તેની પેઠે જ પ્રાણીમાત્રનો મેળો-સમાગમ થાય છે અને જૂદાં પડી જાય છે.[૧૫] પુત્રોનો, પૌત્રોનો, જ્ઞાતિઓનો અને બાંધવોનો મેળો-સમાગમ થાય છે; પણ તેઓની સાથે સ્નેહ કરવો નહિ; કારણ કે તેઓની સાથે સમાગમ થયા પછી તેઓનો વિયોગ અવશ્ય થવાનો જ છે.[૧૬] તારો પુત્ર તારા જાણવામાં ન આવે તેમ અકસ્માત્ આવ્યો હતો અને તે પાછો અદૃશ્યમાં ચાલ્યો ગયો છે. તે તને જાણતો ન હતો. તું તેને જાણતો ન હતો. માટે તું તેનો કોણ થાય છે અને તું કોનો શોક કરે છે?[૧૭] શોકસંતાપ, તૃષ્ણાની પીડામાંથી ઉત્પન્ન થાય છે. ઇચ્છા પૂર્ણ થતાં પાછું સુખ ઉત્પન્ન થાય છે અને પાછું સુખમાંથી દુઃખ ઉત્પન્ન થાય છે.[૧૮] સુખને અંતે દુઃખ અને

* મહાભારત, રામાયણાદિ પ્રાચીન ગ્રન્થોમાં, અભ્યાસકોને જે શબ્દો ઘણા અર્થમાં વપરાતા જોવાય છે અને તેનું પ્રાકૃતમાં ભાષાંતર કરતી વખતે મૂળ અભિપ્રાય જણાવતાં ગુંચવણકર્તા થઈ પડે છે, તેવા શબ્દોમાં ધર્મ શબ્દ ઘણો વિચારનીય છે. ધર્મ શબ્દ કોઈ કોઈવાર ઈશ્વર સંબંધી જ્ઞાનદર્શક હોય છે, અથવા "કર્તવ્યકર્મના સમૂહ-સંગ્રહ"ના અર્થમાં વપરાય છે. કોઈ સમયે-કોઈ સ્થળમાં તે માત્ર કર્તવ્યકર્મના અર્થમાં વપરાય છે, અથવા અમુક કાળે કરવાના જરૂરી નિયમો માટે પણ વપરાય છે. જેવા કે નિત્ય કર્મ, નૈમિત્તિક કર્મ. શારીરીક કષ્ટને માટે આપણે ઘણીવાર તપ શબ્દનો ઉપયોગ કરીએ છીએ. આ સ્થળે શ્રવણ, મનન અને નિદિધ્યાસન એટલે સર્વ વસ્તુમાં વૈરાગ્ય અને આત્માની પરબ્રહ્મ સાથે સંલગ્નતા એને તપ કથેલું છે. શ્લોકના પ્રથમ અર્ધ ભાગમાં સત્યપ્રેત્ય વિ. જે શબ્દો છે, તેમાં વ્યાકરણદૃષ્ટયા સત્ એટલે જે તત્ત્વતઃ સાચું છે, તે આત્મા-પરબ્રહ્મ જેનો પૃથક્ આત્મા માત્ર એક અંશ છે-તે થાય છે.

† આ શ્લોકમાં કર્મ કરતાં જ્ઞાનનું શ્રેષ્ઠપણું દર્શાવ્યું છે.

દુઃખને અંતે સુખ. આ રીતે મનુષ્યોને ચક્રની ગતિ પેઠે વારા ફરતી સુખ તથા દુઃખ થયા કરે છે.[૧૯] તને સુખમાંથી દુઃખ પ્રાપ્ત થયું છે; તો તું દુઃખમાંથી પાછું સુખ પ્રાપ્ત કરીશ. મનુષ્ય નિત્ય દુઃખી થતો નથી, તેમ નિત્ય સુખને પણ ભોગવતો નથી; પરંતુ સુખદુઃખ ચક્રની પેઠે ક્રમવાર આવે છે ને જાય છે.[૨૦] સુખનું સ્થાન પણ આ શરીર જ છે* અને દુઃખનું સ્થાન પણ આ શરીર જ છે. દેહાભિમાની પુરુષ જે દેહવડે કર્મ કરે છે, તે જ દેહવડે તે કર્મનું ફળ ભોગવે છે.[૨૧] લિંગ શરીર, સ્થૂલ શરીરની સાથે જ ઉત્પન્ન થાય છે અને સાથે રહીને કર્મ કરે છે અને બન્ને એક સાથે જ નાશ પામે છે.†[૨૨] મનુષ્યો સ્નેહની અનેક પ્રકારની પાશોમાં વિંટાઇ જાય છે અને પોતે આરંભેલાં કાર્યો પૂર્ણ કર્યા પહેલાં જ, વેળુથી બાંધેલી પાળો જેમ પાણીના મોજાથી તૂટી પડે છે, તેમ નાશ પામે છે![૨૩] તલમાં સ્નેહ (તેલ) રહેલું છે તેથી ઘાંચી જેમ તલને, ઘાણીમાં ઘાલીને પીલેછે, તેમ આ સર્વ જગત્ પણ સ્નેહને વશ છે; તેથી અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા કલેશો‡ સંસારરૂપી ચક્રમાં આ સર્વ જગતને ઘાલીને પીલે છે.[૨૪] પુરુષ સ્ત્રી, પુત્ર વગેરેને માટે ખરાબ કર્મનો સંગ્રહ કર્યા કરે છે; પરંતુ આ લોકમાં તથા પરલોકમાં તે પુરુષ એકલાને જ તે કર્મથી થનારાં દુઃખો ભોગવવાં પડે છે.[૨૫] વનના ઘરડા હાથીઓ જેમ કાદવના સમુદ્રમાં ડૂબી જઇને દુઃખી થાય છે, તેમ સર્વે મનુષ્યો પુત્ર, સ્ત્રી અને કુટુંબમાં આસક્ત થઇને શોકરૂપી સાગરમાં ડૂબી જાય છે.[૨૬] હે રાજા ! પુત્રનું મરણ થાય ત્યારે, ધનનો નાશ થાય ત્યારે તથા જ્ઞાતિ અને સંબંધીઓનું મરણ થાય ત્યારે, પુરુષને દાવાનળ સમાન મહાન્ દુઃખ થાય છે; પરંતુ સુખ થવું, દુઃખ થવું, ઐશ્વર્ય મળવું અથવા તો ધનનો નાશ થઇ જવો, એ સર્વ દૈવાધીન છે![૨૭] મિત્ર વિનાનો અથવા તો મિત્રવાળો, શત્રુ વિનાનો કે શત્રુવાળો, બુદ્ધિમાન્ કે મૂઢ—એ સૌ દૈવયોગથી સુખ અથવા દુઃખ મેળવે—ભોગવે છે.[૨૮] મિત્રો કંઇ સુખ આપતા નથી, તેમ શત્રુઓ કંઇ દુઃખ આપતા નથી; બુદ્ધિ કંઇ ધન આપતી નથી અને ધન કંઇ સુખ આપવાને સમર્થ નથી;[૨૯] બુદ્ધિ કંઇ ધનનો લાભ કરી દેતી નથી અને મૂર્ખતા કંઇ ધનનો નાશ કરતી નથી. આ જગતની રચનાના સિદ્ધાંતને (માત્ર) બુદ્ધિમાન્ પુરુષ જાણે છે, પણ મૂર્ખ જાણતો નથી.[૩૦] બુદ્ધિમાન્, શૂરવીર, મૂઢ, ભીરુ, જડ, દીર્ઘસૂત્રી, દુર્બળ અને બળવાન્ એમાંનો હરકોઈ પણ જો ભાગ્યવાન્ હોય છે તો તેને સુખ મળે છે.[૩૧] એક ગાય વાછરડાની છે, ગોવાળીઆની છે, માલીકની છે અને ચોરની છે—એમ સર્વેની છે; છતાં જે તે ગાયનું દૂધ પીએ છે, તેની તે (ખરેખરી) ગણાય છે—બીજાની ગણાતી નથી, આવો નિશ્ચય છે.*[૩૨] આ જગતમાં જે પુરુષો ઘણા જ મૂર્ખ હોય છે; અથવા તો જેઓ બુદ્ધિના પારને પામેલા હોય છે, તેઓ જ સુખ ભોગવે છે; અને નહિ મૂર્ખ કે નહિ બુદ્ધિમાન્ એવા અર્ધદગ્ધ પુરુષ દુઃખી થાય છે.†[૩૩] જે વિવેકયુક્ત હોય છે, તેઓને છેવટની બે સ્થિતિમાં (સુષુપ્તિ તથા તુરીયાવસ્થામાં) આનંદ હોય છે, પણ મધ્યની બે સ્થિતિઓમાં (જાગ્રત તથા સ્વપ્નાવસ્થામાં) આનંદ હોતો નથી. અંત્યની બે અવસ્થાની પ્રાપ્તિને (સુષુપ્તિ તથા તુરીયાવસ્થાને) ઋષિઓ સુખરૂપ કહે છે તથા વચલી બે સ્થિતિને ( જાગ્રત તથા સ્વપ્નાવસ્થાને) દુઃખરૂપે કહે છે.[૩૪] જેઓએ બુદ્ધિના સુખને પ્રાપ્ત કર્યું છે (જે સુખને સમાધિ કહે છે), જેઓ સંસારના સુખદુઃખના ભાવોથી રહિત છે તથા જેઓને કોઈ પણ પ્રકારનો મત્સર હોતો નથી, તેઓને અર્થની પ્રાપ્તિ થાય અથવા તો અર્થની હાનિ થાય, છતાં તેમને કોઈ પણ પ્રકારનું દુઃખ થતું નથી.[૩૫] જેઓએ બુદ્ધિસુખને ( સમાધિને) પ્રાપ્ત કર્યું નથી, પણ (શાસ્ત્રના જ્ઞાનવડે) મૂઢતાનું ઉલ્લંઘન કર્યું છે, તેઓ અત્યંત હર્ષ તથા અત્યંત સંતાપને પણ વશ થાય છે ![૩૬] કામાદિવડે જેઓનું ચિત્ત ઘેરાઈ ગયેલું છે તથા મહાન્ ગર્વ અને

* દેહના નાશ સાથે જ સુખદુઃખનો પણ નાશ થાય છે.

† ઈજીપ્તની પ્રજાએ શરીરને સંભાળી રાખવાની યુક્તિ કરવા માંડી, તે પૂર્વેના આ વિચારો હોવા જોઇએ.

‡ કલેશ પાંચ છેઃ—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ.

* કોઇ પણ વસ્તુ—પદાર્થનું માત્ર સ્વામિત્વ હોવું, એ ખરું સ્વામિત્વ નથી. જો તેનો સ્વામી જરૂર પડે ત્યારે તેનો છૂટથી ઉપભોગ કરી શકતો નથી, તો તે પદાર્થ ઉપરનું તેનું સ્વામિત્વ મિથ્યા—નામ માત્રનું જ સમજવું. તેવા જ અર્થમાં અત્રે "ગાય તો ખરી તેની જ છે કે જે એનું દૂધ પીવાને ભાગ્યશાળી થાય" એ વાકયનો સમન્વય કરવાનો છે. ટીકાકાર એને આમ ઘટાવે છે. જે લોકો અમુક ગાયમાંથી કંઈ ફાયદો મેળવી નહિ શકતા હોય, તેઓ તેની પ્રતિ મમતા રાખવાને બંધાયલા નથી. કોઇ પણ પુરુષે પોતાની જરૂરીઆત વગરની વસ્તુની લાલસા રાખવી નહિ. એક ભૂખ્યા, તરસ્યા અને થાકી ગયલા માણસને સો ગાયો કરતાં થોડું ચોખ્ખું ગાયનું દૂધ વધારે કામનું છે; સો ધાન્યભંડારો કરતાં મુઠ્ઠીભર ચોખા વધારે કામના છે; મોટા મહેલ કરતાં શયનનું અડધીઉં વધારે કામનું છે. ટુંકમાં પદાર્થની કીંમત અને સ્વામિત્વ જરૂરની વેળાએ તેની ઉપયોગીતા અને ઉપભોગપર અવલંબીને રહેલા છે.

† નીલકંઠ જે પ્રમાણે આ શ્લોકનો અર્થ કરે છે તે સ્વીકારવા જોગ છે. મૂઢાત્માનો અર્થ જેઓ ગાઢ નિદ્રામાં—અજ્ઞાનમાં પડેલા છે તેઓ છે. ચૈતન્યની ચાર અવસ્થા છે,—(૧) જાગ્રત, (૨) સ્વપ્ન, (૩) સુષુપ્તિ, (૪) તુરીયા યાને નિર્વિકલ્પ સમાધિ, જે માત્ર ખરા યોગીઓ સાધવાને શક્તિમાન્ હોય છે.

પરનો પરાજય કરવાવડે જેઓ અત્યંત મૂઢ બની ગયા છે તેઓ, સ્વર્ગમાં જેમ દેવતાઓ પરમ હર્ષ પામે છે, તેમ આનંદને વશ થયેલા હોય છે.[૩૭] (આવી રીતના મનુષ્યનું) સુખ, આખરે દુઃખને વિશે પરિણામ પામે છે. પ્રમાદ દુઃખરૂપ છે, પણ કાર્યદક્ષતા એ સુખના કારણરૂપ છે. વિભૂતિ અને લક્ષ્મી, દક્ષ પુરુષને વિશે રહે છે, પણ આળસુને વિશે હોતાં નથી.[૩૮] સુખ હો કે દુઃખ હો, પ્રિય હો કે અપ્રિય હો, તે જેમ જેમ પ્રાપ્ત થતાં જાય, તેમ તેમ હૃદયથી હાર્યા વિના તેને ભોગવવાં.[૩૯] મૂઢ મનુષ્યમાં શોક કરવાનાં હજાર સ્થાનો પ્રવેશ કરે છે અને ભયનાં સ્થાનો સેંકડો પ્રવેશ કરે છે, પણ તે પંડિત મનુષ્યમાં પ્રવેશ કરતાં નથી.[૪૦] જે પુરુષ બુદ્ધિમાન્, ઉહાપોહ કરવામાં કુશળ, શાસ્ત્રવેત્તા, ઈર્ષ્યારહિત, મનનો નિગ્રહ કરનાર ને જિતેન્દ્રિય હોય છે, તે પુરુષને શોક સ્પર્શ કરતો નથી.[૪૧] વિદ્વાન્ પુરુષે આવી બુદ્ધિનો આશ્રય કરીને ચિત્તનું રક્ષણ કરવું અને જગતમાં વ્યવહાર કરવો. જે પુરુષ જગતની ઉત્પત્તિ તથા લયના સ્થાનરૂપ પરબ્રહ્મને જાણે છે, તે પુરુષને શોક સ્પર્શ કરતો નથી.[૪૨] જેને લીધે શોક, સંતાપ, દુઃખ અથવા તો પરિશ્રમ થતો હોય, તે પોતાનાં શરીરનું એકાદું અંગ હોય તો તેનો પણ ત્યાગ કરી દેવો.[૪૩] જ્યારે સ્ત્રી, વગેરે કોઈ પણ પદાર્થ ઉપર મમતા થાય છે, ત્યારે તેજ સર્વ પદાર્થ શોક અને સંતાપ કરાવનારા થઈ પડે છે.[૪૪] પુરુષ વિષયોમાંથી જે જે વિષયનો ત્યાગ કરે છે, તેટલું તેને સુખ મળે છે; પરંતુ જે પુરુષ વિષયોને અનુસરે છે, તે પુરુષ વિષયોની પાછળ ભટકીને વિષયોનો નાશ થયા પછી પંડે પણ નાશ પામે છે.[૪૫] આ જગતમાં જે કામવડે ઉત્પન્ન થતું સુખ છે અને મહાન્ એવું સ્વર્ગનું સુખ છે તે, તૃષ્ણાના ક્ષયરૂપ સુખની આગળ સોળમી કળાને પણ યોગ્ય નથી.[૪૬] પૂર્વ જન્મના શરીરે શુભ અથવા તો અશુભ જે કંઇ કર્મ કર્યું હોય, તેવુંજ કર્મ બીજા જન્મમાં બુદ્ધિમાન્, મૂઢ અથવા તો શૂરવીર પુરુષને ફળરૂપે પ્રાપ્ત થાય છે.[૪૭] આ પ્રમાણેજ અવશ્ય પ્રિય એવાં સુખો અને અપ્રિય એવાં દુઃખો, જીવોને વિશેષ પરિવર્તન પમાડ્યા કરે છે.[૪૮] ઉપર કહેલું જ્ઞાન સંપાદન કરીને તૃષ્ણા રહિત થયેલો પુરુષ, સુખમાં રહે છે. માટે સર્વ કામનાઓની નિંદા કરવી અને તેઓનો ત્યાગ કરવો.[૪૯] કામ હૃદયમાંથી ઉત્પન્ન થાય છે અને તે પ્રૌઢ મૃત્યુ ગણાય છે. તે કામ, જો કોઈ પણ કારણથી સિદ્ધ થતો નથી (જિતાતો નથી) તો તે ક્રોધરૂપે પરિણામ પામે છે અને તે દેહધારીઓના શરીરમાં રહે છે, આમ વિદ્વાનો કહે છે.[૫૦] કાચબો જેમ પોતાનાં સર્વ અંગોને પોતાના શરીરમાં સંકોચી લે છે, તેમ મનુષ્ય જ્યારે પોતાની સર્વ કામનાઓનો મનમાં ને મનમાં સંકોચ કરી નાંખે છે, ત્યારે પોતે પોતાના આત્માવિશે, આત્માના સ્વરૂપને જુવે છે.[૫૧] મનુષ્ય જ્યારે કોઇથી ભય પામતો નથી અને તેનાથી બીજાઓને ભય લાગતો નથી; તેમ પંડે કોઈ વસ્તુની ઈચ્છા કરતો નથી, તેમ કોઇનો દ્વેષ કરતો નથી, ત્યારે તે બ્રહ્મને સંપાદન કરે છે.[૫૨] જ્યારે તું સત્ય અને અસત્યનો, શોક અને આનંદનો, ભય તથા અભયનો, પ્રિય તથા અપ્રિયનો ત્યાગ કરીશ, ત્યારે તું પ્રશાંતાત્મા થઇશ.[૫૩] ધીર પુરુષ જ્યારે મનસા, વાચા અને કર્મણા કોઈ પણ પ્રાણીનું અહિત કરતો નથી, ત્યારે તેને બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન થાય છે.[૫૪] દુષ્ટ બુદ્ધિવાળાઓ જેનો ત્યાગ કરી શકતા નથી; પુરુષ ઘરડો થયા છતાં પણ જે ઘરડી થતી નથી અને જે પ્રાણાંતિક-પ્રાણ છે ત્યાં સૂધીનો-રોગ છે, તે તૃષ્ણાનો જે ત્યાગ કરે છે, તેને સુખ મળી શકે છે.[૫૫] હે રાજા! આ વિષયમાં પિંગલા વેશ્યાએ ગાયેલી ગાથાઓ આ પ્રમાણે સાંભળવામાં આવે છે અને તે વેશ્યાએ સંકટને સમયે પણ તૃષ્ણાનો ત્યાગ કરવાથી સનાતન ધર્મને પ્રાપ્ત કર્યો હતો.[૫૬] પિંગળા નામની વેશ્યાએ પોતાના પ્રિયતમને મળવાનો સંકેત કર્યો હતો; પરંતુ સંકેત પ્રમાણે તેનો પ્રિયતમ આવ્યો નહિ. તે ઉપરથી તેને દુઃખ થયું અને પછી તે પોતાની બુદ્ધિને શાંત કરીને તે સમયે આ પ્રમાણે કહેવા લાગી.[૫૭]

પિંગળા બોલી;-"પૂર્વે હું ઉન્મત્ત થઇને ઉન્મત્તપણાથી રહિત એવા મારા પ્રિયની પાસે ઘણા કાળ સૂધી રહી હતી. એ મારો પ્રિય મારી સમીપમાં જ હતો; છતાં હું પૂર્વે તેને ઓળખી શકી નહિ.*[૫૮] હવે હું અવિદ્યારૂપી એક થાંભલાપર ટકી રહેલા અને નવ છિદ્રરૂપી દ્વારવાળા આ દેહરૂપી ઘરને બ્રહ્મવિદ્યાના બળથી ઢાંકી દઇશ (અર્થાત્ તે ત્રણે કાળમાં નથી, એમ જાણીશ). કારણ કે પરમાત્મારૂપી પતિની શોધ મળ્યા પછી કઇ સ્ત્રી હૃદયાકાશમાં રહેલા ચિન્માત્રને આ પતિ છે એમ માને?[૫૯] મેં કામનાનો ત્યાગ કરી દીધો છે; હવે નરક સમાન ધૂર્ત પુરુષો ફરીથી મને છેતરી શકશે નહિ. કારણ કે મેં આત્માના તત્ત્વને જાણ્યું છે અને અવિદ્યારૂપી નિદ્રા પણ દૂર થવાથી હું જાગ્રત થઈ છું.[૬૦] દૈવયોગથી અથવા તો પૂર્વ જન્મનાં કરેલાં કર્મના બળથી, અનર્થ પણ અર્થરૂપ થઈ પડે છે. મને

* આનું તાત્પર્ય એવું છે કે;-હું ક્રોધાદિક વિકારવાળી હતી, તે નિર્વિકાર એવા આત્માની પાસે ઘણો સમય રહી હતી. પણ કામ ક્રોધ આદિ વિકારવડે, હૃદયાકાશમાં રહેલો આત્મા ઢંકાઈ ગયો હતો, તેથી તેને હું જાણી શકી ન હતી.

પ્રિયતમ મળ્યો નહિ, એ અનર્થ થયો; તેમાંથી આત્માના જ્ઞાનની સિદ્ધિરૂપ અર્થનો લાભ થયો, તેથી નિર્વિષય જ્ઞાન થયું છે; અને હવે હું જિતેન્દ્રિય થઈ છું; અર્થાત્ મેં ઇન્દ્રિયોને જિતી છે.[૬૧] આશારહિત પુરુષ સુખે સુવે છે, આશાનો ત્યાગ એ પરમ સુખ છે, પિંગલા આશાને નિરાશારૂપી કરીને સુખેથી સુવે છે.[૬૨]

ભીષ્મ બોલ્યા;-બ્રાહ્મણે કહેલાં આ અને બીજાં હેતુવાળાં વચનો સાંભળીને, રાજા સેનજિતને આત્મજ્ઞાન થયું અને તે સુખી થઇને આનંદમાં જીવન ગાળવા લાગ્યો.[૬૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'ब्राह्मण अने सेनजित्‌नो संवाद' ए नामनो अध्याय १७४ मो समाप्त.

## અધ્યાય ૧૭૫ મો.

### કાળના મુખમાં મસ્તક છે, માટે સાવધ થા.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભીષ્મ પિતામહ ! સર્વ પ્રાણીઓનો સંહાર કરતો કાળ (કોઇની પણ રાહ જોયા વગર) વહ્યો જાય છે, માટે કલ્યાણકારક કયું કર્મ કરવું, તે મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;-"હે રાજા યુધિષ્ઠિર! આ વિષયમાં પણ પિતા અને પુત્રના દૃષ્ટાંતરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, તે સાંભળ.[૨] હે પૃથાના પુત્ર ! નિત્ય સ્વાધ્યાય કરનારો એક બ્રાહ્મણ હતો. તેને મેધાવી નામનો બુદ્ધિમાન્ પુત્ર હતો.[૩] એક સમયે મોક્ષધર્મને જાણવામાં કુશળ અને લોકતત્ત્વને (વ્યવહારને ) જાણવામાં પણ કુશળ એવા પુત્રે, સ્વાધ્યાય કરવામાં (વેદનો પાઠ કરવામાં ) પ્રીતિવાળા પોતાના પિતાને પૂછ્યું.[૪]

પુત્રે પ્રશ્ન કર્યો;-"હે તાત! મનુષ્યોનું આયુષ્ય તુરત નાશ પામે છે, એમ જાણીને ધીર પુરુષે શું કરવું તે મને યથાર્થ, અનુક્રમથી કહો, એટલે હું તે ધર્મનું આચરણ કરું."[૫]

પિતાએ કહ્યું,-"હે પુત્ર! પ્રથમ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને વેદોનો અભ્યાસ કરવો; પછી પિતૃઓને પવિત્ર કરવા માટે ગૃહસ્થાશ્રમ માંડીને પુત્રોને ઉત્પન્ન કરવા; તે પછી વિધિપૂર્વક યજ્ઞ કરી, અગ્નિને પોતાને વિશે ધારણ કરીને વનમાં જઇને વાનપ્રસ્થાશ્રમના ધર્મો પાળવા અને પછી સંન્યાસ ધારણ કરીને ઇશ્વરનું સમારાધન કરવું."[૬]

પુત્રે પૂછ્યું-"આ ત્રણે લોકોને ચોતરફથી (જરાએ) ઘેરી લીધા છે અને લોકોનો ( મૃત્યુથી ) ચોતરફથી સંહાર થઇ રહ્યો છે અને આપણુ મનુષ્યનું આયુષ્ય હરણ કરતી (રાત્રિ) સફળ થઇને આગળ વધે છેઃ છતાં તમે ધીર પુરુષની પેઠે કેમ ભાષણ કરો છો ?"[૭]

પિતાએ કહ્યું:-"લોકોને કોણે ઘેરી લીધા છે? લોકોનો કોણ સંહાર કરે છે? અને આયુષ્યનો સંહાર કરતી કોણ સફળતાથી આગળ વધે છે? આ રીતે કહીને તું મને ભયભીત કરતો હોય, એમ શું કહે છે?"[૮]

પુત્રે કહ્યું:-"મૃત્યુ, લોકોનો ચોતરફથી સંહાર કરી રહ્યું છે; જરા-વૃદ્ધાવસ્થા, લોકોને ઘેરી વળી છે; અને દિવસ તથા રાત્રિઓ મનુષ્યનું આયુષ્ય હરણ કરતી ગતિ કર્યા કરે છે, તેને તમે શા માટે જાણુતા નથી.[૯] હું જ્યારે જાણું છું કે, મૃત્યુ કોઇને માટે થોભતું નથી. (પણ સર્વ પ્રાણી સમીપ સ્થીરતાથી ઉભું રહેલું હોય છે) તેમ જ આયુષ્યનું હરણ કરવામાં સફળ થનારી રાત્રિઓ આવે છે અને જાય છે, ત્યારે જ્ઞાનરૂપી કવચથી રહિત એવો હું શા માટે કાળની પ્રતીક્ષા કરું? (અર્થાત્ હું મૃત્યુની સામે કેમ ટકી શકું?)[૧૦] એક એક રાત્રિ જેમ જેમ વીતે છે, તેમ તેમ મનુષ્યનું આયુષ્ય ઓછું થાય છે અને એવી રીતે જ જે એક એક દિવસ વીતી જાય છે, તે પણ નિરર્થક ગયો ગણાય છે, એમ ડાહ્યા પુરુષે જાણવું.[૧૧] છીછરા પાણીમાં રહેનારાં માછલાંઓ જેમ કામનાઓ પૂર્ણ થયા પહેલાં જ મૃત્યુને શરણે થાય છે, તેમ જ મનુષ્યો પણ કામનાઓ પૂર્ણ થયા પહેલાં જ મૃત્યુને શરણ થાય છે. આ રીતે હોવાથી કોણ સુખ ભોગવી શકે?[૧૨] કામ્ય કર્મોનું શોધન કરવાને લીધે જેનું મન અન્યત્ર ભ્રમણ કરે છે તેવા મનુષ્યને, જેમ ઋતુમતી ઘેટીને શોધતો હોવાથી જેનું મન અન્યત્ર ભમે છે એવા ઘેટાને જેમ વરુની માદા અચાનક પકડી લઇ જાય છે તેમ, મૃત્યુ પકડીને લઈ જાય છે.[૧૩] કલ્યાણ કરનારું કાર્ય તમે આજે જ કરો. તમે કાળને આવવાની રાહ જોશો નહિ. કારણ કે કાર્યો કર્યા પૂર્વે જ મૃત્યુ આવીને પ્રાણીને ખેંચી જાય છે.[૧૪] આવતી કાલે કરવાનું કામ આજ જ કરો, બપોર પછી કરવાનું કામ પહેલા પહોરમાં જ કરો. પોતાના બળિદાને, કાર્ય કર્યું છે કે નથી કર્યું, તેને માટે મૃત્યુ વાટ જોતું નથી.[૧૫] કોણ જાણે છે કે, આજે તેનું મૃત્યુ થવાનું છે? જીવતર ખરેખર નાશવંત છે, માટે યુવાવસ્થામાં જ ધર્માચરણ કરવું. ધર્માચરણ કરવાથી આ લોકમાં કીર્તિ અને પરલોકમાં સુખ મળે છે.[૧૬] જે પુરુષને પુત્રાદિક ઉપર મોહ હોય છે, તે પુરુષ પુત્ર, સ્ત્રી વગેરે માટે ઉદ્યમ કર્યા કરે છે અને કાર્ય અથવા

તો અકાર્ય કરીને તેઓનું પોષણ કરે છે.[૧૭] પુત્રો તથા પશુઓની સમૃદ્ધિવાળો અને તેઓમાં જેનું મન આસક્ત થયેલું છે એવો પુરુષ નિદ્રાવશ હોય છે ત્યાં જ, વાઘ જેમ સુતેલા મૃગને ઉપાડી જાય છે, તેમ મૃત્યુ તેને ઉપાડી જાય છે.[૧૮] દુષ્ટ કર્મો કરીને કામનાને પૂર્ણ કરવાની ઇચ્છાવાળા છતાં, કામના પૂર્ણ થતાં પૂર્વે જ વાઘ જેમ પશુને ઉપાડી જાય છે, તેમ કાળ આવીને તેને ઉપાડી જાય છે.[૧૯] આ કાર્ય મેં કર્યું છે; અમુક કાર્ય હજી કરવાનું છે; બીજું કાર્ય અર્ધું કર્યું છે; આ રીતે તૃષ્ણાના સુખમાં આસક્ત થયેલા પુરુષને, કાળ પોતાને વશ કરે છે.[૨૦] મનુષ્ય ક્ષેત્ર, દુકાન તથા ઘર વગેરેમાં આસક્ત રહે છે અને તેને માટે અનેક કર્મો કરે છે; પરંતુ તે કર્મોનું ફળ મળ્યા પૂર્વે જ મૃત્યુ તેને લઈ જાય છે![૨૧] મનુષ્ય દુર્બળ હોય કે બળવાન્ હોય, શૂરવીર હોય કે બીકણ હોય, જડ હોય કે વિદ્વાન્ હોય, પરંતુ તે પોતાનાં આરંભેલાં સર્વ કાર્યોનાં ફળને મેળવે નહિ, તે પૂર્વે જ મૃત્યુ તેને લઈ જાય છે.[૨૨] હે પિતા! મૃત્યુ, જરા (વૃદ્ધાવસ્થા), રોગ અને બીજાં અનેક કારણોથી થનારાં દુઃખો, તમારા દેહની પાછળ વળગેલાં છે; છતાં તમે સુખીની પેઠે કેમ બેસી રહ્યા છો?[૨૩] કોઈપણ પ્રાણી જન્મે છે કે, જરા અને કાળ તેનો નાશ કરવા માટે તેની પાછળ પાછળ ફર્યા કરે છે. કાળ અને જરા એ બન્ને સ્થાવર અને જંગમ એ સર્વે પદાર્થોની પાછળ લાગેલાં જ છે.[૨૪] ગામમાં કે નગરમાં સ્ત્રી પુત્રાદિકની સમીપમાં રહેવાની પ્રીતિ રાખવી, એ મૃત્યુના મુખમાં નિવાસ કરવા જેવું છે; અને અરણ્યમાં રહેવું, એ ઇંદ્રિયોરૂપી ગાયોને બાંધવાના એક વાડા સમાન છે. અર્થાત્ અરણ્યમાં રહેવાથી ઇંદ્રિયો સ્ત્રી પુત્ર વગેરેના સ્નેહમાં નહિ બંધાતાં શાંત પડે છે![૨૫] ગામ કે નગરમાં રહીને સ્ત્રીપુત્રાદિકના ઉપરની પ્રીતિમાં બંધાઈ રહેવું, એ મનુષ્યને બંધનકારક પાશ સમાન છે. પુણ્યવંત પુરુષો એ પાશને તોડી નાંખીને મોક્ષને પ્રાપ્ત થાય છે; પરંતુ જે પાપી પુરુષો છે, તે તેને તોડી શકતા નથી.[૨૬] જે પુરુષ મન, વાણી અને કાયાવડે પ્રાણીઓની હિંસા કરતો નથી, તેના જીવતરનો અને અર્થનો બીજાં પ્રાણીઓ પણ નાશ કરતાં નથી![૨૭] સત્ય વિના કોઇ પણ મનુષ્ય મૃત્યુની સેના (ના નાયક રોગ અને જરા)ને આવતી અટકાવી શકતો નથી. અર્થાત્ યોગસાધનાદ્વારા જ મૃત્યુની સેનાને અટકાવી શકાય છે. એટલા માટે અસત્યનો ત્યાગ કરવો. સત્યમાં અમરપણું રહેલું છે.[૨૮] એટલા માટે પુરુષે સત્ય ભાષણ કરવું, સત્યયોગમાં પરાયણ રહેવું (જીવનો બ્રહ્મમાં લય કરવો), ગુરુનાં તથા વેદનાં વચનને પ્રમાણ માનવાં, ઇન્દ્રિયોનું નિત્ય દમન કરવું. આ રીતે સત્ય યોગવડે જ કાળને (મૃત્યુને) જિતવો.[૨૯] આ દેહવિશે મોક્ષ તથા મૃત્યુ એ બે વસ્તુ રહેલી છે. મોહથી મૃત્યુનો લાભ થાય છે અને બ્રહ્મજ્ઞાનથી અમૃતનો–મોક્ષનો લાભ થાય છે.[૩૦] તેટલા માટે હું હવે હિંસા કરીશ નહિ, સત્યને શોધીશ, કામક્રોધનો ત્યાગ કરીશ, સુખ અને દુઃખને સમાન ગણીશ, બીજાઓ સુખી થાય તેવાં કાર્યો કરીશ અને હિરણ્યગર્ભની પેઠે મૃત્યુની પાશમાંથી છૂટો થઇશ.[૩૧] વેદાધ્યયનને યોગ્ય ઉત્તરાયણનો સમય આવશે ત્યારે ઇંદ્રિયનું દમન કરનાર એવો હું નિવૃત્તિ માર્ગના અભ્યાસરૂપ શાંતિ યજ્ઞ કરીશ, ઉપનિષદ્‌ના અર્થનાં ચિંતનરૂપ બ્રહ્મયજ્ઞ કરીશ; મનનશીલ થઈ હું પ્રણવના જપરૂપી વાણીયજ્ઞ કરીશ, પ્રણવની માત્રાઓનો (અકાર, ઉકાર, મકારનો) ઉત્તરોત્તર માત્રામાં લય કરીને મનોયજ્ઞ કરીશ; સ્નાન, શૌચ, ગુરુસેવા વગેરે આવશ્યક ધર્માચરણ કરીને કર્મયજ્ઞ કરીશ.[૩૨] હિંસાવાળા પશુ યજ્ઞો પિશાચોના ક્ષેત્રયજ્ઞના જેવા નાશવંત ફળવાળા છે. તેને મારા જેવો બુદ્ધિમાન્ પુરુષ કેમ કરશે?*[૩૩] જેણે પોતાની વાણી, મન, તપ, ત્યાગ તથા સત્ય એ સર્વે પરબ્રહ્મરૂપ કરી દીધાં હોય છે, તેને સર્વે પદાર્થો મળે છે.[૩૪] બ્રહ્મ સમાન નેત્ર નથી, સત્ય સમાન તપ નથી, રાગ (પ્રીતિ) સમાન દુઃખ નથી અને ત્યાગ સમાન સુખ નથી.[૩૫] હું બ્રહ્મને વિશે બ્રહ્મવડે જન્મ્યો છું, હવે મારે પ્રજાને ઉત્પન્ન કરવી નથી; કારણ કે હું બ્રહ્મ સદા પ્રજાવિનાનો જ છું. હું પિતાથી સ્ત્રીને વિશે ઉત્પન્ન થઇશ નહિ; પણ બ્રહ્મને વિશે જ ઉત્પન્ન થઇશ. મારી પ્રજા મને તારશે નહિ, પરંતુ હું પંડેજ મારા આત્માને તારીશ.[૩૬] એકલા રહેવું, સર્વમાં સમાન બુદ્ધિ રાખવી, સત્ય ભાષણ કરવું, ઉત્તમ પ્રકારનાં આચરણ રાખવાં, ચિત્તને સ્થિર રાખવું, મન, વાણી તથા કર્મવડે હિંસા કરવી નહિ, સરળ રહેવું, આના સમાન બ્રાહ્મણને બીજું મોટું ધન નથી.[૩૭] હે બ્રાહ્મણ! જ્યારે તમારે મરી જવાનું છે, ત્યારે તમારે ધનનું ને બાંધવોનું શું કામ છે? તેમ સ્ત્રીનું પણ શું કામ છે? માટે બુદ્ધિરૂપી ગુફામાં સંતાઈ રહેલા આત્માની શોધ કરો અને તમારા પિતા તથા પિતામહો ક્યાં ગયા, તેનો વિચાર કરો."[૩૮]

* પિશાચને જે દેહ પ્રાપ્ત થાય છે, તે દેહનો પૂર્વ જન્મની વાસના પ્રમાણે ઝેર ખાઇને, ગળા ફાંસો ખાઇને કે બીજા કોઇ પણ પ્રકારથી નાશ કરે છે, તેમ હું પણ સર્વે પ્રાણીઓને મારા આત્મારૂપ જાણ્યા પછી પિશાચની પેઠે તેઓની હિંસા કરું તો મારી પોતાની જ હિંસા કરી ગણાય. પિશાચ પોતાના દેહનો નાશ કરે છે, તેને ક્ષેત્રયજ્ઞ કહેવામાં આવે છે.

ભીષ્મે કહ્યું;-હે રાજા! પુત્રનું એવું વચન સાંભળીને પિતાએ પુત્રના કહેવા પ્રમાણે કર્યું: તેમ જ તું પણ સત્ય ધર્મમાં પરાયણ થઇને તે પ્રમાણે વર્તન કર.[૩૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'पिता-पुत्रनो संवाद' ए नामनो अध्याय १७५ मो समाप्त.

---

## અધ્યાય ૧૭૬ મો.

### ત્યાગ સર્વશ્રેષ્ઠ છે.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે પિતામહ! જે પુરુષો ધનાઢ્ય છે, તેમ જેઓ નિર્ધન હોય છે તેઓ પણ જો શાસ્ત્રને અનુસરીને વર્તે છે, તોપણ તેઓને સુખ અથવા તો દુ:ખ શી રીતે પ્રાપ્ત થાય છે?[૧]

ભીષ્મ બોલ્યા;-હે રાજા! આ વિષયમાં શાંત પામેલા અને મુક્ત થયેલા શંપાક નામના બ્રાહ્મણે જે કહ્યું છે, તે એક પુરાતની ઇતિહાસરૂપે પ્રસિદ્ધ છે.[૨] આ ઇતિહાસ દુષ્ટ સ્ત્રીથી દુ:ખી થયેલા, ફાટાંતૂટાં વસ્ત્રો પહેરનારા અને ક્ષુધાથી પીડા પામતા, ત્યાગનો અંગીકાર કરનારા શંપાક નામના બ્રાહ્મણે પૂર્વે મને કહ્યો હતો.*[૩] તેણે કહ્યું કે;-"આ સંસારમાં જે મનુષ્ય ઉત્પન્ન થાય છે, તેને જન્મથી આરંભીને નાના પ્રકારનાં સુખ અને દુ:ખ પ્રાપ્ત થાય છે.[૪] દૈવ જો તેને એમાંથી એક માર્ગ ઉપર લઈ જાય, એટલે સુખ કે દુ:ખ આપે, તો તેણે સુખથી હરખાવું નહિ અને દુ:ખથી ખેદ કરવો નહિ.[૫] તું કામનારહિત છો, છતાં પણ સદાય સંસારની ઝોંસરી ઉપાડીને વહે છે, પરંતુ તારું પોતાનું કલ્યાણ કરતો નથી. તું તારા મન ઉપર કબજો રાખી શકતો નથી?[૬] તું જો અકિંચન થઇને આ સંસારમાં પર્યટન કરીશ તો સુખનો આસ્વાદ લઇશ. જે મનુષ્ય અકિંચન (સર્વ પરિગ્રહરહિત) હોય છે, તે સુખેથી શયન કરે છે અને સુખેથી ઉઠે છે.[૭] અકિંચનપણું જગતમાં સુખકારક, હિતકારક, શિવરૂપ, વિઘ્નરહિત અને શત્રુ રહિત ઉત્તમ માર્ગ છે. એ માર્ગ સ્વતંત્ર પુરુષોને સુલભ છે અને કામનાવાળાઓને દુર્લભ છે.[૮] હું ત્રણે લોકોમાં જોઉં છું તો અકિંચન મનુષ્ય જેવો અને સર્વ વસ્તુ ઉપર વૈરાગ્ય પામેલા જેવો શુદ્ધ બીજા કોઇને પણ જોતો નથી.[૯] મેં નિષ્કિંચનપણાને અને રાજ્યને ત્રાજવામાં મૂકીને તોળી જોયાં, તો રાજ્યના કરતાં પણ નિષ્કિંચનપણું વધારે ગુણવાળું જોવામાં આવ્યું.[૧૦] નિષ્કિંચનપણામાં ને રાજ્યમાં આ પ્રમાણે ઘણો જ મોટો ફેર જોવામાં આવે છે. રાજભોગી પુરુષ નિત્ય જાણે મૃત્યુના મુખમાં પડ્યો હોય, તેમ ઉદ્વેગમાં રહે છે.[૧૧] પરંતુ જે પુરુષ ધનનો અને તૃષ્ણાનો ત્યાગ કરે છે, તેવા મુક્ત પુરુષનો અગ્નિ, કે અરિષ્ટ (અશુભસૂચક ચિહ્ન), કે મૃત્યુ, કે ચોરો પરાભવ કરી શકતાં નથી.[૧૨] નિષ્કિંચન પુરુષ સદાય ઇચ્છાનુસાર ફર્યા કરે છે; પૃથ્વીપર સુઈ રહે છે; બાહુને ઓશીકું બનાવે છે અને શાંતિમાં વિચરે છે. આવા પુરુષનાં દેવતાઓ વખાણ કરે છે.[૧૩] જે ધનવાન્ છતાં ક્રોધ અને લોભથી ભરપૂર હોય, ભાન વિનાનો હોય, વાંકી દૃષ્ટિથી જોનારો હોય, શુષ્ક મુખવાળો હોય, પાપી હોય, જેની ભ્રૂકુટી ચઢેલી હોય, નીચલા હોઠને ડસ્યા કરતો હોય, ક્રોધી હોય, દારુણ બોલનારો હોય તેવો પુરુષ કદાચ આખી પૃથ્વી આપવાને તૈયાર થયો હોય તો પણ કયો પુરુષ તેના તરફ દૃષ્ટિ કરે?[૧૪-૧૫] તે પુરુષને લક્ષ્મીની સાથે નિત્ય સહવાસ રહે છે, તેથી લક્ષ્મી તે મૂર્ખને મોહિત કરી દે છે. પવન જેમ શરદ્-ઋતુનાં વાદળાંઓને ઘસડી જાય છે, તેમ લક્ષ્મી તેના ચિત્તને (ગમે ત્યાં) ઘસડી જાય છે.[૧૬] મોટો ધનાઢ્ય થયા પછી, તેને રૂપનું અને ધનનું અભિમાન થાય છે અને પછી તે માને છે કે, હું ઉત્તમ કુળમાં જન્મ્યો છું; કેવળ મનુષ્ય નથી, પરંતુ સિદ્ધ છું. આ ત્રણ કારણથી તેના ચિત્તમાં પ્રમાદ ઉત્પન્ન થાય છે. એટલે ભોગમાં આસક્ત થઇને, બાપદાદાએ મેળવેલું ધન ઉરાડી દે છે. જ્યારે તે નિર્ધન થઈ પડે છે, ત્યારે પારકું ધન હરણ કરવાનો વિચાર કરે છે અને તે કામને ઠીક માને છે;[૧૭-૧૮] અને મર્યાદાનો ભંગ કરીને જ્યાંત્યાંથી ધનની ચોરી કરવા માંડે છે. પછી પારધીઓ બાણો મારીને જેમ મૃગોને આગળ જતાં અટકાવે છે, તેમ રાજાઓ તેને ચોરી કરતાં અટકાવે છે.[૧૯] આ રીતે આ દુ:ખો તથા શરીરને દાહ, છેદન વગેરે વિવિધ દુ:ખો પ્રાપ્ત થાય છે.[૨૦] અવશ્ય થનારાં એ મહાન્ દુ:ખોનું બુદ્ધિથી વિચાર કરીને ઔષધ કરવું અને નાશવંત એવા દેહોની સાથે પુત્રૈષણાદિરૂપ લોકધર્મનો તિરસ્કાર કરવો.[૨૧] ધનાદિક પરિગ્રહનો ત્યાગ કર્યા વિના સુખ મળતું નથી; પરબ્રહ્મનો લાભ થતો નથી; નિર્ભયતાથી નિદ્રા કરી શકાતી નથી. સર્વ પરિગ્રહનો ત્યાગ કરવાથી સુખનો લાભ થાય છે. માટે તું સર્વનો ત્યાગ કરીને સુખી થા.[૨૨] આ આખ્યાન પૂર્વે શંપાક નામના બ્રાહ્મણે હસ્તિનાપુરમાં મને કહ્યું હતું, માટે હું ત્યાગને ઉત્તમ માનું છું.[૨૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शंपाक गीता' ए नामनो अध्याय १७६ मो समाप्त.

* ભીષ્મ આ ઇતિહાસ પુરાતન કહે છે અને વળી શંપાકે ભીષ્મને કહ્યો હતો, એ બે વિરોધ જણાય છે. નીલકંઠ લખે છે કે, ભીષ્મને તે કોઇ બીજાએ જ કહ્યો હશે.

## અધ્યાય ૧૭૭ મો.

### મંકિ ઋષિને પ્રાપ્ત થયેલો વૈરાગ્ય.

યુધિષ્ઠિરે પૂછ્યું;-"આજીવિકા માટે ખેતી, વ્યાપાર, પ્રતિગ્રહ વગેરે કાર્યો કરવા છતાં પણ તેને જો ધનની પ્રાપ્તિ થાય નહિ; પરંતુ ધનની તૃષ્ણાથી પરાભવ પામ્યો હોય તો તેવો પુરુષ કેવી રીતે વર્તવાથી સુખ મેળવે છે.૧

ભીષ્મ બોલ્યા;-"હે ભરતવંશી રાજા! તેણે સર્વ ઠેકાણે સમભાવ રાખવો, (લાભ કે અલાભ, માન કે અપમાન વગેરેમાં સમાન બુદ્ધિ રાખવી), (ધનાદિકની કામનાની તૃપ્તિ અર્થે) પરિશ્રમ કરવો નહિ, સત્ય ભાષણ કરવું, કોઇ પણ રીતના આસંગથી મુક્ત રહેવું, કાર્ય કરવાની ઇચ્છા રાખવી નહિ, આ પાંચ વાત જે પુરુષમાં હોય છે, તે સુખી હોય છે.૨ મોક્ષને માટે આ પાંચ વસ્તુઓને સ્વીકારવાનું વૃદ્ધોએ કહ્યું છે. એ સ્વર્ગ છે, ધર્મ છે અને તેને સર્વોત્તમ સુખ માનેલું છે.૩ હે યુધિષ્ઠિર! મંકિ નામના પુરુષે નિર્વેદ પામીને જે કહ્યું છે, તે પુરાતની ઇતિહાસ હું તને ઉદાહરણ તરિકે કહું છું, તે તું સાંભળ.૪ મંકિએ ધનની ઇચ્છાથી વારંવાર ઉદ્યોગ કર્યો, પરંતુ તેમાં તેની ઇચ્છા વારંવાર નિષ્ફળ થઈ, એટલે તેણે થોડુંક ધન બચ્યું હતું તેમાંથી બે વાછરડા તથા તેને પલોટવા માટે એક ઝોંસરી વેચાતાં લીધાં.૫ એક વખત તે બન્નેની કાંધ ઉપર ઝોંસરીને બાંધીને તેઓને પલોટવા માટે બહાર છૂટા મૂકયા. તેવામાં તે બન્ને વાછરડાઓ નીચે બેઠેલા એક ઉંટને વચમાં રાખીને એકદમ દોડ્યા.૬ તે બન્ને જેવા દોડતા આવ્યા કે, ઉંટ ક્રોધમાં આવી ગયો અને તે બન્નેને પોતાની કાંધ ઉપર ઉપાડી, ઉભો થઇને મોટા વેગથી દોડવા લાગ્યો.૭ તે સમયે તે પ્રમાદથી ઉંટના બન્ને ખભા ઉપર બન્ને વાછરડાઓ ત્રાજવાની પેઠે લટકવા લાગ્યા અને મરણતોલ થઇ ગયા. તે જોઇને મંકિ બોલી ઉઠ્યો;૮ 'પુરુષ ગમે તેવો કુશળ હોય છે તો પણ જેના ભાગ્યમાં ધન નથી તે પુરુષને ધન મળતું નથી. પુરુષ ગમે તેટલો ઉદ્યોગશીલ હોય અને ઉદ્યોગ કરવાથી અવશ્ય ફળ મળશે આવી શ્રદ્ધા રાખીને કામ કરે, તોપણ ફળનો આધાર દૈવના ઉપર હોય છે.૯ મેં પૂર્વે ધન મેળવવા માટે સાવધાનથઇને પ્રયત્ન કર્યો, છતાં પણ વાછરડાનો સમાગમ કરીને દૈવે મારા ઉદ્યમનો નાશ કરી નાંખ્યો, તે તમે જુવો.૧૦ આ ઉંટ બન્ને વાછરડાને કોટે લટકાવીને આડો અવળો દોડે છે. આ સંયોગ પણ કાકતાલીય ન્યાય* પ્રમાણે અચાનક બન્યો છે.૧૧ મારા વહાલા બે વાછરડાઓ ઉંટના કંઠમાં બે મણિની પેઠે (ટોકરાની પેઠે) લટકે છે! માટે આ ખરેખરું દૈવનું જ કૃત્ય છે. હઠથી પુરુષાર્થ થઇ શકતો નથી.૧૨ કોઇકવાર પુરુષાર્થ કાર્યસાધક થાય છે, પરંતુ તેની પણ શોધ કરતાં તે દૈવને આધારે જ રહેલો જોવામાં આવે છે.*૧૩ માટે સુખની ઇચ્છા રાખનારા પુરુષે વૈરાગ્ય ધારણ કરવો યોગ્ય છે. કારણ કે વૈરાગ્યવાળો અને દ્રવ્ય પ્રાપ્ત કરવાની આશા જેણે ત્યાગ કરી છે, એવો પુરુષ સુખમાં સુઈ રહે છે.૧૪ ઓહો હો! જનકના ઘરમાંથી સર્વ વસ્તુનો ત્યાગ કરીને મોટા અરણ્યમાં જતી વખતે શુક મુનિએ જે કહ્યું છે, તે ઠીક કહ્યું છે.૧૫ શુક મુનિએ જનકના ઘરનો ત્યાગ કરતી વખતે કહ્યું હતું કે, જે પુરુષ સર્વ કામનાઓને મેળવે છે અને જે પુરુષ સર્વ કામનાઓનો ત્યાગ કરે છે, તેમાં સર્વ કામનાઓને મેળવનારા કરતાં તેનો ત્યાગ કરનાર શ્રેષ્ઠ ગણાય છે.૧૬ ધનાદિક મેળવવા માટે જે જે પ્રવૃત્તિઓ કરવામાં આવે છે, તેઓના પારને પૂર્વે કોઇ પણ પામ્યો નથી; અર્થાત્ સર્વે નિષ્ફળ થયા છે. મૂર્ખ મનુષ્યને શરીર ઉપર અને જીવતર ઉપર તૃષ્ણા વધે છે.૧૭ માટે ઓ કામી! તું ધનાદિક મેળવવા માટે પ્રવૃત્તિ કરવી છોડી દે અને વૈરાગ્ય ધારણ કરીને શાંત થા. તને ધનાશાએ વારંવાર છેતર્યો છે, છતાં પણ તને તેનાપર વૈરાગ્ય આવતો નથી.૧૮ હે ધનકામુક! તું જો મારી સાથે રમતો હો અને તારે મારો નાશ કરવો નહોય તો તારે મને લોભની સાથે વૃથા જોડવો નહિ.૧૯ હે ધનના કામી આત્મા! તેં અનેકવાર ધનનો સંગ્રહ કર્યો અને અનેકવાર તે નાશ પામ્યું. ઓ મૂઢ! હવે તું આ ધનની તૃષ્ણાને કયારે છોડીશ?૨૦ અરે રે! મારી મૂર્ખતાને ધિક્કાર છે કે, હું તારું એક રમકડું બન્યો છું. પુરુષ કદી પણ આ પ્રમાણે પારકાઓનો સેવક થાય નહિ.૨૧ પૂર્વે થઇ ગયેલા તથા હવે પછી થનારાઓ કોઇ પણ પુરુષો કદી પણ કામનાઓના અંતને પામ્યા નથી, આમ જોઇને મેં સર્વે પ્રવૃત્તિઓનો ત્યાગ કર્યો

---

* કાકતાલીય ન્યાયઃ-કાગડો તથા તાડના ફળના ન્યાય પ્રમાણે. એમ કહેવાય છે કે, એકવાર એક કાગડો તાડના ઝાડપર બેઠો. આથી જે ફળ તેનાપર પાકી ગયું હતું તે પડી ગયું. હવે કાગડાના બેસવાને તાડના ફળનું પડવાના કારણરૂપે માનીએ તો તે ખોટું છે. કાગડાનું બેસવું, એ માત્ર એક સામન્ય બનાવ હતો. છતાં કેટલીકવાર એમ બને છે કે, સામાન્ય બનાવને મનુષ્યો કારણરૂપ માને છે. આ બાબતને કાકતાલીય ન્યાય કહેવામાં આવે છે.

* પુરુષાર્થમાં જય મેળવવો, એ સંયોગને આધીન છે તથા અનેક સંયોગોના સમૂહને દૈવ કરી કહેવામાં આવે છે.

છે. હું જાગ્રત થયો છું અને મને જ્ઞાન થયું છે.[૨૨] એ કામ! તારું હૃદય ખરેખર વજ્રના સાર જેવું દૃઢ છે; કારણ કે એ હૃદય સેંકડો અનર્થોથી ભરપૂર છે, છતાં પણ તેના સેંકડો કટકા થતા નથી.[૨૩] હે કામ! તને જે કંઈ ગમતું છે, તે હું જાણું છું અને તારું પ્રિય ઇચ્છવા જતાં હું દુઃખી થાઉં છું.[૨૪] વળી હે કામ! હું તારા મૂળને પણ જાણું છું. તું સંકલ્પમાંથી ઉત્પન્ન થાય છે, માટે હું હવે સંકલ્પ કરીશ નહિ, કે જેથી તારો મૂળસહિત નાશ થશે.[૨૫] ધનની ઇચ્છા કરવી, એ સુખદાયક નથી અને ધન મેળવ્યા પછી મોટી ચિંતા આવી પડે છે અને મેળવ્યા પછી જો તેનો નાશ થાય છે તો મૃત્યુ સમાન સંતાપ થાય છે. તેમ તેને મેળવવા માટે પ્રયત્ન કર્યા છતાં તે વખતે મળે છે અને વખતે મળતું પણ નથી.[૨૬] દેહને પરાધીન કરવાથી પણ ધન મળતું નથી. તેના કરતાં અધિક દુઃખ કીયું? ગંગાનું પાણી જેમ જેમ પીએ છીએ, તેમ તેમ સ્વાદિષ્ઠ લાગે છે; તેમ જ ધન પણ જેમ જેમ મળે છે, તેમ તેમ તેની તૃષ્ણા વધતી જાય છે; તૃષ્ણાની વૃદ્ધિ થવાથી મારો નાશ થવાનો છે; એટલા માટે હું હવે જાગ્રત થયો છું. હે કામ! તું મારો ત્યાગ કર.[૨૭–૨૮] *વળી જે પંચમહાભૂતનો સમુદાય મારા દેહનો આશ્રય કરી રહ્યો છે, તે પણ ઇચ્છાનુસાર અહીંથી ચાલ્યો જાઓ અને મરજી પડે ત્યાં નિવાસ કરો.[૨૯] હે અહંકારાદિ! મારી તમારા ઉપર પ્રીતિ નથી; કારણ કે તમે કામ તથા લોભને અનુસરો છો; માટે હું તમારા સઘળાનો ત્યાગ કરી દઈને હવે સત્વગુણનો જ આશ્રય કરું છું.[૩૦] હું મારા શરીરમાં તથા મનમાં સર્વ ભૂતોને જોઈને મારી બુદ્ધિને યોગવિશે, જીવને જ્ઞાનવિશે તથા આત્માને બ્રહ્મવિશે ધારણ કરીશ.[૩૧] આ પ્રમાણે કરીને કોઈ પણ વસ્તુના ઉપર આસક્તિ રાખ્યા વિના તથા સર્વ જાતની તૃષ્ણાનો ત્યાગ કરી, સુખથી લોકોમાં ફરીશ.[૩૨] એટલે તું ફરીને મને આ પ્રમાણે દુઃખો દઈ શકીશ નહિ. હે કામ! તું જો મારો નાશ કરી શકીશ તો પછી મારી બીજી કોઈ પણ ગતિ છે જ નહિ. તૃષ્ણા, શોક અને પરિશ્રમનું ઉત્પત્તિ સ્થાન સદાય તું જ છે.[૩૩] ધનનો નાશ થાય છે, ત્યારે સર્વના કરતાં વિશેષ અને મહાન્ દુઃખ થાય છે એમ હું માનું છું અને સગાં સંબંધીઓ અને મિત્રો નિર્ધન મનુષ્યનું અપમાન કરે છે.[૩૪] નિર્ધન મનુષ્યનાં દુઃખદાયક હજારો અપમાનો થાય છે અને ધનમાં જે સુખનો અંશ રહેલો છે, તે પણ દુઃખરૂપ જ હોય છે.[૩૫] આ મનુષ્યની પાસે ધન છે, એમ જાણીને દસ્યુઓ (ચોરો) તેનો નાશ કરે છે; અથવા તો અનેક જાતની શિક્ષાઓ કરીને દુઃખ દે છે; અથવા તો નિત્ય તેને ઉદ્વિગ્ન કરે છે.[૩૬] મેં ઘણા દહાડા થયાં જાણ્યું છે કે, ધનને માટે લાલસા કરવી, એ દુઃખદાયક છે. હે કામ! તું જે જે વસ્તુનું અવલંબન કરે છે, તે તે વસ્તુને અનુકૂળ થઇ જાય છે.[૩૭] હે કામ! તું તત્ત્વને જાણનાર નથી, મૂર્ખ છે, દુઃખે કરીને સંતોષ પામનારો છે, પૂરી શકાય નહિ તેવો છે, અગ્નિના સમાન છે, કઈ વસ્તુ સુલભ છે અને કઇ વસ્તુ દુર્લભ છે, તેનું તને જ્ઞાન નથી.[૩૮] વળી તું પાતાળની પેઠે દુઃખે કરીને પૂરી શકાય તેવો છે. મને દુઃખોની સાથે જોડવાની ઇચ્છા રાખે છે. પરંતુ હે કામ! હવે ફરીને તું મારેવિશે પ્રવેશ કરી શકીશ નહિ.[૩૯] દૈવેચ્છાથી ધનનો નાશ થવાને લીધે મને વૈરાગ્ય થયો છે અને હવે હું પરમ નિવૃત્તિને પામીને કામનાઓનો વિચાર જ કરીશ નહિ.[૪૦] મેં તારે અર્થે ઘણાં દુઃખો સહન કર્યાં છે અને હું જાણું છું કે, હવે હું મૂર્ખ નથી. મારા ધનનો નાશ થવાથી ત્યાગવૃત્તિને ધારણ કરી, હવે હું સર્વ અંગોમાં શાંતિને પ્રાપ્ત કરી, વિશ્રાંતિ લઇશ.[૪૧] હે કામ! હું મનની સર્વ ગતિઓનો ત્યાગ કરી દઇશ, કે જેથી તું હવે મારી સાથે વાસ પણ કરી શકીશ નહિ; તેમ મારી સાથે વિહાર પણ કરી શકીશ નહિ.[૪૨] જે મારો તિરસ્કાર કરશે, તેઓના ઉપર હું ક્ષમા કરીશ. મને જે મારશે, તેઓને હું મારીશ નહિ, કોઈ દ્વેષથી મારો તિરસ્કાર કરીને બુરું બોલશે તો પણ તેને મનમાં નહિ આણીને હું તેઓનું પ્રિય બોલીશ.[૪૩] નિત્ય સંતોષ રાખીશ, ઇન્દ્રિયોને સ્વસ્થ રાખીશ અને જે કંઇ મળશે, તેટલાથી આજીવિકા ચલાવીશ. પરંતુ મારા પોતાના શત્રુ એવા તને હું કદી પણ સકામ કરીશ નહિ.[૪૪] નિર્વેદ, નિર્વૃત્તિ, તૃપ્તિ, શાંતિ, સત્ય, દમ, ક્ષમા, સર્વ પ્રાણીઓ ઉપર દયા, આ સર્વ વસ્તુને મેં સંપાદન કરી છે, એમ તું જાણજે.[૪૫] તે માટે કામ, લોભ, તૃષ્ણા, કૃપણતા, એ સર્વેએ, મોક્ષ માર્ગે જનારા એવા મારો ત્યાગ કરી દેવો. કારણ કે મેં હવે પરબ્રહ્મમાં નિવાસ કર્યો છે. મેં કામનો તથા લોભનો ત્યાગ કરી હવે સુખ સંપાદન કર્યું છે.[૪૬] હું હમણાં કામનો ને લોભનો ત્યાગ કરીને સુખી થયો છું. માટે હવે હું અજ્ઞાનીની પેઠે લોભને વશ થઈને દુઃખ સહન કરીશ નહિ.[૪૭] કામનાઓમાંથી જેમ જેમ કામનાનો ત્યાગ કરવામાં આવે છે, તેમ તેમ તેના સુખમાં વધારો થતો જાય છે; પરંતુ કામને વશ

* કલકત્તાની પ્રતમાં એથી જૂદો પાઠ છે. તેમાં ભૂતગ્રામઃ ને બદલે ભૂતગ્રામં પાઠ છે. આથી પંચભૂતોને જતા રહેવાનું કહેવામાં નથી આવ્યું, પણ પંચભૂતોની અંદર રહેલા કામને જતા રહેવાનું કહેવામાં આવ્યું છે. આ પાઠ સારો છે.

થયેલો પુરુષ નિત્ય દુઃખ જ પામ્યા કરે છે.[૪૮] માટે પુરુષે કામનાની સાથે રહેલા રજોગુણના જરા જેટલા ભાગનો પણ ત્યાગ કરી દેવો. કામ તથા ક્રોધથી દુઃખ, નિર્લજ્જતા તથા અસંતોષ જ ઉત્પન્ન થાય છે.[૪૯] માટે ગ્રીષ્મ ઋતુમાં જેમ શીતળ ખાબોચિયામાં પ્રવેશ કરવામાં આવે, તેમ મેં બ્રહ્મમાં પ્રવેશ કર્યો છે; કાર્યો તજી દીધાં છે; દુઃખોમાંથી છૂટો થયો છું અને શુદ્ધ એવું સુખ મને પ્રાપ્ત થયું છે.[૫૦] આ જગતમાં જે કંઈ કામસંબંધી સુખ છે અને જે કંઈ દિવ્ય એવું મહાન્ સુખ છે, તે સર્વે તૃષ્ણાક્ષયના સોળમા ભાગ જેટલું નથી.[૫૧] (અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય આ પાંચ કોશ, છઠ્ઠો આનંદ નામનો સત્વગુણ પ્રધાન કોશ છે તથા સર્વે અનર્થોનું બીજ એવા) સાતમા કામને, મોટા શત્રુની માફક હણીને જેનો કદી પણ નાશ થતો નથી એવા બ્રહ્મપુરમાં જઇશ અને ત્યાં હું રાજાની પેઠે સુખી થઈશ.[૫૨] મંકિએ વૈરાગ્ય પામીને આવી બુદ્ધિનો આશ્રય કર્યો અને સર્વ કામનાઓનો ત્યાગ કરીને મહાસુખરૂપ પરબ્રહ્મને પ્રાપ્ત કર્યાં.[૫૩] મંકિ એ વાછરડાઓનો નાશ થયા પછી અમરપણાને પામ્યો હતો અને તેણે કામના મૂળને કાપી નાંખ્યું હતું, તેથી તેને મહાસુખ મળ્યું હતું.[૫૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'मंकिगीता' ए नामनो अध्याय १७७ मो समाप्त.

## અધ્યાય ૧૭૮ મો.

### શાંતિ એ જ પરમ સુખ.

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર રાજા! હવે હું તને શમ ગુણને ધારણ કરનારા વિદેહના રાજા જનકે ગાયેલું-કહેલું વૃત્તાંત એક પુરાતની ઇતિહાસરૂપે કહું છું, તે તું સાંભળ;–[૧]

જનક કહે છે કે;–મારા કોશમાં–ભંડારમાં જેમ અનંત ધન ભરેલું છે, તેમ જ મારી પાસે કંઈ નથી. (કારણ કે પંચ કોશમાં ગૂઢ રહેલો આત્મા જ એક મારું સ્વરૂપ છે. તે વિના બીજું સર્વ રજ્જુમાં કલ્પી કાઢેલા સર્પની પેઠે મિથ્યા છે.) માટે આ મિથિલા નગરી બળે છે, છતાં તેમાં મારું કંઈ પણ બળતું નથી.[૨] હે યુધિષ્ઠિર! આ ઠેકાણે વૈરાગ્યને ઉદ્દેશીને બોધ્ય ઋષિએ કહેલા શ્લોકનું આ પ્રમાણે ઉદાહરણ આપવામાં આવે છે, તે તું સાંભળ.[૩] નહુષના પુત્ર યયાતિ રાજાએ એક સમયે વૈરાગ્યવડે શાંતિ પામેલા, શાસ્ત્રના જ્ઞાનથી તૃપ્ત થયેલા અને શાંત એવા બોધ્ય ઋષિને પૂછ્યું કે, 'હે મોટા જ્ઞાનસંપન્ન! મને શાંતિ મળે એવો ઉપદેશ કરો. તમે કેવી બુદ્ધિનો આશ્રય કરી, શાંતિ અને નિર્વૃત્તિ મેળવીને વિહાર કરો છો, તે મને કહો.[૪–૫]

બોધ્ય બોલ્યા;–હું કોઇને ઉપદેશ કરતો નથી; પરંતુ બીજાઓના ઉપદેશ પ્રમાણે વર્તું છું. હું તમને ઉપદેશનું લક્ષણ કહું છું, તેનો તમે પંડે વિચાર કરો.[૬] પિંગળા, ટીટોડો, સર્પ, વનમાં પોતાનું ભોજન શોધવાને ફરતો ભમરો, બાણ ઘડનારો અને કુમારિકા આ છ મારા ગુરુ છે.[૭]

ભીષ્મ બોલ્યા;–હે રાજા યુધિષ્ઠિર! આશા (જે અંતઃકરણને ક્ષુબ્ધ કરે છે તે) મહા બળવાન્ છે અને નિરાશામાં પરમ સુખ છે. પિંગળા પોતાની આશાને નિરાશ કરી નાંખવાથી સુખે સુતી હતી (તેમ મનુષ્યે પણ આશાઓનો ત્યાગ કરીને સુખમાં રહેવું).[૮] એક ટીટોડો માંસ લઇને જતો હતો; તેને જોઇને માંસ વિનાના બીજા ટીટોડાઓ તેને મારવા લાગ્યા; એટલે તેણે માંસનો ત્યાગ કરી દીધો, કે તે સુખી થયો. આ રીતે ત્યાગનો ગુણ ટીટોડાની પાસેથી શીખવા જેવો છે. ઘર બાંધવાથી દુઃખ થાય છે; કદી પણ સુખ થતું નથી. સર્પ બીજાઓએ કરેલા દરમાં પ્રવેશ કરીને સુખમાં રહે છે.[૯–૧૦] સારઙ્ગ પક્ષી (ભમરો) જેમ વનમાં કોઇપણ પ્રાણીનો દ્રોહ નહિ કરતાં પોતાની આજીવિકા કરે છે, તેમ જ મુનિઓ પણ ભિક્ષાવૃત્તિ કરીને સુખમાં જીવન ગાળે છે.[૧૧] કોઈ એક બાણ ઘડનારો બાણ ઘડવામાં એવો તો એકચિત્ત થઇ ગયો હતો કે, તેની પાસેથી રાજાની સવારી ચાલી ગઈ, તેની પણ તેને ખબર પડી નહિ. તેની પેઠે પરમાત્મા-વિશે મનને એકાગ્ર કરવું.[૧૨] એક કુમારિકા એક વખતે ડાંગર ખાંડતી હતી, તે સમયે તેના બન્ને હાથમાંથી ચુડીઓ ખડખડવા લાગી, એટલે તેણે એક એક હાથમાં પહેરેલી બબ્બે ચુડીઓમાંથી એક એક ચુડી કાઢી નાંખી કે ચુડી ખડખડતી બંધ પડી ગઇ. આ ઉપરથી મેં એવો ઉપદેશ ગ્રહણ કર્યો છે કે, એકલા રહેવામાં જ સુખ છે. ઘણા સાથે રહેવામાં કલહ થાય છે, વાતચિત થાય છે, માટે હવે હું એકલો પૃથ્વીપર ફરીશ અને પરમાત્માનું ચિંતવન કરીશ.[૧૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'बोध्यगीता' ए नामनो अध्याय १७८ मो समाप्त.

## અધ્યાય ૧૭૯ મો.

### અજગર અને પ્રહ્લાદનો સંવાદ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે સદાચારને જાણનારા ભીષ્મ પિતામહ! કેવાં આચરણથી પુરુષ શોકરહિત થઇને પૃથ્વીપર ફરે અને કયાં કર્મ કરવાથી ઉત્તમ ગતિને પામે?[૧]

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર રાજા! આ વિષયમાં પ્રહ્લાદ અને અજગર મુનિના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે ઉદાહરણરૂપ છે.[૨] કોઇ એક દૃઢ ચિત્તવાળો, રાગ દ્વેષાદિ વિકાર વિનાનો, બુદ્ધિમાન્ બ્રાહ્મણ પૃથ્વીપર વિચરતો હતો. તેને બુદ્ધિમાન્ પ્રહ્લાદ રાજા આ પ્રમાણે પૂછવા લાગ્યા.[૩]

પ્રહ્લાદે પૂછ્યું;–હે બ્રહ્મન્! તમે વિષયોવડે ખેંચાયલા નથી, દંભ રહિત છો, દયાળુ છો, જિતેન્દ્રિય છો, કોઈ પણ કાર્યનો આરંભ કરતા નથી, અદેખાઇથી રહિત છો, મધુરવાણી બોલનારા છો, પ્રભુતાવાળા છો, ઉહાપોહ કરવામાં કુશળ છો, તત્ત્વવેત્તા છો, છતાં બાળકની પેઠે વર્તતા થકા ફરો છો.[૪] તમે લાભની ઇચ્છા રાખતા નથી; તેમ હાનિ થતાં તેને માટે શોક કરતા નથી. હે બ્રહ્મન્! તમે નિત્ય તૃપ્ત હો તેવા લાગો છો અને કોઇનું પણ અપમાન કરતા નથી.[૫] આ સર્વ પ્રજા કામ, ક્રોધ આદિકના પ્રવાહમાં તણાતી ચાલી જાય છે, ત્યારે તમે કામ, ક્રોધાદિકના તરફ ઉદાસ જણાઓ છો. ધર્મ, અર્થ અને કામમાં તમે વ્યાપાર વિનાના હો તેવા જણાઓ છો.[૬] તમે ધર્માચરણ કરતા નથી, તેમ અર્થ સંપાદનને માટે પણ પ્રયત્ન કરતા નથી, તેમ કામને માટે પણ તમે ઇચ્છા વિનાના છો. ઇન્દ્રિયોના વિષયોનો અનાદર કરીને એક સાક્ષીની પેઠે મુક્ત થયા થકા જગતમાં વિહાર કરો છો.[૭] હે મુનિ! તમારી બુદ્ધિ કેવી છે? તમારું શાસ્ત્રજ્ઞાન કેવું છે? તમે કેવી રીતે જીવન ગાળો છો? હે બ્રાહ્મણ! મારા આ પ્રશ્નને તમે જો શ્રેયસ્કર માનતા હો તો મને ઝટ કહો.[૮]

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર! પ્રહ્લાદનો પ્રશ્ન સાંભળીને, જન્મ, જરાદિક લોકધર્મના કારણરૂપ; અવિદ્યા, કાળ તથા કર્મને જાણનારા બુદ્ધિમાન્ મુનિએ અર્થવાળાં મધુર વચનવડે આ પ્રમાણે કહ્યું;[૯] 'હે પ્રહ્લાદ! આ જગતની ઉત્પત્તિ, હ્રાસ, વૃદ્ધિ અને વિનાશ કારણ રહિત પરબ્રહ્મથી થાય છે, એમ જાણીને મને હર્ષ પણ થતો નથી, તેમ દુઃખ પણ થતું નથી.[૧૦] આ જગતમાં જે કંઇ ઉત્પન્ન થયું છે, જે કંઇ પ્રવૃત્તિઓ છે, તે સર્વસ્વરૂપ સત્તામાંથી જ ઉત્પન્ન થાય છે અને થયેલી છે અને તે સર્વ પ્રવૃત્તિઓનો લય પણ પરમાત્મામાં જ થાય છે, માટે બ્રહ્મલોકનું ઐશ્વર્ય મળે તો તેનાથી પણ સંતુષ્ટ થવું નહિ.[૧૧]* હે પ્રહ્લાદ! જેટલા સંયોગો છે, તે સર્વ વિયોગવાળા છે તે તું જો તથા ધનાદિકનો જે સંગ્રહ કરવામાં આવે છે, તેનો પણ છેવટે નાશ થાય છે, આમ ધારીને હું કોઈપણ પદાર્થ ઉપર મન કરતો નથી.[૧૨] જે પુરુષ સર્વે પ્રાણીઓને નાશવંત તથા ગુણવાન્ જુવે છે અને જગતની ઉત્પત્તિને અને નાશને જાણે છે, તેને કયું કાર્ય કરવું બાકી રહે છે?[૧૩] મહાસાગરમાં ઉત્પન્ન થનારાં, મોટી કાયાવાળાં અને નાની કાયાવાળાં જળજંતુઓનો પણ વારા ફરતી નાશ થતો જોઉં છું.[૧૪] તેમ જ હે અસુરોના રાજા! સ્થાવર તથા જંગમ પ્રાણીઓનું અને પાર્થિવ પદાર્થોનું પણ પ્રસિદ્ધ રીતે ચોતરફ મૃત્યુ થતું જોવામાં આવે છે.[૧૫] તેમ જ હે દાનવોના રાજા! અંતરિક્ષમાં–આકાશમાં ફરનારાં પક્ષીઓનું તથા મહા બળવાન્ પુરુષોનું પણ મૃત્યુ સમયાનુસાર થતું આપણા જોવામાં આવે છે.[૧૬] તેમ જ આકાશમાં ફરતાં નાનાં મોટાં નક્ષત્રોને પણ સમય પ્રમાણે આપણે આકાશમાંથી નીચે પડતા જોઇએ છીએ.[૧૭] આ રીતે સર્વ પ્રાણીઓને મૃત્યુને વશ જોઇને હું સર્વને સામાન્ય એવા પરબ્રહ્મના સ્વરૂપને યથાર્થ રીતે જાણી, તેના સ્વરૂપને પ્રાપ્ત થઈ, કૃતકૃત્ય થઇને સુખમાં નિદ્રા કરું છું.[૧૮] દૈવેચ્છાથી કદાચ મને ઘણોજ મોટો ગ્રાસ (ભોજનનો કોળીયો) મળી જાય છે તો તેને ખાઉં છું અને કોઇકવાર ઘણા દિવસો સુધી ભોજન કર્યા વિના જ સુઇ રહું છું.[૧૯] કેટલીક વખત ઘણા જ સ્વાદવાળું ઉત્તમ ભોજન મને લોકો જમાડે છે ત્યારે કેટલીએક વખત થોડુંક અન્ન મળે છે, કેટલીએક વખત તેના કરતાં પણ થોડુંક મળે છે અને કોઇક વેળા તો ભોજન બિલકુલ મળતું જ નથી.[૨૦] કોઇક વખતે ધાન્યનો એક કણ ખાઇને દિવસ કાઢું છું, કોઇક વેળા ખોળ ખાઇને રહું છું, કોઈ વખત ચોખા ખાઉં છું, કોઇ વખત માંસ અને કોઈવાર ચઢતા ઉતરતા પ્રકારનાં ભોજનો કરું છું.[૨૧] કોઈ વખત પલંગમાં પોઢું છું, કોઈ વખતે પૃથ્વીપર સુઇ રહું છું અને કોઇ વખતે મહેલમાં પણ મારી શય્યા

* સારાંશ એ છે કે, દરેક વસ્તુ પોતપોતાના સ્વભાવને અધીન છે. કોઇ પોતાના કર્મવડે મને સુખ અથવા દુઃખ આપી શકે એમ નથી. જો મને પુત્ર થાય તો તેથી હર્ષ નથી, તેમ જ મૃત્યુ પામે તો તેથી દુઃખ નથી. કારણ જન્મ તથા મૃત્યુ મનુષ્યનો સ્વભાવ જ છે. તે સ્વભાવને ફેરફાર કરવાની મારામાં કાંઈ રીતે શક્તિ નથી.

ઢળાય છે.[૨૨] હું કોઈ વખતે શણનાં, કોઇ વખતે અળશીના છોડની છાલનાં ને કોઇ વખતે મૃગચર્મનાં વસ્રો પહેરું છું અને કોઇક વખતે ઘણી જ મોટી કિંમતનાં વસ્રો પહેરું છું.[૨૩] ધર્મવાળો ઉપભોગ, દૈવેચ્છાથી મારી પાસે જો હાજર થાય છે તો હું તેનો તિરસ્કાર કરતો નથી; તેમ દુર્લભ એવા ઉપભોગને મેળવવા માટે ઇચ્છાએ કરતો નથી.[૨૪] દૃઢ, મૃત્યુનો નાશ કરનારું, કલ્યાણકારી, શોકનો નાશ કરનારું, પવિત્ર, જેના સમાન બીજું કોઈ પણ વ્રત નથી એવું, પરબ્રહ્મને પમાડનારું, મૂર્ખોએ માન્ય નહિ કરેલું તથા તેમણે નહિ આચરેલું એવું અજગરના જેવું વ્રત, હું પવિત્ર થઇને પાળું છું.[૨૫] મારી મતિ અચળ છે, હું સ્વધર્મમાંથી ભ્રષ્ટ થયો નથી, મારી ગતિ મર્યાદામાં છે, મને ઉત્તમ અધમનું જ્ઞાન છે; મેં ભય, રાગ, દ્વેષ, લોભ તથા મોહનો ત્યાગ કર્યો છે અને હું પવિત્ર અંતઃકરણથી આ અજગરનાં વ્રતને પાળું છું.[૨૬] જેમાં નિયમ વગર ફળનું ભોજન તથા પાન કરવામાં આવે છે, દૈવના પરિપાક પ્રમાણે જેમાં દેશ અને કાળની વ્યવસ્થા છે, જે સુખ આપનારું છે અને કદરી પુરુષો જેને સેવતા નથી, એવું આ અજગર વ્રત હું પવિત્ર થઇને પાળું છું.[૨૭] 'મારે ફલાણું જોઇએ છીએ,' 'મારે તો અમુક જોઇએ છીએ' આવી તૃષ્ણાથી પરાભવ પામેલા, ધન મેળવવા માટે પ્રયત્ન કર્યા છતાં તે નહિ મળવાથી તેને માટે ખેદ કરતા પુરુષોને જ્ઞાનદૃષ્ટિથી સારી રીતે જોઇને હું આ અજગરનાં વ્રતનું આચરણ શુદ્ધ અંતઃકરણવડે કરું છું.[૨૮] ધનને માટે ઘણા કૃપણ લોકોને અનાર્ય એવા ઉપરીની સેવા કરતા જોઇને મેં મનને જિતી લઇને શાંતિનો સ્વીકાર કર્યો છે; અને હું પવિત્ર થઈને અજગરના વ્રતનું આચરણ કરું છું.[૨૯] સુખ, દુઃખ, લાભ, હાનિ, પ્રીતિ, અપ્રીતિ, મરણ અને જીવિત, એ સર્વે દૈવના વશમાં છે, આવું યથાર્થ રીતે સમજીને, પવિત્ર એવો હું અજગરવ્રતને પાળું છું.[૩૦] મેં ભય, રાગ, મોહ તથા દર્પનો ત્યાગ કર્યો છે, ધૈર્યને તથા બુદ્ધિને સ્વીકાર્યાં છે, મનને જિત્યું છે અને પ્રાપ્ત થયેલી વસ્તુઓનો સર્પો ઉપભોગ કરે છે, એ જોઇને હું પવિત્ર થઇ, અજગરવ્રતને પાળું છું.[૩૧] મરજીમાં આવે છે ત્યારે ગમે ત્યાં સુઉં છું અને ગમે ત્યાં બેસું છું, ઇન્દ્રિયોને નિયમમાં રાખું છું, નિયમ પાળું છું, વ્રતાચરણ કરું છે, સત્ય ભાષણ કરું છું, બાહ્ય તથા આંતરનું શૌચ પાળું છું, ફળનો સંગ્રહ કરતો નથી અને અત્યંત આનંદથી પવિત્રપણે અજગરનું વ્રત પાળું છું.[૩૨] જ્ઞાની એવો હું, ઇચ્છાના વિષયરૂપ રૂપાદિકને જોઇને આત્માથી વિમુખ થયેલો, પરિણામે દુઃખ દેનારા વિષયોની ઇચ્છાવાળા વિષયોનો ઉપભોગ કર્યા છતાં તેનાથી તૃપ્ત નહિ થનારાં, આધીન નહિ રહેનારાં, તેમ જ પરિણામે આત્મામાં જેનો લય છે એવાં મનને વશ કરવા માટે, હું પવિત્ર થઇ અજગરનું વ્રત પાળું છું.[૩૩] હૃદય, મન અને વાણી પોતાના વિષયો તરફ મને ખેંચી જવા તત્પર છે; પરંતુ હું તેઓની ઉપેક્ષા કરું છું અને તેના પ્રિય સુખને હું દુર્લભ તથા અનિત્ય માનીને તેની પણ ઉપેક્ષા કરું છું. આ રીતે ઉભયને નાશવંત જાણી, પવિત્ર થઈને હું આ અજગરનું વ્રત કરું છું.[૩૪] બુદ્ધિમાન્ એવા વિદ્વાનોએ પોતાની કીર્તિ ફેલાવવા માટે, આત્મતત્ત્વ ઉપર બહુ બહુ તર્કો કરીને, પોતાના મતને સ્થાપન કર્યો છે અને પર મતનું ખંડન કર્યું છે; (જેમકે કોઇ કહે છે કે, આત્મા શૂન્ય છે; કોઈ કહે છે કે, આત્મા નિર્વિષય જ્ઞાનવાન્ છે; કોઈ કહે છે કે, જડ છે; કોઇ કહે છે કે, બુદ્ધિ વગેરે વિશેષ ગુણથી રહિત છે; કોઇ કહે છે કે, સ્વસ્વરૂપ સત્તામાત્ર છે; કોઇ ચિન્માત્ર કહે છે;) પરંતુ તેઓએ આ અજગર વ્રતનું ખંડન નહિ કરતાં અર્થાત્ તેમાં વિરુદ્ધ નહિ પડતાં તેને આચરણ કરવા યોગ્ય માન્યું છે.[૩૫] મૂર્ખ મનુષ્યો ભૃગુપાતની પેઠે (મહાન્ પર્વતપરથી નીચે પડવાની માફક) આ અજગરના વ્રતને જાણ્યા છતાં તેને યથાર્થ રીતે જાણી શકતા નથી, પરંતુ હું તો આ વ્રતને અજ્ઞાનનો નાશ કરનારું, ચિરંજીવીપણું આપનારું અને અનંત દોષોનો છેડો લાવનારું માનું છું અને દોષો તથા તૃષ્ણાનો ત્યાગ કરીને આ અજગરના વ્રતને પાળતો મનુષ્યોમાં ફરું છું."[૩૬]

ભીષ્મ બોલ્યા;-જે મહાત્મા પુરુષ રાગ, ભય, લોભ અને ક્રોધનો ત્યાગ કરીને આ અજગરનાં વ્રતને પાળે છે અથવા તો આ વ્રતની ક્રિયા કરે છે, તે પુરુષ પોતાના દિવસો સુખમાં ગાળે છે.[૩૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'अजगर प्रह्लादनो संवाद' ए नामनो अध्याय १७९ मो समाप्त.

## અધ્યાય ૧૮૦ મો.

### ઇન્દ્ર તથા કાશ્યપનો સંવાદ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-બાંધવો, કર્મ, ધન તથા બુદ્ધિ આ સર્વમાંથી મનુષ્યે કોનો આશ્રય કરવો, એ હું તને પૂછું છું, તે તું મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;-પ્રાણીઓનો આશ્રય પ્રજ્ઞા છે. પ્રજ્ઞાનો લાભ સર્વ લાભના કરતાં શ્રેષ્ઠ કહ્યો છે. જગતમાં પ્રજ્ઞા કલ્યાણ કરનારી છે અને સત્પુરુષોએ પ્રજ્ઞાને સ્વર્ગ માનેલી છે.[૨] બળિએ નાશ પામેલાં પોતાનાં ઐશ્વર્યને

પ્રજ્ઞાવડે પાછું સંપાદન કર્યું હતું; તેમ જ પ્રહ્લાદે, નમુચિએ અને મંકિએ પણ પ્રજ્ઞાવડે જ ઐશ્વર્ય સંપાદન કર્યું હતું. પ્રજ્ઞાના કરતાં કઈ વસ્તુ શ્રેષ્ઠ છે?[3] હે યુધિષ્ઠિર! આ વિષયમાં ઇંદ્ર તથા કાશ્યપના સંવાદરૂપી એક પુરાતની ઈતિહાસ આ પ્રમાણે ઉદાહરણરૂપે છે, તે તું સાંભળ.[4]

પૂર્વે કાશ્યપ નામના એક તપસ્વી ઋષિપુત્ર હતા. તેનું વ્રત વખાણવા યોગ્ય હતું. તે ઋષિ માર્ગ ઉપર થઈને જતા હતા. તે સમયે કોઈ ગર્વિષ્ઠ વૈશ્ય રથમાં બેસીને આવતો હતો. તેણે રથના ધક્કાથી તે ઋષિને જમીન ઉપર પાડી નાંખ્યા.[5] રથનો ધક્કો લાગવાથી ઋષિ પૃથ્વીપર પડી ગયા, તેને પીડા થવા માંડી અને તે ધૈર્યનો ત્યાગ કરી, ક્રોધમાં આવીને બોલ્યા;–'હવે હું આત્મહત્યા કરીશ! કારણ કે નિર્ધન મનુષ્યને આ લોકમાં જીવવાનું કંઈ પણ પ્રયોજન હોતું નથી!'[6] આવો વિચાર કરીને, ભાન વિનાના, મૌન થઈ ગયેલા અને લોભી મનના મુનિને મરવાની ઇચ્છાવાળા જોઇને, ઇંદ્ર શિયાળનું રૂપ લઇ તેની પાસે આવ્યો અને તેના પ્રતિ બોલ્યો;[7] 'દેવ આદિ સર્વે પ્રાણીઓ, સર્વ પ્રયત્નો કરીને મનુષ્યની યોનિમાં અવતાર લેવાની ઇચ્છા રાખે છે અને મનુષ્ય જાતિમાં પણ સર્વ, બ્રાહ્મણ જાતિમાં અવતરવાની ઇચ્છા રાખે છે![8] હે કાશ્યપ! તું મનુષ્ય છે; તેમાં પણ વળી બ્રાહ્મણ જાતિનો છે અને તેમાં પણ વળી શ્રોત્રિય (વેદ ભણેલો) છે. આ રીતે અત્યંત દુર્લભ એવી ત્રણ વસ્તુ તને પ્રાપ્ત થઇ છે, માટે તારે મૂર્ખાઇથી આત્મહત્યા કરવી યોગ્ય નથી.[9] વેદની શ્રુતિ કહે છે કે, જેટલી જાતના લાભો છે, તે સર્વમાં અભિમાન સમાયલું છે. તારું પોતાનું આત્મ સ્વરૂપ જે સંતોષ પામવા યોગ્ય છે, તેનો તું અભિમાનથી અનાદર કરે છે.[10] અરેરે! જેઓને ઇશ્વરે હાથ આપ્યા છે, તેઓ પ્રત્યેક કાર્ય કરી શકે છે; જેઓને હાથ છે, તેઓના ઉપર હું અત્યંત સ્પૃહા કરું છું.[11] તને જેમ ધનની ઇચ્છા થાય છે, તેમ અમને હાથવાળા થવાની ઈચ્છા થાય છે. આ જગતમાં હાથના લાભ કરતાં વિશેષ લાભ કોઈ પણ નથી.[12] ઓ બ્રાહ્મણ! અમારા પગમાં કાંટા વાગે છે, તેને અમે કાઢી શકતા નથી, કારણ કે અમને હાથ નથી; તેમ જ શરીર ઉપર નાનાં મોટાં પ્રાણીઓ ડંખ મારે છે, છતાં તેઓને ઉરાડી પણ શકતાં નથી.[13] ઇશ્વરે જેઓને બે હાથ અને દશ આંગળીઓ આપી છે, તેઓ શરીર ઉપર બેઠેલાં જીવડાંઓને ઉરાડી દે છે અને કરડતા હોય તેઓનો નાશ કરે છે.[14] વરસાદથી, ટાઢથી અને તડકાથી પોતાનું રક્ષણ કરે છે અને વસ્ત્ર, અન્ન, સુખ, શય્યા અને ઘામ મટાડવા પવનનો ઉપભોગ કરે છે.[15] તેઓ બળદના અને પૃથ્વીના ધણી થઇને પૃથ્વી ઉપર રાજ્ય કરે છે અને બળદને ગાડીમાં જોડીને તેઓની પાસે ગાડીઓને ખેંચાવે છે અને ઘણા ઉપાયો કરી તેઓને પોતાને વશ કરે છે.[16] જીભ વગરનાં (વાચા વિનાનાં), કૃપણ, નિર્બળ ને હાથ વિનાનાં પશુઓ જે દુઃખો સહન કરે છે તે દુઃખો, હે મુનિ! તું સહન કરતો નથી, એ આનંદની વાત છે. તું સારે ભાગ્યે નથી શિયાળ, નથી કીડો, નથી ઉંદર, નથી સર્પ કે નથી દેડકો, તેમ નથી કોઈ પાપી યોનિમાંથી જન્મેલો પ્રાણી.[17-18] હે કાશ્યપ! તારે આટલા લાભથી સંતોષ પામવો જોઈએ. વિશેષ તો શું, પણ તું સર્વે પ્રાણીઓમાં ઉત્તમ બ્રાહ્મણ છે.[19] આ કીડાઓ મને બટકાં ભરે છે, જેઓને ઉરાડવા માટે મારામાં શક્તિ નથી; કારણ કે મને હાથ નથી. મારી આ અવસ્થાને જો.[20] છતાં પણ આત્મહત્યા કરવી (એમ મને ઈચ્છા થતી નથી, કેમકે) એ અકાર્ય છે, એમ માનીને તથા આત્મહત્યા કરવાથી આના કરતાં પણ અધમ જાતિમાં મારો જન્મ થાય એ સારું નહિ, એમ સમજીને, હું મારા આ દેહનો ત્યાગ કરતો નથી.[21] જેટલી પાપયોનિઓ છે, તેઓમાંની પાપયોનિરૂપ શિયાળની યોનિમાં હું જન્મ્યો છું; પરંતુ આના કરતાં પણ બીજી ઘણી જ વધારે પાપી યોનિઓ છે.[22] કેટલાએક ઉત્તમ જાતિમાં જન્મ હોવાથી સુખી હોય છે; ત્યારે કેટલાએક ઉત્તમ જાતિમાં જન્મ્યા છતાં પણ અત્યંત દુઃખી હોય છે! પરંતુ હું કોઇ પણ ઠેકાણે કોઇને પણ અત્યંત સુખી દેખતો નથી.[23] મનુષ્ય પ્રથમ ધનવાન્ થવાની ઇચ્છા કરે છે, ધનવાન્ થયા પછી રાજ્ય મેળવવાથી ઇચ્છા કરે છે, રાજ્ય મળે છે એટલે દેવતા થવાની ઇચ્છા કરે છે, દેવપણું મળ્યા પછી ઇન્દ્ર થવાની ઇચ્છા કરે છે! (એમ ઉત્તરોત્તર તૃષ્ણા વધી જાય છે.)[24] તું કદાચ ધનવાન્ થઇશ, પરંતુ દેવ કે ઇંદ્ર થઇશ નહિ; કદાચ તું દેવતા થઈશ તો તને ઇંદ્ર થવાની ઇચ્છા થશે; પરંતુ ઇન્દ્ર થયા પછીએ પણ તને સંતોષ થશે નહિ.[25] પ્રિય વસ્તુનો લાભ થયા છતાં પણ તૃપ્તિ થતી નથી. તૃષ્ણા અગ્નિની પેઠે કંઇ પાણીથી શાંત પડતી નથી, પરંતુ ઈંધણા નાંખવાથી જેમ અગ્નિ વધારે પ્રજ્વલિત થાય છે, તે પ્રમાણે તૃષ્ણા પણ વધારે ને વધારે પ્રજ્વલિત થાય છે.[26] તને જેમ હમણાં શોક થાય છે, તેમ જ તને હર્ષ પણ થાય. એમ તારે વિશે સુખ અને દુઃખ બન્ને રહેલાં છે, તેમાં શોક શાનો કરવાનો?[27]

સર્વ કામનાઓ અને સર્વ કર્મોના મૂળરૂપ બુદ્ધિ તથા ઇન્દ્રિયોનો સમૂહ છે. માટે તેઓને પક્ષીઓની પેઠે પાંજરામાં પૂરીને (વશમાં રાખીને), રહેવાની તારે જરૂર

છે.[૨૮] જેમ બીજા માથાનું છેદન સંભવતું નથી અને ત્રીજા હાથનું પણ છેદન સંભવતું નથી, તેમ જે વસ્તુ નથી તેનાથી ભય થવાનો પણ સંભવ નથી. અર્થાત્ આત્મા સિવાય જગત્ વગેરે કોઇ પણ પદાર્થ છે જ નહિ, તો પછી તેનાથી ભયની શંકા કરવી, એ વ્યર્થ છે.[૨૯] કોઈ શંકા કરે કે, ટાઢ, તડકો વગેરે દુઃખના ભયનો અમને પ્રત્યક્ષ અનુભવ થાય છે, છતાં તમે કેમ કહો છો કે, તેનો ભય રાખવો નહિ. તેના ઉત્તરમાં કહેવાનું કે, જેના શરીરની ત્વચા સ્પર્શજ્ઞાનથી રહિત હોય-બહેર મારી ગઇ હોય, તેને ટાઢ કે તડકાનું જ્ઞાન હોતું નથી. તેમ બુદ્ધિ આદિ ઇંદ્રિયોનો નિરોધ કરવાથી કામ ( સંકલ્પ ) પણ ઉત્પન્ન થતો નથી, તો પછી ભય તો ક્યાંથી જ થાય? જે એકવાર જેનો અનુભવ કરે છે, તેને તેની કામના થાય છે; પરંતુ જેને જેનો અનુભવ નથી તેને તેની કામના થતી નથી. પછી તેને તેનો સ્પર્શ થાય, દર્શન થાય, કે શ્રવણ થાય તો પણ શું?[૩૦] વારુણી નામની મદિરાને અને લટ્વાક (ચકલી) નામના પક્ષીઓનાં માંસને તું સંભારતો નથી, કારણ કે તેઓનો તને અનુભવ નથી; પરંતુ તે બન્નેના કરતાં વધારે સ્વાદિષ્ઠ ભોજન કોઈ પણ નથી અને ક્યાંઈ પણ નથી.[૩૧] પ્રાણીઓના બીજા પણ જે કંઈ ઉત્તમ ભોજનના પદાર્થો છે, તેઓને પૂર્વે તેં ખાધા નથી, તેથી તેઓ તને સાંભરતા જ નથી.[૩૨] માટે કોઈ પણ વસ્તુ ખાવી નહિ, કોઇ પદાર્થનો સ્પર્શ કરવો નહિ અને કોઇ ચીજ જોવી નહિ, આવો નિયમ જો પુરુષ રાખે તો તેનું શ્રેય (કલ્યાણ) થાય, એમાં સંદેહ નથી.[૩૩] જે પ્રાણીઓને હસ્ત હોય છે, તે ખરેખર બળવાન્ થાય છે તથા ધન પ્રાપ્ત કરી શકે છે. મનુષ્યો મનુષ્યોવડે દાસત્વને પ્રાપ્ત થયલા હોય છે.[૩૪] વળી લોકો દૈવયોગથી (પોતાના જાતિભાઇઓથી જ) મરણનાં તથા બંધનનાં અનેક દુઃખો વારંવાર ભોગવે છે અને અગર જો કે તેઓ આવી સ્થિતિમાં હોય છે, છતાં તેઓ રમે છે, મોજ કરે છે તથા હસે છે.[૩૫] કેટલાએક બાહુવાળા, વિદ્યા ભણેલા અને મનસ્વી પુરુષો નિંદાવાળી અને કૃપણ એવી પાપી આજીવિકાથી ઉદર પોષણ કરે છે;[૩૬] અને એક આજીવિકા છોડી દઇને બીજી આજીવિકા કરવાની ઇચ્છા કરે છે; પરંતુ તેમનાં પોતાનાં કર્મો નિશ્ચય થયેલાં હોવાથી, તે કર્માનુસાર તેને ભવિષ્યમાં સુખદુઃખ મળે છે.[૩૭] ઢઢ અને ચાંડાળો પણ પોતાની જાતિમાં સંતોષ માનીને દેહનો ત્યાગ કરવાની ઇચ્છા કરતા નથી. ત્યારે તું નથી ઢઢ કે નથી ચાંડાળ, પણ બ્રાહ્મણ જાતિનો છે; તો આત્મહત્યા કરવાની કેમ ઇચ્છા કરે છે? તું દૈવની વિચિત્ર માયાને તો જો.[૩૮] હે કાશ્યપ! કેટલાએક હાથરહિત-ઠુંઠા હોય છે, કેટલાએક પક્ષાઘાતના રોગથી પીડાય છે, કેટલાએક બીજા રોગોથી ગ્રસ્ત થયેલા હોય છે. તેઓને તું જોઇશ તો તારી પોતાની જાતિમાં તું સંપૂર્ણ છે અને તેથી તને લાભ પણ મળ્યો છે.[૩૯] જ્યાં સુધી તારો દેહ બ્રાહ્મણ જાતિનો છે, તું પંડે રોગરહિત છો, તારાં અંગો સંપૂર્ણ છે, ત્યાં સુધી જગતમાં તું ધિક્કારને પાત્ર થયો નથી.[૪૦] છતાં જાતિમાંથી ભ્રષ્ટ કરે તેવું તારા ઉપર કોઈ ખરું કલંક પણ આવ્યું હોય, તોપણ હે વિપ્રર્ષિ! આત્મહત્યા કરવી તને ઘટતી નથી. તું ધર્માચરણ કરવા માટે ઉઠ, ઉભો થા.[૪૧] હે બ્રાહ્મણ! તું જો મારું આ વચન સાંભળીશ અને તેના ઉપર શ્રદ્ધા રાખીશ તો તને વેદમાં કહેલા ધર્મનું મુખ્ય ફળ મળશે.[૪૨] તારે સાવધાન થઈને વેદનો સ્વાધ્યાય કરવો, યજ્ઞ યાગ કરવા, સત્ય ભાષણ કરવું, ઇન્દ્રિયોને નિયમમાં રાખવી, દાન દેવાં અને કદી પણ ગર્વ કરવો નહિ.[૪૩] જે બ્રાહ્મણો પોતાના સ્વાધ્યાયનું અધ્યયન કરે છે તથા યજ્ઞ કરે છે અને કરાવે છે, તેઓ શા માટે શોક કરે અને શા માટે અશુભ વસ્તુનું ધ્યાન ધરે?[૪૪] જે પુરુષોનો પુષ્યાદિક શુભ નક્ષત્રોમાં, શુભ તિથિઓમાં અને શુભ મુહૂર્તોમાં જન્મ થાય છે, તે પુરુષો, યજ્ઞ, દાન તથા પ્રજાની ઇચ્છા માટે શક્તિ અનુસાર પ્રયત્ન કરે છે. એવા પુરુષો જો વિહારની ઇચ્છા કરે છે તો તેઓને મોટું સુખ મળે છે.[૪૫] અને જે પુરુષો મૂળ વગેરે આસુરી નક્ષત્રોમાં, અશુભ તિથિમાં અને અશુભ મુહૂર્તમાં જન્મે છે, તેઓ આસુરી યોનિમાં જન્મે છે અને યજ્ઞ, દાન વગેરે પુણ્ય કર્મ કરતા નથી.[૪૬] હું પૂર્વે કુત્સિત પંડિત હતો, મિથ્યા તર્કો કરીને વેદની નિંદા કરતો હતો તથા એક વેદથી જાણવામાં આવે તેવા પરબ્રહ્મનો નિર્ણય નહિ કરનારી, પરંતુ ધૂમાદિકના દર્શનથી અગ્નિ વગેરેને પ્રતિપાદન કરનારી તર્કવિદ્યા ઉપર પ્રીતિ રાખતો હતો.[૪૭] તર્કવાળા વાદવિવાદો કરતો અને સભામાં શ્રુતિવિરુદ્ધ તર્કવાળી જ વાતો કરતો હતો. બહુ કઠોર વાણી બોલતો હતો અને બ્રાહ્મણો વેદનાં વાક્યોનો વિચાર કરતા ત્યારે હું તેઓની સામે થઇને તેઓની નિંદા કરતો હતો.[૪૮] હું વેદને પ્રમાણ માનતો નહિ, સ્વર્ગાદિક અદૃષ્ટ ફળ સત્ય હોવા છતાં તે અસત્ય છે, આવી શંકા કરતો. મૂર્ખ હતો, છતાં પંડિતનું અભિમાન રાખતો હતો. હે દ્વિજ! તે પાપનાં ફળ તરીકે મારો શિયાળની યોનિમાં જન્મ થયો છે.[૪૯] હવે હું એવી ઇચ્છા રાખું છું કે, હું એક સો રાત્રિ અને દિવસોમાં એવું કંઈ કરું કે, જેથી શિયાળની યોનિમાંથી મનુષ્યની યોનિમાં પાછો અવતરું.[૫૦] અને તે યોનિમાં સંતોષી અને સાવધાન

થઈને યજ્ઞ, દાન અને તપશ્ચરણમાં મારી પ્રીતિ થાય. હું જાણવા યોગ્ય વસ્તુને જાણું અને ત્યાગ કરવા યોગ્ય વસ્તુનો ત્યાગ કરું.'[૫૧] તે પછી કાશ્યપ મુનિ ભૂમિપરથી ઉઠીને ઉભો થયો અને અત્યંત વિસ્મય પામીને બોલ્યો;–'અહો તું તો કુશળ અને બુદ્ધિમાન્ છો.'[૫૨] આમ બોલતાં બોલતાં તે બ્રાહ્મણે જ્ઞાનથી વિશાળ થયેલી દૃષ્ટિવડે દેવોના રાજા શચીપતિ ઇંદ્રને દીઠો.[૫૩] એટલે કાશ્યપે ઇન્દ્રની પૂજા કરી અને તેની આજ્ઞા લઇને પોતાને ઘેર ગયો. કહેવાનું તાત્પર્ય એ છે કે, દિવ્ય જ્ઞાનવાળા કાશ્યપ વગેરેને પણ દેહાભિમાનથી આવી બુદ્ધિ થઈ હતી તો પછી પ્રાકૃત પુરુષને દેહાભિમાન થાય, એમાં તો કહેવું જ શું હોય.[૫૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शृगाल अने काश्यपनो संवाद' ए नामनो अध्याय १८० मो समाप्त.

## અધ્યાય ૧૮૧ મો.

### કર્મ પ્રમાણે વિવિધ જન્મપ્રાપ્તિ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! (શરણાગતનું રક્ષણ કરવું, પ્રાણી માત્રની હિંસા કરવી નહિ અને સુપાત્રને દાન દેવું, એ દત્ત કહેવાય છે. અગ્નિહોત્ર, તપશ્ચરણ, શૌચ, વેદની આજ્ઞાનું પાલન, અતિથિઓનો સત્કાર અને વૈશ્વદેવની પૂજા કરવી, આને ઇષ્ટ કહે છે; દત્ત અને ઇષ્ટ એ ગૃહસ્થના ધર્મ છે, તપ વાનપ્રસ્થનો ધર્મ છે, ગુરુઓની સેવા બ્રહ્મચારીનો ધર્મ છે:) દત્ત, ઇષ્ટ, તપ અને ગુરુસેવા, એ સર્વ શુભ અદૃષ્ટ ફળ ઉત્પન્ન કરે છે. તે કાળાંતરે બુદ્ધિના પરિણામરૂપ પ્રજ્ઞાને જો ઉત્પન્ન કરતાં હોય તો તું મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર રાજા! કામક્રોધાદિક અનર્થવાળી બુદ્ધિવડે મન પાપમાં પ્રવેશ કરે છે. તેથી પાપી પાપ કર્મ કરીને દુઃખદાયક નરક લોકમાં પડે છે.[૨] પાપ કર્મ કરનારા પુરુષો દરિદ્ર સ્થિતિમાં આવી પડીને ઉત્તરોત્તર ક્ષુધાને, કલેશને, ભયને અને મરણને પામે છે.[૩] ત્યારે શ્રદ્ધાળુ, ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારા ને પુણ્ય કર્મ કરનારા પુરુષો ધનાઢ્ય થઇને ઉત્તરોત્તર ઉત્સવોને, સ્વર્ગને અને સુખને પામે છે.[૪] નાસ્તિક પુરુષો સિંહ, હાથી, સર્પ અને ચોરના ભયથી ભયંકર એવા અરણ્યમાં પોતાને હાથે કરીને જઇ ચઢે છે ને ત્યાં દુઃખી થાય છે. એના કરતાં વિશેષ દુઃખ કયું ?[૫] દેવતા તથા અતિથિઓ જેને પ્રિય છે, જેઓ ઉદાર અને સત્પુરુષો ઉપર પ્રીતિવાળા છે, તે પુરુષો દાનાદિક પુણ્ય કર્મવડે મળી શકે એવા આત્મજ્ઞાનીઓના માર્ગે થઇને જાય છે.[૬] જે મનુષ્યો કોઇપણ જાતનું ધર્માચરણ કરતા નથી, તે મનુષ્યો ધાન્યોમાં સડી ગયેલા ધાન્યના જેવા છે અને પક્ષીઓમાં મચ્છર જેવા છે.[૭] પૂર્વ જન્મનું કર્મ, તેનો કર્તા જો કે ઘણી જ ઉતાવળથી દોડતો હોય છે, તોપણ તેની પાછળ દોડીને તેને પકડી પાડે છે. જે મનુષ્ય જે પ્રમાણે કરે છે, તે પ્રમાણે તેને કર્મનું ફળ મળે છે. કર્મકર્તા જ્યારે સુવે છે ત્યારે કર્મ પણ તેની સાથે સુવે છે.[૮] કર્તા જ્યારે ઉભો રહે છે ત્યારે કર્મ પણ ઉભું રહે છે. કર્તા જાય છે ત્યારે કર્મ પણ તેની પાછળ જાય છે, કર્તા કર્મ કરે છે ત્યારે કર્મ પણ કર્મ કરે છે. આ રીતે કર્મ છાયાની પેઠે કર્તાની પાછળ પાછળ ફર્યા કરે છે.[૯] પુરુષે જે પ્રકારે પૂર્વે કર્મ કર્યું હોય છે, તે કર્મનાં ફળને તે પ્રકારે તે પુરુષ પંડેજ નિત્ય ભોગવે છે.[૧૦] પ્રાણી માત્રના સમૂહને પોતાનાં કર્મનું ફળ ભોગવવા માટે અને તદનુસાર તેને ગતિ આપવા માટે આ કાળ ચોતરફથી ખેંચે છે.[૧૧] પુષ્પો અને ફળો જેમ કોઇની પણ પ્રેરણા વગર પોતાનો સમય ઉલ્લંઘન કરતાં નથી, પણ સમયાનુસાર ફાલી ફૂલી નીકળે છે, તેમ જ પૂર્વ જન્મમાં કરેલાં કર્મો પણ સમયાનુસાર કર્તાની પાસે ફળ આપવાને આવી ઉભાં રહે છે.[૧૨] માન અથવા અપમાન, લાભ અથવા તો હાનિ અને નાશ અથવા ઉદય પૂર્વ જન્મમાં કરેલાં કર્મ પ્રમાણે પ્રાપ્ત થાય છે અને કર્મનાં ફળનો ઉપભોગ પૂરો થાય છે, એટલે પોતાની મેળે પાછાં શાંત પડી જાય છે. આ પ્રમાણે વારંવાર બન્યા કરે છે.[૧૩] પુરુષ જ્યારથી ગર્ભમાં આવે છે ત્યારથી જ પૂર્વ જન્મમાં કરેલાં કર્માનુસાર દુઃખ અને સુખને ભોગવે છે.[૧૪] બાળક, યુવાન્ અથવા તો વૃદ્ધ જે જે અવસ્થામાં જે જે શુભ અથવા તો અશુભ કર્મ કરે છે, તે તે શુભ તથા અશુભ કર્મનાં ફળને તે તે અવસ્થામાં ભોગવે છે.[૧૫] તેને માટે એક દૃષ્ટાંત છે. જેમ એક વાછરડો હજારો ગાયોમાંથી પોતાની માતાને ઓળખી કાઢે છે, તેમ જ પૂર્વ જન્મમાં કરેલું કર્મ કર્તાને શોધી કાઢીને તેની પાછળ પાછળ જાય છે.[૧૬] પ્રથમ પાણીમાં પલાળી રાખેલું વસ્ત્ર જેમ ધોવાથી શુદ્ધ થાય છે, તેમ જ વિષયોના ત્યાગરૂપી તપ કરનારાઓ છેવટે શુદ્ધ થઇને મોક્ષરૂપી મહાન્ સુખને મેળવે છે.[૧૭] તપોવનમાં ઘણા કાળ સૂધી તપ કરવાથી મનુષ્યોનાં પાપ ધોવાઈ જાય છે અને ધર્માચરણ કરનારા પુરુષોના મનોરથો સિદ્ધ થાય છે.[૧૮] આકાશમાં જેમ પક્ષીઓનો પંથ દેખાતો નથી; પાણીમાં જેમ માછલાઓનાં પગલાં દેખાતાં નથી; તેમ જ જ્ઞાની પુરુષોની ગતિ પણ જોવામાં–જાણવામાં આવતી નથી. અર્થાત્ જ્ઞાનીઓ પરબ્રહ્મમાં

કેવી રીતે મળે છે, તે જાણવામાં આવતું નથી.[૧૯] હવે ઠપકાનાં વચનો કહેવાનું, તેમ અપરાધ કહી બતાવવાનું કંઇ પણ પ્રયોજન નથી; પરંતુ જે કર્મ કરવાથી પોતાનું કુશળ થાય તથા જે પ્રકૃતિને અનુકૂળ હોય, તેવાં કર્મો મનુષ્યે વિવેક બુદ્ધિપૂર્વક કરવાં.[૨૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां अध्याय १८१ मो समाप्त.

## અધ્યાય ૧૮૨ મો.

### અનંતાકાશની ઉત્પત્તિ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે પિતામહ! આ સ્થાવર તથા જંગમાત્મક જગત્ કયાંથી ઉત્પન્ન થયું છે અને પ્રલય થયા પછી તે કોને વિશે સમાઈ જાય છે, તે મને કહે.[૧] સમુદ્ર, આકાશ, પર્વત, મેઘ, ભૂમિ, અગ્નિ ને પવન સહિત આ સર્વ લોકોને કોણે નિર્માણ કર્યા છે?[૨] સર્વ પ્રાણીઓની કેવી રીતે ઉત્પત્તિ થઈ છે; બ્રાહ્મણાદિ ચાર વર્ણનો ભેદ કેમ થયો છે, તેઓના શૌચનો તથા અશૌચનો વિધિ અને ધર્મનો તથા અધર્મનો વિધિ કેવી રીતે ઉત્પન્ન થયો છે?[૩] જીવવાળા પ્રાણીઓનો જીવ કેવો છે? મરણ પામનારાઓ મરણ પામીને આ લોકમાંથી કયાં જાય છે? તથા મુક્તિ પામનારા જીવો કયાંથી કયા લોકમાં જાય છે, તે સર્વ તું મને કહે.[૪]

ભીષ્મે કહ્યું;-આ વિષયમાં ભરદ્વાજે પ્રશ્ન કરવાથી ભૃગુ ઋષિએ તેને શાસ્ત્રાનુસાર ઉત્તરો આપ્યા હતા, તેનો પુરાતની ઇતિહાસ હું તને કહું છું.[૫] પૂર્વે કૈલાસ પર્વતના શિખર ઉપર મહાતેજસ્વી મહર્ષિ ભૃગુ બેઠા હતા. તેમને ભરદ્વાજે પૂછ્યું કેઃ-[૬] સમુદ્ર, આકાશ, પર્વત, મેઘ, પૃથ્વી, અગ્નિ અને વાયુ સહિત આ સર્વ લોકો કોણે નિર્માણ કર્યા છે?[૭] સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે? બ્રાહ્મણાદિક વર્ણના ભેદ કેવી રીતે થયા છે? તેઓમાં શૌચનો અને અશૌચનો, ધર્મનો તથા અધર્મનો વિધિ કેવી રીતે ઉત્પન્ન થયો છે?[૮] જીવનારા પ્રાણીઓનો જીવ કેવો હોય છે? મરણ પામનારા જીવ મરણ પામ્યા પછી આ લોકમાંથી પરલોકમાં જાય છે, તે કયાં જાય છે? તથા પરલોક અને આ લોક શું છે, તે સર્વ તમે મને કહેવાને યોગ્ય છો.[૯] આ રીતે ભરદ્વાજે ભગવાન્ ભૃગુને પ્રશ્ન કર્યા, એટલે બ્રહ્મર્ષિ અને બ્રહ્મા સમાન ભૃગુ ઋષિએ તેના સર્વ પ્રશ્નોના ઉત્તર આપ્યા.[૧૦]

ભૃગુ બોલ્યા;-હે ભરદ્વાજ! મહર્ષિવડે જાણવામાં આવેલા માનસ નામના પ્રથમ દેવ ઉત્પન્ન થયા. આ દેવ આદિ તથા અંત રહિત હતા. તેનો કોઇ પણ શસ્ત્રવડે ભેદ થઇ શકે એમ હતું નહી. તે દેવ અજર તથા અમર હતા.[૧૧] આ દેવને અવ્યક્તરૂપે ઓળખવામાં આવે છે. તે શાશ્વત, અક્ષય તથા અવ્યયરૂપ છે. તેનામાંથી પ્રાણીમાત્રો જન્મ પામે છે તથા લયને પામે છે.[૧૨] તે અવ્યક્ત દેવે પ્રથમ મહત્તત્ત્વને ઉત્પન્ન કર્યું. ભગવાન્ મહત્તત્ત્વે અહંકારને ઉત્પન્ન કર્યો. સર્વ ભૂતોને ધારણ કરનારા અહંકારે આકાશને ઉત્પન્ન કર્યું.[૧૩] *આકાશમાંથી જળ ઉત્પન્ન થયું, જળમાંથી અગ્નિ અને વાયુ ઉત્પન્ન થયા, અગ્નિ તથા વાયુના મિશ્રણથી પૃથ્વી ઉત્પન્ન થઇ.[૧૪] તે પછી સ્વયંભુ માનસે તેજોમય અને દિવ્ય એવું કમળ ઉત્પન્ન કર્યું. તે કમળમાંથી વેદાત્મક તથા (જ્ઞાનના અને ઐશ્વર્યના) ભંડારરૂપ બ્રહ્મા ઉત્પન્ન થયા.[૧૫] આ બ્રહ્મા અહંકારને નામે શ્રુતિમાં પ્રખ્યાત છે. આકાશાદિક સ્થૂલ ભૂતો તેનું શરીર છે. ચાર પ્રકારના પ્રાણીઓને તે સરજનારા છે અને તે પાંચ મહાભૂતોરૂપ તથા મહા તેજસ્વી છે.[૧૬] પર્વતો, એ વિરાટ શરીરનાં હાડકાં છે, પૃથ્વી મેદ અને માંસ છે, સમુદ્રો રુધિર છે, આકાશ ઉદર (પેટ) છે, પવન નિઃશ્વાસ છે, અગ્નિ તેજ છે, નદીઓ નાડી છે, શીતળ તથા ઉષ્ણ એવા ચંદ્ર અને સૂર્ય તેનાં પ્રસિદ્ધ નેત્ર છે, અંતરિક્ષ તેનું ઉન્નત મસ્તક છે, પૃથ્વી તેનાં બે ચરણ છે, દિશાઓ તેના બાહુ છે; આ વિરાટ્ પુરુષને સિદ્ધ પુરુષો પણ દુઃખે કરીને જાણી શકે છે અને તેનું સ્વરૂપ અચિંત્ય છે, એમાં સંશય નથી.[૧૭-૧૯] આ વિષ્ણુ ભગવાનને અનંત કહેવામાં આવે છે. તે જ સર્વ પ્રાણીઓના આત્મા અને સર્વ પ્રાણીઓના સ્થાનરૂપ છે. અશુદ્ધ આત્માવાળા પુરુષો તેના સ્વરૂપને જાણી શકતા નથી.[૨૦] સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ માટે જે અહંકારને ઉત્પન્ન કરે છે તથા જેનામાંથી આ વિશ્વ ઉત્પન્ન થયું છે, તેના વિશે જે કાંઇ તેં મને પૂછ્યું, તેનું ઉત્તર આ પ્રમાણે હું આપું છું.[૨૧]

ભરદ્વાજે પૂછ્યુંઃ-આકાશનું, દિશાઓનું, પૃથ્વીનું અને વાયુનું માપ કેવડું હશે, તે મને યથાર્થ કહીને મારો સંશય દૂર કરો.[૨૨]

ભૃગુ બોલ્યા;-આકાશ અનંત (છેડા વિનાનું) છે અને તેમાં સિદ્ધો તથા દેવતાઓ રહે છે; તે અનેક સ્થાનોથી ભરપૂર હોવાને લીધે રમણીય છે અને તેનો છેડો શોધ કરતાં પણ મળી શકતો નથી.[૨૩] સૂર્ય તથા ચંદ્રની

* શ્રુતિમાં આથી ઉલટો ક્રમ લીધો છે. તેમાં કહ્યું છે કે, આકાશમાંથી વાયુ થયો, વાયુમાંથી અગ્નિ થયો, અગ્નિમાંથી જળ થયું તથા જળમાંથી પૃથ્વી થઇ.

ઉપર તથા નીચે, જ્યાં એનાં કિરણોની ગતિ હોતી નથી, ત્યાં સ્વયંપ્રકાશ, અગ્નિના જેવા તેજસ્વી ગ્રહો આવેલા છે.[૨૪] તે પ્રખ્યાત ઓજવાળા ગ્રહો પણ, હે માન આપનારા રાજા! આકાશના છેડાને જોઇ શકતા નથી; કારણ કે આકાશ દુર્ગમ છે અને અનંત (છેડા વિનાનું) છે, એમ તારે જાણવું.[૨૫] વળી દેવોથી પણ માપી શકાય નહિ તેવું આકાશ ઉપરના ભાગમાં પ્રજ્વલિત અને સ્વયંપ્રકાશ એવા લોકોથી ભરપૂર છે.[૨૬] પૃથ્વી થઈ રહ્યા પછી સમુદ્રો આવેલા છે, સમુદ્રો પછી અંધકાર રહેલું છે, અંધકારને છેડે પાણી રહેલું છે અને પાણીને છેડે અગ્નિ રહેલો છે.[૨૭] એવી જ રીતે રસાતળની પેલી પાર પાણી છે; પાણીની પેલી પાર સર્પોના રાજાઓ રહે છે; તેની પેલી પાર પાછું આકાશ છે અને આકાશની પેલી પાર પાછું પાણી આવેલું છે.[૨૮] આ પ્રમાણે આકાશ પછી પાણી અને પાણી પછી આકાશ આવેલું છે. આ રીતે જ અગ્નિ, પવન અને પાણીનું માપ દેવતાઓથી પણ જાણી શકાતું નથી; તો પછી ભગવાનનું માપ તો કેમ જ જાણી શકાય?[૨૯] પવન, અગ્નિ, પાણી અને પૃથ્વીના સ્પર્શાદિક વર્ણો આકાશમાંથી જ ગ્રહણ કરવામાં આવે છે. પરંતુ તેઓનું તત્ત્વ નહિ જાણનારાઓ પવનાદિકને આકાશથી જૂદા છે, એમ ગણે છે.[૩૦] ત્રણ લોકનું અને સમુદ્રનું જ્યોતિઃશાસ્ત્રમાં તથા બીજાં શાસ્ત્રોમાં અમુક માપ છે, આમ લખ્યું છે અને પંડિતો તે તે શાસ્ત્રોમાંથી માપ કહે છે.[૩૧] પરંતુ દૃષ્ટિમર્યાદાથી જે દૂર છે, અને જે ઇંદ્રિયોથી જાણવામાં આવતા નથી તેવા પરમાત્માના માપને કોણ કહે? સિદ્ધ લોકોના અને દેવતાઓના માર્ગરૂપ આકાશનું જો માપ લઇ શકાતું હોય તો પછી નામ પ્રમાણે જેનું સ્વરૂપ છે એવા માનસ નામધારી ભગવાન્ અનંતનું નામ પણ ગૌણ જ ઠરે; પરંતુ આકાશ જ જ્યાં અપરિમિત છે ત્યાં ઈશ્વરનું તો કોણ જ માપ કરી શકે?[૩૨-૩૩] જે અનંતનું દિવ્ય સ્વરૂપ વારંવાર નાનું થાય છે અને વૃદ્ધિ પામે છે તેને, બ્રહ્મભાવને પામ્યા છતાં પણ તેના સમાન નહિ એવો, બીજો કયો પુરુષ કેવી રીતે જાણી શકે?[૩૪] પ્રથમ સ્થૂલ, સૂક્ષ્મ રૂપ કમળમાંથી સર્વજ્ઞ, સમર્થ, ધર્મની મૂર્તિ ને આદિ પ્રજાપતિ એવા ભગવાન્ બ્રહ્મા પ્રકટ થયા હતા.[૩૫]

ભરદ્વાજે પૂછ્યું;-બ્રહ્મા જ્યારે કમળમાંથી ઉત્પન્ન થયા ત્યારે તે કમળ બ્રહ્મા કરતાં મોટું અને સર્વથી પહેલું ઉત્પન્ન થયેલું હોવું જોઇએ અને તમે તો બ્રહ્માને કમળની પૂર્વે ઉત્પન્ન થયા એમ કહો છો; માટે મને એ વિષે સંદેહ થાય છે, તે દૂર કરો.[૩૬]

ભૃગુ બોલ્યા;-માનસ બ્રહ્મની મૂર્તિ બ્રહ્મારૂપે થઇ હતી. તેના આસનને માટે જે પૃથ્વીને નિર્માણ કરવામાં આવી હતી, તે પૃથ્વી પદ્મ કહેવાય છે*[૩૭] તે કમળની કળી મેરુ પર્વત છે; અને તે આકાશમાં ઉંચો વધ્યો છે. તે કળીના ભાગમાં નિવાસ કરીને જગતના પ્રભુ બ્રહ્મા લોકોને ઉત્પન્ન કરે છે.[૩૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'भृगु अने भरद्वाजनो संवाद' ए नामनो अध्याय १८२ मो समाप्त.

## અધ્યાય ૧૮૩ મો.

### પૃથ્વીની ઉત્પત્તિ.

ભરદ્વાજે પૂછ્યું;-હે દ્વિજશ્રેષ્ઠ! મેરુ પર્વત ઉપર રહેલા પ્રભુ બ્રહ્મદેવે (જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ એમ) વિવિધ પ્રકારની સૃષ્ટિને કેવી રીતે ઉત્પન્ન કરી, તે મને કહો.[૧]

ભૃગુ બોલ્યા;-હિરણ્યગર્ભ એવા બ્રહ્મા મનવડે અનેક પ્રકારની પ્રજાને સરજે છે. તેમણે પ્રાણીઓના રક્ષણમાટે પ્રથમ જળને ઉત્પન્ન કર્યું.[૨] જે જળ સર્વ પ્રાણીઓના પ્રાણરૂપ છે, જે જળવડે પ્રજા વૃદ્ધિ પામે છે, જે જળ જો પ્રજાનો ત્યાગ કરે છે તો પ્રજા નાશ પામે છે, તેવા જળવડે આખું વિશ્વ વિંટાયલું છે.[૩] આ પૃથ્વી, પર્વતો, મેઘો તથા બીજાં જે કંઈ મૂર્તિમાન્ દેખાય છે, તે સર્વે જળમાંથી ઉત્પન્ન થાય છે. કારણ કે જળ ઘનીભૂત થયા પછી તેમાંથી પૃથ્વી વગેરે (સર્વ પદાર્થો) ઉત્પન્ન થાય છે.[૪]

ભરદ્વાજે પૂછ્યું;-જળ કેવી રીતે ઉત્પન્ન થયું તથા અગ્નિ અને પવન કેવી રીતે ઉત્પન્ન થયા; પૃથ્વીને બ્રહ્માએ કેવી રીતે સરજી છે, એ મને કહો. કારણ કે મને એની ઉત્પત્તિની બાબતમાં મહાન્ સંશય છે.[૫]

ભૃગુ બોલ્યા;-હે બ્રાહ્મણ! પૂર્વે બ્રહ્મ કલ્પમાં, બ્રહ્મર્ષિઓની સભામાં મહાત્માઓને સંદેહ ઉપજ્યો હતો કે, આ લોક કેવી રીતે ઉત્પન્ન થયો હશે?[૬] આ રીતે જગતની ઉત્પત્તિના સંબંધમાં સંદેહ થયો, એટલે

* ૩૭ મા શ્લોકનું તાત્પર્ય એ છે કે, જેવી રીતે બીજમાંથી અંકુર તથા તરુ બન્ને થાય છે, છતાં તરુમાં રહેલું પાકું ફળ જેમ અન્ય તરુને ઉત્પન્ન કરવા સમર્થ થાય છે તેમ તે અંકુર તથા તરુ અન્ય તરુને ઉત્પન્ન કરવા સમર્થ થતાં નથી. કારણ ફળ અનેક બીજના ગર્ભરૂપ હોવાથી પ્રથમના બીજ કરતાં અધિક શક્તિવાળું છે. એજ રીતે માનસ (હિરણ્યગર્ભ)થી સૂત્રાત્મા તથા વિરાટ્ થયા છે, પણ સૂત્રાત્મા તથા વિરાટ્ અન્ય સૂત્રાત્મા તથા વિરાટ્‌ને ઉત્પન્ન કરવા સમર્થ નથી, પણ ફળરૂપ જે ચતુર્મુખ બ્રહ્મા, તેને વિષે સમગ્ર માનસની શક્તિ રહેલી છે. માટે તે સૂત્ર તથા વિરાટ્‌રૂપ જે પદ્મ, તેના કરતાં બ્રહ્મા શ્રેષ્ઠ છે

તેઓ આહાર તજી દઇ, ધ્યાન ધરી મુનિવ્રત ધારણ કરી સ્થિર થઇને બેઠા અને પવનનો આહાર કરીને દેવતાનાં સો વર્ષ સુધી ધ્યાનપરાયણ રહ્યા.૭ સો વર્ષ પૂર્ણ થયા પછી તે સર્વે બ્રહ્મવાદીઓએ અંતરિક્ષમાંથી વેદમયી આકાશવાણી સાંભળી.૮ તે વાણીએ બ્રહ્મવાદીઓને કહ્યું કે, પૂર્વે પર્વતના જેવું નિશ્ચલ, સૂર્ય, ચંદ્ર તથા પવન વિનાનું અનંત આકાશ જાણે સુઇ ગયું હોય તેવું પ્રકટ થયું હતું. તે આકાશ ભયંકર અંધકારમય હતું.૯ તેમાંથી પાણી ઉત્પન્ન થયું. તે જાણે એક અંધારામાં બીજું અંધારું મળતું હોય તેવું દેખાતું હતું. તે જળ આકાશમાં દબાવા લાગ્યું, તેથી તેમાંથી વાયુ ઉત્પન્ન થયો.૧૦ જેમ છિદ્ર (કાણા) વિનાના પાત્રમાં શબ્દ થતો નથી, પરંતુ તેમાં જો પાણી રેડવામાં આવે છે તો વાયુ તેમાં શબ્દ ઉત્પન્ન કરે છે,૧૧ તેમ જ આકાશના અંતમાં જે ભાગ જળથી રુંધાઈ ગયો છે, તેમાંનો વાયુ સમુદ્રના તળિયાને ભેદી નાંખીને શબ્દ કરતો બહાર નીકળે છે.૧૨ આ રીતે સમુદ્રના દબાણથી ઉત્પન્ન થતો વાયુ સર્વ ઠેકાણે ફરે છે; પરંતુ આકાશમાં કોઇપણ ઠેકાણે શાંત પડતો નથી.૧૩ ઉપર કહેલા વાયુ અને પાણીનો જ્યારે પરસ્પર સંઘર્ષ થાય છે, એટલે મહા બળવાન્ પ્રકાશિત તેજવાળો અને ઉંચી શિખાવાળો અગ્નિ ઉત્પન્ન થાય છે અને તે આકાશમાં અંધારાનો નાશ કરીને ચોતરફ ઉજાશ કરે છે.૧૪ તે અગ્નિ, પવનની સહાયતાથી પાણીને તથા આકાશને ખેંચે છે અને પવનની સાથે મળવાથી તે ઘનપણાને પામે છે.૧૫ તે પછી અગ્નિનો રસરૂપ નરમ પદાર્થ આકાશમાંથી નીચે પડીને એકઠો થાય છે, તેમાંથી પૃથ્વી બને છે.૧૬ આ પૃથ્વી જેને વિશે સર્વની ઉત્પત્તિ થાય છે તે રસોને, સુગંધી પદાર્થોને, સ્નેહોને અને પ્રાણીઓને ઉત્પન્ન કરે છે.૧૭

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'भृगु भरद्वाज संवादमां मानसभूतोत्पत्ति' ए नामनो अध्याय १८३ मो समाप्त.

## અધ્યાય ૧૮૪ મો.

**સ્થાવર તથા જંગમની પંચભૂતાત્મકરૂપે સ્થિતિ.**

ભરદ્વાજે પૂછ્યું;–હે બ્રાહ્મણ! પૂર્વે બ્રહ્માએ જેને સરજેલી છે એવી આ પાંચ ધાતુઓ જેને મહાભૂતના નામથી ઓળખવામાં આવે છે અને જેનાથી આ લોકો વિંટાયલા છે,૧ તે પાંચ ભૂતોને જ શા માટે ભૂત કહેવાં; કારણ કે મહામતિવાળા બ્રહ્માએ બીજાં હજારો ભૂતોને સરજ્યાં છે.૨

ભૃગુ બોલ્યા;–તેઓ પ્રમાણ રહિત–અમાપ હોવાથી 'મહા' કહેવાય છે અને સર્વ પંચીકૃત ઉત્પન્ન કરનારાં હોવાથી ભૂત કહેવાય છે. આ રીતે પાંચ તત્ત્વોને મહાભૂત એમ કહેવામાં આવે છે તે યોગ્ય છે.૩ મનુષ્યનું શરીર પંચ મહાભૂતથી બનેલું છે; કારણ કે તેમાં જે ચેષ્ટાક્રિયા થાય છે તે પવનનો ભાગ છે; પોલાણ છે તે આકાશનો ભાગ છે; ઉષ્ણતા છે તે અગ્નિનો ભાગ છે; રસ છે તે પાણીનો ભાગ છે અને માંસ હાડકાં વગેરે જે કઠિન પદાર્થોનો સમુદાય છે, તે પૃથ્વીનો ભાગ છે.૪ આ રીતે સ્થાવર તથા જંગમ એમ ઉભય જગત્ પંચ મહાભૂતોથી બનેલું છે. તેમાં શ્રોત્ર, ઘ્રાણ, રસ, સ્પર્શ અને દૃષ્ટિ એ પાંચ ઇંદ્રિયો છે અને તે પણ આકાશ, પૃથ્વી, જળ, વાયુ અને અગ્નિથી અનુક્રમે બનેલી છે.૫

ભરદ્વાજે પૂછ્યું;–સ્થાવર તથા જંગમ પ્રાણીઓ જો પાંચ મહાભૂતોથી બનેલાં છે એમ કહો છો, પણ સ્થાવરોના શરીરોમાં પાંચ ધાતુઓ જોવામાં આવતી નથી.૬ ગરમી વિનાનાં, ક્રિયારહિત અને વસ્તુતાએ ઘન એવાં વૃક્ષોનાં શરીરમાં પાંચ ધાતુઓ જોવામાં આવતી નથી.૭ વૃક્ષો સાંભળતાં નથી, જોતાં નથી, તેમ ગંધને અને રસને પણ જાણતાં નથી તથા સ્પર્શને પણ જાણતાં નથી, તો પછી તેઓ પાંચ ભૂતોમાંથી બનેલાં કેમ કહેવાય?૮ વળી વૃક્ષોમાં કંઇ પણ પ્રવાહી પદાર્થ નથી; માટે તેમાં જળ ભૂત નથી; ઉષ્ણતા દેખાતી નથી માટે તેમાં અગ્નિ ભૂત નથી; તેમ તેમાં ભૂમિનો કે વાયુનો ભાગ પણ જોવામાં આવતો નથી અને આકાશ તો અપ્રમેય (અમાપ) છે માટે વૃક્ષોમાં પાંચ મહાભૂતોનો કોઈ પણ ભાગ નથી. તેથી તેઓ પાંચ મહાભૂતોથી ઉત્પન્ન થાય છે, એમ માની શકાતું નથી.૯

ભૃગુ બોલ્યા;–વૃક્ષોમાં ઘન ભાગ છે; તથાપિ તેઓમાં આકાશ છે એમ નિશ્ચય જાણવું. તેઓમાંથી નિત્ય પુષ્પો અને ફળો ઉત્પન્ન થાય છે, (તે આકાશ ન હોય તો કયાંથી ઉત્પન્ન થાય)?૧૦ વૃક્ષોમાં અગ્નિ ભૂત પણ છે, કારણ કે કોઇકવાર વૃક્ષનાં પર્ણ, છાલ, ફળ અને ફૂલ કરમાયલાં જણાય છે. વળી વૃક્ષમાં સ્પર્શ પણ છે; કારણ કે સ્પર્શ કરવાથી વૃક્ષ કરમાઈ જાય છે તથા તેનાં ફળ અને ફૂલ ખરી જાય છે.૧૧ વૃક્ષો શ્રોત્ર ઇન્દ્રિયોવડે શબ્દને શ્રવણ પણ કરે છે; કારણ કે વાયુ, અગ્નિ અને વજ્રના કડાકા ભડાકા થવાથી વૃક્ષોનાં ફળો અને પુષ્પો ખરી પડે છે.૧૨ વળી વૃક્ષો નેત્રેંદ્રિયવડે જુવે છે; જેમ વલ્લી વૃક્ષના ઉપર ચઢે છે તથા ચોતરફ ફેલાઇ જાય છે. જેને દૃષ્ટિ ન હોય, તેને જવાનો માર્ગ કેમ સૂઝે? આ ઉપરથી વૃક્ષોને દૃષ્ટિ છે, એમ સિદ્ધ થાય છે.૧૩ વળી

વૃક્ષો સારા અથવા નરસા ગંધોવડે તથા જાતજાતના ધૂપોવડે રોગ રહિત થાય છે અને તેઓને પુષ્પો આવે છે એટલા માટે વૃક્ષોને ઘ્રાણ ઇન્દ્રિય છે અને તે સુંઘે છે.[૧૪] વૃક્ષને રસના ઇન્દ્રિય પણ છે; કારણ કે તે પોતાના મૂળવડે પાણી પીએ છે. વળી વૃક્ષને રોગ થાય છે ત્યારે તેના મૂળમાં ઔષધ રેડીને તેનો વ્યાધિ મટાડવામાં આવે છે. આ સર્વ કારણથી વૃક્ષમાં પણ રસના ઇન્દ્રિય છે.[૧૫] જેમ કોઇ વાંકા કમળના દાંડાવડે પાણીને ઉપર ખેંચે છે, તેમ વૃક્ષ પણ પવનની સહાયતાથી પોતાના પાદવડે-ચરણવડે પાણીનું પાન કરે છે, (તેથી તે 'પાદપ' કહેવાય છે.)[૧૬] વળી વૃક્ષ સુખ તથા દુઃખને જાણી શકે છે; તેને કાપવામાં આવે છે તો તે ઉગી નીકળે છે. આ ઉપરથી વૃક્ષમાં જીવ હોય એમ માનવામાં આવે છે. વૃક્ષો ચેતન રહિત-જડ નથી;[૧૭] વૃક્ષ જે પાણીને ગ્રહણ કરે છે, તેને તેની અંદર રહેલો અગ્નિ અને પવન પચાવે છે અને આહાર પરિપકવ થવાથી તેનામાં સ્નેહ (ચીકણો પ્રવાહી) ઉત્પન્ન થાય છે તથા તેની વૃદ્ધિ પણ થાય છે.[૧૮] સર્વ જંગમ પદાર્થોના શરીરોમાં પણ પાંચે ધાતુઓ રહેલી છે, પણ તેઓને વિશે જૂદા પરિમાણે-કરી રહેલી છે, જેથી તેઓનું શરીર ગતિયુક્ત છે.[૧૯] શરીરની ત્વચા, માંસ, હાડકાં, મજ્જા અને પાંચમો સ્નાયુ આ પાંચ વસ્તુનો સમુદાય જે શરીરમાં છે તે પાર્થિવ છે અર્થાત્ પૃથ્વીજન્ય છે.[૨૦] શરીરમાં રહેલાં તેજ, ક્રોધ, નેત્ર, ઉષ્ણતા અને જઠરાગ્નિ આ પાંચ તત્ત્વ અગ્નિનાં છે.[૨૧] પ્રાણીઓના શરીરમાં શ્રોત્ર, ઘ્રાણ, મુખ, હૃદય અને કોઠો આ પાંચને વિશે પોલાણ છે. તે આકાશની પાંચ ધાતુઓ છે.[૨૨] પ્રાણીઓના શરીરમાં કફ, પિત્ત, પરસેવો, ચરબી ને લોહી આ પાંચ વસ્તુઓ જળધાતુની છે.[૨૩] પ્રાણી પ્રાણવાયુવડે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઇ શકે છે, વ્યાન વાયુવડે પદાર્થને બળથી થનારો ઉદ્યમ કરી શકે છે, અપાન વાયુ શરીરમાં ઉપરથી નીચે ગતિ કરે છે, સમાન વાયુ હૃદયમાં રહેલો છે.[૨૪] ઉદાન વાયુથી મનુષ્ય ઉચ્છ્વાસ લઇ શકે છે તથા છાતી, કંઠ અને શિરના ભેદ પ્રમાણે ભાષણ કરે છે. આ રીતે મનુષ્યના શરીરમાં રહેલા પાંચ વાયુઓ મનુષ્યની પાસે ક્રિયા કરાવે છે.[૨૫] દેહધારી પુરુષ ગંધના ગુણને પોતામાં રહેલા પૃથ્વી ભૂતવડે જાણે છે, જળવડે રસને જાણે છે, ચક્ષુમાં રહેતા તેજવડે તે રૂપને જાણે છે અને વાયુવડે તે સ્પર્શ ગુણને જાણે છે.[૨૬] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ પૃથ્વીના ગુણો કહેવાય છે, તેમાંથી હું તમને ગંધના ગુણો વિસ્તારથી કહું છું.[૨૭] ઇષ્ટ ગંધ (કસ્તુરી વગેરેમાં રહેલો), અનિષ્ટ ગંધ (શબ વગેરેનો ગંધ), મધુર ગંધ (મધ, પુષ્પાદિકનો ગંધ), કટુ ગંધ (મરચાં વગેરેનો), નિર્હારી ગંધ (સર્વ ગંધનો પરાભવ કરનારો હિંગ વગેરેનો ગંધ), સંહત ગંધ (અનેક દ્રવ્યોને ખાંડીને મિશ્રણ કર્યા હોય તેનો ગંધ), સ્નિગ્ધ ગંધ (તુરત તપેલા ઘી વગેરેનો ગંધ), રુક્ષ ગંધ (સર્ષવના તેલ વગેરેનો ગંધ), વિશદ ગંધ (ચોખા વગેરેનો ગંધ).[૨૮] આ રીતે પાર્થિવ ગંધ વિસ્તારપૂર્વક નવ પ્રકારનો છે. પૃથ્વીમાં રહેલું તેજ નેત્રવડે જોઈ શકાય છે. વાયુવડે સ્પર્શનું જ્ઞાન થાય છે.[૨૯] શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ જળના ગુણ છે. હવે હું તને રસનું સ્વરૂપ કહું છું, તે તું સાંભળ.[૩૦] ઉદાર મનના ઋષિઓએ રસના ઘણા ભેદ કહ્યા છે. પરંતુ તેમાં મધુર, લવણ (ખારો), તિક્ત (કડવો), કષાય, અમ્લ (ખાટો), અને કટુ (તીખો) આ રીતે છ પ્રકારનો રસ છે અને તેને જળમય જાણવો. શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણ તેજના કહેવાય છે;[૩૧-૩૨] તેજ રૂપોને જુવે છે અને તે રૂપ અનેક પ્રકારનાં છે. લાંબું, ટુંકું, સ્થૂલ, ચોખંડું, ગોળ, સફેત, કાળું, રાતું, પીળું, આસમાની રંગ તથા અરુણ રંગનું મિશ્ર, કઠણ, ચિકણું, લીસું, પિચ્છલ (દહિના જેવું ચિકાસદાર), કોમળ અને દારુણ આ રીતે જ્યોતિરૂપ રૂપગુણ સોળ પ્રકારનો છે. શબ્દ તથા સ્પર્શ એ બે ગુણો વાયુના છે.[૩૩-૩૫] વાયુનો મુખ્ય ગુણ સ્પર્શ છે અને તે અનેક પ્રકારનો છે; ઉષ્ણ, શીત, સુખકારક, દુઃખકારક, સ્નિગ્ધ, વિશદ, ખરસટ, કોમળ, રુક્ષ, લઘુ ને ગુરુ આ રીતે બાર પ્રકારનો વાયુનો સ્પર્શ ગુણ કહેવાય છે.[૩૬-૩૭] આકાશનો માત્ર એક શબ્દ જ ગુણ છે. તે શબ્દ અનેક પ્રકારનો છે ને તેનો વિસ્તાર હું કહું છું.[૩૮] ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ આ રીતે આકાશમાંથી ઉત્પન્ન થયેલો શબ્દ ગુણ સાત પ્રકારનો છે; અને શબ્દ વ્યાપકપણાથી સર્વત્ર છે, તથાપિ તે નગારા મૃદંગ વગેરેમાં સ્પષ્ટ જાણવામાં આવે છે.[૩૯-૪૦] મૃદંગ, ભેરી, શંખ, મેઘગર્જના, રથનો ગડગડાટ વગેરેનો જે શબ્દ સંભળાય છે તથા પ્રાણીનો અથવા તો જડ પદાર્થનો જે શબ્દ કાન ઉપર આવે છે, તે સાત પ્રકારના ષડ્જાદિ જે શબ્દના ભેદો કહ્યા, તેમાં તેનો સમાવેશ થાય છે.[૪૧] આ રીતે આકાશમાંથી ઉત્પન્ન થનારો શબ્દ અનેક પ્રકારનો છે. વિદ્વાનો એમ કહે છે કે, શબ્દ આકાશમાંથી ઉત્પન્ન થયલો છે. વાયુનો ગુણ જે સ્પર્શ છે, તેના વિવિધ પ્રકારે કરી યુક્ત થયલો તે શબ્દ, સ્પષ્ટતાથી શ્રવણ કરી શકાય છે.[૪૨] જો વાયુના ગુણો કોઇ

પણ જાતના અંતરાય વગર શબ્દને મળે છે તો શબ્દ સાંભળવામાં આવે છે, પણ જો વાયુના ગુણો વિષમ સ્થિતિમાં હોય, એટલે ભીંત વગેરેનો તેને અંતરાય હોય તો શબ્દ સ્પષ્ટ સંભળાતો નથી. દેહારંભક (દેહને ઉત્પન્ન કરનારા) ત્વગ–ત્વચા આદિ ધાતુઓ, પ્રાણ તથા ઇન્દ્રિયોદ્વારા પ્રથમ વૃદ્ધિ પામે છે;[૪૩] પાણી, અગ્નિ અને પવન નિત્ય પ્રાણીના શરીરમાં જાગ્રત રહે છે. એ શરીરનું મૂળ કહેવાય છે અને તે પ્રાણોનું અવલંબન કરીને રહેલા છે.[૪૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'भृगु भरद्वाजनो संवाद' ए नामनो अध्याय १८४ मो समाप्त.

## અધ્યાય ૧૮૫ મો.

### પ્રાણાદિ વાયુનું વર્ણન.

ભરદ્વાજે પૂછ્યું;–હે પ્રભુ! શરીરમાં રહેલો અગ્નિ પાંચ ભૌતિક દેહનું અવલંબન કરીને કેવી રીતે રહે છે? અને વાયુ પણ અવકાશદ્વારા કેવી રીતે શરીરને ચેષ્ટાવાળું કરે છે? તે મને કહે.[૧]

ભૃગુ કહે છે;–હે નિર્દોષ બ્રાહ્મણ ભરદ્વાજ! હું તારી પાસે વાયુની ગતિવિશે કહું છું, કે કેવી રીતે બળવાન્ વાયુ પ્રાણીઓના દેહોને ગતિયુક્ત કરે છે.[૨] અગ્નિ મસ્તક વિશે રહીને શરીરનું રક્ષણ કરે છે અને શરીરની પાસે ક્રિયા કરાવે છે અને પ્રાણ વાયુ મસ્તક તથા અગ્નિ બન્નેમાં નિવાસ કરીને શરીરની પાસે ગમનાદિ ક્રિયા કરાવે છે.[૩] પ્રાણ નામનો વાયુ સર્વ પ્રાણી માત્રના જીવરૂપ, વિશ્વાત્મારૂપ, સનાતન પુરુષરૂપ, મનરૂપ, બુદ્ધિરૂપ, અહંકારરૂપ તથા ઇન્દ્રિયના વિષયરૂપ છે.[૪] તે શરીરની અંદરના સર્વ ભાગને તથા દેહ, ઇન્દ્રિયાદિક સર્વ બાહ્યના વિભાગોને ગતિમાન્ કરે છે. તે પ્રાણવાયુ જીવપણાને પ્રાપ્ત થયા પછી સમાન વાયુરૂપે થાય છે અને તે દેહ અને ઇન્દ્રિયોની પાસે ક્રિયા કરાવે છે.[૫] પ્રાણવાયુ, સમાનવાયુ રૂપ થઈને ઉદરમાં રહેલા જઠરાગ્નિનો આશ્રય કરે છે અને તે મૂત્રાશય તથા મલાશયના સ્થાનમાં રહીને મળ અને મૂત્રની બહાર ગતિ કરે છે ત્યારે તે અપાનવાયુ કહેવાય છે.[૬] એક જ વાયુ, ગમનાદિક કર્મ, કર્માનુકૂળ ચેષ્ટારૂપ પ્રયત્ન અને ભાર ઉંચકવારૂપ બળ, એ ત્રણે કર્મને કરે છે. એને અધ્યાત્મ શાસ્ત્ર જાણનારા મનુષ્યો 'ઉદાન' કહે છે.[૭] જે વાયુ મનુષ્યોના શરીરોના સર્વ સંધિ ભાગમાં રહે છે, તેને 'વ્યાન' વાયુ કહે છે.[૮] ધાતુઓમાં વિસ્તાર પામીને રહેલા અગ્નિને સમાનવાયુ પ્રજ્વલિત કરે છે, તે ઉપરથી તે અન્નાદિકના રસને, ત્વગ્ આદિ ધાતુઓને તથા વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષોને પ્રવર્તાવે છે.[૯] નાભિની નીચેના ભાગમાં અપાનવાયુ રહે છે અને ઉપરના ભાગમાં પ્રાણવાયુ રહે છે. આ બન્ને વાયુના આશ્રયવડે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને તે અગ્નિ અન્નને પચાવે છે.[૧૦] મુખથી આરંભીને ગુદાપર્યંત એક મોટો સ્રોત છે; તેની નીચેના ભાગને ગુદા કહે છે. આ સ્રોતમાંથી બીજી અનેક નાડીઓ નીકળી છે અને તે સર્વે પ્રાણીઓના શરીરમાં વ્યાપી રહેલી છે.[૧૧] તે નાડીઓને માર્ગે પ્રાણવાયુ સર્વ શરીરમાં પ્રવેશ કરે છે અને તેની સાથે જ ગમન કરનારા જઠરાગ્નિના તેજરૂપ અગ્નિ પણ આખા શરીરમાં ગમન કરે છે અને તે પ્રાણીઓના અન્નને પચાવે છે.[૧૨] વાયુ જેમ અગ્નિનું વહન કરે છે, તેમ અગ્નિ વાયુનું વહન કરે છે. આ રીતે અગ્નિના વેગને વહન કરનારો પ્રાણવાયુ, ગુદાના અંત ભાગમાં અથડાઇને પાછો ફરે છે અને ઉપરના ભાગમાં આવીને પોતાના સ્થાનમાં રહ્યો છતાં અગ્નિને આગળ ઠેલે છે.[૧૩] નાભિની નીચેના ભાગમાં પકવાશય છે, ઉપરના ભાગમાં આમાશય છે અને નાભિના મધ્ય ભાગમાં સર્વે પ્રાણો (વાયુઓ) રહેલા છે.[૧૪] સર્વે નાડીઓ હૃદયમાંથી ઉત્પન્ન થયેલી છે અને તે શરીરના ઉપર, નીચે તથા આસપાસના ભાગમાં ફેલાયલી છે અને દશ (નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય; પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન) પ્રાણવાયુની પ્રેરણાથી નાડીઓ અન્નના રસને શરીરના સર્વ ભાગમાં પહોંચાડે છે.[૧૫] જેઓ પરિશ્રમ રહિત છે, જેઓ સમદૃષ્ટિવાળા છે અને જેઓ ધીર છે, તેવાઓનો આ યોગમાર્ગ છે; તેઓ એ માર્ગથી આત્માને ખેંચીને સુષુમ્ણા નાડીને માર્ગે જ્યાં સહસ્રાર નામનું ચક્ર છે, એવા મૂર્ધા પ્રદેશમાં લઇ જાય છે અને પરમાત્માના પદને (સ્થાનને) પામે છે.[૧૬] દેહધારીઓના પ્રાણાપાનાદિ સર્વ વાયુઓમાં રહેલો અગ્નિ સ્થાલીમાં રહેલા અગ્નિની માફક નિત્ય પ્રકાશ્યા કરે છે.[૧૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'प्राणादि वायु' ए नामनो अध्याय १८५ मो समाप्त.

## અધ્યાય ૧૮૬ મો.

### જીવ સંબંધી અનેક વિતર્કો.

ભરદ્વાજે પૂછ્યું;–હે ભૃગુ! જો વાયુ જ આપણને જીવાડતો હોય, વાયુ જ ચેષ્ટા અને પ્રયત્ન કરાવતો હોય અને વાયુ જ શ્વાસોચ્છ્વાસ લેવરાતો હોય તથા

બોલાવતો હોય તો પછી જીવ નિરર્થક થઇ પડશે![1] તેમજ શરીરમાં જે જઠરાગ્નિ (ખાધેલા અન્નને પચાવનાર અગ્નિ) છે, તે જો અગ્નિ જ હોય, તેમ જ જો તે અગ્નિ જ ખાધેલા અન્નને પચાવી જરાવતો હોય તો પછી જીવ નિરર્થક થઇ પડશે.[2] પ્રાણી જ્યારે મરી જાય છે ત્યારે તેના શરીરમાં જીવ જોવામાં આવતો નથી; પરંતુ વાયુ જ તેનો ત્યાગ કરે છે અને તે પછી ઉષ્મા (ગરમી) ભાવ નાશ પામે છે-શરીર ઠંડુ પડી જાય છે.[3] જો જીવ વાયુરૂપ જ હોય અને વાયુની સાથે તે મળેલો હોય તો તે, વાયુના મંડળ જેમ દેખાય છે તેમ દેખાવો જોઇએ અને પવનના ગણોની સાથે તે પણ બહાર જતો જોવામાં આવવો જોઇએ.[4] જો જીવ વાયુની સાથે જોડાયલો હોય તથા જો શરીરમાંથી વાયુના નિકળવાની સાથે તેનો પણ નાશ થતો હોય તો મહાસાગરમાંથી (પર્વત વગેરેના અંતરાયને લીધે) એક જળનો વિભાગ છૂટો પડે છે, તેની માફક તે દેખાવો જોઇએ અર્થાત્ તે પોતાના સ્થાનનું પરિવર્તન કરતો હોવો જોઇએ.[5] કુવામાં નાંખેલું પાણી કુવાના ઘણા પાણીમાં મળીને જેમ અદૃશ્ય થાય છે અને દીવો જેમ અગ્નિમાં નાંખવાથી તે જેમ અગ્નિમાં મળી જઇને અદૃશ્ય થાય છે, તેમ જીવ પણ વાયુમાં પ્રવેશ કરીને તુરત જ અદૃશ્ય થઇ જવો જોઇએ અને બહારના વાયુમાં તેનો લય થઈ જવો જોઇએ.[6] (તું કહે છે તે સત્ય હોય તો) પંચ મહાભૂતથી બનેલા પ્રાણીના શરીરમાં જીવ છે, એમ કેવી રીતે કહી શકીએ? એ પાંચ તત્ત્વોમાંથી એક તત્ત્વનો નાશ થાય છે, એટલે બીજાં ચાર તત્ત્વોનો પણ નાશ થાય છે, એમાં સંશય નથી.[7] દ્રવ પદાર્થનું પાન નહિ કરવાથી શરીરમાં રહેલું જળ તત્ત્વ નાશ પામે છે, ઉચ્છ્વાસને રોકવાથી વાયુ તત્ત્વ નાશ પામે છે, કોઠાના-શરીરની અંદરના પોકળ ભાગના રૂંધાઈ જવાથી આકાશ તત્ત્વ નાશ પામે છે, ઉપવાસ કરવાથી અગ્નિ તત્ત્વ નાશ પામે છે.[8] વ્યાધિ, વ્રણ તથા બીજાં દુઃખો થવાથી પૃથ્વી તત્ત્વ નાશ પામે છે. આ પાંચ તત્ત્વોમાંથી એક તત્ત્વ પણ જો નાશ પામે છે તો બીજાં તત્ત્વો પણ નાશ પામે છે[9] અને જ્યારે પાંચ તત્ત્વો નાશ પામે છે ત્યારે જીવ, શું દોડે છે? તે શું જાણે છે? શું સાંભળે છે અને શું બોલે છે? અર્થાત્ કંઈ પણ કરતો નથી.[10] આ ગાયનું આપેલું દાન પરલોકમાં મારું તારણ કરશે આમ માને છે, પણ જે ગાયનું દાન આપનારો છે તે તો દાન દઇને મરણ પામે છે તો પછી તે ગાય કોને તારશે?[11]* ગાય, ગાયનું દાન લેનારો અને દાતા ત્રણે મરણ ધર્મવાળા છે. આ લોકમાં જ તેઓનો જો નાશ થાય છે તો પછી તેઓનો સમાગમ કયાં થવાનો?[12] એક મનુષ્યને કાંતો પક્ષીઓ ખાઇ જાય છે અથવા તો તે પર્વતના ઉપરથી પડી જાય છે અથવા તો અગ્નિમાં બળી જાય છે, તે પુરુષ પાછો કેવી રીતે જીવતો થાય?[13] જે ઝાડનું મૂળ કાપી નાંખવામાં આવે છે તે ઝાડ ફરીને ઉગતું નથી. પરંતુ તેનાં બીજ અંકુરિત થાય છે. જે મનુષ્ય મરણ પામે છે, તે ફરીને કયાંથી આવશે?[14] પૂર્વે માત્ર બીજો જ ઉત્પન્ન કરવામાં આવ્યાં હતાં અને આ જગત્ એમાંથી ઉત્પન્ન થાય છે. પરંતુ જેઓ મરણ પામે છે, તેઓ હમેશાંને માટે નાશ પામે છે અને એક બીજમાંથી અન્ય બીજ ઉત્પન્ન થાય છે.[15]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां भृगु भरद्वाजना संवादमां 'जीवना स्वरूप उपर आक्षेप' ए नामनो अध्याय १८६ मो समाप्त.

## અધ્યાય ૧૮૭ મો.

### જીવના સ્વરૂપનો નિર્ણય.

ભૃગુએ કહ્યું;-હે ભરદ્વાજ! જીવનો નાશ થતો નથી તેમ જીવે આપેલાં દાનનો કે કરેલાં કર્મનો પણ નાશ થતો નથી. જીવ એક શરીરમાંથી બીજા શરીરમાં જાય છે અને તેનું શરીર નાશ પામે છે.[1] શરીરનો આશ્રય કરીને જીવ જો કે રહેલો છે, છતાં શરીરનો નાશ થવાથી તેનો નાશ થતો નથી; પરંતુ લાકડાં બળી ગયા પછી જેમ (તેને આધારે રહેલો) અગ્નિ નાશ પામતો નથી, પણ તે જોવામાં આવે છે, તેમ જીવ પણ નાશ પામતો નથી, પણ રહે છે.[2]

ભરદ્વાજે પૂછયું;-તું કહે છે કે, અગ્નિની પેઠે જીવનો નાશ થતો નથી; પરંતુ લાકડાઓને બાળી નાંખ્યા પછી જેમ અગ્નિ શાંત પડી જાય છે અને જોવામાં આવતો નથી; તેમ જ દેહનો નાશ થયા પછી જીવ પણ જોવામાં આવતો નથી-માટે તેનો પણ નાશ જ થઈ જાય છે, એમ હું માનું છું. કારણ કે શરીરનો નાશ થયા પછી જીવની ગતિ, પ્રમાણ કે સ્થિતિ જોવામાં આવતી નથી.[3-4]

ભૃગુએ કહ્યું;-હે ભરદ્વાજ! લાકડાં બળી ગયા પછી અગ્નિ પોતાના આશ્રયરૂપ કાષ્ઠનો નાશ થવાથી ગ્રહણ થઈ શકે નહિ તેવો સૂક્ષ્મ હોવાથી

---

* નીલકંઠ આ શ્લોક ચાર્વાકનો છે એમ લખે છે, પણ શ્લોકાર્થ સ્ફુટ કરતો નથી. બંગાળની પ્રતમાં એમ પાઠ છે કે ગાય પોતે મરી જાય છે તો પછી તે કોને તારશે? તેમજ ૧૨ મા શ્લોકમાં દાન લેનાર તથા આપનાર બેજ તે પ્રતમાં લીધા છે. ભરદ્વાજ એમ પૂછે છે કે, વ્યવહાર અને શાસ્ત્રથી ગૌદાનનું મહાપુણ્ય ગણ્યું છે, પણ ગાયનું દાન દેનાર પ્રથમ મરણ પામે અને ગ્રહીતા અને દાનનો પદાર્થ આ લોકમાં રહે છે, તો દાતાને ફળ કયાંથી મળે? વૈતરણીમાંથી શી રીતે તારે? અથવા દાતા આ લોકમાં છે, અને ગ્રહીતા તથા પદાર્થ નષ્ટ થયા તો દાતાને મરણ પછી કેમ ફળ મળે?

અને આકાશની પેઠે સર્વત્ર વ્યાપક અને નિત્ય હોવાથી જોવામાં આવતો નથી;[૫] તેમ જ જીવ પણ પોતાના આશ્રયભૂત દેહનો નાશ થયા પછી સૂક્ષ્મ હોવાથી, આકાશની પેઠે સર્વત્ર વ્યાપક હોવાથી અને નિત્ય હોવાથી જોવામાં આવતો નથી.*[૬] અગ્નિ પ્રાણોને ધારણ કરે છે તથા તે અગ્નિ જીવરૂપ છે એમ જાણવું. વાયુને ધારણ કરનારો અગ્નિ છે, તે શ્વાસને રુંધવાથી નાશ પામે છે.[૭] આ રીતે શરીરમાંથી અગ્નિનો એટલે જીવનો નાશ થાય છે કે, દેહ ચેતન-રહિત થઇ પૃથ્વીપર પડી જાય છે અને પૃથ્વી તેનું સ્થાન હોવાથી તેમાં તેનો લય થાય છે.[૮] સર્વ સ્થાવર તથા જંગમ પદાર્થોમાં રહેલો વાયુ, આકાશ સાથે મળી જાય છે અને તેમાં રહેલો અગ્નિ પણ વાયુની પાછળ જાય છે. આ રીતે ત્રણ ભૂત એકઠાં થઇને રહે છે અને જળ તથા પૃથ્વી એ બે તત્ત્વ પૃથ્વીમાં રહે છે.[૯] મૂર્તિમાન્ દેહધારીના શરીરમાં આકાશ, પવન અને અગ્નિ એ ત્રણ મૂર્ત્તિ રહિત તત્ત્વો રહે છે એમ જાણવું. તેમાં જ્યાં આકાશ હોય છે ત્યાં પવન હોય છે અને જ્યાં પવન હોય છે ત્યાં અગ્નિ હોય છે.[૧૦]

ભરદ્વાજે પૂછ્યું;–હે નિર્દોષ ભૃગુ! શરીરધારીઓના શરીરમાં અગ્નિ, વાયુ, આકાશ, જળ અને પૃથ્વી રહેલાં છે; પરંતુ તેમાં જે જીવ રહે છે, તેનું કેવું સ્વરૂપ છે એ મને કહે.[૧૧] પ્રાણીઓનું શરીર કે જે પાંચ ભૂતોવાળું છે; પાંચ વિષય ઉપર પ્રીતિવાળું છે; પાંચ ઇન્દ્રિયોરૂપી જ્ઞાનનાં સાધનવાળું હોવાથી ચેતન રૂપ છે; તે શરીરમાં રહેલા જીવના સ્વરૂપને હું જાણવાની ઇચ્છા રાખું છું.[૧૨] માંસ અને રુધિરથી બનેલું, મેદ, સ્નાયુ (તાંત) અને હાડકાંઓના સંગ્રહથી ભરપૂર, એવું શરીર જ્યારે નાશ પામે છે ત્યારે તેમાં જીવ જોવામાં આવતો નથી.[૧૩] જો પાંચ ભૂતના સમુદાય-રૂપ આ શરીર, જીવ વિનાનું જડ હોય તો શારીરિક કે માનસીક પીડા થવાથી કોણને દુઃખ ઉત્પન્ન થાય છે?[૧૪] હે મહર્ષિ! (જો શરીર, જીવ ન હોય તો મનને જીવ માનીશું.) કારણ કે કોઈએ કહેલું વચન જીવ કાનવડે સાંભળે છે, પરંતુ મન જો વ્યગ્ર હોય છે તો બન્ને કાન ખુલ્લા હોવા છતાં પણ સાંભળતો નથી. માટે જીવ નિરર્થક થઇ પડશે; અર્થાત્ મન જ જીવ ઠરશે![૧૫] સર્વ લોકો મનની સાથે જોડાયલાં નેત્રવડે દૃશ્ય વસ્તુને જુવે છે; પરંતુ મન જો વ્યાકુળ હોય છે તો આંખો ઉઘાડી છતાં પણ વસ્તુ જોવામાં આવતી નથી.[૧૬] વળી મનુષ્ય નિદ્રાવશ હોય છે, ત્યારે નેત્ર છતાં પણ કોઈ વસ્તુને દેખતો નથી; નાક છતાં કોઇ જાતની સુગંધીને સુંઘતો નથી; કાન છતાં સાંભળતો નથી; મુખ છતાં બોલતો નથી; જીભ છતાં રસને જાણતો નથી અને ત્વચા છતાં ખરબચડું કે મૃદુ સ્પર્શને પણ જાણતો નથી.[૧૭] વળી શરીરમાં કોણ હર્ષ પામે છે, કોણ ક્રોધ કરે છે, કોણ શોક કરે છે અને કોણ ઉદ્વેગ કરે છે? કઇ વસ્તુ છે કે, જે ઇચ્છા કરે છે, વિચારે છે, દ્વેષ કરે છે અને બોલે છે? તે મને કહે.[૧૮]

ભૃગુએ કહ્યું;–પાંચ ભૂતોથી ઉત્પન્ન થયેલું મન પણ એક ઇન્દ્રિય છે, માટે તે પાંચે વિષયોનું ગ્રહણ કરે છે; (પરંતુ પાંચે ઇન્દ્રિયોની સાથે રહેલું મન શરીરને વહન કરતું નથી;) પણ એક અંતરાત્મા જ શરીરને વહન કરે છે અને તે શબ્દ, સ્પર્શ, રૂપ રસ ને ગંધ તથા બીજા ગુણોને પણ જાણે છે.[૧૯] શરીરના સર્વ અવયવોમાં રહેલો અંતરાત્મા, પંતભૂતાત્મક શરીરમાં રહેલા તથા પાંચ ગુણવાળા મનના દ્રષ્ટારૂપ છે, તે જ સુખ દુઃખનો અનુભવ કરે છે; પરંતુ તેનો વિયોગ થવાથી દેહ કાંઇ સુખ દુઃખને જાણતો નથી.[૨૦] જ્યારે રૂપ કે સ્પર્શનો કોઇ રીતે અનુભવ થતો નથી, તેમ જ જ્યારે શરીરમાં રહેલા અગ્નિની ઉષ્ણતા જણાતી નથી ત્યારે શરીરમાં રહેલો અગ્નિ શાંત પડી જાય છે તથા આત્માના ત્યાગને લીધે તે શરીર નાશને પામે છે.[૨૧] આ સર્વ વિશ્વ જળમય છે અને દેહ-ધારીઓના દેહો પણ જળમય છે. તે જળમાં મનને વિશે જોવાતો આત્મા રહેલો છે. આ આત્મા સર્વ લોકને ઉત્પન્ન કરનારા બ્રહ્મારૂપ છે.[૨૨] તે પ્રકૃતિના ગુણોથી યુક્ત હોવાને લીધે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. પરંતુ પ્રકૃતિના ત્રણ ગુણોથી તે મુક્ત થાય છે ત્યારે તે પરમાત્મા કહેવાય છે; અર્થાત્ મનના સર્વ સંકલ્પો દૂર થાય છે કે, જીવ ઉપાધિ રહિત થઇને બ્રહ્મરૂપ થાય છે.[૨૩] તે સર્વ લોકોનું હિત કરનારા ક્ષેત્રજ્ઞને તું આત્મા જાણ. કમળમાં જેમ જળનું બિંદુ રહે છે, છતાં તેનાથી કમળ જેમ ભિન્ન હોય છે, તેમ જ તે (પૂર્વે કહેલા સ્થૂલ તથા સૂક્ષ્મ) દેહમાં રહે છે; છતાં તેનાથી ભિન્ન છે.[૨૪] આ આત્મા જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે, તેને તું સારી રીતે ઓળખ અને (જાણ કે) તે સર્વ લોકોનું હિત કરે છે. સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણો જીવના છે.[૨૫] આત્મા ચેતનયુક્ત

* એમાં અગ્નિનું આ પ્રમાણે ઉદાહરણ છે. જેમ કાષ્ઠમાં પ્રથમથી જ અગ્નિ હોય છે એટલા માટે જ કાષ્ઠને મથન કરતાં તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ જ જીવ પણ સર્વત્ર છે, એમાં સંશય નથી. તે ભૂતાદિકનો સંયોગ થતાં પ્રગટ રૂપે જાણવામાં આવે છે અને વિયોગ થતાં પ્રકટ જણાતો નથી; પરંતુ તેથી તેનો નાશ થયો છે, એમ જાણવાનું નથી.

તથા જીવના ગુણવાળો છે, એમ વિદ્વાનો કહે છે. તે પોતે ચેષ્ટા કરે છે તથા સર્વને ચેષ્ટા કરાવે છે. જે પુરુષોને આત્માનું જ્ઞાન છે, તેઓ એમ કહે છે કે, આત્મા જીવથી જૂદો છે. આને જ પરમાત્મા કહ્યા છે કે, જેમણે સાત લોકોને ઉત્પન્ન કર્યા છે.[૨૬] આ રીતે દેહનો નાશ થયા છતાં પણ જીવનો નાશ થતો નથી. છતાં અજ્ઞાની મનુષ્યો મિથ્યા કહે છે કે, જીવ મરી જાય છે! પણ એ ખોટું છે. જીવ, દેહ પડી ગયા પછી એ દેહને છોડીને બીજા દેહમાં જાય છે તથા શરીરનો જે નાશ, તેને મૃત્યુ કહેવામાં આવે છે.[૨૭] આ રીતે આત્મા સર્વ પ્રાણીઓના શરીરોમાં છૂપી રીતે રહેલો છે અને એક રૂપમાંથી અન્ય રૂપમાં સંચાર કર્યા કરે છે. જેઓને તત્ત્વજ્ઞાન થયું છે એવા વિવેકી પુરુષો, શ્રેષ્ઠ તથા અત્યંત સૂક્ષ્મ બુદ્ધિથી તેને જુવે છે-જાણે છે.[૨૮] જ્ઞાની પુરુષ સૂક્ષ્મ આહાર કર્યા પછી પૂર્વ રાત્રે તથા પાછલી રાત્રે પવિત્રાત્મા થઇને યોગવડે પરમાત્માનાં દર્શન માટે પ્રયત્ન કરે છે તો પોતાના આત્માને પોતાને વિશે જ જુવે છે.[૨૯] જ્યારે ચિત્ત નિર્મળ થાય છે, એટલે ચિત્તની વૃત્તિઓ કે જેઓ બહિર્મુખ ( વિષયાસક્ત ) હોય છે, તેઓ અંતર્મુખી થાય છે. તે પછી તે શુભ અને અશુભ કર્મનો ત્યાગ કરી દે છે અને પ્રસન્ન મનવાળો તે પુરુષ આત્માને વિશે સ્થિતિ કરીને મોક્ષ સુખને ભોગવે છે.[૩૦] શરીરની અંદર મનમાં રહેલો જે અગ્નિ છે, તે જીવ કહેવાય છે અને તે જ પ્રજાપતિ છે અને તેનાથી આ સૃષ્ટિ ઉત્પન્ન થયેલી છે. ( કોઈ પ્રશ્ન કરે કે આ વાત તું વ્યવહાર પક્ષનો આશ્રય કરીને કહે છે? તેના ઉત્તરમાં કહેવાનું કે, નહિ.) અધ્યાત્મ વિદ્યાથી અર્થાત્ આત્મા તથા પ્રાણીના જ્ઞાને કરી 'अहंब्रह्मास्मि' એવા નિશ્ચયવડે હું કહું છું.[૩૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां भृगु भरद्वाजना संवादमां 'जीव स्वरूपनो निर्णय' ए नामनो अध्याय १८७ मो समाप्त.

## અધ્યાય ૧૮૮ મો.

### વર્ણ વિભાગનું વર્ણન.

ભૃગુએ કહ્યું;-હે ભરદ્વાજ! બ્રહ્માએ આરંભમાં સૂર્ય અને અગ્નિના જેવા કાંતિવાળા તથા પ્રજાના પતિ એવા બ્રાહ્મણોને પોતાના તેજવડે ( સત્ય સંકલ્પાદિક સામર્થ્યમાંથી ) સર્જ્યા[૧] અને પછી તેઓને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય એટલા માટે સત્ય, યજ્ઞાદિક ધર્મ, કૃચ્છ્રચાંદ્રાયણાદિક તપ, નિત્ય એવો વેદ, સ્નાનાદિક આચાર અને પ્રાયશ્ચિત્તાદિક શૌચ ઉત્પન્ન કર્યું.[૨] તે પ્રમાણે જ દેવ, દાનવ, ગંધર્વ, દૈત્ય, અસુર, ઉરગ, યક્ષ, રાક્ષસ, નાગ, પિશાચ ને મનુષ્યો પણ ઉત્પન્ન કર્યાં.[૩] વળી હે ઉત્તમ બ્રાહ્મણ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર તથા પ્રાણીઓના જે બીજા વર્ણો છે, તેને પણ ઉત્પન્ન કર્યા.[૪] તેમાં બ્રાહ્મણોનો વર્ણ (સત્વગુણને લીધે) શ્વેત હોય છે, ક્ષત્રિયનો (રજોગુણને લીધે) રક્તવર્ણ હોય છે; વૈશ્યનો ( રજ તથા તમ એમ મિશ્ર ગુણને લીધે) પીળો વર્ણ હોય છે અને શૂદ્રનો (તમોગુણને લીધે) કૃષ્ણ (કાળો ) વર્ણ હોય છે.[૫]*

ભરદ્વાજે પૂછ્યું;-જ્યારે જાતિ અને સાત્વિકાદિક ગુણ, ચારેય વર્ણની પ્રજામાં ભિન્ન ભિન્ન છે તો પછી સર્વે વર્ણોમાં વર્ણસંકરતા હોય એમ જોવામાં આવે છે (તેનું કારણ શું ?)[૬] કામ, ક્રોધ, ભય, લોભ, શોક, ચિંતા, ક્ષુધા ને પરિશ્રમ આ સર્વેને આપણે સર્વ મનુષ્યમાં સરખી રીતે જ અનુભવીએ છીએ, તો પછી વર્ણમાં શા માટે ભેદ હોવો જોઇએ ?[૭] પરસેવો, મૂત્ર, ઝાડો, કફ, પિત્ત અને રુધિર સર્વના શરીરમાંથી એક સરખાં જ નીકળે છે તો પછી વર્ણમાં શા માટે ભેદ છે ?[૮] વળી પશુ વગેરે જંગમ પ્રાણીઓની અનેક જાતો છે, તેમ જ વૃક્ષાદિક સ્થાવરોની પણ અનેક જાતિઓ છે; આ રીતે વિવિધ વર્ણવાળાં સ્થાવર જંગમોનો વર્ણ સંબંધી નિશ્ચય કેવી રીતે કરી શકાય ?[૯]

ભૃગુએ કહ્યું;-હે ભરદ્વાજ! વર્ણમાં કોઇ પણ જાતની વિશેષતા નથી; પરંતુ પૂર્વે બ્રહ્માએ જ્યારે આ જગતને સર્જ્યું હતું, ત્યારે એક બ્રાહ્મણરૂપ જ હતું. તે પછી બ્રહ્માથી ઉત્પન્ન થયલા એવા જેણે જેવાં કર્મ કર્યાં, તે કર્માનુસાર તે જીવને તે જાતિની પ્રાપ્તિ થઇ ![૧૦] જે બ્રાહ્મણોને કામનો ભોગ પ્રિય લાગ્યો; જેઓ તીક્ષ્ણ, ક્રોધી અને સાહસિક કર્મ ઉપર પ્રીતિ રાખવા લાગ્યા અને પોતાના ધર્મનો ત્યાગ કરી બેઠા તથા જેઓ રક્ત અંગવાળા થયા અર્થાત્ રજોગુણને ધારણ કર્યો, તે બ્રાહ્મણો ક્ષત્રિયપણાને પામ્યા ![૧૧] જે બ્રાહ્મણો પશુ પાલનવડે નિર્વાહ કરવા લાગ્યા, ખેતીવાડી કરીને આજીવિકા કરવા લાગ્યા, સ્વધર્મનો ત્યાગ કરી બેઠા અને રજો-

* એ ગુણના સ્વભાવ નીચે પ્રમાણે છે;-સત્વગુણનો સ્વભાવ શમદમાદિક છે; રજોગુણનો પ્રવૃત્તિરૂપ શૌર્ય તેજ આદિક સ્વભાવ છે; રજ તથા તમ એમ મિશ્ર ગુણનો સ્વભાવ કૃષિ વગેરે હલકાં કર્મમાં પ્રવૃત્તિ કરાવનારો છે અને તમોગુણનો સ્વભાવ સ્વતઃ પ્રકાશ રહિત, જ્ઞાનને આવરણ કરનારો, પ્રવૃત્તિ રહિત અને શકટ-ગાડાંની પેઠે પરપ્રેર્ય (પારકાથી પ્રેરણા થવા યોગ્ય) છે. આ રીતે ચારેય વર્ણના સ્વભાવ ને કર્મ જાણવાં.

ગુણ તથા તમોગુણ એમ મિશ્ર પ્રકૃતિના અર્થાત્ પીળા રંગના થયા, તેઓ વૈશ્યપણાને પામ્યા.૧૨ જે બ્રાહ્મણો હિંસા ઉપર અને અસત્ય ભાષણ ઉપર પ્રીતિ રાખવા લાગ્યા, લોભી થયા, સર્વ જાતનાં કર્મ કરીને આજીવિકા કરવા લાગ્યા, શરીરે શ્યામ રંગના અર્થાત્ તમોગુણી થયા તથા બાહ્ય અને આભ્યંતર શૌચનો ત્યાગ કરી બેઠા, તે બ્રાહ્મણો શૂદ્રપણાને પામ્યા.૧૩ જે બ્રાહ્મણો, બ્રાહ્મણનાં કર્મોનો ત્યાગ કરી બેઠા, તેઓ બીજી જાતના થઇ ગયા, છતાં પણ તેઓને ધર્માચરણ કરવાનો તથા નિત્ય યજ્ઞ કરવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો નથી.૧૪ આ રીતે ચાર વર્ણ છે. બ્રહ્માએ બ્રાહ્મણોને માટે વેદો પ્રકટ કર્યા હતા, પરંતુ તેમાંથી ઘણા જણા લોભને લીધે અજ્ઞાનરૂપી તમોગુણને પ્રાપ્ત થયા હતા.૧૫ જે બ્રાહ્મણો વેદમાં કહ્યા પ્રમાણે વર્તે છે તથા નિત્ય વેદો, વ્રતો અને નિયમોને ધારણ કરે છે, તેઓનાં તપ નાશ પામતાં નથી.૧૬ દરેક ઉત્પન્ન થયેલી વસ્તુ પરબ્રહ્મરૂપે છે, એમ જેઓ જાણી શકતા નથી, તેઓ અદ્વિજ છે. તેઓ અનેક જાતિના (અધમ) વર્ણોમાં અવતાર ધારણ કરે છે.૧૭ જે બ્રાહ્મણોએ પોતાની ઇચ્છાનુસાર આચાર પાળવા માંડ્યા, જેઓ વેદ તથા શાસ્ત્રોના જ્ઞાનને ભૂલી ગયા, તેઓ મરણ પછી પિશાચ, રાક્ષસ, પ્રેત તથા અનેક પ્રકારની મ્લેચ્છ જાતિમાં અવતર્યા.૧૮ પ્રાચીન કાળના ઋષિઓએ વેદોક્ત સંસ્કારવાળી તેમ જ પોતપોતાના કર્મને વિશે નિશ્ચય કરેલો છે એવી પ્રજાને પાછળથી પોતાના તપવડે ઉત્પન્ન કરી.૧૯ જે સૃષ્ટિ બ્રહ્માથી ઉત્પન્ન થયેલી છે, જેનું મૂળ બ્રહ્મ છે, જે શાશ્વત તથા નાશરહિત છે તથા યોગાનુષ્ઠાનને જે આશ્રયી છે, તે સૃષ્ટિ માનસી છે.૨૦

इति श्रीमहाभारतविषे शांतिपर्वांगत मोक्षधर्मपर्वमां भृगु भरद्वाजना संवादमां 'वर्ण विभाग कथन' ए नामनो अध्याय १८८ मो समाप्त.

---

## અધ્યાય ૧૮૯ મો.

### વર્ણાશ્રમ ધર્મ નિરૂપણ.

ભરદ્વાજે પૂછ્યું;-હે દ્વિજોત્તમ! હે વ્યાખ્યાન કરનારાઓમાં શ્રેષ્ઠ! પુરુષ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર કેવી રીતે થાય છે, તે મને કહે.૧

ભૃગુએ કહ્યું;-જેને જાત કર્માદિક સંસ્કારો કરવામાં આવ્યા હોય, જે પવિત્ર હોય, વેદાધ્યયન કરતો હોય, જે (સ્નાન, સંધ્યા, જપ, હોમ, દેવપૂજન, અતિથિપૂજન અને વૈશ્વદેવ) એ છ કર્મ નિત્ય કરતો હોય, યથાર્થ રીતે બાહ્ય તથા આભ્યંતર શૌચ પાળતો હોય, સદાચાર સંપન્ન હોય, બ્રાહ્મણાદિકને ભોજન કરાવ્યા પછી અવશેષ રહેલા અન્નનું જે ભોજન કરતો હોય, ગુરુ ઉપર પ્રીતિ રાખતો હોય, નિત્ય વ્રતાચરણ કરતો હોય તથા જે નિત્ય સત્ય બોલતો હોય, તેને બ્રાહ્મણ જાણવો.૨-૩ વળી જેનામાં સત્ય, દાન દેવું, કોઈનો દ્રોહ કરવો નહિ, સૌજન્ય, લજ્જા, દયા અને તપ-આ ગુણો હોય, તેને પણ બ્રાહ્મણ જાણવો.૪ જે પુરુષ યુદ્ધાદિક કર્મ કરતો હોય, વેદાધ્યયન કરવામાં આસક્તિ રાખતો હોય, બ્રાહ્મણોને દાન આપતો હોય, જેનું તે રક્ષણ કરતો હોય તેની પાસેથી કર લેતો હોય, તેને ક્ષત્રિય જાણવો. જે પુરુષ વ્યાપારાદિકને માટે પશુઓ લઈને તેનાથી પ્રતિષ્ઠા મેળવે છે, ખેતી કરીને ધન મેળવે છે તથા પવિત્રપણાથી વેદાધ્યયન કરે છે, તેને વૈશ્ય જાણવો.૫-૬ જેને નિત્ય સર્વ જાતનાં ભોજનો કરવાની પ્રીતિ થાય, જે સર્વ પ્રકારનાં કર્મ કરે, બાહ્ય તથા આભ્યંતર અપવિત્ર રહે, વેદાધ્યયનનો ત્યાગ કરે ને અનાચાર સેવે, તેને શૂદ્ર જાણવો.૭ જો આ રીતના સાત ગુણો શૂદ્રમાં જોવામાં આવે અને બ્રાહ્મણમાં જોવામાં ન આવે તો પછી તે શૂદ્ર શૂદ્ર નથી અને તે બ્રાહ્મણ બ્રાહ્મણ નથી.૮ હરકોઇ પણ ઉપાયથી લોભનો અને ક્રોધનો ત્યાગ કરવો જોઇએ. કારણ કે એ જ જ્ઞાનોમાં સૌથી વિશેષ પવિત્ર જ્ઞાન છે અને મનનો સંયમ પણ એ જ છે.૯ લોભ અને ક્રોધ મનુષ્યનાં કલ્યાણનો નાશ કરવા માટે ઉન્નત થયેલા છે, તેઓને પુરુષે સંપૂર્ણ પ્રયત્ન કરીને આગળ વધતા અટકાવવા.૧૦ મનુષ્યે નિત્ય ક્રોધથી લક્ષ્મીનું રક્ષણ કરવું, મત્સરથી તપનું રક્ષણ કરવું, માન તથા અપમાનથી વિદ્યાનું રક્ષણ કરવું અને પોતાના પંડનું પ્રમાદથી રક્ષણ કરવું; (કારણકે પ્રમાદથી આત્માનો અધઃપાત થાય છે.)૧૧ હે દ્વિજ! જે પુરુષનાં સર્વે કાર્યારંભો ફળની ઇચ્છા વિનાના હોય છે; અર્થાત્ નિષ્કામ હોય છે તથા ત્યાગ અર્થાત્ દાન એ જ જેને હોમરૂપે છે, તેને ત્યાગી અને બુદ્ધિમાન્ જાણવો.૧૨ બ્રાહ્મણે કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ; સર્વની સાથે મિત્રભાવથી વર્તવું; સ્ત્રી, પુત્ર, વગેરે ઉપરથી મમતાનો ત્યાગ કરી દેવો અને બુદ્ધિએ કરીને જિતેન્દ્રિય થવું તથા આ લોકમાં અને પરલોકમાં અભય આપે એવાં શોક રહિત સ્થાનમાં નિવાસ કરવો; અર્થાત્ આત્માના સ્વરૂપનું ધ્યાન ધરવું.૧૩ જે પુરુષને નહિ જિતેલી વસ્તુને (મોક્ષને) જિતવાની ઇચ્છા હોય તો તેણે નિત્ય તપ કરવું, મન અને ઇન્દ્રિયોને વશમાં રાખવાં, મૌન ધારણ કરવું અને પુત્ર, સ્ત્રી, વગેરેના ઉપર મમત્વ ભાવનો ત્યાગ કરી

દેવો.[૧૪] ઇન્દ્રિયોવડે જે જે પદાર્થ ગ્રહણ કરી શકાય છે-જાણી શકાય છે, તે તે પદાર્થને વ્યક્ત જાણવો; પરંતુ જે પદાર્થ ઇન્દ્રિયોથી જાણી શકાતો નથી તથા જે લોકદૃષ્ટિવડે અનુમાનથી જાણવામાં આવે છે, એ અવ્યક્ત કહેવાય છે. એ અવ્યક્ત પરબ્રહ્મ સૂક્ષ્મ શરીરવડે જાણવામાં આવે છે.[૧૫] (જો વિશ્વાસ ન હોય તો સૂક્ષ્મ શરીરના પર વિજય મેળવવા કોઈ શક્તિમાન્ થતું નથી ), મનુષ્યે ગુરુ અને વેદનાં વચનરૂપ વિશ્વાસમાં મનને પરોવવું, મનને પ્રાણ વિશે ધારણ કરવું અને પ્રાણને બ્રહ્મવિશે ધારણ કરવો.[૧૬] આ સંસાર ઉપર જ્યારે નિર્વેદ-વૈરાગ્ય થાય છે, ત્યારેજ નિર્વાણ (મોક્ષ) મળે છે. એટલા માટે બ્રાહ્મણે યોગ ધારણ કરીને કોઇ પણ વસ્તુનો વિચાર નહિ કરતાં એક પરબ્રહ્મનું જ ચિંતન કર્યા કરવું. બ્રાહ્મણ પરમ વૈરાગ્ય ધારણ કરવાથી પરમ સુખરૂપ બ્રહ્મના સ્વરૂપને પ્રાપ્ત કરે છે.[૧૭] જે નિત્ય બાહ્ય તથા આભ્યંતર પવિત્રતા પાળતો હોય, જે સદાચાર સંપન્ન હોય, જેને પ્રાણીઓના ઉપર દયા હોય, તેને દ્વિજ જાણવો (અને તે યોગનો અધિકારી છે.)[૧૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां भृगु भरद्वाजना संवादमां 'वर्णनुं स्वरूप कथन' ए नामनो अध्याय १८९ मो समाप्त.

## અધ્યાય ૧૯૦ મો.

### સત્યાસત્ય નિરૂપણ.

ભૃગુએ કહ્યું;-હે ભરદ્વાજ ! વેદ સત્ય છે, તપ પણ સત્ય છે (અર્થાત્ સત્યથી તે બન્નેનો લાભ થાય છે). સત્ય પ્રજાને સર્જે છે, સત્યને આધારે આ જગત્ ટકી રહેલું છે અને સત્યથી મનુષ્યો સ્વર્ગમાં જાય છે.[૧] અસત્ય એ અજ્ઞાનનું સ્વરૂપ છે અને અજ્ઞાનથી મનુષ્યોનો નરકમાં અધોપાત થાય છે. અજ્ઞાનથી વિંટાયલા તેમજ અજ્ઞાનથી પરાભવ પામેલા પ્રાણીઓ પ્રકાશરૂપ જ્ઞાનને જોઇ શકતા નથી.[૨] શાસ્ત્રમાં સ્વર્ગને પ્રકાશ કહે છે અને નરકને તમ ( અંધકાર ) કહે છે. આ પ્રમાણે જગતના પ્રાણીઓ સ્વર્ગ તથા નરક બેઉ મેળવે છે.*[૩] વળી તેમાં પણ સત્ય તથા અસત્ય, ધર્મ તથા અધર્મ, પ્રકાશ તથા તમ, સુખ તથા દુઃખ આવી રીતની ઉલટાસુલટી વૃત્તિઓ આ જગતમાં છે.[૪] તેમાં જે સત્ય છે તે ધર્મ છે, જે ધર્મ છે તે પ્રકાશ છે, જે પ્રકાશ છે તે સુખ છે; જે અસત્ય છે તે અધર્મ છે, જે અધર્મ છે તે તમ છે અને જે તમ (અંધકાર) છે તે દુઃખ છે.[૫] આ વિષયમાં આ રીતે કહેલું છે કે, શારીરિક અને માનસિક દુઃખોથી તથા પરિણામે દુઃખ આપે તેવાં સુખોથી આ સર્વ જગતને વ્યાપ્ત થયેલું જોઇને જ્ઞાની પુરુષો મોહ પામતા નથી.[૬] (આ લોકમાં તથા પરલોકમાં પુત્રાલિંગન, ખાનપાન આદિકનાં) સુખ નાશવંત છે, (આમ જાણીને જ્ઞાની પુરુષોએ સુખ સંપાદન કરવા માટે પ્રયત્ન કરવો નહિ;) પરંતુ તેણે સંસારના દુઃખમાંથી છૂટવા માટે પ્રયત્ન કરવો.[૭] રાહુથી ગળાયલા ચંદ્રની કાંતિ જેમ જોવામાં આવતી નથી, તેમ અજ્ઞાનથી પરાભવ પામેલા પ્રાણીઓનું સુખ જોવામાં આવતું નથી, અર્થાત્ તેમનું સુખ નાશ પામે છે.[૮] આ સંસારમાં બે પ્રકારનું સુખ છે. એક શરીર સંબંધી અને બીજું માનસિક. આ લોકમાં તથા પરલોકમાં જે દૃષ્ટ તથા અદૃષ્ટ ફળરૂપ પ્રવૃત્તિઓ કરવામાં આવે છે, તે સુખ મેળવવા માટે કરવામાં આવે છે એમ કહેવામાં આવે છે. આ સુખના કરતાં ત્રિવર્ગનું સુખ અધિક નથી, અર્થાત્ ધર્મ, અર્થ અને કામનું સુખ આત્મસુખના કરતાં વિશેષ નથી. એ સુખ આત્માનો ગુણ છે અને ઇચ્છવા યોગ્ય છે. તે સુખ મેળવવા માટેજ ધર્મનો તથા અર્થનો આરંભ કરવામાં આવે છે અને ધર્માચરણથી તે સુખની ઉત્પત્તિ થાય છે; સર્વે કાર્યોનો આરંભ સુખને માટે હોય છે.[૯]

ભરદ્વાજે પૂછ્યું;-હે ભૃગુ ! તમે કહ્યું કે, એ સુખ પરમ સુખ છે. પરંતુ અમે તે વાતને સ્વીકારતા નથી; કારણ કે યોગના ઐશ્વર્યમાં નિવાસ કરનારા અને તપશ્ચરણ કરનારા મહર્ષિઓ આ કામ્ય સુખની ઇચ્છા કરતા નથી. આપણા સાંભળવામાં આવે છે કે, ત્રણ લોકના રચનારા ભગવાન્ બ્રહ્મા એકલા રહે છે અને બ્રહ્મચર્ય પાળે છે; પરંતુ તે કામના સુખવિશે પોતાના મનને પરોવતા નથી. વળી વિશ્વના ઈશ્વર ભગવાન્ ઉમાપતિ શંકરે પણ કામને બાળી નાંખીને શાંત પાડ્યો હતો ! માટે અમે કહીએ છીએ કે, મહાત્મા પુરુષોએ કામસુખને સ્વીકાર્યું ન હતું. તેમ એમાં ઉત્તમ ગુણ પણ નથી. માટે હે ભગવન્ ! તેં કહ્યું કે, સુખના કરતાં કોઇ પણ વસ્તુ ઉત્તમ નથી, એ વાત ઉપર મને વિશ્વાસ આવતો નથી. લોકોનું કહેવું એવું છે કે, બે પ્રકારની ફળની ઉત્પત્તિ છે:-પુણ્ય કર્મ કરવાથી સુખ મળે છે અને પાપ કર્મ કરવાથી દુઃખ મળે છે.[૧૦]

* જેમકે સત્વગુણી પુરુષને પ્રકાશાત્મક દેવપણું પ્રાપ્ત થાય છે; તમોગુણી પુરુષને અંધકારાત્મક તિર્યક્ યોનિમાં અવતરવું પડે છે એટલે પશુ જાતિ પ્રાપ્ત થાય છે અને સત્ય તથા અનૃત એમ ઉભયના મિશ્રણથી પ્રકાશ અને અંધકાર એમ ઉભયાત્મક મનુષ્યની જાતિમાં જન્મ થાય છે-નીલકંઠ.

ભૃગુએ કહ્યું;–આ વિષયમાં આ પ્રમાણે કહેવામાં આવે છે. અસત્યથી અજ્ઞાન ઉત્પન્ન થયું છે; એટલા માટે અસત્ય ભાષણ કરનારા અજ્ઞાનથી ગળાયલા હોય છે. તેઓ ધર્માચરણ કરતા નથી, પણ અધર્માચરણ જ કર્યા કરે છે. ક્રોધ, લોભ, હિંસા, અસત્ય વગેરેથી ઢંકાઈ ગયેલા પુરુષો, આ લોકમાં કે પરલોકમાં કયાંઇ પણ સુખ પામતા નથી; પરંતુ અનેક જાતની વ્યાધિઓ, રોગ અને ઉપતાપોથી દુઃખી થયા કરે છે. વળી તેઓ મારના અને બંધના એટલે કેદના દુઃખને ભોગવે છે; ક્ષુધા, પિપાસા તથા પરિશ્રમના દુઃખોથી પણ સંતાપ પામે છે, તેમ જ તેઓ વરસાદ, વાયુ, અત્યંત ઉષ્ણતા ને અત્યંત શીતતાથી ઉત્પન્ન થયેલા ભયને, તેમ જ શારીરિક દુઃખોને ભોગવે છે. બંધુજનોનાં મરણ તથા ધનના વિયોગજન્ય માનસિક દુઃખો પણ ભોગવે છે; તેમ જ ઘડપણ અને મરણથી થનારાં બીજાં દુઃખોને પણ ભોગવે છે.[૧૧] જે પુરુષને ઉપર કહેલાં શારીરિક દુઃખો તથા માનસિક દુઃખો સ્પર્શ કરતાં નથી, તે પુરુષને સુખ જ છે એમ જાણ. એ દોષો સ્વર્ગમાં નથી.[૧૨] પરંતુ સ્વર્ગમાં તો અત્યંત સુખકારક પવન વાય છે; સુગંધી ગંધ ફેલાઈ રહે છે; ભુખ તથા તરસનું દુઃખ પણ નથી; તેમ ત્યાં વૃદ્ધાવસ્થાએ નથી અને ત્યાં પાપ-કર્મ પણ નથી.[૧૩] સ્વર્ગમાં નિત્ય સુખ જ છે અને આ લોકમાં સુખ અને દુઃખ બન્ને છે; અને નરકમાં કેવળ દુઃખ જ છે. આથી શ્રેષ્ઠ સ્થાન જે છે, તે કેવળ સુખમય છે.[૧૪] પૃથ્વી સર્વ પ્રાણી માત્રને ઉત્પન્ન કરનારી છે, તે જ પ્રમાણે સ્ત્રીઓ પણ તેના જેવી છે. પુરુષ પ્રજાપતિ-રૂપ છે અને તેમાં વીર્ય છે, તે તેજ (ઉત્પન્ન કરનારી શક્તિ) રૂપ જાણવું.*[૧૫] પૂર્વે બ્રહ્માએ આ પ્રમાણે લોકોને ઉત્પન્ન કર્યા હતા અને તે પછી પ્રજા પોત-પોતાનાં કર્મોથી બંધાઇને તે તે કર્માનુસાર વર્તન કરે છે.[૧૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां भृगु भरद्वाजना संवादमां अध्याय १९० मो समाप्त.

## અધ્યાય ૧૯૧ મો.

### આશ્રમ ધર્મ નિરૂપણ.

ભરદ્વાજે પૂછયું;–હે ભૃગુ! (તેં પુણ્ય કર્મનું ફળ સુખ એમ કહ્યું તો) દાનનું, સારી રીતે તપેલા તપનું, સ્વાધ્યાયનું અને અગ્નિમાં હોમ કરવાનું શું ફળ છે, તે મને કહે.[૧]

ભૃગુ કહે છે;–અગ્નિમાં હોમ કરવાથી પાપનો નાશ થાય છે; વેદનો સ્વાધ્યાય કરવાથી ઉત્તમ એવી શાંતિ મળે છે; દાન દેવાથી વૈભવો મળે છે અને તપ કર-વાથી સ્વર્ગ મળે છે, આમ ધર્મશાસ્ત્રવેત્તાઓ કહે છે.[૨] દાન બે પ્રકારનું કહ્યું છેઃ–પરલોક માટે અને આ લોક માટે. સત્પુરુષોને આપેલું હરકોઇ પણ દાન પરલોકમાં ફળ આપે છે;[૩] અને કુપાત્રોને આપેલા દાનનું ફળ આ લોકમાં મળે છે. જેવું દાન આપવામાં આવે છે, તેવું તેનું ફળ મળે છે.[૪]

ભરદ્વાજે પૂછયું;–કેવા અધિકારી પુરુષે કેવી રીતનું ધર્માચરણ કરવું? ધર્મનું લક્ષણ શું છે ને ધર્મ કેટલા પ્રકારનો છે, તે તું મને કહે.[૫]

ભૃગુએ કહ્યું;–જે વિદ્વાનો સ્વધર્મનું આચરણ કર-વામાં તત્પર રહે છે, તેઓને સ્વર્ગલોક મળે છે; પરંતુ જે ધર્માચરણ કરતો નથી, તે આ સંસારમાં ગોથાં ખાધા કરે છે.[૬]

ભરદ્વાજે પૂછયું;–પૂર્વે બ્રહ્મર્ષિ એવા બ્રહ્માએ જે ચાર આશ્રમો ઉત્પન્ન કર્યા છે, તે ચાર આશ્રમોના જે જે ધર્મો હોય, તે તે તું મને કહે.[૭]

ભૃગુએ કહ્યું;–ભગવાન્ બ્રહ્માએ પ્રથમથી જ લોકોનું કલ્યાણ કરવા માટે અને ધર્મની રક્ષા કરવા માટે ચાર આશ્રમો બાંધ્યા છે. તેમાં પ્રથમ આશ્રમ બ્રહ્મ-ચર્ય છે; જેમાં શિષ્યને ગુરુને ઘેર નિવાસ કરવો પડે છે. આ બ્રહ્મચર્ય આશ્રમમાં બ્રહ્મચારીએ બાહ્ય તથા આભ્યંતર પવિત્રતા રાખવી, સર્વ સંસ્કારોથી શરીરને સંસ્કૃત કરવું, નિયમો અને વ્રતો પાળવા અને એ સર્વથી મનનો નિગ્રહ કરવો. પ્રભાતમાં તથા સાયંકાળે સૂર્યનું ઉપસ્થાન કરવું અને અગ્નિમાં હોમ કરવો, દેવતાઓનું પૂજન કરવું, તંદ્રા તથા આળસનો ત્યાગ કરવો, ગુરુને પ્રણામ કરવા, વેદનો અભ્યાસ કરવો, ગુરુએ કરેલા પ્રવચનના અર્થનો વિચાર કરવો અને તેથી મનને પવિત્ર કરવું; પ્રભાત, મધ્યાન્હ અને સાયંકાળે એ ત્રણ સમય સ્નાન કરવું, બ્રહ્મચર્ય પાળવું, અગ્નિમાં હોમ આપવો, ગુરુની સેવા કરવી, નિત્ય ભિક્ષા માગી લાવવી અને ભિક્ષામાં મળેલા પદાર્થો ગુરુને નિવેદન કરવાને ગુરુની આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરવું; ગુરુની

* જેમ સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારી અવિદ્યા સર્વ પ્રાણીઓને દુઃખ આપે છે; તેમ જ સ્વર્ગમાં પણ અનંત દુઃખના સ્થાનરૂપ સ્ત્રીઓ છે. આ લોકમાં જેમ અવિદ્વાન્ પુરુષ અનેક દુઃખ ભોગવે છે, તેમ જ સ્વર્ગમાં પ્રજાપતિ પણ અનેક દુઃખો ભોગવે છે; છતાં પણ આ લોકમાં અને સ્વર્ગમાં ફેર માત્ર એટલો જ છે કે, આ લોકમાં પુણ્યમય વાસનાનો સમૂહ જન્માંતરમાં બીજરૂપ છે, ત્યારે સ્વર્ગમાં કેવળ પુણ્યમય બીજ જન્માંતરનું કારણ છે. આ સર્વનો ભાવ એ છે કેઃ-નિરુપાધિક સુખ જ પરમ પુરુષાર્થ છે; પરંતુ સ્વર્ગ પરમ પુરુષાર્થ નથી; માટે નિરુપાધિક સુખ સંપાદન કરવા માટે પ્રયત્ન કરવો–નિલકંઠ.

કૃપાથી પ્રાપ્ત કરેલા વેદશાસ્ત્રના સ્વાધ્યાયમાં તત્પર રહેવું.[૮] આ બ્રહ્મચર્યના વિષયમાં એક શ્લોક છે;

गुरुं यस्तु समाराध्य द्विजो वेदमवाप्नुयात् ।
तस्य स्वर्गफलावाप्तिः सिध्यते चास्य मानसम् ॥

જે બ્રાહ્મણ ગુરુની સમારાધના કરીને વેદનું અધ્યયન કરે છે, તેને સ્વર્ગફળની પ્રાપ્તિ થાય છે અને તેનો માનસિક સંકલ્પ સિદ્ધ થાય છે; અર્થાત્ તેના સત્ય સંકલ્પની સિદ્ધિ થાય છે.[૯]

બીજો આશ્રમ ગૃહસ્થાશ્રમ છે, આમ ધર્મશાસ્ત્રવેત્તાઓ કહે છે. તે આશ્રમનો સર્વ આચાર હવે હું કહું છું. જેઓએ ગુરુને ઘેર નિવાસ કરી, પોતાનું વેદાધ્યયન સંપૂર્ણ રીતે કરીને સમાવર્તન સંસ્કાર કર્યો હોય, જેઓ સદાચાર સંપન્ન હોય, જેઓ સ્ત્રી પુરુષ એકઠા મળીને ધર્માચરણ કરવાની ઇચ્છા રાખતા હોય તથા એકઠા મળીને પુત્રાદિકના જન્મનું ફળ મેળવવાની ઇચ્છા રાખતા હોય, તેઓએ ગૃહસ્થાશ્રમ માંડવો. આ આશ્રમમાં રહીને ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ કરી શકાય છે, માટે આ આશ્રમમાં ધર્માદિક ત્રિવર્ગનું સાધન કરવાની ઇચ્છા રાખવી; ઉત્તમ કર્મો કરીને ધન ઉપાર્જન કરવું (અથવા તો ધન સંપાદન કરવાના બીજા પણ ઉપાયો છે;) વેદાધ્યયન કરીને સંપાદન કરેલી ઉત્તમતાવડે, અથવા તો બ્રહ્મર્ષિએ નિર્માણ કરેલા યાજન (યજ્ઞ યાગ કરાવવા) વડે, અધ્યાપન કરાવવાવડે અને પ્રતિગ્રહ (દાન)વડે, ધન સંપાદન કરવું; અથવા તો મણિ, દિવ્ય ઔષધિઓ અથવા તો સ્વર્ણાદિકની ખાણોદ્વારા ધન સંપાદન કરવું; અથવા તો અગ્નિમાં હોમ કરી, પિતૃઓને બલિદાન આપીને અથવા તો નિયમ પાળીને કોઇ દેવતાને પ્રસન્ન કરી, તેની કૃપાથી ધન સંપાદન કરવું અને તેનાથી ગૃહસ્થે પોતાના આશ્રમનો નિભાવ કરવો. ગૃહસ્થાશ્રમ એ બધા આશ્રમોનું મૂળ કહેવાય છે. જેઓ ગુરુકુળમાં નિવાસ કરે છે એવા બ્રહ્મચારીઓ, સંન્યાસીઓ તથા જેઓએ સંકલ્પ કરીને વ્રત, નિયમ અને ધર્મનું અનુષ્ઠાન કરવા માંડ્યું છે, તે સર્વેયને ગૃહસ્થની પાસેથી જ ભિક્ષા, બળિદાન તથા સંવિભાગ મળે છે; અર્થાત્ બીજા ત્રણે આશ્રમીઓનો નિભાવ ગૃહસ્થાશ્રમી કરે છે.[૧૦]

વાનપ્રસ્થાશ્રમીઓએ ધનાદિક સાધન સામગ્રીનો સંગ્રહ કરવો નહિ, (પરંતુ ફળ, મૂળ, વગેરે પદાર્થોનો સંગ્રહ કરવો, સદ્ગુણ ધારણ કરવા,) સત્વગુણી અને હિતકર અન્નનો આહાર કરવો, (સાંસારિક વિષયોનો ત્યાગ કરીને) સ્વાધ્યાયનો જ પ્રસંગ રાખવો, તીર્થયાત્રા માટે તથા દેશોનું અવલોકન કરવા માટે પૃથ્વીપર ફરવું. વાનપ્રસ્થો જ્યારે કોઇ પણ ગૃહસ્થને ઘેર આવે ત્યારે ગૃહસ્થે તેની સામે ઉઠીને ઉભું થવું, તેની સામે જવું, તેને પ્રણામ કરવા, ઇર્ષ્યા રહિત નિર્મળ વાણીથી વાતચિત કરવી, સુખ ઉપજે તેવું શક્તિઅનુસાર આસન આપવું, સુવા માટે પથારી આપવી, ભોજન કરાવવું અને તેમનો સત્કાર કરવો.[૧૧] આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છેઃ-

अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते ।
स दत्वा दुष्कृतं तस्मै पुण्यमादाय गच्छति ॥

જેને ઘેરથી અતિથિ નિરાશ થઇને પાછો ચાલ્યો જાય છે, તે અતિથિ તે ગૃહસ્થને પાપ અર્પણ કરી તેનું પુણ્ય ગ્રહણ કરીને જાય છે.[૧૨]

વળી ગૃહસ્થાશ્રમમાં યજ્ઞયાગ કરવાથી દેવતાઓ પ્રસન્ન થાય છે; તર્પણ કરવાથી પિતૃઓ પ્રસન્ન થાય છે; વિદ્યાભ્યાસ કરવાથી, શાસ્ત્ર શ્રવણ કરવાથી તથા તેઓને ધારણ કરવાથી ઋષિઓ પ્રસન્ન થાય છે અને પુત્રો ઉત્પન્ન કરવાથી પ્રજાપતિ પ્રસન્ન થાય છે.[૧૩] આ વિષયમાં બે શ્લોક આ પ્રમાણે છેઃ-

वात्सल्यात्सर्वभूतेभ्यो वाच्याः श्रोत्रसुखा गिरः ।
परितापोपघातश्च पारुष्यं चात्र गर्हितम् ॥ १४ ॥
अवज्ञानमहंकारो दंभश्चैव विगर्हितः ।
अहिंसा सत्यमक्रोधः सर्वाश्रमगतं तपः ॥ १५ ॥

વાત્સલ્ય ભાવ રાખીને સર્વ લોકોની સાથે કાનને મીઠી લાગે તેવી મધુર વાણી બોલવી; કોઇને સંતાપ ઉપજાવવો, કોઇને પ્રહાર કરવો, તેમ કઠોર વાણી બોલવી, તે સર્વ કર્મની ગૃહસ્થાશ્રમમાં નિંદા કરી છે;[૧૪] બીજાનું અપમાન કરવું, અહંકાર રાખવો અને દંભ કરવો આ વિષયોને વખોડી કાઢેલા છે તથા અહિંસા, સત્ય ને અક્રોધ આ સર્વ આશ્રમનું તપ ગણાય છે.[૧૫]

વળી ગૃહસ્થાશ્રમમાં પુષ્પની માળા ધારણ કરવી, આભૂષણો પહેરવાં, ભાતભાતનાં વસ્ત્રો પહેરવાં, સ્નાન કરવું, નિત્ય જાત જાતના ઉપભોગ કરવા, નૃત્યો, કાનને આનંદ આપે તેવાં ગીત અને વાદિત્રોને શ્રવણ કરવાં, નેત્રને આનંદ આપે તેવી વસ્તુઓ જોવી, પ્રભાતમાં ભક્ષ્ય (કરડીને ખવાય તેવા પદાર્થો), ભોજ્ય, લેહ્ય (ચાટવાના), પેય (પીવાના), ચોષ્ય (શેરડી, કેરી, વગેરે ચુસીને ખાવાના) વગેરે ભાતભાતના ખાવાના પદાર્થોનો ઉપભોગ કરવો; વિહારોવડે સંતોષ મેળવવો અને કામ સુખનો લાભ સંપાદન કરવો.[૧૬] ગૃહસ્થાશ્રમમાં રહેનારા જે પુરુષને ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગની તથા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણની

નિવૃત્તિ થઈ જાય છે, તે પુરુષ સુખોનો અનુભવ કરીને શિષ્ટ પુરુષોની ગતિને પામે છે.૧૭ જે પુરુષ ગૃહસ્થાશ્રમમાં રહીને ઉંછ* વૃત્તિથી આજીવિકા ચલાવે છે, સ્વધર્મનું આચરણ કરવામાં પરાયણ રહે છે, કામ તથા સુખને માટે કાર્યનો આરંભ કરતો નથી, તેવા પુરુષને સ્વર્ગ દુર્લભ હોતું નથી.૧૮

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'भृगु अने भरद्वाजना संवादमां' अध्याय १९१ मो समाप्त.

## અધ્યાય ૧૯૨ મો.

### પરલોક નિરૂપણ.

ભૃગુ બોલ્યા;-હે ભરદ્વાજ! વાનપ્રસ્થાશ્રમમાં રહેનારા પુરુષોએ ઋષિધર્મનું આચરણ કરવું; પવિત્ર તીર્થો વિશે, નદીઓના તટો ઉપર, ઝરણાંઓપર, એકાંત અરણ્યોમાં અથવા તો હરિણ, પાડા, વરાહ, વાઘ ને વનના હાથીઓથી ભરપૂર અરણ્યોમાં રહીને તપ કરવું; ગ્રામ્ય એવાં વસ્ત્રોનો, ઉત્તમ પ્રકારનાં ભોજનોનો તથા ઉપભોગનો ત્યાગ કરવો; વનમાં ઉત્પન્ન થનારાં શામા વગેરે ખડધાન્ય, ઔષધિ, ફળ, કંદ અને પાંદડાં વગેરે વિચિત્ર વનસ્પતિઓનો નિયમિત રીતે આહાર કરવો; એક ઠેકાણે આસન વાળીને બેસવું; પૃથ્વી, પાષાણ, વેળુ, રેતી અથવા તો રાખના ઢગ ઉપર શયન કરવું; કાસ અથવા તો દર્ભનાં વસ્ત્રો, ચામડાંઓ અથવા તો વલ્કલ વસ્ત્રથી શરીરને ઢાંકવું; કેશ, ડાઢી, મૂછ, નખ અને શરીરના બીજા કેશોને ધારણ કરવા; નિયમિત સમય પ્રમાણે સ્નાન કરવું; સમયાનુસાર બલિદાન મૂકવાં; દરરોજ સમિધ લાવવી; દર્ભ લાવવો; દેવો માટે પુષ્પો આણવાં; તેમજ પોતાના આશ્રમને વાળી ઝાડી સાફ કીધો ન હોય ત્યાં સૂધી તેણે વિશ્રાંતિ લેવી નહી. તાઢ, તડકો, વરસાદ અને પવનમાં બેસી રહેવું, કે જેથી શરીરની સર્વ ત્વચા ભેદાઈ જાય; અનેક જાતના નિયમો પાળવા એટલે પંચ મહાયજ્ઞો કરવા, મિત આહાર કરવો, અરણ્યોમાં ભમવું, અનેક જાતનાં વ્રતો આચરવાં-કે જેથી શરીરનું માંસ ને રુધિર સુકાઈ જાય, શરીર હાડકાનો માળો થઇ જાય અને ધૈર્ય ધારણ કરવું. આ રીતે સત્વ ગુણ ધારણ કરીને વાનપ્રસ્થોએ શરીરને ધારણ કરવું.૧† જે પુરુષ નિયમ પ્રમાણે બ્રહ્મર્ષિઓએ આચરણ કરેલી યોગચર્યાનું સેવન કરે છે, તે પુરુષ અગ્નિની પેઠે દોષોને બાળી નાંખીને દુર્જય એવા લોકોને જિતે છે.૨

હવે સંન્યાસીઓનો આચાર કહું છું: સંન્યાસીઓનો આચાર આ પ્રમાણે છે;-સંન્યાસ ધારણ કરનારા પુરુષોએ અગ્નિનો (અગ્નિહોત્રનો), ધનનો, સ્ત્રીનો તથા ગૃહની સર્વ સામગ્રીનો ત્યાગ કરી, સાંસારિક સર્વ વિષયો ઉપરથી સ્નેહ પાશોનો નાશ કરી નાંખવો અને પછી સંન્યાસ આશ્રમ ધારણ કરવો. સંન્યાસીઓએ માટીના ઢેફાને, પત્થરને અને સુવર્ણને સમાન ગણવાં; ધર્મ, અર્થ અને કામની પ્રવૃત્તિમાં બુદ્ધિને આસક્ત થવા દેવી નહિ; શત્રુ, મિત્ર અને ઉદાસીનના ઉપર સમાન દૃષ્ટિ રાખવી; સ્થાવર, જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજજથી ઉત્પન્ન થનારાં પ્રાણીઓનો વાણી, મન અને કર્મવડે દ્રોહ કરવો નહિ; રહેવા માટે આશ્રમ અથવા તો ઘર બાંધવાં નહિ; પરંતુ પર્વત, પુલિન (નદીના તટ), વૃક્ષોનાં મૂળ, દેવતાઓનાં મંદિરો અથવા તો ગામ કે નગરમાં ફરતાં ફરતાં નિવાસ કરવા માટે જવું, નગરમાં પાંચ રાત્રિ રહેવું ને ગામમાં એક રાત્રિ રહેવું, પ્રાણ ધારણ કરવા માટે પોતાનો શુદ્ધ ધર્મ પાળનારા કોઈ દ્વિજને ઘેર ભિક્ષા માટે જવું, માગ્યા વગર પોતાના પાત્રમાં જે ભિક્ષા આવે તેનું ભોજન કરવું તથા કામ, ક્રોધ, દર્પ, લોભ, મોહ, કૃપણતા, દંભ, નિંદા, અભિમાન અને હિંસાનો ત્યાગ કરવો.૩ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે:-

> अभयं सर्वभूतेभ्यो दत्वा यश्चरते मुनिः ।
> न तस्य सर्वभूतेभ्यो भयमुत्पद्यते क्वचित् ॥ ४ ॥
> कृत्वाऽग्निहोत्रं स्वशरीरसंस्थं शारीरमग्निं स्वमुखे जुहोति ।
> विप्रस्तु भैक्ष्योपगतैर्हविर्भिश्चिताग्निनां स व्रजते हि लोकं ॥
> मोक्षाश्रमं यश्चरते यथोक्तं शुचिः सुसंकल्पितयुक्तबुद्धिः ।
> अनिधनं ज्योतिरिव प्रशांतं स ब्रह्मलोकं श्रयते मनुष्यः ॥

જે મુનિ પ્રાણીમાત્રને અભય આપીને પૃથ્વીપર વિચર્યા કરે છે, તેને સર્વે પ્રાણીઓથી કોઇ પણ ઠેકાણે ભય થતો નથી.૪ જે બ્રાહ્મણ અગ્નિહોત્રનો, પોતાના દેહને વિશે આરોપ કરે છે અને શરીરમાં રહેલા અગ્નિને ઉદ્દેશીને ભિક્ષાવડે પ્રાપ્ત થયેલા હુતદ્રવ્યવડે પોતાના મુખવિશે હોમ કરે છે, તે બ્રાહ્મણ અગ્નિનું અયન કરનારા, મુનિઓના લોકોમાં જાય છે; અથવા તો જે બ્રાહ્મણ પોતાના શરીરમાં રહેલા પ્રાણાગ્નિમાં હોમ કરીને શરીર સંબંધી અગ્નિને-જીવને પોતાના મુખમાં તેના નિર્ગમ સ્થાનમાં-બ્રહ્મમાં હોમે છે-લીન કરે છે, તે બ્રાહ્મણ બ્રહ્મલોકને પામે છે; અર્થાત્ જીવ અને બ્રહ્મની એકતા કરવાથી મોક્ષ મળે છે.૫ જે પુરુષની બુદ્ધિ સંકલ્પથી રહિત હોય છે, અર્થાત્ જેના સંકલ્પો નાશ પામ્યા છે એવો દ્વિજ જાતિનો પુરુષ પવિત્ર થઇ, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સંન્યાસાશ્રમનું આચરણ કરે છે તો તે કાષ્ઠ વિનાના અગ્નિની પેઠે અત્યંત શાંત એવા બ્રહ્મલોકમાં જાય છે અર્થાત્ બ્રહ્મરૂપ થાય છે.૬

* બજારમાંના દાણા વીણી લાવી ખાવા તે.

† આ અધ્યાયમાં શ્લોકો ૧ લો તથા ૨ જો ચરટ છે.

ભરદ્વાજે પૂછ્યું;–હે ભૃગુ! આ લોકથી બીજો પણ લોક છે એમ સાંભળવામાં આવે છે, પરંતુ જોવામાં આવતો નથી; માટે તે લોકનો મને સાક્ષાત્કાર થાય, એવી મારી ઇચ્છા છે. તો તે તારે મને કહેવું જોઇએ.૭

ભૃગુએ કહ્યું;–હિમાલયની* ઉત્તર દિશામાં એક શ્રેષ્ઠ સ્થાન છે. આ સ્થાન પુણ્યવાન્ અને ગુણવાન્ છે. તે કલ્યાણકારી અને ઇચ્છવા યોગ્ય પવિત્ર પ્રદેશ છે. એ પ્રદેશ પરલોક કહેવાય છે.૮ પાપ કર્મથી રહિત, બાહ્ય તથા આભ્યંતરથી શુદ્ધ, અત્યંત નિર્મળ, લોભ અને મોહથી રહિત તથા ઉપદ્રવ રહિત મનુષ્યો તે લોકમાં રહે છે.૯ તે પ્રદેશ સ્વર્ગના સમાન છે; ત્યાં આગળ સર્વે શુભ ગુણોનો નિવાસ છે, ત્યાં સમાધિના સમયમાં આત્મા ઈશ્વરરૂપ થાય છે અને ત્યાં વસનારાઓને વ્યાધિઓ પીડા કરી શકતી નથી.૧૦ ત્યાં વસનારાઓને પરસ્ત્રીના ઉપર લોભ ઉપજતો નથી; પરંતુ સર્વે મનુષ્યો સ્વદારનિરત અર્થાત્ પોતાની સ્ત્રી ઉપર પ્રીતિવાળા હોય છે. તેમ કોઇ પણ જાતનો ભેદ ન હોવાથી એક બીજાનો નાશ કરતા નથી; ધનાદિક પદાર્થો સંકલ્પ કરતાં વેંત જ પ્રાપ્ત થાય છે; માટે ત્યાંના રહેનારાઓને ધનાદિક–દ્રવ્યો જોઇને આશ્ચર્ય ઉપજતું નથી. ત્યાં અસત્ય ભાષણ વગેરે અધર્મની પ્રવૃત્તિ પણ નથી; (તેમ દેહાદિક આત્મા છે કે બીજો કોઈ પદાર્થ આત્મા છે આવી જાતનો) ત્યાં સંશય પણ ઉત્પન્ન થતો નથી.૧૧ ત્યાં જે કર્મ કરવામાં આવે છે, તેનું પ્રત્યક્ષ ફળ મળે છે તથા ત્યાં મહેલોમાં અને મંદિરોમાં ભાતભાતનાં પાનકો (પીણાંઓ), આસનો અને ભોજનના પદાર્થો ભરેલા રહે છે.૧૨ ત્યાં કેટલાએક સુવર્ણનાં આભૂષણોથી શણગારાયલા સર્વ કામનાઓથી પરિપૂર્ણ હોય છે, ત્યારે કેટલાએક તો માત્ર પ્રાણ ધારણ કરીને રહે છે; અર્થાત્ સર્વ જાતની વાસનાનો ત્યાગ કરીને માત્ર પ્રાણ ધારણ કરીને રહેલા છે.૧૩ તે લોકમાં કેટલાએક મોટા પરિશ્રમથી પ્રાણનું રક્ષણ કરી રહેલા છે.

હવે આ (મનુષ્ય લોકમાં) કેટલાએક ધર્મપરાયણ છે, કેટલાએક કપટી છે, કેટલાએક સુખી, કેટલાએક દુ:ખી, કેટલાએક નિર્ધન અને કેટલાએક ધનવાન્ છે.૧૪ વળી આ લોકમાં પરિશ્રમ, ભય, મોહ અને તીવ્ર ક્ષુધા ઉત્પન્ન થાય છે તથા મનુષ્યોને ધનનો લોભ હોય છે; જેને લીધે મૂર્ખ મનુષ્યો મોહ પામે છે.૧૫ વળી મનુષ્યલોકમાં ધર્મ તથા અધર્મને ઉત્પન્ન કરનારા અનેક મતો છે. જે જ્ઞાની મનુષ્ય ધર્મને ઉપાદેય અને અધર્મને હેય–ત્યાગ કરવા યોગ્ય જાણે છે, તે મનુષ્ય પાપ કર્મથી જરા લેપાતો નથી.૧૬ દંભ સાથે ઠગવું, ચોરી, નિંદા, ગુણો ઉપર દોષારોપ, પારકાનો નાશ, હિંસા, ચાડિયાપણું અને અસત્ય ભાષણ આટલાને જે પુરુષ સેવે છે, તેના તપનો નાશ થાય છે; પરંતુ જે જ્ઞાની પુરુષ ઉપર કહેલા દંભાદિકનો ત્યાગ કરે છે, તેનું તપ વૃદ્ધિ પામે છે.૧૭–૧૮ ક્યાં

* આ શ્લોકમાં હિમાલયના ઉત્તર પ્રદેશનું વર્ણન કરવામાં આવ્યું છે કે શ્રુતિપ્રસિદ્ધ પરમાત્માનું વર્ણન કરવામાં આવ્યું છે, આ બેનો વિચાર કરવો જોઇએ. જ્યાં સૂધી શ્રુત અર્થનો લાભ સંભવતો હોય ત્યાં સૂધી લાક્ષણિક અર્થને ગ્રહણ કરવો અયોગ્ય છે. અહીં પણ સ્વર્ગ સમાન, પુણ્ય કર્તા મનુષ્યોને મળે તેવો, હિમાલયનો ઉત્તર ભૂમિ ભાગ–ત્રણ આશ્રમીઓને તેના ધર્માચરણના ફળરૂપે મળે છે–આવો શ્રુત અર્થ ગ્રહણ કરવો જોઇએ. પરંતુ આ શ્લોકની ઉપરનો શ્લોક જોતાં શ્રુતાર્થ કરતાં લાક્ષણિક અર્થ ગ્રહણ કરવો યોગ્ય લાગે છે. ભરદ્વાજ અને ભૃગુના પ્રશ્નોત્તરની પૂર્વે એક શ્લોક આ પ્રમાણે છે;–अनिंधनं ज्योतिरिवप्रशांतं स ब्रह्मलोकं श्रयते मनुष्यः। આ શ્લોક પછી જે પ્રશ્ન ઉત્તર થયા છે, તે બ્રહ્મવિદ્યાના પ્રકરણમાં છે. માટે અહીં દૂર અને અપ્રકૃત એવા પૂર્વના આશ્રમધર્મનાં ફળરૂપે આ વાક્યના અર્થની કલ્પના કરવી યોગ્ય નથી. પરંતુ પરમાત્માના વર્ણન પરત્વે યોજના કરવી યોગ્ય છે. પૂર્વે જ્યાં જ્યાં આશ્રમોના ધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યાં ત્યાં તે તે આશ્રમ ધર્મનાં ફળોનું પણ વર્ણન કર્યું છે. માટે તે આશ્રમોનાં ફળનું અહીં વર્ણન કરવાની કંઇ પણ જરૂર નથી. શ્રુતિ લિંગ, વાક્ય, પ્રકરણ, સ્થાન અને સમાખ્યા આ રીતે છ પ્રમાણોમાં શ્રુતિ પ્રમાણ, વાક્ય તથા પ્રકરણ કરતાં બળવાન્ ગણાય છે, એમ મીમાંસા શાસ્ત્રમાં કહ્યું છે. અહીં હિમાલયનો ઉત્તર પ્રદેશ આવો બલવાન્ એવો શ્રુત અર્થ છે, પરંતુ તે અર્થ નિરર્થક હોવાથી વાક્ય તથા પ્રકરણ શ્રુતિને પ્રમાણનો પણ બાધ કરીને પરમાત્માને પ્રતિપાદન કરે છે. વળી आकाशस्तल्लिंगात् એ બ્રહ્મ સૂત્રમાં સર્વ ભૂતોની ઉત્પત્તિ વિશે કહેતાં કહ્યું છે કે 'सर्वाणिह वा इमानिभूतान्याकाशादेव समुत्पद्यन्ते આ સર્વ ભૂતો આકાશમાંથી ઉત્પન્ન થાય છે' આ શ્રુતિમાં સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર એવાં લિંગને લીધે આકાશ શબ્દ ભૂતાકાશને કહેનારું છે તો પણ તેનો પરબ્રહ્મ એવો અર્થ કરવામાં આવ્યો છે. તે પ્રમાણે જ અહીં પણ બ્રહ્મવિદ્યા સબંધી પ્રશ્નોત્તરને લીધે મુખ્યાર્થનો ત્યાગ કરીને લાક્ષણિક અર્થને ગ્રહણ કરવો. કોઇ કહે કે આ उत्तरे हिमवत्पार्श्वे આ વચનને આશ્રમ ધર્મના ફળકથન પ્રકરણમાં લઇ જવું, પરંતુ પ્રકરણને અનુસરતો અર્થ થતો હોય ત્યાં સૂધી તે રીતે ઉત્કર્ષ કરવો અયોગ્ય છે. આ પ્રશ્નોત્તરનો ગૂઢાર્થ જૂદો છે, પરંતુ લોકમાં તેનો ભિન્ન અર્થ પ્રતીત થાય છે. માટે આ પ્રશ્નોત્તર વ્યાસના ફૂટ શ્લોકરૂપે છે, આમ વિદ્વાનોએ જાણવું. શ્લોક ૧૯ માં જે વર્ણન કરવામાં આવ્યું છે, તે પણ આ વિચારને પુષ્ટિ આપે છે.

શ્રુતિ તથા યુક્તિવડે પરમાત્માને જાણ્યા છતાં પણ તે સાક્ષાત્કાર થતા નથી, માટે તેને સાક્ષાત્કાર કરવાનો મને ઉપાય કહો એમ ભરદ્વાજે પ્રાર્થના કરી એટલે ભૃગુ કહે છે કે;–હિમાલયની પેઠે ઉન્નત એવી જે નાકની ડાંડી, તેની પાસે ઉત્તર ભાગમાં એટલે આત્માની પ્રાપ્તિ કરાવનારા બે ભ્રૂકુટી અને નાસિકાના મધ્યભાગમાં સર્વ પાપથી રહિત, સત્ય સંકલ્પવાળા, સર્વ કામનાનો ઉપભોગ કરવાને યોગ્ય એવા પરલોક કહેતાં સોપાધિક પરમાત્મા રહેલા છે. બે ભ્રૂકુટી અને નાસિકાનું મધ્યસ્થાન બહુ પુણ્યથી મળી શકે તેવું અને અનેક ગુણોથી રમણીય છે. આ સ્થાનમાં રહેલા સોપાધિક બ્રહ્મની ઉપાસના કરવાથી નિરુપાધિક બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

કર્મ ધર્મયુક્ત છે અને કયાં અધર્મયુક્ત છે, તેનો અનેક પ્રકારનો વિચાર અહીંઆં (પૃથ્વીલોકમાં) છે. આ કર્મ ભૂમિ છે, માટે જો આ લોકમાં શુભ અથવા તો અશુભ કર્મ કરવામાં આવે છે તો શુભ કર્મોવડે શુભ ફળને અને અશુભ કર્મોવડે અશુભ ફળને પામે છે.[૧૯]

પૂર્વે પ્રજાપતિ, દેવતાઓ અને ઋષિઓ કે જેઓને તપ પ્રિય હતું, તેઓ અહીંઆં તપ કરી પવિત્ર થઇને બ્રહ્મલોકમાં ગયા હતા.[૨૦] પૃથ્વીનો ઉત્તર તરફનો પ્રદેશ સઘળો અત્યંત પવિત્ર અને શુભ છે. આ લોકમાં (મનુષ્ય-લોકમાં) રહીને જેઓ પુણ્ય કર્મ કરે છે તેઓ ત્યાં જન્મે છે, અર્થાત્ ત્યાં પ્રકટ થાય છે.[૨૧] તેમ જ જે પુરુષો અહીં યોગને સેવે છે, તે પુરુષને તે લોક મળે છે. પરંતુ જેઓ યોગવિદ્યાને આદર આપતા નથી, તેઓ પશુ વગેરેની યોનિમાં અવતરે છે. વળી કેટલાએક પૃથ્વીપર પોતાના આયુષ્યનો ક્ષય કરીને નાશ પામે છે; અર્થાત્ અધોગતિને પામે છે.[૨૨] જે પુરુષો લોભ અને મોહમાં આસક્તિ રાખે છે, તે પુરુષો એક બીજાનું ભક્ષણ કરવા માટે તલપી રહે છે અને આ મર્ત્ય લોકમાં જ જન્મમરણને પામે છે; પરંતુ તેઓ ઉત્તર દિશા તરફ જતા નથી.[૨૩] પરંતુ જેઓ નિયમિત રીતે ઇંદ્રિયોને નિયમમાં રાખીને બ્રહ્મચર્ય પાળીને ગુરુની સેવા કરે છે, તેવા વિવેકી પુરુષો સર્વ લોકોના જવા આવવાના માર્ગને જાણે છે, અર્થાત્ નિર્ગુણ બ્રહ્મને પ્રાપ્ત કરવાનું દ્વાર સગુણ બ્રહ્મ છે, એમ તેઓ જાણે છે.[૨૪] આ રીતે વેદમાં કહેલો ધર્મ મેં તને સંક્ષેપમાં કહ્યો. જે પુરુષ લોકોના ધર્મને તથા અધર્મને જાણે છે, તે પુરુષને બુદ્ધિમાન્ જાણવો.[૨૫]

ભીષ્મે કહ્યું;–હે રાજા યુધિષ્ઠિર! આ રીતે ભૃગુએ પ્રતાપી ભરદ્વાજને કહ્યું. તે પછી પરમ ધર્માત્મા ભરદ્વાજે આશ્ચર્ય પામીને ભૃગુની સામી પૂજા કરી.[૨૬] હે મહાબુદ્ધિમાન્ રાજા! મેં તને જગતની ઉત્પત્તિ વિસ્તારપૂર્વક કહી સંભળાવી. હવે તારે ફરી શું સાંભળવાની ઇચ્છા છે?[૨૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'भृगु अने भरद्वाजनो संवाद' ए नामनो अध्याय १९२ मो समाप्त.

## અધ્યાય ૧૯૩ મો.

### આચારધર્મ નિરૂપણ.

યુધિષ્ઠિરે પૂછયું;–હે ધર્મ જાણનારા નિર્દોષ તાત! હું તારી પાસેથી આચારનો વિધિ સાંભળવાની ઇચ્છા રાખું છું; કારણ કે તું સર્વજ્ઞ છે એમ હું માનું છું.[૧]

ભીષ્મે કહ્યું;–જે પુરુષો દુરાચારી, દુષ્ટ ચેષ્ટાવાળા, દુષ્ટ બુદ્ધિ અને સાહસિક કાર્યો ઉપર પ્રીતિવાળા હોય છે, તેઓને તારે અસત્પુરુષો જાણવા અને જેઓ સદાચારી છે, તેઓને સત્પુરુષ જાણવા.[૨] જે મનુષ્યો રાજમાર્ગ ઉપર, ગાયોના મંડળની વચ્ચે અને ધાન્યથી ભરપૂર ખેતરમાં દીર્ઘશંકા કરતા નથી, તેમ લઘુશંકાએ કરતા નથી, તેઓને સત્પુરુષો જાણવા.[૩] પુરુષે નિત્ય દિશા–દીર્ઘશંકા–જંગલ જઈ આવી હાથ, પગ વગેરેને ધોવારૂપી આવશ્યક શૌચ ક્રિયા કરવી, પછી નદીમાં સ્નાન કરવું, પછી આચમન કરવું. તે પછી જળવડે પિતૃઓનું તર્પણ કરવું. આ સર્વ મનુષ્યોનો ધર્મ કહ્યો છે.[૪] નિત્ય સૂર્યનું ઉપસ્થાન કરવું, સૂર્યોદય સમય પછી સૂવું નહિ, પ્રભાતમાં તથા સાયંકાળે સંધ્યાવંદન કરવું, પ્રભાતમાં પૂર્વ દિશા તરફ મુખ કરીને સંધ્યાવંદન કરવું ને સાયંકાળે પશ્ચિમ દિશા તરફ મુખ રાખીને સંધ્યાવંદન કરવું.[૫] ભોજન સમયે પાંચ અંગને ભીનાં કરીને ભોજન કરવું,* પૂર્વ દિશા તરફ મુખ રાખીને ભોજન કરવું. ભોજન કરતી વખતે મૌન રહેવું, ભોજનની નિંદા કરવી નહિ; પરંતુ સ્વાદિષ્ઠ પદાર્થો ખાવા.[૬] ભોજન કર્યા પછી હાથ ધોઈને ઉઠવું; રાત્રે ભીને પગે સૂવું નહિ; અર્થાત્ પગને ભીંજવવા નહિ. આ આચાર દેવર્ષિ નારદે કહ્યો છે.[૭] યજ્ઞશાળા વગેરે પવિત્ર પ્રદેશ, બળદ, દેવતા, ગાયોને બેસવાનું સ્થાન, ચૌટું, બ્રાહ્મણ, ધર્મનિષ્ઠ પુરુષ અને પવિત્ર વૃક્ષ જો માર્ગમાં મળે અથવા તો આવે તો તેને નિત્ય પ્રદક્ષિણા કરવી.[૮] સર્વે અતિથિઓનો, ચાકરોનો, પોતાના કુટુંબીઓનો તથા પોતાના પોષ્યવર્ગનો ભોજનમાં પંક્તિભેદ રાખવો નહિ. આ રીતે ભોજન કરાવવાથી પુરુષનાં વખાણ થાય છે.[૯] વેદમાં કહ્યું છે કે, મનુષ્યે પ્રભાતમાં તથા સાયંકાળે ભોજન કરવું, પરંતુ તે બે સમયની વચ્ચેના સમયમાં ભોજન કરવું નહિ. આ રીતે ભોજન કરનારો ઉપવાસ કરનારના જેવો ગણાય છે.[૧૦] હોમ કરવાને સમયે જે પુરુષ અગ્નિમાં હોમ કરે છે, પોતાની સ્ત્રી સાથે ઋતુ સમયે સહવાસ કરે છે, આવો બુદ્ધિમાન પુરુષ બ્રહ્મચારી ગણાય છે અર્થાત્ બ્રહ્મચારીના ફળને પામે છે.[૧૧] બ્રાહ્મણના જમતાં શેષ રહેલું અન્ન, માતાના ધાવણના સરખું હિતકર અને અમૃત તુલ્ય ગણાય છે. જે સત્પુરુષો તે અમૃત ભોજનનું ભક્ષણ કરે છે, તેઓને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે.[૧૨] જે પુરુષ વૃથા માટીના ઢેફાં ભાંગ્યા કરે છે, તણખલાં તોડ્યા કરે છે, દાંતવતી નખ

* બે હાથ, બે પગ અને મુખ એ પાંચ અંગને ધોઇને પછી ભોજન કરવા બેસવું.

કાતર્યા કરે છે, નિત્ય અજીઠો (ખાધેલા હાથ ધોયા વગરનો) રહે છે તથા પંડિતાઇનો ડોળ કરે છે, તે પુરુષ લાંબું આયુષ્ય ભોગવતો નથી.*[૧૩] જે પુરુષે માંસભક્ષણનો ત્યાગ કર્યો હોય તે પુરુષે, યજુર્વેદ જાણનારા અધ્વર્યુએ સંસ્કૃત કરેલું માંસ તથા દેવતાઓને માટે નહિ, પરંતુ વૃથા એટલે પોતાને માટે પકાવેલું માંસ તથા પ્રાણીના પૃષ્ઠ ભાગનું માંસ ખાવું નહિ.[૧૪] સ્વદેશમાં કે પરદેશમાં અતિથિ પોતાને ત્યાં આવ્યો હોય તો તેને ઉપવાસ કરાવવો નહિ, અર્થાત્ ભોજન કરાવવું અને ભિક્ષાચર્યાથી મેળવેલા અન્નને લાવ્યા પછી તે ગુરુઓને નિવેદન કરવું.[૧૫] ગુરુજનો જ્યારે આપણે ઘેર આવે ત્યારે તેઓને બેસવા માટે આસન આપવું, પ્રણામ કરવા અને ગુરુજનોનું પૂજન કરવું. આમ કરવાથી પુરુષ આયુષ્ય, યશ અને લક્ષ્મીથી જોડાય છે, અર્થાત્ તે તેને મળે છે.[૧૬] ઉદય પામતા સૂર્યને જોવો નહિ, પરસ્ત્રીને નગ્ન જોવી નહિ, તેમ જ ઋતુકાળમાં પોતાની સ્ત્રી સાથે મૈથુન કરવું, એ જો કે નિત્ય ધર્મ ગણાય છે, પણ તે સર્વદા એકાંતમાં કરવું.[૧૭] સર્વ તીર્થનું રહસ્ય ગુરુ છે, સર્વ પવિત્ર પદાર્થોનું રહસ્ય અગ્નિ છે, ગાયના પૂછડાના વાળનો સ્પર્શ કરવો વગેરે જે કાંઈ કાર્ય શિષ્ટ પુરુષો કરે છે, તે પવિત્ર અને સ્તુત્ય છે.[૧૮] જ્યારે જ્યારે કોઇપણ સામે મળે ત્યારે ત્યારે તેને કુશળ પ્રશ્ન પૂછવો તથા સાયંકાળે અને પ્રભાતે બ્રાહ્મણોને પ્રણામ કરવા, એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે.[૧૯] દેવોના મંદિરમાં, ગાયોની વચ્ચે, બ્રાહ્મણોના શ્રૌતસ્માર્ત કર્મોમાં, વેદ તથા શાસ્ત્રના સ્વાધ્યાયમાં તથા ભોજન કરતી વખતે દ્વિજ વર્ણના પુરુષોએ પોતાનો જમણો બાહુ ઉંચો કરવો.[૨૦] સાયંકાળે તથા પ્રભાતમાં નિત્ય બ્રાહ્મણોનું વિધિ પ્રમાણે પૂજન કરવું. કારણ કે બ્રાહ્મણોનું પૂજન કરવાથી વ્યાપારીઓનો વ્યાપાર આબાદ થાય છે; ખેડુતોની ખેતીવાડી આબાદ થાય છે; ધાન્યોની વૃદ્ધિ થાય છે અને ઇન્દ્રિયોને ગમતા દિવ્ય સ્ત્રી, અન્ન, પાન વગેરે ઉત્તમ પદાર્થો મળે છે.[૨૧] બ્રાહ્મણોને ભોજન કરાવતી વખતે યજમાને બ્રાહ્મણને અન્ન પીરસીને પૂછવું કે;–**संपन्नम्** એટલે જમનારાએ કહેવું કે '**सुसंपन्नम्,**' પાણી આપીને કહેવું કે **तर्पणम्** એટલે ગ્રહણકર્તાએ કહેવું કે '**सुतर्पणम् !**' રાબડી અથવા તો ખીચડી આપીને પૂછવું કે **शृतं** એટલે ગ્રહણ કરનારા બ્રાહ્મણે કહેવું કે '**सुशृतम्**'.[૨૨] હજામત કરાવતી વખતે, છીંક ખાતી વખતે, સ્નાન કરતી વખતે, ભોજન કરતી વખતે સર્વ પુરુષોએ બ્રાહ્મણોને વંદન કરવું, તેમ જ આ વંદન રોગીને દીર્ઘાયુષ્ય આપનારું છે.[૨૩] સૂર્યની સામે લઘુશંકા કરવો નહિ; પોતાની વિષ્ઠાને જોવી નહિ; સ્ત્રી સાથે એક જ શય્યામાં શયન કરવું નહિ તથા એક થાળીમાં ભોજન કરવું નહિ;[૨૪] પોતાથી જે જ્યેષ્ઠ હોય, તેઓને તુંકારાથી બોલાવવા નહિ; તેમ તેઓનું નામ પણ લેવું નહિ. પોતાનાથી નાની વયના અથવા તો સમાનવયના હોય તેઓનું નામ લેવાથી અથવા તુંકારો કરવાથી દોષ લાગતો નથી.[૨૫] પાપીઓનું હૃદય જ કરેલાં પાપ કર્મને કહી બતાવે છે. જેઓ જાણી જોઇને કરેલાં પાપકર્મને મહા પુરુષોની સમક્ષમાં છૂપાવે છે, તેઓ નાશ પામે છે.[૨૬] મૂર્ખ મનુષ્ય જાણી જોઇને કરેલાં પાપને છૂપાવે છે. જો કે આ પાપને મનુષ્યો જોતાં નથી, પરંતુ દેવતાઓ જુવે છે જ.[૨૭] એક મનુષ્ય પોતાના પાપને ઢાંકવાથી અન્ય પાપનો ભાગી થાય છે, તેમ જ ધર્મી જો ધર્મ છૂપાવે છે તો તેના ધર્મની વૃદ્ધિ થાય છે; અર્થાત્ પાપને પ્રકાશ કરવું અને ધનને ગુપ્ત રાખવું. ધર્મનિષ્ઠ પુરુષ જેમ જેમ ધર્માચરણ કરે છે, તેમ તેમ તેના ધર્મમાં વૃદ્ધિ થાય છે.[૨૮] મૂર્ખ મનુષ્ય પાપકર્મ કરે છે, પણ તેને માટે વિચાર કરતો નથી; પણ તે પાપકર્મ ધર્મશાસ્ત્રથી વિમુખ થયલા તે કર્તા પુરુષને પકડી પાડે છે. રાહુ જેમ ચંદ્રની સમીપ જાય છે, તેમ પાપકર્મ પણ કર્તાની સમીપ જાય છે.[૨૯] આશાથી એકઠું કરેલું ધન મહા દુઃખે કરીને ભોગવી શકાય છે. વિદ્વાનો તે ધનની પ્રશંસા કરતા નથી, તેમ મરણ કંઇ વાટ જોઇને બેસતું નથી, કે ફલાણાએ હજુ ધનનો ઉપભોગ કર્યો નથી, માટે તેનો ગ્રાસ કરવો નહિ ![૩૦] વિદ્વાનો કહે છે કે, સર્વે પ્રાણીઓનો ધર્મ માનસિક છે, એટલા માટે મનુષ્યે મનવડે સર્વે પ્રાણીઓનું કલ્યાણ ઇચ્છવું.[૩૧] ધર્માચરણ કરવામાં બીજાની સહાયતાની જરૂર નથી, પરંતુ મનુષ્યે એકલાએ જ કેવળ વૈદિક વિધિથી ધર્માચરણ કરવું. સહાયક શું કરી શકવાનો હતો ![૩૨] ધર્મ એ મનુષ્યોનું મૂળ છે, સ્વર્ગમાં દેવતાઓનું અમૃત છે અને મરણ પછી મનુષ્યો ધર્મવડે નિત્ય સુખનો ઉપભોગ કરે છે.[૩૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां भीष्म युधिष्ठिरना संवादमां 'आचार विधि' ए नामनो अध्याय १९१ मो समाप्त.

* નીલકંઠ આ શ્લોકનો વેદાંતની રીતિએ નીચે પ્રમાણે અર્થ કરે છેઃ–જે પુરુષ માટીનાં ઢેફાં યજ્ઞની વેદી માટે ભાંગે છે, સમીધને માટે તણખલાં તોડે છે, પવિત્ર માંસ ખાવા માટે નખનો ઉપયોગ કરે છે, બ્રાહ્મણના ઉચ્છિષ્ટનું ભોજન કરે છે તથા ફળની કામનાવડે પ્રેરાઇને જે કર્મ કરે છે, તેને લાંબુ આયુષ્ય (બ્રહ્મની પ્રાપ્તિ) થતું નથી.

## અધ્યાય ૧૯૪ મો.

### અધ્યાત્મજ્ઞાન નિરૂપણ.

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે ભીષ્મ પિતામહ! શાસ્ત્રમાં કહ્યું છે કે, પુરુષે ચિત્તવડે યોગધર્મનું સેવન કરવું; તે અધ્યાત્મ યોગનું લક્ષણ શું છે અને તે કેવા પ્રકારનો છે, એ વાત તમે મને કહો.[૧] હે બ્રહ્મવેત્તા! આ સ્થાવર તથા જંગમ વિશ્વ ક્યાંથી ઉત્પન્ન થયું છે; અને તે પ્રલય કાળમાં કેવી રીતે નાશ પામે છે, તે તારે મને કહેવું.[૨]

ભીષ્મે કહ્યું;-હે પૃથાના પુત્ર! હે તાત યુધિષ્ઠિર! તું મને અધ્યાત્મજ્ઞાન વિશે પૂછે છે તો હું અત્યંત કલ્યાણ કરનાર અને સુખકારક એવા અધ્યાત્મ જ્ઞાનનું વ્યાખ્યાન તારી પાસે કરીશ.[૩] તે અધ્યાત્મ જ્ઞાન, સૃષ્ટિની ઉત્પત્તિ તેમજ પ્રલયથી યુક્ત છે, એમ આચાર્યોએ દેખાડેલું છે; જેને જાણીને પુરુષ, આ જગતમાં પ્રીતિને તથા સુખને મેળવે છે. તે જાણનારાની સર્વ કામનાઓ સિદ્ધ થાય છે અને તેનું જ્ઞાન સર્વ પ્રાણીઓનું હિત કરનારું છે.[૪] પૃથ્વી, વાયુ, આકાશ, પાણી અને પાંચમું તેજ-આ પાંચ મહાભૂતો સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ તથા લયનાં સ્થાનરૂપ છે.[૫] સમુદ્રની લહરીઓ જેમ સમુદ્રમાંથી ઉત્પન્ન થઈને પાછી સમુદ્રમાંજ સમાઈ જાય છે, તેમ સર્વે પ્રાણીઓ પાંચ મહાભૂતમાંથી ઉત્પન્ન થઈને પાછા પાંચ મહાભૂતમાં સમાઈ જાય છે.[૬] જેમ કાચબો પોતાનાં અંગોને વિસ્તારીને પાછાં પોતાને વિશે સંકોચી લે છે, તેમ જ ભૂતાત્મા સર્વ ભૂતોને પોતામાંથી ઉત્પન્ન કરીને પાછા તેઓનો પોતામાં લય કરે છે.[૭] ભૂતોને ઉત્પન્ન કરનારા આત્માએ સર્વ ભૂતોમાં પાંચ મહાભૂતોને વિષમપણે સ્થાપન કરેલા છે તેને, જીવ (માયાને વશ હોવાથી) જોતો નથી.[૮] શબ્દ, શ્રોત્ર અને ઇન્દ્રિયોનાં પોલાણ એ ત્રણ આકાશમાંથી ઉત્પન્ન થયાં છે; સ્પર્શ, ચેષ્ટા અને ત્વચા એ ત્રણ વાયુ ભૂતમાંથી ઉત્પન્ન થયાં છે;[૯] રૂપ, ચક્ષુષ્ અને જઠરાગ્નિ એ ત્રણ તેજ મહાભૂતમાંથી ઉત્પન્ન થયાં છે; રસ, (કલેદ) ભીનાશ અને જિહ્વા એ ત્રણ જળ, મહાભૂતના ગુણ કહ્યા છે;[૧૦] અને ઘ્રેય (સુંઘવા યોગ્ય વસ્તુ), ઘ્રાણ ઇન્દ્રિય અને શરીર, એ ત્રણ ભૂમિના ગુણ છે. આ રીતે પાંચ મહાભૂતોનો વિસ્તાર છે અને મન તેમાં છઠ્ઠું કહેવાય છે.[૧૧] હે ભરતવંશી રાજા! આ પાંચ ઇન્દ્રિયો અને મન, જીવને જ્ઞાન થવાના સાધનરૂપ છે. સાતમી બુદ્ધિ છે, આઠમો ક્ષેત્રજ્ઞ-આત્મા છે.[૧૨]* ચક્ષુ આદિક ઇન્દ્રિયો, જોવું વગેરે વિષયને ગ્રહણ કરવા માટે છે, મન વિકલ્પ કરે છે, બુદ્ધિ નિશ્ચય કરનારી છે અને ક્ષેત્રજ્ઞ સાક્ષીની પેઠે રહેલો છે.[૧૩] સાક્ષી અને ચૈતન્ય એવા પરમાત્મા, પગનાં બે તળિયાંથી લઈને છેક ઉપર સુધીનાં તથા આસપાસનાં શરીરને જુવે છે. તેનાથી બહારના દૃશ્યમાન સર્વ પદાર્થો તથા આંતરના સર્વ પદાર્થો વ્યાપ્ત છે, એમ જાણ.[૧૪] પાંચ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ સર્વ પુરુષોએ સંપૂર્ણ રીતે જાણવા યોગ્ય છે. સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પણ ઇન્દ્રિયોનો, મનનો ને બુદ્ધિનો આશ્રય કરીને રહેલા છે.[૧૫] મનુષ્ય એ ત્રિગુણાત્મિકા મૂળ પ્રકૃતિને તથા આકાશાદિક પાંચ મહાભૂતોની ઉત્પત્તિ તથા લયને બુદ્ધિવડે જાણીને, તે પુરુષ ધીરે ધીરે વૈરાગ્ય, વિવેકની વૃદ્ધિદ્વારા ઉત્તમ એવા શાંતિ સુખને (પરબ્રહ્મને) પામે છે.[૧૬] સત્વાદિક ગુણો બુદ્ધિને વિષયના તરફ ખેંચી જાય છે અને વિષયાત્મકરૂપ થયેલી બુદ્ધિ, એજ ઇન્દ્રિયો તથા મન છે. આથી બુદ્ધિ, પાંચ ઇન્દ્રિય તથા છઠ્ઠું મન, તેમ જ તેવડે જાણવામાં આવતા વિષયો, તેની સાથે સાદૃશ્યતા ધરાવે છે. પરંતુ જ્યારે તે બુદ્ધિનો જ બાધ કરવામાં આવે છે ત્યારે સત્વાદિ ગુણો જ ક્યાંથી રહે? અર્થાત્ બુદ્ધિનો અભાવ માનવાથી ગુણોનો પણ બાધ થઈ જાય છે.[૧૭] સ્થાવર તથા જંગમરૂપ આ સર્વ જગત્, બુદ્ધિરૂપ છે. જ્યારે બુદ્ધિનો લય થાય છે ત્યારે તે સર્વનો લય થાય છે અને જ્યારે બુદ્ધિ પ્રકટ થાય છે ત્યારે તે સર્વેય પ્રકટ થાય છે. એટલા માટે વેદમાં આ વિશ્વને બુદ્ધિમય કહેલું છે.[૧૮] તે બુદ્ધિ જે દ્વારા જુવે છે તેને ચક્ષુષ્ ઇન્દ્રિય કહે છે; જે દ્વારા સાંભળે છે તેને શ્રોત્ર કહે છે; જે દ્વારા સુંઘે છે તેને ઘ્રાણ કહે છે; જે દ્વારા રસને જાણે છે તેને જિહ્વા કહે છે; જે દ્વારા સ્પર્શને જાણે છે તેને ત્વચા કહે છે. આ રીતે એક જ બુદ્ધિ વારંવાર વિકાર પામીને તે તે વિષયોને ગ્રહણ કરે છે; જે દ્વારા તે જે વિષયનું ગ્રહણ કરે છે તે તે રૂપ તે મન થાય છે.[૧૯-૨૦] જૂદા જૂદા પાંચ વિષયોને ગ્રહણ કરનારા પાંચ પ્રકારના બુદ્ધિનાં અધિષ્ઠાનોને ઇન્દ્રિયો કહેવામાં આવે છે. તે સર્વનો અધિષ્ઠાતા અદૃશ્ય જીવ તેઓને વ્યાપારવાળી કરે છે, અર્થાત્ તેઓની પાસે જૂદી જૂદી ક્રિયાઓ કરાવે છે.[૨૧] પુરુષને વિશે રહેલી બુદ્ધિ સત્વ, રજ અને તમ-એ ત્રણ ગુણ વિશે રહે છે; તેથી કોઈ વખતે પ્રીતિનો લાભ થાય છે અને કોઈ વખતે શોક કરવો પડે છે[૨૨] અને કોઈ વખત સુખ

* વેદાંતશાસ્ત્ર પ્રમાણે મન, બુદ્ધિ તથા આત્મા જૂદા જૂદા છે. મન સર્વ વૃત્તિ તથા સર્વ પ્રકારના વિષય જ્ઞાનના સ્થાનરૂપ છે તથા તે જ્ઞાનની તુલના અર્થાત્ તે જ્ઞાન યોગ્ય છે કે અયોગ્ય છે તે બુદ્ધિની સહાયતાથી થાય છે તથા આત્મા આ બેઉથી વિલક્ષણ છે. તે ગતિરહિત તથા સર્વ શરીરને વિશે દ્રષ્ટારૂપ છે તેમજ તે પરમાત્માનો અંશ છે.

કે દુઃખ એમાંથી એક પણ તેને બાધ કરતું નથી. આ રીતે મનુષ્યોની બુદ્ધિ ત્રણ ભાવોમાં રહી થકી મનદ્વારા ઇન્દ્રિયોના વિષયોમાં પ્રવૃત્તિ કરે છે.૨૩ નદીઓને પૂર્ણ કરનારો મહાસાગર જેમ પોતાની મોટી લહરીઓથી સમુદ્રના મોટા તટ પ્રદેશને ઉલ્લંઘી જાય છે, તેમ જ ત્રણ ગુણવાળી બુદ્ધિ પણ સત્વાદિક ત્રણ ગુણોને ઉલ્લંઘી જાય છે (અર્થાત્ બુદ્ધિ સત્વાદિક ગુણવાળી થાય છે) અને જેમ નદીઓને પૂર્ણ કરનાર મોજાંવાળો સાગર મોટા પ્રવાહનું ઉત્ક્રમણ કરે છે, તેમ સત્વાદિક ગુણને દાબી દઇને, તે બુદ્ધિ સર્વ કરતાં શ્રેષ્ઠપણે વર્તે છે.૨૪ સત્વાદિકને ઉલ્લંઘન કરનારી બુદ્ધિ શુદ્ધતાથી મનમાં નિવાસ કરે છે અને પ્રવૃત્તિમાં જોડનારો રજોગુણ તે બુદ્ધિની પાછળ પાછળ ફરે છે.૨૫ તે સમયે તે બુદ્ધિ સર્વે ઇન્દ્રિયોને પ્રવૃત્તિમાં જોડે છે; ત્યાર પછી સત્વગુણ અને તમોગુણ પણ પ્રીતિવડે બુદ્ધિની પાછળ પાછળ ફરે છે. તેમાં સત્વગુણનું સ્વરૂપ પ્રીતિ છે, રજોગુણનું સ્વરૂપ શોક છે અને તમોગુણનું સ્વરૂપ મોહ છે. આવી રીતે આ જગતમાં શમદમાદિક જે ભાવો છે, તે સર્વે સત્વાદિક ત્રણ ગુણોને વિશે નિવાસ કરીને રહેલા છે.૨૬-૨૭ હે ભરતવંશી રાજા! આ રીતે મેં તને બુદ્ધિની સર્વ ગતિ કહી સંભળાવી. બુદ્ધિમાન્ પુરુષે સર્વે ઇન્દ્રિયોને જિતવી જોઇએ.૨૮ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો સદાય પ્રાણીઓનો આશ્રય કરીને રહેલા છે અને સર્વ પ્રાણીઓની બુદ્ધિ પણ, હે ભરતવંશી રાજા! સાત્વિકી, રાજસી અને તામસી એમ ત્રણ પ્રકારની જોવામાં આવે છે. સત્વગુણ સુખદાતા છે, રજોગુણ દુઃખદાતા છે અને એ બંને તમોગુણ યુક્ત બને છે, તો સુખ કે દુઃખ કંઇ બનતું નથી, પણ મોહ ઉપજાવે છે.૨૯-૩૦ જ્યારે શરીરમાં કે મનમાં જે કંઇ પ્રીતિયુક્ત લાગણી થાય છે ત્યારે જાણવું કે સાત્વિક ભાવ ઉત્પન્ન થયો છે.૩૧ જ્યારે પોતાના શરીરને તથા મનને દુઃખ અને અપ્રીતિ થાય છે ત્યારે જાણવું કે રજોગુણની પ્રવૃત્તિ થઇ છે. તેનું ચિંતન કરવાથી દુઃખ જ વૃદ્ધિ પામશે. ભયથી આવા દુઃખનો વિચાર કરવો નહિ.૩૨ જેનાથી મન અને શરીરમાં મોહ ઉત્પન્ન થાય, જેનાથી કોઇપણ વિષયને સ્ફુટ રીતે જાણી શકાય નહિ અને જે તર્કથી જાણવામાં આવે નહિ, તેમ જે જ્ઞાનથી પણ જણાય નહિ, ત્યારે જાણવું કે તમોગુણની પ્રવૃત્તિ થઇ છે.૩૩ કોઇ પણ રીતે મહાન્ હર્ષ થવો, પ્રીતિ થવી, આનંદ થવો, સુખ થવું, ચિત્તની શાંતિ થવી, આ સર્વે સત્વ ગુણના ભાવ છે.૩૪ અસંતોષ, પરિતાપ, શોક, લોભ અને અક્ષમા આ સર્વ કોઈ કારણથી કે કારણ વગર ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે આ સર્વ રજોગુણના ભાવ છે.૩૫ કોઇ પણ કારણને લીધે અપમાન થવું, મોહ થવો, પ્રમાદ થવો, નિદ્રા આવવી ને તંદ્રા આવવી-જો આ સર્વ ગુણો ભાગ્યના દોષને લીધે કોઈને પ્રાપ્ત થાય ત્યારે જાણવું કે એ તમો ગુણના ભાવ છે.૩૬ જેનું મન દુર્લભ વસ્તુને વિશે પણ આસક્તિવાળું હોય, એક વખતે જ અનેક વિષયોમાં પ્રવેશ કરી શકતું હોય, કોઇની પણ પાસે પ્રાર્થના (મને આપો આવી જાતની યાચના) કરવાને સંશયવાળું હોય તથા સારી રીતે નિયમમાં રાખેલું હોય, તે પુરુષ આ લોકમાં તથા પરલોકમાં સુખી થાય છે.૩૭ બુદ્ધિસત્વ અને ક્ષેત્રજ્ઞ એ બન્ને સૂક્ષ્મ છે, તથાપિ તું તે બેની વચ્ચેના અંતરને જો. તેમાંનું એક (બુદ્ધિસત્વ) અહંકાર આદિ ગુણોને ઉત્પન્ન કરે છે અને બીજું (ક્ષેત્રજ્ઞ) ગુણોને સરજતું નથી, (પરંતુ સાક્ષીરૂપે રહે છે.)૩૮ મચ્છર અને ઉંબરાનું ફળ એક બીજા સાથે જોડાયલાં દેખાય છે-અગર જો તેઓ જોડાયલાં છે, છતાં એક બીજાથી ભિન્ન છે.૩૯ તેમ જ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ, પ્રકૃતિવડે એક બીજાથી પૃથક્ છે, છતાં તેઓ એક હોય તેમ જોવામાં આવે છે. જળ અને મત્સ્ય એકત્ર રહે છે,૩૯ છતાં એક બીજાથી ભિન્ન છે. આ જ પ્રમાણે ક્ષેત્રજ્ઞ તથા બુદ્ધિના સંબંધમાં છે.૪૦ (જળ જડ હોવાથી મીનને (માછલાને) જાણી શકતું નથી, પણ મીન ચેતન હોવાથી જળને જાણી શકે છે), ગુણો એટલે સત્વ આદિક જડ હોવાથી ક્ષેત્રજ્ઞને અથવા તો પોતાને જાણી શકતા નથી, પણ ક્ષેત્રજ્ઞરૂપી ચૈતન્ય તે સર્વેને સર્વ પ્રકારે જાણી શકે છે. ક્ષેત્રજ્ઞ પુરુષ દેહ, અહંકાર આદિ સર્વ ગુણોનો દ્રષ્ટા છે તથા પોતામાંથી સર્વ ગુણોની ઉત્પત્તિ થાય છે, એમ માને છે.૪૧* પાંચ ઇન્દ્રિયો, છઠ્ઠું મન અને સાતમી બુદ્ધિ એ સર્વ ચેષ્ટારહિત અને જ્ઞાનરહિત છે, તો પણ તે દ્વારા પર-

* અહીં કોઈ શંકા કરે કે જો ચિદાત્મા ગુણના સંગી ઠરશે તો તે ઘડામાં ઢાંકેલા દીવાની પેઠે કોઇ પણ પદાર્થને પ્રકાશ કરી શકશે નહિ; પરંતુ એ શંકા નિર્મૂળ છે. કારણ કે ઘડાને જો કાણાં હોય તો ઘડામાં મૂકેલા દીવાનો પ્રકાશ જેમ કાણાદ્વારા બહાર જોવામાં આવે છે. તેથી આત્મા માત્ર સાક્ષીરૂપ છે, પણ કર્તા નથી. આત્મા સત્ અસત્ વિવેક બુદ્ધિથી સત્ અસત્ જાણી શકે છે અને તે સ્વતંત્ર સ્વચ્છ ન્યાયાધીશપેરે વર્તે છે, અથવા જેને પંડને કંઈ લેવા દેવા નથી તેવા પ્રેક્ષકપેરે માત્ર જોયા કરે છે. દેહાભિમાની પ્રાણાત્મા એમ માને છે કે હું ગૌર છું, કાણો છું, કર્તા છું, સુખી છું, દુઃખી છું, પણ ચિદાત્મા નિર્લેપ જ છે-જલકમલવત્ અથવા મરુ દેશ અને જળનો ધરો-એ સમ્બન્ધ જેમ અધ્યાસથી થયો છે, પણ સત્ય નથી, તેમ દેહાભિમાની પ્રાણાત્મા નિર્લેપ હોવાથી તેને કોઇ સાથે સમ્બન્ધ નથી, પરંતુ દ્રષ્ટા અને દ્રશ્યનો જે સમ્બન્ધ છે, તેવો સમ્બન્ધ છે.

આત્મા, બીજા પદાર્થોનો પ્રકાશ કર્યા કરે છે.[૪૨] સત્વ (બુદ્ધિ) ગુણોને સર્જે છે અને ક્ષેત્રજ્ઞ તેને જુવે છે. આમ સત્વનો અને ક્ષેત્રજ્ઞનો સંબંધ અનાદિકાળનો છે.*[૪૩] બુદ્ધિને અને ક્ષેત્રજ્ઞને કોઈનો પણ આશ્રય નથી. બુદ્ધિ મનને સરજે છે, પરંતુ ગુણોને કદી પણ સરજતી નથી.[૪૪] જ્યારે મનની સહાયતાથી આત્મા ઇન્દ્રિયોમાંથી નિકળતા રશ્મિઓને પૂર્ણ રીતે નિયમમાં રાખે છે, ત્યારે ઘડામાં બળતો દીવો જેમ બહાર નીકળ્યા પછી પ્રકાશમાન થાય છે તેમ જ તે પ્રકટ રીતે જોવામાં આવે છે.[૪૫] જે પુરુષ નિત્ય પ્રાકૃત કર્મોનો ત્યાગ કરી દઈને આત્માને વિશે પ્રીતિ રાખે છે, મૌન રહે છે અને સર્વ પ્રાણીઓના આત્મારૂપ થઈ રહે છે, તે પુરુષ ઉત્તમ ગતિને પામે છે.[૪૬] જેમ પાણીમાં ફરનારો હંસ પાણીમાં ફરવા છતાં પણ પાણીથી ભીંજાતો નથી, તેમ જ બ્રહ્મવેત્તા પુરુષ પ્રાણીઓમાં રહે છે (છતાં પણ તેનાથી લેપાતો નથી.)[૪૭] આત્માનો સ્વભાવ આવો છે, અર્થાત્ આત્મા નિર્લેપ છે.

આ પ્રમાણે બુદ્ધિદ્વારા નિશ્ચય કરીને પુરુષે સંસારમાં વિહાર કરવો. (દુઃખ આવ્યા છતાં) શોક કરવો નહિ, (સુખ મળ્યા છતાં) હર્ષ પામવું નહિ, સર્વ પ્રાણીઓના ઉપર સમભાવ રાખવો, મત્સરનો ત્યાગ કરવો.[૪૮] આ રીતે રહેતો પુરુષ જેમ કરોળિયો તાંતણાઓને સરજે છે, તેમ ગુણોને ઉત્પન્ન કરવા શક્તિમાન્ થાય છે (પણ તેના સંગથી લેપાતો નથી.) સત્વાદિ ગુણોને કરોળિયાના તંતુઓ સમાન જાણવા.[૪૯] કેટલાક એમ કહે છે કે, આવા મનુષ્યના સંબંધમાં ગુણો નિવૃત્ત થતા નથી, કેટલાક એમ કહે છે કે નિવૃત્ત થાય છે. હવે જેઓ એમ કહે છે કે નિવૃત્ત થતા નથી, તેઓ પ્રત્યક્ષ રીતે શ્રુતિ પ્રમાણે વર્તે છે અને જેઓ એમ કહે છે કે ગુણો નિવૃત્ત થાય છે તેઓ પરોક્ષ રીતે (સ્મૃતિ પ્રમાણે) વર્તે છે. આ બન્ને મતનો સારી રીતે વિચાર કરીને પોતાની બુદ્ધિ અનુસાર નિશ્ચય કરવો.[૫૦-૫૧] બુદ્ધિસત્ત્વમાં ભેદ કરનારા આવા દૃઢ સંશયને ત્યાગ કરવાથી મનુષ્ય કોઇ પણ પ્રકારના શોકથી રહિત થાય છે તથા તેને સુખની પ્રાપ્તિ થાય છે.[૫૨] જેમ મલિન પુરુષો જળથી પૂર્ણ ભરેલી નદીમાં સ્નાન કરીને શુદ્ધ થાય છે, તેમ જ આ જ્ઞાનરૂપી નદીમાં સ્નાન કરીને મલિન અંતઃકરણવાળા પુરુષો પણ ઉત્તમ એવા બ્રહ્મજ્ઞાનને સંપાદન કરે છે.[૫૩] જેમ મોટી નદીને સામે પાર જવાની ઇચ્છાવાળો પુરુષ, નદીના સામા પારને જોવાથી જ કૃતકૃત્ય થતો નથી, પરંતુ નૌકાદિક સાધનવડે સામે પાર જવાથી કૃતકૃત્ય થાય છે; પરંતુ આત્મતત્ત્વનું એથી ભિન્ન સ્વરૂપ જ છે. આત્મતત્ત્વને જાણનારો પુરુષ સંતાપ પામતો નથી, પણ કેવળ તેને જાણવા માત્રથી જ તે પુરુષ કૃતકૃત્ય થાય છે.[૫૪] આવી રીતે જે પુરુષો હૃદયાકાશમાં રહેલા કેવળ ઉત્તમ જ્ઞાન સ્વરૂપ પરમાત્માને જાણે છે, જે પુરુષ આ પ્રમાણે પ્રાણીઓની ઉત્પત્તિને તથા લયને જાણે છે અને ધીરે ધીરે પોતાની બુદ્ધિથી તેની પરીક્ષા કરે છે, તે યોગદ્વારા સત્ય જાણીને અનંત સુખને પામે છે.[૫૫-૫૬] જે મનુષ્ય ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને જાણીને તેનો ત્યાગ કરે છે અને મનવડે આત્મતત્ત્વનું શોધન કરે છે, આસ્થા તેમ જ સર્વ કામના પૂર્ણ થવાથી બીજે ઠેકાણે રહિત થાય છે, તેને તત્ત્વદર્શી જાણવો.[૫૭] જૂદા જૂદા વિષયોમાં જનારી અને મનને નહિ જિતનારા પુરુષોથી વારણ કરી શકાય નહિ તેવી ઇન્દ્રિયોવડે, વિભાગ પ્રમાણે આત્મા જોઇ શકાતો નથી.[૫૮] પરમાત્માને જાણીને પુરુષ જ્ઞાની થાય છે, એ સિવાય બીજું જ્ઞાનીનું શું લક્ષણ છે? વિદ્વાન્ પુરુષ પરમાત્માના સ્વરૂપને જાણીને પોતાને કૃતકૃત્ય માને છે.[૫૯] અજ્ઞાની મનુષ્યોને આ સંસારના દુઃખથી મહાભય થાય છે, પરંતુ જ્ઞાની પુરુષોને સંસારનાં ભયથી દુઃખ થતું નથી. સર્વની સ્વરૂપાત્મિકા મુક્તિ તો સમાન જ છે; પરંતુ સંસારરૂપી અજ્ઞાનને લીધે મુક્તિને વિશે અસમાનતા જોવામાં આવે છે.[૬૦] જે મનુષ્ય નિષ્કામકર્મ કરે છે, તે મનુષ્ય પૂર્વ જન્મનાં કરેલાં પાપનો નાશ કરે છે. જ્ઞાની મનુષ્યને તેના પૂર્વ જન્મનાં અને વર્તમાન જન્મનાં કર્મો બંધનકારક થતાં નથી, તેમ મુક્તિકારક પણ થતાં નથી. પણ જો આ રીતે સર્વદા કર્મોને કરવામાં જ રોકાયલો રહે તો તેને પ્રિય (મોક્ષ)ની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે?[૬૧] જ્ઞાની મનુષ્ય કામ ક્રોધાદિક વ્યસનોથી જર્જરિત થયેલા પાપી મનુષ્યની નિંદા કરે છે અને તે પુરુષ નિંદ્ય કર્મ કરવાથી સર્વ અધર્મ યોનિમાં અવતરે છે.[૬૨] ઇંદ્રિયોના વિષયોમાં રચ્યા પચ્યા રહેનારા પુરુષો પુત્ર, સ્ત્રી વગેરેનો નાશ જોઇને શોક કરે છે તું તેને જો, તેમ જ નાશને જોઈ જેઓ શોક નથી પામતા તેને જો. આ બેઉને વિશે જેઓ કુશળ હોય છે, અર્થાત્ ક્રમમુક્તિ તથા સદ્યોમુક્તિ (તરતની મુક્તિ) બેઉને જે જાણે છે, તે સત્પુરુષ કહેવાય છે.[૬૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'अध्यात्म कथन' ए नामनो अध्याय १९४ मो समाप्त.

* બુદ્ધિ ગુણોને સરજે છે અને ક્ષેત્રજ્ઞ સાક્ષી તરીકે તેઓને જોયા કરે છે; પરંતુ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞનો સમાગમ અનાદિ કાળનો છે.

## અધ્યાય ૧૯૫ મો.

### ધ્યાનયોગ નિરૂપણ.

ભીષ્મે કહ્યું;-હે પૃથાના પુત્ર! હવે હું તને ચાર પ્રકારનો ધ્યાનયોગ કહું છું; જે (ધ્યાનયોગ)ને જાણીને મહર્ષિઓ આ લોકમાંથી સનાતન એવી સિદ્ધિને મેળવે છે.*[૧]

જ્ઞાનથી તૃપ્ત થયેલા, મોક્ષ એ જ જેના મનમાં આશ્રય રહેલો છે એવા, તેમ જ યોગને વિશે કુશળ એવા મહર્ષિઓ એવી રીતે વર્તે છે કે, જેથી ધ્યાનયોગ સારી રીતે (સિદ્ધ) થઈ શકે.[૨] હે પાર્થ! આવા ઋષિઓ સંસાર દોષમાંથી મુક્ત થયલા હોવાને લીધે (પુનર્જન્મ માટે) ફરી અવતરતા નથી. જન્મના દોષથી મુક્ત એવા તેઓ પોતાના સ્વસ્વરૂપમાં જ સ્થિતિ કરીને રહે છે.[૩] સુખદુ:ખથી રહિત, નિત્ય સ્વયંપ્રકાશ સ્વરૂપમાં રહેલા, લોભાદિકથી મુક્ત, શૌચ, સંતોષાદિક નિયમોમાં રહેનારા મુનિઓ સ્ત્રીસંગાદિથી રહિત, વિવાદશૂન્ય અને શાંતિ કરનારા સ્થાનોમાં રહીને ઇન્દ્રિયોના સમુદાયને એકત્ર કરીને (અર્થાત્ મનને આધીન કરીને) કાષ્ઠની પેઠે ટટાર બેસે છે અને એકીભાવને પામેલા એકાગ્ર મનને ધ્યાનદ્વારા ધ્યેય વસ્તુને વિશે ( પરમાત્માને વિશે) લગાડે છે.[૪-૫] તેણે પાંચે ઇન્દ્રિયોને એવી રીતે એકત્ર કરવી કે, શ્રોત્ર ઇન્દ્રિયવડે શબ્દ સંભળાય નહિ, ત્વચા ઇન્દ્રિયવડે સ્પર્શ જાણવામાં આવે નહિ, ચક્ષુષ્ ઇન્દ્રિયવડે રૂપ જાણવામાં આવે નહિ, જિહ્વાવડે રસ જાણવામાં આવે નહિ.[૬] આવી રીતે યોગવેત્તા પુરુષે ધ્યાનવડે સર્વ સુંઘવાના પદાર્થોને પણ જિતી લેવા. પરાક્રમી એવા યોગીએ વિહ્વળતા કરનારા પાંચે ઇન્દ્રિયોના શબ્દાદિક પાંચે વિષયોને સેવવાની ઇચ્છા જ કરવી નહિ.[૭] એ પ્રમાણે વિચક્ષણ યોગીએ, ઇન્દ્રિયોના વિષયોને મનમાં એકઠા કરીને, પાંચ ઇન્દ્રિયોની સાથે ભટકતા મનને સમાધિવડે સ્થિર કરવું.[૮] વિષયોમાં ભટકનારાં, પાંચ ઇન્દ્રિયો જેનાં પાંચ વિષયોમાં લઇ જનારાં દ્વાર છે એવાં તથા જે ચલ એવા વિષયોમાં પણ અચળ રીતે રહે છે એવાં મનને, ધીર યોગીએ પ્રથમ શરીરના અવલંબનથી રહિત કરીને, હૃદયાકાશમાં ધ્યાનના માર્ગમાં સ્થિર કરવું.[૯] યોગીને ઇન્દ્રિયો તથા મનને નિયમમાં લાવવાનું કાર્ય પ્રથમ છે, તેથી મેં તને ધ્યાનયોગ પ્રથમ કહ્યો છે.[૧૦] આટલાથી જ યોગીએ પોતાને કૃતકૃત્ય માનવો નહિ, કારણ કે વિજળી જેમ મેઘના સન્મુખ ઝબકયા કરે છે, તેમ મન, બુદ્ધિ અને પાંચ ઇન્દ્રિયો-આમાં છઠ્ઠું મન છે, તેને પ્રથમ રુંધેલું હોય છે તો પણ તે ચંચળપણાને પામે છે.[૧૧] જેમ કમળના પત્ર ઉપર રહેલું ચપળ જળનું બિંદુ, સર્વ રીતે ચંચળ હોય છે, તેમ જ ધ્યાનના માર્ગમાં રહેલું પુરુષનું ચિત્ત પણ ચંચળ હોય છે.[૧૨] મન, ધ્યાનમાર્ગમાં થોડોક સમય સ્થિરતાથી રહે છે, પરંતુ પાછું વાયુના માર્ગમાં જઇને વાયુની પેઠે ચંચળ બની જાય છે.[૧૩] તે સમયે ધ્યાનયોગને જાણનારા પુરુષે ખેદ, કલેશ, તંદ્રા ને મત્સરનો ત્યાગ કરી દઇને પુનઃ પુનઃ પોતાનાં ચિત્તને ધ્યાનથી સ્થિર કરવું.[૧૪] યોગી જ્યારે પ્રથમ ધ્યાનનો આરંભ કરે છે, ત્યારે તેને પ્રથમ વિચાર, પછી વિવેક અને છેવટ વિતર્ક નામનું ધ્યાન થાય છે. (આ ધ્યાન અધિકારી પરત્વે થાય છે.)†[૧૫] સમાધિ કરનારા મુનિ મનમાં ગમે તેટલો કલેશ પામે, તો પણ તેણે ખિન્ન થવું નહિ; પરંતુ પોતાના આત્માનું હિત કરવા માટે સમાધિયોગ કર્યા કરવો.[૧૬] ધૂલ, રાખ અને અડાયા છાણાના ઢગલાઓ ઉપર પાણી છાંટવાથી એકદમ તેના આકાર બનતા નથી. (પરંતુ તેના આકાર બનવા માટે ક્રિયા અને કાળની અપેક્ષા રહે છે; તેમ જ સમાધિ કરવાથી પણ કાળે કરીને તેમાંથી ફળ થાય છે.)[૧૭] માટી, રાખ અને છાણાના શુષ્ક ભુકામાં ચિકાસ હોતી નથી, તેથી તેને પાણીમાં પલાળવાથી તે સડે છે અને તેમાં જરાક ચિકાસ થાય છે એટલે તેમાંથી ક્રમે ક્રમે મૂર્ત્તિઓ બનાવી શકાય છે; તેમ જ ચિત્ત પણ ઘણો વખત સૂધી યોગ કરવાથી ક્રમે ક્રમે કોમળ થાય છે અને પછી તેને ધીરે ધીરે બ્રહ્માકાર કરી શકાય છે.[૧૮] આ રીતે મન વશ થયા પછી સર્વ ઇન્દ્રિયોના સમૂહને વશ કરવો. તેણે ઇન્દ્રિયોને આસ્તે આસ્તે સર્વ વિષયોથી મુક્ત કરવી. જે આ પ્રમાણે કરવા શક્તિમાન્ થાય છે, તે

* ચાર પ્રકારના ધ્યાનનાં આલંબન યોગશાસ્ત્રમાં કહ્યાં છે. રેચક તથા પૂરકના અભ્યાસથી વાયુને સ્થિર કરીને પ્રાણાયામ કરવો અને મનને સ્થિર કરવું; બાહ્ય પદાર્થોમાં સૂર્ય, ચંદ્ર, તેનાં કિરણો, તેની પ્રતિમા અથવા તો આભ્યંતર પદાર્થોમાંથી નાસિકાગ્ર, જિહ્વાગ્ર આદિકમાંથી કોઇ એકને ચિત્તનું આલંબન કરવું; ત્રીજું નિદ્રા અને જાગ્રતના મધ્ય ભાગમાં જે અસ્મિતાનો ભાસ થાય છે, તેનું આલંબન કરવું અને ચોથું પોતાને ઇષ્ટ એવા નીલગ્રીવ (શંકર), પીતાંબરધારી (વિષ્ણુ), ષટચક્ર દેવતા, કોઇપણ ઇષ્ટ દેવનું મનને આલંબન આપીને તેને સ્થિર કરવું.

† મનવડે કલ્પેલી માનસિક મૂર્ત્તિમાં ચિત્તને સ્થિર કરવું તેને વિચારાખ્ય ધ્યાન કહે છે. સ્થૂલ મૂર્ત્તિમાં ચિત્તને સ્થિર કરવું તેને વિતર્કાખ્ય ધ્યાન કહે છે; આ પ્રથમ અથવા અધમ અધિકારીને યોગ્ય છે. વિચાર અને વિતર્કનું અવલંબન જ્યારે વ્યક્ત હોય ત્યારે તેના અધિકારી મધ્યમ અને અધમ ગણાય છે અને તે બન્નેને જો અવ્યક્તનું અવલંબન હોય તો તે ઉત્તમ અને અત્યુત્તમ અધિકારી ગણાય છે. બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞને એક જાણવારૂપ હૃદયની ગ્રંથિનો જે ભેદ કરવો, તેને વિવેક નામનું ધ્યાન કહે છે.

ઇન્દ્રિયોને સારી રીતે નિયમમાં રાખી શકે છે.*૧૯ હે ભરતવંશી રાજા! નિત્ય યોગાભ્યાસવડે મન, બુદ્ધિ અને પાંચ ઇન્દ્રિયોને ધ્યાનમાર્ગ વિશે સ્થાપવામાં આવે (એટલે તેઓનું પ્રવિલાપન કરવામાં આવે) તો ચિત્ત પોતાની મેળે જ શાંત પડે છે.૨૦ સમાધિથી ચિત્તને રુંધનારા યોગીને જે સુખ મળે છે, તે સુખ એવું હોય છે કે, ઉદ્યમવડે અથવા કોઈ દૈવવડે પણ મળતું નથી.૨૧ માટે ધ્યાનયોગ કરનારો પુરુષ ધ્યાનયોગથી મળતાં સુખવડે પોતાની મેળે જ તેના ઉપર રુચિ રાખે છે (પણ કોઈને તેને માટે આગ્રહ કરવો પડતો નથી). આ રીતે યોગીઓ યોગસાધના કરીને દ્વૈત રહિત કૈવલ્ય પદને પામે છે.૨૨

**इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'ध्यानयोग कथन' ए नामनो अध्याय १९५ मो समाप्त.**

## અધ્યાય ૧૯૬ મો.

### જપયોગ નિરૂપણ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે પિતામહ! તેં મને ચાર આશ્રમના ધર્મો કહ્યા; વળી તેં મને રાજધર્મો કહ્યા; તેં મને અનેક પ્રસંગવાળા જૂદા જૂદા ઘણા ઇતિહાસો પણ કહ્યા.૧ વળી હે મહામતિ! મેં તારી પાસેથી ધર્મવાળી જૂદી જૂદી કથાઓ પણ સાંભળી. છતાં હજી પણ મને એક સંદેહ છે, તેનો તું નિર્ણય કર.૨ હે ભરતવંશી રાજા! જપ કરનારાઓને પવિત્ર મંત્રના જપથી શું ફળપ્રાપ્તિ થાય છે, તે હું સાંભળવાની ઇચ્છા રાખું છું. જપ કરનારાને શું ફળ થાય છે? જપ કરનારાઓ મરણ પછી કયાં રહે છે?૩ જપ કરવા યોગ્ય મંત્રનો સંપૂર્ણ વિધિ શો છે, તે હે પાપરહિત ભીષ્મ! મને કહે. જાપક-જપ કરનાર એ શબ્દવડે શું સમજવાનું? જાપક શબ્દવડે શું સાંખ્ય, યોગ તથા ક્રિયાના વિધિને અનુસરનારો જાણવો?૪ જપ શું યજ્ઞનો વિધિ છે? એ જપ્ય (જપ કરવા યોગ્ય) શી વસ્તુ છે? હું તને સર્વજ્ઞ માનું છું, માટે તું મને એ સર્વ પ્રશ્નોનું ઉત્તર આપ.૫

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! આ વિષયમાં હું તને એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપું છું, જેમાં યમ, કાળ અને બ્રાહ્મણનું પુરાતની વૃત્તાંત સમાયલું છે.૬ બ્રહ્મ દૃષ્ટિવાળા મુનિઓએ વેદાંત શાસ્ત્ર તથા યોગશાસ્ત્ર એમ બે શાસ્ત્ર કહ્યાં છે. એમાં વેદાંતમાં જપ કરવાવડે સંન્યાસ (અનાસક્તિ) સંબંધી કહ્યું છે; કારણ કે વેદવચનો શાંતિવાળાં અને નિવૃત્તિપરાયણ છે અને તેનું પર્યવસાન બ્રહ્મમાં છે.૭ સમદૃષ્ટિવાળા મુનિએ કહેલાં શાંખ્ય-વેદાંતશાસ્ત્રમાં તથા યોગશાસ્ત્રમાં આ બન્નેમાં જપની અપેક્ષા નથી અને છે પણ ખરી.†૮ હે રાજા! આ જપના વિષયમાં જે પ્રમાણે સાંભળવામાં આવે છે, તે પ્રમાણે હું તને કારણ કહું છું, તે તું સાંભળ. ઉભય માર્ગમાં મનોનિગ્રહ અને ઇન્દ્રિયજય એ જ મુખ્ય કારણ છે; અર્થાત્ વેદાંતમાં કે યોગમાં જપ કરવાનો હેતુ મનોનિગ્રહ તથા ઇન્દ્રિયોનો જય છે.૯ જેને જપદ્વારા સ્વર્ગાદિક લોકની કામના સિદ્ધ કરવી હોય તેણે સત્ય બોલવું, અગ્નિમાં હોમ કરવો, એકાંતમાં રહેવું, ધ્યાન કરવું, વિષયમાં દોષદૃષ્ટિ કરવારૂપી તપ કરવું, જિતેલી ઇન્દ્રિયોને તત્ત્વ પ્રાપ્તિ કરવારૂપ દમગુણનું સેવન કરવું, ક્ષમા રાખવી, પારકા ગુણો તરફ દોષદૃષ્ટિ કરવી નહિ, મિત આહાર કરવો,૧૦ બંધન કરનારા વિષયો ઉપર વિજય કરવો, થોડું બોલવું અને મનને શાંત રાખવું (વિક્ષેપ રહિત કરવું). આ જપયજ્ઞ સ્વર્ગાદિક લોક આપનારો હોવાથી પ્રવર્તક યજ્ઞ કહેવાય છે.‡ હવે હું તને મોક્ષ આપનારો નિવર્તક યજ્ઞ કહું છું, તે તું સાંભળ.૧૧ જપ કરનારા બ્રહ્મચારીનું કર્મ કેવા પ્રકારે નિવૃત્તિને પામે, તે વિશે હું હવે જણાવીશ. એવા મનુષ્યે, પૂર્વે મેં કહ્યું છે તે પ્રમાણે વર્તવું જોઇએ.૧૨ નિવૃત્તિ માર્ગનું અવલંબન કરી તેણે વ્યક્ત તેમ જ અવ્યક્ત બન્નેપર આશ્રય રાખવો જોઇએ નહિ.૧૩ એ નિવૃત્તિ માર્ગની પ્રાપ્તિ આ પ્રમાણે થાય છેઃ-જપ કરનારાએ દર્ભના ઢગ ઉપર બેસવું, હાથમાં દર્ભ રાખવા, મસ્તક

* આ રીતે મન વશ થાય, એટલે પ્રથમ ઇન્દ્રિયોના સમુદાયની ભાવના કરવી. તે પછી બીજાં અંગોની અને છેવટે મૂર્તિની (સ્વરૂપની) ભાવના કરવી. સંપૂર્ણ મૂર્તિ ઉપર ચિત્ત સ્થિર થાય, એટલે તે મૂર્તિમાંના એક એક અંગનો ત્યાગ કરતા જવું. છેવટે રૂપ રહિત ચિત્તની જ ભાવના કરવી. આ રીતે જે જે સ્થાન ઉપર ચિત્ત સ્થિર થાય, તે તે સ્થાનને તજી દઇને સોપાન પરંપરાની ઉપર ચઢવાની પેઠે પછી પછીના અંગોનું અવલંબન કરવું. જ્યારે સર્વે આકારનો વિરામ થાય છે, ત્યારે મન અત્યંત શાંતિને પામે છે. આનું તાત્પર્ય એ છે કેઃ-વિતર્ક સમાધિમાંથી વિચાર સમાધિમાં જવું, વિચાર સમાધિમાંથી સાનંદ સમાધિમાં જવું, સાનંદ સમાધિમાંથી અસ્મિતા સમાધિમાં જવું અને અસ્મિતા સમાધિમાંથી કૈવલ્યની પ્રાપ્તિ થાય છે.

† વેદાંતશાસ્ત્રમાં તત્ત્વમસિ એ મહાવાક્યાર્થનું જ્ઞાન થવા માટે મહાવાક્યનો જપ ઉપકારી થઈ પડે છે, માટે જપની અપેક્ષા છે અને બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી જપની અપેક્ષા નથી. યોગમાં અવલંબનરૂપે પ્રણવનો (ૐનો) જપ ઉપકારી છે. માટે જપની અપેક્ષા છે; પરંતુ નિર્વિકલ્પ સમાધિમાં તે ઉપકારી નથી.

‡ જગતમાં બે ધર્મ છેઃ નિવૃત્તિ ને પ્રવૃત્તિ. પ્રવૃત્તિ ધર્મ તે કર્મ કાંડમાં મચ્યા રહેવું તે. નિવૃત્તિ ધર્મ તે નિરિચ્છ-કામના રહિત બનવું તે.

ઉપર દર્ભ રાખવા અર્થાત્ દર્ભથી જટાજૂટ બાંધવો, ચોતરફ દર્ભથી વિંટાઇને રહેવું અને મધ્ય ભાગમાં પણ દર્ભથી ઢંકાઇને રહેવું !*[14] તેણે સર્વ પૃથ્વીના વિષયોને નમસ્કાર કરવા અને પુનઃ વિષયોની જરા પણ ભાવના કરવી નહિ અને મનની સહાયતા લઇને મનનો મનવિશે જ લય કરવો.[15] તે પછી જીવ બ્રહ્મરૂપ છે, આવી બુદ્ધિ કરીને હિતકારક ગાયત્રી મંત્રનો જપ કરવો. પછી બ્રહ્માકાર બુદ્ધિવડે બ્રહ્મનું ધ્યાન કરવું અને સમાધિ વિશે બેસીને બ્રહ્મીભૂત થયા પછી હું દેહ, ઇન્દ્રિયો આદિથી ભિન્ન છું અને શુદ્ધ બ્રહ્મ છું, આવી ભાવના કરવી. છેવટે ગાયત્રી મંત્રના જપનો પણ તે ત્યાગ કરે છે.[16] ગાયત્રીના જપના બળથી તે ધ્યાનસમાધિને સંપાદન કરે છે, જપે કરીને તેનું ચિત્ત શુદ્ધ થાય છે; તપશ્ચરણવડે તેણે ઇન્દ્રિયોનો વિજય કર્યો હોય છે અને એથી તેના દ્વેષ અને રાગ શાંત થઇ જાય છે.[17] જે રાગ, મોહ તથા શીતોષ્ણાદિકજન્ય રાગદ્વેષથી રહિત હોય છે, તેવા દુઃખને જોઇને તે ખેદ કરતો નથી; તેમ સાંસારિક વિષયોમાં બંધાતોએ નથી. તે કોઇ કર્મ કરતો નથી, તેમ કોઇ જાતના કર્મના ફળોના ઉપભોગની ઇચ્છા પણ કરતો નથી.[18] તેમ હું કર્ત્તા છું, આવા અહંકારના યોગથી કોઇ ઠેકાણે મનને આસક્ત પણ કરતો નથી. દ્રવ્યાદિ ગ્રહણ કરવામાં આસક્તિ રાખતો નથી; કોઇનું અપમાન કરતો નથી; પણ પોતે અક્રિય અર્થાત્ ક્રિયાથી રહિત થતો નથી.[19] તે ધ્યાન કરવામાં પરાયણ રહે છે, ધ્યાનને સિદ્ધ કરે છે, ધ્યાનદ્વારા તત્ત્વનો નિશ્ચય કરે છે, ધ્યાનમાં સમાધિને ( ચિત્તની એકાગ્રતાને ) ઉત્પન્ન કરીને ધ્યાનનો પણ ક્રમે ક્રમે ત્યાગ કરે છે.[20] આ રીતે સર્વ અવલંબન–ત્યાગ કર્યા પછી તે નિર્બીજ સમાધિમાં રહેલા યોગીના સુખને પામે છે. તે અણિમાદિક યોગની સિદ્ધિની ઇચ્છા કરતો નથી, પરંતુ ઇચ્છારહિત થઇને પ્રાણ, મન, બુદ્ધિ ને ઇન્દ્રિયોરૂપ લિંગ શરીરનો પણ ત્યાગ કરીને, બ્રાહ્મીમૂર્ત્તિમાં પ્રવેશ કરે છે; અર્થાત્ બ્રહ્મરૂપ થાય છે.[21] અથવા તો તેને બ્રહ્મસ્વરૂપના સુખમાં પ્રવેશ કરવાની ઇચ્છા નથી થતી તો તે યોગી પોતાની ઇચ્છા પ્રમાણે કૈવલ્યને અથવા તો બ્રહ્મલોકને પામે છે; પરંતુ તે સંસારમાં કોઇ પણ ઠેકાણે જન્મ ધરતો નથી.[22] આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયા પછી યોગી અત્યંત અમૃતરૂપ બ્રહ્મનો અનુભવ કરીને કામનારહિત તથા જરામરણથી રહિત થઈ રજોગુણરહિત અને અત્યંત શુદ્ધ એવા પરમાત્માને પ્રાપ્ત થાય છે.[23]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'जापकोपाख्यान' ए नामनो अध्याय १९६ मो समाप्त.

---

## અધ્યાય ૧૯૭ મો.

### જાપકને પ્રાપ્ય ગતિ.

યુધિષ્ઠિરે પૂછ્યુંઃ-હે ભીષ્મ ! જપ કરનારાઓને યોગસિદ્ધિદ્વારા† ઉત્તમ ગતિ થાય છે એમ તેં કહ્યું; પરંતુ એ એક જ ગતિ તેને મળે છે કે, તે ઉપરાંત બીજી કઇ ગતિ તેને મળે છે તે કહે.[1]

ભીષ્મે કહ્યું;-હે રાજા યુધિષ્ઠિર ! હું તને જપ કરનારાઓની ગતિ કહું, તે તું ધ્યાનપૂર્વક શ્રવણ કર અને હે પુરુષશ્રેષ્ઠ ! તેઓ અનેક પ્રકારના નરકમાં કેમ પડે છે, તે હું તને કહું છું.[2] જે જપ કરનારો પૂર્વે જપ કરવાનું કહ્યું છે તે પ્રમાણે જપ કરતો નથી, પરંતુ તેના એક દેશનો જપ કરે છે; અર્થાત્ જે સર્વાંગો સાથે જપ કરતો નથી, તે નરકમાં પડે છે.[3]‡ જે જાપક શ્રદ્ધા વિના જપ કરે છે અને તેમાં આનંદ પામતો નથી, તેમ તેનાથી પ્રસન્ન પણ થતો નથી તે જાપક પણ નરકમાં પડે છે, એમાં સંશય નથી.[4] જેઓ અહંકાર રાખીને જપ કરે છે, તે સર્વે પણ નરકમાં પડે છે. પારકાનું અપમાન કરનારો જાપક પણ નરકને પામે છે.[5] જેઓ મોહને વશ થઇને ફળની ઇચ્છાથી જપ કરે છે, તે પુરુષની જે જે ફળમાં પ્રીતિ હોય છે, તે તે ફળને ભોગવવા માટે તે તે ફળના યોગ્ય દેહને ધારણ કરે છે.[6] જે જપ કરનારો પુરુષ અણિમાદિક ઐશ્વર્ય સંપાદન કરવામાં પ્રીતિ રાખે છે, તેની પ્રીતિ એ જ નરક છે એમ જાણવું અને તે પુરુષ તેમાંથી મુક્ત થતો નથી.[7] જે જપ કરનારો પુરુષ જે વસ્તુ ઉપર રાગથી–પ્રીતિથી મોહિત થઇને જપ કરે છે, તે

---

* કદંબની કળી જેવી હૃદયપિંડમાંથી નીકળેલી નાડીઓ, દર્ભની પેઠે મૂળમાં જાડી અને અગ્ર ભાગમાં સૂક્ષ્મ હોય છે. તેનો અગ્ર ભાગ હૃદયના પિણ્ડનો સ્પર્શ કરે છે અને મૂળવડે બ્રહ્માંડને પૂર્ણ કરી રહેલી છે. તે નાડીઓ નીચે ગયેલી છે, માટે જ આમ પુરુષને દર્ભના ઢગ ઉપર બેઠેલો વર્ણવ્યો છે. એ નાડી આગળ ફેલાયલી છે તેથી હાથમાં દર્ભ લઇને બેઠો છે આમ કહ્યું છે. ઉપરના ભાગમાં ફેલાયલી છે, તેથી માથે દર્ભ ધારણ કરીને બેઠેલો છે એમ કહ્યું છે. ચોતરફ ફેલાયલી છે તેથી દર્ભથી વિંટાયલો છે આમ કહ્યું છે. આમ જપ કરનાર હૃદયપિંડમાં નાડીઓથી ઢંકાયલો છે, માટે દર્ભથી વચમાં પણ ઢંકાયલો છે એમ કહ્યું છે.

† જન્મમરણનો નાશ, ઇચ્છાનુસાર દેહત્યાગ, બ્રહ્મલોકમાં ગતિ અને વિશુદ્ધ કૈવલ્યની પ્રાપ્તિ.

‡ અહીં નરક શબ્દવડે મોક્ષની અપ્રાપ્તિ એટલો જ અર્થ લેવો. જો કે જપ કર્મવાળો સ્વર્ગના સુખની પ્રાપ્તિને મેળવી શકે છે ખરો, પણ મોક્ષની સાથે સરખાવતાં સ્વર્ગસુખ નરકના સરખું છે; કારણ તેમાં પુનર્જન્મનો સંભવ રહેલો છે.

પુરુષનો જે વસ્તુ ઉપર રાગ (પ્રીતિ) હોય છે ત્યાં ત્યાં તે તે વસ્તુનો ઉપભોગ કરવા માટે અવતરે છે.૮ દુષ્ટ બુદ્ધિવાળો અને ભોગ અંતરહિત છે એવા જ્ઞાનથી રહિત એવો જાપક ચલિત મનવડે પોતાનું કાર્ય કરે છે તો તે ચલાયમાન ગતિને પામે છે; અર્થાત્ નરકમાં પડે છે.૯ જેની બુદ્ધિ ભોગોનાં દુરંત પરિણામને જાણતી નથી ને જે મૂર્ખ છે એવો જપ કરનારો, જપ કરતાં કરતાં સાંસારિક વિષયો ઉપર મોહ પામે છે અને મોહને લીધે નરકમાં પડે છે અને ત્યાં નરકમાં પોતાની દુષ્ટ બુદ્ધિને માટે શોક કરે છે.૧૦ જે જાપક વૈરાગ્ય નહિ છતાં હઠપૂર્વક ભોગનો ત્યાગ કરી, દૃઢ આગ્રહ સાથે એટલે 'ગમે તે થશે પણ હું જપ કરીશ,' આવા આગ્રહ સાથે જપ કરે છે, તે પુરુષ સંપૂર્ણ રીતે જપ કરી શકતો નથી; તેમ તે જપમાં સંપૂર્ણ રીતે એકાગ્ર પણ થઈ શકતો નથી, તેથી તેને પરિણામે નરક મળે છે.૧૧

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ! સ્વાભાવિક, માયાથી પર અને અવ્યક્ત એવા પરબ્રહ્મમાં સ્થિતિ કરીને રહેલો જાપક પુનઃ શા માટે શરીરને ધારણ કરે છે?૧૨

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! કામાદિક દોષોથી દુષિત થયેલી બુદ્ધિવડે (જપ જપવાથી) જાપકને અનેક નરકોમાં પડવું પડે છે. જાપકપણું પંડે શ્રેષ્ઠ છે, પરંતુ તેમાંથી જે દોષ ઉત્પન્ન થાય છે, તે દુષ્ટ બુદ્ધિને લીધે થાય છે તે મેં કહ્યા. (અને તેથી જાપક પુનઃ શરીરને ધારણ કરે છે.)૧૩

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'जापकोपाख्यान' ए नामनो अध्याय १९७ मो समाप्त.

## અધ્યાય ૧૯૮ મો.

### કેવા જાપકને નરકપ્રાપ્તિ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ! કેવો જાપક નરકમાં પડે છે તે મને કહે. કારણ કે તે સાંભળવાનું મને કુતુહલ છે.૧

ભીષ્મે કહ્યું;–હે નિર્દોષ યુધિષ્ઠિર રાજા! તું ધર્મના અંશમાંથી ઉત્પન્ન થયો છે, સ્વાભાવિક રીતે જ ધર્મનિષ્ઠ છે, માટે તું સાવધાન થઈને એ વિશે વેદમાં કહેલાં વચનો મારી પાસેથી શ્રવણ કર.૨ હે તાત! હે રાજન્! મહાબુદ્ધિવાળા દેવોનાં સ્થાનો, નાના પ્રકારની આકૃતિવાળાં, અનેક રૂપવાળાં, અનેક જાતના ફળ આપનારાં ને દિવ્ય છે. ઇચ્છાનુસાર ગતિવાળાં વિમાનો અને સભાઓ તેમાં છે તથા તે અનેક પ્રકારનાં વિહારનાં સ્થાનો છે. ત્યાં સુવર્ણનાં કમળવાળાં સરોવરો છે. ચારે લોકપાળોનાં, શુક્રનાં, બૃહસ્પતિનાં, દેવોનાં, વિશ્વદેવતાઓનાં, સાધ્ય દેવોનાં, અશ્વિનીકુમારોનાં, રુદ્રનાં, આદિત્યનાં, વસુઓનાં તથા બીજા દેવોનાં સ્થાનો છે. તે સર્વે, પરમાત્માના સ્થાન આગળ નરક તુલ્ય છે, એટલા માટે તે નરકતુલ્ય કહેવાય છે.૩–૬ પરમાત્માનું ધામ નાશ તથા ભયરહિત છે; સ્વભાવસિદ્ધ છે; અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એવા પાંચ કલેશોનો ત્યાં લેશ પણ નથી; પ્રિય હેતુ તથા અપ્રિય હેતુથી પણ મુક્ત છે; સત્વાદિક ત્રણ ગુણથી રહિત છે; પાંચ ભૂત, ઇન્દ્રિયો, મન બુદ્ધિ, વાસના, કર્મ, વાયુઓ અને અવિદ્યા આ આઠ પુરી કહેવાય છે, તેનાથી પણ રહિત છે; ઇષ્ટ વિષયના લાભથી ઉપજતો હર્ષ અને તેના ઉપભોગથી ઉપજતો આનંદ આ બન્ને પ્રાકૃત વસ્તુથી પણ તે રહિત છે; આંતર અને બાહ્ય શોકથી રહિત છે.૭–૮ (ભૂત, ભવિષ્ય તથા વર્તમાનરૂપ) કાળ પણ ત્યાંથી જ ઉત્પન્ન થાય છે. તે શ્રેષ્ઠ ધામ, કાળના પણ પ્રભુરૂપ છે; તેમ જ સ્વર્ગના પણ ઈશ્વરરૂપ છે.૯ જે પુરુષ પોતાનાં સ્વરૂપનાં દર્શન કરે છે, તે પુરુષને તે ધામની પ્રાપ્તિ થાય છે. ત્યાં ગયા પછી પુરુષને શોક થતો નથી. આ ધામ પરમ કહેવાય છે અને તે વિનાના બીજા લોકો (જેને વિશે મેં પ્રથમ વર્ણન કર્યું) તે નરક કહેવાય છે.૧૦ હે રાજા! આ સર્વે નરકો મેં તને ઘટતી રીતે કહ્યાં. પરમાત્માના ધામની તુલના કરતાં બીજા સર્વે લોકો નરક કહેવાય છે.૧૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां जापकोपाख्यानमां अध्याय १९८ मो समाप्त.

## અધ્યાય ૧૯૯ મો.

### કાળાદિનો સંવાદ.

યુધિષ્ઠિરે કહ્યું;–હે ભીષ્મ પિતામહ! કાળ (આયુષ્યનું પરિમાણ કરનાર દેવ), મૃત્યુ (પ્રાણનો વિયોગ કરનાર દેવ), યમ (પુણ્ય પાપનું ફળ આપનાર દેવ), ઇક્ષ્વાકુ અને બ્રાહ્મણ, એમનો સંવાદ પૂર્વે થયો હતો. તે તું મને સમ્પૂર્ણ કહે.૧

ભીષ્મ બોલ્યા;–આ વિષયના સમ્બન્ધમાં હું તને સૂર્યના પુત્ર ઇક્ષ્વાકુ અને બ્રાહ્મણના વૃત્તાંતનો પ્રાચીન ઇતિહાસ ઉપરાંત, કાળનો અને મૃત્યુનો વૃત્તાંત પણ કહું છું, તે તું મારી પાસેથી સાંભળ. તેઓનો શો સંવાદ હતો, કેઈ રીતે થયો હતો અને કીયે ઠેકાણે થયો હતો, તે પણ હું તને કહું છું.૨–૩ પિપ્પલાદનો પુત્ર કૌશિક ગોત્રનો, મહાયશસ્વી ને ધર્મનિષ્ઠ એક બ્રાહ્મણ હતો. તે જપ કરનારો, વેદના છ અંગને જાણ-

નારો ને મહા બુદ્ધિમાન્ હતો.[૪] તેને છએ અંગોને વિશે પરમાત્માનું અપરોક્ષ જ્ઞાન થયું હતું. તે ચારે વેદ ભણેલો હતો અને હિમાચળની તળેટીમાં રહેતો હતો.[૫] તેને નિયમપૂર્વક વર્તીને નિત્ય ગાયત્રીનો જપ કર્યા કરતાં તથા બ્રાહ્મણને ઘટે તેવી રીતનું તપશ્ચરણ કરતાં એક હજાર વર્ષ વીતી ગયાં.[૬] એક હજાર વર્ષ વીત્યા પછી, સાવિત્રી દેવીએ તેને સાક્ષાત્ દર્શન દઇને કહ્યું,–"હું તારા ઉપર પ્રસન્ન થઇ છું." પરંતુ તે સમયે પિપ્પલાદનો પુત્ર જપ કરતો હતો. તેણે મૌન રહીને જપ કર્યા કર્યો; પરંતુ સાવિત્રીને કંઇ પણ ઉત્તર આપ્યું નહિ.[૭] પરંતુ વેદમાતા સાવિત્રી દેવી, તેના ઉપર પ્રસન્ન થયાં. તેના ઉપર કૃપા કરીને તેના જપની પ્રશંસા કરી.[૮] (તે દિવસનો) જપ પૂરો થઇ રહ્યો, એટલે તે ધર્માત્મા બ્રાહ્મણ ઉભો થયો અને તે દેવીનાં બન્ને ચરણ વિશે પોતાનું મસ્તક મૂકીને આ પ્રમાણે બોલ્યો:[૯] 'હે દેવિ! ઘણી જ હર્ષની વાત છે કે, તું મારા ઉપર પ્રસન્ન થઇને મને દર્શન આપ્યાં. તું જો મારા ઉપર પ્રસન્ન હો તો મને વર આપ કે, મારું મન જપમાં રમણ કર્યા કરે.'[૧૦]

સાવિત્રી બોલ્યાં;–'હે વિપ્રર્ષિ! તું શું માગે છે? હું તારી શી ઇચ્છા પૂર્ણ કરું? હે શ્રેષ્ઠ જાપક! માગ, તારું સર્વ મનવાંચ્છિત પૂર્ણ થશે.'[૧૧] આ રીતે દેવીએ કહ્યું, એટલે તે ધર્મવેત્તા બ્રાહ્મણે વારંવાર કહ્યું;–'જપ કરવામાં મારી ઇચ્છા વારંવાર વૃદ્ધિ પામ્યા કરે[૧૨] અને હે કલ્યાણિ! મારું મન સમાધિપ્રતિ દિવસે દિવસે વૃદ્ધિ પામે.' તે સાંભળીને દેવીએ મધુરતાથી ઉત્તર આપ્યું; 'તારી ઇચ્છા પ્રમાણે થશે.'[૧૩] આ ઉપરાંત દેવીએ તેનું પ્રિય કરવાની ઇચ્છાથી તેને કહ્યું;–'જપ કરનારા ઉત્તમ બ્રાહ્મણો જે નરકમાં ગયા છે, તે નરકમાં તું જઇશ નહિ;[૧૪] પરંતુ તું સ્વભાવસિદ્ધ અને પ્રશંસાપાત્ર બ્રહ્મના સ્થાનમાં જઇશ. વળી તેં મારી જે કાર્યને માટે પ્રાર્થના કરી છે, તે તારું કાર્ય પણ હું સિદ્ધ કરું છું.[૧૫] તું નિયમમાં પરાયણ થઇ, એકાગ્રતાથી જપ કર; ધર્મ તારી પાસે આવશે તથા કાળ, મૃત્યુ ને યમ પણ તારી પાસે આવશે[૧૬] અને તારે તથા તેઓને ધર્મ પ્રમાણે વિવાદ થશે.'

ભીષ્મે કહ્યું;–આ રીતે કહીને ભગવતી સાવિત્રી પોતાના ધામમાં પધારી ગયાં[૧૭] ને તે બ્રાહ્મણ પણ સદાય દાંત, જિતક્રોધ, સત્યપ્રતિજ્ઞ અને અસૂયા રહિત થઇને જપ કરવા લાગ્યો. જપ કરતાં કરતાં તેને દેવતાનાં સો વર્ષો વીતી ગયાં.[૧૮] બુદ્ધિમાન્ એવા તે બ્રાહ્મણનો જપ કરવાનો નિયમ સમાપ્ત થયો કે, સાક્ષાત્ ધર્મે પ્રસન્ન થઇને તે બ્રાહ્મણને દર્શન આપ્યાં.[૧૯]

ધર્મે કહ્યું;–'હે બ્રાહ્મણ! હું કે જે ધર્મ છું, તેની તરફ તું જો. હું તારાં દર્શન કરવા માટે આવ્યો છું! તું જે જપને વિશે રોકાયો હતો, તે તારા જપનું ફળ તને મળી ચૂક્યું છે. તે વિશે હું તને કહું છું તે તું સાંભળ.[૨૦] હે સત્પુરુષ! તેં દેવતાઓના અને મનુષ્યોના લોકોને જિતી લીધા છે અને તું દેવોના સર્વે લોકોને ઉલ્લંઘીને પેલે પાર જઇશ.[૨૧] હે મુનિ! હવે તું તારા પ્રાણ ત્યાગ કરીને જે લોકોમાં જવાની ઇચ્છા હોય તે લોકોમાં જા. તું તારા આ શરીરનો ત્યાગ કર્યા પછી સુખદાયી બીજા લોકોમાં જઇ શકીશ."[૨૨]

બ્રાહ્મણ બોલ્યો;–'હે ધર્મ! તું કહે છે, તે લોકોની મારે જરાએ ઇચ્છા નથી. તું, ઇચ્છાનુસાર જ્યાં જવું હોય ત્યાં જા. હે વ્યાપક ધર્મ! જેમાં ઘણાં દુઃખ અને સુખ સમાયલાં છે, એવા આ દેહનો હું ત્યાગ કરીશ નહિ.'[૨૩]

ધર્મે કહ્યું;–'હે મુનિશ્રેષ્ઠ! તારે તારા શરીરનો અવશ્ય ત્યાગ કરવો પડશે; માટે કાં તો તું સ્વર્ગમાં જા અથવા તો હે નિર્દોષ બ્રાહ્મણ! તને શી ઇચ્છા છે તે મને કહે.'[૨૪]

બ્રાહ્મણ બોલ્યો;–'હે વ્યાપક ધર્મ! હું દેહનો ત્યાગ કરીને સ્વર્ગમાં વાસ કરવાની ઇચ્છા કરતો નથી. હે ધર્મ! તું જા, મારા શરીર વિના સ્વર્ગમાં જવાની મને ઇચ્છા થતી નથી.'[૨૫]

ધર્મે કહ્યું;–'તું તારા દેહ ઉપર પ્રીતિ રાખ મા, પણ દેહનો ત્યાગ કરીને સુખી થા અને રજોગુણ રહિત સ્વર્ગાદિક લોકોમાં જા; જ્યાં જવાથી તને શોક કરવાનો પ્રસંગ આવશે નહિ.'[૨૬]

બ્રાહ્મણ બોલ્યો;–'હે મોટા ભાગ્યશાળી ધર્મ! હું ગાયત્રીનો જપ કરીને આનંદ કરીશ. મારે સનાતન એવા લોકોનું શું કામ છે? હે વ્યાપક ધર્મ! તું મને દેહની સાથે સ્વર્ગમાં જવાનું કહે, તોપણ મારે જવાની ઇચ્છા નથી.'[૨૭]

ધર્મે કહ્યું;–'હે બ્રાહ્મણ! તું જો તારા શરીરનો ત્યાગ કરવાની ઇચ્છા રાખતો ન હો તો, જો આ કાળ, મૃત્યુ અને યમ તારી પાસે આવે છે તેને!'[૨૮]

ભીષ્મ બોલ્યા;–હે રાજા યુધિષ્ઠિર! તે પછી યમ, કાળ અને ત્રીજું મૃત્યુ, એ ત્રણે મહા ભાગ્યશાળી તે બ્રાહ્મણની પાસે આ પ્રમાણે બોલ્યા.[૨૯]

યમે કહ્યું;–'હે બ્રાહ્મણ! હું યમ તને કહું છું કે, તેં ઘણી જ ઉત્તમ રીતે તપશ્ચરણ કર્યું છે અને તારું આચરણ પણ ઉત્તમ છે. તેનું તને ઉત્તમ ફળ મળી ચૂક્યું છે!'[૩૦]

કાળે કહ્યું;-"હું કાળ છું ને તારી પાસે આવ્યો છું. તને કહું છું, કે તને જપ કરવાનું ઉત્તમ ફળ મળી ચૂક્યું છે; હવે તારો સ્વર્ગમાં જવાનો સમય થયો છે."૩૧

મૃત્યુએ કહ્યું;-"હે ધર્મવેત્તા બ્રાહ્મણ! જાણ કે હું સાક્ષાત્ મૂર્તિમાન્ મૃત્યુ છું ને કાળની પ્રેરણાથી તને આજે અહીંથી લઈ જવા માટે તારી પાસે આવ્યો છું."૩૨

બ્રાહ્મણ બોલ્યો;-"હે સૂર્યના પુત્ર યમ, હે મહાત્મા કાળ, હે મૃત્યુ! તમે ભલે પધાર્યા. હું તમારા સર્વનું શું કાર્ય કરું?"૩૩

ભીષ્મ બોલ્યા;-એ પ્રમાણે કહીને તે બ્રાહ્મણે તેઓને અર્ઘ્ય તથા પાદ્ય આપ્યું અને પરમ પ્રસન્ન થઈને કહ્યું; 'હું મારી શક્તિ અનુસાર તમારું કીયું કાર્ય કરું તે કહો.'૩૪

આ જ સમયે, હે રાજા! તીર્થયાત્રા કરવા નીકળેલો રાજા ઇક્ષ્વાકુ પણ તે દેવો જ્યાં એકઠા થયા હતા ત્યાં આવ્યા.૩૫ રાજાઓમાં ઋષિ સમાન તથા શ્રેષ્ઠ એવા ઇક્ષ્વાકુએ તે સર્વેની પૂજા કરીને પ્રણામ કર્યા; પછી તે સર્વેને કુશળ પ્રશ્ન પૂછ્યો.૩૬ (જાપક) બ્રાહ્મણે ઇક્ષ્વાકુને આસન, પાદ્ય તથા અર્ઘ્ય આપ્યો અને કુશળ સમાચાર પૂછીને આગતાસ્વાગતા કરી. પછી તે બ્રાહ્મણ બોલ્યો;૩૭ "હે મહારાજ! તું ભલે પધાર્યો, તારી જે ઇચ્છા હોય તે કહે. હું મારી શક્તિ અનુસાર તારું શું કરું, તે તું મને કહે".૩૮

રાજાએ કહ્યું;-"હું રાજા છું અને ષટ્ કર્મ (અધ્યયન, યજન, યાજન, દાન દેવું અને પ્રતિગ્રહ કરવો)માં આસક્ત એવો તું બ્રાહ્મણ છે. (હું તારી પાસે કંઈ લઈ શકું એમ નથી). હું તને સુવર્ણ, રત્ન, વગેરે કંઈ પ્રસિદ્ધ ધન આપું, માટે જેટલું દ્રવ્ય જોઇતું હોય તે તું મને કહે."૩૯

બ્રાહ્મણે કહ્યું;-"હે રાજા! બ્રાહ્મણો પણ બે પ્રકારના છે અને ધર્મ પણ બે પ્રકારનો છે; પ્રવૃત્તિ ધર્મ અને નિવૃત્તિ ધર્મ. હું પ્રતિગ્રહથી નિવૃત્ત થયો છું.૪૦ હે રાજા! જે બ્રાહ્મણો પ્રવૃત્તિવાળા હોય, તેઓને તું દાન આપ. હું પ્રતિગ્રહ કરતો નથી. તને શી વસ્તુ ઇષ્ટ છે, અને તને હું શું આપું? હે શ્રેષ્ઠ રાજા! બોલ! હું તપશ્ચરણવડે તારું કીયું કાર્ય સિદ્ધ કરી આપું".૪૧

રાજાએ કહ્યું;-"હે દ્વિજોત્તમ! હું ક્ષત્રિય છું, 'મને આપો' આવું વચન હું કદી પણ જાણતો નથી. અમે તો 'યુદ્ધ આપો' એટલુંજ આપવાના વચન તરીકે કહેનારા છીએ."૪૨

બ્રાહ્મણે કહ્યું;-"હે રાજા! તું તારા સ્વધર્મથી જેમ સંતોષ માને છે, તેમ અમે અમારા ધર્મથી સંતોષ પામીએ છીએ. એક બીજામાં અંતર નથી, માટે તને જે ગમતું હોય તે તું કર."૪૩

રાજાએ કહ્યું;-"તેં પ્રથમ કહ્યું હતું કે, હું મારી પોતાની શક્તિ અનુસાર તુંને આપું, તો હે બ્રાહ્મણ! હું તારી પાસે યાચના કરું છું કે, તું મને તારા આ જપનું ફળ આપ."૪૪

બ્રાહ્મણે કહ્યું;-"હે રાજા! તેં તો મને કહ્યું હતું કે, મારી વાણી સદા યુદ્ધની યાચના કરે છે, તો પછી તું મારી સાથે શા માટે યુદ્ધની યાચના કરતો નથી?"૪૫

રાજાએ કહ્યું;-"બ્રાહ્મણોને વાણીરૂપી વજ્ર કહેવાય છે એટલે તેઓની વાણીમાં વજ્ર રહેલું છે. ક્ષત્રિયો બાહુજીવી હોય છે, એટલે તેઓનું શસ્ત્ર બાહુ છે. એટલા માટે, હે વિપ્ર! હું તારી સાથે વાણીરૂપી તીવ્ર યુદ્ધ કરું છું."૪૬

બ્રાહ્મણે કહ્યું;-"મારી તો હજી સૂધી પણ તે જ પ્રતિજ્ઞા છે, બોલ તને શું આપું? મારી શક્તિ પ્રમાણે આપીશ. હે રાજેન્દ્ર! મારી પાસે વૈભવ હશે તો તે પણ હું તને આપીશ. બોલ, વિલંબ કર મા.૪૭

રાજાએ કહ્યું;"-તેં બરાબર સો વર્ષ સૂધી જપ કર્યા છે. તેનું તને જે ફળ મળ્યું હોય, તે ફળ જો તારે મને દેવાની ઇચ્છા હોય તો આપ."૪૮

બ્રાહ્મણે કહ્યું;-"મેં જે જપ કર્યો, તેનું પરમ ફળ તું લે. તે ફળનું અર્ધ ફળ વિચાર કર્યા વિના તું ગ્રહણ કર.૪૯ અથવા તો હે રાજન્! મારા જપનું સર્વ ફળ લેવાની તને ઇચ્છા હોય તો ભલે સર્વ ફળને ગ્રહણ કર."૫૦

રાજાએ કહ્યું;-"જે જપના ફળની મેં માગણી કરી, તેની મને જરૂર નથી. તારું કલ્યાણ થાઓ! હવે હું જાઉં છું. પરંતુ જતાં પહેલાં મારે તને એક વાત પૂછવાની છે. મેં તારી પાસે જે જપનું ફળ માગ્યું હતું, તે જપનું ફળ શું છે તે મને કહે."૫૧

બ્રાહ્મણે કહ્યું;-"જે ફળની મને પ્રાપ્તિ થઈ છે તેનું જ્ઞાન મને નથી; પરંતુ મેં જે જપ કર્યો છે, તે જપ તને આપ્યો છે અને તેના આ કાળ, ધર્મ, યમ અને મૃત્યુ સાક્ષીઓ છે."૫૨

રાજાએ કહ્યું;-"આ જપનું ફળ જે જાણવામાં આવ્યું નથી, તે મને શું ફળ આપશે? તું જો મને આ જપનું ફળ કહીશ નહિ તો તે જપનું ફળ ભલે તને મળે, મને સંશય ભરેલા ફળની ઇચ્છા નથી."૫૩

બ્રાહ્મણે કહ્યું;-"હે રાજર્ષિ! હું એકવાર જે વચન બોલ્યો છું, તેથી વિપરીત વાક્ય અંગીકાર કરીશ નહિ! મેં તને આ જપનું ફળ વચનદ્વારા આપ્યું છે, તે વાક્ય મારે અને તારે બન્નેને પ્રમાણ છે.૫૪ મેં પૂર્વે જપ કરતી વખતે કદી પણ ફળની ઇચ્છા કરી નથી,

અર્થાત્ નિષ્કામ જપ કર્યો છે. તો પછી હે રાજસિંહ! હું આ જપના ફળને કેવી રીતે જાણી શકું?[૫૫] તેં મને કહ્યું કે, તારા જપનું ફળ મને આપ, એટલે મેં કહ્યું કે તને ફળ આપું છું! માટે હવે હું મારી વાણીને દૂષણ આપીશ નહિ. તું સત્યનું રક્ષણ કર. ધૈર્ય ધારણ કર.[૫૬] હે રાજન્! હું તને આ પ્રમાણે કહું છું, છતાં તું આજે મારું કહેવું કરીશ નહિ, તો હે રાજા! તને અસત્ય બોલવાથી મહાન્ અધર્મ લાગશે.[૫૭] હે શત્રુને દમન કરનારા રાજા! તારે અસત્ય ભાષણ કરવું યોગ્ય નથી, તેમ જ હું પણ મારા બોલવાને અસત્ય કરવાને શક્તિમાન્ નથી.[૫૮] મેં પ્રથમ વિચાર કર્યા વગર જ 'આપું છું' આમ પ્રતિજ્ઞા કરી છે, માટે તું જો સત્યવાદી હો તો વિચાર કર્યા વિના મારા જપના ફળને ગ્રહણ કર.[૫૯] હે રાજન્! તેં આ પ્રદેશમાં આવીને મારી પાસે જપનું ફળ માગ્યું, તે ફળ મેં તને આપ્યું. માટે, હવે તું ફળને ગ્રહણ કર અને સત્યપરાયણ થા. સ્થિર પણ થા.[૬૦] જે મનુષ્ય અસત્ય ભાષણ કરે છે, તે મનુષ્યને આ લોકમાં તથા પરલોકમાં સુખ મળતું નથી; તે પોતાના પૂર્વજોને તારી શકતો નથી; તો પછી થનારી પ્રજાને તો શાનો જ તારી શકે?[૬૧] હે મહાપુરુષ! આ લોકમાં તથા પરલોકમાં જે પ્રમાણે સત્ય તારે છે, તે પ્રમાણે યજ્ઞનાં ફળ અને દાન તારતાં નથી. નિયમો પણ તારતા નથી.[૬૨] તમે જેટલાં તપ કર્યાં છે અને હવે જેટલાં તપ કરશો, તે સેંકડો અને લાખો તપ એકઠાં કરશો, તો પણ તે સત્યના કરતાં અધિક થશે નહિ.[૬૩] સત્ય એ એક અક્ષર (નાશ રહિત) બ્રહ્મ છે; સત્ય એ એક અક્ષર તપ છે; સત્ય એ એક અક્ષર યજ્ઞ છે અને સત્ય એ એક અક્ષર વેદ છે.[૬૪] વેદોમાં પણ સત્યની પ્રશંસા છે. સત્યનું ફળ વેદમાં ઉત્તમ કહ્યું છે. સત્યથી ધર્મ અને ઇન્દ્રિયોનું દમન થાય છે; અર્થાત્ સર્વ સત્યમાં રહેલું છે.[૬૫] સત્ય વેદો તથા તેના અંગરૂપ છે; સત્ય જ્ઞાનરૂપ છે તથા સત્ય વિધિરૂપ છે; સત્ય વ્રતરૂપ છે; સત્ય ઉપવાસરૂપ છે; સત્ય ૐકારરૂપ છે.[૬૬] પ્રાણીઓની ઉત્પત્તિ સત્ય સ્વરૂપ છે; સંતતિ પણ સત્ય સ્વરૂપ છે; સત્યથી વાયુ વાય છે; સત્યથી સૂર્ય તપે છે;[૬૭] સત્યથી અગ્નિ બળે છે; સ્વર્ગ સત્યને આધારે રહેલું છે; યજ્ઞ, તપ, વેદો, સ્તોભ, (સામનું ગાન) મંત્ર અને સરસ્વતી એ સર્વ સત્યમાં જ છે.[૬૮] અમારા સાંભળવામાં આવ્યું છે કે, પૂર્વે ધર્મને અને સત્યને ત્રાજવામાં ઘાલીને તેમાંથી અધિક કોણ, એ જાણવા માટે તોળી જોયાં હતાં, તો સત્ય અધિક થયું હતું![૬૯] જ્યાં ધર્મ છે ત્યાં સત્ય છે. સર્વ સત્યથી વૃદ્ધિ પામે છે. માટે હે રાજા! તું શા માટે અસત્ય ભાષણ કરવાની ઇચ્છા રાખે છે?[૭૦] હે રાજા! તું સત્યને વિશે સ્થિર થા. તું અસત્ય વર્તન કર નહિ. તેં 'આપો' એવું શુભ વચન કહ્યું હતું. તે વચનને અશુભ તથા અસત્ય શા માટે કરે છે?[૭૧] હે રાજા! મેં આપેલું જપનું ફળ તું જો ગ્રહણ કરીશ નહિ તો તું ધર્મથી ભ્રષ્ટ થશે ને તારે સર્વ લોકમાં ભટકવું પડશે.[૭૨] જે મનુષ્ય આપીશ એમ સ્વીકાર કરીને આપે નહિ અને જે મનુષ્ય યાચના કરીને લેવાની ઇચ્છા કરે નહિ, એ બન્ને અસત્યવાદી થાય છે. માટે તારે તારા વચનને મિથ્યા કરવું યોગ્ય નથી."[૭૩]

રાજાએ કહ્યું;–"હે બ્રાહ્મણ! યુદ્ધ કરવું અને પ્રજાની રક્ષા કરવી, આ ક્ષત્રિયનો ધર્મ છે. ક્ષત્રિયોને દાતા કહેલા છે, તો હું તારી પાસેથી દાન કેમ લઉં?"[૭૪]

બ્રાહ્મણે કહ્યું;–"હે રાજા! મેં તને દાન લેવા માટે લાલચ આપી નથી, તેમ હું કંઇ તારે ઘેર પણ દાન આપવા આવ્યો નથી. તેં મારે ઘેર આવીને યાચના કરી છે અને હવે તું શા માટે દાન ગ્રહણ કરતો નથી?"[૭૫]

ધર્મ બોલ્યો;–"તમે બન્ને જાણો કે, હું ધર્મ છું! તમે બન્ને વિવાદ કરવો છોડી દ્યો. આ બ્રાહ્મણને દાનનું ફળ મળે અને રાજાને સત્યનું ફળ મળે, એમ હું ઇચ્છું છું."[૭૬]

સ્વર્ગ બોલ્યું;–"હે રાજેન્દ્ર! હું મૂર્તિમાન્ સ્વર્ગ મારી મેળે તારી પાસે આવ્યું છું એમ તું જાણ. તમે બન્ને વિવાદ કરવો રહેવા દ્યો. તમે બન્નેને સમાન ફળ મળશે."[૭૭]

રાજાએ કહ્યું;–"મને સ્વર્ગની સ્પૃહા નથી! હે સ્વર્ગ! જેમ આવ્યું હોય તેમ તું પાછું જા. આ બ્રાહ્મણને જો સ્વર્ગમાં જવાની ઇચ્છા હોય તો તે મેં કરેલા તપનું ફળ ભલે લે."[૭૮]

બ્રાહ્મણ બોલ્યો;"–બાળકપણમાં મેં અજ્ઞાનપણાથી કદાચ કોઇની પાસે હાથ લાંબો કર્યો હોય તો તે હું જાણતો નથી; પરંતુ હમણાં તો હું ગાયત્રીનો જપ કરીને નિવૃત્તિ લક્ષણવાળા ધર્મની ઉપાસના કરું છું.[૭૯] હે રાજન્! હું ઘણા કાળ થયાં નિવૃત્તિ ધર્મને પામ્યો છું, તેને તું શા માટે લોભાવે છે? હે રાજા! હું મારી પોતાની મેળે જે કરવાનું હશે તે કરીશ, પરંતુ તારી પાસેથી તપના ફળની ઇચ્છા રાખતો નથી.[૮૦] કારણ કે હું પ્રતિગ્રહનો ત્યાગ કરીને રાત દહાડો તપ અને સ્વાધ્યાય કરવામાં પરાયણ રહું છું."

રાજાએ કહ્યું;–"હે બ્રાહ્મણ! તું જો ખરેખર તારા જપનું ઉત્તમ ફળ મને આપતો હોય તો તે ફળમાંથી અર્ધું મને આપ અને મારાં કૃત્યોવડે મેં જે કાંઈ ફળ મેળવ્યું હોય, તેમાંથી અર્ધું તું લે.[૮૧] હે બ્રાહ્મણ!

બ્રાહ્મણો પ્રતિગ્રહ કરનારા હોય છે અને ક્ષત્રિયો દાતા હોય છે. આ ધર્મ જો તારા સાંભળવામાં આવ્યો હોય તો આપણા બન્નેનું ફળ એકઠું થઈને આપણ બન્નેને સરખું મળે, એમ હું ઇચ્છું છું.[૯૨] અથવા તો આપણા બન્નેનું ફળ આપણે બન્ને એક સાથે ભોગવીએ નહિ, એમ જો તું ઇચ્છતો હોય તો મારા તપનું સર્વ ફળ તું મેળવ. તારી જો મારા ઉપર કૃપા હોય તો મારા તપનાં ફળને તું ગ્રહણ કર".[૯૩]

ભીષ્મે કહ્યું;–આ રીતે વાતચિત ચાલતી હતી, તે સમયે વિકૃત વેશધારી* બે પુરુષ ત્યાં આવ્યા. તેઓનાં વસ્ત્ર મલિન હતાં; તેઓએ એક બીજાનો હાથ એક બીજાના ખભાપર મૂકયા હતા. તેઓ બ્રાહ્મણ અને રાજાની પાસે આવીને આ પ્રમાણે બોલવા લાગ્યા.[૯૪]

એક પુરુષ બોલ્યો;–'હું તારી પાસે કંઇ પણ માગતો નથી.' બીજો બોલ્યો; 'તું મારી પાસે પૈસા માગે છે. એ વિષયમાં આપણા બન્ને વચ્ચે વિવાદ ચાલે છે અને તેનો નિર્ણય કરનારા રાજા અહીં જ ઉભા છે–તે આપણો નિર્ણય કરશે.'[૯૫]

(પહેલો બોલ્યો;) 'હું ખરું કહું છું કે તું મારો કરજદાર નથી.' બીજો બોલ્યો; 'તું અસત્ય બોલે છે; હું તારો કરજદાર છું!'[૯૬] આ બન્ને પુરુષો ક્રોધથી ઘણા જ તપી ગયા હતા. તેઓએ રાજાને કહ્યું, 'અમે બન્ને જે રીતે પાપભાગી થઇએ નહિ, તે પ્રમાણે તમે અમારા બન્નેનો નિર્ણય કરો.'

તે પછી તે બેમાંથી એક, કે જેનું નામ વિરૂપ હતું તે બોલ્યો;[૯૭]

વિરૂપ બોલ્યો;–"હે નરોમાં વાઘ સમાન રાજા! આ વિકૃત એક ગાયના દાનનું ફળ મારી પાસે માગે છે. હે મહીપતિ! હું તેને તે ફળ આપવાની ઇચ્છા રાખું છું, છતાં તે લેતો નથી."†[૯૮]

વિકૃત બોલ્યો;–"હે રાજા! આ વિરૂપની પાસે મારું કંઇ પણ લેણું નથી; છતાં હે રાજા! એ સત્યના વેશમાં અસત્ય વચન આપને કહે છે."[૯૯]

રાજાએ પુછ્યું;–"હે વિરૂપ! તારે આ તારા મિત્રનું શું દેવું છે, તે તું મને કહે. તારું કહેવું સાંભળીને મારા મનમાં જેમ યોગ્ય લાગશે, તેમ હું નિર્ણય આપીશ."[૯૦]

વિરૂપ બોલ્યો;–"હે રાજર્ષિ! હું આ વિકૃતનો કેવા પ્રકારનો કરજદાર છું, તે તમે સાવધાન થઇને સંપૂર્ણ રીતે શ્રવણ કરો.[૯૧] હે નિર્દોષ રાજર્ષિ! એણે ધર્મ સંપાદન કરવા માટે પૂર્વે તપ તથા સ્વાધ્યાયપરાયણ બ્રાહ્મણને એક ઉત્તમ ગાય દાનમાં આપી હતી.[૯૨] તે પછી મેં તેની પાસે જઇને તે ગાયના દાનના ફળની તેની પાસે યાચના કરી ને શુદ્ધ અંતઃકરણથી ફળ વિકૃતે મને આપ્યું.[૯૩] તે પછી મેં મારી શુદ્ધિને માટે એક પુણ્ય કર્મ કર્યું. તે એ કે, વાછરડાવાળી તથા ઘણું દુધ દેનારી બે કપિલા ગાયો મેં વેચાતી લીધી, અને હે રાજન્! તે ઉંછ વૃત્તિવાળા ઉત્તમ બ્રાહ્મણને શ્રદ્ધા સાથે વિધિપૂર્વક દાનમાં આપી. તે ગાયોનું ફળ લઇને, આ વિકૃતને, તેણે આપેલા ફળના કરતાં બમણું ફળ આપું છું, પરંતુ તે લેતો નથી.‡ હે પુરુષોમાં વાઘ સમાન રાજા! આ રીતે અમારો વિવાદ છે. આમાં કોણ શુદ્ધ છે અને કોણ અપરાધી છે, તેનો નિર્ણય તું કર.[૯૪-૯૬] હે રાજા! અમે બે આ રીતનો વિવાદ કરતા તારી પાસે આવ્યા છીએ, માટે તું ધર્મ કરે કે અધર્મ કરે; પરંતુ અમારા બન્નેનો નિર્ણય કર.[૯૭] એણે મને જે પ્રમાણે દાન આપ્યું છે, તે પ્રમાણે જો તે મારી પાસેથી લેવાને રાજી નહોય તો પછી તું ધૈર્ય ધારણ કરીને અમને બન્નેને આજે અમુક માર્ગ ઉપર લાવી મૂક અર્થાત્ અમારો નિર્ણય કર."[૯૮]

રાજાએ કહ્યું;–"હે વિકૃત! તારું દેવું વિરૂપ તને પાછું આપે છે, છતાં તું તે શા માટે લેતો નથી? જે પ્રમાણે એણે તને આપવાની કબૂલત આપી હતી, તે પ્રમાણે તું વિલંબ કર્યા વિના લઇ લે."[૯૯]

વિકૃતે કહ્યું;–"આ વિરૂપે મને કહ્યું કે, હું તારો કરજદાર છું. હું તને કહું છું કે, જે મેં તને આપ્યું, તે મેં તને આપી દીધું છે! માટે હવે એ મારો કરજદાર નથી. તેને મરજી હોય ત્યાં એ જાય."[૧૦૦]

રાજાએ કહ્યું;–"હે વિકૃત! એ તને તારું લેણું આપે છે, છતાં તું લેતો નથી, તેથી મને તારો વિવાદ વિષમ લાગે છે. મારા વિચાર પ્રમાણે તું શિક્ષાને પાત્ર છે, એમાં સંશય નથી."[૧૦૧]

વિકૃતે કહ્યું;–"હે રાજર્ષિ! મેં એને જે વસ્તુ (દાનમાં) એકવાર આપી દીધી, તેને હું પાછી કેમ લઉં? જો આમાં મારો અપરાધ હોય તો, હે પ્રભુ! તમે જે દંડ ફરમાવશો તે હું કબુલ કરીશ."[૧૦૨]

વિરૂપે કહ્યું;–"હું તને આપું છું, તેને તું જો કોઇ પણ રીતે ગ્રહણ કરીશ નહિ તો આ ધર્મનો ઉપદેશ આપનારા રાજા તને શિક્ષા કરશે."[૧૦૩]

* કામ અને ક્રોધ. † એમ જણાય છે કે, વિકૃતે એક ગાય દાનમાં આપી હતી. ત્યારપછી ધર્મવડે જે કાંઇ ફળ મળ્યું હતું, તે ફળ પણ તેણે વિરૂપને ભેટ તરીકે આપ્યું હતું.

‡ તેણે એક ગાય દાનમાં આપીને તેનું પુણ્ય મને આપ્યું. હું બે ગાય દાનમાં આપી, તેનું બેવડું પુણ્ય તેના બદલા તરીકે આપવા ઈચ્છું છું.

વિકૃતે કહ્યું;–"તેં પંડે મારી પાસે આવીને મારા ગોદાનના ફળની યાચના કરી હતી, તે ઉપરથી મેં તને તે આપ્યું હતું. તેને હવે હુ આજે પાછું કેમ ગ્રહણ કરું? માટે હું તને આજ્ઞા કરું છું કે, તારે જવું હોય ત્યાં જા."૧૦૪

બ્રાહ્મણે કહ્યું;–"હે રાજા! આ બન્નેનું કહેવું તેં સાંભળ્યું? હવે મેં તને જે આપવાની પ્રતિજ્ઞા કરી છે, તેને તું વિચાર કર્યા વિના ગ્રહણ કર."૧૦૫

રાજાએ કહ્યું;–"જેમ આ બન્નેનું કાર્ય મહા ગહન છે, તેમ જ મારું પ્રસ્તુત કાર્ય પણ મહા ગહન છે. આ જપ કરનારો બ્રાહ્મણ પોતાના વિચારમાં દઢ છે. આ અભિનિવેશનો અંત કેમ આવશે?૧૦૬ બ્રાહ્મણે આપેલું જપનું ફળ જો હુ ગ્રહણ કરું નહિ તો હું મહા પાપનો અધિકારી કેમ ન થાઉં?૧૦૭

તે પછી તે રાજર્ષિએ, વિરૂપ અને વિકૃતને કહ્યું; "તમારા વાદનો નિર્ણય થાય ત્યાર પછી તમે બન્ને જજો. મારે એટલું જોવું જોઇએ કે, રાજધર્મ જે મારે વિશે રહેલો છે, તે મિથ્યા થવો જોઇએ નહિ.૧૦૮ રાજાઓએ સ્વધર્મ બજાવવો જોઇએ, એવો શાસ્ત્રમાં નિશ્ચય કર્યો છે. (મારે કમનસીબે) બ્રાહ્મણવડે આચરવામાં આવતા ધર્મે (પ્રતિગ્રહના ધર્મે) મારા દુઃખી આત્માને વિશે પ્રવેશ કર્યો છે."૧૦૯*

બ્રાહ્મણે કહ્યું;–"હે રાજા! સ્વીકાર કર! તને આપવાનું છે તે લે! તેં મારી પાસેથી જે માગ્યું, અને તે મેં તને આપવાની પ્રતિજ્ઞા કરી. તારું ઋણ હુ ધારણ કરું છું, તું તે લે. હે રાજા! તું જો તેને ગ્રહણ કરીશ નહિ, તો હું તને શાપ દઇશ એમાં સંશય નથી."૧૧૦

રાજા બોલ્યો;–"રાજધર્મને ધિક્કાર હજો! કે જેનો નિર્ણય આ ઠેકાણે આવો થયો છે. એમ છતાં જે કાંઇ તું મને આપે છે, તે આટલા માટે મારે ગ્રહણ કરવું જોઇએ કે, બેઉના ધર્મો એક સરખા થઇ શકે.†૧૧૧ પ્રતિગ્રહને ગ્રહણ કરવા માટે પૂર્વે મેં મારા જે હાથને કદી પણ લાંબો કર્યો નહતો, તેને આજે હુ લાંબો કરું છું." આટલું કહીને પુનઃ રાજા બોલ્યો; "હે બ્રાહ્મણ! તારી પાસે મારું જે લેણું હોય, તે તું હમણા જ મને આપ."૧૧૨

બ્રાહ્મણે કહ્યું;–"ગાયત્રીનો જપ કરીને મેં જે કંઈ ફળ મેળવ્યું હોય, તે જેટલું હોય તેટલું સર્વ તથા જે કંઈ મારું પુણ્ય હોય, તે સર્વ તું ગ્રહણ કર."૧૧૩

રાજાએ કહ્યું;–"હે ઉત્તમ બ્રાહ્મણ! જો મારા હાથમાં આ પાણી પડયું છે. હુ પણ તને આપવા ઇચ્છું છું. મારું દાન ગ્રહણ કર. આપણને બન્નેને સમાન અને એક સાથે જ ફળ મળો (એટલે કે જેમ મેં તારો પ્રતિગ્રહણ સ્વીકાર્યો છે, તેમ તું મારો પ્રતિગ્રહણ સ્વીકાર!")૧૧૪

આ સર્વ વૃતાંત સાંભળ્યા પછી વિરૂપ બોલ્યો.

વિરૂપ બોલ્યો;–"હે રાજન્! જાણ કે અમે બન્ને કામ તથા ક્રોધ છીએ, અને અમે જ તારી પાસે આ કાર્ય કરાવ્યું છે. તેં કહ્યું કે 'એક સાથે જ પ્રાપ્ત થાઓ' માટે તને અને આને એક સાથે જ સરખા લોકોની પ્રાપ્તિ થશે.૧૧૫ આ વિકૃત મારી પાસે કાંઇ પણ માગતો નથી; તારે પોતાને માટે અમો તારી પાસે નિર્ણય કરાવવા આવ્યા છીએ. કાળ, ધર્મ, મૃત્યુ, કામ, ક્રોધ અને તમે બે, એ સર્વે એક બીજાના સંબંધમાં આવીને તારી દૃષ્ટિ આગળ કસોટીમાં આવી ચૂકયા છે. હવે તારી જયાં ઇચ્છા હોય તેવા તારા કર્મથી જિતેલા લોકોમાં તું જા."૧૧૬–૧૧૭

ભીષ્મ બોલ્યા;–હે યુધિષ્ઠિર રાજા! જપ કરનારાઓને જે ફળની પ્રાપ્તિ થાય છે, તે મેં તને દર્શાવી આપી. ગતિ, સ્થાનક અને લોકો જાપકે જે પ્રમાણે જિત્યા હતા, તે પણ તને દર્શાવી આપ્યા.૧૧૮ ગાયત્રીનો જપ કરનાર બ્રાહ્મણ પરમેષ્ઠી એવા બ્રહ્મલોકમાં અથવા તો અગ્નિના લોકમાં જાય છે અથવા તો સૂર્ય લોકમાં પ્રવેશ કરે છે.૧૧૯ તે જો તૈજસ ભાવવડે તે લોકમાં રમણ કરે છે તો પ્રીતિવડે મોહિત થઇને તેમના ગુણોને ધારણ કરે છે. એ જ રીતે ચંદ્રલોકમાં, વાયુલોકમાં, ભૂલોકમાં અથવા તો આકાશમાં, રાગી થયેલો જાપક તે તે લોકોના ગુણો ધારણ કરીને, તે તે લોકોમાં જઈ

* શ્લોક ૧૦૮ તથા ૧૦૯ સ્ફૂટ નથી. ૧૦૮ મા શ્લોકમાં રાજા એમ કહે છે કે, હું રાજા સમક્ષ તમે તમારી તકરાર મૂકી છે. મારે મારા ધર્મથી ભ્રષ્ટ થવું જોઇએ નહિ, પણ તમારા બેઉની તકરારનો નિર્ણય કરવા હું બંધાયલો છું. મારો રાજધર્મ મિથ્યા ન થાય, એમ મારે ચાલવું જોઇએ. વળી ૧૦૯ મામાં કહે છે કે હું રાજા હોવાથી મારે મારો રાજા તરીકેનો ધર્મ બજાવવો જોઇએ અર્થાત મારે તકરારનો નિર્ણય કરવો જોઇએ. તેમ જ મારે પ્રતિગ્રહ આપવો જોઈએ, પણ લેવો જોઇએ નહિ. છતાં કમનસીબે હું હાલમાં એવી સ્થિતિમાં સપડાયો છું કે, આ બ્રાહ્મણ જે કાંઇ આપવાની ઇચ્છા રાખે છે, તેનો પ્રતિગ્રહ કરી, બ્રાહ્મણ તરીકે વર્તવાની મને ફરજ પડે છે.

† શ્લોક ૧૧૧ મો સ્ફૂટ નથી. રાજાનું સ્વાભાવિક વલણ એવું છે કે; બ્રાહ્મણ જે કાંઇ પ્રતિગ્રહ આપે છે તે ગ્રહણ કરી તેનાપર અનુગ્રહ કરવો. પણ રાજધર્મના નિયમો તેને તેમ કરતાં અટકાવે છે. આ કારણથી એ રાજધર્મને ધિક્કારે છે. એ જ શ્લોકના બીજા ચરણપરથી એમ જણાય છે કે, પ્રતિગ્રહ ગ્રહણ કરવાને માટે તે પૂર્ણપણે બંધાયો છે અને તેને બદલે પોતાના પુણ્યનો પ્રતિગ્રહ આપવા ધારે છે. આમ કરવાથી તે એમ માને છે કે, બ્રાહ્મણ તથા ક્ષત્રિયના ધર્મ એક સરખા થશે; અર્થાત્ તે ધર્મ પરલોકમાં સરખા પ્રકારનું ફળ ઉત્પન્ન કરશે.

વસે છે.૧૨૦-૧૨૧ જ્યારે જાપકને તે તે લોકો ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, ત્યારે તે સર્વ કરતાં ઉત્તમ એવા અવિનાશી લોકમાં પાછો પ્રવેશ કરે છે.૧૨૨ પરમેષ્ઠીના સ્વરૂપમાંથી તે, અમૃતને કહેતાં કૈવલ્ય ધામને પ્રાપ્ત થાય છે અને ત્યાં ગયા પછી તે શાંત, અહંકાર રહિત, બ્રહ્મરૂપ, સુખ દુઃખ રહિત, સુખી અને દ્વૈતાતીત રહિત થઈને રહે છે.૧૨૩ તે જે બ્રહ્મ ધામમાં જાય છે, તે બ્રહ્મસ્થાન પુનરાવૃત્તિથી રહિત છે, એક છે, તેનું નામ અક્ષર છે, દુઃખ તથા જરારહિત અને શાંત છે.૧૨૪ એ અક્ષર સ્થાનમાં જે પુરુષ છે, તે (પ્રત્યક્ષ, આગમ, અનુમાન અને ચિત્ત) એ ચાર લક્ષણોથી રહિત છે. વળી તે છ વૃત્તિથી (ક્ષુધા, તૃષા, શોક, મોહ તથા મૃત્યુ)થી મુક્ત થાય છે. તેમ જ સોળ લક્ષણોથી (અર્થાત્ પાંચ પ્રાણ, દશ ઇન્દ્રિયો તથા મનથી) રહિત છે. જાપક પુરુષ તે કારણબ્રહ્મનું અતિક્રમણ કરીને તે પુરુષને પામે છે.૧૨૫ જો જાપક પુરુષના મનમાં વિષયની પ્રીતિ હોય અને તે પરમ પુરુષને પામવાની ઇચ્છા કરતો ન હોય તો સર્વાત્મક આકાશ નામના કારણનો અભિમાની થાય છે; અને પછી પોતાના મનવડે જે જે વસ્તુની ઇચ્છા કરે છે, તે તે વસ્તુને પામે છે.૧૨૬ અથવા તો તે પરમ વૈરાગ્ય પામીને સર્વે લોકોને નરક તુલ્ય દેખે છે અને સર્વ વિષયોથી સ્પૃહા રહિત થાય છે તો તે મુક્ત થઇને નિર્ગુણ સ્થાનમાં સુખથી વિહાર કરે છે.૧૨૭ હે મહારાજ! આ રીતે જાપકની ગતિ થાય છે, તે મેં તને કહી. આ પ્રમાણે મેં તને સર્વ વૃત્તાંત કહ્યું છે. હવે ફરીથી શું શ્રવણ કરવાની ઇચ્છા છે?૧૨૮

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'जापकोपाख्यान' ए नामनो अध्याय १९९ मो समाप्त.

## અધ્યાય ૨૦૦ મો.

### જાપકોનો મોક્ષ!

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે પિતામહ! વિરૂપે એ રીતે કહ્યા પછી તે બન્નેએ તેને, બ્રાહ્મણે કે રાજાએ, શો ઉત્તર આપ્યો તે મને કહે.૧ અથવા તો તે બન્ને જણાઓ તમે કહેલા સ્થાનમાં ગયા કે તે પછી તે બન્નેનો સંવાદ થયો? તે બન્નેએ ત્યાં શું કર્યું હતું તે મને કહે.૨

ભીષ્મે કહ્યું;-હે રાજા! પછી તે બ્રાહ્મણે રાજાનું કહેલું માન્ય કરીને ત્યાં આવેલા ધર્મનું, યમનું, કાળનું, મૃત્યુનું, સ્વર્ગનું તથા ત્યાં જે બ્રાહ્મણો પ્રથમથી જ હતા તે અને જેઓ પાછળથી ત્યાં આવ્યા હતા તેઓ સર્વેને, મસ્તક નમાવીને પ્રણામ કર્યા. પછી તેઓનું પૂજન કરીને રાજાને કહ્યું; "હે રાજર્ષિ! તું મારા જપના ફળવડે શ્રેષ્ઠપણાને પ્રાપ્ત કર અને તારી આજ્ઞાથી હું પુનઃ જપ કરીશ.૩-૫ હે મોટા બળવાળા રાજા! મને સાવિત્રી દેવીએ પૂર્વે વર આપ્યો છે કે, 'તારી જપ કરવામાં નિત્ય પ્રીતિ વૃદ્ધિ પામો.'"૬

રાજાએ કહ્યું;-"જો મને જપનું ફળ આપવાથી તારી જપની સિદ્ધિ નિષ્ફળ થઈ હોય અને ફરી તારી જપ કરવાની ઈચ્છા હોય તો ચાલ, મારી સાથે અર્ધો અર્ધ વહેંચણી કર તથા તારા જપનું ફળ તને મળો."૭*

બ્રાહ્મણે કહ્યું;-" આ સર્વ પુરુષોની સમક્ષ (તારાં કૃત્યોવડે જે કાંઈ પુણ્ય તને પ્રાપ્ત થયું હોય, તેની વહેંચણી કરવા માટે) તેં મહાન્ પ્રયત્ન કર્યો છે. ચાલ, ત્યારે આપણે હવે સરખા ફળવાળા થઈએ અને હવે આપણ બન્નેની જ્યાં ગતિ હોય ત્યાં આપણે જઈએ!"૮ તે બન્નેનો એવો નિશ્ચય જાણીને દેવોના ઈશ્વર ઇંદ્ર, બીજા દેવો તથા લોકપાલોને સાથે લઈને તે સ્થાનમાં આવ્યા.૯ સાધ્યદેવો, વિશ્વેદેવો, વાયુ દેવતાઓ, નદીઓ, પર્વતો, સમુદ્રો તથા અનેક તીર્થો તે સ્થાનમાં આવ્યાં.૧૦ તપો, વેદાંતશાસ્ત્રો, વેદો, સ્તોત્રો (સામગાનમાં સ્વર પૂરનારા 'हायि, हा वु વગેરે અક્ષરો), સરસ્વતી, નારદ, પર્વત, વિશ્વાવસુ, હાહા, હૂહૂ, પરિવાર સાથે ચિત્રસેન ગંધર્વ, નાગો, સિદ્ધદેવો, મુનિઓ તથા દેવના દેવ પ્રજાપતિ પણ તે સ્થાનમાં આવ્યા.૧૧-૧૨ વળી હે રાજા! હજાર મસ્તકવાળા અચિંત્ય દેવ વિષ્ણુ પણ તે સ્થળમાં આવ્યા. તે સમયે અંતરિક્ષમાં ભેરીઓ અને તુરીઓ વાગવા લાગી.૧૩ તે મહાત્માઓ ઉપર આકાશમાંથી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી, અપ્સરાઓનાં મંડળો ત્યાં આગળ ચોતરફ નૃત્ય કરવા લાગ્યાં.૧૪ એ પછી મૂર્તિમાન સ્વર્ગે ત્યાં આવી બ્રાહ્મણને કહ્યું;-"હે બ્રાહ્મણ! તું સિદ્ધ છે અને હે રાજા! તું પણ સિદ્ધ છે!"૧૫ તે પછી હે રાજા! તે બન્નેએ એકબીજાનો ઉપકાર કર્યો હતો, તેથી તે બન્નેએ એક જ સમયે એકઠા રહીને વિષયના કારણભૂત ઇન્દ્રિયોનો ઉપસંહાર કર્યો.૧૬ પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન તથા સમાનની હૃદયમાં સ્થાપના કરી, તેઓએ મનને પ્રાણ તથા અપાનને એકઠા કરી તેમાં યોજ્યું.૧૭ તે પછી પદ્માસનવાળી બન્ને ભ્રુકૂટીની વચ્ચે નાસિકાના અગ્રભાગ ઉપર તેમણે દૃષ્ટિ રાખી અને મનવડે ધીરે ધીરે પ્રાણ તથા અપાનને ભ્રુકૂટી વચ્ચે આવેલા આજ્ઞાચક્રમાં સ્થાપન કર્યું.૧૮

* બીજા ચરણમાં સાર્દ્ધ શબ્દ છે તે અવ્યય નથી. અહીં રાજા બ્રાહ્મણને એમ કહે છે કે, મને જે કાંઇ ફળ પ્રાપ્ત થયું હોય, તે આપણે બેઉ જણા વહેંચી લઇએ.

આ રીતે તે બન્નેએ પોતાના મનને જિત્યું, કે તેઓનું શરીર ચેષ્ટા રહિત થઇ ગયું; દૃષ્ટિ સ્થિર થઈ ગઈ; એટલે તેમણે સુષુમ્ણા માર્ગેથી પ્રાણ સહિત મનને મૂર્ધ-સ્થાનમાં લાવીને સ્થાપ્યું.[૧૯] તે સમયે મહાત્મા બ્રાહ્મણના બ્રહ્મરંધ્રને ફાડીને એક મહાન્ તેજનું પ્રતિબિંબ નીકળ્યું અને ત્યાંથી તે સ્વર્ગમાં ગયું![૨૦] તે જોઇને તે સમયે (ત્યાં હતા તે) સર્વે લોકોએ સર્વે દિશાઓમાં મોટો હાહાકાર કરી મૂકયો અને બ્રાહ્મણના બ્રહ્મરંધ્રમાંથી નીકળેલું તે તેજ લોકોની સ્તુતિ ઝીલતું બ્રહ્માને વિશે પ્રવિષ્ટ થયું.[૨૧] હે રાજા! બ્રહ્માએ તે તેજને વિશે અંગુષ્ઠ જેવડા પુરુષને જોઇને તેનો સત્કાર કર્યો અને તેની સામે જઇ તેની આગતા સ્વાગતા કરી; અને તેજ વખતે બ્રહ્મદેવે મધુર વચનથી કહ્યું; "જે ફળ યોગીઓને થાય છે તેના સમાન જ જપ કરનારાઓને પણ ફળ મળે છે, એમાં સંદેહ નથી.[૨૨-૨૩] યોગીઓને જે ફળ મળે છે, તે આ સભાસદોએ પ્રત્યક્ષ જોયું છે. પરંતુ જાપકોને તેના કરતાં પણ વિશેષ ફળ મળે છે;" આમ દેખાડવા માટે બ્રહ્માએ તેના તેજને પ્રત્યુત્થાન આપ્યું.[૨૪] તે પછી બ્રહ્માએ તે તેજને કહ્યું; 'તું મારે વિશે નિવાસ કર!' આમ કહીને બ્રહ્માએ તેને નિત્ય આત્મા અને બ્રહ્મની એકતાનો ઉપદેશ કર્યો. તે પછી બ્રાહ્મણે દુઃખનો ત્યાગ કરીને બ્રહ્માના મુખમાં પ્રવેશ કર્યો.[૨૫] અને રાજાએ પણ તે સમયે બ્રાહ્મણની પેઠે પિતામહ એવા બ્રહ્માના શરીરમાં પ્રવેશ કર્યો.[૨૬] પછી દેવોએ બ્રહ્માને પ્રણામ કરીને કહ્યું કે; "જાપકોને જે ફળ મળે છે, તે ઉત્તમ ફળ હોય છે; કારણ કે તમે જાપકના તેજને પ્રત્યુત્થાન આપ્યું છે.[૨૭] તમે આ સર્વ પ્રયત્ન જાપકને માટે કર્યો છે અને અમે સૌ પણ જાપકને માટે જ અહીં આવ્યા છીએ. તમે આ બન્નેનો સમાન સત્કાર કર્યો અને તેઓને સમાન ફળ આપ્યું છે.[૨૮] યોગીને અને જાપકને મહાન્ ફળ મળે છે, એ અમે આજે જ જોયું! હવે આ બન્ને, સર્વે લોકોને ઉલ્લંઘીને જ્યાં તેઓની ઇચ્છા હશે ત્યાં જઇ શકશે."[૨૯]

બ્રહ્માએ કહ્યું;–"જે પુરુષ મહાસ્મૃતિનો (વેદનો) તેમ જ શુભ એવી અનુસ્મૃતિનો (મનુઆદિનો) પાઠ કરે છે, તેઓ પણ આ જ વિધિ પ્રમાણે મારા લોકમાં આવે છે.[૩૦] જે પુરુષ યોગનો ભક્ત હોય છે એટલે યોગી હોય છે, તે પુરુષ મરણ પછી આ પ્રમાણે જ મારા લોકોને વિષે આવે છે, એમાં સંશય નથી. હવે હું મારું કાર્ય કરવા માટે જાઉં છું અને તમે પણ કાર્ય સિદ્ધ કરવા માટે તમારા સ્થાનોને વિશે પધારો."[૩૧]

ભીષ્મે કહ્યું;–આ રીતે કહીને બ્રહ્મા, તત્ક્ષણે ત્યાં જ અંતર્ધાન થઇ ગયા. પછી દેવો ઇન્દ્રની આજ્ઞા લઇને પોતપોતાના સ્થાનમાં ગયા.[૩૨] હે રાજા! તે પછી તે સર્વે મહાત્માઓ, ધર્મનો સત્કાર કરીને, તેમના ગયા પછી મનમાં અત્યંત પ્રસન્ન થઇને, તેની પાછળ જવા લાગ્યા.[૩૩] હે રાજા! જાપકોને મળનારું ફળ તથા તેઓની ગતિ સાંભળ્યા પ્રમાણે મેં તને કહી સંભળાવી. હે મહારાજ! હવે તને બીજું શું શ્રવણ કરવાની ઇચ્છા છે?[૩૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'जापकोपाख्यान' ए नामनो अध्याय २०० मो समाप्त.

## અધ્યાય ૨૦૧ મો.

### વિધિનિરૂપણ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! જ્ઞાન સહિત યોગનું, વેદાધ્યયનનું અને નિયમોનું શું ફળ છે? સર્વ પ્રાણીઓના આત્માને કેવી રીતે જાણવા, તે મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–આ વિષયમાં પ્રજાપતિ મનુ અને મહર્ષિ બૃહસ્પતિના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે કહે છે.[૨] એક સમયે દેવો અને ઋષિના મંડળોમાં શ્રેષ્ઠ મહર્ષિ બૃહસ્પતિએ, શિષ્ય જેમ ગુરુને પ્રણામ કરે, તેમ પ્રજાઓના પતિ અને મહાન્ શ્રેષ્ઠ એવા મનુને પ્રણામ કરીને, આ રીતે પુરાતની પ્રશ્ન પૂછ્યો:[૩] "હે ભગવન્! આ સર્વ જગતનું કારણ શું છે? કયા નિમિત્તથી કર્મકાંડ પ્રવૃત્ત થયો છે? વિપ્રો જ્ઞાનવડે કેવા ફળની પ્રાપ્તિ કહે છે? જે તત્ત્વ વેદના મંત્રોથી પ્રકટ થઇ શક્યું નથી, તે તત્ત્વરૂપ વસ્તુ શી છે? તે મને યથાર્થ રીતે કહે.[૪] ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોને, વેદને અને મંત્રોને જાણનારા મહાપુરુષો અનેક યજ્ઞો કરીને તથા ગાયોનાં દાનો કરીને જે ફળની ઉપાસના કરે છે, તે ફળ શી વસ્તુ છે? તે કેવી રીતે મળે છે? તે કયાં આગળ મળે છે? તે કહે.[૫] જેનાથી પૃથ્વી, સ્થાવર જંગમ પદાર્થો, પર્વત, આકાશ, જળજંતુઓ, જળ, સ્વર્ગ અને દેવો ઉત્પન્ન થયા છે, તે પુરાણ વસ્તુ શી છે? હે ભગવન્! તે તું મને કહે.[૬] મનુષ્યને જે વસ્તુનું પ્રથમ જ્ઞાન થાય છે, તેને સંપાદન કરવાની તે ઇચ્છા કરે છે અને પછી તે વસ્તુ પ્રાપ્ત કરવા માટે પ્રવૃત્તિ કરે છે. હું તો પરમ સનાતન એવી વસ્તુને જાણતો જ નથી, તો તેને પ્રાપ્ત

કરવાની મિથ્યા પ્રવૃત્તિ કેવી રીતે કરું?*[૭] હું ઋગ્વેદ, સામના સમુદાય, યજુર્વેદ, જ્યોતિષ્, નિરુક્ત તથા કલ્પ સહિત વ્યાકરણ અને શિક્ષા એ સર્વ ભણ્યો છું; પરંતુ આકાશાદિ ભૂતનું ઉપાદાન કારણ શું છે, તે હું જાણતો નથી. માટે તું મને સામાન્ય અને વિશેષ શબ્દો-વડે કહે. જ્ઞાનનું ફળ શું છે? કર્મનું ફળ શું છે?[૮] આત્મા આ શરીરમાંથી નીકળીને બીજા શરીરને કેવી રીતે પ્રાપ્ત થાય છે? તે પણ કહે."[૯]

મનુએ કહ્યું;–"જેને જે વસ્તુ પ્રિય લાગે છે, તેને તે સુખ કહે છે અને જેને જે વસ્તુ અપ્રિય લાગે છે તેને તે દુઃખ કહે છે.[૧૦] મને પ્રિય વસ્તુની પ્રાપ્તિ થાઓ અને અપ્રિય વસ્તુની પ્રાપ્તિ મા થાઓ, આવા હેતુથી કર્મનો વિધિ જગતમાં પ્રવૃત્ત થયો છે અને પ્રિય કે અપ્રિય એકે વસ્તુ મને પ્રાપ્ત ન થાય, એવા હેતુથી જ્ઞાનનો વિધિ જગતમાં પ્રવૃત્ત થયો છે.†[૧૧] વેદમાં કામનાવાળા કર્મકાંડના વિધિઓ કહેલા છે. એ કામ-નાઓથી જે મુક્ત હોય છે, તે પરબ્રહ્મને પામે છે. પરંતુ સુખની ઇચ્છાવાળો અનેક જાતના કર્મના માર્ગમાં પ્રવૃત્તિ કરે છે. તે છેવટે નરકમાં (અશાશ્વત સુખવાળા લોકમાં) પડે છે."

બૃહસ્પતિએ પૂછ્યું;–"સુખ અને દુઃખ એ બેમાં સુખ ઇષ્ટ હોય છે અને દુઃખ અનિષ્ટ હોય છે; માટે સુખ ગ્રહણ કરવા યોગ્ય હોય છે અને દુઃખ ત્યાગ કરવા યોગ્ય હોય છે. આવી પ્રાણી માત્રની ઇચ્છા હોય છે; અને તે સુખ સંબંધી પોતાની ઇચ્છાને પ્રાણી, કર્મ કરીને પૂર્ણ કરે છે."[૧૨]

મનુએ કહ્યું;–"એ કામનાઓથી જે પુરુષ મુક્ત હોય છે તે પુરુષ પરમાત્માને પામે છે; પરંતુ પરબ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવા માટે વેદમાં કર્મ વિધિ કહ્યો છે.‡ કામનાવાળો કર્મયોગ, કામનાવાળા પુરુષોને આકર્ષણ કરે છે. જે પુરુષો કામનાઓથી મુક્ત હોય છે, તે પુરુષો પરબ્રહ્મને પામે છે.[૧૩] આત્મા (ચિત્ત), પ્રથમ કર્મો કરીને રાગાદિક દોષોથી મુક્ત થઈને પ્રકાશમાન (શુદ્ધ) થાય છે. સદ્ તથા અસદ્ વિષયને જાણનારો તે આત્મા ધર્મમાં પ્રવૃત્તિ કરે છે. પછી સુખાર્થી કહેતાં મુમુક્ષુ થયા પછી, તે જ્યારે કર્મમાર્ગથી અત્યંત નિવૃત્ત થાય છે ત્યારે તે સ્પૃહા રહિત પરબ્રહ્મને પામે છે.[૧૪] સ્રષ્ટાએ મનવડે તથા કર્મવડે સર્વ સર્જ્યું છે. સર્વ પુરુષોથી સેવાતા આ બે સન્માર્ગ છે. દૃષ્ટકર્મ (પ્રત્યક્ષકર્મ કે જેનો શ્રુતિએ બોધ કર્યો છે, જેવાં જપ તપ વિગેરે) અન્તવાન્ તથા શાશ્વત ફળને (મોક્ષના હેતુને) ઉત્પન્ન કરે છે; પણ તે શાશ્વત ફળ (મોક્ષ) મેળવવા માટે મનવડે ફળના ત્યાગ સિવાય અન્ય કોઈ પણ ઉપાય નથી.[૧૫] જેમ રાત્રિ વીતી ગયા પછી પ્રભાતમાં અંધારાથી વિંટાયલા પુરુષને તેનાં નેત્ર, તેના આત્મા સાથે એકઠાં થઇને તેના ભોમીયા તરિકે થઇ પડે છે (અને તે માર્ગમાં ત્યાગ કરવા યોગ્ય કંટકાદિકને જોઇ શકે છે), તેમ જ બુદ્ધિ જ્યારે વિવેકની સાથે જોડાય છે, ત્યારે પુરુષ ત્યાગ કરવા યોગ્ય અશુભ કર્મને જાણી શકે છે.[૧૬] જેમ માર્ગમાં સર્પો, દર્ભના અગ્રભાગો અથવા તો ખાડા (વાવ, કુવા, નવાણો વગેરે) હોય તો તેને જોઇને મનુષ્યો ત્યાગ કરે છે, અર્થાત્ તેનાથી દૂર ચાલે છે; પરંતુ કેટલાએક અજાણ્યા હોવાથી તેમાં પડે છે. હવે જ્ઞાનને વિશે કેવું વિશિષ્ટ ફળ રહેલું છે તે જો.[૧૭]

યજ્ઞ કર્મનું ફળ નીચેની પાંચ વસ્તુઓમાં સમાયલું છે, પણ બીજાને વિશે નહિઃ–સર્વે મંત્રોની વિધિપૂર્વક યોજના, વિધિપૂર્વક કરેલા યજ્ઞો, યજ્ઞના યોગ્ય દક્ષિણા, યજ્ઞમાં યોગ્ય એવું મુખ્ય અન્ન તથા (પરમાત્માની પ્રાપ્તિ માટે) મનની એકાગ્રતા.[૧૮] વેદોમાં કહ્યું છે કે, પરમાત્માની પ્રાપ્તિ માટે કર્મ (સાત્વિક, રાજસ તથા તામસ એમ) ત્રણ ગુણરૂપ છે; અને એ યજ્ઞયાગરૂપી કર્મ, મંત્રોથી કરાય છે. તેથી તે મંત્રો પણ ગુણાત્મક છે. વિધિ પણ ત્રણ પ્રકારનો છે; વિધેય એવું કર્મ પણ ત્રણ પ્રકારનું છે તથા તેનું ફળ પણ ત્રણ પ્રકારનું છે. તેમ જ ફળનો ભોક્તા શરીરધારી પણ ત્રણ પ્રકારનો છે.§[૧૯] શબ્દો, રૂપો, રસો, પવિત્ર સ્પર્શો તથા શુભ એવા સુગંધી

* તાત્પર્ય કે હું 'તેને'–પરમાત્માને જાણતો નથી, છતાં તેને આરાધું છું, એ મિથ્યા પ્રવૃત્તિ છે. એ મિથ્યા પ્રવૃત્તિ દૂર કેમ થાય?

† જેઓ એમ માને છે કે, સુખ શાશ્વત નથી અને તેથી તેને માટે પ્રયાસ કરવો નહિ તેવા પુરુષો સુખ આપે એવાં કર્મોથી વિરક્ત રહે છે. જે કાંઈ વિકારી તથા અશાશ્વત છે, તેની નિવૃત્તિ અર્થે જ્ઞાન એ મુખ્ય સાધન છે, એમ જેઓ માને છે, તેઓ કેવળ મોક્ષને માટે જ પ્રયાસ કરે છે. ‡ અહીં ભાવ એ છે કે, ધારણા માટે મનુષ્યે પ્રથમ કર્મમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. પછી છેવટની સ્થિતિને પામવા માટે કર્મનો પણ ત્યાગ કરવો જોઇએ. આ રીતે કર્મો પણ ઉપયોગી છે તથા તેઓ બ્રહ્મપ્રાપ્તિમાં મધ્યમ સાધન છે.

§ अग्निमिष्टे ઇત્યાદિ મંત્રો સાત્વિક; इषेस्वोर्जेत्वा ઇત્યાદિ મંત્રો રાજસ અને सर्वं प्रविध्य हृदयं प्रविध्य ઇત્યાદિ મંત્ર તામસ છે. તેમજ आत्मकामो यजेत આત્મજ્ઞાનની કામનાવાળાએ યજન કરવું; स्वर्ग कामो यजेत સ્વર્ગની કામનાવાળાએ યજન કરવું; अभिचरन्यजेत અભિચાર કરનારાએ શ્યેનયાગ કરવો. એ ત્રણે ક્રમવાર સાત્વિક, રાજસ અને તામસ યજ્ઞ વિધિ છે. વિધેયકર્મનું ફળ પણ ત્રણ પ્રકારનું છે. જેમ કેઃ-સાત્વિક ફળ વીર્યતર, રાજસ વીર્યવાન્ અને તામસ નિર્વીર્ય હોય છે. ફળનો ભોક્તા ત્રણ પ્રકારનો છે. જેમ કેઃ- શ્રદ્ધાવડે કર્મ કરનારો સાત્વિક, વિધાદિકથી હીન કર્મ કરનારો રાજસ અને દંભાદિકથી કર્મ કરનારો તામસ ગણાય છે અને તેમાં સાત્વિક ફળભોક્તા સુખી, રાજસ ફળભોક્તા દુઃખી અને તામસ ફળભોક્તા મૂઢ હોય છે.

પદાર્થો આ સર્વે કર્મનાં ફળો કર્મ લોકને વિશે અર્થાત્ સ્વર્ગ લોકને વિશે ભોગવવા યોગ્ય છે, પણ આ લોકને વિશે નથી. જ્ઞાનના ફળ સંબંધી તો એમ છે કે, મનુષ્ય મૃત્યુ પહેલાં પણ તે પ્રાપ્ત કરી શકે છે.*[૨૦] જીવ શરીરવડે જે જે કર્મ કરે છે તે તે કર્મનાં ફળ શરીર સહિત ભોગવે છે; કારણ કે સુખનું તથા દુઃખનું સ્થાન આ શરીર જ (લિંગ શરીર જ) ગણાય છે.[૨૧] મનુષ્ય વાણીવડે જે કંઇ કર્મ કરે છે, તે સર્વ કર્મનાં ફળને વાણીવડે જ ભોગવે છે; મનવડે જે કંઇ કર્મ કરે છે તે સર્વ કર્મનાં ફળને મનવડે જ ભોગવે છે.[૨૨]‡ ફળની ઇચ્છાવાળો પુરુષ કર્મનાં ફળમાં મનની આસ્થા રાખીને જેવા જેવા ગુણવાળું કર્મ કરે છે, તેવા તેવા ગુણથી યુક્ત થઇને પુરુષ, કર્મનાં શુભ અથવા તો અશુભ ફળનો ઉપભોગ કરે છે.[૨૩] જેમ કોઈ મત્સ્ય જળના પ્રવાહની સાથે સાથે જાય છે, તે કંઈ પોતાની ઇચ્છાથી જતું નથી. પરંતુ જળના વેગ સાથે ઘસડાયું જાય છે; તેમજ, પૂર્વે કરેલું કર્મ સ્વાભાવિક રીતે જ પુરુષની સાથે ઘસડાય છે,–પ્રાપ્ત થાય છે. તેમાંથી શુભ કર્મને પ્રાપ્ત થઇને દેહધારી પુરુષ સંતુષ્ટ થાય છે અને અશુભ કર્મને પ્રાપ્ત થઇને ખિન્ન થાય છે. આ દેહધારીનો સ્વભાવ છે.[૨૪]

(કર્મની ગતિ આવી છે. હવે હુ તને જ્ઞાનની ગતિ કહુ છું.) જેનાથી આ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે; જેને જાણીને મનનો નિગ્રહ કરનારા પુરુષો જગતને તરી જાય છે; વેદના મંત્રો જેનો પ્રકાશ કરી શકતા નથી, તેવા પરમ તત્ત્વનો હું તને ઉપદેશ કરું છું, તે તું શ્રવણ કર.[૨૫] તે, જાતજાતના રસોથી તથા જાતજાતના ગંધોથી રહિત છે; શબ્દ, સ્પર્શ અને રૂપથી રહિત છે, બુદ્ધિ વગેરેથી ગ્રહણ કરી શકાય નહિ તેવું છે; નિરાકાર છે; શ્વેતાદિક વર્ણ વિનાનું છે; છતાં તેણે પ્રજાના ઉપભોગ માટે શબ્દાદિક પાંચ પ્રકારોને ઉત્પન્ન કર્યા છે.[૨૬] તે સ્ત્રી, પુરુષ કે નપુંસક એમાંના કંઇ પણ નથી; તેમ જ તે સત્ (પ્રધાન) નથી; અસત્ (શૂન્ય) નથી; અથવા તો સદસદ્ (અનિર્વચનીય) પણ નથી;§ પરંતુ જે બ્રહ્મવેત્તા છે તે તેને જાણે છે. એવા અક્ષર બ્રહ્મ છે. તેનો કદી પણ નાશ થતો નથી."[૨૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां "मनु बृहस्पतिना संवाद"मां अध्याय २०१ मो समाप्त.

## અધ્યાય ૨૦૨ મો.

### બ્રહ્મપ્રાપ્તિનાં સાધનો.

મનુએ કહ્યું;-||"અક્ષરથી-અવિનાશી અને નિત્યથી આકાશ, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી અને પૃથ્વીથી આ સર્વ જગત્ ઉત્પન્ન થયું છે.[૧] (હવે તેનો લય કહે છે) પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલા શરીરનો જળમાં લય થાય છે; જળનો તેજમાં લય થાય છે; તેજનો પવનમાં લય થાય છે અને પવનનો આકાશમાં લય થાય છે. (આ રીતે આકાશ પર્યંત ગયા પછી, જેઓ આત્માને અક્ષર રૂપે જાણતા નથી, તેઓ પાછા આ સંસારમાં અવતરે છે; પરંતુ) જેઓ આત્માને અક્ષરરૂપ જાણે છે, તેઓ આકાશની પણ પેલી પાર રહેલા પરમ મોક્ષને પામે છે; અર્થાત્ તેઓ પાછા સંસારમાં આવતા નથી.[૨] અક્ષર બ્રહ્મ ઉષ્ણ નથી; શીત નથી; મૃદુ નથી; તીક્ષ્ણ નથી; ખટાશવાળું નથી; કષાયલું નથી; મધુર નથી; કડવું નથી; તેમ શબ્દવાળું, ગંધવાળું કે રૂપવાળું પણ નથી; પરંતુ પ્રમાતા આદિક સ્વભાવથી રહિત છે.[૩] ત્વચા ઇન્દ્રિય, સ્પર્શને જાણે છે; જિહ્વા ઇન્દ્રિય, રસને જાણે છે; ઘ્રાણ ઇન્દ્રિય, ગંધને જાણે છે; શ્રવણેન્દ્રિય, શબ્દને જાણે છે; ચક્ષુ ઇન્દ્રિય, રૂપને જાણે છે; પરંતુ જેઓ અધ્યાત્મ તત્ત્વને જાણતા નથી એવા મનુષ્યો એ સર્વ ઇન્દ્રિયોવડે વિષયોથી પર એવા પરમાત્માને જાણતા નથી.[૪] માટે ગુરુએ કહેલી યુક્તિવડે, રસ વિષયથી રસના ઇન્દ્રિયને

---

* યજ્ઞાદિનું ફળ બીજા જન્મમાં મળે છે, પણ જ્ઞાનનું ફળ, આ દેહથી જ મળે છે. દેહ નાશવંત છે; આત્મા અમર છે, સુખદુઃખ આવે છે ને જાય છે, તેથી હર્ષ શોક કરવો નહિ; માયામાં ક્ષુબ્ધ થવું નહિ ઇ. એ સર્વ આ દેહથી જ પ્રાપ્ત થાય છે, માટે જ્ઞાન શ્રેષ્ઠ છે. † આ શ્લોકનો ભાવ એ છે કે, શરીરવડે કરવામાં આવતાં સર્વ કર્મનું ફળ સ્વર્ગ છે. સ્વર્ગમાં ગમે તેવા સૂક્ષ્મ સ્વરૂપમાં પણ તે ફળને ભોગવે છે. જો મોક્ષની પ્રાપ્તિ કરવી હોય તો તે કેવળ કર્મવડે નહિ, પણ મનવડે પ્રાપ્ય છે. નીલકંઠ.

‡ જો મનવડે કર્મ કરવામાં આવે છે તો જે સ્થિતિમાં મન હોય છે તેવી સ્થિતિને મનુષ્ય ભોગવે છે. જપ કે ધ્યાન એ બેમાંથી કોઇવડે મોક્ષપ્રાપ્તિ થઇ શકતી નથી; કારણકે બેઉ કર્મો કર્મો કહેવાય છે. અર્થાત્ બેઉ કામના યુક્ત છે. કર્મોમાંથી પૂર્ણ નિવૃત્તિ, એ જ મોક્ષને માટે ઉપયોગી છે.

§ પરમ તત્ત્વ, પરમાણુ જેવું સત્ છે; આકાશ જેવું અસત્ છે; માયા જેવું અનિર્વચનીય છે.

|| અહીં સમજવાનું એવું છે કે, માયાની સહાયતાવાળા અક્ષરથી જગત્ ઉત્પન્ન થાય છે. કોઈ શંકા કરે કે, અક્ષર પહેલાં જ્યારે કંઇ પણ ન હતું તો માયા ત્યારે કયાં હતી? અને જો તે સમયે માયા હતી તો અક્ષરને અદ્વૈત કહી શકાય નહિ. તેનું સમાધાન આ રીતે છે:-છીપમાં રૂપાનો ભાસ થવાથી કંઈ છીપમાં રૂપું આવી જતું નથી, તેમ છીપની સાથે રૂપું લાગેલું છે એમ પણ કહેવાતું નથી, એ તો માત્ર જોનારાનો દૃષ્ટિદોષ છે. તેમ જ માયા કંઈ અક્ષરની સાથે રહેલી નથી; પરંતુ તેની તો અક્ષરમાં મિથ્યા પ્રતીતિ જ થાય છે.

ગંધ વિષયથી ઘ્રાણ ઇન્દ્રિયને, શબ્દ વિષયથી શ્રવણેન્દ્રિયને, સ્પર્શ વિષયથી ત્વચા ઇન્દ્રિયને અને રૂપ વિષયથી નેત્રેન્દ્રિયને નિવૃત્ત કર્યા પછી, શ્રેષ્ઠ એવા પોતાના મૂળ સ્વરૂપને, મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે.[૫]

એમ કહેવાય છે કે, કર્તા, કર્મ, નિમિત્ત, કર્મનાં દેશ તથા કાળ, તેમ જ રાગ તથા દ્વેષની પ્રવૃત્તિ તથા ઇચ્છા, આ સર્વના કારણને સ્વરૂપ અથવા તો આત્મા કહેવામાં આવે છે.[૬] જે સર્વમાં વ્યાપી રહેલા છે,* (પ્રાણીના સ્વરૂપે કરી) જે સર્વ કરે છે, શ્રુતિના મંત્રમાં કહ્યા પ્રમાણે જે પ્રત્યેક ભૂતમાં રહેલો છે, જે સર્વના હેતુ રૂપ છે, જે પરમરૂપ છે, જે કેવળ અદ્વિતીયરૂપ છે, તેમ જ જે સર્વ વસ્તુને કરે છે, તે કારણ કહેવાય છે; તેના સિવાય અન્ય સર્વ કાર્યરૂપ છે.[૭] જેમ કોઈ મનુષ્યે કરેલાં પુણ્ય કે પાપ કર્મવડે જે શુભ કે અશુભ ફળને પામે છે, તે શુભાશુભ ફળ જો કે વિરોધ ભાવવાળું હોય છે, છતાં એકત્ર રહે છે; તે જ પ્રમાણે શુભ કે અશુભ કર્મથી થયેલાં જડ શરીરમાં પણ પોતાનાં કર્મવડે સ્વભાવરૂપ પરમ કારણ જ્ઞાન, જડ નહિ હોવા છતાં, સાથે રહે છે.[૮] જેવી રીતે સળગાવેલો દીવો જ્યારે પ્રકાશે છે, ત્યારે પોતાની આગળ પાછળ જે જે પદાર્થો હોય છે તેને પ્રકાશ આપે છે; તે જ પ્રમાણે પંચ ઇન્દ્રિયો, જે ઉંચા વૃક્ષપર મૂકેલા દીપ સમાન છે, તે જ્યારે જ્ઞાનવડે પ્રદીપ્ત થાય છે, ત્યારે બીજાનાપર પ્રકાશ પાડે છે.[૯] એક રાજાને ઘણા અમાત્યો હોય છે. તે રાજાની આજ્ઞાને વશ વર્તીને જૂદી જૂદી આજ્ઞાઓ કરે છે. તે જ પ્રમાણે શરીરમાં રહેલી પાંચ ઇન્દ્રિયો જ્ઞાનને આશ્રયી છે. જ્ઞાન તે સર્વ ઇન્દ્રિયોના કરતાં શ્રેષ્ઠ છે.[૧૦] જેમ અગ્નિ એકજ હોવા છતાં તેમાંથી જવાળા ઉત્પન્ન થાય છે,‡ પ્રજવળે છે અને શાંત પડી જાય છે; પવન પણ એક જ હોવા છતાં તેમાંથી વેગ ઉત્પન્ન થાય છે, વહે છે અને બંધ પડે છે; સૂર્ય પણ એકનો એક હોવા છતાં તેમાંથી કિરણ નીકળે છે, તપે છે અને જતાં રહે છે; નદી પણ એકની એક હોય છે, તોપણ તેમાં પાણી આવે છે, વહે છે અને નાશ પામે છે; તેમ જ જ્ઞાનસત્તા સદાય એકની એક જ રહે છે; છતાં શરીરધારીઓના શરીરો જન્મે છે, જીવે છે અને મૃત્યુ પામે છે.[૧૧]† જેમ કોઇ પુરુષ, કાષ્ઠના ઘર્ષણથી ધૂમાડો અને અગ્નિ પ્રકટ થાય છે એમ ધારીને, તેમાંથી ધૂમાડો અને અગ્નિને જોવા માટે ફરશીવડે કાષ્ઠને ચીરી જુવે છે તો તેમાંથી ધૂમાડો કે અગ્નિ કંઇ પણ જોવામાં આવતાં નથી; તેમ જ શરીરનાં પેટ, પગ તથા હાથ (વગેરે) કાપીને શરીરમાં (ચૈતન્ય ક્યાં છે એ) જોવામાં આવે, તો શરીર જ જોવામાં આવે છે, પણ ચૈતન્ય જે અન્યરૂપે રહેલું છે, તે જોવામાં આવતું નથી.[૧૨] જો કાષ્ઠોને એકઠાં કરીને તેઓને મથવામાં આવે છે, તો તેમાંથી ધૂમાડો અને અગ્નિ જોવામાં આવે છે; તેમ જ બુદ્ધિમાન્ જીવ પણ યોગાદિક ઉપાયથી જો શરીરમાં રહેલા ચૈતન્યને જોવાની ઇચ્છા કરે છે તો બુદ્ધિને તથા બુદ્ધિથી પર એવા સ્વભાવને (ચૈતન્યને) બન્નેને એક સમયે જ જોઇ શકે છે.[૧૩] જેમ પુરુષ સ્વપ્નમાં પોતાનાથી જૂદું શરીર પૃથ્વી પર પડયું છે એમ જોય છે; તેની પેઠે જ પુરુષ, મન, બુદ્ધિ, શ્રોત્રાદિક દશ ઇન્દ્રિયો અને પાંચ પ્રાણ સહિત સત્તર તત્ત્વનાં લિંગ શરીરને, મરણ સમયે, આત્માથી ભિન્ન છે આમ નહિ જાણવાથી, બીજા દેહને ધારણ કરે છે.‡[૧૪] માયાથી પર એવો આત્મા ઉત્પત્તિ, વૃદ્ધિ, ક્ષય અને મરણની સાથે જોડાતો નથી. પરંતુ પ્રાણીના કીધેલાં કર્મનાં પરિણામને લીધે શરીરને વિશે રહેલો આત્મા, એક દેહનો ત્યાગ કરીને કોઇ જાણે નહિ તે રીતે, બીજા લિંગમાં પ્રવેશ કરે છે.[૧૫]

(આત્મા વસ્તુતાએ અસંગ છે, એ વાત હવે કહે છે.)

કોઇ પણ મનુષ્ય આત્માના સ્વરૂપને ચક્ષુવડે જોવા સમર્થ નથી; તેમ આત્મા કોઈના સ્પર્શનો વિષય પણ થતો નથી; ઇન્દ્રિયોવડે કોઇ કાર્યને પણ તે સાધતો નથી; તેમ ઇન્દ્રિયાદિક ભાવો આત્માને જોઇ શકતા નથી, પરંતુ આત્મા, ઇન્દ્રિયાદિક ભાવોને જોઇ શકે છે; અર્થાત્ આત્મા જ એક સાક્ષીરૂપ છે.[૧૬] દ્રષ્ટા પાસે બળતા અગ્નિમાં કંઇક વસ્તુ નાંખવામાં આવી હોય તો, તે વસ્તુ તેજ તથા તાપને લીધે, અમુક રૂપને ધારણ કરતી હોય એમ જણાય છે; પણ ખરું જોતાં કોઇ પણ રૂપ તથા ગુણને તે વસ્તુ ધારણ કરતી જ નથી. તે જ પ્રમાણે આત્માનું સ્વરૂપ, શરીરને લીધે

---

* જેમ જળમાં ચન્દ્રના અનેક બિંબ દેખાય છે તેમ.

† સાદૃશ્યતા આ પ્રમાણે છે. અગ્નિમાં સર્પણાદિ પડે છે, ત્યારે જ્વાળા નિકળે છે, પણ નથી પડતાં ત્યારે તે ઓલવાઇ જાય છે. પણ તે સમ્પૂર્ણ નાશ પામતો નથી, કેમકે બીજા ઇંધન પડે છે કે પાછો બળવા માંડે છે. વાયુના સુસવાટા બંધ પડે છે, પણ તે નાશ પામતા નથી; જો તે નાશ જ પામે તો પાછો પછી વાય નહિ. તે જ પ્રમાણે સૂર્યના કિરણનું જાણવું. તે રાતના બંધ પડે છે, પ્રભાતમાં પાછો પ્રકાશે છે. નદીઓ ઉન્હાળામાં સુકાઇ જાય છે ને ચોમાસામાં છલાછલ ઉભરાઇ જાય છે. એમ જ શરીર નાશ પામે છે, પણ તે બીજે રૂપે જન્મે છે. આ ઉપરથી સમજાશે કે, લતાથી જે વિષયોનો વિચાર થતો હોય, તે વિષયો વિશે આડાઅવળાં વિચારો બુદ્ધિની નિર્બળતાથી પેદા થાય છે.

‡ અહીં મૂળમાં સુમનાઃ એવો પાઠ છે, પણ તેને બદલે સમનાઃ એમ જાણવું. નીલકંઠ.

રૂપને ધારણ કરતું જણાય છે.[૧૭] મનુષ્યનો આત્મા જ્યારે તટસ્થ, અર્થાત્ જાણે નહિ તે રીતે, પોતાના દેહનો ત્યાગ કરીને બીજા દેહને ધારણ કરે છે, ત્યારે પૂર્વના દેહને પંચમહાભૂતોવિશે તજી દે છે; અને બીજા દેહનો આશ્રય કરીને તેનાં સ્વરૂપને ધારણ કરે છે.[૧૮] એક મનુષ્ય જ્યારે મરવાને તૈયાર થાય છે, ત્યારે તેના શરીરમાં રહેલા પંચભૂતના તત્ત્વો પંચમહાભૂતમાં પ્રવેશ કરે છે;* અને અનેક પદાર્થોનો આશ્રય કરનારી અને કાર્યોમાં પ્રવૃત્તિ કરનારી શ્રોત્ર વગેરે ઇન્દ્રિયો પોતપોતાના ગુણોમાં પ્રવેશ કરે છે.†[૧૯]

(હવે કઇ ઇન્દ્રિય કયા ભૂતના ગુણનો આશ્રય કરે છે, તે વાત કહે છે;)–શ્રોત્ર ઇન્દ્રિય, આકાશના ગુણ શબ્દનો આશ્રય કરે છે; ઘ્રાણ ઇન્દ્રિય, પૃથ્વીના ગુણ ગંધનો આશ્રય કરે છે; ચક્ષુષ્ ઇન્દ્રિય, અગ્નિના ગુણ તેજનો આશ્રય કરે છે; જિહ્વા ઇન્દ્રિય, જળના ગુણ રસનો આશ્રય કરે છે; ત્વચા ઇન્દ્રિય, વાયુના ગુણ સ્પર્શનો આશ્રય કરે છે–અર્થાત્ તત્ત્વો પોતપોતાના કારણમાં સમાઈજાય છે, એટલે દેહ પડી જાય છે–મરણ પામે છે.[૨૦] પાંચ ઇન્દ્રિયોના પાંચ વિષય પંચમહાભૂતમાં વસે છે; પંચમહાભૂતો પંચ ઇન્દ્રિયોમાં વસે છે; દશે ઇન્દ્રિયો મનને અનુસરે છે; મન બુદ્ધિને અનુસરે છે અને બુદ્ધિ સ્વભાવને (ચૈતન્યને) અનુસરે છે.[૨૧]‡ પૂર્વે કર્તા પોતાના નવા શરીરમાં, પોતાથી કરાયલાં સર્વ સારાં તેમ જ નરસાં કર્મોને, તેમ જ પૂર્વ જન્મમાં જે કરાયલાં કર્મ હોય છે તે સર્વને, મેળવે છે. જેમ જળો અનુકૂળ પ્રવાહને વિશે ગતિ કરે છે, તેમ જ આ જન્મમાં કરાયલાં સર્વ કર્મો તથા આવતા જન્મમાં થનારાં સર્વ કર્મો મનને અનુસરે છે.[૨૨] જેમ ચલાયમાન (જલદી ફરતી ને ચલ) વસ્તુ દૃષ્ટિપથને પામે છે; સૂક્ષ્મ વસ્તુ (ચસમાવડે) મોટા રૂપવાળી જણાય છે; દર્પણ (મુખ સન્મુખ ધરી રાખ્યું હોય તો) મનુષ્યને પોતાનું મુખ દેખડાવે છે; તે જ પ્રમાણે આત્મા જો કે સૂક્ષ્મ અને અદૃશ્ય છે, છતાં તે બુદ્ધિનો વિષય થાય છે.§[૨૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'मनु अने बृहस्पतिनो संवाद' ए नामनो अध्याय २०२ मो समाप्त.

## અધ્યાય ૨૦૩ મો.

### મનુ બૃહસ્પતિનો સંવાદ–જીવનો અન્ય શરીરમાં પ્રવેશ.

મનુએ કહ્યું;–"હે બૃહસ્પતિ! મન અને ઇન્દ્રિયો સહિત રહેલું ચેતન, પૂર્વકાળમાં લાંબો સમય સૂધી ભોગવેલા વિષયોનું કાળાંતરે સ્મરણ કરે છે.‖ પરંતુ સ્વપ્નાવસ્થામાં જ્યારે સર્વે ઇન્દ્રિયોનો પણ લય થઈ જાય છે, ત્યારે વિષયોનો અનુભવ કરનારી જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતારૂપ બુદ્ધિના સ્વરૂપને ધારણ કરનારા અને સર્વના કરતાં ઉત્તમ એક ચિદાત્મા જ હોય છે.¶[૧] જ્યારે આત્મા એક જ સમયે અથવા અનેક સમયે રહેલા ઇન્દ્રિયોના વિષયોને

---

* જેમ આકાશતત્ત્વ મહાકાશમાં, વાયુતત્ત્વ મહાવાયુમાં, તેજતત્ત્વ તેજમાં, જળતત્ત્વ જળમાં અને પૃથ્વીતત્ત્વ પૃથ્વીમાં પ્રવેશ કરે છે.

† આ શ્લોકનો આશય એવો છે કે, સ્થૂલ દેહનો નાશ થયા છતાં પણ કર્મવડે બંધાયલું સત્તર પદાર્થવાળું લિંગ શરીર નાશ પામતું નથી; પરંતુ તે બીજા દેહનો આશ્રય કરે છે.

‡ એટલા માટે વિષયોનું કારણ ઇન્દ્રિયો, ઇન્દ્રિયોનું કારણ મન, મનનું કારણ બુદ્ધિ અને બુદ્ધિનું કારણ ચિદાત્મા ગણ્યું છે. માટે સર્વ વાસનાથી વાસિત થયેલી બુદ્ધિમાં સર્વ છે અને તે બુદ્ધિનો સંયોગ થવાથી ચિદાત્મા વારંવાર જન્મ મરણ પામ્યા કરે છે. આ જ પ્રમાણેનો ભગવદ્‌ગીતામાં ૩ જા અધ્યાયનો ૪૨ મો શ્લોક છે.

§ અહીં કોઇ શંકા કરે કે, જો દેહની ઉત્તરોત્તર પરંપરા રહે તો પછી વાસનાની પરંપરાને પણ ટાળી શકાય નહિ અને જો તેમ થાય તો મોક્ષ દુર્લભ થઇ પડે. તે શંકાનો પરિહાર આ પ્રમાણે છે:– તત્ત્વજ્ઞાની અનાદિ કાળના ભ્રમને પણ મૂળથી ઉખેડી નાંખે છે. જેમ એક પુરુષ નૌકામાં બેસીને નદીમાં ફરતો હોય, ત્યારે તીર ઉપરનાં વૃક્ષો સ્થિર છતાં ચાલતાં હોય એમ તેને દેખાય છે; તેમ જ કૂટસ્થ આત્મા નિર્વિકારી હોવા છતાં પણ બુદ્ધિના વિકારથી વિકારી જણાય છે. વળી પુસ્તકના અક્ષર સૂક્ષ્મ હોવા છતાં ચશ્મા કે સૂક્ષ્મદર્શક કાચના યોગથી મોટા દેખાય છે. તેમ જ કૂટસ્થ આત્મા સૂક્ષ્મ હોવા છતાં બુદ્ધિના યોગથી સ્થૂલ એવા જગત્‌રૂપ દેખાય છે. વળી મનુષ્ય પોતાના સ્વરૂપને જોવાને આસક્ત હોય છે, પરંતુ તે દર્પણના યોગથી જ પોતાના સ્વરૂપને જોઇ શકે છે; તેમ જ પોતાના અજ્ઞાનથી કલ્પી કાઢેલા બુદ્ધિરૂપી દર્પણમાં જોવાથી એક પ્રત્યગ્વસ્તુને આકાશાદિક અનેક રૂપે જુવે છે; પરંતુ આવી અનાદિકાળની ભ્રાંતિ આત્મજ્ઞાનદ્વારા નાશ પામે છે અને તે ફરીને ઉત્પન્ન થવાનો સંભવ રહેતો નથી. માટે, ભ્રાંતિ જ્ઞાનને દૂર કરવા માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો.

આ શ્લોકમાંથી જણાય છે કે, ઋષિઓને ચશ્માદિકનું જ્ઞાન હતું. ટીકાકારે ચશ્માને માટે ઉપનેત્ર શબ્દ વાપર્યો છે.

‖ અર્થાત્ હું બાળક હતો ત્યારે મેં ફલાણી વસ્તુનો અનુભવ કર્યો હતો–તે મનોરથ કરતી વખતે તે સમયની ઇન્દ્રિયો કે વિષયો હોતાં નથી; પરંતુ જ્ઞેય, જ્ઞાન અને જ્ઞાતાની વાસનાવાળી બુદ્ધિ જ હોય છે.

¶ આનો ભાવ એવો છે કે, જાગ્રદવસ્થામાં જેમ પ્રકાશ કરવા યોગ્ય ઘટ તથા પ્રકાશક ચક્ષુષ્ આ બન્નેથી ભિન્ન કૂટસ્થ અને નિર્વિકારી એવો આદિત્ય પોતાની સત્તાથી ચક્ષુષ્ ઇન્દ્રિયના ઉપર અનુગ્રહ કરે છે અને ઘટનો પ્રકાશ કરે છે; એમ જ સ્વપ્નમાં પણ પ્રમાતા (પ્રમાણને કરનારી વસ્તુ) અને પ્રમેયરૂપે રહેલી બુદ્ધિને તેનાથી ભિન્ન તથા ઉદાસીન એવા ચિદાત્મા પ્રકાશિત કરે છે; માટે બુદ્ધિથી ભિન્ન સ્વતંત્ર ચૈતન્ય આત્મા છે, એમ સ્વીકારવું જોઇએ.

આદર આપતો નથી, પણ સર્વ સ્થળેથી તેઓને એકઠા કરી, તેમને પોતાની સમીપમાં એકીભૂત કરી રાખે છે, ત્યારે એમ બને છે કે પોતાથી ભિન્ન એવી વસ્તુને વિશે તે ભટકે છે. આથી તે વિદ્વાન્ કહેતાં દ્રષ્ટારૂપ છે. તેમ જ શરીરમાં રહેલો એવો તે આત્મા એક અર્થાત્ સર્વથી પર તથા સ્વતંત્ર છે.[૨] રજોગુણ, તમોગુણ તથા ત્રીજો સત્વગુણ છે. તે જ પ્રમાણે બુદ્ધિની ત્રણ અવસ્થાઓ છેઃ–જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ. ત્રણ અવસ્થામાં રહેલાં સુખ તથા દુઃખો, જે આત્માથી જૂદાં છે તથા જેમની ઉત્પત્તિ ત્રણ પ્રકારના ગુણને લીધે થયેલી છે, તેનું જ્ઞાન આત્માને છે. જેમ વાયુનો પ્રવેશ કાષ્ઠના એક કટકાવિશે થાય છે, તેમ આત્માનો પ્રવેશ ઇન્દ્રિયોને વિશે થાય છે.[૩]* નેત્રદ્વારા આત્માનાં દર્શન કરી શકાતાં નથી; તેમ જ ઇન્દ્રિયોના સમુદાયમાં પણ જેમાં સ્પર્શ શક્તિ છે, તે દ્વારા પણ આત્માનો સ્પર્શ થઇ શકતો નથી. આત્મા 'શબ્દ રહિત છે,' માટે શ્રોત્ર ઇન્દ્રિયદ્વારા પણ તેનું શ્રવણ થઇ શકતું નથી. આત્મા શ્રુતિ તેમ જ અધિકારી પુરુષોના વચનવડે જણાય છે. પણ ઇન્દ્રિયોના સંબંધમાં જે ઇન્દ્રિયવડે તે જ્ઞાત (ઓળખાય) થાય છે, તે ઇન્દ્રિયને પણ આત્માનું જ્ઞાન થયા પછી ઇન્દ્રિયરૂપે પોતાનું અસ્તિત્વ રહેતું નથી.[૪] શ્રોત્રાદિ ઇન્દ્રિયો, પોતાવડે પોતાના રૂપોને જોઇ શકતી નથી. આત્મા સર્વજ્ઞ છે (કારણ કે તે જ્ઞાતા અને જ્ઞાન બન્નેને જાણે છે). તે સર્વ વસ્તુઓને જુવે છે. તે સર્વજ્ઞ હોવાથી ઇન્દ્રિયોને જાણી શકે છે, (પણ ઇન્દ્રિયો તેને ઉપર કહ્યા પ્રમાણે જાણી શકતી નથી).[૫] જેમ હિમાચળની બાજુ અને ચંદ્રનો પૃષ્ઠ ભાગ મનુષ્યે પૂર્વે દીઠો ન હોય, તે ઉપરથી તે નથી આમ હોઇ શકે નહિ;[૬] તેમ જ ભૂત માત્રના આત્મા, જ્ઞાન સ્વરૂપ અને સૂક્ષ્મ એવા પરમાત્માને નેત્રોવડે પ્રથમ જોયા ન હોય તેટલાપરથી તે નથી, આમ કહી શકાય નહિ.[૭] લોકો ચંદ્રના મંડળમાં પ્રતિબિંબરૂપે પડેલા જગતને કલંકરૂપે જાણે છે; પણ જોવા છતાં તેઓ જાણતા નથી કે જગત જ પ્રતિબિંબરૂપે થયલું છે. તેમ જ આત્મજ્ઞાન પણ છે. આ જ્ઞાનની ઉત્પત્તિ પોતાની મેળે છે. આત્મા પરપરાયણ (પારકાને આશ્રયી) નથી, પણ સ્વયં સિદ્ધ છે.[૮] સ્થૂલ વસ્તુઓ ઉત્પત્તિ પહેલાં, તેમ જ લય પછી અરૂપ છે. એ પ્રમાણેના વિચાર કરનારા વિવેકી પુરુષો બુદ્ધિની સહાયતાથી સ્થૂલ સ્વરૂપવાળી વસ્તુઓની અરૂપતાને જૂવે છે. તે જ પ્રમાણે, અગરજો સૂર્યની ગતિ જોઇ શકાતી નથી, છતાં જેઓ તેના અસ્ત અને ઉદયને જૂવે છે, તેઓ સૂર્યને ગતિ છે, એમ માને છે.[૯]† તે જ પ્રમાણે વિવેક તથા વિજ્ઞાનયુક્ત પુરુષો બુદ્ધિરૂપી દીપની સહાયતાવડે–જો કે તેઓનાથી બ્રહ્મ ઘણો દૂર રહેલો છે–છતાં જોઇ શકે છે તથા પંચમહાભૂતો જે પોતાની સમીપ છે, તેનો બ્રહ્મમાં લય કરવા પ્રયાસ કરે છે.[૧૦]

જળ જંતુઓ ઉપર જીવન ગાળનારા પુરુષો, સૂત્રની બનાવેલી જાળવડે માછલાંઓને પકડે છે; અર્થાત્ આજીવિકારૂપી અર્થ માટે તેવી રીતનો ઉપાય કરે છે. ઉપાય કર્યા વિના કોઇ પણ અર્થ સિદ્ધ થતો નથી.[૧૧] જેમ મૃગવડે મૃગને પકડી શકાય છે; પક્ષીઓવડે પક્ષીઓને પકડી શકાય છે અને હાથીઓવડે હાથીઓને કેદ કરી શકાય છે; તેમ જ જ્ઞેય એવા બ્રહ્મને પણ તેના સજાતીય જ્ઞાનવડે ગ્રહણ કરી શકાય છે.[૧૨] આપણા સાંભળવામાં આવ્યું છે કે, સર્પના પગને સર્પ જ જાણે છે. તેમ જ સ્થૂલ દેહ વિશે રહેલા લિંગ દેહમાં જે જ્ઞેયએવો આત્મા છે, તેને આત્મા જ (બુદ્ધિની વૃત્તિ) જાણે છે.[૧૩] (પણ તેમ કહેવાથી આત્માને જડતા આવે, તેથી કહ્યું છે કે,) જેમ મનુષ્યો ઇન્દ્રિયોને ઇન્દ્રિયોની સહાયતાથી જોઈ શકતા નથી; તેમ જ પરાબુદ્ધિ (બુદ્ધિની છેલ્લી વૃત્તિ) પણ શુદ્ધ આત્માને જોઈ શકતી નથી.[૧૪] અમાવાસ્યાને દહાડે સૂર્યના સહવાસથી ઉપાધિ રહિત ચંદ્રમંડળ જોવામાં આવતું નથી, પરંતુ તેમ થવાથી તેનો નાશ થયો છે, એમ ઠરતું નથી; તેમ જ શરીરી એવો જીવ પણ જોવામાં આવતો નથી, માટે તેનો નાશ થાય છે, એમ જાણવાનું નથી.[૧૫] પરંતુ ચંદ્રનું સ્થૂલ શરીર નાશ થવાથી અમાવાસ્યાને દિવસે તે પ્રકાશતો નથી; તેમ જ અન્નમયાદિક દેહનો નાશ થવાથી, વૃત્તિ રહિત એવો આત્મા (જીવ) પણ જોવામાં આવતો નથી.[૧૬] અને ચંદ્ર જેમ આકાશના છેડાપર જઇને પાછો પ્રકાશિત થાય છે; તેમ જ (આત્મા) દેહી પણ બીજા દેહને પ્રાપ્ત થઇને પાછો પ્રકાશમાન થાય છે.[૧૭] જન્મ થવો, વૃદ્ધિ થવી અને ક્ષય થવો, એ જેમ ચંદ્રના મંડળમાં આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ; તેમ એ સર્વે વિકારો દેહને થાય છે, પણ આત્માને થતા નથી.[૧૮] જન્મ થાય

* ભાવાર્થ એ કે, માત્ર આત્માને સત્વ, રજ કે તમથી જે સુખ દુઃખ ઉત્પન્ન થાય છે તેનું જ્ઞાન છે, છતાં તે તેથી સુખી થતો નથી કે દુઃખી થતો નથી. તે તો સાક્ષીરૂપે જ રહી જોયા કરે છે.

† નીલકંઠ ટીકાકાર આના સંબંધમાં વૃક્ષનું દૃષ્ટાંત આપે છે. વૃક્ષ ઉત્પત્તિ પહેલાં નહતું, લય પછી પણ તેનું અસ્તિત્વ નથી. પણ મધ્યસ્થિતિને વિશે જ તેનું અસ્તિત્વ જોવામાં આવે છે. આ બે રીતિની સ્થિતિને લીધે (અર્થાત્ ભૂત અને ભવિષ્યમાં તેની સ્થિતિ નથી તેને લીધે) તેનું અસ્તિત્વ નથી, એમ સિદ્ધ થાય છે. પણ આ રીતે કહ્યું છે કે, એક વસ્તુ જે ભૂતકાળમાં ન હોય તથા ભવિષ્યકાળમાં પણ જે રહેવાની નથી, તે વસ્તુનું અસ્તિત્વ વર્તમાનકાળમાં હોવું જોઇએ નહિ.

છે, વૃદ્ધિ થાય છે, વય આદિક કાળના ભેદે કરીને શરીરના પરિણામમાં ફેરફાર થાય છે, છતાં તે જ આ દેવદત્ત છે આવી જાતનું શરીરના ઐકયપણાનું જ્ઞાન થાય છે; તેમ જ અમાવાસ્યાને દિવસે અદશ્ય થયેલો ચંદ્ર, પુનરપિ મૂર્ત્તિમાન દૃષ્ટિએ પડે છે, ત્યારે તેજ આ ચંદ્ર છે, આમ આપણે જાણીએ છીએ. એવી રીતેજ દેહી (આત્મા) એક દેહ તજીને બીજા દેહમાં પ્રવેશ કરે છે; છતાં પણ તે ચંદ્રની પેઠે એકનો એકજ છે.[૧૯] અંધકારરૂપ રાહુ* જેમ ચંદ્રની પાસે આવતો અથવા તો તેનો ત્યાગ કરતો આપણે જોતા નથી, તેમ જ ચૈતન્ય આત્મા કેવી રીતે એક શરીરનો ત્યાગ કરે છે તથા બીજામાં કેવી રીતે પ્રવેશ કરે છે, તે જોઇ શકાતું નથી.[૨૦] જેમ રાહુ અદશ્ય છે, પરંતુ ચંદ્ર અને સૂર્યનો સંબંધ થવાથી તે જાણવામાં આવે છે; તેમ દેહી ( આત્મા ) પણ દેહનો સંયોગ થવાથી જાણવામાં આવે છે.[૨૧] જેમ ચંદ્ર કે સૂર્યનો વિયોગ થવાથી રાહુ જાણવામાં આવતો નથી; તેમ શરીરનો વિયોગ થવાથી આત્મા પણ જાણવામાં આવતો નથી.[૨૨] અમાવાસ્યાને દહાડે ચંદ્ર, સૂર્યની સાથે રહીને નક્ષત્રોની સાથે જોડાય છે, તેથી જોવામાં આવતો નથી, પરંતુ તેથી તેનો નાશ થયો એમ સંભવતું નથી; તેમ જ એક દેહ પડી ગયા પછી આત્માનો નાશ થતો નથી; પરંતુ તે કર્મનાં ફળરૂપ બીજાં શરીરોની સાથે જોડાય છે; અર્થાત્ શરીરનો નાશ થયા છતાં પણ આત્માનો નાશ થતો નથી.[૨૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'मनु बृहस्पतिनो संवाद' ए नामनो अध्याय २०३ मो समाप्त.

## અધ્યાય ૨૦૪ મો.

### આત્મા દ્રષ્ટવ્ય થવાનું સાધન.

મનુએ કહ્યું;–હે બૃહસ્પતિ! (દેહની સાથે આત્માનો સંબંધ અનિવાર્ય છે એવું શ્રવણ કરીને મુમુક્ષુ વ્યક્તિના હૃદયમાં ઉદ્વેગ થાય, તે ઉદ્વેગને દૂર કરનારો યોગ હવે હુ કહું છું.)–સ્વપ્નાવસ્થામાં ઈન્દ્રિયગણોની સાથે જેમ આ સ્થૂલ શરીર નિદ્રાવશ થાય છે અને એક ચેતન જ વિહાર કરે છે; તેમજ સુષુપ્તિના સમયમાં ઈન્દ્રિયોની સાથે લિંગ શરીરનો પણ ત્યાગ કરીને એક જ્ઞાન જ રહે છે. આ જ સંસારનું અને મોક્ષનું નિદર્શન ( દૃષ્ટાંત ) જાણવું.[૧]† જેમ નિર્મળ પાણીમાં નેત્રદ્વારા રૂપ જોવામાં આવે છે; તેમ સર્વે ઈન્દ્રિયો પ્રસન્ન હોય છે તો જ્ઞાનદ્વારા જ્ઞેય એવો આત્મા જોવામાં–જાણવામાં આવે છે.[૨]‡ પાણી હાલતું હોય ત્યારે જેમ તેમાં નેત્રદ્વારા રૂપ જોઇ શકાતું નથી; તેમ ઇન્દ્રિયો વશમાં ન હોય, અર્થાત્ ચંચળ હોય તો બુદ્ધિમાં જ્ઞેય એવા આત્માનું દર્શન થતું નથી.[૩] અજ્ઞાનવડે અવિદ્યા ઉત્પન્ન થાય છે; અવિદ્યાદ્વારા મન રાગાદિક વિષયોને આધીન થાય છે અને મન જ્યારે રાગાદિકથી દૂષિત થાય છે, ત્યારે મનઃપ્રધાન શ્રોત્ર આદિ પાંચ ઈન્દ્રિયો પણ દૂષિત થાય છે.[૪] વિષયોને વિશે અત્યંત રચ્યોપચ્યો રહેનારો, મોહથી ભરપૂર અજ્ઞાની પુરુષ, કદી પણ ( જગતના વેહવારથી ) તૃપ્ત થતો નથી; પરંતુ પોતાના ધર્માધર્મની સાથે વિષયોનો ઉપભોગ કરવા માટે, મરણ પામીને પાછો જન્મે છે.[૫] પાપ કર્મને લીધે આ લોકમાં પુરુષની તૃષ્ણાનો નાશ થતો નથી; પરંતુ જ્યારે તેનાં પાપ નાશ

---

* 'તમસ્' એ રાહુનું બીજું નામ છે. શ્લોકનું પ્રથમ ચરણ જે રીતે ગ્રહણ થાય છે, તેને વિષે છે. પરંતુ ગ્રહણને જ એ ઉદ્દેશે છે એમ માનવાની કંઈ ખાસ જરુર નથી. તેનો અર્થ સામાન્ય પણ થઇ શકે. શુકલપક્ષમાં દિનપરદિન ચંદ્રની કળા વૃદ્ધિગત થાય છે, તેમ જ કૃષ્ણ પક્ષમાં તેની ક્ષતિ થતી જાય છે. તેથી એમ પણ કહી શકાય કે તમસ એટલે અંધકાર ચંદ્રને ખાઈ જવાને અથવા ચંદ્રને વધારે પ્રકાશવાન્ કરવાને તેની સમીપમાં જાય છે અથવા દૂર થતું જાય છે. ચંદ્રને છાઈ દેવાની અને પ્રકટ કરવાની ખરેખરી રીતિ પ્રત્યક્ષ થઇ શકતી નથી. આવો પ્રસંગ જોઇને રાહુની ઉપમા ઉપજાવી કાઢી હોય. એ જ પ્રમાણે ૨૧ મા શ્લોકમાં તમસ્નો અર્થ મોટા વિસ્તારમાં થઇ શકે છે. ૨૨ મા શ્લોકમાં રાહુ શબ્દ યોજેલો છે. તેનો ખુલાસો એ છે કે પુરાણોમાં કહ્યું છે તેમ રાહુ કંઈ મોટો રાક્ષસ નથી. પણ ચંદ્રના ગ્રહપર અને ગ્રહની ઉપરનો આસપાસનો આકાશનો એક ભાગ છે.

† આ શ્લોક અતિ કઠિન છે, અને તેમાં જણાવેલા ભેદો સમજવાનું ઘણું મુશ્કેલ છે. એનો અર્થ કરવામાં હું ટીકાકારને જ અનુસર્યો છું. અત્રે જે કહેવામા આવ્યું છે તે એ છે કે સ્વપ્નમાં વ્યક્ત (સ્થૂલ શરીર) નિષ્ક્રિય રહે છે, અને ચેતન (મન) કાર્ય કરે છે. સુષુપ્તિ અવસ્થા જે મૃત્યુના સમાન છે તેમાં લિંગ દેહનો ત્યાગ કરવામાં આવે છે તથા જ્ઞાન, લિંગ દેહથી છૂટું પડી રહેલું હોય છે. આ રીતે અભવ ( મોક્ષ ), કાલ તથા સદ્સદ્વિવેકાદિને આધીન એવા ભવ (સ્થૂલ રૂપો )ના નિષેધવડે ઉત્પન્ન થાય છે, સર્વ અવસ્થાઓથી સ્વતંત્ર પરમાત્મામાં જે લય થવો, તેને મોક્ષ કહેવામાં આવે છે. ટીકાકાર કહે છે કે, મોક્ષ શકય છે, તે દર્શાવવામાં આ વિધિઓ આવશ્યકીય છે. વ્યક્ત થવાને માટે આત્માને શરીરની અગત્ય છે એ દર્શાવવા અર્થે વક્તાએ આગલા અધ્યાયમાં વારંવાર દૃષ્ટાંતો આપ્યાં છે. મોક્ષને અર્થે અથવા પરમાત્મામાં લય પામવાને અર્થે જે આત્માને શરીરથી ભિન્ન કરવાની આવશ્યકતા છે, તેજ આત્માનો શરીર સાથનો સંબંધ અભેદ્ય છે એવી માન્યતા ગ્રહણ ન કરવાને શ્રોતાને પ્રથમથી જ સૂચના આપી છે.

ભાવાર્થ એ કે, સુષુપ્તિ સમયે જેમ ઇન્દ્રિયોની સાથે લિંગ શરીર નિદ્રાવશ થઇ જાય છે અને એક જ્ઞાન માત્રજ જાગૃત રહે છે તેમ જ મોક્ષાવસ્થામાં પણ માત્ર એક જ્ઞાન જ સતેજ રહે છે.

‡ અર્થાત્ ઇન્દ્રિયોપર જય મેળવવાવડે આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે; અને તે દ્વારા મનુષ્ય મુક્તિને પામે છે.

પામે છે, ત્યારે જ તેની તૃષ્ણા પણ નાશ પામે છે.[૬] સંસારની વસ્તુઓને વિશે હંમેશાં આસક્તિ રાખવાથી; જે વસ્તુની સ્પૃહા રાખવી જોઇએ તેના કરતાં અન્ય વસ્તુની મનમાં (પ્રબળ) ઈચ્છા રાખવાથી, બ્રહ્મપ્રાપ્તિ થતી નથી.[૭] પાપકર્મ જ્યારે નાશ પામે છે, ત્યારે પુરુષને જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તે પછી જ, જેમ કોઇ મનુષ્ય નિર્મળ અરીસામાં પોતાના સ્વરૂપને જુવે છે, તેમ તે પોતાના આત્મા વિશે સ્વસ્વરૂપને જુવે છે.[૮]

ઇન્દ્રિયોનું દમન કરવામાં નથી આવતું તો મનુષ્ય દુઃખી થાય છે. ઇન્દ્રિયો જો નિયમમાં રહે છે તો મનુષ્ય સુખી થાય છે. એટલા માટે પુરુષે ઇન્દ્રિયોના વિષયોમાંથી પોતાના મનનું મનવડે નિયંત્રણ કરવું જોઇએ.[૯] ઇન્દ્રિયોના કરતાં મન ઉત્તમ છે; મનના કરતાં બુદ્ધિ ઉત્તમ છે; બુદ્ધિના કરતાં જીવ ઉત્તમ છે અને જીવના કરતાં પરમાત્મા પરમ ઉત્તમ છે.[૧૦] અવ્યક્તમાંથી જ્ઞાન ઉત્પન્ન થયું છે; જ્ઞાનથી બુદ્ધિ ઉત્પન્ન થઇ છે અને બુદ્ધિથી મન ઉત્પન્ન થયું છે. તે મન, શ્રોત્રાદિ ઇન્દ્રિય વર્ગની સાથે જોડાઇને શબ્દાદિક વિષયોનો સારી રીતે અનુભવ લે છે.[૧૧] જે પુરુષ એ શબ્દાદિક વિષયોનો, સર્વ વ્યક્ત વસ્તુઓનો (આકાશાદિવાળા કારણ શરીરોનો) તથા પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરનો ત્યાગ કરે છે, તે મોક્ષ પામે છે.[૧૨] સૂર્ય ઉદય પામતી વખતે જેમ કિરણોના સમૂહને ઉત્પન્ન કરે છે અને અસ્ત પામતી વખતે જે પ્રમાણે પોતાનાં કિરણોને પોતાને વિશે સંકેલી લે છે, તેમ અંતરાત્મા દેહમાં પ્રવેશ કરીને ઇન્દ્રિયોરૂપી કિરણોવડે, ઇન્દ્રિયોના પાંચ વિષયોને પ્રાપ્ત થાય છે; અને તે જ્યારે દેહનો ત્યાગ કરે છે, ત્યારે ઇન્દ્રિયોરૂપી કિરણોનો ઉપસંહાર કરે છે.[૧૩-૧૪] પ્રવૃત્તિવાળા ધર્મનું આચરણ કરનારો પુરુષ, કર્મવડે વારંવાર જન્મ અને મરણને ધારણ કરે છે અને પુણ્ય તથા પાપાત્મક કર્મનાં ફળને ભોગવે છે.[૧૫] જે પુરુષ વિષયોનો ઉપભોગ કરવો ત્યજી દે છે, તેની શબ્દાદિક વિષયો સંબંધી અભિલાષા પણ શાંત પડી જાય છે. જ્યારે તેને વિષયાદિથી રહિત એવા આત્માનું જ્ઞાન થાય છે, ત્યારે તેની વાસના પણ ટળી જાય છે.[૧૬]* જ્યારે બુદ્ધિ, વિષયોનો સંગ તજી દઇને મનઃપ્રધાનત્વ પદાર્થમાં, એટલે અસ્મિતામાં સ્થિતિ કરે છે, ત્યારે મન પણ બ્રહ્મમાં લય પામીને બ્રહ્મરૂપ થાય છે.[૧૭] બ્રહ્મ સ્પર્શેન્દ્રિયનો વિષય નથી; શ્રવણેન્દ્રિયનો વિષય નથી; રસનેન્દ્રિયનો વિષય નથી; ચક્ષુ ઇન્દ્રિયનો વિષય નથી; ઘ્રાણેન્દ્રિયનો વિષય નથી; તેમ કોઇ પણ પ્રકારના તર્કનો એ વિષય નથી. (અન્ય સર્વ વ્યાવહારીક વિષયોમાંથી નિવૃત્ત કરાયલી) બુદ્ધિ જ, કેવળ તે પરબ્રહ્મને પામી શકે છે.[૧૮] ઇન્દ્રિયોની સહાયતાથી મન જે સર્વ વિષયોને જાણે છે, તે સર્વ મનમાં લય પામે છે; અને મન બુદ્ધિમાં લય પામે છે અને બુદ્ધિ ચૈતન્ય એવા જીવમાં લય પામે છે અને જીવ પરબ્રહ્મમાં લય પામે છે.†[૧૯] ઇન્દ્રિયોદ્વારા મનની સિદ્ધિ થઈ શકતી નથી, મન બુદ્ધિને જાણી શકતું નથી અને બુદ્ધિ વ્યક્ત એવા જીવને જાણી શકતી નથી; પરંતુ સૂક્ષ્મ સ્વરૂપ ચિદાત્મા જ એ સર્વનું અવલોકન કરી શકે છે.[૨૦]

इति श्रीमहाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे 'मनु बृहस्पतिना संवाद'मां अध्याय २०४ मो समाप्त.

## અધ્યાય ૨૦૫ મો.

### મનુ બૃહસ્પતિનો સંવાદ-દુઃખનો ત્યાગ અને બ્રહ્મની પ્રાપ્તિનો માર્ગ.

મનુ કહે છે;-"હે બૃહસ્પતિ! શારીર વ્યાધિરૂપી દુઃખ અથવા તો માનસિક શોકાદિકરૂપ દુઃખ આવી પડે, ત્યારે યોગસાધના માટે પ્રયત્ન કરી શકાતો નથી. તેટલા માટે મનુષ્યે દુઃખનો વિચાર જ કરવો નહિ.[૧] દુઃખનો વિચાર જ કરવો નહિ, એ જ દુઃખને મટાડવાનું ઔષધ છે! દુઃખનો જો વિચાર કરવામાં આવે છે તો તે આપણી સામે ચઢી આવે છે અને વારંવાર આપણી ઉપર હલ્લા કરે છે.[૨] માટે, જ્ઞાનવડે માનસિક દુઃખનો નાશ કરવો અને ઔષધવડે શારીર દુઃખનો નાશ કરવો-એ જ વિજ્ઞાનનું સામર્થ્ય છે. પરંતુ (દુઃખ આવે ત્યારે) બાળકની પેઠે શોક કરીને બેસી રહેવું નહિ.[૩] યૌવન, રૂપ, જીવિત, ધનનો સંગ્રહ, આરોગ્ય અને પ્રિયજનો સાથે નિવાસ-આ સર્વ નાશવંત છે. માટે-પંડિત પુરુષે સમાજને માટે સંતાપ પામવું નહિ.[૪] આખા દેશના દુઃખને માટે શોક કરવો યોગ્ય નથી; પરંતુ જો તેનો ઉપાય જાણવામાં આવે તો શોક કર્યા વગર જ તેનો ઉપાય કરવો.[૫] (પુરુષના, આખા જીવનમાં સુખ કરતાં દુઃખ અધિક છે, એ વાત નિઃસંદેહ છે. જે પુરુષ ઇન્દ્રિયોના વિષયોમાં સ્નેહ

* ભાવાર્થ આ પ્રમાણે છેઃ-ઇન્દ્રિયના વિષયથી દૂર રહેવાથી એક મનુષ્ય તેમને માટેની પોતાની ઈચ્છાને અંકુશમાં રાખી શકે; પરંતુ તે રીતે તે મનુષ્ય ઈચ્છાના મૂળ સિદ્ધાંતથી પોતાને સંપૂર્ણ રીતે મુક્ત કરવામાં ફાવી શકતો નથી. જ્યાં સુધી એક મનુષ્યને પોતાનો આત્મા વ્યક્ત થયો નથી, ત્યાં સુધી તેની ઈચ્છા તેના અંકુશમાં આવતી નથી.

† આ શ્લોકના પ્રથમ ચરણમાં વિષયના સ્વતંત્ર અસ્તિત્વનો સ્વીકાર કર્યો નથી. ઇન્દ્રિયોના સર્વ વિષયોનું અસ્તિત્વ અન્ય વસ્તુને આશ્રયી છે. આથી મનને વિશે સર્વ વિષયોનો લય થાય છે, એમ જે કહ્યું છે તે યોગ્ય જ છે. વિદેશીય તત્ત્વશાસ્ત્રનું પદાર્થ વિજ્ઞાન એમ કહે છે કે, મન ઇન્દ્રિયોના નિત્ય કર્તારૂપ છે.

કરીને મોહ પામે છે, તે પુરુષને મોહને લીધે અપ્રિય એવું મરણ પ્રાપ્ત થાય છે![૬] પરંતુ જે જ્ઞાની પુરુષ, સુખ અને દુઃખ બન્નેનો ત્યાગ કરે છે, તેને શોક કરવાનો સમય જ આવતો નથી; પરંતુ તે અવિનાશી એવા બ્રહ્મને પામે છે.[૭]

( આ લોકમાં ) વિષયો સંપાદન કરતી વખતે દુઃખ થાય છે; તેનું રક્ષણ કરતી વખતે પણ દુઃખ થાય છે; આટલું છતાં તેનો નાશ થાય છે, ત્યારે પણ મહાન્ દુઃખ ઉત્પન્ન થાય છે. માટે વિષયોનો નાશ થાય તો તેનો વિચાર કરવો નહિ.[૮] શુદ્ધ જ્ઞાન (બ્રહ્મ), જ્ઞેય (જ્ઞાનના વિષયો)થી મુક્ત (અવિદ્યાને લીધે) માનવામાં આવે છે. તારે જાણવું કે, મન એ જ્ઞાનના ગુણરૂપે છે. એ મન જ્યારે જ્ઞાનેંદ્રિયની સાથે જોડાય છે, ત્યારે બુદ્ધિ વિષયાકારવૃત્તિરૂપ થઈને પ્રકાશે છે.[૯] બુદ્ધિ જે સમયે કર્મજન્ય સંસારની સાથે એકઠી મળીને મનનાત્મક એવી ચિત્તની વૃત્તિને વિશે સ્થિતિ કરે છે, તે સમયે ધ્યાનયોગવાળા, સમાધિદ્વારા પરબ્રહ્મને જાણી શકે છે.[૧૦] પાણી જેમ પર્વતના શિખર ઉપરથી નિકળીને પૃથ્વીના પ્રદેશ તરફ વહે છે, તેમ જ બુદ્ધિની વૃત્તિઓ પણ અજ્ઞાનમાંથી બહાર નિકળીને ઇન્દ્રિયોની સાથે એકઠી મળે છે અને પછી રૂપાદિક વિષયોમાં પ્રવૃત્તિ કરે છે.[૧૧] પરંતુ જ્યારે અજ્ઞાનનું પણ કારણ એવી નિર્ગુણધ્યેય વસ્તુ, બુદ્ધિની વૃત્તિમાં પ્રાપ્ત થાય છે–ત્યારે, જેમ કસોટીપર સુવર્ણને કસી જોવાથી સુવર્ણનું યથાર્થ જ્ઞાન થાય છે, તેમ બ્રહ્મનું પણ યથાર્થ જ્ઞાન થાય છે.[૧૨] ઇન્દ્રિયોના વિષયોને દર્શાવનાર મન છે. આ મનને પ્રથમ (બ્રહ્મની પ્રાપ્તિ થયા પૂર્વે જ) નિવૃત્ત કરવું જોઇએ. સમક્ષમાં રહેલા વિષયોના ગુણપર આધાર રાખતું મન, નિર્ગુણને દર્શાવનારું કદી બનતું નથી.[૧૩] એટલા માટે, ઇન્દ્રિયોનાં સર્વે દ્વારોને બંધ કરી દઇને, મનને વિશે સ્થિતિ કરવી અને તે મનનો બુદ્ધિમાં લય કરવો અને એકાગ્ર થવું; એટલે 'હુ છું' એટલા જ્ઞાનમાં જ સ્થિતિ કરવી. આમ કરવાથી બુદ્ધિથી પણ પર એવા પરમાત્માની પ્રાપ્તિ થાય છે.[૧૪] જેમ ગુણનો ક્ષય થવા પછી પંચમહાભૂતોની તન્માત્રામાં નિવૃત્તિ થાય છે, તે જ પ્રમાણે સર્વ ઇન્દ્રિયોને તેઓના વિષયોમાંથી ખેંચી લીધા પછી મનને વિશે બુદ્ધિનો લય થાય છે;[૧૫] અને નિશ્ચયાત્મક તેમ જ અંદર અર્થાત્ અહંકારને વિશે પ્રવૃત્તિ કરવાવાળી અને વ્યવસાયના ગુણવાળી બુદ્ધિ મનને વિશે રહે છે, ત્યારે મન વિના અન્ય કાંઈ પણ ઉત્કૃષ્ટરૂપે રહેતું નથી.[૧૬] અને જે મન, પોતાના માનવામાં આવેલા ગુણોની સાથે એકીભૂત થાય છે, તે જ્યારે ચિંતનવડે શ્રેષ્ઠતાને પામે છે, ત્યારે તે સર્વગુણનો ત્યાગ કરે છે તથા (તે પછી) નિર્ગુણ બ્રહ્મને પામે છે.[૧૭] અવ્યક્તને જાણવા માટે યોગ્ય દૃષ્ટાંત નથી; કારણ કે જ્યાં વાગ્વ્યાપાર જ નથી, ત્યાં પછી કોણ તેના વિષયને જાણે?[૧૮]* એટલા માટે તપવડે, અનુમાનવડે એટલે મનનરૂપી યુક્તિવડે, શમ દમાદિક ગુણોવડે, બ્રાહ્મણાદિક જાતિને યોગ્ય ધર્મ પાળીને તથા વેદાંતનું–પરમ તત્ત્વનું–શ્રવણ કરીને, અંતરાત્માને શુદ્ધ કરવો અને તે દ્વારા બ્રહ્મને જાણવાની ઇચ્છા કરવી.[૧૯] ગુણથી મુક્ત થયલો પુરુષ સૂક્ષ્મદૃષ્ટિવડે બાહ્ય સ્વરૂપને જોઈ શકે છે. પરબ્રહ્મ, જેને જ્ઞેય કરી કહેવામાં આવે છે તે, ગુણોના અભાવને લીધે, તેમ જ પ્રકૃતિવડે, કોઈ પણ રીતના વાદથી જાણવામાં આવતો નથી.[૨૦] જ્યારે નિર્ગુણ થવાય છે, ત્યારે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. પરંતુ પુરુષ જ્યારે સગુણપણામાં હોય છે, ત્યારે તે બ્રહ્મથી બહિર્મુખ થાય છે. ખરેખર, આવો બુદ્ધિનો સ્વભાવ છે. જેમ કાષ્ઠમાં અગ્નિ સંચાર કરે છે, તેમ બુદ્ધિ ગુણોમાં સંચાર કરીને તેનો લય કરે છે.[૨૧] સુષુપ્તિ અવસ્થામાં જેમ પંચ ઇન્દ્રિયો પોતપોતાનાં કર્મથી રહિત થાય છે, તેમ જ પરબ્રહ્મ પણ સદાય પ્રકૃતિથી રહિત છે. એ પ્રકૃતિથી સર્વે દેહધારીઓ પ્રવૃત્તિમાં પડે છે, તથા સ્વર્ગમાં જાય છે, અને જ્યારે એ પ્રવૃત્તિથી રહિત થાય છે, ત્યારે મોક્ષને પામે છે.[૨૨–૨૩]

પુરુષ (જીવ), પ્રકૃતિ (માયા), બુદ્ધિ, વિષયો, ઇન્દ્રિયો, અહંકાર અને અભિમાન (આ આમ જ છે તે, અથવા તો બુદ્ધિનો ફેરફાર) આ સમુદાયની, ભૂત એવી સંજ્ઞા છે.[૨૪] આ સમુદાયની આદિ પ્રવૃત્તિ પ્રધાન થકી થાય છે, અર્થાત્ પ્રથમ સૃષ્ટિ અવ્યાકૃત એટલે માયા શબળ છે, જેને પ્રધાન કહેવામાં આવે છે, તેનાથી થયેલી છે અને બીજી સૃષ્ટિ પાંચ તન્માત્રા, અગ્યાર ઇન્દ્રિયો અને અહંકાર આટલાવડે મૈથુનથી થયેલી છે અને તે નિયમપૂર્વક થયેલી છે.[૨૫] ધર્મથી શ્રેયની વૃદ્ધિ થાય છે અને અધર્મથી અશ્રેય થાય છે. રાગી પુરુષ (વિષયમાં પ્રીતિ રાખનારો પુરુષ) પ્રલય સમયે પ્રકૃતિને પામે છે અને વિરક્ત પુરુષ પ્રકૃતિનો નાશ કરીને આત્મજ્ઞાન સંપાદન કરે છે, અર્થાત્ મુક્ત થાય છે.[૨૬]

**इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'मनु बृहस्पतिनो संवाद' ए नामनो अध्याय २०९ मो समाप्त.**

---

* અર્થાત્ અહંકારાદિકનું ઉપાદાન કારણરૂપ અવ્યક્ત (પ્રકૃતિ) ત્રણ ગુણની સામ્યાવસ્થા છે. તે સત્ નથી; કારણ કે બ્રહ્મનું અદ્વૈતપણું સિદ્ધ કરતાં શ્રુતિએ તેનો બાધ કર્યો છે. તે અસત્ પણ નથી; કારણ તેનું કાર્ય આપણા જોવામાં આવે છે. તે સત્ અસત્ પણ થઇ શકે તેમ નથી; કારણ કે તે બન્ને પરસ્પર વિરોધી છે. માટે અવ્યક્ત, અનિર્વચનીય છે.

## અધ્યાય ૨૦૬ મો.

### મનુ બૃહસ્પતિનો સંવાદ–બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ નિવૃત્તિ છે.

મનુ કહે છે;–"હે બૃહસ્પતિ! જ્યારે પાંચ ઇન્દ્રિયો અને શબ્દાદિક પાંચ વિષયોને, મનની સાથે વશ કરવામાં આવે છે; ત્યારે મણિમાં રહેલા સૂત્રની પેઠે શરીરમાં વ્યાપીને રહેલા બ્રહ્મનાં દર્શન થાય છે;[૧] અને સૂત્ર જેમ સુવર્ણની માળામાં રહે છે, તેમજ તે મુક્તામાળામાં, પ્રવાળમાળામાં, મૃત્તિકાની અને રૂપાની માળામાં પણ રહેલું છે. એ દૃષ્ટાંત પ્રમાણે જીવ પોતાના કર્મફળદ્વારા ગાય, ઘોડા, મનુષ્ય, હાથી, મૃગ, કીડા અને પતંગમાં પરોવાઇને રહેલો છે.[૨–૩] જીવાત્મા જે જે શરીરવડે જે જે કર્મ કરે છે, તે તે શરીરવડે તે તે ફળનો ઉપભોગ કરે છે.[૪] જેમ ભૂમિમાં એક જ જાતનો રસ હોય છે, તથાપિ જેવું ઔષધ હોય છે તે પ્રમાણે ભૂમિ તેને અનુસરે છે; તેમ જ અંતરાત્મા બુદ્ધિનો પ્રકાશ કરે છે; તથાપિ બુદ્ધિ પૂર્વ જન્મનાં કર્મને અનુસરનારી છે.[૫] પ્રથમ વિષયનું જ્ઞાન થાય છે; તે પછી વિષયની ઇચ્છા થાય છે; ઇચ્છા ઉત્પન્ન થયા પછી અભિસંધિ (આ કાર્ય હું સિદ્ધ કરું આવો યત્ન) થાય છે; અભિસંધિ થયા પછી કર્મ ઉત્પન્ન થાય છે અને કર્મ કરવામાં આવ્યા પછી તેમાંથી ફળ ઉત્પન્ન થાય છે.[૬] કર્મમાંથી ફળ ઉત્પન્ન થાય છે, માટે કર્મ જ્ઞેય સ્વરૂપ છે (હું એવા અર્થથી ઉત્પન્ન થાય છે); જ્ઞેય જ્ઞાનાત્મક છે (જીવરૂપ છે) અને જ્ઞાન સત્ તથા અસત્‌રૂપ છે; અર્થાત્ ચેતન તથા જડરૂપ છે.[૭] ચૈતન્ય તથા જડ સંબંધી જ્ઞાનનો, દેહોનો, બુદ્ધિઓનો અને સંચિત કર્મોનો નાશ થઇ ગયા પછી, જે દિવ્ય ફળનો લાભ થાય છે, તેને જ્ઞેય વસ્તુમાં રહેનારું જ્ઞાન જાણવું.[૮] એ જ્ઞેય ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત અને સર્વ કરતાં શ્રેષ્ઠ છે. યોગીઓ તેને પોતાના આત્માને વિશે જુવે છે; પણ વિષયમાં બુદ્ધિ રાખનારા અજ્ઞાની પુરુષો આત્મામાં રહેનારા તે પરમાત્માને દેખતા નથી.[૯]

પૃથ્વીના કરતાં જળ મોટું છે; જળના કરતાં તેજ મોટું છે; તેજ કરતાં પવન મોટો છે; પવન કરતાં આકાશ મોટું છે; આકાશ કરતાં મન મોટું છે; મન કરતાં બુદ્ધિ મોટી છે; બુદ્ધિ કરતાં કાળ મોટો છે અને કાળના કરતાં ભગવાન્ વિષ્ણુ મોટા છે. તે પ્રભુથી આ સર્વ જગત ઉત્પન્ન થયું છે. તે દેવને આદિએ નથી, અંતે નથી અને મધ્ય પણ નથી.[૧૦–૧૨] અનાદિ, અમધ્ય અને અનંત હોવાથી તે (વિષ્ણુ) અવ્યય (અવિનાશી) કહેવાય છે. તે સર્વ દુઃખને ઉલ્લંઘન કરીને તેની પેલી પાર રહે છે; કારણકે દુઃખ જ્ઞાતા, જ્ઞેય વગેરે વિભાગવાળું હોવાથી અંતવાન્ ગણાય છે.[૧૩] તેજ પરબ્રહ્મ કહેવાય છે; તે પરમ ધામ અને પરમ પદ કહેવાય છે. તે પરમાત્માને પ્રાપ્ત થયા પછી, પુરુષો કાળના સપાટામાંથી મુક્ત થઇને મોક્ષ પામે છે.[૧૪] આ સર્વ (જે કાંઈ જોવામાં આવે છે તે) ગુણોને વિશે પ્રકાશે છે. બ્રહ્મ નિર્ગુણ હોવાથી આ સર્વ કરતાં શ્રેષ્ઠ છે. કર્મમાંથી નિવૃત્તિ પામવી, એજ ધર્મ છે. આ ધર્મ મોક્ષને પ્રાપ્ત કરનારો છે.[૧૫]

ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રો શરીરનો આશ્રય કરીને રહેલા છે; અને તે જિહ્વાના અગ્રભાગથી બહાર નીકળે છે. પ્રયત્નવડે તે સાધ્ય થઈ શકતા નથી; અને તે નાશ ધર્મવાળા છે.[૧૬] આ રીતિથી કદી પણ બ્રહ્મની પ્રાપ્તિ થઇ શકતી નથી; કારણ કે (શરીરનો આશ્રય કર્યા વિના) શરીરના અધિષ્ઠાનરૂપ આત્માને આશ્રયી બ્રહ્મ રહેલો છે.* તેમ બ્રહ્મ આદિ, મધ્ય અને અંતવાળું નહિ હોવાથી તે (વેદના અધ્યયનની માફક) પ્રયત્ન સાધ્ય પણ નથી.[૧૭] ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ એ સર્વનો આદિ છે, અને જેનો આદિ છે તેઓનો અંત પણ જોવામાં આવે છે; પરંતુ બ્રહ્મનું તો કોઈ આદિ સાંભળવામાં આવ્યું નથી.[૧૮] બ્રહ્મનો આદિ તેમ અંત ન હોવાથી તે અનંત અને અવ્યય કહેવાય છે; અને અવ્યય હોવાથી દુઃખ રહિત છે; અને તેટલા માટેજ તેને વિશે માન, અપમાન આદિક દ્વંદ્વભાવ નથી.[૧૯] દૈવની અવકૃપાને લીધે, યોગ્ય ઉપાયોની અશક્યતાને લીધે, તેમજ કર્મવડે થતાં વિઘ્નોવડે જે માર્ગથી બ્રહ્મની પ્રાપ્તિ થઈ શકે, તે માર્ગને મનુષ્યો જોવા શક્તિમાન્ થતા નથી.[૨૦]†

---

* ભાવાર્થ:-બ્રહ્મ અને આત્માની એક્તા છે, અને અંતરાયમાં દેહ છે. બ્રહ્મને જાણવા માટે આત્માએ જાણવું કે હું દેહથી ભિન્ન છું, અને તેમ જ્યારે આત્મા જાણે છે, ત્યારે તે બ્રહ્મૈવ ભવતિ.

† ભાવાર્થ:–અદૃષ્ટનું અવલંબન કરીને ઉપાય નહિ કરવો તેને સાંખ્યશાસ્ત્રમાં ચાર પ્રકારની 'આધ્યાત્મિક તુષ્ટિ' કહેલી છે. શાસ્ત્રથી પ્રકૃતિ અને પુરુષનો વિવેક થવો તેને 'પ્રકૃતિ તુષ્ટિ' કહે છે; સર્વનો વિવેક અનાયાસે થશે માટે સંતોષ રાખવો તેને 'ઉપાદાન તુષ્ટિ' કહે છે, કાળે કરીને કૈવલ્ય સ્વયં પ્રાપ્ત થશે માટે કાળની પ્રતીક્ષા કરવી તેને 'કાળ તુષ્ટિ' કહે છે; પૂર્વ જન્મનાં પુણ્યના પ્રભાવથી જ સાક્ષાત્કાર થશે આવી તુષ્ટિ રાખવી તેને 'ભોગ તુષ્ટિ' કહે છે. આ ચાર આધ્યાત્મિક તુષ્ટિનું અવલંબન કરીને પુરુષે રહેવું અને ઉપાય જ ન કરવો, તેને અદૃષ્ટનું અવલંબન માનેલું છે. આ સિવાય વિષયોપભોગરૂપી કર્મનો ત્યાગ કરવારૂપી પાંચ 'બહિરતુષ્ટિ' પણ શાસ્ત્રમાં કહી છે. તે આ પ્રમાણે છે–ધન સંપાદન કરવામાં દુઃખ છે–આમ જોઇને

સંસારના વિષયોની આસક્તિને લીધે, ઉત્કૃષ્ટ સ્વર્ગાનંદની ઇચ્છાને લીધે, તેમ જ મનવડે, બ્રહ્મ સિવાય અન્યની આકાંક્ષા રાખતા હોવાથી મનુષ્યો પરબ્રહ્મને પ્રાપ્ત કરી શકતા નથી.[૨૧] કારણ કે, મનુષ્યો આ જગતમાં જે જે વિષયોને જુવે છે, તે તે વિષયોની ઇચ્છા કરે છે. ગુણોની (વિષયોની) ઇચ્છાવાળા પુરુષો પરબ્રહ્મની ઇચ્છા કરતા નથી; કારણ કે તે નિર્ગુણ (નિર્વિષય) છે.[૨૨] જેઓ અત્યંત અજ્ઞાનપણાને લીધે નિકૃષ્ટ ગુણો વિશે આસક્ત છે, તે પુરુષો યોગીગમ્ય ઉત્તમ ગુણોને કેવી રીતે જાણી શકે? (પરંતુ ધૂમ ઉપરથી જેમ અગ્નિનું અનુમાન કરી શકાય છે) તેમ જ ઉત્તમ પ્રકારના અનુમાનવડે, ગુણ તથા અવયવથી પર એવા બ્રહ્મના જ્ઞાનને પ્રાપ્ત કરી શકાય છે.[૨૩] અમે ધ્યાનવડે સૂક્ષ્મ થયેલા મનવડે બ્રહ્મને જાણીએ છીએ, પરંતુ વાણીવડે તેને કહેવાને સમર્થ નથી. મન મનવડે ગ્રાહ્ય છે તથા ચક્ષુ ચક્ષુવડે ગ્રાહ્ય છે.[૨૪]* પુરુષે જ્ઞાનવડે બુદ્ધિને નિર્મળ કરવી, બુદ્ધિવડે મનને નિર્મળ કરવું, મનવડે ઇન્દ્રિયોના સમુદાયને નિર્મળ કરવા અને તે દ્વારા, અક્ષરબ્રહ્મને પ્રાપ્ત કરી શકાય છે.[૨૫] ધ્યાનના પરિપકવપણાથી બુદ્ધિની વૃત્તિથી (આસંગથી) રહિત થયેલો, અને શ્રવણ, મનન આદિવડે મનથી સમૃદ્ધ થયેલો પુરુષ, કોઈ પણ જાતની વસ્તુની પ્રાર્થના નહિ કરનારા નિર્ગુણ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. વાયુ જેમ લાકડામાં રહેલા અગ્નિને પ્રજ્વલિત નહિ કરતાં તેનો ત્યાગ કરી દે છે; તેમ કામનાઓથી વ્યાકુળ થયેલા પુરુષો પણ પોતાના અંતરમાં રહેલા આત્માનો ત્યાગ કરે છે; પરંતુ તેને જાણવાનો પ્રયત્ન કરતા નથી.[૨૬] જ્યારે વિષયોનો આત્મા વિષે લય કરવામાં આવે છે, ત્યારે મન, બુદ્ધિ થકી પર એવા બ્રહ્મને પામે છે; પરંતુ જ્યારે વિષયોને પૃથક્ પૃથક્ ગ્રહણ કરવામાં આવે છે, ત્યારે બુદ્ધિથી ઉતરતા એવા બ્રહ્મલોક સૂધીના ઐશ્વર્યને પ્રાપ્ત કરે છે. આ જ વિધિ પ્રમાણે જે પુરુષ, વિષયોનો નાશ કરવા માટે પ્રવૃત્તિ કરે છે, તે વિષયોથી રહિત થયા પછી બ્રહ્મના સ્વરૂપને પામે છે.[૨૭] અગર જો પુરુષ (આત્મા) અવ્યક્ત છે, છતાં ગુણથી યુક્ત જ્યારે થાય છે, ત્યારે તેનાં કર્મો વ્યક્ત થાય છે; અને જ્યારે શરીરનો ક્ષય થાય છે, ત્યારે તે ફરી અવ્યક્ત થાય છે. ખરેખરું જોતાં આત્મા કોઈ પણ કામનાથી રહિત છે-નિષ્ક્રિય છે; પણ ઇન્દ્રિયો જે સુખ તથા દુઃખને ઉત્પન્ન કરનારી છે તેવડે યુક્ત થયલો હોય છે.[૨૮] એ ચિદાભાસ સર્વ ઇન્દ્રિયોથી મુક્ત થઇને લિંગ શરીરને ધારણ કરે છે અને સ્થૂલ દેહાકારે પરિણામ પામેલાં પંચ મહાભૂતોને ધારણ કરે છે; પરંતુ લિંગરૂપ અંતર્યામી પરમાત્માથી રહિત હોય છે ત્યાં સુધી, તેનામાં ગતિ વગેરેનું સામર્થ્ય હોતું નથી, તેમ તે કર્મ પણ કરી શકતો નથી.[૨૯]

(હવે ચિદાભાસની દુઃખમાંથી નિવૃત્તિ થવાનો ઉપાય કહે છે). આ પૃથ્વીનો કોઈએ પણ અંત દીઠો નથી, છતાં તું એમ જાણ કે પૃથ્વીનો અંત ખરેખર આવશે જ. જેમ સમુદ્રમાં હંકારાયલાં, વહાણો ક્ષુબ્ધ થયલાં હોય, પણ અનુકૂળ પવન તેને સહીસલામતવાળી જગ્યાપર લાવી મૂકે છે, તેમ (આલોકમાં આસક્તિને લીધે) ક્ષુબ્ધ થયલા મનુષ્યને શ્રેષ્ઠ સ્થાનને વિશે લઈ જઇ શકાય છે.†[૩૦] પોતાનાં રશ્મિને વિસ્તારતો સૂર્ય, ગુણનો ગ્રહણ કર્તા (જગતનો પ્રકાશ કર્તા) થાય છે. પણ અસ્ત સમયે પોતાનાં કિરણોને પાછાં ખેંચી લઈને ફરી ગુણથી રહિત બને છે. તે જ પ્રમાણે સર્વ આસંગનો ત્યાગ કરનાર તથા તપશ્ચરણ કરનારો મુનિ, નિર્ગુણ તથા અવ્યય એવા બ્રહ્મને વિશે પ્રવેશ કરે છે.[૩૧] જે જન્મ રહિત છે; જે સર્વ વિવેકી પુરુષોના પરમ સ્થાન રૂપ છે; જે સ્વયંસિદ્ધ છે; જેમાંથી સર્વની ઉત્પત્તિ થાય છે; તેમ જ જેમાં સર્વની નિવૃત્તિ થાય છે; જે અવિકારી છે; જે સનાતન છે; જે અમૃતરૂપ છે; જે નાશ રહિત છે; તેમ જ જે ધ્રુવ છે, તેને ઓળખવાથી મનુષ્ય પરમ અમરત્વ પ્રાપ્ત કરે છે."[૩૨]‡

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'मनु अने बृहस्पतिना संवादमां' अध्याय २०६ मो समाप्त.

---

તેનાથી વિરામ પામવો તે 'પરાતુષ્ટિ;' રાજા કે ચોરાદિકથી ધનનો નાશ થશે એવા દુઃખને લીધે વિરામ પામવું તે 'અપરા તુષ્ટિ;' ભોગથી ધનનો નાશ થાય છે એમ ધારીને દુઃખને લીધે ભોગથી વિરામ પામવો તેને 'પરાપરા તુષ્ટિ;' ભોગ પણ ક્ષય પામનારા છે એ રીતે ભોગમાં દોષ સમજીને વિરામ પામવો તે 'અનુત્તમાંભસ્તુષ્ટિ' અને ભોગમાં હિંસા દોષ સમજીને તેનાથી વિરામ પામવું તે 'ઉત્તમાંભસ્તુષ્ટિ.' આ રીતે પાંચ બાહ્ય તુષ્ટિઓ છે. આ રીતે પરની ચાર અને આ પાંચ મળીને નવ તુષ્ટિઓનું અવલંબન રીને જે પુરુષ આત્મજ્ઞાનને માટે ઉપાય કરતો નથી, તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી.

* ભાવાર્થઃ—જે કાંઈ જગત્ છે, તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, પણ તે પરતંત્ર છે. આથી મન જ જુવે છે, મન જ સાંભળે છે તથા મન જ પોતાનો સ્પર્શ કરે છે.

† ભાવાર્થઃ—કે સદ્ગુરુના સંગવડે, યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થવાથી, ગમે તેવો આસક્તિમસ્ત પુરુષ પણ, પરબ્રહ્મને પામે છે. એમાં અજામિલનું દૃષ્ટાંત આપવામાં આવે છે.

‡ અધ્યાય ૨૦૧ થી તે ૨૦૬ સૂધી મનુ અને બૃહસ્પતિનો સંવાદ ચાલે છે, તે ભીષ્મ, યુધિષ્ઠિરને કહે છે. ૨૦૬ ઠા અધ્યાયને અંતે મનુ એકદમ બંધ પડે છે: ઉપસંહાર જ નથી. એથી શંકા થાય છે કે અત્રેથી બેચાર શ્લોકનો લોપ થયો હશે.

## અધ્યાય ૨૦૭ મો.

### શ્રીકૃષ્ણ, પરમાત્મા છે!

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! હે મહાબુદ્ધિશાળી! પુંડરીક (કમળ) સરખા નેત્રવાળા, અવિનાશી, પ્રાણી માત્રના ઉત્પન્ન કરનારા, જાતે ઉત્પત્તિ રહિત, વ્યાપક, પ્રાણીઓની ઉત્પત્તિ તથા વિનાશ કરનારા, જેને નારાયણ અને હૃષીકેશ, ગોવિંદ–વેદવાણીનું રક્ષણ કરનારા અને કેશવ કહે છે, જે અજિત્ય છે, તેનું ચરિત્ર યથાર્થ રીતે, હે ભરતવંશમાં શ્રેષ્ઠ! હું સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧-૨]

ભીષ્મે કહ્યું;–આ જ વિષય જમદગ્નિના પુત્ર પરશુરામના વચનથી, દેવર્ષિ નારદના કહેવાથી તથા વ્યાસ મુનિના કહેવાથી મેં સાંભળ્યો છે.[૩] હે તાત! અસિત–દેવળ ઋષિ, મહાતપસ્વી વાલ્મીકિ ઋષિ અને માર્કંડેય ઋષિ પણ ગોવિંદની મહા અદ્‌ભુત કથા કહે છે.[૪] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! કેશવ ભગવાન્ (ઐશ્વર્ય, જ્ઞાન, યશ, લક્ષ્મી, વૈરાગ્ય તથા ધર્મ આ છ ગુણવાળા), અંતર્યામી તથા સર્વના નિયંતા છે. તે પુરુષ અનેક રૂપે થઇ સર્વને વિશે વ્યાપી રહેલો છે.[૫] તથાપિ હે મોટા બાહુવાળા યુધિષ્ઠિર! શાર્ઙ્ગ ધનુષને ધારણ કરનારા મહાત્મા કેશવનાં જે કર્મોને બ્રાહ્મણો જાણે છે, તે કર્મોને તું શ્રવણ કર.[૬] હે રાજા! ગોવિંદના જે ચરિત્રોને પુરાણવેત્તા મનુષ્યો જાણે છે, તે ચરિત્રો પણ હું તને કહીશ.[૭]

(ગોવિન્દ) સર્વ પ્રાણીમાત્રના આત્મા છે, મહાત્મા છે તથા સર્વ મનુષ્યો વિશે ઉત્તમ છે. તેણે (કામનાવડે) વાયુ, અગ્નિ, જળ, આકાશ અને પૃથ્વી–આ પંચ મહાભૂતોને ઉત્પન્ન કર્યાં;[૮] અને પૃથ્વી ઉત્પન્ન કરીને સર્વ પ્રાણીઓના ઈશ્વર તથા મહાત્મા એવા તે પુરુષોત્તમે, જળમાં જ પોતાનો નિવાસ કર્યો.[૯] સર્વ તેજના સ્થાનરૂપ એવા પુરુષોત્તમે જળને વિશે શયન કર્યા પછી, અહંકારને ઉત્પન્ન કર્યો, જે જગતમાં સર્વ ભૂતોને વિશે પ્રથમ ઉત્પન્ન થયેલો છે.[૧૦] અમારા સાંભળવામાં આવ્યું છે કે, તેણે મનની સાથે અહંકારને ઉત્પન્ન કર્યું, જે અહંકાર સર્વ સ્પષ્ટ વસ્તુઓના સ્થાનરૂપ છે. એ અહંકાર સર્વ ભૂતોને, તેમ જ ભૂત તથા ભવિષ્યને ધારણ કરેછે.[૧૧] હે મહાબાહુ! મહાત્મા (અહંકાર) પ્રકટ થયા પછી, સૂર્યના સમાન તેજસ્વી અને દિવ્ય એક કમળ, પુરુષોત્તમની નાભિમાંથી પ્રકટ થયું.[૧૨] હે તાત! તે કમળમાંથી સર્વ લોકના પિતામહ ભગવાન્ બ્રહ્મા, સર્વ દિશાઓને પ્રકાશમાન કરતા થકા, પ્રકટ થયા.[૧૩] મહાબાહુવાળા મહાત્મા બ્રહ્મા કમળમાંથી ઉત્પન્ન થયા, પછી જેની આદિ નથી એવો મધુ નામનો એક અસુર, તમોગુણ–અંધકારમાંથી ઉત્પન્ન થયો.[૧૪] પુરુષોત્તમે બ્રહ્માનું હિત કરવા (પિતામહને મારી નાંખવા રૂપ) ક્રૂર કર્મમાં ઉદ્યુક્ત થયલા ઉગ્ર કર્મને કરનારા તે અસુરને મારી નાંખ્યો![૧૫] હે તાત! તે મધુદૈત્યનો નાશ કરવાથી સર્વ યાદવોમાં * શ્રેષ્ઠ એવા ભગવાન્ શ્રીકૃષ્ણને દેવો, દાનવો, અને મનુષ્યો **मधुसूदन** ને નામે બોલાવે છે.[૧૬]

તે પછી બ્રહ્માએ દક્ષ છે સાતમા એવા સાત માનસિક પુત્રોને ઉત્પન્ન કર્યા. આ સાત પુત્રોના નામ આ પ્રમાણે છેઃ–મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ તથા દક્ષ.[૧૭] આ સર્વ પુત્રોમાં મરીચિ મોટો પુત્ર હતો. તેણે પોતાના મનમાંથી કશ્યપ નામના પુત્રને ઉત્પન્ન કર્યો. તે મોટો પુત્ર હતો, તેજસ્વી અને વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ હતો.[૧૮] બ્રહ્માએ પોતાના અંગુઠામાંથી દક્ષ પ્રજાપતિને ઉત્પન્ન કર્યો હતો, જે મરીચિના કરતાં પણ મોટો હતો. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે દક્ષ, પ્રજાપતિ તરિકે થયો હતો.[૧૯] હે ભરતવંશના રાજા! દક્ષ પ્રજાપતિને પ્રથમ તેર પુત્રીઓ થઇ હતી, જેમાં દિતિ સર્વના કરતાં મોટી હતી.[૨૦] સર્વ ધર્મની વિશેષ વાત જાણનારા, પવિત્ર કીર્તિવાળા અને મહા યશસ્વી એવા મરીચિના પુત્ર કશ્યપ, દક્ષ પ્રજાપતિની સર્વ કન્યાઓના પતિ થતા હતા.[૨૧] હે મોટા ભાગ્યશાળી! તેર કન્યાઓ ઉપરાંત બીજી દશ કન્યાઓને ઉત્પન્ન કરીને, ધર્મના જાણનારા દક્ષ પ્રજાપતિએ, એ દશ કન્યા ધર્મને પરણાવી હતી.[૨૨] હે ભરતવંશી રાજા! ધર્મે એ કન્યાઓને વિશે વસુઓ, અપાર તેજસ્વી રુદ્રો, વિશ્વેદેવતાઓ, સાધ્ય દેવતાઓ અને મરુત્ ગણોને ઉત્પન્ન કર્યા હતા.[૨૩] દક્ષ પ્રજાપતિને એ દશ સિવાય બીજી સત્યાવીશ કન્યાઓ ઉત્પન્ન થઇ હતી. તે સર્વ કન્યાઓ દક્ષે મહાભાગ્યશાળી ચંદ્રને પરણાવી હતી.[૨૪] કશ્યપની બીજી સ્ત્રીઓએ ગંધર્વો, અશ્વો, પક્ષીઓ, ગાયો, કિંપુરુષો, માછલાંઓ, ઉદ્‌ભિજ્જો અને વનસ્પતિઓ વગેરેને ઉત્પન્ન કર્યાં હતાં.[૨૫]

(હવે) અદિતિએ મોટા બળવાળા, દેવોમાં શ્રેષ્ઠ એવા આદિત્યોને ઉત્પન્ન કર્યા, જેમાં વિષ્ણુએ વામનરૂપે જન્મ લીધો હતો. એને જ ગોવિંદ કહેવામાં આવે છે. તે સર્વ દેવોમાં શ્રેષ્ઠ હતા.[૨૬] તેમના પરાક્રમથી દેવતા-

* **सात्वतां ऋषभम्** એવો મૂળમાં પાઠ છે. એનો અર્થ કૃષ્ણ ભગવાન્ થાય છે. કારણ કૃષ્ણ સાત્વત્ અર્થાત યાદવોમાં શ્રેષ્ઠ હતા. તેમ છતાં અહીં સાત્વત્ કહેતાં વિવેકી પુરુષોને વિશે શ્રેષ્ઠ એવો પણ અર્થ થઇ શકે.

ઓની સંપત્તિ વધી હતી. (વામનદ્વારા) દાનવોનો પરાજય કરવામાં આવ્યો. દિતિના પુત્રો તે અસુરો હતા.[૨૭] દનુ નામની સ્ત્રીએ વિપ્રચિત્તિ વગેરે મુખ્ય મુખ્ય દાનવોને ઉત્પન્ન કર્યા હતા, અને દિતિએ મોટા બળવાન્ સર્વ અસુરોને ઉત્પન્ન કર્યા હતા.[૨૮]

મધુસૂદન ભગવાને દિવસ, રાત્રિ, અનુક્રમવાળી ઋતુ પૂર્વાહ્ન, અપરાહ્ન વગેરે સર્વની રચના કરી છે. તે પછી તેમણે ધ્યાન ધરીને મેઘોને તથા સ્થાવર જંગમ પદાર્થોને ઉત્પન્ન કર્યા, તથા મહાતેજવડે વિશ્વને તેમ જ સર્વ વસ્તુ સહિત પૃથ્વીને ઉત્પન્ન કરી.[૨૯-૩૦] તે પછી હે યુધિષ્ઠિર! મહાભાગ્યશાળી શ્રીકૃષ્ણ પ્રભુએ પોતાના મુખમાંથી સેંકડો ઉત્તમ બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા;[૩૧] બે બાહુઓમાંથી સેંકડો ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા; સાથળમાંથી સેંકડો વૈશ્યોને ઉત્પન્ન કર્યા અને ચરણોમાંથી સેંકડો શૂદ્રોને ઉત્પન્ન કર્યા.[૩૨] આ પ્રમાણે મહાતપસ્વી વિષ્ણુએ ચારે વર્ણોને ઉત્પન્ન કરી અને તેણે ધાતાને (સમષ્ટિ અહંકારને) સર્વ પ્રાણીઓના અધિષ્ઠાતા નિમ્યા.[૩૩] મહાન્ કાંતિવાળા બ્રહ્મા, વેદવિદ્યાના પ્રવર્તક થયા. કેશવે ભૂતગણુ તથા માતૃગણના અધ્યક્ષ વિરૂપાક્ષને ઉત્પન્ન કર્યો.[૩૪] તે પછી સર્વ ભૂતોના આત્મારૂપ પરમાત્માએ પાપીઓને શિક્ષા કરનારા પિતૃઓના રાજા યમને અને દેવના ભંડારનું રક્ષણ કરનારા ધનેશ્વરને ઉત્પન્ન કર્યા.[૩૫] પછી જળચરોના અધિપતિ, જળના રાજા વરુણને ઉત્પન્ન કર્યો. વિક્રાંત વિષ્ણુએ વાસવને ઉત્પન્ન કરીને તેની દેવોના અધ્યક્ષસ્થાન ઉપર યોજના કરી.[૩૬]

સત્યયુગમાં મનુષ્યોને જ્યાં સૂધી દેહ (શરીર) ધારણ કરવાની ઇચ્છા થતી ત્યાંસૂધી તેઓ દેહ ધારણ કરીને જીવતા હતા. તેઓ યમ રાજાના ભયથી મુક્ત હતા.[૩૭] તેમ જ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! એ યુગના મનુષ્યોને મૈથુન ધર્મથી પ્રજાને ઉત્પન્ન કરવાની જરૂર નહતી; પરંતુ તેઓ સંકલ્પ કરીને જ પ્રજાને ઉત્પન્ન કરતા હતા.[૩૮] તે પછી ત્રેતાયુગનો સમય આરંભાયો. તે સમયે પણ, હે રાજા! મૈથુન ધર્મથી પ્રજાની ઉત્પત્તિ થતી નહિ, પરંતુ સ્પર્શથી પ્રજા ઉત્પન્ન થતી હતી.[૩૯] તે પછીના દ્વાપરયુગમાં મૈથુન ધર્મનો આરંભ થયો; અને કળિયુગમાં મનુષ્યો દ્વંદ્વભાવે એટલે જોડલા તરિકે રહીને પ્રજા ઉત્પન્ન કરવા લાગ્યાં.[૪૦]

સર્વ પ્રાણી માત્રના પતિના સમ્બન્ધી મેં તને સર્વ કહ્યું. એને જ સર્વ પ્રાણી માત્રના અધ્યક્ષ કહેવામાં આવે છે. હવે હે કુંતીપુત્ર! પૃથ્વીપરના પાપી પ્રાણીઓને વિશે હું તને કહીશ; તું મારું કહેવું સાંભળ.[૪૧] હે રાજા! દક્ષિણમાં જન્મેલા આંધ્રદેશના સર્વે લોકો, ગુહલોકો, પુલિંદ લોકો, શબર લોકો, ચુચુક લોકો અને મદ્રક લોકોને અધર્મી જાણવા.[૪૨] હવે હું તને ઉત્તર દેશમાં જન્મેલા લોકોવિશે કહું છું. યૌન લોકો, કાંબોજ લોકો, ગાંધાર લોકો, કિરાત લોકો અને બર્બર લોકો–[૪૩] આ સર્વે પાપી છે. તેઓ ચંડાળના જેવા, બળના જેવા અને ગીધ પક્ષીના જેવા છે અને આ પૃથ્વીપર પાપ કર્મ કરતા ભટકયા કરે છે.[૪૪] હે ભરતવંશી રાજા! એ પુરુષો સત્યયુગમાં આ પૃથ્વીપર હોતા નથી; પરંતુ ત્રેતાયુગથી તે લોકોની વૃદ્ધિ થાય છે.[૪૫] ત્રેતા તથા દ્વાપરની સંધિ, કે જે સમય મહા ઘોર છે તેમાં, ક્ષત્રિયો એકબીજાની સામે આવી યુદ્ધ વિશે પ્રવૃત્ત થાય છે.[૪૬]*

હે કુરુકુળના શ્રેષ્ઠ રાજા! આ રીતે મહાત્મા શ્રી કૃષ્ણથી આ જગત્ ઉત્પન્ન થાય છે અને સર્વ લોકોની વાર્તાને જાણનારા દેવર્ષિ નારદે કહ્યું છે કે, કૃષ્ણ સર્વના ઈશ્વર-મહાત્મા છે.[૪૭] હે મોટા બાહુવાળા રાજા! હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! નારદ પણ શ્રીકૃષ્ણના સનાતનપણાને યથાર્થ રીતે માન્ય કરે છે.[૪૮]† આ રીતે આ મોટા બાહુવાળા, સત્યપરાક્રમી, વિચારમાં આવી શકે નહિ તેવા મહિમાવાળા, કમળના જેવાં નેત્રવાળા, કેશવ કેવળ મનુષ્ય નથી, પરંતુ પુરાણ પુરુષોત્તમ છે.[૪૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'भूतोनी उत्पत्तिनुं वर्णन' ए नामनो अध्याय २०७ मो समाप्त.

---

## અધ્યાય ૨૦૮ મો.

### પ્રજાપતિનો વંશ અને દિશાના ઋષિઓ.

યુધિષ્ઠિરે પૂછયું;–હે ભરતવંશના મહાત્મા! પૂર્વે પ્રજાના પતિઓ કોણ હતા; તથા પ્રત્યેક દિશાઓમાં રહેનારા મહાભાગ્યશાળી કયા કયા ઋષિઓ હતા?[૧]

ભીષ્મે કહ્યું;–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તું મને જે પૂછે છે, તે(નું ઉત્તર) સાંભળ. પ્રજાના પતિઓ કોણ કોણ હતા અને દિશાઓમાં વસનારા મહર્ષિઓ કોણ કોણ હતા, તેનું વર્ણન હું તને કહીશ.[૨] સૃષ્ટિના આરંભમાં

---

* આ નિઃશંક છે કે, અત્રે સંધ્યાકાળ એટલે દ્વાપર તથા ત્રેતાયુગનો સંધિ સમય લેવો. આ કાળ ભયંકર છે. આ કાળમાં મહાન્ દુષ્કાળ પડ્યો હતો, જેથી વિશ્વામિત્ર જેવા ઋષિને ચાંડાલને ત્યાંથી કુતરાનું માંસ ચોરી કરવાની ફરજ પડી હતી. દ્વાપર અને કળિના સંધિકાળમાં પાંડવ કૌરવનું ઘોર સંગ્રામ થયું હતું.

† આ શ્લોકથી માલમ પડે છે કે, કૃષ્ણ ભગવાન્ સર્વ કરતાં શ્રેષ્ઠ હતા કે નહિ, તે વિશે તે કાળમાં વાદ ચાલતો હતો. ભીષ્માદિ કૃષ્ણ સર્વના દેવ છે, એમ માનતા પણ તે બીજા થોડા ભાગમાં જ માલમ હતું. તેમ જ ખુલ્લેખુલ્લું જણાય છે કે, શિશુપાળ તથા જરાસંઘે કૃષ્ણ ભગવાનની શ્રેષ્ઠતાને માન્ય કરી નહતી.

સ્વયંભૂ અને સનાતન એવા એક ભગવાન્ બ્રહ્મા જ હતા. તે બ્રહ્માને મહાત્મા એવા સાત પુત્રો હતા.[૩] તેઓનાં નામ આ પ્રમાણે છે;-મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને મહાભાગ્યશાળી વસિષ્ઠ.* આ સર્વે બ્રહ્માના જેવા જ હતા.[૪] આ સાતે પુત્રોને પુરાણમાં બ્રહ્મા જ કહેલા છે, એ વાત નિશ્ચય છે. હવે હું તને તેના પછી કોણ કોણ પ્રજાપતિઓ થયા, તે વિશે કહું છું.[૫] અત્રિના વંશમાંથી બ્રહ્મયોનિ અને સનાતનરૂપ એવો ભગવાન્ પ્રાચીન બર્હિ રાજા જન્મ્યો હતો. તેને દશ પુત્રો થયા હતા, જે પ્રાચેતા કહેવાતા હતા.[૬] તે દશ પ્રાચેતાઓમાં એક દક્ષ નામનો પ્રજાપતિ હતો. તેનાં 'દક્ષ' તથા 'ક' એવાં બે નામ હતાં.[૭] મરીચિથી કશ્યપ જન્મ્યો હતો. તેનાં પણ બે નામ હતાં. કેટલાએક તેને અરિષ્ટનેમિ કહેતા હતા અને કેટલાએક કશ્યપ કહેતા હતા.[૮] અત્રિનો ઔરસપુત્ર, વીર્ય તથા લક્ષ્મી-સંપન્ન સોમ રાજા હતો. તેણે દેવતાઓનાં એક હજાર વર્ષ સુધી ઉપાસના કરી હતી.[૯] ભગવાન્ અર્યમા તથા તેના જે પુત્રો થયા હતા તે સર્વે, હે વિભુ! આજ્ઞા કરનારાઓ હતા તથા સર્વ પ્રાણીના સ્રષ્ટારૂપ હતા.[૧૦] હે દૃઢ મનના રાજા! શશબિંદુ રાજાને દશ હજાર સ્ત્રીઓ હતી અને તેઓમાંની એક એક સ્ત્રીને હજાર હજાર પુત્રો થયા હતા.[૧૧] આ રીતે તે મહાત્માને દશ લાખ પુત્રો હતા. તે સર્વે, બીજા કોઇ પણ પ્રજાપતિને પોતાના ઉપરી તરીકે ઈચ્છતા ન હતા.[૧૨] પુરાણ જાણનારા બ્રાહ્મણો તો કહે છે કે, સર્વ પ્રજા શશબિંદુથી ઉત્પન્ન થઈ છે. પ્રજાપતિ શશબિંદુનો મહાવંશ કાળે કરી વૃષ્ણિવંશનો ઉત્પન્ન કરનારો હતો.[૧૩] યશસ્વી એવા પ્રજાપતિઓ તને કહ્યા.

હવે ત્રણ ભુવનના ઈશ્વર એવા દેવતાઓનું વર્ણન કરું છું.[૧૪] ભગ, અંશ, અર્યમા, મિત્ર, વરુણ, સવિતા, ધાતા, મહા બળવાન્ વિવસ્વાન્, ત્વષ્ટા,[૧૫] પૂષા, ઇન્દ્ર અને બારમો વિષ્ણુ-આ બાર આદિત્ય કહેવાય છે અને તે કશ્યપના પુત્ર થાય છે.[૧૬] નાસત્ય તથા દસ્ર એ બે અશ્વિનીકુમારો છે; અને તે મહાત્મા આઠમા આદિત્યના પુત્રો થાય છે.[૧૭] પ્રથમ તેઓ દેવો કહેવાતા હતા, પણ પછી તેમને બે પ્રકારના પિતરો કહેવામાં આવતા હતા. ત્વષ્ટાને ઘણા પુત્રો હતા, જેમાં શ્રીમાન્ તથા યશસ્વી વિશ્વરૂપ,[૧૮] અજૈકપાદ, અહિ, બુધ્ન્ય, વિરૂપાક્ષ, રૈવત, હર, બહુરૂપ, સુરોના ઈશ્વર ત્ર્યંબક,[૧૯] સાવિત્ર, જયંત તથા અજિત એવો પિનાકી, હતો.

* ૨૦૭ મા અધ્યાયના ૧૭ મા શ્લોકમાં, છેલ્લો પુત્ર દક્ષ છે, અત્ર વસિષ્ઠ છે. આવી ભિન્નતાને લીધે જ, શાંતિ પર્વના કેટલાક અધ્યાયો, પાછળથી દાખલ થયા હશે એમ અનુમનાય છે.

એ જ રીતે મહાભાગ્યશાળી આઠ વસુઓનું મેં તને પ્રથમ વર્ણન કર્યું છે.[૨૦]

પ્રજાપતિ મનુના સમયમાં તેઓને દેવ તરીકે માનવામાં આવતા હતા. તેઓને પ્રથમ દેવો તથા બે પ્રકારના પિતરો પણ કહેવામાં આવતા હતા.[૨૧] સિદ્ધ તથા સાધ્યોમાં શીલ તથા યૌવનને લીધે બે વર્ગો હતા; અને દેવગણ પૂર્વે ઋભુત તથા મરુત એમ બે વર્ગવાળો માનવામાં આવતો હતો.[૨૨] આ રીતે વિશ્વેદેવો અને અશ્વિનીકુમારોને પણ દેવના ગણમાં ગણેલા છે. એઓમાં આદિત્યો ક્ષત્રિયો કહેવાય છે; મરુતો વૈશ્ય કહેવાય છે;[૨૩] મહા ભયંકર તપ કરનારા અશ્વિનીકુમારો શૂદ્ર કહેવાય છે અને અંગિરસના વંશથી ઉત્પન્ન થયલા દેવતાઓને બ્રાહ્મણો કહેવામાં આવે છે. આ નિશ્ચયપૂર્વક છે.[૨૪] આ પ્રમાણે સર્વ દેવતાઓના ચાર વર્ણ કહ્યા.

જે પુરુષ પ્રભાતમાં ઉઠીને આ દેવોને સંભારે છે,[૨૫] તે પુરુષ પંડે જાણતાં અથવા તો અજાણતાં કરેલાં પાપોમાંથી તથા બીજાના સંસર્ગથી કરેલાં પાપોથી-એમ સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.

યવક્રીત, રૈભ્ય, અર્વાવસુ, પરાવસુ,[૨૬] ઔશિજ, કક્ષિવાન્ અને બળ, અંગિરાના પુત્રો કહેવાય છે. આ સર્વે તેમ જ મેધાતિથિ ઋષિનો પુત્ર કણ્વ, બર્હિષદ,[૨૭] તેમ જ ત્રણ લોકને ઉત્પન્ન કરનારા પ્રસિદ્ધ સપ્તર્ષિઓ, પૂર્વ દિશામાં રહે છે. ઉન્મુચ, વિમુચ, પરાક્રમી સ્વસ્ત્યાત્રેય,[૨૮] પ્રમુચ, ઇધ્મવાહ, ભગવાન્ દૃઢવ્રત તથા મિત્રાવરુણનો પુત્ર પ્રતાપવાન્ અગસ્ત્ય,[૨૯] આ બ્રહ્મર્ષિઓ નિત્ય દક્ષિણ દિશામાં રહે છે. ઉષંગુ, કવષ, ધૌમ્ય, પરાક્રમી પરિવ્યાધ,[૩૦] મહર્ષિ એવા એકત, દ્વિત તથા ત્રિત, તેમ જ અત્રિનો પુત્ર સમર્થ એવો સારસ્વત,[૩૧] આ મહાત્મા ઋષિઓ પશ્ચિમ દિશામાં રહે છે. આત્રેય, વસિષ્ઠ, મહર્ષિ કશ્યપ,[૩૨] ગૌતમ, ભરદ્વાજ, કૌશિક કુલોત્પન્ન વિશ્વામિત્ર, મહાત્મા ઋચીકનો પુત્ર જમદગ્નિ, આ સાત મહર્ષિઓ ઉત્તર દિશામાં રહે છે. આ રીતે તીક્ષ્ણ તેજવાળા જૂદી જૂદી દિશાઓમાં જે મહર્ષિઓ રહે છે, તે મેં તને કહ્યા.[૩૩-૩૪] આ મહાત્માઓ વિશ્વના દ્રષ્ટારૂપ છે, તેમજ સર્વ લોકના સ્રષ્ટારૂપ પણ છે. આ રીતે તે મહાત્માઓ પોતપોતાની દિશાઓમાં રહેલા છે.[૩૫] જે પુરુષ આ ઋષિઓના ગુણ ગાય છે, તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે તથા એ ઋષિઓ જે જે દિશામાં રહેલા છે, તે તે દિશાને જે પુરુષ શરણે જાય છે તે સર્વ પાપોમાંથી મુક્ત થઇને કુશળતા સાથે પોતાને ઘેર જાય છે.[૩૬-૩૭]

ઇતિ શ્રીમહાભારતવિષે शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'दिशास्वस्तिक' ए नामनो अध्याय २०८ मो समाप्त.

## અધ્યાય ૨૦૯ મો.

### વરાહરૂપ ભગવાનનું વર્ણન.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે મોટી બુદ્ધિવાળા, હે યુદ્ધમાં પરાક્રમ કરનારા ભીષ્મ પિતામહ! નાશ રહિત એવા શ્રીકૃષ્ણ પરમાત્માના મહિમાને હું સંપૂર્ણ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું.[1] હે મહાપુરુષ! તેણે કરેલું મહાન્ કર્મ તથા તેનું મહાન્ તેજ એ સર્વ મને યથાર્થ રીતે કહે.[2] તે પરમાત્માએ કયું કાર્ય કરવા માટે અને કેવી રીતે પશુયોનિમાં અવતાર ધારણ કર્યો હતો તે, હે મહા બળવાન્ પિતામહ! મને કહે.[3]

ભીષ્મે કહ્યું;–પૂર્વે એક સમયે હું મૃગયા કરવાને ગયો હતો, ત્યાંથી માર્કંડેયના આશ્રમમાં જઇ ચઢયો. ત્યાં મેં હજારો મુનિઓને બેઠેલા દીઠા.[4] તેમણે મધુપર્કથી મારો સત્કાર કર્યો. મેં પણ તેમના મધુપર્કને સ્વીકારીને ઋષિઓને અભિનંદન આપ્યું.[5] પછી તે આશ્રમમાં મહર્ષિ કશ્યપે મનને આનંદ આપે એવી એક દિવ્ય કથા મને કહી, તે હું તને કહું છું તે તું એકચિત્તથી સાંભળ.[6]

પૂર્વે ક્રોધ તથા લોભવાળા દાનવો, નરક છે પ્રમુખ જેનો એવા અનેક મોટા અસુરો, ક્રોધ તથા લોભને વશ થઇને, બળથી મદોન્મત્ત થઇ ગયા હતા.[7] તે, તેમ જ યુદ્ધમાં અતિશય મદવાળા બીજા પણ ઘણા દાનવો, દેવોની સર્વોત્તમ સમૃદ્ધિને જોઇને તે સહન કરી શકતા નહતા.[8] હે રાજન્! જ્યારે દાનવો દેવોને પીડા કરવા લાગ્યા, ત્યારે દેવો અને દેવર્ષિઓ આડાઅવળા સંતાવા લાગ્યા. છતાં પણ તેઓ શાંતિ મેળવી શકયા નહિ.[9] દેવોએ જોયું કે, પૃથ્વી મહાન્ દુઃખગ્રસ્ત થયલી હોય એમ જણાય છે! ભયંકર આકારવાળા મહા બળવાન્ રાક્ષસોથી ઉભરાઇ ગયલી પૃથ્વી, (પાપના) ભારને લીધે નમી જતી જણાતી હતી.[10] દેવો પૃથ્વીને હર્ષ વિનાની, દુઃખી અને દુષ્ટોના ભારથી પીડા પામીને ડુબી જતી જોઇને ત્રાસ પામ્યા. પછી તે અદિતિના પુત્રો બ્રહ્માની પાસે જઇને આ પ્રમાણે બોલ્યા;–[11] "હે બ્રહ્મદેવ! દાનવો અમારો નાશ કરે છે, તેને અમે કેવી રીતે સહન કરીએ?" સ્વયંભૂ એવા બ્રહ્માએ તેઓને કહ્યું;–"આ કાર્યને માટે જે કરવું જોઇએ તે મેં કરી રાખ્યું છે.[12] દાનવો તથા અસુરો વરદાન મેળવીને બળવાળા અને મદવાળા થયા છે, તેથી જેમનું દર્શન અવ્યક્ત છે એવા વિષ્ણુને, તે મૂર્ખો જાણી શકતા નથી.[13] હમણાં વિષ્ણુ વરાહરૂપમાં રહેલા છે. દેવો પણ તેનો પરાજય કરી શકે તેમ નથી. પૃથ્વીની નીચે જ્યાં હજારો ભયંકર એવા અધમ દાનવો અને અસુરો રહે છે ત્યાં વરાહદેવ વેગથી જશે અને તેઓનો નાશ કરશે."

બ્રહ્માનાં એ વચન સાંભળીને મોટા દેવતાઓ ઘણા હર્ષમાં આવી ગયા.[14–15] તે પછી વરાહરૂપને ધારણ કરનારા મહાતેજસ્વી વિષ્ણુ, પૃથ્વીની નીચે ભોંયરામાં પેઠા અને દૈત્યોના તરફ જવા લાગ્યા.[16] સર્વે દૈત્યો તે દિવ્ય પશુને જોઇને એકદમ વેગથી તેની સામે થયા; કારણ કે તેઓ કાળથી મોહ પામ્યા હતા.[17] તેઓ વરાહની સામે દોડી ગયા અને ક્રોધમાં આવીને, એકઠા મળીને વરાહને પકડી લીધો અને ચોતરફ તેને ઘસડવા લાગ્યા.[18] તે દાનવોનાં શરીરો ઘણાં મોટાં હતાં, મહા વીર્ય અને બળથી સંપન્ન હતાં; છતાં હે રાજા! વરાહ ભગવાનને તેઓ કંઇ પણ કરી શકયા નહિ.[19] એથી દાનવોના રાજાઓ વિસ્મયમાં પડી ગયા. તેઓના મનમાં મોટો ભય ઉત્પન્ન થયો. હજારો દાનવો પોતાના મનમાં માનવા લાગ્યા કે, આપણો જીવ જોખમમાં આવી પડ્યો છે![20] પછી હે ભરતવંશશ્રેષ્ઠ રાજા! યોગના આત્મા, યોગ જેનો સારથિ છે એવા દેવાધિદેવ ભગવાન્ વરાહ દેવે, યોગ ધારણ કરીને મોટી ગર્જના કરી! દૈત્યો અને દાનવો ક્ષોભ પામ્યા. તે નાદવડે સર્વે લોકો અને દશે દિશાઓ ગર્જી રહી.[21–22] તેના મોટા નાદથી લોકો ક્ષુબ્ધ થઇ ગયા, તથા ઇંદ્રપ્રમુખ દેવો પણ અત્યંત ત્રાસ પામી ગયા![23] તે સમયે સ્થાવરજંગમ જગત્ પણ તેના નાદથી અત્યંત ચેષ્ટારહિત અને મોહિત થઇ ગયું.[24] આ રીતે વરાહદેવની ગર્જનાથી સર્વ દાનવો ભયભીત થઇ ગયા, અને શ્રીવિષ્ણુના તેજથી અત્યંત મૂર્છિત થઇ, પ્રાણરહિત થઇને પૃથ્વીપર ઢળી પડ્યા.[25]

રસાતળમાં રહેલા વરાહ ભગવાન્, દેવોના શત્રુ એવા દૈત્યોના માંસ, મેદ અને હાડકાંઓના ઢગલાઓને ખરીથી ખોદવા લાગ્યા.[26] પદ્મનાભ, મહાયોગી, ભૂતાચાર્ય અને પ્રાણીઓના રાજા શ્રી વરાહદેવ, પોતાના નાદવડે સનાતન કહેવાય છે.[27] તે નાદ સાંભળીને સર્વે દેવગણો પિતામહની પાસે ગયા, અને જગતના પતિ એવા મહાત્મા બ્રહ્માને કહેવા લાગ્યા;[28] "હે પ્રભુ! હે બ્રહ્મદેવ! આ નાદ કેવો થયો? તે અમે જાણતા નથી. આ નાદ કઇ જાતનો છે અને તે નાદ કરનાર કોણ છે, કે જે નાદ સાંભળીને જગત્ વિહ્વળ થઇ ગયું છે![29] દેવો અને દાનવો તે નાદના તેજથી અથવા તેના કરનારાથી મોહ પામ્યા છે!" આટલી વાત થાય છે, એટલા સમયમાં વિષ્ણુ વરાહનું સ્વરૂપ ધારણ કરીને, હે મોટા બાહુવાળા! તે ઠેકાણે પ્રકટ થયા અને મહર્ષિઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા.[30]

પિતામહ બોલ્યા;-"હે દેવો! આ મોટા બળવાળા તથા મોટા તેજવાળા વિષ્ણુ, દાનવોના રાજાઓનો નાશ કરીને પૃથ્વીમાંથી બહાર નિકળ્યા, તેનાં તમે દર્શન કરો! એ જ દેવ મોટા યોગવાળો, પ્રાણીઓનો આત્મા તથા પ્રાણીઓને વિશે પ્રવેશ કરીને રહેલો છે. એ જ પ્રાણી માત્રનો ઈશ્વર છે, યોગી છે, મુનિ છે તથા આત્માનો આત્મા છે; અર્થાત્ જીવનું પારમાર્થિક સ્વરૂપ છે. વળી તેઓ સર્વના વિઘ્નનો નાશ કરનારો શ્રીકૃષ્ણ છે, માટે તમે સ્થિર થાઓ, ગભરાઓ મા![૩૧-૩૨] એ અપાર કાંતિવાળા, મહાભાગ્યશાળી અને મહાકાંતિવાળા વરાહ ભગવાને મહાઉત્તમ અને અશક્ય એવું કર્મ કરીને, પછી પોતાના સ્વરૂપમાં પ્રવેશ કર્યો (પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત થયા).[૩૩] તેની નાભિમાં પદ્મ છે, તે મહાયોગી છે, મહાત્મા છે, પ્રાણીઓને ઉત્પન્ન કરનારા છે, માટે હે શ્રેષ્ઠ દેવતાઓ! તમારે સંતાપ કરવો નહિ, ભય રાખવો નહિ, તેમ શોક પણ કરવો નહિ.[૩૪] એ વિધિરૂપ છે, પ્રભાવરૂપ છે અને સંહાર કરનાર કાળરૂપ પણ છે. લોકોને ધારણ કરનારા એ મહાત્માએ ગર્જના કરી હતી.[૩૫] એ જ મહાબાહુવાળા, સર્વ લોકોથી નમાતા, અચ્યુત સ્વભાવવાળા, કમળનાં જેવાં નેત્રવાળા અને સર્વ પ્રાણીઓના આદિરૂપ ઈશ્વર છે!"[૩૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'अंतर्भूमिविक्रीडन' ए नामनो अध्याय २०९ मो समाप्त.

---

## અધ્યાય ૨૧૦ મો.

### પરમયોગનું સ્વરૂપ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભરતવંશશ્રેષ્ઠ, તાત ભીષ્મ! તું મને પરમ યોગ કીયો છે તે કહે, કે જે જાણી હું મોક્ષને પામું. હે વક્તાઓમાં શ્રેષ્ઠ! તેને હું યથાર્થ રીતે જાણવાની ઈચ્છા રાખું છું.[૧]

ભીષ્મે કહ્યું;-આ વિષયમાં પણ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે; જેમાં શિષ્યનો ગુરુની સાથે મોક્ષ સંબંધી સંવાદ થયેલો છે.[૨] ઋષિને વિશે શ્રેષ્ઠ અને બ્રહ્મને વિશે નિષ્ણાત એવો એક આચાર્ય હતો. તે તેજના સમૂહરૂપ જણાતો હતો. મહાત્મા તથા સત્યને વિશે દૃઢ એવો તે પોતાની ઇન્દ્રિયોનું પૂર્ણપણે નિયમન કરનારો હતો.[૩] એક સમયે મહાબુદ્ધિમાન્, કલ્યાણની ઈચ્છાવાળા તથા અત્યંત સાવધાન એવા એક શિષ્યે, તે ગુરુનાં ચરણનો સ્પર્શ કરી તથા બે હાથ જોડી તેની સામા ઉભા રહી કહ્યું;-[૪] "હે ભગવન્! તું જો સેવાથી મારા ઉપર પ્રસન્ન થયો હો તો મને એક મોટો સંશય છે, તે સંશયને તું દૂર કર. હું કયાંથી ઉત્પન્ન થયો અને તું કયાંથી ઉત્પન્ન થયો? તેના પરમ કારણને તું મને સારી રીતે કહે.[૫] સર્વે પ્રાણીઓ સમાન છતાં એટલે તેઓના ઉપાદાન કારણ પંચમહાભૂતો સમાન છતાં પણ, ક્ષય અને ઉદય શા માટે વિષમ હોય છે?[૬] હે વિદ્વન્! વર્ણાશ્રમ ધર્મ સંબંધી જે વચન વેદોમાં કહ્યાં છે તથા ધર્મશાસ્ત્રમાં કહ્યાં છે અને જે વચનો વ્યાપક છે એટલે સર્વ વર્ણાશ્રમ ધર્મનું નિરૂપણ કરનારાં છે, તે સર્વનું તું મને યથાર્થ રીતે વ્યાખ્યાન કર."[૭]

ગુરુએ કહ્યું;-"હે મોટી બુદ્ધિવાળા શિષ્ય! તેં મને આ જે પ્રશ્ન પૂછ્યું, તે વેદોમાં પણ ગૂઢ છે, તથા જ્ઞાનમાં અત્યંત ઉત્કૃષ્ટ છે! તેને અધ્યાત્મ કહેવામાં આવે છે તથા તે સર્વ વિદ્યાઓનું તથા સર્વ શાસ્ત્રોનું ધન ગણાય છે.[૮] જગતના બ્રહ્મરૂપ વેદનું મુખ જે ૐકાર, તે વાસુદેવ છે. તે સત્યરૂપ, જ્ઞાનરૂપ, યજ્ઞરૂપ, તિતિક્ષા (સહનશીલતા) રૂપ, દમરૂપ, અને આર્જવ (સરળતા) રૂપ છે.[૯] વેદ જાણનારા જેને સનાતન પુરુષ, વિષ્ણુ (વ્યાપક), ઉત્પત્તિ તથા પ્રલયના કર્તા, અવ્યક્ત (ઇન્દ્રિયોથી અગ્રાહ્ય) અને સનાતન બ્રહ્મ કહે છે;[૧૦] અને તે જ બ્રહ્મ વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા છે, તેનો ઇતિહાસ હું તને કહું છું, તે તું સાંભળ. અપાર તેજવાળા દેવના દેવ વિષ્ણુનું માહાત્મ્ય બ્રાહ્મણોએ બ્રાહ્મણની પાસેથી, ક્ષત્રિયોએ ક્ષત્રિયોની પાસેથી, વૈશ્યોએ વૈશ્યની પાસેથી અને મોટા મનના શૂદ્રોએ શૂદ્રની પાસેથી સાંભળવું.[૧૧-૧૨] તું પણ એ કલ્યાણકારી શ્રીકૃષ્ણનું ઉત્તમ ચરિત્ર સાંભળવાને યોગ્ય છે; માટે સર્વમાં ઉત્તમ એવું શ્રીકૃષ્ણનું આખ્યાન હું તને કહું છું, તે તું સાંભળ. શ્રીકૃષ્ણ પરમાત્મા એક કાળચક્રરૂપ છે; આદિ તથા અંત રહિત છે; ભાવ તથા અભાવ (ઉત્પત્તિ તથા લય) તેના ગુણો છે કે, જેનાવડે તેનું સત્ય સ્વરૂપ જાણવામાં આવે છે. સર્વભૂત માત્ર તે ઈશ્વરનો આશ્રય રાખી વિશ્વચક્રની માફક ભ્રમણ કરે છે. હે પુરુષને વિશે શ્રેષ્ઠ! કેશવ અક્ષર છે, અવ્યક્ત છે, અમૃત છે, સનાતન બ્રહ્મ છે તથા પુરુષોત્તમ છે, આમ મુનિઓ કહે છે.[૧૩-૧૪] તે પરમ તથા અવ્યય (વિકાર રહિત) એવા પરમાત્મા પિતૃઓને, દેવોને, ઋષિઓને, યક્ષોને, રાક્ષસોને, નાગોને, અસુરોને અને મનુષ્યોને સરજે છે.[૧૫] વળી તે પરમાત્માએ યુગના આરંભમાં વેદોને, શાસ્ત્રોને તથા સનાતન એવા લોકોના ધર્મોને ઉત્પન્ન કર્યા છે. દરેક વસ્તુનો

પ્રલય કર્યા પછી નવા યુગના આરંભમાં તે ફરીથી પ્રકૃતિને સર્જે છે.[૧૬] જૂદી જૂદી ઋતુઓનાં જૂદાં જૂદાં ચિહ્નો, જે જે ઋતુ આવે છે તે તે પ્રમાણે અનુક્રમે અનેક રૂપે જેમ જોવામાં આવે છે, તેમ દરેક યુગના આરંભમાં ભાવો (પ્રાણીઓ), (અનેક પ્રકારે) ઉત્પન્ન થયલાં જોવામાં આવે છે.[૧૭*] વળી યુગાદિક કાળના યોગથી જે જે કાળે જે જે ભાસે છે, તે તે પદાર્થનું જ્ઞાન પણ લોકવ્યવહારથી થાય છે.[૧૮†] દરેક યુગને અંતે વેદો, તેમ જ સર્વ શાસ્ત્રોનો (પ્રાણી માત્રની માફક) લય થઇ જાય છે. પણ સ્વયંભૂની આજ્ઞાવડે મહર્ષિઓ પોતાના તપોબળવડે, લય પામેલા વેદો તથા શાસ્ત્રોને ફરી પ્રાપ્ત કરે છે.[૧૯] વેદને જાણનારા ભગવાન્ બ્રહ્માએ વેદો કહ્યા; બૃહસ્પતિએ વેદની શાખા, જે અંગો છે તે કહ્યાં; ભૃગુના પુત્ર શુક્રાચાર્યે જગતના હિતને માટે નીતિશાસ્ત્રનો ઉપદેશ કર્યો;[૨૦] નારદ મુનિ, ગાંધર્વવેદ જાણતા હતા, તેમણે લોકોના હિતને માટે ગાંધર્વવેદનો ઉપદેશ કર્યો અને ભરદ્વાજ, ધનુર્વિદ્યા જાણતા હતા, તેમણે લોકોના હિતને માટે ધનુર્વિદ્યાનો ઉપદેશ કર્યો; ગાર્ગ્ય મુનિ દેવર્ષિના ચરિત્રને જાણતા હતા, અને કૃષ્ણાત્રેય મુનિ ચિકિત્સા શાસ્ત્ર ( આયુર્વેદ) જાણતા હતા, તેમણે તે તે શાસ્ત્રનો ઉપદેશ કર્યો;[૨૧] અને ન્યાય (વૈશેષિક, સાંખ્ય, પાતંજલ) આદિ અનેક ભિન્ન ભિન્ન શાસ્ત્રો જૂદા જૂદા વિદ્વાન્ વાદીઓએ રચ્યાં છે. તેમાં યુક્તિવડે, વેદ અને ઇન્દ્રિયોના પ્રમાણવડે, ઉપજાવી કાઢેલા અનુભવવડે, જે બ્રહ્મનું વર્ણન તે ઋષિઓએ કર્યું છે, તે બ્રહ્મની તારે ઉપાસના કરવી (અર્થાત્ તે બ્રહ્મ કંઈ વેદાંતવડે જાણવા યોગ્ય મુખ્ય બ્રહ્મ નથી, પણ ઉપાસના કરવા યોગ્ય પણ છે).[૨૨] અને જે બ્રહ્મ અનાદિ છે, તેમ જ સર્વ કરતાં ઉત્કૃષ્ટ છે, તેને દેવો અને ઋષિઓ પણ જાણતા નથી. જગતને ધારણ કરનારા, ભગવાન્ પ્રભુ નારાયણ એક જ તેને જાણે છે.[૨૩] એ નારાયણની પાસેથી ઋષિગણોએ તથા દેવોમાંના મુખ્યોએ અને દૈત્યોએ તથા પુરાતની એવા રાજર્ષિઓએ, સર્વ દુઃખના ઔષધરૂપ જ્ઞાન પ્રાપ્ત કીધું છે.[૨૪]

જ્યારે પ્રકૃતિ પુરુષને વિશે રહેલા અનેક જાતના પદાર્થોને ઉત્પન્ન કરે છે, ત્યારે (ધર્મ તથા અધર્મના) હેતુવાળું જગત્ ઉત્પન્ન થાય છે.[૨૫] જેમ એક દીવામાંથી બીજા હજારો દીવાઓ સળગાવી શકાય છે; તેમ જ પ્રકૃતિ પણ અનેક ભાવોને ઉત્પન્ન કરે છે; અને એક દીવામાંથી અનેક દીવાઓ કર્યા છતાં જેમ મૂળ દીવામાં જરા પણ ઉણપ થતી નથી, તેમ પ્રકૃતિમાં પણ જરાય ઉણપ થતી નથી; કારણ કે તે અનંત છે.[૨૬] પ્રથમ અવ્યક્ત એવા પુરુષથી કર્મને લઇને બુદ્ધિ ( મહત્તત્ત્વ) ઉત્પન્ન થાય છે; બુદ્ધિથી અહંકાર જન્મે છે; અહંકારથી શબ્દતન્માત્રારૂપ આકાશ; આકાશથી સ્પર્શતન્માત્રારૂપ વાયુ;[૨૭] વાયુથી રૂપતન્માત્રારૂપ અગ્નિ; અગ્નિથી રસ તન્માત્રારૂપ જળ અને જળથી ગંધતન્માત્રારૂપ પૃથ્વી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પાંચ તન્માત્રાઓ, અવ્યક્ત, મહત્તત્ત્વ અને અહંકાર, આ આઠ મૂળ પ્રકૃતિઓ છે અને તેને વિષે આ જગત્ રહેલું છે.[૨૮] એ પ્રકૃતિ વિકાર પામે છે, ત્યારે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ વિષયો અને એક મન, એ સોળ તત્ત્વ ઉત્પન્ન થાય છે.[૨૯] શ્રોત્ર, ત્વચા, ચક્ષુષ્, જિંહ્વા અને ઘ્રાણ, આ પાંચ જ્ઞાનેન્દ્રિય; ચરણ, ગુદા, ઉપસ્થ, બે હાથ અને વાણી આ પાંચ કર્મેન્દ્રિય;[૩૦] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ ઇન્દ્રિયોના વિષયો છે. એને વ્યાપક એવા ચિત્તરૂપે જાણવા; કારણ કે તે સર્વમાં મન રહેલું છે.[૩૧] જેમ રસને ઓળખવો હોય ત્યારે મન જિંહ્વારૂપે થાય છે; વાણી બોલવી હોય ત્યારે મન વાણીરૂપે થાય છે. આ રીતે અનેક જાતની ઇન્દ્રિયોથી વ્યક્ત ( પ્રકટ ) થનારું મન (બુદ્ધિ, સુખ, દુઃખાદિક આંતર તથા મહત્તત્ત્વથી આરંભીને છેક ઘડા પર્યન્ત) સર્વ પદાર્થરૂપ છે.[૩૨] આ સોળ તત્ત્વો આ શરીરમાં જૂદા જૂદા ભાગથી રહેલા છે અને તેઓને દેવતારૂપ જાણવા. જે સર્વ જ્ઞાનને ઉત્પન્ન કરે છે તથા જે શરીરમાં રહે છે, તેની આ દેવતા ઉપાસના કરે છે.[૩૩] જિંહ્વામાં સોમનો ( જળનો ) ગુણ જાણવો; ગંધમાં પૃથ્વીનો ગુણ જાણવો; શ્રોત્રમાં આકાશનો ગુણ જાણવો; નેત્રમાં અગ્નિનો ગુણ જાણવો; સ્પર્શમાં

---

* જેમ એક ઋતુ બદલાઇને બીજી ઋતુનો આરંભ થાય છે, ત્યારે તે ઋતુના અનેક જાતનાં જૂદાં જૂદાં રૂપો જોવામાં આવે છે; તેમ જ યુગાદિકને વિશે જૂદા જૂદા ભાવો જોવામાં આવે છે. અર્થાત્ વસંત ઋતુમાં જેમ આંબાઓને મોર આવે છે; ગ્રીષ્મ ઋતુમાં મોગરાને પુષ્પો આવે છે; વર્ષાઋતુમાં કદંબને પુષ્પો આવે છે; તેમ જ યુગે યુગે પરમાત્મા બ્રહ્મા થઇને સૃષ્ટિને ઉત્પન્ન કરે છે; વિષ્ણુ થઇને સૃષ્ટિનું પાલન કરે છે અને રુદ્ર થઇને જગતનો સંહાર કરે છે.

† આ શ્લોકનો ભાવ એ છે કે, દરેક યુગના આરંભમાં, અર્થાત્ પરમાત્મા પોતાની ગાઢ નિદ્રામાંથી જાગૃત થઇને નવી સૃષ્ટિને ઉત્પન્ન કરવાની કામના કરે છે ત્યારે, સર્વ ભૂતો જીવનયુક્ત થાય છે. દરેક પ્રાણીની ઉત્પત્તિ થવા સાથે તેને નિયમયુક્ત રાખનારા નિયમો તથા કૃત્યોનો ઉદ્ભવ થાય છે. કારણ, આ નિયમોના જ્ઞાન વિના નવી સૃષ્ટિ નિયમથી રહિત થઇ જશે તથા તેનો જલદી અંત આવી જશે. આ રીતે જ્યારે મનુષ્ય અને સ્ત્રી ઉત્પન્ન થાય છે, ત્યારે તેઓ એક બીજાનું ભક્ષણ કરી જતાં નથી, પણ પોતાની વૃદ્ધિ થવા માટે એક બીજાનો સંગ કરે છે. પ્રાણીની વૃદ્ધિ સાથે દરેકના અંતઃકરણમાં સદસદ્ વિવેકનું જ્ઞાન ઉત્પન્ન થાય છે, કે જે જ્ઞાનને લીધે નવી સૃષ્ટિ નિયમયુક્ત રહે છે. ત્યાર પછી સ્રષ્ટા પોતે જ યુગને અંતે દરેક વસ્તુનો પોતાને વિશે લય કરે છે.

વાયુનો ગુણ જાણવો. આ પ્રમાણે સર્વે ભૂતોમાં સર્વદા તે તે દેવોના ગુણોને જાણવા.[૩૪] મનને સત્વ ગુણનું કાર્ય કહ્યું છે ને સત્વને અવ્યક્તનું (પ્રકૃતિનું) કાર્ય કહેલું છે; માટે બુદ્ધિમાન્ પુરુષે જાણવું જોઇએ કે, આ પ્રકૃતિ, જે સર્વ સત્વ વસ્તુના આત્મારૂપ છે, તેને વિશે અધિષ્ઠિત છે.[૩૫] પદાર્થો, જે પ્રવૃત્તિથી રહિત એવો કૂટસ્થ આત્મા છે અને જે પ્રકૃતિથી પણ પર છે તેનો, આશ્રય કરે છે, અને તે આ ચરાચર જગતનાં કાર્યને વહન કરે છે.[૩૬] નવદ્વારવાળું આ પવિત્ર પુર* (શબ્દાદિ) ભાવોથી યુક્ત છે. આ ભાવોથી પણ પર જે આત્મા છે તે, તે પુરને વિશે સર્વ વસ્તુને વ્યાપીને રહેલો છે. આ જ કારણથી તેને પુરુષ કહેવામાં આવે છે (पुरीषु शेते इति पुरुषः).[૩૭] તે પુરુષ જરા તથા મરણથી રહિત છે; મૂર્તિમાન્ તથા અમૂર્ત એવા ભાવોથી તેનું સ્વરૂપ દર્શાવી શકાય છે; અર્થાત્ તે કાર્ય તથા કારણનો આત્મા છે; વ્યાપક છે; સર્વજ્ઞત્વાદિ ગુણવાળો છે; દુર્બોધ્ય છે; સર્વ પ્રાણીઓના તથા સત્વાદિક ગુણોનું આશ્રયસ્થાન છે.[૩૮] જેમ દીવો ઉપાધિને લીધે નાનો અથવા તો મોટો હોય છે, પરંતુ તે સર્વ વસ્તુના ઉપર સમાન પ્રકાશને પાડે છે; તેમ જ પુરુષ (આત્મા) સર્વ પ્રાણીઓમાં ઉપાધિને લીધે ભિન્ન ભિન્ન દેખાય છે; પરંતુ જ્ઞાનાત્મારૂપે તો તે સમાન જ છે.[૩૯] કાન જે કાંઇ સાંભળે છે તેને સાંભળવાને વિશે યોજનાર આત્મા છે, જેથી આત્મા જ સાંભળે છે; તે જ પ્રમાણે ચક્ષુને વિશે પ્રવૃત્તિ કરનારો આત્મા જ છે કે જે જુવે છે. આ દેહ, આત્માના (શબ્દાદિ વિષયના) નિમિત્ત રૂપ છે. (દેહની ઈન્દ્રિયો કર્તારૂપ નથી), પણ સર્વ કર્મોના કર્તારૂપ તો આત્મા જ છે.[૪૦] (આત્મા છે, તો તે દૃષ્ટિમાં કેમ આવતો નથી ? તે માટે કહે છે કે) લાકડામાં અગ્નિ છે, તે કંઇ લાકડાનો કટકો ચીરવાથી જોવામાં આવતો નથી. તે જ પ્રમાણે આ શરીરમાં આત્મા રહેલો છે, તે કંઇ શરીરને ચીરવાથી જોવામાં આવતો નથી.[૪૧] પરંતુ જેમ લાકડાંને ઉપાયથી મથવામાં આવે છે તો તેમાં અગ્નિ જોવામાં આવે છે; તે જ પ્રમાણે આત્મા શરીરમાં રહેલો છે. તે યોગદ્વારા જોવામાં આવે છે.[૪૨] નદીમાં પાણી રહે જ છે; કિરણો સૂર્યની સંગે જ છે તેમ જ શરીરોને વિશે આત્મા પણ છે જ. પરંતુ એક પછી એક દેહને (નૂતન નૂતન આત્મા) ધારણ કરતો હોવાથી આ રીતના સંબંધનો અંત આવતો નથી.[૪૩]† સ્વપ્નામાં આત્મા જેમ પાંચ ઈન્દ્રિયો સાથે રહી, દેહનો ત્યાગ કરીને આકાશમાં જાય છે, તેમ મરણ પછી પણ આત્મા, મૃત શરીરનો ત્યાગ કરીને સૂક્ષ્મ એવી પાંચ ઇન્દ્રિયોની સાથે, બીજા દેહમાં પ્રવેશ કરે છે (આ વાત શાસ્ત્રદૃષ્ટિથી અથવા તો યોગથી જાણવામાં આવે છે.)[૪૪] આત્મા, પૂર્વનાં કર્મોવડે બદ્ધ થયેલો છે. પોતાના એક રૂપને વિશે કરાયલાં કર્મોવડે બંધાયલો આત્મા (તે કર્મને અનુસાર) અન્યને ધારણ કરે છે. જે કર્મ ફળ આપવામાં શક્તિમાન છે, તે કર્મને લીધે આત્મા એક શરીરમાંથી બીજા શરીરને વિશે પ્રવેશ કરે છે.[૪૫] દેહધારી આત્મા, પોતાના એક દેહનો ત્યાગ કરી બીજા દેહમાં કેવી રીતે પ્રવેશ કરે છે તથા ત્યારપછી કેવી રીતે ત્રીજાને વિશે પ્રવેશ કરે છે, તે જ પ્રમાણે પ્રાણી માત્રનો સમૂહ પોતપોતાનાં (પૂર્વજન્મના) કર્મનાં ફળનો આશ્રયી કેવી રીતે છે, તે હું તને કહું છું (સાંભળ).[૪૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वार्ष्णेयाध्यात्म कथन' ए नामनो अध्याय २१० मो समाप्त.

## અધ્યાય ૨૧૧ મો.

### ગતઃજન્મની વાસનાનો નવા જન્મમાં આત્મા સાથે સંબંધ.

ભીષ્મે કહ્યું:–હે રાજા યુધિષ્ઠિર! સ્થાવર તથા જંગમરૂપ પ્રાણીઓ ચાર પ્રકારનાં છે. તે સર્વે અવ્યક્ત જન્મવાળાં તથા અવ્યક્ત મૃત્યુવાળાં છે. અવ્યક્ત આત્મામાં સ્થિતિ કરતું મન, અવ્યક્તના ગુણોને ધારણ કરતું કહેવામાં આવે છે.[૧]‡ પીપળાના ઝીણા બીજમાં પીપળાનું મોટું વૃક્ષ સમાયલું હોય છે, પણ તે અવ્યક્ત હોય છે. પરંતુ તેમાંથી પીપળો જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે તે વ્યક્ત (નેત્રેન્દ્રિયથી જોઇ શકાય તેવો) થાય છે, અને જ્યારે તે નાશ પામે છે, ત્યારે પાછો મૃત્તિકાદિકમાં મળી જઈને અવ્યક્ત થાય છે. આ

---

* નવ દ્વારવાળો દેહ. એ દ્વારો આ પ્રમાણેઃ બે નેત્ર, બે કર્ણ, નાસિકાનાં બે નસ્કોરાં, મ્હો, ગુદા ને શિશ્ન.

† આ શ્લોકનો ભાવ એ છે કે જળ વિના નદી હોતી નથી અર્થાત્ નદીનું અસ્તિત્વ જળ વિના હોતું નથી. જ્યારે નદી શબ્દ બોલવામાં આવે છે કે જળનો ભાવ તેમાં રહેલો જ છે. એમ નદી અને જળ વચ્ચેનો સંબંધ આવશ્યકીય છે. તે જ રીતે સૂર્ય તથા તેના રશ્મિ વિશે સમજવું. આ પ્રમાણે જ દેહ તથા શરીર વચ્ચેનો સંબંધ અમુક કાળનો હોય એમ નથી, પણ સતત છે. આત્માનું અસ્તિત્વ શરીર વિના હોતું નથી. આ જે કાંઇ કહ્યું છે તે લૌકિક રીતિને અનુસરીને છે; કારણ કે યોગવડે મનુષ્ય, શરીરમાંથી આત્માને છૂટો પાડી બ્રહ્મને વિશે તેને યોજે છે.

‡ આત્માને વિશે મનના અસ્તિત્વ સિવાય તેનું બીજું અસ્તિત્વ નથી. અહીં ટીકાકર દ્વિતીયાનો ચંદ્રમા જે જળમાં જોવામાં આવે છે તેનું દૃષ્ટાંત, મનનું સ્વરૂપ સમજાવવાને આપે છે. તેમજ આત્માથી ભિન્ન બીજું અસ્તિત્વ જ નથી.

પ્રમાણે જ અવ્યક્તમાંથી ઉત્પત્તિ થાય છે.[૨] જેમ લોહ જડ છે, છતાં તે ચમક પાષાણને જોઇને તેના તરફ ખેંચાય છે. તેમ જ, દેહ જેવો વ્યક્ત થાય છે કે પૂર્વ-સંસ્કાર જેમાં હેતુ છે એવા કર્મથી ઉત્પન્ન થયેલા ધર્માધર્માદિ ભાવો, તથા અવિદ્યાદિક બીજા ભાવો, નવા દેહને વિશે આત્માની તરફ દોડ્યા જાય છે.[૩]* અજ્ઞાન તથા માયામાંથી ઉત્પન્ન થયલા ભાવો ( કામ, કર્મ, વાસના, દેહ તથા ઇન્દ્રિયો ), જેઓનું સ્વરૂપ જડ છે તેઓ, આત્માનો પુનઃ જન્મ થાય છે, ત્યારે તેની સાથે જોડાય છે. તે જ પ્રમાણે ચેતનનાં કારણલક્ષણો ( સત્, ચિત્ તથા આનંદાદિ ભાવો ), જે બ્રહ્મને વિશે દોરવાયલા હોય છે તથા જે ભાવો કેવળ બ્રહ્મમાંથી જ નિકળેલા હોય છે, તે આત્માની સાથે જોડાય છે.[૪]† ચિદાત્મા સિવાય પૂર્વે પૃથ્વી અને આકાશ, સ્વર્ગ અને ભૂતો અને પ્રાણો, સદ્ગુણો અને દુર્ગુણો, તેમ જ અન્ય કોઈપણ વસ્તુનું અસ્તિત્વ ન હતું. તે જ પ્રમાણે અજ્ઞાનવડે દૂષિત થયલા ચિદાત્માની સાથે, પૃથ્વી આદિ ઉપાધિ-ઓનો કોઇ પણ પ્રકારે સંબંધ હતો નહિ.[૫]‡ આત્માનું પૂર્વરૂપ (શાશ્વત) છે. તે નિત્ય (નાશથી રહિત) છે. તે સર્વ વસ્તુ પ્રાણીને વિશે વ્યાપી રહેલો છે. તે જ મનના હેતુરૂપ છે. કોઈ પણ રીતના ભાવથી તે રહિત છે. આ વિશ્વ જે આપણા જોવામાં આવે છે, તેની ઉત્પત્તિ અવિદ્યા અથવા માયાવડે છે, એમ વેદમાં જણાવેલું છે. આત્માના રૂપાદિ ભાવો, પૂર્વની કામનાઓને લીધે હોય છે.[૬]§ જીવ, એ વાસનારૂપ કારણોથી યુક્ત થઇને અનેક જાતનાં કર્મનો સંગ્રહ કરે છે અને તે કર્મથી તેમાં તદાકાર થાય છે કે નવીન વાસના ઉત્પન્ન થાય છે અને એ વાસનામાંથી પાછાં નવીન કર્મો ઉત્પન્ન થાય છે; આ રીતે કર્મનો સંગ્રહ કરાવનારું આદિ તથા અંતરહિત એક મોટું ચક્ર ફર્યા કરે છે.[૭]|| એ જન્મમરણના પ્રવાહરૂપ સંસારચક્રને અવ્યક્ત એવી વાસનારૂપ નાભિ છે; દેહ ઇન્દ્રિયોરૂપી વ્યક્ત પદાર્થ, તે ચક્રના આરા છે; જ્ઞાન ક્રિયા આદિ વિકારો તે ચક્રનું ચોતરફનું મંડળ છે; રજોગુણ તે ચક્રની ધરી છે અને આ ચક્ર કોઇથી પણ ચલાયમાન થઈ શકે તેવું નથી. આ સંસારચક્ર ઉપર ક્ષેત્રજ્ઞ (ચક્રની લીલા નિરખતો સાક્ષીરૂપે) બેસે છે.[૮] એક તેલી જેમ સ્નેહથી ભરેલા ( તેલથી ભરેલા ) તલને, ઘાણીમાં નાંખી તેને દબાવીને પીલે છે; તેમ જ રજોગુણથી ભરપૂર એવા જગતને, અજ્ઞાનથી ઉત્પન્ન થયેલાં

---

* **स्वभावहेतुजाः भावाः।** આનો અર્થ ટીકાકારે ધર્મ તથા અધર્માદિ ભાવો કર્યો છે. ( સ્વભાવ અર્થાત્ પૂર્વના સંસ્કારો એ જ જેના કર્મનો હેતુ છે તેથી ઉત્પન્ન થયલા ભાવો.) **अन्यदपि**નો અર્થ અવિદ્યા અથવા માયા થાય છે, જેની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થયલી હોય છે તથા તે પૂર્વના સંસ્કારોને વિશે અધિષ્ઠિત નથી. આ શ્લોકનો ભાવ આમ સમજવો:-જેવો આત્મા નવારૂપને ધારણ કરે છે કે, સર્વે ધર્મો તથા અધર્મો, જે પૂર્વના કર્મોને આશ્રયી છે, તે આત્માને ગ્રહણ કરે છે; તેમ જ અવિદ્યા અથવા માયા પણ આત્માને ગ્રહણ કરે છે.

† શ્લોક ૩ જો તથા ૪ થો એક બીજા સાથે જોડાયલા છે. ૩ જામાં ભીષ્મ બે દૃષ્ટાંતો આપે છે: એક લોહનું છે જે જડ છે, છતાં તે લોહચુંબકની સાથે મૂકવાથી તેનામાં આકર્ષણ આવે છે. બીજું, ધર્માધર્માદિ ભાવો, જે કર્મોનું પરિણામ છે તેનું તથા અવિદ્યા, જે કર્મનું પરિણામ નથી પણ જે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલી છે તેનું આપ્યું છે. ૪ થા શ્લોકમાં અવ્યક્ત અર્થાત્ માયાથી ઉત્પન્ન થયલા ભાવોવિશે કહેવામાં આવ્યું છે. આ, ખરું જોતાં ૩ જા શ્લોકના પાછલા ચરણનું પુનરાવર્તન છે. ત્યાર પછી આત્માને વિશે રહેલા ઉત્કૃષ્ટ ભાવોનું કથન કરવામાં આવ્યું છે. ૪ થા શ્લોકનો ભાવ મુખ્ય એ છે કે, નવા દેહમાં આત્માની સમીપ જેવી રીતે કામના આદિ નિકૃષ્ટ ભાવો, જે પૂર્વના કર્મોનું પરિણામ હોય તે આવે છે, તે જ પ્રમાણે બ્રહ્મમાંથી ઉદ્ભવેલા ઉત્કૃષ્ટ ભાવો પણ આત્માની સમીપ જાય છે.

‡ આ શ્લોકનો ભાવ આ પ્રમાણે છે:-પૂર્વે-સૃષ્ટિના પ્રારંભમાં ચિદાત્મા સિવાય અન્ય કાંઈ હતું નહિ. અવિદ્યા-માયાને લીધે આત્મા દૂષિત થવાથી કંઈ પણ ક્ષતિ થયા વગર આ સર્વ ભાવો ઉપાધિનું અસ્તિત્વ હોય છે. આત્માની સાથે આ ઉપાધિનો સંબંધ સાહજિક હોતો નથી. આત્માની સાથેના આ સંબંધનો નાશ થઈ શકે છે: અર્થાત્ પૂર્વે એટલે સૃષ્ટિની ઉત્પત્તિ થતા પહેલાં, જ્ઞાનગુણથી ભરપૂર જીવાત્મા સિવાય અન્ય કોઈનું અસ્તિત્વ ન હતું. પૃથ્વી આદિ વસ્તુઓ તે સમયે વ્યક્ત રૂપમાં ન હતી. તે જ પ્રમાણે અવિદ્યાયુક્ત જીવનો અર્થાત્ નવા જન્મેલા આત્માનો, ઉપાધિની સાથે કોઇ રીતનો સંબંધ નથી. નવો દેહ ધારણ કરેલો આત્મા આ ઉપાધિને વ્યક્ત કરતો હોય તેમ દેખાય છે, પણ ખરું જોતાં તો તે સર્વ ભાવો-ઉપાધિથી રહિત તથા સ્વતંત્ર છે. આત્માનો પંચભૂતો સાથેનો સંબંધ અનન્ય પણ નથી, તે શાશ્વત-નિત્ય પણ નથી. છઠ્ઠા શ્લોકમાં આ ઉપાધિનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે દર્શાવવામાં આવ્યું છે.

§ આ ઉપાધિનો સંબંધ આત્માને વિશે જોવામાં આવે છે, તેનું શું કારણ છે? આ શ્લોકમાં કહ્યું છે કે, ઉપાધિ તથા તે આત્માને વિશે આરોપિત કરવામાં આવેલી છે ને બ્રહ્મમાંથી નિકળેલી અવિદ્યા અથવા માયાને લીધે છે. આત્માનું એમ માનવું કે, હું મનુષ્ય છું, હું પ્રાણી છું, મને શરીર છે, તથા હું સર્વે કરું છું; તે સર્વ જેમ એક મનુષ્ય ઉંઘતો હોય ત્યારે સ્વપ્નમાં તે રાજા નહિ હોવા છતાં તેને એમ લાગે છે કે હું રાજા છું, તેમ પોતે બાળક નહિ હોવા છતાં પોતાને બાળકરૂપે જુવે છે, તેના જેવું સમજવું. તે આદિથી રહિત છે, અર્થાત્ શાશ્વત હોવાથી, આત્માનું અવિદ્યાયુક્ત પ્રથમ અસ્તિત્વ ક્યારે થયું તે જાણી શકાતું નથી. જ્યાં સૂધી તે જ્ઞાનગુણયુક્ત હોય છે, ત્યાં સૂધી તે અક્ષર અર્થાત્ કોઇ પણ રીતના વિકારોથી રહિત હોય છે. આત્મા દરેક પ્રાણીમાં છે, અર્થાત્ મનુષ્ય કે પશુ સર્વમાં તેનું અસ્તિત્વ છે.

|| કામનાને લીધે આત્મા કોઈ એક રૂપને વિશે વ્યક્ત થાય છે, અને આ સ્થિતિમાં તે કર્મોને કરે છે તથા કર્મોને લીધે તેને નવી નવી કામનાઓ ઉત્પન્ન થાય છે તથા તે નવી કામનાઓવડે નવા નવા રૂપને આત્મા ધારણ કરે છે. આ રીતે આવાગમરૂપી ચક્ર, આદિ કે અંત રહિત, ચાલ્યા જ કરે છે.

ફ્ળો, સુખ દુઃખાદિના ભોગોવડે દબાવી દઇને, તેને જન્મ મરણના સમુદાયરૂપી, આ સંસારચક્રમાં પીલી નાંખે છે.[૯] આ સમુદાયાત્મક સંસારચક્ર તૃષ્ણાને લીધે અહંકારને વશ થઈને કર્મ કરે છે. કાર્ય અને કારણના સંયોગમાં આ કર્મ નવા હેતુરૂપ થાય છે.[૧૦]* (રજ્જુમાં સર્પનો ભ્રમ થાય છે; એમાં રજ્જુ તથા સર્પ એ બન્નેની જેમ વિષમ સત્તા છે, તેમ જ કાર્યની અને કારણની પણ સત્તા વિષમ છે; માટે) કારણ, કાર્યમાં પ્રવેશ કરી શકતું નથી અને કાર્ય, કારણમાં પ્રવેશ કરી શકતું નથી; પરંતુ કાર્યને પ્રકટ કરવામાં (અદૃષ્ટાદિકની સહાયતાવાળો) કાળ જ હેતુરૂપ થાય છે.[૧૧] (પૂર્વે કહેલી) આઠ પ્રકૃતિઓ અને સોળ વિકારો, કારણોની સાથે એકઠા થઇને પરસ્પર ટક્કર ઝીલ્યા કરે છે અને તેઓના ઉપર એક પુરુષ—આત્મા—અધિપતિ તરિકે સદાય રહેલો છે.[૧૨] ધૂળને ગતિયુક્ત કરનારા વાયુને અનુસરનારી ધૂળની માફક પૂર્વના દેહથી ભ્રષ્ટ થયલો, પણ રજોગુણ તથા તમોગુણથી ઉત્પન્ન થયલા ભાવવાળો, તેમ જ પૂર્વના દેહથી ઉત્પન્ન થયેલા કર્મોરૂપ હેતુઓના બળવાળો જીવ, ક્ષેત્રજ્ઞ જેમ દોરવે છે તેમ દોરવાય છે.[૧૩] વાયુ ધૂળને ઉરાડે છે, તેથી વાયુ ધૂળવાળો કહેવાય છે; પરંતુ ધૂળ કંઇ વાયુનો સ્પર્શ કરતી નથી અને વાયુ ધૂળનો સ્પર્શ કરતો નથી. તેમ જ મહાત્મા ક્ષેત્રજ્ઞ પ્રથમ કહેલા ભાવો—ઉપાધિનો સ્પર્શ કરતો નથી અને તે ભાવો કંઇ ક્ષેત્રજ્ઞનો સ્પર્શ કરતા નથી.[૧૪]† જેમ વાયુ, જે ધૂળને તે વહન કરે છે, તેનાથી પૃથક્ છે; તે જ પ્રમાણે વિવેકી પુરુષે, ક્ષેત્ર તેમ જ ક્ષેત્રજ્ઞની વચ્ચેના અંતરાયને જાણવો જોઇએ. અભ્યાસ, (અર્થાત્ દેહાદિનો આત્મા સાથે એકપણાના અભ્યાસ)વડે, મનુષ્ય આત્માની પ્રકૃતિને, અર્થાત્ શુદ્ધ સ્વરૂપને જાણવા શક્તિમાન્ થતો નથી.[૧૫] આ પ્રમાણે ભગવાન્ ઋષિએ પોતાના શિષ્યના મન વિશે રહેલી શંકાને દૂર કરી.

(ભીષ્મે કહ્યું;) એટલું છતાં દુઃખનો નાશ કરવા તથા સુખની પ્રાપ્તિ અર્થે કર્મો તથા તેના વિધિના હેતુપર સર્વે આધાર રાખે છે.[૧૬]‡ જેમ અગ્નિમાં શેકેલાં બીજ ફરી ઉગતાં નથી, તેમ જ્ઞાનાગ્નિવડે દગ્ધ થયેલા અવિદ્યાદિ કલેશ ફરી આત્માનો સ્પર્શ કરતા નથી.[૧૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वार्ष्णेयाध्यात्मकथन' ए नामनो अध्याय २११ मो समाप्त.

## અધ્યાય ૨૧૨ મો.

### જ્ઞાનનું સ્વરૂપ.

ભીષ્મે કહ્યું;—જે કર્મનિષ્ઠ પુરુષો કર્મ કરવામાં પ્રવૃત્ત થયેલા છે, તેઓ કર્મ શ્રેષ્ઠ માને છે; તેમ વિજ્ઞાનમાં રહેનારા પુરુષોને વિજ્ઞાન વિના બીજું ગમતું નથી.[૧] વેદ જાણનારા અને વેદમાં કહેલાં અગ્નિહોત્રાદિ કર્મ ઉપર નિષ્ઠા રાખનારા તથા શમ દમાદિક ઉપર નિષ્ઠા રાખનારા પુરુષો દુર્લભ હોય છે. એમાં પણ સ્વર્ગ તથા મોક્ષ એ બે પ્રયોજનમાંથી મોક્ષ, એ મહત્વનું પ્રયોજન હોવાથી, બુદ્ધિમાન્ પુરુષો સ્તુતિપાત્ર એવા નિવૃત્તિરૂપ મોક્ષમાર્ગને જ ઇચ્છે છે.[૨]§ પૂર્વે સત્પુરુષોએ કર્મનો ત્યાગ કરીને નિવૃત્તિ માર્ગને ગ્રહણ કર્યો હતો, માટે તેને સેવવો એ નિંદિત નથી. નિવૃત્તિમય એવી બુદ્ધિવડે વર્તવાથી ઉત્તમ ગતિ મળે છે.[૩] પરંતુ

* હેતુનો અર્થ અજ્ઞાન થાય છે. શરીર તથા ઇન્દ્રિયાદિ સંઘાત કાર્યરૂપ છે. આ જોડાણ—સંગમને લીધે જ્યારે પ્રાણી કર્મમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે તે કર્મો નવા દેહને માટે હેતુરૂપ બને છે.

† આ શ્લોકનો ભાવ એ છે કે, દેહ, ઇન્દ્રિયાદિના ગ્રહણવડે આત્માની સ્થિતિમાં ફેર થતો નથી. ખરેખરી રીતે જોતાં આત્મા સંઘાત—જોડાણના દોષથી રહિત છે—જો કે બાહ્ય રીતિએ તેની સાથે જોડાયલો લાગે છે ખરો. જેમ, વાયુ બાહ્ય રીતે જે ધૂળનું વહન કરે છે, તેની સાથે જોડાયલો લાગે છે, પણ થોડા સમય પછી વાયુનું અસ્તિત્વ ધૂળથી રહિત હોય છે તથા પૃથક્રૂપે રહે છે તેમ.

‡ આત્માને અણુ અને સ્વભાવથી બદ્ધ કહેવામાં આવે છે. કેટલાએક આત્માને દેહના જેવડો માને છે; કેટલાએક વ્યાપક માને છે; કેટલાએક અસંગ (સંગરહિત) માને છે. આમાં કયો મત ખરો જાણવો, એ સંદેહને ભગવાન્ ઋષિએ (મંત્રે) દૂર કર્યો છે. અર્થાત્ વેદમાં કહ્યું છે કે 'असंगोह्ययं पुरुषः। પુરુષ અસંગ છે;' માટે આત્માના અસંગપણા માટે નિશ્ચય થાય છે. પરંતુ વેદમાં તો 'स्वर्गकामो यजेत। સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો' એમ કહ્યું છે; ત્યાં આત્મા સંગી ઠરશે. તેનું સમાધાન એવું છે કે, ક્રિયાવડે કરવામાં આવતું મૂર્ધાભિષિક્તપણું આદિ લક્ષણવાળા યજમાને, યજ્ઞ કરવો, બીજાએ નહિ. તેથી 'राजसूयेन स्वाराज्यकामो यजते। જેને સ્વારાજ્યની (ચક્રવર્તીપણું) કામના હોય, તેણે રાજસૂય યજ્ઞ કરવો.' આમાં કહેવા પ્રમાણે રાજા રાજસૂય યજ્ઞ કરવાને અધિકારી છે. પરંતુ રાજસૂય યજ્ઞ કરતાં પહેલાં તેને મૂર્ધાભિષેક થવાની જરૂર છે; કારણ કે મૂર્ધાભિષિક્ત રાજા જ યજ્ઞ કરવાને યોગ્ય ગણાય છે. યજ્ઞ પૂર્ણ થયા પછી તેને યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય ત્યારે તે મૂર્ધાભિષિક્ત હોવો જોઇએ એવો કંઇ નિયમ નથી; માટે યજ્ઞની ક્રિયા વખતે તેણે અભિષેક કરવો; પણ ફળની પ્રાપ્તિ સમયે અભિષેક કર્મનો ત્યાગ કરી દેવો, આવો અર્થ સ્પષ્ટ સિદ્ધ થાય છે. આ પ્રમાણે જ મુમુક્ષુ પુરુષે પણ, હું તો કર્તા છું, એમ સંગી થઇને મોક્ષનું સાધન કરવું; પણ તેનું ફળ (મોક્ષ) પ્રાપ્ત થાય ત્યારે હું કર્તા છું, એ ભાવ તજી દઇને અસંગ થવું.

§ વેદ બે વસ્તુ કહે છે: તે પ્રવૃત્તિને પણ બોધે છે ને નિવૃત્તિનો પણ બોધ કરે છે. પણ પ્રવૃત્તિમાં તન્મય ન થવું, તેમાં પણ નિવૃત્તિપરાયણ થવાનો પ્રયત્ન કરવો એમ પણ બોધે છે. પ્રવૃત્તિ, નિવૃત્તિની કુંચી છે. વેદનો આવો ગુઢાર્થ છે, પણ તેમ સમજીને પ્રવૃત્તિનું સેવન કરનારા દુર્લભ છે. આ લોકમાં જે જોવામાં આવે છે, તેમાં કેટલાક પ્રવૃત્તિમાં જ મચ્યા રહે છે ને કેટલાક નિવૃત્તિપરાયણ જ રહે છે; અર્થાત્ પ્રવૃત્તિ પછી નિવૃત્તિને સેવવી જોઇએ.

શરીરના અભિમાનવાળો પુરુષ, એ નિવૃત્તિમાર્ગને ગ્રહણ કરતો નથી. તે તો રજોગુણના તથા તમોગુણના ક્રોધ અને લોભ આદિક ભાવોથી યુક્ત થઇને મૂર્ખપણાથી સર્વ પરિગ્રહોને ગ્રહણ કરે છે.[૪] દેહનો આત્માની સાથે જે સંબંધ છે તેનો નાશ કરવાની ઇચ્છાવાળાએ, કોઇ પણ પાપયુક્ત કર્મને વિશે જોડાવું નહિ; પણ પોતાનાં કર્મોવડે, સ્વર્ગ લોકની ઇચ્છા રાખ્યા વિના મુક્તિની પ્રાપ્તિવાળા માર્ગને ઉત્પન્ન કરવો જોઇએ.[૫] તેણે એવાં કર્મ કરવાં કે જેથી મોક્ષના દ્વાર તેને માટે ખુલ્લા રહે.* જેમ લોઢાની સાથે મળેલા સોનાને તપાવવામાં આવે છે તોપણ તે શોભતું નથી; તેમ જ કર્મવડે જેનાં અંતઃકરણ શુદ્ધ થયાં ન હોય, તેઓને વિશે વિજ્ઞાન શોભતું નથી; અર્થાત્ જેના રાગાદિક દોષો પરિપક્વ થયા નથી, તેઓને કહેલું જ્ઞાન નિષ્ફળ થાય છે.[૬] જે પુરુષ ધર્મમાર્ગનું ઉલ્લંઘન કરીને, લોભને વશ થઈ, તેમ જ કામ તથા ક્રોધને અનુસરીને, અધર્માચરણ કરે છે, તે પોતાના પરિવાર સાથે નાશ પામે છે.[૭] મોક્ષની ઇચ્છા રાખનારા પુરુષે, આલોકના શબ્દાદિક વિષયોપર અત્યંત પ્રીતિ રાખવી નહિ. વિષયો ઉપર પ્રીતિ રાખવાથી સત્વાદિક ગુણોથી હર્ષ, ક્રોધ અને વિષાદ ઉત્પન્ન થાય છે ( અને તેથી દુર્દશા પ્રાપ્ત થાય છે).[૮] આ દેહ પાંચભૂતોથી તથા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોથી ઉત્પન્ન થયો છે. તેમાં આત્મા અવિકારી છે અને મન વિકારી છે. માટે મનુષ્ય, એમાંથી કોની (કીયા ભૂતની અને કીયા ગુણની) સ્તુતિ કરે અને શું કહીને કોની નિંદા કરે ?[૯]

જે મનુષ્યો મૂર્ખ છે, તેજ શબ્દ, સ્પર્શ આદિ વિષયો ઉપર ઇચ્છા કરે છે; અને વિપરીત બુદ્ધિને લીધે પોતાનો દેહ પૃથ્વીનો વિકાર છે, આમ તેઓ જાણતા નથી.[૧૦] માટીના ઘરની રક્ષા કરવા માટે તેને જેમ માટીથી લીંપવામાં આવે છે, તેમ પૃથ્વીથી ઉત્પન્ન થયેલા આ દેહની પણ મૃત્તિકાના વિકારરૂપ ધાન્યથી રક્ષા કરવામાં આવે છે, જેથી તે નાશ પામતો નથી.[૧૧] મધ, તેલ, દુધ, ઘી, માંસ, મીઠું, ગોળ, ધાન્ય, ફળ અને મૂળ આ સર્વે મૃત્તિકા તથા જળના જ વિકારો છે.[૧૨]

સંન્યાસીએ વનમાં રહીને મિષ્ટાન્નાદિક પદાર્થો ઉપર પ્રીતિ કરવી નહિ, પરંતુ માત્ર દેહનો નિર્વાહ કરે તેવું ગામમાંથી મળેલું સ્વાદરહિત અન્ન ખાવું.[૧૩] એ જ પ્રમાણે સંસારરૂપી વનમાં રહેનારા (સંસારી) પુરુષે, પરિશ્રમમાં પરાયણ રહેવું અને રોગી જેમ રોગ મટાડવા માટે ઔષધ ખાય, તેમ શરીરના નિર્વાહાર્થે આહાર કરવો; ( કેમકે તેનો દેહ આહારવિહાર માટે નથી, પણ ધર્મે વર્તી મોક્ષપ્રાપ્તિનું સાધન સિદ્ધ કરવા છે).[૧૪] સત્ય, બાહ્ય તથા આભ્યંતર પવિત્રતા, સરલતા, વૈરાગ્ય, અધ્યયનાદિકનું તેજ, મનને જિતવાનું શૌર્ય, ક્ષમા, શાસ્ત્રશ્રવણથી ઉત્પન્ન થયેલી બુદ્ધિ, કલેશ સમયે પણ ચિત્તને ધારણ કરવાનો યત્ન (ધૈર્ય), મનન અને તપ આ ગુણોવડે, પોતા સમક્ષ આવતા સર્વે વિષયાત્મક ભાવોને નિવૃત્ત થયેલા જોઇને, ઉદારચિત્તવાળા પુરુષે, શાંતિથી ઇન્દ્રિયોને વશ કરવી.[૧૫-૧૬] જો ઇન્દ્રિયોને વશ કરવામાં આવે નહિ તો સત્વ, રજ અને તમ એ ગુણોથી મોહિત થઈને, પ્રાણીઓ અજ્ઞાનને લીધે ચક્રની પેઠે આ સંસારમાં અત્યંત ભ્રમણ કરે છે.[૧૭] એ માટે જ્ઞાની પુરુષે, અજ્ઞાનથી ઉત્પન્ન થનારા દોષોની સારી રીતે પરીક્ષા કરવી અને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા દુઃખનો તથા અહંકારનો ત્યાગ કરવો.[૧૮] પાંચ મહાભૂતો, દશ ઇન્દ્રિયો, સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો, તથા ઈશ્વર સહિત ત્રણ લોક, આ સર્વ અહંકારને વિશે રહેલાં છે.[૧૯]† જેમ આ લોકમાં નિયમિત એવો કાળ, સર્વ ઋતુઓના ગુણોને સમય સમય પ્રમાણે દર્શાવે છે, તેમ જ અહંકાર પણ સર્વ પ્રાણીઓ વિષે દર્શાય છે તથા તે સર્વ પ્રાણીઓની પાસે કર્મો કરાવે છે.[૨૦]‡ ત્રણ ગુણોમાં તમોગુણ મોહ ઉત્પન્ન કરનાર જાણવો. તે અંધારાના જેવો છે; અને તે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો છે. પ્રાણી માત્રના સુખ દુઃખાદિઓ સત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણોનું કાર્ય છે.[૨૧]

વળી હું તને ત્રણ ગુણનાં વિશેષ કાર્ય કહું છું તે તું સાંભળ. પ્રસન્નતા, હર્ષથી ઉત્પન્ન થયેલી પ્રીતિ, કોઈ પણ કાર્ય વિશે અસંદેહપણું, ધૈર્ય અને સ્મૃતિ–એ સર્વે સત્વગુણનાં કાર્ય જાણવાં. હવે રજોગુણનાં અને તમોગુણનાં કાર્યો કહું છું તે સાંભળ.[૨૨] કામ, ક્રોધ, પ્રસાદ(કૃપા),

---

* દેહયાપનનો અર્થ શરીરનો આત્મા સાથે જે સંબંધ છે, તેનો નાશ, એમ થાય છે. આ શ્લોકના બીજા ચરણમાં કહ્યું છે કે, કર્મો કરવાં, તે આત્માની વિશુદ્ધિને અર્થે છે. માટે કર્મો ફળની આશા રાખી મુમુક્ષુએ કરવાં નહિ. † પ્રથમ જ્ઞાન ગુણવાળો જીવ હતો. પણ જ્યારે તે અજ્ઞાનથી આવૃત થયો ત્યારે વિશ્વની ઉત્પત્તિ થઈ. અહંકારની ઉત્પત્તિ આત્માના અજ્ઞાનની સાથેના સંગમને લીધે છે. આથી સર્વ વસ્તુઓ અહંકારને આશ્રયી છે તથા અહંકાર સર્વ દુઃખોના મૂળરૂપ છે.

‡ આ શ્લોકનો ભાવાર્થ એ છે કે, જો કે સર્વ વસ્તુ માયાવિશિષ્ટ અહંકારને વિશે અધિષ્ઠિત છે, તેમ છતાં સ્વપ્નમાં જે અનિયમતા જોવામાં આવે છે, તે જ અનિયમિતતાને બદલે સમાનતા જોવામાં આવે છે તેનું શું કારણ? આનું ઉત્તર એ છે કે, પૂર્વનાં કર્મો કે જે કર્મો અહંકારને લીધે કરવામાં આવેલાં છે તેના ફળરૂપે હોવાથી, સમાનતા રહેલી છે. જેમ ઋતુમાં નિયમિતપણું હોય છે, તેમ આ પૂર્વ જન્મનાં ફળો, વિષયોની નિયમિતતાને ઉત્પન્ન કરે છે.

લોભ, મોહ, ભય, પરિશ્રમ એ રજોગુણનાં કાર્ય છે અને વિષાદ, શોક, અપ્રીતિ, માન, ગર્વ અને અનાર્યપણું, આ તમોગુણનાં કાર્ય છે.[૨૩] ( એ ત્રણ ગુણોના ) દોષોની ગુરુતા અને લાઘવતાની પરીક્ષા કરીને પછી વિચાર કરવો કે અમુક દોષ મારામાં છે, તેમાંથી તે કેટલે અંશે ઘટયો છે અને કેટલે અંશે રહ્યો છે. આ રીતે પોતાને વિશે રહેલા એ દોષનો વિચાર કરવો (અને જે દોષો રહ્યા હોય તેનો ત્યાગ કરવા મથન કરવું).[૨૪]

યુધિષ્ઠિરે પૂછ્યું;-મોક્ષની ઇચ્છાવાળાએ કયા દોષો તજવા? કયા દોષોને બુદ્ધિથી શિથિલ કરવા? કયા દોષો વારંવાર આવે છે ( જેથી તેનો ત્યાગ કરવો અશક્ય થઈ પડે છે)? કયા દોષો મોહથી આવ્યા છતાં પરિણામે નિષ્ફળ થાય છે?[૨૫] કયા દોષો બળવાન્ છે અને કયા દોષો નિર્બળ છે? એનો વિદ્વાન્ પુરુષે બુદ્ધિવડે તેનાં કારણો સાથે કેવી રીતે વિચાર કરવો? હે પિતામહ! હે તાત! આ દોષના સંબંધમાં મને સંશય છે, તે સંશયને તું દૂર કર.[૨૬]

ભીષ્મે કહ્યું;-શુદ્ધાત્મા પુરુષ, દોષોને મૂળથી ઉખેડી નાંખે છે. તેવો પુરુષ સંસારમાંથી મુક્ત થાય છે. જેમ લોઢાની છીણીની ધાર લોઢાની બેડીને કાપી નાખ્યા પછી પંડે પણ નાશ પામે છે, તેમજ ધ્યાનથી સંસ્કૃત થયેલી બુદ્ધિ પણ, તમોગુણથી ઉત્પન્ન થયેલા દોષોનો નાશ કરીને, પછી પંડે પણ શાંત પડી જાય છે, અર્થાત્ નાશ પામે છે.[૨૭] રાજસ, તામસ અને કામ રહિત શુદ્ધ સત્વગુણ-આ સર્વ દેહધારીઓને, દેહ ધારણ કરવામાં બીજરૂપ છે. પરંતુ મનને જિતનારા પુરુષને સત્વગુણ બ્રહ્મપ્રાપ્તિમાં સાધન ગણાય છે.[૨૮] માટે, મનને જિતનારા પુરુષે, રજોગુણનો અને તમોગુણનો ત્યાગ જ કરવો. રજોગુણ તથા તમોગુણથી મુક્ત થયેલી બુદ્ધિ નિર્મળપણાને પામે છે;[૨૯] અથવા તો બુદ્ધિને વશ કરવા માટે કરવામાં આવતાં યજ્ઞાદિ કર્મને કેટલાએક ( સાંખ્યો ) દુષ્કર્મ કહે છે; અર્થાત્ યજ્ઞાદિ કર્મમાં જીવહિંસા કર્મ કરવામાં આવે છે, તેથી તેનાથી દુષ્ટ અદષ્ટ બંધાય છે; આમ કહીને કેટલાએક યજ્ઞ કર્મને નિંદિત કાર્યમાં ગણે છે (પણ તે સત્ય નથી). બીજાઓ કહે છે કે, મંત્રવાળું યજ્ઞાદિક કર્મ વૈરાગ્યનો હેતુ છે; તથા શમદમાદિક શુદ્ધ ધર્મની રક્ષા કરવામાં પણ એક હેતુરૂપ છે; અર્થાત્ યજ્ઞાદિક કર્મદ્વારા ચિત્તશુદ્ધિ થાય છે અને તે દ્વારા શમદમાદિક સાધન સંપત્તિનો લાભ થાય છે; અને જ્ઞાનદ્વારા મુક્તિ મળે છે.[૩૦]* તાત્પર્ય કે; રજોગુણથી મનુષ્ય અનેક અધર્મનાં કર્મો કરે છે, અર્થવાળાં કાર્યો અત્યંત કરે છે તથા સર્વ પ્રકારની કામનાઓને સેવે છે.[૩૧] તમોગુણી પુરુષ લોભ તથા ક્રોધવાળાં કાર્યો કરે છે; નિત્ય મૃગયા વગેરે હિંસાનાં કાર્ય કર્યા કરે છે તથા તંદ્રા અને નિદ્રાથી ઘેરાયલો રહે છે;[૩૨] અને સત્વ ગુણનો આશ્રય કરનારો પુરુષ, શ્રદ્ધા ને વિદ્યાથી સંપન્ન થાય છે, નિર્મળ મનવાળો થાય છે અને શ્રીમાન્ થાય છે તથા બુદ્ધિદ્વારા સાત્વિક ભાવોનું અવલોકન કરે છે. માટે વૈદિક કર્મોમાંથી, કામ ક્રોધાદિકના હેતુભૂત રાજસ અને તામસ ભાવનો ત્યાગ કરીને, સાત્વિક ભાવોને સેવવા.[૩૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वार्ष्णेयाध्यात्मकथन' ए नामनो अध्याय २१२ मो समाप्त.

---

## અધ્યાય ૨૧૩ મો.

### મોક્ષપ્રાપ્તિનું સાધન નિષ્કામવૃત્તિ છે.

ભીષ્મે કહ્યું;-હે ભરતવંશશ્રેષ્ઠ યુધિષ્ઠિર! રજોગુણ અને તમોગુણદ્વારા મોહ ઉત્પન્ન થાય છે. તે મોહથી ક્રોધ, લોભ, ભય ને દર્પ ઉત્પન્ન થાય છે. આ મોહાદિકનો નાશ કરવાથી મનુષ્યોનું અંતઃકરણ શુદ્ધ થાય છે.[૧] (અને વિશુદ્ધિની પ્રાપ્તિવડે) સર્વથી ઉત્તમ, અક્ષય, અવ્યય, વ્યાપક, અવ્યક્ત આકૃતિવાળા, સર્વ ભૂતોમાં પ્રવેશ કરનારા, પરમાત્મા ને દેવોમાં શ્રેષ્ઠ એવા વિષ્ણુને પામે છે.[૨] એ દેવની માયાથી જેમની ઇન્દ્રિયો જડ થયેલી છે, જેમનું જ્ઞાન નાશ પામેલું છે, એવા વિવેક રહિત મનુષ્યો, બુદ્ધિના ભ્રમને લીધે અથવા તો બ્રહ્મના સ્વરૂપને નહિ જાણવાથી, ક્રોધને વશ થાય છે.[૩]† ક્રોધથી કામાભિલાષ થાય છે, કામથી લોભ અને મોહ ઉત્પન્ન થાય છે અને પછી માન, ગર્વ અને અહંકાર ઉત્પન્ન થાય છે; તે પછી ક્રિયા ઉત્પન્ન થાય છે.[૪]‡ તેથી પરસ્પર સ્નેહ બંધાય છે ને સ્નેહથી શોક ઉત્પન્ન થાય છે. આ રીતે સુખ તથા દુઃખ ઉત્પન્ન કરનારી ક્રિયાનો આરંભ થયા પછી જન્મમરણનો પણ સ્વીકાર કરવો જ પડે છે.[૫] જન્મ ધારણ કરનારા જીવને, શુક્ર (વીર્ય) અને રુધિરથી જેની ઉત્પત્તિ છે, નરક અને મૂત્રનો જ્યાં કાદવ મચ્યો છે, અને જે રુધિર ઝરવાથી મલિન

---

* તાત્પર્ય કે;-વૈદિક કર્મોમાં પણ રાજસ અને તામસ કર્મો, કામ તથા ક્રોધને ઉત્પન્ન કરનારાં થઈ પડે છે. માટે એવાં કર્મો નહિ કરવાં; પરંતુ શમાદિક સાત્વિક કર્મ કરવાં. † શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મને વિશે વિદ્યા તેમ જ અવિદ્યા અર્થાત માયા સાથે રહેલાં છે. આ માયાથી ચિદાત્મા વ્યાવહારીક જ્ઞાનમાં આસક્ત થાય છે. આ માયાને લીધે જ સર્વ નાશવંત છે એમ જાણવા છતાં મનુષ્ય તેમાંથી નિવૃત્તિ પામતો નથી. ‡ માનનો અર્થ પોતાને વિશે પૂજ્યબુદ્ધિ માનવી તે, દર્પ એટલે સર્વ રીતની નિયંત્રણાથી મુક્ત થવું તે તથા અહંકાર એટલે સર્વ કોઇને તુચ્છ ગણવા તે. જેને સંકર્ષણ કહેવામાં આવે છે તથા જેની પ્રથમ ઉત્પત્તિ થયલી છે તે અહંકાર આ નહિ.

છે એવા ગર્ભાવાસમાં રહેવું પડે છે.[૬] આ સમયે તૃષ્ણાથી પરાજય અને ક્રોધ તથા મોહવડે કેદ થયેલા જીવે તે તે કામ ક્રોધાદિકને જો સંપૂર્ણ રીતે તરવા હોય તો, તેણે સંસારરૂપી વસ્ત્રના તાંતણાને વણનારી સાળના જેવી સ્ત્રીઓને જાણવી; (અર્થાત્ સ્ત્રીઓ પુરુષોને સંસારમાં બંધન કરનારી છે માટે તેઓનો ત્યાગ કરવો).[૭] સ્ત્રીઓ સ્વાભાવિક રીતે સંતાન ઉત્પન્ન કરનારી હોવાથી ક્ષેત્રભૂત કહેવાય છે અને પુરુષો (ગુણોને લીધે) ક્ષેત્રજ્ઞ કહેવાય છે; માટે મનુષ્યે પ્રયત્નપૂર્વક સ્ત્રીઓનો સંસર્ગ કરવો નહિ.[૮]* સ્ત્રીઓ, શત્રુને મારવા માટે ઉત્પન્ન કરેલી એક ભયંકર કૃત્યા† (શક્તિ) છે; તે અજ્ઞાની મનુષ્યોને મોહ ઉત્પન્ન કરનારી છે અને રજોગુણમાં અંતર્હિત થયેલી ઇન્દ્રિયોની સનાતન મૂર્તિ છે.[૯] સ્ત્રી સાથે સમાગમ કરવાની પુરુષ ઉત્કટ ઇચ્છાને પરિણામે પ્રજોત્પત્તિને આવશ્યકય એવા બીજમાંથી, પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. મનુષ્ય જેમ પોતાના દેહમાંથી ઉત્પન્ન થયેલા મનુષ્યની સંજ્ઞા વિનાના જૂ, લીખ આદિ જીવોને પોતાના નથી, એમ માનીને તેઓનો ત્યાગ કરે છે; તેમ જ મનુષ્યની સંજ્ઞાવાળા અને પોતાના શરીરમાંથી ઉત્પન્ન થયેલા અને પોતાના માનેલા, પણ પોતાના નથી એવા પુત્ર નામના કૃમિઓનો પણ ત્યાગ કરવો.[૧૦] વીર્યમાંથી અથવા તો રસ–પ્રસ્વેદવાળા દેહમાંથી, સ્વભાવવડે અથવા તો કર્મવડે જંતુઓ ઉત્પન્ન થાય છે; (અર્થાત્ કર્મના યોગથી વીર્યવડે મનુષ્ય ઉત્પન્ન થાય છે અને સ્વભાવયોગથી રસવડે (પરસેવાથી) જૂ, લીખ, કીડા વગેરે ઉત્પન્ન થાય છે); પરંતુ બુદ્ધિમાન્ પુરુષે તેમાં આસક્ત ન થતાં તેની ઉપેક્ષા કરવી.[૧૧]‡ સત્વગુણ રજોગુણમાં લય પામે છે ને રજોગુણ તમોગુણમાં લય પામે છે. તમોગુણ જે અવ્યક્ત છે તે જ્ઞાનનું આવરણ કરે છે તથા બુદ્ધિ અને અહંકારના વિષયોને ઉત્પન્ન કરે છે.[૧૨]§ બુદ્ધિ અને અહંકાર ગુણવિશિષ્ટ જ્ઞાનને દેહધારી જીવના બીજરૂપ કહેવામાં આવે છે. આ રીતના જ્ઞાનનું જે બીજ છે, તેને જીવ અથવા ચિદાત્મા કહેવામાં આવે છે. કર્મોને લીધે, તેમ જ કાળે કરી, આત્મા જન્મને ધારણ કરે છે તથા વારંવાર જન્મના ફેરામાં અટવાયા કરે છે.[૧૩]‖ જીવ જેમ દેહધારીના મનવડે સ્વપ્નમાં રમે છે, તેમ જ જેમાં કર્મનાં બીજ ભરેલાં છે એવા ગુણોવડે દેહધારી માતાના ઉદરમાં પણ જીવ રમે છે; અર્થાત્ નિવાસ કરે છે.[૧૪] જ્યારે આત્મા પરિવર્તન કરતો હોય છે ત્યારે બીજરૂપે રહેલાં કર્મોવડે જે જે ઇન્દ્રિયો જાગૃત થાય છે, તેવી તેવી ઇન્દ્રિયો રાગયુક્ત એવા ચિત્તવડે અહંકારમાંથી ઉત્પન્ન થાય છે.[૧૫]¶ (ગર્ભમાં રહેલા) શબ્દની ભાવના કરનારા આત્માને શબ્દની પ્રીતિને લીધે શ્રોત્ર ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે; રૂપની ભાવના કરનારા આત્માને રૂપ ગ્રહણ કરનારી ચક્ષુષ્ ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે; ગંધની ભાવના કરનારા આત્માને ગંધ ઉપર પ્રીતિ હોવાથી ગંધને ગ્રહણ કરનારી ઘ્રાણેન્દ્રિય ઉત્પન્ન થાય છે;[૧૬] સ્પર્શની ભાવના કરનારા આત્માને સ્પર્શ ઉપર પ્રીતિ હોવાથી સ્પર્શને ગ્રહણ કરનારી ત્વચા ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે; તથા પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પ્રકારનો વાયુ શરીરમાં ઉત્પન્ન થાય છે અને તેનાથી શરીરનો નિર્વાહ થાય છે.[૧૭] મનુષ્ય કર્મવડે આદિ, મધ્ય અને અંતમાં, જેમાં શારીરિક અને માનસિક દુઃખો રહેલાં છે એવા શ્રોત્ર આદિક અવયવોથી તથા શરીરથી યુક્ત થઈને, જન્મ ધારણ કરે છે.[૧૮] જાણ કે (ગર્ભમાં રહેલા) દેહના ગ્રહણથી, દુઃખની ઉત્પત્તિ થાય

* આ સાદૃશ્યતા નીચે પ્રમાણે છેઃ–પ્રકૃતિ ક્ષેત્રજ્ઞ અથવા આત્માને બાંધી લે છે જેથી તેને અનેક જન્માદિ લેવા પડે છે. સ્ત્રીઓ પ્રકૃતિરૂપે છે તથા મનુષ્યો આત્મારૂપ છે. જેવી રીતે આત્માએ પ્રકૃતિના સંસર્ગનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો જોઇએ, તે જ પ્રમાણે મનુષ્યે સ્ત્રીઓનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

† અથર્વણ વિધિની કૃત્યા, એક શક્તિ છે. અહીં એમ કહ્યું છે કે, જેમ અથર્વણ વિધિથી નહીં જોવામાં આવેલ શત્રુનો નાશ કરવામાં આવે છે, તેમ સ્ત્રીઓ પણ ભયંકર છે. राजसि अंतर्हिताः અર્થાત્ રાજસ ગુણને વિશે અંતર્હિત હોવાથી તેઓ અદૃશ્ય રહે સતે અવગતિ પમાડે છે.

‡ આ શ્લોકનો ભાવ એ છે કે, સ્વેદજ પ્રાણી શરીરમાંથી નીકળતા પરસેવા વગેરેથી ઉત્પન્ન થાય છે; અને પુત્રાદિ સંતતિ વીર્યમાંથી ઉત્પન્ન થાય છે. પ્રથમની બાબતમાં સ્વભાવ એ કારણ છે તથા બીજામાં કર્મોનો અવિનાશ એ કારણ છે. માટે આપણી સંતતિનો, મોક્ષાર્થીએ શરીરપર રહેલા જંતુઓની માફક ત્યાગ કરવો જોઇએ. વિવેકથી જ આ પ્રમાણે બંનેપર અનાદર થાય છે.

§ પૂર્વના શ્લોકમાં જે કહ્યું છે તેનું અહીં પુનરાવર્તન કરવામાં આવ્યું છે. રજસ્ પ્રવૃત્તિના હેતુરૂપ છે; સત્વ ઉત્કૃષ્ટ ગુણ છે–જે બ્રહ્મની સાથે એકયતા કરાવે છે. આ બન્ને ગુણો તમને અધિષ્ઠિત છે. રજોગુણ એકદમ તમોગુણનો આશ્રય કરે છે તથા સત્વગુણ અમુક સમય પછી કરે છે. જીવ એ જ્ઞાનસ્વરૂપ છે. જ્યારે જીવ તમોગુણવડે વ્યાવૃત થાય છે, ત્યારે તે જીવ દેહરૂપે વેષ્ઠિત છે તથા આ દેહનું પરિણામ બુદ્ધિ તથા અહંકાર છે.

‖ ચિત્ અથવા આત્મા કેવળ જ્ઞાનરૂપ છે. જ્યારે તે અજ્ઞાન અથવા તમથી આવરણયુક્ત થાય છે, ત્યારે તે બુદ્ધિ અને અહંકારે કરી વ્યક્ત થાય છે; અર્થાત્ દેહને ધારણ કરે છે. આથી તમથી વેષ્ટિત જ્ઞાન અથવા બુદ્ધિ અને અહંકારના ગુણવિશિષ્ટ જ્ઞાન, ચિદાત્મા અથવા જીવને દેહ ધરવામાં કારણ છે. આ ઉપર કહેલું જ્ઞાન દેહના બીજરૂપ કહેવાય છે. શ્લોકના બીજા ચરણમાં બીજો તદ્બિજ શબ્દ છે તેનો અર્થ એ છે કે અજ્ઞાનથી વેષ્ટિત જ્ઞાનનો આશ્રય જેને વિશે છે એવું સ્વચ્છ જ્ઞાન અથવા આત્મા, જે દેહ પૂર્વે અવ્યક્તરૂપે હતો તે.

¶ આ શ્લોકનો ભાવ એ છે કે, માતાના ગર્ભને વિશે આત્મા હોય છે ત્યારે તેને પૂર્વનાં કર્મોની સ્મૃતિ હોય છે તથા તે કર્માનુસાર ઇન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે.

છે; અને અહંકારને લીધે આ દુઃખની વૃદ્ધિ થાય છે. આમાંથી આસંગો (કે જે જન્મના નિમિત્તરૂપે છે) તેની નિવૃત્તિ થવાથી, અર્થાત્ પદાર્થ પ્રાણીમાત્રપર વૈરાગ્ય વૃત્તિ થવાથી, દુઃખનો અંત આવે છે; અને દુઃખની નિવૃત્તિને વિશે જે કુશળ છે, તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે.[૧૯] ઇન્દ્રિયો રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે અને તેનો લય પણ તેમાં જ થાય છે; માટે જ્ઞાની પુરુષે શાસ્ત્રવડે યથાર્થ રીતે પરીક્ષા કરીને વર્તવું.[૨૦*] જ્ઞાનેન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયોને પ્રાપ્ત થયા છતાં પણ, તે તૃષ્ણારહિત પુરુષની પાસે જતી નથી. આ રીતે ઇન્દ્રિયો ક્ષીણ થઇ જાય છે, એટલે જીવ પુનઃ દેહને ધારણ કરતો નથી ( અર્થાત્ મોક્ષ પામે છે ).[૨૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वार्ष्णेयाध्यात्मकथन' ए नामनो अध्याय २१३ मो समाप्त.

## અધ્યાય ૨૧૪ મો.

### કામ વિજયનો માર્ગ.

ભીષ્મે કહ્યું;–હે રાજન્! હું શાસ્ત્રદૃષ્ટિદ્વારા (ઇન્દ્રિયોને જિતવાનો) ઉપાય તને યથાર્થ રીતે કહું છું. તેને યથાર્થ રીતે જાણીને અને શમાદિક ગુણો ધારણ કરવાથી, પુરુષ પરમ ગતિને પામે છે.[૧] સર્વ પ્રાણીઓમાં મનુષ્ય શ્રેષ્ઠ કહેવાય છે, મનુષ્યોમાં, દ્વિજ વર્ણ શ્રેષ્ઠ ગણાય છે, દ્વિજ વર્ણમાં વેદશાસ્ત્રને વિશે કુશળ શ્રેષ્ઠ ગણાય છે.[૨] જે વેદશાસ્ત્રમાં કુશળ છે, તે પ્રાણી માત્રના આત્મારૂપ કહેવાય છે. જે બ્રાહ્મણો વેદમાં કુશળ છે તેઓ સર્વદર્શી તથા સર્વજ્ઞ કહેવાય છે. જેઓએ તત્ત્વબ્રહ્મનો નિશ્ચય કરેલો છે, તેઓ જ પુરુષ છે.[૩] જેમ આંધળો પુરુષ એકલો હોય છે, તો તે માર્ગમાં દુઃખી થાય છે; તેમ જ તત્ત્વજ્ઞાનથી રહિત અજ્ઞાની પુરુષ, આ જગતમાં સંકટ પામે છે. અને એટલા જ માટે જ્ઞાની પુરુષો બધા કરતાં શ્રેષ્ઠ કહેવાય છે.[૪] ધર્મની ઇચ્છાવાળા પુરુષો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે (યજ્ઞયાગ, વાવ, તળાવ ખોદાવવાં વગેરે) અનેક ધર્મો કરે છે; પરંતુ તેઓ (એ કર્મોથી) મોક્ષની પ્રાપ્તિ કરી શકતા નથી. તેઓને તે (કર્મ)થી સારા ગુણોની જ પ્રાપ્તિ થાય છે, કે જે વિશે હું હમણાં કહીશ.[†૫] મન, વાણી અને દેહની પવિત્રતા, ક્ષમા, સત્ય, ધૈર્ય ને સ્મૃતિ, આ ગુણો પ્રવૃત્તિ અને નિવૃત્તિવાળા સર્વ ધર્મવાળા બ્રાહ્મણોમાં હોય છે.[૬] શાસ્ત્રમાં કહ્યું છે કે, બ્રહ્મચર્ય અર્થાત્ યોગધર્મ બ્રહ્મનું સ્વરૂપ છે; અને તે સર્વ ધર્મના કરતાં શ્રેષ્ઠ છે. બ્રહ્મચર્ય ધર્મનું આચરણ કરવાથી મનુષ્ય પરમ ગતિને પામે છે.[૭] જે પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇન્દ્રિયો–આ સત્તર અવયવાત્મક લિંગ શરીરના સંયોગથી રહિત છે; જે શબ્દ તથા સ્પર્શથી રહિત છે; જેનું શ્રોત્રદ્વારા શ્રવણ થઇ શકતું નથી; નેત્રદ્વારા જેનું દર્શન થઇ શકતું નથી; તેજ શુદ્ધ અનુભવ સ્વરૂપ પરબ્રહ્મ છે! એ પરબ્રહ્મને નિર્વિકલ્પ અવસ્થાદ્વારામાં જાણી શકાય છે.[૮] આ બ્રહ્મચર્યવસ્થા મનનો આશ્રય કરનારી છે; ઇન્દ્રિયોના સર્વ સંબંધથી તે મુક્ત છે. આ દિવ્ય સ્થિતિની પ્રાપ્તિ કેવળ બુદ્ધિવડે જ થઈ શકે છે.[૯] જે પુરુષ સારી રીતે બ્રહ્મચર્ય પાળે છે તે મોક્ષ પામે છે; મધ્યમ પ્રકારે બ્રહ્મચર્ય પાળે છે તે સ્વર્ગ લોકમાં જાય છે અને જે કનિષ્ઠ પ્રકારે બ્રહ્મચર્ય પાળે છે તે ઉત્તમ અને વિદ્વાન્ બ્રાહ્મણ થઇને અવતરે છે.[૧૦] બ્રહ્મચર્ય વ્રત મહા કઠિન છે, માટે તે વ્રતનો ઉપાય હું તને કહું તે તું સાંભળ. બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છાવાળા બ્રાહ્મણે કામાદિક રજોગુણ ઉત્પન્ન થાય કે વૃદ્ધિ પામે તો તેનો નિગ્રહ કરવો; અર્થાત્ તેને વધવા દેવો નહિ.[૧૧] બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનારા પુરુષે, સ્ત્રીઓની કથા સાંભળવી નહિ; સ્ત્રીઓને નગ્ન જોવી પણ નહિ; કારણ કે સ્ત્રીઓને જોવાથી દુર્બળ મનના બ્રહ્મચારીઓના મનમાં રજોગુણ ( કામાદિ વિકારો ) પ્રવેશ કરે છે.[૧૨] બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનારને જો કામાદિકમાં પ્રીતિ થાય તો તેણે કૃચ્છ્ર[‡] વ્રત કરવું તથા ત્રણ દિવસ જળમાંજ બેસી રહેવું. સ્વપ્નમાં કામના થાય તો જળને વિશે બૂડકી મારી, ત્રણ વખત અઘમર્ષણવડે, ત્રણ ઋગ્વેદના મંત્રો ભણવા.[૧૩] વિચક્ષણ (વિવેકી) પુરુષે આ પ્રમાણે જ્ઞાની થયેલા અને નિયમિત મનવડે શરીરમાં રહેનારા પાપી અને રજોગુણી એવા કામને બાળી નાંખવો.[૧૪]

શરીરની અંદરના મળ મૂત્ર જેમ શરીરના દૃઢ બંધનથી બંધાયલાં છે, તેમ જ આત્મા પણ શરી-

* ભાવાર્થ કે;–રજોગુણરૂપ પ્રવૃત્તિનો નિરોધ કરવાથી ઇંદ્રિયોનો નિરોધ થાય છે ને ઇંદ્રિયોનો નિરોધ કરવાથી દુઃખનો નિરોધ થાય છે.

† ભીષ્મ, પ્રવૃત્તિના ધર્મ તથા નિવૃત્તિના ધર્મ વચ્ચે શો અંતર છે તે દર્શાવવા ઇચ્છે છે. જેઓ પ્રવૃત્તિ ધર્મનું ગ્રહણ કરે છે, તેઓ મોક્ષની પ્રાપ્તિ કરી શકતા નથી; પરન્તુ તેઓને જે કાંઈ અર્થની પ્રાપ્તિ થાય છે તે એટલી જ કે હવે પછીના જન્મમાં, પૂર્વ જન્મના ફળરૂપ, કહેવામાં આવતા સારા ગુણો તેને મળે છે–જે નીચેના શ્લોકમાં દર્શાવ્યા છે. આ ગુણો જો કે નિવૃત્તિ ધર્મને ગ્રહણ કરનારાને પણ મળે છે; પણ નિવૃત્તિ ધર્મની ઉપાસનાથી, મોક્ષના સાધનનો માર્ગ પ્રાપ્ત થાય છે એ વિશેષ.

‡ ત્રણ દિવસ પ્રભાતમાં, ત્રણ દિવસ સાયંકાળે, ત્રણ દિવસ માગ્યા વિના જે મળે તે ખાવું અને ત્રણ દિવસ ઉપવાસ કરવો તે કૃચ્છ્રવ્રત.

રની અંદર દૃઢ બંધાયલો છે.[15] ખાધેલા અન્નના રસો; શરીરમાંના વાત, પિત્ત અને કફને; રુધિરને, ત્વચાને, માંસને, સ્નાયુને, હાડકાંને, મજ્જાને અને દેહને, નાડીઓના જાળ માર્ગે તૃપ્ત કર્યા કરે છે.[16] આ શરીરમાં પાંચ ઈન્દ્રિયોના ગુણોને વહન કરનારી દશ નાડીઓ છે. આ દશમાંથી બીજી સૂક્ષ્મ હજારો નાડીઓ વિસ્તાર પામેલી છે.[17] નદીઓ જેમ સમયાનુસાર સમુદ્રમાં પાણી ભરી દઈને તેને તૃપ્ત કરે છે; તેમ જ આ શિરાઓ (નાડીઓ), જે કામાદિક રજોગુણથી ભરપૂર હોય છે, તે દેહરૂપી સમુદ્રને તૃપ્ત કરે છે.[18] હૃદયમાં 'મનોવાહ' નામની એક શિરા (નાડી) છે. તે નાડી મનુષ્યોના અંગોમાંથી સંકલ્પવડે વીર્યને બહાર લાવીને, ઉપસ્થ ઇન્દ્રિયદ્વારા વીર્યને બહાર કાઢે છે.[19] તે શિરાની પાછળ બીજી અનેક શિરાઓ છે, જે આખા શરીરને તપાવનારી છે. એ સર્વ શિરાઓ તૈજસગુણને ધારણ કરીને બન્ને નેત્રની પાસે જાય છે.[20] જેમ દુધમાં અદૃશ્ય રહેલા ઘીને રવૈવડે મથન કરીને બહાર કાઢવામાં આવે છે, તેમજ દેહમાં રહેલાં સંકલ્પ તથા ઈન્દ્રિજન્ય સ્ત્રીનાં દર્શન સ્પર્શનરૂપ રવૈવડે મથન કરીને, શરીરમાંથી વીર્યને બહાર કાઢવામાં આવે છે.[21] સ્વપ્નમાં સ્ત્રીનો સંગ કર્યા વિના પણ મન જ્યારે સ્ત્રી વિષયક સંકલ્પ કરે છે, ત્યારે તેને પ્રીતિ ઉત્પન્ન થાય છે અને તે સમયે 'મનોવાહ' નામની નાડી, દેહમાંથી સંકલ્પજન્ય વીર્યને બહાર કાઢે છે.[22] મહર્ષિ એવા ભગવાન્ અત્રિ વીર્યની ઉત્પત્તિને જાણે છે. અન્નનો રસ, 'મનોવાહ' નાડી અને સંકલ્પ–એ ત્રણ વીર્યનાં બીજ છે. અને તેનો દેવતા ઇંદ્ર છે. માટે તે ઈન્દ્રિય કહેવાય છે.[23] જે પુરુષો જાણે છે કે અનુલોમ અને પ્રતિલોમ ગમન કરવાથી, વર્ણસંકર કરનારી વીર્યની ગતિ થાય છે તે પુરુષોને સંસાર ઉપર વૈરાગ્ય ઉપજે છે; તેમ જ તેના સર્વ દોષો બળી જાય છે; અને તેઓ ફરીને દેહ ધારણ કરતા નથી.[24] દેહના નિર્વાહ અર્થે જ કર્મ કરનારો, મનની સહાયતાથી (ત્રણ) ગુણો–સત્વ, રજ અને તમ–ને સમાનપણાની સ્થિતિએ લાવી મૂકનારો તથા 'મનોવાહ' ને પ્રાણોની સાથે પ્રેરનારો મનુષ્ય પુનર્જન્મમાંથી મુક્ત થાય છે.[25]* જ્ઞાનને મેળવવાવાળું મન છે. મન સર્વ વસ્તુને ઉત્પન્ન કરે છે. મહાત્મા પુરુષોનું મન પ્રણવની ઉપાસનાથી સિદ્ધ થયા પછી તે નિત્ય, વાસના રહિત અને પ્રકાશમાન (સર્વજ્ઞાદિ ગુણવાળું) થાય છે.[26]† આથી (મનરૂપ) મનનો નાશ કરવા માટે મનુષ્યે પુણ્ય કર્મો કરવાં અને રજ તથા તમોગુણમાંથી મુક્ત થવું અને તેથી ઇચ્છિત ગતિને મનુષ્ય પ્રાપ્ત થાય છે.[27]‡ યુવાવસ્થામાં મેળવેલું (વ્યાવહારિક) જ્ઞાન વૃદ્ધાવસ્થામાં દુર્બળપણાને પામે છે અને સમયે કરીને (પૂર્વનાં સુકૃત કર્મનાં ફળવડે) જ્યારે બુદ્ધિ પરિપક્વ થાય છે, ત્યારે તે માનસિક બળનો એટલે સંકલ્પનો નાશ કરે છે.[28]§ પથિક જેમ કઠણ માર્ગનું અતિક્રમણ કરે છે, તે પ્રમાણે દેહ તથા ઇન્દ્રિયોના બંધનોનું અતિક્રમણ કરવાથી, તેમ જ જે કંઈ દોષો જોવામાં આવે, તેનું ઉલ્લંઘન કરવાથી, મનુષ્ય અમૃતરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે.[29]

**इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्म पर्वमां 'वार्ष्णेयाध्यात्मक कथन' ए नामनो अध्याय २१४ मो समाप्त.**

---

* 'મનની સહાયતાથી' એટલે શું? એટલે મનવડે યોગ સાધવાથી, ઇન્દ્રિયોપર વિજય મેળવાય છે. 'देहकर्मा' નો અર્થ એ થાય છે કે, દેહનો નિર્વાહ થાય એટલા માટે જ જે કર્મો કરે છે, અર્થાત્ જીવના રક્ષણ કરવાના કાર્ય સિવાય અન્ય કાંઈ પણ કર્મને કરતો નથી તે. ટીકાકાર નીલકંઠ આનો અર્થ એ કરે છે કે, અનેક પ્રકારની બાહ્ય પ્રવૃત્તિઓથી જે રહિત છે તે. 'मनोवाहं प्राणान् नुदन्'। પ્રાણોને 'મનોવાહ' અથવા સુષુમ્ના નાડીને વિશે લઇ જઇને. આ કર્મ જો કે દૈહિક છે, છતાં લાંબા તપના અભ્યાસવડે મનને સર્વ બાહ્ય વિષયોથી નિવૃત્ત કરવાવડે થાય છે. ત્રણ ગુણોને સામ્યાવસ્થામાં આણવાનો અર્થ એ થાય છે કે નિર્વિકલ્પ થઇ રહેવું, અર્થાત્ જ્ઞાનની એવી સ્થિતિએ પહોંચવું કે, જે ઇન્દ્રિયોના વિષયથી રહિત થવાય.

† અહીં જે જ્ઞાન વિશે કહેવામાં આવ્યું છે, તે જ્ઞાન ઇન્દ્રિયોથી સ્વતંત્ર છે. ભીષ્મ એમ કહે છે કે, આવું જ્ઞાન કાંઇ મિથ્યા નથી, પણ તે અંધકારમાંથી જાગૃત કરે છે. જ્યારે તે જાગૃત થાય છે ત્યારે તે જ્ઞાતા એમ જાણે છે કે, સ્વપ્નમાં જે કાંઈ જોવામાં આવે છે, સાંભળવામાં આવે છે અથવા જે કાંઈ વિચારવામાં આવે છે, તે જેમ મિથ્યા છે, તેજ પ્રમાણે આ જાગ્રતમાં દૃષ્ટે પડતા પદાર્થો પણ મનની સૃષ્ટિરૂપ છે, બાકી છે તો મિથ્યા જ. આવું સત્ય જ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે તેને કેવું ફળ પ્રાપ્ત થાય છે, તે શ્લોકના બીજા ચરણમાં કહેવામાં આવ્યું છે. મહાત્માનું મન મંત્રસિદ્ધ હોય છે, અર્થાત્ ૐકારના ચિંતનથી શુદ્ધ થયલું હોય છે. આવું મન નિત્યરૂપ છે, અર્થાત્ માયાનું પરિણામ હોવા છતાં તેને પુનર્જન્મ થતો નથી. આ મન વિરજ છે, અર્થાત્ કામાદિ વિકારોથી રહિત હોય છે. તે જ્યોતિષ્મત્ છે, અર્થાત્ સર્વજ્ઞ હોય છે. વસિષ્ઠ ભગવાને યોગના સંબંધમાં 'યોગવાસિષ્ઠ' માં જે વ્યાખ્યાન શ્રી રામભદ્રને આપ્યું છે, તે ટીકાકારે અહીં ટાંકી બતાવ્યું છે. (જુઓ 'ગુજરાતી' પ્રેસનું યોગવાસિષ્ઠ મહારામાયણ.) તેમાં જણાવ્યું છે કે, જ્ઞાનની પ્રાપ્તિવડે ઉપર પ્રમાણેનાં ફળ અવશ્ય મળે છે. આવી સ્થિતિને પ્રાપ્ત થવા સારુ મનરૂપે થયેલા મનનો, આત્માને વિશે લય થવો જોઇએ તથા જ્ઞાન ગુણાત્મક આત્માનીજ સ્થિતિ રહેવી જોઇએ. ૨૪ મા શ્લોકમાં મુક્તિનું સ્વરૂપ દર્શાવ્યું છે તથા ૨૫ મા શ્લોકમાં જીવન્મુક્તિનું સ્વરૂપ દર્શાવ્યું છે.

‡ રજોગુણ તથા તમોગુણમાંથી મુક્ત થવું, એટલે કર્મમાંથી નિકળી નિવૃત્તિના ધર્મને પાળવો.

§ आदत्ते અર્થાત્ दा એટલે નાશ કરવો. मानसं बलं નો અર્થ સંકલ્પ થાય છે. પરિપક્વ બુદ્ધિવાળો મનુષ્ય આ રીતે કરવાથી એવા જ્ઞાનને પ્રાપ્ત થાય છે કે, વૃદ્ધાવસ્થા આવવા છતાં તના જ્ઞાનનો નાશ થતો નથી. આથી વ્યાવહારીક જ્ઞાનના કરતાં પરમાર્થિક જ્ઞાન ઉત્કૃષ્ટ છે.

## અધ્યાય ૨૧૫ મો.

### મુક્તિનો માર્ગ ત્યાગ છે.

ભીષ્મે કહ્યું;-હે રાજા યુધિષ્ઠિર! છેડા વિનાના ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત થઇને પ્રાણીઓ દુઃખી થાય છે; પણ જે મહાત્મા પુરુષો તે વિષયોમાં આસક્ત થતા નથી, તે પરમ ગતિને પામે છે.[૧] જન્મ, મૃત્યુ અને જરાનાં દુઃખોવડે, વ્યાધિઓવડે તથા મનના સંતાપવડે, આ જગતને વ્યાપ્ત થયેલું જોઇને, બુદ્ધિમાન્ પુરુષે મોક્ષમાટે પ્રયત્ન કરવો.[૨] તેણે મન, વાણી તથા શરીરવડે નિત્ય પવિત્ર રહેવું; અહંકારનો ત્યાગ કરવો; મનમાં શાંતિ રાખવી; આત્મજ્ઞાની થવું; ભિક્ષા માગીને દેહનો નિર્વાહ કરવો તથા કોઇની પણ અપેક્ષા રાખ્યા વિના સુખમાં વ્યવહાર કરવો.[૩] વળી પ્રાણીઓના ઉપર દયા લાવવાથી મનને સંસારનો સંગ થાય છે આમ જાણવામાં આવે તો, આ જગત્ પોતાનાં કર્મનાં ફળ ભોગવે છે, એમ સમજીને તેની પણ ઉપેક્ષા કરવી.[૪]* મનુષ્ય જે કંઇ શુભ કર્મ કરે છે, અથવા પાપ કર્મ કરે છે, તે પુણ્ય કે પાપ કર્મનાં ફળને તે ભોગવે છે. માટે બુદ્ધિ તથા કર્મવડે શુભ કર્મ કરવાં.[૫] જે કોઇનું પણ અહિત કરવાથી નિવૃત્ત રહે છે, જે સત્ય વચન બોલે છે, તેમ જ સર્વ પ્રાણી માત્ર તરફ પ્રમાણીકપણું તથા ક્ષમા રાખે છે, તેમ જ જે કદી પ્રમાદયુક્ત હોતો નથી, તે સુખ મેળવી શકે છે.[૬] (આ સર્વ કંઇ છે તે ઈશ્વરરૂપ છે, આવી શાસ્ત્રીય) બુદ્ધિવડે સર્વ પ્રાણીઓને વિશે રાગ દ્વેષ રહિત મન રાખવું. જે પુરુષ સર્વ પ્રાણીઓને સુખ આપનારા અને દુઃખમાંથી છોડાવનારા પરમ ધર્મને જાણે છે,[૭] તે સર્વજ્ઞ પુરુષ સુખી થાય છે. માટે શાસ્ત્રીય બુદ્ધિવડે સર્વ પ્રાણીઓને વિશે રાગ દ્વેષ રહિત મન રાખવું;[૮] કોઇનું અનિષ્ટ થવાનો વિચાર કરવો નહિ; પોતાને દુર્લભ એવી રાજ્યાદિ વસ્તુનું રંકે ચિંતન કરવું નહિ; નાશ પામેલાં સ્ત્રી, પુત્રાદિકનું ચિંતન કરવું નહિ; પ્રયત્ન સફળ થાય તે પ્રમાણે જ્ઞાનવિષે મનને પરોવવું. વેદાંત વચનોનું શ્રવણાદિક કરીને, મૌન ધારણ કરવાથી અથવા તો યમ નિયમાદિક યોગના અંગનો પ્રયોગ કરવાથી, મન જ્ઞાનમાં પ્રવૃત્ત થાય છે.[૯] સત્ય વાકય બોલવાની ઇચ્છાવાળા અને સૂક્ષ્મધર્મનું અવલોકન કરવાની ઇચ્છાવાળા પુરુષે સત્ય, હિંસા રહિત અને અપવાદ રહિત, કપટથી રહિત, તીક્ષ્ણતા વિનાની, ક્રૂરતા વિનાની અને ચાડીયાપણાથી રહિત એવી વાણી બોલવી; અને વિક્ષેપ વિનાના-સાવધાન ચિત્તથી જે કંઈ બોલવું તે થોડું બોલવું.[૧૦-૧૧] સંસાર-આ લોકનો અને પરલોકનો સર્વ વ્યવહાર, વાણીવડે જ બંધાયલો છે; (માટે સારી વાણી જ બોલવી); અને પોતાને વૈરાગ્ય આવ્યો હોય તો બુદ્ધિનાં અનુગ્રહપાત્ર થયેલાં મનવડે પંડે કરેલું તામસ (હિંસાદિક) કર્મ પણ કહી દેવું.[૧૨]‡ રજોગુણયુક્ત ભાવથી પ્રેરાયલો જે મનુષ્ય કર્મને વિશે પ્રવૃત્ત થાય છે તે, લોકમાં અત્યંત દુઃખ ભોગવે છે તથા અંતે નરકમાં પડે છે. માટે મન, વાણી અને શરીરવડે, આત્માને જે પ્રમાણે ધૈર્યનો લાભ થાય, તે પ્રમાણે વર્તવું.[૧૩]

અજ્ઞાની મનુષ્યો, જેઓ સંસારના ભારનું વહન કરનારા છે તેઓ, (બકરાના ટોળામાંથી છૂપી રીતે ઉપાડી લઈ જતા અને તેથી જ) તરફડીઆં મારતા બકરાના ભારયુક્ત ચોરોના જેવા છે! ચોર લોકો જે માર્ગો પોતાને પ્રતિકૂળ હોય છે, તે તરફ જવામાં સાવધ રહે છે. (કારણ કે તેઓને ભય હોય છે કે, રખેને રાજાના માણસોથી પકડાઈ જઈશું.)[૧૪] જેમ ચોરોને છટકી જવું હોય તો તેઓએ પોતાનો શિકાર નાંખી દેવો જોઇએ. તે જ પ્રમાણે જો એક મનુષ્યને સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તેણે રજોગુણ તથા તમોગુણયુક્ત સર્વ કર્મોનો (ભાર) ફેંકી દેવો જોઇએ.[૧૫] જે પુરુષ સર્વથા ઇચ્છા વિનાનો હોય છે; સર્વ પરિગ્રહોથી મુક્તહોય છે; એકાંતમાં વિહાર કરનારો હોય છે; લઘુ ભોજન કરનારો હોય છે; તપસ્વી અને જિતેન્દ્રિય હોય છે;[૧૬] જ્ઞાનથી જેના કલેશ બળી ગયા હોય છે; યોગના અંગને પાળવામાં પ્રીતિ રાખનારો હોય છે તથા 'અહં બ્રહ્માસ્મિ' એવી બુદ્ધિવાળો હોય છે; તે જ પુરુષ મનનો નિગ્રહ કરીને મોક્ષ પામે છે.[૧૭] જે પુરુષ ધીરજવાળો અને આત્મમાન-બુદ્ધિમાન્ હોય છે, તે નિઃસંશય રીતે બુદ્ધિને સ્વાધીન કરી શકે છે-જે બુદ્ધિવડે મનનો નિગ્રહ કરવો જોઇએ અને મનવડે

* દયાને લીધે કેટલીકવાર એક વસ્તુપર આપણી અત્યંત આસક્તિ બંધાય છે. આ જ પ્રમાણે રાજા ભરતના સંબંધમાં બન્યું હતું. તેને એક મૃગપર અત્યંત દયાને લીધે અત્યંત આસક્તિ થઈ આવી. આમ થાય ત્યારે એમ માની લેવું કે, દેહ કર્માનુસારી છે તથા સુખ દુઃખાદિ કર્મોને લીધે આવ્યા કરે છે, તેમાં શોક સંતાપ શો! ભરતને પૂર્વ જન્મમાં હરણપર અત્યંત આસક્તિ ચોંટવાથી બીજા જન્મમાં હરણરૂપે દેહ ધારણ કરવો પડ્યો હતો.

† આ શ્લોકના પ્રથમ ચરણમાં વા વધારે છે તથા તે નિરર્થક છે.

‡ સંસાર શબ્દવડે ટીકાકારના કહેવા પ્રમાણે આ લોક તથા પરલોક બેઉ લેવા. સંસાર વાણીવડે બંધાયલો છે, એમ કહેવાનું કારણ એ કે, જે કાંઈ બોલવામાં આવે છે, તેનો નાશ થતો નથી અને તેની અસર વક્તા તેમ જ શ્રોતા બેઉપર થાય છે. માટે એક જન્મમાં નહિ, પણ કર્માનુસાર અનેક જન્મોમાં જે કાંઈ શબ્દો મુખમાંથી નીકળી જશે તેનાવડે તે વક્તાપર સારી યા નઠારી અસર થયા વિના રહેતી નથી.

ઇન્દ્રિયોના વિષયોનો નિગ્રહ કરવો જોઇએ.[૧૮] જે મનુષ્યે ઇન્દ્રિયોનો નિગ્રહ કરેલો છે અને મનને વશ કરેલું છે, તેની સર્વ ઇન્દ્રિયો પ્રકાશયુક્ત થશે તથા તે હર્ષમાં આવી જઇને બ્રહ્મને વિશે પ્રવેશ કરશે.[૧૯] જ્યારે મનુષ્યની ઇન્દ્રિયોનો મન વિશે લય થાય છે, ત્યારે તેને વિશે (મન વિશે) બ્રહ્મ પ્રકાશયુક્ત થાય છે, આ રીતે ખરેખર, જ્યારે ઇન્દ્રિયોનો લય થાય છે તથા આત્મા જ્યારે શુદ્ધ સત્વગુણને પ્રાપ્ત થાય છે, ત્યારે તે (પુરુષ) બ્રહ્મીભૂત થયેલો માનવામાં આવે છે.[૨૦] ત્યારપછી તેણે પોતાની યોગશક્તિનો પ્રકાશ કરવો નહિ, પણ યોગના નિયમોનું આચરણ કરીને પોતાની ઇન્દ્રિયોનું દમન કરવા પ્રયત્ન કરવો. યોગમાર્ગને વિશે પ્રવૃત્ત થયેલા મનુષ્યે, જે કર્મથી પોતાના આચાર તથા સ્વભાવ શુદ્ધ થાય, તેવાં કર્મો કરવાં જોઇએ.[૨૧] (પોતાના યોગ સાધનને આજીવિકાનું સાધન કર્યા વિના) યોગીએ, અનાજના કણો, અડદના બાકળા, ખોળ, શાક, જવના લોટની રાબડી, સાથવો, ફળ તથા મૂળ, જે કાંઇ ભિક્ષામાં મળે, તેપર પોતાનો નિર્વાહ કરવો જોઇએ.[૨૨] આરંભેલાં કાર્યને અટકાવીને તેમાં ઉપરોધ કરવો નહિ. અર્થાત્ યોગક્રિયાનો આરંભ કીધો હોય, અને પછી તેમાં વિઘ્ન આવે, તો પણ તેનો ત્યાગ કરવો નહિ. જેમ અગ્નિને ધીમે ધીમે પ્રદીપ્ત કરવામાં આવે છે, તેમ યોગીએ ધીમે ધીમે જ્ઞાનવાળા કોઇ પણ કર્મને પ્રદીપ્ત કરવું. એમ કરવાથી યોગીમાં, બ્રહ્મ ધીમે ધીમે સૂર્યની પેઠે પ્રકાશે છે.[૨૪] જ્ઞાનરૂપી અધિષ્ઠાનમાં રહેલું અજ્ઞાન, ત્રણે લોકોનું ઉપરી થઇ બેસે છે (અર્થાત્ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં અજ્ઞાન વ્યાપી રહે છે); તેમ જ બુદ્ધિને અનુસરનારાં જ્ઞાનને પણ અજ્ઞાન ઢાંકી દે છે.[૨૫]* દુષ્ટ હૃદયવાળો મનુષ્ય, આત્માનું જ્ઞાન મેળવવા શક્તિમાન્ થતો નથી; કારણ તે આત્માને ત્રણ અવસ્થાઓથી, (જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિથી) જોડાયલો માને છે. ખરું જોતાં તો આત્મા આ ત્રણે અવસ્થાઓનું અતિક્રમણ કરી ગયલો હોય છે. તેમ છતાં જે પુરુષ આ અવસ્થાઓનો સંયોગ અને પૃથક્પણું આ બન્નેથી આત્મા ભિન્ન છે આમ જાણે છે, તે પુરુષ વીતરાગ એટલે રાગરહિત ગણાય છે અને તે સંસારમાંથી મુક્ત થાય છે.[૨૬] વળી તેવો પુરુષ કાળ, જરા અને મૃત્યુનો પરાજય કરીને સનાતન, અમૃતરૂપ, અક્ષર અને અવ્યય (વિકારરહિત) એવા સનાતન બ્રહ્મને પામે છે.[૨૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वार्ष्णेयाध्यात्म कथन' ए नामनो अध्याय २१५ मो समाप्त.

## અધ્યાય ૨૧૬ મો.

### સ્વપ્નનો સ્વભાવ અને તેના કારણો.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! જે યોગી–બ્રહ્મચારી નિષ્કામ બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છા રાખતો હોય તો તેણે નિદ્રામાં, સ્વપ્નના દોષો સમાયલા છે આમ સમજીને, નિદ્રાનો સર્વથા ત્યાગ કરવો.[૧] સ્વપ્નમાં, દેહધારી આત્મા, રજોગુણ તેમ જ તમોગુણથી યુક્ત બને છે; બીજા દેહને ધારણ કરતો હોય એમ લાગે છે; અને કામનાયુક્ત થયલો તે વિચરે છે તથા કૃત્યને કરે છે.[૨] જ્ઞાનપ્રાપ્તિના અભ્યાસ માટે, સતત ચિંતન માટે, તેમ જ જ્ઞાનને વિશે પ્રવેશ થવા માટે, યોગીઓ સર્વદા જાગૃત રહે છે. ખરેખર, યોગીએ જ્ઞાનને વિશે આસક્ત રહી સર્વદા જાગૃત જ રહેવું જોઇએ.[૩] એ વિષય પરત્વે કોઈ શંકા કરે કે, સ્વપ્નાવસ્થાનો પદાર્થ જાણે વિષયવાળો હોય, એમ દેખાય છે એનું કારણ શું? સત્ય છે કે, સ્વપ્નાવસ્થામાં ઇન્દ્રિયોનો લય થયલો હોય છે, છતાં દેહી–આત્મા પોતાને દેહવાન્ અર્થાત્ જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયથી જોડાયલા દેહવાળો હોય, એમ જ વર્તે છે.[૪]† આ પ્રશ્નનું ઉત્તર માત્ર યોગેશ્વર એવા શ્રીહરિ

---

* શ્લોકના પ્રથમ ચરણમાં જે કહેવામાં આવ્યું છે તેનો ભાવ આ પ્રમાણેઃ–આત્મા સ્થૂલ દેહને ધારણ કરતા પહેલાં કેવળ જ્ઞાનસ્વરૂપે હોય છે. પણ પરબ્રહ્મમાંથી નિકળતી માયા અથવા પ્રકૃતિને વિશે તે સપડાય છે, એટલે આત્મા સામાન્ય જીવરૂપ અર્થાત્ કામક્રોધાદિ ષડ્રિપુ યુક્ત થાય છે. આ પ્રમાણે માયા જ્ઞાનને વિશે આશ્રયીને રહેલી હોય છે તથા આત્માની મૂળ પ્રકૃતિમાં વિકારને ઉત્પન્ન કરે છે. શ્લોકના બીજા ચરણમાં કહ્યું છે કે અજ્ઞાનને લીધે બુદ્ધિપુરઃસર સામાન્ય જ્ઞાનને વિશે અસર થાય છે; તથા આનું પરિણામ એ આવે છે કે, આત્મા જે વસ્તુ પોતામાંથી જ થયલી છે, તેને પોતાથી ભિન્નરૂપે માને છે; અર્થાત્ તે દ્વૈતભાવવડે જોડાય છે, તથા પોતે પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ માને છે.

† આ શ્લોકનો ભાવ એ છે કે, કોઇને શંકા થાય કે, સ્વપ્નમાં જોવામાં આવતો પદાર્થ સત્ય છે કે અસત્ય છે, એમ કલ્પના સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય. હવે જો સ્વપ્નને સત્ય માનીએ તો પછી સ્વપ્નના પદાર્થને અસત્ય માની શકાશે નહિ. જેમ મસ્તકપર આકાશમાં રહેલો સૂર્ય, નીચે જળને વિશે પ્રતિબિંબરૂપે જોવામાં આવે છે, તેથી સૂર્ય જાણે નીચે જ હોયની એમ જણાય છે; તે જ પ્રમાણે જાગ્રતના દેહાદિ ભાવો સ્વપ્નમાં પ્રતિબિંબની માફક જોવામાં આવે છે. પણ તેથી સ્વપ્નના પદાર્થનું વિષયપણું (સત્યપણું) સિદ્ધ થઇ શકતું નથી. જળપર તેજનો વિસ્તાર કરી રહેલા સૂર્યના તેજવડે ચક્ષુની ઇન્દ્રિયના તેજને સહાયતા મળે છે, જેથી ચક્ષુના તેજનો લય નહિ થતાં જળને વિશે તે વિસ્તાર પામે છે. આથી જે સૂર્ય પૂર્વે આપણે ઉપરના ભાગ વિશે જોયલો હોય છે, તે જ સંસ્કારે કરી નીચે જળને વિશે જાણે હોયનીશું, એમ ભાસ થાય છે. પરંતુ સ્વ-

જ જાણે છે. મહર્ષિઓ પણ કહે છે કે, હરિએ કહ્યું છે તેજ સત્ય તથા યોગ્ય–બુદ્ધિને અનુકૂળ પડતું છે.[૫] વિદ્વાનો કહે છે કે, ઇન્દ્રિયોને જ્યારે પરિશ્રમ પડે છે, ત્યારે દેહધારી સર્વ પ્રાણીઓને સ્વપ્ન આવે છે. પરંતુ જ્યારે સર્વ ઇન્દ્રિયો નિદ્રામાં લય પામે છે, ત્યારે પણ જાગ્રત રહેલા સંકલ્પવિકલ્પાત્મક મનનો લય થયલો હોતો નથી, અને તેમાંથી સ્વપ્નો ઉત્પન્ન થાય છે. સર્વે કોઇ આ પ્રમાણેનું મુખ્ય કારણ હોય એમ કહે છે.[૬] કાર્યમાં પ્રવૃત્ત થયલા જાગૃત મનુષ્યના સંકલ્પો, મનવડે ઉત્પન્ન થયલા હોય છે, તેજ પ્રમાણે સ્વપ્નમાં રહેલા ભાવો મનની સાથેજ સંબંધ ધરાવે છે.[૭] કામના તથા વાસનાવાળો મનુષ્ય, પૂર્વના અસંખ્ય જન્મોના ભાવવડે ઉત્પન્ન થયલી વાસનાઓ, સ્વપ્નને વિશે અનુભવે છે. જે કાંઈ વસ્તુનો મનને એકવાર અનુભવ થયો હોય છે, તે મનમાં અંતર્હિત થયલી રહે છે અને આત્મા સર્વ દ્રષ્ટારૂપ હોવાથી, તે સર્વને ગૂઢપણામાંથી બહાર આણે છે.[૮]* ગુણોમાંથી પૂર્વ જન્મના કર્માનુસાર સત્વ, રજ કે તમ–જે જે ગુણ પ્રાપ્ત થાય અને જે સમયે જે કર્મવડે મન સંસ્કારવાળું થાય, તે સમયે સૂક્ષ્મ ભૂતો તે તે (સ્ત્રી ધન વગેરેના) આકારો તેને સ્વપ્નમાં ઉભા કરી દે છે.[૯]† આ આકારો આ પ્રમાણે ઉત્પન્ન થયા પછી સત્ત્વ, રજ અથવા તમમાંથી કોઇ પણ ગુણ, જે પૂર્વના કર્મોવડે ઉત્પન્ન થયલો હોય છે, તેનો ઉદય મનવિશે થાય છે તથા સુખ-દુઃખરૂપ છેવટના પરિણામને ઉત્પન્ન કરે છે.[૧૦] એમ કહેવાય છે કે વાત, પિત્ત તથા કફના નિમિત્તવાળા આ આકારો, જેને મનુષ્યો અજ્ઞાનને લીધે તથા રજ અને તમ ગુણના ભાવોવડે જુવે છે, તેનો ત્યાગ થઇ શકતો નથી.[૧૧]‡ મન, પ્રસન્ન તથા નિર્મળ એવી ઇન્દ્રિયોની સાથે રહીને જે જે કલ્પના, જાગ્રદાવસ્થામાં કરે છે, તે તે ભાવને મનુષ્યનું મન હર્ષની સાથે સ્વપ્નમાં જુવે છે; તેમ છતાં ઇન્દ્રિયો પોતાના ધર્મથી રહિત થયલી હોય છે.[૧૨] મન ઉપાદાનને લીધે સર્વ પ્રાણીઓને વિશે નિર્વિઘ્નપણાથી વ્યાપક છે. આત્માના પ્રભાવવડે તે આ રીતનું હોય છે. આત્માને જાણવો જોઇએ; કારણ કે સર્વ તત્ત્વો તેમજ તેવડે બનેલા સર્વ વિષયો, આત્માને વિશે રહેલા છે (તેથી તેને જાણવાથી સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે).[૧૩]§ સુષુપ્તિ અવસ્થા, જે સ્વપ્નાવસ્થાના દ્વારરૂપ છે, તેમાં મનુષ્યના વ્યક્ત એવા શરીરનો મનને વિશે લય થાય છે. મન, શરીરવ્યાપી આત્મા, જે અવ્યક્ત છે તથા જેને અધિષ્ઠિત સર્વ સત્ તેમજ અસત્ વસ્તુઓ છે, તેમાં પ્રવેશ કરે છે; અને નિશ્ચિત દર્શનવાળા સાક્ષીરૂપે બને છે. આ રીતે જો કે મન, અહંકાર જે સર્વ વસ્તુના આત્મારૂપ છે તેને વિશે રહેલું છે, છતાં લોકમાં રહેલી સર્વ વસ્તુઓ કરતાં તથા અહંકાર કરતાં પણ મનને વિદ્વાનો ઉત્કૃષ્ટ માને છે.[૧૪]||

---

પ્નમાં તો ઈન્દ્રિયોનો લય થયલો હોય છે, તેથી જાગ્રતાવસ્થામાં સૂર્યનો જળને વિશે ભાસ થવા સમયે જેમ આગળ પાછળના સર્વ બાહ્ય પદાર્થો જોવામાં આવે છે, તેમ જોવામાં આવતા નથી. માટે સ્વપ્નના પદાર્થ મિથ્યા છે. તેમ જ તે અસત્ય પણ કહી શકાય નહિ; કારણ કે સસલાને શિંગડું અથવા વંધ્યાને પુત્ર સ્વપ્નમાં જોવામાં આવતા નથી; કારણ કે તે પદાર્થની સિદ્ધિ પ્રથમથી જ હોતી નથી.

* આ આઠમા શ્લોકનો ભાવ કેટલોક અધ્યાહાર હોવાથી બહારથી પૂરો પાડવામાં આવ્યો છે. અહીં એમ કહેવામાં આવ્યું છે કે, સ્વપ્નમાં જોવામાં આવતા સર્વ ભાવો, કાં તો આ જન્મના ભાવોને લીધે અથવા તો પૂર્વજન્મના અનેક ભાવો જેમને અનુભવ્યા હોય છે તેને લીધે, હોય છે–જો કે આપણને તેની સ્મૃતિ હોતી નથી, છતાં દ્રષ્ટા એવા આત્માને તે સર્વ ભાવો માલમ હોય છે. સ્વપ્નને વિશે આ ભાવોની ફરી ઉત્પત્તિ થવાનું કારણ એ કે, આત્મા, જે ભાવો અંતર્હિત હોય છે તેને ખુલ્લા કરે છે. આ હિંદુ તત્ત્વશાસ્ત્રના આધારે જ અવિસેન આદિ વિદેશીઓએ સિદ્ધ કર્યું છે કે, મને જે કાંઈ અનુભવ્યું હોય છે તેનો કદી નાશ થતો નથી. પૂર્વના અનુભવનું ફરી સ્મરણ થવામાં દ્રષ્ટારૂપ આત્મા જ માત્ર કારણ છે.

† આ શ્લોકનો ભાવ આ પ્રમાણે છે:-સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણોમાંથી કોઇએક ગુણ, પૂર્વજન્મના અથવા તો આ જન્મના થઇ ગયેલાં કર્મોની અસરવડે મનની સમીપ લઇ જવામાં આવે છે. આનું પરિણામ એ આવે છે કે, સૂક્ષ્મરૂપને વિશે રહેલાં તત્ત્વો, ઉપાધિયુક્ત ગુણની સદૃશ તથા મનને તે ગુણવડે જેવી અસર થયલી હોય છે, તેવી મૂર્તિને ઉત્પન્ન કરે છે.

‡ યોગ વિના અન્ય કોઈપણ વસ્તુ આ આકારોનો ત્યાગ અથવા નાશ કરી શકતી નથી. કારણ કે પૂર્વનાં કર્મોવડે ઉત્પન્ન થયલી કામનાઓમાંથી આનો ઉદ્ભવ થયલો હોય છે.

§ આંતર તથા બાહ્ય લોકની ઉત્પત્તિ અહંકારને લીધે છે, જે ઉત્પત્તિ આત્મામાંથી ઉત્પન્ન થયલી માયાને લીધે હોય છે. જેને મન કહેવામાં આવે છે, તે આત્માના ગુણરૂપ છે. પૂર્વના અધ્યાયોમાં દર્શાવ્યા પ્રમાણે આંતર તથા બાહ્ય લોક મનના પરિણામરૂપ છે. આથી મનનું અસ્તિત્વ સર્વને વિશે છે. સર્વ વસ્તુનું અસ્તિત્વ આત્મામાં છે, એમ કહેવાનું કારણ એ કે, આત્મા વિભૂ છે તથા આત્માને ઓળખવાથી મનુષ્ય સર્વજ્ઞ થઈ શકે છે.

|| શરીર સ્વપ્નના દ્વારરૂપ કહેવામાં આવે છે. કારણ કે શરીર એ પૂર્વના કર્મના ફળરૂપ છે તથા જ્યાં સુધી આત્મા પૂર્વના કર્મવડે શરીરને વિશે પ્રવેશ કરતો નથી, ત્યાં સુધી સ્વપ્નનો ઉદ્ભવ થઈ શકતો નથી. મનને વિશે દેહનો લય થઈ જવો, એમ જે કહેવામાં આવ્યું છે, તેનું કારણ એ કે, સુષુપ્તિ અવસ્થામાં મન શરીર સંબંધી કોઈપણ જ્ઞાનને ગ્રહણ કરતું નથી. આ રીતે દેહનો, મનમાં લય થઈ જવા પછી મન આત્મામાં પ્રવેશ કરે છે અર્થાત્ તેનો આત્મામાં લય થાય છે. निदर्शन નો અર્થ निश्चितदर्शनं साक्षीरूपं એમ કરવો. આ આખા શ્લોકનો ભાવ એ છે કે, સુષુપ્તિ અવસ્થામાં ઇન્દ્રિયોનો મનમાં લય થયલો હોય છે તથા મનનો આત્મામાં લય થયલો હોય છે તથા કેવળ આત્મા જ વિશુદ્ધરૂપે રહેલો હોય છે. તે સમયે આત્મામાંથી ઉત્પન્ન થયેલ અહંકાર તથા બીજી સર્વ વસ્તુઓનો લય થયલો હોય છે.

જે યોગી (જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, મોક્ષ એમાંના) હરકોઇ એક ઈશ્વરી ગુણને મેળવવા માટે મનમાં સંકલ્પ કરે છે, તે યોગીનું મન શુદ્ધ-સ્વચ્છ થયું છે આમ જાણવું. શુદ્ધ મન અથવા આત્માને વિશે જ (આકાશાદિક) સર્વ વસ્તુઓ રહેલી છે.[૧૫] આ રીતે વિષયાદિકના અવલોકનરૂપ તપવડે, મન સૂર્યની પેઠે અજ્ઞાનનાં અંધકારની પેલી તરફ નિવાસ કરે છે. (જ્યારે તમોગુણ અથવા અજ્ઞાન નાશ પામે છે, ત્યારે) જીવ ત્રણ લોકના કારણભૂત સોપાધિક બ્રહ્મ રૂપ છે; અને તે નિરૂપાધિક થતાં અર્થાત્ અજ્ઞાનરૂપી ઉપાધિથી મુક્ત થતાં, શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ થાય છે.[૧૬] દેવો તપ અગ્નિહોત્રાદિક અને વૈદિક કર્મ કરે છે, અસુરો તપનો નાશ કરનારાં દંભ, દર્પ, આદિક તમની-અજ્ઞાનની ઉપાસના કરે છે. માટે જ રજોગુણી દેવો અને તમોગુણી અસુરો, બ્રહ્મ જે જ્ઞાનસ્વરૂપ છે, તેને પ્રાપ્ત કરી શકતા નથી.[૧૭] સત્વ, રજ અને તમ એ દેવોના તથા અસુરોના ગુણો છે. એમાં સત્વ ગુણ દેવોનો છે અને બીજા બે ગુણો અસુરોના છે.[૧૮] જે શુદ્ધ અંતઃકરણવાળા પુરુષો, સાત્વિક તથા અસાત્વિક ભાવોથી પણ ઉત્કૃષ્ટ, ઉત્તમ જ્ઞાન સ્વરૂપ, અમૃત ( કોઇ અન્ય જ્ઞાનથી બાધ કરી શકાય નહિ તેવા ), સ્વયંપ્રકાશ તથા સર્વવ્યાપી એવા અક્ષર બ્રહ્મને જાણે છે, તેઓ પરમ ગતિને પામે છે.[૧૯] તત્ત્વદર્શીઓ બુદ્ધિ તથા યુક્તિવડે આ સર્વ કહી શકે છે. બ્રહ્મ, જે અક્ષર છે, તે ઇન્દ્રિયો તથા મનનો બાહ્ય વિષયમાંથી આત્મામાં લય કરવાવડે જાણી શકાય છે.[૨૦]*

इति श्रीमहाभारतविषे शांतिपर्वातर्गत मोक्षधर्मपर्वमां 'वार्ष्णेयाध्यात्मकथन''मां अध्याय २१६ मो समाप्त.

## અધ્યાય ૨૧૭ મો.

### પ્રકૃતિ તથા પુરુષનો સમ્બન્ધ.

જે મનુષ્ય આ ચાર વસ્તુઓ (સ્વપ્ન, સુષુપ્તિ, સગુણ બ્રહ્મ તથા નિર્ગુણ બ્રહ્મ) તેમ જ વ્યક્ત અર્થાત્ દેહ શું છે તથા અવ્યક્ત ( ચિદાત્મા ) શું છે, કે જે બન્નેનું નારાયણ નામના પરમ ઋષિએ† તત્ત્વરૂપે વર્ણન કર્યું છે તેને જાણતો નથી, તે બ્રહ્મને જાણી શકતો નથી.[૧] જે વ્યક્ત (શરીર) છે તે મૃત્યુના ધર્મવાળું છે તથા જે અવ્યક્ત ( ચિદાત્મા ) છે, તે મૃત્યુનું અતિક્રમણ કરે છે. ભગવાન્ નારાયણે પ્રવૃત્તિરૂપ ધર્મ કહ્યો છે.[૨] આ પ્રવૃત્તિરૂપ ધર્મને વિશે સ્થાવરજંગમાત્મક ત્રણે લોકો રહેલા છે. નિવૃત્તિરૂપ ધર્મમાં સનાતન અને અવ્યક્ત એવા પરબ્રહ્મ સમાયલા છે. (આમાં ઇન્દ્રિયો, અહંકાર, વગેરે સર્વ પદાર્થનો બાધ કરવામાં આવ્યો છે; અર્થાત્ બ્રહ્મ શિવાય સર્વ મિથ્યા છે.)[૩]‡ રજોગુણી એવા પ્રજાપતિ (બ્રહ્મા)એ, પ્રવૃત્તિ ધર્મનો ઉપદેશ કર્યો છે. સંસારમાં ફરીને અવતરવું તેનું નામ પ્રવૃત્તિ અને ફરીને આ સંસારમાં જન્મવું નહિ, તેનું નામ નિવૃત્તિ અથવા પરમ ગતિ.[૪] પરમાત્માના સ્વરૂપનો નિત્ય વિચાર કરનાર તથા મુક્તિ અને સંસારના સ્વરૂપને નિશ્ચયપૂર્વક જોવાની ઇચ્છા રાખતો હોય તેવો નિવૃત્તિપરાયણ મનનશીલ પુરુષ, પરમ ગતિને પામે છે.[૫]

તત્ત્વનો વિચાર કરનારા પુરુષે અવ્યક્ત (પ્રધાન)ને તથા ક્ષેત્રજ્ઞ (પુરુષ)ને જાણવા જોઇએ. એ અવ્યકત તથા પુરુષથી ઉત્કૃષ્ટ ત્રીજું જે મહાન્ તત્ત્વ છે, તે ઈશ્વર છે.[૬] નિત્યાનિત્ય વસ્તુના વિવેકમાં વિચક્ષણ એવા પુરુષે, કલેશાદિકથી રહિત એ પરમાત્માનો વિશેષે કરીને સાક્ષાત્કાર કરવો. અવ્યકત-પ્રકૃતિ તથા પુરુષ, એ બંને અનાદિ અને અનંત છે. તે બીજા કોઇપણ પ્રમાણથી જાણવામાં આવે નહિ તેવા છે.[૭] બન્ને નિત્ય છે; બન્ને ધ્રુવ છે અને બન્ને મહાનના કરતાં પણ મહાન્ છે. આ રીતે તે બન્નેમાં એક જ પ્રકારના ધર્મો રહેલા છે; અને તે બન્નેમાં વિરુદ્ધ ધર્મ રહેલા છે, તે હવે કહેવામાં આવે છે.[૮]

પ્રકૃતિ ( સત્વ, રજ તથા તમ) આ ત્રણ ગુણોથી યુક્ત છે. તેનો ધર્મ ઉત્પત્તિ છે. ક્ષેત્રજ્ઞ ( પુરુષ અથવા આત્મા)નું લક્ષણ જૂદા પ્રકારનું છે.[૯]§ પુરુષ પંડે ગુણરહિત છે; છતાં તે પ્રકૃતિના અને મહત્તત્ત્વ આદિ વિકારોના કાર્યોનું અવલોકન કર્યા કરે છે, પણ (તેના મૂળ સ્વરૂપને જોતાં) તે સર્વ ગુણોથી ઉત્કૃષ્ટ છે. ક્ષેત્રજ્ઞ અને ઈશ્વર એ બન્નેય ચિદ્રૂપ છે. ગુણો કે જેનેવડે

* ટીકાકાર કહે છે કે, જેમ શિંગડાવડે એક પશુને પકડી કહી શકાય કે આ ફલાણું પશુ છે, તેમ આત્મા ગ્રહણ થઇ શકતો નથી. જે કાંઇ તત્ત્વવેત્તા કરી શકે તે એટલું જ કે, બુદ્ધિ તથા યુક્તિવડે તેના સ્વરૂપનું વર્ણન કહી શકે. પ્રત્યાહારથી જ આત્મા જ્ઞાત થઇ શકે છે.

† ટીકાકાર કહે છે કે, અહિં જે ઋષિ શબ્દ કહ્યો છે, તેવડે નારાયણ લેવા, જે નરના સખા થાય. આ નર તથા નારાયણ બેઉનો આશ્રય બદરી શિખરપર હતો, કે જ્યાં પાછળથી વ્યાસ પણ રહ્યા હતા. તત્ત્વનો અર્થ એ થાય છે કે, વસ્તુ કે જે શુદ્ધ સ્વરૂપે છે તથા મનવડે કોઇ પણ રીતની ઉપાધિને પામતું નથી તે. પ્રવૃત્તિ ધર્મનો સમાવેશ કર્મમાં થાય છે તથા પુનર્જન્મના બંધનથી તે મનુષ્યને મુક્ત કરતો નથી. સર્વ જીવન, કર્મના ફળરૂપ હોવાથી પ્રવૃત્તિધર્મપર અવલંબી રહેલું છે. નિવૃત્તિધર્મ કર્મપરથી વૈરાગ્ય, મોક્ષ અથવા બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે.

‡ પ્રવૃત્તિ ધર્મ કર્મજન્ય છે. તેની ઉપાસનાથી જન્મ મરણનો ફેરો મટતો નથી. જન્મ મરણનું કારણ કર્મ છે. તે પ્રવૃત્તિપર અવલંબે છે. નિવૃત્તિ ધર્મથી મોક્ષ અથવા બ્રહ્મપ્રાપ્તિ થાય છે. § અહીં કહ્યું છે કે પુરુષ સ્રષ્ટારૂપ નથી તથા તે ત્રણ ગુણોથી ઉત્કૃષ્ટ છે.

જ્ઞાન થઈ શકે, તેથી બન્ને રહિત હોવાને લીધે એઉ સર્વ વસ્તુથી ભિન્ન છે.[૧૦*] એ પુરુષ તથા પ્રકૃતિના સંયોગથી જીવ તત્ત્વની ઉત્પત્તિ થાય છે. એ ઇન્દ્રિયોવડે કર્મ કરે છે, માટે કર્તા છે. તે ઇન્દ્રિયાદિકવડે જે જે કર્મ કરે છે, તે તે જન્મ આપનારાં કર્મોવડે જીવનું અસ્તિત્વ જાણવામાં આવે છે. આ રીતે જીવ, વ્યવહારદૃષ્ટિએ જોતાં ત્રીજું તત્ત્વ છે અને શબ્દની સંજ્ઞાથી હું કોણ છું? આ કોણ છે? આવી રીતે પ્રશ્નો કરવામાં આવે છે; પરંતુ વસ્તુતાએ જીવબીજ કંઇ જ નથી, માત્ર એક પરમાત્મા જ છે.[૧૧†] પાઘડી પહેરનારો જેમ પાઘડીના ત્રણ આંટાથી વિંટાયલો હોય છે, તેમ જ દેહી (આત્મા) પણ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો-વડે વિંટાયલો છે. પાઘડીવાળો જેમ પાઘડીથી ભિન્ન છે, તેમ જ આત્મા ગુણોથી ન્યારો જ છે.[૧૨] આથી આ ચાર વિષયો, જે ચાર પ્રકારના હેતુ-ઓથી આવૃત છે, તેને ઓળખવા જોઇએ. જે કોઈ આ સમ્યક્ પ્રકારે જાણે છે, તે (જ્ઞેય) સિદ્ધાંતોનું નિરાકરણ કરતી વખતે મોહને પામતો નથી.[૧૩‡] જે મહત્ અભ્યુદયની પ્રાપ્તિની ઇચ્છાવાળો હોય, તેણે મનવડે શુદ્ધ થવું જોઇએ તથા ઇંદ્રિયો અને શરીર સંબંધી ઉગ્ર તપશ્ચર્યા કરી, ફળની આકાંક્ષા વિનાના યોગને સાધવો જોઇએ.[૧૪] ત્રણે લોક, દરેક ભાગને વિશે આંતર સાધનવડે રહેલી યોગ શક્તિવડે વ્યાપી રહેલો છે તથા તે યોગ અખિલ વિશ્વને પ્રકાશ-યુક્ત કરે છે. સૂર્ય તેમ જ ચંદ્ર, હૃદયાકાશને વિશે યોગ શક્તિએ કરી પ્રકાશે છે.[૧૫] યોગનું ફળ જ્ઞાન છે. મનુષ્ય વિશે યોગ સંબંધી બહુ જ સારી રીતે કહ્યું છે. જે કાંઈ કર્મો રજોગુણ તથા તમોગુણનો નાશ કરનારાં છે, તેનો સમાવેશ સત્ય લક્ષણવાળા યોગને વિશે થાય છે.[૧૬§] બ્રહ્મચર્ય તથા અહિંસાને શારીરિક યોગ-તપ કહેવામાં આવે છે. તેમ જ મન અને વાણીનું દમન કરવું, તેને માનસિક યોગ-તપ કહેવામાં આવે છે.[૧૭] વિધિને જાણનારા દ્વિજાતિની પાસેથી ભિક્ષામાં મેળવેલું અન્ન સર્વ અન્ન કરતાં શ્રેષ્ઠ ગણાય છે. આ અન્નને નિયમ-યુક્ત લેવાથી મનુષ્યના રજોગુણથી ઉદ્ભવ પામેલા પાપનો નાશ થાય છે.[૧૮] જે યોગી આ પ્રમાણેના આહારપર નિર્વાહ કરે છે, તે યોગીની ઇંદ્રિયો પોતાના વિષયોમાંથી ધીમે ધીમે નિવૃત્ત થાય છે. માટે યોગીએ દેહના નિર્વાહને માટે જેટલું જોઇએ તેટલા જ અન્નનો આહાર કરવો જોઇએ.[૧૯] (એ સિવાયની બીજી શિખા-મણ આપવાની, તે એ કે,) યોગને વિશે લાગેલા મનવડે, જે જ્ઞાનને અનાતુર મનુષ્ય ધીમે ધીમે પામે છે, તેને અત્યંત પ્રયત્નવડે અંતકાળે પોતાનું જ કરવું જોઇએ.[૨૦‖] રજોગુણથી રહિત થયલો દેહી આત્મા (એકદમ મોક્ષને પ્રાપ્ત થતો નથી પણ તે), શબ્દાદિ-યુક્ત સૂક્ષ્મ શરીરને ધારણ કરે છે અને આકાશને વિશે વિચરે છે. જ્યારે તેનું મન કર્મોથી અવિકારી બને છે, ત્યારે (તે પોતાના સૂક્ષ્મ રૂપનો ત્યાગ કરે છે તથા) તે પ્રકૃતિને વિશે લયને પામે છે. (તેમ છતાં પ્રકૃતિથી પણ ઉત્કૃષ્ટ એવા બ્રહ્મની પ્રાપ્તિ તેને થતી નથી).[૨૧] આ સ્થૂલ શરીરના નાશ પછી પ્રમાદથી રહિત થઈ ત્રણ પ્રકારના (સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ) દેહોથી જે મનુષ્ય છૂટી જાય છે, તે મોક્ષ મેળવી શકે છે. પ્રાણીમાત્રનું જન્મ તથા મૃત્યુ અવિદ્યાવડે થયલા હેતુને લીધે હોય છે.[૨૨¶] જ્યારે મનુષ્યમાં બ્રહ્મનું જ્ઞાન પ્રકટ થાય છે, ત્યારે તેને નિયમ (ધર્મ તથા અધર્મ) બાધ કરતા નથી. પણ જે મનુષ્ય સત્યથી વિપરીત ભાવને ગ્રહણ કરે છે (અનાત્માને આત્મારૂપ માને છે), તેની બુદ્ધિ, સર્વ ભાવોની ઉત્પત્તિ તથા લયને વિશે જોડા-યલી રહે છે (અર્થાત્ આવા મનુષ્યને સ્વપ્નમાં પણ મોક્ષની પ્રાપ્તિ થતી નથી).[૨૩$] ધૃતિવડે પોતાના શરીરને ધારણ કરનારા, બુદ્ધિવડે (સર્વ બાહ્ય વિષયો-

---

* અત્ર असहतौનો અર્થ अत्यंतविवक्तौ કરવામાં આવ્યો છે અને पुरुषौ શબ્દવડે ચિદાત્મા તથા પરમાત્મા બેને ગ્રહણ કરવા.

† બેંગાળની પ્રતમાં આ શ્લોક નથી.

‡ આ ચાર હેતુઓ નીચે પ્રમાણે છેઃ-પુરુષ તથા પ્રકૃતિ વચ્ચે રહેલી સાદૃશ્યતા; તે બન્નેમાં રહેલી વિરુદ્ધતા; પુરુષ તેમ જ ઈશ્વર વચ્ચે રહેલી સાદૃશ્યતા; તેમ જ તે બેમાં રહેલી ભિન્નતા. આ ચાર હેતુવડે આ પ્રમાણેના ચાર ભાવો થાય છેઃ-ઉત્પત્તિ તથા લયનો અભાવ, ચિત્ તથા પ્રાણરૂપે અસ્તિત્વ, અન્ય સર્વ વસ્તુથી વિશે-ષતા, તેમ જ પ્રવૃત્તિનો વિચાર.

§ योगीनस्तं प्रपश्यान्ति भगवन्तं सनातनं । યોગીઓ, સનાતન ભગવાનને પ્રાપ્ત થાય છે.

‖ ટીકાકાર આના સંબંધમાં કહે છે કે, મનુષ્યે પોતાનો દેહ કાશી જેવા પવિત્ર ક્ષેત્રને વિશે પાડવા પ્રયત્ન કરવો. કાશીને વિશે મૃત્યુ થવાથી અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થાય છે; કારણ કે એમ કહે-વાય છે કે, શિવ પોતે જ ત્યાં ઉપદેશક થાય છે તથા મનુષ્યને તારે છે.

¶ आदेहात्નો અર્થ देहपातात् (દેહના પાત પછી) થાય છે. અને देहांतात्નો અર્થ ત્રણ પ્રકારના શરીરનો નાશ એમ થાય છે. પુન-ર્જન્મના બંધનથી છૂટવું, એવો અર્થ સ્થૂલ શરીરના નાશવડે થાય. લિંગ દેહના કરતાં કારણ દેહ સૂક્ષ્મતર છે તથા તેનું અસ્તિત્વ પ્રકૃતિરૂપ હોય છે.

$ परप्रत्ययसर्गेનો અર્થ બ્રહ્મના જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. नियति-નો અર્થ ધર્માધર્મ થાય છે કે જેને લીધે જીવ અનેક રીતના અંત વગ-રના જન્મરૂપી ચક્રમાં ભ્રમણ કર્યા કરે છે. આ શ્લોકનો હેતુ એ છે કે, મોહમાં પડેલા પુરુષો, કે જેઓ દેહ તથા ઇન્દ્રિયાદિને ધારણ કરે છે તથા જેઓ આનાત્માને આત્મા માને છે, તેઓના મનમાં એમ જ આવે છે કે, સર્વ વસ્તુનો જન્મ તથા મૃત્યુ થયા જ કરે છે તથા ફરી જન્મને પ્રાપ્ત નહિ કરાવનારી મુક્તિ, એવી કોઇ વસ્તુ જ નથી

માંથી ) પોતાના ચિત્તને ખેંચી લેનારા તથા ઇન્દ્રિય-સંઘાતમાંથી પોતાને જૂદા પાડનારા કેટલાક યોગીઓ, ઇન્દ્રિયોનું સૂક્ષ્મતાને લીધે સેવન કરે છે.[૨૪*] યોગવડે, મનઃશુદ્ધિને પામેલા આમાંના કેટલાક યોગીઓ, શાસ્ત્રમાં દર્શાવેલી અવસ્થા પ્રમાણે ( ક્રમશઃ ) ચાલી, અને ઉત્કૃષ્ટ ભાવને પહોંચી, બુદ્ધિવડે તેને (બ્રહ્મને) ઓળખે છે તથા જે અત્યંત શ્રેષ્ઠ છે તથા જે અન્ય કોઇ વસ્તુનો આશ્રય લીધા વિના પોતાને વિશે જ સ્થિત થયેલી છે, એવી વસ્તુનો–બ્રહ્મનો તે આશ્રય લે છે![૨૫†] વળી કેટલાકો બ્રહ્મને મૂર્ત સ્વરૂપે ઉપાસે છે; કેટલાક બ્રહ્મને સગુણસ્વરૂપે ઉપાસે છે તથા કેટલાક ઉત્કૃષ્ટ દેવ ( નિર્ગુણ બ્રહ્મ )નું ધ્યાન ધરે છે, જેનું વર્ણન વિદ્યુતના (ચિરસ્થાયી) પ્રકાશ સરખું તથા અક્ષરરૂપે કરવામાં આવ્યું છે.[૨૬‡] બીજા સર્વે મહાત્માઓ, જેઓએ પોતાનાં પાતકો, તપથી બાળીને ભસ્મ કર્યાં હોય છે અને જેઓએ બુદ્ધિ અનુસાર ઉપાસના કરી હોય છે, તેઓ અંતકાળે પરમ ગતિને પામે છે.[૨૭] એ સોપાધિક બ્રહ્મનાં ઉપાધિવાળાં વિશેષણને શાસ્ત્ર દૃષ્ટિદ્વારા હેય બુદ્ધિથી જોવાં, અને સ્થૂલ દેહના અધ્યાસથી રહિત અને અવ્યક્ત નામધારી બ્રહ્મને પરમ તત્ત્વ જાણવું.[૨૮§] જેમનું ચિત્ત જ્ઞાનપ્રાપ્તિ તરફ આસક્ત થયલું છે, તેઓ મર્ત્ય લોકમાંથી છૂટી જાય છે અને આસક્તિનો ત્યાગ થવા પછી તે બ્રહ્મસ્વરૂપને ધારણ કરે છે અને સર્વોત્તમ ગતિને પામે છે.[૨૯]

આ પ્રમાણે જેઓ રજોગુણથી રહિત થયલા છે તથા બ્રહ્મભાવને પામ્યા છે, તેઓ પરમ ગતિ–( મોક્ષ )ને પામે છે. વેદવેત્તા પુરુષો આ ધર્મને બ્રહ્મની પ્રાપ્તિવાળો (ધર્મ) કહે છે.[૩૦] અને જેઓ પોતાના જ્ઞાન પ્રમાણે સમજી ઇશ્વરની ઉપાસના કરે છે, તેઓ, પરમ ગતિને પામે છે. રાગાદિ દોષોથી રહિત તથા અચળ એવું જ્ઞાન જેઓને પ્રાપ્ત થાય છે, તેઓ શ્રેષ્ઠ લોકોને પામે છે તથા (પોતે પ્રાપ્ત કરેલા) જ્ઞાનના ઉત્કર્ષતાના પ્રમાણમાં મુક્તિને મેળવે છે.[૩૧] જે શુદ્ધ અંતઃકરણવાળા છે, તે જ્ઞાને કરી તૃપ્તિને પામ્યા છે તથા જેઓએ આસંગ તથા સર્વ કામનાઓનો ત્યાગ કર્યો છે, તેઓ પોતાના સ્વભાવ પ્રમાણે અવ્યક્ત ગુણવાળા, દિવ્ય તથા જન્મ મરણથી રહિત ભગવાન્ વિષ્ણુને પ્રાપ્ત થાય છે.[૩૨] બ્રહ્મ પોતાના આત્મામાં જ રહે છે એમ જાણી, તેઓ કોઇ પણ રીતના વિકારથી રહિત થાય છે, તથા તેઓને પૃથ્વીપર ફરી આવવું પડતું નથી. આ પરમસ્થિતિ, જે અક્ષર તથા અવ્યય છે, તેની પ્રાપ્તિ થયા પછી તેઓ સુખમાં રહે છે.[૩૩] આ લોક સંબંધી જ્ઞાન આટલુંજ હોય છેઃ– (મોહ પામેલા પુરુષોના સંબંધમાં) તેનું (આત્માનું) અસ્તિત્વ છે; (પણ જેઓ મોહથી ભ્રમિત ચિત્તવાળા થયા નથી, તેઓના સંબંધમાં) તેનું અસ્તિત્વ નથી; તૃષ્ણાવડે બંધાયલું આ આખું જગત્ ચક્રની માફક પરિવર્તન પામ્યા કરે છે.[૩૪] કમળના દાંડાનો તંતુ જેમ આખા કમળમાં વ્યાપીને રહ્યો છે, તેમ તૃષ્ણા–કામનારૂપી તાંતણો, જેને આદિ નથી તેમ જ અંત પણ નથી તે, આ દેહના સર્વ ભાગમાં વ્યાપીને રહેલો છે.[૩૫] જેમ વણકર, કાટલાવડે વસ્ત્રમાં દોરો ભરીને તેને ચોતરફથી ગુંથી–વણી લે છે; તેમ તૃષ્ણારૂપી સોય પણ સંસારરૂપી સૂત્રને ચોતરફથી ગુંથી–વણી લે છે.[૩૬] જે પુરુષ પ્રકૃતિને, પ્રકૃતિના વિકારને અને સનાતન એવા પુરુષને, યથાર્થ રીતે જાણે છે, તે પુરુષ તૃષ્ણારહિત થઈને મુક્તિને પામે છે.[૩૭] જગતની ગતિરૂપ ભગવાન્ નારાયણ ઋષિએ, પ્રાણીઓના ઉપર દયા કરીને આ અમૃતનું સાધન સ્પષ્ટ રીતે કહ્યું છે.[૩૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वार्ष्णेयाध्यात्मकथन' ए नामनो अध्याय २१७ मो समाप्त.

---

## અધ્યાય ૨૧૮ મો.

### જનક પંચશિખનો સંવાદ–સદસદ્‌ભાવ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે વૃત્તાંત જાણનારા ભીષ્મ ! મોક્ષ પદાર્થને જાણનાર મિથિલાનો રાજા જનક કેવાં આચ-

---

* 'ધૃતિવડે' આ શબ્દનો ટીકાકાર એમ અર્થ કરે છે કે, પોતાના સ્થાનપરથી ઉઠ્યા વિના, તેમજ યોગાદિની પદ્ધતિમાંથી જરા પણ ફેરફાર કર્યા વિના, "ઇન્દ્રિય સંઘાતમાંથી પોતાને જૂદા પાડવું" એટલે ઇન્દ્રિયોથી, અર્થાત્ સર્વ બાહ્ય વિષયમાંથી, પૂર્ણ સ્વતંત્ર સ્થિતિને પામવું. "ઇન્દ્રિયોની સૂક્ષ્મતાને લીધે સેવન કરે છે" અર્થાત્ પ્રાણ અને ઇન્દ્રિયોને પોતાના આત્મારૂપ માને છે. આવી રીતના યોગીને બ્રહ્મપ્રાપ્તિ કેવી રીતે થાય છે, તે કહી શકાતું નથી.

† "શાસ્ત્રમાં દર્શાવેલ અવસ્થા પ્રમાણે ચાલી" અર્થાત્ જેમ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે,

इन्द्रियेभ्यः पराह्यर्था अर्थेभ्यश्च परं मनः।
मनसस्तु पराबुद्धिर्बुद्धेरात्मा महान् परः॥
महतः परमव्यक्तं अव्यक्तात्पुरुषः परः।
पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः॥

અર્થઃ–ઇન્દ્રિયોથી શ્રેષ્ઠ વિષયો છે, વિષયથી શ્રેષ્ઠ મન છે, મનથી શ્રેષ્ઠ બુદ્ધિ છે, બુદ્ધિથી શ્રેષ્ઠ આત્મા છે, આત્માથી શ્રેષ્ઠ અવ્યક્ત છે, તથા અવ્યક્તથી પુરુષ ( બ્રહ્મ ) શ્રેષ્ઠ છે. દેહાંતનો અર્થ અવ્યક્તથી શ્રેષ્ઠ, અર્થાત્ પુરુષ-બ્રહ્મ થાય છે.

‡ વિદ્યુતનો પ્રકાશ અલ્પ સમયનો છે, પણ विद्युत् संशाब्दितं કહેવાથી બળતા પ્રકાશનો સમૂહ એવો અર્થ થાય છે.

§ બંગાળની પ્રતમાં આ શ્લોકને ત્રણ ચરણો છે, પણ મુંબઇની પ્રતમાં બે જ ચરણો છે.

રક્ષા કરી, મનુષ્યના વૈભવોનો ત્યાગ કરીને મોક્ષને પામ્યો હતો!૧

*ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! આ વિષયમાં એક પુરાતની ઇતિહાસ છે; જેમાં ધર્મ જાણનારો મિથિલાપતિ, જે આચરણ આચરીને મોટા સુખને-મોક્ષને પામ્યો હતો, તેનું વૃત્તાંત કહેલું છે.૨ પૂર્વે, મિથિલા નગરીમાં જનક રાજાના વંશનો જનદેવ નામનો એક રાજા હતો. દેહ પડી ગયા પછી મોક્ષ-બ્રહ્મ પ્રાપ્તિ આપનારા ધર્મોનો વિચાર કરવામાં તે નિત્ય પરાયણ રહેતો હતો.૩ તેના રાજમહાલયમાં સો આચાર્યો નિત્ય રહેતા હતા અને તેઓ જૂદા જૂદા આશ્રમોમાં રહેનારાઓના જૂદા જૂદા ધર્મોનો તે રાજાને ઉપદેશ કરતા હતા.૪ પણ વેદને વિશે કુશળ એવો તે રાજા, આત્માનું સ્વરૂપ તથા શરીરના નાશ પછી સર્વનો નાશ થાય છે, અથવા તો મૃત્યુ પછી ફરી જન્મપ્રાપ્તિ થાય છે, આ પ્રમાણેના ઉપદેશકોના વાદવિવાદને લીધે સંતુષ્ટ થતો નહતો.૫

કોઈ એક વખતે કપિલાનો પુત્ર પંચશિખ નામનો એક મહામુનિ, આખી પૃથ્વીપર ફરતો ફરતો, મિથિલા નગરીવિશે આવી ચઢયો.૬ તે મોક્ષના સર્વ ધર્મોનો યથાર્થ નિર્ણય કરવામાં સમર્થ હતો, અને તે (સુખ ને દુઃખ, તાઢ ને તડકો, એ) દ્વંદ્વથી રહિત અને સંશય રહિત હતો.૭ પંડિતો તેને ઋષિઓમાં શ્રેષ્ઠ તરિકે માનતા હતા. મનુષ્યોમાં જે સ્વાભાવિક કામનાઓ હોય છે, તેથી તે મુક્ત હતો. તે પોતાની ખુશીમાં આવે ત્યાં રહેતો; પરંતુ સર્વ મનુષ્યોને, આત્યંતિક સુખ, જે પ્રાપ્ત થવું અશક્ય છે, તેનો તે ઉપદેશ કરતો હતો.૮ સાંખ્યમતના પંડિતો જેને પ્રજાપતિ અને પરમ ઋષિ એવા કપિલ કહે છે, તેના સ્વરૂપને ધારણ કરી તે મુનિ, જગતને વિસ્મય પમાડતો સર્વત્ર ફરતો હતો, એમ જણાતું હતું.૯ આસુરિ (એ નામના ઋષિ)ના શિષ્યોમાં તે પ્રથમ હતો; અને તે ચિરંજીવ કહેવાતો હતો. તેણે એક માનસિક યજ્ઞ કર્યો હતો, જે એક હજાર વર્ષ સૂધી ચાલ્યો હતો.૧૦ તેનું મન દૃઢ હતું. તેમ જ બ્રહ્મની પ્રાપ્તિને પમાડનારા યજ્ઞો તથા વિધિઓ તેણે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે, પૂર્ણ રીતે કર્યા હતા. આત્માને આવૃત કરનારા પાંચ પ્રકારના કોશોને તે જાણતો હતો.† બ્રહ્મની ઉપાસનાવાળાં પાંચ કર્મો વિશે તે આસક્ત હતો તથા તેનામાં (શમ, દમ આદિ) પાંચ ગુણો હતા.

પંચશિખના નામથી ઓળખાતો આ મુનિ, કોઇએક વેળા, કપિલ-સાંખ્યમતના પાળનારા મુનિઓની પાસે ગયો તથા તેઓને પરમાર્થ પ્રાપ્તિના સંબંધમાં, અર્થાત્ અવ્યક્ત, કે જેને આશ્રયી પાંચ કોશો રહેલા છે, તે વિશે પૂછયું.૧૧-૧૨ (પૂર્વે કોઇએક સમયે) આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આસુરિએ પોતાના ગુરુને (એ જ) પ્રશ્ન કર્યો હતો. ગુરુના બોધથી, તેમ જ પોતાના તપશ્ચરણવડે આસુરિ, દેહ તથા આત્મા વચ્ચેના સંબંધને જાણતો હતો તથા તેને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ હતી.૧૩ (તે સંવાદમાં) એક અક્ષરરૂપ બ્રહ્મ, જે અનેકરૂપે દેખાય છે તે અવિનાશી બ્રહ્મનું, ઋષિ મંડળમાં આસુરિ મુનિએ પ્રતિપાદન કર્યું હતું.૧૪ એવા આસુરિ મુનિનો આ પંચશિખ શિષ્ય હતો; અને તેને મનુષ્ય જાતિની સ્ત્રીએ દુધ પાઇને ઉછેર્યો હતો. કપિલા નામે એક બ્રાહ્મણી હતી. તે આસુરિ મુનિની કુટુંબિની‡ થતી હતી.૧૫ પંચશિખ પુત્ર થઈને તેને ધાવ્યો હતો, તેથી તે કપિલાનો પુત્ર કહેવાતો હતો; તેણે બ્રહ્મ ઉપર નિષ્ઠાવાળી બુદ્ધિ સંપાદન કરી હતી.૧૬ આ રીતે કાપિલેયની ઉત્પત્તિની કથા, તેનું નામ કાપિલેય કેમ પડયું તથા તે સર્વજ્ઞ હતો તે વિશેની કથા, ભગવાને§ મને કહી હતી.૧૭

---

* આ અધ્યાયમાં પંચશીખ મુનિ વિદેહીજનકના વંશજ જનદેવને આત્માનું સ્વરૂપ દર્શાવે છે, અને તે દર્શાવતાં શૂન્યવાદી, ક્ષણિક વિજ્ઞાનવાદી આદિ બૌદ્ધમતાનુયાયીના જેવા વિચારોનું ખંડન કરે છે. એ ઉપરથી સાંપ્રતકાલના વિદ્વાનો એવું અનુમાન દોરે છે કે, શાંતિપર્વમાં એ અને એના જેવા બીજા જે અધ્યાયો દાખલ થયા છે તે બૌદ્ધધર્મના પ્રચાર થયા પછી દાખલ થએલા હોવા જોઈએ. આ અનુમાન વાસ્તવિક નથી, એમ મારું માનવું છે. કેમકે જેમ સૃષ્ટિની સાથે કામ ક્રોધાદિ વિકારો હતા, તેમ જ આત્મા અને ઈશ્વરના અસ્તિત્વ નાસ્તિત્વ સંબંધી ભિન્ન ભિન્ન વિચારો કરનારા પણ હોવા જ જોઇએ અને તેવા વિચાર ધરાવનારાઓ જનદેવના કાલમાં પણ હોવા જ જોઇએ. જ્યાં ખંડન કરવાનું નથી, ત્યાં મંડન પણ કરવાનું શાને માટે હોય? પ્રત્યેક વિષયમાં પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ છે. બૌદ્ધ મત જેવા વિચારોમાં કયા કયા દોષો છે તે જ પંચશીખ જનદેવને કહે છે વાલ્મિકી મુનિએ રામાયણ રચ્યું ત્યારે અયોધ્યા નગરીમાં નાસ્તિકો નહોતા એવો ઉલ્લેખ બાલકાંડના ૬ ઠ્ઠા અધ્યાયના ૮-૧૪ શ્લોકમાં કીધો છે. એ ઉપરથી પંડિતો એવું અનુમાન દોરે છે કે, રાજા દશરથ જ્યારે રાજ્ય કરતો હતો, ત્યારે અયોધ્યાની બહારના પ્રદેશમાં પરલોક નથી એવી બુદ્ધિ ધરાવનારા નાસ્તિકો હતા. પણ તે પરથી એમ સિદ્ધ કરી શકાશે નહિ કે, બૌદ્ધ કે જૈનધર્મીઓ તે કાલમાં અસ્તિત્વ ધરાવતા હતા. તેમ જ, શાંતિપર્વ જ્યારે લખાયું, ત્યારે શૂન્યવાદી, ક્ષણિક વિજ્ઞાનવાદી, માધ્યમિકના જેવા વિચાર-મત ધરાવનારા નહિ હોય અને શાંતિપર્વમાં દાખલ થયેલા એ મતના ખંડનના અધ્યાયો બૌદ્ધધર્મના પ્રચાર પછી દાખલ થયા છે-એ અનુમાન વાસ્તવિક નહીં ગણી શકાય. એવા વિચાર તો સૃષ્ટિની સાથે જ અનાદિ હતા. બુદ્ધદેવે માત્ર એવા વિચારોનો વિકાસ કરી પોતાની શક્તિથી ઉક્ત વિચારોને લોકમાં પ્રચલિત કીધા છે. † પાંચ કોશો આ પ્રમાણે છે:-અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય.

‡ એનો અર્થ માતા અથવા પત્ની બંને થાય છે.

§ અહીં ટીકાકારના કહેવા પ્રમાણે માર્કંડેય મુનિ અથવા તો સનત્કુમાર હોવા જોઇએ.

ધર્મવેત્તા પંચશિખ, સર્વજ્ઞાનસંપાદન કર્યા પછી, જનકની પાસે આવ્યો અને જાણ્યું કે, જનકરાજાની સર્વ આચાર્યોના ઉપર સમાન બુદ્ધિ છે. તે ઉપરથી તેણે જનકરાજાની પાસે જઇને, તેને ઉત્તમ જ્ઞાન આપ્યું અને તેણે તે સો આચાર્યોને, યુક્તિ ભરેલા વાદોવડે મોહિત કરી નાંખ્યા હતા.[૧૮] કાપિલેય મુનિ પાસેથી જ્ઞાન સાંભળીને, જનક રાજા તેના ઉપર પ્રસન્ન થયો અને સો આચાર્યોને પડતા મૂકીને તે પંચશિખની પાછળ પાછળ ફરવા લાગ્યો;[૧૯] ત્યારે ધર્માનુસાર બે હાથ જોડી પ્રણામ કરનારા તથા જ્ઞાન સંપાદન કરવાને મહાસમર્થ એવા જનક રાજાને, ઉત્તમ એવો મોક્ષ ધર્મ પંચશિખે સંભળાવ્યો; જે મોક્ષકથા સાંખ્ય શાસ્ત્રમાં કહી છે.[૨૦] પંચશિખે પ્રથમ જનકરાજાને ઉપદેશ કર્યો કે, "જન્મ ધારણ કરવો, એ મહાન્ શોકનું કારણ છે." તે પછી તેને યજ્ઞ યાગાદિક કર્મનાં ફળો નાશવંત છે માટે તે શોકનું કારણ છે તે સમજાવીને, તે ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો; અને યજ્ઞ યાગાદિ કર્મનો નિર્વેદ કહ્યા પછી તેને ઉપદેશ કર્યો કે, "આ જગતથી માંડીને બ્રહ્મલોક પર્યંત સર્વે લોકો નાશવંત ને દુઃખદાયક છે; માટે તે સર્વે લોકોનો પણ ત્યાગ કરવો*!"[૨૧] વળી તેણે જનકને ઉપદેશ કર્યો કે, "જેને માટે ધર્માચરણ કરવાનું છે તથા જેને માટે ધર્મના ફળની ઇચ્છા કરવાની છે, તે સર્વ શ્રદ્ધા નહિ કરવા જેવાં છે; કારણ કે તે સર્વ નાશવંત, ચંચળ અને અધ્રુવ છે.†[૨૨] સંશયાત્મા (નાસ્તિકો) કહે છે કે, 'દેહનો જે વિનાશ જોવામાં આવે છે, તે સર્વકોઇના જોવામાં આવતું પ્રત્યક્ષ પ્રમાણ છે.' શાસ્ત્રને વિશે શ્રદ્ધા રાખનારા અને તેથી જ દેહથી અન્ય આત્મારૂપે કોઈ વસ્તુનું અસ્તિત્વ છે એમ માનનારાઓ, વિવાદમાં (આ નાસ્તિકોના વાદવડે) પરાજયને પામે છે.[૨૩] (તેઓ વળી એમ પણ કહે છે કે,) 'આત્માનો જે અભાવ થવો, એ જ આત્માનું મૃત્યુ સમજવું. તેમ તેને કલેશ થવો, વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવી અને રોગ થવો, એ પણ કેટલેક અંશે તેના મૃત્યુજ સમાન છે; છતાં કેટલાએક મોહથી–મૂર્ખાઇથી આત્માને દેહથી જૂદો માને છે. પણ તેઓનો મત યથાર્થ નથી.‡[૨૪] પરન્તુ જો આ લોકમાં જે વસ્તુ નથી તે વસ્તુને પણ 'છે' એમ માનવામાં આવે તો પછી બંદીજનો રાજાની સ્તુતિ કરતાં તેને અજર અને અમર કહે, તે પણ સિદ્ધ જ થવું જોઇએ![૨૫] વસ્તુનું અસ્તિત્વ છે કે નહિ તથા જેનું અસ્તિત્વ સ્વીકારવામાં આવેલું છે તે વસ્તુનું અસ્તિત્વ નથી, એવી રીતનું ચિહ્ન જણાય તો પછી શા કારણસર સામાન્ય લોકો લોકયાત્રાનો, અર્થાત્ જીવનના વ્યવહારનો નિશ્ચય કરવામાં અવલંબન કરે છે?[૨૬] અનુમાન પ્રમાણ અને શાસ્ત્ર પ્રમાણ એ બે પ્રમાણોનું મૂળ પ્રત્યક્ષ પ્રમાણ છે. એમાં પ્રત્યક્ષ પ્રમાણ આગમ પ્રમાણનો બાધ કરે છે અને અનુમાન પ્રમાણ તો અકિંચિત્કર પ્રમાણ છે.[૨૭] દેહથી જૂદો સ્વતંત્ર આત્મા નથી, એ બાબતનો વિચાર કરવામાં અનુમાન કરવું એ મિથ્યા છે.§[૨૮] વડના બીજમાં પત્રો, પુષ્પો, ફળો, મૂળ તથા છાલને ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે. જે ઘાસ અથવા પાણી ગાય ગ્રહણ કરે છે, તેવડે દૂધ ઘી આદિ પદાર્થો, જે કારણના સ્વરૂપથી પણ ભિન્ન હોય છે, તે ઉત્પન્ન થાય છે. ભિન્ન ભિન્ન પ્રકારની વસ્તુઓ જો જળમાં કેટલોક સમય સુધી મેળવી રાખી હોય છે તો દારુ, જે પોતાના મૂળ કારણથી ભિન્ન હોય છે તે ઉત્પન્ન થાય છે. તે જ પ્રમાણે વીર્યમાંથી શરીર તથા મન બુદ્ધિ અહંકારયુક્ત તેના ગુણો ઉત્પન્ન થાય છે. કાષ્ઠના બે કટકાઓ એક બીજા સાથે ઘસવામાં આવે છે તો અગ્નિ ઉત્પન્ન થાય છે; સૂર્યકાન્ત નામનો પથ્થર જો સૂર્યના કિરણની સાથે સ્પર્શવાળો થાય છે તો તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે; જો કોઈ પણ ખનિજ પદાર્થને અગ્નિમાં તપાવવામાં આવે છે તો જળનો સ્પર્શ થતાં જ તે ધાતુ જળને સૂકવી નાંખે છે. એ જ પ્રમાણે જડ શરીર મન તથા સ્મૃતિ આદિ ગુણોને ઉત્પન્ન કરે છે. જે રીતે ચમક પાણ, જેમ લોઢાને પોતા તરફ ખેંચે છે, એમ મનવડે ઈન્દ્રિયોનું દમન થાય છે."[૨૯]‖ આ નાસ્તિકોની

* સર્વં નિર્વેદમ્ નો અર્થ નીલકંઠ ટીકાકારે એમ કર્યો છે કે, જન્મ, જાતિ, કર્મ, યાગાદિ આ સર્વમાં દુઃખ રહેલું છે. સાંખ્ય શાસ્ત્રમાં કહ્યું છે કે, મનુષ્યની સર્વ અવસ્થાઓ દુઃખથી ભરપૂર છે, માટે એનો ઉપાય શોધવો, અર્થાત્ સર્વ દુઃખનો હંમેશને માટે નાશ કરવાનો મુખ્ય ઉપાય સાંખ્ય જ્ઞાનના પારને પામવું એ જ છે.

† આ સર્વ મોહના કારણરૂપ છે, કે જેને લીધે મનુષ્ય આ લોકમાં જન્મેલો છે અને હમેશના દુઃખનો નાશ કરી શકે ત્યાંસુધી તે તેવો જ રહે છે.

‡ આ શ્લોકના પ્રથમ ચરણમાં કહ્યું છે કે आत्मनः मृत्युः अनात्मा। અર્થાત્ આત્માનું મૃત્યુ અથવા જેને મૃત્યુ કરી કહેવામાં આવે છે તે આત્માનો નાશ એ જ છે. સ્મરણમાં રાખવું કે આ શ્લોકમાં જે મત દર્શાવ્યો છે, તે નાસ્તિકનો છે, પણ વક્તાનો પોતાનો મત નથી. આ તેમ જ હવે પછીના ૨૯ સુધીના શ્લોકમાં નાસ્તિકનો મત દર્શાવ્યો છે.

§ નાસ્તિકોના મત પ્રમાણે શરીરથી જૂદો આત્મા જ નથી.

‖ શ્લોક ૨૯ મો કૂટ છે. શબ્દો વ્યાકરણના નિયમવડે એક બીજા સાથે જોડાયલા નથી. માત્ર કેટલીક વસ્તુનો નિર્દેશ કર્યો છે. શરીર સિવાય અન્ય કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ છે નહિ. એ પ્રમાણેનો નાસ્તિકોનો વાદ અહીં દર્શાવ્યો છે. આ શ્લોકના અર્થમાં ટીકાકારને અનુસરી અર્થ કર્યો છે તથા ટીકાકારનો અર્થ કેટલેક અંશે સત્ય પણ છે.

યુક્તિઓ છે. પણ તેઓની આ યુક્તિ મિથ્યા છે; કારણ કે (ચૈતન્યનો) અભાવ થવાથી, શરીર ચેષ્ટા રહિત થઈ જાય છે; તથા મૃત્યુ સમયે ચૈતન્યની સાથે શરીરનો નાશ થતો નથી, પણ તે અહીં પડયુ રહેલું દૃષ્ટિએ પડે છે; અને તેને હલાવનારો કોઇ અન્ય જ છે એમ સ્પષ્ટ થાય છે. એથી સિદ્ધ થાય છે કે, શરીર આત્મારૂપ નથી; પણ આત્મા શરીરથી એક ભિન્ન વસ્તુ છે, તથા તે જ શરીરને ચેષ્ટાયુક્ત કરે છે. જો શરીર તથા આત્મા એક જ વસ્તુ હોય તો એકજ સમયે બેઉનો અભાવ થઈ જવો જોઇએ. પણ તેને બદલે તો મૃત શરીર, મૃત્યુ પછી કેટલો સમય સૂધી જોવામાં આવે છે (અને તેને હલાવનાર ચલાવનાર અદૃશ્યપણાથી ચાલ્યો જાય છે). આથી મૃત્યુ એટલે એક વસ્તુ, જે શરીરથી ભિન્ન છે તેનું, શરીરમાંથી જતા રહેવું (એમ થાય છે). વળી જેઓ આત્માનું ભિન્ન અસ્તિત્વ નથી માનતા, તેઓ પણ દેવોની ઉપાસના કરે છે, આ એક સારો દાખલો છે.* નાસ્તિકના ખંડન સંબંધી બીજી એક બાબત એવી છે કે, તેઓના માનવાવડે કૃત કર્મનો નાશ થઇ જાય છે. (કારણ કે જો શરીર તથા આત્મા બેઉનો સાથે સાથે નાશ થતો હોય તો જીવે કરી કરવામાં આવેલા કર્મનો પણ નાશ થાય. પણ આ લોકને વિષે દરેકની સ્થિતિમાં અસમાનપણું જોઇને કોઇ પણ એમ નહિ કહેશે કે, કર્મનો નાશ થાય છે.)†[૩૦] ખરેખર ઉપર કહેવામાં આવેલા હેતુઓવડે મૂર્ત સ્વરૂપની (જડ વસ્તુની) સિદ્ધિ પ્રતિપાદન થાય છે, પણ (અજડ એવા આત્માને પ્રતિપાદન કરનારા ઉપર કહેલા હેતુઓ નથી.) અજડ (અમૂર્ત) આત્માની સાદૃશ્યતા મૂર્ત (જડ સાથે) કદી થઈ શકે નહીં.‡[૩૧]

(હવે બૌદ્ધ વિચાર-મત ધરાવનારાઓના મતના ખંડન માટે પ્રથમ તે મતને ઉપન્યાસ કરે છે.) કેટલાકો એમ કહે છે કે, "પુનર્જન્મ થવાનું કારણ અજ્ઞાનતા, કર્મોની કામના, લોભ, મોહ તથા બીજા દોષોનું સેવન છે."[૩૨] તેઓ એમ પણ કહે છે કે, "અવિદ્યા ક્ષેત્ર છે; બીજ જેમ ભૂમિમાં રોપવામાં આવે છે તે રૂપે કર્મ છે; બીજને ઉગવવાને જળરૂપે તૃષ્ણા છે." આ પ્રમાણે તેઓ પુનર્ભવનાં કારણો કહે છે;[૩૩] અને એ પ્રમાણે અવિદ્યાનો સમુદાય જ્યાં સૂધી શયનમાં અને પ્રલય સમયે સંસ્કારરૂપે ગુપ્ત રહે છે; ત્યાં સૂધી મરણ ધર્મવાળો આ દેહ નાશ પામે છે તથા અવિદ્યાના સમુદાયમાંથી બીજો દેહ ઉત્પન્ન થાય છે. પરંતુ જ્ઞાનવડે જ્યારે તે અવિદ્યાના સમુદાયને બાળી નાંખવામાં આવે છે, ત્યારે દેહનો નાશ થાય છે; અને એને જ (બૌધ-મતાવલંબીઓ) સત્વસંક્ષય (નિર્વાણ) કહે છે.[૩૪] આ મત પણ બરાબર નથી. કોઇને શંકા થાય કે, જે પ્રાણીનો આ રીતે પુનર્જન્મ થયો છે, તે જો પુણ્ય તથા પાપના યોગને લીધે સ્વરૂપ, જન્મ તથા સંકલ્પે કરી ભિન્ન હોય, તો પ્રાણીના પૂર્વના જન્મની સાથે સાદૃશ્યતા છે, એમ કેવી રીતે કહેવાઈ શકે? આમાંથી ખરેખરું તો એટલું જ અનુમાન થઈ શકે છે કે, અમુક પ્રાણીના અનેક પ્રકારના જન્મો એક બીજા સાથે સંબંધ ધરાવતા નથી. (પણ અનુક્રમે એક પછી એક જે જન્મ પ્રાપ્ત થવા, તે એક બીજા સાથે જોડાયલા હોતા નથી.)[૩૫] ક્ષણિક વિજ્ઞાનવાદીના મત પ્રમાણે આત્માને ક્ષણિક વિજ્ઞાનરૂપ માનશું તો અમુક પ્રાણીની દાન ધર્મ કરવામાં, વિદ્યા મેળવવામાં અથવા તપોબળનું આચરણ કરવામાં, કેવી રીતે પ્રીતિ થાય? કારણ એક આત્મા જે કાંઇ ધર્મ કરશે, તેનું ફળ બીજાને પ્રાપ્ત થવાનું; (પણ કર્તાને તે સુખનો જરા પણ ભોગ મળી શકશે નહિ).[૩૬] (વિજ્ઞાન વાદીઓના ખંડનના સંબંધમાં) બીજું એક એ પણ કારણ છે કે, પૂર્વજન્મમાં એકે કરેલાં નઠારાં કર્મથી, આ જન્મને વિશે બીજાને દુઃખ ઉત્પન્ન થશે અથવા તો દુઃખી પ્રાણી બીજાના સુકૃતવડે પોતે સુખી થશે. આ લોકમાં જે રીતનો નિર્ણય દૃશ્યની બાબતમાં છે, તેવો જ નિર્ણય અદૃશ્યના સંબંધમાં, અર્થાત્ આત્માના સંબંધમાં હોવો જોઇએ.§[૩૭] (ક્ષણિક વિજ્ઞાનવાદીના કહેવા પ્રમાણે)

---

* આત્મા શરીરથી ભિન્ન છે અથવા સ્થૂલ શરીરથી આત્માનું અસ્તિત્વજ સ્વતંત્ર છે. શરીરમાં આત્મા નથી એમ માનનારાઓને પણ, જે દેવોની તેઓ ઉપાસના કરે છે, તેઓ કાંઇ જોવામાં આવતા નથી, તેમ તેઓનો સ્પર્શ પણ થઇ શકતો નથી; તે છતાં તેને સેવે છે; દર્શને જાય છે; લાડ લડાવે છે; ભાતભાતની પૂજા કરે છે; અને તેઓનું અસ્તિત્વ સૂક્ષ્મરૂપે હોય એમ માનવામાં આવે છે. જો સ્થૂલ દેહથી રહિત એવા દેવોને જેમ માનવામાં તેઓને કોઇ પણ પ્રકારની શંકા નડતી નથી, તો પછી આત્માનું અસ્તિત્વ શરીરથી ભિન્ન છે, એમ માનવામાં તેઓને શું અયોગ્ય લાગે છે?

† આ શ્લોક પણ કૂટ છે અને તે મહાભારતના લેખક ગણેશને ગભરાવનારો જ છે. ટીકાનુસાર તેનો અર્થ કરવામાં આવ્યો છે.

‡ જેમ કે પૃથ્વી, અપ, તેજ તથા વાયુ આ ચાર મહાભૂતો, જે મૂર્ત છે તેમાંથી આકાશ જે અમૂર્ત છે, તેની ઉત્પત્તિ કદી થશે નહિ.

§ આ શ્લોકનો ભાવ આ પ્રમાણે છેઃ-એમ કદી પણ જોવામાં નથી આવતું કે, એક મનુષ્યે જે શુભ યા અશુભ કર્મ કર્યું હોય તેની અસર બીજાને થાય. જો ચૈત્ર નામનો પુરુષ બહાર રાત્રીના ઉઘાડો સૂઈ રહે તો તેથી મૈત્ર જે અન્ય મનુષ્ય છે, તેને શરદી કદી લાગશે નહી. આ રીતે શરીર સંબંધીના પ્રત્યક્ષ પ્રમાણના સરખું જ પ્રમાણ અદૃશ્ય-આત્માના સંબંધમાં પણ લેવું.

પુનર્જન્મને વિશે રહેલું પૃથક્ વિજ્ઞાન, પૂર્વજન્મમાં જે વિજ્ઞાન રહેલું હોય છે તેથી ભિન્ન છે. (પણ વિજ્ઞાનવાદે) આ પૃથક્ વિજ્ઞાનનો ઉદ્ભવ જે પ્રકારે કહ્યો છે, તે યોગ્ય નથી. (પૂર્વજન્મને વિશે સ્થિતિ કરીને રહેલું) વિજ્ઞાન, શરીરના નાશ સૂધી જ રહેતું હોવાથી ક્ષણિક છે; અર્થાત્ તે શાશ્વત નથી. જેને અંત છે તે વિજ્ઞાન, અન્ય વિજ્ઞાન, જેની અંત પછી ઉત્પત્તિ થયલી છે, તેની ઉત્પત્તિના કારણરૂપ કદી બની શકે નહિ. વળી પૂર્વના વિજ્ઞાનનો નાશ બીજા વિજ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપે જો માનીએ તો પછી એક મનુષ્યના શરીરનો સાંબેલા-વડે નાશ થયા પછી તે નિર્જીવ શરીરમાંથી અન્ય શરીરની ઉત્પત્તિ થવી જ જોઈએ. (પરંતુ તેમ તો થતું જ નથી.[38] ક્ષણિક વિજ્ઞાનવાદીના મત પ્રમાણે ઋતુ, સંવત્સર, યુગ, શીત, ઉષ્ણ, પ્રિય, અપ્રિય, એ સર્વે જેમ નાશ પામ્યા પછી ફરીને ઉત્પન્ન થાય છે, તેમ જ વિજ્ઞાન-ધારા પણ જો અનંત હોય તો મોક્ષ પણ વારંવાર થવો જોઇએ અને પાછો નિવૃત્ત થવો જોઇએ. ( આટલા માટે બૌદ્ધનો ક્ષણિકવિજ્ઞાનવાદ ઘણા દોષથી ભરપૂર છે; માટેજ તે બુદ્ધિમાન્ય નથી.)[39]* તર્કવાદી એમ કહેશે કે, આત્મા વિજ્ઞાનનો આશ્રયભૂત છે. તેના આ મત પ્રમાણે પણ દોષ આવશે. જેમ એક બાંધેલું ગૃહ જૂનું થઈ ગયા પછી તેના દુર્બળ થયેલા ટેકાઓ પહેલાં નાશ પામે છે અને પછી ગૃહનો જેમ નાશ થાય છે, તેમ જરા અને વિનાશ કરનારા મૃત્યુવડે આત્મા ઘેરાઈ જશે ત્યારે પ્રથમ તેના વિજ્ઞાનોનો નાશ થશે અને પછી આત્માનો નાશ થશે.†[40] વળી ઇન્દ્રિયો, મન, વાયુ, રુધિર, માંસ, હાડકાં, એ સર્વ એક પછી એક નાશ પામીને પોતાની મૂળ ધાતુમાં મળી જાય છે.‡[41] તેઓ કદાચ કહેશે કે, "આત્મા બુદ્ધિ આદિક ગુણોથી રહિત, શુદ્ધ, અકર્તા અને અભોકતા છે." તેના ઉત્તરમાં કહેવાનું કે, તેમ માનવાથી દાન ધર્મના ફળની પ્રાપ્તિ તેને થશે નહિ અને દાન તથા ધર્માચરણને પ્રતિપાદન કરનારાં વૈદિક વચનો તથા લૌકિક વ્યવહારો પણ નિરર્થકજ થઇ પડશે.[42] આ રીતે (વાદ કરતાં, નાસ્તિકોના) મનમાં અનેક પ્રકારના તર્કો ઉત્પન્ન થાય છે અને આમ હશે કે આમ! એમાનું કાંઈ પણ (તેઓના) જાણવામાં આવતું નથી.[43] તાર્કિકો અનેક જાતના વિચારો કરે છે; અને તે વિચારોની પાછળ દોડે છે, તેમાંથી કોઇક ઠેકાણે તેની બુદ્ધિ સ્થિરતા કરીને બેસે છે ને ત્યાં વૃક્ષની પેઠે પોતાની જડ ઘાલીને જીર્ણ થતાં સૂધી (મરણ પર્યંત) ચોંટી રહે છે.[44] આ પ્રમાણે સર્વ મનુષ્યો સારા અથવા નરસા ઉદ્યમવડે દુઃખી થાય છે; પણ કેવળ વેદો જ તેમને સત્ય માર્ગ પ્રતિ આણે છે. અને માવત હાથીને જેમ ખરે રસ્તે દોરવી જાય છે, તેમ વેદો તેઓને સત્ય માર્ગ પ્રતિ દોરવે છે.[45] ઘણા શુષ્ક જ્ઞાનવાળાઓના મનને એવા વિચારોથી સુખ ઉત્પન્ન કરે એવાં દ્રવ્યને ઇચ્છે છે ને તેથી મહાન્ દુઃખ ભોગવે છે અને પરાધીન થઈ, સુખને મેળવ્યા વિના મૃત્યુને વશ થાય છે.[46] જેનો નાશ નક્કી છે તેવા દેહ ધારણ કરનારા અને અનિશ્ચિત જીવતર ગાળનારા પુરુષને, પોતાથી જૂદા સ્ત્રી, પુત્રવાળા બાંધવોનું શું પ્રયોજન છે? પણ જે પુરુષ એક ક્ષણમાં એ સર્વનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે, તે પુરુષને મરણ પછી જન્મ ધારણ કરવો પડતો નથી.[47] પૃથ્વી, આકાશ, જળ, અગ્નિ અને વાયુ એઓ પણ સદાય શરીરની રક્ષા કરે છે—આ રીતે વિચારવાથી, જેને વિશે શાંતિનો લેશ નથી એવા નાશવંત શરીર ઉપર (વિચારશીળને) કેવી રીતે પ્રીતિ થાય? ખરેખર, જે શરીર નાશવાન્ છે, તેનામાં કોઈ પણ પ્રકારનો આનંદ રહેલો નથી.[48]

આ રીતે વિપ્રલંભ તથા છળથી રહિત, અત્યંત કલ્યાણકારક અને આત્માનું જ્ઞાન કરાવનારું વચન સાંભ-

---

* જો પૂર્વે કહ્યા પ્રમાણે દ્વિતીય વિજ્ઞાન, પૂર્વ વિજ્ઞાનના નાશના પરિણામરૂપ હોય તો પછી નાશનો અર્થ લય એમ થતો નથી તથા એકવાર નિર્વાણની પ્રાપ્તિ થયા પછી નવું વિજ્ઞાન અથવા તો નવો જન્મ થશે તથા ફરી નિર્વાણને પામ્યા પછી ફરી પણ તેવા જ પ્રકારની ગતિ થશે; અને તેમ થવાથી બૌદ્ધના નિર્વાણવડે કૈવલ્ય મોક્ષ જે શાસ્ત્રમાં દર્શાવવામાં આવ્યું છે, તે કદી પ્રાપ્ત થશે નહિ.

† ભાવાર્થ કે, બૌદ્ધ મતાનુયાયીઓ અથવા તેના ભેદરૂપ ક્ષણિક વિજ્ઞાનવાદીઓ પુનરાવર્તનવાળા વિજ્ઞાનથી જોડાયલા શાશ્વત આત્મા છે એમ જો માને તો, તેમ કહેવામાં પણ તેઓ ફાવી શકે એમ નથી. શાસ્ત્ર વચનાનુસાર આત્માને વિશે કોઈ પણ પ્રકારનો વિકાર અથવા ગુણ હોતો નથી, પણ આત્મા શાશ્વત, અવિકારી તથા સર્વ ભાવોથી રહિત જ છે. આત્માને જો ગુણ સાથે જોડવામાં આવે તો એમ અનુમાન થઇ શકશે કે તે પણ ગુણની માફક નાશવાન્ હોવો જોઇએ. પરન્તુ આત્મા અવિનાશી હોવાથી તે વિજ્ઞાનાદિ કોઇ પણ ગુણથી લેપાતો નથી.

‡ ટીકાકાર આ સ્થળે આ પ્રમાણે અર્થ સ્ફુટ કરે છેઃ—ઇંદ્રિયો જ્યારે નાશને પામે છે ત્યારે તેઓનો લય, જે વસ્તુમાંથી તેઓની ઉત્પત્તિ થઇ હોય છે તેમાં થાય છે. આ કારણો અથવા વસ્તુઓ તે પંચમહાભૂતો છે. આથી અનુમાન એમ થાય છે કે, ગુણોનો લય થઈ જવા છતાં વસ્તુઓ કે જેમાંથી ગુણો ઉત્પન્ન થાય છે તેનો નાશ થતો નથી. આથી પણ વિજ્ઞાનવાદીનો કંઈ પણ બચાવ થઈ શકે; કારણ આત્મા, જે શાશ્વત છે તથા વિજ્ઞાનાદિ ગુણોથી યુક્ત છે તેનો, જેમ ઇન્દ્રિયોનો નાશ થવા છતાં પંચમહાભૂતોનો નાશ થતો નથી, તેમ વિજ્ઞાનનો નાશ થવા છતાં આત્માનો નાશ થતો નથી. પણ વક્તા કહે છે કે તેઓનો આ બચાવ અહીં ચાલી શકશે નહિ. કારણ કે એક ભૂત અનેક ભાવોના સમૂહરૂપ છે, અને તેથી ભાવનો નાશ થવાથી તે વસ્તુ પણ નાશ થાય છે.

બીને, રાજા જનક વિસ્મય પામ્યો અને એકવાર ફરીથી નીચે પ્રમાણે પૂર્વ પક્ષ કરવા લાગ્યો.[૪૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'पंचशिखे करेलुं पाखंड खंडन'ए नामनो अध्याय २१८ मो समाप्त.

## અધ્યાય ૨૧૯ મો.

### પુનર્જન્મ તથા મોક્ષ સમ્બન્ધી વિચાર.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર રાજા! મહા ઋષિ પંચશિખે જનકવંશના જનદેવ રાજાને એ પ્રમાણે ઉપદેશ આપ્યા પછી, જનદેવ ફરીને પણ મરણ પછી પુનર્જન્મ તથા મોક્ષ છે કે નહિ, તે વિશે પ્રશ્ન પૂછ્યું.[૧]

જનકે પૂછ્યું;–"હે ભગવન્! મનુષ્ય મરી ગયા પછી તેને સુષુપ્તિ કે મૂર્છાવસ્થાની પેઠે કોઇ પણ જાતનું વિશેષ જ્ઞાન ન રહે તો પછી જ્ઞાન અને અજ્ઞાનમાં ફેર શો? જ્ઞાનપ્રાપ્તિવડે આપણને શું (લાભ) થશે તથા અજ્ઞાનને લીધે આપણને શું હાનિ થશે?[૨] હે દ્વિજોત્તમ! જો મોક્ષ આ રીતનો હોય તો સર્વ ધાર્મિક કર્મો તથા યમોનું પરિણામ નાશને વિશે થશે; અને તેમ થવાથી અપ્રમત્ત તથા પ્રમત્તમાં વિશેષતા શું રહેશે?[૩] તેમજ મોક્ષ થવાથી જો આનંદદાતા સંસર્ગ ન થાય અથવા સ્વર્ગાદિકની પેઠે નાશવંત ફળની પ્રાપ્તિ થતી હોય તો પછી કયા ફળને માટે કર્મ કરવાં અને કરવામાં આવતાં કર્મોનું પરિણામ શું આવે? આ વિષયમાં યથાર્થ નિશ્ચય શો છે, તે મને કહે."[૪]

ભીષ્મે કહ્યું;–તે રાજાને અંધકારમાં ઢંકાઈ ગયેલા જેવો અથવા ભ્રાંતિ પામેલા રોગીના જેવો જોઇને, પુનઃ તેને વાક્યોવડે શાંત કરતા જ્ઞાની એવા પંચશિખે, આ પ્રમાણે કહ્યું:–[૫] "મોક્ષને વિશે લય થવો એટલે નાશ નથી; તેજ રીતે લય એ કોઈ પણ પ્રકારનું અસ્તિત્વ નથી (કે જેનો વિચાર કરવામાં આવે). આપણે જે કંઈ જોઇએ છીએ તે કેવળ શરીર, ઇન્દ્રિયો તથા મનનો સંઘાત–એકત્રપણું છે. જો કે આ બધાનું અસ્તિત્વ સ્વતંત્ર છે, છતાં તે એકબીજાનો આશ્રય લઇને કર્મને વિશે પ્રેરાય છે.[૬] દેહની ઉત્પત્તિ કરનાર પાંચ ધાતુઓ છેઃ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી. એ ધાતુઓ (શરીરના બંધારણમાં) સ્વાભાવિક રીતે એકઠી થાય છે અને સ્વાભાવિક રીતેજ જૂદી થાય છે.[૭] આકાશ, વાયુ, તેજ, અપ તથા પૃથ્વી, આ પાંચવસ્તુઓના એકત્ર થવાથી શરીરની ઉત્પત્તિ થાય છે; પણ શરીર એ કાંઈ એક પૃથક્ તત્ત્વ નથી.[૮] જ્ઞાન, જઠરાગ્નિ તથા પ્રાણવાયુ રૂપ છે–જેને પ્રાણ કહે છે તે આદિ વાયુઓ છે. આ ત્રણને કર્મોના સંગ્રહરૂપ કહેવામાં આવે છે. ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયો (શબ્દસ્પર્શાદિ) અને (આ વિષયોને પ્રકાશ કરનારી) વૃત્તિઓ, ચેતના, મન; પાંચ પ્રાણવાયુ, જેને પ્રાણ અપાનઆદિ કહે છે તે, તથા જઠરાગ્નિમાંથી ઉત્પન્ન થતા રસો અને ધાતુઓ, જે પાચન ક્રિયાનું કામ કરે છે, આ સર્વ પ્રથમ કહેલી ત્રણ વસ્તુઓ-(જ્ઞાન, વાયુ ને ધાતુ) માંથી ઉત્પન્ન થાય છે.*[૯] શ્રવણ, સ્પર્શન, રસન, રૂપ તથા ઘ્રાણ આ પાંચ ઇન્દ્રિયો છે. આ સર્વેએ પોતાના ગુણો મનમાંથી ગ્રહણ કર્યા છે, જે મન આ સર્વના કારણરૂપ છે.[૧૦] ચિદાત્માના ગુણવાળા મનની ત્રણ અવસ્થાઓ છેઃ સુખ, દુઃખ અને સુખ તથા દુઃખનો અભાવ.[૧૧] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ તથા તેમની મૂર્તિઓ (રૂપાશ્રય દ્રવ્ય), એ છ ગુણ મરણ સૂધી જ્ઞાનની સિદ્ધિ કરાવનારા છે.[૧૨] સર્વ કર્મો (સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારાં છે); તેમજ બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારો કર્મસંન્યાસ, તથા સર્વ અર્થમાં રહેલા તત્ત્વનો નિર્ણય, આ સર્વનો આશ્રય ઇન્દ્રિયોને વિશે છે. વિદ્વાનો કહે છે કે, (સત્યનો નિર્ણય) એજ જીવનનું ઉત્કૃષ્ટ ફળ છે; અને તે મોક્ષના બીજરૂપ અથવા મૂળરૂપ છે. બુદ્ધિના સંબંધમાં તેઓ કહે છે કે, તે મોક્ષ તથા બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે.†[૧૩] જે પુરુષ આ ગુણના સમુદાય (શરીર તથા ઇન્દ્રિયોના વિષયો), જે નાશવાન્ છે તેને આત્મારૂપે જુવે છે, તેઓના મિથ્યા જ્ઞાન (અપૂર્ણ જ્ઞાન) ને લીધે, તેઓનાં અનંત દુઃખો શાંત પડતાં નથી.[૧૪] પણ બીજી તરફ, જે પુરુષો સંસારના વિષયોને અનાત્મા માને છે તથા આમ હોવાથી સંસારના વિષયોમાં જેઓને પ્રીતિ અથવા આસંગ હોતો નથી, તેઓને કદી દુઃખ ભોગવવાનો વખત આવતો નથી; કારણ કે દુઃખ જેનો આશ્રય કરીને રહે એવું કોઈ પણ અધિષ્ઠાન હોતું નથી.[૧૫] અહીં હું તને તારા મોક્ષને માટે સમ્યગ્વધ‡ નામનું સર્વ કરતાં શ્રેષ્ઠ ત્યાગ શાસ્ત્ર કહું છું તે તું શ્રવણ કર.[૧૬] જેઓ મુક્તિને માટે નિત્ય ઉદ્યોગ કરતા હોય, તેવા પુરુષોએ કર્મ

* ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયો, વૃત્તિ, ચેતના તથા મન આ પાંચની ઉત્પત્તિ જ્ઞાનમાંથી થયલી છે; પાંચ પ્રાણોની ઉત્પત્તિ વાયુમાંથી થાય છે તથા ધાતુ અને રસોની ઉત્પત્તિ જઠરાગ્નિમાંથી થાય છે.

† બુદ્ધિને અવ્યય કરી કહેવામાં આવી છે; કારણ કે તે અવ્યય એવા મોક્ષની પ્રાપ્તિ કરાવનારી છે. આ બુદ્ધિને મહત કરી કહેવામાં આવે છે; કારણ કે તે મહદ્‌રૂપ બ્રહ્મને પમાડનારી છે. તત્ત્વ નિશ્ચય મોક્ષના બીજરૂપ કહેવાય છે; કારણ તે મુક્તિને પમાડનાર છે.

‡ सम्यग्वध એ પદમાં सम्यक् અને वध એવાં બે પદ છે. सम्यक् કહેતાં સારી રીતે અને वध કહેતાં ગુણાકાર; અર્થાત્ જેમાં વારંવાર તત્ત્વોનો અભ્યાસ કરવામાં આવે છે, એવું સાંખ્યશાસ્ત્ર.

તથા વૈભવોનો પરિત્યાગ કરવો, એ જ તેનું નિત્ય કર્મ છે. જેઓ ત્યાગનો સ્વીકાર કરતા નથી, પરંતુ ત્યાગ વગર જ શાંતિપરાયણ રહી શકાશે એમ વિચારે છે, તેઓને અવિદ્યારૂપ દુઃખદાયક ક્લેશ સહન કરવો પડે છે.[૧૭] દ્રવ્યનો ત્યાગ અને દ્રવ્યપરની આસક્તિનો નાશ કરવા માટે વૈદિકકર્મ–યજ્ઞાદિ કર્મ છે; ભોગનો ત્યાગ કરવા માટે વ્રતો છે; સુખનો ત્યાગ કરવા માટે તપશ્ચરણ છે અને સર્વનો ત્યાગ કરવા માટે યોગ ક્રિયા છે. સર્વ વસ્તુનો ત્યાગ એ સર્વોત્કૃષ્ટ ત્યાગ કહેવાય છે.[૧૮]

દુઃખનો નાશ કરવા માટે કોઇ પણ જાતના ભેદ રહિત સર્વવસ્તુના ત્યાગરૂપ યોગનો માર્ગ હવે હું તને કહું છું. જેઓ આ માર્ગને અનુસરે છે, તેઓ સર્વ દુઃખનો નાશ કરવા સમર્થ થાય છે. જેઓ આ માર્ગથી ભ્રષ્ટ થાય છે, તેમને દુઃખ તથા શોક સહન કરવાં પડે છે.*[૧૯] પ્રથમ પાંચ જ્ઞાનેંદ્રિય અને છઠ્ઠું મન કહીશ. પછી હું તને પાંચ કર્મેન્દ્રિયો અને છઠ્ઠું બળ (પ્રાણ) એ સર્વ ચિત્તમાં ( કેમ ) રહે છે તે કહીશ. અર્થાત્ એ પાંચે ચિત્તમાં કહેતાં બુદ્ધિમાં રહેલાં છે, માટે છઠ્ઠી બુદ્ધિનો ત્યાગ કરવાથી એ સર્વનો ત્યાગ થઇ જાય છે.[૨૦] બે હાથને કર્મેન્દ્રિય જાણવી; બે પગને ગતીન્દ્રિય જાણવી; લિંગને જનનેન્દ્રિય તથા આનંદેન્દ્રિય જાણવી; મળનો ત્યાગ કરવા માટે ગુહ્યેન્દ્રિય છે એમ જાણવું અને શબ્દવિશેષનો ઉચ્ચાર કરવા માટે વાગ્ઇન્દ્રિય છે. આ પાંચ કર્મેન્દ્રિયયુક્ત છઠ્ઠું મન છે. આ રીતે પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય તથા છઠ્ઠું મન મળીને અગ્યાર ઇન્દ્રિયો કહેવાય છે. એ અગ્યાર ઇન્દ્રિયો જાણીને તુરત બુદ્ધિ સાથે વિચાર કરીને મનનો ત્યાગ કરવો. અર્થાત્ મનનો ત્યાગ કરવાથી પાંચ કર્મેન્દ્રિયોનો ત્યાગ થાય છે અને બુદ્ધિનો ત્યાગ કરવાથી પાંચ જ્ઞાનેન્દ્રિયોનો ત્યાગ થાય છે.†[૨૧–૨૨]

“શ્રોત્ર ઇન્દ્રિય છે, શબ્દ વિષય છે, ચિત્ત શ્રોતા છે અને શ્રવણ એ ક્રિયા છે. આ રીતે શ્રવણ ક્રિયામાં ઇન્દ્રિય, વિષય અને શ્રોતા એ ત્રણ ઉપયોગી છે. એ રીતે જ સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ ચારે વિષયોમાં પણ ત્રણ ત્રણની આવશ્યકતા છે.[૨૩] આ રીતે પાંચ ત્રેખડાઓ મળી પંદર થાય છે, તે શબ્દાદિક તન્માત્રાના જ્ઞાનમાં ઉપયોગી છે અને જેના અનુભવથી સ્થૂલ ઇન્દ્રિય, ધર્મ તથા ધર્મને વિશે યોજાયલું મન, આ ત્રણ પ્રકારનો ભાવ વારા ફરતી જીવની પાસે પ્રાપ્ત થાય છે.[૨૪] (મનના વિષયરૂપે) બીજા ત્રણ ગુણો છેઃ–સાત્વિક, રાજસ તથા તામસ. સર્વ પ્રહર્ષાદિ વૃત્તિઓ યુક્ત‡ ત્રણ પ્રકારના અનુભવો આ ગુણોમાંથી ઉત્પન્ન થાય છે.[૨૫] ઇષ્ટ વસ્તુના શ્રવણથી હર્ષ, ઇષ્ટ વસ્તુના દર્શનથી પ્રીતિ, ઇષ્ટ વસ્તુના લાભથી આનંદ, ઇષ્ટ વસ્તુના સમાગમથી સુખ અને ચિત્તની શાંતિ, આ સર્વ વૈરાગ્યથી સ્વાભાવિક રીતે અથવા તો ઇષ્ટ વસ્તુના લાભથી ઉત્પન્ન થયલાં હોય, તોપણ તે સત્વગુણનાં લક્ષણ છે;§[૨૬] અસંતોષ, પરિતાપ, શોક, લોભ અને અક્ષમા, એ રજોગુણનાં લક્ષણ છે અને તે કોઇ પણ કારણને લઇને કે વગર કારણે (પણ) ઉત્પન્ન થાય છે;[૨૭] અવિવેક, મોહ, પ્રમાદ, સ્વપ્ન, તંદ્રા એ હરકોઇ પણ રીતે ઉત્પન્ન થાય, ત્યારે અનેક જાતના તમોગુણનાં લક્ષણ છે.[૨૮] શરીરમાં અથવા તો મનવિશે પ્રીતિયુક્તભાવ પ્રવર્તે, ત્યારે સત્વગુણનો ઉદય થયો એમ જાણવું;[૨૯] જ્યારે પોતાના મનને અસંતોષ અને અપ્રીતિ ઉપજાવનારો ભાવ થાય, ત્યારે જાણવું કે રજોગુણની પ્રવૃત્તિ થઇ છે;[૩૦] અને જ્યારે કાયા અથવા તો મન વિશે મોહ ઉત્પન્ન થાય અને જે સમયે વિચાર કરતાં તર્ક પણ ન ચાલી શકે, તેમ કંઇ જાણવામાં પણ ન આવે, ત્યારે જાણવું કે તમોગુણનો ઉદય થયો છે.[૩૧]

“શ્રોત્રેન્દ્રિય આકાશનો આશ્રય કરનારી છે. તે પોતે આકાશરૂપ છે. શબ્દને શ્રોત્ર આશ્રયરૂપ છે. (આથી શબ્દ આકાશના વિકારરૂપ છે). શબ્દનું વિજ્ઞાન ચાલતું હોય ત્યારે શબ્દ તથા આકાશનું જ્ઞાન થતું નથી; પણ જ્યારે શબ્દનું જ્ઞાન થઇ રહેલું હોય છે, ત્યારે શ્રોત્ર તથા આકાશ ઉભય જાણવામાં આવે છે.‖[૩૨] આ જ પ્રમાણે ત્વચા, ચક્ષુ, જિહ્વા તથા પાંચમી નાસિકાના સંબંધમાં પણ જાણવું. તેઓનું અસ્તિત્વ સ્પર્શ, રૂપ, રસ તથા ગંધને વિશે છે. એ સર્વ મનનો વિષય છે તથા તેઓ મન રૂપજ છે.¶[૩૩] દરેક પોતપોતાના ધર્મમાં પ્રવર્તેલી હોવાથી, પાંચ કર્મેન્દ્રિયો તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો એકત્ર સ્થિતિ કરીને રહેલી છે. આ દશેનો સંગમ થવાથી અગિયારમા રૂપે મન તેમાં રહે છે તથા મનને વિશે બારમી બુદ્ધિ રહેલી છે.[૩૪] જો કોઈ એમ કહે કે, આ

* બાલ્લવી શાખાના બ્રાહ્મણો કહે છે કે ત્યાગ જ સર્વ કરતાં મોક્ષનું શ્રેષ્ઠ સાધન છે; ત્યાગ કરવાથી જ જ્ઞેય વસ્તુનું જ્ઞાન થાય છે અને ત્યાગ કરનારાને પરમ પદની પ્રાપ્તિ થાય છે.

† મનનો ત્યાગ કરવાથી પાંચ પ્રકારની કર્મેન્દ્રિયોનો ત્યાગ થઇ શકે છે તથા બુદ્ધિનો ત્યાગ કરવાથી મન સહિત સર્વ જ્ઞાનેન્દ્રિયોનો ત્યાગ થઈ શકે છે.

‡ ભાવ અને મનોવિકાર.

§ चिंतितः ઉત્પન્ન થયલાં હોય. આને બદલે કેટલીક પ્રતમાં चित्तजः અર્થાત્ ચિત્તમાંથી ઉત્પન્ન થયલા એવો પાઠ છે.

‖ શ્રોત્રના નાશથી શબ્દ તથા આકાશનો નાશ થાય, પણ ચિત્તનો લય થવાથી સવનો નાશ થાય છે.

¶ અનુમાન એ આવે છે કે, ઇન્દ્રિયોના ધર્મોનો લય થવાથી સ્વતઃ ઇન્દ્રિયોનો લય થાય છે તથા મનનો પણ લય થાય છે અથવા મનનો લય થવાથી સર્વનો લય થાય છે.

બાર એકત્ર રહેતી નથી, તો પછી તેનું પરિણામ એ આવે કે, સુષુપ્તાવસ્થામાં લય થાય. પણ સુષુપ્તાવસ્થામાં લય થતો નથી, તેથી આ બારે એકત્ર રહે છે ખરી, પણ તે આત્માથી ભિન્ન રહે છે, એમ જ અનુમાન કરવું જોઇએ. માટે આત્માની સાથે આ બારેનો યુગપદ્‌ભાવ (એકત્ર સ્થિતિ), લૌકિક વ્યવહારને અનુસરીને સામાન્ય રીતે કહ્યો છે.[૩૫] સ્વપ્નદ્રષ્ટા પુરુષ, પૂર્વની ઇન્દ્રિયવાસનાને લીધે પોતાની ઇન્દ્રિયોને તેઓના સૂક્ષ્મરૂપોને વિશે જુવે છે અને પોતે ત્રણ ગુણો (સત્વ, રજ તથા તમ)થી યુક્ત હોય છે, તેથી તે પોતાની ઇન્દ્રિયોનું, તેઓના વિષયોની સાથે અસ્તિત્વ માને છે; તથા જાગ્રતાવસ્થાની માફક સંકલ્પાત્મક શરીરવડે ક્રિયા કરે છે તથા હાલે ચાલે છે.*[૩૬] બુદ્ધિ તથા ઇંદ્રિયો સહિત મનનો આત્મામાંથી સંહાર, જેનો થોડા સમયમાં અભાવ થાય છે, જે સંહાર ચલ છે, તથા તમો ગુણને લીધે ચિત્તવડે જેની ઉત્પત્તિ થાય છે, તેને વિદ્વાનો તમોગુણી સુખ કહે છે; તથા સ્થૂલ શરીરમાં જ તેનો ઉદ્ભવ થાય છે. (પણ મોક્ષસુખ તેથી ભિન્ન છે).†[૩૭] મોક્ષ સુખ એ એક એવું સુખ છે કે, તેનો વેદોએ પ્રકાશ કર્યો છે અને તેમાં લેશ પણ દુઃખનો અંશ હોતો નથી. બેઉમાં એક જ પ્રકારનું અવર્ણનીય તથા સત્યને આવૃત કરનારું તમ (અંધકાર) હોય એમ દેખાય છે, પણ ખરેખરી રીતે જોતાં મોક્ષ સુખ કોઇ પણ પ્રકારના તમથી દૂષિત નથી.‡[૩૮] જેમ સુષુપ્તાવસ્થામાં હોય છે તેમ મોક્ષમાં પણ ગુણો, કે જેની ઉત્પત્તિ કર્મમાં હોય છે, તેનો સર્વથા ત્યાગ કરવામાં આવે છે. કેટલાક જેઓ અવિદ્યાથી આવૃત છે, તેઓમાં દ્રઢ રીતે આ ગુણો વળગેલા છે. પણ બીજા, કે જેઓએ અવિદ્યાનું ઉત્ક્રમણ કર્યું છે તથા જ્ઞાનની પ્રાપ્તિ કરી હોય છે, તેની સમીપ આ ગુણો આવતા નથી.§[૩૯] પૂર્વે કહેલા ભૂતાદિકના સમાહારને અધ્યાત્મ વેત્તાઓ ક્ષેત્ર કહે છે; અને જે ભાવ મનમાં નિવાસ કરીને રહે છે, તેને ક્ષેત્રજ્ઞ કહે છે.[૪૦] આ પ્રમાણે સર્વે પ્રાણીઓ અનાદિ કાળથી અવિદ્યાને લીધે કર્મને આધીન થઇને, સ્વાભાવિક રીતે વ્યવહારમાં પ્રવર્તે છે, તો પછી ઉચ્છેદ કોનો, અને સનાતન પણ કોણ? અથવા તો શાશ્વત એવા આત્માનો ઉચ્છેદ કેવી રીતે થઇ શકે?||[૪૧] જેમ નાની નદીઓ મોટા નદમાં સમાઇ જઇને પોતાના નામ તથા રૂપનો ત્યાગ કરે છે; તેમ જ મોટા નદો પણ સમુદ્રમાં સમાઈ જઇને પોતાનાં નામ તથા રૂપનો ત્યાગ કરે છે, તે જ પ્રમાણે પ્રાણીનો (બ્રહ્મ–પરમાત્મા, જે સર્વની ઉત્પત્તિનું સ્થાન છે, તેમાં ભળી જાય છે, અને પુનઃ જન્મ નથી, એવો) મોક્ષ થાય છે!¶[૪૨] આ પ્રમાણે દેહરૂપી ઉપાધિવાળો જીવ, સર્વ પ્રકારે, દર્પણમાં રહેલા મુખની પેઠે જોવામાં આવે છે; અને ઉપાધિ દૂર થયા પછી તેનું કોઇ પણ રીતે જ્ઞાન થતું નથી; અને તેનું જ્યારે જ્ઞાન થતું નથી તે ઉપરથી, જેમ દર્પણના અભાવથી મુખનો નાશ થતો નથી, તેમ જ ઉપાધિ નાશ થાય ત્યારે આત્માનો પણ નાશ થાય છે, આવી શંકા કરવી યોગ્ય નથી.[૪૩] જે પુરુષ સાવધાન થઇને આ રીતે મુક્તિના ઉપાયનું અવલંબન કરીને આત્માના ધ્યાનમાં પરાયણ રહે છે, તે પાણી રેડ્યા છતાં

---

* ટીકાકાર नानुपर्येतिમાં રહેલા ना શબ્દવડે અહીં મનુષ્ય અર્થાત્ સ્વપ્નદ્રષ્ટાને ગણ્યો છે.

† उपरमंનો અર્થ युगपद्भावस्य उच्छेदं। અર્થાત્ ઇંદ્રિયો, મન તથા બુદ્ધિમાંથી આત્માનું ઉપરામ પામવું. બુદ્ધિ આદિમાંથી આત્માના ઉપરામ પામવાને મોક્ષ કહે છે. મોક્ષ શાશ્વત હોવાથી, બુદ્ધિ આદિમાંથી આત્માનું થોડા સમયને માટે ઉપરામ પામવું, તેને સુષુપ્તાવસ્થા કહે છે તથા તે તમોગુણનું પરિણામ છે. આ યુગપતના વિચ્છેદને (આત્મામાંથી છૂટા પાડવાને) એક પ્રકારનું સુખ માનવામાં આવ્યું છે, પણ તે સુખ મોક્ષથી ભિન્ન છે. કારણ મોક્ષ સુખ શાશ્વત તથા તેનો અનુભવ સ્થૂલ શરીરથી થતો નથી.

‡ આ શ્લોકમાં પ્રથમ મોક્ષ સુખનું વર્ણન કર્યું છે તથા તે સુખને સુષુપ્તાવસ્થાના સુખ સાથે સરખાવ્યું છે. પણ તે ખોટું છે. કારણ કે મોક્ષસુખ તમથી દૂષિત નથી. મુંબઇની પ્રતનો न कृच्छ्रं अनुपश्यति એ પાઠ વધારે સારો છે. બંગાળની પ્રતમાં न किंचिदनु शाम्यति એવો પાઠ છે, અર્થાત્ મોક્ષમાં સુખ દુઃખ અથવા જ્ઞાતા જ્ઞેયભાવ હોતો નથી. દુઃખવડે દ્વૈતભાવ લેવો. એટલે કે જ્ઞાત તથા જ્ઞાન એ ભિન્ન છે. મોક્ષમાં દ્વૈતભાવનો અભાવ હોય છે.

§ આ શ્લોકમાં પંચશિખ મુનિ, સુષુપ્તાવસ્થા તથા મોક્ષની વચ્ચે સાદૃશ્યતા દર્શાવે છે. બેઉમાં स्वकर्म प्रत्ययः गुणः નો ત્યાગ કરવામાં આવે છે. ગુણનો અર્થ અહીં નીલકંઠના કહેવા પ્રમાણે ચેતનથી તે જડપર્યંત સર્વ ઇન્દ્રિયોના વિષયો લેવા. स्वकर्मप्रत्ययનો અર્થ कर्महेतुकाविर्भाव થાય છે. અર્થાત્ કર્મો કે જેઓની ઉત્પત્તિ થવાથી ફરીને વ્યક્ત એવા શરીરને ધારણ કરવું પડે છે તે.

|| આનું તાત્પર્ય એ છે કે ભૂતાદિકનો સમુદાય તો સ્વરૂપે કરીને જડ નથી, તો પછી તેનો ઉચ્છેદ કેમ સંભવે? તેમ આત્મા તો સનાતન છે, તો પછી તેનો ઉચ્છેદ પણ કેમ થાય? આ શ્લોકનો ભાવ આ પ્રમાણે છેઃ–સર્વ પ્રાણી માત્રનું અસ્તિત્વ જોવામાં આવે છે. આ અસ્તિત્વ અવિદ્યા, કામના તથા કર્મને લીધે હોય છે. તેઓનું અસ્તિત્વ એવી રીતનું હોય છે કે દેહ તથા આત્માની વચ્ચે સંબંધ હોવા સામાન્ય રીતે જે પ્રાણીઓને આપણે જોઇએ છીએ તેમનું પારમાર્થિક રીતે અસ્તિત્વ હોય એમ દેખાય છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે નાશવાન્ શું છે? શરીર કે આત્મા? આ પ્રશ્નનું ઉત્તર ગમે તેમ ચાલી શકે એમ નથી. કારણ કે शाश्वतो वा कथं उच्छेदवान् भवेत्। અર્થઃ--આત્મા જેને વિદ્વાનોએ શાશ્વત કહ્યો છે તેને નાશવાન્ કેવી રીતે કહેવાય? નહિ જ કહી શકાય. वर्तमानेषु એટલે લૌકિક વ્યવહારને વિશે તથા उच्छेदનો અર્થ उच्छेदवान् થાય છે.

¶ મહત્‌થી લઇને ઘડા પર્યંત સર્વ પદાર્થોનો ઉત્પત્તિના ક્રમથી વિપરીત રીતે લય થાય છે; અર્થાત્ સ્થૂલનો સૂક્ષ્મમાં, સૂક્ષ્મનો કારણમાં અને કારણનો શુદ્ધ બ્રહ્મમાં લય થાય છે.

જેમ કમળનું પાંદડું ભીંજાતું નથી, તેમ અનિષ્ટ કરનારાં કર્મોનાં ફળોથી લેપાતો નથી![44] અને જે પુરુષ, સંતાનોના સ્નેહરૂપી તથા દેવનાં યજ્ઞાદિ કર્મરૂપી સંખ્યાબંધ પાશોથી મુક્ત થાય છે, તે પુરુષ જ્યારે સુખ અને દુઃખોને તજી દે છે અને સર્વ આસંગોનું અતિક્રમણ કરે છે, તે સમયે જ પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇન્દ્રિયો, આ સત્તર અવયવવાળા લિંગ દેહમાંથી મુક્ત થઇને, પરમ ગતિને પામે છે.[45] જે શ્રુતિનાં વચન બ્રહ્મની સાથે ઐકય કરાવનારાં છે તેને જે સમજ્યો છે તથા શાસ્ત્રમાં દર્શાવેલાં માંગલિક સાધનો જેણે સાધ્યાં છે, તે જરા તથા મૃત્યુના ભયથી રહિત થઈ સુખે સૂવે છે. અને જ્યારે પુણ્ય તથા પાપનો ક્ષય થાય છે તથા તેમાંથી ઉત્પન્ન થતા સુખ દુઃખરૂપી ફળોનો નાશ થાય છે, ત્યારે સર્વ વસ્તુમાંની આસક્તિનો નાશ થઈ જાય છે; અને ત્યારે તે મનુષ્ય સગુણ બ્રહ્મનો આશ્રય કરે છે અને પછી પોતાની બુદ્ધિ વિશે નિર્ગુણ બ્રહ્મને જૂવે છે.*[46] રેશમનો કીડો જેમ પોતાની લાળના તંતુમાંથી કરેલા ઘરમાં રહે છે; તેમ જીવ પણ અવિદ્યાવડે અધઃપાતને પામતો છતો પોતાના કર્મમય ઘરમાં નિવાસ કરે છે; અને જેમ રેશમનો કીડો છૂટો પડી પોતાના તંતુનો ત્યાગ કરે છે, તેમ પોતાના કર્મથી ઉત્પન્ન થયલા ગૃહનો જીવ ત્યાગ કરે છે; અને માટીનો પિંડ જેમ પત્થરના ઉપર પડવાથી ભાંગીને ભૂકો થઈ જાય છે, તેમ જ જીવ પણ જ્યારે મુક્ત થાય છે ત્યારે તે દુઃખરહિત થઇ જાય છે.†[47] જેમ રુરુ જાતિનું મૃગ કોઇ જુવે નહિ તેમ પોતાના જીર્ણ શિંગડાનો ત્યાગ કરીને સુખી થાય છે; જેમ સર્પ કોઈ જુવે નહિ તેમ પોતાની કાંચળીનો ત્યાગ કરીને સુખી થાય છે; તેમ જ જીવ પણ સંસારનો ત્યાગ કરે છે, એટલે દુઃખમાંથી છૂટો થાય છે.[48] જેમ આસક્તિ વિનાનું પક્ષી પાણીમાં પડી જતાં વૃક્ષનો ત્યાગ કરીને ઉડી જાય છે; તેમ જ આસંગનો (સંસારની વાસના–મોહનો) ત્યાગ કરવાથી, પુરુષ સુખ તથા દુઃખનો ત્યાગ કરીને તથા ષોડષ્ વિકારવાળા લિંગ શરીરનો પણ ત્યાગ કરીને, ઉત્તમ ગતિને પામે છે."‡[49]

(ભીષ્મે કહ્યું;–)આવું જ્ઞાન સંપાદન કર્યા પછી મૈથિલ રાજા જનકે પંડે, એક વખતે પોતાના નગરને અગ્નિથી બળતું જોઇને કહ્યું હતું કે, "આ મિથિલા નગરી બળે છે; પરંતુ તેમાં મારું કંઈ પણ બળતું નથી."[50] રાજા જનકે પંચશિખાચાર્યે પંડે કહેલું અમૃત સમાન મોક્ષ સંબંધી જ્ઞાન સાંભળીને સર્વનું અવલોકન કર્યું, સર્વ વસ્તુનો નિશ્ચય કર્યો અને શોકનો ત્યાગ કરીને તે પરમ સુખમાં વિહાર કરવા લાગ્યો.[51] હે રાજા! જે પુરુષ જેમાં મોક્ષનો નિશ્ચય કરવામાં આવ્યો છે, એવા આ અધ્યાયનો પાઠ કરે છે તથા તેનું નિત્ય અવલોકન કરે છે તે પુરુષ, મૈથિલ રાજા જેમ કપિલના શિષ્ય પંચશિખનો સમાગમ કરીને મોક્ષ પામ્યો હતો, તેમ દુઃખરહિત થાય છે, ઉપદ્રવોનો અનુભવ કરતો નથી અને મોક્ષને પામે છે.[52]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'पंचशिखनां वाक्य' ए नामनो अध्याय २१९ मो समाप्त.

## અધ્યાય ૨૨૦ મો.

### દમની શ્રેષ્ઠતા.

યુધિષ્ઠિરે પૂછયું;–હે ભીષ્મ પિતામહ! પુરુષ શા ઉપાયથી સુખી થાય, શું કરવાથી દુઃખી થાય અને શું કરવાથી જગતમાં નિર્ભય અને સિદ્ધ થઇને ફરે?[1]

ભીષ્મે કહ્યું;–હે રાજા યુધિષ્ઠિર! વેદાધ્યયનમાં પરાયણ રહેનારા વૃદ્ધ પુરુષો સર્વે વર્ણને માટે અને બ્રાહ્મણોને માટે વિશેષે કરીને, દમ (ઇન્દ્રિયોને દમન કરનારા ગુણ) ની પ્રશંસા કરે છે.[2] જે પુરુષ દમ રહિત છે, તેની ક્રિયા યથાર્થ રીતે સિદ્ધ થતી નથી. ક્રિયા, તપ અને સત્ય એ સર્વ દમમાં રહેલું છે.[3] દમ તેજને વધારે છે, દમને પવિત્ર ગુણ કહ્યો છે, દમવડે પાપ અને ભયથી રહિત થયેલો પુરુષ મહાન્ ફળને પામે છે;[4] દમશીળ પુરુષ સુખથી સુવે છે, સુખથી જાગ્રત થાય છે, સુખથી જગતમાં ફરે છે અને એનું મન પણ પ્રસન્ન રહે છે;[5] દમવડે દરેક પ્રકારના ચિત્તના ઉદ્વેગને રોકી રાખી શકાય છે, દમવડે રજોગુણને જિતવામાં આવે છે તથા દમવડે ઘણા કામાદિક વિકારો આત્માથી જૂદા

* જ્યારે મનુષ્યોની દરેક વસ્તુ વિશે અનાસક્તિ થાય છે તથા નિવૃત્તિ ધર્મનો સ્વીકાર કરે છે, ત્યારે પુણ્ય તથા પાપ, તેમ જ તેના ફળરૂપે રહેલા આ લોક તથા અન્ય લોકને વિશે ભોગવવામાં આવતા સુખ અને દુઃખનો, નાશ થાય છે. આ શ્લોકના બીજા ચરણનો અન્વય આ પ્રમાણે છે:-असक्ताः अलेपं आकाशं आस्थाय महति अलिंगमेव पश्यन्ति ॥ अलेपं आकाशं आस्थायનો અર્થ ટીકાકારે सगुणं ब्रह्म आस्थाय કર્યો છે.

† આ શ્લોકમાં ऊर्णनाभ શબ્દ છે, તેનો અર્થ જે પોતાના ઉદરમાંથી તંતુ કાઢે છે તે, સર્વ કીડાને લાગુ પડે છે; આથી તેનો બીજો અર્થ કરોળિયો છે. પણ અહીં ऊर्णनाभનો અર્થ કરોળિયો લેવો તે કરતાં રેશમનો કીડો લેવો તે વધારે સારો છે; અને તેથી સાદૃશ્યતા બરાબર સમન્વય છે.

‡ આ શરીર અવિદ્યા તથા કર્મનું પરિણામ છે; તેથી જ્યારે અવિદ્યા તથા કર્મનો નાશ થાય છે ત્યારે મોક્ષની પ્રાપ્તી થઈ શકે છે.

છે, એમ જાણવામાં આવે છે.[૬] પ્રાણીઓને જેમ વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીઓથી સદાય ભય રહે છે, તેમ દમ વિનાના પુરુષોથી પણ પ્રાણીઓને સદાય ભય રહે છે. એટલા માટે દમરહિત પુરુષોને નિયમમાં રાખવા માટે સ્વયંભૂ બ્રહ્માએ રાજાને ઉત્પન્ન કર્યો છે.[૭] સર્વે આશ્રમોમાં દમ જ શ્રેષ્ઠ છે. ચારે આશ્રમોના ધર્મો પાળવાથી જે ફળ મળે છે, તેના કરતાં દમ પાળવામાં અધિક ફળ સમાયલું છે.[૮] જેઓએ દમની અત્યંત પ્રસંશા કરી છે, તે પુરુષોએ દમના લક્ષણુનો જે હેતુ* કહ્યો છે તે કહી સંભળાવું તે તું સાંભળ. કૃપણુતાનો અભાવ, અભિનિવેશનો અભાવ, સંતોષ, શ્રદ્ધાળુતા,[૯] અક્રોધ, સરળતા, લૌકિક વાતો બહુ નહિ કરવી, નિરભિમાનીપણું, ગુરુની સેવા, ઈર્ષ્યાનો ત્યાગ, પ્રાણીઓ ઉપર દયા, ચાડીયાપણાનો અભાવ;[૧૦] રાજા તથા અધિકારી પુરુષોની વાતો નહિ કરવી, મિથ્યા તથા જૂઠું ભાષણ નહિ કરવું, કોઇની સ્તુતિ કે નિંદા નહિ કરવી, મોક્ષની ઈચ્છા રાખવી, સુખ કે દુઃખ જે આવે તેને માટે ભવિષ્યમાં હર્ષ કે વિષાદનો વિચાર કરવો નહિ–આ લક્ષણ દમ ગુણવાળા પુરુષોના છે.[૧૧] વળી જે દમ ગુણવાળો હોય છે, તે કોઈની સાથે વૈર કરતો નથી, અમાયિકપણાથી રાગ કે દ્વેષ રહિત બની સર્વનો સત્કાર કરે છે, કોઇની નિંદા કે સ્તુતિ કરતો નથી, સદાચારી રહે છે, શીલસંપન્ન રહે છે, શુદ્ધ મનનો તથા ધીરજવાન્ હોય છે અને કામાદિક દોષોને જિતનારો હોય છે.[૧૨] આવો દમ ગુણવાળો પુરુષ જગતમાં સત્કાર પામે છે અને મરણ પછી સ્વર્ગમાં જાય છે. દમ–સેવી પુરુષ મદદ વિના નહી મળી શકનારી વસ્તુઓ પ્રાણીઓને અપાવી હર્ષને પામે છે તથા સુખી થાય છે.†[૧૩] વળી તે સર્વ પ્રાણીઓનું હિત કરવામાં પરાયણ રહેતો હોવાથી કોઇનો પણ દ્વેષ કરતો નથી. તે, મોટા ધરાની પેઠે અક્ષોભ્ય (કોઇ પણ રીતે ક્ષોભ ન પામે તેવો ધીરવીર) હોય છે અને જ્ઞાનવડે તૃપ્ત અને પ્રસન્ન રહે છે.[૧૪] બુદ્ધિમાન્ તથા સર્વભૂત માત્રને નમવા યોગ્ય દાંત પુરુષ, કોઈથી પણ ભયને પામતો નથી, તેમ કોઇ પ્રાણી તેનાથીએ ભય પામતું નથી.[૧૫] મહાન્ સંપત્તિનો લાભ થવાથી જેને હર્ષ થતો નથી, તેમ દુઃખ પડવાથી જેને ખેદ પણ થતો નથી, તે સંતુષ્ટ બુદ્ધિવાળો કહેવાય છે. આવો માણસ દાંત કહેવાય છે તથા (તેને જ) દ્વિજ કહેવામાં આવે છે.[૧૬] જે પુરુષ શાસ્ત્રના જ્ઞાનવાળો હોય, વેદોક્ત કર્મ કરતો હોય, સત્પુરુષોએ આચરેલા માર્ગ ઉપર વર્તતો હોય, પવિત્રાત્મા હોય અને સદાય દમ ગુણથી સંપન્ન હોય, તે પુરુષ મોટું ફળ ભોગવે છે.[૧૭] જેઓ દુરાત્મા છે, તેઓમાં ઈર્ષાનો ત્યાગ, ક્ષમાશીળપણું, શાંતિ, સંતોષ, પ્રિયવાદીપણું, સત્ય, દાન અને તૃષ્ણારહિતપણું, એ ગુણો હોતા નથી;[૧૮] પરંતુ કામ, ક્રોધ, લોભ, પારકાની ઈર્ષા ને નિંદા–આ ગુણો દુરાત્માઓમાં હોય છે. કામનો તથા ક્રોધનો વિજય કરીને બ્રહ્મચર્યવ્રત પાળીને,[૧૯] (દાંત) બ્રાહ્મણે, ઉગ્ર તપશ્ચર્યા કરી તથા તીવ્ર વ્રતાચરણ પાળી, જેમ એક મનુષ્ય પોતે દેહવાન્ હોવા છતાં પૂર્ણ રીતે એમ જાણતો હોય છે કે હું નાશવાન્ નથી, તેમ તેણે પોતાના યોગ્ય સમયની (મૃત્યુની) વાટ જોતાં, શાંતપણે જ આ લોકમાં વિચરવું.[૨૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'दमनी प्रशंसा' ए नामनो अध्याय २२० मो समाप्त.

---

## અધ્યાય ૨૨૧ મો.

### ભક્ષ્યાભક્ષ્ય અને ઉપવાસ વિષે વિચાર.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પીતામહ! બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય, વ્રતની દીક્ષા લઈને દેવતાઓને આપતાં શેષ રહેલું હવિષ્ તથા મદ્યમાંસાદિ, સ્વર્ગ લોકની અથવા પુત્રાદિકની કામનાને માટે ખાય છે, તે કર્મ યોગ્ય છે કે અયોગ્ય તે મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! વેદમાં નહિ કહેલાં વ્રતો ધારણ કરીને કાર્ય સિદ્ધ કરવા માટે જેઓ અભક્ષ્ય–એવા માંસ તથા મદ્યનું ભક્ષણ અને પાન કરે છે તેઓને સ્વેચ્છાચારી જાણવા; અને જેઓ વેદોક્ત વ્રત ધારણ કરીને સ્વર્ગ તથા પુત્રાદિકની કામનાવડે દોરવાઈ, વેદોક્ત વિધિથી માંસ તથા મદિરાનું સેવન કરે છે તેઓ સ્વર્ગમાં જાય છે ખરા, પણ તેઓ ત્યાંથી પાછા (પડી) આ લોકમાં અવતરે છે.[૨]‡

યુધિષ્ઠિરે પૂછ્યું;–કેટલાએક ઉપવાસ કરીને દેહને પીડા કરવી એને તપ કહે છે, તો હે મહારાજ! એને તપ જાણવું કે તપ કંઈ બીજું છે?[૩]

ભીષ્મે કહ્યું;–મનુષ્યો મહિનાના અથવા પખવાડીયાના ઉપવાસ કરીને માને છે કે, અમે તપ કર્યું, પરંતુ તેમ કરવાથી આત્મજ્ઞાન સંપાદન કરવામાં વિઘ્ન

---

* સમુદયનો અર્થ અહીં ટીકાકારે હેતુ કર્યો છે. † દુકાળના સમયમાં ગરીબોને અન્ન તથા વસ્ત્ર આપવાં, અપાવવાં એમ અહીં અનુમાન થઇ શકે છે. ‡ બંગાળની પ્રતમાં व्रतलुब्धाः ને બદલે व्रतलुप्ताः એવો પાઠ છે. જેનો અર્થ એમ થાય છે કે 'આવું વ્રતાચરણ કરનારા છેતરાય છે.' ભાવ એ છે કે, તેઓ કામનાને લીધે સ્વર્ગ અથવા બીજી કામનાને પ્રાપ્ત થાય છે, છતાં પુણ્યની નિવૃત્તિ થતાં તેઓનો પાછો અધઃપાત જ થાય છે, પણ શાશ્વત સુખ જે મોક્ષ તે તો નિવૃત્તિ ધર્મનો સ્વીકાર કરવાથી જ પ્રાપ્ત થાય છે, તેની તેઓને પ્રાપ્તિ થતી નથી.

નડે છે, તેથી સત્પુરુષો તેને તપ માનતા નથી.*[4] આત્મવિદ્યામાં ઉપયોગી તપ આ પ્રમાણે છેઃ–સર્વ પ્રાણીઓને ભય ઉપજાવે તેવાં કર્મનો ત્યાગ કરવો અને સર્વે પ્રાણીઓનું સમારાધન કરવું તેને ઉત્તમ તપ કહેલું છે. જે પુરુષ આ પ્રમાણે વર્તે છે તે પુરુષ ઉપવાસ નહિ કર્યાં છતાં સદા ઉપવાસી અને બ્રહ્મચર્ય નહિ પાળ્યા છતાં સદાય બ્રહ્મચારી જ કહેવાય છે.[5] હે ભરતવંશી રાજા ! જે પુરુષ આ પ્રમાણે ધર્માચરણની ઇચ્છા કરે છે, તે મુનિ તથા દેવતા સમાન ગણાય છે, તે સદાય જાગ્રત રહેનારો ગણાય છે તથા કુટુંબના સહવાસમાં રહેવા છતાં તે ધર્મના કાર્યમાં રોકાયલો માનવામાં આવે છે.[6] જે દ્વિજ જાતિનો પુરુષ સદાય માંસનો આહાર કરશે નહિ, સદા પવિત્ર રહેશે, અમૃતનું સદાય ભોજન કરશે, દેવતા અને અતિથિનું પૂજન કરશે,[7] તે યજ્ઞના શેષ રહેલા અન્નનો ભોક્તા કહેવાશે, અતિથિનું વ્રત પાળનારો કહેવાશે, સદાય દેવ બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા રાખનારો મનાશે, દેવતા તથા બ્રાહ્મણની પૂજા કરનારો કહેવાશે.[8]

યુધિષ્ઠિરે પૂછ્યુંઃ–આવી રીતનું તપશ્ચરણ કરનારો હમેશાં ઉપવાસી હોય, બ્રહ્મચર્યને પાળનારો હોય, હવિષનું શેષ અન્ન ભોજન કરનારો હોય અથવા અતિથિનું આદરાતિથ્ય સદા કરનારો હોય, એમ કેવી રીતે કહેવાઈ શકે ?[9]

ભીષ્મે કહ્યું;–જે પુરુષ પ્રભાતનું ભોજન અને રાત્રિનું ભોજન, એ બેની વચ્ચે ભોજન કરતો નથી, તેને (સદા) ઉપવાસી જાણવો.[10] જે દ્વિજ જાતિનો પુરુષ ઋતુકાળમાં જ સ્ત્રીની પાસે જતો હોય, જે પુરુષ નિત્ય જ્ઞાનમાં નિષ્ઠાવાળો રહેતો હોય તથા જે સત્યવાદી હોય તેને બ્રહ્મચારી જાણવો.[11] જે પુરુષ વૃથા એટલે વેદોક્ત વિધિનું ઉલ્લંઘન કરીને માંસનું કદી ભક્ષણ કરતો નથી, તે માંસાહારી કહેવાતો નથી. જે નિત્ય દાન આપ્યા કરે છે તે પવિત્ર ગણાય છે; અને જે દિવસે નિદ્રા કરતો નથી, તેને નિદ્રારહિત જાગ્રત રહેનારો જાણવો.[12] વળી હે યુધિષ્ઠિર ! પોષણ કરવા યોગ્ય માતા પિતા તથા સેવકોને અને અતિથિઓને ભોજન કરાવ્યા પછી જે ભોજન કરે છે, તે સદાય કેવળ અમૃતનું ભોજન કરે છે, એમ તારે જાણવું.[13] અને જે દ્વિજ જાતિનો પુરુષ પોષણ કરવા યોગ્ય મનુષ્યોએ ભોજન કર્યું ન હોય ત્યાંસૂધી ભોજન કરતો નથી, તે પુરુષ તેમ વર્તવાથી સ્વર્ગમાં જાય છે.[14] જે પુરુષ દેવતાઓને, પિતૃઓને, માતા પિતા વગેરે પોષ્ય વર્ગને અને અતિથિઓને ભોજન કરાવ્યા પછી શેષ રહેલા અન્નનું ભોજન કરે છે, તેને શાસ્ત્રવેત્તાઓ વિઘસાશી† કહે છે.[15] તેઓને અસંખ્ય લોકોની પ્રાપ્તિ થાય છે અને બ્રહ્મા તથા અપ્સરાઓની સાથે દેવતાઓ તેમને ઘેર આવે છે.[16] જેઓ દેવતા અને પિતૃઓની સાથે અન્નાદિકનો ઉપભોગ કરે છે, તેઓ પુત્રો અને પૌત્રોની સાથે આનંદમાં વિહાર કરે છે અને શરીરનો ત્યાગ થયા પછી તેઓની સર્વોત્તમ ગતિ થાય છે.[17]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'अमृत प्राशन' ए नामनो अध्याय २२१ मो समाप्त.

## અધ્યાય ૨૨૨ મો.

### શાન્તિનું કારણ આત્મજ્ઞાન છે.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભીષ્મ પિતામહ ! આ જગતને વિશે શુભ અથવા તો અશુભ હરકોઈ કર્મ પુરુષને ફળની સાથે સુખ અથવા દુઃખને માટે જોડે છે;[1] તેનો કર્તા પુરુષ છે કે નથી? આ બાબતમાં મને સંશય થયો છે, માટે હું તે વિષયને તારી પાસેથી યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું.[2]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ પ્રહ્લાદ અને ઇન્દ્રના સંવાદરૂપી પુરાતની ઇતિહાસ આ પ્રમાણે કહેવામાં આવે છે.[3] સર્વ અસુરોનો રાજા પ્રહ્લાદ, ફળની ઇચ્છા વિનાનો હતો, પાપ રહિત હતો, ઉત્તમ કુળમાં જન્મ્યો હતો, બહુશ્રુત હતો તથા આળસ અને અહંકાર રહિત હતો. તે સત્વગુણી, શમાદિક ધર્મ વિશે પરાયણ,[4] નિંદા અને સ્તુતિને સમાન માનનાર, ઇન્દ્રિયોનું દમન કરનાર, એકાંત સ્થાનમાં નિવાસ કરનાર, સ્થાવર તથા જંગમ પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશને જાણનાર હતો.[5] એ પ્રહ્લાદ અપ્રિય વસ્તુની પ્રાપ્તિથી ક્રોધ નહિ કરનાર, પ્રિય વસ્તુની પ્રાપ્તિથી હર્ષ નહિ પામનાર, સુવર્ણ અને માટીનાં ઢેફાંને સમાન જોનાર,[6] આનંદરૂપ ચૈતન્ય એવા પરમાત્માને વિશે ધૈર્ય ધારણ કરીને રહેલો, નિશ્ચય કરવા યોગ્ય તત્વનો નિશ્ચય કરનારો, પ્રાણીઓ વિશે ઉંચ તથા નીચ ભાવને જાણનારો, સર્વજ્ઞ, સર્વત્ર બ્રહ્મદષ્ટિ રાખનારો[7] અને ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો હતો.

કોઇએક સમયે ઇન્દ્ર તેની બુદ્ધિને જાણવાની ઇચ્છાથી તેની પાસે એકાંતમાં ગયો.[8] આવા ગુણવાળા પ્રહ્લાદની પાસે જઇને ઇન્દ્ર તેને પૂછવા લાગ્યો; "જે ગુણોવડે હરકોઈ પણ પુરુષ આ લોકમાં માનવંતો

* ભીષ્મના એ પ્રત્યુત્તરો આપવાથી એમ જણાય છે કે, યજ્ઞમાં પશુને દુઃખ આપવું એ જેમ નિંદ્ય છે, તેજ પ્રમાણે પોતાના આત્માને દુઃખ આપવું એ પણ નિંદ્ય છે. † વિઘસ કહેતાં યજ્ઞમાં શેષ રહેલું અન્ન તેને અશી કહેતાં ભક્ષણ કરનારો.

થઇ પડે, તેવા સર્વ ગુણો તારે વિશે સ્થિર થઇને રહેલા છે એમ અમે માનીએ છીએ.૯ છતાં પણ તારી બુદ્ધિ રાગદ્વેષાદિથી રહિત હોવાથી, બાળકોના સરખી લાગે છે! તને આત્મજ્ઞાન થયું છે; માટે આત્મજ્ઞાનને અર્થે, ઉત્તમ સાધન તું કોને માને છે, તે મને કહે.૧૦ તું પાશોથી બંધાયો, સ્થાન ઉપરથી ભ્રષ્ટ થયો, શત્રુ-ઓના વશમાં પડ્યો અને રાજ્ય લક્ષ્મીથી રહિત થઇ ગયો, છતાં પણ હે પ્રહ્લાદ! તું શોક કરવા યોગ્ય વસ્તુને માટે શોક કરતો નથી?૧૧ હે દૈત્યના પુત્ર પ્રહ્લાદ! તું આવી પડેલાં સંકટને જોયા છતાં પણ સુખી અને શાંત દેખાય છે, એ શું આત્મજ્ઞાનને લીધે છે કે ઉત્તમ ધીરજને લીધે છે?"૧૨

આ રીતે ઇન્દ્રે પ્રહ્લાદને ઉત્તર આપવા માટે પ્રેરણા કરી, એટલે નિશ્ચય કરવા યોગ્ય વસ્તુનો નિશ્ચય કરનાર અને ધીર સ્વભાવનો પ્રહ્લાદ, મધુર વાણીથી પોતાનાં જ્ઞાનનું વર્ણન કરતાં બોલ્યો.૧૩

પ્રહ્લાદે કહ્યું;-"ભૂતોની ઉત્પત્તિ તથા લયને જે મનુષ્ય અજ્ઞાનને લીધે જાણતો નથી, તે જ મોહ પામે છે; પરંતુ જે ઉત્પત્તિ તથા લય ઉભયને જાણે છે, તેને મોહ થતો નથી.૧૪ સર્વ ભાવ તથા અભાવ, તેઓના સ્વભાવને લીધે ઉત્પન્ન થાય છે તથા નાશ પામે છે. આ ભાવ તથા અભાવની ઉત્પત્તિ અર્થે કોઇપણ પ્રકારના પુરુષાર્થની આવશ્યકતા નથી.૧૫ જ્યારે પુરુષાર્થનો જ સંભવ નથી તો પછી કોઇ કર્તા નથી, એ પણ સિદ્ધ જ છે. પુરુષ પંડે કંઇ પણ કરતો નથી, છતાં તેને કર્તાપણાનું અભિમાન થાય છે, તે અવિદ્યાને લીધે થાય છે.૧૬ જે પુરુષ, શુભ કે અશુભ કર્મનો કર્તા પોતાને માને છે, તે પુરુષની બુદ્ધિ દોષથી ભરેલી છે અને તત્ત્વ વસ્તુને નહિ જાણનારી છે એમ હું માનું છું.*૧૭ વળી હે ઇન્દ્ર! જો પુરુષ જ કર્તા હોય તો તે પોતાનાં કલ્યાણને માટે જે જે કાર્યોના આરંભ કરે, તે તે અવશ્ય સિદ્ધ થવાં જ જોઇએ; અને તેના કાર્યોમાં કદી પણ તેનો પરાભવ થવો જોઇએ નહિ.૧૮ પરંતુ આપણે તો તેથી વિપરીત જોઇએ છીએ. પોતાના કલ્યાણને માટે પ્રયત્ન કરનારા પુરુષો અનિષ્ટ વસ્તુનો નાશ કરવા માટે પ્રયત્ન કર્યા કરે છે, છતાં તેને અનિષ્ટની પ્રાપ્તિ થાય છે; અને ઇષ્ટ વસ્તુને માટે પ્રયત્ન કર્યાં છતાં ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતી નથી, માટે પુરુષાર્થનું ફળ કયાં રહ્યું?૧૯ હવે કેટલાએક પુરુષો પ્રયત્ન કરતા નથી, છતાં તેઓને ઇષ્ટ વસ્તુનો લાભ થાય છે અને તેના અનિષ્ટનો નાશ થયેલો જોઇએ છીએ (એનું કારણ શું?) આ સર્વ સ્વભાવથી થાય છે એમ જાણ.૨૦ વળી કેટલાકોના સંબંધમાં વિચિત્રતા જોવામાં આવે છે; અગરજો તેઓ બુદ્ધિમાન્ હોય છે છતાં રૂપ અને બુદ્ધિહીન એવા પુરુષોની પાસેથી ધન સંપાદન કરવાની ઇચ્છા રાખે છે.૨૧ આ પ્રમાણે શુભ તથા અશુભ એમ સર્વે ગુણો જો પુરુષને સ્વા-ભાવિક રીતે જ પ્રાપ્ત થતા હોય તો પછી 'હું કર્તા છું, હું ભોક્તા છું, હું સુખી છું,' આવું અભિમાન કોઇએ પણ શા માટે કરવું જોઇએ?૨૨ આ સર્વ સ્વ-ભાવથી જ થાય છે, આમ નિશ્ચયપૂર્વક મારું માનવું છે. મોક્ષ તેમ જ આત્મજ્ઞાન પણ સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે.૨૩

"વળી કેટલાએક એમ માને છે કે, શુભાશુભનો યોગ કર્મને લીધે થાય છે. એ કર્મનો વિષય હું તને સંપૂર્ણ રીતે કહું છું તે તું સાંભળ.૨૪ જેમ કાગડો ભાત ખાતી વખતે પોતાના કાગડાઓને કા કા કરીને જણાવે છે કે આ અન્ન છે; તેમ જ સર્વે કર્મો સ્વભાવતઃ સ્વલક્ષણને જ જણાવે છે.૨૫ જે મનુષ્ય માત્ર વિકારોને જાણે છે, પરંતુ તેના ઉપાદાન કારણરૂપ બ્રહ્મને જાણતો નથી, તે મનુષ્યને અજ્ઞાનને લીધે અભિમાન-ગર્વ થાય છે. પરંતુ જે મનુષ્ય, પ્રકૃતિથી પર એવા બ્રહ્મને જાણે છે, તે પુરુષને અભિમાન થતું નથી.૨૬ જે પુરુષ સર્વે પદાર્થો સ્વભા-વથી જ ઉત્પન્ન થનારા છે, આમ નિશ્ચયપૂર્વક જાણે છે, તેને દર્પ કે અભિમાન શું કરી શકનાર છે?૨૭ હે ઇન્દ્ર! જ્યારે હું જાણું છું કે, ધર્મના સર્વ વિધિ અને પ્રાણીઓ અનિત્ય છે, ત્યારે મને શોક શા માટે થાય? આ સર્વ જગત્ તો નાશવંત છે.૨૮ હું મમતા, અહંકાર, કામના અને બંધનથી રહિત છું, સ્વસ્થ છું, દેહાદિકના અભિમાનથી રહિત છું અને તેથી પ્રાણીઓની ઉત્પત્તિ તથા નાશને જોવામાં, મારો કાળ સુખરૂપ નિર્ગમન કરું છું.૨૯ હે ઇન્દ્ર! જે આત્મજ્ઞાની, ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર છે, તૃષ્ણા તથા કામના રહિત છે તથા જે આત્મજ્ઞાનના પ્રકાશવડે સર્વ વસ્તુને જુવે છે, તેને કોઇપણ જાતનો પરિશ્રમ પડતો નથી કે ચિન્તા થતી નથી!૩૦ વિશ્વને ઉત્પન્ન કરનારી પ્રકૃતિ વિશે અને તેના વિકારરૂપ ધર્મ અને ધર્મના ફળરૂપ સુખ કે દુઃખ ઉપર મને પ્રીતિ અથવા તો દ્વેષ નથી. તેમ મારો દ્વેષ કરનાર કોઇ હોય, તેમ પણ હું જોતો નથી. તેમ મારો કોઇ પુત્ર કે મિત્ર હોય, એમ પણ હું હમણાં જોતો નથી.૩૧ હે ઇન્દ્ર! મને સ્વર્ગ, મૃત્યુ કે પાતાળમાં પણ, કોઇ દિવસ કોઇ પણ જાતની કામના થઇ નથી. મને આત્મા ઓળખવામાં દુઃખ હોય એમ પણ નથી. પણ સર્વ વસ્તુથી વિભક્ત થયેલો આત્મા, સુખ પ્રાપ્ત

---

* પૂર્વ અધ્યાયોમાં જેમ કહ્યું છે કે ચિદાત્મા જો કે પ્રવૃત્તિથી યુક્ત હોય તેમ ભાસે છે, છતાં તે કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિથી રહિત છે. તેજ વિષય અહીં ફરીથી સિદ્ધ કરવામાં આવે છે.

કરી શકે એમ પણ નથી. આથી મને કોઇ પણ પ્રકારની કામના નથી."૩૨

ઇન્દ્રે કહ્યું;–" હે પ્રહ્લાદ ! આવી જાતનું જ્ઞાન અને આવી જાતની શાંતિ કયા ઉપાયથી મળી શકે તે હું તને પૂછું છું, માટે તું મને તે ઉપાય સારી રીતે કહે."૩૩

પ્રહ્લાદે કહ્યું;–"હે ઇન્દ્ર ! સરળપણાથી, સાવધાનપણાથી, આત્માના નિર્મળપણાથી, જિતેંદ્રિયપણાથી તથા વૃદ્ધ પુરુષોની સેવા કરવાથી પુરુષને મોક્ષ મળે છે.૩૪ મનુષ્યને સ્વભાવથી જ જ્ઞાનનો લાભ થાય છે; સ્વભાવથી જ શાંતિનો લાભ થાય છે; અને તું જે કંઇ વસ્તુ જુવે છે, તે સર્વ સ્વભાવથી જ પ્રાપ્ત થાય છે."૩૫

આ પ્રમાણે દૈત્યના રાજા પ્રહ્લાદે કહ્યું. તે સાંભળી ઇન્દ્ર આશ્ચર્ય પામ્યો. તે પ્રસન્ન થયો. હે રાજા ! તે સમયે ઇન્દ્ર તેના વાકયનાં વખાણ કરવા લાગ્યો.૩૬ પછી ત્રણ લોકનો રાજા ઇન્દ્ર, દૈત્યના રાજાની પૂજા કરી, તેની આજ્ઞા માગીને પોતાની રાજધાની પ્રત્યે વિદાય થયો.૩૭

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्ममां 'इंद्र अने प्रह्लादनो संवाद' ए नामनो अध्याय २२२मो समाप्त.

## અધ્યાય ૨૨૩ મો.

### ભાગ્યના ફેરફારમાં બલિ અને ઇન્દ્રનો સંવાદ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ ! જેની રાજ્યલક્ષ્મી નાશ પામી હોય, તથા જે કાળના દંડથી કચરાઇ ગયો હોય તેવા રાજાએ કેવી બુદ્ધિ રાખીને પૃથ્વીપર વિચરવું તે મને કહે.૧

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર રાજા ! આ વિષયમાં પણ વાસવ અને વિરોચનના પુત્ર બલિના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.૨ એક સમયે વાસવ, સર્વ અસુરોને જિતીને બ્રહ્માની પાસે ગયો અને બે હાથ જોડી પ્રણામ કરીને પૂછ્યું, "કે બલિ રાજા કયાં છે?"૩ જે બલિરાજા યાચકોને ધન આપતો હતો છતાં જેનું ધન ઓછું થતું ન હતું, તે બલિરાજાને હું શોધું છું, પણ તે મને જડતો નથી; માટે હે બ્રહ્મન્ ! તું મને કહે કે બલિ કયાં છે?૪ તે વાયુ, વરુણ, સૂર્ય, ચંદ્રરૂપ હતો; તે અગ્નિરૂપે સર્વ પ્રાણીઓને તપાવતો હતો; તે જળરૂપે પણ હતો.૫ એવો રાજા બલિ મારા જોવામાં આવતો નથી, માટે હે બ્રહ્મન્ ! તું મને કહે કે, બલિરાજા કયાં છે? તે બલિ રાજા સૂર્યરૂપે ઉદય પામીને દિશાઓને પ્રકાશતો હતો અને અસ્ત પણ પામતો હતો.૬ વળી તે સાવધાન થઇને સમયાનુસાર વરસાદને વરસાવતો હતો. હે બ્રહ્મન્ ! તે બલિ મારા જોવામાં આવતો નથી, માટે તું મને કહે કે તે બલિ કયાં છે?"૭

બ્રહ્માએ કહ્યું;–"હે મઘવન્ ! હવે તું મને બલિ રાજાને માટે પૂછે છે, એ ઠીક નહિ. પણ જયારે એક મનુષ્ય બીજાને પ્રશ્ન કરે, ત્યારે તેણે અસત્ય કહેવું જોઇએ નહિ; એટલા માટે જ હું તને કહું છું કે બલિ કયાં છે.૮ હે શચીપતિ ! ઊંટમાં, બળદમાં, ગધેડામાં અથવા તો ઘોડામાં જે પ્રાણી સૌ કરતાં મોટું અને જે શૂન્ય ઘરમાં રહેતું હોય, તેને તારે બલિ જાણવો."૯

શક્રે કહ્યું;–"હે બ્રહ્મન્ ! ઉજ્જડ ઘરમાં મને બલિ મળે તો મારે તેને મારવો કે ન મારવો તે મને કહે."૧૦

બ્રહ્માએ કહ્યું;–"હે શક્ર ! તારે બલિને મારવો નહિ; બલિ મારવાને યોગ્ય નથી. હે વાસવ ! તને જો ઇન્દ્રની પદવી મેળવવાની ઇચ્છા હોય તો તારે તેને નીતિ–ન્યાય સંબંધી પૂછવું."૧૧

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર ! આ રીતે ભગવાન્ બ્રહ્માએ મહેન્દ્રને કહ્યું. મહેન્દ્ર ઐરાવત હાથી ઉપર સ્વારી કરી, રાજ્યલક્ષ્મીથી અલંકૃત થઇને, તે જ વખતે પૃથ્વીપર ફરવા લાગ્યો.૧૨ ભગવાન્ બ્રહ્માના કહેવા પ્રમાણે તેણે ગધેડાના વેશમાં છૂપાઇને રહેલા બલિ રાજાને, એક ઉજ્જડ ઘરમાં ઘર કરીને રહેલો દીઠો.૧૩

ઇન્દ્રે પૂછ્યું;–"હે બલિ દાનવ ! તું ગધેડાની યોનિને પ્રાપ્ત થયો છે અને ફોતરાં ખાઇને જીવન ગાળે છે. તું અધમ યોનિમાં જન્મ્યો છે. એ માટે તું શોક કરે છે કે નથી કરતો?૧૪ પૂર્વે જે સ્થિતિમાં મેં તને કદી જોયો નથી, તે સ્થિતિમાં હું તને જોઉં છું. તું શત્રુઓને વશ થયો છે, તારી રાજ્યલક્ષ્મી અને મિત્રો પણ તને તજી ગયાં છે; તું વીર્ય અને પરાક્રમથી રહિત થઇ પડ્યો છે; તને આવી સ્થિતિમાં જોઇને મને ખેદ થાય છે.૧૫ હે બલિ રાજા ! તું હજારો વાહનો અને સગાં સંબંધીઓથી વિંટાઇને સર્વ લોકોમાં તારા પ્રતાપની છાપ પાડતો હતો અને અમારી દરકાર કર્યા વિના ઇચ્છામાં આવે ત્યાં વિચરતો હતો.૧૬ તને રક્ષક તરીકે માનનારા તારા દૈત્યો તારી આજ્ઞામાં વર્તતા હતા અને તારા રાજ્યસમયમાં ખેડ્યા વિના અન્ન પાકતું હતું.૧૭ પરંતુ હમણાં તારા ઉપર આ દુઃખ આવી પડ્યું છે, તેને માટે તું શોક કરે છે કે નથી કરતો? મહા તેજસ્વી એવો તું, પૂર્વે સમુદ્રના પૂર્વ કિનારા ઉપર ઉભો રહીને સંબંધીઓને ધન વહેંચતો હતો, તે વખતે તારા મનમાં કેવો આનંદ હતો ! વળી રાજ્યલક્ષ્મીથી દીપી રહેલો એવો જે તું, તેના વિહાર સ્થાનમાં સુવર્ણ જેવી કાંતિવાળી અને કમળની માળાને કંઠમાં ધારણ કરનારી હજારો દેવાંગનાઓ, ઘણાં વર્ષો સુધી

નૃત્ય કરતી હતી! હે દાનવેશ્વર! તે સમયનો વિચાર થતાં હમણાં તારા મનમાં કેવા વિચાર આવે છે? તારા માથાપર સુવર્ણનું રત્નોથી જડેલું ઘણું જ મોટું છત્ર ધરાતું હતું;[૧૮-૨૧] વળી છ હજાર ગંધર્વો સાત પ્રકારથી તારી પાસે નૃત્ય કરતા હતા; તું જ્યારે યજ્ઞ કરતો ત્યારે તારો યજ્ઞસ્તંભ ઘણો જ મોટો અને સાવ સોનાનો હતો;[૨૨] વળી તેં જે ઠેકાણે દશ કરોડ ગાયોનાં દાન કર્યાં હતાં તથા તે પછી તું હજાર ગાયોનું દાન કરતો હતો તે સમયે, હે દૈત્ય! તારી મતિ કેવી હતી?[૨૩] વળી શમ્યાક્ષેપના* વિધિથી યજ્ઞ કરતો કરતો તું આખી પૃથ્વીપર ફરી વળ્યો હતો; તે સમયે તારા મનમાં શું હતું?[૨૪] હે અસુરના રાજા! હમણાં હું તારી સોનાની ઝારી, છત્ર અને ચામરો દેખતો નથી; તેમ બ્રહ્માએ તને આપેલી માળા પણ હું દેખતો નથી."[૨૫]

બલિએ કહ્યું;-"હે વાસવ! તું મારી સોનાની ઝારી, મારું છત્ર, મારાં ચામરો અને બ્રહ્માએ આપેલી મારી માળા, એમાંનું કંઇ પણ હમણાં દેખતો નથી.[૨૬] મારા તે અણમોલ (રત્નો), જેને માટે તું પ્રશ્ન કરે છે, તે મેં ગુહામાં (મૂળ પ્રકૃતિમાં) સંતાડ્યાં છે. જ્યારે મારો સારો સમય આવશે ત્યારે તું તે પદાર્થોને હું પાછા જોઇશ.[૨૭] (આજે) તું એક સમૃદ્ધિવાળો છે અને હું સમૃદ્ધિ વિનાનો છું. મારી નિર્ધનની પાસે તું જે આત્મશ્લાઘા કરવાની ઈચ્છા કરે છે, એ તારા યશને અને કુળને છાજતું નથી.[૨૮] બુદ્ધિમાન્, જ્ઞાનથી તૃપ્ત થયેલા, ક્ષમાશીલ અને જિતેન્દ્રિય એવા મહાત્મા પુરુષો, દુઃખ આવે છે ત્યારે શોક કરતા નથી અને સમૃદ્ધિના સમયમાં-અભ્યુદયના સમયમાં રાચતા નથી.[૨૯] પણ હે પુરંદર! તું પ્રાકૃત બુદ્ધિને લીધે મિથ્યા બડાઈ કરે છે; પરંતુ જ્યારે તારી અવસ્થા મારા જેવી થશે, ત્યારે તું આવી રીતે આત્મપ્રશંસા કરી શકીશ નહિ."[૩૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'बलि अने इन्द्रनो संवाद' ए नामनो अध्याय २२३ मो समाप्त.

## અધ્યાય ૨૨૪ મો.

### બલિ અને ઇન્દ્રનો સંવાદ-કાળનું માહાત્મ્ય.

ભીષ્મે કહ્યું;-"હે ભરતવંશી રાજા! સર્પની પેઠે ફુંફાડા મારતા બલિ રાજાને સખ્ત શબ્દ કહેવા માટે ઇન્દ્રે ખૂબ હસીને ફરીથી તેને કહ્યું.†[૧]

શક્રે કહ્યું;-હે બલિ! પૂર્વે તું તારા બંધુજનો સાથે, હજારો વાહનોથી વિંટાઇને અમારી દરકાર નહિ કરતાં સર્વ લોકોને તપાવતો અને તારો પ્રભાવ દર્શાવતો હતો; અને અમને તુચ્છ લેખવતો હતો.[૨] (પણ હવે) તને તારા બંધુઓ અને મિત્રો પણ તજી ગયા છે; આજે તારી આવી અત્યંત દુઃખી અવસ્થા જોઇને તને શોક થાય છે કે નથી થતો?[૩] પૂર્વે તેં સર્વે લોકોને વશ કર્યા હતા, અને તેથી તને અત્યંત આનંદ થતો હતો; પરંતુ હમણાં તારો પ્રકટ રીતે અધઃપાત થયો છે, તેને માટે તને શોક થાય છે કે નથી થતો?"[૪]

બલિએ કહ્યું;-"હે શક્ર! કાળના પર્યાય સ્વભાવ પ્રમાણે આ લોકમાં સર્વ પદાર્થો અનિત્ય છે, આમ જાણીને હું તેનો શોક કરતો નથી. આ સર્વ નાશવંત છે.[૫] હે દેવાધિપ! પ્રાણીઓનાં આ શરીરો ક્ષણભંગુર છે, તેમ જાણીને હે શક્ર! હું શોક કરતો નથી. મને જે ગધેડાનો અવતાર આવ્યો છે તે કંઈ મારા અપરાધથી આવ્યો નથી.[૬] શરીર અને જીવિત (લિંગ શરીર) એ બન્ને જન્મથી જ એક સાથે ઉત્પન્ન થાય છે, સાથે જ વૃદ્ધિ પામે છે અને એક સાથે જ નાશ પામે છે.[૭] આ ગધેડાના દેહને પ્રાપ્ત થવાથી હું હમેશને માટે કેવળ પરાધીન થયો નથી-આ પ્રમાણે હું જાણતો હોવાથી, જ્ઞાનને લીધે શોક થવાનું મને કોઈ રીતનું કારણ નથી.[૮] હે વજ્રધારી ઇન્દ્ર! નદીઓની છેવટની ગતિ જેમ સમુદ્ર છે, તેમ જ દેહધારી પ્રાણીઓની છેવટની ગતિ મરણ છે. (અર્થાત્ મરણ એ દેહનો સ્વભાવ છે.) જે પુરુષો આ પ્રમાણે સારી રીતે જાણે છે, તે પુરુષો મોહ પામતા નથી.[૯] પરંતુ જે પુરુષો રજોગુણથી અને તમોગુણથી મુગ્ધ થયેલા હોવાથી દેહની પ્રકૃતિને જાણતા નથી, તેમ જેઓની બુદ્ધિ વિનાશ પામી છે, તે પુરુષો દુઃખને પ્રાપ્ત થઇને સીઝાય છે.[૧૦] જે બુદ્ધિમાન્ પુરુષ છે, તે પોતાનાં સર્વ પાપનો નાશ કરે છે અને પાપ રહિત થયેલા પુરુષને સત્વગુણનો લાભ થાય છે અને સત્વગુણની પ્રાપ્તિ થયા પછી તે પ્રસન્ન રહે છે.[૧૧] પણ જે પુરુષ બુદ્ધિહીન છે, તે સત્વગુણથી ભ્રષ્ટ થાય છે; અને જેઓ વારંવાર જન્મ ધારણ કરે છે, તેઓ ઇન્દ્રિયોના વિષયો તથા કામનાથી દોરવાયાને લીધે શોક તથા દુઃખમાં પડે છે.[૧૨] કામનાના વિષયની પ્રાપ્તિમાં જય અથવા પરાજય, જીવવું અથવા મરવું, કર્મના ફળરૂપ સુખ અથવા

* મૂળમાં જાડો ને આગળના ભાગમાં અણીદાર છત્રીશ આંગળનો દંડ શમ્યા કહેવાય છે. તેને એક બળવાન્ પુરુષ ફેંકે ને તે જેટલે દૂર પડે ત્યાં યજ્ઞ કરવો. તે યજ્ઞ પૂર્ણ થયો કે વળી તેને ફેંકવો, ને તે જ્યાં પડે ત્યાં વળી યજ્ઞ કરવો. આ સ્થાન દેવયજન કહેવાય છે. આમ, દરેક દેવયજનને સ્થાને યજ્ઞ કરતો કરતો બલિ આખી પૃથ્વીપર ફર્યો હતો.

† प्रव्याहाराय નો અર્થ ટીકાકાર प्रकृष्टोक्तये કરે છે, અર્થાત સખ્ત શબ્દ કહેવા માટે.

દુઃખ, આ સર્વનો હું દ્વેષ કરતો નથી, તેમ ઇચ્છા પણ કરતો નથી.[૧૩] જ્યારે કોઈએક, કોઇક બીજાને મારે છે, ત્યારે તે કેવળ તેના શરીરને મારે છે; તેમ છતાં જે માણસ એમ વિચારે છે કે, હું જ બીજાને હણું છું, પણ ખરેખર તે પોતે જ હણાયેલો છે. ખરેખર ઉભય, અર્થાત્ હણનાર તથા હણાયેલો પુરુષ, સત્ય વસ્તુને જાણતા નથી.*[૧૪] હે મઘવન્! એક મનુષ્ય બીજાનો પરાજય કર્યા પછી અથવા મારી નાંખ્યા પછી પોતાના પુરુષાર્થની પ્રશંસા કરે છે, તે પુરુષે જાણવું જોઇએ કે, તે પોતે કર્તા નથી; પણ કર્મ (કે જેની તે પ્રશંસા કરે છે) તેનો કર્તા તો (કર્તવ્યાભિમાની પુરુષથી ભિન્ન) અન્ય છે.[૧૫] ગતની ઉત્પત્તિ અને તેનો નાશ આ બન્ને કર્મ કોણ કરે છે, આવો સંશય ઉભો થાય તો તેના સંબંધમાં કહ્યું છે કે, કોઇ પુરુષ જે પોતે ઉત્પન્ન થયો છે, તેણે જ ઉત્પત્તિ અથવા લયનું કર્મ ઉત્પન્ન કર્યું છે. વળી એ પણ જાણવું કે, જે પુરુષને આ પ્રમાણે (ઉત્પન્ન કર્તા) માનવામાં આવે છે, તેનો પણ સ્રષ્ટા છે.[૧૬] પૃથ્વી, તેજ, જળ અને પાંચમું આકાશ, આ તત્ત્વમાંથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. (જ્યારે આ રીતની મને ખબર છે તો) આ પાંચભૌતિક દેહ(ની સ્થિતિમાં થયેલા ફેરફાર)ને માટે મારે શા માટે શોક કરવો?[૧૭] મનુષ્ય અનેક જાતની વિદ્યાથી સમ્પન્ન હોય કે થોડી વિદ્યા ભણ્યો હોય; બળવાન્ હોય કે નિર્બળ હોય; ભાગ્યશાળી હોય કે ભાગ્યહીન હોય, પરંતુ એ સર્વને ંભીર વેગવાળો કાળ પોતાના તેજવડે ઝડપી લે છે. જ્ર. રે હું જાણું છું કે, કાળે કરી હું પરાભવ પામ્યો છું, તો પછી (મારી સ્થિતિમાં આવો ફેરફાર થવાથી) મને શોક કેવી રીતે થાય?[૧૮-૧૯] એક જણ એક વસ્તુને બાળે છે, પણ તે વસ્તુ તો પ્રથમથી જ બળી ચૂકેલી છે. એક જણ બીજાને હણે છે, પણ તે પ્રથમથી જ હણાઇ ચૂકેલો છે. જેનો એક જણ નાશ કરે છે તેનો પ્રથમથી જ નાશ થઇ ચૂકેલો છે. જે વસ્તુ પ્રાપ્તિને અર્થે પ્રથમથી નિર્માણ થઇ ચૂકેલી છે તેને જ તે મનુષ્ય સંપાદન કરે છે.[૨૦] આ કાળ મહાસાગરરૂપ છે. તેનામાં કોઇ દ્વીપ નથી. તેનો સામો પાર ક્યાં જોવામાં આવે છે? તેનો કીનારો કદી જોઇ શકાતો નથી. ગંભીરપણે વિચાર કરતાં, આ સતત વહેતો પ્રવાહ, જે સર્વ વસ્તુને નિયમમાં રાખે છે તથા જે દિવ્ય રૂપે છે, તેનો અંત કદી જોવામાં આવતો નથી.[૨૧]

"હે શચીપતિ! જો હું જાણતો ન હોત કે કાળ સર્વ પ્રાણીનો સંહાર કરે છે, તો મને હર્ષ, ગર્વ કે ક્રોધ થાત.[૨૨] તું મને ફોતરાં ખાઈને જીવન ગાળનારા ગધેડાની આકૃતિમાં આ એકાંત ઘરમાં રહેતો જોઇને મારી પાસે નિંદા શું કરે છે?[૨૩] જો હું ઇચ્છું તો અનેક ભયંકર રૂપો ધારણ કરી શકું (એવી મારામાં શક્તિ છે), અને તું જ મારાં તે ભયંકર રૂપો જોઇને અહીંથી ગચ્છંતિ કરી જાય.[૨૪] કાળ સર્વને આપે છે અને કાળ સર્વ પુનઃ ગ્રહણ કરે છે. કાળ જ સર્વને નિયમમાં રાખે છે. માટે હે શક્ર! તું વૃથા તારા પુરુષાર્થનો ગર્વ મા કર.[૨૫] હે પુરંદર! પૂર્વે હું જ્યારે ક્રોધ કરતો હતો, ત્યારે સર્વ કંપી ઉઠતું હતું. પણ હે શક્ર! હું આ લોકના સનાતન ધર્મને જાણું છું (અર્થાત્ હું વૃદ્ધિને અને ક્ષયને જાણું છું).[૨૬] માટે તું પણ એ પ્રમાણે સત્યને જાણ; અને મનમાં ગર્વ નહિ કર. ઐશ્વર્ય અને ઐશ્વર્યનો આવિર્ભાવ એ બન્ને કદીપણ મનુષ્યના આધીન નથી.[૨૭] તારું ચિત્ત એક બાળકના સરખું ભાસે છે. પૂર્વે જેવું તારું ચિત્ત હતું, તેવું હાલમાં પણ છે. હે મઘવન્! તું તારી આંખો ખુલ્લી કર તથા તારી બુદ્ધિને નિશ્ચય તથા સત્યથી પૂર્ણ કર.[૨૮] હે વાસવ! તું જાણે છે કે, પૂર્વે દેવો, મનુષ્યો, પિતરો, ગંધર્વો, સર્પો, રાક્ષસો એ સર્વે મારે વશ હતા.[૨૯] મારી બુદ્ધિના માત્સર્ય ઉપર મોહ પામેલા લોકો, 'જે દિશામાં વિરોચનનો પુત્ર બલિ રહે છે, તે દિશાને નમસ્કાર હજો,' આમ કહીને મારે શરણે આવતા હતા.[૩૦] પરંતુ હે શચીપતિ! આજે હું રાજ્યપદથી ભ્રષ્ટ થયો છું, તેથી (મને જો કે કોઈ તે માન આપતું નથી), છતાં મને તેટલા માટે શોક થતો નથી. મારા આ અધઃપાતને લીધે મને જરા પણ દુઃખ થતું નથી! આ વિષયમાં મારી બુદ્ધિ દૃઢ છે; અર્થાત્ વિધિના નિયમને અનુસરીને હું વર્તીશ.[૩૧] જ્યારે કુલીન, દેખાવડો અને પ્રતાપી રાજા, પોતાના અમાત્યોની સાથે દુઃખમાં જીવન ગાળતો જોવામાં આવે છે, ત્યારે કહેવામાં આવે છે કે, તેનાં તેવાં ભાગ્ય નિર્માણ થયાં હશે.[૩૨] તેમ જ હે શક્ર! નીચ કુળમાં જન્મેલો, મૂર્ખ ને ખરાબ રીતે ઉત્પન્ન થયેલો રાજા, પોતાના મંત્રીઓ સહિત સુખમાં જીવન ગાળતો જોવામાં આવે છે, ત્યારે કહેવામાં આવે છે કે, તેનું ભાગ્ય જ તેવું છે![૩૩] કલ્યાણી અને રૂપાળી સ્ત્રી, હે શક્ર! ભાગ્યહીન જોવામાં આવે

* હતમ્‌નો અર્થ અહીં નિર્જીવ દેહ થાય છે, અર્થાત્ આત્માથી છૂટો પડેલો દેહ. જે બીજાને હણે છે તે પોતે હણાયલો છે, અર્થાત્ જે મનુષ્ય એમ માને છે કે, હું પોતે હણનાર છું તે અજ્ઞાનથી ઘેરાયલો છે; કારણ આત્મામાં કર્તાપણાનો ભાવ નથી. જે પુરુષ પોતાને કર્તા માને છે, તે પોતાના આત્માને, ઇન્દ્રિયોના તથા દેહના ધર્મવાળો માને છે. આવો મનુષ્ય પોતે જ હત (હણાયેલો) અર્થાત્ અજ્ઞાનથી આવૃત થયેલો છે. ગીતાના ૨ જા અધ્યાયના ૧૯ મા શ્લોકમાં કહ્યું છે કે, य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतं । उभौ तौ विजानीतो नायं हन्ति न हन्यते ॥ આ શ્લોકના ભાવને મળતો જ ઉપરનો શ્લોક છે.

છે અને લક્ષણ રહિત તથા કુરૂપા સ્ત્રી, સુખમાં કાળ નિર્ગમન કરતી જોવામાં આવે છે.૩૪ હે વજ્રધારી! હું જે ગધેડાની યોનિમાં દાખલ થયો છું, તે કંઇ મારું કર્મ નથી અને તું આવી ઉત્તમ સ્થિતિને ભોગવે છે, તે કંઇ તારું કર્મ નથી;૩૫ તેમ હે શતક્રતુ! તેં તારી આવી સમૃદ્ધિને માટે કોઇ કર્મ કર્યું નથી, તેમ મેં પણ મારી આવી દુર્દશાને માટે કોઇ કર્મ કર્યું નથી. સમૃદ્ધિ અથવા દુર્દશા, એકની પાછળ એક ચાલી આવે છે.૩૬ હું આજે જોઉં છું કે, પ્રભાવથી ઝળહળતો, શ્રીમાન્ અને કાંતિમાન્, દેવતાઓથી વિંટાઇને તું મારી સામે આવ્યો છે ને ગર્જના કરી રહ્યો છે.૩૭ પણ જો કાળે મને ગ્રહણ કર્યો ન હોત તો આવું બનત નહિ. જો કાળે મારાપર હલ્લો કર્યો ન હોત તો હું આજેજ, તારા હાથમાં વજ્ર હોવા છતાં, તને એકજ મુષ્ટિના પ્રહારથી જમીનપર પટકી નાંખત.૩૮ પણ આ સમય મારે પરાક્રમ કરવાનો નથી; પરંતુ શાંતિથી વર્તવાનો છે; કેમકે કાળ સર્વની સ્થાપના કરે છે; કાળ સર્વને કર્મમાં પ્રેરે છે તથા સર્વનો અંત લાવે છે.*૩૯ એક સમયે દાનવોના રાજાઓ મારી પૂજા કરતા હતા ને હું બળ અને ગર્વથી ગર્જના કરતો શત્રુઓને તપાવતો હતો; છતાં કાળ મારા ઉપર ચઢી આવ્યો, તો પછી બીજા કોના ઉપર કાળ ચઢી આવશે નહિ?૪૦ હે દેવરાજ! બારે મહાત્મા આદિત્યોનાં તેજને હું એકલો ધારણ કરતો હતો, જેમાં તું પણ હતો.૪૧ હે વાસવ! હું જળને ધારણ કરતો હતો અને તે જળને વરસાવતો પણ હતો. હું ત્રણ લોકને તપાવતો હતો અને પ્રકાશ પણ કરતો હતો.૪૨ હું પ્રજાનું રક્ષણ કરતો હતો અને તેને લુંટી પણ લેતો હતો. હું સર્વને આપતો હતો અને પાછું લઈ પણ લેતો હતો. હું સર્વને કેદ કરતો હતો અને મુક્ત પણ કરતો હતો. આ રીતે લોકો વિશે હું સમર્થ રાજા હતો.૪૩ પરંતુ હે અમરાધિપ! આજે મારું તે રાજાપણું પૂર્ણ થયું છે અને હું કાળની સેનાથી ઘેરાઈ ગયો છું; તેથી તે સર્વ વસ્તુઓ હાલમાં મારે વિશે પ્રકાશતી જોવામાં આવતી નથી.૪૪ હે શચીપતિ! (જે કૃત્ય બાહ્ય રીતિએ મારાથી કરવામાં આવે છે તેનો) હું કર્તા નથી; તેમ (જે કાંઈ કર્મ તું કરે છે) તેનો કર્તા તું પણ નથી. હે શક્ર! કાળ સર્વનું રક્ષણ કરે છે તથા કાળજ સર્વ નાશ કરે છે.૪૫ વેદવેત્તા પુરુષો કહે છે કે, કાળ બ્રહ્મ છે; પક્ષ તથા માસ તેના શરીરરૂપે છે; આ શરીર દિવસ તથા રાત્રીરૂપી વસ્ત્રોથી ઢંકાયલું છે; ઋતુઓ તેની ઇન્દ્રિયોરૂપે છે તથા સંવત્સર તેના મુખરૂપે છે.૪૬ ઉત્કૃષ્ટ બુદ્ધિના પ્રભાવથી કેટલાક લોકો કહે છે કે, અખિલ વિશ્વનો બ્રહ્મરૂપે વિચાર કરવો જોઈએ. તેમ છતાં વેદોનો ઉપદેશ એમ છે કે, આત્માને આવૃત કરનારા પંચકોશો (અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય) ને બ્રહ્મરૂપે માનવા જોઈએ.૪૭ બ્રહ્મ (પુષ્કળ પાણીથી ભરેલા) ગંભીર અને ગહન એવા એક મહાસાગર સમાન છે. તેને આદિ તથા અંત નથી અને તે ક્ષર તેમ જ અક્ષરરૂપે છે, આમ વિદ્વાનો કહે છે.†૪૮ જો કે બ્રહ્મ ઉપાધિથી રહિત છે, છતાં ચિત્ પ્રતિબિંબરૂપે બુદ્ધિ સત્વમાં પ્રવેશ કરે છે તથા તેમ થવાથી તે ઉપાધિવાળું બને છે. જેઓ તત્ત્વને જાણનારા છે, તેઓ બ્રહ્મને શાશ્વત માને છે.૪૯ અવિદ્યાને લીધે બ્રહ્મ, (ગુણજ્ઞાનવાળા) અપરિચ્છિન્ન ચિદાત્માને આવૃત કરવા, પરિચ્છેદવાળા ભાવોને ઉત્પન્ન કરે છે. આ વિપર્યાસ કાંઈ ચિદાત્માનો મુખ્ય ગુણ નથી. કારણ કે સત્ય વસ્તુનું જ્ઞાન ઉત્પન્ન થવાથી આત્માને આવૃત કરનારા વિપર્યાસનો લોપ થાય છે.૫૦ માટે, કાળરૂપ બ્રહ્મ સર્વે પ્રાણીઓની ગતિ છે. એવા કાળનું ઉત્ક્રમણ કરી તું કયાં જઇ શકવાનો હતો? દોડવાથી તે કાળ પાછળ રહી જતો નથી; તેમ ઉભા રહેવાથી તેનો ત્યાગ થઈ જતો નથી.૫૧ પાંચ પ્રકારની (પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિયુક્ત) ઇન્દ્રિયો બ્રહ્મને જોઈ કે જાણી શકતી નથી. કેટલાએક બ્રહ્મને અગ્નિ કહે છે અને કેટલાએક પ્રજાપતિ કહે છે.૫૨ કેટલાક કહે છે કે બ્રહ્મ ઋતુરૂપ છે, કેટલાક કહે છે કે તે માસરૂપ છે, કેટલાક કહે છે કે તે પક્ષરૂપ છે, કેટલાક કહે છે કે તે દિવસરૂપ છે, કેટલાક કહે છે કે તે ઘટિકારૂપ છે, કેટલાક કહે છે કે તે પ્રાતઃકાળરૂપ છે, કેટલાક કહે છે કે તે અપરાહ્નરૂપ છે, કેટલાક કહે છે કે મધ્યાહ્નરૂપ છે;૫૩ કેટલાક વળી કહે છે કે તે ક્ષણરૂપ છે. જે એક છે તેને વિશે જૂદા જૂદા લોકો, જૂદે જૂદે પ્રકારે કહે છે. પણ જેને વશ સર્વ વસ્તુ છે, એવું બ્રહ્મ શાશ્વત છે, એમ તું જાણ.૫૪ હે વાસવ! જેઓ બળ તથા વીર્યવાળા હતા, તેવા હજારો ઇન્દ્ર થયા ને હજારો ઇન્દ્ર ચાલ્યા ગયા! હે શચીપતિ! તેજ પ્રમાણે તું પણ ચાલ્યો જશે.૫૫ હે શક્ર! તું મહા બળવાન્ અને દેવોનો રાજા છે; છતાં તારો સમય પૂર્ણ થઇ રહેશે એટલે મહા બળવાન્ કાળ તને પણ રાજ્ય ઉપરથી પદભ્રષ્ટ કરીને શાંત કરશે!૫૬ હે ઇન્દ્ર! કાળ સર્વનો સંહાર કરનારો છે; માટે

* જો શબ્દશઃ આવું ભાષાંતર આપવામાં આવે તો અર્થ એમ થાય કે, કાળ સર્વ વસ્તુને રાંધે છે.

† બ્રહ્મ, જીવ તથા આત્મારૂપે અક્ષર છે તથા અનાત્મારૂપે તેની ક્ષર તરીકે ગણના કરવામાં આવે છે.

તું ધીરો પડ. હું, તું, કે પૂર્વે થઈ ગયેલાઓ કોઇ પણ કાળનું ઉલ્લંઘન કરવાને શક્તિમાન્ થયા નથી.૫૭ જે રાજ્યલક્ષ્મીને તેં પ્રાપ્ત કરી છે તથા જેને તું સર્વોત્તમ માને છે, તે રાજ્યલક્ષ્મી પૂર્વે મારે વિશે રહેલી હતી. પણ તે રાજશ્રી માયાત્મક છે અને એક ઠેકાણે સ્થિર થઈને રહેતી નથી. હે દેવોના રાજા! તારા કરતાં પણ વધારે શ્રેષ્ઠ એવા હજારો ઇન્દ્રોને વિશે આ રાજ્યલક્ષ્મીએ વાસ કર્યો હતો (અને તેમની પાસેથી તે ચાલી ગઇ છે); અને ચંચળ એવી એ રાજ્યલક્ષ્મી, મારો ત્યાગ કરીને તારી પાસે આવી છે.૫૮-૫૯ હે શક્ર! તું ફરીથી આવી રીતે ગર્વ કરીશ મા. તું શાંત થવાને યોગ્ય છે. તે જાણશે કે તું મિથ્યાગર્વી છે તો તે જલદીથી તારો ત્યાગ કરી જશે!"૬૦

इति श्रीमहाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे "बलि अने इन्द्रनो संवाद"मां अध्याय २२४ मो समाप्त.

## અધ્યાય ૨૨૫ મો.

### બલિ અને ઇન્દ્રનો સંવાદ-રાજશ્રીનાં દર્શન!

ભીષ્મે કહ્યું;–હે રાજા યુધિષ્ઠિર! તે પછી ઇંદ્રે મહાત્મા બલિ રાજાના શરીરમાંથી ઝળાંઝળાં પ્રકાશતી મૂર્તિમાન્ રાજ્યલક્ષ્મીને બહાર નિકળતી દીઠી.૧ તેજવડે પ્રકાશતી તે રાજ્યલક્ષ્મીને જોઇને, ભગવાન્ પકને મારનાર ઇન્દ્ર વિસ્મય પામ્યો અને આશ્ચર્યથી જેનાં નેત્રો પ્રપુલ્લિત થયાં છે એવા ઇંદ્રે, બલિને પૂછ્યું.૨

શક્રે પૂછ્યું;–"હે બલિ! આ પ્રકાશમાન, મોટા ચોટલાવાળી, હાથમાં બાજુબંધ ધારણ કરનારી અને સુંદર દેખાવની કઈ સ્ત્રી તારા શરીરમાંથી નીકળીને ઉભી છે?"૩

બલિએ કહ્યું;–"એ આસુરી, દૈવી છે કે માનુષી–કઇ સ્ત્રી છે તે હું જાણતો નથી. તું એને પૂછ અથવા તો નહિ પૂછ; તારી ઇચ્છા પ્રમાણે કર."૪

શક્રે પૂછ્યું;–"હે પવિત્ર ને મંદ હાસ્યવાળી! સુંદર દેખાવની અને ચોટલાવાળી બલિના શરીરમાંથી નીકળી છે તે તું કોણ છે! હું તારું નામ જાણતો નથી, (માટે તું મને તારું) નામ કહે!૫ હે સુંદર ભ્રુકુટીવાળી! પોતાના તેજવડે દીપતી તું દૈત્યના રાજા બલિનો ત્યાગ કરીને મારી પાસે આ રીતે ઉભી છે; તે તું કોણ છે તે હું પૂછું છું, તેનું મને ઉત્તર આપ."૬

શ્રી બોલી;–"વિરોચન મને જાણતો હતો નહિ, તેમ વિરોચનનો પુત્ર આ બલિ પણ મને જાણતો નથી. વિદ્વાનો મને દુઃસહા કહે છે અને કેટલાક મને વિધિત્સાને નામે ઓળખે છે.* વળી હે વાસવ! મને ભૂતિ, લક્ષ્મી શ્રી† પણ કહે છે. હે શક્ર! જેમ તું મને જાણતો નથી, તેમ સર્વે દેવતાઓ પણ મને જાણતા નથી."૭-૮

શક્રે પૂછ્યું;–"હે દુસ્સહા! બલિના શરીરમાં ઘણા કાળ સુધી રહ્યા પછી તું તેને હમણાં કેમ ત્યજી દે છે?૯ તે શું મારા કોઈ કર્મને કારણે માટે, કે બલિને માટે ?"

શ્રીએ કહ્યું;–"હે શક્ર! ધાતા અથવા તો વિધાતા મને કોઈ પણ વશ કરી શકતા નથી. કાળે કરી હું એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જાઉં છું; માટે તું આ બલિની નિંદા કર નહિ."૧૦

શક્રે કહ્યું;–"હે શિખંડિનિ! (મયૂરના પિચ્છવાળી દેવી) તેં બલિનો શા માટે ત્યાગ કર્યો? અને તેમાં શું કારણ છે? અને મારો ત્યાગ કેવી રીતે તું કરીશ નહિ; તે હે પવિત્ર હાસ્યવાળી લક્ષ્મી! મને કહે."‡૧૧

શ્રીએ કહ્યું;–"હે ઇન્દ્ર! હું સત્યમાં, દાનમાં, વ્રતમાં, તપમાં, પરાક્રમમાં અને ધર્મમાં વાસો કરીને રહું છું. બલિ રાજા તેનાથી વિમુખ થયો છે (તેથી તેનો ત્યાગ કરું છું).૧૨ આ બલિ પૂર્વે બ્રાહ્મણોનો ભક્ત, સત્યવાદી, જિતેન્દ્રિય હતો. પાછળથી તેણે બ્રાહ્મણોની ઈર્ષા કરવા માંડી, અને ઉચ્છિષ્ટ હસ્તવડે ઘીને સ્પર્શ કર્યો.§૧૩ પૂર્વે એ યજ્ઞ કરવામાં પણ તત્પર રહેતો હતો. પણ આખરે અજ્ઞાનવડે મૂઢ થયેલો તથા કાળથી ઘેરાયલો એ સર્વના સમક્ષ ગર્વથી કહેતો કે, હું સર્વદા લક્ષ્મીની ઉપાસના કરું છું!૧૪ એવા ગર્વના વચનથી, હે શક્ર! હું તેના શરીરમાંથી બહાર નીકળી અને હવે તારા શરીરમાં નિવાસ કરીશ. તારે સાવધાન થઇને તપ તથા પરાક્રમવડે મને ધારણ કરવી."૧૫

શક્રે કહ્યું;–"હે કમળનિવાસિનિ લક્ષ્મી! દેવો, મનુષ્યો અને સર્વ પ્રાણીઓમાં એવો એક પણ પુરુષ નથી કે, જે એકલો તને હમેશને માટે સહન કરી શકે."૧૬

શ્રીએ કહ્યું;–"હે પૂરંદર! સત્ય છે કે દેવ, ગંધર્વ, અસુર કે રાક્ષસ એમાંથી કોઇ પણ એવો નથી કે, જે એકલો મને સર્વદા સહન કરી શકે!"૧૭

શક્રે પુછ્યું;–"હે શુભા! મારે કેવી રીતે ચાલવું જોઇએ કે, જેથી તું મારે વિશે હમેશાં રહે. હું તારા

---

* દુઃસહા-જે મહાન્ દુઃખે કરી સહન થઇ શકે તે. વિધિત્સા એટલે કર્મની કામના. આથી એનો અર્થ વૃદ્ધિ થાય છે, જે કર્મ અથવા પ્રવૃત્તિના ફળરૂપ છે.

† આ સર્વ નામોવડે વૃદ્ધિ તથા અભ્યુદય દર્શાવે છે.

‡ બેંગાળની પ્રતમાં એમ પાઠ છે કે 'તું મારામાં વસવા માટે શામાટે મારી સમીપ આવે છે? હે પવિત્ર હાસ્યવાળી સ્ત્રી! તે તું મને કહે.'

§ ઉચ્છિષ્ટ અર્થાત્ ભોજનમાંથી ઉઠયા પછી, વગર ધોયેલે હાથે અથવા તો જમતી વખતે હાથ ધોયા વિના, ઘીના મોટા પાત્રમાંથી ઘી લેવું તે.

કહેવા પ્રમાણે વર્તીશ, માટે જે સત્ય હોય તે તારે મને કહેવું."[૧૮]

શ્રીએ કહ્યું;–"હે દેવેન્દ્ર! હું તારે વિશે કેવી રીતે નિત્ય વાસ કરું, તે ઉપાય હું તને કહું છું તે તું સાંભળ! વેદમાં કહ્યા પ્રમાણે તું મારા ચાર વિભાગ કર."[૧૯]

શક્રે કહ્યું;–"હું મારી શક્તિ અને બળ અનુસાર તને ધારણ કરીશ; અને હે લક્ષ્મિ! કોઇ પણ વખત તારો અપરાધ ન થાય, તેની હું સંભાળ રાખીશ.[૨૦] પ્રાણીઓને ઉત્પન્ન કરનારી ધરણી જ મનુષ્યોને ધારણ કરી રહી છે, માટે તે તારા એક પાદને ધારણ કરવા શક્તિમાન્ થશે એમ હું માનું છું."[૨૧]

શ્રીએ કહ્યું;–"આ એક ચતુર્થાંશ ભાગનો હું ત્યાગ કરું છું અને તે પાદ (ચતુર્થાંશ ભાગ) પૃથ્વીપર રહો. હવે હે શક્ર! મારા બીજા પાદને સ્થિર કરવાનું સ્થાન બતાવ."[૨૨]

શક્રે કહ્યું;–"મનુષ્યોમાં પ્રવાહી પદાર્થરૂપે રહેલું જળ મનુષ્યોની અનેક પ્રકારે સેવા કરે છે. તારા શરીરનો ચતુર્થાંશ ભાગ જળ સહન કરો. તારો તે પાદ સહન કરવાની તેનામાં શક્તિ છે."[૨૩]

શ્રીએ કહ્યું;–"હે ઇન્દ્ર! આ મારા બીજા ચતુર્થ પાદને પાણીમાં મૂકવાને માટે ત્યાગ કર્યો. હવે ત્રીજો પાદ સ્થિર કરવાનું સ્થાન બતાવ."[૨૪]

ઇન્દ્રે કહ્યું;–"વેદો, યજ્ઞો તથા દેવો અગ્નિમાં રહેલા છે. તારા ત્રીજા પાદને તે અગ્નિમાં મૂક. તે સારી રીતે ધારણ કરશે."[૨૫]

શ્રીએ કહ્યું;–"મેં મારો આ ત્રીજો પાદ અગ્નિમાં સ્થાપન કરવા ત્યાગ કર્યો. હે ઇન્દ્ર! હવે તું મારા ચોથા પાદને સ્થિર કરવાનું સ્થાન બતાવ."[૨૬]

ઇન્દ્રે કહ્યું;–"મનુષ્યોમાં બ્રાહ્મણોનું રક્ષણ કરનારા સત્યવાદી અને સજ્જન છે. તારા ચોથા પાદને તે સહન કરો. કારણ કે તે તારા પાદને ધારણ કરવાને સમર્થ છે."[૨૭]

શ્રીએ કહ્યું;–"તું મારા ચોથા પાદને સત્પુરુષોને વિશે ધારણ કરવાનું કહે છે, તે આ મેં ધારણ કર્યો. હે શક્ર! આ રીતે પ્રાણીઓને વિશે તેં મારો નિવાસ કરાવ્યો છે, ને તું મારું રક્ષણ કરજે."[૨૮]

શક્રે કહ્યું;–"હું કહું તે તું સાંભળ. મેં તારો જૂદા જૂદા પ્રાણીઓને વિશે નિવાસ કરાવ્યો છે; છતાં જે પ્રાણી તારો અપરાધ કરશે, તેનું હું અપમાન કરી શિક્ષા કરીશ." તે પછી લક્ષ્મીએ તજી દીધેલો દૈત્યોનો રાજા બલિ બોલ્યો.[૨૯]

બલિએ કહ્યું;–"હાલ સૂર્ય જેટલો પૂર્વમાં પ્રકાશે છે, તેટલો જ પશ્ચિમમાં પ્રકાશે છે, તથા જેટલો ઉત્તરમાં પ્રકાશે છે તેટલો જ દક્ષિણમાં પ્રકાશે છે.[૩૦] પણ જ્યારે સૂર્ય સર્વ બાજુએથી ઉચ્છેદને પામી, સુમેરુ પર્વતના મધ્ય ભાગને વિશે રહેલા બ્રહ્મલોકને વિશે પ્રકાશશે, ત્યારે ફરી દેવો તથા અસુરો વચ્ચે મહાન્ યુદ્ધ થશે અને તે યુદ્ધમાં હું તમો સઘળાનો નિઃશંક પરાજય કરીશ![૩૧] જ્યારે સૂર્ય સર્વ સ્થળેથી નિવૃત્ત થઈ બ્રહ્મલોકને વિશે કેવળ પ્રકાશશે, ત્યારે પુનઃ અસુરો તથા દેવો વચ્ચે યુદ્ધ થશે તથા તે યુદ્ધમાં હું તમો સઘળાને જિતીશ."* પોતાના રાજ્યનો ઉચ્છેદ થશે, એ સાંભળી ઇન્દ્રને ક્રોધ ચઢયો તથા તે બોલ્યો.[૩૨]

ઇન્દ્રે કહ્યું;–"બ્રહ્માએ મને આજ્ઞા કરી છે કે મારે તને મારવો નહિ, માટે જ (તારાં આવાં વચન સાંભળી), હે બલિ! હું તારા માથા ઉપર વજ્રનો પ્રહાર કરતો નથી. (નહિ તો તને અહુણા જ મારી નાખું.)[૩૩] હે દૈત્યના રાજા! તારી ઇચ્છામાં આવે ત્યાં તું જા. હે મોટા અસુર! તારું કલ્યાણ થાઓ. પણ સૂર્ય કદી મધ્યભાગમાં રહીને તપવાનો જ નથી.[૩૪] સ્વયંભૂએ (બ્રહ્માએ) પ્રથમથી જ તેને માટે સમય નિર્માણ કરી રાખ્યો છે; તે પ્રમાણે સત્યવડે તે પ્રજામાં પ્રકાશતો ને તપતો અવિશ્રાંત ભ્રમણ કર્યા કરે છે.[૩૫] તે છ મહિના ઉત્તરમાં ભ્રમણ કરે છે અને છ મહિના દક્ષિણમાં ભ્રમણ કરે છે; અને લોકોમાં ટાઢ તથા ઉષ્ણતા આપે છે."[૩૬]

ભીષ્મે કહ્યું;–હે ભરતવંશી રાજા! આ રીતે ઇંદ્રે, દૈત્યના રાજા બલિને કહ્યું, તે સાંભળીને તે દક્ષિણ દિશામાં ચાલ્યો ગયો અને પુરંદર ઉત્તર દિશામાં ચાલ્યો ગયો.[૩૭] બલિએ કહેલું અહંકાર રહિત વાક્ય સાંભળીને તે વખતે જ સહસ્રાક્ષ આકાશ માર્ગે ચાલ્યો ગયો, અર્થાત્ હાર્દાકાશમાં તેણે પ્રવેશ કર્યો.[૩૮]

इति श्रीमहाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे 'लक्ष्मी सन्निधान' ए नामनो अध्याय २२९ मो समाप्त.

## અધ્યાય ૨૨૬ મો.

### ઇન્દ્ર અને નમુચિ–કાળનું બળ.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! અનહંકારપણાવિશે શતક્રતુ–સો યજ્ઞ કરનાર ઇન્દ્ર અને (અસુર) નમુચિના સંવાદરૂપી એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે કહે-

*પૌરાણિક ઇતિહાસને અનુસરી ટીકાકાર આ શ્લોકના સંબંધમાં કહે છે કે, મેરુપર્વતની આસપાસ જગત્ રહે છે; બ્રહ્મલોક મેરુના શિખરપર આવેલો છે; સૂર્ય મેરુની આસપાસ ફરે છે તથા સર્વ દિશાઓને પ્રકાશિત કરે છે. આ પ્રમાણે વૈવસ્વત મન્વંતરના સમયમાં થાય છે, પણ આ યુગ પૂરો થયા પછી જ્યારે સાવર્ણિક મન્વંતર આવે છે, ત્યારે સૂર્ય માત્ર મેરુના શિખરપર પ્રકાશશે તથા આજુબાજુ સર્વત્ર અંધકાર પ્રસરશે.

વામાં આવે છે.[૧] લક્ષ્મી રહિત થઇ પડેલો છતાં સમુદ્રની પેઠે (અંતઃકરણમાં) કોઈ પણ પ્રકારના ક્ષોભથી રહિત તથા પ્રાણીઓની ઉત્પત્તિ અને લયને જાણનારા નમુચિની પાસે જઇ, પુરંદર (ઇન્દ્ર) આ પ્રમાણે કહેવા લાગ્યોઃ-[૨] "હે નમુચિ! તું પાશોથી બંધાયો, રાજ્યપરથી ભ્રષ્ટ થયો, શત્રુઓને વશ થયો અને લક્ષ્મીરહિત થઇ પડ્યો છે; તેને માટે તને શોક થાય છે, કે તારા દિવસો તું આનંદમાં વ્યતીત કરે છે?"[૩]

નમુચિએ કહ્યું;-"જેનું નિવારણ થઈ શકે નહિ તેવો શોક કરવાથી શરીર સંતાપને પામે છે અને શત્રુઓ પ્રસન્ન થાય છે. વળી કોઇ પણ, બીજાના દુઃખમાંથી થોડું ઘણું લઈ તેનું દુઃખ ઓછું કરી શકે એમ નથી.[૪] એટલા માટે હે શક્ર! હું શોક કરતો નથી. હું જાણું છું કે, આ સર્વ નાશવંત છે;* વળી હું જાણું છું કે સંતાપ કરવાથી રૂપનો નાશ થાય છે; સંતાપ કરવાથી લક્ષ્મીનો નાશ થાય છે;[૫] અને હે સુરેશ્વર! સંતાપ કરવાથી આયુષ્યનો અને ધર્મનો પણ નાશ થાય છે. માટે, જ્ઞાની પુરુષે, વૈમનસ્યથી ઉત્પન્ન થયેલા દુઃખનો ત્યાગ કરીને,[૬] મનવડે પોતાના હૃદયને વિષે રહેલા સ્વરૂપવાળા કલ્યાણનો-મોક્ષનો જ વિચાર કરવો.† મનુષ્યો જ્યારે જ્યારે કલ્યાણમાં મનને પરોવે છે; ત્યારે ત્યારે તેનાં સર્વ કાર્યો સર્વથા સિદ્ધ થાય છે.[૭] આ જગતનો શાસ્તા એક જ છે, બીજો નથી. તે જ શાસ્તા ગર્ભમાં રહેલા પુરુષનું રક્ષણ કરે છે; અને પાણી જેમ નીચાણ તરફ વહે છે, તેમ હું પણ તેના નિયોગમાં રહેલો છું અને તેની આજ્ઞા પ્રમાણે રહું છું.[૮] હું બંધને તથા મોક્ષને જાણું છું; અને જ્ઞાનથી મળતો મોક્ષ શ્રેષ્ઠ છે એ પણ હું જાણું છું. છતાં પણ (શ્રવણાદિક અભ્યાસવડે) તેને સંપાદન કરતો નથી; પરંતુ ધર્મવાળી અને અધર્મવાળી આશાઓ પૂર્ણ કરવા માટે કર્મ કરું છું. શાસ્તા જે પ્રમાણે મારો નિયોગ કરે છે, તે પ્રમાણે હું નિયુક્ત થઇને વર્તું છું.[૯] અને જે વસ્તુ જેને જે પ્રમાણે પ્રાપ્ત થવાની હોય છે, તે વસ્તુ તેને તે પ્રમાણે પ્રાપ્ત થાય છે; અને જે વસ્તુ જે પ્રમાણે બનવાની હોય છે, તે વસ્તુ તે પ્રમાણે બની જ કરે છે.[૧૦] વિધાતા જે જે ગર્ભને વિશે પ્રાણીને નાંખે છે, ત્યાં ત્યાં તે પ્રાણી વસે છે; પરંતુ જીવ પોતાની ઈચ્છા પ્રમાણે વાસ કરી શકતો નથી.[૧૧] અને જે સ્થિતિમાં વિધિએ મૂકયો હોય છે, તે સ્થિતિને જે પુરુષ (આનંદથી) સ્વીકારી લે છે, તે પુરુષ કદી પણ મુઝાતો નથી, (એમ સમજીને કે જે બન્યું છે, તે મારા ભાગ્યાનુસાર બન્યું છે).[૧૨] કાળના ક્રમ પ્રમાણે આવેલાં સુખો તથા દુઃખોવડે પ્રાણીઓ વ્યાકુળ થયા કરે છે; પરંતુ (કોઇ પણ પ્રાણીને જે કાંઈ સુખ દુઃખ આવે છે તેમાં) કોઇનું પણ કર્તાપણું હોતું નથી; પણ માત્ર જે દુઃખનો દ્વેષ કરીને, હું કર્તા છું, આવું અભિમાન કરે છે તેજ દુઃખકારક છે એમ જાણ.‡[૧૩] ઋષિઓ, દેવતાઓ, મહાઅસુરો, વેદ વિદ્યાના અભ્યાસમાં વૃદ્ધ થયેલા પુરુષો અને વનવાસી મુનિઓ, આમાંથી કોને આપત્તિઓ આવતી નથી? પરંતુ જગતમાં જેઓ સત્ અને અસત્‌ને જાણનારા છે, તેઓ ભ્રમમાં પડતા નથી. (અને તેઓને આપત્તિઓ આવતી નથી.)[૧૪] વિવેકી પુરુષો ક્રોધ કરતા નથી; કોઇ વસ્તુ ઉપર આસક્તિ રાખતા નથી; દુઃખ જોઇને ખેદ કરતા નથી, તેમ સુખ જોઇને હર્ષ પામતા નથી; ધન સંબંધી ભીડમાં અથવા તો સંકટના સમયમાં શોક કરતા નથી; પણ હિમાચળ પર્વતની પેઠે પોતાના સ્વભાવમાં અચળ રહે છે.[૧૫]

"જે પુરુષને પરમ એવી અર્થસિદ્ધિ મોહ પમાડતી નથી, તેમ જે પુરુષને સમય ઉપર આવેલું દુઃખ મુઝવતું નથી, તથા જે પુરુષ સુખને અને દુઃખને સમાન ભાવથી સેવે છે, તે પુરુષ અત્યંત શ્રેષ્ઠ કહેવાય છે.[૧૬] જે જે અવસ્થા પુરુષને પ્રાપ્ત થાય, તે તે અવસ્થામાં તેણે સંતાપ કર્યા વિના વિહાર કરવો; અને આ પ્રમાણે વર્તી, સંતાપ કરાવનાર અને પરિશ્રમ આપનાર અત્યંત વૃદ્ધિ પામેલા મનોવિકારનો શરીરમાંથી નાશ કરવો; (અને જો આ પ્રમાણે મનના વિકારોનો નાશ કરવામાં નથી આવતો) તો તેને અવશ્ય દુઃખ સહેવું પડશે.[૧૭] સદસ્ એટલે શ્રૌત સમાજમાં, પરિષદ્ એટલે સ્માર્ત સભામાં અથવા તો લૌકિક ન્યાયાન્યાય છણનારી સભામાં, જવા છતાં જે સભાથી પાપી મનુષ્યને, પોતાના પાપને માટે ભય ઉત્પન્ન થતો નથી, તો તે સભાઓ તેના નામને પાત્ર નથી! જે બુદ્ધિમાન્

---

* સર્વે વસ્તુઓ અક્ષર નથી, પણ ક્ષર (નાશવંત) છે.

† ટીકાકાર લખે છે કે, हृद्यं નો અર્થ हृत्स्थं स्वरूपम् અર્થાત્ હૃદયને વિશે રહેલા સ્વરૂપવાળું. કલ્યાણનો અર્થ અહીં મોક્ષ થાય છે. આ મોક્ષની પ્રાપ્તિ અર્થે યોગનું આચરણ કરવું જોઇએ. સિદ્ધિની ઇચ્છા નહિ હોવા છતાં યોગના પ્રભાવથી અનેક સિદ્ધિ પ્રાપ્ત થાય છે; અને તેથી પછી સ્વાભાવિક રીતે જ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ (મોક્ષ) થાય છે.

‡ ભાવાર્થ આ પ્રમાણે;-જ્ઞાની પુરુષ, કદી પણ પોતે કર્તા છે એમ માનતો નથી, અને તેથી તે સ્થિતપ્રજ્ઞ રહે છે, અર્થાત્ તેને દુઃખનો આવિર્ભાવ થતો નથી; અને તે, જે કોઈ દુઃખ આવે છે તે અદૃષ્ટ કર્મના ફળરૂપ માને છે. અજ્ઞાનીની દશા એથી ઉલટી જ છે. તે પોતે પોતાને કર્તા માનતો હોવાથી, પોતાના કર્મના ફળરૂપ દુઃખને માને છે અને પોતાને સર્વ કર્તા હર્તા માની લે છે, ત્યારે જ તેને દુઃખને માટે સંતાપ થાય છે. સત્ય તો એ છે કે મનુષ્ય કર્મનો કર્તા હોવાને બદલે પરમાત્માનો આશ્રયી નિમિત્ત માત્ર જ છે.

પુરુષ, ધર્મના તત્ત્વને સમજી ધર્મનો નિર્ણય કરે છે અને તે પ્રમાણે વર્તે છે, તેને સભાસદોમાં શ્રેષ્ઠ જાણવો.૧૮ બુદ્ધિમાન્ પુરુષનાં કર્મો સહજમાં સમજી શકાય તેવાં હોતાં નથી; બુદ્ધિમાન્ પુરુષ સંકટના સમયમાં મુઝાતો નથી. વયોવૃદ્ધ ગૌતમ ગૃહસ્થાશ્રમમાંથી ભ્રષ્ટ થયો હતો અને દુઃખદાયક આપત્તિને પામ્યો હતો, છતાં પણ તે મુઝાયો ન હતો!*૧૯ વળી મંત્રથી, બળથી, વીર્યથી, પ્રજ્ઞાથી, પૌરુષથી, શીલથી, સદાચારથી તથા અર્થસંપત્તિથી અલભ્ય વસ્તુ મળતી નથી. જો એટલાથી પણ પોતાની ઇચ્છિત વસ્તુ મળતી નથી, તો તેને માટે શોક શા માટે કરવો?૨૦ વિધાતાએ મારા જન્મ પૂર્વે મારે શું કરવું અને શું ભોગવવું, એ નિર્માણ કર્યું હતું. મને જે પ્રમાણે વર્તવાનું વિધાતાનું નિર્માણ હતું તે પ્રમાણે હું વર્તું છું, તો પછી મૃત્યુ મને શું કરનાર છે?૨૧ પુરુષને જે સુખ કે દુઃખ ભોગવવાનાં હોય છે, તે ભોગવવાં પડે જ છે; જ્યાં જવાનું હોય છે ત્યાં પુરુષ અવશ્ય જાય જ છે અને જે સુખો તથા દુઃખો પ્રાપ્ત થવાનાં છે, તે અવશ્ય પ્રાપ્ત થાય જ છે.૨૨ પણ જે મનુષ્ય કાળની ગતિને જાણીને સર્વ જાતનાં દુઃખો આવ્યા છતાં પણ સર્વથા મુઝાતો નથી અને સર્વ દુઃખમાં જે સંતુષ્ટ રહે છે, તેને તેની જાતિમાં સર્વથી શ્રેષ્ઠ માનવો."૨૩

इति श्रीमहाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां "इन्द्र अने नमुचिना संवाद"मां अध्याय २२६ मो समाप्त.

## અધ્યાય ૨૨૭ મો.

### સનાતનત્વ ઉપર બલિ અને ઇન્દ્રનો સંવાદ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભરતવંશમાં શ્રેષ્ઠ પિતામહ! એક પુરુષ દુઃખદાયક કષ્ટમાં ડૂબી ગયો હોય; કુટુંબીઓનો અથવા તેના રાજ્યોનો નાશ થઈ ગયો હોય, ત્યારે તેણે કલ્યાણકારક કેવા ઉપાયો લેવા જોઈએ?૧ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! આ લોકમાં તું જ અમારો પરમ ઉપદેશક છે, માટે હું તને આ પૂછું છું, માટે તારે મને એ વાત કહેવી જોઈએ.૨

ભીષ્મે કહ્યું;–હે રાજા! જ્યારે કોઇ પુરુષ પુત્રો, સ્ત્રી, સુખ અને ધનનો નાશ થવાથી તે વિનાનો થઈ જાય અને મહા દુઃખદાયક સંકટમાં ડૂબી જાય, ત્યારે તે પુરુષને માટે કલ્યાણકારી એક ધૈર્ય જ ગણાય છે.૩ જે પુરુષ નિત્ય ધૈર્યધારી હોય છે (અને શોક કરતો નથી, તો) તેનું શરીર ક્ષીણતાને પ્રાપ્ત થતું નથી; પણ શોક રહિત થવાથી તેનું મન પ્રસન્ન રહે છે અને મન પ્રસન્ન રહેવાથી ઉત્તમ આરોગ્યનો લાભ થાય છે;૪ અને શરીરના આરોગ્યને લીધે પુરુષ લક્ષ્મી સંપાદન કરી શકે છે. હે તાત! જે બુદ્ધિમાન્ મનુષ્ય (ગમે તેવા સંકટમાં પણ) સત્વગુણી વૃત્તિમાં વાસ કરે છે,૫ તે પુરુષને ઐશ્વર્ય, ધૈર્ય, કર્મમાં નિત્ય પ્રવિણતા, આટલી વસ્તુનો લાભ થાય છે. આ વિષયમાં બલિ અને ઇન્દ્રના સંવાદરૂપ પુરાતની ઇતિહાસનું આ પ્રમાણે ઉદાહરણ અપાય છે, જે હું તને પુનઃ કહું છું.

હે યુધિષ્ઠિર–પૂર્વે દેવો અને અસુરોનું યુદ્ધ થયું હતું. એ યુદ્ધમાં દૈત્યોનો અને દાનવોનો ઘોર સંહાર થઈ ગયો હતો.૬–૭ લડાઇને અંતે બલિ રાજા થયો, પણ વિષ્ણુએ તેને છેતરી પોતાનો અધિકાર સર્વ લોકોને વિશે સ્થાપ્યો; અને શતક્રતુ એવા ઇન્દ્રને તેણે દેવતાના આધિપત્યને વિશે ફરી સ્થાપ્યો. દેવતાઓનું રાજ્ય ફરી સ્થપાયા પછી અને ચાર વર્ણની વ્યવસ્થા થયા પછી,૮ ત્રણે લોક સમૃદ્ધિમાન્ થયો અને બ્રહ્મા પણ હૃદયથી પ્રસન્ન થયા. એ સમયે સમર્થ એવો શક્ર સારી રીતે કેળવાયલા, શોભાયમાન, ચાર દાંતવાળા હાથીઓના રાજા ઐરાવત ઉપર બેસી, રુદ્રો, વસુઓ, આદિત્યો, અશ્વિનીકુમારો, ઋષિઓ, ગંધર્વો, સર્પરાજો, સિદ્ધ પુરુષો તથા બીજા મહાત્માઓથી વિંટાઇ વળી ત્રણ લોકમાં ફરવા નીકળ્યો.૯–૧૦ ફરતાં ફરતાં એક દિવસે, કોઇએક સમુદ્રના તીર ઉપર આવેલી પર્વતની ગુફામાં, વિરોચન પુત્ર બલિને, ઇન્દ્રે દીઠો. દાનવના રાજાના પુત્રને જોઇ, તે તેની પાસે ગયો.૧૧ દેવોના રાજા ઇન્દ્રને, ઐરાવત હાથીની પીઠ ઉપર બિરાજેલો તથા દેવોનાં મંડળોથી વિંટાયલો જોયા છતાં પણ, દૈત્યરાજકુમાર વિરોચનપુત્ર બલિને શોક કે વ્યથા કંઈ પણ થયું નહિ.૧૨ શત્રુનો મહાન્ વૈભવ જોયા છતાં પણ બલિ રાજાને વિકાર થયો નહિ, પરંતુ તે નિર્ભય રીતે ઉભો રહ્યો. તે જોઇને, ઐરાવત હાથીપર બેઠેલા ઇન્દ્રે, બલિને આ પ્રમાણે કહ્યું;૧૩ "હે દૈત્ય! મને આવી ઉત્તમ સ્થિતિમાં જોઇને તને શોક કેમ થતો નથી? એ શું તારા શૌર્યને લીધે, કે વૃદ્ધોની સેવા કરવાને લીધે કે તપના પ્રભાવને લીધે કે તારું મન શુદ્ધ થવાને લીધે–શા કારણથી તારા મનમાં દુઃખ થતું નથી? આ પ્રમાણે વર્તવું, એ સર્વથા મહા દુષ્કર છે!૧૪ શત્રુઓએ તને જિતી લીધો છે, તું સર્વોત્તમ

* ગૌતમે પોતાની સ્ત્રી અહલ્યાને વ્યભિચારિણી જાણીને શિલા થઇ જવાનો શાપ આપ્યો હતો, અને એમ કરતાં તે ગૃહસ્થાશ્રમમાંથી ભ્રષ્ટ થયો હતો; છતાં તે ધૈર્યથી મુઝાયો ન હતો. અત્ર નમુચિ કહે છે કે, હું તારા જેવો વિકારને વશ નથી કે પાપકર્મ કરું. પાપીને ભય હોયછે. પરંતુ મેં તો ગૌતમની પેઠે મારા મનને વશ કર્યું છે તેથી હું તારી પેઠે રાજ્યથી ભ્રષ્ટ થવા છતાં મુઝાઉં તેવો નથી–આમ નમુચિએ ઇન્દ્રને મહેણું માર્યું.

એવા રાજ્યાસન ઉપરથી ભ્રષ્ટ થયો છે, છતાં હે વિરોચનના પુત્ર! તું કઈ વસ્તુના આધારથી શોક કરવા યોગ્ય દશાનો શોક કરતો નથી?[૧૫] પૂર્વે જ્યારે તારી જાતિના ઉપર તેં આધિપત્ય મેળવ્યું હતું, ત્યારે તું અનુત્તમ ભોગ ભોગવતો હતો; અત્યારે તારાં ધન, રત્નો અને રાજ્ય, શત્રુઓએ હરી લીધાં છે, છતાં તું શા માટે શોક કરતો નથી?[૧૬] પૂર્વે તું તારા પિતા અને પિતામહના રાજ્યપદ ઉપર બિરાજતો હતો, ત્યારે તું દેવરૂપ હતો; પરંતુ તારું તે રાજ્ય શત્રુઓ હરી ગયા છે; તે જોયા છતાં તું શા માટે શોક કરતો નથી?[૧૭] તને શત્રુઓએ વરુણની પાશોથી બાંધ્યો અને મારા વજ્રથી તું હણાયો; તારી સ્ત્રીને અને તારાં ધનને હરી જવામાં આવ્યાં છે; છતાં તું શા માટે શોક કરતો નથી?[૧૮] તારી રાજ્યલક્ષ્મી નાશ પામી છે, તું વૈભવથી ભ્રષ્ટ થયો છે, છતાં તું શોક કરતો નથી, એ તારું દુષ્કર કર્મ છે. હે બલિ! ત્રણ લોકનું રાજ્ય નાશ પામવા છતાં તારા સિવાય બીજો કયો પુરુષ જીવવાનો ઉત્સાહ રાખે?''[૧૯]

આ અને બીજાં કટુ વચનો ઇન્દ્રે તેને કહ્યાં તથા જે કહીને પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરી તે વચનો, સુખપૂર્વક સાંભળી વિરોચનનો પુત્ર બલિ કોઈ પણ પ્રકારના ભય વિના, પોતાના પ્રતિસ્પર્ધીને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૨૦]

બલિએ કહ્યું;–''જ્યારે દૈવી આપત્તિએ મને સપડાવ્યો છે; ત્યારે હે શક્ર! હવે તારાં પોતાનાં વખાણ કરવાથી તને શું ફળ છે? હે પુરંદર! તું તારા હાથમાં વજ્ર ઉગામીને મારી સામે ઉભો છે તે હું જોઉં છું;[૨૧] પણ પૂર્વે, તું આ પ્રમાણે ઉભો રહેવાને સશક્ત ન જ હતો. હાલ કેટલાક સાધનવડે તે શક્તિને તેં પ્રાપ્ત કરી છે; પણ તારા વિના બીજો કયો નિર્લજ્જ પુરુષ એવો છે કે, જે આવાં ઘણા ક્રૂર વચન કહેવાની હિમ્મત કરે?[૨૨] જે પુરુષ શક્તિમાન્ છતાં પણ પોતાના હાથમાં પકડાઈ ગયેલા શૂરવીર શત્રુ ઉપર દયા કરે છે, તેને જ વિદ્વાનો પુરુષ કહે છે.[૨૩] બે પુરુષો વચ્ચે જ્યારે યુદ્ધ થાય છે, ત્યારે બન્નેનો વિજય થવો એ તો અનિશ્ચિત જ છે. એકનો જય થાય છે અને બીજાનો પરાજય થાય છે.[૨૪] માટે, હે દેવરાજ! 'બળ તથા પરાક્રમવડે સર્વને મેં જિત્યા પછી સર્વ ભૂતમાત્રનો હું રાજા છું,' એમ તારે માનવું નહિ.*[૨૫] અમે આવી જિતાયલી સ્થિતિમાં આવ્યા છીએ, તે કંઈ અમારું કર્મ નથી; તેમ હે વજ્ર ધારણ કરનારા! તું જે આવી ઉત્તમ સ્થિતિમાં આવ્યો છે, તે કર્મ પણ તારું નથી.[૨૬] તું હમણાં જેવી સ્થિતિમાં છે, તેવી સ્થિતિમાં હું પૂર્વે હતો; અને હમણાં અમે જે સ્થિતિમાં છીએ, તે સ્થિતિ હવે પછી તારી પણ થશે. 'માટે મેં મહા કઠિન કર્મ કર્યું છે,' એમ માનીને તું મારું અપમાન ન કર![૨૭] કેમકે પુરુષને વારા ફરતી કાળને અનુસરી સુખ દુઃખની કસોટીપર ચઢવું પડે છે. અને હે ઇન્દ્ર! તું પણ આજે તેજ કાળના ક્રમથી ઈન્દ્ર થયો છે, કંઇ મહાન્ કર્મથી થયો નથી.[૨૮] કાળે હમણાં જેમ તને રાજ્યપદ ઉપર મૂક્યો છે, તેમ જ મને પણ મારો ઉદય કાળ આવશે, ત્યારે રાજ્યપદ ઉપર લાવી મૂકશે! તેથી તું જેવો હમણાં છે, તેવો હું નથી અને એક સમયે જેવા અમે હઈશું, તેવો તું નહિ રહે.[૨૯] માતા પિતાની સેવા, દેવતાઓનું પૂજન તથા બીજા ગુણોનો સમુદાય, પુરુષને સુખ આપનાર થઇ શકતો નથી. (પરન્તુ કાળજ સુખનો દાતા છે.)[૩૦] વિદ્યા, તપ કે દાન, મિત્રો કે બાંધવો, એમાંનું કોઈ પણ કાળથી પીડા પામતા પુરુષની રક્ષા કરી શકતું નથી;[૩૧] અને જે દુઃખ અવશ્ય આવવાનું હોય છે, તેને મનુષ્યો સેંકડો ઉપાયોથી પણ અટકાવી શકતા નથી. જ્યારે કાળ ફેરવાય છે, ત્યારે બુદ્ધિબળ અને શારીરિક બળ, એમાંનું કંઇ પણ કામ આવતું નથી.[૩૨] કાળ જ્યારે મનુષ્યોનો સંહાર કરવા માંડે છે, ત્યારે તેની કોઈ પણ રક્ષા કરી શકતું નથી. છતાં હે શક્ર! તું પોતાને કર્તારૂપ માને છે, એ તારા દુઃખનું જ કારણ છે.[૩૩] પુરુષ પંડે જો કર્તા હોય તો પછી તે કર્તા પોતે, કોઈ અન્યનો (પરમાત્માનો) કર્તા (બનાવેલો) હોવો જોઈએ નહિ. પરંતુ તે કર્તાને તો (બીજાએ) ઉત્પન્ન કર્યો છે. એક ઈશ્વર શિવાય બીજો કોઇ કર્તા નથી; (ને તે સિવાય બીજું કોઇ શ્રેષ્ઠ પણ નથી.)[૩૪]

''કાળને લીધે મેં તારો પરાજય કર્યો હતો, કાળે કરીને તેં મારો પરાજય કર્યો છે. કાળ જ ગતિમાન્ એવા સર્વની ગતિ છે. કાળ જ સર્વ પ્રાણીનો સંહાર કરે છે.[૩૫] પણ તારી પ્રાકૃત બુદ્ધિને લીધે, હે ઇન્દ્ર! તું તારા પોતાના નાશને જાણતો નથી. કેટલાએક એમ જાણે છે કે, તેં તારા કર્મથી વિશ્વના આધિપત્યને મેળવ્યું છે ને તેથી તને મોટું માન આપે છે. (પણ તેઓ કાળની ગતિને જાણતા નથી.)[૩૬] આવાં સર્વ કારણથી, લોકોની પ્રવૃત્તિને જાણનારો મારા જેવો પુરુષ, કાળને લીધે રાજ્યપદથી ભ્રષ્ટ થાય તોપણ, તે શા માટે શોક કરે? શા માટે મુઝાય? શા માટે ગભરાય?[૩૭] હું જ અથવા મારા જેવો પ્રજ્ઞાવાન્ કોઈ પુરુષ, નિત્ય કાળથી ઘેરાયલો રહે અને તેની બુદ્ધિ દુઃખથી ઘેરાઇ જાય,

* મૂળમાં અસ્મત્ કૃતમ્ શબ્દ વાપર્યો છે, તેપરથી વક્તાની સાથે શ્રોતાનો સમાવેશ થતો નથી; પણ મત્કૃતમ્ ના ભાવમાં એ શબ્દ વપરાયો છે.

છતાં તે ભાંગી પડેલી નૌકાની પેઠે કેમ દુઃખથી સીઝાય ![૩૮] હું, તું અને આ બીજા જે દેવોના રાજાઓ થશે તે સર્વે, હે શક્ર! જે માર્ગે સેંકડો ઇન્દ્રો ચાલ્યા ગયા છે, તે માર્ગે જ ચાલ્યા જશે.[૩૯] હે ઇન્દ્ર! (આજે તું મહા દુરાધર્ષ અને ઉત્તમ રાજ્યલક્ષ્મીથી જાજવલ્યમાન છે; પરંતુ જ્યારે તારો કાળ પાકી રહેશે, ત્યારે મારી પેઠેજ તને પણ તે કાળ રાજ્યભ્રષ્ટ કરશે![૪૦] દેવતાઓના પ્રત્યેક યુગમાં કાળે કરીને હજારો ઇન્દ્રો થઇ ગયા છે. કાળ દુર્નિગ્રહ–અનુલ્લંઘ્ય છે.[૪૧] તું આ દેવરાજના પદને પ્રાપ્ત કરીને સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા, સનાતન એવા બ્રહ્મની પેઠે પોતાને બહુ ઉત્તમ માને છે.[૪૨] પરંતુ આ તારા સ્થાનપર કંઇ આવ્યા ને કંઈ ચાલ્યા ગયા; પણ અચળ ને અનંત કાળ સૂધી કોઈ રહ્યું નથી; છતાં તું મૂર્ખ બુદ્ધિને લીધે, આ સ્થાનક નિત્યનું ને અચળ છે એમ માને છે (એ શું?)[૪૩] અને જે વિશ્વાસ કરવા યોગ્ય નથી, તેના ઉપર તું વિશ્વાસ કરે છે, જે વસ્તુ અધ્રુવ–નાશવંત છે, તેને તું ધ્રુવ–અવિચળ માને છે. (એ તારી કેટલી મૂર્ખતા?) હે દેવેન્દ્ર! જે પુરુષ કાળથી ઘેરાયલો છે, તે નિત્ય જ આ પ્રમાણે માને છે![૪૪] 'આ રાજલક્ષ્મી મારી છે, એમ મોહથી તું રાજલક્ષ્મીની અભિલાષા રાખી બેઠો છે; પરંતુ જાણ કે, તે તારે માટે કે અમારે માટે, કે બીજાઓને માટે, હમેશાને માટે સ્થિર ઠરીને રહેવાની નથી.[૪૫] હે ઇન્દ્ર! આ રાજલક્ષ્મી પૂર્વે ઘણાઓએ ભોગવી છે; અને તેનો ત્યાગ કરીને તે હમણા તારી પાસે આવી છે. કેટલોક કાળ સૂધી, હે વાસવ! આ ચંચળ સ્વભાવની રાજલક્ષ્મી, તારે વિશે વાસ કરીને રહેશે.[૪૬] પરન્તુ ગાય જેમ પોતાના રહેઠાણનો* ત્યાગ કરીને નાશી જાય છે, તેમ તે તારો ત્યાગ કરીને બીજા પુરુષની પાસે જશે. એ રાજલક્ષ્મીએ એટલા બધા રાજાઓનો ત્યાગ કર્યો છે કે જેઓની ગણતરી પણ મારાથી થઇ શકે તેમ નથી.[૪૭] હે પુરંદર! તારા પછી પણ બીજા ઘણા રાજાઓ થશે (અને તું કયાં જશે તે કોઇ જાણવાનું પણ નથી). વૃક્ષો, ઔષધિઓ, રત્નો, પ્રાણીઓ, વનો અને ખાણોવાળી[૪૮] આ પૃથ્વીનો, પૂર્વે જેઓએ ઉપભોગ કર્યો છે, તે રાજાઓને હમણાં હું જોતો નથી. પૃથુ, ઐલ, મય, ભીમ, નરકાસુર, શંબરાસુર,[૪૯] અશ્વગ્રીવ, પુલોમા, સ્વર્ભાનુ, અમિતધ્વજ,† પ્રહ્લાદ, નમુચિ, દક્ષ, વિપ્રચિત્તિ, વિરોચન,[૫૦] હ્રીનિષેવ, સુહોત્ર, ભૂરિહા, પુષ્પવત, વૃષ, સત્યેષુ, ઋષભ, બાહુ, કપિલાક્ષ, વિરૂપક,[૫૧] બાણ, કાર્તસ્વર, વહ્નિ, વિશ્વદંષ્ટ્ર, નૈર્ઋતિ, સંકોચ, વરીતાક્ષ, વરાહાશ્વ, રુચિપ્રભ,[૫૨] વિશ્વજિત્, પ્રતિરૂપ, વૃષાંડ, વિષ્કર, મધુ, હિરણ્યકશિપુ, દાનવ કૈટભ,[૫૩] અને ઘણા દૈત્યો, અને દાનવો, અને રાક્ષસો અને બીજાઓ પૂર્વે થઇ ગયા છે તેઓ, તથા તેઓની પૂર્વે થઈ ગયેલાઓ છે તેઓ,[૫૪] તથા જે દૈત્ય રાજાઓ, દાનવ રાજાઓ અને બીજાઓને અમે સાંભળ્યા છે તે સર્વે, તથા પૂર્વ કાળના ઘણા દૈત્ય રાજાઓ, આ પૃથ્વીને ત્યજીને ચાલ્યા ગયા છે![૫૫] કાળે એ સર્વે રાજાઓનો નાશ કર્યો છે. કાળ તે સર્વ કરતાં મહાબળવાન્ છે. તેં એકલાએ સો યજ્ઞ કર્યા નથી, પરંતુ તે સર્વેએ સો યજ્ઞ કરી, સ્રષ્ટાનું પૂજન કર્યું હતું;[૫૬] તે સર્વે ઇન્દ્રો ધર્મમાં પરાયણ હતા; અને તે સર્વે નિત્ય યજ્ઞ કરનારા હતા; અને તે સર્વે આકાશમાં ફરનારા હતા; અને તે સર્વે સામા જઇને લઢનારા હતા.[૫૭] વળી તે સર્વે દૃઢ શરીરવાળા હતા; તે સર્વે પરિઘ જેવા હાથવાળા હતા; તે સર્વે સેંકડો માયા જાણનારા હતા; અને તે સર્વે વળી ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારાએ હતા.[૫૮] (પણ તે સર્વે આજે કયાં ચાલ્યા ગયા છે.) મારા સાંભળવામાં નથી કે તે સર્વ યુદ્ધમાં હારી ગયા હોય. સર્વે સત્યવ્રતમાં પરાયણ રહેતા હતા અને તે સર્વે ઇચ્છાનુસાર વિહાર કરનારા પણ હતા.[૫૯] તે સર્વે વેદવ્રતને ધારણ કરનારા હતા અને તે સર્વે બહુશ્રુત હતા; સર્વે સમર્થ હતા અને સર્વે પોતાના લોકોમાં માન્ય થયેલા ઐશ્વર્યને પ્રાપ્ત કરનારા હતા.[૬૦] પણ તેમાંના કોઈ પણ મહાત્માને પૂર્વે ઐશ્વર્યનો મદ થયો ન હતો! સર્વે ઘટતી રીતે દાન દેનારા હતા, સર્વે મત્સર વિનાના હતા;[૬૧] સર્વે સર્વ પ્રાણીઓ ઉપર સમાનદૃષ્ટિ રાખતા હતા. તે સર્વ દાક્ષાયણીના પુત્ર, પ્રજાપતિના વંશજ હતા. તે સર્વે મહા બળવાન્ હતા અને સર્વે પ્રજાપતિ હતા.[૬૨] તે સર્વે (પોતાના બળવડે સર્વ વસ્તુનું) દહન કરનારા તથા તેજવડે પ્રકાશનારા હતા. પરંતુ કાળે તેઓનો પણ સંહાર કર્યો છે. આ પૃથ્વીને ભોગવ્યા પછી તારે જ્યારે તેનો ત્યાગ કરવો પડશે, ત્યારે તું (આવાં ગર્વથી) તારા પોતાના શોકને નિયમમાં રાખી શકીશ નહિ. માટે તું કામ તથા ભોગોની ઇચ્છા છોડી દે. આ રાજલક્ષ્મીથી થયેલા મદને પણ છોડી દે.[૬૩–૬૪] આ રીતે વર્તવાથી (તારો રાજમદ છોડી દેવાથી) જ્યારે તારા રાજનો નાશ થશે, ત્યારે તું શોકને સહન કરવા શક્તિવાન થઇશ. તું શોક કરવાનો સમય માને ત્યારે શોક કરતો નહિ અને હર્ષ પામવાનો સમય આવે ત્યારે હર્ષ પામતો

* બંગાળાની પ્રતમાં આને બદલે એવો પાઠ છે કે 'ગાય જેમ એક હવાડાનો ત્યાગ કરી બીજા હવાડા પાસે જાય.'

† આ સામાન્ય નામ છે. પણ મી૦ રૉયે એનો અર્થ આ પ્રમાણે કીધો છે–"જેની ધ્વજા ઘણી ઊંચી હતી એવો સ્વર્ભાનુ."

નહિ;[૬૫] પણ ભૂતકાળ તથા ભવિષ્યકાળની ચિંતાનો ત્યાગ કરીને વર્તમાન કાળવડે તારો નિર્વાહ કર. સદા સાવધાન રહેનારા કાળે સદા ઉદ્યોગી એવા મને ઘેરી લીધો હતો;[૬૬] અને હે ઇન્દ્ર! મને ક્ષમા કરજે, થોડા સમયમાં તે કાળ તને ત્રાસ આપતો હોય એમ તારી પાસે પણ આવશે. હે દેવેન્દ્ર! તું વાણીવડે મારા છોડીયાં ફાડે છે;[૬૭] અને હું શાન્ત રીતે નિયમિત થઇને બેસી રહ્યો છું, તેથી તું તને પોતાને ઉત્તમ માને છે; પરંતુ કાળ પ્રથમ મારી પાછળ આવ્યો હતો અને હવે પછી તારી પાછળ દોડતો આવશે.[૬૮] હે દેવના રાજા! કાળે પ્રથમ મને રાજ્યભ્રષ્ટ કર્યો છે, તેથી તું આ પ્રમાણે ગર્વથી ગર્જના કરે છે; પરંતુ જ્યારે પૂર્વકાળમાં હું કોપાયમાન થતો હતો, ત્યારે જગતમાં મારી સન્મુખ યુદ્ધ કરવાને ઉભો રહેવાને કોણ સમર્થ હતો વારું?[૬૯] પરંતુ હે વાસવ! કાળ બળવાન્ છે. તેણે મારો નાશ કીધો છે અને બળવાન્ કાળની તને સહાયતા મળી છે, તેથી તું મારી સામે ઉભો છે. (દેવતાના) એક હજાર વર્ષ સૂધી તું ઇન્દ્ર પદને ભોગવીશ, પણ તે પછી તારો પણ અંત આવવાનો જ![૭૦] હું જો કે સામ્પ્રતમાં મહા બળવાન્ છું, તોપણ હમણા હું જેમ આરોગ્ય રહિત છું; તેમ તારું પતન થશે ત્યારે તારી પણ એજ ગતિ થશે. ત્રૈલોકયાધીશના ઉંચા પદ ઉપરથી હું ભ્રષ્ટ થયો છું અને તું હમણા સ્વર્ગમાં ઇન્દ્ર થયો છે.[૭૧] આ જીવલોક (મર્ત્ય લોક) મહા વિચિત્ર છે. કાળના ફેરફારને લીધે જ હમણાં તું ઉપાસના કરવા યોગ્ય થયો છે. નહિતર તું કહી શકે એમ છે કે તેં શું એવું કર્મ કીધું કે, તું હમણાં ઇન્દ્ર થયો છે અને અમે એવું શું કર્મ કર્યું કે જેથી અમે ઇન્દ્રના પદ ઉપરથી ભ્રષ્ટ થયા છીએ?[૭૨] પરન્તુ કાળ કર્તા છે અને અન્યથા કર્તા પણ છે; બીજું કોઈ (વિશ્વમાં, કાર્યની ઉત્પત્તિમાં) કારણરૂપે નથી. જ્ઞાની મનુષ્યે, નાશ કે વિનાશ, ઐશ્વર્ય કે સુખ કે દુઃખ, જન્મ કે મરણ[૭૩] આદિ પ્રાપ્ત થતાં અત્યંત હર્ષ પામવું નહિ; તેમ સંકટ આવે ત્યારે અત્યંત ખેદ પણ કરવો નહિ. હે ઇન્દ્ર! તું અમને જાણે છે; અને હે વાસવ! અમે તને પણ ઓળખીએ છીએ*;[૭૪] ત્યારે શા માટે, હે નિર્લજ્જ ઇન્દ્ર! હાલમાં તું જે સ્થિતિએ પહોંચ્યો છે, તે કાળે કરીને છે; તેને ભૂલી જઇ, તું મારી પાસે બડાઈ મારે છે? પૂર્વે હું ઇન્દ્ર હતો, ત્યારે મારું જે પરાક્રમ હતું તે તું જાણે છે જ![૭૫] યુદ્ધોમાં મારું પરાક્રમ અને ઉત્સાહશક્તિ એક દૃષ્ટાંત તરિકે સમ્પૂર્ણ છે. હે શચીપતિ! દેવાસુરના સંગ્રામમાં પૂર્વે મેં આદિત્યોને, રુદ્રોને, સાધ્યોને, વસુઓને,[૭૬] અને મરુતોને જિતી લીધા હતા (છતાં હું ભ્રષ્ટ થયો છું). હે શક્ર! એ તું સારી રીતે જાણે છે.[૭૭] મેં દેવો તથા અસુરોના યુદ્ધમાં વેગથી હલ્લો કરીને, એકઠા મળેલા દેવોમાં ભંગાણ પાડયું હતું, અને વનો તથા વનવાસીઓ સહિત પર્વતો અનેકવાર અમારી તરફથી ફેંકવામાં આવ્યા હતા.[૭૮] તીક્ષ્ણ કોરણોવાળાં પર્વતનાં ઘણાં શિખરો મેં તારા મસ્તકપર મારી ચૂરેચૂરા કરી નાંખ્યાં હતાં! પરંતુ અહુણાં હું શું કરી શકું તેમ છે? કાળ જ અનુલ્લંઘનીય છે.[૭૯] તેમ ન હોય તો, તું વજ્રધારી છે તોપણ હું તને મુષ્ટિના પ્રહારથી મારી નાંખવાને શક્તિમાન્ નથી, એમ ન ધારતો. પરંતુ મારો આ સમય પરાક્રમ કરવાનો નથી, પણ ક્ષમા ગુણ ધારણ કરવાનો છે.*[૮૦] હે શક્ર! આ કારણને લીધે તું મને જે અત્યંત અપમાન આપે છે તે, સમય પ્રતિકૂળ હોવાથી, હું સહન કરું છું. પણ યાદ રાખ કે, તારા જેટલું અપમાન સહન કરવાને હું સમર્થ નથી.[૮૧] મારો કાળ પરિપકવ થવાથી હું કાળરૂપી અગ્નિથી ઘેરાઈ ગયો છું; અને કાળરૂપી પાશથી નિત્ય બંધાઈ ગયો છું; માટે જ તું મારી પાસે મિથ્યા બડાઈ મારે છે! આ શ્યામ રંગના પુરુષનું (કાળનું) લોકને વિશે કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી.[૮૨] પુરુષ જેમ દોરીથી પશુને બાંધે તેમ ભયંકર કાળે મને કેદ કર્યો છે. લાભ કે હાનિ, સુખ કે દુઃખ, કામ કે ક્રોધ, જન્મ કે મરણ, બંધ કે મોક્ષ આ સર્વ કાળવડે મળે છે! હું કર્તા નથી, તેમ તું પણ કર્તા નથી; પરંતુ સદા સમર્થ એવો કાળ જ કર્તા છે.[૮૩-૮૪] એ કાળ, વૃક્ષ જેમ પોતાની ઉપરના પાકાં ફળને ફેંકી દે છે, તેમ મને પણ ફેંકી દીધો છે! એક પુરુષ, જે કર્મો કરીને કાળવડે સુખી થાય છે, તે જ કર્મો કરીને બીજો પુરુષ કાળવડે દુઃખી થાય છે (માટે કાળ જ બળવાન્ છે). મારા જેવો જે પુરુષ કાળનું આ ચરિત્ર જાણે છે, તે પુરુષ કાળથી ઘેરાઈ જાય છે, ત્યારે શોક કરતો નથી.[૮૫-૮૬] અને હું કાળજ્ઞ હોવાથી, હે ઇન્દ્ર! શોક કરતો નથી; કેમકે શોક કરવાથી સહાયતા મળતી નથી; શોક કરનારાનો શોક તેનાપર આવી પડેલા દુઃખને હરી લેતો નથી; પણ ઉલટું

*તારામાં કેટલું બળ છે તે હું જાણું છું; અને મારામાં કેટલું બળ છે તે તું જાણે છે. અથવા કેવા કર્મવડે તું ઇન્દ્ર પદને પામ્યો છે તે હું જાણું છું અને કેવા કારણથી હું ઇન્દ્રપદથી ભ્રષ્ટ થયો તે તું જાણે છે.

*મુંબઇની પ્રતમાં ક્ષમા કાલોઽય માગતઃ અર્થાત્ આ સમય મારે ક્ષમા કરવાનો છે એમ છે, પણ તેને બદલે બંગાળની પ્રતમાં એમ પાઠ છે કે આ સમય મારે શાંતિ ધારણ કરવાનો છે તથા સર્વ સહન કરવાનો છે.

તેના સામર્થ્યનો નાશ કરે છે. એટલા જ માટે હું હમણાં શોક કરતો નથી."૮૭

આ રીતે સો યજ્ઞ કરનારા, હજાર નેત્રવાળા તથા પાક નામના દૈત્યને શિક્ષા કરનારા એવા ભગવાન્ ઇન્દ્રને, બલિએ કહ્યું. પછી ઇન્દ્ર પોતાના કોપને શાંત પાડીને, આ રીતે બોલ્યો.૮૮ શક્રે કહ્યું:-"વજ્ર સાથે ઉગામેલા મારા હાથને અને વરુણની પાશોને જોઇને, સર્વનો સંહાર કરનારા મૃત્યુની પણ બુદ્ધિ ત્રાસ પામે, તો પછી બીજો એવો કોણ છે કે, જેની બુદ્ધિ ત્રાસ પામે નહિ? પણ તારી અચળ અને તત્ત્વને જાણનારી બુદ્ધિ ત્રાસ પામતી નથી, (એ આશ્ચર્ય છે)!૮૯-૯૦ હે સત્ય પરાક્રમવાળા બલિ! ધૈર્યને લીધે જ ખરેખર આજે તું વ્યથા પામતો નથી. જગતને નાશ પામતું જોઇને આ લોકમાં કયો દેહધારી ધન ઉપર અને શરીર ઉપર વિશ્વાસ રાખવાનો ઉત્સાહ ધરાવે? તારી પેઠે હું પણ જાણું છું કે, આ લોક અશાશ્વત-નાશવંત છે;૯૧-૯૨ જાણું છું કે તે ઘોર, ગુહ્ય, નિત્ય ગતિમાન્ અને અવિનાશી એવા કાળાગ્નિને વિશે નંખાયલો છે; અને જાણું છું કે કાળ જેનો સ્પર્શ કરે છે, તેની આ લોકમાં રક્ષા થઇ શકતી નથી.૯૩ સ્થૂલ અને સૂક્ષ્મ ભૂતોને કાળ ચોતરફથી પકવ્યા કરે છે. તેનો કોઇ સ્વામી નથી. તે સદાય સાવધાન થઇને પ્રાણીઓને પચાવ્યા કરે છે-નાશ કરે છે.૯૪ કાળ નિત્ય ગતિમાન્ છે અને જે તેના પંઝામાં સપડાય છે, તે છૂટવા પામતો નથી. સાવધાન રહેનારો કાળ, અસાવધ એવા દેહધારીઓના તરફ જાગ્રત રહે છે.૯૫ કાળ પ્રયત્નથી પાછો હઠ્યો હોય એમ પૂર્વે કોઇએ જોયું નથી. તે પુરાણો, સનાતન ધર્મ છે અને એ કાળ સર્વ પ્રાણીઓની સાથે સમભાવથી વર્તે છે.૯૬ કાળ કોઇથી ગાંજ્યો જાય તેવો નથી; તેનું કોઇ ઉલ્લંઘન કરી શકતું નથી; અને જેમ વ્યાજખોર, મૂળમાં વ્યાજ ઉમેરી પોતાનાં નાણાં વસુલ કરી લે છે, તેમ કાળ દિવસો, રાત્રિઓ, મહિનાઓ, ક્ષણો, કાષ્ઠાઓ, લવો અને કળાઓ મેળવીને, અવધિ આવે છે, એટલે પુરુષને ઝડપી લે છે. આ કાર્ય આજ કરીશ અને ફલાણું કામ આવતી કાલે કરીશ, આમ બોલતા મનુષ્યને, નદીનો (અકસ્માત્ આવતો) વેગ જેમ વૃક્ષને ઘસડી જાય છે, તેમ કાળ ઘસડી જાય છે! અમુક પુરુષને મેં હમણાં દીઠો હતો, તે કેમ મરી ગયો!૯૭-૯૯ આ રીતે કાળથી હરણ કરાતાં પ્રાણીઓનો પ્રલાપ આપણા સાંભળવામાં આવે છે. પણ ધન, ભોગ, સ્થાનક અને ઐશ્વર્ય એ સર્વ કાળના ભક્ષ છે.૧૦૦ કાળ ચઢી આવીને સર્વ જીવોના પ્રાણને હરી જાય છે! જે ચઢે છે તેનું પરિણામ પડતીમાં આવે છે; અને જેનો ભાવ (અસ્તિત્વ) જણાય છે, તેનું અભાવરૂપે બીજું રૂપ થાય છે. આ જે કંઈ જોવામાં આવે છે, તે સર્વ નાશવંત અને અસ્થિર છે. પણ આ પ્રમાણેનો વિચાર થવો, તે અત્યંત દુષ્કર કાર્ય છે. પરન્તુ તારી બુદ્ધિ એવી અચળ અને તત્ત્વને જાણનારી છે, તેથી તને વ્યથા થતી નથી અને થોડા સમયપર તું કોણ હતો, (અને આજે કેવી સ્થિતિને પામ્યો છે) તેનો વિચાર થતો નથી!૧-૨ કાળ એવો બળવાન્ છે કે તે વિશ્વનું આક્રમણ કરી, લોકને પોતાના વિશે પકવી નાંખે છે;૩ અને તે નથી જોતો કે આ બાળક છે, કે આ વૃદ્ધ છે; પરંતુ તે સર્વનો સંહાર કર્યો જ જાય છે. આ કારણથી જ્યારે કાળ પોતાનો પાશ નાંખી જેને ઘસડી જાય છે, તે તદ્દન ભાનરહિત બની જાય છે. લોકો, ઈર્ષા, મિથ્યાભિમાન, લોભ, કામ, ક્રોધ, ભય, સ્પૃહા, વિભ્રાંત અને અભિમાનમાં આસક્ત થવાથી મોહિત બની જાય છે! પરન્તુ તું પદાર્થના તત્ત્વને જાણનારો છે, વિદ્વાન્ છે, જ્ઞાની છે, તપસ્વી છે, તેથી હાથમાં રહેલા આમળાની પેઠે કાળને સ્પષ્ટ રીતે જુવે છે. (તેથી મોહિત બની જતો નથી.) હે વિરોચનપુત્ર! તું કાળના ચરિત્રને જાણનારો છે; તું સર્વ શાસ્ત્રમાં કુશળ છે; તું આત્માના તત્ત્વજ્ઞાનમાં કૃતાર્થ છે અને વિકારોને વશ રાખનારો છે; તેથી જ તું જ્ઞાનીઓનું પ્રેમપાત્ર છે. હું માનું છું કે, તેં આ સર્વ લોકોને બુદ્ધિથી જાણેલા છે.૪-૭ જો કે તેં સર્વ ઠેકાણે વિહાર કરેલો છે, પરંતુ તું મુક્ત હોવાથી કોઈ પણ ઠેકાણે બંધાયો નથી; અને તું જિતેન્દ્રિય હોવાથી રજોગુણ તથા તમોગુણ તારો સ્પર્શ કરતા નથી.૮ તું પ્રીતિ વિનાના અને સંતાપ રહિત આત્માની ઉપાસના કરે છે; અને તને સર્વ પ્રાણીઓનો સુહૃદ, વૈર વિનાનો અને શાંત મનવાળો જોઇને, મારી તારા ઉપર અનુકંપા થયેલી છે! તારા જેવા એક જ્ઞાની પુરુષને હું બંધનમાં રાખવા ઇચ્છતો નથી.૯-૧૧૦ અહિંસા એ પરમ ધર્મ છે. મને તારા ઉપર અનુકંપા ઉત્પન્ન થઈ છે. તારો કાળ જ્યારે બદલાઈ જશે, ત્યારે પ્રજાના અપકૃત્યોને લીધે બંધાયલા વરુણના પાશથી તું છૂટી જશે. હે મહા અસુર! તારું કલ્યાણ થાઓ. જ્યારે વૃદ્ધ ઉમરની સાસુ પાસે વહુ ઘરનું કામકાજ કરાવશે;૧૧-૧૨ જ્યારે પુત્ર મતિભ્રમથી પિતાને પોતાનું કામ કરવાની આજ્ઞા કરશે; જ્યારે શૂદ્રો બ્રાહ્મણોની પાસે પગ ધોવરાવશે; અને બ્રાહ્મણ જાતિની સ્ત્રી નિર્ભય થઇને શૂદ્ર સાથે વ્યભિચાર કરશે; જ્યારે પુરુષો વિજાતીય (પશુ પક્ષીઓની) યોનિઓમાં બીજ મૂકશે; જ્યારે વાપરવાના કાંસાના વાસણોમાં ઘરનો કચરો પુંજો લઇ જવામાં આવશે; જ્યારે નિષિદ્ધ કરેલાં પાત્રોવડે દેવોને બળિદાન આપ-

વામાં આવશે અને જ્યારે ચારે વર્ણની પ્રજા મર્યાદાનો ભંગ કરશે; ત્યારે તારો એક એક પગ ક્રમે ક્રમે કરીને પાશમાંથી છૂટો થશે. તને અમારા તરફથી કંઈ પણ ભય નથી. મેં કહેલા સમયની વાટ જોયા કર! પીડા રહિત થા! શાંત ચિત્ત બન! રોગ રહિત રહે! અને સુખી થા!"

આ રીતે બલિને કહીને, ઐરાવત હાથી ઉપર બેઠેલો ભગવાન્ ઇન્દ્ર, તે સ્થાનપરથી વિદાય થયો. સર્વ અસુરોને જિતી લીધા પછી સુરાધિપ આનંદથી રહેવા લાગ્યો તથા સર્વ લોકને વિશે એક પ્રભુ થયો.[૧૩-૧૭] મહર્ષિઓ એકદમ, સર્વ ચર અને અચરના ઈશ્વર એવા ઇન્દ્રની સ્તુતિ કરવા લાગ્યા; હિમનો નાશ કરનાર અગ્નિ યજ્ઞમાં બળિને ગ્રહણ કરવા લાગ્યો અને ઈશ્વર અર્થાત્ ઇન્દ્ર પણ અર્પણ કરેલા અમૃતને ગ્રહણ કરવા લાગ્યો.[૧૮] તેમ જ સર્વ ઠેકાણે રહેનારા યજ્ઞ કરનારા ઉત્તમ બ્રાહ્મણોએ, પ્રદીપ્ત તેજવાળા ઇન્દ્રની સ્તુતિ કરી અને ઇન્દ્ર પણ ક્રોધનો ત્યાગ કરીને શાંત ચિત્તનો બની રહ્યો; અને પોતાના સ્વર્ગમાં જઇને હર્ષમાં દિવસ ગાળવા લાગ્યો.*[૧૧૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'बाळि अने इन्द्रनो संवाद' ए नामनो अध्याय २२७मो समाप्त.

## અધ્યાય ૨૨૮ મો.

### ઉદયાસ્તના પૂર્વ લક્ષણો!

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે પિતામહ! હે રાજન્! પુરુષનો ભવિષ્યનો ઉદય અથવા ભવિષ્યનો અસ્ત-પરાભવ થવાનો હોય ત્યારે તેનાં પૂર્વ રૂપો (પ્રથમનાં લક્ષણો) કેવાં હોય છે, તે મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;-તારું કલ્યાણ થાઓ. મનુષ્યનો અભ્યુદય-ચઢતી અથવા તો પડતી થવાની હોય છે, ત્યારે મનુષ્યનું મન જ તેનાં પૂર્વ રૂપોને કહે છે.[૨] આ વિષયમાં ઇન્દ્રને લક્ષ્મીની સાથે થયેલા સંવાદના પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપે છે, તે હે યુધિષ્ઠિર! તું સાંભળ.[૩] બ્રહ્માના જેવા અપાર અને પ્રકાશમાન ઓજવાળા, પાપ રહિત, પોતાના તપના પ્રભાવવડે આલોક તથા પરલોકને એક વખતે જોઇ શકનારા, બ્રહ્મલોકને વિશે રહેનારા દેવર્ષિઓ સમાન એવા નારદ, પોતાની મરજી પ્રમાણે ત્રણ લોકને વિશે ભટકતા હતા.[૪-૫] એક સમયે, પ્રાતઃકાળમાં ઉઠીને, પવિત્ર જળમાં સ્નાન કરવાની ઇચ્છાથી, ધ્રુવના દ્વારમાંથી નીકળતી આકાશ ગંગાના તીર ઉપર તે ગયા અને તેમાં ઉતરીને સ્નાન કર્યું.†[૬] તે સમયે શંબરાસુર અને પાક નામના અસુરને હણનારો, વજ્રધારી, હજાર નેત્રવાળો ઇન્દ્ર, જે નદીના તીર ઉપર દેવર્ષિ નારદ બેઠા હતા, તે નદીના તીર ઉપર આવ્યો અને નદીમાં ઉતરીને સ્નાન કર્યું; અને સંક્ષિપ્તમાં ગાયત્રી મંત્રનો જપ કર્યો, અને પછી તે નદીના ઝીણી સુવર્ણની રેતીવાળા તીર ઉપર જઇને બેઠો.[૭-૯] પછી દેવર્ષિઓએ તથા મહર્ષિઓએ કહેલી પુણ્ય કર્મવડે પ્રખ્યાતી પામેલી કથાઓ પરસ્પર કરવા લાગ્યા.[૯] આ કથાઓમાં પૂર્વ કાળનાં વૃત્તાંતો સમાયલાં હતાં. આત્માને નિયમમાં રાખનારા એવા તે બન્ને બેસી વાતો કરતા હતા, એટલામાં સૂર્યનારાયણ, કિરણોના સમુદાય સાથે ઉદય પામ્યો. સૂર્યનાં સમ્પૂર્ણ મંડળને જોઇને બન્ને જણાએ ઉભા થઇને તેની સ્તુતિ કરી. એ જ સમયે, ઉદય પામતા સૂર્યની સામી દિશામાં બીજા સૂર્યની પેઠે ચોતરફ સૂર્યના જેવું કાંતિવાળું તેજનું બિંબ આકાશમાં ઉદય પામતું બન્નેના જોવામાં આવ્યું! અને હે ભારત! તે બન્નેની પાસે આવતું જોવામાં આવ્યું.[૧૦-૧૨] આ એક વિષ્ણુ ભગવાનનું વિમાન હતું. તેને ગરુડે અને સૂર્યે રચેલું હતું. તે આકાશમાં રહેલું હતું. તે પોતાની પ્રભાથી, ત્રણ લોકને પ્રકાશમાન કરતું, અનુપમ રીતે શોભતું હતું.[૧૩] જે વસ્તુ ઇન્દ્રે અને નારદે જોઇ, તે બીજી કોઇ ન હતી, પણ શ્રી પોતે હતી. તેની સેવામાં અતિ તેજસ્વી સુંદર અપ્સરાઓ હતી. તે શ્રી સૂર્યના સરખી તેજસ્વી તથા અગ્નિની જવાળા સરખી દેખાતી હતી. તેણે નક્ષત્રોના જેવાં પ્રકાશમાન આભરણો ધારણ કર્યાં હતાં અને મોતીના સરખી માળા પહેરી હતી. આ રીતે કમળના પત્રમાં બેઠેલી સાક્ષાત્ પદ્મા દેવીનાં તે બન્નેને દર્શન થયાં.[૧૪-૧૫] સર્વ સુંદરીઓમાં શ્રેષ્ઠ એવી શ્રી દેવી, તે વિમાનના આગલા ભાગપરથી નીચે ઉતરીને, ત્રણ લોકના ઈશ્વર ઇન્દ્ર અને દેવર્ષિ નારદની પાસે આવવા માંડી.[૧૬] પરંતુ એટલામાં તો મઘવા, નારદની સાથે શ્રીદેવીની પાસે ગયો; અને બે હાથ જોડીને, પંડે પોતાનું નામ શ્રી દેવીને નિવેદન કર્યું અને પછી, હે રાજન્! સર્વ જાણનારા

---

* અસુરોના અપકૃત્યોથી આ પ્રસંગ મોડો પ્રાપ્ત થયો હતો. પણ ઇન્દ્રનો વિજય થયા પછી યજ્ઞાદિ કર્મો પાછા ચાલુ થયા હતા અને જગતમાં શાન્તિ થઈ હતી.

† મૂળમાં ધ્રુવદ્વારભવાં શબ્દ છે. એનો અર્થ નીલકંઠે આપ્યો નથી. કદાચ હિમાલયની એકાદ ખીણનું એ નામ હશે. બરદવાનના પંડિતો, એનો અર્થ ધ્રુવનો તારો ધારે છે. ધ્રુવ એ બ્રહ્માનું પણ નામ છે. અર્થાત્ બ્રહ્મલોકમાંથી વહેતી નદી. પુરાણમાં છે કે ગંગા પ્રથમ વિષ્ણુના પાદકમળમાંથી નિકળી (તેથી પાદોદકિ એવું ગંગાનું નામ છે). તે બ્રહ્માના કમંડલમાં સમાઈ ગઈ ને ત્યાંથી પૃથ્વીપર આવી છે.

દેવોના રાજા ઇન્દ્રે, શ્રીની અનુપમ પૂજા કરી. પછી આ પ્રમાણે પૂછ્યું.૧૭-૧૮

શક્રે પૂછ્યું:-"હે મધુરું હાસ્ય કરવાવાળી દેવી! તું કોણ છે? કયા કાર્ય માટે અહીં પધારી છે? હે સુંદર ભ્રુકુટીવાળી! તું કયાંથી આવે છે; અને હે સુંદરિ! તારે ક્યાં જવું છે?"૧૯

શ્રીએ કહ્યું;-"પવિત્ર એવા ત્રણે લોકમાં સ્થાવર અને જંગમરૂપ સર્વે મને પોતાની કરવાની ઇચ્છાથી, સમ્પૂર્ણ રીતે પ્રયત્ન કરે છે.૨૦ સર્વ પ્રાણીઓના અભ્યુદય અર્થે હું સૂર્યના કિરણોથી જાગ્રત થનારાં કમળમાંથી ઉત્પન્ન થઇ છું; અને મને પદ્મા, શ્રી અને પદ્મમાલિની કહે છે.૨૧ હે બળ દૈત્યનો નાશ કરનારા! હું લક્ષ્મી છું, હું ભૂતિ છું, શ્રી છું, શ્રદ્ધા છું, મેધા છું, સન્નતિ છું, વિજિતિ (વિજય) છું અને સ્થિતિ છું.૨૨ હું ધૃતિ છું, સિદ્ધિ છું અને સમૃદ્ધિ છું; હું સ્વાહા છું અને હું સ્વધા છું; હું પ્રણતિ છું અને હું નિયતિ-ભાગ્યદેવી છું અને હું સ્મૃતિ છું.૨૩ તેમ જ હે બળ દૈત્યને હણનારા! હું, વિજયની ઇચ્છાવાળા રાજાઓની સેનાના મોખરાપર, ધ્વજદંડોને વિશે, ધર્મનિષ્ઠ પુરુષોના નિવાસસ્થાનમાં, ધર્મવાળા દેશ તથા નગરમાં, સંગ્રામમાં પાછી પેની નહિ કરનારા અને વિજયવડે શોભાયમાન શૂરવીર પુરુષોમાં તથા રાજાને વિશે સદાય નિવાસ કરું છું.૨૪-૨૫ તેમ જ હું, નિત્ય ધર્માચરણ કરનારા, મહા બુદ્ધિમાન્, બ્રાહ્મણનું રક્ષણ કરનારા, સત્યવાદી, વિનયી અને દાનશીલ પુરુષમાં સદાય નિવાસ કરું છું.૨૬ સત્ય તથા ધર્મવડે બંધાયલી એવી હું, પૂર્વે અસુરોને વિશે વાસ કરતી હતી. પરંતુ તેઓને અસત્યવાદી અને અધર્મનિષ્ઠ જાણ્યા પછી તારે વિશે વાસ કરવાનું મેં પસંદ કર્યું છે."૨૭

શક્રે પૂછ્યું;-"હે સુંદરવદનિ! દૈત્યો કેવાં અચરણોવાળા હતા ત્યારે તું તેઓને વિશે વસતી હતી? અને કેવાં આચરણો જોઇને તું દૈત્યો અને દાનવોનો ત્યાગ કરીને અહીં આવી છે?"૨૮

શ્રીએ કહ્યું;-"જેઓ સ્વધર્મનું આચરણ કરે છે; જેઓ ધૈર્યથી ચલાયમાન થતા નથી અને જેઓ સ્વર્ગે પહોંચાડનારા માર્ગને વિશે ચાલવાની ઇચ્છા રાખે છે તેવા પ્રાણીઓમાં હું વાસ કરું છું!૨૯ જેઓ દાન દેવામાં વિખ્યાત છે; વેદાધ્યયન કરે છે; જેઓ યજ્ઞયાગ, પિતૃઓ, દેવતાઓ, ગુરુઓ અને અતિથિઓનું પૂજન કરે છે, તેઓને વિશે હું સત્યપણાથી વસું છું.૩૦ પૂર્વે દૈત્યો પોતાનાં ઘરને સ્વચ્છ રાખતા હતા; સ્ત્રીઓને વશ રાખતા હતા; પવિત્ર અગ્નિમાં હોમ કરતા હતા; ગુરુની સેવા કરતા હતા; વિકારને વશ રાખતા હતા; બ્રાહ્મણોની રક્ષા કરતા હતા અને સત્યવાદી હતા, (ત્યારે હું તેમનામાં વસતી હતી).૩૧ તેઓ પૂર્ણ શ્રદ્ધાવાળા હતા; ક્રોધને જિતનારા હતા; દાનશીલ હતા; પારકાના ગુણોપર દોષારોપ કરનારા ન હતા; પુત્રો, અમાત્યો અને સ્ત્રીઓનું પોષણ કરનારા હતા અને તેઓ કદીપણ ઇર્ષા કરતા ન હતા (ત્યારે હું તેમનામાં વસતી હતી).૩૨ તેઓ કોઇ પણ દિવસ અમર્ષથી એક બીજાની સામે ચડસાચડસી કરતા નહિ; સ્વભાવે સંતોષી હતા અને બીજાઓની સમૃદ્ધિને જોઇને કદી પણ મનમાં બળાપો કરતા ન હોતા (ત્યારે હું તેનામાં વસતી હતી).૩૩ તેઓ દાતા હતા; યોગ્ય ખર્ચ કરનારા હતા; આર્ય એટલે ઉત્તમ ગુણવાળા હતા અને દયાની લાગણીવાળા હતા; અને જેના ઉપર પ્રસન્ન થતા, તેઓને મોટું ફળ આપનારા હતા; સરળ સ્વભાવના હતા તથા સમ્પૂર્ણ શ્રદ્ધાવાન્ અને જિતેન્દ્રિય હતા; અર્થાત્ પોતાના મનોવિકારને સમ્પૂર્ણ સ્વાધીન રાખતા હતા (ત્યારે હું તેમનામાં વસતી હતી).૩૪ તેઓ પોતાના સેવકો અને મંત્રીઓને સંતોષ આપનારા હતા; કૃતજ્ઞ હતા; મધુરી વાણી બોલનારા હતા; જેને જેમ ઘટે તેમ માન તથા ધન આપનારા હતા; લજ્જાશીલ હતા; વ્રતને નિયમિત રીતે પાળનારા હતા;૩૫ પર્વોમાં અર્ધ્ય આપતા હતા. વળી તેઓ શરીર ઉપર સુગંધી અને પવિત્ર ચંદનનો લેપ કરતા અને શરીરને શણગારતા હતા; ઉપવાસોમાં તથા તપમાં પરાયણ રહેતા હતા; શ્રદ્ધાળુ હતા ને વેદોનું ગાન કરતા હતા (ત્યારે હું તેમનામાં વસતી હતી).૩૬ તેઓ સૂર્યોદયની પહેલાં જાગ્રત થતા અને કદી પણ પ્રભાતમાં સુઈ રહેતા નહોતા; રાત્રિના કદી પણ દહિં અને સાથવો ખાતા ન હતા;૩૭ તેમ નિત્ય પ્રભાતમાં ઉઠતાંવેંત ઘી અને બીજા માંગલિક પદાર્થોનું દર્શન કરતા તથા નિયમ પુરઃસર, સર્વ ઇન્દ્રિયોને સાવધ રાખી વેદોનું અધ્યયન કરતા હતા તથા બ્રાહ્મણોનું પૂજન કરી દાન દેતા હતા (ત્યારે હું તેમનામાં વસતી હતી).૩૮ તેઓ સદા ધર્મવાળી વાત કરતા અને કદી પણ પ્રતિગ્રહ કરતા ન હતા; રાત્રિનો અર્ધો ભાગ વીત્યા પછી તેઓ નિદ્રા કરતા, તેમ દિવસે નિદ્રા કરતા નહિ;૩૯ કૃપણ, અનાથ, વૃદ્ધ, દુર્બળ, રોગી અને સ્ત્રીઓના ઉપર દયા કરતા તથા પોતાની ઉપજમાંથી તેઓને માટે નિત્ય ભાગ કાઢવા માટે નિત્ય અનુમોદન આપતા.૪૦ વળી તેઓ વિહ્વલને, ખિન્ન થયેલાને, ઉદાસને, ભયાતુરને, રોગીને, જેનું ધન કોઇએ ખુંચવી લીધું હોય તેવા દુર્બળ અને દુઃખથી પીડા પામનારાને નિત્ય આશ્વાસના આપતા હતા.૪૧ તેઓ

નિત્ય ધર્મને જ અનુસરતા હતા અને બીજાને કદીપણ અનિષ્ટ પીડા કરતા નહિ; પ્રત્યેક કાર્યમાં અનુકૂળ થતા તથા ગુરુ અને વૃદ્ધ પુરુષોની સેવા કરતા;[૪૨] પિતૃઓ, દેવતાઓ અને અતિથિઓની યથાર્થ રીતે પૂજા કરતા, અને તેઓને અર્પણ કરીને શેષ વધેલી વસ્તુનું નિત્ય ભોજન કરતા હતા; તેઓ નિત્ય સત્યવાદી અને તપસ્વી હતા (ત્યારે હું તેનામાં વસતી હતી).[૪૩] તેઓ કદી પણ ઉત્તમ પ્રકારનાં ભોજનોનો એકલા આહાર કરતા ન હતા (અર્થાત્ દેવ, પિતૃ, માતા, પિતા તથા સેવકાદિકને અર્પણ કરીને જમતા); તેમ જ પરસ્ત્રી સાથે ગમન કરતા ન હતા અને સર્વ પ્રાણીઓના તરફ, જેમ પોતે પ્રીતિભાવથી વર્તે તેમ પ્રીતિભાવથી વર્તતા હતા (ત્યારે હું તેમનામાં વસતી હતી).[૪૪] તેઓ આકાશમાં, પશુઓમાં, નિષેધ કરેલી યોનિમાં તથા પર્વના દિવસોમાં કદીપણ મૈથુન કરવાનું પસંદ કરતા ન હતા.[૪૫] વળી હે પ્રભુ! નિત્ય દાન, ચતુરાઈ, સરળતા, આશાવંત ઉત્સાહ, અનહંકાર, પરમ સૌહાર્દ્ર, ક્ષમા, સત્ય, ત્યાગ, તપ, (બાહ્ય તથા આભ્યંતર) શૌચ, દયાળુતા, કોમળવાણી, મિત્રોના ઉપર પ્રીતિ, આ સર્વથી તેઓ વિખ્યાત હતા (ત્યારે હું તેમનામાં રહેતી હતી).[૪૬-૪૭] તેઓને નિદ્રા, તંદ્રા, અપ્રીતિ, અસૂયા (સામાનો ઉત્કર્ષ જોઇને બળી મરવું તે), દીર્ઘદૃષ્ટિ, અસંતોષ, વિષાદ, લંપટપણાની ઇચ્છા જ થતી ન હતી.[૪૮]

"આ ગુણોને લીધે વિખ્યાત થયેલા દાનવોને વિશે, પૂર્વે હું, પ્રજાની ઉત્પત્તિથી આરંભીને અનેક યુગો સૂધી રહી હતી.[૪૯] પરંતુ કાળ બદલાયો અને તેઓના ગુણોમાં પણ ફેરફાર થઇ ગયો. તે દૈત્યોના શરીરમાંથી ધર્મ, સદ્ગુણ અને નીતિ બહાર નિકળી ગયેલાં મારા જોવામાં આવ્યાં. કામ તથા ક્રોધને વશ એ દાનવો થઇ ગયા.[૫૦] ગુણ હીન દાનવો, ગુણવાન્ વૃદ્ધો પ્રતિ માત્સર્ય વધારી, જ્યારે વૃદ્ધો સભા મંડળમાં યોગ્ય કથન કથતા હતા, ત્યારે તેઓનું હાસ્ય કરતા તથા તેમને મજાકમાં ઉડાવતા![૫૧] વૃદ્ધ પુરુષો આવે ત્યારે જુવાનીયાઓ બેસી જ રહેતા, પણ તેઓને સામા ઉઠીને તથા પ્રણામ કરીને પૂર્વની પેઠે સત્કાર કરતા નહિ.[૫૨] પિતા વ્યવહાર કરતો હોય તો પણ પુત્ર (જે કાર્ય પિતાનું જ હોય તેમાં) સર્વનો ઉપરી થઇ પડવા લાગ્યો. જેઓ કદી પણ સેવકપણું સ્વીકારે નહિ, તેવા પુરુષો નિર્લજ્જ થઇને સેવકપણું સ્વીકારવા લાગ્યા.[૫૩] જેઓ અધર્મવાળા ને નિંદ્ય કર્મવડે મોટી સંપત્તિ મેળવતા, તેઓ માનપાત્ર ગણાવા લાગ્યા;[૫૪] રાત્રિને સમયે ઘાંટો પાડીને બોલવા અને બરાડા પાડવા લાગ્યા. તેઓની અગ્નિશાળામાં અગ્નિ મંદ મંદ બળવા લાગ્યો; (અર્થાત્ યજ્ઞના અગ્નિને નિયમિત આહુતિ આપવાનો ત્યાગ કર્યો); પુત્રો પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા લાગ્યા; સ્ત્રીઓ પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા લાગી.[૫૫] તેઓએ માતા, પિતા, વૃદ્ધ, આચાર્ય, અતિથિ અને ગુરુને, વડીલ તરિકે માન આપવાનું છોડી દીધું; (માતપિતા) પોતાના પુત્રોનું પાલન કરતા બંધ પડ્યા;[૫૬] બ્રહ્મચારીઓને ભિક્ષા અને દેવોને બળિ આપ્યા વિના અન્નનું ભોજન કરવા લાગ્યા; પિતૃઓ, દેવતાઓ, અતિથિઓ અને ગુરુઓની પૂજા કર્યા વિના તથા તેઓનો ભાગ તેઓને આપ્યા વિના, નિર્લજ્જપણે ભોજન કરવા લાગ્યા;[૫૭] અને તેઓના રસોઇઆઓ મન, વાણી અને કાયાવડે પવિત્રતા પાળતા ન હતા (અર્થાત્ આહાર પણ બગડ્યો). તેઓ ભોજન ઉઘાડું રાખતા,[૫૮] કાગડાઓ અને ઉંદરો ધાન્યોને ખાઇ જાય તેમ તેઓનાં ધાન્યો વેરાયલાં પડ્યાં રહેતાં; દૂધને ઉઘાડું મૂકતા અને ઉચ્છિષ્ટ હાથે ઘીને અડકતા હતા.[૫૯] કોદાળી, દાતરડું, પેટી, કાંસાનાં વાસણો અને બીજી ધાતુનાં વાસણો ગમે ત્યાં પડી રહેતાં, પણ ઘરની મુખ્ય સ્ત્રી તેની સંભાળ રાખતી ન હતી.[૬૦] તેઓનાં ઘરો તથા દિવાલો પડી જતાં; પરંતુ તેઓ તેને પાછાં બંધાવતા કે સમરાવતા નહતા; ઢોરઢાંખરોને ઘરમાં રાખ્યા પછી ઘાસ તથા જળની તજવીજ રાખતા નહિ;[૬૧] બાળકો જોઈ રહ્યા છતાં દાનવો ખાવાના પદાર્થો એકલા જ ખાતા; તેમ પોતાના પોષ્ય વર્ગનું પોષણ કર્યા વિના પણ એકલા જ ખાતા.[૬૨] તેઓ કેવળ પોતાને માટે જ પાયસાન્ન-દૂધપાક, કૃસર (દૂધ, તલ તથા ચોખાનો એકઠો કરેલો પદાર્થ), માંસના પૂડા અને શષ્કુલી (જવ અથવા ચોખાને પાણીમાં ખાંડ નાંખી ઉકાળેલી રાબડી) રાંધીને તૈયાર કરતા હતા (અને જમતા હતા. પણ દેવો અથવા અતિથિઓને જમાડતા હતા નહિ). તેમ જ દેવોને ઉદ્દેશીને નહિ, પણ વૃથા જ માંસનું ભક્ષણ કરતા હતા.[૬૩] તેઓ સૂર્યોદય થવા છતાં સુઇ રહેતા. પ્રભાત તેઓને રાત્રીરૂપ હતી.

રાત દહાડો ઘેર ઘેર કજીઆ ટંટા થવા માંડ્યા.[૬૪] કોઈ આર્ય પુરુષ બેઠો હોય, તેની તે અનાર્યો સેવા કરતા નહિ. એવા અધર્મી દાનવો, આશ્રમમાં રહેનારા મહાત્માઓનો દ્વેષ કરવા લાગ્યા, તેમ પરસ્પર પણ દ્વેષ કરવા લાગ્યા.[૬૫] પ્રજા વર્ણસંકર થવા લાગી. કોઈનામાં બાહ્ય કે આભ્યંતર પવિત્રતા રહી ન હતી. તેઓ જે બ્રાહ્મણો વેદવેત્તા હતા, તેનું માન સાચવતા નહિ, તેમ જે વેદ નહિ ભણેલા હતા તેઓનો તિરસ્કાર કરતા નહિ, કે શિક્ષા પણ કરતા નહિ.[૬૬] ઉભય સરખી પંક્તિમાં મનાતા. જે માનપાત્ર હતા, તેને

માન આપતા નહિ; અપમાન પાત્રને અપમાન આપતા નહિ. તેઓની પરિચારીકાઓ દુષ્ટ ને છટેલ બની ગઈ હતી. ચાકરડીઓએ સોના રૂપાના હાર અને બીજા અલંકારો અને સુંદર કપડાં પહેરવા માંડ્યાં. તેઓ ઘરમાં રહેતી અથવા તેમની દૃષ્ટિ સમક્ષ, બહાર રઝળવા જવા માંડી અને દુર્જનોનાં આચરણો પ્રમાણે વર્તવા લાગી.૬૭ અનેક જાતના વિલાસમાં અને ક્રીડામાં સ્ત્રીઓ પુરુષોનો વેશ ધારણ કરીને અને પુરુષો સ્ત્રીઓનો વેશ ધારણ કરીને રમવા લાગ્યાં; અને તેમાં પરમ આનંદ માનવા લાગ્યાં.૬૮ જેઓને તેઓના પૂર્વજોએ, યોગ્ય પુરુષો માની ગામગરાસ વગેરે બક્ષીસ આપ્યાં હતાં તેને, દાનવપુત્રો આબાદીની હાલતમાં પણ, પાછા છીનવી લેવા લાગ્યા.૬૯ એક મિત્ર ભીડમાં આવી પડ્યો ને બીજા મિત્રની પાસે સલાહ લેવા જતો તો, પોતાનો સ્વાર્થ જો, કેશના અગ્રભાગ જેટલો હોય તો તેઓ સામા મનુષ્યની સ્થિતિ ઉઘાડી પાડી દેઈ તેને ફસાવતા.૭૦ તેમનામાં જેઓ સારાસારા વેપારી રોજગારી હતા, તેઓ પણ પારકું ધન હરણ કરવામાં પ્રીતિ ધરાવવા લાગ્યા.૭૧ તેમના શૂદ્રો તપ કરવા લાગ્યા; અને કેટલાએક અધ્યયનનો નિયમ ઠરાવ્યા વિના અને બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યા વિના જ વેદાધ્યયન કરવા લાગ્યા. તેમ કેટલાએક વૃથા વ્રત આચરી અધ્યયન કરવા લાગ્યા.૭૨ શિષ્યો ગુરુની સેવા કરતા ન હતા, પણ ગુરુઓ શિષ્યની સાથે મિત્રતા કરતા હતા. મહોત્સવ વીતી ગયા પછી થાકી ગયેલો હોય તેમ, વૃદ્ધ પિતા અને વૃદ્ધ માતા પોતાના પુત્રને સર્વસ્વ સોંપી દેવાથી, પરાધીન થયેલા હોવાથી, પુત્રની પાસે અન્ન માગતા હતા!૭૩ વેદ જાણનારાઓ, બુદ્ધિમાનો અને સમુદ્ર સમાન ગંભીર પુરુષો,૭૪ ખેતીવાડી વગેરે બીજા ધંધા કરવા લાગ્યા. મૂર્ખ અને અજાણ લોકો શ્રાદ્ધનું ભોજન કરવા લાગ્યા. દરેક પ્રભાતમાં તર્કનો નિર્ણય કરવા માટે, કીયું કામ બાકી છે તેનો નિશ્ચય કરવા માટે, તથા જે કામ સોંપ્યું હોય તે પૂર્ણ કરવા, શિષ્યે ગુરુની પાસે જવું જોઇએ તેને બદલે ગુરુઓ પોતે શિષ્યોની સેવા કરતા તથા શિષ્યોનો ધર્મ બજાવતા. સાસુ અને સસરાની સમક્ષમાં, વહુ, દાસ દાસીઓને શિખામણો દેતી ને ઠપકો આપતી;૭૫-૭૬ અને પોતાના પતિને પોતાની પાસે બોલાવીને તેને શિખામણ દેતી તથા તેને ઠપકો આપતી. પિતા, પ્રયત્નથી પુત્રના ચિત્તને રંજન કરતો હતો.૭૭ પિતા, ભયને લીધે પુત્રોમાં દ્રવ્ય વહેંચી નાંખતો* તથા પોતે દુઃખમાં રહેતો. અગ્નિમાં બળી જવાથી, અથવા તો ચોરોના ચોરી જવાથી, અથવા રાજાઓ ધન લુટી લે ત્યારે, તે જોઇ મિત્રાચારીનો દાવો રાખનારા પુરુષો પણ તેને હસી કાઢતા! તેઓ કૃતઘ્ની બની ગયા, નાસ્તિક થયા, પાપી બની ગયા અને ગુરુની સ્ત્રી સાથે ગમન કરનારા બની ગયા હતા.૭૮-૭૯ તેઓ અભક્ષ્ય વસ્તુનું ભક્ષણ કરવામાં પરાયણ રહેતા હતા; મર્યાદા રહિત બની ગયા હતા; પૂર્વે તેઓને જે તેજે પ્રસિદ્ધ કર્યા હતા, તે તેજથી તેઓ રહિત થઈ ગયા. દૈત્યો આ રીતે વિપરીત આચારો પાળવા માંડ્યા;૮૦ તેથી હે દેવેન્દ્ર! હું દાનવોને વિશે નિવાસ કરી શકતી નથી.

"એટલા માટે હે શચીપતિ! (હું તેમનો ત્યાગ કરી) જાતે તારી પાસે આવી છું, તેનો તું સ્વીકાર કર.૮૧ હે દેવોના રાજા! તું મારી પૂજા કરીશ, એટલે બીજા દેવતાઓ પણ મને માન આપશે. વળી હું જ્યાં આગળ વાસ કરીશ ત્યાં મારા સમાન તેજસ્વી, મારા જેવી ગુણવાળી અને મને અર્પણ થયેલી સાત દેવીઓ અને આઠમી જયા દેવી, જે મને ઘણું ચાહે છે તે પણ આવીને નિવાસ કરશે.૮૨ એ સાતનાં નામ આ પ્રમાણે છે;–૮૩ આશા, શ્રદ્ધા, ધૃતિ, ક્ષાંતિ, વિજિતિ, સન્નતિ, ક્ષમા ( અભ્યુદય ), અને આઠમી વૃત્તિ જે એઓમાં અગ્રેસર છે તે જયા. હે પાક દૈત્યને શિક્ષા કરનારા! તે સઘળીઓ તથા હું તે અસુરોનો ત્યાગ કરીને તારી પાસે આવી છું;૮૪ અને જેઓનું મન ધર્મનિષ્ઠ છે, એવા દેવતાઓને વિશે અમે વાસ કરીશું!"

દેવી લક્ષ્મીએ આ પ્રમાણે કહ્યા પછી, દેવર્ષિ નારદે અને વૃત્રનો નાશ કરનારા વાસવે, દેવીને પ્રસન્ન મનથી અભિવંદન આપ્યું.૮૫ તે સમયે અગ્નિનો મિત્ર વાયુ, દેવોના માર્ગને વિશે ( સ્વર્ગ વિશે ) શાંત રીતે વાવા લાગ્યો;૮૬ મન ગમતા સુગંધને ફેલાવવા લાગ્યો; સુખકારક સ્પર્શ આપવા લાગ્યો અને સર્વ ઇન્દ્રિયોને સુખ આપવા લાગ્યો.૮૭ ( આ વૃત્તાંત જાણીને) જે પવિત્ર પ્રદેશમાં જ્યાં મઘવા, દેવી લક્ષ્મીની સાથે બિરાજતો હતો, ત્યાં તેનાં દર્શનની ઇચ્છાથી, દેવતાઓ એકઠા મળ્યા.૮૮ તે પછી દેવોનો રાજા હજાર નેત્રવાળો ઇંદ્ર, શ્રી તથા સ્નેહી એવા મહર્ષિ નારદની સાથે, લીલા ઘોડાઓથી જોડેલા રથમાં બેસીને, મોટા સત્કાર સાથે દેવતાઓની સભામાં ગયો.૮૯ પછી જેની મહાન્ શક્તિથી દેવો જ્ઞાત હતા, તે (ગણોની સાથે રહેલા ) મહર્ષિ નારદ, વજ્ર ધરનારા ઇંદ્રના અને લક્ષ્મી દેવીના અભિપ્રાયનો મનમાં વિચાર કરીને, દેવીના પરાક્રમની પ્રશંસા કરવા લાગ્યો, તથા તેના આગમનને શુભકારી માનવા લાગ્યો.૯૦

* મુંબઈની પ્રતમાં વ્યભજત્ પાઠ છે, પણ તેને બદલે બંગાળની પ્રતમાં વ્યભયત્ એવો પાઠ છે. પણ તે પાઠ યોગ્ય નથી.

અંતરીક્ષ નિર્મળ અને પ્રકાશમાન થયું અને પિતામહ સ્વયંભૂના નિવાસસ્થાનમાંથી અમૃત વરસવા માંડ્યું; વગાડ્યા વિના દેવનાં દુંદુભિઓ ગડગડવા લાગ્યાં; સર્વ દિશાઓ પ્રકાશમાન અને નિર્મળ થઈ ગઈ.[૯૧] ઇન્દ્ર, ઋતુ અનુસાર ધાન્યોને વિશે જળવૃષ્ટિ કરવા માંડ્યો. કોઈ પણ ધર્મમાર્ગથી ભ્રષ્ટ થતું નહતું. પૃથ્વી પણ અનેક રત્નોની ખાણોથી અલંકૃત થઈ પડી ( અર્થાત્ રત્નોની ખાણો નિકળવા માંડી ); અને દેવોના વિજયને માટે વેદોના અને બીજા મંજુલ સ્વર થવા લાગ્યા.[૯૨] દૃઢવ્રતધારી મનસ્વી મનુષ્યો, વેદે વર્ણેલા યજ્ઞ યાગાદિક કર્મ કરીને પુણ્ય કર્મ કરનારાઓના મંગળમય માર્ગ વિશે નિવાસ કરવા લાગ્યા. મનુષ્યો, દેવો, કિન્નરો, યક્ષો, રાક્ષસો પ્રસન્ન થયા અને મોટી સમૃદ્ધિવાળા થયા.[૯૩] વૃક્ષો પવનથી કંપ્યા છતાં પણ સમય વગર પુષ્પ ખરતાં નહતાં, તો પછી ફળ તો શાનાં જ ખરી પડે? ગાયો દૂધ આદિ રસ આપનારી તથા કામદુઘા, કામ પૂરનારી થઈ. કોઈના મુખમાંથી દારુણ વાણી નિકળતી નહિ; અર્થાત્ લોકો મધુર વાણી બોલવા માંડ્યા.[૯૪]

અભ્યુદયની કામનાવાળા જેઓ, બ્રાહ્મણોની સભામાં આવીને, સર્વ કામનાને આપનારા ઇંદ્ર વગેરે દેવતાઓએ કરેલી ભગવતી લક્ષ્મી દેવીની આ પૂજાનો પાઠ કરે છે, તેઓની કામના પૂર્ણ થાય છે અને તેઓ લક્ષ્મીને સંપાદન કરે છે.[૯૫] હે કુરુવંશના રાજાઓમાં શ્રેષ્ઠ! તેં મને આ લોકમાં ઉન્નતિ અને અવનતિ કેમ થાય, તે વિશે જે પ્રશ્ન કર્યું હતું, તેનું પરમ દૃષ્ટાંત મેં હમણાં તને કહ્યું. એમાંથી તત્ત્વ વસ્તુની પરીક્ષા કરીને જાણવાને તું પાત્ર છે.[૯૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'श्री अने वासवनो संवाद' ए नामनो अध्याय २२८ मो समाप्त.

---

## અધ્યાય ૨૨૯ મો.

### બ્રહ્મના સ્થાનમાં કેવો પુરુષ જઇ શકે છે!

યુધિષ્ઠિરે પૂછ્યું;–કેવા શીલવાળો, કેવા આચારવાળો, કેવી વિદ્યાવાળો અને કેવા પરાક્રમવાળો પુરુષ, પ્રકૃતિથી પર અને અવિનાશી એવા પરબ્રહ્મના સ્થાનમાં જાય છે?[૧]*

ભીષ્મે કહ્યું;–જે પુરુષને નિવૃત્તિ ધર્મ પરાયણ થવું હોય, તે પુરુષ લઘુ આહાર કરે છે; જિતેન્દ્રિય હોય છે. એવો પુરુષ પ્રકૃતિથી પર એવા બ્રહ્મના સ્થાનમાં જાય છે.[૨] આ વિષયમાં હે ભરતવંશી રાજા! જૈગીષવ્ય અને અસિતના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે છે.[૩] કોઇએક સમયે, મોટા જ્ઞાની, ધર્મને જાણનારા, ક્રોધ તથા હર્ષથી રહિત, જૈગીષવ્ય મુનિને, જેનું બીજું નામ અસિત છે એવા દેવળે પ્રશ્ન કર્યું હતું.[૪]

દેવળે પૂછ્યું;–"હે જૈગીષવ્ય! તને કોઇ પ્રણામ કરે છે તો તું પ્રસન્ન થતો નથી; તારી કોઇ નિંદા કરે છે તો તું તેના ઉપર ક્રોધ કરતો નથી. માટે તારી તે એવી કેવી બુદ્ધિ છે? આ બુદ્ધિ તને કેવી રીતે પ્રાપ્ત થઇ? આવી બુદ્ધિ રાખવામાં તારો શો હેતુ સમાયલો છે?"[૫]

ભીષ્મે કહ્યું;–આ રીતે દેવળે પ્રશ્ન કરવાથી, તે મહાતપસ્વી મુનિએ, સંદેહ રહિત, ઘણા અર્થથી ભરપૂર પદવાળું આ પ્રમાણે પવિત્ર મહાવાક્ય કહ્યું.[૬]

જૈગીષવ્યે કહ્યું;–"હે ઋષિશ્રેષ્ઠ! જે સર્વ કરતાં ઉત્તમ ગતિ છે, જે સર્વની સીમા છે, જે પુણ્ય કર્મ કરનારાઓની શાંતિ છે, તે મહાશાંતિ શી છે તે હું તને કહું છું, તું શ્રવણ કર.[૭] હે દેવળ! મહાત્માઓ નિંદા કરનારા કે પ્રશંસા કરનારા પુરુષો ઉપર સમાન બુદ્ધિ રાખે છે; તેઓ પોતે જે કરવાની પ્રતિજ્ઞા કરી હોય છે, અથવા તો જે પુણ્ય કર્મ કર્યું હોય છે, તેને ગુપ્ત રાખે છે;[૮] તેઓ કદી પ્રત્યુત્તર આપતા નથી તથા ( કાંઈ પણ હિત થવાને બદલે ) અહિત થવાનું હોય તોપણ, ( અહિત કરનારને ) હિત વચન કહેતા નથી. વળી તે બુદ્ધિમાન્ પુરુષો પોતાને મારનારને પણ હણવાની ઇચ્છા કરતા નથી. તેઓ મહાત્મા છે.[૯] તેઓ બનનાર છે તેને માટે શોક કરતા નથી; સમયને અનુસરી જે કાંઈ કાર્ય કરવાનું હોય છે તે કરે છે; તેમ જે બની ગઇ છે, તેને માટે પણ શોક કરતા નથી, અથવા તેનો પુનઃ વિચાર પણ કરતા નથી.[૧૦] હે દેવળ! શક્તિમાન્ તથા દૃઢ વ્રતવાળા તેઓ, જેમ કરવું ઘટે છે તેમ પોતાની ઇચ્છાનુરૂપ વર્તે છે. જો કોઇ પ્રાર્થના કરતું આવે છે તો, સર્વ કાર્યો જેવી રીતે થવાં જોઇએ, તે પ્રમાણે કરે છે.[૧૧] તેઓનું જ્ઞાન પરિપકવ હોય છે; તેઓ મહા બુદ્ધિમાન્ હોય છે; તેઓ ક્રોધનો અને ઇન્દ્રિયોનો વિજય કરનારા હોય છે; મન, કર્મ અને વાણીથી કોઇનો કદી પણ અપરાધ કરતા નથી;[૧૨] કોઇની ઈર્ષા કરતા નથી; એક બીજાની કદી પણ હિંસા–અનિષ્ટ કરતા નથી; અને સ્વભાવે ધીર હોવાથી પારકી સમૃદ્ધિ જોઇને કદી પણ સંતાપ કરતા નથી.[૧૩] એવા પુરુષો પારકાની બહુ નિંદા કે બહુ પ્રસંશા પણ કરતા નથી; તેમ પોતાની નિંદા કે પ્રશંસાથી કદી પણ

* સર્વે પદાર્થ પ્રકૃતિને આધીન છે, માત્ર પરમ બ્રહ્મજ નહિ. તેથીજ બ્રહ્મને પ્રકૃતિથી પર કહ્યો છે. અત્ર જે પ્રકૃતિ કહી છે, તે તેના વિશાળ ભાવમાં લેવી.

ક્રોધ કે હર્ષમાં આવી જતા નથી.[૧૪] તેઓ કામનાથી સંપૂર્ણ રીતે શાંત રહે છે અને સર્વ પ્રાણીઓના હિતમાં પરાયણ રહે છે. તેઓ કોઈ પણ દિવસે ક્રોધ કરતા નથી; હર્ષ પામતા નથી; તેમ કોઈનો અપરાધ પણ કરતા નથી.[૧૫] તેઓ હૃદયની અજ્ઞાન ગ્રંથિને કાપી નાંખીને, સુખ થાય તે રીતે પૃથ્વીપર વિચર્યા કરે છે. તેઓને બાંધવો હોતા નથી; તેમ તેઓ બીજાઓના પણ બાંધવો હોતા નથી.[૧૬] તેઓના કોઇ શત્રુ હોતા નથી; તેમ તેઓ બીજા કોઈના પણ શત્રુ હોતા નથી. જે પુરુષો આ પ્રમાણે વર્તે છે, તે પુરુષો સર્વદા સુખમાં જીવન ગાળે છે.[૧૭] હે ઉત્તમ બ્રાહ્મણ! ધર્મને જાણનારા જે પુરુષો ધર્મને અનુસરે છે, તેઓ સુખી થાય છે; અને જેઓ ધર્મના માર્ગથી ભ્રષ્ટ થાય છે, તેઓ પરિણામે ખિન્ન થાય છે.[૧૮] હું ધર્મજ્ઞ પુરુષોના માર્ગને અનુસરું છું, તેથી શા માટે કોઇની પણ ઈર્ષા કરું? તેમ મારી કોઇ નિંદા કરે કે સ્તુતિ કરે, તોપણ હું શા માટે ખેદ પામું કે હર્ષ પામું?.[૧૯] મનુષ્યો, જે જે વસ્તુની ઇચ્છા કરે છે, તે તે વસ્તુને ગમે તે રીતે તેને પ્રાપ્ત કરવા દો. નિંદા અથવા તો પ્રશંસાથી મને હાનિ કે લાભ થવાનો નથી (હું તો પ્રાપ્તિ કે હાનિ માટે મુક્તસંગ છું.)[૨૦] જે તત્ત્વવેત્તા હોય છે, તે અપમાન પામવાથી (ગુસ્સે થતા નથી) પણ અમૃતથી જેમ તૃપ્તિ મળે છે તેમ સંતુષ્ટ થાય છે. તેમ જ અધિકારી પુરુષ સન્માન મળવાથી (હર્ષવાળા થતા નથી) પણ વિષનું પાન કરવાથી જેમ મન ઉદ્વેગ પામે છે, તેમ ઉદ્વેગ પામે છે.[૨૧] જે પુરુષ દોષ રહિત છે તેનું કોઈ અપમાન કરે છે તોપણ તે આ લોકમાં સુખથી નિદ્રા લે છે. સર્વ દોષથી મુક્ત થઈ પરલોકમાં નિર્ભયતાથી રહે છે; પણ તેનું અપમાન કરનારો પુરુષ વિનાશ પામે છે.[૨૨] જે કોઈ બુદ્ધિમાન્ પુરુષો છે, તે પરમ ગતિની ઇચ્છા કરે છે અને તે મનુષ્યો આ વ્રતનું આચરણ કરીને સુખથી કલ્યાણને પામે છે.[૨૩] જિતેન્દ્રિય પુરુષ સર્વ યજ્ઞોનાં ફળને સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરીને, પ્રકૃતિથી પર એવા અવિનાશી પરબ્રહ્મના સ્થાનને પામે છે.[૨૪] પરમ ગતિને પ્રાપ્ત થયેલા એ પુરુષનાં પદને દેવતાઓ, ગંધર્વો, પિશાચો અથવા તો રાક્ષસો પણ પ્રાપ્ત કરી શકતા નથી.[૨૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'जैगीषव्य अने असितनो संवाद' ए नामनो अध्याय २२९ मो समाप्त.

## અધ્યાય ૨૩૦ મો.

### નારદના ઉત્તમ ગુણોનું વર્ણન.

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે ભીષ્મ પિતામહ! સર્વ પ્રાણીઓને અભિનંદન આપનાર, સર્વ લોકોને પ્રિય અને સર્વ ગુણોથી સંપન્ન એવો કયો મનુષ્ય આ પૃથ્વીપર છે?[૧]

ભીષ્મે કહ્યું;-હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તેં મને આ પ્રશ્ન પૂછ્યું, તેના ઉત્તરમાં હું તને એક સમય ઉપર ઉગ્રસેન અને શ્રી કૃષ્ણને (નારદના સંબંધમાં) જે સંવાદ થયો હતો તે કહું છું.[૨]

ઉગ્રસેને પૂછ્યું:-"હે વાસુદેવ! સર્વ લોકો નારદના (ગુણોનું) કીર્તન કરવાની ઇચ્છા રાખે છે, માટે હું માનું છું કે નારદ ગુણવાળો છે; હું માનું છું કે નારદ સકળ ગુણસંપન્ન છે. તે ગુણો શા છે, તે હે કેશવ! તું મને કહે."[૩]

વાસુદેવે કહ્યું;-"હે કુકુર દેશના રાજા! નારદના જે ગુણોને હું ઉત્તમ માનું છું, તે તને સંક્ષેપમાં કહું છું તે તું શ્રવણ કર.[૪] નારદ જેમ પંડિત અને વેદવેત્તા છે, તેમ સુશીલ અને શ્રદ્ધાળુ છે; તેને પોતાના ઉત્તમ ચરિત્રને માટે અહંકાર નથી (કે જે તેના દેહને સંતાપ ઉત્પન્ન કરે). જેવું તેનું જ્ઞાન છે, તેવું જ તેનું ચરિત્ર પણ છે; તેથી તે સર્વત્ર પૂજાય છે.[૫] નારદમાં અરતિ, ક્રોધ, ચપળતા અને ભય-આટલાં વાનાં નથી. તે સાવધાન અને શૂરવીર છે, તેથી તે સર્વત્ર પૂજાય છે.[૬] નારદ અત્યંત ઉપાસના (સેવા) કરવા યોગ્ય છે. એની વાણીમાં કામથી કે લોભથી ફેરફાર થતો નથી; તેથી તે સર્વત્ર પૂજાય છે.[૭] તે આત્મજ્ઞાનમાં કુશળ છે, ક્ષમાશીલ છે, શક્તિમાન્ છે, જિતેન્દ્રિય છે, સરળ છે અને સત્યવાદી છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૮] વળી તેજ, યશ, બુદ્ધિ, જ્ઞાન, વિનય, જન્મ અને તપવડે તે વૃદ્ધ છે; તેથી તે સર્વત્ર માનથી પૂજાય છે.[૯] તે સુશીલ છે, સુંદર વસ્ત્ર ધારણ કરે છે અને તેનું સ્થાન સુંદર છે; તે સ્વચ્છ ભોજન કરે છે, સર્વપર પ્રીતિ રાખે છે, તેનાં તનમન પવિત્ર છે, તે મધુરભાષી છે અને ઇર્ષા રહિત છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૧૦] તે સર્વનું સારી રીતે કલ્યાણ કરે છે. એનામાં (જરાપણ) પાપ નથી. તે બીજાના કુભાગ્યથી કદાપણ પ્રસન્ન થતો નથી; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૧૧] તે વેદ અને પુરાણ શાસ્ત્રમાં કહેલાં આખ્યાનો શ્રવણ કરીને વિષયોને જિતવાની ઇચ્છા કરે છે; એ સહજ વિરાગી છે. એનું કોઈ અપમાન કરતું નથી;*

* મુંબઇની પ્રતમાં अनवज्ञाता એવો પાઠ છે. અર્થાત્ તેનું કોઈ અપમાન કરતું ન હતું. બંગાળની પ્રતમાં अनवज्ञाता એવો પાઠ છે; અર્થાત્ તે કોઇનું અપમાન કરતો ન હતો. બંગાળનો પાઠ સુંદર ને સ્થાનને યોગ્ય છે.

તેથી તે માનસાથે સર્વત્ર પૂજાય છે.[૧૨] વળી તે સર્વ ઠેકાણે સમદૃષ્ટિથી જોનારો છે, તેથી તેને કોઈ રીતિનું પ્રિય કે અપ્રિય કંઇ પણ નથી; તે પોતાના મનને અનુકૂળ બોલનારો છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૧૩] તે બહુશ્રુત છે; વિચિત્ર કથા કરનારો છે; પંડિત છે; લાલસા અને શઠતાથી રહિત છે; દીનતા, ક્રોધ અને લોભથી રહિત છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૧૪] વિષય, ધન અથવા તો કામરૂપી અર્થ માટે તેને પૂર્વે વિગ્રહ થયો નથી; તેના દોષો નાશ પામ્યા છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૧૫] તેની બ્રહ્મ પ્રત્યે દૃઢ ભક્તિ છે; તે ઉત્તમ મનનો છે; શાસ્ત્ર સંપન્ન છે; દયાળુ છે; મોહ અને દોષથી રહિત છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૧૬] જેથી બીજાઓ બંધાયલા છે તેવી કોઇ પણ વસ્તુથી તે કોઇ પણ વિષયોમાં બંધાયલો રહેતો નથી, છતાં બંધાયલો હોય તેવો જણાય છે;* તે કોઈપણ પ્રકારના સંશયથી રહિત છે; અને વકતા છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૧૭] કામનાવાળા અર્થોને વિશે તેને સ્પૃહા હોતી નથી; તે કોઈ પણ દિવસ પોતાનાં વખાણ કરતો નથી; તે ઈર્ષા રહિત છે ને કોમળ વાણીથી વાર્તાલાપ કરનારો છે; તેથી સર્વત્ર માન સાથે પૂજાય છે.[૧૮] વળી તે લોકોનાં વિવિધ ચિત્તનું અવલોકન કરનારો છે; કોઇની નિંદા કરતો નથી; જગતની ઉત્પત્તિ સંબંધી જ્ઞાનમાં કુશળ છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૧૯] તે કોઈ પણ વિજ્ઞાન શાસ્ત્રની નિંદા કે અનાદર કરતો નથી; પોતાની નીતિવડે જીવન ગાળે છે; સમયને વાંઝીયો જવા દેતો નથી; પોતાના આત્માને વશ રાખે છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૨૦] શ્રમ કરવા યોગ્ય વિષયમાં તેણે સારો શ્રમ કર્યો છે; તેણે પ્રજ્ઞાને (જ્ઞાન તથા વિવેકને) પ્રાપ્ત કરી છે; તે સમાધિથી તૃપ્ત થતો નથી; પોતાના પ્રયાસ વિશે તે હમેશાં આતુર હોય છે; અને સદા સાવધાન રહે છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૨૧] પોતામાં અપૂર્ણતા જણાતાં તે શરમાતો નથી; તે અપ્રમત્ત છે; બીજાઓ પોતાનાં કલ્યાણ માટે તેની યોજના કરે છે; તે બીજાઓનાં ગુહ્યોને પ્રકટ કરતો નથી; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૨૨] ધનનો લાભ થવાથી તે પ્રસન્ન થતો નથી અને હાનિ થવાથી ખિન્ન થતો નથી; તેની બુદ્ધિ નિશ્ચલ-અચલ છે; તેનો આત્મા આસક્તિરહિત છે; તેથી તે સર્વત્ર માન સાથે પૂજાય છે.[૨૩] આ રીતે સર્વગુણસંપન્ન, કાર્યકુશળ, (મન તથા શરીર વિશે) પવિત્ર, કેવળ મંગળરૂપ છે, સમયને જાણનાર છે, અમુક કાર્યના હિતને જાણનારો છે, એવા નારદ ઉપર કોણ પ્રીતિ કરે નહિ?"[૨૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वासुदेव अने उग्रसेननो संवाद' ए नामनो अध्याय २३० मो समाप्त.

## અધ્યાય ૨૩૧ મો.

### વ્યાસ શુકનો સંવાદ-યુગપ્રમાણ.

યુધિષ્ઠિરે પૂછયું:-હે કુરુકુલોત્પન્ન! સર્વ પ્રાણીઓનું ઉત્પત્તિસ્થાન શું અને તેનો લય શેમાં થાય છે? તેનું ધ્યાન, યજ્ઞયાગરૂપી કર્મ, કાળ અને યુગેયુગે આયુષ્યનું થતું પરિણામ શું? એ જાણવાની હું ઇચ્છા રાખું છું.[૧] વળી સમ્પૂર્ણ લોક તત્ત્વ શું, પ્રાણીઓની ઉત્પત્તિ તથા પ્રલય શું, એ સર્વ જાણવાની હું ઇચ્છા રાખું છું. આ જગત્ કયાંથી ઉત્પન્ન થાય છે, તેનો લય કોના વિશે થાય છે?[૨] હે મહાત્માઓમાં શ્રેષ્ઠ ભીષ્મ! તારી જો અમારો અનુગ્રહ કરવાની ઇચ્છા હોય તો હું જે પૂછું છું, તેનું તું મને ઉત્તર આપ.[૩] તેં, પ્રથમ ભૃગુએ ભારદ્વાજને જે કહ્યું હતું તે મને કહ્યું; અને તે સાંભળીને મારી બુદ્ધિ પરમ ધર્મનિષ્ઠ ને પરમાત્માના સ્વરૂપમાં સ્થિતિ કરનારી થયેલી છે; તે માટે હું તને પુનઃ પૂછું છું અને તું મને તે વિશે કહેવાને યોગ્ય છે.[૪-૫]

ભીષ્મે કહ્યું;-આ વિષયમાં પ્રશ્ન કરનારા પોતાના પુત્રને ભગવાન્ વેદવ્યાસે જે ઉત્તર આપ્યું હતું, તે પુરાતની ઈતિહાસ હું તને કહું છું.[૬] સર્વે વેદો, ઉપનિષદો અને અંગો ભણીને, ધર્મના સ્વરૂપનું નિપુણતાથી અવલોકન કરવા માટે નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત ધારણ કરવાની ઇચ્છાથી, ધર્મના વિષયમાં સંશય રહિત કૃષ્ણ દ્વૈપાયન વ્યાસને તેના પુત્ર શુકે, આ પ્રમાણે પોતાનો સંદેહ પૂછયો હતો.[૭-૮]

શુકે પૂછયું;-" હે ભગવન્! કાળના જ્ઞાનની પરંપરા†

* આનો ભાવ આ પ્રમાણે છે:-ખરેખરી રીતે જો કે તે આસક્તિથી રહિત છે, છતાં આસંગયુક્ત લાગે છે. આમાં મહાન્ અર્થ રહેલો છે. પુત્રદારાદિને વિશે આસક્ત થયા વિના રહેનારો ગૃહસ્થાશ્રમી શ્રેષ્ઠ ગણાય છે. આવા મનુષ્યની તુલના કમલની સાથે કરી છે. જેમ કમલના પત્રપર પાણીનું ટીપું પડ્યું હોય, છતાં તે પત્ર પાણીથી લીપ્ત થતું નથી; તેમ જ્ઞાની પુરુષ સંસારમાં રહ્યા છતાં તેમાં લેપાતો નથી. કેટલાક આસંગથી મુક્ત થવા શક્તિમાન્ ન થયા છતાં વૈરાગ્યવૃત્તિને ધારણ કરે છે. આ કાર્ય કંઈ વધારે ફળદાયી નથી. સર્વ કામનાથી વિષયવાળા થવું, તેઓનો ઉપભોગ કરવો, છતાં તેને વિશે લેપાયમાન ન થવું, કે જેથી તે વિષયનો વિયોગ થવાથી કોઈ પણ પ્રકારનો શોક થાય નહિ. આ માર્ગ વધારે પુણ્યકારક છે.

† कालज्ञानेन निश्चितम् આ રીતે મૂળમાં પદ છે. ઉત્પત્તિ તથા લય અથવા બ્રહ્માની જાગ્રત તથા સુષુપ્તિના સમયને પરંપરારૂપે દર્શાવ્યો છે.

પ્રમાણે આ જગતનો કર્તા કોણ છે તથા બ્રાહ્મણનું કર્તવ્ય શું છે, તે તું મને કહે."[૯]

ભીષ્મે કહ્યું;–આ રીતે પુત્રે પૂછ્યું, એટલે ભૂત તથા ભવિષ્યને જાણનારા, સર્વજ્ઞ ને સર્વ ધર્મને જાણનારા પિતા વ્યાસે, તે સર્વ, પુત્ર શુકને આ પ્રમાણે કહેવા માંડ્યું.[૧૦]

વ્યાસે કહ્યું;–"સૃષ્ટિના આરંભમાં અનાદિ, અનંત, જન્મ રહિત, દિવ્ય, જરા (પરિણામ) રહિત, અવિચળ, અવિનાશી, તર્કમાં આવે નહિ તેવું, તેમ જાણવામાં આવે નહિ તેવું એક બ્રહ્મ વિદ્યમાન હતું.[૧૧] કાળનું માપ કરનારા ઋષિઓએ અમુક સમયનાં અમુક નામ આપ્યાં છેઃ આંખ વીંચીને ઉઘાડતાં જેટલી વાર લાગે તેને નિમેષ કહેવાય છે. એવા પંદર નિમેષની એક કાષ્ઠા થાય છે; ત્રીસ કાષ્ઠાની એક કળા થાય છે; ત્રીસ કળા અને ત્રીસ કળાનો એક દશાંશ મળીને એક મુહૂર્ત થાય છે; ત્રીસ મુહૂર્તનો એક દિવસ અને રાત્રિ થાય છે; ત્રીસ દિવસ અને રાત્રિ મળીને એક માસ થાય છે; અને બાર માસનું એક વરસ થાય છે.[૧૨–૧૩] ગણિત શાસ્ત્રવેત્તાઓ એક વર્ષમાં દક્ષિણાયન અને ઉત્તરાયન એવા બે અયનો કહે છે.[૧૪] સૂર્ય, મનુષ્ય લોકના દિવસ અને રાત્રિનો વિભાગ પાડે છે. એમાં રાત્રિ લોકોને સુવા માટે નિર્માણ થયેલી છે; અને દિવસ કર્મ કરવા માટે નિર્માણ થયેલો છે.[૧૫] મનુષ્યોનો એક માસ, એ પિતૃઓનો રાત્રિ તથા દિવસ ગણાય છે. તેના વિભાગ આ પ્રમાણે છેઃ–શુકલ પક્ષ કામકાજ કરવા માટે દિવસ ગણાય છે અને કૃષ્ણ પક્ષ નિદ્રાને માટે રાત્રિ ગણાય છે.[૧૬] મનુષ્યોનું એક વર્ષ એ દેવતાઓનો એક રાત્રિ દિવસ કહેવાય છે. તેના વિભાગ આ પ્રમાણે છેઃ–ઉત્તરાયણ એ દેવતાઓનો દિવસ ગણાય છે અને દક્ષિણાયન એ રાત્રિ ગણાય છે.[૧૭] પૂર્વે મર્ત્ય લોકનાં જે રાત્રિ તથા દિવસો કહ્યા, તેની ગણત્રી કરીને બ્રહ્માનાં રાત્રિ દિવસો હવે કહીશ;[૧૮] અને તે પ્રમાણે જ સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિના જૂદા જૂદા સંવત્સરો અનુક્રમે તને કહીશ.[૧૯]

દેવતાઓનાં ચાર હજાર વર્ષ સુધી સત્યયુગ પ્રવર્તે છે. ચારસો વર્ષ સુધી તે યુગનો પ્રાતઃકાળ અને ચારસો વર્ષ સુધી તેનો સંધ્યાંશ કાળ પ્રવર્તે છે. કૃત યુગના કુલ વર્ષની સંખ્યા દેવતાનાં ૪૮૦૦ વર્ષની છે.[૨૦] બાકીના યુગના સંબંધમાં પ્રાતઃકાળ, સંધ્યાશ તથા યુગના વર્ષ એ ત્રણમાંથી એકેક ચતુર્થાંશ ઘટાડવાથી દરેક યુગનાં વર્ષ ગણાય છે.[૨૧]* આ વર્ષો શાશ્વત તથા સનાતન લોકને ધારણ કરે છે. બ્રહ્મવિદ્યામાં જેઓ કુશળ છે તેઓ, હે તાત! આને શાશ્વત બ્રહ્મરૂપે માને છે.[૨૨]

સત્યયુગમાં ધર્મ સંપૂર્ણ હતો. તે યુગમાં લોકોને અધર્મનો ઉપદેશ કરવામાં આવતો ન હતો. કારણ સર્વ યુગોમાં તે યુગ પ્રથમ (શ્રેષ્ઠ) હતો. તે યુગમાં અધર્મથી કોઈને ધનાદિકની આવક ન હતી; વેદની સંપૂર્ણ રીતે પ્રવૃત્તિ હતી.†[૨૩] ત્રેતા વગેરે બીજા યુગોમાં, અધર્મની આવકવડે અથવા તો અધર્મના ઉપદેશથી ધર્મનો એક એક પાદ ઓછો થવા લાગ્યો; અને ચોરી, સત્ય અને કપટવડે અધર્મનો વધારો થવા માંડ્યો.[૨૪] સત્યયુગમાં સર્વ પ્રજા રોગ રહિત હતી; તેના મનોરથો સર્વે સિદ્ધ થતા હતા; તેઓનું આયુષ્ય ચારસેં વર્ષનું હતું. પરંતુ ત્રેતાયુગથી એક એક ચતુર્થાંશ ઓછું થવા માંડ્યું.[૨૫] વેદાભ્યાસ, આયુષ્ય, આશીર્વાદ અને વેદનું ફળ, એ સર્વ યુગ પરત્વે ઘટવા માંડ્યું.[૨૬] સત્યયુગમાં જે પદાર્થના ધર્મો હોય છે, તેના કરતાં ત્રેતાયુગમાં જૂદા જ; તેના કરતાં દ્વાપરમાં જૂદા જ અને કળિયુગમાં તેના કરતાં પણ જુદા જ ધર્મ હોય છે. આ રીતે યુગના ઘટાડાની સાથે સાથેજ પદાર્થોના ધર્મમાં ફેરફાર થાય છે.[૨૭] સત્યયુગમાં તપ મુખ્ય ગણાય છે; ત્રેતામાં જ્ઞાન મુખ્ય ગણાય છે; દ્વાપરમાં યજ્ઞને મુખ્ય કહે છે અને કળિયુગમાં એક દાનને જ શ્રેષ્ઠ કહ્યું છે.[૨૮]

વિદ્વાનો દેવતાઓનાં આ બાર હજાર વર્ષને યુગ કહે છે. એવા એક હજાર યુગને બ્રહ્માનો એક દિવસ કહે છે.[૨૯]‡ અને એક હજાર યુગની બ્રહ્માની રાત્રિ

* આ પ્રમાણે ત્રેતા યુગના વર્ષની સંખ્યા ત્રણ હજારની છે; ત્રણસો વર્ષ સુધી પ્રાતઃકાળ અને ત્રણસો વર્ષ સુધી સંધ્યાંશ પ્રવર્તે છે. દ્વાપર યુગ દેવતાઓનાં બે હજાર વર્ષ સુધી પ્રવર્તે છે અને બસો વર્ષ સુધી તેનો પ્રાતઃકાળ અને બસો વર્ષ સુધી સંધ્યાંશ પ્રવર્તે છે. કળિયુગ દેવતાઓનાં એક હજાર વર્ષ સુધી પ્રવર્તે છે; અને તેના એક સો વર્ષ પ્રાતઃકાળના ને એક સો વર્ષ સુધી સંધ્યાંશ પ્રવર્તે છે. મનુસ્મૃતિના ૧૫–૧૭ અને ૨૦–૨૧ મા શ્લોક પ્રમાણે કૃત્યુગનાં ૪૮૦૦, ત્રેતાનાં ૩૬૦૦, દ્વાપરનાં ૨૪૦૦ અને કલિનાં ૧૨૦૦ મળી પૂર્ણ યુગનું પ્રમાણ દેવતાનાં ૧૨૦૦૦ વર્ષનું થવા જાય છે. દેવતાનાં ૧૨૦૦૦ વર્ષ તે મનુષ્યોનાં ૪૩૨૦૦૦૦ વર્ષ થયાં.

† મનુસ્મૃતિમાં ૧ લા અધ્યાયમાં ૮૧ મા શ્લોકમાં આથી જરા પાઠફેર છે. કારણ છેવટના ચરણમાં मनुष्यानुपवर्तते એવો પાઠ છે. મેધાતિથિની ટીકા પ્રમાણે એમ અર્થ થાય છે કે, तस्य अधर्मेण कश्चित्परः आगमः न प्रवर्तते અર્થાત્ તે યુગના મનુષ્યને કોઇ પણ જ્ઞાન અથવા વિષય, અધર્મવાળા અથવા નિષેધ કરેલા ઉપાયોવડે ઉત્પન્ન થતું નહતું. પણ જો આપણે નીલકંઠની ટીકાને અનુસરીએ તો અર્થ આ પ્રમાણે થાય છેઃ–सः युगः परः (तस्मात्) अधर्मेण कश्चित् आगमः तस्य (जनस्य) न प्रवर्तते અર્થાત્ સત્યયુગ સર્વ યુગોને વિશે પ્રથમ હોવાથી અધર્મ યુક્ત રીતિએ કંઇ પણ ઉપદેશ તે યુગના લોકોને કરવામાં આવતો નહતો. નીલકંઠ परः શબ્દનો અર્થ स च परः એટલે સત્યયુગ સર્વ યુગોમાં પ્રથમ છે, એમ કરે છે. ‡ ચારે યુગની બધું મળીને વર્ષસંખ્યા ૧૨૦૦૦ થાય છે. આ દેવયુગ કહેવાય છે. એક હજાર દેવયુગ થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે. આ જ પ્રમાણે મનુસ્મૃતિના ૧ લા અધ્યાયના ૨૮ મા શ્લોકમાં કહ્યુ છે.

છે. બ્રહ્મા, પોતાના દિવસના આરંભમાં સૃષ્ટિને ઉત્પન્ન કરે છે અને પ્રલય સમયે ધ્યાન ધરીને યોગ નિદ્રાથી શયન કરે છે. પ્રલય થઇ રહ્યા પછી એટલે તેની રાત્રિ વીતી ગયા પછી, પાછા પ્રાતઃકાળમાં જાગ્રત થાય છે.[૩૦] જે મનુષ્યો એક હજાર યુગના બ્રહ્માના દિવસને અને એક હજાર યુગની બ્રહ્માની રાત્રિને જાણે છે, તે જ મનુષ્યો દિવસને અને રાત્રિને જાણનારા છે એમ જાણવું[૩૧] રાત્રિ મટી ગયા પછી બ્રહ્મા જાગ્રત થઈને સ્વસ્વરૂપને માયાવડે વિકારવાળું કરે છે. તે પ્રથમ મહત્તત્ત્વને ઉત્પન્ન કરે છે, તેમાંથી વ્યક્તરૂપવાળું એટલે આકાશાદિક પંચભૂતાત્મક મન ઉત્પન્ન થાય છે (અર્થાત્ આકાશાદિક મનનાં જ રૂપ છે અને જાગ્રત અને નિદ્રા, સૃષ્ટિ તથા પ્રલયનાં રૂપ છે).*[૩૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो प्रश्न' ए नामनो अध्याय २३१ मो समाप्त.

---

## અધ્યાય ૨૩૨ મો.

### વ્યાસ અને શુકનો સંવાદ-સૃષ્ટિની ઉત્પત્તિ.

વ્યાસે કહ્યું;-હે પુત્ર શુક! તેજોમય, મહત્તત્ત્વરૂપ બ્રહ્મ જ જગતનું બીજ છે અને તેનાથી જ આ સર્વ જગત્ ઉત્પન્ન થયું છે. બીજદ્રવ્યથી રહિત માત્ર એક ભૂતથી જ આ સર્વ સ્થાવર જંગમાત્મક ભૂતસમુદાય ઉત્પન્ન થાય છે.†[૧] બ્રહ્મા પોતાના દિવસના પ્રાતઃકાળમાં જાગ્રત થઈને માયાવડે જગતને ઉત્પન્ન કરે છે અને તેમાં પ્રથમ મહત્તત્ત્વને‡ ઉત્પન્ન કરે છે અને તે મહત્તત્ત્વ આકાશાદિક પંચભૂતાત્મક મનને ઉત્પન્ન કરે છે.[૨] તે મન પ્રકાશાત્મક ચિદાત્માનો પરાભવ કરીને એટલે તેના ઉપર માયાનું આવરણ કરીને, એટલે 'હું એક છું તે અનેક રૂપે થાઉં' એવા પ્રાર્થનાત્મક અને 'હું જગત રૂપે છું કે બ્રહ્મ રૂપે છું', એમ સંશયાત્મક થઇને મનથી ઉત્પન્ન થયેલા સાતઈ પદાર્થોને સરજે છે. તે મન આત્માથી બહુ દૂર જનારું એટલે જગતરૂપે થનારું હોય છે.[૩] જગતને સરજવાની ઇચ્છાથી જ્યારે તે મનને પ્રેરણા કરવામાં આવે છે, ત્યારે તે સૃષ્ટિના રૂપમાં અનેક આકારને ધારણ કરે છે. તે મનમાંથી આકાશ ઉત્પન્ન થાય છે. આકાશનો ગુણ શબ્દ છે, આમ વિદ્વાનો જાણે છે.[૪] આકાશ વિકાર પામે છે, એટલે તેમાંથી સર્વ જાતના ગંધને વહન કરનારો પવિત્ર અને બળવાન્ વાયુ ઉત્પન્ન થાય છે. તેનો ગુણ સ્પર્શ હોય છે.[૫] વાયુ વિકાર પામે છે, એટલે તેમાંથી ચળકતું તેજ ઉત્પન્ન થાય છે. તે તેજ કાંતિમાન્ શુક્ર રૂપને ધારણ કરે છે અને તેનો ગુણ રૂપ કહેવાય છે.[૬] તેજ વિકાર પામે છે એટલે તેમાંથી રસરૂપ જળ ઉત્પન્ન થાય છે; જળમાંથી ગંધ ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થાય છે. તે, સર્વની ઉત્પત્તિનું આદ્ય સ્થાન કહેવાય છે.[૭]॥ આ પંચ મહાભૂતો પૂર્વના જે ભૂતમાંથી તેઓ ઉત્પન્ન થયા છે, તેના ગુણોને અનુક્રમે ગ્રહણ કરે છે. આ દરેક ભૂતને વિશે પોતાનો જ એકલો ખાસ ગુણ હોતો નથી, પણ દરેક ઉત્તર ઉત્તરના વિશે પૂર્વના સર્વ ભૂતોનો ગુણ રહેલો હોય છે.[૮]¶ કેટલાએક પુરુષો પાણીમાંથી સુગંધને ગ્રહણ કરીને મૂર્ખતાથી કહે છે કે, આ પાણીનો ગંધ છે. પરંતુ ગંધ ગુણ પૃથ્વીનો જ છે, તે પાણીમાં તથા વાયુમાં જે ઉપલબ્ધ થાય છે તે પૃથ્વી દ્રવ્યના સંબંધથી જ થાય છે.[૯]

એ મહાવીર્યવાન્ વ્યાપક સાત પદાર્થ, અર્થાત્ મહત્તત્ત્વ, અહંકાર તથા અપંચીકૃત એટલે ભિન્ન ભિન્ન રહેલા પંચ મહાભૂતો-એ સર્વે પરસ્પર એકઠા ન થવાથી, અર્થાત્ ભિન્ન ભિન્ન હોવાથી પ્રજાને સરજવા શક્તિમાન્ થયાં નહિ.[૧૦] પછી વ્યાપક એવાં તે મહાભૂતો એકઠાં થઇને એક બીજાની સાથે મળીયાં, અને તેઓ એશરીરનો આશ્રય કર્યો. તે ઉપરથી તે અવયવી-

* જે વાંચનારાઓએ પૂર્વના અધ્યાયો વાંચ્યા હશે તેઓને અહિઆં જણાવેલી બાબત સમજવામાં કંઈ અડચણ નહિ આવે. બાહ્ય જગત એ મનના અવાંતર ભેદ સિવાય બીજું કંઈ જ નથી. એ કારણને લીધે, મનને અત્રે વ્યક્તાત્મક (એટલે જે કંઈ વ્યક્ત થયું દેખાય છે તેના આત્મારૂપે) કહ્યું છે. જે વ્યક્તરૂપે છે તે અથવા તો વ્યકત અને મન વચ્ચે કાંઇ ભેદ નથી, એનો અર્થ એમ સમજવાને છે કે વ્યકત અને મનની વચ્ચે કંઈ ભેદ છે નહિ. मन एव सर्वं जगत्.

† તેજોમયે નો અર્થ અત્રે ટીકાકાર વાસનામયે, એટલે જેની અંદર ઈચ્છાના મૂળો સમાયલા છે તે, એમ કરે છે. એવો અર્થ જો નહિ કરવામાં આવે તો જગતનો પ્રભાવ થઈ શકે નહિ. यतः ને બદલે यस्य વાપર્યું છે.

‡ શુદ્ધ અથવા સૂક્ષ્મ ચિત શકિત (બુદ્ધિ-અસ્મિતા)ના અર્થમાં મહત્ શબ્દ સમજવાનો છે. વ્યકતની ઉત્પત્તિ પ્રથમ મનમાંથી થાય છે, અથવા તો વ્યક્તને મનાત્મક કહેવામાં આવે છે. આથી પૂર્વના અધ્યાયમાં મનને વ્યકતાત્મક કહેવામાં આવ્યું છે.

§ મહત્તત્ત્વ, અહંકાર ને આકાશ આદિ પાંચ તત્ત્વ.

॥ ૪ થી ૭ સુધીના ચાર શ્લોકો મનુસ્મૃતિના ૧ લા અધ્યાયના ૭૫ થી ૭૮ સુધીના શ્લોકને મળતા છે.

¶ એનું તાત્પર્ય એ છે કે, આકાશમાં શબ્દ ગુણ છે, આકાશમાંથી ઉત્પન્ન થતા વાયુમાં સ્પર્શ ગુણ ઉપરાંત આગંતુક શબ્દ ગુણ પણ છે, વાયુથી ઉત્પન્ન થતા તેજમાં રૂપ ગુણ, ઉપરાંત શબ્દ અને સ્પર્શ ગુણ પણ છે, તેજથી ઉત્પન્ન થતા જળમાં રસ ગુણ છે; ઉપરાંત શબ્દ, સ્પર્શ અને રૂપ ગુણ પણ છે; જળથી ઉત્પન્ન થતી પૃથ્વીમાં ગંધ ગુણ છે, તે ઉપરાંત શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ગુણો પણ છે.

અર્થાત્ દેહી કહેવાવા લાગ્યાં.*[૧૧] પંચમહાભૂતો, મન અને દશ ઈન્દ્રિયો, આ સોળ પદાર્થોથી આ મૂર્તિમંત શરીર ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે શરીર બંધાયા પછી, તેમાં પંચમહા ભૂતો, પોતપોતાનાં કર્મોની સાથે પ્રવેશ કરે છે; અર્થાત્ ભોગવાતાં બાકી રહેલાં પ્રારબ્ધ કર્મોની સાથે પ્રવેશ કરે છે.†[૧૨] (આ રીતે સ્થૂલ શરીરમાં લિંગ શરીરનો પ્રવેશ કહીને, હવે ચૈતન્ય શરીરનો પ્રવેશ કહે છે.) પછી પ્રાણીમાત્રના આદિ કર્તા પરમાત્મા પોતાની ઉપાધિરૂપ માયાવડે પોતે વિભક્ત થઈ જઇને દરેક વસ્તુનું અવલોકન કરવા માટે તે સૂક્ષ્મરૂપમાં પ્રવેશ કરે છે તથા તે સર્વ પ્રાણી માત્રના સ્રષ્ટારૂપ હોવાથી તેને પ્રજાપતિ કહેવામાં આવે છે.‡[૧૩] તે પ્રજાપતિ જ સ્થાવર જંગમાત્મક સર્વ ભૂતોને સર્જે છે. બ્રહ્મનું સ્વરૂપ ધારણ કરી તે દેવલોકને, ઋષિલોકને, પિતૃલોકને તથા મનુષ્યલોકને સર્જે છે. તે નદીને, સમુદ્રને, મહાસાગરને, દિશાને, પર્વતને, વનસ્પતિને, મનુષ્યને, કિન્નરને, રાક્ષસને, પક્ષીને, પશુઓને, મૃગોને તથા સર્પોને સર્જે છે; તે જ આ સ્થાવર તથા જંગમ વસ્તુઓને ઉત્પન્ન કરે છે; તેમ જ નાશવાન્ તથા નાશરહિત વસ્તુઓને પણ ઉત્પન્ન કરે છે.[૧૪-૧૫] તે ઉત્પન્ન કરેલાં પ્રાણી માત્રોમાંના, જેઓએ પૂર્વ સૃષ્ટિમાં જે જે કર્મો કર્યાં હોય છે, તેઓને તે તે કર્મોની જ પ્રાપ્તિ બીજીવારની ( નવી ) સૃષ્ટિમાં થાય છે.[૧૬] જેનો પૂર્વ સૃષ્ટિમાં હિંસા કરવાનો સ્વભાવ હોય છે, તે પુનઃજન્મ ધારણ કરે છે ત્યારે હિંસક સ્વભાવવાળો જન્મે છે; જે પૂર્વ સૃષ્ટિમાં મૃદુ સ્વભાવનો હોય છે તે પુનઃ જન્મે છે, ત્યારે મૃદુ સ્વભાવનો જન્મે છે. તેમ જ અહિંસ ને ક્રૂર, ધર્મી ને અધર્મી, અસત્ય અને સત્ય સ્વભાવવાળા પુરુષો, નવી સૃષ્ટિમાં તેવા તેવા સ્વભાવવાળા જન્મે છે; કારણ કે પૂર્વ જન્મની વાસનાવાળા પુરુષોને તેવા ગુણો રુચે છે, માટે તેવા ગુણોને તે બીજા જન્મમાં ધારણ કરે છે.[૧૭] જગતરૂપી ઇન્દ્રજાળનો વિસ્તાર કરનારા બ્રહ્મા, આકાશાદિક મહાભૂતોમાં, ઇન્દ્રિયોના વિષયોમાં તથા દ્રવ્યોની આકૃતિઓમાં અનેકપણું કરે છે; અને પ્રાણીઓના અનેક અનુભવો અને અનુભવના વિષયોની-ભોક્તા ભોગ્યની-ઉત્પત્તિ પણ કરે છે.[૧૮]

ભૂતમાત્રને વિશે પદાર્થ માત્રનો વિચાર કરનારામાંના કેટલાકો ફળોત્પત્તિમાં પુરુષાર્થ શ્રેષ્ઠ છે એમ કહે છે; અને કેટલાક વિદ્વાનો એમ કહે છે કે દૈવ શ્રેષ્ઠ છે તથા કેટલાક સ્વભાવને જ શ્રેષ્ઠ માને છે.§[૧૯] વળી કેટલાકો એમ કહે છે કે, પુરુષાર્થ તથા દૈવથી ઉત્પન્ન થતું કર્મ ફલોત્પત્તિ કરે છે; તેમ જ ઉપર કહેલા ત્રણ (પુરુષાર્થ, દૈવ તથા સ્વભાવ) પૃથક્ હોય છે તો કંઈ પણ ફળ ઉત્પન્ન થતું નથી; પણ ત્રણેના એકત્ર થવાથી ફળોત્પત્તિ થાય છે, એમ પણ કેટલાક માને છે.[૨૦] આ વિષયપરત્વે‖ કેટલાએક કહે છે કે; 'આ પ્રમાણે જ છે', 'આ પ્રમાણે નથી જ,' 'ઉભયે નથી અને ઉભયે છે,'

* ચિત્ અથવા જીવને પુરુષ (શરીરને વિશે શયન કરનારો) કહેવામાં આવે છે. કારણ કે પરમાત્માને વિશે અધિષ્ઠિત અવિદ્યાવડે જ્યારે જીવ આવૃત થાય છે, ત્યારે કર્મવડે નિશ્ચિત કરાયલી પ્રકૃતિથી બનેલા આવરણયુક્ત જીવનું વ્યક્તરૂપે અસ્તિત્વ રહેલું હોય છે. અહીં પુરુષનો અર્થ अवयवम् થાય છે.

† 'ભારતાર્થ પ્રકાશ' માં આ શ્લોકનો અર્થ ભૂલ ભરેલો છે. ૧૦, ૧૧ ને ૧૨ મા શ્લોકમાં જે કહેવામાં આવ્યું છે, તેની સમજણ આ પ્રમાણે છેઃ-સપ્ત મહાભૂતો, તેઓના સ્થૂલ સ્વરૂપમાં, જો પૃથક્ પૃથક્ રહે તો કંઈ પણ કરવાને શક્તિમંત નથી. એટલા માટે તેઓ એક બીજા સાથે મિશ્ર થાય છે. આ પ્રમાણે મિશ્ર થતાં તેઓ પ્રથમ શરીરના आश्रयणम् રૂપે અર્થાત્ શરીરના વિભાગોરૂપે બને છે. આવી સ્થિતિએ જ્યારે તેઓ પહોંચે છે, ત્યારે તેઓ પુરુષ અથવા અવયવના નામે ઓળખાય છે. આ અવયવો જ્યારે ભેગા થાય છે, ત્યારે मूर्तिमत् षोडशात्मकम् शरीरम् भवति । સોળ ગુણો જેમાં ભરેલા છે એવું મૂર્તિમાન્ શરીર બને છે. તત્પશ્ચાત્ સૂક્ષ્મમહત્ અને સૂક્ષ્મભૂતો પ્રારબ્ધ કર્મો સહિત તેમાં પ્રવેશ કરે છે. અત્ર महान्ति એવો જે પ્રયોગ કરવામાં આવ્યો છે તેનું કારણ ટીકાકાર એમ જણાવે છે કે, प्रतिपुरुषं महदादीनां भिन्नत्वप्रतिपादनार्थम् । એકનું એક જ મહત્તત્ત્વ પ્રતિ પુરુષમાં પ્રવેશતું હોવાથી ભિન્નત્વને પામે છે, એટલે ઘણું દેખાય છે. આ રીતે એક સ્થૂલ અને એક સૂક્ષ્મ અથવા લિંગ શરીર બને છે. પ્રારબ્ધ કર્મનો અર્થ આમ સમજવાનો છેઃ-પ્રાણી માત્ર તેઓના શુભાશુભ કર્મના ફલને યોગે કરી સુખ દુઃખ વેઠે છે; પણ જો શુભાશુભ કર્મોનાં ફલો ભોગવવાનાં પૂર્ણ થઈ જાય તો, પુનર્જન્મ થાય નહિ-અર્થાત્ મોક્ષને પામે. પણ જો ભોગવવાનું કંઈ ફલ અવશેષ રહી જાય તો પુનર્જન્મ લેવો પડે છે. જગતના પ્રભવ અને પ્રલય નિરંતર ચાલ્યા કરે છે. જગતની ઉત્પત્તિ અનંત છે. અહીંઆ જે જગતનું વર્ણન કર્યું છે, તે આ અનેક જગત્ માંહેલા એક જગતને લઇને વર્ણન કર્યું છે. આ વાત હવે પછીના શ્લોકમાં સ્પષ્ટ સમજાવવામાં આવી છે.

‡ પાંચ સ્થૂલ-પાંચ ભૂતો, જ્ઞાનેન્દ્રિયો, એકાદશમું મન, પાંચ કર્મેન્દ્રિયો મળીને સોળ મૂળ તત્ત્વો છે. મહાભૂતો એ સ્થૂળ ભૂતોના અર્થાત્ મહાન્ ભૂતોના સૂક્ષ્મ રૂપોની તન્માત્રારૂપે છે. પ્રથમ તો સ્થૂલ શરીર ઉત્પત્તિ તત્ત્વવડે બને છે. આ સ્થૂલ શરીરમાં લિંગ શરીર પ્રવેશ કરે છે. પ્રથમ જેમ સમજાવવામાં આવ્યું છે. તેમ સ્થૂલ તત્ત્વો ભેગાં થાય છે, ત્યાર પછી કર્મો સહિત સૂક્ષ્મ તત્ત્વો એકઠાં થાય છે; અને આત્મા જે બ્રહ્મ જ છે, તે ત્યાર પછી તેમાં પ્રવેશ કરે છે. આત્મા જે, લિંગ શરીરમાં પ્રવેશ કરે છે, તે માત્ર દ્રષ્ટારૂપે પ્રવેશ કરે છે. અવિદ્યા અથવા માયાના કારણથી આત્માની વ્યક્ત અવસ્થા, તે જ પ્રાણી માત્ર છે. તપનો અર્થ અહીંઆ ટીકાકાર આલોચન ( જોવું ) કરે છે.

§ પુરુષાર્થ શ્રેષ્ઠ છે એ વિચાર મિમાંસકોનો; દૈવ શ્રેષ્ઠ છે એ વિચાર દૈવજ્ઞોનો; સ્વભાવ શ્રેષ્ઠ છે એ વિચાર સ્વભાવવાદી સાંખ્યોનો છે. ‖ જૈન-આર્હત મતવાળા.

આ રીતે કર્મવાદીઓનું કહેવું છે.* પરંતુ સત્યવસ્તુમાં જેઓ રહેલા છે તે સત્વસ્થ કહે છે કે, આ જગતનું કારણ બ્રહ્મ છે;†૨૧ પ્રાણીના મોક્ષનો હેતુ તપ છે; અને આ તપનું મૂળ શમ અને દમ છે. પુરુષ જે જે કામનાઓ કરે છે, તે તે સર્વ કામનાઓને તે તપવડે પ્રાપ્ત કરે છે;૨૨ અને જે બ્રહ્મ જગતને સર્જે છે તે બ્રહ્મ, તપવડે પ્રાપ્ત થાય છે અને તે બ્રહ્મસ્વરૂપ થયા પછી સર્વ પ્રાણીઓનો પ્રભુ થાય છે.૨૩ ઋષિઓ તપ કરીને રાત દિવસ વેદનું અધ્યયન કરવા શક્તિમાન્ થાય છે. સૃષ્ટિના આરંભ વખતે સ્વયંભૂ બ્રહ્માએ, જે જ્ઞાનરૂપ છે તથા જેને આદિ તથા અંત નથી એવી વેદ વાણીને (શિષ્ય પ્રશિષ્ય દ્વારા) પ્રવર્તાવવા માંડી.૨૪ ઋષિઓનાં નામો, બ્રહ્મદેવે સર્જેલાં સર્વ પદાર્થોનાં નામો, દૃશ્ય જૂદા જૂદા પદાર્થોનાં નામો, અને સર્વે કર્મોના માર્ગોનું મૂળ, એ સર્વે વેદમાં છે.‡૨૫ સૃષ્ટિના આરંભમાં ઈશ્વર એવા પ્રજાપતિએ વેદના શબ્દોમાંથી સર્વ વસ્તુઓને (નામ સંજ્ઞા આપી) ઉત્પન્ન કરી. સત્ય છે કે, ઋષિઓનાં નામો તેમ જ સર્વ સૃષ્ટ થયલા પદાર્થોનાં નામો વેદમાં રહેલાં છે. રાત્રીનો અંત થવા પછી એટલે નવી સૃષ્ટિના પ્રભાતમાં, સ્વયંભૂ બ્રહ્માએ, પૂર્વ કલ્પમાં જેવું હતું તેવું પોતે નિર્માણ કીધું ને સર્વ પદાર્થો તેનાવડે સમ્યક્ રીતે બનાવાયલા છે.§૨૬ તે પછી બ્રહ્માએ નામ એટલે ઋગ્વેદાદિકનું નામ, ભેદ એટલે ગૃહસ્થાશ્રમ, તપ, કર્મ એટલે વર્ણાશ્રમ ધર્મને અનુસરી કરવામાં આવતું કર્મ, યજ્ઞ, આખ્યા–કીર્તિ, ત્રણ પ્રકારનું ધ્યાન (એકાલોક, અપરાલોક ને શુદ્ધાલોક) તથા મોક્ષ, જેને આ લોકમાં સિદ્ધિ કરી કહેવામાં આવે છે તે. આ રીતના દશ સાધનોવડે આત્મા મોક્ષને કેમ પ્રાપ્ત થાય, તે વેદમાં દર્શાવવામાં આવ્યું છે.‖૨૭ જે ગહન બ્રહ્મને વેદવેત્તા પુરુષોએ વેદોમાં એક દેવરૂપ કહ્યું છે અને ઉપનિષદોમાં અત્યંત સ્પષ્ટરૂપે કહ્યું છે, તે બ્રહ્મ પૂર્વે કહેલા નામાદિક દશ સાધનોવડે જાણવામાં આવે છે.¶૨૮ દેહાભિમાની જીવને આ જગતમાં બીજા પદાર્થો પોતાથી ભિન્ન જણાય છે તેનું કારણ કર્મ છે.$ એ દ્વૈતપણું– સુખ દુઃખ, શીત ઉષ્ણ, માન અપમાન આદિ દ્વંદ્વ ભાવવાળું છે અને તે કર્મના યોગથી જાણવામાં આવે છે. પરંતુ જેને આત્મસ્વરૂપનું જ્ઞાન થયું છે એવો પુરુષ બળાત્કારથી દ્વૈત ભાવનો એકદમ ત્યાગ કરે છે.૨૯

---

* પ્રાણીઓની વિવિધતા અર્થાત્ સંબંધોની વિવિધતા, એ વિષય પરત્વે.

† અનુમે એટલે उभयाव्यतिरिक्तम्. જેઓ એકલા બ્રહ્મને સર્વ કાર્ય કરવાને સમર્થ ગણે છે, એટલે જે તત્ત્વતઃ સત્ય છે તેને માને છે, તેઓ સત્વસ્થ કહેવાય છે. દૈવજ્ઞ મતે જગતની વિવિધતાનું કારણ કાળ છે; પરિણામવાદી સાંખ્યમતે સ્વભાવ કારણ છે; કર્મવાદી મિમાંસકમતે નિયતિ કારણ છે; અનિયમવાદી જૈનમતે યદૃચ્છા કારણ છે; લોકાયત ચાર્વાકમતે પૃથ્વ્યાદિ ભૂતો કારણ છે; ઈશ્વરવાદીમતે પુરુષ–ઇશ્વર–કર્મ કર્તા કારણ છે; સત્યશોધક યોગી યોગમતે, જગતની વિવિધતાનું કારણ માત્ર બ્રહ્મ કહે છે, એમ નીલકંઠ લખે છે.

‡ આ શ્લોકોનો અર્થ સમજવો અતિ કઠણ છે. 'ભારતાર્થ પ્રકાશ'માં ભૂલ ભર્યો જ અર્થ કર્યો છે ને ટીકા સાથે સર્વત્ર, તેમ અત્ર પણ ભેળી દઈ, ગુંચવાડો કરી દીધો છે. એમાં શબ્દાર્થ માત્ર મૂલ ભાવ આણવાને સમર્થ ગણી શકાતો નથી. બાહ્ય રીતિએ જોતાં વેદમાં સર્વ વસ્તુઓ છે એ કહેવું યોગ્ય લાગતું નથી. સત્ય રીતે જોતાં તો કહેવાનો ભાવાર્થ એ છે કે, વેદ વાણીરૂપ છે અને સૃષ્ટિકર્તા બ્રહ્માને કોઈ પણ પદાર્થ ઉત્પન્ન કરતાં પૂર્વે તેના વિચારોને સંજ્ઞા આપવાને માટે શબ્દો ઉચ્ચારવા પડ્યા હતા (नामरूपे व्याकरवाणि.) અને તે સર્વ વેદમાં છે.

આશ્ચર્યકારક નોંધવા જેવું તો એ છે કે, સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિના સંબંધમાં ખ્રિસ્તિ ધર્મના બાઈબલના જેનેસીસનાં પ્રારંભ વાકયો અને ભગવતી શ્રુતિના એ સંબંધનાં વાકયોવચ્ચે ઘણું મળતાપણું જોવામાં આવે છે. જેનેસીસ બનાવનારો કવિ કહે છે કે ઈશ્વરે કહ્યું કે 'પૃથ્વી થા' અને કહેતાંની વારમાં પૃથ્વી થઈ. ટીકાકાર નીલકંઠ બરાબર તેને જ મળતાં શ્રુતિવાકયો ટપકાવે છે. બ્રહ્મ છે તે પૃથ્વીની ઉત્પત્તિ વિષે આમ બોલે છેઃ–भूरिति व्याहरन् स भूमिमसृजत। તત્પશ્ચાત્ ચાર આશ્રમની વિધિ કથવામાં આવે છે વગેરે. આવી રીતે સર્વ કર્મો, બ્રહ્મનાં મૂળ શબ્દો છે અને તે સર્વ વેદમાં છે.

§ સર્વ પદાર્થો सुजात– સમ્યક્ રીતે તેનાવડે બનાવાયલા છે. જેનેસીસમાં એમ કહેવામાં આવ્યું છે કે, ઈશ્વર અમુક શબ્દો બોલ્યો, અને તત્ સૂચક પદાર્થો અસ્તિત્વમાં આવ્યા, અને તેણે જોયું કે સર્વ "સારા" છે.

‖ આનો તાત્પર્યાર્થ એવો છે કે, ઋગ્વેદાદિ ચાર વેદોનું અધ્યયન કરવાથી એટલે ગુરુના ઘરમાં રહી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળીને વેદોનું અધ્યયન કરવાથી મોક્ષ મળે છે. ભેદ એ બીજું સાધન છે. ભેદનો અર્થ અર્ધ અર્થાત્ અર્ધાંગના થાય છે. કોઈ પણ ધર્મના કાર્યમાં પતિની સાથે તે હોવી જ જોઇએ. વિવાહ સમયે પણ પ્રતિજ્ઞા લેવામાં આવે છે કે धर्मे चार्थे च कामे च भवत्वं सहचारिणी। પત્ની–સ્ત્રીની યજ્ઞાદિ કર્મમાં ખાસ આવશ્યકતા શાસ્ત્રોએ કહી છે. સ્ત્રી સહિત ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવાથી પણ મોક્ષ મળે છે. તપ ત્રીજું સાધન છે. કૃચ્છ્ર ચાંદ્રાયણાદિક વ્રતને તપ કહે છે. તે તપશ્ચરણ વાનપ્રસ્થાશ્રમમાં કરી શકાય છે, તેથી વાનપ્રસ્થાશ્રમ પણ મોક્ષનું સાધન છે. ચોથું સાધન કર્મ છે. કર્મ એટલે સંધ્યાવંદનાદિ કર્મો. તે દ્વારા પણ મોક્ષ મેળવી શકાય છે. પાંચમું સાધન યજ્ઞ. યજ્ઞો જ્યોતિષ્ટોમ વગેરે છે અને તે દ્વારા પણ મુક્તિ મળે છે. છઠું સાધન આખ્યા. આખ્યા એટલે વાવ, કૂવા વગેરે ખોદાવવા રૂપી કીર્તિ દાન–લોકો વાવ કૂવામાંથી જળપાન કરીને તૃપ્ત થાય છે તે દ્વારા પણ મુક્તિ મળે છે. આલોક એટલે ધ્યાનાદિકથી જોવું. તેના ત્રણ પ્રકાર છેઃ વેદોમાં કહેલા યજ્ઞના અંગનું ધ્યાન કરવું તે વિરાટનું ધ્યાન કર્યું કહેવાય છે. તેને એકાલોક કહે છે. આ દેહમાં રહેલા પ્રતિનિધિનું ધ્યાન કરવું તેને અપરાલોક કહે છે અને શુદ્ધ સ્વરૂપનું અવલોકન કરવું તે આલોક કહેવાય છે. સિદ્ધિ કહેતાં કૈવલ્ય પ્રાપ્ત કરવું, એ દશમું સાધન કહેવાય છે.

¶ गहनं નો અર્થ ટીકાકારે दुरवगाहम् ब्रह्म કર્યો છે. वेदवादेषु નો અર્થ વેદમાં કહેલાં કર્મો તથા વિધિઓ છે તથા वेदांतेषु એટલે ઉપનિષદ્.

$ સુષુપ્તિ અવસ્થામાં કે સમાધિમાં જ્યારે કર્મ વિરામ પામે છે, ત્યારે એવા દ્વૈત પદાર્થો દેખાતા નથી.

આ જગતમાં શબ્દ–પ્રણુવ બ્રહ્મ અને પરબ્રહ્મ–એમ બે પ્રકારના બ્રહ્મ જાણુવા યોગ્ય છે. જે પુરુષ પ્રણુવ-બ્રહ્મમાં નિષ્ણાત હોય છે, એટલે જે પ્રણુવની ઉપાસના કરવામાં કુશળ હોય છે, તે પરબ્રહ્મને એટલે તુરીય-તત્ત્વને પ્રાપ્ત કરે છે.[૩૦] ક્ષત્રિયો પશુની હિંસા જેમાં કરવામાં આવે છે એવો યજ્ઞ કરે છે; વૈશ્યો ઘી, શાલ વગેરે હવિષ્યાન્નવડે યજ્ઞ કરે છે; શૂદ્રો સેવારૂપી યજ્ઞ કરે છે અને બ્રાહ્મણો તપ (બ્રહ્મોપાસના) રૂપી યજ્ઞ કરે છે.[૩૧]

સત્યયુગમાં આ યજ્ઞનો વિધિ ( નહિ પ્રવૃત્ત થયેલા કર્મને પ્રવૃત્ત કરવા રૂપ વિધિ ) ન હતો; કારણુ કે તે સમયે સર્વે વિધિ સ્વતઃ સિદ્ધ હતો. પરંતુ ત્રેતા-યુગમાં યજ્ઞનો વિધિ આરંભાયો. દ્વાપરયુગમાં તે યજ્ઞો નાશ પામવા લાગ્યા અને કળિયુગમાં તદ્દન નાશ પામ્યા.[૩૨] સત્યયુગમાં લોકો અદ્વૈત બ્રહ્મની ઉપાસના કરતા હતા. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા તેથી સિદ્ધ કરવામાં આવતી કામ્ય ઇષ્ટિઓને દ્વૈતરૂપ જોઇને તથા તેઓનાં ફળને આત્માથી ભિન્ન નાશવંત જોઇને, તપશ્ચરણુથી યોગ સાધતા હતા.[૩૩] ત્રેતાયુગમાં મહાબ-ળવાન્ ઋષિઓ ઉત્પન્ન થયા.* તેઓ સ્થાવર તથા જંગમ બન્નેને અને જેનો જે ધર્મ હતો, તે બલાત્કારે પળાવવા માટે નિયમમાં રાખવા લાગ્યા.[૩૪] (અગર જો આ યુગમાં મનુષ્યનો ઘણો ભાગ સ્વેચ્છાથી ધર્મમાં પ્રવૃત્ત રહેતો નહતો, પણુ ધર્મના નેતાઓ ધર્મ પાળવાની ફરજ પાડતા હતા.) આ રીતે ત્રેતાયુ-ગમાં વેદો, યજ્ઞો, વર્ણો તથા આશ્રમો, (યજ્ઞાદિક કર્મને માટે) તત્પર હતા. પરંતુ આયુષ્ય ઓછું થવાથી દ્વાપરયુગમાં લોકો ધર્મથી ભ્રષ્ટ થવા લાગ્યા;[૩૫] અને કળિયુગમાં તો સંપૂર્ણ વેદો કોઇ ઠેકાણે જોવામાં આવે છે અને કોઈ ઠેકાણે જોવામાં આવતા પણુ નથી. એટલું જ નહિ પરંતુ અધર્મથી પીડા પામીને યજ્ઞો સહિત વેદો નાશ પામ્યા છે![૩૬] સત્યયુગમાં ચાર ચરણુવાળો ધર્મ હોય છે. તે જિતેન્દ્રિય, તપસ્વી અને વેદાંત શાસ્ત્ર જાણુનારા બ્રાહ્મણોમાં જોવામાં આવે છે. બ્રાહ્મણો એ જ સત્યયુગનું સ્વરૂપ છે.[૩૭] બીજા યુગોમાં વેદને વિશે કુશળ તથા પોતાના ધર્મને અનુસરનારા મનુષ્યો, ધર્મ પ્રમાણે તથા શાસ્ત્રને અનુસરી યજ્ઞો, વ્રતો તથા તીર્થ યાત્રાદિ જો કે કરે છે, પણુ તે કામનાપૂર્વક કરે છે.†[૩૮] વર્ષાઋતુમાં જેમ વૃષ્ટિ થવાથી સ્થાવર જંગમાત્મક પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને મહાન્ વૃદ્ધિ પામે છે, તેમ પ્રત્યેક યુગમાં ધર્મ તથા અધર્મ વૃદ્ધિ પામે છે અને પાછો ક્ષય પણુ થાય છે.[૩૯] એકની એક ઋતુનો ફરી ઉદ્દ્ભવ થવાથી, તે જ પ્રકારનાં ચિહ્નો જોવામાં આવે છે; તેજ પ્રમાણે દરેક નવી સૃષ્ટિ સમયે દરેક નવા બ્રહ્મા તથા હરવિશે, તેના તે જ ગુણોનો (ઉત્પત્તિ લયનો) ઉદ્દ્ભવ થાય છે.[૪૦]

પૂર્વે કાળ, કે જે આદિ તથા અંત રહિત છે તથા જે અનેકપણુાને ધારણુ કરે છે તેના વિશે મેં વર્ણન કર્યું છે. તે કાળ પ્રજાને ઉત્પન્ન કરે છે અને તેજ કાળ તેનો સંહાર કરે છે.[૪૧] (જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ) પ્રાણીઓ સ્વાભાવિક રીતે દ્વંદ્વ ભાવનો (સુખદુઃખાદિનો) અનુભવ કરતાં જગતમાં જીવન ગાળે છે. એ સર્વનું મુખ્ય અધિષ્ઠાન કાળ છે. માટે સમય જ સર્વ પ્રાણીઓને ધારણુ કરી રહ્યો છે અને તેનું પાલન કરે છે.‡[૪૨] હે વત્સ! હે પુત્ર! સૃષ્ટિ, કાળ, યજ્ઞ, વિધિ, વેદો, કારણુ, કાર્ય તથા ફળ આ સર્વ વિષયોના સંબંધમાં જે કાંઇ તેં મને પ્રશ્ન પૂછ્યું હતું, તે સર્વ વિશે મેં તને કહ્યું છે.[૪૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २३२ मो समाप्त.

---

## અધ્યાય ૨૩૩ મો.

### વ્યાસ શુકનો સંવાદ–પ્રત્યાહારનિરૂપણ.

વ્યાસે કહ્યું;–હવે, હે પુત્ર શુક! સૃષ્ટિને ઉત્પન્ન કર-વાનો દિવસ વીતી ગયા પછી રાત્રી પડે છે; ત્યારે ઇશ્વર (બ્રહ્મા) પોતાના શરીરમાં રહેલાં આ વિશ્વને અત્યંત સૂક્ષ્મરૂપે ધારણુ કરે છે; એટલે કારણુ સ્વરૂપ બનાવે છે. તેને પ્રલય કહેવામાં આવે છે. તે પ્રલયવિશે હવે હું તને કહું છું, તે તું શ્રવણુ કર.[૧]

જ્યારે પ્રલયકાળ આવે છે, ત્યારે આકાશમાં રહેલા દ્વાદશ સૂર્ય તથા સંકર્ષણુના મુખમાંથી ઉત્પન્ન થયેલી અ-ગ્નિની સાત જ્વાળાઓ, આ સર્વ જગતને બાળવા માંડે છે; અને તેની જ્વાળાઓથી ભરપૂર થયેલું જગત્ બળવા માંડે છે.[૨] પૃથ્વીપર જે સ્થાવર અને જંગમ પ્રાણીઓ હોય છે તેઓ, પ્રથમ ભસ્મ થાય છે અને પૃથ્વીપણુાને (મિટ્ટીને) પ્રાપ્ત થાય છે.[૩] સ્થાવર અને જંગમરૂપ પદાર્થોનો નાશ

---

* કારણુ કે મનુષ્યો પોતાની મેળે ધર્મમાં પ્રવૃત્તિ કરતા ન હતા, અને તેથી વેદો, યજ્ઞો, વર્ણો તથા આશ્રમોનો ઉપદેશ કરનારા થયા.

† ટીકાનુસાર આ શ્લોકનો વિસ્તાર કરવામાં આવ્યો છે. यथाधर्मम् અર્થાત્ ધર્મ પ્રમાણે કર્મો તથા વિધિઓનું ઉલ્લંઘન કર્યા વિના કર્મ કરે છે. यथागमम् અર્થાત્ શાસ્ત્રના પ્રમાણુને અનુસરી. त्रिक्रीयते અર્થાત્ લાભ તથા સ્વાર્થને ખાતર કરે છે. તાત્પર્ય એ કે કૃતયુગ વગરના બીજા ત્રણુ યુગમાં, સદાચારનો સમ્પૂર્ણ ત્યાગ કર્યા વગર વૈદિક કર્મ, સત્કૃત્ય અને તપ તથા ધર્મક્રિયા, તુચ્છ કામના સફળ થવાના હેતુથી કરવામાં આવતાં હતાં, મોક્ષની કામના માટે નહિ. કલિમાં પણુ વેદવિધિનું જ્ઞાન તો છે, પણુ તે તુચ્છ કામના સફળ થવામાં ઉપયોગ આવે છે.

‡ समयः स्थानं मतं નો અર્થ ટીકાકારે स एव भूतानि भवति तथा स एव तान् दधाति આ પ્રમાણે કર્યો છે.

થઈ ગયા પછી, વૃક્ષો તથા તૃણ વિનાની ભૂમિ કાચબાની પીઠના જેવી (ખડબચડી) થઈ જાય છે.[૪] તે પછી પાણી, પૃથ્વીના ગંધ ગુણને ગ્રહણ કરે છે. જ્યારે પૃથ્વી પોતાના ગંધ ગુણથી રહિત થાય છે, ત્યારે પૃથ્વીનો લય થયલો માનવામાં આવે છે.[૫] તે પછી જળ સર્વત્ર ફેલાઇ જાય છે અને પછી મહાન્ ગર્જનાવાળાં મોજાંઓ ઉત્પન્ન થાય છે. સર્વ સ્થળ કેવળ જળમય થઈ જાય છે. તે જળ કાં તો સ્થિર હોય છે અથવા હાલતું હોય છે.[૬] હે તાત! જ્યારે તેજ (ઉષ્ણતા) પાણીના ગુણને ગ્રહણ કરે છે, ત્યારે ગુણરહિત થયેલું પાણી તેજમાં લય પામે છે.[૭] સર્વત્ર વિસ્તારને પામેલી આ અગ્નિની જ્વાળાઓ, આકાશના મધ્યમાં રહેલા સૂર્યને ઢાંકી દે છે ત્યારે અગ્નિની જ્વાળાઓથી ભરપૂર થઇ રહેલું આ સર્વ આકાશ પ્રજ્વળી ઉઠે છે.[૮] પછી વાયુ વાહાય છે. તે જ્યારે તેજના ગુણ રૂપને હરી લે છે ત્યારે તેજ શાંત પડીને વાયુમાં લય પામે છે. એટલે પ્રચંડ વાયુ વાહાવા માંડે છે.[૯] પોતાની તન્માત્રાને અર્થાત્ શબ્દને મેળવી, વાયુ ઉપર તથા નીચે સર્વત્ર ફરવા માંડે છે તથા દશેદિશામાં આડો અવળો ફરી વળે છે.[૧૦] ત્યાર પછી આકાશ વાયુના ગુણને અર્થાત્ સ્પર્શને ગ્રહણ કરે છે, એટલે વાયુ શાંત પડી જાય છે તથા તે ધ્વનિની માફક (શબ્દનું પૂર્વરૂપ, જે વર્ણના વિભાગથી રહિત છે) આકાશને વિશે પ્રવેશ કરે છે.[૧૧] આ રીતે નાદવાળું આકાશ-જે રૂપ, રસ, સ્પર્શ, ગંધ અને આકૃતિથી રહિત છે તથા જે સર્વ લોકોમાં વાયુ આદિક ઇંદ્રિયગ્રાહ્ય પદાર્થોમાં શબ્દાયમાન થાય છે તે જ માત્ર રહે છે.*[૧૨] શબ્દ જે આકાશના ગુણવાળો છે, તેનો મનના વિશે લય થાય છે. એ મન સર્વ વ્યક્ત વસ્તુઓના આત્મારૂપ છે. એ મન, જે પોતે અવ્યક્ત છે તે, જે કાંઈ વસ્તુ વ્યક્ત થાય છે તેનો પોતાને વિશે લય કરે છે. મન જે અવ્યક્ત અથવા સૂક્ષ્મ છે, તેને વિશે વ્યક્ત વસ્તુનો જે લય થવો, તે બ્રાહ્મપ્રલય કહેવાય છે.†[૧૩] મનના પોતાના ગુણનો પોતાને વિશે લય કરાવ્યા પછી ચંદ્રમા મનને ગ્રહણ કરે છે. જ્યારે મન શાંત પડી જાય છે, ત્યારે તેનો ચંદ્રમામાં પ્રવેશ થાય છે તથા તે સર્વ ઐશ્વર્યયુક્ત થાય છે.[૧૪] આ ચંદ્રમા જેને સંકલ્પ કરી કહેવામાં આવે છે તે, ઘણે કાળે ઈશ્વરને વશ થઈ રહે છે. આનું કારણ એટલું જ કે, સંકલ્પને મહાન્ કાર્ય કરવાનું હોય છે. તે એ કે, ચિત્ત અથવા વૃત્તિઓ જે બુદ્ધિને સહાય કરે છે તેનો નાશ કરવાનો હોય છે. આ પ્રમાણે જ્યારે થાય છે ત્યારે ઉચ્ચ જ્ઞાનની સ્થિતિ પ્રાપ્ત કરી કહેવાય છે.[૧૫] 'હું' એવા અનુભવવાળો કાળ, સર્વાનુભવાત્મક વિજ્ઞાનનો ગ્રાસ કરી જાય છે અને શ્રુતિમાં કહ્યા પ્રમાણે કાળનો ગ્રાસ બળ અથવા શક્તિ કરે છે; બળનો ગ્રાસ કાળ કરી જાય છે તથા તે જ કાળને વિદ્યા વશ કરે છે.[૧૬] વિદ્યાયુક્ત ઈશ્વર આકાશના આ નાદને પોતાના આત્મા વિશે યોજે છે. એ જ અવ્યક્ત તથા પરમબ્રહ્મ છે. એ જ અવ્યક્ત, એ જ સનાતન તથા સર્વ કરતાં શ્રેષ્ઠ! આ પ્રમાણે સર્વ ભૂત માત્રોનો બ્રહ્મને વિશે લય થાય છે.[૧૭] પરમાત્મારૂપ યોગીઓએ, ઉપદેશ કરવા યોગ્ય શિષ્યને બ્રહ્મવિદ્યાનો જિજ્ઞાસુ જાણીને તેને આ પ્રલયની સર્વ કથા યથાર્થ રીતે, પૂર્વાપરના વિચારપૂર્વક સંશય રહિત (થઇને) કહી છે; અને તે જ કથા મેં તને કહી છે.[૧૮] આ પ્રમાણે એક હજાર યુગના આદિ સમયમાં દિવસ અને તેને અંતે એક હજાર યુગની રાત્રી થાય છે. તેમાં બ્રહ્મા વારંવાર સૃષ્ટિનો વિસ્તાર અને પ્રલય કર્યા કરે છે; અર્થાત્ કાળાત્મા એવા અવ્યક્ત બ્રહ્મનું સૃષ્ટિ એ વ્યક્ત સ્વરૂપ છે.‡[૧૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २३३ मो समाप्त.

---

*આનું તાત્પર્ય એવું છે કે, જેને પરબ્રહ્મને પ્રાપ્ત થવું હોય તેણે ૐકાર રૂપી બીજથી બ્રહ્મની ઉપાસના કરવી. અકાર, ઉકાર અને મકાર એ અક્ષરોમાં સ્થૂલ ભૂતાત્મક વિરાટ્ અકાર છે. સ્થૂળ ભૂતોનો પ્રલય મનમાં કરવાનું જે પૂર્વે કહ્યુ છે તે અકારનો ઉકારમાં પ્રલય કરવા સમાન છે. ઉકારરૂપ મન અથવા જેને ચંદ્ર કે સમષ્ટિ મન કહેલું છે; અથવા તો જેને સૂક્ષ્મ સમષ્ટિ શરીર પણ કહેલું છે તેનો લય કારણરૂપ મકારમાં અથવા તો સંકલ્પમાં થાય છે. અર્થાત્ સમાધિનિષ્ઠ યોગી મનનો લય સંકલ્પમાં કરીને સંકલ્પરૂપે રહે છે; તે સમયે તેને 'હું' એવું ભાન રહેતું નથી, પણ અતિ સૂક્ષ્મ કલ્પના રહે છે. એ સૂક્ષ્મ કલ્પનાનો અથવા તો મકારનો લય અર્ધ માત્રામાં થાય છે અને તેને જ સર્વોત્તમ જ્ઞાન કહે છે.

† આનું તાત્પર્ય પૂર્વના અધ્યાયો જોઈ ગયા પછી સમજવું અઘરું પડે એમ નથી. अभिव्यक्तात्मकं मनः મન, સર્વના અભિવ્યક્ત રૂપે કહેવામાં આવે છે. મન આકાશના ગુણને ગ્રહણ કરે છે, આથી તે અવ્યક્ત કહેવાય છે. તે અવ્યક્ત મન, વ્યક્ત વસ્તુને ગ્રહણ કરે છે. આને ब्रह्मणः संप्रतिचरः અર્થાત્ સર્વ વ્યાપક બ્રહ્મને વિશે વ્યક્ત એવા જગતનો લય થવો કહેવાય છે. ટીકાકાર આ શ્લોકનો સાર નીચે પ્રમાણે આપે છે:-मनः कल्पितो विराट् मन स एव लीयते. આ પછીના શ્લોકપરથી એમ જણાઈ આવે છે કે, આ અધ્યાયમાં વિશ્વના પ્રલય વિશે કહ્યું નથી, પણ યોગીના પ્રત્યાહાર સંબંધી ખુલાસો કર્યો છે.

‡ પ્રણવરૂપી ૐ કારની अ, उ, म् તથા અર્ધ માત્રા આ પ્રમાણે ચાર માત્રાઓ છે, જેની જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીયા આવી ચાર અવસ્થાઓ છે. अ, उ તથા म् આ દરેકની ચાર તન્માત્રાઓ-ઈશ્વરો છે, તેમ તુરીય અથવા અર્ધ માત્રાના પણ ચાર ઈશ્વરો છે. જેવા કે કાલ, વિદ્યા, નાદ તથા તુરીય (મોક્ષ). अस्मि (હું છું) એ પ્રકારના જ્ઞાનને કાળ કહેવામાં આવે છે. સર્વ એક તથા અદ્વયરૂપ છે, આ પ્રકારના જ્ઞાનને વિદ્યા કહેવામાં આવે છે. આકાશના ગુણ નામના ઘોષને નાદ કરી કહેવામાં આવે છે તથા તે તુરીય અર્થાત્ આત્માનો ત્રીજા ઈશ્વરરૂપ છે. આ પ્રમાણે એકનો બીજામાં, બીજાનો ત્રીજામાં તથા ત્રીજાનો ચોથામાં અર્થાત્ આત્મામાં પ્રલય થવો કહ્યો છે. અહીં

## અધ્યાય ૨૩૪ મો.

### વ્યાસ શુકનો સંવાદ–બ્રાહ્મણના ધર્મ.

વેદ વ્યાસે કહ્યું;–હે શુક! પંચમહાભૂતના સંબંધમાં જે પ્રશ્ન તેં કર્યું હતું, તેનું ઉત્તર મેં તને આપ્યું; હવે હું તને બ્રાહ્મણનું કર્તવ્ય શું છે તે કહું છું તે તું સાંભળ.[૧] જાતકર્મથી આરંભ કરીને સમાવર્તન સંસ્કાર સુધીના સર્વ સંસ્કારો, વેદપારંગત આચાર્યે કરવા અને (વિદ્યાસંપાદન પછી) શિષ્યે ગુરુદક્ષિણા આપવી.*[૨] શિષ્યે ઉપવીત ગ્રહણ કર્યા પછી સર્વે વેદ ભણવા; અને ગુરુના ઋણમાંથી† મુક્ત થયા પછી વેદોક્ત યજ્ઞ યાગ જાણનારા બ્રાહ્મણે સમાવર્તન સંસ્કાર કરવો;[૩] અને પછી આચાર્યની આજ્ઞા માગીને બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ કે સંન્યાસ એ ચાર આશ્રમમાંથી એક આશ્રમમાં, શરીર પડે ત્યાં સુધી, શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે રહીને, ધર્માચરણ કરવું.[૪] સ્ત્રી સાથે વિવાહ કરીને પ્રજાની ઉત્પત્તિ કરી ગૃહસ્થાશ્રમમાં રહેવું અથવા તો બ્રહ્મચર્યાશ્રમ પાળવું; અથવા તો વનમાં ગુરુની પાસે રહેવું; અથવા તો યતિ–સંન્યાસીના ધર્મથી વર્તવું. પણ તેણે કદી આશ્રમ ધર્મથી રહિત રહેવું નહિ.[૫] ગૃહસ્થાશ્રમ એ સર્વ ધર્મોનું મૂળ કહેવાય છે. કારણ કે ગૃહસ્થાશ્રમમાં માન, માયા, મોહ વગેરે કષાયો પકવ થયા પછી (એ ઉપર વૈરાગ્ય આવ્યા પછી) મનુષ્ય દાંત (ઇંદ્રિયોને દમન કરનારો) થાય છે અને પછી તે જે કંઈ કર્મ કરે છે તેમાં સિદ્ધ થાય છે.[૬] વેદાધ્યયન કરનારા ગૃહસ્થાશ્રમીએ પ્રજાને ઉત્પન્ન કરી, પિતૃઋણથી મુક્ત થવું; વેદાધ્યયન કરી ઋષિઋણથી મુક્તથવું ને યજ્ઞાદિક કરી દેવઋણથી મુક્ત થવું–એમ ત્રણ ઋણમાંથી (પુરુષે) મુક્ત થવું; અને પછી કર્મોવડે પવિત્ર થઇને તે પછી બીજા આશ્રમોમાં જવું.[૭] બીજું આશ્રમ તે વાનપ્રસ્થાશ્રમ છે. તે ધારણ કરીને મહાપવિત્ર એવા વિદ્યાવાળાં સ્થાનમાં નિવાસ કરવો. ત્યાં રહી ઉત્તમ યશ તથા પરમાત્માનું પરમ તત્ત્વ સંપાદન કરવા માટે પ્રયત્ન કરવો.[૮]‡ મહાન્ તપશ્ચરણ કરવાથી, સંપૂર્ણ વિદ્યા ભણવાથી, યજ્ઞ કરવાથી અથવા તો દાન દેવાથી, બ્રાહ્મણોનો યશ વૃદ્ધિ પામે છે;[૯] અને તેની કીર્તિ જગતમાં જ્યાં સૂધી યશસ્કરી થાય છે, ત્યાં સૂધી તે પુરુષ પુણ્યવંતોના અનંત લોકોમાં જાય છે.[૧૦] બ્રાહ્મણે, ત્રણે વર્ણના પુરુષોને વેદો અને શાસ્ત્ર ભણાવવાં અને પંડે ભણવાં; યજ્ઞ કરાવવો ને કરવો; વૃથા પ્રતિગ્રહ કરવો નહિ તેમ વૃથા કોઈ પણ રીતે દાન દેવું નહિ;[૧૧] યજમાનની પાસેથી, શિષ્યની પાસેથી, અથવા તો કન્યા તરફથી મોટાં ધનની આવક થઇ હોય તો તે ધનમાંથી યજ્ઞ કરવો અથવા તો તેનું દાન કરવું, પરંતુ એકલાએ તેનો ઉપભોગ કોઈ પણ રીતે કરવો નહિ;§[૧૨] દેવતા, ઋષિ, પિતૃઓ, ગુરુ, વૃદ્ધ પુરુષો, દુઃખી અને ભુખ્યા મનુષ્યોને માટે જો પ્રતિગ્રહ કરવો પડે તો બ્રાહ્મણ ગૃહસ્થાશ્રમીએ કરવો. કારણ કે બ્રાહ્મણ ગૃહસ્થને પ્રતિગ્રહ શિવાય બીજું કોઇ પણ ઉત્તમ તીર્થ (ઉપાય) નથી.[૧૩] તેણે (કામ ક્રોધાદિક) શત્રુઓથી પરિતાપ પામનારા અને શકત્યનુસાર જ્ઞાનપ્રાપ્તિ માટે પ્રયાસ કરનારા પુરુષોને, પોતાની શક્તિ કરતાં પણ વધારે ધન અને તેને અભાવે રાંધેલું અન્ન પણ આપવું.[૧૪] પૂજવા યોગ્ય યોગ્યતાવાળા બ્રાહ્મણોને નહિ આપવા જેવું કંઇ પણ નથી. જેઓ સત્પુરુષ અને ડાહ્યા પુરુષો હોય, તેઓને અશ્વોના રાજા, ઇન્દ્રનો ઉચ્ચૈઃશ્રવા પણ દાનમાં આપવો યોગ્ય છે.‖[૧૫] મોટાં વ્રત કરનારો સત્યસંધ નામનો રાજા, ઇચ્છાનુસાર સામા મનુષ્યને સમજાવી, પોતાનો પ્રાણ અર્પણ કરી અને બ્રાહ્મણના પ્રાણની રક્ષા કરી સ્વર્ગમાં ગયો હતો.¶[૧૬] સંકૃતિનો પુત્ર રંતિદેવ રાજા, મહાત્મા વસિષ્ઠને ઉષ્ણ તથા શીતળ જળ આપવાથી સ્વર્ગમાં જઈ, મોટું માન પામ્યો હતો.[૧૭] અત્રિનો𝔖 રાજપુત્ર બુદ્ધિમાન ઇંદ્રદમન, પૂજા કરવા યોગ્ય સત્પુરુષોને ભાતભાતનાં ધન આપીને અનંત એવા લોકોમાં ગયો હતો.[૧૮] ઉશીનરનો પુત્ર શિબિ રાજા, બ્રાહ્મણને માટે પોતાનાં અંગો તથા પ્રિય એવો ઔરસ પુત્ર અર્પણ કરવાથી સ્વર્ગમાં ગયો હતો.[૧૯] કાશીના રાજા પ્રતર્દને પોતાનાં બન્ને નેત્ર બ્રાહ્મણને અર્પણ કર્યાં હતાં, તેથી એ હજી સૂધી આ લોકમાં ને પરલોકમાં અતુલ કીર્તિ ભોગવે છે.[૨૦] દેવવૃદ્ધ નામના રાજાએ પરમ સમૃદ્ધિવાળું સોનાનું

---

બ્રહ્મના દૈનિક પ્રલયની વાત નથી. જેમકે એક ઘટનો નાશ થાય કે પાછાં તેનાં પરમાણુનાં એકઠાં થવાથી ફરી ઘટોત્પત્તિ થાય છે. પણ રજ્જુને વિશે જે સર્પનો અધ્યાસ થાય છે, તેની જ્ઞાનવડે નિવૃત્તિ થવાથી જે બ્રહ્મીભાવને પામવું, તે લયનું અર્થાત્ મોક્ષનું અહીં વર્ણન કર્યું છે.

* જાત કર્મ, વૈદિક મંત્રોથી, બાળક જન્મતાં જ કરવામાં આવે છે. સમાવર્તન સંસ્કાર, ગુરુને ત્યાં વિદ્યા ભણી આવ્યા પછી કરવાનો છે. તે પૂર્વે બીજા પણ સંસ્કારો કરવાના હોય છે. † ગુરુએ વિદ્યા ભણાવી તેની દક્ષિણા. ‡ અર્થાત્ વાનપ્રસ્થાશ્રમમાં રહીને જ્ઞાન પ્રાપ્ત કરવું. § આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, પ્રાચીનકાળમાં પણ કન્યાવિક્રયને મહાપાપ ગણ્યું છે. કન્યા તરફથી મળેલું જે ધન, સ્વાત્મભોગમાં વાવરે છે તે નિરંતરનો પતિત જ ગણાય છે. જો કન્યા તરફથી–તેના સસરા પાસેથી અથવા સ્વામી પાસેથી–ધનની પ્રાપ્તિ થઈ હોય તો તે ધન ધર્મમાં આપી દેવું, એવી પ્રથા પૂર્વ કાળમાં હતી.

‖ તાત્પર્ય કે જે બ્રહ્મવેત્તા છે એવા પુરુષોને દાન આપવા જોગ એવું કોઇ પણ કીંમતી નથી કે જે ન આપવા યોગ્ય હોય. "ભારતાર્થ પ્રકાશ"નો અર્થ બરાબર નથી. ¶ ભા. પ્ર. નું ભાષાંતર ખોટું છે. 𝔖 ભા. પ્ર. માં અત્રિગોત્રનો પુત્ર ઇન્દ્રદમન કહ્યો છે તે ભૂલ છે.

આઠ સળીવાળું એક દિવ્ય છત્ર બ્રાહ્મણને દાનમાં આપ્યું હતું, તેથી તે પોતાના દેશની પ્રજા સાથે સ્વર્ગ લોકમાં ગયો હતો.[૨૧] અત્રિવંશનો મહાતેજસ્વી પુત્ર સાંકૃતિ, શિષ્યોને નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કરીને સર્વોત્તમ એવા લોકોમાં ગયો હતો.[૨૨] પ્રતાપી અંબરીષ રાજા, બ્રાહ્મણોને અગ્યાર અબજ ગાયોનાં દાન કરીને દેશની પ્રજા સાથે સ્વર્ગમાં ગયો હતો.[૨૩] સાવિત્રી, બે દિવ્ય કુંડળ બ્રાહ્મણને આપીને અને જનમેજય પોતાનું શરીર બ્રાહ્મણને માટે ત્યાગ કરીને સ્વર્ગમાં ગયો હતો.[૨૪] વૃષાદર્ભનો પુત્ર યુવનાશ્વ રાજા સર્વ રત્નો, પ્રિય સ્ત્રીઓ તથા રમણીય એવું ગૃહ, દાનમાં અર્પણ કરીને સ્વર્ગમાં ગયો હતો.[૨૫] વિદેહના પુત્ર નિમીએ, બ્રાહ્મણને દેશ દાનમાં આપી દીધો હતો; જમદગ્નિના પુત્ર પરશુરામે બ્રાહ્મણોને પૃથ્વી આપી દીધી હતી અને ગય રાજાએ નગરો સહિત પૃથ્વી દાનમાં આપી હતી.[૨૬] જ્યારે વૃષ્ટિ થઈ નહિ અને દુષ્કાળ પડ્યો, ત્યારે પ્રાણીઓને ઉત્પન્ન કરનારા વસિષ્ઠે, પ્રજાપતિ જેમ પ્રજાને જીવતી રાખે છે, તેમ તેણે સર્વ પ્રાણીઓને જીવાડ્યાં હતાં.[૨૭] કરંધમનો પુત્ર કૃતાત્મા* મરુત, અંગિરાને પોતાની પુત્રી આપીને તુરત સ્વર્ગમાં ગયો હતો.[૨૮] મહાબુદ્ધિમાન્ પંચાળનો રાજા બ્રહ્મદત્ત, ઉત્તમ બ્રાહ્મણોને નિધિ અને શંખ નામના બે અણમોલ રત્ન આપીને સ્વર્ગમાં ગયો હતો.[૨૯] રાજા મિત્રસહ, મહાત્મા વસિષ્ઠને પોતાની રાણી મદયંતી† અર્પણ કરીને તે રાણી સાથે સ્વર્ગમાં ગયો હતો.[૩૦] મહા યશસ્વી રાજર્ષિ સહસ્રજિત્, બ્રાહ્મણોને માટે પોતાના પ્રિય પ્રાણોનો ત્યાગ કરીને સર્વોત્તમ લોકોમાં ગયો હતો.[૩૧] રાજા શતદ્યુમ્ન, સર્વ કામનાઓથી ભરપૂર એવું સુવર્ણનું ઘર, મુદ્ગલ ઋષિને અર્પણ કરીને સ્વર્ગમાં ગયો હતો.[૩૨] શાલ્વ દેશનો પ્રતાપી રાજા દ્યુતિમાન, ઋચીકને રાજ્ય અર્પણ કરીને સર્વ શ્રેષ્ઠ લોકોમાં ગયો હતો.[૩૩] રાજર્ષિ લોમપાદે પોતાની પુત્રી શાન્તા, ઋષ્યશૃંગને આપીને પોતાની સર્વ પ્રકારની કામનાઓને પૂર્ણ કરી હતી.[૩૪] રાજર્ષિ મદિરાશ્વ, પોતાની સુંદર કટિવાળી કન્યા, હિરણ્યહસ્ત નામના ઋષિને અર્પણ કરીને દેવોથી સ્તુતિ કરાતા લોકોમાં ગયો હતો.‡[૩૫] મહાતેજસ્વી રાજા પ્રસેનજિત્, વાછડા સહિત એક લાખ ગાયોનું દાન કરીને ઉત્તમ લોકોમાં ગયો હતો.[૩૬] એ તથા બીજા ઉત્તમ મનના, જિતેન્દ્રિય એવા ઘણા મહાત્માઓ દાન કરીને તથા તપ કરીને સ્વર્ગમાં ગયા હતા.[૩૭] તેઓની કીર્તિ આ પૃથ્વી જ્યાં સુધી રહેશે ત્યાં સુધી આ પૃથ્વીપર રહેશે. તેઓ દાન દેવાથી, યજ્ઞો કરવાથી તથા પ્રજાને ઉત્પન્ન કરવાથી સ્વર્ગમાં ગયા હતા.[૩૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो प्रश्न' ए नामनो अध्याय २३४ मो समाप्त.

## અધ્યાય ૨૩૫ મો.

### વ્યાસ શુકનો સંવાદ–બ્રાહ્મણના ધર્મો.

વ્યાસે કહ્યું:–(બ્રાહ્મણે) વેદમાં કહેવામાં આવેલી ત્રયી નામની, વિદ્યાનું તેના અંગો સહિત અધ્યયન કરવું જોઈએ. આ જ્ઞાન ઋગ્વેદ, સામવેદ, વર્ણ તથા અક્ષર નામના શાસ્ત્રમાંથી મળી શકે છે. આ વિના યજુર્વેદ તથા અથર્વણવેદ પણ છે.[૧] વેદોમાં દર્શાવેલાં ષટ્ કર્મોમાં ભગવાન્ રહે છે. જે બ્રાહ્મણો વેદાધ્યયન કરવામાં કુશળ, આત્મજ્ઞાનમાં કુશળ, સત્ત્વવાળા અને મોટા ભાગ્યવાળા હોય છે, તેઓ જગતની ઉત્પત્તિને તથા લયને જાણે છે. બ્રાહ્મણે વેદે કહેલા ધર્મથી વર્તવું અને શિષ્ટાત્માની પેઠે ક્રિયા કરવી;[૨–૩] પ્રાણીઓને દુઃખ ન થાય, એવી રીતે તેણે પોતાની આજીવિકા કરવાની ઇચ્છા કરવી; તેણે સત્પુરુષની પાસેથી જ્ઞાન સંપાદન કરવું; શિષ્ટ થવું;§ શાસ્ત્રમાં કુશળતા મેળવવી;[૪] સ્વધર્મ કરીને સર્વ ક્રિયાઓ કરવી; જગતમાં રહી સર્વ સત્વગુણી કર્મ કરવાં. બ્રાહ્મણે ગૃહસ્થાશ્રમમાં રહ્યે છતે, ઉપર કહેલાં છ કર્મો અવશ્ય કરવાં.[૫] તેણે નિત્ય શ્રદ્ધાળુ રહેવું; પંચ મહાયજ્ઞ કરી દેવ પૂજા કરવી; ધીરજ રાખવી; પ્રમત્ત થવું નહિ; ઇંદ્રિયોને નિયમમાં રાખવી; ધર્મવેત્તા થવું તથા આત્માનું સ્વરૂપ ઓળખવું.[૬] તેણે હર્ષ, મદ અને ક્રોધનો ત્યાગ કરવો. તેણે મંદબુદ્ધિ થવું નહિ. દાન, વેદાધ્યયન, યજ્ઞ, તપ, લજ્જા, સરળતા ને દમ[૭] આટલી વસ્તુથી તેજની વૃદ્ધિ થાય છે અને પાપનો નાશ થાય છે; માટે બ્રાહ્મણે પાપ રહિત થઈ, લઘુ આહાર કરવો; ઇંદ્રિયોને જિતવી;[૮] કામ તથા ક્રોધને વશ કરવા. આમ કરવાથી તે બ્રહ્મના પદને પામે છે. તેણે નિત્ય અગ્નિની અને બ્રાહ્મણોની પૂજા કરવી અને દેવતાઓને પ્રણામ કરવા.[૯] તેણે અધમ વાણી બોલવી નહિ; અધર્મવાળી હિંસા કરવી નહિ. આ બ્રાહ્મણનું સનાતનકાળનું વર્તન, શાસ્ત્રમાં વિધિરૂપે કહ્યું છે.[૧૦] તેણે કર્મોનું જ્ઞાન થવા પછી તે કર્મ કરવાં. આમ કરવાથી કર્મ સિદ્ધ થાય છે.|| પાંચ ઇંદ્રિયોરૂપી જળવાળી; મહાદુસ્તર ક્રોધ-

* ભા. પ્ર. 'ઋતાત્મા'. † ભા. પ્ર. "દમયંતી" નામ છે. ‡ બંગાળની પ્રતમાં શ્લોક ૩૪ મો તે ૩૫ મો છે ને ૩૫ મે તે ૩૪ મો છે. § શિષ્ટ થવાનો અર્થ ટીકા પોતાના ભાષાન્તરમાં ઇન્દ્રિયો તથા વૃત્તિઓનું દમન કરવું એમ કર્યો છે. || અર્થાત્ કર્મ કરવાની રીતિ–વિધિનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી જે કર્મ કરવામાં આવે તે ફળ આપે છે. જ્ઞાન વગર કરેલાં કર્મ વૃથા છે.

રૂપી કીચડવાળી; કોઇથી પણ અંદર ઉતરીને તેને સામે કીનારે પહોંચી શકાય નહિ તેવી લોભરૂપી કિનારાવાળી ભયંકર નદીને, બુદ્ધિમાન્ પુરુષ (કર્મ કરવાથી) તરી જાય છે. તેણે નિત્ય વિચાર્યા કરવું કે અત્યંત મોહ ઉપજાવનારો કાળ નિત્ય તેની સામે ચઢાઈ કરીને ઉભો છે.૧૧-૧૨ ખાળી શકાય નહિ તેવા, વિધિએ નિર્માણ કરેલા મોટા સ્વભાવરૂપી પ્રવાહમાં, આ જગત્ નિત્ય તણાયા કરે છે.૧૩ કાળરૂપી પાણીની મહા નદીમાં વર્ષરૂપી ઘુમરીવાળા; મહિનારૂપી ઉર્મિવાળા; ઋતુ રૂપી વેગવાળા; પક્ષરૂપી લતા અને તૃણવાળા;૧૪ મટકું (નિમેષ-ઉન્મેષ) મારવારૂપી ફીણવાળા; દિવસ અને રાત્રિરૂપ પાણીવાળા; કામના અને વિષય સુખેચ્છારૂપી ઘોર ઝૂડવાળા; વેદ અને યજ્ઞરૂપી નૌકાવાળા;૧૫ પ્રાણીઓના ધર્મરૂપી દ્વીપવાળા; અર્થ તથા કામરૂપી ઝરણાંઓથી ભરેલા; સત્યવાકય અને મોક્ષરૂપી તીરવાળા; પરહિતેચ્છારૂપી વૃક્ષોને વહેનારા;*૧૬ યુગરૂપી હ્રદવાળા અર્થાત્ ધરાવાળા; બ્રહ્મના કાર્યરૂપ પ્રવાહવાળા સંસારસાગરમાં, વિધાતાએ સરજેલાં પ્રાણીઓ તણાતાં તણાતાં યમરાજાના મંદિર તરફ જાય છે.†૧૭ બુદ્ધિમાન્ અને ધીર મનુષ્યો બુદ્ધિ અને જ્ઞાનરૂપ નૌકાવડે આ જગતના એ ભયંકર સાગરને તરી જાય છે; પરંતુ જેઓની પાસે બુદ્ધિ અને જ્ઞાનરૂપી નૌકા નથી, એવા અજ્ઞાની પુરુષો આ ભયંકર પ્રવાહમાં શું કરશે?૧૮ જેઓ બુદ્ધિમાન્ છે તેઓ (આ ભયંકર પ્રવાહમાં પડ્યા પછી) પ્રાપ્ત થયેલા સંસારના પ્રવાહને તરી જાય છે; પરંતુ મૂર્ખ મનુષ્ય તરી શકતો નથી. (આ બુદ્ધિને યોગ્ય લાગતું ન હોવાથી, તેના સમાધાનમાં કહ્યું છે કે) બુદ્ધિમાન્ મનુષ્ય દૂરથી જ સર્વત્ર ગુણનું અને દોષનું અવલોકન કરે છે અને શું ગ્રહણ કરવા યોગ્ય છે અને શું અયોગ્ય છે તે વિચારી, ગુણને ગ્રહણ કરી, દોષનો ત્યાગ કરે છે.૧૯ કામમાં મન રાખનારો, ચંચળ ચિત્તવાળો, અલ્પ બુદ્ધિ અને મૂર્ખ એવા પુરુષને સંશય થાય છે અને તે કાળ નદીને તરી શકતો નથી. કારણ કે જે સંશય રાખી બેસી રહે છે, તે આગળ જઇ શકતો નથી;૨૦ અને જેની પાસે જ્ઞાનરૂપી નૌકા નથી, તે મહાન્ દોષરૂપી ભારને સહન કરવા અશક્તિમાન્ હોવાથી, નદીની નીચે ડૂબી જાય છે; અને જે કામરૂપી ઝૂડથી સપડાયલો હોય છે, તે જો કે જ્ઞાનવાન્ હોય છે, તે છતાં જ્ઞાનને પોતાને તરવાની નૌકારૂપે વાપરી શકતો નથી.૨૧ એટલા માટે, વિચક્ષણ અને જ્ઞાની પુરુષે સંસારસાગરમાંથી તરવા માટે પ્રયત્ન કરવો અને તેને તરી નીકળવું, તે એ જ કે તેણે બ્રાહ્મણ થવું! અર્થાત્ વેદોક્ત શુદ્ધ બ્રાહ્મણના વર્તનથી વર્તવું!૨૨

શુદ્ધ કુળમાં ઉત્પન્ન થયેલા પુરુષે અધ્યાપન, યાજન અને પ્રતિગ્રહ એ ત્રણ કર્મમાં પ્રવૃત્તિ કરવી નહિ; (અર્થાત્ એ ત્રણ કર્મદ્વારા મળેલા ધનથી આજીવિકા કરવી નહિ;) પણ તેણે વેદ તથા શાસ્ત્રનું અધ્યયન કરવું, યજ્ઞ યાગ કરવા અને દાન દેવું, અને જે પ્રમાણે પોતાનો ઉદ્ધાર થાય, તે પ્રમાણે જ્ઞાનવડે સંસારસાગર તરવા માટે પ્રયત્ન કરવો.૨૩ જે સંસ્કારોથી સંસ્કાર પામેલો છે, જિતેન્દ્રિય છે, મનને નિયમમાં રાખનારો છે તથા આત્માનું દમન કરનારો છે, તેવા બુદ્ધિમાન્ પુરુષને, આ લોકને તથા પરલોકને તરી જવામાં અડચણ પડતી નથી.૨૪ ગૃહસ્થાશ્રમી પુરુષે‡ ક્રોધ કરવો નહિ, તેમ ઈર્ષા પણ કરવી નહિ; તેણે નિત્ય પંચમહાયજ્ઞ કરવા અને દેવ, પિતૃ તથા અતિથિને જમાડ્યા પછી અન્નનું ભોજન કરવું.૨૫ તેણે સત્પુરુષોના ધર્મનું આચરણ કરવું, શિષ્ટોની પેઠે વર્તવું અને લોકોને દુઃખ દીધા વગર અનિંદિત એવી આજીવિકા મેળવવાની ઈચ્છા કરવી.૨૬ વેદ અને વિજ્ઞાનના તત્ત્વને વિશે કુશળ શિષ્ટ પુરુષોનો આચાર પાળનારો, વિચક્ષણ અને પોતાના ધર્મ પ્રમાણે ક્રિયા કરનારો, જે પુરુષ પોતાના કર્મવડે સંકર થતો નથી;૨૭ જે પુરુષ પોતાની ક્રિયામાં કુશળ હોય છે; શ્રદ્ધાસંપન્ન હોય છે; ઇન્દ્રિયોને દમન કરનારો હોય છે; બુદ્ધિમાન્ અને ઈર્ષા રહિત હોય છે; ધર્મ તથા અધર્મના વિશેષ સ્વરૂપને જાણતો હોય છે, તે પુરુષ દુસ્તર એવાં સર્વ સ્થળોને તરી જાય છે.૨૮ જે બ્રાહ્મણ ધીરજવાળો; પ્રમાદ રહિત; ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો; ધર્મ જાણનારો; આત્મજ્ઞાની; હર્ષ, મદ અને ક્રોધ રહિત હોય છે તે દુઃખી થતો નથી.૨૯ બ્રાહ્મણનું આવું વર્તન પુરાતન શાસ્ત્રમાં કહ્યું છે. જે પુરુષ જ્ઞાનવાન્ થઇને સર્વ કર્મ કરે છે, તે પુરુષને સર્વત્ર સિદ્ધિ પ્રાપ્ત થાય છે.૩૦ મૂર્ખ મનુષ્ય ધર્માચરણની ઈચ્છાવાળો હોવા છતાં અધર્માચરણ કરે છે અથવા તો જાણે શોક કરતો હોય તેમ અધર્મના જેવાં ધર્મનું આચરણ કરે છે.૩૧ (આ જગતમાં) 'હું ધર્મ કરું છું' આમ સમજીને કેટલાએક અધર્મનું આચરણ કરે છે; ત્યારે કેટલાએક અધર્મની કામનાવાળા છતાં ધર્મ કરે છે. આવો મનુષ્ય, મૂર્ખ

---

* ભા. પ્ર. માં મી. છોટાલાલે અર્થ કરવામાં ભૂલ કરી છે.

† કાલોદક શબ્દ છે તે માંહેલા उदक શબ્દવડે નદી લેવી. નહિ તો अहोरात्रजलेन આ શબ્દ નિરર્થક થઈ પડશે. વળી अर्थकामजलेन આ શબ્દની પણ દ્વિરુક્તિ ટાળવા માટે તેનો અર્થ જળને પૂરું પાડનારી નદીઓ લેવી. विहंसा तरुवाहिना અર્થાત્ દયા તરુરૂપે છે ને તે જળને વિશે તરે છે. આ વૃક્ષને પકડી લઈ કાળરૂપી નદીને દયા-પારકાનુહિત ઇચ્છનારો પુરુષ તરી જાય છે.

‡ મી. રૉય પુરુષને સ્થાને બ્રાહ્મણ જ અર્થ કરે છે.

છે. ધર્મ શું છે અને અધર્મ શું છે, એ કર્મને જે જાણતો નથી, તે દેહધારી પ્રાણી, જન્મમરણમાં અટવાયા જ કરે છે.[૩૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो प्रश्न' ए नामनो अध्याय २३९ मो समाप्त.

---

## અધ્યાય ૨૩૯ મો.

### વ્યાસ શુકનો સંવાદ–મોક્ષ માટે જ્ઞાનની આવશ્યકતા.

વ્યાસે કહ્યું;–*હે શુક! જો શાંતિરૂપી કૈવલ્ય (મોક્ષ)ની પ્રાપ્તિ ગમતી હોય તો તેવા પુરુષે જ્ઞાની થવું, અર્થાત્ જ્ઞાન સંપાદન કરવું; કારણ કે જ્ઞાનરૂપી નૌકા વિના સંસારરૂપી સમુદ્રમાં મનુષ્ય ડૂબી જાય છે અને વળી ઉપર આવે છે; અર્થાત્ ગળકાં ખાતો ખાતો પ્રવાહમાં તણાતો જાય છે, પણ પાર પહોંચી શકતો નથી. માટે જ્ઞાની પુરુષે સંસારસાગરને તરવા માટે જ્ઞાનરૂપી નૌકા સંપાદન કરવી.[૧] જે બુદ્ધિમાન્ ધીર પુરુષો છે ( આત્મા અને દેહના લક્ષણુથી જ્ઞાત થયા છે ) તેઓ જ્ઞાનરૂપી નૌકાની સહાયતાથી અજ્ઞાનીને સંસારસમુદ્રમાંથી તારે છે. પરંતુ અજ્ઞાની પુરુષો તો બીજાઓને તારતા નથી, તેમ પોતાને પણ કોઈ રીતે તારી શકતા નથી.[૨] રાગાદિક દોષ રહિત થયેલો છે અને સ્ત્રી વગેરેના સંગથી મુક્ત છે એવા મુનિએ દેશ, કર્મ, અનુરાગ, અર્થ, ઉપાય, અપાય, નિશ્ચય, ચક્ષુષ્, આહાર, સંહાર, મન અને દર્શન એવા બાર પ્રકારના યોગની સાધના કરવી.† ઉત્તમ જ્ઞાનની ઇચ્છા રાખનારા પુરુષે પોતાની બુદ્ધિવડે વાણી તથા મનને નિયમમાં રાખવાં.[૩-૪] હવે જે મનુષ્ય શાંતિ ( ને માર્ગે મોક્ષ પ્રાપ્ત કરવા)ની કામનાવાળો હોય તો તેણે જ્ઞાનવડે પોતાના આત્માને નિયમમાં રાખવો.‡ તે પુરુષ સાધુ હો કે અસાધુ હો;[૫] સર્વ વેદ જાણનારો હો કે ઋગાદિ વેદ નહિ જાણનારો હો; ધાર્મિક તથા યજ્ઞ કરનારો હો કે પાપીમાં પાપી હો;[૬] પુરુષોમાં વાઘ સમાન (વીર) હો કે દુઃખી હો; પરંતુ તે પુરુષ ( જ્ઞાનમાર્ગી ) મહાદુર્ગમ એવા જરા અને મરણરૂપી સાગરને તરી જાય છે.[૭] આ યોગવડે બ્રહ્મની પ્રાપ્તિ જેને થયલી હોય છે (તે જો કે વેદમાં કહેલાં કર્મનું અતિક્રમણ કરી જાય છે એ તો નિર્વિવાદિત વાત છે, પણ ) જેને યોગવડે બ્રહ્મને જાણવાની ઈચ્છા થઈ હોય તે પણ કર્મનું અતિક્રમણ કરે છે.§[૮] (યોગસાધનમાં) જીવ સહિત દેહ એ એક ઉત્તમ રથ છે; યજ્ઞાદિક ધર્મ જ્ઞાન એ તેના સારથિને બેસવાની પાટલી–ઉપસ્થ છે; અકાર્યથી નિવૃત્તિરૂપ લજ્જા એ રથનું રક્ષણ કરનારો વરુથ ( લાકડાનો કટકો ) છે; પૂર્વે કહેલા ઉપાય અને અપાય‖ એ બે રથની ઉંધો છે; અપાનવાયુ રથની અક્ષ–ધરી છે; પ્રાણવાયુ યુગ–ધોંસરી છે; બુદ્ધિ તથા આયુષ્ય, જીવરૂપી અશ્વને બાંધવાનાં બંધનો છે;[૯] ચેતના (સાવધાનતા ) એ ધરીની આગળનાં સુંદર વાનધૂર–બે બાજૂના લાકડાં છે;¶ સદાચારનો આગ્રહ એ તે રથના પૈડાંની નેમી–ધાર છે; દર્શન, સ્પર્શન, ઘ્રાણ અને શ્રવણ આ ચાર તેના અશ્વો છે;[૧૦] પ્રજ્ઞા એ રથની નાભિ–નાડી છે;$ સર્વ શાસ્ત્ર એ રથની પ્રતોદ–પરોણી છે; શાસ્ત્રનું જે અમુક જ્ઞાન એ તેનો સારથિ છે;–આત્મા ક્ષેત્રજ્ઞ તેમાં દૃઢતાથી બેઠેલો સ્વારી કરનાર છે; શ્રદ્ધા અને દમ તેની આગળ દોડનારા સેવકો છે; ત્યાગ, નિત્ય તેની પાછળ દોડનારો સેવક છે તથા તેનું કલ્યાણ કરવામાં તત્પર છે; પવિત્રતા માર્ગને ઠેકાણે છે, કે જેવડે રથ ગમન કરે છે; ધ્યાન ( બ્રહ્મની ઐકયતા )

---

* ૨૩૪–૨૩૫ મા અધ્યાયમાં કહેલા સાધન સંપાદન કર્યા પછી, જો મોક્ષ પ્રાપ્તિની ઇચ્છા હોય તો જ્ઞાન સંપાદન કરવું તે વિષે આ અધ્યાયમાં કહ્યું છે.

† યોગ સાધવામાં સપાટ; સ્મશાનાદિ અપવિત્ર નહિ એવી કાંકરા, અગ્નિ, રેતિ આદિક જ્યાં ન હોય તેવી એકાંત, ઘોંઘાટ તથા ગડબડ વગરની; જળ, આશ્રમ આદિકથી મનને–નેત્રને પીડા ન થાય તેવી; પુષ્કળ પવન વાહાતો હોય કે પવન વાહાતો જ ન હોય તેવી નહિ, પણ અનુકૂળ વાયુ વાળી; ગાઢ અંધકાર કે તીવ્ર પ્રકાશવાળી નહિ–એવી ભૂમિમાં આસન કરવું. આને 'દેશયોગ' કહે છે. આહાર વિહાર કર્મની ચેષ્ટાઓ અને જાગવું ઉંઘવું નિયમિત રાખીને જે યોગ સેવવો તે 'કર્મયોગ' કહેવાય છે. ઉત્તમ શિષ્યને પોતાની પરિચર્યામાં રાખવો તેને 'અનુરાગયોગ' કહે છે. કાષ્ઠ, જળ, કન્દ, ફળ વગેરે પોતાની પાસે રાખવાં તેને 'અર્થયોગ' કહે છે. આસનાદિક વ્યવસ્થા રાખવી તેને 'ઉપાયયોગ' કહે છે. સંસાર અને સગાં સંબંધીઓ ઉપરથી પ્રીતિ ઓછી કરવી તેને 'અપાયયોગ' કહે છે. ગુરુ તથા વેદના વચન ઉપર વિશ્વાસ રાખવો તેને 'નિશ્ચયયોગ' કહે છે. નેત્રાદિકને નિયમમાં રાખવાં તેને 'ચક્ષુયોગ' કહે છે. શુદ્ધ આહાર કરવો તેને 'આહારયોગ' કહે છે. સ્વાભાવિક વિષયની પ્રવૃત્તિનો સંકોચ કરવો તેને 'સંહારયોગ' કહે છે. સંકલ્પ વિકલ્પને સમાવવાને 'મનોયોગ' કહે છે; અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ વગેરે દુઃખરૂપી દોષો સંસારમાં જોઇને વૈરાગ્ય રાખવો તેને 'દર્શનયોગ' કહે છે. વ્યાસ કહે છે કે જેને મોક્ષની કામના છે અને જે યોગદ્વારા મોક્ષ ઇચ્છે છે, તેણે આ બાર પ્રકારે યોગ સિદ્ધ કરવો જોઈએ.

‡ મોક્ષના બે માર્ગ વ્યાસે દર્શાવ્યા: જ્ઞાન અને યોગસ્વરૂપમાં પરબ્રહ્મને જોવો તે; અર્થાત્ અખિલ વિશ્વને બ્રહ્મમય–આત્મસ્વરૂપ જોવું તે. કોઇની પણ આત્મામાં ધારણા–ધ્યાન કરી, અર્થાત્ ઇષ્ટ કલ્પી તેનું ધ્યાન કરવું તે યોગ. એ એક પ્રકારની ઉપાસના જ છે. ભક્તિનું એ ઉત્તમ સ્વરૂપ કહેવાય. એમાં કર્મકાંડનો લોપ છે. માત્ર ઇષ્ટ આરાધ્યમાં લીન થવું તે યોગ સેવવાથી મોક્ષ મળે છે. એને વ્યાસ કઠિણ કર્મ કહે છે. § અર્થાત્ જ્ઞાનીને વેદના વિધિ નિષેધનો બાધ નથી. ‖ યોગના બાર સાધનમાં વર્ણેલા. ¶ જેનાપર ધરીના લાકડાં રહે છે તે. $ જેમાં આરા ખોસેલા હોય છે તે.

ગંતવ્ય સ્થાન છે. આવા દિવ્યરથમાં બેઠેલો, દેહમાં રહેલો જીવ, બ્રહ્મને પહોંચી શકે છે તથા પ્રકાશે છે.[૧૧-૧૨]* આ રીતે રથની યોજના કરીને અક્ષર બ્રહ્મની પાસે ત્વરાથી જવાની જે પુરુષ ઈચ્છાવાળો હોય છે, તેને માટે ત્વરાવાળો વિધિ શું છે, તે હવે હું તને કહું છું.[૧૩] એક જ પદાર્થમાં મન સ્થિર કરવું, તેને ધારણા કહે છે. યમ નિયમાદિકથી યુક્ત અને વાણીને નિયમમાં રાખી, યોગીએ સાત પ્રકારની ધારણાઓ કરવી. દૂર અથવા સમીપ રહેલા વિષયોના સંબંધમાં આ સાત ધારણામાંથી બીજી અનેક ધારણા ઉત્પન્ન થાય છે.†[૧૪] આ ધારણાવડે, યોગી ધીમે ધીમે પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, અહંકાર તથા બુદ્ધિનાપર ઐશ્વર્યને મેળવે છે; અને તે સિદ્ધ થયા પછી તે ધીમે ધીમે અવ્યક્તનાપર ઐશ્વર્યને મેળવે છે.‡[૧૫] હવે (જે યોગી, યોગ સાધના કરવા ઈચ્છતો હોય તેના) વ્રત તથા વિધિ પ્રમાણે યોગ-રૂપને વિશે ઉદ્ભવેલા અનુભવો, ક્રમ પ્રમાણે હું તને કહીશ; તથા પોતાના દેહને વિશે જોનારા પુરુષને યોગથી જપા-દિક જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે પણ કહું છું.§[૧૬] ગુરુએ કહેલી યુક્તિવડે સ્થૂલદેહનો અધ્યાસ ત્યાગ કરવો. ત્યાર પછી તે યોગી, સૂક્ષ્મપણાથી નીચે પ્રમાણે રૂપોને દર્શાવતા પોતાના આત્માને જુવે છે. પ્રથમ, જ્યારે યોગી પૃથ્વીના સ્થાનમાં ધ્યાન કરે છે, ત્યારે ઝાકળની માફક સૂક્ષ્મ વસ્તુથી આકાશ પૂર્ણ હોય, એમ તેને દેખાય છે.||[૧૭] આ પ્રમાણે એક દેહમાંથી મુક્ત થયેલા પુરુષનું, પૂર્વ રૂપ થાય છે; અને ધૂમ-ઝાકળ વિરામ પામ્યા પછી બીજા સ્વરૂપનું તેને દર્શન થાય છે.[૧૮] પછી ધ્યાન ધર-નારો યોગી, પોતાના હૃદયાકાશમાં જળ રૂપને જુવે છે. તે જળનો નાશ થવા પછી તેને વિશે વહ્નિનું-તેજનું

---

* મોક્ષ અથવા બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છાવાળા પુરુષે કેવી રીતનું વર્તન રાખવું, તે ૮થી ૧૨ સુધીના શ્લોકોમાં દર્શાવ્યું છે. દેહરૂપી રથ છે. અમુક ધર્મો અથવા ગુણો રથના અમુક અવયવો રૂપે દર્શાવ્યા છે. રથના જે ભાગપર સારથિ બેસે છે તેને ઉપસ્થ કરી કહેવામાં આવે છે; રથ કોઈ સાથે અફળાઇને ભાંગી જાય, માટે તેનું રક્ષણ થવા લાક-ડાના પાટીઆવડે આગળ પાછળ જે પાળ કરવામાં આવે છે, તેને વરુથ કહે છે; સર્વ કુકર્મમાંથી જે આપણને ઠેકાણે લાવે છે, તેને લજ્જા કહે છે; રથની વચમાં જે લાકડું હોય છે ને જેને ધરી જોડ-વામાં આવી હોય છે, તે ઉપાય તથા અપાય છે, જેને કુવરરૂપે કહ્યા છે. તેનો અર્થ સાધન તથા નાશ થાય છે. રથના ચક્રને અક્ષ કહે છે; યુગને ઝુસરી કહે છે; ઝુસરીના વચલા ભાગમાં જે ઉંટડો હોય છે તેને વાનધુરા કહે છે; રથના ગોળ ઘેરાવાને નેમી કહે છે. નાભિ એટલે રથનો મધ્યભાગ, કે જેમાં સ્વારી કરનાર અથવા યોધો બેઠેલો હોય છે. પ્રતોદ એટલે પરોણી કે જેવડે સારથિ ઘોડાને હંકારે છે. जीवयुक्तः નો અર્થ ટીકાકારે મોક્ષની પ્રાપ્તિની ઈચ્છાવાળો જીવ કર્યો છે. આ ઉત્તમ રૂપક છે.

† એક સમયમાં અમુક વસ્તુનું જ મનમાં ધ્યાન કરવું તેને ધારણા કહે છે. સાત પ્રકારની ધારણાઓ પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ, અહંકાર તથા બુદ્ધિને લાગુ પડે છે. તેમાં પગથી ગુંઠણ સુધીના ભાગને પૃથ્વી જાણીને તેની ધારણા કરવી; ગુંઠણથી ગુદા સુધી જળનું સ્થાન જાણીને તેની ધારણા કરવી; ગુદાથી હૃદય સુધીના સ્થાનને તેજનું સ્થાન જાણીને તેની ધારણા કરવી; હૃદયથી બંને ભ્રુકુટીના મધ્ય ભાગ સુધીને વાયુનું સ્થાન માનીને તેની ધારણા કરવી; બન્ને ભ્રુકુટીના મધ્યભા-ગથી તે માથાના અંત સુધી આકાશનું સ્થાન જાણીને તેની ધારણા કરવી. આ ધારણાનો પ્રકાર એવો છે કે, પૃથ્વીમાં લકાર બીજસહિત વાયુનું સ્થાપન કરીને તે સ્થાને ચાર મુખવાળા સૃષ્ટિના કારણરૂપ બ્રહ્મદેવનું ધ્યાન કરવું. આ રીતે ધ્યાન કરવાથી પૃથ્વીનો વિજય થાય છે. જળના સ્થાનમાં વકાર બીજસહિત વાયુનું સ્થાપન કરીને, ચાર હાથવાળા, સુંદર હાસ્ય કરતા, નિર્મળ સ્ફટિકના જેવા શ્વેત રંગના, પીતવસ્ત્ર ધારણ કરનારા, ભગવાન્ નારાયણ દેવનું ધ્યાન કરવું. એથી સર્વ રોગોનો વિજય થાય છે-નાશ પામે છે. અગ્નિના સ્થાનમાં રકાર બીજસહિત વાયુનું સ્થાપન કરીને તે સ્થાનમાં ત્રણ નેત્રવાળા, વરદાન આપનારા, ઉદય પામતા સૂર્યના સમાન તેજસ્વી, આખા શરીર ઉપર ભસ્મ ધારણ કરનારા એવા મહાપ્રસન્ન રુદ્રદેવનું સ્મરણ કરવાથી, ધ્યાન કરનારો અગ્નિનો વિજય કરે છે-તે અગ્નિથી દાઝતો નથી. વાયુના સ્થાનમાં યકાર બીજ સહિત વાયુનું સ્થાપન કરીને ઉપર કહેલા રુદ્રદેવના જેવા ઈશ્વરનું ધ્યાન કરવાથી તે વાયુની પેઠે આકાશનો વિજય કરે છે-આકાશમાં અદ્ધર ગતિ કરી શકે છે. આકાશમાં હકાર બીજ સાથે વાયુનું સ્થાપન કરીને તે સ્થાનમાં આકાશના જેવા નિરાકાર મહાદેવનું બિંદુરૂપે આકાશમાં ધ્યાન કરવું. લકારાદિને સ્થાને અકાર, ઉકાર, મકાર, અર્ધ માત્રા ને બિંદુ મૂકવા. અવ્યક્ત-બુદ્ધિની ધારણામાં નાદનું ધ્યાન કરવું અને અહંકારની ધારણામાં સ્થૂલદેહના સંગનું અભિમાન છોડી દેવું અને હું જ આ સર્વ વિશ્વ છું-એવું અભિમાન કરવું. અવ્યકતની ધારણ પછી યોગી શુદ્ધ-પરમ યોગી થાય છે.

‡ આ પૃથ્વી આદિના સંબંધમાં વધુ વિવેચન નીચેના શ્લોકમાં જણાવવામાં આવ્યું છે.

§ આ શ્લોકના બેઉ ચરણોનો ભાવ અત્યંત ગૂઢ છે. આ શ્લોકને અન્વય આ પ્રમાણે છેઃ-'योगतः युक्तेषु (मध्ये) यस्य यथा एते विक्रमाः (तथा वक्ष्यामि) आत्मनि पश्यतः (ज्ञानस्य) युक्तस्य योगस्य (यथा) सिद्धिः (तथा वक्ष्यामि).' योगतःનો અર્થ उपायतः અર્થાત્ વ્રત અને વિધિ પ્રમાણે; विक्रमाः નો અર્થ અનુભવના ક્રમો થાય છે. आत्मनि पश्यतः નો અર્થ પોતાના દેહને વિશે જોનારો, અર્થાત્ પોતાના મનને બાહ્ય જગતમાંથી નિવૃત્ત કરી તેને પોતાના આત્માને જોવા તરફ વાળે છે તે.

|| અહીં पश्यतः નો અર્થ આત્મા જે દ્રષ્ટારૂપ છે તે, એવો થાય છે. એનો પ્રયોગ આ પ્રમાણે છેઃ યોગ માર્ગ ધારણ કરનારે, શમ દમાદિકથી સંપન્ન થઈ, એકાંત પ્રદેશમાં સ્થિર આસન ઉપર સુખેથી બેસીને, પ્રથમ પ્રાણાયામ કરવા; તે પછી ગુરુએ કહેલી યુક્તિ પ્રમાણે દેહાદિકના સંગનું અભિમાન તજી દેવું. તે પછી પગથી તે ગુંઠણ સુધીના પૃથ્વીના સ્થાનમાં ચિત્તની ધારણા કરવી અને ધારણા કરતાં છેવટે તે સ્થાન. અંતર્ધાન થઇ જાય છે ને તેને ઠેકાણે ઝાકળ જેવું જોવામાં આવે છે-તે સમયે જાણે ગુંઠણ સુધીનો ભાગ ઝાકળમાં ડૂબી ગયો છે અને તેની ઉપરનો ભાગ માત્ર જોવામાં આવે છે એમ ભાસે છે. આને "ભૂમિજપ" કહે છે. આ રીતે 'ભૂમિજપ' થયા પછી જપના સ્થાનમાં એટલે ગુંઠણથી ગુદા સુધીના અંગમાં ચિત્તની ધારણા કરવી. એમ કરવાથી, ઝાકળ અને ગુંઠણથી ગુદા સુધીનો ભાગ અંતર્ધાન થઇ જાય છે અને ગુદા સુધીનું શરીર કલ્પાંત સમુદ્રમાં ડૂબી ગયેલું હોય તેવું દેખાય છે. આ રીતે પૃથ્વીનો જળમાં લય થાય છે. એને "જળજપ" કહે છે.

રૂપ પ્રકાશે છે.*[૧૯] જ્યારે આ તેજનો લય થાય છે, ત્યારે પાણી પાયલા હથિયારની માફક પ્રકાશમાન વાયુનું રૂપ, જળના રૂપને બદલે દશ્ય થાય છે. પછી ધીમે ધીમે વાયુનું આ સ્વરૂપ કરોળિયાના રૂપના સરખું થઈ જાય છે.†[૨૦] આ પ્રમાણે શ્વેત સ્થિતિને તથા વાયુના જેવી સૂક્ષ્મ સ્થિતિને પ્રાપ્ત થયા પછી બ્રહ્મીભૂત થવાની ઇચ્છાવાળાનો આત્મા પરમ શ્વેતપણાને અને આકાશની માફક સૂક્ષ્મપણાને પામે છે.‡[૨૧] આ પ્રમાણેની ભિન્ન ભિન્ન સ્થિતિને પ્રાપ્ત થયા પછી જે ફળ પ્રાપ્ત થાય છે તે હું તને કહું છું તે સાંભળ. તે યોગી પૃથ્વીભૂતપર ઐશ્વર્ય મેળવવા શક્તિમાન્ થાય છે અને તે ઐશ્વર્યવડે સૃષ્ટિને ઉત્પન્ન કરવાની શક્તિને મેળવે છે.§[૨૨] બીજા પ્રજાપતિના (બ્રહ્માના) સમાન ક્ષોભ પમાડી શકાય નહિ તેવો તે થાય છે. તે પોતાના શરીરમાંથી સર્વ પ્રકારના પ્રાણી સર્જી શકે છે. તેણે જ્યારે વાયુપર ઐશ્વર્ય મેળવ્યું હોય છે, ત્યારે તે પોતાના અંગુઠાથી, આંગળીથી, હાથથી કે પગથી એકલો જ પૃથ્વીને કંપાવે છે. આવો વાયુનો ગુણ છે, એમ શ્રુતિમાં કહ્યું છે. જે યોગીએ આકાશપર ઐશ્વર્ય મેળવ્યું હોય છે, તે આકાશભૂતને વિશે ઐક્યતાને પ્રાપ્ત થવાથી તેને વિશે પ્રકાશે છે અને પોતાની ઇચ્છા પ્રમાણે અદશ્ય પણ થઈ જાય છે. જેણે જળનો વિજય કર્યો હોય છે તેની જ્યારે પોતાની ઇચ્છા થાય છે ત્યારે તે સર્વ જળાશયોનું પાન કરી જાય છે.‖[૨૩-૨૪] અગ્નિપર ઐશ્વર્ય મેળવવાથી તે યોગી એવો તેજયુક્ત થાય છે કે, કોઇનાથી તેની સામું જોઈ શકાતું નથી; પણ જ્યારે તેનામાં રહેલો અગ્નિ શાંત પડે છે ત્યારે તે દશ્ય થાય છે. જ્યારે યોગી અહંકારને વિશે ધારણા કરે છે અને અહંકારને જિતી લે છે, ત્યારે પૃથ્વી વગેરે પંચતત્ત્વો તેને વશ થાય છે.[૨૫] આમ, જ્યારે–પંચભૂત તથા અહંકાર–આ છના આત્મારૂપ બુદ્ધિને જિતવામાં આવે છે, ત્યારે યોગી પ્રભુતાને (સર્વત્ર વ્યાપકપણાને) પામે છે તથા સર્વ વસ્તુના સંબંધમાં (કોઈ પણ સંકર અથવા અનિશ્ચયતા વિના) પૂર્ણ જ્ઞાનને પામે છે.¶[૨૬] આમ થવાથી વ્યક્તનો લય અવ્યક્ત અથવા પરમાત્માને વિશે થાય છે, કે જે અવ્યક્તમાંથી જગત્ બહાર નિકળે છે તથા વ્યક્તરૂપે દશ્ય થાય છે.$[૨૭]

હવે હું તને અવ્યક્તનું પ્રતિપાદન કરનારી વિદ્યાનું જ્ઞાન કહું છું, તે મારી પાસેથી વિચારપૂર્વક સાંભળ. પરંતુ તેના પૂર્વે, તું સાંખ્યમાં કહેલા વ્યક્ત પદાર્થને પણ મારી પાસેથી જાણ.[૨૮] યોગ (દર્શન), તેમ જ સાંખ્ય (દર્શન)માં જ્ઞાનના પચ્ચીસ તત્ત્વોનું એકજ પ્રકારે વર્ણન કર્યું છે. તેઓમાં રહેલી વિશેષતા શું છે, તે હું કહું છું તે તું સાંભળ.[૨૯] જેની ઉત્પત્તિ થાય છે; જે વૃદ્ધિ પામે છે; જે જીર્ણ થાય છે (વૃદ્ધ થાય છે) અને જે મરણ (નાશ) પામે છે; આવાં ચાર લક્ષણોવાળા પદાર્થને વ્યક્ત કહે છે.[૩૦] આનાથી જે વિપરીત છે, તેને અવ્યક્ત કહ્યું છે. વેદોમાં અને વેદાંતોમાં બે આત્માઓ કહ્યા છેઃ જીવાત્મા અને પરમાત્મા.[૩૧] એમાં જીવાત્મા, ઉપર કહેલાં ચાર લક્ષણવાળો છે;+ તેમજ તે આ ચાર વિષયોની કામનાવાળો છે. આ જીવાત્મા વ્યક્ત કહેવાય છે અને તેની ઉત્પત્તિ અવ્યક્તમાંથી થયેલી છે. તે ચેતનરૂપ છે, તેમ જ અચેતનરૂપ પણ છે. આ રીતે મેં તને સત્વ તથા ક્ષેત્રજ્ઞ વિશે કહ્યું.**[૩૨] એ બે આત્મા (જીવાત્મા તથા પરમાત્મા) ઇન્દ્રિયોના વિષયમાં આસક્ત

---

* જળનો જપ થયા પછી ગુદાથી હૃદય સુધીનાં અંગની ચિત્તમાં ધારણા કરવી. તેથી હૃદય સુધીનું અંગ તથા જળ અંતર્ધાન થઈને અગ્નિના રૂપનો પ્રકાશ થાય છે અને પુરુષ હૃદય સુધી રાતા રંગના અંધકારમાં ડૂબી ગયેલો જોવામાં આવે છે. આમ જળનો અગ્નિમાં લય થયો, એને 'અગ્નિનો જપ' કહે છે.

† તે પછી યોગીએ હૃદયથી બે ભ્રૂકુટી સુધાની ધારણા કરવાથી, ભ્રૂકુટી સુધીનું અંગ તથા અગ્નિ અંતર્ધાન થાય છે; અને વૃક્ષ, પ્રાસાદ, પર્વત આદિકને શસ્ત્રની પેઠે ગળી જનારો વાયુ માત્ર પ્રકાશ પામે છે અને કરોળિયો પોતાના તાંતણાને આકાશમાં નિરાધાર ફેંકીને તેના ઉપર જેમ ચઢે છે, તેમ ભ્રૂકુટીની ઉપરનો ભાગ પણ આકાશમાં નિરાધાર તરતો જોવામાં આવે છે. આ રીતે સર્વ વાયુરૂપ દેખાય છે; તેથી વાયુમાં અગ્નિનો લય થાય છે અને એ 'વાયુનો જપ' કહેવાય છે.

‡ વાયુનો જપ થયા પછી વાયુ સંબંધી સૂક્ષ્મ સ્વરૂપ શ્વેત ગતિને પામે છે; અર્થાત્ વાયુનો આકાશમાં લય થાય છે. તેમાં પ્રવૃત્તિના આવરણરૂપ રજોગુણ અને તમોગુણ રૂપ મળતા નથી. તે પ્રકાશમય અને સ્વચ્છ છે, માટે તેને શ્વેત કહ્યું છે. વાયુનો જપ થયા પછી ભ્રૂકુટીથી માથાની શિખાપર્યંત જે ભાગ દેખાય છે તે અને વાયુ એ સર્વે અંતર્ધાન થઇને માત્ર શ્યામવર્ણનું તથા ચિત્ત કરતાં પણ સૂક્ષ્મ એવું આકાશ જ દેખાય છે. એ આકાશને બ્રહ્મરૂપ થવાની ઇચ્છા રાખનારા યોગીનું સ્થાન કહ્યું છે.

§ વિશ્વામિત્રે યોગીની એ સિદ્ધિવડે નવી સૃષ્ટિ રચવાનું સામર્થ્ય પ્રાપ્ત કીધું હતું. ‖ આવી સિદ્ધિથી જ અગસ્ત્યમુનિ સમુદ્રનું પાન કરવામાં સમર્થ બન્યા હતા.

¶ બુદ્ધિને પંચ મહાભૂત તથા અહંકારના આત્મારૂપ કહેવામાં આવી છે; કારણ કે આ છએ વસ્તુઓ બુદ્ધિને આશ્રયી છે. આ સર્વનું જ્ઞાન થયા પછી પાછળનો અધ્યાય સમજવો ઘણો જ સુગમ પડે એમ છે.

$ અવ્યક્ત અથવા પરમાત્મામાંથી જગત્ અથવા સર્વ વ્યક્ત ઉત્પન્ન થાય છે. ઉત્કૃષ્ટ જ્ઞાન શક્તિને લીધે યોગી, જે કાંઈ વ્યક્ત–દેખાય છે તે, કેવળ અવ્યક્ત–ન દેખાતા પરમાત્મારૂપ જ છે, એમ જાણે છે.

+ ચાર લક્ષણઃ જન્મવું, વૃદ્ધિ પામવું, જૂનું થવું, નાશ થવો.

** જન્માદિક ચાર લક્ષણ; મહત્તત્વ, અવ્યક્ત, પંચતન્માત્રા, એકાદશ ઇન્દ્રિય, પંચભૂત–એ ઉપાધિ; ને ધર્મ અર્થ કામ ને મોક્ષ એ ચાર અર્થવાળો જીવ છે. તે વ્યક્ત છે અને અવ્યક્તથી ઉત્પન્ન

છે, એમ વેદમાં કહ્યું છે. સાંખ્ય(શાસ્ત્ર)નો મત એવો છે કે, મનુષ્યે ઇન્દ્રિયોના વિષયોથી દૂરજ રહેવું જોઇએ.*[૩૩]

જે યોગી,† મમતા રહિત, અહંકાર રહિત, દ્વંદ્વ (સુખ દુઃખ, તાઢ તડકો, રાગ દ્વેષ, મારું તારું, હું તું આદિ) ભાવથી રહિત અને સંશય રહિત થાય છે; જે કોઇનાપર ક્રોધ કરતો નથી, તેમ જે કોઇનો દ્વેષ કરતો નથી; જે અસત્ય વાણી બોલતો નથી;[૩૪] કોઇ તેની નિંદા કરે છે અથવા તો કોઇ તેને મારે, તોપણ તેનું અશુભ કરવાનો વિચાર પણ જે કરતો નથી, પણ ઉલટું મિત્ર તરિકે તેનું શુભ કરવાનો જ વિચાર કરે છે; જે મન, કાયા તથા વાણી એ ત્રણવડે કોઇને શિક્ષા કરતો નથી–(એટલે મનથી કોઇનું અશુભ પણ ચિંતન કરતો નથી, કાયાવડે કોઇને મારતો નથી અને વાણીવડે કોઇને કઠોર વચન કહેતો નથી);[૩૫] જે સર્વ પ્રાણીઓના ઉપર સમભાવ રાખે છે, તે જ બ્રહ્મભાવને પામી શકે છે. જે કોઇ પણ વસ્તુની કામના કરતો નથી; જે પોતાને મળે છે તેથી સંતોષી રહે છે; જે પોતાના દેહના નિર્વાહ જેટલું જ કાર્ય કરે છે;[૩૬] જે કોઇ વસ્તુની લાલસા રાખતો નથી; જેને અપ્રિય વસ્તુના લાભથી પીડા થતી નથી; જેણે ઇન્દ્રિયોને નિયમમાં રાખી છે; જે આવશ્યકીય કર્મો જ કરે છે; જે પોતાના વેશની દરકાર રાખતો નથી; જેની ઇન્દ્રિયો (સત્ય વસ્તુની પ્રાપ્તિ માટે) એકાગ્ર થયલી હોય છે; જેના મનોરથો અપૂર્ણ રહેલા હોતા નથી;‡[૩૭] જે સર્વ પ્રાણીઓને સમાન ગણીને તેની સાથે એક સરખી મિત્રતા રાખે છે; જે માટીનાં ઢેફાંને, પત્થરને અને સુવર્ણને સમાન ગણે છે; જે પ્રિય વસ્તુને અને અપ્રિય વસ્તુને સમાન ગણે છે; જે ધીર હોય છે; જે પોતાની નિંદાને અને સ્તુતિને સમાન માને છે;§[૩૮] જે સર્વ કામનાની સ્પૃહા રાખતો નથી; જે બ્રહ્મચર્ય પાળે છે; જે પોતાના વ્રત અને નિયમમાં દ્રઢ છે; તથા જે કોઈ પણ પ્રાણીની હિંસા કરતો નથી, આવો યોગી, સાંખ્ય મતે મુક્તિને પામે છે.[૩૯]

આ રીતે સાંખ્યમતથી મુક્તિ કહી. હવે યોગ સેવવાથી જે કારણોથી મુક્તિ થાય છે, તે કારણો સાંભળ. જે યોગી સામી ચાલીને આવેલી અણિમાદિક (આઠ) સિદ્ધિઓનું, પરમ વૈરાગ્યવડે ઉલ્લંઘન કરી જાય છે, પણ તે ઐશ્વર્યમાં બંધાઈ રહેતો નથી, તે(જ) મુક્તિ પામે છે.‖[૪૦] આ રીતે મેં તને સાંખ્ય અને યોગ એ બેથી કેમ મોક્ષ મળે છે, તે મારી ઇચ્છાનુસાર કહ્યા. એ બન્નેના ફળમાં ભેદ નથી–(બંને એક જ છે) આ તારે નિશ્ચય માનવું.¶ જે પુરુષ આ પ્રમાણે ગુણવાળો હોય છે, તે સુખ દુઃખથી રહિત થઈને પરબ્રહ્મને પામે છે.[૪૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २३६ मो समाप्त.

## અધ્યાય ૨૩૭ મો.

### વ્યાસ શુકનો સંવાદ–જ્ઞાનનું સ્વરૂપ.

વ્યાસે કહ્યું;–હે શુક! સંસારરૂપી સમુદ્રમાં ગળકાં ખાતા પુરુષે ધીરજ રાખીને, જ્ઞાનરૂપી નૌકાનો આશ્રય

---

થયલો માયોપાધિક ઈશ્વર બન્નેય ચૈતન ને જડ છે. ચિદ્ ચિદાત્મક છે. ઈશ્વર બિંબરૂપ છે ને જીવ પ્રતિબિંબરૂપ છે. બુદ્ધિસત્વ એ જીવરૂપ છે; ચિદાત્મા એ ક્ષેત્રજ્ઞ–ઇશ્વરનું સ્વરૂપ છે. રાગીને મને જીવ ઇશ્વરનો ભેદ છે, પણ જ્ઞાનીને મને તેમ નથી; પણ શિવ જીવ બિંબ પ્રતિબિંબરૂપ છે. બિંબ સત્ય છે, પ્રતિબિંબ મિથ્યા છે. જીવ મિથ્યા છે, ચિન્માત્ર સત્ય છે. સાંખ્ય મતાવલંબી કહે છે કે, વિષયો મિથ્યા છે સત્ય આત્મા છે, આમ જે જાણે છે તે જીવન્મુક્ત થાય છે.

* અર્થાત્ જે ઇન્દ્રિયોના વિષયોથી દૂર થાય છે, તે જ મોક્ષને પામે છે. † જીવન્મુક્ત યોગી.

‡ न कृती न અર્થાત્ જે कृती एव अस्ति। निराकृती નો અર્થ વસ્ત્ર તથા રૂપને જે ગણતો નથી; અર્થાત્ દેહની ટાપટીપ કે વસ્ત્રની ટાપટીપ કરી દેખાવડો બનવાનો મનોરથ કરતો નથી.

§ 'જેને મિત્ર કે શત્રુ હોવા નથી,' આનો અર્થ એ થાય છે કે જેની સર્વપર સમદૃષ્ટિ હોય છે, કોઇનાપર વિશેષ ભાવ હોતો નથી–તેમ તેને કોઇપર અપ્રીતિ કે પ્રીતિ પણ હોતી નથી. આથી એમ ન માનવું કે, તેને વિશે સ્નેહનો અભાવ જ છે. પણ એટલો જ ભાવ છે કે, તે સર્વને સમાન રીતથી જુવે છે. સ્તુતિ અથવા નિંદાને એક સરખાં ગણવાં, અર્થાત્ કોઇ સ્તુતિ કરે તેથી તેને હર્ષ થતો નથી અને કોઈ નિંદા કરે, તેથી તેને દુઃખ થતું નથી.

‖ આ શ્લોકમાં કહ્યું છે કે, યોગાભ્યાસની પ્રથમાવસ્થામાં યોગીની ઇચ્છા હોય કે ન હોય, પણ તેને મહાન્ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. આ પ્રાપ્તિવડે જે લોભાય છે તે નરકને પામે છે; અર્થાત્ મોક્ષની તેને પ્રાપ્તિ થતી નથી. તેને ઇન્દ્રાદિ લોકની પ્રાપ્તિ થાય છે ખરી, પણ ઇન્દ્રનું સ્થાન પણ નરકરૂપ છે અને ત્યાંથી પણ ગબડી પડવાનું છે. ધીરઃ અર્થાત્ ધૈર્યવાન્. શાંતિનો અર્થ મોક્ષ થાય છે, કારણ કે શાંતિ જ મોક્ષને આપી શકે છે. ટીકાકારનું કહેવું એમ છે કે, આ શ્લોકવડે સાંખ્યદર્શનની બીજાં દર્શન કરતાં ઉત્કૃષ્ટતા દર્શાવી છે. આખા શ્લોકનો તથા ઉપરના શ્લોકોનો ભાવાર્થ એ છે કે, જ્ઞાનીઓનું એવું માનવું છે કે આ દેહ, ઇન્દ્રિયાદિકરૂપ પ્રપંચ મિથ્યા જ્ઞાનથી ઉત્પન્ન થયો છે. તે અજ્ઞાનનો, વિદ્યાથી બાધ થયા પછી, રજ્જુમાં દેખાતો સર્પ જેમ રજ્જુનું જ્ઞાન થયા પછી બંધ પડે છે, તેમ દેખાતો બંધ પડે છે. એટલે પ્રપંચ જેવું કંઇ પણ જોવામાં આવતું નથી. પરંતુ યોગમાં સત્ય એવાં પ્રધાનથી ઉત્પન્ન થયેલો પ્રપંચ સત્ય છે અને તેના આકારવાળી ચિત્તની વૃત્તિઓ પણ સત્ય છે અને ચૈતન્ય, વૃત્તિસ્વરૂપ થઈ જાયછે એ પણ સત્ય જ છે. યોગવડે ચિત્તની વૃત્તિઓનો નિરોધ કર્યો પછી ચિદાત્મા પણ તેનાથી મુક્ત થાય છે. આ રીતે સાંખ્ય (જ્ઞાન) અને યોગનું પ્રતિપાદન કર્યું છે.

¶ અર્થાત્ યોગથી પણ મોક્ષ પમાય છે ને જ્ઞાનથી પણ મોક્ષ પમાય છે,

કરી,(અહિંયા તહિંયાં ભટકીયાં મારવાં નહિ,પણ)આત્માને શાન્તિમુક્તિ આપનારા જ્ઞાનનો જ આશ્રય કરવો.[1]

શુકે પૂછ્યું;–હે વ્યાસ! (જેને જ્ઞાન કહેવામાં આવે છે તે) જ્ઞાન કેવું છે? વિદ્યા કેવી છે? પ્રવૃત્તિ રૂપ ધર્મ કેવો છે? (અથવા તો જેમાં આત્મા નિર્વાણને પામે છે એવો) નિવૃત્તિ ધર્મ કેવો છે? તે મને કહે, કે જે જાણવાથી પુરુષ જન્મ તથા મરણરૂપ સંસારસાગરને તરી જાય છે.*[2]

વ્યાસે કહ્યું;–જે મૂર્ખ પુરુષ, અધિષ્ઠાનની સત્તા વિના, સ્વભાવથી જ અહંકારાદિક આ સર્વ ઉત્પન્ન થઇને ભાસમાન થાય છે આમ માને છે, તે ઉહાપોહની કુશળતાથી રહિત યુક્તિવાળા મૂર્ખ શિષ્યોને,તેવા જ ઉપદેશથી રંજન કરે છે. પરંતુ (જાણ કે) તે પુરુષ કોઈ પણ તત્ત્વને–સત્યને સંપાદન કરી શકતો નથી. (આવો શૂન્યવાદ અત્યંત ત્યાગ કરવા યોગ્ય છે)†.[3] જેઓ દૃઢપણે એમ માને છે કે, આ જગત્ સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે તેઓ શું મુંજની શલાકાને ચીરી અંદરના ગરને મેળવી શકતા નથી? અર્થાત્ મેળવી શકે છે.‡[4] જે અલ્પ બુદ્ધિવાળા પુરુષો આ બન્ને પક્ષનો આશ્રય કરી, સ્વભાવને જગતનું કારણ માને છે, તેઓ કલ્યાણને મેળવી શકતા નથી.§[5] એવા મોહ–ભૂલ–કરનારાઓ, મનમાંથી ઉત્પન્ન થતા સ્વભાવને કારણ માનનારા પુરુષ (મતવાદીઓ) નાશને પામે છે.‖ તેમ જ આ બે મત–સ્વભાવ (જે કુદરતથી હૈયાત છે તે) તથા પરિભાવ (કુદરતની સહાયથી ઉત્પન્ન થાય છે તે)નું સત્ય સ્વરૂપ કેવું છે, તે હું તને કહું છું તે તું સાંભળ.¶[6] બુદ્ધિમાન્ પુરુષો પ્રયત્ન કરીને

---

* નીલકંઠ ટીકાકાર વિદ્યા, પ્રવૃત્તિ તથા નિવૃત્તિનો આ પ્રમાણે અર્થ કરે છે:–રજ્જુને વિશે સર્પની ભ્રાંતિનો નાશ થવાથી રજ્જુનું સ્વરૂપ પૂર્ણ રીતે જાણવામાં આવે છે તે પ્રમાણે અવિદ્યાના નાશથી વસ્તુ તત્ત્વને જણાવવાવાળી જે બુદ્ધિવૃત્તિ, તેને વિદ્યા કરી કહેવામાં આવે છે. કર્મ માર્ગને વિશે જોડાઈ મનનો હેતુ પાર પાડવો તેને પ્રવૃત્તિ કહે છે; જેમ યેલ ભમરીનું ધ્યાન કરતાં ભમરીરૂપ થાય છે, તેવી રીતે કર્મમાં જોડાવું તે. અહીં નિવૃત્તિવડે શૂન્યવાદી તથા લોકાયતિકના મતને ગ્રહણ કરવો. આ લોકનાશ એને જ મોક્ષરૂપ માને છે.

† यस्तु अचेतनः भावं विना अभावेन ( सर्वं भातीति ) पश्यन् मुक्तहेतुकान् सर्वान् प्रज्ञया पुष्यते (स न किंचन लभते ) આ પ્રમાણેનો આ શ્લોકનો અન્વય છે. અહીં भावं નો અર્થ अधिष्ठानसत्तां થાય છે. આ શ્લોક ઉપર નીલકંઠ આ પ્રમાણે ટીકા કરે છે. મીમાંસકોનો મત એવો છે કે, 'હું' આવો અનુભવ થતાં જ જડ અહંકાર અને તેનો પ્રકાશ બન્ને જાણવામાં આવે છે. માટે અહંકાર અને તેનો પ્રકાશ કરનારી ચેતન–સત્તા એ બન્ને આત્મા છે. તાર્કિકો કહે છે કે 'હું' એ આત્મા છે, અને પ્રકાશ તેનો ગુણ છે, અને તે ત્રણ ક્ષણ સુધી રહે છે. સાંખ્યોનો મત એવો છે કે, જે નિત્ય પ્રકાશ સ્વરૂપ છે તે જ આત્મા છે; પરંતુ 'હું' એ આત્મા નથી–એમાં પણ આત્મા અને અનાત્મા એ બન્ને સત્ય છે. લોકાયતિકો (બૌદ્ધ મતનો એક ભેદ) માને છે કે અનાત્મા જ સ્થિર છે અને જે ચેતન છે, તે તો શરીરના નાશની સાથે નાશ પામે છે. વેદાંતીઓ માને છે કે આત્મા જ સત્ય છે અને અનાત્મા મિથ્યા છે. શૂન્યવાદીઓ (બૌદ્ધ મતનો એક બીજો ભેદ ) માને છે કે, આત્મા કે અનાત્મા એમાંનું કંઇ પણ નથી. આ મતોમાંથી પ્રથમ વ્યાસ, શૂન્યવાદીઓના મતનું ખંડન કરે છે અને કહે છે કે, આત્મા ન હોય તો જ્ઞાન પણ નિરર્થક થઇ પડે. કારણ કે જ્ઞાનરૂપી અધિષ્ઠાન વિના અહંકારાદિક પોતાના સ્વરૂપે કરીને પ્રકાશે છે, આમ માનવું યુક્તિ વિરુદ્ધ છે. શૂન્યવાદીઓ માને છે કે આ જગત્ એક મિથ્યા ભ્રમ છે; પરંતુ ભ્રમ અધિષ્ઠાન વગર સંભવતો નથી. જો જગત્ એક ભ્રાંતિ રૂપ છે, તો એ ભ્રાંતિ કયા પદાર્થને જોઇને થાય છે આ એક પ્રશ્ન છે. શૂન્યવાદીઓ તે અધિષ્ઠાન દર્શાવી શકતા નથી; માટે વ્યાસ કહે છે કે, તેઓ મૂર્ખ છે અને બુદ્ધિહીન શિષ્યોને મિથ્યા યુક્તિપ્રયુક્તિથી સમજાવે છે; માટે જ શૂન્યવાદ અત્યંત ત્યાગ કરવા યોગ્ય છે. બૌદ્ધ મતાવલંબી શૂન્યવાદીઓ તે સાંપ્રતકાળના નિહલીસ્ટો જેવા છે.

‡ આ શ્લોકમાં લોકાયતિક જેવા મતવાદીઓના મતનું ખંડન કર્યું છે. મહાભારત રચાયા પછી ઘણે કાળે બુદ્ધ જન્મ્યો હતો, પણ તેવા વિચારવાળા તો કોઈ પણ કાળમાં હોય જ. લોકાયતિકો એ બૌદ્ધ મતનો એક ફાંટો છે; અને તેઓ પ્રત્યક્ષને જ પ્રમાણ માને છે, અનુમાન માન્ય કરતા નથી. તેઓ કહે છે કે, દુધમાંથી દહિ થાય છે, એ જેમ સ્વભાવથી જ થાય છે; તેમ જગત્ ઉત્પન્ન થવાનું કારણ પણ સ્વભાવ જ છે–ઈશ્વર બીશ્વર કંઈ નથી અને અદૃષ્ટ જેવું કોઈ પણ કારણ નથી. જો ઈશ્વર કારણ હોત તો તે જોવામાં આવત. આપણને ઉત્પન્ન કરનાર પિતા પ્રત્યક્ષ છે. પણ ઈશ્વર જોવામાં આવતો નથી; માટે તે જગતનું કારણ નથી: સ્વભાવ જ માત્ર જગતનું કારણ છે. આ મતનું ખંડન કરતાં વ્યાસ કહે છે કે, મુંજની શલાકામાં રહેલો ગર જેમ દેખાતો નથી, માટે તે નથી એમ કહી શકાય નહિ; જેમ કોઈ વસ્તુ પ્રત્યક્ષ જોવામાં આવે નહિ તે ઉપરથી તે નથી એમ કહી શકાય નહિ; તેમ જગતનો કર્તા ઈશ્વર જોવામાં આવે નહિ તે ઉપરથી તે નથી જ એમ કહી શકાય નહિ. માટે પ્રત્યક્ષ વિના બીજું પ્રમાણ નથી, આમ લોકાયતિક–ચાર્વાકોનું જે માનવું છે તે મિથ્યા છે. શૂન્યવાદીઓ માને છે કે સ્વભાવથી જ શૂન્યમાં જગતની ભ્રાંતિ થાય છે; લોકાયતિકો કહે છે કે–સ્વભાવથી જ દેહાદિક ઉત્પન્ન થાય છે. આ બન્ને પક્ષનો મત મિથ્યા છે. આ શ્લોકમાં पूत्वा तृणार्मषीकां वा ते लभते न किंचनं તેઓ મુંજની સળીને ચીરી કશું મેળવી શકતા નથી ? આને બદલે બંગાળની પ્રતમાં श्रुत्वा नृणामृषीणां वा અર્થાત્ ઋષિઓનાં વચનના શ્રવણપૂર્વક તત્ત્વપ્રાપ્તિ તેઓને થતી નથી, એવો પાઠ છે.

§ સ્વભાવ શબ્દનો અર્થ આ પ્રમાણે છે, स्वस्य एव भावः सत्ता कारणं इति एकपक्षः અર્થાત્ પોતાની જ સત્તા, અર્થાત્ કારણ એ એક પક્ષ અથવા કારણ એ સ્વભાવ અને सत्ता कारणं (इति एकः पक्षः) પોતાની સત્તાવડે વસ્તુનું અસ્તિત્વ તે તથા परिभावः અર્થાત્ परितःस्वस्य इतरेषां भावः કહેતાં પોતાની તેમ જ અન્ય કોઇની સત્તાવડે વસ્તુની સત્તા. પ્રથમ પક્ષ શૂન્યવાદીને લાગુ પડે છે તથા બીજો પક્ષ લોકાયતિકને લાગુ પડે છે. ‖ અર્થાત્ મોક્ષને પામતા નથી, પણ જન્મ મરણના ફેરામાં અટવાયા જ કરે છે.

¶ લોકાયતિકના મત પ્રમાણે દૂધમાંથી જેમ દહિં સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે, તેમ અનાજ વગેરે સ્વભાવથી જ ઉત્પન્ન થતાં હત, તો કૃષિ વગેરેને માટે કરવામાં આવતો પ્રયત્ન નિરર્થક થઈ પડત. પરંતુ કૃષિ વગેરે પ્રયત્ન, બુદ્ધિને આધીન છે, તે ઉપર આ શ્લોકનો ભાવાર્થ છે.

ખેતીવાડી કરે છે અને તેથી ધાન્ય ઉત્પન્ન કરે છે; વાહનો, આસનો અને ઘરો બાંધીને તૈયાર કરે છે.[૭] બુદ્ધિમાન્ પુરુષો વિહાર કરવાનાં સ્થાનો-વાડી બગીચા કરે છે; સગવડ ભર્યાં મંદિરો બાંધે છે; અને જૂદા જૂદા રોગો ઉપર ઔષધનો પણ પ્રયોગ કરે છે.[૮] બુદ્ધિ સર્વ વસ્તુઓને મેળવી આપે છે; બુદ્ધિથી પુરુષ કલ્યાણને પ્રાપ્ત કરે છે. સર્વે રાજાઓ સમાન ગુણવાળા હોય છે, તોપણ કેટલાએક રાજાઓ બુદ્ધિથી જ સર્વના ઉપર રાજ્ય કરે છે.*[૯] પ્રાણીમાં રહેલાં પર અર્થાત્ ચિદાત્મા તથા માયા આ બેઉનું જ્ઞાન પ્રજ્ઞાવડે થાય છે. સર્વ ઉત્પન્ન થયલા પદાર્થોની વિદ્યા એ જ પરમ ગતિ, અર્થાત્ લય સ્થાન છે, તે પણ પ્રજ્ઞાથી જ જાણવામાં આવે છે.†[૧૦] સર્વે પ્રાણીઓની જરાયુજ, અંડજ, ઉદ્ભિજ્જ અને સ્વેદજ એમ ચાર જાતની ઉત્પત્તિ છે. તે પણ બુદ્ધિવડે જ જાણવામાં આવે છે.[૧૧] પ્રાણીઓમાં સ્થાવર કરતાં જંગમ શ્રેષ્ઠ ગણાય છે; કારણ કે ચેષ્ટા‡ રહિત કરતાં ચેષ્ટાવાળા પ્રાણીઓ ઉત્તમ ગણાય છે.[૧૨] જંગમ પ્રાણીઓ બે જાતનાં છેઃ બે પગા અને બહુપગા. ઘણા પગવાળાં કરતાં બે પગવાળાં શ્રેષ્ઠ કહેવાય છે.[૧૩] બે પગવાળાં પ્રાણીઓ પણ બે જાતનાં છેઃ એક ભૂચર અને બીજાં ખેચર. એમાં ભૂચર શ્રેષ્ઠ કહેવાય છે. એ શ્રેષ્ઠ પ્રાણીઓ અન્ન ખાય છે.[૧૪] ભૂચર પ્રાણીઓ પણ બે પ્રકારનાં છેઃ એક મધ્યમ અને બીજાં ઉત્તમ. ઉત્તમ કરતાં મધ્યમ શ્રેષ્ઠ છેઃ કારણ કે તેઓને જાતિ અને ધર્મ છે.§[૧૫] (ઉત્તમ કોણ એનો નિર્ણય કરવાને પ્રથમ કહે છે) મધ્યમ પણ બે જાતનાં છેઃ ધર્મ જાણનારાં અને ધર્મ નહિ જાણનારાં. એમાં ધર્મજ્ઞ પ્રાણીઓ શ્રેષ્ઠ કહેવાય છે; કારણ કે તેઓ કાર્ય તથા અકાર્યના વિવેકવાળાં હોય છે.[૧૬] ધર્મ જાણનારાં પણ બે પ્રકારનાં કહ્યાં છેઃ એક વેદ જાણે છે તે અને બીજાં વેદ જાણતાં નથી તે. એમાં જેઓ વેદ જાણે છે તે શ્રેષ્ઠ છે. કારણ કે તેઓને વિષે વેદ નિવાસ કરીને રહેલો છે.[૧૭] વેદ જાણનારાઓમાં પણ બે પ્રકારનાં પ્રાણીઓ છેઃ એક વેદપ્રવચન કરનારાં અને બીજાં માત્ર વેદ ભણી જાણનારાં. એમાં વેદનું પ્રવચન કરનારાં શ્રેષ્ઠ છે. કારણ કે તેઓ સર્વ ધર્મને જાણે છે.[૧૮] ધર્મ સહિત તથા કર્મ અને ફળ સહિત વેદોનું જેઓ જ્ઞાન આપે છે એવા પ્રવચન કરનારા મહાત્માઓથી જ ધર્મ સહિત સર્વે વેદો પ્રકટ થયા છે.[૧૯] એ પ્રવચન કરનારાઓ પણ બે જાતના છેઃ એક આત્મતત્ત્વને જાણનારા અને બીજા નહિ જાણનારા. એમાં આત્મતત્ત્વને જાણનારા શ્રેષ્ઠ છે. કારણ કે તેઓ જન્મનાં તથા મરણનાં સ્વરૂપને જાણે છે.‖[૨૦] ધર્મ બે પ્રકારના છે (પ્રવૃત્તિ ધર્મ તથા નિવૃત્તિ ધર્મ). જે પુરુષ પ્રવૃત્તિરૂપ અને નિવૃત્તિરૂપ બન્ને ધર્મને જાણે છે, તે સર્વજ્ઞ છે; સર્વવેત્તા છે; ત્યાગી છે; સત્ય સંકલ્પ છે; સત્ય વાદી છે; બાહ્ય અને આભ્યંતરમાં પવિત્ર છે; સમર્થ છે (યોગશક્તિવાળો છે).[૨૧] જે પુરુષે બ્રહ્મજ્ઞાનમાં સર્વ કર્મોની સમાપ્તિ કરી હોય, જે વેદશાસ્ત્રમાં કુશળ હોય અને પરબ્રહ્મને પ્રાપ્ત થવા માટે જેણે નિશ્ચય કર્યો હોય, તે પુરુષને દેવો બ્રાહ્મણ જાણે છે, (પણ જે માત્ર પ્રવૃત્તિધર્મ જાણે છે તે બ્રાહ્મણ નથી).[૨૨] હે તાત! જે જ્ઞાની પુરુષો અંદર તથા બહાર રહેનારા અધિયજ્ઞ અને અધિદૈવત રૂપ પરમાત્માને જુવે છે, તેને જ દેવ અને દ્વિજ જાણવા.¶[૨૩] તે મહાત્માઓને આધારે આ સર્વ ઉત્પન્ન થયેલું જગત્ રહેલું છે; અને તેના માહાત્મ્ય સમાન આ જગતમાં કોઇ પણ વસ્તુ નથી.[૨૪] તેઓ જન્મ, મરણ તથા સર્વ પ્રકારનાં

---

* જગતની જે વ્યવસ્થા ચાલે છે, તે બુદ્ધિનો પ્રતાપ છે. હેતુ સાધ્ય કરવાને જે યુક્તિપ્રયુક્તિ લડાવવામાં આવે છે તે બુદ્ધિ. સ્વભાવ, સુંદર મંદિરો, વાહનો, હાંકનારાઓ, જે મનુષ્યના સુખના સાધનો છે, તે ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવતું નથી. જેઓ સ્વભાવ–કુદરતથી જ સર્વે થાય છે, માયાની ઉપર આધાર રાખી બેસી રહે, તેઓનો હેતુ પૂર્ણ થશે નહિ અથવા કાળના કાળ સુધી વાટ જોતાં બેસી રહેવું પડશે. તેથી, શારિરિક ને માનસિક ઉત્સાહ આવશ્યકીય છે, તે વિના કાર્યસિદ્ધિ થતી જગતમાં ક્યાંઈ પણ જોવામાં આવતી નથી. આ સર્વ શૂન્યવાદી તેમ જ લોકાયતિકના સંબંધમાં કહ્યું છે

† પરં શબ્દવડે ચિદાત્મા લેવો તથા 'અવર' શબ્દવડે માયાને લેવી. પ્રજ્ઞા, જ્ઞાન તથા વિદ્યા આ સર્વ શબ્દો પર્યાયરૂપે છે.

‡ ચેષ્ટા એટલે કર્મ એવો અર્થ લીધો છે. સામાન્ય રીતે આ શબ્દ પ્રયાસ અથવા કર્મને લાગુ પડે છે. એટલે શારીરિક અને માનસિક બુદ્ધિ શક્તિવાળાં પ્રાણી લીધો છે, કે જેઓ ભિન્નતાનો નિર્ણય કરવા શક્તિમાન્ છે.

§ એ શ્લોકમાં મધ્યમ પ્રાણીઓનું વર્ણન આપવામાં આવ્યું છે એમ નીલકંઠ લખે છે. તેનો ભેદ ૧૬ મા શ્લોકમાં દર્શાવ્યો છે. સત્ય છે કે ઉત્તમ તે ઉત્તમ જ છે ને રહેશે ને રહેવા જોઇએ અને મધ્યમ તે કદી ઉત્તમ ગણાયા નથી ને ઉત્તમ ગણાશે પણ નહિ. પણ જાતિધર્મ પાળનારનું પ્રથમ વર્ણન કરે છે, તેથી મધ્યમને શ્રેષ્ઠ કહ્યા છે. ઉત્તમ જાતિધર્મ પાળતા નથી, પણ તે સર્વ ત્યાગી એટલે સંન્યાસી છે; માટે પ્રથમ જાતિધર્મ પાળનારનું વ્યાખ્યાન કર્યું છે.

‖ જન્મ તથા મરણ શું છે તે જાણવું તથા જન્મ મરણનો ભય ટાળવો, એ આત્મજ્ઞાનનું ફળ છે. જેઓને આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી, તેઓને વારંવાર પુનર્જન્મના ફેરામાં આવવું પડે છે.

¶ વિશ્વમાં દરેક વસ્તુને પોતાના આત્મારૂપ જોવી, એ ધાર્મિક પુરુષનો મુખ્ય ઉદ્દેશ છે. યોગવડે ઉત્કૃષ્ટ શક્તિને મનુષ્ય પામે છે. જે આ યોગનું આચરણ કરે છે તે ખરો બ્રાહ્મણ છે, તે જ દ્વિજ છે, તથા પૃથ્વીપર ઇશ્વરરૂપ છે. અધિયજ્ઞ તથા અધિદૈવત આ બન્ને શબ્દો આત્માને લાગુ પડે છે.

કર્મોને ઓળંગી જાય છે; ચાર પ્રકારનાં પ્રાણીઓના તેઓ ઈશ્વર છે ને સ્વયંભૂ સમાન છે.*૨૫

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २३७ मो समाप्त.

## અધ્યાય ૨૩૮ મો.

### વ્યાસ શુકનો સંવાદ–કર્મો સ્વભાવજન્ય છે કે જ્ઞાનજન્ય છે?

વ્યાસે કહ્યું;–હે શુક! બ્રાહ્મણોનો આ સનાતન આચાર શાસ્ત્રમાં કહ્યો છે. જ્ઞાની પુરુષ કર્મો કરીને સર્વત્ર સિદ્ધિ મેળવે છે.૧ જો કર્મની બાબતમાં સંશય હોતો નથી તો કર્મ સિદ્ધ થાય છે. સંશય એવી જાતનો થાય છે કે, કર્મ (સ્વભાવે કરીને જ) નિત્ય–આવશ્યકીય છે કે (જ્ઞાનની પ્રાપ્તિ કરાવનારું હોવાથી તે) કામ્ય–ઐચ્છિક છે?૨† (કર્મોના સત્યસ્વરૂપ માટે શંકા ઉત્પન્ન થાય તો તેના સંબંધમાં કહ્યું છે કે,) જો (બ્રહ્મ અથવા મોક્ષને આપનારા) જ્ઞાનની પ્રાપ્તિ અર્થે કર્મો કરવાં જોઇએ એમ હોય તો પછી તેઓને નિત્ય માનવાં (પણ કામ્ય માનવાં નહિ.) પ્રમાણ તથા અનુમાનવડે હું તને તેના સંબંધમાં સમજાવીશ, તું મારું કહેવું સાંભળ.‡૩ કેટલાએક મનુષ્યો કહે છે કે, કર્મમાં પુરુષાર્થ (પુરુષપરાક્રમ) કારણરૂપ છે. કેટલાએક કહે છે કે દૈવ એટલે ગ્રહો અથવા તો કાળ કારણ છે. કેટલાએક કહે છે કે, સ્વભાવ એટલે સ્વરૂપની સત્તા જ કર્મનું કારણ છે.૪ કેટલાએક કહે છે કે, પુરુષાર્થ તથા દૈવ બન્ને, કર્મમાં કારણ છે. કેટલાએક કહે છે કે, પુરુષાર્થ, દૈવ તથા સ્વભાવ એ ત્રણે કારણ છે, અને કેટલાએક કહે છે કે, આ ત્રણમાંથી એક કારણરૂપ છે; અને કેટલાક એમ કહે છે કે, સર્વ એકઠા મળીને કર્મમાં કારણભૂત થાય છે.૫ કર્મને વિશે આસક્ત એવા કેટલાકો સર્વ વસ્તુઓના સંબંધમાં કહે છે કે; તે છે; (કેટલાક કહે છે) તે નથી; (કેટલાક કહે છે) તે છે એમ કહેવાઇ શકાય નહિ; (ત્યારે કેટલાક કહે છે) તે નથી એમ કહેવાઇ શકાય નહિ; (ત્યારે કેટલાક કહે છે) તે છે એમ ન કહેવાય એમ (પણ) નથી; (એની વિરુદ્ધ કેટલાક કહે છે કે) તે નથી એમ ન કહેવાય એમ એ નથી. (આ પ્રમાણેના પૃથક્ પૃથક્ વિચારો લોકો ગ્રહણ કરે છે). પણ જેઓ યોગી છે તેઓ બ્રહ્મને સર્વના કારણરૂપ માને છે.૬ ત્રેતા, દ્વાપર તથા કળિયુગમાં મનુષ્યોને (મોક્ષના સત્ય માર્ગમાં) શંકા ઉત્પન્ન થાય છે. કૃતયુગમાં મનુષ્યો તપસ્વી, શાંત તથા સત્વગુણી હતા (તેથી તેમને શંકા જ થતી નહિ).૭ સત્યયુગમાં મનુષ્યો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વેદમાં ભેદ જોતા ન હતા; રાગ અને દ્વેષનો ત્યાગ કરીને તપશ્ચરણ કરતા હતા,§૮ અને જે પુરુષ નિત્ય તપશ્ચરણ કર્યા કરે છે, તથા સારી રીતે નિયમમાં રહે છે તે પુરુષ તપના પ્રભાવથી મનમાં જે જે કામનાઓ કરે છે, તે તે સર્વે કામનાઓ તપથી પ્રાપ્ત કરે છે.૯ તપે કરીને પુરુષ બ્રહ્મરૂપ થાય છે; બ્રહ્મરૂપ થઇને જગત્ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય મેળવે છે. તપથી બ્રહ્મરૂપ થઇને તે સર્વ પ્રાણીઓનો પ્રભુ થાય છે.૧૦ વેદમાં બ્રહ્મનું વર્ણન કર્યું છે; પરંતુ વેદ જાણનારાઓ પણ ગહન એવા બ્રહ્મને જાણતા નથી. વેદાંતમાં બ્રહ્મસ્વરૂપ સમજાવ્યું છે. પણ બ્રહ્મ કર્મના યોગથી જોઈ શકતો નથી.‖૧૧

ક્ષત્રિયો (દેવોને સંતુષ્ટ કરવા પવિત્ર પ્રાણીની) હિંસારૂપી યજ્ઞ કરે છે; વૈશ્યો હવિર્યજ્ઞ (ઢોર ઢાંખરને ઉછેરવાં તથા કૃષિ કર્મરૂપી યજ્ઞ) કરે છે; (ચારે વર્ણની) સેવારૂપી યજ્ઞ શૂદ્ર કરે છે તથા જપરૂપી યજ્ઞ બ્રાહ્મણો

---

* મૂળમાં અંત તથા નિધન એવા બે શબ્દો લીધા છે, એમાંથી એક શબ્દ નિરર્થક છે. ટીકાકાર આના સંબંધમાં કાંઈ પણ ખુલાસો કરતો નથી.

† કર્મ સ્વભાવરૂપે છે અથવા જ્ઞાનરૂપે છે; અર્થાત્ ટીકાકારના કહેવા પ્રમાણે કર્મ નિત્ય છે કે કામ્ય છે! જ્ઞાનનો અર્થ અહીં ज्ञानजनकत्वम् અર્થાત્ જ્ઞાનને ઉત્પન્ન કરનાર થાય છે. જ્ઞાન મોક્ષના સંબંધમાં આવશ્યકીય છે ને જ્ઞાનની પ્રાપ્તિ અર્થે કર્મો આવશ્યકીય છે, અને એમ હોય તો પછી શંકા એ ઉત્પન્ન થશે કે, કર્મો આવશ્યકીય થઇ શકશે નહિ. કારણ કે મોક્ષની પ્રાપ્તિ કર્મ સિવાય અન્ય ઉપાયોથી થઈ શકે છે.

‡ આ શ્લોકનું પ્રથમ ચરણ સ્પષ્ટ નથી. પ્રથમના ચરણનો ટીકાકારના કહેવા પ્રમાણે અન્વય આ પ્રમાણે થાય છે:–तत्र (संशये) पुरुषं प्रति ज्ञानं (ज्ञानजनकं) चेत् (कर्म) स्यात् (तर्हि) स (एव) वेदविधिः અહીં ટીકાકારની બુદ્ધિ અને અર્થ કરવામાં ધીરજ પ્રશંસાને પાત્ર છે.

§ ત્રેતા તથા બીજા યુગોમાં લોકો એક વેદને વિશે આસક્ત હોય છે, પણ એક શિવાય બીજાને વિશે નહિ, પછી તે કાં તો ઋગ્વેદ હોય, યજુર્વેદ હોય કે સામવેદ હોય. આથી ખિન્ન થઇ વ્યાસ, કૃતયુગને બીજા યુગની સાથે સરખાવે છે. કૃતયુગમાં સર્વ વેદોને એકજરૂપે ગણવામાં આવતા હતા; બીજા યુગોમાં લોકો વેદમાં ભેદ માને છે.

‖ જ્ઞાન શું છે? એ પ્રમાણેના પૂર્વેના અધ્યાયમાં શુક પ્રતિથી પૂછાયલા પ્રશ્નના ઉત્તરરૂપે આ શ્લોક છે. વેદમાં કર્મનું, તેમ જ જ્ઞાનનું ઉભયનું વર્ણન કર્યું છે. કર્મમાર્ગમાં બ્રહ્મનું ઇન્દ્ર આદિ દેવતાઓરૂપે વર્ણન કર્યું છે. આથી બ્રહ્મ, કર્મકાંડીઓને ગહન (વિચારમાં આવવો અશક્ય કહેવામાં આવ્યો છે. વેદાંતમાં બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય વિદ્યા અથવા જ્ઞાન કહ્યું છે. એ ઉપરથી સ્પષ્ટ સમન્વય છે કે, પૂર્વના અધ્યાયના ૨ જા શ્લોકમાં, જે પ્રવૃત્તિ ધર્મ તથા નિવૃત્તિ ધર્મનું વર્ણન કર્યું છે, તે વિદ્યા કહેવાઇ શકે નહિ.

કરે છે.[૧૨] કર્મમાં પરાયણ રહેવાથી અને વેદનો સ્વાધ્યાય કરવાથી, દ્વિજ ગણાય છે. કોઈ પણ નિર્માણ કરેલા યજ્ઞો કરે તો પણ ઠીક અને ન કરે તો પણ ઠીક; પણ તે સર્વ પ્રાણીઓનો મિત્ર રહે તો તે બ્રાહ્મણ જ છે; (કેમકે જપયજ્ઞથી (સ્વાધ્યાયથી) તેને મુક્તિ મળે છે.)[૧૩] ત્રેતાના પ્રારંભમાં વેદાધ્યયન. યજ્ઞો તથા વર્ણાશ્રમ ધર્મ સંપૂર્ણ રીતે ચાલતો હતો, દ્વાપરયુગમાં સંપૂર્ણ આયુષ્યના નાશને લીધે, તેનો (વેદાદિકના અધ્યયનનો) લોપ થવા માંડ્યો.[૧૪] દ્વાપરમાં અને કળિયુગમાં વેદો વ્યામોહમય થતા ગયા અને કળિયુગના અંતમાં તે દૃષ્ટિએ પડે છે, વા નથી એ પડતા.[૧૫] કળિયુગમાં અધર્મમાં વર્તવાથી વર્ણ તથા આશ્રમના ધર્મ નાશ પામે છે તથા ગાયોનાં દુધ, ભૂમિનો રસકસ, પાણીનો રસ અને ઔષધિઓનો રસ પણ નાશ પામે છે.*[૧૬] અધર્મને લીધે વેદો નાશ પામે છે, અને તેને લીધે વેદોક્ત ધર્મો તથા ચારે આશ્રમોના ધર્મો, અંતર્ધાન થઈ જાય છે. વળી વેદ ધર્મ પાળનારા બ્રાહ્મણો, લોકો જેમ સ્થાવર તથા જંગમ પદાર્થોને વેચે છે, તેમ (પગાર લઈને) વેદ વિદ્યા (ભણાવે છે) અને યજ્ઞનાં ફળોને પણ વેચે છે.†[૧૭] વરસાદ જેમ વૃષ્ટિ કરીને પૃથ્વીપરનાં સ્થાવર અને જંગમ સર્વ પદાર્થોનું પોષણ કરે છે; તેમ જ વેદો પણ વેદાધ્યયન કરનારા લોકોના પોતાનાં અંગોને યુગે યુગે પુષ્ટિ આપે છે.‡[૧૮] બેશક કાળ અનેકપણું ધારણ કરે છે. કાળને આદિએ નથી ને અંતે નથી. કાળ પ્રજાને ઉત્પન્ન કરે છે અને કાળ જ તેનો લય કરે છે, એ વિશે મેં તને પ્રથમ કહ્યું જ છે.[૧૯] કાળ પ્રાણી માત્રના ઉત્પન્નનું બીજ છે; કાળ તેઓનું પોષણ કરે છે; કાળ પ્રાણીઓનો નાશ કરનાર અને નિયામક છે. જેને વિશે સુખદુઃખયુક્ત અનેક પ્રાણીઓ સ્વાભાવિક રીતે જ નિવાસ કરીને રહે છે, તે કાળનું સ્વરૂપ મેં તને પૂર્વે કહ્યું છે.[૨૦] હે તાત! સર્ગ (જગતની ઉત્પત્તિ), કાળ, ધારણા, વેદ, કર્તા, કાર્ય ને ક્રિયાનું ફળ આ વિશે તેં મને પૂર્વે પ્રશ્ન કર્યું હતું, એનું ઉત્તર મેં તને આપ્યું.[૨૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो प्रश्न' ए नामनो अध्याय २३८ मो समाप्त.

## અધ્યાય ૨૩૯ મો.

### વ્યાસ શુકનો સંવાદ–બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! આ રીતે (પિતા) પરમર્ષિ વ્યાસે પરમ ઉપદેશ આપ્યો તે સાંભળીને, તેના ઉપદેશની (પુત્રે) પ્રશંસા કરી અને મોક્ષ ધર્મને માટે આ પ્રમાણે પ્રશ્ન પૂછવાનો આરંભ કર્યો.[૧]

શુકે પૂછ્યું;–બુદ્ધિમાન્, વેદ તથા વેદાંગ જાણનારા, યજ્ઞ કરનાર, કૃતબુદ્ધિ અને ઈર્ષા રહિત એવો પુરુષ પ્રત્યક્ષ તથા અનુમાનવડે જાણવામાં આવે નહિ તેવા, તથા અલૌકિક એવા બ્રહ્મને કેવી રીતે જાણી શકે?[૨] હું તને પૂછું છું, તે મને કહે, કે બ્રહ્મ કેમ પ્રાપ્ત કરી શકાય. એ બ્રહ્મ તપવડે, બ્રહ્મચર્યવડે, સર્વસ્વના ત્યાગવડે અથવા તો બુદ્ધિવડે જાણવામાં આવે છે? વા સાંખ્ય કે યોગના જ્ઞાનથી જાણવામાં આવે છે?[૩] પુરુષ કયા ઉપાયથી મનનું તથા ઇન્દ્રિયોનું એકાગ્રપણું પ્રાપ્ત કરી શકે, તે તું મને કહે.[૪]

વ્યાસે કહ્યું;–વિદ્યા તથા તપ સંપાદન કર્યા વિના, ઇન્દ્રિયોનો નિગ્રહ કર્યા વિના, અને સર્વ વસ્તુઓનો ત્યાગ કર્યા વિના, કોઇ પણ પુરુષ સિદ્ધિને પ્રાપ્ત કરી શકતો નથી.§[૫] સ્વયંભૂ એવા બ્રહ્માની પ્રથમ સૃષ્ટિ સર્વે મહાભૂતો છે. તે પંચ મહાભૂતો જીવ સમુદાયમાં દેહાભિમાની એવા મૂઢ જીવોને વિશે રહેલાં છે. અર્થાત્ મૂઢ જીવો તે પંચ મહાભૂતોને આત્મારૂપે માની બેઠાં છે.‖[૬] પૃથ્વીથી દેહ ઉત્પન્ન થાય છે; જળમાંથી શરીરનો સ્નેહ ઉત્પન્ન થાય છે; અગ્નિ તત્ત્વમાંથી બે નેત્ર ઉત્પન્ન થાય છે; વાયુ તત્ત્વમાંથી પ્રાણ, અપાન આદિ વાયુ ઉત્પન્ન થાય છે; અને નેત્ર, કાન આદિ અવકાશવાળા ભાગમાં આકાશ તત્ત્વ રહેલું છે.[૭] ચરણનો દેવતા

---

* ગાયો પુષ્કળ દૂધ આપતી નથી પૃથ્વી ફળદાયક હોતી નથી, પાણીમાં માધુર્ય હોતું નથી, તથા ઔષધિઓમાંથી સ્વાદિષ્ટપણું તથા રોગને સારા કરવાના ગુણો જતા રહે છે; કારણ કે તેનું જ્ઞાન હોતું નથી.

† પ્રતાપચંદ્ર રૉયની પ્રતમાં આ શ્લોક આ પ્રમાણે અર્થવાળો છે. 'પોતાના વર્ણાશ્રમ ધર્મને અનુસરનારાઓ દુઃખી થાય છે, તેમ જ સર્વ સ્થાવર તથા જંગમ વસ્તુઓમાં સારાને બદલે નઠારો ફેરફાર થાય છે.'

‡ वर्षति નો અર્થ पुष्यति થાય છે. अंगानि એટલે યોગના આચરણ માટેના નિયમો, તેમ જ અન્ય સર્વ પ્રકારના વિધિઓ તથા નિયમો. વેદનું જ્ઞાન, આ સર્વની વૃદ્ધિ કરે છે તથા વેદે કહેલા વિધિ નિયમો બ્રહ્મચારીની સર્વ કામનાઓને પૂરી પાડે છે.

§ વિદ્યા, તપ, ઇન્દ્રિયનિગ્રહ તથા ત્યાગવડે ચાર આશ્રમોને ગ્રહણ કરવા. બ્રહ્મચર્યાવસ્થામાં વિદ્યા સંપાદન કરવી; ગૃહસ્થાશ્રમમાં સંસારમાં લેવાવું નહિ તે રૂપી તપ કરવું; વાનપ્રસ્થાશ્રમમાં ઇન્દ્રિયનિગ્રહ–કામ ક્રોધાદિ ષડ્રિપુને જિતવા અને સંન્યાસાશ્રમમાં સર્વનો ત્યાગ કરવો.

‖ ટીકાકાર એમ કહે છે કે, 'આત્મારૂપે માની બેઠા છે' એટલે દેહીઓમાં જેઓ અત્યંત મૂઢ છે, તેઓ આ પંચ મહાભૂતો, જે અન્યાત્મારૂપ છે, તેને આત્મારૂપ અથવા તો આત્માના વિષયરૂપે માને છે.

વિષ્ણુ છે; હાથનો દેવતા ઇન્દ્ર છે; પેટનો દેવતા અગ્નિ છે, તે ખાવાની ઇચ્છા કરે છે. કર્ણમાં શ્રોત્ર ઇન્દ્રિય રહેલી છે; જિહ્વામાં વાક્ ઇન્દ્રિય રહેલી છે અને તેની દેવતા સરસ્વતી છે.*[૮] કર્ણ, ત્વચા, ચક્ષુષ, જીભ અને નાક એ પાંચે જ્ઞાનેન્દ્રિયો છે અને તે શબ્દાદિક વિષયોને ગ્રહણ કરનારી છે.[૯] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાંચમો ગંધ, આ પાંચ વિષયોને સદાય ઇન્દ્રિયોથી ભિન્ન જાણવા.[૧૦] જેમ સારથિ નિત્ય ઘોડાઓને નિયમમાં રાખે છે, તેમ મન ઇન્દ્રિયોને નિયમમાં રાખે છે; અને પોતાની મરજી પ્રમાણે તેની યોજના કરે (ચલાવે) છે; અને હૃદયમાં રહેલો ભૂતાત્મા જીવ, સદા તે મનને પોતાના નિયમમાં રાખીને તેને કાર્યમાં જોડે છે.[૧૧] મન એ સર્વ ઇન્દ્રિયોનો રાજા છે. તે નિયમ-ઉત્પત્તિ તથા વિસર્ગ-લય કરવામાં સમર્થ છે; તેમ બુદ્ધિની ઉપાધિવાળો જીવ તેને કાર્યમાં પ્રેરવા તથા તેને ચેષ્ટા રહિત કરવામાં સમર્થ છે.†[૧૨] ઇન્દ્રિયો; ઇન્દ્રિયોના વિષયો; સ્વભાવથી ઉત્પન્ન થતા ગુણો; બુદ્ધિની વૃત્તિ; મન, પ્રાણ, અપાન, જીવ આ સર્વ નિત્ય દેહધારીઓના દેહોને વિશે રહેતાં ઇન્દ્રિયોના વિષયો છે.‡[૧૩] આ જાગ્રત દેહ, જેમાં બુદ્ધિ વસે છે તેનું સત્ય અસ્તિત્વ જ નથી. તે માટે દેહ, બુદ્ધિનું આશ્રય સ્થાન નથી; (કારણ કે તે પણ સ્વપ્નના દેહ જેવો જ ભાન સ્વરૂપ છે) પરંતુ સત્વ, રજ અને તમ એમ ત્રણ ગુણાત્મિકા, મૂળ પ્રકૃતિ જે શબ્દ સ્વરૂપ છે, તે જ આશ્રય રૂપ છે. ચિદાત્મા પણ બુદ્ધિનો આશ્રય નથી (કારણ કે ચિદાત્મા અસંગ અને અવિકારી છે). વાસના જ બુદ્ધિને ઉત્પન્ન કરે છે; પરંતુ ત્રણ ગુણોને કોઇ પણ રીતે વાસના ઉત્પન્ન કરતી નથી.§[૧૪] એ પ્રમાણે પ્રાજ્ઞપુરુષ, પાંચ ઇન્દ્રિયો, પાંચ ઇન્દ્રિયોના વિષયો, અને છ સ્વાભાદિક ગુણો એમ સોળ ગુણોથી વિંટાયલો સત્તરમો ચિદાત્મા છે. મનોનિગ્રહશીલ બ્રાહ્મણ, પોતાની બુદ્ધિને વિશે, પોતાના મનદ્વારા, તે ચિદાત્માનાં દર્શન કરે છે.[૧૫] આ મહાન્ આત્મા, નેત્રદ્વારા જોવામાં આવતો નથી; સર્વ ઇન્દ્રિયોદ્વારા જોવામાં આવતો નથી; પરંતુ એ સર્વથી પર એવા મનરૂપી દીપકદ્વારા પ્રકટ રીતે જોવામાં આવે છે.[૧૬] તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ રહિત છે; વિકાર રહિત છે; શરીર રહિત છે તથા ઇન્દ્રિયોથી રહિત છે; છતાં તે ચિદાત્માનું શરીરને વિશે જ અવલોકન કરવું.[૧૭] તે આત્મા અવ્યક્ત છે, પરમ છે, અને (મરણ ધર્મવાળા) સર્વ પ્રાણીઓને વિશે આશ્રય કરીને રહેલો છે. જે પુરુષ ગુરુ પાસેથી વેદનું જ્ઞાન સંપાદન કરી તેનાં દર્શન કરે છે, તે પુરુષ મરણ પછી બ્રહ્મનાં સ્વરૂપને પામે છે.[૧૮] જ્ઞાનસંપન્ન પુરુષ તથા સત્કુળસંપન્ન બ્રાહ્મણ, પોતાના શિષ્ય વિશે, ગાય વિશે, હાથી વિશે, કુતરા વિશે, અને ચંડાળ વિશે-સર્વે વિશે, સમાન દૃષ્ટિ-બ્રહ્મ દૃષ્ટિથી જુવે છે.‖[૧૯] જેનાથી આ સર્વ જગત્ વ્યાપ્ત થયેલું છે તે પરમાત્મા સ્થાવર અને જંગમાત્મક સર્વ પ્રાણીઓને વિશે વાસ કરી રહ્યો છે. સર્વ વસ્તુ બ્રહ્મવડે વ્યાપ્ત છે. વેદનો શબ્દ જેટલા આત્માના પ્રદેશને રોકે છે, તેટલો જ આત્મા, પરમાત્માના પ્રદેશને રોકે છે.[૨૦] જ્યારે કોઈ પ્રાણી સર્વ ભૂતમાત્રને વિશે આત્માને અને આત્માને વિશે પરોવાયલાં સર્વ પ્રાણીને જૂવે છે;[૨૧] ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે. બ્રહ્મ અનેક રૂપે વાણીનો વિષય થઇને રહેલું

---

* ટીકાકાર નીલકંઠ વિવેચન કરે છે કે,-આ શ્લોકનો ભાવાર્થ એ છે કે યોગમાર્ગથી આત્મા ભોક્તા છે, કર્તા નથી. રૉય કહે છે કે એ ખોટું છે. સાંખ્યાનુસાર આત્મા કર્તા કે ભોક્તા કંઈ જ નથી; તે જ સત્ય છે. ઇન્દ્રિયોમાં રહેલા દેવતા કર્તા અને ભોક્તા છે, અને તે કર્તા ભોક્તાનો ભાર આત્મા, અવિદ્યાને લીધે પોતામાં આરોપિત કરે છે.

† નિયમ તથા વિસર્ગ આ શબ્દવડે ટીકાકારે નાશ તથા ઉત્પત્તિ એવો અર્થ કર્યો છે. રૉયે નાશ તથા ઉત્પત્તિ અર્થ નથી લીધો, પણ નિયમમાં યોજવું આ અર્થ લીધો છે.

‡ 'દેહધારીઓના દેહોને વિશે રહેતા ઇન્દ્રિયોના વિષયો'-આનો અર્થ ટીકાકાર એમ કરે છે કે, હૃદયાકાશને વિશે રહેલી ચેતનાઓ કે જે જરૂર પડવે મનના સમક્ષ હાજર થાય છે તે. સ્વભાવનો અર્થ શીત તથા ઉષ્ણતાના સરખા ગુણોને લેવા.

§ શ્લોક ૧૩ માં કયા કયા ભૂતો દેહમાં રહેલા છે તેનું વર્ણન કર્યું છે. ૧૪ મા શ્લોકમાં સત્વનું સ્વરૂપ સમજાવ્યું છે. અહીં સત્વ શબ્દવડે બુદ્ધિ લેવી. અત્ર ખુલ્લું કહ્યું છે કે, સત્વને કોઇનો આશ્રય નથી. આપરથી એમ નહી માનવું કે, બુદ્ધિને કોઇનો આશ્રય નથી. તેમ કહે તો તે અયુક્ત છે. પણ આનું તાત્પર્ય એમ સમજવાનું છે કે, બુદ્ધિનો આશ્રય અર્થાત્ બુદ્ધિ જેમાં રહે છે એવા શરીરની સ્થિતિ હોતી નથી. સત્ય સિદ્ધાંત એ છે કે, શરીરનું અસ્તિત્વ જ હોતું નથી, પણ તેનું અસ્તિત્વ કેવળ સ્વપ્નવત્ હોય છે. શરીર જ્યારે નથી તો બુદ્ધિનો ખરો આશ્રય કોણ? આના ઉત્તરમાં કહ્યું છે કે, ત્રણ ગુણવાળી મૂળ પ્રકૃતિ જેમાં રહેલી છે એવો ગુણ બુદ્ધિનો આશ્રય છે. વળી અહીં દર્શાવ્યું છે કે, ચેતન જેને આત્મા કરી કહેવામાં આવે છે, તે બુદ્ધિનો આશ્રય નથી. કારણકે આત્મા દરેક વસ્તુથી ભિન્ન તથા કોઇ પણ પ્રકારના વિકારથી રહિત છે. શું ત્યારે બુદ્ધિ, આશ્રયી થવાને બદલે ગુણરૂપે નહિ કહેવાઇ શકે? આ શંકાનું સમાધાન કરવા માટે કહ્યું છે કે, તે જ (વાસના) સત્વ ગુણને ઉત્પન્ન કરે છે, પણ વાસના ગુણોની ઉત્પન્ન કર્તા નથી; કારણકે અનાદિ એવી વાસના સત્વના કારણરૂપ છે ને એ વાસના ત્રિગુણાત્મિકા કહેવાય છે. આથી ગુણો સત્વના કાર્યરૂપે હોઇ શકે નહિ. વાસનાથી સ્વતંત્ર રીતે ગુણોનું અસ્તિત્વ હોય છે ને વાસના જેનું કારણ છે એવી બુદ્ધિ ગુણોને આશ્રયી છે. આ શ્લોકમાં શરીરનું સ્વરૂપ, બુદ્ધિ તથા ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે.

‖ આવા મનુષ્યો સર્વ વસ્તુમાં બ્રહ્મને જૂવે છે ને કોઇમાં ભેદ જોતાં નથી. अभिजनः અર્થાત્ शिष्यकुलादि. શ્રી ગીતાના ૫ મા અધ્યાયનો ૧૮ મો શ્લોક પણ એ જ ભાવદર્શક છે.

છે અને એક પુરુષ જેટલા અંશમાં પોતાને બ્રહ્મરૂપ માને છે, તેટલા અંશમાં તે બ્રહ્મરૂપ થાય છે. જે પુરુષ એ પ્રમાણે નિત્ય જાણે છે, તે મોક્ષ મેળવવા માટે સમર્થ થાય છે.*[૨૨] સર્વ પ્રાણીઓના આત્મારૂપ, વ્યાપક, પ્રાણીઓનું હિત કરનાર, માર્ગ રહિત અને બ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પુરુષના માર્ગમાં, દેવતાઓ પણ મુઝાય છે.†[૨૩] જેમ આકાશમાં ઉડનારાં પક્ષીઓની અને પાણીમાં ચાલનારાં માછલાંઓની ગતિ ( માર્ગ ) જાણવામાં આવતી નથી; તેમ જ આત્મતત્ત્વને જાણનારા પુરુષોની ગતિ (માર્ગ) પણ જાણવામાં આવતી નથી.[૨૪] કાળ પંડે જ સર્વ ભૂતોને પોતાને વિશે પકાવે છે ( ઉત્પન્ન કરે છે ) ને પચાવે છે ( અર્થાત્ નાશ કરે છે ); પરંતુ કયે કાળે, કાળ પોતે રંધાય છે, તેને કોઇ જાણતું નથી.‡[૨૫] જે પરબ્રહ્મવિષે હું સમજાવું છું તે નથી ઉપર, કે નથી આડો, કે નથી અવળો, કે નથી નીચે, કે નથી મધ્ય ભાગમાં. તેમ તે કોઈ સ્થાનમાં પણ નથી, કે જ્યાં આગળ જઇને તેને પ્રાપ્ત કરી શકાય.§[૨૬] આ સર્વે લોકો તે મુક્ત પુરુષના સ્વરૂપમાં રહેલા છે. કોઇ પણ પદાર્થ તેના સ્વરૂપથી બહાર નથી. દોરીમાંથી છૂટેલા બાણની પેઠે કોઈ નિત્ય વધ્યું જાય,[૨૭] અથવા તો મનના જેવો કોઈ વેગ ધરાવે તોપણ, કોઇ પુરુષ જગતના કારણરૂપ બ્રહ્મના પારને પહોંચી શકતું નથી.‖ તે કારણભૂત બ્રહ્મ સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ અને સ્થૂલ કરતાં પણ સ્થૂલ છે (કારણ કે બ્રહ્મ સર્વવ્યાપક છે).[૨૮] તેના હાથ અને પગ સર્વત્ર ફેલાયલા છે; તેનાં નેત્ર, મસ્તક અને મુખ વિશ્વવ્યાપી છે; તેના કર્ણ સર્વ તરફ છે; તે આ સર્વ જગતને વિંટીને રહેલું છે;¶[૨૯] તે અણુના કરતાં પણ અણુ છે; મહાનના કરતાં પણ મહાન્ છે; તે સર્વ પ્રાણીઓના શરીરવિશે અવશ્ય રહેલું છે; છતાં તે જોવામાં આવતું નથી.$[૩૦] ક્ષર તથા અક્ષર એ બન્ને આત્માનાં જ સ્વરૂપ છે. એમાંનું ક્ષર સ્વરૂપ સર્વ પાણીઓને વિશે રહેલું છે અને અક્ષર સ્વરૂપ દિવ્ય તથા અમૃતમય અને અવિનાશી છે.[૩૧] જો કે તે (બ્રહ્મસ્વરૂપ) આ સ્થાવર તથા જંગમરૂપ સર્વ જગતનો નિયંતા–ચંચળતારહિત તથા વશી–ઉપાધિના દોષોથી અપરાજિત છે; તથાપિ તે નવ દ્વારવાળા+ પુરમાં પ્રવેશ કરીને ગતિ વગેરે કર્મ કરનારું થાય છે.**[૩૨] ગતિ, સુખ દુઃખ, રૂપોની પૃથકતા તથા નવ પદાર્થોના સમુદાયના સંબંધથી અજન્મા બ્રહ્મને, તત્ત્વવેત્તાઓ હંસ (કર્મ કર્તા) કહે છે.††[૩૩] હંસપદે કરીને જે જીવ નામનો અક્ષર કહ્યો છે, તે જ કૂટસ્થ અક્ષર છે. તે અક્ષરને પ્રાપ્ત થઇને જ્ઞાની પુરુષ મરણનો તથા જન્મનો ત્યાગ કરે છે ( અર્થાત્ જન્મ મરણ રહિત થાય છે ).‡‡[૩૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो प्रश्न' ए नामनो अध्याय २३९ मो समाप्त.

---

* ૨૧ મા શ્લોકના પ્રથમ ચરણમાં જે કહ્યું છે, તેનું આ શ્લોકમાં પુનરાવર્તન કરવામાં આવ્યું છે. વેદાત્માવડે વેદ શબ્દ અર્થાત્ વેદમાં દર્શાવેલાં વચનો સમજવાં. શ્લોકના બીજા ચરણમાં જે આત્મા શબ્દ છે તેવડે પોતે અર્થાત્ મનુષ્ય પોતે થાય છે. આ શ્લોકનો ભાવ આ પ્રમાણે છેઃ–વેદમાં કહ્યું છે, કે સર્વ વસ્તુ આત્મારૂપ છે. જેટલા પરિમાણે એક મનુષ્ય સર્વ વસ્તુને આત્મારૂપ માને છે, તેટલા પરિમાણે કરી તેણે બ્રહ્મપ્રાપ્તિ કરી કહેવાય છે. જો પૂર્ણ રીતે સર્વને એક જણ પોતાના રૂપે માને છે તો તેણે પૂર્ણ રીતે બ્રહ્મપ્રાપ્તિ કરી કહેવાય છે. જો થોડે અંશે માનતો હોય તો થોડે અંશે બ્રહ્મપ્રાપ્તિ કરી કહેવાય છે.

† એમ કહેવાય છે કે, આવા મનુષ્યનો માર્ગ આકાશની માફક અદૃશ્ય હોય છે. ટીકાકાર અહીં કહે છે કે, જે માર્ગ તેઓએ ગ્રહણ કર્યો હોય છે તેથી દેવો પણ મોહ પામે છે અને મુઝાવાનું કારણ એ કે, બ્રહ્મજ્ઞાની, કર્મમાર્ગ–યજ્ઞાદિનો ત્યાગ કરે છે, તેથી દેવોને તેનો ભાગ મળતો નથી. સમજાવેલા ઉપલા અર્થ કરતાં, વધારે સારો અર્થ આ હોઈ શકે. આપણે દેવ છતાં મોક્ષપ્રાપ્તિનો માર્ગ ગ્રહણ કરી શકતા નથી, અને આ મનુષ્ય તે પ્રાપ્ત કરે છે તેથી મુઝાય છે. क्षिणेपुण्येमृत्युलोकेपततंति. દેવતાઓને તો પુણ્ય પરવાર્યા પછી પાછા મૃત્યુ લોકમાં પડવાનું છે, અને મોક્ષ પામવો એટલે આવર્જન વિસર્જન મટી જાય છે.

‡ અર્થાત્ જેમાંથી કાળ ઉત્પન્ન થાય છે તે જ બ્રહ્મ છે.

§ આ શ્લોકમાં દર્શાવ્યું છે કે, બ્રહ્મને અમુક સ્થાનમાં જ જોવામાં આવશે, એમ હોતું નથી, પછી તે સ્થાન ગમે તેટલું પવિત્ર હોય. તે સર્વ સ્થળમાં પ્રાપ્ત થાય છે ને સર્વથી પ્રાપ્ત થાય છે.

‖ કેમકે તે નિઃસીમ છે.

¶ આ જ અર્થવાળો એક શ્લોક શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહ્યો છેઃ- अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स श्रृणोत्यकर्णः। स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम्.

$ આ જ શ્લોકને મળતો કઠોપનિષદમાં એક શ્લોક છેઃ– अणोरणीयान्महतो महीयानात्मास्य जन्तोर्निहितोऽगुहायाम्। तमक्रतुः पश्यति वीतशोको धातुःप्रसादान्महिमानमात्मनः ગીતામાં પણ ૧૩ મા અધ્યાયનો ૧૩ મો શ્લોક આને મળતો છે.

\+ દેહનાં નવ દ્વારઃ બે નેત્ર, બે કર્ણ, બે નસકોરાં, મુખ, ગુદા અને ઉપસ્થ ઇન્દ્રિય.

** તાત્પર્ય કે આત્મા–પરમાત્મા–દેહમાં અદૃશ્યરૂપે રહે છે અને તેને જ્ઞાની પુરુષ જ જાણી શકે છે.

†† ભાવ એ છે કે, શરીરને વિશે રહેતા આત્મા પરમાત્માની સાથે સાદૃશ્યતા ધરાવે છે તથા એકલા વિવેકી પુરુષો જ તેને જાણે છે.

‡‡ આ શ્લોકનો અન્વય આ પ્રમાણે છેઃ–हंसोक्तं च यत् अक्षरं तत् (एव) कूटस्थं अक्षरम्. અર્થાત્ જીવાત્મા તથા પરમાત્માની વચ્ચે કોઈ રીતની વિશેષતા નથી, બેઉ એકસરખા જ છે. हंस એટલે જીવ, कूटस्थ એટલે પરમાત્મા.

## અધ્યાય ૨૪૦ મો.

### વ્યાસ શુકનો સંવાદ-યોગમાર્ગ.

વ્યાસે કહ્યું:-હે ઉત્તમ પુત્ર! તારા પ્રશ્ન ઉપરથી મેં તને સાંખ્ય પ્રમાણે જ્ઞાનનું સ્વરૂપ કયું છે તે સમજાવ્યું.[૧] હવે તેં પૂછેલા યોગ સંબંધી તારા પ્રશ્નનું ઉત્તર આપું છું, તે તું શ્રવણ કર. હે તાત! બુદ્ધિ, મન ને ઇન્દ્રિયોનું એકપણું[૨] અને તેઓનું સર્વવ્યાપક એવા આત્માની સાથે જે એકપણું, તેને ઉત્તમોત્તમ જ્ઞાન કહે છે. એ જ્ઞાનને શાંત, દાંત, અધ્યાત્મ તત્ત્વનું ચિંતન કરનારા, આત્મામાં આરામ કરનારા, પવિત્ર કર્મ કરનારા જ્ઞાની પુરુષે (ગુરુ પાસેથી) જાણવું જોઇએ. જ્ઞાની પુરુષે, યોગ સાધવામાં આવરણરૂપ જે પાંચ દોષો કહ્યા છે, તે દોષોનો પ્રથમથી જ નાશ કરવો.[૩-૪] એ દોષો આ પ્રમાણે છે: કામ, ક્રોધ, મોહ, ભય અને પાંચમું સ્વપ્ન. શમ (શાંતિ) વડે ક્રોધને જિતવો; સંકલ્પના ત્યાગથી કામને જિતવો;[૫] બુદ્ધિના સેવનથી ધીર પુરુષે નિદ્રાને જિતવી; ધૃતિથી શિશ્ન અને ઉદરને જિતવાં-નિયમમાં રાખવાં (વિષયોની ઇચ્છાને અને મીઠા મીઠા પદાર્થો ખાવાની ઇચ્છાને શાંત પાડવી); નેત્રવડે હાથનું તથા ચરણનું (કંટકાદિકથી) રક્ષણ કરવું;[૬] મનવડે નેત્રનું અને કાનનું રક્ષણ કરવું; કર્મવડે મનનું અને વાણીનું રક્ષણ કરવું; અપ્રમાદથી (સાવધાનપણાથી) ભયનો ત્યાગ કરવો અને બુદ્ધિમાનની સેવા કરીને દંભનો ત્યાગ કરવો.[૭] આ રીતે યોગ સેવનારા પુરુષે સાવધાન થઇને નિત્ય યોગના દોષોને જિતવા. તેણે અગ્નિ અને બ્રાહ્મણોનું પૂજન કરવું; દેવતાઓને પ્રણામ કરવા;[૮] મનને દુઃખી કરનારી અને હિંસાથી ભરેલી, વીર પુરુષોની કામપ્રધાન વાણી બોલવી નહિ. બ્રહ્મ (દરેક વસ્તુના) તેજોમય બીજરૂપ છે. વળી તે, જે બીજમાંથી દરેક વસ્તુ ઉત્પન્ન થાય છે તેના સારરૂપ છે.*[૯] ભૂત માત્રની ઉત્પત્તિ થઈ, ને તેના સ્થાવર જંગમાત્મકનો બ્રહ્મ દ્રષ્ટા થયો. ધ્યાન, અધ્યયન, દાન, સત્ય, લજ્જા, સરળતા, ક્ષમા,†[૧૦] શરીરની પવિત્રતા, આચારની પવિત્રતા, તથા ઇન્દ્રિયોનું દમન, આ સર્વ તેજની વૃદ્ધિ કરે છે; અને આ રીતે વૃદ્ધિ થવાથી પાપનો નાશ થાય છે.[૧૧] સર્વ પ્રાણી તરફ સમાન ભાવવડે વર્તવાથી ને જે કાંઈ સહેલાઇથી પ્રાપ્ત થાય તે વડે સંતોષ માનવાથી, મનુષ્ય સર્વ કામનાની સિદ્ધિને મેળવે છે તથા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.[૧૨] પાપનો નાશ કરવો; સત્વગુણ ધારણ કરવો; લઘુ આહાર કરવો; ઇન્દ્રિયોને જિતવી અને કામ તથા ક્રોધને વશ કરવા, એમ વર્તી બ્રહ્મનાં પદને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી.‡[૧૩] યોગીએ સાવધાન રહી મન તથા ઇન્દ્રિયોને એકાગ્ર કરી (બાહ્ય વિષયમાંથી પૂર્ણપણે પાછી વાળી), પૂર્વની રાત્રિએ તથા પાછલી રાત્રિએ ધ્યાનસ્થ રહેવું ને આત્માને વિશે જોવું.[૧૪] પણ જો પ્રાણીની (યોગ સાધના કરનારની) પાંચ ઇન્દ્રિયોમાંથી એક પણ ઇન્દ્રિય, વિષયમાં આસક્ત થયેલી હોય છે તો, ચામડાની મશકના છીદ્રમાંથી જેમ પાણી વહી જાય છે, તેમ વિષયાસક્ત પુરુષની તે ઇન્દ્રિયદ્વારા તેની પ્રજ્ઞા (બુદ્ધિ) પણ વહી જાય છે.‖[૧૫] માટે, જેમ મચ્છીમાર જાળને કરડી ખાય તેવાં દુષ્ટ માછલાંને પ્રથમ પકડી લે છે, તેમ જ યોગીએ પ્રથમ મનને વશ કરવું; અને પછી કર્ણ, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ ઇન્દ્રિયોને વશ કરવી.[૧૬] યોગ સેવનારાએ એ ઇન્દ્રિયોને નિગ્રહમાં રાખીને પછી તેને મનમાં સ્થાપન કરવી; અને પછી સર્વે સંકલ્પોનો ત્યાગ કરી દઈ, મનને બુદ્ધિને વિશે સ્થિર કરવું.[૧૭] પાંચ ઇન્દ્રિયોનું ધ્યેયની સાથે અનુસંધાન કરી યતિએ તેને મનમાં સ્થાપવી. તે પછી ઇન્દ્રિયો સહિત છઠ્ઠું જે મન, તેને બુદ્ધિને વિશે સ્થાપન કરવું;[૧૮] અને એ સર્વેનો બુદ્ધિને વિશે લય થયો કે, સંકલ્પથી ઉત્પન્ન થયેલી મલિનતાનો, તેઓ પોતાની મેળે ત્યાગ કરીને, પ્રસન્ન થાય છે અને તે સમય નિર્ધૂમ અગ્નિના જેવો, પ્રકાશમાન આદિત્યના જેવો તથા આકાશમાં પ્રકાશતી વિજળીના અગ્નિ જેવો બ્રહ્મ, આત્મિય બુદ્ધિને વિશે જોવામાં આવે છે!§ એ (બ્રહ્મરૂપ) આત્મા સર્વત્ર વ્યાપક હોવાથી તે સર્વ ઠેકાણે જોવામાં આવે છે; અને તેનામાં સર્વ (અહંકારાદિક વિકારો પણ) જોવામાં આવે છે.[૧૯-૨૦] જે મહાત્મા બ્રાહ્મણ, મનને જિતનારો છે, ધીરજવાળો છે, મહા બુદ્ધિમાન્ છે અને સર્વ પ્રાણીઓના હિતમાં પરાયણ

---

* આ શ્લોકના પાછલા ચરણનો અન્વય આ પ્રમાણે છે:- ब्रह्म तेजोमये शुक्रम्। यस्य शुक्रस्य सर्वं इदं तस्यापि ब्रह्मरसः અહીં રસનો અર્થ સાર થાય છે.

† શ્રુતિમાં કહ્યું છે કે, स ऐक्षत एकोऽहं बहुस्यां प्रजायेय। તેણે જોયું કે હું અનેકરૂપે થાઉં. આથી બ્રહ્મ અનેકરૂપે થયું. ટીકામાં કહ્યું છે કે ईक्षणकर्तृत्वेन सर्वात्मकत्वंगतं અર્થાત્ દૃષ્ટિ માત્રે કરી બ્રહ્મ સર્વ સ્થાવર તથા જંગમના આત્મારૂપ થયું.

‡ ब्रह्मणःपदं અર્થાત્ પ્રકૃતિ એમ ટીકાકારે અર્થ કર્યો છે. એપરથી શ્લોકના બીજા ચરણનો અર્થ એ થાય છે કે, મહત્તત્ત્વના લય સ્થાનરૂપ જે પ્રકૃતિ, તેનીપર જય મેળવવા પ્રયાસ કરવો જોઇએ.

§ અર્થાત્ પ્રજ્ઞા નાશ પામે છે અને યોગસાધના થઈ શકતી નથી, માટે ઇન્દ્રિયોને મજબુતાઈથી વશ કરવી.

‖ અર્થાત્ હું દેહી આત્મા નથી, પણ બ્રહ્મ છું એવું ભાન થાય છે.

રહેનારો છે, તે જ એ (પરમાત્મા)નાં દર્શન કરે છે.[૨૧] જે યોગી આ રીતે તીક્ષ્ણ વ્રત ધારણ કરી, યમ-નિયમાદિક પાળી, અમુક સમય સૂધી (છ મહિના સૂધી) એકાંતમાં એકલો બેસીને યોગનું સેવન કરે છે, તે અક્ષરાત્માના સમાનપણાને પામે છે.[૨૨]

પરંતુ યોગીને યોગ સેવતાં આ પ્રમાણેનાં વિઘ્નો નડે છેઃ યોગમાં ધ્યેય વસ્તુનો કોઇ વાર લય થાયછે; કોઇ વાર ભ્રમ (વિક્ષેપ) ઉત્પન્ન થાય છે; કોઇવાર આવર્ત (એકજ શરીરમાં ભિન્ન ભિન્ન ભાવો થાય છે; દિવ્ય ગંધાદિકનું ગ્રહણ, દૂરથી શબ્દોનું શ્રવણ તથા દૂરથી સ્વરૂપોનું દર્શન થાય છે; અદ્દભુત રસોનો અને અદ્દભુત સ્પર્શોનો લાભ થાય છે; શીત તથા ઉષ્ણતાનો અનુભવ થાય છે; પવનની પેઠે આકાશગમનની શક્તિ આવે છે;[૨૩] સર્વ શાસ્ત્રનું અર્થજ્ઞાન થાય તેવી બુદ્ધિનો લાભ થાય છે; દિવ્ય સ્ત્રી વગેરેનો લાભ થાય છે. આ સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય, તો તેને વિઘ્નરૂપ સમજીને તત્ત્વવેત્તા યોગીએ તેનો અનાદર કરવો અને એક આત્માને વિશે જ સર્વ વસ્તુઓનો સંહાર કરવો.*[૨૪] મુનિએ ઇન્દ્રિયોને નિયમમાં રાખી અને વાણી ન બોલી, ત્રણે કાળમાં એટલે પ્રાતઃકાળમાં, પ્રથમની રાત્રે તથા પાછલી રાત્રિએ, પર્વતના શિખર ઉપર, ચૈત્ય (જીર્ણ) મંદિરમાં અથવા તો વૃક્ષની આગળના ભાગમાં (અર્થાત્ વૃક્ષની છાયામાં) બેસીને યોગ સાધવાનો અભ્યાસ કરવો.[૨૫] ધનમાં જેનું મન હોય તે જેમ ધનનું ચિંતન કરે છે; તેમ યોગીએ ઈન્દ્રિયોના સમુદાયને નિયમમાં રાખી, એકાગ્ર થઇને નિત્ય આત્માનું ચિંતન કરવું. યોગમાંથી મનને ઉદ્વિગ્ન કરવું નહિ;[૨૬] પણ જે ઉપાયથી ચંચળ એવાં મનને વશ કરી શકાય તે ઉપાય, મનને વશ કરવા માટે સેવવો; અને યોગચર્યા સમયે તે ઉપાયોથી ચલાયમાન થવું નહિ.[૨૭] યોગીએ મનને એકાગ્ર કરી, પર્વતોની ઉજજડ (નિર્જન) ગુફાઓમાં, દેવતાઓના મંદિરોમાં, કે શૂન્ય ઘરમાં રહેવા માટે ઉપક્રમ કરવો (રહેવું).[૨૮] યોગીએ મન, વાણી તથા કર્મવડે કોઇનો પણ સંગ કરવો નહિ; કેમકે યોગીને વસ્તુઓનો સંગ્રહ કે સંગ દુઃખકારક થઇ પડે છે. સર્વના તરફ ઉપેક્ષા રાખવી (બેદરકાર રહેવું); નિયમિત રીતે આહાર કરવો; લાભથી હર્ષ પામવો નહિ, તેમ હાનિથી ઉદાસ થવું નહિ;[૨૯] કોઈ તેને અભિનંદન આપે કે કોઈ તેની નિંદા કરે તે બન્નેના પ્રતિ સમાન ભાવ રાખવો; કોઇનું શુભ થાઓ કે અશુભ થાઓ, આવો વિચારજ કરવો નહિ.[૩૦] તેણે લાભ થવાથી અત્યંત હર્ષમાં આવવું નહિ; અથવા હાનિ થવાથી તે માટે ચિંતા કરવી નહિ. સર્વ પ્રાણી ઉપર સમભાવ રાખવો અને વાયુનીપેરે અસંગવૃત્તિ ધારણ કરવી.†[૩૧] ઉપર કહ્યા પ્રમાણે મનને સ્વસ્થ રાખનારો, પરનાં કાર્ય સાધનારો, સર્વ ઠેકાણે સમદૃષ્ટિ રાખનારો અને છ મહિના સૂધી નિત્ય નિયમમાં રહેનારો પુરુષ ૐકારરૂપ બ્રહ્મનું દર્શન કરીને બ્રહ્મરૂપ થાય છે.[૩૨] તેણે પ્રજાને (પ્રાણીને) સુવર્ણ સંપાદન કરવા માટે દુઃખી થતી જોઇને માટીના ઢેફાં, પત્થરા અને સુવર્ણ ઉપર સમાન દૃષ્ટિ રાખવી. વિરક્ત થયેલાએ ધનઉપાર્જનના માર્ગમાંથી વિરામ પામવું; પરંતુ તેને માટે મોહિત થવું નહિ.[૩૩] ધર્મ સંપાદન કરવાની ઇચ્છાવાળો પુરુષ હલકી જાતનો એટલે શૂદ્ર હોય અથવા તો ધર્મ સંપાદનની ઇચ્છાવાળી સ્ત્રી હોય, તોપણ જો તે યોગમાર્ગનું સેવન કરે છે, તો તે પરમ ગતિને પામે છે.‡[૩૪] પૂર્વે પણ નવા જ હોવાથી અજન્મા, અજર–જરારહિત, સનાતન, નિશ્ચળ એવી ઈન્દ્રિયોથી રહિત ને અપ્રાપ્ય, સૂક્ષ્મ–અણુના કરતાં પણ અણુ અને મહત્તર–મહાનના કરતાં પણ મહાન્, એવા પરમાત્માને, સર્વ સંગથી મુક્ત ને મનને જિતનારો પુરુષ, પોતાની બુદ્ધિવડે પ્રત્યક્ષ જુવે છે.§[૩૫]

ભીષ્મે કહ્યું;–મહાત્મા એવા ગુરુ મહર્ષિએ કહેલા યથાર્થ શાસ્ત્રપ્રસિદ્ધ વચનનો મનદ્વારા શબ્દ અને અર્થથી વિચાર કરીને તથા પોતાની મેળે યુક્તિથી તેની પરીક્ષા કરીને, વિવેકી પુરુષો શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા બ્રહ્માના સમાન થઇને બ્રહ્મલોકમાં જાય છે; અને ત્યાં બ્રહ્માના સમાન ભોગો ભોગવે છે અને જ્યારે બ્રહ્માની મુક્તિ થાય છે ત્યારે તેની પણ મુક્તિ થાય છે.‖[૩૬]

**इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २४० मो समाप्त.**

---

* યોગ આદર્શરૂપ છે અથવા એ સાધવો ને મોક્ષને પામવું એ અતિ દુર્ઘટ છે, એમ આ બે શ્લોકો દર્શાવે છે. એથી કદાચ કોઈ યોગવૃત્તિથી મોક્ષ પ્રાપ્ત કરવો એને કાલ્પનિક પણ કહે; પણ તેમ નથી. યોગાભ્યાસથી આ શક્તિ આપનાર સિદ્ધિઓ પ્રાપ્ત થાય અને જો યોગી તેમાં લીન થાય તો તેનું પતન થાય છે ને બ્રહ્મપ્રાપ્તિને બદલે ઉલટો નર્કમાં પડે છે. પણ જો એ સર્વ સિદ્ધિથી વિદૂર રહે તો તે મોક્ષને પામે છે. † असंग એટલે કોઈ પદાર્થ–પ્રાણીમાં બંધાવું નહિ. अनिकेतः એટલે ઘરબાર વગરનો. ‡ ટીકાકાર લખે છે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય, સાંખ્યના અને શ્રુતિસંમત तत्त्वमसि ના અધિકારી છે. § निश्चलैः इन्द्रियैः–અર્થાત્ જ્યારે ઇન્દ્રિયો મનમાં દ્રઢ થાય છે તથા મન બુદ્ધિમાં દ્રઢ થાય છે ત્યારે નિશ્ચય બુદ્ધિ. अजरं અર્થાત્ સારા અથવા નરસા કોઇ પણ પ્રકારના વિકારથી રહિત. सूक्ष्म કહેવાનું કારણ એ કે તે દુર્વિજ્ઞેય છે તથા महत्तर કહેવાનું કારણ એ કે તે અનંતરૂપે છે.

‖ अनुदृश्य શબ્દમાં રહેલા अनु વડે गुरुवचनमनु એમ અર્થ લેવો. જો એમ ન લેવામાં આવે તો अवेक्ष्य શબ્દ નકામો થઈ પડે. आभूतगतिं અર્થાત્ भूतसंप्लवपर्याप्तम् એટલે કે સર્વ પ્રાણીનો નાશ થવા સૂધી, इमं નો અર્થ શાસ્ત્રપ્રસિદ્ધ થાય છે.

## અધ્યાય ૨૪૧ મો.

### વ્યાસ શુકનો સંવાદ-કર્મ કર, કર્મ મા કર.

શુકે પૂછ્યું:-હે તાત વ્યાસ! વેદમાં આજ્ઞા કરી છે કે, તું સર્વ કર્મ કર. તેણે વળી એવી પણ આજ્ઞા કરી છે કે તું કર્મનો ત્યાગ કર. હું પૂછું છું કે, જ્ઞાનથી કઈ દિશાનો લાભ થાય છે અને કર્મથી કઈ દિશાનો લાભ થાય છે?*[1] આ વાત હું સાંભળવાની ઇચ્છા રાખું છું તે તું મને કહે; કેમકે આ બન્ને વિષયો એક બીજાથી વિષમ અને પ્રતિકૂળ છે.[2]

ભીષ્મે કહ્યું;-આ રીતે શુકે પ્રશ્ન કર્યું, એટલે પરાશરના પુત્ર વ્યાસે તેને આ પ્રમાણે પ્રત્યુત્તર આપ્યું: એ બે માર્ગવિષે હું તને સ્પષ્ટપણે સમજાવું છું. એમાં એક ક્ષર છે ને બીજો અક્ષર છે. એમાં ક્ષર પુરુષ કર્મમય છે અને અક્ષર પુરુષ જ્ઞાનમય છે.[3] હે વત્સ! જીવ જ્ઞાનવડે જે દિશામાં જાય છે અને કર્મવડે જે દિશામાં જાય છે, તે બન્નેનાં ગહન એવાં અંતરને તું એકમનનો થઇને સાંભળ. એ બે દિશા વચ્ચેનું અંતર, જેમ આકાશ વિશાળ છે, તેવું વિશાળ છે.[4] એક આસ્તિક પુરુષ (ધર્મને માનનારા)ની પાસે આવીને કોઇ નાસ્તિક કહે કે ધર્મ નથી, તે સાંભળીને તેને જેટલું દુ:ખ ઉત્પન્ન થાય; તેટલું દુ:ખ તારા આ પ્રશ્નથી મને થાય છે.[5] વેદમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ એમ બે પ્રકારના માર્ગનું બહુ સુભાષિત કર્યું છે.†[6] કર્મવડે (અવિદ્યાવડે) જીવંત પ્રાણી બંધાય છે. વિદ્યાવડે (જ્ઞાનવડે) મુક્તિને પામે છે. એ કારણથી જીવનરૂપી પારને જોનારા યોગીઓ કર્મ કરતા નથી.[7] સોળ વિકારવાળો જીવ, મરણ પછી પાછો દેહરૂપે, કર્મથી ઉત્પન્ન થાય છે અને (બ્રહ્મના) જ્ઞાનથી મરણ પછી, નિત્ય, અવ્યક્ત તથા વિકાર રહિત સ્વરૂપને પ્રાપ્ત થાય છે.[8] ઘણી જ ટુંકી બુદ્ધિવાળા કેટલાએક પુરુષો કર્મનાં વખાણ કરે છે; (તેથી તેઓ સ્ત્રીઓ વગેરેની સાથે વિહાર કરીને તેઓને રંજન કરે છે અને તેની વાસનાથી વાસિત થઇને) અને એક પછી એક દેહોને સતત ધારણ કરે છે.[9] પણ જેઓએ બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરી છે અને જેઓ કુશળતાથી ધર્મના સ્વરૂપને જોનારા છે, તે પુરુષો તો નદીનું પાણી પીનારાઓ જેમ કૂવા વાવનાં વખાણ કરતા નથી, તેમ કર્મનાં વખાણ કરતા નથી.[10] પુરુષને કર્મ કરવાથી કર્મનું ફળ-સુખ કે દુ:ખ તથા જન્મ કે મરણ-મળે છે; પરંતુ વિદ્યાથી તો એવું સ્થાન મળે છે કે, જ્યાં જઇને જીવને શોક જ કરવો પડતો નથી;[11] તેમ જ્યાં જવાથી મરણ થતું નથી તથા જેમાં પ્રવેશ થવાથી અહંભાવ પણ વ્યાપ્તમાન થતો નથી તથા પુન: દેહ ધારણ પણ કરવો પડતો નથી તથા તે જીવરૂપે પણ રહેતો નથી.[12] એ સ્થાનમાં ઉત્તમ, અવ્યક્ત, અચળ, કૂટસ્થ, નિત્ય, અવ્યાકૃત (નામરૂપ રહિત) ક્લેશ વગર પ્રાપ્ત થાય તેવો, અહંકારથી રહિત અને ભેદરહિત બ્રહ્મ વિરાજે છે.[13] એવા સ્થાનમાં સુખ દુ:ખ પીડા કરતાં નથી; સંકલ્પ પણ બાધ કરતા નથી. જ્યાં રહેનારા મહાત્માઓ, સર્વના ઉપર સમભાવ રાખે છે; સર્વની સાથે મિત્રતા રાખે છે; અને સર્વ પ્રાણીઓના હિતમાં પરાયણ રહે છે.[14] હે તાત! જાણ કે વિદ્યાસંપન્ન પુરુષ જૂદો હોય છે અને કર્મસંપન્ન પુરુષ જૂદો હોય છે. જાણ કે વિદ્યાસંપન્ન પુરુષ, ક્ષય પામ્યા વગર, જેમ ચન્દ્ર અમાવાસ્યાને દિવસે સૂક્ષ્મ કળાયુક્ત હોય છે તેમ તે રહે છે.[15] મહાન્ ઋષિએ (બૃહદારણ્યકમાં યાજ્ઞવલ્કયે) આના સંબંધમાં વિસ્તારથી વિવેચન કર્યું છે. આકાશમાં વક્રતંતુની માફક જે પડવાનો ચંદ્રમા દેખાય છે, તેને જોવાથી કર્માસક્ત પુરુષની પ્રકૃતિનું અનુમાન થાય છે.‡[16]

હે પુત્ર! જાણ કે, કર્માસક્ત મનુષ્ય વિકારાત્મક અગીઆર ભાવયુક્ત શરીરવાળો તથા સોળ કળાથી સૂક્ષ્મ રૂપવાળો જન્મ ધારણ કરે છે.[17] કમળમાં પાણીનું બિંદુ રહેલું છે; પણ તે જેમ કમળથી ભિન્ન છે; તેમ વિરાટ્ દેહમાં જે દેવ રહેલો છે, તે વિરાટ્ દેહથી ભિન્ન છે. તેનું નામ ક્ષેત્રજ્ઞ (આત્મા) છે. તે ક્ષેત્રજ્ઞ નિત્ય છે; તથા યોગવડે મન તથા બુદ્ધિ બેઉનું અતિક્રમણ કરનારો છે.§[18] તમોગુણ, રજોગુણ, અને સત્વગુણ આ ત્રણ ગુણ બુદ્ધિના છે. શરીરમાં રહેલો આત્માનો ગુણ બુદ્ધિ છે તથા આત્મા પરમાત્મામાંથી આવે છે, એમ જાણવું.‖[19] ચેતનાવાળું શરીર જીવના ગુણરૂપે કહેવાય છે. જીવ જ સર્વ શરીરોને ચેષ્ટા કરાવે છે. જેણે (ભૂર,

---

* વેદમાં કર્મ તથા જ્ઞાન બેઉનું વર્ણન છે; એમાં જ્ઞાનવાનને કર્મની આવશ્યકતા નથી.

† સુભાષિતનો અર્થ ટીકાકાર નીચે પ્રમાણે કરે છે:-अयं तु परमो धर्मः यद्योगेन आत्मदर्शनम्. અર્થ:-આ શ્રેષ્ઠ ધર્મ છે, કારણ કે તે આચરવાથી આત્મસાક્ષાત્કાર થાય છે.

‡ ભાવ એ છે કે કર્મવાન્ મનુષ્ય પડવાના ચન્દ્ર સરખો છે, અર્થાત્ તે વૃદ્ધિ અને ક્ષયવાળો છે.

§ એમાં દેહ એ જળને સ્થાને છે, કમળ આત્માને સ્થાને છે. જેમ કમળને જળનો પાસ લાગતો નથી, તેમ આત્માને દેહનો પાસ લાગતો નથી. योगजितात्मकं-योगेन जितः निरुद्धः आत्मा चित्तं येन तम्. અર્થાત્ યોગવડે જેણે ચિત્તનું રુંધન કર્યું છે એવો જીવ.

‖ શબ્દશ: અર્થ કરીએ તો, તમ, રજ તથા સત્વ એ જીવનો ગુણ છે. જ્ઞાનમય કોશ એ જીવના ખાસ ગુણરૂપે છે. વળી જીવ આત્માના પરિણામરૂપે છે તથા આત્મા પરમાત્મામાંથી થાય છે. ૨૦ મા શ્લોકમાં વળી કહ્યું છે કે, શરીર કે જે જડ છે તે જ્યારે આત્માયુક્ત હોય છે, ત્યારે તે ગુણોથી રહિત જીવના પરિણામરૂપે બને છે.

ભુવર્, સ્વર્ આદિ) સાત લોકોને જિત્યા છે તે જીવથી પર છે, એમ, ક્ષેત્ર શું છે (તથા ક્ષેત્રજ્ઞ શું છે) તેને જાણુવાવાળાઓ કહે છે.*[20]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २४१ मो समाप्त.

## અધ્યાય ૨૪૨ મો.

### વ્યાસ શુકનો સંવાદ–બ્રહ્મચારીના ધર્મ.

શુકે કહ્યું;–મને સમજાયું કે બે પ્રકારની સૃષ્ટિ છેઃ એક ક્ષર પ્રધાન પુરુષથી આરંભીને ચોવીશ તત્ત્વરૂપ સૃષ્ટિ ઈશ્વરથી થયેલી છે; અને બીજી વિષયો સાથે ઇન્દ્રિયોની સૃષ્ટિ, બુદ્ધિનાં ઐશ્વર્યથી ઉત્પન્ન થયેલી છે. એમાં બીજી સૃષ્ટિ પ્રથમના કરતાં ઉત્તમ પ્રકારની સૃષ્ટિ છે.†[1] છતાં, આ જગતમાં યુગાનુસાર પ્રવર્તતા સદાચારને હું ફરી સાંભળવાની ઇચ્છા રાખું છું અને સત્પુરુષો કયા આચારથી વર્તે છે, તે પણ સાંભળવાની ઇચ્છા રાખું છું.[2] વેદમાં આજ્ઞા કરી છે કે, 'તું કર્મ કર'; અને તેજ વેદે આજ્ઞા કરી છે કે (તું) 'કર્મનો ત્યાગ કર.' હવે 'કર્મ કર' અને 'કર્મનો ત્યાગ કર' આમ પરસ્પર બે વિરોધ વચનથી શું સમજવું? આ વચનનો અર્થ હું કેવી રીતે જાણી શકું, તેનું તું વ્યાખ્યાન કર.‡[3] હું લોકોની ધર્માધર્મરૂપ રીતિનાં તત્ત્વથી જાણીતો થયો છું; અને ગુરુના ઉપદેશથી પવિત્ર થયો છું. હવે ધર્માચરણથી બુદ્ધિને સંસ્કારવાળી કરી, સંસારમાંથી મુક્ત થઇને અવિકારી એવા પરબ્રહ્મનાં દર્શન કરીશ.[4]

વ્યાસે કહ્યું;–પૂર્વે બ્રહ્માએ પોતેજ મનુષ્યોને માટે જે વૃત્તિ નિર્માણ કરી છે, તે વૃત્તિ પ્રમાણે પૂર્વે થઇ ગયેલા મહર્ષિઓ આચરણ કરતા હતા.[5] તે મહર્ષિઓએ બ્રહ્મચર્યવ્રત પાળીને સર્વ લોકોનો વિજય મેળવ્યો છે. મનનું બુદ્ધિમાં આરોપણ કરવાવડે જે વસ્તુમાં પોતાનું હિત સમાયલું હોય, તેને અર્થે પ્રયાસ કરવો;[6] વનમાં રહીને કંદ તથા ફળનું અશન કરી મહાન્ તપ કરવું; પવિત્ર સ્થાનોમાં ફરવું; પ્રાણીઓના ઉપર દયા રાખવી;[7] વાનપ્રસ્થાશ્રમમાં રહેવું; તથા લોકોના ઘરમાં ધૂમાડો શાંત પડી જાય અને મુશળનો ધ્વનિ પણ શાંત પડી જાય,§ ત્યારે ભિક્ષા માગવાનો સમય થયો છે એમ સમજવું. તે સમયે ભિક્ષા માગી લાવીને નિર્વાહ કરવો. આ પ્રમાણે વર્તનારો પુરુષ બ્રહ્મરૂપ થાય છે.[8] તું સ્તુતિ તથા નમસ્કારની દરકાર છોડી દે; શુભ તથા અશુભનો ત્યાગ કર; જે કંઇ વસ્તુ મળી આવે તેનું ભોજન કર; અને અરણ્યમાં એકલો વિહાર કર.[9]

શુકે પૂછયું;–હે વ્યાસ! 'કર્મ કરવું' તથા 'કર્મ ન કરવું' આ બન્ને વેદવચન પ્રાકૃત લોકોના કહેવા પ્રમાણે વિરુદ્ધ છે. જો તે બન્ને વચન સપ્રમાણ હોય તો તો ઠીક; પરંતુ જો તે બન્ને પરસ્પર વિરુદ્ધ હોવાથી અપ્રમાણ હોય તો તેને શાસ્ત્રનું વચન કેમ કહી શકાય?‖[10] અને બન્ને વચન પ્રમાણ પણ કેમ મનાય? આનો ખુલાસો હું સાંભળવાની ઇચ્છા રાખું છું તથા કર્મોની સાથે વિરોધ ન આવે તે રીતે જ્ઞાનથી કેવી રીતે મોક્ષ થઈ શકે, તે જાણવા ઇચ્છું છું.[11]

ભીષ્મે કહ્યું;–આ રીતે ગંધવતીના પુત્ર વ્યાસને શુકે પ્રશ્ન કર્યું, ત્યારે વ્યાસે અપાર તેજવાળા પોતાના પુત્રના વચનનો સત્કાર કરીને તેને આ પ્રમાણે કહ્યું.[12]

વ્યાસે કહ્યું;–બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી, આ સર્વે જો પોતપોતાના આશ્રમના ધર્મ પ્રમાણે વર્તે છે તો તે પણ તેજ (જ્ઞાનીના જેવી જ) પરમ ગતિને પામે છે.[13] અથવા તો તેજ પુરુષ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે આ ચારેય આશ્રમોનું ઉત્તરોત્તર સેવન કરે છે; અને કામના તથા દ્વેષથી રહિત હોય છે તો તે પરબ્રહ્મને જાણવાનો અધિકારી થાય છે.[14] પરબ્રહ્મના પદને પામવા માટે ચાર આશ્રમોરૂપી ચાર

---

* જ્ઞાન જેમ ક્રિયાત્વડે પ્રાપ્ય છે તેમ બ્રહ્મ ક્રિયાવડે પ્રાપ્ય નથી; પરંતુ જ્ઞાનવડે પ્રાપ્ય છે. એટલા માટે બ્રહ્મની પ્રાપ્તિમાં જ્ઞાન તથા ક્રિયાનું એકત્રપણું સંભવતું નથી.

† અહીં બે પ્રકારની સૃષ્ટિનું વર્ણન કરવામાં આવ્યું છે, કે જેના સંબંધમાં પૂર્વના અધ્યાયમાં વ્યાસે કહ્યું છેઃ क्षरात्–प्रधानात् यः सर्गः અર્થાત્ પ્રકૃતિ એટલે ક્ષરથી થતા ચોવીસ તત્વયુક્ત જે સૃષ્ટિ, તે. ઇન્દ્રિયો તથા તેના વિષયવાળી બીજી સૃષ્ટિ છે; અર્થાત્ તે બુદ્ધિ પ્રાધાન્ય સૃષ્ટિ કહેવાય છે. કારણ કે વિષયો બુદ્ધિથી કલ્પાયલા છે. આ બીજી સૃષ્ટિને અતિસર્ગ કરી કહેવામાં આવે છે, કારણ કે તે ઉત્કૃષ્ટ અર્થાત્ પ્રધાન છે. તેને પ્રથમ કહેવામાં આવે છે; કારણ કે તે સર્વ પ્રાણી માત્રને બંધન કરવાની શકિત ધરાવે છે. અતિસર્ગનો અર્થ એમ પણ થઈ શકે કે, તે બીજી સૃષ્ટિની ઉત્પત્તિ અનન્યમાંથી થઈ છે.

‡ વ્યાસે પરસ્પર વિરુદ્ધ જતું વચન બરાબર સમજાવ્યું છે; પણ શુક પુનઃ તેનું સ્પષ્ટીકરણ કરાવવા ઇચ્છે છે.

§ જ્યારે ઘરમાંથી ધૂમાડો નીકળતો બંધ પડે ત્યારે જાણવું કે ખાવાપીવાનું હવે બંધ થયું છે. પૂર્વકાળમાં લોકો ઘરમાં ચોખા ખાંડી ઉપયોગમાં લેતા હતા, તેથી મુશળનો ધ્વનિ બંધ પાડવાનું કહ્યું રાંધવાના કે ખાંડવાના વખત ઉપર ભિક્ષુક જાય તો તેને આહાર માટે વધારે આપવામાં આવે; પણ તે વખત વીતી ગયા પછી જાય તો બહુ થોડુ મળે. માટે યતિ સંન્યાસીએ એવે સમયે ભિક્ષાએ જવું કે, સ્હેજસાજ–નિર્વાહ જેટલું જ મળે.

‖ વેદના આ પ્રમાણેના એકબીજાથી વિરુદ્ધ જતાં વચનો ગુંચવાડા ભરેલાં છે. ઉભય વચનો સપ્રમાણ હોય તો તે વેદવચન ન ગણાય, અને જો એક સત્ય હોય ને બીજું અસત્ય હોય તો વેદની મહત્તાનો નાશ થાય. વેદ ભૂલરહિત અને પ્રમાણુજ કહેનારા હોવા જોઇએ. શુક તેથી પૂછે છે કે વેદના પરસ્પર વિરુદ્ધ વચનોનું સમાધાન શું?

પગથીયાની નિસરણી છે. તે નિસરણી ઉપર ચઢીને પુરુષ બ્રહ્મલોકમાં જાય છે.[૧૫]

ધર્મમાં તથા અર્થમાં કુશળ એવા પુરુષે, આયુષ્યનો એક ચતુર્થાંશ ભાગ બ્રહ્મચર્યમાં ગાળવો; કોઇની ઈર્ષા કરવી નહિ. બ્રહ્મચર્ય પાળતી વખતે ગુરુની અથવા તો ગુરુપુત્રની સમીપમાં રહેવું.[૧૬] ગુરુને ઘેર વસે ત્યારે ગુરુના સૂતા પછી સૂવું તથા ગુરુના ઉઠ્યા પૂર્વે જાગ્રત થવું. જે કાર્ય શિષ્યે કરવા જેવું હોય તથા જે કાર્ય કિંકર–સાધારણ દાસે કરવા જેવું હોય તેવું સર્વ કાર્ય, ગુરુની આજ્ઞા થતા પહેલાં જ કરી લેવું અને પછી ગુરુની પાસે જઇને ઉભા રહેવું. તેના કિંકર (દાસ) થઇને રહેવું; તેનાં સર્વ કાર્ય કરવાં; સર્વ કાર્યમાં કુશળતા રાખવી.[૧૭-૧૮] ગુરુનાં સર્વ કાર્ય પૂર્ણ કર્યા પછી, અભ્યુદયની ઈચ્છાવાળા શિષ્યે, ગુરુની પાસે જઇ અધ્યયન કરવું; અને ગુરુચરણ સમીપ બેસી અધ્યયનમાં સંપૂર્ણ લક્ષ આપવું. હંમેશ સાદાઇથી વર્તવું, નિંદક ભાષણ કરવું નહિ, અને જ્યારે ગુરુ અધ્યયન માટે બોલાવે ત્યારે અધ્યયન કરવું.[૧૯] તેણે બહાર તથા આભ્યંતરથી પવિત્ર રહેવું; પ્રત્યેક કાર્યમાં ચતુરાઈ બતાવવી; ઉત્તમ ગુણોને ધારણ કરવા; પ્રિય લાગે તેવી વાત પ્રસંગ પડતાં બોલવી; અને ઈન્દ્રિયોને નિયમમાં રાખવી. શાંતિથી નેત્રવડે ગુરુની સામે જોયા કરવું.[૨૦] તેણે, ગુરુએ ભોજન કર્યું ન હોય ત્યાં સૂધી ભોજન કરવું નહિ, તેમ ગુરુએ જળાદિક પીધું ન હોય ત્યાં સૂધી કદી પણ જળ પીવું નહિ. ગુરુ ઉભા હોય ત્યાં સૂધી કદી પણ બેસવું નહિ અને ગુરુ સૂતા ન હોય ત્યાં સૂધી કદી પણ સૂવું નહિ.[૨૧] પોતાના બન્ને હાથ ઉંચા કરીને ડાબા હાથવડે ગુરુના ડાબા ચરણનો અને જમણા હાથવડે ગુરુના જમણા ચરણનો ધીરેથી સ્પર્શ કરવો (ધીમેધીમે ચાંપવા).[૨૨] તે પછી ગુરુને પ્રણામ કરીને કહેવું કે; “હે ભગવન્! મને ભણાવો. હે ભગવન્! હું આ કાર્ય કરીશ; અને મેં અમુક કાર્ય તો કર્યું છે,[૨૩] અને હે ગુરુ! આપ બીજું પણ જે કાર્ય કરવાની આજ્ઞા કરશો તે કાર્ય પણ હું કરીશ.” આ રીતે ગુરુની પાસે શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે સર્વ વાર્તા નિવેદન કરવી અને તેમની આજ્ઞા લઇને,[૨૪] સર્વ કાર્યો કરવાં; અને તે કર્યા પછી તે સર્વ વાર્તા ગુરુને પાછી નિવેદન કરવી. જે રસો અને જે ગંધો બ્રહ્મચારીએ સેવવા નહિ જોઇએ, તે રસો અને ગંધો સમાવર્તન નામનો સંસ્કાર કર્યા પૂર્વે સેવવા નહિ, આવો ધર્મશાસ્ત્રમાં નિશ્ચય છે.[૨૫] આ ઉપરાંત બીજા બ્રહ્મચારીને માટે વિસ્તારપૂર્વક નિયમો કહ્યા છે, તે સર્વે નિયમો પણ તેણે નિત્ય પાળવા. તેણે સદા ગુરુની સમીપમાં જ રહેવું (કે જેથી ગુરુ બોલાવે કે તુરત હાજર થવાય).[૨૬] અને ગુરુ પ્રસન્ન થાય તેવી રીતે પોતાની શક્તિ પ્રમાણે ગુરુની સેવા કરવી; અને પછી બ્રહ્મચર્ય આશ્રમમાંથી નીકળી સમાવર્તન સંસ્કાર કરી, ગૃહસ્થાશ્રમમાં આવવું. આ પ્રમાણે વેદ ભણવા માટે બ્રહ્મચર્ય તથા વ્રત પાળીને આયુષ્યનો ચોથો ભાગ ગાળવો.[૨૭-૨૮] બ્રહ્મચર્ય વ્રત પૂર્ણ થાય, એટલે ગુરુને દક્ષિણા આપીને શાસ્ત્રોક્ત વિધિથી સમાવર્તન સંસ્કાર કરવો.[૨૯] આયુષ્યના બીજા ભાગમાં ગૃહસ્થાશ્રમી થવું અને ધર્મશાસ્ત્રાનુસાર પોતાની જાતિની સ્ત્રી સાથે વિવાહ કરીને અગ્નિહોત્ર લેવું અને અગ્નિની ઉપાસના કરવી તથા ગૃહસ્થાશ્રમમાં કરવામાં આવતાં વ્રતો કરવાં.[૩૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २४२ मो समाप्त.

---

## અધ્યાય ૨૪૩ મો.

### વ્યાસ શુકનો સંવાદ–ગૃહસ્થના ધર્મ.

વ્યાસે કહ્યું;–હે શુક! આયુષ્યનો બીજો ચતુર્થાંશ ભાગ ગૃહસ્થાશ્રમી થઈને ઘરમાં ગાળવો. ધર્મ પ્રમાણે પોતાની જાતિની સ્ત્રી સાથે વિવાહ કરી, અગ્નિનું આહરણ કરીને તેમાં હોમ કરવો; તથા ગૃહસ્થાશ્રમનાં વ્રત પાળવાં.[૧] ધર્મશાસ્ત્રવેત્તાઓએ ગૃહસ્થને માટે ચાર પ્રકારની આજીવિકા કહી છે. પ્રથમ પ્રકારમાં ‘કુશળ ધાન્ય’–કોઠાર ભરી, ત્રણ વર્ષ સૂધી ચાલે તેટલાં ધાન્યનો સંગ્રહ કરી રાખવો તે. બીજી આજીવિકામાં, ધાન્યની કુંભી (ઘડા) એક વર્ષ ચાલે તેટલી ભરી રાખવી.[૨] ત્રીજી આજીવિકા ‘અશ્વસ્ત’ નામની છે; જેમાં રોજનું રોજ ધાન્ય સંપાદન કરીને ખાવું, પણ બીજા દિવસને માટે ચિંતા કરવી નહિ. ચોથી કાપોતી વૃત્તિ છે; એટલે ઉંછવૃત્તિથી આજીવિકા કરવી.* આ ચાર આજીવિકાઓ ગૃહસ્થને માટે શાસ્ત્રમાં કહી છે આ આજીવિકાઓમાં પૂર્વ પૂર્વની આજીવિકા કરતાં ઉત્તર ઉત્તરની આજીવિકા ઉત્તમ છે, એમ ધર્મનિષ્ઠોમાં શ્રેષ્ઠ એવા પુરુષોએ કહ્યું છે. ધર્માનુસાર એ ચારમાંથી એક આજીવિકાવડે જીવન ગાળવું.[૩] પ્રથમ પ્રકારની આજીવિકા કરનારાએ યજન યાજન, અધ્યયન અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ એ છ કર્મ કરવાં. બીજા પ્રકારની કરનારાએ યજન, અધ્યયન અને દાન એ ત્રણ કર્મ કરવાં. ત્રીજા પ્રકારની આજીવિકાવાળાએ દાન અને

---

* આ આજીવિકામાં ખળામાંથી ખેડુતો ધાન્ય ઉપાડી ગયા પછી બાકી બચેલા ધાન્યના કણ વીણી લઇને તેના ઉપર આજીવિકા કરવી તે.

અધ્યયન કરવું. ચોથી આજીવિકાવાળાએ માત્ર સ્વાધ્યાય કરીને જીવન ગાળવું.*[૪] ગૃહસ્થાશ્રમીઓને માટે ધર્મશાસ્ત્રમાં ઘણાં પુણ્યવાળાં વ્રતો કહેલાં છે, તેમાંનાં કેટલાંએક વ્રતો અહીં કહું છું. ગૃહસ્થે પોતાને માટે પાક (ભોજન) તૈયાર કરવો નહિ; (પરંતુ દેવ, પિતૃ અને અતિથિઓને ઉદ્દેશીને અન્ન રાંધવું.†) (યજ્ઞ વિના વૃથા) પશુઓની હિંસા કરવી નહિ.[૫] ગૃહસ્થને બકરું વગેરે પ્રાણી મારવાની ઈચ્છા થાય તો, અને પીપળા વગેરે વનસ્પતિ (બળતણ માટે) કાપવાની ઈચ્છા થાય તો, આમાંથી કોઇને પણ છેદનરૂપી સંસ્કાર યજુર્વેદના મંત્રવડે જ થાય છે; અર્થાત્ મંત્રવિના કોઈનું છેદન થઈ શકતું નથી, માટે વિધિરહિત હિંસા કરવી નહિ. દિવસે કોઈ પણ દહાડે નિદ્રા કરવી નહિ; તેમ પહેલી રાત્રિએ અને પાછલી રાત્રિએ પણ નિદ્રા કરવી નહિ.[૬] દિવસ અને રાત્રિની વચ્ચે સંધિકાળમાં ભોજન કરવું નહિ. ઋતુકાળ વગર બીજા દિવસોમાં સહવાસ કરવો નહિ.‡ ગૃહસ્થે પોતાને ઘેર આવેલા કોઇ બ્રાહ્મણને ભુખ્યો રહેવા દેવો નહિ; તેમ અપૂજ્ય પણ રહેવા દેવો નહિ.[૭] નિત્ય અતિથિઓનો સત્કાર કરવો તથા હવ્ય (યજ્ઞનું બળિ) કવ્ય (શ્રાદ્ધનું બળિ)ને ગ્રહણ કરનારા વેદવિદ્યાસ્નાતક અને વ્રતસ્નાતક, વેદ શાસ્ત્રમાં પારંગત એવા બ્રાહ્મણોની સદા પૂજા કરવી.[૮] જે પુરુષો સ્વધર્મવડે આજીવિકા કરે છે; ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા છે; ક્રિયાવંત છે અને તપસ્વીઓ છે, તેઓ હવ્ય તથા કવ્ય§ ગ્રહણ કરવાને યોગ્ય છે; અર્થાત્ દેવતાના અને પિતૃઓના કાર્યમાં વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણોને જમાડવા.[૯] ગૃહસ્થોના પોતા માટે રાંધેલા ભોજનમાં (ચારિત્ય કેન્યાતિ જાતિના ભેદ વગર) સર્વનો સંવિભાગ છે, એમ શાસ્ત્રાજ્ઞા છે; અર્થાત્ દંભ માટે નખ અને કેશ વધારનારા, પોતાનું ધર્માચરણ બીજાને કહેનારા, કારણ વિના અગ્નિહોત્રનો ત્યાગ કરનારા, ગુરુની સાથે કપટ કરનારા તથા ચાંડાળાદિક સર્વે પ્રાણીઓનો, ગૃહસ્થના ભોજનમાં સંવિભાગ છે. ગૃહસ્થે ઉત્તમ બ્રાહ્મણથી લઈને ચંડાળપર્યંત સર્વને તેની યોગ્યતા પ્રમાણે આપવું. પાક નહિ કરનારા બ્રહ્મચારી, સંન્યાસી વગેરેને પણ ગૃહસ્થે પકવાન્ન આપવું.[૧૦-૧૧] ગૃહસ્થ નિત્ય વિઘસનું તથા અમૃતનું ભોજન કરનારો છે. યજ્ઞમાં શેષ રહેલું અન્ન અમૃત કહેવાય છે, અને તે હવિષ્ સમાન છે.[૧૨] જે પુરુષ માતા, પિતા, ગુરુ વગેરે પોષ્યવર્ગને ભોજન કરાવ્યા પછી ભોજન કરે છે, તે પુરુષને વિઘસાશી કહે છે. પોષ્યવર્ગને ભોજન કરાવતાં બાકી રહેલું ભોજન વિઘસ કહેવાય છે અને યજ્ઞમાં શેષ રહેલું ભોજન અમૃત કહેવાય છે.[૧૩] ગૃહસ્થે નિત્ય પોતાની સ્ત્રી ઉપર પ્રીતિ રાખી તેનાથી સંતોષી રહેવું; ઇંદ્રિયોને નિયમમાં રાખવી; કોઇની ઇર્ષા કરવી નહિ; ઇંદ્રિયોને જિતવી;[૧૪] તેણે કદી પણ ઋત્વિજ, પુરોહિત, આચાર્ય, મામા, અતિથિ, આશ્રિતો, વૃદ્ધ, બાળક, રોગી, વૈદ્ય, નાતિલાઓ, સંબંધીઓ, બાંધવો, માતા, પિતા, સગોત્રની સ્ત્રીઓ, ભાઈ, પુત્ર, પુત્રવધૂ, દીકરી અને ચાકરવર્ગ આટલાની સાથે કલહ કરવો નહિ. જે ભાઇઓની સાથે ભાગ વગેરેને માટે કલહ કરતો નથી તે સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.[૧૫-૧૬] જે પુરુષ આ સર્વને જિતી લે છે, અર્થાત્ પોતાને વશ કરે છે, તે પુરુષ (આ લોકના ત્યાગ પછીના) સર્વે લોકોને જિતી લે છે, એમાં લેશ પણ સંશય નથી. આચાર્યની સમ્પૂર્ણ આરાધના કરવામાં આવે તો તે બ્રહ્મલોકમાં જાય છે; પિતાની સેવા કરનારો પ્રજાપતિના લોકમાં જાય છે;[૧૭] અતિથિની સેવા કરવાથી ઇંદ્રલોકની પ્રાપ્તિ થાય છે; ઋત્વિજોની સેવા કરવાથી દેવલોકની પ્રાપ્તિ થાય છે; સગોત્રની (ભાભી, કાકી વગેરે) સ્ત્રીઓની સેવા કરવાથી અપ્સરાઓના લોકો મળે છે; જ્ઞાતિલાની સેવા કરવાથી વિશ્વદેવતાના લોકો મળે છે;[૧૮] સંબંધીઓ અને બાંધવોની સેવા કરવાથી દિશાઓની પ્રાપ્તિ થાય છે; માતા અને મામાની સેવા કરવાથી પૃથ્વીલોકની પ્રાપ્તિ થાય છે; અને વૃદ્ધ, બાળક રોગી, દુર્બળ વગેરેની સેવા કરવાથી આકાશમાં ગતિ કરવાનું સામર્થ્ય આવે છે.‖[૧૯] જયેષ્ઠ બંધુ પિતા સમાન ગણાય છે; ભાર્યા (સ્ત્રી) અને પુત્ર પોતાનું શરીર ગણાય છે; દાસ (ચાકર) વર્ગ પોતાની છાયા ગણાય છે; દુહિતા–પુત્રી પરમ દયાનું પાત્ર ગણાય છે.[૨૦] એ કારણથી તેઓ (કદી) તિરસ્કાર કરે, તોપણ ખેદ કર્યા

---

* નીલકંઠ આ પ્રમાણે અર્થ કરે છે;-કેટલાએક ગૃહસ્થાશ્રમીએ છએ પ્રકારનાં કર્મ કરવાં, કેટલાએક ગૃહસ્થાશ્રમીઓએ યજન, અધ્યયન અને દાન એ ત્રણ કર્મ જ કરવાં. વાનપ્રસ્થે દાન તથા સ્વાધ્યાય કરવો અને સંન્યાસીએ પ્રણવની ઉપાસના કરવી.

† કહ્યું છે કે, જે ગૃહસ્થાશ્રમી રાંધે છે, તેણે રાંધેલા અન્નનો ભાગ બ્રહ્મચારીને, યતિને અથવા અતિથિને આપવો. જો તે તે પ્રમાણે નથી કરતો, પણ જે કાંઇ રાંધેલું હોય છે તે પોતે એકલો તથા કુટુંબ સાથે ખાઇ જાય છે તો, જે બ્રાહ્મણને માટે છે, તે તેણે ખાધું એમ કહેવાય છે. આ એક મોટું પાતક છે.

‡ અટકાવ આવ્યા પછી સોળ રાત્રિ ઋતુની ગણાય છે; તેમાંથી ચાર બાદ કરતાં બાકીની બાર રાત્રિમાં સ્ત્રીના સાથે સહવાસ કરવો.

§ દેવતાને આપવામાં આવતું બળિ તે હવિ તથા પિતૃઓને અર્પણ કરવા યોગ્ય બળિ તે કવ્ય.

‖ આનો ભાવ એવો છે કે આ પુરુષોની સેવા કરવામાં આવે તો તો ગૃહસ્થાશ્રમીને ધારેલી જગ્યાપર તેઓ મોકલવા શક્તિમાન્ થાય છે.

વગર નિત્ય તેના તિરસ્કારને સહન કરવો (પણ તેનાપર ક્રોધ કરવો નહિ). એ માટે, ગૃહસ્થે ગૃહસ્થાશ્રમના ધર્મમાં પરાયણ રહેવું; વિદ્યા સંપાદન કરવી; ધર્મમાં નિષ્ઠા રાખવી; અને દુઃખને જિતી લેવું.[21] ધર્મનિષ્ઠ કોઈ પણ પુરુષે ધનના લોભથી બંધાઈને કર્મો કરવાં નહિ. ગૃહસ્થને માટે ત્રણ વૃત્તિઓ આજીવિકાના માર્ગરૂપે છે. એમાં ( પૂર્વે કહેલી ત્રણ વૃત્તિઓમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ વૃત્તિ છે.*[22] તેમ જ ચાર આશ્રમમાં પણ પૂર્વ પૂર્વના આશ્રમ કરતાં પછી પછીના આશ્રમો શ્રેષ્ઠ છે.† આ સર્વ નિયમ અભ્યુદયની ઈચ્છા રાખનારાએ પાળવા.[23] કુંભીધાન્ય, ઉઞ્છશિલ તથા કાપોતી વૃત્તિ, આ ત્રણ પ્રકારની આજીવિકા કરનારા યોગ્ય પુરુષો જે દેશમાં વસે છે, તે દેશની આબાદી-વૃદ્ધિ થાય છે.[24] જે પુરુષ આનંદી રહીને પૂર્વે કહેલી રીતિથી ગૃહસ્થની આજીવિકા કરે છે, તે પુરુષ પોતાના થઈ ગયેલા દશ પૂર્વજોને અને થનારા દશ વંશજોને પવિત્ર કરે છે.[25] એટલું જ નહિ, પરંતુ તે પુરુષ ચક્રવર્તી (માંધાતા) રાજાના જેવી ગતિને પામે છે; અથવા તો જિતેન્દ્રિય પુરુષોને જે ગતિ મળે છે, તે ગતિ મેળવે છે.[26] ઉદાર મનના ગૃહસ્થોને માટે સ્વર્ગલોક હિતકર-નિર્માણ થયેલો છે-બેસનારની ઈચ્છા પ્રમાણે ગમન કરનારા વિમાનોથી ભરપૂર, વેદમાં વર્ણવેલો અત્યંત રમણીય સ્વર્ગલોક તેને મળે છે.[27] ગૃહસ્થાશ્રમમાં, નિયમ પ્રમાણે સ્થિતિ કરનારા પુરુષને સ્વર્ગલોક મળે છે. બ્રહ્મદેવે સ્વર્ગલોક સંપાદન કરવા માટે જ ગૃહસ્થાશ્રમ નિર્માણ કર્યો છે. માટે, ક્રમે કરીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી, પુરુષ સ્વર્ગ લોકમાં જાય છે-ત્યાં પૂજાય છે.[28] આ ગૃહસ્થાશ્રમ પછી ગૃહસ્થાશ્રમના કરતાં પણ શ્રેષ્ઠ પરમ ઉદાર ત્રીજો વાનપ્રસ્થ આશ્રમ છે. આ આશ્રમ શરીરનું શોષણ કરીને હાડકાં તથા ચામડારૂપે જ શરીર ધારણ કરનારાઓ, વનમાં રહેનારા તપસ્વીઓ વનમાં રહી તપ કરીને દેહનો ત્યાગ કરે છે, તેઓને માટે છે. આ વાનપ્રસ્થ આશ્રમના ધર્મો હવે હું તને કહું છું તે સાંભળ.[29]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २४३ मो समाप्त.

## અધ્યાય ૨૪૪ મો.

### વ્યાસ શુકનો સંવાદ-વાનપ્રસ્થના ધર્મ.

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! વિદ્વાનોએ નિર્માણ કરેલો ગૃહસ્થનો આચાર તથા ધર્મ શો છે, તે તને કહ્યો. હવે વ્યાસે શુકને વાનપ્રસ્થના જે ધર્મ કહ્યા છે તે હું તને કહું છું, તે તું સાંભળ.[1] જ્યારે ગૃહસ્થાશ્રમી પુરુષો સ્ત્રીઓની સાથે વ્રતાચરણ કરીને ખિન્ન થઈ જાય, ત્યારે તે ત્રીજી ઉત્તમ ગણાતી કાપોતીવૃત્તિનો પણ ક્રમે ક્રમે ત્યાગ કરે છે ને પછી, વનમાં વાસ કરે છે.[2] હે પુત્ર! તારું ભદ્ર થાઓ. એ સર્વ લોકના તથા આશ્રમોના આત્મારૂપ, વિચારપૂર્વક પ્રવૃત્તિ કરનારા, પવિત્ર દેશમાં નિવાસ કરનારા વાનપ્રસ્થાશ્રમીઓના ધર્મોને હવે તું શ્રવણ કર.[3]

વ્યાસે કહ્યું;-હે શુક! ગૃહસ્થ પુરુષ જ્યારે પોતાના મસ્તક ઉપર પળીયાં જુવે, શરીર ઉપર કરચલી પડેલી જુવે તથા પુત્રને ઘેર પુત્રને જુવે, ત્યારે તેણે વનમાં જઈને નિવાસ કરવો; અર્થાત્ વાનપ્રસ્થાશ્રમનો આશ્રય કરવો.[4] આયુષ્યનો ત્રીજો ભાગ પુરુષે વાનપ્રસ્થાશ્રમમાં વસવું. તેણે અગ્નિહોત્રના સમયના અગ્નિઓનું આરાધન કરવું; અને યજ્ઞની ઈચ્છાવાળા તેણે (વિધિ પ્રમાણે) દેવોનું યજન કરવું;[5] વાનપ્રસ્થના નિયમો પાળવા; નિયમિત રીતે એક ટાંણું આહાર કરવો; તે કરવાનો સમય દિવસનો છઠ્ઠો કાળ હોવો જોઈએ. તેણે સાવધાન રહેવું; ગૃહસ્થાશ્રમના જ અગ્નિહોત્ર, ગાયો‡ અને યજ્ઞનાં સર્વ અંગો વાનપ્રસ્થાશ્રમમાં પણ રાખવાં.[6] ડાંગર, યવ અથવા તમાર-સામાના ચોખા જે એની મેળે ઉગી આવેલા હોય, તેપર તેણે પોતાની આજીવિકા ચલાવવી. તેણે અતિથિને જમાડ્યા પછી જે બાકી રહે તેનું ભોજન કરવું. આ ત્રીજા આશ્રમમાં પણ પાંચ મુખ્ય યજ્ઞોમાં§ ઘીની આહુતિ આપવી.[7] વાનપ્રસ્થાશ્રમમાં પણ ગૃહસ્થની પેઠે ચાર આજીવિકાઓ કહી છે. કેટલાએક આજીવિકા માટે નિત્ય નિત્ય અન્ન લાવીને આહાર કરે છે.‖ કેટલાએક એક માસ સૂધી ચાલે તેટલા અન્નને સંગ્રહ કરી રાખે છે.[8] કેટલાએક એક વર્ષભર¶ ચાલે તેટલા અન્નનો સંગ્રહ કરી રાખે છે; અને કેટલાએક બાર વર્ષ સૂધી ચાલે તેટલા અન્નનો સંગ્રહ કરી રાખે છે. આ સંગ્રહ અતિથિઓના ભોજનાદિકને માટે તથા યજ્ઞ યાગ

* આ અધ્યાયના ૨ જા તથા ૩ જા શ્લોકમાં ચાર પ્રકારની વૃત્તિ કહી છે, તેમાંથી 'કુશળધાન્ય વૃત્તિ' અત્રે સ્વીકારી નથી.

† અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમથી ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ, ગૃહસ્થાશ્રમથી વાનપ્રસ્થાશ્રમ શ્રેષ્ઠ અને વાનપ્રસ્થાશ્રમથી સંન્યાસાશ્રમ શ્રેષ્ઠ છે.

‡ સનાતન કાળથી ગૌપાલનનો મહીમા આર્યોને માટે ઠરાવ્યો છે. વાનપ્રસ્થાશ્રમીએ ગાય પાળવાનું કારણ એ જ કે, તે પુણ્ય કર્મ છે અને તેના ઘીથી હોમ કરાય છે.

§ આ પાંચ અગ્નિઓ તે આ પ્રમાણે છે:-અગ્નિહોત્ર, દર્શ પૌર્ણમાસ્ય, ચાતુર્માસ્ય, પશુયજ્ઞ તથા સોમયજ્ઞ.

‖ તેઓ સદ્યઃપ્રક્ષાલક એટલે પાત્રમાં અન્ન રાંધી તેનું ભોજન કરીને તુરત પાત્રોને ધોઈ નાંખે છે.

¶ બંગાળની પ્રતમાં એક વર્ષનો પાઠ નથી.

કરવા માટે રાખવામાં આવે છે.[૯] વાનપ્રસ્થે વર્ષાકાળમાં ખુલ્લા પ્રદેશમાં બેસી રહેવું; હેમંતઋતુમાં જળમાં બેસી રહેવું; ગ્રીષ્મ ઋતુમાં પંચાગ્નિ તાપવો; આખું વર્ષ નિયમિત ભોજન કરવું.[૧૦] તેઓ ખુલ્લી જમીનપર બેસે છે તથા સૂવે છે; તેઓ અંગુઠાના ટેરવા ઉપર ઉભા રહે છે; તેઓ ખુલ્લી જમીનથી અથવા ઘાસની સાદડીથી (આસનતથા શૈય્યા માટે બીજું કાંઇ હોતું નથી) સંતુષ્ટ થાય છે.[૧૧] કેટલાએક વાનપ્રસ્થો દાંતવડે કાચાં ધાન્યને છોલી નાંખી તે ખાય છે; કેટલાએક ધાન્ય અને ફળને પત્થરોવડે સાફ કરી તે ખાય છે;* કેટલાએક શુકલ પક્ષમાં એકવાર ઉકાળેલી રાબ પીને જ નિર્વાહ કરે છે (જેથી અન્નનું શ્રેય બહુ થોડું આવે છે);[૧૨] કેટલાએક કૃષ્ણ પક્ષમાં રાબ પીએ છે; કેટલાક જે કંઈ વસ્તુ (અચાનક) મળી આવે છે, તેપર જ ચલાવી લે છે; અને દૃઢતાથી વ્રત કરનારા કેટલાએક પુરુષો, મૂળો ઉપર, કેટલાએક ફળો ઉપર, અને કેટલાએક પુષ્પો ઉપર, યોગ્યતા પ્રમાણે રહી આજીવિકા કરે છે. તેઓ એ રીતે વૈખાનસ વ્રતને પાળે છે. આ અને (એવી જ) બીજી વિવિધ દીક્ષાઓ ડાહ્યા અને ધર્મનિષ્ઠોએ, વાનપ્રસ્થોને માટે કહેલી છે.[૧૩-૧૪]

ચોથો સંન્યાસ આશ્રમ છે, તેમાં ઉપનિષદ્‌માં વર્ણવેલો ધર્મ પાળવો.† આ આશ્રમમાં કહેલા ધર્મ કર્મ સરખી રીતે પાળી શકાય તેવા છે. સંન્યાસાશ્રમના ધર્મ, ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમના ધર્મથી જૂદા છે.[૧૫] હે તાત ! આ યુગમાં પણ, સર્વ પદાર્થનું સત્ય જાણનારા વિદ્વાન-જ્ઞાની બ્રાહ્મણો, સંન્યાસાશ્રમનો ધર્મ કેમ પાળવો તે સારી રીતે જાણે છે. અગસ્ત્ય, સપ્તઋષિઓ,‡ મધુચ્છંદસ્, અઘમર્ષણ,[૧૬] સાંકૃતિ, સુદિવાતંડિ,-જે ઈચ્છા પ્રમાણે ગમે ત્યાં, અને જે અકસ્માત્ મળી આવે તે ઉપર રહેતો હતો, અહોવીર્ય, કાવ્ય, તાંડ્ય, બુદ્ધિમાન્ મેધાતિથિ, બળવાન્ કર્ણનિર્વાક, અત્યંત શ્રમ કરવાવાળો શૂન્યપાલ વગેરે ઋષિઓ, આશ્રમ-ધર્મને પાળી સ્વર્ગમાં ગયા છે.[૧૭-૧૮] હે તાત! ઘણા મહર્ષિઓ, જેઓ યતિ§ ધર્મના ફળને પ્રત્યક્ષ જોવા શક્તિવાન્ હતા, અને બીજા અનેક ઋષિઓ, જેઓ યાયાવરના નામથી ઓળખાય છે, તથા ઉગ્ર તપ કરનારા અને ધર્મની નિપુણતાને જોવાવાળા ઘણા ઋષિઓ,[૧૯] તથા ગણના ન થઈ શકે એવા અનેક બ્રાહ્મણોએ, વાનપ્રસ્થ ધર્મ સ્વીકાર્યો હતો. વૈખાનસ, વાલખિલ્ય, સૈકત,[૨૦] જે સઘળા કૃચ્છ્ર-ચાંદ્રાયણાદિ ઉગ્ર તપ કરનારા હતા;‖ જેઓએ પોતાની ઈન્દ્રિયોને વશ કરી હતી, તથા જેઓ પ્રત્યક્ષ રીતે પોતાના તપના ફળને જોઈ શકતા હતા, તે સર્વેએ આ આશ્રમ ધર્મ સ્વીકાર્યો હતો તથા છેવટે સ્વર્ગે ગયા હતા.[૨૧] નક્ષત્ર તથા તારા વિશે જે ઋષિઓની ગણના નથી તથા જેઓ ભયથી રહિત છે તેઓ, આકાશમાં પ્રકાશવાવાળા શરીરની માફક જોવામાં આવે છે.¶[૨૨]

જ્યારે (પુરુષનું) વૃદ્ધાવસ્થાથી શરીર ક્ષીણ થઇ જાય ને વ્યાધિથી પીડા થવા માંડે, ત્યારે વાનપ્રસ્થાશ્રમનો ત્યાગ કરીને આયુષ્યનો ચોથો ભાગ સંન્યાસાશ્રમમાં ગાળવો. સંન્યાસાશ્રમ ધારણ કરતી વખતે, એક દિવસમાં થઈ શકે તેવી પ્રજાપતિ સંબંધી કે ત્રૈધાતવી ઇષ્ટિ કરીને તેમાં સર્વ ધન બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દેવું; તથા વેદોનો ઉત્સર્ગ કરવો.[૨૩] તેણે આત્મયાજી-પોતાનું જીવિત શ્રાદ્ધ-કરવું; આત્માને વિશે જ પ્રીતિ રાખવી; સ્ત્રી વગેરેનો ત્યાગ કરીને એક આત્માની સાથે જ ક્રીડા કરવી; આત્મસંશ્રય-રાજાદિકનો ત્યાગ કરીને એક આત્માનો જ આશ્રય કરવો; અગ્નિહોત્રના અગ્નિને આત્માને વિશે ધારણ કરવો, એમ સર્વ પરિગ્રહોનો (સ્ત્રી, પુત્ર, ઘર, ધન, વગેરેનો) ત્યાગ કરી દેવો.[૨૪] (પણ જો તેને મહા તીવ્ર વૈરાગ્ય થયો ન હોય તો) એક દિવસમાં પૂર્ણ થાય તેવાં બ્રહ્મયજ્ઞો, ઇષ્ટિઓ, દર્શ, પૂર્ણમાસ વગેરેના યજ્ઞો કરવા. આ યજ્ઞો આત્માની સાથે જ્યાં સૂધી સંબંધ થાય નહિ-જીવ શિવની એકતા થાય નહિ, ત્યાં સૂધી જ કરવા.$[૨૫] વળી પોતાનો દેહ પડતાં સૂધી ગાર્હપત્ય અગ્નિને પોતાના હૃદયમાં ધારણ કરવો; અન્વાહાર્ય અગ્નિને મનમાં ધારણ કરવો અને આહવનીય અગ્નિને મુખમાં ધારણ કરવો.+ તેણે, પ્રાણાગ્નિ હોત્રના વિધિથી પ્રાણાદિક પાંચ વાયુને યજુર્વેદના મંત્રવડે પાંચ અથવા તો છ આહુતિઓ આપીને ભોજન કરવું;** પણ ભોજનનો તિરસ્કાર કરવો નહિ.[૨૬] માથાના તથા બીજા ભાગના કેશને મુંડાવી નાંખવા,

* ખાવાના ધન્યને મુશળથી ખાંડી, સુપડેથી ઝાટકી નાંખતા નથી, પણ કુસકી ને છોતરાં સાથે જ ખાય છે. † અર્થાત્ શાંત, ઉપરત, તિતિક્ષુ અને સાવધાન થઇને પોતાના આત્માને વિશે આત્માનું દર્શન કરવું. ‡ તેના નામ અત્રિ, અંગિરા, પૌલસ્ત્ય, પુલહ, વસિષ્ઠ, નારદ અને ક્રતુ. § યતિ એટલે જેની શાપ આપવાની અથવા કોઇને આશીષ આપવાની કામના તાત્કાળ સફળ થાય તે. ‖ મૂળમાં આવેલા निरानंदः નો અર્થ ટીકાકારે આ પ્રમાણે કર્યો છે:-कृच्छ्रचांद्रायणादि परत्वात् અર્થાત્ કૃચ્છ્રાદિ વ્રતો કરવામાં જેઓ આસક્ત હતા.

¶ अनक्षत्र નો અર્થ નીલકંઠ એવો કરે છે કે નક્ષત્ર અને ગ્રહોથી જૂદા, પણ અંધકારથી મુક્ત; તેથી તેઓ પ્રકાશ આપનારા છે.

$ ભાવાર્થ: આત્માની પરમાત્મા સાથે એક્તા થયા પછી એમાનું કંઈ કરવાનું નથી, સર્વનો ત્યાગ કરી દેવો. + અર્થાત્ એ ત્રણે અગ્નિની પોતાના શરીરમાં કરી, તેમાં આહુતિ આપવી, એટલે જ્ઞાન-રૂપી અગ્નિ પ્રકટાવી, તેમાં સર્વ મિથ્યા છે એમ હોમ કરી મોક્ષ માટે મનને મારવું અને યોગાચરણ કરવું. ** અર્થાત્ ભોજનની ઇચ્છા ન હોય તોપણ પાંચ ગ્રાસ પંચવાયુને આહુતિ આપવા માટે ભરવા

નખો ઉતારવા, અને પછી, કર્મો કરવાથી પવિત્ર થયેલા પુરુષે, વાનપ્રસ્થાશ્રમમાંથી પવિત્ર એવા સંન્યાસાશ્રમમાં જવું.[૨૭] જે દ્વિજ સર્વ પ્રાણીઓને અભયદાન આપીને સંન્યાસ ધારણ કરે છે, તે દ્વિજને મરણ પછી તેજોમય લોકોની પ્રાપ્તિ થાય છે અને તે મોક્ષ પામે છે.[૨૮] આત્મતત્ત્વને જાણનારો પુરુષ સુશીલ વર્તનવાળો અને પાપરહિત હોય છે. તે કોઈ પણ કર્મ કરવાની ઇચ્છા કરતો નથી. તે રોષ તથા મોહરહિત હોય છે; સંધિ–મિત્ર કે સ્નેહી વગરનો અથવા તો વિગ્રહ–ચિંતા વગરનો હોય છે; તે સુખ દુઃખને માટે ઉદાસીન હોય છે–સુખની દરકાર કરતો નથી, દુઃખની ચિંતા કરતો નથી; અને તે સ્પૃહા વગર જગતમાં વિચરે છે.[૨૯] સંન્યાસ આશ્રમમાં રહેનારા પુરુષે યમ તથા નિયમને સર્વદા પાળવા. સંન્યાસાશ્રમમાં રહેનારાએ, જન્મથી જે વર્ણમાં હોય તેનો ત્યાગ કરી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મંત્રપૂર્વક શિખા અને યજ્ઞોપવીતને જળમાં નાખી દેવાં. આમ કરવાથી તે આલોકમાં તથા પરલોકમાં પરાક્રમી થાય છે; અને પછી તે પોતાની ઇચ્છાનુસાર જીવન ગાળીને તુરત મુક્તિ સંપાદન કરે છે; અથવા તો ક્રમેક્રમે મુક્તિ સંપાદન કરે છે. કારણ કે તે આત્માના સ્વરૂપને જાણે છે; અનિયમવાળા ધર્મમાં પરાયણ રહે છે, અને જિતેન્દ્રિય હોય છે. એટલા માટે તેને સર્વથા મુક્તિ મળે છે.*[૩૦] વાનપ્રસ્થાશ્રમ પછીનો આ સંન્યાસાશ્રમ છે. તે અત્યંત શ્રેષ્ઠ અને અનેક ઉત્તમ ગુણોવાળો છે. તે ત્રણે આશ્રમ કરતાં અત્યંત શ્રેષ્ઠ છે. એ સંન્યાસાશ્રમના કેવા ધર્મ છે તેનું વર્ણન હું તારી પાસે કરું છું તે તું સાંભળ.[૩૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो प्रश्न' ए नामनो अध्याय २४४ मो समाप्त.

## અધ્યાય ૨૪૫ મો.

### વ્યાસ શુકનો સંવાદ–સંન્યાસાશ્રમના ધર્મ.

શુકે પૂછ્યું:–વાનપ્રસ્થાશ્રમમાં યજ્ઞ યાગાદિક કરનારા પુરુષે પરબ્રહ્મને જાણવાની ઇચ્છાથી, પોતાની શક્તિ પ્રમાણે આત્માનો પરમાત્માની સાથે યોગ શી રીતે કરવો?[૧]

વ્યાસે કહ્યું:–બ્રહ્મચર્ય તથા ગૃહસ્થાશ્રમમાં મનથી તથા શરીરથી પવિત્ર થયા પછી, (જેને મોક્ષની જિજ્ઞાસા છે) તેણે પોતાના આત્માનો યોગ સાધવાને વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવો. પછી જે પરમાર્થરૂપ કાર્ય કરવાનું છે તે તું એક મનનો થઈને સાંભળ.[૨] બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ તથા વાનપ્રસ્થ એ ત્રણે આશ્રમોમાં માન, માયા, વગેરેને પકવ કરીને એટલે શિથિલ કરીને, સર્વમાં ઉત્તમ એવો સંન્યાસાશ્રમ ગ્રહણ કરવો.[૩] હું તને સંન્યાસાશ્રમના ધર્મ કહું તેને તું શ્રવણ કરીને તે પ્રમાણે વર્તજે. મુક્તિની સિદ્ધિ માટે તારે કોઈની પણ સહાયતા વિના એકલા જ રહી યોગાચરણ કરવું.[૪] કેમકે જે પુરુષ એકલો વિહાર કરીને આત્માના સ્વરૂપનું અવલોકન કરે છે, તે પુરુષ સર્વત્ર વ્યાપક હોવાથી કોઈનો ત્યાગ કરતો નથી, તેમ તે મોક્ષસુખથી ભ્રષ્ટ પણ થતો નથી. સંન્યાસીએ હોમના અગ્નિનો સ્પર્શ કરવો નહિ; કોઈ એક સ્થળમાં વાસ કરવો નહિ; તેણે માત્ર અન્નની ભિક્ષા માટે ગામમાં જવું;[૫] તેણે કદી બીજા દિવસના અન્નને માટે ચિંતા કરવી નહિ; અને મુનિવ્રત ધારણ કરીને હૃદયસ્થ આત્માને પરમાત્મામાં સ્થિરતાવાળો કરવો. તેણે લઘુ આહાર કરવો, અને જે આહાર કરવો તે નિયમિત રીતે કરવો; તેમ એક કરતાં વધુ વાર આહાર કરવો નહિ;[૬] તેણે પાણી પીવા માટે નાળિયેરનું કાચલું રાખવું;† વૃક્ષના મૂળ નીચે વિશ્રામ કરવો; મેલાં અને ફાટેલાં કાષાય વસ્ત્ર પહેરવાં; કોઇના પણ સંગ વિના એકાકી રહેવું; સર્વ પ્રાણીઓની ઉપેક્ષા કરવી (એટલે કોઈ ઉપર પ્રીતિ કે દ્વેષ રાખવો નહિ). આટલાં સંન્યાસીનાં લક્ષણ છે.[૭] જેમ ભય પામેલો હાથી કૂવામાં પડી ગયા પછી ત્યાંથી પાછો બહાર નીકળતો નથી, તેમ નિંદાવાળી વાણી કહ્યા પછી તે નિંદા કરનારા પ્રત્યે પાછી આવતી નથી, અર્થાત્ જે નિંદા કર્યા છતાં પણ નિંદા કરતો નથી, (એવી સહનશીળતા જેનામાં વસે છે) તેવા પુરુષે સંન્યાસાશ્રમમાં વાસ કરવો.[૮] સંન્યાસીએ હરકોઈ પુરુષનું અને વિશેષે કરીને અવાચ્ય (ન કહેવા જેવું) કર્મ તથા વચન કોઇપણ દિવસ (કહેવું) સાંભળવું નહિ. ખસુસ કરી તેણે બ્રાહ્મણને ન રુચે તેવાં વચનનો ત્યાગ કરવો;[૯] અને જેથી બ્રાહ્મણનું કુશળ થતું હોય તેવું જ વચન તેણે સદાય

પણ કેવળ ભુખ્યા ન રહેવું. આજે કોઇ પણ દ્વિજ, પંચ વાયુને પાંચ ગ્રાસ ભોજન આપ્યાવગર ભોજન કરતો નથી. એ પાંચ વાયુ તે પ્રાણ, અપાન, સમાન, ઉદાન ને વ્યાન.

* યમ એટલે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ; નિયમ એટલે શૌચ-મન તથા દેહની પવિત્રતા, સંતોષ, તપ સ્વાધ્યાય, ને ઈશ્વર પ્રણિધાન. ઉપવીત પધરાવી દેવાનું કારણ એ કે, બ્રહ્મબિંદુ ઉપનિષદ્‌માં કહ્યું છે કે हृदिस्था देवताः सर्वे हृदि प्राणाः प्रतिष्ठिताः हृदि प्राणाश्च ज्योतिश्च त्रिवृत्सूत्रमिदं विदुः સંન્યાસીનાં હૃદયમાં ત્રિગુણાત્મ સૂત્ર રહેલું છે. આ ત્રણ સૂત્રો આ પ્રમાણે છે:—દેવતા, પ્રાણ તથા જ્યોતિ. આથી તેને બાહ્ય સૂત્રની આવશ્યકતા નથી. તાત્પર્ય કે મોક્ષેચ્છુએ ન્યાત જાત કરાના બંધનમાં રહેલું નહિ, પણ માત્ર આત્મા–બ્રહ્મની લગની લગાડી વિચરવું.

† મી૦ રૉય, મનુષ્ય મસ્તકની ખોપરી એવો અર્થ કરે છે, પણ તે ભૂલ છે.

બોલવું. તેની કોઈ નિંદા કરતો હોય ત્યારે મૌન બેસી રહેવું. એવું મૌન, તેને માટે ઉત્તમ ઔષધ માન્યું છે.૧૦ જે પુરુષ એકલો, પોતાના આત્મબળવડે, પૂર્વના આકાશપેરે દેશને વ્યાપી રહે છે, અથવા તો જે હજારો મનુષ્યો અને પદાર્થોથી પોતાના આત્મબળવડે દેશને ભરપૂર બનાવે છે, છતાં તે પંડે અસંગ રહી એકલો જ રહે છે, તેવા યોગીને દેવો બ્રાહ્મણ (બ્રહ્મનિષ્ઠ) કહે છે.*૧૧ દેવતાઓ તેને જ બ્રાહ્મણ જાણે છે કે, જે પુરુષ ગમે તેવાં વસ્ત્રથી અંગ ઢાંકે છે; જે કોઇ જે ભોજન કરાવે છે તેપર ચલાવી લે છે; અને જે હરકોઇ સ્થાનમાં સુઇ રહે છે.૧૨ દેવતાઓ તેને જ બ્રાહ્મણ જાણે છે કે, જે સર્પની પેઠે સંગથી ડરે છે; જે પૂર્ણ તૃપ્તિને નર્કરૂપ માને છે, અર્થાત્ મિષ્ટાન્નોથી ડરે છે; અને જે સ્ત્રીઓને મુડદારૂપ ગણે છે.૧૩ દેવતાઓ તેને જ બ્રાહ્મણ જાણે છે કે, માન આપવાથી જેને હર્ષ થતો નથી; અપમાન કરવાથી જેને ક્રોધ ચઢતો નથી; સર્વ પ્રાણીઓને જે અભયદાન આપે છે.૧૪ સંન્યાસીએ મરણને અભિનંદન આપવું નહિ, તેમ જીવતરને પણ અભિનંદન આપવું નહિ; પરંતુ પગારદાર સેવક જેમ (સ્વામીની) આજ્ઞાની જ વાટ જોયા કરે (અને સ્વામીએ આજ્ઞા કીધી કે તે કરવાને ખડે પગે રહે) તેમ તેણે કાળની વાટ જોયા કરવી.૧૫ તેણે ચિત્તને તથા વાણીને દોષથી ડોળાવા દેવાં નહિ; સર્વ પાપોથી મુક્ત રહેવું; અજાતશત્રુ રહેવું. આવા પુરુષને શાનો ભય હોય છે ?૧૬ જેને સર્વ પ્રાણીઓથી નિર્ભયતા હોય છે તથા જેનાથી સર્વે પ્રાણીઓને નિર્ભયતા હોય છે, તેવા, મોહમાંથી મુક્ત થયેલા પુરુષને, કોઇનાથી ભય હોતો નથી.૧૭ જેમ, મનુષ્ય, ઘોડા, વગેરે પગથી ચાલનારાં પ્રાણીનાં પગલાં, કુંજરના પગલામાં સમાઈ જાય છે; તેમ જ સર્વ સ્થિતિને સર્વ સ્થાનો કુંજરસ્થ યોગીના સ્થાનમાં સમાઈ જાય છે.†૧૮ આ પ્રમાણે સર્વ ધર્મ તથા અર્થો અહિંસા ધર્મમાં-સંન્યાસાશ્રમમાં અંતર્ભાવ પામે છે. જે મનુષ્ય હિંસા‡ કરતો નથી, તે પુરુષ સંન્યાસાશ્રમવડે અમૃતરૂપ થાય છે, અર્થાત્ મુક્તિને પામે છે.૧૯ જે પુરુષ હિંસા કરતો નથી; સર્વ ઉપર સમદૃષ્ટિ રાખે છે; સત્ય બોલે છે; ધીરજ ધારે છે; ઇંદ્રિયોને નિયમમાં રાખે છે; સર્વ પ્રાણીઓના શરણરૂપ છે, તે સર્વોત્તમ ગતિને પામે છે.૨૦ આ પ્રમાણે જ્ઞાનથી તૃપ્ત થયેલા, નિર્ભય ને કામનારહિત પુરુષને, મૃત્યુ અતિક્રમણ કરતું નથી; પરંતુ તે જ મૃત્યુનું અતિક્રમણ કરે છે.૨૧ દેવતાઓ તેને જ બ્રાહ્મણ-બ્રહ્મનિષ્ઠ જાણે છે કે, જે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરમાં 'હું' એવા અભિમાનથી રહિત છે; જે મુનિરૂપ (મૌન રહેનાર) છે; જે આકાશની પેઠે નિર્લેપ છે; જે કોઈપણ વસ્તુને પોતાની નહિ માનનારો છે; જે એકાંતમાં જ વિહાર કરનારો છે; જે શાંત પ્રકૃતિનો છે.૨૨ દેવતાઓ તેને જ બ્રાહ્મણ જાણે છે, કે જેનું જીવતર ધર્મને માટે જ હોય છે અને જેનો ધર્મ પોતાના હરિભકતો-શિષ્ય તથા ઉત્તરાધિકારીઓને માટે જ હોય છે; અને જેના દિવસ અને રાત્રી પુણ્યને માટે જ હોય છે.§૨૩ દેવતાઓ તેને જ બ્રાહ્મણ જાણે છે, કે જે પુરુષ અભ્યુદયની ઇચ્છા રાખતો નથી, અને તેટલા માટે જ કાર્યનો આરંભ કરતો નથી; જે પુરુષ નમસ્કાર અથવા તો સ્તુતિથી થનારાં સુખની વાસના રાખતો નથી અને જે સર્વ બંધનોથી મુક્ત થયેલો હોય છે.૨૪ સર્વ પ્રાણીઓને સુખથી આનંદ થાય છે અને દુઃખથી અત્યંત ત્રાસ થાય છે. એટલા માટે જેને પ્રાણીઓને ભય ઉત્પન્ન થવાથી ખેદ થતો હોય તેવા શ્રદ્ધાળુ પુરુષે, કોઈપણ કર્મ કરવાં નહિ; કારણ કે કર્મોમાં હિંસા સમાયલી છે.૨૫ (યોગીએ) પ્રાણીઓને અભયદાન આપવું. અભયદાન સર્વ દાનોના કરતાં શ્રેષ્ઠ છે. જે પુરુષ આરંભથી જ હિંસાનો‖ ત્યાગ કરે છે, તેને મુક્તિ મળે છે અને તેને સર્વ પ્રજાથી

* આ શ્લોક સ્પષ્ટ સમજાય તે માટે અમે તે વધારે સ્ફુટ કીધો છે. ટીકાકાર અહીં દર્શાવે છે કે, જે મનુષ્ય પોતાને સર્વરૂપે માને છે તથા સર્વને પોતાના રૂપે માને છે, તેના સંબંધમાં પ્રથમના ચરણમાં કહ્યું છે. બીજા ચરણવડે એમ કહેલું છે કે મનુષ્ય યોગવડે ઇન્દ્રિયો તથા મનનું નિયંત્રણ કરી શકે છે તથા તેથી અત્યંત મનુષ્યોથી ભરેલી જગ્યા ઉજ્જડ હોય તેવી કરવા શકિતમાન છે; અર્થાત્ સર્વ મનુષ્યોનાં મન અને ઇન્દ્રિયોનું પ્રત્યાહાર કરવાથી તે સ્થાન શૂન્ય જેવું થઈ પડે છે. આ યોગનું નામ પ્રત્યાહાર યોગ છે. આમાં બ્રહ્મનિષ્ઠ બનેલા યોગીની દિવ્ય શક્તિનું વર્ણન કરેલું છે. યોગી બ્રહ્મભાવને પામેલો હોવાથી, તેનામાં બ્રહ્મની કર્તુમકર્તુમ્ અન્યથા કર્તુમ્ શક્તિ આવે છે એ સ્વાભાવિક છે. પૂર્વના આકાશ સાથે યોગીની શક્તિની સરખામણી કરી છે. તેનો હેતુ પૂર્વમાં ઉદય પામતા સૂર્યને સ્થાને છે. જેમ પૂર્વ આકાશમાં ઉદય પામતો સૂર્ય એકલો સર્વ દેશને વ્યાપી રહે છે, અને પોતાના કારણોવડે જગતને પ્રત્યક્ષ કરે છે, અને તે સર્વમાં પોતે ગુપ્તપણે અલીપ્ત રહે છે, તેમ જ બ્રહ્મને પ્રાપ્ત થયેલો યોગી રહી શકે છે.

† કુંજરના બે અર્થો થાય છે. કુંજર એટલે હાથી અથવા સમાધિ. વ્યુત્પત્તિ પ્રમાણે कुं (पृथ्वीं अथवा देहं) जरयतीति कुंजरः કુ કહેતાં દેહ અથવા પૃથ્વી તેને જે શ્રમિત કરે, તે કુંજર.

‡ અહિંયા હિંસાનો અર્થ દુઃખ, તેમ જ હત્યા એમ બે કરવા.

§ हर्यर्थम्નો અર્થ 'હરિને માટે' થાય છે. અર્થાત્ જે પુણ્યનું હરણ કરે તે હરિ કહેવાય. આથી અહીં હરિનો અર્થ શિષ્ય અથવા દાસ છે. हर्यर्थम्ને બદલે કેટલેક સ્થળે रत्यर्थम् એવો પાઠ છે, અર્થાત્ (બીજાના) સુખને અર્થે.

‖ જેમાં પશુનો હોમ કરવામાં આવતો હોય તેવા યજ્ઞોનો અથવા બીજાને દુઃખ થાય એવા વચનનો.

અભય મળે છે.[૨૬] વાનપ્રસ્થ મુનિ જેમ મુખ ઉઘાડી પ્રાણાય સ્વાહા વગેરે મંત્ર ભણીને મુખમાં પાંચ અથવા તો છ કોળીયાનો હોમ કરે છે, તેમ જે પુરુષ મુખમાં આહુતિ આપતો નથી, પરંતુ મન અને ઈન્દ્રિયોનો આત્મા વિશે હોમ કરે છે, તે વિશ્વાનરમાં હોમ કરે છે.* આ સર્વ જગત્ વૈશ્વાનરરૂપ છે. માટે, શરીરના ગમે તે અંગમાં તેની ઉપાસના કરવી.[૨૭] આત્માનું યજન કરનારો, નાભિથી હૃદય સુધીના સ્થાનમાં રહેલા ચૈતન્યને વિશે મનનો અને પ્રાણોનો લય કરે છે. આ રીતે આત્માને વિશે અગ્નિહોત્ર હોમવાથી દેવતાઓ સાથે સર્વે લોકો અને પ્રાણીઓ તૃપ્ત થાય છે.[૨૮]

સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ દેહને વિશે વ્યાપી રહેલા અથવા તો ત્રણ દેહને ધારણ કરનારા, ત્રણ ગુણવાળા ઈશ્વરને, તથા સર્વ ઉપાધિથી રહિત અત્યંત સૂક્ષ્મ પરમાત્માના ભાવને જેઓ જાણે છે, તેઓ સર્વ લોકમાં પૂજાય છે; અને મનુષ્યોની સાથે દેવતાઓ તેઓના પુણ્યનાં વખાણ કરે છે.[૨૯] સર્વે વેદો, વેદ્ય (જાણવા યોગ્ય) એવા યજ્ઞાદિક કર્મકાંડનો વિધિ, સંપૂર્ણ નિરુક્ત ( એક શબ્દથી જ જાણવામાં આવે તેવો પરલોકાદિ) અને પોતાના દેહવિષે રહેલા આત્માના સત્ય સ્વભાવને તથા એ સર્વ, પ્રત્યક્ તત્વ વિશે છે આમ જે પુરુષ જાણે છે, તેવા સર્વેશ્વરની દેવતાઓ સેવા કરવાની ઈચ્છા કરે છે.[૩૦] જે પૃથ્વીથી અસંગ છે; અનંત આકાશમાં ન માપી શકાય એવો છે; હિરણ્ય–સુવર્ણનો બનેલો છે; ઇંડામાંથી ઉત્પન્ન થયો છે અને ઇંડામાં રહે છે, જેને ઘણાં પીંછાથી (દેવતાઓથી યુક્ત અંગવાળો) અલંકૃત છે; પક્ષીની પેઠે જેને (મોદ તથા પ્રમોદરૂપી) બે પાંખો છે; જે તેજસ્વી કિરણોથી પ્રકાશમાન છે; એવા શ્રેષ્ઠ પ્રાણીને, જે પુરુષ પોતાના શરીરમાં રહેલા આત્માને વિષે જોય છે, તેને દેવો પણ શ્રેષ્ઠ માની પૂજે છે.†[૩૧] જે પુરુષની બુદ્ધિરૂપી ગુફામાં કાળચક્ર રહેલું છે; જે નિત્ય ભ્રમણ કર્યા કરે છે, છતાં જે કદી પણ જીર્ણ થતું નથી, તેથી અજર કહેવાય છે; જે સર્વ પ્રાણીની જીન્દગીને ગળી જાય છે, અર્થાત્ સર્વ પ્રાણીનો નાશ કરે છે; છ ઋતુઓ જે ચક્રની નાભિ (મધ્ય ભાગ) છે; બાર મહિના જે ચક્રના બાર આરાઓ છે; અમાવાસ્યા, સંક્રાંતિ આદિ પર્વો, તેના પર્વો એટલે સંધાયલા અવયવો છે; જેના (મુખપ્રતિ આ આખું વિશ્વ નાશ થવાને ધસ્યું જાય છે અને ત્યાંથી પાછું નીચે આવે છે,) એવા પુરુષને દેવતાઓ પૂજે છે.‡[૩૨] પરમાત્મા સુષુપ્તિઅવસ્થારૂપ છે; સુષુપ્તિઅવસ્થા વિશ્વના શરીરરૂપ છે; તે સર્વ સૃષ્ટ થયેલા ભૂતોને વ્યાપી રહેલી છે; સુષુપ્તિઅવસ્થાના એક ભાગને વિશે રહેલો જીવ, ઈન્દ્રિયોને તૃપ્ત કરે છે; ઈન્દ્રિયો તૃપ્ત થવાથી સુષુપ્તના મુખને તૃપ્ત કરે છે.§[૩૩] તેજોમય તથા નિત્યરૂપ હોવાથી જીવને આદિથી રહિત કહેવામાં આવે છે. (કોઈ સન્માર્ગનું અવલંબન કરવાથી) ભયથી રહિત અનંત લોકોની તેને પ્રાપ્તિ થાય છે. જેનાથી સર્વ ભૂતો ભયને પામતા નથી, તેને કોઈ પણ ભૂતોથી ભય પામવાનું નથી.[૩૪] તે જ ખરેખરો દ્વિજ છે, કે જે પંડે નિંદાપાત્ર હોતો નથી, તેમ પંડે બીજાની નિંદા કરતો નથી. તેવો જ મનુષ્ય પરમાત્માનાં દર્શનને પામે છે. વળી જે પુરુષ મોહ રહિત હોય છે અને જેના પાપ નાશ પામ્યા હોય છે, તે પુરુષ આલોકના તથા પરલોકના ભોગ ભોગવવા જતો નથી; પરંતુ તે તો મુક્તિને જ પામે છે.[૩૫] આવા સંન્યાસી પુરુષને રોષ કે મોહ હોતો નથી; તે માટીના ઢેફાને અને સુવર્ણને સમાન માને છે; તે

* અર્થાત્ જે પોતાનો, પોતાનો આત્મામાં લય કરે છે તે યોગી છે. આ શ્લોક ફૂટ છે. પણ એનો ભાવ આ પ્રમાણે છે. પ્રાણી માત્રની નાભિ એ વિશ્વાનરનું સ્થાનક છે અને પ્રાણીના મસ્તકથી તે હડપચી સુધીના અંગો વૈશ્વાનરનાં અંગો છે; અથવા તો નાભિથી હૃદય સુધી તેનું અંગ છે. કેટલાએક કહે છે કે મસ્તકથી તે હડપચી સુધીમાં વિશ્વાનરની ઉપાસના કરવી અને કેટલાએક કહે છે કે નાભિથી હૃદય સુધી વિશ્વાનરની ઉપાસના કરવી. આ બન્ને મત વિકલ્પવાળા છે.

† આ સર્વ વિશેષણો પરમાત્માને લાગુ પડે છે. "આકાશમાં ન માપી શકાય એવો" એટલે પરમાત્મા આકાશ કરતાં પણ વિશાળ છે. "હિરણ્યનો બનેલો છે," એનો અર્થ ટીકાકાર એવો કરે છે કે તે ચિન્મય છે; અને તેનો જ્ઞાન એ જ ગુણ છે. "ઇંડામાંથી ઉત્પન્ન થયો છે" આનો અર્થ એ કે તે જગતની સાથે સંબંધ રાખે છે. "ઇંડામાં જ રહે છે" એટલે હૃદયાકારામાં ધારણ કરી શકાય એવો છે. "જે ઘણા પિંછાથી અલંકૃત છે" એટલે અંગ જે અનેક અવયવોવાળું છે, અને તેના પ્રત્યેક અંગ ઉપર એકેક દેવ નિયત કરવામાં આવ્યા છે તેથી તે બહુ સુંદર છે. "બે પાંખો" તે મોદ તથા પ્રમોદરૂપ વૃત્તિ વિશેષવાળો. "ઘણા કિરણોથી પ્રકાશમાન" એટલે ચક્ષુષ્, કર્ણદ્વારા જે સજીવ અને ક્રિયમાણ પ્રાણીમાં પરિણામ પામે છે તે.

‡ આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે, જે પુરુષ કાળચક્રની ગતિને એટલે પરમાત્માનું જે કાળ સ્વરૂપ તેને યથોચિત જાણે છે, તેને જ વિશ્વ પૂજે છે.

§ ભાવાર્થ આ પ્રમાણે છે. પૂર્વાધ્યાયોમાં બ્રહ્મને સુષુપ્તિરૂપે ઓળખાવવામાં આવ્યું છે. જગત્ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે. એટલા માટે સુષુપ્તિને જગતના શરીરરૂપે અર્થાત્ કારણરૂપે કહેવામાં આવી છે. આ સ્થિતિ સર્વ સ્થૂલ અને સૂક્ષ્મ પદાર્થોમાં વ્યાપી રહેલી છે. જીવ આ સુષુપ્તિમાં એક સ્થળ શોધી કાઢી સ્થૂલ અને સૂક્ષ્મ શરીર ધારણ કરે છે, અને તે દ્વારા દેવો અર્થાત્ પ્રાણોને અને ઇન્દ્રિયોને રંજન કરે છે. જીવથી તૃપ્તિને પામેલા પ્રાણો તથા ઇન્દ્રિયો, સુષુપ્તિ કે જે તેઓને ગળી જવા તૈયાર હોય છે તેના મુખને તૃપ્ત કરે છે. ઉપનિષદ્‌માં વર્ણવેલા પરમાત્માનું અલંકારમાં વર્ણન કરેલું છે. તેના ઉપરથી આવા શ્લોકોની રચના કરવામાં આવી છે.

કશાનો સંચય કરતો નથી; તેનો કોઇ શત્રુ નથી. તે માન અપમાનથી રહિત હોય છે અને કશામાં રાગ કે દ્વેષ રાખતો નથી; તે સંસારમાં ઉદાસીનની પેઠે વચરે છે.૬૬

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो प्रश्न' ए नामनो अध्याय २४९ मो समाप्त.

## અધ્યાય ૨૪૬ મો.

### વ્યાસ શુકનો સંવાદ–જીવાત્મા ને પરમાત્મા.

વ્યાસ કહે છે;–હે શુક! પ્રકૃતિના વિકારો જે દેહાદિ ઇન્દ્રિયો, મન વગેરે છે, તેને આધારે ક્ષેત્રજ્ઞ એટલે જીવાત્મા રહેલો છે. એ પ્રકૃતિના વિકારો ક્ષેત્રજ્ઞને જાણતા નથી; પરંતુ ક્ષેત્રજ્ઞ પ્રકૃતિના વિકારોને જાણે છે.૧ (રથ હાંકનારો) સારથિ જેમ સારા કેળવાયલા અને દૃઢ શરીરના ઉત્તમ ઘોડાઓથી પોતાનાં કાર્યને સિદ્ધ કરે છે, તેમ જ ક્ષેત્રજ્ઞ પણ પાંચ ઇન્દ્રિય અને છઠ્ઠું જે મન, આ છથી પોતાનું કાર્ય કરે છે.૨ ઇન્દ્રિયોના કરતાં તેના (શબ્દાદિક) વિષયો શ્રેષ્ઠ છે; વિષયોના કરતાં મન શ્રેષ્ઠ છે; મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે; બુદ્ધિ કરતાં મહાન્ આત્મા (હિરણ્યગર્ભ) શ્રેષ્ઠ છે;૩ મહાન્ આત્માના કરતાં અવ્યક્ત (અથવા પ્રકૃતિ) શ્રેષ્ઠ છે; અવ્યક્ત કરતાં અમૃત (ચિદાત્મા બ્રહ્મ) શ્રેષ્ઠ છે. આ અમૃતથી કંઇ પણ શ્રેષ્ઠ નથી. તે ઉત્તમોત્તમ છે અને તે જ પરમગતિ છે.૪ આ પરમાત્મા સર્વ પ્રાણીઓને વિશે ગૂઢ રીતે રહેલો છે અને ઉપાધિવાળારૂપે કરીને તે સ્પષ્ટ રીતે જાણવામાં આવતો નથી; પણ તે માત્ર તત્ત્વવેત્તા યોગીઓને યોગવડે સૂક્ષ્મ કરેલી ઉત્તમ બુદ્ધિવડે, જોવામાં અને જાણવામાં આવે છે.૫ યોગીએ પાંચ ઇન્દ્રિય અને છઠ્ઠા મન સાથે, ઇન્દ્રિયોના વિષયોનો બુદ્ધિવડે, મહત્તત્ત્વરૂપ અંતરાત્મા વિશે લય કરવો અને ધ્યેય, ધ્યાન અને ધ્યાતારૂપ ત્રિપુટીનું સ્મરણ કરવું;૬ અને એ ધ્યાનવડે બાહ્યવૃત્તિથી વિરામ પામીને, अहमस्मि–'હું બ્રહ્મ છું' એવા વાકયથી ઉત્પન્ન થયેલી બુદ્ધિની વૃત્તિરૂપ વિદ્યાથી, મનને સંસ્કારવાળું કરી, ધ્યાન-દ્વારા તે મનને ઉપરત કરવું. પછી ઈશ્વરભાવનો પણ લય કરીને એટલે હું બ્રહ્મરૂપ છું એવા ભાવનો પણ લય કરીને, શાંત સ્વરૂપે રહેવું. આ રીતે જે યોગી રહે છે તે યોગી અમૃત પદને પામે છે.૭ પરંતુ જે મનુષ્યનું મન ઇન્દ્રિયોવડે હરાયલું–દાસપણાને પામેલું–હોય છે, અને જેની સ્મૃતિ* (સદસદાત્મક વિચારો) ચલાયમાન થઈગયા છે, તે મનુષ્ય, પોતાનો આત્મા કામાદિકને અર્પણ કરીને મૃત્યુ પામે છે.૮ એટલા માટે સર્વ સંકલ્પોનો–કામનાઓનો નાશ કરીને, ચિત્તને સૂક્ષ્મબુદ્ધિ વિશે સ્થાપન કરવું; જેના પ્રભાવથી પુરુષ કાળનો પણ નાશ કરનારો થાય છે, પરંતુ કાળ તેનો નાશ કરી શકતો નથી.†૯ યોગી પુરુષ ચિત્તને નિર્મળ કરીને આ લોકમાં શુભ તથા અશુભનો ત્યાગ કરી શકે છે; અંતઃકરણને શુદ્ધ કરવાથી તથા આત્માને વિશે સ્થિતિ કરવાથી યોગી અત્યંત સુખ ભોગવે છે.‡૧૦ અંતકરણની પ્રસન્નતાનું લક્ષણ એ છે કે, જેણે આ પ્રસન્નતાને પ્રાપ્ત કરી છે, તે સુષુપ્તાવસ્થાની માફક સુખનો અનુભવ કરે છે. જે યોગીએ આવી સ્થિતિ પ્રાપ્ત કરી છે તે યોગી, દીપની જ્યોતિ જેમ નિર્વાતસ્થાનમાં સ્થિર રહે છે, તેમ સ્થિર રહે છે.૧૧ એ પ્રમાણે જે યોગી, પહેલી રાત્રે તથા પાછલી રાત્રે, જીવાત્માને પરમાત્માવિશે લય કરીને, હલકો આહાર કરે છે અને ચિત્તને શુદ્ધ રાખે છે, તેવો યોગી, આત્મા વિશે પરમાત્માનાં દર્શન કરે છે.§૧૨ હે પુત્ર! તને ઉપદેશ કરવાને કહેલું આ શાસ્ત્ર, સર્વ વેદોનાં રહસ્યરૂપ છે. એમાં દર્શાવેલું સત્ય કેવળ અનુમાનથી કે આગમશાસ્ત્રથી જાણવામાં આવે તેવું નથી; પરંતુ આ તો સ્વના–પોતાના અનુભવથી જ જાણવામાં આવે છે.૧૩ સર્વ ધર્માખ્યાનોમાંનું તથા સર્વ સત્યાખ્યાનોમાંનું, તેમ જ દશ હજાર ઋગ્વેદોના વિત્તનું–તત્ત્વનું મથન કરીને કાઢેલું આ એક અમૃત છે.૧૪ દહીંને મથીને તેમાંથી જેમ માખણ કાઢવામાં આવે છે અને કાષ્ઠને મથીને તેમાંથી જેમ અગ્નિ કાઢવામાં આવે છે, તેવી રીતે જ મેં મારા પુત્રને માટે આ જ્ઞાનામૃત કાઢેલું છે; આ જ્ઞાનામૃત સર્વ વિદ્વાન્ મનુષ્યોને પાન કરવા જેવું

* સ્મૃતિ એટલે ધારણા–યાદદાસ્ત. જેની સ્મૃતિ નાશ પામે છે તે ખશખોટાનો વિચાર કરી શકતો નથી. आत्मनः संप्रदानेन, 'પોતાના મનોવિકારને શરણ થવાથી, અથવા તો કામાદિ ષડ્રિપુને વશ થઇ જવાથી, તે મનુષ્ય મૃત્યુ પામે છે.

† ચિત્તનો અર્થ ટીકાકાર સ્થૂલબુદ્ધિ કરે છે, તથા સત્વનો અર્થ સૂક્ષ્મબુદ્ધિ થાય છે. મન તથા ઇન્દ્રિયોવડે મૂર્તિના સ્વરૂપને હૃદયમાં ધારણ કરવું તેને સ્થૂલબુદ્ધિ કહે છે તથા બ્રહ્મ સંબંધીનું હૃદયમાં જે ચિંતન થાય તેને સૂક્ષ્મબુદ્ધિ કહે છે. कालंजरનો અર્થ અંતો એ નામના પર્વતને લાગુ પડે છે, અર્થાત્ કાલંજર પર્વતની માફક અચલ અથવા કાળના પરિણામને જે નાશ કરે તે, અર્થાત કાળને પોતે વશ હોવા છતાં જે કાળને વશ કરે છે.

‡ અંતઃકરણને શુદ્ધ કરવું એટલે સર્વ દ્વૈતભાવનો ત્યાગ કરવો–ધર્મનો પણ ત્યાગ કરવો. કારણ કે તે, મોક્ષ જે સ્વર્ગ કરતાં પણ દુર્લભ છે તેની પ્રાપ્તિ કરાવવા અશક્ત છે. आत्मनि स्थित्वा, અર્થાત્ પોતાના સત્ય સ્વરૂપને વિશે સ્થિતિ કરી, અર્થાત્ આત્મામાં સર્વ વસ્તુનો લય કરવાથી જ્યારે દ્વૈતભાવનો નાશ થાય છે, ત્યારે જ આ પ્રમાણે થાય છે.

§ आत्मनिનો અર્થ પરમાત્મા તથા आत्मानम्‌નો અર્થ જીવાત્મા.

છે.[૧૫] હે પુત્ર! આ જ્ઞાન, જે સારમાં સાર છે તેનો તારે સ્નાતકોને ઉપદેશ આપવો; પરંતુ જેનું ચિત્ત શાંત નથી, જે દશ ગુણવાળો નથી તથા જે તપસ્વી નથી, તેને આ જ્ઞાન કહેવું નહિ.*[૧૬] વળી જે વેદ જાણતો ન હોય, જે ગુરુની સેવા કરનારો ન હોય; જે ઈર્ષાળુ હોય; જે કુટિલ હોય અને આજ્ઞા પ્રમાણે વર્તતો ન હોય; તેવા પુરુષને આ જ્ઞાનનો ઉપદેશ કરવો નહિ.[૧૭] જે તર્કશાસ્ત્રથી દગ્ધ થયેલો હોય તેમ જે ચાડીયો હોય તેને પણ આ જ્ઞાન કહેવું નહિ. પણ જે શાસ્ત્રની પ્રશંસા કરનારો હોય; પ્રશંસા કરવા યોગ્ય આચરણવાળો હોય; શાંત, તપસ્વી, પ્રિય પુત્ર તથા અનુસરનારો શિષ્ય હોય, તેને આ રહસ્ય ધર્મ કહેવો: બીજા કોઇને પણ કહેવો નહિ.[૧૮-૧૯] રત્નોથી ભરપૂર એવી આ સર્વ પૃથ્વી કોઇ આપે, તેના કરતાં પણ આ ઉપદેશ ઉત્તમ છે, એમ તત્ત્વવેત્તાએ માનવું.[૨૦] આના કરતાં પણ જે વધારે ગુહ્ય છે-જે આત્મા સાથે સંબંધ રાખે છે; જે મનુષ્યના જ્ઞાનથી બહાર છે; જેને મહર્ષિઓ જ જાણે છે અને ઉપનિષદ્‌માં જેનું વર્ણન કર્યું છે, તે વિશે તું જો મને પૂછીશ, તો હું તને તેનો ઉપદેશ આપીશ.[૨૧-૨૨] હે પુત્ર! તારા મનમાં તું જેને શ્રેષ્ઠ માનતો હોય, અને તને જેમાં સંશય હોય, તે તું મને પૂછ; હું તારી પાસે જ બેઠો છું. હે પુત્ર! હવે હું તને પુનઃ શું કહું (તે બોલ).[૨૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २४६ मो समाप्त.

## અધ્યાય ૨૪૭ મો.

### વ્યાસ શુકનો સંવાદ-અધ્યાત્મ શું?

શુકે પૂછ્યું;-હે ભગવન્! હે ઋષિસત્તમ! અધ્યાત્મ શાસ્ત્ર એટલે શું ને તે કીયા પ્રકારે-રીતિએ આવે છે? તું જે પ્રમાણે જાણતો હોય, તે પ્રમાણે મને વિસ્તારથી અધ્યાત્મ શાસ્ત્ર કહે.†[૧]

વ્યાસે કહ્યું;-હે તાત! જેને મનુષ્ય સાથે સંબંધ રાખનારું અધ્યાત્મશાસ્ત્ર કહેવામાં આવે છે તે હું તને કહીશ; એમાં હું તને (પ્રથમ) અધ્યાત્મ શાસ્ત્રની વ્યાખ્યા કહીશ, તે તું સાંભળ.[૨] પૃથ્વી, આપ, તેજ, વાયુ, અને આકાશ આ પંચ મહાભૂતો પ્રાણી માત્રની બનાવટમાં સામગ્રી છે. જો કે તેઓ એક છે, છતાં પણ સમુદ્રતરંગની માફક જૂદા જૂદા લેખાયા છે.‡[૩] પોતાના અંગોનું પ્રસારણ અને સંકોચન કરનારા એવા કાચબાની પેઠે, આ મહાભૂતો અસંખ્યાત નાના આકારોમાં વસવાથી જન્મ અને નાશના ફેરફારને પામે છે.[૪] આ સર્વ સ્થાવર તથા જંગમાત્મક જગત્ પણ, પંચમહાભૂતોનું બનેલું છે; અને તેની ઉત્પત્તિ તથા પ્રલય, એ જ પંચમહાભૂતોને વિશે થયા કરે છે.[૫] વિદ્યમાન સર્વ પદાર્થોમાં પંચમહાભૂતો જ રહેલાં છે; અને જૂદા જૂદા પરિણામો લક્ષમાં રાખી, પ્રાણીઓના સરજનહાર પ્રજાપતિએ, હે તાત! જૂદા જૂદા પદાર્થોમાં જૂદા જૂદા પ્રમાણમાં, આ પંચમહાભૂતોની કર્માનુસાર વહેંચણી કરી છે.[૬]

શુકે પૂછ્યું;-જગતના જૂદા જૂદા પદાર્થોમાં પંચમહાભૂતોની કરવામાં આવેલી વિષમ રચના કેવી રીતે સમજી શકાય? તેમાં ઇન્દ્રિયો કેઇ, અને તેના ગુણો કીયા? એ કેમ સમજી શકાય?[૭]

વ્યાસે કહ્યું;-હે શુક! પંચમહાભૂતો તથા ઇન્દ્રિયો અને ગુણો કેટલા છે, અને તેની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, તે તું મનને એકાગ્ર કરીને સાંભળ. હું તને ક્રમવાર યથાર્થ રીતે તે કહી સંભળાવીશ.[૮] શબ્દ, શ્રોત્ર ઇન્દ્રિયો તથા શરીરનાં છિદ્રો, આ ત્રણ આકાશમાંથી ઉત્પન્ન થાય છે; પ્રાણ, ચેષ્ટા, તથા સ્પર્શ આ ત્રણ વાયુના ગુણ છે, અર્થાત્ તે વાયુથી ઉત્પન્ન થાય છે;[૯] રૂપ, નેત્ર, તથા જઠરાગ્નિ એ ત્રણ તેજમાંથી ઉત્પન્ન થયા છે; રસના (જિહ્વા), રસ તથા સ્નેહ, આ ત્રણ જળમાંથી ઉત્પન્ન થયાં છે;[૧૦] ઘ્રેય (સુંઘવાનો પદાર્થ), ઘ્રાણ (સુંઘવાની ઇન્દ્રિય) તથા શરીર, એ ત્રણ પૃથ્વીથી ઉત્પન્ન થયાં છે. ઇન્દ્રિયો સહિત પાંચ ભૂતોનો આટલો જ વિકાર છે.[૧૧] વાયુથી સ્પર્શ ગુણ ઉત્પન્ન થયો છે; જળથી રસ ગુણ ઉત્પન્ન થયો છે; તેજથી રૂપ ગુણ ઉત્પન્ન થયો છે; આકાશથી શબ્દ ગુણ ઉત્પન્ન થયો છે અને પૃથ્વીથી ગંધ ગુણ ઉત્પન્ન થયો છે.[૧૨] મન, બુદ્ધિ અને સ્વભાવ, આ ત્રણ પાંચભૂતોથી ઉત્પન્ન થયાં છે. તેઓ શબ્દાદિક ગુણોવડે શ્રોત્રાદિક કાર્ય

* વેદોનું અધ્યયન પૂર્ણ થયા પછી બ્રાહ્મણને ગૃહસ્થાશ્રમ ધારણ કરવાનો છે. તે સમયે તેને સ્નાતક કહેવામાં આવે છે અને તેનો અર્થ એ થાય છે કે વેદ માંહેલી બ્રાહ્મવિદ્યાવડે જેની બુદ્ધિ સંસ્કારયુક્ત થયેલી છે તે આ જ્ઞાનનો અધિકારી છે. અહીં સ્નાતકનો અર્થ એ લેવો કે જેની વેદ વિશે શ્રદ્ધા છે તથા જે સદાચરણશીલ છે.

† (૧) પંચ કર્મેન્દ્રિયો, (૨) પંચ જ્ઞાનેન્દ્રિયો, (૩) મન, બુદ્ધિ, અહંકાર, અને ચિત્ત એ ચારનું બનેલું અંતઃકરણ, (૪) પંચ પ્રાણ, (૫) પંચ મહાભૂત, (૬) કામ, (૭) કર્મ અને (૮) અવિદ્યા-આ ૨૭ તત્ત્વના સમુદાયનો અધ્યાત્મ વિદ્યાની સાથે સંબંધ રહેલો છે.

‡ સમુદ્રના તરંગો વસ્તુતઃ એક જ તત્ત્વના બનેલા છે, છતાં વિકાર પામતા હોવાથી અનેક ગણવામાં આવ્યા છે.

રૂપને પામેલા હોવાથી, શબ્દાદિક ગુણોનું અતિક્રમણ કરતા નથી.*[૧૩] કાચબો જેમ પોતાનાં સર્વ અંગોને ફેલાવીને પાછાં તેઓને સંકોચી લે છે; એમ જ બુદ્ધિ પણ ઇંદ્રિયોને સરજીને (ફેલાવીને) પાછી તેઓને સંકેલી લે છે.†[૧૪] પગનાં તળીયાંથી માંડીને છેક મસ્તક સૂધી સર્વ શરીરમાં અહું-'હું' એવી રીતે જે અનુભવ થાય છે, તે ઉત્તમ એવી બુદ્ધિનું કાર્ય જાણવું.‡[૧૫] બુદ્ધિ એ જ શબ્દાદિક પંચ ગુણોમાં વિકાર પામેલી છે; પંચ ઇંદ્રિયો અને છઠ્ઠું મન પણ બુદ્ધિનો જ અમુક વિકાર છે. જો બુદ્ધિ ન હોય તો ગુણો ક્યાંથી હોય અને ગુણોના અભાવે ઇન્દ્રિયો પણ પ્રસિદ્ધિમાં ક્યાંથી આવે? અર્થાત્ શબ્દાદિક વિષયો અને ઇન્દ્રિયો એ બન્નેને બુદ્ધિરૂપ જ જાણવાં અથવા તો બુદ્ધિના વિકાર જાણવા.§[૧૬] મનુષ્યના શરીરમાં પાંચ ઇન્દ્રિયો છે; મન એ છઠ્ઠું કહેવાય છે; સાતમી બુદ્ધિને કહેલી છે, અને આઠમો ક્ષેત્રજ્ઞને કહેલો છે.[૧૭] ચક્ષુષ્ (અને બીજી ઇન્દ્રિયો) બહારના પદાર્થોને પારખે છે; મન તેના ઉપર સંશય કરે છે; બુદ્ધિ તેનો નિર્ણય કરે છે અને આ સર્વથી સ્વતંત્ર રહી, તેનો જે સાક્ષી તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે.[૧૮] રજોગુણ, તમોગુણ અને સત્વગુણ આ ત્રણ ગુણ પોતપોતાની યોનીમાંથી (અર્થાત્ ચિત્તમાંથી) ઉત્પન્ન થયા છે. તે દેવ, મનુષ્ય, પશુ, પક્ષી વગેરે સર્વ પ્રાણીઓમાં સમાનપણે રહેલા છે. આ ગુણો છે અને તેને તેનાં કાર્ય ઉપરથી જાણવા.‖[૧૯] જેને આત્મા ઉપર કંઇક પ્રીતિ હોય એમ જાણવામાં આવે, જે અત્યંત શાંત જેવો તથા અત્યંત શુદ્ધ જણાય, તે ગુણ સત્વનો જાણવો.[૨૦] જે કાયાથી અથવા મનથી સંતાપવાળો જાણવામાં આવે, તથા જે પ્રવૃત્તિને ઉત્તેજન આપનારો હોય, તે ગુણ રજનો જાણવો.[૨૧] જે મોહ ઉત્પન્ન કરે, કાર્યાકાર્યનો નિર્ણય થવા દે નહિ, કોઈ પણ જાતનો તર્ક કર્યા છતાં પણ વસ્તુનું સ્વરૂપ જાણવામાં આવે નહિ, તથા અજ્ઞાનથી ભરપૂર હોય તે ગુણ તમનો જાણવો.[૨૨] અકસ્માત્ અથવા તો કોઇ કારણને લઇને અત્યંત હર્ષ, પ્રીતિ અને આનંદ ઉત્પન્ન થાય, તથા આત્મા અને મન સ્વસ્થ (શાંત) રહે, ત્યારે જાણવું કે સાત્વિક ગુણો ઉત્પન્ન થાય છે.[૨૩] અભિમાન થાય, અસત્ય ભાષણ કરવામાં આવે, લોભ તથા મોહ થાય, કોઇનું પણ વચન સહન થઈ શકે નહિ; આમ જ્યારે કોઈ કારણથી અથવા તો કારણ વગર થાય, ત્યારે જાણવું કે એ રજોગુણનાં ચિહ્નો છે.[૨૪] કોઈ કારણથી અથવા તો વગર કારણે મોહ, પ્રમાદ, નિદ્રા, તંદ્રા અને અજ્ઞાનની પ્રવૃત્તિ થાય, ત્યારે જાણવું કે એ તમોગુણનાં ચિહ્નો છે.[૨૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २४७ मो समाप्त.

## અધ્યાય ૨૪૮ મો.

### વ્યાસશુકનો સંવાદ–મન, બુદ્ધિ ને આત્મા પરત્વે વિચાર.

વ્યાસે કહ્યું;–મન અનેક પદાર્થને સંકલ્પથી ઉત્પન્ન કરે છે; બુદ્ધિ તે તે પદાર્થનો નિશ્ચય કરે છે; અંતઃકરણ તે તે પદાર્થ અનુકૂળ છે કે પ્રતિકૂળ છે તે જાણે છે. આ રીતે ત્રણ પ્રકારની કર્મની પ્રેરણા થાય છે.[૧] ઇન્દ્રિયોના કરતાં વિષયો સૂક્ષ્મ (શ્રેષ્ઠ) છે; વિષયોના કરતાં મન સૂક્ષ્મ છે; મન કરતાં બુદ્ધિ સૂક્ષ્મ છે; અને બુદ્ધિ કરતાં આત્માને સૂક્ષ્મ જાણવો.[૨] (સામાન્ય કાર્યમાં) બુદ્ધિ જ મનુષ્યનો આત્મા છે, અને જ્યારે બુદ્ધિ પોતે આત્માને વિશે ઘટપટાદિક વિવિધ આકારને ઉત્પન્ન કરે છે

---

* गुणेभ्यः परमागताः गुणान् न अतिवर्तन्ते। 'મન, બુદ્ધિ તથા સ્વભાવ શબ્દાદિ ગુણોવડે, શબ્દાદિ ગુણોનું અતિક્રમણ કરતા નથી.' આ શ્લોકનો ભાવ એ છે કે, મન, બુદ્ધિ તથા સ્વભાવ, પૂર્વની દેહની અવસ્થા જેવી હોય છે, તે પ્રકારના હોય છે, અને સ્વભાવ તો પૂર્વ જન્મની જેવી ભાવના હોય છે તેના ફળરૂપ છે. આ રીતે દેહની સાથે તેઓનો સંબંધ હોવાથી, તેઓ પણ દેહની માફક પંચભૂતમાંથી બનેલા છે. તેઓનો ધર્મ એ છે કે, શબ્દાદિ ગુણોને પામે, પણ તેઓ તે ગુણોનું અતિક્રમણ કરી શકતા નથી; અર્થાત્ શબ્દાદિ વિષયોનું ગ્રહણ કરી લેવાની તેઓમાં શક્તિ હોવાથી તેઓ, અર્થાત્ મન, બુદ્ધિ તથા સ્વભાવ, વિષયોને એકદમ ગ્રહણ કરી લે છે.

† અર્થાત્ ઇન્દ્રિયો ને મન એ કંઇ જ નથી, પણ બુદ્ધિના વિકારથી પામેલો અમુક આકાર છે. મન છે તે સંકલ્પવિકલ્પાત્મક છે, એટલે ડામાડોળ સ્થિતિવાળું ગણાય. બુદ્ધિ નિશ્ચયાત્મિકા છે, ને તેનું કાર્ય ડામાડોળ સ્થિતિને પામેલા મનને અમુક નિશ્ચય ઉપર લાવવાનું છે.

‡ પગના તળિયાથી ઉપરના મસ્તક સુધીનો ભાગ એટલે આખું શરીર સમજવું. अस्मिन् कृत्य અર્થાત્ अहमिति यद्दर्शनम् तस्मिन्करणीये. 'હું એ પ્રમાણેનો ભાવ ઉત્પન્ન થવાથી તેને કર્તૃત્વપણામાં બુદ્ધિ થાય છે.'

§ नेनियते આ કર્મે કર્તરિ પ્રયોગ છે. આથી અર્થ એ થાય છે કે, રૂપાદિના ગુણો, તેમજ ગુણોને ઓળખનાર મન સહિત સર્વ ઇન્દ્રિયો, આ એક મળીને બુદ્ધિ થાય છે. જ્યારે બુદ્ધિનો અભાવ હોય છે, ત્યારે આ સર્વનો અભાવ થાય છે. આ શ્લોકનું મુખ્ય તાત્પર્ય એટલું જ છે કે બુદ્ધિ, મન તથા ઇન્દ્રિયો તથા તેના ગુણો, તેની સાથે સાદૃશ્યતા ધરાવે છે.

‖ સત્વ, રજ ને તમ એ ત્રણ ગુણ, કોઈ અન્ય પદાર્થમાંથી ઉત્પન્ન થતા નથી, પણ પોતાના પૂર્વ જન્મના કર્માનુસાર હોય છે. પૂર્વ જન્મમાં જેવી ચિત્તવૃત્તિ હોય છે, તેવા તેવા ગુણો આ જન્મમાં પ્રાપ્ત હોય છે. આમ એ ત્રણે ગુણોની અસર ચિત્ત, ઇન્દ્રિયોના કારણો અને તેમાંથી ઉત્પન્ન થતી ઇન્દ્રિયોને થાય છે.

ત્યારે તે મન કહેવાય છે.*૩ એપરથી જણાય છે કે પ્રત્યેક ઇન્દ્રિયો ક્રિયા શક્તિ અને વિષયોને લીધે ભિન્ન ભિન્ન છે, અને એટલા માટે એકની એક બુદ્ધિને પણ જૂદી જૂદી ઇન્દ્રિયરૂપે વિકાર પામવું પડે છે. બુદ્ધિ જ્યારે શ્રવણ કરે છે, ત્યારે તે શ્રોત્ર ઇન્દ્રિયરૂપ થાય છે; તે સ્પર્શ કરે છે, ત્યારે સ્પર્શ ઇન્દ્રિયરૂપ થાય છે;૪ તે જુવે છે, ત્યારે તે દૃષ્ટિ ઇન્દ્રિયરૂપ થાય છે; તે સ્વાદ લે છે, ત્યારે તે રસના ઇન્દ્રિયરૂપ થાય છે; તે ગંધને ગ્રહણ કરે છે, ત્યારે તે ઘ્રાણ ઇન્દ્રિયરૂપ થાય છે. આ પ્રમાણે બુદ્ધિ જૂદી જૂદી ક્રિયાઓ માટે ભિન્ન ભિન્નરૂપે વિકાર પામે છે.૫ બુદ્ધિના વિકારોને ઇન્દ્રિયો કહે છે; અને તેઓને વિશે ક્ષેત્રજ્ઞ અદૃશ્ય રૂપે રહે છે; અને પુરુષને વિશે રહેલી બુદ્ધિ સાત્વિક આદિ ત્રણ ભાવોને વિશે રહે છે.૬ તે કોઇ સમયે પ્રસન્ન થાય છે; કોઇ સમયે શોક કરે છે, અને કોઇ સમયે સુખ કે દુઃખ એમાંથી એક પણ તેનામાં હોતું નથી.૭ જેમ મોટા મોજાવાળો અને નદીઓનો ભર્તા સમુદ્ર, મોટા તીરને ઉલ્લંઘન કરી જાય છે; તેમ નિરોધ (પ્રલય) સમયે સાત્વિકાદિક ભાવવાળી બુદ્ધિ, સાત્વિકાદિ ત્રણે ભાવોને ઉલ્લંઘન કરી જાય છે, અર્થાત્ બુદ્ધિનું વિવિધપણું શાંત પડી જાય છે.†૯ બુદ્ધિ જ્યારે કોઇપણ પદાર્થની ઇચ્છા કરે છે, ત્યારે તે મનરૂપે થાય છે. ઇન્દ્રિયો જો કે (બાહ્ય રીતિએ જોતાં) ભિન્ન ભિન્ન લાગે છે, છતાં તેઓ બુદ્ધિને વિશે રહેલી છે આમ જાણવું. તેમાં (યોગીએ) રૂપગંધાદિકનું જ્ઞાન કરાવનારી સર્વ ઇન્દ્રિયોને અવશ્ય જિતવી જોઇએ.૯ જ્યારે અમુક ઇન્દ્રિય બુદ્ધિને વશ થાય છે ત્યારે, બુદ્ધ કે જે ઇન્દ્રિયોથી ભિન્ન નથી તે, વસ્તુ સ્વરૂપે કરી મનમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે જ પ્રથમ મન રૂપાદિક વિષયોનો સંકલ્પ કરે છે અને પછી બુદ્ધિથી અનુગ્રહીત થયેલી ઇન્દ્રિય તેને ગ્રહણ કરે છે. પણ ઇન્દ્રિયો એકવખતેજ વિષયોને ગ્રહણ કરતી નથી, પરંતુ અનુક્રમે એક પછી એક વિષયોને ગ્રહણ કરે છે.‡૧૦ સત્વ, રજ અને તમ, આ ત્રણ ગુણની

---

* મૂળમાં આત્મન્ શબ્દ છે, તે વિધવિધ અર્થમાં વપરાયો છે. કોઈ સ્થાને જીવાત્માના અર્થમાં, કોઈ સ્થાનમાં પરમાત્માના અર્થમાં, કોઈ સ્થાનમાં સત્વના અર્થમાં, કોઈ સ્થાનમાં સ્વાત્માના અર્થમાં ને કોઈ સ્થાનમાં દેહના અર્થમાં વપરાયો છે. છતાં કીયા સ્થાનમાં કીયા ભાવમાં વપરાયો છે, તે સમ્બન્ધપર લક્ષ આપતાં, સમજવામાં મુશ્કેલી પડતી નથી.

† વેલા એટલે ભરતી અથવા મોજા. અગરજો બુદ્ધિ સત્વ, રજ તથા તમગુણાત્મક હોય છે, છતાં તેનું ઉલ્લંઘન યોગવડે થઇ શકે છે. આ શ્લોકમાં બુદ્ધિની વિચિત્રાવસ્થાનું વર્ણન કર્યું છે.

‡ સહસ્રો વર્ષ ઉપર સિદ્ધ કરેલું આર્ય લોકોનું આત્મતત્વજ્ઞાન, અને માનસ વિજ્ઞાનશાસ્ત્ર કેવા ઉંચા પ્રકારનું છે, તેનું અત્રે સારી રીતે દર્શન થાય છે. અરણ્યોમાં વસતા અને પરમાત્મ તત્વનું ચિંતવન કરનારા મહાત્માઓ અને ઋષિઓએ, જગત અને પરબ્રહ્મનો વ્યવહાર કેમ ચાલી રહેલો છે, તે વિષે જે વિચારો પ્રગટ કરેલા આપણે જાણીએ છીએ તેના કરતાં વિશેષ જ્ઞાન આપી શકે એવું આધુનિક શાસ્ત્ર છે નહિ એ આ ઉપરથી સ્પષ્ટ થાય છે. યૂરોપિયન તત્વજ્ઞાનીઓ આર્ય તત્વજ્ઞાનીઓ કરતાં એક પણ ડગલું આગળ વધેલ નથી, બહુ પાછળ છે. ખરું કહીએ તો હજી તેઓ સંદિગ્ધ અવસ્થામાં ગોથાં ખાયા કરે છે. એક નિશ્ચય હજીએ કોઇ કરી શક્યું નથી. વિચારશીલ એવા પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓ, વગર આનાકાનીએ એટલું તો કબુલ કરે છે કે આર્યોનું તત્વજ્ઞાન યુરોપી તત્ત્વજ્ઞાન કરતાં શ્રેષ્ઠ છે. માનવ વિજ્ઞાન શાસ્ત્રમાં પણ દશા તેવી જ છે. વીકટર કઝીન કહે છે કે આપણું તત્ત્વજ્ઞાન આર્યોના તત્વજ્ઞાન આગળ ઘૂંટણ ભરી દાસ થવાને લાયક છે.

તત્ત્વજ્ઞાની શોપનહોરે સિદ્ધ કર્યું છે કે એકતત્ત્વ છે, તેના વિચાર અને ઇચ્છારૂપ આ જગત છે. (The World as Will and Idea). કાન્તે પણ એક મૂળ તત્ત્વ સ્વીકાર્યું છે, અને કહે છે કે આ જગત છે કે નહિ એ કહી શકાતું નથી. બીશપ બર્કલી એવો મત ધરાવે છે કે જગત જેવી વસ્તુ છેજ નહિ, અને જે કંઇ છે તે મન અને તેના વિકારો છે. मन एव सर्वं जगत् । Mind is this all. આમ દરેક જણને સત્ય જ્ઞાનનો થોડો થોડો ટુકડો મળ્યો છે ખરો, પણ આર્ય તત્વવેત્તાઓ તેથી આગળ વધી ગયા છે. તેઓએ વિશેષ રીતે સિદ્ધ કરી, પરબ્રહ્મ અને તેનું કાર્ય પ્રતિપાદન કર્યું છે. ઋષિ મુનિઓએ પ્રતિપાદન કર્યું છે કે જે કંઇ તત્ત્વ છે તે એક જ છે; પણ અવિદ્યાના યોગે કરીને આ સર્વ વિદ્યમાન થયું છે અને આત્માને ભ્રમથી બુદ્ધિનો સંયોગ થયો છે. પણ મન આદિ એ સર્વ બુદ્ધિના જ વિકારો છે. આ જગત જેવું જે દેખાય છે તેનું માનવવિજ્ઞાન, ભગવાન્ વ્યાસ આ શ્લોકમાં આ પ્રમાણે સમજાવે છે. તે કહે છે કે ઇન્દ્રિયો એ બુદ્ધિનો અમુક વિકાર જ છે. મન પણ તેનો જ વિકાર છે. જોવાની અને જાણવાની ક્રિયા કેમ થાય છે તેની સમજ આ પ્રમાણે છે. જગતમાં રહેલી કોઈ વસ્તુ–પદાર્થોના અંતરમાં રહેલા સૂક્ષ્મ આકાશ તત્વના યોગે, માણસની ચક્ષુષ્ ઇન્દ્રિય ઉપર પ્રથમ આઘાત કરે છે. પણ ઇન્દ્રિયો જાતે જડ હોવાથી પદાર્થના સ્વરૂપનો નિર્ણય કરવાને શક્તિમાન નથી, તેથી તેઓ તેના ઉપર થયેલા આઘાતને મન તરફ નિર્ણય કરવા મોકલે છે. પણ મન સંકલ્પ વિકલ્પ ધર્મવાળું હોવાથી "આ તે આજ–આ તે ઘોડો, ગાય નહિ," એવો ચોક્કસ નિર્ણય કરી શકતું નથી. તે ડામાડોળ સ્થિતિમાં રહે છે. માટે સત્ય જાણવાને તે આઘાતને બુદ્ધિ પાસે મોકલી આપે છે. બુદ્ધિ ચેતન એવા આત્માના સંયોગથી સાધર્મ્યને પામેલી છે, તેથી તેનામાં નિશ્ચયાત્મિકા વૃત્તિ રહેલી છે. એ શુભ યોગને કારણે તે છેવટનો નિર્ણય આપે છે, કે "આ તે આજ, આ તે ઘોડો, ગાય નહિ." આ નિર્ણય પાછો હવે અહંકારરૂપ બનેલા મન પાસે આવે છે અને તે વાણીદ્વારા વ્યક્ત કરે છે. આ પ્રમાણે ચક્ષુષ્ ઇન્દ્રિય બુદ્ધિ સાથે મળી, મનમાં અમુક આકૃતિ ઉત્પન્ન કરે છે, અને તેના યોગે કરીને જ અમુક પદાર્થ જોવાયલો વાણીવડે કહેવાય છે. ઇન્દ્રિય, મન અને બુદ્ધિ એ એક જ તત્વના ક્રિયાશક્તિને લીધે બનેલા જૂદા વિકાર છે. તે જો વિધર્મી હોય તો કોઇ કાલે તેઓનો મેળ મળે એમ નથી. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે આ બાહ્ય જગત છે, તે મન અને બુદ્ધિથી સ્વતંત્ર સત્તાવાળું નથી; પણ મન બુદ્ધિઆદિ છે તોજ આ જગત છે. જેને આપણે વૃક્ષ કહીએ છીએ, તે બુદ્ધિએ

સ્થિતિ છે, તે મન, બુદ્ધિ અને અહંકારમાં રહેલી છે, અને જેમ રથનાં પૈડાંના આરાઓ, પૈડાંની ધારને વળગેલા હોવાથી, પૈડાંની ધારની જ્યાં જ્યાં ગતિ થાય છે, ત્યાં ત્યાં તેની સાથે સાથે ફર્યા કરે છે; તેમ આ ત્રણ ગુણો પણ મનાદિને અનુસરે છે.*[૧૧] દૈવેચ્છા ઉપર આધાર રાખીને સંસારથી ઉદાસીન રહેનારા ત્યાગીએ, અને યોગનું ઘટતી રીતે સેવન કરનારા પુરુષોએ, પરબ્રહ્મના સ્વરૂપને આચ્છાદન કરનારા અજ્ઞાનનો નાશ કરવા માટે, મનને દીવારૂપ કરવું. યોગની સત્તાથી જે જ્ઞાનપ્રાપ્તિ થાય છે, તે જ્ઞાનની પ્રાપ્તિ વ્યાવહારિક વિષયોમાંથી જે મનુષ્યો નિવૃત્ત થયલા છે તેને વિના પ્રયાસે પ્રાપ્ત થાય છે.[૧૨] 'આ જગત્ કેવળ બુદ્ધિથી જ કલ્પેલું છે' આમ જાણનારો વિદ્વાન્ પુરુષ મોહ પામતો નથી, શોક કરતો નથી, હર્ષ પામતો નથી તથા નિત્ય મત્સરરહિત રહે છે.[૧૩] (કદાચ તું કહીશ કે, એક ઘડાને જાણનારો પણ અધિષ્ઠાન બ્રહ્મને તો જાણશે જ, તો શ્રવણાદિકની શી જરૂર છે? પરંતુ તેમ નથી.) જ્યારે ધર્મિષ્ઠ મનુષ્યો, જેની ઇન્દ્રિયો પવિત્ર છે, તેઓ પણ તે ઇન્દ્રિયોથી પરમાત્માનાં દર્શન કરી શકતા નથી, ત્યારે મનને તાબામાં નહિ રાખનારા ને દુષ્ટ કર્મ કરનારાઓ, કામનાઓની પાછળ ફરનારી ઇન્દ્રિયોવડે, આત્મા–પરમાત્માને જોઈ કે જાણી કેમ શકે?[૧૪] પણ તેઓ જ્યારે મનવડે ઇન્દ્રિયોની વૃત્તિઓને સારી રીતે કબજામાં રાખે છે, ત્યારે દીવાના પ્રકાશથી પ્રકાશિત થયેલી વસ્તુની આકૃતિ જેમ જોવામાં તથા જાણવામાં આવે છે, તેમ જ તેને આત્માનું જ્ઞાન થાય છે.[૧૫] જેમ પદાર્થોને ઢાંકી દેનારા અંધારાનો નાશ પ્રકાશવડે થાય છે અને વસ્તુનું ખરું સ્વરૂપ સમજાય છે; તેમ જ્યારે આત્માને ઢાંકી દેનારા અજ્ઞાનનો જ્ઞાનવડે નાશ થાય છે, ત્યારે જ આત્માનું દર્શન થાય છે.[૧૬] જેમ જળકુકડી વગેરે પ્રાણી, પાણીમાં ફર્યા છતાં પણ પાણીથી લેપાતાં (ભીનાં થતાં) નથી, તેમ જ જેનો આત્મા મુક્ત થયેલો છે એવો યોગી પુરુષ, સંસારમાં રહ્યા છતાં પણ, સત્વાદિ ગુણોથી તથા દોષોથી લેપાતો નથી.[૧૭] આ જ પ્રમાણે બુદ્ધિમાન્ પુરુષ, વિષયોને સેવ્યા છતાં પણ, તે વિષયોમાં આસક્તિ ન રાખતો હોવાથી, બંધાતો નથી; અને તેથી તે દોષોવડે લેપાતો નથી.†[૧૮] જે પુરુષ પોતાનાં કર્મો યથોચિત

---

ચક્ષુર્ ઇંદ્રિયના સાધનવડે મનમાં ઉત્પન્ન કરેલા વિચાર અને આકૃતિ માત્ર છે. એમ જ સર્વે પદાર્થ માટે સમજવું. આ જગતને સત્ કહેવું મુશ્કેલ છે અને અસત્ કહેવું પણ મુશ્કેલ છે, પણ એટલું તો સિદ્ધ છે કે, જે કંઈ છે તે પરમાત્મ તત્ત્વથી પૂર્ણ ભરાયલું છે.

* સાંખ્યવાદીઓનું માનવું એમ છે કે સત્વ, રજ ને તમ એ ત્રણ ગુણો ઇન્દ્રિયોના પદાર્થોમાં જ રહેલા છે. ભગવાન્ વ્યાસનું મત એથી વિરુદ્ધ છે. તેનું મત એ છે કે ત્રણે ગુણો મન, બુદ્ધિ, અને અહંકારને અનુસંગીને રહેલા છે. પદાર્થોમાં ગુણો જોવામાં આવે છે એ વાત ખરી છે; પણ ખરું જોતાં તો તેઓ પદાર્થની પાછળ છાયાની માફક અનુસરનારા છે; કારણ કે પદાર્થોના ઉત્પાદક તો મન, બુદ્ધિ અને અહંકાર છે, અને તેથી પદાર્થો તથા મન, બુદ્ધિ, અહંકારનો નિત્ય સંબંધ છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, ગુણો મન, બુદ્ધિ અને અહંકારને અનુસંગીને રહેલા છે, નહિ કે પદાર્થો. ટીકાકાર નીલકંઠ આ વાત એક દૃષ્ટાંતથી સારી રીતે સમજાવે છે. એક સર્વાંગ સુંદર સ્ત્રી છે. સુંદરતાને લીધે તેના ઉપર તેના પતિને સ્નેહ–પ્રેમ ઉત્પન્ન થાય છે. પરંતુ તે જ સ્ત્રીની સુંદરતા જોઇને તેની શોકયના મનમાં દ્વેષ ઉત્પન્ન થાય છે, અને એક ગૃહસ્થ–ચૈત્ર નામના પુરુષને–તેના ઉપર, તે સ્ત્રીને મેળવી શકતો ન હોવાથી, દુઃખાત્મક મોહ ઉત્પન્ન થાય છે. કપિલમતાનુયાયીઓ એક જ પદાર્થમાં સત્વાદિક ત્રણ ગુણનું આરોપણ કરે છે; પરંતુ એ વાત અયુક્ત છે. કેમકે સુંદર સ્ત્રી ઉપર તેના પતિને કંઇ નિત્ય સ્નેહ રહેતો નથી, તેની શોકયને કંઇ નિત્ય દ્વેષ રહેતો નથી, તેમ ચૈત્રને કંઈ નિત્ય મોહ રહેતો નથી. પતિનો પત્ની ઉપર સ્નેહ થવો એ સાત્વિક છે; શોકયની ઇર્ષા રાજસિક છે; અને વિષયીનો મોહ તામસિક છે. આમ એક સ્ત્રીવિષે ત્રણ ગુણો સમાયલા દેખાય છે, પણ સ્ત્રી અને તેની સર્વાંગસુંદરતા તો તેની તે જ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, પદાર્થમાં ગુણો નથી, પણ મન આદિમાં તે રહેલા છે, તેથી પદાર્થને અનુસરતા દેખાય છે.

રથનાં પૈડાની ધારને વળગેલા આરાઓ પૈડાની ધારના ફરવાથી જેમ ફરે છે, તેમ સત્વાદિક ગુણો પણ મન, બુદ્ધિ અને અહંકારને વળગેલા હોવાથી મન, બુદ્ધિ અને અહંકારને અનુસરે છે, એટલે મન, બુદ્ધિ અને અહંકાર જેનું ઉત્પત્તિ કારણ છે એવા પદાર્થોની પાછળ પાછળ છાયારૂપે અનુસરે છે. મન 'સારું' કહે તે સારું ને તે 'નઠારું' કહે તે નઠારું.

† આ ૧૮ શ્લોકનું તાત્પર્ય એ છે કે, માણસે એકવાર પરબ્રહ્મને સારી રીતે જાણવું જોઇએ; અને તત્ત્વજ્ઞાન દૃષ્ટિએ, બ્રહ્મની જીવની સાથે એક્તા છે એ બરાબર ધ્યાનમાં રાખવું જોઇએ; અને આવી સ્થિતિ જ્યારે તે પ્રાપ્ત કરે છે, ત્યારે તે માત્ર એક બ્રહ્મતત્ત્વને સત્ય માને છે ને એ સીવાય અન્ય સર્વ પદાર્થો મિથ્યા હોવાથી તે કોઇ પણ સારા કે નરસા કર્મોના આરંભ જ કરતો નથી; અને તે કદાચ કોઈ કર્મ કરે છે તો તેનું પરિણામ શુભ જ આવે છે; અને પોતે પદાર્થોમાં આસક્તિ વિનાનો હોવાથી તેને કર્મ અને વાસનાનું બંધન ન જ લાગે, એ સ્વાભાવિક છે. બીજો અને સુલભ માર્ગ એ છે કે, પરમાત્મ તત્ત્વ માત્ર એક જ છે, એમ જ્યારે સત્ય પ્રતીતિ થાય છે, ત્યારે બુદ્ધિમાન્ પુરુષ પોતાને અને જગતને વાસુદેવમય જોય છે. આવી સ્થિતિ જ્યારે કોઈ બુદ્ધિમાન્ પુરુષને પ્રાપ્ત થાય છે, ત્યારે શુભ કે અશુભ કર્મો અને તેની વાસના તેને લેપતી નથી; કારણ કે તે સારી પેઠે સમજે છે કે, અશુભ કર્મ કરવાથી દુઃખ ઉત્પન્ન કરાય છે; અને તેમ જાણ્યા પછી તે બીજા કોઇને હાનિ કરતો નથી, પણ પોતાને જ, એટલે વાસુદેવને જ હાનિ કરે છે, અને પોતાને હાનિ કરવી કોને ગમે? કોઇને ન ગમે. એટલે તે સદા અશુભ કર્મોથી દૂર રહે છે. વળી શુભ કર્મો કરવાં, એ તો એનો સહજ સ્વભાવ જ પડી ગયેલો હોય છે, અને તેના ફળોમાંથી તેની આસક્તિ–વાસુદેવ પ્રીત્યર્થ એ શુભ કર્મ કર્યું હોવાથી–ઉઠી ગયેલી હોય છે. આથી, શુભ કર્મ અને તેની વાસનાઓ પણ, એને બંધન કરતા નથી, કે સ્વર્ગાદિ ફળો આપતા નથી. આવી વિવેક બુદ્ધિવાળો પુરુષ જ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે જગતને

કર્યા પછી, કર્મ કરવાથી વિરામ પામે છે ને સદાય એક આત્મતત્ત્વમાં પ્રીતિ રાખે છે; અને જે સર્વ પ્રાણીઓનો આત્મારૂપ થયો છે; અને જે ત્રણ ગુણોથી પોતાને અસંગ રાખે છે;૧૯ તેવા પુરુષની ઇન્દ્રિયો તથા બુદ્ધિ આત્માકાર બની જાય છે. ગુણો આત્માને જાણી શકતા નથી, પરંતુ આત્મા ગુણોને સદાય જાણે છે.૨૦ કારણ કે આત્મા ગુણોનો દ્રષ્ટા તથા યથોચિત રીતે તેનો સરજનારો પણ છે. આ રીતે સૂક્ષ્મ એવી બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞની વચ્ચેના અંતરને જાણવું.૨૧ એક ગુણોને સરજે છે; બીજો ગુણોને સરજતો નથી. તેઓ પ્રકૃતિને લીધે ભિન્ન છે, પરંતુ સર્વદા એકઠા જ રહે છે.૨૨ જેમ પાણીમાં રહેલું માછલું પાણીમાં પણ છે અને તેનાથી ભિન્ન પણ છે; મચ્છર જેમ ઉંબરામાં પણ રહેલું છે અને ઉંબરાથી ભિન્ન પણ છે; ઇષિકા (ગર) જેમ મુંજમાં પણ રહેલી છે અને મુંજથી ભિન્ન પણ છે; તેવી જ રીતે સત્વ (બુદ્ધિ) અને ક્ષેત્રજ્ઞ એકબીજાને વિશે રહેલા છે ને ભિન્ન પણ છે.*૨૩

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २४८ मो समाप्त.

---

## અધ્યાય ૨૪૯ મો.

### વ્યાસ શુકનો સંવાદ-મન, બુદ્ધિ અને આત્મા સંબંધી વિચાર (ચાલુ).

વ્યાસે કહ્યું:-હે શુક ! આપણે જે વિષયોવડે વીંટલાયલા છીએ, તે વિષયો બુદ્ધિવડે ઉત્પન્ન કરાયલા છે; અને આત્મા તેઓની સાથે સંબંધ રાખ્યા વગર તેઓ ઉપર અલગ રહીને આધિપત્ય ભોગવે છે. બુદ્ધિ જ સર્વ વિષયોને ઉત્પન્ન કરનારી છે; અને વિષયોની ઉત્પત્તિ માટે મૂળ સત્વાદિ ત્રણ ગુણો નિરંતર ફેરફાર પામ્યા કરે છે; પણ ક્ષેત્રજ્ઞ અથવા આત્મા તો પોતાની શક્તિવડે તેઓની સાથે ભેળાયા વગર તેઓની ઉપર સત્તા જ ભોગવે છે.†૧ હવે બુદ્ધિ જે ગુણોને સરજે છે, તે સર્વ ગુણો બુદ્ધિના સ્વભાવને અનુસરે છે. જેમ કરોળીયો પોતાના શરીરમાંથી તાંતણાને ઉત્પન્ન કરે છે, તેમ બુદ્ધિ પણ પોતાના સ્વરૂપમાંથી જ ગુણોને સરજે છે.૨ કેટલાએક કહે છે કે, યોગવડે અથવા તો તત્ત્વજ્ઞાનવડે સત્વાદિ ગુણોથી મુક્ત થવાય છે, પણ તેથી ગુણોનો નાશ થતો નથી.‡ તેઓ આ પ્રમાણે કહે છે તેનું કારણ કે, આ સત્વાદિ ગુણો પાછા આવશે એનાં ચિહ્નો દેખાતાં નથી. પણ કેટલાએક કહે છે કે, જ્ઞાનવડે (સત્વાદિ) ગુણોનો નાશ થાય છે; તેથી દુઃખોની આત્યંતિક નિવૃત્તિ થાય છે.§૩ આ રીતે બન્ને પક્ષનો વિચાર કરીને, પોતાની બુદ્ધિ પ્રમાણે એક પક્ષનો નિશ્ચયપૂર્વક સ્વીકાર કરવો અને પછી (પુરુષે) પોતાના આત્મા વિશે લય પામીને મહાન્ થવું.૪ આત્મા આદિ તથા અંત રહિત છે તેને જાણી, પુરુષે, ક્રોધનો તથા હર્ષનો ત્યાગ કરી, નિત્ય મત્સર રહિત થઈને વર્તવું.૫ એ પ્રમાણે બુદ્ધિના ધર્મરૂપ, દૃઢ અને વિદ્યાવડે નાશ થઇ શકે તેવી, હૃદયની ગ્રંથિને (અજ્ઞાનને) કાપી નાંખી, જેના સર્વે સંશયો નાશ પામ્યા છે એવા પુરુષે (પ્રાણી-પદાર્થના નાશથી) શોક કરવો નહિ; પરંતુ (સદાય) સુખમાં રહેવું.૬ તરવાનું જ્ઞાન ન હોય તેવા મૂઢ પુરુષો, પૃથ્વીપરથી, પાણીથી પૂર્ણ ભરેલી નદીમાં ભૂસકો મારીને જેમ દુઃખ પામે છે, તેમ જ આત્માના સ્વરૂપને નહિ જાણનાર પુરુષો પણ, આ સંસારના રગડામાં પડી દુઃખી થાય છે.‖૭ ખરેખર, જે માણસ આત્માને આ પ્રમાણે એટલે ચિત્ તત્ત્વરૂપ જાણે છે, અને જ્ઞાન એ એનું ચિહ્ન છે એમ માને છે, તે માણસ કદી પણ દુઃખી થતો નથી.૮ આ પ્રમાણે જે પુરુષ પ્રાણીઓની ઉત્પત્તિને, નાશને તથા વિષમતાને, એટલે જન્મની વિચિત્રતાને જાણે છે, તે ઉત્તમ પ્રકારનાં સુખને પામે છે.૯ આ જ્ઞાન, પોતાના ઉંચ કર્મથી બ્રાહ્મણ યોનીમાં જન્મેલો બ્રાહ્મણ ખાસ જાણે છે. આત્માનું જ્ઞાન તથા મન અને ઇન્દ્રિયોનું

---

મિથ્યા ગણનાર અને જગતને વાસુદેવમય ગણનાર ઉભય પુરુષની મુક્તિ એક જ પ્રકારની છે.

* મુંબઇની પ્રતમાં જે શ્લોક ૨૩ મો છે તે જ શ્લોક બંગાળની પ્રતમાં ૨૪ મો છે. વળી બંગાળની પ્રતમાં એક શ્લોક વધારે છે. જેનો અર્થ આ પ્રમાણે છે:-ઘાસના સમૂહમાં રહેલું ફળું, ઘાસના સમૂહ કરતાં જોકે જૂદું છે, છતાં તે એકરૂપે હોય તેમ લાગે છે, તેજ પ્રમાણે સત્વ તથા ક્ષેત્રજ્ઞ બેઉ એક બીજાથી ભિન્ન છે તથા દરેકનું અસ્તિત્વ ભિન્ન છે, છતાં તેઓ એકરૂપે હોય તેમ જોવામાં આવે છે.

† પ્રથમ ચરણમાં ગુણ શબ્દનો અર્થ વિષય થાય છે. બીજા ચરણમાં ગુણ નો અર્થ સત્વાદીન્ થાય છે. બુદ્ધિ વિષયને કેવી રીતે ઉત્પન્ન કરે છે, તે પૂર્વના અધ્યાયમાં કહ્યું છે.

‡ ભાવાર્થ-એવા મનુષ્યો કહે છે કે, ગુણોનો જે નાશ થાય છે તે ઘડાના નાશ જેવો નહિ; પરંતુ રજ્જુમાં થયેલી સર્પની ભ્રાંતિ જેમ નાશ પામે છે, તેની પેઠે નાશ પામે છે; અર્થાત્ ગુણોનો નિરન્વય (સમૂળગો) નાશ થતો નથી.

§ આ શ્લોકમાં બે પક્ષની વાત જણાવી છે. પહેલા પક્ષનું કહેવું એમ છે કે જો કે જે માણસ કૃતાર્થ થયો એટલે મુક્ત થયો છે તેને ગુણો ત્યજી દે છે, પણ એના સિવાય બીજા ઘણા પડ્યા છે કે જે એ મુક્તિને પામ્યા નથી, માટે તેઓને માટે ગુણો વિદ્યમાન છે.

‖ભાવાર્થ-જેઓ પંચકોશ, પંચપ્રાણ, પંચભૂત, મન, ચિત્ત, અહંકાર, આત્મા, પરમાત્મા અને જગતની સત્યતા ને મિથ્યાત્વનું શુદ્ધ સ્વરૂપ જાણતા નથી, તેઓ જગત ને તેમાંના પદાર્થોને સત્ય માની લઇ, તે પ્રાપ્ત થતાં હર્ષ પામે છે, ને નાશ થવાથી દુઃખી થઈ શોક કરે છે.

શમન, એ મોક્ષ આપવા માટે પૂરતાં છે.[૧૦] આત્માનું સ્વરૂપ જાણવાથી પુરુષ શુદ્ધ-પાપરહિત થાય છે. આ વિના બીજું બુદ્ધનું-જ્ઞાનીનું શું લક્ષણ હોય? આત્માને જાણીને વિદ્વાનો કૃતકૃત્ય થઇ મુક્તિને પામે છે.[૧૧] મરણ પામ્યા પછી અજ્ઞાની જીવોને પરલોકમાં જેવો ભય ઉત્પન્ન થાય છે, તેવો ભય જ્ઞાની પુરુષોને થતો નથી. જે સનાતન ગતિ જ્ઞાની પુરુષને પ્રાપ્ત થાય છે તેનાથી વધારે ઉત્તમ ગતિ કોઇ પણ છે જ નહિ.[૧૨] કેટલાએક પુરુષ સ્ત્રી આદિ ભોગ્ય પદાર્થોને દોષથી ભરેલા જોઇને, તેઓના તરફ વૈરાગ્યની દૃષ્ટિથી જુએ છે; ત્યારે કેટલાએક અજ્ઞાનીઓ તે ભોગો ન મળવાથી અને બીજાઓને પ્રાપ્ત થતા હોવાથી, તે જોઇને શોક કરે છે. પરંતુ જેઓ વિવેકવડે નાશવંત તથા અવિનાશી એવા બન્ને પ્રકારના ભોગો (ના સ્વરૂપ)ને (ને તેના ભેદને) જાણે છે, તેઓ ભોગ્ય પદાર્થોને માટે શોક કરતા નથી અને તેઓને જ તારે કુશળ જાણવા.*[૧૩] ફળની કામના રહિત જે કાંઇ કર્મ મનુષ્ય કરે છે, તેનાવડે તેના પૂર્વ જન્મના કર્મનો નાશ થાય છે. તેમ છતાં, તે મનુષ્યના આ જન્મમાં તથા પૂર્વ જન્મમાં કરેલાં કર્મો, તેને મોક્ષની પ્રાપ્તિ કરાવી શકતાં નથી. પૂર્વ જન્મના કર્મનો ક્ષય તથા આ જન્મમાં કરેલાં કર્મો, અગરજો વિવેકયુક્ત પુરુષ પણ કર્મમાં જોડાય છે છતાં, માત્ર તેને અપ્રિય વસ્તુની (નરકની) પ્રાપ્તિ જ કરાવી શકતાં નથી (પણ મોક્ષ આપતા નથી).[૧૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २४९ मो समाप्त.

## અધ્યાય ૨૫૦ મો.

### વ્યાસ શુકનો સંવાદ-પરમધર્મ શો?

શુકે પૂછ્યું;-આ જગતમાં જે ધર્મના કરતાં કોઈ પણ ધર્મ ઉત્તમ ન હોય તથા જે ધર્મ સર્વ ધર્મના કરતાં શ્રેષ્ઠ હોય તે ધર્મ તું મને કહે.[૧]

વ્યાસે કહ્યું;-જે ધર્મનું મૂળ સર્વ કરતાં પ્રાચીન તથા જે ધર્મ ઋષિઓએ સ્થાપન કર્યો છે; તથા જે ધર્મ સર્વ ધર્મથી શ્રેષ્ઠ છે, તે ધર્મ હું તને કહું છું, તે તું એક મનથી સાંભળ.[૨] ઇન્દ્રિયો મનને મથી નાંખનારી છે, માટે તારે બુદ્ધિબળના પ્રયત્નથી તેઓને વશમાં રાખવી. ખરાબ રસ્તે ચહડી જવાના સ્વભાવવાળાં પોતાના બાળકોનું, પિતા જેમ સર્વ તરફથી રક્ષણ કરે છે, તેમજ ઇન્દ્રિયો પણ વિષયોના તરફ (બહેકી) જનારી હોય છે, માટે જ્ઞાનીએ તેનું સર્વ તરફથી રક્ષણ કરવું; અર્થાત્ ઇન્દ્રિય માત્રને વશ કરવી.[૩] મન તથા ઇન્દ્રિયોને અયોગ્ય પદાર્થોમાંથી પાછા વાળી, યોગ્ય પદાર્થ પ્રતિ વાળવી, તેનું નામ તપ કહેવાય છે. તે જ સર્વ ધર્મના કરતાં મોટો ધર્મ છે; તે જ શ્રેષ્ઠ ધર્મ કહેવાય છે.[૪] બુદ્ધિવડે, પાંચે ઇન્દ્રિયો અને છઠ્ઠું મન, તેનું દમન કરી, અસંખ્ય વિચારોને ઉત્પન્ન કરનાર વ્યાવહારિક વિષયોનો-દુનિયાંદારીનો-વિચાર કર્યા વિના, મનુષ્યે આત્મતૃપ્ત, અર્થાત્ પોતાને વિશે પોતે તૃપ્ત રહેવું.[૫] આ પ્રમાણે વર્તતાં વર્તતાં, ઇન્દ્રિયો અને મન બાહ્ય તથા આભ્યંતર વિષયોરૂપી ગોચરમાંથી નિવૃત્ત થઇને, તે સર્વના મુખ્ય સ્થાનને-બ્રહ્મને વિશે નિવાસ કરશે, ત્યારે તું પંડે તારા પોતાનામાં જ, સનાતન એવા પરમાત્માનું દર્શન કરીશ.†[૬] એ આત્મા સર્વનો આત્મા છે, મહાન્ છે અને નિર્ધૂમ અગ્નિના જેવો છે. નિત્યાનિત્ય વસ્તુ વિવેકશાળી માહાત્મા બ્રાહ્મણો, એ આત્માનાં દર્શન કરે છે.[૭] જેમ ઘણી શાખાઓવાળું મોટું વૃક્ષ, ફુલોથી તથા ફળોથી ભરપૂર હોય છે, પણ તે જાણતું નથી કે મારાં પુષ્પ કયાં છે અને મારાં ફળ કયાં છે; એ જ પ્રમાણે આત્માને પણ ખબર હોતી નથી કે હું કયાંથી આવ્યો છું અને હવે પછી હું કયાં જઇશ. આ શરીરમાં એક બીજો અંતરાત્મા છે, તે સર્વ વસ્તુને જોઇ-જાણી શકે છે.‡[૮] પુરુષ જ્ઞાનરૂપી પ્રદીપ્ત એવા દીપકવડે પોતે જ પોતાના (માં રહેલા) આત્માનાં દર્શન કરે છે. તું તારા આત્માને તારા પોતાના (આત્મા)વડે જ જોઈ લે§ અને દેહમાંથી

---

* लोकम् અર્થાત્ लोकयते इति लोकः અર્થાત્ સ્ત્રી આદિ ભોગ્ય પદાર્થો. आतुरम् અર્થાત્ દોષવડે દૂષિત થયલો. उभयं कृताकृतम् અર્થાત્ शोकाशोकरूपम्. બન્ને પ્રકારના ભોગને અર્થાત્ સુખ દુઃખને.

† गोचरेभ्यः આ શબ્દ બાહ્ય અને આભ્યંતર ઇન્દ્રિય વિષયો માટે વાપર્યો છે. જેને વિશે ઇન્દ્રિયો તથા મન આસક્ત રહેલાં છે, તેઓના મુખ્ય સ્થાનને બ્રહ્મ કરી કહેવામાં આવે છે.

‡ આવા શ્લોકમાં વપરાયલા आत्मा શબ્દનો ચોક્કસ સિદ્ધ અર્થ કેટલીક ફેરી કરી ન શકાતો હોવાથી ગુંચવાડો ઉભો થાય છે. ટીકાકાર आत्मन् શબ્દનો અર્થ अचतना बुद्धि એવો કરે છે; અને અંતરાત્માથી ચિત્તત્વ સમજવું. આત્મા વૃક્ષની પેઠે જડ હોવાથી તેને બુદ્ધિરૂપે જાણવો.

§ અર્થાત્ વૃક્ષ જેવો જડ આત્મા-જે બુદ્ધિરૂપમાં રહેલો છે, તેનાવડે પરમ-શુદ્ધ આત્માને જો. આ ઉપરથી એમ સમજવાનું નથી કે દેહમાં, અથવા પ્રાણીના દેહમાં બે આત્મા છેઃ મલિન આત્મા અને શુદ્ધાત્મા. સર્વ પ્રાણીઓમાં આત્મા એક જ છે. પણ જયાં સુધી આ મન અને બુદ્ધિ સાથે પોતાનું તાદાત્મ્ય ન હોવા છતાં પણ તેમ માની બેઠો છે, ત્યાં સુધી તે મલિન આત્મા કહેવાય છે. પણ જયારે મન અને બુદ્ધિ, આત્માને અનુસરીને વર્તે

આત્મબુદ્ધિ કહાડી લઈ સર્વજ્ઞ થા.[૧૦] જેમ સર્પ પોતાની કાંચળીમાંથી મુક્ત થાય છે (ને નિર્મળ થાય છે,) તેમ જે પુરુષ સર્વ પાપોમાંથી મુક્ત થાય છે (ને નિર્મળ થાય છે,) તે આ લોકમાં જ પરમ જ્ઞાન સંપાદન કરી, બીજા દેહના સંબંધથી રહિત થઈ, જીવન્મુક્તિનાં સુખનો ભાગી થાય છે.[૧૧] સંસારરૂપી એક ભયંકર નદી છે. તેના પ્રવાહો ચોતરફ વહે છે. તે નદી સર્વ જગતને પોતાના પ્રવાહમાં ઘસડી જાય છે. તેમાં પાંચ ઈન્દ્રિયો રૂપી ઝુડ રહેલાં છે; મન અને તેના સંકલ્પો તેના કીનારા છે;[૧૨] લાલસા અને મોહરૂપી તૃણથી તે નદી આચ્છાદિત છે; મૈથુનેચ્છા તથા ક્રોધરૂપી સર્પો તેમાં ફર્યા કરે છે; તેના કાદવથી ભરેલા કીનારાપરથી સત્યરૂપી ઉતરવાનાં તેમાં તીર્થ–પગથીઆંઓ છે; અસત્યરૂપી ક્ષોભથી તે નદી ક્ષુબ્ધ થયેલી છે; તે કોપાકુલરૂપી કાદવથી ભરપૂર છે.[૧૩] આ નદીનો જન્મ અવ્યક્તથી થયો છે; તેનો પ્રવાહ વેગથી ધસ્યો જાય છે. જેઓનો આત્મા પાપથી શુદ્ધ થયો નથી, તેઓ આ નદી તરવાને અસમર્થ છે. કામરૂપી ગ્રાહથી હાલકલોલક થયેલી અને છલાછલ ઉભરાતી આ સંસારરૂપી નદીને, હે તાત! તું જ્ઞાનવડે તરી જા.[૧૪] તે નદી સંસારરૂપી સાગરને મળનારી છે; તે (જાતિ તથા જાતિ ધર્મની) વાસનારૂપી પાતાળને લીધે દુસ્તર છે. પોતાનાં કર્મ તે નદીનું ઉત્પત્તિ સ્થાન–મૂળ છે, કે જેમાંથી એ નદી નીકળે છે. તેમાં વાણીરૂપી ઘુમરીઓ પડ્યા કરે છે. એ નદી મોટા કષ્ટથી તરી શકાય તેવી છે.[૧૫] પણ આવી (ભયંકર) નદીને માત્ર જ્ઞાની, ધીરજ ધારી, અને મનને જિતનારા મહાત્માઓ તરી જાય છે. તે નદીને તરી ગયા પછી, તને આત્માનું જ્ઞાન થશે; તું બહાર અને આંતરથી પવિત્ર થઈશ; તારા મનને નિયમમાં રાખી શકીશ અને સર્વ પ્રકારના દુઃખમાંથી મુક્ત થઈશ.[૧૬] ઉત્તમ એવી બુદ્ધિને વિશે સ્થિતિ કરવાથી તું પોતે બ્રહ્મરૂપ થઇ શકશે. હરેક સંસારની આસક્તિમાંથી મુક્ત થવા પછી, પ્રસન્ન આત્માવાળો થવા પછી, તેમ જ હરેક પાપનું અતિક્રમણ કરવા પછી,[૧૭] પૃથ્વીની સપાટીપર નીચે ચાલતાં પ્રાણીને જેમ પર્વતના શિખરપર ચઢેલો મનુષ્ય જુવે, તેમ તારે સંસારની તરફ જોવું. હર્ષ કે શોકનો વિકાર થયા વિના તથા કોઇ પણ રીતની દુષ્ટ બુદ્ધિ નહિ રાખવાથી,[૧૮] તું સર્વ પ્રાણીઓની ઉત્પત્તિને તથા નાશને જોઇ શકીશ. ધર્મનિષ્ઠોમાં શ્રેષ્ઠ અને તત્વજ્ઞાનવાળા ઉત્તમ મુનિઓ અને વિદ્વાનોએ, આ જીવનરૂપ નદીને તરવી, એ સર્વ પ્રાણીઓને માટે શ્રેષ્ઠ ધર્મ માન્યો છે.[૧૯]

વ્યાપક એવા આત્મા સંબંધી આ જ્ઞાન માત્ર પોતાના પુત્રને ઉપદેશવા માટે છે. વળી તે જ્ઞાન, જે ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારો છે અને વિવેકશીલ છે, તેવા મનુષ્યને કહેવા માટે છે.[૨૦] હે તાત! મેં તને જે આત્મજ્ઞાન કહ્યું, કે જેની સત્યતા સ્વાત્માનુભવથી જ થાય છે, તે ગુહ્ય જ્ઞાન છે–સર્વથી વિશેષ ગુહ્ય છે અને ઉત્તમોત્તમ જ્ઞાન છે.[૨૧] બ્રહ્મ, નામ તથા રૂપરહિત છે. તે પુરુષ નથી, સ્ત્રી નથી કે નપુંસક, એમાંનું એકે નથી. તે સુખ તથા દુઃખથી રહિત છે. તે પ્રાણીઓના ભૂત, ભવિષ્ય અને વર્તમાનના તત્ત્વરૂપ છે. તે ઉત્પત્તિના કારણરૂપ છે.[૨૨] પુરુષ ગમે તે જાતિ હો, સ્ત્રી હો કે પુરુષ હો, પણ જો તે આ યોગધર્મને જાણે છે તો તે ફરી જન્મ ધારણ કરતો નથી. આ યોગધર્મને જન્મના અભાવની સિદ્ધિને માટે (એટલે જન્મ મરણનો ફેરો ટાળવાને માટે) કહેવામાં આવ્યો છે.[૨૩] જેવી રીતે ભિન્ન ભિન્ન ઋષિઓએ પોતાના ભિન્ન ભિન્ન મતો આ વિષયના સંબંધમાં દર્શાવ્યા છે, તેજ પ્રમાણે તારા પ્રત્યુત્તરમાં જે કાંઇ મેં કહ્યું છે, તે મોક્ષની પ્રાપ્તિ કરાવનારું છે (એમ જાણ). જેવી રીતે તે સમજાવવું જોઇએ તેવી રીતે મેં તને સમજાવ્યું છે. આ ભિન્ન ભિન્ન મતો કેટલીકવાર ફળદાયી થાય છે તથા કેટલીકવાર નથી પણ ફળદાયી થતા. (પણ જે શબ્દો* હાલમાં મેં વાપર્યાં છે, તે જૂદી જ જાતના છે. કારણ કે તે જયની જ પ્રાપ્તિ કરાવનારા છે.)†[૨૪] હે સત્ પુત્ર! પ્રીતિ-

---

છે, ત્યારે તે શુદ્ધાત્મા કહેવાય છે. જેમ ગર્ભમાં રહેલું બાલક જ્યાં સૂધી ઓરથી આચ્છાદિત રહે છે, ત્યાં સૂધી શુદ્ધ સ્વરૂપે દેખાતું નથી, પણ ઓરનું પટ ફાટી જતાં તે જેમ શુદ્ધરૂપે દેખાય છે; તેમ મન બુદ્ધિ આદિ સાથે જ્યાં સૂધી આત્મા તાદાત્મ્ય ભાવે રહે છે, ત્યાં સૂધી તે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપે દેખાતો નથી. ઓરની અંદર પણ બાલક છે, અને ઓર નીકળી ગયા પછી પણ બાળક છે. મલિન બુદ્ધિમય પણ આત્મા જ છે, અને મલિનતાના નાશ પછી પણ આત્મા જ છે. મલિનાત્મા અને શુદ્ધાત્મા એ જે ભેદ છે, તે માત્ર ઉપાધિને લીધે જ છે.

* અર્થાત્ જે રીતિએ મોક્ષ પ્રાપ્તિ માટેનો જ્ઞાન માર્ગ મેં સમજાવ્યો છે, તે તો નિઃસંશય મોક્ષ જ આપનારો છે.

† તંત્રકારોએ પોતાના તંત્રાનુસાર જગતની ઉત્પત્તિના અનેક પ્રકાર કહ્યા છે; તથાપિ શમાદિ ગુણવાળો પુરુષ સુષુપ્તિની પેઠે સુખ દુઃખના સ્પર્શથી રહિત હોય છે, એનું નામ મુક્તિ. આ સર્વ વાદીઓને માન્ય છે; તથાપિ કેટલાએક દેહના નાશને, કેટલાએક શૂન્યભાવને, કેટલાએક દુઃખના નાશને, કેટલાએક લિંગ ભંગને, કેટલાએક અવિદ્યાની નિવૃત્તિને, કેટલાએક સ્વરૂપ સ્થિતિને અને કેટલાએક પરમાનંદની પ્રાપ્તિને, મુક્તિ કહે છે. આ સર્વ કલ્પનાઓ માત્ર શબ્દે કરીને ભિન્ન ભિન્ન છે; પરંતુ તે સર્વે મતોનું પર્યવસાન જે પ્રમાણે મુક્તિમાં આવે છે, તે પ્રમાણે મારાં આ વચનોનું પણ મુક્તિમાં પર્યવસાન થાય છે; તેથી મારું કહેવું યથાર્થ છે, એવો ભગવાન્ વ્યાસના કહેવાનો ભાવાર્થ છે.

વાળા, ગુણવાન્, ઇંદ્રિયનું દમન કરનારા પુત્રે પ્રશ્ન કર્યું હોય તો, મેં તને જેમ તારા પ્રશ્નનું ઉત્તર આપ્યું, તેમ પિતાએ પ્રસન્ન મનથી પુત્રને કે શિષ્યને યથાર્થ ઉત્તર આપવું.[૨૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २५० मो समाप्त.

## અધ્યાય ૨૫૧ મો.

### વ્યાસ શુકનો સંવાદ-પરમધર્મ શો ? (ચાલુ)

વ્યાસે કહ્યું;-હે શુક! ગંધ, રસ તથા અન્ય પ્રકારનાં સુખની તરફ (યોગ કે જ્ઞાનમાં મગ્ન રહેનારા) કોઇએ પ્રીતિ દર્શાવવી જોઇએ નહિ; તેમજ તેણે અલંકારોને તથા ઘ્રાણુ તથા રસના ઇન્દ્રિયને સુખ ઉત્પન્ન કરવાવાળા બીજા પદાર્થોને પણ, ગ્રહણ કરવા નહિ. તેણે માન, પરાક્રમ કે કીર્તિનો લોભ રાખવો નહિ. તત્ત્વદર્શી એવા બ્રાહ્મણનો આ રીતનો વ્યવહાર હોય છે.[૧] બ્રહ્મચર્ય વ્રત પાળી, ગુરુની સેવા કરી સર્વ વેદોનું અધ્યયન કર્યું છે; તેમ જેણે ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ જાણ્યા છે, તેટલાથી બ્રાહ્મણ દ્વિજ ગણાતો નથી;*[૨] પણ જે સર્વ પ્રાણીઓને સંબંધી સમાન માને છે, જે સર્વ વસ્તુનો જ્ઞાતા છે-તે જ બ્રહ્મને જાણે છે તથા તે જ સર્વ વેદોનો જાણનારો છે; અને જે પુરુષ અકામાઃ-સર્વ કામનાઓથી રહિત અથવા આત્મજ્ઞાનથી સંતોષી હોય છે, તે પુરુષનું કદી પણ મરણ થતું નથી; અર્થાત્ તેના પ્રાણ શરીરમાંથી ઉત્ક્રમણ કરતા નથી, પરંતુ પરબ્રહ્મમાં લય પામે છે. તેવા પુરુષને દ્વિજ એટલે બ્રહ્મવિત્ જાણવો.[૩] એક બ્રાહ્મણ અનેક ઇષ્ટિઓ કરે છે, અથવા તો સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો કરે છે; પરંતુ તે દયાળુ અને કામનારહિત ન હોવાથી, તે કદીપણ દ્વિજ-બ્રહ્મવિત્પણાને પ્રાપ્ત થતો નથી.[૪] પુરુષ જ્યારે કોઇ પણ પ્રાણીથી ભય પામતો નથી, તેમ જ્યારે કોઇ પણ પ્રાણી તેનાથી ભય પામતું નથી; જ્યારે પુરુષ કોઇ વસ્તુની ઇચ્છા કરતો નથી, તેમ કોઇ વસ્તુનો દ્વેષ કરતો નથી, ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે.[૫] પુરુષ જ્યારે મન, વાણી અને કાયાવડે, સર્વે પ્રાણીઓના ઉપર પાપી વિચાર કરતો નથી, ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે.[૬] આ જગતમાં એક જ બંધન છે અને તે કામરૂપી બંધન છે; તે વિના બીજું કંઇ બંધન જ નથી. જે પુરુષ કામના બંધનમાંથી મુક્ત થાય છે, તે પુરુષ બ્રહ્મરૂપ થાય છે.[૭] જે પુરુષ કામનામાંથી મુક્ત થાય છે, તે પુરુષ ધુસરા વર્ણના વાદળામાંથી મુક્ત થયેલા ચંદ્રની પેઠે સર્વ પાપોથી રહિત થઈ પ્રકાશે છે; અને તે ધીર પુરુષ, ધૈર્યથી કાળની પ્રતીક્ષા કરતો જીવન ગાળે છે.†[૮] સમુદ્રમાં ચોતરફથી આવી પાણી ભરાય છે, છતાં તે જેમ છલકાઇ જતો નથી, પરંતુ પોતાની અચળ સ્થિતિમાં ( સદાય ) રહે છે અને તેને વિશે (અન્ય નદી દ્વારા આવતું) સર્વે જળ સમાઈ જાય છે; તેમજ સર્વે કામનાઓ જે પુરુષમાં પ્રવેશ કરીને સમાઈ જાય છે, તેજ પુરુષ શાંતિને પામે છે; પણ કામનાની ઇચ્છા રાખનારો પુરુષ શાંતિને પામતો નથી.[૯] જે પુરુષમાં સર્વે કામના લય પામે છે, તે પુરુષને સંકલ્પ કરતાં વેંતજ સર્વ કામનાઓ પ્રાપ્ત થાય છે; માટે તેજ કામકાંત-કામના વડે મનોહર-ગણાય છે; પરંતુ કામનાની કામના કરનારો કામકાંત ગણાતો નથી. કારણકે દેહધારી તે જીવ, કામના કરવાથી સ્વર્ગમાં જાય છે (ખરો), પણ પુણ્ય ભોગ થઇ રહ્યા પછી તે પાછો મર્ત્યલોકમાં અવતરે છે.[૧૦] વેદનું રહસ્ય સત્ય છે; સત્યનું રહસ્ય દમ છે; દમનું રહસ્ય દાન છે; દાનનું રહસ્ય તપ છે;[૧૧] તપનું રહસ્ય ત્યાગ છે; ત્યાગનું રહસ્ય સુખ છે; સુખનું રહસ્ય સ્વર્ગ છે; ને સ્વર્ગનું રહસ્ય શમ છે. અર્થાત્ સગુણ બ્રહ્મનું રહસ્ય નિર્ગુણ બ્રહ્મ છે;‡[૧૨] સંતોષને અર્થે બુદ્ધિ પ્રસાદ જે ઉત્તમ છે તથા જે બ્રહ્મસૂચક છે, તેને મેળવવા ઇચ્છા કરવી જોઇએ. આ સત્વબુદ્ધિ શોકને તથા તૃષ્ણાવાળા સર્વ સંકલ્પોનું અથવા સંશયોનું દહન કરે છે તથા છેવટે પૂર્ણ રીતે તે સર્વનો સત્વબુદ્ધિ નાશ કરે છે.§[૧૩] સંતોષી, મમતા રહિત, શાંત, પ્રસન્ન મનનો અને મત્સર

---

* તાત્પર્ય કે, વેદ ભણેથી, કે બ્રહ્મચર્યના પાલનથી બ્રાહ્મણ દ્વિજ ગણાતો નથી, પણ એનાથી વધારે દ્વિજમાં હોવું જોઈએ. કોણ દ્વિજ કહેવાય, તે ત્રીજા શ્લોકમાં કહ્યું છે.

† અર્થાત્ એવો બ્રહ્મવિત્ પુરુષ એમ ઇચ્છતો નથી, કે મારું મરણ વહેલું આવે તો ઠીક; તેમ એમે ઇચ્છા કરતો નથી, કે લામ્બુ જીવાય તો ઠીક; તે કંઈ ઇચ્છતો કે ન ઇચ્છતો એવો થઇ વિચરે છે. જેમ કુંભારના ચાક ઉપરથી ઘડા, કોડીઆ આદિ ઉતરી રહ્યા પછી, ગતિમાં આવેલું ચાક અવધિ ન આવે ત્યાં સૂધી ફર્યા કરે છે, તેમ બ્રહ્મવિત્ પુરુષના સર્વ કર્મોનો તો નાશ થઈ ગયો હોય છે, પણ તે કેવળ નિષ્કર્મી રહીને જગતમાં જીવન્મુક્ત થઇને વિચરે છે.

‡ સ્વર્ગ એટલે સગુણ બ્રહ્મ. શમ એ નિર્ગુણ બ્રહ્મ છે. ઉપનિષદનો અર્થ મેં રહસ્ય કર્યો છે. આ શ્લોકનો ભાવ એ છે કે, પૂર્વપૂર્વની વસ્તુ વિના દરેક પૂર્વની વસ્તુ નકામી છે. વેદો તથા સત્ય, શાંતિને પ્રાપ્ત કરાવનારા હોવાથી ઉપયોગી છે તથા શમ અર્થાત્ નિર્ગુણ બ્રહ્મ એજ પરમ ગતિ છે.

§ इच्छसि નો અર્થ इच्छा चेत् થાય છે. संतोषात् અર્થાત્ સંતોષ મેળવવા માટે. सत्वनो અર્થ बुद्धिप्रसाद થાય છે. मनस् નો અર્થ संकल्प અથવા संशय થાય છે. એનો અન્વય આ પ્રમાણે નીલકંઠ કરે છે:-शोकमनसोः संतापच्छेदनं અર્થાત્ શોક અને સંકલ્પનું દહન કરી પછી તેનો નાશ કરે છે.

રહિત, આ છ લક્ષણવાળો પુરુષ જ્ઞાનતૃપ્ત થઇને મુક્તિને પામે છે.[૧૪] દેહાભિમાનનો ત્યાગ કરી, શરીરમાં રહેલા આત્માને, છ ગુણો ( સત્ય, દમ, દાન, તપ, ત્યાગ, શમ ) વડે જે પુરુષ જાણે છે, અને સત્વગુણની પ્રાધાન્યતાથી તે જાણવામાં આવતા, તેમ જ ત્રણ (શ્રવણ, મનન તથા નિદિધ્યાસ)વડે જાણી શકાય એવા આત્માને જે જાણે છે, તે જ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે.[૧૫] અધ્યાત્મજ્ઞાન કૃત્રિમ (બનાવટી) નથી અને તેથી તે નાશ થઈ શકે તેવું પણ નથી. તે સ્વાભાવિક રીતે જ સિદ્ધ છે; તે ગુણાધાન અથવા તો મળ દૂર કરવાના સંસ્કારથી રહિત છે. આવા સુકૃતરૂપ આત્મજ્ઞાનને જે પુરુષ પ્રાપ્ત થાય છે, તે પુરુષ અવિનાશી સુખને પામે છે.[૧૬] ( કેવળ અધ્યાત્મ જ્ઞાનથી જ મુક્તિ નથી, પરંતુ બીજાં સાધનોની પણ જરૂર છે. જેમકે) મનને પ્રચાર રહિત કરી અર્થાત્ ભટકત અટકાવી સર્વ વિષયો તરફથી પાછું વાળી લઇને એક આત્મામાં સ્થિર કરવું. પુરુષને આત્મા વિશે જે સંતોષ મળે છે, તેવો સંતોષ બીજે કોઇ-પણ ઠેકાણે મળતો નથી.[૧૭] જેનાવડે, ખાધા વિના તૃપ્તિ થાય છે; જેનાવડે, ધનરહિત હોવા છતાં ધન પ્રાપ્તિ થાય છે; જેનાવડે, સ્નેહ (ઘૃતાદિ) પદાર્થ ખાધા વિના બળ આવે છે, એવા આ આત્મજ્ઞાનને જે જાણે છે, તે જ ખરો તત્ત્વજ્ઞાની છે.[૧૮] જે પોતાની ઇન્દ્રિયોનાં દ્વારોને સારી રીતે રુંધીને બ્રહ્મનું ચિંતન કરતો બેસે છે તે બ્રાહ્મણ છે; તે શિષ્ટ છે; તે આત્માઉપર પ્રીતિવાળો કહેવાય છે.[૧૯] ચંદ્રનું શરીર જેમ શુકલ પક્ષમાં ચોતરફથી વૃદ્ધિ પામે છે, તેમ પરમતત્ત્વમાં મનને રાખનારો અને કામના રહિત થયેલો પુરુષ, ચોતર-ફથી વૃદ્ધિ પામે છે.[૨૦] પાંચ તન્માત્રાઓ, બુદ્ધિ, મહત્તત્ત્વ તથા પ્રકૃતિનો અને ગુણોનો જે મુનિ ત્યાગ કરે છે, તે મનુષ્યનાં દુઃખનો, સૂર્ય જેમ અંધકારનો નાશ કરે છે, તેમ નાશ કરે છે.[૨૧] સર્વ કર્મોનો ત્યાગ કરનારો, ગુણના ઐશ્વર્યનું અતિભ્રાંત–ઉલ્લંઘન–કરનારો અને સંસારનાં વિષયોથી નહિ વિંટાયલો બ્રહ્મવેત્તા પુરુષ, વૃદ્ધાવસ્થાને પામતો નથી અને મરણને પણ પામતો નથી.[૨૨] કારણ કે પુરુષ જ્યારે સર્વ સંગથી મુક્ત થઇને સર્વ પ્રાણીઓને વિશે સમભાવથી રહે છે, ત્યારે તે શરીરમાં રહ્યા છતાં પણ ઇન્દ્રિયોને અને ઇંદ્રિયોના વિષયોને ઉલ્લંઘન કરી જાય છે;[૨૩] અને પરમ કારણરૂપ બ્રહ્મને પ્રાપ્ત થયા પછી, પ્રકૃતિને ઉલ્લંઘન કરીને પરમપદને પ્રાપ્ત થયેલો પુરુષ, પુનઃ સંસારમાં જન્મ ધરતો નથી.[૨૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकना अनुप्रश्न' ए नामनो अध्याय २९१ मो समाप्त.

---

## અધ્યાય ૨૫૨ મો.

### વ્યાસ શુકનો સંવાદ–મહાભૂતો અને ઇન્દ્રિયોનો સંબંધ.

વ્યાસે કહ્યું:–હે શુક! માન તથા અપમાનાદિક દ્વંદ્વને અને ધર્મ તથા અર્થને સેવનારા શિષ્યને મોક્ષ જાણવાની ઇચ્છા હોય તો, ગુણવાન્ આચાર્યે, મેં તને જે અધ્યાત્મશાસ્ત્ર પ્રથમ સંભળાવ્યું છે, તે તેને સંભ-ળાવવું.[૧] આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પાંચમી પૃથ્વી, ભાવ, અભાવ અને કાળ આ સર્વ, પાંચ ભૂતમાંથી ઉત્પન્ન થયેલા છે ને તે પ્રાણીમાત્રમાં સમાવેશ કરીને રહેલા છે.*[૨] આકાશ એ અવકાશા-

---

* કણાદના મત પ્રમાણે પદાર્થો છ છેઃ–દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ સમવાય અને અભાવ. એમાં પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન આ નવ દ્રવ્યો છે. તેમાં કાળ નામનો કોઈ પદાર્થ નથી. ટીકાકાર લખે છે કે, કાળ એ અતીત અને અનાગત વ્યવહારનો હેતુ છે; પરંતુ તે કંઈ નવીનતા કે પુરાણપણું વગેરેની પેઠે, વસ્તુ નથી. માટે કાળ દ્રવ્ય નથી. તેમ જ દિશાનું પણ સમ-જવું. સૂર્યની ઉપાધિને લીધે પૂર્વ આદિક દિશાની આકાશમાં કલ્પના કરેલી છે, પણ તેથી તે આકાશથી ભિન્ન દ્રવ્ય નથી. મન પણ કંઈ સ્વતંત્ર દ્રવ્ય નથી; પરંતુ શ્રોત્રાદિ ઇન્દ્રિયની પેઠે તે જે જે વિષ-યોને ગ્રહણ કરે છે તેના સજાતીય દ્રવ્યમાંથી, એ ઉત્પન્ન થાય છે. મન પાંચે વિષયોને ગ્રહણ કરે છે તેથી તે પાંચે ભૂતોમાંથી ઉત્પન્ન થાય છે. અર્થાત્ મન, પંચભૂત સ્વરૂપ છે. ગુણ ચોવીસ છે; અને તે કોઈ પણ દ્રવ્યનો આશ્રય કરીને રહે છે. એ ગુણો પંચ મહા-ભૂતોનો આશ્રય કરીને રહે છે, તે વિના તેઓ સંભવતા નથી; માટે તેઓ પણ કંઈ પદાર્થ ગણાતા નથી. કર્મ પણ પદાર્થના હાલવા ચાલવાની એક અવસ્થા છે; માટે તે પણ સ્વતંત્ર પદાર્થ નથી. સત્ તથા અસત્ વ્યવહારના કારણને સત્તા કહે છે. અધિષ્ઠાનની સત્તાને લીધે જ સત્ તથા અસત્ વ્યવહારની કલ્પના થાય છે. માટે સામાન્ય સમવાય પણ કંઈ સ્વતંત્ર પદાર્થ નથી. નિત્ય દ્રવ્યમાં રહેનારા વિશેષો અનંત ( અપાર ) છે, આમ કહેલું છે, તેથી વિશેષની કલ્પના જ મિથ્યા છે. કારણ કે એક આત્મા વિના બીજું કોઈ પણ પદાર્થ નિત્ય નથી. તેથી વિશેષ સમવાય પણ કોઈ પદાર્થ નથી; કારણ કે જો સામાન્ય ને વિશેષ સમવાય પદાર્થ ઠરે તો પછી રૂપાદિક સમવાય વિના પણ પદાર્થમાં રહે. અભાવ એ પણ કોઈ પદાર્થ નથી, માટે ભાવ, અભાવ, કાળ એ સર્વનો પાંચ ભૂતોને વિશે સમાવેશ થાય છે.

ભગવાન્ વ્યાસ આ અધ્યાયમાં અધ્યાત્મ જ્ઞાનનો અધિકારી કોણ, એ કહેવાની શરુઆત પહેલા શ્લોકમાં કરે છે અને પછી છેલ્લા શ્લોકમાં તે વાત પાછી ઉપસંહાર કરતી વખતે લાવી મૂકે છે. વચલા શ્લોકોમાં ક્ષેત્રથી ક્ષેત્રજ્ઞ સર્વ વાતે અસંગ છે એ સિદ્ધ કરે છે, અને એ જે જાણે છે તે ખરો અધિકારી છે એમ કહે છે. હવે આ ક્ષેત્રની વાત સમજાવતાં વ્યાસ પંચ મહાભૂત, અવિદ્યા, કામ અને કર્મ એ ત્રણ મળી આઠ, નવમું મન, દશમી બુદ્ધિ અને અગીઆરમો આત્મા, તેની સ્પષ્ટ સમજણ આપે છે. કણાદ મહર્ષિએ વૈશેષિક મત

ત્મક છે; શ્રોત્ર ઇન્દ્રિય આકાશમય છે. શરીરના સ્વરૂપને પ્રકાશ કરનારા વેદ શાસ્ત્ર જાણનારા પુરુષે જાણવું કે, આકાશાત્મક ભૂતમાંથી ઉત્પન્ન થયેલા આકાશનો ગુણ શબ્દ છે.[૩] ચરણેન્દ્રિય વાયુમય છે; પ્રાણ તથા અપાન પણ વાયુમય છે; અને સ્પર્શ એ વાયુનો ગુણ છે.[૪] તાપ, જઠરાગ્નિ, પ્રકાશ–જે સર્વ વસ્તુને ઓળખી શકે છે, શરીરમાં રહેલી ઉષ્ણતા તથા પાંચમું ચક્ષુ, આ સર્વ તેજોમય છે તથા રાતું, શ્વેત તથા કૃષ્ણ આદિ ભિન્નભિન્ન વર્ણવાળા તેનાં રૂપ છે.[૫] ક્લેદતા( ભીનાપણું ), ક્ષુદ્રતા( અંદર પ્રવેશ કરીને પાર્થિવ પદાર્થોના અવયવોના સંયોગને શિથિલ કરવા તે અર્થાત્ સૂક્ષ્મતા ) અને સ્નેહ ( ચિકાશદાર ઘી, તેલ વગેરે ), આ ત્રણ જળના ગુણ છે. શરીરમાંનું રુધિર, મજ્જા, તથા બીજું જે કંઇ સ્નિગ્ધ જોવામાં આવે છે, તે સર્વે જળરૂપ છે. રસધર્મવાળી જિહ્વા ઇન્દ્રિય જળની છે અને રસ એ જળનો ગુણ છે.[૬] હાડકાં, દાંત, નખો, ડાઢી, રુવાટાં, માથાના કેશ, નાડીઓ, સ્નાયુ ને ચામડી, આ વગેરે સર્વ કઠિણ પદાર્થો પૃથ્વીના વિકારરૂપ છે.[૭] ઘ્રાણ ઇન્દ્રિયનો વિષય તે પૃથ્વીના ગુણરૂપે જાણવો અને તેનું નાસિકા એવું નામ છે અને ગંધ એ પૃથ્વીનો ગુણ જાણવો.[૮] ભૂતો પોતાના ગંધ ગુણ સિવાય પૂર્વ પૂર્વ ભૂતોના ગુણોને પણ ગ્રહણ કરે છે.* વળી સર્વ પ્રાણીઓને વિશે અવિદ્યા, કામ તથા કર્મ નામનાં બીજાં પણ ભૂતો છે.[૯] મુનિઓ જાણે છે કે પાંચે ભૂતોમાંથી અનેક તત્ત્વોની, તેઓના પરિણામ અને ગુણો સહિત, ઉત્પત્તિ થાય છે. તે પાંચ તત્ત્વો ઉપરાંત ભાવના, જ્ઞાન તથા કર્મ એ ત્રણ તત્ત્વો છે; નવમું મન છે; દશમી બુદ્ધિ છે;[૧૦] અને અગ્યારમો અનંતાત્મા છે. તે સર્વસ્વરૂપ તથા શ્રેષ્ઠ કહેવાય છે. સંકલ્પવિકલ્પ એ મનનો ધર્મ છે; અમુક વિષયનો નિશ્ચય કરવો એ બુદ્ધિનું સ્વરૂપ છે; આત્મા (જે અનંત છે, તે) કર્મની સાથે જોડાવાથી જીવપણાને–જીવાત્માપણાને પામે છે અને તેનું નામ ક્ષેત્રજ્ઞ છે.†[૧૧] જે મનુષ્ય, સર્વ પ્રાણી સમૂહને, અગરજો કે તેઓ કાળાત્મક અર્થાત્ પુણ્ય પાપાદિ સંસ્કારવાળા ત્રણ ભૂતોવડે દ્વિષિત છે, છતાં તેઓને દોષથી રહિત જૂવે છે, તે મનુષ્યને મોહથી ઉત્પન્ન થયલાં કર્મોનું લેપન થતું નથી.‡[૧૨]

इतिश्री महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्म पर्वविषे 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २९२ मो समाप्त.

---

## અધ્યાય ૨૫૩ મો.

### વ્યાસ શુકનો સંવાદ–તત્ત્વજ્ઞાનીઓ આત્માને જોઈ શકે છે.

વ્યાસે કહ્યું;–શાસ્ત્રમાં કુશળ પંડિતો–યોગીઓ, શાસ્ત્રમાં કહેવાયલાં–યોગવડે આચરવામાં આવતાં કર્મોવડે, શરીરી આત્માને, સૂક્ષ્મ શરીરને વિશે આવૃત થયલો જૂવે છે. આત્મા અત્યંત સૂક્ષ્મ છે તથા સ્થૂલ શરીર કે જેમાં તે રહે છે, તેનાથી તદ્દન નિરાળો છે.§[૧] જેમ સૂર્યનાં રશ્મિઓ ઘાડા જથ્થામાં આકાશના પ્રત્યેક ભાગમાં વિદ્યમાન છે, છતાં ખુલ્લી આંખે તેઓ જોઈ શકાતા નથી, પણ તર્ક શક્તિથી તેઓનું અસ્તિત્વ આપણે જાણી શકીએ છીએ; તેવી જ રીતે સ્થૂલ શરીરમાંથી વિખૂટા થએલા ને વિશ્વમાં ભટકતા જીવો, મનુષ્યની ચક્ષુરિંદ્રિયથી દેખાઈ શકાતા નથી.‖[૨] પ્રકાશમાન સૂર્યનું પ્રત્યુપાધિરૂપે અર્થાત્ પ્રતિબિંબરૂપે જેમ પાણીમાં જોવામાં આવે છે, તેમજ પોતાના તથા પારકા સ્થૂલ વિશે, યોગીઓ, સત્વ પ્રધાન લિંગદેહને પ્રત્યક્ષ

---

દર્શન સિદ્ધ કરતાં છ પદાર્થો અને નવ દ્રવ્યો માનેલા છે. એ વૈશેષિક મત સાથે ઉત્તર મીમાંસાકાર વ્યાસની રચના એક નહિ ગણાઈ જવાય, એ માટે ટીકાકાર નીલકંઠ બીજા શ્લોકની ટીકામાં વૈશેષિક મતના દોષ બતાવી ખંડન કરે છે.

* આકાશનો માત્ર શબ્દ ગુણ છે; પણ વાયુનો સ્પર્શ ઉપરાંત શબ્દ ગુણ પણ છે; તેજનો ગુણ રૂપ છે, પણ તે ઉપરાંત શબ્દ તથા સ્પર્શ ગુણ પણ છે; પાણીનો ગુણ રસ છે, તે ઉપરાંત શબ્દ, સ્પર્શ અને રૂપ ગુણ પણ છે; પૃથ્વીનો ગુણ ગંધ છે, તે ઉપરાંત શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ ગુણ પણ છે.

† આત્મા જ્યારે અવિદ્યા તથા કામના યુક્ત બને છે, ત્યારે તે પ્રાણીરૂપે બને છે અને કર્મમાં જોડાય છે. કર્મમાંથી જે કાંઇ ફળોત્પત્તિ થાય છે, તેથી ચિદાત્મા અર્થાત્ અનંતાત્મા, જીવાત્મારૂપ બને છે.

‡ આ શ્લોક ઘણો ફૂટ છે. એનો અન્વય આ પ્રમાણે ટીકાકારે કર્યો છે. एभिः सर्वैः कालात्मकैः भावैः अन्वितं सर्वं वः अकलुषितं पश्यति सः समोहं कर्म यः अनुवर्तते ॥ અહીં સર્વંનો અર્થ प्राणिजातम् અર્થાત્ સર્વ પ્રાણી માત્રનો સમૂહ થાય છે. कालात्मकैः भावैः અર્થાત્ पुण्यपापादि संस्कारात्मभिः અર્થાત્ ત્રણ ભૂતોને લેવાં. આ સર્વે ભૂતોને અકલુષિત અર્થાત્ દોષથી રહિત ચિદાત્મારૂપે જે જૂવે છે, અર્થાત્ જેને આત્મજ્ઞાન થયું હોય છે તે મોહવાળા કર્મમાંથી મુક્ત થાય છે; અર્થાત્ તે આત્મતત્વનો જ્ઞાતા હોવાથી નિષ્કામ બને છે.

§ शास्त्रविद्भिः અર્થાત્ યોગીઓ. शास्त्रोक्तैः कर्मभिः અર્થાત્ યોગવડે આચરવામાં આવતાં કર્મોવડે. शरीरिणम् નો અર્થ આત્મા થાય છે, કારણ કે આત્મા સૂક્ષ્મ શરીરવડે આવૃત છે–શરીરથી ભિન્ન શરીરી અર્થાત્ શરીર, જે સ્થૂલ શરીરથી ભિન્ન છે, તેનો માલીક છે.

‖ભાવાર્થ–સૂર્યના રશ્મિઓનું અસ્તિત્વ શાસ્ત્રજ્ઞાનવડે અને ગુરુ પાસેથી જાણી શકાય છે. અને અત્યંત સ્પષ્ટપણે ગ્રહણ કરી શકાય છે; તેમ જ સ્થૂલ દેહથી મુક્ત થઇને મનુષ્યોના કરતાં વિશેષ બળવાન્ લિંગ દેહથી તે જીવો અનેક લોકોમાં ફરે છે, તેને સ્થૂલ દૃષ્ટિથી જોઈ શકાતા નથી; પરંતુ યોગીઓ, ગુરુએ દર્શાવેલી યુક્તિથી તે લિંગ શરીરને જોઇ શકે છે.

રીતે જુવે છે.*[૩] લિંગ દેહ સ્થૂલ દેહોથી ભિન્ન છે. આત્માના સ્વરૂપને જાણનારા અને ઇંદ્રિયોને નિયમમાં રાખનારા યોગીઓ પોતાના આત્માવડે તે સૂક્ષ્મ એવાં લિંગ દેહોને જુવે છે.[૪] જેઓ, જાગૃત સ્થિતિમાં અથવા ઉંઘની સ્થિતિમાં, દિવસે તેમ રાત્રે અને રાત્રે તેમ દિવસે, નિત્ય પોતાની બુદ્ધિના સંકલ્પનો અને કર્મજન્ય કામાદિક રજોગુણનો ત્યાગ કરી યોગ કર્યા કરે છે, તથા તે યોગવડે જે ઐશ્વર્યતાને મેળવે છે, તે ઐશ્વર્યતાથી તેવા યોગીઓ, પોતાના લિંગ દેહને વશ રાખવા સમર્થ થાય છે.†[૫-૬] જે જીવ આવા યોગીમાં રહેતો હોય છે, તે સૂક્ષ્મ સાત ( પાંચ ભૂતોની પાંચ તન્માત્રા, મહત્ તથા અહંકાર ) ગુણોથી સદા યુક્ત છે તથા અજર અને અમર છે અને તે સુખાત્મક લોકોને વિશે ભટકે છે.‡[૭] માત્ર યોગીઓ જ લિંગ શરીરને જોતા નથી, પરંતુ અજ્ઞાનીઓને પણ તેનો અનુભવ હોય છે. મન અને બુદ્ધિને વશ રહેનારો સાધારણ મનુષ્ય પણ, સ્વપ્નમાં પોતાના અને પરના દેહને જાણે છે અને સુખ તથા દુઃખનો અનુભવ કરે છે.§[૮] સ્વપ્નમાં જીવ, સુખને અને દુઃખને પામે છે; અને ત્યાં પણ ક્રોધ અને લોભે કરીને દુઃખો ભોગવે છે.[૯] તે સ્વપ્નમાં ઘણું ધન સંપાદન કરે છે અને ઘણો પ્રસન્ન થાય છે; અને પુણ્ય કર્મ કરીને જાગૃત પુરુષની પેઠે તેનાં ફળ પણ ભોગવે છે.[૧૦] આશ્ચર્યની વાર્તા છે કે જીવ, ગર્ભસ્થાન( ના અંધકાર )માં શયન કરવા છતાં, અગ્નિના મધ્ય ભાગમાં રહેવા છતાં અને દશ માસનો ( લાંબો ) કાળ માતાના ઉદરમાં ગાળવા છતાં, તે જઠરમાં પડેલા અન્નની પેઠે પચી જતો નથી.||[૧૧] આ આત્મા પરમેશ્વરના અંશરૂપ છે; સર્વ પ્રાણીઓના આત્મારૂપે રહેલો છે; અને સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો છે. રજોગુણી અને તમોગુણી પુરુષો, સર્વેના શરીરોને વિશે રહેલા એવા જીવાત્માને જોઈ શકતા નથી.[૧૨] પણ એ આત્માને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા જે પુરુષો છે, તેઓ યોગશાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે, યોગ સાધના કરે છે અને તેઓ ચેતનરહિત એવા સ્થૂલ શરીરોને, અને બ્રહ્માના પ્રલય સમયે પણ જેનો નાશ થતો નથી એવા અમૂર્તિમાન્ લિંગ તથા કારણ શરીરોને ઓળંગી જાય છે.¶[૧૩] બીજા આશ્રમો અને છેલ્લા સંન્યાસ આશ્રમમાં જે જે ધર્મો વર્ણવેલા છે તે વિષે અને મન

* तापः નો અર્થ રશ્મિ મંડળ છે. પ્રાતિરૂપનો અર્થ પ્રત્યુપાધિ છે. सत्त्वंનો અર્થ સત્વ પ્રધાન લિંગદેહ છે. ભાવ એ છે કે યોગીઓ જ સૂક્ષ્મસ્વરૂપમાં આવૃત થયેલા ચિત્ અથવા આત્માને પોતાના તથા પરના સ્થૂલ દેહ વિશે રહેલો જૂવે છે.

† आत्मचिंतितम् તથા कर्मजं रजः આ બેઉ जह्त्तां ક્રિયાપદના કર્મ છે. પ્રથમનો અર્થ એ થાય છે કે જે કાંઇ આત્મામાં કલ્પિતરૂપે હોય છે તે: અર્થાત્ મન કે બુદ્ધિની, સૃષ્ટિઓ જે બાહ્ય જગત્‌રૂપે અથવા ઇન્દ્રિયોના વિષયોરૂપે હોય છે તે. બીજાનો અર્થ કામાદિ વ્યસન, અર્થાત્ કામાદિથી ઉત્પન્ન થતાં દુઃખો થાય છે. प्रधाना द्वैधमुक्तः પ્રધાન અથવા કારણ સાથની એકતાથી જે મુક્ત છે, અને તેથી યોગવડે જે શકિતનો પ્રાદુર્ભાવ થાય છે તે. આ રીતના યોગીને સર્વ કાળે તથા સર્વ સ્થિતિમાં સૂક્ષ્મસ્વરૂપો પોતાને વશ હોય છે. પોતાની મરજીપરત્વે અનેક સ્વરૂપોમાં તેનો પ્રવેશ થાય છે, सत्त्वात्मानો અર્થ લિંગદેહ છે.

‡ આ શ્લોકમાં વિરોધાભાસ લાગે છે; કારણ કે લિંગ શરીરને પ્રથમ પરિમિત વિશેષણ આપ્યું છે, અને અંતમાં તેને અજર અને અમર કહ્યું છે. આ માત્ર વાણીનો વિલાસ જ સમજવાનો છે. એનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે યોગીએ પરમાત્મતત્ત્વ જાણ્યું છે, અને તેને તેથી પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તી શકવાની સિદ્ધિ પ્રાપ્ત કરી છે. તેથી, એ જ્યાં સૂધી લિંગ શરીરમાં રહેવા ઇચ્છે છે, ત્યાં સૂધી તે એક શરીરમાંથી બીજા શરીરમાં ભ્રમણ કરે છે, અને સ્વર્ગાદિક લોકમાં જવા આવવાની સત્તા ધરાવે છે. આ શક્તિ સામાન્ય માણસ, કે જે પણ લિંગ શરીર ધારી છે. પણ તનામાં એ શક્તિ ન હોવાથી, અહીંયા યોગીની શક્તિનો અને તેના લિંગ શરીર ઉપરના કાબૂનો મહિમા ગાયો છે. વસ્તુતઃ લિંગ શરીર અંતે નશ્વર છે, અને એક આત્મતત્ત્વ જ શુદ્ધ છે. સામાન્ય માણસને યોગાભિમુખ કરવાને આવી ફળ શ્રુતિઓ ઠેકઠેકાણે આવે છે.

§ ભાવ એ છે કે યોગીઓની માફક સામાન્ય મનુષ્યને પણ લિંગ શરીર છે. સ્વપ્નમાં સ્થૂલ શરીર ગતિરહિત છે. તે સમયે સૂક્ષ્મ શરીર સર્વ કરે છે તથા તેને સુખ દુઃખ થાય છે.

|| ભગવાન્ વ્યાસે ૮, ૯, અને ૧૦ માં શ્લોકમાં શુકને સમજાવ્યું કે યોગીઓ પોતાના યોગ બળથી લિંગ શરીરને જોય છે, તેમ જ અજ્ઞાનીઓ પણ લિંગ શરીરનો અનુભવ કરે છે, એ આશ્ચર્ય છે! એ આશ્ચર્ય કોના જેવું છે એ ૧૧ મા શ્લોકમાં દર્શાવ્યું છે. જઠરાગ્નિમાં કેટલીવાર પત્થર પણ પચી જાય છે, છતાં ગર્ભસ્થાનમાં રહેલા બાળકને જરાએ ક્ષતિ થતી એ એક મહત્ આશ્ચર્ય છે; અને તે મહત્ આશ્ચર્ય છતાં સત્ય છે. તેમ જ યોગી, યોગબળથી જે લિંગ દેહને જોય છે, તેજ લિંગ દેહનો અજ્ઞાની અજ્ઞાનપણામાં અનુભવ લે છે. ભેદ માત્ર એટલો જ છે કે યોગી પ્રત્યક્ષપણે પોતાને અને લિંગ દેહને જૂદો જુએ છે, પણ અજ્ઞાની તેમ જોતો નથી. તેનો લિંગ દેહનો અનુભવ થાય છે ખરો, કે હું અને સ્વપ્નમાં દેખાતો દેહ કંઇક જુદા છીએ, એટલું જ.

શારિરિકશાસ્ત્ર પ્રમાણે ગર્ભસ્થાન જઠરમાં આવેલું છે, પણ તેનાથી જૂદું–જોડમાં રહેલું છે. જઠરનો અગ્નિ એને ઉષ્ણતા આપીને ગર્ભસ્થાનમાં રહેલા ગર્ભને પોષે છે, અને વૃદ્ધિ પમાડે છે, પણ ગર્ભને બાળીને ભસ્મ કરતો નથી. જેમ ઘઉંની બાટી. તે અગ્નિની વચ્ચોવચ્ચ મૂકવા છતાં પણ બળીને ભસ્મ થઇ જતી નથી, પણ પકવ થઇને કહાડી લઇ ઉપયોગમાં લેવામાં આવે છે, તેમ બાળક પણ જઠરાગ્નિ વચ્ચે રહેવા છતાં, ભસ્મ થતું નથી, પણ પોષાઇને ઘડાઈને–સ્થૂળ શરીર બરાબર ધારણ કરીને, માતાના ઉદરમાંથી બહાર પડે છે.

¶ આ શ્લોકમાં જે લિંગ અને કારણ શરીરોને બ્રહ્માના પ્રલય સમયે પણ અવિનાશી ગણેલા છે, તે શ્લોકમાં આવેલા वज्रोपमाणि શબ્દનો અર્થ સમજવો. પૂર્વ જન્મ સમયમાં જીવે જે જે કર્મો કર્યા હશે તેની સૂક્ષ્મતર વાસનાઓ પંચ મહાભૂતોની તન્માત્રાનો આશ્રય કરી, કારણ શરીરવડે જીવને નવો જન્મ આપવામાં શક્તિમાન્ થાય છે; એટલે એ સૂક્ષ્મ વાસનાઓ છે તેજ કારણ શરીર છે, અને તે બ્રહ્માના પ્રલયે પણ અવ્યક્ત રૂપે રહે છે. માટે જ તેને જગતની પુનઃ ઉત્પત્તિ સમયે ઉપયોગી માન્યું છે. મૂળ વાસનાઓ જ્ઞાનવડે નષ્ટ ન થએલી હોવાથી કારણ શરીરની ક્રિયમાણ–ક્રિયાશક્તિઓ, લિંગાદિ શરીરો પુનઃ બનાવે, એમાં નવાઈ જેવું કંઈ નથી.

તથા બુદ્ધિની સર્વ ક્રિયાઓ જેમાં અટકાવવાની છે, અને જેની અંદર યોગને મુખ્ય સાધન ગણ્યું છે એવા જ્ઞાનવિષે તથા ધ્યાનવિષે, શાંડિલ્ય મુનિએ (છાંદોગ્ય ઉપનિષદ્‌માં) બહુ સારી રીતે કથેલું છે.*[૧૪] જે પુરુષ (ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયો, મન, બુદ્ધિ, મહત્તત્વ, અવ્યક્ત અથવા પ્રકૃતિ અને પુરુષ એ) સાત સૂક્ષ્મને જાણે છે, અને (સર્વજ્ઞપણું, તૃપ્તિ, અનાદિ બોધ, સ્વતંત્રતા, અપ્રતિહત દૃષ્ટિ અને વિભુની અનંત શક્તિ) મહેશ્વરનાં છ અંગને જાણે છે, તથા છેવટે આ જગત ત્રિગુણાત્મક પ્રકૃતિ એટલે અવિદ્યાનું પરિણામ છે આમ જાણે છે, તે પુરુષ, ગુરુનાં અને વેદાંતનાં વાકયો શ્રવણુ કરીને ધ્યાનથી પરબ્રહ્મને સાક્ષાત્કાર કરે છે.†[૧૫]

इतिश्री महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्म पर्वविशे 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २९३ मो समाप्त.

## અધ્યાય ૨૫૪ મો.

### વ્યાસ શુકનો સંવાદ–કામનારૂપી વૃક્ષનું વર્ણન.

વ્યાસે પુનઃ કહ્યું:-હે શુક! મનુષ્ય હૃદયરૂપી ભૂમિમાં, કામનારૂપી એક વિચિત્ર વૃક્ષ ઉગેલું છે. મોહરૂપી બીજથી તે ઉત્પન્ન થયેલું છે. ક્રોધ અને અહંકાર મળીને તેનું થડ બન્યું છે. વિધિત્સા (કાર્ય કરવાની ઇચ્છા) એ તેનો (ઉછેરવા માટે પાણી ભરી રાખવાનો) કયારો છે.[૧] અજ્ઞાન તે વૃક્ષનું મૂળ છે; પ્રમાદ એ તેને સિંચવાનું પાણી છે; અસૂયા (ઈર્ષા) એ તેના પાંદડાં છે; પૂર્વ જન્મમાં કરેલાં પાપ તેનો સાર (વૃક્ષની અંદરનો ગર) છે;[૨] સંમોહ તથા ચિંતા તેની વિશાળ ડાંખળીઓ છે; શોક તેની શાખાઓ છે; ભય તેનાં અંકુરો છે; (વિધવિધ પ્રકારની મોહ ઉપજાવનારી) તૃષ્ણારૂપી લતાઓ, તે વૃક્ષને આસપાસથી વિંટળાયલી છે;[૩] કેટલાએક મહાલોભી પુરુષો, તે વૃક્ષનાં ફળ મેળવવાની ઇચ્છાથી, લોઢાની બેડીથી પોતે જાતે બંધાઈ, ફળ આપનારા તે વૃક્ષને ચોતરફથી વિંટળાઇ વળીને તે મહાવૃક્ષની ઉપાસના કરે છે;[૪] પણુ જે પુરુષ એ લોઢાની બેડીને (તોડી નાંખે છે) એટલે વાસનાઓને વશ કરીને, તે વૃક્ષને કાપી નાંખે છે, અર્થાત્ કામનો નાશ કરે છે, તે પુરુષ (સાંસારીક) સુખ તથા દુઃખનો ત્યાગ કરીને તે બેઉના (સુખદુઃખના) પારને પામે છે.[૫] પરંતુ જે મૂઢ પુરુષ ઇન્દ્રિયોના વિષયરૂપી સાધનોવડે એ કામવૃક્ષને વૃદ્ધિ પમાડે છે, ત્યારે તે સાધનો, વિષની ગાંઠ જેમ રોગીનો નાશ કરે છે, તેમ કામવૃક્ષની વૃદ્ધિ કરનારાઓનો નાશ કરે છે.[૬] માત્ર પુણ્યવંત પુરુષ યોગજન્ય પ્રસાદથી, નિર્વિકલ્પ સમાધિરૂપ શ્રેષ્ઠ તરવારવડે, જેના (અવિદ્યા અને અજ્ઞાનરૂપી, મૂળ આસપાસ ફેલાઈ ગયેલાં છે એવા કામવૃક્ષનાં મૂળને, બળવડે કાપી નાંખે છે.[૭]

આ રીતે જે પુરુષ જાણે છે કે, ફળની ઇચ્છાથી કરવામાં આવતાં સર્વે કર્મો બંધન કારક છે (માટે ફળની ઇચ્છા રાખ્યા વગર કરે છે) તે જન્મ મરણુના દુઃખોને તરી જાય છે.[૮] મહાત્માઓ આ શરીરને 'પુર' કહે છે. બુદ્ધિ તેના ઉપર રાજ્ય કરનારી રાણી છે. શરીરમાં રહેતું મન નિર્ણય કરનારી બુદ્ધિરૂપી રાણીના અર્થ ચિંતકરૂપે અર્થાત્ પ્રધાનરૂપે છે.[૯] મનદ્વારા બુદ્ધિના ભોગાર્થે સેવામાં હાજર રાખેલી વિષયરૂપી ધનને આપનારી ઇન્દ્રિયો, શરીરરૂપી એ 'પુર'માં રહેનારાં નાગરીકો છે. એ ઇન્દ્રિયોરૂપી નગરજનોને પાળવા–હુલાવવા–કુલાવવા–રમાડવા–માટે, મન જૂદી જૂદી જાતનાં મહાન્ કર્મોમાં પ્રવૃત્ત થાય છે.‡ એ મનને વિશે બે દારુણ દોષો છે (જે મનના કાર્યભારી છે). તેનાં નામ રાજસાહંકાર તથા તામસાહંકાર છે.§[૧૦] મનના કાર્યભારીરૂપ તે બન્ને દોષો, પરસ્ત્રીગમનાદિ નિષિદ્ધ માર્ગદ્વારા, તેજ સુખાદિકને ભોગવે છે. જ્યારે દેહરૂપી 'પુરીમાં' રાજસાહંકાર તથા તામસાહંકારરૂપી બે દોષો બળવાન્ થાય છે, ત્યારે પ્રથમ શુદ્ધ સત્વગુણી એવી બુદ્ધિ, મનની સાથે મળવાથી દોષવાળી થાય છે. એટલે બુદ્ધિને ધર્મ કે અધર્મનું યથાર્થ જ્ઞાન રહેતું નથી; પરંતુ તામસાહંકારને લીધે તે મનના ધર્મને જ, ધર્મ જાણે છે.[૧૧] દુષ્ટ મનવડે દૂષિત થયેલી પૌરજનોરૂપી ઇન્દ્રિયોની સ્થિતિ ચંચળ થઈ પડે છે તથા બુદ્ધિ, જેને અર્થે (ધનપુત્રાદિકને હિતકર માની, પ્રયાસ કરે છે, તે વસ્તુ અનર્થ નિવડે છે અને (આખરે તેનો) નાશ થાય છે.[૧૨] નાશની પૂર્વે (બુદ્ધિયુક્ત) જે મન (કલ્યાણુકારી ધારી) વિષયનું

---

* एतत्‌નો અર્થ मदुक्तं वाकयं થાય છે. योगનો અર્થ योगप्रधानम् થાય છે. समाधीसमम् નો યોગની સાથે સંબંધ છે. ભાવ એ છે કે ધ્યાન એકલા સંન્યાસી માટે જ નથી, પણુ સર્વને આવશ્યકીય છે.

† પ્રધાન અર્થાત્ અવિદ્યા. વિનિયોગનો અર્થ પરિણામ થાય છે.

‡ આનું નામ પ્રવૃત્તિ. અર્થાત્ યજ્ઞ, દાન, ક્ષેત્ર, આરામ આદિક દૃષ્ટાદૃષ્ટ ફળને આપનારી ક્રિયાઓની પ્રવૃત્તિ ઇન્દ્રિયોને તૃપ્ત કરવા માટે જ છે, કંઇ મોક્ષ માટે નથી.

§ એ દોષો મને કરેલી ઇન્દ્રિયોનું પાલન કરવારૂપી ક્રિયાને ઉલટી કરીને તેને મલિન કરી નાંખે છે. તેથી તે ક્રિયાનું ફળ સુખ દુઃખરૂપ એમ મિશ્ર મળે છે. આ રીતે દોષયુક્ત મન પ્રધાને મેળવેલું ફળ, નગરના અધિપતિ એવા મન, બુદ્ધિ અને અહંકાર સાથે, નગરજનો–ઇન્દ્રિયો, આ જન્મ અને પુનર્જન્મમાં ભોગવે છે.

સ્મરણ કરે છે, તેજ (મન વિષયનો નાશ થવા પછી) ખેદને પામે છે (અને અંતે નાશને પામે છે).* સંકલ્પરૂપે કરી જ્યારે મન બુદ્ધિથી છૂટું પડે છે, ત્યારે તે કેવળ મનરૂપે કહેવાય છે.[13] જ્યારે બુદ્ધિમાં† પ્રતિબિંબરૂપ રહેલા આત્માને રજોગુણ વ્યાપે છે, ત્યારે તે મન રજોગુણની સાથે મિત્રતા કરે છે. આથી મન, મનોપાધિવાળા આત્માને તથા પૌરજન કહેતાં ઇન્દ્રિયોને પોતાને વશ કરી રજોગુણને આપે છે, અર્થાત્ દુઃખ ઉત્પન્ન કરે છે.‡[14]

इतिश्री महाभारतमां शान्तिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे 'शुकनो अनुप्रश्न' ए नामनो अध्याय २९४ मो समाप्त.

## અધ્યાય ૨૫૫ મો.

### વ્યાસ શુકનો સંવાદ-સિંહાવલોકન.

ભીષ્મ કહે છેઃ–હે પાપરહિત પુત્ર! અત્યંત પ્રશંસા સાથે ભૂતોની ગણનાના સંબંધમાં શ્રી દ્વૈપાયનના મુખમાંથી જે કાંઇ શબ્દો નીકળ્યા છે, તેનું તું એક ચિત્તથી શ્રવણ કર.[1] હે પુત્ર! પ્રદીપ્ત અગ્નિ સમાન આ અધ્યાત્મશાસ્ત્ર, ધુમાડાથી અગ્નિ ઢંકાયલો હોય તેવા શુક મુનિને કહ્યું. અજ્ઞાનનો અવશ્ય નાશ કરનારું તે શાસ્ત્ર હું તને ફરી કહી સંભળાવું છું.§[2] સ્થાવરપણું, ગુરુત્વ, કઠિનતા, ધનધાન્યાદિકની ઉત્પત્તિ કરવારૂપ પ્રસવ–ઉત્પાદકપણું, ગંધપણું, વિશાળતા, સર્વ પ્રકારના ગંધને ધારણ કરવાની શક્તિ, સંઘાત (અવયવોને વળગી રહેવાપણું), સ્થાપના અર્થાત્ મનુષ્યાદિને આશ્રય આપવાપણું અને પદાર્થોને ધારણ કરવા અને સર્વ સહન કરવાની શક્તિ, આ (દશ) પૃથ્વીના ગુણો છે.[3] શીતળતા, રસ, ભીનાશ, દ્રવપણું, ઘનીભાવપણું, સ્નેહ, સૌમ્યપણું, જીભ, ઝરણશક્તિ (બરફ કરારૂપ) અને પાર્થિવ પદાર્થનું પાચન, આ (દશ) જળના ગુણ છે.‖[4] પ્રચંડપણું, દાહાત્મક શક્તિ, તાપ, પાક અર્થાત્ વસ્તુને પકવવાપણું, પ્રકાશ, શોક, લઘુતા, તીક્ષ્ણતા, લાલાસ ને નિત્ય ઉંચે જવાની ગતિ, આ (દશ) અગ્નિના ગુણ છે.¶[5] અનૂષ્ણશીલ અને અશીત સ્પર્શ (ગરમ નહિ ને ઠંડુ નહિ), વાણી–ઇન્દ્રિયમાં નિવાસ, (હલન ચલનમાં) સ્વતંત્રપણું, બળ, શીઘ્રતા, મળમૂત્રાદિકનો ખુલાસો કરવાની શક્તિ, ઉત્ક્ષેપણ કર્મ (હલકા પદાર્થને ઉંચે લઈ જવાની શક્તિ), શ્વાસોચ્છ્વાસાદિક ચેષ્ટા, પ્રાણરૂપે ચિત્‌ની ઉપાધિ, જન્મ તથા મરણ, આ (દશ) વાયુના ગુણ છે.[6] શબ્દ, વ્યાપકપણું, છિદ્રપણું અર્થાત્ આવરણ રહિતપણું, આશ્રયનો અભાવ, અનાલંબ અર્થાત્ અન્ય આશ્રયનો અભાવ, નિરાકારપણું તથા વિકારોનો અભાવ,[7] અટકાવનો અભાવ, શ્રવણેન્દ્રિયનું મૂળ કારણ, શરીરમાં રહેલાં છિદ્રો, આ (દશ) આકાશના ગુણ છે. આ પ્રમાણે પંચમહાભૂતોથી ઉત્પન્ન થયલા પચાસ ગુણો કહેવામાં આવ્યા છે.ꙮ[8] ધૈર્ય, ઉત્પત્તિ (ઉહાપોહની કુશળતા),

* બંગાળની પ્રતમાં એ પછી આ પ્રમાણે ઉત્તરાર્દ્ધ ચરણ છેઃ– "નાશ થયા પછી, તે વિષયોનું મનને સ્મરણ થવાથી, તેનો નાશ થયા છતાં પણ મનને શોક થાય છે." મુંબઇની પ્રતમાં એમ આપ્યો છે તે પાઠ છે.

† જ્યારે બુદ્ધિ સંકલ્પવિકલ્પાત્મક હોય છે ત્યારે તેને મન કરી કહેવામાં આવે છે; પણ તેજ મન જ્યારે કોઇ પણ રીતના નિશ્ચયપર આવે છે, ત્યારે તેને બુદ્ધિ કહેવામાં આવે છે. આટલીજ મન તથા બુદ્ધિમાં પૃથકતા છે.

‡ પરિછેદ તથા પરિતાપઆદિ બુદ્ધિના ધર્મો છે. આ ધર્મો જો કે છે તો બુદ્ધિનાજ, પણ જાણે આત્મામાંજ હોય એમ લાગે છે. આથીજ શ્રુતિમાં કહ્યું છે કે, बुद्धेः गुणेन आत्मगुणे न चैवह्याराग्रमात्रोह्यवरोऽपिदृष्टः सहि स्वप्नोभूत्वाध्यायतीवलेलायतीव । સોયની અણીના સરખો સૂક્ષ્મ આત્મા, બુદ્ધિના ગુણ તથા આત્માના ગુણે કરી, પૃથક્ રૂપે કહેવામાં આવે છે. તેજ આત્મા સ્વપ્નાવસ્થાને પામી જાણે ધ્યાન ધરતો હોયની શું અથવા ગતિ કરતો હોયની શું તેમ જણાય છે. જેમ દુષ્ટ અમાત્ય રાજાને તથા નગરના રહેવાસીને પોતાને સ્વાધીન કરી શત્રુને સોંપે છે, તેજ પ્રમાણે રજોયુક્ત મન આત્માને તથા ઇન્દ્રિયોને બંધનમાં નાંખે છે, છતાં આ બંધન કેવળ આભાસ માત્રજ છે, એમ ઉપરની શ્રુતિથી દર્શાવવામાં આવ્યું છે.

બંગાળની પ્રતમાં પંદરમો શ્લોક આ પ્રમાણે છેઃ–'મનને રજોગુણ સાથે પ્રથમ સખ્ય બંધાય છે. તેની સાથે સખ્ય બંધાયા પછી તે આત્માને, બુદ્ધિને અને ઇન્દ્રિયોને જકડી લે છે અને પછી રજોગુણને તાબે કરી દે છે.' આના અર્થ સાથે નીલકણ્ઠની ટીકાને ભેળી દઈ, મી૦ રૉયે અર્થ આપ્યો છે.

§ પૂર્ણ જ્ઞાન ચન્દ્રોદય વ્યાસે આ સમજાવ્યા પૂર્વે શુકને જ્ઞાન થયું નહોતું. તે માટે શુકની સરખામણી ધુંમાડાથી વિંટાયલા અગ્નિની સાથે કરી છે. આત્મા સ્થૂળ, અણુ, હ્રસ્વ કે દીર્ઘ કંઈ પણ નથી; પરંતુ તે ગુણ તો ભૂતોમાં છે. આ રીતે આત્માનું નિર્ગુણપણું સિદ્ધ કરવા માટે પૃથ્વી વગેરે ભૂતોના ગુણો હવે કૃષ્ણદ્વૈપાયન શુકને અને ભીષ્મ યુધિષ્ઠિરને સંભળાવે છે.

‖ બીજા ભૂતોની પેઠે જળના દશ ગુણ ગણાવ્યા નથી, પરંતુ રસાદિકને તેમાં ગણીને તેના દશ ગુણ જાણવા.

¶ મુંબઈની પ્રતમાં રાગ અર્થાત્ રતાશ એવો પાઠ છે; બંગાળની પ્રતમાં રોગ એવો પાઠ છે. લઘુતાનો અર્થ શીઘ્રગામીપણું તીક્ષ્ણતાનો અર્થ જાજ્વલ્યતા; રાગનો રતાશ-લાલાસ

ꙮ આધુનિક તત્ત્વવેત્તાઓની માફક આર્ય ઋષિ મુનિઓને જાણીતાં ગુણો જેમાં ધારવામાં આવ્યા છે એવી પ્રકૃતિને અગમ્ય તત્ત્વ ગણતા નથી, પણ તે ગુણોના સમુદાયને જ એક નામ આપી તેને તત્ત્વ તરીકે લેખતા; અથવા અમુક અમુક ગુણો જે દર્શાવતું હોય તે અમુક ચોક્કસ એક ગુણરૂપ મનાતું. જ્યાંસુધી મન એવી શક્તિ માણસ પાસે રહેલી છે, ત્યાં સુધી સંકોચ, વિકાસ, ભાજ્ય ધર્મવાળી પ્રકૃતિને અગમ્ય તત્ત્વ કેમ કહી શકાય? પ્રકૃતિના પદાર્થો જ્યાં સુધી આપણે મનવડે જોઇ શકીએ છીએ, ત્યાંસુધી તેઓ એક એક તત્ત્વના સંકોચાદિ ધર્મવાળા છે, એ ચોખ્ખું જ છે.

વ્યક્તિ, સ્મરણ, ભ્રાંતિ, મનોરથની વૃત્તિ, ક્ષમા, વૈરાગ્યાદિ ને રાગદ્વેષાદિક અને ચાંચલ્ય આ નવ મનના ગુણ છે.[૯] ઇષ્ટ–સારી તથા અનિષ્ટ–નરસી વૃત્તિઓનો નાશ, ઉત્સાહ અથવા ખંત, ચિત્તની સ્થિરતા, સંશય* અને પ્રત્યક્ષ આદિક પ્રમાણ વૃત્તિ, આ પાંચ બુદ્ધિના ગુણ કહ્યા છે.†[૧૦]

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે પિતામહ! બુદ્ધિના પાંચ ગુણો કેવી રીતે હોઇ શકે? પાંચ ઇન્દ્રિય (પંચમહાભૂતો)ના ગુણો કેમ કહેવાય? એ સર્વ સૂક્ષ્મ જ્ઞાન તું મને કહે.[૧૧]

ભીષ્મે કહ્યું–બુદ્ધિના સાઠ ગુણો કહેવાય છે; કારણ કે બુદ્ધિમાં પંચમહાભૂતોનો સમાવેશ થાય છે. આ સર્વ ગુણો નિત્ય કહેતાં ચૈતન્યથી જોડાયલા હોય છે. વેદો કહે છે કે,[૧૨] હે પુત્ર! પંચમહાભૂતો તથા તેની વિભૂતિઓ (તથા મન, બુદ્ધિ ને તેની ચૌદ વિભૂતિઓ) આત્માપેઠે, પરમાત્માએ ઉત્પન્ન કરેલાં છે. આથી તેઓ નિત્ય નથી. બીજા વાદીઓના વેદ વિરુદ્ધ વાદો તને કહેલા છે, તે સર્વે વિચાર કરતાં દોષવાળા જણાય છે; અર્થાત્ યુક્તિપૂર્વક કહ્યા છતાં યુક્તિવિરુદ્ધ છે. વેદમાં કહેલું મત જ ઉત્તમ યુક્તિવાળું છે. માટે હવે તું મારી પાસેથી નિત્ય સિદ્ધ એવા પરબ્રહ્મના સર્વ યથાર્થ સ્વરૂપને જાણીને, પરબ્રહ્મના ઐશ્વર્યવડે શાંત બુદ્ધિનો થા; (અર્થાત્ તારી બુદ્ધિની વૃત્તિઓ શાંત થાવ).‡[૧૩]

इतिश्री महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्म पर्वविषे शुकना अनुप्रश्नमां अध्याय २९९ मो समाप्त.

## અધ્યાય ૨૫૯ મો.

### મૃત્યુ રહિત જગત્–બ્રહ્માનો કોપ.

યુધિષ્ઠિરે કહ્યું:- હમણાં ભાન રહિત થઇને પોતાની સેનાની વચ્ચે આ પૃથ્વીપતિઓ, પૃથ્વીપર સુતા છે. તેઓ મહા બળવાન્ હતા, છતાં આજે જીવ વગરના થઇ પડ્યા છે.[૧] એમાંના પ્રત્યેક રાજાનું બળ દશ હજાર હાથીના જેવું ભયંકર હતું. હાય! આ રાજાઓને તેના સમાન બળ તથા તેજવાળા રાજાઓએ યુદ્ધમાં હણ્યા છે.[૨] તેઓ એવા તો પરાક્રમ, તેજ અને બળવાળા હતા કે, તેઓને રણમાં હણે એવો હું કોઇને પણ આ જગતમાં જોતો નથી.[૩] એવા આ મહા બુદ્ધિમાન્ રાજાઓ, મરણ પામીને પૃથ્વીપર સુતા છે; અને પ્રાણરહિત થયેલા આ રાજાઓને વિશે 'મરી ગયા' આવા શબ્દનો પ્રયોગ થાય છે![૪] ભયંકર પરાક્રમવાળા આ રાજાઓ મરણ પામ્યા કહેવાય છે, તેને વિશે મને એક સંશય થાય છે. તેમાં ચેતન અને મરણ એ કયાંથી આવ્યું?[૫] તેમાં કોનું મૃત્યું થયું? (સ્થૂલ દેહનું કે સૂક્ષ્મ દેહનું અથવા તો આત્માનું? કોનું મૃત્યુ થયું?) એ મૃત્યુ કયાંથી આવે છે? તેને કોણ મોકલે છે? શા માટે મૃત્યુ આ લોકમાંથી પ્રજાનું હરણ કરે છે? તે હે દેવ સમાન પિતામહ! મને કહે.[૬]

ભીષ્મે કહ્યું:-હે તાત! પૂર્વે સત્યયુગમાં અનુકંપક નામનો એક રાજા હતો. તેના શત્રુઓએ તેને સંગ્રામમાં કેદ કરી લીધો. કારણ કે તેનાં વાહનો (રથો, હાથીઓ, ઘોડાઓ તથા મનુષ્યો) રણમાં નાશ પામ્યાં હતાં.[૭] તેના પુત્રનું નામ હરિ હતું. એ હરિ નારાયણ સમાન બળવાન્ હતો. તેની સેના તથા પાસબાનોની સાથે, તેને પણ શત્રુઓએ તે યુદ્ધમાં મારી નાંખ્યો હતો.[૮] આ રીતે તે રાજા શત્રુને આધીન થઈ ગયો હતો અને પુત્રના મરણજન્ય શોકથી દુઃખી થઈ ગયો હતો ને શાંતપણે જીવન ગાળતો હતો. તેવામાં એક સમયે દૈવેચ્છાથી તે દુઃખી થઈ પડેલા રાજાને પૃથ્વીપર નારદનાં દર્શન થયાં.[૯] તે રાજાએ નારદને બન્યા પ્રમાણે સર્વ વૃત્તાંત કહી સંભળાવતાં કહ્યું; 'શત્રુઓએ રણમાં મને કેદ કર્યો છે, અને મારો પુત્ર યુદ્ધમાં લડતાં મરણ પામ્યો છે!'[૧૦] રાજાનું એ (નિરાશાથી ભરપૂર) વચન સાંભળીને તપોધન એવા નારદે તે સમયે, પુત્રના શોકને દૂર કરે તેવું એક આખ્યાન તે રાજાને કહ્યું.[૧૧]

નારદ બોલ્યો:-હે રાજા! હું તને આજે ઘણું વિસ્તારવાળું એક આખ્યાન, જે પ્રમાણે બન્યું હતું તથા મેં જે પ્રમાણે સાંભળ્યું હતું, તે પ્રમાણે તને કહું છું તે તું સાંભળ.[૧૨] પૂર્વે મહાતેજસ્વી એવા પિતામહે, જગતને ઉત્પન્ન કરતી વખતે, જીવતી પ્રજાને ઉત્પન્ન કરી. આ પ્રજા એક બીજાના સમાગમથી અત્યંત વૃદ્ધિ પામી–કોઇ મરતું જ નહિ. બ્રહ્મા તે સહન કરી શકયા નહિ.[૧૩] હે રાજા! જગતમાં એટલાં બધાં પ્રાણીઓ ઉભ-

---

* સંશયનો અર્થ મી૦ રૉયે Decision કીધો છે તે યથાર્થ નથી.

† ભૂતોની સંખ્યા પાંચની છે. તેઓના ગુણોની સંખ્યા પચાસની છે. બુદ્ધિના પાંચ ગુણો આ પંચાવન ગુણોમાં ઉમેરતાં બધુ મળીને ૬૦ ગુણો થાય છે.

‡ अनागतम् અર્થાત્ आगमविरुद्धम्. આનો અન્વય નીચે પ્રમાણે છે:–तत (तस्मिन् पूर्वश्लोकोक्ते जगदुत्पत्तिविषये यत ) अनागतं तव उक्तं तत् चिंताकलिलं. (त्वं तु) सम्प्रति इह (लोके) तत् (मदुक्तं) भूतार्थतत्त्वं सर्वं अवाप्य भूतप्रभवात् ज्ञान बुद्धिः भव । भूतार्थनो અર્થ બ્રહ્મ થાય છે તથા भूतप्रभवात्‌નો અર્થ બ્રહ્મૈશ્વર્યથી થાય છે. સારાંશ કે, ભીષ્મપિતામહ ઇચ્છે છે કે જગતની ઉત્પત્તિના જૂદા જૂદા વાદો ઉપર લક્ષ ન દેતા, બ્રહ્મપ્રાપ્તિના માર્ગમાં સાવધપણે વિચરવું, કેમકે શાન્તાત્મા જ નિર્વૃત્તિકા–વૃત્તિ રહિત બુદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.

રાઈ ગયાં કે, જરાપણ અવકાશ (જગ્યા) રહ્યો નહિ. (તેમ) ત્રણે લોક એટલા બધા ગભરાઈ ગયા કે, શ્વાસ લેવાની પણ જગ્યા રહી નહિ.[૧૪] હે રાજા! તે ઉપરથી બ્રહ્માને સંહાર કરવાનો વિચાર થયો. તે વિચારવા લાગ્યા: 'આ વૃદ્ધિ પામેલી પ્રજાનો કેમ સંહાર કરવો.' જગતનો સંહાર કરવા માટે બ્રહ્માએ બહુ બહુ વિચાર કર્યો; પરંતુ સંહાર કરવાનું કોઈ પણ કારણ તેના જાણવામાં આવ્યું નહિ.[૧૫] એટલે હે મહારાજા! તેને ક્રોધ ચઢ્યો અને તેના શરીરાકાશમાંથી અગ્નિ ઉત્પન્ન થયો. તે અગ્નિવડે બ્રહ્માએ, સર્વ દિશાઓને બાળીને ભસ્મ કરી નાંખી![૧૬] ભગવાન બ્રહ્માના કોપમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિએ આકાશ, પૃથ્વી, સ્વર્ગ અને સ્થાવર જંગમરૂપ સર્વ જગતને બાળીને ભસ્મ કરી નાંખ્યું.[૧૭] પ્રપિતામહ બ્રહ્મા કોપાયમાન થવાથી તેના ઘોર ક્રોધાગ્નિવડે સ્થાવર તથા જંગમ સર્વ પ્રાણીઓ બળી ગયાં;[૧૮] ત્યારે, અહિંસાને જટાની પેઠે ધારણ કરનારા, વેદ તથા યજ્ઞના પતિ, વીર, સ્થાણુ (શંકર), શત્રુને હણનારા પરાક્રમી સર્વ લોકોને બળતા જોઈને, દયા લાવી, બ્રહ્માનો કોપ શાંત પાડવા તેને શરણે ગયા.[૧૯] પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી શંકર બ્રહ્માની પાસે ગયા કે, સંતપ્ત થયેલા પરમ દેવ બ્રહ્મા, શિવ પ્રતિ તે સમયે બોલ્યા:[૨૦] "હે સ્થાણુ! તું મારી પાસેથી વર લેવાને યોગ્ય છે, એમ હું માનું છું. તારા હૃદયમાં શી કામના છે તે કહે. હું તે હમણાં જ પૂરું."[૨૧]

इतिश्री महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्म पर्वविषे 'मृत्यु अने प्रजापतिनो संवाद' ए नामनो अध्याय २९६ मो समाप्त.

## અધ્યાય ૨૫૭ મો.

### મૃત્યુની ઉત્પત્તિ.

સ્થાણુએ કહ્યું:-"હે પ્રભુ! તું જાણ કે, સૃષ્ટિની પ્રજાના કલ્યાણાર્થે જ મારી આ પ્રાર્થના છે. હે પિતામહ! તેં જ આ પ્રજાને સરજેલી છે, તેથી તું આ પ્રજા ઉપર કોપ કર મા;[૧] તારા ક્રોધાનળથી સર્વ પ્રજાઓ બળી જાય છે. તેને આ સ્થિતિમાં જોઇને મને દયા ઉત્પન્ન થઇ છે. હે જગતના પ્રભુ! તું આ પ્રજાના ઉપર કોપ કર મા!"[૨]

પ્રજાપતિએ કહ્યું;-"હું કોપાયમાન નથી; તેમ પ્રજાની ઉત્પત્તિ ન થાય એવી પણ મને ઇચ્છા નથી. પરંતુ પૃથ્વીપર ભાર ઓછો થાય, એટલા માટે હું પ્રજાનો સંહાર કરું છું.[૩] હે મહાદેવ! આ પૃથ્વીદેવી પ્રજાના ભારથી દુઃખિત થઈ ગઇ હતી, અને તેના ભારથી પાણીમાં ડૂબવા માંડી હતી. તે પરથી તેણે મને તે જ વખતે પ્રજાનો સંહાર કરવા માટે પ્રેરણા કરી.[૪] મેં મારી બુદ્ધિવડે વૃદ્ધિ પામેલી આ પ્રજાનો સંહાર કરવાનો બહુ બહુ વિચાર કર્યો, પરંતુ જ્યારે મને પ્રજાના સંહારનો ઉપાય સૂઝ્યો નહિ, ત્યારે ક્રોધે મારા હૃદયમાં વાસ કર્યો!"[૫]

સ્થાણુએ કહ્યું:-"હે દેવના દેવ! પ્રાણીઓનો સંહાર કરવો છે, તે માટે તું ક્રોધ કર મા. પ્રસન્ન થા, ને આ સ્થાવર તથા જંગમ પ્રજાનો નાશ કરવો બંધ કર.[૬] (તું જો,) પાણીનાં સર્વ તલાવો, સર્વ પ્રકારનાં તૃણ તથા વનસ્પતિઓ, તેમજ સ્થાવરજંગમાત્મક ચાર પ્રકારનાં પ્રાણીઓ, આમ સર્વ જગત્ બળીને ભસ્મ થઈ જાય છે; આ સૃષ્ટિ પ્રાણીઓ વગરની થવા માંડી છે. હે ભગવન્! હે સત્પુરુષ! 'તું પ્રસન્ન થા,' એ વર હું માગું છું.[૭-૮] આ પ્રજા એકવાર નાશ પામી, એટલે કોઈપણ રીતે પાછી આવશે નહિ; માટે તારો ક્રોધ, તારા પોતાના જ તેજવડે શાંતિને પામો![૯] હે પિતામહ! આ પ્રાણીઓનું હિત કરવાની ઇચ્છાથી બીજો કોઇ ઉપાય શોધી કાઢ, કે જેથી આ સર્વ પ્રાણીઓ બળીને ભસ્મ થતા અટકે.[૧૦] હું ઇચ્છું છું કે, આ પ્રજા નિર્વંશ થઇને નાશ ન પામે તો ઠીક. હે લોકેશ્વર! તેં મને અહંકારના અધિષ્ઠાતા દેવ તરિકે નિમ્યો છે;[૧૧] અને હે જગન્નાથ! આ સ્થાવર તથા જંગમાત્મક જગત, તારાથી ઉત્પન્ન થયું છે, માટે હે ઈશ્વરના ઈશ્વર! હું તને પ્રસન્ન કરીને તારી પાસે યાચના કરું છું કે, આ પ્રજા સમૂળગી નાશ ન પામતાં, જન્મ તથા મરણધર્મવાળી થાય (અર્થાત્ મરણ પામીને પાછી જન્મે એમ કર)."[૧૨]

નારદે કહ્યું:-સ્થાણુનું આવું વચન સાંભળીને, મન તથા વાણીને નિયમમાં રાખનારા બ્રહ્માએ, પોતાના તેજને પોતાના અંતરાત્મા વિશે સમાવી દીધું.[૧૩] અને લોકોમાં માન્ય થઇ પડેલા ભગવાન્ બ્રહ્માએ, પ્રલયાગ્નિનો પોતાના આત્મા વિશે ઉપસંહાર કર્યા પછી, પ્રજાનો તદ્દન નાશ ન થાય, એટલા માટે તેના જન્મમરણની વ્યવસ્થા કરી.[૧૪] બ્રહ્માએ જે સમયે રોષાનળનો ઉપસંહાર કર્યો, તે સમયે તે મહાત્માની સર્વ ઇન્દ્રિયોમાંથી એક સ્ત્રી ઉત્પન્ન થઈ.[૧૫] આ સ્ત્રીએ કાળું તથા રાતું વસ્ત્ર પહેર્યું હતું; તેના નેત્રનો નીચેનો અને અંદરનો ભાગ શ્યામ વર્ણનો હતો; તેની હથેળીઓ કાળી હતી; તેણે કાનમાં દિવ્ય કુંડળો પહેર્યાં હતાં.[૧૬] ને તે દિવ્ય અલંકારવડે શણગારાયલી હતી. બ્રહ્માની ઇન્દ્રિયોમાંથી નિકળી તે સ્ત્રી બ્રહ્માના જમણા ભાગ તરફ જઇને ઉભી રહી. જગતના ઈશ્વર એવા બ્રહ્મા અને શંકર બન્ને તે કન્યાને જોઇ જ રહ્યા.[૧૭] હે મહીપાલ! સર્વ લોકોના આદિ એવા બ્રહ્માએ તે કન્યાને જોઇને પોતાની પાસે બોલાવી અને કહ્યું; "હે મૃત્યુ! તું

આ પ્રજાનો નાશ કર![૧૮] ક્રોધાનળથી તપ્ત થયેલા એવા મેં, ઉત્પન્ન થયેલા પ્રાણીઓનો સંહાર કરવા માટે તને બોલાવી (ઉત્પન્ન કરી) છે.* હે સ્ત્રી! તું મૂર્ખ કે વિદ્વાનનો ભેદ રાખ્યા વિના સામાન્ય રીતે સર્વ પ્રજાનો, મારી આજ્ઞાથી સંહાર કર![૧૯] હે કામિનિ! કોઈનાપર પણ વિશેષતા રાખ્યા વિના તું સર્વ પ્રજાનો સંહાર કર; અને તું મારી આજ્ઞાવડે (એ કર્મ કરવાથી) પરમ શ્રેયને પામ કરીશ."[૨૦] આ પ્રમાણે બ્રહ્માએ કહ્યું તે સાંભળીને, કમળની માળા ધારણ કરનારી મૃત્યુ દેવી, બહુ જ ખિન્ન થઈ ગઈ. તે મોટા વિચારમાં પડી, અત્યંત અશ્રુપાત કરવા લાગી.[૨૧] પણ હે રાજા! તેણે પોતાના અશ્રુ ભોંયપર પડવા ન દેતાં એમના એમ પોતાના હાથમાં ઝીલી લીધાં, અને પછી લોકોનું કલ્યાણ કરવાની ઇચ્છાથી તે સ્વયંભૂ બ્રહ્માને પ્રાર્થના કરવા લાગી.[૨૨]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'मृत्यु अने प्रजापतिनो संवाद' ए नामनो अध्याय २९७ मो समाप्त.

## અધ્યાય ૨૫૮ મો.

### મૃત્યુ અને બ્રહ્માનો સંવાદ.

નારદે કહ્યું:-વિશાળ નેત્રવાળી તે સ્ત્રીએ પંડે જ પોતાનાં દુઃખને દૂર કર્યું. તેણે આંસુ લુછી નાંખ્યાં, લતાની માફક સરળ થઈ,[૧] અને પછી બ્રહ્માની પાસે બે હાથ જોડીને બોલી:-"હે વક્તાઓમાં શ્રેષ્ઠ પિતામહ! મારા સરખી સ્ત્રી અને વળી તેં ઉત્પન્ન કરેલી, ક્રૂર કર્મ કરનારી કેમ થાય-જે ક્રૂર કર્મ કરવાવડે પ્રાણી માત્ર અત્યંત ત્રાસને પામે?[૨] હું અધર્મથી ભય પામું છું; માટે તું મને (ગમે તે) ધર્મવાળું કાર્ય કરવાની આજ્ઞા કર. તું જુવે છે કે હું ભયગ્રસ્ત છું, માટે મારા ઉપર કરુણા ભરી દૃષ્ટિ કર.[૩] જેઓએ મારો કંઈ પણ દ્રોહ કીધો નથી એવા બાળકો, વૃદ્ધો અને યુવાનો એવા નિરપરાધી પ્રાણીઓને હણવાને હું શક્તિમાન્ નથી. હે પ્રાણીઓના ઇશ્વર! તને નમસ્કાર કરું છું, તું મારા ઉપર પ્રસન્ન થા.[૪] હું મનુષ્યોના વહાલા પુત્રોને, મિત્રોને, ભાઈઓને, માતાઓને, અને પિતાઓને હણીશ નહિ; કારણ કે તેઓને હણવાથી તેના સંબંધીઓ મને શાપ દેશે, તેથી હું ભય પામું છું.†[૫] જેઓનાં સગાસંબંધી મરણ પામ્યા હોય, તે દીન મનુષ્યોના આંસુથી ભીંજાયલાં નેત્રો અનંત કાળ સુધી મને બાળ્યા કરે, તેથી હું અત્યંત ભય પામું છું; અને એટલા માટે હું તારે શરણે આવી છું.[૬] હે દેવ! મારાવડે હણાયલા પાપકર્મ કરનારાઓને યમના લોકમાં નાંખવામાં આવે છે; માટે હે વરદાયક! હે પ્રભુ! હું તને પ્રસન્ન કરું છું, તું મારા ઉપર પ્રસન્ન થા.[૭] હે લોકોના પિતામહ! હું તારી પાસેથી એટલી જ કામના પરિપૂર્ણ થવાને ઇચ્છું છું. હે મહેશ્વર! હું તને પ્રસન્ન કરવા માટે તપશ્ચરણ કરવાની ઇચ્છા કરું છું."[૮]

પિતામહે કહ્યું:-"હે મૃત્યુ! મેં પ્રજાનો સંહાર કરવા માટે તને ઉત્પન્ન કરી છે; માટે જા, તું સર્વ પ્રજાનો સંહાર કરીને તારું કાર્ય કર! (એ કર્મ યોગ્ય છે કે અયોગ્ય છે એપર) વિચાર કર નહિ.[૯] આ કાર્ય અવશ્ય થવું જ જોઈએ; તેમાં કદી ફેરફાર થશે નહિ. હે પાપરહિત નિર્દોષ અંગવાળી સ્ત્રી! મેં જે પ્રમાણે તને કહ્યું છે, તે પ્રમાણે તારે કરવું!"[૧૦]

(ભીષ્મ યુધિષ્ઠિરને અને નારદ અનુકંપ રાજાને કહે છે) હે મોટા બાહુવાળા! હે શત્રુના નગરને જિતનારા રાજા! બ્રહ્માનું એવું વચન સાંભળીને મૃત્યુ દેવી કંઈ પણ બોલી નહિ, પરંતુ ભગવાન્ પિતામહની સામે જોતી જ ઉભી રહી.[૧૧] બ્રહ્માએ તેને પુનઃ પુનઃ એ પ્રમાણે જ કહ્યું; તથાપિ એ સ્ત્રી જાણે સત્વહીન (ભાન વિનાની) થઈ ગઈ હોય તેવી દેખાવા લાગી. ત્યારપછી દેવોના દેવ તથા ઈશ્વરના ઈશ્વર (તે મૃત્યુદેવીને આ પ્રમાણે દિગ્મૂઢ જોઈ) મૌન રહ્યા.[૧૨] મૃત્યુદેવીનું આવું ધર્મશીળપણું જોઈ, બ્રહ્મા પંડે પોતાના આત્માને વિશે આત્માવડે પ્રસન્ન થયા; તથા તે લોકેશે, હાસ્ય કરીને વિશ્વ તરફ દૃષ્ટિ કરી.[૧૩] અજિત એવા ભગવાન્ બ્રહ્માનો રોષ શાંત પડી ગયો, એટલે દેવી મૃત્યુ બ્રહ્માની પાસેથી ચાલી ગઈ, એમ અમારા સાંભળવામાં આવ્યું છે.[૧૪] હે રાજેન્દ્ર! તે કન્યા, પ્રજાનો સંહાર કરવાની વાતનો સ્વીકાર કર્યા વગર, ઉતાવળી ઉતાવળી નાશી જતી હોય, એમ માયાપુરીમાં આવેલા ધેનુક નામના તીર્થમાં ગઇ.[૧૫] ત્યાં રહી તે દેવીએ એક પગે ઉભા રહીને પંદર પદ્મ‡ વર્ષ સુધી મહાદુશ્ચર એવું ઉત્તમ તપ કર્યું.[૧૬] અને પછી જ્યાં મૃત્યુ દેવી પરમ કઠિન એવું તપ કરતી હતી, ત્યાં મહાતેજસ્વી એવા બ્રહ્મા આવ્યા; અને મૃત્યુદેવીને કહ્યું:-[૧૭] "હે મૃત્યુદેવી! તું મારું કહેવું માન્ય કર!" પરંતુ હે તાત! મૃત્યુદેવીએ બ્રહ્માના વચનનો અનાદર કરીને ત્વરા સાથે એક પગે ઉભી રહીને બીજાં સાત પદ્મ વર્ષ સુધી પુનઃ તપશ્ચરણ કર્યું.[૧૮] અને હે માન આપનારા રાજા! તે પછી તે મૃત્યુદેવીએ, સોળ પદ્મ વર્ષો સુધી એક પગ ઉપર ઉભી રહીને તપ

* દેવો તથા ઋષિઓના સંબંધમાં કંઇ પણ વિચાર કરવો અથવા બોલાવવું એ એક જ અર્થવાળા પર્યાયછે. † પાંચમા શ્લોકના દ્વિતીયા વિભક્તિવાળાં જેટલાં નામો છે તે સર્વ કર્મોનું ક્રિયાપદ ૪ થા શ્લોકમાં हरेयम् પદ છે. ‡ એક પદ્મ એટલે ૧,૦૦૦,૦૦૦,૦૦૦ વર્ષ.

કર્યું અને દશ હજાર પદ્મ વર્ષો સૂધી તે મૃત્યુ દેવીએ, હે તાત! વનમાં મૃગોની સાથે ફરીને તપ કર્યું.*[૧૯] હે નરશ્રેષ્ઠ! તે પછી તે દેવીએ વીસ હજાર વર્ષ સૂધી વાયુનો આહાર કરીને તપ કર્યું, અને તે પછી એટલાં જ વર્ષ સૂધી ઉત્તમ રીતે મૌન ધારણ કરીને તપ કર્યું.[૨૦] તે પછી હે રાજા! તેણે આઠ હજાર વર્ષ સૂધી જળમાં રહીને તપ કર્યું અને તે પછી, હે ઉત્તમ રાજા! તે કન્યા કૌશિકી નદીના તીર ઉપર ગઈ.[૨૧] ત્યાં રહી વાયુનો તથા જળનો આહાર કરીને ફરી તપશ્ચરણ આરંભ્યું. ત્યાંથી મહાભાગ્યશાળી એવી તે કન્યા, ગંગાના તીર ઉપર ગઇ (ને ત્યાં રહી તપ કર્યું). ત્યાંથી મેરુ પર્વત ઉપર ગઈ.[૨૨] ત્યાં કાષ્ઠની પેઠે ચેષ્ટારહિત થઇને પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી, તે તપ કરવા મંડી. ત્યાંથી હિમાચળના શિખર ઉપર, જ્યાં દેવોએ યજ્ઞ કર્યાં હતો, ત્યાં ગઇ;[૨૩] અને ત્યાં, હે રાજેન્દ્ર! પગના એક અંગુઠા ઉપર ઉભી રહીને તેણે એક નિખર્વ વર્ષ સૂધી તપ કર્યું. એમ પ્રયત્નથી મૃત્યુએ પિતામહને પ્રસન્ન કર્યા.[૨૪] ત્યારે સર્વ લોકોની ઉત્પત્તિ તથા સંહાર કરનારા બ્રહ્મા ત્યાં જઈ મૃત્યુને કહેવા લાગ્યાઃ “હે પુત્રી! તું એ શું કરે છે? તું આ મારું કહેવું માન્ય કર!”[૨૫] એવું વચન સાંભળીને ભગવાન્ પિતામહને મૃત્યુએ કહ્યું; “હે દેવ! હું પુનઃ તારી કૃપાને ઇચ્છું છું; અને વિનતિ કરી કહું છું કે, હું પ્રજાનો સંહાર કરીશ નહિ.”[૨૬] (એ સમયે, એવા કર્મથી મને) અધર્મ લાગશે, એવી શંકાથી ભયભીત થયેલી મૃત્યુને બ્રહ્માએ જોઇ. તેને, આજ્ઞા નહિ પાળવા માટે પિતામહને આજીજી કરવામાં રોકાયલી જોઈ, દેવના દેવ બ્રહ્માએ શાંત પાડી પુનઃ આ પ્રમાણે વચન કહ્યું:[૨૭] “હે કલ્યાણિ મૃત્યુદેવી! પ્રજાનો સંહાર કરવામાં તું પ્રવૃત્ત થા; તેથી તને અધર્મ લાગશે નહિ. તું આ પ્રજાનો સંહાર કર. હે કલ્યાણિ! મેં તને જે વચન કહ્યું છે, તે કોઇ પણ રીતે મિથ્યા થશે નહિ.[૨૮] (મારી આજ્ઞા પાળવાથી) સનાતન એવો ધર્મ તારા શરીરમાં પ્રવેશ કરશે, અને હું તથા દેવતાઓ સદાય તારું હિત કરવામાં પરાયણ રહીશું![૨૯] આ તારી બીજી કામના, જે તારા હૃદયમાં છે તે હું પૂર્ણ કરું છું. જીવતી પ્રજાઓ વ્યાધિની પીડાથી મરણ પામશે, એટલે તેઓ તારા ઉપર દોષારોપ મૂકી શકશે નહિ.[૩૦] તું પુરુષોને વિશે પુરુષરૂપે રહીશ, સ્ત્રીઓને વિશે સ્ત્રીરૂપે રહીશ અને નપુંસકોને વિશે નપુંસકરૂપે રહીશ.”†[૩૧] આ રીતે બ્રહ્માએ કહ્યું; એટલે હે મહારાજ! દેવી મૃત્યુ, બે હાથ જોડીને પુનઃ મહાત્મા બ્રહ્મા પ્રતિ બોલી: “હે અવિનાશી દેવેશ! હું પ્રજાનો સંહાર કરીશ નહિ!”[૩૨] બ્રહ્માએ પુનઃ તેને કહ્યું; “હે મૃત્યુ દેવિ! તું મનુષ્યોનો સંહાર કર. હે કલ્યાણિ! હું તારે માટે એવો ઉપાય શોધી કાઢીશ કે, પ્રજાનો સંહાર કરતાં તને અધર્મ લાગશે નહિ.[૩૩] હે મૃત્યુ દેવિ! મેં તારી આંખમાંથી પડેલાં જે અશ્રુઓનાં બિંદુઓને જોયાં છે, અને જે અશ્રુ બિંદુઓને તેં પૂર્વે તારા બન્ને હાથમાં ઝીલી લીધાં હતાં, તે અશ્રુબિંદુઓ સમય આવતાં ભયંકર વ્યાધિનું રૂપ ધારણ કરીને મનુષ્યોનો સંહાર કરશે.[૩૪] વળી સર્વ પ્રાણીઓનો અંતકાળ આવે ત્યારે કામને તથા ક્રોધને એકઠા કરીને પ્રાણીઓના તરફ તું પ્રેરજે. આ પ્રમાણે કરવાથી અમાપ એવો ધર્મ તારો આશ્રય કરશે અને નિષ્પક્ષપાત રહીને ધર્મને પાળવાથી તને (કદી) અધર્મ લાગશે નહિ.‡[૩૫] તું આ પ્રમાણે ધર્મનું પાલન કરીશ તો તારા આત્માને અધર્મને વિશે ડુબાડીશ નહિ. તે માટે તને જે અધિકાર આપવામાં આવે છે, તે અધિકારનો તું ઇચ્છાનુસાર સ્વીકાર કર અને પ્રાણીઓને કામ તથા ક્રોધની સાથે જોડીને તેઓનો સંહાર કર.§”[૩૬] પછી દેવી મૃત્યુ બ્રહ્માના શાપથી ભય પામી તે સમયે બોલી; “ઠીક છે; હું તારી આજ્ઞા પ્રમાણે વર્તીશ.”

આમ કહીને દેવી મૃત્યુએ, તે દિવસથી પ્રાણીઓના અંતકાળને સમયે કામ તથા ક્રોધને તેના તરફ મોકલી, તેઓને મોહિત કરીને, તેઓ દ્વારા પ્રાણીઓના પ્રાણ હરણ કરવા માંડ્યા છે.[૩૭] મૃત્યુ દેવીનાં જે અશ્રુઓ હતાં, તે મનુષ્યોને માટે રોગરૂપ થઇ પડ્યાં છે; અને સર્વે પ્રાણીઓના પ્રાણ જવા સમયે તે અશ્રુઓનાં બિન્દુઓ રોગરૂપે થઈને પ્રાણીઓનાં શરીરોને પીડે છે. તે માટે કોઇએ પણ બુદ્ધિથી વિચાર કરીને મરેલાઓનો શોક કરવો નહિ.[૩૮] હે રાજસિંહ! જેમ મનુષ્યો સુષુપ્તિ અવસ્થામાં હોય છે, ત્યારે તેઓની સર્વ ઈન્દ્રિયો શાંત પડી જાય છે; અને તેઓ પાછા જાગૃદવસ્થામાં આવે છે, ત્યારે સર્વે ઈન્દ્રિયો પાછી તેઓને પ્રાપ્ત થાય છે; તે જ પ્રમાણે મનુષ્યો

* નિર્દોષ મૃગો સાથે વનમાં વસી તપ કરવા માટે, ઉદ્યોગ પર્વમાં યયાતીની કુંવરી માધવીની કથા જોવી.

† અર્થાત્ તું બ્રહ્મભાવને પ્રાપ્ત થઇશ તથા બ્રહ્મભાવ પામવાથી તને પાપનો લેશ પણ સ્પર્શ થઈ શકશે નહિ.

‡ અર્થાત્ મૃત્યુ સમયે પ્રાણી કામ તથા ક્રોધ મારનારો થવાથી-કેવળ નિર્વિકારી બની જશે, સર્વ ભૂલી જશે, મોહ મરી જશે, એથી તને પુણ્ય લાગશે, પણ કોઇ જાતનો દોષ લાગશે નહિ.

§ અર્થાત્ મૃત્યુ ટાંણે પ્રાણીઓની અચેતન અવસ્થા થવાથી તે કામ ક્રોધ રહિત બની જશે. એવી સ્થિતિમાં મૃત્યુના સમીપ જવાથી પ્રાણીપર ઉપકાર જ થાય છે.

મરણ પામે છે, ત્યારે તે પરલોકમાં જાય છે અને પાછા તેઓ જન્મે છે, ત્યારે સર્વ ઇન્દ્રિયો પ્રાપ્ત થાય છે.[૩૯]

આ શરીરમાં જે પ્રાણવાયુ છે તે ભયંકર નાદ કરનારો, મહા ઓજવાળો, સર્વ પ્રાણીઓના પ્રાણ-રૂપ, અને ઇન્દ્રિયોનો દેવ છે. જ્યારે આ દેહ પડી જાય છે, ત્યારે તે જૂના દેહમાંથી નિસરી, જૂદે રૂપે નવા દેહને વિશે નિવાસ કરે છે. તેટલા માટે, પ્રાણવાયુ આ શરીરમાં રહેનારાં તત્વોને વિશે સર્વ કરતાં શ્રેષ્ઠ ગણાય છે.[૪૦] દેવતાઓના પુણ્યોનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે તેઓ મનુષ્યપણાને પામે છે; તેમ જ મનુષ્યોનાં પુણ્યની જ્યારે વૃદ્ધિ થાય છે, ત્યારે તેઓ દેવપણાને પામે છે. માટે હે રાજાઓમાં સિંહ! તું તારા પુત્રનો શોક કર નહિ; તારો પુત્ર સ્વર્ગમાં જઇને કલ્લોલ કરે છે.[૪૧] આ પ્રમાણે મૃત્યુ દેવીને બ્રહ્માએ ઉત્પન્ન કરી છે, અને સમય આવે છે, ત્યારે તે યથાર્થ રીતે પ્રાણીઓના પ્રાણોનો સંહાર કરે છે. મૃત્યુ દેવીને જે અશ્રુપાત થયો હતો, તે રોગ રૂપે થયેલાં છે, અને તે અશ્રુઓ, પ્રાણીઓના મરણનો જ્યારે સમય આવે છે, ત્યારે પ્રાણીઓનો સંહાર કરે છે.[૪૨]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'मृत्यु प्रजापतिसंवाद' ए नामनो अध्याय २९८ मो समाप्त.

## અધ્યાય ૨૫૯ મો.

### ધર્મ શું? ધર્મ આ લોકમાં શ્રેય કરે છે કે પરલોકમાં?

યુધિષ્ઠિરે પૂછ્યું:–આ પૃથ્વીના સર્વ મનુષ્યો ધર્મના સ્વરૂપમાં શંકાવાળાં છે; માટે ધર્મનું સ્વરૂપ શું? ધર્મ ક્યાંથી ઉત્પન્ન થયો છે? તે મને હે પિતામહ! તું કહે.[૧] વળી ધર્મ આ લોકને માટે ઉપયોગી છે કે પરલોકને માટે પણ ઉપયોગી છે? અથવા તો ઉભય લોકને માટે ઉપયોગી છે, તે પણ, હે પિતામહ! તું મને કહે.[૨]

ભીષ્મે કહ્યું:–વેદો, ધર્મશાસ્ત્ર અને સદાચાર એ ત્રણ ધર્મનું મૂળ ગણાય છે; (અર્થાત્ તેમાંથી ધર્મ જાણી શકાય છે) અને ચોથું પ્રયોજન પણ ધર્મનું લક્ષણ છે, આમ વિદ્વાનો કહે છે.[૩] સનાતન ઋષિઓએ કયા કર્મ ધર્મવાળા છે અને કીયા કર્મો ઉત્તમ અને અધમ છે, તેનો નિર્ણય કર્યો છે. લોકોનો વ્યવહાર ચલાવવા માટે ધર્મના નિયમો પણ ઠરાવ્યા છે.*[૪] ધર્મનું ફળ બંનેલોકમાં–આ લોકમાં તથા પરલોકમાં–મનુષ્યને સુખના રૂપમાં મળે છે. પાપી મનુષ્યને ધર્મનું ફળ, તે ધર્મ-કર્મ કરતો ન હોવાથી મળતું નથી; પરંતુ તે પાપનો ભાગી થાય છે.[૫] કેટલાએક કહે છે કે, પાપી પુરુષ પાપમાંથી કદી મુક્ત જ થતો નથી. પરંતુ (કેટલાક કહે છે કે) આપત્તિકાળમાં જો કદાચ કોઈ અસત્ય ભાષણ કરે છે, તોપણ તેને તેનો દોષ લાગતો નથી.† ધર્મ કરનારા માણસને કદાચ આપત્તિ-કાળમાં અધર્મ કરવાનો પ્રસંગ આવી પડે, તોપણ તેને તે અધર્મ કર્મનું ફળ, ધર્મ કર્મ ફળ જેવું જ પ્રાપ્ત થાય છે; અર્થાત્ તેને પાતક લાગતું નથી. આ ધર્મનું સ્થાન આચાર છે અને એ આચારનો આશ્રય કરીને તું ધર્મને જાણીશ.[૬] (માણસનો એ તો સ્વભાવ જ છે કે, તે પોતે પોતાના દોષો જોતો નથી કે કહેતો નથી, પણ તે પરાયાના છિદ્રો શોધે છે અને ઉઘાડાં પાડે છે.) ચોર પારકાનું ધન ચોરે છે, અને તે ચૌર-કર્મની પેદાશ, ઉપરથી દેખાતા ધર્મકાર્યમાં વાવરે છે. અરાજકતાના સમયમાં પરનું ધન ચોરી, ચોર તેનાથી આનંદ ભોગવે છે.[૭] પરંતુ જ્યારે બીજા ચોર, તેનાં ચોરેલા ધનનું હરણ કરે છે; ત્યારે તે, (અપ-રાધીને શિક્ષા કરાવવા) રાજાની પાસે ફરીઆદ કરવા

---

* જેમકે જેઓનું ચિત્ત વિક્ષિપ્ત નથી એવા મહા સમર્થ પુરુષનો જનક, વસિષ્ઠ વગેરેની પેઠે ગૃહસ્થાશ્રમમાં પણ મોક્ષ થાય છે; પરંતુ જેનું મન વિક્ષિપ્ત છે, તેવા પુરુષને માટે સંન્યાસ વગેરે નિયમો કર્યા છે, કે તેમાં રહી ચિત્તની વિક્ષિપ્તતાનો નાશ કરે.

† સ્મરણમાં રાખવું કે ઋષિઓએ શાસ્ત્રો અને નિયમો ઘડ્યા છે, તે મનુષ્યો માટે છે, દેવતાઓ માટે નથી. ઘણાઓનું માનવું–વિચારવું છે કે, ખરેખરી આપત્તિમાં અસત્ય વચન, પ્રશંસનીય છે. પણ અસત્ય એ, સત્યસ્વરૂપ ને પ્રશંસનીય સર્વ સ્થાનમાં નથી, પણ પ્રસંગોપાત છે. દાખલા તરીકે કોઈ સ્ત્રી કે પુરુષપર વ્યભિચારનો આરોપ છે, તેવા પ્રસંગમાં પુરુષ કે સ્ત્રીના પ્રતિષ્ઠાના સંરક્ષણ માટે, પુરુષ, તેનો જાર, જૂઠી સાક્ષી આપે તો તે પાપ નથી–જોકે સાક્ષીદાર જાતે વ્યભિચારી છે. છતાં આટલું તો નક્કી જ છે કે, સાક્ષીદાર બીજા વિષયમાં સદ્ગુણી ને ધાર્મિષ્ઠ હોવો જોઈએ. તે સદા જ જૂઠો છે તો એ પ્રસંગમાં પણ પાપી જ છે. તેમ જ મોટી હાનિ થતી હોય તેવા પ્રસંગમાં અસત્ય ક્ષંતવ્ય છે. જેમ કોઈ ખૂની નિર્દોષને મારવા ધાય છે, સત્યવાદી જાણે છે કે નિર્દોષ અમુક સ્થાનમાં છૂપાયો છે. ખૂની સ્થાનના માલિકને પૂછે છે, એ સ્થાને સત્યવાદી અસત્ય કહે કે 'મેં જોયો નથી,' તો તે અસત્ય, પરિણામે સત્ય જેટલું પુણ્ય આપે છે; અને સત્ય, અસત્ય જેટલું પાપ ફળ આપે છે. વિચક્ષણ 'મનુષ્ય આવા પ્રસંગમાં દ્વિઅર્થિ સત્યાસત્ય આ પ્રમાણે બોલે છે. તે ખૂનીને કહે છે, 'ભાઇ આ કુટીરમાં ઘણા જણા વસે છે, પણ તેઓ એવા મેલા મનના છે કે જે જોય છે, તે બોલતા જ નથી! અને જે બોલે છે તેનામાં જોવાની શક્તિ જ નથી–કેવળ અંધ છે. હવે કહો ભાઇ, આ કુટીરનો માલિક શું કરે? કોને પૂછે ને કોણ જુએ?' ખુની તેના આવા ભાષણથી તેને કદાચ ગાંડો ધારી ચાલ્યો જશે. આ સત્યાસત્ય આ પ્રમાણે: નેત્રમાં જોવાની શક્તિ છે પણ વાચા નથી જીભમાં વાચા છે, પણ જોવાની શક્તિ નથી.

જવાની ઈચ્છા કરે છે. એવે સમયે પણ, પોતાનો માલ ચોરાયો છે તે માટે ચોર ઘણો ગુસ્સે થાય છે ખરો, છતાં જેઓ પોતાના ધનનું રક્ષણ કરી ઉપભોગ લે છે, તેઓનું ધન હરણ કરવાની તેને અંદરખાનેથી તીવ્ર ઇચ્છા થાય છે.[૮] તથાપિ તે ચોર (જ્યારે તેનું ધન ચોરાય છે ત્યારે) પંડે, ભય અને શંકાનો ત્યાગ કરી, પવિત્રપણાથી રાજદ્વારમાં ફરીઆદ માટે જાય છે. પરંતુ પોતાનાં હૃદયના દુષ્ટ ચરિત્રને તે રંચભાર જોતો (કે વિચાર કરતો) નથી.[૯] (આ જગતમાં) સત્ય વચન પ્રશસ્ય છે. સત્યના કરતાં કોઇ પણ વસ્તુ શ્રેષ્ઠ નથી. સર્વ જગત સત્યને આધારે ટકી રહેલું છે અને સર્વ સત્યને વિશે રહેલું છે.[૧૦] પાપી અને ભયંકર કર્મ કરનારા પુરુષો પણ જૂદા જૂદા સત્યના સોગન ખાઈને પરસ્પર દ્રોહ કરતા નથી, તેમ છળ કપટ પણ કરતા નથી, પરંતુ સત્યનો જ આશ્રય કરીને પોતાના પાપકર્મમાં પ્રવૃત્ત થાય છે.[૧૧] જો તેઓ પરસ્પર પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે, તો તેઓનો અવશ્ય નાશ થાય છે. પારકું ધન (કદી પણ) ચોરવું નહિ, આવો સનાતન ધર્મ છે.[૧૨] છતાં બળવાન્ પુરુષો માને છે કે, એ ધર્મ તો બળહીન-દુર્બળ પુરુષોએ ચલાવ્યો છે. પણ ભાગ્યવશાત્ જો બળવાન્ મનુષ્યનું નસીબ ફૂટી જાય છે અને તે નિર્બળ-ભીખારી થઈ જાય છે, ત્યારે તેવું બોલનાર બળિયાને પણ ધર્મમાર્ગ ઉત્તમ લાગે છે.[૧૩] તેમ મહા બળવાન્-અંગબળ અને સત્તાબળવાળા-પુરુષો, ખાસ કરીને કંઇ સુખી થતા નથી. તેટલા માટે તારે, કોઈપણ દિવસ કુટિલતા કરવાનો મનમાં વિચાર જ કરવો નહિ.[૧૪] જે મનુષ્ય સત્યે વર્તે છે, તેવા સત્યવાદી પુરુષને દુર્જનોનો, ચોરોનો કે રાજાઓનો ભય હોતો નથી. કોઈનું જરા પણ ભુંડું નહિ કરનારો સત્યવાદી પુરુષ, (સદા જ) ભયરહિત રહે છે અને બાહ્ય તથા આભ્યંતર પવિત્ર રહે છે.[૧૫] પણ વગડામાંથી હાંકી કાઢેલો ને ગામમાં દાખલ થયેલો મૃગ જેમ સર્વથી ડરે છે, તેમ ચોર પણ સર્વથી ડરે છે, અને પોતે જે પાપકર્મ કર્યું હોય છે, તેવું બહુધા બીજાઓને વિશે જુએ છે. (અર્થાત્ બીજાઓને પોતા જેવા જ પાપી જુએ છે.)[૧૬] પણ જે પવિત્ર પુરુષ છે તે સદા પ્રસન્ન અને સર્વ ઠેકાણેથી નિર્ભય રહે છે. તેવા પુરુષના પોતાનામાં કંઈક દુરાચરણ હોય છે તો તેવું તે બીજાને વિશે જોતો નથી.*[૧૭]

જેઓ પ્રાણીઓના હિતમાં પરાયણ રહેનારા છે, તેવા પુરુષો કહે છે કે, દાન દેવું એ ઉંચ ધર્મ છે. પરંતુ ધનવંત પુરુષો એમ માને છે કે, આ ધર્મ તો કૃપણોએ (નિર્ધનોએ) ચલાવ્યો છે![૧૮] પણ ભાગ્યવશાત્ જ્યારે એ ધનવંત, ભીખારી થઈ જાય છે, ત્યારે તે (પૂર્વ સ્થિતિનો ધનવાન્) ને એ દાન ધર્મ ઉત્તમ લાગે છે. અત્યંત ધનવંત પુરુષો પણ સંસારમાં સુખીયા નથી.[૧૯] માટે, પુરુષ બીજાઓનાં જે કર્મને પોતાના તરફ ઇચ્છતો નથી, તેવું પોતાને અપ્રિય લાગતું કર્મ, બીજા સાથે પણ તેણે કરવું નહિ.[૨૦] જે બીજાની સ્રીનો પ્રિતમ છે, તે (પોતાની સ્રીની સાથે વ્યભિચાર કરનારા,) બીજા પુરુષને દોષવાન્ કહી શકશે? ના. પરંતુ આવો પુરુષ પણ જ્યારે પોતાની સ્રીને વ્યભિચારિણી જુવે છે, ત્યારે તે કર્મને સહન કરી શકતો નથી.[૨૧] જે પુરુષને પોતાને જીવવાની ઇચ્છા હોય છે, તે બીજાનું શા માટે ખૂન કરે? માટે, જે વસ્તુની જે પોતે ઇચ્છા કરે, તે વસ્તુ બીજાઓને પણ મળે એવો વિચાર ડાહ્યા માણસોએ સદાય કરવો.[૨૨] પોતાના ઉપભોગમાં લેવા ઉપરાંત જે વૈભવો (ધન) વધે, તે બીજા નિર્ધન પુરુષોને વહેંચી આપવા. એટલા માટે જ વિધાતાએ ધનની વૃદ્ધિ (વ્યાપાર અને વ્યાજથી) કરવાનું નિર્માણ કર્યું છે.†[૨૩] મનુષ્યોએ એવા માર્ગે વર્તવું કે, જેથી દેવતાઓ પણ જે માર્ગમાં સામા આવીને ઉભા રહે; અથવા જ્યારે ધનનો લાભ થાય, ત્યારે યજ્ઞ કરવા તથા દાન આપવું, એ પણ શોભા આપનારું છે.[૨૪] પવિત્ર પુરુષો કહે છે કે, પ્રીતિપૂર્વક જે કંઇ આવી મળે છે, તે સર્વ ધર્મરૂપ છે. હે યુધિષ્ઠિર! ધર્મ તથા અધર્મના વિષયનું આ લક્ષણ છે તેને તું જો.[૨૫] પૂર્વે વિધાતાએ લોકકલ્યાણાર્થે આ સૂક્ષ્મધર્મ સ્થાપ્યો છે. (તદ્યપિ) સત્પુરુષોનું ચરિત્ર, જે ઉત્તમ ગુણોથી ભરપૂર છે. તે પણ, ઘણા સૂક્ષ્મ વિચારતંતુઓપર જેની રચના થઇ છે એવા ધર્મનું પાલન કરતાં, ઘણીવાર અંકુશિત (પણ) બન્યું છે.[૨૬] હે કુરુવંશમાં ઉત્તમ! મેં તને આ ધર્મનું લક્ષણ કહ્યું. માટે તારે કોઈ પણ રીતે કુટિલતાનું કાર્ય કરવામાં મન રાખવું નહિ.[૨૭]

**इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्म पर्वविषे 'धर्मनुं लक्षण' ए नामनो अध्याय २९९ मो समाप्त.**

---

* આ જગતમાં એવા મનુષ્યો પણ હોય છે કે તેઓથી અકસ્માત્ કે લાગણી પરા થવાથી કે લાલચ વશ થવાથી ઘોર કે પાપકર્મ બની જાય છે. પણ પાછળથી તે પશ્ચાત્તાપ કરે છે; અને કોઈ બીજાની તેવી વાત જાણે છે, ત્યારે મન સાથે શંકા કરે છે કે, "ના, એ એવું કર્મ કરે એવો ન હોય! એ મારા જેવો મૂઢ નથી! એ તો સજ્જન છે!" એ લક્ષણ શ્રદ્ધાવાનનું છે. † અર્થાત્ ધનનો જે વધારો છે, તેનાથી ગરીબોનું પોષણ કરવું; પરંતુ કેવળ ધનની જ વૃદ્ધિ કર્યા કરવી નહિ ને પોતાના ઉપયોગમાં લેવું એવો કર્તાનો નિયમ નથી.

## અધ્યાય ૨૬૦ મો.

### ધર્મ શું? અધર્મ શું?

યુધિષ્ઠિરે કહ્યું:-તું કહે છે કે, ધર્મ સૂક્ષ્મવિચાર-તંતુઓપર અવલંબી રહેલો છે; વળી તે સત્પુરુષોના આચરણ ઉપરથી માલમ પડે છે; વળી તે જૂદા જૂદા કર્મોથી અંકુશિત છે, અને તું વળી કહે છે કે, તેનાં લક્ષણો વેદોમાં કહેલાં છે. મને એમ લાગે છે કે, મારા પંડમાં જે પ્રતિભાશક્તિ રહેલી છે તેનો આશ્રય કરીને, અનુમાનદ્વારા ધર્મ શું? અને અધર્મ શું? તે બે વચ્ચેનો ભેદ હું ઘણી સારી રીતે જાણી શકીશ. (છતાં ધર્મવિષયક મને ઘણા સંશયો છે.)[1] મારા હૃદયમાં ઘણા પ્રશ્નો હતા, તે સર્વ પ્રશ્નોના ઉત્તરો તેં મને આપ્યા છે. પણ હે રાજા! આ એક બીજું પ્રશ્ન કરું છું. એ પ્રશ્ન કંઈ દુરાગ્રહથી અને ખાલી તકરાર માટે કરતો નથી; પરંતુ જિજ્ઞાસાબુદ્ધિથી કરું છું.[2] દેહધારી પ્રાણીઓ પોતાની મેળે જન્મે છે, જીવે છે, અને પોતાના દેહનો ત્યાગ, સ્વભાવ ધર્માનુસાર (સાહજિક) કરે છે. હે ભરતવંશી રાજા! વેદ તથા શાસ્ત્રોનો માત્ર પાઠ કરવાથી કંઇ ધર્મ શું? અને અધર્મ શું? તેનો નિશ્ચય થઈ શકતો નથી.*[3] સુખમાં રહેનારા પુરુષનો ધર્મ જૂદો હોય છે; દુઃખમાં રહેનારા પુરુષોનો ધર્મ જૂદો હોય છે; અને આપત્તિકાળમાં, કીયો ધર્મ ગ્રહણ કરવો એવો નિશ્ચય વેદ-શાસ્ત્રનો પાઠ કરવાથી કેમ જાણવામાં આવે?†[4] વળી તારા કહેવા પ્રમાણે સત્પુરુષોના આચારને ધર્મ માનવામાં આવે છે અને આચારને લીધે પુરુષો સંત કહેવાય છે. આમાં લક્ષ્ય અને લક્ષણ એક બીજાનો આશ્રય કરીને રહેલાં છે. તેમાં કયું સાધ્ય છે અને કયું અસાધ્ય છે, તેનો નિર્ણય કરવામાં આવ્યો નથી; અને સત્પુરુષનો આચાર કોને કહેવો, એનો પણ નિર્ણય થયો નથી.[5] એમ જોવામાં આવે છે કે, પ્રાકૃત (સામાન્ય) મનુષ્ય અધર્માચરણ કરે છે, પરંતુ તેનું ફળ ધર્મરૂપે જોવામાં આવે છે. વળી કોઈ એક અપ્રાકૃત અર્થાત્ કોઈ મહાન્ પુરુષ, બાહ્ય રીતિએ જોતાં જે કર્મ અધર્મયુક્ત લાગે તેવા કર્મવડે ધર્માચરણ કરે છે.‡[6] જેઓ શાસ્ત્રવેત્તાઓ છે તેઓ પણ મારા કહેવાને પુષ્ટિ આપે છે; કેમકે આપણા સાંભળવામાં આવ્યું છે કે, વેદો પણ યુગે યુગે હ્રાસ પામતા જાય છે (ક્ષયને પામતા જાય છે).[7] સત્યયુગમાં એક ધર્મ હોય છે; ત્રેતાયુગમાં તેથી વળી બીજો જ ધર્મ હોય છે અને દ્વાપરમાં વળી તેથી બીજો જ ધર્મ હોય છે અને કળિયુગમાં વળી કેવલ જૂદા જ પ્રકારનો ધર્મ હોય છે. એમ મનુષ્યશક્તિ પ્રમાણે ધર્મની સ્થાપના જૂદા જૂદા યુગો માટે જૂદી જૂદી કરવામાં આવી છે.[8] આમ જ્યારે વેદમાં કહેલો ધર્મ, સર્વ કાળમાં એકસરખો લાગુ પાડી શકાતો નથી, ત્યારે વેદનાં વચન સત્ય છે એમ કેહવું, એ માત્ર લોકોને રંજન કરવા માટે કહેવામાં આવ્યું છે (એમ ધારી શકાય). હવે આ વેદોમાંથી સ્મૃતિઓ ઉત્પન્ન થઈ છે, જેનો વિસ્તાર વિશાળ છે.[9] સર્વે વેદો પ્રમાણ ગણાય છે, અને તેને લીધે તેમાંથી થયેલી સ્મૃતિઓ પણ પ્રમાણ ગણાય છે. પરંતુ શ્રુતિ અને સ્મૃતિ એ બન્ને વચ્ચે જ્યારે વિરોધ ઉભો થાય, ત્યારે તે બન્નેને કેવી રીતે પ્રમાણ ગણવા?§[10] તેમ જ મહા બળવાન્ દુરાત્માઓ ધર્મ ક્રિયાનો એકવાર નાશ કરી નાંખે છે, તો પછી તે ક્રિયા

---

* ટીકા પ્રમાણે યુધિષ્ઠિરનું પ્રશ્ન આ પ્રમાણે છે:-ભીષ્મે પૂર્વે કહ્યું છે કે ધર્મ અને અધર્મનું લક્ષણ પોતાના કર્મથી બીજાને સુખ થશે કે દુઃખ થશે તેનાપર બંધાયલું છે; વળી કહ્યું છે કે ધર્મ અને અધર્મ ભવિષ્યમાં સુખદુઃખ ભોગવાવવામાં આપણા ઉપર અસર કરે છે. યુધિષ્ઠિર કહે છે કે દેહધારી પ્રાણીઓ તો કુદરતી, પોતાની મેળે જન્મે છે, જીવે છે અને મરે છે એમ જોવામાં આવે છે. આ રીતે જ્યારે વિચારીએ છીએ, ત્યારે તો સ્વભાવ જ આપણા જન્મ, જીવન, મરણનું ખરું કારણ દેખાય છે, શ્રુતિવાક્યો નહિ. એ શ્રુતિવાક્યો ભલે ધર્મ અને અધર્મના લક્ષણ બતાવતા હોય, પણ તેનો કંઇ માનવજીવન સાથે સંબંધ દેખાતો નથી; માટે વેદાધ્યયન એકલું ધર્મ અને અધર્મનું જ્ઞાન આપી શકે નહિ, એમ યુધિષ્ઠિરને શંકા થાય છે.

† કેમકે આપત્તિ-દુઃખના અસંખ્ય પ્રકાર છે, અને પ્રત્યેક આપત્તિમાં કેવા ધર્મનું આચરણ કરવું અને કેવા પ્રકારનું વર્તન અધર્મરૂપ ગણાય, તે તો કોઇ શાસ્ત્રમાં નિશ્ચયપણે દર્શાવ્યું નથી.

‡ શૂદ્રો વેદ શ્રવણ કરે તો સીસું અને લાખ ગરમ કરીને તેના કાનમાં રેડવું, આમ કહીને વેદમાં શૂદ્રને વેદ શ્રવણ કરવાનો નિષેધ કર્યો છે; છતાં શૂદ્રો મોક્ષની ઇચ્છાથી ધર્મબુદ્ધિવડે ઉપનિષદો સાંભળે છે તે શાસ્ત્રદૃષ્ટિથી અધર્મ છે; છતાં ઉપનિષદ્‌ના જ્ઞાનવડે, બ્રહ્મને જાણી મોક્ષ પામ્યા છે; તેમ જ અગસ્ત્ય વગેરે મહાત્મા પુરુષે, દંડકારણ્યને શાપ આપીને મોટું હિંસક કર્મ કર્યું હતું, છતાં તે ધર્મરૂપ ગણાયું હતું-જો કે કોઇને શાપ આપવો તે અધર્મરૂપ છે. આમ ભ્રષ્ટ લોકોમાં શિષ્ટ પુરુષોનાં લક્ષણ જોવામાં આવે છે; અને શિષ્ટ પુરુષોમાં ભ્રષ્ટનાં લક્ષણ જોવામાં આવે છે; એટલા માટે સદાચારનો નિર્ણય કરવો એ કામ મહા કઠિણ છે.

§ અર્થાત્ એક સ્મૃતિમાં કહ્યું છે કે, સર્વૌદુમ્બરીં વેષ્ટિતવ્યા। અમુક કર્મમાં ઉંબરાની આખી સોટીને વસ્ત્રથી વિંટી લે અને બીજી શ્રુતિમાં એ જ કર્મમાં કહ્યું છે કે, ઉંબરાની સોટીનો સ્પર્શ કરીને મંત્રનો ઉચ્ચાર કરવો. અહીં વિંટવાનું કહેનારી સ્મૃતિ અપેક્ષાવાળી હોવાથી અપ્રમાણ ગણાશે; કારણ કે ઉંબરાની સોટીને આખી વિંટવામાં આવશે તો તેનો સ્પર્શ થઇ શકશે નહિ, તેથી તે સ્મૃતિવચન અપ્રમાણ થશે અને તેથી તે સ્મૃતિની મૂળભૂત શ્રુતિ પણ અપ્રમાણ થશે. આ રીતે શ્રુતિ તથા સ્મૃતિ વચ્ચે વિરોધ આવતાં, કહે છે કે, સ્મૃતિ કરતાં પણ શ્રુતિ બળવાન્ ગણાય છે, અને શ્રુતિમાં પણ ભેદ જણાય છે, તેનો ખુલાસો શો? એમ યુધિષ્ઠિરની શંકા છે.

પણ નાશ જ પામે છે.*૧૧ આપણે જાણીએ છીએ, અથવા તો નથી જાણતા, અથવા તો આપણામાં જાણવાની શક્તિ છે, કે જાણવાની શક્તિ જ નથી; પરંતુ ધર્મનું સ્વરૂપ સજૈયા–અસ્ત્રાની ધાર કરતાં પણ સૂક્ષ્મ છે અને પર્વતના કરતાં પણ મોટું છે.૧૨ ધર્મનું સ્વરૂપ પ્રથમ ગંધર્વ નગરના જેવું જોવામાં આવે છે; અને વિદ્વાનો જ્યારે તેને (સૂક્ષ્મતાથી) તપાસવા માંડે છે, ત્યારે તે પાછું અદૃશ્ય થઇ જાય છે.†૧૩ ગાયોને પાણી પીવાનાં નાનાં જળાશય તથા ખેતરના ઉપયોગ માટે કરેલા પાણીના છાછરા કયારા, જેમ જલદી સૂકાઇને નાશ પામે છે; તેમ જ સ્મૃતિમાં કહેલો સનાતન ધર્મ પણ કળિયુગના અંતમાં સદંતર નાશ પામે છે, (અને કયાંહી જોવામાં પણ આવતો નથી).૧૪ (કેમકે કળિયુગમાં) ઘણા દુષ્ટ પુરુષો કામનાથી દંભી બની શ્રદ્ધા વગર આચાર (ધર્મ) પાળે છે; કેટલાક બીજા પુરુષના ઈચ્છાને અનુસરે છે; એ સિવાય બીજા ઘણા, અનેક દુષ્ટ હેતુ પૂર્ણ કરવાને ધર્મ પાળતા જોવામાં આવે છે.‡૧૫ તથાપિ (તારા વચન પ્રમાણે તો) આવા દુષ્ટ સ્વાર્થથી પણ ધર્માચરણ કરનારાઓના ધર્મ કંઈ ખોટા નહિ કહી શકાય! વળી, મૂઢ લોકો કહે છે કે, સાધુ પુરુષોમાં જે ધર્મ જણાય છે તે માત્ર બકવાદ જ છે. રે! એટલેથી જ તેઓ અટકતા નથી, પરંતુ તેઓ સત્પુરુષોનું ઉપહાસ કરે છે અને તેઓને ઉન્મત્ત કહે છે.૧૬ ઘણા મહા પુરુષોએ§ પણ પોતાના ધર્મ તજી દઇને રાજધર્મનો સ્વીકાર કર્યો છે, પણ એટલાપરથી, હરકોઇ (મહાજન)નો આચાર, સર્વનું હિત કરનારો થઈ પડતો નથી.૧૭ એક આચારવડે, એક મહાપ્રભાવશાળી થાય છે, પણ તે જ આચાર બીજાને ધર્માચરણ કરવામાં અડચણરૂપ થઈ પડે છે; ત્યારે ત્રીજો પુરુષ પોતાની ઇચ્છાનુસાર આચાર પાળીને યોગ્યતાવાળો થતો જોવામાં આવે છે.‖૧૮ આમ, એક આચરણથી એક પુરુષ શ્લાઘ્ય થાય છે; અને તે જ આચરણથી બીજાનો ધર્મ નાશ પામે છે. આપરથી કોઈ પણ જોઈ શકે કે, સર્વે આચારોનું વ્યભિચારીપણું છે, અર્થાત્ અનેકપણું જોવામાં આવે છે.૧૯ આ ઉપરથી તો એમ જ દેખાય છે કે, પૂર્વના વિદ્વાનોએ જેને ધર્મ કહ્યો, તે જ માત્ર આજ સુધી ધર્મ મનાય છે! અને જે આચારપ્રણાલિકા તેઓએ સ્થાપી છે, તેના ઉપર જ સર્વ ભેદ અને મર્યાદા આધાર રાખી રહ્યા છે, ને તે જ નિરંતરના ગણાય છે.¶૨૦

इति श्रीमहाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविशे 'धर्मना प्रमाणो उपर आक्षेप' ए नामनो अध्याय २६० मो समाप्त.

## અધ્યાય ૨૬૧ મો.

### મહાતપસ્વી જાજલિ!

ભીષ્મે કહ્યું:–હે યુધિષ્ઠિર! (સુખાદિકની વ્યવસ્થામાં સ્વભાવ જ કારણ છે કે ધર્મ નિયામક છે) આ વિષયમાં તુલાધરને જાજલિ નામના ઋષિની સાથે (ધર્મના

---

* ઇન્દ્રે જનમેજયના અશ્વમેધમાં વિઘ્ન કર્યું, તે ઉપરથી અશ્વમેધની સંસ્થાનો જ લોપ થયો; જો કે જનમેજયનું તે કર્મ ધર્મવાળું હતું.

† આકાશમાં દૂર આઘે દેખાતા વરાળીયા ઘરો અને આકૃતિઓને ગાંધર્વનગર કહે છે. લોકોનું માનવું એવું છે કે એ નગરમાં, મનુષ્યોથી શ્રેષ્ઠ ગાંધર્વો રહે છે. પણ આ ગાંધર્વનગર દેખાવા માંડતા જ, જ્યાં જોવાનો પ્રયાસ કરવામાં આવે છે, ત્યાં તો તે પલકારામાં અદૃશ્ય થવા માંડે છે. યુધિષ્ઠિરના પ્રશ્નનો મુદ્દો એ છે કે, યજ્ઞયાગાદિક કર્મો સ્વર્ગાદિક સુખને મેળવી આપનારા હોવાથી પ્રથમ લલચાવનારા અને મનુષ્યના હૃદયને આનંદ આપનારા હોય છે, પણ તત્ત્વજ્ઞાનના પ્રકાશવડે જ્યારે તેને યથાર્થ રૂપમાં તપાસવામાં આવે છે, ત્યારે તે ક્ષુલ્લક અને નકામા થઇ પડે છે, અને કંઇ પણ ઉપયોગના દેખાતા નથી; કારણ કે કર્મો અને તેનાં ફળો અનિત્ય છે. ગીતામાં કહ્યું છે કે, જ્યારે પુણ્ય ક્ષીણ થાય છે, ત્યારે સ્વર્ગનું સુખ ભોગવનારાને પણ પાછું મૃત્યુલોકમાં આવવું પડે છે.

‡ જેમ કે કેટલાકો ધનના લોભથી, માંસના લોભથી યજ્ઞાદિક કરાવે છે; પણ તે કંઈ સત્ય ધર્મ નથી. તેથી, સત્ય ધર્મના પ્રમાણ તરીકે જેઓનું આચરણ આપણે સ્વીકારી શકીએ એવા સત્પુરુષો કોણ છે એનો નિર્ણય કરવો કઠીણ છે, એમ આ શ્લોકમાં યુધિષ્ઠિરનું કહેવું છે.

§ ટીકાકાર મહાજન અથવા સાધુ પુરુષના દાખલા તરીકે દ્રોણનો દાખલો આપે છે. આવા પુરુષો મહાજન છે તેમાં કંઇ શક નથી, પણ તેઓનું કર્મ ને આચાર, ધર્મ તરીકે કેમ સ્વીકારી શકાય? યુધિષ્ઠિરનું કહેવું એ છે કે, જેને આપણે મહાજન અથવા સાધુ ગણીએ અને જેના આચારને ધર્મરૂપ માનીએ, એવા મહાજનના કર્મ અને તેઓના આચાર ઉપરથી કયા પ્રમાણને આધારે ધર્મનિર્ણય ઉપર આવવું?

‖ વિશ્વામિત્ર, જમદગ્ન્ય અને વસિષ્ઠના દાખલા આ શ્લોકની પુષ્ટિમાં ટીકાકાર ટાંકે છે. શસ્ત્ર વિદ્યાની પ્રવીણતા માટે વિશ્વામિત્ર વિખ્યાતિને પામ્યા છે; જમદગ્ન્ય–પરશુરામ, એ શસ્ત્ર વિદ્યાના ભોગે પોતાનું બ્રાહ્મણત્વ ગુમાવી બેઠા છે; અને વસિષ્ઠે જોકે વિશ્વામિત્રને શસ્ત્ર અસ્ત્રની મદદથી શિક્ષા કરી હતી, તોપણ તેના ધર્મને કોઈ પણ જાતની હાનિ થઈ નહોતી.

¶ યુધિષ્ઠિર આ અધ્યાયમાં પોતાનો મત દર્શાવતાં કહે છે કે ધર્મ, કર્મ, આચાર એ શ્રુતિ સ્મૃતિઓ ઉપર કે સુખ દુઃખ, કાર્યાકાર્યની વ્યવસ્થા ઉપર અવલંબેલા નથી, પણ સનાતન કાળથી શુદ્ધ રીતે પ્રવૃત્ત થયેલા સ્વભાવથી જ પ્રવર્ત્યા કરે છે. વળી આને જ ધર્મ કહેવો–આને જ અધર્મ કહેવો, એ વિષયમાં કોઈ નિર્વિવાદ પ્રમાણ મળતું નથી; માત્ર જેને પૂર્વ કાળનાઓએ ધર્મ કહ્યો, તેને જ આજ સુધી આંધળાની માફક ધર્મ તરીકે સ્વીકારવામાં આવે છે, પણ તે ઉપર કોઈ વિચાર જ કરતું નથી, અને સુખ દુઃખનાં કારણો તો સ્વભાવ છે.

સંબંધમાં) જે સંવાદ થયો હતો, તે પુરાતન ઈતિહાસ આ પ્રમાણે ઉદાહરણરૂપ છે.[૧] કોઈએક વનમાં ફરનારો જાજલિ નામનો મહાતપસ્વી બ્રાહ્મણ, સમુદ્રના તીરપર જઈને તપ કરવા લાગ્યો.[૨] આ બ્રાહ્મણ(વાનપ્રસ્થાશ્રમના) નિયમ પાળનારો, નિયમિત રીતે આહાર કરનારો, ચીથરા અને મૃગચર્મ પહેરનારો, માથે જટા ધારણ કરનારો હતો. તે બુદ્ધિમાન્ મુનિએ ઘણાં વર્ષ સૂધી શરીર ઉપર ગારો અને મળ ધારણ કરી યોગી પેરે મૌન રહી તપ કર્યું.[૩] હે મહીપતિ! મહા તેજસ્વી અને (સમુદ્રના) જળમાં વાસ કરનારા તે વિપ્રર્ષિને, એક સમયે (વિશ્વની) સર્વ વસ્તુઓ જોવાની ઇચ્છા થવાથી, મનના જેવો વેગ કરીને લોકોને નિહાળતો નિહાળતો ફરવા લાગ્યો.*[૪] અરણ્ય, નદી, સરોવર સાથે સાગરરૂપ કટિમેખલાવાળી આખી પૃથ્વી જોઇને તે પાછો પોતાના જળના આવાસમાં આવીને રહ્યો. તે યોગી એક વખતે વિચાર કરવા લાગ્યો કે,[૫] 'આ સ્થાવર અથવા તો જંગમ જગતમાં મારા સરખો કોઈપણ (તપસ્વી) નથી કે જે આકાશમાં રહેલા તારા ગણમાં, તથા નક્ષત્રમંડળમાં મારી સાથે ચાલી શકે અને પાછો આવી જળમાં રહી શકે!'[૬] જળના મધ્યમાં રહેવાથી, રાક્ષસોવડે નહિ જોવામાં આવેલો તે આ પ્રમાણે પોને પોતાની મેળે બોલતો હતો, ત્યારે તેને પિશાચોએ કહ્યું; "તારે એમ બોલવું યોગ્ય નથી;" ( અર્થાત્ તારે ગર્વ કરવો નહિ )![૭] હે ઉત્તમ બ્રાહ્મણ! પૃથ્વીમાં મહા યશસ્વી તુલાધાર નામનો એક વૈશ્ય રહે છે, તે પણ તારી પેઠે બોલવાને યોગ્ય નથી. ( જો કે તે તારાથી શ્રેષ્ઠ છે, તો પણ તે આવું ગર્વવાળું વચન બોલતો નથી, તો તું કોણ?)[૮] આ રીતે પિશાચોએ જાજલિને કહ્યું, ત્યારે મહા તપસ્વીએ કહ્યું; "ઠીક, હું યશસ્વી અને બુદ્ધિમાન્ એવા તુલાધારને મળું."[૯] આ રીતે જાજલિ ઋષિ બોલ્યો કે રાક્ષસો તેને સમુદ્રમાંથી ઉપાડીને બહાર લાવ્યા, અને કહ્યું; "હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! આ માર્ગે થઇને તું જા!"[૧૦] આ રીતે ભૂતોએ જાજલિને કહ્યા પછી તે જાજલિ ઉદાસ થઇ આગળ ચાલ્યો, અને વારાણસીમાં જઈ તુલાધારને મળીને આ પ્રમાણે બોલ્યો.[૧૧]

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે ભીષ્મ! જાજલિએ પૂર્વે એવું શું દુષ્કર કર્મ કર્યું હતું કે, જેથી તેને પરમ સિદ્ધિનો લાભ થયો હતો, તે તું મને કહે.[૧૨]

ભીષ્મે કહ્યું:-હે યુધિષ્ઠિર! જાજલિ મહા ભયંકર તપ કરતો હતો. તે પ્રભાતે તથા સાયંકાળે સ્નાન અને આચમન કરવામાં તત્પર રહેતો હતો.[૧૩] અગ્નિની સારી રીતે સેવા કરતો તથા વેદનો સ્વાધ્યાય કરવામાં પરાયણ રહેતો હતો. તે વાનપ્રસ્થના ધર્મમાં પરાયણ રહેતો હોવાથી તે શ્રી અર્થાત્ વેદવિદ્યાવડે અત્યંત પ્રકાશતો હતો.[૧૪] વનમાં રહીને તપ કરતો. તેને પોતાના ધર્મને માટે અભિમાન નહતું. વર્ષાકાળમાં તે ખુલ્લા પ્રદેશમાં શયન કરતો, હેમંતઋતુમાં પાણીમાં બેસી તપ કરતો,[૧૫] ગ્રીષ્મઋતુમાં પવન અને તડકાને સહન કરતો, તપ કરતો, પરંતુ તેને પોતાના ધર્મનું અભિમાન નહતું. કષ્ટ થાય એવી અનેક જાતની શય્યાઓ તે કરતો, અર્થાત્ અનેક જાતનાં આસનો વાળીને બેસીને પણ તપ કરતો હતો. તે ( ખુલ્લી ) પૃથ્વીપર શયન કરતો હતો.[૧૬]

એક વખતે તે મુનિ વર્ષાકાળમાં ખુલ્લા પ્રદેશમાં બેઠા હતો, તે વેળાએ આકાશમાંથી મુશલધાર પડતા પાણીને પોતાના મસ્તકપર ઝીલી લઈ, તે બેસી રહ્યો.[૧૭] હે રાજા! તેને વારંવાર અરણ્યમાં જવું પડતું હતું, તેથી ત્યાંની ધૂળના બાઝવાથી ને વરસાદના પાણીથી પલળવાથી, તે પાપરહિત મુનિની જટા એક બીજા સાથે ગંઠાઇ ગઈ હતી.[૧૮] એક વખતે મહા તપસ્વી એવો તે મુનિ નિરાહાર રહી માત્ર વાયુનું જ ભક્ષણ કરવા લાગ્યો; અને શાંત થઇ કાષ્ઠની પેઠે હાલ્યા ચાલ્યા વગર સ્થિર ઉભો રહી તપ કરવા લાગ્યો.[૧૯] હે ભરતવંશી રાજા! જ્યારે તે મુનિ વૃક્ષના ઠુંઠાની પેઠે હાલ્યા ચાલ્યા વિના સ્થિર થઇને ઉભો રહી તપ કરતો હતો, તેવામાં તેના મસ્તક ઉપર કુલિંગપક્ષી-ચકલા ચકલીએ માળો ઘાલ્યો.[૨૦] બ્રાહ્મણ ઋષિ દયાળુ હતો, તેથી તેણે પોતાની જટામાં ખડના તણખલાઓનો માળો ઘાલનારા ચકલા ચકલીને ઉરાડી મૂકયા નહિ, પણ તેને માળો ઘાલવા દીધો.[૨૧] મહા તપસ્વી જાજલિ ઋષિ, વૃક્ષના ઠુંઠાની પેઠે જરા પણ હાલતો ચાલતો નહિ, તેથી પક્ષીનું જોડું તે જટામાં વિશ્વાસ સાથે સુખમાં રહેવા લાગ્યું.[૨૨] આમ કરતાં વર્ષાકાળ વીતી ગયો અને શરદ્ઋતુ આવી; એટલે કામવડે મોહિત થઇ ગયેલા તે ચકલા ચકલીએ ( પોતાનો માળો સલામત છે એવા ) વિશ્વાસવડે ગર્ભાધાન કર્યું;[૨૩] પ્રસવનો સમય આવ્યો કે, તે ઋષિના મસ્તક ઉપર ઇંડાઓ મૂકયાં. તેજસ્વી તથા ઉત્તમ વ્રતધારી મુનિએ, ઇંડા મૂકવાની વાત જાણી,[૨૪] પણ તે જાણ્યા પછી, મહાતેજસ્વી એવો એ જાજલિ મુનિ, હાલ્યા ચાલ્યા વગર ત્યાંનો ત્યાં જ ઉભો રહ્યો. કારણ કે તેનું મન નિત્ય ધર્મમાં રહેતું હતું. તે અધર્મને પ્રસન્ન કરતો નહતો.[૨૫] હે રાજા! તે પક્ષીનું જોડું દરરોજ ચારો ચરી આવ્યા પછી તે મુનિના મસ્તક ઉપર વિશ્વાસથી નિવાસ કરતું હતું અને અત્યંત હર્ષ

* તેનું સ્થૂળ શરીર તો સમુદ્રના જળમાંજ હતું, પણ સૂક્ષ્મ શરીરથી-યોગબળવડે તે વિશ્વમાં વિચરતો હતો.

પામતું હતું.[૨૬] થોડા દિવસમાં ઇંડાઓ સેવાઇને પુષ્ટ થયાં અને તેમાંથી બચ્ચાંઓ જન્મ્યાં. તે બચ્ચાંઓ તે ઋષિના મસ્તક ઉપર ઉછરવા લાગ્યાં. તોપણ જાજલિ ઋષિ તેનાથી કંપી ઉઠી, ત્યાંથી ખસ્યો નહિ.[૨૭] વ્રતધારી ધર્માત્મા જાજલિ મુનિ, ચકલાના બચ્ચાનું રક્ષણ કરવા લાગ્યો. તે હાલ્યા ચાલ્યા વગર ઉભોને ઉભો જ રહ્યો.[૨૮] કાળ વીતતાં તે બચ્ચાંઓને પાંખ આવી તે મુનિએ જાણ્યું કે નાનાં બચ્ચાંઓ પાંખોવાળાં હવે થયા છે.[૨૯] તે જાણીને વ્રતધારી જાજલિ, જે મહા બુદ્ધિમાન્ હતો, તે, તે પક્ષીઓને જોઇને અત્યંત પ્રસન્ન થયો.[૩૦] પેલું પક્ષીનું જોડલું પણ બચ્ચાંઓને મોટાં થયેલાં જોઇને હર્ષ પામ્યું, અને પોતાનાં બચ્ચાંઓની સાથે નિર્ભયપણાથી (મુનિની જટામાં સુખથી) રહેતું હતું.[૩૧] જાજલિ મુનિ, બચ્ચાંઓને પાંખોવાળાં જોઇને તથા ઉડીને બહાર જતાં તથા ત્યાંથી રોજ સાયંકાળે પાછાં આવતાં જોઇને, જરા પણ કંપતો નહિ.[૩૨] હવે તે બચ્ચાંઓને માતા પિતાએ છૂટાં મૂક્યાં હતાં. તેઓ એકલાં બહાર જતાં અને (એકલાં) પાછાં આવતાં; છતાં પણ જાજલિ જરા પણ ત્યાંથી ચસતો નહતો.[૩૩] હે રાજા! તે પક્ષીઓ આખો દિવસ બહાર ઉડ્યા કરતાં, અને સાયંકાળે પાછાં તે મુનિના મસ્તક ઉપર નિવાસ કરવાને આવતાં હતાં.[૩૪] જ્યારે તે પક્ષીબાળમાં શક્તિ આવી, ત્યારે કોઇ કોઇ વખત તો તે પાંચ પાંચ દિવસ સૂધી બહાર ફરતાં હતાં, અને છઠ્ઠે દિવસે પાછાં તેના જ મસ્તકપર આવી બેસતાં હતાં. છતાં જાજલિ ત્યાંથી ખસતો ન હતો.[૩૫] તે પક્ષીઓ બળવાન્ થયાં, ત્યારે તો તેઓ ઘણા દિવસો સૂધી પોતાના માળા તરફ પાછાં ફરતાં ન હતાં.[૩૬] પણ હે રાજા! તે પક્ષીઓ ઉડી ગયા પછી એક મહિના સૂધી પાછાં આવ્યાં નહિ; છતાં જાજલિ ત્યાંનો ત્યાં જ ઉભો રહ્યો[૩૭] પરંતુ જ્યારે તે પક્ષીઓ માળાનો ત્યાગ કરીને ઉડી ગયાં છે, એમ મુનિને લાગ્યું, ત્યારે જ તેણે તે સ્થાન છોડ્યું. જ્યારે તે પક્ષીબાળ, પોતાના હિત માટે ઉડી ગયાં,ત્યારે જાજલિને ગર્વ થયો કે હું સિદ્ધ છું! તેના મનમાં અભિમાને પ્રવેશ કર્યો.[૩૮] પક્ષીઓ આ રીતે પોતાની જટામાં ઉછરીને મોટાં થયા પછી ઉડી ગયેલાં જોઇને વ્રતધારી ઉદાર મનનો જાજલિ મનમાં અત્યંત પ્રસન્ન થયો.[૩૯] પછી ત્યાંથી ઉઠી, નદીમાં સ્નાન તથા આચમન કરીને, અગ્નિમાં હોમ કરી, મહા તપસ્વી એવા જાજલિએ, ઉદય પામતા સૂર્યનું ઉપસ્થાન કર્યું.[૪૦] તે પછી જપ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા જાજલિએ, પોતાના મસ્તક ઉપર ચકલાંચકલીને ઉછેર્યાં હતાં, તેના અભિમાનને લીધે પોતાની બન્ને કાખોને વગાડતો ને તેનો આકાશમાં અવાજ કરતો બોલી ઉઠ્યો; "મેં ધર્મ પ્રાપ્ત કર્યો છે!"[૪૧] એટલે આકાશવાણી થઇ, જે જાજલિએ સાંભળી. આકાશવાણીએ કહ્યું: "હે જાજલિ! તું ધર્મના વિષયમાં તુલાધારની સમાન નથી.[૪૨] તુલાધાર નામનો મહા બુદ્ધિમાન્ પુરુષ, વારાણસીમાં રહે છે. હે દ્વિજ! તું જે પ્રમાણે બોલે છે, તે પ્રમાણે બોલવાને તે પુરુષ પણ યોગ્ય નથી!"[૪૩] હે રાજા! એ વચન સાંભળીને, જાજલિ મુનિને ગુસ્સો ચઢચો અને તે, તુલાધારને જોવાની ઈચ્છાથી સમગ્ર પૃથ્વીપર ભટકવા લાગ્યો; અને જ્યાં સાયંકાળ થાય, ત્યાં વિશ્રાંતિ કરવા લાગ્યો.*[૪૪] કેટલેક કાળે તે વારાણસીપુરીમાં જઇ પહોંચ્યો; અને જોયું તો તે તુલાધાર બજારમાં પરચુરણ માલ વેચતો હતો.[૪૫] વ્યાપારપર જ આજીવિકા કરનારા તુલાધારે, જાજલિ બ્રાહ્મણને પોતા તરફ આવતો જોયો કે, તે ઘણા હર્ષથી ઉભો થયો અને તે અતિથિની આગતાસ્વાગતાથી પૂજા કરી.[૪૬]

પછી તુલાધારે કહ્યું,–"હે ઉત્તમ બ્રાહ્મણ! નિઃશંકપણે જાણ કે, તું મારી પાસે આવતો હતો, ત્યારથી જ હું તને જાણું છું. હવે હું તને એક વાત કહું છું, તે તું સાંભળ.[૪૭] તેં સમુદ્રના પાણીવાળા નીચાણ પ્રદેશમાં બેસીને મહા તપ કર્યું છે ખરું, પણ તેં તે પૂર્વે ધર્મનું લક્ષણ કોઇ પણ રીતે જાણ્યું નહતું.[૪૮] હે બ્રાહ્મણ! જ્યારે તું તપવડે સિદ્ધ થયો, ત્યારે તારા મસ્તક ઉપર પક્ષીઓના બચ્ચાંઓ ઉત્પન્ન થયાં હતાં અને તેં તે બચ્ચાંઓનું ઉત્તમ રીતે રક્ષણ કર્યું છે![૪૯] જ્યારે બચ્ચાંઓને પાંખો આવી, અને તેઓ ચારો ચરવા માટે આડાં અવળાં ઉડવા લાગ્યાં અને તેં ચકલાનાં બચ્ચાંનું રક્ષણ કરચું છે એમ માની, અભિમાનથી તું તને પોતાને ધર્મનિષ્ઠ માનવા લાગ્યો![૫૦] તત્સમયે, હે ઉત્તમ બ્રાહ્મણ! આકાશવાણીથી તેં મારા સંબંધી સાંભળ્યું. તે શબ્દથી તને અમર્ષ થયો અને તે કારણથી તું મને મળવા માટે આવ્યો છે; તો હવે, હે ઉત્તમ બ્રાહ્મણ! બોલ હું તારું શું પ્રિય કરું?"[૫૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'तुलाधार अने जाजलिनो संवाद' ए नामनो अध्याय २६१ मो समाप्त.

## અધ્યાય ૨૬૨ મો.

### અહિંસા ધર્મ પરમ છે.

ભીષ્મે કહ્યું:–હે યુધિષ્ઠિર! બુદ્ધિમાન્ તુલાધારે એ પ્રમાણે કહ્યું, એટલે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ એવો બુદ્ધિમાન્ જાજલિ, તેના પ્રતિ આ પ્રમાણે બોલ્યો.[૧]

* બંગાળની પ્રતમાં મૌન–મુનિવ્રત ધારણ કરી તે પૃથ્વીપર ફરવા લાગ્યો, એવો પાઠ છે.

જાજલિએ પૂછ્યું:-હે મહા બુદ્ધિમાન વૈશ્ય પુત્ર! તું સર્વ પ્રકારના રસો, સર્વ જાતના સુગંધી પદાર્થો, વનસ્પતિઓ, ઔષધિઓ, મૂળો (કંદો) અને ફળો વેચે છે, છતાં તને આવી નિષ્ઠાવાળી બુદ્ધિ ક્યાંથી પ્રાપ્ત થઇ? તેં આ જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત કર્યું? હે બુદ્ધિમાન્! એ સર્વ વાત તું મને સંપૂર્ણ રીતે કહે.[૨-૩]

ભીષ્મે કહ્યું:-હે યુધિષ્ઠિર! યશસ્વી એવા બ્રાહ્મણે આ પ્રમાણે તુલાધારને પૂછ્યું, ત્યારે ધર્મ તથા અર્થના તત્વને જાણનારા વૈશ્યે, ધર્મનું* સૂક્ષ્મ સ્વરૂપ કહેવાનો આરંભ કર્યો.[૪]

તુલાધારે કહ્યું;-હે જાજલિ! જે અવિનાશી-સનાતન છે એવો ધર્મ (સદ્દ્વ્યવહાર-નય વિદ્યા) છે, તે તેના રહસ્ય સાથે હું જાણું છું. જેથી સર્વ જ્ઞાત છે એવા પુરાણ ધર્મથી એ જૂદો ધર્મ નથી; અને તે ધર્મ એ જ કે, પ્રાણી માત્રનું હિત કરવું અને સર્વ સાથે મિત્રભાવથી વર્તવું.[૫] કોઇ પણ પ્રાણીઓનો દ્રોહ કર્યા વગર અથવા તો આપત્તિ કાળમાં સહેજસાજ દ્રોહ કરીને જે આજીવિકા કરવી, તેનું નામ ઉત્તમ ધર્મ કહેવાય છે. તેવી આજીવિકાથી, હે જાજલિ! હું જીવન ગાળું છું.[૬] આ મારું ઘર, બીજાઓવડે કપાવવામાં આવેલાં લાકડાં અને ઘાસથી બાંધેલું છે. અળતો (લાખનો રસ), પદ્મખ, તુંગ,† કસ્તુરી વગેરે નાના મોટા સુગંધી પદાર્થો;[૭] મદ્ય વગર, ઘી વગેરે જૂદા જૂદા રસો, બીજાની પાસેથી વેચાતા લઇને, કપટ કર્યા વિના, હે વિપ્રર્ષિ! હું વેચવાનો વ્યાપાર કરું છું.[૮] હે જાજલિ! જાણ કે, તે જ પુરુષ ધર્મના સ્વરૂપને જાણે છે કે, જે પુરુષ સર્વનો મિત્ર હોય છે; જે મન, વાણી તથા કાયાવડે સર્વના હિતમાં જોડાયલો હોય છે.[૯] હું કોઇને અનુકૂળ રહેતો નથી; કોઈનો વિરોધ કરતો નથી; કોઈનો દ્વેષ કરતો નથી; તેમ કોઇનું કશું પણ ઇચ્છતો નથી. હું સર્વ પદાર્થ અને સર્વ પ્રાણી પ્રતિ સમાનવૃત્તિ રાખું છું. હે જાજલિ! તું મારા આ વ્રતને જો. સર્વ પ્રાણી સંબંધી મારો કાંટો નિષ્પક્ષપાત છે.‡[૧૦] હું કોઈનાં કૃત્યોનાં વખાણ કરતો નથી, તેમ કોઇની નિંદા પણ કરતો નથી. હે વિપ્રેન્દ્ર! જેમ આકાશના રંગ ઘડી ઘડીએ બદલાય છે, તેમજ જગત્ વિશે લોકોના રંગ પણ ઘડી ઘડીમાં બદલાય છે.[૧૧] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ જાજલિ! જાણ કે હું સર્વ પ્રાણીના તરફ સમાન દષ્ટિ રાખું છું; હું, માટીના ઢેફાં, પત્થરમાં અને સુવર્ણમાં જરાએ ભેદ જોતો નથી.[૧૨] આંધળા, બહેરા અને ઉન્મત્ત પુરુષો, કે જેઓની ઇન્દ્રિયોનાં દ્વાર, દેવોએ બંધ કરી દીધાં હોય છે, તેઓ જેમ સદાય શ્વાસોચ્છ્વાસ લઇને પોતાને એક ઇન્દ્રિયની ખોટ હોવા છતાં સંતોષથી જીવન ગાળે છે, તેવી જ મારા દેખતાની પણ તારે સ્થિતિ સમજવી.[૧૩] જેમ વૃદ્ધ પુરુષો, આતુર પુરુષો, રોગાદિથી કૃશ થયેલા પુરુષો, કોઇ પણ પ્રકારના વિષયો તરફ ઇચ્છા વિનાના હોય છે; તેમ જ હું પણ અર્થ તથા કામના ઉપભોગમાં ઇચ્છા વિનાનો છું.[૧૪] જે પુરુષ જ્યારે જગતથી ભય પામતો નથી અને જગત જ્યારે તે પુરુષથી ભય પામતું નથી; તથા જે પુરુષ જ્યારે કોઇ વસ્તુની ઇચ્છા કરતો નથી, તેમ દ્વેષ પણ કરતો નથી, ત્યારે જાણવું કે તેને બ્રહ્મની પ્રાપ્તિ થઈ છે.[૧૫] કોઈ પુરુષ જ્યારે સર્વ પ્રાણીઓના ઉપર મન, વાણી અને કર્મવડે પાપયુક્ત ભાવના કરતો નથી, ત્યારે જાણવું કે તેને બ્રહ્મની પ્રાપ્તિ થઈ છે.[૧૬] કોઇ ભૂતરૂપ કે ભવિષ્યરૂપ નથી. કોઇ ધર્મ પણ નથી. જે સર્વ પ્રાણી માત્રને અભયરૂપે હોય છે તે અભયપદને પામે છે; અર્થાત્ બ્રહ્મવિતની એ સ્થિતિ છે.[૧૭] જે પુરુષ ક્રૂર વાણી બોલનારો છે તથા તીક્ષ્ણ શિક્ષા કરનારો છે ને જેનાથી મૃત્યુની પેઠે સર્વે લોકો ઉદ્વેગ પામે છે-થરથરે છે, તે પુરુષ મોટા ભયને પામે છે.[૧૮] જેઓ વૃદ્ધ છે અને પુત્ર તથા પૌત્રવાળા છે; તથા જેઓ વેદાજ્ઞા પ્રમાણે વર્તે છે એવા મહાત્માઓનાં §આચરણ જોઇને હું તેને પગલે ચાલું છું.[૧૯] સદાચારવડે અર્થાત્ કેટલાક અંશમાં વિરુદ્ધતા જોઈ મોહ પામેલો પુરુષ સનાતન ધર્મનો ત્યાગ કરે છે. આ મોહરૂપી કારણવડે વિદ્યાવાન્, જિતેન્દ્રિય અથવા કામ ક્રોધને જિતનારો પણ મોહ પામે છે.‖[૨૦] હે જાજલિ! બુદ્ધિમાન્ ને ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો જે પુરુષ પવિત્ર મનવાળો બનીને દ્રોહ ત્યજી દે છે ને સત્પુરુષોના આચારને પાળે છે, તે સત્વર ધર્મ (અને મોક્ષ) ને પ્રાપ્ત

* અત્ર ધર્મનો અર્થ સદ્દ્વ્યવહારનું શાસ્ત્ર યોગ્ય છે.

† 'પદ્મખ' એક જાતનું લાકડું, જે ઔષધિમાં ઉપયોગમાં આવે છે. 'તુંગ' કમળના મૃણાલને કહે છે.

‡ અર્થાત્ મારા મનથી બ્રાહ્મણ ને ચાંડાલ; હાથી ને કુતરું સર્વ સમાન છે; કેમકે બ્રાહ્મણમાં જે આત્મા છે, તે જ આત્મા ચાંડાળમાં છે, ને તે જ આત્મા કુતરા ને હાથીમાં છે; માત્ર ઉપાધિભેદે જૂદા જૂદા જણાય છે.

§ ટીકાકારે લખે છે કે, જે લોકોનાં આચરણ-કુલાચાર અહિંસક છે તે માનનીય ગણાય છે.

‖ બંગાળની પ્રતમાં विमुह्यते ને બદલે विमुच्यते એવો પાઠ છે. જો विमुच्यते પાઠ લઈએ તો તેનનો અર્થ સદાચાર લેવો તથા અર્થમાં ફેર એ થાય છે કે, જે સદાચારવડે મોહને પામી અજ્ઞાની સનાતન ધર્મનો ત્યાગ કરે છે, તે જ સદાચારવડે વિદ્વાન્, તપસ્વી અથવા બળવાન્ એટલે કામ ક્રોધને જિતનારો મોક્ષને પ્રાપ્ત થાય છે.

કરે છે.*[૨૧] નદીમાં જેમ દૈવેચ્છાથી કાષ્ઠ–લાકડું તણાય છે અને દૈવેચ્છાથી કોઇ બીજા કાષ્ઠની સાથે એકઠું મળી જાય છે અને નદીના પ્રવાહમાં, સાથે સાથે થોડે સૂધી ઘસડાયું જાય છે, પાછું જૂદું પડી જાય છે, તેમ જ આ જગતમાં પુરુષ પણ (પુત્રાદિકની) સાથે દૈવેચ્છાથી જોડાય છે (અને સમય આવતાં–જ્ઞાન થતાં, જૂદો પડી જાય છે).[૨૨] નદીના પ્રવાહમાં બીજાં કાષ્ઠો પણ, તણાતાં તણાતાં એક બીજા સાથે કોઇ વખતે એકઠાં મળે છે, તે પણ પાછાં છૂટાં પડી જાય છે. તૃણ, કાષ્ઠ તથા છાણાં, એકઠાં થતાં જોવામાં આવે છે. આ સંયોગ દૈવેચ્છાથી થયલો હોય છે, પણ ઇચ્છાપૂર્વક કે કાર્યાર્થે થયલો હોતો નથી.[૨૩] હે મુનિ! કોઇ પણ પ્રાણી કદી પણ જેનાથી ઉદ્વેગ પામતું નથી, તે મનુષ્યને કોઈ પ્રાણી તરફથી ભયનું કારણ મળતું નથી.[૨૪] પણ હે વિદ્વાન્ જાજલિ! સર્વે જળચરો જેમ વડવાનળથી ભય પામીને તીરપર ચાલી આવે છે, તેમ નહારની માફક જેનાથી સર્વ લોક ભય પામી નાસી જાય છે, તે પોતે પણ ભયને પામે છે.[૨૫] આ રીતે આ અભયદાનનો વિધિ જગતમાં પ્રકટ થયો છે. જેની જેવી શક્તિ હોય છે. તેણે તે પ્રમાણે એનું સેવન કરવું. જે પુરુષ સહાયવાળો તથા ધનાઢ્ય હોય છે, તે પુરુષ અભયદાનથી ઐશ્વર્યને તથા પરલોકને સંપાદન કરે છે;[૨૬] અને એટલા માટે જ વિદ્વાનો દ્રવ્યવાન્ અને સહાયવાનને ઉત્તમ ગણે છે. (કારણ કે મનુષ્યની સહાયતાવાળા અને ધનવાળાઓ અભયદાન આપી શકે છે), જેઓ બાહ્ય–નાશવંત સુખની મનમાં લાલસાવાળા હોય છે. તે પુરુષો કીર્તિને માટે અભયદાન કરે છે; અને જેઓ દક્ષ હોય છે, તેઓ પરબ્રહ્મને સંપાદન કરવા માટે અભયદાનને સેવે છે.[૨૭] તપશ્ચરણથી, યજ્ઞો કરવાથી, દાન દેવાથી, સત્ય વાક્યો બોલવાથી અને ડહાપણથી વર્તવાથી જે ફળ મળે છે, તે ફળ અભયદાન આપવાથી પુરુષને મળે છે.[૨૮] જે મનુષ્ય સર્વ પ્રાણીને અભયદાન આપે છે, તેને સર્વ યજ્ઞનું પુણ્ય મળે છે તથા છેવટે ફળ તરીકે તે પોતે પણ અભયપણાને પામે છે. અહિંસા ધર્મના કરતાં બીજો કોઈ શ્રેષ્ઠ ધર્મ નથી.[૨૯] જેનાથી કોઈ પણ પ્રાણી કોઈ પણ રીતે કદી પણ ઉદ્વેગ પામતું નથી તેને, હે મહા મુનિ! સર્વ પ્રાણીઓનાથી અભય મળે છે.[૩૦] પણ (શયન) ગૃહમાં રહેનારા સર્પથી જેમ સર્વ લોકો ભય પામે છે, તેમ જ જેનાથી સર્વ લોકો ભય પામે છે તેને, આ લોકમાં કે પરલોકમાં ધર્મની પ્રાપ્તિ થતી નથી.[૩૧] સર્વ પ્રાણીઓના આત્મારૂપ અને સર્વ પ્રાણીઓને આત્મારૂપે જોનારા તથા બ્રહ્મલોકાદિથી રહિત સ્થાનવાળા પુરુષના માર્ગમાં, બ્રહ્મલોકાદિ ઇચ્છાવાળા દેવતાઓ પણ મુંઝાય છે.[૩૨] સર્વ દાનોના કરતા પ્રાણીઓને અભયદાન આપવું એ ઉત્તમ કહ્યું છે. હે જાજલિ! આ હું તને સત્ય કહું છું, તેના ઉપર તું શ્રદ્ધા રાખ.[૩૩]

કામ્ય કર્મ કરનારો પુરુષ પ્રથમ સુભાગ્યવાળો હોય છે; પણ તે સ્વર્ગાદિક લોકમાં જઇને ત્યાંથી (પુણ્ય ક્ષીણ થવા પછી) પાછો આ લોકમાં આવી દુર્ભાગ્યવાળો થાય છે. તેના સત્કર્મનો ક્ષય જોઇને જ્ઞાની પુરુષો તેના કર્મની પ્રસંશા કરતા નથી.[૩૪] હે જાજલિ! ધર્મ અતિ

* આ શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ–વેદમાં સનાતન સત્ય ધર્મ વર્ણવેલો છે. તે છતાં વેદને માનનારા એવા કેટલાક સત્પુરુષોના આચરણમાં દોષ જોવામાં આવે છે. તેઓનું આવું આચરણ જોઇ, મૂઢ પુરુષો સત્ય ધર્મનો સમૂળગો ત્યાગ કરી દે છે; જ્યારે ડાહ્યો પુરુષ એ દોષોનો ત્યાગ કરી, સત્ય શું છે–વેદમાં કહેલો સનાતન–અવિનાશી ધર્મ કે વ્યવહાર–આચરણ શું છે, તે જાણી,–તેનો સ્વતઃ નિર્ણય કરી, તે પ્રમાણે વર્તી મોક્ષને પામે છે.

એક વચન છે કે सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः। अर्धेन कुरुते कार्यं सर्वनाशो न जायते ॥ જ્યારે સર્વ નાશ થવા જેવું હોય ત્યારે ડાહ્યો પુરુષ અર્ધું ત્યજી દે છે, અને અર્ધાથી પોતાનું કામ ચલાવી લે છે, તેથી તેનું સર્વ નાશ પામતું નથી અને મૂઢમતિ, અર્ધું જવાની બ્હીક હોય તોપણ આખું ત્યજી દે છે.

જગતમાં સારું અને નરસું સાથે જોડાયલું છે. ડાહ્યા મનુષ્યનું કામ તો હંસક્ષીરનીર ન્યાયે જ વર્તવામાં સમાયલું છે. હવે જેને આપણે સત્પુરુષ માનતા હોઇએ, અને જગત્ પણ જેને તે પ્રમાણે માનતું હોય, તેવા પુરુષના આચરણમાં કદાચિત્ દોષ દેખાય તો ડાહ્યા પુરુષે કેમ વર્તવું, એને માટે વેદમાં સ્પષ્ટ આજ્ઞા છે. તૈત્તિરીયોપનિષદમાં અધ્યયન સમાપ્ત કરીને સ્વગૃહે પુનઃ જતા શિષ્યને, ગુરુ કેટલીક શિક્ષાઓ આપે છે. ગુરુ શિષ્યને કહે છે કે यान्यनवद्यानि कर्माणि, तानि सेवितव्यानि, नो इतराणि। यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि, नो इतराणि॥ હે શિષ્ય! વેદાદિ શાસ્ત્રમાં કહેલા ધર્મો, અને શિષ્ટાચારને બાધ ન આવે એવા દોષરહિત કર્મોનું જ તારે સેવન કરવું; કિંતુ નિંદિત કર્મનું સેવન કદી પણ કરવું નહિ. કદાચિત્ નિંદિત કર્મ કોઇ કારણથી શિષ્ટ પુરુષે કર્યું હોય, તોપણ આપણે તેનું દૃષ્ટાંત લઇને તેવું કર્મ કરવું ન જોઇએ. આચાર્યના કે લોકોના, શાસ્ત્રની આજ્ઞાને અનુકૂળ જે જે સારાં કર્માં હોય, તેનું જ તારે સેવન કરવું યોગ્ય છે. અમે ઉપદેશકોમાંના કોઇમાં, કોઇ પ્રકારનો દોષ હોય તો તેનું સેવન કદિ પણ તું કરતો નહિ અથવા તો એવા મોટા પુરુષનું ઉદાહરણ પણ આપતો નહિ. એટલું જ નહિ પણ, એવો પ્રસંગ આવી પડે તો, અમારા કરતાં પણ વિશેષ પ્રશંસાપાત્ર કોઇ વેદશાસ્ત્ર જાણવાવાળા બ્રાહ્મણો હોય, તેને આસનાદિ આપી પ્રસન્ન કરી, તારા દુઃખની નિવૃત્તિ તારે કરવી અને તેનો સદુપદેશ ધારણ કરવો. ઇતિહાસ પુરાણમાં આવા પ્રસિદ્ધ દૃષ્ટાંતો ઘણાં મળી આવશે, કે જેઓને આજે આપણે ઇષ્ટ દેવ માનીએ છીએ, તેવા મહાત્માઓના જીવનવૃત્તમાં હાલની આપણી નીતિશાસ્ત્રની પ્રણાલિકા પ્રમાણે ન્યાય કરવા બેસીએ તો, ઘણાં નિંદ્ય કર્મો જોવામાં આવશે. શિષ્ટ પુરુષોના નિંદ્ય ભાગના જેવું આચરણ કરવાની શક્તિ આપણામાં છે, પણ તેઓએ જે મહાન્ સત્કર્મ કર્યું હોય તેનો એક લેશ પણ કરવાને આપણે અશક્ત છીએ. માટે જ્ઞાનીનું લક્ષણ એ જ છે કે, તેને જો સત્પુરુષમાં દોષ દેખાય તો તે જોવો નહિ, ને જોવાયો હોય કે જાણ્યો હોય તો તેનું ઓઠું લઈને ગ્રહણ પણ ન કરવો.

સૂક્ષ્મ છે.* વેદમાં (યજ્ઞાદિક સ્થૂલ) ધર્મનું જે વ્યાખ્યાન કર્યું છે, તે સ્વર્ગ તથા બ્રહ્મની પ્રાપ્તિ એમ ઉભયને માટે કર્યું છે.†[૩૫] ધર્મનું લક્ષણ અત્યંત ગૂઢ છે. તે એટલું બધું સૂક્ષ્મ છે કે, તે પૂર્ણ રીતે સમજી શકાય એમ નથી. વિરુદ્ધ વચનોમાં કેટલાક, સદાચારવાળા પુરુષોનાં આચરણ ઉપરથી ધર્મનો નિર્ણય કરી લે છે.‡[૩૬] જેઓ પશુઓના, ઢોરોના વૃષણને કાપી નાંખે છે, નાક વીંધે છે, પશુઓની પાસે–બળદોની પાસે ઘણો ભાર ઉપડાવે છે, દોરડાવતી બાંધે છે, કેદ કરે છે,[૩૭] પ્રાણીઓને મારી નાંખીને ખાય છે, તેઓનો તું કેમ વિનાશ કરતો નથી? મનુષ્યો જ મનુષ્યોને દાસ ગણીને તેનો ઉપભોગ કરે છે;[૩૮] અને તેઓને મારમારીને અને કેદ કરીને રાત દહાડો તેની પાસે વૈતરું કરાવે છે. (શા માટે?) માર તથા કેદખાનામાં રહેવાથી બીજાઓને જે દુઃખો પડે છે, તેથી તે મનુષ્યો અજ્ઞાત નથી.§[૩૯] સર્વ પ્રાણીઓમાં પાંચે ઇન્દ્રિયો તથા પાંચ ભૂતોના દેવતાઓનો વાસ છે. આદિત્ય, ચંદ્ર, વાયુ, બ્રહ્મા, પ્રાણ, ક્રતુ–યજ્ઞ અને યમ વગેરે સર્વ દેવતાઓ સર્વમાં રહે છે. રે! આ લોકમાં એવા મનુષ્યો પડેલા છે કે, જીવતા પ્રાણીઓના વેપારપર પોતાનો નિર્વાહ ચલાવે છે! જ્યારે જીવતા પ્રાણીઓનો વેપાર કરી પાપ માર્ગે પોતાનો નિર્વાહ કરે છે ત્યારે મરેલાઓને વેચવાનો તો વિચાર શો કરવો?[૪૦] બકરું અગ્નિનું રૂપ છે; ઘેટું વરુણનું રૂપ છે; ઘોડો સૂર્યનું રૂપ છે; પૃથ્વી એ વિરાટ્ દેવ છે;[૪૧] ગાય ને વાછરડાં સોમનું રૂપ છે. જે મનુષ્ય આ પ્રાણીઓને વેચે છે, તેનો કદી જય નથી. (છતાં લોકો તે પણ વેચે છે, તો મરેલા જનાવરો વેચવામાં શું પાપ માને?) હે બ્રહ્મન્! તેલ, ઘૃત, મધ તથા અન્ય ઔષધિઓ વેચવામાં શું દોષ છે?[૪૨] હે જાજલિ! ઘણા એવા પશુઓ છે કે, જેઓ ડાંશ, અને મચ્છર વિનાના ઉત્તમ દેશમાં સુખેથી ઉછર્યાં હોય છે. લોકો જાણે છે કે, તે પોતાની માતાને વહાલાં હોય છે. તેવાં પશુઓને વિખૂટાં પાડી લોકો તેને અનેક પ્રકારે દુઃખ દે છે;[૪૩] તથા તેઓને ઘણા ડાંશવાળા અને ઘણા કાદવવાળા દેશોમાં લઇ જાય છે. વળી ભારવાહી પ્રાણીઓ પાસે ગમે તે રીતે ભાર ઉપડાવે છે, તેથી તેઓ પીડા પામીને દુઃખી થાય છે. (બીજી તરફ દૃષ્ટિ કરતાં) કેટલાકો તો વેદમાં જે પ્રાણીને યજ્ઞમાં ઉપભોગ લેવાનું કહ્યું નથી, તેવા પ્રાણીઓને પણ દુઃખ દે છે![૪૪] આ કર્મના કરતાં બાળહત્યાને પણ હું અધિક માનતો નથી. કેટલાએક ખેતીને ઉત્તમ માને છે; પરંતુ ખેતીની આજીવિકા મહા ભયંકર છે.[૪૫] ખેતર ખેડતી વખતે લાકડાનું હળ પોતાના લોઢાના શંકુવડે પૃથ્વીનો તથા પૃથ્વીમાં રહેનારા જીવડાનો નાશ કરે છે! હે જાજલિ! હળમાં જોડાયલા બળદોની તરફ દૃષ્ટિ કર![૪૬] શ્રુતિમાં ગાય અને બળદોને अघ्न्या એટલે હણવાને યોગ્ય નહિ એવા નામથી વર્ણવવામાં આવ્યા છે. આવી ગાયો અને બળદોને કયો પુરુષ હણવાને યોગ્ય છે? જે પુરુષ બળદનું અથવા તો ગાયનું આલંભન (હિંસા) કરે છે, તે મહા પાપ કર્મ કરે છે.[૪૭]‖

પુરાતન કાળમાં ઋષિઓએ અને યોગીઓએ રાજા નહુષને કહ્યું હતું કે, "હે રાજા! તેં ગાયની હત્યા કરી છે તે, વેદ વચન પ્રમાણે તેં તારી માતાને હણવાનું પાપ કર્યું છે! વળી તેં વૃષભને (બળદને) હણ્યો છે, તેથી પ્રજાપતિને હણવાનું પાપ કર્યું છે.¶[૪૮] હે નહુષ! તેં અકાર્ય કર્યું છે, માટે તારે લીધે અમે પણ પીડા ભોગવીશું!" તે પછી હે જાજલિ! તે પાપ મહાભાગ્યશાળી ઋષિઓએ એકસો ને એક રોગરૂપે પૃથ્વીપર સર્વ પ્રાણીઓને વિશે વહેંચી નાંખ્યું હતું. ગોવધ કરનારા નહુષને તેઓએ કહ્યું હતું કે; "તેં ભ્રૂણહત્યા કરી છે, માટે અમે તારા હવિષ્‌ને અગ્નિમાં હોમીશું નહિ."$[૪૯–૫૦] પરંતુ આમ કહ્યા પછી મહાત્મા

---

* રૉયે અત્રે ધર્મનો અર્થ Duty કર્તવ્ય કર્યો છે.

† અહીં ટીકાકારે ભૂતનો અર્થ બ્રહ્મ કર્યો છે તથા ભવ્યનો અર્થ સ્વર્ગાદિ કર્યો છે. વેદમાં બંને ધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે; પણ કામ્યકર્મ સ્વર્ગાદિ આપે છે, જ્યાંથી પાછું પડવું પડે છે.

‡ શ્રુતિ અને સ્મૃતિમાં એક ઠેકાણે મધુપર્ક અને યજ્ઞમાં હિંસાની વાત કહી છે; અને બીજે ઠેકાણે અહિંસાની વાત કહી છે. આ રીતે પરસ્પર વિરુદ્ધ એવા આચારોને જાણ્યા પછી, યજ્ઞ માટે કરવામાં આવતી હિંસાના કરતાં અહિંસા શ્રેષ્ઠ છે, એમ જાણવામાં આવે છે.

§ તાત્પર્ય કે તેને તું નિંદતો નથી, અને હું જે રીતિયે આજીવિકા કરું છું તેની કેમ નિંદા કરે છે? જો મારું કર્મ અધર્મવાળું હોય તો તેમનું કર્મ મહા અધર્મવાળું નથી? બીજું આ શ્લોકપરથી સમજાય છે કે, પુરાતન કાળમાં આર્યાવર્તમાં ગુલામગીરીનો પ્રથા હોવો જોઇએ.

‖ पृषध्रो गां लमन्नित એવો પાઠ કેટલીક પ્રતમાં છે. આનો અર્થ એ થાય છે કે પૃષધ્ર નામના રાજાએ ગાયને વાઘ સમજી તેને મારી નાંખી. આ પ્રમાણેની વાત પુરાણમાં કેટલેક સ્થળે પ્રસિદ્ધ છે.

¶ ભારતવાસી સનાતની આર્ય પુરુષ, ગાયને માતા સમાન માને છે. 'ગાય માતા પાર્વતી!' તેનું દુધ બાળકોનું માતા પેરે પોષણ કરે છે. બળદને પ્રજાપતિ કહેવાનું કારણ એ કે, તે જનકલ્યાણ માટે નવી પ્રજા ઉત્પન્ન કરે છે.

$ નહુષે ઋષિઓને પ્રસન્ન કરવા ગૌહત્યા કીધી હતી; પણ તેથી ઋષિઓએ અપ્રસન્નતા દર્શાવી અને તેના પાપનું, મૂળમાં દર્શાવ્યા પ્રમાણે શમન કીધું હતું. ઇન્દ્રે બ્રહ્મહત્યા કીધી હતી, તે ઋષિઓએ સ્ત્રી આદિકમાં ઋતુસ્રાવરૂપે વહેંચી નાંખી હતી તેમ નહુષની ગૌહત્યાનું પાપ રોગરૂપે વહેંચી નાંખ્યું હતું.

તથા તત્વાર્થને જાણનારા સર્વે શાંત ઋષિઓ તથા યતિઓએ, પોતાના તપોબળથી જોયું તો જણાયું કે, નહુષે બુદ્ધિપૂર્વક ગૌહત્યા કરી નથી, પણ પ્રમાદથી કરી છે (તેથી જ તેઓએ પ્રમાદવડે કરેલો દોષ રોગરૂપે સર્વ લોકોમાં વહેંચી નાંખ્યો હતો).*૫૧ હે જાજલિ! આવા અકલ્યાણ કરનારા ભયંકર આચાર જગતમાં પ્રવર્તેલા છે; અને તું તેને બીજાઓની પેઠે પુરાતન કાળથી આવેલા ગણી અંધપરંપરાથી અનુસરે છે; પરંતુ તેમાં કારણ શું છે, તે તું કુશળતાથી (જ્ઞાનવડે) જાણતો નથી.†૫૨ જેમાં અધર્માચરણ દેખાતું હોય, પણ તેને ધર્માચરણ ગણ્યું હોય તો, તે) ધર્માચરણનું કારણ બુદ્ધિથી જાણીને પછી ધર્માચરણ કરવું; પરંતુ લોકોના આચરણ પ્રમાણે આંધળા થઇને વર્તવું નહિ.૫૩ હે જાજલિ! કોઇ મને દુઃખ દે અથવા કોઈ મારી સ્તુતિ કરે, એ બન્નેના સંબંધમાં મારા વિચાર કેવા છે, તે તું સાંભળ.૫૩ હું (મને હણનારાને અને મારી સ્તુતિ કરનારા) બન્નેને સમાન માનું છું. મને તેમાં કોઈ પ્રિય કે કોઈ અપ્રિય નથી. પંડિતો આવા ધર્મનાં વખાણ કરે છે.૫૪ યુક્તિયુક્ત એવા આ ધર્મનું યોગીઓ સેવન કરે છે અને ધર્મનિષ્ઠ પુરુષો પણ નિત્ય નિપુણ દૃષ્ટિથી આ ધર્મનું અવલોકન કરે છે.‡૫૫

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'तुलाधार अने जाजलिनो संवाद' ए नामनो अध्याय २६२मो समाप्त.

---

## અધ્યાય ૨૬૩ મો.

### હિંસા દંભથી કરવામાં આવે છે! ધર્મ માટે નહિ.

જાજલિ બોલ્યો;–હે હાથમાં ત્રાજવું ધારણ કરનાર! (ખેતીવાડી વગેરેનું ખંડન કરીને) તેં જે નિવૃત્તિરૂપ ધર્મ પ્રવર્તાવ્યો છે, તેથી તેં પ્રાણીઓના સ્વર્ગનાં દ્વારને તથા આજીવિકાને અટકાવી છે.૧ ખેતીવડે અન્ન ઉત્પન્ન થાય છે. તેનાપર તું પણ જીવે છે. ઓ વાણિયા! મનુષ્યો પશુઓની સહાયથી અને કૃષીફળ ઉપર તથા ઔષધિઓ ઉપર આજીવિકા કરે છે.૨ પશુઓ તથા ઔષધિવડે યજ્ઞ થઈ શકે છે. પણ તારો સિદ્ધાંત નાસ્તિકપણાનો છે. જો જીવનના વ્યવહારોનો ત્યાગ કરવામાં આવે; અર્થાત્ ખેતીવાડી વગેરેનો વ્યવહાર બંધ થાય, તો આ જગતનો અંત આવી જાય!૩

તુલાધારે કહ્યું;–ઓ જાજલિ બ્રાહ્મણ! હું નાસ્તિક નથી. હિંસા કર્યા વગર પ્રાણીઓની આજીવિકા કેમ ચાલી શકે છે તે હવે હું તને કહીશ. હું યજ્ઞની નિંદા કરતો નથી; પરંતુ યજ્ઞના સ્વરૂપને જાણનારો પુરુષ દુર્લભ છે.૪ બ્રાહ્મણને માટે જે યજ્ઞ નિર્માણ છે, તેને હું નમસ્કાર કરું છું!§ વળી જે બ્રાહ્મણ તે યજ્ઞને જાણે છે, તેને હું પ્રણામ કરું છું! પણ અફસોસ છે કે, બ્રાહ્મણને માટે જે યજ્ઞ કરવાની શાસ્ત્રમાં આજ્ઞા છે તે, તે ભૂલી ગયો છે ને ક્ષત્રિયના યજ્ઞનો તે આશ્રય કરી બેઠો છે!૫ જે ઘણા (અંધ) શ્રદ્ધાવાળા છે, તેઓને ધન સંપાદન કરવામાં તત્પર તથા નાસ્તિકો છે તેવા પુરુષોએ, હે બ્રાહ્મણ! વેદના અર્થવાદોનો સત્યાર્થ સમજ્યા વિના, ઉપર ઉપરથી સત્યના જેવું જણાતું, પરંતુ પરિણામે અસત્ય, એવા અનેક પ્રકારના યજ્ઞોનો ક્રમ ચલાવ્યો છે.૬ 'આ યજ્ઞમાં આ વસ્તુ આપવી જોઈએ!' 'આ બીજી વસ્તુ બીજા યજ્ઞમાં આપવી જોઈએ!' પ્રથમ કહેલો યજ્ઞ પ્રશસ્ય છે.‖ આ સર્વનું પરિણામ એ છે કે, હે જાજલિ! ચોરી તથા અનેક કુકર્મ થવાનો સંભવ રહે છે.¶૭ પરંતુ યજ્ઞમાં ઉત્તમ પ્રકારે (સન્માર્ગે) સંપાદન કરેલું દ્રવ્ય, હવ્યમાં જો આપવામાં આવે છે, તો જ દેવતાઓ સંતુષ્ટ થાય છે. નમસ્કારરૂપી હવિષ્, અગ્નિમાં આહુતિરૂપી હવિષ્ અને સ્વાધ્યાય અથવા વેદગાનરૂપી હવિષ્, જવ, ડાંગર, આદિક ઔષધિનું હવિષ્, આમ ઘણા પ્રકારનાં હવ્ય શાસ્ત્રમાં દર્શાવ્યાં છે. તેનાવડે દેવતાઓની યજ્ઞમાં પૂજા કરવાથી દેવતાઓ પ્રસન્ન થાય છે.૮ અસાધુ પુરુષોને (ઇષ્ટા પૂર્તાદિ કર્મોને લીધે) પાપી પ્રજા ઉત્પન્ન થાય છે. લોભી મનુષ્યોમાંથી લોભી પ્રજા ઉત્પન્ન થાય છે અને જેઓ સમાન દૃષ્ટિવાળા પુરુષો છે, તેનામાંથી સંતુષ્ટ પ્રજા ઉત્પન્ન થાય છે.

---

* કહેવાનું તાત્પર્ય એ કે, આ પ્રમાણે પ્રમાદથી–ગફલતથી કરેલા ગૌવધનો પણ જ્યારે આટલો મોટો દોષ છે કે જે હજુ સુધી રોગરૂપે પ્રજાને દુઃખ દે છે, તો પછી બુદ્ધિપૂર્વક કરેલા ગૌવધનો મહાન્ દોષ હોય તેમાં તો કહેવું જ શું!

† અર્થાત્ મધુપર્કાદિકમાં ગવાલંભ કરવો એમ પરાપૂર્વથી ચાલ્યું આવે છે અને તું પણ તે પ્રમાણે વર્તે છે; પરંતુ મહર્ષિઓએ તો મધુપર્કાદિકમાં ગવાલંભનો આચાર ગૌહત્યાને અટકાવવા માટે કર્યો છે, તેનો વિચાર જ કરવામાં આવતો નથી.

‡ આ અધ્યાયનું તાત્પર્ય એ છે કે, કોઇ પણ જ્ઞાની પુરુષે, કોઇ પણ કારણથી, કોઇ પણ જીવતા પ્રાણીને દુઃખ દેવું નહિ, પણ સર્વને સુખ આપવું ને સર્વનું પ્રિય કરવું. પશુને મારવું એ હિંસા નથી, પણ કોઇને પીડવું, સતાવવું, કટુ વચન બોલી સંતાપ ઉપજાવવો, દુઃખ દેવું એ સર્વનો હિંસામાં સમાવેશ થાય છે.

§ અર્થાત્ યજ્ઞમાં પશુ અને વનસ્પતિ–જેમાં પણ જીવ છે–તેની હિંસા જ થાય છે તેવો યજ્ઞ ક્ષત્રિયોને માટે છે. બ્રાહ્મણને માટે તો યોગયજ્ઞ કહ્યો છે.

‖ અર્થાત્ આવી રીતે લોભીયાને દંભી બ્રાહ્મણો ધન લાલચે, ધર્મને નામે અધર્મ પ્રવર્તાવે છે.

¶ કીર્તિની લાલચે યજ્ઞ કરવામાં આવે છે; યજ્ઞનો આધાર ધનપર રહેલો છે તથા ધનની પ્રાપ્તિ માટે અનેક કુકર્મો કરવાં પડે છે.

જો યજમાન અને ઋત્વિજો, કામનાની ઇચ્છાથી, યજ્ઞાદિ કર્મો કરે છે, તો તે પ્રમાણે તેની પ્રજા પણ કામનાવાળી ઉત્પન્ન થાય છે અને જો તેઓ નિષ્કામનાથી કર્મ કરે છે તો તેવી પ્રજા (યજ્ઞથી) ઉત્પન્ન થાય છે. જેમ આકાશમાંથી નિર્મળ જળ વરસે છે, તેમ યજ્ઞમાંથી પ્રજા ઉત્પન્ન થાય છે.[૯–૧૦] હે બ્રાહ્મણ! અગ્નિમાં જે આહુતિ હોમવામાં આવે છે તે સૂર્ય મંડળમાં પહોંચે છે; સૂર્યમંડળમાંથી જળની વૃષ્ટિ થાય છે; જળની વૃષ્ટિમાંથી અન્ન ઉત્પન્ન થાય છે અને અન્નમાંથી (વીર્ય બંધાય છે; તે વીર્યથી) પ્રજા ઉત્પન્ન થાય છે.[૧૧] પૂર્વકાળમાં પુરુષો કામના રહિત, નિષ્કામપણાથી યજ્ઞ કરીને સર્વ કામનાઓને મેળવતા હતા. પૃથ્વી ખેડ્યા વગર ધાન્ય ઉત્પન્ન કરતી હતી અને જગતનું શુભ ચિતન કરનારા ઋષિ મુનિઓના આશીર્વાદના મંત્રથી ઔષધિઓ તથા વનસ્પતિઓ ઉત્પન્ન થતી હતી.*[૧૨] પૂર્વકાળના મનુષ્યો યજ્ઞ કરતા, પરંતુ યજ્ઞનું કોઇ પણ ફળ કર્તાને મળે છે એવો વિચાર જ કરતા નહતા. જે પુરુષો, યજ્ઞ કરવાથી ફળ મળશે કે નહિ મળે, એવી શંકાથી કોઈપણ યજ્ઞ કરે છે,[૧૩] તેવા પુરુષોને બીજા જન્મમાં અસાધુ, ધૂર્ત, લોભીયા અને ધન સંપાદન કરનારા તરીકે અવતાર લેવો પડે છે. જે પુરુષ પ્રમાણરૂપ તથા શુભ એવા વેદને કુતર્કથી અપ્રમાણ અને અશુભ કહે છે, હે દ્વિજોત્તમ! તે પુરુષ પોતાના પાપી વિચાર માટે, નિઃશંક નર્કમાં પડશે! તેનો આત્મા પાપાત્મા જ છે, અને તેનો મોક્ષ થતો નથી.[૧૪–૧૫] જે પુરુષ વેદમાં વર્ણેલાં એવાં કર્તવ્ય કર્મને, નિત્યના કર્તવ્ય તરીકે જાણે છે, અને કોઇ દિવસ કર્તવ્ય કર્મ નહિ થયું તો ભયભીત થાય છે; જે પુરુષ એમ માને છે કે, યજ્ઞ યાગ વગેરે સર્વ બ્રહ્મરૂપ જ છે તથા જે પુરુષ આ જગતમાં પોતાને કર્તા તરીકે માનતો નથી, તેને શુદ્ધ બ્રાહ્મણ જાણવો.[૧૬] એવા બ્રાહ્મણનું કર્મ વિગુણ (અપૂર્ણ અથવા દોષવાળું) હોય, અથવા કુતરાં, સુકર વગેરે અપવિત્ર પ્રાણીઓએ તેનાં કર્મને ભ્રષ્ટ કર્યું હોય, તો પણ તે કર્મ શ્રેષ્ઠ છે, આમ અમે સાંભળીએ છીએ. પરંતુ જો, કર્મફળની કામનાથી જો તે કર્મ કરવામાં આવ્યું હોય અને તે કર્મ અપૂર્ણ રહી ગયું હોય તો તેનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ!†[૧૭] જેઓ પરમ પુરુષાર્થ (મોક્ષ) ની પ્રાપ્તિ માટે ઉત્સુક છે; જે સર્વ રીતે, જગતની સંપતિની લાલચથી રહિત છે; જે ભવિષ્યની વ્યવસ્થાને ધિક્કારે છે તથા જે અમત્સરી છે, તે તો સત્ય તથા દમને, યજ્ઞરૂપે ધારણ કરે છે![૧૮] જેઓને શરીર તથા આત્મા વચ્ચેના ભેદનું જ્ઞાન હોય છે, જેઓ યોગમાં કુશળ હોય છે, અને પ્રણવનું (ૐકારનું) અધ્યયન કરે છે, તેઓ બીજાઓને સંતુષ્ટ કરે છે.[૧૯] ૐકાર બ્રહ્મરૂપ છે; સર્વ દેવો આત્મારૂપ છે; અને તે જે બ્રહ્મવેત્તા છે, તેના વિશે તે રહેલો છે. હે જાજલિ! બ્રહ્મવેત્તા નિત્ય બ્રહ્માનંદમાં તૃપ્ત રહે છે અને બ્રહ્મવેત્તા જમીને તૃપ્ત થયો કે સર્વે દેવતાઓ પણ તૃપ્ત થાય છે.‡[૨૦] જેમ એક પુરુષ સર્વ રસોથી તૃપ્ત થયો હોય તેને બીજો કોઇ પણ રસ લાવીને આપે તોપણ તે તે રસનો જરા પણ સ્વીકાર કરતો નથી, તેવી જ રીતે ઉત્તમ પ્રકારના જ્ઞાનથી તૃપ્ત થયેલા બ્રહ્મવેત્તા પુરુષને પણ નિત્ય સુખ આપનારી તૃપ્તિ રહે છે.[૨૧] આવી જાતની બુદ્ધિ થવામાં માત્ર ધર્મ જ હેતુ છે. જ્ઞાનસંપન્નનો આશ્રય ધર્મ છે, તેનું સુખ ધર્મ છે, એમ જેઓ માને છે, તેઓ કાર્ય અને અકાર્યનો નિર્ણય કરે છે. એવો બુદ્ધિમાન્ મનુષ્ય, આ સર્વ જગત્ પોતાના આત્મામાંથી ઉત્પન્ન થયું છે, એમ જ માને છે!§[૨૨] કેટલાએક જે જ્ઞાન તથા વિજ્ઞાનવાળા પુરુષો છે, તેઓ આ સંસાર (સાગર)ના પારને પામવાની ઈચ્છાવાળા હોય છે; અને જેઓ પરમ શ્રદ્ધાવાન્ છે, તેવા સાત્વિક પુરુષો

---

* અર્થાત્ પૂર્વ કાળમાં કામના રહિત યજ્ઞો કરવામાં આવતા હતા. તેનું ફળ એ મળતું કે, ખેડ્યા વગર ધાન્ય નિપજતું અને ખેડ ન થતી તેથી પ્રાણીઓની હિંસા ન થતી, અને ઋષિઓના આશીર્વાદથી ઔષધિઓ ને વનસ્પતિ થતી હતી.

† કારણ કે ઉપઘાત થવાથી અમુક કર્મ નાશ પામ્યું આવી જે બુદ્ધિ થાય છે, તેનું સમાધાન પ્રાયશ્ચિત્ત વિના થતું નથી; પરંતુ જેને ફળની કામના નથી અને તેથી જ ઉપઘાતવાળું કે ઉપઘાત વિનાનું કર્મ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરે છે, તેને પ્રાયશ્ચિત્તની જરૂર રહેતી નથી.

‡ શ્રીકૃષ્ણને આપણે હાલમાં સર્વેશ્વર તરીકે માનીએ છીએ, એ વાત કોરાણે મૂકી એક આદર્શ અને સર્વગુણસંપન્ન, અને જે વેદશાસ્ત્રના તત્ત્વનો પાર પામ્યો છે એવા પરમ પુરુષ તરીકે જ્યારે આપણે એની ક્રિયાશક્તિની તુલના કરીએ, ત્યારે આપણે, જે એક યોગી પુરુષ બ્રહ્મને જાણ્યા પછી બ્રહ્મપદને પામેલો હોય છે, અને ત્યારપછી તેની સર્વ શક્તિઓ જેવી ખીલેલી હોય છે, તેવી જ સ્થિતિમાં આપણે તેનાં દર્શન કરીએ છીએ. શ્રીકૃષ્ણ પોતે ગીતામાં પોતાને પરબ્રહ્મ તરીકે ઓળખાવે છે, અને અનુગીતા અર્જુનને સંભળાવતાં પૂર્વે એમ સ્વીકારે છે કે, હવે તેનામાં ગીતામાં કહેલું જ્ઞાન પુનઃ કહેવાનું સામર્થ્ય નથી! આ વાત કથાનો નવો ઉપક્રમ કરવા માટે વ્યાસ ભગવાને લખી હશે એમ આપણે માનીએ, તો પણ એ અને એના જેવા બીજા પ્રસંગો જોતાં, આપણને એમ લાગે છે કે, શ્રીકૃષ્ણ એક મોટા યોગેશ્વર છે. ગીતાના અંતિમ ભાગમાં પણ એને મહાન્ યોગેશ્વર તરીકે જ વર્ણવ્યો છે. આવી યૌગિકશક્તિને આધારે જ એક તુલસીપત્ર ખાઇને દુર્વાસા અને ૮૮ હજાર તેના શિષ્યોને શ્રીકૃષ્ણે તૃપ્ત પમાડી, એમાં આશ્ચર્ય જેવું કંઈ નથી! આ કથા વનપર્વમાં જોવી.

§ આવો મનુષ્ય જગતને બ્રહ્મમય દેખે છે ને તે પંડે પણ બ્રહ્મરૂપ જ છે.

પરબ્રહ્મના ધામને પ્રાપ્ત કરે છે—જે ધામ અત્યંત પવિત્ર છે; જ્યાં પવિત્ર પુરુષો વસે છે; જે ધામમાં ગયાથી શોક કરવો પડતો નથી, મર્ત્યલોકમાં અવતરવું પડતું નથી, તેમ તેઓને પીડા પણ ભોગવવી પડતી નથી.[૨૩-૨૪] બ્રહ્મવેત્તા સાત્વિક પુરુષો સ્વર્ગની ઇચ્છા જ કરતા નથી. જેઓ બ્રહ્મરૂપી ધનથી કરવામાં આવતા યજ્ઞની ઉપાસના પણ કરતા નથી, તેઓ સન્માર્ગવલંબીઓને અનુસરે છે અને કોઇ પ્રાણીની હિંસા કર્યા વગર તેઓ (બ્રહ્મ) યજ્ઞ કરે છે.[૨૫] તેવા જ્ઞાની પુરુષો, વનસ્પતિઓને, ઔષધિઓને, ફળને અને મૂળને (કંદને) હવ્ય માને છે. એથી, ધનના લાલચુ અને ધનની ઇચ્છાવાળા ઋત્વિજો એવા મનુષ્યને યજ્ઞ કરાવતા નથી.[૨૬] પરંતુ જ્ઞાની એવા દ્વિજ પુરુષો, પોતાના આત્માને જ યજ્ઞની સર્વ સામગ્રી કલ્પીને, પ્રજાનું કલ્યાણ કરવાની ઇચ્છાથી, યજ્ઞ કરે છે અને તે યજ્ઞમાં પોતાના મનના સંકલ્પોનો હોમ કરે છે.*[૨૭]

એવા કારણથી લોભી ઋત્વિજો, જ્ઞાનીઓને યજ્ઞ કરાવતા નથી, પરંતુ મોક્ષની ઇચ્છા વિનાના ને સ્વર્ગને માટે મથનારા, પણ ખોટે માર્ગે ચઢેલા પુરુષોને, તેઓ યજ્ઞ કરાવે છે. પણ જે સત્પુરુષો છે, તે તો સર્વત્ર સમબુદ્ધિ રાખીને સ્વધર્મનું આચરણ કરે છે ને બીજાને સ્વર્ગમાં જવાનો માર્ગ કરી આપે છે. આવા બે જાતના આચરણો જોઇ, હે જાજલિ! મારી બુદ્ધિ પણ સર્વના ઉપર સદ્ભાવ રાખનારી થઇ છે.†[૨૮] (આ જગતના કોઇ પણ પ્રાણીની ઇચ્છા હિંસા કરવાની થતી નથી, ને) કર્મઠ અથવા ઉપાસક ધૂમાદિ માર્ગવાળા, અર્થાત્ પુનરાવૃત્તિવાળા અથવા અર્ચિરાદિ માર્ગવાળા અર્થાત્ અપુનરાવૃત્તિવાળા, જ્ઞાનસંપન્ન વિદ્વાન બ્રાહ્મણો (જેવી કામનાથી) યજ્ઞો કરે છે, તે યજનવડે અર્થાત્ યાગ કરવાવડે, હે મહામુનિ! તે દેવયાન માર્ગે કરી અર્થાત્ દેવયાન કે પિતૃયાન માર્ગવડે, ગમન કરે છે.‡[૨૯] જે સકામ કર્મ કરનારા છે, તેને (ફળરૂપે મળેલા સ્થાનમાંથી) પાછું આ લોકમાં અવતરવું પડે છે; પણ નિષ્કામ કર્મ કરનારાને આ લોકમાં અવતરવું પડતું નથી. જો કે બન્ને પ્રકારના યજ્ઞ કરનારાઓ (પોતે કરેલા યજ્ઞના ફળથી) દેવોના માર્ગમાં જાય ખરા, તો પણ તેઓને પ્રાપ્ત થતા અંતિમ ફળમાં આટલો (મોટો) ફેર રહેલો છે.§[૩૦] જ્ઞાની પુરુષોના સર્વ સંકલ્પો સિદ્ધ થાય છે તેથી બળદો પોતાની ઇચ્છાથી ખાંધપર ધૂસરી ધારણ કરીને ખેતી ખેડી આપે છે, તેનાં ગાડાં ખેંચે છે, અને ગાયો મનુષ્યના અડકયા વગર તેની ઇચ્છા પ્રમાણે પોતાની મેળે જ દુધ આપે છે.‖[૩૧] વળી જ્ઞાની પુરુષ જ્યારે યજ્ઞ કરવાની ઇચ્છા કરે છે, ત્યારે પંડે જ (માનસિક) યજ્ઞના સ્તંભોને ઉભા કરીને ઉત્તમ દક્ષિણાવાળા યજ્ઞો કરે છે!¶ આ રીતે જે પુરુષે યોગાભ્યાસથી પોતાના મનને શુદ્ધ કર્યું હોય, તે પુરુષ યજ્ઞ માટે ગૌની$ હિંસા કરી શકે છે.[૩૨] પણ હે બ્રહ્મન્! જેઓ એવા જ્ઞાનીના જેવા નથી, તેવા પુરુષો ઔષધિ, બીજ વગેરેથી યજ્ઞ કરવાને યોગ્ય છે! (પણ પશુ હિંસા કરવાને યોગ્ય નથી.) આમ ત્યાગ જ શ્રેષ્ઠ છે, તથી જ, મારી દૃષ્ટિ સમિપ તે રાખી, હું તને ત્યાગી પુરુષનાં લક્ષણ કહું છું.[૩૩] કામના રહિત ફળને માટે કાર્યનો આરંભ નહિ કરનારા, કોઇને નમસ્કાર નહિ કરનારા, કોઇની સ્તુતિ પણ નહિ કરનારા, જેનાં સર્વ કર્મો ક્ષીણ થઇ ગયાં હોય છતાં બળવાન્ છે, એવા પુરુષને દેવતાઓ બ્રાહ્મણ જાણે છે.**[૩૪] હે જાજલિ! જે પુરુષ બીજાને વેદ સંભળાવતો નથી, (યથાવિધિ) યજ્ઞ પણ કરતો નથી, અને (સત્પાત્ર) બ્રાહ્મણોને દાન પણ દેતો નથી, છતાં તે ઉત્તમ ગતિની ઇચ્છા કરતો હોય તો તે પુરુષ કઈ ગતિને પામે? (કોઇ પણ સારી સ્થિતિ નહિ જ; કેમકે) જે પુરુષ બ્રહ્મણના ધર્મનું પરિપૂર્ણ રીતે સેવન કરે છે, તે જ પરબ્રહ્મને પામે છે.[૩૫]

---

* કારણકે તેઓનાં પોતાનાં તો સર્વ કર્મો પૂર્ણ થયાં હોય છે; અર્થાત્ જ્ઞાની પુરુષો માનસિક યજ્ઞ કરે છે.

† ભાવાર્થ કે, આવાં આવાં કારણોથી-હિંસક ધર્મ અવનતિમાં આણનારો છે અને પ્રાણી માત્રપ્રતિ સદ્ભાવ રાખવાથી, મને સર્વનું જ્ઞાન છે. જે સદ્ચરિત્રશાળી છે, તે સ્વાત્મકલ્યાણ માટે કંઇ કરતો જ નથી. તેનું કર્તવ્ય કર્મ પ્રાણીમાત્રના કલ્યાણ માટે હોય છે. તુલાધાર કહે છે કે, હું સત્પુરુષોના નિર્માણ માટે પ્રવર્તું છું, ખોટે માર્ગે વળેલાની નીતિ રીતિએ નહિ.

‡ માર્ગ બે પ્રકારના છેઃ ધૂમાદિ માર્ગ તથા અર્ચિરાદિ માર્ગ અથવા તો પિતૃયાન માર્ગ તથા દેવયાન માર્ગ. આ અર્ચિરાદિ માર્ગના બે પ્રકારો છે. એક સકામ કરનારા તથા બીજા નિષ્કામ કર્મ કરનારા. આમાંથી સકામવાળાની પુનરાવૃત્તિ થાય છે તથા નિષ્કામવાળાની પુનરાવૃત્તિ થતી નથી. આ બે માર્ગવિના ત્રીજો જ્ઞાન માર્ગ છે. જેઓ આ માર્ગનું અવલંબન કરે છે તેને કોઈ પણ માર્ગનું અવલંબન કર્યાવિના એમને એમ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

§ તાત્પર્ય કે એક પ્રકારનો યજ્ઞ એવો છે કે, જેના ફળમાં જન્મમરણનો ફેરો છે, બીજા પ્રકારનો યજ્ઞ એવો છે કે, જેના ફળમાં જ્યાં ગયા પછી પાછું અવતરવાનું જ નથી.

‖ વસિષ્ઠ મુનિને ઘેર કામદુઘાની વાછરડી નંદિની ગાય, મનુષ્યના દોહ્યા વગર પોતાની મેળે જ પયધારા આશ્રમમાં વર્ષાવતી હતી.

¶ ભાવાર્થ-તેઓ માનસિક યજ્ઞ કરે છે, પણ બીજા યજ્ઞ કરતા નથી. માનસિક યજ્ઞમાં યોગબળથી સર્વ પદાર્થ ઉત્પન્ન કરે છે.

$ અત્ર ગૌ એટલે ગાય એવો અર્થ બરાબર નથી. પણ ગૌ એટલે ઇન્દ્રિયોનો સમુદાય લેવો જોઇએ. યોગીઓ ઇન્દ્રિયોની હિંસા કરે છે, એટલે તેને સર્વ રીતે મારી નાંખે છે!

** એ પૂર્ણ મોક્ષ પ્રાપ્તિનાં લક્ષણ છે. આવો પુરુષ કોઇને મસ્તક નમાવતો નથી, કોઇની સ્તુતિ કરતો નથી; કેમકે તે નિષ્કામ છે.

જાજલિએ પૂછયું:-હે વણિક્ પુત્ર! અમે આત્માનું યજન (માનસિક યજ્ઞ) કરનારા મુનિઓનું (આત્મયાજીઓનું) રહસ્ય સાંભળ્યું નથી. તે મહા ગૂઢ રહસ્ય સમજવું કઠિણ છે, તેથી હું તને પૂછું છું પૂર્વના ઋષિઓએ એ યોગમાર્ગના ઉપર ધ્યાન આપ્યું નહતું અને તેથી જ ઋષિઓએ પણ તે ધર્મની જગતમાં (સામાન્યજનને માટે) પ્રવૃત્તિ કરી નથી.[૩૬] હે વૈશ્ય! તું કહે છે કે, પાશવવૃત્તિના પુરુષો આત્મારૂપી તીર્થને વિશે યજ્ઞ કરી શકતા નથી; માટે તેઓ કયાં કર્મવડે સુખને પ્રાપ્ત કરશે? એ વાત, હે મહા બુદ્ધિમાન્! તું મને કહે. હું તારા શબ્દ ઉપર અત્યંત શ્રદ્ધા રાખું છું.[૩૭]

તુલાધારે ઉત્તર આપ્યું:-કેટલીક વખતે કેટલાક પુરુષો યજ્ઞ કરે છે, પણ તે યજ્ઞ કહેવાતો નથી (કેમકે જે યજ્ઞ શ્રદ્ધા રહિત હોય છે તે યજ્ઞ જ ન કહેવાય). તેમ તેવા (શ્રદ્ધારહિત) પુરુષો (આંતરિક તેમ જ બાહ્ય) યજ્ઞ કરવાને કદી પણ યોગ્ય નથી. પરંતુ જે શ્રદ્ધાવાળા છે તે તો એક ગાયવડેજ બાહ્ય યજ્ઞ કરી શકે છે; જેમકે ઘી, દુધ, દહિ, વગેરેની પૂર્ણાહુતિ આપીને યજ્ઞ કરે છે; અથવા તો ગાયના પુછડાવડે પિતૃઓનું તર્પણ કરીને, ગાયના શિંગડા ઉપર અભિષેક કરીને, ગાયની ખરીની મૃત્તિકાવડે સ્નાન કરીને તથા ગાયના શરીરનો સ્પર્શ વગેરે કરીને યજ્ઞનું ફળ મેળવે છે!*[૩૮] (વેદાજ્ઞા છે કે સ્ત્રી વગરનાથી યજ્ઞ થાય નહિ, પણ) મેં દર્શાવેલી વિધિથી પશુહિંસા રહિત, ઘી વગેરેથી યજ્ઞ કરનારા પુરુષને જો સ્ત્રી ન હોય, તો તેણે મનથી, શ્રદ્ધારૂપી સ્ત્રીની કલ્પના કરીને (મેં કહ્યો તેવો પ્રાણીની હિંસા વગરનો અને ઘી આદિની આહુતિવાળો) યજ્ઞ કરવો. એવો યજ્ઞ એજ અત્યંત સેવવા યોગ્ય દૈવત છે,-આમ જે પુરુષ માને છે,-તે પુરુષને યજ્ઞની (બ્રહ્મની-વિષ્ણુની) યથાર્થ રીતે પ્રાપ્તિ થાય છે.†[૩૯] સર્વે પશુઓ અપવિત્ર છે. તેના કરતાં પુરોડાશ પવિત્ર ગણાય છે.‡ સર્વ નદીઓ સરસ્વતી સમાન છે; અને સર્વે પર્વતો પવિત્ર પર્વતો છે.[૪૦] હે જાજલિ! તું જૂદાં જૂદાં તીર્થોમાં ભટક નહિ; આત્મા જ પંડે તીર્થરૂપ છે. જે પુરુષ અહિંસક ધર્મોનું આચરણ કરે છે, અને સમર્થપણું, વિદ્વત્તાપણું વગેરે કારણોના તારતમ્ય લઇને યજ્ઞધર્મ સંપાદન કરવાની ઈચ્છા કરે છે, તે પુરુષ પવિત્ર લોકોમાં જાય છે.§[૪૧]

ભીષ્મ કહે છે;-હે યુધિષ્ઠિર! સત્પુરુષો જેનું આચરણ કરે છે તથા જે યુક્તિયુક્ત છે, એવા અહિંસક ધર્મોની તુલાધારે એ પ્રમાણે પ્રશંસા કરી.[૪૨]

इतिश्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'तुलाधार अने जाजलिनो संवाद' ए नामनो अध्याय २६३ मो समाप्त.

---

## અધ્યાય ૨૬૪ મો.

### શ્રદ્ધા જ પરમ શ્રેષ્ઠ છે.

તુલાધાર બોલ્યો:-હે જાજલિ! મેં જે અહિંસા માર્ગ સંબંધી કહ્યું, તેમાં કોણ પ્રવર્તે છે? સત્પુરુષો પ્રવર્તે છે કે અસત્પુરુષો, તે તું તારી દૃષ્ટિથી પ્રત્યક્ષ જો અને તેમ

---

* શ્રદ્ધા રહિત કે કામનાવાળો જે યજ્ઞ કરે છે તે નિષ્ફલ જ છે. શ્રદ્ધાવાન્ ગાયના વધને બદલે તેના અંગના પદાર્થો માનસિક કલ્પી, તે હોમીને કાર્ય સિદ્ધ કરે છે. અને શ્રદ્ધાવાન્ છે, પણ નિર્ધન છે તેને માટે ગાયની ખરીની રજ શરીરે ચોળવી, ગાયની પુંછડી અને શિંગડાંનું ધોવાયલું જળ-એનું પૂજન આચમન કરવું, તે યજ્ઞનું ફળ આપે છે.

† આ શ્લોક કૂટ છે. છતાં ભાવ આવો છે. કૃષ્ણ એક સુંદર ચતુર અને અલંકારીક વક્તા હતો, એમ મહાભારતમાં આવેલા તેના વ્યાખ્યાનોપરથી સ્પષ્ટ દેખાય છે. ટુંકામાં પોતાનો મુદ્દો સામાના હૃદય ઉપર કેમ ઠસાવવો તે એ બહુ સુંદર રીતે જાણતો હતો. ૩૯ મા શ્લોકને બરાબર મળતી વાત ગીતાના ૧૭ માં અધ્યાયના ૧૩ મા શ્લોકમાં કહેવામાં આવી છે. તેમાં કહે છે કે श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षतेः-શ્રદ્ધા વગર કરવામાં આવેલો યજ્ઞ તામસ કહેવાય છે.

યજ્ઞશાસ્ત્રનો નિયમ છે કે, યજ્ઞકર્મ કરતી વખતે યજમાનને, શાસ્ત્ર વિધિએ પરણેલી સ્ત્રી હોવી જ જોઈએ. જો તે ન હોય તો સ્ત્રીની સુવર્ણની પ્રતિમા ઘડીને યજ્ઞમંડપમાં રાખવી પડે છે. રામને પણ સીતાના વનવાસમાં તેની સુવર્ણની પ્રતિમા કરી યજ્ઞ કરવો પડ્યો હતો. જેમ યજમાનને સ્ત્રી આવશ્યક છે, તેમ આચાર્યનું પણ સ્ત્રી પુરુષનું જોડું હોવું જોઇએ. યજ્ઞ શબ્દ નરજાતિનો છે, અને શ્રદ્ધા શબ્દ નારિજાતિ છે. જેમ સ્ત્રીની સહાયતા વિના કરેલો યજમાનનો યજ્ઞ નિષ્ફળ જાય છે, તેમ જ શ્રદ્ધા વગર કરેલો યજ્ઞ પણ નિષ્ફળ છે. શ્રી કૃષ્ણે ગીતામાં श्रद्धारहितं यज्ञं એમ શબ્દો વાપર્યા હોત તો કંઈ ખોટું નહિ થાત, પણ તેમ પ્રયોગ ન કરતાં જાણીને विरहितं શબ્દ रहितं શબ્દને સ્થાને યોગ્ય રીતે વાપર્યો છે. શ્રદ્ધા અને યજ્ઞનો વિયોગ થવો ન જ જોઇએ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, શ્રદ્ધારૂપી સ્ત્રીથી વિરહિત યજ્ઞ તામસ જ કહેવાય, અને તે નિષ્ફળ જાય છે. આ અધ્યાયના ૩૯ શ્લોકમાં તુલાધાર કહે છે કે, જેને સ્ત્રી નહિ હોય તેને શ્રદ્ધારૂપી સ્ત્રી કલ્પીને યજ્ઞ કરવાથી યોગ્ય ફળની પ્રાપ્ત થાય છે. ભાવાર્થ આ પ્રમાણે છે:-સર્વ કર્મ યુગ્મ-જોડકાથી થવા જોઇએ. જોડકા વગરનાં કર્મ નિષ્ફળ છે. યજ્ઞમાં જોડકું શ્રદ્ધા છે. શ્રદ્ધા વગરનો યજ્ઞ નિષ્ફળ છે. સંસારીએ સ્ત્રી પુરુષની સંમતિથી એટલે ઉભયે, શ્રદ્ધાથી વ્રતાદિ કરવા ને ત્યાગીએ માત્ર શ્રદ્ધાથી જ કરવા.

‡ "જે પુરુષ પુરોડાશવડે યજ્ઞ કરે છે, તે સર્વ પશુઓથી યજ્ઞ કરે છે" આમ શ્રુતિમાં કહ્યું છે. આ યજ્ઞો શ્રદ્ધાળુ એવા અજ્ઞાનીના છે. હવે વિદ્વાનોના યજ્ઞનું વર્ણન કરે છે.

§ આત્મા જ સર્વ તીર્થોનું સ્થાન છે. જેને આત્મતત્ત્વ જાણ્યું છે તેને કશું કરવાનું અવશેષ રહેતું નથી. તે પૂર્ણ છે. "મન ચંગા તો કથરોટમે ગંગા." આમ મન શુદ્ધ હોય તો ઘેર બેઠા ગંગા પ્રાપ્ત કરી શકાય છે, તો જેણે આત્મા જ મેળવ્યો છે, તેને શું અપ્રાપ્ય હોઈ શકે?

કરવાથી તું તે માર્ગના સત્ય સ્વરૂપને સમજી શકીશ.[१] જો, ઘણાં પક્ષીઓ આકાશમાં ઉડતાં ફરે છે. તેમાં તારા મસ્તક ઉપર ઉત્પન્ન થયેલાં પક્ષીઓ પણ છે, તેમ જ શકરાઓ અને બીજાંઓ પણ છે.[२] હે બ્રાહ્મણ! જો, જો, તે પક્ષીઓ પોતાના હાથ પગોને પોતાના શરીરોને વિશે સંકુચિત કરીને, જૂદા જૂદા માળાઓમાં પ્રવેશ કરવા માટે (કેવી) દોડા દોડી કરી રહ્યા છે. તેઓને તું બોલાવ.[३] તેં, તારાં મસ્તકમાં પ્રેમથી ઉછરવા દીધેલા આ પેલા તે પક્ષીઓ ઉડે છે! તે પક્ષીઓનો તું સત્કાર કર, એટલે તે તારો પિતા તરિકે સત્કાર કરશે. બેશક, હે જાજલિ! તું તેનો પિતા છે, માટે તું તારા બચ્ચાંઓને બોલાવ.[४]

ભીષ્મ બોલ્યોઃ—તે પછી જાજલિએ તે પક્ષીઓને પોતાની પાસે બોલાવ્યાં. તેઓ અહિંસાત્મક સંબંધી ધર્મનો પ્રત્યુત્તર આપવા લાગ્યાં.*[५] 'હિંસા રહિત કર્મ આ લોકમાં તથા પરલોકમાં પ્રત્યક્ષ ફળ તેના કર્તાને આપે છે. જે કર્મમાં હિંસા છે તે કર્મ, શ્રદ્ધાનો નાશ કરે છે, અને અશ્રદ્ધા, વિશ્વાસઘાતીનો નાશ કરે છે.'†[६] (આટલું કહીને તે પક્ષીઓ ઉડી ગયાં. તે પછી તુલાધાર, જાજલિને કહે છે.) જે લાભ અથવા હાનિને સમાન માને છે; જેઓ શ્રદ્ધાસંપન્ન છે; જેઓ ઈંદ્રિયોનું દમન કરે છે; જેઓની મનોવૃત્તિ શાંત છે, એવા પુરુષો યજ્ઞ કરવાની ઈચ્છા કરે છે. પણ તે સમયે હું યજ્ઞનો કર્તા છું, એવું અભિમાન ધરતા નથી, તથા ફળની પણ ઈચ્છા કરતા નથી તેવા પુરુષને કરેલા યજ્ઞનું ફળ સંપૂર્ણ રીતે મળે છે.[७] બ્રહ્મ સંબંધી શ્રદ્ધા, સૂર્યની પ્રકાશમાન પુત્રી છે; તે લોકોનું પાલન કરનારી છે; અને વિશુદ્ધ જન્મ આપનારી છે. (વૈદિક) જપ તથા ધ્યાનથી ઉત્પન્ન થયલા ધર્મના કરતાં પણ શ્રદ્ધા શ્રેષ્ઠ છે.‡[८] હે ભરતવંશી રાજા! મન તથા વાણીના દોષયુક્ત કર્મનું શ્રદ્ધા રક્ષણ કરે છે, પણ વાણી તથા મન, શ્રદ્ધારહિત કરવામાં આવેલા કર્મનું રક્ષણ કરી શકતા નથી.§[९] આ શ્રદ્ધાની બાબતમાં બ્રહ્માએ ગાયેલી ગાથાઓને પ્રાચીન કાળના પુરુષો આ પ્રમાણે ગાય છે. (એ ગાથામાં પવિત્ર છતાં શ્રદ્ધા રહિત પુરુષની અને અપવિત્ર છતાં શ્રદ્ધાળુ પુરુષની કથા સમાયલી છે.) યજ્ઞના કર્મમાં દેવતાઓએ, પવિત્ર છતાં (શરીર તથા કર્મથી) શ્રદ્ધા રહિત જે પુરુષ છે, તેનાં ધનને અને શ્રદ્ધાળુ છતાં (શરીર તથા કર્મથી) અપવિત્ર પુરુષ છે તેનાં ધનને સમાન ગણ્યું છે. તેમ જ વેદવિદ્યા ભણનાર છતાં (શરીર તથા કર્મથી) કદર્ય છે એવા પુરુષનાં ધનને, અને ઉદાર છતાં બલાત્કારે નાણા લેનાર—વ્યાજ વટંતરનો ધંધો કરનાર પુરુષનાં ધનને, સમાન કહ્યું છે.‖[१०-११] દેવોએ તે બન્નેનો વિચાર કરીને તેઓનાં અન્નને યજ્ઞમાં સમાન ગણ્યું હતું, તે જોઇને પ્રજાપતિએ તેઓને કહ્યું કે; તમે આ કલ્પના સમાન કરી નથી; પણ વિષમ કલ્પના કરી છે.[१२] ઉદાર મનના પુરુષનું અન્ન શ્રદ્ધાને લીધે પવિત્ર હોય છે, પરંતુ કૃપણનું અન્ન અશ્રદ્ધાવાળું હોવાથી અપવિત્ર હોય છે. એટલા માટે ઉદાર વ્યાજખોરનું—બલાત્કારે છીનવી લેનારનું અન્ન ગ્રહણ કરવા યોગ્ય હોય છે, પરંતુ (વેદવેત્તા હોવા છતાં) કદર્ય હોય તો તેનું અન્ન ગ્રહણ કરવા યોગ્ય હોતું નથી!¶[१३] જે શ્રદ્ધા રહિત છે, તેવો પુરુષ દેવતાઓ બળિદાન આપવાને યોગ્ય નથી. એટલા માટે તેનું તો અન્ન ગ્રહણ જ કરવું નહિ, આમ ધર્મ જાણનારાઓનું માનવું છે.[१४] અશ્રદ્ધા એ પરમ પાપ છે. શ્રદ્ધા પાપમાંથી મુક્ત કરાવનારી છે. સર્પ જેમ જીર્ણ થઈ ગયેલી કાંચળીનો ત્યાગ કરે છે તેમ શ્રદ્ધાળુ પુરુષ પાપનો ત્યાગ કરે છે.[१५] વળી શ્રદ્ધા સાથે નિવૃત્તિ માર્ગનું અવલંબન કરવું, એ પવિત્ર ગણાતી સર્વ વસ્તુના કરતાં શ્રેષ્ઠ ગણાય છે. જે પુરુષ નિર્દોષ, શીળસંપન્ન અને શ્રદ્ધાળુ હોય છે, તે પુરુષને જ પવિત્ર માનવો.[१६] શ્રદ્ધાવાન્ પુરુષને તપનું,

---

* ધર્મ ય વચનાત્કિલ આનો અર્થ ટીકાકારે अहिंसात्मकस्य संबंधीनो धमस्य वचनात् । 'અહિંસાત્મક સંબંધી ધર્મનું વચન' કર્યો છે. 'ધર્મના વચનને અનુસરી' એવો પણ અર્થ થઇ શકે.

† ભાવાર્થ કે–તેં અમારી હિંસા ન કરી તો અમે વિશ્વાસથી તારી પાસે આવ્યા છીએ. પરંતુ તું જો હિંસા કરતો હોત તો અમે તારી પાસે આવત નહિ.

‡ આ શ્લોકમાં વૈવસ્વતીનો અર્થ વિવસ્વત્ કે પ્રકાશરૂપ ચિદાત્મા સંબંધી અર્થાત્ બ્રહ્મના વિષયવાળી. सूर्यस्य दुहिता એટલે સાત્વિકી શ્રદ્ધાનો અર્થ बहिरंगमनसी છે; અર્થાત્ તે વાણી તથા મનના બાહ્ય સ્વરૂપરૂપે છે એટલે કે તે વાણી (જપ) તથા મન (ધ્યાન)થી ઉત્પન્ન થાય છે ને તે પુણ્યનું પણ અતિક્રમણ કરે છે.

§ વાણીનો દોષ તે મંત્રનો ખોટો ઉચ્ચાર કરવો તથા મનનો દોષ તે ચંચળપણું અથવા તો ઉતાવળાપણું સમજવું.

‖ ઉપર જણાવેલા ચારેયનું ધન યજ્ઞના કાર્યમાં ઉપયોગમાં લેવું હોય તો દેવતાઓએ તેને સરખું માન્યું છે; અર્થાત્ એવાઓનું હવિષ્ દેવો ગ્રહણ કરતા જ નથી.

¶ જે પુરુષ વ્યાજખોર હોય–બલાત્કારે લેનારો હોય તોપણ જો ઉદાર મનથી યજ્ઞ કરતો હોય તો તેનું અન્ન દેવોને ગ્રાહ્ય થાય છે, પણ જે વેદશાસ્ત્ર જાણતો છતાં કદર્ય હોય તો તેનું અન્ન દેવો ગ્રહણ કરતા નથી. તાત્પર્ય એમ લાગે છે કે વ્યાજે નાણાં ફેરવનાર પુરુષને ભરપટ્ટે નાણાનું વ્યાજ મળતું હોવાથી તે યજ્ઞકાર્યમાં ઉદાર મનથી અને શ્રદ્ધાપૂર્વક નાણાનો વ્યય કરી શકે છે; એટલા માટે તેનું હવિષ્ દેવોને ગ્રહણ કરવા લાયક માન્યું છે વિદ્વાન્ મનુષ્ય હોય પણ તે કદર્ય હોય તો તેને હાથેથી પૈસા શ્રદ્ધાપૂર્વક છુટતા ન હોવાથી, તેને યજ્ઞમાં હોમેલું દ્રવ્ય દેવો સ્વીકારતા ન હોવાને લીધે તેનું કર્મ નિષ્ફળ જાય છે. તાત્પર્ય કે કોઇપણ પુરુષ શ્રદ્ધાપૂર્વક ને ઉદારચિત્તથી યજ્ઞાદિ કરે છે તો તેનું હવિષ્ દેવો ગ્રહણ કરે છે, અને વેદશાસ્ત્ર ભણનાર હોય, પણ કદર્ય હોય તો તેનું હવિષ દેવો ગ્રહણ કરતા નથી.

સદાચારનું કે ધૈર્યનું શું પ્રયોજન છે? પ્રત્યેક મનુષ્યને શ્રદ્ધા હોય છે. પણ શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છેઃ સાત્વિકી, રાજસી અને તામસી. એ શ્રદ્ધામાંથી જેની જેવી શ્રદ્ધા હોય તેને તેવો જાણવો.[૧૭] ધર્મને જાણનારા સત્પુરુષોએ આ રીતે ધર્મનું સ્વરૂપ કહ્યું છે. અને અમે ધર્મ જાણવાની ઇચ્છાથી, ધર્મદર્શન નામના મુનિને પ્રશ્ન કર્યું હતું, અને તેની પાસેથી અમે ધર્મને પ્રાપ્ત કર્યો હતો.[૧૮] હે મોટા બુદ્ધિમાન્ બ્રાહ્મણ! તું પણ શ્રદ્ધા રાખ. શ્રદ્ધા રાખવાથી તું પરબ્રહ્મને પ્રાપ્ત થશે. જે પુરુષને વેદના વાક્ય ઉપર શ્રદ્ધા હોય છે, અને જે પુરુષ (હિતકર શું છે ને અણહિતકર શું છે તે જાણી) વેદનાં કર્મો કરવામાં શ્રદ્ધાવાન્ હોય છે, તેને જ ધર્માત્મા જાણવો. હે જાજલિ! જે પુરુષ પોતાનું કર્તવ્ય કર્મ શ્રદ્ધાથી કરે છે, તે પુરુષને જ શ્રેષ્ઠ જાણવો.[૧૯]

ભીષ્મ બોલ્યોઃ–તે પછી મહાબુદ્ધિમાન્ તુલાધાર અને જાજલિ બન્ને થોડા જ સમયમાં સ્વર્ગમાં ગયા અને ત્યાં સુખેથી વિહાર કરવા લાગ્યા.*[૨૦] તુલાધાર અને જાજલિ, પોતપોતાના કર્મથી મેળવેલા પોતપોતાના લોકમાં ગયા. આ પ્રમાણે તુલાધારે અનેક રીતે જાજલિને (અહિંસાવાળા) આ સનાતન ધર્મનો સારી રીતે ઉપદેશ આપ્યો હતો.[૨૧] શ્રેષ્ઠ તુલાધારે, જે અવિનાશી–સનાતન અહિંસક ધર્મ કહ્યો, તેનો તે પૂર્ણ જ્ઞાતા હતો.[૨૨] હે કુંતીપુત્ર! પ્રખ્યાત પરાક્રમવાળા તુલાધારે, ઘણા મતને દર્શાવનારો તથા યથાર્થ દૃષ્ટાંતોવાળો જે ધર્મનો ઉપદેશ કર્યો, તે સાંભળીને બ્રાહ્મણ જાજલિ શાંતિને પામ્યો હતો. હવે તારે શું સાંભળવાની ઇચ્છા છે?[૨૩]

**इतिश्री महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे 'तुलाधार अने जाजलिनो संवाद' ए नामनो अध्याय २६४ मो समाप्त.**

---

## અધ્યાય ૨૬૫ મો.

### અહિંસા એ શ્રેષ્ઠ ધર્મ છે.

ભીષ્મે કહ્યુંઃ–હે યુધિષ્ઠિર રાજા! પ્રજાના ઉપર દયા કરવા માટે હિંસાની નિંદા અને અહિંસાની સ્તુતિ કરતાં વિચખનું† રાજાએ જે કહ્યું છે, તે વિશે પુરાતન ઈતિહાસનું પણ દૃષ્ટાંત આપવામાં આવે છે.[૧] એક વખત યજ્ઞ કરવાના સ્થાનકમાં એક બળદને કાપી નાંખવામાં આવ્યો હતો. એ ગોમેધ યજ્ઞમાં, ગાયોનો વધ થતો તેથી બીજી ગાયોએ અત્યંત વિલાપ કરવા માંડ્યો. તે જોઇ તથા ક્રૂર બ્રાહ્મણોને ત્યાં મળેલા યજ્ઞમાં સહાયતા આપનારા જોઈ, રાજાએ નિશ્ચયપૂર્વક આ વચન કહ્યુંઃ–"જગતમાં બળદોનું કલ્યાણ થાવ!" (અર્થાત્ યજ્ઞમાં કોઇએ બળદોની હિંસા કરવી નહિ.) જ્યારે હિંસા ધર્મ પ્રવર્તતો હતો, ત્યારે (નિરાધાર પશુઓ માટે) તે રાજા આ પ્રમાણે આશીર્વાદનું વચન બોલ્યો હતો.‡[૨-૩] તે રાજા આગળ વધીને બોલ્યો કે; "માત્ર જેઓ ધર્મશાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરનારા છે, જેઓ બુદ્ધિહીન છે, જેઓ નાસ્તિક અને શંકાશીળ છે, અને જેઓ યજ્ઞ વગેરે ધર્મ કાર્યો કરી કીર્તિ મેળવવાની લાલસાવાળા છે, તેઓ જ યજ્ઞોમાં કરેલા પશુવધનું ગુણગાન કરે છે!"[૪]§ ધર્માત્મા મનુએ યજ્ઞયાગ વગેરે સર્વ વૈદિક કર્મમાં હિંસા નહિ કરવી એમ કહ્યું છે; છતાં કેટલાએક કામાકાર–અવિચારથી, ફળ મેળવવાની ઇચ્છાવાળા પુરુષો, યજ્ઞની વેદીની બહાર પશુવધના સ્થાનમાં પશુઓની હિંસા કરે છે.‖[૫] એટલા માટે શાસ્ત્રવેત્તા પુરુષે, (શાસ્ત્રના પ્રમાણને અનુસરીને હિંસાવાળો યજ્ઞ શ્રેયસ્કર છે કે અહિંસાવાળો શ્રેયસ્કર છે એનો વિચાર કર્યા પછી) સૂક્ષ્મ એવા ધર્મનું આચરણ કરવું. કોઈ પણ પ્રાણીને પીડા ન કરવી એ ધર્મ, સર્વ ધર્મના કરતાં શ્રેષ્ઠ ધર્મ કહેવાય છે.[૬] જ્ઞાની પુરુષે લોકસમૂહની સંનિધાનમાં રહી, કઠિન વ્રતનું આચરણ કરવું અને વેદમાં કહેલાં ¶ફળબોધક વચનોનો ત્યાગ કરી, ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવો, અર્થાત્ વૈરાગ્ય ધારણ કરીને સંન્યાસ લેવો. માત્ર કૃપણો જ કર્મનાં ફળની ઈચ્છા રાખે છે.$[૭] યજ્ઞોને,

---

* दिवं એટલે હૃદયાકાશ. તેઓ સ્વર્ગમાં વિહાર કરવા લાગ્યા એટલે યોગબળે પરમ સિદ્ધિને પામ્યા.

† રૉયની પ્રતમાં વિચરખ્નુ શબ્દ છે.

‡ गोग्रहे આનો અર્થ ટીકાકારે એમ કર્યો છે કે ગાયની હિંસા કરવામાં આવે એવો યજ્ઞ. यज्ञवाटस्य અહીં બીજીના અર્થમાં છઠ્ઠી વિભક્તિ વપરાયલી છે તથા તેનો અર્થ यज्ञवाटस्थान् निर्दयान् ब्राह्मणान् । એનો અર્થ એવો થાય છે કે યજ્ઞવાટમાં ગાયોના ગોઠામાં નિર્દય બ્રાહ્મણો ગોવધ કરે છે.

§ હિંસાવાળા યજ્ઞ ક્ષત્રિયોને કરવાના છે અને અહિંસાવાળા યજ્ઞ બ્રાહ્મણને કરવાના છે, આવી શાસ્ત્રની મર્યાદા છે. તે મર્યાદાનો ભંગ કરનારા, અત્યંત મૂઢ અને બ્રહ્મ છે કે નહિ, અને છે તો કર્તા છે કે અકર્તા છે, એક છે કે અનેક છે, એક છે તો સંગી છે કે અસંગી, આવા સંશયવાળા અને યજ્ઞાદિદ્વારા પ્રખ્યાતિ મેળવનારા પુરુષોએ, યજ્ઞના કર્મમાં હિંસાનું વર્ણન કર્યું છે એવો એનો ભાવાર્થ છે.

‖ कामकार એનો અર્થ 'અવિચારથી' થાય છે. बहिर्वेद्याम् અર્થાત્ યજ્ઞવેદીની બહાર પશુ વધનું સ્થાન. ખરેખરી રીતે તો વેદી ઉપર જ વધ કરવાનો હોય છે.

¶ આ ફળ આ વચન પ્રમાણેઃ–"अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवतिः ચાતુર્માસ્ય યજ્ઞ કરનારાને અક્ષય પુણ્યની પ્રાપ્તિ થાય છે." વગેરે.

$ उपास्य વસતિવાળા સ્થાન પાસે રહીને, वेदकृताःश्रुतिः એટલે વેદના કર્મકાંડ ભાગમાં દર્શાવવામાં આવેલાં ફળો; એટલે आचार, અર્થાત્ ગૃહસ્થાશ્રમ ધર્મ. आचारनो अनाचार કરવો જોઇયે અર્થાત્ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવો; અર્થાત્ સંન્યસ્તાશ્રમ પાળવો જોઇએ.

વૃક્ષોને અને યજ્ઞના સ્તંભોને માનપૂર્વક ઉદ્દેશીને જ્ઞાની મનુષ્યો વૃથા માંસ, અર્થાત્ યજ્ઞની બહારનું માંસ ભક્ષણ કરતા નથી; (પણ ખરું જોતાં તો) માંસ ભક્ષણ કરવું એ ધર્મ પ્રસંશાપાત્ર જ નથી.*[૮] યજ્ઞમાં સુરાનું પાન કરવું, માછલાં ખાવાં, મધુ (એક જાતની મદિરા)નું પાન કરવું, આસવ (બીજી એક જાતની મદિરા) પીવી, તલ અને ચોખાની ખીચડી ખાવી, આ માર્ગ ધૂર્ત લોકોએ ચલાવ્યો છે. યજ્ઞમાં એનો ઉપયોગ કરવો એમ વેદોમાં કહ્યું નથી.[૯] ધૂર્ત લોકોએ અભિમાનથી, મોહથી અને લોભને લીધે આવી જાતની ચપળતાને ફેલાવી છે. પણ શુદ્ધ બ્રાહ્મણ છે તે તો સર્વ યજ્ઞોમાં વિષ્ણુનો જ વાસો માન્ય કરે છે.[૧૦] તે વિષ્ણુનું યજન પાયસથી તથા પુષ્પોથી કરવાનું કહ્યું છે. ઉપરાંત વેદમાં યજ્ઞ કરવાને યોગ્ય વૃક્ષો પણ કહ્યાં છે. (તેનાથી પણ વિષ્ણુનું યજન થઈ શકે છે.)[૧૧] યજ્ઞમાં બીજું જે કંઈ હોમવાનું હોય, તે સર્વ શુદ્ધ અંતઃકરણથી અને શુદ્ધ રીતે સંસ્કારવાળું કરાયલું હોય છે, અને તે સમયે ઉત્તમ સત્વગુણી થઈને તે વસ્તુને સંસ્કાર અપાયલો હોય છે તો તેજ સર્વ પદાર્થને દેવતાઓ સ્વીકારે છે.†[૧૨]

યુધિષ્ઠિરે પૂછ્યું:–હે ભીષ્મ! આપત્તિઓ શરીરનો નાશ કરે છે અને શરીર આપત્તિનો નાશ કરવાની ઇચ્છા કરે છે. આ રીતે હિંસા નહિ કરનારા પુરુષની આપત્તિઓ કેમ નાશ પામે અને કર્મનો આરંભ નહિ કરનારા પુરુષના શરીરનો નિર્વાહ પણ કેમ સિદ્ધ થઈ શકે?‡[૧૩]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! (કોઈનું) શરીર જે પ્રમાણે દુઃખી ન થાય, તેમ મૃત્યુને વશ પણ ન થાય એ પ્રમાણે વર્તી, કર્મ કરવાં અને સમર્થ થઈને ધર્મનું આચરણ કરવું.§[૧૪]

इतिश्री महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे 'विचखनु गीता' ए नामनो अध्याय २६९ मो समाप्त.

## અધ્યાય ૨૬૬ મો.

### ધર્મસંકટ સમે વિચારીને કામ કરવું, એ ઉપર ચિરકારીની કથા.

યુધિષ્ઠિરે પૂછ્યું:–હે ભીષ્મ! કોઇવાર જ્યારે ધર્મસંકટ આવી પડે, એટલે ગુરુની આજ્ઞા થવાથી કાર્ય અવશ્ય કરવું પડે તેમ હોય; પરંતુ તે કાર્ય હિંસાવાળું હોવાથી થઇ શકે તેમ ન હોય; એવા ધર્મસંકટમાં સર્વથા ઉતાવળથી, અથવા તો વિલંબથી કાર્યની કેવી રીતે પરીક્ષા કરવી, તે વિષે તું મને કહે; કારણ કે તું સર્વ કાર્યમાં અમારો પરમ ગુરુ છે.‖[૧]

ભીષ્મે કહ્યું:–આ વિષયમાં પૂર્વે આંગિરસના કુળમાં જન્મેલા ચિરકારીના વૃત્તાંતનું એક ઐતિહાસિક ઉદાહરણ આ પ્રમાણે છે.[૨] હે ચિરકારિન્!¶ તારું કલ્યાણ થાવ! જે પુરુષ કર્મ કરવા પૂર્વે લાંબો સમય વિચાર કરે છે, તે બુદ્ધિમાન્ છે. તેવો પુરુષ પોતાના કાર્યમાં અપરાધી થતો નથી.[૩] ગૌતમ નામના મહર્ષિને ચિરકારી નામનો એક પુત્ર હતો. તે લાંબા સમય સુધી સર્વ કાર્યોનો વિચાર કરીને પછી તે કાર્ય કરતો હતો.[૪] તે કોઇપણ કાર્યોનો લાંબા સમય સુધી વિચાર કરતો, લાંબા સમય સૂધી જાગતો, લાંબા સમય સૂધી નિદ્રા કરતો અને લાંબે સમયે એક કાર્ય કરવાનો સ્વીકાર કરતો, તેથી તેનું નામ ચિરકારી પડ્યું હતું.[૫] ટુંકી બુદ્ધિના અને ટુંકી દૃષ્ટિના પુરુષો તેને આળસુ તથા અધમ બુદ્ધિનો (બુદ્ધિહીન) કહેતા હતા.[૬] એક સમયે તેનો પિતા ગૌતમ, પોતાની સ્ત્રીનો વ્યભિચાર જોઇને ક્રોધમાં આવી ગયો; અને તેણે બીજા પુત્રોને નહિ કહેતાં ચિરકારીને કહ્યું; "તું આ સ્ત્રીને મારી નાંખ!"[૭] જપ કરનારાઓમાં શ્રેષ્ઠ, મહાભાગ્યશાળી, શાસ્ત્રજ્ઞ, ગૌતમ આ રીત પુત્રને કહીને વિચાર કર્યા વિના વનમાં યોગ સાધવા માટે ચાલ્યો ગયો.[૮] ચિરકારીએ પિતાની આજ્ઞાને સ્વીકારી લીધી; પરંતુ તે સ્વભાવથી ચિરકારી હતો, તેથી તેણે સ્વભાવ પ્રમાણે પિતાનાં વચન ઉપર લાંબા સમય સૂધી (શું કરવું–માને મારવી કે? અથવા પિતાની

* તાત્પર્ય આ પ્રમાણે છે: સામાન્યતઃ મનુષ્ય માંસ ભક્ષણ કરતો નથી. યજ્ઞ વગેરે કર્મોમાં જે પશુઓનો વધ કરી માંસ ખાવામાં આવે છે તે વિનાનું અન્ય સર્વ માંસ વ્યર્થ છે એમ માને છે ખરો, પણ યજ્ઞનું માંસ પવિત્ર માની લઈ તે હોંસે હોંસે ખાય છે ને યજ્ઞનો પુરોડાશ વળી બીજાઓમાં વહેંચે છે. તેઓ કહે છે કે વૈદિકીહિંસા હિંસા न भवति. વક્તાનો અભિપ્રાય તો એવો છે કે યજ્ઞમાં અને યજ્ઞ બહાર કોઇપણ પ્રકારે માંસ ભક્ષણ કરવું એ પાપ જ છે; માટે કોઈ પણ રીતિ પ્રશંસાપાત્ર નથી.

† આથી સુરાદિની એમાં સ્પષ્ટ આવશ્યકતા નથી, તેમ જ હિંસાની જરૂર નથી જણાતી.

‡ આશય આવો છે કે, આપત્તિઓ સદા દેહનો નાશ કરવાને ઉત્સુક રહે છે, અને દેહ, નાશ કરવાવાળી આપત્તિનો નાશ કરવા મથે છે. પરસ્પર નાશ કરવાની લડાઈ મચી જ રહે છે. યુધિષ્ઠિર પૂછે છે કે, ત્યારે કઈ રીતે સમ્પૂર્ણ નિર્દોષ જીવન વીતાડી શકાય?

§ તેરમા શ્લોકમાં પૂછેલા પ્રશ્નનું ઉત્તર ભીષ્મ આટલું જ આપે છે કે, કોઈ અન્ય જીવની હિંસા કર્યા વગર જ, એક પુરુષ ધર્મ પ્રાપ્ત કરી શકે છે; અને કોઇને પણ પોતાના સ્વાર્થ માટે બીજાની હિંસા કરવાનો અધિકાર નથી.

‖ ભાવાર્થ:–એક તરફ ગુરુની આજ્ઞા થઈ કે 'અમુક કાર્ય કર' અને બીજી તરફ ધર્મની આજ્ઞા હોય કે 'અમુક કાર્ય ન કરવું, કરે તો ધર્મભ્રષ્ટ થાય,' એવા સંકટમાં શું કરવું? ગુરુનું વચન લોપવાનું મહા પાપ છે, વચન લોપવાથી ગુરુ શાપ દે તો અનર્થ થાય છે, અને ધર્મ લોપાવાથી નર્કમાં પડાય છે, એવા સંકટમાં શું કરવું?

¶ લાંબો સમય વિચાર કરી કાર્ય કરનારા.

આજ્ઞાના ન્યાયીપણાપર) વિચાર જ કર્યા કર્યો, પણ પિતાની આજ્ઞાનો અમલ તુરતાતુરત કર્યો નહિ.[૯] (તે મનમાં બોલ્યો) "મારે પિતાની આજ્ઞાને કેવી રીતે પાળવી અને મારી માતાને કેવી રીતે ન હણવી? આ ધર્મસંકટમાં હું એક અસત્પુરુષની પેઠે શી રીતે પાપમાં ડુબી જાઉં નહિ, કે જેમાં મારે બે વિરુદ્ધ ધર્મનું પાલન કરવાનું છે?[૧૦] પિતાની આજ્ઞા પાળવી એ પરમ ધર્મ છે; તેમ માતાનું રક્ષણ કરવું એ પણ મારો સ્પષ્ટ ધર્મ છે. પુત્રપણું છે એ કંઈ સ્વતંત્ર નથી. આ ધર્મસંકટમાંથી મને પાપ ન લાગે, તેમ કેવી રીતે વર્તવું?[૧૧] એક તો સ્ત્રી જાતિ, અને તે વળી માતા, તેની હત્યા કરીને કયો પુરુષ કદી પણ સુખી થાય? તેમજ વળી કયો પુત્ર પિતાની આજ્ઞાનું અપમાન કરીને પ્રતિષ્ઠા મેળવે?[૧૨] પિતાપ્રતિ માન રાખવું, એ અવશ્ય કર્તવ્ય છે; મારી માતાનું રક્ષણ કરવું, તે પણ તેવો જ ધર્મ છે. બેઉ ધર્મનું અતિક્રમણ ન થાય, એમ મારે કેવી રીતે વર્તવું જોઈએ?[૧૩] વેદમાં કહ્યું છે કે, પોતાના શીલને, ચારિત્ર્યને, ગોત્રને અને કુળને ધારણ કરી રાખવા માટે પોતાની સ્ત્રીની કુખમાં બીજ મૂકીને પિતા પોતે પુત્રરૂપે ઉત્પન્ન થાય છે.[૧૪] મારા પિતા તથા માતા, બંનેએ મને પુત્રરૂપે જન્મ આપ્યો છે. મારી ઉત્પત્તિ કેવી રીતની છે, એ જાણ્યા પછી (માતા તથા પિતાની સાથે મારો સંબંધ કેવો છે) તે રીતનું જ્ઞાન શું મને ન હોવું જોઈએ?[૧૫] જન્મ પછી જાતસંસ્કાર સમયે પિતાવડે જે શબ્દો બોલવામાં આવે છે તથા ઉપકર્મ સંસ્કાર સમયે (ગુરુના ગૃહથી પાછા ફરતી વખતે) જે શબ્દ બોલવામાં આવે છે, તે શબ્દોથી પિતાના ગૌરવનો પૂર્ણ નિશ્ચય થાય છે તથા તેને જે કાંઈ માન આપવામાં આવે છે તે દૃઢીભૂત છે.*[૧૬] પિતા (પુત્રનું અન્નાદિકથી પોષણ કરીને તેને) વેદાધ્યયન કરાવે છે, તેથી તે તેનો ઉત્તમ ગુરુ છે; અને પિતા જે કહે છે તે પરમ ધર્મ છે, આમ વેદમાં પણ નિશ્ચય કરવામાં આવ્યો છે.[૧૭] પિતાને પુત્ર જ પ્રીતિ–આનંદનું સ્થાન છે, અને પુત્રને સર્વસ્વમાં પિતા જ છે. શરીર વગેરે જે કંઈ આપવા જોગ વસ્તુઓ છે, તે પુત્રને એક પિતા જ આપે છે.[૧૮] માટે પુત્રે પિતાનું વચન પાળવું, પરંતુ તેને માટે કદી પણ વિચાર કરવો નહિ. જે પુત્ર પિતાની આજ્ઞાને પાળે છે, તેનાં પાતકો જતાં રહી તે પવિત્ર થાય છે અર્થાત્ તેનાં પાપ નાશ પામે છે.[૧૯] ભોગ્ય–વસ્ત્રાદિક પદાર્થ આપવામાં, ભોજ્ય–અન્ન આપવામાં, પ્રવચન–વેદાધ્યયન કરાવવામાં, સર્વ લૌકિક વ્યવહાર શિખવવામાં, ગર્ભાધાનાદિક સંસ્કારમાં, સીમંતોન્નયન સંસ્કારમાં, પિતા જ મુખ્ય છે.†[૨૦] પિતા ધર્મ સ્વરૂપ છે, પિતા સ્વર્ગ છે, પિતા એ પરમ તપ છે. આવો પિતા જ્યારે પ્રસન્ન થાય છે, ત્યારે સર્વ દેવતાઓ પણ પ્રસન્ન થાય છે.[૨૧] પિતા પોતાના પુત્રને જે આશીર્વાદ આપે છે, તે સર્વ પુત્રને ફળીભૂત થાય છે. પિતા પુત્રને અભિનંદન આપે છે, એટલે પુત્રનાં સર્વ પાપોનું પ્રાયશ્ચિત્ત થાય છે; અર્થાત્ તેનાં પાતકો નાશ પામે છે.[૨૨] પુષ્પ પોતાના ડીંટામાંથી છૂટું પડે છે; ફળ ઝાડપરથી છૂટું પડે છે; પરન્તુ પિતા કલેશ પામ્યા છતાં પણ પુત્રસ્નેહને લીધે પુત્રથી છૂટો પડી શકતો નથી; અર્થાત્ તેનો ત્યાગ કરતો નથી.[૨૩] પુત્રના સંબંધમાં પિતાના ગૌરવનો આ પ્રમાણે મેં વિચાર કર્યો, તેપરથી સ્પષ્ટ છે કે, પુત્રના સંબંધમાં પિતા કંઈ સાધારણ સ્થાન નથી. હવે હું માતાના ગૌરવનો (મોટાઈનો) વિચાર કરું.[૨૪]

"મારા દેહમાં મનુષ્યપણું આપનારો પંચમહાભૂતનો સમૂહ છે તેનું કારણ મારી માતા છે. જેમ અરણિ, અગ્નિને ઉત્પન્ન કરે છે, તેમ માતા પુત્રના પંચમહાભૂતનાં શરીરને ઉત્પન્ન કરે છે.[૨૫] માતા માનવ દેહની અરણિરૂપ છે. માતા સર્વે દુઃખી પુરુષોના દુઃખને હરનારી છે. માતા જીવતી હોય છે ત્યાં સૂધી મનુષ્ય સનાથ ગણાય છે. માતાના મરણ પછી પુત્રો નિરાધાર થઈ પડે છે.[૨૬] પુરુષ નિર્ધન થઈ ગયો હોય, તોપણ તે ઘરમાં આવીને જ્યારે 'ઓ મા!' એમ કહીને માને બોલાવે છે, ત્યારે તેનો શોક દૂર થાય છે. માતાની હૈયાતિમાં ઘડપણ તેના શરીરને કર્ષણ–દુઃખ કરતું નથી.[૨૭] પુત્ર અને પૌત્રવાળો હોય, સો વર્ષનો હોય, પણ જે પુરુષને મા હોય છે તે પુરુષ બે વર્ષના બાળકની પેઠે પોતાની મા પાસે લાડ કરે છે![૨૮] પુત્ર સશક્ત હો કે અશક્ત હો; દુર્બળ હો કે હૃષ્ટપુષ્ટ હો; તથાપિ માતા વિધિપૂર્વક પોતાના પુત્રનું રક્ષણ કરે છે. માતા વિના

---

* જાત કર્મ સંસ્કાર સમયે પિતા પુત્રને કહે છે કે તું અશ્મા ભવ પરશુર્ભવ એટલે તું પત્થરની માફક સખત થા તથા શત્રુઓની તરફ તું પરશુરૂપે થા. ઉપકર્મ સંસ્કાર સમાવર્તન સંસ્કાર પછી અર્થાત્ વિદ્યાભ્યાસ કરી ગુરુના ગૃહથી પાછા ફરતી વખતે કરવામાં આવે છે. આ કર્મને ઉપકર્મ કહેવાનું કારણ એ કે તે ગૃહ્યસૂત્રમાં કહેવામાં આવેલાં કર્મોમાં આ કર્મ નથી. માટે તેની ગણત્રી કર્મમાં નથી, પણ ઉપકર્મમાં છે. આ કર્મ સમયે નીચે પ્રમાણે શબ્દો કહેવામાં આવેછેઃ–आत्मा वै पुत्रनामासि; હે પુત્ર ! તું મારા આત્મારૂપ છે.

† ભોગ્ય પદાર્થવડે વસ્ત્રાલંકારાદિ લેવાં, ભોજ્યવડે અન્નાદિ લેવાં. પ્રવચનનો અર્થ વેદનું અધ્યયન કરાવવું થાય છે. ગર્ભાધાન સંસ્કાર સ્ત્રીને રજસ્વલા પ્રાપ્ત થવા પછી ગર્ભ રહેવા માટે જે ક્રિયા કરવામાં આવે છે તે. સીમંતોન્નયન સંસ્કાર ગર્ભ રહ્યા પછી, ચોથે છઠ્ઠે કે આઠમે મહિને જે ક્રિયા કરવામાં આવે છે તે. આ ક્રિયામાં સાહુડીના સીસોળીઆ આદિ લઈ ધણી સ્ત્રીના સેંથામાં ફેરવે છે તથા તેથી જ આ વિધિનું નામ સીમંતોન્નયન કહેવાય છે.

બીજું કોઈ પણ પુત્રનું પોષણ (રક્ષણ) કરતું નથી.[૨૯] જ્યારે માતાનો વિયોગ થાય છે, ત્યારે તે પુત્ર વૃદ્ધ જેવો થઈ જાય છે; ત્યારે તે દુઃખી થાય છે અને ત્યારે તેને જગત શૂન્ય જણાય છે.[૩૦] માતાના જેવી છાયા નથી; માતાના જેવો આધાર નથી; માતાના જેવું રક્ષણ નથી; માતાના જેવી કોઈ વસ્તુ પ્રિય નથી.[૩૧] માતા પુત્રને પોતાના ઉદરમાં ધારણ કરે છે, તેથી તે ધાત્રી કહેવાય છે; પુત્રને જન્મ આપે છે તેથી તે જનની કહેવાય છે; સ્તનપાન કરાવી શરીરના અવયવોને પોષે છે, તેથી તે અમ્બા કહેવાય છે; વીર પુત્રને ઉત્પન્ન કરે છે, તેથી તે વીરસૂ કહેવાય છે;[૩૨] અને બાળકની સેવા કરવાથી માતા શુશ્રૂ કહેવાય છે. માતા એ પ્રત્યેકનો પોતાનો જ દેહ ગણાય છે. એવો કોયો ચિચ્છક્તિસંપન્ન પુત્ર છે કે, જે મેદ અને મજ્જા રહિત એવું પોતાનું મસ્તક, શુષ્ક તુંબડાની પેઠે રસ્તા ઉપર રડવડતું જેણે ન થવા દીધું એવી માતાની હત્યા કરે?[૩૩] જ્યારે સ્ત્રી પુરુષ, સંતતિની ઇચ્છાથી મૈથુન કરે છે, ત્યારે ઉભયે પુત્રની ઇચ્છા કરે છે; પરંતુ તે ઇચ્છાની યથાર્થતા પિતા કરતાં માતાને વિશે વિશેષ રહેલી છે.*[૩૪] પુત્રનું ગોત્ર કયું હોય છે, અને તે કોનાથી ઉત્પન્ન થયો છે તે વાર્તા માત્ર માતા જ જાણે છે.† વળી જ્યારથી માતા ગર્ભને ધારણ કરે છે, ત્યારથી તે પુત્ર ઉપર પ્રીતિ રાખે છે અને તેના (જન્મમાં આનંદ) માને છે. (એટલા માટે પુત્રે પણ પ્રત્યુપકાર કરવા માટે માતાના ઉપર પ્રીતિ અને સ્નેહ રાખવો જ જોઇએ.) તથાપિ પ્રજાના ઉપર તેના પિતાનો અધિકાર હોય છે એમ શાસ્ત્રો કહે છે.[૩૫] વિવાહ સમયે પુરુષ પોતાની સ્ત્રીનો પાણિગ્રહણ કરતી વખતે કહે છે કે, 'હું ધર્મ, અર્થ તથા કામ, મારી સ્ત્રીની સાથે રહીને સંપાદન કરીશ'—આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને પાણિગ્રહણ કરે છે; છતાં પુરુષો પરસ્ત્રીની સાથે સમાગમ કરે છે, તો તેવા પુરુષો પૂજા કરવાને યોગ્ય ગણાતા નથી!‡[૩૬] હવે સ્ત્રીઓનું ભરણપોષણ કરવાથી પુરુષ 'ભર્તા' કહેવાય છે; સ્ત્રીનું પાલનપોષણ કરવાથી તે "પતિ" કહેવાય છે. પરંતુ જ્યારે પુરુષમાંથી ભરણનો અને પાલનનો ગુણ નાશ પામે છે, ત્યારે તે ભર્તા કે પતિ ઉભયમાંથી એકે કહેવાતો નથી.§[૩૭] વિચાર કરીને જોઉં છું તો સ્ત્રીનો અપરાધ પણ હોતો નથી; પુરુષનો જ અપરાધ હોય છે. પરદારાદિકનું સેવન કરનારો પુરુષ જ મોટે ભાગે અપરાધી ગણાય છે.‖[૩૮] વળી ભર્તા એ સ્ત્રીઓનું પરમ દૈવત છે (અને તેથી સ્ત્રી સદા તેની આજ્ઞાંકિત છે). આવા પતિનો વેશ ધારણ કરીને એક પુરુષ (ઇંદ્ર) મારી માતા પાસે આવ્યો. મારી માતાએ તેને પોતાનો પતિ જાણીને તેને પોતાનું ઉત્તમ શરીર અર્પણ કર્યું. (પણ તેથી કંઇ મારી માતા વ્યભિચારના દોષ માટે અપરાધી ગણાતી નથી.)[૩૯] સ્ત્રીઓ કદી પણ અપરાધ કરતી નથી; પરંતુ પુરુષ જ દોષ માટે અપરાધી છે. ખરેખરી રીતે સ્ત્રી જાતિ સર્વ કાર્યમાં કુદરતી જ અલ્પ બળવાળી હોવાથી, તે સર્વ કાર્યોમાં પુરુષને અનુકૂળ રહે છે. અને તેથી પુરુષ બળાત્કારે વ્યભિચારાદિક કરે તેથી સ્ત્રીઓ અપરાધી ગણાતી નથી; પરંતુ પુરુષ જ અપરાધી છે.[૪૦] વળી મૈથુનજન્ય તૃપ્તિને માટે સ્ત્રીઓએ ઇંદ્રના પ્રતિ જે વચન કહ્યું છે, તે વચનને સંભારી આપનારો ઇંદ્ર જ, વ્યભિચારના (આ પ્રસંગમાં) દોષનો ભાગી છે—અપરાધી છે. એમાં તો જરાએ શક નથી કે, મારી માતા સર્વ રીતે નિર્દોષ જ છે.[૪૧]¶ જેને મારી નાંખવાની મારા પિતાએ આજ્ઞા કરી

---

* પ્રાણ એટલે ગર્ભસ્થાન. સંશ્લેષ એટલે મૈથુન. પુત્ર પ્રાપ્તિના મૈથુન સમયે સ્ત્રી પુરુષ ઉભયને જે ઇચ્છા થાય છે તે માટે 'ગૃહ્યસૂત્ર' માં વર્ણન કરેલું છે. 'અમારો પુત્ર ગૌરવર્ણનો થાઓ;' 'અમારો પુત્ર વેદાધ્યયન કરનારો થાઓ;' 'અમારો પુત્ર પૂર્ણ આયુષ્યવાળો થાઓ;" આવી ઈચ્છા ઉભયની હોય છે; પણ માતાની ઇચ્છા વધારે બળવાન્ છે, એ શારિરીકશાસ્ત્ર પ્રમાણે સત્ય છે. પિતાને વિશે તે પાક્ષિકરૂપે રહેલી હોય છે. † અર્થાત્ વ્યભિચારી પિતાના વચનને પુત્રે માનવું નહિ જોઇએ; પરંતુ મારા પિતા તો સતીના પતિ છે તેથી મારે તેની આજ્ઞાને પાળવી જોઇએ.

‡ લૌકિક વદંતિ છે કે મા જાણે બાપ, અને મન જાણે પાપ. પિતા જો ખોટી આજ્ઞા કરે તો તે ઉપરથી એમ સમજવું કે તે ખરો પિતા નથી. વ્યભિચારી પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી દોષ થતો નથી. ચિરકારી પોતાને પૂછે છે કે, ગૌતમ જ મારો પિતા છે એમ હું કેમ જાણી શકું? એ પાપ રહિત એટલે વ્યભિચારી નથી એ પણ હું કેમ જાણી શકું? પછી પોતે જ વિચાર કરીને ઉત્તર આપે છે કે, 'મારાં માતા પિતા વ્યભિચારી હોઈ શકે જ નહિ. મારો અંતરાત્મા એવી સાક્ષી પૂરતો હોય એમ મને લાગે છે. અને મારી માતા તો સતી છે. હું છું તો મારા પિતાના વિર્યથી મારી માતાની કુખે જન્મેલો એમાં શકા નથી.' § ગૌત્તમઋષિ પોતાની સ્ત્રીને મારી નાંખવાની આજ્ઞા કરવાથી તે ભર્તા અને પતિ તરિકેના ધર્મમાં મોળો દેખાયો છે, અથવા તો તે પોતાનો ધર્મ તદ્દન વિસરી ગયો છે. તેથી ચિરકારી વિચારે છે કે, પોતાની સ્ત્રીને મારી નાંખવાની તેની આજ્ઞાનું પાલન થઈ શકે એમ નથી; કારણ કે, તેનો હવે તેની સ્ત્રી ઉપર કોઈ જાતનો હક્ક રહેતો નથી.

‖ અર્થાત્ પુરુષ જો પ્રાર્થના કરનારો ન હોય તો સ્ત્રીઓને આડે માર્ગે ઉતરવાનો પ્રસગ જ આવે નહિ. આ સત્ય અવિનાશી છે.

¶ એક પુરાતની આખ્યાયિકા આ પ્રમાણે છેઃ—ત્વષ્ટાના પુત્ર ત્રિશિરાને ઇન્દ્રે મારી નાખ્યો; તેથી તેને બ્રહ્મહત્યા લાગી હતી. આ બ્રહ્મહત્યાનો એક તૃતીયાંશ સ્ત્રીઓમાં રજ (અડકાવ)રૂપે મૂકવામાં આવ્યો. તે સમયે સ્ત્રીઓએ વચન માગ્યું હતું કે, તમે હમારા વિશે 'રજ'રૂપે જે બ્રહ્મહત્યા નાંખો છો, તેના બદલામાં તમે હમને વર આપો કે, હમે સંતાન જણીએ ત્યાં સૂધી હમને પુરુષનો સંગ રહે તો પણ હમારા અંગમાં કંઈ પીડા થાય નહિ; અને હમને મૈથુનેચ્છા પણ રહે! ઇન્દ્રે સ્ત્રીઓને તે વર આપ્યો અને તે વર ઇન્દ્રે અહલ્યાને સંભારી આપ્યો હતો; તેથી ઇન્દ્ર અધર્મી છે. પરંતુ અજાણી એવી મારી માતા નિર્દોષ છે, એવો આ શ્લોકનો ભાવાર્થ છે.

છે તે એક તો સ્ત્રી છે, વળી મારી માતા છે, તેથી સર્વ પ્રકારે પૂજ્ય છે. તે વળી પતિવ્રતાનો ધર્મ આચરણુ કરનારી છે. અજ્ઞાની પશુઓ પણુ જાણે છે કે, માતા મારવા યોગ્ય નથી.[૪૧] બીજી તરફ પંડિતો કહે છે કે, સર્વ દેવતાઓના એક સમુદાયસમાન પિતા છે; અને દેવો અને મનુષ્યોના એક સમુદાય સમાન માતા છે! (એટલા માટે પુત્રસ્નેહ માતાની તરફ જાય છે અને તેથી હું મારી માતાને કેમ મારું? *)"[૪૩]

કોઈ પણ કાર્યનો આરંભ કર્યા પહેલાં લાંબો સમય સૂધી વિચાર કરવાની ટેવ હોવાને લીધે (જે કામ સોંપ્યું હતું તે કર્યા વિના), ગૌતમના પુત્ર ચિરકારીએ, વિચારમાં ને વિચારમાં જ ઘણો સમય વીતાડી દીધો. અને એમ ઘણો સમય વીતવા પછી તેનો પિતા પાછો આવ્યો.[૪૪] ગૌતમ વંશને વિશે જન્મેલો તથા તપમાં લાગેલો મહા બુદ્ધિમાન્ મેધાતિથિ,† પોતાના આશ્રમ પ્રતિ આવ્યો.

(હવે ગૌતમ યોગ સાધવા ગયો હતો, ત્યાં) લાંબા સમયના ચિંતન પછી તેને નિશ્ચય થયો કે, મારી સ્ત્રીને મારી નાંખવા માટે મેં જે આજ્ઞા આપી છે, તે અયોગ્ય છે.[૪૫] (વનમાં ગયા પછી) ગૌતમ પોતે, પોતાની સ્ત્રીને મારી નાખવા માટે કરેલી આજ્ઞાને લીધે અત્યંત સંતાપ કરવા લાગ્યો. જે તેણે આત્મજ્ઞાન સંપાદન કર્યું હતું તેથી જ્યારે તેનું મન શાંત થયું, ત્યારે તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. ને શોકને લીધે અશ્રુ પાડતો આપ્રમાણે સ્વગત બોલ્યો:–[૪૬] "મારા આશ્રમમાં ત્રણ લોકનો રાજા પુરંદર, બ્રાહ્મણના સ્વરૂપમાં અને અતિથિના વેશમાં આવ્યો હતો.[૪૭] મેં વચનોવડે તેને શાંત કર્યો અને આગતાસ્વાગતા કરીને તેનો સત્કાર કર્યો; વિધિપૂર્વક તેને અર્ઘ પાદ્ય વગેરે પણ નિવેદન કર્યું; અને બીજું પણ જે કાંઈ તેણે માગ્યું તે મેં તેને આપ્યું.[૪૮] વળી મેં તેને કહ્યું કે, 'હું તારે આધીન છું!' મારા આવા આચારથી, મેં ધાર્યું કે તે મારી સાથે સખ્ય ભાવથી વર્તશે! છતાં તેની કામવિહ્વળતાને લીધે, મારી સ્ત્રી અહલ્યાની સાથે તેણે વ્યભિચાર કીધો! એમાં અહલ્યાનો અપરાધ નથી![૪૯] (વધુ વિચાર કરી) હું જોઉં છું તો એમાં મારી સ્ત્રી અપરાધી નથી, હું પોતે અપરાધી નથી અને આકાશ માર્ગે જતો ને મારી સ્ત્રીને જોઈ તેના સૌન્દર્યથી કામાતુર થઈ, ભાન ભૂલી ગયેલો દેવોનો રાજા ઇંદ્ર પણ ધર્મનો અપરાધી નથી! અપરાધી માત્ર એક મારો યોગાચરણનો પ્રમાદ છે.‡[૫૦] ઈર્ષા કરવાથી દુ:ખ ઉત્પન્ન થાય છે, એમ ઉર્ધ્વરેતાઓએ (મુનિઓએ) કહ્યું છે; અને ઈર્ષા અવિચારમાંથી જન્મેલી છે. હું પણ તે જ ઈર્ષાને વશ થવાથી (ને મારી સ્ત્રીની હત્યા કરાવવાની મારા પુત્રને આજ્ઞા આપવાથી) પાપના સમુદ્રમાં ડૂબી ગયો છું![૫૧] હાય! મેં સ્ત્રી હત્યા કરાવી! તે પણ મારી સ્ત્રીની! પતિવ્રતા–પતિના દુ:ખમાં ભાગ લેનારી એવી "વાસીતા;" ભરણ પોષણ કરાતી હોવાથી 'ભાર્યા', એવી સ્ત્રીની હત્યા કરાવવાથી મને કોણ પાતકમાંથી ઉદ્ધારશે?[૫૨] મેં મારા પ્રમાદને લીધે ઉદારબુદ્ધિના ચિરકારીને (મારી સ્ત્રીની હત્યા કરવાની) આજ્ઞા કરી છે; પરન્તુ તે આજે જો પોતાના નામનું સાર્થક કરશે, અર્થાત્ પોતાના કાર્યમાં વિલંબ કરશે તો પાપમાંથી મારી રક્ષા કરશે![૫૩] હે ચિરકારિક! (લાંબે સમયે કાર્ય કરનારા!) તારું કલ્યાણ થાવ! હે ચિરકારિક! તારું કલ્યાણ થાવ! તું આજે જો વિલંબ કરીને કર્મ કરીશ તો ચિરકારિક ગણાઈશ.[૫૪] આજે તું (વિલંબથી કાર્ય કરીને) મારું, તારી માતાનું, મેં સંપાદન કરેલાં તપનું અને માતૃહત્યાનાં મહાપાતકમાંથી તારું પોતાનું રક્ષણ કરજે![૫૫] તારામાં સ્વાભાવિક રીતે જે ચિરકારીપણું (વિલંબે વિચારી કાર્ય કરવાપણું) છે, તે તારી મહાન્ બુદ્ધિ સફળ થાવ! આજે તું તારું ચિરકારિક નામ સફળ કર! તારી બીજી વૃત્તિ થાવ![૫૬] તારી માતાએ તારા આગમન–જન્મ માટે ચિરકાળ સૂધી આશા રાખી હતી; એટલું જ નહિ, પરન્તુ તને ગર્ભમાં પણ ચિરકાળ સૂધી ધારણ કર્યો હતો! માટે હે ચિરકારિક! તું તારા ચિરકારીપણાને સફળ કરજે![૫૭] કદાચ મારી કરેલી આજ્ઞાનું પરિપાલન કરવાથી મને દુ:ખ થશે એના જ વિચારમાં, વખતે મારો પુત્ર ચિરકારી વિલંબ લગાડતો હશે. કદાચ મારી આજ્ઞાને તુરત અમલમાં નહિ લાવવા માટે પોતાના હૃદયમાં એ વાતનો વિચાર કરતો કરતો તે ઉંઘતો હશે. કદાચ બંને બાજુની વસ્તુ સ્થિતિ તપાસવામાં, અને મને તથા પોતાને દુ:ખ થશે એવા વિચારમાં તે વિલંબ કરતો હશે."[૫૮]

હે રાજા! આ રીતે દુ:ખી થયેલો મહર્ષિ ગૌતમ, પશ્ચાત્તાપ કરતો કરતો જેવો આશ્રમની પડોશમાં

* તાત્પર્ય કે પિતામાં સર્વ દેવો વસે છે, પિતાને માન આપવાથી સર્વ દેવો પ્રસન્ન થાય છે; પણ માતામાં, મર્ત્ય તથા અમર્ત્યનો વાસો છે; તેને જે પ્રસન્ન રાખે છે તે ઉભય લોકને તરી જાય છે.

† ગૌતમનું એ ઉપનામ છે.

‡ ધર્મસ્યનો અર્થ ટીકાકારે યોગધર્મ સંબંધી કર્યો છે. ગૌતમ પોતાના યોગને ધિક્કારે છે; કારણ કે યોગના પ્રભાવથી, જે દોષ થવાનો હતો તેનો, પ્રમાદને લીધે કશો પ્રતિકાર ન કર્યો.–એટલે યોગબળવડે ભવિષ્ય જોઇ, તે દૂર કરવામાં પ્રમાદ રાખી, અપરાધ થતો અટકાવ્યો નહિ. અટકાવવા ઇચ્છત તો અટકાવી શકત, એવો આશય છે. ઋષિએ ઈન્દ્રને દોષમુક્ત કહ્યો, તેનું કારણ એ કે, પોતાના સ્વભાવની પવિત્રતાને લીધે તથા કોઇને કોઈ રીતની હાનિ નહિ કરવી એવા યોગીના સ્વભાવને લીધે; પણ ખરું જોતાં તો ઈન્દ્ર અપરાધી જ હતો. ગૌતમે માત્ર યોગીની દૃષ્ટિથી જ એ વચન કહ્યું છે, બાકી વ્યવહાર અને ધર્મબુદ્ધિથી જોતાં ઇન્દ્ર પાતકી જ છે.

આવ્યો કે, તેણે પોતાના પુત્ર ચિરકારીને પોતાની સમીપ ઉભેલો દીઠો.[૫૯] ચિરકારી પણ પિતાને જોઇને અત્યંત ખિન્ન થઈ ગયો. તેણે હાથમાંથી પકડેલું શસ્ત્ર નીચે નાંખી દીધું; પછી પિતાને શાન્ત કરવાને તેનાં ચરણમાં મસ્તક નમાવ્યું.[૬૦] ગૌતમ પોતાના પુત્રને પોતાનાં ચરણની સમીપમાં પૃથ્વીપર પડેલો જોઇ, અને પોતાની પત્નીને નિરાકાર (પાષાણ સમાન) ને શરમથી ભરેલી જોઇને પરમ આનંદને પામ્યો!*[૬૧] તે સમયથી, નિર્જન વનમાં આવેલા આશ્રમમાં મહાત્મા ગૌતમ, પોતાના સાવધાન પુત્રની સાથે તથા પત્ની અહલ્યાની સાથે રહેવા લાગ્યો.[૬૨]

(ભીષ્મ, યુધિષ્ઠિરને કહે છે) 'અહલ્યાને મારી નાંખ,' એવી આજ્ઞા કરીને મુનિ તપશ્ચરણ કરવા માટે વનમાં ચાલી નિકળ્યો. તે પછી, તેનો પુત્ર ચિરકારી, વિનયભાવથી પિતાની આજ્ઞાને આધીન થઇને હાથમાં શસ્ત્ર ધારણ કરી વિચાર કરતો, ત્યાંનો ત્યાં જ ઉભો રહ્યો હતો કે માતાનું શું કરવું?[૬૩] તે પુત્રને જયારે પોતાના ચરણમાં પ્રણામ કરતો જોયો ત્યારે, ગૌતમને (પ્રથમ) વિચાર થયો હતો કે, 'મારો પુત્ર, મારા ભયથી (પોતાની માતાને મારવા માટે શસ્ત્ર ધારણ કર્યું તે માટે) મારી ક્ષમા માગે છે!'[૬૪] પણ (જયારે અહલ્યાને પોતાની સામે નિરાકાર એટલે સત્વરહિત–જડ જેવી, ને શરમાતી ઉભેલી જોઈ ત્યારે, ચિરકારીએ પોતાની માતાને મારી નાંખી નથી તેથી સંતોષ પામીને) પિતાએ, (ચરણમાં પડેલા) પુત્રની લાંબા વખત સૂધી પ્રશંસા કરી અને લાંબા સમય સૂધી તેનાં મસ્તકને સુંઘ્યું અને પછી બન્ને હાથવતી પુત્રને બાથમાં લઇને મુનિ બોલી ઉઠ્યો; "વત્સ! લાંબા કાળ સૂધી તું જીવતો રહે!"[૬૫] આ પ્રમાણે મહાબુદ્ધિમાન્ ગૌતમે, પ્રસન્ન અને આનંદી બનીને પોતાના પુત્રને અભિનંદન આપ્યા પછી, આ પ્રમાણે કહ્યું;[૬૬] "હે ચિરકારી! તારું કલ્યાણ થાવ! કોઇ પણ કાર્ય કરતાં પૂર્વે તું પરિપકવપણે સદાય વિચાર કરજે! તું લાંબા સમય સૂધી ચિરકારી થજે! હે શાંતગુણિ! તેં ચિરકાળે કાર્ય કરવાનો વિચાર કર્યો, તેથી તેં મને સદાને માટે સુખી કર્યો છે!"[૬૭] તે પછી વિદ્વાન્ અને મુનિઓમાં શ્રેષ્ઠ એવા ગૌતમે, ચિરકાળે કામ કરનારા ધીર પુરુષોના ગુણોને દર્શાવનારી આ પ્રમાણેની ગાથાઓ ગાવા માંડી હતી:–[૬૮]"એક મિત્રને મારવો હોય તો ચિરકાળ સૂધી વિચાર કરીને પછી તેને મારવો; કોઇ પણ કાર્ય આરંભ્યું હોય તો તેનો ત્યાગ પણ ચિરકાળ સૂધી વિચાર કર્યા પછી કરવો; લાંબા સમય સૂધી વિચાર કરીને કરેલા મિત્રને લાંબા સમય સૂધી નભાવી રાખવો.[૬૯] ક્રોધ કરવામાં, દર્પ કરવામાં, અભિમાન કરવામાં, કોઇનો દ્રોહ કરવામાં, પાપકર્મ કરવામાં તથા કોઇનું ભુંડુ કરવામાં જો લાંબો સમય સૂધી વિચાર કર્યા પછી તે કૃત્ય કરવામાં આવે છે તો તે વખાણને પાત્ર થાય છે.[૭૦] બાંધવોના, સ્નેહીઓના, સેવકોના તથા સ્ત્રીઓના અપરાધો સ્પષ્ટ રીતે જાણવામાં આવ્યા ન હોય, ત્યારે લાંબા સમય સૂધી વિચાર કરીને પછી તેનો નિર્ણય કરનારો પુરુષ પ્રશંસાને પાત્ર થાય છે!"[૭૧] હે ભરતવંશી રાજા! આ રીતે પોતાના પુત્રે કાર્ય કરતાં પૂર્વે લાંબા સમય સૂધી વિચાર કર્યો ને વિલંબ કર્યો, તેથી ગૌતમ પ્રસન્ન થયો હતો.[૭૨]

એ જ પ્રમાણે પુરુષે સર્વ કાર્યોમાં લાંબા સમય સૂધી પુખ્તપણે વિચાર કરવો (અને પછી તે કાર્ય કરવું). જે પુરુષ કોઇપણ કાર્ય કરવું કે ન કરવું તેનો લાંબા સમય સૂધી વિચાર કર્યા પછી તેનો નિશ્ચય કરે છે, તે પુરુષને કદિ સંતાપ કરવો પડતો નથી.†[૭૩] જે પુરુષ લાંબા સમય સૂધી ક્રોધને દબાવી રાખે છે અને કાર્યનો પણ લાંબા સમય સૂધી વિચાર કરે છે,[૭૪] તે પુરુષને કોઇ પણ કાર્ય પશ્ચાત્તાપ કરાવનારું થઈ પડતું નથી. (પ્રત્યેકે) વૃદ્ધ પુરુષોની લાંબા સમય સૂધી સેવા કરવી અને તેની પાસે બેસી તેઓની પૂજા કરવી જોઇએ, ધર્મ (કર્તવ્ય)નું સેવન પણ લાંબા સમય સૂધી કરવું અને તે ધર્મોનો નિશ્ચય કરવામાં પણ લાંબો સમય ગાળવો.[૭૫] જે પુરુષ લાંબા સમય સૂધી વિદ્વાનોની પાસે બેસે છે; લાંબા સમય સૂધી શિષ્ટ–ઉત્તમ પુરુષોની સેવા કરે છે, અને તેઓના ઉપદેશથી પોતાના આત્માને ચિરકાળ સૂધી કેળવે છે; તે પુરુષ લાંબા સમય સૂધી લોકોના માનને પાત્ર રહે છે (અને છેવટે આત્માના સ્વરૂપને જાણે છે).[૭૬] ધર્મનો ઉપદેશ આપનારા પુરુષને, કોઇ ધર્મના કે કર્તવ્યના વિષયમાં (પ્રશ્ન પૂછે) ત્યારે તેણે લાંબા સમય સૂધી અને પરિપકવપણે વિચાર કરીને તેનું ઉત્તર આપવું. આમ કરવાથી લાંબા સમય સૂધી તેને સંતાપ કરવો પડતો નથી.‡[૭૭]

---

* રામાયણના બાલકાંડના સર્ગ ૪૮ માં એવી કથા છે કે, ગૌતમે પોતાની સ્ત્રી અહલ્યાને શાપ દઈ શલ્યારૂપ બનાવી દીધી અને ઈન્દ્રને શાપ દઇ, સહસ્રભગ–છિદ્રવાળો બનાવ્યો હતો, જેમાંથી તેનાં સહસ્ર નેત્ર થયાં હતાં. આ શ્લોકના છેવટના ભાગનો અર્થ કરવામાં ભા. પ્ર. માં કેવળ જ ભૂલ ભરેલો અર્થ કરવામાં આવ્યો છે, અને વધારો પણ અસંગત છે. † આનો ભાવાર્થ એવો ન સમજવો કે સાધારણ કાર્યમાં પણ વિચાર ને વિચાર જ કર્યા કરવો; પણ જેમાં ધર્મસંકટ હોય, બે બાજુએ હાનિ હોય, સંશય હોય, તેવા કાર્યમાં પુખ્તપણે વિચાર કર્યા પછી જ તે કાર્ય કરવું. ‡ કારણ કે ઉતાવળથી ધર્મ વિષયમાં નિર્ણય આપતાં જો ઘોટાળો વળી જાય–અસત્ય નિર્ણય અપાઇ દેવાય–તો નિર્ણય આપનારો અસત્ય નિર્ણય આપવાથી, યજમાનને મળનારા ફળનો પાપભાગી થાય છે.

મહા તપસ્વી ગૌતમ પોતાના પુત્ર ચિરકારીની સાથે તે આશ્રમમાં ઘણાં વર્ષો સૂધી, ઉત્તમ ધર્મ પાળી આનંદમાં રહ્યો અને મરણ પછી પુત્ર સાથે સ્વર્ગમાં ગયો હતો.૭૮

इतिश्री महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे 'चिरकारिकनुं उपाख्यान' ए नामनो अध्याय २६६ मो समाप्त.

## અધ્યાય ૨૬૭ મો.

### જેને આપવાની શક્તિ નથી, તેને લેવાનો હક્ક નથી !

યુધિષ્ઠિરે પૂછ્યું:–હે સત્પુરુષોમાં શ્રેષ્ઠ પિતામહ! કોઇનું અનિષ્ટ કર્યા વિના રાજાએ પ્રજાનું રક્ષણ શી રીતે કરવું એ હું તને પૂછું છું, તેનું મને ઉત્તર આપ.૧

ભીષ્મે કહ્યું:–આ વિષયપર એક પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે, જેમાં દ્યુમત્સેન રાજાને, પોતાના કુમાર સત્યવાનની સાથે સંવાદ થયો છે.૨ અમારા સાંભળવામાં આવ્યું છે કે, કોઇક સમયે પિતાની આજ્ઞાથી વધ કરવા માટે લઇ જવામાં આવતા અપરાધીઓને જોઇને, સત્યવાને, પૂર્વે કોઇએ નહિ કહેલું એવું આ વચન (પોતાના પિતા દ્યુમત્સેનને) કહ્યું હતું:–૩ "કેટલીક વેળાએ ધર્મ અધર્મરૂપ થાય છે, અને કેટલીક વેળા અધર્મ ધર્મરૂપ થાય છે. કોઇનો પણ વધ કરવો, એ કદી પણ ધર્મકાર્ય ગણાય નહિ !"*૪

દ્યુમત્સેને ઉત્તર આપ્યું:–"હે સત્યવાન્! જે વધ્ય છે તેને બચાવવો એ ધર્મ હોય, અને જો ચોરને બચાવવામાં આવે, તો પછી (ધર્માધર્મમાં રહેલી) સર્વ મર્યાદાનો નાશ થશે.૫ આ મારું છે, આ (બીજી વસ્તુ) મારી નથી–એ પ્રકારના વિચારો (જો દુષ્ટોને શિક્ષા કરવામાં નહિ આવશે તો) કળિયુગમાં (વસ્તુના હકના સંબંધીમાં) ચાલશે નહિ. (જો દુષ્ટોને શિક્ષા નહિ કરવામાં આવે તો) લૌકિક વ્યવહારનો સમૂળગો નાશ થશે. (દુષ્ટોને શિક્ષા કર્યા વિના) લોકયાત્રા–લોકવ્યવહાર ચાલી શકે છે એવું જે કંઈ તું જાણતો હોય તો તે સંબંધી મને કહે."૬

સત્યવાને કહ્યું:–"(ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર) ત્રણે વર્ણને બ્રાહ્મણના આધીનમાં સોંપવી. આ રીતે ત્રણે વર્ણ ધર્મની પાશથી બંધાઇ જશે, એટલે ઉતરતી વર્ણ (પ્રતિલોમ અને અનુલોમ જાતિના સૂત, માગધ વગેરે) પણ ત્રણ વર્ણની પેઠે ધર્મનું આચરણ કરશે.૭ છતાં એ વર્ણોમાંથી કોઇ અધર્મનું આચરણ કરે એટલે અપરાધ કરે, તો બ્રાહ્મણે તેને રાજાની પાસે લઇ જઈને કહેવું કે, 'આ પુરુષ મારું કહ્યું સાંભળતો નથી!' તે પછી રાજાએ તેને શિક્ષા કરવી.૮ અપરાધીઓનો સારી રીતે વિચાર કરીને તથા ન્યાયશાસ્ત્રનું યથાર્થ રીતે અવલોકન કરીને, દેહાંત દંડની શિક્ષા વગર, અપરાધીના અપરાધનું સ્વરૂપ જોઇ (બીજા કોઈ પ્રકારની) શિક્ષા કરવી; પરંતુ નીતિશાસ્ત્ર તથા અપરાધીનાં કર્મનો વિચાર કર્યા વિના, વિપરીત રીતે રાજાએ શિક્ષા કરવી નહિ.૯ રાજા દુષ્ટોનો નાશ કરે છે ખરો, પણ ખરી રીતે જોતાં તે, બીજા ઘણા નિરપરાધીઓનો પણ નાશ કરે છે. જેમ, એક ચોરના વધથી તે ચોરની સ્ત્રી, માતા, પિતા ને પુત્રનો પણ ચોરને મારી નાંખનારો નાશ કરે છે!† એટલા માટે, કોઇ પુરુષ અપરાધ કરે ત્યારે રાજાએ સારી રીતે વિચાર કરીને પછી અપરાધીને શિક્ષા કરવી.૧૦ કેટલીક વખત એક પુરુષ દુષ્ટ હોય છે; છતાં તે દુષ્ટ કોઇ વખતે સત્પુરુષના સમાગમથી સત્પુરુષ પણ થઇ શકે છે. તેમજ, દુષ્ટ પુરુષોથી ઉત્તમ પ્રકારની પ્રજા પણ ઉત્પન્ન થાય છે.૧૧ એટલા માટે, દુષ્ટોનો સમૂળગો નાશ કરી નાંખવો, એ સનાતન ધર્મ નથી. પરંતુ તેને એવા પ્રકારની શિક્ષા કરવી કે, જેથી અપરાધીના અપરાધનું પ્રાયશ્ચિત્ત થાય!૧૨ તેના સર્વ ધનને છીનવી લેવું; તેને કેદ કરવો; નાક, કાન કાપીને બદસુરત કરવો (આ સર્વ શિક્ષાઓ ચોરોને કરવી); પરંતુ તેઓનાં સ્ત્રી, વગેરે કુટુંબીઓને, ચોરને દેહાંત દંડની શિક્ષા કરી, દુઃખી કરવાં નહિ.૧૩ જો પુરોહિતો તથા બીજાઓની સમક્ષમાં ચોર પુરોહિતને શરણે જાય અને તેને વિંટી વળીને પ્રતિજ્ઞાપૂર્વક કહે કે; 'હે બ્રાહ્મણ! હવે પુનઃ અમે પાપકર્મ કરીશું નહિ,'૧૪ તો તેને છોડી મૂકવો. આવી પ્રજાપતિની પણ આજ્ઞા છે. કદાચ બ્રાહ્મણ, જે દંડ અને મૃગચર્મ ધારણ કરતો હોય અને મસ્તક મુંડાવેલું હોય તે પણ જો અપરાધ કરે તો તેને પણ શિક્ષા કરવી!‡૧૫ મોટા મનુષ્યો જો અપરાધ કરે તો તેને તેની મોટાઇના પ્રમાણમાં શિક્ષા કરવી; તેમ જ પુનઃ પુનઃ અપરાધ કરે તો તેને પ્રથમ અપરાધ વખતે છોડી મૂકયો હોય, તેમ છોડી મૂકવો નહિ!"૧૬

* રાજકુમાર સત્યવાનનું કહેવું એમ છે કે, વધની શિક્ષા જેને ફરમાવવામાં આવી હોય તેનો પણ વધ કરવો નહિ; કારણ કે પ્રજાના જીવન ઉપર રાજાની સત્તા નથી: જે જેને આપી શકતો હોય તે જ તેની પાસેથી લઇ લેવાને ખરો શક્તિમાન્ ગણાવો જોઇએ. સર્વ પ્રાણીઓને ઈશ્વર જીવ આપે છે, માટે તે જ હરણ કરવાને યોગ્ય છે. રાજાના હાથમાં એવી શક્તિ નથી, એટલે કોઇનો જીવ લેવાની સત્તા એના હાથમાં રહેવી ન જોઇએ. કુંવરનો કહેવાનો ભાવાર્થ માત્ર એટલો જ છે કે, ગંભીર અપરાધ માટે પણ કદી દેહાંત દંડની શિક્ષા કરવી નહિ.

† કારણ કે ચોર મરી જવાથી તેની સ્ત્રી, માતા-પિતા, વગેરે આજીવકા રહિત થઈ પડે છે અને ભુખે મરે છે!

‡ આ શ્લોકપરથી ટીકાકાર એમ જણાવે છે કે, સંન્યાસી હોય તથા તે પણ જો ધર્મથી વિરુદ્ધ ચાલે તો તેને પણ શિક્ષા કરવી.

દ્યુમત્સેને કહ્યું;–"જ્યાંસૂધી એવી (પાપ) વૃત્તિવાળાને વશ રાખી શકાય છે, ત્યાંસૂધી ધર્મની પ્રવૃત્તિ છે–પ્રજા જ્યાંસૂધી ધર્મનું–(વ્યવહાર) મર્યાદાનું ઉલ્લંઘન કરતી નથી, ત્યાંસૂધી તે ધર્મમાં રહે છે.૧૭ પરંતુ અપરાધીઓને દેહાંત દંડની શિક્ષા કરવામાં ન આવે તો તેઓ સર્વ ધર્મનો પરાભવ કરે. પુરાતન કાળમાં પ્રજાને સારી રીતે શાસનમાં સહેલાઇથી રાખી શકાય તેમ હતું.*૧૮ કેમક પ્રજા કોમળ સ્વભાવની હતી; બહુધા સત્ય બોલનારી હતી; થોડી ઈર્ષા કરનારી હતી; તે ક્રોધ તો કરતી જ નહિ; અને કદાચ ક્રોધ કરતી, તો તે અંકુશમાં રહી શકે તેવો હતો. પૂર્વ કાળમાં અપરાધીઓને માત્ર 'ધિક્કુ' એ શિક્ષા જ બસ હતી! તે પછી વાણીથી ઠપકો આપવાનો ચાલ નિકળ્યો.૧૯ તે પછી દંડ તથા મિલકત જપ્ત કરવાનો ધારો પાડવામાં આવ્યો. આ યુગમાં દેહાંતદંડની શિક્ષા પ્રવર્તે છે. (દુષ્ટતાનું પ્રમાણ એટલી હદ સૂધી વધી ગયું છે કે,) એકનો વધ થતો જોવા છતાં બીજાઓ નિયંત્રિત થઈ શકતા નથી.†૨૦ ચોર, મનુષ્યોનો સગો નથી, દેવોનો સગો નથી, ગંધર્વોનો સગો નથી, પિતૃઓનો સગો નથી. કોણ કોનો સગો છે? તે કોઈનો સગો નથી. આ રીતનું શ્રુતિ વચન છે.‡૨૧ ચોર–લુટારો તો શ્મશાનમાંથી શબના આભૂષણો પણ ચોરી લેવાની હિંમત કરે છે તથા પિશાચથી પીડિત હોય તેની પાસેથી પણ વસ્ત્રો લેવાની હિમત કરે છે! તે પુરુષ બુદ્ધિહીન છે, જે ચોર સાથે ધર્મ પાળવાનો ઠરાવ કરે છે અથવા સોગન ખવરાવીને તેઓનો વિશ્વાસ કરે છે."§૨૨

સત્યવાને કહ્યું;–"હે રાજા! તું લુચ્ચા ચોટ્ટાનો વધ કર્યા વિના જો સત્પુરુષોની રક્ષા કરી શકતો ન હો તો, કોઇ ઉત્તમ પ્રકારના યજ્ઞમાં ચોરને હોમીને તેના ઉપર તારે ઉપકાર કરવો યોગ્ય છે.‖૨૩ રાજાઓ પોતાનો વ્યવહાર ચલાવવા માટે–પ્રજાના રક્ષણ ને આબાદી માટે પરમ તપશ્ચરણ કરે છે અને મોટા તપસ્વી બને છે. જ્યારે (ધર્મિષ્ઠ રાજાઓ) જાણે છે કે, તેના દેશમાં ચોર–લુટારાઓ નિવાસ કરે છે ત્યારે લજ્જાને પ્રાપ્ત થાય છે. તેથી તેઓ તપ કરી ચોર અને લુટારાનો નાશ કરી પોતાની પ્રજાને સુખી કરે છે.¶૨૪ પ્રજાને માત્ર ભય જ દેખાડવાથી તે સદ્ગુણી બને છે (જુલમગાર ધારા કે દંડથી નહિ). સારા રાજાઓ, અપરાધ કરનારી પ્રજાનો પોતાની ઈચ્છાનુસાર વધ કરતા નથી. (પરંતુ જો નાશ કરવાની જરૂર પડે છે તો, યજ્ઞાદિક પુણ્યકર્મદ્વારા જ તેઓ પોતાની પ્રજાનો, તેના કલ્યાણના હેતુથી નાશ કરે છે) સારા રાજાઓ સારા વર્તનથી પોતાની પ્રજાપર રાજ્ય કરવાથી વિજયી થાય છે. ક્રુર કે અધમશિક્ષા કરવાથી નહિ.)૨૫ રાજા જો ઉત્તમ આચરણથી વર્તે છે તો ઉત્તમ પ્રજા તેને અનુસરે છે. ઉત્તમ પ્રજાના ઉત્તમ વર્તનથી તેનાથી ઉતરતી પાયરીનાં માણસો તેને અનુસરે છે. મનુષ્યોનો સ્વભાવ સદાય પોતાના ગુરુજનોના (વડીલોના) આચરણ પ્રમાણે આચરણ કરવાનો હોય છે.§§૨૬ જે રાજા પોતાના મનને સાવધાન રાખ્યા વિના બીજાને શિક્ષા કરવાની ઇચ્છા કરે છે, તો વિષયેન્દ્રિયને વશ થયેલા તે રાજાને પ્રજાગણ હસી કાઢે છે!૨૭ જે પુરુષ ઉદ્ધતપણાથી કે મોહવડે રાજાની તરફ જરા પણ અયોગ્ય વ્યવહાર કરે છે, તે પુરુષને હરકોઈ પણ (બીજાં) ઉપાયથી શિક્ષા કરવી. (પણ દેહાંતથી નહિ.) (સામાન્ય) શિક્ષા કરવાથી તે પુરુષ પાપરહિત થાય છે ને વધુ ગુન્હા કરતો અટકે છે.૨૮ જે રાજા પાપકર્મ કરનારાને સારી પેઠે શિક્ષા કરવાની ઇચ્છા કરે છે, તે રાજાને પ્રથમ પોતાના મનને નિયમમાં રાખવાની જરૂર છે. (તે પછી જ) જરૂર પડે તો, તેણે પોતાના પુત્ર, સ્ત્રી, બાંધવો વગેરે નજીકના સંબંધીઓ પણ અપરાધ કરે તો તેઓને મોટી શિક્ષા કરવી.૨૯

* તેવા સમયમાં શિક્ષાની જરૂર જ નહતી, અથવા હલકી શિક્ષાથી પણ ચાલતું હતું.

† અર્થાત્ દેહાંતદંડની શિક્ષા આવશ્યકીય થઈ પડી છે.

‡ ભાવાર્થ: જ્યાં શ્રુતિ ભગવતી ચૌર કર્મ કરનાર માટે આવું વદે છે, ત્યાં એને દેહાંતદંડની શિક્ષા કરવાનું પાપ આલોક કે પરલોકમાં રાજાને કયાંથી લાગે? વળી એવા ચોરનો નાશ કર્યાથી કોઇને નુકશાન થતું નથી, પણ લાભ જ થાય છે.

§ પદ્મનો અર્થ શબનાં અલંકારો થાય છે. દરેક દેશમાં શ્મશાનમાંથી ચોરનારા હતા. પિશાચાત્તનો અર્થ પિશાચોદ્દનાત્ અર્થાત્ પિશાચથી પીડિત એવો મનુષ્ય, થાય છે.

‖ આ શ્લોકનો અર્થ આ પ્રમાણે ટીકાકાર કરે છે. હે રાજા! જો તું વધ કર્યા વિના તેઓને જીવિતદાન આપી, ચોર કર્મમાંથી મુક્ત કરાવી, સાધુ પુરુષ ન બનાવી શકતો હોય તો, કોઇ યજ્ઞ કરી તેઓનો નાશ કર. યજ્ઞ કરાવનારા મીમાંસકોનું કહેવું એમ છે કે, યજ્ઞ માટે કરવામાં આવેલી હિંસામાં પાપ નથી, અને વધ કરેલું પશુ સ્વર્ગ લોકને પ્રાપ્ત થાય છે. સત્યવાનનું કહેવું દ્વિઅર્થી છે. તે કહે છે કે, કાં તો કોઇ એવો યજ્ઞ કરી સિદ્ધિ મેળવ કે જેથી રાજ્યમાં ચોર પેદા જ થાય નહિ, અને હોય તો તેનો નાશ થાય, કે બધા સાધુઓ બની જાય; અથવા તો કોઇ એવો યજ્ઞ કર કે જેમાં ચોરને જ હોમવામાં આવે, અને તેથી તે સિધો સ્વર્ગમાં પહોંચી જાય! આ પ્રમાણે કરેલી દેહાંત દંડની શિક્ષા, ફાંસીને લાકડે ચઢાવી કે શિરચ્છેદ કરવાની શિક્ષા કરતા વધારે સારી હોય એમ સત્યવાન સમજે છે.

¶ તપશ્ચરણનો અર્થ રાજામાં જોઇતા પ્રજાપાલનના સર્વ ગુણોનું શુદ્ધ આચરણ, એવો કરવો.

§§ જો રાજા સારી રીતે વર્તે છે તો પ્રજા પણ સદ્ગુણયુક્ત થાય છે; પણ જગતને સુધારવા અર્થે ઘાતકી શિક્ષા યોગ્ય નથી.

સત્ય છે કે, જ્યાં પાપકર્મ કરનારા નીચ મનુષ્યને, મહાન્ શિક્ષા કરવામાં આવતી નથી, ત્યાં પાપોની વૃદ્ધિ થાય છે અને ધર્મનો ખરેખર નાશ થાય છે.[૩૦] પૂર્વે કરુણાશાળી કોઈ વિદ્વાન્ બ્રાહ્મણે આ રીતે મને ઉપદેશ કર્યો છે, અને હે તાત! દયાને લીધે પ્રજાને અત્યંત આશ્વાસના આપનારા પૂર્વકાળના પિતામહોએ પણ મને આ પ્રમાણે જ ઉપદેશ આપ્યો છે.*[૩૧] તેઓ કરુણાથી લોકોને આશ્વાસના આપતા હતા, અને કહેતા હતા કે, 'કૃતયુગમાં રાજાએ પ્રજાને એવી શિક્ષાથી વશ કરવી કે જે શિક્ષા કેવલ અહિંસામય હોય.[૩૨] ત્રેતાયુગમાં ધર્મના ત્રણ ચરણવડે પૃથ્વીનો વિજય રાજા કરે છે; દ્વાપરયુગમાં ધર્મના બે ચરણવડે પૃથ્વીનો વિજય કરે છે અને કળિયુગમાં ધર્મના એક ચરણવડે પૃથ્વીનો વિજય કરે છે.[૩૩] પણ જ્યારે કળિયુગનો આરંભ થાય છે, ત્યારે રાજાના પાપકર્મને લીધે ધર્મના ચોથા ચરણનો સોળમો ભાગ પૃથ્વી ઉપર રહે છે.[૩૪] હે સત્યવાન્! કૃતયુગ માટે ઠરાવેલા ગુણવાળા અહિંસાવાળા નિયમથી જો રાજકાર્યો કરવામાં આવે તો કળિયુગમાં, પ્રજામાં સંકરપણું ફેલાઈ જાય અને લોકો એક બીજાનો નાશ કરે. †રાજાએ મનુષ્યનાં આયુષ્યનો, શક્તિનો તથા સમયનો વિચાર કરીને શિક્ષા કરવી જોઇએ.‡[૩૫] સ્વયંભૂના પુત્ર મનુએ પ્રાણીઓના ઉપર અત્યંત દયાળુ બની, મહદ્ ધર્મફલ કેમ પ્રાપ્ત થાય તે માટેનો સત્ય–મોક્ષનો માર્ગ સૂચવ્યો છે![૩૬]

इतिश्री महाभारतमां शान्तिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे 'द्युमत्सेन सत्यवाननो संवाद' ए नामनो अध्याय २६७ मो समाप्त.

## અધ્યાય ૨૬૮ મો.

### કપિલ ગીતા–કપિલ અને ગાયનો સંવાદ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! સંપૂર્ણ ઐશ્વર્ય-(જ્ઞાન, યશ, શ્રી, વૈરાગ્ય અને ધર્મ આ છ ગુણ)ના હેતુભૂત એવો જે યોગધર્મ, તે મનુષ્યોને વિરોધ વગર-ગૃહસ્થાશ્રમમાં તથા સંન્યાસમાં–એમ ઉભય આશ્રમમાં, બીજાને પીડા કર્યા વિના, કેવી રીતે ઉપયોગી થઈ પડે, એ તેં મને વિસ્તારથી સમજાવ્યું છે. હે પિતામહ! સુખ અને મોક્ષ એવાં બન્ને ફળ આપી શકે એવો ધર્મ તું મને કહે.§[૧] હે પિતામહ! પરિણામે એક જ ગતિ આપનારા એવાં ગૃહસ્થધર્મ અને યોગધર્મમાંથી ઉત્તમ શું, તે મને કહે.[૨]

ભીષ્મે ઉત્તર આપ્યું;–ગૃહસ્થધર્મ અને યોગધર્મ બન્ને મહા સુખવાળા છે; અને ઉભય મહા દુસ્તર છે. બંનેનું ફળ પણ મહાન્ છે અને તે બંને ધર્મ એવા છે કે, માત્ર તેનું સત્પુરુષો જ આચરણ કરી શકે છે.[૩] હે પૃથાના પુત્ર! તું એકમનનો થઈને તે બન્ને ધર્મનું પ્રામાણ્ય મારી પાસેથી શ્રવણ કર; જે સાંભળવાથી તારો ધર્મ સંબંધી સંશય દૂર થઇ જશે.[૪] આ વિષયમાં કપિલ અને ગાયના સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસ આ પ્રમાણે છે તે, હે યુધિષ્ઠિર! તું સાંભળ.[૫] અમારા સાંભળવામાં આવ્યું છે કે, પૂર્વે નહુષ રાજાને ઘેર ત્વષ્ટા દેવ અતિથિ તરિકે આવ્યો હતો. તેને મધુપર્ક આપવા માટે, નહુષે સત્યથી પ્રાચીન કાળના, અને સનાતન એવા વેદોને જોઇને, એક ગાયને વધ કરવા માટે આણી.[૬] આ ગાયને મારવા માટે તૈયાર કરેલી જોઇને, ઉદાર મનના, સત્વગુણી, સંયમમાં પ્રીતિ રાખનારા, સત્યજ્ઞાની, નિયમ પ્રમાણે આહાર કરનારા,[૭] ધર્મ વિશે સ્થિતિવાળા, સર્વ તરફથી નિર્ભય, શ્રેષ્ઠ, દૃઢ અને સત્યતા ભરેલી ઉત્તમ બુદ્ધિ ધારણ કરનારા કપિલ મુનિ એકદમ જ બોલી ઉઠ્યો "વેદોને ધિક્કાર છે!"[૮] એ વચન સાંભળીને સ્યૂમરશ્મિ નામનો ઋષિ, યોગબળથી ગાયના શરીરમાં પ્રવેશ કરીને, કપિલ મુનિ પ્રતિ બોલ્યો: "હે કપિલ! તુષ્ણીભવ. જો વેદોમાં હિંસા ધર્મ કહ્યો છે અને તેને માટે જો તેઓ ઠપકાને પાત્ર ગણાય તો પછી અહિંસક ધર્મોને સાધાર ક્યાંથી જાણવો?‖[૯]

* અહીં સુધી સત્યવાનનાં વચનો છે. તે પછીનાં વચનો તેના પિતાનાં છે એમ સંબંધપરથી કલ્પના કરી શકાય છે; કેમકે તેમ ન હોય તો, સત્યવાનના પૂર્વના વચનોમાં, ઉત્તરના વચનોથી વદતો વ્યાઘાત દોષ ઉત્પન્ન થાય છે. † અહિંયાથી સત્યવાનનાં વાક્યો શરૂ થાય છે. ‡ દરેક યુગમાં જેમ મનુષ્યનું આયુષ્ અલ્પ હોય છે તેમ તેમાં શક્તિ પણ ઘટવા માંડે છે; માટે રાજાએ શિક્ષા કરવામાં આ સર્વ બાબતને ધ્યાનમાં લેવી જોઇએ. મનુએ જે માર્ગ સૂચવ્યો છે તે અહિંસક માર્ગ છે.

§ ગૃહસ્થાશ્રમમાં પંચસૂના–ખાંડણિયું, ઘંટી, ચૂલો, પણિયારું ને સાવરણી એવી પાંચ પ્રકારની હિંસા અવશ્ય કરવી પડે છે; અને યોગધર્મમાં વિષયોનો સર્વથા ત્યાગ કરવો પડે છે. પરંતુ આ બન્ને ધર્મ જો એક જ ઉદ્યમ–લાભ કરે છે, એટલે કે ગૃહસ્થાશ્રમી ન્યાયથી મેળવેલા ધનવડે આજીવિકા કરે છે, તત્વજ્ઞાનમાં નિષ્ઠા રાખે છે, અતિથિ ઉપર પ્રીતિ રાખે છે, શ્રાદ્ધ કરે છે અને સત્ય ભાષણ કરે છે, તો સંસારમાંથી મુક્ત થાય છે; ત્યારે યોગી પ્રાણાયામદ્વારા પાપને બાળી નાંખે છે, ધારણાદ્વારા કિલ્બિષનો નાશ કરે છે, પ્રત્યાહારદ્વારા સંગનો ત્યાગ કરે છે, અને ધ્યાનદ્વારા જીવપણા આદિક ગુણનો ત્યાગ કરે છે અને મુક્ત થાય છે. આ રીતે ઉભય ધર્મનો ઉદ્દેશ તો સમાન છે, માટે તે બન્નેમાંથી શ્રેયસ્કર ધર્મ કયો છે?

‖ વેદમાં કર્મ તથા જ્ઞાનમાર્ગ બન્ને દર્શાવ્યા છે. બન્ને જ્યારે વેદમાં પ્રમાણયુક્ત છે તો પછી એક કર્મ સ્તુત્ય તથા બીજું નિંદ્ય કેવી રીતે હોઈ શકે?

ધીરજવાળા, વેદમાં કહેલા વિજ્ઞાનને જાણનારા તપસ્વી પુરુષો માને છે કે, વેદમાં કહેલાં સર્વ વચનો ઋષિઓ-દ્વારા પ્રેરિત થયેલાં, પરંપરાથી પ્રાપ્ત થયેલાં અને નિત્ય જ્ઞાનાત્મા પરમેશ્વરનાં પોતાનાં જ છે.*[૧૦] જે પરમેશ્વરને કોઇ જાતની તૃષ્ણા નથી; કોઇ પણ જાતનો સંતાપ નથી; કોઇ જાતનાં ફળની ઈચ્છા નથી; તેમ સર્વ કામનાથી પૂર્ણ હોવાને લીધે કોઈ કાર્યનો જે આરંભ કરતો નથી, તેના વચનોમાં અમુક પ્રશંસ્ય છે ને અમુક નિંદ્ય છે, આમ કહેવામાં આવે, ત્યારે વેદનું પ્રમાણ કોણ માનશે? વેદ વચનોમાં શા માટે વિષમતા હોય? વેદમાં કોઇ પણ જાતની વિષમતા નથી."[૧૧]

કપિલે કહ્યું:–"હું કંઇ વેદોની નિંદા કરતો નથી; તેમ તેઓ વિષમ છે એમ પણ કોઇ રીતે કહેતો નથી. પરંતુ અમે સાંભળ્યું છે કે, જૂદા જૂદા આશ્રમમાં રહેનારાઓના જૂદાં જૂદાં કર્મ કહ્યાં છે, જે કર્મનું ફળ એક જ છે.[૧૨] સંન્યાસી પણ પરમપદને પામે છે; વાનપ્રસ્થ પણ પરમ પદને પામે છે; ગૃહસ્થ તથા બ્રહ્મચારી પણ પરમ પદને પામે છે.[૧૩] આ ચારેય આશ્રમો દેવયાનમાં લઇ જનારા છે અને તે સનાતન છે. આમાંથી કયો આશ્રમ બળવાન્ અને કયો નિર્બળ છે તે તેના ફળ ઉપરથી જાણવામાં આવે છે.†[૧૪] આ રીતે જાણીને, વેદોક્ત યજ્ઞો કરી સ્વર્ગાદિક સુખો મેળવવા, આમ વેદમાં કહ્યું છે. તેમ સ્વર્ગાદિક ફળ આપનારા યજ્ઞોનો આરંભ કરવો નહિ, આવી પણ નિષ્ઠાવાળી શ્રુતિ સાંભળવામાં આવે છે.[૧૫] જ્યારે કર્મનો આરંભ નહિ કરવો એ જ શ્રેયસ્કર છે, ત્યારે કર્મનો આરંભ કરવાથી દોષ જ લાગે,અને જ્યારે શાસ્ત્રની આવી મર્યાદા છે, ત્યારે પછી કર્મનો વિધિ બળવાન્ છે કે કર્મનો ત્યાગ બળવાન્ છે, એ જાણવું મહા કઠિન છે.[૧૬] જો અહિંસાના કરતાં કોઈ ઉત્તમ ધર્મ હોય અને તે વેદ તથા શાસ્ત્ર સિવાય બીજામાં પ્રત્યક્ષ રીતે તારા જોવામાં આવ્યો હોય, તો તે તું મને કહે."[૧૭]

સ્યૂમરશ્મિએ કહ્યું:–'स्वर्गकामो यजेत। સ્વર્ગની કામનાવાળા પુરુષે યજ્ઞ કરવો,' આ શ્રુતિ અમારા સાંભળવામાં વારંવાર આવે છે. પ્રથમ (મળનારા) માત્ર ફળની કલ્પના કરી, પછી યજ્ઞનો આરંભ કરવામાં આવે છે.‡[૧૮] બકરો, ઘોડો, ઘેટો, ગાય, પક્ષીઓનો સમુદાય, ગામની તથા વગડાની ઔષધિઓ–આ સર્વ (બીજા) પ્રાણીઓનું અન્ન છે, એમ અમે સાંભળ્યું છે.[૧૯] નિત્ય પ્રભાતમાં તથા સાયંકાળે અન્ન ખાવામાં આવે છે. વળી વેદમાં કહ્યું છે કે, પશુઓ તથા ધાન્ય યજ્ઞનું અંગ છે.[૨૦] પ્રજાપતિએ પશુઓ અને ધાન્યોને યજ્ઞની સાથે ઉત્પન્ન કર્યાં છે અને ભગવાન્ પ્રજાપતિએ, દેવોને કહ્યું છે કે, પ્રાણીઓની મદદથી યજ્ઞો કરવા.[૨૧] વળી સાત આરણ્યક (વગડાઉ) અને સાત ગ્રામ્ય (ગામડાનાં), એમ ચૌદ પ્રકારનાં પ્રાણીઓ યજ્ઞ કાર્ય માટે વેદે યોગ્ય ગણ્યાં છે. એમાં એક એકના કરતાં એક એક ઉતરતાં ગણાય છે;§ એટલું જ નહિ, પરંતુ વેદવેત્તાઓ કહે છે કે, આખું વિશ્વ યજ્ઞમાટે ઉત્પન્ન થયું છે! જે "પુરુષ" એ નામે ઓળખાય છે, તેને પણ યજ્ઞ માટે જ નિયત કરવામાં આવ્યો છે.[૨૨] આવી પૂર્વના અને તેથી પણ પૂર્વના મહાન્ પુરુષોની આજ્ઞા છે. ત્યારે એવો કયો પંડિત છે કે, જે પોતાની શક્તિ પ્રમાણે એમાંથી પશુને હિંસા માટે શોધી ન કાઢે? સૌ પોતાની શક્તિ અનુસાર શોધી કાઢે જ છે.‖[૨૩] વળી અધમ પશુઓ, મનુષ્યો, વૃક્ષો અને ઔષધિઓ સ્વર્ગની ઇચ્છા કરે છે; પરંતુ તેઓને માટે યજ્ઞ કર્યા વગર સ્વર્ગ મળે એવો કોઇ માર્ગ જ નથી.[૨૪] ખરી પડતી ઔષધિઓ,પશુઓ,વૃક્ષો, લતાઓ, ઘી, દુધ, દહીં, હવિષ્,¶ ભૂમિ, દિશાઓ, શ્રદ્ધા અને કાળ (સમય) આ બાર;[૨૫] તથા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, સોળમો યજમાન અને ગૃહપતિ નામનો અગ્નિ સત્તરમો,[૨૬] આ સર્વ યજ્ઞનાં અંગ કહેવાય છે. વેદ કહે છે કે, યજ્ઞ જગતનું મૂળ છે. ઘી, દુધ, દહીં, છાણ, આમીક્ષા (દુધ તથા દહીં એકઠા કરેલાં), (બળદનું)

---

* આર્ષનો અર્થ પ્રેરિત થયલા ઋષિઓના મુખમાંથી નિકળેલાં વચનો. विदितात्मनः અર્થાત્ નિત્ય જ્ઞાનવાન્ એવા પરમેશ્વરનાં.

† દેવયાન માટે ટીકાકાર જણાવે છે કે, देवं–आत्मानं यान्ति अभ्येति, જે માર્ગવડે આત્મસાક્ષાત્કાર થઈ શકે છે તે અર્થાત્ અહીં ચારે આશ્રમોમાં શું પ્રભાવ રહેલો છે તે દર્શાવ્યો છે; અર્થાત્ સંન્યાસીનું પરમપદ મોક્ષ છે; વાનપ્રસ્થનું પરમપદ બ્રહ્મલોક છે; ગૃહસ્થનું પરમપદ સ્વર્ગ છે અને બ્રહ્મચારીનું પરમ પદ ઋષિના લોકમાં જવું છે.

‡ ટીકાકાર લખે છે કે આ શ્લોકમાં વકતા પ્રથમ તો વેદનો આધાર લઇ સ્વર્ગની કામનાવાળા પુરુષે જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો જરૂર કરવા એમ પ્રતિપાદન કરવા માંડે છે; પણ પ્રતિપક્ષી કદાચિત્ સ્વર્ગ જેવી અદૃશ્ય વસ્તુનો જ ઇનકાર કરે કે સ્વર્ગ બર્ગ કંઈ છે જ નહિ, તો શામાટે હિંસા કરવી? એમ કહે, તેટલા માટે હિંસા કરવી એમાં કોઇ પણ જાતનું પાપ લાગતું નથી, એવી બીજી દલીલ કરે છે; અને તેની પુષ્ટિમાં, આહારની જરૂરીઆત જોતાં હિંસા સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. પુનઃ તેની પુષ્ટિમાં કહે છે કે, જીવવાળા પ્રાણીઓને જો જીવવાની ઇચ્છા હોય તો તેઓએ ખાવું જોઇએ; જીવન ટકાવનારા આહારને માટે પણ હિંસાનો ખપ પડે છે. આ કારણથી હિંસાનો આસરો આપણી ગરજ માટે લેવો પડે છે અને તે ન્યાયયુક્ત છે એવો એનો ભાવાર્થ છે.

§ ગાય, બકરું, મનુષ્ય, ઘોડો, ગાડર, ખચ્ચર અને ગધેડા આ સાત ગામનાં પશુઓ કહેવાય છે; સિંહ, વાઘ, વરાહ, પાડા, હાથી, રીંછ અને વાદરાં આ સાત વગડાઉ ગણાય છે. આ સર્વે યજ્ઞનાં પશુઓ છે. પણ ગાય કરતાં બકરું ઉતરતું છે, અને એમ ક્રમવાર એક એક ઉતરતા છે.

‖ विचिन्वित્તનો અર્થ विचरेत् અર્થાત્ હિંસાને અર્થે શોધી કાઢે.

¶ હવિષ્નો અર્થ રૉય માંસ કરે છે, પણ તે ભૂલભર્યો છે.

ચામડું, તેની પૂછડીના વાળ, શીંગડા અને ખરી, આટલી વસ્તુ માત્ર ગાય, યજ્ઞને પૂર્ણ કરવાને આપે છે. (માટે યજ્ઞકાર્યમાં ગાય શ્રેષ્ઠ છે.) વળી અમુક યજ્ઞમાં અમુક વસ્તુ જોઇએ, તે સર્વ વસ્તુઓનું વેદમાં વર્ણન કર્યું છે.*[૨૭-૨૮] વેદમાં કહેલી એ સર્વ વસ્તુઓ એકઠી કરીને, યજમાન, જેઓને દક્ષિણા આપી છે તેવાની સાથે રહી, યજ્ઞ સંપૂર્ણ કરવામાં આવે છે.[૨૯] સર્વ પદાર્થો યજ્ઞને માટે જ ઉત્પન્ન કરવામાં આવ્યા છે આમ વેદમાં જે કહ્યું છે તે યથાર્થ જ કહ્યું છે અને પૂર્વ કાળના સર્વે મનુષ્યો પણ તે પ્રમાણે જ પ્રવૃત્ત થયેલા હતા.[૩૦] જે પુરુષ કામના રહિત હોય છે તે પ્રાણીની હિંસા કરતો નથી; ફળની ઇચ્છાથી કોઇ કર્મનો આરંભ કરતો નથી અને કોઇનો દ્રોહ કરતો નથી. પરંતુ યજ્ઞ તો કરવો જ જોઇએ, આમ ધારીને તેવો મનુષ્ય, નિષ્કામ બુદ્ધિથી પણ યજ્ઞ કરે છે જ.[૩૧] ઔષધિ વગેરે યજ્ઞના અંગો, યજ્ઞસ્તંભ વગેરે યજ્ઞના અલૌકિક સાધનો, એ સર્વવડે, વિધિપૂર્વક યજ્ઞ કરવામાં આવે છે, ત્યારે એ સર્વ યજ્ઞના અંગો-સામગ્રી, એક બીજાને સહાય કરે છે.[૩૨] જેને વિશે વેદો રહેલા છે એવી આર્ષ-ઋષિ પરંપરાથી પ્રાપ્ત થયેલી સ્મૃતિઓને હું જાણું છું. સ્મૃતિઓ વેદના બ્રાહ્મણ વિભાગના આધારપર રચાયલી છે, તેટલા માટે વિદ્વાન્ બ્રાહ્મણો તેને પ્રમાણ ગણે છે.†[૩૩] યજ્ઞોની ઉત્પત્તિ બ્રાહ્મણ ગ્રંથોમાંથી થઇ છે ને તેનો આધાર પણ બ્રાહ્મણ ગ્રંથો ઉપર છે. આખું જગત્ યજ્ઞને અનુસરે છે અને યજ્ઞ જગતને અનુસરે છે; અર્થાત્ એક બીજા એક બીજાને સહાયતા કરે છે.[૩૪] ૐકારમાંથી વેદો ઉત્પન્ન થયા છે. (માટે જ યજ્ઞાદિક ક્રિયા પણ ૐકારનું સ્મરણ કરીને કરવામાં આવે છે.) જે પુરુષ શક્તિ પ્રમાણે યજ્ઞ કરે છે, અને જેના યજ્ઞમાં **નમઃ સ્વાહા, સ્વધા** અને **વષટ્** એ પદોનો પ્રયોગ કરવામાં આવે છે,[૩૫] તે પુરુષને ત્રણે લોકમાં ભય હોતો નથી આમ વેદો, સિદ્ધો અને મહર્ષિઓ કહે છે.[૩૬] જે પુરુષ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા સામવેદમાં વિધિપૂર્વક યોજેલા '**हाउहाउ**' ઇત્યાદિક અક્ષરો, આ સર્વ ભણેલો હોય છે, તે પુરુષને દ્વિજ જાણવો.[૩૭] અગ્નિનું આધાન લેનારાને જે ફળ મળે છે, તથા હે દ્વિજ! સોમયજ્ઞ કરનારાને જે ફળ મળે છે તથા બીજા મહાયજ્ઞો કરવાથી જે ફળ મળે છે, તે ફળને આપ ભગવાન જાણો છો.‡[૩૮] એટલા માટે કોઈ પણ પુરુષે (યજ્ઞ શ્રેયસ્કર છે કે નહિ એવો) વિચાર કર્યા વિના યજ્ઞ કરવો અને બીજાને યજ્ઞ કરાવવો; કેમકે જે દ્વિજ જાતિનો પુરુષ વિધિપૂર્વક (જ્યોતિષ્ટોમાદિ) યજ્ઞ કરે છે, તે મરણ પછી સ્વર્ગમાં જાય છે.[૩૯] આ તો નિશ્ચિત છે કે, જે પુરુષ યજ્ઞ કરતો નથી તેને આ લોકમાં સુખ મળતું નથી, તેમ પરલોકમાં પણ સુખ મળતું નથી. વેદના અર્થવાદને સારી રીતે જાણનારો પુરુષ, સારી રીતે જાણે છે કે, યજ્ઞયાગ વગેરે કર્મ તથા આત્મજ્ઞાન બન્ને સરખી જ રીતે વેદમાં માન્ય છે.§[૪૦]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'गाय अने कापिलनो संवाद' ए नामनो अध्याय २६८ मो समाप्त.

---

## અધ્યાય ૨૬૯ મો.

### કપિલ ગીતા-કર્મના ફળ અવિનાશી નથી.

કપિલે કહ્યું:-યજ્ઞયાગાદિક કર્મો કરવાથી જે ફળ મળે છે, તે સનાતન-અવિનાશી હોતું નથી, પણ અંતવાળું હોય છે, એવું તત્ત્વ જાણીને, યમ નિયમાદિક પાળનારા યતિઓ, જ્ઞાનમાર્ગનો આશ્રય કરી, પરબ્રહ્મની પ્રાપ્તિ કરે છે. સર્વ લોકોમાં યતિઓના સંકલ્પો સફળ થાય છે; (અર્થાત્ યતિઓ મનમાં જે વસ્તુનો સંકલ્પ કરે છે, તે વસ્તુ તેને પ્રાપ્ત થાય છે;) તેમની ગતિને રોકનાર કોઇ છે જ નહિ.[૧] એ યોગીઓ દ્વંદ્વાદિ ભાવોથી રહિત હોય છે. તેઓ કોઇને અથવા કોઇ પ્રાણીને નમસ્કાર કરતા નથી. તેઓ કામપાશથી મુક્ત હોય છે. તેઓનું સર્વસ્વ માત્ર જ્ઞાન છે. તેઓ સર્વ પાપોમાંથી મુક્ત હોય છે. તેઓ જ્ઞાનના સ્વામી છે, પાપરહિત છે, પવિત્ર અને નિર્મળ રહે છે ને તેઓ આનંદમાં સર્વત્ર ગમન કરે છે.[૨] તેઓ મોક્ષનો તથા વિ-

---

* સઘળા યજ્ઞમાં, ગાયના, એમાં દર્શાવેલા સર્વ પદાર્થો જોઇતા નથી, પણ અમુકમાં અમુક, તો બીજા યજ્ઞમાં બીજા જ જોઇએ છે. પણ ગાયથી ઉત્પન્ન થતા પદાર્થો વગર યજ્ઞ થતો નથી.

† નીલકંઠની ટીકા જોતાં એનો અર્થ આ પ્રમાણે જણાય છે;- વિદ્વાનો કર્મમાં પ્રવર્તક એવા બ્રાહ્મણ ગ્રંથનું અવલોકન કરીને યજ્ઞાદિક કર્મને જાણે છે અને તે યજ્ઞાદિક કર્મને વેદો પ્રતિપાદન કરે છે અને તે વેદોને ઋષિઓ ધારણ કરી રહ્યા હતા, તેમાંથી સ્મૃતિ રચાઈ છે. શ્રુતિ એટલે સાંભળેલું અને સ્મૃતિ એટલે સ્મરણ-વિચારી વિચારીને રચેલું.

‡ અગ્નિનું આધાન કરનારો આધાન લેતી વખતે નીચે પ્રમાણે મંત્ર ભણે છે;-मानुषाद्दैव्यमुपैमि હું મનુષ્યજાતિમાંથી દેવપણાને પામું! આ મંત્ર ઉપરથી સિદ્ધ થાય છે કે આધાન લેનારો આ જગતમાં દેવપણાને પામે છે અને સોમનું કંડન કરનારો પુરુષ મંત્ર ભણે છે કે:- 'द्युमान् अहं હું સ્વર્ગનો આધિપતિ થાઉં,' તે ઉપરથી સિદ્ધ થાય છે કે;-તે સોમયાગ કરનારો સ્વર્ગનો અધિપતિ થાય છે. ઇત્યાદિ મહાયજ્ઞનાં ફળને આપ જ જાણો છો. બા. પ્ર. માં આ શ્લોકનો કરેલો અર્થ બરાબર નથી. § અર્થાત્ વેદના યથાર્થ રહસ્યને જાણનારા, કર્મ ઉપર રુચિ ઉત્પન્ન કરવા માટે યજ્ઞની સ્તુતિ કરવામાં આવી છે એમ માને છે, અને કર્મદ્વારા શુદ્ધ થયેલા અંતઃકરણવાળા પુરુષને જ્ઞાનથી મોક્ષ મળે છે, તે એમ પણ માને છે.

નાશી વસ્તુઓનો સ્વબુદ્ધિથી વિચાર કરી, એક નિયમપર આવે છે. તેઓ બ્રહ્મનિષ્ઠ છે, બ્રહ્મસ્વરૂપ છે, અને બ્રહ્મમાં જ આશ્રય કરનારા છે.[૩] તેઓ શોક, મોહનો ત્યાગ કરે છે તથા રજોગુણ રહિત છે, એટલે તેઓને સનાતન લોકોની પ્રાપ્તિ થાય છે. પરમ ગતિને પ્રાપ્ત કર્યા પછી ગૃહસ્થાશ્રમનું તેમને શું પ્રયોજન છે?[૪]*

સ્યૂમરશ્મિએ કહ્યું;–જો સંન્યાસ ધર્મ પાળવાથી પ્રાપ્ત થતી જ્ઞાનનિષ્ઠા ઉત્તમ અને પરમ ગતિ ગણાય, એ સત્ય હોય તો, ગૃહસ્થાશ્રમની કીંમત વધારે ઉંચી થાય છે;કારણ કે ગૃહસ્થાશ્રમ વગર બીજો કોઇ પણ આશ્રમ સંભવી જ શકતો નથી.†[૫] જેમ સર્વે પ્રાણીઓ માતાનો આશ્રય કરીને જીવે છે, તે જ પ્રમાણે બીજાં આશ્રમો પણ ગૃહસ્થાશ્રમનો આશ્રય કરીને જ પોતાનો નિભાવ કરે છે. (અર્થાત્ બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસીઓને ભિક્ષા માટે ગૃહસ્થાશ્રમીનો જ આશ્રય કરવો પડે છે).[૬] યજ્ઞયાગ પણ ગૃહસ્થ કરે છે; તપ પણ ગૃહસ્થ કરે છે; અને કોઇ પણ મનુષ્ય સુખની ઇચ્છાવડે જે કાંઈ કરે છે, તેનું મૂળ ગૃહસ્થાશ્રમ જ છે.[૭] સર્વે પ્રાણધારી મનુષ્યો, સંતતિની ઉત્પત્તિમાં સુખ માને છે. સંતતિની ઉત્પત્તિ ગૃહસ્થાશ્રમ વિના બીજા આશ્રમથી કદી પણ થઇ શકતી નથી.[૮] સર્વ જાતિના ઘાસ અને ધાન્યાદિ તરુ, પર્વત ઉપર થનારી સોમલતાદિ ઔષધિ, આ સર્વનું મૂળ ગૃહસ્થાશ્રમ છે. આને આધારે પ્રાણીઓના પ્રાણ ટકી રહેલા છે.‡ અને જીવ વિના આ વિશ્વમાં અન્ય કાંઈ જોવામાં આવતું નથી, તેથી જગતની ઉત્પત્તિનું કારણ ગૃહસ્થાશ્રમ જ છે.[૯] કોણ કહે છે કે, ગૃહસ્થાશ્રમથી મોક્ષ મળતો નથી? તેની એ વાત શું સત્ય છે? માત્ર જેઓ શ્રદ્ધારહિત, બુદ્ધિરહિત, સૂક્ષ્મદૃષ્ટિ વિનાના છે; અને જેઓ કાણાં, આંધળા, માન–કીર્તિ વગરના, ગૃહસ્થાશ્રમ ચલાવવાને અસમર્થ, આળસુ, પરિશ્રમ પામેલા, અને પૂર્વજન્મના પોતાના કર્મોવડે સંતાપ કરનારા છે, એવા મૂર્ખ પુરુષો જ ત્યાગમાં શમગુણની મહત્તા છે આમ કહે છે.[૧૦–૧૧]

વૈદિક કર્મો અને ગૃહસ્થાશ્રમ, એ ત્રણ લોકના હિતને માટે સદાય સનાતન કાળની મર્યાદા પ્રમાણે ચાલ્યો આવે છે. (તેના ઉદાહરણમાં કહે છે.) વેદ જાણનારો જન્મથી જ પૂજાપાત્ર ગણાય છે.[૧૨] ગર્ભાધાન કરવા માટે ત્રણ વર્ણના લોકોને, વેદના મંત્રો અને વિધિઓ આવશ્યકીય છે. એ મંત્રો ભણીને સંસ્કારો કરવાથી દ્વિજવર્ણનું, આ લોકમાં તથા પરલોકમાં અવશ્ય કલ્યાણ થાય છે.[૧૩] દેહધારીના મૃત્યુ પછી તેના શરીરને અગ્નિદાહ કરવામાં, અન્ય દેહ પ્રાપ્ત થતી વખતે, પ્રાપ્ત થયા પછી તર્પણ તથા ભોજન આપવામાં, યમ લોકમાંથી જીવ લોકપ્રતિ જવા 'વૈતરણી આદિ' નદીનું અવતરણ કરવા માટે ગૌદાન આપવામાં, તે જ પ્રમાણે જળમાં પિંડને ડૂબાવવામાં, વૈદિક મંત્રોની આવશ્યકતા છે.[૧૪] વળી અર્ચિષ્મંત, બર્હિષદ, ક્રવ્યાદ વગેરે પિતૃઓના ત્રણ ગણ છે; તેઓ મરણ પામેલાની પાછળ વેદ મંત્રોએ કરેલી શ્રાદ્ધની ક્રિયાને સ્વીકારે છે; અને આ ક્રિયાઓમાં વેદના મંત્રો જ (ઇષ્ટ હેતુ સિદ્ધ કરવામાં) પુષ્ટિ આપે છે.[૧૫] આ રીતે જ્યારે વેદો પોકારી રહ્યા છે, અને મનુષ્યો કહે છે કે, મનુષ્યો, પિતૃઓના, દેવતાઓના અને ઋષિઓના ઋણી–કરજદાર છે, ત્યારે ગૃહસ્થાશ્રમ પાળ્યા વગર મોક્ષ કેવી રીતે મેળવી શકાય?§[૧૬] લક્ષ્મી રહિત અને આળસુ

* ટીકાકારને મતે ભાવાર્થ એ છે કે, જેણે આવું સ્વાનંદ સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું છે, તેને પછી ભીખ માટે હાથ શું કરવા આગળ ધરવો પડે? સંન્યાસ ધર્મ જે ઉચ્ચ અને સનાતન ફળ પ્રાપ્ત કરાવે છે, તેની સાથે સરખાવતાં ગૃહસ્થધર્મ પાળ્યાથી જે ફળ મળે છે તે તુચ્છ છે.

† ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમનો પોષક છે. જો ગૃહસ્થાશ્રમ ન હોય તો બ્રહ્મચારીને મધુકરી કોણ આપે; વાનપ્રસ્થનું પોષણ કોણ કરે અથવા તેના કર્માંતરમાં સહાય કોણ કરે? અને ગૃહસ્થાશ્રમ ભોગવ્યા વગર તેથી ચઢતા આશ્રમમાં કેમ જવાય? માટે ગૃહસ્થાશ્રમ પ્રતિ જોતાં તો તેનાં કર્મો જ શ્રેષ્ઠ છે, એવો વકતાનો ભાવાર્થ છે.

‡ ભાવાર્થ કે, એ ઔષધિની અગ્નિમાં આહુતિ હોમવામાં આવે છે; તે સૂર્યની પાસે જાય છે; સૂર્યથી જળની વૃષ્ટિ થાય છે; અને વૃષ્ટિથી ઔષધિરૂપ અન્ન ઉત્પન્ન થાય છે અને અન્નમાંથી પ્રજાની ઉત્પત્તિ થાય છે.

અત્ર બર્હિ એટલે ઘાસ; ઓષધિ એટલે ધાન્યાદિ; બાહિરન્યા–અદ્રિજાઃ પર્વતપર થતી ઔષધિ–સોમાદિ. તાત્પર્ય એ કે જો ગૃહસ્થાશ્રમ ન હોય તો કોણ કોને માટે એનો સંગ્રહ કરે? અને જો ઇશ્વરથી સ્વાભાવિક ઉત્પન્ન થતા એ પદાર્થો, ઉપભોગમાં ન આવે તો એની ઉત્પત્તિ નિરર્થક થઇ પડે, અને ઇશ્વર કે કુદરતે કંઇ પણ નિરર્થક બનાવ્યું નથી કે બન્યું નથી. જો ગૃહસ્થાશ્રમ ન હોય તો એ સર્વ નકામું થઈ પડે છે.

§ભાવાર્થ: સંન્યાસધર્મ ઉત્તમ કે ગૃહસ્થધર્મ ઉત્તમ છે એ મુખ્ય વાદ અત્રે છે. સ્યૂમરશ્મિ એમ સિદ્ધ કરવા માગે છે કે, વેદો, કે જેને ઈશ્વરના વચન તરિકે સ્વીકારવામાં આવ્યા છે તેઓએ, જ્યારે મનુષ્યની પરલોકમાં ઇષ્ટ સિદ્ધિ માટે મંત્રોની રચના કરી છે, ત્યારે કારણ શરીર વગરનાથી, શૂન્ય એવો મોક્ષ કેમ પ્રાપ્ત કરી શકાય? કર્મના પક્ષમાં વેદોએ જે ઉચ્ચાર્યું છે, તે જ દેહ બન્ધનથી મળતા મોક્ષ અથવા જ્ઞાતા અને જ્ઞેય એ બે વચ્ચેનો અભેદ દર્શાવનારી સ્થિતિથી તદ્દન વિરુદ્ધ છે. વેદમાં કહ્યું છે કે; ब्राह्मणास्त्रिभिर्ऋणवाञ्जायते ब्रह्मचर्येण ऋषिभ्यो यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्यः इतिः બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ત્રણ ઋણથી–કરજથી ઋણી ગણાય છે. બ્રહ્મચર્ય વ્રત પાળી, વેદાધ્યયન કરવાથી ઋષિઓના ઋણમાંથી મુક્ત થવાય છે; યજ્ઞ કરવાથી, દેવતાઓના ઋણમાંથી મુક્ત થવાય છે અને પ્રજા ઉત્પન્ન કરીને પિતૃઓના ઋણમાંથી મુક્ત થવાય છે. આ ત્રણ પ્રકારનાં ઋણ ગૃહસ્થાશ્રમમાં રહેનારો પૂર્ણ કરી શકે છે; સંન્યાસી–યોગી–યતિ નહિ. એટલા માટે ગૃહસ્થાશ્રમ જ ઉત્તમ છે.

એવા પંડિતોએ, ઉપરથી સત્ય જણાતા, પરંતુ અંદરથી અસત્યથી ભરેલા અને જેમાં વેદના અર્થોનું જ્ઞાન સમાયલું નથી એવા આ (અશરીરી ત્યાગ માર્ગને, જેને મોક્ષ કહે છે) મોક્ષ માર્ગને ચલાવ્યો છે.[૧૭] જે બ્રાહ્મણ વેદ તથા શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યજ્ઞ કરે છે, તેને પાપ સ્પર્શ કરતું નથી. યજ્ઞ કરવાથી યજમાન, યજ્ઞમાં હોમેલાં પશુઓની સાથે સ્વર્ગમાં જાય છે; અને તેની પોતાની સર્વ કામના પૂર્ણ થાય છે, તેમ જ પશુઓની કામના પૂર્ણ કરી તેઓને સંતુષ્ટ કરે છે. અર્થાત્ તેમને પણ મોક્ષ માર્ગે ચઢાવે છે.[૧૮] વેદોની અવગણના કરવાથી, શઠતાથી કે કપટથી કોઈ પરબ્રહ્મને પામતું નથી; પરંતુ વૈદિક કર્મ કરવાથી જ પરબ્રહ્મને પામે છે.[૧૯]

કપિલે કહ્યું;-(તું કહે છે તેમ જો કર્મો જરૂરનાં જ હોય તો) અંતઃકરણની શુદ્ધિ થવા માટે દર્શશ્રાદ્ધ, પૌર્ણમાસ શ્રાદ્ધ, અગ્નિહોત્ર, ચાતુર્માસ ઇત્યાદિ વૈદિક કર્મો, બુદ્ધિમાન્ પુરુષે કરવાં. તે કરવાથી સનાતન ધર્મ પ્રાપ્ત થાય છે (ત્યારે હિંસા જેમાં હોય એવાં કર્મ શા માટે કરવાં?)[૨૦] જેઓએ સંન્યસ્તાશ્રમને ધારણ કરેલો હોય છે, જેઓ સર્વ કર્મથી નિવૃત્ત થયા છે, જેઓ ધૈર્યયુક્ત છે, જેઓ રાગાદિ મળથી રહિત છે, જેઓ બ્રહ્મરૂપ થયલા છે, તેઓ બ્રહ્મજ્ઞાનવડે અમૃત-(હવિ, સ્વાધ્યાય તથા પ્રજા)વડે તૃપ્તિને પામનારા દેવો-(ઋષિઓ તથા પિતૃઓ) ને તૃપ્તિ પમાડે છે.[૨૧] જે સર્વ પ્રાણીઓમાં આત્મારૂપે રહેલો છે તથા જે સર્વ પ્રાણી તરફ સમાન દૃષ્ટિ રાખે છે, એવા પદચિહ્ન રહિત (નિર્ગુણ) પુરુષનાં પગલાં પારખવામાં સગુણ દેવો પણ મોહને પામે છે!*[૨૨] ગુરુના ઉપદેશવડે મનુષ્ય જાણે છે કે, ચાર દ્વાર (બાહુ, વાણી, ઉદર ને ઉપસ્થ) એ વાળા અને ચાર મુખ (દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિ એ ચાર મુખ)વાળા શરીર વિશે રહેલા પુરુષને ચાર પ્રકારનો (વિરાટ્, સૂત્રાત્મા, અંતર્યામી ને શુદ્ધ સ્વરૂપ) જાણે છે. બે હાથ, વાણી, ઉદર અને ઉપસ્થ (જનન ઇંદ્રિય) વડે, દેવોને પણ ચાર દ્વારવાળા કહેવાય છે. માટે દેહધારીએ આ દ્વારોને પોતાને વશ રાખવાં જોઇએ.†[૨૩] મનુષ્યે પાશાઓથી જુગાર ખેલવો નહિ; બીજાનું ધન ચોરવું નહિ; નીચ કુલવાળા માણસને યજ્ઞ કરાવવો નહિ; ક્રોધમાં આવીને કોઇને હાથે કે પગે મારવો નહિ. જે મનુષ્ય આ પ્રમાણે વર્તે છે, તે મનુષ્ય પોતાના હાથ તથા ચરણને સારી રીતે નિયમમાં રાખે છે.[૨૪] કોઇને ગાળ દેવી નહિ; વૃથા બોલવું નહિ; કોઇની ચાડી કરવી નહિ; કોઈપર અપવાદ મૂકવો નહિ; કોઈએ અસત્ય બોલવું નહિ; સદા જ થોડું બોલવું; સદા જ સાવધ રહેવું. આ પ્રમાણે વર્તનારા પુરુષનું વાણીરૂપી દ્વાર સારી રીતે નિયમમાં રહેવા પામે છે.[૨૫] કેવળ નકોરડો કરવો નહિ, તેમ બહુ ભોજન કરવું નહિ; કદી લોભીઆ થવું નહિ અને સદાય સત્પુરુષોનો સંગ શોધવો. તેણે દેહના નિર્વાહ પૂરતો જ આહાર સંપાદન કરવો. આ રીતે વર્તનારો પુરુષ પોતાના ઉદરને નિયમમાં રાખે છે.[૨૬] હે વીર! ધર્મ પ્રમાણે પરણેલી એવી પત્ની સિવાય કામાસક્તપણાથી બીજાની સાથે સંબંધ રાખવો નહિ (કે બલાત્કાર કરવો નહિ); ધર્મ પ્રમાણે પરણેલી પોતાની સ્ત્રી સાથે પણ ઋતુકાળ સિવાય બીજે સમયે મૈથુન કરવું નહિ; પુરુષે પોતાની સ્ત્રીમાં જ રત રહેવું અને અંતઃકરણપૂર્વક પર-

* ઉપર કહ્યું છે કે, યજમાન યજ્ઞ કર્યા પછી પશુ સહિત સ્વર્ગમાં જાય છે. પણ તે વાત સંભવતી નથી. કારણ કે બ્રહ્મવેત્તાઓના પ્રાણની ગતિ બીજા યજ્ઞયાગ કરનારા પ્રાણની ગતિ પેઠે નથી, એમ શ્રુતિમાં કહ્યું છે. न तस्य प्राणाउत्क्रामन्ति अत्रैव समवनीयन्ते બ્રહ્મવેત્તાના પ્રાણ અર્થાત્ લિંગ શરીર, બીજો દેહ ધારણ કરવા વાસ્તે બીજા ખોળીયામાં જતા નથી, પણ પરબ્રહ્મમાં જ લય પામે છે. આ શ્રુતિની સાથે વિરોધ થાય, એટલા માટે આ શ્લોકમાં કહ્યું છે કે, જે સર્વાત્મ ભાવને પામ્યો છે તથા જે સર્વજ્ઞપણાને પ્રાપ્ત થયો છે તેને ગતિ પણ નથી તેમ તેને ભોગ પણ ઘટતો નથી એટલા જ માટે બ્રહ્મવેત્તાના માર્ગમાં દેવો મુઝાય છે, એમ આ શ્લોકમાં કહ્યું છે. अपदस्य–पदानि गुणानि तैःरहितस्य અર્થ ગુણથી રહિત અર્થાત્ નિર્ગુણ. पदैषिणः–गुणकामाः અર્થાત્ ગુણની કામનાવાળા.

† આ શ્લોક કૂટ હોવા છતાં પણ ઘણો ઉપયોગી છે. આમાં આવેલા "શરીર વિષે રહેલા પુરુષને" એ શબ્દો, મૂળમાં આવેલા एनम् શબ્દનું ભાષાંતર છે. જે પુરુષે પોતાને સર્વ પ્રાણીઓના આત્મા તરીકે ઓળખ્યો છે, અને સર્વ પ્રાણીઓને પોતાના આત્મા જેવા જોયા છે, તે જ જ્ઞાની અને મુક્ત છે. જેને બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ જાણ્યું છે, તે જ બ્રહ્મ થાય છે, એવું શ્રુતિ વાક્ય પ્રમાણમાં છે. શરીરસ્થ આત્મા ચાર પ્રકારના સ્વભાવવાળો છે. તેને વિરાટ્ કહેવામાં આવે છે; તે એટલા માટે કે તે સર્વવ્યાપી રહ્યો છે; તે સૂત્રાત્મા કહેવાય છે, કારણ કે તે સૂક્ષ્મતંતુની પેઠે સર્વમાં પરોવાયલો છે; તે અંતર્યામિન્ કહેવાય છે, કારણ કે તે સર્વજ્ઞ છે; અને શુદ્ધ કહેવાય છે, કારણ કે તે કોઇપણ જાતના વિકારરહિત છે. દેહ, ઇન્દ્રિય, મન અને બુદ્ધિ આ ચાર મુખ આત્માના સુખના સાધનો કહેવામાં આવ્યાં છે, તે એટલા માટે કે તે દ્વારા આત્મા ભોક્તા બને છે. બાહુ, વાણી, ઉદર અને ઉપસ્થરૂપી દ્વારથી તે કર્તા બને છે. આ છેલ્લી ચાર કર્મેન્દ્રિયો છે, જે આત્માને શરીરમાં ઢાંકી રાખી મૂકે છે; તેટલા માટે તે દ્વાર લેખાય છે અને તેઓ આવરણ બની આત્માના સત્ય સ્વરૂપને ઢાંકી દે છે. દેવો પણ એનાથી મુક્ત નથી. કારણ તેઓ પણ ઇચ્છાથી ઘેરાયલા છે, અને અલૌકિક દેહવડે સર્વ સુખોના સ્વર્ગમાં ભોક્તા બને છે. જ્યારે દેવો સુદ્ધાં તુચ્છ વાસનાથી અને ઇચ્છાથી બંધાયલા છે, ત્યારે જેને આત્માના શુદ્ધ સ્વરૂપમાં દર્શન કરવાની ઇચ્છા હોય, તેને પ્રથમ બાહુ, વાણી, ઉદર, ઉપસ્થરૂપી દ્વારને કબજામાં રાખવા જરૂરનાં જ છે. જેને સર્વ આવરણોની ઉપર થઈ પોતાના શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશવું હોય, તેને માટે ઇન્દ્રિયસંયમ ખાસ અગત્યનું છે. સર્વાત્મભાવ પામવા માટે યોગમાર્ગ જેવો ઇષ્ટ માર્ગ કોઇ છે જ નહિ. બાહુ આદિ ઇન્દ્રિયો ઉપર વિજય કેમ મેળવવો અને તેઓને સંયમમાં કેમ રાખવા, તે નીચેના શ્લોકોમાં બતાવ્યું છે.

ઓનો ત્યાગ કરવો. આ પ્રમાણે જે પુરુષ વર્તે છે, તે પોતાની ઉપસ્થ ઇન્દ્રિયને નિયમમાં રાખે છે.૨૭ હે દ્વિજ! જે વિદ્વાન્ પુરુષ પોતાના બે હાથ, બે પગ, ઉદર અને ઉપસ્થ આ ચાર દ્વારને તથા વાણીને પોતાના વશમાં રાખે છે, તે જ દ્વિજ છે ને તેનાં જ સર્વ કાર્યો સફળ થાય છે.૨૮ પરંતુ જે પુરુષ એ ચાર દ્વારને વશમાં રાખતો નથી, તે પુરુષનાં સર્વેય કાર્યો નિષ્ફળ થાય છે. તેવા પુરુષને તપ કરવાથી વધારે બીજું શું ફળ મળશે? યજ્ઞ કરવાથી વધારે કીયું ફળ મળશે? શરીરને કષ્ટ આપવાથી અધિક કીયું ફળ મળશે?૨૯ દેવતાઓ તેને જ બ્રાહ્મણ કહે છે, કે જે ઉત્તરીય વસ્ત્ર રાખતો નથી; જે બિછાણું બિછાવ્યા વગર પૃથ્વી ઉપર જ શયન કરે છે; જે બાહુને ઓસીકા સ્થાને વાપરે છે તથા જે શમગુણવાળો હોય છે.૩૦ તેને જ દેવતાઓ બ્રાહ્મણ કહે છે, કે જે મનનશીળ પુરુષ ધ્યાનપરાયણ રહી પરણેલા દંપતીના જેવું સુખ અને આનંદ, એકલો રહીને ભોગવે છે; અને પારકાએ દીધેલા સુખને કે દુઃખને ધ્યાનમાં જ લેતો નથી.*૩૧ દેવતાઓ તે જ પુરુષને બ્રાહ્મણ જાણે છે, કે જે પ્રકૃતિ શું છે તથા વિકૃતિ શું છે તેને જાણે છે તથા જે સર્વ પ્રાણીઓની ગતિને જાણે છે.†૩૨ દેવતાઓ તેને જ બ્રાહ્મણ જાણે છે કે, જેને સર્વ પ્રાણીઓના તરફથી અભય મળે છે અને જેનાથી સર્વે પ્રાણીઓને અભય મળે છે; તથા જે સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે.૩૩ દાન અને યજ્ઞની ક્રિયાનું ફળ માત્ર ચિત્તની શુદ્ધિ જ છે, આમ (બ્રાહ્મણ થવાને આવશ્યકીય વસ્તુને) જાણ્યા વિના, તેનું ફળ તો સ્વર્ગનું સુખ છે, આમ (ગુરુના સમજાવ્યા છતાં પણ) મૂઢ પુરુષો સમજે છે; અને તેથી યજ્ઞયાગ કરીને સ્વર્ગ અને ત્યાંનાં સુખો સંપાદન કરવાની જ ઇચ્છા કર્યા કરે છે, પણ (સનાતન) પરબ્રહ્મ સંપાદન કરવાની ઇચ્છા જ કરતા નથી.‡૩૪ સદાચાર અનાદિ કાળનો છે તથા તેનો એક અંશ પણ પાળવો મહાકઠિણ છે. પણ મુમુક્ષુઓએ તે નિત્ય સેવવા જેવો છે. સદાચાર તે અવિનાશી (ફળવાળો) છે; પ્રત્યેક ધર્મોમાં સૂત્રરૂપે પરોવાયલો છે; આપત્તિ રહિત છે; સાવધાનતાવાળો છે અને કામના વગેરે વિષયોથી અનાક્રાંત છે. આવા સદાચારને§ પ્રત્યેક જો પાળે છે તો તે મહા ભયંકર તપરૂપ થઈને તેના પાળનારના સંસારના મૂળરૂપ અજ્ઞાનને બાળી નાંખે છે. પણ જે મૂઢ છે તેવાઓ આવા સદાચારમાંથી જરાક જેટલો પણ સદાચાર પાળવા માટે અશક્ત હોય છે. તે લોકો ફળ આપનારા અને અવિનાશી તથા પરમ ઐશ્વર્યથી ભરપૂર કર્મોને ફળ રહિત જાણે છે; અને તેને વેદના પ્રમાણ વિનાનાં કહે છે. આપત્તિ કાળમાં પાળવામાં આવતા ધર્મો કરતાં વિરુદ્ધ એવા સુવ્યવસ્થિત કાળનો ધર્મરૂપી સદાચાર, જ્ઞાનનું સત્વ છે અને તે કદી પણ કામ ક્રોધાદિની અસર નીચે આવતો નથી.‖૩૫-૩૭ યજ્ઞ યાગાદિ જાણવા કઠિન છે અને તેના સ્વરૂપને જાણ્યા પછી (યથાર્થ) કરવા પણ કઠિન છે; અને તે કર્યા હોય તોપણ તેનું ફળ નાશવંત જ હોય છે. આ તું સારી રીતે જાણે છે, (માટે તારે જ્ઞાન નિષ્ઠાનો જ આશ્રય કરવો).૩૮

સ્યૂમરશ્મિએ કહ્યું;–વેદમાં કર્મ કરવાની તથા ત્યાગ કરવાની એમ બંને આજ્ઞા કરી છે, તેમ ત્યાગની

---

* મૂળમાં આવેલા द्वन्द्वाराम શબ્દનો અર્થ "દંપતીનું સુખ" એમ કરવો વધારે સારું છે. કારણ કે વિરુદ્ધ ધર્મવાળા શીતોષ્ણાદિ દ્વન્દ્વથી કંઈ આનંદ કે સુખ પ્રાપ્ત કરી શકાતું નથી. ભાવાર્થ એમ લાગે છે કે, બ્રહ્મચારી રહ્યા છતાં બ્રહ્મવિત્ પુરુષ જગતમાં ઉત્તમ ગણાતાં દંપતીના સુખને પણ યોગબળે પ્રાપ્ત કરી શકે છે.

† સત્ય રીતે જોતાં આ જગત્ પ્રકૃતિમય અર્થાત્ બ્રહ્મમય જ છે. જો જગતનો બ્રહ્મ સાથે સંબંધ હોય નહિ તો તે મિથ્યા ગણાય. બ્રહ્મ અવિકારી હોવાથી તેમાં કાંઇ પરિણામ પામી શકે નહિ, ત્યારે આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ કે લય કેમ સંભવે? તેનું ઉત્તર એ જ છે કે, બ્રહ્મ વિવર્તીને પરિવર્તન પામે છે. બ્રહ્મમાં લય પામે ત્યાં સૂધી પ્રાણીમાત્ર જન્મ મરણના ધર્મને પામ્યા કરે છે; અર્થાત્ આ સર્વ જગત્ વિકૃતિરૂપ છે.

‡ દાન અર્થાત् यज्ञक्रिया તથા फलम्નો અર્થ ચિત્તની શુદ્ધિ થાય છે. અંતરણનો અર્થ વિના થાય છે. अनुजानातનું કર્મ ब्राह्मण्य અર્થાત્ બ્રાહ્મણ થવાને જે આવશ્યકીય છે તે—એ અધ્યાહાર છે.

§ સદાચાર એટલે નિષ્કામ ધર્મ.

‖ આ ત્રણે શ્લોક એકત્ર છે તથા તે ફૂટ છે. ટીકાકારે એનો અર્થ બરાબર કર્યો છે. આ શ્લોકોનો અન્વય આ પ્રમાણે છેઃ– यं सदाचारं आश्रित्य संश्रितानां स्वकर्मभिः (सहितं) तपः घोरत्वं आगतं तं (सदाचारं) पुराणं शाश्वतं ध्रुवं धर्मेषु च सूत्रितं किंचित् चरितुं अशक्नुवंतः फलवन्ति व्युष्टिमंति ध्रुवाणि च कर्माणि विगुणानि—पश्यन्ति. ૩૬મા શ્લોકનું બીજું ચરણ સદાચારમાં શું વિશેષતા રહેલી છે તેનું વર્ણન કરે છે. સમશ્રિતાનાં અર્થાત્ વર્ણાશ્રમ ધર્મ માંહેલા એક આશ્રમને પાળનારા મનુષ્યો. घोरत्वं आगतम् અર્થાત્ संसार मूलाज्ञानदाहकत्वं भवति. તાત્પર્ય એ છે કે, આવા મનુષ્યોનું તપ, સંસારનું અજ્ઞાન નાશ કરવામાં મહાન્ શસ્ત્રરૂપ થઈ પડે છે. કારણકે તેઓ સદાચારને, અર્થાત્ નિષ્કામ ધર્મને અનુસરે છે. વિદ્વાનોનો આ સદાચાર કાંઈ નવિન નથી, પણ શાશ્વત, પુરાણ તથા ધ્રુવ છે. फलवन्ति, व्युष्टिमंति તથા ध्रुवाणि कर्माणि અર્થાત્ ફલવાળાં, પરમ ઐશ્વર્યથી ભરપૂર તથા ધ્રુવ એવાં જે કર્મોને અવિદ્વાનો, વિગુણ તથા વેદના પ્રમાણ વિનાનાં માને છે, તે કર્મો તે યોગ છે. આખા ત્રણે શ્લોકનું રહસ્ય એ છે કે, વિદ્વાનો ગમે તે વર્ણાશ્રમને પાળતા હોય, તોપણ તેઓ સદાચારને અનુસરે છે; તથા આ સદાચાર અથવા નિષ્કામ ધર્મનાં અનુસરવાવડે તેઓ તે તપને અજ્ઞાનાંધકારના નાશને માટે શસ્ત્રરૂપે બનાવે છે. નિષ્કામ ધર્મને નહિ પાળી શકનારા અવિદ્વાનો યોગને, જો કે ફળ દૃશ્ય હોવા છતાં ફળ રહિત માને છે.

પ્રશંસા પણ કરી છે. જો આમ હોય તો વેદને પ્રમાણ કેમ માનવો ? વેદમાં આ બંને માર્ગ ( કર્મ કર ને કર્મનો ત્યાગ કર એ ) સ્પષ્ટ રીતે કહ્યા છે; માટે હે ષડૈશ્વર્ય-સંપન્ન કપિલ! તું તે બંનેનું તત્ત્વ (રહસ્ય) મને કહે.[૩૯]

કપિલે ઉત્તર આપ્યું;–કર્મ માર્ગમાં રહ્યા છતાં તું બ્રહ્મપ્રાપ્તિના ઉપાયરૂપ યોગમાર્ગમાં સ્થિતિ કરશે તો જીવતાં જ, આ દેહને વિશે, ઇંદ્રિયોવડે, તે વસ્તુને પ્રત્યક્ષ કરશે; અને તું આ જગતમાં જેને પ્રત્યક્ષ કરવા માટે ઉપાસના કરે છે, તે સુખાદિકના અનુભવ રૂપમાં પ્રત્યક્ષ ફળ શું છે?*[૪૦]

સ્યૂમરશ્મિ બોલ્યો;–હે બ્રહ્મન્! મારું નામ સ્યૂમરશ્મિ છે. હુ તત્ત્વજ્ઞાનની ઇચ્છાથી આ ગામમાં પ્રવેશ કરીને અહીં આવ્યો છું. હુ વિવાદ કરવાની ઇચ્છાથી તને કંઇ પણ પૂછતો નથી; પણ સરળતાથી કલ્યાણની કામના માટે જ માત્ર તને પ્રશ્ન કરું છું.[૪૧] માટે હે ભગવન્! તું મારા આ ભયંકર સંશયનું છેદન કર. તેં મને કહ્યું કે, જેઓ બ્રહ્મપ્રાપ્તિના ઉપાયરૂપ યોગમાર્ગનો આશ્રય કરશે, તેઓ ઇંદ્રિયોવડે આ જ દેહમાં બ્રહ્મને પ્રત્યક્ષ જોઈ શકશે. હુ પૂછું છું કે, તું જેની ઉપાસના કરે છે, તે ઇંદ્રિયોથી જણાય એવી પ્રત્યક્ષ શી વસ્તુ છે તે મને કહે.†[૪૨] તર્ક પ્રધાન શાસ્ત્રોનો ત્યાગ કરીને મેં આગમનો અર્થ યથાર્થ રીતે જાણ્યો છે.‡ વેદનાં વચનો, અને આ વેદના અર્થોનો નિર્ણય કરનારા તર્ક શાસ્ત્રો–આ સર્વને હુ આગમ કહું છું.[૪૩] આશ્રમના ધર્મોનો ત્યાગ કર્યા વગર આગમમાં કહેવા પ્રમાણે વર્તવું અને તેવા વર્તને વર્તવાથી આગમ ફળ આપે છે. આગમો છેવટના જે નિશ્ચય–નિર્ણય ઉપર આવેલા છે, તે ઉપરથી તેઓએ જે દ્વાર મોક્ષને માટે દર્શાવ્યો છે, તે પ્રત્યક્ષ રીતે પ્રાપ્ત કરી શકાતો હોવો જોઇએ.§[૪૪] હે બ્રાહ્મણ! કોઈ બીજે સ્થળે જવાને માટે તૈયાર થયેલી એક નાવની સાથે, સામે પાર જનારા પુરુષોની નાવ જો બાંધવામાં આવી હોય તો તેમાં બેઠેલા માણસો પોતાને ધારેલે મુકામે જઇ પહોંચતા નથી. તેમ પૂર્વ જન્મના કર્મની વાસનાથી બંધાયલી કર્મરૂપી નાવમાં, અમે બેઠા છીએ તે અમે દુષ્ટ બુદ્ધિવાળાઓને તે કર્મરૂપી નાવ જન્મ મૃત્યુયુક્ત સંસારસાગરમાંથી કેમ તારશે વારુ? હે ભગવન્! તું એનું ઉત્તર આપ. હુ તારે શરણે આવ્યો છું; માટે તું મને સુખનો અનુભવ શિષ્ય માફક ભણાવ.[૪૫] (તું કહેશે કે, જે આત્માને જાણે છે તે શોકને તરે છે, એ તું પણ ભણ્યો છે; અથવા તો નિર્દ્વંદ્વ યોગીઓ બ્રહ્મના સ્વરૂપને જાણે છે, એમ મેં પણ કહ્યું છે; માટે હવે વિશેષ ભણવાનું શું છે? પરંતુ એનું ઉત્તર આ રીતે છે.) સંસારના વિષયથી સમ્પૂર્ણ ત્યાગી, સમ્પૂર્ણ સંતોષી, સમ્પૂર્ણ શોક રહિત, તેમ સર્વ પ્રકારના રોગથી રહિત, તેમ ( પોતાના કલ્યાણ માટે) સદંતર કર્મની ઇચ્છા રહિત, તેમ જ કેવળ જ સંગ રહિત અને કર્મ રહિત એવો કોઇ પણ પુરુષ, મારા જોવામાં આવતો નથી.[૪૬] તારા જેવા પુરુષો પણ અમારી પેઠે હર્ષ પામે છે તથા શોક કરે છે; અને સર્વ પ્રાણીઓની પેઠે તને પણ ઇન્દ્રિયોના વિષયો વળગેલા છે![૪૭] વળી ચારે વર્ણોના અને ચારે આશ્રમોના મનુષ્યોની સુખને માટે પ્રવૃત્તિઓ છે અને તેનો મેં અનુભવ કર્યો છે. હવે સુખનો નિર્ણય કરતાં, નાશ રહિત સુખ કીયું છે, તેનો તું મને ઉપદેશ કર.[૪૮]

કપિલે કહ્યું:–જૂદા જૂદા શાસ્ત્રોમાં કર્મ કરવાની જૂદી જૂદી પદ્ધતિ કહેલી છે. તે પદ્ધતિ પ્રમાણે કરવામાં આવેલાં કર્મ, ફળ આપે છે જ અને તે તે મત પ્રમાણે જો શમદમાદિકનું અનુષ્ઠાન, આત્મનિગ્રહ, અથવા યોગ કરવામાં આવે છે તો તે મનુષ્યને મોક્ષપદ મળે છે જ.‖[૪૯] જે પુરુષ શાસ્ત્રમાં કહેલાં સાધનો કરવાથી ઉત્પન્ન થયેલા જ્ઞાનને અનુસરે છે, (તે પુરુષ જન્મ-મરણરૂપી અપાર નદીને તરી જાય છે). તેનું જ્ઞાન સર્વ સંસારનો નાશ કરે છે. પરંતુ જ્ઞાનવિના વૈદિક કર્મમાં પ્રવૃત્તિ કરવામાં આવે છે, તે પ્રવૃત્તિ સર્વનો નાશ કરે છે (અર્થાત્ જન્મમરણના ફેરામાં અટવાયા કરવું જ પડે છે).[૫૦] એમ જણાય છે કે તું દેખીતી રીતે જ્ઞાની છે તથા નાશ આણનારા સર્વ વિકારથી રહિત છે. એ વાત સત્ય છે. પરંતુ તારામાં શમદમાદિકની ન્યૂનતા છે.

---

* સ્યૂમરશ્મિ સુખાદિકનો અનુભવ કરવાને અશક્ત હતો, તેથી તેણે પ્રતિવાદીપણાનો ત્યાગ કર્યો ને સત્ય માર્ગ જાણવાને પ્રશ્ન કર્યો.

† એટલે લોકાયત, અર્હિત, સૌગત, કાપાલિક, વગેરેના મતોનો સ્યૂમરશ્મિએ ત્યાગ કર્યો છે.

‡ પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસા તથા સાંખ્ય અને યોગ.

§ બંને મીમાંસા શાસ્ત્ર વેદને અનુકૂળ છે; પણ સાંખ્ય અને યોગ કંઇક અંશે વેદથી વિરુદ્ધ છે. સાંખ્યમાં અહિંસાનું પ્રતિપાદન કર્યું છે અને યોગમાં ચિત્ત નિરોધની વાત કહી છે. તે બંને યાગાદિક કરવામાં વિરુદ્ધ છે, માટે ફળદાયક થતાં નથી. પંચભૂતનો જપ કરવાથી યોગીનું અજર તથા અમરપણું સિદ્ધ થાય છે; પરંતુ તે પણ ક્ષણે ક્ષણે પરિણામ પામનારા અને જન્મ ધારણ કરનારા શરીરનું અજરત્વ તથા અમરત્વ પ્રત્યક્ષ રીતે અને અનુમાનથી વિરુદ્ધ છે. માટે આગમનો નિશ્ચય છે કે, જન્મ મરણ, દિવ્ય ભોગની પ્રાપ્તિ, વગેરે જે જે પ્રત્યક્ષસિદ્ધ અને અનુમાનસિદ્ધ હોય તેને જ સિદ્ધિ માનવી.

‖ અર્થાત્ શાસ્ત્ર ગમે તે માને–તે વૈદિક હો કિંવા અવૈદિક હો, તોપણ જો કોઈ પણ મનુષ્ય શમદમાદિનું સેવન કરતો હોય તો તેને સર્વ દોષથી રહિત એવા આત્મસ્વરૂપ–બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે જ.

દ્વૈતનાં દર્શન વિના એક આત્મા જ સર્વ ઠેકાણે જોવો, એવું જ્ઞાન તને કદી પણ થાય છે ખરું?*[૫૧] શાસ્ત્રના યથાર્થ જ્ઞાન વગર કેટલાકો વિતંડાવાદના બળથી, તથા રાગ અને દ્વેષથી પરાજિત થયેલા હોવાથી, અહંકારને આધીન થયા છે.[૫૨] તેઓ શાસ્ત્રના યથાર્થ સ્વરૂપને ન જાણવાથી ને શાસ્ત્રનો ઉલટો અર્થ કરનારા હોવાથી, આ શાસ્ત્રના ચોટ્ટા છે.† તેઓ કહે છે કે બ્રહ્મ નથી, તેથી તેઓ બ્રહ્મને નિંદે છે. તેઓ શમદમાદિક નિયમોને પાળતા નથી અને દંભ તથા મોહને વશ થયેલા હોય છે.[૫૩] તેઓ બ્રહ્મવિદ્યાને નિષ્ફળ જ માને છે, અને જ્ઞાન ઐશ્વર્ય આદિ ગુણોને જાણવાની ઇચ્છા જ કરતા નથી; તેમ તે ગુણોની બીજાને વિશે પણ યોજના કરતા નથી. આવા તમોગુણમય શરીરવાળા પુરુષોને તમ જ મુખ્ય અવલંબન છે. (અર્થાત્ તેમનો અંધકાર જ આશરો છે.)[૫૪] જે મનુષ્યની જેવી પ્રકૃતિ હોય છે, તેવી પ્રકૃતિને તે આધીન રહે છે અને તેની તમ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા દ્વેષ, કામ, ક્રોધ, દંભ, અસત્ય, મદ વગેરે ગુણો જ તેને નિત્ય અનુસરે છે.[૫૫] સંયમ (ધ્યાન, ધારણા ને સમાધિ)માં પરાયણ રહેનારા જે સંન્યાસીઓ પરમ ગતિની ઇચ્છા કરે છે, તેઓ ધ્યાનપૂર્વક આ પ્રમાણે વિચાર કરીને (ગુરુ મુખથી ભણી) શુભ ગ્રહણ કરે છે ને અશુભનો ત્યાગ કરે છે.[૫૬]

સ્યૂમરશ્મિ બોલ્યો;–હે બ્રાહ્મણ! મેં જે સર્વ કહ્યું છે (કર્મને વખાણ્યો તથા સંન્યાસની નિંદા કરી છે) તે શાસ્ત્રને અનુસારે છે. એ સત્ય છે કે, શાસ્ત્રને યથાર્થ જાણ્યા વિના વાણીની પ્રવૃત્તિ થઈ શકતી નથી કે શાસ્ત્ર પ્રમાણે યથાર્થ વર્તી શકાતું નથી.[૫૭] જે આચાર ન્યાયયુક્ત નથી, તેને વેદમાં પણ ન્યાયયુક્ત કહ્યો નથી. જે અન્યાયવાળું વર્તન છે તે શાસ્ત્ર ગણાતું નથી.[૫૮] શાસ્ત્રનું ઉલ્લંઘન કરીને કોઇ શાસ્ત્રીય કર્મ કરી શકતું નથી, આવો નિયમ છે. જે પ્રવૃત્તિ વેદવચનોથી વિરૂદ્ધ છે તે શાસ્ત્ર વિરુદ્ધ છે, આમ શ્રુતિમાં કહ્યું છે.[૫૯] છતાં ઘણા પુરુષો, જેઓ પ્રત્યક્ષ પ્રમાણને માનનારા છે, તેઓ માત્ર આ જગતને જ જોય છે (અને તેઓ શાસ્ત્રને માનતા જ નથી). શાસ્ત્રમાં કહેલા અકૃતાભ્યાગમ, કૃતકર્મનો નાશ ને અકૃતની પ્રાપ્તિ આદિને પણ તેઓ માનતા નથી. તેઓ અમારી પેઠે જ શોક કર્યા કરે છે. ઇન્દ્રિયોના વિષયો (શિત ઉષ્ણાદિ) તને જેમ લાગેલા છે, તેમ સર્વ પ્રાણીઓને પણ લાગેલા છે. પણ તારામાં આત્માનું સંપૂર્ણ જ્ઞાન છે અને તેઓમાં અજ્ઞાન છે, એટલાથી જ તારામાં અને તેઓમાં કેટલો બધો અંતર પડેલો છે![૬૦] ચારે વર્ણ અને ચારે આશ્રમોની પ્રવૃત્તિઓ ભિન્ન ભિન્ન છે, છતાં તેઓનું અંતિમ‡ અવલંબન એક જ છે. તે સંબંધી સર્વ પ્રકારે સમર્થ એવા તેં સિદ્ધાંતે કરીને બ્રહ્મનો મારા મનમાં પ્રકાશ પાડીને મારા મનને શાંત કર્યું છે; અને મારે માટે તો કહું તો હું આત્મસ્વરૂપનું સત્ય જ્ઞાન સમજવા અશક્ત જ છું. વળી મારે માટે કહું તો હું અજ્ઞાનથી બુદ્ધિહીન છું. ખરાબ વસ્તુ ઉપર જ મારી બુદ્ધિ જાય છે; કારણ કે હું અજ્ઞાનથી ઘેરાયલો છું.[૬૧-૬૨] (તેં જે મોક્ષનો માર્ગ કહ્યો છે તે એટલો કઠિણ છે કે, જેવડે ભાગ્યે જ કોઈ મનુષ્ય મોક્ષમાર્ગે જઇ શકે.) માત્ર જે પુરુષ યોગયુક્ત હોય, જે કૃતકૃત્ય હોય, જેણે મનને જિત્યું હોય, જે માત્ર એક શરીરનો આશ્રય કરીને ફરતો હોય, જેણે પોતાના આત્માને સમ્પૂર્ણ વશ કીધો હોય, જે નીતિશાસ્ત્રથી પર ગયો હોય અને જેણે નિઃસ્પૃહિ બની જગતને તૃણવત્ ગણ્યું હોય, તેવો પુરુષ જ વેદના કર્મકાંડનો ત્યાગ કરે છે, અને તે જ કહી શકે છે કે મોક્ષ છે; અર્થાત્ વેદના કર્મ માત્રનો ત્યાગ કરનારો સંન્યાસી જ મોક્ષ મેળવે છે.[૬૩-૬૪] પણ જે પુરુષ કુટુંબમાં રહેલો છે, તેને આ માર્ગે ચાલવું મહા કઠિણ છે. દાન, વેદાધ્યયન, યજ્ઞ, પ્રજોત્પાદન અને સરળતા,[૬૫] આ સર્વ કર્મ મહા કઠિન છે. છતાં પણ એ સર્વ કર્મ કર્યા પછી જો તે કર્મથી કરનારાનો મોક્ષ ન થાય, તો પછી તે કર્મ કરનારાને અને કર્મને ધિક્કાર પડો! કારણ કે તેનો પરિશ્રમ નિરર્થક જાય છે![૬૬] જો વેદવાકયને અમાન્ય ગણીને કોઈ વેદોકત કર્મ કરે નહિ, તો તે નાસ્તિક ગણાય, એટલા માટે હે ભગવન્! હું કર્મકાંડ અને જ્ઞાનકાંડ એ બેમાંથી કર્મકાંડ પછીના જ્ઞાનને સત્વર તારી પાસેથી શ્રવણ કરવાની ઈચ્છા રાખું છું![૬૭] માટે હે બ્રાહ્મણ! હું તારે શરણે આવ્યો છું. તું મને તે વિષે ઉપદેશ કર. તારા જાણવામાં જે પ્રમાણે મોક્ષ માર્ગ હોય, તે પ્રમાણે હું તારી પાસેથી જાણવાની ઇચ્છા રાખું છું.[૬૮]

**इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'गाय अने कापिलनुं आख्यान' ए नामनो अध्याय २६९ मो समाप्त.**

---

* एकात्म्यनો અર્થ ટીકાકાર આ પ્રમાણે કરે છે. एकएवद्वैतदर्शनहीन आत्मा यत्र भवति. અર્થાત્ દ્વૈતજ્ઞાનનો નાશ થઈ સર્વ કેવળ એક આત્મારૂપ ભાસે છે તે."

† મૂઢ પુરુષો "શાસ્ત્રના ચોર" એટલા માટે ગણાય છે કે તેઓ શાસ્ત્રનો સત્ય અર્થ છુપાવી–ચોરી, જાણીબુઝી સ્વાર્થપરાયણ બની, ખોટો અર્થ લોકમાં ફેલાવી લોકોને અધોગતિએ લઇ જાય છે; અને કદાચિત્ તેઓ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરે છે તો બીજાઓને તે વડે કેમ મુક્ત કરવા તે બતાવતા નથી.

‡ બ્રહ્મરૂપ.

## અધ્યાય ૨૭૦ મો.

### કપિલગીતા–મોક્ષનો માર્ગ.

કપિલે કહ્યું;–ધર્મના વિષયમાં સર્વ લોકો વેદોને પ્રમાણ ગણે છે. કોઈ પણ લોક વેદનાં વાકયોને અપ્રમાણ ગણતું નથી. હવે બ્રહ્મ બે પ્રકારનો છેઃ એક શબ્દબ્રહ્મ ને બીજો પરબ્રહ્મ.*[1] જે શબ્દ બ્રહ્મને જાણે છે, તે પરબ્રહ્મને જાણી શકે છે.† વેદમાં ગર્ભાધાન નામનો જે સંસ્કાર કહ્યો છે, તે સંસ્કારથી પિતા, જે શરીરને ઉત્પન્ન કરે છે, તે શરીરને વૈદિક મંત્રોવડે પવિત્ર કરવામાં છે.‡[2] જ્યારે શરીરને (સ્માર્ત તથા શ્રૌત સંસ્કારોથી) સંસ્કૃત કરવામાં આવે છે ત્યારપછી તે બ્રાહ્મણ થાય છે, ને એવો બ્રાહ્મણ, બ્રહ્મવિદ્યાને પાત્ર થાય છે. કર્મનો બદલો એ છે કે ચિત્તશુદ્ધિ થવી, જે ચિત્તશુદ્ધિ અનંત (અવિનાશી મોક્ષ) ફળના માર્ગ તરફ લઇ જાય છે, તે વિષે હવે હું તને કહું છું.[3] (કર્મની સહાયતાથી) ચિત્તશુદ્ધિ થઈ છે કે નથી થઈ, તે માત્ર ચિત્તશુદ્ધિવાળાને જ જણાઈ શકે છે; પણ તે વેદ અથવા તો પ્રમાણવડે જાણી શકાતું નથી. જેઓ ફળની ઇચ્છા વિનાના છે; ધનનો ભવિષ્યને માટે સંગ્રહ કરતા નથી; લોભ રહિત છે; દયા અને અસૂયા(રાગદ્વેષ)થી રહિત છે; એવા પુરુષો એમ સમજીને યજ્ઞો કરે છે કે, તે તેનો ધર્મ છે. ધનનો ઉત્તમ માર્ગ એ જ છે કે, સુપાત્રોને તે દાનમાં આપવું.[૪–૫] જેઓ કદી પણ પાપકર્મ કરતા નથી; જેઓ નિત્ય વેદમાં કહેલા અગ્નિહોત્રાદિક કર્મમાં પરાયણ રહે છે; જેઓના મનનો સંકલ્પ સિદ્ધ થાય છે; જેઓએ પોતે સંપાદન કરેલા જ્ઞાનવડે બ્રહ્મ સ્વરૂપનો નિશ્ચય કર્યો છે;[૬] જેઓ ક્રોધ કરતા નથી; જેઓ અસૂયા રહિત છે; અહંકાર અને મત્સર વિનાના છે; જેઓ યોગનિષ્ઠ છે અર્થાત્ શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાં નિષ્ઠાવાળા છે; જેઓના જન્મ, કર્મ તથા વિદ્યા આ ત્રણ શુદ્ધ છે અને જેઓ સર્વ પ્રાણીઓના હિતમાં પરાયણ રહે છે; તેઓ સુપાત્ર કહેવાય છે અને તેઓને ધન આપવાથી ધનનું સાર્થક્ય થાય છે.[૭]

પૂર્વકાળમાં (જનકાદિક) અનેક રાજાઓ હતા, કે જેઓ ગૃહસ્થ હોવા છતાં પણ પોતાનું કર્મ કરતા હતા. અને (યાજ્ઞવલ્કયાદિ) અનેક બ્રાહ્મણો હતા, કે જેઓ વિધિપૂર્વક યોગપરાયણ રહેતા હતા (તેવાઓ દાનના પાત્ર છે).[૮] તેઓ સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખતા હતા અને સરળ સ્વભાવના હતા. તેઓ સંતોષી હતા ને જ્ઞાનના નિશ્ચયવાળા હતા. તેઓ ધર્મ તથા સત્ય સંકલ્પાદિક ધર્મનાં ફળને પ્રત્યક્ષ કરનારા હતા અને આચારથી તથા વિચારથી–બહારથી તથા અંદરથી–પવિત્ર રહેનારા હતા. તેઓ (સોપાધિક તથા નિરૂપાધિક) ઉભય બ્રહ્મ વિશે શ્રદ્ધા રાખનારા હતા.[૯] તેઓ પ્રથમ ચિત્તની શુદ્ધિ કરતા ને પછી વ્રતાચરણ કરતા. તેઓ કષ્ટકારક સમયમાં અને દુર્ગમ સ્થાનમાં ધર્માચરણ કરતા હતા.[૧૦] તેમાં જ તેઓને પરમ સુખ મળતું હતું. તેઓ જ્યાં ત્યાં ભ્રમણ કરતા નહિ, તેથી તેઓને કોઇપણ જાતનું પ્રાયશ્ચિત્ત કરવાનું નહતું.[૧૧] તેઓ સત્ય ધર્મનું આચરણ કરવાથી મોટા તેજસ્વી થયા હતા. તેઓ (મોક્ષને માટે) વિષયોનું જ્ઞાન આપનારી બુદ્ધિને અનુસરતા નહતા, પરંતુ શાસ્ત્રને જ અનુસરતા હતા; તેમ ધર્મકાર્યમાં વર્તવાથી, તેઓ ધર્મમાં છળ કપટે વર્તવાથી દોષિત થાય, તેમ દોષિત પણ થતા નહતા.§[૧૨] તેઓ એકધર્મના વિષયમાં મુખ્ય વિધિ પ્રમાણે જ વર્તતા, પણ તેથી જૂદા બીજા પ્રકારે વર્તતા નહોતા. તેથી તેઓને કદી પણ પ્રાયશ્ચિત્ત કરવાનું ન હતું.[૧૩] કારણ કે જે મનુષ્ય વેદવિધિ પ્રમાણે કર્મ કરે–કરાવે છે, તેને પ્રાયશ્ચિત્ત કરવું પડતું નથી; પરંતુ જે શક્તિ રહિત અને પવિત્ર નિયમનું યથાર્થ પાલન કરનારા નથી, તેવા મનુષ્યોને જ પ્રાયશ્ચિત્ત કરવું પડે છે, આવી શ્રુતિ છે.[૧૪] પ્રાચીન કાળના યજ્ઞ કરનારા ઘણા બ્રાહ્મણો, ત્રણ વેદનું અધ્યયન કરતા કરતા વૃદ્ધ થયા હતા; પવિત્ર અને સચ્ચરિત્રવાળા હતા તથા યશસ્વી હતા.[૧૫] તેઓ યજ્ઞોમાં નિત્ય બ્રહ્મનું યજન કરતા અને કામના રહિત હતા. તેઓ જ્ઞાનસંપન્ન હોવાથી જગતના બંધનથી મુક્ત પણ હતા. તેઓના યજ્ઞો, વેદાધ્યયનો અને કર્મો, શાસ્ત્રાનુસાર થતાં હતાં;[૧૬] તેઓનું શાસ્ત્રોનું અધ્યયન સમયાનુસાર હતું અને તેઓ કામ, ક્રોધ રહિત હતા, તેથી તેઓના સંકલ્પો ક્રમવાર ફળતા હતા. તેઓ મહા કઠિન આચાર પાળનારા હતા.[૧૭] પંડે તેઓ કર્મ કરનારા હતા

---

* વેદ શબ્દ બ્રહ્મ છે.

† શબ્દબ્રહ્મ એટલે કર્મકાંડ અને પરબ્રહ્મ એટલે આત્મ શુદ્ધિ અથવા જ્ઞાનકાંડ. જે શબ્દબ્રહ્મ–કર્મકાંડમાં નિપુણ હોય છે તે જ્ઞાનકાંડ–પરબ્રહ્મને બરાબર જાણે છે. કર્મકાંડથી ચિત્તશુદ્ધિ થાય છે ને ચિત્તશુદ્ધિથી જ્ઞાન પ્રાપ્ત થાય છે ને બ્રહ્મજ્ઞાન થયા પછી તે પરબ્રહ્મને પામે છે.

‡ વીર્યમાં જે ઘન–સ્થૂલ ભાગ છે તે શરીર બનાવે છે. ગર્ભાધાન સંસ્કાર થયા પછી, પુરુષને સ્ત્રી સંગ થાય છે. એ સંસ્કારમાં જૂદા જૂદા દેવતાઓનું આવાહન કરી થનારી સંતતિના અંગ ઉપાંગોમાં તે દેવતાઓનું સ્થાપન કરવામાં આવે છે. એથી સંતતિ પવિત્ર જન્મે છે. એ સર્વ વેદોક્ત મંત્રથી થાય છે. કપિલનો કહેવાનો ભાવ એ છે કે, કર્મની શરૂઆત કરવી, પણ તેમાંથી અંતિમ જ્ઞાન પ્રાપ્ત કરવું.

§ માત્રાનો અર્થ मीयते विषया अनया इति मात्रा અર્થાત્ બુદ્ધિ. છળ કપટ આ પ્રમાણેઃ–દાન માટે વસ્ત્ર આપવાને અશક્તિમાન્ હોય તે યવ આદિ દાણા આપે તેમાં દોષ નથી; પણ વસ્ત્ર આપવાને શક્તિમાન્ હોવા છતાં યવ આદિ અનાજ આપે છે, તે દોષિત છે.

ને પોતાનાં કર્મોવડે પ્રસિદ્ધ થયેલા હતા; તેમ તેઓ સ્વભાવવડે પવિત્ર આત્માવાળા, સરળ સ્વભાવના, નિત્ય શમ ધર્મને પાળનારા ને પોતાનાં કર્મો વિશે લચ્યાપચ્યા રહેનારા હતા.[૧૮] એવા પુરુષોનાં સર્વે કર્મો નિષ્કામ હોવાથી બ્રહ્મરૂપ ફળને આપનારાં હતાં. સનાતન કાળની શ્રુતિ પણ એ જ પ્રમાણેની અમારા સાંભળવામાં આવે છે.* એવા મોટા મનવાળા પુરુષનું તપોબળ, જેઓ કઠિન આચાર અને કઠિન કર્મ કરનારા હતા, અને જેઓ પોતાનાં કર્મોવડે સંપૂર્ણ રીતે સંતુષ્ટ રહેનારા હતા તેનો સદાચાર, તેના સંસાર અજ્ઞાનનો નાશ કરવામાં ભયંકર શસ્ત્રરૂપ થઇ પડે છે. બ્રાહ્મણ (ગ્રન્થો) કહે છે કે, સદાચાર આશ્ચર્યજનક છે, પુરાતની છે, સનાતન કાળથી ચાલ્યો આવે છે; અચળ છે; સર્વ ધર્મોમાં સૂક્ષ્મરૂપે રહેલો છે; આપત્તિ રહિત છે; પ્રમાદથી રહિત છે અને પરાભવ નહિ કરનારો છે. આવો આચારરૂપી સૂક્ષ્મ ધર્મ સર્વ વર્ણોમાં પળાતો હતો; અને તેમાં કોઈ પણ જાતની અસ્તવ્યસ્તતા ન હતી. પરંતુ તેવો ધર્મ જ્યારે સર્વે પાળવાને અશક્ત થઈ પડ્યા, ત્યારે તે ધર્મ ચાર આશ્રમના રૂપમાં વહેંચાઈ ગયો.†[૧૯-૨૨] જેઓ સંતવૃત્તિના છે, તેઓ ઘરમાંથી બહાર નિકળી પડી, સંન્યાસ ધારણ કરી, વિધિ પ્રમાણે તે સદાચારને પાળીને, પરમ ગતિને પામે છે. વનમાં વાસ કરનારા વાનપ્રસ્થો પોતાનો પણ સદાચાર બરાબર પાળીને પરમ ગતિને પામે છે. ગૃહસ્થાશ્રમીઓ પણ ગૃહસ્થના સદાચાર પાળીને પરમ ગતિને પામે છે અને છેલ્લા બ્રહ્મચારીઓ પણ પોતાનો સદાચાર પાળીને પરમ ગતિને પામે છે.‡ સદાચાર પાળનારા બ્રાહ્મણો આકાશમાં તેજોમય તારા અને નક્ષત્રરૂપે જોવામાં આવે છે;[૨૩-૨૪] અને સદાચારસંપન્ન ઘણા બ્રાહ્મણો તારારૂપ થઇને પોતાનાં સ્થાનોમાં નક્ષત્રોની પેઠે દીપી રહ્યા છે; અને (વસિષ્ઠાદિક ઋષિઓ) વૈરાગ્યને લીધે કે સંતોષવૃત્તિને યોગે, વેદોક્ત પરબ્રહ્મને પ્રાપ્ત થયા છે.[૨૫] એવા પુરુષો ફરીને કદાચ માતાના ઉદરમાં આવે છે, અને કદાચ અવતાર ધારણ કરે છે; તોપણ તેઓ પાપ યોનિઓમાં અવતરવારૂપી દુઃખોથી પીડા પામતા નથી. પરંતુ જેમ કોઇ મનુષ્ય એક ઘરમાંથી બીજા ઘરમાં પ્રવેશ કરે છે, તેમ એક દેહમાંથી બીજા દેહમાં પ્રવેશ કરે છે.[૨૬] બ્રહ્મચર્ય વ્રત પાળનારો, જો ગુરુ સેવાપરાયણ હોય છે અને જો તેણે આત્માનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કીધું છે, અને જે યોગી જેવો છે તે બ્રાહ્મણ, એટલે બ્રહ્મવેત્તા જ કહેવાય છે. બીજો કોણ બ્રાહ્મણ નામનો અધિકારી છે?[૨૭] જ્યારે કર્મવડે જ પુરુષ બ્રાહ્મણ અથવા તો નામધારી બ્રાહ્મણ કહેવાય છે, ત્યારે તે જ (શુભ અથવા અશુભ કર્મ) પ્રમાણે સુખ કે દુઃખ ભોગવે છે. હવે જેઓના રાગાદિક દોષો પકવ થઈ ગયેલા છે, ને જેઓનો આત્મા શુદ્ધ થયેલો છે, તેઓને ('त्वं' પદના અર્થનો) સાક્ષાત્કાર થવાથી થયેલા બ્રહ્મ ભાવવડે (તથા 'तत्त्वमसि' એ મહાવાકયના અર્થના વિજ્ઞાનરૂપ શાસ્ત્રાધ્યયનથી) સર્વ જગત્ બ્રહ્મરૂપે થાય છે, આવી સનાતન કાળની શ્રુતિ અમારા સાંભળવામાં આવી છે.[૨૮] તૃષ્ણાવિનાના, શુદ્ધ મનના અને મોક્ષની ઈચ્છા રાખનારા પુરુષોનો (શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધિરૂપ પરબ્રહ્મને પમાડનારો) જે ધર્મ છે, તે ચારે વર્ણોને અને ચારે આશ્રમોને સાધારણ રીતે એકસરખો જ છે, આમ વેદમાં કહ્યું છે. નિઃસંશય, જે બ્રાહ્મણ શુદ્ધચિત્તવાળો ને નિરોધ કરનારો છે, તે જ આ ઉત્તમ જ્ઞાનને પ્રાપ્ત કરે છે.§[૨૯-૩૦] જે પુરુષનો આત્મા સંતોષી છે, અર્થાત્ જે આત્મત્યાગ વૃત્તિવાળો હોય છે, તે પરમ જ્ઞાની છે; અને જેના મનમાં ત્યાગ રહ્યો હોય, તે પુરુષ જ્ઞાનનું સ્થાન ગણાય છે. મોક્ષ આપનારી જે વિદ્યા છે, તે બ્રાહ્મણને આવશ્યકીય છે, તે સનાતન છે

* ભાવાર્થ-આવા પુરુષોને નાશવંત સ્વર્ગ આપનારા યજ્ઞનું શું કામ છે, કે જેઓ અવિનાશી બ્રહ્મપ્રાપ્તિનું જ સેવન કરનારા હતા અને સ્વયં બ્રહ્મરૂપ હતા? તેઓને સ્વનું જ્ઞાન જ નહતું, અને સ્વને માટે કંઇ કરતા જ નહતા; તેઓ વિશ્વાત્મારૂપ હતા, તેથી કદી યજ્ઞ કરે તો તે વિશ્વના હિતને માટે જ કરતા હતા.

† તાત્પર્ય કે પ્રથમ માત્ર સદાચાર એ જ પ્રાણીમાત્રને માટે પ્રથમ ને મુખ્ય ધર્મ હતો. સમય વીતતાં એ સદાચાર સર્વાંશે પાળવાને મનુષ્યો અશક્ત થઇ પડ્યા; ત્યારે જરૂરને લીધે તે ચાર વર્ણમાં વહેંચવામાં આવ્યો છે, જે ચાર આશ્રમ છે. આમાં સદાચાર કોને કહેવો એ મુશ્કેલ છે. પૂજયનું અપૂજન ને અપૂજયનું પૂજન, જ્ઞાનનું ગૌણત્વ ને કર્મનું પ્રધાનત્વ એને 'સદાચાર' ગણ્યો નથી. બ્રહ્મચારી છતે માનસિક વ્યભિચાર કરે; ગૃહસ્થ વયે પહોંચ્યા પછી માયાપાશમાં બંધાયલો રહે; વાનપ્રસ્થને સંસારીનો સમાગમ થાય; અને સંન્યાસી જ્ઞાનસંપન્ન ન હોય, એ સદાચાર નહિ. તેથી સર્વે પોતપોતાના ધર્મ બરાબર પાળે, તે માટે ચાર આશ્રમની મર્યાદા બંધાઇ છે. માનસિક વ્યભિચાર ન થાય તે માટે સમાવર્તન સંસારથી ગૃહસ્થાશ્રમ માંડવો; તેમાં વ્રત-યજ્ઞ કરી, દોષોથી મુક્ત થવાવા માંડ્યું કે વાનપ્રસ્થ થવું; એમાં વૈરાગ્યયત્નતે રહેવું. વૈરાગ્ય દૃઢ થયો કે, સંન્યસ્ત ધારણ કરવું.

‡ અર્થાત્ ચારેય આશ્રમવાળા પોતપોતાના આશ્રમનો સદાચાર પાળવાથી મુક્તિને પામે છે.

§ મૂળમાં चतुर्थोपनिषद्धर्मः એવો પાઠ છે. આનો અર્થ ટીકાકારે આ પ્રમાણે કર્યો છેઃ-परमात्मविषयिणी विद्या, तदर्थ धर्मः અર્થાત્ અવસ્થાઓ ચાર છે-જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીયાવસ્થા. અહીં ચતુર્થ ઉપનિષદ્ અર્થાત્ તુરીયાવસ્થાનું અર્થાત્ પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવું એવો અર્થ થાય છે. જેમાં બ્રહ્મનું અપરોક્ષ દર્શન થાય છે. ટીકાકાર લખે છે કે, જે શુદ્ધચિત્ત તથા સદાચારસંપન્ન હોય છે, તે જ તુરીય બ્રહ્મને પામે છે.

અને તે યતિ (ગુરુથી શિષ્ય ને પછી તેના શિષ્યને એમ) સંપ્રદાયની પરંપરાથી ઉતરી આવેલો ધર્મ છે.૩૧ કેટલીક વખતે પરબ્રહ્મને પ્રાપ્ત કરાવનારો આ ત્યાગધર્મ બીજા આશ્રમ ધર્મોની સાથે મિશ્ર થઈ ગયેલો હોય છે. પરંતુ તે સ્વતંત્ર હોય કિવા મિશ્ર થયેલો હોય, પણ જ્ઞાની પુરુષો પોતાની વૈરાગ્ય શક્તિના પ્રમાણમાં તેની ઉપાસના કરે છે; અને વૈરાગ્યવડે તે ધર્મોનું સેવન કરનારા પુરુષોનું (વૈશ્ય વ્યાધ વગેરેનું) કલ્યાણ થાય છે. પરંતુ જે પુરુષ દુર્બળ છે, તે જ તેનું સેવન કરી શકતો નથી. તેવાં મનુષ્ય દુઃખિયા જ થાય છે; અને પવિત્ર મનવાળો પુરુષ પરબ્રહ્મના સ્થાનની ઈચ્છા કરવાથી સંસાર(ના રગડા) માંથી મુક્ત થાય છે.૩૨

સ્યૂમરશ્મિએ પ્રશ્ન કર્યું;–હે બ્રાહ્મણ! જેઓ મેળવેલા વૈભવો ત્યજી દે છે; દાન દે છે; યજ્ઞ કરે છે; અધ્યયન કરે છે અને જેઓ સંન્યાસ ધારણ કરે છે; આવા પુરુષોમાંથી મરણ પછી કયો પુરુષ સ્વર્ગ લોકમાં જાય છે, એ હું તને પૂછું છું. તું એ વિષય મને યથાર્થ રીતે કહે.૩૩-૩૪

કપિલે ઉત્તર આપ્યું;–જે ગૃહસ્થાશ્રમ પાળે છે તે શુભ છે અને ગુણવાળા છે; પરંતુ ત્યાગ કરવાથી જે સુખ ઉપજે છે, તેને ગૃહસ્થાશ્રમી જાણતો નથી. ત્યાગી પુરુષ મોટા દૃશ્ય સુખને સંપાદન કરે છે; તેનો તું પણ અનુભવ કરે છે.*૩૫

સ્યૂમરશ્મિએ પ્રશ્ન કર્યું;–(મોક્ષને માટે) તું કહે છે કે માત્ર જ્ઞાન જ શ્રેષ્ઠ છે! પણ જેઓ ગૃહસ્થ છે તેઓને તો કર્મમાં જ શ્રદ્ધા છે. વળી તું કહે છે કે, સર્વે આશ્રમોનું પરિણામ પણ મોક્ષ છે.†૩૬ જ્યારે જ્ઞાન અને કર્મ એ બન્ને સમાન છે અને કોઈ શ્રેષ્ઠ કે કનિષ્ઠ નથી, તો એથી નથી સમજાતું કે જ્ઞાન પ્રધાન છે કે કર્મ પ્રધાન છે? માટે તું મને યથાર્થ અને યથોચિત રીતે તે વિષય સમજાવ કે સત્ય શું છે.૩૭

કપિલે કહ્યું;–કર્મો તો માત્ર સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરની શુદ્ધિ કરે છે; અને જ્ઞાન એ મોક્ષનું મુખ્ય સાધન છે અને પરમ ગતિરૂપ છે. જ્યારે કર્મો કરવાથી ચિત્તના દોષો દૂર થઈ જાય છે; અને બ્રહ્માનંદરૂપ પ્રીતિના જ્ઞાનમાં જ જીવ નિવાસ કરે છે, અર્થાત્ બ્રહ્માનંદમાં મગ્ન થાય છે;૩૮ ત્યારે તે સર્વ પ્રાણીઓના ઉપર દયા, ક્ષમા, શાંતિ, અહિંસા, સત્ય, સરળતા રાખે છે; કોઈનો પણ દ્રોહ કરતો નથી, નિરભિમાનીપણું રાખે છે, લજ્જા રાખે છે, સહનશીલતા રાખે છે અને સર્વ કર્મ ઉપરથી ઉપરામ પામે છે.૩૯ આ બ્રહ્મપ્રાપ્તિના ઉપાયો છે. જ્ઞાનીઓ આ ઉપાયથી પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. વિદ્વાન્ પુરુષો કર્મના સ્વરૂપનો નિશ્ચય કરી, તેના દોષો દૂર કરી, આત્માને સ્વચ્છ ને નિર્મળ કરે છે.૪૦ શાંત સ્વભાવનો, શુદ્ધ મનનો, જ્ઞાનનિષ્ઠ અને સંતોષી એવો બ્રાહ્મણ, જે ગતિને પામે છે, તે ગતિને વિદ્વાનો પરમ ગતિ કહે છે.૪૧ જેમાં પરમ ગતિનું સ્વરૂપ નિરૂપણ કરેલું હોય છે તે સર્વ વેદો, જાણવા યોગ્ય કર્મ, અને બ્રહ્મજ્ઞાન તથા કર્મનું અનુષ્ઠાન સંપાદન કરીને જેઓ નિરહંકારી જોવામાં આવે છે, તેઓને પંડિતો વેદવેત્તા કહે છે અને તેથી વિરુદ્ધ પ્રકૃતિનો મનુષ્ય માત્ર શ્વાસ પ્રશ્વાસ લે છે. બાકી તે પવન ભરવાની ચામડાની ધમણ સમાન છે.‡૪૨ વેદવેત્તા પુરુષ સર્વ જાણવા યોગ્ય વિષયને જાણે છે; કારણ કે વેદમાં જાણવા યોગ્ય સર્વ વિષયો વર્ણવ્યા છે. નિઃસંશય, વર્તમાન, ભૂત અને ભવિષ્ય એ સર્વ વિષયોનું સ્વરૂપ વેદમાં વર્ણવ્યું છે.§૪૩ સર્વ શાસ્ત્રોપરથી એક તો નિશ્ચયાત્મક થઈ શકે છે કે, જોવામાં આવતું આ જગત્, પ્રતીતિ સમયે વર્તમાન હોય છે, અને જ્યારે તેનો બાધ થાય છે ત્યારે તેનો અભાવ થઈ જાય છે. જ્ઞાની મનુષ્યની પાસે પ્રતીમાન (જોવામાં આવતું) એવું આ જગત્ (માયા નગરની પેઠે) અસત્ છે; અને (અજ્ઞાનીઓની દૃષ્ટિમાં તે) અસત્ હોવા છતાં (પણ વજાના પિંજરાની પેઠે અત્યંત દૃઢ જ) સત્ છે. (તત્વજ્ઞાનીને જોવામાં આવતું આકાશાદિક) જગત્ વિશેષ લય સ્થાનરૂપ અને નિર્વિશેષ લય સ્થાનરૂપ જોવામાં આવે છે.‖૪૪ આ સત્યનો આધાર વેદપર છે, એટલે સંપૂર્ણ

---

* તાત્પર્ય કે વ્યવહારમાં ધનાદિ સારા છે, પણ ત્યાગની તો બલિહારી જ છે. રાગી ને ત્યાગી બન્ને મોક્ષના અધિકારી ખરા, પણ ત્યાગીને માયાપાશ થોડા નડે, રાગીને વધારે. † ભા. પ્ર.નો અર્થ પ્રમાદવાળો છે. ‡ અર્થાત્ જીવતે મુવા સરખો છે.

§ મી૦ રૉય લખે છે કે વેદમાં સર્વ છે એ અતિશયોક્તિ છે. પણ જ્યારે અમે જોઇએ છીએ કે એક ૐમાંથી સર્વ લીપિનો ઉદ્ભવ થાય છે ને કેટલાક આર્ય શોધકો વેદમાં શું છે તેની એકાદ કુણુગી લોકોને સમજાવે છે ને હેરત કરે છે; ત્યારે અમને શંકા થાય છે કે, વેદમાં સર્વ કેમ ન ભરેલું હોય? ઉદાહરણ તરીકે ષડાનન શંએકર–પાર્વતી પુત્ર કાર્તિક સ્વામિનું નામ છે. વેદમાં જોતાં 'ષડાનન' એ એક જાતનું છ નળી અને છ પંખાવાળું આકાશમાં વિચરનારું યાન છે, એમ સાગ્રમત વેદના અભ્યાસીઓનું સમજવું છે. આ યાન, સાગ્રમત યાન જેવું અપૂર્ણ નહિ, પણ ગમે તે દિશાનો પવન ફૂંકતો હોય તોપણ ધારેલી દિશામાં સહીસલામત જઈ શકવાની તેનામાં કરામત હોય છે. આ જ પ્રમાણેનાં બીજાં યાનો પણ હશે, પણ વેદના સંપૂર્ણ અભ્યાસ વગર અને તેના યથાર્થ ન સમજાવનાર અને નહિ સમજનારા હોવાથી, વેદમાં અમુક નથી, તે સંપૂર્ણ ન હોય, એ આપણા પોતાના અજ્ઞાનપણા તરફ જોતાં સત્ય નથી.

‖ સારાંશ કે ક્ષેત્ર, બાગ, બગીચાઓ, ઘર, ઢોરઢાંખર, પત્નીપુત્ર, શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર આ સર્વનો

ત્યાગ થાય છે, તે પછી એક પુરુષ અવશેષ રહેલું પૂર્ણ પ્રાપ્ત કરે છે (નિર્વિકલ્પ સમાધિમાં જાય છે); તે પછી તેને સર્વોપરી સંતોષ–આનંદ જે બ્રહ્મપ્રાપ્તિ તે થાય છે–*[૪૫] જે બ્રહ્મ અબાધિત સત્યસ્વરૂપ છે; અધિષ્ઠાનરૂપ હોવાથી મૂર્તામૂર્ત પ્રપંચરૂપ છે; સર્વના આત્મારૂપે જાણીતો છે; સ્થાવર તથા જંગમરૂપે જાણવા યોગ્ય છે; દુઃખના સંબંધથી રહિત છે; સુખ સ્વરૂપ છે; સર્વ કરતાં શ્રેષ્ઠ અને શિવરૂપ-મંગળમય છે અને જેનાથી અવ્યક્તનો આવિર્ભાવ થાય છેઃ એ જ અવિનાશી પરબ્રહ્મ છે.[૪૬] ઇન્દ્રિયોને જિતવાનું સામર્થ્ય; (જે વડે ભુંડું કરનારા ઉપર પણ ક્રોધ ન થવો તે) ક્ષમા અને નિષ્કામપણાને લીધે સર્વ જાતનાં કર્તવ્યથી વિરામ પામવું (ઉપરતિ થવી)–આ ત્રણ વસ્તુ, દુઃખ રહિત પરમાનંદ પ્રાપ્તિમાં કારણભૂત છે અને શુભકારક છે. આ ત્રણ ગુણની સહાયતાવડે બુદ્ધિરૂપી નેત્રવાળો પુરુષ, બ્રહ્મ, જે અકૃત્રિમ છે, આકાશની પેઠે સંગથી રહિત છે, સનાતન–અવિનાશી છે, તે પરબ્રહ્મનાં સ્વરૂપને જાણે છે. આ પરબ્રહ્મને તથા બ્રહ્મવેત્તાને હું નમસ્કાર કરું છું!†[૪૭]

इतिश्री महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्म पर्वविषे 'गाय अने कपिलनो संवाद' ए नामनो अध्याय २७० मो समाप्त.

## અધ્યાય ૨૭૧ મો.

### ધર્મ જ શ્રેષ્ઠ છે!

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે ભારત! ધર્મ, અર્થ અને કામ–આ ત્રણ પુરુષાર્થનાં વેદો વખાણ કરે છે. હે પિતામહ! એમાંથી કયા પુરુષાર્થનો લાભ ઉત્તમ છે તે મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! આ વિષયમાં પૂર્વે કુંડધાર નામના મેઘે, પ્રીતિથી પોતાના ભક્ત ઉપર જે ઉપકાર કર્યો હતો, તેનો પુરાતની ઇતિહાસ હું તને કહું છું.[૨] કોઇએક બ્રાહ્મણ ઘણો જ નિર્ધન હતો. એક સમે તેણે, ફળ પ્રાપ્તિની ઇચ્છાથી ધર્મ સંપાદન કરવાનો વિચાર કર્યો. (ગૃહસ્થનો ધર્મ યજ્ઞ કરવાનો છે, ને તે યજ્ઞથી ફળ મળે છે, તેથી) યજ્ઞ કરવા માટે ધન જોઇએ, તેનો જ તે વિચાર કરવા લાગ્યો. ધન મેળવવા માટે તેણે મહા કઠિન તપ કરવા માંડ્યું.[૩] પોતાની કામના સફળ થવા માટે, પૂર્ણ શ્રદ્ધાથી તેણે દેવોનું પૂજન કર્યું. ભક્તિપૂર્વક દેવતાઓનું પૂજન કર્યા છતાં તેને ધન મળ્યું નહિ.[૪] પછી તે વિચાર કરવા લાગ્યો; "એવો કયો દેવતા હશે કે, જેને મનુષ્યોએ જડ કર્યો ન હોય ને તે મારા ઉપર તુરત પ્રસન્ન થાય?"[૫] એમ શાંત મનથી વિચાર કરતાં તેણે પોતાની પાસે, દેવનો અનુચર (સેવક), કુંડધાર નામના મેઘને ઉભેલો દીઠો.[૬] વિશાળ બાહુવાળા તે કુંડધારને જોઇને, તે બ્રાહ્મણને તેના ઉપર ભક્તિ થઈ. તે સ્વગત બોલ્યો; "આ દેવ નિઃશંક મારું કલ્યાણ કરશે; કારણ કે એનું સ્વરૂપ તેવું જણાય છે.[૭] એ નિત્ય દેવની પાસે રહે છે; અને બીજાં મનુષ્યો એને વિંટી વળ્યાં નથી, માટે એ મને ઘણું ધન આપશે; અને તે પણ સત્વર જ આપશે."[૮] આવો વિચાર કર્યા પછી તે બ્રાહ્મણે ધૂપ, દીપ, ચંદન, ઉંચી જાતનાં પુષ્પો તથા ભાતભાતનાં બળિદાનોથી, તે દેવના સેવક મેઘની પૂજા કરવા માંડી![૯] આ પ્રમાણે પૂજન કરવાથી, થોડા સમયમાં જ તે મેઘ, તે બ્રાહ્મણ ઉપર તુષ્ટમાન્ થયો; અને તેના ઉપર ઉપકાર દર્શાવનારી આવી વાણી બોલ્યો;[૧૦] "બ્રહ્મહત્યા કરનારાને, મદિરાનું પાન કરનારાને, ચોરને તથા વ્રતનો ભંગ કરનારાને માટે સત્પુરુષોએ શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત કહ્યું છે; પણ કૃતઘ્ની પુરુષને માટે પ્રાયશ્ચિત્ત જ નથી![૧૧] આશાનો પુત્ર અધર્મ છે; અસૂયા (પારકા ગુણ ઉપર દોષારોપ)નો પુત્ર ક્રોધ છે; કપટનો પુત્ર લોભ છે; પરંતુ કૃતઘ્નતા વાંઝણી જ છે!"[૧૨]

એવી વાણી સાંભળ્યા પછી, તે બ્રાહ્મણ તે દિવસે દર્ભ પાથરીને તેના ઉપર સુઈ રહ્યો! તેણે કુંડધારના તેજ પ્રભાવથી સર્વ પ્રાણીઓને સ્વપ્નમાં દીઠાં.[૧૩] તે બ્રાહ્મણ શમવાળો, તપ અને ભક્તિથી સંપન્ન હતો; શુદ્ધ અંતઃકરણનો હતો; સર્વ ભોગોનો ત્યાગી હતો, તેથી તેને રાત્રે કુંડધારની ભક્તિનો પરચો મળ્યો![૧૪] હે યુધિષ્ઠિર! તે સ્વપ્નમાં, તેણે મહાકાંતિવાળા મણિભદ્ર નામના એક દેવને, દેવોની મધ્યમાં જોયો. ઉભેલા તે મહાત્મા (ફળની યાચના કરવા આવેલા પ્રાણીઓને દેવોની પાસે નિવેદન કરતો હતો અને) દેવોની આજ્ઞાથી યાચકોને ફળો આપતો હતો.[૧૫] તે દેવતાઓની આજ્ઞાથી, યાચના કરવા માટે આવેલા

અનુક્રમે ત્યાગ કરવાથી નિર્વિકલ્પ સમાધિ થાય છે; અને તેમાં પરબ્રહ્મનાં દર્શન થાય છે; અર્થાત્ મોક્ષમાં સર્વની પરિસમાપ્તિ થાય છે. ઉત્તરોત્તર આનંદનું સ્વરૂપ વર્ણવતાં કહ્યું છે કે, વેદવેત્તા અને કામનાઓથી નહિ હણાયલા પુરુષને જે બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે, તે આનંદ સ્વરૂપ સંતોષ બ્રહ્માનંદમાં–મોક્ષમાં રહેલો છે.

* આવા કૂટ શ્લોકોનો અર્થ તેની સંપૂર્ણ સમજણ સાથે સમજાવવો કઠિણ છે. ત્યાગ એટલે સંન્યાસ અથવા સંપૂર્ણ સર્વસંગ પરિત્યાગ. સંપૂર્ણ સર્વ સંગ પરિત્યાગ યોગ સમાધિમાં થાય છે. સમાપ્ત એટલે सम्यक् आप्तंभवति. सम्यक એટલે બ્રહ્મ. संतोष એટલે સાધારણ સંતોષ નહિ, પણ બ્રહ્માનંદ. अपवर्ग એટલે સંહાર નહિ, પણ મોક્ષ. એ સર્વનો ભાવ આ પ્રમાણે છેઃ–સંપૂર્ણ યોગીપણું તે જ બ્રહ્મ. આ સર્વનું જ્ઞાન વેદમાં છે. † આ શ્લોક કઠિણ છે; પણ ટીકાકારે સારી રીતે સમજાવ્યો છે. તેજ એટલે ઇન્દ્રિયોને જિતવી. વ્યોમનો અર્થ ટીકાકારે બે રીતે કર્યો છેઃ–આકાશની માફક અસગ અથવા જગતના કારણરૂપ.

પુરુષોને, તેઓનાં કર્મો પ્રમાણે રાજ્યો અને ધનો આપતો હતો; અને જેઓ અશુભ કર્મ કરનારા હતા, તેઓનાં ધનને તથા રાજ્યને હરી લેતો હતો.[૧૬] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! એ સમયે સર્વ યક્ષોના સમક્ષ, મહાકાંતિવાળો કુંડધાર, દેવતાઓની આગળ આવી, પૃથ્વીપર લાંબો થઇને પડ્યો![૧૭] કુંડધારને ભૂમિપર લાંબો થઇને પડેલો જોઇને, મોટા મનના મણિભદ્રે, દેવોની આજ્ઞાથી તેને પૂછ્યું; "હે કુંડધાર! તારે શું જોઇએ છે?"[૧૮]

કુંડધારે ઉત્તર આપ્યું:-"જો દેવતાઓ મારા ઉપર પ્રસન્ન થયા હોય તો હું તે ભક્ત બ્રાહ્મણ ઉપર અનુગ્રહ કરાવવાની ઇચ્છા રાખું છું! તેનાપર કૃપા થાય ને સુખનો ભોક્તા થાય, એવી મારી યાચના છે!"[૧૯] મણિભદ્રે દેવોને એ વાત કહી અને દેવોના જ કહેવાથી મહાકાંતિવાળા કુંડધારને ફરીથી તેણે કહ્યું.[૨૦]

મણિભદ્ર બોલ્યો:-"હે ભદ્ર! ઉઠ! ઉભો થા! તારું કલ્યાણ થાવ! તું કૃતકૃત્ય થયો છે! તું સુખી થા! જો એ બ્રાહ્મણને ધનની ઇચ્છા હોય તો એને ધન આપું![૨૧] તારા મિત્ર એવા એ બ્રાહ્મણને જેટલું ધન જોઇતું હોય, તેટલું અસંખ્ય ધન દેવોની આજ્ઞાથી હું આપીશ!"[૨૨] હે યુધિષ્ઠિર! કુંડધારે વિચાર કર્યો કે, મનુષ્યપણું ચંચળ અને નાશવંત છે; બ્રાહ્મણે તો તપ કરવું જોઇએ. આવો વિચાર કરીને તે બોલ્યો.[૨૩]

કુંડધાર બોલ્યો;-"હે ધન આપનાર દેવ! હું એ બ્રાહ્મણને માટે ધનની યાચના કરતો નથી; પરંતુ મારા ભક્તનો બીજી રીતે જ અનુગ્રહ કરવાની ઇચ્છા રાખું છું![૨૪] મારા ભક્તને મણિમુક્તાથી ભરપૂર પૃથ્વીનો લાભ થાય, અથવા તો રત્નના મોટા ઢગ મળે એમ હું ઇચ્છા કરતો નથી; પરંતુ એ ધાર્મિક થાય, એમ હું ઇચ્છું છું![૨૫] એની બુદ્ધિ ધર્મ ઉપર થાય એમ કર! એ ધર્મનું આચરણ કરે એમ કર! ધર્મને જ એ મુખ્ય માને એમ કર! આવા પ્રકારનો અનુગ્રહ મને માન્ય છે!"[૨૬]

મણિભદ્રે કહ્યું;-"હે કુંડધાર! ધર્મનું ફળ સદા રાજ્ય તથા ભાતભાતના સુખો છે! એ બ્રાહ્મણ કાયાના કલેશમાંથી છૂટો થઇને ફળનો ઉપભોગ ભલે કરે!"[૨૭]

ભીષ્મે કહ્યું;-પણ હે યુધિષ્ઠિર! મહા યશસ્વી કુંડધારે, તે બ્રાહ્મણને માટે પુનઃ પુનઃ ધર્મની યાચના કર્યા કરી. ત્યારે દેવતાઓ ઘણા પ્રસન્ન થયા.[૨૮]

પછી મણિભદ્ર બોલ્યો;-"હે કુંડધાર! સર્વ દેવો તારા ઉપર તથા એ બ્રાહ્મણના ઉપર પ્રસન્ન થયા છે. આ બ્રાહ્મણ ધર્માત્મા થશે! તેની બુદ્ધિ ધર્મ ઉપર જ આસ્થાવાળી થશે!"[૨૯] (ભીષ્મ કહે છે); હે યુધિષ્ઠિર! આ પ્રમાણે પોતાનું કાર્ય સિદ્ધ થવાથી તથા બીજાઓને અત્યંત દુર્લભ એવો મન ગમતો વર બ્રાહ્મણને માટે મેળવીને જેણે, કાર્ય કર્યું છે એવો કુંડધાર મેઘ, અત્યંત પ્રસન્ન થયો.[૩૦] પેલો બ્રાહ્મણ (જ્યારે જાગ્રત થયો ત્યારે) જુવે છે તો તેની આસપાસ અત્યંત ઝીણાં રેશમી વસ્ત્રો મૂકેલાં હતાં. અત્યંત કીમતી તે વસ્ત્રપર તેણે લક્ષ આપ્યું નહી, પણ તે જોઇને તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો![૩૧]

બ્રાહ્મણ (મનમાં ને મનમાં) બોલ્યો;-"જ્યારે મારા જેવા પુરુષના પુણ્યનાં કર્મને એના જેવો પુરુષ જાણતો નથી, તો પછી બીજો કોણ જાણશે? હવે હું વનમાં જ જાઉં ને ત્યાં રહી ધર્માચરણ કરું! હવે મારે ધર્મમાં જીવન ગાળવું, એ જ ઉત્તમ છે."*[૩૨]

ભીષ્મ કહે છે;-પછી તે બ્રાહ્મણ વૈરાગ્યને લીધે તથા દેવતાઓની કૃપાથી વનમાં ગયો. વનમાં જઇને તે તપ કરવા લાગ્યો.[૩૩] દેવતાઓ તથા અતિથિઓને અર્પણ કરતાં બાકી વધેલાં ફળો અને મૂળોનું ભોજન તે દ્વિજ કરતો હતો. હે રાજા! તપ કરતાં કરતાં તેની ધર્મ ઉપર દૃઢ બુદ્ધિ થઈ.[૩૪] ધીમે ધીમે તે બ્રાહ્મણે મૂળનો અને ફળનો આહાર પણ તજી દીધો ને કેવળ પાંદડાંનો આહાર કરવા માંડ્યો. પછી પાંદડાંનો આહાર પણ તજી દીધો ને માત્ર જળપાન કરી રહેવા લાગ્યો.[૩૫] પછી જળનો આહાર પણ તજી દીધો ને ઘણા વર્ષ સૂધી તે વાયુનું ભક્ષણ કરવા લાગ્યો. છતાં એની પ્રાણશક્તિ નાશ પામી નહિ, એ આશ્ચર્ય જેવી વાત થઈ પડી![૩૬] ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રાખી, ઉગ્ર તપ કરતાં કરતાં ઘણાં કાળે તેને દિવ્ય દૃષ્ટિ ઉત્પન્ન થઈ.[૩૭] પછી તેને એવો વિચાર આવ્યો કે, 'હું કોઇના ઉપર પ્રસન્ન થઇને તેને જો ધન આપું તો મારી વાણી મિથ્યા થાય નહિ!'[૩૮] આવા વિચારથી તેનું હૃદય હર્ષ પામ્યું; અને તેણે પુનઃ આનંદપૂર્ણ મુખથી તપનો આરંભ કર્યો અને (પુનઃ) ઉત્તમ ફળ પ્રાપ્ત કીધું, કે જેથી સંકલ્પ માત્રમાં તે મહા સમર્થ કાર્ય કરી શકે (તેવું તેનામાં બળ આવ્યું).[૩૯] એ સમયે તેને

* તે બ્રાહ્મણે મનમાં વિચાર્યું કે કુંડધાર મેઘ તેના પ્રતિ પ્રેમભાવવાળો નથી, તેથી જ તેણે તેને, તેના કલ્યાણનો જે માર્ગ યોજ્યો તે સમજવાની અશક્તિને લીધે, પાત્ર ન ગણ્યો. તેની ધારણા હતી કે કુંડધાર તેને ખુબ ધન આપશે; કેમકે તેણે તેનું પૂજન ધન મેળવવા માટે જ કીધું હતું. પણ તેમાં નિરાશા થવાથી, તે બોલ્યો કે, જેણે મારી સ્થિતિ-કામના જાણવી જોઇએ તેણે જ્યારે ન જાણી તો બીજું કોણ જાણશે? પ્રયત્ન છતાં, અને યોગ્ય દેવની સેવા કર્યા છતાં જ્યારે તેને ધનની પ્રાપ્તિ નહિ થઈ, ત્યારે તેના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો ને ધનની લાલસા મૂકી દઈ અરણ્યમાં જઈ વસવું યોગ્ય ગણ્યું.

એવો વિચાર આવ્યો કે, 'હું જો ગમે તેના ઉપર પ્રસન્ન થઇને તેને રાજ્ય આપું, તો તે થોડા સમયમાં રાજા થાય જ અને મારી વાણી મિથ્યા થાય નહિ.'૪૦ હે ભરતવંશી રાજા! તે બ્રાહ્મણ એ પ્રમાણે વિચાર કરતો હતો, તેવામાં તેના તપના પ્રભાવથી તથા ભક્તિથી પ્રસન્ન થયેલા કુંડધારે, તે બ્રાહ્મણને સાક્ષાત્ દર્શન દીધાં.૪૧ હે રાજા! કુંડધારનાં દર્શન થયાં, એટલે તે બ્રાહ્મણ તેની સમીપમાં ગયો અને વિધિપૂર્વક તેની પૂજા કરી-જો કે તે બ્રાહ્મણ તેનાં પુનઃ દર્શનથી આશ્ચર્ય પામ્યો હતો.૪૨ પછી કુંડધાર બોલ્યો;-"તને દિવ્ય ચક્ષુષ્ પ્રાપ્ત થયાં છે; માટે હે બ્રાહ્મણ! તેવડે તું રાજાઓની અને જગતના પ્રાણીઓની ગતિની પણ નિરીક્ષા કર અર્થાત્ તેમની ગતિને જો!"૪૩ પછી તે બ્રાહ્મણે દિવ્ય ચક્ષુથી દૂર ઉભાં ઉભાં જોયું તો હજારો રાજાઓ નરકમાં ડુબેલા હતા!૪૪

કુંડધારે કહ્યું;-"તેં ભક્તિભાવથી મારી પૂજા કરી છે, છતાં તારા દૈવમાં શોક જ પ્રાપ્ત થયો હોય તો, પછી મેં તારું શું હિત કર્યું અને તારો શું અનુગ્રહ કર્યો!૪૫ (હું તને પુનઃ કહું છું કે) જો, જો, જે મનુષ્યો વિષય-સુખના ભોગી છે, તેઓ કેવી ગતિને પહોંચે છે તે તને (તારા દિવ્ય ચક્ષુથી) દેખાશે! સ્વર્ગનું દ્વાર મનુષ્યોને માટે (વિશેષે કરીને) બંધ રહે છે."૪૬

ભીષ્મે કહ્યું;-ત્યાર પછી તે બ્રાહ્મણે, આ લોકમાં ઘણા મનુષ્યોને કામ, ક્રોધ, લોભ, ભય, મદ, નિદ્રા, તંદ્રા તથા આળસવડે ઢંકાયલા જોયા.૪૭

કુંડધારે કહ્યું;"-આ દુર્ગુણોથી સર્વ પ્રાણી બંધાયલાં છે. દેવતાઓ મનુષ્યોથી ડરે છે અને તેને લીધે એ દુર્ગુણો દેવોનાં વચનથી નિત્ય મનુષ્યોને વિઘ્ન કર્યા કરે છે.૪૮ દેવોની આજ્ઞા વિના કોઈ પણ મનુષ્ય ધર્મનિષ્ઠ થઇ શકતો નથી. (દેવોની કૃપાથી જ) તું તારા પોતાનાં તપવડે બીજાને ધન અને રાજ્ય આપવાને સમર્થ થયો છે!૪૯

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! કુંડધારે એ પ્રમાણે કહ્યા પછી, તે ધર્માત્મા બ્રાહ્મણે કુંડધાર મેઘનાં ચરણમાં પોતાનું મસ્તક નમાવી, દંડવત્ પ્રણામ કર્યા અને તેના પ્રતિ બોલ્યો; "તેં મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે!૫૦ તેં મારાપરજે અનુગ્રહ કર્યો છે, તેથી હું અજ્ઞાત હોવાથી, મેં કામ અને લોભના પાશથી દોરવાઇને તારો સ્નેહ નહિ જાણતાં, પ્રથમ તારી જે કંઈ ઇર્ષા કરી હોય, તેની તું મને ક્ષમા કર!"૫૧ કુંડધારે ઉત્તર આપ્યું:-"હું તને તારા સર્વ અપરાધોની ક્ષમા આપું છું!" આમ કહી તે મહાત્મા બ્રાહ્મણને બે બાહુઓથી આલિંગન કરીને તત્ક્ષણે ત્યાંને ત્યાં જ અંતર્ધ્યાન થઈ ગયો.૫૨ કુંડધારની કૃપાથી તપવડે સિદ્ધ થયેલો તે બ્રાહ્મણ, પણ સર્વે લોકોમાં વિચરવા લાગ્યો.૫૩ તપોબળથી આકાશમાં ગમન કરી શકાય છે; મનમાં જે જે વસ્તુનું ચિંતન કર્યું હોય છે તે વસ્તુ સિદ્ધ થાય છે, તેમ જ ધર્મથી, શક્તિથી અને યોગથી પરમગતિ પ્રાપ્ત થઇ શકે છે.૫૪ દેવતાઓ, બ્રાહ્મણો, સંતો, યક્ષો, સુજ્ઞ મનુષ્યો, ચારણો આદિક સર્વે, ધર્મનિષ્ઠ પુરુષોની પૂજા કરે છે; પરંતુ તેઓ ધનાઢ્યોની કે કામીઓની પૂજા કરતા નથી!૫૫ હે યુધિષ્ઠિર! તારી ધર્મ ઉપર જે પ્રીતિ થઈ છે, તેનું કારણ દેવતાઓ તારા ઉપર પ્રસન્ન છે. ધનમાં જરાએ સુખ નથી, પણ ધર્મમાં અનિર્વચનીય સુખની કળા રહેલી છે તથા ધર્મમાં પરમ સુખ રહેલું છે.૫૬

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्म पर्वमां 'कुंडधार—उपाख्यान' ए नामनो अध्याय २७१ मो समाप्त.

## અધ્યાય ૨૭૨ મો.

### હિંસાત્મક યજ્ઞની નિંદાતા.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે પિતામહ! યજ્ઞો અને તપો ઘણા છે અને તેનાં ફળ પણ (ચિત્તશુદ્ધિ, ઇશ્વરને પ્રસન્ન કરવા, ધન સંપાદન કરવું વગેરે) ઘણાં છે, તેમાંથી સુખ કે ધનને અર્થે નહિ, પરંતુ ધર્માર્થ જ કેવો યજ્ઞ કરવો, તે મને કહે.૧

ભીષ્મે ઉત્તર આપ્યું;-આ વિષયમાં ઉંચ્છવૃત્તિથી જીવન ગાળનારા એક બ્રાહ્મણે કેવી રીતે યજ્ઞ કર્યો હતો, જેનું વૃત્તાંત પૂર્વે નારદે કહ્યું હતું, તે હું તને કહું છું.૨

નારદે કહ્યું;-ઉત્તમ રીતનો ધર્મ પાળનારા વિદર્ભ દેશમાં, કોઈએક બ્રાહ્મણ રહેતો હતો. તે ઉંચ્છવૃત્તિથી* જીવન ગાળતો હતો. તેણે વિષ્ણુયાગ કરવાનો વિચાર કર્યો.૩ તેના યજ્ઞમાં ભોજન તરીકે શ્યામાનું ધાન રાંધવામાં આવ્યું હતું; ને સૂર્યપર્ણી† તથા સુવર્ચલાનું શાક કરવામાં આવ્યું હતું. એ શાક ઘણું જ કડવું અને સ્વાદ વગરનું હતું, છતાં તે બ્રાહ્મણના તપના પ્રભાવથી સ્વાદિષ્ઠ થઇ ગયું હતું.૪ હે શત્રુને તપાવનારા રાજા! તે બ્રાહ્મણ વાનપ્રસ્થની રીતિએ રહેતો અને કોઇપણ પ્રાણિની હિંસા કરતો નહિ; તેથી તે યોગી

* દાણા વેચનારાઓ દાણા વેચીને ઉઠી ગયા પછી નીચે પડેલા દાણાને વીણી લઇને તેના ઉપર કરવામાં આવતી આજીવિકા.

† 'સૂર્યપર્ણી'નું બીજું નામ 'આયુર્વેદાર્થ ચંદ્રિકા'માં 'માસાપર્ણી' છે. 'સુવર્ચલા' એક જાતનો પાલો છે-'બ્રાહ્મીશાક' હશે.

બન્યો હતો. તેણે વનનાં ફળોથી અને મૂળોથી (કંદોથી) સ્વર્ગ આપનારો વિષ્ણુયાગ કર્યો હતો.[૫]* તે બ્રાહ્મણનું નામ સત્ય હતું અને તેની સ્ત્રીનું નામ પુષ્કરધારિણી હતું. તે સ્ત્રી પરમ પવિત્ર હતી અને તીવ્ર વ્રત કરવાથી કૃશ થઈ ગઇ હતી. તે પતિની રીતિને પસંદ કરતી નહતી;† જો કે તેનો પતિ કોઇપણ પ્રાણીની હિંસા કર્યા વગર યજ્ઞ કરતો હતો, છતાં તે વાત તેને ગમતી નહતી; પરંતુ પોતાનો પતિ શાપ દે એવા ભયથી તેના સ્વભાવને અનુસરતી અને યજ્ઞમાં પતિની સાથે બેસી યજ્ઞકર્મ કરતી હતી. તે મોરના શરીર ઉપરથી ખરી પડેલાં પીંછાનું ગુંથેલું વસ્ત્ર પહેરતી હતી.[૬-૭] યદ્યપિ તે બ્રાહ્મણીને હિંસાત્મક યજ્ઞ કરવાની ઈચ્છા નહતી; તદ્યપિ તેણે હોતા એવા પોતાના પતિની આજ્ઞાથી યજ્ઞનો આરંભ કર્યો. તે વનમાં, તે બ્રાહ્મણના આશ્રમ નજીક શુક્રના વંશનો પર્ણાદ નામનો એક ધર્મવેત્તા ઋષિ રહેતો હતો. તેણે હરિણનું રૂપ ધારણ કરયું હતું. તે હરિણે મનુષ્યની વાણીથી જેનું નામ સત્ય છે તે બ્રાહ્મણને આ પ્રમાણે કહ્યું; "તું આ અનૌચિત્ય કર્મ કરે છે.[૮-૯] જો તારા આ યજ્ઞમાં (પશુનો હોમ કરવામાં આવશે નહિ, તો આ યજ્ઞ), મન્ત્ર અને તેના અંગોથી રહિત તેં યજ્ઞ કર્યો ગણાશે! માટે હું તને કહું છું કે, તું મને મારી, મારા કટકા કરી તે હુતદ્રવ્ય, અગ્નિ દેવને અર્પણ કર; અને પછી તું શુદ્ધ થઇને સ્વર્ગમાં જા!"[૧૦] તે પછી સૂર્ય મંડળની અધિષ્ઠાત્રી સાક્ષાત્ સાવિત્રી દેવી પોતાનું દિવ્ય રૂપ ધારણ કરીને આવી અને તેણે પણ સત્યને કહ્યું; "તું આ મૃગને અગ્નિમાં હોમી યજ્ઞ કર!" તે બ્રાહ્મણે, દેવી સાવિત્રી, જે આગ્રહપૂર્વક કહેતી હતી, તેને કહ્યું; "હું તારા કહેવાથી મારા સહવાસમાં નિત્ય રહેનારા મૃગને હણીશ નહિ!"[૧૧] આ પ્રમાણે તે બ્રાહ્મણે કહ્યું, એટલે દેવી સાવિત્રી ત્યાંથી પાછી ફરી અને રસાતળને જોવાની ઈચ્છાથી તથા યજ્ઞમાં રહેલા અન્ય દોષોને નહિ જોવાની ઈચ્છાથી તેણે યજ્ઞના અગ્નિમાં પ્રવેશ કર્યો.‡[૧૨] પછી હરિણે બે હાથ જોડીને ઉભા રહેલા સત્યની પાસે યાચના કરી કે; "(તું મારા કટકા કરીને અગ્નિમાં મારો) હોમ કર!" પરંતુ સત્યે તેનું આલિંગન કરીને તેને કહ્યું કે; 'તું અહીંથી જા!'[૧૩] એટલે તે હરિણ આઠ પગલાં પાછો ફર્યો, પણ પાછો આવીને બોલ્યો; "હે સત્ય! નિઃસંશય બની તું મારો વધ કર! હું સત્ય કહું છું કે, મારો વધ કરવાથી હું સદ્ગતિને પામીશ.[૧૪] હું તને દિવ્ય નેત્ર આપું છું; તે દ્વારા તું આ દિવ્ય અપ્સરાઓ અને મહાત્મા ગંધર્વોનાં વિચિત્ર વિમાનોને જો!"[૧૫] પછી તે બ્રાહ્મણે નેત્રવડે અત્યંત સ્પૃહાથી, ઘણા વખત સુધી જોયું અને પછી મૃગને જોઈને, યજ્ઞમાં માત્ર હિંસા કરવાથી સ્વર્ગવાસ થાય છે આમ (ધારી, હરિણની સલાહ સ્વીકારવાનો) નિશ્ચય કર્યો.[૧૬] તે હરિણ ધર્મ હતો. કોઈ કારણથી ઘણા વર્ષ સૂધી એ ધર્મ, હરિણનું રૂપ લઇને વનમાં રહ્યો હતો. તેણે (જોયું કે બ્રાહ્મણને સ્વર્ગની કામના છે તેથી તેને લલચાવી) ધર્મે પોતાની મુક્તિ માટે યજ્ઞમાં હવ્યરૂપ થઇને પોતાનો હરિણના શરીરમાંથી છૂટકારો કર્યો. પણ કહ્યું કે; "યજ્ઞમાં પશુની હિંસા કરવી, એ ઉત્તમ વિધિ નથી!"§[૧૭] પરંતુ પેલો બ્રાહ્મણ (પશુહિંસા કરીને સ્વર્ગમાં જઇશ આવા અભિપ્રાયથી 'યજ્ઞમાં હિંસા હિતકારક છે' આમ માની બેઠો અને) હરિણની હિંસા કરવાથી, પોતાના મહાન્ તપનો નાશ કરી નાંખ્યો. તેટલા માટે, હિંસા કરવી, એ યજ્ઞમાં મુખ્ય કર્તવ્ય નથી.[૧૮] તે પછી ભગવાન્ ધર્મે (સ્વસ્વરૂપ ધારણ કરીને) તે બ્રાહ્મણના યજ્ઞમાં આચાર્યપદ ધારણ કરી, તેને અહિંસાત્મક યજ્ઞ કરાવ્યો હતો. એ પછી તે બ્રાહ્મણે (નવા) તપવડે પોતાની સ્ત્રીના મનની જેવી ઉત્તમ સ્થિતિ હતી, તેવી પ્રાપ્ત કરી, મનનું સમાધાન કર્યું.‖[૧૯] અહિંસાત્મક ધર્મ જ સંપૂર્ણ ફળને આપે છે. હિંસાત્મક ધર્મ તો માત્ર સ્વર્ગ લોક જ આપનારો છે, (કે જ્યાંથી પાછા પડવાનું છે). મેં તારી પાસે બ્રહ્મવેત્તાઓનો ધર્મ, જે સત્ય છે તે કહ્યો છે.[૨૦]

**इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्म पर्वमां 'हिंसात्मक यज्ञनिंदा' ए नामनो अध्याय २७२ मो समाप्त.**

---

* ભાવાર્થ કે યજ્ઞમાં તે પશુનું બલિદાન આપતો નહતો, કેમકે તે મેળવવા ધન જોઇએ, જે તેની પાસે નહતું; તેથી તેણે વિષ્ણુના યજ્ઞમાં કંદ તથા ફળ હોમી યજ્ઞ કર્યો હતો. એનો યજ્ઞ સ્વર્ગની કામના માટે હતો. એ યજ્ઞ શ્રેષ્ઠ નહિ.

† કેમકે તે સ્ત્રી દયાળુ હતી ને તેનો પતિ લીલોત્રીનો હોમ કરતો, અને તુલાધારે જાજલિ મુનિને અધ્યાય ૨૫૩ માં કહ્યુ છે તે પ્રમાણે લીલોત્રીમાં પણ જીવ છે, તેવા વિચારથી તે સુકાઇ ગઈ હતી.

‡ આનો અન્વય આ પ્રમાણે છેઃ-रसातलं दिदृक्षुः सा यज्ञपावकं प्रविष्टा. यज्ञे दुश्चरितं किन्तु (समीपवर्तिमूढाजनः) અર્થાત્ અજ્ઞાનથી કરવામાં આવેલ યજ્ઞમાં જે દોષ રહે છે, તેને જોવામાં ત્રાસ પામતી.

§ આ અધ્યાયમાં ૮ મા શ્લોકમાં કહ્યું છે કે, પર્ણાદ શુક્રના વંશનો હતો ને તે હરિણનું રૂપ ધારણ કરી તે વનમાં રહેતો હતો. ૧૭ મા શ્લોકમાં કહેવામાં આવે છે કે, ધર્મદેવ હરિણના રૂપમાં હતો. એનું સમાધાન એક જ રીતે થઇ શકે. ધર્મ પર્ણાદના રૂપમાં હતો, પર્ણાદ શુક્રના વંશનો હતો ને પછી પર્ણાદનું રૂપ બદલી હરિણનું રૂપ તેણે ધારણ કીધું હતું.

‖ સમાધાન એટલે મનની એવી વૃત્તિ થવી કે, સંસારમાં આસક્ત રહે નહિ.

## અધ્યાય ૨૭૩ મો.

### પાપ, ધર્મ, વૈરાગ્ય અને મોક્ષ શું?

યુધિષ્ઠિરે પ્રશ્ન કર્યું;-હે પિતામહ! મનુષ્ય કેવી રીતે પાપી થાય છે? શા વડે ધર્મને પ્રાપ્ત કરે છે? શા વડે નિર્વેદ-વૈરાગ્ય પામે છે અને શા ઉપાયથી મોક્ષને પામે છે?[૧]

ભીષ્મે ઉત્તર આપ્યું;-હે યુધિષ્ઠિર! તું સર્વે ધર્મોને જાણે છે જ; છતાં ધર્મની સ્થિતિને માટે તું મને પ્રશ્ન કરે છે, તે એટલા જ માટે કે, તારા મનનો નિશ્ચય થાય. તો, મોક્ષ, ત્યાગ, પાપ તથા પુણ્યના સંબંધમાં મૂળથી તું સાંભળ.[૨] મનુષ્ય (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ આ) પાંચ વિષયોનું યથાર્થ જ્ઞાન સંપાદન કર્યા પછી, તે (પાંચ વિષયોને) પ્રાપ્ત કરવા માટે પ્રથમ ઇચ્છા કરે છે; અને હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે વિષયોમાંથી એકાદ વિષયનો ઇન્દ્રિયોદ્વારા લાભ કે અલાભ થાય છે, તો તેના તરફ રાગ અથવા તો દ્વેષ ઉત્પન્ન થાય છે.[૩] હવે જે વિષય ઉપર તેને રાગ થાય છે, તેને મેળવવા માટે (અને જેપર દ્વેષ-ધિક્કાર આવે છે તેનો ત્યાગ કરવા) મહાન્ કર્મનો આરંભ કરે છે; અને પોતાને રુચિકર લાગતા રૂપ, ગંધ વગેરે વિષયોને વારંવાર સેવે છે.[૪] ધીમે ધીમે રાગ ઉત્પન્ન થાય છે, ત્યારપછી દ્વેષ ઉત્પન્ન થાય છે, પછી લોભ ઉત્પન્ન થાય છે તથા છેવટે મોહ ઉત્પન્ન થાય છે.[૫] જ્યારે મનુષ્ય લોભ અને મોહથી પરાજય પામે છે અને રાગ તથા દ્વેષને વશ થઇ જાય છે, ત્યારે તેની ધર્માચરણ ઉપર બુદ્ધિ રહેતી નથી; પણ તે તે ધર્મે વર્તવાનો ડોળ કરે છે.[૬] કપટવાળા ધર્મનું આચરણ કરે છે અને કપટથી જ અર્થ-ધન સંપાદન કરવાની ઇચ્છા કરે છે. હે કુરુવંશના પુત્ર! જ્યારે ડોળ ઘાલવાથી ધન મેળવવામાં તે ફાવે છે, એટલે તેવો ને તેવો ડોળમાં-દંભમાં ધન મેળવવાને મચ્યો રહે છે, અને હે ભરતવંશી રાજા! જે મનુષ્યને એકવાર પાપ માર્ગે-દંભથી-કપટથી ધન મેળવવાનો વિચાર થયો ને તેમ વર્તવા માંડે, કે પછી તેને સ્નેહીઓ અને પંડિતો ગમે તેટલો ઉપદેશ આપી અટકાવે તો પણ તે પાપ કર્મ કરવાની ઇચ્છામાંથી અટકતો નથી. ઉલટું તે બુદ્ધિ-તર્કને બંધબેસતા કારણો બતાવે છે ને તેને વળી શાસ્ત્રના પ્રમાણની પુષ્ટિ આપે છે.[૭-૮] કામ અને મોહને વશ થયેલા એવા તેના પાપમાં સત્વર વધારો થાય છે. તે પાપયુક્ત વિચારે છે, પાપભરેલું બોલે છે તથા પાપવાળું કર્મ કરે છે.[૯] તે મનમાં ને મનમાં અધર્મ કર્મ કરવાનો જ વિચાર કર્યા કરે છે; પાપનાં વચન બોલે છે અને પાપ ભરેલાં કર્મ કર્યો જ જાય છે. જે પુરુષ ધર્માચરણ કરે છે, તે તેના દોષોને જુવે છે.[૧૦] પણ તેના જ જેવા અધર્માચરણી પુરુષો, પરસ્પર મિત્રતા કરે છે. (અને તેના સંગમાં રહેવાથી તે વધુ અધર્મ કર્યો જાય છે). પણ તેવા પુરુષને આ લોકમાં સુખ મળતું નથી, તો પછી પરલોકમાં તો કયાંથી જ સુખ મળે?[૧૧] આ પાપી પુરુષની સ્થિતિ હોય છે (જે મેં તને કહી). હવે ધર્માત્મા પુરુષ વિશે તને કહું છું તે તું સાંભળ. ધર્માત્મા પુરુષ પારકાનું હિત કરે છે, અને (પરોપકારરૂપ) ધર્માચરણ કરવાથી તે પોતે પણ ઉત્તમ ગતિને પામે છે.[૧૨] જે પુરુષ પ્રથમથી જ રાગ, દ્વેષ આદિ દોષોને પોતાની બુદ્ધિવડે જાણે છે ને તેનાથી સાવચેત રહે છે; જે પુરુષ સુખ તથા દુઃખને, તેમ જ તે કેવી રીતે થયાં તે, જાણવામાં કુશળ હોય છે;[૧૩] વળી જે પુરુષ મહાત્માઓની સેવા કરે છે; જે પુરુષની ધર્મબુદ્ધિ મહાત્મા પુરુષોના સહવાસથી તથા વારંવાર તેઓની સેવા કરવાથી વૃદ્ધિ પામેલી છે,[૧૪] તે પુરુષ ધર્મમાં જ આનંદ માને છે; ધર્મ ઉપર જ પોતાનો નિર્વાહ કરે છે અને ધર્માચરણથી જે ધન મળે છે, તે જ ધન મેળવવાની ઇચ્છા કરે છે.[૧૫] તે, ધર્મથી મેળવેલાં ધનવડે ધર્મનાં મૂળનું જ સિંચન કરે છે અને જ્યાં જ્યાં સારા ગુણ જુવે છે ત્યાં ત્યાં તેની વૃદ્ધિ કરે છે. જે ધર્માત્મા પુરુષ હોય છે તે, ધર્માત્મા જ મિત્રને મેળવે છે.[૧૬] મિત્ર, ધન તથા પુત્રાદિ સંપાદન કર્યા પછી, તેવો પુરુષ આ લોકમાં અને પરલોકમાં સુખ ભોગવે છે. હે ભરતવંશી રાજા! ધર્માત્મા પુરુષ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ) પાંચેય વિષયો ઉપર શેઠાઈ કરે છે. એને જ ધર્મનું ફળ કહેવામાં આવે છે. અર્થાત્ ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખવી, એ ધર્મનું ફળ છે. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે મહાત્મા પુરુષ ધર્મનું ફળ મેળવ્યા છતાં હર્ષથી ફૂલાઇ જતો નથી.[૧૭-૧૮] પરંતુ આવા દશ્ય ફળથી તૃપ્તિ નહિ પામતાં, જ્ઞાનરૂપી દૃષ્ટિવડે વૈરાગ્યને પામે છે. એ પ્રમાણે જ્યારે તે જ્ઞાનરૂપી દૃષ્ટિવાળો બને છે, ત્યારે તે રસ, ગંધ અને કામાદિથી રાજી થતો નથી;[૧૯] જ્યારે તે પોતાનામાં શબ્દ, સ્પર્શ ને રૂપનો વિચાર કરતો નથી, ત્યારે તે કામનાથી નિર્મુક્ત થાય છે. એટલું છતાં તે ધર્મનો કદી પણ ત્યાગ કરતો નથી.[૨૦] જ્ઞાનદૃષ્ટિથી તે જ્યારે જગતને પણ નાશવંત જુવે છે, ત્યારે તે પુરુષ ધર્મનાં ફળરૂપ સ્વર્ગાદિક સુખોની પણ કામના કરતો નથી; પરંતુ મોક્ષને માટે જ પ્રયત્ન કરે છે; તે પણ સદ્ઉપાયથી પ્રયત્ન કરે છે,-પરંતુ તેને માટે વિરુદ્ધ ઉપાય કરતો નથી.*[૨૧] ધર્માત્મા પુરુષ પાપ કર્મ અને પાપ વિચારનો ત્યાગ કરી, ધીરે ધીરે વૈરાગ્યને પ્રાપ્ત કરે છે, એમ તે ધર્માત્મા થાય છે. એ પછી જ તે,

* અર્થાત્ સકામ નહિ, પણ નિષ્કામ ધર્મના આચાર પાળે છે, કે જે માત્ર મોક્ષ આપનારા છે.

ઉત્તમ એવા મોક્ષને મેળવે છે.૨૨ હે તાત! તેં મને પાપ, ધર્મ, વૈરાગ્ય અને મોક્ષ વિશે જે પ્રશ્ન પૂછ્યું, તેનું મેં તને ઉત્તર આપ્યું.૨૩ હે યુધિષ્ઠિર! તું સર્વ અવસ્થામાં ધર્માચરણ કરજે; કેમકે હે કુંતીના પુત્ર! ધર્માચરણ કરનારાઓને જ અવિનાશી કાળને માટે સિદ્ધિ મળે છે.૨૪

इति श्रीमहाभारतविशे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'धर्मादिक विशे प्रश्न' ए नामनो अध्याय २७३ मो समाप्त.

## અધ્યાય ૨૭૪ મો.

### મોક્ષપ્રાપ્તિનો ઉપાય-નિષ્કામયોગ.

યુધિષ્ઠિરે પ્રશ્ન કર્યું;-હે પિતામહ! તેં કહ્યું કે, ઉપાયથી મોક્ષ મળે છે, અનુપાયથી નહિ. તે ઉપાય શું છે, તે હું યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું.૧

ભીષ્મે ઉત્તર આપ્યું;-હે મહા બુદ્ધિશાળી! તારામાં સૂક્ષ્મ વિષયની નિપુણપણાથી પરીક્ષા કરવાનો જે ગુણ સમાયલો છે, તે યોગ્ય જ છે; જેને લીધે, હે નિર્દોષ! તું યોગ્ય ઉપાયથી ધર્માદિક સર્વ પદાર્થોની નિત્ય શોધ કર્યા કરે છે.૨ ઘટને ઉત્પન્ન કરતી વખતે પુરુષની જે બુદ્ધિ હોય છે, તે બુદ્ધિ ઘટ ઉત્પન્ન થયા પછી હોતી નથી. એ જ પ્રમાણે જે કારણવડે મનુષ્યો ધર્મને વૃદ્ધિ તથા સંપત્તિના કારણરૂપ માને છે, તે કારણ મોક્ષ પ્રાપ્તિ કરવાવાળાને હોતું નથી.*૩ જે માર્ગ પૂર્વ સાગર તરફ જાય છે, તે માર્ગ પશ્ચિમ સાગર તરફ જતો નથી. મોક્ષનો માર્ગ એક જ છે. (કોઈ અન્યફળ પ્રાપ્તિ કરાવનારા માર્ગો મોક્ષમાર્ગ સરખા નથી) તે માર્ગ હું તને વિસ્તારથી કહું છું તે તું સાંભળ.૪ મોક્ષની કામનાવાળાએ ક્ષમાવડે ક્રોધનો નાશ કરવો; સંકલ્પના ત્યાગવડે કામનો નાશ કરવો; આળસ તજીને ભગવાનના ધ્યાનરૂપ, સાત્વિક ધ્યાનવડે નિદ્રાનો નાશ કરવો;૫ સાવધાનપણે વર્તીને લોકાપવાદથી ઉત્પન્ન થયેલા ભયનો ત્યાગ કરવો; ક્ષેત્રજ્ઞ વિશે એટલે त्वं પદના અર્થ વિશે મનની ધારણા કરીને પ્રાણવાયુને જિતવો;† ધૈર્યથી ઇચ્છા, દ્વેષ અને સ્ત્રીની અભિલાષારૂપ કામને જિતવો;૬ વિપરીત જ્ઞાનરૂપ ભ્રમનો, અજ્ઞાનરૂપ સંમોહનો અને અનેક કોટિનો સ્પર્શ કરનારા સંશય જ્ઞાનનો સત્ય જ્ઞાનના અભ્યાસવડે નાશ કરવો તથા તત્વવેત્તા પુરુષે નિદ્રા તથા પ્રતિભા આ બન્ને દોષનો નાશ, જ્ઞાનના અભ્યાસથી કરવો.‡૭ વાતપિત્ત વગેરે ઉપદ્રવોને તથા તાવ, અતિસાર વગેરે રોગોને ઉત્પન્ન થવા ન દે એવા, હિતકારક, પચી જાય તેવા તથા અલ્પ આહારવડે નાશ કરવો; સંતોષથી લોભનો અને મોહનો નાશ કરવો; અને તત્ત્વના દર્શનથી જગતના સર્વ વિષયોનો ત્યાગ કરવો.§૮ દયાથી અધર્મનો નાશ કરવો; સર્વ પ્રાણીપર સમદૃષ્ટિ રાખી ધર્મને સંપાદન કરવો; ઉત્તર કાળનો વિચાર ન કરીને આશાને જિતવી; સંગનો ત્યાગ કરીને એટલે અભિલાષાનો ત્યાગ કરીને અર્થનો વિજય કરવો.૯ જગતના સર્વ પદાર્થો નાશવંત છે, આમ માનીને પંડિતે સ્નેહનો ત્યાગ કરવો; યોગના સેવનવડે ક્ષુધાનો ત્યાગ કરવો; કરુણાથી પોતાના મનના અભિમાનને જિતવું ને સંતોષવડે તૃષ્ણાને જિતવી.૧૦ ઉઠી ઉભા થઈને તંદ્રાને જિતવી; નિશ્ચયવડે (વેદવચનપર સંપૂર્ણ વિશ્વાસ રાખી) વિપરીત તર્કને જિતવો; મૌન રહીને બહુ ભાષણ કરવાની ટેવને જિતવી; અને વીરપણાથી ભયનો ત્યાગ કરવો, આ રીતનાં યોગનાં અંગ જાણવાં.‖૧૧

(હવે મુખ્ય યોગ કહું છું;)-વાણી આદિ બાહ્ય ઇંદ્રિયોનો વ્યાપાર તજીને મનવડે રહેવું.¶ મન વિષયની

* ભીષ્મ, ઉપાય બે પ્રકારના છે એમ કહે છેઃ એક પ્રવૃત્તિમાર્ગ ને બીજો નિવૃત્તિમાર્ગ. સાધ્ય ધર્મને વિષે જે કરવાપણાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે પ્રવૃત્તિમાર્ગ અથવા ઉપાય. અને આવરણ માત્ર જવાથી જ્ઞાનમાં સ્થિતિ થાય છે અને તે જ માર્ગે જે કર્મો કરાવાય છે-થયે જાય છે તે નિવૃત્તિમાર્ગ. જેમ મનુષ્યને ઘટ-ઘડો કે કોઈપણ પદાર્થ જોઇતો હોય તો તે મેળવવાને પ્રયત્ન કરે છે, પણ તે મળ્યો-ઇચ્છા તૃપ્ત થઇ કે તે પછી તેને માટે શ્રમ લેતો નથી. તેમજ આ લોકનું સુખ, સ્વર્ગાદિની પ્રાપ્તિ, પોતે કરેલા ધર્મના ફળમાં પ્રાપ્ત થઈ કે મનુષ્યનો પ્રવૃત્તિ ધર્મ એટલે કર્મ બંધ પડી જાય છે. ઘડો ઉત્પન્ન કરવો એ જેમ પ્રવૃત્તિ છે, તેમ આલોકનું સુખ, સ્વર્ગાદિનું સુખ મળ્યું કે પ્રવૃત્તિ ધર્મ બંધ પડવો જ જોઇએ. પ્રવૃત્તિ ધર્મ બંધ પડ્યો કે તેણે નિવૃત્તિ ધર્મની ઉપાસના, મોક્ષ માટે કરવી. મોક્ષમાં યજ્ઞાદિ કર્મ નહિ, પણ શમ દમાદિક નિવૃત્તિરૂપ ધર્મ કારણ હોય છે. પ્રવૃત્તિરૂપ ધર્મથી સ્વર્ગાદિક લોક મળે છે અને નિવૃત્તિરૂપ ધર્મથી મોક્ષ મળે છે. ટીકાકાર કહે છે કે, યજ્ઞ યાગાદિક નિષ્કામપણાથી કરવામાં આવે તો ચિત્તની શુદ્ધિ થાય છે અને ચિત્તશુદ્ધિ એ નિવૃત્તિનું કારણ થઈ પડે છે.

† યોગ સમાધિવડે પ્રાણવાયુને પ્રથમ નિયમિત કરવો ને પછી જિતવો. એથી યોગી પુરુષની સર્વ શરીર ચેષ્ટા બંધ પડી જાય છે ને હજારો વર્ષ પર્યંત જીવી શકે છે; અને સમાધિમાં રહી જ્યારે પૂર્ણપણાને પામે છે, ત્યારે પુનઃ પ્રાણવાયુને પોતાના સ્થાનમાં લાવી, દેહ તજી મોક્ષને પામે છે. ‡ (નિદ્રા એટલે ધ્યેય પદાર્થમાં ચિત્તની વૃત્તિ ન રહેવી તે,) (પ્રતિભા એટલે ધ્યેય પદાર્થને છોડીને બીજા પદાર્થમાં ચિત્તની વૃત્તિ ચોંટે તે). ધ્યેય વસ્તુનું કથન કરવું, તેનું ચિંતન કરવું, તેનો જ પરસ્પરમાં બોધ કરવો, અને તેને જ પરમ તત્વ માનવું એને પંડિતો જ્ઞાનાભ્યાસ કહે છે. § તત્ત્વનો અર્થ એ કે જગત્ અનર્થકારક છે, અસત્ય છે ને અંતમય છે, એમ જાણીને જગતની આસક્તિનો ત્યાગ કરવો. ‖ યોગ ક્રિયામાં શરીરમાં વાયુનું અવધાન બરાબર કરવાથી ભુખનો નાશ થાય છે. એક નિશ્ચય-આજ સત્ય છે, અન્ય નહિજ, એનાથી સંશય નિવૃત્ત થાય છે. ટીકાકાર નીલકંઠ લખે છે કે, વેદ વચનપર સમ્પૂર્ણ શ્રદ્ધા કરવાથી સર્વ સંશયનો નાશ થાય છે. સંસારના ભય છ છેઃ-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર. એ છએને વીરપુરુષ બની, જિતવાથી ભય રહેતો નથી. ¶ અર્થાત્ બાહ્ય ઇન્દ્રિયો જે વિકુરતી હોય છે, તેનો મનમાં લય કરવો.

કલ્પના કરે છે, માટે તેનો બુદ્ધિને વિશે લય કરવો;* બુદ્ધિનો જ્ઞાન ચક્ષુવડે નાશ કરવો;† અને આત્મજ્ઞાનરૂપી બુદ્ધિની વૃત્તિનો પરમ ચૈતન્યને વિશે લય કરવો અને આત્માનો આત્મામાં લય કરવો.‡[12] આ રીતે પવિત્ર કર્મ§ કરનારા પુરુષે, શાન્ત મનવડે યોગની ક્રિયાઓને જાણીને તે પ્રમાણે વર્તવું. તેમ કરવામાં જ્ઞાનીઓ, યોગ સાધવામાં વિઘ્નકર્તા જે પાંચ દોષ કહે છે, તે દોષોનો ત્યાગ કરવો.[13] એ પાંચ દોષો આ પ્રમાણે છે; કામ, ક્રોધ, લોભ, ભય અને પાંચમી નિદ્રા. યોગ સાધવામાં વિઘ્નકર્તા આ પાંચ દોષોનો ત્યાગ કરીને અને વાણીને નિયમમાં રાખીને સાધનવડે યોગાભ્યાસ કરવો.[14] યોગ વિષે ધ્યાન, અધ્યયન, દાન, સત્ય, લજ્જા, નમ્રતા, ક્ષમા, પવિત્રતા, શુદ્ધ આહાર અને ઇન્દ્રિયોનો સંયમ,[15] આટલાંવડે તેજની વૃદ્ધિ થાય છે; પાપનો નાશ થાય છે; યોગીના સંકલ્પો સિદ્ધ થાય છે; અને વિજ્ઞાનની પ્રવૃત્તિ થાય છે.[16] જ્યારે પુરુષ તેજસ્વી અને પાપરહિત બને છે, ત્યારે તે ઇન્દ્રિયોનો વિજય કરીને તથા અલ્પ આહાર કરીને કામ અને ક્રોધને પોતાના વશમાં રાખે છે. તે પછી તેણે પોતાના આત્માને પરબ્રહ્મના પદને પમાડવાની ઇચ્છા કરવી.[17] (મોક્ષ માર્ગમાં વેદાંતના શ્રવણાદિકથી) અજ્ઞાનપણાનો ત્યાગ, (વૈરાગ્યથી) સંગપણાનો ત્યાગ; અને (સંતોષ ને ક્ષમાના દૃઢપણાથી) કામ, ક્રોધનો ત્યાગ થાય છે ને યોગમાર્ગના સેવનથી દીનતાથી રહિત બને છે; ગર્વ આદિક અહંકારથી રહિત બને છે; નિર્ભય રહે છે; એક જ ઠેકાણે ઘર બાંધીને નહિ રહેવું એમ ઠરાવે છે; તથા નિષ્કામપણાથી મન, વાણી અને કાયાનો નિગ્રહ કરે છે. મોક્ષનો આ પરમ પવિત્ર અને નિર્મળ માર્ગ છે.‖[18-19]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'योगाचार वर्णन' ए नामनो अध्याय २७४ मो समाप्त.

## અધ્યાય ૨૭૫ મો.

### મોક્ષની પ્રાપ્તિ કેમ થાય, એ વિષયમાં નારદ-દેવલનો સંવાદ.

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! આ વિષયમાં નારદ અને અસિત દેવલ ઋષિની વચ્ચે થયેલો સંવાદરૂપ એક પુરાતન ઈતિહાસ આ પ્રમાણે છે.[1] કોઇક સમયે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ, વૃદ્ધ વયના દેવલ ઋષિને બેઠેલા જોઇને, નારદે પ્રાણીમાત્રની ઉત્પત્તિ તથા પ્રલય વિશે પ્રશ્ન કર્યું.[2]

નારદે પૂછ્યું;–"હે બ્રહ્મન્! આ સ્થાવર તથા જંગમરૂપ વિશ્વ ક્યાંથી ઉત્પન્ન થયું ને પ્રલય થયા પછી તે ક્યાં જાય છે તે તું મને કહે.[3]

અસિતે કહ્યું;–સર્વ પ્રાણીઓની બુદ્ધિરૂપી વાસનાવડે પ્રેરાયલો પરમાત્મા, સૃષ્ટિને સમયે જે તત્વોમાંથી જગતને ઉત્પન્ન કરે છે, તેને ભૂતચિંતક વિદ્વાનો પંચમહાભૂતો કહે છે.[4]¶ બુદ્ધિથી પ્રેરાયલો કાળ પંચમહાભૂતોમાંથી અન્ય ભૂતોની ઉત્પત્તિ કરે છે. જે એમ કહે છે કે, આનાથી (પંચમહાભૂત, કાળ તથા બુદ્ધિથી) અન્ય છે, તે અસત્ય વદે છે.[5] હે નારદ! જાણ કે, આ પંચમહાભૂતો સનાતન કાળના, ધ્રુવ અને અચળ, એટલે આદિ કે અંતરહિત છે અને યુગાત્મક કાળ તેમાં છઠ્ઠો છે. કાળ સહિત આ છએ તત્વો તેજસ્વી એવા મહત્તત્વનાં સ્વાભાવિક રીતે કાર્યો છે.[6] એ પંચતત્વો આ પ્રમાણે છે:–પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ. આ પંચતત્વના કરતાં બીજું કોઇ પણ (તેજસ્વી) શ્રેષ્ઠ તત્વ નથી, એ વાત સંશય રહિત છે; કારણ કે જે કંઇ દૃશ્ય છે તે પંચભૂતમય છે.[7] એ પાંચ સિવાય બીજું કોઈ તત્ત્વ શ્રુતિથી, યુક્તિથી કે લૌકિક અનુમાનથી સત્ જ છે, એમ (સિદ્ધ) થઇ શકે તેમ નથી; છતાં જો કોઈ તે બીજા પદાર્થથી તેનું સત્ સિદ્ધ થાય છે એમ કહે તો તેઓને અસત્–ખોટા–મિથ્યા તર્ક લડાવનારા કહેવામાં જરાએ સંશય જેવું નથી.‡ જાણ કે તે છએએ કાર્યરૂપ જગતમાં પ્રવેશ કર્યો છે. જાણ કે એ છ જે બુદ્ધિ સત્વમાંથી ઉત્પન્ન થયા છે, તે પણ અસત્ (અજ્ઞાન) છે.[8] પાંચ મહાભૂતો, કાળ,+ પૂર્વજન્મનો સંસ્કાર અને અજ્ઞાન આ આઠ

---

* અર્થાત્ સંકલ્પ વિકલ્પ કરવા નહિ.

† એટલે શુદ્ધ એવા त्वं પદના જ્ઞાનમાં બુદ્ધિનો લય કરવો. જ્ઞાનનો આત્મામાં (જ્ઞાનમાં). એટલે આત્મા બ્રહ્મ છે એવા જ્ઞાનમાં લય કરવો.

‡ યોગમાં જે દર્શાવ્યું છે તે અહીં દર્શાવ્યું છે. ઇન્દ્રિયોનો મનમાં લય કરવામાં આવે છે, મનનો બુદ્ધિમાં, બુદ્ધિનો આત્મામાં તથા આત્માનો પરમાત્મામાં લય કરવામાં આવે છે.

§ પવિત્ર કર્મ એટલે નિષ્કામ કર્મ–ધર્મ; અને શાન્ત મનવડે એટલે સર્વ વિકારો ને કામનાઓનો નાશ કરવાવડે.

‖ અર્થાત્ જેને મોક્ષની જ કામના છે તેણે નિષ્કામયોગ સેવવો ને સિદ્ધિઓની ઇચ્છા કરવી નહિ. પૂર્વાધ્યાયોમાં કહ્યું છે કે જો યોગી સિદ્ધિની કામના કરે છે તો તે ઉલટો નર્કમાં પડે છે.

¶ येभ्यः અર્થાત્ જે તત્વમાંથી; सृजति नो કર્તા પરમાત્મા અધ્યાહાર છે. काले અર્થાત્ પરમાત્માના સૃષ્ટિ સમયે; भावप्रचोदितः અનેકરૂપે થવાની ઇચ્છાથી પ્રેરાયલો.

‡ સારાંશ કે આ સર્વે પંચમહાભૂતમાંથી ઉત્પન્ન થયું છે. અસત્ એટલે સત્થી ઉલટું. માત્ર આત્મા–પરમાત્મા સત્ છે, બાકી સર્વ અસત્ છે. જગત્ એકલા જગતરૂપે અસત્ છે, પણ પરમાત્મરૂપે સત્ ગણી શકાય.

\+ ટીકાકાર નીલકંઠ कालનો અર્થ જીવ કરે છે.

અનાદિ નિરંતર છે, અને પ્રાણીમાત્રના જન્મ અને મરણના કારણ છે.૯ નાશ પછી પ્રાણીઓ આ આઠને વિશે લયને પામે છે અને જ્યારે જન્મે છે ત્યારે તેમાંથી ઉત્પન્ન થાય છે. નિઃસંશય, નાશ પામ્યા પછી, એમાંના પંચમહાભૂતો મહાભૂતોમાં વહેંચાઇ જાય છે.*૧૦ પ્રાણીનો દેહ પૃથ્વીમાંથી ઉત્પન્ન થયો છે; શ્રોત્ર (કર્ણેન્દ્રિય) આકાશમાંથી ઉત્પન્ન થઇ છે; ચક્ષુષ્ઇન્દ્રિય સૂર્યમાંથી ઉત્પન્ન થઇ છે; ગતિ વાયુમાંથી ઉત્પન્ન થઈ છે ને રુધિર જળમાંથી ઉત્પન્ન થયું છે.૧૧ હવે બે નેત્ર, નાસિકા, બે કાન, ત્વચા અને પાંચમી જીભ, આ પાંચ ઇન્દ્રિયો ઇન્દ્રિયોના ભિન્ન ભિન્ન વિષયોને ગ્રહણ કરે છે, આમ જ્ઞાનીઓ કહે છે.૧૨ દર્શન-જોવું, શ્રવણ-સાંભળવું, ઘ્રાણ-ગંધ લેવો, સ્પર્શ, રસન-રસને ગ્રહણ કરવો, આ સર્વ ઇન્દ્રિયોના ગુણો છે. પાંચે ઇન્દ્રિયો (આંખ, કાન, નાક, જિહ્વા ને ચામડી) પાંચ વિષયોની સાથે પાંચ પ્રકારે સંબંધ ધરાવે છે. યુક્તિ પ્રમાણે એ પાંચે ગુણોની સાદશ્યતાને જાણ.૧૩ પૃથ્વી આદિ પંચમહાભૂતના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ પ્રકારના વિષયો છે. તેને પાંચ ઇન્દ્રિયો નિરનિરાળા પ્રકારે ગ્રહણ કરે છે.૧૪ આ પંચ ગુણોને ઇન્દ્રિયો જાણતી નથી કે એ ગુણો તેમનામાં છે, પરંતુ ક્ષેત્રજ્ઞ (જીવ) તે તે ઇન્દ્રિયોવડે (શબ્દાદિક વિષયોને) જાણે છે.૧૫ આ ઇન્દ્રિયોના કરતાં **चित्त** ઉત્તમ છે; **चित्त** કરતાં **मनस** એટલે મન ઉત્તમ છે; **मनस** કરતાં **बुद्धि** ઉત્તમ છે; અને **बुद्धि** કરતાં **क्षेत्रज्ञ** ઉત્તમ છે.†૧૬ ચૈતન્યમય પ્રાણી પ્રથમ ઇન્દ્રિયોવડે જૂદા જૂદા વિષયોનું ચિંતન કરે છે. તે પછી તે બધાનો એક સાથે મનસવડે વિચાર કરે છે; અને તે પછી બુદ્ધિની મદદવડે તેની પ્રાપ્તિ માટે ઉદ્યમ કરે છે. બુદ્ધિમાન્ પુરુષ, ઇન્દ્રિયોએ જે વિષયોને સંપાદન કર્યા હોય છે, તેનો નિર્ણય કરે છે.૧૭ અધ્યાત્મનું ચિંતન કરનારા પુરુષો પાંચ ઇન્દ્રિયોનો સમુદાય, ચિત્ત, મન તથા આઠમી બુદ્ધિ-આ આઠને જ્ઞાનેન્દ્રિયો કહે છે.૧૮ ચરણ, હાથ, ગુદા, જનનેન્દ્રિય અને પાંચમું મુખ આને કર્મેન્દ્રિયો કહે છે; એ કર્મેન્દ્રિયોનાં કર્મો શાં શાં છે તે તું સાંભળ.૧૯ ભાષણ કરવા માટે તથા ભોજનને માટે મુખ ઇન્દ્રિય કામ લાગે છે; ચરણેન્દ્રિય ગમનને માટે ઉપયોગી કહેવાય છે; હાથ કાર્ય કરવા માટે ઉપયોગી કહેવાય છે;૨૦ ગુદા અને ઉપસ્થ આ બન્ને ઇન્દ્રિયોનાં કર્મ સમાન છે; તે ત્યાગ કરનારી છે. ગુદા મળનો ત્યાગ કરે છે અને ઉપસ્થ ઇન્દ્રિય મૂત્રનો ત્યાગ કરે છે, તથા મૈથુનમાં વીર્યનો ત્યાગ કરે છે.૨૧ આ ઉપરાંત છઠ્ઠી કર્મેન્દ્રિય, બળ એટલે પાંચ વૃત્તિવાળો પ્રાણ છે. આ રીતે સર્વેની જ્ઞાનેંદ્રિય, કર્મેન્દ્રિય અને ઇન્દ્રિયોના ગુણો મેં તને મારી વાણીવડે શાસ્ત્રાનુસાર કહ્યા છે.૨૨

હવે જ્યારે ઇન્દ્રિયો પોતાનાં કર્મો કરતી કરતી થાકી જાય છે, ત્યારે પોતાનું કાર્ય કરતી અટકી પડે છે ને વિશ્રાંતિ લે છે! જ્યારે ઇન્દ્રિયોનો તેના સ્વામીથી વિયોગ થાય છે, ત્યારે મનુષ્ય નિદ્રાવશ થાય છે.૨૩ એમ દેહની ઇન્દ્રિયો વિરામ પામવા છતાં પણ, મન વિરામ પામતું નથી. મન એ નિદ્રામાં પણ વિષયોને સેવે છે. તેને સ્વપ્નાવસ્થા કહે છે.૨૪ જાગ્રદવસ્થામાં વાસનામય સાત્વિક, રાજસ અને તામસ ભાવો પ્રસિદ્ધ છે, તે જ (સાત્વિક આદિક) ભાવો સ્વપ્નાવસ્થામાં પણ હોય છે. તે ભાવો, ભોગપ્રદ કર્મ સાથે જોડાય છે.‡૨૫ આનંદ, કર્મસિદ્ધિ, જ્ઞાન અને પરમ વૈરાગ્ય આ સર્વ સત્વગુણનાં ચિહ્ન છે. ચૈતન્યવાળા પ્રાણીની (સાત્વિક, રાજસ કે તામસ) જેવી વાસના જાગ્રત સમયમાં હોય છે, તેવી સ્મૃતિ જે વાસનામાં કારણભૂત છે, તે તેને આનંદાદિક ભાવોનો સ્વપ્નામાં આશ્રય કરાવે છે; અર્થાત્ સાત્વિક પુરુષ જાગ્રત્ સમયની વાસનાના કારણરૂપ આનંદાદિકનું સ્વપ્નમાં પણ સ્મરણ કરે છે. કર્મ ગતિને અનુસરનારી વાસના સાત્વિક, રાજસી અને તામસી જીવોમાંથી, જે કોઇ જીવમાં જાગ્રદવસ્થામાં જે પ્રમાણે રહે છે, તે પ્રમાણે જ સ્વપ્નાવસ્થામાં પણ રહે છે. (અર્થાત્ જાગ્રદવસ્થામાં કરેલા કર્મના સંસ્કારથી ઉત્પન્ન થયેલી વાસનાના પ્રભાવથી સ્વપ્નામાં પણ તે જ સર્વ ભાવો જોવામાં આવે છે). માટે જાગ્રત અને સ્વપ્ન અવસ્થાના ભાવો સમાન છે. સુષુપ્તિમાં મનનો અભાવ હોવાથી સર્વ કલ્પનાનો અભાવ હોય છે અને તે જ ઇચ્છવા યોગ્ય તથા નિત્ય છે.§૨૬-૨૭ પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, બળાત્મક પ્રાણ, ચિત્ત,

* કોઇ અહીં શંકા કરે કે દેહનો લય તો પંચમહાભૂતમાં થવો યોગ્ય છે; પણ જીવ, ચૈતન્યનો અંશ હોવાથી તેનો પંચમહાભૂતમાં લય થવો યોગ્ય નથી. આનું ઉત્તર એ છે કે જળરૂપ ઉપાધિનો નાશ થવાથી જેમ ચંદ્રના બિંબનો નાશ થયો કહેવાય છે; તેમ બુદ્ધિ સત્વરૂપ ઉપાધિનો નાશ થવાથી જીવનો પણ નાશ થયો જાણવો; જો કે ચન્દ્ર અક્ષય છે, તેમ જ આત્મા પણ અક્ષય જ છે. † चित्त એ શું છે તે અદ્યાપિ પર્યંત, કોઈ વિદ્વાને સરળતાથી સમજાવ્યું નથી. એનો અર્થ સંદિગ્ધ જ છે. કેટલાક દર્શનમાં ચિત્તને બુદ્ધિથી શ્રેષ્ઠ કહ્યું છે.

‡ અર્થાત્ જાગ્રતની વાસનાઓ કર્મનાં ફળ આપવાને તત્પર થઇને સ્વપ્નામાં પણ ભાસે છે.

§ સત્તાવીશમા શ્લોકનું બીજું ચરણ કૂટ છે. આનો અન્વય આ પ્રમાણે છેઃ-तयोः भावयोः गमनं (सुषुप्तिः) प्रत्यक्षम् (दृष्टम्); (तदेव) नित्यं इप्सितंच. આનો સાર એ છે કે સામાન્ય મનુષ્યો સ્વપ્નમાં જે ભાવો જૂવે છે તે જાગ્રતમાં હોતા નથી; તેમ જ જે ભાવો જાગ્રતમાં જોવામાં આવે છે તે સ્વપ્નમાં હોતા નથી. તેઓની વચ્ચે સાદૃશ્યતા કેટલેક અંશે રહેલી છે ખરી, પણ ઐક્ય નથી. શાશ્વત સુષુપ્તિમાં અર્થાત્

મન, બુદ્ધિ એ પ્રથમ કહેલી ચૌદ ઇંદ્રિયો; તથા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ, આ મળી સત્તરનો આશ્રય કરીને, અઢારમો ભોક્તા જે જીવ, તે આ દેહમાં રહે છે. આ દેહમાં જે જીવ રહે છે, તે સનાતન કાળનો છે.[૨૮] આ સર્વે સત્તર ગુણો (અને અઢારમી અવિદ્યા) શરીરની સાથે દેહધારી જીવોના છે. જ્યારે ભોક્તા જીવનો વિયોગ થાય છે, ત્યારે શરીર અને તેમાં રહેતા (એ અઢારે) ગુણો, બંધ પડે છે.[૨૯] અથવા આ શરીર, પંચ (મહા) ભૂતોના સમુદાયનું બનેલું છે. તેમાં ભોક્તા શરીરની સાથે પૂર્વે કહેલા અઢાર ગુણો રહેલા છે. તેની સાથે ઓગણીસમો અનુભવ અને વીશમો જઠરાગ્નિ છે. તે મળી થયેલા વીસ ગુણો પાંચભૌતિક દેહને વિશે રહેલા છે.[૩૦] આ વીશ ગુણો કરતાં જૂદો જ એકવીશમો મહત્તત્વ નામનો એક પદાર્થ છે, (જેને પ્રાણ કહે છે) તેની સાથે આ શરીરને ધારણ કરી રાખે છે; અને તે મહત્તત્ત્વનાજ પ્રભાવથી આ દેહનો નાશ થાય છે.*[૩૧] જે જન્મ્યો છે તે, પંચમહાભૂતોની શક્તિ ક્ષીણ થવાથી ને તેના પુણ્ય પાપકર્મ (ભોગવાઈ) પૂર્ણ થઈ રહ્યા પછી, પંચતત્ત્વપણાને (મૃત્યુને) પામે છે અને સંચિત એવાં પુણ્ય તથા પાપની પ્રેરણાથી, પાછો કર્મવડે ઉત્પન્ન થયેલાં શરીરોમાં પ્રવેશ કરે છે.[૩૨] જીવ, કાળની પ્રેરણાથી અવિદ્યા, કાળ તથા કર્મવડે બીજો દેહ ઉત્પન્ન કરે છે; અને જેમ એક ઘરમાં રહેનારો પુરુષ એક ઘર પડી જાય છે ત્યારે બીજા ઘરમાં જઈને રહે છે ને બીજું ઘર પડી જવાથી ત્રીજા ઘરમાં જઈ રહે છે, તેમ એક દેહનો ત્યાગ કરીને અવિદ્યા, કાળ તથા કર્મથી બનાવેલા બીજા બીજા દેહમાં પ્રવેશ કરે છે.[૩૩] જેઓ વિવેકી છે અને જેઓએ આત્માનો નિશ્ચય કર્યો છે તેવા પુરુષો દેહ પડી જાય છે, ત્યારે સંતાપ કરતા નથી. પરંતુ અજ્ઞાની મનુષ્યો, દેહ અને પુત્રાદિકની સાથે આત્માને કશો સંબંધ નથી, છતાં ભ્રાંતિથી આત્માની સાથે દેહાદિકનો સંબંધ માની બેસવાથી, દેહના મરણાદિકથી સંતાપ કરે છે.[૩૪] આ જીવ કોઇનો સંબંધી નથી; તેમજ તેનો પણ કોઇ સંબંધી છે એમ કહી શકાય તેમ નથી. જીવ સદાય એકલો જ છે; તે પંડે જ પોતાના શરીરને સુખ દુઃખ ઉત્પન્ન કરે છે; અને તે એકલો જ ઉપભોગ કરે છે.[૩૫] જીવ કદી જન્મતો નથી અને કદી મરણ પામતો નથી. કાળે કરીને જ્યારે જીવને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે અને કર્મનાં ફળ નાશ પામે છે, ત્યારે એ જીવ, દેહનો ત્યાગ કરીને મુક્તિને પામે છે.[૩૬] આ દેહ પુણ્ય અથવા તો પાપના સંયોગથી ઉત્પન્ન થાય છે. એ પુણ્ય અથવા તો પાપકર્મનો ક્ષય થાય છે, ત્યારે શરીરનો પણ ક્ષય થાય છે અને શરીરનો ક્ષય થાય છે એટલે શરીર રહિત દેહધારી બ્રહ્મપણાને પામે છે.[૩૭] પુણ્ય અને પાપનો નાશ કરવા માટે જીવને (સાંખ્યના મત પ્રમાણે) આત્મજ્ઞાનની આવશ્યકતા છે. આત્મજ્ઞાન થયા પછી પુણ્ય અને પાપનો ક્ષય થઈ ગયો કે, જીવ બ્રહ્મભાવને પામે છે અને તેને પરમ ગતિ મળે છે, આમ વિદ્વાનો (વેદશાસ્ત્રની દૃષ્ટિથી જોઈને) કહે છે."†[૩૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमा 'नारद अने असितनो संवाद' ए नामनो अध्याय २७५ मो समाप्त.

## અધ્યાય ૨૭૬ મો.

### તૃષ્ણાનો ત્યાગ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–અમે ક્રૂર અને પાપ કર્મ કરનારાઓએ, ધનને માટે અમારા ભાઈઓને, પિતૃઓને, પૌત્રોને, સંબંધીઓને, સ્નેહીઓને અને પુત્રોને મારી નાંખ્યા છે.[૧] હે પિતામહ! આ અમારી ધનની તૃષ્ણા કેમ નિવૃત્ત થાય? તે તૃષ્ણાને વશ થઇને, હાય! અમે પાપકર્મ કર્યાં છે, માટે તે તૃષ્ણાનો હું કેવી રીતે ત્યાગ કરી શકું?[૨]

ભીષ્મે કહ્યું;–આ વિષયમાં પણ એક પુરાતની ઈતિહાસનું ઉદાહરણ છે. એમાં વિદેહ રાજાએ પ્રશ્ન કરનારા માંડવ્યને ઉત્તર આપ્યું હતું.[૩] વિદેહરાજે કહ્યું;–"આ (લોક)માં મારું કંઈ છે જ નહિ, (એવો દૃઢ નિશ્ચય હોવાથી) હું ઘણા જ સુખમાં જીવન ગાળું છું. આ આખી મીથિલા નગરી (જે મારી રાજધાની કહેવાય છે, તે) બળી જાય છે; પરંતુ તેમાં મારું કંઇ પણ

---

મોક્ષમાં જાગ્રતના વિચારો, સ્વપ્નના વિચારોની સાથે મળી જાય છે તથા સ્વપ્નના જાગ્રતની સાથે મળી જાય છે; અર્થાત્ બેઉ અવસ્થાઓના ભાવો સુષુપ્તિમાં ગ્રહણ થઈ શકે છે. આથી સુષુપ્તિ અવસ્થા એવી છે કે જે એકલી જાગ્રત અવસ્થાના ભાવરૂપ નથી, તેમ સ્વપ્નના એકલા ભાવરૂપે નથી, પણ બેઉ અવસ્થાના સંધિરૂપ છે. અર્થાત્ પૂર્વની બેઉ અવસ્થાનો લય આ ત્રીજી અવસ્થામાં થઈ જાય છે.

* જેમ ઘડાના નાશમાં મુદ્ગર (ધોકો) તો માત્ર નિમત્ત કારણ છે, પરંતુ ઘડાનો નાશ કર્તા તો પુરુષ જ છે; તેમજ દેહને ધારણ કરવામાં તથા તેનો નાશ કરવામાં વાયુ તો નિમિત્ત માત્ર છે; પરંતુ મહત્તત્વ જ તેનો કર્તા છે. ઘટ વગેરે બાહ્ય પદાર્થ જેમ ઉત્પન્ન થઇને કેટલાએક ક્ષણ પછી નાશ પામે છે તેમ જ.

† બ્રહ્મભાવનો અર્થ ટીકાકાર આ પ્રમાણે કરે છેઃ–જ્યારે એક મનુષ્યને બ્રહ્મનું જ્ઞાન–પીછાણ થાય છે ત્યારે તેણે બ્રહ્મની પ્રાપ્તિ કરી કહેવાય છે. પશ્યન્તિ આ શબ્દ જેઓ શાસ્ત્રમાં કુશળ છે તેઓને માટે વાપરવામાં આવ્યો છે. મનુષ્ય ચર્મચક્ષુવાળી દૃષ્ટિથી જીવની પરમ ગતિ જોઈ શકતો નથી, પણ શાસ્ત્રદૃષ્ટિથી જોઈ શકે છે; કારણ કે જેઓ પોતે મુક્ત છે તે બીજાઓની મુક્તિને જોઈ શકતા નથી.

બળતું નથી![૮] બ્રહ્મલોક પર્યંત સર્વે સમૃદ્ધિવાળા વિષયો પ્રાપ્ત થયા છતાં પણ જ્ઞાનીઓને તે દુઃખદાયક થઇ પડે છે અને સમૃદ્ધિ રહિત શુષ્ક વિષયો પણ અજ્ઞાનીઓને સદાય મોહ ઉપજાવે છે.*[૫] આ જગતમાં કામમાંથી ઉત્પન્ન થયેલું જે સુખ છે; અને જે સ્વર્ગીય મહાન્ દિવ્ય સુખ છે તે સુખ, તૃષ્ણાના ક્ષયથી ઉત્પન્ન થનારાં સુખના સોળમા ભાગ સમાન પણ નથી.[૬] કાળક્રમથી બળદના વધવા સાથે જેમ તેનું શિંગડું વધતું જાય છે, તે જ પ્રમાણે જેમ જેમ ધન વધતું જાય છે, તેમ તેમ તે માટેની તૃષ્ણા પણ વધતી જાય છે.[૭] કોઇ પણ વસ્તુ ઉપર 'આ મારી છે' આવી મમતા કરવામાં આવે છે, તો તે વસ્તુનો નાશ થાય છે, ત્યારે તેજ વસ્તુ ફરીને સંતાપ ઉત્પન્ન કરનારી થઇ પડે છે.[૮] માટે કોઇએ કામનાઓને ઉછેરવી નહિ. કામનાઓ ઉપર પ્રીતિ રાખવાથી તે દુઃખ ઉત્પન્ન કરે છે. અર્થ-ધન પ્રાપ્ત થાય તો તેનો ઉપયોગ ધર્મમાં કરવો. પ્રત્યેક કામના એટલે તૃષ્ણાનો ત્યાગ જ કરવો.†[૯] વિદ્વાન્ પુરુષ સર્વ પ્રાણીઓને પોતાના સમાન જુવે છે. તે વિશુદ્ધ થઈ તથા કૃતકૃત્ય બનીને આ સર્વ વસ્તુનો ત્યાગ કરે છે.‡[૧૦] પંડિત સત્ય તથા અસત્યનો, શોક તથા આનંદનો, પ્રિય તથા અપ્રિયનો અને ભય તથા અભયનો ત્યાગ કરવાથી અત્યંત શાંત અને નિર્ભય બને છે.[૧૧] મૂઢ બુદ્ધિવાળા પુરુષો જેને દુઃખે કરીને પણ તજી શકતા નથી, પુરુષ જીર્ણ થયા છતાં પણ જે જીર્ણ થતી નથી અને જે પ્રાણાંતિક (જીવતા સૂધીનો) રોગ ગણાય છે આવી તૃષ્ણાનો, જે ત્યાગ કરે છે તેને સુખ જ મળે છે.[૧૨] જે ધર્માત્મા છે, તે પોતાનાં ચારિત્ર્યને ચંદ્રના જેવું નિર્મળ અને તેજસ્વી રાખે છે અને સર્વ પાપ કર્મમાંથી મુક્ત રહે છે. તે પુરુષ સુખેથી આ લોકમાં તથા પરલોકમાં કીર્તિ મેળવે છે![૧૩] જનક રાજાના આવાં વચન સાંભળીને, માંડવ્ય બ્રાહ્મણ પ્રસન્ન થયો અને જનકનાં વચનનાં વખાણ કરીને મોક્ષમાર્ગે વળ્યો હતો.[૧૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'मांडव्य अने जनकनो संवाद' ए नामनो अध्याय २७६ मो समाप्त.

## અધ્યાય ૨૭૭ મો.

### કાળ વિષે પિતાપુત્રનો સંવાદ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે પિતામહ! સર્વ પ્રાણીઓને ભય આપનારો આ કાળ ઉલ્લંઘન કરતો આગળ આગળ વધ્યો જાય છે; માટે મનુષ્યોએ પોતાને માટે કલ્યાણકારક કયો માર્ગ સ્વીકારવો, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! આ વિષયમાં પિતા અને પુત્રના સંવાદરૂપ એક પુરાતન આખ્યાયિકામાં આ પ્રમાણે કહ્યું છે, તે તું સાંભળ.[૨] હે પાર્થ! એક વેળા વેદને વિશે કુશળ એવા એક દ્વિજને મહાબુદ્ધિમાન્ પુત્ર હતો. તેનું નામ મેધાવી હતું.[૩] મોક્ષધર્મમાં કુશળ એવા તે પુત્રે, મોક્ષધર્મમાં અકુશળ અને સ્વાધ્યાયપરાયણ એવા પોતાના પિતાને પ્રશ્ન કર્યું.[૪]

પુત્રે પૂછ્યું;-"મનુષ્યોનું આયુષ્ય (ક્ષણે ક્ષણે) ક્ષીણ થતું જાય છે, એમ જાણનારા પુરુષે તેને માટે શો ઉપાય કરવો? હે પિતા! તેનો તું મને અનુક્રમથી યથાર્થ ઉપાય બતાવ, એટલે હું તે માર્ગ ગ્રહણ કરીને ધર્મનું આચરણ કરું."[૫]

પિતાએ કહ્યું;-"હે પુત્ર! પુરુષે બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને વેદોનું અધ્યયન કરવું અને પછી પિતૃઓને પવિત્ર કરવા માટે પુત્રો ઉત્પન્ન કરવાની ઇચ્છા કરવી અર્થાત્ ગૃહસ્થાશ્રમ માંડવો. ગૃહસ્થાશ્રમમાં અગ્નિનું આધાન લઇને તેમાં હોમ કરવો અને શાસ્ત્રોક્ત વિધિવડે યજ્ઞ યાગ કરીને (ગૃહસ્થાશ્રમમાં કૃતકાર્ય થયા) પછી વનમાં જઈને રહેવું. (આ રીતે વાનપ્રસ્થાશ્રમ લીધા પછી મુક્તિની કામનાને માટે સર્વનો પરિત્યાગ કરી) તેણે મુનિવેશ ધારણ કરવો"[૬]

પુત્રે પુછ્યું;-"જ્યારે આ દુનિયાં ચોમેરથી નાશ પામતી જાય છે, લોકો ચોતરફથી ઘેરાઇ ગયા છે, અને અમોઘ વિઘ્નો સર્વત્ર આવી પડે છે; છતાં તું ધીર પુરુષની પેઠે કેમ બોલે છે?"[૭]

પિતાએ પૂછ્યું;-"લોકોનો નાશ શા માટે થાય છે? કોનાથી ઘેરાઇ ગયા છે? સર્વત્ર કયાં અમોઘ વિઘ્નો પથરાઈ રહેલાં છે? તું મને શું આવા શબ્દોથી બ્હીવડાવે છે?"[૮]

* તાત્પર્ય કે મોક્ષની ઇચ્છાવાળા જ્ઞાની પુરુષો, બ્રહ્મલોકના આનંદની પણ કિંમત આંકતા નથી.

† ટીકાકાર લખે છે કે, જીવે કામના-તૃષ્ણાને વધારી ન જવી. ધર્મને માટે પણ ધનની તૃષ્ણા ન રાખવી. પણ દૈવયોગે દ્રવ્ય પ્રાપ્ત થયું તો તે દ્રવ્ય ધર્મમાં વાવરવું અને તેની તૃષ્ણા ન કરવી. તૃષ્ણા ન કરવાનું કારણ એ જ કે, એક તૃષ્ણા બીજીને ને બીજી તૃષ્ણા ત્રીજીને, એમ ઉત્તરોત્તર તૃષ્ણા વધી જાય છે અને તે અંત રહિત છે. તે છરી પાછરી મોટી થવાથી તેના ઉત્પન્ન કર્તાનો જ નાશ કરે છે; કેમકે તૃષ્ણા વધવાથી ધર્મ ને આત્મતત્ત્વની પ્રાપ્તિમાં પાછા હઠાય છે.

‡ ટીકાકાર લખે છે કે જ્ઞાની પુરુષે, સર્વનું કલ્યાણ ઈચ્છવું, પણ કોઇનું અશુભ ન ઇચ્છવું. મૂળના સર્વમ્ શબ્દનો અર્થ આ પ્રમાણે થાય છે. સર્વનો ત્યાગ કરે છે, એટલે સદ્દગુણ અને દુર્ગણ, પાપ પુણ્ય, શુભાશુભ સર્વ કર્મનો ત્યાગ કરે છે. ટુકમાં કહેવાનું કે, તે નિષ્કામ કર્મનું સેવન કરે છે.

પુત્રે ઉત્તર આપ્યું;–"મૃત્યુ, લોકોનો સંહાર કરી રહ્યું છે; જરાએ (વૃદ્ધપણાએ) લોકોને ઘેરી લીધા છે; અને આ રાત્રિ દિવસો વિઘ્નો કરી રહ્યાં છે; છતાં તું કેમ જાગૃત થતો નથી?[९] જયારે હું જાણું છું કે, મૃત્યુ (હું આવું છું, તૈયાર થા, એમ કહેવાને) થોભવાનું નથી; પરંતુ તે તો ચડપદેતું કે આવીને પ્રાણીઓને ઘસડી જાય છે, તો પછી અજ્ઞાનથી રહિત એવો હું, કેવી રીતે વાટ જોઇને બેસી રહું?[१०] છાછરા પાણીમાં રહેનારાં માંછલાને જેમ સુખ મળતું નથી; તેમ જ પ્રત્યેક રાત્રિએ મનુષ્યનું આયુષ્ય ઓછું ને ઓછું થતું જાય છે, તો પછી કયા મનુષ્યને સુખ મળે?[११] મનુષ્ય જેમ પુષ્પોને (ચડપ ચડપ) ચુંટી જાય છે, તેમ જ મનુષ્યનું મન બીજી બાબતોમાં ગુંથાયું હોય છે અને તેનો ધાર્યો હેતુ સિદ્ધ થયો ન હોય, એટલામાં તો મૃત્યુ તેને ચુંટી લેવા માટે તેના ઉપર હુમલો કરે છે!*[१२] માટે, આવતી કાલે કરવાનું જે હોય તે આજે કરવું; પાછલે પહોરે કરવાનું હોય તે પૂર્વ પહોરમાં કરવું; કારણ કે કાળ કંઇ વાટ જોતો નથી, કે અમુક કાર્ય કર્યું કે નથી કર્યું![१३] જે કાર્ય કલ્યાણકારી હોય તેવું કાર્ય તારે આજે જ કરવું. (આવતી કાલપર મુલતવી રાખવું નહિ.) મહાન્ એવો કાળ, કાર્ય કરતાં (તે પૂર્ણ થયા પૂર્વે) તને ઝડપી લે નહિ, (એની તારે સંભાળ રાખવી). આજે ફલાણાનું મૃત્યુ થવાનું છે, એ વાત કોણ જાણે છે?[१४] કાર્યો કર્યાં ન હોય, તે પહેલાં જ મૃત્યુ મનુષ્યને ખેંચી જાય છે. માટે (ઘડપણની રાહ ન જોતાં) યુવાનીમાં જ ધર્મશીળ થવું. કારણ કે જીવતરની કંઇ સીમા નથી![१५] ધર્માચરણ કરવાથી આ લોકમાં તથા પરલોકમાં સનાતન એવું સુખ પ્રાપ્ત થાય છે. મોહમાં પડી ગયેલો અને પુત્ર તથા સ્ત્રી માટે પ્રયત્ન કરવાને તત્પર થયેલો પુરુષ, ધર્મ કે અધર્મ, ગમે તે રીતે પ્રવર્તી, તેઓને સંતોષ આપે છે. તેવા પુત્ર તથા ઢોરઢાંખરવાળા અને સંસારમાં જેનું મન આસક્તિવાળું છે, એવા પુરુષને,[१६–१७] પાણીનું પૂર જેમ સુતેલા વાઘને ઘસડી જાય છે, તેમ કાળ ઘસડી જાય છે!† પુરુષ અનેક જાતના મનોરથોવાળો હોય અને હજી તેની કામનાઓ પૂર્ણ થઇ નથી,[१८] એટલા સમયમાં, નહારની સ્ત્રી જેમ ઘેટાને ઉપાડી જાય છે, તેમ તેને મૃત્યુ પકડીને લઇ જાય છે. 'અમુક કર્યું,' 'અમુક કરવાનું છે,' 'અમુક અરધું કર્યું છે અને અરધું કરવાનું છે,'[१९] આવા વિચારમાં પુરુષ હોય છે; પણ એટલામાં તો મૃત્યુ (કાળ), તેણે કર્યું કે નથી કર્યું, એનો (ક્ષણભર) વિચાર ન કરતાં તેને પકડીને લઇ જાય છે. પુરુષે કરેલાં કાર્યોનું હજી ફળ મેળવ્યું ન હોય,[२०] તે ક્ષેત્ર, બજાર અને ઘરના કામમાં ગુંચવાઈ ગયો હોય; એટલામાં તો મૃત્યુ તેને ઘસડી જાય છે! દુર્બળ કે સબળ, બુદ્ધિમાન્ કે મૂર્ખ, શૂરવીર કે વિદ્વાન્,[२१] અથવા જેની કોઇ પણ કામનાઓ પૂર્ણ થઇ ન હોય, એટલામાં તો મૃત્યુ તેને ઘસડી જાય છે. મૃત્યુને, જરાને (ઘડપણને), વ્યાધિને (રોગને), અને અનેક કારણોથી ઉત્પન્ન થનારાં દુઃખને,[२२] મનુષ્યો ત્યાગ કરી શકતા નથી; છતાં હે પિતા! તું નિરાત થઇને કેમ બેઠો છે? એક દેહધારી જન્મે છે ત્યારથી જ, કાળ તથા જરા, તે દેહધારીનો નાશ કરવા માટે તેની પાછળ પાછળ ફર્યા કરે છે.[२३] આ સર્વ સ્થાવર અને જંગમ પદાર્થો (જરા તથા મરણ) એ બે વસ્તુથી જોડાયલાં જ છે! જયારે મૃત્યુની સેના (જરા) ચઢી આવે છે; ત્યારે એક સત્ય વિના બીજું કોઇ પણ તેનો કદી પણ અટકાવ કરી શકતું નથી; કારણ કે સત્યમાં અમૃત સમાયલું છે. દેહધારીઓને ગામમાં રહેવાની જે ઇચ્છા થાય છે, તેને મૃત્યુનું મુખ જાણવું![२४–२५] શાસ્ત્રો કહે છે કે, જેને અરણ્ય કહેવામાં આવે છે એ દેવોનું નિવાસ સ્થાન છે; અને ગામમાં રહેવાની જે ઇચ્છા કરવી, એને બંધનકારક રજ્જુ કહેવામાં છે. (કેમકે તે મનુષ્યને અશક્ત બનાવે છે).‡[२६] પુણ્યવાન્ પુરુષો (આ બંધનકારક) રજ્જુને કાપી નાંખીને મુક્તિ મેળવે છે. પાપી પુરુષો આ રજ્જુને (બંધનને) કાપી (છૂટા થઇ) શકતા નથી. જે પુરુષ મન, વાણી તથા કાયાવડે કોઇ પણ પ્રાણીની હિંસા કરતો નથી,[२७] અને જે કોઇના જીવનના સાધન લુંટી લઇ કોઇની હિંસા કરતો નથી, તેની કોઇ હિંસા કરતું નથી. માટે, જ્ઞાની પુરુષે

* સર્વ બ્રાહ્મણો દેવોની પૂજા કરવા માટે સવારમાં ફૂલ ચૂંટવા જાય છે. ગમે ત્યાં હોય ત્યાંથી તેઓ ચૂંટી લાવે છે. આ રીતે મોટો સમય તેને તેમાં ગાળવો પડે છે.

† બેંગાળી પ્રતનો પાઠ આ પ્રમાણે છેઃ–सुप्तम् व्याघ्रो मृगामव. એટલે 'સુતેલા મૃગને વાઘ ઘસડી જાય છે.' મી० રૉય કહે છે કે, મુંબઇની પ્રતનો પાઠ सुप्तम् व्याघ्रं महौघो वा 'પાણીનું પુર ઘસડી જાય' એ ઠીક નથી; પણ મને તો ઉભય પાઠ બંધબેસતા ભાસે છે. સુતેલા મૃગને વાઘ ઘસડી જાય છે; તેમ નદી કીનારે સુતેલા વાઘને પ્રબળ પાણીનો વોહ ઘસડી જાય છે, એમાં ઉભયનું રહસ્ય સમાન જ છે. મુંબઇનો પાઠ વધારે સારો એટલા માટે કે, પાણીનો પ્રવાહ, જેમ જનાવરોમાં સમર્થ એવા વ્યાઘ્રને ઘસડી જાય છે, તેમ આ જગતમાં મહાન્માં ખપતા પુરુષને પણ તેના મોટાપણાની જરા પણ દરકાર રાખ્યા વિના મૃત્યુ ઉઠાવી લઈ જાય છે.

‡ દેવ શબ્દનો અર્થ અત્રે ઇન્દ્રિયો એમ કરવો; કારણ કે ઈન્દ્રિયોને ગૌ આદિ પશુઓ સાથે સરખાવવામાં આવી છે. પશુઓનું ખરું નિવાસ સ્થાન અરણ્ય ગણાય, અને નહિ કે માણસોની ગીચ વસ્તી ભરેલું શહેર–વળી વિકાર ઉત્પન્ન કરનારા સાધનો જેટલા શહેરોમાં મલે છે, તેટલા વનમાં મળતા નથી.

સત્ય બોલવું, સત્યપરાયણ રહેવું,[૨૮] અને સત્યની જ ઉપાસના કરવી. તેણે સર્વ પ્રાણી ઉપર સમભાવ રાખવો, ઇન્દ્રિયોનો વિજય કરવો અને સત્યવડે જ મૃત્યુનો વિજય કરવો. અમૃત તથા મૃત્યુ આ બન્ને વસ્તુ આ દેહમાંજ રહેલી છે.[૨૯] (શરીર, સ્ત્રી, પુત્રાદિ સંસાર ઉપર) મોહથી મૃત્યુ થાય છે અને સત્યથી (બ્રહ્મનો આશ્રય કરવામાં આવે છે તો) અમૃત મળે છે. હું અહિંસાનો પક્ષપાતી છું; કામ તથા ક્રોધથી દૂર રહું છું; અને હું સુખ અને ક્ષેમની ઇચ્છાથી સત્યનો આશ્રય કરીને દેવતાની પેઠે મૃત્યુને હસી કાઢીશ, અર્થાત્ તેનો અનાદર કરીશ! એટલે ઇન્દ્રિયો નિયમમાં રાખીને અભ્યાસરૂપ શાંતિ યજ્ઞમાં પરાયણ રહીશ, ઉપનિષદના અર્થના ચિંતવનરૂપ બ્રહ્મયજ્ઞમાં પરાયણ રહીશ;[૩૦-૩૧] આત્મતત્વના ચિંતનરૂપ બ્રહ્મયજ્ઞ કરીશ; પ્રણવના જપરૂપ વાણીયજ્ઞ કરીશ; પરબ્રહ્મના મનનરૂપી મનોયજ્ઞ કરીશ અને સ્નાન, શૌચ તથા ગુરુ સેવા વગેરે કરી, કર્મયજ્ઞ કરીશ. મારા જેવો પુરુષ હિંસાયુક્ત પશુયજ્ઞ કેમજ કરી શકે?[૩૨] (આ જાણનારો) મારા સરખો એક બુદ્ધિમાન્ પુરુષ, હિંસાથી ભરેલા ક્ષત્રિયોએ કરવા યોગ્ય અને જેનાં ફળ નાશવંત છે એવા પશુ યજ્ઞોને પિશાચની પેઠે કેમ આચરે? હે પિતા! હું પુત્ર રહિત છું તો પણ મારા પોતાના વિશે પુત્રરૂપે ઉત્પન્ન થઇને આત્મનિષ્ઠ થઇશ.[૩૩] હું જાતેજ આત્મયજ્ઞ કરીશ; મને તારવાને સંતતિની આવશ્યકતા નથી. જે મનુષ્યનાં મન તથા વાણી હમેશ નિયમમાં છે,[૩૪] જેના તપ, ત્યાગ અને યોગ પરબ્રહ્મને વિશે સારી રીતે અર્પણ કરાયલાં હોય છે; તે પુરુષ તે દ્વારા સર્વ વસ્તુને પ્રાપ્ત કરે છે. વિદ્યા (બ્રહ્મવિદ્યા) સમાન નેત્ર નથી અને (બ્રહ્મ) વિદ્યા સમાન ફળ નથી![૩૫] પ્રીતિના સમાન એકે દુઃખ નથી, અને ત્યાગના સમાન એકે સુખ નથી.[૩૬] એકલા રહેવાપણું, સમતા (સર્વ પ્રાણીઓના ઉપર સમભાવ), વાણીની સત્યતા, સચ્ચરિત્રતા, શીલમાં દંડ વિધાન* (મન વાણી, અને કાયાવડે હિંસાનો ત્યાગ), સરળતા અને સર્વ કર્મથી વિરામ પામવું, આ સર્વે જેવું બ્રાહ્મણનું ધન ગણાય છે, તેવું બીજા કોઇનું પણ ધન ગણાતું નથી![૩૭] તું બ્રાહ્મણ છે અને તારે મરી જવાનું છે! તો પછી તારે ધનનું, સગા સ્નેહીઓનું અથવા તો સ્ત્રીનું શું પ્રયોજન છે? તારા પિતા તથા પિતામહ (દાદા) કયાં ગયા છે, તેનો વિચાર કર; અને તારી બુદ્ધિરૂપી ગુહામાં રહેલા આત્માની શોધ કર."[૩૮]

ભીષ્મે કહ્યું;–પુત્રનાં એવાં વચન સાંભળીને પિતાએ તેના દર્શાવેલા વિચાર પ્રમાણે કર્યું. હે રાજા! તું પણ એ પ્રમાણે સત્યધર્મમાં પરાયણ રહે.[૩૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'पिता पुत्रनो संवाद' ए नामनो अध्याय २७७ मो समाप्त.

## અધ્યાય ૨૭૮ મો.

### કોણ અવિનાશી સ્થાનમાં જાય છે?

યુધિષ્ઠિરે પૂછયું;–હે પિતામહ! કેવા શીલવાળો, કેવા આચારવાળો, કેવી વિદ્યાવાળો અને કોના પરાયણ થયેલો પુરુષ, પ્રકૃતિથી પર એવા અવિનાશી પરમ સ્થાનમાં જાય છે?[૧]

ભીષ્મે કહ્યું;–જે પુરુષ મોક્ષ આપનારાં સાધનોમાં પરાયણ રહેતો હોય, લઘુ આહાર કરતો હોય ને ઇન્દ્રિયોને જિતનારો હોય, તે પુરુષ પ્રકૃતિથી† પણ પર એવા પરમ સ્થાનમાં જાય છે![૨] જ્ઞાની પુરુષે પોતાના ઘરનો-સંસારનો ત્યાગ કરવો; લાભ કે હાનિ બન્નેના ઉપર સમાન ભાવ રાખવો; મૌન રહેવું; કામનાઓ પોતાની સામી આવે તોપણ તેના ઉપર ઇચ્છા સરખી ન કરવી, અને સર્વનો ત્યાગ કરીને સંન્યાસ ગ્રહણ કરવો.[૩] નેત્રથી, મનથી કે વાણીથી કોઇને પણ દૂષણ આપવું નહિ; તેમ કદી પણ કોઇના પ્રત્યક્ષ કે પરોક્ષમાં કોઇનું દૂષણ–ખરાબ બોલવું નહિ.[૪] કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ; સૂર્યની પેઠે નિત્ય વિચર્યા કરવું (એટલે કોઈ ઠેકાણે ઘર કરીને રહેવું નહિ). આ સ્થિતિમાં આવ્યા પછી કોઇની સાથે અમૈત્રિભાવથી વર્તવું નહિ.‡[૫] કોઇ વિવાદ આરંભે તો તે સહન કરી જવો, પણ કોઈ સાથે શ્રેષ્ઠતા બતાવવાને માટે ક્રોધ કરવો નહિ. કોઈ ક્રોધ ઉપજાવે, તોપણ તેની

* પ્રતાપચન્દ્ર રૉય બંગાળની પ્રતનો પાઠ (दंडनिधानं) સ્વીકારતાં, મુંબઇની પ્રતનો પાઠ (दंडविधानं) તદ્દન ખોટો છે, અને વ્યાકરણના નિયમથી વિધાનં શબ્દમાંના વિનો અર્થ વીગત એટલે જતો રહેલો, એવો અર્થ કરવો એને મહાભૂલ માને છે. અધ્યાયનો પૂર્વાપરનો સંબંધ જોતાં બન્ને પાઠ સ્વીકારવા જેવા છે અને કુંભઘોણની પ્રતમાં બન્ને પાઠનો સ્વીકાર કરવામાં આવેલો છે. સંન્યાસ ધર્મનો સ્વીકાર કરનારા બ્રાહ્મણને ત્રિદંડ ધારણ કરવો પડે છે. એ બાહ્ય ત્રિદંડ સંન્યાસીએ મન, વાણી, અને કાયાવડે દમન કરતાં શીખવું, એ સૂચવનાર છે; અને એ ક્રિયાને दंडविधानं કહેવામાં આવે છે. दंडनिधानं શબ્દનો અર્થ કરતાં દંડ એટલે મન, વાણી તથા કાયાવડે કરેલી હિંસા, અને તેનો નિધાન એટલે ત્યાગ એ પાઠ પણ સ્વીકારવા જોગ છે. એ ઉપરથી મુંબઇની પ્રતનો પાઠ કેવળ અશુદ્ધ છે, એમ માનતાં વિચાર થાય છે.

† પ્રકૃતિ એટલે મહત્ તત્વ પૃથ્વ્યાદિ પંચતત્વથી યુક્ત મૂળ પ્રકૃતિ.

‡ સૂર્યની માફક અનેક માર્ગોપ્રતિ ભટકવું, તેમ જ મોક્ષની ઇચ્છાવાળાએ એક સ્થાન કરી તેમાં મમતા બાંધી રહેવું નહિ.

સાથે પ્રિય વચન બોલવું; કોઈ નિંદા કરે તોપણ તેને 'કુશળ થાવ' એમ કહેવું.[૬] ( કદાચ ગામમાં રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો ) ગામનાં મનુષ્યોના સમાજમાં અનુકૂળ કે પ્રતિકૂળ વર્તવું નહિ; ઘણે ઘેર ભિક્ષા માગવા જવું નહિ; તેમ પ્રથમથી નિમંત્રણ કરેલે ઘેર ભિક્ષા માગવા જવું નહિ.*[૭] મૂર્ખ મનુષ્યો શરીર ઉપર ધૂળ નાંખે અથવા તો તિરસ્કાર કરે તો પણ પંડે ચપળ થવું નહિ; સ્વધર્મ ઉપર નિષ્ઠા રાખવી અને વાણીવડે અપ્રિય વચન કહેવું નહિ. દયાળુ થવું; મારવા માટે આવનારા ઉપર પણ ક્રૂર થવું નહિ; નિર્ભય રહેવું તથા હું ભાગ્યશાળી છું એમ કહીને કોઈની નિંદા કરવી નહિ.[૮] પાકશાળામાંથી ધૂમાડો બંધ થઈ જાય, મુસલો પણ શાંત પડી જાય, અંગારા બુઝાઈ જાય, મનુષ્યો ભોજન કરી રહે અને હાથમાં પાત્ર લઈને ફરતા પીરસણીયાઓ પણ પીરસતા બંધ પડી જાય, ત્યારે મુનિએ ભિક્ષા લેવાની ઇચ્છા કરવી !†[૯] જેટલાથી પ્રાણનું પોષણ થાય તેટલી જ ભિક્ષા લેવી; વિશેષ ભિક્ષા લેવાની ઈચ્છા જ કરવી નહિ. ભિક્ષા ન મળે તો ભિક્ષા માટે કોઈના પણ મનને દુભવવું નહિ; અને ભિક્ષાનો લાભ થઈ જાય તો તેથી રાજીએ થવું નહિ !‡[૧૦] સામાન્ય માણસવડે ઇચ્છવામાં આવે એવી વસ્તુ, પુષ્પ ચંદન વગેરે પૂજાના લાભની ઇચ્છા કરવી નહિ; કોઇના સત્કારપૂર્વક પણ ભિક્ષા ગ્રહણ કરવી નહિ; સત્કારપૂર્વક લાભ થતો હોય તો તેવા લાભની સંન્યાસીએ નિંદા જ કરવી.[૧૧] ફલાણું અન્ન તો વાસી છે, વગેરે કહીને અન્નની નિંદા કરવી નહિ; તેમ અન્નના ગુણો જોઇને તેની પ્રશંસા પણ કરવી નહિ. એકાંતમાં શય્યા અને બેઠક હોય તેને નિત્ય સ્વીકારવી.[૧૨] તેણે ઉજ્જડ ઘરમાં, ઝાડના મૂળ પાસે, અરણ્યમાં અથવા તો ગુફામાં અથવા બીજા કોઇ પણ સ્થાનમાં રહેવું. પોતાની ક્રિયાને બીજો જાણે નહિ અથવા તે ક્રિયાનું સત્ય સ્વરૂપ બીજો જાણી તે ગ્રહણ કરે નહિ તેમ, ગુપ્ત રાખી શકાય તેવા સ્થાનમાં જઇને નિવાસ કરી, તેણે પોતામાં પોતાના આત્માને જોવો ![૧૩] તેણે અચપળ થઇને એટલે ઉત્ક્રાંતિ ગતિ આદિકથી રહિત થઇને, અને ધ્રુવ કહેતાં નિર્વિકારી થઇને, યોગને અનુકૂળ થઈ, સંસારના સંગનો ત્યાગ કરવો અને દયા કે દ્વેષવડે પુણ્ય કે પાપ કર્મની ઇચ્છા જ કરવી નહિ.[૧૪] મોક્ષની ઈચ્છાવાળાએ નિત્ય તૃપ્ત રહેવું; અત્યંત સંતુષ્ટ રહેવું; મુખ તથા ઇંદ્રિયોને પ્રસન્ન રાખવી; નિર્ભય રહેવું; નિત્ય પ્રણવનો જપ કર્યા કરવો; મૌન રહેવું અને વૈરાગ્ય વૃત્તિમાં રહેવું.[૧૫] ઇંદ્રિયો વગેરે ભૌતિક પદાર્થો, આત્માથી ભિન્ન છે એમ વારંવાર જોયા કરવું. પ્રાણીઓની ઉત્પત્તિ તથા નાશ થયા કરે છે, તેનું અવલોકન પોતાના દેહને વિષે કર્યા કરવું. કોઈ પણ વિષય ઉપર સ્પૃહા ( ઇચ્છા ) રાખવી નહિ, પણ સર્વત્ર સમદૃષ્ટિ રાખવી. તેમ જ પકવ તથા અપકવ એવા ફળ અને મૂળ ઉપર નિર્વાહ કરવો. મનને શાંત રાખવું, પચે એવું શુદ્ધ અને અલ્પ ભોજન કરવું ને ઇંદ્રિયોને જિતવી.[૧૬] વાણીના, મનના, ક્રોધના, હિંસાના, ઉદરના અને ઉપસ્થ ઇંદ્રિયના વેગને અર્થાત્ સર્વ વેગને નિરંતર અટકાવ્યા જવા. આ સર્વ સહન કરનારો તપસ્વી ગણાય છે. તેની કોઈ નિંદા કરે છે, તો પણ તેનું હૃદય હણાવું જોઈએ નહિ, અર્થાત્ એવા તપસ્વીની કોઈ નિંદા કરે છે તો તેથી તેના મનમાં દુઃખ ઉપજતું નથી.[૧૭] યોગી પુરુષે, જ્યાં પ્રશંસા અથવા તો નિંદા થતી હોય ત્યાં તટસ્થ જ રહેવું, અને સર્વ પ્રાણી ઉપર સમભાવ રાખવો. સંન્યાસ આશ્રમમાં આ પરમ અને પવિત્ર કહેવાય છે.[૧૮] સંન્યાસીએ મોટું મન રાખી, ઇંદ્રિયોનું દમન કરવું; તેણે કોઈનો સંગ કરવો નહિ; તેણે પૂર્વાશ્રમના દેશમાં ફરવું નહિ તથા પૂર્વાશ્રમના વિશ્વાસુ કે સંગી મનુષ્યોની સાથે સંબંધ રાખવો નહિ. તેણે સદાય શાંતવૃત્તિથી રહેવું. તેણે ઘરમાં કે મઠમાં નિવાસ કરવો નહિ, અને તેણે સર્વ પ્રાણી સાથે સ્નેહથી રહેવું.[૧૯] તેણે વાનપ્રસ્થાશ્રમીના કે ગૃહસ્થોના વ્યવહારિક વિષયમાં કદી પણ માથું મારવું નહિ. તેણે અણધારતાં જે આહારાદિક આવી મળે, તે ગ્રહણ કરી લેવો. ( પણ તેને માટે પૂર્વથી વિચાર કરવો નહિ. )§[૨૦] જે પુરુષોને આત્માનું જ્ઞાન છે, તેઓને આ સંન્યાસ મોક્ષ આપે છે; પરંતુ જેઓને આત્માનું જ્ઞાન નથી, તેઓને તો તે પરિશ્રમરૂપ જ થઈ પડે છે !" હારિત મુનિએ કહ્યું છે કે, આ સર્વ ધર્મ, વિદ્વાનોને મોક્ષ માર્ગમાં લઈ જનાર એક વિમાનના સમાન છે.[૨૧] માટે જે પુરુષ પોતાના ઘરનો ત્યાગ

---

* આ શ્લોકના પ્રથમ ચરણમાં મધ્યે ચ નાચરેત્ પાઠને બદલે બંગાળની પ્રતમાં મધ્યે ન ચાચરેત્ એવો પાઠ છે. પ્રદક્ષિણં શબ્દનો અર્થ અનુકૂલ તથા સવ્યનો અર્થ પ્રતિકૂળ કરવામાં આવ્યો છે.

† મુનિનો અર્થ એ છે કે, જેણે પોતાની ઇન્દ્રિયોનું દમન કર્યું છે અથવા તો મોક્ષ માર્ગપ્રતિ ગમન કરનારો મનનશીલ પુરુષ છે. પાત્ર સંચારનો અર્થ જમનારાને પાત્ર લઈ પીરસનારાઓનું કર્મ. ગૃહસ્થના ઘરમાંથી જ્યારે ઘણું જ થોડું મળી શકે એવો સંભવ હોય તે સમયે મુનિએ ભિક્ષા માટે જવું જોઇએ.

‡ પેટને પોષણ મળે અર્થાત્ પ્રાણ ધારણ કરી રખાય એટલું જ અન્ન લેવાની સંન્યાસીને આજ્ઞા છે, તો વસ્ત્રાદિની તો વાર્તા જ શી ?

§ સંન્યાસાશ્રમ ધારણ કરેલો પુરુષ, જો આહારની પ્રથમથી ચિંતા કરે તો તે 'પેટભરો'–ઉદરંભરિ–સંન્યાસી છે. સંન્યાસીએ સ્વાદ રાખવો નહિ, પણ જે આવી મળે, તે ખાઇ દેહને ટકાવી રાખવો.

કરી બહાર નિકળે છે, અને જે પુરુષ પ્રથમ સર્વે પ્રાણીઓને અભય દાન આપે છે, તો તે પુરુષને તેજોમય લોકો મળે છે; જે લોક અનંત અને અવિનાશી–સનાતન છે.[૨૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'हारीत गीता'मां अध्याय २७८ मो समात.

## અધ્યાય ૨૭૯ મો.

### શોક ટાળવાનો ઉપાય.

યુધિષ્ઠિર બોલ્યો;–સર્વે લોકો અમને કહે છે કે, તમે ભાગ્યશાળી છો, અહો ભાગ્યવાન્ છો. સત્ય તો એ છે કે, અમારા સમાન કોઇ પણ પુરુષ દુઃખી નથી![૧] હે કુરુકુળમાં શ્રેષ્ઠ! જો કે અમે સર્વ લોકમાં માનપાત્ર થઇ પડ્યા છીએ તથા જો કે અમે દેવતાઓવડે મનુષ્યને વિશે જન્મ પામ્યા છીએ, છતાં હે પિતામહ! જો અમારા નસીબમાં આવી રીતનું દુઃખજ મળવાનું હોય તો,[૨] હે કુરુસત્તમ! એમ જણાય છે કે, શરીરનું ધારણ કરવું, તે જ દુઃખના કારણરૂપ છે. અમે દુઃખનો નાશ કરવાવાળો સંન્યાસ ક્યારે ધારણ કરી શકીશું?[૩*] (સંસારમાં વારંવાર જન્મ મરણ થવામાં) જે કારણરૂપ છે, એવા સત્તરથી (પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન, બુદ્ધિ, પાંચ કર્મેન્દ્રિયો) રહિત, યોગ સાધનામાં વિઘ્નકર્તા એવા પાંચ દોષોથી (કામ, ક્રોધ, લોભ, ભય તથા સ્વપ્ન) રહિત, તેમ જ આઠથી (પાંચ ઇન્દ્રિયોના વિષયો, અને સત્વ, રજ તથા તમ એ ગુણો) રહિત ઋષિઓને ફરી જન્મ ધારણ કરવાની જરૂર પડતી નથી. હે શત્રુને તપાવનાર! સંન્યાસ ધારણ કરવા માટે અમે રાજ્યનો ક્યારે ત્યાગ કરીશું?[૪–૫]

ભીષ્મે કહ્યું;–હે મહારાજ! દરેક વસ્તુનો અંત છે. દરેક વસ્તુ પરિચ્છેદ (અવયવ)વાળી છે, પુનર્જન્મનો પણ અંત છે, એ પ્રસિદ્ધ છે. આ લોકમાં કોઇ પણ વસ્તુ અવિચલ નથી.[૬] હે રાજા! તું એમ માને છે કે, આ (જે સંપત્ તને પ્રાપ્ત થયલી છે તે) દોષરૂપે છે. (મોક્ષના પ્રતિબંધરૂપે) તે (સંપત્) દોષરૂપે છે નહી એમ નથી. તું ધર્મજ્ઞ તથા ઉદ્યમી છે. આથી ખચીત કાળે કરી તમે તમારા દુઃખના અંતને પ્રાપ્ત કરશો.[†૭] હે નરપતિ! દેહધારી જીવ નિત્ય પોતાનાં પુણ્ય પાપથી નિપજતાં સુખ દુઃખના ઉપર પોતાની સત્તા ચલાવી શકતો નથી. ઉલટું સુખ દુઃખાદિકથી ઉત્પન્ન થયેલા રાગ દ્વેષાત્મક અજ્ઞાનના અંધકારવડે જીવ ઘેરાઈ જાય છે.[‡૮] જેમ આંજણના જેવા રંગનો વાયુ, જ્યારે ત્રણશળની રાતી અને પીળા રંગની રજમાં પ્રવેશ કરે છે, ત્યારે અંજન વર્ણનો મટી જઇને રાતા રંગનો જોવામાં આવે છે, અને દિશાઓને પણ રાતા રંગથી રંગી નાંખે છે; તે પ્રમાણે અજ્ઞાનથી વીંટાયલો અર્થાત્ અવિદ્યોપાધિવાળો જીવ, પંડે વર્ણ રહિત છે, (રાગાદિકથી રહિત હોવાથી) દોષનો સ્પર્શ કરનારો નથી, છતાં પણ દેહના સંબંધને લીધે (દેહના ધર્મ ગૌરત્વ, કાણત્વ, સુખત્વ, દુઃખત્વ, વગેરે) કર્મના ફળોદ્વારા રાગાદિકવાળો થઇને શરીરોમાં ભટકે છે.[§૯–૧૦] પણ જ્યારે જીવ અજ્ઞાનજન્ય અંધકારનો જ્ઞાનદ્વારા નાશ કરે છે, ત્યારે સત્ય સ્વરૂપ એક બ્રહ્મ જ પ્રકાશે છે.[૧૧] મુનિઓ કહે છે કે, પરબ્રહ્મ કર્મદ્વારા પ્રાપ્ત થઇ શકે તેવો નથી, (તે તો એક અનુભવગમ્ય જ છે.) જેઓએ મોક્ષની પ્રાપ્તિ કરી છે, તેઓની તારે, લોકમાં બીજાઓએ, તેમ જ દેવોએ ઉપાસના કરવી. સર્વ મહર્ષિઓ બ્રહ્મવિદ્યામાંથી નિવૃત્ત થતા નથી.[‖૧૨] હે રાજા! આ વિષયમાં એક

---

* संज्ञकं શબ્દમાંના જ્ઞાનો અર્થ અહીં નાશ કરવું થાય છે.

† શ્લોકના પૂર્વ ચરણમાં બે ન આવે છે તેથી તેનો અર્થ વિધિરૂપ છે. પ્રસંગતઃ નો અર્થ ટીકાકાર જૂદી જ રીતે કરે છેઃ સંપત્ આસંગને ઉત્પન્ન કરે છે, માટે તે મોક્ષના પ્રતિબંધરૂપે છે. આથી રાજાની જે શંકા છે તે યોગ્ય છે. મોક્ષની પ્રાપ્તિની નિશ્ચયતાના સંબંધમાં ટીકાકાર ભગવદ્ગીતાનો શ્લોક ટાંકી બતાવે છેઃ–बहूनां जन्मनामंतेज्ञानवान् मां प्रपद्यते અર્થઃ કેટલાક જન્મોને અંતે જ્ઞાની પુરુષ મને પ્રાપ્ત થઇ શકે છે.

‡ ટીકાકારના દર્શાવવા પ્રમાણે આ શ્લોકનું રહસ્ય એ છે કે, જીવને થતા સુખદુઃખાદિથી કોઇ પણ રીતે વિકાર પામ્યા વિના યુધિષ્ઠિરે મોક્ષ પ્રાપ્તિના સંબંધમાં પ્રયાસ કરવો.

§ વાયુ આકાશને વિશે ઓતપ્રોત છે. જીવ ગુણરહિત તથા અવિકારી ચિત્તને વિષે ઓતપ્રોત છે. વાયુ જોકે રંગરહિત છે, છતાં તે આસપાસના પદાર્થોમાંથી રંગને ગ્રહણ કરે છે, તથા પોતાના કારણરૂપે રહેલ આકાશને રંગવાન્ બનાવે છે, તેજ પ્રમાણે જીવ જોકે ખરું જોતાં ગુણથી રહિત છે, છતાં અવિદ્યા તથા કર્મોમાંથી ફળને ગ્રહણ કરે છે અને પોતાના કારણરૂપ ચિદાત્મા જે નિઃસંગ તથા વિકારથી રહિત છે તેને ગુણવાન્ હોય, તેમ બનાવે છે. આ પ્રમાણે ટીકાકાર જીવને વાયુ સાથે સરખાવે છે.

‖ આ શ્લોકમાં કહેવાનું તાત્પર્ય એ છે કે, બ્રહ્મપ્રાપ્તિ કર્મવડે શક્ય નથી. કારણ કે કર્મ અંતવાન છે. આથી તેઓનાં ફળો જેવા કે સ્વર્ગાદિક લોકની પ્રાપ્તિ પણ અંતવાન્ છે. તેથી કર્મો અનંત અને શાશ્વત એવા બ્રહ્મની પ્રાપ્તિના સાધનરૂપે થઇ શકે નહિ. વળી બ્રહ્મ નિત્ય તથા નાશથી રહિત છે. બ્રહ્મની પ્રાપ્તિને માટે માત્ર એક જ ઉપાય છે અને તે જ્ઞાન છે. ઉપનિષદ્માં કહ્યું છે કે, જેમ એક મનુષ્યના કંઠમાં સુવર્ણની માળા હોવા છતાં વિસ્મૃતિને લીધે તે અનેક સ્થળે ખોલે છે, પણ સ્મૃતિ (જ્ઞાન) થવાથી તેને ખબર પડે છે કે માળા તો મારી પાસે જ છે, મારે અન્ય સ્થળે શોધવા શા માટે પ્રયાસ કરવો જોઇએ? તેમ બ્રહ્મ પણ જ્ઞાન થયા પછી સદા પાસે જ છે, અન્ય સ્થળે શોધવા જવું પડે તેમ નથી.

પુરાતની કથા (દૈત્યોના ગુરુએ) ગવાયલી છે. પૂર્વે વૃત્રાસુર દૈત્ય ઐશ્વર્યથી ભ્રષ્ટ થઇ ગયો હતો, ત્યારે તેણે શું કર્યું હતું, તે તું એકાગ્ર મનનો થઇને સાંભળ.[૧૩] હે ભરતવંશી રાજા! વૃત્રાસુર પોતાના બળપર દૃઢ રહેવાથી શત્રુઓથી પરાજય પામ્યો, પણ ખિન્ન થયો નહિ. તેને સહાયતા કરનારો કોઈ રહ્યો નહિ અને શત્રુઓએ તેનું રાજ્ય હરણ કર્યું, ત્યારે તે રાગ રહિત બુદ્ધિનો આશ્રય કરીને શત્રુઓની વચ્ચે આનંદમાં વર્તતો હતો![૧૪] પુરાતન કાળમાં જ્યારે વૃત્ર રાજ્યપદ ઉપરથી પડી ગયો ત્યારે શુક્રાચાર્યે પૂછ્યું; "હે દાનવ! તારો પરાજય થયો છે, તેથી તને કંઈ દુઃખ તો થતું નથી ના?"[૧૫]

વૃત્રે ઉત્તર આપ્યું;-હું સત્યવડે તથા તપની પ્રેરણાના પ્રભાવથી, પ્રાણીઓની ઉત્પત્તિ અને લયને નિઃસંશયપણે જાણું છું; તેથી મને શોક થતો નથી, તેમ હર્ષ પણ થતો નથી.[૧૬] કાળથી ઘેરાયલા જીવો પરાધીન થઇને પાપને લીધે નરકમાં ડૂબી જાય છે. મુનિઓ કહે છે કે કેટલાકો, પુણ્ય કર્મને લીધે સ્વર્ગમાં જાય છે. આ પ્રમાણે સર્વ પોતાનો કાળ સંતોષમાં ગાળે છે.[૧૭] એ પ્રમાણે કાળથી પ્રેરાયલા જીવો નરકમાં અથવા તો સ્વર્ગમાં અમુક સમય સૂધી રહે છે અને નિર્માણકાળ સૂધી સ્વર્ગ કે નરકમાં રહી પુણ્ય તથા પાપનાં ફળ ભોગવીને પુણ્ય કે પાપનો ક્ષય કરે છે; અને બાકી બચેલાં પુણ્ય અથવા તો પાપવડે જીવ, મનુષ્ય, પશુ વગેરે યોનિમાં વારંવાર ઉત્પન્ન થાય છે અને મરણ પામે છે.[૧૮] કામના બંધનથી બંધાયલા હોવાથી, પરાધીન એવા જીવો હજારો પશુ પક્ષીઓની યોનિમાં અવતરે છે અને ત્યાંથી મરણ પામીને પાછા નરકમાં પડે છે![૧૯] અતીંદ્રિય વસ્તુને જાણનારો જે હું તેણે એ પ્રમાણે સંસારમાં જન્મ મરણ પામનારા જીવોને જોયા છે. જે જીવનાં જેવાં કર્મ હોય છે, તેને તેવાં ફળનો લાભ થાય છે, આવા શાસ્ત્રનાં સિદ્ધાંતને હું જાણું છું.*[૨૦] સર્વે જીવો પૂર્વ જન્મમાં જેવું કર્મ કરે છે, તે પ્રમાણે યમ લોકનું દુઃખ ભોગવ્યા પછી, કાં તો પશુ પક્ષીની યોનિમાં કે કાં તો નરકમાં અવતાર લે છે; કાં તો મનુષ્ય જાતિમાં અવતરે છે, અથવા તો દેવતામાં અવતરે છે; અને કર્મોના સુખ અથવા તો દુઃખને, પ્રિય અથવા તો અપ્રિયને પ્રાપ્ત કરે છે. આ રીતે સર્વ પ્રાણીઓ કર્મના માપથી અપાયલા માર્ગે આવજાવ કર્યા કરે છે, એટલે જન્મમરણને પામ્યા કરે છે."

આ રીતે જગતની ઉત્પત્તિ તથા સ્થિતિ પરમાત્માને આધીન છે, આમ વૃત્ર કહેવા લાગ્યો ત્યારે ઉશના શુક્રાચાર્યે તેને કહ્યું;-"હે બુદ્ધિમાન્ તાત વૃત્ર! તું આવો મૂર્ખાઈ ભરેલો બકવાદ શા માટે કરે છે?"[૨૧-૨૩]

વૃત્રે કહ્યું;-જય મેળવવાના લોભથી મેં પૂર્વે મહાન્ તપ કર્યું હતું. તેં તથા બીજા બુદ્ધિમાન્ ઋષિઓએ પ્રત્યક્ષ જોયું છે![૨૪] ત્રણ લોકને દુઃખ દઇને મેં બીજા પ્રાણીઓને માટે ભોગ્ય એવા સુગંધો અને જાત જાતના રસો છીનવી લઇ, મારી પોતાની શક્તિ બહુ જ વધારી હતી.[૨૫] જ્વાળાના સમૂહથી શોભાયમાન એવો હું (મારા દેવતાઈ વિમાનમાં બેસીને) આકાશમાં ફરતો હતો; સર્વ પ્રાણીઓમાં અજિત હતો; અને સર્વથી નિર્ભય રહેતો હતો.[૨૬] મેં તપના બળે મહાન્ ઐશ્વર્ય સંપાદન કર્યું હતું અને મારા કર્મોવડે તે ઐશ્વર્યનો મેં નાશ કર્યો છે. માટે હે ભગવન્! હવે હું ધીરજ ધારણ કરીને તે ઐશ્વર્યને માટે શોક કરતો નથી![૨૭] પૂર્વ કાળમાં જ્યારે યુદ્ધ કરવાની ઇચ્છાથી સ્વર્ગનો રાજા મહાત્મા મહેંદ્ર મારી સામે આવ્યો, ત્યારે તે યુદ્ધમાં મેં ભગવાન્, હરિ તથા નારાયણરૂપ પ્રભુનાં દર્શન કર્યાં હતાં. તેનાં નામ વૈકુણ્ઠ, પુરુષ, અનંત, શુકલ, વિષ્ણુ, સનાતન, મુંજાકેશ, હરિશ્મશ્રુ અને પ્રજાપતિ છે.†[૨૮-૨૯] મને શ્રીહરિનાં દર્શન થયાં છે તેથી હે ભગવન્! મારા તપનો કંઇક ભાગ હજી બાકી રહ્યો જણાય છે,

---

—જો તે કર્મવડે પ્રાપ્ત થઈ શકે તેવો હોય તો તેમાં અનિત્યપણાનો દોષ આવે. કારણ કે કર્મવડે ઉત્પન્ન થયેલી વસ્તુ ઉત્પાદ્ય, આપ્ય, સંસ્કાર્ય, અથવા તો વિકાર્ય હોય છે. જેમ લોટને કેળવીને એક પિંડ ઉત્પન્ન કરવામાં આવે છે, તેમ માત્ર શુષ્ક તર્કવડે બ્રહ્મને ઉત્પન્ન કરી શકાતું નથી. જેમ ચાલવાથી એક ગામ જઈ શકાય છે, તેમ ગતિવડે પણ બ્રહ્મને પ્રાપ્ત કરી શકાતું નથી; જેમ ડાંગરને સંસ્કાર કરવાથી એટલે ખાંડવાથી તેમાંથી ચોખા મળે છે, તેમ કેવળ આચારવડે દોષ દૂર કરીને બ્રહ્મને પ્રાપ્ત કરી શકાતું નથી, કારણ કે ડાંગર જેમ છોતરાવાળી હોય છે તેમ બ્રહ્મ કાંઈ દોષવાળું નથી, કે જેને સંસ્કાર કરવાની જરૂર પડે. તેમ બ્રહ્મ, દુધમાંથી વિકાર પામીને દહિં થાય તેવો વિકારી પણ નથી. જો બ્રહ્મ વિકારી હોય તો તે પણ દહિંની પેઠે અનિત્ય હોય, પણ બ્રહ્મ અવિકારી હોવાથી નિત્ય છે. આ બ્રહ્મ અનુભવગમ્ય છે. એટલા માટે અનુભવી મહર્ષિઓ બ્રહ્મની ઉપાસના કરે છે એમ કહેવાનું તાત્પર્ય એવું છે કે, ઉદ્યોગીને બ્રહ્મની પ્રાપ્તિ અવશ્ય થાય છે. માટે તારે પણ ઉદ્યોગી થવું જોઇએ.

* અર્થાત્ ધર્મી, સુખ ભોગવે છે ને પાપી દુઃખ પામે છે.

† 'હરિ' એટલે પાપને હરણ કરનારા; નારાયણ એટલે જીવોના સમુદાયના સ્થાનરૂપ; વિકુણ્ઠના પુત્ર તેથી વૈકુણ્ઠ; જેનાથી જીવો કુણ્ઠિત થતા નથી-દુખ પામતા નથી, તે વૈકુણ્ઠ; પુરુષ એટલે પુરીમાં શયન કરનાર, પૂર્ણ; અનંત એટલે આદિ, મધ્ય ને અંતરહિત; શુકલ એટલે દોષ રહિત; વિષ્ણુ એટલે વ્યાપક; સનાતન એટલે અવિનાશી; કૂટસ્થ-જેવા છે તેવા ને તેવા-એરણની પેઠે અવિકારી; મુંજકેશ એટલે મુંજ-ઘાસના જેવા પીળા કેશવાળા; હરિશ્મશ્રુ એટલે સુવર્ણના જેવી દાઢી ને મૂછવાળા; અને પ્રજાપતિ એટલે સર્વ પ્રાણીના પિતા.

કારણ કે હું તેથી જ તને કર્મનાં ફળ વિશે પ્રશ્ન કરવાની ઇચ્છા કરું છું.*૩૦ બ્રહ્મરૂપ મહાન્ ઐશ્વર્ય કયા વર્ણ વિશે વાસ કરીને રહ્યું છે? એ ઉત્તમ ઐશ્વર્ય શી રીતે પાછું પતન પામે છે?૩૧ પ્રાણીઓ શાથી જન્મે છે ને શાથી જીવે છે? ને શા કારણથી કાર્યમાં પ્રવૃત્તિ કરે છે? જીવ કયા ઉત્તમ ફળને સંપાદન કરીને બ્રહ્મને મેળવે છે?૩૨ કયા કર્મથી તથા કયા જ્ઞાનથી પરબ્રહ્મને સંપાદન કરી શકાય છે? એ પ્રશ્નનું હે વિપ્ર! તું મને ઉત્તર આપવાને યોગ્ય છે.૩૩

હે રાજસિંહ! હે પુરુષોમાં ઉત્તમ યુધિષ્ઠિર! આ પ્રમાણે વૃત્રે શુક્રાચાર્યને પૂછ્યું, એટલે મુનિ શુક્રાચાર્યે, તેના પ્રતિ જે ઉત્તર આપ્યું તે ઉત્તર હું કહું છું. તે તું તારા સહોદરોની સાથે અનન્ય મનનો થઇને સાંભળ.૩૪

इति श्रीमहाभारतविषे शान्तिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वृत्र गीता'मां अध्याय २७९ मो समाप्त.

## અધ્યાય ૨૮૦ મો.

### વિષ્ણુનું માહાત્મ્ય.

ઉશના બોલ્યો;-હે તાત! જે સમર્થ એવા ભગવાનના બન્ને બાહુઓના મધ્ય ભાગમાં આકાશ સાથે પૃથ્વીનું પૃષ્ઠ રહેલું છે, તે ભગવાનને હું નમસ્કાર કરું છું.૧ હે ઉત્તમ દાનવ! જેણે મોક્ષ સ્થાનને પોતાના મસ્તક ઉપર ધારણ કર્યું છે, તે વિષ્ણુનું ઉત્તમ માહાત્મ્ય હું તને કહી સંભળાવીશ."૨

આ પ્રમાણે શુક્રાચાર્ય અને વૃત્રાસુર ભાષણ કરતા હતા, એટલામાં ધર્માત્મા મહામુનિ સનત્કુમાર તેઓનો સંશય દૂર કરવા માટે ત્યાં પધાર્યા.૩ અસુરના રાજા વૃત્રે તથા મુનિ શુક્રાચાર્યે તેની પૂજા કરી; અને હે રાજા! તે મહામુનિ ઉત્તમ પ્રકારના સિંહાસન ઉપર બેઠા.૪ મહાબુદ્ધિમાન્ સનત્કુમાર બેઠા પછી ઉશના બોલ્યો;-"આ દાનવના રાજાને તું વિષ્ણુનું ઉત્તમ માહાત્મ્ય કહે."૫ તે સાંભળીને, સનત્કુમાર, દાનવોના બુદ્ધિમાન્ રાજાને વિષ્ણુના મહાત્મ્યથી ભરપૂર અને ઉત્તમ વિચારવાળું વચન કહેતા થકા બોલ્યા;-૬ "હે દૈત્ય! તું વિષ્ણુનું સર્વથી ઉત્તમ માહાત્મ્ય શ્રવણ કર. હે શત્રુને તપાવનારા! જાણ કે વિષ્ણુને વિશે સર્વ જગત્ રહેલું છે.૭ હે મોટા બાહુવાળા વૃત્ર! એ જ સ્થાવર તથા જંગમ એવાં પ્રાણીઓને સરજે છે. એ જ પ્રલય કાળે તેઓનો નાશ કરે છે; અને એ જ સમય પ્રાપ્ત થતાં તેઓને પાછા સરજે છે.૮ સર્વ જગત હરિ ને વિશે લય પામે છે અને એનાથી પાછું ઉત્પન્ન થાય છે. એ પરમાત્મા કેવળ શાસ્ત્રના જ્ઞાનવડે મેળવી શકાતો નથી; તેમ તે તપવડે પણ મળી શકતો નથી; તેમ યજ્ઞવડે પણ મળી શકતો નથી. પરંતુ ઇંદ્રિયોને નિયમમાં રાખવાથી જ તે મળી શકે છે.૯ (ઇન્દ્રિય નિગ્રહનો) એ યત્ન, તેને પ્રાપ્ત કરવામાં કદી નિષ્ફળ જતો નથી. જે પુરુષ બાહ્ય સાધનોથી (યજ્ઞ યાગ વગેરે), તથા આંતર સાધનોથી (શમ, દમ, ઉપરતિ તિતિક્ષા ને સમાધિ) બુદ્ધિવડે મનને નિર્મળ કરે છે, તે પુરુષ પરલોકમાં જઇને મુક્તિને મેળવે છે.†૧૦ જેમ સોની પોતાના દરેક પ્રયાસવડે રૂપાને અગ્નિમાં નાંખી તેમાં રહેલી મૃત્તિકા વગેરે મેલને દૂર કરીને તેને શુદ્ધ કરે છે,૧૧ તેમજ જીવ પણ સેંકડો જન્મોવડે મોટા પ્રયત્નો કરીને પોતાના દોષોનો નાશ કરે છેઃ વળી કોઇ જીવ એક જન્મમાં જ મહાન્ પ્રયત્ન કરીને શુદ્ધ થાય છે.૧૨ જેમ મનુષ્ય પોતાના શરીર ઉપર ચોંટેલી થોડીક ધૂળને રમત માત્રમાં ખંખેરી નાંખે છે, તેવી રીતે જ જીવ પણ મોટો પ્રયત્ન કરીને પોતાના અંતઃકરણમાં રહેલા દોષને દૂર કરે છે.‡૧૩ જેમ સર્ષવના તેલને થોડા પુષ્પોથી સુગંધી કરવામાં આવ્યું હોય તો તે જેમ પોતાના (તેલ તત્ત્વની) ગંધને છોડતું નથી; તેવી રીતે જ સૂક્ષ્મ પ્રયત્ન કરવાથી દોષો દૂર થતા નથી; તેમ જ, થોડા પ્રયત્નથી દોષો દૂર કરવાથી, કોઈ મનુષ્ય આત્માનું દર્શન કરવાને સમર્થ થતો નથી.૧૪ પણ જેમ ઘણાં પુષ્પોવડે વારંવાર તેજ તેલને સુગંધી કરવામાં આવે છે તો તે તેલ પોતાના ગંધનો ત્યાગ કરી દેછે અને પુષ્પના ગંધમાં વાસ કરે છે, અને સર્ષવના તેલની ગંધ જતી રહી પુષ્પની ગંધ રહે છે.૧૫ તેમ જ આસંગથી ઉત્પન્ન થયેલો દોષ પણ સત્યના

* તપશ્ચર્યા એ પુણ્ય આપનારી છે. વૃત્ર કહે છે કે, હરિનાં મને દર્શન થયાં એ મારી યોગ તપશ્ચર્યાનું ફળ છે. એ તપ તથા હરિના દર્શનથી મને મહાન્ ફળ મળ્યું છે, પણ હજી પરિપૂર્ણ ફળ મળ્યું નથી, પણ તે અહુણા મળતું જણાય છે. કેમકે કર્મનું ફળ શું છે, એ પૂછવાની મારી મતિ થઇ છે. મારી જિજ્ઞાસા પવિત્ર ને પરમ છે, તેનો ખુલાસો જાણવો, એ મારા કર્મનું ફળ છે.

† તાત્પર્ય કે યજ્ઞ યાગાદિ કેવળ જ નકામા નથી, તે ચિત્તની શુદ્ધિ માટે આવશ્યકીય છે; ચિત્તશુદ્ધિથી આંતરશુદ્ધિના સાધન પ્રતિ વળાય છે; પણ માત્ર યજ્ઞ યાગાદિ મોક્ષ આપતા નથી એવું કુમારના કહેવાનું રહસ્ય છે.

‡ બે સારા કર્મમાં કીયું કરવાને યોગ્ય છે, એ માટે આ ઉપમા છે. કોઈ પણ માણસ પોતાના શરીરપર લાગેલો દાઘ કે કાદવ એમનો એમ સાફ કર્યા વગરનો રહેવા દેવાને ઇચ્છે નહિ. તેમ જ કોઇએ પણ અંતઃકરણનો મેળ પણ ધોયા વગર રહેવું યોગ્ય નથી. બે દૃષ્ટાંત વચ્ચે, પૂર્ણ કરવા ધારેલા કર્મ સંબંધી જોઇતા પ્રયાસના પ્રમાણ માટે તુલના કરી છે, એમ સમજવાનું નથી.

સેવનથી સેંકડો જન્મે બુદ્ધિસત્વવડે કરીને, તથા અભ્યાસજન્ય પ્રયત્ને કરીને દૂર થાય છે.*[૧૬] હે દાનવ! કેટલાએક જીવો કર્મ ઉપર અનુરાગવાળા હોય છે. ત્યારે કેટલાએક જીવો કર્મ ઉપર અરુચિવાળા હોય છે. હવે પ્રાણીઓ રાગ અથવા તો વિરાગને ઉત્પન્ન કરનારાં કર્મો કેવી રીતે કરે છે, તે તું શ્રવણ કર.[૧૭] હે વિભુ-દાનવ! જીવ (અવિદ્યાને લીધે) કર્મમાં કેવી રીતે પ્રવૃત્તિ કરે છે, અને (વિદ્યાવડે) કેવી રીતે કર્મનો ત્યાગ કરે છે, તે હુ તને અનુક્રમે કહીશ. તે તું એકમનનો થઈને સાંભળ.[૧૮]

પરમાત્મા, આ વિશ્વના સર્વ સ્થાવર તથા જંગમ પ્રાણીને સરજે છે. તે આદિ તથા અંત રહિત છે. તે કોઈ પણ રીતથી ગુણથી રહિત હોવા છતાં (જ્યારે તે સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા કરે છે ત્યારે) ગુણોને ધારણ કરે છે. તે વિશ્વનો સંહારકર્તા છે, સર્વ વસ્તુના આશ્રયરૂપ, સર્વના નિયામક તથા શુદ્ધ ચિતરૂપ છે.†[૧૯] વળી તે સર્વ પ્રાણીઓને વિશે ક્ષર એટલે જડ-રૂપે રહેલા છે અને અક્ષર એટલે જીવરૂપે પણ રહેલા છે. વળી તે અગ્યાર વિકારરૂપ થઇને ઇંદ્રિયોરૂપી રશ્મિ-વડે જગતનું પાન કરે છે, એટલે તેને જાણે છે.‡[૨૦] તે જગતરૂપ પરમાત્માનાં ચરણ પૃથ્વી છે; સ્વર્ગ લોક મસ્તક છે; દિશાઓ બાહુ છે; હે દૈત્ય! આકાશ તેના કાન છે;[૨૧] તેનાં નેત્ર સૂર્ય છે; ચંદ્ર તેનું મન છે; મહત્તત્ત્વ એની બુદ્ધિ છે; ને જળ એ રસ (જિહ્વા) છે.[૨૨] હે ઉત્તમ દાનવ! આકાશમાં રહેલા ગ્રહો તેની બન્ને ભ્રકૂટીના મધ્ય ભાગરૂપ છે; નક્ષત્રોનો સમુદાય તેના બન્ને નેત્રનું તેજ છે. તેના ચરણમાં પૃથ્વી રહેલી છે,§[૨૩] રજોગુણ, તમોગુણ અને સત્વગુણ એ ત્રણ ગુણ પણ (નારાયણરૂપ) છે, એમ તારે જાણવું. હે તાત! સર્વ આશ્રમોનું ફળ પણ (નારાયણ) છે અને સર્વ (જપ યજ્ઞાદિ) કર્મનું ફળ પણ (નારાયણ જ) છે, આમ વિદ્વાનો જાણે છે.[૨૪] વળી અકર્મનું ફળ પણ એ જ (પરમાત્મા) છે. વેદના છંદો એ (પરમાત્મા)નાં રુવાંટા છે, અક્ષર (પ્રણવ) એ એની સરસ્વતી (વાણી) છે;[૨૫] ઘણાં વર્ણો અને આશ્રમો એ એનો આશ્રય છે, એનાં અનેક મૂખો છે. હૃદયમાં રહેલો પરમ ધર્મ પણ એ જ છે. તે બ્રહ્મરૂપ છે, તે પરમ ધર્મરૂપ છે, તે તપરૂપ છે, તે સતરૂપ તેમ જ અસતરૂપ છે.[૨૬] એ વેદની શ્રુતિ છે; તે શાસ્ત્રરૂપ છે;‖ યજ્ઞનું પાત્ર છે; સોળ ઋત્વિજોરૂપ છે, તે સર્વ યજ્ઞોરૂપ છે, પિતામહ (બ્રહ્મા) છે, વિષ્ણુ છે, અશ્વિનીકુમાર છે, પુરંદર (ઇંદ્ર) છે,[૨૭] તે મિત્ર છે, વરુણ છે, યમ છે અને એ ધનપતિ કુબેર છે. જો કે ઋત્વિજો તેને જૂદે જૂદે સ્વરૂપે જુએ છે, પરંતુ તેઓ પરમાત્મા એક, તેનો તે જ તથા સનાતન છે એમ માને છે. આ સર્વ જગત્ એક પરમાત્માના વશમાં રહેલું છે.¶[૨૮] હે દૈત્યોના રાજા! અનેક પ્રાણીઓનું એક-પણું, આત્મામાં રહેલું છે, એમ વેદ માને છે. જ્યારે પ્રાણી જ્ઞાન વિજ્ઞાનથી પરમાત્માના એકપણાને જાણે છે; એટલે તેની સમીપમાં પરબ્રહ્મનું સ્વરૂપ પ્રકાશ પામે છે. અર્થાત્ ત્યારે તે બ્રહ્મપણાને પામે છે.[૨૯] હે દૈત્ય! જેમાં જગતની ઉત્પત્તિ તથા પ્રલય થાય છે, તેનું નામ કલ્પ છે. આવા કરોડો કલ્પો સૂધી કેટલાએક જીવો સ્થાવર થઇને જન્મમરણને પામે છે. પ્રજાની ઉત્પત્તિ તથા વિનાશરૂપ કલ્પનું માપ હજારો વાવના સમાન જાણવું.[૩૦] એક કોશ ઉંડી, એક યોજન પહોળી, અને પાંચસો યોજન લાંબી વાવ છે. ધાર કે આવી હજારો હજાર વાવ છે. આ સર્વ વાવો અંદર ઉતરી શકાય નહિ તેવી અને એક એકના કરતાં એક એક વધારે ને વધારે યોજન લાંબી છે.[૩૧] આ વાવો પાણીથી ભરપૂર હોય અને પ્રતિદિવસ અવિશ્રાંત વાળની અણીથી તે વાવોમાંથી પાણીનું એક એક ટીપું બહાર કહાડી તે વાવોને શુકવવામાં જેટલો સમય

---

* અભ્યાસજન્ય પ્રયત્ન બાહ્ય તેમ જ આંતર સાધનને લાગુ પડે છે.

† પૂર્વના શ્લોકોમાં કેવા નિયમો પાળવા તે વિષે વક્તાએ જણાવ્યું છે. આ તેમ જ હવે પછીના શ્લોકોમાં વેદ્ય એટલે જાણવા યોગ્ય વસ્તુ શું છે તે વિષે તે કહે છે. શ્રીમાન્ શ્રીયતે–આશ્રીયતે इतिश्रा-उपाधिः तद्वान्. હરીનો અર્થ સંહર્તા થાય છે. નારાયણનો અર્થ સર્વાશ્રય થાય છે. પ્રભુનો અર્થ સર્વ નિયંતા છે. દેવઃ અર્થાત્ द्योतते इतिनो અર્થ ચિન્માત્રઃ

‡ અહીં જે જડ સૃષ્ટિ કહી છે તે મહત્તત્ત્વથી થએલી પ્રથમ સૃષ્ટિ છે. ભૂતોને વિશે ઉત્પન્ન થાય છે એટલે ભૂતોની સૃષ્ટિ સમજવી. અને તે બીજી સૃષ્ટિ છે અને ઇંદ્રિયોની સૃષ્ટિ તેને વૈકારિક સૃષ્ટિ કહે છે. આ ત્રણે સૃષ્ટિ પ્રકૃતિથી થયેલી છે તેથી તેને પ્રાકૃત સર્ગ કહે છે.

સર્વ પ્રાણીમાં રહેલ પાંચ તત્વના સમુદાયને ક્ષર કહેવામાં આવે છે. આમાં અક્ષરરૂપે જીવ અથવા ચિત્ જે અવિદ્યાયુક્ત છે તે રહેલો છે. અગીઆર વિકારોવડે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિય તથા અગીઆરમું મન લેવું. તે વિશ્વનું પાન કરે છે અર્થાત્ તેને ભોગવે છે. રશ્મિવડે ઈન્દ્રિયો લેવી. અર્થાત્ ઇન્દ્રિયોથી યુક્ત એવો ઇન્દ્રિયોવડે સુખને ભોગવે છે.

§ આ વાક્ય બેવડાયું છે; કેમ કે ૨૧ મા શ્લોકના પૂર્વાર્દ્ધના પ્રથમ ચરણમાં પણ એ જ છે.

‖ ઈન્દ્ર, વાયુ, અગ્નિ આદિ દેવોના નામપરથી યજ્ઞ ગ્રહો અર્થાત્ યજ્ઞનાં પાત્રોના નામો પાડેલાં છે. સોળ ઋત્વિજો નીચે પ્રમાણે છેઃ—

બ્રહ્મા, બ્રાહ્મણાચ્છંદસી, આગ્નીધ્ર અને પોતા આ ચાર સર્વ વેદ ને જાણનારા; હોતા, મૈત્રાવરુણ, અચ્છાવાક અને ગ્રાવસ્તોતા આ ઋગ્વેદી; અધ્વર્યુ, પ્રતિ પ્રસ્થાતા, નેષ્ટા, અને ઉન્નેતા આ યજુર્વેદી; ઉદ્ગાતા, પ્રસ્તોતા, પ્રતિહર્ત્તા અને સુબ્રહ્મણ્ય આ ચાર સામવેદી એ સોળ ઋત્વિજો.

¶ ૨૧ થી ૨૮ મા શ્લોક સુધીમાં પરમાત્માનું એકત્વ દર્શાવ્યું છે. જે ભિન્નત્વ ભાસે છે તે સત્ય નથી.

વ્યતીત થાય અને આમ કરતાં જ્યારે તે સર્વ વાવો ખાલી થઇ જાય, ત્યારે પ્રજાની ઉત્પત્તિ તથા લય રૂપ એક કલ્પ થયો જાણવો. આવા કરોડો કલ્પો પર્યંત જીવ જન્મમરણ પામ્યા કરે છે.[૩૨] જીવના છ પ્રકારના વર્ણ હોય છે. તે આ પ્રમાણે છે;-કૃષ્ણવર્ણ, ધૂમ્રવર્ણ, નીલ(વાદળી)વર્ણ. રક્તવર્ણ, પીળોવર્ણ, અને શુકલ(શ્વેત)વર્ણ. આ છ રંગો એક બીજા સાથે થોડે ઘણે અંશે મિશ્ર થઈ સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણમાં ભળી જાય છે.* જ્યારે તમોગુણ અધિક હોય છે અને સત્વ ઓછો તથા રજોગુણ સમભાગે હોય છે, ત્યારે કૃષ્ણવર્ણ ઉત્પન્ન થાય છે. જ્યારે તમોગુણ અધિક હોય છે, સત્વગુણ સમભાગે અને રજોગુણ ન્યૂન હોય છે, ત્યારે ધૂમ્રવર્ણ ઉત્પન્ન થાય છે. જ્યારે રજોગુણ અધિક હોય છે, સત્વગુણ ન્યૂન અને તમોગુણ સમભાગે હોય છે, ત્યારે વાદળી રંગ ઉત્પન્ન થાય છે. જ્યારે રજોગુણ અધિક હોય છે, સત્વગુણ સમભાગે હોય છે અને તમોગુણ ન્યૂન હોય છે, ત્યારે રક્ત વર્ણ ઉત્પન્ન થાય છે. આમાં રાતો વર્ણ લોકોને રુચિકારક લાગે છે. સત્વગુણ અધિક હોય છે, રજોગુણ ન્યૂન અને તમોગુણ સમભાગે હોય છે, ત્યારે પીળો વર્ણ ઉત્પન્ન થાય છે અને તે સુખકારક હોય છે. સત્વગુણ અધિક હોય છે, રજોગુણ સમભાગે અને તમોગુણ ન્યૂન હોય છે, ત્યારે શુકલ (શ્વેત)વર્ણ ઉત્પન્ન થાય છે. તે અત્યંત સુખકારક હોય છે.[૩૩] હે દાનવના રાજા! આ છએ વર્ણોમાં શુકલવર્ણ પ્રથમ રંગ છે. તે નિર્મળ, શોકરહિત, ગ્લાનિ વિનાનો અને પ્રવૃત્તિમાંથી પાછો પાડનારો છે અને પરિણામે મોક્ષ અપાવનારો છે. અને હે દૈત્યરાજ! જીવ હજારો યોનિઓમાં જન્મ લીધા પછી છેવટે સિદ્ધિને પામે છે.[૩૪] અનેક ઉત્તમ શાસ્ત્રનું જ્ઞાન સંપાદન કર્યા પછી, પ્રાણીઓને જે ગતિ મળે છે તે ઇંદ્ર દેવના પણ જાણવામાં આવી હતી. હે અસુરના રાજા! પ્રાણીઓને જે ગતિ પ્રાપ્ત થાય છે તે વર્ણ-રંગપર આધાર રાખે છે; અને વર્ણનો આધાર જૂદા જૂદા કાળના કર્મ ઉપર છે; અને કાળને લઇને પ્રાણી ગતિમાં પડે છે.†[૩૫]

"હે દૈત્ય! જીવની ગતિ નિયમિત છે. (એટલે દશ ઇંદ્રિયો અને મન, બુદ્ધિ ચિત્ત તથા અહંકાર એ ચૌદ ગતિઓ છે. તે પ્રત્યેક ગતિની એક એક લાખ વૃત્તિઓ થાય છે તે ઉપરથી) જીવની ચૌદ લાખ વૃત્તિ પરમ ગતિ ગણાય છે. જીવ તે અનેક ઉત્તમ વૃત્તિઓથી ઉત્તમ સ્થાનમાં જાય છે, મધ્યમ વૃત્તિઓથી પોતાના જ સ્થાનમાં રહે છે અને અધમ વૃત્તિઓથી પોતાના સ્થાનમાંથી નીચે નીચે પડે છે. (આ સર્વ, વૃત્તિઓને લીધે જ થાય છે એમ તારે જાણવું. માટે આ વૃત્તિઓને સત્વગુણી કરવી.)‡[૩૬] કૃષ્ણવર્ણની ગતિ અત્યંત અધમ થાય છે. તેની ચૌદ લાખ વૃત્તિઓ જીવને આડે માર્ગે લઈ જઇને ઘણા કલ્પો સૂધી નરકમાં રાંધ્યા કરે છે, એમ વિદ્વાનો કહે છે.§[૩૭] અનેક હજારો વર્ષ સૂધી આ પ્રમાણે નરકમાં રહીને, પછી તે (તિર્યગ્યોનિરૂપ) ધૂમ્રવર્ણને પામે છે. એ યોનિમાં દીન થઇને તાઢ તડકાથી પીડા પામતો થકો (ઘણા વર્ષ સૂધી) નિવાસ કરે છે. જ્યારે દૈવયોગથી તેનાં પાપનો ક્ષય થાય છે અને પ્રાચીન પુણ્ય કર્મનો ઉદય થાય છે, ત્યારે તેનું મન વિવેકથી વ્યાપ્ત થાય છે. (એટલે તે સર્વ સંગનો ત્યાગ કરે છે ને વિરાગવાન બને છે.)‖[૩૮] જ્યારે જીવ સત્વગુણયુક્ત થાય છે, ત્યારે તે પોતાની બુદ્ધિવડે તમનો ત્યાગ કરે છે. તથા (જે સારું હોય છે તે મેળવવા માટે) પ્રયાસ કરે છે; આથી જીવને રક્તવર્ણની પ્રાપ્તિ થાય છે. જો સત્વગુણની પ્રાપ્તિ જીવને હજુ પણ નથી થતી તો જીવ જગતને વિષે અનેક જન્મોમાં ભટકે છે તથા નીલવર્ણને પ્રાપ્ત થાય

---

* જેમ ત્રણ લાકડીઓ, ગોઠવીને ઉભી મુકી હોય ને તે એક બીજાને આધારે રહે છે, તેમ એ ગુણો પણ એક બીજાને આધારે રહે છે.

† કાળ કહેતાં ચાર યુગ; જે સત્ય, ત્રેતા, દ્વાપર અને કળિના નામથી પ્રસિદ્ધ છે. જીવ જ્યારે ધર્મમાં પરાયણ રહે છે, ત્યારે તે સત્યયુગ; ધર્મનું અવલંબન કરે છે, ત્યારે ત્રેતાયુગ; અધર્મથી દૂર રહે છે, ત્યારે દ્વાપર અને અધર્મે પરાયણ રહે છે, ત્યારે કળિયુગ. પૂર્વ જન્મના સંસ્કાર પ્રમાણે જીવમાં જે જે સત્વાદિક ગુણનો આવિર્ભાવ થાય છે તેવી તેવી તેની ગતિ થાય છે.

‡ પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો છે. એની સાથે મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, જેને કારણો કરી કહેવામાં આવે છે તે ઉમેરવાથી ચૌદની સંખ્યા થાય છે. આ ચૌદને લીધે ચૌદ પ્રકારનાં પુણ્ય પાપો જીવને ભોગવવાં પડે છે. આ ચૌદ પ્રકારનાં પુણ્ય પાપોના દરેકના એક લાખ ભાગ થઈ શકે છે. વિશ્વને વિષે જીવની યાત્રાના સંબંધમાં ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ યોનિઓને વિષે ઉપર દર્શાવેલા કારણોને લીધે જીવને ભટકવું પડે છે. વક્તા અહીં કહે છે તે એટલું જ છે કે આ ચૌદ ઇન્દ્રિયોને સત્વગુણ તરફ દોરવવી જોઇએ.

§ આ વર્ણ, જીવની વિકૃતિ કરી સ્થાવરમાં જન્મ આપે છે. કૃષ્ણ વર્ણનો પ્રાણી અધમ હિંસક કર્મ કરે છે ને નર્કમાં પડે છે. સ્થાવરમાં–જડમાં જન્મ એ પણ એક રીતે નર્ક જ છે. આપણે જાણવું જોઇએ કે આ કૃષ્ણવર્ણને લીધે જીવનો વિકાર જડ પદાર્થરૂપે થાય છે. કૃષ્ણવર્ણવાળું પ્રાણી દુષ્ટ કર્મમાં આસક્ત હોય છે ને નરકમાં રંધાય છે. જડ પદાર્થરૂપે તેનું અસ્તિત્વ એ જ નરકપ્રાપ્તિ છે. મૂળમાં પ્રજાવિસર્ગઃ છે તેનો અર્થ એક સૃષ્ટિની સ્થિતિ સુધીનો સમય અર્થાત્ એક કલ્પ જાણવો.

‖ કૃષ્ણ તથા ધૂમ્ર આ બે વર્ણો અર્થાત્ તેની ગતિઓ જડ તથા તિર્યક્રૂપે દુઃખ ભોગવવાને માટે કહેવામાં આવેલી છે. જ્યારે જે કંઈ દુઃખ ભોગવવાનું હોય છે તે પૂરું થાય છે, ત્યારે જીવને મનવડે ધર્મની સ્મૃતિ થાય છે. મૂળમાં અનિશ શબ્દ છે તેનો અર્થ દીન અથવા અસુખી છે.

છે.*૩૯ આ રીતે (જીવ) મનુષ્ય લોકમાં જન્મે છે અને ત્યાં રહી જન્મ તથા મરણને પામતો થકો, અને વિધિ તથા નિષેધરૂપી બેડીવડે બંધનથી દુઃખી થતો થકો સેંકડો કલ્પો વીતિ ગયા પછી, પીતવર્ણને ધારણ કરે છે; અર્થાત્ દેવપણાને પામે છે. તે સ્થિતિમાં હજારો કલ્પ રહી, તેમાંથી પાછો મનુષ્યપણાને પામે છે.†૪૦ પીતવર્ણને પ્રાપ્ત થયા પછી દેવરૂપે ક્રીડા કરતો સતો તે જીવ હજારો કલ્પો સૂધી રહે છે. તેમ છતાં મુક્ત થયા વિના, હે દૈત્ય! તેને નર્કમાં જ સ્થિતિ કરવી પડે છે અને પૂર્વ કલ્પના કર્મનાં ફળો ત્યાં તે ભોગવે છે, તથા ઓગણીશ હજાર યોનિઓને વિષે ભટકે છે. સ્વર્ગ-રૂપી નર્કમાંથી અર્થાત્ દેવયોનિમાંથી જીવ મુક્ત થાય છે એમ જાણ. તે જ પ્રમાણે બીજા જન્મોને વિષે (ભિન્ન ભિન્ન વર્ણો પ્રમાણે) જીવને અવતરવું પડે છે.‡૪૧-૪૨ જીવ દેવપણાને પામ્યા પછી અનેક કલ્પ સૂધી દેવ લોકમાં રહીને નિત્ય વિહાર કરે છે અને પુણ્યનો ઉપ-ભોગ કરી રહ્યા પછી પાછો સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઇને મનુષ્ય-પણાને પામે છે. આ રીતે એકસો આઠ કલ્પ સૂધી મર્ત્ય લોકમાં રહે છે. ત્યાંથી તે પાછો દેવપણાને પામે છે.૪૩ પણ (બીજીવારના) મનુષ્યપણામાંથી, (કલીના રૂપમાં રહેલા) કાળથી પ્રેરાઇ (પાપ કર્મ કરી), પાછો ભ્રષ્ટ થાય છે, તો કૃષ્ણવર્ણને પામે છે; અને ત્યારે તે સર્વ કરતાં અધમ એવી નીચ યોનિમાં અવતાર લે છે.

"હે અસુરોમાં મહાશૂરવીર! હવે આ જીવો જે પ્રમાણે સિદ્ધિને પ્રાપ્ત થાય છે તે ઉપાય હું તને કહીશ.૪૪ મુમુક્ષુ પુરુષ સત્ત્વગુણી એવા સાતસો વ્યૂહનો આશ્રય કરીને પ્રથમ રક્તવર્ણ થાય છે; તે પછી પીતવર્ણ થાય છે; ને પછી શુકલવર્ણ થાય છે. શુકલવર્ણનો થએલો જીવ બ્રહ્મલોકના કરતાં પણ શ્રેષ્ઠ પૂજા કરવા યોગ્ય તથા આઠ પુરીઓના કરતાં પણ ઉત્તમ એવા લોકોમાં જાય છે.§૪૫ ઉપર જણાવેલા આઠ લોકો, જેઓ સાઠને અનુસરે છે તથા જેઓ સેંકડોમાં વિભક્ત છે તે મહા પ્રભાવવાળા પુરુષોને કેવળ મનની સૃષ્ટિઓ રૂપે છે. હે મોટા પ્રભાવ-વાળા રાજા! શુકલવર્ણને જે ઉત્તમ ગતિ મળે છે તે ગતિ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિના કરતાં ઉત્તમ છે, અર્થાત્ શુકલવર્ણને તુરીયા ગતિ મળે છે.‖૪૬ જે યોગી યોગના ઐશ્વર્યથી પ્રાપ્ત થયેલા દિવ્ય ભોગોને તજવાને અસમર્થ હોય છે, તે યોગી સો કલ્પ પર્યંત અપ્રિય એવા પ્રારબ્ધ ભોગને માટે ઉત્પન્ન થયેલાં શરીરમાં નિવાસ કરીને રહે છે. પછી યોગબળના તારતમ્ય પ્રમાણે ચાર લોક (મહર્, જન, તપ તથા સત્ય)માં જાય છે. છઠ્ઠા વર્ણવાળો તથા સિદ્ધિને પામેલો છતાં સિદ્ધિથી રહિત છે તથા જેના રાગાદિ દોષો નાશ પામેલા છે તેની આ ઉત્તમ ગતિ છે.¶૪૭

"(હવે યોગભ્રષ્ટની ગતિ કહું છું.) જે યોગી યોગનું સારી રીતે સેવન કરી શકતો નથી તે યોગભ્રષ્ટ

---

* બીજા ચરણને છેડે જે च અવ્યય છે તે વાના અર્થમાં છે. જો च નો અર્થ વા નહિ કરીએ તો આખા શ્લોકમાંથી કંઈ પણ ભાવ નીકળી શકશે નહિ. ધૂમ્રવર્ણ પછી નીલવર્ણ થાય છે, અર્થાત્ તિર્યક્ યોનિ પ્રાપ્ત થાય છે. જ્યારે સત્વગુણનું પ્રાધાન્ય નથી હોતું, ત્યારે આ પ્રમાણે બને છે. આથી જ મૂળમાં उपैति પછી अन्यथा શબ્દ અધ્યાહાર છે.

† મૂળમાં व्यतीते આ ક્રિયાપદ છે અને તે इ સાથે वि ઉપસર્ગ જોડાવાથી થયો છે. सति પછી जातेसति અધ્યાહાર છે.

‡ જીવ દેવપણાને પ્રાપ્ત થાય છે, છતાં તેને દશ ઇન્દ્રિયો, પાંચ પ્રાણો તથા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર મળી ઓગણીશ વૃત્તિઓ હોય છે. આ ઓગણીશ વૃત્તિઓ જીવને હજારો કર્મમાં પ્રેરે છે, તેથી જો કે તે જીવ દેવપણાને પામેલો હોય છે; છતાં કર્મથી મુક્ત થતો નથી; દેવતાઈ ભોગો પણ રાગપ્રાપ્ત હોય છે. પુણ્યનો ક્ષય થવા પછી નાશ પામનારા હોવાથી અનિત્ય છે; આથી જ સ્વર્ગને નર્ક સમાન કહેવામાં આવ્યું છે, કારણ કે ત્યાં પણ કર્મનાં બંધનો લાગેલાં હોય છે જ.

§ વ્યૂહ એટલે એક જાતનાં ભિન્ન કર્મો. તાત્પર્ય આ પ્રમાણે છે;– શ્રોત્ર, ત્વચા, ચક્ષુષ્, જીહ્વા, પ્રાણ, મન અને બુદ્ધિ–આમ સાત પ્રકારે થએલી બુદ્ધિ, એ સાતનો વ્યૂહ એટલે સમુદાય કહેવાય છે. તેની સેંકડો વૃત્તિઓ છે, તેથી તે સાતસેંનો વ્યૂહ કહેવાય છે. તેઓમાં દૈવી વૃત્તિ એટલે સત્ત્વગુણી વૃત્તિઓ રક્તવર્ણની છે. જીવ તેનો પ્રથમ આશ્રય કરે છે એટલે શમદમાદિકને ધારણ કરે છે. તે પછી પીતવર્ણનો આશ્રય કરે છે એટલે શમ કામ વગેરેના અભિમાની પ્રજાપતિ સમાન થાય છે અને પછી શુકલવર્ણનો બને છે એટલે કૌમાર સૃષ્ટિમાં અવતાર લે છે; અર્થાત્ બાળકની પેઠે રાગ દ્વેષ રહિત થાય છે અને અનુત્કૃષ્ટ એવા અર્ચ્યતમ એવા સગુણાત્મક લોકની આઠ પુરીને પામે છે. અર્ચ્ય એટલે ચંદ્રલોક, અર્ચ્યતર એટલે બ્રહ્મલોક અને અર્ચ્યતમ એટલે યોગનાસ્વરૂપજ્ઞાનૈકય લોક. પુરી એટલે ઇંદ્રપુરી, વરુણપુરી કે આ લોકની કાશી, મથુરા, માયા, કાંચી આદિ આઠ મોક્ષ-પુરી કહી છે તે, અથવા મોક્ષપ્રાપ્તિની લાક્ષણિક સ્થિતિ, જે પંચતત્ત્વ, પંચ પ્રાણ, પંચ કોશ, દશ ઇન્દ્રિયો, અન્તઃકરણ ચતુષ્ટય, અવિદ્યા, કામ, કર્મ એને કહે છે, એ ટીકાકારે સ્પષ્ટ કીધું નથી. હું ધારું છું કે ઉપર કહેલા લાક્ષણિક પંચતત્ત્વાદિમાંથી ઉત્તરોત્તર આગળ વધવું એ જ આઠ પુરી છે.

‖ જાગ્રદવસ્થા, પાંચ ભૂતાત્મક સ્થૂળ દેહ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ સાત; દશ ઇંદ્રિયો; પાંચ પ્રાણ; મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત આ ચાર મલી ૨૬; તથા અવિદ્યા, કામ, કર્મ અને આત્મા એ ચાર મળીને ત્રીશ તત્ત્વ થાય છે. એને જાગ્રતના તથા સ્વપ્નના એમ બે પ્રકારના ગણતાં એ જ સાઠ પ્રકારનાં થાય છે. આ સર્વ વિભાગો મૂર્ખોની દૃષ્ટિમાં છે, પરંતુ વિદ્વાનો તો તેને મનો-માત્ર જ માને છે અર્થાત્ મનના વિકાસરૂપ માને છે. તે સાઠ પ્રકારના ગુણો, પુરી–આઠ પ્રકારના લોકો (લાક્ષણિક લોકો)–તેને અનુસરે છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ કરતાં પણ શ્રેષ્ઠ એવી તુરીયા ગતિ શુકલવર્ણને મળે છે અને તે ગતિને શિવરૂપ અને અદ્વૈતરૂપ માનવામાં આવે છે.

¶ વક્તાનું કહેવાનું તાત્પર્ય એમ છે કે જે જીવન્મુક્ત છે, અર્થાત્ આપણી માફક રહેતો છતાં મુક્તિને પામેલો છે તે પોતાના પૂર્વ કર્મના ફળનું ઉલ્લંઘન કરવા શક્તિમાન નથી. બ્રહ્મમય સિવાયની દરેક

કહેવાય છે. યોગભ્રષ્ટ પુરુષ (શ્રોત્ર વગેરે પાંચ જ્ઞાનેંદ્રિય, મન અને બુદ્ધિ આ સાત ઇંદ્રિયોની સાથે) સો કલ્પ સૂધી બાકી રહેલા પુણ્યકર્મનો ઉપભોગ કરવા માટે સ્વર્ગ લોકમાં રહે છે; અને પુણ્યકર્મ પૂરાં થઈ રહ્યા પછી, મનુષ્ય થઇને અવતરે છે.*[૪૮] પણ મનુષ્ય લોકમાંથી તે પાછો ફરી પૂર્વના યોગાભ્યાસને લીધે, ઉત્તરોત્તર ઉત્તમ લોકમાં ચઢયો જાય છે, અને યોગ-સમાધિવડે તથા તેનાં ઉત્થાનવડે જેનું ઐશ્વર્ય વૃદ્ધિ પામેલું છે તેવો યોગી સાતવાર સાત લોકમાં ફરી વળે છે.†[૪૯]

"જે યોગી સાત તત્ત્વને દુઃખના તથા શોકના બીજરૂપ સમજીને જ્ઞાનવડે તેનો સંહાર કરી, આ જીવલોકમાં સારી રીતે શોક તથા મોહથી રહિત બની વિચરે છે તે પુરુષ પરિણામ રહિત હોવાથી ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત સ્થાનમાં જાય છે. આ સ્થાનને કોઈ મહાદેવનું, કોઈ વિષ્ણુનું, કોઈ બ્રહ્મનું, કોઈ અનંતનું, કોઈ નરનું, કોઇ ચિત્તનું અને કોઇ સર્વવ્યાપક ચૈતન્ય પરબ્રહ્મનું સ્થાન કહે છે.‡[૫૦] જયારે જગતનો સંહાર થવા માંડે છે, ત્યારે જેના જ્ઞાનવડે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહ બળીને ભસ્મ થઈ ગયા છે એવી પ્રજાઓ, ચેષ્ટા કરનારા દેવોનો–ઇંદ્રિયોનો–બ્રહ્મમાં લય માને છે. જેઓ બ્રહ્મ લોકથી જૂદા છે તેઓ પણ બ્રહ્મમાં લય પામે છે.§[૫૧] પ્રલય કાળે જે જીવો દેવપણાને પામેલા હોય છે અને જેઓ પોતાનાં કર્મનાં ફળને સંપૂર્ણ રીતે ભોગવી રહ્યા ન હોય તેવા જીવો, બીજા કલ્પમાં પણ, પૂર્વ કલ્પમાં સંપાદન કરેલાં પોતાનાં સ્થાનોને પોતે પામે છે. એમ પ્રત્યેક કલ્પના પ્રલય અને ઉત્થાનમાં થયા જ કરે છે.[૫૨] પ્રલય સમયે પણ જેઓએ પોતાનાં કર્મનાં ફળને સંપૂર્ણ રીતે ભોગવ્યાં છે, તેઓ સ્વર્ગમાંથી પાછા મર્ત્ય લોકમાં મનુષ્ય થઇને અવતરે છે; કેમકે સેંકડો પ્રલય થયા છતાં પણ તત્ત્વજ્ઞાન વિના કરેલાં કર્મનો નાશ થતો નથી. જેઓનું રૂપ તથા બળ સમાન છે એવા જે જીવો ઉત્તમ છે, તે સિદ્ધ લોકમાંથી ભ્રષ્ટ થાય છે, પણ તેઓ પોતપોતાનાં કર્મનું ફળ ભોગવે છે અને પાછા ક્રમે કરીને ઉપરના લોકમાં જાય છે. તેમ જ એક કલ્પમાં પણ જીવની વારંવાર ઉત્તમ તથા અધમ ગતિ થાય છે.[૫૩] બ્રહ્મવેત્તા પુરુષ જ્યાં સૂધી પ્રારબ્ધ કર્મનો ઉપભોગ કરે છે, ત્યાં સૂધી તેના શરીરમાં સર્વ પ્રજાનો અને બે નિર્મળ વિદ્યાનો વાસો રહે છે. પરંતુ તે યોગવડે પોતાનાં ચિત્તને શુદ્ધ કરે છે, અને જયારે સંયમ ધારણ કરે છે, ત્યારે આ આકાશાદિક પંચમહાભૂતરૂપ જગતને પોતાની પાંચ ઇંદ્રિયોના સમાન જાણે છે.‖[૫૪] જે બ્રહ્મવેત્તા પુરુષ શુદ્ધ મનવડે પવિત્ર એવી પરમ ગતિને જાણવાની ઇચ્છા કરે છે તેને પરમ એવી શુદ્ધ ગતિનો લાભ થાય છે; અને ત્યાં બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી તે અવિનાશી એવા સ્થાનમાં જાય છે–જે સ્થાન બ્રહ્મરૂપ,

---

સ્થિતિ અનિષ્ટ છે. જે યોગી જીવન્મુક્ત છે, પણ જે યોગૈશ્વર્યના સુખનો ત્યાગ કરવા શક્તિમાન નથી, તો તે યોગી બરોબર સો કલ્પ સૂધી એકના એક દેહને વિષે રહે છે અને સો કલ્પ પૂરા થયા પછી તે ચાર લોકને વિષે અર્થાત્ મહર્, જન, તપ તથા સત્ય લોકને વિષે જાય છે. જે યોગી છઠ્ઠા વર્ણને અર્થાત્ શુકલવર્ણને પામેલો છે, જે રાગાદિ દોષથી રહિત છે તથા જેણે યોગસિદ્ધિ પ્રાપ્ત કરી છે, પણ બ્રહ્મસાક્ષાત્કાર પ્રાપ્ત કર્યો નથી તેવાની ઉપર પ્રમાણેની ગતિ થાય છે. અહીં અનીશનો અર્થ યોગૈશ્વર્યના સુખનો ત્યાગ કરવા અસમર્થ એવો થાય છે.

* અહીં અનીશ એટલે યોગભ્રષ્ટ. તત્ર એટલે સ્વર્ગ અથવા યોગબળથી પ્રાપ્ત થનારું પરમ સ્થાન. પોતાના પૂર્વ કર્મનાં ફળ ભોગવવા માટે એવો યોગી, જ્યાં સૂધી પુણ્યકર્મનાં ફળ પૂરાં ન થાય ત્યાં સૂધી–સો કલ્પ સૂધી ત્યાં રહે છે, પણ ફળ પૂર્ણ થતાં પાછો આલોકમાં જ અવતરે છે; કેમકે તે મોક્ષનો અધિકારી નથી. જ્યાં સૂધી તે યોગી પોતાના નિર્માણ સ્થાનમાં રહે છે, ત્યાં સૂધી તેની જ્ઞાનેંદ્રિયો, મન, બુદ્ધિ આદિ સત્વગુણમય હોય છે. ગીતાના અ. ૬ નો શ્લોક ૪૧ જુઓ. (ભ્રષ્ટ યોગી આ લોકમાં જન્મે છે, તે પોતાના પૂર્વ કર્મને યોગે પવિત્ર, શ્રીમાન, કે કુલવાન એટલે જ્ઞાનસંપન્ન અવતરે છે અને કુલ, શીલ અને વિદ્યાવડે પૂજાય છે.)

† પ્રથમ યોગભૂમિમાં આરૂઢ થયેલો યોગી, મરણ પામ્યા પછી સ્વર્ગમાં જાય છે અને ત્યાંથી ભ્રષ્ટ થઇને ચક્રવર્તી રાજા થાય છે. આ રીતે તે ભૂલોકમાં વિજય કરે છે. આ પ્રમાણે ઉત્તરોત્તર યોગકળાની વૃદ્ધિથી તે પછી પછીના લોકોનો વિજય કરે છે અને છેવટે સાતમા બ્રહ્મલોકમાં જાય છે; છતાં જો તે ધ્યેય વસ્તુવિશે અહંભાવ કરતો નથી તો તેને ફરીને મર્ત્ય લોકમાં અવતરવું પડે છે–જો તે બ્રહ્મ સાક્ષાત્કાર કરવાને શક્તિમાન થતો નથી, તો તેને પાછા ફરવું પડે છે.

‡ સપ્તલોક, જેની યોગી ઇચ્છા કરે છે તે ભૂર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ અને સત્ય, એમ સાત. ત્રણ પ્રકારના પરિચ્છેદ તે પાંચ જ્ઞાનેન્દ્રિય, મન તથા બુદ્ધિ. મહાદેવનું સ્થાન તે શિવભક્તનું કૈલાસ, વૈષ્ણવનું વૈકુણ્ઠ, હિરણ્યગર્ભનું બ્રહ્મલોક, શેષ એટલે અનંત, તેનું સ્થાન શેષસ્થાન, એ નારાયણનું રૂપ છે. સાંખ્યમતવાળા નરના સ્થાનમાં વાસ કહે છે; અને ઉપનિષદ–વેદાંતના જ્ઞાનવાળાનું સ્થાન પરબ્રહ્મ ધામ છે.

§ જ્ઞાનરૂપી પ્રલયાગ્નિથી જેઓની સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ કાયાઓ દગ્ધ થઈ છે એવા જીવો તથા ચેષ્ટા કરનારા દેવતાઓ કહેતાં ઇંદ્રિયો આ સર્વ પરબ્રહ્મમાં લય પામે છે. તેમ જ પ્રકૃતિ વગેરે પણ બ્રહ્મમાં સમાઇ જાય છે. આ આત્મબોધરૂપ આત્યંતિક પ્રલય કહ્યો છે.

‖ વક્તાનો કહેવાનો ભાવાર્થ એવો છે કે, જે બ્રહ્મવેત્તા છે તેને મન આ આખું વિશ્વ હસ્તામળક જેવું છે. જયારે ધ્યાન, ધારણા ને સમાધિથી ચિત્તની શુદ્ધિ થાય છે, ત્યારે દૃષ્ટિગોચર થતું જગત્ અનન્યરૂપ જણાય છે. જે બે નિર્મળવિદ્યા કહી તે શ્વેતવિદ્યા–પરા અને અપરા. અપરાવિદ્યા એટલે સર્વજ્ઞતા; અર્થાત્ બ્રહ્મનું યથાર્થ જ્ઞાન.

સનાતન અને દુષ્પ્રાપ્ય ગણાય છે.*૫૫ હે મોટા બળવાળા દૈત્યના રાજા! મેં તને આ પ્રમાણે નારાયણનું બળ કહ્યું.૫૬

વૃત્રાસુરે કહ્યું;-હે મહા બળવાન્ ભગવન્! તેં કહ્યું કે આ જગત્ મનોમાત્રરૂપ છે, તેથી મને ખેદ થતો નથી. તેં જે વચન કહ્યાં તે સત્ય છે. તારાં વચન સાંભળીને આજે હું પાપ તથા શોક અને મોહ રહિત થયો છું.૫૭ હે મહર્ષિ! હે ભગવન્! અંત રહિત મહા કાંતિવાળા વિષ્ણુનું અનંત પરાક્રમવાળું આ ચક્ર પ્રવૃત્ત થયું છે, તે હું જોઉં છું. જેનાથી ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયરૂપ સર્વે સૃષ્ટિયો ઉત્પન્ન થયેલી છે એવું આ સ્થાન શાશ્વત છે. તે વિષ્ણુ મહાત્મા પુરુષોને વિશે ઉત્તમ છે, તેને જ વિશે આ સર્વ જગત્ સ્થિતિ કરીને રહેલું છે.૫૮

ભીષ્મે કહ્યું;-હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર! આ પ્રમાણે કહીને વૃત્રાસુરે પોતાના પ્રાણોને તજી દીધા અને યોગવડે પોતાના આત્માને પરમાત્માને વિશે યોજીને પરબ્રહ્મને પ્રાપ્ત થયો!૫૯

યુધિષ્ઠિરે પૂછયું;-હે પિતામહ! પૂર્વે સનત્કુમારે વૃત્રાસુરને જે ભગવાન્ વિશે ઉપદેશ કર્યો હતો, તે જ જનાર્દન ભગવાન્ આ કૃષ્ણ છે (કે બીજા) તે મને કહો!૬૦

ભીષ્મે ઉત્તર આપ્યું;-ષટ્ ઐશ્વર્યવાળો મહાન્ દેવ પોતાના તેજવડે મૂળમાં સ્થિતિ કરી રહેલો છે. પરમાત્મા ત્યાં રહીને પોતાની શક્તિવડે અનેક રૂપવાળા ભાવોને સર્જે છે.†૬૧ જાણ કે એ કેશવ ભગવાન્ મૂળમાં નિવાસ કરનારા ચૈતન્યરૂપ પરમાત્માના એક અષ્ટમાંશમાંથી ઉત્પન્ન થયો છે. એ કેશવ સ્વસ્વરૂપમાં રહેનારો છે, અને બુદ્ધિમાન્ એવો એ કેશવ, પોતાના એક અષ્ટમાંશવડે ત્રણે લોકોને સરજે છે.૬૨ સમષ્ટિ કાર્યાત્મા ઈશ્વર (આ લોકનાં મનુષ્યનાં શરીરની અપેક્ષાએ) અવિનાશી છે, તો પણ કલ્પનો અંત થાય છે, ત્યારે તેના સ્વરૂપમાં ફેરફાર થઇ જાય છે. એ ભગવાન્ અતિશય બળવાન અને સમર્થ છે અને જયારે વિશ્વનો પ્રલય થાય છે, ત્યારે (સજાતીય બીજરૂપે) જળમાં શયન કરે છે. કેશવ સનાતન લોકને વિષે જે વિશુદ્ધાત્મા વિચરે છે, તેનો વિધાતા (બ્રહ્મા) રૂપ છે.૬૩ તે અનંત તથા સનાતન હોવાથી (પોતાના અંશવડે) સર્વ સ્થળોને પૂર્ણ કરે છે તથા (વિશ્વમાં રહેલી દરેક વસ્તુરૂપે) વિશ્વને વિષે તે વિચરે છે, દરેક પ્રકારનાં બંધનોથી અર્થાત્ ગુણોથી તે રહિત છે, તેથી અવિદ્યાથી તે આવૃત થયલો સ્થિતિ કરે છે તથા તે મહાત્મા કેશવ, અહંકારને વિષે પ્રવૃત્ત થયેલો સતે સર્વ વસ્તુને ઉત્પન્ન કરે છે. તેને જ વિષે આ વિચિત્ર વિશ્વ અધિષ્ઠિત થયલું છે.૬૪

યુધિષ્ઠિર બોલ્યો;-પરમાર્થને જાણનારા હે પિતામહ! વૃત્રાસુરે આત્માની ઉત્તમ ગતિ જોયેલી હશે એમ હું માનું છું, અને એ જ કારણથી એ સુખી હશે ને આવનાર મૃત્યુનો શોક કરતો નહતો!૬૫ હે નિર્દોષ પિતામહ! જે જીવ શુકલવર્ણનો અને શુકલ વંશમાં જન્મેલો સાધ્ય નામનો દેવ હોય, અને જે તિર્યક્ગતિમાંથી તથા નરકમાંથી મુક્ત થયો હોય છે, તે પુનઃ આ જગતમાં જન્મતો નથી.૬૬ હે રાજા! જે જીવ પીળા વર્ણનો હોય છે (એટલે અધિક સત્વગુણી, અલ્પ રજોગુણી અને સમાન તમોગુણી હોય (અર્થાત્ છઠ્ઠા દેવ સર્ગમાં હોય) તથા જે રક્ત વર્ણનો (એટલે અધિક રજોગુણી, સમાન સત્વગુણી તથા અલ્પ તમોગુણી એટલે મધ્યમ અનુગ્રહ સર્ગમાં) હોય અને તેને લીધે રજોગુણ સમાન હોવાથી આત્રણની પ્રવૃત્તિ અત્યંત હોય છે તેથી તેની તિર્યક્ગતિ જ થાય છે.૬૭ અમારે માટે કહું તો અમે પીતવર્ણથી ભ્રષ્ટ થયા છીએ, અસુખકારક અને સુખ દુઃખમાં આસક્ત કેવળ રજોગુણપ્રધાન રક્તવર્ણમાં રહેલા છીએ, તેથી નીલ કે અધમ એવી કૃષ્ણવર્ણની કોણ જાણે કેવીએ ગતિને પ્રાપ્ત થઈશું!૬૮

ભીષ્મે કહ્યું;-તમે પાંડવો છો! તમે નિષ્કલંક વંશમાં જન્મેલા છો! તમે ઉત્તમ વ્રતનું આચરણ કરનારા છો! માટે તમો દેવોના લોકને વિશે વિહાર કરીને પાછા મનુષ્યોના લોકને વિશે આવશો!૬૯ અને જયાં સુધી આ સૃષ્ટિ રહેશે ત્યાં સુધી તમે જગતમાં વિહાર કરશો અને પછી સુખેથી સ્વર્ગ લોકમાં જઇને દેવતાનાં સુખો ભોગવશો અને પછી સુખેથી સિદ્ધ પુરુષોની ગણત્રીમાં આવશો. તમને ભય ન થાઓ અને તમે સર્વે પ્રસન્ન રહો!૭૦

**इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वृत्र-गीता' ए नामनो अध्याय २८० मो समाप्त.**

---

* 'શુદ્ધ મનવડે' એટલે શ્રવણ, મનન, ધ્યાન અને અભ્યાસવડે. આ શ્લોકમાં બે ગતિ દર્શાવી છે, એક શુદ્ધમ્ અને બીજી પરમઃ એનો અર્થ બ્રહ્મસાક્ષાત્કાર કરવો. અવ્યયમ્ સ્થાનમ્ એટલે અવિનાશી અથવા મોક્ષ-એવો મોક્ષ, કે જેમાં બ્રહ્મ સાથે એકાકારત્વ પ્રાપ્ત થાય છે, તે દુષ્પ્રાપ્ય છે.

† નીલકંઠ લખે છે કે, આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે પરમાત્માનું અકર્તૃત્વપણું સિદ્ધ કરવું. વેદાન્ત પ્રમાણે પરમાત્મા જ સર્વનું મૂળ છે. જેમ ચિત્ત શુદ્ધ, નિર્મળ, પવિત્ર છે, તેમ પરમાત્મા શુદ્ધ, નિર્મળ, પવિત્ર ને જેવો છે તેવો જ છે. તેનામાં વિદ્યા અને અવિદ્યા બંનેનો વાસ છે. અવિદ્યાથી તે ભગવાન-ષડૈશ્વર્યસંપન્ન છે.

## અધ્યાય ૨૮૧ મો.

### વૃત્રાસુરનો વધ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે તાત! અપાર તેજવાળા વૃત્રાસુરની ધર્મિષ્ઠતા આશ્ચર્યજનક હતી, તેનું વિજ્ઞાન અનુપમ હતું અને તેની વિષ્ણુ ભક્તિ અતુલ હતી.[૧] હે રાજાઓમાં સિંહ! અમાપ અને મહા તેજસ્વી એવા વિષ્ણુનું પદ દુર્વિજ્ઞેય (દુઃખથી જાણી શકાય તેવું) છે. એ પદને એ વૃત્ર કે જે અસુર હતો, તે છતાં તે સારી રીતે કેવી રીતે જાણી શકયો?[૨] તેં વૃત્રાસુરના વધવિશે મને જે કથા કહી, તે મેં પૂર્ણ શ્રદ્ધાથી સાંભળી છે. છતાં તેં જે એ કથામાં એક વાત કહી તે વિશે જોઇએ તેવો નિર્ણય મને થયો નથી, તેથી મને પુનઃ પ્રશ્ન કરવાની ઇચ્છા થઇ છે.*[૩] વૃત્ર, જે ધાર્મિક હતો, વૈષ્ણવ હતો, ઉપનિષદ તથા વેદાંતના તત્ત્વનો જ્ઞાતા હતો. તે, હે પુરુષશ્રેષ્ઠ! ઇંદ્રવડે વધ્ય કેવી રીતે થઇ શકયો?[૪] હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! શક્રે વૃત્રને કેવી રીતે જિત્યો હતો એ પણ હું તને પૂછું છું. તે સંદેહનું તું મને ઉત્તર આપ.[૫] હે મહાબાહુ! હે પિતામહ! મને તેની કથા સાંભળવાનું મોટું કુતુહળ થયું છે, માટે તેનું (સુરના રાજા અને અસુરના રાજા વચ્ચે) યુદ્ધ જે પ્રમાણે થયું હોય, તે પ્રમાણે મને કહે.[૬]

ભીષ્મે કહ્યું;–પૂર્વકાળમાં ઇન્દ્ર વૃત્રાસુરની સાથે યુદ્ધ કરવા માટે, રથમાં બેસીને, સર્વ દેવોની સાથે ગયો હતો. (રણભૂમિમાં) તેણે પોતાની સન્મુખ વૃત્રાસુરને એક પર્વતના જેવો ઉંચો દીઠો.[૭] હે શત્રુને દમન કરનારા રાજા! વૃત્રાસુર પાંચસો યોજન ઉંચો હતો, અને ત્રણસો યોજન જાડો હતો.[૮] ત્રણ લોકોથી પણ જિતી શકાય નહિ એવું વૃત્રાસુરનું સ્વરૂપ જોઇને, દેવો ભયભીત થઇ ગયા; તેઓ ગભરાટમાં પડી ગયા.[૯] હે રાજા! પોતાના શત્રુ વૃત્રાસુરનું એકદમ ભયાનક રૂપ જોઇને, ભયને લીધે ઇંદ્ર પણ સ્તંભી ગયો–ગતિ રહિત થઈ ગયો–તેના પગ સજ્જડ થઇ ગયા![૧૦] પછી સર્વ દેવતાઓ અને અસુરોની વચ્ચે યુદ્ધનો આરંભ થયો. બંને તરફથી હોકારા બકારા થઈ રહ્યા; યુદ્ધનાં વાદિત્રો વાગવા લાગ્યાં ને તેનો ધ્વનિ ચોતરફ ફેલાઇ ગયો.[૧૧] હે કુરુકુલોત્પન્ન! ઇંદ્રને પોતાની સન્મુખ ઉભેલો જોઇને, વૃત્રાસુરને સંભ્રમ થયો નહિ કે ભય પણ વ્યાપ્યો નહિ કે યુદ્ધ માટે કોઈ પણ રીતની આસ્થા, અર્થાત્ પ્રયાસ કરતો પણ તે જણાયો નહિ![૧૨] તુરત દેવોના રાજા ઇંદ્ર અને મહાત્મા વૃત્રાસુરની વચ્ચે, ત્રણ લોકને ભય ઉપજાવે એવું યુદ્ધ થવા લાગ્યું.[૧૩] તેઓ તરવારોથી, પટ્ટિશોથી, ભાલાઓથી, શક્તિ નામનાં આયુધોથી, તોમરોથી, મુદ્દગરોથી, અનેક જાતની શિલાઓથી, મોટા શબ્દો કરનારાં ધનુષોથી, નાના પ્રકારનાં દિવ્ય શસ્રોથી, અગ્નિથી અને ઉંબાડીયાઓથી યુદ્ધ કરવા લાગ્યા. દેવો તથા અસુરોના સૈન્યથી આખી રણભૂમિ વ્યાકુળ થઇ રહી.[૧૪–૧૫] બ્રહ્મા વગેરે સર્વે દેવતાઓના ગણો તથા મોટા ભાગ્યવાળા ઋષિઓ, ઉત્તમ વિમાનમાં બેસી તે યુદ્ધ જોવા માટે આવ્યા. હે ભરતવંશના મહારાજા! સિદ્ધો તથા અપ્સરાઓની સાથે ગંધર્વો, પોતપોતાનાં ઉત્તમ વિમાનોમાં બેસીને આવ્યા.[૧૬–૧૭] ધર્મિષ્ઠોમાં શ્રેષ્ઠ એવા વૃત્રાસુરે, આકાશને ઢાંકી દીધું અને ઝડપથી ઇંદ્રના ઉપર પત્થરાઓની વૃષ્ટિ કરવા માંડી.[૧૮] તેથી દેવતાઓ ક્રોધમાં આવી ગયા. તેઓએ ચોતરફ બાણોની વૃષ્ટિ કરીને, વૃત્રે મારેલા પત્થરોના વરસાદને અટકાવી દીધો![૧૯] પરંતુ હે કુરુકુળમાં વાઘ સમાન યુધિષ્ઠિર! વૃત્રાસુર, જે મોટો માયાવી ને મહા બળવાન્ હતો, તેણે માયાવી યુદ્ધ કરીને ઇંદ્રને ચોતરફથી મોહિત કરી દીધો![૨૦] આ પ્રમાણે વૃત્રાસુરથી પીડિત થયલા શતક્રતુને મોહ ઉત્પન્ન થયો, અર્થાત્ ભાન વિનાનો થઈ ગયો; ત્યારે મુનિ વસિષ્ઠ, કે જે બીજા રથમાં બેઠો હતો, તે ઇંદ્રને રથંતર સામ સંભળાવીને જાગ્રત કરવા લાગ્યો.†[૨૧]

વસિષ્ઠ બોલ્યો;–"હે દેવના રાજા! હે દેવોમાં ઉત્તમ! હે દૈત્યનો ને અસુરોનો સંહાર કરનારા! તારામાં ત્રણ લોકનું બળ સમાયલું છે; માટે હે ઇંદ્ર! તું શા માટે આમ શિથિલ થઈ જાય છે?[૨૨] આ તારી સામે બ્રહ્મા, વિષ્ણુ, જગતના પતિ શંકર, ભગવાન્ સોમ–ચંદ્ર તથા સર્વે મહર્ષિઓ ઉભા છે.[૨૩] માટે હે ઇંદ્ર! તું પ્રાકૃત મનુષ્યની પેઠે શિથિલ થા ના! હે દેવન્દ્ર! તું યુદ્ધને વિશે ઉત્તમ બુદ્ધિ કરીને, તારા શત્રુનો સંહાર કર.[૨૪] આ ત્રણ લોકના ગુરુ, ત્રણ નેત્રવાળા ભગવાન્ શંકર, જેને સર્વ લોકો નમસ્કાર કરે છે, તેની તારાપર (કૃપા) દૃષ્ટિ છે, તું મોહનો ત્યાગ કર.[૨૫] હે ઇંદ્ર! આ બૃહસ્પતિ પ્રમુખ બ્રહ્મર્ષિઓ પણ તારો જય થવા માટે દિવ્ય સ્તોત્રથી તારી સ્તુતિ કરી રહ્યા છે!"‡[૨૬]

ભીષ્મ બોલ્યો;–આ રીતે જયારે મહાત્મા વસિષ્ઠે ઇન્દ્રને સતેજ કીધો, ત્યારે મહાપરાક્રમી વાસવના શરી-

---

* अव्यक्तदर्शनात् આવો અર્થ નીલકંઠ કરે છે. વૃત્રાસુર વૈષ્ણવ હતો, તેથી તે વધ કરવાને અને પરાજય પામવાને અયોગ્ય હતો; છતાં તેનો પરાજય થયો છે અને તેનો વધ કરવામાં આવ્યો છે એનું કારણ શું? ઇંદ્રે તેનો વધ કેમ કર્યો? આ પ્રમાણે પરસ્પર વિરુદ્ધતા પ્રાપ્ત થવાથી યુધિષ્ઠિર પૂછે છે.

† રથંતર એ સામનું બીજું નામ છે. રથની માફક આ સામના મંત્રવડે જગતનું ઉલ્લંઘન થઈ શકે છે.

‡ તારા જયની સ્તુતિ કરે છે, અર્થાત્ ઋષિઓ તારો જય થવા માટે તારી સ્તુતિ કરે છે.

રમાં મોટું બળ ઉત્પન્ન થયું.[૨૭] વૃત્રના શત્રુ ભગવાન્ ઇંદ્રે, બુદ્ધિવડે મોટા યોગને ધારણ કર્યો; અને તેવડે વૃત્રાસુરની માયાનો નાશ કરી નાંખ્યો![૨૮] પછી અંગિરાનો શ્રીમાન્ પુત્ર બૃહસ્પતિ તથા બીજા મહર્ષિઓ, વૃત્રાસુરનું પરાક્રમ જોઈને, મહાદેવની પાસે ગયા; અને વૃત્રાસુરનો નાશ કરી, ત્રણ લોકનું કલ્યાણ કરવા માટે તેની પ્રાર્થના કરવા લાગ્યા.[૨૯] જગતના પતિ ભગવાન્ શંકરના તેજે, જ્વરનું (તાવનું) રૂપ ધારણ કર્યું અને તે સમયે અસુરના પતિ એવા વૃત્રાસુરના શરીરમાં દાખલ થયું!*[૩૦] સર્વ લોકોમાં પૂજાતા એવા ભગવાન્ વિષ્ણુ, જે લોકોનું રક્ષણ કરવામાં પરાયણ રહે છે, તેણે ઇંદ્રના વજ્રમાં પ્રવેશ કર્યો.[૩૧] પછી બુદ્ધિમાન બૃહસ્પતિ, અને મહા તેજસ્વી વસિષ્ઠ અને સર્વે મહર્ષિઓ, લોકોમાં માન્ય ગણાતા અને વર આપનારા વાસવની પાસે ગયા, અને મનને એકાગ્ર કરીને બોલ્યાઃ "હે દેવોના રાજા! તું વૃત્રાસુરનો નિર્વિલંબે નાશ કર!"[૩૨-૩૩]

મહેશ્વરે કહ્યું;–"હે ઇંદ્ર! આ વૃત્રાસુર મોટા સૈન્યથી વિંટાયલો છે, વિશ્વના આત્મારૂપ છે, ને સર્વ ઠેકાણે પહોંચી વળનારો છે. તે મહામાયાવી છે, તથા મહાન્ કીર્તિવાળો પણ છે.[૩૪] હે દેવોના રાજા! અસુરોમાં શ્રેષ્ઠ એવો તે, ત્રણ લોકને એકઠા કરીએ તો પણ જિતાય તેવો નથી; પણ તું તેનો યોગવડે નાશ કર; પણ તેની અવગણના કર નહિ.[૩૫] હે દેવોના રાજા! આ દૈત્યે બળ સંપાદન કરવા માટે સાઠ હજાર વર્ષ સૂધી તપ કર્યું હતું અને બ્રહ્માએ તેને ઇચ્છિત વર આપ્યો હતો.[૩૬] હે દેવોના રાજા! તેણે વરમાં મહા યોગીપણું, મહામાયાવીપણું, મહા બળવાનપણું, તથા ઉત્તમ પ્રકારનું તેજ માંગ્યું હતું ને તે સર્વ તેણે મેળવ્યું હતું.[૩૭] હે વાસવ! આ મારું તેજ હું તારા વિશે મૂકું છું, તેના પ્રભાવથી તું જ્વરવડે વ્યક્ત (વ્યાકુળ) થઈ રહેલા આ દાનવને વજ્રથી માર!"[૩૮]

શક્રે કહ્યું,–"હે મોટા પુરુષ! હે ભગવન્! હું તારી કૃપાથી, તારી સમક્ષ જ, દુઃખે કરીને પાસે જઈ શકાય તેવા આ દાનવને વજ્રથી મારી નાંખીશ!"[૩૯]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! જ્યારે (મહાદેવના તેજમાંથી ઉત્પન્ન થયેલા) જ્વરે વૃત્રાસુરના શરીરમાં પ્રવેશ કર્યો, ત્યારે દેવતાઓએ અને ઋષિઓએ હર્ષથી મોટો કોળાહળ કરી મુકયો![૪૦] અને તેજ સમયે હજારો દુંદુભિઓ, મોટો અવાજ કરનારા હજારો શંખો, મુરજો ને ડિમકાઓ જોરથી વાગવા લાગ્યા.[૪૧] એકાએક સર્વે અસુરો ભાન વિનાના થઈ ગયા. એક ક્ષણમાં તેમની બળવાન એવી માયાનો નાશ થઈ ગયો.[૪૨] (ઇંદ્રમાં વિષ્ણુએ પ્રવેશ કર્યો છે એમ જાણીને) ઋષિઓ તથા દેવતાઓ, દેવના રાજા ઇંદ્રની તથા ઈશાનની સ્તુતિ કરવા લાગ્યા, અને (વૃત્રને મારવાને) ઇંદ્રને ઉશ્કેરવા લાગ્યા.[૪૩] યુદ્ધ સમયે જ્યારે મહાત્મા ઇંદ્ર રથ ઉપર બેઠો હતો, અને ઋષિઓ તેની સ્તુતિ કરતા હતા, તે સમયનું તેનું રૂપ નજરે જોઈ શકાય તેવું ન હતું.†[૪૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वृत्रनो वध' ए नामनो अध्याय २८१ मो समाप्त.

## અધ્યાય ૨૮૨ મો.

### બ્રહ્મહત્યા!

ભીષ્મે કહ્યું;–હે મહારાજા! (મહાદેવના તેજમાંથી જન્મેલા) જ્વરથી આવિષ્ટ થયેલા વૃત્રાસુરના શરીરમાં એ સમયે જે ચિહ્નો થવા લાગ્યાં હતાં, તે હું તને કહું છું તે તું સાંભળ.[૧] તેના મુખમાંથી અગ્નિ સ્રવવા લાગ્યો; તેની આકૃતિ ભયંકર થઇ ગઈ; તેના શરીરનો વર્ણ ફીક્કો થઇ ગયો; તેના શરીરમાં મોટો કંપ થવા લાગ્યો, અને તેને મોટો શ્વાસ ઉપડ્યો.[૨] શરીરમાં તીવ્ર રોમાંચ થઇ ગયાં; તે ઘણોજ શ્વાસ લેવા લાગ્યો; તેના મુખમાંથી અકલ્યાણવાળી ને મહાભયંકર શિયાલણીના રૂપમાં તેની સ્મૃતિ બહાર નીકળી પડી. વળી હે ભરતવંશી રાજા! તેનાં બન્ને પડખાં ઉપર બળબળતાં ઉબાડીયાં પડ્યાં;‡[૩-૪] ગીધ, કંગડાઓ અને બગલાઓ મહા ભયંકર શબ્દો કરતા વૃત્રાસુરના મસ્તક ઉપર ચક્રાકારે ફરવા લાગ્યા.[૫] પછી ઇંદ્ર હાથમાં વજ્ર લઇને, દેવોની પૂજા સંપાદન કરીને, યુદ્ધે ચઢ્યો, અને દૈત્ય જ્યારે રથમાં બેસીને તેની સામે લડવા આવ્યો, ત્યારે ઇન્દ્રે તેની સામે જોયું![૬] હે રાજેંદ્ર! તે સમયે તે

---

* રૌદ્રઃ અર્થાત્ રુદ્ર સંબંધી. મહાદેવનું બીજું નામ રુદ્ર છે.

† 'વનપર્વ'માં વૃત્રાસુર અને ઇન્દ્ર વચ્ચેના યુદ્ધની જે કથા છે તે કરતાં આ કથા જૂદી જ છે. તેમજ દેવોના રાજા ઇન્દ્ર અને અસુરના રાજા વૃત્રના આ યુદ્ધમાં ઋષિઓએ જે ભાગ ભજવ્યો છે તે નીતિની દૃષ્ટિથી પણ વ્યાજબી દેખાતો નથી; કેમકે વૃત્ર અસુર છતાં ધર્મનિષ્ઠ હતો. ઋષિઓનો તો ધર્મ છે કે કોઇ પણ પ્રાણીને ઇજાજ કરવી નહિ, છતાં વસિષ્ઠ, બૃહસ્પતિ આદિ ઇન્દ્રના જયના પક્ષપાતી જણાય છે. વનપર્વમાં જે કથા છે તેમાં તો ઇન્દ્રે લડાઇમાં જેમ ગમે તેમ શસ્ત્ર ફેંકવામાં આવે છે, તેમ વજ્ર ફેંકયું હતું ને તે વૃત્રને અકસ્માત વાગવાથી તે મરણ પામ્યો હતો. પણ ઇન્દ્ર તો સંશયયુક્ત જ હતો, કે વૃત્ર મરણ પામ્યો છે કે નહિ. અને જ્યારે દેવોએ ખાત્રીપૂર્વક જણાવ્યું ત્યારે જ તેણે માન્યું હતું. મી૰ રૉય લખે છે કે, વનપર્વની કથા કરતાં આ વૃત્તાંત પુરાતન છે.

‡ ૨-૩-૪ શ્લોકમાં જે વર્ણન છે તે જ્વરનું સ્વરૂપ છે.

મોટા અસુરે, અમાનુષિક ગર્જના કરીને તીવ્ર જ્વરને લીધે બગાસું ખાધું.૭ અને વૃત્રે જેવું બગાસું ખાધું કે, ઇંદ્રે તેના ઉપર વજ્રનો પ્રહાર કર્યો! પ્રલયકાળના અગ્નિ સમાન અત્યંત તેજવાળા તે વજ્રે, નિમેષ માત્રમાં, વૃત્રાસુરને પૃથ્વીપર ઢાળી પાડ્યો.૮ હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! વૃત્રાસુરને મરણ પામી પૃથ્વીપર પડેલો જોઈ, દેવતાઓએ ફરીથી મોટો હર્ષનાદ કર્યો.૯

આ પ્રમાણે મહા યશસ્વી દૈત્યોનો શત્રુ મઘવા, વૃત્રાસુરને હણી, વિષ્ણુથી યુક્ત એવાં વજ્રની સાથે સ્વર્ગપૂરીમાં ગયો.૧૦ પણ હે કુરુકુલોત્પન્ન રાજા! તત્ક્ષણે, વૃત્રાસુરના મૃત શરીરમાંથી મહા ભયંકર અને રુદ્રરૂપવાળી બ્રહ્મહત્યા બહાર નીકળી.૧૧ તેના દાંત ભયંકર હતા; તેનો ચહેરો ભયંકર હતો; તે કદરૂપી ને બીહામણી હતી; કાળા અને પીંગળા રંગની હતી. (વૃત્રના અંગમાંથી બહાર નીકળીને) તે લોકોને ભય ઉપજાવવા લાગી.૧૨ તેના માથાપરના કેશ છુટા હતા; તેનાં નેત્ર ભયંકર હતાં; કંઠમાં મનુષ્યનાં માથાંની માળા પહેરી હતી અને તે કૃત્યાના સરખી જણાતી હતી.૧૩ હે ધર્મવેત્તા રાજા! તેનું શરીર લોહીથી ખરડાયેલું હતું, શરીરે ચીથરાં અને વલ્કલ વસ્ત્ર પહેર્યાં હતાં. હે રાજેંદ્ર! એ બ્રહ્મહત્યા વૃત્રાસુરના મુખમાંથી બહાર નીકળી આવી અને મહાભયંકર દેખાવવાળી તે બ્રહ્મહત્યા, તેજ ક્ષણે વજ્રધારી ઇંદ્રને શોધવા લાગી.૧૪ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હે કુરુકુલના પુત્ર! એક સમયે કોઈ કાર્ય કરવાની ઈચ્છાથી ઇંદ્ર સ્વર્ગ તરફ જતો હતો, તે સમયે મહા બળવાન ઇંદ્રને બહાર નીકળેલો જોઇને, બ્રહ્મહત્યા કરનારા ઈન્દ્રને તે બ્રહ્મહત્યાએ પકડી પાડ્યો અને તેને તે વળગી પડી!૧૫ ઇંદ્ર બ્રહ્મહત્યાના ભયમાં સપડાઈ ગયો.* તે ત્યાંથી નાસીને કમળના નાળમાં છુપાઇ ગયો અને ત્યાં ઘણાં વર્ષો સૂધી રહ્યો.૧૬ પરંતુ બ્રહ્મહત્યા તેની પાછળ દોડી અને તેણે તેને પ્રયત્નથી શોધીને પાછો પકડ્યો. એટલે ઇંદ્ર નિસ્તેજ થઇ ગયો.૧૭ પછી ઇંદ્ર બ્રહ્મહત્યામાંથી છુટવા માટે બહુ બહુ પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ દેવોનો રાજા ઇંદ્ર, બ્રહ્મહત્યામાંથી છુટો થઇ શક્યો નહિ.૧૮ હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! એ પ્રમાણે બ્રહ્મહત્યાએ દેવેંદ્રને પકડીને સ્વાધીન લીધો એટલે તે પિતામહ એવા બ્રહ્માની પાસે ગયો અને મસ્તક નમાવીને તેની પૂજા કરી.૧૯ બ્રહ્માએ જોયું તો જાણ્યું કે ઇંદ્રને બ્રહ્મહત્યા વળગી છે, તેથી તેણે (ઇન્દ્રને બ્રહ્મહત્યામાંથી મુક્ત કરવાના સાધનોનો) વિચાર કરવા માંડ્યો.૨૦-૨૧ હે ભરત વંશના શ્રેષ્ઠ! હે મોટા બાહુવાળા રાજા! તે પછી પિતામહ બ્રહ્માએ મધુર સ્વરથી બ્રહ્મહત્યાને શાંત કરીને કહ્યું;૨૨ "ઓ કલ્યાણિ! આ ઇંદ્રને છોડી દે અને મારું પ્રિય કર. કહે, તારી શી ઈચ્છા છે? હું આજે તારી કઇ કામનાને પૂર્ણ કરું?"૨૩-૨૪

બ્રહ્મહત્યાએ કહ્યું;–"ત્રણ લોકોને ઉત્પન્ન કરનારો અને ત્રણ લોકોથી પૂજાતો એવો તું દેવ, જ્યારે મારાપર પ્રસન્ન થયો છે, તો મારી સર્વ કામનાઓ પૂર્ણ થયેલી હું માનું છું. તું મારે રહેવાનું સ્થાનક નિર્માણ કર.૨૫ લોકોની રક્ષા કરવાની ઇચ્છાવાળા તેં જ આ મર્યાદા બાંધેલી છે; વળી તેં જ આવા ધર્મના નિયમ બાંધ્યા છે.૨૬ ધર્મનો નિયમ એ છે કે, જે બ્રહ્મહત્યા કરે તેને બ્રહ્મહત્યાનું પાપ વળગે! હે ધર્મના જ્ઞાતા! હે સર્વ લોકના ઈશ્વર! હે સમર્થ દેવ! તું પ્રસન્ન થયો છે તો હું શક્રના શરીરમાંથી જલદી બહાર નીકળી જઇશ, પરંતુ તું મારે રહેવા માટે સ્થાન નિર્માણ કર."૨૭

ભીષ્મ બોલ્યો;–તે સાંભળીને પિતામહે બ્રહ્મહત્યાને કહ્યું; 'બહુ સારું, તારે માટે સ્થાન નિર્માણ કરું છું.' પછી બ્રહ્માએ ઇંદ્રને બ્રહ્મહત્યામાંથી છુટો કરવા માટે ઉપાય શોધી કાઢ્યો.૨૮ સ્વયંભૂ બ્રહ્માએ અગ્નિનું ધ્યાન ધર્યું. અગ્નિ બ્રહ્માની પાસે હાજર થયો અને બોલ્યો;–૨૯ "હે ભગવન્! હે નિર્દોષ દેવ! હું તારી પાસે હાજર થયો છું! હે દેવ! મારે જે કાર્ય કરવાનું હોય તે સર્વ તું મને કહે!"૩૦

બ્રહ્માએ કહ્યું;–"શક્રને બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત કરવાને માટે હું આ બ્રહ્મહત્યાને ઘણા ભાગમાં વહેંચી નાંખવાનો છું; માટે તું આ બ્રહ્મહત્યામાંથી એક ચતુર્થાંશ ભાગ લે!"૩૧

અગ્નિએ કહ્યું;–"હે બ્રહ્મા! તારી આજ્ઞા પ્રમાણે આ બ્રહ્મહત્યાના એક ચતુર્થાંશને હું ગ્રહણ કરીશ; પરંતુ તેમાંથી મારો છુટકો કેવી રીતે થશે? હે પ્રભુ! તેનો તું માર્ગ બતાવ! હે સર્વ લોકમાં પૂજાતા દેવ! તે હું તારી પાસેથી યથાર્થ જાણવાની ઈચ્છા રાખું છું."૩૨

બ્રહ્માએ કહ્યું;–"હે અગ્નિ! તું જે સમયે કોઈ પણ સ્થળમાં પ્રજ્વલિત થયો હોઇશ, તે સમયે જે પુરુષ તમસ–અજ્ઞાનને લીધે બીજ, ઔષધિ તથા રસથી તારું યજન કરશે નહિ, તે પુરુષને વિષે, તારામાં રહેલી બ્રહ્મહત્યા તુરત જઇને નિવાસ કરશે. હે હવિષને ગ્રહણ કરનારા અગ્નિ! તારો માનસિક જ્વર દૂર થાઓ!"૩૩-૩૪

*વૃત્ર કશ્યપના વંશમાં ઉત્પન્ન થયો હતો. કશ્યપ બ્રાહ્મણ–ઋષિ હતો, અને દેવ તથા દાનવોનો પિતામહ–જન્મદાતા હતો. તેથી વૃત્ર ઉચ્ચ કુળનો–બ્રહ્મકુળનો ગણાય.

ભીષ્મે કહ્યું;-હે રાજા! આ રીતે પિતામહે કહ્યું, એટલે હવ્ય તથા કવ્યને ગ્રહણ કરનારા અગ્નિએ બ્રહ્માનાં વચનને માન્ય કર્યું; અને બ્રહ્મહત્યાના એક ચતુર્થાંશે અગ્નિના શરીરમાં પ્રવેશ કર્યો.૩૫ હે મહારાજ! તે પછી પિતામહ એવા બ્રહ્માએ, વૃક્ષો, ઔષધિ તથા તૃણ (ખડ) વગેરેને બોલાવીને, તેઓને બ્રહ્મહત્યાનો ચતુર્થાંશ લેવાને કહ્યું.૩૬ હે રાજા! વૃક્ષો, ઔષધિઓ અને તૃણ વગેરે બ્રહ્માનું કહેવું સાંભળીને અગ્નિની પેઠે ખિન્ન થઈ ગયાં અને બ્રહ્માને આ પ્રમાણે કહેવા લાગ્યાં.૩૭ "હે લોકોના પિતામહ બ્રહ્મા! બ્રહ્મહત્યા અમારો આશ્રય કરશે, તેમાંથી અમારો છૂટકો કેમ થશે? એક તો દૈવથી અમે હણાયલાં છીએ, તેને ફરીને હણવાં એ તને યોગ્ય નથી!૩૮ હે બ્રહ્મા! અમે ટાઢને, તડકાને, પવનથી પ્રેરાયલા વરસાદના મારાને તથા લોકોના તરફથી કરવામાં આવતા છેદન ભેદનને નિત્ય સહન કરીએ છીએ.૩૯ છતાં પણ હે ત્રણ લોકના ઈશ્વર! તારી આજ્ઞાથી અમે બ્રહ્મહત્યાનો એક ચતુર્થાંશ લેવાને સ્વીકારીએ છીએ, પરંતુ તું એમાંથી અમારો કેવી રીતે છૂટકો થાય તેને માટે વિચાર કર."૪૦

બ્રહ્માએ કહ્યું;-"જે પુરુષ પર્વને દિવસે (એટલે આઠમ, અમાવાસ્યા, પુનેમ, ઉત્તરાયણ વગેરે દિવસે) મૂર્ખાઇથી તમને કાપશે અથવા તો તમારા ઉપર ટાંચા કરશે તે પુરુષને તમે ગ્રહણ કરેલી ને તમારામાં રહેલી બ્રહ્મહત્યા વળગશે."૪૧

ભીષ્મે કહ્યું;-હે રાજા યુધિષ્ઠિર! એ પ્રમાણે મહાત્મા બ્રહ્માએ કહ્યા પછી વૃક્ષો, ઔષધિઓ અને તૃણે, ઇંદ્રની બ્રહ્મહત્યાનો ચોથો ભાગ લીધો ને બ્રહ્માની સામી પૂજા કરી અને પછી જે પ્રમાણે આવ્યાં હતાં તે પ્રમાણે તુરત પોતાના સ્થાન ઉપર ગયાં.૪૨ તે પછી હે ભરતવંશી રાજા! લોકોના પિતામહ બ્રહ્મદેવે, અપ્સરાઓને બોલાવી અને મધુર વાણીથી પ્રસન્ન કરીને તેઓને કહ્યું;-૪૩ "આ સુંદરાંગી બ્રહ્મહત્યા ઇંદ્રના અંગમાંથી અહીં આવી છે, માટે તમે મારા કહેવાથી આ બ્રહ્મહત્યાનો એક ચતુર્થાંશ ભાગ તમારા અંગમાં ધારણ કરો!"૪૪

અપ્સરાઓએ કહ્યું;-"હે દેવોના ઈશ્વર! તારી આજ્ઞાથી અમે બ્રહ્મહત્યાને ગ્રહણ કરવાને તૈયાર છીએ; પરંતુ હે પિતામહ! અમારો તેમાંથી અમુક સમયે છુટકો થાય તેનો વિચાર કરી ઉપાય યોજ!"૪૫

બ્રહ્માએ કહ્યું;-"જે પુરુષ રજસ્વળા સ્ત્રીની સાથે મૈથુન કરશે તેને આ બ્રહ્મહત્યાનો ભાગ તુરત વળગશે, તમારા મનમાંથી તે વિશેની ચિંતા દૂર થાઓ!"૪૬

ભીષ્મે કહ્યું;-હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! અપ્સરાઓની જૂદી જૂદી જાતો, બ્રહ્માનું વચન સાંભળીને મનમાં પ્રસન્ન થઇ, અને 'તથાસ્તુ' (તારી આજ્ઞા પ્રમાણે વર્તશું) એમ કહીને પોતાના સ્થાનો ઉપર જઇને વિહાર કરવા લાગી.૪૭ પછી મહા તપ કરનારા અને તપના પ્રભાવથી ત્રણ લોકોને સરજનારા પિતામહ બ્રહ્માએ જળને બોલાવ્યું. એટલે સર્વ જળ અમાપ બળવાન પિતામહ બ્રહ્માની પાસે આવ્યાં ને તેને પ્રણામ કરીને પૂછ્યું;-"હે શત્રુને દમન કરનારા બ્રહ્મદેવ! અમે તારી આજ્ઞાથી તારી પાસે આવ્યાં છીએ; હે લોકોના ઈશ્વર! હે પ્રભુ! અમને આજ્ઞા કર, અમે શું કરીએ!"૪૮-૫૦

બ્રહ્માએ કહ્યું;-"આ મહા ભયંકર બ્રહ્મહત્યા વૃત્રના વધથી ઇંદ્રની પાસે આવી છે; (અર્થાત્ વૃત્રને મારવાથી ઇંદ્રને ભયંકર બ્રહ્મહત્યા લાગી છે) તે બ્રહ્મહત્યાનો એક ચતુર્થાંશ તમે ગ્રહણ કરો."૫૧

જળે કહ્યું;-"હે લોકોના ઈશ્વર! હે પ્રભો! તું અમને જે પ્રમાણે કહે છે તે પ્રમાણે અમો કરીશું; પરંતુ આ બ્રહ્મહત્યામાંથી અમારો છૂટકો કેમ થાય તેનો તું વિચાર કર!૫૨ હે દેવોના ઈશ્વર! તું સર્વ જગતનો પરમ આધારરૂપ છે; અમારો એ પાપમાંથી ઉદ્ધાર કરે એવો કોઈ પણ પ્રસાદરૂપી ઉપાય અમને બતાવ."૫૩

બ્રહ્માએ કહ્યું;-"જે મનુષ્ય આ પાણી તો અલ્પ (નિર્બળ) છે આવો વિચાર કરીને, બુદ્ધિની મંદતાને લીધે તમારે વિશે બડખા, મૂત્ર તથા નરક નાખશે તેની પાછળ આ બ્રહ્મહત્યા તુરત જશે અને તેને વિશે જ વાસ કરશે. અને આ રીતે તમારો બ્રહ્મહત્યામાંથી છુટકો થશે. આ વાત હું તમને સત્ય કહું છું."૫૪-૫૫

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર રાજા! આ પ્રમાણે બ્રહ્માની આજ્ઞાથી બ્રહ્મહત્યા દેવના રાજા ઇંદ્રનો ત્યાગ કરીને, બ્રહ્માએ તેને જ્યાં વસવા માટે સ્થાન આપ્યું હતું ત્યાં જઇને વસવા લાગી.૫૬ હે રાજા! આ પ્રમાણે ઇંદ્રને બ્રહ્મહત્યા વળગી હતી અને તે બ્રહ્માની આજ્ઞાથી ઇંદ્રનો ત્યાગ કરીને જૂદાં જૂદાં સ્થાનમાં જઇને રહી છે. તે પછી બ્રહ્માની આજ્ઞાથી ઇંદ્રે અશ્વમેધ યજ્ઞ કર્યો.૫૭ હે મહારાજ! (વેદોમાં) સાંભળ્યું છે કે, ઇંદ્રને બ્રહ્મહત્યા વળગી હતી તે બ્રહ્મહત્યામાંથી ઇંદ્ર અશ્વમેધ યજ્ઞ કરીને શુદ્ધ થયો હતો.૫૮ હે પૃથ્વિના પતિ! તે પછી (અશ્વમેધ યજ્ઞ કર્યા પછી) વાસવે સ્વર્ગની લક્ષ્મીને સંપાદન કરી, હજારો શત્રુઓનો સંહાર કર્યો અને અતુલ આનંદ પામ્યો હતો.૫૯ હે પૃથાના પુત્ર!

વૃત્રના રુધિરમાંથી જ કુકડાંઓ ઉત્પન્ન થયાં છે; માટે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યોએ, યજ્ઞમાં દીક્ષા લીધેલા યજમાને અને તપોધનો (તપસ્વીઓ)એ, કુકડાંને અપવિત્ર ગણ્યા છે (માટે તેનું ભક્ષણ કરવું નહિ).[૧૦] હે કુરુવંશના પુત્ર! બ્રાહ્મણો પૃથ્વી ઉપર દેવ તરીકે પ્રખ્યાત છે. તું પણ સર્વ કાળમાં આ બ્રાહ્મણોનું પ્રિય કરજે![૧૧] હે યુધિષ્ઠિર રાજા! આ પ્રમાણે અપાર બળવાન ઇંદ્રે, પોતાની ઝીણી બુદ્ધિને લીધે, ઉપાયપૂર્વક મહાદૈત્ય એવા વૃત્રને માર્યો હતો.[૧૨] તેમ જ હે અજેય એવા કુંતિપુત્ર! તું પણ પૃથ્વી ઉપર અશ્વમેધ યજ્ઞ કરીશ ને બીજા ઇન્દ્રરૂપે થઇશ અને તારા શત્રુઓનો નાશ કરીશ.[૧૩] બ્રાહ્મણોની મધ્યમાં આ ઇન્દ્રની દિવ્ય કથા, પર્વે પર્વે જે મનુષ્યો ગાશે, તેને કોઇ પણ પાપ લાગશે નહિ.[૧૪] હે તાત! વૃત્રાસુર અને ઇન્દ્રનું મહા અદ્‌ભુત કર્મ, મેં તને કહી સંભળાવ્યું; હવે ફરીને તારે શું સાંભળવાની ઇચ્છા છે?[૧૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'ब्रह्महत्याविभाग' ए नामनो अध्याय २८२ मो समाप्त.

---

## અધ્યાય ૨૮૩ મો.

### જ્વરની ઉત્પત્તિ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે મહાબુદ્ધિમાન પિતામહ! તું સર્વ શાસ્ત્રવિશારદ છે, માટે આ વૃત્રાસુરના વધના સંબંધમાં મને પ્રશ્ન પૂછવાની ઇચ્છા થઇ છે.[૧] હે નિર્દોષ રાજા! તેં કહ્યું કે પ્રથમ વૃત્રાસુર જ્વરથી (તાવથી) ભાન વિનાનો થઈ ગયો હતો, અને તે પછી ઇંદ્રે તેને વજ્રથી માર્યો હતો![૨] હે મહાબુદ્ધિમાન ભીષ્મ! આ જ્વર (તાવ) શામાટે ઉત્પન્ન થયો હતો? ક્યાંથી ઉત્પન્ન થયો હતો? હે પ્રભુ! હું તારી પાસે જ્વરની ઉત્પત્તિ યથાસ્થિત સાંભળવાની ઇચ્છા રાખું છું.[૩]

ભીષ્મે ઉત્તર આપ્યું;-હે યુધિષ્ઠિર! સર્વ જગતમાં પ્રખ્યાત એવી જ્વરની ઉત્પત્તિ તું સાંભળ. હે ભારત! તે સંબંધે હું તને વિસ્તારથી કહીશ.[૪] હે મહારાજા! પૂર્વે મેરુ પર્વતનું સાવિત્ર નામનું એક શિખર હતું. તે શિખર સર્વ વિશ્વવડે પૂજાતું હતું, અત્યંત પ્રકાશમાન હતું, અને સર્વ જાતનાં રત્નોથી અલંકૃત હતું.[૫] તેની મોટાઈ તથા ઉંચાઈ પ્રમાણરહિત હતી. તે શિખર ઉપર કોઈથી પણ જઈ શકાય તેમ નહતું. ભગવાન્ શંકર, સુવર્ણથી ઝળાંઝળાં થઈ રહેલાં પર્યંક (છપરખાટ) ઉપર જેમ બીરાજે, તેમ આ શિખર ઉપર બીરાજતો હતો; અને હિમાચળની પુત્રી પાર્વતી, નિત્ય તેની સેવામાં હાજર રહેતી હતી. તેમજ અપાર બળવાળા મહાત્મા વસુ દેવતાઓ;[૬-૭] વૈદ્યોમાં શ્રેષ્ઠ એવા મહાત્મા અશ્વિનીકુમારો; પોતાના ગુહ્યકોની સાથે યક્ષોનો રાજા, અને સાથે અલકાનગરીનો અધિપતિ શ્રીમાન્ કુબેર, કૈલાસ પર્વતપર બીરાજમાન થયેલા મહાદેવની સેવામાં નિત્ય હાજર રહીને તેની ઉપાસના કરતા હતા.[૮-૯] અને મહામુનિ શુક્રાચાર્ય-ઉશના; મહર્ષિ સનત્કુમાર વગેરે સિદ્ધ પુરુષો; અંગિરા પ્રમુખ દેવર્ષિઓ;[૧૦] ગંધર્વ વિશ્વાવસુ; નારદ; પર્વત તથા અપ્સરાઓનાં મંડળો પણ નિત્ય ત્યાં આવીને શ્રી શંકરની ઉપાસના કરતાં હતાં.[૧૧] ત્યાં, અનેક જાતની સુગંધીને ફેલાવતો સુખકારક પવિત્ર વાયુ રાત દહાડો વાયા કરતો હતો. ત્યાંના વૃક્ષોમાં સર્વ ઋતુઓનાં પુષ્પો ભર્યાં રહેતાં હતાં.[૧૨] વળી વિદ્યાધરો, સિદ્ધો તથા યતિઓ, પશુપતિ એવા મહાદેવની ઉપાસના કરવા ત્યાં જતા હતા.[૧૩] અને હે મહારાજ! અનેક જાતનાં રૂપો ધારણ કરનારા ઘણા ભૂતો અને અનેક મહા ભયંકર રાક્ષસો, તથા મહા બળવાન્ પિશાચો,[૧૪] અનેક રૂપ ધારણ કરી, હાથમાં અનેક જાતનાં શસ્ત્રો લઈ હર્ષઘેલા બની (નાચતા કુદતા), જ્યાં સર્વ અગ્નિસમાન ઝળાંઝળાં કરતું છે, તેવા મહાદેવની સમીપમાં, તેના અનુચર થઇને તેની સેવા કરતા હતા.[૧૫] પોતાના તેજથી મહા તેજસ્વી એવો ભગવાન્ નંદી, હાથમાં બળબળતું ત્રિશૂળ લઇને મહાદેવની આજ્ઞા ઉઠાવી રહ્યો હતો.[૧૬] વળી હે કુરુવંશના પુત્ર! સર્વે તીર્થનાં જળને ઉત્પન્ન કરનારી અર્થાત્ પવિત્ર કરનારી એવી ગંગા પણ, ત્યાં મૂર્તિમાન્ થઇને શંકર ભગવાનની ઉપાસના કરતી હતી.[૧૭] આ રીતે મહાતેજસ્વી અને દેવર્ષિઓથી નિત્ય પૂજાતા મહાદેવ, મેરુ પર્વતના શિખર ઉપર બીરાજતો હતો.[૧૮] (સૃષ્ટિની ઉત્પત્તિનો) કેટલોક કાળ વ્યતિત થયા પછી, એક સમયે દક્ષ પ્રજાપતિએ, વેદોક્ત વિધિથી યજ્ઞ કરવાનો આરંભ કર્યો.[૧૯] દક્ષના તે યજ્ઞ મહોત્સવમાં જવા માટે ઇંદ્ર વગેરે સર્વે દેવતાઓએ એકઠા થઈ, ત્યાં જવાનો નિશ્ચય કર્યો.[૨૦] અમે સાંભળ્યું છે કે, પછી તે મહાત્મા દેવતાઓ મહાદેવની આજ્ઞા લઈને, અગ્નિ તથા સૂર્યના સમાન કાંતિવાળાં (પોતપોતાનાં) વિમાનોમાં બેસીને, જ્યાંથી ગંગા નીકળે છે તે હિમાલયના સ્થાન તરફ, જ્યાં યજ્ઞ થતો હતો ત્યાં જવા લાગ્યા.[૨૧] એ દેવતાઓને દક્ષના યજ્ઞમાં જતા જોઇને, પર્વતરાજપુત્રી પાર્વતીએ પ્રાણીઓના ઈશ્વર એવા પોતાના ભરતાર શંકરને પૂછ્યું;-[૨૨] "હે ભગવન્! ઇંદ્ર પ્રમુખ આ દેવતાઓ ક્યાં જાય છે? હે

સત્યભાષિ! તે મને યથાર્થ રીતે કહે; કારણ કે મને તે વિશે મહાન્ સંશય થાય છે!"[૨૩]

મહેશ્વરે કહ્યું;–"હે મહાભાગ્યવતી દેવિ! દક્ષ પ્રજાપતિ અશ્વમેધ યજ્ઞ કરે છે, તેના યજ્ઞમાં આ દેવતાઓ જાય છે!"[૨૪]

ઉમા બોલી;–"હે મહાદેવ! શા માટે તું તે યજ્ઞમાં જતો નથી? ત્યાં જવામાં તને શી અડચણ છે?"[૨૫]

મહેશ્વરે ઉત્તર દીધું;–"હે મહાભાગ્યશાળી દેવિ! પૂર્વ કાળથી જ દેવતાઓએ (પોતપોતામાં) ગોઠવણ કરીને સર્વે યજ્ઞમાં મારો ભાગ કલ્પ્યો નથી![૨૬] હે સુંદરાંગિ! એ નિયમને અનુસરીને જ દેવતાઓ મને યજ્ઞમાંથી ભાગ આપતા નથી."[૨૭]

ઉમાએ કહ્યું;–"હે ભગવન્! તું સર્વે પ્રાણીઓના કરતાં અધિક ગુણવાળો છે; અજેય છે; તેજમાં તથા લક્ષ્મીમાં કોઇથી પણ પરાભવ પામે નહિ તેવો છે![૨૮] હે નિર્દોષ મહાભાગ શંકર! દેવોએ યજ્ઞમાં તારો ભાગ રાખ્યો નથી તે સાંભળીને મને અત્યંત દુઃખ થાય છે અને નખથી તે માથા સૂધી મારા શરીરમાં કંપ થાય છે!"[૨૯]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! આ પ્રમાણે પતિ એવા પશુપતિને કહીને, દેવી (પાર્વતી) મૌન થઈ ને મનમાંને મનમાં સંતાપ કરવા લાગી.[૩૦] મહાદેવ, પાર્વતી (કે જે આ અપમાનથી શોક કરતી રુદન કરતી હતી તે)ના મનમાં શું કર્તવ્ય હતું તે સમજી ગયાં. તેણે નંદીને આજ્ઞા કરી કે, 'તું અહીં રહીને સ્થાનની રક્ષા કરજે!'[૩૧] આટલું કહીને, સર્વ યોગેશ્વરના ઈશ્વર અપાર તેજવાળા પિનાકપાણિએ પોતાના યોગબળની સહાયતા લીધી અને પછી પોતાના ભયંકર સેવકોને સાથે લઈ, દક્ષના યજ્ઞમાં એકાએક જઈ, તેના યજ્ઞનો નાશ કરાવી નાંખ્યો. એ સમયે, શંકરના કેટલાએક ગણો ગર્જના કરવા લાગ્યા; કેટલાએક હસવા લાગ્યા;[૩૨-૩૩] કેટલાએક અગ્નિમાં લોહીને વરસાવવા લાગ્યા; ભયંકર મુખવાળા કેટલાએક ગણો યજ્ઞના સ્તંભોને યજ્ઞભૂમિમાંથી ઉખેડી નાંખીને આમ તેમ ફેરવવા લાગ્યા;[૩૪] કેટલાએક શંકરના દૂતો દક્ષના પરિચારકોને મુખોથી ગળવા લાગ્યા. આ પ્રમાણે શંકર તે મહાયજ્ઞનો ચોતરફથી નાશ કરવા લાગ્યો,[૩૫] એટલે યજ્ઞ મૃગનું રૂપ ધારણ કરીને તેજ વખતે આકાશમાં નાઠો! યજ્ઞને મૃગનું રૂપ લઇને આકાશમાં નાસી જતો જોતાં જ,[૩૬] શંકર પણ હાથમાં ધનુષ તથા બાણ લઇને તેની પછવાડે દોડ્યો.[૩૭] એ સમયે તેજવાળો ભગવાન્ શંકર, ક્રોધયુક્ત બન્યો હતો તેથી તેના લલાટમાંથી પરસેવાનું ભયંકર બિન્દુ પૃથ્વીપર પડ્યું; અને જેવું પરસેવાનું બિંદુ પૃથ્વીપર પડ્યું કે,[૩૮] તેમાંથી પ્રલયકાળના અગ્નિસમાન અત્યંત મોટો અગ્નિ પ્રકટ થયો. અને હે નૃપ! તે અગ્નિમાંથી એક ભયંકર પુરુષ ઉત્પન્ન થયો.[૩૯] તેની કાયા અત્યંત ઠીંગણી, આંખો લાલચોળ ને મુછ તથા ડાઢીના વાળ પીંગળા અને ભયંકર હતા. તેનું આખું શરીર ઘુડ કે બાજના જેવાં રુવાટાંથી ભરાયલું હતું અને તેના (માથાના) કેશ (તીર જેવા) ઉભા હતા.[૪૦] તેનો દેખાવ જ ભયભીત કરનારો હતો. તે રૂપે કાજળ જેવો હતો; તેના અંગનું વસ્ત્ર લોહીયાળું હતું; અને જેમ ભડભડતો અગ્નિ, ઘાસ અને ખડના જથ્થાને બાળી ભસ્મ કરે, તેમ તે મહાતેજસ્વી પુરુષે, ક્ષણવારમાં મૂર્તિમંત યજ્ઞને બાળીને ભસ્મ કરી દીધો.[૪૧] એ કાર્ય કરીને ત્યાં એકઠા થયેલા દેવતા અને ઋષિયોની તરફ તે પુરુષ દોડ્યો; એટલે દેવતા અને ઋષિયો ભયભીત થઈ ત્યાંથી ચોદીશા તરફ નાઠા.[૪૨] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે પુરુષ યજ્ઞભૂમિ ઉપર ભયંકર કર્મ કરી ફરવા લાગ્યો તેથી પૃથ્વી અત્યંત ચલાયમાન થવા લાગી.[૪૩] સર્વ જગત્ ઉપર હાહાકાર થઈ રહ્યો. તે જોઇને પિતામહ–બ્રહ્માએ, મહાદેવની પાસે જઇને તેનાં દર્શન કરીને તેને કહ્યું.[૪૪]

બ્રહ્માએ કહ્યું;–"હે પ્રભો! સર્વે દેવો તને તારો યજ્ઞ ભાગ આપશે! હે સર્વેશ્વર! તું હવે તારા ક્રોધને શાન્ત પાડ![૪૫] હે શત્રુને તપાવનારા મહાદેવ! આ સર્વે દેવતાઓ ને ઋષિયો, તારા ક્રોધથી શાંતિને પામતા નથી; તેઓ ઉદ્વિગ્ન થઈ ગયા છે![૪૬] હે દેવોત્તમ! હે ધર્મજ્ઞ! તારા પરસેવામાંથી જે પુરુષ ઉત્પન્ન થયો છે, તે જગતમાં જ્વરને નામે પ્રખ્યાત થશે![૪૭] પણ આ પુરુષનું સમગ્ર તેજ એકઠું રહેશે તો આખી પૃથ્વી તેને ખમી શકવાને પણ અશક્ત થશે, માટે આ તેજના ઘણા વિભાગ કરી તેને વહેંચી નાંખ!"[૪૮] આ રીતે જ્યારે બ્રહ્માએ શંકરને કહ્યું, અને મહાયજ્ઞમાં તેનો ભાગ નિર્માણ કર્યો, ત્યારે શંકરે અપાર બળવાળા ભગવાન્ બ્રહ્માને કહ્યું;–"ભલે, હું તેના વિભાગ કરીશ!"[૪૯] પછી પિનાકપાણિ ભવ બ્રહ્માના કહેવા પ્રમાણે પોતાનો ભાગ મેળવીને જરાક હસ્યો અને અત્યંત પ્રસન્ન થયો.[૫૦] પછી સર્વ ધર્મને જાણનારા શંકરે સર્વ પ્રાણીઓને શાંતિ કરવા માટે જ્વરના ઘણા વિભાગ કરી તેને વહેંચી નાંખ્યો. તે વિભાગને હે પુત્ર! તું સાંભળ.[૫૧] હાથીઓને મસ્તક પીડારૂપે; પર્વતોને શિલાજીતરૂપે;* પાણીને શેવાળરૂપે; સર્પોને

* કેટલાક પર્વતોમાંથી ગ્રીષ્મઋતુમાં લાખ જેવો એક જાતનો રસ નિકળે છે, તે કેટલાક મનુષ્યો, પાચન ક્રીયા યથાર્થ કરવાને ઔષધરૂપે ખાય છે.

કાંચળીરૂપે;[૫૨] બળદ વગેરે પશુઓને ખરીના સોજારૂપે; પૃથ્વીને ખાર-લવણુરૂપે અને હે ધર્મજ્ઞ! પશુઓમાં દૃષ્ટિના અવરોધરૂપે જ્વરને અર્પણ કર્યો.[૫૩] વળી ઘોડાઓનાં ગળાના ભાગમાં માંસના કટકારૂપે; મોરને માથાની કલગીરૂપે ને કોયલને નેત્રરોગરૂપે જ્વર અર્પણ કર્યો.[૫૪] વળી અમે સાંભળ્યું છે કે, સર્વે ઘેટાઓને પિત્તભેદ (યકૃતરોગ) રૂપે; સર્વ પોપટોને હેડકી રૂપે તથા સર્વે સિંહ વાઘને પરિશ્રમરૂપે જ્વર નિર્માણ કર્યો;[૫૫] અને હે ધર્મ જાણુનારા ભરતવંશી રાજા! મનુષ્યોને વિશે જ્વરને નામે તે પ્રખ્યાત છે. એ જ્વર મહેશ્વરનું મહાન દારુણ તેજ છે, અને તે મરણ સમયે, જન્મ સમયે તથા મધ્ય સમયમાં પ્રાણીને વિશે પ્રવેશ કરે છે;[૫૬-૫૭] માટે સર્વે પ્રાણીઓએ આ શંકરરૂપ જ્વર નમસ્કાર કરવા યોગ્ય છે.[૫૮]

વૃત્રાસુર ધર્મધારીઓમાં શ્રેષ્ઠ હતો; પરંતુ આ જ્વરે તેના શરીરમાં પ્રવેશ કર્યો એટલે વૃત્ર બગાસાં ખાવા લાગ્યો, કે તુરત ઇંદ્રે તેને વજ્રનો પ્રહાર કર્યો,[૫૯] અને તે વજ્રે વૃત્રના શરીરમાં પ્રવેશ કરીને તેને ચીરી નાંખ્યો અને મહાયોગી એવો તે મોટો અસુર, અપાર તેજવાળા વિષ્ણુના લોકમાં સીધારી ગયો![૬૦] તે સમયે તેણે વિષ્ણુની ભક્તિ કરીને જગતને વ્યાપ્ત કરી દીધું હતું અને વિષ્ણુની ભક્તિના પ્રતાપે વૃત્રાસુર યુદ્ધમાં મરણ પામીને વિષ્ણુના ધામમાં ગયો છે.[૬૧] આ રીતે મેં વૃત્રાસુરને અનુસરીને મોટા જ્વરની કથા વિસ્તારથી કહી સંભળાવી છે. હે પુત્ર! હવે બીજી કઈ કથા તને કહું?[૬૨] જે પુરુષ સાવધાન થઈને પ્રસન્ન મનથી આ જ્વરની ઉત્પત્તિની કથા સાંભળે છે; અથવા તેનો પાઠ કરે છે, તે પુરુષ રોગમાંથી મુક્ત થાય છે, સારો સુખી થાય છે અને મનમાં જેવી જેવી કામના ચિંતવે છે તેવી તેવી કામનાને તે પ્રાપ્ત કરે છે.[૬૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'ज्वर-उत्पत्ति' ए नामनो अध्याय २८३ मो समाप्त.

## અધ્યાય ૨૮૪ મો.

### દક્ષયજ્ઞ-શિવસહસ્ર નામ.

જનમેજયે (વૈશંપાયન મુનિને) પૂછ્યું:-હે વૈશંપાયન! વૈવસ્વત મન્વંતરમાં, પ્રચેતાનો પુત્ર દક્ષ, કે જે પ્રજાપતિ હતો તેનો અશ્વમેધ યજ્ઞ, કેવી રીતે નાશ પામ્યો?[૧] દેવી પાર્વતી ક્રોધાયમાન થઇ છે એમ માનીને, સર્વ સ્વરૂપ મહાદેવ, કોપાયમાન થયો હતો; અને તેના પ્રસન્ન થવા ઉપરથી દક્ષે યજ્ઞને કેવી રીતે સાંધ્યો હતો એ હું જાણુવાની ઈચ્છા રાખું છું; માટે મને તેની કથા જેવી હોય તેવી કહે.[૨]

વૈશંપાયને કહ્યું;-પૂર્વે હિમાચળના શિખર ઉપર, જ્યાં ઋષિઓ તથા સિદ્ધો રહે છે, ગંધર્વો અને અપ્સરાઓ વાસો કરે છે, અનેક જાતનાં વૃક્ષો અને લતાઓથી જે પ્રદેશ ભરપૂર છે એવા પવિત્ર ગંગાદ્વારમાં દક્ષે યજ્ઞ કર્યો હતો.[૩-૪] તે યજ્ઞમાં પૃથ્વીવાસી, અંતરિક્ષવાસી તથા સ્વર્ગલોકવાસી સર્વે સિદ્ધ પુરુષો અને મહાત્માઓ, ઋષિઓના મંડળથી વિટાઇ રહેલા મહાન્ ધર્મિષ્ઠ પુરુષો, દક્ષની પાસે હાજર થયા હતા, અને બે હાથ જોડીને તેની સેવામાં પરાયણ થયા હતા.[૫] યજ્ઞમાં ભાગ લેનારા દેવતાઓ, દાનવો, ગંધર્વો પિશાચો, ઉરગો રાક્ષસો, હાહા, હુહુ નામના ગંધર્વો, તુંબરુ, નારદ,[૬] વિશ્વાવસુ ને વિશ્વસેન વગેરે ગંધર્વો તથા અપ્સરાઓ, આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્ય દેવતાઓ, મરુત ગણો,[૭] વગેરે સર્વે ઈન્દ્રની સાથે તે યજ્ઞમાં આવ્યા હતા. ઉષ્મપા (બાફને પીનારા), સોમપા (શિતને પીનારા), ધૂમપા (ધૂમાડાને પીનારા), આજ્યપા, વગેરે દેવતાઓ; ઋષિઓ અને પિતૃઓ[૮] પણ બ્રહ્માની સાથે આવ્યા હતા. આ ઉપરાંત દક્ષના આમંત્રણને માન આપીને જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ એમ ચાર પ્રકારનાં પ્રાણીઓ, દેવો અને દેવની પત્નિઓ પણ દક્ષના યજ્ઞમાં આવી હતી.[૯-૧૦] આ સર્વે વિમાનમાં બેઠાં હતાં. તેઓ બળબળતા અગ્નિના જેવાં શોભતાં હતાં. તેઓને જોઇને દધીચિ ઋષિને ક્રોધ ચઢયો અને તે બોલ્યો; "જ્યાં સૂધી રુદ્રનું અહીંઆ યજન કરવામાં આવે નહિ, ત્યાં સૂધી આ કંઈ યજ્ઞ નથી, તેમ અહીં ધર્મ પણ નથી![૧૧] અહો! કાળનું કેટલું બધું પરિવર્તન થઇ ગયું છે? ખરેખર આ સર્વે વિનાશને તથા બંધનને પામી ચૂકયા છે, છતાં તેની તેમને ખબર જ નથી.[૧૨] (દધીચિ મુની બીજાઓને કહે છે) રે! તમે પાસે આવી લાગેલા તમારા પોતાના વિનાશને શું મોહથી જાણી શકતા નથી? આ મહાયજ્ઞમાં મહાભયંકર વિનાશ આવી પહોંચ્યો છે, પરંતુ તેનું તમને જ્ઞાન જ નથી!" આમ બોલ્યા પછી તે મહાયોગી, ધ્યાનનેત્રદ્વારા જુએ છે, તો તેણે (કૈલાસપર્વત ઉપર) મહાદેવને, વરદાન દેનારી શુભા પાર્વતી દેવીને અને મહાદેવની પાસે મહાત્મા નારદને ઉભેલા દીઠા. યોગવેત્તા દધીચિને મહાદેવ સર્વ વ્યાપક છે એવો નિશ્ચય થયો, તેથી તે પરમ સંતોષ પામ્યો.[૧૩-૧૫] તે પછી દધીચિએ વિચાર કર્યો કે આ સર્વેએ પોતાના મનમાં એક નિશ્ચય કર્યો છે કે શંકરને યજ્ઞમાં નિમંત્રણ કરવું નહિ; તેથી જ

તેઓએ શંકરને નિમન્ત્રણ કર્યું નથી. પછી મુનિ દધીચિ, તે પ્રદેશમાંથી ઉભો થઇ તેનો ત્યાગ કરતાં બોલ્યો;[૧૬]

अपूज्यपूजनाचैव, पूज्यानां चाप्यपूजनात् ।
नृघातकसमं पापं, शश्वत्प्राप्नोति मानवः ॥

"મનુષ્ય અપૂજ્ય પુરુષનું પૂજન કરવાથી અને પૂજ્ય પુરુષનું પૂજન નહિ કરવાથી, નિત્ય મનુષ્યની હત્યા કરનારાના સમાન પાપને પામે છે.[૧૭] હું પૂર્વે કોઇ દિવસ અસત્ય બોલ્યો નથી, અને હવે પછી પણ અસત્ય બોલીશ નહિ; હું દેવતાઓ અને ઋષિઓની વચ્ચે સત્યજ બોલીશ.[૧૮] જીવોનું પોષણ કરનારો, જગતને સરજનારો, યજ્ઞમાં અગ્રભોજન કરનારો અને સર્વ જીવનો પ્રભુ એવો શંકર અહીં પધાર્યો છે, તેનાં તમે સર્વે દર્શન કરો!"[૧૯]

પ્રજાપતિ દક્ષે કહ્યું;–"હાથમાં ત્રિશૂળ ધારણ કરનારા ઘણા જટાધારી રુદ્રો છે. તે અગ્યાર સ્થાનમાં વાસ કરીને રહેલા છે. તેઓને હું જાણું છું. પરંતુ હું મહાદેવ નામના કોઇ રુદ્રને જાણતો નથી."[૨૦]

દધીચિએ કહ્યું;–"સર્વે દેવતાઓનો એક વિચાર થવાથી મહાદેવને આ યજ્ઞમાં આમન્ત્રણ કરવામાં આવ્યું નથી; પરંતુ હું શંકરના કરતાં બીજા કોઇને પણ પરમ દેવ માનતો નથી. એ મહાદેવનું અપમાન કરવાથી હું નિશ્ચયપૂર્વક માનું છું કે દક્ષનો આ મહા યજ્ઞ નાશ પામશે!"[૨૧]

દક્ષે કહ્યું;–"હું સુવર્ણના પાત્રમાં વિધિપૂર્વક મન્ત્રથી પવિત્ર કરેલું સર્વ હવિષ્ અપ્રતિમ એવા વિષ્ણુદેવને અર્પણ કરું છું, અને પ્રભુ, વિભુ અને આહવનીય એવા ભગવાન્ તે ભાગને-હવિષ્‌ને સ્વીકાર કરવાને યોગ્ય છે!"[૨૨]

વૈશમ્પાયને કહ્યું;–દક્ષના યજ્ઞમાં આ પ્રમાણે વિવાદ ચાલતો હતો એ સમયમાં, પોતાના પતિ શંકરની પાસે બેઠી હતી તે ઉમા, આ પ્રમાણે બોલી.

ઉમાએ કહ્યું;–"હું એવું કયું દાન દઉં, કયો નિયમ પાળું, કયું તપ કરું, કે જેના પ્રભાવથી મારા અચિંત્ય સ્વરૂપ સ્વામીનાથ શંકરને યજ્ઞમાંથી અર્ધો વા ત્રીજો ભાગ મળે."[૨૩]

નિત્ય સંતુષ્ટ ભગવાન્ શંકરે, એ પ્રમાણે બોલતી અને પોતાના અપમાનને લીધે ક્ષોભ પામેલી પોતાની પત્ની પાર્વતીપ્રત્યે પ્રફુલ્લિત હૃદયે કહ્યું;–"હે દેવિ! તું મારા સ્વરૂપને જાણતી નથી. હે કૃશોદરિ! હું યજ્ઞનો ઈશ્વર છું, તેને માટે તારે કેવા શબ્દો બોલવા જોઇએ તે તું જાણતી નથી.[૨૪] હે વિશાળ નેત્રવાળી પાર્વતિ! હું જાણું છું કે ધ્યાનરહિત અસત્પુરુષો મારા સ્વરૂપને જાણતા નથી.* (તેમજ) તારા જ મોહ પમાડવાથી ઇંદ્ર સહિત સર્વે દેવતાઓ અને ત્રણ લોક સંપૂર્ણ રીતે મોહ વશ થઇ ગયા છે![†][૨૫] સર્વે પ્રસ્તોતાઓ યજ્ઞમાં મારીજ સ્તુતિ કરે છે; સામગાન કરનારા યજ્ઞમાં રથંતર નામના સામથી મારાજ મહિમાનું ગાન કરે છે; બ્રહ્મવેત્તા બ્રાહ્મણો યજ્ઞમાં મારુંજ યજન કરે છે; ને અધ્વર્યુઓ યજ્ઞમાં મને મારો ભાગ અર્પણ કરેજ છે."[૨૬]

દેવીએ કહ્યું;–"હે સ્વામીનાથ! પ્રાકૃત પુરુષ પણ સ્ત્રીઓની સભામાં પોતાનાં વખાણ કરે છે, અને પોતાની બડાઇ પણ કરે છે, એમાં સંદેહ નથી."[૨૭]

ભગવાને કહ્યું;–"હે દેવેશ્વરિ! હું કંઇ મારાં વખાણ કરતો નથી. હે પાતળી કેડવાળી દેવિ! હે સુંદર આરોહવાળી સ્ત્રી! હે સુંદર વાનવાળી સ્ત્રી! હું, યજ્ઞ કે જેથી તને શોક થયો છે તેનો ધ્વંસ કરવા માટે એક પુરુષને ઉત્પન્ન કરું છું તે તું જો!"[૨૮]

પ્રાણ કરતાં પણ પ્રિય એવી પોતાની પત્ની ઉમાને એ પ્રમાણે કહીને, ભગવાન્ શંકરે પોતાના મુખમાંથી, જેને જોતાં જ રુવાડાં ઉભા થઇ જાય તેવા એક ભૂતને ઉત્પન્ન કર્યો. તે ભૂત સિંહ સમાન પરાક્રમી, હર્ષથી ભરપુર, ને ભયંકર દેખાવનો હતો. તેને અનેક હાથો હતા, અને તે પ્રત્યેક હાથમાં શત્રુને કંપાવનારાં ભયંકર શસ્ત્રો હતાં.[૨૯] તે ભૂત બે હાથ જોડી, પોતાના જન્મદાતાની સામે ઉભો રહીને બોલ્યો; "શી આજ્ઞા છે?" મહેશ્વરે તેને આજ્ઞા કરી; "જા, અને દક્ષના યજ્ઞનો નાશ કર!"[૩૦] એટલે મહાદેવના મુખમાંથી નીકળેલા સિંહરૂપ તે ઘોર ભૂતે, પાર્વતીનો ક્રોધ શમાવા માટે, સર્વ શક્તિ ને સર્વ બળવડે દક્ષના યજ્ઞનો નાશ કર્યો.[૩૧] વળી મહેશ્વરપત્નિ ઉમાના ક્રોધમાંથી ઉત્પન્ન થયેલી મહાભયંકર મૂર્તિમાન્ મહાકાળી, તે કર્મને પ્રત્યક્ષ જોવા માટે, મહાદેવના મુખમાંથી ઉત્પન્ન થયેલા તે પુરુષની સાથે, પોતાના સેવકોને લઇને ગઈ હતી. જતાં પૂર્વે તે ઘોર પુરુષે મહાદેવને મસ્તકથી પ્રણામ કરી, તેની અનુમતિ લીધી હતી.[૩૨] શૌર્ય, બળ તથા રૂપમાં, તે ભૂત શંકરના સમાનજ હતો; રે, તે સાક્ષાત્ શંકરના ક્રોધનું સ્વરૂપજ હતો.[૩૩] તે શંકરની પ્રતિકૃતિરૂપ પુરુષનું બળ તથા રૂપ અનંત હતાં, તેથી તેનું નામ વીરભદ્ર પાડ્યું હતું; અને તેણે દક્ષના યજ્ઞનો ધ્વંસ કરીને પાર્વતીના ક્રોધને શાંત પાડ્યો હતો.[૩૪]

* અર્થાત્ તું પણ તેવી નથી, તેથી મને આશ્ચર્ય થાય છે કે, તું મારા સ્વરૂપને કેમ જાણતી નથી!

† તાત્પર્ય કે તું જે સર્વને મોહ પમાડનારી, તે પંડેજ કેમ મોહ વશ થઇ ગઇ?

(યજ્ઞનો નાશ કરવાને જવા પૂર્વે એ વીરભદ્રે) પોતાના શરીરમાં રહેલા રોમકૂપોમાંથી (રુવાડાંના છિદ્રોમાંથી) રૌમ્ય નામના ગણેશ્વરોને ઉત્પન્ન કર્યા હતા. તે સર્વે ગણો, રુદ્રના જેવા વીર્યવાળા અને પરાક્રમી હતા. તેઓની સંખ્યા લાખોની હતી. તે મહાભયંકર કાયાવાળા રુદ્રના ગણો, દક્ષના યજ્ઞનો ધ્વંસ કરવા માટે એકદમ દક્ષના યજ્ઞસ્થાન તરફ ધસી ગયા. જતાં વેંત જ તેઓએ કોલાહળ કરીને આકાશ ગજાવી મૂક્યું. તેઓનો મોટો કોલાહળ સાંભળીને સ્વર્ગવાસી દેવતાઓ ત્રાસ ખાઈ ગયા;૩૫-૩૭ પર્વતો તુટી પડ્યા; વસુંધરા કંપવા લાગી; પવનો સુસવાટાભેર વાવા લાગ્યા; સમુદ્ર ગડગડાટ કરવા લાગ્યો;૩૮ અગ્નિઓ ઠરી ગયા; સૂર્ય ઝાંખો પડી ગયો; ગ્રહો, તારાઓ, નક્ષત્રો અને ચંદ્ર પણ નિસ્તેજ થઈ ગયા; ઋષિઓ, દેવતાઓ અને મનુષ્યો પણ નિસ્તેજ થઈ ગયા. ચોતરફ અંધકાર છવાઈ ગયું. દક્ષના તરફથી અપમાન પામેલા રુદ્રના કેટલાએક ભયંકર ગણો, યજ્ઞશાળામાં આગ લગાડવા લાગ્યા.૩૯ વળી તેમાંના કેટલાએક, જે રૂપે ભયંકર હતા તે (બીજાઓને) મારવા ને ઝીંકવા લાગ્યા; કેટલાએક યજ્ઞના સ્તંભોને ઉખેડી નાખવા લાગ્યા; કેટલાએક યજ્ઞની સામગ્રીનો નાશ કરવા લાગ્યા;૪૦ કેટલાએક વાયુ અથવા મનના જેવા વેગથી ચોતરફ દોડવા લાગ્યા; કેટલાએક યજ્ઞના પાત્રોનો અને દિવ્ય આભરણોનો નાશ કરવા લાગ્યા,૪૧-૪૨ અને તેને ભાંગી ભાંગીને ઉંચે આકાશમાં ફેંકવા લાગ્યા; જે આકાશમાં (હતા ત્યારે) તારાના જેવા દેખાતા હતા. એ સમયે, ત્યાં ભાતભાતનાં દિવ્ય અન્નો, રસો અને લાડુ વગેરે ખાવાના પદાર્થોના ઢગલા, પર્વતોના જેવા પડેલા જણાતા હતા.૪૩ દૂધની નદીઓ ચોમેર વહેવા લાગી; ઘી અને ખીર તેમાં કાદવ રૂપે હતાં; દહિનું પાણી દિવ્ય જળરૂપે હતું; ખાંડ તથા સાકરરૂપી વેળુઓ હતી અને છ રસોથી ભરપૂર તે નદી વહેતી હતી. ગોળના સુંદર ખાડાઓ તેના કીનારાઓ હતા, તેથી તે નદી રમણીય દેખાતી હતી; અનેક જાતના માંસો, ભાતભાતના ખાવાના પદાર્થો, ચાટવાના તથા ચૂસવાના દિવ્ય પાનકો (સરબતો), યજ્ઞશાળામાં આડાં અવળાં પડેલાં હતાં, તેને મોટી કાયાવાળા અને પ્રલયકાળના અગ્નિ સમાન જાજ્વલ્યમાન્ રુદ્રના ગણો, રુદ્રના કોપથી અનેક મુખો કરી ખાઈ જતા, કે તેનો નાશ કરતા હતા, અને વધેલા ઉપાડી ઉપાડીને આડા અવળા ફેંકી દેતા હતા. એ રુદ્રગણો દેવતાઓના સૈન્યોને ગભરાવતા તથા ચોતરફથી ભય આપતા હતા.૪૪-૪૭ વળી રુદ્રના ગણો અનેક આકાર ધારણ કરીને, યજ્ઞ પ્રદેશમાં ક્રીડા કરતા હતા અને દેવતાની સ્ત્રીઓને પકડી પકડી તિરસ્કાર કરતા તથા ફેંકી દેતા હતા! એમ શંકરના ક્રોધમાંથી ઉત્પન્ન થયેલા ભયંકર કર્મ કરનારા વીરભદ્રે દેવોએ મોટા પ્રયત્નથી સારી રીતે રક્ષણ કર્યા છતાં તે યજ્ઞનો ચોતરફથી નાશ કરી નાખ્યો; અને પછી સર્વ પ્રાણીઓને ભય ઉપજાવે તેવી ભયંકર ગર્જના કરી.૪૮-૪૯ વીરભદ્રે યજ્ઞનું મસ્તક કાપી નાંખ્યું અને પછી ગર્જના કરી ખૂબ ખુશ થયો! આવી સ્થિતિ જોઈ બ્રહ્મા આદિ દેવોએ, અને પ્રજાપતિ દક્ષે, બે હાથજોડીને તેને પૂછ્યું, "કહે, તું કોણ છે?"૫૦

વીરભદ્રે કહ્યું;-"હું રુદ્ર નથી, તેમ રુદ્રપત્નિ ઉમા દેવી પણ નથી, તેમ આ યજ્ઞમાં ઉપભોગ કરવા માટે પણ આવ્યો નથી; પણ દેવી ઉમાને ક્રોધ થયેલો જાણી, સર્વ પ્રાણીના આત્મારૂપ ઈશ્વરના ક્રોધમાંથી હું ઉત્પન્ન થયો છું.૫૧ હું અહીં વિપ્રેંદ્રોને જોવાને પણ આવ્યો નથી, તેમ કુતુહળને લીધે પણ આવ્યો નથી; પણ જાણ કે હું તારા યજ્ઞનો નાશ કરવા માટે અહીં આવ્યો છું! મારું નામ વીરભદ્ર છે, અને હું રુદ્રના કોપમાંથી ઉત્પન્ન થયો છું.૫૨-૫૩ આ બીજી મારી સાથી છે તે ભદ્રકાળીને નામે પ્રખ્યાત છે. તે દેવી પાર્વતીના ક્રોધમાંથી ઉત્પન્ન થઈ છે. અમને બન્નેને દેવના દેવ શંકરે અહીં મોકલ્યાં છે, અને અમે યજ્ઞનો ધ્વંસ કરવા માટે અહીં આવ્યાં છીએ.૫૪ માટે હે વિપ્રેંદ્ર! હવે તું દેવના દેવ એવા ઉમાના પતિને શરણે જા. મહાદેવનો ક્રોધ સારો, પણ બીજા દેવનું વરદાન પણ ભુંડું!"૫૫

વીરભદ્રનું વચન સાંભળીને, ધર્મધારીઓમાં શ્રેષ્ઠ એવો દક્ષ, મહેશ્વરને પ્રણામ કરીને સ્તુતિથી તેને સંતુષ્ટ કરવા લાગ્યો;૫૬-"હે ઈશ! તું જે સનાતન છે, જે ધ્રુવ છે, જે અવિનાશી છે, જે મહાદેવ છે, જે મહાત્મા છે અને જે આખા જગતનો પતિ છે તેને હું શરણે આવ્યો છું!"૫૭ દક્ષપ્રજાપતિના યજ્ઞમાં સર્વે યજ્ઞની સામગ્રીઓને એકઠી કરવામાં આવી હતી અને સર્વે દેવતાઓને, ઋષિઓને અને તપોધનોને નિમન્ત્રણ કરવામાં આવ્યું હતું, પરંતુ વિશ્વકર્મા એવા મહેશ્વરને આમન્ત્રણ કરવામાં આવ્યું નહતું; તે ઉપરથી મહાદેવી કોપાયમાન થઈ ગયાં અને તેણે દક્ષના યજ્ઞનો ધ્વંસ કરવા માટે પોતાના ગણોને મોકલ્યા હતા. તેઓએ યજ્ઞશાળામાં અગ્નિ લગાડ્યો તેથી યજ્ઞશાળાનો માર્ગ સળગી ઉઠ્યો, સર્વે બ્રાહ્મણો નાસભાગ કરવા લાગ્યા, મહાત્મા રુદ્રરૂપ અગ્નિ પ્રદીપ્ત થઇને તારાગણને વિશે દાખલ થયો; રુદ્રના ગણોએ ત્રિશૂળ મારીને દક્ષના પરિચારકોનાં (સેવકોનાં) હૃદયને ભેદી નાંખ્યાં, તેથી તેઓ બૂમાબૂમ પાડવા લાગ્યા; જમીનમાં દાટેલા યજ્ઞના સ્તં-

ભોને જમીનમાંથી ઉખેડીને બહાર કાઢી નાંખ્યા ને તે યજ્ઞસ્તંભોથી દક્ષના પરિચારકોને મારવા માંડ્યા.[૫૮-૬૧] તે વેળાએ ગીધ પક્ષીઓ રણભૂમિપર પડેલાં શબોના માંસ લેવાની ઇચ્છાથી ઉપરથી ઝડપ મારતા હતા, ત્યારે તેની પાંખોના પવનથી લોકો કંપી ગયા હતા; સેંકડો શિયાળવાં રડતાં હતાં;[૬૨]યક્ષો, ગંધર્વોના ગણો, પિશાચો, ઉરગો, ને રાક્ષસોથી યજ્ઞભૂમિ ભરપૂર થઇ રહી હતી.* દક્ષે આ પ્રમાણે સ્તુતિ કરવાથી સંતુષ્ટ થયેલો, શત્રુને જિતનારો, અનંત દૃષ્ટિવાળો દેવનો દેવ મહાદેવ, તે સમયે પોતાનું મુખ બંધ કરી પ્રયત્નથી પ્રાણ અને અપાન વાયુને અટકાવી ચોતરફ દૃષ્ટિ કરતો એકાએક અગ્નિના કુંડમાંથી પ્રકટ થયો.[૬૩-૬૪] તે સમયે તેનું તેજ હજાર સૂર્યના સમાન હતું અને સંવર્તક સમાન તે શોભતો હતો. તે મંદમંદ હસીને બોલ્યો;-"હે બ્રાહ્મણ! બોલ તારું શું પ્રિય કરું?"[૬૫] તત્ક્ષણે દેવોના ગુરુએ, મખાધ્યાયથી (જેમાં મોક્ષના મંત્રો છે એવા વેદ મંત્રોથી) મહાદેવની સ્તુતિ કરી. મખાધ્યાયથી સ્તુતિ કર્યા પછી, પ્રજાપતિ દક્ષે, ભય તથા શંકાથી ત્રાસ પામીને આંખમાં આંસુ આણીને, બે હાથ જોડીને કહ્યું;-"હે મહાદેવ! તું જો મારા ઉપર પ્રસન્ન થયો હો, હું જો તને પ્રિય હોઉં, હું જો તારા અનુગ્રહને પાત્ર હોઉં, અથવા તારી જો મને વર આપવાની ઇચ્છા હોય, તો (મેં ઘણા વર્ષો થયાં, ઘણો પ્રયત્ન કરીને જે યજ્ઞની સામગ્રી એકઠી કરી હતી તેમાંથી કેટલીએકને) તારી અનુમતિથી તારા ગણોએ બાળી નાખી છે, ખાઈ ગયા છે, રસો પી ગયા છે, સ્વાહા કરી ગયા છે, નાશ કરી નાંખ્યો છે, ભાંગીને ભુકો કરી નાંખ્યો છે, એમ જે જે પદાર્થોને અપવિત્ર કર્યા છે તે મારા યજ્ઞના સર્વે પદાર્થો, ફોકટ જાય નહિ અર્થાત્ તેનાથી યજ્ઞદેવ સંતુષ્ટ થાય એવો વર હું તારી પાસે માગું છું."[૬૬-૬૯] તે સાંભળીને ભગનાં નેત્રનો નાશ કરનારા, ધર્મના અધ્યક્ષ વિરૂપાક્ષ (ભયંકર નેત્રવાળા), ત્રણ નેત્રવાળા પ્રજાપતિ એવા ભગવાન્ હરે કહ્યું; "તથાસ્તુ!" (તું કહે છે તેમ થાવ.)[૭૦]એ પ્રમાણે શ્રી ભવ-શંકર પાસેથી વરદાન મેળવી, દક્ષ પ્રજાપતિએ બન્ને ઘુટણથી પૃથ્વીપર પડીને શ્રી ભવને પ્રણામ કર્યા; અને પછી એક હજાર ને આઠ નામથી વૃષભ જેની ધ્વજામાં છે એવા શ્રી શંકરની સ્તુતિ કરી.†[૭૧]

युधिष्ठिर उवाच-यैर्नामधेयैः स्तुतवान्दक्षो देवं प्रजापतिः ।
वक्तुमर्हसि मे तात श्रोतुं श्रद्धा ममानघ ॥७२॥

યુધિષ્ઠિરે પૂછ્યું:‡-હે નિર્દોષ દાદા! દક્ષ પ્રજાપતિએ જે જે નામોથી ભગવાન્ શંકરની સ્તુતિ કરી હતી, તે નામો સાંભળવાની મને શ્રદ્ધા છે માટે તું કહે.[૭૨]

भीष्म उवाच-श्रूयतां देवदेवस्य नामान्यद्भुतकर्मणः ।
गूढव्रतस्य गुह्यानि प्रकाशानि च भारत ॥ ७३ ॥

ભીષ્મ કહે છે:-હે ભરતવંશના રાજા! અદ્ભૂત કર્મ કરનારા ગૂઢ વ્રતવાળા એવા દેવના દેવ શંકરનાં ગૂઢ અને પ્રકટ નામો હું તને કહું છું તે તું સાંભળ.[૭૩]

नमस्ते देवदेवेश देवारिबलसूदन ।
देवेंद्रबलविष्टंभ देवदानवपूजित ॥ ७४ ॥

દક્ષ સ્તુતિ કરે છે;-હે જગતને નિર્માણ કરવારૂપી ક્રીડા કરનારા દેવ! તને નમસ્કાર કરું છું. તું દેવારિબલસૂદન-ઇન્દ્રિયોની શમાદિક વૃત્તિના શત્રુરૂપ કામાદિકનાં સૈન્યનો સંહાર કરનારો છે; તું દેવેન્દ્રબલવિષ્ટંભ-ઇન્દ્રિયોના રાજારૂપ ગણાતી બુદ્ધિના બળને એટલે વિષયની પ્રવીણતાને સ્થિર કરી દેનારો છે, તથા દેવ દાનવો તારી પૂજા કરે છે. તને હું નમસ્કાર કરું છું.[૭૪]

सहस्राक्ष विरूपाक्ष त्र्यक्ष यक्षाधिपप्रिय ।
सर्वतः पाणिपादांत सर्वतोक्षिशिरोमुख ॥ ७५ ॥

હે શંકર! તું સહસ્રાક્ષ-હજાર આંખવાળો એટલે સર્વજ્ઞ છે; તારી ઇંદ્રિયો અમારી ઇંદ્રિયોથી વિલક્ષણ અર્થાત્ વ્યવહિત વિષયોને પણ ગ્રહણ કરનારી છે તેથી તું વિરૂપાક્ષ કહેવાય છે; સોમ, સૂર્ય અને અગ્નિ આ ત્રણ તારાં ત્રણ નેત્ર છે, તેથી તું ત્ર્યક્ષ છે; તને યક્ષનો અધિપતિ કુબેર પ્રિય છે. હે દેવ! તું સર્વત્ર પાણિપાદ છે-તારા હાથ ને ચરણો સર્વ ઠેકાણે વ્યાપક છે; તું સર્વતોક્ષિ શિરોમુખ છે, એટલે તારાં નેત્ર, મસ્તક તથા મુખ સર્વ ઠેકાણે વ્યાપક છે.[૭૫]

---

* ૫૮ થી તે ૬૩ ના પૂર્વાર્ધ સુધીના સાડા પાંચ શ્લોકો બેંગાળની પ્રતમાં નથી, તે ઘુસાડી દીધેલા જ, પ્રત્યક્ષ છે.

† મહાભારતની મુંબઇની બે પ્રતમાં, કુંભકોણની પ્રતમાં અને "ગુજરાતી" પ્રેસમાં બીજી જે પ્રતો છે તેમાં, ૮૪ મો અધ્યાય શિવસહસ્ર નામ સાથે સલંગ છે. ને તેની શ્લોક સંખ્યા ૨૦૮ ની છે. બેંગાળની પ્રતમાં ૭૧ શ્લોક પછી અધ્યાય જૂદો પાડવામાં આવ્યો છે; અને તેપરથી મી૦ રૉય અને દત્તે પણ અધ્યાય જૂદા પાડ્યા છે. બા. પ્ર. માં પણ અત્રેથી અધ્યાય જૂદો છે, તે કઈ પ્રતપરથી જૂદો પાડ્યો છે તે સમજાતું નથી. વળી બા.પ્ર. માં મોક્ષધર્મના બે ભાગ કીધા છે: પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધ. તે પણ મૂળ પ્રતમાં નથી. ધારું છું કે તે સ્વેચ્છિક જ હશે.

‡ પૂર્વના અધ્યાયના પ્રારંભનું કારણ જનમેજયનું પ્રશ્ન છે ને તેના ઉત્તરમાં વૈશંપાયને દક્ષયજ્ઞ ધ્વંસનો ઇતિહાસ કહ્યો છે. છેલ્લું વચન શ્લોક ૭૧ મો, વૈશંપાયનનું જ છે અને તેના જ અનુસંધાનમાં શ્લોક ૭૨ માંથી શિવસહસ્રનામનો પાઠ શરુ થાય છે. પૂર્વ કથા ભીષ્મે, યુધિષ્ઠિરને કહી નથી, છતાં યુધિષ્ઠિરને પ્રશ્ન કરવાની ઇચ્છા ક્યાંથી ઉદ્ભવી તે કલ્પી શકાય તેમ નથી જ.

**सर्वतःश्रुतिमँल्लोके सर्वमावृत्य तिष्ठसि ।**
**शंकुकर्ण महाकर्ण कुंभकर्णार्णवालय ॥ ७६ ॥**
**गजेंद्रकर्ण गोकर्ण पाणिकर्ण नमोऽस्तुते ।**
**शतोदर शतावर्त शतजिह्व नमोऽस्तुते ॥ ७७ ॥**

આ જગતને વિશે તારી શ્રવણુ (કર્ણુ) ઇન્દ્રિય સર્વ ઠેકાણે વ્યાપીને રહી છે, અર્થાત્ જે કોઇ, જે કંઈ બોલે તે તું શ્રવણુ કરે છે; તું સર્વ જગતને વ્યાપીને રહ્યો છે. હે દેવ! તું શંકુકર્ણુ છે, મહાકર્ણુ છે, કુંભકર્ણુ છે, અર્ણુવાલય છે,[૭૬] ગજેંદ્રકર્ણુ છે, ગોકર્ણુ છે, અને પાણિકર્ણુ છે (એ સાત પોતાના ગણુ સ્વરૂપ છે); તને નમસ્કાર કરું છું. હે દેવ! તું શતોદર છે, શતાવર્ત છે અને શત જીહ્વરૂપ છે તેથી વિશ્વરૂપ છે. હું તને નમસ્કાર કરું છું.[૭૭]

**गायंति त्वा गायत्रिणोऽर्चंत्यर्कमर्किणः ।**
**ब्रह्माणं त्वा शतक्रतुमूर्ध्वे खमिव मेनिरे ॥ ७८ ॥**

ત્રણે કાળ ગાયત્રીનો જપ કરનારા મુનિઓ તારો મહિમા ગાય છે; સૂર્યની ઉપાસના કરનારા મનુષ્યો તને સૂર્યમંડળમાં રહેલો સૂર્ય જાણીને તારી ઉપાસના કરે છે; મુનિઓ તને બ્રહ્મ અને ઇંદ્રરૂપ માનીને તારી ઉપાસના કરે છે અને જ્ઞાની મુનિઓ તને સર્વ ઉપાધિઓથી રહિત તથા આકાશની પેઠે સર્વ પ્રકારના સંગથી રહિત જાણે છે તેથી અને તું સર્વવ્યાપક છે, એટલે તું અર્કર્ચ્ય, બ્રહ્મા, શતક્રતુ, ઉર્ધ્વ ને આકાશ છે, તેથી તારી ઉપાસના કરે છે. હે દેવ! હું તને નમસ્કાર કરું છું.[૭૮]

**मूर्तौ हि ते महामूर्ते समुद्रांबरसन्निभ ।**
**सर्वा वै देवता ह्यस्मिन्गावो गोष्ठ इवासते ॥७९॥**

હે સમુદ્ર તથા આકાશની પેઠે મહામૂર્તિ! ગોષ્ઠમાં જેમ સર્વ ગાયો રહે છે તેમ ભૂમિ, જળ, વાયુ, અગ્નિ, આકાશ, સૂર્ય, ચંદ્ર, અને યજમાન સ્વરૂપ તું આઠ મૂર્તિરૂપ છે તેને વિશે સર્વ દેવતાઓ વાસ કરે છે.[૭૯]

**भवच्छरीरे पश्यामि सोममग्निं जलेश्वरं ।**
**आदित्यमथ वै विष्णुं ब्रह्माणं च बृहस्पतिं ॥८०॥**

હે ભવ! તારા શરીરમાં સોમ, અગ્નિ, જલેશ્વર વરુણ, આદિત્ય, વિષ્ણુ, બ્રહ્મા અને બૃહસ્પતિ વાસ કરે છે.[૮૦]

**भगवान्कारणं कार्यं क्रियाकरणमेव च ।**
**असतश्च सतश्चैव तथैव प्रभवाप्ययौ ॥ ८१ ॥**

હે ભગવન્! તું સર્વ ઐશ્વર્યસંપન્ન થઇને સત્ તથા અસત્ પદાર્થના કારણરૂપ છે, તથા ઉત્પત્તિ અને પ્રલયનો કરનાર પણ તું જ છે.[૮૧]

**नमो भवाय शर्वाय रुद्राय वरदाय च ।**
**पशूनां पतये नित्यं नमोऽस्त्वंधकघातिने ॥ ८२ ॥**

તું (જગતને ઉત્પન્ન કરે છે તેથી) ભવ છે; (જગતની હિંસા કરે છે તેથી) તું શર્વ છે; (રુ-પાપને નસાડે છે તેથી) તું રુદ્ર છે અને વરદાનને દેનારો છે, તેથી તું વરદ છે; (સ્થાવર જંગમ સર્વપશુ છે તેથી) તું પશુનો પતિ છે; અને અંધરાસુરનો* નાશ કરનારો છે. તને નમસ્કાર કરું છું.[૮૨]

**त्रिजटाय त्रिशीर्षाय त्रिशूलवरपाणिने ।**
**त्र्यंबकाय त्रिनेत्राय त्रिपुरघ्नाय वै नमः ॥ ८३ ॥**

તું ત્રણ જટાધારી છે; ત્રણ મસ્તકવાળો છે; હાથમાં ઉત્તમ ત્રિશૂળને ધારણ કરનારો છે; ત્રણ નેત્રવાળો છે; ત્રિપુરાસુરનો નાશ કરનારો છે. હું તને નમસ્કાર કરું છું.[૮૩]

**नमश्चंडाय कुंडाय अंडायांडधराय च ।**
**दंडिने समकर्णाय दंडिमुंडाय वै नमः ॥ ८४ ॥**

તું સર્વનો સંહાર કરવાને સમર્થ છે, એટલા માટે તું ચંડ છે; તું ભાંડની પેઠે સર્વ જગતને તારા ઉદરને વિશે ધારણ કરવાને સમર્થ છે તેથી તું કુંડ કહેવાય છે; બ્રહ્માંડ સ્વરૂપ છે; બ્રહ્માંડને ધારણ કરનારો છે; સર્વને શિક્ષા કરનારો હોવાથી દંડી કહેવાય છે; તું સત્ પુરુષોના સમક્ષમાં સરળ છે; દુષ્ટોની સમક્ષ વક્ર છે; તથા દંડી અને મુંડીરૂપ એટલે સંન્યાસી સ્વરૂપ છે. હું તને નમસ્કાર કરું છું.[૮૪]

**नमोर्ध्वदंष्ट्रकेशाय शुक्लायावतताय च ।**
**विलोहिताय धूम्राय नीलग्रीवाय वै नमः ॥ ८५ ॥**

તારી દાઢ તથા કેશ ઉંચા છે; તું શુકલવર્ણો છે, અર્થાત્ શુદ્ધ-સંગરહિત છે-છતાં નાશવંત એવા જગત સ્વરૂપે વ્યાપીને રહેલો છે તેથી તું રજોગુણી તથા તમોગુણી છે! અને જગતનું રક્ષણ કરવા માટે તું કંઠમાં વિષને ધારણ કરે છે તેથી નીલગ્રીવ-નીલકંઠ કહેવાય છે. તને નમસ્કાર કરું છું.[૮૫]

**नमोस्त्वप्रतिरूपाय विरूपाय शिवाय च ।**
**सूर्याय सूर्यमालाय सूर्यध्वजपताकिने ॥ ८६ ॥**

તારા સમાન કોઈનું પણ રૂપ નથી તેથી તું અપ્રતિમરૂપ કહેવાય છે; તારાં રૂપ વિવિધ હોવાથી તું વિરૂપ કહેવાય છે; તું શિવ એટલે મંગળ સ્વરૂપ છે; સૂર્યરૂપ છે; સૂર્યના મંડળમાં રહેનારો છે; તારા રથની પતાકા સૂર્યના જેવી પ્રકાશમાન છે. તને નમસ્કાર કરું છું.[૮૬]

* અજ્ઞાનરૂપ અંધકાર.

नमः प्रमथनाथाय वृषस्कंधाय धन्विने ।
शत्रुंदमाय दंडाय पर्णचरिपटाय च ॥ ८७ ॥

તું પ્રમથ નામના ગણુનો નાથ છે; તારી કાંધ વૃષભ (બળદ)ના જેવી ભરાઉ છે; તું પિનાક નામનાં ધનુષને ધારણ કરનારો છે; શત્રુને દમન કરનારો છે; દંડધારી છે; પાંદડાંનાં વસ્ત્રોને ધારણ કરનારો છે. તને નમસ્કાર કરું છું.[૮૭]

नमो हिरण्यगर्भाय हिरण्यकवचाय च ।
हिरण्यकृतचूडाय हिरण्यपतये नमः ॥ ८८ ॥

તું હિરણ્યગર્ભ છે; હિરણ્યકવચ (સોનાનું કવચધારી) છે; હિરણ્ય (સુવર્ણની) ચોટલીવાળો છે; અને હિરણ્યનો પતિ છે. તને નમસ્કાર કરું છું.[૮૮]

नमः स्तुताय स्तुत्याय स्तूयमानाय वै नमः ।
सर्वाय सर्वभक्षाय सर्वभूतांतरात्मने ॥ ८९ ॥

તું સ્તુત (સ્તુતિ કરાયલો) છે; સ્તુત્ય છે; અને સ્તુત્યમાન (સ્તુતિપાત્ર) છે, તને નમસ્કાર કરું છું. તું સર્વસ્વ છે; સર્વનું ભક્ષણ કરનારો છે; સર્વ પ્રાણીઓના અંતરાત્મારૂપ છે. તને નમસ્કાર કરું છું.[૮૯]

नमो होत्रेऽथ मंत्राय शुक्लध्वजपताकिने ।
नमो नाभाय नाभ्याय नमः कटकटाय च ॥९०॥

તું હોતા (યજ્ઞમાં હોમ કરનાર) છે; મંત્રરૂપ છે; શુકલ ધ્વજપતાકાવાળો છે. તને નમસ્કાર કરું છું. તું નાભ—સર્વ જગતને નાભિમાં ધારણ કરનારો છે; તું નાભ્ય—જગતની નાભિરૂપ છે; તું કટનો પણ કટ છે એટલે સર્વ આવરણ કરનારાઓને પણ આવરણ કર્તા છે. તને નમસ્કાર કરું છું.[૯૦]

नमोस्तु कृशनासाय कृशांगाय कृशाय च ।
संहृष्टाय विहृष्टाय नमः किलकिलाय च ॥ ९१ ॥

તું કૃશનાસ—કૃશ નાસિકાવાળો છે; કૃશાંગ—કૃશ શરીરધારી છે; તું પોતે પણ કૃશ છે; અત્યંત આનંદમૂર્ત્તિ છે; વિશેષ આનંદમૂર્ત્તિ છે તથા કિલકારીઓ કરવાથી શબ્દ સ્વરૂપ છે. તને હું નમસ્કાર કરું છું.[૯૧]

नमोऽस्तु शयमानाय शयितायोत्थिताय च ।
स्थिताय धावमानाय मुंडाय जटिलाय च ॥ ९२ ॥

તું શયમાન છે; તું શયિત છે; તું શયિતાયોત્થિત છે; સ્થિતિમાન્ છે; ધાવમાન છે; મુંડરૂપધારી છે અને જટાધારી છે. તને નમસ્કાર કરું છું.[૯૨]

શયમાન—પ્રાણીઓના દેહને વિષે વર્તમાનકાળમાં શયન કરનાર; શયિત—જગતમાં અંતર્ધ્યાન રૂપે રહેનાર; શયિતાયોત્થિત—વિશ્વરૂપે શયન કરી ઉઠેલો; સ્થિતિમાન—આત્મારૂપે રહેલો; ધાવમાન—કાળરૂપે દોડતો; સંન્યાસીરૂપે મુંડધારી; અને યોગી—બ્રહ્મચારીરૂપે જટાધારી.

नमो नर्तनशीलाय मुखवादित्रवादिने ।
नाद्योपहारलुब्धाय गीतवादित्रशालिने ॥ ९३ ॥

તારો નૃત્ય કરવાનો સ્વભાવ છે; મુખથી વાદિત્રને વગાડનારો છે;* નદીમાં ઉત્પન્ન થનારાં કમળોની પૂજાને સ્વીકાર કરનારો છે; ગીત ગાનાર તથા વાદિત્રોને વગાડનારો છે. તને નમસ્કાર કરું છું.[૯૩]

नमो ज्येष्ठाय श्रेष्ठाय बलप्रमथनाय च ।
कालनाथाय कल्पाय क्षयायोपक्षयाय च ॥ ९४ ॥

તું જ્યેષ્ઠ છે; શ્રેષ્ઠ છે; બળ દૈત્યનો નાશ કરનારો છે; કાળનો નાથ છે; સર્વ કાર્ય કરવાને સમર્થ છે; કલ્પ છે; મહા પ્રલય કરનારો છે તેથી ક્ષય છે, અને આવાંતર પ્રલય કરનારો છે તેથી અક્ષય છે. તને નમસ્કાર કરું છું.[૯૪]

પ્રાચીન તેથી જ્યેષ્ઠ; ગુણે કરી શ્રેષ્ઠ; કાળને નિયમમાં રાખનાર માટે કાળનાથ.

भीमदुंदुभिहासाय भीमव्रतधराय च ।
उग्राय च नमो नित्यं नमोऽस्तु दशबाहवे ॥९५॥

તું ભયંકર દુંદુભિના જેવું હાસ્ય કરનારો છે; ભયંકર વ્રતને ધારણ કરનારો છે; ઉગ્ર મૂર્ત્તિ છે; તને (દશ દીશારૂપી) દશ બાહુ છે. તને હું વારંવાર નમસ્કાર કરું છું.[૯૫]

नमः कपालहस्ताय चितिभस्मप्रियाय च ।
विभीषणाय भीष्माय भीमव्रतधराय च ॥ ९६ ॥

તું હાથમાં કપાલ ધારણ કરે છે; તને ચિતાની ભસ્મ પ્રિય છે; તું નિર્ભય છે; ભયંકર છે; (શમાદિ) ભયંકર વૃત્તધારી છે. તને નમસ્કાર કરું છું.[૯૬]

नमो विकृतवक्त्राय खड्गजिह्वाय दंष्ट्रिणे ।
पक्वान्नमांसलुब्धाय तुंबीवीणाप्रियाय च ॥ ९७ ॥

તારું મુખ વક્ર—ધાવાળું છે; તરવાર તારી જીહ્વા છે; તું દંષ્ટ્રાધારી છે; પકવાન્ન ઉપર તથા માંસ ઉપર તને રુચિ છે; તુંબડુ અને વીણા તને પ્રિય છે. તને હું નમસ્કાર કરું છું.[૯૭]

યજ્ઞમાં રાંધેલું માંસ પકવાન્ન ગણાય છે; માંસ તે સ્મશાનનું કાચું માંસ.

नमो वृषाय वृष्याय गोवृषाय वृषाय च ।
कटंकटाय दंडाय नमः पचपचाय च ॥ ९८ ॥

* મહાદેવના સર્વ ભક્તો મુખમાં હવા ભરી, બે હોઠ બંધ કરી, પોતાના ગાલને ફુલાવી, તેપર હાથ મારી, ધીમે ધીમે શ્વાસ—હવા બહાર કાઢે છે, તેમાંથી બોંબ બોંબ, બંબ બોંબ એવો અવાજ થાય છે ને બહુ પ્રિય લાગે છે. મહાદેવને તે બહુ પ્રિય છે, અને તે જાતે પણ એમ જ કરે છે.

તું વૃષ્ટિ કરનારો વૃષ છે; ધર્મની વૃદ્ધિ કરનારો વૃષ્ય છે; નંદીરૂપ છે; ધર્મરૂપ વૃષ છે; નિત્ય વાયુરૂપે ગતિ કરનારો (અથવા કાળરૂપે અતિ કરનારો) હોવાથી કટંકટ છે; સર્વ પદાર્થનો નિયંતારૂપ દંડ છે તથા નિત્ય પ્રાણીઓનો સંહાર કરનારો છે તેથી પચપચ છે. હું તને નમસ્કાર કરું છું.[૯૮]

**नमः सर्ववरिष्ठाय वराय वरदाय च।**
**वरमाल्यगंधवस्त्राय वरातिवरदे नमः ॥ ९९ ॥**

તું સર્વના કરતાં વરિષ્ઠ છે; વરરૂપ છે; વરદ–વર આપનારો છે; ઉત્તમ પુષ્પમાળા, ગંધ અને વસ્ત્રને ધારણ કરનારો છે; વરાતિ–ઇચ્છાનુસાર ભક્તજનની કામના પૂરનારો છે; તેના કરતાં પણ અધિક વર આપનારો છે. હું તને નમસ્કાર કરું છું.[૯૯]

**नमो रक्तविरक्ताय भावनायाक्षमालिने ।**
**संभिन्नाय विभिन्नायच्छायायातपनाय च ॥१००॥**

તું રાગી છે અને વિરાગીએ છે–એમ ઉભયરૂપ છે; તું ભાવનારૂપ (યોગનું) ધ્યાન કરનારો છે; તું રુદ્રાક્ષની માળાને ધારણ કરનારો છે; કારણરૂપે સર્વ ઠેકાણે વ્યાપક છે અને કાર્યરૂપે ભિન્ન છે; ઘર અને વૃક્ષરૂપે છાયા સ્વરૂપથી રહેલો છે અને સૂર્યાદિરૂપે તડકારૂપથી રહેલો છે. હું તને નમસ્કાર કરું છું.[૧૦૦]

**अघोरघोररूपाय घोरघोरतराय च ।**
**नमः शिवाय शांताय नमः शांततमाय च ॥१०१॥**

તું અઘોરરૂપ છે ને ઘોરરૂપ છે; અને ઘોરમાં પણ મહા ભયંકર સ્વરૂપધારી છે. તું શિવસ્વરૂપ છે, શાંત છે અને અત્યંત શાંતમૂર્ત્તિ છે. હું તને નમસ્કાર કરું છું.[૧૦૧]

**एकपाद्बहुनेत्राय एकशीर्ष्णे नमोऽस्तु ते ।**
**रुद्राय क्षुद्रलुब्धाय संविभागप्रियाय च ॥ २ ॥**

તું એક ચરણવાળો છે; અનંત નેત્રવાળો છે; એક મસ્તકવાળો છે. તને નમસ્કાર હો ! તું રુદ્ર છે; તું ક્ષુદ્ર-લુબ્ધ અર્થાત્ થોડા બલિદાનથી પ્રસન્ન થનારો છે તથા સર્વ પ્રાણીઓનું ભરણપોષણ કરવા ઉપર પ્રીતિ ધરાવનારો છે. તને નમસ્કાર કરું છું.[૧૦૨]

આત્મારૂપ એક ચરણ; જ્ઞાનરૂપ અનંત નેત્ર અને આનંદ-રૂપ એક મસ્તક.

**पंचालाय सितांगाय नमः शमशमाय च ।**
**नमश्चंडिकघंटाय घंटायाघंटघंटिने ॥ ३ ॥**

તું વિશ્વકર્માનું કર્મ કરનાર મહાન્ શિલ્પી છે; શ્વેત શરીરવાળો છે; નિત્ય શાંતમૂર્ત્તિ ધારણ કરનારો છે. તું શત્રુને ભય ઉપજાવનારી ઘંટાને ધારણ કરનારો છે; ઘંટાના નાદ સ્વરૂપ છે; અનાહત ધ્વનિરૂપ એવા નાદ-રૂપ છે. તને નમસ્કાર કરું છું.[૧૦૩]



**सहस्राध्मातघंटाय घंटामालाप्रियाय च ।**
**प्राणघंटाय गंधाय नमः कलकलाय च ॥ ४ ॥**

તું એક સામટા વગાડવામાં આવતા હજાર ઘંટાના શબ્દરૂપ ઘંટા છે; ઘંટાની માળા તને પ્રિય છે; પ્રાણ-વાયુ જેવો ઘંટાની પેઠે શબ્દ કરે છે તેવો તું છે; તું વાયુએ વહન કરેલા પ્રસિદ્ધ ગંધસ્વરૂપ છે; તું કલકલ-મૂર્તિરૂપ છે. હું તને નમસ્કાર કરું છું.[૧૦૪]

કલકલ–ઉકળતા પાણીમાંથી જે શબ્દ થાય છે તે.

**हूंहूंहूंकारपाराय हूंहूंकारप्रियाय च ।**
**नमः शमशमे नित्यं गिरिवृक्षालयाय च ॥ ५ ॥**

તું ત્રણ (ક્રોધરૂપ) હુંકારપર છે; પૃથ્વી આદિ લોકોથી રહિત પરમ શાંત બ્રહ્મસ્વરૂપ છે; તું તુરીયમૂર્તિ અને શાંતપરબ્રહ્મ રૂપ છે; તને ક્રોધરહિત એ હુંકાર પ્રિય છે; તું શાંત તથા અત્યંત શાંતની પણ શાંતમૂર્તિ છે; તથા નિત્ય પર્વતોમાં અને વૃક્ષોમાં વાસ કરનારો છે. હું તને નમસ્કાર કરું છું.[૧૦૫]

હુંહું હુંકાર–હુંકાર એ ભિન્ન ભિન્ન પદાર્થ દર્શાવવાને વપરાય છે. એનો અર્થ એટલો જ થઈ શકે કે તું ત્રણ હુંકારથી પર છે.

**गर्भमांससृगालाय तारकाय तराय च ।**
**नमो यज्ञाय यजिने हुताय प्रहुताय च ॥ ६ ॥**

તું હૃદય, જીભ, વક્ષઃસ્થળ વગેરે શરીરના અવયવનાં માંસનું ભક્ષણ કરવાને શિયાળની પેઠે લુબ્ધ છે; તું યજ્ઞના ફળનો ઉપભોગ કરીને પાપમાંથી તારનાર છે; તું યજ્ઞના ઉપકરણ (સામગ્રી)રૂપ છે; તું યજ્ઞરૂપ છે; યજમાનરૂપ છે; જેના મુખમાં હુતદ્રવ્ય નાંખવામાં આવ્યું છે એવો બ્રાહ્મણ તું છે, અને મંત્ર વિધિથી પવિત્ર કરીને હુતદ્રવ્ય જેમાં હોમવામાં આવ્યું છે એવો અગ્નિ તું છે.[૧૦૬]

યજ્ઞ કાર્યમાં એક બ્રાહ્મણને દેવોના પ્રતિનિધિ તરીકે બેસા-ડવામાં આવે છે, અને તેના અને અગ્નિના મુખમાં મંત્ર વિધિથી પવિત્ર કરેલું ઘી હોમવામાં આવે છે. આ બ્રાહ્મણ અને અગ્નિ અતિ પવિત્ર મનાય છે, માટે શિવને તે રૂપે વર્ણવ્યો છે.

**यज्ञवाहाय दांताय तप्यायातपनाय च ।**
**नमस्तटाय तट्याय तटानां पतये नमः ॥ ७ ॥**

તું ઋત્વિજ આદિકરૂપે યજ્ઞનો નિર્વાહ કરનારો છે; જિતેંદ્રિય છે; સત્વગુણી છે; રજોગુણી છે; તું તટવાળી નદી અને નદીઓના પતિ સમુદ્રરૂપ છે. હું તને નમ-સ્કાર કરું છું.[૧૦૭]

**अन्नदायान्नपतये नमस्त्वन्नभुजे तथा ।**
**नमः सहस्रशीर्षाय सहस्रचरणाय च ॥ ८ ॥**

તું અન્નદાતા છે; અન્નપતિ છે અને અન્નનો ભોક્તા છે. તને નમસ્કાર કરું છું. તું સહસ્રશીર્ષા–હજાર મસ્તકવાળો છે; સહસ્ર ચરણવાળો છે. હું તને નમસ્કાર કરું છું.૧૦૮

**सहस्रोद्यतशूलाय सहस्रनयनाय च ।**
**नमो बालार्कवर्णाय बालरूपधराय च ॥ ९ ॥**

તું હજાર શૂળ ઉગામીને ઉભો રહેનાર છે; સહસ્ર નેત્રવાળો છે; તું બાલાર્કવર્ણ છે; અને તું બાળરૂપ ધારણ કરનારો છે. તને નમસ્કાર કરું છું.૧૦૯

બાલાર્ક વર્ણ–જેના શરીરનો વર્ણ–રંગ ઉગતા સૂર્ય જેવો હોય તે.

**बालानुचरगोप्त्राय बालक्रीडनकाय च ।**
**नमो वृद्धाय लुब्धाय क्षुब्धाय क्षोभणाय च॥११०॥**

તું બાળક અનુચરોની રક્ષા કરનારો છે (આ પદથી શ્રી કૃષ્ણ સાથની બાળ લીલા સૂચવી છે); તું બાળકોની ક્રીડા કરવાના રમકડારૂપ છે; વૃદ્ધ છે; લુબ્ધ છે; ક્ષુબ્ધ છે અને ક્ષોભણ સ્વરૂપ છે. તને નમસ્કાર કરું છું.૧૧૦

બાળકનો અર્થ અહિયાં ભક્ત એમ લેવો. બાળક જેમ પોતાના રમવાના રમકડાને અફાળ ઝીંક કરે છે તે છતાં રમકડું કદી પણ બાળક ઉપર ક્રોધ ભરાતું નથી તેમ જ વસ્ત્રાદિ આભૂષણોથી શણગાર્યાથી પ્રસન્ન થતું નથી, તેમ ભગવાન શંકર પણ પોતાના ભક્તના દોષ કે ગુણથી કોઈ પણ પ્રકારે ખીજ કે પ્રસન્ન ન થતાં જ્યારે જોઈએ ત્યારે ભક્તનું કાર્ય કરવાને તત્પર રહે છે. ભક્ત ગમે તે રીતે પૂજન કરે, ગમે તે નામે બોલાવે, ગમે તેવું કાર્ય કરે, દેવોને પણ કદીમદી દુઃખ આપવાને તત્પર થાય, એટલું જ નહિ પણ સામો પોતાના સ્વામિ વરદાતાને કનડવાને તૈયાર થાય છતાં પણ ભગવાન શંકર પોતે તેના પ્રતિ કદી પણ ક્રોધ ભરાઈ શાપ આપતો નથી. એના પ્રસિદ્ધ દૃષ્ટાંતો બાણાસુર, ભસ્માસુર, રાવણ વગેરે છે.

**तरंगांकितकेशाय मुंजकेशाय वै नमः ।**
**नमः षट्कर्मतुष्टाय त्रिकर्मनिरताय च ॥ ११ ॥**

તું ગંગાના તરંગથી અંકિત થયેલા કેશને ધારણ કરે છે; મુંજ નામના ઘાસ સમાન તારા કેશ છે; તું (અધ્યયન અધ્યાપન, યજન યાજન અને દાન પરિગ્રહ આ) છ કર્મવડે સંતુષ્ટ રહે છે તથા (યજન, અધ્યયન ને દાન એ) ત્રણ કર્મમાં પરાયણ રહે છે. તને નમસ્કાર કરું છું.૧૧૧

**वर्णाश्रमाणां विधिवत्पृथक्कर्मनिवर्तिने ।**
**नमो घुष्याय घोषाय नमः कलकलाय च ॥ १२ ॥**

તું વર્ણ તથા આશ્રમનાં વિધિ પ્રમાણે ભિન્ન ભિન્ન કર્મને નિર્માણ કરે છે; તું ઘુષ્ય (ઘોષ કરીને સ્તુતિ કરવા યોગ્ય) છે; ઘોષ (ધ્વનિ)રૂપ છે; અને કલકલ (ગંભીર અસ્પષ્ટ શબ્દ)રૂપ છે. તને હું નમસ્કાર કરું છું.૧૧૨

**श्वेतपिंगलनेत्राय कृष्णरक्तेक्षणाय च ।**
**प्राणभग्नाय दंडाय स्फोटनाय कृशाय च ॥ १३ ॥**

તું શ્વેત તથા પિંગળ નેત્રવાળો છે; કૃષ્ણરક્ત દૃષ્ટિવાળો છે; પ્રાણ વાયુને જિતનારો છે; સર્વ પ્રજાને નિયમમાં લાવનારો છે; દંડમૂર્તિ છે; સર્વનો સંહાર કરનાર સ્ફોટનરૂપ છે; અને કૃશ શરીરને ધારણ કરનારો છે. તને નમસ્કાર કરું છું.૧૧૩

જે હથિયારવડે શત્રુનું શરીર વિંધાઈ એક સ્થળે હથિયાર સાથે ચોંટી રહે છે તેને સ્ફોટન કહેવામાં આવે છે. ખીલો એ એક જાતનું સ્ફોટન છે; કારણ કે તે એક વસ્તુને બીજી વસ્તુ સાથે જડી દે છે.

**धर्मकामार्थमोक्षाणां कथनीयकथाय च ।**
**सांख्याय सांख्यमुख्याय सांख्ययोगप्रवर्तिने॥१४॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વિષયમાં કહેવા યોગ્ય જેની કથા છે એવો તું છે; તું નિરીશ્વર સાંખ્યવાદી કપિલ છે; તું સેશ્વર સાંખ્યવાદી સાંખ્યમુખ્ય પતંજલી છે; નિદિધ્યાસનરૂપ યોગને જગતના ઉપર અનુગ્રહ કરીને સાંખ્યયોગ વેદાંત પ્રવર્તાવનાર તું છે. તને નમસ્કાર કરું છું.૧૧૪

**नमो रथ्यविरथ्याय चतुष्पथरथाय च ।**
**कृष्णाजिनोत्तरीयाय व्यालयज्ञोपवीतिने ॥ १५ ॥**

રથમાં બેસીને ફરવા નીકળનારા રથીને; રથ વિના પણ ફરવા નીકળે છે તેવા અરથીને; જળ, અગ્નિ, વાયુ અને આકાશ આ ચાર માર્ગ ઉપર જેના રથની ગતિ છે તેવા ચતુષ્પથ રથીને; કૃષ્ણમૃગના ચર્મને ઉત્તરીય તરિકે ધારણ કરનારને તથા સર્પોનું યજ્ઞોપવીત પહેરનારા, તને હું નમસ્કાર કરું છું.૧૧૫

**ईशान वज्रसंघात हरिकेश नमोऽस्तु ते ।**
**त्र्यंबकांबिकनाथाय व्यक्ताव्यक्त नमोऽस्तु ते॥१६॥**

હે ઈશાન! હે વજ્રના જેવાં કઠિન શરીરવાળા! હે હરિકેશ (પિંગળા કેશવાળા)! તને નમસ્કાર હો! હે ત્ર્યંબક! તું અંબિકાનો નાથ છે; હે વ્યક્તાવ્યક્ત–ઇંદ્રિયાદિકથી જાણી શકાય તેવા તથા જાણવામાં નહિ આવે તેવા! તને નમસ્કાર હો!૧૧૬

ઈશાન–સર્વ મનુષ્યોના આરાધ્ય. ત્ર્યંબક–ત્રણ નેત્રવાળો.

काम कामद कामघ्न तृप्तातृप्त विचारिणे ।
सर्व सर्वद सर्वघ्न संध्याराग नमोऽस्तु ते ॥ १७ ॥

તું કામ છે; કામદ–મનોરથ પૂરનારો છે; કામઘ્ન-કામનો નાશ કરનારો છે; તું તૃપ્ત અને અતૃપ્ત વચ્ચે વિચાર કરનારો છે; સર્વ સ્વરૂપ છે; સર્વદ–સર્વ પદાર્થનો દાતા છે; સર્વઘ્ન–સર્વનો સંહાર કરનારો છે; સંધ્યાકાળના જેવા રાતા રંગનો છે. તને નમસ્કાર હો![૧૧૭]

महामेघचयप्रख्य महाकाल नमोऽस्तु ते ।
स्थूलजीर्णांगजटिले वल्कलाजिनधारिणे ॥ १८ ॥

તું મોટા મેઘના ઢગલા સમાન શ્યામ રંગનો છે; મહાકાળ સ્વરૂપ છે. તને નમસ્કાર હો! હે સ્થૂળ શરીરવાળા! હે જીર્ણાંગ! હે જટિલ! હે વલ્કલ અને અજિન–મૃગચર્મને ધારણ કરનારા![૧૧૮]

दीप्तसूर्याग्निजटिले वल्कलाजिनवाससे ।
सहस्रसूर्यप्रतिम तपोनित्य नमोऽस्तु ते ॥ १९ ॥

પ્રદીપ્ત સૂર્ય તથા અગ્નિની જ્વાલાની જ્યોતિ જેવી તારી જટા છે; તું વલ્કલ તથા મૃગચર્મરૂપી વસ્ત્રને ધારણ કરનારો છે. હે હજાર સૂર્ય સમાન કાંતિમાન્! હે નિત્ય તપપરાયણ! તને નમસ્કાર હો![૧૧૯]

उन्मादनशतावर्त गंगातोयार्द्रमूर्धज ।
चंद्रावर्त युगावर्त मेघावर्त नमोऽस्तु ते ॥ १२० ॥

હે જગતને મોહ ઉપજાવનાર! સેંકડો ઘુમરીવાળા ગંગાજળથી તારી જટા નિત્ય ભીની રહે છે; તું ચંદ્રને, યુગને અને મેઘને ચક્કર ચક્કર ગતિ આપનાર તથા ઉત્પન્ન કરનાર છે. તને નમસ્કાર હો![૧૨૦]

त्वमन्नमत्ता भोक्ता च अन्नदोऽन्नभुगेव च ।
अन्नस्रष्टा च पक्ता च पक्वभुक्पवनोऽनलः ॥ २१ ॥
जरायुजांडजाश्चैव स्वेदजाश्च तथोद्भिजाः ।
त्वमेव देवदेवेश भूतग्रामश्चतुर्विधः ॥ २२ ॥

હે દેવના દેવ! તું અન્ન સ્વરૂપ છે; અન્નનો ભોજન કર્તા છે; અન્નનો ભોક્તા છે; અન્નનો દાતા છે; અન્નનો પાલક છે; અન્નનો સ્રષ્ટા છે; અન્નનો રાંધનારો છે; પકવાન્નનો ભોક્તા છે; પવનરૂપ છે; અગ્નિ છે; જરાયુજ, સ્વેદજ, અંડજ ને ઉદ્ભિજ્જ એમ ચાર પ્રકારના પ્રાણીઓના સમુદાયરૂપ છે; ને દેવનો પણ દેવ તું જ છે.[૧૨૧–૧૨૨]

चराचरस्य स्रष्टा त्वं प्रतिहर्ता तथैव च ।
त्वामाहुर्ब्रह्मविदुषो ब्रह्म ब्रह्मविदांवर ॥ २३ ॥

તું ચરાચર–સ્થાવર જંગમરૂપ જગતનો સરજનારો છે; તેનો સંહાર કર્તા પણ છે; હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ દેવ! બ્રહ્મવેત્તાઓ તને બ્રહ્મસ્વરૂપ કહે છે.[૧૨૩]

मनसः परमा योनिः खं वायुर्ज्योतिषां निधिः ।
ऋक्सामानि तथोंकारमाहुस्त्वां ब्रह्मवादिनः ।२४।

બ્રહ્મવાદીઓ તને મનનું પરમ કારણ કહે છે; આકાશ, વાયુ તથા જ્યોતિષના નિધિરૂપ કહે છે; અને ઋચારૂપ, સામરૂપ, અને ૐકારરૂપ પણ કહે છે.[૧૨૪]

हायिहायि हुवा हायि हावुहायि तथाऽसकृत् ।
गायंति त्वां सुरश्रेष्ठ सामगा ब्रह्मवादिनः ॥ २५ ॥

હે સુરશ્રેષ્ઠ શંકર! સામવેદનું ગાન કરનારા બ્રહ્મવાદીઓ, નિત્ય તારું ગાન કરતા ગાય છે કે, हायि हायि हुवा हायि हावु हायि.[૧૨૫]

સામવેદી બ્રાહ્મણો શબ્દોનો છંદોની સાથે બરાબર સંબંધ મેળવવા માટે હાયિ હયિ વગેરે બોલી ટુંકા શબ્દોને દીર્ઘરૂપ આપે છે.

यजुर्मयो ऋङ्मयश्च त्वमाहुतिमयस्तथा ।
पठ्यसे स्तुतिभिश्चैव वेदोपानिषदां गणैः ॥ २६ ॥

તું યજુર્વેદરૂપ છે; ઋગ્વેદરૂપ છે; તથા આહુતિરૂપ છે. વેદો અને ઉપનિષદોના ગણો તારી સ્તુતિઓ ભણ્યા કરે છે.[૧૨૬]

ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्रा वर्णावराश्च ये ।
त्वमेव मेघसंघाश्च विद्युत्स्तनितगर्जितः ॥ २७ ॥

તું જ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર છે તથા તું વર્ણસંકર જાતિરૂપ છે; તું જ મેઘના મંડળરૂપ છે; વિજલીરૂપ પણ તું જ છે; અને જળસહિત તથા જળરહિત મેઘની ગર્જનારૂપ પણ તું જ છે.[૧૨૭]

संवत्सरस्त्वमृतवो मासो मासार्धमेव च ।
युगं निमेषाः काष्ठास्त्वं नक्षत्राणि ग्रहाः कलाः २८

તું જ સંવત્સર, ઋતુ, માસ, અર્ધ માસ, યુગ, નિમેષ (મટકું), કાષ્ઠા, નક્ષત્રો, ગ્રહો અને કલારૂપ છે.[૧૨૮]

वृक्षाणां ककुदोऽसि त्वं गिरीणां शिखराणि च ।
व्याघ्रो मृगाणां पततां तार्क्ष्योऽनंतश्च भोगिनाम् २९

તું વૃક્ષોમાં (વડ પીપળા વગેરે શ્રેષ્ઠ વૃક્ષોમાં) શ્રેષ્ઠ છે; પર્વતોમાં શિખરરૂપ છે; મૃગાદિ ચોપગાં સાધારણ પશુઓમાં તું વાઘ છે; પક્ષીઓમાં ગરુડ છે; સર્પોમાં શેષ નાગ છે;[૧૨૯]

क्षीरोदो ह्युदधीनां च यंत्राणां धनुरेव च ।
वज्रः प्रहरणानां च व्रतानां सत्यमेव च ॥ ३० ॥

સમુદ્રોમાં ક્ષીર સમુદ્ર છે; નાશકારક યંત્રોમાં ધનુષ છે; શસ્ત્રોમાં વજ્ર છે; અને વ્રતોમાં સત્ય છે.[૧૩૦]

त्वमेव द्वेष इच्छा च रागो मोहः क्षमाऽक्षमे ।
व्यवसायो धृतिर्लोभः कामक्रोधौ जयाजयौ ॥३१॥

તું જ દ્વેષ છે ને ઈચ્છા છે, રાગ છે ને મોહ છે, ક્ષમા છે ને અક્ષમા છે, વ્યવસાય છે ને ધૃતિ છે, લોભ છે, કામ છે ને ક્રોધ છે ને જય તથા પરાજયરૂપ તું જ છે.૧૩૧

त्वं गदी त्वं शरी चापि खट्वांगी झर्झरी तथा ।
छेत्ता भेत्ता प्रहर्ता त्वं नेता मंता पिता मतः॥३२॥

તું ગદાધારી છે, બાણધારી છે, ને ખટ્વાંગ અને ઝર્ઝર આયુધોને ધારણ કરનારો છે. તું છેત્તા–છેદન કર્તા, ભેત્તા–ભેદનકર્તા, પ્રહર્તા–પ્રહાર કર્તા, નેતા–સર્વ પ્રાણીનો ચાલક અને સર્વના હિતનું મનન કરનાર અને પિતા મનાયલો છે.*૧૩૨

दशलक्षणसंयुक्तो धर्मोऽर्थः काम एव च ।
गंगा समुद्राः सरितः पल्वलानि सरांसि च॥३३॥

તું (અહિંસા, સત્ય, અસ્તેય–ચોરી ન કરવી તે, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, યમ, સંતોષ, તપસ્યા, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન આ) દશ પ્રકારના લક્ષણ સંયુક્ત ધર્મ, અર્થ અને કામરૂપ છે. તું ગંગા છે, સમુદ્રો છે, સર્વે નદીઓ છે, ખાબોચીયાં છે ને સરસી–નાની તલાવડીરૂપ છે.૧૩૩

लता वल्ल्यस्तृणौषध्यः पशवो मृगपक्षिणः ।
द्रव्यकर्मसमारंभः कालः पुष्पफलप्रदः ॥ ३४ ॥

તું લતા, વલ્લી, તૃણ, તથા ઔષધિરૂપ છે. તું પશુ, પક્ષી અને મૃગરૂપ છે. તું દ્રવ્ય કર્મનો સમારંભ કરનારો છે તથા પુષ્પ અને ફળને આપનારા ઋતુ સ્વરૂપ પણ તું જ છે.૧૩૪

आदिश्चांतश्च देवानां गायत्र्योंकार एव च ।
हरितो रोहितो नीलः कृष्णो रक्तस्तथाऽरुणः ।
कद्रुश्च कपिलश्चैव कपोतो मेचकस्तथा ॥ ३५ ॥

તું દેવતાઓનો† આદિરૂપ અને અંતરૂપ છે; તું ગાયત્રીરૂપ છે, ને ૐરૂપ છે. તું હરિત–લીલો, રોહિત–લાલ, નીલ–વાદળી, કૃષ્ણરકત–કાલો ને લોહીવર્ણો, અરૂણ જેવા રંગનો, કપિલ ને કપોત રંગનો, અને મેચક–શ્યામ વાદલી રંગનો–એમ દશ પ્રકારના વર્ણ–રંગવાળો છે.‡૧૩૫

अवर्णश्च सुवर्णश्च वर्णकारो घनोपमः ।
सुवर्णनामा च तथा सुवर्णप्रिय एव च ॥ ३६ ॥

તું અવર્ણ છે ને સુવર્ણ છે (વર્ણ વગરનો છે ને સુંદર વર્ણનો પણ છે); તું વર્ણકાર છે; તું મેઘના સમાન છે; સુવર્ણનામા છે તથા સુવર્ણપ્રિય છે.૧૩૬

त्वमिंद्रश्च यमश्चैव वरुणो धनदोऽनलः ।
उपप्लवश्चित्रभानुः स्वर्भानुर्भानुरेव च ॥ ३७ ॥

તું ઇંદ્ર છે, યમ છે, વરુણ છે, કુબેર છે, અગ્નિ છે, ગ્રહણરૂપ છે, ચિત્રભાનુ છે, સ્વર્‌ભાનુ છે, અને ભાનુ-રૂપ છે.§૧૩૭

होत्रं होता च होम्यं च हुतं चैव तथा प्रभुः ।
त्रिसौपर्णं तथा ब्रह्म यजुषां शतरुद्रियं ॥ ३८ ॥

તું હોમનું સાધન હોત્ર–અગ્નિ છે; હોતા (યજમાન) છે; હોમ્ય–હોમવાયોગ્ય પદાર્થ છે; હુત–હોમવા યોગ્ય દ્રવ્ય છે; અને પ્રભુ છે. વળી તું त्रिसौपर्ण નામના મંત્રોમાં વર્ણવેલો બ્રહ્મરૂપ છે અને યજુર્વેદમાં શતરુદ્રનાં જેમાં નામ છે એવી શતરુદ્રીને વિશે જે વર્ણન કરવામાં આવ્યું છે તે બ્રહ્મ પણ તું જ છે.૧૩૮

पवित्रं च पवित्राणां मंगलानां च मंगलं ।
गिरिको हिंडुको वृक्षो जीवः पुद्गल एव च ॥३९॥
प्राणः सत्त्वं रजश्चैव तमश्चाप्रमदस्तथा ।
प्राणोऽपानः समानश्च उदानो व्यान एव च १४०

તું પવિત્ર પદાર્થોમાં અત્યંત પવિત્ર છે; મંગલાદિક પદાર્થોમાં મંગળમય છે; નિર્જીવમાં તું સજીવ છે તેથી ગિરિક છે; દેહને સચેતન કરનારો છે તેથી હિંડુક અર્થાત્ ચિદાભાસવાળો અથવા ચિત્તરૂપ છે. વળી તું ઉપાધિવાળા શરીરમાં રહેવાથી નાશવાન છે, તેથી વૃક્ષરૂપ કહેવાય છે અને શુદ્ધ સ્વરૂપે જીવ છે તેથી તું કદી પણ નાશ પામતો નથી એટલે જીવનો પણ જીવ છે. તું પૂર્ણ છે, તથાપિ દેહના સંજોગોને લીધે નાશ અને મૃત્યુને પાત્ર થાય છે. તું પ્રાણ, સત્વ, રજ, તમ અને પ્રમાદરહિત છે. વળી તું પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાનરૂપ પણ છે.૧૩૯-૧૪૦

उन्मेषश्च निमेषश्च क्षुतं जृंभितमेव च ।
लोहितांतर्गतादृष्टिर्महावक्त्रो महोदरः ॥ ४१ ॥

તું ઉન્મેષ (આંખ ઉઘાડવી) ને નિમેષ (આંખ બંધ કરવી)રૂપ છે; છિંક ને બગાસારૂપ છે. તારાં નેત્રો રાતા રંગનાં છે, તું કદી અંદર દૃષ્ટિ કરતો નથી.‖ તું મોટા મુખવાળો છે; મોટા ઉદરવાળો છે.૧૪૧

सूचीरोमाहरिश्मश्रुरूर्ध्वकेशश्चलाश्चलः ।
गीतवादित्रतत्त्वज्ञो गीतवादनकप्रियः ॥ ४२ ॥

તારા રોમ નિર્મળ ને શ્વેત છે; તું ભૂખરી મૂછ તથા દાઢીવાળો છે; ઉંચા કેશવાળો છે; અત્યંત ચંચળ મૂર્તિ છે; ગીતનાં અને વાદિત્રનાં તત્ત્વને જાણનારો છે; ગીત તથા વાદિત્ર તને પ્રિય છે.૧૪૨

* પ્રતાપચંદ્રરોયની બંગાળની પ્રતમાં 'સંતાપ ઉપજાવનારો' એવો અર્થ છે ને તેનો પાઠ संतापिता છે. † બંગાળની પ્રતમાં વેદોનાં છે. ‡ પ્રાચીન કાળના ઋષિયો આ દશ રંગ જાણતા હતા, એમ એ શ્લોકથી સિદ્ધ થાય છે. § બંગાળની પ્રતમાં ઉત્તરાર્ધનો અર્થ આ પ્રમાણે છે:–તું ગ્રહણરૂપ છે; ચિત્રભાનુ નામનો અગ્નિ છે; રાહુ છે; ભાનુ–સૂર્ય છે. ‖ રાતા રંગનો એટલે કમળના જેવા રંગવાળો. 'અંદર' એટલે આત્માપ્રતિ; કેમકે શિવ સદા જ સમાધિસ્થ રહે છે.

**मत्स्यो जलचरो जाल्योऽकलः केलिकलः कलिः ।**
**अकालश्चातिकालश्च दुष्कालः काल एव च ॥४३॥**

તું જળમાં વિચરનાર મત્સ્યરૂપ છે અને જાળમાં સપડાયલો મત્સ્ય પણ તું છે. તું અકલ-કળી શકાય નહીં એવો છે; તું લીલારૂપી બંધનથી બંધાયલો છે; તું સઘળા કલહો અને વિગ્રહોનું સ્વરૂપ છે. વળી તું અકાળ-અયોગ્ય સમયવાળો, અતિકાળ, દુષ્કાળ અને કાળમૂર્તિ છે.*૧૪૩

**मृत्युः क्षुरश्च कृत्यश्च पक्षोऽपक्षक्षयंकरः ।**
**मेघकालो महादंष्ट्रः संवर्तकबलाहकः ॥ ४४ ॥**

તું મૃત્યુરૂપ છે; છેદન કરનારા ક્ષુરરૂપ છે; છેદવા યોગ્ય છે; સર્વના મિત્ર રૂપ છે; શત્રુનો સંહારકર્તા છે. તું કાળરૂપ મેઘ છે; તારી મોટી દાઢ છે; તથા સંવર્તક અને બલાહક† (પ્રલયકાળના) મેઘરૂપ તું છે.૧૪૪

**घंटोऽघंटो घटी घंटी चरुचेली मिलीमिली ।**
**ब्रह्मकायिकमग्नीनां दंडी मुंडस्त्रिदंडधृक् ॥ ४५ ॥**

તું પ્રકાશમાન છે તેથી ઘંટ કહેવાય છે; માયાથી વિંટાયલો હોવાથી પ્રચ્છન્ન પ્રકાશવાળો છે, તેથી અઘંટ કહેવાય છે; મનુષ્યોનાં કર્મના ફળોને ઘડનાર છે તેથી ઘટી કહેવાય છે; તારા હાથમાં ઘંટા ધારણ કરે છે તેથી ઘંટી કહેવાય છે; સ્થાવર જંગમ પ્રાણીરૂપ રમકડાં સાથે તું ક્રીડા કરે છે માટે ચરુચેલી કહેવાય છે; સ્થાવર જંગમ પ્રાણીઓની સાથે સર્વ કારણરૂપે મિશ્ર થઇને રહેલો છે તેથી મિલીમિલી કહેવાય છે.‡ તું પ્રણવરૂપ બ્રહ્મ છે; અગ્નિની જાયા સ્વાહારૂપ છે; દંડી છે; મુંડી (પરમહંસરૂપ) છે; અને ત્રિદંડને ધારણ કરનારો હોવાથી ત્રિદંડી છે.૧૪૫

**चतुर्युगश्चतुर्वेदश्चातुर्होत्रप्रवर्तकः ।**
**चातुराश्रम्यनेता च चातुर्वर्ण्यकरश्च यः ॥ ४६ ॥**

તું ચાર યુગરૂપ છે; ચાર વેદરૂપ છે; જેમાં ચાર હોતા છે એવા યજ્ઞકર્મનો પ્રવર્તક છે; ચાર આશ્રમનો નેતા છે અને ચાર વર્ણનો સ્થાપનારો છે.૧૪૬

**सदा चाक्षप्रियो धूर्तो गणाध्यक्षो गणाधिपः ।**
**रक्तमाल्यांबरधरो गिरिशो गिरिकप्रियः ॥ ४७ ॥**

તું અક્ષપ્રિય-દ્યૂત ઉપર નિત્ય પ્રીતિવાળો છે; ધૂર્ત-ધૂર્ત મંડળનો અધિપતિ છે; ગણોનો અધ્યક્ષ છે; ગણાધિપ છે. તું રાતાં પુષ્પો તથા વસ્ત્રો ધારણ કરનારો છે; ગિરિશ-વાણિનો ઇશ છે, તથા ગિરિકપ્રિય-ગૈરિક વસ્ત્ર ઉપર પ્રીતિ રાખનારો છે; અથવા ગિરિ-પર્વત-પર શયન કરનારો છે.૧૪૭

**शिल्पिकः शिल्पिनां श्रेष्ठः सर्वशिल्पप्रवर्तकः।**
**भगनेत्रांकुशश्चंडः पूष्णो दंतविनाशनः ॥ ४८ ॥**

તું અલ્પશિલ્પી ( અણઘડ અથવા સામાન્ય કારીગર) છે; શિલ્પીઓમાં શ્રેષ્ઠ છે ને સર્વ પ્રકારનાં શિલ્પને પ્રવર્તાવનાર છે. તું ભગનાં નેત્રને ફોડી નાખવામાં અંકુશરૂપ છે; પ્રચંડ છે; અને પૂષાદેવના દાંત તોડનાર છે.૧૪૮

**स्वाहा स्वधा वषट्कारो नमस्कारो नमोनमः ।**
**गूढव्रतो गुह्यतपास्तारकस्तारकामयः ॥ ४९ ॥**

તું સ્વાહા છે; સ્વધા છે; વષટ્કારરૂપ છે; અને નમો નમો એ નમસ્કારરૂપ પણ તું જ છે. તને નમસ્કાર છે. તું ગૂઢ વ્રતધારી છે; ગુપ્ત તપ કરનારો છે; પ્રણવરૂપ છે અને પુષ્કળ નક્ષત્રોથી ભરપૂર આકાશરૂપ છે.૧૪૯

**धाता विधाता संधाता विधाता धारणोऽधरः ।**
**ब्रह्मा तपश्च सत्यं च ब्रह्मचर्यमथार्जवं ॥ १५० ॥**

તું ધાતા-આદિ સ્રષ્ટા વિષ્ણુ છે; વિધાતા-ભૌતિક સ્રષ્ટા બ્રહ્મા છે; સંધાતા-સર્વ પદાર્થોને એકઠા કરીને સ્થાપન કર્તા છે; વિધાતા-અદૃષ્ટ કર્મનું નિર્માણ કર્ત્તા છે; ધારણ-સર્વના અધિષ્ઠાનરૂપ છે ( કારણાત્મારૂપ છે); અધર-જેને કોઈ ધારણકર્તા નથી એવો અર્થાત્ શુદ્ધાત્મા છે; બ્રહ્મા-વેદવેત્તા છે; તપરૂપ છે; સત્યરૂપ છે; બ્રહ્મચર્યરૂપ છે અને આર્જવરૂપ છે.૧૫૦

**भूतात्मा भूतकृद्भूतो भूतभव्यभवोद्भवः ।**
**भूर्भुवःस्वरितश्चैव ध्रुवो दांतो महेश्वरः ॥ ५१ ॥**

તું ભૂતાત્મા-જરાયુજ વગેરે ચાર પ્રકારના પ્રાણીના આત્મારૂપ છે; આકાશ આદિ પાંચ ભૂતોનો ઉત્પન્ન કર્તા છે; ભૂત એટલે નિત્ય સિદ્ધ છે અને તું ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન કાળનો ઉત્પન્ન કર્તા છે. વળી તું ભૂર્લોક (પૃથ્વી), ભુવર્લોક (આકાશ) તથા સ્વર્ગલોકરૂપ છે; ધ્રુવ (સનાતન) છે; દાંત છે અને મહેશ્વરરૂપ છે.૧૫૧

**दीक्षितोऽदीक्षितः क्षांतो दुर्दांतोऽदांतनाशनः ।**
**चंद्रावर्तयुगावर्तः संवर्तः संप्रवर्तकः ॥ ५२ ॥**

તું દીક્ષિત (યજ્ઞવ્રતની દીક્ષા ધારણ કરનારો) છે અને અદીક્ષિત છે; ક્ષમાશાળી છે અને દુર્દાંત (પ્રચંડ-અક્ષમાશાળી) છે ને તું જ ઉદ્ધતનો નાશ કરનારો છે. તું ચંદ્રાવર્ત-ચંદ્રની આવૃત્તિ કરે છે તેથી માસરૂપ છે; યુગા-

* આનો ભાવાર્થ એ છે કે, જળમાં સ્વચ્છંદપણે વિચરનાર મત્સ્યની પેઠે સંસારમાં વિચરનાર જીવરૂપ તું છે; અને જાળમાં સપડાયલા મત્સ્યની પેઠે એટલે સંસારવાસનાથી બંધાયલો જીવ પણ તું છે, તેથી પુનઃ પુનઃ જન્મ પણ ધરવો પડે છે. તેમ તું અકળ હોવાથી તારી ગતિ કળી શકાતી નથી; કેમકે તું વળી લીલારૂપી બંધનથી બંધાયલો છે. છતાં વસ્તુતઃ તું મુક્ત છે. † સંવર્તક અને બલાહક એ પ્રલય કાળના બાર મેઘોમાંનાં બે પ્રચંડ મેઘનાં નામ છે.

‡ મિલીનો અર્થ કારણોનું પણ કારણ એવોએ થાય છે.

વર્ત–યુગોની આવૃત્તિ કર્યા કરે છે તેથી કલ્પરૂપ છે; અને સૃષ્ટિનો હેતુરૂપ હોવાથી સંવર્તરૂપ તથા સંપ્રવર્તકરૂપ પણ છે.૧૫૨

સંવર્ત–પ્રલય. સંપ્રવર્તક–જગતને પુનઃ સૃજવું–ઉત્પન્ન કરવું.

**कामो बिंदुरणुः स्थूलः कर्णिकारस्रजप्रियः ।**
**नंदीमुखो भीममुखः सुमुखो दुर्मुखोऽमुखः॥५३॥**

તું કામરૂપ-કામીને સ્ત્રીની અભિલાષા કરાવનાર છે; તું સંતાનના બીજરૂપ-વીર્યના અંશરૂપ બિંદુ છે; તું સૂક્ષ્મ અને સ્થૂળરૂપ છે. તને કર્ણિકારનાં પુષ્પની માળા પ્રિય છે; તારું નંદીના જેવું મુખ છે. તું ભીમમુખ-ભયાનક મુખવાળો છે; સુમુખ-સુંદર મુખવાળો છે; દુર્મુખ-વિકરાળ અથવા નઠારા મુખવાળો છે અને તું અમુખ–મુખ વિનાનો પણ છે.૧૫૩

**चतुर्मुखो बहुमुखो रणेष्वग्निमुखस्तथा ।**
**हिरण्यगर्भः शकुनिर्महोरगपतिर्विराट् ॥ ५४ ॥**

તું ચાર મુખવાળો છે; અનેક મુખવાળો પણ છે; અને રણમાં (સર્વનો સંહાર કરે છે તેથી) અગ્નિમુખવાળો છે. તું હિરણ્યગર્ભ (નારાયણ) છે; અને પક્ષીની પેઠે અસંગ (સર્વ સંગોથી રહિત) છે.* તું મહા ઉરગપતિ–શેષનાગરૂપ અને વિરાટ્રૂપ છે.૧૫૪

**अधर्महा महापार्श्वश्चंडधारो गणाधिपः ।**
**गोनर्दो गोप्रतारश्च गोवृषेश्वरवाहनः ॥ ५५ ॥**

તું અધર્મનો નાશ કરનાર છે; મહાપાર્શ્વ છે; દંડધારી છે; ગણનો અધિપતિ છે. તું (કૃષ્ણાવતાર ધરીને ગોવાળિયાના બાળકોની સાથે ક્રીડા કરે છે અને) ક્રીડા કરતી વખતે ગાયના જેવો શબ્દ કરે છે તેથી ગોનર્દ કહેવાય છે.† તું ગાયોનો ઝેરમાંથી તથા વનના દાવાનળમાંથી ઉદ્ધાર કરનારો છે તેથી ગોપ્રતાર કહેવાય છે. બળદોનો રાજા નંદીકેશ્વર તારું વાહન છે.૧૫૫

**त्रैलोक्यगोप्ता गोविंदो गोमार्गोऽमार्ग एव च ।**
**श्रेष्ठः स्थिरश्च स्थाणुश्च निष्कंपः कंप एव च॥५६॥**

તું ત્રણ લોકનું રક્ષણકર્તા છે; ગો કહેતાં વેદ તેની રક્ષા કરનાર હોવાથી તું ગોવિંદ છે; તું ગો કહેતાં ઇંદ્રિયો તેના દ્વારરૂપ છે તેથી ગોમાર્ગ છે; અને ઇંદ્રિયોથી અગોચર-ગ્રહણ ન થાય તેવો છે તેથી અમાર્ગ પણ છે. તું શ્રેષ્ઠ–સર્વથી પ્રશંસા કરવા યોગ્ય છે; તું સ્થિર છે; તું સ્થાણુ–ત્રણ લોકને ધારણ કરનારા થાંભલારૂપ છે; નિષ્કંપ–કંપરહિત છે અને કંપવાળો પણ છે.૧૫૬

**दुर्वारणो दुर्विषहो दुःसहो दुरतिक्रमः ।**
**दुर्धर्षो दुष्प्रकंपश्च दुर्विषो दुर्जयो जयः ॥ ५७ ॥**

તું, મૃત્યુરૂપે આવે છે ત્યારે દુર્વારણ–પાછો વાળી ન શકાય તેવો છે. તું દુષ્ટ ઝેરને હણીને અમૃત સમાન કરનાર છે તેથી દુર્વિષહ–અમૃત છે; રણસંગ્રામમાં અસહ્ય છે તેથી દુઃસહ છે; તું દુરતિક્રમ–કોઇથી પણ કોઇ કાળે ઓળંઘાય નહિ તેવો છે. તને કોઈ પણ ડરાવી શકે તેમ નથી તેથી તું દુર્ધર્ષ છે; તને કોઇ કંપાવી શકે તેમ નથી તેથી તું દુષ્કંપ છે; દુઃખે કરીને પણ પ્રાપ્ત કરી શકાય નહિ તેવો હોવાથી (અથવા અમાપ છે તેથી) તું દુર્વિષ છે. તું દુર્જય છે, અને જયરૂપ અથવા તો ધર્મરાજારૂપ છે.૧૫૭

**शशः शशांकः शमनः शीतोष्णक्षुज्जराधिकृत् ।**
**आधयो व्याधयश्चैव व्याधिहा व्याधिरेव च ॥५८॥**

તું શશ–સત્વર ગમન કરી શકે તેવો છે; તું શશાંક (ચંદ્રરૂપ) છે અને શમનરૂપ એટલે યમરૂપ છે. તું શીત, ઉષ્ણ, ક્ષુધા, જ્વર વગેરે આધિ કરનારો છે; તું આધિ તથા વ્યાધિરૂપ છે; અને વ્યાધિઓ છે તેનો નાશ કર્તા પણ તું સ્વતઃ છે.૧૫૮

**मम यज्ञमृगव्याधो व्याधीनामागमो गमः ।**
**शिखंडी पुंडरीकाक्षः पुंडरीकवनालयः ॥ ५९ ॥**

તું મારા યજ્ઞરૂપી પલાયન કરી જતા મૃગનો નાશ કરનારો છે તેથી વ્યાધ છે; વ્યાધિનો નાશ કર્તા છે; તું શિખંડી (માથા ઉપર મયૂર પિચ્છનો મુકુટ ધારણ કરનારો) છે;‡ વ્યાધિનાં આગમરૂપ છે; પુંડરીકાક્ષ (કમળના જેવાં નેત્રવાળો) છે અને તું પુંડરીક વનમાં–કમળના વનમાં વાસ કરનાર છે.૧૫૯

**दंडधारस्त्र्यंबकश्च उग्रदंडोंडनाशनः ।**
**विषाग्निपाः सुरश्रेष्ठः सोमपास्त्वं मरुत्पतिः॥६०॥**

તું દંડધારી છે; ત્રણ વેદરૂપી ત્રણ નેત્રને ધારણ કરનાર છે; ઉગ્ર દંડધારી છે અને અંડનાશન–(બ્રહ્માંડની ઉત્પત્તિ સમયે અંડનો ભાંજનારો) છે. તું વિષનું પાન કરનાર છે તેથી વિષપા છે અને વનમાં લાગેલા અગ્નિનું પાન કરનારો છે તેથી અગ્નિપા છે.§ તું દેવોમાં

* આકાશવિહારી પક્ષીઓ પૃથ્વીપરથી પોતાનો ખોરાક લઇ ગયા પછી તેનો સંગ રાખતા નથી; પણ અસંગ જ રહે છે.

† ગોનર્દ શબ્દથી મહેશ્વર અને નારાયણ અથવા શ્રીકૃષ્ણનું એક જ સ્વરૂપ છે એ અત્ર દર્શાવ્યું છે.

‡ શંકર તપશ્ચર્યા કરવા ગયા, ત્યારે પાર્વતિ ભીલડીનો વેશ ધારણ કરી તેને છળવા ગયાં, તે સમયે ભીલનું રૂપ ધારણ કરી માથે મોરપીંછ ધર્યાં હતાં; તથા અર્જુનને શસ્ત્ર આપ્યાં હતાં, ત્યારે ભીલરૂપ ધરી, માથે મોરપીંછ ધારણ કર્યાં હતાં.

§ શિવ સર્વને ધારણ કરનાર છે. સમુદ્રમંથનમાંથી વિષ નીકળ્યું તો આપો શંકરને; ચિતાની અપવિત્ર રાખ તો આપો શંકરને.

શ્રેષ્ઠ છે, સોમરસનું પાન કરનારો છે, અને મરુતનો પતિ છે.૧૬૦

**अमृतपास्त्वं जगन्नाथ देवदेव गणेश्वरः ।**
**विषाग्निपा मृत्युपाश्च क्षीरपाः सोमपास्तथा ।**
**मधुश्च्युतानामग्रपास्त्वं त्वमेव तुषिताद्यपाः ॥६१॥**

હે જગન્નાથ! તું અમૃતનું પાન કરનારો છે; દેવનો દેવ છે અને દેવના ગણોનો ઈશ્વર છે.* (તેં વ્રજમાં વિષમાંથી અને અગ્નિમાંથી ગાયોનું રક્ષણ કર્યું છે તેથી) તું વિષાગ્નિપા છે. તું મૃત્યુમાંથી જીવોનું પાલન કરનાર છે ને દુધ તથા સોમનું પાન કરનારો છે; (અર્થાત્ સોમ–ચન્દ્રને અમૃત આપી જગતનું રક્ષણ કરનારો છે.) તું સ્વર્ગાદિકના સુખમાંથી ભ્રષ્ટ થયેલા જીવોનું મુખ્ય રક્ષણ કરનાર છે; તથા તુષિત વગેરે દેવોના આદિદેવ બ્રહ્માનું પણ રક્ષણ કરનાર છે.૧૬૧

**हिरण्यरेताःपुरुषस्त्वमेव**
**त्वं स्त्रीपुमांस्त्वं च नपुंसकं च ।**
**बालो युवा स्थविरो जीर्णदंष्ट्रस्त्वं**
**नागेंद्र शक्रस्त्वं विश्वकृद्विश्वकर्ता ॥ ६२ ॥**
**विश्वकृद्विश्वकृतां वरेण्यस्त्वं विश्ववाहो**
**विश्वरूपस्तेजस्वी विश्वतोमुखः ।**
**चंद्रादित्यौ चक्षुषी ते हृदयं च पितामहः ॥ ६३ ॥**

તું હિરણ્યરેતા પુરુષ છે. તું પુરુષ છે, સ્ત્રી છે તથા નપુંસકે છે. તું બાળક છે, યુવા છે તથા જીર્ણ દાઢવાળો વૃદ્ધ પણ છે. તું નાગેંદ્ર (હાથી)રૂપ છે અને શક્રરૂપ છે. તું વિશ્વને સરજનારો, વિશ્વનો કર્તા અને વિશ્વનો સંહારકર્તા છે. તું વિશ્વનો સ્રષ્ટા છે અને વિશ્વને સરજનારા પ્રજાપતિઓને આરાધના કરવા યોગ્ય છે. વળી તું પાલન તથા પોષણદ્વારા વિશ્વને ધારણ કરનારો છે તેથી તું વિશ્વવાહ કહેવાય છે. તું વિશ્વરૂપ છે, તેજસ્વી છે. તું સર્વત્ર વ્યાપક છે. ચંદ્ર અને સૂર્ય તારાં નેત્ર છે; પિતામહ (બ્રહ્મા) તારું હૃદય છે;†૧૬૨–૧૬૩

**महोदधिः सरस्वती वाग्बलमनलोऽनिलः ।**
**अहोरात्रं निमेषोन्मेषकर्मा ॥ ६४ ॥**

તું પંડે મહોદધિ છે; સરસ્વતી તારી વાણી છે; અનળ અને અનિલ–અગ્નિ ને વાયુ તારું બળ છે; દિવસ અને રાત્રિ એ તારું નિમેષ અનિમેષરૂપ કાર્ય છે. તારી ઈચ્છા વિના બ્રહ્માદિક દેવતાઓ મટકું સુદ્ધાંત મારી શકતા નથી.૧૬૪

* અથવા દેવદેવ એટલે 'યશથી પ્રકાશિત' અને ગણેશ્વર એટલે 'સર્વ યશનો ઈશ્વર' એવો પણ અર્થ થાય છે.

† હિરણ્યરેતા એટલે જેના વીર્યમાંથી સુવર્ણ નીકળ્યું છે એવો.

**न ब्रह्मा न च गोविंदः पौराणा ऋषयो न ते ।**
**माहात्म्यं वेदितुं शक्ता याथातथ्येन ते शिव॥६५॥**

હે શિવ! બ્રહ્મા, ગોવિંદ (વિષ્ણુ) તથા પ્રાચીન કાળના ઋષિઓ પણ તારાં મહાત્મ્યને યથાર્થ રીતે જાણી શકતા નથી.૧૬૫

**या मूर्तयः सुसूक्ष्मास्ते न मह्यं यांति दर्शनं ।**
**त्राहि मां सततं रक्ष पिता पुत्रमिवौरसं ॥ ६६ ॥**

તારી જે સૂક્ષ્મ મૂર્તિઓ છે તેનાં હું દર્શન કરી શકતો નથી. હે દેવ! પિતા જેમ પોતાના પુત્રની રક્ષા કરે તેમ તું નિત્ય મારું ત્રાણ તથા રક્ષણ કર.૧૬૬

**रक्ष मां रक्षणीयोऽहं तवानघ नमोऽस्तु ते ।**
**भक्तानुकंपी भगवान्भक्तश्चाहं सदा त्वयि ॥ ६७ ॥**

હે નિર્દોષ શંકર! મારું રક્ષણ કર, હું તારા રક્ષણને યોગ્ય છું. તને નમસ્કાર હો! તું ભકતો ઉપર અનુકંપા–દયા કરનારો છે ને હું સદા તારો ભક્ત છું.૧૬૭

**यः सहस्राण्यनेकानि पुंसामावृत्त्य दुर्दृशः ।**
**तिष्ठत्येकः समुद्रांते स मे गोप्ताऽस्तु नित्यशः॥६८॥**

જે હજારો પુરુષોનો અજ્ઞાનથી પરાભવ કરીને જ્ઞાન, જ્ઞેય, તથા જ્ઞાતૃભાવથી રહિત થઇને સાગરને પેલે પાર એકાંતમાં રહે છે અને કામવાસનાનો ક્ષય થયા પછી ભકતોને દર્શન આપે છે, એવો જે જ્ઞાનમૂર્તિ તું, તે નિત્ય મારું રક્ષણ કરો.૧૬૮

**यं विनिद्रा जितश्वासाः सत्वस्थाः संयतेंद्रियाः ।**
**ज्योतिः पश्यंति युंजानास्तस्मै योगात्मने नमः॥६९॥**

જે નિદ્રાનો વિજય કરનારો છે, પ્રાણાયામથી શ્વાસનો વિજય કરનારો છે, अहं ब्रह्मास्मि એવા આકારની સાત્વિક વૃત્તિને વિશે સ્થિતિ કરનારો છે; તથા ઈંદ્રિયોને નિયમમાં રાખનારા યોગીઓ મનને પરમાત્માને વિશે પરોવીને પરમાત્માનાં દર્શન કરે છે તેવા જ્યોતિસ્વરૂપ જે યોગાત્મા છે તેને હું નમસ્કાર કરું છું.૧૬૯

**जटिले दंडिने नित्यं लंबोदरशरीरिणे ।**
**कमंडलुनिषंगाय तस्मै ब्रह्मात्मने नमः ॥ १७० ॥**

જે નિત્ય જટિલ છે, દંડધારી છે, વિશાળ પેટવાળો છે, કમંડળ એ જેનો ભાથો છે, અર્થાત્ જે કમંડળનાં જળવડે યક્ષો, રાક્ષસો વગેરેનો સંહાર કરે છે અને જે બ્રહ્માત્મા છે, તેને હું નમસ્કાર કરું છું.૧૭૦

**यस्य केशेषु जीमूता नद्यः सर्वांगसंधिषु ।**
**कुक्षौ समुद्राश्चत्वारस्तस्मै तोयात्मने नमः ॥ ७१ ॥**

જેના કેશોને વિશે મેઘોનો વાસો છે; જેના અંગોની સર્વ સંધિઓમાં નદીઓનો વાસો છે; જેની

કૂખમાં ચાર સમુદ્રોનો વાસો છે, તેવા જળાત્મકને નમસ્કાર કરું છું.[૧૭૧]

**संभक्ष्य सर्वभूतानि युगांते पर्युपस्थिते ।**
**यः शेते जलमध्यस्थस्तं प्रपद्येऽम्बुशायिनं ॥ ७२ ॥**

યુગના પ્રલય સમયે જે સર્વ પ્રાણીઓનો સંહાર કરીને જળમાં શયન કરે છે, એવા જળશાયીને હું શરણે આવ્યો છું.[૧૭૨]

**प्रविश्य वदनं राहोर्यः सोमं पिबते निशि ।**
**ग्रसत्यर्कं च स्वर्भानुर्भूत्वा मां सोऽभिरक्षतु ॥७३॥**

જે, રાત્રે રાહુના મુખમાં પ્રવેશ કરીને ચંદ્રનું પાન કરે છે (સોમ પીયે છે), અને દિવસે સ્વર્ભાનુનું રૂપ ધારણ કરીને સૂર્યનો ગ્રાસ કરે છે, તે (મહાન્ યોગી) મારી રક્ષા કરો![૧૭૩]

આ શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે છે. મનુષ્યના ગળાની બારી આગળ જે માંસ લટકે છે તેનું નામ ઘંટિકા, અને તેનું જ બીજું નામ લંબીકા પણ છે. ઈડા ને પિંગલા નાડીનું દૈવત ચન્દ્ર સૂર્ય છે, તેનો એ ઘંટિકા રોધ કરે છે, તેથી એ ઘંટિકા રાહુનું મુખ કહેવાય છે. હવે એ ઘંટિકા આગળ જીભને વાંકી વાળી લાવી, ઉંચે અડાડીયે તો વાયુ રોકાય છે. એને યોગમાં ખેચરી મુદ્રા કહી છે. એ જીભદ્વારા ત્યાં રહેલી ઘંટિકાને દબાવી, બ્રહ્મરંધ્રના ઉપલા ભાગમાંના અમૃતનું પાન, સમાધિષ્ઠ યોગી રાત્રિના કરી શકે છે. જ્ઞાતૃ, જ્ઞાન અને જ્ઞેય રહિત યોગી હોય છે, તેથી એ ત્રિપુટીને જ રાત્રિ કહી છે. જે અમૃત મનુષ્યના બ્રહ્માંડમાંથી ઝરે છે તે જ સોમ. એવું સોમપાન કરનાર માત્ર યોગીશ્વર શિવ જ છે.

**ये चानुपतिता गर्भा यथाभागानुपासते ।**
**नमस्तेभ्यः स्वधा स्वाहा प्राप्नुवंतु मुदं तु ते ॥७४॥**

દેવતાઓ, જેઓ ગર્ભમાં રહેલા બાળકના જેવા છે અને જેઓ તારા પછી બ્રહ્માની સૃષ્ટિનિર્માણ થઈ ત્યારે અવતરેલા છે, તેઓ પોતપોતાના યજ્ઞભાગોને પ્રાપ્ત કરે છે. તેઓ સ્વાહા અને સ્વધાવડે વિધિપૂર્વક યજ્ઞના ભાગને ગ્રહણ કરો અને તેવડે હર્ષ પામો! તેઓને હું નમસ્કાર કરું છું.*[૧૭૪]

**येंऽगुष्ठमात्राः पुरुषा देहस्थाः सर्वदेहिनां ।**
**रक्षंतु ते हि मां नित्यं नित्यं चाप्याययंतु मां ॥७५॥**

અંગુઠા જેવડા જે પુરુષો અર્થાત્ જીવો, જે સર્વ પ્રાણીઓના દેહને વિશે વાસ કરે છે તે દેવો, નિત્ય મારું રક્ષણ કરો તથા નિત્ય મારી વૃદ્ધિ કરો!†[૧૭૫]

**ये न रोदंति देहस्था देहिनो रोदयंति च ।**
**हर्षयंति न हृष्यंति नमस्तेभ्योऽस्तु नित्यशः ॥७६॥**

જેઓ દેહને વિશે રહ્યા છતાં પણ પોતે રડતા નથી, પણ બીજાઓને રડાવે છે; જેઓ પોતે હર્ષ પામતા નથી, પરંતુ બીજા દેહધારીઓને હર્ષ પમાડે છે; તેઓને નિત્ય નમસ્કાર હો![૧૭૬]

**ये नदीषु समुद्रेषु पर्वतेषु गुहासु च ।**
**वृक्षमूलेषु गोष्ठेषु कांतारे गहनेषु च ॥ ७७ ॥**

જેઓ નદીઓમાં, સમુદ્રોમાં, પર્વતોમાં, પર્વતોની ગુફાઓમાં, વૃક્ષોના મૂળમાં, ગાંદરામાં, અરણ્યમાં, ગહન પ્રદેશમાં,[૧૭૭]

**चतुष्पथेषु रथ्यासु चत्वरेषु तटेषु च ।**
**हस्त्यश्वरथशालासु जीर्णोद्यानालयेषु च ॥ ७८ ॥**

ચૌટામાં, રાજમાર્ગમાં, ચોતરા ઉપર, નદીઓના તટો ઉપર, હાથી, ઘોડા અને રથોની શાળામાં, જીર્ણ ઉદ્યાનોમાં;[૧૭૮]

**येषु पंचसु भूतेषु दिशासु विदिशासु च ।**
**चंद्रार्कयोर्मध्यगता ये च चंद्रार्करश्मिषु ॥ ७९ ॥**

પંચ મહાભૂતોમાં, દિશાઓમાં, ખુણાઓમાં, ચંદ્ર ને સૂર્યમાં તથા ચંદ્ર ને સૂર્યનાં કિરણોમાં વાસ કરીને રહેલા છે;[૧૭૯]

**रसातलगता ये च ये च तस्मै परंगताः ।**
**नमस्तेभ्यो नमस्तेभ्यो नमस्तेभ्योऽस्तु नित्यशः ८०**

જેઓ રસાતળ પાતાળને વિશે રહેલા છે અને પરમ પદ પામવા માટે જે વૈરાગ્ય ધારણ કરી બેઠા છે, તેઓને વારંવાર નમસ્કાર હો! નમસ્કાર હો! નમસ્કાર હો![૧૮૦]

**येषां न विद्यते संख्या प्रमाणं रूपमेव च ।**
**असंख्येयगुणा रुद्रा नमस्तेभ्योऽस्तु नित्यशः ॥८१॥**

જેઓની સંખ્યા નથી, પ્રમાણ નથી, તેમ રૂપ પણ નથી એવા અસંખ્ય ગુણવાળા રુદ્રોને નિત્ય નમસ્કાર હો![૧૮૧]

**सर्वभूतकरो यस्मात्सर्वभूतपतिर्हरः ।**
**सर्वभूतांतरात्मा च तेन त्वं न निमंत्रितः ॥ ८२ ॥**

હે હર! તું સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારો છે, સર્વે પ્રાણીઓનો પતિ છે, સર્વ પ્રાણીઓનાં પાપનો હરનાર છે, સર્વે પ્રાણીઓનો અંતરાત્મારૂપ છે. આ રીતે સર્વમાં તારો વાસો છે તેથી સામાન્ય પ્રાણીની પેઠે તને નિમંત્રણ કર્યું નહતું.[૧૮૨]

**त्वमेव हीज्यसे यस्माद्यज्ञैर्विविधदक्षिणैः ।**
**त्वमेव कर्ता सर्वस्य तेन त्वं न निमंत्रितः ॥ ८३ ॥**

* ગર્ભ એટલે ગર્ભમાં રહેલાં બાળકો. આ પદ દેવતાઓને લાગે છે, કારણ કે તેઓ મહાદેવ પછી ઉત્પન્ન થયલા છે. पतिताની પછી त्वत्तः 'તારાથી' એ પદ અધ્યાહાર છે અને અનુ એટલે પછી, અર્થાત્ બ્રહ્માની સૃષ્ટિ થયા પછી જન્મેલા છે, એવો એનો અર્થ છે.

† અંગુઠા જેવડા આ સૂક્ષ્મ જીવો રુદ્ર છે, અથવા રુદ્રના અંશરૂપ છે.

અનેક જાતની દક્ષિણાવાળા અનેક યજ્ઞોથી તારું જ યજન કરવામાં આવે છે, અને તું જ સર્વને કર્તા છે, તેથી તને નિમંત્રણ કરવામાં આવ્યું ન હતું.૧૮૩

अथवा मायया देव सूक्ष्मया तव मोहितः ।
एतस्मात्कारणाद्वापि तेन त्वं न निमंत्रितः ॥ ८४ ॥

અથવા તો હે દેવ! તારી સૂક્ષ્મ માયાથી હું મોહ પામ્યો હતો, એ કારણને લીધે મેં તને યજ્ઞમાં નિમંત્રણ કર્યું ન હતું.૧૮૪

प्रसीद मम भद्रं ते भव भावगतस्य मे ।
त्वयि मे हृदयं देव त्वयि बुद्धिर्मनस्त्वयि ॥ ८५ ॥

હે ભવ! હું ભક્તિપૂર્વક તારે શરણે આવ્યો છું; તું મારા ઉપર પ્રસન્ન થા! હે દેવ! તારે વિશે મારું હૃદય છે, તારે વિશે મારી બુદ્ધિ છે અને તારે વિશે મારું મન છે.૧૮૫

स्तुत्वैवं स महादेवं विरराम प्रजापतिः ।
भगवानपि सुप्रीतः पुनर्दक्षमभाषत ॥ ८६ ॥

આ રીતે મહાદેવની સ્તુતિ કરીને દક્ષ પ્રજાપતિ વિરામ પામ્યો. ભગવાન્ શંકર પણ સારી પેઠે પ્રસન્ન થઇને ફરી દક્ષ પ્રતિ બોલ્યો;–૧૮૬

परितुष्टोऽस्मि ते दक्ष स्तवेनानेन सुव्रत ।
बहुनात्र किमुक्तेन मत्समीपे भविष्यसि ॥ ८७ ॥

હે સુંદર વ્રતધારી દક્ષ! તારી આ સ્તુતિથી હું તારા ઉપર પરિતુષ્ટ થયો છું. આ વિષયમાં વિશેષ શું કહું? તું મારી પાસે જ નિવાસ કરીશ.૧૮૭

अश्वमेधसहस्रस्य वाजपेयशतस्य च ।
प्रजापते मत्प्रसादात्फलभागी भविष्यसि ॥ ८८ ॥

હે પ્રજાપતિ! મારી પ્રસન્નતાથી તને હજાર અશ્વમેધ યજ્ઞનું અને સો વાજપેય યજ્ઞનું ફળ મળશે.૧૮૮

अथैनमब्रवीद्वाक्यं लोकस्याधिपतिर्भवः ।
आश्वासनकरं वाक्यं वाक्यविद्वाक्यसंमितम् ॥८९॥

પછી લોકના અધિપતિ મહાદેવે, વાકય રચના કરી જાણનારાઓના વાકયોમાં માન્ય થઇ પડે તેવું, અર્થાત્ યુક્તિવાળું અને દક્ષને ધીરજ આપનારું વાકય દક્ષને કહ્યું:–૧૮૯

दक्ष दक्ष न कर्तव्यो मन्युर्विघ्नमिमं प्रति ।
अहं यज्ञहरस्तुभ्यं दृष्टमेतत्पुरातनम् ॥ १९० ॥

હે દક્ષ! અરે ઓ દક્ષ! આ યજ્ઞના ધ્વંસ માટે તારે મનમાં ક્રોધ કરવો નહિ. પૂર્વ કલ્પમાં પણ મેં તારા યજ્ઞનો ધ્વંસ કર્યો હતો અને તે જ પ્રમાણે આ સમયમાં પણ મેં તારા યજ્ઞનો ધ્વંસ કર્યો છે.૧૯૦



તાત્પર્ય કે પૂર્વ પૂર્વ કલ્પમાં જે પ્રમાણે થાય છે તેજ પ્રમાણે ચાલુ કલ્પમાં થાય છે અને ઉત્તર ઉત્તર કલ્પમાં પણ એ પ્રમાણે જ થયા કરશે.

भूयश्च ते वरं दद्मि तं त्वं गृह्णीष्व सुव्रत ।
प्रसन्नवदनो भूत्वा तदिहैकमनाः शृणु ॥ ९१ ॥

હે સુંદર વ્રતધારી દક્ષ! હું તને પુનઃ વર આપું છું, તે વર તું ગ્રહણ કર અને મુખને પ્રસન્ન કરીને સ્થિર મનથી મારું કહેલું સાંભળ.૧૯૧

वेदात्षडंगादुद्धृत्य सांख्ययोगाच्च युक्तितः ।
तपःसुतप्तं विपुलं दुश्चरं देवदानवैः ॥ ९२ ॥

હે દક્ષ! મેં પૂર્વે છ અંગ સહિત વેદમાંથી, સાંખ્ય શાસ્ત્રમાંથી, યોગશાસ્ત્રમાંથી, અને તર્કશાસ્ત્રમાંથી શોધી કાઢીને દેવ કે દાનવથી કરી શકાય નહિ તેવું મહાન્ તપ સારી પેઠે કર્યું હતું.૧૯૨

अपूर्वं सर्वतोभद्रं सर्वतोमुखमव्ययं ।
अब्दैर्दशाहसंयुक्तं गूढमप्राज्ञनिंदितम् ॥ ९३ ॥

આ (તપશ્ચરણરૂપી પાશુપત નામનું વ્રત વેદ, વેદનાં અંગો, સાંખ્ય, યોગ અને તર્કોથી પણ જાણવામાં આવે નહિ તેવું) અપૂર્વ છે; (સાધન સમયે તથા ફળ સમયે) સર્વતોભદ્ર–સર્વદા કલ્યાણ કરનારું છે; (ચારેય વર્ણને આ વ્રત કરવાનો અધિકાર હોવાથી આ વ્રત) સર્વતોમુખ કહેવાય છે; (આ વ્રત મોક્ષ આપનારું હોવાથી) અવ્યય કહેવાય છે; ઘણાં વર્ષોએ પૂર્ણ કરી શકાય તેવું છે; પાંચ યમ ને પાંચ નિયમ પાળનારા પુરુષો, યમ નિયમના પ્રભાવથી પાળી શકે તેવું છે; અત્યંત ગુપ્ત છે; અને અપ્રાજ્ઞ–અજ્ઞાની કર્મઠો–થી નિંદા કરાયલું છે.૧૯૩

वर्णाश्रमकृतैर्धर्मैर्विपरीतं क्वचित्समं ।
गतांतैरध्यवसितमत्याश्रममिदं व्रतम् ॥ ९४ ॥

વર્ણના તથા આશ્રમના ધર્મોથી વિપરીત છે; કોઈ ગ્રંથમાં વર્ણ અને આશ્રમ ધર્મના સમાન આ વ્રત છે આમ વર્ણવેલું છે; સિદ્ધાંતવેત્તા પંડિતોએ આ વ્રતનો નિર્ણય કર્યો છે અને પરમહંસો પણ આ વ્રતનું આચરણ કરે છે.૧૯૪

मया पाशुपतं दक्ष शुभमुत्पादितं पुरा ।
तस्य चीर्णस्य तत्सम्यक्फलं भवति पुष्कलम् ॥९५॥

હે દક્ષ! આ કલ્યાણકારક પાશુપતવ્રતને મેં પૂર્વે ઉત્પન્ન કર્યું છે. આ વ્રતનું આચરણ કરવાથી પુષ્કળ શુભ ફળનો લાભ થાય છે.૧૯૫

तथास्तु ते महाभाग त्यज्यतां मानसो ज्वरः ।
एवमुक्त्वा महादेवः सपत्नीकः सहानुगः ।
अदर्शनमनुप्राप्तो दक्षस्यामितविक्रमः ॥ ९६ ॥

હે મહાભાગ! તે વ્રત તું કર, અને તારા મનમાંથી યજ્ઞના નાશ સંબંધી માનસિક જ્વર-દુઃખને દૂર કર. આ રીતે દક્ષને કહીને મહાપરાક્રમી મહાદેવ, પત્ની પાર્વતી સાથે તથા ગણોની સાથે અંતર્ધ્યાન થઈ ગયા.[૧૯૬]

दक्षप्रोक्तं स्तवमिमं कीर्तयेद्यः शृणोति वा ।
नाशुभं प्राप्नुयात्किंचिद्दीर्घमायुरवाप्नुयात् ॥ ९७॥

જે પુરુષ દક્ષે કરેલાં આ સ્તોત્રનો પાઠ કરે અથવા તો સાંભળે તે પુરુષનું યત્કિંચિત પણ અશુભ થતું નથી અને તે મોટાં આયુષ્યને મેળવે છે.[૧૯૭]

यथा सर्वेषु देवेषु वरिष्ठो भगवाञ्छिवः ।
तथा स्तवो वरिष्ठोऽयं स्तवानां ब्रह्मसंमितः॥९८॥

જેમ ભગવાન શિવ સર્વે દેવતાઓમાં શ્રેષ્ઠ છે, તેમ સર્વ સ્તોત્રોમાં આ સ્તોત્ર વેદસમાન અને શ્રેષ્ઠ છે.[૧૯૮]

यशोराज्यसुखैश्वर्यकामार्थधनकांक्षिभिः ।
श्रोतव्यो भक्तिमास्थाय विद्याकामैश्च यत्नतः॥९९॥

જેને યશની, રાજ્યસુખની, ઐશ્વર્યની, કામનાની, અર્થની, ધનની અને વિદ્યા સંપાદન કરવાની ઇચ્છા હોય તેઓએ ભક્તિનો આશ્રય કરીને પ્રયત્નથી આ સ્તોત્રને શ્રવણ કરવું.[૧૯૯]

व्याधितो दुःखितो दीनश्चोरग्रस्तो भयार्दितः ।
राजकार्याभियुक्तो वा मुच्यते महतो भयात्॥२००॥

રોગી, દુઃખી, દીન, ચોરોને હાથે પકડાયેલો, ભયભીત, રાજકીય કાર્યો કરતાં અપરાધમાં આવી ગયો હોય તેવો હરકોઇ પણ પુરુષ, મોટા ભયમાંથી (આ સ્તોત્રના પાઠથી) મુક્ત થાય છે.[૨૦૦]

अनेनैव तु देहेन गणानां समतां व्रजेत् ।
तेजसा यशसा चैव युक्तो भवति निर्मलः ॥ १ ॥

તે ઉપરાંત આ જ દેહથી શંકરનો ગણ થાય છે તથા તેજસ્વી, યશસ્વી અને નિર્મળ થાય છે.[૨૦૧]

न राक्षसाः पिशाचा वा न भूता न विनायकाः ।
विघ्नं कुर्युर्गृहे तस्य यत्रायं पठ्यते स्तवः ॥ २ ॥

જે ઘરમાં આ સ્તોત્રનો પાઠ કરવામાં આવે છે ત્યાં રાક્ષસો, પિશાચો, ભૂતો અને વિનાયકો વિઘ્ન કરી શકતા નથી.[૨૦૨]

शृणुयाच्चैव या नारी तद्भक्ता ब्रह्मचारिणी ।
पितृपक्षे मातृपक्षे पूज्या भवति देववत् ॥ ३ ॥

જે નારી શંકરની ભક્ત થઇને બ્રહ્મચર્ય વ્રત પાળીને આ સ્તોત્રને સાંભળે છે તે સ્ત્રી પોતાના પિતૃ પક્ષમાં તથા માતૃપક્ષમાં* દેવતાની પેઠે પૂજાય છે.[૨૦૩]

शृणुयाद्यः स्तवं कृत्स्नं कीर्तयेद्वा समाहितः ।
तस्य सर्वाणि कर्माणि सिद्धिं गच्छंत्यभीक्ष्णशः ४

જે પુરુષ સાવધાન થઇને આ સ્તોત્રને સંપૂર્ણ રીતે સાંભળે છે, અથવા તો તેનો પાઠ કરે છે તેનાં સર્વે કર્મો નિત્ય સિદ્ધિને પામે છે.[૨૦૪]

मनसा चिंतितं यच्च यच्च वाचाऽनुकीर्तितम् ।
सर्वं संपद्यते तस्य स्तवस्यास्यानुकीर्तनात् ॥ ५ ॥

આ સ્તોત્રનો પાઠ કરવાથી મનુષ્ય જે જે વસ્તુનું મનમાં ચિંતન કરે છે, તથા જે જે વસ્તુનું વાણીથી નામ લે છે, તે તે સર્વ વસ્તુ તેને પ્રાપ્ત થાય છે.[૨૦૫]

देवस्य च गुहस्यापि देव्या नंदीश्वरस्य च ।
बलिं सुविहितं कृत्वा दमेन नियमेन च ॥ ६ ॥
ततस्तु युक्तो गृह्णीयान्नामान्याशु यथाक्रमम् ।
ईप्सितान् लभते सोऽर्थान्भोगान्कामांश्च मानवः ७

જે મનુષ્ય યમ નિયમમાં પરાયણ થઇને શંકર, કાર્તિક સ્વામી, દેવી (પાર્વતી), તથા નંદીકેશ્વરની વિધિપૂર્વક પૂજા કરી, તેઓને બળિદાન અર્પણ કરીને, ક્રમ પ્રમાણે શ્રીશંકરનાં નામોનો પાઠ કરે છે તે મનુષ્ય ઇચ્છિત પદાર્થોને, ભોગોને તથા કામનાઓને મેળવે છે.[૨૦૬-૨૦૭]

मृतश्च स्वर्गमाप्नोति तिर्यक्षु च न जायते ।
इत्याह भगवान्व्यासः पराशरसुतः प्रभुः ॥ २०८ ॥

અને મરણ પછી પક્ષી યોનિમાં અવતરતો નથી, પણ સ્વર્ગમાં જાય છે. આ રીતે ભગવાન પરાશરના પુત્ર વ્યાસનું વચન છે.†[૨૦૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'दक्षे करेलुं शिव सहस्र नाम स्तव' ए नामनो अध्याय २८४ मो समाप्त.

---

## અધ્યાય ૨૮૫ મો.

### અધ્યાત્મ શું? અધ્યાત્મ શાસ્ત્ર શું?

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે પિતામહ ભીષ્મ! પુરુષના આત્મા સંબંધી જે અધ્યાત્મશાસ્ત્ર‡ કહેવાય છે તેનું સ્વરૂપ કેવું છે? એ અધ્યાત્મશાસ્ત્ર શાથી ઉત્પન્ન થયું છે તે તું મને કહે.[૧]

---

* મૂળમા માતૃપક્ષ એટલે મોસાળમાં છે. પણ ખરી રીતે ભર્તૃપક્ષે એટલે સાસરાના પક્ષમાં જોઇએ. મી૦ રૉય અહીં જણાવે છે કે માતૃપક્ષે એ પાઠને સ્થાને ભર્તૃપક્ષે એવો પાઠ હોવો જોઇએ. હું પણ એ પાઠને માન્ય કરું છું.

† ભા. પ્ર.માં ૨૮૪ માં અધ્યાયના ૭૨ શ્લોક છે અને ૨૮૫ માં અધ્યાયના ૧૩૯ શ્લોક છે, એમ કુલ ૨૧૦ શ્લોક સંખ્યા થાય છે.

‡ પુરુષના આત્માને વિશે જે વસ્તુ રહેલી છે તેને અધ્યાત્મ કહેવામાં આવે છે; અને દૃશ્ય તથા અદૃશ્ય વસ્તુનો વિવેક કરનારું જે શાસ્ત્ર તેને અધ્યાત્મશાસ્ત્ર કહેવામાં આવે છે.

ભીષ્મે કહ્યું:–હે તાત યુધિષ્ઠિર! અધ્યાત્મશાસ્ત્રના જ્ઞાનથી એક પુરુષ સર્વજ્ઞ થાય છે. વળી તે જ્ઞાન સર્વથી શ્રેષ્ઠ છે. હું તને મારી બુદ્ધિવડે, અધ્યાત્મ શાસ્ત્ર વિશે જે સ્પષ્ટ સમજાવીશ તેની વ્યાખ્યા તું શ્રવણ કર.[૨] પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અને પાંચમું તેજ; આ પાંચ મહાભૂતો છે. તેમાંથી સર્વભૂતોની (પ્રાણીઓની) ઉત્પત્તિ થાય છે તથા તેમાં જ વિનાશ થાય છે.[૩] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! સ્થૂળ તથા સૂક્ષ્મ પ્રાણીના ચૈતન્યમય શરીર એ પાંચ મહાભૂતોનું કાર્ય છે. બુદ્ધિ વગેરે ભૌતિક ગુણ સમુદાય, પરમ કારણરૂપ પરમાત્માને વિશે નિત્ય લય પામે છે; અને પાછા તેમાંથી ઉત્પન્ન થાય છે.*[૪] તરંગો જેમ મહાસાગરમાંથી ઉત્પન્ન થઈને પાછા મહાસાગરમાં જ લય પામે છે, તેમ જ ભૂતો પણ પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થઈને પાછા પાંચ મહાભૂતોને વિશે જ લય પામે છે.[૫] જેમ કાચબો પોતાના અંગોને બહાર ફેલાવીને પાછો તેને અંદરના ભાગમાં સંકોચી લે છે, તેમ જ આકાશ વગેરે પાંચ મહાભૂતોમાંથી નાના પ્રકારના જીવ સમુદાયો પ્રકટ થાય છે અને પાછા તેને જ વિશે લય પામે છે.[૬] આ શરીરમાં જે શબ્દ થાય છે તે આકાશનો ભાગ છે; જે કઠિન ભાગ છે તે પૃથ્વીનો ભાગ છે; સર્વે પ્રાણ, વાયુનો અંશ છે; રુધિર વગેરે આર્દ્ર ભાગ, પાણીનો ભાગ છે, ને ગૌર વગેરે રૂપને તેજનો અંશ કહેવામાં આવે છે.[૭] આ રીતે આ સર્વ સ્થાવર જંગમ જગત્, પંચમહાભૂતોના અમુક અંશો ગ્રહણ કરી ઉત્પન્ન થાય છે. જ્યારે (સૃષ્ટિનો) પ્રલય થાય છે, ત્યારે સર્વ પરમાત્માને વિશે લય પામે છે અને નવી સૃષ્ટિ રચાય છે ત્યારે પુનઃ એ પાંચમાંથી ઉત્પન્ન થાય છે.[૮] સ્રષ્ટાએ, એ પંચમહાભૂતોની વહેંચણી, સર્વ પ્રાણીઓમાં (સૌ સૌની) યોગ્યતા પ્રમાણે કરી છે; અર્થાત્ પંચમહાભૂતોને રચનારા અહંકારે સર્વ પ્રાણીઓના દેહને વિશે ઈંદ્રિયોની કેવી રીતે કલ્પના કરી છે અને તે આ દેહને વિશે રહીને સર્વ કાર્યોનું કેવી રીતે અવલોકન કરે છે તે તું શ્રવણ કર.[૯]

શબ્દ, શ્રોત્રેંદ્રિય અને ઈંદ્રિયોની ગોલખ, આ ત્રણ આકાશમાંથી ઉત્પન્ન થાય છે; રસ, સ્નેહ (તેલ, ઘી, જળ વગેરે) અને જીભ, જળના ગુણમાંથી ઉત્પન્ન થાય છે;[૧૦] રૂપ, નેત્ર તથા જઠરાગ્નિ, આ ત્રણ પદાર્થ તેજમાંથી ઉત્પન્ન થાય છે; ગંધ, નાસિકા અને શરીર, ભૂમિના ગુણોમાંથી ઉત્પન્ન થાય છે;[૧૧] પ્રાણ, સ્પર્શ અને ચેષ્ટા (ક્રિયા), એને વાયુના ગુણો કહેવામાં આવે છે. હે રાજા! આ રીતે પાંચ મહાભૂતોના સર્વે ગુણો (સાંખ્યશાસ્ત્રમાં) કહ્યા છે તે મેં તને કહ્યા.[૧૨] હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! એ ઉત્પન્ન કર્યા પછી સત્વગુણ, રજોગુણ, તમોગુણ અને (ભૂત, ભવિષ્યત્ ને વર્તમાનકાળ એમ) ત્રિવિધકાળ પોતપોતાના વિષયોનો નિર્ણય કરનારી પંચકર્મ બુદ્ધિ† અને (સંકલ્પ વિકલ્પાત્મક) છઠ્ઠું મન, આ સર્વને માયા વિશિષ્ઠ ઈશ્વરે પ્રકટ કર્યા છે.[૧૩] ચરણના તળીયાંથી આરંભીને મસ્તક સૂધી આ સર્વ શરીરને વિશે સંપૂર્ણ રીતે બુદ્ધિ વ્યાપીને રહેલી છે.[૧૪] મનુષ્યના શરીરને વિશે પાંચ ઈંદ્રિયો છે; મન છઠ્ઠું; બુદ્ધિ સાતમી અને આઠમો ક્ષેત્રજ્ઞ પુરુષ રહેલો છે.[૧૫] ઈંદ્રિયો જે સર્વ કર્તાહર્તા છે તેને તેનાં કર્મો ઉપરથી જાણી લેવી; અને સત્વ, રજ તથા તમોગુણને તેના કર્મ ઉપરથી ઓળખવા. (સત્વાદિ) આ ત્રણ ગુણો પણ ઈંદ્રિયોના કર્તા અભિમાનથી જ ઉત્પન્ન થયા છે અને તેનો આશ્રય કરીને રહેલા છે.[૧૬] એ ઈંદ્રિયે પદાર્થોની છાપ લેવાને માટેજ બનાવવામાં આવી છે. મનનો ગુણ સંશયાત્મક છે, તેથી તે સંશય ઉત્પન્ન કરે છે; બુદ્ધિ નિશ્ચય કરનારી છે; અને ક્ષેત્રજ્ઞ, જે અવ્યવસાયી છે તે, સર્વનો સાક્ષી કહેવાય છે.[૧૭] તમોગુણ, સત્વગુણ તથા રજોગુણ, કાળ અને કર્મ‡ આ ગુણો (એ) બુદ્ધિના માર્ગદર્શક છે. બુદ્ધિ એ ઇન્દ્રિયો છે, અને બીજા પાંચ (ત્રણ ગુણ, કાળ ને કર્મ) તેના ગુણ છે. ઈંદ્રિયો તથા છઠ્ઠું મન એ સર્વે ઈંદ્રિયો, બુદ્ધિ રૂપ જ છે. બુદ્ધિ ન હોય તો ઈંદ્રિયો પણ હોય નહિ.[૧૮] એ ઈંદ્રિયોમાં બુદ્ધિ જેનાથી જુએ છે તેનું નામ ચક્ષુષ ઈંદ્રિય; જેનાથી સાંભળે છે તેનું નામ શ્રોત્ર ઈંદ્રિય; જેનાથી સુંઘે છે તેનું નામ ઘ્રાણેંદ્રિય; જેનાથી રસોને ગ્રહણ કરે છે તેનું નામ રસના ઈંદ્રિય;[૧૯] જેનાથી સ્પર્શ કરે છે તેનું નામ ત્વચા ઈંદ્રિય કહેવાય છે. આ રીતે બુદ્ધિ જ વારંવાર અનેક રૂપોને ધારણ કરે છે. હવે જ્યારે બુદ્ધિ કોઇ વસ્તુની કામના કરે છે ત્યારે તે મનરૂપે થાય છે.[૨૦] પાંચ ઈંદ્રિય, બુદ્ધિનું અધિષ્ઠાન (રહેવાનું સ્થાન) છે. અવયવ દુષ્ટ થવાથી જેમ અવયવી પણ દોષી થાય છે, તેમ ઈંદ્રિય દુષ્ટ થવાથી બુદ્ધિ પણ દૂષણ પામે છે.[૨૧] એ બુદ્ધિ, જીવમાં ત્રણ સ્થિતિમાં રહે છે, તેથી તે સાત્વિકાદિક ત્રણ ભાવવાળી થાય છે. તે કોઇ વખત પ્રસન્ન રહે છે; કોઇ વખત શોક કરે છે;[૨૨] અને કોઇ વખત સુખ અથવા તો દુઃખ બન્ને ભાવથી રહિત રહે છે. (સત્વ, રજ ને

* અર્થાત્ જીવ સમુદાય આત્માથી ઉત્પન્ન થાય છે અને પાછો આત્માને વિશે જ લય પામે છે.

† ભાવાર્થ કે, શ્રવણેંદ્રિયનો શબ્દબોધ; ત્વચા ઇન્દ્રિયનું સ્પર્શજ્ઞાન; દર્શનેંદ્રિયનું રૂપપ્રત્યક્ષ; રસના ઇન્દ્રિયનો રસાસ્વાદ અને ઘ્રાણેંદ્રિયનું ગંધજ્ઞાન વગેરે સર્વ ઇન્દ્રિયકર્મ છે.

‡ કર્મ એટલે પૂર્વજન્મની વાસના.

તમ ) ગુણોના આશ્રય કરીને રહેલી બુદ્ધિ, તેમાં ભ્રમણ કર્યા કરે છે ને ત્રણ ગુણોને અનુસરીને નિશ્ચય કરે છે.*૨૩ જેમ તરંગોથી ભરપૂર નદીઓનો ભર્તાર સમુદ્ર તીરનું ઉલ્લંઘન કરતો નથી; તેમ બુદ્ધિ પણ ત્રણેય ગુણો–ભાવોને ઉલ્લંઘન કરતી નથી, પણ તે મનમાં નિવાસ કરીને રહે છે.૨૪ બુદ્ધિ, ઉત્થાનકાળમાં પ્રવૃત્તિ કરાવનારાં રજોગુણને અનુસરે છે અને તેથી પ્રવૃત્તિ-વાળી થાય છે. મહાન્ હર્ષ, પ્રીતિ, આનંદ, સુખ, ચિત્તની શાંતિ વગેરે૨૫ જ્યારે સાત્વિક ગુણો પુરુષમાં ઉત્પન્ન થાય, ત્યારે તેને સત્વગુણી જાણવો; ચોતરફથી દાહ, શોક, સંતાપ, અસંતોષ, ક્ષમાનો અભાવ વગેરે,૨૬ કારણને લીધે અથવા તો કારણ વગર જ ઉત્પન્ન થાય છે, ત્યારે જાણવું કે પુરુષ રજોગુણી છે; અવિદ્યા, રાગ, પ્રમાદ, મોહ, સ્તબ્ધતા, ભય,૨૭ અસંપત્તિ, દીનતા, મહામોહ, (સ્વપ્નનિદ્રા) અને તંદ્રા, આ પ્રમાણે જાત-જાતના તમોગુણ જ્યારે પુરુષને થવા માંડે, ત્યારે તે પુરુષને તમોગુણી જાણવો.૨૮ હર્ષ અને સુખની સાથે સંબંધ થવાથી શરીરમાં કે મનમાં જે સ્થિતિ ઉત્પન્ન થાય છે તે સત્વગુણથી ઉત્પન્ન થયેલી સમજવી.૨૯ વળી જે સ્થિતિ શોકથી વેષ્ટિત હોય, અને પોતાને નાપસંદ હોય તે રજોગુણનું કાર્ય છે એમ સમજવું. આવું કોઈ પણ કાર્ય આરંભ કર્યા વગર જ મનુષ્યે તેના તરફથી પોતાનું લક્ષ ઉઠાવી લેવું.૩૦ જેની અંદર પ્રમાદ–ભૂલ હોય, શરીરને તેમ જ મનને જે બેચેન કરે, જે સમજી શકાય નહિ તેવું અને ગુપ્ત હોય, તે સર્વ તમો ગુણ સાથે સંબંધ ધરાવે છે એમ માનવું.૩૧ આ રીતે બુદ્ધિની જેટલી ગતિઓ છે તે સર્વ મેં તને કહી સંભ-ળાવી. આ બુદ્ધિની ગતિ જાણીને મનુષ્ય બુદ્ધિમાન્ થાય છે. આ સિવાય બીજું બુદ્ધિનું શું લક્ષણ હોય?૩૨

હવે તું સૂક્ષ્મ એવી બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞની વચ્ચે જે ભેદ છે તે સાંભળ. બુદ્ધિ ગુણોને ઉત્પન્ન કરે છે, કંઈ ક્ષેત્રજ્ઞ ગુણોને સરજતો નથી.૩૩ સત્વ એટલે બુદ્ધિ તથા ક્ષેત્રજ્ઞ, એ બંને સ્વાભાવિક રીતે ભિન્ન ભિન્ન છે, છતાં સર્વદા સાથે રહેલા હોય એમ જોવામાં આવે છે. દૃષ્ટાંતમાં, જેમ માછલું પાણીથી ભિન્ન છે, તથાપિ પાણીની સાથે જોડાયલું હોય એમ જણાય છે; તેમ જ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ, ભિન્ન ભિન્ન છતાં એક સાથે રહેતાં હોય તેમ જોવામાં આવે છે.૩૪ વળી સત્વા-દિક ગુણો આત્માને જાણતા નથી; પરંતુ આત્મા સત્વાદિક ગુણોને સંપૂર્ણ રીતે જાણે છે. (સત્વાદિ) ગુણનો સંસર્ગવાળો મૂઢ મનુષ્ય માને છે કે આત્માની સાથે એ ગુણોને, જેમ ગુણ તથા ગુણીનો સંબંધ રહેલો હોય છે તેમ, સંબંધ છે; પરંતુ યથાર્થ રીતે તેમ નથી. આત્માની સત્વાદિક ગુણો સાથે તાદાત્મરૂપતા છે જ નહિ. પરંતુ આત્મા તો કેવળ ગુણો(ની કૃતિ)નું અવલોકન માત્ર જ કર્યા કરે છે.૩૫ બુદ્ધિનું ઉપાદાન કારણ જ છે નહિ.† ત્રણ ગુણોના સાથે આવવાથી, બુદ્ધિ જેમાં રહેલી છે એવી જીંદગી-ચૈતન્યમય દેહ–અસ્તિમાં આવે છે. શરીરમાં રહેલી બુદ્ધિને, ગુણો (શરીરમાં આવ્યા પછી બુદ્ધિ જે ગુણો ઉત્પન્ન કરે છે તે નહિ, પણ મૂળ જે ગુણો પ્રકૃતિમાં અવ્યક્ત દશામાં પડ્યા હતા તે) નિમિત્ત કારણ થઈને જન્મ આપે છે; પરંતુ તેમાંનો કોઈ પણ કદી પણ તે ગુણોના ગુણ કે સ્વરૂપને જાણતો નથી.૩૬ સત્વ (બુદ્ધિ) મહત્તત્વાદિક ગુણોને સરજે છે અને ક્ષેત્રજ્ઞ (અવ્યવ-સાયી રહી) તે (ગુણોના કર્મ) માત્ર જોયા કરે છે. આ રીતે બુદ્ધિનો અને ક્ષેત્રજ્ઞનો પરસ્પર સનાતન કાળથી સંબંધ છે.૩૭

શરીરમાં રહેલી બુદ્ધિ ઇંદ્રિયોના સાધનદ્વારા જ્ઞાન મેળવે છે, પણ ઇંદ્રિયો જડ અને સમજણ વગરની છે. ઇંદ્રિયો દીપક જેવી છે,‡૩૮ (ઇંદ્રિય, બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ) એ સ્વભાવિક જ છે; અને જે મનુષ્ય એમ જાણે છે અને એમ જાણીને શોક તથા હર્ષથી રહિત થઈને પોતાનો વ્યવહાર કરે છે તેને મત્સર રહિત જાણવો.૩૯ કરોળીઓ જેમ પોતાની લાળમાંથી સ્વભાવિક રીતે જ તાંતણા ઉત્પન્ન કરે છે; તેમ જ બુદ્ધિ–સત્વ પણ ગુણોને સ્વભાવિક રીતે જ ઉત્પન્ન કરે છે; માટે કરોળીઆના તાંતણા સમાન એ ગુણોને જાણવા.૪૦ હવે ગુણો નાશ પામ્યા છતાં પણ તેઓનો સર્વથા નાશ થતો નથી; પરંતુ એક ઘડો જેમ ફુટી ગયા પછી તે કપાળરૂપે (ઠીકરારૂપે) જોવામાં આવે છે, તેમ આ શરીરસંઘાતનો નાશ થયા પછી ગુણો સૂક્ષ્મરૂપે રહે છે તેથી જ તેઓની પ્રવૃત્તિ જોવામાં આવતી નથી. પરોક્ષ પદાર્થનું જ્ઞાન પ્રત્યક્ષ પદાર્થ દ્વારા થતું નથી, પરંતુ અનુમાનદ્વારા જેમ પરોક્ષ પદાર્થનું જ્ઞાન થાય છે; તે (મુદ્દાપર) કેટલાએક શરીરસંઘાતના નાશ થયા પછી ગુણોની પ્રવૃત્તિનું પણ સમર્થન કરે છે; ત્યારે કેટલાએક કહે છે કે તેઓ તો નિવૃત્તિને પામે છે.૪૧ આ પ્રમાણે જોતાં બુદ્ધિ તથા ચિંતામય હૃદયની

* આ રીતે ભાવાત્મક બુદ્ધિ, સત્તારૂપ ચૈતન્યને વિશે પોતાની સ્થિતિ કરીને રહે છે; અર્થાત્ જ્ઞાનને લીધે સૂક્ષ્મરૂપે રહે છે.

† કારણ કે બુદ્ધિની ઉત્પત્તિ અજ્ઞાનમાંથી થયેલી છે, અને એ અજ્ઞાન, રૂપરહિત મિથ્યા છે. જેમ રજ્જુમાં સર્પનું જ્ઞાન કરાવનારું અજ્ઞાન કાર્યદ્વારા અનુમાનમા આવે છે, પરંતુ તે કોઇના પણ પ્રત્યક્ષ જોવામાં આવતું નથી, તેમ સત્વાદિક ગુણોમાંથી મહત્તત્વાદિક કાર્યો ઉત્પન્ન થાય છે, તે દ્વારા ગુણોનું અનુમાન કરવામાં આવે છે.

‡ કારણ કે દીપક બીજાઓને પદાર્થ શોધી આપવાના કાર્યમાં મદદ આપે છે, પણ તે પોતે તેને જોઈ શકતો નથી.

મહાન્ દૃઢ ગાંઠને છોડી નાખીને, મનુષ્યે શોક તથા સંશય રહિત થઈને પરમ સુખમાં નિવાસ કરવો જોઈએ.*[૪૨] મનુષ્યો, આ મોહથી ભરપૂર એવી સંસારરૂપી નદીને વિષે પડીને મહાન્ દુઃખ ભોગવે છે. જેના તળિયાની ખબર નથી તેવા ઉંડા પાણીમાં પડવા પછી જેમ અજાણ્યો મનુષ્ય દુઃખી થાય છે, તેમ જ અજ્ઞાની જીવ પણ બુદ્ધિ(જે અગાધ ઉંડી છે તે)ની સાથે સંબંધ કરીને દુઃખી થાય છે.[૪૩] એમાંથી માત્ર અધ્યાત્મવેત્તા વિદ્વાન્ ધીર પુરુષ, સંસારરૂપી સિંધુને તરીને તેના સામા પારને પહોંચી જાય છે, અને જરા પણ દુઃખી થતો નથી; કારણ કે તેની પાસે જ્ઞાનરૂપી ઉત્તમ નૌકા હોય છે.[૪૪] મરણથી પછી શું થશે, એ માટે અજ્ઞાનીઓને જેવો મહાન્ ભય લાગે છે, તેવો આત્મજ્ઞાનીઓને મહાન્ ભય લાગતો નથી (કારણ કે જ્ઞાની તેના તત્ત્વને જાણે છે). વળી જ્ઞાની પુરુષોમાં કોઇને અધિક ગતિ મળતી નથી; પરંતુ સર્વેની સમાન ગતિ થાય છે; કેમકે પરબ્રહ્મનું એકવાર જ્ઞાન થયા પછી સર્વે સમાન થઈ જાય છે.†[૪૫] હવે જ્ઞાની, પૂર્વે અજ્ઞાનદશામાં થએલાં કર્મો—જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ રાગ દ્વેષથી કદિ જો કંઈ કર્મો થઈ ગયાં હોય છે તો તે, એમ બંને દશાના કર્મોના મળનારા અનિષ્ટ ફળનો, માત્ર પોતાના શુદ્ધજ્ઞાન સાધનવડે નાશ કરે છે. જ્ઞાનીને જ્યારે સત્ય(ખરું) જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે બીજાઓએ કરેલાં પાપ કર્મોની તે નિંદા કરતો નથી; તેમજ સંગથી, રાગ દ્વેષથી પ્રેરાઈ તે પોતે પણ કંઈ અનર્થકારક કર્મ કરતો નથી.‡[૪૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'पांचभौतिक विवेचन' ए नामनो अध्याय २८९ मो समाप्त.

## અધ્યાય ૨૯૦ મો.

### દુઃખ તથા મૃત્યુ ટાળવા સંબંધી નારદ અને સમંગનો સંવાદ.

યુધિષ્ઠિરે પૂછયું:—હે ભીષ્મ પિતામહ! પ્રાણીઓ સદાય દુઃખથી તથા મૃત્યુથી અત્યંત ત્રાસ પામે છે, માટે દુઃખનો તથા મૃત્યુનો ત્રાસ (ભય) અમને જે પ્રમાણે થાય નહિ તે પ્રમાણે અમને ઉપદેશ આપ.[૧]

ભીષ્મે કહ્યું:—હે ભરતવંશના રાજા! આ વિષયમાં નારદનો અને સમંગનો સંવાદરૂપ એક ઇતિહાસ આ પ્રમાણે ઉપદેશ આપે છે.[૨]

સમંગને મળ્યા પછી નારદે તેને આ પ્રમાણે પ્રશ્ન કર્યો—હે સમંગ! બીજા જ્યારે મસ્તક નમાવીને પ્રણામ કરે છે, ત્યારે તું પૃથ્વીપર છાતિ લગાડીને એટલે પૃથ્વી ઉપર પડીને પ્રણામ કરે છે; તેથી જણાય છે કે તું તારા બે બાહુવડે§ સંસારરૂપી નદીને તરી જવામાં રોકાયલો છે! તારું મન નિત્ય અત્યંત પ્રસન્ન જોવામાં આવે છે, અને તું શોકરહિત હોય તેવો દેખાય છે;[૩] તને લેશભાર પણ ઉદ્વેગ હોય એમ મને જણાતું નથી; પણ તું નિત્ય તૃપ્ત તથા સ્વસ્થ જોવામાં આવે છે અને બાળકની પેઠે ક્રીડા કર્યા કરે છે, એનું કારણ શું?[૪]

સમંગે ઉત્તર આપ્યું;—હે માન આપનારા નારદ! હું ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનાં સ્વરૂપ તથા તત્ત્વને તથા તત્ત્વનાં તત્ત્વને પણ જાણું છું, તેથી મારા મનમાં કદી ખેદ થતો નથી.‖[૫] હું કાર્યોના આરંભોને, કાર્યોના ફળોદયોને, તથા જગતને વિષે તેના ભાતભાતનાં રૂપોને, જાણું છું; અર્થાત્ તે સર્વ નાશવંત

---

* આ શરીરસંઘાતના દેખીતા નાશ પામ્યા પછી, જે તત્ત્વો અને ગુણોથી આ શરીર બંધાયલું હતું તેનો પણ નાશ થાય છે કે કેમ, આવી શંકા ઉઠાવી ભીષ્મ પિતામહ તે વિષયમાં જેઓએ વિચાર કર્યો છે તેઓનું મત પ્રથમ દર્શાવે છે. ભીષ્મ પિતામહ કહે છે કે, કેટલાકનું માનવું એમ છે કે શરીરના નાશ સાથે ગુણોનો નાશ થતો નથી. વાત ખરી છે કે શરીરના નાશ સાથે ગુણો પ્રત્યક્ષ દેખાતા નથી, પણ તે છે એમ આપણે અનુમાન કરી શકીએ તેમ છે જ. જો શરીરના નાશ થઈ જવા પછી કંઇ જ રહેતું હોય નહિ, તો પછી સ્વર્ગાદિકલોક, કૃતકર્મના ફળ મેળવવા માટે ઈશ્વર સમીપ હાજર થવું એ વગેરે માનવું નકામું થઈ પડશે; અને પુનર્જન્મ લેવા આવવું, તથા જગતમાં સુખ દુઃખની અસમાન વેહેંચણી દેખાય છે તેનું કારણ સમજાવવું, એ વિકટ થઈ પડશે. શરીરના નાશ પછી કંઇક એવું તત્ત્વ તો રહેતું જ હોવું જોઇએ કે જે કૃતકર્મનું ફળ ભોગવવાને, કાં તો સ્વર્ગ કે નર્કમાં જાય, અથવા તો આ સંસારમાં પુનર્જન્મ લઇને ભોગવે. આર્ય ઋષિ મુનિઓએ આ બંને ગતિઓ માનેલી છે. દેહના ભસ્મીભૂત થવા પછી ગુણો લિંગદેહનો આશ્રય કરીને રહે છે, અને જ્યાં સુધી પરમજ્ઞાન પ્રાપ્ત થતું નથી, ત્યાં સુધી આત્માને ગુણોની ઉપાધિને લીધે સંસારચક્રમાં ભ્રમણ કરવું પડે છે. આથી વિરુદ્ધ બીજો મત એવો છે કે દેહના પતન સાથે સર્વ શૂન્યમાં લય થાય છે. વક્તા આ મતને ધિક્કારે છે એમ આ શ્લોકો ઉપરથી સ્પષ્ટ થાય છે.

† એકસો ને આઠ ગાયત્રીનો જપ કરનારા કરતાં હજારનો જપ કરનારાને વિશેષ ફળ મળે છે, તેમ જ્ઞાનની આવૃત્તિ કરનારાને અધિક મોક્ષનો લાભ થાય છે એવું કંઈ નથી; પરન્તુ એકવાર જ્ઞાન થયું કે સર્વની સમાન જ ગતિ થાય છે.

‡ જ્ઞાની પુરુષ, જ્ઞાનવડે, પોતાના આ જન્મના ને પૂર્વ જન્મના પાપ કર્મનો નાશ કરે છે. નીલકંઠ તેના ઉદાહરણમાં લખે છે કે—જેમ કમળ ગમે તેવા ઉંડા પાણીમાં રહે છે, અથવા કીચડમાં હોય છે, તો પણ તેને કંઈ પણ ચોંટતું નથી, તેમ જ્ઞાનનું આ અદૃશ્ય ફળ છે. જ્ઞાની કોઈના સારા કે નરવા કર્મની સ્તુતિ કે નિંદા કરતો નથી; તેમ તે પંડે પણ કંઈ કરતો નથી, એ પ્રત્યક્ષ ફળ જ્ઞાનનું છે. જ્ઞાની સર્વ જગતને અભેદ દૃષ્ટિથી જુએ છે.

§ સંસારરૂપ નદીને કોઇ પણ જાતના તરાપાની મદદ વગર માત્ર પોતાના બાહુબળથી તરવાનો પ્રયત્ન કરવો એ સ્વાત્મબળનું પરિણામ બતાવે છે. સમંગને પોતાનાં આત્મામાં એટલો વિશ્વાસ હતો કે તેને ગમે તેટલું દુઃખ પડે તોપણ તે પ્રસન્નવદને સઘળું સહન કરતો હતો.

‖ જેનું અસ્તિત્વ કદાપિ પૂર્વે હતું જ નહિ, તે કદી પણ ભવિષ્યમાં હોઇ શકે નહિ, તો પછી વર્તમાનમાં તો કયાંથી જ હોઇ

છે એમ જાણીને હું કાર્યોનો આરંભ કરતો નથી તેથી મારા મનમાં ખેદ થતો નથી.[૬]*

હે નારદ! તું જો, આ જગતને વિષે મૂર્ખો પણ પ્રારબ્ધ કર્મને લીધે વિદ્યા સંપાદન કરે છે, અને સ્ત્રી તથા ધન રહિત પુરુષો પ્રારબ્ધ કર્મયોગે સ્ત્રી ને ધનને સંપાદન કરે છે ને પોતાનું જીવન ગાળે છે; આંધળા અને ગાંડા પણ પોતાનું જીવન ગાળે છે. તેજ પ્રમાણે અમે પણ, કોઈ પ્રકારનું કાર્ય કર્યા વગર, જીવીએ છીએ.†[૭] આ જીવન અમારા પૂર્વજન્મના કર્મનું ફળ છે. રોગરહિત દેવતાઓ, સબળ અને નિર્બળ–એ સર્વે પોતપોતાના પૂર્વજન્મનાં કર્મવડે જીવે છે. તે પ્રમાણે અમે પણ જીવીએ છીએ, માટે તારે અમને માનપાત્ર ગણવા.[૮] હજાર કુટુંબવાળા લોકો પણ જીવે છે અને સેંકડો કુટુંબવાળા પણ જીવે છે; શોકગ્રસ્ત માણસો પણ જીવે છે, (અને આનંદમાં રમણ કરતાં પણ જીવે છે) તેમ તું જો, અમે પણ જીવીએ છીએ.[૯] હે નારદ! જ્યારે શોકના મૂળરૂપ અજ્ઞાન અમારામાં ન હોવાથી અમે શોક કરતા નથી, ત્યારે અમારે યજ્ઞાદિક કર્મ કરવાનું અથવા તો લૌકિક કર્મ કરવાનું શું પ્રયોજન છે? સુખ ને દુઃખ, એ તો કાળને આધીન છે, અર્થાત્ નાશવંત છે, તેથી તે મારું અપમાન કરતાં નથી (અને હું તેને આધીન થતો નથી).‡[૧૦] મનુષ્યો જેને લીધે પ્રાજ્ઞ એટલે બુદ્ધિમાન્ કહેવાય છે, તેને પ્રજ્ઞા કહે છે. પ્રજ્ઞાથી, ભ્રમમાં પડેલી ઇંદ્રિયો ભ્રમરહિત થઇને નિર્મળ થાય છે. કારણ કે ઇંદ્રિયો જ ભ્રમમાં પડે છે અને દુઃખી થાય છે. જેની ઇંદ્રિયો મૂઢ થયેલી હોય છે તે કદી પણ જ્ઞાનને–પ્રજ્ઞાને પ્રાપ્ત કરી શકતો નથી.[૧૧] જેને લીધે માણસ ગર્વિષ્ટ બને છે તેનું મૂળ કારણ ભ્રમિત થયેલી ઇંદ્રિયો જ છે. જેની ઇંદ્રિયો ભ્રમિત થએલી છે એવા મૂઢ પુરુષને આ લોકમાં સુખ મળતું નથી, અને મરણ પછી પરલોક પણ મળતો નથી. વળી સ્મરણમાં રાખવું કે મનુષ્યને આ જગતમાં સદાય દુઃખો પણ આવતાં નથી, તેમ સદાય કેવળ સુખનો પણ લાભ થતો નથી§.[૧૨] નિત્ય પરિવર્તનને પામતા આ જગતને જોઇને, મારા જેવો પુરુષ કોઇ દિવસ ખેદ કરે નહિ; એવો પુરુષ પોતાને ગમતા ભોગોને ઇચ્છે નહિ, અથવા તો સુખની પણ ઇચ્છા કરે નહિ, તેમ પોતાની પાસે આવી પડેલાં દુઃખનો પણ વિચાર કરે નહિ.[૧૩] યોગથી મનને નિયમમાં રાખનારો પુરુષ, પારકાના સુખની ઇચ્છા કરતો નથી; ભવિષ્યના લાભની પણ ઇચ્છા કરતો નથી; ઘણા ધનનો લાભ થવાથી હર્ષ પામતો નથી; ધનનો નાશ થવાથી ખેદ પણ કરતો નથી.[૧૪] બાંધવો (પુત્ર, ભાઇ વગેરે), ધન, ઉત્તમ કુળમાં જન્મ, શાસ્ત્રાધ્યયન, મંત્રો અને વીર્ય, આ સર્વેમાંથી કોઇ પણ, મનુષ્યનું દુઃખમાંથી રક્ષણ કરી શકતું નથી; પરંતુ મનુષ્ય શમ, દમ વગેરેથી પરલોકમાંને શાંતિ તથા પરમ સુખને પામે છે.[૧૫] યોગ સાધનથી બુદ્ધિરહિત પુરુષ કદી પણ મોક્ષ મેળવી શકતો નથી; તેમ યોગરહિત ચંચળ પુરુષ પણ, સુખ મેળવતો નથી. સુખનાં કારણ તો ધૃતિ (ઇંદ્રિયોને નિયમમાં રાખવારૂપી સામર્થ્ય) તથા દુઃખનો ત્યાગ જ છે.[૧૬] પ્રિય વસ્તુથી હર્ષ ઉત્પન્ન થાય છે; હર્ષથી ગર્વ વધે છે અને ગર્વથી દુઃખ થાય છે, એટલા માટે જ મેં હર્ષાદિકનો ત્યાગ કર્યો છે.[૧૭] મારું આ શરીર જ્યાં સૂધી પોતાની ક્રિયા કર્યા કરશે, ત્યાં સૂધી હું પણ સુખ અને દુઃખ ઉપજાવનારા તથા મોહિત કરનારા શોક, ભય અને ગર્વને સાક્ષીની પેઠે જોયા કરીશ (પરંતુ મારે તેની સાથે કોઇ પણ જાતનો સંબંધ નથી).‖[૧૮] હું અર્થ, કામ, શોક, સંતાપ, તૃષ્ણા અને મોહ આ સર્વનો

---

શકે; જે કંઈ અસત્ છે તેનું અસ્તિત્વ નથી; આપણાં દુઃખો અસત્ સાથે સંબંધ ધરાવે છે; સત્ માત્ર એક સચ્ચિદાનન્દ પરબ્રહ્મ જ છે, અને એ તત્ત્વને સમંગ જાણતો હોવાથી સુખદુઃખાદિના પ્રહારોની એના ઉપર અસર થતી દેખાતી નથી. કાળના સ્વરૂપને અને તત્ત્વને જાણવું તે આ છે.

* સમંગના કહેવાનો ભાવાર્થ એવો છે કે કર્મો દુઃખકારક છે; કર્મફળો જો કે બાહ્યદૃષ્ટિએ સુખદાયક દેખાય છે, તોપણ વિવેક દૃષ્ટિએ જોતાં તે પણ પરિણામે દુઃખદાયક જ છે. વળી કર્મફળો તરેહતરેહનાં હોય છે, અને કેટલીકવાર તો ધાર્યા કરતાં પણ જુદું જ ફળ આપે છે. આવાં કારણોને લીધે સમંગ કર્મનો ત્યાગ કરે છે; અને જે કર્મો એને કરવાં પડે છે તેનાં ફળો દુઃખદાયક આવે કે સુખદાયક આવે તેથી તે મનને વ્યથા પામવા દેતો નથી. જેનો પ્રારંભ નથી, તેનો અંત પણ નથી; અને જેનો અંત નથી, તેના સારા નરતા લાભથી સુખ કે દુઃખ, હર્ષ કે શોક કંઈ પણ થતું નથી.

† સમંગના કહેવાની મતલબ એવી છે કે જો કે હું કંઈ પણ કર્મ આરંભતો નથી, તે છતાં હું મરી ગયેલો નહિ કહેવાઉં: પણ જેમ બીજાઓ જીવે છે, તેમ હું પણ જીવું છું. કર્મ કરવું અને તેથી જ જીવવું એવો કાંઈ ન્યાય છે નહિ. માત્ર જીવવાને માટે કર્મ આવશ્યક નથી; જીવન માટે એથી પણ કંઈ વિશેષ છે એમ એનું કહેવું છે.

‡ દુઃખ અજ્ઞાનમૂલક છે; અજ્ઞાનના આવરણને કહાડી નાંખ્યા પછી દુઃખ રહેતું નથી; ધર્મ, યજ્ઞયાગાદિક ધાર્મીક કાર્યો, અમારું સારું કે નરસું કંઇ પણ કરી શકતા નથી, તો તેવાં કર્મ શા માટે કરવાં? સુખદુઃખ સમંગ જેવા જ્ઞાની પુરુષને વ્યથા કરી શકતા નથી, કારણ કે તેની કેટલી કીંમત છે તે તે સારી પેઠે જાણે છે. જે અનંતકાળમાં આત્મા રહેલો છે તે જોતાં ક્ષણિક સુખદુઃખનો શો હિસાબ ગણાય?

§ હું સુખી છું એમ કહીને માણસે કદી ગર્વ ધરવો નહિ; તથા હું દુઃખી છું એમ માનીને સદા શોક કરવો નહિ; કારણ કે સુખ અને દુઃખ બન્ને ક્ષણિક છે–આવે છે ને જાય છે; મનને થતા સુખ દુઃખથી પ્રાજ્ઞ પુરુષે કોઈ દિવસે વ્યથાને પામવું નહિ જોઇએ.

‖ નાટક જોવા ગયેલા પ્રેક્ષકો તો કદાપિ રંગભૂમિ ઉપર ખેલત

ત્યાગ કરીને આ પૃથ્વી ઉપર વિચરું છું.[૧૯] જેમ અમૃતનું પાન કરનારાને આલોકમાં તથા પરલોકમાં કોઇનો જરાય ભય હોતો નથી, તેમ મને પણ મૃત્યુનો, અધર્મનો, લોભનો અથવા તો હરકોઇનો આલોકમાં અથવા તો પરલોકમાં જરાય ભય નથી.[૨૦] હે બ્રહ્મન્ નારદ! મેં અવિનાશી અને મહાન્ એવું તપ કરીને આ જ્ઞાન મેળવ્યું છે; અને તેથી કદિ શોક મારી પાસે આવે છે, તોપણ મને દુઃખ ઉપજાવવાને તે શક્તિમાન થતો નથી.[૨૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्व विशे समंग अने नारदनो संवाद ए नामनो अध्याय २८६ मो समाप्त.

## અધ્યાય ૨૮૭ મો.

### શ્રેય-મોક્ષ કેમ થાય?

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે પિતામહ! જે મનુષ્યને શાસ્ત્રના તત્ત્વનું જરા પણ જ્ઞાન નથી, જેનું મન નિત્ય સંદેહ વાળું રહે છે તથા જે આત્માનું દર્શન કરવા માટે અને શમાદિક સંપાદન કરવા માટે પ્રયત્ન કરતો નથી, તેવા પુરુષનું શ્રેય (મોક્ષ) કેવી રીતે થાય તે મને કહે.[૧]

ભીષ્મે કહ્યું;–ગુરુ ઈશ્વર તુલ્ય ગણાય છે તેને વિશે મનને પરોવવું; વૃદ્ધ એવા આચાર્યોની નિત્ય સુશ્રૂષા કરવી, અને ગુરુના મુખથી શાસ્ત્રોનું શ્રવણ કરવું, આ ત્રણેય એકાંતિક શ્રેયસ્કર કહેવાય છે.[૨] આ વિષયમાં દેવર્ષિ નારદ તથા (મુનિ) ગાલવ વચ્ચે થએલો સંવાદરૂપ એક પુરાતની ઈતિહાસ આ પ્રમાણે કહેવામાં આવે છે.[૩]

કોઈ એક સમયે જીતેંદ્રિય ગાલવ, મોક્ષની કામનાથી, મોહ તથા તંદ્રાથી રહિત, જ્ઞાનથી તૃપ્ત અને મનને નિયમમાં રાખનારા નારદ નામના બ્રાહ્મણને આ પ્રમાણે પ્રશ્ન કરવા લાગ્યો.[૪]

હે નારદમુનિ! જે ગુણોને લીધે કોઇ પણ પુરુષ જગતમાં માનીતો થઇ પડે તેવા સર્વે ગુણો તારામાં સ્થિર વાસ કરીને રહેલા છે એમ મારા જાણવામાં આવેલું છે![૫] તું જ્ઞાની અને ઉત્તમ ગુણોવાળો છે; અને હું, ઘણા કાળ થયા તોપણ, મૂઢ અને આત્માનું તત્વ યથાર્થ રીતે જાણતો નથી, માટે તું મારો સંશય છેદન કરવાને યોગ્ય છે.[૬] જગતમાં ચૈત્યવંદન, તપ્તશિલા આરોહણ, ચાંદ્રાયણ, અગ્નિહોત્ર વગેરે અનેક ધર્મ કાર્યો છે; પરંતુ તેમાંથી કીયું કર્મ કરવાથી મારી જ્ઞાનમાં પ્રવૃત્તિ થાય, તેનો હું નિર્ણય કરી શકતો નથી, માટે તું મને શ્રેયસ્કર કર્મનો ઉપદેશ કરવાને યોગ્ય છે.*[૭] હે ભગવન્! સર્વે આશ્રમો ભિન્ન ભિન્ન આચારનો ઉપદેશ કરે છે અને તે સર્વ શાસ્ત્રો, અમુક શ્રેયસ્કર છે, અમુક બીજું શ્રેયસ્કર છે, આમ ઉપદેશ કરે છે.†[૮] હે બ્રાહ્મણ! સૌ પોતપોતાના શાસ્ત્રોદ્વારા પોતપોતાના આશ્રમમાં વર્ત્યા કરે છે; અને પોતપોતાનાં શાસ્ત્રોને માન આપ્યા કરે છે! તેઓને જોઇને, અમે પણ અમારાં શાસ્ત્રોમાંથી જ્ઞાન મેળવીને સંતોષ પામ્યા છીએ; પરંતુ તેથી અમે કલ્યાણના માર્ગનો નિર્ણય કરી શકતા નથી.[૯] જો શાસ્ત્રની એકવાકયતા હોય તો તેમાંથી કલ્યાણનો પણ સ્પષ્ટ રીતે નિર્ણય થઇ શકે; પરંતુ શાસ્ત્રો ઘણાં છે અને તેઓએ પોતપોતાના મતાનુસાર શ્રેયસ્‌નો નિર્ણય કર્યો છે, તેથી ખરું શ્રેયસ્ (મોક્ષ) ગુપ્તજ રહેલું છે![૧૦] એ કારણથી મને શ્રેયસ્‌ના સ્વરૂપ વિશે અનેક શંકાઓ થાય છે. માટે તું મને શ્રેયસ્‌નું સ્વરૂપ કહે. હું તારે શરણે આવ્યો છું, માટે તું મને શ્રેયસ્‌નો ઉપદેશ કર.[૧૧]

નારદે કહ્યું;–હે તાત ગાલવ! જુદાં જુદાં ચાર આશ્રમ છે તેમાંથી જેને પોતાનું કલ્યાણકર્તા સમજવામાં આવે છે તેજ કલ્યાણ કરે છે. આ સર્વ આશ્રમો (શાસ્ત્રો)ને તું ગુરુની પાસેથી ભણીને બુદ્ધિથી તે સર્વ શાસ્ત્રોનો વિચાર કરીશ એટલે તું કલ્યાણનો માર્ગ જાણી

---

પાત્રોના બાહ્ય સુખ દુઃખથી અસર પણ પામે, પણ ખરો સાક્ષી રૂપ જોનારો તો, નાટયદીપની માફક નાટકની શરૂઆત થયા પૂર્વે, નાટક ચાલતું હોય તેવારે, અને નાટક સમાપ્ત થાય છે ત્યારે પણ અસંગજ રહે છે; તેમ સમંગ પણ સંસાર લીલા જોયા છતાં અસંગ રહેવાને ઉત્તમ માને છે.

* શાસ્ત્રોમાં બે પ્રકારનું કથન કરેલું જોવામાં આવે છેઃ કેટલાક શાસ્ત્રો કર્મમાર્ગની સ્તુતિ કરે છે, જ્યારે કેટલાક જ્ઞાનમાર્ગની સ્તુતિ કરે છે; અને વળી બન્ને તે પ્રમાણે વર્તનારા પુરુષને મોક્ષ મેળવી આપવાનો દાવો કરે છે. ગાલવનું પ્રશ્ન એ છે કે એ બેમાંથી એને કયો માર્ગ ગ્રહણ કરવો કે જેથી પોતાનું શ્રેય સાધી શકાય.

† દરેક આશ્રમ, દરેક સંપ્રદાય, દરેક પંથ, દરેક ઉપદેશક, અમુક રીતે વર્તવાથી માણસનું શ્રેય થશે એમ જણાવે છે. સાદી સમજના સામાન્ય માણસની બુદ્ધિમાં આથી ભેદ અને ગુંચવાડો ઉત્પન્ન થાય છે, અને કયો માર્ગ ગ્રહણ કરવો તેની તેને સુજ પડતી નથી. જેમ બાર મહિનાની એકાદશીના વ્રત માહાત્મ્યમાં દરેક એકાદશીની સ્તુતિ કરવામાં આવી છે, અને તેને અંગે અનેક કથાઓ પણ જોડેલી હોય છે. દરેક એકાદશીનું વર્ણન व्रतानामु उत्तमं व्रतम् એવી રીતે કથવામાં આવેલું હોય છે, પણ કોઇ અમુકજ એકાદશી સર્વમાંથી વિશેષ ઉત્તમ છે એવું કશું કહેવામાં આવ્યું નથી. તેજ પ્રમાણે દરેક આશ્રમ માર્ગ, તે આશ્રમ તથા માર્ગને પાળનારને શ્રેય મેળવી આપવાનું વચન આપે છે. પ્રશ્ન એ છે કે એ બધામાં એક એવો સત્ય માર્ગ શું ગ્રહણ કરી ન શકાય કે જેથી શ્રેય સુલભ રીતે સાધી શકાય? શું તેઓના આચાર વિચારમાં કોઇ પણ જાતનો, કોઇ પણ પ્રકારનો, ન્યૂનાધિક ભેદ કે તફાવત નથી? મુનિ ગાલવનો આવો જ પ્રશ્ન છે.

શકીશ.*[૧૧] હે વિપ્ર ગાલવ! શાસ્ત્રો ભિન્ન ભિન્ન છે, અને તેઓએ આત્મજ્ઞાનનાં સાધનો પણ ભિન્ન ભિન્ન કહ્યાં છે. તેઓ ગુણકીર્તનમાં, સ્વરૂપમાં, આચારમાં અને ફળમાં જુદા જુદા અને વિરુદ્ધ મતો દર્શાવે છે. આમ આત્માના શ્રેયસ્‌ને માટે શાસ્ત્રોમાં ભિન્ન સાધનો કહ્યાં છે.†[૧૩] જેઓ સ્થૂળદૃષ્ટિથી શાસ્ત્રોનો વિચાર કરે છે તેઓ આત્માનો ઉદ્ધાર કરનારાં ઉત્તમ સાધનને સારી રીતે જાણી શકતા નથી; પરંતુ સૂક્ષ્મ બુદ્ધિથી અવલોકન કરનારા ધીર પુરુષો જ, સરળ બુદ્ધિથી શાસ્ત્રોનું અવલોકન કરે છે ને તે પુરુષો શાસ્ત્રોનાં પરમ રહસ્યને જાણે છે.‡[૧૪] જે સારી રીતે નિશ્ચય કરનારું હોય, જે સંદેહરહિત હોય, જે સર્વ પ્રાણીઓને અભય દેનારું અને પ્રાણીમાત્રનો અનુગ્રહ કરનારું હોય, હિંસક પુરુષોને નિગ્રહ કરનારું હોય[૧૫] તથા જે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગનો સંગ્રહ કરનારું હોય, તેને વિદ્વાનો શ્રેયસ્ કહે છે. વળી પાપકર્મથી નિવૃત્ત થવું, હમેશાં પુણ્યશીળતા રાખવી, શ્રદ્ધાવાન્ રહેવું ને સત્પુરુષોની સાથે સદાચરણે વર્તવું એ નિઃસંદેહ શ્રેયસ્ કહેવાય છે.[૧૬] સર્વ પ્રાણીની સાથે મૃદુતા રાખવી, વ્યવહાર વિશે સરળતાથી વર્તવું તથા મધુર વાણીનો પ્રયોગ કરવો, આ અવશ્ય શ્રેયસ્કર કહેવાય છે.[૧૭] દેવોને, પિતૃઓને તથા યતિઓને તેનો ભાગ આપવો તથા માતા પિતા અને સેવક વગેરે પોષણ કરવા યોગ્ય પુરુષોનો ત્યાગ નહિ કરતાં તેઓનું પોષણ કરવું, આ પણ અવશ્ય શ્રેયસ્કર છે.[૧૮] સત્ય ભાષણ પણ શ્રેયસ્કર છે. પરંતુ સત્યનું જ્ઞાન થવું એ મહા કઠિન છે. જે પ્રાણિઓનું અત્યંત હિતકારક છે એને હું સત્ય કહું છું.§[૧૯] અહંકારનો ત્યાગ કરવો, પ્રમાદને દાબવો, સંતોષ રાખવો, તથા એકલા રહીને ધર્માચરણ કરવું આ અવિનાશી શ્રેયસ્ કહેવાય છે.[૨૦] ધર્મ પ્રમાણે વેદોનું અધ્યયન કરવું, વેદાંત શાસ્ત્રોનું વિધિપૂર્વક શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવું, તથા જ્ઞાનનો અનુભવ કરવાની ઇચ્છા થવી, આ નિસ્સંદેહ કલ્યાણકારી છે.[૨૧] જેને કલ્યાણની ઇચ્છા છે, તેવા પુરુષે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોની કદીપણ અત્યંત સેવા કરવી નહિ.[૨૨] શ્રેયસ્‌ની (કલ્યાણની) ઇચ્છા રાખનારાએ રાત્રે ફરવું નહિ, દિવસે નિદ્રા કરવી નહિ, આળસ રાખવું નહિ, ચાડીયાપણું કરવું નહિ, ગર્વ ધરવો નહિ, આહાર વગેરેનો અતિયોગ એટલે અત્યંત સેવન કરવું નહિ, તેમ અયોગ–એટલે કેવળ ત્યાગ પણ કરવો નહિ;[૨૩] વળી પારકાની નિંદા કરીને પોતાનો ઉત્કર્ષ કરવો નહિ, પરંતુ પોતાના ગુણો દર્શાવીને જ ઉત્તમ મનુષ્યોની પાસેથી પોતાનો ઉત્કર્ષ કરવાની ઇચ્છા રાખવી; તેમ નીચની પાસેથી પોતાના ઉત્કર્ષની ઇચ્છા રાખવી નહિ.[૨૪] ગુણરહિત મનુષ્યો પોતાને મોટા ગુણી માને છે; અને પોતાના ગુણો તથા પોતાનું ઐશ્વર્ય લોકોને કહી બતાવીને બીજા ગુણવાન પુરુષોના દોષો કહીને તેઓની નિંદા કરે છે.[૨૫] પોતાની ઇંદ્રિયોથી પોતાને મહાત્મા માની બેસનારાને કોઈ ઉપદેશ આપે છે તો પણ તેઓ પોતાના મનથી ગર્વિષ્ટ થઈ જઈને મહાત્મા પુરુષોના કરતાં પણ પોતાના આત્માને વિશેષ ગુણવાન્ શ્રેષ્ટ માને છે.[૨૬] પરંતુ જે પુરુષ કોઇની પણ નિંદા કરતો નથી, તેમ આત્મશ્લાઘા કરતો નથી, અને વિદ્યા ગુણોથી સંપન્ન હોય છે, તે પુરુષ મહાન્ યશ પ્રાપ્ત કરે છે.[૨૭]

જેમ પુષ્પોનો સુગંધ અને પવિત્ર ગંધ બોલ્યા વગર જ વાય છે–ફેલાય છે; તથા તેજસ્વી સૂર્ય પણ આકાશમાં બોલ્યા વગરજ પ્રકાશે છે;[૨૮] તેમ જ જેઓ પોતાના ગુણ ગાવામાં અને પરની નિંદા વગેરેમાં, બુદ્ધિથી દોષની દૃષ્ટિ કરીને, તેનો ત્યાગ કરે છે, તેઓ પોતાના ગુણો ગાયા વગરજ જગતમાં યશથીજ પ્રકાશી નિકળે છે.[૨૯] મૂર્ખ મનુષ્ય આત્મશ્લાઘા કરવાથી જગતમાં

---

* આ અધ્યાયના ભાષાંતરમાં જ્યાં શાસ્ત્ર શબ્દ યોજેલો છે, ત્યાં મૂળમાં આશ્રમ શબ્દ વાપરેલો છે; અને એવા આશ્રમો એટલે શાસ્ત્રો એક વખતે આર્યાવર્તમાં ચાર પ્રકારના હતા એમ ટીકાકારનું કહેવું છે. તેમાં એક કહે છે કે 'ધર્મ છેજ નહિ.' આ વચન વેદ બાહ્ય બૌદ્ધ નાસ્તિકનું શાસ્ત્ર છે. બીજું ચૈત્યવંદનાદિકનો ઉપદેશ કરનારું બૌદ્ધનું શાસ્ત્ર છે. ત્રીજું, 'વેદોક્ત ધર્મ જ ધર્મ છે, બીજો ધર્મ નથી' આમ કહે છે; અને ચોથું શાસ્ત્ર કહે છે કે, પ્રત્યેક વસ્તુના ધર્મ અને અધર્મથી રહિત થઇ તેથી પર જે વસ્તુ છે તે જાણવી. આ પ્રમાણે ભિન્ન ભિન્ન પુરુષોએ પોતાના સંકલ્પને અનુસરીને ભિન્ન ભિન્ન શાસ્ત્રો રચ્યાં છે. દરેક શાસ્ત્ર અમુક હેતુ પૂરો કરવા માટે રચાયલાં છે. મી૦ રૉયે ભાષાંતરમાં 'આશ્રમ' શબ્દ ગ્રહણ કરેલો છે.

† નારદનું કહેવું અત્ર એમ છે કે આશ્રમો એટલે શાસ્ત્રો ચાર પ્રકારના છે, અને તે દરેકના સ્થાપકોએ તેઓના ગુણકીર્તન સારી પેઠે કરેલા છે; અને દરેક આશ્રમ આત્મજ્ઞાન આપવાનો દાવો કરે છે, પણ માર્ગ જુદા જુદા છે એમ કહે છે, અને તેઓનો એકલાનો જ માર્ગ ગ્રહણ કરવાથી સત્વર મોક્ષ મળે છે એવો આગ્રહ રાખે છે. એટલું જ નહિ, પણ પોતાના આશ્રમની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાને અને મનાવવા અર્થે બીજા આશ્રમોની નિંદા પણ કરવાને ચુકતા નથી. સત્ય કહીએ તો એવાં શાસ્ત્રો સત્ય જ વદવાં નથી.

‡ જેમ કેટલાક તપાવેલી શીલાપર સુવું એને ધર્મ કહે છે, ત્યારે અન્ય મત તેને અધર્મ ગણે છે; એક મતે યજ્ઞમાં પશુવધ ધર્મ માન્યો છે, અન્ય મત તેને અધર્મ માને છે. સ્થૂલ દૃષ્ટિએ જોતાં બંને ખોટા છે ને બંને સાચા છે.

§ સત્યતત્ત્વ શું છે એ વિષે આગળના અધ્યાયોમાં પુષ્કળ કહેવામાં આવ્યું છે. "જે જેવું છે તેવું જ કહેવું" એવા રૂપનું સત્ય ઘણા દાખલામાં એક જુઠાણા કરતાં પણ વિશેષ પાપભર્યું બને છે, ત્યારે કોઇ વખતે અસત્ય સત્ય જેટલીજ પ્રતિષ્ઠા મેળવે છે! માટેજ સત્યનું જ્ઞાન થવું અત્યંત કઠિન કહેલું છે.

દીપતો નથી, પરંતુ વિદ્વાન્ મનુષ્યને ગુફામાં ઘાલીને છૂપાવી રાખ્યો હોય, તોપણુ તે પ્રકાશી નિકળે છે.[૩૧*] સાર રહિત મિથ્યા શબ્દ અર્થાત્ નઠારા શબ્દો, તડુકીને કહેવામાં આવે છે, છતાં તે ( થોડા સમયમાં ) મરી જાય છે (ભૂલાઈ જાય છે); અને સારવાળું સુભાષિત ધીરે ધીરે કહેવામાં આવે છે, તોપણુ તે જગતમાં પ્રકાશી નિકળે છે (તેની અસર થાય છે.)[૩૨] ગર્વિષ્ઠ અને મૂઢ પુરુષો ઘણું બોલે છે, પરંતુ તેઓના બોલવામાં સાર જ હોતો નથી. સૂર્ય, સૂર્યકાંત મણિના યોગથી જેમ પોતાનો અગ્નિરૂપ અંતરાત્મા દેખાડે છે; તેમ દુર્જન પુરુષ, દુષ્ટ શબ્દના પ્રયોગથી પોતાનો અશુદ્ધાત્મા જ બીજાને દર્શાવે છે.[૩૩] માટે જ, કલ્યાણુની ઇચ્છાવાળા મનુષ્યો અનેક શાસ્ત્રોનું અવલોકન કરીને, અનેક જાતની પ્રજ્ઞા મેળવવાની ઇચ્છા રાખે છે. પ્રાણીઓને સર્વ લાભોમાં પ્રજ્ઞાનો લાભ ઉત્તમ છે, એમ મારું મત છે.[૩૪]

કોઈના પણુ પ્રશ્ન વગર કંઈ પણુ બોલવું નહિ, તેમ કોઇ અન્યાયથી પ્રશ્ન કરતું હોય, તેને પણુ ઉત્તર આપવું નહિ. મેધાવી-વિદ્વાન્ પુરુષે, જાણુતાં છતાં પણુ (જયાંસૂધી રીતસર પૂછવામાં આવે નહિ ત્યાં સૂધી) મૂર્ખ મનુષ્યની પેઠે જગતમાં વ્યવહાર કરવો;[૩૫] નિત્ય ધર્માચરણુ કરનારા મહાત્મા પુરુષોની સાથે તથા સ્વધર્મમાં પરાયણુ રહેનારા મનુષ્યોની સાથે નિવાસ કરવો;[૩૬] અને જે ઠેકાણે ચારે વર્ણુમાં ધર્મનો નાશ થતો હોય, (ધર્મ અથવા તો પ્રણુાલિમાં) ફેરફાર થતો હોય, ત્યાં શ્રેયસ્‌ની ઇચ્છા રાખનારા પુરુષે (કદીપણુ) વસવું નહિ.[૩૭] કોઈ પણુ જાતનું કર્મ કરતો ન હોય, પણુ દૈવેચ્છાથી જે મળે તેનાથી આજીવિકા ચલાવતો હોય, તેવો પુરુષ પણુ પુણ્યવાનનો સંસર્ગ કરવાથી નિર્મળ પુણ્યને સંપાદન કરે છે અને પાપી પુરુષનો સમાગમ કરવાથી પાપને પ્રાપ્ત કરે છે.[૩૮] મનુષ્ય જેમ ચંદ્રનો, પાણીનો કે અગ્નિનો સ્પર્શ કરવાથી શીતળતાનો કે ઉષ્ણુતાનો અનુભવ કરે છે, તેમ સાધુ પુરુષના સમાગમથી પુણ્યનો અને અસાધુ પુરુષના સમાગમથી પાપનો અનુભવ કરે છે.[૩૯] જેઓ †વિઘસનું ભોજન કરનારા છે, તેઓ ગમે તે ભોજન રસાસ્વાદ વગર કરે છે; પરંતુ જેઓ ભક્ષ્ય પદાર્થના રસનો આસ્વાદ લે છે, તેઓ કર્મના પાશમાં બંધાયલા છે.[૪૦]

જે દેશના મનુષ્યો શ્રદ્ધાપૂર્વક જ્ઞાનની જિજ્ઞાસા રાખતા ન હોય, અને બ્રાહ્મણો, શિષ્યોને આત્મજ્ઞાનનો ઉપદેશ માત્ર જ્ઞાન સંપાદન કરી પંડિતજી કહેવડાવવા માટે આપતા હોય, તેવા દેશનો જ્ઞાની પુરુષે ત્યાગ કરવો.[૪૧] જે દેશમાં શિષ્યોની અને ઉપાધ્યાયની આજીવિકા સારી વ્યવસ્થાથી ચાલતી હોય અને મનુષ્યો સારી રીતે શાસ્ત્રમાં કુશળ હોય, તે દેશનો કોણુ ત્યાગ કરે ?[૪૨] જે દેશના લોકો પંડિતોની નિષ્કારણુ નિંદા કરતા હોય અને દોષ કહાડતા હોય, તે દેશમાં સન્માનની ઈચ્છા રાખવાવાળો કયો વિદ્વાન્ નિવાસ કરશે ?[૪૩] જે દેશમાં લોભી મનુષ્યો ઘણું કરીને ધર્મના સેતુઓને (મર્યાદાને) શિથિલ કરી નાંખે છે, તે દેશ, જેના છેડા બળતા હોય એવા વસ્ત્ર જેવો ભયંકર હોય છે અને તેવા દેશનો કોણુ ત્યાગ કરે નહિ ?[૪૪] જે દેશના મનુષ્યો મત્સર તથા શંકાથી રહિત થઈને ધર્માચરણુ કરે છે, તેવા પવિત્ર શીલવાળા સાધુ પુરુષોના દેશમાં જ્ઞાની મનુષ્યે વાસ કરવો.[૪૫] પણુ જે દેશના મનુષ્યો અર્થને (ધનને) અને તાત્કાલિક લાભને માટે ધર્માચરણુ કરતા હોય, તેવા મનુષ્યોની સાથે કદી પણુ વાસ કરવો નહિ; કારણુ કે ધનને માટે ધર્માચરણુ કરનારા મનુષ્યો પાપી હોય છે.[૪૬] તેમ જ, જે પ્રદેશના મનુષ્યો જીવવાની ઇચ્છાથી અધર્મ કર્મ કરવાની ઇચ્છા કરતા હોય, તે પ્રદેશને સર્પવાળા ઘર સમાન માનીને તુરત ત્યાંથી નાશી જવું.[૪૭] જેને શ્રેયસ્ સાધવાની ઇચ્છા હોય, તેવા પુરુષે પ્રારંભથી જ એવાં કર્મો કરવાં છોડી દેવાં જોઇએ, કે જે કર્મ કરવાથી કાંટાના બીછાનાપર સુવા જેવો વખત આવે, અને પૂર્વજન્મના કર્મોની વાસનાનું બંધન થાય.[૪૮]‡ જે દેશમાં રાજા તથા રાજાના સેવકો સમાન હક્ક ભોગવે છે અને પોતાના કુટુંબીઓની પહેલાં ભોજન કરે છે, તે દેશનો જ્ઞાની પુરુષે ત્યાગ કરવો.[૪૯] પણુ જે દેશમાં ધર્મ ઉપર નિત્ય શ્રદ્ધા રાખનારા, સનાતન ધર્મમાં પરાયણુ રહેનારા, શ્રોત્રિય (વેદાભ્યાસી) બ્રાહ્મણોને પ્રથમ ભોજન કરાવનારા હોય, અને બ્રાહ્મણો યાજન અને અધ્યાપન કર્મમાં પરાયણુ રહેનારા હોય, તે દેશમાં જ્ઞાની પુરુષે વાસ કરવો;[૫૦] અને જે દેશમાં સ્વાહા, સ્વધા અને વષટ્કારનો નિત્ય સારી રીતે ઉચ્ચાર થતો હોય ત્યાં તો વિચાર કર્યા વગર જ વાસ કરવો.§[૫૧] પણુ જે દેશમાં બ્રાહ્મણો આજીવિ-

* અધ્યાય ૨૮૭ માં પાનું નંબર ૫૧૨ માં જયાં શ્લોક ૨૨ છે ત્યાં ૨૨ તથા ૨૩ ભેગા જાણુવા તથા જ્યાં ૨૯ છે ત્યાં ૩૦નો નંબર જાણુવો.

† વિઘસ એટલે સ્વાદ વગર ભોજન કરનારા. તે મહા પવિત્ર ગણુાય છે. એવું જે ભોજન કરે છે, તે માત્ર પેટનો ખાડો પૂરવાને જ કરે છે, પણુ મૌજ-આનંદ કે રસાસ્વાદ લેવાને નહિ. રસથી આસ્વાદ લેનાર ઇંદ્રિયોનું પોષણુ કરનાર-બહેકાવનાર છે, તે કદી મુક્ત થતો નથી, એ આ શ્લોકનો ભાવાર્થ છે.

‡ ભાવાર્થ એ છે કે માણુસ જીવસ્વરૂપ થયેલો આત્મા, દેહોત્સર્ગ વેળાએ પોતે પોતાના તે જન્મમાં કરેલાં કર્મોની વાસના સૂક્ષ્મ સ્વરૂપમાં ગ્રહણ કરી, મનની સાથે લઇને પ્રયાણ કરે છે. આ વાસનાનું મુખ્ય આલંબન મન છે. આ વાસનાઓ અને મનની જૂદી જૂદી વૃત્તિઓ તત્વજ્ઞાન સિવાય નિવૃત્ત થતી નથી. એટલા માટે મનુષ્યે આ જન્મમાં નિવૃત્તિધર્મ પાળવો અને તત્વજ્ઞાન મેળવવાનો સતત પ્રયત્ન કર્યા કરવો જોઇએ.

§ તાત્પર્ય કે જ્યાં ધર્મપરાયણ પ્રજા હોય ત્યાં સાધુ પુરુષે નિશ્ચિંતપણે વસવું.

કાના અભાવે દુર્બળ થઈ ગયેલા અને અપવિત્ર આચારવાળા હોય, તે દેશ પોતાની પડોશમાં હોય તોપણ તેનો ઝેરી માંસની પેઠે ત્યાગ કરી દેવો;૫૨ અને જે દેશમાં યાચના કર્યા વગર મનુષ્યો પ્રસન્ન થઈને પૂછે કે, તમારી શી કામના છે (શું જોઇએ છે, જે જોઇએ તે તૈયાર છે), તે દેશમાં જ્ઞાની મનુષ્યે કૃતકૃત્ય તથા સ્વસ્થ ચિત્ત થઈને નિવાસ કરવો.૫૩ તેમ જ જે દેશમાં દુર્જનોને શિક્ષા કરવામાં આવે છે, અને સત્પુરુષોનો સત્કાર કરવામાં આવે છે, ત્યાં પવિત્રશીલવાળા સાધુ પુરુષોએ નિવાસ કરવો;૫૪ અને જે દેશમાં દમગુણયુક્ત જિતેંદ્રિય પુરુષોના પ્રતિ ક્રોધ કરનારાને અને સત્પુરુષોના પ્રતિ દુષ્ટ વ્યવહાર કરનારાને, અવિનયીને તથા લોભીને મહાન્ દંડ થતો હોય, તે દેશમાં ધર્મશીલ મનુષ્યે વસવું.૫૫ અને જે દેશમાં રાજા નિત્ય ધર્માચરણ કરતો હોય, અને ધર્મથી રાજ્યનું પાલન કરતો હોય, અને જે સર્વ સંપત્તિયુક્ત છતાં, વિષયથી વિમુખ રહેતો હોય, તે દેશમાં મનુષ્યે વિચાર કર્યા વગરજ નિવાસ કરવો.*૫૬ એવા ધર્મશીળ રાજાઓના દેશનું અકલ્યાણ થવાનો સમય આવે છે, તોપણ તે (રાજા, પોતાના સત્કર્મને યોગે) પોતાના દેશમાં વસનારા સર્વે મનુષ્યોનું કલ્યાણ જ કરે છે!૫૭ હે તાત! તારા પૂછવાથી મેં તને આ શ્રેયસ્‌ની કથા કહી, પરંતુ મુખ્યપણાથી આત્માનું શ્રેયસ્ કહી શકાય તેમ નથી.૫૮ શ્રેયસ્ મહાન્ છે. જે મનુષ્ય પોતાના ધર્મ પ્રમાણે આજીવિકા કરે છે અને પ્રાણીઓનું હિત કરવામાં મનને પરોવે છે, તે મનુષ્યનું સ્વધર્મરૂપ તપશ્ચરણથી જ આ લોકમાં સ્પષ્ટ રીતે કલ્યાણ થાય છે.૫૯

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'श्रेयोवाचिक' नामनो अध्याय २८७ मो समाप्त.

## અધ્યાય ૨૮૮ મો.

### રાજા કેમ મોક્ષ મેળવી શકે?-સગરને અરિષ્ટનેમિનો બોધ.

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે ભીષ્મપિતામહ! મારા જેવો રાજા, પૃથ્વીનું પાલન કરતી વેળાએ કેવી રીતે મોક્ષ ધર્મનું સાધન કરી શકે?† વળી મારા જેવો રાજા નિત્ય કેવા ગુણો ધારણ કરવાથી સંસારના પાશમાંથી છૂટે?૧

ભીષ્મે કહ્યું;-પૂર્વે સગર રાજાએ આ વિષયમાં અરિષ્ટનેમિને પ્રશ્ન કર્યું હતું અને અરિષ્ટનેમિએ તેને જે ઉત્તર આપ્યું હતું, તેનો પુરાતની ઇતિહાસ હું તને કહી સંભળાવીશ.૨

સગરે પૂછ્યું;-"હે બ્રાહ્મણ અરિષ્ટનેમિ! કયાં ઉત્તમ કર્મ કરવાથી મનુષ્યને આ લોકમાં પરમ સુખ (મોક્ષસુખ) મળે, તથા કયાં ઉત્તમ કર્મ કરવાથી મનુષ્યને શોક તથા ક્ષોભ થાય નહિ, તે જાણવાની હું ઇચ્છા રાખું છું."૩

ભીષ્મે કહ્યું;-આ રીતે સગર રાજાએ તાર્ક્ષ્યવંશના અરિષ્ટનેમિને પ્રશ્ન કર્યું, અને સર્વ શાસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ અરિષ્ટનેમિએ શ્રોતાને ઉપદેશ કરવો યોગ્ય જાણીને, સગરને આ પ્રમાણે ઉપદેશ આપવા માંડ્યો.૪ "આ જગતમાં મોક્ષસુખ સર્વ સુખોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ પુત્રો અને પશુઓને વિશે આસક્તિ રાખવાથી, અને ધન તથા ધાન્ય સંપાદન કરવા માટે વ્યાકુળ થવાથી મૂઢ થઈ ગએલો પુરુષ મોક્ષસુખને જાણતો નથી.૫ જેની બુદ્ધિ વિષયોમાં ડુબી ગઈ હોય, ને જેનું મન તૃષ્ણાથી વ્યાકુળ હોય, તે પુરુષનાં બુદ્ધિ અને મનને કોઈ પણ રીતે શાંત પાડી શકાતાં નથી. સ્નેહપાશથી બંધાઈ ગએલો તે મૂઢ મનુષ્ય, મોક્ષ મેળવવાને સમર્થ થઈ શકતો નથી.‡૬ હે રાજા! હવે હું તને સ્નેહજન્ય પાશ કઈ કઈ છે, તે કહું છું તે તું મારી પાસેથી સાંભળ-તું તારા કાન તથા મસ્તક ઠેકાણે રાખીને સાંભળ. જે જ્ઞાની પુરુષ છે, તે જ આ કથા સાંભળી શકે છે.૭ પુત્રોનું અન્નથી પોષણ કરવું ને વિદ્યાભ્યાસ કરાવવો; કાળે કરીને તેઓ તરુણ થાય એટલે તેઓને પરણાવવા; અને જ્યારે આજીવિકા કરવા માટે સમર્થ થયા છે એમ જાણવામાં આવે, એટલે તેઓનો ત્યાગ કરીને, તને પોતાને સુખ થાય, એ પ્રમાણે વનમાં જઇને વાસ કરવો.૮ જ્યારે તારી પોતાની લાડ લડાવેલી ભાર્યા પુત્રવાળી થાય, અને પુત્રો ઉપર વત્સલતા ધરાવે છે તથા વૃદ્ધા થઇ છે, એમ તારા જોવામાં આવે એટલે તેનો ત્યાગ કરવો ને પરમ પુરુષાર્થ એવા મોક્ષનું તારે શોધન કરવું.૯ શાસ્ત્રોક્ત વિધિથી વિવાહ કરી ઇંદ્રિયોદ્વારા ઇંદ્રિયોના વિષયોનો અનુભવ કરવો ને તને પુત્ર થાય અથવા તો ન થાય, તોપણ સંસારમાંથી છૂટા થઇને સુખનો લાભ થાય તે પ્રમાણે તારે વિહાર કરવો.૧૦ એકવાર ઇંદ્રિયોને વિષયોન્મુખ પૂરેપૂરી કર્યા પછી, દૈવેચ્છાથી વિષયોનો લાભ થાય, તોપણ તેને માટેના ઉત્સાહનો ત્યાગ કરી દેવો, અને તે વિષયોપર રાગ તથા દ્વેષથી રહિત થઈ, તેનો ત્યાગ કરવો ને ઇચ્છાનુસાર જગતમાં વિહાર કરવો; તથા સર્વ પ્રાણી-

* અર્થાત્ જે દેશનો રાજા કામના રહિત હોય છે, તેનો અભ્યુદય થાય છે. તેવો રાજા સંપત્તિવાન્ છતાં તેમાં લુબ્ધ રહેતો નથી; તે કામનાનો દાસ થતો નથી, પણ કામના તેની દાસી બની રહે છે.

† પ્રશ્નનું કારણ એ કે રાજ્ય ચલાવવામાં હિંસા રહેલી છે, અને મોક્ષનાં સાધનો હિંસાથી રહિત છે.

‡ કેટલીક પ્રતમાં शक्यः એવો પાઠ છે. મુંબઇની પ્રતમાં शक्यं પાઠ છે. આ પાઠ લેવાથી તે तत्त्वयंનું વિશેષણ થશે.

ઓપર અને વિષયોના ઉપર રાગ કે દ્વેષ નહિ રાખતાં લોકમાત્રમાં સમાન બુદ્ધિએ પ્રવર્તવું.*[૧૧] હે વત્સ! આ મોક્ષનાં સાધનો મેં તને સંક્ષિપ્તમાં કહ્યાં. હવે ફરીને વિસ્તારથી કહું છું, તે તું સાંભળ.[૧૨]

"જે પુરુષો સ્નેહના બંધનમાંથી મુક્ત થઈ નિર્ભયપણાથી જગતમાં વિચરે છે, તે મનુષ્યો સુખી થાય છે, અને જેઓ સ્નેહની પાશમાં બંધાયલા રહે છે, તે મનુષ્યો અવશ્ય જન્મમરણનો અનુભવ કર્યા કરે છે.[૧૩] મનુષ્યની માફક કીડી મંકોડાઓ પણ આહાર સંગ્રહ કરવામાં રોકાયલા રહે છે અને તે મેળવવામાં જ કાળને આધીન થાય છે; અર્થાત્ વ્યવહારમાં રહેતા જ અને પરમાર્થનું સાધન સંપાદન કર્યા પૂર્વે જ મરણ પામે છે! જેઓ સ્નેહપાશમાં બંધાયલા નથી તેઓ જગતમાં સુખીયા છે અને જેઓ બંધાયલા છે તેઓ દુઃખીયા છે.[૧૪] જો તારે મોક્ષ મેળવવાની ઇચ્છા હોય તો, આ મારા બાંધવો મારા વિના કેવી રીતે જીવન ગાળશે, આવી રીતે પોતાના કુટુંબીઓને માટે (જરાએ) ચિંતા કરવી નહિ.[૧૫] પ્રાણી પોતાની મેળે જ જન્મે છે અને પોતાની મેળે જ વૃદ્ધિ પામે છે; સુખ દુઃખ તથા મૃત્યુને પણ પોતાની મેળે જ સંપાદન કરે છે.[૧૬] આ લોકમાં મનુષ્ય પોતાના માતા પિતાએ સંગ્રહ કરી રાખેલા અથવા તો પોતે સંગ્રહ કરી રાખેલા ભોજન અને વસ્ત્રાદિક મેળવે છે, એ પૂર્વજન્મના કર્મનું પરિણામ છે. આ જન્મમાં જે મળે છે તે પૂર્વજન્મમાં કર્મફળ વગર બીજું કાંઈ જ નથી.[૧૭] પોતાના કર્મવડે રક્ષણ કરાયલા સર્વ પ્રાણીઓ પૃથ્વીપર રહે છે અને વિધાતાએ તેઓનાં કર્મનાં ફળ પ્રમાણે જે ભક્ષ્ય (અન્ન) તેઓને માટે નિર્માણ કરેલું હોય છે, તે તેઓ મેળવે છે.[૧૮] મનુષ્ય, કેવળ મૃત્પિંડનો બનેલો છે તથા તે (અન્ય શક્તિને) પરતંત્ર–આધીન છે. જ્યારે તેને આ રીતનો દૃઢ નિશ્ચય છે ત્યારે પોતાનાં સગાનું રક્ષણ કરવામાં અથવા તો તેને જીવાડી શકવામાં તે કેવી રીતે પ્રતીતિ મેળવી શકે?[૧૯] તું મહાન્ પ્રયત્ન કરે છે, તોપણ તારા દેખતાં મૃત્યુ તારા કુટુંબીઓનો નાશ કરી જ નાંખે છે. એનો જ વિચાર કરી સાવધ થવું જોઇએ.[૨૦] તારાં સગાંઓ જીવતાં છતાં તથા તેઓને ખવડાવવું તથા રક્ષણ કરવાનો ધર્મ પૂર્ણ થતા પૂર્વે જ, તું પોતે જ મૃત્યુવશ થાય છે અને તેઓનો તું જ ત્યાગ કરે છે.[૨૧] તારાં સગાંઓ મૃત્યુને લીધે આલોકમાંથી ગયા પછી ત્યાં તેઓનું શું થાય છે, તે તું જાણતો નથી; અર્થાત્ તેઓ સુખી થાય છે કે દુઃખી થાય, આ વિચારથી તારે સાવધ થવું જોઈએ.[૨૧] તું જીવતો હોઇશ, અથવા મરણ પામીશ, છતાં તારા પુત્રાદિક પોતપોતાનાં કર્મ પ્રમાણે પોતપોતાનો નિર્વાહ કરી શકે છે, આમ સમજીને તારે તારા આત્માનું હિત કરવું યોગ્ય છે.†[૨૩] જો વસ્તુસ્થિતિ આમ છે, તો આ જગતમાં કોણ કોનું છે, એનો તું સંપૂર્ણ રીતે નિશ્ચય કર, અને પછી મોક્ષમાં મન પરોવ. વળી એ વિના બીજું પણ જે હું તને કહું, તે તું સાંભળ.[૨૪] જે પુરુષ આ જગતને વિશે ક્ષુધા (ભૂખ) તૃષા કામ ક્રોધ લોભ મોહ વગેરેને જિતી લે છે, તે પુરુષને સત્વગુણી ને મુક્ત જાણવો.[૨૫] જે પુરુષ જુગારમાં, મદિરાપાનમાં, સ્ત્રીઓના સંગમાં, મૃગયામાં, પ્રમાદથી ને મોહથી ફસાતો નથી, તેને જ મુક્ત જાણવો.[૨૬] જે પુરુષ સદાય દિવસે તથા રાત્રે કેટલા કાળ સૂધી હજી ભોગ ભોગવવા છે, આમ વિચાર કરીને ભોગ તરફ ઉદાસ થઇને દોષદૃષ્ટિ કરે છે, તે પુરુષને મુક્ત જાણવો.[૨૭] જે પુરુષ સ્ત્રીના સંગથી પોતાનો જન્મ થશે, આમ વારંવાર વિચાર કરીને સાવધાનપણાથી સ્ત્રીનો નિત્યને માટે ત્યાગ કરે છે, તેને મુક્ત જાણવો.[૨૮] તે પુરુષ જ મુક્ત છે, કે જે આ જગતમાં પ્રાણીઓની ઉત્પત્તિ, વિનાશ તથા તેનાં કર્માંને યથાર્થ રીતે જાણે છે![૨૯] તે જ પુરુષ સંસારથી મુક્ત થાય છે કે જે પોતાની પ્રાણયાત્રા માટે એટલે પ્રાણના નિર્વાહ માટે કરોડો ગાડામાં ભરેલાં અન્નમાંથી પ્રસ્થ (શેરભાર) અન્નને પૂરતું ગણે છે; નિવાસને માટે મહેલને અને વાંસની ઝુંપડીને મહેલની સમાન જાણે છે.‡[૩૦]

* બંગાળની પ્રતમાં લોભેષુ એવો પાઠ છે. ખરો પાઠ લોકેષુ છે.

† આ શ્લોકોમાં ઉપપત્તિ આ પ્રમાણે છે. અરિષ્ટનેમિ કહે છે કે, હે રાજા સગર! જ્યારે તારા સંબંધીજનો મરી જાય છે, ત્યારે તેઓનું શું થાય છે, તે તું જાણતો નથી, અને તેથી કરીને તેઓને તું કોઇપણ જાતની મદદ કરી શકતો નથી. વળી આ વાત પણ એટલી જ સ્પષ્ટ છે કે, જ્યારે તું પોતે પણ મરી જશે, ત્યારે તેઓ કોઇપણ રીતે તારું ભલું કરી શકવાને શક્તિમાન્ નથી. આ પરથી સિદ્ધ થાય છે કે, મનુષ્ય–પછી તે રાજા હો કે રાંક–વિદ્વાન્ હો કે મૂઢ મતિ હો, પણ જે મનુષ્ય આત્મકલ્યાણ કરવાનો વિચાર કરવાનું ભૂલી જઈ, માત્ર સગા સંબંધીજનોનું ભલું કેમ થાય તેનો જ વિચાર કર્યા કરે છે, તેનાથી કોઈ પણ જાતનું શ્રેયસ્ સાધી શકાતું નથી. વળી તું મૃત્યુ પામે કે જીવે, તેની સાથે કંઈ પણ સંબંધ રાખ્યા વગર તારા કુટુંબીઓ જીવે છે, અને શોક પામે છે; અને તે જ પ્રમાણે તેઓ જીવે કે મરે, તેની સાથે કંઈ પણ સંબંધ રાખ્યા વગર તું પણ જીવે છે અને શોક કરે છે. આ ઉપરથી તાત્પર્ય તારે એ ગ્રહણ કરવાનું છે કે, સગાંસ્નેહી સંબંધી વિચાર કરવામાં મશગુલ થઈ તારે તારા આત્માનું શ્રેય કરવાનું કદી ભૂલી જવું ન જ જોઇએ.

‡ આ શ્લોકનો ભાવાર્થ એ છે કે, જો કે કરોડો મણ અન્નથી ભરપૂર ગાડાં તેને કોઈ આપી દેતું હોય, છતાં જે પોતાના નિર્વાહ અર્થે મુઠ્ઠિભર તેમાંથી ગ્રહણ કરે છે, વધારેની ઇચ્છા જ કરતો નથી, તે જ ખરેખરો મુક્ત છે. ભવિષ્યની વ્યર્થ ચિંતા કરીને અન્નસંચય કરવો યોગ્ય નથી. સંતોષ સર્વ સુખનું મૂળ છે; ભાવીની ચિંતા દુઃખનું મૂળ છે.

તે જ પુરુષ સંસારથી મુક્ત થાય છે કે, જે જગતને મૃત્યુથી નાશ પામેલું, વ્યાધિથી પીડા પામેલું અને આજીવિકાને અભાવે દુર્બળ થઈ ગયેલું જુવે છે.[૩૧] જે પુરુષ આખા વિશ્વને મૃત્યુથી આક્રાંત થયેલું જુએ છે, તેને સંતુષ્ટ જાણુવો; પરંતુ જે વિશ્વને મૃત્યુથી આક્રાંત થયેલું જોઈ શકતો નથી, તેને જન્મ મરણુના ફેરામાં અથડાવું જ પડે છે. જે પુરુષ અલ્પ સ્વલ્પથી સંતુષ્ટ રહે છે, તે પુરુષ મુક્તિનેજ પામે છે.[૩૨] વળી જે મનુષ્ય ખાનાર અને ખાવાનાથી ભરેલું જુવે છે, (અને પોતાને તેનાથી જૂદો માને છે), તથા જે પુરુષને માયાના સુખ દુઃખરૂપ ભાવો સ્પર્શ કરતા નથી, તે મુક્ત ગણુાય છે.[૩૩] જે દેહધારી પુરુષ પલંગને તથા ભૂમિને સમાન માને છે, ચોખાને અને કુત્સિત અન્નને સમાન માને છે, તેને મુક્ત જાણુવો.[૩૪] જે પુરુષ અળસીના વસ્ત્રને, દર્ભના વસ્ત્રને, રેશમી વસ્ત્રને, વલ્કલ વસ્ત્રને, ને બકરાના ચામડાને સમાન જુવે છે, તેને જ મુક્ત જાણુવો.[૩૫] જે પુરુષ પંચમહાભૂતના સમૂહના પરિણુા-રૂપે આ જગતને જુવે છે અને સર્વ પ્રાણીઓની સાથે આ રીતનો વિચાર રાખીને પ્રવર્તે છે, તેને આલોકને વિશે મુક્ત જાણુવો.[૩૬] જે મનુષ્ય સુખ દુઃખને, લાભ અલાભને, જય પરાજયને, ઇચ્છા તથા દ્વેષને અને ભય તથા ઉદ્વેગને સમાન માને છે, તેને સર્વથા મુક્ત જાણુવો.[૩૭] જે પુરુષ આ શરીરને લોહી, મૂત્ર, નરક વગેરે ઘણા દોષોનાં સ્થાન તરીકે જુએ છે, તે પુરુષને મુક્ત જાણુવો.[૩૮] જે પુરુષ જાણે છે કે, આ શરીર વૃદ્ધાવસ્થાથી વળીયાં તથા પળીયાં-વાળું થઈ જશે, દુર્બળ થઈ જશે, ઝાંખુ પડી જશે, અને વાંકુ વળી જશે અને (તેમ જાણી) તેના ઉપર હુંપણુાની મમતા કરતો નથી, તે જ પુરુષ મુક્ત થાય છે.[૩૯] જે જાણે છે કે, કાળે કરીને આપણા પુરુષાર્થનો નાશ થઈ જશે, દૃષ્ટિનો પણુ નાશ થઈ જશે, કાન બેહેરાહુંઠ થઈ જશે, શરીરનું બળ ક્ષીણુ થઈ જશે, તે પુરુષ મુક્તિને પામે છે.[૪૦] જે પુરુષ ઋષિઓને, દેવતાઓને તથા અસુરોને આલોકમાંથી પરલોકમાં જવું પડે છે એમ જાણે છે, તેને મુક્ત જાણુવો.[૪૧] અનેક પ્રભાવ-વાળા હજારો રાજાઓ પૃથ્વીનો ત્યાગ કરીને પરલો-કમાં ગયા છે આમ જે જાણે છે, તે મુક્તિને પામે છે.[૪૨] જે પુરુષ આ જગતમાં અર્થોને દુર્લભ માને છે, કલેશો અને દુઃખોને સુલભ માને છે અને પોતાના કુટુંબનું ભરણુ પોષણુ કરવા માટે દુઃખ સહન કરવું પડે છે એમ માને છે, તે સંસારમાંથી મુક્ત થાય છે.*[૪૩] જે પુરુષ આ જગતમાં પુત્રોના પણુ દોષો જોય છે તથા ઘણા લોકોને પણુ ગુણુ રહિત અર્થાત્ નિરર્થક વિનાશી માને છે, એવો કયો પુરુષ મોક્ષને ઉત્તમ માને નહિ?[૪૪] જે મનુષ્ય શાસ્ત્રમાંથી અને અ-નુભવથી જ્ઞાનને મેળવીને, આ જન્મને સાર રહિત જાણે છે, તે પુરુષ સર્વથા મુક્તિને જ પામે છે.[૪૫] ગૃહસ્થાશ્રમમાં અથવા તો સંન્યાસાશ્રમમાં જો તારી બુદ્ધિ વ્યાકુળ થાય નહિ, પણુ સ્થિર રહે તો તારે મારાં આ વચન શ્રવણુ કરી સર્વ પ્રકારના સંગોમાંથી મુક્ત થઇને જગતમાં વિહાર કરવો.†[૪૬]

"રાજા સગર અરિષ્ટનેમિનાં તે વચનને સારી રીતે સાંભળીને મોક્ષ આપનારા વૈરાગ્ય, ક્ષમા, દમ વગેરે ઉત્તમ ગુણો ધારણુ કરીને પ્રજાનું પાલન કરવા લાગ્યો."[૪૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'सगर अने अरिष्टनेमिनो संवाद' ए नामनो अध्याय २८८ मो समाप्त.

---

## અધ્યાય ૨૮૯ મો.

### શુક્રાચાર્યની ઉત્પત્તિ.

યુધિષ્ઠિરે પૂછ્યુંઃ-હે કુરુકુળના પિતામહ તાત ભીષ્મ! મારા હૃદયમાં સદાય એક વાતને માટે કુતુહળ રહ્યા કરે છે, અને તે કુતુહળનું નિરાકરણુ હું તારી પાસેથી સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧] દેવર્ષિ, મહાબુદ્ધિમાન્ કવિ ઉશના-શુક્રાચાર્ય શા માટે અસુરોનું કલ્યાણુ કર્યા કરે છે અને દેવોનું અપ્રિય કર્યા કરે છે?[૨] તે શા માટે અપાર બળવાન્ દેવોના બળનો નાશ કરવા માટે રોકાયો હતો? શા માટે દાનવો નિત્ય મોટા દેવોની સાથે વૈર બાંધી બેઠા હતા?[૩] દેવતા સમાન કાંતિવાળા ઉશના-શુક્ર (એટલે શુક્રતા-વીર્ય ઉત્પન્ન કરવાપણું) એ નામને શા કારણુથી પામ્યો? તેણે મોટી સમૃદ્ધિ કેવી રીતે મેળવી? આ સર્વ તું મને કહે.[૪] તે તેજસ્વી મહાત્મા છે, છતાં આકાશના મધ્ય ભાગમાંથી શા માટે આવજાવ કરી શકતો નથી? હે પિતામહ! આ સર્વ હું જાણુવાની ઇચ્છા રાખું છું.‡[૫]

---

* 'કુટુંબનું ભરણુ પોષણુ કરવા માટે દુઃખ સહન કરવું પડે છે' આ વાકયનો ભાવ એ છે કે, સ્ત્રી પુત્રાદિનું ભરણુ પોષણુ દુઃખદાયી હોવાથી મનુષ્યે જગતનો ત્યાગ કરવો જોઇએ તથા એકાંતને વિશે નિવાસ કરવો જોઇએ.

† શું તારે ગૃહસ્થાશ્રમ પાલવો છે? જો તું ઉપર દર્શાવેલી રીતિ પ્રમાણે ચાલીશ તો તેથી તને કદી હરકત નડશે નહિ. શું તારે એકાંતવાસ ગ્રહણુ કરી તથા સંન્યાસ ધારણુ કરી મોક્ષ પ્રાપ્ત કરવો છે? તો, તને જે રીત કહી છે, તે પ્રમાણે તારે વર્તવું તથા તે જ મોક્ષદાયક સંન્યાસ છે.

‡ ઉશના તથા શુક્ર એ શુક્રનો તારો ધારવામાં આવે છે. શુક્રનો તારો અચલ રહે છે.

ભીષ્મે કહ્યું:-હે નિર્દોષ રાજા યુધિષ્ઠિર! મેં આ કથા પૂર્વે જે પ્રમાણે સાંભળી છે, તે પ્રમાણે અને મારી બુદ્ધિ અનુસાર હું તને કહું છું તે તું સાવધાન થઇને શ્રવણ કર.[૬] ભૃગુનો પુત્ર મુનિ શુક્ર પૂજવા યોગ્ય તથા દઢતાથી વ્રત પાળનારો હતો. તે કોઇએક કારણને લીધે દેવનું અપ્રિય (બુરું) કર્યા કરતો હતો.*[૭] હવે યક્ષ તથા રાક્ષસોનો અધિપતિ રાજા કુબેર, જગતના પ્રભુ ઇંદ્રના કોશનો ઉપરી છે.[૮] યોગવિદ્યાથી સિદ્ધ થયેલા મહામુનિ શુક્રે, કુબેરના શરીરમાં પ્રવેશ કર્યો, ને ધનપતિ કુબેરને કેદ કરીને તેનું ધન યોગદ્વારા લુંટી લીધું.[૯] શુક્રે ધન હરી લેવાથી કુબેર ગભરાટમાં પડી ગયો, ક્રોધથી ભરપૂર થઈ ગયો, ને શોકમાં ડૂબી જઇને દેવોમાં ઉત્તમ એવા શંકરને શરણે ગયો.†[૧૦] અપાર તેજવાળા, શાંત પ્રકૃતિવાળા, અનેક રૂપધારી, દેવોમાં ઉત્તમ એવા શ્રીશંકરને આ વાત તેણે નિવેદન કરી.[૧૧] તેને કહ્યું; "શુક્રે યોગધારણાથી મારા શરીરમાં પ્રવેશ કરી, મને કેદ કરીને મારું ધન હરી લીધું છે, અને પછી તે મહા તપસ્વી મારા શરીરમાંથી બહાર નિકળી ગયો છે."[૧૨] કુબેરની ફરીયાદ સાંભળી મહાયોગી મહેશ્વર ક્રોધાયમાન થઈ ગયા, તેનાં નેત્ર ક્રોધથી લાલચોળ થઇ ગયાં અને હે રાજા! શંકર પોતાના હાથમાં મહાન્ આયુધ ત્રિશૂળ ધારણ કરી, મારવાને ઉભા થઈ ગયા;[૧૩] અને કહેવા લાગ્યા કે, "રે એ કયાં છે? એ કયાં છે?" એટલામાં શુક્રે યોગદ્વારા શંકરનું કર્તવ્ય, અને મહાત્મા તથા મહા યોગી એવા શંકરનો ક્રોધ પણ જાણ્યો ને શાંતપણે ઉભો રહ્યો![૧૪] યોગેશ્વર મહાત્મા મહેશ્વરના ક્રોધને જાણી, ઉશનસે વિચાર કર્યો કે, મારે મહેશ્વરની પાસે જવું, કે નાશી જવું કે જ્યાં છું ત્યાં ઉભા જ રહેવું![૧૫] આવો વિચાર કર્યા પછી, યોગસિદ્ધ શુક્ર, ઉગ્ર તપસ્યાદ્વારા, મહાત્મા શંકરનું ચિંતન કરીને, મનમાં વિચાર કર્યો કે, હું જો મહાદેવના ત્રિશૂળ ઉપર જઇને બેસીશ તો મહાદેવ મને ત્રિશૂળ મારશે નહિ. આમ વિચાર કરીને યોગ સિદ્ધાત્મા શુક્રે, મહાદેવના ત્રિશૂળની અણી ઉપર દેખાવ દીધો.[૧૬] ધનુર્ધારી રુદ્રે જાણ્યું કે, તપની સિદ્ધિથી જ્ઞાન સ્વરૂપ શુક્ર મારા ત્રિશૂળ ઉપર આવીને બેઠો છે, (અને હવે શૂળ મારવાથી કંઈ ફળ નથી એમ ધારી) દેવેશ્વર શંકરે હાથવતી પોતાના શૂળને વાંકું વાળ્યું.[૧૭] અપાર બળવાળા શંકર (શૂળ ઉપર રહેલા શુક્ર ઉપર તે શૂળનો પ્રયોગ કરી શકયા નહિ તેથી) તે ભયંકર શૂળને ધનુષના આકારનું કરવા માટે હાથથી વાંકું વાળ્યું, માટે તેનું પિનાક એવું નામ પડ્યું.‡[૧૮] શૂળ વાંકુ વાળ્યું એટલે ભૃગુપુત્ર (શુક્ર) શંકરના બન્ને હાથ ઉપર આવી પડ્યો. તેને જોઇને દેવોના પટ્ટાધિપતિ ઉમાપતિએ મુખ ફાડી બન્ને હાથોવતી પકડીને, ધીરેથી તેને પોતાના મુખમાં ફેંકી દીધો, અને ગળી ગયા.[૧૯] મહાત્મા ભૃગુપુત્ર શંકરના ઉદરમાં ગયો. તે ત્યાં (મુખમાં) ફરવા લાગ્યો. (પરંતુ જઠરાગ્નિથી અન્નની પેઠે પચી ગયો નહિ.)[૨૦]

યુધિષ્ઠિરે પૂછયું;-હે પિતામહ! મહા કાંતિવાળા ભૃગુપુત્ર, બુદ્ધિમાન્ એવા દેવના દેવ શંકરના પેટમાં કેમ વિહાર કરી શકયો, તથા ત્યાં તેણે કેવી રીતે તપ કર્યું હતું? તેજસ્વી એવા મહાદેવે, જ્યારે એ બ્રાહ્મણ એના પેટમાં ફરતો હતો ત્યારે શું કીધું, તે મને કહો.[૨૧]

ભીષ્મે કહ્યું;-હે રાજા! ઉશનાને ગળી ગયા પછી મહા વ્રતધારી મહાદેવે, પૂર્વ કાળમાં, વૃક્ષની પેઠે અચળ પાણીમાં પેશીને તપ કરવાનો આરંભ કર્યો. આ પ્રમાણે મહા કઠિન તપ કરતાં કરતાં તેને અબજો વર્ષ વીતી ગયાં હતાં.[૨૨] જ્યારે તપ પૂર્ણ કરીને શંકર પાણીના મહાન્ હ્રદમાંથી બહાર નિકળ્યા, તે સમયે દેવશ્રેષ્ઠ પિતામહ બ્રહ્મા તેની પાસે આવ્યા;[૨૩] અને અવિનાશી બ્રહ્માએ શિવની પાસે આવીને તેને તપોવૃદ્ધિના વિષયમાં તથા કુશળતાના વિષયમાં પ્રશ્ન પૂછયું. એ સમયે વૃષભધ્વજ શંકરે ઉત્તર આપ્યું કે, મેં સારી રીતે તપશ્ચરણ કર્યું છે![૨૪] પણ નિત્ય સત્યધર્મમાં પરાયણ, અચિંત્ય સ્વભાવવાળા, મહાપતિ શંકરના તપના સંબંધથી શુક્ર મહાન્ વૃદ્ધિને પામ્યો છે, આમ શંકરના જોવામાં આવ્યું.[૨૫] તે પછી હે મહારાજ! મહાયોગી ને મહાપરાક્રમી ઉશના તપ તથા કુબેર પાસેથી લૂટી લીધેલા ધનના પ્રભાવથી ત્રણ ભુવનમાં દીપવા લાગ્યો.[૨૬] (તપમાંથી મુકયા થયા) પછી યોગીશ્વર પિનાકી (શંકર) ધ્યાનપરાયણ થયા, એટલે શુક્ર

* એના વિષયમાં આ પ્રમાણે ઇતિહાસ છેઃ-દૈત્યો દેવોને દુઃખ દઇને ભૃગુની પત્નિના આશ્રમમાં ભરાઇ જતા, અને ત્યાં સુખમાં રહેતા હતા. દેવો ત્યાં આગળ દાખલ થવા ગયા, પણ કોઇ કારણથી દાખલ થઈ શકયા નહિ. તે ઉપરથી તેઓ સર્વવ્યાપી ભગવાન્ હૃષીકેશને શરણે ગયા. ભગવાન્ વિષ્ણુએ દેવોની ફરીયાદ સાંભળીને સુદર્શન ચક્ર મારીને તેની ધારથી ભૃગુની પત્ની ને શુક્રની માતાનું મસ્તક કાપી નાંખ્યું, અને દૈત્યોનો પણ નાશ કર્યો. મરણ પામતાં બાકી બચેલા દૈત્યોએ તેના પુત્ર ભાર્ગવનો (શુક્રનો) આશ્રય ગ્રહણ કર્યો. શુક્રને માતાનો વધ થવાથી ક્રોધ ચઢયો હતો, તેથી તેણે દૈત્યોને અભયદાન આપીને દેવતાઓને દુઃખ દેવા માંડ્યું હતું.

† લોકકથા એવી છે કે પ્રથમ તો ભગવાન્ શંકર સર્વ ધન-ઐશ્વર્યના માલીક હતા, પણ પોતાને યોગાભ્યાસ કરવામાં ધન વિઘ્નકર્તા થઈ પડે, તે માટે પોતાના પરમ મિત્ર કુબેરને તે ધન સાચવવા માટે સોંપ્યું. કુબેરનું ધન જ્યારે શુક્રાચાર્યે હરી લીધું, ત્યારે તે ધનના ખરા માલીક શ્રીશંકરને તેણે ફરિયાદ કરી, અને પોતાનું ધન હરાયલું જોઇને શ્રીશંકરને ગુસ્સો ચઢે, એ લૌકીક રીતિએ જોતાં સ્વાભાવિક છે.

‡ पिनाक શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છેઃ-पाणिना अनामयत इति पिनाकः

ગભરાયો, તે શંકરના ઉદરમાં આડો અવળો ભટકવા લાગ્યો.[૨૭] મહાયોગી એવો શુક્ર, શંકરના ઉદરમાં રહ્યો રહ્યો, તેમાંથી બહાર નિકળવાની ઇચ્છાથી શંકરની સ્તુતિ કરવા લાગ્યો, પરંતુ ભગવાન રુદ્રે સર્વ દ્વારો યોગમાં રોકેલાં હતાં તેથી તેમાં તે સફળ થયો નહિ.[૨૮] પેટમાં રહેનારો મહામુનિ ઉશના (શુક્ર), વારંવાર પ્રાર્થના કરવા લાગ્યા કે, "હે અરિ દમન કર્તા! તું મારા ઉપર કૃપા કર."[૨૯] મહાદેવે તેને કહ્યું;–"તું મારા શિશ્ન (ઇંદ્રિય)માંથી બહાર નિકળ." કારણ કે દેવોમાં શ્રેષ્ઠ એવા શંકરે પોતાનાં સર્વ છિદ્રોને રુંધી દીધાં હતાં.[૩૦] ભાર્ગવને શંકરે ચોતરફથી ઘેરી લીધો હતો, તેથી તેને બહાર નિકળવા માટે શંકરે જે માર્ગ બતાવ્યો હતો, તે પણ દીઠો નહિ. તે જ્યારે જઠરના અગ્નિથી બળવા લાગ્યો, ત્યારે મહાદેવના પેટમાં આડો અવળો દોડવા લાગ્યો;[૩૧] અને છેવટે શંકરની શિશ્ન ઇંદ્રિયમાંથી બહાર નિકળી પડ્યો! તે ઉપરથી ભાર્ગવનું શુક્ર નામ પડ્યું છે? આ રીતે ભાર્ગવ શિશ્ન ઇંદ્રિયમાંથી નિકળ્યો, તેથી આપણી પેઠે તે આકાશના મધ્ય ભાગમાંથી જઈ શકતો નથી, અને પરશુરામની પેઠે તે સ્વર્ગમાં પણ જઈ શકતો નથી.[૩૨] બળતા તેજના જેવા શુક્રને ઇંદ્રિયમાંથી બહાર નિકળતો જોઇને શંકરને રોષ ચઢ્યો ને તે હાથમાં રહેલાં શૂળને ઉગામીને ઉભો થયો.[૩૩] તે સમયે પાર્વતીએ, ક્રોધાયમાન થયેલા પશુપતિને, બ્રાહ્મણની હત્યા કરતા અટકાવ્યા હતા. દેવીએ શંકરને અટકાવ્યા ને શુક્ર દેવીના પુત્રપણાને પામ્યો.[૩૪] દેવીએ કહ્યું;–"આ મારો પુત્ર થયો છે, માટે હવે તારે તેને મારવો યોગ્ય નથી. તારા ઉદરમાંથી–પેટમાંથી નિકળેલો કોઈ મરણ પામવાને યોગ્ય ગણાય નહિ!"[૩૫] દેવીનાં તે વચન સાંભળીને શંકર પ્રસન્ન થયા અને હે રાજા! હસતાં હસતાં પુનઃ કહ્યું કે, "ભલે તે પોતાની ઇચ્છાનુસાર (ગમે ત્યાં) જાય."[૩૬] આ પ્રમાણે શંકરે શુક્રને કહ્યા પછી, મહામુનિ બુદ્ધિમાન્ ભાર્ગવ, વરદાન દેનારા શંકરને તથા દેવી ઉમાને, પ્રણામ કરીને પોતાની ઇચ્છાનુસાર ચાલ્યો ગયો.[૩૭] હે તાત! હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તેં મને મહાત્મા ભાર્ગવનું ચરિત્ર પૂછ્યું હતું, તે મેં તને કહ્યું.[૩૮]*

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शंकर अने मार्गवनो समागम' ए नामनो अध्याय २८९ मों समाप्त.

## અધ્યાય ૨૯૦ મો.

### પારાશર ગીતા–૧ જીવિતના ધર્મો.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે મોટા બાહુવાળા પિતામહ! તારાં અમૃતનાં જેવાં વચન સાંભળીને હુ ધરાતો નથી, માટે તે વિશેષ સાંભળવાની ઇચ્છા થાય છે. જે ધર્મ

---

* શુક્રાચાર્યે શંકર તરફથી આટલી બધી શિક્ષા ખમ્યા પછી પણ કુબેરને તેનું ધન પાછું આપ્યું કે નહિ, તેનો ઉલ્લેખ કથાકાર આ અધ્યાયમાં મુદ્દલ કરતો નથી; પણ તે ધન શિવની આજ્ઞાથી પાછું કુબેરને મળ્યું જ હશે એમ આપણે સમજી લેવાનું છે. આપણા કથાકારો ઉપક્રમ અને ઉપસંહાર બરાબર મેળવી આપતા નથી તેનો આ નમુનો છે. આ અધ્યાયમાં એક ઠેકાણે એમ કહેવાયલું છે કે, શુક્ર આકાશની મધ્યે આવી શકતો નથી. તેનો અર્થ એમ સમજવાનો કે શુક્ર એ સૂર્ય મંડળમાંનો ગ્રહ છે, અને તે પૃથ્વી અને સૂર્યની વચ્ચેના માર્ગમાં આવેલો છે. તેથી તેનું દર્શન છ મહિના સુધી સૂર્યોદય પહેલાં, અને છ મહિના સૂર્યાસ્ત પછી થોડો વખત થાય છે. જે ગ્રહોની સ્થિતિ અને સૂર્યની વચ્ચે પૃથ્વી આવેલી હોય છે, તે જ ગ્રહો આખી રાત્રી જોવામાં આવી શકે છે. આકાશમાં આવી રહેલા તારા અને ગ્રહોની ચાલ અને સ્થિતિ ઉપરથી, અને જ્યોતિષશાસ્ત્રનો સંબંધ લઇને આપણા શાસ્ત્રકારોએ તે સંબંધી કથાઓ ઉપજાવી કહાડેલી છે; પણ એ કથા અને સત્ય વસ્તુ સ્થિતિનું સ્પષ્ટ નિરાકરણ યોગ્ય સ્થાને કરેલું નહિ હોવાથી, સામાન્ય જનસમૂહના મનમાં તે કથામાં વર્ણવેલા પાત્રો ઐતિહાસીક હશે, એવી ભ્રાંતિ પેદા થાય છે! અલબત, પ્રતિભાવાન્ પુરુષો તો તત્વ તુરત સમજી જાય છે ખરા; પણ મૂઢમતિઓ, તેવા જ મૂઢોને સત્ય સમજાવતા નથી. પણ દૃષ્ટાંત અને દ્રાષ્ટાંતિક બન્નેનું ખરું સ્વરૂપ સમજવું ઘણું જરૂરનું છે. એ ન સમજતા હોવાને લીધે આર્યોમાં ઘણા દેવોની પૂજા અને માનતા ચાલુ થઈ ગઈ છે. તત્વ તો એક જ છે, અને તેમાંથી જ આ સર્વ પૃથક્ પૃથક્ રૂપે ભાસે, એ જ્ઞાન વિસરાઇ જવાયું છે. સૂર્યમંડળની રચનામાં પૃથ્વીની બન્ને બાજુએ બે ગ્રહો આવેલા છે; એક તો મંગળ, અને બીજો શુક્ર–આ બાજુ મંગળ જરા રકત વર્ણનો અને વિશેષ નજીકમાં છે. બીજી બાજુએ શુક્રનો ગ્રહ શ્વેત વર્ણનો પણ જરા વિશેષ દૂર છે. વળી શુક્રનો ગ્રહ, મંગળના ગ્રહ કરતાં મોટો છે, પણ પ્રમાણમાં પૃથ્વી જેટલો થવા જાય છે. શુક્ર સૂર્યની સમિપ વિશેષ છે અને તેની ધરી લગલગ ૪૫ અક્ષાંસ નમેલી હોવાથી એવું ધારવામાં આવે છે કે, એના ઉપર ઋતુના ફેરફારો પૃથ્વી કરતાં વિશેષ પ્રમાણમાં હોવા જોઇએ. ત્યાં વસતા પ્રાણીઓ પૃથ્વી ઉપર વસતા પ્રાણીઓ કરતાં વિશેષ બળવાન્ પણ હોવા જોઇએ–જડત્વ અને બળવાનપણું એ રજોગુણનું કાર્ય મનાય છે, અને તેના અંશો દૈત્યોમાં દેવો કરતાં વધારે હતા, એટલે જેને બળ, તેજ વગેરે જોઇતું હોય તેને શુક્રની ઉપાસના કરવી યોગ્ય છે. એટલા માટે જ શુક્રને દૈત્યોના આચાર્ય શાસ્ત્રકારે માન્ય હોય, એમાં નવાઈ નથી. શુક્રાચાર્ય જો કે દૈત્યોના આચાર્ય ગણાય છે, પણ તેને કદિ ધર્મનો માર્ગ ન તજ્યો હોય એમ તેના રચેલા ગ્રંથોપરથી સ્પષ્ટ સમજાય છે. શ્રીકૃષ્ણે તેને પોતાનો અંશરૂપ માનેલો છે, અને વેદમાં એના રચેલા મંત્રો અતિ ઉત્તમ કહેવાય છે. એને વળી કવિની ઉપમા આપવામાં આવી છે, એ યોગ્ય છે. કારણ કે એ કલ્પના શક્તિને તેજસ્વી જેટલી કરે છે તેટલી ગુરુ–બૃહસ્પતિ કરી શકતા નથી. દેવ–દૈત્યનો ભેદ એ તો માત્ર પરમાત્માએ જગતની લીલા માટે પોતે જ રચેલો છે; એટલે પોતે વિષ્ણુરૂપે દેવ પક્ષમાં રહે છે, અને શુક્રરૂપે દાનવ પક્ષમાં રહે છે અને પછી પોતાના આનંદ માટે ક્રીડા કરે છે–જગત્ વ્યવહાર ચલાવે છે.

કલ્યાણકારી હોય, તે મને કહે.[૧] હે મહા પુરુષ! મનુષ્ય કયું શુભ કર્મ કરીને આ લોકમાં તથા પરલોકમાં પરમ કલ્યાણને પામે છે, તે મને કહે.[૨]

ભીષ્મે કહ્યું;-પૂર્વે મહા યશસ્વી જનક રાજાએ મહાત્મા પરાશરને જે પ્રશ્ન પૂછ્યું હતું, તે પ્રશ્ન હું તને અહીં કહું છું, તે તું સાંભળ.[૩] "આ લોકમાં તથા પરલોકમાં સર્વે પ્રાણીઓનું કલ્યાણ કરનારું કયું કર્મ છે; તથા સર્વ પ્રાણીઓએ શું જાણવું જોઈએ, તે તું મને કહે."[૪] જનક રાજાનું આવું પ્રશ્ન સાંભળીને સર્વ *ધર્મના વિધિને તથા આશ્રમોને જાણનાર તપસ્વી પરાશરે, રાજાના ઉપર અનુગ્રહ કરવાનો વિચાર કરીને કહ્યું.[૫]

પરાશરે કહ્યું;-"ધર્માચરણ કરવાથી આ લોકમાં તથા પરલોકમાં પરમ કલ્યાણ થાય છે. પ્રાચીન ઋષિઓ કહે છે કે, ધર્મ કરતાં કોઈપણ કર્મ ઉત્તમ નથી.[૬] હે નૃપસત્તમ! મનુષ્ય ધર્માચરણ કરીને સ્વર્ગ લોકમાં પૂજાય છે. દેહધારી પ્રાણીઓનો ધર્મ, કર્મનાં વિધિમાં રહેલો છે.†[૭] સર્વ આશ્રમોમાં રહેલા સત્ પુરુષો પણ, સત્ધર્મમાં શ્રદ્ધાવાન્ રહીને પોતપોતાનાં કર્મો કરે છે.[૮] હે તાત! આ જગતને વિશે જીવનયાત્રાના નિર્વાહના શાસ્ત્રમાં ચાર ઉપાય કહ્યા છે. (બ્રાહ્મણને પ્રતિગ્રહ, ક્ષત્રિયને પ્રજાની પાસેથી કર ગ્રહણ, વૈશ્યને ખેતી તથા વ્યાપાર, અને શૂદ્રને સેવા). મનુષ્યો જે જાતિમાં અવતરે છે, તે જાતિ અનુસાર તેને દૈવેચ્છાથી આજીવિકા પણ મળી રહે છે![૯] (પોતાનો જીવનવ્યવહાર ચલાવવાને) પ્રાણીઓ પુણ્યકર્મ અથવા તો પાપકર્મ સેવીને પંચતત્ત્વને પામ્યા પછી તેના ફળરૂપ તે તે જાતિમાં અવતરે છે.‡[૧૦] જેમ તાંબાનાં વાસણ ઉપર સોનાનું રસત ચઢાવવામાં આવે છે તો તે સુવર્ણનું ને રૂપાનું રસત ચઢાવવામાં આવે છે તો તે રૂપાનું થઈ જાય છે; તેમ પ્રાણી પણ પૂર્વ જન્મના કર્મ પ્રમાણે જન્મ ગ્રહણ કરે છે.[૧૧] બીજ વગર કોઈ પણ વસ્તુ ઉત્પન્ન થતી નથી. પૂર્વ જન્મમાં કોઈ પણ જાતનું પુણ્યકર્મ ન કર્યું હોય તો જીવને બીજા જન્મમાં સુખ મળતું નથી, પરંતુ પુણ્ય કર્મ કર્યું હોય તો તે મરણ પામ્યા પછી બીજા જન્મમાં સુખને પામે છે.§[૧૨] હે તાત! હવે કર્મની બાબતમાં નાસ્તિકમતનું અવલંબન કરનારા કહે છે કે, પૂર્વ જન્મમાં પુણ્ય પાપરૂપી કર્મ, સુખદુઃખનાં કારણ હોય, એમ મારા જોવામાં આવતું નથી; તેમ અનુમાનથી પણ કર્મ અથવા પ્રારબ્ધ હોય એમ સિદ્ધ થતું નથી.‖ દેવતાઓ, ગંધર્વો અને દાનવો કંઈ (પૂર્વજન્મમાં કરેલા પૂણ્યવંત) કર્મથી જન્મ્યા નથી, પણ તેઓ સ્વભાવથી જ જન્મ્યા છે![૧૩] મનુષ્ય, મૃત્યુ પછી ઉત્તર જન્મમાં, પૂર્વ જન્મમાં જે કર્મ નથી કરેલું, તેનું ફળ મેળવતો નથી. મનુષ્યો સદા એમ કહે છે કે, કર્મનાફળની પ્રાપ્તિમાં ચાર પ્રકારનાં કર્મ હોય છે.¶[૧૪] પુરુષોનું આચરણ નિયમસર કરવાને તથા મનનું કારણ શાંત પાડવાને માટે વેદ વચનને પ્રમાણરૂપે માનવામાં આવ્યાં છે, પણ (નાસ્તિકો કહે છે કે) આ વેદવચનો વૃદ્ધો (લોકાયત મતવાળા બૃહસ્પતિ આદિ)ના પ્રમાણરૂપ નથી.ꜰ[૧૫] પરાશર કહે છે કે મનવડે, વાણીવડે તથા હસ્તાદિકવડે, એમ ચાર પ્રકારે કર્મ કરવામાં આવે છે, તેથી તે ચાર પ્રકારનું કહેવાય છે. તેમાંથી મનુષ્ય જેવું કર્મ કરે છે, તે પ્રમાણે ફળ ભોગવે છે.[૧૬] હે રાજા! પોતાના કર્મના ફળમાં મનુષ્ય કોઇ વાર દુઃખ ભોગવે છે, કોઇવાર સુખ ભોગવે છે, અને કોઇવાર સુખ દુઃખ મિશ્ર ભોગવે છે. પુણ્ય કર્મ કર્યાં હોય કે પાપકર્મ કર્યાં હોય, પરંતુ તે તે કર્મોનાં ફળોનો

---

* ધર્મ-વર્ણ તથા આશ્રમના ધર્મ.

† એ કર્મ તે યજ્ઞાદિ ક્રિયા.

‡ પાપી પક્ષીયોનિમાં અવતરે છે, પુણ્યવાન્ સ્વર્ગમાં જાય છે. પુણ્ય અને પાપકર્મ જેનાં સમાન હોય છે તે મનુષ્યપણાને પામે છે, અને તત્વજ્ઞાનથી પાપનો ને પુણ્યનો નાશ થાય છે એટલે મુક્તિ મળે છે.

§ ગ્રીષ્મ ઋતુમાં બીજ ધુળથી ઢંકાઈ જવાને લીધે દૃષ્ટિએ પડતું નથી, પણ વર્ષા ઋતુમાં અંકુરિત થયા પછી આ ઠેકાણે બીજ હતું એમ અનુમાન થાય છે-તે પ્રમાણે જ દૃષ્ટ તથા અદૃષ્ટ, એમ કારણથી સુખાદિક ઉત્પન્ન થાય છે.

‖ પ્રારબ્ધ એટલે પૂર્વ જન્મના કર્મ એમ સમજવું.

¶ બેંગાળની પ્રતમાં આ શ્લોક જૂદો જ છે. તેમાં जातिकृतं कर्म એવો પાઠ છે. તે સ્વીકારીએ તો આ શ્લોકનો ભાવ આ પ્રમાણે થાય:-'મનુષ્યોને પૂર્વજન્મનાં કરેલાં કર્મનું ઉત્તર જન્મમાં સદા સ્મરણ હોતું નથી. તેઓ એમ કહે છે કે, પૂર્વ જન્મ માંહેલાં ચાર પ્રકારનાં (નિત્ય, નૈમિત્તિક, કામ્ય તથા નિષિદ્ધ) કર્મ, ઉત્તરજન્મના ફળપ્રાપ્તિમાં હેતુરૂપે છે.' મુંબઇની પ્રતમાં चात्यकृतं कर्म એવો પાઠ છે. માટે તે પ્રમાણેનો ભાવ આપવામાં આવ્યો છે. તે પ્રમાણેનો પાઠ લેવાથી ચાર પ્રકારનાં કર્મો આ પ્રમાણે છે:-પુણ્ય, પાપ, નીતિ તથા અનીતિ. બેંગાળનો પાઠ સ્વીકારીએ તો એ વચન નાસ્તિક વચન છે. મુંબઇનો પાઠ સ્વીકારીએ તો એ વચન પરાશરનું ગણાય. ૧૩ મો શ્લોક આખો ને ૧૫ નો ઉત્તરાર્ધ જ નાસ્તિક વચન છે તથા ૧૪ મા શ્લોકમાં પરાશરનું વચન છે.

ꜰ વેદમાં કહે છે કે, પુણ્યકર્મ કરનારને પુણ્યફળ મળે છે, માટે પુણ્ય કર્મ કરવાં-આમ ઉપદેશ કરે છે તથા પરનો ઉદય જોઇને અને પોતાની પડતી જોઇને દુઃખી થનારાઓના મનનો સંતાપ દૂર કરવા માટે કહે છે કે, તારો શત્રુ પૂર્વ જન્મમાં કરેલાં પુણ્ય કર્મને લીધે સુખી છે, અને તું પૂર્વ જન્મનાં પાપ કર્મને લીધે દુઃખી છે માટે તારે સંતાપ કરવો નહિ.

વળી નાસ્તિકો કહે છે કે, ધર્મ પ્રત્યક્ષ જોવામાં આવતો નથી તેમ તે અનુમાનથી પણ જાણી શકાતો નથી, કારણ કે અનુમાનમાં પણ પ્રત્યક્ષની આવશ્યકતા રહે છે. આમ પ્રત્યક્ષ અને અનુમાન બન્નેથી જાણવામાં આવતો નથી, માટે તે કેવળ છેતરવા માટે જ છે.

ભોગ ભોગવ્યા વગર તે કર્મો નાશ પામતાં જ નથી.*[૧૭] હે તાત! કેટલીએકવાર એક મનુષ્યનાં પુણ્ય કર્મ હોય છે, તોપણ તે પુણ્ય કર્મ તેનાં પાપ કર્મનો નાશ કરતાં નથી; પણ પાપને લીધે સંસારસાગરમાં ડૂબી ગયેલો પુરુષ, જ્યાં સુધી (પાપકર્મના ફળરૂપ દુઃખ ભોગવી) દુઃખમાંથી મુક્ત થતો નથી (અર્થાત્ કર્મનાં ફળ ભોગવી છૂટતો નથી) ત્યાં સૂધી તેનાં પુણ્ય કર્મો કુટસ્થની પેઠે (મૌન) બેસી રહે છે;[૧૮] અને દુઃખનો નાશ થયા પછી મનુષ્ય પુણ્ય કર્મનાં ફળ ભોગવે છે. (ભોગવવા વારો આપે છે.) તેમ જ પુણ્ય કર્મનો ક્ષય થઈ ગયા પછી, હે રાજા! પાપકર્મનાં ફળ ભોગવે છે, આમ પણ તારે જાણવું.[૧૯] (પણ) દમ, ક્ષમા, ધૈર્ય, તેજ, પરાક્રમ, સંતોષ, સત્યવાદીપણું, લજ્જા, અહિંસા, અવ્યસનીપણું અને ડહાપણ આ સર્વે, પુણ્ય અને પાપ ઉભયનો નાશ કરીને સુખ આપે છે.[૨૦] કોઈ પણ મનુષ્ય જીવતાં સૂધી સુખનો કે દુઃખનો જ ભોગ ભોગવવાને સરજાયલો નથી. જ્ઞાનીએ (એ બન્ને સુખ અને દુઃખને ઉત્પન્ન અને વિનાશી જાણીને,) (પરબ્રહ્મનાં દર્શન કરવા માટે) મનને યોગદ્વારા સ્થિર કરવા માટે પ્રયત્ન કરવો.[૨૧] એમજ, મનુષ્ય, બીજાએ કરેલાં પુણ્ય અથવા તો પાપનાં ફળ ભોગવતો નથી; પરંતુ જે મનુષ્ય જેવાં કર્મ કરે છે તે મનુષ્ય, તેવાં જ ફળ પંડે જ ભોગવે છે.[૨૨] હવે જે મનુષ્ય સુખ તથા દુઃખનાં કારણરૂપ પુણ્ય અને પાપનો, તત્વજ્ઞાનદ્વારા આત્માને વિશે લય કરીને, જ્ઞાન માર્ગે વિચરે છે, તે મનુષ્ય પોતાની ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરે છે; પરંતુ જે પુરુષ મર્ત્યલોકમાં રહીને સ્ત્રી, પુત્ર, ઢોર ઢાંખર, ઘર, ધન અને બાગ બગીચા વગેરેને સેવે છે, તે બીજે જ માર્ગે વિહાર કરે છે. તેવો મનુષ્ય સ્વર્ગ પણ મેળવી શકતો નથી, તેમ મોક્ષ પણ મેળવી શકતો નથી.[૨૩] જે મનુષ્ય બીજાનાં કર્મ જોઇને તે માટે તેની નિંદા કરે, તેવાં કર્મ તે પુરુષે પોતે તો (કદી) કરવાં જ નહિ; કેમકે જે પુરુષ પારકાના દોષોને જોયા પછી તેવાં કર્મો પોતે કરે છે, તે પુરુષ જગતમાં હાંસીને પાત્ર થાય છે.[૨૪] હે રાજા! ક્ષત્રિય છતાં બીકણ હોય, બ્રાહ્મણ છતાં સર્વભક્ષી હોય, વૈશ્ય છતાં વ્યાપાર (ખેતી ને ધન સંપાદનના ઉદ્યોગ રહિત) કરતો ન હોય, શુદ્ર છતાં આળસુ-(મહેનતમજુરીથી) વિમુખ હોય, પંડીત છતાં સદ્દવર્તશાળી ન હોય, કુલીન છતાં દુરાચારી હોય, બ્રાહ્મણ છતાં અસત્યવાદી હોય, સ્ત્રી છતાં દુરાચારિણી હોય, યોગી છતાં વિષયી હોય, પોતાને માટે અન્નને તૈયાર કરનારો હોય, મૂર્ખ છતાં વાદવિવાદ કરતો હોય, દેશ હોય પણ રાજા વિનાનો હોય, રાજા છતાં મનને નિયમમાં રાખનારો ન હોય, તેમ પ્રજાના ઉપર પ્રીતિ રાખતો ન હોય-આ ઉપર કહેલા સર્વે શોક કરવા યોગ્ય છે."†[૨૫-૨૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'पांचभौतिक विवेचन' ए नामनो अध्याय २९० मो समाप्त.

## અધ્યાય ૨૯૧ મો.

### પરાશર ગીતા-૨. જીવિતના ધર્મો (ચાલુ.)

પરાશરે કહ્યું:-હે રાજા જનક! જે પુરુષ આ શરીરને રથરૂપ જાણે છે, ઇંદ્રિય અને તેના શબ્દાદિક વિષયોને અશ્વરૂપ જાણે છે, અને જ્ઞાનથી ઉત્પન્ન થયેલી રશ્મિદ્વારા એટલે ચૈતન્યરૂપ જ્ઞાનની વૃત્તિઓવડે દેહરથને ચલાવે છે, તે પુરુષને બુદ્ધિમાન્ જાણવો.[૧] હે ક્ષત્રિયના સંસ્કારથી સંસ્કૃત થયેલા રાજા! જે પુરુષનું મન કોઈ પણ પદાર્થનું અવલંબન કર્યા વગર વૃત્તિ રહિત રહે છે, તે કર્મ રહિત પુરુષે, નિર્વિકલ્પ સમાધિવડે ઈશ્વરનું ચિંતન-સેવા કરવું એ જ ઉત્તમ છે. કર્મ રહિત થએલો બ્રહ્મવેત્તા પુરુષ, ગુરુની કૃપાથી જે પ્રમાણે યોગ સંપાદન કરીને સુખી થાય છે, તે પ્રમાણે પોતાના સમાન ગુણવાળા પુરુષની પાસેથી વાદવિવાદ કરીને

* કદાચ કોઈ કહેશે કે કેટલાંએક મનુષ્યો સુખી છે, કેટલાંએક દુઃખી છે. આમ સુખ દુઃખ વગેરે વિચિત્ર ફળ, પુણ્યપાપરૂપી કર્મ વિના હોઈ શકે જ નહિ. તેના ઉત્તરમાં આ નાસ્તિકવાદીઓ કહે છે કે;- અગ્નિમાં જેમ ઉષ્ણતા સ્વાભાવિક રીતે રહેલી છે, તેમ સુખ દુઃખાદિક પણ સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થયા કરે છે. સ્વભાવવાદ જેઓ સિદ્ધ કરવા માંગે છે, તેઓને ૧૭ મા શ્લોકમાં જવાબ આપેલો છે એમ ટીકાકાર કહે છે. અગ્નિ સ્વભાવતઃ ઉષ્ણ છે, માટે તે કોઈ વખતે અતિ ઉષ્ણ, અને બીજી વખતે શીત, કે ત્રીજી વખતે શીતોષ્ણ બની શકતો નથી; તે તો સદા જેવો ઉષ્ણ છે તેવો ને તેવો જ રહે છે. પણ જગતમાં તો માણસો કોઇવાર સંપૂર્ણ સુખી, કોઈ વાર સંપૂર્ણ દુઃખી, અથવા તો કોઇવાર સુખી અને દુઃખી બન્ને જોવામાં આવે છે, તેનું કારણ શું? જો સ્વભાવવાદ જ સ્વીકારીએ તો આ પ્રમાણે થવું ન જ જોઇએ. ખરું જોતાં તો માણસોની જે જે જૂદી જૂદી દશાઓ દેખાય છે તે જૂદા જૂદા કર્મોને લીધે જ હોય છે.

† અનેક વસ્તુનું ભક્ષણ કરવાનો બ્રાહ્મણને નિષેધ કરવામાં આવ્યો છે. જે વસ્તુઓ તેને ભક્ષણ કરવાની હોય છે, તે પણ વર્ષના બધા દિવસે ખાવાની હોતી નથી. અર્થાત્ બ્રહ્મણને ભોજનના સંબંધમાં કેટલોક વિધિ પાળવાનો છે. હાલમાં પણ ધર્મચુસ્ત બ્રાહ્મણો કેટલાક પદાર્થોનું ભક્ષણ કરતા નથી. જે ખાવાના સંબંધનો વિધિ પાળતો નથી તેને બ્રાહ્મણ જાણવો નહિ. આખું ફળ હોમી તે અતિથિ અભ્યાગતને આપ્યા વિના એકલું ભક્ષણ કરી શકાય; પણ રાંધેલું અન્ન બીજાને ખવડાવ્યા વિના પોતે ખાવું નહિ. यतिश्च ब्रह्मचारीच पक्वान्नस्वामिनावभौ. આથી જે બીજાને આપ્યા વિના પોતે ભક્ષણ કરે છે તે બ્રહ્મસ્વને અથવા બ્રાહ્મણના વિભાગનું ભક્ષણ કરતો કહેવાય છે. બ્રાહ્મણનો વિભાગ ખાવાથી પાતકી થાય છે.

યોગ માર્ગ સંપાદન કરી શકતો નથી.*[२] હે મનુષ્યેશ્વર! દુર્લભ એવું સંપૂર્ણ આયુષ્ય મેળવીને તેને વિષયોની સેવામાં વ્યર્થ ગુમાવી દેવું નહિ; પરંતુ પુણ્યકર્મો કરીને તે દ્વારા ઉત્તરોત્તર ઉત્તમ લોક મેળવવા માટે પ્રયત્ન કરવો.†[३] (સત્વ, રજ તથા તમની ક્ષય વૃદ્ધિ થવાથી ઉત્પન્ન થયલા કૃષ્ણ, ધૂમ્ર, નીલ, રક્ત, હારિત તથા શુકલ આ છ) વર્ણો જે મનુષ્યને પ્રાપ્ત થાય છે, તેમાંથી ઉંચ વર્ણમાંથી જે નીચ વર્ણને પામે છે તે માન પ્રાપ્ત કરી શકતો નથી. જેણે શુભ કર્મના ફળને પ્રાપ્ત કર્યું છે તેણે એવી રીતે વર્તવું કે જેથી રજોગુણથી દૂષિત થયેલાં કર્મનો ત્યાગ થઇ શકે.‡[४] પુણ્ય કર્મ કરવાથી મનુષ્ય ઉત્તમ વર્ણને પામે છે. દુર્લભ એવો ઉત્તમ વર્ણ પ્રાપ્ત કરવાને અશકય થવાથી પાપી (જીવ) પાપકર્મ કરી પોતાનો નાશ કરે છે અર્થાત્ નરકમાં ડુબે છે તથા અધમ વર્ણને પ્રાપ્ત થાય છે.[५] મનુષ્યથી અજાણતાં પાપ કર્મ થઈ જાય તો તે તપ કરવાથી નાશ પામે છે; પણ જાણતાં જે પાપ કર્મ થયું હોય તે મહાદુઃખ ઉત્પન્ન કરે છે. માટે મનુષ્યે, દુઃખ ઉત્પન્ન કરનારાં પાપ કર્મ કદી કરવાં નહિ.[६] પવિત્ર મનુષ્ય જેમ ચંડાળનો સ્પર્શ કરતો નથી, તેમ સુજ્ઞ મનુષ્યે પણ જે કર્મ મહાન્ ફળ આપનારું હોય, છતાં તે પાપની સાથે સંબંધ ધરાવતું હોય તો તેવું કર્મ (કદી પણ) કરવું નહિ.[७] પાપકર્મનું ફળ મહાન્ દુઃખદાયી છે, એમ મારા જોવામાં આવે છે. પાપ કર્મ કરવાથી દૃષ્ટિ વિપરીત થાય છે અને તે પોતાના દેહને તથા અચલ અવયવોને વિશે આત્મબુદ્ધિ કરાવે છે.[८] જે મૂઢ મનુષ્યના અંતઃકરણમાં વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી, તે મૂઢ મનુષ્યનો મરણ પછી જ્યારે નરકમાં પાત થાય છે, ત્યારે તે અત્યંત દુઃખ પામે છે.[९] હે રાજા! જે વસ્ત્ર શુદ્ધ-મેલ વગરનું હોય ને રાતા વગેરે હરકોઈ રંગથી રંગાયુ હોય તે ધોવાથી શુદ્ધ થાય છે; પરંતુ કાળા રંગથી રંગાયેલું વસ્ત્ર, પ્રયત્નથી ધોવા છતાં પણ શુદ્ધ થતું નથી અર્થાત્ શ્વેત થતું નથી; તેમ અજાણતાં કરેલું સાધારણ પાપ, તપ વગેરેથી દૂર કરી શકાય છે, પણ જાણી જોઈને કરેલું મહાપાપ (કે અલ્પપાપ), તપથી પણ દૂર થઈ શકતું નથી, આમ તારે જાણવું.[१०] જે મનુષ્ય જાણી જોઈને પાપ કર્મ કરે અને પાછળથી તેને માટે પ્રાયશ્ચિત્ત કરે, તોપણ તેને પુણ્ય કર્મનું અને પ્રાયશ્ચિત્તરૂપ શુભ કર્મનું, એમ બન્નેનું ફળ ભિન્ન ભિન્ન મળે છે; પણ જાણી જોઈને કરેલું પાપ કોઈ પણ દિવસે નાશ પામતું નથી.[११] અજાણતાં જે પાપ કર્મ કર્યું હોય, તે યજ્ઞયાગ વગેરે કર્મ કરવાથી નાશ પામે છે, આમ વેદવેત્તા બ્રાહ્મણો, વેદ તથા ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કહે છે;[१२] પરંતુ ઇચ્છાપૂર્વક એટલે જાણી જોઇને પાપ કર્મ કર્યું હોય તો તે પાપ પ્રાયશ્ચિત્ત કર્યાથી પણ નાશ પામતું નથી; આમ વેદ તથા શાસ્ત્ર જાણનારા વિદ્વાન્ બ્રાહ્મણો કહે છે.[१३] મારું મંતવ્ય એવું છે કે, કોઇ પણ કર્મ, પછી તે પુણ્ય કર્મ હોય કે પાપકર્મ હોય, અજાણતાં કર્યું હોય કે જાણીબુજીને કર્યું હોય, તો પણ તેમાંથી છૂટકો તો તેના તેવા ફળો ભોગવ્યાથી જ થાય છે.§[१४]

* આ કૂટ શ્લોક છે. એના પ્રથમ ચરણનો અન્વય આ પ્રમાણે છેઃ— आश्रितेन मनसा वृत्तिहीनस्य सेवा शस्यते ॥ अश्रितेन એનો અર્થ निरालंबनेन —આલંબન વિનાનો થાય છે. સેવાનો અર્થ ભક્તિ તથા સમાધિવડે પરમાત્માની કરવામાં આવતી ઉપાસના. આ સર્વનું તાત્પર્ય એ છે કે, ઈશ્વરને વિશે પૂર્ણ શ્રદ્ધા રાખવી. वृत्तिहीन એટલે જેણે પોતાની આજીવિકાના સાધનનો નાશ કર્યો છે તે, અર્થાત્ જે સંસારના વિષયોથી વિરક્ત છે તે. શ્લોકના બીજા ચરણમાં દ્વિજ શબ્દ સંબોધન રૂપે છે. निर्वृत्ता અર્થાત્ निष्पन्ना. એ સેવાનું વિશેષણ છે. अतिहस्तात् એટલે જેને પોતાના હાથની પણ આવશ્યકતા નથી, અર્થાત્ જે કર્મથી રહિત છે. अतिहस्तान्निर्वृत्ता એટલે સારા બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસેથી મેળવેલી. આખા શ્લોકનો ભાવ એ છે કે, નિર્વિકલ્પ સમાધિથી સ્થિતિ કરવી એ શ્રેષ્ઠ છે. ભક્તિનો પ્રકાર જે પરોક્ષ જ્ઞાની એટલે જેણે કર્મ માત્રનો ત્યાગ કીધો છે તેની પાસેથી શિખવો, પણ કેવળ વાદવિવાદથી તે જાણી શકાતો નથી.

† તાત્પર્ય કે ભક્તિજ્ઞાન મેળવવામાં આળસ કરવું નહિ, પણ સત્વર પ્રાપ્ત કરી તેમ વર્તવા માંડવું.

‡ સનત્કુમારે વૃત્રને જે આખ્યાયિકા કહી છે, તેમાં છ વર્ણનું વર્ણન કરેલું છે. તેમ જ ઉત્તમ ગુણમાંથી કેવી રીતે ભ્રષ્ટ થાય છે અથવા કેવી રીતે પ્રાપ્ત થાય છે, તેનું વર્ણન પૂર્વે આપ્યું છે. જુઓ અધ્યાય ૨૮૦, શ્લોક ૩૩.

§ જીવન્મુક્ત અને વિદેહમુક્ત રાજા જનકને મહાત્મા મુનિ પરાશર 'જીવનનું કર્તવ્ય' અને 'જીવનના સાફલ્ય'ની ગીતા સંભળાવે છે. એ ગીતાના ઘણા શ્લોકો પુષ્કળ મનન કરવા જોગ છે. શ્લોક ૧૨ થી ૧૪ નું તાત્પર્ય આ પ્રમાણે છેઃ—વ્યવહારમાં વિચરતો મનુષ્ય એમ સમજે છે કે, હું ગમે તે પ્રકારનાં કાળાં ધોળાં કર્મ કરું, દંભડોળથી ગમે તેમ છેતરી દ્રવ્ય સંપાદન કરું, અને તે દ્રવ્યમાંથી દાન પુણ્ય કરું, કુવા, તળાવ, ધર્મશાળા બંધાવું તો મારાં પાપકર્મ નાશ પામશે. મુનિ પારાશર કહે છે કે, એવી વ્યવસ્થા છે જ નહિ. પાપકર્મનું ફળ જૂદું ભોગવવાનું છે, અને પુણ્ય કર્મનું ફળ જૂદું ભોગવવાનું છે. ધર્મ રાજાને ત્યાં ન્યાય થતાં પાપ પુણ્યનાં ફળ જૂદાં જૂદાં ભોગવાવે છે. આ લોકના વ્યવહાર પેઠે ત્યાં હવાળા પડતા નથી કે સરવાળા બાદબાકી થતા નથી. આ વિષય ઉપર મને એક લૌકિક ઐતિહાસિક ઉદાહરણ લક્ષમાં આવે છે. પ્રુશિયાના મહાન્ ફ્રેડ્રીકને આસ્ટ્રિયા સાથે લડાઈ ચાલતી હતી. લડાઇની પૂર્વ રાત્રીએ સેનાનીના મંત્રી મંડળે અમુક નિયમે લડાઈ લડવાનો નિશ્ચય કીધો. પ્રભાતમાં લડાઈ પ્રારંભાતા પૂર્વે, મહાન્ ફ્રેડ્રીકને તે નિયમ યોગ્ય ન જણાયાથી, બીજે નિયમે યુદ્ધ કરવાની પોતાના મુખ્ય સરદારને આજ્ઞા મોકલાવી. તે સરદારને તે આજ્ઞા અનુચિત લાગવાથી પૂર્વના નિશ્ચિત નિયમે યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કીધો. છતાં તેના ઉપર પ્રમુખ સરદારની આજ્ઞાભંગનું કામ ચાલ્યું અને કોર્ટ માર્શલે આજ્ઞાભંગ માટે તે સરદારને અપરાધી ઠરાવી તોપને ગોળે ઉરાડી દેવાનો ઠરાવ કીધો—

સ્થૂલ તથા સૂક્ષ્મ કર્મો, મનવડે અને બુદ્ધિપૂર્વક વિચાર કરીને કરવામાં આવે છે, તો તે કર્મો પોતાના સ્થૂલ સૂક્ષ્મસ્વરૂપ પ્રમાણે ફળો ભોગવાવે છે.[૧૫] હે ધર્મ જાણુનારા રાજા! અજાણુતાં ભયંકર કર્મ થઈ જાય છે, તોપણ તે કર્મ ફળ આપે છે અને વખતે નરક તરફ પણ ઘસડી જાય છે; ફેર માત્ર એટલો જ કે, અજાણુતામાં કરેલાં કર્મો કોઈ કોઈવાર બહુ દુ:ખદાયક થઈ પડતાં નથી.*[૧૬] દેવોએ તથા મુનિઓએ જે જે કર્મો કર્યાં છે, તે તે કર્મ પ્રમાણે ધર્માત્મા પુરુષે આચરણ કરવું નહિ, તેમ તેઓનાં કર્મ સાંભળીને તેની નિંદા પણ કરવી નહિ.†[૧૭] હે રાજા! જે મનુષ્ય અમુક કર્મ પોતાથી થઈ શકશે એમ જાણી–વિચારીને પછી કર્મ કરે છે તેને શુભ ફળનો જ લાભ થાય છે.[૧૮] કાચા ઘડામાં પાણી ભરવામાં આવે છે તો તેમાંથી પાણી ગળીને બહાર નિકળી જાય છે, અને છેવટે તેમાં જરા પણ પાણી રહેતું નથી, પણ જો સારી રીતે પાકેલા ઘડામાં પાણી ભરેલું હોય છે તો તે પ્રથમની પેઠે જેવું ને તેવું જ રહે છે;[૧૯] તે જ પ્રમાણે કોઇપણ જાતનો સારાસાર વિચાર કર્યા વગર, માત્ર બુદ્ધિથી પ્રેરાઈ, જે કર્મો કરવામાં આવે છે, તે શુભ ફળ આપતાં નથી; પણ જે કર્મો પૂર્ણ વિચાર કર્યા પછી કરવામાં આવ્યાં હોય છે તે તેવાં ને તેવાં ઉત્તમ રહે છે, અને સુખદાયક નીવડે છે.[૨૦] એક ઘડામાં પાણી ભરેલું હોય, છતાં બીજું પાણી રેડવામાં આવે છે તો ઘડાના પાણીમાં જેમ વૃદ્ધિ થાય છે, તેમ જ જે કર્મો પકવ રીતે વિચાર કર્યા પછી કરવામાં આવેલાં હોય છે, તે કર્મો બીજાઓને ન્યાયી લાગે કે ન લાગે, તોપણ તેના કરનારાના પુણ્યસંચયમાં તે વધારો જ કરે છે.[૨૧]

રાજાએ પોતાના કરતાં આગળ વધી ગયેલા શત્રુઓને જિતવા, પ્રજાનું ધર્મથી પાલન કરવું, ઘણા યજ્ઞો કરીને અગ્નિને તૃપ્ત કરવો, અને વિરાગ ઉત્પન્ન થાય તો મધ્યમ વયમાં નહી તો અંત્યાવસ્થામાં વનમાં જઇને વાનપ્રસ્થ થવું (અને ત્યાં રહી વાનપ્રસ્થ અને સંન્યાસ ધર્મનું સેવન કરવું).[૨૨] હે રાજા! ઇંદ્રિયોને નિયમમાં રાખી તથા ધર્મશીલ થઈ, પુરુષે સર્વ પ્રાણીઓના પ્રતિ પોતાના આત્માની પેઠે દૃષ્ટિ કરવી, અને પોતાના (કરતાં વિદ્યા, તપ અને વયમાં) મોટા હોય, તેઓનું સ્વશકત્યાનુસાર પૂજન કરવું. સત્યનું પાલન કરવાથી, અને સદ્‌વર્તન રાખવાથી, હે રાજા! માણુસ અવશ્ય સુખને પામે છે.[૨૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'पांचभौतिक विवेचन' ए नामनो अध्याय २९१ मो समाप्त.

## અધ્યાય ૨૯૨ મો.

### પરાશર ગીતા–આત્માનું શ્રેય કેવી રીતે થાય!

પરાશર બોલ્યા;–કોઈ કોઇનો ઉપકાર પણ કરતું નથી, તેમ કોઇ કોઈને આપતું પણ નથી. (કોણુ કોનો ઉપકાર કરે છે; અને કોણુ કોને આપે છે?) પરંતુ પ્રાણી જે કંઈ કરે છે, તે સર્વ પોતાને માટે જ કરે છે.[૧] પોતાના માતપિતાને, તેમ જ પોતાના સહોદર ભાઈને પણ જો તેઓ પોતાની મોટાઈ તથા સ્નેહનો ત્યાગ કરે છે તો માણુસ તેઓને તજી દે છે, તો પછી સાધારણુ સંબંધીઓ જે ગૌરવ અને સ્નેહ વિનાના હોય તો તેનો શા માટે ત્યાગ કરે નહિ?‡[૨] દ્વિજ તરફથી આપવામાં આવેલું દાન તથા દ્વિજ તરફથી કીધેલા દાનનો પ્રતિગ્રહ આ બન્ને સરખા પુણ્ય કરવા

જો કે પ્રમુખ સરદારનો હુકમ ભૂલ ભરેલો હતો, અને તે નિયમે લડાઈ લડતાં પરાજયનો વિશેષ સંભવ હતો; છતાં આજ્ઞાભંગને માટે શિક્ષા કરવામાં આવી. જર્મનીના ઇતિહાસ ઉપરથી જણાય છે કે, એ શિક્ષાનો અમલ થયો ન હતો; પણ રાજા તરીકેની પોતાની સત્તાની રુએ મહાન્ ફ્રેડ્રીક વિજયી સરદારને મારી બક્ષી, અને ત્યાં સુધી વિજયી સરદારને રાજાએ ધન્યવાદ આપ્યો ન હતો. આ લૌકીક નિયમ છે. ઈશ્વરી નિયમ એ કરતાં વિશેષ પ્રબળ છે. તે પાપકર્મીને પાપના ફળ ભોગવાવે છે, અને તે પછી પુણ્યકર્મના ફળ ભોગવાવે છે. આજના દુનિયા ડાહ્યા મનુષ્યોએ આ શ્લોક ખાસ લક્ષમાં રાખવા જેવો છે. કર્મનો કાયદો અગ્નિરૂપ છે. અગ્નિમાં અજાણુતાં હાથ પડવાથી તે બળે છે, જાણીને હાથ મૂકવાથી પણુ બળે છે. બળ્યા પછી ઉપાય થઈ શકે છે, પણ અગ્નિ પોતાની શક્તિનો પ્રતાપ બતાવ્યા વગર રહેતો નથી. ઔષધ કરનારને દુ:ખ પછી સુખ મળે છે, ઔષધ ન કરનારને દુ:ખજ ભોગવવાનું રહે છે. આ પ્રમાણે શુભાશુભ કર્મનાં ફળો નોખાં નોખાં ભોગવવાનાં છે. પણ પ્રથમ અશુભ કર્મ કરી તેથી પ્રાપ્ત કરેલા દ્રવ્યથી શુભકર્મ કરી, અશુભકર્મથી થતી હાનિને જે કોઈ ઉરાડી મૂકવા ધારતું હોય તો તેની એ મિથ્યા ભ્રમણા જ સમજવી. ઈશ્વર ઉપર અનન્ય ભક્તિથી કે ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિથી કર્મનો નાશ થાય, એ વાત આ સ્થળે વિચારવાની નથી. જાણીને કરેલું પાપકર્મ કશાંથી ફીટતું નથી.

* વક્તાનો ભાવ એ છે કે સર્વ કર્મ ફળદાતા તો છેજ. પુણ્યકર્મ સુખ આપે છે, પાપકર્મ દુ:ખ આપે છે; પણ ફળ આપે જ છે. ફેર માત્ર એ જ કે અજ્ઞાનપણુમાં કરેલા પાપનું કે પુણ્યનું સૂક્ષ્મ ફળ છે; જાણુતાપણામાં કરેલા પાપનું ફળ સ્થૂલ–મોટું છે.

† મોટા ઋષિમુનિ, દેવોએ કોઈ કોઇવાર ખોટાં કર્મો કર્યા છે, પણુ તે અપવાદરૂપ જ ગણવાં જોઇએ. એમ આ શ્લોકનો ભાવાર્થ છે. એ વિષય સમજવાને માટે દયારામકૃત કાવ્યમાંનું "મોટાનું વચન સુખધામ" વિચાર ને મનન કરવા યોગ્ય છે. વિશ્વામિત્રે વસિષ્ઠના સો પુત્રો મારી નાંખ્યા હતા છતાં તેને નરકે જવું પડ્યું હતું નહિ.

‡ આ શ્લોકનો ભાવાર્થ એ છે કે, જો નજદીકનાં સગાં, સ્નેહથી રહિત હોય તો તેનો ત્યાગ કરવામાં આવે છે. એપરથી નિશ્ચય એ થાય છે કે, કોઈ પણ મનુષ્ય કંઈ પણુ કર્મવડે જો પોતાનું સારું ન થતું હોય તો બીજાનું સારું કરતો નથી. સર્વ સ્વાર્થ માટે કરે છે.

વાળા છે. દાન તથા પ્રતિગ્રહ આ બે કર્મમાંથી દાનનો પ્રતિગ્રહ કરવા કરતાં દાન આપવું એ શ્રેષ્ઠ છે.[૩] જે ધન ન્યાયથી મેળવેલું હોય, અને જે ધન ન્યાયથી વૃદ્ધિ પામેલું હોય, તે ધનને ધર્મ કરવા માટે પ્રયત્નથી રાખી મેલવું, આવો ધર્મશાસ્ત્રનો નિશ્ચય છે.[૪] ધર્માચરણ કરનારા પુરુષે ધર્મ કરવા માટે ક્રૂર કર્મ કરીને ધન એકઠું કરવું નહિ. પોતાની શક્તિ અનુસાર સર્વ કર્મ કરવાં; પરંતુ અધર્મથી સંપત્તિ મેળવવાની ઇચ્છા કરવી નહિ.[૫] પુરુષ પૂર્ણ શ્રદ્ધાથી શીતળ અથવા અગ્નિપર ગરમ કરેલું પાણી, તૃષાતુર એવા અતિથિને પોતાની શક્તિ પ્રમાણે આપે છે તો તેને ક્ષુધાતુરને ભોજન આપ્યા જેટલું જ ફળ મળે છે.[૬] મહાત્મા રંતિદેવે ફળોથી, પાંદડાંથી અને કંદોથી મુનિઓની પૂજા કરીને, જગતને ઇષ્ટ એવી ગતિ મેળવી હતી.[૭] રાજા શીબીના પુત્ર શૈલ્યે પણ, ફળોથી તથા પાંદડાંથી પોતાના પરિચારકો સહિત સૂર્યનારાયણને સંતોષીને તેનાથી પરમસ્થાન સંપાદન કર્યું હતું.[૮] સર્વે મનુષ્ય જન્મે છે ત્યારથી દેવતા, અતિથિ, સેવક વગેરે પોષ્ય વર્ગ તથા પોતાના પિતૃ–માતાપિતા તથા આત્માના ઋણી થઈને અવતરે છે. માટે તેણે તેના ઋણમાંથી મુક્ત થવા યથાશક્તિ પ્રયાસ કરવો જોઈએ.[૯] વેદાધ્યયન કરીને મહાન્ ઋષિઓના ઋણમાંથી મુક્ત થવાય છે; યજ્ઞ કરીને દેવોના ઋણમાંથી મુક્ત થવાય છે; શ્રાદ્ધ કરીને પિતૃઓના ઋણમાંથી મુક્ત થવાય છે; અતિથિઓનો સત્કાર કરીને મનુષ્યના ઋણમાંથી મુક્ત થાય છે;[૧૦] અને વેદશાસ્ત્રના શ્રવણવડે, મનનવડે, પંચ મહાયજ્ઞ કરતાં શેષ રહેલા અન્નનું ભક્ષણ કરવાવડે તથા પોતાના શરીરનું રક્ષણ કરવાડે, મનુષ્ય ઋણથી મુક્ત થાય છે. પોતાના પુત્ર વગેરે પોષ્ય વર્ગનું જન્મથી આરંભીને જાતકર્મ, પરિપાલન વગેરે કરીને પોષણ કરી ( પોષ્ય વર્ગના ) ઋણમુક્ત થવું યોગ્ય છે.[૧૧] મુનિઓ (ધનરહિત હતા, પરંતુ તેઓ પ્રયત્નથી–(ધ્યાન તથા ધારણાવડે) સિદ્ધ થયા હતા, તેમ જ તેઓએ (ધ્યાન ધારણારૂપી) હવ્યવડે મનનો આત્મારૂપી યજ્ઞમાં હોમ કરીને પરમ સિદ્ધિને પામ્યા છે.[૧૨] હે મોટા બાહુવાળા રાજા! ઋચીકાનો પુત્ર યજ્ઞમાં ભાગ લેનારા દેવતાઓની ઋચાઓથી સ્તુતિ કરીને ( બીજે જન્મે ) વિશ્વામિત્રનો પુત્ર થયો હતો.[૧૩] શ્રી મહાદેવની કૃપાથી ઉશના શુક્રપણાને પામ્યો હતો, અને દેવી ઉમાની સ્તુતિ કરીને યશસ્વી થઈ આકાશમાં પ્રકાશી રહ્યો છે.[૧૪] તે ઉપરાંત અસિત, દેવલ, નારદ, પર્વત, કક્ષીવાન, જામદગ્ન્ય રામ, આત્મજ્ઞાની તાડ્ય,[૧૫] વસિષ્ઠ, જમદગ્નિ, વિશ્વામિત્ર, અત્રિ, ભરદ્વાજ, હરિશ્મશ્રુ, કુંડધાર અને શ્રુતશ્રવા,[૧૬] આ સર્વે મહર્ષિઓ તપશ્ચર્યા કરી, ઋચાઓથી અને તપથી વિષ્ણુની સ્તુતિ કરીને, બુદ્ધિમાન્ એવા વિષ્ણુની કૃપાથી સિદ્ધિને પામ્યા હતા.[૧૭] અપવિત્ર પુરુષો પણ ભગવાન્ વિષ્ણુની ભક્તિ કરીને વિષ્ણુને જ પ્રાપ્ત થયા છે. (કોઈ) પણ મનુષ્યે પાપકર્મ કરીને આલોકમાં કલ્યાણની આશા રાખવી નહિ.[૧૮] ધર્માચરણ કરવાથી જે ધન મળે છે, તે સત્ય ધન ગણાય છે. ધિક્કાર હજો તે ધનને કે જે અધર્માચરણ કરવાથી મળે છે! ધર્મ સનાતન છે. જગતમાં ધન મેળવવાની ઇચ્છાથી તેનો ત્યાગ કરવો નહિ.[૧૯]

હે રાજેંદ્ર! સર્વે વેદો ત્રણ અગ્નિને (દક્ષિણ, ગાર્હપત્ય, અને આહવનીય ) વિશે વાસ કરી રહેલા છે, માટે જે અગ્નિહોત્રી છે તેને જ ધર્માત્મા, અને ઉત્તમ કર્મ કરનારો જાણવો.[૨૦] જેઓની ક્રિયા કોઈ પણ દિવસ નાશ પામતી નથી, તે અગ્નિહોત્રી કહેવાય છે. અગ્નિહોત્રી થઇને ધર્મ ક્રિયાથી રહિત રહેવું, એના કરતાં અગ્નિહોત્ર સેવવું નહિ એ સારું છે.[૨૧] હે નરશાર્દૂલ! અગ્નિહોત્રના અગ્નિની, માતાની, ઉત્પન્ન કરનાર પિતાની તથા આચાર્યની–આ સર્વેની નમ્રપણે સુશ્રૂષા કરવી.[૨૨] જે પુરુષ અભિમાન તજી દઈને વૃદ્ધોની સેવા કરે છે, વિદ્વાન્ હોવા છતાં કામનારહિત થઈ, સર્વ પ્રાણીઓના તરફ પ્રીતથી જુએ છે, મિથ્યા પરિશ્રમનો ત્યાગ કરે છે, ઇંદ્રિયોને નિયમમાં રાખે છે અને હિંસાથી શૂન્ય થાય છે, તેવા આર્ય પુરુષની જગતમાં સત્પુરુષો પૂજા કરે છે.[૨૩]

इति श्रीमहाभारतविशे शांतिपर्वान्तर्गत मोक्षधर्म पर्वमां "पराशरगीता"मां अध्याय २९२ मो समाप्त.

## અધ્યાય ૨૯૩ મો.

### પરાશર ગીતા–ચાર વર્ણના ધર્મો.

પરાશર બોલ્યો:–હે રાજા! ત્રણ વર્ણની છેલ્લા હિનવર્ણ શૂદ્રે યથારીતે સેવા બજાવી પોતાની આજીવિકા પ્રાપ્ત કરવી. પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક કરવામાં આવેલી શૂદ્રોની સેવા તેને ધર્મમાં નિષ્ઠાવાળા કરે છે.[૧] શૂદ્રોને બાપદાદા તરફથી કોઈ આજીવિકા નિશ્ચિત હોય નહિ, તો તેને સેવા સિવાય કોઈ ધર્મ ધારણ કરવો નહિ. શૂદ્રે સેવા જ ધર્મ પાળવો યોગ્ય છે.*[૨] મારું માનવું

---

* તાત્પર્ય આ પ્રમાણે છે. જો શૂદ્ર બ્રાહ્મણની વૃત્તિ યજ્ઞાદિકર્મ કરાવવાની છે તે, કે ક્ષત્રિયની વૃત્તિ પ્રજા પાસથી કર લેવો તે, કે વૈશ્યની વૃત્તિ વ્યાપાર કરવો ને તેમાંથી ધન ઉપાર્જન કરી નિર્વાહ કરવો તે, એ વૃત્તિ શૂદ્રને માટે બાધક, મુનિ પરાશર ગણે છે. શૂદ્રે દાસપણું કરી પોતાનો નિર્વાહ કરવો; તેને માટે અન્યવૃત્તિ ધર્મવાળી ગણી નથી. પરન્તુ જ્યારે બ્રાહ્મણ દાસવૃત્તિ સ્વીકારે, વાણિજ્ય કર્મ કરે-ખેતી કરે, ક્ષત્રિય બળરહિત થઈ જઈ સેવા કર્મ ઉચિત ગણે ત્યારે શૂદ્રે દાસપણું શા માટે ધારણ કરી રાખવું? જો તેનામાં વિશેષ બુદ્ધિ ને શક્તિ હોય તો? આનું સ્ફોટન ૧૫ મા શ્લોકમાં અને ૨૯૪ મા અધ્યાયના ૩–૪ શ્લોકમાં છે.

એવું છે કે, શૂદ્રોએ ધર્મનિષ્ઠ સત્પુરુષોની સાથે સર્વ અવસ્થામાં સંસર્ગ કરવો તે સારું છે, પણ અસત્પુરુષોની સાથે સંસર્ગ રાખવો તે સારું નથી.[૩] ઉદયાચલ ઉપર જે ઝવેરાત અને ધાતુ રહેલી હોય છે, તે સૂર્યના સમીપપણાથી પ્રકાશે છે, તેમ નીચવર્ણ પણ સત્પુરુષના સંબંધથી દીપી નિકળે છે.[૪] સફેદ વસ્ત્રપર જેવો રંગ લગાડવામાં આવે છે, તેવું તે વસ્ત્ર થાય છે આમ તારે જાણવું. શૂદ્રોના સંબંધમાં પણ એમ જ છે.*[૫]

મનુષ્યે સદા સદ્‌ગુણોમાં પ્રીતિ રાખવી, કદી દોષો તરફ દૃષ્ટિ કરવી નહિ; કારણ કે જગતમાં મનુષ્યોનું જીવિત અનિત્ય તથા ચળરૂપ છે.[૬] જે વિચક્ષણ પુરુષ સુખમાં હોય કે દુઃખમાં હોય, પરંતુ શુભકર્મો જ કર્યા કરે છે, તે શાસ્ત્રનાં તત્ત્વને જાણે છે.[૭] ધર્મરહિત કર્મ કરવાથી કદાચ મહાન્ ફળનો લાભ થતો હોય, તોપણ ડાહ્યો મનુષ્ય તે કર્મ કરતો નથી; કારણ કે આ લોકમાં ધર્મરહિત કર્મ હિતકારક કહેવાતું નથી.[૮] જે લૂટારું રાજા, બીજા ન્યાયી રાજાની હજારો ગાયોનું હરણ કરી લાવીને તેનું (અયોગ્ય પુરુષને) દાન કરે છે, તે રાજા પ્રજાનું રક્ષણ કરનાર ગણાતો નથી; તે માત્ર નામનો જ દાની ગણાય છે, પરંતુ ખરી રીતે તો તે તસ્કર છે.[૯]

ભગવાન્‌સ્વયંભૂએ સૃષ્ટિના આરંભમાં લોકોમાં સત્કાર પામેલા ધાતાને નિર્માણ કર્યા હતા. તે ધાતાએ (વિધાતાએ) લોકોની રક્ષા કરવા માટે એક પુત્રને ઉત્પન્ન કર્યો હતો, જેનું નામ પર્જન્ય દેવતા છે.[૧૦] વૈશ્યે તેની પૂજા કરીને એટલે તેનો સત્કાર કરીને ખેતીવાડીમાં તથા પશુપાલનમાં અત્યંત આબાદી મેળવવી. રાજાએ પ્રજાનું પાલન કરવું ને બ્રાહ્મણોએ કેવળ ઉપભોગ જ લેવો.[૧૧] શૂદ્રે દંભરહિત થઈ તથા શઠતાથી અને ક્રોધથી રહિત થઈ, યજ્ઞનાં પાત્રોને એકઠાં કરવાં, વેદી તથા જ્યાં યજ્ઞ થવાનો હોય, તે સ્થળ ઝાડીને સાફ રાખવું. આ રીતે વર્ણાશ્રમને અનુસરી કરવામાં આવતું કર્મ કદી ધર્મ રહિત ગણાશે નહિ.[૧૨] ધર્મનો નાશ પૂર્ણ રીતે ન થવાથી પ્રજા સુખી થાય છે અને પ્રજા સુખમાં રહેવાથી, હે રાજેંદ્ર! તે દેવતાઓને હવ્યથી તૃપ્ત કરે છે, તેથી તેઓ પણ સ્વર્ગમાં સુખ ભોગવે છે.[૧૩] જે રાજા પ્રજાનું ધર્મથી રક્ષણ કરે છે તે જગતમાં પૂજાય છે; જે બ્રાહ્મણ વેદનું તથા શાસ્ત્રનું અધ્યયન કરે છે તે પૂજાય છે; જે વૈશ્ય ધન સંપાદન કરવામાં તત્પર રહે છે તે પૂજાય છે,[૧૪] અને જે શૂદ્ર નિત્ય ઇંદ્રિયોને વશમાં રાખીને ત્રણ વર્ણની સેવા કરે છે તે પણ પૂજાય છે. પરંતુ બ્રાહ્મણાદિક જાતિ પોતાના ધર્મથી ઉલટી રીતે વર્તે છે, તો તે સ્વધર્મમાંથી ભ્રષ્ટ થાય છે.[૧૫]

હજારો કોડીઓ (જે અન્યાયથી મેળવેલી હોય છે) તેના દાન કરતાં પણ, પ્રાણને સંતાપ આપીને પણ ન્યાયથી મેળવેલી વીસ કોડીઓનું પણ જે દાન કરવામાં આવે છે, તે મહાન્ ફળ આપે છે.[૧૬] જે રાજા બ્રાહ્મણોનો સત્કાર કરીને તેને શ્રદ્ધાથી જેવું દાન આપે છે તેવું ઉત્તમ ફળ તે ભોગવે છે.[૧૭] દાનપાત્ર પુરુષની સામે જઇને તેને સંતોષ પમાડવા માટે જે દાન આપવામાં આવે છે, તે દાન સર્વ કરતાં શ્રેષ્ઠ ગણાય છે; અને કોઈ યાચના કરે ત્યારે જે આપવામાં આવે છે તેને વિદ્વાનો મધ્યમ દાન કહે છે.[૧૮] પણ જે દાન યાચકનું અપમાન કરીને આપવામાં આવે છે તથા જે દાન અશ્રદ્ધાથી આપવામાં આવે છે તે દાનને સત્ય કહેવાવાળા મુનિઓ અધમ દાન કહે છે.[૧૯] સંસારસાગરને વિશે ડૂબતા મનુષ્યે અનેક પ્રકારના ઉપાયોવડે તે સાગરમાંથી તરી જવા પ્રયત્ન કરવો જોઇએ તથા ઘરરૂપી પાશમાંથી જે રીતે છૂટા થવાય, તે પ્રમાણે તેણે પ્રયત્ન કરવો જોઇએ.[૨૦] બ્રાહ્મણ ઇંદ્રિયોના નિગ્રહથી શોભે છે, ક્ષત્રિય વિજયથી શોભે છે, વૈશ્ય ધનથી શોભે છે અને શૂદ્ર નિત્ય સેવામાં ઉત્સાહ રાખવાથી શોભે છે.[૨૧]

इतिश्री महाभारतविशे शांतिपर्वान्तर्गत मोक्षधर्मपर्वमां "पराशरगीता"मां अध्याय १९३ मो समाप्त.

## અધ્યાય ૨૯૪ મો.

### પરાશર ગીતા–મનુષ્યની સ્થિતિ.

પરાશરે કહ્યું;–હે રાજા! બ્રાહ્મણોએ પ્રતિગ્રહથી મેળવેલું થોડું ધન, ક્ષત્રિયોએ વિજયમાં મેળવેલું થોડુ ધન, વૈશ્યે સ્વધર્મ પ્રમાણે (વ્યાપાર તથા ખેતીવાડીથી) મેળવેલું થોડું ધનતથા શૂદ્રોએ ત્રણ વર્ણની સેવાથી મેળવેલું ધન,[૧] જો કે થોડું હોય છે, તોપણ તે ઉત્તમ ગણાય છે. તેમાંથી જે ધર્મ કરવામાં આવે છે તે મહાન્ ફળ આપે છે. શૂદ્ર જાતિને ત્રણ વર્ણની સેવા કરવાનો અધિકાર નિત્ય છે.[૨] બ્રાહ્મણ આજીવિકા રહિત થઈ ગયા પછી, ક્ષત્રિયના ધંધાથી અથવા તો વૈશ્યના ધંધાથી આજીવિકા કરે છે તો તે પતિત થતો નથી. પરંતુ બ્રાહ્મણ જો શૂદ્રના ધંધાથી આજીવિકા કરે, તો તે તે જ વખતે પતિત થાય છે.[૩] શૂદ્ર સેવા વગેરેથી પોતાની આજીવિકા ચલાવી શકતો ન હોય તો તેણે વ્યાપાર, પશુપાલન, ચિત્રલેખન, શિલ્પકળા વગેરેથી

* અત્ર શૂદ્રોની સ્વાભાવિક પ્રકૃતિ દર્શાવી છે, કે તે એવી છે કે સંગ તેવો રંગ તેને લાગી જાય છે

આજીવિકા કરવાથી તેને દોષ લાગતો નથી, કારણ કે ઉપરનાં સર્વે કર્મો સેવામાં ગણાય છે.[૪] જેણે પૂર્વે, સ્ત્રીનો વેશ ધારણ કરીને નાટકની રંગભૂમિપર ઉતરવાનો કે જીર્ણું લુગડું આડું રાખીને ચામડાની આકૃતિઓદ્વારા રાજા અને અમાત્યોનાં કર્મો દેખાડવાનો, મદ્ય તથા માંસ વેચીને આજીવિકા કરવાનો, લોઢું તથા ચામડાનો વેપાર કરવાનો–[૫] વગેરે જગતમાં જે જે ધંધા નિંદ્ય છે તેવો કોઈ પણ ધંધો પૂર્વે ન (કર્યો) હોય તો તેવો ધંધો પોતાની આજીવિકા અર્થે તે પુરુષે કરવો જોઈએ નહિ. એમ સાંભળ્યું છે કે, આવા ધંધામાં લાગેલા મનુષ્યો જો તેનો ત્યાગ કરે છે તો તેથી તેને મહાન્ પુણ્યની પ્રાપ્તિ થાય છે.[૬] એક પુરુષને અન્ન તથા વસ્ત્ર મળ્યાં અને તેનું મન મદથી મત્ત થઈ ગયું હોય અને તેથી તે મનુષ્ય પાપકર્મ કરે, તોપણ બીજા પુરુષે તેના તે પાપકર્મનું અનુકરણ કરવું નહિ.[૭]

પુરાણોમાંથી સાંભળવામાં આવે છે કે, પૂર્વે કોઈક જ પાપકર્મ કરતું હતું; પરંતુ મોટે ભાગે પ્રજા ઈંદ્રિયોનો નિગ્રહ કરનારી, ધર્મને માન આપનારી અને નીતિધર્મને અનુસરનારી હતી. પ્રજા અધર્મે વર્તતી તો તેને 'ધિક્ક છે!' એટલો જ દંડનો ઉપયોગ કરવામાં આવતો હતો.[૮] જે સમયને માટે આપણે વાત કરીએ છીએ, હે રાજા! તે સમયે આ જગતને વિશે મનુષ્યોને માટે ધર્મ જ પ્રશંસાપાત્ર ગણાતો હતો. તે કામમાં ધર્માચરણ કરનારા પુરુષો માત્ર સદ્ગુણોનું જ સેવન કરતા હતા.[૯] હે વત્સ! જગતમાં ચાલતા તે ધર્મને (સંખ્યા ને શક્તિમાં વધેલા) અસુરો સહન કરી શક્યા નહિ. તે અસુરોએ (કામ ક્રોધાદિરૂપે) ધીરે ધીરે વૃદ્ધિ પામીને પ્રજાના દેહમાં પ્રવેશ કર્યો.[૧૦] એટલે ધર્મનો નાશ કરનારો અહંકાર પ્રજામાં વૃદ્ધિ પામ્યો. અહંકારમાંથી દર્પનો પ્રવેશ થયો ને દર્પમાંથી જન્મેલા ક્રોધે પાછળથી પ્રજામાં પ્રવેશ કર્યો.[૧૧] પ્રજા જ્યારે ક્રોધને વશ થઈ ત્યારે, હે રાજા! તેઓનું આચરણ વિનય અને લજ્જા વગરનું થઈ પડ્યું. લજ્જાનો નાશ થયો, એટલે પછી તેને મોહ ઉપજ્યો.[૧૨] સર્વ પ્રજા મોહથી ઘેરાઈ ગઈ, એટલે તેને પૂર્વની પેઠે જ્ઞાન રહ્યું નહિ અને તેના ફળમાં સર્વે પોતપોતાને સુખ થાય તે માટે યત્કિંચિતે પશ્ચાત્તાપ વગર, પરસ્પરને દુઃખ દઈને પોતપોતાની ઉન્નતિ (ધન મેળવવાનો પ્રપંચ) કરવા લાગી.[૧૩] આ પ્રમાણે પ્રજા જ્યારે ઉદ્ધત થઈ ગઈ ત્યારે ધિક્ક નામનો દંડ નકામો થઈ પડ્યો. પ્રજા, દેવો અને બ્રાહ્મણોનું અપમાન કરીને (એટલે દેવ સ્વભાવવાળા જે શમ દમ વગેરે છે, તેનો ત્યાગ કરીને) વિષયોને સેવવા લાગી.[૧૪] આમ થયું ત્યારે પૂર્વે કહેલા દેવો, દેવોમાં શ્રેષ્ઠ, ધીર, બહુરૂપધારી, અધિક ગુણવાળા એવા શિવને શરણે ગયા.[૧૫] (દેવોની વિનતિપરથી) શિવ, દેવોથી વૃદ્ધિ પામેલાં તેજવાળું એક બાણ મારીને આકાશમાં–નગરમાં બેસીને ફરનારા કામ, ક્રોધ અને લોભ* નામના ત્રણ અસુરોને (તેના નગર સહિત) પૃથ્વી ઉપર પાડી નાંખ્યા.[૧૬] આ અસુરોનો જે એક અધિપતિ ભયંકર અને મહાપરાક્રમી હતો, તે દેવોને ભય ઉપજાવતો હતો, તેથી તેને પણ શૂળપાણિ શિવે મારી નાંખ્યો.†[૧૭] શિવે (મહામોહ નામના) અસુરોના અધિપતિને (પ્રણવરૂપી ધનુષ ઉપર આત્મારૂપી બાણ ચઢાવીને) મારી નાંખ્યો, એટલે મનુષ્યો પોતાના સ્વસ્વરૂપને (બ્રહ્મ ભાવને) પ્રાપ્ત થયા તથા તેઓને પ્રથમની પેઠે જ વેદોનું તથા શાસ્ત્રોનું જ્ઞાન પણ થયું.[૧૮] પછી પુરાતન (વસિષ્ઠ વગેરે) સપ્તર્ષિઓએ સ્વર્ગમાં વાસવનો, દેવોના રાજા તરિકે અભિષેક કર્યો અને તેઓએ પોતે લોકોને દંડ દેવાનું કામ સ્વીકાર્યું.‡[૧૯] સપ્તર્ષિઓની પછી વિપૃથુ નામનો રાજા (મનુષ્યોપર) રાજ્ય કરવા લાગ્યો અને બીજા ક્ષત્રિય રાજાઓ જૂદા જૂદા દેશોમાં માંડલિક રાજા તરિકે (જૂદી જૂદી જાતોપર) રાજ્ય કરવા લાગ્યા.§[૨૦] (મહાદેવે જ્યારે પ્રાણીઓના મનમાંથી દુષ્ટ સંપત્તિઓનો નાશ કર્યાં ત્યારે પણ) પ્રાચીન કાળના કેટલાક વૃદ્ધોના

---

* આ શ્લોક અલંકારીક ભાષામાં લખાયેલો છે, અને તેનો અર્થ જ્ઞાનપરત્વે પણ લઈ શકાય તેમ છે. ત્રણ અસુરો તે કામ, ક્રોધ અને લોભ; આકાશમાં રહેનારા એટલે માયામાં પચેલા; નગરો તે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરો. શિવ–શંકર એટલે કલ્યાણ કરનારી શરીરમાં રહેલી વૃત્તિ–વિશુદ્ધ બુદ્ધિ; અથવા જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિના અભિમાની વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ-વિરાટ, સૂત્રાત્માને અંતર્યામી. એ ત્રણથી શ્રેષ્ઠ અદ્વૈતરૂપ શિવ. શિવે અસંગરૂપી બાણ મારી તેને સ્થૂળ, સૂક્ષ્મ ને કારણરૂપ નગર સહિત પૃથ્વી ઉપર પાડ્યા એટલે જીવ શુદ્ધ ચૈતન્યમાં પાછા નાંખ્યા. બાણ તે જીવાત્મા, દેવો તે ઇન્દ્રિયો. આખા શ્લોકનો ભાવાર્થ એમ છે કે આસુરી સંપત્તિનો નાશ થયા પછી મનુષ્યના હૃદયમાં ચૈતન્ય ચંદ્રોદય થાય છે, અથવા સંસારમાંથી પાપ સદંતર નીકળી ગયા પછી, માણસો પાછા પુણ્ય કરવા લાગે છે.

† અસુરોનો અધિપતિ તે મહામોહ. અહીં દેવનો અર્થ ઇન્દ્રિયો થાય છે. જો ૧૬ મો શ્લોક અલંકારી ન ગણવામાં આવે તો દેવોનો અર્થ તેના મૂળ સ્વરૂપમાં લઈ શકાય.

‡ મહામોહનો શિવે બુદ્ધિવડે નાશ કર્યો; જ્યારે મોહ નાશ થાય છે, ત્યારે જીવ મૂળરૂપપર આવે છે. એ મૂળરૂપ તે બ્રહ્મરૂપ–એ મૂળરૂપ તે મરીચ્યાદિનું હતું તેવું, અર્થાત્ બ્રહ્મવશવાળા કામ-ક્રોધાદિના નાશથી, થયા. સ્વર્ગ એટલે ઇન્દ્રિયોનો પ્રદેશ, ચિદાકાશ; ઇન્દ્ર એટલે ચિદાત્મા; સપ્ત ઋષિથી તે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા છે; કેમકે સપ્તઋષિરૂપી અવયવ ઉપર દેહમાં રહેલો અશરીરી આત્મા શ્રેષ્ઠ છે, તેનાથી પર ગ્રાહ્યશાદિ ષટ્ચકો જે યોગમાં વિઘ્નકર્તા છે, તે છે.

§ બા. પ્ર. માં આ શ્લોકનો અર્થ ગુંચવાડા ભરેલો ને અતિ અસ્પષ્ટ છે.

હૃદયોમાંથી આસુરીભાવ દૂર થયો નહોતો.[૨૧] આ રીતે આસુરીભાવનો ( મનુષ્યોને ) પરંપરાનો સંબંધ હોવાથી ભયંકર પરાક્રમ કરનારા રાજાઓ પણ આસુરી કર્મ કરવા લાગ્યા.[૨૨] જે મનુષ્યો મહામૂર્ખ છે, તેઓ હજી સૂધી આસુરી કર્મને જ ધારણ કરી રહ્યા છે; કામ, ક્રોધ વગેરે આસુરી કર્મની સ્થાપના કર્યા કરે છે અને નિત્ય અન્ય આસુરી કર્મ કર્યા જાય છે.[૨૩] માટે હે રાજા! હું તને શાસ્ત્રાનુસાર વિચાર કરીને કહું છું કે, હિંસાત્મક મિથ્યાકર્મનો ત્યાગ કરી દેવો; આસુરી ભાવને દૂર કરવો તથા આત્મજ્ઞાન સંપાદન કરવું.[૨૪] વિચક્ષણ પુરુષે અધર્મ માર્ગે ધર્મનો સંગ્રહ કરવો નહિ; તેમ ધર્મ કરવા માટે ન્યાયનો માર્ગ તજી દઈને પણ ધનનો સંગ્રહ કરવો નહિ; કારણ કે (તેમ પ્રાપ્ત કરેલું) ધન (ધર્મના કાર્યમાં પણ) કલ્યાણકારક ગણાતું નથી.[૨૫] હે રાજા ! તું આ રીતનો ક્ષત્રિય થા! તું તારી ઈન્દ્રિયોનું દમન કર, બાંધવો ઉપર પ્રીતિ ધરાવ તથા તારી પ્રજાનું, સેવકોનું અને પુત્રોનું સ્વધર્મથી પાલન કર.[૨૬] જીવને હજારોહજાર જન્મોમાં જન્મવું પડે છે અને તે જન્મોમાં સુખમાં સ્નેહીઓ અને દુઃખમાં શત્રુઓનો સમાગમ થાય છે; ત્યારે વૈર અને સ્નેહ પણ બંધાય છે.*[૨૭] એટલા માટે તારે ગુણો ઉપર પ્રીતિ રાખવી, પણ દોષોપર નહિ. દુષ્ટ મનુષ્ય ગુણ રહિત હોય છે, તોપણ તે પોતાના ગુણો સાંભળીને રાજી થાય છે, એવું ગુણનું માહાત્મ્ય છે.[૨૮] હે મહારાજ! મનુષ્યોમાં જ ધર્મ તથા અધર્મ—સદ્‌ગુણને દુર્ગુણ—રહેલા છે, તેવા (અન્ય) પ્રાણીઓને વિશે રહેલા નથી.[૨૯] મનુષ્યને અન્નાદિકની ( કે વ્યવહારમાં જરૂરી પદાર્થની) ઇચ્છા હોય કે ન હોય, તોપણ તેણે ધર્મપરાયણ થવું, જગતમાં સર્વને પોતાના સમાન ગણવાં, અને કોઇપણ પ્રાણીની હિંસા કર્યા વગર જગતમાં પોતાનો વ્યવહાર ચલાવવો.[૩૦] મનુષ્યનું મન જ્યારે વાસનાથી તથા અહંકારથી રહિત થાય છે, ત્યારે તેનું કલ્યાણ થાય છે, અર્થાત્ તે મોક્ષને પામે છે.[૩૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गतपर्वमां मोक्षधर्म 'पराशर गीता' नामनो अध्याय २९४ मो समाप्त.

---

## અધ્યાય ૨૯૫ મો.

### પરાશર ગીતા–તપનો વિધિ.

પરાશરે કહ્યું;–હે તાત! આ પ્રમાણે ગૃહસ્થના ધર્મનો વિધિ મેં તને કહ્યો. હવે હું તને ગૃહસ્થના ધર્મ તથા તપનો વિધિ કહું છું, તેનું તું શ્રવણ કર.[૧] હે નરશ્રેષ્ઠ! સામાન્યતઃ એમ જોવામાં આવે છે કે, ગૃહસ્થ પુરુષને રજોગુણ તથા તમોગુણની સાથે સંગ થવાથી, ઘણું કરીને તેને નાશવંત પદાર્થો ઉપર મમતા બંધાય છે.[૨] મનુષ્યને ગૃહસ્થાશ્રમમાં પડ્યા પછી ગાયો, ક્ષેત્રો, ધન, સ્ત્રી, પુત્રો તથા ચાકર નોકરો વગેરેનો સંબંધ થાય છે.[૩] ગૃહસ્થાશ્રમમાં પડ્યા પછી તે પુરુષની તેના જ પ્રતિ દૃષ્ટિ રહે છે. તેને એ સર્વે પદાર્થો અનિત્ય લાગતા નથી, પણ નિત્ય જોવામાં આવે છે અને આત્મોન્નતિ કરવાને બદલે તેને રાગ અને તેને યોગે દ્વેષ પણ થાય છે.[૪]

હે રાજા ! જ્યારે મનુષ્ય રાગ તથા દ્વેષથી પરાભવ પામે છે અને જ્યારે ધનને વશ થઈને તેને મેળવવા માટે રાત દહાડો મથન કરે છે, ત્યારે મોહજન્ય રતિ તેને ઘેરી લે છે[૫] રતિ પરાયણ સર્વે મનુષ્ય પોતાના આત્માને ભોગી અને કૃતાર્થ માને છે અને વિષય સુખના લાભ કરતાં બીજા કોઈ પણ લાભને અધિક લાભ માનતા નથી.†[૬] માણસને રતિજન્ય સુખોની સાથે સંગ થવાથી, તે પોતાના સુખને માટે દાસ, દાસી વગેરે કુટુંબની વૃદ્ધિ કરે છે અને તેના પોષણ માટે વ્યાપાર, વ્યાજ વટંતર વગેરે દરેક યત્નો કરીને ધનની વૃદ્ધિ કરે છે.[૭] મનુષ્ય જાણે છે કે આ કૃત્ય પાપી છે, છતાં પણ પોતાનાં બાળબચ્ચાંઓ ઉપરના સ્નેહ લીધે, ધન મેળવવાને માટે પાપકર્મ કરે છે; અને તે ધનનો જ્યારે નાશ થાય છે (એટલે કોઈ ચોરી જાય છે કે દેવાળામાં જાય છે) ત્યારે તે શોક કરે છે.[૮] તે, સર્વ માનપાન મેળવે છે ને પોતાની જુક્તિમાં પાછો ન પડે તેની રચના રચે છે; તથા નાના પ્રકારના ભોગ ભોગવું, આમ મનમાં વિચાર કરી વૈભવોનો સંગ્રહ કરે છે; પણ તેમાં પરાજય પામી, તે છેવટે દુઃખી થાય છે.[૯] જેઓ કર્મનાં ફળની સાથે સંબંધ રાખતા નથી, જેઓ બ્રહ્મવાદીઓ છે તથા નિષિદ્ધ કામ્ય કર્મનો ત્યાગ કરી, પરોપકારી ધર્મની વૃદ્ધિ કરનારાં

---

* જન્મ શબ્દથી મનુષ્યલોક અને દેવલોક બન્ને લેવા; કારણ કે દેવો તે કે દેવો છે, તોપણ પુરાણ ઉપરથી જણાય છે કે તેઓ પણ સુખ દુઃખ, અને તેથી ઉત્પન્ન થતા રાગદ્વેષના તડાકામાંથી મુક્ત હોતા નથી. સત્ય રીતે જોતાં તો મનુષ્યે ઉંચા સુખો ભોગવવા માટે કલ્પના બાંધી જે સૃષ્ટિ રચી છે તે જ સ્વર્ગલોક છે, એટલે ત્યાં વસનારા પણ દેવોમાં કંઇક મનુષ્યસ્વભાવ રહે, એ સ્વાભાવિક જ છે, જીંદગીની એવી ઉંચ કે નીચ કોઇપણ સ્થિતિ નથી કે જ્યાં સુખ દુઃખ, રાગદ્વેષ ન હોય. એ તો બધે જ આવકાર આપવાને ઉભા છે.

† આનો ભાવાર્થ આ પ્રમાણે થઇ શકેઃ- જે માણસ પાસે સુખના સાધનોનો મોટો ભાગ હોય છે, તે જ ખરો સુખી ગણાય છે, એમ સમજી જે માણસ સંગને લીધે, સંસારના સુખને વળગેલા હોય છે તે, ઇંદ્રિયજન્ય સુખો-ગ્રામ્ય અધમ સુખો સિવાય અન્ય કશામાં સુખ કે આનંદ જોતો નથી.

કર્મો કરે છે, તેઓને સનાતન સુખ મળે છે;[૧૦] પરંતુ હે રાજા! સંસારી જીવને તો સ્નેહ સંબંધથી, ધનનો નાશ થવાથી તથા આધિ અને વ્યાધિના સંતાપથી ખેદ જ થાય છે.[૧૧] (ધન ધાન્યના નાશથી અથવા પુત્ર કલત્રના નાશથી જે ઉદાસીનતા આવે છે) એ ખેદમાંથી તે આત્માનું સ્વરૂપ જાણવામાં જાગૃત થાય છે. એ જાગૃતિમાંથી તે શાસ્ત્રનું તત્ત્વ જાણવા પ્રતિ વળે છે અને શાસ્ત્રોનું તત્ત્વ જાણવામાં આવ્યા પછી તપ કલ્યાણકારી છે, એમ તેના જોવામાં આવે છે.[૧૨] આમ, હે મનુષ્યેંદ્ર! સારાસાર વસ્તુનો વિચાર કરનારો પુરુષ જગતમાં દુર્લભ છે. જ્યારે સ્ત્રી પુત્ર વગેરે વહાલાં સંબંધી મરણ પામે છે અને દુઃખ ઉત્પન્ન થાય છે, ત્યારે જ પુરુષ તપશ્ચરણ કરવાનો પ્રયત્ન કરે છે.[૧૩] હે તાત! તપ સર્વને માટે છે. તે એવું તો સાધારણ ધર્મ કર્મ છે કે શૂદ્ર, વર્ણથી પણ તે થઈ શકે છે. તપવડે જિતેંદ્રિય પુરુષ પોતાની ઇન્દ્રિયોપર વિજય મેળવી શકે છે. તપ એ સ્વર્ગનો માર્ગ દર્શાવનારું છે.[૧૪] હે રાજા! પૂર્વે વ્યાપક એવા પ્રજાપતિએ પણ પરબ્રહ્મ પરાયણ થઈને, સમયે સમયે અનેક વ્રતો અને તપ કરીને પ્રજાને ઉત્પન્ન કરી હતી.[૧૫] વળી હે તાત! આદિત્યોએ, વસુઓએ, રુદ્રોએ, અગ્નિએ, અશ્વિનિકુમારોએ, મારુતોએ, વિશ્વેદેવતાઓએ, સાધ્યોએ, પિતૃઓએ, પવનના ગણોએ,[૧૬] યક્ષોએ, રાક્ષસોએ, ગંધર્વોએ, સિદ્ધોએ તથા સ્વર્ગવાસીઓએ પોતાની તપશ્ચર્યાથી સિદ્ધિ મેળવી છે.[૧૭] પૂર્વે બ્રહ્માએ સૃષ્ટિના આરંભમાં તપ કરીને જે બ્રાહ્મણોને સરજ્યા હતા તે બ્રાહ્મણો પણ, પોતાના કર્મમાં પરાયણ થવાથી આ પૃથ્વીપર જ નહિ, પણ સ્વર્ગ લોકમાં જ્યાં તેઓ ઇચ્છાનુસાર વિહાર કરતા હતા ત્યાં, તેઓ પણ તપથી વિજયી થયા છે.[૧૮] વળી મર્ત્ય લોકમાં જે રાજાઓ અને ગૃહસ્થાશ્રમીઓ મોટાં કુળને વિશે જન્મ ધારણ કરે છે, તે સર્વ પણ (તેમના પૂર્વ જન્મના) તપનું જ ફળ જાણવું.[૧૯] તેઓ રેશમી વસ્ત્રો પહેરે છે, સુંદર આભરણો ધારણ કરે છે, વાહનો, આસનો વગેરે વૈભવો ભોગવે છે, તે સર્વ તપથી જ મળે છે.[૨૦] મનને અનુકૂળ, રૂપવતી હજારો તરુણ સ્ત્રીઓ પ્રાપ્ત થાય છે, તથા મહેલમાં નિવાસ કરવાનું મળે છે, તે સર્વ તપનું જ ફળ છે.[૨૧] ઉંચાં ઉંચાં શયનો, ભાતભાતનાં ભોજનો તથા સર્વે મનવાંચ્છિત પદાર્થો, તપ–પુણ્ય કર્મ કરનારાઓને મળે છે.[૨૨] હે શત્રુતાપન રાજા! ત્રણે લોકમાં પણ એવી એક પણ વસ્તુ નથી કે, જે તપથી દુર્લભ હોય. રે જેઓને તત્ત્વજ્ઞાન થયું નથી એવા પુરુષોને પણ તપના ફળરૂપે વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.*[૨૩] મનુષ્ય સુખમાં હોય કે દુઃખમાં હોય, તોપણ તેણે લોભનો ત્યાગ કરી, બુદ્ધિપૂર્વક શાસ્ત્રનો વિચાર કરવો.[૨૪] અસંતોષથી દુઃખ થાય છે, (અસંતોષ કામનામાંથી ઉદ્ભવે છે) ને લોભથી ઇંદ્રિયોને સંભ્રમ થાય છે; અને સંભ્રમ થવાથી અભ્યાસ વિના જેમ વિદ્યા ભૂલી જવાય છે, તેમ લોભીની પ્રજ્ઞા પણ નાશ પામે છે.[૨૫] જ્યારે મનુષ્યની પ્રજ્ઞાનો નાશ થાય છે ત્યારે તેને સદસદ્ વિવેક બુદ્ધિ રહેતી નથી. માટે સુખનો નાશ થયા પછી પુરુષે ઉગ્ર તપશ્ચર્યા કરવી.†[૨૬]

આ જગતને વિશે જે પોતાને પ્રિય લાગે છે તેને સુખ કહેવામાં આવે છે; અને જેના તરફ દ્વેષ–ધિક્કાર–થાય છે તેને દુઃખ કહેવામાં આવે છે. તપ કરવાથી સુખ મળે છે અને તપ ન કરવાથી દુઃખ થાય છે. તે તું જો.[૨૭] જે પુરુષ પાપ રહિત–નિષ્કામ તપ કરે છે, તે પુરુષ નિત્ય કલ્યાણને મેળવે છે; તે વિષયોનો ઉપભોગ કરે છે તથા કીર્તિ સંપાદન કરે છે.[૨૮] પરંતુ જે પુરુષ ફળની ઇચ્છાથી તપ કરે છે, તે પુરુષ અપ્રિય પદાર્થોને, અપમાનોને, અનેક પ્રકારનાં દુઃખોને પામે છે; અને તપનું ફળ (જે ઉત્તમ છે તેનો) ત્યાગ કરીને વિષયોનાં ફળને (દુઃખને) પામે છે.‡[૨૯]

હવે જે પુરુષને ધર્મ, તપ અને દાન કરવાની ઇચ્છા ન થતાં શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલાં કર્મ કરવાની જ ઇચ્છા થાય છે, તે પુરુષ પાપકર્મ કરીને નર્કમાં પડે છે.[૩૦] પણ હે નરોત્તમ! જે પુરુષ સુખમાં અથવા તો દુઃખમાં હોયા છતાં, પોતાના સદાચારથી ભ્રષ્ટ થતો નથી, તે પુરુષને શાસ્ત્રવેત્તા જાણવો.[૩૧] એમ કહેવામાં આવે છે કે, ધનુષ્યની દોરીમાંથી છૂટેલાં બાણને પૃથ્વીપર પડતાં જેટલો સમય લાગે છે, તેટલો સમય જ જિહ્વા, નેત્ર, નાસિકા, કાન અને ત્વચા ઇંદ્રિયવડે ઉત્પન્ન થતું સુખ ભોગવાય છે.[૩૨] પરંતુ તે ક્ષણભંગુર સુખ નાશ પામ્યા પછી, મનુષ્યને તીવ્ર વેદના થાય છે. માત્ર

* આ શ્લોકનું બીજું ચરણ બરાબર સ્પષ્ટ નથી. ટીકાકાર કહે છે કે अकृतकर्मणा નો અર્થ अनुत्पन्नतत्त्वज्ञानाना થાય છે. તથા उपभोग परित्याग નો અર્થ વૈરાગ્ય થાય છે. फलानि શબ્દ આગળ तत्र શબ્દ અધ્યાહાર છે. પણ फल ને બદલે फलानि બહુવચન શામાટે લીધું હશે, તે અમારાથી સમજાયું નથી.

† આ શ્લોકના બીજા ચરણમાં જે तस्मात्–માટે–શબ્દ છે, તે એકલા ૨૬ મા શ્લોકની સાથે સંબંધ ધરાવતો નથી, પણ ૧૩ થી તે ૨૬ સુધીના બધા શ્લોક સાથે સંબંધ રાખે છે, એટલું ધ્યાનમાં રાખવું.

‡ નિષ્કામ અને સકામ તપમાં તફાવત એટલો જ છે કે, નિષ્કામ તપથી મળતું ઐશ્વર્ય, સુખ મિશ્રિત હોય છે, ત્યારે સકામ તપથી મળતું ઐશ્વર્ય, દુઃખથી ભેળાયલું હોય છે. બાહ્ય દૃષ્ટિએ જોતાં નિષ્કામ તપનું ફળ અને સકામ તપનું ફળ સરખું જ દેખાય છે, પણ ઉપભોગ લેતી વખતે પ્રથમનાને સુખ પ્રાપ્ત થાય છે અને બીજાનાથી તે સુખ, સુખે ભોગવી શકાતું નથી.

અજ્ઞાની પુરુષો વિષયોનાં સુખમાં રચ્યાપચ્યા હોવાથી સર્વોત્તમ એવા મોક્ષ સુખની પ્રશંસા કરતા નથી![૩૩] વળી વિષયની તૃપ્તિથી તીવ્ર વેદના ઉત્પન્ન થાય છે માટે જ, સર્વે વિવેકી પુરુષો મોક્ષ ફળને માટે શમ દમ આદિ ગુણોને સેવે છે; અને ધર્માચરણ કરનારા ધીર પુરુષને અર્થ અને કામ કદી પણ પીડા કરી શકતાં નથી.[૩૪] પ્રયત્ન કર્યા વગર જો વિષયો પોતાની પાસે આવી લાગે તો ગૃહસ્થે સદાય તેને સેવવા; પરંતુ પોતાના ધર્મનું તો સદાય પ્રયત્નપૂર્વક આચરણ કરતા રહેવું, આવું મારું મત છે.*[૩૫] ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા અને શાસ્ત્રાર્થને જાણનારા માની પુરુષો જે ધર્માચરણ કરે છે, તે ધર્માચરણ ધર્મ રહિત મૂર્ખ મનુષ્યો કરી શકતા નથી.[૩૬] આ જગતમાં મનુષ્યો યજ્ઞયાગ વગેરે જે કર્મ દંભથી કરે છે, તે સર્વ નાશવંત છે. ડાહ્યા અને ધાર્મિક પુરુષો માટે માત્ર એક તપશ્ચર્યા જ છે, જે અવિનાશી કર્મ છે.†[૩૭] જે ગૃહસ્થોને કામાદિમાં શ્રદ્ધા છે, તેણે તે શ્રદ્ધાપૂર્વક કરવા. તેણે પોતાના આશ્રમાનુસાર વર્તી, હે રાજા! યજ્ઞયાગ તથા બીજા ધાર્મિક કર્મ કુશળતાથી કરવાં અને ફળની ઇચ્છા નહિ રાખતાં સર્વ કર્મ પરમેશ્વરાર્પણ કરવાં.[૩૮] જેમ સર્વ મોટા નદો અને નદીઓ સમુદ્રમાં જઇને વિશ્રાંતિ કરે છે, તે પ્રમાણે બ્રહ્મચારી વગેરે સર્વ આશ્રમીઓ પણ ગૃહસ્થને આધારે પોતાની આજીવિકા કરે છે, માટે ગૃહસ્થાશ્રમ બીજા આશ્રમ કરતાં શ્રેષ્ઠ ગણાય છે.[૩૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां "पराशर गीता" नामनो अध्याय २९९मो समाप्त.

## અધ્યાય ૨૯૬ મો.

### પરાશર ગીતા—વર્ણભેદનું કારણ.

જનક રાજાએ પૂછ્યું;—હે મહર્ષિ પરાશર! તું વક્તાઓમાં શ્રેષ્ઠ છે, માટે હું તને પૂછું છું કે, જૂદી જૂદી વર્ણો વિષે જોવામાં આવતો જાતિભેદ ક્યાંથી ઉત્પન્ન થયો? એ મને જાણવાની ઇચ્છા છે, માટે તું મને કહે.‡[૧] શ્રુતિમાં (વેદમાં) કહ્યું છે કે, પિતા પોતે જ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે. મૂળમાં હવે બ્રહ્મમાંથી સર્વ ઉત્પન્ન થયેલું હોવાથી, આ પૃથ્વી ઉપર વસતા માણસો બધા બ્રાહ્મણો જ હોવા જોઇયે; અને બ્રાહ્મણોમાં જ ઉત્પન્ન થયા હોવા છતાં, શા માટે માણસોએ બ્રાહ્મણ ધર્મ મૂકી દઈ, તેથી જૂદા જ ધર્મ કર્મનો આશ્રય કર્યો હશે?[૨]

પરાશરે કહ્યું;—તારું કહેવું સત્ય છે. જે પુત્ર ઉત્પન્ન થાય છે, તે પુત્રના કર્તાથી ભિન્ન હોતો નથી. પરંતુ તપ નહિ કરવાથી તે ઉતરતી જાતિને ગ્રહણ કરે છે અને તેથી જ જાતિભેદ ઉત્પન્ન થયો છે.[૩] ઉત્તમક્ષેત્ર હોય અને બીજ પણ ઉત્તમ હોય, તો તેમાંથી પ્રજા પણ ઉત્તમ પવિત્ર ઉત્પન્ન થાય છે. પરંતુ બીજ અથવા તો ક્ષેત્ર એ બેમાંથી એક ઉતરતા પ્રકારનું હોય છે તો તેમાંથી ઉત્પન્ન થયેલી પ્રજા ઉતરતા વર્ણની થાય છે.[૪] ધર્મવેત્તા પુરુષો કહે છે કે, પ્રજાપતિ પ્રજા સરજે છે ત્યારે કેટલાક તેના મુખમાંથી, કેટલાક તેની ભુજામાંથી, કેટલાક તેની સાથળમાંથી અને કેટલાક તેના ચરણમાંથી ઉત્પન્ન થાય છે.[૫] હે તાત! બ્રાહ્મણો પ્રજાપતિના મુખમાંથી ઉત્પન્ન થયા છે, ક્ષત્રિય બાહુમાંથી ઉત્પન્ન થયા છે, વૈશ્યો સાથળમાંથી ઉત્પન્ન થયા છે અને શૂદ્રો ચરણમાંથી ઉત્પન્ન થયા છે.§[૬] હે મહાપુરુષ! આ રીતે ચાર વર્ણની ઉત્પત્તિનો નિર્ણય છે; અને તે વિનાની બીજી જે જાતિ છે, તે વર્ણસં-

---

* શ્લોકનો ભાવાર્થ ટીકાકારના મત પ્રમાણે એવો છે કે, માણસને આ જન્મમાં જે કંઇ પ્રાપ્ત થાય છે, અથવા તો તેની પાસે હોય છે, અને તે જે કંઈ કરે છે તે સર્વ પૂર્વ જન્મના ફળરૂપ છે એમ માનવું વાસ્તવિક ન કહેવાય. સ્ત્રી, અન્નાદિ પ્રારબ્ધવશાત્ મળી જ આવે છે; એને માટે પુરુષાર્થની એટલી બધી જરૂર હોતી નથી; અને ડાહ્યા માણસોએ તેની પ્રાપ્તિને માટે તથા બહુ મહેનત પણ ઉઠાવવી નહિ. પણ ધર્માચરણ કરવાનું માણસથી બની આવે, એ કંઈ પ્રારબ્ધનું ફળ નહિ ગણી શકાય. ધર્માચરણ માટે તો પુરુષાર્થની—પ્રયત્ન કરવાની જરૂર જ છે. એટલા માટે શાસ્ત્રમાં પોતાને માટે કયા કયા ધર્મો પાળવા તેની આજ્ઞા છે. તે સર્વ જાણીને પુરુષે તે પ્રમાણે વર્તવાને પોતાથી બનતું સર્વ કરવું જરૂરનું છે. આ પ્રમાણે જો આપણે પ્રારબ્ધ અને પુરુષાર્થનો ભેદ ન ગણીએ તો શાસ્ત્રમાં કરેલી આજ્ઞાઓ અને વિધિઓ નિરર્થક થઈ પડે છે.

† દંભથી કરવામાં આવતા યજ્ઞયાગાદિક કર્મોનાં ફળો નાશવંત છે, કારણ કે સ્વર્ગ અંતવાળું છે. માત્ર એક નિષ્કામ તપ માણસને મોક્ષ તરફ લઈ જાય છે.

‡ આ શ્લોકમાં વર્ણો विशेषवर्णानां લખ્યું છે તેનો અર્થ ચાર વર્ણ અથવા કૃષ્ણ, ધૂમ્ર, નીલ, રક્ત, પીત ને શ્વેત એ છ વર્ણ—રંગ છે, એ ટીકાકારે સ્પષ્ટ કીધું નથી.

§ વેદમાં કહ્યું છે કે ब्राह्मणोस्य मुखमासीद् बाहू राजन्यःकृतः । उरू तदस्य वैश्यः पद्भ्यां शूद्रो अजायत અર્થ:—બ્રાહ્મણ પ્રજાપતિના મુખરૂપે થયા, ક્ષત્રિય પ્રજાપતિના બે બાહુઓરૂપે થયા, વૈશ્ય તેના ઉરુરૂપે થયા તથા શૂદ્રો તેના ચરણોરૂપે થયા. આ સર્વનું તાત્પર્ય એ છે કે બ્રાહ્મણને મુખ અધ્યયનને અર્થે ઉપયોગી છે, ક્ષત્રિયને યુદ્ધને અર્થે બાહુનું બળ આવશ્યકીય છે, વૈશ્યને વ્યાપાર અર્થે ઉરુનું બળ આવશ્યકીય છે તથા શૂદ્રને ચારે વર્ણની સેવા કરવા માટે પગના બળની આવશ્યકતા છે. અહીં બ્રાહ્મણો વગેરે ઉત્પન્ન થયા, એમ અર્થ કરવો યોગ્ય નથી.

કર જાતિ કહેવાય છે.*૭ ક્ષત્રિયવર્ણમાંથી અતિરથ, અંબષ્ઠ, ઉગ્ર, વૈદેહક, શ્વપાક, પુલ્કસ, સ્તેન, નિષાદ, સૂત, માગધ, અયોગ, કરણ, વ્રાત્ય, ચાંડાળ વગેરે સંકરજાતિ, ચારે વર્ણના સ્ત્રીપુરુષના સંકરવિવાહથી થાય છે.૮-૯

જનકે પૂછ્યું;-એક બ્રહ્માએ વર્ણને ઉત્પન્ન કરી છે, છતાં તે પ્રજામાં અનેક ગોત્ર શી રીતે થયાં? હે ઉત્તમ મુનિ! શાસ્ત્રમાં (અમે) સાંભળીએ છીએ કે, આ જગતને વિશે ઘણાં ગોત્ર છે.૧૦ વળી હે ઋષિરાજ! (મુનિઓ જેઓને પોતાની જાતિની સ્ત્રીઓમાં ઉત્પન્ન કરે તો તે બ્રાહ્મણ કહેવાય; જેમકે કાંક્ષીવાન્ નામના ઋષિથી શૂદ્રીને પેટે ઉત્પન્ન થયેલા છતાં તે બ્રાહ્મણ કહેવાયા છે.) પરંતુ (કેટલાએકને પશુ પક્ષી તથા શૂદ્ર જાતિની) અશુદ્ધ સ્ત્રીમાં ઉત્પન્ન કર્યા હતા-આમ ગમે તે અશુદ્ધ યોનિમાં ઉત્પન્ન કર્યા હતા, છતાં એવા વર્ણસંકરો તપથી પોતાના વર્ણને કેવી રીતે પામ્યા, તેનું ઉત્તર આપ.૧૧

પરાશરે કહ્યું:-હે રાજા! તપ કરીને પોતાના આત્માને પવિત્ર કરનારા મહાત્માઓનો જન્મ અધમ યોનીમાંથી થવા છતાં તેઓ અધમ ગણાતા નથી.૧૨ હે રાજા! તપસ્વી ઋષિઓ અધમ યોનિને વિશે (એટલે શૂદ્ર અથવા તો પશુ પક્ષીની યોનિમાં) પુત્રોને ઉત્પન્ન કરીને પાછળથી પોતાના તપના પ્રભાવથી પોતાના જ જેવા પુત્રોને પણ ઉત્પન્ન કરે છે.૧૩ હે વિદેહ રાજા જનક! મારા પિતામહ વસિષ્ઠ, ઋષ્યશૃંગ, કાશ્યપ, વેદ, તાંડ્ય, કૃપ, કાંક્ષીવાન્, કમઠ અને બીજા;૧૪ યવક્રીત, વક્તાઓમાં શ્રેષ્ઠ દ્રોણ, આયુ, મતંગ, દત્ત, દ્રુપદ ને માત્સ્ય-૧૫ આ સર્વે તપ કરીને પોતાની જાતિને પ્રાપ્ત થયા હતા; દમ તથા તપ કરી, વેદોનો અભ્યાસ કરીને પ્રતિષ્ઠાને પામ્યા હતા.૧૬ હે રાજા! (સૃષ્ટિના) આરંભમાં ચાર ગોત્ર હતાં. તેનાં નામ આ પ્રમાણે છે:-અંગિરસ, કશ્યપ, વસિષ્ઠ અને ભૃગુ.૧૭ આ ચાર ગોત્ર ઉપરાંત બીજાં પણ અનેક ગોત્રો ઉત્પન્ન થયાં હતાં અને તે સર્વે કર્મથી ઉત્પન્ન થયાં હતાં. મહાત્મા ઋષિઓએ તપ કરીને એ ગોત્રને ઉત્પન્ન કર્યાં હતાં. કર્માનુસાર તે તે ગોત્રનાં નામ પાડ્યાં છે, અને તે ગોત્રોને અનુસરીને ધર્મનિષ્ઠ સત્પુરુષો પોતાની વિવાહ આદિ ક્રિયા કરે છે.૧૮

જનકે કહ્યું;-હે ભગવન્! તું સર્વે જાતિના ધર્મો જાણવામાં કુશળ છે, માટે મને વર્ણોના વિશેષ તથા સામાન્ય ધર્મ કહે.૧૯

પરાશર બોલ્યા;-હે રાજા! દાન લેવું, યજ્ઞ કરાવવો તથા વેદાધ્યયન કરાવવું, આ બ્રાહ્મણના વિશેષ ધર્મ છે. બીજા વર્ણનું રક્ષણ કરવું એ ક્ષત્રિયના વિશેષ ધર્મ છે.૨૦ ખેતીવાડી કરવી, પશુઓનું પાલન કરવું તથા વેપાર કરવો એ વૈશ્યના વિશેષ ધર્મ છે; અને ત્રણે વર્ણની સેવા કરવી એ શૂદ્રનો વિશેષ ધર્મ છે.૨૧ હે રાજા! તને મેં ચાર વર્ણના ધર્મ કહ્યા. હવે તેના તે સામાન્ય ધર્મ વિસ્તારથી કહું છું તે તું મારી પાસેથી સાંભળ.૨૨ હે રાજા! દયા, અહિંસા-કોઇને હાનિ-અનિષ્ટ ન કરવું, સાવધાની, સંવિભાગ (બીજાને તેનો વિભાગ આપીને ભોજન કરવું), મરેલા પૂર્વજના શ્રાદ્ધ, અતિથિનો સત્કાર, સત્ય બોલવું, ક્રોધનો ત્યાગ,૨૩ પરિણીત સ્ત્રીને વિષે સંતોષ રાખવો, (બાહ્ય તથા આંતર) પવિત્રતા, ઈર્ષામુક્ત રહેવું, આત્મજ્ઞાન ને તિતિક્ષા-આ તેર સર્વ વર્ણના સહાય સાધારણ ધર્મ જાણવા.૨૪ હે રાજા! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ણ દ્વિજજાતિ કહેવાય છે. તેઓને વિશેષ, તેમ જ સામાન્ય ધર્મ આચરણ કરવાનો અધિકાર છે.૨૫ હે રાજા! આ ત્રણેય વર્ણ જો શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલાં કર્મ કરે છે, તો તે પતિત થાય છે. પરંતુ સત્પુરુષનો આશ્રય કરીને પોતપોતાના વર્ણનાં કર્મ કરે છે તો તે ઉત્તરોત્તર ઉન્નતિને પામે છે (અર્થાત્ ઉત્તરોત્તર ઉત્તમ જાતિમાં જન્મે છે).૨૬ પરંતુ હે રાજા! શૂદ્ર જાતિને કોઈ પણ જાતનો સંસ્કાર કરવાનું કહ્યું નથી; તેમ તેને કોઈ પણ નિષિદ્ધકર્મ કરવાથી પાતક પણ લાગતું નથી. શૂદ્રને વેદોક્ત ધર્મ કર્મ કરવાનાં નથી, તેમ તેને પૂર્વે કહેલા તેર સામાન્યધર્મ પાળવા માટે નિષેધ પણ કરવામાં આવ્યો નથી.૨૭ હે વિદેહ જનક! વેદ જાણનારા બ્રાહ્મણો, (ધાર્મિક) શૂદ્રને બ્રહ્મ સમાન એટલે બ્રાહ્મણ સમાન કહે છે; પરંતુ હું તો તે શૂદ્રને સર્વ જગતના પ્રધાનરૂપ તથા સર્વવ્યાપક વિષ્ણુરૂપ જોઉં છું!૨૮† શૂદ્ર જાતિના પુરુષો પોતાનો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખતા હોય તો તેઓએ શમ, દમ વગેરે પાળી સત્પુરુષોનાં આચરણને સેવવાં અને વેદના મંત્રોનો ઉચ્ચાર કર્યા વગર આત્માને ઉન્નતિ આપે તેવી સર્વ

* ઉત્તમ વર્ણના પુરુષથી ઉતરતી વર્ણની સ્ત્રી સાથના લગ્નમાંથી ઉત્પન્ન થયેલી પ્રજા અનુલોમ જાતિ કહેવાય છે; અને ઉતરતી વર્ણના પુરુષથી ઉત્તમ વર્ણની સ્ત્રી સાથના લગ્નમાંથી ઉત્પન્ન થયેલી પ્રજા પ્રતિલોમ જાતિ કહેવાય છે. વર્ણ ચાર છે, અને જાતિઓ અનેક છે. અનુલોમ પ્રતિલોમ જાતિ કેમ ઉત્પન્ન થઈ, તેનું વર્ણન અનુશાસન પર્વમાં વિસ્તારથી કરવામાં આવ્યું છે.

† પ્રજાપતિ બ્રાહ્મણ છે એમ પ્રથમ કહેવામાં આવ્યું છે. બ્રાહ્મણ બ્રહ્માસમાન છે, ને ક્ષત્રિય વિષ્ણુ સમાન છે. માટે શૂદ્ર, વૈશ્ય અને ક્ષત્રિયની જાતિમાં જન્મીને ચારે વર્ણના સામાન્ય ધર્મ પાળી, છેવટ બ્રાહ્મણ જાતિમાં જન્મે છે અને પછી મોક્ષને મેળવે છે, આવો વૈદિક મત છે; અને પરાશરના મત પ્રમાણે શૂદ્ર સદાચારે વર્તે છે તો ક્ષત્રિયપણાને પામે છે અને ક્ષત્રિય જન્મ ધર્યા પછી બ્રાહ્મણ જાતિમાં અવતરીને મોક્ષને મેળવે છે.

ક્રિયાઓ કરવી.[૨૯]* સાધારણ જાતિના પુરુષો પણ જેમ જેમ સદાચાર પાળે છે, તેમ તેમ સુખ મેળવે છે અને આ લોકમાં તથા મરણ પછી પરલોકમાં આનંદ પામે છે.[૩૦]

જનકે પૂછ્યું;–હે મહર્ષિ! મનુષ્ય પોતાનાં કર્મથી દોષભાગી થાય છે કે પોતાની જાતિથી દોષભાગી થાય છે? એ વિષયમાં મને સંદેહ ઉત્પન્ન થયો છે, માટે તું મારો તે સંદેહ દૂર કર.[૩૧]

પરાશરે કહ્યું;–હે રાજા! જન્મ અને કર્મ એ બન્ને ખરી રીતે દોષ દેનારાં છે. પરંતુ તેને માટે કંઇક વિશેષ વિચાર છે, તે તું સાંભળ.[૩૨] જન્મથી દોષવાળો પુરુષ (જેવો કે ચાંડાળ) જો પાપકર્મ (અર્થાત્ તેની જાતિમાં નિર્માણ થયેલા અધમ કર્મ) આચરતો નથી, તો તેને જન્મના તેમ જ કર્મના કોઈ પણ દોષ લાગતા નથી.[૩૩] પણ ઉત્તમવર્ણમાં જન્મેલો પુરુષ હોય અને તે જો ધિક્કારવાળાં પાપકર્મ કરે તો તે કર્મથી તેને દોષ લાગે છે. અધમ જાતિ કરતાં પણ પાપકર્મ વધારે અધમ છે.[૩૪]†

જનકે પૂછ્યું;–હે ઉત્તમ બ્રાહ્મણ! આ જગતને વિશે કયાં કર્મ ધર્મવાળાં ગણાય છે? એવા કયાં કર્મો છે કે, જે આ જગતમાં નિત્ય પાળવાથી પ્રાણીઓની હિંસા થાય નહિ? તે કૃપા કરીને મને કહે.[૩૫]

પરાશરે કહ્યું;–હે મહારાજ! તેં મને જે પ્રશ્ન પૂછ્યું, તેનું ઉત્તર તું શ્રવણ કર. જે અહિંસક કર્મો સર્વદા મનુષ્યની રક્ષા કરે છે, અર્થાત્ મૃત્યુથી રક્ષા કરીને મોક્ષ આપે છે, તે કર્મ હું તને કહું છું.[૩૬] જેઓ અગ્નિહોત્રનો ત્યાગ કરી, સંન્યાસ ધારણ કરીને જગતથી ઉદાસીન થાય છે, તેઓ સંસારના સર્વ સંતાપરૂપી જ્વરથી રહિત થાય છે અને પછી ક્રમવાર (વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતા નામની) યોગભૂમિને પ્રાપ્ત કરે છે;[૩૭]‡ અને યોગમાર્ગ સેવવાથી શ્રદ્ધાસંપન્ન થયેલા, વિનયવાળા, નિત્ય ઇંદ્રિયાદિકનું દમન કરનારા, સૂક્ષ્મબુદ્ધિવાળા પુરુષો સર્વ કર્મોનો ત્યાગ કરીને અવિનાશી સ્થાનને વિશે જાય છે.[૩૮] હે રાજા! હરકોઈ પણ વર્ણમાં જન્મેલો પુરુષ, જો સારી રીતે ધર્મનાં કૃત્યો કરે છે, સત્ય ભાષણ કરે છે તથા આ મર્ત્યલોકમાં દારુણ (હિંસક) કર્મ કરતો નથી, તો તે સ્વર્ગમાં જાય છે, એમાં વિચારવા જેવું જ નથી.[૩૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां "पराशर गीता" नामनो अध्याय २९६ मो समाप्त

## અધ્યાય ૨૯૭ મો.

### પરાશરગીતા–મનુષ્યના ધર્મ.

પરાશરે કહ્યું;–હે રાજા જનક! પિતા, મિત્રો, ગુરુ અને ગુરુની સ્ત્રી, ભક્તિ તથા પ્રીતિ વગેરે ગુણથી રહિત પુરુષને, તેની સેવાનું ફળ આપતાં નથી; પરંતુ જેઓ અનન્ય ભક્ત છે, પ્રિયવાદી છે, ગુરુ ગુરુપત્નીના હિતમાં તત્પર હોય છે તથા જેઓ વશ થઈને રહે છે, તેઓ પિતા વગેરેની પાસેથી, પોતાની ભક્તિનું ફળ મેળવે છે.[૧] પિતા મનુષ્યોનું (પુત્રોનું) પરમ દૈવત ગણાય છે. એટલું જ નહિ, પરંતુ પિતાને, માતાના કરતાં પણ ઉત્તમ કહ્યો છે. સર્વ લાભોમાં જ્ઞાનલાભને ઉત્તમ લાભ કહ્યો છે. જેઓએ ઇંદ્રિયોના વિષયોને જિત્યા છે, તેઓ પરમબ્રહ્મને પામે છે.[૨] જે ક્ષત્રિયપુત્ર રણાંગણમાં જઇને, ચોતરફ ફેલાઈ રહેલાં અગ્નિમય બાણોવડે ઘાયલ થાય છે અને તેથી બળી મરે છે, તે ક્ષત્રિયપુત્ર દેવોને પણ દુર્લભ એવા લોકોને વિશે જાય છે અને તે અત્યંત હર્ષથી સ્વર્ગમાં રહી સુખ ભોગવે છે.[૩]

હે રાજા! જે યોધો થાકી ગયો હોય, ભયભીત થયો હોય, શસ્ત્ર વિનાનો હોય, રડતો હોય, રણ ઉપરથી પાછું મુખ કરીને નાશી જતો હોય, જેની પાસે રથ, ઘોડા, કવચ વગેરે ન હોય, આયુધનો પ્રયોગ કરતો ન હોય, રોગી હોય, 'મને મારશો મા' એમ યાચના કરતો હોય તથા જે બાળવયનો હોય અથવા તો વૃદ્ધવયનો હોય તો તેને મારવો નહિ.[૪] પણ જે યોધાની પાસે રથ, ઘોડા, કવચ, પદાતિ, સેના વગેરે યુદ્ધની સામગ્રી હોય, જે યુદ્ધ કરવાને તૈયાર થયો હોય, પોતાના સમાન હોય, આવા ક્ષત્રિયપુત્ર સાથે લડવું ને તેનો સંગ્રામમાં પરાજય કરવો.)[૫] પોતાના સમાન અથવા તો પોતાના કરતાં શ્રેષ્ઠ પુરુષને હાથે મરણ થાય, એ ઉત્તમ ગણાય છે. પરંતુ પોતાના કરતાં ઉતરતા, નામર્દ અને નરાધમ પુરુષને હાથે મરવું, એ નિંદાપાત્ર ગણાય છેઃ એ વાત સુપ્રસિદ્ધ છે.[૬] હે રાજા! પાપ કરનારા પાપીને હાથે તથા અધમજાતિના પુરુષને હાથે મરણ થાય છે, તે પાપી મરણ કહેવાય છે અને તેથી નરક મળે છે. આ રીતનો (શાસ્ત્રનો) નિશ્ચય છે.[૭] હે રાજન્! જે પ્રાણી મૃત્યુને વશ થાય છે અર્થાત્ જેનું મરણ થવાનું છે તેનું કોઈ પણ રક્ષણ કરી શકતું નથી; તેમ જેનું આયુષ્ય શેષ રહ્યું હોય છે, તેને કોઈ મારી પણ શકતું નથી.[૮] પુરુષે, પોતાના પ્રિય ગુરુજનને સામાન્ય ચાકરનાં કરવા

---

* અર્થાત્ અમંત્રક વેદની સર્વ ક્રિયાઓ કરવી. અમંત્રક ક્રિયા કરવાથી શૂદ્રને દોષ લાગતો નથી.

† અર્થાત્ ચાંડાળ કરતાં પણ અધમકર્મ કરનાર વધારે દોષવાળો ગણાય છે; પછી તે બ્રાહ્મણ હોય તોએ શું થયું!

‡ યથાક્રમં એટલે એક ક્રમથી બીજા ક્રમમાં. કર્મપથ એટલે યોગભૂમિમાં. આ શ્લોકનો ભાવ એ છે કે, જે સંસાર સંગનો ત્યાગ કરે છે તથા જે યોગારૂઢ થાય છે, તે મોક્ષસુખને પ્રાપ્ત કરે છે.

યોગ્ય અભ્યંગાદિ હલકું કામ (કદાચ પ્રીતિથી કે કોઇના કલ્યાણ માટે પણ કરતા હોય તો પણ તેને) અથવા તો બીજાનું અહિત થાય એવાં કર્મો કરતા હોય તો તેને અટકાવવા. બીજાના પ્રાણનો નાશ કરી પોતાના પ્રાણની રક્ષા કરવાની કોઈએ ઇચ્છા કરવી નહિ.[૯]* હે તાત! સર્વે ગૃહસ્થને જ્યારે મરણની ઇચ્છા થાય ત્યારે તેણે પવિત્ર નદીના તીરના તીર્થમાં જઇને વાસ કરવો. ત્યાં જઈ રહી તેઓ મરણ સમયે યોગક્રિયા કરીને દેહને પાડે છે તો તે ઉત્તમ ગણાય છે.[૧૦]† આયુષ્યનો નાશ થયા પછી આ દેહ જે પંચમહાભૂતોમાંથી ઉત્પન્ન થયો છે, તે પોતપોતાનાં પંચતત્ત્વમાં મળી જાય છે. મરણ દૈવેચ્છાથી અથવા તો કોઈ કારણવડે થાય છે.[૧૧]

હવે કેટલાએક લોકો તીર્થ વગેરે પવિત્ર સ્થાનમાં જઇને હઠયોગથી પોતાના દેહનો નાશ કરે છે, પણ તે તેવા જ પ્રકારનું અન્ય શરીર ધારણ કરે છે. મોક્ષમાર્ગને પ્રવૃત્ત થયેલો છતાં તે, (આમ હઠયોગ ધરી દેહ પાડવાથી) પથિકરૂપ (માર્ગમાં અધવચ ભટકનાર રૂપે) બને છે અને જેમ એક પુરુષ એક ગૃહમાંથી નિકળી બીજા ગૃહમાં જાય છે તેમ તે એક દેહમાંથી નિકળી અન્ય દેહને ધારણ કરે છે.[૧૨]‡ તીર્થ જેવા પવિત્ર સ્થળમાં હઠયોગથી જો કે તે પુરુષ પોતાનું શરીર પાડે છે, છતાં એ પ્રકારનું મોત અકારણીય જ ગણાય છે; એ વિના તેમાં બીજું કંઈ પણ કારણ હોતું નથી. એ પ્રમાણે હઠથી જેઓ શરીરનો નાશ કરે છે, તેઓનું શરીર રુદ્ર અથવા પિશાચનાં શરીરને ધારણ કરે છે.§[૧૩]

અધ્યાત્મ જ્ઞાનના સંપાદક વિદ્વાનો કહે છે કે, એ (યાતના) દેહ નાડીઓ, સ્નાયુઓ (ઝીણી નાડીઓ) અને હાડકાઓથી વ્યાપ્ત હોય છે; તે બિભત્સ તથા અપવિત્ર પદાર્થોથી ભરેલો હોય છે; તે દેહમાં પણ પાંચ મહાભૂતો, ઇંદ્રિયો અને વાસનાથી ભરપૂર એવા વિષયો પણ હોય છે; તે ચામડી અને હાડકાંવાળો હોય છે—એમ એકીકરણવાળો હોય છે (પણ તેમાં મેદ માંસાદિ કંઈ હોતું નથી). તેઓ વળી કહે છે કે, આ દેહ સૌન્દર્યાદિ ભાવોથી રહિત પૂર્વ જન્મની વાસનાથી મનુષ્યપણાને ધારણ કરે છે[૧૪-૧૫] દેહધારી જ્યારે શરીરનો ત્યાગ કરે છે—મરણ પામે છે, ત્યારે તે ચેતન વિનાનું થઈ જાય છે અને તેની ક્રિયાઓ પણ બંધ પડી જાય છે; અને તેના શરીરમાં રહેલા પાંચ ભૂતો છૂટાં છૂટાં થઇને પોતપોતાના સ્વરૂપને વિશે મળી જાય છે, અને એ દેહ પણ પૃથ્વીમાં મળી જાય છે![૧૬] પણ હે વિદેહના રાજા! એમ, કૃતકર્મના સંયોગથી ઉત્પન્ન થયેલું એ શરીર, એકવાર નાશ પામ્યા પછી, કર્મને આધીન થઇને તુરત પાછું ઉત્પન્ન થાય છે. પ્રથમ શરીરનો તો ગમે તે કારણે નાશ થયો હોય છે, પણ બીજા જન્મમાં તો પૂર્વજન્મના કર્મનાં ફળ ભોગવવા માટે ઉત્પન્ન થયેલું નવું જ શરીર જોવામાં આવે છે.[૧૭] હે રાજા! જ્યાં સૂધી જીવનાં પાપનો ક્ષય થતો નથી, ત્યાં સૂધી જીવાત્મા પોતાનાં પૂર્વ સ્વરૂપને પ્રાપ્ત થતો નથી; પરંતુ પાપના ભોગ ભોગવવા માટે તે જીવને, મહાન્ મેઘની પેઠે આકાશમાં ફરયા કરવું પડે છે.[૧૮] અને હે રાજા! જ્યારે તેના પાપનો—ઉપાધિથી ઉપજેલી મલિનતાનો—ક્ષય થાય છે, ત્યારે અધિષ્ટાનથી‖ સ્થિર થઇને કર્મજન્ય દેહને પ્રાપ્ત કરે છે ને જન્મ ગ્રહણ કરે છે, અર્થાત્ દેહ ધારણ કરે છે. મનના કરતાં આત્મા શ્રેષ્ઠ છે અને ઇંદ્રિયોના કરતાં મન શ્રેષ્ઠ છે.[૧૯] હે રાજન્! આ જગતમાં જેટલા જીવ છે તે સર્વ જીવના કરતાં જંગમ જીવ શ્રેષ્ઠ છે. જંગમ જીવના કરતાં બે પગવાળાં મનુષ્યો શ્રેષ્ઠ છે. બે પગવાળાં—જેમાં દ્વિજવર્ણ છે તે શ્રેષ્ઠ છે.[૨૦] દ્વિજોમાં બુદ્ધિમાન્ (દ્વિજ) શ્રેષ્ઠ છે. બુદ્ધિમાનોમાં આત્મયોગીઓ શ્રેષ્ઠ છે. યોગીઓમાં યોગના ઐશ્વર્યથી ગર્વ રહિત મનુષ્યો શ્રેષ્ઠ છે.[૨૧] મનુષ્યોમાં જે જન્મે છે, તેની પાછળ પાછળ મરણ પણ ફર્યા કરે છે! એ નિઃસંશય જ છે. મનુષ્યો સત્વ, રજ તથા તમના ગુણોને લીધે અંતવાન્ (જન્મ મરણરૂપી) કર્મોને સેવ્યા કરે છે.[૨૨]

---

* स्निग्धैः પોતાથી શ્રેષ્ઠ જેનાપર હેત હોય એવા માતાપિતા આદિ. कर्माणि શબ્દવડે અભ્યંગ કર્મ, અર્થાત્ સ્નાન કરતાં પહેલાં જે મર્દનાદિ કરવામાં આવે છે તે. આવું કાર્ય જ્યારે પુત્ર માંદો પડે છે ત્યારે માતા કરે છે. આવાં કર્મો નોકરોએ કરવાનાં છે, માટે પોતાનાથી શ્રેષ્ઠો હોય, તેને તે કરતાં અટકાવવા જોઇએ.

† विनाशं अभिकांक्षतां નો અર્થ ટીકાકાર ઘણી જ જૂદી રીતે કરે છે. वि કહેતાં પક્ષી અર્થાત્ પરમાત્મા, તેવડે शं કહેતાં કલ્યાણની ઇચ્છાવાળા પુરુષે, ક્રિયાવતાં અર્થાત્ તીર્થવાસીઓને યોગ્ય એવું કર્મ કરનારાઓને.

‡ દેહાત્=देहं प्राप्य, येन=येन पुंसा. उपपादितं શબ્દ ઉપરના શ્લોકમાં આવેલા पंचत्वं શબ્દની સાથે સંબંધ રાખે છે. આખા શ્લોકનો ભાવ એ છે કે, જે મનુષ્ય એકદમ તીર્થમાં મૃત્યુ પામે છે તેથી તેને મોક્ષ પ્રાપ્ત થતો નથી, પણ જેવો તેનો પૂર્વનો દેહ હોય છે તેવો જ પુનઃ દેહ ધારણ કરે છે. अध्वानं गतकः અર્થાત્ મોક્ષમાર્ગને વિશે પ્રવૃત્ત થયેલો છતાં તે પથિકરૂપે થાય છે, કારણ કે તેના દેહનો ક્ષય સારી રીતે થયેલો હોતો નથી. સારી રીતે એટલે સંકલ્પમાત્રના સંન્યાસ વગર.

§ આ શ્લોકનો ભાવાર્થ એમ જણાય છે કે, તીર્થાદિ પવિત્ર સ્થળમાં જોરવરીએ દેહ પાડનાર સ્થાનની પવિત્રતાને લીધે રુદ્ર કે પિશાચ યોનિમાં અવતરે છે, અને તેમાં રહી શિવની સમીપ વસવાથી એની કૃપાએ જલદીથી કે કાળે કરીને પણ મોક્ષ મેળવી શકે છે.

‖ અધિષ્ટાન એટલે ઇન્દ્રિયો ને મન.

હે રાજન્! જે મનુષ્ય પુણ્ય કર્મ કરનારો છે તેનું મરણ, સૂર્ય જ્યારે ઉત્તરાયણનો થાય છે ત્યારે, પવિત્ર નક્ષત્રમાં, અથવા તો પવિત્ર મુહૂર્તમાં, થાય છે![૨૩] તેમ પુરુષ ધર્મિષ્ઠ છે, તે કોઈ પણ પ્રાણીને દુઃખ આપ્યા વગર, પોતાનાં પાપનો નાશ કરીને અને પોતાની શક્તિ અનુસાર કર્મ કરીને, કાળે પ્રેરેલાં મૃત્યુથી મરણ પામીને આ લોકનો ત્યાગ કરે છે (એ ધર્મ મરણ છે).[૨૪] પરંતુ ઝેરનું પાન અથવા તો ભક્ષણ કરીને, ગળેટુંપો ખાઈને, અગ્નિમાં પડીને, ચોરને હાથે, કે પશુઓની દાઢમાં કચડાઈને, એમ ગમે તેમ મરણ પામે છે, તેનું મરણ પ્રાકૃત (અધમ) કહેવાય છે.[૨૫] પુણ્યકર્મ કરનારા મનુષ્યો, આધિવ્યાધિથી તથા બીજાં ઘણાંક દુઃખોથી પીડાયા છતાં પણ ભૃગુપતન વગેરેથી કુમરણની (અપમૃત્યુની) ગતિને પામતા નથી.[૨૬] હે રાજા! પુણ્યકર્મ કરનારા પુરુષોના એટલે તપસ્વી તથા યોગીઓના પ્રાણો, સૂર્ય-મંડળને ભેદીને તેની ઉપરના લોકમાં જાય છે; મધ્યમ જાતિમાં રહેલા એટલે પુણ્યકર્મ અને પાપકર્મ કરનારા પુરુષો મધ્યમલોકમાં જાય છે; અને પાપકર્મ કરનારા પુરુષો તો નરકમાંજ પડે છે.[૨૭]* હે રાજન્! આ જગતને વિશે પુરુષનો એક જ શત્રુ છે. તેના સમાન બીજો શત્રુ જ નથી. આ શત્રુ તે અજ્ઞાનતા છે. આ અજ્ઞાનથી આવૃત થયેલો મનુષ્ય, અત્યંત દારુણ એવાં ઘોરકર્મ કરે છે.[૨૮] હે રાજપુત્ર! આ અજ્ઞાનરૂપી શત્રુનો પરાભવ કરવા માટે શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા ધર્માનુસાર વૃદ્ધોની સેવા કરીને જે પુરુષ જ્ઞાન સંપાદન કરે છે, તે તેનો પરાભવ કરવાને શક્તિમાન્ થાય છે. અજ્ઞાનનો પ્રયત્નથી નાશ થઇ શકે છે અને તેને જો બુદ્ધિરૂપી બાણ મારવામાં આવે છે તો તે જડમૂળથી ઉખડી જાય છે.[૨૯]

જે મનુષ્યને પરમધર્મની-પુણ્ય પ્રાપ્તિની ઈચ્છા હોય, તેણે તપશ્ચર્યા કરીને વેદાધ્યયન કરી બ્રહ્મચારી રહેવું. પછી ગૃહસ્થાશ્રમી થવું; અને તેમાં શક્તિ પ્રમાણે પંચ-મહાયજ્ઞ કરવા. તે પછી પોતાના વંશનુ સ્થાપન કરીને પુત્રોના માથાપર ઘરનો સર્વ ભાર મૂકીને,મોક્ષની ઈચ્છાથી તથા આત્માનું કલ્યાણ કરવાની ઇચ્છાથી, વાનપ્રસ્થ થઇને ઇન્દ્રિયદમન કરવું.[૩૦] હે તાત! પોતાનો દેહ ઉપભોગોથી રહિત થઈ ગયો હોય, તોપણ તેને દુઃખી કરવો નહિ. ચંડાળની જાતિમાં પણ જો જન્મ થાય, છતાં મનુષ્યજન્મ ઉત્તમજ કહેવાય છે.[૩૧] હે રાજા! મનુષ્ય જાતિમાં જન્મવું, એ ઉત્તમ જન્મ કહેવાય છે; કારણ કે મનુષ્યજન્મમાંજ જન્મવાથી ઉત્તમ કર્મો કરી શકાય છે અને ઉત્તમ કર્મોથી આત્માનો ઉદ્ધાર કરી શકાય છે.[૩૨] હે રાજા! 'અમે આ માનવ જાતિ-માંથી કોઈ રીતે ભ્રષ્ટ થઈએ નહિ' એવો વિચાર કરીને મનુષ્યોએ શ્રુતિમાં દર્શાવેલાં પ્રમાણાનુસાર ધર્માચરણ કરવું.[૩૩] જે મનુષ્ય અત્યંત દુર્લભ એવા મનુષ્યના જન્મને પામીને તે જન્મનો દ્વેષ કરે છે, ધર્મને માનતો નથી તથા કામને આધીન થાય છે, તે ખરેખર પોતાની કામનાઓથી છેતરાયલોજ છે![૩૪] જેમ દીપક, સ્નેહ-(તેલ)વડે વૃદ્ધિ પામે છે, તેમ જે મનુષ્ય સ્નેહથી ભરપૂર દૃષ્ટિવડે (સર્વને) જૂવે છે તથા સર્વ અર્થ-વિષયોને જોતો નથી;[૩૫] જે સર્વ પ્રાણીઓના દુઃખે દુઃખી ને સુખે સુખી રહે છે તથા સર્વે પ્રાણીઓને ધીરજ આપીને, અન્ન આપીને, તથા મધુર વાણી બોલીને સત્કાર કરે છે, તે પુરુષ સ્વર્ગમાં પૂજાય છે.[૩૬] જે પુરુષ સરસ્વતી, નૈમિષારણ્ય, પુષ્કર તીર્થ તથા બીજાં પૃથ્વી ઉપરનાં પુણ્ય તીર્થોમાં જઇને દાન દે છે, વિષયોનો ત્યાગ કરે છે, મનને શાંત રાખે છે, જપવડે તથા તપવડે શરીરને શુદ્ધ કરે છે, તે સ્વર્ગમાં જાય છે.[૩૭] જેઓ ઘરમાં મરણ પામે છે, તેઓને અગ્નિસંસ્કાર કરવો. તેના શબને વાહનમાં બેસારીને સ્મશાનમાં લઈ જઈ, ત્યાં નવરાવીને શુદ્ધ કર્યા પછી શાસ્ત્રવિધિથી દાહ દેવો, એ ઉત્તમ છે.[૩૮] મનુષ્યો શક્તિ અનુસાર શાસ્ત્રમાં કહેલા યજ્ઞ યાગ કરે છે, શાંતિપુષ્ટિકર્મ કરે છે, દાન દે છે, પુણ્યકારક કર્મો કરે છે, અને પૂર્વજો નિમિત્તે ઉત્તમ એવાં શ્રાદ્ધ કર્મ કરે છે, તે સર્વે પોતાના આત્માના કલ્યાણ માટેજ છે.[૩૯] હે રાજા! ધર્મશાસ્ત્રો, વેદો, (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, નિરુક્ત ને જ્યોતિષ)ને છ અંગો પુણ્ય કર્મ કરનાર પુરુષના કલ્યાણને માટેજ ધર્મનો ઉપદેશ કરે છે.[૪૦]

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! પૂર્વે વિદેહ રાજાને તેના કલ્યાણને માટે મહાત્મા પરાશર મુનિએ આ સર્વ ઉપદેશ કર્યો હતો.[૪૧]

**इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां "पराशर गीता" ए नामनो अध्याय २९७ मो समाप्त.**

---

* તાત્પર્ય કે યોગીઓના પ્રાણ બ્રહ્મરંધ્ર ફાડીને ઉડી જાય છે; સામાન્ય મનુષ્યના પ્રાણ શરીરના મધ્યભાગમાંથી, એટલે આંખ, નાક, મોંદ્વારા નિસરી જાય છે, અને અધમ પ્રાણીના પ્રાણ શિશ્નુ કે ગુદાદ્વારા નિસરી જાય છે, એવો અધમ પ્રાણી જ્યાંસુધી વાયુમાં રહે છે, ત્યાંસુધી ઠર પડતો નથી, અને મૃત્યુલોકમાં જન્મ ધારણ કરે છે, ત્યારે અનેક સંકટો ભોગવે છે. વ્યવહારમાં પણ જોવામાં આવે છે કે જે માણસનો પ્રાણાત્મા શિશ્નુ કે ગુદાદ્વારા દેહને ત્યજીને નિસરી જાય છે, તે માણસના સગાં કે સ્નેહીઓ શોચ કરે છે; કારણ કે તેની અધોગતિ થશે એમ તેઓ પણ માને છે; અને શાસ્ત્ર પણ તેજ કહે છે.

## અધ્યાય ૨૯૮ મો.

### પરાશર ગીતા–શ્રેયાદિ શું?

ભીષ્મ બોલ્યો;–હે યુધિષ્ઠિર! મિથિલા નગરીના અધિપતિ રાજા જનકે, ધર્મના સંબંધમાં ઉચિત જ્ઞાનવાળા મહાત્મા પરાશરને પુનઃ પ્રશ્ન પૂછ્યું.[૧] જનકે પૂછ્યું; હે મહામતિમાન્ મુનિ પરાશર! શ્રેય શી વસ્તુ છે? (પ્રાણીઓને માટે) ઉત્તમ ગતિ કેઇ છે? કીયું કર્મ કરવાથી વિનાશ પામતું નથી? કયાં ગયેલો પુરુષ પાછો ફરતો નથી? હે મહા પ્રજ્ઞાવાન્! તે બધું તું મને કહે.[૨]

પરાશરે કહ્યું;–કોઈનો પણ સંગ કરવો નહિ, તે કલ્યાણનું (શ્રેયનું) મૂળ ગણાય છે; જ્ઞાન એ ઉત્તમ ગતિ ગણાય છે; તપ કરેલું હોય તો તે કદી પણ નાશ પામતું નથી અને સુપાત્રને આપેલું દાન નાશ પામતું નથી (અર્થાત્ તેનું અવશ્ય ફળ મળે છે).[૩] જે મનુષ્ય અધર્મરૂપી પાશને કાપી નાંખીને ધર્મનાં કાર્યમાં પ્રીતિથી કરે છે તથા સર્વ પ્રાણીઓને સર્વોત્તમ એવું અભયદાન આપે છે (એટલે સંન્યાસ ગ્રહણ કરે છે), તેવો મનુષ્ય સિદ્ધિ પામે છે.[૪] જે મનુષ્ય હજારો ગાય અને સેંકડો ઘોડાઓનાં (સુપાત્રોને) દાન આપે છે તથા જે પુરુષ અભયદાન આપે છે, એ ઉભયને અભયની જ પ્રાપ્તિ થાય છે.[૫] બુદ્ધિમાન્ મનુષ્ય વિષયોને વિશે વાસ કર્યા છતાં પણ તે વિષયોમાં લિપ્ત થતો નથી, પણ જે દુર્બુદ્ધિવાળો છે તે મિથ્યા એવા વિષયોને વિશે રાત દહાડો લિપ્ત થઈ રહે છે.[૬]* પાણી જેમ કમળનાં પાંદડાંને અડકતું નથી, તેમ ધર્મ બુદ્ધિવાળા માણસને પાપ સ્પર્શ કરતું નથી. પણ લાખ જેમ કાષ્ઠને સારી પેઠે વળગી રહે છે, તેમ પાપ પણ અજ્ઞાની મનુષ્યને વળગી રહે છે.[૭]

વળી પાપ, પાપ કરનારાને તેનું ફળ આપ્યા વગર તેનો ત્યાગ કરતું નથી. અધર્મ કરનારો પુરુષ અધર્મથી ઉત્પન્ન થતું ફળ સમય આવે ભોગવે જ છે.[૮] આત્માના સ્વરૂપને જાણનારા તત્ત્વવેત્તા પુણ્યાત્મા પુરુષો, કર્મનાં ફળોથી દુઃખી થતા નથી; પરંતુ જે પુરુષ, જ્ઞાનેંદ્રિયોના તથા કર્મેન્દ્રિયોના વિષયોથી મદમત્ત થઇને, પોતાનાં કરેલાં પાતકનો વિચાર કરતો નથી, અને શુભ અથવા અશુભકર્મમાં રાત દહાડો આસક્ત રહે છે, તે પુરુષ મહાન્ ભયને પામે છે. જે મનુષ્ય વીતરાગ થઇને ક્રોધને જિતી લે છે અને આત્માના સ્વરૂપને સારી રીતે જાણે છે તે પુરુષ, વિષયોને ભોગવતો છતો પણ પાપભાગી થતો નથી.[૯–૧૦] નદીમાં મજબૂત રીતે બંધ† બાંધ્યો હોય તો તે બંધ પાણીના પ્રવાહથી નદીના જળની વૃદ્ધિ કરે છે; તેમ જ જે પુરુષ શાસ્ત્રમાં કહેલી મર્યાદામાં વર્તી, સર્વ આસક્તિથી દૂર રહીને ધર્મરૂપી બંધ બાંધે છે, તે કોઈ પણ દિવસ દુઃખી થતો નથી, પણ તેના પુણ્ય અને તપની વૃદ્ધિ જ થાય છે.[૧૧] હે રાજસિંહ! જેમ શુદ્ધ એવો સૂર્યકાંતમણિ સૂર્યમાંથી તેજને ગ્રહણ કરે છે, તેમ જીવ પણ સમાધિથી બ્રહ્મના સ્વરૂપને ગ્રહણ કરે છે.[૧૨] જેમ જગતમાં તલ, જૂદાં જૂદાં પુષ્પોનો સહવાસ કરવાથી અત્યંત સુંદર સુવાસને પ્રાપ્ત કરે છે, તેમ સત્ત્વગુણ પણ, જેટલો સાધુ પુરુષોનો સંગ કરે છે, તેટલો જ તેનામાં આવે છે અને વૃદ્ધિને પામે છે.[૧૩]‡ પુરુષને જ્યારે સ્વર્ગમાં વાસ કરવાની ઈચ્છા થાય છે, ત્યારે તે પુત્ર, પત્ની, સંપત્તિઓ, ઉત્તમ પ્રકારની પદવીઓ, વાહનો અને જાતજાતની ઉત્તમ ક્રિયાઓને તજી દે છે. મનુષ્યનું જ્યારે મન આવી સ્થિતિને પામે છે ત્યારે તેની બુદ્ધિ શબ્દાદિ વિષયોથી પણ વિદૂર થઈ જાય છે.[૧૪] પરંતુ જે મનુષ્યની બુદ્ધિ વિષયોને વિષે લિપ્ત થાય છે, તે પોતાના કલ્યાણને કદી પણ જાણી શકતો નથી. પણ ઉલટું હે રાજા! માછલું જેમ માંસ ખાવાની ઇચ્છાથી લોઢાની આંકડીથી પકડાઈ નાશ પામે છે, તેમ જ તેવો મનુષ્ય સર્વ જાતની સંસારની વાસનાથી ભરેલાં ચિત્તને આધીન થઇને દુઃખી થાય છે.[૧૫] દેહ અને ઇંદ્રિય વગેરેના સમુદાયની પેઠે મનુષ્યનો સમુદાય પણ સ્ત્રી, પુત્ર, ઢોરઢાંખર વગેરેના સમુદાયથી ગુંથાઇને રહેલો છે. તે એક બીજાને ઉપકારક રહે છે. પરંતુ તે, કેળમાં ઉત્તરોત્તર રહેલાં પડોની પેઠે સારરહિત છે (શક્તિરહિત છે), અને (નબળાં લાકડાંની) નૌકા જેમ પાણીમાં ડૂબી જાય છે, તેમ તે પણ સંસારસાગરમાં ડૂબી જાય છે.[૧૬] પુરુષે કયારે ધર્માચરણ કરવું, એ માટે કાળનો નિશ્ચય કરવામાં આવ્યો નથી. (તેમ ફલાણા પુરુષે ધર્મ કર્યો નથી, માટે તેની હું વાટ જોઉં, એમ) મૃત્યુ કાંઈ કોઈની વાટ પણ જોતું નથી. મનુષ્ય હંમેશા મૃત્યુના મુખમાં પડવા માટે ધસ્યો જાય છે. તેથી નિત્ય ધર્મ કર્મ કરતાં રહેવું, એ જ ઉત્તમ છે.[૧૭] જેમ આંધળો મનુષ્ય અભ્યાસને લીધે પોતાના ઘરને વિશે અડચણ વગર

---

* બુદ્ધિમાન્ અર્થાત્ સર્વ પ્રકારના આસંગથી મુક્ત. તેમ જ દુર્બુદ્ધિનો અર્થ સર્વ પ્રકારની વાસનાઓથી આવૃત હોય તે.

† આ શ્લોક બતાવે છે કે મહાભારતના કાળમાં નદીના બંધ (Dyke) બાંધવાની શિલ્પવિદ્યા આર્યપ્રજા જાણતી હતી.

‡ ભાવાર્થ કે, જેમ તલના સંસર્ગમાં સુગંધીવાળા પદાર્થો મૂકવામાં આવે છે, તેમ તલ વધારે સુગંધવાળા થાય છે; તે પ્રમાણે સત્વગુણવાળા પુરુષનો જેમ વધારે સંસર્ગ કરવામાં આવે છે, તેમ વધારે સત્વગુણની પ્રાપ્તિ થાય છે. આ અત્તર કાઢવાની ક્રિયા જ છે.

આવજાવ કરે છે; તેમ બુદ્ધિમાન્ પુરુષ પણ ગુરુએ દર્શાવેલા યોગાભ્યાસથી યોગયુક્ત મનવડે–માર્ગવડે,* પરમગતિને પામે છે.[૧૮] જન્મ પછી મૃત્યુ અવશ્ય હોય છે. જન્મ મૃત્યુને વશ થાય છે. અવિવેકી મનુષ્ય મોક્ષના ધર્મને જાણતો નથી, તેથી સંસારમાં બંધાઇને ચક્રની પેઠે જન્મ મૃત્યુમાં ભ્રમણ કર્યા કરે છે.[૧૯] જે મનુષ્ય બુદ્ધિપૂર્વક જ્ઞાનને માર્ગે ચાલે છે, તે મનુષ્યને આ લોકમાં ને પરલોકમાં સુખ મળે છે. અગ્નિહોત્ર વગેરે "વિસ્તાર"થી વર્ણવેલાં કર્મો દુઃખદાયક છે અને ત્યાગ વગેરે "સંક્ષેપ"થી વર્ણવેલાં કર્મો સુખકારક છે. (અગ્નિહોત્ર વગેરે કર્મોનાં ફળો નાશવંત છે અને તે આત્માનું હિત કરનારાં નથી; અને ત્યાગ, વૈરાગ્ય વગેરે કર્મનાં ફળ અવિનાશી ને આત્માનું હિત કરનારાં છે, આમ વિદ્વાનો જાણે છે.[૨૦]† કમળ જેમ પોતાને વળગેલા કાદવનો ત્યાગ કરી દે છે, તેમ પુરુષનો આત્મા પણ પોતાને જ્ઞાન થયા પછી આત્માના ઉપાધિરૂપ મનનો ત્યાગ કરી દે છે.[૨૧]‡ મન આત્માને યોગ ક્રિયા તરફ પ્રેરે છે અને આત્મા યોગથી યુક્ત થઇને મનનો પરમપદને વિશે લય કરે છે. આત્મા જ્યારે યોગથી સિદ્ધ થાય છે, ત્યારે સર્વ ઉપાધિથી રહિત એવા પોતાનું દર્શન કરવા સમર્થ થાય છે.§[૨૨] જે મનુષ્ય, પોતાનો ધર્મ ઇંદ્રિયોના વિષયોમાં ગુંથાઇ જવામાંજ માને છે, તે વિષયોમાં પ્રીતિ રાખવાથી પોતાના સત્યધર્મથી નીચે પડે છે.[૨૩] વિવેક રહિત થયેલો પુરુષ, નીચેના લોકમાં તિર્યક્ યોનિને વિશે અવતરે છે, પરંતુ વિવેકી મનુષ્ય (અથવા તો ધર્માચરણ કરનારો પુરુષ) પુણ્ય કર્મો કરીને સ્વર્ગ લોકમાં જાય છે.[૨૪] જેમ અગ્નિમાં પકવ કરેલાં માટીના વાસણમાં નાંખેલો પ્રવાહી પદાર્થ તેમાંથી ગળી જતો નથી, તેમ તપે કરીને જેણે શરીર તપ્ત કરેલું છે, તે બ્રહ્મલોક સુધીનાં સર્વે લોકોને વિશે ટકી રહે છે, ને ત્યાંનાં સુખોનો ઉપભોગ કરે છે.[૨૫] પણ જે મનુષ્ય વિષયોના ભોગનો ભાગી થાય છે, તે નિઃશંક મોક્ષનો ભાગી થતો નથી. પરંતુ જે મનુષ્ય ભોગોને ભગાડી દે છે–ત્યજી દે છે, તેજ મોક્ષના સુખનો ઉપભોગ કરવામાં વિજયી નિવડે છે.[૨૬] જે પુરુષ જન્મથી આંધળો હોય છે, તે જેમ પોતાનો માર્ગ જોવાને અશક્ત છે, તેમ જેની બુદ્ધિ માયાથી (અંધ બની) ઘેરાઈ ગઈ છે તથા જે શિશ્ન અને ઉદરના પોષણમાં પરાયણ રહે છે તેવા અજ્ઞાની પુરુષનો આત્મા મોક્ષના માર્ગને જાણતો નથી.[૨૭] વૈશ્ય જેમ સમુદ્રમાર્ગે વ્યાપાર કરવા માટે જાય છે અને પોતાની મૂળ મૂડીના પ્રમાણમાં ધન કમાઈ લાવે છે, તેમ જ આ જીવ પણ સંસારસાગરમાં વ્યાપાર કરવા માટે નિકળે છે અને પોતાના કર્મ તથા વિજ્ઞાનના પ્રમાણમાં ઉત્તમ ગતિને મેળવે છે (કે અધોગતિને પામે છે).[૨૮] સર્પ જેમ પવનનું ભક્ષણ કરે છે, તેમ મૃત્યુ દિવસ તથા રાત્રિરૂપ જરાના આકારમાં ભટક્યા કરે છે અને સર્વ પ્રાણીઓનું ભક્ષણ કરે છે.[૨૯] પ્રાણી જગતમાં જન્મ ધારણ કરે છે, ત્યારથી જ તે પોતાની સાથે પોતાનાં પૂર્વ જન્મનાં કરેલાં કર્મને લેતો આવે છે. કોઈ પણ પ્રાણી આ જગતમાં કોઈ પણ જાતનાં પૂર્વના કર્મ વિના શુભ અથવા તો અશુભ ફળને પામતો નથી.[૩૦] પ્રાણી સુતો હોય, બેઠો હોય, ચાલતો હોય અથવા વિષયોમાં પ્રવૃત્તિ કરી રહ્યો હોય, તોપણ પૂર્વ જન્મનાં તેનાં શુભ યા અશુભ કર્મો તેની સાથેનાં સાથે જ છે.[૩૧] જે મહાસાગરને બીજે કિનારે પહોંચેલો છે તે જ્યાંથી નીકળેલો હોય છે ત્યાં પાછો પહોંચવા માટે સમુદ્રને તરી જવાની ઇચ્છા રાખતો નથી.[૩૨]‖ પણ જેમ મચ્છીમારોને મનમાં વિચાર આવે છે ત્યારે તેઓ સમુદ્ર, નદી કે સરોવરના ઉંડા પાણીમાં ડુબાડી રાખેલી હોડીને દોરડાઓથી બહાર ખેંચી કાઢે છે; તેજ પ્રમાણે મન જ્યારે ઇચ્છે છે, અર્થાત્ શક્તિમંત બને છે, ત્યારે યોગનો આશ્રય કરીને શરીરમાં રહેલા જીવાત્માનો ઉદ્ધાર કરે છે.[૩૩]¶ જેમ સમુદ્ર તરફ વહેતી સર્વ નદીઓ તેને વિશે લય પામે–મળી જાય છે; તેમજ મન પણ નિત્ય યોગનો આશ્રય કરીને મૂળ પ્રકૃતિ જે

* જે માર્ગે તેને જવું જોઇએ તે માર્ગે જાય છે. અહીંયા માર્ગ તે જ્ઞાનમાર્ગ જાણવો.

† 'વિસ્તાર' તથા 'સંક્ષેપ' આ બેક શબ્દનો ખુલાસો શ્લોકના ત્રીજા ચરણમાં આપ્યો છે. વિસ્તારવડે સમજવું કે અનિત્ય સુખને આપવાવાળાં જે કર્મો ને તેનાં ફળો. અર્થાત્ વેદ તથા શાસ્ત્રમાં ભિન્ન ભિન્ન કર્મો કહેલાં છે તે સમજવાં. સંક્ષેપવડે ત્યાગ અર્થાત્ કર્મ સંન્યાસ જાણવો. આનો સાર એ છે કે જે માણસો કર્માસક્ત હોય છે તેઓને અનેક રીતના દુઃખની પ્રાપ્તિ થાય છે, પણ જેઓ કર્મનો ત્યાગ કરે છે તેઓને સુખ પ્રાપ્ત થાય છે.

‡ ૨૧ મા શ્લોકમાં કમળની જે ઉપમા આપી છે તે બરાબર બંધબેસતી લાગતી નથી. યોગવડે આત્મા, જે કે મન તથા અન્ય ઉપાધિઓથી આવૃત થયેલો હોય છે તે છૂટો પડે છે; પણ કમળનું નાળ તો કાદવમાં જ હોય છે. આથી એમ લઈ શકાય કે, જેમ કમળનો નાળ, મૂળિયાં તથા પાંદડાં તળીએ કાદવ રહેવા દઇને ઉપર આવે છે તેમ આત્મા જ્ઞાનથી શુદ્ધ ભાવને પામી ઉપર આવે છે.

§ ટીકાકાર અહીં ખુલાસો આપે છે કે જગત્ જેની ઉત્પત્તિ મનવડે થયેલી હોય છે, તે જગતનો મનવડે જ નાશ થાય છે.

‖ ભાવાર્થ કે જેણે સર્વનો ત્યાગ કીધો છે ને મોક્ષ પામ્યો છે, તેનો પુનર્જન્મ જ નથી. ¶ ભરતખંડના મચ્છીમારો, નદી, સરોવર કે સમુદ્રમાં પોતાનું કામ પૂર્ણ થયા પછી, મોજાથી હોડીને નુકસાન ન થાય તે માટે તે ડૂબાડીને જતા હતા ને પાછું કામ પડે ત્યારે તેને બહાર કઢાડતા હતા. આ રીતિ સર્વત્ર નથી.

સત્વ, રજ અને તમની સામ્યાવસ્થારૂપે રહેલી છે, તેને વિશે સદાય લય પામે–મળી જાય છે.[૩૪*] જે મનુષ્યનું મન અનેક જાતની સ્નેહની પાશોથી બંધાઈ ગયેલું છે તેવા †અજ્ઞાનને વશ થયેલા પુરુષો, પાણીમાં બાંધેલું રેતીનું ઘર જેમ નાશ પામે છે, તેમ નાશ પામે છે, અર્થાત્ દુઃખ ભોગવે છે.[૩૫] જે દેહાભિમાની પુરુષ આ દેહને એક ઘર સમાન સમજે છે, અને બાહ્ય તથા આભ્યંતર પવિત્રતાને પવિત્ર પાણી જેવી માને છે, અને જ્ઞાનમાર્ગે ગતિ કરે છે, તેને આ લોકને વિષે તથા પરલોકને વિષે સુખ મળે છે.[૩૬‡] (અગ્નિહોત્ર વગેરે) 'વિસ્તારવાળાં' કર્મો દુઃખ ઉત્પન્ન કરનારાં છે; અને (વૈરાગ્ય વગેરે કર્મ) સંક્ષિપ્ત કર્મ સુખને ઉત્પન્ન કરે છે. (અગ્નિહોત્ર વગેરે) 'વિસ્તારવાળાં' કર્મનાં ફળો જડરૂપ હોય છે અને (ત્યાગ) 'સંક્ષિપ્ત'નું ફળ મોક્ષ પ્રાપ્ત કરાવે છે.[૩૭§] મિત્રવર્ગ–સંકલ્પમાંથી ઉત્પન્ન થયો છે, સગાં સંબંધીઓ પોતપોતાના કારણ (સ્વાર્થ) ને લઇને થાય છે, તેમ જ ભાર્યા, પુત્ર તથા ચાકર નોકર વગેરે સર્વે આપણી પાસેથી પૈસાનો ઉપભોગ કરવાવાળા છે.[૩૮] માતા કે પિતા (કે કોઈ પણ) પરલોકમાં કોઇને કંઈ સહાય કરી શકતાં નથી. જીવને માત્ર સ્વર્ગના માર્ગમાં એક દાન જ હિતકારક ટીમણરૂપ થઈ પડે છે. પ્રાણીને પોતાને પોતાનાં કરેલાં કર્મનાં ફળને જ ભોગવવાનાં છે.[૩૯||] હે દક્ષ! માતા, પિતા, પુત્ર, ભાઈ, ભાર્યા, અને મિત્રો સુવર્ણની પાસે સુવર્ણથી દોરેલી લીટીઓ સમાન છે. તે માત્ર જીવની એક જાતિને જ દર્શાવનારા છે, પરંતુ તે કરતાં અધિક તેનું કંઈ પણ હિત કરી શકતાં નથી.[૪૦¶] પ્રાણીએ, પૂર્વ જન્મમાં જે શુભ અથવા તો અશુભ કર્મ કરેલાં હોય છે, તેનાં તે શુભ અશુભ કર્મો તેને નવા જન્મમાં ફળ આપે છે તેપરથી જીવ, કર્મનાં જે ફળ પોતાને નવા–હૈયાત જન્મમાં મળે છે તે જાણીને પોતાની બુદ્ધિ સાથે વિચાર કરે છે અને પછી શુભ જ કર્મ કરવા માટે પ્રયત્ન કરે છે (એટલે કર્મ પ્રમાણે બુદ્ધિ સૂઝે છે, ને જેવાં કર્મ કરે છે તેવાં તેને ફળ મળે છે).[૪૧] જે જીવ તેવા શુભ–કર્મોનો ઉદ્યોગ કરવા માંડે છે, તેને સહાયકો પણ મળી આવે છે અને તેવા પુરુષનું કોઈ પણ કાર્ય કદી પણ નાશ પામતું નથી.[૪૨] જે પુરુષનું મન એકાગ્ર હોય છે, જે યોગયુક્ત હોય છે તથા જે શૂર, ધીર અને વિદ્વાન્ હોય છે તેનો, કિરણો જેમ કોઈ પણ સમયે સૂર્યનો ત્યાગ કરતાં નથી, તેમ લક્ષ્મી પણ ત્યાગ કરતી નથી.[૪૩] જે પાપ રહિત પુરુષ આસ્તિકય ભાવથી, ઉદ્યમથી, ગર્વરહિત શાંતિથી તથા બુદ્ધિથી કાર્ય કરે છે, તે પુરુષનું કાર્ય સફળ થાય છે.[૪૪] જીવ પૂર્વજન્મમાં પ્રયત્નપૂર્વક જે શુભ અથવા તો અશુભ કર્મ કરે છે, તે શુભ અથવા તો અશુભ કર્મો, માતાના ઉદરમાં પ્રવેશ કરે છે ત્યારથી જ ભોગવે જાય છે; અને કામથી પ્રેરાયલો વાયુ જેમ કરવતથી વહેરેલા લાકડાના ભૂકાને ઉરાડી દે છે, તેમ જ કોઇથી પણ ટાળ્યું ટળે નહિ તેવું મૃત્યુ પણ, કાળના ક્રમ પ્રમાણે સર્વે જીવોને ઉરાડી દે છે. (માટે જ દૈવેચ્છાથી મળેલાં અન્નથી પ્રાણ ધારણ કરીને મોક્ષ માટે પ્રયત્ન કરવો યોગ્ય છે.)[૪૫] પૂર્વજન્મમાં સઘળાં જ મનુષ્યો શુભ અથવા તો અશુભ–પુણ્ય કે પાપ કર્મ કરે છે; અને તે કર્મ પ્રમાણે ધન, ઢોરઢાંખર તથા સ્ત્રી વગેરેને (નવા) સંપાદન કરે છે, પુત્ર પૌત્રાદિક સંતાનને પ્રાપ્ત કરે છે, ઉત્તમ કુળમાં જન્મ ધારણ કરે છે, ધન ધાન્ય વગેરે સંપત્તિ મેળવે છે. (પરંતુ આ સર્વ નાશવંત છે, માટે આત્મસ્વરૂપના સાક્ષાત્કાર માટે પ્રયત્ન કરવો જ યોગ્ય છે.)[૪૬]

---

* જ્યાં સુધી સત્વ, રજ તથા તમની સામ્યાવસ્થા પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી બુદ્ધિ અર્થાત્ વિવેકનો ઉદ્ભવ થતો નથી. અત્ર 'પ્રકૃતિ' એટલે સત્વ રજાદિની સામ્યાવસ્થા–એકતારપણું.

† અત્ર 'પ્રકૃતિ'નો અર્થ જૂદો જ છે. 'પ્રકૃતિ' એટલે અજ્ઞાનાવસ્થા.

‡ કેટલાક જડવાદીઓનું માનવું એવું છે કે, આ દેહ જ આત્મા છે, અને જગતની નદીઓમાં સ્નાનાદિક કર્મ કરવાથી તેને પવિત્ર કરી શકાય છે. આ તેઓનું માનવું ભૂલ ભરેલું છે, એમ ૩૬ મા શ્લોકથી સ્પષ્ટ થાય છે. જેમ ઘરથી ઘરધણી પૃથક્ છે તેમ દેહથી દેહી પૃથક્ છે, અને જેમ ઘરની પવિત્રતા પાણીથી સાફસુફ કરીને જળવાય છે, તેમ જ દેહની પવિત્રતા કાયિક–વાચિક–માનસિક એમ બાહ્ય અને આંતર પવિત્રતા જાળવવાથી સચવાય છે, નહિ કે દહાડામાં ૧૦–૧૨ વાર નદી વગેરેમાં માછલાંની પેઠે શરીરને નહવડાવવાથી કે ઘરમાં ડીલપર ઘડા ઢોળવાથી આત્મા પવિત્ર થાય છે–એમ માનવું એ ભૂલ ભરેલું છે.

§ ભાવાર્થ–મોક્ષમાર્ગમાં જો કોઈ વિઘ્ન કર્તા હોય તો તે કુટુંબના ભારરૂપે છે. પણ તેની ચિંતા યોગમાં વિઘ્ન કરનારી છે, તેનો ત્યાગ જ કરવો અને તેનાં કારણો કહે છે.

|| ભાવાર્થ કે–મિત્ર, સગાં, કલત્ર તથા પુત્રોને લીધે મનુષ્યે પોતાના આત્માના શ્રેયનો ત્યાગ કરવો જોઇએ નહિ. દાન એ એક એવું ટીમણ છે કે, જેથી મનુષ્યનું અન્ય જન્મમાં રક્ષણ થાય છે; અર્થાત્ કર્મોમાં કોઈ શ્રેષ્ઠ કર્મ હોય તો તે દાન જ છે; કેમકે કદાચ દેહમાં રહેલો આત્મા શુદ્ધાત્મા બન્યો ન હોય તો, કરેલું દાન તેને અન્ય લોકમાં સહાય કરે છે.

¶ સુવર્ણના સિક્કાનું દૃષ્ટાંત યોગ્ય છે. એક સુવર્ણનો સિક્કો હોય, તેના ઉપર કરવામાં આવેલા રાજા વગેરેનાં ચિત્રો માત્ર તેના સિક્કાપણાને જ સિદ્ધ કરી શકે છે, પણ તેનું મૂલ્ય, તેમાં જેટલું સોનું છે તેટલું જ અંકાય છે. કેમકે જો સિક્કાની જ કિંમત અંકાતી હોય તો લોઢાના કે ઘડાના કટકા ઉપર તે જ સિક્કો મારવામાં આવે તોપણ સિક્કા જોઈ કોઈ કિંમત આપતું નથી. તાત્પર્ય કે અદૃષ્ટ જ સુવર્ણ પેરે ફળદાતા છે, સગાંસંબંધી નહિ–તે તો નિમિત્તમાત્ર જ છે.

ભીષ્મ કહે છે;–હે રાજા! જ્ઞાની એવા પરાશર ઋષિએ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા રાજા જનકને શ્રેયનું યથાર્થ સ્વરૂપ કહ્યું, તે સાંભળીને જનક પરમ આનંદ પામ્યો.[૪૭]

इतिश्री महाभारतविषे शांतिपर्वान्तर्गत मोक्षधर्मपर्वमां "पराशरगीता"मां अध्याय २९८ मो समाप्त.

## અધ્યાય ૨૯૯ મો.

### હંસ ગીતા–સત્યાદિનાં લક્ષણ.

યુધિષ્ઠિરે પૂછ્યું–હે પિતામહ ભીષ્મ! જગતમાં વિદ્વાન્ મનુષ્યો સત્યનાં, દમનાં, ક્ષમાનાં અને પ્રજ્ઞાનાં વખાણ કરે છે. એ વિષયમાં તારો શો મત છે, તે કહે.[૧]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! પુરાતન કાળમાં હંસ અને સાધ્ય દેવો વચ્ચે જે સંવાદ થયો હતો, તેનો ઇતિહાસ હું તને કહું છું તે તું સાંભળ.[૨] એક સમયપર જન્મ રહિત, સનાતન કાળથી ચાલ્યો આવતો પ્રજાપતિ, સુવર્ણના હંસનું સ્વરૂપ ધારણ કરીને ત્રણલોકમાં ફરતા ફરતા સાધ્ય ગણની પાસે આવી પહોંચ્યો.[૩]

સાધ્ય દેવોએ કહ્યું;–હે પક્ષીઓમાં શ્રેષ્ઠ હંસ! અમે સાધ્ય નામના દેવતાઓ છીએ. અમે તને પ્રશ્ન પૂછવા ઇચ્છિયે છીએ. અમે તને મોક્ષ ધર્મ વિશે પ્રશ્ન કરીએ છીએ, કેમકે તું તે વિશે ઘણી સારી રીતે જાણે છે.[૪] હે મહાત્મા પક્ષી! અમે સાંભળ્યું છે કે, તું ઉત્તમ વકતા છે, પંડિત છે, વાદ કરનારો છે, તારી ઉત્તમ કીર્ત્તિ જગતમાં ફેલાઈ ગઈ છે; માટે અમે પૂછીએ છીએ કે, હે મહાત્મા! તું કોને ઉત્તમ માને છે અને તારું મન કોને વિશે રમી રહ્યું છે?[૫] હે ઉત્તમ પક્ષી! તું જે કાર્યને ઉત્તમ માનતો હોય, તે કાર્યનો અમને ઉપદેશ કર. હે પક્ષીરાજ! પુરુષ જે કર્મ કરીને તુરત સર્વ બંધનોથી છૂટી જાય, તેવું કર્મ અમને કહે.[૬]

હંસ બોલ્યો;–મેં સાંભળ્યું છે કે, જેઓ અમૃતનું ભોજન કરનારા છે, તેઓ તપને, દમને, સત્યભાષણને તથા આત્માગુપ્તિને તમારા પ્રશ્ન પ્રમાણે, ઉત્તમ કર્મ કહે છે. સર્વે હૃદયની રાગાદિક ગ્રંથિઓને તોડી નાંખવી, અને હર્ષ તથા વિષાદને પોતાને વશ કરવા અર્થાત્ હર્ષ તથા વિષાદ કરવો નહિ;[૭]* કોઇને પણ મર્મમાં પીડા થાય તેવું બોલવું નહિ; ક્રૂર ભાષણ કરવું નહિ; નીચની પાસેથી શાસ્ત્રનું રહસ્ય જાણવું નહિ; તથા જે વાણી બોલવાથી પારકાને ઉદ્વેગ થાય તેવી અકલ્યાણકારી ને નરકલોકને આપનારી વાણી બોલવી નહિ.[૮] મુખમાંથી વાણીરૂપી બાણો બહાર નિકળે છે, અને તેના પ્રહારથી લોકો રાતદહાડો શોક કર્યા કરે છે. બીજા લોકોનાં મર્મભાગમાં વાગનારા વાકયરૂપી બાણોનો પંડિતો (વિવેકીઓએ) પ્રહાર કરવો નહિ.[૯] (કદાચ) સામો મનુષ્ય કુવાકયરૂપી બાણો મારીને સારી રીતે વિંધી નાંખે, તોપણ ધીર પુરુષે શાંત જ રહેવું. સામો મનુષ્ય ક્રોધ ઉપજાવે તોપણ, જે ક્રોધ નહિ કરતાં હર્ષ પામે છે તેવો ધીર પુરુષ, સામાં પુરુષનાં પુણ્યને હરણ કરે છે.[૧૦] જે પુરુષ જગતમાં તિરસ્કાર કરાવનારા અને આવેશને લીધે અપ્રિય લાગતા બળબળતા ક્રોધને પોતાને વશ કરે છે તથા જેનું ચિત્ત શાંત છે, જે પ્રસન્ન મનનો છે તથા જે ઇર્ષાથી રહિત રહે છે, તે પુરુષ સામા મનુષ્યના પુણ્યને હરણ કરે છે.[૧૧] મારે માટે પૂછે તો, કોઇ મારી નિંદા કરશે તોપણ હું તેને કંઈ પણ પ્રત્યુત્તર આપીશ નહિ, મને મારશે તોપણ હું તેના ઉપર ક્ષમા રાખીશ. આર્ય પુરુષો ક્ષમાને, સત્યને, આર્જવને (સરળતાને) અને દયાને જ ઉત્તમ કહે છે.[૧૨] વેદનું રહસ્ય સત્ય છે; સત્યનું રહસ્ય દમ (ઇંદ્રિયનિગ્રહ) છે; દમનું રહસ્ય મોક્ષ છે. આવો સર્વ શાસ્ત્રનો આદેશ છે.[૧૩] જે પુરુષ વાણીના વેગને, મનના વેગને, ક્રોધના વેગને, તૃષ્ણાના વેગને, ઉદરના વેગને અને ઉપસ્થના વેગને અટકાવે છે, તેને હું બ્રહ્મવેત્તા મુનિ જાણું છું.[૧૪] ક્રોધ કરનારાઓના કરતાં ક્રોધ નહિ કરનારો શ્રેષ્ઠ છે; સહન નહિ કરનારાઓમાં સહન કરનારો શ્રેષ્ઠ ગણાય છે; દુરાચરણી મનુષ્યના કરતાં સદાચરણી મનુષ્ય શ્રેષ્ઠ કહેવાય છે; અને અજ્ઞાનીના કરતાં જ્ઞાની પુરુષ શ્રેષ્ઠ કહેવાય છે.[૧૫] કોઈ મનુષ્ય નિંદા કરે તોપણ જે પુરુષ તેની નિંદા કરતો નથી, પરંતુ તેની નિંદાને સહન કરે છે, તે પુરુષ નિંદા કરનારા પુરુષને બાળી નાંખે છે, અને તેનાં પુણ્યને પોતે પ્રાપ્ત કરે છે.[૧૬]† જે પુરુષની નિંદા કરવામાં આવે છે, છતાં તે પુરુષ ધીર ધરીને નિંદા કરનારાને રૂક્ષ અથવા તો અપ્રિય વચન કહેતો નથી; જે પુરુષની પ્રશંસા કરવામાં આવે છે, છતાં પ્રશંસા કરનારને પ્રિય મધુર વચનો કહેતો નથી; તેમ હણ્યા છતાં પણ જે પુરુષ ધીરજથી સામા પુરુષને હણતો નથી, તેમ હણનાર પુરુષનું ભુંડું કર-

---

* ટીકાકાર કહે છે કે, તપ કહેતાં સ્વધર્માચરણ, દમ કહેતાં ઇન્દ્રિયનિગ્રહ, સત્ય કહેતાં વાણીની સત્યતા તથા આત્મગુપ્તિ કહેતાં મનને વશ કરવું તે.

† નિંદા કરનાર પુરુષના મનમાં સામાને ક્રોધ ઉપજાવવાનો મુખ્ય હેતુ હોય છે; પણ જ્યારે સામો મનુષ્ય ક્રોધ ન કરતાં તેને ક્ષમા આપે છે, અથવા તેની ઉપેક્ષા કરે છે ત્યારે નિંદા કરનારો પુરુષ, પોતાને પોતાના કાર્યમાં નિષ્ફળ ઉતરેલો જોઈ, મનમાં ને મનમાં પશ્ચાત્તાપથી બળી જળી જાય છે.

વાની ઇચ્છા પણ કરતો નથી, તેવા પુરુષ ઉપર દેવતાઓ સદાય પ્રીતિ કરે છે.[૧૭] કોઈ પાપી પુરુષ પોતાનું અપમાન કરે, પોતાને મારે અથવા તો પોતાની નિંદા કરે, તોપણુ જે પુરુષ તેને પોતાથી શ્રેષ્ઠ સમજી ક્ષમા કરે છે, તે પુરુષ સિદ્ધિ (મોક્ષ)ને પામે છે.[૧૮] હું વિદ્યાનું અધ્યયન કરીને સંપૂર્ણ રીતે વિદ્વાન્ થયા પછી પણ આર્યોની ઉપાસના કરીશ; મને વિષયોની તૃષ્ણા નથી; મને રોષ (ક્રોધ) પણ નથી; હું વિષયો મેળવવાની ઇચ્છાથી ધર્મ ઉપર પગ દઇશ નહિ, તેમ વિષયોની વાસનાથી દેવતાઓની પાસે પણ જરાય પ્રાર્થના કરીશ નહિ;[૧૯]* કોઈ મને ગાળ દેશે, તોપણ હું તેને સામી ગાળ દઇશ નહિ. હું દમને મોક્ષનું દ્વાર જાણું છું.

હું તને એક ગુપ્ત એવી સારભૂત વાત કહું છું તે તું સાંભળ, કે મનુષ્યના જન્મ કરતાં બીજો કોઈ પણ જન્મ શ્રેષ્ઠ નથી.[૨૦] જેમ ચંદ્ર, કાળે કરીને મેઘમંડળમાંથી મુક્ત થઈને શુદ્ધ દેખાય છે, તેમ ધીર પુરુષ પણ ધીરજથી, કાળે કરીને પાપમાંથી મુક્ત થઈને શુદ્ધ થાય છે અને સિદ્ધિ (મોક્ષ)ને પામે છે.[૨૧] મનને નિયમમાં રાખનાર જે પુરુષ બ્રહ્માંડમંડળના સ્તંભની પેઠે સર્વને પૂજા કરવા યોગ્ય થઈ પડે છે, અને સર્વ લોકો જેને અત્યંત પ્રસન્ન વાણીથી બોલાવે છે, તે પુરુષ દેવતાઓનો સહચર થાય છે.[૨૨] સ્પર્ધા કરનારો પુરુષ, જે પ્રમાણુમાં સામા મનુષ્યના અવગુણો ગાવાને ઇચ્છે છે, તે પ્રમાણમાં તેના સારા ગુણ ગાવાને ઇચ્છતો નથી.[૨૩] પરંતુ જે પુરુષની વાણી અને મન અંકુશિત છે, (અર્થાત્ અસત્ય ભાષણ નહિ કરીને વાણીની રક્ષા કરે છે, જે પુરુષ પરનું અશુભ થવાનો વિચાર જ કરતો નથી અથવા તો વિષયો તરફ તિરસ્કાર બુદ્ધિ રાખીને મનનું રક્ષણ કરે છે-નિત્ય તેને સારી રીતે પોતાના વશમાં રાખે છે) ને જે પરમનું જ ચિંતવન કરે છે, તેને વેદાધ્યયનનું, તપનું અને ત્યાગનું એમ ધર્મ કર્મનું સર્વ ફળ મળે છે.[૨૪] જ્ઞાની પુરુષે, મૂર્ખ મનુષ્ય નિંદા કરે અથવા તો અપમાન કરે, તોપણ તે મૂર્ખને મૂર્ખ કહીને તેના અવગુણ બોલવા નહિ; (કદાચ સામો પ્રશંસા કરે તો પણ) કોઈની પ્રશંસા કરવી નહિ, તેમ સમાનની સાથે યુદ્ધ (વાદવિવાદ) કરીને પોતા(ના આત્માની નિર્મળતા)નો નાશ કરવો નહિ.[૨૫] પંડિત પુરુષે અપમાનથી અમૃતની પેઠે સંતોષ પામવું; કારણ કે અપમાન પામેલો પુરુષ સુખથી શયન કરે છે અને અપમાન કરનારો પુરુષ વિનાશ પામે છે.[૨૬] જે પુરુષ ક્રોધથી યજ્ઞ કરે છે, ક્રોધથી દાન આપે છે, ક્રોધથી તપ કરે છે, ક્રોધથી હોમ કરે છે, તેનાં સર્વ કર્મનાં ફળને વૈવસ્વત (યમરાજ) હરી લે છે અને ક્રોધી મનુષ્યનાં સર્વ કર્મનો પરિશ્રમ નિષ્ફળ જાય છે.[૨૭] હે ઉત્તમ દેવતાઓ! ધર્મવેત્તા તેને જ જાણવો કે, જે પુરુષ પોતાના ઉપસ્થ, ઉદર, બે હાથ અને ચોથી વાણી, આ ચાર દ્વારનું સારી રીતે રક્ષણ કરે છે.[૨૮] તે જ પુરુષ સ્વર્ગમાં જાય છે કે, જે સત્ય, દમ, સરળતા, દયા, ધીરજ અને તિતિક્ષા(સહનશીળતા)ને અત્યંત સેવે છે, નિત્ય સ્વાધ્યાય કરે છે, આશાને જિતી લે છે તથા એકાંતમાં નિવાસ કરે છે.[૨૯] વાછડો જેમ ગાયનાં ચારે સ્તનોને ધાવી અમૃત મેળવે છે, તેમ સત્પુરુષ (સત્ય, દમ, ક્ષમા અને પ્રજ્ઞા એમ) ચારેને અનુસરી, અમૃત મેળવે છે. હું તો એ સર્વમાં સત્ય કરતાં બીજાને વધારે પવિત્ર જાણતો નથી.[૩૦] જેમ સમુદ્ર તરવા માટે નૌકા સાધનરૂપ છે, તેમ સ્વર્ગમાં જવા માટે સત્ય સોપાનરૂપ છે. આ વાત હું, મનુષ્યોમાં અને દેવતાઓમાં ફરતાં ફરતાં જાણ્યા પછી કહું છું.[૩૧] જેની સાથે જે રહે છે, તેના સરખો તે થાય છે; જેને જે માન આપે છે, તેના સરખો તે થાય છે; જેવો થવાની જેની ભાવના હોય છે, તેવો તે થાય છે.[૩૨] વસ્ત્ર જેવા રંગને સેવે છે, તેવું તે થાય છે, તેમ જ પુરુષ પણ (સત્પુરુષ અથવા તો અસત્પુરુષ, તપસ્વી અથવા તો ચોર એમ) જેવાને સેવે છે, તેવો તે થાય છે.[૩૩] દેવતાઓ નિત્ય સત્પુરુષોની સાથે જ ભાષણ કરે છે, અને તેટલા જ માટે તેઓ મનુષ્યોના ભોગોને જોવાની પણ ઇચ્છા કરતા નથી; કારણ કે તે નાશવંત છે.† જે પુરુષ સર્વ વિષયોને વૃદ્ધિ તથા ક્ષયવાળા જાણે છે, તે જ્ઞાની પુરુષને ચંદ્ર અને વાયુથી પણ વિશેષ જાણવો.[૩૪]‡ જે પુરુષ રાગ તથા દ્વેષ રહિત થઇને અંતર્યામી પુરુષરૂપે રહે છે, તે સત્પુરુષ સાથે દેવતાઓ પ્રીતિથી વર્તે છે.[૩૫] પણ જે પુરુષો સદાય શિશ્ન

* બંગાળની પ્રતમાં વિષયે न यामि એવો પાઠ છે. તેનો અર્થ એ થાય છે કે, હું કોઇની પણ પાસે ધનને અર્થે પ્રાર્થના કરીશ નહિ.

† ભાવાર્થ કે, મનુષ્યના સર્વ ભોગો નાશવંત છે, અને જે નાશવંત છે તે સર્વ અસત્ય છે, અને જે અસત્ય છે તેપર સત્યનો જ્ઞાતા કેમ પ્રેમ કરે? અને પ્રેમ ન હોય તો ભાષણ કેમ કરે? દેવતાઓએ સત્ય જાણેલું હોય છે તેથી અસત્ય જગતમાં પયેલા મનુષ્યોના અસત્ય ભોગોને જોવાની પણ તેઓ ઇચ્છા કરતા નથી.

‡ ચંદ્ર અમૃતમય છે, માટે સત્પુરુષ-જ્ઞાની તેવો હોવો જોઇએ; પણ ચંદ્ર કોઈ પણ દિવસ સમભાવને પામતો નથી, તે ક્ષય વૃદ્ધિના ધર્મવાળો છે. તેમ જ વાયુ જો કે ધૂળાદિકને વહન કર્યાં છતાં તેનાથી લિપ્ત થતો નથી, તોપણ તેને જ્ઞાની પુરુષ સાથે સરખાવી શકાતો નથી; કારણ કે તે સમભાવમાં રહેતો નથી, પરંતુ મંદ, મધ્ય અથવા તો તીવ્ર સ્વરૂપવાળો જોવામાં આવે છે. માટે વાયુ અને ચન્દ્રની સરખામણી, જે પુરુષ સુખદુઃખવાળી સર્વ સ્થિતિમાં સમ છે, તેની સાથે થઈ શકતી નથી.

તથા ઉદરનું પોષણ કરવામાં પરાયણ રહે છે,* જે ચોર છે અને જે કઠોર વાણી બોલનારા છે, તે પુરુષો જો કે પ્રાયશ્ચિત્ત કરીને દોષ રહિત થાય છે અને દેવો તે જાણે છે, તોપણ તેથી તેઓ દૂરના દૂરજ રહે છે—તેઓનો ત્યાગ કરે છે.[૩૬] જેઓ નીચ બુદ્ધિના છે, સર્વ પદાર્થોનું ભક્ષણ કરનારા છે, પાપ કર્મ કરનારા છે, તેના ઉપર દેવતાઓ પ્રસન્ન થતા નથી; પરંતુ દેવતાઓ તેવા પુરુષની સાથે સુખમાં રહે છે કે, જે પુરુષો સત્ય વ્રતધારી છે, કૃતજ્ઞ છે અને ધર્મપરાયણ છે.[૩૭] ધર્મવેત્તાઓ કહે છે કે, બોલવા કરતાં ન બોલવું એ ઉત્તમ અને ન બોલવાના કરતાં સત્ય બોલવું એ ઉત્તમ છે; સત્ય ભાષણ કરતાં ધર્મવાળું ભાષણ એ ઉત્તમ છે અને ધર્મવાળું ભાષણ જો પ્રિય ભાષણ હોય તો તે સર્વોત્તમ છે. (આ ચારમાં ઉત્તરોત્તર ભાષણ શ્રેષ્ઠ કહેવાય છે.)[૩૮]

સાધ્યોએ પૂછ્યું;–હે હંસ! આ લોકને કોણે ઘેરી લીધો છે અને તે કોને લીધે પ્રકાશતો નથી? મનુષ્ય શાને લીધે મિત્રનો ત્યાગ કરે છે અને શાને લીધે સ્વર્ગમાં જતો નથી?[૩૯]

હંસ બોલ્યો;–જગત્ અજ્ઞાનથી ઘેરાઈ ગયું છે; અને મત્સરતાથી ભરપૂર હોવાથી મનુષ્યને સ્વસ્વરૂપનું ભાન હોતું નથી. લોકો લોભથી મિત્રનો ત્યાગ કરે છે અને વિષયોનો સંગ કરવાથી મનુષ્ય સ્વર્ગ પ્રાપ્ત કરવામાં નિષ્ફળ બને છે.[૪૦]

સાધ્યોએ પૂછ્યું;–બ્રાહ્મણોમાં એવો કોણ છે કે, જે એકલો સુખી છે? એવો કોણ છે કે, જે ઘણાઓની સાથે રહીને મૌન ધારણ કરીને આનંદનો ઉપભોગ કરે છે? એવો કોણ છે, કે જે દુર્બળ છતાં પણ બળવાન્ છે? એવો કોણ છે કે, જે બીજાઓની સાથે કલહ કરતો નથી?[૪૧]

હંસે કહ્યું;–બ્રહ્મવેત્તા બ્રાહ્મણોમાં જે બુદ્ધિમાન્ છે, તે એકલો જ સુખી છે. જે બુદ્ધિમાન્ છે તે જ ઘણાઓની સાથે રહ્યા છતાં પણ મૌન વ્રત પાળીને બ્રહ્માનન્દનો અનુભવ કરે છે; બુદ્ધિમાન્ પુરુષ દુર્બળ છતાં પણ બળવાન્ છે. બુદ્ધિમાન્ પુરુષ જ બીજાઓની સાથે કલહ કરતો નથી.[૪૨]†

સાધ્યોએ પૂછ્યું;–હે હંસ! બ્રાહ્મણોમાં દેવતાપણું શું છે? તેઓનું સાધુપણું શું છે? તેઓમાં અસાધુપણું શું છે? તેઓમાં મનુષ્યપણું શું માનેલું છે?[૪૩]

હંસે કહ્યું;–બ્રાહ્મણો વેદ તથા શાસ્ત્રોનો સ્વાધ્યાય કરે છે, એ તેમનામાં દેવતાપણું છે; વ્રતો કરે છે, એ સાધુપણું છે; બીજાની નિંદા કરે છે, એ તેમાં અસાધુપણું છે; તેઓ મરણ પામે છે, એ તેઓમાં મનુષ્યપણું છે.[૪૪]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! સાધ્યો અને હંસ વચ્ચેનો આ શ્રેષ્ઠ સંવાદ મેં તને સંપૂર્ણ રીતે કહ્યો. આ (સ્થૂલ સૂક્ષ્મ) શરીર, કર્મોનું મૂળ–આદિ કારણ છે અને સત્તા અવિનાશી અથવા જીવ સત્ય (બ્રહ્મસ્વરૂપ છે.)[૪૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'हंस गीता'नी समाप्ति नामनो अध्याय २९९ मो समाप्त.

---

## અધ્યાય ૩૦૦ મો.

### યોગવિધિ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે કુરુકુળમાં શ્રેષ્ઠ! તું સર્વ વાત જાણે છે, માટે, હે ધર્મવેત્તા તાત! મને કહે કે, સાંખ્યમાં તથા યોગમાં શો ફરક છે?[૧]‡

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર! સાંખ્યને અનુસરનાર દ્વિજ જાતિના વિદ્વાનો સાંખ્યને વખાણે છે, અને યોગ જાણનારા વિદ્વાનો યોગનાં વખાણ કરે છે. સાંખ્યને માનનારા અને યોગને માનનારા એમ ઉભયે પોતપોતાના પક્ષને ઉત્તમ માને છે અને તે સિદ્ધ કરવા માટે કારણો દર્શાવે છે.[૨] જે લોકો ઈશ્વરનું અસ્તિત્વ કબુલ કરતા નથી તેઓ, હે શત્રુનો નાશ કરનારા યુધિષ્ઠિર! મોક્ષને પ્રાપ્ત કરી શકતા નથી. એ પૂરવાર કરવા માટે યોગમાર્ગને માનનારા વિદ્વાનો તેનાં ઉત્તમ અને યોગ્ય કારણો દર્શાવે છે.[૩]§ સાંખ્યને માનનારા દ્વિજા-

---

* અર્થાત્ વિષયાંધ છે અને માત્ર પેટભરા એટલે લોભી લાલચુ છે તે.

† આ શ્લોકમાં જે મનુષ્યનું અજ્ઞાન નિવૃત્ત થયું છે, તેના ગુણો દર્શાવવામાં આવ્યા છે.

‡ અહીં સાંખ્ય એટલે કપિલે કહેલો પચ્ચીસ તત્ત્વવાળો મત જાણવો નહિ; કારણ કે કપિલના સાંખ્યમાં તો કહ્યું છે કે, આ સર્વ જગતનો પ્રધાનમાં લય થાય છે, અંતરાત્માનો લય થતો નથી; પુરુષ જૂદો રહે છે. અત્ર તો કપિલના સાંખ્યમતથી ભિન્ન, શ્રુતિપ્રસિદ્ધ એકાત્મવાદને માનનારો સાંખ્યમત જાણવો. જેમાં इदं सर्वं यदयमात्मा । આ સર્વ દૃશ્ય આત્મારૂપ છે આમ માનવામાં આવે છે. યોગમાર્ગમાં જીવ અને ઈશ્વર વચ્ચે ભેદ માનવામાં આવે છે.

§ સાંખ્ય તે જ વેદાન્તશાસ્ત્ર. સાંખ્યોનું કહેવું એમ છે કે, જે કંઈ દૃશ્ય અદૃશ્ય છે તે સર્વ આત્મા જ છે. યોગવાળા કહે છે કે, જીવ અસંખ્ય છે ને જીવ ઈશ્વરનો ભેદ છે; અને અસમર્થ એવા જીવને તટસ્થ એવા ઈશ્વર વગર મોક્ષ મળતો નથી. એ વાતને યોગમાર્ગીઓ શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિથી સિદ્ધ કરવા માટે આ પ્રમાણે કહે છેઃ–જીવ ઈશ્વરને આધીન રહીને કર્મ કરે છે. એ સિદ્ધ કરનારી શ્રુતિ આ પ્રમાણે છે. एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते । एष ह्येवासाधु कर्म कारयंति तं यमधोनिनीषते ॥ 'પરમાત્મા જેને આ લોકમાંથી ઉપરના લોકમાં લઇ જવાની ઇચ્છા કરે છે, તે પુરુષની પાસે શુભ કર્મ કરાવે છે અને તે જેને નરકમાં નાખવાની ઇચ્છા કરે છે, તેની પાસે અશુભ કર્મ કરાવે છે.' વળી સ્મૃતિમાં કહ્યું છે કે–अज्ञो जन्तुरनीशोयमात्मनः सुखदुःखयोः । ईश्वरप्रेरितो गच्छेत्स्वर्गं वा श्वभ्रमेव वा ॥ 'અજ્ઞાની જીવ પોતાનું સુખ અથવા તો દુઃખ સંપાદન કરવા માટે અસમર્થ છે. તે ઈશ્વરની

તિઓ પણ સાંખ્યના સંબંધમાં આ પ્રમાણે કારણ કહે છે–સર્વ પ્રકારની ગતિઓ જાણીને પુરુષ વિષયો ઉપર વિરક્ત થાય છે અને દેહ ત્યાગ કર્યા પછી સ્પષ્ટ રીતે મોક્ષ પામે છે; પરંતુ તે વિના બીજી કોઈ પણ રીતે મોક્ષ મળતો નથી. આ રીતે સાંખ્યશાસ્ત્રવેત્તા મહાબુદ્ધિમાન્ પંડિતો સાંખ્યને મોક્ષદર્શન કહે છે.૪–૫*

આ રીતે બન્ને પક્ષમાંની યુક્તિઓ સમાન છે, ત્યારે તારા જેવાએ જે પક્ષ સંમત હોય, તે પક્ષની હિતકારક યુક્તિ ગ્રહણ કરવી. પોતપોતાના મતમાં જે જે વચન હિતકારક જણાય, તે તે વચનને ગ્રહણ કરવું જ ઇષ્ટ ગણાય છે. બન્ને પક્ષમાં વિદ્વાનો મળી આવે છે (કે જેમની યુક્તિઓનું ખંડન કરવું દુર્લભ થઈ પડે છે.) પણ તારા જેવા પુરુષો એમાંથી ગમે તે એક મત ગ્રહણ કરે છે.૬ હે તાત! યોગને અનુસરનારા પુરુષો બુદ્ધિ સ્વીકારે એવા પ્રત્યક્ષ પ્રમાણને જ મુખ્ય માને છે; ત્યારે સાંખ્યને માનનારાઓ શ્રુતિના પ્રમાણને જ મુખ્ય માને છે. પણ હે તાત યુધિષ્ઠિર! આ બન્ને તત્ત્વને હું શાસ્ત્રસંમત માનું છું.૭ બન્ને મતને હું માન્ય રાખું છું, તેમ જ અન્યબુદ્ધિમાન પુરુષો પણ બંનેને માન્ય રાખે છે; અને શાસ્ત્રસંમત એવા એ બન્ને મતને જો (તેના શુદ્ધ સ્વરૂપમાં) જાણવામાં આવે છે અને શાસ્ત્ર પ્રમાણે તે આચરવામાં આવે છે તો તે બંને મત પરમ ગતિને પમાડે છે.૮ હે દોષરહિત રાજા! એ બન્ને મતમાં બાહ્ય તથા આભ્યંતર તપથી યુક્ત પવિત્રતા, સર્વ પ્રાણીઓ ઉપર દયા, તથા સત્ય વગેરે વ્રતોનું પાળન–આ સર્વ સમાન છે. તથાપિ તે બંનેનાં દર્શન (શાસ્ત્ર)ના માર્ગો ભિન્ન ભિન્ન છે.૯

યુધિષ્ઠિરે પૂછ્યું:–હે પિતામહ! તેઓનાં વ્રત, શૌચ (બાહ્ય તથા આભ્યંતર પવિત્રતા), દયા અને તેનાં ફળ એ સર્વ સમાન છે, છતાં તેઓનાં દર્શન (શાસ્ત્ર) સમાન નથી, તેનું કારણ શું?૧૦

ભીષ્મે કહ્યું:–હે યુધિષ્ઠિર! યોગના બળથી મનુષ્ય રાગ, મોહ, [illegible]હ, કામ, ક્રોધ વગેરે પાંચ દોષોનો નાશ કર[illegible] [illegible]ક્તિ મેળવે છે.૧૧ જેમ મોટા મચ્છો જાળને કાપી નાંખીને પાછા પાણીમાં પેસી જાય છે, તેમ યોગીઓ પણ યોગબળથી પાપરહિત થઇને રાગ મોહની જાળ કાપીને પરબ્રહ્મના પદને પામે છે.૧૨ જેમ બળવાન્ પશુઓ (પારધીએ) બાંધેલી

---

પ્રેરણાથી સ્વર્ગમાં જાય છે અથવા તો નરકમાં જાય છે.' આ શ્રુતિ તથા સ્મૃતિના પ્રમાણો ઉપરાંત ઈશ્વર સ્વતંત્ર કર્તા છે, એમાં આ પ્રમાણે પ્રમાણ આપે છે. ક્ષિતિ–પૃથ્વી, અંકુર વગેરે કાર્ય હોવાથી કોઈ પણ કર્તાની અપેક્ષાવાળા છે. ઘડો કાર્ય છે માટે તે જેમ કોઈ પણ કર્તાથી ઉત્પન્ન થાય છે, તેમ જ પૃથ્વી અંકુરાદિક પણ ઈશ્વરથી ઉત્પન્ન થાય છે. આ રીતે શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિથી તટસ્થ ઈશ્વરની સિદ્ધિ કરે છે. વળી યોગાચાર્યો કહે છે કે, જીવને શુભાશુભ કર્મમાં પ્રવર્તાવનારો તટસ્થ ઈશ્વર જ છે. જો ઈશ્વર ન હોય તો સ્વતંત્ર જીવ (ચેતન) દુઃખ ઉત્પન્ન કરનારા કાર્યમાં પ્રવૃત્ત જ થાયજ નહિ; અને તેવી પ્રવૃત્તિ કરે તો તેણે જાણવું જોઇએ કે આ કાર્યમાંથી ભુંડું જ થશે! પોતાનું ભુંડું કરવાની ઇચ્છા કોણ કરે? કોઈ કહે કે, કર્મ જીવને પ્રેરણા કરશે, ઈશ્વરનું શું પ્રયોજન છે? તેના ઉત્તરમાં યોગમાર્ગીઓ કહે છે, કે કર્મો પ્રકૃતિનાં કાર્ય છે, માટે તેઓ પ્રેરણા કરી શકતાં નથી, અને એ વિષયમાં પાતંજલ યોગસૂત્રનું પ્રમાણ આપે છે;– 'निमित्तमप्रयोजकं प्रकृतीनामावरणभेदस्तु ततः क्षेत्रिकवत्। ધર્માદિક કર્મ પ્રકૃતિઓને પ્રેરણા કરી શકતાં નથી; કારણ કે તે પ્રકૃતિનાં કાર્ય છે. પરંતુ એક ક્ષેત્રપાળ જેમ એક ક્યારામાંથી બીજા ક્યારામાં જળને જવા માટે ક્યારાના બન્ને બંધને તોડીને, પાણીને જવા માટે માર્ગ કરી આપે છે, તેમ ધર્માદિક કર્મ, પાણી જેવા સ્વભાવના પ્રકૃતિના આવરણોને તોડીને, તેને જૂદી જૂદી જાતિમાં જવાનો માર્ગ કરી આપે છે.' ઈશ્વર લોહચુંબકની પેઠે ઉદાસીન છે, તોપણ પોતાની સત્તાના બળથી પ્રધાન તત્વને પ્રેરીને પોતાના ભક્તોના ઉપર અનુગ્રહ કરે છે. માટે, મોક્ષ આપનારો ઈશ્વર અવશ્ય છે, આમ માનવું જ પડશે! જીવનો મોક્ષ કેમ થાય છે, તેના ઉત્તરમાં યોગમાર્ગીઓની આ યુક્તિ છે. તેઓ વળી કહે છે કે, જો ઈશ્વર ન હોય તો જીવ બંધમાંથી મુક્ત કેમ થાય? મુક્ત કરનારો કોણ? પાપ પુણ્યનું ફળ શું? આપનારો કોણ?

* સાંખ્યદર્શનવાળા અર્થાત્ વેદાંતદર્શનવાળા એમ માને છે કે, સ્ફટિક મણિ પંડે જ શુદ્ધ છે, પરંતુ રાતા પુષ્પના સંબંધથી તેનો રંગ રાતા જેવો જોવામાં આવે છે, પણ તે જ મણિને ચંદ્રિકામાં મૂકી જોઇશું તો ઇંદ્રનીલમણિના જેવો જોવામાં આવે છે. જેમ એક જ સ્ફટિક મણિ બીજા પદાર્થની ઉપાધિથી ભિન્ન ભિન્ન જોવામાં આવે છે, તેમ જ ચિદાત્મા પંડે શુદ્ધ છે, પણ માયાના સંબંધથી ઈશ્વર કહેવાય છે; અવિદ્યાના સંબંધથી એટલે 'હું બ્રહ્મ છું' એ બુદ્ધિના લયથી તે સૂત્રાત્મા કહેવાય છે; અવિદ્યાનાં પ્રબળપણાને લીધે વિરાટ્ થાય છે અને અવિદ્યાના અત્યંત પ્રબળપણાથી તે વિશ્વરૂપ કહેવાય છે. આ રીતે એક જ ચિદાત્મા ઉપાધિને લીધે અનેક પ્રકારનો ભાસે છે. જેમ ઘડામાં રહેલા દીવાની કાંતિ માત્ર ઘડામાં જ પ્રકાશ કરે છે, ઘડાના મોંઢામાંથી જરાક બહાર પ્રકાશ નિકળે છે, તેથી ઘરની અંદરની કોઇક વસ્તુને પ્રકાશે છે; પણ એ દીપક ઘડામાંથી સંપૂર્ણ રીતે બહાર નિકળે છે, ત્યારે આખા ઘરમાં તે પ્રકાશી નિકળે છે. એ જ પ્રમાણે પ્રત્યક્ ચૈતન્ય દેહથી ઢંકાયલું હોય છે, ત્યારે માત્ર દેહમાં જ પ્રકાશે છે; દેહમાંથી તથા ઇંદ્રિયો દ્વારા બહાર નિકળે છે ત્યારે બ્રહ્માંડની અંદર રહેલા શબ્દાદિક વિષયને પ્રકાશે છે, અને ગુરુએ દર્શાવેલી યુક્તિથી દેહાધ્યાસની સંપૂર્ણ રીતે નિવૃત્તિ થઈ જાય છે ત્યારે સર્વ ત્રણ ભુવન વિશે વ્યાપી રહે છે. તે સમયે એ જીવ, હું સર્વાત્મા વિરાટ્ છું એમ માને છે. તે પછી જ્યારે અવિદ્યા ઓછી થાય છે ત્યારે તે જીવ હું સૂત્રાત્મા છું એમ માને છે; અને જ્યારે તે માયાને વશ રહે છે ત્યારે હું ઇશ છું એમ માને છે. પણ માયાનો વિનાશ થઈ ગયા પછી શુદ્ધ ચૈતન્યાત્મારૂપે પ્રકાશે છે. આવો અનુભવનો ક્રમ છે. આ રીતે વિશ્વ એવા પરમાત્મા વિરાટ્, સૂત્રાત્મા, ઇશ અને શુદ્ધ એવી ચાર ગતિને જે પુરુષ પ્રત્યક્ષ રીતે જાણે છે, તે પુરુષ ચાર પ્રકારનો ક્ષય થયા પછી, બ્રહ્મના સ્વરૂપને જાણીને મોક્ષ પામે છે. અધ્યાસની નિવૃત્તિ થયા પછી ઉપાધિ રહિત બ્રહ્મ પ્રત્યક્ષ થાય છે, આમ અનુભવના બળથી સિદ્ધ થાય છે, ત્યારે તટસ્થ ઈશ્વર છે એમ માનવાનું શું પ્રયોજન છે? એમ સાંખ્યશાસ્ત્રવેત્તાઓ કહે છે.

જાળને કાપી નાંખીને બીજા વનમાં નાશી જાય છે; તેમ યોગીઓ પણ યોગબળથી સર્વ બંધનોને કાપી નાંખીને નિર્મળ માર્ગને (બ્રહ્મપદને) પ્રાપ્ત કરે છે.[૧૩] હે રાજન્! નિઃશંક, યોગના બળથી સંપન્ન એવા યોગીઓ, લોભથી ઉત્પન્ન થયેલાં બંધનોને કાપી નાંખીને નિર્મળ એવા પરમ શિવરૂપ મોક્ષ માર્ગમાં જાય છે.[૧૪] હે રાજન્! જેમ નિર્બળ પશુઓ પાશમાં બંધાઇને મરણ પામે છે તેમાં સંદેહ નથી, તેમ નિર્બળ યોગીના સંબંધમાં બને છે, અર્થાત્ નિર્બળ યોગી, યોગના (સમ્પૂર્ણ) બળ વગર કામાદિકને વશ થઈ જાય છે.[૧૫] હે કુંતીપુત્ર રાજેંદ્ર! જેમ બળ વિનાના માછલાં જાળમાં સપડાઈ જાય છે ને પછી મરણ પામે છે, તેમ જ અત્યંત દુર્બળ યોગીઓ પણ કામાદિકને વશ થઈ મરણ પામે છે, અર્થાત્ સંસારના બંધનને પામે છે.[૧૬] હે શત્રુદમન રાજા! જેમ નિર્બળ પક્ષીઓ સૂક્ષ્મ એવી (પારધીની જાળમાં સપડાઈ જાય છે અને તેમાં સપડાયા પછી મરણ પામે છે, પરંતુ જે બળવાન્ પક્ષી છે તે, સૂક્ષ્મ જાળમાંથી છૂટી (બચી) જાય છે;[૧૭] તેમ જ હે પરંતપ! યોગીઓના સંબંધમાં પણ સમજવું. કર્મના બંધનોથી બંધાયલા યોગીઓમાં જેઓ નિર્બળ છે, તેઓ નાશ પામે છે, અને બળવાન્ તેમાંથી છૂટી જાય છે.[૧૮] હે રાજન્! થોડા અને નિર્બળ અગ્નિના ઉપર મોટાં લાકડાંઓ મૂકવામાં આવે છે તો તેનાથી દબાઇને અગ્નિ ઠરી જાય છે; તે જ પ્રમાણે નિર્બળ યોગી પણ મોટો યોગ સાધવા જાય છે તો (સંસારના સમાગમમાં આવી જવાથી) તેનાથી દબાઈ જઇને નાશ પામે છે.[૧૯] પરંતુ એ જ નિર્બળ અને સૂક્ષ્મ અગ્નિ પવનને લીધે જોરમાં આવે છે, ત્યારે તે આખી પૃથ્વીને બાળીને ભસ્મ કરી નાંખે છે;[૨૦] તે જ પ્રમાણે યોગીનું યોગબળ પણ જ્યારે વધે છે ને તેનું તેજ પણ પ્રકાશમાન થાય છે, ત્યારે પ્રલયકાળે જેમ સૂર્ય આખા જગતને શોષણ કરી જાય છે, તેમ તે મહાબળવાન્ યોગી પણ, સર્વ જગતનું શોષણ કરી શકે છે.[૨૧] હે રાજન્! નિર્બળ મનુષ્ય જેમ પાણીના પ્રવાહમાં તણાઈ જાય છે, તેમ બળ વિનાનો યોગી પણ વિષયોને વશ થવાથી તેમાં તણાયો જાય છે ને પછી નાશ પામે છે.[૨૨] એક હાથી પાણીના મહા પ્રવાહને અટકાવી રાખે છે, તેની પેઠે મહાન્ યોગી પણ યોગબળથી ઘણા–સર્વ વિષયોને અટકાવી રાખે છે.[૨૩] હે પાર્થ! સ્વતંત્ર એવા યોગીઓ યોગબળથી સમર્થ થઇને પ્રજાપતિઓમાં, ઋષિઓમાં, દેવોમાં તથા મહાભૂતોમાં પ્રવેશ કરે છે![૨૪] હે રાજા! યમ, અંતક અથવા તો ભયંકર પરાક્રમ કરનારી મૃત્યુદેવી ક્રોધ કરે તોપણ તે સર્વે, અપાર તેજસ્વી યોગીના ઉપર પોતાની સત્તા ચલાવી શકતાં નથી.[૨૫] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! યોગી યોગબળને લીધે પોતાના શરીરના હજાર વિભાગો કરીને તે સર્વે વિભાગથી આખી પૃથ્વી ઉપર પ્રવાસ કરી શકે છે.[૨૬] હે તાત! તેમાંથી કેટલાક યોગી ઇન્દ્રિયજન્ય વિષયોના ભોગમાં લિપ્ત થાય છે, અને તત્પશ્ચાત્ પુનઃ તપ આરંભે છે; અને તત્પશ્ચાત્ પોતાના તેજને સંક્ષેપમાં લાવનારા સૂર્યની પેઠે પોતાના શરીરને સંક્ષિપ્ત કરી દે છે અને પુનઃ મહાન્ તપમાં થોડા સમય માટે પાછો ફરે છે.[૨૭]* હે રાજન્! બંધનનું છેદન કરવામાં સમર્થ યોગી, સ્વાત્મમોક્ષની બાબતમાં પોતે જ સમર્થ છે, એમાં જરા પણ સંદેહ નથી.[૨૮] હે રાજા! મેં તને યોગથી પ્રાપ્ત થનારું બળ કહી સંભળાવ્યું. હવે હું તને યોગની લક્ષણોયુક્ત સૂક્ષ્મ સત્તા શી છે, તે કહું છું;[૨૯] તથા હે રાજા! આત્માની સમાધિ અને ધારણાનાં સૂક્ષ્મ લક્ષણો શું છે, તે પણ હું કહું છું તે, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તું સાંભળ.[૩૦]† જેમ કોઈ ધનુર્ધારી સાવધાન થઇને નિશાનને તોડી પાડે છે, તેમ યોગી પણ મનને વિષયોમાંથી મુક્ત કરાવી પરમાત્મામાં સારી રીતે જોડે છે તો અવશ્ય મોક્ષને પામે છે.[૩૧] જેમ કોઈ મનુષ્ય પોતાના મનને તેલથી ભરેલા પાત્રમાં નિશ્ચયપણાથી ધારણ કરીને પગથીયાં ચઢે છે તો પાત્રમાંનું તેલ છલકાતું નથી;[૩૨] તેમ હે રાજા! યોગી પણ યોગયુક્ત થઇને પોતાના મનને પરમાત્માને વિષે સ્થિરતાથી જોડે છે, તો તેનો આત્મા પવિત્ર થાય છે અને તે સૂર્યની સમાન તેજસ્વી બને છે.[૩૩] હે કૌંતેય! જેમ સારો નાવિક મહાસાગરમાં ગયેલી નૌકાને સાવધાન થઇને તીર ઉપર લાવે છે, તેમ જ તત્ત્વવેત્તા પુરુષ પણ યોગયુક્ત થઇને પોતાના આત્માને સમાધિથી પરમાત્મામાં જોડી દે છે અને પોતાના પાર્થિવ દેહને તજીને દુર્ગમ સ્થાનમાં જાય છે.[૩૪–૩૫] વળી હે મહાપુરુષ! જેમ ચતુર સારથિ ઉંચી જાતના ઘોડાઓને રથમાં જોડીને સાવધાન રહીને, ધનુર્ધારીને તેના મનગમતા સ્થાનમાં સત્વર લઈ જાય છે, અને હે રાજા! સાવધાનપણાથી છોડેલું બાણ જેમ પોતાના નિશાનને તોડી પાડે છે, તેમ જ યોગી પણ સાવધાન થઈ ધારણા કરે છે તો તે તુરત પરમપદને પામે છે.[૩૬–૩૭] જે યોગી જીવાત્માનો પરમાત્માને વિષે પ્રવેશ કરી, અચળપણાથી સ્થિતિ કરે છે, તે યોગી સર્વ પાપનો નાશ કરી

* આના સંબંધમાં વિશ્વામિત્રાદિ ઋષિઓનું દૃષ્ટાંત બંધબેસતું છે.

† ધારણા એટલે મનને અનેક વિષયોમાં ભટકતું હોય તેને અટકાવી એક જ કેન્દ્રમાં રોકી રાખવું તે. સમાધિ એટલે મનને કેવળ તન્મય કરી નાંખવું.

પવિત્ર પુરુષોના અવિનાશી પદને પામે છે.૩૮ હે અપાર પરાક્રમી રાજા! જે યોગી સાવધાનતાથી મહાવ્રત ધારણ કરીને નાભિ, કંઠ, મસ્તક, હૃદય, વક્ષઃસ્થળ, પડખાં, નેત્ર, કાન વગેરે સર્વ સ્થાનોને વિષે બુદ્ધિદ્વારા જીવાત્માનો પરમાત્મા સાથે દૃઢ સંયોગ કરાવી શકે છે તે યોગી, મોટા પર્વત જેવા શુભ તથા અશુભ કર્મનો તુરત નાશ કરી નાંખે છે અને ઉત્તમ યોગ ધારણ કરીને (જો ઇચ્છે છે તો) દેહમાંથી મુક્ત થઈ મોક્ષને પામે છે.૩૯-૪૧

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે ભરતવંશના પિતામહ! યોગી કેવા આહારો કરવાથી તથા કયા કયા વિષયોને જિતવાથી મહાન્ બળ સંપાદન કરે છે, તે તું મને કહે.૪૨

ભીષ્મે કહ્યું;-હે ભારત! જે યોગી કણ્ વીણી વીણીને ભોજન કરે છે, (તલના) ખોળનો આહાર કરે છે અને સ્નેહનો (તેલ ઘીનો) ત્યાગ કરે છે, તે યોગી યોગબળને પ્રાપ્ત કરે છે.૪૩ હે અરિદમન! કોઈ પણ પ્રવાહી પદાર્થ સાથે મેળવ્યા વિના જવનો લોટ દીર્ઘકાળ સુધી ફાકીને રહેવાથી અથવા તો દિવસમાં એકવાર ભોજન કરવાથી, પવિત્ર આત્માવાળો યોગી યોગબળ પ્રાપ્ત કરે છે.૪૪ જે યોગી દૂધ અને પાણી ભેળા કરીને પ્રથમ, દિવસમાં એક વખત પીએ છે, પછી પખવાડીઆમાં એક વખત પીએ છે, પછી મહિનામાં એક વખત પીએ છે, પછી એક ઋતુમાં એક વખત પીએ છે, પછી એક વર્ષમાં એક વખત પીએ છે, તે યોગીને યોગબળ પ્રાપ્ત થાય છે.૪૫ જે યોગી માંસનો આહાર મુદ્દલ કરતો નથી તે યોગી, હે રાજન્! શુદ્ધાત્મા થઇને યોગબળ પ્રાપ્ત કરે છે.૪૬* કામ ને ક્રોધ, શીત, ઉષ્ણ ને વૃષ્ટિ, ભય, શોક ને નિઃશ્વાસ, પુરુષને પ્રિય લાગતા શબ્દો, કોઈ પ્રતિ અપ્રીતિ નહિ, ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ,૪૭ દુર્જય અરતિ (સ્ત્રી સંગના અભાવવડે ઉત્પન્ન થયેલ અસ્વાસ્થ્ય)નો ત્યાગ, ભયંકર તૃષ્ણા, સ્પર્શ ને નિદ્રાના સુખો અને દુર્જય એવી તંદ્રાનો ત્યાગ કરીને,૪૮ ધ્યાન તથા અધ્યયનની સંપત્તિથી જ્ઞાન મેળવીને તે જ્ઞાનદ્વારા, જે મહાત્મા, બુદ્ધિમાન્, પવિત્ર ને સ્પૃહા રહિત છે તેવો યોગી, પોતાના આત્માને પ્રકાશમાન કરે છે.૪૯ હે ભરતવંશના રાજા યુધિષ્ઠિર! વિદ્વાન્ બ્રાહ્મણોને પણ આ ઉચ્ચ યોગમાર્ગ ઉપર ચાલવું, એ અતિ વિકટ કાર્ય છે. એ માર્ગપર કોઈ પણ સરળતાથી ચાલી શકતો નથી.૫૦ ઘણા સર્પોથી ભરપૂર, ત્રાસ ઉત્પન્ન કરનારાં જંતુઓથી ભરપૂર, મોટા ખાડાવાળાં, પાણી વિનાનાં, દુર્ગમ, ઘણા કાંટાથી ભરપૂર, જંગલ જેવો આ યોગમાર્ગ ભયંકર છે.૫૧ યોગમાર્ગ એક એવો માર્ગ છે, કે જેમાં કાંઈ પણ ખોરાક હોતો નથી અને જે માર્ગ દવથી બળી ગયેલાં વૃક્ષોવાળો, અરણ્ય સરખો, અને ચોર લૂટારાથી ભરપૂર અરક્ષિત અરણ્ય હોય તેવો ભયંકર માર્ગ છે. કોઇકજ તરુણ પુરુષ કુશળતા સાથે તેનું ઉલ્લંઘન કરી શકે છે.૫૨ તેજ પ્રમાણે કોઇક દ્વિજ વર્ણનો પુરુષ, ઘણા દુઃખોથી ભરેલા એ યોગમાર્ગને કુશળતાથી ખેડી શકે છે. પણ યોગમાર્ગનું એકવાર ગ્રહણ કર્યા પછી જે મનુષ્ય (તેમાં થોડોક આગળ વધ્યા પછી) પાછો ફરે-પડે છે, અને આગળ વધતો નથી, તે મહાપાપી ગણાય છે.૫૩ હે મહીપતિ! માત્ર શુદ્ધાત્માથી જ સજ્જ કરેલી સજૈયાની ધાર ઉપર સુખેથી સુઈ શકાય છે, પણ જેઓનું મન વશ નથી તેવા અકૃતાત્મા પુરુષોને, યોગની ધારણાઓ વિષે ટકી શકવું, એ મુશ્કેલ છે.૫૪ હે તાત! નાવિક વગરની નૌકાઓ અંદર બેઠેલાં મનુષ્યોને જેમ સમુદ્રમાં ડુબાડી દે છે, તેમ જ જો યોગધારણા બરાબર થતી નથી તો તે, તે પુરુષને અશુભગતિ પમાડે છે.૫૫† પરંતુ હે કુંતીપુત્ર! જે પુરુષ વિધિ પ્રમાણે ધારણા વિષે સ્થિતિ કરીને રહે છે, તે પુરુષ મરણ ને જન્મ, સુખ ને દુઃખમાંથી મુક્ત થાય છે.૫૬ અનેક શાસ્ત્રોને વિશે યોગના સંબંધમાં જે કહ્યું છે, તે સર્વ તને મેં કહ્યું. એ યોગનું ફળ દ્વિજ-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વિષે જોવામાં આવે છે.૫૭ હે મહાત્મા! યોગનું પરમ ફળ એ જ છે કે, પરબ્રહ્મના સ્વરૂપમાં લીન થવું! મહાત્મા યોગીઓ યોગબળથી સર્વ દેવોના ઈશ બ્રહ્મા, વરદાનદાતા વિષ્ણુ, ભવ-શંકર, ધર્મ, ષડાનન-કાર્તિકસ્વામી, તથા મહાનુભાવવાળા બ્રહ્માના પુત્રો, યોગમાં વિઘ્ન કરનારો તમ તથા રજોગુણ, આત્માના તત્વને પ્રકાશ કરનારો સત્વગુણ, પરમ પ્રકૃતિ અને વરુણની પત્ની સિદ્ધદેવી, સર્વ પ્રકારનાં તેજ અને ધૈર્ય-આ સર્વમાં સિદ્ધયોગી ઇચ્છાનુસાર પ્રમાણે પ્રવેશ કરી શકે છે, તેમ જ તેમાંથી નિકળી પણ શકે છે, અર્થાત્ ઇચ્છાનુસાર તેઓનો પરાજય-ત્યાગ પણ કરી શકે છે; તથા તારાના ગણથી વિંટાયલા તારાના અધિપતિ ચંદ્ર, વિશ્વદેવો, સર્પો, પિતૃઓ, વનો, પર્વતો, સમુદ્રો, નદીઓ, મેઘો, નાગો, યક્ષો, ગંધર્વો, સ્ત્રી પુરુષ તથા દિશા, એ સર્વમાંથી જેનું સ્વરૂપ ધારણ કરવાની ઇચ્છા કરે છે તેનું સ્વરૂપ, મહાત્મા યોગી ધારણ કરી શકે છે; અને થોડા જ સમયમાં તેમાંથી મુક્ત પણ થઈ શકે છે.૫૮-૬૧‡

* અહીં માંસ શબ્દવડે કેવળ પ્રાણીનું માંસ જ લેવું નહિ, પણ દહીં, લસણ, કળથી, શાક, તીખો કડવો પદાર્થ, હીંગ, સૌવીર જાતનું મધ, સરસવ ને તેલાદિ અભક્ષ્ય પદાર્થો પણ ગ્રહણ કરવા.

† અર્થાત્ રોગ, ગાંડપણ, ભ્રમિતપણું, યોગમાંથી ભ્રષ્ટ થવાથી થાય છે. આવા ઘણા દૃષ્ટાંતો જોવામાં આવે છે.

‡ ભા પ્ર. માં અર્થ સ્પષ્ટ નથી. રોયે પણ ગુંચવાડાભર્યો અર્થ કર્યો છે. 'ભારતાર્થ પ્રકાશ'માં મૂળ સાથે ટીકાને ભેળી દેવાથી સ્પષ્ટાર્થ પ્રાપ્ત થવો કદી કદી દુર્લભ થઈ પડે છે.

હે રાજન્! મહાપરાક્રમવાળા પરમાત્માની સાથે સંબંધ રાખનારી આ કથા પવિત્ર ગણાવી જોઇએ. યોગીનો આત્મા નારાયણરૂપ છે. પરબ્રહ્મ ઉપર ધારણા કરવાની શક્તિવાળો મહાત્મા યોગી, સર્વ વસ્તુઓનું આધિપત્ય મેળવી, કોઈપણ પદાર્થ ઉત્પન્ન કરવાને શક્તિમાન્ છે.[૬૨]*

इति श्रीमहाभारतविशे शांतिपर्वान्तर्गत मोक्षधर्म पर्वमां "योगविधि" नामनो अध्याय ३०० मो समाप्त.

## અધ્યાય ૩૦૧ મો.

### સાંખ્યનિરૂપણ.

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે ભીષ્મપિતામહ! જેમ સદ્ગુરુ પોતાના શિષ્યનું હિત ઇચ્છનારો છે, તેમ તેં મારા જેવા શિષ્યને, શિષ્ટ પુરુષોમાં માન્ય થઈ પડેલો યોગમાર્ગ યથાર્થ રીતે કહી સંભળાવ્યો.[૧] હવે હું તને સાંખ્યનો સિદ્ધાંત શું છે તે પૂછું છું. તેના સર્વ સિદ્ધાંતો તું મને કહે; કારણ કે ત્રણલોકમાં જે જ્ઞાન છે, તે સર્વનો તું જ્ઞાતા છે.[૨]

ભીષ્મ બોલ્યો;-હે રાજા! જેણે આત્માને જાણ્યો છે એવા (ઋષભાદિ આચાર્યોએ જે સૂક્ષ્મ જ્ઞાન દર્શાવ્યું ને) કપિલાદિ સમર્થ યતિઓએ જે પ્રકાશમાં આણ્યું છે, જેમાં કોઇ પણ જાતનો ભ્રમ નથી, જેમાં ઘણી જાતના ગુણ રહેલા છે, અને જેમાં કોઈ પણ રીતના દોષનો અભાવ છે, જેમાં આત્મા સંબંધી જ્ઞાન સ્પષ્ટ અને નિઃસંશય રીતે દર્શાવ્યું છે એવા સાંખ્યના તત્ત્વને જાણનારા અને સાંખ્યને માનનારા મનુષ્યોનું સૂક્ષ્મતત્ત્વવાળું સાંખ્યશાસ્ત્ર હું તને કહું છું, તે તું સાંભળ.[૩-૪]† હે રાજન્! તત્ત્વજ્ઞાનવડે મનુષ્યોના, પિશાચોના, રાક્ષસોના, યક્ષોના, સર્પોના, ગંધર્વોના, પિતરોના, પશુ પક્ષીઓના, ગરુડોના, પવનોના, રાજર્ષિઓના, બ્રહ્મર્ષિઓના, દેવર્ષિઓના, યોગેશ્વરોના, અસુરોના, પ્રજાપતિઓના, વિશ્વદેવોના, તથા બ્રહ્માના વિષયો જો કે દુર્જય છે, છતાં નાશરૂપી દોષથી ભરપૂર છે આમ જાણીને; પરમાયુષ્ય તથા પરમતત્ત્વને પણ યથાર્થ રીતે જાણીને તથા સુખનું પરમ સ્વરૂપ જાણીને;[૫-૧૦] વિષયોની ઇચ્છાવાળા પુરુષોને સમય ઉપર પ્રાપ્ત થનારા દુઃખને જાણીને; આકાશમાં ફરનારા તથા નરકમાં પડનારાં પ્રાણીઓના દુઃખને જાણીને;[૧૧] સ્વર્ગના સર્વ ગુણો તથા દોષોને જાણીને અને વેદના ગુણ તથા દોષો પણ જાણીને;[૧૨] તેમ જ સાંખ્યના તથા યોગના સર્વે ગુણો તથા દોષોને જાણીને;[૧૩] તે ઉપરાંત સત્વગુણના દશ ગુણ, રજોગુણના નવ ગુણ, તમોગુણના આઠ ગુણ, તથા બુદ્ધિના સાત ગુણ જાણીને;[૧૪] મનના છ ગુણ, આકાશના પાંચ ગુણ, વળી પુનઃ બુદ્ધિના ચાર પ્રકાર, તમના ત્રણ પ્રકાર,[૧૫] રજના બે પ્રકાર, અને સત્વનો એક પ્રકાર, તેને જાણીને તથા આત્મતત્ત્વના અવલોકનમાં તત્ત્વવડે માર્ગને જાણીને,[૧૬] જ્ઞાન તથા વિજ્ઞાનવડે યુક્ત થયેલા તથા (મોક્ષના ઉપયોગવાળા) કારણવડે અનુભવવાળા તથા શુભ એવા સાંખ્યવાદીઓ, સૂર્યનાં કિરણોનો અથવા વાયુનો આકાશમાં જેમ લય થાય છે, તેમ મોક્ષ સુખને મેળવે છે.[૧૭]‡ દૃષ્ટિમાં રૂપ ગુણ રહ્યો છે; નાસિકામાં ગંધ ગુણ રહ્યો છે; શ્રોત્રમાં શબ્દ ગુણ રહ્યો છે; જિહ્વામાં રસગુણ રહ્યો છે;[૧૮] ત્વચામાં સ્પર્શ ગુણ રહ્યો છે. વાયુનું આશ્રયસ્થાન આકાશમાં

* શ્રુતિ તથા સ્મૃતિઓમાં પરમાત્માના કર્તાપણાને પ્રતિપાદન કરનારી કથાઓ કહી છે. તે સર્વ કથાઓ સત્ય છે અને તે ભીષ્મને માન્ય છે. પરંતુ યોગી તુર્ય(મોક્ષ)મૂર્તિરૂપ નારાયણની 'હું નારાયણ સ્વરૂપ છું' એવા અહંગ્રહથી ઉપાસના કરે છે તો તે નારાયણરૂપ થાય છે; અને નારાયણરૂપ થઇને સર્વનો પરાજય કરીને સર્વના કરતાં અધિક થઈ જાય છે અને સંકલ્પ કરતાં વેંત જ નારાયણરૂપ એ મહાત્માયોગી, પાંચ ભૂતવાળા જરાયુજ વગેરે સર્વે પ્રાણીઓને સર્જે છે. વેદાન્તીઓમાં પણ યોગીના યોગૈશ્વર્યનું હરણ કરવાની શક્તિ નથી, એવું યોગબળ શ્રેષ્ઠ છે એમ ટીકાકાર નીલકંઠ કહે છે, અને તે સત્ય છે.

† 'નિસંશય' એટલા માટે કે બીજા શાસ્ત્રોએ કોઈ સ્થળે જીવને સત્ય કહ્યો છે, કોઈ સ્થળે આત્માને અનેક કહ્યો છે, કોઈ સ્થળે આત્મા એક જ છે એમ કહ્યું છે, આમ માણસને ગુંચવાડામાં નાંખ્યા છે. પણ સાંખ્યમાં તેવું કંઇ જ નથી. સાંખ્યમાં કર્મ ને જ્ઞાનનો વિરોધ પણ નથી; અન્યમાં તેવું પણ છે. સાંખ્યમાં એક જ આત્મા છે, એ સિદ્ધાંતવડે, અનેક આત્મા માનનારમાં એ દોષ જણાય છે કે સર્વ આત્મા સમાન છે એમ માનીએ તો એકને સુખે સર્વ સુખી ને એકને દુઃખે સર્વ દુઃખી એવો દોષ આવે, પણ સાંખ્યમાં તેવું કંઈ નથી.

‡ (શ્લોક ૧૪) આનંદ, પ્રીતિ, ઉદ્વેગ, પ્રકાશતા, પુણ્યશીળતા, સંતોષ, શ્રદ્ધાળુતા, સરળતા, ત્યાગશીળતા, અને ઐશ્વર્ય આ દશ સુખ સત્વના સ્વાભાવિક ગુણ છે. આસ્તિકપણું, કૃપણતાથી રહિતપણું, દુઃખને સહન કરવાપણું, ભિન્નતા, પૌરુષ, કામ, ક્રોધ, મદ અને માત્સર્ય આ નવ રજના ગુણ છે. અવિદ્યા, મોહ, મહામોહ, તામિસ્ર, અંધતામિસ્ર, નિદ્રા, પ્રમાદ અને આળસ આ આઠ તમના ગુણ છે. મહત્, અહંકાર, શબ્દ, તન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા અને ગંધતન્માત્રા, આ સાત ગુણ બુદ્ધિના છે. (શ્લોક ૧૫) શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને ઘ્રાણ આ પાંચ ઇંદ્રિય સહિત છઠ્ઠું મન એ છ ગુણ મનના છે. આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી આ પાંચ ગુણ આકાશના છે. અન્ય તત્ત્વ શાસ્ત્રાનુસાર સંશય, નિશ્ચય, ગર્વ અને સ્મરણ એ ચાર પ્રકાર બુદ્ધિના છે. તેમ જ, અપ્રતિપત્તિ, વિપ્રતિપત્તિ તથા વિપરીત પ્રતિપત્તિ એ ત્રણ તમના પ્રકાર છે. (શ્લોક ૧૬) પ્રવૃત્તિ તથા દુઃખ એ બે રાજસના પ્રકાર છે અને પ્રકાશ એ એક પ્રકાર સત્વનો છે. આ રીતે પંચાવન ગુણો છે. એ સર્વ ગુણોમાં આત્માના માર્ગને પ્રાપ્ત કરાવનારો સત્વ ગુણ છે, તેને જાણીને તેનો સ્વીકાર કરવો.

છે; મોહનું આશ્રયસ્થાન તમોગુણમાં છે; લોભનું આશ્રયસ્થાન ઇંદ્રિયોના વિષયમાં છે.[૧૯] ચરણની ગતિના દેવ વિષ્ણુ છે; બળનો દેવ ઇંદ્ર છે; જઠરનો દેવ અગ્નિ છે; જળની દેવી પૃથ્વી છે. તેજને વિશે પાણી રહેલું છે;[૨૦] વાયુને આશ્રયે તેજ રહેલું છે, અને વાયુ આકાશને આશ્રયે રહેલો છે; અને આકાશ મહત્તત્વને આશ્રયે રહેલું છે; મહત્તત્વ બુદ્ધિને આશ્રયે રહેલું છે;[૨૧] બુદ્ધિ તમને આશ્રયે રહેલી છે; તમ રજોગુણને આશ્રયે રહેલો છે; રજ ગુણ સત્વગુણને આશ્રયે રહેલો છે; સત્વગુણ જીવાત્માને આશ્રયે રહેલો છે;[૨૨] જીવાત્મા તેજસ્વી અને યોગ-બળવાળા નારાયણને આશ્રયે રહેલો છે; નારાયણ મોક્ષને આશ્રયે રહેલા છે અને મોક્ષ કોઇને પણ આશ્રયે રહેલું નથી, પણ તે પોતાનો જ આશ્રય કરીને રહેલું છે.[૨૩] આ શરીર સોળ ગુણોથી વિંટાયલું છે ને તે સત્વગુણનું પરિણામી છે. તેમાંથી ઉત્પન્ન થતા દોષોને જાણીને, પૂર્વ જન્મનાં કર્મથી બંધાયલા લિંગ-દેહની રચના કેમ છે, અને તેની અંદર રહેલા ચેતનનું લક્ષણ કેવું છે તે બુદ્ધિવૃત્તિથી બરાબર સમજી;[૨૪] એકાકી આત્મા તેમાં તટસ્થ છે, તેને વિષે પાપનો લેશ પણ નથી એમ ઓળખી, અને વિષય વાસનાવાળા પુરુષોને, તેનું કર્મ આશ્રય કરીને રહે છે તે વિચારી;[૨૫] ઇંદ્રિયો, ઇંદ્રિયોના વિષયો, એ સર્વ આત્માને વિશે આશ્રય કરીને કેમ રહેલા છે એ સમજી; મોક્ષ મળવો દુર્લભ છે એમ શ્રુતિમાં વર્ણવ્યું છે, તેનું યથાર્થ જ્ઞાન નક્કી કરી;[૨૬] પ્રાણ, અપાન, સમાન, વ્યાન, ઉદાન અને એ પાંચે નૈસર્ગિક પ્રાણવાયુને નીચે લઈ જનારો છઠ્ઠો અધોવાયુ તથા ઉપર લઈ જનારો 'પ્રવાહ' નામનો સાતમો વાયુ,-[૨૭] આ રીતિથી સાત પ્રકારે જેના વિભાગ કરવામાં આવ્યા છે એવા સાત વાયુનું સ્વરૂપ યથાર્થ રીતે જાણી; પ્રજાપતિઓને, ઋષિઓને, તેઓના અનેક ઉત્તમ ધર્મમાર્ગોને,[૨૮] અને સપ્તર્ષિઓ તથા ઘણા રાજર્ષિઓને, અને હે શત્રુદમન! મહાન્ દેવર્ષિઓને, તથા સૂર્યસમાન બ્રહ્મર્ષિઓને,[૨૯] મહાનકાળે ઐશ્વર્ય ઉપરથી પણ ભ્રષ્ટ કરેલા છે, એ(નાં કારણો) ધ્યાનમાં લેઇને; તથા હે રાજા! મહાભૂતોના સમુદાયનો પણ નાશ થયો છે એ પણ સ્મરણમાં રાખીને;[૩૦] વળી હે રાજા! પાપકર્મ કરનારાઓની અશુભગતિ થાય છે એ જાણી, અને યમલોકમાં જેઓ વૈતરણી નદીમાં પડે છે તેઓને જે દુઃખ પડે છે તેનો વિચાર કરી,[૩૧] અને અનેક જાતની યોનિઓમાં દુઃખદાયક અનેક જન્મ થાય છે તેનોએ વિચાર કરી, તથા અશુભ ફળ-દાયક સંસારોમાં જન્મ મરણ થાય છે તેનો; તેમજ લોહી તથા પાણીના પાત્રરૂપ અપવિત્ર ઉદરમાં જીવનો નિવાસ થાય છે એનો,[૩૨-૩૩] તેમ જ કફ, મૂત્ર અને નરકથી ભરેલા, તીવ્ર ગંધથી ગંધાતા, શુક્ર(વીર્ય) અને રજ (સ્ત્રીના અટકાવનું રૂધિર)થી ભરપૂર મજ્જા અને સ્નાયુ-સેંકડો નાડીઓથી ચોતરફથી વિંટાયલા, નવદ્વાર (છિદ્ર)-વાળા અપવિત્ર એવા દેહરૂપી નગરમાં રહેલા આ-ત્માનું હિત કેમ થાય, તેને માટે અનેક જાતના ઉપાયો યોજી;[૩૪] તમોગુણી, રજોગુણી તથા સત્વગુણી-જેઓનું મન વિષયોથી ઘેરાઈ ગયું છે એવા પ્રાણીઓનાં પાપ-કર્મનો વિચાર કરી;[૩૫] આત્મતત્વવેત્તા સાંખ્યશાસ્ત્રના જ્ઞાતાઓના માનેલાં નિંદિત કર્મો; સૂર્ય તથા ચંદ્રનાં ભયંકર ગ્રહણો;[૩૬] તારાઓનું પડવું, નક્ષત્રોનું ફેરફાર થઈ જવાં; સ્ત્રી પુરુષો તથા મિત્રોના કરુણાજનક વિ-યોગો થવાં;[૩૭] અને પ્રાણીઓ ક્ષુધાથી એક બીજાનું ભક્ષણ કરે છે તેનો; બાલ્યવયમાં મોહ થાય છે, દેહનો અશુભ ક્ષય થાય છે,[૩૮] તેમ જ રાગ મોહનો પ્રસંગ આવી પડે ત્યારે કોઈ પ્રાણી કવચિત્ ધૈર્યનો આશ્રય કરે છે તેનો, હજારો પુરુષોમાં કોઇક જ મોક્ષ બુદ્ધિનો આશ્રય કરી મોક્ષ મેળવવાનો પ્રયત્ન કરે છે તેના કારણોનો વિચાર કરી;[૩૯] જે રીતે વેદમાં મોક્ષ મેળવવાનું કહ્યું છે તે અતિ દુર્ઘટ છે (તો શું કરવું) તેનો, જે વસ્તુ ન મેળવી હોય તે વસ્તુને માટે બહુ પ્રીતિ રાખવી, અને મેળવેલી વસ્તુને માટે ઉદાસ રહેવાની ટેવ છે તેનો;[૪૦] સર્વ ઇન્દ્રિયોમાંથી જે બંધનકારક વિષયવાસના ઉદ્ભવે છે તેનો; વળી હે કૌંતેય! મરણ પામેલા પુરુ-ષોનાં શરીરો અપવિત્ર ને નાશવંત છે તેનો;[૪૧] પ્રાણીઓ જે ઘરમાં નિવાસ કરે છે ત્યાં તેઓને દુઃખ ભોગવવાં પડે છે, અને જેઓ બ્રહ્મહત્યા કરનારા પતિત છે, તેઓની ગતિ અત્યંત દારુણ થાય છે તેનો;[૪૨] મદિરાપાન કરનારા બ્રાહ્મણોનો; ગુરુપત્ની સાથે ગમન કરનારા દુરાત્મા પુરુષોની અશુભગતિ થાય છે તેનો;[૪૩] તથા જેઓ પોતાની માતા તરફ અયોગ્ય રીતે વર્તે છે એટલે ઉદ્ધતાઇથી વર્તે છે તેની ગતિનો, તથા જે મનુષ્યો, દેવતાઓ તથા મનુષ્યોની સાથે પણ ઉદ્ધતાઇથી વર્તે છે, તથા જેઓ પાપ કર્મ કરે છે તેઓની ગતિનો,[૪૪] અને તત્વજ્ઞાનદ્વારા પક્ષીઓની યોનિઓમાં અવતરેલા જીવોની અનેક જાતની અશુભ ગતિ થાય છે તેનો,[૪૫] ભિન્ન ભિન્ન પ્રકારના વેદના વિચારોનો, ઋતુઓમાં થતા ફેરફારોનો, વર્ષોનો, મહિનાનો,[૪૬] પક્ષોનો, દિવસોનો ક્ષય, પ્રત્યક્ષ રીતે જોતાં થતી ચંદ્રની ક્ષય તથા વૃદ્ધિનો વિચાર કરી;[૪૭] સમુદ્રોની ભરતી તથા ઓટનો, તથા ધનની વૃદ્ધિ અને ક્ષયનો,[૪૮] જેનો સંયોગ થયો હોય તેના વિયોગના કારણનો, યુગોના પરિવર્તનનો, પર્વતોના નાશનો, નદીના સુકાઈ જવાનો,[૪૯] વર્ણની શુદ્ધતા,

અશુદ્ધતામાં પલટાઈ જવાનો, અને વારંવાર પલટાઈ જતી તે અશુદ્ધતાનો વિચાર કરી, જન્મ, જરા, મૃત્યુ તથા તેના અનેક જાતનાં દુઃખોપર વિચાર કરી,[૫૦] તથા દેહના દોષોનો તથા દુઃખોનો અને દેહની વિકળતાનો,[૫૧] તથા જીવાત્માને વિશે રહેલા સર્વે દોષોનો, તેમ જ પોતાના દેહને વળગેલા અશુભ દોષોને જાણી, જે વિચાર કરે છે (તેવા સાંખ્યના તત્વજ્ઞાનને જાણનારાઓ મુક્તિ મેળવવામાં વિજયી થાય છે).[૫૨]

યુધિષ્ઠિરે પૂછ્યું;–હે અપાર પરાક્રમી રાજા! પોતાના દેહમાંથી ઉત્પન્ન થનારા કયા દોષો છે, તે તું મને યથાર્થ રીતે કહીને મારા સંશયને દૂર કર.[૫૩]

ભીષ્મ બોલ્યો;–હે શત્રુઓનો નાશ કરનારા! સાંખ્ય અથવા કપિલના અનુયાયી વિદ્વાનો, જેઓ સર્વ માર્ગને જાણનારા અને જ્ઞાની છે તેઓ કહે છે કે, મનુષ્યના દેહમાં પાંચ દોષો છેઃ–[૫૪] કામ, ક્રોધ, ભય, નિદ્રા અને પાંચમો શ્વાસ–આ પાંચ દોષો છે.[૫૫] આ પાંચ દોષો સર્વ દેહધારી પ્રાણીઓમાં રહેલા છે. પણ હે રાજા! જે સત્પુરુષ છે તે ક્ષમાથી ક્રોધનો નાશ કરે છે; સંકલ્પના સંન્યાસથી કામનો ત્યાગ કરે છે;[૫૬] સત્વગુણના સેવનથી નિદ્રાનો નાશ કરે છે; સાવધાનપણાથી ભયનો નાશ કરે છે, અને અલ્પ આહાર કરીને પાંચમા શ્વાસનો નાશ કરે છે.[૫૭] હે રાજા! સાંખ્યમતને જાણનારા પંડિતો સાંખ્યમાં માન્ય કરેલા જ્ઞાનયોગે કરીને, સેંકડો ગુણોદ્વારા સેંકડો ગુણો તથા સેંકડો દોષોદ્વારા સેંકડો દોષોને તથા અનેક જાતનાં કારણોદ્વારા અનેક જાતનાં કારણોને, યથાર્થ રીતે જાણે છે.[૫૮] અને (તે પછી) નિર્ણય કીધો છે કે, વિષ્ણુની સેંકડો માયાવડે વિંટાયલું આ જગત્, પાણીના ફીણ સમાન, ભીંત ઉપર કાઢેલાં ચિત્ર સમાન, નલ જાતના ખડની પેઠે અંદરના ભાગમાં સાર રહિત,[૫૯] અંધારી ગુહા જેવું, વર્ષાકાળમાં થનારાં પાણીના બુદબુદા જેવું, ક્ષણમાં વિનાશ પામનારું, સુખરહિત તથા પરિણામે નાશવાન્ અને પરાધીન છે;[૬૦] તથા જેમ એક હાથી કળણમાં કળી ગયો હોય (ને સ્વતંત્ર રીતે નિકળવા અશક્ત હોય છે, તેમ) રજોગુણ તથા તમોગુણમાં તે ડૂબી ગયું છે (અને સ્વતંત્ર રીતે તરવાને સશક્ત નથી) તેપર લક્ષ દેઈ, સાંખ્ય શાસ્ત્રવેત્તા મહાપંડિતો છૈયાં છોકરાં સંબંધથી થયેલા સ્નેહનો ત્યાગ કરે છે;[૬૧] અને હે ભરતવંશી રાજા! સાંખ્યવેત્તા પુરુષો સર્વવ્યાપક એવા સાંખ્યના મહાન્ જ્ઞાને કરીને અશુભ એવા રજો ને તમોગુણના દોષોને તથા પવિત્ર એવા સત્વગુણના દોષોને તથા ત્રણ ગુણવડે થનારા સ્પર્શથી સુખ કરતાં ઇન્દ્રિય (અને બીજી ઇન્દ્રિયોના) દોષોનો, જ્ઞાનવડે તથા તપરૂપી શસ્ત્રવડે ઝટ કાપી નાંખે છે;[૬૨–૬૩] અને તે પછી હે રાજા! આ યતિઓ, યોગબળના વિજયથી સંસારસાગર તરી જાય છે,–કે જે સાગર દુઃખરૂપી પાણીથી ભરપૂર છે, ભયંકર છે, ચિંતા ને શોકરૂપી મહા ધરાવાળો છે, વ્યાધિ અને મૃત્યુરૂપી મોટા મઘરોથી ભરપૂર છે; જે મહાભય, ક્ષણે ક્ષણે મનુષ્યને ચમકાવે છે તેવા તેમાં મોટા મોટા સર્પો છે;[૬૪]* તમરૂપી કરેલા કર્મો તેમાં કાચબાઓ છે; રજોગુણરૂપી મીનો છે; તે ઉલંઘવાને તરાપો ડહાપણ છે; વિષયો ઉપરનો સ્નેહ કાદવ છે; વૃદ્ધાવસ્થાથી ઉત્પન્ન થયેલા દુઃખ અને શોક તેમાં દુર્ગો† છે; જ્ઞાન એ તે સાગરમાં દ્વીપ છે;[૬૫]‡ કર્મ એ તેની ઉંડાઈ છે; સત્યરૂપી તીર છે; તે સાગર વ્રતરૂપી લીલવાળો, હિંસારૂપી ઝડપી મહાન્ વેગવાળો, વિવિધ રસરૂપી ખાણવાળો,[૬૬] અનેક જાતની પ્રીતિરૂપી મહાન રત્નોથી ભરપૂર, શોક અને ભયરૂપી પવનથી હાલકલોલક થઈ રહેલો, દુઃખ ને તૃષ્ણારૂપી મોટી ઘુમરીવાળો; તીક્ષ્ણ વ્યાધિરૂપી મોટા જળહાથીવાળો;[૬૭] હાડકાના સમુદાયરૂપી પગથીવાળો; કફરૂપી ફીણથી ભરેલો; દાનરૂપી મોતીના સમૂહવાળો; લોહીના ધરોરૂપી પરવાળાવાળો;[૬૮] હાસ્યરૂપી મહાન્ ગર્જનાવાળો; અનેક પ્રકારનાં અજ્ઞાનને લીધે અત્યંત દુસ્તર; રુદન કરવાથી ઉત્પન્ન થતા અશ્રુ તથા ચીપડારૂપી ક્ષારવાળો; આસક્તિના ત્યાગરૂપી પરાયણ–અધિષ્ઠાનવાળો;[૬૯] પુત્રો તથા દારારૂપ જળોવાળો; મિત્રો તથા બાંધવોરૂપી (કિનારાપર આવેલાં) નગરોવાળો; અહિંસા તથા સત્યરૂપી કિનારાવાળો; પ્રાણત્યાગરૂપી મોટી ઉર્મિવાળો;[૭૦] વેદાંત જ્ઞાનરૂપી દ્વીપવાળો (કે મોજાંઓ જેના કિનારા સાથે અથડાય છે તેને આશ્રય આપવાવાળો); સર્વ પ્રાણીઓના ઉપર દયારૂપી તરવાના ઘડા–તુંબડાવાળો; અનેક દુઃખરૂપી વડવાનળથી છળાંછળ ભરેલો એવો આ મહા સંસાર સાગર છે. તેને ખેડીને તેમાંથી મોક્ષરૂપી દુર્લભ મોંઘો પદાર્થ (આ સંસારના જીવે) મેળવવાનો છે.[૭૧] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! સિદ્ધ એવા સંન્યાસીઓ જ્ઞાનરૂપી યાનવડે એ સંસારસિંધુને તરે છે, અને અતિ દુસ્તર એવા જન્મને તરીને નિર્મળ એવા સ્થાનમાં (હૃદયાકાશમાં) પ્રવેશ કરે છે.[૭૨] અને હે રાજા! તે પછી કમળનાળના છિદ્રદ્વારા, પાણીને ખેંચવામાં આવે છે તો પાણી જેમ કમળના

* શ્લોક ૬૪ થી શ્લોક ૭૧ સૂધી સંસારને મહાસાગર સાગર સાથે સરખાવ્યો છે. જેટલી જેટલી વસ્તુઓ મહાસાગરમાં છે તેટલી જ સંસારને વિશે રહેલી છે.

† સાગરમાં જે ખડકો હોય છે તે ખડકની વચ્ચેનો માર્ગ અથવા દુઃખે કરીને પ્રવાસ કરી શકાય એવા નિર્જન જંગલને દુર્ગ કહે છે.

‡ દ્વીપના કીનારાઓ સાથે મોજાંઓ અથડાવાથી તેનો લય થાય છે.

નાળવડે મુખમાં પ્રવેશ કરે છે,* તેમ સાંખ્યો પણ જ્યારે સ્થૂલશરીરને ભૂલી જઇને હૃદયરૂપ સૂક્ષ્મ-શરીરમાં-હૃદયાકાશમાં પ્રવેશ કરે છે, ત્યારે ચૌદ લોકમાં વિહાર કરનારા સૂર્યનારાયણ, પુણ્યવાન્ સાં-ખ્યોના અંતરમાં પ્રવેશ કરી, તેઓને ચૌદ લોકના સર્વ વિષયો પૂરા પાડે છે.૭૩† તે પછી હે ભરતવંશી રાજા! રાગરહિત થયેલા વીર્યને તથા તપથી સઘન ને વિજયી બનેલા એવા સિદ્ધ સાંખ્યયોગીઓને 'પ્રવહ'‡ નામને વાયુ, ઉપર કહેલા વિષયો પૂરા પાડે છે—૭૪ જે વાયુ સૂક્ષ્મ, શીતળ, સુગંધીવાળો, સ્પર્શ કરતાં સુખ આપનારો, સાત પવનોને વિશે શ્રેષ્ઠ તથા શુભલોકોને વિશે વહન કરનારો હોય છે તે, હે કૌંતેય! સાંખ્યયોગીઓને આકાશમાં લઈ જાય છે. ત્યાંથી હે રાજા! આકાશ તેઓને રજોગુણની પરમગતિએ પહોંચાડે છે.૭૫-૭૬§ હે શુદ્ધાત્મા રાજા! પછી રજોગુણ તેને સત્વગુણની ઉંચી સીમાએ પહોંચાડે છે; સત્વ-ગુણ તેને પરમ પ્રભુ નારાયણની પાસે લઈ જાય છે;૭૭ હે રાજા! અને છેવટે વિક્રાંત પવિત્ર નારાયણ પોતે પોતાનામાં વહન કરીને તે સાંખ્યયોગીને પરમા-ત્મામાં પ્રવેશાવે છે. પરમાત્માને પ્રાપ્ત થયા પછી મળથી રહિત-નિર્મળ થયેલા તે તત્વદેહરૂપી યોગીઓ, અમૃતત્વને પ્રાપ્ત થાય છે અને તે સ્થાનમાંથી, હે રાજા! તેઓને પાછું નિવૃત્ત થવું-પાછું સંસારમાં આવવું-પડતું નથી. હે પૃથાપુત્ર! આ જ પરમગતિ છે, જે ગતિ જેઓ મહાત્માઓ છે, જેઓ સત્ય આર્જવમાં આસક્ત છે, જે પ્રાણી માત્રપર દયાવાન્ છે તથા જે દ્વંદ્વભાવથી રહિત છે, એવાઓને જ પ્રાપ્ત થાય છે.૭૮-૭૯

યુધિષ્ઠિરે પૂછયું:-હે નિર્દોષ રાજા! ષડૈશ્વર્યસંપન્ન પર-માત્માના પરમધામમાં ગયા પછી એ સિદ્ધ યતિઓ પરાક્રમથી અને પ્રહર્ષથી સર્વજ્ઞપણાને પામે છે, ત્યારે તેને પૂર્વે ભોગવેલા જન્મ મરણાદિકનું જ્ઞાન રહે છે કે નથી રહેતું?૮૦ આ વિષયમાં જે સત્ય હોય તે, હે કુરુવંશના મહાન્ રાજા! તું મને કહે. હું તારા વિના અન્ય પુરુષને આ વિષયપરત્વે પૂછ-વાની ઇચ્છા રાખતો નથી.૮૧ મોક્ષને પ્રતિપાદન કરનારી શ્રુતિઓનો વિચાર કરતાં, મોક્ષમાં એ એક પ્રકારનો મહાન્ દોષ જોવામાં આવે છે. મોક્ષ પામ્યા પછી જો યતિઓને જ્ઞાન-વિજ્ઞાન રહેતું હોય તો,૮૨ હે રાજા! એમ જણાય છે કે, પ્રવૃત્તિ ધર્મ શ્રેષ્ઠ છે.‖ વળી હે રાજા! જો મોક્ષાવસ્થામાંથી પૂર્વે અનુભવેલું જ્ઞાન જતું રહેતું હોય (અથવા જ્ઞાન જ ન હોય તો, તે પણ મોટો દોષ ગણાશે) અથવા મોક્ષાવસ્થાવાળો પુરુષ સુષુ-પ્તિમાં પડેલાની પેઠે રહેતો હોય તો પછી મોક્ષમાં કોઈ રીતનું વિજ્ઞાન હોતું નથી, એમ કહેવામાં કોઈ પ્રકારનો દોષ નથી. (અને એનાથી વિશેષ દુઃખ શું? કારણ કે સુષુપ્તાવસ્થામાં એવું બને છે કે, વાસનાઓનો નાશ થયેલો નથી હોતો, પણ તે સમયને માટે સૂક્ષ્મરૂપે રહેલી હોય છે; કેમકે સુષુપ્તિમાંથી જાગ્રતાવસ્થામાં આવતાં વેંત જ વાસના જાગ્રત થાય છે.)૮૩¶

---

* અર્થાત્, કમળના દાંડાને પાણીમાં મૂકી, મોઢાવતી પાણી ખેંચીએ તો તે પાણી, કમળના અને તેના દાંડાના ઝીણા કાણાઓમાં થઇને મોઢામાં આવે છે; તેમ એકાગ્ર થયેલા આત્મામાં, મનદ્વારા સૂર્ય, હૃદય-અંતરના ઠેઠના ભાગમાં પ્રવેશ કરે છે, અને તે હૃદયાકાશમાં સાંખ્યોને નાડીઓદ્વારા ચૌદભુવનના વૈભવો પૂરા પાડે છે; અર્થાત્ વ્યોમ સંવિત્નો ઉદય થવાથી સાંખ્યયોગીને સર્વજ્ઞતા, સર્વાત્માપણું તથા સર્વવૈભવપ્રાપ્તિશક્તિ આવે છે.

† સાંખ્યમત પ્રમાણે તત્વજ્ઞાન પ્રાપ્ત કરનારા, એક આત્મા સિવાય અન્ય કશાને સત્ય માનતા નથી અને પોતાના સ્થૂલદેહની પણ દરકાર કરતા નથી. તેઓ પોતાના જ્ઞાનબળે કરી પાર્થિવ, તેમ જ સ્વર્ગીય સર્વ પદાર્થોપરથી ઇચ્છા ઉઠાડી લે છે, અને પોતાને-પુરુષને-આત્માને તે સર્વ કરતાં ભિન્ન માને છે, અને સંકલ્પ માત્રથી સર્વ કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે. સૂર્ય પોતાનાં કીરણોથી ચૌદ લોકમાં તેને લઈ જાય છે અને સર્વ પદાર્થ પ્રાપ્ત કરી આપે છે. તેનો અર્થ એટલો કે, તેનું જ્ઞાનબળ અલૌકિક છે. આ ભાગ ફળ શ્રુતિનો છે. સાંખ્યયોગીને, સર્વ વસ્તુ નાશવંત અને ક્ષણિક જાણ્યાથી ઐંદ્રપદ, તેમ જ હિરણ્યગર્ભનું પદ પણ તુચ્છ લાગે છે, એટલે તે આત્માનંદમાં મગ્નમસ્ત રહે છે. સાંખ્યજ્ઞાનમાં સત્ય પ્રતીતિ, દૃઢ વિશ્વાસ અને તદનુકૂળ આચાર પાળવામાં અલૌકિક બળ રહેલું છે, કારણ કે અન્ય સર્વ બળોથી થતાં કાર્યો તેને અધીન છે.

‡ પ્રવહ વાયુ અતિ પવિત્ર મનાય છે. તે વાયુ જ્ઞાની-ધર્મા-ત્માનો જ સ્પર્શ કરે છે, પાપાત્માનો નહિ. એ વાયુ જ્ઞાનીને આકા-શમાં લઈ જાય છે, એટલે તે તેને હૃદયાકાશમાં સ્થિર કરે છે, અને તેથી બાહ્યવસ્તુની જ્ઞાની ઉપર કશી અસર થતી નથી. હૃદયાકાશમાં પુરુષ સર્વેન્દ્રિયોનું સંયમ કરી હૃદયમાં આત્માનું ધ્યાન કરતો બેસે છે.

§ રજોગુણની પરમગતિએ પહોંચાડે છે, એટલે સ્વર્ગાદિકના સુખોનો અનુભવ કરાવે છે.

‖ કેટલાએક શાસ્ત્રો અને સિદ્ધો કહે છે કે, મોક્ષમાં વિજ્ઞાન રહેતું નથી, ત્યારે કેટલાએક શાસ્ત્રો અને સિદ્ધો કહે છે કે, મોક્ષદશામાં પણ વિજ્ઞાન રહે છે. આમ બે મત હોવાથી કેટલાએક સિદ્ધ પુરુષો જ્ઞાનમાર્ગને સ્વીકારે છે, ત્યારે કેટલાએક પ્રવૃત્તિને ઉત્તેજન આપ-નારા વિજ્ઞાનને આવશ્યક માનીને કર્મને જ શ્રેષ્ઠ ગણે છે; અને કર્મના એક પ્રકાર-ઉપાસનાને શ્રેષ્ઠ માની, ભગવદ્મૂર્તિમાં લીન થવામાં પરમ મોક્ષ માને છે.

¶ યુધિષ્ઠિરે પૂછેલું પ્રશ્ન અતિ મહત્વનું છે અને એ માટે પરાપૂર્વથી પંડિતો અને તત્વજ્ઞો વાદવિવાદ કરતા આવ્યા છે. સૌ કોઇએ પોતપોતાની માન્યતા પ્રમાણે ઉત્તર આપેલું છે, અને બીજાએ દર્શાવેલા કારણોમાં દોષ દર્શાવ્યા છે, તથાપિ કોઈ પણ તત્વજ્ઞ-માન્ય કે સર્વમાન્ય-યથાર્થ સમાધાન કરી શકયો નથી. પ્રશ્નનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ-મુક્ત દશામાં અર્થાત્ તત્પદને પ્રાપ્ત થયેલો મોક્ષાવસ્થાનો જીવ, તેને કોઈ પણ જાતનું જ્ઞાન રહે છે કે કેમ? કેમકે તે સર્વજ્ઞ છે. એ પ્રશ્ન છે. પૃથક્ પૃથક્ શ્રુતિઓ તેનું પૃથક્ પૃથક્ ઉત્તર આપે છે.-યદિ એમ કહેવામાં આવે કે તે દશા વિજ્ઞાનમય છે, તો પછી સ્વર્ગાદિકના સુખોની અવગણના શામાટે કરવી, અને પ્રવૃત્તિના

ભીષ્મે કહ્યું;-હે તાત ! તેં જે પ્રશ્ન પૂછ્યું છે, તેનું ઉત્તર આપવું જો કે વિકટમાં વિકટ છે, છતાં પણ તે યોગ્ય પ્રશ્ન છે. હે ભરતવંશના રાજા ! આ પ્રશ્ન એટલું વિકટ છે કે, તે વિદ્વાનોને પણ મુંઝાવે છે.[૯૪] આ વિષયમાં કપિલપ્રણીત સાંખ્યને અનુસરનારા મહાત્માઓ જે મતને પરમ તત્ત્વરૂપ માને છે અને તેઓએ તેમાં પોતાની બુદ્ધિનો મહાન્ ઉપયોગ કર્યો છે તે મત, હું તને યથાર્થ રીતે કહું છું, તે તું સાંભળ.[૯૫] હે રાજા ! દેહધારીઓના દેહને વિશે રહેલી ઇંદ્રિયોદ્વારા જ જ્ઞાન-જાણવાની ક્રિયા થાય છે. એ સર્વે જ્ઞાનેંદ્રિયો જ આત્માના યંત્રરૂપ છે, કેમકે તેના દ્વારા અતિસૂક્ષ્મ આત્મા જાણવામાં આવે છે. (કારણ કે સૂક્ષ્મ ચિદાત્મા ઇંદ્રિયો-દ્વારા બહારના અને અંદરના વિષયોને જોઈ તથા જાણી શકે છે.)[૯૬] એ ઇંદ્રિયો જો સૂક્ષ્મચિદાત્માથી રહિત હોય તો તે લાકડા અને ભીંતની પેઠે જડ છે; અને નિઃસંશય, જેમ મહાસાગરની સપાટી ઉપર ઉત્પન્ન થયેલાં ફીણો નાશ પામે છે, તેમ તે નાશ જ પામશે.[૯૭]* હે શત્રુને તપાવનારા રાજા ! જ્યારે દેહધારી જીવાત્મા ઇંદ્રિયોની સાથે નિદ્રામાં પડે છે, ત્યારે વાયુ જેમ આકાશમાં ફરે છે તેમ સૂક્ષ્મ ચિદાત્મા પણ જાગ્રતદશાની પેઠે સ્વપ્નમાં પણ સર્વ વિષયોમાં પ્રકાશે છે.[૯૮] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા ! એ સૂક્ષ્મચિદાત્મારૂપ જીવ, સ્વપ્નમાં પણ જાગ્રદાવસ્થાની પેઠે જ જોવાયોગ્ય સર્વ વિષયો-પદાર્થ જુએ છે ને સ્પર્શ કરવા યોગ્ય સર્વે વિષયોનો સ્પર્શ કરે છે.[૯૯] (આ રીતે સર્વે ઇંદ્રિયો સ્વપ્નાવસ્થામાં પોતપોતાના સ્થાનને વિશે લીન રહીને આત્માના ઉપરીપણા નીચે કાર્ય કરે છે ખરી) પણ તે સર્વે ઇંદ્રિયો, સ્વપ્નાવસ્થામાં પોતાને પ્રવર્તાવનાર નેતા ચિદાત્મા વિના અશક્ત હોય છે, તેથી તે ઝેર વિનાના સર્પની પેઠે પોતાનું કાર્ય કરી શકતી નથી.[૯૦] એ સમે, પણ સર્વે ઇંદ્રિયો પોતપોતાનાં સ્થાનોને વિશે રહેલી હોય છે ને તેઓની સર્વે સૂક્ષ્મગતિઓ ચિદાત્માના પ્રવેશથી ચેતનવાળી થઇને કાર્ય કરવાને માટે તત્પર રહે છે.[૯૧]† હે ભરતવંશી રાજા ! આત્મા સત્વગુણના, રજોગુણના, તમોગુણના, બુદ્ધિના,[૯૨] તેમ જ મનના, આકાશના, વાયુના, હે ધર્માત્મા ! તેજના,[૯૩] અને પાણીના, તેમ જ હે પાર્થ ! પૃથ્વીના વિશે રહેલા સર્વે ગુણોને વ્યાપીને, હે યુધિષ્ઠિર ! ને છેવટે ક્ષેત્રજ્ઞને એટલે જીવાત્માને પણ વ્યાપીને રહે છે; અને તે જીવાત્મા પરમાત્મા અથવા બ્રહ્મમાં વ્યાપીને રહે છે. શુભ કે અશુભ કર્મ છે, તે જીવાત્માને વ્યાપીને રહે છે અને હે રાજા ! શિષ્યો (આજ્ઞાનુસાર) જેમ મહાત્મા ગુરુની પાસે હાજર રહે છે, તેમ એ સમયે ઇંદ્રિયો આત્માની પાસે હાજર રહે છે.[૯૪-૯૫] પરન્તુ જ્યારે જીવાત્મા પ્રકૃતિનું ઉલ્લંઘન કરીને જાય છે, ત્યારે તે નિર્વિકારી એવા બ્રહ્મને પામે છે, કે જે બ્રહ્મ અવિનાશી છે, જે નારાયણ છે, જે દ્વંદ્વરહિત છે અને જે પ્રકૃતિથી પર છે.[૯૬] પછી, પુણ્ય તથા પાપથી રહિત શુદ્ધ એવો જીવાત્મા પરમાત્માને વિશે પ્રવેશ કરે છે, જે પરમાત્મા સર્વ ગુણોથી રહિત, અનામય અને પરમ કલ્યાણનું ધામ છે અને ત્યાં ગયા પછી પુનઃ તેનું જન્મમરણ થતું નથી.[૯૭] હે ભરતવંશના રાજા ! એ સમયે જે રહે છે, તે મન સહિત ઇંદ્રિયો જ છે અને ગુરુની આજ્ઞા પાળનારા શિષ્યો જેમ ગુરુની પાસે આજ્ઞાનુસાર આવે

માર્ગને શામાટે નિંદવો ? અને સંન્યાસની અગત્ય પણ શી છે ? અને નિવૃત્તિધર્મનું પ્રયોજન પણ શું છે ? તેથી, મોક્ષમાં જો જ્ઞાન રહેવાનો અવકાશ છે એમ સ્વીકારીએ તો પ્રવૃત્તિધર્મને શ્રેષ્ઠ માનવો જ પડશે. બીજી પાસ યદિ નિવૃત્તિધર્મને શ્રેષ્ઠ માનીએ તો તેમાં પણ દોષ નજરે પડે છે. નિવૃત્તિધર્મ શ્રેષ્ઠ હોય અને મોક્ષાવસ્થામાં જ્ઞાન જ રહેતું ન હોય તો પછી બ્રહ્માનંદનો ભોક્તા કોણ? વગેરે પ્રશ્નો સમક્ષ આવી ઉભા રહે છે. પ્રવૃત્તિમાર્ગ કે નિવૃત્તિમાર્ગ, બેમાંથી શ્રેષ્ઠ શું, એનું ઉત્તર તો મૂળ સ્થિતિ અને મૂળ સિદ્ધાંતોનો નિર્ણય કર્યા વગર આપવું કઠિણ જ છે-જ્યાં સુધી આ બેનો સંતોષકારક ખુલાસો કરવામાં ન આવે ત્યાં સુધી પ્રવૃત્તિમાર્ગ કે નિવૃત્તિમાર્ગ, કોઇને માટે કંઈ પણ નિશ્ચિત કહેવું, એ નિરર્થક જ છે. જો કે સર્વ ધર્મશાસ્ત્રોએ ને સર્વ તત્વજ્ઞોએ નિવૃત્તિને જ વખાણી છે.

* ટીકાકાર કહે છે કે ફીણનો દાખલો આપ્યો છે, તેનું કારણ એ છે કે, જળના અદૃશ્ય થવા સાથે તેનું ફીણ પણ અદૃશ્ય થઈ જાય છે. ૮૬ મા શ્લોકમાં કહ્યું છે તેનો ભાવ આ પ્રમાણેઃ-પ્રત્યક્ષ પદાર્થોનું જ્ઞાન નેત્રેંદ્રિયવડે જ થાય છે, તે ન હોય તો ન જ થાય; પણ નેત્રવિનાના પ્રાણી વા મનુષ્યને બાહ્યપદાર્થનું જ્ઞાન ન થાય, તેથી આત્માના જ્ઞાતૃબળને બાધ નથી આવતો, કિંવા આત્માની જ્ઞાતૃશક્તિ નથી કે ઓછી છે કે ઓછી થઈ છે, એમે નથી ઠરતું. નેત્ર વિનાના-આંધળા મનુષ્યો સ્વપ્નમાં વિધવિધ પદાર્થ દેખે છે; શ્રવણ વગરના-બહેરા સ્વપ્નમાં સાંભળે છે; વાચા વગરના-મુંગા સ્વપ્નમાં વાતો કરે છે. એમ જ સુષુપ્તિમાં અને સમાધિમાં મનનો લય થઈ જાય છે; પણ તેથી આત્માની જ્ઞાનશક્તિનો લય થતો નથી. આત્મા તો નિત્ય જ્ઞાનસ્વરૂપ જ છે. હવે તે જ્ઞાનરહિત દેખાય છે, તેનું કારણ તો, ઇન્દ્રિયાદિ સાધનના યોગથી, તે તેવો દેખાય છે; અજ્ઞાનતાને લીધે નહિ. એ જ પ્રમાણે મોક્ષદશામાં એ આત્માના સર્વજ્ઞપણાની ક્ષતિ થઈ શકતી નથી. અહીં શંકા થશે કે, આત્માને વિશેષ જ્ઞાન ઇન્દ્રિયોના યોગથી થાય છે, ત્યારે ઇન્દ્રિયો જ જ્ઞાનરૂપ છે? ના. એનું સમાધાન આ પ્રમાણે થઈ શકશે. મહાસાગરમાં ફીણ થાય છે, તે, જળથી જૂદું જણાય છે, પણ તેમાં જળ જ છે, અન્ય કંઈ નથી; જળ દૂર થયું કે ફીણ નથી. તેમ જ આત્માથી અભ્યાસપૂર્વક ઇન્દ્રિયો ઉપજી છે ખરી, પણ આત્મા વિના તે જડ છે,-ભીંત જેવી છે. સાગરનું ફીણ જેમ સાગરમાં સમાઈ જાય છે-નાશ પામે છે ને નહોતું હોતું થઈ જાય છે, તેમ જ્યાં આત્માનો વિયોગ થયો કે ઇન્દ્રિયો આત્મામાં સમાઈ જાય છે ને હોતી નહોતી થઈ જાય છે.

† આત્મા સ્વપ્નાવસ્થામાં પણ જાગ્રદાવસ્થા પ્રમાણે જોય છે, સાંભળે છે, સ્પર્શે છે, સુંઘે છે વગેરે સર્વ ક્રિયા કરે છે.

છે, તેમ ઇંદ્રિયો ને મન પણ આજ્ઞાનુસાર (વ્યુત્થાન-દશામાં) જીવન્મુક્ત ગુરુની–સ્વામીની પાસે આવે છે.[૯૮]* હે કુંતીપુત્ર! મોક્ષની ઇચ્છા રાખનારો પુરુષ, એ પ્રમાણેનું જ્ઞાન સંપાદન કરે છે તો તે થોડા સમયમાં એટલે દેહ પડ્યા પછી શાંતિ અને વિદેહ-મુક્તિને પ્રાપ્ત કરી શકે છે.[૯૯]† હે રાજા! સાંખ્યના સિદ્ધ પુરુષો મહાબુદ્ધિમાન્ છે. તેઓ આ પ્રકારના જ્ઞાનવડે પરમ ગતિને પામે છે. આ જ્ઞાન સમાન એકે જ્ઞાન નથી.[૧૦૦] હે રાજા! સાંખ્યનું જ્ઞાન ઉત્તમ જ ગણાય છે, એમાં તારે જરાએ સંદેહ રાખવો નહિ. સાંખ્યમાં જ્ઞાનનું જે સ્વરૂપ વર્ણવેલું છે, તે સર્વોપરી છે. વિદ્વાનો એને અક્ષર, ધ્રુવ અને સદા એકરૂપ કહે છે. એ સનાતન પૂર્ણ બ્રહ્મ છે.[૧૦૧] એને આદિએ નથી, મધ્યએ નથી ને અંતએ પણ નથી. એ દ્વૈત અને દ્વન્દ્વ રહિત છે; એ સર્વ વિશ્વના કર્તારૂપ છે; સનાતન મૂર્તિ છે; કુટસ્થ છે; નિર્વિકારી છે અને નિત્ય છે. જ્ઞાનીઓ તેનું ગુણગાન કરે છે.[૧૦૨] એમાંથી જ આ જગતની ઉત્પત્તિ, લય ને સ્થિતિરૂપ વિકારો વહે છે. વેદમાં મહાન્ ઋષિઓ એની જ સ્તુતિ કરે છે.[૧૦૩] સર્વ પ્રાણીઓના ઉપર સમાન બુદ્ધિથી જોનારા બ્રાહ્મણો, બ્રાહ્મણોના પરમ હિતકારક દેવતાઓ અને સર્વ ધર્માત્માઓ, તેને બ્રહ્મણ્યરૂપે, પરમરૂપે, દેવરૂપે, અનંતરૂપે, શ્રેષ્ઠ અચ્યુતરૂપે માને છે.[૧૦૪] વિષયને વિશે બુદ્ધિવાળા સર્વે બ્રાહ્મણો, બ્રહ્મમાં માયિક ગુણો રહેલા છે તે રૂપે તેની સ્તુતિ કરે છે અને અપાર જ્ઞાનવાળા યોગસિદ્ધ યોગીઓ અને સાંખ્યસિદ્ધ મહાત્મા પુરુષો, તેને જગતનું કારણ કહીને તેની સ્તુતિ કરે છે.[૧૦૫] હે કૌંતેય! શ્રુતિમાં પ્રસિદ્ધ છે કે, સાંખ્ય એટલે અમૂર્ત (નિરાકાર) શુદ્ધ ચિદાત્મા પરબ્રહ્મનું સ્વરૂપ જાણવું; અને (સાંખ્ય-તત્ત્વાનુસાર) ઘટપટ વગેરે સર્વે પદાર્થોનું જે જ્ઞાન થાય છે, તે હે ભારત! પરમાત્મા–બ્રહ્મનું જ જ્ઞાન છે, આમ જાણવું.[૧૦૬]‡

હે પૃથ્વીપતિ! પૃથ્વીને વિશે અનેક જાતનાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. તેના બે ભેદ છે: જંગમ અને સ્થાવર. એમાં જંગમ શ્રેષ્ઠ ગણાય છે.[૧૦૭]§ હે મહાત્મા નરેન્દ્ર! જેઓને બ્રહ્મનું પરમ જ્ઞાન છે તે સાંખ્યનું જ્ઞાન, મહાન્ વિસ્તારવાળા વેદમાં, યોગમાં, જૂદા જૂદા પુરાણોમાં, ભરેલું છે.[૧૦૮]‖ જે જ્ઞાન મોટા ઇતિહાસોમાં જોવામાં આવે છે તે જ્ઞાન, હે રાજન્! ડાહ્યા પુરુષો દ્રવ્યપ્રાપ્તિ માટે જેને અર્થશાસ્ત્ર કહે છે તે જ્ઞાન, અને આ જગતમાં જે જ્ઞાન છે તે સર્વ જ્ઞાન, સાંખ્યના પરમ જ્ઞાનમાંથી પ્રાપ્ત થાય છે.[૧૦૯] હે રાજન્! શમ, માનસિક ધૈર્ય, વેદે વર્ણવેલું સર્વ સૂક્ષ્મજ્ઞાન, સૂક્ષ્મ બળની તપસ્યા અને સૂક્ષ્મ સુખો–આ સર્વ પણ સાંખ્યમાં યથાર્થ રીતે વર્ણવ્યાં છે.[૧૧૦] હે પૃથાના પુત્ર! સાંખ્યે કહેલાં, સાંખ્ય-જ્ઞાનનાં સર્વે સાધનો કદાચ પ્રાપ્ત ન થાય અને સાંખ્ય સંબંધી જ્ઞાન યથાર્થ રીતે પ્રાપ્ત નહિ થાય, તોપણ સાંખ્ય-યોગીઓ દેવલોકમાં (સ્વર્ગમાં) તો અવશ્ય જાય છે જ; અને ત્યાં ઇચ્છાનુસાર સુખમાં નિવાસ કરીને દેવોનું આધિપત્ય ભોગવી કૃતાર્થ થાય છે; અને ભોગ ભોગવવાના નિર્માણ કાળે, ધર્મપરાયણ બ્રાહ્મણના કુળમાં કે યતિના કુળમાં ફરીને અવતાર ધારણ કરે છે.[૧૧૧]¶ હે

* ભીષ્મપિતામહના કહેવાનો ભાવાર્થ આમ હોય એમ લાગે છે. જીવન્મુક્ત પુરુષ અને સમાધિમાં પડેલા પુરુષની ગતિ એક જ છે. જ્યારે યોગીની સમાધિ પૂરી થાય છે, ત્યારે તેનાં મન અને ઇંદ્રિયો તેની પાસે તુરત હાજર થાય છે, અને પોતાના સ્વામીની આજ્ઞા પાળવાને સદા તત્પર રહે છે; તેમ જ જીવન્મુક્ત છે, તેની પાસે પણ આજ્ઞાનુસાર વર્તવાને મન અને ઇન્દ્રિયો હાજર થાય છે; એટલે કે તે મન અને ઇન્દ્રિયો, જીવન્મુક્ત પુરુષને કે સમાધિ ચઢાવનાર પુરુષને, તેના પૂર્વના શુભાશુભ કર્મોનું ફળો સદા આપતા રહે છે. પણ અંતર માત્ર તેઓ અને સામાન્ય પુરુષો વચ્ચે એ રહે છે કે, જ્યારે સામાન્ય પુરુષોને સુખ દુઃખાદિની અસર થઈ વાસનાઓ બંધાઈ જડ ઘાલે છે, ત્યારે જીવન્મુક્તને તે કર્મો વગેરેની નશ્વરતા યથાસ્થિત ધ્યાનમાં આવેલી હોવાથી તે તેની અસરથી બંધાતો નથી; એટલે સ્વાભાવિક મૃત્યુ પછી તેને જન્મ મરણનું દુઃખ નડતું નથી. આ વાત પાછળના શ્લોકોમાં સ્પષ્ટ સમજાવવામાં આવી છે. આ શ્લોકમાં જીવન્મુક્તની દશા બતાવી છે. હવેના ૯૯ મા શ્લોકમાં વિદેહમુક્તની દશા બતાવી છે. જીવન્મુક્ત અને વિદેહમુક્ત વચ્ચે ભેદ અતિ સૂક્ષ્મ છે. કુંભારે ચાક ઉપર ઘાટ ઉતારી લેવાનું કામ આટોપ્યા પછી ગતિમાં આવેલું ચક્ર ત્યાર પછી પણ જેમ ફર્યા કરે છે, તેવી જ જીવન્મુક્તની દશા છે; અને આ અસાર સંસારમાં તેને માટે કંઈ હેતુ હોતો નથી, તે કૃતાર્થ અને કૃતકૃત્ય થયેલો છે, તોપણ પૂર્વકર્મના ફળને યોગે મળેલું શરીર, જોરજુલમથી છોડી દેવાની તેને જરૂર નથી એમ માનનાર, છતે દેહે કે દેહના પતન પછી પણ વિદેહમુક્ત કહેવાય છે.

† મોક્ષ બે પ્રકારના છે. એક મુક્તિ આ દેહને વિશે થાય છે તેનું નામ જીવન્મુક્તિ છે. બીજી મોક્ષાવસ્થા તે વિદેહ કૈવલ્ય છે. આ અવસ્થામાં આત્માને શરીરનું ગ્રહણ કરવું પડતું નથી.

‡ બ્રહ્મ એટલે દ્વૈત વિનાનું જ્ઞાન–અદ્વૈત. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની ત્રિપુટીનો જેમાં ભેદ નથી, પણ માત્ર સચ્ચિદાનંદ જ સર્વત્ર છે તે બ્રહ્મ વિષય અને તેની ઓળખનું જ્ઞાન. વિષયના નાશ પામ્યા પછી માત્ર જ્ઞાન સ્વરૂપમાં જ સ્થિતિ કરે છે, તેને બ્રહ્મ કહેવામાં આવે છે.

§ કારણ કે સ્થાવરમાં બ્રહ્મ એકલો સત્‌રૂપે ભાસે છે; જંગમમાં સત્ અને ચિત્‌રૂપે ભાસે છે; અને જ્ઞાનીમાં સત્, ચિત્ અને આનંદ એ ત્રણ રૂપે ભાસે છે. જ્ઞાની જંગમમાં ગણાય છે.

‖ ભાવાર્થ એમ છે કે સ્થાવર જંગમ પ્રાણીઓમાં જંગમ પ્રાણી શ્રેષ્ઠ છે, તેમાં પણ જ્ઞાનવાળો શ્રેષ્ઠ છે અને તે જ્ઞાનવાનોમાં પણ સાંખ્ય જ્ઞાનવાળો સૌથી શ્રેષ્ઠ છે.

¶ અર્થાત્ વેદાન્તનું જ્ઞાન પૂર્ણ પ્રાપ્ત ન થયું અને થોડે અંશે તેનાં સાધનો સેવ્યાં હોય, તોપણ જેમ યોગમાં ભ્રષ્ટ થવાથી છેક જ ગબડી પડાય છે તેમ સાંખ્યમાં નથી. અલ્પ કે મધ્યમ સાધનસંપન્ન હોય તો થોડું પણ મેળવે છે. આ શ્લોક ગીતાના અ. ૬ ના શ્લો. ૪૧–૪૨ ના વિવરણરૂપ છે.

પૃથાના પુત્ર! સાંખ્યજ્ઞાનવાળા પુરુષો, પોતાના દેહનો ત્યાગ કર્યા પછી, દેવતાઓ જેમ આકાશમાં–સ્વર્ગમાં પ્રવેશ કરે છે, તેમ તેઓ પણ બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે. એટલા માટે જ હે રાજા! શિષ્યોએ સેવેલા, પુરુષોએ માન્ય કરેલા, મહાયોગ્યતાવાળા એવા સાંખ્યના માર્ગને વિશે શિષ્ટજનો અત્યંત પ્રીતિથી પરાયણ રહે છે.[૧૧૨] હે રાજા! જેઓ સાંખ્યજ્ઞાનના અનુરાગી છે એવા દ્વિજોની કોઈપણ દિવસ તિર્યગ–પક્ષીયોનિમાં ગતિ (જન્મ) થતી નથી, તેની અધોગતિ થતી નથી, અથવા પાપી પુરુષોને ત્યાં તેનો જન્મ અથવા તો નિવાસ થતો નથી.[૧૧૩] આ સાંખ્યજ્ઞાન વિશાળ છે, અત્યંત પુરાતન છે, મહાસાગર સમાન અગાધ છે, નિર્મળ છે, ઉદારભાવથી સર્વનું કલ્યાણ કરનારું છે, પુણ્યાત્માથી સિદ્ધ થઈ શકે તેવું સંપૂર્ણ અને મહાત્મા નારાયણ સમાન છે.[૧૧૪]* હે નરદેવ! મેં તને સાંખ્યશાસ્ત્રનું પરમતત્ત્વ કહ્યું. જેમાંથી જગત્ સર્જાય છે તે નારાયણની એ સાક્ષાત્ મૂર્તિ છે. જગતના અંતર્યામી એવા ભગવાન્ નારાયણને જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરવાની કામના થાય છે ત્યારે તે સર્જે છે અને જ્યારે સંહાર સમય આવે છે, ત્યારે એ જ નારાયણ સર્વને પોતામાં લય કરે છે અને પોતાના કારણાત્મા દેહને વિશે આકાશાદિક કાર્યોનો લય કરીને જગતના અંતરાત્મા એવો પંડે પણ નિર્વિશેષ એવા ચિદાત્મારૂપ કારણજન્યને વિષે શયન કરે છે.[૧૧૫–૧૧૬]†

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'सांख्य कथन' ए नामनो अध्याय ३०१ मो समाप्त.

## અધ્યાય ૩૦૨ મો.

### વસિષ્ઠ જનક સંવાદ–અક્ષર સ્વરૂપ.

યુધિષ્ઠિરે પૂછયું;–હે કુરુપુત્ર! અક્ષર–અવિનાશી શું છે કે જેને પ્રાપ્ત થવાથી જીવનો ફરીને જન્મ થતો નથી. વળી ક્ષર-વિનાશી શું કે જેને પ્રાપ્ત થવાથી જીવનો ફરીફરી જન્મ થાય છે?[૧] હે શત્રુ વિનાશન! ક્ષર કોને કહે છે, અક્ષર કોને કહે છે? અક્ષરનું તથા ક્ષરનું સ્વરૂપ શું? હું યથાર્થ રીતે જાણવાને ઇચ્છું છું, હે મહાબાહુ! તે મને યથાર્થ રીતે કહે.[૨] વેદ પારંગત બ્રાહ્મણો, મહાભાગ્યશાળી ઋષિઓ અને મહાત્મા યતિઓ તને જ્ઞાનનિધિ (જ્ઞાનના ભંડારરૂપ) કહે છે.[૩] તારે થોડા દિવસ આ પૃથ્વીપર રહેવાનું છે. જ્યારે ભગવાન્ સૂર્ય નારાયણ દક્ષિણાયનમાંથી ઉત્તરાયણના થશે, ત્યારે તું પરમ ગતિને પામશે.[૪] જ્યારે તું અમને મૂકીને પરમ ગતિને પામશે, ત્યારે અમે કલ્યાણકારક કથાઓ કોની પાસેથી શ્રવણ કરીશું? તું કુરુવંશમાં દીપક સમાન છે; જ્ઞાનરૂપી દીવાથી પ્રકાશી રહ્યો છે;[૫] હે કુરુકુલોત્પન્ન રાજેંદ્ર! હું તારી પાસેથી ઉપરની વાત સાંભળવાની ઇચ્છા રાખું છું; તારી પાસેથી કલ્યાણકારક કથામૃતનું પાન કરતાં મને તૃપ્તિ થતી નથી.[૬]

ભીષ્મે કહ્યું;–હે યુધિષ્ઠિર રાજા! આ વિષયમાં હું તને વસિષ્ઠ અને જનક વંશના કરાલ નામના રાજા વચ્ચેનો સંવાદરૂપે એક પુરાતની ઇતિહાસ છે, તે કહું છું.[૭] પૂર્વે કોઇએક સમયે સૂર્યસમાન કાંતિવાળા ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠ, ઋષિઓની વચ્ચે શાંતિથી બેઠા હતા તેની પાસે જઇને જનક રાજાએ, પરમ કલ્યાણકારક જ્ઞાન વિષે પ્રશ્ન કર્યું હતું.[૮] એમ કહેવામાં આવે છે કે, એક સમયે જેણે આત્માની ગતિનો નિર્ણય કર્યો હતો તથા જે અધ્યાત્મ વિદ્યા અને સર્વ વિદ્યામાં કુશળ હતા,[૯] એવા મૈત્રાવરુણિ વસિષ્ઠ ઋષિ જ્યાં બેઠા હતા, તેની

* અર્થાત્ નારાયણની ઉપાસનાથી જે ગતિ મળે છે, તે જ ગતિ સાંખ્યજ્ઞાનથી પણ પ્રાપ્ત થાય છેઃ ઉભયનું ફળ સમાન છે. એકનિષ્ઠાથી નારાયણની ઉપાસના કરો અથવા સાંખ્યજ્ઞાન સંપાદન કરો. બંને સમાન ફળદાતા છે.

† યુધિષ્ઠિરનું પ્રશ્ન એવું છે કે (શ્લોક ૮૦ થી ૮૩ માં) 'મોક્ષનું સ્થાન પામ્યા પછી, જે મોક્ષને પહોંચેલો છે તે સર્વજ્ઞ છે, અને સર્વજ્ઞ છે તેથી તેને પોતાના પૂર્વના જન્મમૃત્યુ–સુખદુઃખાદિનું જ્ઞાન પણ રહેવું જોઇએ; અને તે રહેતું હોય તો પછી કર્મરૂપ પ્રવૃત્તિ કરતાં એમાં વિશેષતા શી? જો પૂર્વજન્માદિનું જ્ઞાન રહે તો એ દોષ જ ગણાય, ન રહેતું હોય તો સર્વજ્ઞપણું નથી, એ પણ દોષ જ ઠરશે. હવે પૂર્વજન્માદિનું જ્ઞાન રહેતું હોય તો સંન્યાસાદિનો શ્રમ મિથ્યા છે; અને જ્ઞાન ન રહેતું હોય તો, અર્થાત્ સુષુપ્તિમાં જેમ જ્ઞાન રહેતું હોય તેવું શૂન્યાવસ્થાનું જ્ઞાન રહેતું હોય તો એનાથી વધારે દુઃખકારક કંઈ જ નથી.' આ પ્રશ્નનું સમાધાન ભીષ્મપિતામહ યથાર્થ કરી શકયા હોય તેમ મને સમજાતું નથી, અને એનું સમાધાન કરી શકાય એવું પ્રશ્ન જ નથી. એ અતિ વિકટમાં વિકટ ને કદી પણ સમાધાન ન થઈ શકે એવું જ પ્રશ્ન છે. જે દિશામાં સમાધાન કરવામાં આવે તે દિશામાં દોષાપત્તિ આવશે. આર્ષ કે અર્વાચીન કોઈ પણ ઋષિએ એનું સમાધાન કર્યું નથી ને કરી શકે તેમ નથી. ભીષ્મ પંડે એનું વિકટપણું સ્વીકારે છે. મોક્ષાવસ્થામાં શું છે તે કહી શકાય એમ છે જ નહિ, માત્ર અનુમાન કરો! ગર્ભના દુઃખોની વાતો સર્વ જ્ઞાની પુરુષો કરે છે, પણ વર્ણવવામાં આવે છે તેવું દુઃખ ગર્ભમાં છે કે નહિ, એનો સજ્ઞાન અનુભવ કોઇએ કર્યો નથી; માત્ર કલ્પનાથી સર્વ કહેવામાં આવે છે ને 'એવું જ હશે' એમ સ્વીકારી લેવામાં આવે છે, કેમકે તેમાં સલામતી છે–અધમ કર્મ કરતાં અટકાવ થાય છે. મોક્ષ થયા પછી શું છે તેનું જ્ઞાન તો જ્યાં સૂધી મોક્ષ પામેલો જીવ, પરમાત્માની આજ્ઞાનુસાર દિવ્ય રૂપે આવીને સંત્પુરુષને એ પ્રશ્નનું સમાધાન કરે નહિ, ત્યાં સૂધી એ પ્રશ્ન શંકિત જ રહેશે! અને મોક્ષ પામેલાને એ શ્રમ લેવાનું કારણ શું?

પાસે પૂર્વે કરાળજનક નામનો રાજા ગયો હતો. બે હાથ જોડીને તેણે ઋષિને પ્રણામ કર્યા. પછી સુંદર અક્ષરવાળું, વિનયથી ભરપૂર, કુતર્કો વિનાનું અને મધુર વચનથી ભરપૂર પ્રશ્ન પૂછ્યું હતું.[૧૦]* "હે ભગવન્! હું સનાતન એવા પરમબ્રહ્મના સ્વરૂપ (વિષયક જ્ઞાન)નું શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું, જે બ્રહ્મના સ્વરૂપને જાણીને વિવેકી જનો પુનઃ જન્મ મરણને પામતા નથી.[૧૧] જેને વિષે આ જગત્ લય પામવાથી ક્ષરને નામે કહેવાય છે, જેને અક્ષર કહે છે, જે અક્ષર સંસારમાંથી ઉદ્ધાર કરનાર છે, આનંદ સ્વરૂપ છે, સુખદુઃખથી રહિત છે તથા જે સનાતન પરબ્રહ્મ છે, તેના સ્વપરૂને હું તારી પાસેથી શ્રવણ કરવાની ઇચ્છા કરું છું; માટે તું તે જ્ઞાન મને વિસ્તારપૂર્વક કહે."[૧૨]

વસિષ્ઠે કહ્યું;-"હે પૃથ્વીપતિ! આ જગત્ કેવી રીતે નાશ પામે છે તે ક્ષર વિષે તથા જે કોઈ પણ કાળે નાશ પામતું નથી એવા અક્ષર વિષે, હું તારી પાસે વર્ણન કરું છું, તે તું શ્રવણ કર.[૧૩] દેવતાના બાર હજાર વર્ષનો એક યુગ થાય છે. એવા ચાર યુગને એક હજારગણા કરવામાં આવે છે ત્યારે એક કલ્પ થાય છે. એ કલ્પ બ્રહ્માનો એક દિવસ કહેવાય છે.[૧૪] હે રાજન્! બ્રહ્માની રાત્રી પણ તેટલી જ છે.† એ બ્રહ્માનો લય‡ થઈ ગયા પછી નિરાકાર એવા શંભુ, કે જેને વિષે સ્વાભાવિક રીતે જ અણિમા, લઘિમા, પ્રાપ્તિ, વગેરે સિદ્ધિઓનો વાસો છે, તે શંભુ જાગ્રત થાય છે ને મૂર્તિમાન્, ઘણી શક્તિવાળા અને અસંખ્ય કર્મોવાળા એવા હિરણ્યગર્ભને પ્રથમ ઉત્પન્ન કરે છે. એ શંભુને ઈશાન કહે છે. તે પવિત્ર જ્યોતિ અને અવિનાશી છે. (એવો શંભુ હિરણ્યગર્ભને ઉત્પન્ન કરે છે.) ઉત્પન્ન થનાર તે આદિ§ (સૃષ્ટિ) કહેવાય છે.[૧૫-૧૬] એ હિરણ્યગર્ભના હાથ, પગ, નેત્ર, મસ્તક, મુખ અને કાન સર્વ દિશાઓમાં છે અને તે પોતે સર્વ દિશાઓને (વિશ્વને) વ્યાપીને રહેલો છે.[૧૭] આ ભગવાન જ 'હિરણ્યગર્ભ' કહેવાય છે અને એને (સાંખ્યો) 'બુદ્ધિ' કહે છે. યોગમાં તેને 'મહાન્', 'વિરંચિ' અને 'અજ' એવા નામથી કહેવામાં આવે છે.[૧૮] સાંખ્યશાસ્ત્રમાં અનેક સ્વરૂપવાળા તેનાં અનેક નામો છે. તેનાં રૂપ વિચિત્ર છે. તે વિશ્વના આત્મારૂપ કહેવાય છે. તે એક પણ છે અને અક્ષર સ્વરૂપ પણ છે.[૧૯] તે પરમાત્મા, પંડે અર્થાત્ કોઇની પણ સહાયતા લીધા વગર, બહુરૂપવાળા એવા ત્રણ જગતને રચે છે તથા તેને આવૃત કરી રહે છે. તેનાં ઘણાં રૂપ હોવાથી તેને વિશ્વરૂપ કહે છે.[૨૦] એ મહાતેજસ્વી એવા સૂત્રાત્મા ભગવાન્ વિકારને પામીને પોતે પોતાને રચે છે; અને મહાન્ શક્તિ ધારણ કરી, પ્રથમ મહત્ અહંકારને અને તેના અભિમાની પ્રજાપતિને (વિરાટને) ઉત્પન્ન કરે છે.[૨૧]‖ પંડિતો અવ્યક્તમાંથી ઉત્પન્ન થયેલા વિશ્વરૂપને વ્યક્ત, અર્થાત્ હિરણ્યગર્ભ અને વિદ્યાસૃષ્ટિ-કહે છે; અને (હિરણ્યગર્ભથી રચાયલી) મહત્તત્ત્વ (વિરાટ)ની અને અહંકારની સૃષ્ટિને અવિદ્યાસૃષ્ટિ કહે છે.[૨૨]¶ વિધિ તેમ જ અવિધિ બેઉ એકજમાંથી ઉત્પન્ન થયા છે. શ્રુતિ તથા શાસ્ત્રના અર્થને ચિન્તન કરનારા પુરુષો આને વિદ્યા તથા અવિદ્યા કરી કહે છે.[૨૩]$

* अध्यात्मगतिनिश्चयंનો અર્થ નીલકંઠ ટીકાકાર આ પ્રમાણે કરે છેઃ-પરોક્ષ તથા અપરોક્ષ એમ ઉભય પ્રકારના જ્ઞાનના અનુભવે કરી જેનો નિશ્ચય થયો છે એવા.

† એટલે રાત્રી પણ એક કલ્પની જ છે. બ્રહ્મનો અહોરાત્ર બે કલ્પનો છે. ‡ મૂળમાં આવેલા यस्यान्ते શબ્દનો અર્થ ब्रह्माના અંતે એવો કરવો,એમ ટીકાકાર સૂચવે છે. આ લીટી મનુસ્મૃતિના અ. ૧લો, શ્લો. ૭૪ માં આવે છે, અને ત્યાં તેનો અર્થ 'બ્રહ્માની રાત્રીના અંતે' એવો કરવામાં આવ્યો છે; પણ અહિંયાં વસિષ્ઠના કહેવાનો આશય મહાપ્રલયને અનુલક્ષીને છે; વચમાં થતા લય વિષે નથી એ સ્પષ્ટ છે; માટે જ ટીકાકારે 'બ્રહ્માના અંતે' એમ અર્થ લેવાનું સૂચવ્યું છે. § જેને અત્ર આદિ કહ્યો છે તે જ બાઇબલ, કુરાન વગેરે ગ્રંથોમાં આદિમ, આદમ એ નામે ઓળખાયો હોય એમ લાગે છે. એ હિરણ્યગર્ભને જ સૂત્રાત્મા ભગવાન્ અને અક્ષર કહે છે.

‖ સચ્ચિદાનંદ બ્રહ્મ એક નિર્ગુણ નિર્વિકારી હોવા છતાં પણ તેમાંથી આ કંઇક દેખાતું એવું જગત્ વગેરે સર્જાય છે, તે શાથી? વેદાંતશાસ્ત્રના પારને પામેલા પ્રાજ્ઞ પુરુષો જે શક્તિથી આ સર્વ થવા પામ્યું, તેને "માયા" એવું નામ આપે છે. બ્રહ્મે-પરમેશ્વરે વેદ પ્રગટ કરી સર્વ વાતો કહી છે, પણ બ્રહ્મ અને તેમાંથી ઉત્પન્ન થયેલા જગત્ વિષે જે અંધારું રાખ્યું છે, તે જ ખરું જોતાં માયા છે. એ શક્તિ અનિર્વચનીય છે. વેદ પણ બ્રહ્મ પછી, એટલે તે પણ જગતનું ઉત્પન્ન થવાનું કારણ સ્પષ્ટ સમજાવી શકતું નથી. પિતા પુત્રની ઉત્પત્તિ સમજાવી શકે, પણ પુત્ર પિતાનું જન્મસ્વરૂપ યથાર્થ વર્ણવી શકે નહિ. એમ માનીએ કે વેદ અને જગત્ સાથે સાથે જ થયા છે, તોપણ જોડિયા બાળકોમાં પણ પ્રથમ ને પછીનો ભેદ છે જ, તેમ વેદ અને જગત્‌ની ઉત્પત્તિમાં પણ જગત્ પછી જ વેદ ગણાશે. આ જે અસ્પષ્ટ કારણ તે જ માયા, અને તે જ પ્રકૃતિ, એમ વિવિધ નામે માયા ઓળખાય છે.

¶ અક્ષર, હિરણ્યગર્ભ, કે વિરાટને લક્ષીને જેમાં ઈશ્વરની ઉપાસનાનો વિધિ છે, તેને અવિદ્યા કહેવામાં આવે છે; અને જેમાં ઈશ્વરની ઉપાસનાનો વિધિ નથી, પરંતુ अहं ब्रह्मास्मि, હું બ્રહ્મરૂપ છું; अयमात्मा ब्रह्म આ આત્મા બ્રહ્મનું સ્વરૂપ છે માટે કોઇની પણ ઉપાસના (પૂજા) કરવાની જરૂર નથી; માત્ર સ્વસ્વરૂપ જ જાણવા યોગ્ય છે; આને અવિધિ કહેવામાં આવે છે. વેદ તથા શાસ્ત્રતત્ત્વનું ચિંતન કરનારા પંડિતો અવિધિને વિદ્યા તથા વિધિને અવિદ્યા કહે છે. આ વિધિ તથા અવિધિ એકમાંથી જ ઉત્પન્ન થયા છે. કારણ કે આરંભમાં ઈશ્વર એક જ હતા. ત્યારે કોઈ પૂજ્યપૂજક ન હતું અને તેનો વિવર્ત થયો, એટલે તેમાંથી ઉત્તરોત્તર સૃષ્ટિ થઇને મનુષ્યો થયાં કે પૂજ્યપૂજક ભાવ પણ થયો. આમ એકમાંથી જ બંને વિધિ ઉત્પન્ન થયા છે.

$ ૨૧, ૨૨ અને ૨૩ માં શ્લોકોનો અર્થ હૃદયમાં ઉતારવો સહેલો નથી. અત્ર દર્શાવેલો સૃષ્ટિક્રમ આ પ્રમાણે છે, એમ હું

"હે રાજા! જાણ કે અહંકારથી પાંચ સૂક્ષ્મ મહાભૂતોની ઉત્પત્તિ થાય છે. તેને ત્રીજી સૃષ્ટિ જાણવી. સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારના અહંકારમાંથી ચોથો જે વિકાર થાય છે, તેને ચોથી સૃષ્ટિ જાણવી.[૨૪]*તે વિકારમાંથી (જન્મેલી) ચોથી સૃષ્ટિમાં વાયુ,તેજ, આકાશ, પાણી ને પૃથ્વી એ પાંચ મહાભૂતો અને તેના ગુણો; તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયો, થયા.[૨૫] એ દશે તત્ત્વ એક સાથે જ ઉત્પન્ન થાય છે. હે રાજેન્દ્ર! આને પાંચમી ભૌતિકસૃષ્ટિ કહે છે. એ સૃષ્ટિ અર્થવાળી ગણાય છે.[૨૬] શ્રોત્ર, ત્વચા, ચક્ષુષ્, જિહ્વા અને પાંચમી નાસિકા–આ પાંચ જ્ઞાનેંદ્રિય, તથા વાણી, બે હાથ, બે ચરણ, ગુદા અને ઉપસ્થ આ પાંચ કર્મેંદ્રિયો–એમ દશ ઇન્દ્રિયો છે.[૨૭] હે પાર્થિવ! એ પાંચે જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો મનની સાથે એ સાથે જ ઉત્પન્ન થાય છે.[૨૮] આ ચોવીસ તત્ત્વ સર્વ દેહધારીને વિષે રહેલાં છે અને તત્વદર્શી બ્રાહ્મણો એના યથાર્થ સ્વરૂપને જાણીને શોક કરતા નથી.[૨૯] હે રાજા! જાણ કે ત્રણે લોકમાં આના ( ઇંદ્રિયોના) સમુચ્ચયને, જેને દેહ કરી કહેવામાં આવે છે, તે સર્વ દેહધારીઓમાં હોય છે. દેવતા, મનુષ્યો, દાનવો,[૩૦] યક્ષો, ભૂતો, ગંધર્વો, કિન્નરો, મહાન્ ઉરગો (નાગો), ચારણો, પિશાચો,[૩૧] દેવર્ષિઓ,નિશાચરો; ડાંસ, કીટ, મચ્છરો, પુરા ને કીડા; ઉંદરો, કુતરાંઓ, શ્વપાકો, ચૈન્યસો (એક જાતના હરણો) ચંડાળો, પુલ્કસો;[૩૨] અને હાથી, ઘોડા, ગધેડા, સિંહ, વૃક્ષ, ગાય, વગેરે જે કંઈ મૂર્તિમાન્ પદાર્થ છે, તે સર્વમાં આ (ચોવીસ તત્ત્વરૂપ) સમુચ્ચય રહેલો છે, અને એ સર્વ તેનાં દૃષ્ટાંતરૂપ છે.[૩૩] દેહધારી પ્રાણીઓ પાણીમાં, સ્થળમાં અથવા તો આકાશમાં એમ ત્રણ જગ્યાએ પોતાનો વાસ કરે છે; તે વિના બીજે ઠેકાણે તેઓનો વાસ નથી, એમ અમે સાંભળીએ છીએ.[૩૪] હે તાત! જે કંઈ અક્ષરથી માંડી વ્યક્ત જ સંજ્ઞાવાળું–સાકાર છે, તે પાંચ ભૂતરૂપ પદાર્થમાત્ર છે. જે દરરોજ નાશ પામ્યા કરે છે, તેથી તેને શાસ્ત્રમાં ક્ષર એવા નામથી કહેવામાં આવે છે.[૩૫] આ (ક્ષરથી જે પર તે) અક્ષર કહેવાય છે. અવ્યક્ત ( અક્ષર)થી ઉત્પન્ન થયેલું મોહ સ્વરૂપ વ્યક્ત (ક્ષર) નામનું જગત્ નાશ પામે છે, તેથી તેને, જગત્‌ને ક્ષર (નાશવાન્) કહ્યું છે.[૩૬] જે પ્રથમ ઉત્પન્ન થયેલું છે અને જેને મહત્તત્વ કહે છે, તે નિત્ય છે, છતાં ક્ષર (નાશવંત) છે. હે મહારાજ! તેં મને જે પ્રશ્ન પૂછ્યું, તેનું મેં તને ઉત્તર આપ્યું.[૩૭]

"હવે એ ચોવીશ તત્ત્વના સમૂહાયથી પર જે છે, તે પચીસમો વિષ્ણુ છે. એ વિષ્ણુ સર્વ ગુણોથી રહિત છે. તે આ ચોવીશ તત્ત્વવડે પણ જાણવામાં આવે એવો નથી; છતાં તત્વજ્ઞાનીઓ તેને જ્ઞાનનો વિષય ગણે છે. ચોવીસ તત્ત્વો એ વિષ્ણુનો આશ્રય કરે છે; માટે પંડિતો તેને તત્ત્વના નામથી ઓળખે છે.[૩૮]† જે ક્ષર અર્થાત્ મહત્તત્વ છે, તે મૂર્તિમાન્ વ્યક્તને અર્થાત્ કાર્યરૂપ જગતને ઉત્પન્ન કરે છે; અને ચોવીસમી પ્રકૃતિ છે અને અવ્યક્ત‡ છે તે, (પોતાના વિકારવડે જે કાંઈ ઉત્પન્ન થયું છે), તે સર્વની અધિષ્ઠાત્રી છે. પણ પચીસમું તત્ત્વ જે વિષ્ણુ તે અમૂર્ત છે, તેથી તે વિશ્વના

---

સમજાવું છું. જગદુત્પત્તિ પૂર્વે એક અદ્વિતીય સચ્ચિદાનંદ બ્રહ્મ સર્વ વ્યાપી રહ્યું હતું. તે નિર્ગુણ, નિર્વિકાર, અક્ષર હતું. અનિર્વચનીય એવી તેની માયાશક્તિના યોગે અક્ષર બ્રહ્મમાંથી હિરણ્યગર્ભ ઉત્પન્ન થયા; હિરણ્યગર્ભમાંથી વિરાટ્. આ (વિરાટ્), તે (હિરણ્યગર્ભ), અથવા અન્ય ( માયાવિષ્ઠિ બ્રહ્મ જ) સામાન્ય મનુષ્યોથી પૂજાય છે, અને બ્રહ્મજ્ઞાનીઓ તેઓમાંના કોઇમાં પૂજાને યોગ્ય ગુણો આરોપતા નથી. વસિષ્ઠના કહેવાનો ભાવાર્થ એમ જણાય છે કે, અવિદ્યાનો ગુણ, તેમ જ એ અવિદ્યા–અજ્ઞાનનો નાશ કરનારા વિદ્યા ગુણ, (વિરાટ અથવા હિરણ્યગર્ભ અથવા અક્ષરને અનુલક્ષીને) ત્યાર પછી ઉત્પન્ન થયા. જ્યારે કોઈ પણ મનુષ્ય આવા પ્રકારની પૂજાની પ્રશંસા કે નિંદા કરનાર નહોતા, ત્યારે આવા બે પ્રકાર (અવિદ્યા અને વિદ્યા) ક્યાંથી નીકળ્યા? આવા પ્રશ્નનું ઉત્તર એ જ કે એ બન્ને, તેના સૂક્ષ્મ સ્વરૂપમાં જગદુત્પત્તિ સમયે પ્રથમથી જ અસ્તિત્વમાં આવ્યા, અને પછીથી જે મનુષ્યો ઉત્પન્ન થયા તેઓએ તેનું ગ્રહણ કર્યું. નીલકંઠ લખે છે કે, ઉપાસનાનો વિધિ છે તે અવિદ્યા છે અને બ્રહ્મરૂપે રહેવું તથા કોઇની ઉપાસના કરવી નહિ, તેનું નામ વિદ્યા છે. આમ કહીને તેનો આ પ્રમાણે નિષ્કર્ષ દર્શાવે છે:–જેમ એક મનુષ્ય દોરીને સર્પ માનીને બીહીતો હોય તેને કોઇક ઉપદેશ આપીને કહે કે એ સર્પ નથી, પણ એ તો દોરી છે પેલો પછી પણ તેને દોરી તરિકે પ્રત્યક્ષ જુવે કે તુરત તેનો ભય દૂર થઈ જાય છે. આનું નામ વિધિ અને વિદ્યા છે. હવે બીજા કોઈ પુરુષને અત્યંત ભય લાગવાથી વિશ્વાસુના વચનપર પણ વિશ્વાસ આવતો ન હોય–તે પુરુષને કહેવામાં આવે કે તું આ સર્પ છે તેની દોરીરૂપે ભાવના કરીશ તો તે કાળે કરીને દોરીરૂપ જ થઈ જશે. પેલો કર્મશ્રદ્ધાજડ પુરુષ પણ અવિધિ ઉપર વિશ્વાસ રાખીને સર્પમાં દોરીની ભાવના કરે છે તો ભાવનાના બળથી સર્પને દોરીરૂપે જુવે છે. એ જ અવિધિ–અવિદ્યા. ઉદાહરણમાં જેમ કોઇકને સર્પ કરડ્યો હોય ને તે ગરુડનું સ્મરણ કરે તો તેનું ઝેર ઉતરી જાય તેની પેઠે આને અવિધિ અર્થાત્ અવિદ્યા કહે છે. સંક્ષેપમાં કહેવાનું કે જ્યાં જે નહિ ત્યાં તેવી બુદ્ધિ કરવી તે અવિદ્યા, સત્ય જ્ઞાન તે વિદ્યા. જગત્ બ્રહ્મનો ક્રમ ઉલટો છે.

* અક્ષરમાંથી હિરણ્યગર્ભ પ્રથમ થયા; હિરણ્યગર્ભમાંથી મહત્ અથવા વિરાટ્ અથવા અહંકાર થયા; અહંકારમાંથી સૂક્ષ્મ તત્ત્વો ત્રીજાં થયાં.

† विशति इति विष्णुः જે તત્ત્વ આ સર્વમાં વ્યાપી રહ્યું છે તે વિષ્ણુને નામે ઓળખાય છે, એવો અર્થ વિષ્ણુ શબ્દનો અત્રે કર્યો છે. ‡ અવ્યક્તનો અર્થ અત્રે બ્રહ્મ કરવો નહિ, પણ ત્રિગુણાત્મક સામ્યાવસ્થાવાળી પ્રકૃતિ સમજવી.

અધિષ્ઠાતારૂપ થઈ શકતો નથી.[૩૯] ચોવીસમું તત્ત્વ પ્રકૃતિ, (ચિત્તના સંયોગથી) પ્રાણીઓના સર્વ શરીરોને વિષે પ્રવેશ કરીને, તેઓનાં હૃદયમાં નિવાસ કરે છે; અને તે સર્વની અધિષ્ઠાત્રી થઈને રહે છે; કારણ કે તેને વિષે ચૈતન્યની છાયા પડવાથી તે ચેતનાવાળું છે અને તેને મૂળ પ્રકૃતિ કહે છે; અને પચીસમા તત્ત્વરૂપ વિષ્ણુ ચેતનરૂપ, નિત્ય અને અમૂર્ત (નિરાકાર) છે.[૪૦] જગતની ઉત્પત્તિ અને પ્રલય કરનારી પ્રકૃતિના સંબંધથી તે વિષ્ણુ સર્વ પદાર્થરૂપે જોવામાં આવે છે. તે ગુણોથી રહિત છે, છતાં પણ સર્ગ અને પ્રલય (જન્મ મરણ) કર્મ કરનારી પ્રકૃતિના સહવાસથી સર્ગ તથા પ્રલયને કરનારા અને મૂર્તિમાન્ હોય એવા જોવામાં આવે છે; પરંતુ પંડે નિરાકાર છે.[૪૧]* આ રીતે મહાન્ આત્મા (હિરણ્યગર્ભ) પ્રકૃતિમાન્ થઈ, અર્થાત્ પ્રકૃતિથી યુક્ત થઈ, અને અબુદ્ધિમાન્ થઈ અર્થાત્ અજ્ઞાનથી આવૃત થઈ, વિકારને ધારણ કરે છે તથા અહં એવા અભિમાનવાળો હવે થાય છે.[૪૨] સત્વ, રજ તથા તમના ગુણથી યુક્ત એવો આત્મા; પ્રતિબુદ્ધિપણાથી અર્થાત્ વિસ્મરણને લીધે તથા અજ્ઞાનના સેવનવડે ભિન્ન ભિન્ન યોનિઓમાં તાદાત્મ્ય ભાવને પામે છે.[૪૩] પણ પ્રકૃતિના સહવાસને લીધે જન્મ મૃત્યુ થવાથી તે આત્મા પોતાને દેહ સંઘાતથી ભિન્ન રૂપે માનતો નથી. તે, આ હું અથવા તે હું એ પ્રમાણે કહ્યા સત્વ, રજ તથા તમના ગુણોને અનુસરે છે.[૪૪] અને તમોગુણે કરીને ક્રોધાદિક તમોગુણના ભાવોને, રજોગુણવડે પ્રવૃત્તિરૂપ રાજસ ભાવોને અને સત્વગુણદ્વારા પ્રકાશ આદિક ભાવોને–આમ જાતજાતના ભાવોને તે ધારણ કરે છે.[૪૫] વર્ણ ત્રણ છે. સત્વગુણનો શુકલવર્ણ, રજોગુણનો રક્તવર્ણ અને તમોગુણનો કૃષ્ણવર્ણ–એમ ત્રણ ગુણથી ત્રણ રૂપ ઉત્પન્ન થાય છે તથા બીજાં જે કંઈ રૂપ ઉત્પન્ન થાય છે, તે સર્વ રૂપો પ્રકૃતિનાં જ રૂપ છે.[૪૬] તમોગુણી જીવ નરકમાં પડે છે, અર્થાત્ નારકી જીવ થાય છે; રજોગુણી મનુષ્યલોકમાં મનુષ્યરૂપે અવતરે છે; અને સત્વગુણી જીવ દેવલોકમાં જઈને સુખ ભોગવે છે.[૪૭] (જીવાત્મા જો) કેવળ પાપ કર્મ કરે છે તો તે પક્ષીયોનિમાં અવતરે છે; પુણ્ય અને પાપ એમ મિશ્ર કર્મ કરવાથી મનુષ્યયોનિમાં અવતરે છે; અને એકલું પુણ્ય કર્મ કરવાથી દેવયોનિમાં અવતરે છે.[૪૮] આ પ્રમાણે પચીસમું તત્ત્વ, જે અક્ષર છે, તે સંબંધી તત્ત્વવેત્તા કહે છે કે, અવ્યક્ત પ્રકૃતિના સંયોગવડે, ક્ષરરૂપે થયું છે; અને માત્ર જ્ઞાનવડે અક્ષર પોતાના સત્ય સ્વરૂપમાં જોવામાં આવે છે."†[૪૯]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वासिष्ठ कराळ जनकनो संवाद' ए नामनो अध्याय ३०२ मो समाप्त.

## અધ્યાય ૩૦૩ મો.

### વસિષ્ઠ જનકનો સંવાદ–કર્મ અને પ્રકૃતિનું બળ.

વસિષ્ઠ બોલ્યોઃ–"હે રાજા જનક! એ પ્રમાણે જીવ, અજ્ઞાનપણાને યોગે સ્વસ્વરૂપને વિસરી જાય છે અને તેના પ્રભાવથી એક દેહમાંથી હજારો દેહોને ઉત્તરોત્તર ધારણ કરે છે.[૧] માયાના ગુણોના સંબંધથી અથવા તો ગુણોના સામર્થ્યથી કોઈવાર તે હજારો તિર્યક્યોનિમાં અવતાર ધારણ કરે છે; અને કોઈવાર કર્મબળે અને ઐશ્વર્યબળે દેવયોનિમાં અવતાર લે છે.[૨]‡ એમ જીવ મનુષ્યપણામાંથી સ્વર્ગમાં અને સ્વર્ગમાંથી (પાછો પડી) મનુષ્યપણાને પામે છે; તેમ મનુષ્યપણામાંથી ઘણા લાંબા વર્ષો સુધી નરક લોકમાં (પણ) પડે છે![૩] (આત્મા પંડે સુખ દુઃખાદિ રહિત છતાં) જેમ પોતાના મુખમાંથી લાળ કાઢીને તાંતણા બનાવનારો–રેશમ બનાવનારો કીડો, પોતાના મુખમાંથી સૂત્રના તાંતણાઓ ઉત્પન્ન કરીને તેનાથી પંડે બંધાય છે, તેમ ગુણરહિત અક્ષર પુરુષમાંથી ઉત્પન્ન થયેલો શુદ્ધાત્મા, પ્રકૃતિ–માયાના સત્વાદિક ગુણોદ્વારા બંધાય છે, (પરંતુ વસ્તુતાએ શુદ્ધાત્મા તો બંધનથી રહિત જ છે).[૪] આદિ પુરુષ (અથવા તેમાંથી ઉત્પન્ન થયેલો શુદ્ધાત્મા) પંડે સુખથી તથા દુઃખથી નિરાળો છે, છતાં મનુષ્ય (જીવાત્મા), પશુ, પક્ષી વગેરેની યોનિઓમાં ઉત્પન્ન થાય છે અને તે યોનિઓમાં, મસ્તકરોગથી, નેત્રરોગથી, દાંતના શૂળથી, ગલગ્રહ જાતના રોગથી, જળોદરથી, તૃષારોગથી, જ્વરથી, ગંડથી, વિષૂચિકા (ઝાડા)થી, શ્વેત કોઢથી, અગ્નિના દાહથી, શ્વાસથી, ઉધરસ તથા અપસ્માર અને બીજા પણ પ્રકૃતિજન્ય જે જે દુઃખો (ઉત્પન્ન) થાય છે તે સર્વે દુઃખોથી પીડાય છે, તથા બીજા પણ વિચિત્ર દુઃખો, માયાના ગુણના સંબંધથી પુરુષ (જીવાત્મા)ને પ્રાપ્ત થાય છે.[૫–૭] (એ માયાવિશિષ્ટ જીવ) કોઈવાર હજારો તિર્યક્યોનિઓમાં

---

* ભાવ બરાબર સમજવા માટે ૪૦–૪૧ શ્લોકનો વિસ્તાર કીધો છે.

† પચીસમા તત્વરૂપ આ અક્ષર પુરુષ અજ્ઞાનથી અવ્યક્ત એવી પ્રકૃતિને વશ થઈ જાય છે, એટલે તત્ત્વવેત્તા પુરુષો તેને ક્ષરના નામથી ઓળખાવે છે અને જ્ઞાનવડે તે જ નિત્ય અક્ષરરૂપે પ્રકાશે છે, અર્થાત્ અજ્ઞાનથી જીવપણાને પામે છે, પરંતુ તે જ જ્ઞાનથી મુક્ત થઇને પાછો બ્રહ્મરૂપ થાય છે, આમ કહીને જીવ તથા બ્રહ્મ એ બંનેમાં મુનિએ અભેદને સિદ્ધ કર્યો છે.

‡ પૂર્વના અધ્યાયના શ્લોક ૪૮ માં કહ્યું છે કે, સત્વગુણી ને માત્ર પુણ્ય કર્મ કરનાર દેવલોકને પામે છે, તે પ્રમાણે કોઈ જન્મમાં પુણ્ય જ કર્મ જીવાત્માથી થાય છે, તે પણ દેવલોકમાં જ જાય છે.

અવતાર લે છે; કોઈ વેળા દેવયોનિમાં અવતાર લે છે અને તે તે અવતારમાં શરીરનું, ભ્રમથી અભિમાન ધારણ કરીને, તે તે શરીરથી કરેલાં પુણ્યકર્મનો અનુભવ પણ કરે છે.[૮] અજ્ઞાનથી આવૃત થઈને (માયાવિશિષ્ટ) જીવાત્મા* કોઈ વખતે શ્વેત વસ્ત્ર ધારણ કરે છે; કોઇવેળાએ ચાર કટકા સાંધીને બનાવેલું વસ્ત્ર ધારણ કરે છે; કોઈવેળા પૃથ્વીપર જ શયન કરે છે અને કોઈવેળા દેડકાની પેઠે હાથ પગને સંકુચીને શયન કરે છે, અને કોઈ વેળાએ વીરાસન-વાળીને જ બેસે છે.[૯] તે વળી કોઈવાર ચીંથરાં પહેરે છે; કોઈવાર ખુલ્લા પ્રદેશમાં શયન કરી નિવાસ કરે છે અને કોઇવાર ઇંટના બાંધેલા ઘરમાં કે ઓટલા ઉપર, અથવા કાંટા ઉપર, કે રાખના ઢગલા ઉપર, કે પૃથ્વી ઉપર, કે સમરાંગણના સ્થાન ઉપર, કે પાણી ઉપર, કે ગારામાં, કે લાકડાની પાટ ઉપર-એમ અનેક જાતની શય્યાઓ ઉપર સુવે છે.[૧૦-૧૧] (એ માયાવિશિષ્ટ જીવાત્મા) કોઈવાર ફળની આશાથી વસ્ત્રોનો ત્યાગ કરીને મુંજની કટિમેખલા તથા કોપીન ધારણ કરે છે; અને કોઈવાર અળસીની છાલનાં, કાળિયારમૃગના ચામડાનાં, કોઇવાર શણનાં, કે ઘેટાના વાળનાં, અથવા વાઘનાં ચામડાનાંજ વસ્ત્રો પહેરે છે. તે કોઇવાર સિંહનાં ચામડાં પહેરે છે; કોઈવાર ઉંચી જાતનાં જ વસ્ત્ર પહેરે છે;[૧૨-૧૩] તેમ કોઇવાર ભોજપત્રનાં જ વસ્ત્ર પહેરે છે, તો કોઇવાર સીમળા વગેરેમાંથી ઉત્પન્ન થનારાં રુનાં વસ્ત્ર જ પહેરે છે ને કોઈવાર રેશમી વસ્ત્ર પહેરે છે; અને કોઈવાર ફાટેલાં વસ્ત્રો અથવા તો ચીંથરાં જ પહેરે છે.[૧૪] બુદ્ધિહીન† એવો દેહધારી જીવ, આ પ્રમાણે બીજાં પણ અનેક વસ્ત્રો પહેરે છે અને તેના ઉપર પોતાનું અભિમાન રાખી, ભાતભાતનાં ભોજનોને તથા રત્નોને પણ ધારણ કરે છે.[૧૫] વળી તે કોઈવાર એકાંતરા કરે છે; કોઈવાર એક સમય ભોજન કરે છે; કોઈવાર ચોથે સમયે ભોજન કરે છે (બીજે દિવસે સાંજે); કોઇવાર આઠમે સમયે (ચોથે દિવસે સાયંકાળે) ભોજન કરે છે; કોઇવાર છઠ્ઠે કાળે (ત્રીજે દિવસે સાંજે) ભોજન કરે છે. તે કોઇવાર છઠ્ઠી રાત્રીએ જ ભોજન કરે છે, તો કોઈવાર આઠમે દિવસે ભોજન કરે છે; તેમ કોઇવાર સાતમી અથવા તો દશમી રાત્રીએ અથવા કોઇવાર બારમે દિવસે ભોજન કરે છે;[૧૬-૧૭] અને કોઇવાર તો એક મહિનાના જ ઉપવાસ કરે છે.‡ એ જીવાત્મા, કોઇવાર મૂળનો, કોઇવાર ફળનો, કોઇવાર વાયુનો, કોઇવાર પાણીનો, કોઇવાર ખોળનો, કોઇવાર દહીંનો ને કોઇવાર છાણનો આહાર કરે છે.[૧૮] તે કોઈવાર ગોમૂત્રનો, કોઇવાર શાકનો, કોઇવાર ફૂલનો અને કોઇવાર સેવાળનો પણ આહાર કરે છે અને કોઇવાર માત્ર આચમન કરીને જ જીવિત ધારણ કરે છે.[૧૯] વળી તે કોઇવાર ઝાડમાંથી ખરી પડેલાં પાંદડાનો જ આહાર કરે છે; કોઈવાર ખરી પડેલાં ફળોનો જ આહાર કરે છે; તેમ જ કોઈવાર સિદ્ધિ મેળવવાની ઇચ્છાથી અનેક જાતનાં કૃચ્છ્રવ્રતો કરે છે;[૨૦] અને કોઇવાર વિધિ પ્રમાણે ચાંદ્રાયણ વ્રતો કરે છે. એમ અનેક જાતનાં ધર્મનાં ચિહ્નો ધારણ કરે છે. તે કોઇવાર ચાર આશ્રમના માર્ગોને અને કોઇવાર કુમાર્ગને પણ સેવે છે![૨૧] કોઇવાર (પાશુપત, પંચરાત્ર આદિમાં કહેલી) દીક્ષાઓ લે છે ને કોઇવાર જાતજાતના પાખંડી ધર્મોને પણ સેવે છે. કોઈવાર એકાંત પ્રદેશમાં આવેલી શિલાઓની છાયાતળે જ વિશ્રામ કરે છે ને કોઇવાર પાણીનાં ઝરણાંઓની પાસે જઇને પણ પડી રહે છે.[૨૨] તે વળી કોઇવાર નદીના એકાંત તીર ઉપર જઇને વાસ કરે છે ને કોઈવાર એકાંત વનોમાં જઇને વસે છે; તો કોઇવાર પવિત્ર દેવમંદિરોમાં તથા એકાંત સરોવર ઉપર જ વાસ કરે છે.[૨૩] અને કોઇવાર તો તે ઘરના જેવી પર્વતોની એકાંત ગુફાઓમાં પડી રહે છે; અને કોઈવાર અનેક જાતના મંત્રોનો જપ કરે છે. તે અનેક વ્રતોનું સેવન કરે છે;[૨૪] અનેક નિયમો પાળે છે; અનેક પ્રકારના તપો તપે છે; અનેક યજ્ઞોને યજે છે; અનેક વિધિઓને પાળે છે;[૨૫] અને અનેક પ્રકારના વ્યાપાર કરે છે. તે કોઈવાર બ્રાહ્મણનો વ્યવહાર કરે છે; કોઈવાર ક્ષત્રિયનાં કર્મનું સેવન કરે છે; અને કોઇવાર વૈશ્યના અને કોઈવાર શૂદ્રના ધર્મને પણ પાળે છે, (એટલે ખેતીવાડી તથા સેવા વગેરે કરે છે). તેમ એ જીવાત્મા કોઈવાર દુઃખી, આંધળા અને કૃપણ વગેરેને અનેક પ્રકારનું દાનપણ દે છે.[૨૬] એ જીવાત્મા અજ્ઞાનથી આવૃત થવાને લીધે કોઇવાર સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણોને, તેમ

* જ્યારે જીવાત્મા મનુષ્ય યોનિમાં હોય છે, ત્યારે તેનામાં સદસદ્ વિવેકબુદ્ધિ હોય છે, તેથી તે પોતાને પરમ સુખ મળે તેવા હેતુથી, નીચે દર્શાવેલી રીતિએ વર્તે છે. પણ તે વ્યર્થ છે એ માટે જ મુનિ તેના સર્વ પ્રકાર વર્ણવે છે. † 'બુદ્ધિહીન' કહેવાનું કારણ એ જ કે, મોક્ષપ્રાપ્તિમાં યોગ કે આત્મજ્ઞાન જે શ્રેષ્ઠ છે, તે માર્ગનો ત્યાગ કરી અજ્ઞાનથી આડમાર્ગે જાય છે. ઉપર વર્ણવેલા પ્રકારો માત્ર સાધન છે. તે ફળ જ માત્ર આપે છે.

‡ ૯ થી તે ૧૮ માંના પૂર્વાર્ધ શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે સમજવો:—અમુક તો કેવો સાદો છે, ફાટાતૂટા વસ્ત્ર પહેરી ફરે છે, એને કશાનું ભાન નથી એમ ફરે, ગમે ત્યાં સુવે, એમ દેહને કષ્ટ આપે કે નિઃસ્પૃહી રહે, અથવા કષ્ટકારી ઉપવાસો કરે, પણ દેહાભિમાનનો—લોકમાન તૃષ્ણાનો ત્યાગ ન હોય, નિષ્કામ કર્મ—વ્રતાદિ ન હોય, તો એ સર્વ વ્યર્થ છે.

જ ધર્મ, અર્થ તથા કામને વિષે પણ જીવાત્માને ધારણ કરે છે.[૨૭] હે રાજન્! એ પ્રમાણે પ્રકૃતિવડે આત્મા પોતે વિકારવાન્ થઈને, આ (જગતમાં દેખાતું) સર્વ પ્રકારનું વિભક્ત–દ્વૈતપણું ધારણ કરે છે, અને તે (કર્તાનો અભાવ છતાં) માને છે કે, એ સર્વનો કર્ત્તાહર્તા હું જ છું.* વળી સ્વધાકાર (પિતૃઓને આહ્વાન કરતી વેળાએ બોલાતો શબ્દ), વષટ્કાર (ઇંદ્રને આહ્વાન કરતી વેળા બોલાતો શબ્દ,) સ્વાહાકાર (અગ્નિ આદિ દેવોને આહ્વાન કરતી વેળા બોલાતો શબ્દ), નમસ્કાર (ગુરુજનને નમવું),[૨૮] યાજન (બીજાને યજ્ઞ કરાવવો), અધ્યાપન (શિષ્યોને ભણાવવા), દાન દેવું ને પ્રતિગ્રહ કરવો (દાન લેવું), યજન (પંડે યજ્ઞ કરવો), અધ્યયન (શાસ્ત્ર ભણવાં) અને એ પ્રકારનાં બીજા કર્મો કરવાં એ સર્વ પોતે કરે છે એમ (વિકારી) આત્મા માને છે.[૨૯] વળી એ (વિકારી) આત્મા માને છે કે જન્મ, મરણ, વિવાદ અને સંગ્રામમાં હું જ જોડાયલો છે! પણ વિદ્વાનો કહે છે કે, આ સર્વ શુભાશુભ કર્મના માર્ગરૂપ છે.[૩૦] ખરી રીતે તો પ્રકૃતિદેવી જ જગતની ઉત્પત્તિ તથા પ્રલય કરે છે. જેમ સૂર્ય પ્રભાતમાં પોતાનાં કિરણોને ચોતરફ વિસ્તારે છે અને સાયંકાળે પાછાં તેને સંકેલી લે છે, તેમ આદિ પુરુષ પણ સૃષ્ટિના આરંભમાં સત્વાદિક ગુણોનો વિસ્તાર કરે છે અને પ્રલય સમયે તે સર્વને પોતાને વિષે સંકેલી લે છે, પણ પંડે તો એકાકી જ રહે છે. જીવાત્મા પ્રકૃતિના સહવાસથી જ ત્રણ ગુણ રહિત છતાં, ત્રિગુણાત્મપણાનું અભિમાન કરે છે; કર્મમાર્ગમાં અનુરાગી થાય છે અને હૃદયને પ્રિય એવા રૂપ, વય, વર્ણ વગેરેને તથા સત્વાદિક ગુણોને પોતાના જ માની બેસે છે.† અને એ પ્રકૃતિ–માયાની સાથે ક્રીડા કરવા માટે, ઉત્પત્તિ તથા પ્રલય કરનારી અને ત્રણ ગુણવાળી પ્રકૃતિને પણ વિકૃત કરે છે; જેથી જીવાત્મા કર્મમાર્ગમાં પ્રીતિવાળો થઈને અમુક કર્મમાં અમુક ગુણ છે, અને તેનું ફળ અમુક છે આમ માનીને, કર્મમાં જ પ્રવૃત્તિ કર્યા કરે છે.[૩૧–૩૪]‡ ખરેખર, હે સમર્થ રાજા! પ્રકૃતિથી જ આ સર્વ જગત્ આંધળુંભીંત બની ગયું છે; પ્રકૃતિને યોગે સર્વ પદાર્થો, રજોગુણ અને તમોગુણથી વ્યાપ્ત થઈ ગયા છે;[૩૫] પ્રકૃતિના સહવાસથી જ પુરુષને નિત્ય સુખ તથા દુઃખો ભોગવવાં પડે છે. પણ પુરુષ–જીવાત્મા અજ્ઞાનપણાને લીધે માને છે કે, 'આ દુઃખો મારે માટે ઉત્પન્ન થયાં છે અને મારી પાછળ દોડ્યાં કરે છે.'[૩૬] અને તેમ માનીને, હે રાજન્! તે વિચારે છે કે, 'ગમે તેમ પણ મારે તે સર્વે દુઃખોને તરી જવાં જોઈએ.' વળી અજ્ઞાનપણાથી તે માને છે કે, 'એ દુઃખો તરી જઈશ તો સર્વે પુણ્ય કર્મો હું દેવલોકમાં જઈને ભોગવીશ!' પુનઃ તે એમ માને છે કે, 'પુણ્ય તથા પાપના શુભ અને અશુભ ફળ આ લોકમાં જ હું ભોગવીશ!'[૩૭–૩૮] પુનઃ જીવાત્મા અજ્ઞાનપણાથી ધારે છે કે, 'મારે સુખ પ્રાપ્ત કરવું જોઈએ; સર્વદા સત્કૃત્યે કરવાવડે અંત સૂધી આ જીવનમાં મને સુખ પ્રાપ્ત થશે અને તેથી થનારા મારા દરેક જન્મમાં મને સુખ જ મળશે.[૩૯] પણ જો આ જીંદગીમાં હું નઠારાં કર્મ કરીશ તો મને અનંત દુઃખની પ્રાપ્તિ જ થશે; કારણ કે મનુષ્ય જન્મ મહા દુઃખથી ભરપૂર છે ને તેને નરકમાં ડૂબવું પડે છે.[૪૦] હું નરકમાં (પડ્યો હતો ને ત્યાં)થી લાંબે કાળે પાછો મનુષ્યની જાતિમાં અવતર્યો છું. એ મનુષ્યની જાતિમાંથી દેવયોનિમાં અને દેવયોનિમાંથી પાછો મનુષ્યયોનિમાં અવતરીશ;[૪૧] અને મનુષ્યયોનિમાંથી મારે પાછું નરકમાં જ ડૂબવું પડશે!' જો કે પુરુષ–જીવાત્મા, પંડે દેહ તથા ઇંદ્રિયોના સંઘાતથી રહિત છે, છતાં તે દેહના અને ઇંદ્રિયોના ધર્મોથી ઢંકાઈ જવાને લીધે ચિદાંશ દેહી છું, અને દેહ તથા ઇંદ્રિયોના ધર્મ તેના દેહને વિષે છે,[૪૨] આવી બુદ્ધિથી દેવયોનિમાં, કે મનુષ્યયોનિમાં જન્મે છે અને (ત્યાં રહી પુણ્ય ક્ષીણ થતાં દેવ યોનિમાંથી મનુષ્ય યોનિમાં જન્મે છે, અને મનુષ્યયોનિમાં અશુભ કર્મને વશ–પ્રકૃતિના યોગથી–થઈ જવાથી (પુનઃ) નરકમાં પડે છે! મમતાથી ઘેરાઈ જવાને લીધે જીવાત્માને–જન્મ મરણનું–આવી રીતનું પરિવર્તન કર્યા કરવું પડે છે, (જે પ્રકૃતિ–માયાથી ઘેરાયલો જીવ જાણતો જ નથી).[૪૩] એમ, મરણના અંતવાળાં શરીરો

* ૧૮ માંના ઉત્તરાર્ધથી તે ૨૮ માંના પૂર્વાર્ધ સૂધીના શ્લોકોમાંથી સમજવાનું આમ કે, આત્મા જે પંડે નિર્વિકારી છે, તે દેહાભિમાનના યોગથી ઉપર વર્ણવેલા કર્મે વર્તે છે, પણ 'હું' કંઈ જ નથી એમ જ્યાં સૂધી તે સમજતો નથી, ને દેહાભિમાન તજતો નથી, સંકલ્પનો સંન્યાસ કરતો નથી, નિષ્કામ કર્મ કરતો નથી, ત્યાં સૂધી તેના જપ, તપ, દાન, વ્રત વ્યાપાર સર્વ નકામા જ છે; કેમકે આત્માને એ સર્વ સાથે કે એકેની સાથે કશો સંબંધ જ નથી. પ્રકૃતિ, જે માયા તેનો જ એ ખેલ છે. અક્ષરને પામવા માટે કર્માદિ સાધનો નથી. મુખ્ય સાધન શું છે, તે પછીના અધ્યાયમાં કહ્યું છે. અહિંયાથી, આગળ, કર્મમાર્ગે કરી તરી જવાના કેવા ઉપાયો જીવાત્મા લે છે, તે વર્ણવવામાં આવ્યું છે.

† અર્થાત્ પ્રકૃતિ જે માયા, તેનાથી ભરમાયલો આત્મા, જે મૂળે શુદ્ધ છે તે અજ્ઞાનથી અવિદ્યાથી આવૃત થવાને લીધે જ એમ માને છે કે, હું રૂપાળો છું, હું ગુણવાન્ છું, હું સર્વપ્રિય છું; ને તેમાં આનંદ લે છે. જો કે એ સર્વ પોતાના મૂળ સ્વરૂપની અજ્ઞાનતા છે. આ સ્વરૂપને ન જાણવાથી જીવાત્માને કર્તાપણાનું અભિમાન થાય છે અને બંધાય છે.

‡ ભાવાર્થ કે કર્મમાર્ગની પ્રવૃત્તિ મોક્ષનું સાધન નથી.

ધારણ કરી જીવાત્માને લાખો જન્મો ધારણ કરવા પડે છે; અને જેઓ શુભાશુભ ફળ આપનારાં આ રીતનાં કર્મો કરે છે,[૪૪] તેને ત્રણેલોકને વિશે મૂર્તિમાન્ દેહો ધારણ કરવા પડે છે તથા તેને લગતાં ફળો ભોગવવાં પડે છે. આ શુભાશુભ ફળવાળાં કર્મ કરનારી પ્રકૃતિ જ છે;[૪૫] અને ઇચ્છા પ્રમાણે ત્રણ લોકમાં ભ્રમણ કરનારી પ્રકૃતિ જ તેનાં ફળને પણ ભોગવે છે.

"તિર્યક્–વક્ર ગતિવાળાં ક્ષુદ્ર પ્રાણીઓનાં, મનુષ્યોનાં અને દેવતાઓનાં જે ત્રણ સ્થાનકો છે, તે પણ પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલાં છે.[૪૬] એ પ્રકૃતિ ગુણોથી રહિત છે. પરંતુ મહત્તત્ત્વાદિક જે તેનાં કાર્યો છે, તે ઉપરથી તેના અસ્તિત્વનું આપણે અનુમાન કરી શકીએ છીએ. પ્રકૃતિને પ્રવૃત્તિમાન કરનાર પુરુષ–જીવાત્મા ગુણરહિત છે; પરંતુ શરીરમાં રહેલાં ચૈતન્યવડે તેનાં અસ્તિત્વનું પણ અનુમાન થાય છે.[૪૭] પુરુષ તો કર્મરહિત છે, છતાં તે ( કર્મનો અભિમાની બનવાથી ) આઠ પુરીરૂપ ગર્ભ વિષે પ્રવેશ કરે છે અને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણરહિત લિંગ શરીરને ( સૂક્ષ્મશરીરને ) ધારણ કરે છે, અને પછી શરીરનાં છિદ્રો (ઇન્દ્રિયો) પોતે તેને વિષે સ્થિતિ કરે છે, અને કર્મદ્વારા તે ઇન્દ્રિયોને (જીવાત્મા) પોતાની જ માને છે.[૪૮] શ્રોત્ર (કર્ણ) આદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા વાણી વગેરે પાંચ કર્મેન્દ્રિયો, સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોની સાથે રહીને, પોતે પોતાના વિષયોને વિષે પ્રવૃત્તિ કરે છે.[૪૯] પણ દેહધારી આત્મા, જો કે પોતે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયથી રહિત છે, છતાં એમ માને છે કે હું એ સર્વ ઇન્દ્રિયોરૂપ છું ને મારે વિષે એ સર્વે ઇન્દ્રિયો રહેલી છે–[૫૦] જો કે તે ઇન્દ્રિયો રહિત જ છે. વળી તે ( જીવાત્મા) દેહરહિત છે, છતાં પોતાને દેહધારી છું એમ માને છે; સત્વાદિ ગુણ રહિત છે, છતાં પોતાને સત્વાદિ ગુણવાળો માને છે; કાળ ધર્મથી રહિત છે, છતાં કાળ ધર્મવાળો માને છે; મૃત્યુ રહિત છે, છતાં પોતાને મરણ ધર્મવાળો છું એમ માને છે;[૫૧] તે બુદ્ધિથી ભિન્ન છે, છતાં પોતે બુદ્ધિમાન્ હોય એમ માને છે; તે ચોવીશ તત્ત્વથી બહાર છતાં, ચોવીશ તત્ત્વ માંહે છું એમ માને છે.[૫૧] તે ગતિ રહિત છે, છતાં પોતાને ગતિમાન માને છે; તે કોઇને પણ હણનારો નથી, છતાં પોતાને હણનારો માને છે; તે ક્ષેત્રથી ભિન્ન છે, છતાં પોતાને ક્ષેત્રરૂપ માને છે; તે ઉત્પત્તિથી રહિત (અમર) છે, છતાં પોતાને ઉત્પત્તિવાળો (ચર) માને છે;[૫૨] તે તપથી રહિત છે, છતાં પોતાને તપસ્વી માને છે; તે ગતિ રહિત છે, છતાં પોતાને ગતિમાન માને છે; તે જન્મ (મરણથી) રહિત છે, છતાં પોતાને જન્મ(મરણ)વાળો માને છે; તે નિર્ભય છે, છતાં પોતાને સભય માને છે;[૫૩] તે અક્ષર (અવિનાશી) છે, છતાં પોતાને ક્ષર (વિનાશી) માને છે. અજ્ઞાનબુદ્ધિ થવાથી, (અભિમાનથી ઘેરાયલો આત્મા–પુરુષ–) જીવાત્મા, આ સર્વ પોતાને વિષે માની બેસે છે (જે તેની મૂઢતા છે)."[૫૪]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वसिष्ठ कराळजनक संवाद' ए नामनो अध्याय ३०३ मो समाप्त.

## અધ્યાય ૩૦૪ મો.

### વસિષ્ઠજનક સંવાદ–જીવની સોળ કળા.

વસિષ્ઠે કહ્યું;–"હે રાજન્! આ પ્રમાણે પ્રકૃતિના સંબંધથી થયેલી પોતાની અજ્ઞાનતાને લીધે તથા અજ્ઞાની પુરુષોનાં સેવનથી, જીવ નાશવંત એવાં હજારો અને કરોડો શરીરોને ધારણ કરે છે.[૧] એમ ચૈતન્યકળાની સાથે અજ્ઞાન જોડાવાથી જીવ દેવતા, મનુષ્યો અને અંતરિક્ષમાં ઉડનારાં પ્રાણીઓની નાશ પામનારી હજારો યોનિઓમાં જન્મે છે.[૨] જેમ ચંદ્રમાની હજારોવાર વૃદ્ધિ અને હજારોવાર ક્ષય થાય છે, એમ જ અજ્ઞાની જીવ પણ અજ્ઞાનને લીધે હજારોવાર જન્મે છે ને હજારોવાર મરણ પામે છે.[૩] ચંદ્રમાની બધી મળીને સોળ કળાઓ છે. સોળમી કળા (જે અદૃશ્યરૂપે રહે છે અને જે સૂક્ષ્મદૃષ્ટિવાળાને એકમને દિવસે દેખાય છે તે) નિત્યની ને અવિનાશી કળા છે. ચન્દ્રની કળા પેઠે જીવને પણ સોળ કળા છે. એમાંની પંદર કળા (ચૈતન્યાભાસયુક્ત પ્રકૃતિ, પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય અને ચાર અંતઃકરણ) પ્રત્યક્ષે થાય છે અને નાશે પામે છે, એટલે (એ પંદર કળા) વધઘટ પામનારી છે; પણ સોળમી કળા જે ચિદાત્મારૂપ શુદ્ધ કળા છે, તે અતિ સૂક્ષ્મ છે અને તે અવિનાશી કળા છે એમ જાણજે.[૪] અજ્ઞાની જીવ ઉપર કહેલી પંદર કળામાં પુનઃ પુનઃ નિત્ય જન્મ ધર્યા કરે છે અને તેનું કારણ એ જ કે, મૂળ તત્ત્વો, ચિદાત્મારૂપ સોળમી કળાની સાથે જોડાય છે અને તેને લીધે જીવ પુનઃ પુનઃ જન્મ ધારણ કરે છે.[૫] એ સોળમી કળા શુદ્ધ ચૈતન્યરૂપ છે. તે 'સોમ'ને નામે વિખ્યાત છે. તારે જાણવું કે, એ કળા સનાતન ને અવિકારી છે. ઇન્દ્રિયો તે કળાનું પાલન કરતી નથી, પરંતુ તે કળા ઇન્દ્રિયોને સ્ફુર્તિપ્રદાન કરીને તેઓનું રક્ષણ કરે છે.[૬] હે ઉત્તમ રાજા! આ સોળ કળા (તત્ત્વ) પ્રાણીઓને જન્મ આપવાના કારણરૂપ છે, તેથી પ્રાણીઓ તેની સહાયતા વગર કોઈ પણ રીતે જન્મ ગ્રહણ કરી શકતા નથી. એ સોળ કળાને જ પ્રકૃતિ કહે છે.

જીવનો પ્રકૃતિ સાથે જોડાવાના સંભવનો જે નાશ, તેને પંડિતો 'મુક્તિ' કહે છે.[૭] જે આત્મા-પુરુષ એ સોળ કળા ઉપર, અર્થાત્ અવ્યક્ત નામધારી પ્રાકૃત દેહના ઉપર, મમતા કરે છે, તેને વિમળ, વિશુદ્ધ ને ચૈતન્યરૂપ પચીસમા મહાન્ આત્માનું જ્ઞાન થતું નથી, અને તે સંબંધી અજ્ઞાનને લીધે જીવ, દેહને વિષે વારંવાર જન્મ ધર્યા કરે છે, પરંતુ તેમાંથી છૂટી શકતો નથી. આત્મા તો સંગરહિત અને શુદ્ધ છે. એ ન જાણવાથી, અને શુદ્ધ તત્ત્વનો અશુદ્ધ તત્ત્વની સાથે સંગ થવાથી અને તેનો આશ્રય કરવાથી, શુદ્ધ જીવાત્મા અશુદ્ધ બને છે.[૮-૯] હે રાજા! જીવાત્મા સંગરહિત ને શુદ્ધ સ્વરૂપ જ છે, છતાં આ દેહ મારો છે, હું દેહરૂપ છું, આ રીતે મનમાં અસત્નો આગ્રહ કરવાથી અશુદ્ધ થાય છે અને (મૂળથી જ) જ્ઞાની હોવા છતાં પણ, અજ્ઞાનનું સેવન કરવાથી, અજ્ઞાની થાય છે;[૧૦] તેમ જ હે ઉત્તમ રાજા! જીવાત્માને કોઇપણ રીતના ભ્રમથી રહિત જાણવો. તે ત્રિગુણવાળી પ્રકૃતિના સંબંધથી, ત્રણ ગુણવાળો થાય છે."[૧૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वान्तर्गत मोक्षधर्मपर्वमां 'वसिष्ठ कराळजनक संवाद' नामनो ए अध्याय ३०४ मो समाप्त.

## અધ્યાય ૩૦૫ મો.

### વસિષ્ઠ જનક સંવાદ-પુરુષ અને પ્રકૃતિ.

જનક કહે છે;-"હે પવિત્ર મુનિ! જગતમાં એમ કહેવાય છે કે, સ્ત્રીનો અને પુરુષનો સંબંધ યોગ્ય છે; તેમ શાસ્ત્રમાં કહ્યું છે કે, અક્ષરનો અને ક્ષરનો (એટલે પુરુષનો અને પ્રકૃતિનો) સંબંધ યોગ્ય છે.[૧] જેમ સ્ત્રી, પુરુષ વગર ગર્ભ ધારણ કરી શકતી નથી, તેમ પુરુષ પણ સ્ત્રી વગર રૂપ (આકાર) ઉપજાવી શકતો નથી.[૨] સર્વ જાતિની યોનિઓમાં પરસ્પર સંબંધ થવાથી તથા એક બીજાના ગુણોનો આશ્રય કરવાથી જ રૂપ ઉત્પન્ન થાય છે.[૩] સ્ત્રી તથા પુરુષ પ્રથમ સુરત સમાગમની ઈચ્છાથી પરસ્પર સંબંધ કરે છે; અને ઉભયે-સ્ત્રી તથા પુરુષ-એક બીજાના ગુણનો આશ્રય કરવાથી ઋતુકાળમાં ગર્ભનું રૂપ ઉત્પન્ન થાય છે. એ વિશે હું તને ઉદાહરણ આપીને સ્પષ્ટપણાથી કહું છું.[૪] હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ વસિષ્ઠ! માતા અને પિતા ઋતુકાળમાં સહવાસ કરે છે, તેનું શું ફળ મળે છે તે તું સાંભળ. જે ગર્ભ બંધાય છે, તેમાં હાડકાં, સ્નાયુઓ અને મજ્જા પિતા તરફના ગુણ છે, એમ અમે જાણીએ છીએ;[૫] અને ત્વચા (ચામડી), માંસ અને લોહી એ માતા તરફના ગુણ છે, આમ આપણે સાંભળીએ છીએ. વળી એ વાતનું વેદમાં અને શાસ્ત્રમાંથી પ્રમાણ મળે છે.[૬] અને જે વાત વેદમાં કહી હોય તથા જે વાત શાસ્ત્રમાં કહી હોય, તે પ્રમાણભૂત ગણાય છે; અને જે વેદમાં તથા શાસ્ત્રમાં (વેદથી વિરુદ્ધ ન હોય તેવી) વાત કહી હોય, તે સનાતન કહેવાય છે.[૭] જો પુરુષ અને પ્રકૃતિ નિત્ય એક બીજાના ગુણનો રોધ કરીને તથા એક બીજાના ગુણનો આશ્રય કરીને પરસ્પર જોડાઈ રહે (અર્થાત્ પુરુષ પ્રકૃતિના જડપણાને રૂંધી દે અને તેના દુઃખનો આશ્રય કરે તથા પ્રકૃતિ પુરુષના આનંદાદિક ગુણને રૂંધી દે અને ચૈતન્યાદિક ગુણનો આશ્રય કરે),[૮] તો કોઈ પણ રીતે મોક્ષ ધર્મ સિદ્ધ થતો નથી, એમ મને દેખાય છે. છતાં, હે ભગવન્! મોક્ષને માટે કોઈ ઉદાહરણ હોય તો મને યથાર્થ રીતે કહે; કારણ કે તું સર્વ તત્ત્વને પ્રત્યક્ષ જોનારો છે;[૯] અને અમને મોક્ષની કામના છે. જે મોક્ષ દુઃખાદિકથી રહિત છે, દેહ રહિત છે, જરાથી રહિત છે, ઇન્દ્રિયોથી અગોચર છે તથા ઈશ્વર કરતાં પણ શ્રેષ્ઠ એવું તત્ત્વ છે, તેને પામવાની અમે ઇચ્છા રાખીએ છીએ."[૧૦]*

વસિષ્ઠે કહ્યું;-"હે રાજા! તેં વેદ તથા શાસ્ત્રના પ્રમાણોને સ્વીકારીને આ વાત પૂછી છે; કારણ કે તું શાસ્ત્રના પ્રમાણને સ્વીકારનારો છે અને તે પ્રમાણે વર્તનારો પણ છે.[૧૧] તેં વેદનો અને શાસ્ત્રના ગ્રંથોનો અભ્યાસ કર્યો છે ખરો, પરંતુ હે રાજા! તું ગ્રંથના મૂળ તત્ત્વને-રહસ્યને યથાર્થ રીતે જાણતો નથી, માત્ર તેના શબ્દોને જ પકડીને બોલે છે.[૧૨] પણ જે પુરુષે વેદનો તથા શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય અને રાતદિવસ તેના અભ્યાસમાં પરાયણ રહેતો હોય, છતાં તે ગ્રંથના તત્ત્વને યથાર્થ રીતે જાણતો ન હોય, માત્ર તેના શબ્દોને વળગી રહીને બોલતો હોય, તો તેનો તે અભ્યાસ નિરર્થક છે.[૧૩] જે મનુષ્ય શાસ્ત્ર ભણ્યો હોય, પરંતુ તેના અર્થને-મર્મને-રહસ્યને જાણે નહિ, તો તે

* જનકના કહેવાનો ભાવ એવો છે કે, પુરુષ ને પ્રકૃતિ એક બીજાના ગુણોથી એવાં તો ગૂંથાઈ ગયેલાં છે કે તે છૂટાં પડી શકે તેમ નથી, તેમ સ્વતંત્ર રહીને કંઇ કાર્ય પણ કરી શકે તેમ નથી. જેમ સ્ત્રી, પુરુષ વગર નકામી છે, તેમ પુરુષ, સ્ત્રી વગર નકામો છે; કોઈ એકલું ફળ ઉત્પન્ન કરી શકતું નથી. તેમ જ પુરુષ અને પ્રકૃતિ એક બીજા સાથે ગુંથાયલા છે; અને તેનાથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે; પુરુષ વગર પ્રકૃતિ આંધળી છે ને પ્રકૃતિ વગર પુરુષ પાંગળો છે. ચિત્ અને અચિત્-ચૈતન્ય ને જડ-પુરુષ ને પ્રકૃતિ-એક બીજા સાથે એવા દૃઢ ગુંથાયલા છે કે તે છોડવ્યા છૂટે તેવા નથી, માટે પુરુષ પ્રકૃતિમાંથી છૂટી શકે છે કે કેમ, તેનું પ્રત્યક્ષ ઉદાહરણ હોય તો તે જાણવાની જનકને ઇચ્છા છે; કેમકે જનક મોક્ષેચ્છુ છે. એ મોક્ષ સુખ કેવું છે કે જે દુઃખ વિનાનું, દેહ વિનાનું, જન્મ, જરા ને મરણ વિનાનું, ઇન્દ્રિય વિનાનું, નિત્યનું અને જેના ઉપર કોઇનો અંકુશ ન હોય તેવા સ્થાનરૂપ છે.

મનુષ્ય ગ્રંથના ભારનેજ વહેનારો છે. પરંતુ જે મનુષ્ય, ગ્રંથના શબ્દના રહસ્યને જાણે છે, તેજ મનુષ્યનો તે શાસ્ત્રગ્રંથનો અભ્યાસ સફળ ગણાય છે.[૧૪] ગ્રંથના તત્ત્વને જાણનારા મનુષ્યને કોઈ જિજ્ઞાસુ મનુષ્ય, ગ્રંથના અર્થ વિશે પ્રશ્ન કરે તો શાસ્ત્રવેત્તા મનુષ્યે, પ્રશ્ન કરનારો ગ્રંથના તત્ત્વને જે પ્રમાણે સમજી શકે, તે પ્રમાણે તેને ઉપદેશ કરવો જોઇએ.[૧૫] વિદ્વાનની સભામાં ગ્રંથના અર્થને જે સમજાવી શકતો નથી એવો સ્થૂલ બુદ્ધિવાળો પુરુષ પોતાની મંદ બુદ્ધિ હોવાને લીધે ગ્રંથનો-શાસ્ત્રનો નિર્ણય કરી કેવી રીતે સમજાવી શકશે?[૧૬]* મૂર્ખ મનુષ્ય ગ્રંથનું યથાર્થ રીતે સત્ય રહસ્ય સમજાવી શકતો નથી, કારણ કે તેને ગ્રંથના તત્ત્વની ખબર હોતી નથી. તેવો પુરુષ આત્મજ્ઞાની હોવા છતાં પણ (અભ્યાસ અને ગુરુમુખના શ્રવણ વગર કંઈ સમજાવે છે તો તે પંડિત) લોકોમાં ઉપહાસને જ પાત્ર થઈ પડે છે.[૧૭]

"હે રાજેન્દ્ર! હવે હું તને મોક્ષ સંબંધી કહું છું, કે જે તત્ત્વને, સાંખ્ય જાણનારા તથા યોગ જાણનારા આત્મજ્ઞાની મહાત્મા પુરુષોએ પોતાના શિષ્યોને પૂર્વકાળમાં કેમ સમજાવ્યું હતું, તે યથાર્થ કહું છું તે તું સાંભળ.[૧૮] યોગીઓ (જીવાત્મા અને માયા-પુરુષ અને પ્રકૃતિના) જે તત્ત્વને જુવે છે, તેને સાંખ્યવેત્તાઓ પણ જાણે છે. જે મનુષ્ય સાંખ્યને અને યોગને એક જ જાણે છે, તેજ મનુષ્યને બુદ્ધિમાન્ જાણવો.[૧૯] હે તાત! (પ્રાણીનો આકાર ઉત્પન્ન થવામાં) ત્વચા, માંસ, રુધિર, મેદ, પિત્ત, મજ્જા, સ્નાયુ તથા જ્ઞાનેંદ્રિયો અને કર્મેન્દ્રિયોનો સમુદાય, આ સર્વ, કે જેને વિશે પૂર્વે તેં મને કહ્યું છે, તે સર્વનું અસ્તિત્વ છે.[૨૦] આ વાત સુપ્રસિદ્ધ છે કે, દ્રવ્યમાંથી દ્રવ્ય, ઈન્દ્રિયમાંથી ઈન્દ્રિય, દેહમાંથી દેહ, તેમ જ બીજમાંથી બીજ ઉત્પન્ન થાય છે.[૨૧] જ્યારે પુરુષ ઇન્દ્રિય રહિત, બીજશક્તિથી રહિત, દ્રવ્ય રહિત તથા દેહરહિત થાય છે ત્યારે તે નિર્ગુણ ગણાય છે. એવા નિર્ગુણ મહાન્ આત્માને ગુણો કેવી રીતે હોઈ શકે?[૨૨] (એમ હોવાથી તને પ્રશ્ન થશે કે, આ જગતની ઉત્પત્તિ કેવી રીતે થાય છે? તેના ઉત્તરમાં કહેવાનું કે,) આકાશાદિ સર્વે ગુણો, સત્વાદિ ગુણમાંથી ઉત્પન્ન થાય છે અને તેઓનો છેવટે લય પણ એ સત્વાદિ ગુણોમાં જ થાય છે. આ રીતે સત્વાદિ ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે અને તેનો લય પણ પ્રકૃતિમાં જ થાય છે.[૨૩] ત્વચા, માંસ, લોહી, મેદ, પિત્ત, મજ્જા, હાડકાં ને સ્નાયુ-આ આઠ પદાર્થ વીર્યમાંથી ઉત્પન્ન થાય છે, માટે તેને પ્રાકૃતિક (પ્રકૃતિમાંથી ઉત્પન્ન થનારા) કહેવામાં આવે છે; (અને હે રાજા! કોઇક સમયે એકલા પુરુષના વીર્યમાંથી જ તે ઉત્પન્ન થાય છે) એમ તું જાણ.[૨૪] જીવાત્મા તથા આ વિશ્વ, એ બન્ને સત્વ, રજ તથા તમયુક્ત પ્રકૃતિમાંથી બને છે. પરંતુ જે પરમાત્મા છે, એ આ જીવાત્મા તથા વિશ્વથી ભિન્ન છે.[૨૫]† જેમ ઋતુઓ આકાર વિનાની છે, પરંતુ પુષ્પો અને ફળો ઉપરથી વસંત, ગ્રીષ્મ વગેરે ઋતુના રૂપનું જ્ઞાન થાય છે; તે જ પ્રમાણે પ્રકૃતિ પણ આકારરહિત છે, છતાં પુરુષને પ્રાપ્ત થાય છે, ને તેમાંથી તે પોતાના સંતાનરૂપ મહત્તત્ત્વાદિક કાર્ય (આકાર) જે ઉત્પન્ન કરે છે, તે ઉપરથી જાણવામાં આવે છે.[૨૬] એ જ પ્રમાણે દેહમાં રહેલો લિંગ રહિત પુરુષ-ચિદાત્મા-જે સત્વાદિ ગુણોથી રહિત અને નિર્મળ છે તે પણ, માત્ર અનુમાનદ્વારા અનુભવમાં આવે છે.[૨૭]‡ હે તાત! ઉત્પત્તિ તથા વિનાશથી રહિત, અનંત, સર્વદર્શી અને સર્વ દોષથી રહિત પચીસમા તત્ત્વરૂપ કાર્યમાં આત્મારૂપે રહેલો, એવો જે પુરુષ-જીવાત્મા છે,તે કેવળ દેહાદિકના સત્વાદિ ગુણના અધ્યાસથી સત્વાદિ ગુણસ્વરૂપ કહેવાય છે.[૨૮] જેઓ સત્વાદિ ગુણના સ્વરૂપને જાણે છે તેઓ જાણે છે કે, સંયોગાદિક સર્વ ગુણો જીવાત્મામાં જ રહેલા છે; પરંતુ નિર્ગુણ એવા આત્માને વિષે (સત્વાદિ) ગુણો રહેલા નથી.[૨૯] જ્યારે જીવાત્મા, પ્રકૃતિમાંથી જન્મેલા કામાદિક ગુણ, જેનો પ્રમાદથી પોતામાં આવિર્ભાવ થયો હોય છે તેનો પરાજય કરે છે, ત્યારે તે દેહાદિકને વિષે થયેલા આત્મભાવનો ત્યાગ કરીને, પરમ પુરુષના સ્વરૂપને પ્રત્યક્ષ રીતે જુવે છે.[૩૦] જે ઋષિઓ સાંખ્યશાસ્ત્ર તથા યોગશાસ્ત્ર જાણનારા છે તેઓ અને સાંખ્ય અને યોગ

* ભાવાર્થ કે પંડિતો, જેઓ સહજમાં સમજી જનારા છે તેઓને જે સમજાવી શકતો નથી, તે પોતે જાતે શું સમજે, કે બીજા ન સમજનારાને શું સમજાવી શકે? સમજે તે જ સમજાવી શકે.

† પુરુષ, જીવ અને પુમાન્ કહેતાં આકાશ આદિ પાંચ ભૂત અને પ્રમાણ, પ્રમેય તથા પ્રમાતા (અથવા સત્વ, રજ ને તમ-આ ત્રણ લિંગ પ્રાકૃત એટલે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં કહેવાય છે. વિશુદ્ધ અને ચૈતન્ય સ્વરૂપ લિંગ, પ્રાકૃત એવો પુરુષરૂપ પણ કહેવાતો નથી, તેમ પ્રાકૃત એવા આકાશાદિક રૂપ પણ કહેવાતો નથી, પણ તે સર્વથી ન્યારો જ છે.

‡ ભાવાર્થ-જેમ દૃશ્ય પદાર્થને પ્રકાશ કરવાથી દૃષ્ટિનો અધિષ્ઠાતા દેવ સૂર્ય છે એમ અનુમાન થાય છે, તેમ જડ પદાર્થનો પ્રકાશ કરનાર ચિદાત્માનું પણ અનુમાન થાય છે; જેમ પ્રત્યેક દૃશ્ય પદાર્થ સાથે સૂર્યનો સંબંધ છે, તેમ પ્રત્યેક જડ પદાર્થ સાથે ચેતનનો સંબંધ છે, અને તેમ જ પ્રકૃતિનો પુરુષ સાથે સંબંધ છે; અને જેમ દૃશ્ય પદાર્થના વિકારથી, વિકારવાળો સૂર્ય થતો નથી, તેમ પ્રકૃતિ અથવા જડ પદાર્થના વિકારથી પુરુષ-આત્મા-ચેતન-વિકારવાળો થતો નથી. પ્રકૃતિના હર્ષાદિ ભાવો સાથે આત્માને કંઈ પણ સંબંધ નથી.

જાણનાર વિના બીજા સર્વે (તાંત્રિકો) કહે છે કે, જે પર-માત્મા બુદ્ધિથી પર છે, જે તત્ત્વજ્ઞાતા રૂપે મનાય છે, જે પ્રકૃતિથી યુક્ત મહદહંકારનો ત્યાગ કરવા પછી મહાપ્રાજ્ઞરૂપે (પ્રકાશતું) કહેવાય છે,[૩૧] જે સત્વાદિ ગુણથી અન્ય રૂપ છે, અજ્ઞાતરૂપ છે, અવ્યક્ત છે, સર્વ વસ્તુના નિયામકરૂપ છે, સર્વ ગુણોથી પર છે, જે પરમ-અંતર્યામીરૂપ છે, સર્વ વસ્તુના અધિષ્ઠાતારૂપ છે, જે અવિનાશી અને નિર્વિકારી છે, જે પ્રકૃતિ અને પ્રકૃતિમાંથી જન્મેલા ગુણોપર સત્તા ચલાવે છે, તે પ્રકૃતિ અને મહત્તત્ત્વની અપેક્ષાએ ચોવીશ તત્ત્વ ઉપર પચીસમા તત્ત્વરૂપ છે.[૩૨-૩૩] બાલ્યા-દિક અવસ્થાથી તથા જન્મમરણથી ડરનારા જ્ઞાની પુરુષો, જે સમયે એ પ્રમાતા પુરુષના સ્વરૂપને યથાર્થ રીતે જાણે છે કે, તે જ સમયે તેને-પ્રમાતાના-બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન થાય છે.[૩૪] હે શત્રુને દમન કરનારા રાજા! જ્ઞાની પુરુષો જીવાત્મા તથા પરમાત્માના અભેદજ્ઞાનને શાસ્ત્રસંમત માને છે, અને સત્ય માને છે; તથા અજ્ઞાનીઓ જીવાત્મા તથા પરમાત્માના અભેદ-અદ્વૈતને, શાસ્ત્રવિરુદ્ધ તથા મિથ્યા માને છે. આમ જ્ઞાની ને અજ્ઞાનીની સમજણમાં ભેદ છે.[૩૫] આ રીતે ક્ષરનું તથા અક્ષરનું પરસ્પર સ્વરૂપ કેવું છે, તે તને કહ્યું. જે એક જ છે, તેને અવિનાશી ને અક્ષર કહેવામાં આવે છે; અને અનેક સ્વરૂપ ધારણ કરનારા વિનાશીને ક્ષર કહેવામાં આવે છે.[૩૬] જ્યારે પુરુષ, રજ્જુ અને સર્પની પેઠે, ભ્રમાત્મક પચીસ તત્ત્વનું અન્વેષણ કરવાને આરંભ કરે છે, ત્યારે તેને છવીસમાં તત્ત્વનું જ્ઞાન થાય છે. આત્માના એકપણા-અભેદત્વ વિષેનું જે જ્ઞાન છે, તે શાસ્ત્રાનુસાર છે, પણ તેનું અનેક રૂપે જે જ્ઞાન થાય છે, તે શાસ્ત્રથી વિરુદ્ધ છે.[૩૭] ઉત્પત્તિવાળાં તત્ત્વો તથા ઉત્પત્તિ રહિત પરમ પુરુષને વિષે જ જૂદી જૂદી અનેક તત્ત્વોની સૃષ્ટિ સમાયલી છે. જ્ઞાની પુરુષો આ પચીસ સર્ગને તત્ત્વ કહે છે.[૩૮] એ પચીસ તત્ત્વથી પર એવા છવીસમા તત્ત્વને નિસ્તત્ત્વ (અજન્મા) કહે છે.* એ પચીસ તત્ત્વો પાંચ પાંચના વિભાગમાં વહેંચાયલાં છે અને તે સનાતન તત્ત્વ છે."[૩૯]†

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वसिष्ठ जनकनो संवाद' ए नामनो अध्याय ३०५ मो समाप्त.

---

## અધ્યાય ૩૦૬ મો.

### વસિષ્ઠ જનકનો સંવાદ-ક્ષર અક્ષરનું સ્વરૂપ.

જનકે કહ્યું;-"હે ઉત્તમ ઋષિ! તેં મને ક્ષરનો નાના પ્રકારનો ભેદ તથા અક્ષરના એકત્ત્વનો ભેદ કહ્યો. પરંતુ એ બંનેનાં સ્વરૂપ વિષે મારા મનમાં હજી સંદેહ છે; કેમકે હું ક્ષર તથા અક્ષરનાં સ્વરૂપને યથાર્થ રીતે સમજ્યો નથી.[૧] હે નિર્દોષ ઋષિ! અજ્ઞાની મનુષ્ય આત્માને અનેકત્વરૂપે જુએ છે; સુજ્ઞ અને જ્ઞાનવાન્ પુરુષ આત્માને એક અને પરમરૂપે જુએ છે. હું સ્થૂલ બુદ્ધિનો છું તેથી સમજી શકતો નથી કે તું કહે છે તેમ એ સર્વ શી રીતે બને?[૨] હે નિર્દોષ! તેં મને અક્ષરના એકત્વનું તથા ક્ષરના અનેકત્વનું કારણ કહ્યું, તોપણ મારી બુદ્ધિ અસ્થિર હોવાથી મારું જ્ઞાન નાશ પામ્યું છે;[૩] અને હું એ કહેવાનું તત્ત્વ-રહસ્ય-મર્મ સમજી શકયો નથી. તે માટે, તેં મને પ્રથમ કહેલા નાના-ત્વરૂપ, એકત્વરૂપ, બુદ્ધસ્વરૂપ, અપ્રતિબુદ્ધ પ્રધા-નાદિ, બુદ્ધયમાન જીવરૂપ,[૪] વિદ્યારૂપ અર્થાત્ જ્ઞાનરૂપ, અવિદ્યારૂપ, અક્ષર-નિત્યરૂપ, ક્ષર-અનિત્યરૂપ, સાંખ્ય-રૂપ, યોગરૂપ, સમગ્રરૂપ, પૃથક્રૂપ તથા અપૃથક્રૂપ-એ વિવિધરૂપે પરમાત્મા કેમ છે, તે હું શ્રવણ કર-વાની ઇચ્છા રાખું છું."[૫]‡

---

* એ નિસ્તત્વ શું? દૃશ્યમાન સૃષ્ટિની વર્ગે વર્ગ પ્રત્યે ને વિષય વિષય પ્રત્યે, જે ઉપલબ્ધિ તે.

† જેમ કે પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ ભૂત, પાંચ શબ્દાદિક વિષયો અને મન, બુદ્ધિ, અહંકાર, પ્રકૃતિ અને ચિદાભાસ આ પાંચ પાંચ વર્ગનો અભ્યાસ કરવાથી જે જ્ઞાન થાય છે એ તત્ત્વજ્ઞાન; અને એ તત્ત્વજ્ઞાનથી જાણવામાં આવનારું અને તેનાથી પણ જે પર છે, તે સનાતન તત્ત્વ. સનાતન એટલે ત્રણ કાળમાં રહેનારું પરમાત્મારૂપ તત્ત્વ. એ જ બ્રહ્મ, એ જ પરમ બ્રહ્મ, એ જ પરમ પુરુષોત્તમ, એ જ અદ્વિતીય એક બ્રહ્મ.

‡ વસિષ્ઠે કહ્યું કે એકત્વ એટલે એક જ રૂપ, એ પરમ પુરુ-ષોત્તમ પરમાત્મા અક્ષરનું સ્વરૂપ છે; અને અનેકત્વરૂપ એટલે બહુરૂપ થવું-હોવું એ ક્ષરનું સ્વરૂપ છે; અને આત્મા તો એક જ છે. એ ઉપર જનક શંકા કરે છે કે, જો આત્માનું એક જ રૂપ કહેશો તો બંધ મોક્ષમાં બાધ નડશે; અને આત્માનું અનેકત્વ કહેશો તો આત્માના નાશનો પ્રસંગ આવશે. વળી છવીશમો જે પરમ પુરુષ તેનો ચોવીશ તત્ત્વવાળો પચીસમો જીવ નિશ્ચય કરી શકે છે; પણ સ્થૂલ મતિમાન્ જીવ, જડ અને ચેતનમાંથી, આત્મબુદ્ધિના તત્ત્વને જાણી શકતો નથી; અને સામાન્ય પ્રાણીને તો અનુભવ જ હોતો નથી, માટે કોઈ એવી રીતે એ વિષય સમજાવો કે જેથી સમજણ પડે. એકત્વ અને અનેકત્વ કેમ છે, એ અસ્થિર બુદ્ધિવાળાના મનમાં સમજાય તેવું નથી, કેમકે સ્વગત, સ્વજાતીયાદિ ત્રિવિધ ભેદ, જેનું બીજું રૂપ શૂન્યત્વ છે, તેને એકત્વ કહેશો તો તે હેતુવડે સિદ્ધ થશે નહિ, કેમકે તેમાં કોઈ ઉદાહરણ નથી; અને એક વ્યક્તિને એકત્વ કહેશો તો આકાશ એક જ વ્યક્તિ છે, તેથી તેનામાં પણ આત્માના જેવું જ એકત્વ માનવું પડશે, જે સાંખ્યશાસ્ત્ર પ્રમાણે ખોટું છે; અને જો અનેક વ્યક્તિના સંઘને એકત્વ માનીશું તો પ્રધાન પરમાણુ આદિમાં પણ તે છે; અને જો ભિન્નત્વને ક્ષર માનીએ તો સાંખ્યાનુસાર આત્મા પણ ક્ષર ઠરશે. માટે એકત્વ ને અનેકત્વના ભેદાભેદ, જ્ઞાતસ્વરૂપ આત્મા કેવો છે તે, જડરૂપ પ્રધાનાદિ ને બુદ્ધયમાન જીવનું સ્વરૂપ યથાર્થ કેવું છે તે સમજાવો.

વસિષ્ઠે કહ્યું;–"હે મહારાજ! તું મને જે પ્રશ્ન પૂછે છે તેનું ઉત્તર હું તને કહીશ. પણ પ્રથમ હું તને યોગવિધિ સંબંધી જૂદું જ શ્રવણ કરાવું છું (તે તું સાંભળ).[6] ધ્યાન એ યોગીનું આવશ્યક કર્મ છે, ધ્યાન એ યોગીઓનું પરમ તપ છે.* યોગવિદ્યા જાણનારા યોગીઓ ધ્યાનના બે પ્રકાર કહે છે.[7] મનની એકાગ્રતા એ એક પ્રકાર, અને પ્રાણાયામ (અથવા ભાવના અને પ્રણિધાન) એ બીજો પ્રકાર. આ રીતે બે પ્રકારનાં ધ્યાન છે. પ્રાણાયામ એ સગુણ ધ્યાન છે અને મનની એકાગ્રતા એ નિર્ગુણ ધ્યાન છે.[8]† પેસાબ કરવા જવું, દિશાએ જવું તથા ભોજન કરવું–આ ત્રણ કર્મના સમયનો ત્યાગ કરીને, હે રાજા! પુરુષે બાકીના સર્વ સમયમાં સાવધાન થઇને યોગ સાધ્યા કરવો.[9] ( યોગની સાધનામાં ) બુદ્ધિમાન્ પુરુષે મનદ્વારા ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછો ખેંચી લેવી, અને પવિત્ર થઇ રહેવું. વિદ્વાનો જેને અજર અને અમર કહે છે એવા આત્માને ચોવીસમા તત્ત્વથી પર એવા છવીસમાં પરમાત્માની પાસે મોકલવા માટે બાવીસ પ્રકારની નોદનાઓથી–પ્રેરણાઓથી પ્રેરવો.[10–11] એ બાવીસ‡ પ્રકારની પ્રેરણાઓથી ( એટલે પ્રાણવાયુની ધારણાથી ) આત્માનું નિત્ય જ્ઞાન થાય છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે. આ તો નિઃસંશય છે કે જે પુરુષનું મન કામાદિક વિષયોથી પરાભવ પામેલું હોતું નથી, તેજ પુરુષ આ યોગસાધના કરી શકે છે; પરંતુ કામાદિક વિષયોથી જેનું મન પરાભવ પામ્યું છે, એવા પુરુષો યોગ સાધી શકતા નથી.[12] યોગીએ સર્વ પ્રકારના સંસારના વિષયોના સંગોનો ત્યાગ કરવો,§ હલકો (જીવન પૂરતો) આહાર કરવો, ઇન્દ્રિયોને વશ રાખવી અને પ્રથમ રાત્રીએ તથા પાછલી રાત્રીએ આત્માને વિષે મનની એકાગ્રતા કરવી.[13] હે મિથિલાના રાજા! ( યોગની સાધના કરનારાએ) મનવડે ઇંદ્રિયોના સમુદાયને સ્થિર કર્યા પછી, અને બુદ્ધિથી મનને વશ કર્યા પછી, પાષાણની પેઠે નિશ્ચળ થઇને રહેવું.[14] 'વિધાન'ને જાણનારા વિદ્વાનો કહે છે કે, તેનેજ યોગી જાણવો કે, જે બુદ્ધિવડે શુષ્ક કાષ્ઠની પેઠે કંપથી રહિત રહે છે અને પર્વતની પેઠે નિશ્ચળ રહે છે.[15] જ્યારે યોગી ( યોગસમાધિમાં ) કાનથી સાંભળતો નથી, નાસિકાથી સુંઘતો નથી, જીભથી રસનો સ્વાદ લેતો નથી, નેત્રથી જોતો નથી, ત્વચાથી સ્પર્શ કરતો નથી, મનથી સંકલ્પ કરતો નથી,[16] કોઈ વસ્તુ ઉપર અભિમાન કરતો નથી અને કાષ્ઠની પેઠે રહી, કોઈ વસ્તુને જાણવાનો પ્રયત્ન કરતો નથી ( એવો જડરૂપે રહે છે), ત્યારે જ વિદ્વાનો (યોગને સેવનારા ને જાણનારા) કહે છે કે, એ શુદ્ધ સ્વરૂપને પામનારો યોગી છે.[17] એ સમયે એ યોગી, પવન વગરના પ્રદેશમાં જેમ દીવો ઉપર નીચે અને આડો ફરક્યા વગર ઝળઝળાટ પ્રકાશ્યા કરે છે, તેમ યોગી પણ બુદ્ધિ આદિ ઇન્દ્રિયોથી રહિત થઇને એકાંતમાં યોગ સાધના કરે છે અને નિશ્ચળપણાથી પ્રકાશ્યા કરે છે. તે સમયે તેના પ્રાણનું ઊર્ધ્વ અથવા તો તિરછું ગમન થતું નથી, પણ બ્રહ્મ–પરમ પુરુષ–પરમાત્મામાં તેના પ્રાણનો લય થાય છે.[18] હે તાત! હૃદયને વિશે રહેલા, મારા સરખાથી જાણવા યોગ્ય છતાં જે જ્ઞાન સ્વરૂપ છે એવો અંતરાત્મા

* કેમકે તે તપરથી યોગીના અજ્ઞાનનો નાશ થાય છે.

† સગુણ ધ્યાનને સગર્ભ કહે છે અને નિર્ગુણ ધ્યાનને નિર્ગર્ભ કહે છે. પ્રણવગાયત્રી આદિના જપ સહિત પ્રાણનો આયામ તે પ્રાણાયામ સગર્ભ; અને જપાદિ વગર પ્રાણાયામ કરવો એ નિર્ગર્ભ. પ્રત્યાહારમાં અઢાર સ્થાનોમાં વાયુનું પ્રત્યાહરણ કરવાનું છે. એ વિષયમાં મુનિ યાજ્ઞવલ્કયે આ પ્રમાણે કહ્યું છેઃ—"મર્મના અઢાર સ્થાનોમાં વાયુને ધારણ કરવો, અને પછી એક એક સ્થાનમાંથી તેને બીજાં બીજાં સ્થાનકમાં લઈ જવો, આને પ્રત્યાહાર કહે છે."

‡ નોદના–પ્રેરણાના બાવીસ પ્રકાર આ પ્રમાણે છેઃ-(૧) નાસિકાના પુટવડે વાયુનું આકર્ષણ કરીને અંગુષ્ઠાથી લઇને છેક મસ્તક સુધી સર્વ શરીરમાં, જેમ ઘડામાં વાયુને ભરે તેમ વાયુને ભરી દેવો તે પ્રાણાયામ; અથવા કુંભક પ્રકારે મસ્તક વિષે વાયુ પૂર્ણ ધારણ કરવો તે પ્રાણાયામ. (૨) તે પછી, એ વાયુને બ્રહ્મરંધ્રમાંથી લલાટમાં લઈ જવો, ૩) લલાટમાંથી એ વાયુને આકર્ષી બે ભ્રૂકુટીની વચ્ચે લઈ જવો, (૪) ભ્રૂકુટીની વચ્ચેથી નેત્રમાં, ( ૫ ) ને નેત્રમાંથી નાસિકાના મૂળમાં લઇ જઈ રોકવો. (૬) પછી નાસિકાના મૂળમાંથી જીભના મૂળમાં (૭) જીભના મૂળમાંથી કંઠના ખાડામાં, ( ૮ ) કંઠના ખાડામાંથી હૃદયમાં, (૯) હૃદયમાંથી નાભિના મધ્ય પ્રદેશમાં, (૧૦) નાભિના મધ્ય પ્રદેશમાંથી ઉપસ્થમાં, (૧૧) ઉપસ્થમાંથી જઠરમાં, (૧૨) જઠરમાંથી ગુદામાં, (૧૩) ગુદામાંથી ઉરુના મૂળમાં, (૧૪) ઉરુના મૂળમાંથી જાનુ (ઘુટણ)માં, (૧૫) ઘૂંટણમાંથી ચિતિના મૂળમાં, (૧૬) ચિતિના મૂળમાંથી જાંઘના મધ્યભાગમાં, (૧૭) જાંઘના મધ્યભાગમાં વાયુને લાવીને ત્યાં સંધવો ને ત્યાંથી ઘુંટીમાં લઈ જવો, અને છેવટે (૧૮) ઘુંટીમાંથી પગના અંગુઠામાં લઈ જઈ બે પગમાં વાયુને લઈ જઇને રુંધી રાખવો. આ રીતે જે પુરુષ એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં વાયુને ખેંચી જાય છે અને ત્યાં તેને રુંધી રાખે છે, તેનો આત્મા સર્વ પાપમાંથી મુક્ત થઇને શુદ્ધ થાય છે અને ચંદ્ર તથા તારાઓ રહે છે ત્યાંસુધી એ પ્રકારે પ્રાણાયામ કરનારો પુરુષ પણ જીવે છે; અર્થાત્ યોગીનો નાશ વિશ્વના નાશ સાથે સંબંધ રાખે છે. અગસ્ત્યે પણ યોગની સિદ્ધિને માટે આ પ્રકાર કહ્યો છે અને સર્વ પ્રત્યાહારોને વિષે આ પ્રત્યાહાર શ્રેષ્ઠ છે, આમ પણ યોગીઓ કહે છે. આ અઢાર પ્રત્યાહારને ચોદના–નોદના–પ્રેરણા અથવા યોગીની પ્રાણ રુંધવાની ક્રિયા કહે છે. તે ઉપરાંત (૧૯) ધ્યાન, (૨૦) ધારણા ને (૨૧) સમાધિ નામની ત્રણ ધારણા છે; અને (૨૨) બાવીસમી સત્વ પુરુષાન્યતા ખ્યાતિ નામની પ્રેરણા છે. આ બાવીશ પ્રેરણાઓવડે પ્રેરાયલો જીવ, નદી સમુદ્રના સંબંધવાળો છે, અર્થાત્ નદી જેમ સમુદ્રમાં પ્રવેશ કરે છે ને એકરૂપ–અદ્વિતીયપણાને પામે છે, તેમ જીવ ચિદાત્મામાં પ્રવેશ કરે છે; જેને નિર્વિશેષ ચિન્માત્ર કહે છે.

§ અર્થાત્ 'હુંપણાનો' ત્યાગ, તેમ જ સ્ત્રી આદિ વિષયોનો ત્યાગ કરવો.

જ્યારે 'હું બ્રહ્મ છું' આ પ્રમાણે કહે છે, ત્યારે જ તેને (અનુભવના યોગે કરી) આત્માનું દર્શન થાય છે.[૧૯*] જે સમયે યોગીને યોગ સમાધિમાં પરમાત્માનાં દર્શન થાય છે, તે સમયે યોગીના હૃદયમાં ધૂમાડાથી રહિત અગ્નિના તેજ પેઠે, અથવા કિરણવાળા સૂર્યની પેઠે, અથવા આકાશમાં રહેલા વિજળીના અગ્નિની પેઠે, આત્માનો (ઝળઝળાટવાળો અતિ તેજસ્વી) પ્રકાશ થાય છે.[૨૦] જેઓ મહાત્મા છે, ધીરજધારી છે, મનીષી (બુદ્ધિવાળા) અને વેદવેત્તા છે એવા બ્રાહ્મણો જ,† અજન્મા અને અમૃતરૂપ એ પરબ્રહ્મનાં પ્રત્યક્ષ દર્શન કરે છે.[૨૧] વિદ્વાન્ યોગીઓ તે પરમાત્માને સૂક્ષ્મના કરતાં પણ સૂક્ષ્મ કહે છે; અને મહાન્ના કરતાં પણ મહાન્ કહે છે. એ પરમાત્મા સર્વ પ્રાણીઓને વિષે ધ્રુવરૂપે રહેલો છે, છતાં તે તેઓના (સામાન્ય જીવના) જોવામાં આવતો નથી.[૨૨] પણ હે તાત! બુદ્ધિરૂપી જેમાં વાટ છે એવા મનરૂપી દીવાથી જ જગતનો સરજનારો પરમાત્મા, જોવામાં આવે છે. તે-પરમાત્મા પંડે ગાઢ અંધકારને બીજે તીરે રહે છે, અર્થાત્ અંધકારથી રહિત છે અને તે અતામસ એટલે ઈશ્વરથી અર્થાત્ માયાવિશિષ્ટ પરમાત્માથી પણ પર છે.[૨૩] વેદ પારંગત એવા સર્વજ્ઞ પુરુષ તેને અંધકારનાશક, નિર્મળ એટલે મળથી રહિત, અજ્ઞાનથી રહિત, સૂત્રાત્માથી ભિન્નરૂપ તેમ જ વાણી અને મનનો અવિષય હોવાથી જાણવાને અશક્ય, કહે છે.[૨૪‡] સર્વ યોગોમાં આને જ યોગ કહે છે. એ વિના બીજું યોગનું શું લક્ષણ હોય? આવી યોગસાધનાથી જે યોગીઓ યોગ કરે છે, તેઓ અજર અને માયાથી પર એવા પરમાત્માનાં દર્શન કરે છે.[૨૫]

"આ રીતે મેં તને યોગશાસ્ત્રનું રહસ્ય, યથાર્થ રીતે કહી સંભળાવ્યું. હવે હું તને, મોહનો નાશ થવાથી ધીમે ધીમે પરત્માનું જ્ઞાન કેમ થાય છે, એવું જે સાંખ્યશાસ્ત્ર, તેનું, જ્ઞાન કહું છું તે તું સાંભળ.[૨૬§] પ્રકૃતિને મુખ્ય માનનારા એવા સાંખ્યવાદીઓ પ્રકૃતિ જે અવ્યક્ત‖ છે, તેને પ્રથમ તત્ત્વ છે. તેઓ કહે છે કે પ્રકૃતિમાંથી હે ઉત્તમ રાજા! બીજું તત્ત્વ મહત્તત્ત્વ ઉત્પન્ન થયું છે.[૨૭] અમારા સાંભળવામાં આવ્યું છે કે, એ મહતત્ત્વમાંથી ત્રીજું અહંકાર નામનું તત્ત્વ ઉત્પન્ન થયું છે. આત્માનું દર્શન કરનારા સાંખ્ય મતવાળાઓ કહે છે કે, એ અહંકારમાંથી પાંચ મહાભૂતો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ) ઉત્પન્ન થયા છે.[૨૮] તેઓ કહે છે કે, આ આઠનું નામ પ્રકૃતિ છે. એ આઠ પ્રકૃતિ વિકાર પામવાથી, તેમાંથી બીજાં સોળ તત્ત્વો બને છે: પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, અગીયારમું મન અને પાંચ તન્માત્રાઓ (પૃથ્વી, પાણી, પવન, તેજ ને આકાશ). આ સોળ વિકારો છે, જેને 'વિકૃતિ' કહે છે. એ સોળ વિકૃતિ ને આઠ પ્રકૃતિના ચોવીસ તત્ત્વો બને છે.[૨૯] સાંખ્યશાસ્ત્રવેત્તા ને સાંખ્યના માર્ગમાં પ્રીતિવાળા અને સાંખ્યની વિધિની રીતિને જાણનારા વિદ્વાનો કહે છે કે, સાંખ્યનાં આ જ ચોવીસ તત્ત્વો છે.[૩૦] હવે જે વસ્તુ જેનામાંથી ઉત્પન્ન થાય છે, તે વસ્તુ તેને વિષે જ લય પામે છે. સૃષ્ટિના આરંભમાં પરમાત્મા અનુલોમ રીતે પ્રજાને સર્જે છે અને પ્રતિલોમ એટલે ઉલટી રીતે તેનો લય થાય છે.[૩૧¶] નવી સૃષ્ટિકાળે, જેમ સાગરમાંથી ઉત્પન્ન થયેલી ઉર્મિઓ પાછી સાગરમાં જ લય પામે છે, તેમ સત્વ, રજ, તમ (અને બીજા તત્ત્વના) ગુણો નિત્ય અનુલોમ રીતે ગુણોમાંથી ઉત્પન્ન થાય છે, અને પ્રતિલોમ રૂપે તેનો પાછો ગુણોને વિષે જ લય થાય છે.[૩૨] હે ઉત્તમ રાજા! આ રીતે પ્રકૃતિમાંથી ઉત્પત્તિ થાય છે અને તેનો પ્રલય પ્રકૃતિમાં જ થાય છે. માત્ર પરમાત્મા જ પ્રલય સમયે એકરૂપે રહે છે; અને જ્યારે નવી સૃષ્ટિ સર્જે છે, ત્યારે તે જ અનેક રૂપે ફેલાય છે.[૩૩$] હે

---

* બંગાળની પ્રતમાં अनुकथ्यतेને બદલે न कथ्यते એવો પાઠ છે. આ રીતનો પાઠ લેવાથી તેનો ભાવ આ પ્રમાણે નીકળે છે:–'આપણા સરખા જેમ જ્ઞાતા અને જ્ઞેયને માનનારા છે, તેમ (સર્વ વૃત્તિના નિરોધવડે) જે યોગવડે જ્ઞાતા જ્ઞેયની ભિન્નતા કહેવામાં નથી આવતી, ત્યારે તે યોગીને આત્માનાં દર્શન થાય છે, અર્થાત્ તે આત્મજ્ઞ બને છે.

† સામાન્ય બ્રાહ્મણ એવો અર્થ અત્ર લેવાનો નથી, પણ 'બ્રહ્મવેત્તા બ્રાહ્મણ' એવો અર્થ અત્ર લેવો.

‡ બંગાળની પ્રતમાં 'लिङ्गसंज्ञित:' એવો પાઠ છે. જેનો અર્થ આ પ્રમાણે થાય:–निर्लिङ्ग અર્થાત્ ગુણોથી રહિત, તેમ જ लिङ्ग संज्ञित અર્થાત્ ગુણથી યુક્ત.

§ पीरसंख्यान दर्शनं આવો મૂળમાં પાઠ છે. તેનો ટીકાકારે આપ્રમાણે અર્થ કર્યો છે:–परिसंख्यानનો અર્થ परिवर्जन અર્થાત્ ત્યાગ કરવો; અર્થાત્ રજ્જુ સર્પની માફક. ઉત્તર ઉત્તરનાં કાર્યનો પૂર્વ પૂર્વના કાર્યમાં લય કરવાથી જીવને, આત્માનો સાક્ષાત્કાર થાય છે.

‖ અવ્યક્ત–આકાર વિનાનું.

¶ અર્થાત્ એક પછી એક એમ પ્રજાને અને બીજા સર્વને સર્જે છે તે અનુલોમ, અને પ્રતિલોમ એટલે જે છેલ્લું સર્જવામાં આવ્યું તેનો પ્રથમ લય ને જે પહેલું સર્જવામાં આવ્યું હોય તેનો છેવટે લય થાય છે તે.

$ સૃષ્ટિના પ્રારંભકાળમાં અનેક રૂપ ધારણ કરવાવાળામાં એકપણું કેમ સંભવે એવી શંકા સ્વાભાવિક છે. તેનું સમાધાન આ પ્રમાણે કરી શકાય. અવ્યકત એટલે અવિદ્યા–માયા–પ્રકૃતિ. તે જ માયા પરમાત્માને અનેક રૂપવાળા કરે છે; છતાં એ તુચ્છ માયાથી પરમાત્મા સદ્વિતીય થઈ જતો નથી. જેમ દોરડીમાં સર્પની ભાવના થવાથી તે સદ્વિતીય અર્થાત્ સર્પ થતો નથી; તેમ જ, જે જીવ અર્થના તત્ત્વને જાણે

રાજેન્દ્ર ! જ્ઞાનને વિશે કુશળ એવાઓ જણાવે છે કે, એ જ સત્ય છે. એ પ્રકૃતિ–અવ્યક્ત–માયા છે. તે જ પુરુષને અનેકપણાને પમાડે છે, અને એકપણાને પણ પમાડે છે. તેમ જ પ્રકૃતિનો પણ એ જ સ્વભાવ છે.*[૩૪] આ વિષયને સમજનારા જાણે છે કે, અવ્યક્ત એવી પ્રકૃતિ પંડે જ એકપણાનું અને અનેકપણાનું ઉદાહરણ છે, કેમકે જ્યારે પરમાત્મા સૃષ્ટિ સર્જે છે, ત્યારે પ્રકૃતિ અનેકપણાને પામે છે અને જ્યારે પ્રલય થાય છે ત્યારે તે એકરૂપે રહે છે.[૩૫] હે રાજેન્દ્ર! ચિદાત્મા પ્રસવ ધર્મવાળી પ્રકૃતિના ઘણા આકારો–વિભાગો કરે છે. એ પ્રકૃતિ જ ક્ષેત્ર (દેહધારી) છે, અને ચોવીસ તત્ત્વથી નિરાળો પચીસમો તત્ત્વરૂપ પરમાત્મા છે અને તે જ મહાન્ છે. તે ક્ષેત્ર નામધારી પ્રકૃતિને વિષે અધિષ્ઠાતા રૂપે નિવાસ કરીને રહે છે.[૩૬] તે ઉપરથી મહાન્ યતિઓ કહે છે કે, તે પરમાત્મા અધિષ્ઠાતા છે. અમારા સાંભળવામાં આવ્યું છે કે, પરમાત્મા જ સર્વ ક્ષેત્રોના અધિષ્ઠાન–આશ્રયરૂપ છે, તે ઉપરથી જ તે અધિષ્ઠાતા કહેવાય છે;[૩૭] અને વળી તે પરમાત્મા અવ્યક્ત એવા ક્ષેત્રને જાણે છે, તે ઉપરથી યોગીઓ તેને ક્ષેત્રજ્ઞ કહે છે. વળી તે, અવ્યક્ત એટલે અવિદ્યાથી બનેલા એવા એ ક્ષેત્રમાં–દેહમાં આત્મા પ્રવેશ કરીને રહે છે, તે ઉપરથી એ જ પુરુષ કહેવાય છે.[૩૮] પણ ક્ષેત્ર (દેહ) ક્ષેત્રજ્ઞ (પુરુષ)થી કેવળ ભિન્ન છે. ક્ષેત્ર અવ્યક્ત–પ્રકૃતિ છે, અને ચોવીસ તત્ત્વનું અતિક્રમણ કરનારા જીવાત્માને જ્ઞાતા કહેવામાં આવે છે.[૩૯]† અને એટલા માટે જ્ઞાનને અને જ્ઞેયને પરસ્પર ભિન્ન ભિન્ન કહેવામાં આવે છે. જ્ઞાન‡ અવ્યક્ત છે; અને જ્ઞેય, ચોવીસ તત્ત્વથી ભિન્ન પચીસમો પુરુષ–જીવાત્મા છે.[૪૦] અવ્યક્તને ક્ષેત્ર, સત્વ એટલે બુદ્ધિ અને ઈશ્વર કહ્યો છે; જ્યારે પુરુષ એટલે જીવાત્મા, જે પચીસમો છે, તેનાથી કોઈ અધિક, નિત્ય, અપરોક્ષ અને તત્ત્વરૂપ, અર્થાત્ અનારોપિત શુદ્ધ સ્વરૂપ નથી.[૪૧] હે રાજા! આ પ્રમાણે સાંખ્યમતાનુસારીઓ તત્ત્વોની સંખ્યા કહે છે. સાંખ્યો પ્રકૃતિને જ જગતનું કારણ કહે છે અને વળી કહે છે કે, સ્થૂલ તથા સૂક્ષ્મ તત્ત્વોનો એક બીજામાં લય કરવાથી, એટલે સ્થૂલ તત્ત્વનો સૂક્ષ્મમાં લય કરવો અને સૂક્ષ્મનો ચિદાત્મામાં (અર્થાત્ સર્વ પ્રપંચનો) લય કરવાથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.[૪૨] (તે કેવી રીતે?) પ્રકૃતિયુક્ત ચોવીશ તત્ત્વનું જ્ઞાન થયા પછી, તેમ જ તેનું સત્ય સ્વરૂપ જાણ્યા પછી, સાંખ્યજ્ઞાનીઓ ચોવીસથી પર એવા પચીસમા તત્ત્વને જાણવા–સાક્ષાત્કાર કરવાને શક્તિવાન્ બને છે.[૪૩] પુરુષ જે ચોવીસ તત્ત્વથી ભિન્ન અને પચીસમો છે, તે જ જીવાત્મારૂપ છે. એ જીવાત્મા જ્યારે પ્રકૃતિ એટલે માયાથી મુક્ત થાય છે ને જ્યારે તેને પરમાત્માનું જ્ઞાન થાય છે, ત્યારે તે કેવળ બ્રહ્મરૂપ થાય છે.[૪૪] મેં તને સાંખ્યદર્શન યથાર્થ રીતે કહી સંભળાવ્યું. જેઓ આ સાંખ્યદર્શનને જાણે છે, તેઓ શાંતિ એટલે બ્રહ્મપણાને પામે છે.[૪૫]

"જે મનુષ્યની બુદ્ધિ પ્રમાદવાળી છે તેવા મનુષ્યને ઇન્દ્રિયોના વિષયોનું જ્ઞાન યથાર્થ હોય છે ખરું, પરંતુ જેઓ પ્રમાદથી રહિત છે તેવા મનુષ્યને પરમાત્માનું–બ્રહ્મનું સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે.[૪૬]§ હવે જેઓને પર-

---

છે, તે જાણે છે કે સુષુપ્તિ કાળે અને પ્રલયકાળે પરમાત્મા એક જ રહે છે, પણ તે જ પરમાત્મા જાગ્રત કાળે ને સૃષ્ટિની ઉત્પત્તિ કાળે અનેક રૂપે રહે છે. પૃથ્વી આદિ ભૂતો, પ્રલયકાળે કારણમાં લય પામે છે, ને જે શેષ ભાસે છે તે કારણ જ છે: સૃષ્ટિની ઉત્પત્તિ કાળે તો કારણ ને કાર્ય બંને હોય છે. અહીં પુનઃ શંકા થશે કે ઉત્પત્તિ ને પ્રલયમાં અધિષ્ઠાન અવ્યક્ત–પ્રકૃતિ જ છે, તો નિરીશ્વરવાદી અર્થાત્ ઈશ્વરનું અસ્તિત્વ નહિ સ્વીકારનારા કહે છે કે આ સર્વ તો કુદરતી થયું જાય છે ને ભુસાયું જાય છે, તે જ સત્ય હોવું જોઇએ. પણ તેમ નથી. પ્રલયમાં પરમાત્મા એક સત્તારૂપે રહે છે. સૃષ્ટિકાળમાં એ જ પરમાત્મા સ્વરૂપ સત્તામાત્રથી પ્રકૃતિને બહુ બહુ રૂપે પ્રવર્તાવી વિસ્તારે છે, તેથી જ પ્રકૃતિ જગતને ઉત્પન્ન કરનારી ભાસે છે. એ પ્રકૃતિમાંથી તથા વિકૃતિમાંથી દેહ ઉત્પન્ન થાય છે. અને પચીસમો જીવાત્મા છે. ૨૭, ૨૮ મા શ્લોકમાં કહેલી આઠ પ્રકૃતિને ૨૯ મામાં કહેલી સોલ વિકૃતિ મળીને ચોવીસ તત્ત્વનું ક્ષેત્ર–દેહ બને છે, અને તેમાં પચીસમો જીવાત્મા તે સર્વથી ભિન્ન છે. જીવાત્મા અનંત છે. * પ્રકૃતિ જ સુષુપ્તિ અથવા પ્રલયમાં એકપણું તથા સૃષ્ટિકાળને વિશે અનેકપણું જુવે છે, પણ સુષુપ્તાવસ્થામાં તે સર્વનો લય થઈ ગયલો હોય છે.

† જેમ સ્વરૂપની સત્તાથી સૂર્ય તણખલાને પ્રકાશ કરે છે, તેથી સ્વરૂપથી સૂર્ય તણખલાનો પ્રકાશક કહેવાય છે; જેમ સૂર્યકાંત નામના મણિદ્વારા સૂર્ય તે તણખલાને બાળે છે અને તે દ્વારા પણ સૂર્ય તણખલામાં પ્રવેશ કરે છે; તેમ જ આત્મા પણ અવ્યક્તદ્વારા સર્વ કાર્યમાં પ્રવેશ કરે છે અને તેનો પ્રકાશ પણ કરે છે. પણ ઘડાનો અધિષ્ઠાતા–પિતા–કુંભાર છે તેવો જ અવ્યક્ત અધિષ્ઠાતા નથી; તેમ જ જેમ બુદ્ધિનું પ્રકાશત્વ–પ્રકાશવાપણું ઇંદ્રિયોના હાથમાં છે, તેમ આત્માનું પ્રકાશવાપણું કોઇના હાથમાં નથી. જેમ કુંડામાં કોઈ પદાર્થ પડ્યો હોય, તે તેમાં સમાઈ જાય છે ને દેખાતો નથી, તેમ આત્મા ચોવીસ તત્ત્વથી બનેલા પુતળાંમાં પ્રવિષ્ટ થતો દેખાતો નથી–રે પ્રવેશ કરતો જ નથી, એ ચોવીસ તત્ત્વનો સંઘ થતા જ તે તેમાં છે, અને જેમ લાકડામાં અગ્નિ રહેલો છે, તે બે લાકડા સાથે સાથે ઘસવાથી પ્રકટ થાય છે, તેમ આત્મા ચિત્તાદિના સંજોગથી જ પ્રકટ–અભિવ્યક્ત થાય છે. અવ્યક્ત એટલે અવિધા, અવિધા એટલે માયા. એ માયા જ પ્રકૃતિ છે અને પ્રકૃતિનું કાર્ય ચોવીસ તત્ત્વવાળુ ક્ષેત્ર છે; અને એ ક્ષેત્રને જાણનાર તે પચીસમું તત્ત્વ છે. એ પચીસમું તત્ત્વ તે જીવ. એ તત્ત્વને જ્ઞાતા કહેવામાં આવે છે.

‡ નેત્ર શ્રવણાદિ પ્રમાણથી જે જાણવામાં આવે તે જ્ઞાન. અવ્યક્ત જ્ઞાન છે અને પચીસમું તત્ત્વ જીવાત્મા તે જ્ઞેય છે.

§ ભાવાર્થ કે બ્રહ્મને વિશે બ્રહ્મનું દર્શન થવું, એ જ યથાર્થ–સત્ય દર્શન છે, પરન્તુ બ્રહ્મમાં અહંકારાદિકને જોવા એ યથાર્થ દર્શન નથી. જેમ દોરડીમાં દોરડી જોવી એ યથાર્થ દર્શન છે, પણ દોરડીમાં સર્પ જોવો એ યથાર્થ દર્શન નથી.

બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે, તેને જ જન્મ મરણ નથી; પરંતુ જેઓ સદેહે મુક્ત થયા હોય છે, તેઓને અક્ષર સ્વરૂપની પ્રાપ્તિ થવાથી તપ, સમાધિજન્ય અનિર્વાચ્ય સુખ તથા અવિકારીપણું પ્રાપ્ત થાય છે.૪૭* પણ હે શત્રુદમન રાજા! જે પુરુષો આ જગતને અનેક રૂપે જુવે છે, તે પુરુષને યથાર્થ જ્ઞાન થયું નથી (એમ જ જાણ). તેવો મનુષ્ય અજ્ઞાની જ છે–બ્રહ્મને જાણવામાં અંધ છે અને તેવા મનુષ્યને વારંવાર દેહ ધારણ કર્યા કરવો પડે છે.૪૮ પણ જે જીવો પૂર્વે કહ્યા પ્રમાણે અર્થાત્ આ 'સર્વ' (જગતના સ્વરૂપ)ને જાણે છે, તેઓ સર્વજ્ઞ કહેવાય છે અને જ્યારે તેઓ જગતનો ત્યાગ કરે છે, ત્યાર પછી તેઓ કોઈ પણ પ્રકારના દેહને ધારણ કરતા નથી.૪૯† હે રાજા! સર્વને–અખિલ વિશ્વને અવ્યક્ત કહેવામાં આવે છે તથા જીવાત્મા જે પચીસમો છે, તે 'સર્વ'થી (જગતથી) ભિન્ન છે અને જે પુરુષો એ પચીસમા જીવાત્માને–'અસર્વ'ને જાણે છે, તેને આ જગતમાં જન્મ મરણનો ભય નથી."૫૦‡

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'वसिष्ठ कराळ जनकनो संवाद' ए नामनो अध्याय ३०६ मो समाप्त.

## અધ્યાય ૩૦૭ મો.

### વસિષ્ઠ જનકસંવાદ–વિદ્યા અને અવિદ્યા.

વસિષ્ઠે કહ્યું;–"હે રાજશ્રેષ્ઠ! મેં તને સાંખ્યશાસ્ત્રોની સર્વ કથા કહી; હવે હું તને અનુક્રમે વિદ્યા(જ્ઞાન)નું તથા અવિદ્યા (અજ્ઞાન)નું સ્વરૂપ કહું છું, તે તું મારી પાસેથી સાંભળ.૧ વિદ્વાનો કહે છે કે, જગતની ઉત્પત્તિ તથા પ્રલયના ધર્મવાળા અવ્યક્ત (પ્રકૃતિ)ને અવિદ્યા કહે છે; અને જે પુરુષ ઉત્પત્તિ તથા લયથી રહિત છે તથા જે ચોવીસ તત્ત્વથી રહિત પચીસમું તત્ત્વ છે, તેને વિદ્યા કહે છે.૨ હે તાત! ઋષિઓએ સાંખ્યના મત પ્રમાણે તત્ત્વો વિષે એક બીજાની જે વિદ્યા કહી છે, તે વિદ્યાને તું અનુક્રમથી મારી પાસેથી સાંભળ.૩ અમે સાંભળ્યું છે કે, સર્વે કર્મેંદ્રિયો ને સર્વે જ્ઞાનેંદ્રિયો વિદ્યા છે. જ્ઞાનેંદ્રિયો અને તેના વિષયને 'વિશેષ'§ વિદ્યા કહે છે.૪ વિદ્વાનો કહે છે કે 'વિશેષો'ની (સ્થૂલભૂતોની) વિદ્યા તે મન છે. એ મન અને પાંચ સૂક્ષ્મભૂતોમાં, પાંચ સૂક્ષ્મભૂતો વિદ્યા છે.૫ પાંચ સૂક્ષ્મભૂતો અને અહંકારમાં, અહંકાર વિદ્યા છે; અને હે રાજા! અહંકાર અને બુદ્ધિમાં, બુદ્ધિ વિદ્યા એટલે મહત્તત્ત્વ વિદ્યા છે.૬ મહત્ આદિ સર્વ તત્ત્વની વિદ્યા અવ્યક્ત નામવાળી પરમેશ્વરી પ્રકૃતિ વિદ્યા છે. હે રાજા! આ પ્રકૃતિ વિદ્યા સર્વ મનુષ્યોને જાણવા યોગ્ય છે, તે કારણથી તેને 'પરમ વિધિ' કહેવામાં આવે છે.૭ એ અવ્યક્ત (પ્રકૃતિ)નો પચીસમા પુરુષમાં લય કરવો, એ 'પરમવિદ્યા' કહેવાય છે. હે રાજા! એ અવ્યક્ત (પ્રકૃતિ)ને, સર્વ જ્ઞાનને જાણવા યોગ્ય સર્વસ્વરૂપા કહેવામાં આવે છે.૮|| વળી અવ્યક્ત (પ્રકૃતિ)ને સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાન કહે છે અને પચીસમા પુરુષ–જીવાત્માને જ્ઞેય (જાણવા યોગ્ય) કહ્યો છે. તેમજ વળી જ્ઞાનને અવ્યકત પણ કહ્યું છે, અને તેને જાણનારો પુરુષ ચોવીસથી પર છે એમ પણ કહ્યું છે.૯¶ હે રાજા! મેં તારી પાસે વિદ્યાનું તથા અવિદ્યાનું સ્વરૂપ યથાર્થ રીતે વિસ્તારથી કહ્યું; હવે અક્ષર તથા ક્ષર, જે પ્રથમ કહ્યા હતા, તેનું સ્વરૂપ (કેવું છે તે) તું મારી

* તાત્પર્ય કે જેઓને જ્ઞાનવડે કે યોગવડે સમ્પૂર્ણ અને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયું છે, અને ચોવીસ તત્ત્વવાળા દેહવડે પરમાત્માનું જ્ઞાન થાય છે, અને પછી વિદેહાવસ્થાને પામ્યા છે, અર્થાત્ દેહથી મુક્ત થયા છે, તેનો તો જન્મ જ નથી ને જેનો જન્મ નથી તેને મૃત્યુ શાનું? પણ જેઓને અક્ષરબ્રહ્મનું જ્ઞાન થયું છે ને જીવન્મુક્ત પેરે સંસારમાં વિચરે છે, તેઓને પરમાત્માના થયેલા સાક્ષાત્કારને યોગે, એ શ્લોકમાં કહેલું સુખ પ્રાપ્ત થાય છે. જ્ઞાન થયા પછી, દેહથી મુક્ત થયો ન હોય તોપણ એ દેહવાન્ જીવ અવિનાશી જ છે. વિદેહમુક્ત એટલે પરમાત્માના સાક્ષાત્ પછી જે દેહ તજીને પરમધામમાં ગયો છે તેવો જીવાત્મા; ને જીવન્મુક્ત એટલે પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછી, જ્યાં સુધી અવધિ આવે નહિ, ત્યાં સુધી દેહના ભોગ ભોગવ્યા છતાં, જળકમલવત્ નિર્લેપ રહી સંસારમાં વિચરે છે તેવો જીવાત્મા. મૂળમાં परम्, अपरम्, અને अव्ययम् શબ્દ છે. परम् એટલે નિરૂપાધિક–અવિનાશી–સમાધિસુખ; अपरम् એટલે સત્ય કામત્વ, સત્ય સંકલ્પત્વ ઇત્યાદિ; अव्ययम् એટલે નિરૂપાધિક સુખ. શ્રુતિવચન છે કે બ્રહ્મને જાણનાર બ્રહ્મત્વને પામે છે.

† ૪૮–૪૯ મા શ્લોકનું તાત્પર્ય એ છે કે, પચીસમા પુરુષને છવ્વિસમાનું જ્ઞાન થવાથી, તે પુરુષ અર્થાત્ જીવાત્મા સર્વજ્ઞ થાય છે; એટલે કે તે સર્વ જાણવાને શક્તિમાન્ થાય છે તથા તે જીવને પુનઃ દેહ ધારણ કરવો નથી પડતો.

‡ અર્થાત્ ચોવીસ તત્ત્વમાં આ સર્વ વિશ્વ સમાયલું છે અને પચીસમો જીવાત્મા અવ્યક્તનું કાર્ય નથી તેથી તે તેનાથી ભિન્ન છે.

§ 'વિશેષ' એટલે દેહનો આરંભ કરનારા સ્થૂલભૂતો. એમાં પગથી તે જાનુ સુધીનું સ્થાન પૃથ્વી છે, જાનુથી તે ગુદા સુધીનું સ્થાન જળ છે, ગુદાથી તે હૃદયકમળ સુધીનું સ્થાન વાયુ છે, હૃદયકમળથી તે મુખ સુધીનું સ્થાન તેજ છે ને મુખથી તે મસ્તક પર્યંતનું જે સ્થાન છે તે આકાશ છે. પૂર્વના અધ્યાયમાં કહ્યા પ્રમાણે ઉત્તરોત્તર ભૂતોનો પૂર્વ-પૂર્વ ભૂતોમાં લય કરવો, અને તે તે ભૂતરૂપ સ્થિતિમાં રહેવાથી પંચભૂતવિદ્યા પૃથક્ ફળ આપે છે. એનું નામ 'વિશેષ વિદ્યા' કહેવાય છે. એ 'વિશેષ'માંથી મનોવિદ્યા, તેમાંથી સૂક્ષ્મભૂતવિદ્યા, તેમાંથી અહંકાર–અહંભાવાદિ વિદ્યા ઉદ્ભવે છે. વળી એ જ 'વિશેષ'નો વૈશેષિક દર્શનમાં પણ સમાવેશ થયેલો ૩૨૦ માં અધ્યાયના ૨૩ મા શ્લોકપરથી સમજાય છે.

|| કારણ કે, અવ્યક્ત એટલે પ્રકૃતિ, પ્રકૃતિ એટલે માયા. તેના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવાથી જીવ સર્વજ્ઞ થાય છે.

¶ ભાવાર્થ–બુદ્ધિની વૃત્તિ એ જ્ઞાન, અને તેથી અભિવ્યંજિત થયેલો બોધ એ જ્ઞેય. જ્ઞેયનો જે પ્રમાતા તે જ પચીસમો પુરુષ–જીવાત્મા, જે બોધરૂપ એટલે જાણવા યોગ્ય છે.

પાસેથી સાંભળ.૧૦ (જો કે અક્ષર તથા ક્ષર કેમ છે તે તને પૂર્વે કહેવામાં આવ્યું છે, છતાં પુનઃ કહું છું.) જીવાત્મા અને પ્રકૃતિ એ બંને અક્ષર છે અને ક્ષર છે. તે બંને અક્ષર કેમ છે, અને ક્ષર કેમ છે, તેનું કારણ હું મારી બુદ્ધિ પ્રમાણે તારી પાસે યથાર્થ રીતે કહું છું તે તું સાંભળ.૧૧ પ્રકૃતિ તથા પુરુષ એ બંને આદિ તથા અંત–અથવા જન્મ તથા નાશરહિત છે. સૃષ્ટિ સર્જ-વામાં તે બંનેને પરમેશ્વર માનવામાં આવ્યાં છે; અને જ્ઞાની પુરુષો તે બન્નેને તત્ત્વના નામથી ઓળખાવે છે.૧૨ અવ્યક્ત એટલે પ્રકૃતિમાં, જગતની ઉત્પત્તિ તથા પ્રલય કરવાનો(નૈસર્ગિક) ધર્મ સમાયલો છે, તેથી અવ્યક્તને એટલે પ્રકૃતિને જ જ્ઞાનીઓ અક્ષર કહે છે; કારણ કે એ પ્રકૃતિ મહત્તત્ત્વાદિક ગુણોને ઉત્પન્ન કરવા માટે વારંવાર વિકાર પામ્યા કરે છે.૧૩ વળી મહદાદિ ગુણોના ઉત્પત્તિરૂપે પુરુષ–જીવાત્મા પણ છે. તેમ જ પુરુષ અને પ્રકૃતિ એક બીજાનાં આશ્રય આશ્રયી પણ છે. એથી,પચીસમા પુરુષને ક્ષેત્ર અર્થાત્ ગુણોના ઉત્પત્તિ સ્થાનરૂપ કહે છે,(અને તેથી તે અક્ષર અર્થાત્ નાશરહિતછે).૧૪* હે તાત! જ્યારે યોગીઓ અવ્યક્ત એવા આત્માને વિષે (એટલે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ એવા પરબ્રહ્મને વિષે) પોતાના સર્વ ગુણોનો લય કરે છે, ત્યારે પચીસમો (પુરુષ અથવા જીવા-ત્મા) સર્વ ગુણોની સાથે લય પામે છે (અને તેથી જ પુરુષ પણ ક્ષર કહેવાય છે).૧૫ જ્યારે મહત્તત્ત્વાદિ સર્વ ગુણો પોતપોતાના કારણરૂપ ગુણોમાં લય પામે છે, ત્યારે એકલી પ્રકૃતિ જ અવશેષ રહે છે; અને એ જ પ્રમાણે જ્યારે પચીસમો ક્ષેત્રજ્ઞ (જીવ અથવા પુરુષ) પોતાના ઉત્પત્તિ સ્થાનરૂપ છવીસમા પરબ્રહ્મને વિષે લય પામે છે, ત્યારે એકલું બ્રહ્મ જ વિદ્યમાન રહે છે;૧૬ અને હે વિદેહ રાજા! જ્યારે પચીસમો ક્ષેત્રજ્ઞ પુરુષ નિર્ગુણ બ્રહ્મમાં લય પામે છે, ત્યારે મહત્તત્ત્વાદિ ગુણ સહિત અવ્યક્ત એવી પ્રકૃતિ પણ દેહમાં રહેલા શ્રોત્રાદિક ગુણ સમૂહોનો અભાવ થવાથી ક્ષરપણાને પામે છે અર્થાત્ નાશ પામે છે.૧૭ આ પ્રમાણે (પચીસમો) ક્ષેત્રજ્ઞ, જ્યારે તેનું ક્ષેત્રપણું નષ્ટ થાય છે, ત્યારે તે સ્વભાવતઃ જે છવ્વિસમું તત્ત્વ જે પરમાત્મા, તેમાં લય પામે છે; અને તેથી તે પણ ક્ષરપણાને પામે છે એમ અમે સાંભળ્યું છે.૧૮† જ્યારે આ ક્ષેત્રજ્ઞ, ક્ષર–નાશ થાય છે, ત્યારે તે (સત્વાદિ) ગુણોને ધારણ કરે છે; પણ જ્યારે તે પોતાના મૂળ સ્વરૂપ (અક્ષરપણા)ને પામે છે, ત્યારે તેને ભાન થાય છે કે હું તો નિર્ગુણ સ્વરૂપે છું!‡૧૯ અને જ્યારે (જીવાત્મા) પ્રકૃતિનો ત્યાગ કરવાથી વિશુદ્ધ (બ્રહ્મરૂપ) થાય છે, અને બુદ્ધિમાન્ ક્ષેત્રજ્ઞ જ્યારે જાણે છે કે, હું પ્રકૃતિથી ભિન્ન છું અને પ્રકૃતિ મારાથી ભિન્ન છે, ત્યારે તે, તે સ્વસ્વરૂપને પામે છે, પણ પ્રકૃતિ સાથે મિશ્ર ભાવને પામતો નથી.૨૦ પરંતુ હે રાજેન્દ્ર! જ્યાં-સૂધી પુરુષ–જીવાત્મા, પ્રકૃતિમાં એકતાથી રહે છે, ત્યાં સૂધી તો તે મિશ્ર જ જોવામાં આવે છે, અને વળી શુદ્ધ બ્રહ્મથી ભિન્ન જ જોવામાં આવે છે;૨૧ અને જ્યારે જીવા-ત્મા, પ્રકૃતિના ગુણોના સમુદાયપ્રતિ પ્રીતિ દર્શાવતો નથી, ત્યારે સર્વના દ્રષ્ટા એવા બ્રહ્મના સ્વરૂપને જુવે છે. એ બ્રહ્મનું એકવાર દર્શન તેને થયું કે તે કદી પણ તેનો ત્યાગ કરતો નથી.૨૨§ વળી જ્યારે જીવાત્મામાં સ્વસ્વરૂપનું જ્ઞાન ઉદય થાય છે, ત્યારે તે મનમાં પશ્ચાત્તાપ કરવા માંડે છે કે, 'રેરે! મેં આ શી મૂર્ખાઈ કરી? હાય! હાય! માછલું જેમ અજ્ઞાનથી જાળને અનુસરે છે (જાળમાં જાય છે ને પછી બંધાઈ જાય છે), તેમ હું પણ આ જગતમાં પ્રકૃતિની (માયાની) જાળમાં ફસાઈ, (બંધાઈ ગયો છું અને) કાળરૂપી પ્રાકૃત શરીરને અનુસર્યા કર્યો છું!૨૩ અરરર! માછલું જેમ પાણીને પોતાના જીવનનું તત્ત્વ માનીને એક ધરામાંથી બીજા ધરામાં દોડ્યા કરે છે, તેમ હું પણ અજ્ઞાનને લીધે એક દેહ ત્યજીને બીજા દેહને ધારણ કર્યા કરું છું.૨૪ ખરેખર, માછલું જેમ અજ્ઞાનથી પાણીને પોતાના આત્મારૂપ માને છે અને તેથી તેને જ અનુસર્યા કરે છે, તેમ જ હું પણ અજ્ઞાનથી મારા આ-ત્માને, પુત્ર પૌત્રાદિકથી ભિન્ન (છે, છતાં તે) જાણતો નથી, પણ પુત્ર પૌત્રાદિકરૂપ માની આ સંસારમાં અટવાયા કરું છું.૨૫ ધિક્કાર છે મને! અજ્ઞાનપણામાં

* અત્રે જે કહેવામાં આવ્યું છે તેનો સારાંશ આ પ્રમાણે છે. અવ્યક્ત અથવા પ્રકૃતિનું રૂપ, પરિવર્તન અથવા વિકારને પામે છે ત્યારે તેમાંથી મહત્ અને બીજાં તત્ત્વો ઉત્પન્ન થાય છે. પણ એ ઉત્પત્તિમાં પુરુષની સહાય જોઇએ; કેમકે પ્રકૃતિ, પુરુષની સહાય વગર કંઈ કરી શકતી નથી અને પુરુષ, પ્રકૃતિ વગર કંઈ કરી શકતો નથી; જેમ પુરુષની સહાય વગર સ્ત્રી કંઈ ફળ ઉત્પન્ન કરી શકતી નથી અને સ્ત્રીની સહાય વગર પુરુષ કંઈ કરી શકતો નથી તેમ. એટલા માટે જ આ શ્લોકમાં પુરુષને પણ ક્ષેત્રરૂપ કહેવામાં આવ્યો છે.

† અર્થાત્ કાર્યથી તથા અહંકારથી પુરુષનું અને પ્રકૃતિનું અસ્તિત્વ જોવામાં આવે છે ને કાર્ય તથા અહંકારના અભાવે તેઓનું અસ્તિત્વ જોવામાં આવતું નથી. દૃષ્ટાંતમાં, જેમ એક નદીમાં પૂર આવે છે, તે ઉપરથી નદીના ઉપરના પ્રદેશમાં વરસાદ વરસે છે એમ જાણવામાં આવે છે, ને પૂર આવતું નથી ત્યારે વરસાદ વરસતો નથી એમ જણાય છે; તેમ જ મહત્તત્ત્વાદિ ગુણોની પ્રવૃત્તિથી પુરુષ અને પ્રકૃતિ પ્રકાશ પામે છે; અને તેઓની પ્રવૃત્તિ બંધ પડે છે ત્યારે પ્રકૃતિ અને પુરુષનો પણ નાશ થાય છે.

‡ શ્રુતિમાં શ્રવણ કરવામાં આવેછે કે, સાક્ષી ચેતા કેવલો નિર્ગુણશ્ચ પુરુષ એટલે જીવાત્મા, સર્વ કર્મનો સાક્ષી છે, ચેતન છે, એક છે ને નિર્ગુણ છે.

§ કેમકે તત્ત્વ વસ્તુનો પક્ષપાત કરવો, એ બુદ્ધિનો સ્વભાવ જ છે.

મોહને લીધે હું વિપત્તિથી ગળાઈ ગયેલા આ શરીરથી પરમાત્માને ભૂલી ગયો ને એક દેહમાંથી બીજામાં ને બીજામાંથી ત્રીજામાં રઝળ્યા કર્યો![૨૬] (સત્ય તો એ છે કે) આ સંસારમાં પરમાત્મા જ મારો બંધુ છે; એની સાથે જ મારી મૈત્રી છે; હું ગમે તેવો હઉં, અને મારી વૃત્તિ ગમે તેવી હોય, તોપણ એની સાથે જ મારું સમાનપણું છે; એની સાથે જ મારે એકતા સંપાદન કરવાની છે; જેવો તે છે, તેવો જ હું પણ છું;[૨૭] હું તેને મારા સમાન જોઉં છું; રે! હુંએ તેના સમાન છું; ખરેખર તે નિર્મળ છે અને હું પણ તેવો જ છું.[૨૮] રે! (પૂર્વે) હું તો સંગરહિત હતો, છતાં પણ સંસારના વિષયોની સાથે અજ્ઞાનપણાથી અને મોહનિદ્રાને લીધે જકડાયો અને સંગ ધરાવનારી જડ પ્રકૃતિની સાથે મારો સહવાસ થયો, તેથી આ શરીરને વિષે વાસ કરીને રહીને હું આ જગતનો સંગી થયો![૨૯] અફસોસ! આ પ્રકૃતિના સ્વભાવ સ્વરૂપને જાણ્યા વગર તેને હું એવો વશ થઈ ગયો કે, જેથી પરમ પરમાત્માને તો હું જાણી જ શકયો નહિ! એ પ્રકૃતિદેવી ઉત્તમ, મધ્યમ અને અધમ, એમ સર્વ સ્વરૂપ ધારણ કરવાવાળી મહામાયા છે!* (અર્થાત્ પ્રકૃતિ અનેક વિકારોવાળી છે.) તેને વિષે હવે મારે શા માટે વાસ કરવો?†[૩૦] મેં અજ્ઞાનપણાથી પ્રકૃતિની સાથે સહવાસ કર્યો; પરંતુ હવે તેની સાથે મારે શા માટે સહવાસ રાખવો? મારા અજ્ઞાનપણાથી જ મેં તેનો સહવાસ રાખ્યો છે, પણ હવે હું (સાંખ્ય અથવા યોગમાં) સ્થિરતા કરીશ;[૩૧] હવે હું એ પ્રકૃતિનો સહવાસ કરીશ નહિ. હું તો વિકારોથી રહિત છું, છતાં વિકારોથી ભરેલી આ પ્રકૃતિએ મને ઠગ્યો છે! વારંવાર રંગ બદલતી એવી એ પ્રકૃતિનો મારે શા માટે સંગ રાખવો જોઇએ?[૩૨] પણ એમાં પ્રકૃતિનો અપરાધ (ભૂલ) નથી, મારો પોતાનો જ અપરાધ છે. કારણ કે જ્યારથી હું પરમાત્માથી વિખૂટો પડ્યો, ત્યારથી જ તેને ભૂલી ગયો અને વિષયોનો ઉપભોગ કરવા માટે પ્રકૃતિને વિષે આસક્તિવાળો બની રહ્યો![૩૩] હું મૂર્તિ (દેહ) રહિત હતો, છતાં અનેક મૂર્તિમતી અને અનેક રૂપવાળી પ્રકૃતિને વિષે આસક્તિ કરીને તેમાં મેં વાસ કર્યો ને મૂર્તિમાન્ થયો; હું દેહથી રહિત હતો, છતાં દેહધારી થયો. ત્યાં આગળ મમતાએ મારો પરાભવ કર્યો, અર્થાત્ મને અનેક યોનિઓમાં જન્મધારી બનાવ્યો.[૩૪] અનેક જાતિની યોનિઓમાં (દેહોમાં–ખોળીયાઓમાં) હું, મમતા રહિત હોવા છતાં પ્રકૃતિના પરિણામરૂપ મમતાને લીધે તે તે શરીરોને વિષે મમતા બાંધી બેઠો! હાય! હાય! એ મેં શું કર્યું? (અર્થાત્ જ્ઞાનના સાધનના અભાવથી હું મૂળ સ્થિતિને પામવા માટે કંઈપણ કરી શકયો નહિ.)[૩૫] હું અનેક પ્રકારની યોનિઓમાં જન્મ્યો, તેથી મારા ચિત્તની સંજ્ઞાનો પણ નાશ થઈ ગયો. હવે મારે પ્રકૃતિનું કંઈ પણ કામ નથી. એ પ્રકૃતિનું સ્વરૂપ અહંકારમાંથી જ ઉત્પન્ન થયું છે.[૩૬] એ પ્રકૃતિ જ અર્થાત્ માયા જ, પોતાના અનેક સ્વરૂપે કરીને (મોહ ઉપજાવી) મને વારંવાર સંસારમાં જોડે છે. પરંતુ હવે મને જ્ઞાન થયું છે; મારી અહંતા અને મમતા દૂર થઈ ગયાં છે;[૩૭] માત્ર પ્રકૃતિને લીધે થયેલી અહંતાથી મને (આ સંસારમાં) નિત્યની મમતા બંધાઈ છે. પણ હવે હું આ પ્રકૃતિનો ત્યાગ કરીને, સુખદુઃખથી રહિત એવા પવિત્ર પરમાત્માને શરણે જઇશ;[૩૮] અને હું તેની સાથે સમભાવને પામીશ. જડ એવી પ્રકૃતિની સાથે સમાનભાવની હવે મને ઇચ્છા જ નથી. મારું ક્ષેમ તો નિરામય પરમાત્માની સાથે એકપણાનો આશ્રય કરવાથી જ થશે, પણ જડ પ્રકૃતિની સાથે એકપણાને પામવાથી મારું ક્ષેમ થશે નહિ!'[૩૯] આ પ્રમાણે છવ્વિસમા પરમપુરુષનું જ્ઞાન થવાથી, પચીસમો જીવાત્મા જ્ઞાની થાય છે; અને પછી, તે ક્ષરપણાનો ત્યાગ કરીને સર્વ પ્રકારના વિકારોથી રહિત અને પવિત્રમાં પવિત્ર એવા અક્ષરપણાને પ્રાપ્ત કરે છે.[૪૦]‡ એમ જ્યારે જીવાત્મા સત્વાદિ ગુણોથી રહિત અને પ્રકૃતિના સંગથી રહિત થાય છે, ત્યારે તે વ્યક્ત, નિર્ગુણ ને નિરાકારપણાને પામે છે. હે મૈથિલેશ્વર! જ્યારે જીવાત્મા અવ્યક્ત એવી પ્રકૃતિને ઉત્પન્ન કરનારા, સત્વાદિ ગુણ રહિત પરમાત્માનાં દર્શન કરે છે, ત્યારે તે નિરાકાર ને નિર્ગુણ બને છે.[૪૧]

"આ પ્રમાણે ક્ષરનું તથા અક્ષરનું વેદમાં વર્ણન કરેલું છે અને જે મારા અનુભવમાં આવ્યું છે, તે જ્ઞાન મેં તને કહ્યું છે.[૪૨] હવે સૂક્ષ્મ, સંદેહરહિત અને નિર્દોષ જ્ઞાન કેમ પ્રાપ્ત થાય, તે હું તને કહું છું, તે તું સાંભળ.[૪૩] મને સાંખ્ય તથા યોગ ઉભયશાસ્ત્રનો અનુભવ છે, તે પ્રમાણે મેં તને સાંખ્ય તથા યોગનું સ્વરૂપ કહ્યું છે. જે વાત સાંખ્યમાં કહી છે, તે જ વાત યોગમાં પણ કહી છે.[૪૪] પણ હે રાજા! સાંખ્યે જે જ્ઞાન કહેલું છે, તે પ્રત્યેકને પ્રબોધ કરનારું છે અને સાંખ્યશાસ્ત્રમાં એ જ્ઞાન, શિષ્યોનું હિત કરવાની ઇચ્છાથી બહુ સ્પષ્ટપણે વર્ણવેલું છે.[૪૫] પંડિતો કહે છે કે, સાંખ્ય-

* ઉત્તમ–જેવી કે દેવયોનિ, મધ્યમ–મનુષ્યયોનિ, અધમ–પશુયોનિ

† અર્થાત્ જ્ઞાન થયા પછી જ્ઞાની માયા એટલે પ્રકૃતિ સાથે શા લાભ માટે બંધાયલો રહે? જ્ઞાન થયા પછી જ્ઞાની સર્વ માયાને ત્યાગી જ દે છે.

‡ અર્થાત્ જીવે સ્વસ્વરૂપનું જ્ઞાન થયા પછી બ્રહ્મભાવનો ત્યાગ કરવો નહિ.

શાસ્ત્ર વિશાળ છે અને બુદ્ધિમાન્ શિષ્યોને તુરત સિદ્ધિ આપનારું છે. યોગીઓ પણ વેદને તથા સાંખ્યને અત્યંત ઉત્તમ માને છે,[46] પણ હે નરાધિપ! યોગીઓ પચીસ તત્ત્વોના કરતાં પર તત્ત્વ (છવ્વિસમું તત્ત્વ) કહેતા નથી. પરંતુ સાંખ્યોનું પર તત્ત્વ (પચ્ચીસમા તત્ત્વથી ઉપર એવું છવ્વિસમું તત્ત્વ) યથાર્થ રીતે તને વર્ણવી બતાવ્યું છે.[47]* યોગદર્શનમાં કહ્યું છે કે, બ્રહ્મ જે જ્ઞાન સ્વરૂપ તથા દ્વૈતભાવથી રહિત છે, તે અજ્ઞાનને લીધે બુધ્યમાન (જીવ)રૂપે થાય છે. આથી યોગદર્શન, બુદ્ધ (બ્રહ્મ) તથા બુધ્યમાન (જીવ) એમ બે પદાર્થોને કહે (માને) છે.[48]†

इतिश्री महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्व विषे 'वसिष्ठने कराल जनकनो संवाद' ए नामनो अध्याय ३०७ मो समाप्त.

## અધ્યાય ૩૦૮ મો.

### વસિષ્ઠ જનક સંવાદ-બુદ્ધ કોણ? અબુદ્ધ કોણ?

વસિષ્ઠે કહ્યું;-"હે રાજા! હવે તું, બુદ્ધ-પરમાત્મા તથા અબુદ્ધ-જીવ, જે સત્વ, રજ અને તમનું પ્રેરક છે, તે વિશે હું કહું છું તે સાંભળ.‡ પરમાત્મા ગુણના-માયાના પ્રભાવથી પોતાનાં અનેક સ્વરૂપો ધારણ કરી જીવાત્મારૂપે થાય છે તથા તે (ધારણ કરેલા) સ્વરૂપને સત્ય માને છે.[1]§ ગુણને લીધે વિકાર પામવાથી (અને તેને જ સત્ય સ્વરૂપ અથવા નિત્ય સ્વરૂપ માનવાથી) જીવ, પરબ્રહ્મના સ્વરૂપને જાણવામાં નિષ્ફળ નિવડે છે. અને જીવાત્મા સત્વાદિક ગુણોને ધારણ કરે છે તેથી ઉત્પત્તિનો તથા પ્રલયનો કર્તા પણ તે જ થાય છે.[2] હે રાજા! એ જીવાત્મા ક્રીડા કરવા માટે નિત્ય અનેક સ્વરૂપોને ધારણ કરે છે અને (ઘટાદિ) અવ્યક્તના સ્વરૂપને જાણે છે, તેથી તેને વિવેકી પુરુષો બુધ્યમાન્ કહે છે.‖[3] હવે અવ્યક્ત અથવા પ્રકૃતિ

* અહીં યોગના અને સાંખ્યના તત્ત્વની જે સંખ્યા લખી છે તે વર્તમાન યોગશાસ્ત્ર તથા સાંખ્ય શાસ્ત્રની પ્રક્રિયાથી વિરુદ્ધ જણાય છે. વર્તમાન યોગ શાસ્ત્રમાં છવ્વીસ તત્ત્વો કહ્યાં છે; જેમાં જીવાત્મા એ પચીસમો છે ને તે છવ્વીસમા પરમાત્મા રાગાદિથી રહિત છે, તેની ઉપાસના કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. વર્તમાન સાંખ્યશાસ્ત્ર ઈશ્વરને માનતું નથી, પણ તે માત્ર પ્રકૃતિ અને પુરુષને માને છે અને તે પુરુષ અનંત છે, તે કર્તા નથી, પરંતુ ભોક્તા છે અને પ્રકૃતિ જ સર્વ જગતની કર્તા છે. પણ સાંખ્યમાં તથા યોગમાં તેથી જ ઉલટા પ્રકાર કહ્યા છે. અહીં જે સાંખ્યમતનું વર્ણન છે તે સાંખ્ય ગીતામાં વર્ણવેલું મત સમજવું. ટીકાકાર નીલકંઠ આ શ્લોકના ઉપર ટીકા કરતાં કહે છે કે;-મહાભારતમાં કહેલા યોગ પ્રમાણે પચીસ તત્ત્વ છે. આમાં જે પચીસમું તત્ત્વ છે, તે પુરુષરૂપ, સર્વ સંગથી રહિત તથા અકર્તારૂપ છે. પ્રકૃતિ જડ હોવાથી તેમાં કર્તાપણું સંભવે નહિ; તેમ જ મહાભારતના યોગમાં ચૈતન્ય તથા પ્રકૃતિના ગ્રંથિરૂપ જીવાત્માને માનવામાં આવ્યો નથી. એ યોગમત પ્રમાણે તો વિધિ તેમ જ નિષેધ શાસ્ત્રો નિરર્થક થઈ પડશે. જેમકે स्वर्गकामो यजेत સ્વર્ગની કામનાવાળાએ યોગ કરવો વગેરે વિધિવચનો તથા न कलंजं भक्षयेत् કલંજનું ભક્ષણ કરવું નહિ વગેરે નિષેધશાસ્ત્ર, મોક્ષશાસ્ત્ર તથા મહાભારતમાંના યોગશાસ્ત્રને પ્રમાણ માનીએ તો નિરર્થક-નિરુપયોગી થઈ પડશે. પરંતુ સાંખ્ય શાસ્ત્ર પ્રમાણે તેમ નથી-તેણે તો છવ્વીસમા તત્ત્વને સ્વીકાર્યું છે, અને પચીસમા તત્ત્વને કર્તારૂપ માન્યું છે તેથી तत्त्वमसि ઇત્યાદિ જીવ તથા બ્રહ્મના અભેદ વાદો યથાર્થ રીતે ઘટી શકે છે.

† એ યોગમતનું સમાધાન આ રીતે વિદ્વાનો કરે છે. ઉપર ૪૭ મા શ્લોકમાં કહેવા પ્રમાણે યોગમાં ઈશ્વરને જૂદો માન્યો નથી, પણ જીવની સાથે તેની એકત્ર ગણના કરી છે, જેથી નિરીશ્વરવાદ થઈ જાય છે. આમ ન થવા માટે આ ૪૮ મા શ્લોકમાં ઈશ્વરનું સ્વરૂપ કેવા પ્રકારનું છે તે દર્શાવ્યું છે. ચિદાત્માનું સ્વરૂપ નિત્ય પ્રબુદ્ધ (જ્ઞાનરૂપ) છે, પરંતુ તે અંતઃકરણની વૃત્તિરૂપ થઈ જાય છે ત્યારે તે પોતાના કેવળ સ્વરૂપને જાણતું નથી. તે સમયે તે બુધ્યમાન (જીવ) થઈ પડે છે. એક નટે સ્ત્રીનો વેશ ધારણ કર્યો હોય ત્યારે તે જોવા અથવા તો જાણવાયોગ્ય થઈ પડે છે; પણ એમ સ્ત્રીનો વેશ લેવાથી નટના કંઈ બે રૂપ થતાં નથી, તેનું ખરું રૂપ તો એક જ છે. તેનાં કૃત્રિમ રૂપને દૂર કરવા માટે તથા ખરા સ્વરૂપને જાણવા માટે तत्त्वमसि આદિ અભેદ જ્ઞાનની જરૂર રહે છે.

‡ બુદ્ધ-નિર્મળ જ્ઞાન, અને બુદ્ધનું ઉલટું તે અબુદ્ધ. બુદ્ધ પ્રેરણા કરનાર અને અબુદ્ધ ભોક્તા. પરમાત્મા તે પૂર્ણ અથવા નિર્મળ જ્ઞાનરૂપ અને જીવ એ અજ્ઞાનરૂપ છે.

§ ભાવાર્થ-બ્રાહ્મણ કે ભીખારી છતાં સ્વપ્નમાં ક્ષત્રિય કે રાજા માને, એ પ્રભાવ ગુણનો-માયાનો છે; તેમ જ આત્માને પણ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, વિરાટ્, સૂત્રાત્મા કે અંતર્યામી, એમ અનેક સ્વરૂપે દેખાડે, એ પ્રભાવ પણ ગુણ-માયાનો જ છે. તાત્પર્ય કે આત્મા જે રૂપ ધારણ કરે છે તે જ પોતાનું મૂળ સ્વરૂપ છે એમ તે માની બેઠો છે એ ભૂલ છે. એ તો ગુણ-માયાની લીલા છે. એમ બુદ્ધ અને અબુદ્ધ બંને પ્રધાનથી ભિન્ન દેખાય છે; અને તેથી અબુદ્ધ માટે શાસ્ત્ર શિક્ષા કથે છે. શંકા થાય કે એથી ભેદવાદીનો જય થશે. પણ તેમ નથી. આત્મા શુદ્ધ છે, પણ તે વિકાર પામી જીવસ્વરૂપ થવાથી ને તેમાં અભિમાન ધરવાથી તે હું જ કર્તા, હું જ ભોક્તા છું, એમ જાણી, પોતાના નિજસ્વરૂપને જાણતો નથી, અને તેથી તે જીવ કહેવાય છે; પરંતુ એ જીવાત્મા વસ્તુતઃ શુદ્ધાત્માથી ભિન્ન નથી.

‖ શંકા થશે કે જાણવાપણું એ સત્વનો ધર્મ છે, ચેતનનો નથી: પણ ચેતન રૂપવાન્ અને પ્રધાન પુરુષ આદિ જે રૂપ રહિત છે, તેને જાણતું નથી, કેમકે તે જડ છે. હવે પ્રત્યેક જડ પદાર્થમાં સત્વ-સત્તા તો છે જ, પણ તેનામાં જ્ઞાતાપણું નથી, માટે જ તે જડ છે. હવે ચોવીશ તત્ત્વનો સમુદાય જડ છે, તેથી તે પચ્ચીશમા જીવ તત્ત્વને જાણી શકતા નથી. એનું સમાધાન આમ છે. ચેતન અને જીવની એકતા થાય તો પચ્ચીસમું તત્ત્વ અહંકાર, જેને જીવ કહે છે, તે ચોવીસ તત્ત્વને જાણી શકે છે, અને તે જ બુધ્યમાન છે: અવ્યક્ત તત્ત્વો જડને જાણી શકે છે, પણ જડ તત્ત્વો અવ્યક્તને જાણી શકતા નથી. પણ જે છવ્વીસમું તત્ત્વ છે, જે સનાતન છે, જે નિર્મળ છે, જે અપ્રમેય છે, તે પચ્ચીસમા તત્ત્વ જીવને અને ચોવીસ તત્ત્વના સમુદાયને જાણી શકે છે. છવ્વીસમું

જ્યાં સુધી કોઈ પણ ગુણ સહિત છે, ત્યાં સુધી પ્રધાનને એટલે જે નિર્ગુણ છે એવા બ્રહ્મને જાણતી નથી, તેથી તેને (પ્રકૃતિને) વિવેકી પુરુષો અપ્રતિબુદ્ધ કહે છે.[૪] શ્રુતિમાં કહ્યું છે કે, જો પ્રકૃતિ પચીસમા તત્ત્વને (જીવને) કદી જાણવામાં વિજયી નિવડે છે તો પછી પ્રકૃતિ (જીવથી ભિન્ન રૂપે હોવાને બદલે) માયા–વિશિષ્ટ જીવની સાથે એકરૂપ થઈ રહે છે. (તેમ છતાં છવ્વીસમું તત્ત્વ પરમાત્મા, જે અસંગ તથા અવિકારી છે તથા જે પચીસમા તત્વથી ઉત્કૃષ્ટ છે, તેને પ્રકૃતિ જાણી શકતી નથી). આ કારણને લીધે અર્થાત્ પ્રકૃતિની સાથના આસંગને લીધે, જીવ અથવા પુરુષ જે અવ્યક્ત છે તથા મૂળ સ્વરૂપે કરી કોઈ રીતના વિકાર રહિત છે, તે અપ્રતિબુદ્ધિ અર્થાત્ મૂઢ કહેવાય છે.[૫] પચીસમો ચિદાભાસરૂપ મહાત્મા જીવ અવ્યક્તને જાણે છે, તેથી તેને વિવેકીઓ બુધ્યમાન કહે છે. પણ એ જીવ છવ્વીસમા તત્ત્વરૂપ, નિર્મળ, અભેદ જ્ઞાન સ્વરૂપ, પ્રમાણમાં આવે નહિ તેવો અને જે સનાતનરૂપ બ્રહ્મ સ્વરૂપ છે, તેને જાણી શકતો નથી, પરંતુ છવ્વીસમો તત્ત્વરૂપ જે બ્રહ્મ છે, તે નિત્ય પચીસમા જીવને અને ચોવીસમી જે પ્રકૃતિ, તેને જાણે છે.[૬–૭] હે મહાકાંતિવાળા તાત! એ છવ્વીસમું તત્ત્વ અવ્યક્ત બ્રહ્મ છે, જે દૃશ્ય પદાર્થોમાં તથા અદૃશ્ય પદાર્થોમાં સ્વભાવથી જ વ્યાપીને રહેલું છે, તેને માત્ર વિવેકીઓ જ જાણે છે.[૮]* બુધ્યમાન (જીવ) જ્યારે હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, હું જાડો છું, હું પાતળો છું આ રીતે પોતાને આત્માથી ભિન્ન માને છે, ત્યારે તે ચોવીસમી તત્ત્વરૂપ પ્રકૃતિમાં જોડાયલો રહે છે, તેથી તે પચીસમા તત્ત્વરૂપ પુરુષને (એટલે જીવના સ્વરૂપને) દેખતો નથી.[૯] પરંતુ જ્યારે જીવ પ્રકૃતિનું સ્વરૂપ જાણે છે, (કે તે અને પ્રકૃતિ જુદા જ છે) ત્યારે તે પ્રકૃતિનો પરાજય કરે છે. એ પ્રકૃતિના સ્વરૂપને જાણ્યા પછી તે સર્વ દોષથી રહિત અને નિર્મળ એવી બ્રહ્મવિદ્યાના પ્રભાવથી, પરબ્રહ્મના સ્વરૂપને પામે છે.[૧૦] જ્યારે જીવને, હે નરશાર્દૂલ! બ્રહ્મવિદ્યાનું જ્ઞાન થાય છે, ત્યારે તેને છવ્વીસમા તત્ત્વનું, (જે ભેદ રહિત છે તેનું) જ્ઞાન થાય છે, જે પરબ્રહ્મ છે. પછી તે ઉત્પત્તિ તથા પ્રલય કરનારી અવ્યાકૃત-પ્રકૃતિનો ત્યાગ કરે છે.[૧૧] જ્યારે ગુણરહિત છવ્વીસમા તત્ત્વરૂપ થયેલો એ જીવાત્મા, (સત્વાદિ) ગુણવાળી તથા ચેતનથી રહિત અપ્રતિબુદ્ધ એવી પ્રકૃતિના રૂપને જાણે છે, ત્યારે તે ગુણ રહિત થાય છે અને તે જાણ્યા તથા થયા પછી, તે પરબ્રહ્મરૂપ થાય છે.[૧૨] વિદ્વાનો કહે છે કે, જ્યારે જીવ સત્વાદિ ગુણોથી મુક્ત થાય છે તથા સ્વરૂપવડે પરમાત્માને પામે છે, ત્યારે તે પરમાત્મારૂપ જ થાય છે. આ પરમાત્મા તત્ત્વ તેમ જ નિસ્તત્ત્વ કહેવાય છે; તે જ અજર અને અમર કહેવાય છે.[૧૩]† હે માન આપનારા રાજા! એ જીવાત્મા શરીરાદિકનો આશ્રય કરે છે ખરો; પરંતુ વસ્તુતઃ તે શરીરાદિકરૂપ નથી. વિવેકી પુરુષો કહે છે કે, જીવાત્મા સાથે પચીસ તત્ત્વો છે;[૧૪] પરંતુ હે તાત! નિશ્ચયતાથી જાણ કે, પચીસમો પુરુષ મહત્ અને બીજા તત્ત્વ રહિત છે. તે બુદ્ધિયુક્ત થાય છે ત્યારે તે નિસ્તત્ત્વરૂપ અર્થાત્ તત્ત્વથી પર છે. તે બુદ્ધત્વના લક્ષણવાળા તત્ત્વનો (**अहं ब्रह्मास्मि** હું બ્રહ્મ છું આવી વૃત્તિનો) પણ ત્યાગ કરે છે.[૧૫] જ્યારે જરા-મરણથી રહિત છવ્વીસમા તત્ત્વરૂપે જીવ પોતાને માને છે, ત્યારે તે પોતાના બળવડે છવ્વીસમા તત્ત્વની સાથે સાદૃશ્ય ભાવને પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી.[૧૬]

---

તત્ત્વ દૃશ્ય અને અદૃશ્ય સઘળામાં સ્વભાવસિદ્ધ છે–સર્વમાં પરોવાયલું છે, સર્વમાં સત્તારૂપે છે; અને તે જ બ્રહ્મ છે, તે જ સર્વનું જ્ઞાતા છે. બુદ્ધિવાળો–બુધ્યમાન જીવ પોતાને આત્માથી નિરાળો શરીરધારી રૂપે જુએ છે, ત્યારે તે ચોવીસ તત્ત્વને કે પચ્ચીસમાને નિરનિરાળાં જોતો નથી, પણ જગતરૂપે જુએ છે; પરંતુ જ્યારે તે અવ્યાકૃત એવા અવિકારી પોતાના બ્રહ્મમયસ્વરૂપપર દૃષ્ટિ કરે છે, ત્યારે જ પ્રકૃતિ અથવા માયાને જિતે છે અને બ્રહ્મનું નિર્મળ, વિશુદ્ધ ને સર્વોત્કૃષ્ટ જ્ઞાન પામે છે. અર્થાત્ બુધ્યમાન્ એટલે બુદ્ધિવાળો જીવ, પ્રકૃતિને જિતે છે, ત્યારે બુદ્ધ એટલે આત્મા કહેવાય છે; અને પછી તે અવ્યક્ત સૃષ્ટિને તજી દે છે, કેમકે અવ્યક્તને પોતાથી ભિન્ન ગુણવાળું અને જડ જાણે છે, અને પોતાને ગુણાતીત જાણે છે; અને એમ જાણે છે ત્યારે અવ્યક્તનો દ્રષ્ટા બને છે ને મુક્તિને પામે છે. બુધ્યમાન્ કૈવલ્યપદને પામ્યો કે સર્વ ઉપાધિથી મુક્ત બની જાય છે. એ તત્ત્વને પામવું તે અનારોપિતરૂપ, અને બ્રહ્મનું રૂપ તે નિત્ય અપરોક્ષ ને નિસ્તત્ત્વ છે, અજર છે, અમર છે. હવે કૈવલ્યપદને પામ્યા પછી પણ તે જીવને તત્ત્વ કહેવાનું ને બ્રહ્મને નિસ્તત્ત્વ કહેવાનો ભાવાર્થ એમ છે કે, ચોવીસ તત્ત્વને આશ્રયી રહેલો જીવ સ્વથીપર ને પ્રથક્ ગણે છે, અને બ્રહ્મ તો તત્ત્વના આશ્રય વિનાનું છે, એટલો ભેદ છે. એ કારણથી જ્ઞાનીઓ જીવ સુદ્ધાં પચ્ચીસ તત્ત્વ ગણે છે, જેથી તત્ત્વ ને નિસ્તત્ત્વ એવો ભેદ રાખ્યો છે. નિસ્તત્ત્વને **अहं ब्रह्मास्मि** પણ નથી ને **अयमात्माब्रह्म** પણ નથી. શંકા થાય છે કે નિસ્તત્ત્વ થવું તો મુશ્કેલ છે, કેમકે તે નિરુપાધિક છે ને છવ્વીસમો એ સોપાધિક છે, ત્યારે ઉપાધિરૂપથી નિરુપાધિકનું ગ્રહણ કેમ થાય? પણ જેમ કતક નામના મેલ કાપનાર પદાર્થથી પાણીનો મેલ નીચે બેસી જાય છે ને નિર્મળ જળ જ રહે છે, તેમ તદાકારવૃત્તિના યોગથી બ્રહ્મત્વની પ્રાપ્તિ થાય છે ને વૃત્તિ તથા ઉપાધિનું શમન થઈ જાય છે.

* દૃશ્ય અદૃશ્ય એટલે પ્રત્યક્ષ ને પરોક્ષ, કાર્ય ને કારણ, સ્થૂલ ને સૂક્ષ્મ. स्वभावेन अनुमताम् એટલે પોતાના સ્વરૂપે કરી વ્યાપવું. અર્થાત્ બ્રહ્મ પોતાનું સ્વરૂપ બદલ્યા વગર સર્વમાં વ્યાપીને રહે છે. એમાં विद्यते मानिभिः શબ્દ અધ્યાહાર છે.

† અહીં ટીકાકાર નીલકંઠ तत्त्व નો અર્થ मनारोपितरूप અર્થાત્ અવિદ્યાને લીધે કોઈ પણ પ્રકારના રૂપથી રહિત તથા निस्तत्त्व નો અર્થ नित्यापरोक्षं અર્થાત્ પરોક્ષથી રહિત–બુદ્ધિના વિષયથી ગમ્ય કરે છે.

જો કે પ્રબુદ્ધ એવા છવ્વીસમા તત્ત્વવડે જીવ જણાયલો છે, છતાં તે એ અવસ્થા સુધી અજ્ઞાનના વિષયરૂપ બને છે. આનું કારણ એ કે, શ્રુતિ તથા સાંખ્યમાં દર્શાવ્યા પ્રમાણે જીવનું અનેકત્વ છે.[17] જ્યારે જીવ પચીસમા તત્ત્વરૂપ, ચેતન (અબુદ્ધ પ્રકૃતિ) સાથે એકપણાને પામે છે, ત્યારે તેની અહંબુદ્ધિ અથવા સ્વપણું નાશ પામે છે, અર્થાત્ ગાઢ સુષુપ્તિની પેઠે તેને છવ્વીસમા પુરુષનો અનુભવ થાય છે.[18] હે મિથિલાધિપતિ! સુખ દુઃખાદિના ધર્મવાળો, અને અહંકારથી મુક્ત નથી એવો જીવ, જ્યારે પરમાત્માની સાથે–જે પરમાત્મા બુદ્ધિથી પર છે તેની સાથે એકરૂપ થઈ જાય છે ત્યારે, પરમાત્માના સ્વરૂપમાં એકતા પામ્યા પછી તે જીવ પુણ્ય પાપ વગેરેના સ્પર્શથી રહિત થાય છે.[19]

જ્યારે પચીસમો તત્ત્વરૂપ જીવ, સર્વ જાતના કર્મથી રહિત, અજન્મા અને વ્યાપક એવા છવ્વીસમા તત્ત્વના સ્વરૂપને યથાર્થ પામે છે, ત્યારે તે અવ્યક્ત અથવા પ્રકૃતિનો સમ્પૂર્ણ ત્યાગ કરી દે છે અને ત્યારે તે બળવાન્ થાય છે.[20] પરંતુ જ્યારે છવ્વીસમું તત્ત્વ જાણવામાં આવે છે, ત્યારે જીવ ચોવીસે તત્ત્વોને સાર વિનાના જાણે છે. હે નિર્દોષ રાજા! આ પ્રમાણે મેં તને અબુદ્ધ એવી પ્રકૃતિ, જીવ અને પરમાત્માનું સ્વરૂપ શ્રુતિમાં કહ્યું છે, તે પ્રમાણે કહી સંભળાવ્યું છે. આ રીતે જીવ પ્રકૃતિનો આશ્રય કરવાથી અનેકપણાને પામે છે અને પરમાત્માનાં સ્વરૂપને જાણવાથી એકપણાને પામે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[21–22] જેમ ઉંબરા (ઉદુમ્બર) માં રહેનાર મચ્છર અને ઉંબરુ એ બંને વચ્ચે ભિન્નપણું છે; અથવા જેમ માછલું અને પાણી એ બંને વચ્ચે ભિન્નપણું છે; તેમ જ ચોવીસ તત્ત્વની વચ્ચે અને પચીસમા તત્ત્વરૂપ જીવની વચ્ચે ભિન્નપણું જાણવામાં આવે છે.[23]* આમ ચોવીસ તત્ત્વમાં અનેકપણું છે અને પચીસમા તત્ત્વમાં એકપણું છે. આને મોક્ષ કહે છે; અર્થાત્ અવ્યક્તને અબુદ્ધ પ્રકૃતિના સ્વરૂપનું જ્ઞાન થાય છે એટલે પચીસમા તત્ત્વરૂપ જીવનો પ્રકૃતિમાંથી મોક્ષ થાય છે.[24] પચીસમું તત્ત્વ જીવ, જે પ્રાણીમાત્રના શરીરમાં વ્યાપીને રહેલો છે, તેને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન કરાવીને શરીરમાંથી મુક્ત કરવો જોઇએ, આમ વિવેકી પુરુષો કહે છે.[25] અજ્ઞાનનો નાશ થયા પછી અને જ્ઞાનનો ઉદય થયા પછી આ રીતે જીવ શરીરમાંથી મુક્ત થાય છે, તે વિના બીજી રીતે મુક્ત થતો નથી, એ નિઃસંશય છે. જો કે, જેમાં રહે છે તે ક્ષેત્રથી કેવળ નિરાળો હોવા છતાં ચિદાત્મા, ક્ષેત્રની સાથે સમયને માટે એકઠો રહેવાથી તે ક્ષેત્રના ધર્મને ધારણ કરે છે.[26] પરંતુ તે જ્યારે શુદ્ધની સાથે એકતાને પામે છે, ત્યારે તે શુદ્ધ ધર્મ ધારણ કરે છે; બુદ્ધની સાથે એકઠો થાય છે ત્યારે તે બુદ્ધિના ધર્મ ધારણ કરે છે અને હે મહાપુરુષ રાજા! મુક્તનો સંગી થાય છે, ત્યારે મુક્તના ધર્મવાળો થાય છે.[27] સર્વ પ્રકારના સંગના ત્યાગી સાથે મળે છે, ત્યારે મુક્તાત્મા થાય છે; મોક્ષની સાથે મળે છે, ત્યારે મુક્તરૂપે રહે છે;[28] પવિત્ર કર્મ કરનારાની સાથે મળે છે, ત્યારે પવિત્ર કર્મથી પવિત્ર અને અપાર પ્રકાશમાનરૂપમાં રહે છે; વિમલાત્માની સાથે મળે છે, ત્યારે વિમલાત્મા થાય છે;[29] કેવળની સાથે મળે છે, ત્યારે કેવળાત્મા થાય છે; અને જ્યારે સ્વતન્ત્રની સાથે મળે છે, ત્યારે સ્વતન્ત્રપણાને પામે છે.[30]

"હે મહારાજ! મેં મત્સરનો ત્યાગ કરી સનાતન, શુદ્ધ અને આદિ પુરુષરૂપ એવા બ્રહ્મના સ્વરૂપવિશે જે યથાર્થ છે, તે તને કહ્યું છે.[31] હે રાજન્! આ બ્રહ્મને જાણવાનો ઉત્તમ ઉપદેશ તારે, વેદ નહિ ભણેલા પુરુષને, તે ગમે તેવો નમ્ર ને જિજ્ઞાસુ હોય તોપણ કદી આપવો નહિ. પણ જે વિવેકી હોય અને જે તત્ત્વ વસ્તુ જાણવાની ઇચ્છાથી નિત્ય ગુરુની આજ્ઞામાં રહેતો હોય, તેવા પુરુષને જ એ જ્ઞાનનો ઉપદેશ આપવો.[32] વળી એ પરમ જ્ઞાન, જે અસત્ય ભાષણ કરનારો હોય, શઠ હોય, નપુંસક એટલે મનોબળ વગરનો હોય, કપટ બુદ્ધિવાળો હોય, પંડિતપણાનો ડોળઘાલુ અને બીજાઓને દુઃખ દેનારો હોય, તેને પણ કહેવું નહિ. કેવા પુરુષને આ પરમ તત્ત્વનો ઉપદેશ આપવો જોઈએ, તે તું સાંભળ![33] જે પુરુષ શ્રદ્ધાળુ હોય, ગુણી હોય, કોઈ દિવસ પરની નિંદા કરતો ન હોય, શુદ્ધ યોગી હોય, જ્ઞાની હોય, નિત્ય વેદમાં કહેલી ક્રિયાને કરવાવાળો હોય; જે ક્ષમા ગુણયુક્ત હોય તથા સર્વ પ્રાણીમાત્રના હિતને વિશે તત્પર હોય;[34] જે એકાંતસ્થાનને વિશે રહેવાના અભ્યાસવાળો હોય, શાસ્ત્રયુક્ત સર્વ વિધિ કરવામાં પ્રીતિવાળો હોય, વિવાદથી દૂર રહેનારો હોય, જે પૂર્ણ વિદ્યાસંપન્ન હોય, અથવા

* ઉદુમ્બર એક જાતનું વૃક્ષ છે જેને ઉંબરો, ઉમૈડો કહે છે. એના ફળમાં એવો ગુણ છે કે તે ફાટતાં જ તેમાંથી અનેક જંતુ નિકળે છે, પણ નિકળતાંની સાથે જ મરી જાય છે. કેમકે ઉદુમ્બરા વગર તે રહી શકતા નથી–તેનું ને ઉદુમ્બરાનું એકત્વ છે. એ જંતુઓ ઉદુમ્બરાનાં ફળનાં છે અને તેમાંથી નિકળ્યાં છે ખરાં; પણ તે ઉદુમ્બરનું ફળ નથી; જેમ માછલી પાણીમાં રહે છે ખરી, પણ પાણી જ તેનું સદાનું સ્થાન નથી. જીવાત્મા એ જ પ્રમાણે પરમાત્મામાં રહે છે ખરો, પણ તે પરમાત્મા નથી. આ પરથી વસિષ્ઠ સિદ્ધ કરે છે કે, જીવાત્માને પરમાત્માનું એકત્વ છતાં, જીવ તે પરમાત્મા–બ્રહ્મ નથી.

વિવેકી હોય, તેમ જ ક્ષમાગુણયુક્ત હોય, ઇન્દ્રિય-નિગ્રહવાળો હોય તથા શમ ગુણથી યુક્ત હોય, તેને મેં કહેલો બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપવો.[૩૫] આ ગુણો જેનામાં ન હોય તેવા પુરુષને શુદ્ધ એવા બ્રહ્મનો ઉપદેશ કદી પણ આપવો નહિ. જ્ઞાની પુરુષો કહે છે કે, ધર્મનો ઉપદેશ કરનારો પુરુષ જો કુપાત્રને ઉપદેશ આપે છે તો તેથી તેનું જરાએ કલ્યાણ થતું નથી.[૩૬] કોઈ પુરુષ રત્નોથી ભરપૂર એવી આ પૃથ્વીને દાનમાં આપે, તોપણ યમનિયમ નહિ પાળનારા એવા કોઈ પણ પુરુષને પરબ્રહ્મનો ઉપદેશ આપવો નહિ. પણ હે નરેન્દ્ર! જે જિતેંદ્રિય પુરુષ છે, તેને પરબ્રહ્મના સ્વરૂપનો અવશ્ય ઉપદેશ આપવો.[૩૭] હે કરાળ! તેં આજે મારી પાસેથી પરબ્રહ્મનાં સ્વરૂપનું જ્ઞાન સાંભળ્યું છે અને મેં તને પરમ પવિત્ર, સર્વ શોકનો નાશ કરનાર, આદિ, મધ્ય તથા અંત રહિત એવા બ્રહ્મનું સ્વરૂપ યથાર્થ રીતે કહ્યું છે, તે પછી હવે તને (મૃત્યુ પછી શું થશે તેનો) ભય થશે નહિ.[૩૮] હે રાજન્! જન્મ મરણનો નાશ કરનારા, રોગ તથા ભયથી રહિત અને કલ્યાણ-મૂર્ત્તિ એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરીને તથા સર્વ જ્ઞાનનાં સ્વરૂપને જાણીને આજે જ તું શોક તથા મોહનો ત્યાગ કર![૩૯] હે રાજા! તેં જેમ મને પ્રસન્ન કરીને આજે મહા તેજસ્વી એવા સનાતન બ્રહ્મનાં સ્વરૂપને જાણ્યું છે, તેમ મેં પૂર્વે સનાતન એવા હિરણ્યગર્ભ (બ્રહ્મા)ના મુખથી બ્રહ્મનાં સ્વરૂપને જાણ્યું છે![૪૦] હે નરેન્દ્ર! તેં જેમ મને પ્રશ્ન કર્યું હતું અને મેં તને આ જે પરબ્રહ્મનો ઉપદેશ કર્યો છે, તે પ્રમાણે જ મેં પણ બ્રહ્માની પાસેથી મોક્ષવેત્તાઓના પરમ આશ્રયરૂપ મહાજ્ઞાન સાંભળ્યું છે."[૪૧]

ભીષ્મે કહ્યું-મહાન્ ઋષિ (વસિષ્ઠે, જનક વંશના કરાળ જનકને જે રીતે બ્રહ્મનું જ્ઞાન સમજાવ્યું હતું, તે પરબ્રહ્મનું મેં તને જ્ઞાન કહ્યું છે-જેને જાણવાથી પચીસમા તત્ત્વરૂપ જીવને ફરીને જન્મ ધારણ કરવો પડતો નથી.[૪૨] જીવ જરા અને મરણથી રહિત એવા પરમાત્માને યથાર્થ જાણતો નથી, તેથી તેને વારંવાર આવાગમન કરવું પડે છે; પરંતુ જીવ જો પરબ્રહ્મના સ્વરૂપને જાણે છે તો તે પછી તેને આવાગમન કરવું પડતું નથી.[૪૩] હે તાત! મેં દેવર્ષિ (નારદ)ની પાસેથી જે બ્રહ્મજ્ઞાનને શ્રવણ કર્યું હતું, તે પરમ કલ્યાણ કરનારું જ્ઞાન તને યથાર્થ રીતે કહી સંભળાવ્યું છે.[૪૪] મહાત્મા વસિષ્ઠ ઋષિએ હિરણ્યગર્ભની-બ્રહ્માની પાસેથી આ બ્રહ્મજ્ઞાન સાંભળ્યું હતું અને મહર્ષિ વસિષ્ઠની પાસેથી નારદે સાંભળ્યું હતું,[૪૫] અને નારદની પાસેથી મેં સનાતન બ્રહ્મનું સ્વરૂપ સાંભળીને સંપાદન કર્યું હતું. હે કૌરવ રાજા! આ પરબ્રહ્મનું સ્વરૂપ તું મારી પાસેથી શ્રવણ કરીને હવે શોક કર મા.[૪૬] હે રાજા! જે મનુષ્ય ક્ષર તથા અક્ષરના સ્વરૂપને જાણે છે, તેને ભય થતો નથી. પરંતુ જેને ક્ષરનું તથા અક્ષરનું જ્ઞાન નથી, તેને ભય હોય છે.[૪૭] પરબ્રહ્મના સ્વરૂપના અજ્ઞાનપણાથી અજ્ઞાની પુરુષને વારંવાર આ સંસારમાં આવવું પડે છે. ત્યાંથી દેહપાત થયા પછી છેવટે મરણ ધર્મવાળા હજારો જન્મોને તે ભોગવે છે.[૪૮] તેને દેવલોકમાં તેમ જ મનુષ્ય અથવા પશુ પક્ષીની જાતિમાં જન્મ ધારણ કરવો પડે છે; પુનઃ મનુષ્યની યોનિમાં જન્મ ધારણ કરે છે અને કેટલોએક કાળ વીત્યા પછી જો તે અજ્ઞાનસમુદ્રમાંથી બહાર નીકળવા પામે છે, તો જ પરમાત્માના સ્વરૂપને જાણે છે.[૪૯] અજ્ઞાનરૂપી સાગર ભયંકર છે. કહેવાય છે કે તે અવ્યક્ત અને અગાધ (બહુ જ ઉંડો) છે. હે ભરતવંશી રાજા! અજ્ઞાનરૂપી સાગરમાં દરરોજ પ્રાણીઓ ડુબ્યા કરે છે.[૫૦] હે રાજા! જ્યારથી તું આ અગાધ અને અવ્યક્ત (જાણી શકાય નહિ તેવા) સનાતન સાગરને તરી ગયો છે, ત્યારથી તું રજોગુણ તથા તમોગુણથી રહિત-શુદ્ધ સત્વગુણી થયો છે.[૫૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वान्तर्गत मोक्षधर्मपर्वमां 'वसिष्ठ कराळजनक संवाद' ए नामनो अध्याय ३०८ मो समाप्त.

---

## અધ્યાય ૩૦૯ મો.*

### વસુમાન્ તથા ઋષિનો સંવાદ-કામનાત્યાગ.

ભીષ્મ બોલ્યોઃ-કોઇએક સમયે, મનુષ્ય રહિત અરણ્યમાં, જનક વંશનો વસુમાન્ નામનો રાજા મૃગયા કરવાને ફરતો હતો. વનમાં ફરતાં ફરતાં તેણે ભૃગુવંશના એક મોટા ઋષિને બેઠેલા દીઠા.[૧] અરણ્યમાં બેઠેલા તે મુનિને મસ્તક નમાવીને વસુમાને પ્રણામ કર્યા અને પછી તે ત્યાં બેઠો. પછી તે મુનિની અનુમતિ માગીને તેને પ્રશ્ન કર્યું;[૨] "હે ભગવન્! આ નાશવંત શરીરમાં કામને આધીન થઇને રહેલા પુરુષને આલોકમાં અને પરલોકમાં કયું કાર્ય કલ્યાણકારક છે?"[૩] મુનિનો સત્કાર કરીને પ્રશ્ન કર્યું, ત્યારે મહાતપસ્વી અને મહાત્મા એવા તે ઋષિએ તેને આ રીતે કલ્યાણકારક ઉત્તર આપ્યું.[૪]

---

* પ્રથમ ૩૦૭ મા અધ્યાયમાં પૂછ્યું હતું કે; 'किं तदक्षरं' તે અક્ષર પરમાત્માનું સ્વરૂપ કેવું છે? તેનું ઉત્તર આપવા માટે ચોવીસ તત્ત્વરૂપ ક્ષરનું સ્વરૂપ કહીને પછી કહ્યું કે, पंचविंशोऽक्षरः પચીસમો અક્ષર પુરુષ છે. એ યોગશાસ્ત્ર પ્રમાણે કહ્યું; તે પછી ધર્માદિકથી નહિ સ્પર્શ કરાયલો છવ્વીસમો અક્ષર પુરુષ છે, તે સાંખ્યના મત પ્રમાણે કહ્યું. આ અધ્યાયમાં તે અક્ષરને જાણવા માટે સાધનભૂત ધર્મો શા છે, તે કહે છે.

ઋષિએ કહ્યું; "જો તારી કામના એમ હોય કે આલોકમાં તથા પરલોકમાં તારા મનને અનુકૂળ હોય તે પ્રાપ્ત થાઓ, તો તું ઇન્દ્રિયોને નિયમમાં રાખીને, પ્રાણીમાત્રને જે પ્રતિકૂળ હોય તેનાથી દૂર રહે અર્થાત્ સર્વ પ્રાણીઓને અનુકૂળ વર્ત.[૫] ધર્મ જ સત્પુરુષોને કલ્યાણકારક છે, તેમ જ ધર્મજ સત્પુરુષોના આધારરૂપ છે; અને હે તાત! આ સ્થાવર તથા જંગમ સાથે ત્રણ લોક ધર્મથી જ ઉત્પન્ન થયા છે અને ધર્મને આધારે જ ટકી રહેલા છે.[૬] હે સ્વાદની કામનાવાળા પુરુષ! તારી કામનાઓ ઉપરની તૃષ્ણા કેમ મટતી નથી? હે દુર્બુદ્ધિ! તું કામનાઓમાં મધુ (મધ) જુવે છે, પરંતુ છેવટે થનારા પાતને જોતો નથી.[૭]* જેમ જ્ઞાનના ફળની ઇચ્છા રાખનારાએ જ્ઞાન સંપાદન કરવું જોઇએ; તેમ જ ધર્મના ફળની ઇચ્છા રાખનારાએ ધર્મ સંપાદન કરવો જોઇએ.[૮] ધર્મ કર્મ કરવાની ઇચ્છાવાળો પુરુષ જો દુર્જન હોય છે તો તેનાથી ઉત્તમ-શુદ્ધ ને નિષ્કલંક કર્મ કરવાની કામના પૂર્ણ થઈ શકતી નથી. પણ એથી ઉલટું સત્પુરુષને જો ધર્મ કર્મ કરવાની ઇચ્છા હોય છે તો તે મહા કઠિન કર્મ પણ સહેલથી કરી શકે છે.[૯] કોઈ પુરુષ વનમાં રહ્યા છતાં પણ નગરવાસીનાં જેવાં સુખો ભોગવતો હોય તો તેને વનવાસી નહિ, પણ નગરવાસીના જેવો ભોગી જાણવો. તેમ જ નગરમાં રહીને પણ કોઈ વનવાસી પેરે વર્તતો હોય તો તેને નગરવાસી નહિ પણ વનવાસી જ જાણવો.[૧૦] પ્રથમ નિવૃત્તિના ગુણોનો તથા પ્રવૃત્તિના અવગુણોનો નિશ્ચય કરવો અને તે પછી તારે સાવધાન થઇને મન, વાણી તથા કાયાના ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી.[૧૧] સાધુ પુરુષોને નિત્ય દાન કરવું. તે પણ તેની પ્રાર્થના ઉપરથી અને સત્કારપૂર્વક તથા ઈર્ષા (કે તિરસ્કાર કર્યા વગર) આપવું, અને તે પણ સારા સ્થળમાં (કાશી જેવા તીર્થમાં) અને (સંક્રાંતિ જેવા) પર્વને દિવસે આપવું.[૧૨] ધર્મથી સંપાદન કરેલું ધન સુપાત્રને આપવું. દાન દેતી વખતે ક્રોધનો ત્યાગ કરવો અને દાન આપ્યા પછી સંતાપ કરવો નહિ. તેમ જે દાન દીધું હોય, તે મોંડેથી કહી દેખાડવું નહિ.[૧૩] જે બ્રાહ્મણ દયાવાન્ હોય, પવિત્ર હોય, ઇન્દ્રિયોને દમન કરનારો હોય, સત્યવાદી હોય, સરળ હોય, યોનિશુદ્ધ હોય તથા કર્મવડે પણ શુદ્ધ હોય તેવો વેદ જાણનારો બ્રાહ્મણ પાત્ર કહેવાય છે.[૧૪] જે સ્ત્રી 'અનન્યપૂર્વા' હોય, એટલે એક જ પતિથી પુત્ર ઉત્પન્ન કરવાનું ક્ષેત્ર હોય† તથા સ્વજાતિની હોય તેવી પતિવ્રતા સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર 'શુદ્ધયોની' ગણાય છે. તેમ જ જે ઋગ્, યજુષ અને સામને જાણનારો હોય, વિદ્વાન્ હોય, બ્રાહ્મણનાં છ કર્મ (યજ્ઞ કરવો કરાવવો, ભણવું ભણાવવું, દાન આપવું તથા લેવું) કરતો હોય, તે બ્રાહ્મણ પાત્ર કહેવાય છે.[૧૫] પાત્ર, દેશ (સ્થાન) તથા કાળને યોગે કોઈ સમયે દાતા પુરુષનો ધર્મ અધર્મરૂપે થાય છે અને કોઈ વેળા અધર્મ ધર્મરૂપે થાય છે.[૧૬]‡ મનુષ્યના શરીર ઉપર થોડી ધૂળ પડી હોય તો તેને રમત માત્રમાં દૂર કરી શકાય છે; પરંતુ જો વિશેષ ધૂળ પડી હોય તો તેને દૂર કરવા માટે મોટો પ્રયત્ન કરવો પડે છે; તે પ્રમાણે જ જો થોડું પાપ હોય તો તેને માટે અલ્પ પ્રાયશ્ચિત્ત કરવું પડે છે, પણ મોટું પાપ કર્યું હોય તો મહાન્ પ્રાયશ્ચિત્ત કરવું પડે છે.[૧૭] જે પુરુષને વિરેચન (રેચ) આપ્યો હોય, તેને ઘીનું પાન ઉત્તમ

---

* મધની ઉપમા આ ગ્રંથમાં તેમ જ અન્ય ગ્રંથોમાં સ્થળે સ્થળે આપવામાં આવે છે; કેમકે મધ પ્રાપ્ત કરવું અતિ મુશ્કેલ છે. મધ ભેગું કરનારાઓને તે મેળવવાને પહાડે પહાડ ને ઝાડે ઝાડે ભટકવું પડે છે, અને ડંખ મારનારી માંખીઓથી બહુ સાવધ રહેવું પડે છે; અને કેટલીક વાર તો અકસ્માત્ પગ લપસવાથી ખીણમાં પડીને, કે ડંખ મારનારી માંખીના ચટકાથી ગભરાઇને નાસવા જતાં ગબડી પડવાથી કે માંખીના ચટકાથી મોતને શરણ થવું પડે છે.

† અર્થાત્ વ્યભિચારિણી ન હોય, તથા પતિ પણ એક જ સ્ત્રી, શાસ્ત્રસંમત વેદવિધિએ થયેલા લગ્નની સ્ત્રીમાં આસક્ત હોય તે સ્ત્રી 'અનન્યપૂર્વા' કહેવાય છે, ને પુત્ર 'શુદ્ધયોનિ' કહેવાય છે.

‡ આર્ય સનાતન ધર્મશાસ્ત્રે દાનધર્મ માટે બહુ બહુ પ્રકારે સમજાણ આપી છે, કે પાત્રને જ દાન આપવું, અપાત્રને કદી પણ ન આપવું. અપાત્રને દાન આપવાથી પુણ્યને બદલે પાપ જ ફળરૂપે મળે છે. દેશકાલનો પણ વિચાર દાનમાં ખાસ લક્ષ આપવા જોગ છે. જેમ સત્ય કોઈ સ્થાને પાપરૂપ ફળ આપે છે, અને અસત્ય પુણ્યફળ આપે છે, તેમ દાન માટે પણ સમજવું. ધર્મશાસ્ત્ર, દાનને પાત્ર કોણ છે તે તેના ચરિત્રાર્થ અને કર્મપરથી નક્કી કરવાનું સૂચવે છે. અપાત્રને દાન આપવાથી દાતાની કેવી ગતિ થાય છે તેના આ બે ઉદાહરણો શાસ્ત્રપ્રસિદ્ધ છે. કાશીના સદ્ધર્મશીળ શત્રુઘ્ન રાજાએ કોઈ દુષ્કાળ સમયે અન્નસત્ર સ્થાપ્યું હતું. તેમાં કોઇ દુર્બળ પારધિએ આવી ભોજન કર્યું. તે પછી રાજાએ તેને એક મુદ્રા દાનમાં આપી. આ મુદ્રામાંથી ધનુષબાણ બનાવી, હજારો નિર્દોષ મૃગોની હિંસા કરવાથી તે રાજાની લક્ષ્મી નાશ પામી ને અંતે તેને નર્કના અધિકારી થવું પડ્યું હતું. પ્રિયદર્શિરાજા, નિત્ય એક વેશ્યાગામી બ્રાહ્મણનું પૂજન કરી, સહસ્ત્ર મહોર દાનમાં આપતો હતો જે દ્રવ્ય તે બ્રાહ્મણ વેશ્યાગમનમાં ને પતિવ્રતાઓનાં વ્રતો ભંગ કરવામાં વાપરતો હતો. રાજા તે બ્રાહ્મણનું આ ચરિત્ર જાણતો નહોતો, તે તો તેને મહા પવિત્ર જ માનતો હતો. વ્યભિચારમાં અનેક પ્રકારની હિંસા રહેલી હોવાથી, તે બ્રાહ્મણના પાપનું ફળ રાજાને ભોગવવું પડ્યું હતું. જો રાજા બ્રાહ્મણના ચરિત્રથી જ્ઞાત હોત તો તેને દાન આપત નહિ; પણ અજ્ઞાનપણામાં દાન આપવાથી પણ તે રાજા ભ્રષ્ટ થયો, વનવન રખડ્યો ને અંતે નરકમાં પડ્યો હતો. એટલા માટે ગમે તેવા અપાત્રને દાન આપવાની રીતિનો આર્ય સનાતન શાસ્ત્રમાં નિષેધ કર્યો છે. ભુખ્યાને ભોજન, તૃષાળુને પાણી આપવું, પણ દાન તો સુપાત્રને જ આપવું.

ઔષધ થઈ પડે છે; તે પ્રમાણે જેણે પોતાના સર્વ દોષોનો નાશ કર્યો હોય અને જે ધર્મમાર્ગે પ્રવર્તતો હોય, તે પુરુષને પરલોકમાં સુખ મળે છે.[૧૮] સર્વ પ્રાણીઓના મનમાં સારા તથા નરસા વિચારો હોય છે. પણ મનને અશુભ–નરસા વિચારોમાં જતાં સદાય અટકાવવું અને શુભ–સારા વિચારોને વિષેજ ઉતારવું.[૧૯] જે જેના ધર્મમાં (વર્ણના ધર્મમાં) પ્રવર્તતો હોય, તેને તારે અનુમોદન આપવું; તારા પોતાના વર્ણધર્મ ઉપર તારે પ્રીતિ થાય, તે પ્રમાણે તારે ઇચ્છાપૂર્વક ધર્માચરણ કરવું.[૨૦] હે ધીરજરહિત રાજા! તારે ધીરજ ધારણ કરવી; હે દુર્બુદ્ધિ રાજા! તારે સુબુદ્ધિમાન્ થવું. હે શાંતિરહિત રાજા! તારે શાંતિને ધારણ કરવી; અને હે બુદ્ધિરહિત રાજા! તારે બુદ્ધિમાનની પેઠે વર્તન કરવું.[૨૧] જે મનુષ્ય સત્પુરુષનો સંગ કરે છે તે મનુષ્ય, સત્પુરુષના પ્રતાપથી આલોકમાં તથા પરલોકમાં કલ્યાણકારક ઉપાય સંપાદન કરી શકે છે. તે કલ્યાણકારક ઉપાયનું મૂળ ઉત્તમ પ્રકારનું ધૈર્ય છે.[૨૨] મહાભિષ નામનો એક રાજર્ષિ હતો, તે ધીરજ નહિ ધરવાથી સ્વર્ગમાંથી ભૂમિપર પડ્યો હતો! યયાતિ રાજા પણ (ગર્વ કરવાથી) પુણ્ય વિનાનો થઈ ગયો હતો, (અને સ્વર્ગમાંથી પડયો હતો). છતાં પણ તેનામાં ધીરજ હતી, તેથી તે પુનઃ પરલોકને પામ્યો હતો.[૨૩] માટે તું તપસ્વીઓ, ધર્મવેત્તાઓ અને વિદ્વાનોની સેવા કરવાથી મહાન્ બુદ્ધિને સંપાદન કરીશ તથા કલ્યાણને પણ પ્રાપ્ત કરીશ."[૨૪]

ભીષ્મે કહ્યું;–"હે યુધિષ્ઠિર! મુનિનું આવું સ્વાભાવિક ભાષણ સાંભળીને ડહાપણવાળા રાજા વસુમાને કામમાંથી પોતાના મનને પાછું વાળ્યું અને ધર્મમાં મનને જોડ્યું હતું."[૨૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'जनकानुशासन' ए नामनो अध्याय ३०९ मो समाप्त.

---

## અધ્યાય ૩૧૦ મો.

### યાજ્ઞવલ્કય ગીતા–કૂટસ્થ પરમાત્માનું સ્વરૂપ.

યુધિષ્ઠિરે પૂછ્યું;–"હે ભીષ્મ! તેં ઉપદેશમાં મને કહ્યું કે, જે ધર્મથી તથા અધર્મથી રહિત છે, જે સર્વ સંશયથી રહિત છે, જે જન્મથી તથા મરણથી મુક્ત છે, જે પુણ્ય અને પાપથી મુક્ત છે;[૧] જે કલ્યાણમૂર્તિ છે, જે નિત્ય ભયથી રહિત છે, જે અવિનાશી છે, જે વિકારોથી રહિત ને પવિત્ર છે, જે ઉપાધિનો સંબંધી હોવા છતાં પણ અક્ષર–કૂટસ્થભાવમાં રહેનારો અર્થાત્ કોઈ પણ રીતના પ્રયાસથી રહિત છે, એવા પરમાત્માનું સ્વરૂપ કેવું છે તે તું મને કહે."[૨]

ભીષ્મે કહ્યું;–"હે ભારત! હું તને યાજ્ઞવલ્કય અને જનકના સંવાદરૂપ એક પુરાતન ઈતિહાસ છે તે કહીશ, તે તું સાંભળ.[૩] એક સમયપર દેવરાતના પુત્ર મહા યશસ્વી જનકે, ઋષિઓમાં શ્રેષ્ઠ એવા અને પ્રશ્નના રહસ્યને જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા યાજ્ઞવલ્કયને પૂછ્યું.[૪]

જનકે પ્રશ્ન કર્યું;–"હે વિપ્રર્ષિ! ઇન્દ્રિયો કેટલી છે? પ્રકૃતિઓ કેટલી છે? અવ્યક્ત (કારણ બ્રહ્મ) કેવું છે? પરબ્રહ્મ કેવું છે? તેનાથી પણ પર (નિર્ગુણ બ્રહ્મ)નું સ્વરૂપ કેવું છે? ઉત્પત્તિ અને પ્રલય અથવા જન્મ ને મૃત્યુનું સ્વરૂપ કેવું છે? કાળની સંખ્યા કેટલી છે? તે હે વિપ્રેન્દ્ર! તારો અનુગ્રહ મેળવવાની મને ઇચ્છા છે, માટે તું મને તે કહેવાને યોગ્ય છે.[૫–૬] હું જ્ઞાનના વિષયમાં અજ્ઞાન છું અને તું જ્ઞાનનો નિધિ છે, માટે તને પૂછું છું અને તારી પાસેથી હું મારા સર્વ પ્રશ્નના ઉત્તરો સાંભળવાની ઇચ્છા રાખું છું."[૭]

યાજ્ઞવલ્કયે કહ્યું;–"હે રાજા! તેં મને પ્રશ્ન કર્યું માટે હું તને યોગનું તથા સાંખ્યનું પરમ જ્ઞાન કહી સંભળાવું છું તે તું સાંભળ.[૮] જો કે તને કાંઈ અજાણ્યું નથી; છતાં તું મને પૂછે છે (તેથી હું તને કહું છું); કારણ કે કોઇએ કંઈ પણ પ્રશ્ન કર્યું તો તેનું ઉત્તર આપવું જોઈએ, આ રીતનો સનાતન ધર્મ છે.[૯] આઠ મૂળતત્ત્વને પ્રકૃતિ કહે છે અને વ્યક્તતત્ત્વ (પ્રકૃતિ) સાત છે, એમ અધ્યાત્મ જ્ઞાનના જાણનારા કહે છે.[૧૦] અવ્યક્ત (અથવા મૂળ પ્રકૃતિ), મહત્તત્ત્વ, અહંકાર, પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને પાંચમું તેજ,[૧૧] આ આઠ મળી પ્રકૃતિ કહેવાય છે. હવે હું તને જેને વિકારો કહે છે તે કહું છું, તે સાંભળ. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, અને પાંચમી નાસિકા, આ પાંચ જ્ઞાનેંદ્રિય છે;[૧૨] અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ તેના વિષયો છે. વાણી, બે હાથ, બે પગ, ગુદા, અને ઉપસ્થ (લિંગ)ને, પંચમહાભૂતને વિશે રહેલા વિકૃત અથવા પ્રકૃતિના વિકાર કહે છે.[૧૩]

"એમાં હે રાજેન્દ્ર! શબ્દાદિક વિશેષ* કહેવાય છે અને પાંચ જ્ઞાનેંદ્રિયો, હે મૈથિલ! સવિશેષ કહેવાય છે.[૧૪] અધ્યાત્મ શાસ્ત્રનો વિચાર કરનારા પંડિતો મનને સોળમું કહે છે, તેમજ તું અને તત્ત્વજ્ઞાનમાં વિચાર કરનારા બીજાઓ પણ મનને સોળમું કહે છે.[૧૫] હે રાજા! અવ્યક્તમાંથી મહત્તત્ત્વ (મહાન્ આત્મા) ઉત્પન્ન થાય છે. એને વિદ્વાનો પ્રકૃતિ સંબંધી પ્રથમ (સૃષ્ટિ) કહે છે.[૧૬] હે રાજા! મહત્તત્ત્વમાંથી અહંકારની ઉત્પત્તિ થાય છે. આ બીજો સર્ગ (સૃષ્ટિ) કહેવાય છે. વિદ્વાનો

* એ તન્માત્રા છે, પણ પૂર્ણ તત્ત્વ નથી.

તેને ‘બુધ્યાત્મક’ સર્ગ (સૃષ્ટિ) કહે છે.*[૧૭] અહંકારમાંથી પંચમહાભૂતના ગુણોવાળું અર્થાત્ શબ્દાદિ વિષયવાળું મન ઉત્પન્ન થાય છે. આ ત્રીજી ‘આહંકારિક’ સૃષ્ટિ કહેવાય છે.[૧૮] હે રાજા! મનમાંથી પાંચ મહાભૂતો ઉત્પન્ન થાય છે. આ ચોથો સર્ગ કહેવાય છે; અને જાણ કે તેને ‘માનસિક’ સર્ગ કહેવામાં આવે છે.[૧૯] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, આ પાંચ મહાભૂતમાંથી ઉત્પન્ન થાય છે; અને પાંચ મહાભૂતોનો વિચાર કરનારાઓ આ પાંચ મહાભૂતની સૃષ્ટિને પાંચમો સર્ગ કહે છે.[૨૦] શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, અને પાંચમી ઘ્રાણેંદ્રિય, આ છઠ્ઠી સૃષ્ટિ કહેવાય છે. વિદ્વાનો તેને અનેકચિંતાત્મક ‘માનસી’ સૃષ્ટિ કહે છે.[૨૧] શ્રોત્રાદિક ઇન્દ્રિયોની પછી (કર્મની) ઇંદ્રિયો ઉત્પન્ન થઈ છે. હે રાજા! તેને સાતમો ‘ઇંદ્રિય’ સર્ગ કહે છે.[૨૨] તે પછી હે નરાધિપ! ઉપરના ભાગમાં શ્વાસરૂપે ચાલતો પ્રાણ, સમાન, ઉદાન અને વ્યાન—આ રીતે આઠમો સર્ગ ‘પ્રાણ’(નો વાયુ પ્રવાહ) સર્ગ (સૃષ્ટિ) ઉત્પન્ન થયો છે. આ સૃષ્ટિને ‘આર્જવ’ કહેવામાં આવે છે. કારણ કે એમાં પવન ઋજુ અર્થાત્ સીધી રીતે ચાલે છે.[૨૩] હે રાજા! સમાન, વ્યાન, ઉદાન તથા અપાન વાયુની ઉત્પત્તિ થઈ. આ નવમી સૃષ્ટિને, વિદ્વાનો ‘આર્જવક’વાળી સૃષ્ટિ કહે છે.[૨૪] હે રાજા! આ રીતે નવ પ્રકારની સૃષ્ટિ અને ચોવીશ તત્ત્વો શાસ્ત્રમાં જે પ્રમાણે કહ્યાં છે, તે પ્રમાણે મેં તને કહ્યાં.[૨૫] હે મહારાજ! એ ગુણો કેટલાક કાળ સુધી પોતપોતાની સત્તા ચલાવે છે, તેને માટે મહાત્માઓ કહી ગયા છે, તે જ વાત હું તને કહું છું, તે તું મારી પાસેથી સાંભળ.”[૨૬]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां ‘जनक याज्ञवल्क्य संवाद’ ए नामनो अध्याय ३१० मो समाप्त.

## અધ્યાય ૩૧૧ મો.

### યાજ્ઞવલ્કય ગીતા—બ્રહ્માંડાદિની ઉત્પત્તિ.

યાજ્ઞવલ્કયે કહ્યું;—“હે નરશ્રેષ્ઠ! હવે હું અવ્યક્ત (અથવા પરમ પુરુષ) કેટલા કાળ સુધી રહે છે, તેની સંખ્યા કહું છું તે તું મારી પાસેથી સાંભળ. હે રાજા! આદિ પુરુષનો એક દિવસ દશ હજાર કલ્પનો કહેવાય છે;[૧] અને રાત્રી પણ તેવડી જ કહેવામાં આવે છે. જયારે એ રાત્રી પૂરી થાય છે, ત્યારે અવ્યક્ત જાગૃત થાય છે ને હે રાજા! સૃષ્ટિના આરંભમાં સર્વ દેહધારીઓના જીવનરૂપ અન્નને ઉત્પન્ન કરે છે.[૨] તે પછી બ્રહ્માને ઉત્પન્ન કરે છે. હિરણ્ય—સુવર્ણના અંડ—ઇંડામાંથી ઉત્પન્ન થનારા બ્રહ્મા સર્વ પ્રાણીઓના મૂર્તિરૂપે છે, એમ અમે શ્રવણ કર્યું છે.[૩] મહામુનિ એવા બ્રહ્મા, જેને પ્રજાપતિ પણ કહે છે, તે એક આખા વર્ષ સુધી ઇંડામાં રહ્યા અને વર્ષ પૂરું થયા પછી ઇંડામાંથી બહાર નીકળ્યા અને તેણે (તે ઇંડાના બે કટકામાંના નીચેના કટકામાંથી) પૃથ્વી અને (ઉપરના કટકામાંથી) સ્વર્ગને નિર્માણ કર્યું.[૪]† હે રાજા! વેદમાં કહ્યું છે, તે પ્રમાણે પછી પ્રભુ એવા પ્રજાપતિએ એ ઇંડાનાં બન્ને કટકાના—પૃથ્વી અને સ્વર્ગના—મધ્ય ભાગમાં આકાશની રચના કરી, તે બંનેને જૂદા પાડ્યા.[૫] મહામુનિ એવા પ્રજાપતિનો એક દિવસ સાડાસાત હજાર કલ્પનો કહેવાય છે.[૬] અધ્યાત્મશાસ્ત્રનું ચિંતન કરનારા પુરુષો કહે છે કે, તેની રાત્રી પણ તેવડી જ છે. એ બ્રહ્મા, જેને ઋષિ અર્થાત્ મહાન્ કહે છે, તે દિવ્યાત્મક ભૂત અહંકારને ઉત્પન્ન કરે છે, જે (અહંકાર) (પંચ) મહાભૂતને ઉત્પન્ન કરે છે.[૭] કોઇપણ પ્રાણીને સરજયાપૂર્વે એ મહાન્ અથવા બ્રહ્મા તપશ્ચર્યા કરી ઉપાદાન કારણવાળા ચાર પુત્રોને ઉત્પન્ન કરે છે. હે મહારાજ! આ ચાર પુત્રો પિતૃઓના પણ પિતૃ છે, એમ શ્રુતિમાં સાંભળવામાં આવે છે.‡[૮] વળી હે રાજા! અમારા સાંભળવામાં આવ્યું છે કે, શરીરની અંદરની ચાર શક્તિ સહિત જ્ઞાનેન્દ્રિયના દેવો (એ પંચ મહાતત્ત્વ)માંથી ઉત્પન્ન થાય છે ને તે પંચમહાભૂતોથી સ્થાવર તથા જંગમ એ સર્વે લોકોને વ્યાપ્ત કરે છે.§[૯] તે પછી પરમ સ્થાનમાં રહેનાર એવો અહંકાર, પંચમહાભૂતોને સરજે છે. એ પાંચમહાભૂતો તે આકાશ, વાયુ, તેજ, પાણી તથા પૃથ્વી છે.[૧૦] અહંકારમાંથી ત્રીજી સૃષ્ટિ જન્મે છે. તે મહાન્ શક્તિનો એક દિવસ પાંચ હજાર કલ્પનો કહેવાય છે અને તેની રાત્રી પણ તેટલી જ છે.[૧૧] હે રાજેન્દ્ર! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ—એને ‘વિશેષ’ કહે છે તથા તેઓનું અસ્તિત્વ પંચમહાભૂતોમાં છે.[૧૨] હે પાર્થિવ! એ શબ્દાદિક વિષયોથી આ ભૂતો વ્યાપ્ત થાય છે ત્યારે પ્રતિ દિવસ એક બીજાની મૈત્રી કરવામાં તત્પર થાય છે; એક બીજાનું ઉલ્લંઘન કરે છે;[૧૩] એક બીજાની સ્પર્ધા કરે છે; તથા રૂપાદિક મનોહર ગુણોએ કરીને પરસ્પરનો વધ કરે છે અર્થાત્

* મહત્તત્ત્વને સમયે ‘બુદ્ધિ’ કહે છે; એટલે મહત્‌માંથી જે અહંકારસૃષ્ટિ જન્મે છે, તે બુદ્ધિમાંથી જ જન્મે છે.

† એ ઇંડું તે બ્રહ્માંડ. બ્રહ્માંડ એટલે વાસનામય અંડ અથવા ઇંડું

‡ ટીકાકાર નીલકંઠ જણાવે છે કે એ ચાર પુત્રો તે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત છે. તે સમષ્ટિ નહિ પણ વ્યષ્ટિ છે. એ જ સર્વ તત્ત્વના પિતૃઓ છે, કેમકે તેમાંથી મહાભૂતો અથવા પંચ તત્ત્વોની ઉત્પત્તિ છે, અર્થાત્ મહાભૂતોની કલ્પના પણ મનમાંથી જ ઉદ્‌ભવે છે.

§ દેવ એટલે ઇન્દ્રિયોની ચાર અંદરની શક્તિ. દેવો એટલે પંચમહાભૂત; અર્થાત્ દેવ એ પિતૃઓના સંતાન છે અને એ દેવોથી આ સર્વ સ્થાવર જંગમાત્મક જગત્ વ્યાપ્ત છે.

એક બીજાનો પરાજય કરે છે.*૧૪ તથા તિર્યક્ યોનિમાં પ્રવેશ કરીને આલોકમાં ભ્રમણ કરે છે. શાસ્ત્રમાં આનો દિવસ ત્રણ હજાર કલ્પનો કહેલો છે.૧૫ તથા મનની રાત્રી પણ તેટલી જ સંખ્યાવાળી કહી છે. હે રાજેન્દ્ર! મન સર્વ ઇન્દ્રિયોથી દોરવાયલું સર્વ ઠેકાણે ભટકે છે.૧૬ ઇન્દ્રિયો પંડે વિષયોને ગ્રહણ કરી શકતી નથી, પરંતુ મનજ વિષયોને ગ્રહણ કરે છે. નેત્ર ઇંદ્રિય મનની સહાયતાથી રૂપને ગ્રહણ કરે છે; પરંતુ પોતાના સામર્થ્યથી ગ્રહણ કરી શકતી નથી;૧૭ કારણ કે મન વ્યાકુળ હોય, તે સમયે નેત્ર ઇંદ્રિય જોતી હોય છે ખરી, તોપણ તે રૂપને જોઈ શકતી નથી. લોકો કહે છે કે, સર્વ ઇંદ્રિયો જુવે છે;૧૮ પણ ઇન્દ્રિયો જોઈ શકતી નથી, મન જ જુવે છે. હે રાજન્! મનની શાંતિ થાય છે તો ઇન્દ્રિયો પણ શાંત થાય છે;૧૯ અને ઇન્દ્રિયોનું ઉપરામ થવાથી મન પણ શાંત થાય છે. આ રીતે ઇન્દ્રિયોને મન સહાય કરનાર છે એમ માનવું.૨૦ સર્વ ઇન્દ્રિયોમાં મન ઈશ્વર કહેવાય છે. હે મહાન્ યશવાળા! આ મન સર્વ ભૂતોમાં પ્રવેશ કરે છે."૨૧

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'जनक याज्ञवल्क्यनो संवाद' ए नामनो अध्याय ३११ मो समाप्त.

## અધ્યાય ૩૧૨ મો.

### યાજ્ઞવલ્ક્ય ગીતા-પ્રલય નિરૂપણ.

યાજ્ઞવલ્કયે કહ્યું;-"હે જનક! મેં તને એક પછી એક સર્વ તત્ત્વોની સંખ્યા કહી સંભળાવી તથા તેઓના કાળની સંખ્યા પણ કહી સંભળાવી. હવે હું તને એ તત્ત્વોના સંહારની કથા કહું છું તે તું સાંભળ.૧ આદિ તથા અંતથી રહિત, નિત્ય અને અક્ષર એવા બ્રહ્મા, કેવી રીતે પ્રાણીઓને વારંવાર સરજે છે; તથા તેઓનો વારંવાર કેવી રીતે સંહાર કરે છે, તે તું સાંભળ.૨ જ્યારે બ્રહ્મા જાણે છે કે, દિવસનો ક્ષય (અંત) થયો છે ને રાત્રી થઈ છે ત્યારે તે શયન કરવાની ઇચ્છા કરે છે. તે સમયે ભગવાન્ અવ્યક્ત અહંકારનું અભિમાન ધરાવનારા મહારુદ્રને સૃષ્ટિનો સંહાર કરવા માટે પ્રેરે છે.૩ આ મહારુદ્ર (પ્રથમ) અવ્યક્તની પ્રેરણા ઉપરથી સેંકડો ને હજારો કિરણવાળા સૂર્યરૂપે થાય છે અને પોતાના શરીરના બાર વિભાગ કરે છે. તેના શરીરના બારે વિભાગ અથવા બાર શરીર, બળબળતા અગ્નિના જેવાં બને છે.૪ પછી હે રાજા! તે પોતાના શરીરના તેજવડે જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એમ ચાર પ્રકારના જગતને તુરત જ બાળીને ભસ્મ કરી નાંખે છે.૫ મટકુ મારવા માત્રમાં આ સ્થાવર તથા જંગમરૂપ સર્વ જગત્ નાશ પામે છે અને પૃથ્વી ચારે પાસથી કાચબાની પીઠ જેવી સપાટ થઈ જાય છે.૬ અપાર બળવાળા મહારુદ્રે આ જગતને બાળી નાંખ્યા પછી, કેવળ પૃથ્વી જ રહે છે, તેને એ મહારુદ્ર જ મોટા બળવાન્ પાણીના પૂરવડે ચોતરફથી ડુબાવી દે છે.૭ પછી હે રાજેન્દ્ર! કાળાગ્નિ ઉત્પન્ન થાય છે. તે કાળાગ્નિ, પાણીને સોષી લે છે. પાણી શોષાઈ ગયા-નાશ પામ્યા પછી મોટા પ્રકાશ સાથે મહાન્ પ્રબળ એવો અગ્નિ બળવા માંડે છે.૮ આ બળબળતો અગ્નિ કે જે સર્વ પ્રાણીઓના જઠરાગ્નિરૂપ હોય છે અને જેની સાત જ્વાળાઓ હોય છે, તેને અપ્રમેય ને મહા બળવાન્ ભગવાન્ અષ્ટાત્મા વાયુ, પોતાનાં આઠ સ્વરૂપ ધારણ કરીને ભક્ષણ કરી જાય છે. એ સમયે એ વાયુ ઉપરના ભાગમાં, નીચેના ભાગમાં તથા તિરછો એમ ત્રણ પ્રકારે, મોટા સુસવાટા સાથે વાય છે.૯-૧૦ પછી, આ અપ્રતિમ બળવાળા ભયંકર વાયુને આકાશ ગળી જાય છે; એ આકાશને અધિક ગર્જના કરતું મન ગળી જાય છે;૧૧ અને પ્રજાનો પતિ તથા પ્રાણીમાત્રના આત્મારૂપ એવો ભૂતાત્મા અહંકાર મનને ગળી જાય છે;† અને અનુપમ આત્માવાળા તથા વિશ્વરૂપ એવા એ મહાનાત્મા (મહત્તત્ત્વ)ને પ્રજાપતિ એવા શંભુ ગળી જાય છે.‡ એ શંભુ અણિમા, લઘિમા તથા પ્રાપ્તિ નામની યોગની સિદ્ધિના ઈશ્વર છે,-જ્યોતિ સ્વરૂપ છે, અને વિકારોથી રહિત છે.૧૨-૧૩ તેના હાથ અને પગ સર્વત્ર વ્યાપેલા છે, તેનાં નેત્ર, મસ્તક ને મુખ સર્વ સ્થળમાં છે, તેના કર્ણ સર્વ ઠેકાણે વ્યાપી રહેલા છે અને તે જગતમાં સર્વને વ્યાપીને રહેલો છે.§૧૪ તે સર્વ પ્રાણીઓના હૃદયરૂપ છે, તેનું સ્વરૂપ અંગુઠાના પર્વ જેવડું છે.‖ એ મહાત્મા અનંત ભગવાન્ રુદ્ર, સર્વ જગતને ગળી જાય છે અર્થાત્ લીન કરે છે.૧૫ (તે મહાન્ આત્માનો પણ લય થાય છે). તે પછી જે અવશેષ રહે છે તે અવિનાશી, અક્ષય એક જ બ્રહ્મ રહે છે, જે બ્રહ્મ કોઈ પણ પ્રકારના છિદ્ર ને પરિણામ રહિત છે; જે તેજભૂત છે, અને ભવિષ્ય તથા વર્તમાનનો સરજનારો છે, અને જે સંપૂર્ણ દોષરહિત-માયારહિત છે.૧૬ હે રાજેન્દ્ર! આ તત્ત્વોના સંહારની કથા મેં તને યથાર્થ

* એ બે શ્લોક શબ્દાદિ ગુણોનો પ્રભાવ જીવપર કેટલો છે તે વર્ણવે છે. રાગ, દ્વેષ અને જીવના સર્વ પ્રકારના સંબંધ, એ ગુણોને લીધે જ છે.

† અર્થાત્ એ અહંકારને ભૂત, વર્તમાન તથા ભવિષ્યને જાણનાર એવો મહાન્ આત્મા (મહત્તત્ત્વ) ગળી જાય છે.

‡ તાત્પર્ય કે મહાનાત્મા અથવા મહત્તત્ત્વનો ઈશ્વરને વિષે લય થાય છે.

§ પ્રલયકાળ પછીના મહત્તત્ત્વને ગળી જનાર શંભુ એટલે ઈશ્વરનું સ્વરૂપ આ શ્લોકમાં વર્ણવ્યું છે.

‖ બુદ્ધિ ઉપાધિના કારણથી જ અંગુઠાના પર્વ જેટલું ઈશ્વરસ્વરૂપ છે, એમ સમજવું.

રીતે કહી સંભળાવી. હવે હું તને અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ વિશે કહું છું તે તું સાંભળ."[१७]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'याज्ञवल्क्य जनकनो संवाद' ए नामनो अध्याय ३१२ मो समाप्त.

## અધ્યાય ૩૧૩ મો.

### યાજ્ઞવલ્કય ગીતા–અધ્યાત્માદિ નિરૂપણ.

યાજ્ઞવલ્કયે કહ્યું;–"હે રાજા જનક ! તત્ત્વને જાણુનારા બ્રાહ્મણો કહે છે કે, બે ચરણ અધ્યાત્મ છે, ચરણોવડે કરવામાં આવતી ગતિ અધિભૂત છે અને વિષ્ણુ તેને વિષે અધિદૈવત (તેનો અધિષ્ઠાતા દેવતા) છે.[१] તત્ત્વાર્થને જાણુનારા બ્રાહ્મણો પાયુ (ગુદા)ને અધ્યાત્મ કહે છે, મલોત્સર્ગને અધિભૂત કહે છે અને મિત્ર–સૂર્યને તેનો અધિદૈવત કહે છે.[२] યોગના સ્વરૂપને જાણુનારા બ્રાહ્મણો ઉપસ્થ (લિંગ) તે અધ્યાત્મ છે, આનંદ અધિભૂત છે અને તેનું અધિદૈવત પ્રજાપતિ છે.[३] સાંખ્યશાસ્ત્રને જાણુનારા વિદ્વાનો હાથને અધ્યાત્મ કહે છે; તેનું કર્તવ્ય, એ અધિભૂત છે અને તેનું અધિદૈવત ઇન્દ્ર છે.[४] શ્રુતિમાં કહેલા તત્ત્વને જાણુનારા વિદ્વાનો વાણીને અધ્યાત્મ કહે છે; વક્તવ્ય વિષય અધિભૂત છે અને તેનું અધિદૈવત અગ્નિ છે.[५] શાસ્ત્રવેત્તા પુરુષો ચક્ષુને અધ્યાત્મ કહે છે, તેમાં રહેલું રૂપ અધિભૂત છે અને સૂર્ય તેનું અધિદૈવત છે.[६] શાસ્ત્રવેત્તા વિદ્વાનો શ્રોત્રને અધ્યાત્મ કહે છે, તેમાં રહેલા શબ્દને અધિભૂત કહે છે અને દિશાઓને અધિદૈવત કહે છે.[७] શાસ્ત્રવેત્તા વિદ્વાનો જિહ્વાને અધ્યાત્મ કહે છે, રસને અધિભૂત કહે છે અને આપ (જળ)ને અધિદૈવત કહે છે.[८] શાસ્ત્રવેત્તાઓ ઘ્રાણને (નાસા ઇંદ્રિયને) અધ્યાત્મ કહે છે, ગંધને અધિભૂત કહે છે અને પૃથ્વીને અધિદૈવત કહે છે.[९] તત્ત્વજ્ઞાનમાં વિશારદ એવા પુરુષો ત્વચાને અધ્યાત્મ કહે છે, સ્પર્શને અધિભૂત કહે છે અને પવનને અધિદૈવત કહે છે.[१०] શાસ્ત્રવેત્તા વિદ્વાનો મનને અધ્યાત્મ કહે છે, મંતવ્યને (મનના વિષયને) અધિભૂત કહે છે અને ચંદ્રને અધિદૈવત કહે છે.[११] તત્ત્વવેત્તાઓ કહે છે કે, અહંકાર તે અધ્યાત્મ છે, અભિમાન અધિભૂત છે અને બુદ્ધિ તેની અધિદૈવત છે.[१२] તત્ત્વના સ્વરૂપને યથાર્થ રીતે જાણુનારા વિદ્વાનો બુદ્ધિને અધ્યાત્મ કહે છે, બોદ્ધવ્ય (જાણવારૂપ કર્મને) અધિભૂત કહે છે અને ક્ષેત્રજ્ઞને અધિદૈવત કહે છે.[१३] હે મૂળ તત્ત્વના સ્વરૂપને યથાર્થ જાણુનારા! પરમાત્માની જે વિભૂતિ સૃષ્ટિના આદિકાલમાં, મધ્ય કાલમાં અને અંતકાલમાં જૂદે જૂદે સ્વરૂપે કેમ વ્યક્ત થાય છે તે મેં તને વ્યક્તિ વ્યક્તિ પરત્વે યથાર્થ રૂપમાં કહી બતાવી છે.[१४]

હવે હે મહારાજ! પ્રકૃતિ પોતાની ઇચ્છાનુસાર, પોતાના આનંદથી, પોતાની મેળે જ ક્રીડા (રમવા) કરવા માટે વિકારી બનીને, સેંકડો અને હજારો ગુણોને સ્વસ્વરૂપમાં મેળવી વિકારી બની ઉત્પન્ન કરે છે.[१५] મનુષ્યો જેમ એક દીવામાંથી હજારો દીવાઓ કરે છે, તેમ પ્રકૃતિ પણ પુરુષમાંથી (સત્વ, રજ તથા તમમાંથી) ઘણા ગુણોને ઉત્પન્ન કરે છે.[१६] સત્વ (ધૈર્ય), આનંદ, ઐશ્વર્ય, પ્રીતિ, સર્વ પદાર્થ પ્રકાશપણું, સુખ, શુદ્ધિ, આરોગ્ય, સંતોષ, શ્રદ્ધાળુતા,[१७] કૃપણુતાનો અભાવ (દીનતાનો અભાવ અથવા ઉદારતા), અસંમોહ (નહિ ગભરાવું તે), ક્ષમા, ધૃતિ–દૃઢતા, અહિંસકપણું, સમતા, સત્ય, ઋણ રહિતપણું, મૃદુતા, લજ્જા, ચપળપણાથી રહિતપણું,[१८] શૌચ, સરળતા, આચાર, અલોલુપતા (લલુતાથી રહિતપણું), હૃદયમાં સંભ્રમ (ગભરાટ)નો અભાવ, પ્રિય વસ્તુનો વિયોગ ને અનિષ્ટ વસ્તુનો સંયોગ થતાં પણ તેને માટે બોલવું નહિ તે,[१९] દાનવડે લોકોને વશ કરવા, સ્પૃહાનો ત્યાગ કરવો, પરોપકાર કર્યા કરવો અને સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખવી–આને સાત્વિક ગુણો જાણવા.[२०] રાજસમાંથી પ્રકૃતિના વિકારવડે જે ઉત્પન્ન થાય છે, તેનો સમુદાય આ પ્રમાણે છેઃ–સ્વસ્વરૂપનો ગર્વ, ઐશ્વર્ય–મોટાઈ, વિગ્રહ–યુદ્ધ, ત્યાગ કરવામાં અભાવ, દયાનો અભાવ, સુખ ભોગવવામાં તત્પરતા ને દુઃખને સહન કરવામાં કાયરતા,[२१] પરનિંદામાં પ્રીતિ, વિવાદોમાં આસક્તિ,અહંકાર, કોઇનો સત્કાર ન કરવાની ટેવ, હરકોઈ વાતની ચિંતા, વૈર લેવાની ઇચ્છા અથવા ટેવ, સંતાપ કરવો,[२२] અભિહરણ (બીજાનું પચાવી પડવું), નિર્લજ્જપણું, કુટીલતા, ભેદબુદ્ધિ, કઠોરતા, કામ, ક્રોધ, મદ,[२३] દર્પ, દ્વેષ, અતિવાદ–આ સર્વે રાજસના ગુણો છે. હવે હું તમોગુણનો સમુદાય તને કહું છું તે સાંભળ.[२४] તે ગુણો આ પ્રમાણે છેઃ–મોહ, અજ્ઞાન, તામિસ્ર તથા અંધતામિસ્ર. અંધતામિસ્રને મરણ કહે છે તથા તામિસ્રને ક્રોધ કહે છે.[२५] એ સિવાયના તમનાં લક્ષણો આ પ્રમાણે છેઃ–ભોજન કર્યા છતાં તૃપ્તિ ન થવી, અપેયપાન કરવામાં અને ખાવામાં અધિક પ્રીતિ રાખવી;[२६] ગંધમાં, વસ્ત્રમાં, વિહારમાં, શયનમાં તથા આસનમાં પ્રીતિ; તેમ જ દિવસે નિદ્રા કરવામાં, અતિ વિવાદ કરવામાં અને પ્રમાદમાં પ્રીતિ;[२७] અજ્ઞાનને લીધે નૃત્ય, ગીત અને વાદિત્ર વગાડવામાં આનંદ તથા ધર્મ ઉપર દ્વેષ–એ સર્વને તામસી ગુણો જાણવા."[२८]

इति श्रीमहाभारतविषे शांतिपर्वान्तर्गत मोक्षधर्मपर्वमां 'याज्ञवल्क्य जनकनो संवाद' ए नामनो अध्याय ३१३ मो समाप्त.

## અધ્યાય ૩૧૪ મો.

### યાજ્ઞવલ્કય ગીતા–સત્વાદિ ગુણ લક્ષણ.

યાજ્ઞવલ્કયે કહ્યું;–"હે પુરુષસત્તમ! આ ત્રણ સત્વ, રજ અને તમ પ્રધાન ગુણો પ્રકૃતિના છે. આ ત્રણેય ગુણો નિત્ય–હુંમેશા જ આખા જગતના નિમિત્ત કારણ રૂપ છે.[૧] છ ઐશ્વર્યવાળો અને અવ્યક્ત સ્વરૂપધારી પ્રધાન, એ ઉપર કહેલા ત્રણ ગુણવડે પ્રત્યગાત્મા એવા પરમાત્માના સેંકડો, હજારો, લાખો અને કરોડો વિભાગ કરી શકે છે.[૨] અધ્યાત્મ વસ્તુનું ચિંતન કરનારા વિદ્વાનો કહે છે કે, આ લોકમાં સત્વગુણીને ઉત્તમ, રજોગુણીને મધ્યમ અને તમો ગુણીને અધમ સ્થાન મળે છે.[૩] જેઓ કેવળ પુણ્યકર્મ કરે છે, તેઓને ઉર્ધ્વલોક, (દેવપદ કે બીજા આકાશી દેવનું પદ), જેઓ પુણ્ય તથા પાપ એમ મિશ્ર કર્મ કરે છે, તેઓને મધ્યમ ગતિરૂપ મનુષ્યલોક અને જેઓ કેવળ અધર્મનાંજ કર્મ કરે છે, તેઓને (પશુ કે વનસ્પતિની યોનિમાં જન્મી) નરક લોકની પ્રાપ્તિ થાય છે.[૪] હે જનક! હવે હું તને સત્વ, રજ તથા તમોગુણના દ્વંદ્વ–જોડલાં તથા સન્નિપાત* વિશે કહું છું, તે તું મારી પાસેથી સાંભળ.[૫] કેટલીક વખત સત્વગુણ રજોગુણની સાથે એકઠો થાય છે; કેટલીક વખત રજોગુણ તમોગુણની સાથે એકઠો થાય છે અને કેટલીક વખત તમોગુણ સત્વગુણની સાથે એકઠો થાય છે. તેમજ કોઈ વખતે સત્વ, રજ ને તમનો સન્નિપાત પણ થાય છે. ત્યારે તેઓ અવ્યક્ત અથવા પ્રકૃતિની સાથે પણ જોવામાં આવે છે.[૬] અવ્યક્ત એવો પુરુષ, કેવળ સત્વગુણને ધારણ કરે છે ત્યારે દેવલોકને પ્રાપ્ત થાય છે; રજોગુણ તથા સત્વગુણથી સંયુક્ત થાય છે ત્યારે મનુષ્યલોકમાં અવતરે છે;[૭] અને રજોગુણ તથા તમોગુણને ધારણ કરે છે ત્યારે તિર્યક યોનિમાં (પશુપક્ષીની) યોનિમાં અવતાર ધારણ કરે છે.[૮] જ્યારે આત્મા સત્વ, રજ અને તમોગુણથી યુક્ત થાય છે, ત્યારે તે મનુષ્યની જાતિમાં અવતરે છે; પણ જ્યારે આત્મા પાપ કે પુણ્યમાંથી મુકત થાય છે, ત્યારે તે શાશ્વત (નાશ રહિત), અવ્યય, અક્ષય ને અમૃત એવા પરમધામમાં જાય છે.[૯] જ્ઞાની પુરુષોનો ઉત્તમ યોનિમાં જન્મ થાય છે; અને તેઓને એ પરમ ધામ મળે છે. એ ધામ શાશ્વત, અવ્યય, અક્ષય, અચ્યુત, અમૃતમય, શ્રેષ્ઠ, અતીન્દ્રિય (ઇંદ્રિયોથી જોઈ શકાય નહિ તેવું), પરિણામ રહિત, પતન ન થાય તેવું, બીજરહિત, જન્મ, મરણ અને અજ્ઞાનથી રહિત છે.[૧૦] હે રાજા! તેં મને અવ્યકતમાં રહેલા પરમપુરુષ વિશે પ્રથમ પ્રશ્ન કર્યું હતું કે તેનો ધર્મ શો છે, તે હવે હું તને કહું છું. જો કે તે પ્રકૃતિમાં રહે છે, છતાં પ્રકૃતિના ગુણોથી નિર્લેપ છે.[૧૧] હે રાજા! પ્રકૃતિ અચેતન–ચેતના રહિત છે; પરંતુ તે પ્રકૃતિ બ્રહ્મના અધિષ્ઠાને કરીને, અર્થાત્ પ્રકૃતિમાં બ્રહ્મ સ્થિતિ કરે છે તેથી, તે જગતને સરજે છે અને તેનો સંહાર પણ કરે છે."[૧૨]

જનકે પૂછયું;–"હે મહામતિ! પ્રકૃતિ તથા પુરુષ બન્ને અનાદિ અને અનંત છે; બન્ને–મૂર્તિ અર્થાત્ શરીર રહિત છે; બન્ને અચળ છે; બન્ને પોતપોતાના સ્વભાવમાં સ્થિરતાથી રહેનારાં છે;[૧૩] બન્ને પ્રત્યક્ષ રીતે જાણવામાં આવતાં નથી; હે ઋષિશાર્દૂલ! આ રીતે પુરુષ અને પ્રકૃતિ સમાન ધર્મવાળાં હોવા છતાં, પ્રકૃતિ ચેતના રહિત (જડ) કેમ છે? અને પુરુષ ચેતન કેમ? અને તે વળી ક્ષેત્રજ્ઞ કેમ?[૧૪] હે વિપ્રેંદ્ર! તેં મોક્ષધર્મને સંપૂર્ણ રીતે સેવ્યો છે, માટે હું તારી પાસેથી મોક્ષધર્મને યથાર્થ રીતે સાંભળવાની ઈચ્છા રાખું છું.[૧૫] પુરુષનું અસ્તિત્વ, કેવળત્વ, પ્રકૃતિથી ભિન્નત્વ અને દેહને વિશે આશ્રય કરનારી ઇંદ્રિયોના દેવતા સંબંધમાં જે તું જાણતો હોય તે મને કહે.†[૧૬] તેમ જ શરીરમાં અમુક અમુક ભાગમાંથી પ્રાણનું ઉત્ક્રમણ થાય છે ત્યારે તેને જે સ્થાન મળે છે, તે સ્થાનવિષય પણ મને કહે.[૧૭] મને કહે કે સાંખ્ય શું? યોગ શું? તેનું જ્ઞાન પ્રથક્ પ્રથક્ કહે. વળી હે શ્રેષ્ઠ! મને અરિષ્ટોને એટલે મૃત્યુને સૂચવનારાં નિમિત્તો શું છે, તે પણ

---

* સન્નિપાત એટલે ત્રણે ગુણોનું એકઠાં થવાપણું.

† પુરુષ તથા પ્રકૃતિ અગ્નિ અને ઉષ્ણતાની પેઠે એક સાથે રહેલાં છે. અગ્નિનો નાશ થવાથી જેમ ઉષ્ણતાનો નાશ થાય છે; અથવા ઉષ્ણતાનો નાશ થવાથી અગ્નિનો નાશ થાય છે; તેમ જ પુરુષનો અને પ્રકૃતિનો પણ એક સાથે જ અવશ્ય નાશ થાય છે. હવે પુરુષ ચેતન છે, છતાં તેનું અસ્તિત્વ કેવી રીતે ઘટે, આવી જનકની શંકા છે. એમ કહેવામાં આવે કે પુરુષનું અસ્તિત્વ છે તોપણ તેનું કેવળત્વ એટલે પ્રકૃતિથી રહિતપણું ઘટી શકતું નથી; કારણ કે પુરુષ વિભુ (વ્યાપક) છે અને પ્રકૃતિ અવિનાશી છે. માટે પુરુષ પ્રકૃતિ વિના એકલો રહે એ ઘટી શકતું નથી. તર્કના મતમાં જેમ આત્મા 'વિભુ' છે અને મન 'અવિનાશી' છે, અને તે બન્નેનો જેમ નિત્ય સંયોગ માન્યો છે, તેમ પુરુષ અને પ્રકૃતિનો પણ નિત્ય સંયોગ માનવો જોઇએ. પરંતુ તેના વિલક્ષણ ફળયુક્ત એક બીજો આત્માનો અને મનનો જેમ સંયોગ માનવામાં આવે છે અને એવો સંયોગ કદાચિત્ થાય છે, તેમ જ પુરુષ તથા પ્રકૃતિની વચ્ચે પણ એક વિલક્ષણ સંયોગ માનીએ તો, મોક્ષદશામાં પુરુષ પ્રકૃતિથી રહિત કેવળ (એકલો) થઈ જાય. વળી પુરુષ અવયવ રહિત છે, તેમાં પ્રકૃતિનો અવ્યાપ્ય વૃત્તિરૂપ સંયોગ કેમ ઘટે? તંતુ વગેરેનો જેમ પ્રદેશ હોય છે, તેમ નિરવયવ પુરુષમાં સર્વથા પ્રદેશાદિક હોતા નથી, તેથી મન તથા આત્મા વિશે અને પુરુષ તથા પ્રકૃતિને વિશે જે અવ્યાપ્ય વૃત્તિરૂપ સંયોગ જોવામાં આવે છે તે મિથ્યા છે, તે કેવી રીતે ઘટે, આવી શંકા જનકની છે.

કહે. હાથમાં રહેલું આમળું જેમ સંપૂર્ણ રીતે જાણવામાં આવે છે, તેમ જ આ સર્વ વિષય તું જાણે છે.”[૧૮]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'याज्ञवल्क्य जनक संवाद' ए नामनो अध्याय ३१४ मो समाप्त.

## અધ્યાય ૩૧૫ મો.

### યાજ્ઞવલ્કય ગીતા-અવ્યક્ત તથા પુરુષમાં વિશેષતા.

યાજ્ઞવલ્કયે કહ્યું;-“હે વિશાંપતિ! હે તાત! જે (આત્મા) ગુણોથી રહિત છે, તેને ગુણવાળો બનાવી સમજાવી શકાતો નથી; અને (પ્રકૃતિ) જે ગુણવાળી છે, તેને ગુણોથી રહિત કરી શકાતી નથી. એ વિશે હું તને યથાર્થ રીતે (ખુલાસાથી) કહું છું તે તું સાંભળ.*[૧] સર્વ વિષયનું યથાર્થ જ્ઞાન ધરાવનારા તત્ત્વવેત્તા મહાત્મા મુનિઓ કહે છે કે, જેને ગુણનો સંસર્ગ છે, તે વસ્તુતાએ ગુણી કહેવાય છે અને જેને ગુણનો સંસર્ગ નથી તે વસ્તુતાએ નિર્ગુણી કહેવાય છે.†[૨] અવ્યક્ત-પ્રકૃતિ-સ્વભાવથી જ ગુણવાન્ છે. પ્રકૃતિ ગુણોનું ઉલ્લંઘન કરી શકતી નથી. તે સ્વભાવથી જ અજ્ઞાની હોવાને લીધે ગુણોનો ઉપભોગ કરે છે.[૩] અવ્યક્ત-પ્રકૃતિ કંઈ જાણતી નથી-જડ છે, જ્યારે પુરુષ સ્વભાવથી જ જ્ઞાની તથા દ્રષ્ટા છે. 'મારા થકી બીજો કોઈ પણ શ્રેષ્ઠ નથી', એમ પુરુષ નિત્ય માને છે.[૪] આવાં કારણથી અવ્યક્ત (પ્રકૃતિ) જડ છે અને નિત્ય ક્ષર કહેતાં નાશવંત એવી પ્રકૃતિ આભાસરૂપે અક્ષર હોવાથી તેને વિશે નિત્ય ભોક્તાપણું પણ રહેલું છે અને ભોગ્યપણું પણ રહેલું છે.‡ અર્થાત્ ગુણોને ભોગવે છે.[૫] પુરુષ અજ્ઞાનતાથી વારંવાર ગુણોનો સંસર્ગ કરવાથી નવી નવી સૃષ્ટિ કરે છે, પણ તે પોતાને, પોતાના ગુણોની સૃષ્ટિથી ભિન્ન જાણતો નથી, તેથી આત્મા પંડે પણ તે ગુણોમાં બંધાઈ જાય છે અને તેમાંથી છૂટો થઈ મોક્ષ પ્રાપ્ત કરી શકતો નથી.[૬] આત્મા મહત્તત્વ આદિ સર્ગો (સૃષ્ટિ)નો કર્તા હોવાથી પંડે માને છે કે હું સર્ગોનો કર્તા છું, અને એ કારણથી તે 'સર્ગધર્મા' કહેવાય છે. યમ, નિયમ વગેરે યોગનો હું કર્તા છું આમ તે માનતો હોવાથી તે 'યોગધર્મા' કહેવાય છે. (પણ એ કારણને લીધે જ આત્માનો તેમાંથી છૂટકો થતો નથી.)§[૭] પુરુષ આમ માને છે કે, હું પ્રકૃતિ એટલે પ્રજાઓનો કર્તા છું તેથી તે 'પ્રકૃતિધર્મા' કહેવાય છે;[૮] અને સ્થાવર પદાર્થોનો હું કર્તા છું, આવું અભિમાન રાખવાથી તે 'બીજધર્મા' કહેવાય છે; કામ શાંતિ આદિ ગુણોને ઉત્પન્ન કરનારો તથા તેનો લય કરનારો હોવાથી 'ગુણધર્મા' કહેવાય છે. એમ પદાર્થો વિશે કર્તાપણાનું અભિમાન ઉત્પન્ન થવાને લીધે આત્મા બંધનને-વિનાશને પામે છે.[૯] પુરુષની એટલે આત્માની આવી સ્થિતિ છે, છતાં તે (કંઈ કરતો નથી, પણ) સાક્ષી તરિકે સર્વ જોયા કરે છે. તેના પરિણામમાં તેના વિના અન્ય કંઈ નથી, એમ તે

---

* આત્મા સત્વાદિ ગુણોથી રહિત એટલે નિર્ગુણ છે; પ્રકૃતિ તે ગુણવાળી છે; તેથી નિર્ગુણને સગુણ અને સગુણને નિર્ગુણ કહી શકાય નહિ. ચેતન અને અચેતન બે છે, તેનાપર આક્ષેપ કરવામાં આવે, તો પ્રશ્ન એ થાય કે આત્મા ને પ્રકૃતિ ચેતન છે કે અચેતન છે? જો ઉભય અચેતન હોય તો જગત્ આંધળુંભીંત ને જડ હોવું જોઇએ; અને ઉભય ચેતન હોય તો ચેતન ચેતનનો દૃશ્ય ને દ્રષ્ટા હોઈ શકે નહિ. એમ કહેવામાં આવે કે મલયગિરિમાં ચંદનનાં વૃક્ષો છે ને ચંદનનાં લાકડાં પણ છે, પણ સર્વ ચંદન જ કહેવાય છે. તેમ ચેતનમાં, ચેતન અને જડ બંને સંભવે છે, ને તે ચેતન જ કહેવાય પણ એ ખોટું છે; કારણ કે ચેતન ને જડ પોતપોતાના સ્વભાવ તજે નહિ ને એક થાય નહિ, તેથી ચેતન તે ચેતન અને અચેતન કહેતાં જડ તે જડ જ. આત્મા ચેતન છે ને પ્રકૃતિ એક પ્રકારથી જડ જ છે.

† જેમ સ્ફટિક મણિપર રાતા ફુલની છાયા પડે છે, એટલે તે તે ગુણને ધારણ કરે છે, અર્થાત્ મણિ રાતો દેખાય છે, તેમ પુરુષ જે ગુણને ધારણ કરે છે, તેવો બને છે. પણ સ્ફટિક મણિપરની રાતા ફુલની છાયા જતી રહે છે કે તે સ્ફટિક મણિ સ્વચ્છ નિર્મળ શ્વેત બની રહે છે, તેમ જીવાત્માપરથી પણ ગુણનું આવરણ-છાયા ખસી જાય છે કે તે નિર્ગુણ-શુદ્ધ બની રહે છે.

‡ આ શ્લોક કૂટ છે. બીજાથી તે પાંચમા સુધીનો સાર આ પ્રમાણે સમજાય છે:-અવ્યક્ત પ્રકૃતિ-સ્વભાવતઃ જડ છે, પણ પુરુષ-આત્મા જે ચેતન છે તેનું પ્રતિબિંબ તેમાં પડવાથી તે એમ જાણે છે કે 'હું નિત્ય છું, સર્વ દ્રષ્ટા છું, મારાથી પર-જુદો-શ્રેષ્ઠ બીજો કોઈ છે જ નહિ.' એ કારણથી એ અવ્યક્ત-પ્રકૃતિ ચેતનરહિત છતાં અક્ષરના નિત્યના યોગથી, ચેતનવાળી-ભોક્તા દેખાય છે. પ્રકૃતિ કંઈ કાષ્ઠની પેઠે અથવા તો ભીંતની પેઠે અચેતન નથી, પરંતુ અરીસામાં જેમ પ્રતિબિંબ પડે છે તેમ ચિદાત્માનો ચૈતન્ય અંશ પણ તેનામાં પડે છે તેથી તે ભોક્ત્રી છે ને તે જડ પણ છે ને ચેતન પણ છે તેથી એ અવ્યક્ત-પ્રકૃતિ ક્ષરે છે ને અક્ષરે છે: નાશવંત છે ને અવિનાશીએ છે; તે ભોક્તાએ છે ને જડે છે. અહીં કોઈ શંકા કરે કે લાખ ને લાકડું સમાન સ્વભાવવાળાં છે, તેથી તેનો યોગ બને, પણ આકાશ અને લાકડું અસમાન-અતુલ્ય સ્વભાવવાળાં છે તેથી તેનો યોગ જેમ બને નહિ, તેમ ચેતન અને અચેતનની જમાવટ-યોગ બને નહિ. પણ અવ્યક્ત-પ્રકૃતિ અજ્ઞાનવડે આત્મામાં સત્વાદિ ગુણોનો સંસર્ગ ઉત્પન્ન કરે છે, ત્યારે તે આત્માના સ્વરૂપને જાણતી નથી; અને તેથી તે આત્મસ્વરૂપ છતાં અજ્ઞાનથી મુક્ત થતી નથી.

§ બીજાથી પાંચમાં શ્લોકમાં શંકા અથવા પ્રશ્નનું સ્થાન છે. તેનું સમાધાન ૬-૭ માં કીધું છે, તેનો સાર આ પ્રમાણે:-જ્યારે અવ્યક્ત-પ્રકૃતિ નિર્ગુણી આત્મામાં ગુણનો સંબંધ ઉત્પન્ન કરે છે, ત્યારે તે જાણતી નથી કે આત્મા શું છે; તેથી તે પંડે પણ આત્મસ્વરૂપિણી છતાં અજ્ઞાનતાથી ઉત્પન્ન થયેલા ગુણના સંબંધથી મુક્ત થતી નથી-સારાંશ કે આત્મા નિર્ગુણી છતાં તેમાં ગુણનું આરોપણ કરીને નવી નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, તેથી તે 'સર્ગધર્મા' કહેવાય છે; અને યોગ કરે છે તેથી 'યોગધર્મા' કહેવાય છે.

જોય છે, પણ દુઃખાદિ જે જણાય છે, તે પ્રકૃતિના સંસર્ગથી અહંકાર ધારણ કરે છે અને તેનું જ તે ફળ છે. અધ્યાત્મ તત્ત્વને જાણનારા, અને દુઃખ રહિત એવા યોગ સાધનારા યતિઓ તેને 'કેવળ' કહે છે.* એ 'કેવળ' એક જ છે, નિર્વિકલ્પ, (કારણરૂપમાં) અવ્યકત અને કાર્યરૂપમાં વ્યક્ત તથા સ્થિર છે.†[૧૦] સર્વ પ્રાણીઓ ઉપર દયા કરનારા અને કેવળ જ્ઞાનમાં સ્થિતિ કરીને બેઠેલા એવા શાસ્ત્રને જાણનારા સાંખ્યના વિદ્વાનો કહે છે કે, અવ્યક્ત એક જ છે અને પુરુષો અનેક છે.‡[૧૧] પણ યથાર્થ તો પુરુષ પ્રકૃતિથી ભિન્ન છે અને અવ્યક્ત–પ્રકૃતિ પરિણામી હોવાથી અનિત્ય છે અને તેને (વિશે ચેતનનો આભાસ છે, તેથી તે નિત્ય જેવી દેખાય છે.) જેમ ઇષિકાથી મુંજ ભિન્ન છે તેમ જ પુરુષની આસપાસ પ્રકૃતિ વગેરે વિંટાયલાં રહે છે, પણ પુરુષ પ્રકૃતિથી ભિન્ન જ છે.§[૧૨] એક ઉંબરાના ફળમાં મચ્છર રહે છે, પરંતુ ઉંબરું (મચ્છરોથી) ભિન્ન છે અને મચ્છર ઉંબરાથી ભિન્ન છે.‖[૧૩] પાણીમાં માછલાં રહે છે; પરંતુ માછલાં ભિન્ન છે અને પાણી પણ ભિન્ન છે. માછલું કંઈ પાણીનો સ્પર્શ કરવાથી લેપાતું નથી.[૧૪] અગ્નિ તથા ઉખા (ખા) (રાંધવાની કુરડી અથવા શગડી) એ બન્ને નિત્ય ભિન્ન છે, એમ તારે જાણવું. પરંતુ ઉખાનો સ્પર્શ કરવાથી અગ્નિને તેનો કંઈ લેપ લાગી જતો નથી.[૧૫] કમળ ભિન્ન છે અને પાણી પણ ભિન્ન છે. કમળ પાણીનો સ્પર્શ કરવાથી કંઈ ભીંજાઈ જતું નથી.[૧૬] સામાન્ય લોકો એ પદાર્થોના નિત્યના સહવાસમાં આવે છે–નિત્ય તેને જોય છે, તોપણ તેમની રહેવાની સ્થિતિને યથાર્થપણે જાણતા નથી.[૧૭] જેઓ પ્રકૃતિ અને પુરુષના યથાર્થ સ્વરૂપને જાણતા નથી અને તેમનો સંબંધ જૂદી રીતનો જુએ છે, તેઓને યથાર્થ જ્ઞાન નથી. પ્રકૃતિ પુરુષના યથાર્થ સ્વરૂપને નહિ જાણનારા પુરુષો સ્પષ્ટ રીતે વારંવાર ઘોર નરકોમાં પડે છે.[૧૮] જેમાં સર્વ પદાર્થોનું જ્ઞાન સમાયલું છે, એવું આ સાંખ્યશાસ્ત્ર મેં તને કહ્યું. સાંખ્ય શાસ્ત્રવેત્તા વિદ્વાનો આ રીતે સાંખ્યશાસ્ત્રને (નિત્યાનિત્ય વસ્તુને) વિચારીને મોક્ષને પામ્યા છે.[૧૯] તેમ જ જે બીજા મોટાં તત્ત્વશાસ્ત્રમાં કુશળતા ધરાવનારા છે, તેઓનાં તત્ત્વશાસ્ત્રોનો મત મેં કહી સંભળાવ્યો. હવે હું તને યોગશાસ્ત્ર કેવું છે તે કહું છું તે તું સાંભળ."[૨૦]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'याज्ञवल्क्य जनक संवाद' ए नामनो अध्याय ३१९ मो समाप्त.

## અધ્યાય ૩૧૬ મો.

### યાજ્ઞવલ્કય ગીતા–સાંખ્ય–યોગની ઐકયતા.

યાજ્ઞવલ્કયે કહ્યું;–"હે નૃપોત્તમ! મેં તને સાંખ્ય શાસ્ત્રનો ઉપદેશ કર્યો; હવે જે પ્રમાણે મેં યોગશાસ્ત્ર સાંભળ્યું છે તથા જે પ્રમાણે મેં જોયું છે, તે પ્રમાણે યથાર્થ રીતે હું તને ઉપદેશ કરું છું તે તું સાંભળ.[૧] સાંખ્યની સાથે સરખાવી શકાય એવું એક પણ જ્ઞાન નથી, યોગની સાથે સરખાવી શકાય એવું એક પણ બળ નથી. બન્નેની ચર્યા (શમદમાદિ પાળવાની રીત) એક જ છે, અને તે બન્ને મૃત્યુનો નાશ કરનારાં છે, અર્થાત્ મોક્ષ આપનારાં છે.[૨] જે મનુષ્યો બુદ્ધિ રહિત છે, તેઓ સાંખ્યને તથા યોગને ભિન્નભિન્ન જાણે છે; પરંતુ હે રાજા! અમે તો (તેનો અભ્યાસ ને અનુભવ કર્યા પછી) નિશ્ચયપૂર્વક બન્નેને એક જ જાણીએ છીએ.[૩] જે વસ્તુને યોગીઓ જુવે છે–જાણે છે, તે જ વસ્તુને સાંખ્ય શાસ્ત્રવેત્તાઓ પણ જુવે છે–જાણે છે. જે પુરુષ યોગશાસ્ત્રને

---

* પુરુષને "કેવળ" કહેવાનું કારણ એ છે કે તે સાક્ષીરૂપ છતાં વિક્રિયા રહિત છે. અનન્ય (જેનાથી અન્ય કોઈ નથી એવો) છે. દુઃખાદિરૂપ સર્વ અસત્ છે ને તેનો સંબંધ આત્માને નથી. તે 'કેવળ' છે. અહીં પ્રશ્ન થશે કે દુઃખનું જે ભાન થાય છે તે શું છે? એ તો માત્ર અભિમાનથી જ થાય છે. પુત્ર, સ્ત્રી, ધન ને પુરુષ–જીવ પોતાનાં માને છે, ત્યારે પુત્ર કે સ્ત્રીના મરણથી કે ધનના હરણથી દુઃખ થાય છે, પણ જો તે 'મારાં' એમ માનતો નથી તો દુઃખ શાનું? બુદ્ધિની વૃત્તિ 'મારું,' 'મારો' એમ તાદાત્મ્યપણાને પામે છે ત્યારે દુઃખ, પણ તે બુદ્ધિનો ત્યાગ થયો કે તે કેવળત્વ–નિત્ય સિદ્ધપણાને પામે છે.

† આ રીતે જ પુરુષનું અસ્તિત્વ તથા વિનાશ વગેરે પણ સિદ્ધ થાય છે. અવ્યક્ત પરિણામી હોવાથી અનિત્ય કહેવાય છે અને પુરુષ ચેતન ધર્મવડે નિત્ય કહેવાય છે. વળી એ અવ્યક્ત જે કારણરૂપ છે, તેમ કાર્યરૂપ પણ છે.

‡ નિરીશ્વર સાંખ્યવાદીઓ અનેક જીવ માને છે.

§ બુદ્ધિમાન પુરુષ મુંજ નામના તૃણના વનમાંથી ઇષિકાને–તૃણની વચ્ચેથી ઇષિકાને–ગર્ભને બહાર કાઢે છે, તેમ વિવેકી પુરુષ પોતાના શરીરમાં રહેલા અંતરાત્મા પુરુષને શોધી કાઢે છે. મુંજ નામના ઘાસની જે સળી છે, તેમાંથી પડ ઉકેલી જોઇએ તો જણાય છે કે તેમાં અંકુરરૂપ એક સળી છે તે જ ઇષિકા. એ ઇષિકા ઉપર એક, તે પર બીજું ને તે પર ત્રીજું એમ પડ હોય છે. વધારે પણ પડ હોય છે. ઇષિકા સ્થાને આત્મા–પુરુષ ને પડાને સ્થાને પ્રકૃતિ સમજવી. તેને માટે ઉપનિષદ્‌માં કહે છે કે;–अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः। तं स्वाच्छरीरात्प्रवृहेन्मुंजादिव इषीकां धैर्येणा-विद्याच्छुक्रममृतम्॥ મનુષ્યોના હૃદયમાં અંગુષ્ઠ માત્ર અંતરાત્મા પુરુષ સદા રહેલો છે. મુંજમાંથી જેમ સળીને ધીરજથી બહાર કાઢવામાં આવે છે તેમ જ જ્ઞાની પુરુષે ધૈર્યથી પોતાના શરીરમાંથી તેને શોધી કાઢવા અને તેને શુક્ર તથા અમૃતરૂપ જાણવા.

‖ ઉંબરાની સાથે સંયોગ તથા સહવાસ કરવાથી મચ્છર ઉંબરામાં લિપ્ત થઈ જતું નથી.

તથા સાંખ્યશાસ્ત્રને એક જ છે એમ જાણે છે, તેને જ તત્ત્વવેત્તા જાણવો.[૪] હે શત્રુદમન! તારે જાણવું કે, રુદ્ર (પ્રાણો) તથા ઇન્દ્રિયો યોગસાધનામાં પ્રધાન છે, રુદ્ર અને ઇન્દ્રિયોને નિયમયુક્ત કરવાથી યોગીઓ, સૂક્ષ્મ શરીરવડે દશે દિશાઓમાં પોતાની ઇચ્છાનુસાર ગમન કરી શકે છે.[૫] પણ હે પાપરહિત! જ્યારે યોગીનું સ્થૂલ શરીર પડી જાય છે, ત્યારે અણિમા આદિ આઠ પ્રકારની સિદ્ધિવાળા તે સૂક્ષ્મશરીરવડે, અનેક લોકોમાં વિહાર કરે છે અને સુખોનો ઉપભોગ કરે છે.[૬] હે નૃપોત્તમ! વિદ્વાનો કહે છે કે, વેદમાં અણિમા આદિ આઠ પ્રકારની સિદ્ધિવાળો અષ્ટાંગ એવો સૂક્ષ્મયોગ કહ્યો છે, પણ બીજો યોગ કહ્યો નથી.*[૭] શાસ્ત્રમાં બે પ્રકારની યોગની ચર્યા ઉત્તમ કહી છે: એક સગુણ યોગચર્યા અને બીજી નિર્ગુણ યોગચર્યા (અથવા સબીજ યોગ ને નિર્બીજ યોગ).[૮] હે રાજા! પ્રાણોનો નિગ્રહ કરીને શાસ્ત્રમાં કહેલા પદાર્થોને વિશે મનની ધારણા કરવી, તેને સગુણ યોગ કહે છે (તે એક); અને ઇંદ્રિયોનો નિગ્રહ કરીને મનની એકાગ્રતા કરવી, અર્થાત્ મનને ધ્યાતા, ધ્યાન તથા ધ્યેયથી રહિત કરી દેવું, આને નિર્ગુણયોગ કહે છે (જે બીજો પ્રકાર છે).[૯] તે પછી પ્રાણોનો નિગ્રહ કરીને મનની અમુક પદાર્થો ઉપર ધારણા કરવામાં આવે છે, તે સગુણ પ્રાણાયામ અને જેમાં ઇંદ્રિયોનો નિગ્રહ કરીને પોતાના ધર્મથી રહિત થયેલાં મનનો નિગ્રહ કરવામાં આવે છે, તે નિર્ગુણ પ્રાણાયામ છે.†

હે ઉત્તમ મૈથિલેશ! પૂરક, કુંભક તથા રેચક એમ ત્રણ ત્રિપુટયાત્મક પ્રાણાયામ કરતી વખતે મંત્રદ્વારા દેવતાનું ધ્યાન કરવું. જો ધ્યાનરહિત પ્રાણાયામ કરવામાં આવે છે તો રોગની ઉત્પત્તિ થાય છે; તે માટે ધ્યાન રહિત પ્રાણાયામ કરવો નહિ.‡[૧૦]

---

* યોગના જે કેટલાક પ્રકારો છે તેમાં રુદ્રપ્રધાનયોગ એ એક પ્રકાર છે. પ્રાણોત્ક્રમણ સમયે દેહી એટલે જીવાત્માને રડાવે તે રુદ્ર; અર્થાત્ દેહત્યાગ સમયે પ્રાણ અને ઇન્દ્રિયોને કલ્પાંત કરાવે છે તે રુદ્ર. અને એ પ્રાણ અને ઇંદ્રિયોનું જેમાં પ્રધાનભૂત આલંબન છે, તેનું નામ રુદ્રપ્રધાનયોગ. પ્રાણને રેચન કરવાથી અને ધારણ કરવાથી મનની પ્રવૃત્તિ વિષયપ્રતિ વળતી નથી, પણ તે સ્થિર રહે છે. સંવિત્ એટલે જ્ઞાન. પંચ ઇન્દ્રિયમાંની નાસિકાના અગ્રભાગમાં ગંધનું જ્ઞાન છે, જીભના અગ્રભાગમાં રસનું જ્ઞાન છે, તાલવામાં રૂપનું જ્ઞાન રહે છે, જીભના મધ્યભાગમાં સ્પર્શનું જ્ઞાન છે અને જીભના મૂળમાં શબ્દનું જ્ઞાન છે. એપરથી સમજાય છે કે, પ્રાણ અને ઇન્દ્રિયો યોગસાધનમાં મુખ્યસાધન ગણાય છે. તેથી ઉપરના સ્થળામાં મનની ધારણા–સ્થિરતા કરવાથી તે તે વિષયનું જ્ઞાન થાય છે. વાયુધારણ કરવાથી એટલે વશ કરવાથી આકાશગામીપણું આવે છે. યાજ્ઞવલ્ક્ય કહે છે કે, પુર્યષ્ટકમય સૂક્ષ્મ અષ્ટ ગુણ સહિત પ્રલય આવે નહિ, ત્યાંસૂધી યોગીએ, યોગવડે સર્વત્ર વિચરવું, ને ઇચ્છા થાય ત્યારે દેહ ત્યાગ કરવો; અર્થાત્ મોક્ષ કાળ સુધી યોગીઓએ યોગમાં શ્રદ્ધા રાખી, સંભાળપૂર્વક યોગ સેવવો, નહિતર બેધારી તરવાર જેવો યોગ છે, તેથી તેમાં પડ્યા તો પાછા ચઢતાં બહુ કાળ જાય છે. યોગનાં આઠ અંગ શાસ્ત્રમાં આ પ્રમાણે કહ્યાં છે:– પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, તર્ક, સમાધિ, યમ તથા નિયમ. પ્રથમનાં છ અંગ મૈત્રાયણીય ઉપનિષદ્‌માં કહ્યાં છે, છેવટનાં બે અંગો બીજી શ્રુતિમાં કહ્યાં છે. એ સૂક્ષ્મયોગ છે. આઠ અંગોમાં જે તર્ક નામનું અંગ છે, તેનો અર્થ એ છે કે અણિમા વગેરે યોગની સિદ્ધિ આવે એટલે તે સિદ્ધિઓમાં દોષદૃષ્ટિ કરી તેનો ત્યાગ કરવો, પણ તેને વશ થવું નહિ. દૃશ્યફળ યોગીને આદર કરવા જેવું નથી.

† શિવયોગમાં ચરણ, અંગુઠો, પેની વગેરે સોળ આધાર કહ્યા છે. તે આધાર વિશે મનની ધારણા કરવી અથવા તો યાજ્ઞવલ્કયે પાંચભૂતની ધારણા કરવાનું કહ્યું છે તે સમજવી. યાજ્ઞવલ્કયે પાંચ ભૂતની ધારણા વિશે આ પ્રમાણે કહ્યું છે:–ચરણથી જાનુ (ઘૂંટણ) સૂધી પૃથ્વીસ્થાન કહેવાય છે; ઘુટણથી ગુદા સૂધી જળસ્થાન કહેવાય છે; ગુદાથી હૃદય સૂધી અગ્નિ સ્થાન કહેવાય છે, હૃદયથી બન્ને ભ્રુકુટી સુધી વાયુસ્થાન કહેવાય છે અને ભ્રુકુટીથી મસ્તક સૂધી આકાશસ્થાન કહેવાય છે. યોગ સાધનારા યોગીએ પૃથ્વીમાં પરમેષ્ઠી એવા બ્રહ્માની ધારણા કરવી, પાણીમાં વિષ્ણુની ધારણા કરવી, અગ્નિમાં રુદ્રની ધારણા કરવી, વાયુના મંડળમાં ઈશ્વરની ધારણા કરવી અને આકાશમાં સારી રીતે સાવધાન થઇને સદાશિવની ધારણા કરવી. એ સર્વ ધારણા કરતી વેળાએ સારી રીતે સાવધાન રહેવું. યોગીએ પ્રાણને નિયમમાં રાખીને પૃથ્વીને વિશે લકારથી યુક્ત એવા ચાર મુખવાળા સૃષ્ટિના કારણભૂત બ્રહ્માનું ધ્યાન કરવું; અને પાંચ ઘડી સૂધી પ્રાણને રુંધી રાખવો. આ રીતે યોગ સાધનારો પુરુષ પૃથ્વીનો જય કરે છે. જળમાં વાયુનો આરોપ કરીને વકાર યુક્ત, ત્રણ નેત્રવાળા, વરદાન દેનારા, તરુણઆદિત્યસમાન કાંતિવાળા, સર્વ અંગમાં ભસ્મ ચોળનારા, પ્રસન્ન મુખવાળા રુદ્રનું પાંચ ઘડી સૂધી ધ્યાન ધરવું અને ત્યાં સૂધી પ્રાણને ધારણ કરી રાખવો. એવા યોગીને અગ્નિ બાળી શકે નહિ. વર્ણદેવથી યુક્ત એવા પવનના સ્થાનમાં રહેનારા પવન દેવનું, પાંચ ઘડી સૂધી પ્રાણને રુંધીને વાયુનું ધ્યાન કરવામાં આવે તો વાયુની પેઠે આકાશમાં ગતિ કરી શકે છે, અને જો આકાશમાં વાયુનો આરોપ કરીને હકારયુક્ત બિંદુરૂપ, તથા સર્વ લોકના કારણરૂપ શ્રી શંકરનું પ્રાણવાયુને રુંધીને ચિત્તવડે જો એક મુહૂર્તભર ધ્યાન કરવામાં આવે તો તે યોગયુક્ત થાય છે, આમ તંત્રશાસ્ત્રમાં સારી કુશળતા ધરાવનારા વિદ્વાનોએ કહ્યું છે.

‡ જેઓ પ્રાણાયામ કરનારા નથી, તેઓને આ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન–સમજી શકાય તેવું નથી. પ્રાણાયામની ક્રિયામાં પ્રાણનું પૂરક, રેચક અને કુંભક કરવામાં આવે છે ત્યારે તે ત્રણને અમુક મંત્ર ભણતાં સમય લાગે તેટલો સમય શ્વાસને રુંધવામાં આવે છે. આ શ્લોકમાં માત્ર રેચકને માટે કહ્યું છે, પણ તે ત્રણેને લાગુ પડે છે. 'પવનયોગ સંગ્રહ' નામના ગ્રંથમાં પ્રાણાયામ વિશે લખ્યું છે. પ્રાણાયામમાં જો દેવતાનું ધ્યાન કરવામાં આવે છે, તો સર્વ યોગનો ક્ષય થાય છે અને જો દેવતાનું ધ્યાન કરવામાં આવતું નથી તો મહા રોગ થાય છે. યાજ્ઞવલ્કય પણ પ્રાણાયામમાં અમુક દેવતાનું ધ્યાન કરવાનું કહે છે. તે નીચે પ્રમાણે કહે છે:–'પ્રાણાયામમાં પૂરક વખતે એટલે પ્રાણ વાયુને પૂરતી વખતે, નાભિના મધ્ય ભાગમાં રહેલા

યોગીને, રાત્રીના પ્રથમ યામમાં બાર પ્રકારના પ્રાણાયામ કરવાનું કહ્યું છે. (તે વખતે શરીરના ભિન્ન ભિન્ન ચક્રમાં રહેલા દેવતાઓનું ધ્યાન કરવું અને પછી નિદ્રા કરવી.) નિદ્રા પછી રાત્રીના છેલ્લા યામમાં ઉઠીને બીજા બાર પ્રકારથી પ્રાણાયામ કરવા (અને શરીરના ચક્રોમાં રહેલા દેવતાઓનું ધ્યાન કરવું.)[૧૧]* આ રીતે પ્રાણવાયુને ધારણ કરીને તે દ્વારા દુર્દાંત એવા મનનો નિગ્રહ કરીને શાંત થયેલા, ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારા તથા એકાંતમાં રહેનારાએ તથા સંન્યાસી–આત્મારામ–એક આત્માને વિશે જ આનંદ માનનારા (સ્ત્રી પુત્ર ધનાદિમાં આનંદ માનનારા નહિ), તથા શાસ્ત્રના તત્ત્વને જાણનારા જ્ઞાની પુરુષે, મનને રુંધીને યોગને અવશ્ય સાધવો જોઇએ.[૧૨] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ, પાંચ ઇન્દ્રિયોના દોષો છે; કારણ કે તેઓ અપ્રાપ્ત વસ્તુની સ્પૃહા કરે છે. યોગીએ એ નોદનાઓનું સેવન કરી (સર્વનો) ત્યાગ કરી દેવો.[૧૩] હે મૈથિલેશ! પ્રતિભા અને અપવર્ગ–વિક્ષેપ (મનની ચંચળતા) તથા લયનો પણ ત્યાગ કરવો અને સર્વ ઇન્દ્રિયોને મનમાં સ્થિર કરવી.[૧૪] પછી હે રાજા! મનને અહંકારમાં સ્થિર કરવું, અહંકારને બુદ્ધિમાં સ્થિર કરવો અને બુદ્ધિને પ્રકૃતિમાં સ્થિર કરવી.[૧૫] આ રીતે તત્ત્વોનો ઉત્તર ઉત્તર તત્ત્વમાં લય કર્યા પછી, યોગીએ રજોગુણથી રહિત, મળથી રહિત, નિત્ય, અનંત, શુદ્ધ, દોષ રહિત, જે કૂટસ્થ છે, આકાશની પેઠે ભેદી શકાય નહિ તેવો છે, જરા તથા મૃત્યુથી રહિત છે, તેમ જ જે સનાતન પુરુષ છે, અવિનાશી છે, સર્વનો ઇશ્વર અને વિકારોથી રહિત છે, એવા પરબ્રહ્મનું ધ્યાન કરવું.[૧૬–૧૭]

હે મહારાજ! હવે યોગયુક્ત (યોગ કરવાથી સિદ્ધ થયેલા) પુરુષના શાં લક્ષણ છે તે સાંભળ! જેમ તૃપ્તિને પામેલો પુરુષ સુખમાં નિદ્રા કરે છે, તેમજ સમાધિસ્થ પુરુષ પણ સુખેથી યોગનું સેવન કરે છે.[૧૮] પવન વિનાના પ્રદેશમાં તેલથી ભરેલા દીવાની શિખા જેમ નિશ્ચળ તથા ઉપરના ભાગમાં બળે છે તે પ્રમાણે, વિદ્વાનો કહે છે કે યોગી પણ નિશ્ચળ તથા ટટાર થઇને સમાધિ કરે છે.[૧૯] તે યોગી વરસાદના બિંદુઓનો આઘાત થયા છતાં પણ ખડક જેમ જરાએ ચલાયમાન થતો નથી, તે પ્રમાણે અનેક વિક્ષેપો થયા છતાં પણ ચલાયમાન થતો નથી.[૨૦] તેની પાસે અનેક શંખો અને નગારાંઓ વગાડવામાં આવે તથા જાતજાતનાં ગીતો ગવરાવવામાં આવે અને વાદિત્રો વગાડવામાં આવે, છતાં સમાધિસ્થ યોગી, જરાએ ચલાયમાન થતો નથી (કંપતો) નથી. સમાધિ થયેલાનું આ સ્વરૂપ છે.[૨૧] જેમ કોઈ ઠંડા મગજનો પણ દૃઢ ઠરાવનો પુરુષ, પોતાના બે હાથમાં, તેલથી ભરેલો કટોરો લઇને પગથિયાં ચઢે, તે વખતે એક માણુસ હાથમાં તરવાર લઇને પેલા પુરુષ ઉપર ઉગામે ને તેને ડરાવે, છતાં તે પુરુષ પોતાના મનને કબજામાં રાખી જરાએ ડરે નહિ અને કટોરામાંથી તેલનું ટીપું નીચે પડવા પણ દે નહિ, તે જ પ્રમાણે યોગી પણ ઉત્તમમાર્ગ ઉપર જવા માટે મનને એકાગ્ર કરે છે, ઇન્દ્રિયોને સ્થિર કરે છે તથા અંતઃકરણને નિશ્ચળ કરે છે અને પછી યોગ સાધે છે. યોગ સાધનારા મુનિનાં આ લક્ષણો જાણવાં.[૨૨–૨૪] જ્યારે યોગી સમાધિમાં હોય છે ત્યારે તેને પરમ અને વિકારોથી રહિત એવા બ્રહ્મનાં દર્શન થાય છે, જે

---

શ્યામ રંગના, મહાત્મા ચતુર્ભુજનું ધ્યાન કરવું; કુંભક કરતી વખતે હૃદયમાં રહેનારા બ્રહ્માનું ધ્યાન કરવું–કે જે બ્રહ્મા કમળપર બેઠેલા છે, શરીરે રાતા તથા ગૌર છે, ચાર મુખવાળા છે, જગતના પિતામહ છે, તથા જે રેચક (પ્રાણવાયુ છોડતી) વખતે લલાટમાં રહેલા શુદ્ધ સ્ફટિક સમાન નિર્મળ છે તે પાપનો નાશ કરનારા મહેશ્વરનું ધ્યાન કરવું.

* એ બાર પ્રકારના પ્રાણાયામને નોદના કહે છે. તે આ પ્રમાણે છેઃ–(૧) મૂળાધારમાં ત્રણ ધારવાળું ચક્ર છે, જેને બ્રહ્મચક્ર કહે છે. તેનો આકાર યોનિ જેવો, છે અને કંદ અગ્નિ જેવો છે. તેના ઉપર અધઃશક્તિ વિરાજે છે, જે શક્તિ ઇષ્ટ ફળને આપનારી છે. (૨) બીજું ચક્ર સ્વાધિષ્ઠાન નામનું છે. તેની આકૃતિ ચાર પાંખડીના કમળ જેવી છે, અને તેમાં પશ્ચિમાભિમુખ ઉડ્ડીયન શિવ બિરાજે છે. (૩) ત્રીજું નાભિચક્ર છે. એ પાંચ આવર્ત–આરાવાળું છે. તેનું રૂપ મેઘ જેવું, પ્રકાશ વીજળી જેવો, અને તેમાં બિરાજનારી શુભ સિદ્ધિ આપનારી કુંડળી નામની શક્તિ, નીચું મુખ કરી બિરાજે છે. (૪) ચોથું–હૃદયચક્ર છે. એનો આકાર, જેનું મુખ નીચું છે એવા અષ્ટદળ પદ્મના જેવો છે, અને તે કમળના મધ્યમાં તેજોમય લિંગ જેવી કર્ણિકા છે. એ કર્ણિકા ધાર્યું ફળ આપે છે. (૫) પાંચમું–કંઠચક્ર છે. તે ચાર આંગળનું છે, ને તેમાં ઇડા ને પિંગળા નાડીની વચ્ચે સુષુમ્ણા નાડી છે. એ નાડીનું ધ્યાન કરવું–એટલે તેપર એકદૃષ્ટિ રાખી પ્રાણાયમ કરવો. (૬) છઠું–ઘંટિકાચક્ર છે. મનુષ્યના ગળાની બારી વચ્ચે જે ખીલા જેવું લટકણ છે તેનું નામ ઘંટિકા. તેના નાશથી મનુષ્ય વાચા રહિત થઈ જાય છે. એ ઘંટિકામાં એક દૃષ્ટિ કરવી. (૭) સાતમું–ભ્રકૂટીચક્ર છે. એનો આકાર દિવ્ય જ્યોતિ જેવો છે. તેની મધ્યમાં જ્ઞાનલોચન રહે છે. (૮) આઠમું–બ્રહ્મરંધ્ર ચક્ર છે. તેનું બીજું નામ નિર્વાણ ચક્ર પણ છે. તેની આકૃતિ અતિ સૂક્ષ્મ છે. તેની મધ્યમાં મોક્ષદાતા દેવ અતિસૂક્ષ્મ જાલંધરરૂપે બિરાજે છે. (૯) નવમું–હ્કાર નામનું આકાશબીજચક્ર. તે બહુ મોટું છે. તેને ત્રણ શૃંગ છે, અને આખા પર્વતના પૃષ્ઠભાગ ઉપર હોય તેવું દેખાય છે. એ પૃષ્ઠભાગના શિખરપર અષ્ટદળ પદ્મ છે. તે પદ્મની વચ્ચે શૂન્યરૂપ ઉર્ધ્વશક્તિ બિરાજે છે, જે કલ્યાણને આપનારી છે; એ આઠ ચક્રમાં આત્માને ધારણ કર્યા પછી નવમાના ૐમાંના હ્કારના જપ સાથે મસ્તકની ઉપર આવેલા આકાશમાં આત્માને સ્થિર કરવો; (૧૦) પછી સમષ્ટિ કાર્યમાં આત્માને સ્થિર કરવો; (૧૧) પછી કારણમાં મન સ્થિર કરવું; અને અંતે (૧૨) નિષ્કળ બ્રહ્મમાં મનને ઠેરવી સ્થિર કરી જ્યાંસુધી ઇચ્છા હોય ત્યાંસુધી પ્રાણવાયુને રોકી રાખવો. જીવાત્મા અથવા પ્રાણ એ વાયુરૂપ છે. તેને એકએક ચક્રમાંથી ક્રમેક્રમે એ બાર સ્થાનમાં લઇ જવો ને ત્યાં રુંધી રાખવો. એ પ્રમાણે કરવાથી પાંચ વિષયોનો ત્યાગ કરી શકાય છે.

બ્રહ્મ,* ગાઢ અંધકારની મધ્યે તેજસ્વી અગ્નિ જેવો હોય છે.[૨૫] હે રાજન્! યોગ સાધવાથી પુરુષ જડ એવા દેહનો ત્યાગ કરીને "કેવળ" કહેતાં પ્રકૃતિથી રહિત એવા પુરુષને લાંબે કાળે પ્રાપ્ત થાય છે, આમ સનાતન એવી ભગવતી શ્રુતિ કહે છે.[૨૬] યોગીઓનો આ યોગ છે. આ વિના યોગનું બીજું લક્ષણ શું છે? આ યોગને જાણીને વિદ્વાનો પોતાના આત્માને કૃતકૃત્ય માને છે.[૨૭]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'जनक याज्ञवल्क्य संवाद' ए नामनो अध्याय ३१६ मो समाप्त.

## અધ્યાય ૩૧૭ મો.

### જનક યાજ્ઞવલ્ક્ય સંવાદ—યોગીની મૃત્યુ પછી સ્થિતિ.

યાજ્ઞવલ્કયે કહ્યું:-હે રાજન્! હવે યોગી (જે આધારમાં મરણ પર્યંત પોતાનાં મનને અને પ્રાણુને ધારણુ કરે છે, તે આધારદ્વારા) મરણ પછી ક્યાં જાય છે, તે વિશે હું તને કહું તે તું સાવધાન થઇને સાંભળ. યોગીનો જીવાત્મા જો ચરણોમાંથી નિસરી જાય છે, તો તેનો આત્મા વિષ્ણુના સ્થાનમાં જાય છે.[૧] જેના પ્રાણુ એ જાંઘની વચમાંથી જાય છે, તે યોગી આઠ વસુઓના લોકમાં જાય છે, એમ અમે સાંભળ્યું છે. જેના પ્રાણુ બે જાનુમાંથી જાય છે તે યોગી મહા ભાગ્યવાળા સાધ્યદેવતાઓના સ્થાનમાં જાય છે.[૨] જેના પ્રાણુ ગુદાદ્વારા જાય છે, તે મિત્રના† લોકમાં જાય છે. જેના પ્રાણુ જઘનમાંથી જાય છે તે પૃથ્વીલોકમાં પાછો આવે છે અને જેના પ્રાણુ એ સાથળોમાંથી જાય છે તે પ્રજાપતિના લોકમાં જાય છે.[૩] જેના પ્રાણુ પાર્શ્વભાગ—પડખામાંથી જાય છે તે પુરુષ મરુત લોકમાં જાય છે. જેના પ્રાણુ નાભિદ્વારા જાય છે તે પુરુષ ઇન્દ્રપણાને પામે છે. જેના પ્રાણુ એ બાહુદ્વારા જાય છે તે પુરુષ ઇન્દ્રલોકમાં જાય છે અને છાતિદ્વારા જાય છે તે રુદ્રલોકમાં જાય છે.‡[૪] જેના પ્રાણુ કંઠમાંથી જાય છે તે પુરુષ મુનિઓમાં શ્રેષ્ઠ એવા નરના ઉત્તમ લોકમાં વાસ કરે છે. જેના પ્રાણુ મુખમાંથી જાય છે, તે પુરુષ વિશ્વદેવતાના લોકમાં જાય છે. જેના પ્રાણુ કર્ણદ્વારા જાય છે તે પુરુષ દિશાઓને પામે છે.[૫] જેના પ્રાણુ નાસિકામાંથી જાય છે તે પુરુષ ગંધવહન (વાયુદેવ)ના લોકમાં જાય છે અને જેના પ્રાણુ એ નેત્રમાંથી જાય છે તે અગ્નિલોકમાં જાય છે. જેના પ્રાણુ એ ભ્રુકુટીદ્વારા જાય છે, તે પુરુષ અશ્વિનીકુમારના લોકમાં જાય છે; અને જેના પ્રાણુ લલાટદ્વારા જાય છે તે પિતૃઓના લોકમાં જાય છે.[૬] જેના પ્રાણુ મસ્તકમાંથી નીકળે છે તે પુરુષ દેવોમાં પ્રથમ જન્મેલા બ્રહ્માના લોકમાં જાય છે. હે મિથિલેશ્વર! આ રીતે પ્રાણુના ઉત્ક્રમણુનાં (જવાનાં) અને તે ક્રિયા સ્થાનને પામે છે, તે મેં તને કહ્યું.[૭]§

હવે વિદ્વાનોએ કહેલા અરિષ્ટો‖ તને કહું છું. આ ચિહ્નો જે દેહધારી પુરુષ એક વર્ષમાં મરણ પામવાનો હોય તેને થાય છે.[૮] હે રાજન્! જેણે પૂર્વે અરુંધતીના તારાને દીઠો હોય, તે અરુંધતીના તારાને દેખે નહિ, તેમ જ ધ્રુવના તારાને પણ જોયા છતાં દેખે નહિ, પૂર્ણ ચંદ્રને પણુ જોયા છતાં દેખે નહિ, ચન્દ્રને જમણી બાજુથી ખંડિત દેખે, અને દીવાની જ્યોતને જમણી બાજુના ભાગમાં ખંડિત જેવી દેખે, તેવો પુરુષ એક વર્ષ જીવે છે,[૯] અર્થાત્ એક વર્ષમાં તેનું મૃત્યુ થાય છે. વળી હે રાજન્! જે પુરુષ પોતાની શરીરની આકૃતિને સામા મનુષ્યના નેત્રની કીકીમાં દેખે નહિ, તે પણુ એક વર્ષ સૂધી જીવે છે.[૧૦] જે મનુષ્યને અતિ તેજસ્વી પદાર્થ ઝાંખો દેખાય છે અને અત્યંત બુદ્ધિમાન્ છતાં બુદ્ધિ રહિત થઈ જાય છે;[૧૧] તથા જેના સ્વભાવમાં મોટો ફેરફાર થઈ જાય (એટલે જે કૃપણુ હોય તે દાતા થાય ને દાતા હોય તે કૃપણુ થઈ જાય,) તો તે મનુષ્યનું છ મહિનામાં મરણ થાય છે. વળી જે પુરુષ દેવતાઓનો તિરસ્કાર કરે, બ્રાહ્મણોની સાથે વિરોધ કરે;[૧૨] જેના શરીરની કાંતિ શ્યામ રંગની હોય તે ધૂસરા રંગની થઈ જાય, તેવો પુરુષ છ મહિનામાં મરણ પામે છે. પણુ જે પુરુષ કરોળિયાના જાળા જેવું ચંદ્રમાં છિદ્ર જુવે,[૧૩] અને સૂર્યમાં પણુ છિદ્ર જુવે, તે મનુષ્ય સાત રાત્રીમાં મરણ પામે છે; અને જે મનુષ્ય દેવમંદિરમાં બેઠો હોય અને તેને ત્યાંની સુગંધ, શબના ગંધ જેવી દુર્ગંધવાળી લાગે છે, તે મનુષ્ય પણુ સાત રાત્રીમાં મરણુ પામે છે; પણુ જેના કાન અને નાકની દાંડી વાંકાં થઈ જાય, દાંત ફીકા પડી જાય, આંખો પણુ ફીકી પડી જાય,[૧૪–૧૫] સંજ્ઞાનો નાશ થઈ જાય એટલે જડ જેવો બની જાય, શરીરમાંથી

* મહત્તત્વની મધ્યમાં ત્વં પદાર્થરૂપે અને ત્વંની મધ્યમાં તત્ પદાર્થરૂપે રહેલો છે. † મિત્ર એટલે સૂર્ય. ‡ બંગાળની પ્રતમાં નાભિને બદલે નાકમાંથી લીધું છે તથા તેનું સ્થાન ચંદ્રલોક લીધો છે.

§ સાતમા શ્લોક સુધીની સમજણ આ પ્રમાણે છે:–યોગી મન સહિત પ્રાણવાયુનું ધારણ, દેહના કહેલા સ્થાનોમાં કરી રાખે અને તે દ્વારે પ્રાણવાયુનું ઉત્ક્રમણ થાય તો ઉપરના શ્લોકોમાં દર્શાવેલા સ્થાનોને પામે છે.

‖ અરિષ્ટ એટલે મરણ ચિહ્ન. એ જાણવાનું કારણુ એટલું જ કે તે જાણ્યા પછી મનુષ્ય તેટલા સમયમાં પોતાના કલ્યાણુનો માર્ગ ગ્રહણ કરી શકે.

ગરમી ઓછી થઈ જાય, તે મનુષ્ય તુરત જ મરણ પામે છે. 'હે રાજન્! જેની ડાબી આંખમાંથી કંઈ પણ કારણ વગર એકદમ પાણી ઝરે,[૧૬] તથા મસ્તકમાંથી ધૂમાડા જેવું નિકળતું દેખાય તે મનુષ્ય પણ દિવસ (કે રાત્રી) પૂર્ણ થયા પૂર્વે મરણ પામે છે.

આટલાં અરિષ્ટો (મરણસૂચક ચિહ્નો) જાણીને, આત્મજ્ઞાની મનુષ્યે[૧૭] દિવસ રાત્રી (સમાધિમાં રહી) પરમાત્માને વિશે પોતાના મનને જોડવું અને પોતાના મરણનો જે સમય હોય, તે સમયની વાટ જોયા કરવી.[૧૮] જેને મરણની ઇચ્છા હોય, તે પુરુષે સર્વ ગંધોનો તથા સર્વ રસોનો જય કરીને જિતેન્દ્રિય બનવું (એટલે પોતાના આત્માને પરમાત્મામાં સ્થિર કરવો, જેથી મૃત્યુનો પણ જય થાય છે.)[૧૯] જે પુરુષને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે તે સાંખ્યને બરાબર ધારણ કરે છે તથા પોતાના અંતઃકરણને પરમાત્મામાં યોજી મૃત્યુનો જય મેળવે છે.[૨૦] યોગના સેવનથકી મરણ પછી, જેને અકૃતાત્મા પામતા નથી એવા અને અચલ-અવિનાશી, જન્મ રહિત, શિવ-કલ્યાણકારી, વિકારોથી રહિત, સનાતન, અક્ષય, પરિણામ નહિ પામનારા, અર્થાત્ પ્રકૃતિથી ભિન્ન, એવા પરમ પુરુષને પામે છે.[૨૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'याज्ञवल्क्य जनकनो संवाद' ए नामनो अध्याय ३१७ मो समाप्त.

## અધ્યાય ૩૧૮ મો.

### યાજ્ઞવલ્કય જનક સંવાદ-પરમ પુરુષ નિરૂપણ.

યાજ્ઞવલ્કયે કહ્યું;-હે નરાધિપ! તેં મને અવ્યક્ત વિશે રહેલા પરમપુરુષ વિશે પ્રશ્ન કર્યું છે. આ તારું પ્રશ્ન પરમ ગુપ્ત છે; છતાં તેનું ઉત્તર હું તને આપું છું તે, હે રાજા! તું સાવધાન થઇને સાંભળ.[૧] હે મિથિલાધિપ! આર્ષ ઋષિયોએ નિર્માણ કરેલા વિધિપૂર્વક હું નમ્રભાવથી વર્તતો હતો, તે સમયમાં મને સૂર્યે યજુષના મન્ત્રો આપ્યા.[૨] હે નિષ્પાપ! (પૂર્વે) મેં મોટું તપ કરીને તેજસ્વી એવા સૂર્યદેવની સેવા કરી હતી. વ્યાપક એવા સૂર્યદેવતાએ પ્રસન્ન થઇને મને કહ્યું કે;[૩] 'હે વિપ્રર્ષિ! તને જે વર પ્રિય હોય તે વર ઘણો જ દુર્લભ હોય તોપણ તું મારી પાસેથી માગ, હું તને તે આપીશ. કારણ કે મારી કૃપા તારે દુર્લભ જાણવી."[૪] મેં મસ્તક નમાવીને ઉષ્ણતા આપનારા સૂર્યને કહ્યું; "મને યજુષ મન્ત્રોનું જ્ઞાન નથી, તે મન્ત્રો સત્વર જાણવાની હું ઈચ્છા રાખું છું.[૫] આ પ્રમાણે ભગવાન્ સૂર્યને કહ્યું. તે સાંભળી તે મારા પ્રતિ બોલ્યા; "હે દ્વિજ! હું તને યજુષ આપીશ. સરસ્વતી, વાણીનું સ્વરૂપ ધારણ કરીને તારા મુખમાં પ્રવેશ કરશે."[૬] પછી ભગવાન્ સૂર્યે મને આજ્ઞા કરી કે, "તારું મુખ ઉઘાડું કર!" મેં તેના કહેવા પ્રમાણે મારું મુખ ઉઘાડું કર્યું, એટલે હે નિષ્પાપ! મારા મુખમાં સરસ્વતીએ પ્રવેશ કર્યો.[૭] સરસ્વતી મારા મુખમાં પેઠી કે હું બળવા લાગ્યો. મારા અંગમાં (પુષ્કળ) દાહ થવાથી તે જ વખતે હું પાણીમાં પેશી ગયો. (આ સર્વે) સૂર્ય દેવે મારા કલ્યાણ માટે શું કીધું છે, તે નહિ જાણવાથી હું તેનાપર ક્રોપાયમાન થયો.[૮] પણ જ્યારે હું આ પ્રમાણે બળતો હતો ત્યારે ભગવાન્ સૂર્યદેવે મને કહ્યું; "તું એક મુહૂર્તપર્યંત એ દાહને સહન કર. તે પછી તારા દેહને ઠંડક થશે!"[૯] અને સૂર્યના કહેવા પ્રમાણે (થોડા સમય પછી) ખરેખર મારું શરીર શિતળ થઈ ગયું. મને સ્વસ્થ થયેલો જોઇને પ્રકાશને આપનારા ભગવાન્ સૂર્યે કહ્યું; "હે દ્વિજ! પર શાખા સાથે અને ઉપનિષદ્ સાથે સંપૂર્ણ વેદ તારા વિશે વાસ કરીને જાજવલ્યમાન રહેશે;[૧૦] તું સંપૂર્ણ શતપથનો પ્રણેતા-રચનાર થઇશ. તે પછી તને મોક્ષને માટે ઇચ્છા થશે;[૧૧] ત્યારે સાંખ્ય તથા યોગના જ્ઞાનથી જે સ્થાન-પદ સર્વોત્તમ છે અને ઇષ્ટ છે તે તને પ્રાપ્ત થશે." આટલું કહીને ભગવાન્ સૂર્ય દેવતા અસ્તાચળપર પધારી ગયા.[૧૨]

સૂર્યનાં એ વચન સાંભળી, તેના વિદાય થયા પછી હું ઘેર આવ્યો અને અતિ પ્રસન્નતાપૂર્વક સરસ્વતીનું ધ્યાન ધરવા લાગ્યો.[૧૩] ધ્યાન ધરતાં જ સ્વરોથી તથા વ્યંજનોથી શોભાયમાન અતિ શુભ એવી દેવી સરસ્વતી ૐકારને અગ્રે કરી મારી સમક્ષ પ્રકટ થઈ.*[૧૪] મેં શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે દેવી સરસ્વતીને પ્રથમ, તથા તેજસ્વીઓ મધ્યે શ્રેષ્ઠ એવા સૂર્યદેવને પછી, અર્ઘ આપ્યો. એ કર્તવ્ય કર્યા પછી હું સરસ્વતીનાં તથા સૂર્યનાં ધ્યાનપરાયણ રહેવા લાગ્યો.†[૧૫] તે પછી મેં પરમ હર્ષથી રહસ્ય, સંગ્રહ તથા પરિશિષ્ટ સાથે સંપૂર્ણ શતપથ બ્રાહ્મણ રચ્યું (અર્થાત્ શતપથ બ્રાહ્મણ પોતાની મેળે જ રહસ્ય, સંગ્રહ તથા પરિશિષ્ટની સાથે મારા મનમાં ઉત્પન્ન થયું એટલે જ્ઞાન થયું-અર્થાત્ રચ્યું;) અને એથી હું ઘણો પ્રસન્ન થયો.[૧૬] તે પછી મેં મારા ઉત્તમ સો શિષ્યોને તેનું અધ્યયન કરાવ્યું, જે મારા

---

* અર્થાત્ સરસ્વતીએ પ્રવેશ કર્યો કે પ્રથમ શબ્દ ૐકાર યાજ્ઞવલ્કયના મુખમાંથી ઉચ્ચારાયો.

† દેવી સરસ્વતી પધારી એટલે યાજ્ઞવલ્કયે તેને તથા પછી સૂર્ય ભગવાનને પોતાની શી ઇચ્છા છે તે જણાવી; અર્થાત્ મનમાં ચિંતન કર્યું એ રૂપી અર્ઘ્ય, અને તેની ઇચ્છાનુસાર થાઓ એરૂપી ધ્યાન.

મામા વૈશમ્પાયનને તથા તેના શિષ્યોને ગમ્યું નહિ.*[17] પછી સૂર્ય જેમ પોતાના કિરણો સાથે ગમન કરે તેમ હું શિષ્યમંડળની સાથે તારા મહાપ્રતાપી પિતાના યજ્ઞમાં ગયો ને તેને યજ્ઞ કરાવ્યો.[18] તે સમયે મારે યજ્ઞની દક્ષિણા લેવા માટે દેવળ ઋષિની સમક્ષ મારા મામાની સાથે તકરાર થઈ અને મેં દેવળની સંમતિથી અર્ધી દક્ષિણા લેવાનો સ્વીકાર કર્યો (અને અરધી મારા મામાને આપી).[19] પછી સુમંતુ, પૈલ, જૈમિનિ, તારા પિતા અને બીજા મુનિઓએ મને માન આપ્યું.†[20] મને સૂર્યની પાસેથી પચાસ‡ યજુષો મળ્યા હતા, અને પછી રોમહર્ષણની પાસેથી હું પુરાણ ભણ્યો હતો.[21] (મૂળ) મન્ત્રને તથા દેવી સરસ્વતી આગળ કરીને, સૂર્યના પ્રભાવથી મેં શતપથ બ્રાહ્મણ રચવાનો આરંભ કર્યો અને એ અપૂર્વ ગ્રંથ મેં સંપૂર્ણ રચ્યો, કે જે કાર્ય કરવામાં મારા પૂર્વે કોઈ સમર્થ થયો નહતો. એમ જે માર્ગ મને પ્રિય હતો તે માર્ગને મેં સંપૂર્ણ રીતે સંપાદન કર્યો;[22-23] અને તે વેદનો, તેના પરિશિષ્ટ અને સંગ્રહ સહિત સંપૂર્ણ ગ્રંથ, મેં મારા શિષ્યોને ભણાવ્યો. જેથી શુદ્ધ મનના સર્વે શિષ્યો પરમ આનંદને પામ્યા.[24] આ રીતે સૂર્યે ઉપદેશ કરેલા પચાસ શાખાવાળી આ વિદ્યાને સ્થાપી, હું વેદ્ય પરબ્રહ્મનું યથેચ્છ ચિંતન કરું છું.[25]

હે રાજન્! એક વખતે વેદાંતના જ્ઞાનમાં કુશળ, વિશ્વાવસુ નામનો એક ગંધર્વ, આ શાસ્ત્રમાં, બ્રાહ્મણ જાતિનું હિતકારક સત્ય શું છે, તથા આમાં જાણવા યોગ્ય અત્યુત્તમ વસ્તુ શી છે, તે વિશેનો વિચાર કરીને મારી પાસે આવ્યો. હે રાજા! તેણે મને વેદના સંબંધમાં ચોવીસ પ્રશ્નો પૂછ્યા,[26-27] અને છેવટનો પચીસમો પ્રશ્ન આન્વિક્ષિકી વિદ્યા§ વિશે પૂછ્યો. તે પ્રશ્નો આ પ્રમાણે છે: (૧) 'વિશ્વ એટલે શું? (૨) અવિશ્વ એટલે શું? (૩) અશ્વ તથા (૪) અશ્વા કોને કહે છે? (૫) મિત્ર કોણ? (૬) વરુણ કોણ?[28] (૭) જ્ઞાન શું? (૮) જ્ઞેય શું? (૯) અજ્ઞ કોણ? (૧૦) જ્ઞ (જાણવાયોગ્ય) શું? (૧૧) 'ક' કોણ? (૧૨) તપા કોણ? (૧૩) અતપા કોણ? (૧૪) સૂર્યાદ (સૂર્યનું ભક્ષણ કરનારા) કોણ? (૧૫) સૂર્ય કોણ? (૧૬) વિદ્યા અને (૧૭) અવિદ્યા કોને કહે છે? વળી હે રાજા! (૧૮) વેદ્ય (જણાવવા યોગ્ય) શું, અને (૧૯) અવેદ્ય શું?[29] (૨૦) અચળ શું અને (૨૧) ચળ શું? (૨૨) અપૂર્વ શું? (૨૩) અક્ષય કોને કહે છે અને (૨૪) ક્ષય કોને કહે છે? આ રીતે તે ગંધર્વે મને ઉત્તમ પ્રશ્નો પૂછ્યા હતા.||[30] હે મહારાજ! ગંધર્વોમાં ઉત્તમ ગણાતા એવા તે ગંધર્વે મને એ પ્રમાણે અનુક્રમે, અર્થવેત્તાઓમાં ઉત્તમ ગણાતા પ્રશ્નો પૂછ્યા. તે શ્રવણ કર્યા પછી મેં તેને કહ્યું:[31] 'હું તારા પ્રશ્નના ઉત્તરનો વિચાર કરું, એટલીવાર (એટલે એક મુહૂર્તભર) તું વિશ્રાંતિ લે.' 'ઠીક' એમ કહી તે ગંધર્વ મૌન્ય ધરી બેઠો.[32] પછી હું મારાને મનમાં સરસ્વતીદેવીનું સ્મરણ કરવા લાગ્યો; એટલે એ પ્રશ્નના ઉત્તર, જેમ દહીંને મથી માખણ કાઢવામાં આવે તેમ મારા મનમાં નૈસર્ગિક ઉદ્ભવી આવ્યા.[33] એ આન્વિક્ષિકી વિદ્યાની મહત્તાનો વિચાર કરીને વેદના અંતર્ભાગવાળા ઉપનિષદ્માંથી, દહીંને મથવાથી જેમ ઘી જોવામાં આવે છે તેમ હું મારા મનમાં આન્વિક્ષિકી વિદ્યા જોવા લાગ્યો.[34] એ ચોથી વિદ્યા,

---

* એની કથા આ પ્રમાણે છે:–વ્યાસના સુપ્રસિદ્ધ શિષ્ય વૈશંપાયન, યાજ્ઞવલ્કયના મામા થાય. વૈશમ્પાયન વેદના માન્ય આચાર્ય ગણાય છે. તેની પાસે વેદ ભણવાને સેંકડો શિષ્યો હતા. યાજ્ઞવલ્કયે, પ્રથમ પોતાના મામા પાસે યજુર્વેદનું અધ્યયન કર્યું ને પોતે જ આચાર્યપદ લેઈ તે બીજા શિષ્યોને ભણાવવા માંડ્યો. એથી વૈશમ્પાયનને ઇર્ષા થઈ; કેમકે તે યજુર્વેદના પ્રથમ આચાર્ય હતા. એક વખત મામા ભાણેજ જનકના યજ્ઞમાં ગયા. ત્યાં દક્ષિણાના સંબંધમાં શોકજનક ટંટો થયો. વિષ્ણુપુરાણમાં આ ઝઘડાનું વર્ણન છે કે, યાજ્ઞવલ્કય અને પૈલ વચ્ચે ઝઘડો થયો હતો. આ ઝઘડાનું સમાધાન કરવાને વૈશમ્પાયનના ગુરુ વ્યાસ ત્યાં આવ્યા, ને યાજ્ઞવલ્કયને આજ્ઞા કીધી કે વૈશમ્પાયન પાસેથી જે યજુર્વેદનું તેં અધ્યયન કીધું છે તે તેને પાછું આપી દે. એવી આજ્ઞા થતાં જ, ગુસ્સે થઇને યાજ્ઞવલ્કયે તે વેદ ઓકી કાઢી ફેંકી દીધો, જે વૈશમ્પાયનના બે ઋષિશિષ્યો તેતર થઇ વીણી લઈ ખાઈ ગયા, જેમાંથી તૈતરીય ઉપનિષદ રચાયો છે, ને ઓકેલું વીણી ખાનારા પક્ષીરૂપ શિષ્યોની શાખા તૈતરીય મનાય છે. યજુર્વેદ ઓકી કાઢ્યાથી યાજ્ઞવલ્કય તે વેદરહિત થઈ ગયા, ત્યારે ઉપર કહ્યું તેમ સૂર્યનું આરાધન કરવાથી નવો યજુર્વેદ પ્રાપ્ત કીધો, જે શુકલ યજુર્વેદ કહેવાય છે. વૈશમ્પાયનનો કૃષ્ણ યજુર્વેદ છે. યાજ્ઞવલ્કયે મામાને ખોટું લગાડવા માટે નવી શાખા સ્થાપી છે.

† સુમંતુ, પૈલ, જૈમિનિ અને વૈશમ્પાયન એ ચારે વ્યાસના શિષ્ય હતા ને ચારેએ વેદના વિભાગ પાડવામાં ભગવાન્ વ્યાસને સહાયતા આપી હતી. એમાંના વ્યાસના ત્રણ શિષ્યોએ યાજ્ઞવલ્કયને માન આપ્યું, એટલે ત્રણેએ યાજ્ઞવલ્કયને વૈશમ્પાયન સમાન માન્યો. ભા. પ્ર. માં સુમંતુને પૈલનો પુત્ર ગણ્યો છે, એ ભૂલ છે.

‡ દશપંચ શબ્દ છે, તેનો અર્થ દશ ને પાંચ પંદર કરવામાં ભા. પ્ર. માં ભૂલ છે. ૧૦×૫=૫૦.

§ અન્વિક્ષા એટલે યુક્તિપૂર્વક મનન કરવું; અને જેમાં અન્વિક્ષા અર્થાત્ મનન મુખ્ય છે તે આન્વિક્ષિકી.

|| આ ચોવીશ પ્રશ્ન છે; એ સવ પ્રશ્નો શાસ્ત્રાધારે પુછ્યા ને ૨૫ મો પ્રશ્ન યુક્તિથી પૂછ્યો. ચોવીશ પ્રશ્નનું તાત્પર્ય એ કે શાસ્ત્રો માયા સબળનું પ્રતિપાદન કરે છે, ને નિષ્કલ બ્રહ્મની ના પાડે છે. એ પૂર્વ પક્ષ છે. એનું સમાધાન કરવામાં આવે છે કે નિષ્કળ બ્રહ્મ છે, માયા નથી તો, સત્ય શું? પ્રશ્નોનું રહસ્ય એ છે કે એક પ્રશ્ન સામા પક્ષને દૂષણ આપનારો ને બીજો પોતાના પક્ષને સમર્થન કરનારો છે.

જે હે રાજા! મુક્તિ આપનારી છે, અને જે ચોવીસ તત્ત્વથી પર પચીસમી અર્થાત્ જીવરૂપ છે, તે વિષયમાં મેં તને પૂર્વે સમજાવ્યું છે.*૩૫

વિશ્વાવસુ ગંધર્વને તે સંબંધી સમજાવ્યા પછી મેં કહ્યું કે, તેં મને જે પ્રશ્ન પૂછ્યા છે તેના ઉત્તર સાંભળ.૩૬ હે ગંધર્વના રાજા! તેં મને પ્રશ્ન કર્યું છે કે વિશ્વ શું અને અવિશ્વ શું? (સાંભળ.) વિશ્વ અવ્યક્ત છે તથા જન્મ મરણાત્મક ભયને કરવાવાળી શ્રેષ્ઠ પ્રકૃતિરૂપ છે.૩૭ તેને (સત્વ, રજ તથા તમ) આ ત્રણ ગુણથી યુક્ત કહેવામાં આવે છે. કારણ કે આ ગુણવાળા તત્ત્વોને તે ઉત્પન્ન કરે છે. હવે જે અવિશ્વ છે તે ગુણથી રહિત પુરુષરૂપે છે. વળી અશ્વ તથા અશ્વાવડે સ્ત્રી પુરુષનું મિથુન ગ્રહણ કરવું.†૩૮ પ્રકૃતિને અવ્યક્ત કહે છે તથા પુરુષને નિર્ગુણ કહે છે. તે જ પ્રમાણે મિત્ર પુરુષ છે તથા વરુણ પ્રકૃતિરૂપ છે.૩૯ જ્ઞાનને પ્રકૃતિ કહે છે તથા જ્ઞેયને પુરુષ કહે છે. અજ્ઞ તથા જ્ઞ આ બેઉ પુરુષરૂપ છે. (કારણકે જ્ઞ અવિદ્યાથી આવૃત્ત થવાથી અજ્ઞ અર્થાત્ જીવ કહેવાય છે) તથા તેથી તે ગુણથી રહિત છે.‡૪૦ તેં પ્રશ્ન કર્યું કે કઃ એ શું છે, તપ શું છે તથા અતપ શું છે? હું તેનું ઉત્તર આપું છું કે, કઃ (આનંદ) પુરુષરૂપ કહેવાય છે. જે વિકારયુક્ત અર્થાત્ તપારૂપ છે તે પ્રકૃતિ છે, જે વિકારગુણથી રહિત અર્થાત્ અતપારૂપ છે તે નિષ્કળ છે.૪૧ તે જ પ્રમાણે અવેદ્ય પ્રકૃતિ કહેવાય છે તથા વેદ્ય પુરુષરૂપ છે. વળી તેં મને ચળા અને અચળા (સ્થિર અને અસ્થિર અથવા સ્થાવર અને જંગમ) વિશે પ્રશ્ન કર્યું છે, તેનું ઉત્તર મારી પાસથી સાંભળ.૪૨ જગતની ઉત્પત્તિ તથા સંહાર કરવામાં કારણભૂત થાય છે તેથી પ્રકૃતિને પંડિતો ચળા કહે છે; અને પુરુષ જગતની ઉત્પત્તિ તથા સંહાર કરે છે, પરંતુ વિકાર પામતો નથી, તેથી તેને નિશ્ચળ-અચળા કહે છે.૪૩ (બીજા કેટલાક શાસ્ત્રના મત પ્રમાણે) વેદ્ય પ્રકૃતિ છે તથા અવેદ્ય પુરુષ છે. બેઉ પ્રકૃતિ તથા પુરુષ અજ્ઞ, ધ્રુવ તથા અક્ષય છે.§૪૪ અધ્યાત્મ શાસ્ત્રને જાણનારા પુરુષો નિર્ણયપૂર્વક કહે છે કે, પ્રકૃતિ અને પુરુષ અજન્મા અને નિત્ય છે;૪૫ અને પ્રકૃતિ ક્ષયથી રહિત હોવાને લીધે અજરૂપ પ્રકૃતિને અવ્યય કરી કહેવામાં આવે છે. વળી પુરુષને અક્ષય કહે છે, કારણ કે તેનો કદી ક્ષય થતો નથી.૪૬ અને પ્રકૃતિના ગુણોનો ક્ષય થઈ જાય છે, પરંતુ પ્રકૃતિનો પોતાનો ક્ષય થતો નથી, તે કારણથી વિદ્વાનો પ્રકૃતિને અક્ષય કહે છે. પ્રકૃતિમાં વિકાર થવાથી તે સૃષ્ટિની કર્ત્રીરૂપ થાય છે. ઉત્પન્ન થયેલા પરિણામની ઉત્પત્તિ તેમ જ લય થાય છે, પણ મૂળ પ્રકૃતિને કંઈ થતું નથી. એ કારણથી પ્રકૃતિને અક્ષય કહે છે. આ રીતે મેં તને ચોથી આન્વિક્ષિકી વિદ્યા કહી સંભળાવી, જે વિદ્યા મોક્ષ પ્રાપ્ત કરાવનારી છે.૪૭

હે વિશ્વાવસુ! શાસ્ત્રમાં કહ્યું છે કે, ગુરુની સેવા કરીને તેની પાસેથી આન્વિક્ષિકી વિદ્યાની સાથે ઋગ્, યજુષ્ તથા સામ એમ ત્રણ વેદરૂપી ધન સંપાદન કરવું, નિત્ય કર્મ કરવાં તથા સર્વે વેદોનો સ્વાધ્યાય કરવો.૪૮ હે મહાન્ ગંધર્વ! જે પરમાત્માથી સર્વે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને જેને વિશે લય પામે છે; તથા જે સર્વ મનુષ્યોનું પાલન કરે છે એવા વેદમાં પ્રતિપાદન કરેલા અને જાણવાયોગ્ય બ્રહ્મને જે જાણતા નથી, તેઓ આ સંસારમાં જન્મ અને મરણ પામ્યા જ કરે છે.૪૯ વળી જે પુરુષો વેદોનું અને તેનાં અંગોનું અધ્યયન કરે છે, પરંતુ વેદમાં વર્ણવેલા પરબ્રહ્મને જાણતા નથી, તેને વેદનો ભાર વહન કરનારા (વેદીયા ઢોર) જ જાણવા.૫૦ હે ઉત્તમ ગંધર્વ! જે પુરુષ ઘી મેળવવા માટે ગધેડીના દૂધને વલોવે છે, તે પુરુષને તેમાંથી વિષ્ઠા (નરક) મળે છે, પરંતુ તેમાંથી તર અથવા તો ઘી મળતું નથી;૫૧ તે જ પ્રમાણે જે પુરુષ વેદ ભણ્યા છતાં પણ વેદ્યને તથા અવેદ્યને જાણતો નથી, તે કેવળ મૂઢ બુદ્ધિવાળો હોય છે; અને તે પુરુષને જ્ઞાનનો ભાર ઉપાડનારો જ જાણવો.‖૫૨ પુરુષે પોતાના અંતરાત્માને પરમાત્માને વિશે પરાયણ કરવો અને નિત્ય પુરુષના તથા પ્રકૃતિના સ્વરૂપનો વિચાર કર્યા કરવો

* ચાર વિદ્યા તે આ પ્રમાણે છેઃ- વેદત્રયી, કૃષિ, નીતિ અને દંડનીતિ. એનાથી બહારની જે વિદ્યા તે ચોથી વિદ્યા. એ ચોથી મોક્ષદાતા છે, બાકીની ત્રણ નીતિવ્યવહારમાં ચતુર બનાવે છે.

† વિદ્વાનો સ્ત્રીરૂપ પ્રકૃતિને અવ્યક્ત કહે છે અને જેના પ્રતિબિંબના પડવાથી પ્રકૃતિ સર્વ કાર્ય કરે છે તે નિર્ગુણને પુરુષ કહે છે.

‡ જ્ઞ તથા અજ્ઞ શબ્દથી ઈશ્વર અને જીવ જાણવા. એમાં કાર્યોપાધિથી જીવ કહેવાય છે અને કારણોપાધિથી ઈશ્વર કહેવાય છે. કાર્યાકારણ ઉપાધિને લીધે બ્રહ્મને જીવ તથા ઈશ્વર કહેવામાં આવે છે અને તે જ્યારે ઉપાધિથી રહિત થાય છે, ત્યારે તે નિષ્કલ બ્રહ્મ કહેવાય છે.

§ પ્રકૃતિ સ્વભાવે કરીને જડ છે, તેથી તે પોતાના સ્વરૂપને જાણી શકતી નથી, તે પ્રમાણે નિષ્કળ એવો આત્મા પણ વૃત્તિવિરોધને લીધે પોતાના સ્વરૂપને જાણતો નથી. આમ હોવાથી પ્રકૃતિ તથા પુરુષ બન્નેય અજ્ઞાની છે; તથા તે બન્નેય અનાદિ અને અક્ષય પણ છે.

‖ અર્થાત્ ગધેડાના દૂધનું મથન કરી તેમાંથી ઘી મેળવવાની જે કામના કરે છે, તે જેવા મૂર્ખો છે, તેવા જ જે પુરુષ પ્રકૃતિનો સ્વભાવ-ગુણ વેદમાંથી જાણી શકતો નથી ને પ્રકૃતિ-માયાની લીલાને તેમ જ પરમાત્માનું વિશુદ્ધ સ્વરૂપ જાણી શકતો નથી, તેવો પુરુષ વેદ ભણ્યો તોયે શું ને ન ભણ્યો તોયે શું-તે મૂર્ખો જ છે.

કે જેથી વારંવાર જન્મ મરણ થાય નહિ.[૫૩] આ સંસારમાં નિત્ય જન્મ તથા મરણ થયાં જ કરે છે, તેનો વિચાર કરીને તથા વેદોક્ત સર્વ કર્મનાં નાશવંત ફળનો ત્યાગ કરીને, મનુષ્યે અવિનાશી એવા યોગધર્મનું જ સેવન કરવું.[૫૪] હે કશ્યપવંશોત્પન્ન ગંધર્વ! જે પુરુષ નિત્ય પોતાના જીવ અને આત્માના સ્વરૂપનો વિચાર કર્યા કરે છે, તો તે પુરુષ પરમાત્મસ્વરૂપ થાય છે–તેજ પુરુષ છવિસમા પુરુષનાં દર્શન કરે છે.[૫૫] મૂઢ લોકોના શાશ્વત (સનાતન) અને અવ્યક્ત (ઇન્દ્રિયોથી અગોચર) એવા બ્રહ્મને તથા પચીસમા તત્ત્વરૂપ જીવને ભિન્ન જુવે છે; માત્ર મહાત્મા પુરુષો જ પચીસમા તથા છવિસમા તત્ત્વને બન્નેને એક જુવે છે.[૫૬] જન્મ તથા મૃત્યુના ભયથી ત્રાસ પામેલા તથા પરમપદની ઇચ્છાવાળા યોગીઓ અને સાંખ્યશાસ્ત્રવેત્તાઓ, પચીસમા પુરુષને છવિસમાથી ભિન્ન માનતા નથી. અર્થાત્ પચીસમો પુરુષ છવિસમા પુરુષરૂપ જ છે આમ માને છે.[૫૭]

વિશ્વાવસુએ પૂછ્યું:–હે યાજ્ઞવલ્કય! તેં કહ્યું કે, પચીસમો પુરુષ–જીવાત્મા અચ્યુતરૂપ છે એટલે છવિસમા પરમાત્માથી અવ્યક્તરૂપ જ છે. એ નહિ સમજી શકાય તેવું છે. તે, તે પ્રમાણે જ છે કે તે પ્રમાણે નથી, એ વિશે મને સમજાવ.[૫૮]* મેં જૈગીષવ્ય, અસિત, દેવળ, વિપ્રર્ષિ પરાશર, બુદ્ધિમાન્ વાર્ષગણ્ય,[૫૯] ભૃગુ, પંચશિખ, કપિલ, શુક, ગૌતમ, આર્ષ્ટિષેણ, મહાત્મા ગર્ગ,[૬૦] નારદ, આસુરિ, બુદ્ધિમાન્ પુલસ્ત્ય, સનત્કુમાર, મહાત્મા શુક્ર[૬૧] તથા મારા પિતા કશ્યપની પાસેથી પણ, પૂર્વે આ વિષય શ્રવણ કર્યો છે; અને તે પછી બુદ્ધિમાન્ રુદ્રની પાસેથી તથા વિશ્વરૂપની પાસેથી,[૬૨] કેટલાક દેવતાઓની પાસેથી, પિતૃઓની પાસેથી, તથા દૈત્યોની પાસેથી પણ નિત્ય જાણવા યોગ્ય એવા પરમાત્મા સંબંધી સર્વ વિષયનું મેં શ્રવણ કર્યું છે. તે સર્વ વિદ્વાનો પરમાત્માને જ નિત્ય વસ્તુ કહે છે.[૬૩] તે માટે હે બ્રાહ્મણ! જીવ તથા ઈશ્વરની એકતાના વિષયપરત્વે તારી બુદ્ધિથી તું શું કહે છે, તે શ્રવણ કરવાની હું ઇચ્છા રાખું છું. તું મહાત્મા છે, શાસ્ત્રોનો વક્તા છે, અતિ બુદ્ધિમાન છે.[૬૪] તારાથી કંઈ પણ અજાણ્યું નથી. વળી તું શાસ્ત્રના ભંડારરૂપ છે એમ, હે બ્રાહ્મણ! દેવ તથા પિતૃલોકમાં કહેવાય છે;[૬૫] અને બ્રહ્મલોકમાં રહેલા મહર્ષિઓ કહે છે કે, તેજસ્વી પદાર્થોના પતિ એવા આદિત્યે તને વેદનો ઉપદેશ કર્યો છે.[૬૬] હે યાજ્ઞવલ્કય! ગુરુની પાસેથી તું સંપૂર્ણ સાંખ્યશાસ્ત્ર તથા યોગશાસ્ત્ર ખાસ ભણ્યો છે;[૬૭] તું ચર તથા અચરને જાણીને સર્વથા જ્ઞાની થયો છે; માટે તારી પાસેથી, કણુકીદાર–દાણાધર† ઘી જેમ ખાવું સ્વાદિષ્ટ લાગે છે, તેમ તત્ત્વજ્ઞાન સાંભળવાની હું ઇચ્છા રાખું છું.[૬૮]

યાજ્ઞવલ્કયે કહ્યું;–હે ગંધર્વોમાં ઉત્તમ ગંધર્વ! હું તને સર્વ જ્ઞાનથી પૂર્ણ માનું છું; છતાં તું મારી પાસેથી જ્ઞાન શ્રવણ કરવાની ઇચ્છા રાખે છે તો મેં જે પ્રમાણે સાંભળ્યું છે તે પ્રમાણે ( તને કહું છું તે) તું સાંભળ.[૬૯] હે ગંધર્વ! પ્રકૃતિ જડ છે; (પરંતુ એ જડ પ્રકૃતિ) તે ચેતન એવા પચીસમા તત્ત્વવડે (જીવવડે) જાણવામાં આવે છે; પરંતુ પ્રકૃતિવડે પચીસમું તત્ત્વ જાણી શકાતું નથી.[૭૦] પ્રકૃતિમાં ચિદાત્માની છાયા પડે છે તેથી પ્રકૃતિને, સાંખ્ય અને યોગશાસ્ત્રના તત્ત્વને જાણનારા વિદ્વાનો તેને શાસ્ત્ર પ્રમાણે કહે છે કે તે પ્રધાન છે.[૭૧]‡ હે નિર્દોષ ગંધર્વ! ચિદાભાસથી ભિન્ન એવો સાક્ષી પુરુષ, જાગૃત અવસ્થામાં તથા સ્વપ્નાવસ્થામાં ચોવીસમા તત્ત્વરૂપ પ્રકૃતિને તથા પચીસમા તત્ત્વરૂપ જીવને સદાય જુવે છે અને સુષુપ્તિ અવસ્થામાં છવિસમા પુરુષને સદાય જુવે છે.[૭૨]§ પચીસમા તત્ત્વરૂપ

---

* આ પ્રશ્નનું તાત્પર્ય એ છે કે, જો આ પચીસમાને જીવ કહેશો તો તેને ઈશ્વર કહી શકાશે નહિ; કારણ કે શાસ્ત્ર પણ ઘટને પટ કરી શકતું નથી. તેમ જ तत्वमसि એ અભેદ દર્શાવનારું વચન પણ ગૌણ થઈ જશે, અને જીવ જેવું કંઈ છે જ નહિ એમ ઠરશે. અને આમ થશે તો ઉપનિષદો પણ અપ્રમાણ થઈ પડશે અને બંધ તથા મોક્ષની પણ વ્યવસ્થા નાશ પામશે.

† જે ઘીના ઉપર તર જેવો પદાર્થ બાઝે છે તે ઘી વધારે સ્વાદિષ્ટ હોય છે, તેની તત્ત્વજ્ઞાનને ઉપમા આપી છે.

‡ પચીસમા પુરુષનું પ્રકૃતિમાં પ્રતિબિંબ પડે છે તેથી પ્રકૃતિને પ્રધાન કહેવામાં આવે છે. प्रधीयते चितिच्छाया अस्मिन् इति प्रधानम् । ચૈતનની છાયા જેના વિશે પડે છે. તેનું નામ પ્રધાન.' આ રીતે प्रधान પદનો અર્થ શાસ્ત્રમાં કરવામાં આવ્યો છે.

§ આ શ્લોકનો અર્થ સમજવો એ કેટલું દુર્ઘટ છે તે દર્શાવવાને મેં શબ્દશઃ તેનો અર્થ આપ્યો છે. આ શ્લોકના ભાવનો યથાર્થ ખુલાસો ટીકાકારે કર્યો છે અને તે આ પ્રમાણે છે:–પ્રકૃતિપર આત્માની જે છાયા પડે છે તેનાથી ભિન્ન ઓળખાવાને જે अन्य શબ્દ કહ્યો છે તે 'अन्य' તે આત્મા છે; અર્થાત્ પ્રકૃતિપર પડતી આત્માની છાયા તે કંઈ આત્મા નથી, જે આત્મા છે તેજ अन्य છે, તેનું સત્ય સ્વરૂપ પ્રકૃતિથી સ્વતંત્ર છે. જ્યારે આત્મા પોતાના ખરા સ્વરૂપમાં દરેક વસ્તુના સાક્ષી તરીકે પોતાને નિહાળે છે અથવા પોતે કાર્ય કરે છે (એટલે કે આત્મા જ્યારે જાગૃતિ અને સ્વપ્ન એમ ઉભય સ્થિતિ અનુભવતો હોય છે), ત્યારે તેનું પોતાનું ( પચીસમાનું) અને પ્રકૃતિનું (ચોવીસમાનું) તેને પોતાને ભાન થાય છે; પણ જ્યારે તે આવા સાક્ષી તરીકે પોતાને નિહાળતો અથવા પોતે કાર્ય કરતો બંધ પડે છે એટલે કે જ્યારે તે સુષુપ્તિ અવસ્થામાં તથા નિર્વિકલ્પ સમાધિની અવસ્થામાં હોય છે ત્યારે પરમાત્મા અથવા છવિસમાને જોવામાં તે ફાવે છે, એમ અત્રે કહ્યું છે. સરળ શબ્દમાં અત્રે જે કહ્યું તે એ છે કે જાગૃતિ અને સ્વપ્ન ઉભયાવસ્થામાં આત્માને ખુદ પોતાનું અને પ્રકૃતિનું ઉભયનું ભાન થાય છે; પણ માત્ર સમાધિમાં જ તે પરમાત્માને જોઈ શકે છે.

પુરુષ એવું અભિમાન ધરાવે છે કે મારા થકી બીજો કોઇપણ શ્રેષ્ઠ નથી. તે અભિમાનને લીધે તે દેખતા છતાં પણ ( છવિસમા પુરુષને ) દેખતો નથી; પરંતુ એ છવિસમો પુરુષ તેને જુવે છે-જાણે છે.*[૭૩] જ્ઞાની પુરુષોએ ચોવીસમા તત્ત્વરૂપ પ્રકૃતિ ( જે જડ છે તેને) પચીસમા પુરુષરૂપે ગ્રહણ કરવી નહિ; (અર્થાત્ પ્રકૃતિને આત્મારૂપ માનવી નહિ). માછલું પાણીમાં રહે છે, સ્વાભાવિક રીતે પાણી તરફ જાય છે;[૭૪] પણ જેમ માછલું પાણીથી ભિન્ન જાણવામાં આવે છે, તે જ પ્રમાણે જીવાત્મા પણ સ્નેહથી તથા સહવાસથી પ્રકૃતિની તરફ જાય છે, પરંતુ તે પ્રકૃતિથી ભિન્ન જ છે, આમ જાણવામાં આવે છે. પ્રકૃતિ જડ છે અને જીવાત્મા ચેતન અને સત્ય છે. પણ જીવાત્મા અભિમાનને લીધે માયાને વશ થઈ જાય છે અને જ્યારે પોતાનું, છવિસમાની સાથે એકપણું જાણતો નથી ત્યારે તે સંસારમાં ડૂબી જાય છે. પણ જ્યારે તે પોતાનાં અભિમાનનો ત્યાગ કરી પોતાના બ્રહ્મસ્વરૂપને ઓળખે છે; ત્યારે તે ઉન્નત સ્થિતિમાં આવે છે.†[૭૫-૭૬] વળી જ્યારે જીવાત્મા જાણે છે કે હું ભિન્ન છું અને મારાથી પ્રકૃતિ ભિન્ન છે, ત્યારે તે છવિસમા પુરુષને જાણે છે અને પછી તે કેવળરૂપે થાય છે.[૭૭] હે રાજન્! પરમાત્મા એક છે તથા પચીસમો જીવાત્મા એક છે. વર અર્થાત્ છવીસમાનો અવર અર્થાત્ પચીસમા વિશે અંતર્ભાવ હોવાથી વિવેકી પુરુષો બેઉને એકરૂપે જાણે છે.‡[૭૮] હે કશ્યપવંશોત્પન્ન વિશ્વાવસુ! એ કારણથી જન્મ તથા મરણના ભયથી ભય પામેલા યોગીઓ તથા સાંખ્ય-શાસ્ત્રવેત્તાઓ છવિસમા તત્ત્વને જોનારા છે, (મન તથા શરીરથી) પવિત્ર છે, તથા છવિસમાતત્ત્વમાં પરાયણ રહેનારા છે, તેથી તેઓ જીવાત્માને અક્ષય માનતા નથી.§[૭૯]

હે કશ્યપ! જીવાત્મા જ્યારે છવિસમા તત્ત્વનાં દર્શન કરે છે ત્યારે તે પણ છવિસમા કેવળરૂપ થાય છે અને તે સમયે તે સર્વજ્ઞ અને વિદ્વાન્ થાય છે અને તેનો પુનઃ જન્મ થતો નથી.[૮૦] હે નિર્દોષ કશ્યપ! આ રીતે મેં તને અપ્રતિબુધ્ય, બુદ્ધમાન-પ્રધાન, જીવાત્મા તથા બુદ્ધ-પરમાત્માના સ્વરૂપ વિશે શ્રુતિમાં કહ્યા પ્રમાણે યથાર્થ રીતે કહ્યું છે.[૮૧] હે કશ્યપવંશને વિશે થયેલા! જે દ્રષ્ટા તથા અદ્રશ્યને વિશે ભિન્નતા જોતો નથી, તેમ જ ક્ષેમ્ય તથા તત્વ વચ્ચે અર્થાત્ જ્ઞાન અને જ્ઞેય વચ્ચે વિશેષતા જોતો નથી, તે કેવળ તેમ જ અકેવળ બેઉ રૂપે છે, તે વિશ્વના આધારરૂપ છે, તેમ જ તે જીવાત્મા તથા પરમાત્મા બેઉ રૂપે છે.[૮૨]‖

વિશ્વાવસુએ પુછ્યું:-હે વ્યાપક યાજ્ઞવલ્કય! તેં મને જે બ્રહ્મનું સ્વરૂપ કહ્યું તે સત્ય, શુભ કરનારું, અને યથાર્થ રીતે કહ્યું છે. તારું નિત્ય અવિનાશી એવું કલ્યાણ થાઓ અને તારું મન નિત્ય જ્ઞાનથી જોડાયલું રહો![૮૩]

યાજ્ઞવલ્કયે ( જનકને ) કહ્યું:-આ પ્રમાણે કહીને તે મહાત્માએ ( વિશ્વાવસુએ ) મને પ્રદક્ષિણા કરીને અભિનંદન આપ્યું. મેં પણ પરમ સંતોષ સાથે

* ભાવાર્થ કે છવિસમો અથવા પરમાત્મા, નિરંતર પચ્ચીસમા અથવા જીવાત્માને જુએ છે. પણ જીવાત્માને જ્યારે અહંભાવ થાય છે ત્યારે તે એમ માને છે કે આ સૃષ્ટિમાં મારા કરતાં અન્ય કોઈ શ્રેષ્ઠ છે જ નહિ. માત્ર મોટી સમાધિમાં તે છવિસમાં એટલે કે પરમ-આત્માને જોઈ શકે છે. આ રીતે જો કે તેનામાં પરમાત્માને જોવાની શક્તિ છે, છતાં સાધારણ રીતે તે તેને જોવામાં નિષ્ફળ જાય છે. ચાર્વાક અને સૌગત મતવાદીઓ જેઓ પચીસમા અને ચોવીસમા તત્વને એક જ ગણે છે, અને છવિસમા તત્ત્વ, તેમ પચીસમા તત્વનું અસ્તિત્વ પણ સ્વીકારવાની ના પાડે છે તેઓના મતનું આ શ્લોકમાં ખંડન કરેલું છે એવો ટીકાકાર નીલકંઠનો મત છે.

† માછલાનું ઉદાહરણ જીવાત્મા અને પરમાત્માના સંબંધમાં આ પ્રમાણે ઘટી શકે છે. માછલું પાણીમાં જ રહે છે, પાણી સાથે આવે છે ને પાણી સાથે જાય છે, પણ પાણીથી જૂદું જ છે. તેમ જીવ, જે ચોવીસ તત્ત્વ છે તેનાથી ન્યારો જ છે. પણ જેમ માછલાને પાણી સાથે રહેવાથી સ્નેહ બંધાય છે, પાણીનું અભિમાન રાખે છે, અને અંતે તેમાં જ ડૂબી જાય છે, અને પછી તે જોવામાં આવતું નથી; તેમ જીવ પણ પ્રકૃતિ જે માયા તેની સાથે ગાઢો સ્નેહ બંધાવાથી તેમાં જ લચ્ચોપચ્ચો રહે છે, તેનું જ અભિમાન રાખે છે ને તેમાં જ લીન થઇ જાય છે, અને પ્રકૃતિમાં જ જકડાવાથી દેખાતો નથી. પણ પ્રસંગ પ્રાપ્ત થતાં માછલું પાણીને ત્યજી બહાર નિકળી આવે છે, તેમ જ જીવાત્મા, પરમાત્મા સામે પોતાની અભેદતા છે એમ જાણે છે, ત્યારે સંસાર અથવા કહો કે માયાનો ત્યાગ કરી બહાર નિકળે છે ને સ્વસ્વરૂપને એટલે મોક્ષને પામે છે.

‡ तत्स्थानात् આનો ટીકાકાર નીચે પ્રમાણે અર્થ કરે છેઃ-वरस्य अवराधिस्थानात् અર્થાત્ વરનો અંતર્ભાવ અવરને વિશે હોવાથી. આ સ્થળે રજ્જુ સર્પનું દૃષ્ટાંત આપ્યું છે. અવરરૂપ સર્પનો ભાવ જે ભ્રાંતિથી થયો હોય છે તે ભ્રાંતિનો નાશ થવાથી રજ્જુ અર્થાત્ કેવળ, વરરૂપે રહે છે.

§ સામાન્ય વિચાર એવો છે કે જીવાત્મા અચ્યુત છે, કેમકે તે અજન્મા અને મરણ રહિત છે. જન્મ ને મરણ જીવાત્માને જણાય છે તે તો માત્ર પ્રકૃતિનો સહવાસ જ છે-મોક્ષનું તેને ભાન ન થાય ત્યાં સૂધી. આ શ્લોકમાં માન્ય નિયમનો ત્યાગ કીધેલો જણાય છે. એમાં જણાવ્યું છે કે, પચીસમા તત્વરૂપ જીવાત્માનો મોક્ષ થાય છે, ત્યારે તે જીવભાવમાંથી ચ્યુત થઇને ઈશ્વરપણાને પામે છે, પણ તેથી કંઈ જીવ અચ્યુત ગણાતો નથી.

‖ આ શ્લોક કૂટ છે. પશ્ય તથા અપશ્ય નો અર્થ દ્રષ્ટા તથા દૃશ્ય અર્થાત્ જ્ઞાતા અને જ્ઞેય (આત્મા તથા પ્રકૃતિ). ક્ષેમ્ય તથા તત્ત્વનો અર્થ દૃગ્ તથા દૃશ્ય અર્થાત્ જ્ઞાન અને જ્ઞેય થાય છે. જે મનુષ્ય આ બધામાં વિશેષતા જોતો નથી અર્થાત્ જે સર્વ વસ્તુને એકરૂપે માને છે તેવો પુરુષ જો કે જીવાત્મારૂપ હોય, છતાં તે પરમાત્મારૂપ જ છે.

તેનાં દર્શન કર્યાં. તે પછી સુંદર રૂપવાળા શરીરને ધારણ કરનારો તે ગંધર્વ સ્વર્ગમાં ચાલ્યો ગયો.[૮૪] હે રાજા! પછી તેણે બ્રહ્મા વગેરેને, આકાશચારી દેવોને, પૃથ્વી ઉપર વસનારા મનુષ્યોને, રસાતળ પાતાળમાં વસનારા જીવોને તથા કલ્યાણકારક મોક્ષ માર્ગને સેવનારા પુરુષોને, મેં કહેલાં તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો.[૮૫] જેઓ સાંખ્યશાસ્ત્ર જાણનારા છે તેઓ સાંખ્યધર્મમાં પરાયણ રહે છે; જેઓ યોગીઓ છે તેઓ યોગધર્મમાં પરાયણ રહે છે; પરંતુ જે બીજાઓ મોક્ષ મેળવવાની ઇચ્છાવાળા છે, તે મનુષ્યોને મારું કહેલું તત્ત્વજ્ઞાન પ્રત્યક્ષ ફળ આપનારું છે.[૮૬] હે રાજસિંહ! હે નરેન્દ્ર! અજ્ઞાનથી મોક્ષ થતો નથી; પરંતુ જ્ઞાનથીજ મોક્ષ થાય છે. માટે મનુષ્યે પ્રયત્ન કરીને યથાર્થ જ્ઞાનને સંપાદન કરવું જોઈએ. મનુષ્ય પોતાના આત્માને જ્ઞાનવડેજ જન્મથી તથા મરણથી છોડાવે છે.[૮૭] મનુષ્યે બ્રાહ્મણની પાસેથી, ક્ષત્રિયની પાસેથી, વૈશ્યની પાસેથી, અથવા નીચ યોનિમાં જન્મેલા શૂદ્રની પાસેથી પણ નિત્ય જ્ઞાન સંપાદન કરવું અને શ્રદ્ધાળુ થઈને તે ઉપર સદા શ્રદ્ધા રાખવી; કારણ કે શ્રદ્ધાળુને વિશે જન્મ તથા મરણ પ્રવેશ કરતાં નથી.[૮૮] સર્વ વર્ણો બ્રહ્મથી ઉત્પન્ન થઈ છે તેથી સર્વે બ્રાહ્મણ કહેવાય છે; સર્વે નિત્ય બ્રહ્મનું નામ લે છે. હું પણ બ્રહ્મબુદ્ધિથી જ તત્ત્વ શાસ્ત્રનો–પુરુષ અને પ્રકૃતિના સ્વરૂપભેદનો તને ઉપદેશ કરું છું. આ સર્વ વિશ્વ છે તે પણ બ્રહ્મસ્વરૂપ છે.[૮૯]* પરબ્રહ્મના મુખમાંથી બ્રાહ્મણો ઉત્પન્ન થયા છે; બાહુઓમાંથી ક્ષત્રિય ઉત્પન્ન થયા છે; નાભિમાંથી વૈશ્યો ઉત્પન્ન થયા છે; ચરણમાંથી શૂદ્રો ઉત્પન્ન થયા છે. આ રીતે સર્વે વર્ણ બ્રહ્મમાંથીજ ઉત્પન્ન થઈ છે, માટે તેને બ્રહ્મથી ભિન્ન જાણવી નહિ.[૯૦] હે રાજન્! મનુષ્યો અજ્ઞાનને લીધે અને પોતાના પુણ્યપાપરૂપીવડે અનેક યોનિમાં જન્મ લે છે તથા મરણને પામે છે.† હરકોઈ પણ જાતિનો મનુષ્ય જ્ઞાન રહિત હોય છે તે ભયંકર એવા અજ્ઞાનને લીધે, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા અનેક જાતના પ્રાણીઓમાં જન્મે છે.[૯૧] એટલા માટે મનુષ્યે સર્વ પ્રકારના પ્રયત્નથી જ્ઞાનને સંપાદન કરવું. મેં તને પૂર્વે કહ્યું જ છે કે, તે (જ્ઞાન) સર્વ (જાતિ)ની પાસેથી સંપાદન કરવું. જે જ્ઞાની છે તે બ્રાહ્મણ જ છે. બીજા (ક્ષત્રિય વગેરે)ને પણ જ્ઞાનનો અધિકાર છે. હે નરેન્દ્ર! જ્ઞાનીને નિત્ય મોક્ષ મળે છે, આમ તત્ત્વવેત્તા જ્ઞાનીઓ કહે છે.[૯૨] હે રાજન્! તેં મને જે પ્રશ્ન કર્યું હતું તેનું મેં તને યથાર્થ રીતે ઉત્તર આપ્યું છે. હવે તું શોકનો ત્યાગ કર. તારા પ્રશ્ન ઉત્તમ હતા. હે રાજન્! તું તારા કાર્યમાં પાર ઉતર, તારું નિત્ય કલ્યાણ થાવ![૯૩]

ભીષ્મ કહે છે;-આ રીતે બુદ્ધિમાન્ યાજ્ઞવલ્કયે મિથિલેશને ઉપદેશ આપ્યો, તે સાંભળીને મિથિલેશ બહુ પ્રસન્ન થયો.[૯૪] રાજાએ તેની પ્રદક્ષિણા કરી, તેનો સત્કાર કર્યો ને પછી, મુનિવર યાજ્ઞવલ્કય ત્યાંથી વિદાય થયા; અને મોક્ષનું જ્ઞાન પ્રાપ્ત કરી નરપતિ દેવરાતિએ, પોતાને આસને બિરાજીને,[૯૫] એક કરોડ ગાયોનું તથા સુવર્ણનું દાન કર્યું અને એક એક અંજલિ (ખોબો) રત્નોની ભરીને બ્રાહ્મણોને દાન આપ્યું.[૯૬] તે પછી મિથિલાના વૃદ્ધ રાજાએ, વિદેહ રાજ્ય ઉપર પોતાના પુત્રનો અભિષેક કર્યો અને પંડે યતિના ધર્મ (સંન્યાસીના ધર્મ) પાળવા લાગ્યો.[૯૭] હે રાજેન્દ્ર! તેણે ધર્મનો, અધર્મનો તથા અવિદ્યાથી ઉત્પન્ન થનારા સાંસારિક કર્મોનો ત્યાગ કર્યો અને સંપૂર્ણ સાંખ્યશાસ્ત્રનું અને સંપૂર્ણ યોગશાસ્ત્રનું અધ્યયન કરીને,[૯૮] તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, હું ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત, નિત્ય અને કેવળ (પ્રકૃતિથી રહિત શુદ્ધ) છું. આમ પોતાના મનમાં વિચાર કરીને, તેણે ધર્મઅધર્મનો, પુણ્યપાપનો, સત્ય અસત્યનો,[૯૯] જન્મ મરણનો–એ સર્વ પ્રકૃતિજન્ય હોવાથી તેને મિથ્યા ગણીને તેનો ત્યાગ કર્યો.[૧૦૦] હે રાજા! સાંખ્યશાસ્ત્રવેત્તાઓ અને યોગશાસ્ત્રવેત્તાઓ પોતપોતાના શાસ્ત્રમાં કહેલાં લક્ષણો પ્રમાણે આ સર્વ જગત પ્રકૃતિ અને પુરુષથી ઉત્પન્ન થયું છે આમ જાણે છે. વિદ્વાનો કહે છે કે, બ્રહ્મ ઇષ્ટ તથા અનિષ્ટથી રહિત છે, માયાથી પર છે, નિત્ય (અવિનાશી) છે અને શુચિ (શુદ્ધ) છે, માટે તું પવિત્ર થા. દાન દેનારો, દાન લેનારો, દાન અને અનુમોદન આ સર્વે બ્રહ્મસ્વરૂપ છે.[૧૦૧–૧૦૨] હે નરશ્રેષ્ઠ રાજા! જે દાન દેનારો છે, જે દાન લેનારો છે અને જે દાન છે તે સર્વ પરમાત્મારૂપ છે.[૧૦૩] આત્મા તે એક આત્મા જ છે. તેનાથી પર કોઈ નથી. આ રીતે તારે નિત્ય માનવું,

---

* તાત્પર્ય કે સર્વે મનુષ્ય વાણી બોલે છે ને વાણીનો દાતા બ્રહ્મ છે, તેથી સર્વે મનુષ્ય બ્રહ્મ બોલનારા છે. જો બ્રહ્મનું સ્વરૂપ વેદ કહીશું તો સર્વે વેદ જાણનારા છે ને જાણવાને પાત્ર છે. આ બહુ ઉદાર વિચાર છે. † તાત્પર્ય જ્યાં સુધી જીવાત્મા પાપકર્મ કે પુણ્યકર્મવાળો હોય છે ત્યાં સુધી તેનો મોક્ષ નથી. પણ પાપ કે પુણ્યકર્મનો સર્વાંશે નાશ થઈ જાય છે, અને પૂર્ણ જ્ઞાની થાય છે ત્યારે જ મોક્ષને પામે છે. પાપ પુણ્યકર્મ જીવના સંગી હોય છે ત્યાંસુધી જન્મ ને મરણ ને જન્મ એમ આવર્જન વિસર્જન થયા જ કરે છે. પ્રારબ્ધ, ક્રિયમાણ ને સંચિત સર્વનો લોપ છે, ત્યારે જન્મ મટે છે ને જેનો જન્મ નથી તેને મરણ ક્યાં?

અન્યથા વિચારજ કરવો નહિ.[૧૦૪] જે જાણતા નથી કે સગુણ પ્રકૃતિ શું, તેમ જે જાણતો નથી કે નિર્ગુણ એવો પરમાત્મા શું, તેવા શાસ્ત્રવેત્તા મનુષ્યે તીર્થયાત્રા કરવી તથા યજ્ઞો કરવા.[૧૦૫] વેદોનો સ્વાધ્યાય કરવાથી, તપ કરવાથી કે યજ્ઞો કરવાથી, હે કુરુપુત્ર! પરમાત્માની પ્રાપ્તિ થતી નથી; પરંતુ પરમાત્માના સ્વરૂપને જાણ્યા પછી મનુષ્ય સ્વસ્વરૂપને પ્રાપ્ત થઇને પૂજાય છે![૧૦૬] જે મહત્તત્વની ઉપાસના કરે છે, તે મહત્તત્વને પ્રાપ્ત થાય છે; અહંકારની ઉપાસના કરનારો અહંકારને પામે છે; તેમ જ અહંકાર પછીનાં ઉચ્ચસ્થાનની ઉપાસના-ઇચ્છા કરનારો છે, તે તે સ્થાનોને પામે છે.[૧૦૭] શાસ્ત્રમાં પરાયણ રહેનારા જે મનુષ્યો અવ્યક્ત-પ્રકૃતિથી પર એવા અવિનાશી પુરુષને પ્રકૃતિથી પરમ અને નિત્ય જાણે છે, તે જન્મ તથા મરણથી રહિત છે, ગુણોથી રહિત છે તથા સત્ રૂપ અને અસત્‌રૂપ છે.[૧૦૮]

હે રાજા! મેં આ જ્ઞાન જનક રાજાની પાસેથી મેળવ્યું છે, જે તેણે મુનિ યાજ્ઞવલ્કય પાસેથી પ્રાપ્ત કર્યું હતું. જ્ઞાન ઉત્તમ કહેવાય છે. તેની સાથે યજ્ઞનો મુકાબલો પણ થઈ શકે નહિ. મનુષ્ય જ્ઞાનથી દુઃખે કરી ઉલ્લંઘી શકાય એવા સંસારને ઉલ્લંઘી જાય છે, કે જે સંસાર આપત્તિ અને ભયથી ભરેલો છે. યજ્ઞોથી તે સંસાર ઓળંગી શકાતો નથી.[૧૦૯] હે રાજા! જ્ઞાનીપુરુષો કહે છે કે, ભૌતિક કર્મોથી થનારા જન્મ તથા મરણ એ સંસાર છે. યજ્ઞો કરવાથી, તપ કરવાથી, નિયમો પાળવાથી અને વ્રતો કરવાથી મનુષ્યો સ્વર્ગમાં જાય છે, પણ પુણ્ય ક્ષીણ થયા પછી પાછા ભૂમિ ઉપર પડે છે.[૧૧૦] તેટલા માટે, હે રાજા! ક્ષેત્રના સ્વરૂપને જાણીને પ્રકૃતિથી પર, મહાન્, પવિત્ર, શિવરૂપ, મોક્ષસ્વરૂપ, નિર્મળ, પવિત્ર એવા બ્રહ્મની ઉપાસના તું કર. જ્ઞાનયજ્ઞની ઉપાસના કર્યા પછી તું ઋષિ એટલે સર્વ તત્ત્વવેત્તા-જ્ઞાની થઇશ.[૧૧૧] ઉપનિષદ્‌નો પાઠ કરવાથી જે ઉપકાર થાય છે, તેજ ઉપકાર પૂર્વે યાજ્ઞવલ્કયે (બૃહદારણ્યક) ઉપનિષદ્‌નો ઉપદેશ કરીને જનક રાજાપર કર્યો હતો. રાજા જનકના પુરોહિત ભગવાન્ યાજ્ઞવલ્કયે કહેલાં ઉપનિષદ્‌માં સનાતન એવા અવિનાશી પરમાત્માનું વર્ણન કરવામાં આવ્યું છે. શાશ્વત અને અવિનાશી જે તત્ત્વ તેણે કહેલું છે, તે તત્ત્વજ્ઞાન સંપાદન કરવાથી મનુષ્ય શુભ, અમૃતરૂપ અને શોકથી રહિત એવા પરમાત્માને પામે છે.[૧૧૨]

इतिश्री महाभारतविषे शांतिपर्वातर्गत मोक्ष धर्मपर्वमां 'याज्ञवल्क्य जनकना संवादरूप' अध्याय ३१८ मो समाप्त.



## અધ્યાય ૩૧૯ મો.

### જરા તથા મૃત્યુ તરવાનો માર્ગ.

યુધિષ્ઠિરે કહ્યું;-હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મનુષ્ય મોટું ઐશ્વર્ય અને ઘણું ધન મેળવીને અથવા તો દીર્ઘાયુષ્ય મેળવીને કેવી રીતે મૃત્યુને ઉલ્લંઘી શકે છે?[૧] એવું કીયું મહા તપ કરવાથી, એવું કીયું મોટું (વેદોક્ત) કર્મ કરવાથી, અથવા તો એવું કીયું મોટું જ્ઞાન સંપાદન કરવાથી અથવા તો એવા કયા રસાયનના પ્રયોગો કરવાથી, મનુષ્ય વૃદ્ધાવસ્થાને તથા મૃત્યુને પામતો નથી?[૨]

ભીષ્મે કહ્યું;-હે યુધિષ્ઠિર! એ વિષયમાં જનક અને પંચશિખ નામના ભિક્ષુના સંવાદરૂપી એક પુરાતન ઈતિહાસ છે; (તેમાં આ પ્રમાણે કથા કહેવામાં આવી છે.)[૩] વિદેહીનગરીમાં જનક નામનો રાજા હતો. તેણે એક સમયે, વેદ જાણનારાઓમાં ઉત્તમ અને જેના ધર્મ તથા અર્થ સંબંધી સર્વ સંશયો નાશ પામ્યા છે એવા મહર્ષિ પંચશિખ નામના આચાર્યને પ્રશ્ન પૂછ્યું કે,[૪] "હે ભગવન્! કેવું આચરણ આચરવાથી મનુષ્ય જરાને અને કાળને ઉલ્લંઘી જાય છે? (તપ કે જ્ઞાન કે યજ્ઞાદિ) ધર્મ કર્મ કરવાથી અથવા શાસ્ત્રના શ્રવણથી શું મનુષ્ય જરાને અને મૃત્યુને ઉલ્લંઘી શકે છે?"[૫]

વિદેહી રાજાએ આ પ્રમાણે પ્રશ્ન કર્યું, ત્યારે અપરોક્ષવેત્તા વિદ્વાન્ પંચશિખે કહ્યું; "જરા તથા મૃત્યુનો અટકાવ થતો નથી. તેમ આ પણ સત્ય નથી કે કોઈ પણ રીતે તે બેઉને ન અટકાવી શકાય.[૬] જેમ દિવસો, મહિનાઓ અને રાત્રીઓની નિવૃત્તિ થતી નથી; પણ નાશવંત એવો જે પુરુષ (સર્વ કર્મના સંન્યાસરૂપ અથવા નિવૃત્તિધર્મના) શાશ્વત માર્ગને અનુસરે છે તો તે જન્મમરણનું ઉત્ક્રમણ કરી શકે છે.[૭] પ્રાણીમાત્રનો નાશ છે. કાળરૂપી એક મહાસાગર છે. તે નૌકા વિનાનો છે. તેને વિશે સર્વ પ્રાણીઓનો સમુદાય સદા પ્રવાહથી જેમ તણાતો હોય તેમ તણાયા કરે છે. એ કાળરૂપી મહાસાગરમાં જરા (વૃદ્ધાવસ્થા) તથા મૃત્યુરૂપી ગ્રાહ (ગ્રુડ) રહેલાં છે. તેમાં તે પ્રાણી ડૂબી જાય છે,[૮] પણ તેમાંથી કોઈ તેનું રક્ષણ કરતું નથી. કોઈ પણ પુરુષ એનો થતો નથી, તેમ એ પણ કોઇનો થતો નથી (અર્થાત્ તે એકલો જ કાળસાગરમાં ભટકે છે.)[૯] હવે સ્ત્રી તથા પુત્ર વગેરે બીજા સંબંધીઓની સાથે પુરુષને જે સમાગમ થાય છે, તે તો માર્ગમાં એકઠા મળેલાં મનુષ્યના જેવો જ છે. પૂર્વે આ સહવાસ કોઈ પણ મનુષ્યે લાંબા કાળ સૂધી ભોગવ્યો નથી;[૧૦] પણ વાયુ જેમ કાળે કરીને એકઠાં મળેલાં વાદળાંઓના સમૂહોને

વિખેરી નાંખે છે અને તે વખતે જેમ વાદળાંઓ મોટો અવાજ કરતાં છૂટાં પડે છે; તેમજ કાળના વેહમાં તણાઈ ગયેલા-એકઠા મળેલા પ્રાણીઓને કાળ વારંવાર વિખેરી નાંખે છે અને પ્રાણીઓ વિયોગવખતે વારંવાર રુદન કરે છે.[૧૧] જરા-વૃદ્ધાવસ્થા તથા કાળ એ બંને નહાર જેવા છે. નહાર બળવાન્ અથવા દુર્બળ, નાના અથવા મોટા, એમ સર્વ પ્રાણીઓને ખાઈ જનારો છે;[૧૨] તેમ કાળ પણ સર્વને ખાઈ જનારો છે. સર્વ પ્રાણીઓ નાશવંત છે, પણ તેઓને વિષે રહેનારો આત્મા નિત્ય જ છે. માટે એવા નાશવંત પ્રાણીઓના જન્મથી હર્ષ પામવાનું નથી કે મરણથી ખેદ કરવાનો નથી.[૧૩] (પણ જીવે સદા વિચાર કર્યા કરવો કે) હું ક્યાંથી આવ્યો? કોણ છું? ક્યાં જઈશ? કોની સાથે મારો સંબંધ છે? કોના વિષે રહેલો છું? હવે પછી ક્યાં જન્મ ધરીશ? શા માટે જન્મ ધરીશ? મારું શું થશે? અને શા કારણથી ને કોને માટે કોનો શોક કરવો (એનો પણ વિચાર કરવો)![૧૪] જે કર્મ તેં કર્યાં છે તેના ફળરૂપ સ્વર્ગ કે નરકનો જોનારો-ભોગવનારો તારા વિના બીજો કોણ છે? એટલા માટે શાસ્ત્રના વચનોની અવગણના કર્યા વિના દાન દેવું તથા ત્યાગ કરવો."[૧૫]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'पंचशिख अने जनकनो संवाद' ए नामनो अध्याय ३१९ मो समाप्त.

## અધ્યાય ૩૨૦ મો.

### જનક અને સુલભા-વિદેહી કોણ?

યુધિષ્ઠિરે પૂછ્યું;-હે કુરુરાજર્ષિસત્તમ! કયો પુરુષ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યા વગર જ્ઞાનવડે મોક્ષને પામ્યો હતો? બુદ્ધિનો જેમાં લય થાય છે એવું મોક્ષનું સ્વરૂપ શું? તે તું મને કહે.[૧] સ્થૂલ તથા સૂક્ષ્મ દેહનો ત્યાગ કેવી રીતે થઈ શકે? તેમજ મોક્ષનું સ્વરૂપ કેવું છે, તે પણ પિતામહ, તું મને કહે.[૨]

ભીષ્મે કહ્યું;-હે ભરતવંશી રાજા! આ વિષયમાં જનક અને સુલભાના સંવાદરૂપ એક પુરાતન કાળનો ઇતિહાસ આ પ્રમાણે છે.[૩] પૂર્વકાળમાં સંન્યાસનું ફળ સંપાદન કરનારો મિથિલાનગરીમાં જનકના વંશમાં જન્મેલો ધર્મધ્વજ નામનો રાજા હતો. તેણે ત્યાગધર્મનું સેવન કર્યું હતું.[૪] તે વેદના કર્મકાંડનો જ્ઞાતા હતો; મોક્ષ આપનારા-જ્ઞાનકાંડમાં પ્રવીણ હતો; રાજા તરીકે પોતાના રાજધર્મમાં પરિશ્રમ કર્યો હતો અને પોતાની ઇન્દ્રિયો વશ કરી આ પૃથ્વી ઉપર રાજ્ય કરતો હતો.[૫] હે રાજા! તે વેદવેત્તા રાજાનો સદાચાર જગપ્રસિદ્ધ થવાથી, બીજા વિદ્વાન્ પુરુષો પણ તેના (આચરણ)નું અનુકરણ કરવાની ઇચ્છા રાખતા હતા.[૬]

એ સત્યયુગના સમયમાં, સુલભા નામની એક ભિક્ષુકી યોગધર્મને પાળતી હતી ને પૃથ્વીપર એકાકી ફર્યા કરતી હતી.[૭] પૃથ્વી ઉપર ફરતી હતી, તેવામાં તે ભિક્ષુકીએ અનેક સ્થળ માંહેલા સંન્યાસીના મુખથી સાંભળ્યું કે, મિથિલાનો રાજા મોક્ષશાસ્ત્રમાં કુશળ છે.[૮] એ કથા સાંભળી, તે ભિક્ષુકીએ જનકનાં દર્શન કરી, એ સત્ય છે કે નહિ એનો નિશ્ચય કરવાનો તેના મનમાં સંકલ્પ થયો.[૯] નિર્દોષાંગી એવી તે સુલભાએ, યોગવિદ્યાના પ્રભાવથી પોતાનું પૂર્વરૂપ ત્યજી દીધું; પછી નવું, સુંદર અને એકપણ ખાંમી વગરનું રૂપ ધારણ કર્યું.[૧૦] સુંદર ભ્રકુટીવાળી તથા કમળ જેવાં નેત્રવાળી એ સુલભા, આંખનું મટકુ મારીએ, એટલીવારમાં અથવા અસ્ત્રને ફેંક્યું હોય ને તે જેમ ત્વરાથી જાય તેમ, ઉતાવળી ગતિથી મિથિલાનગરીમાં ગઈ.[૧૧] અનેક મનુષ્યોથી ભરપૂર એવી રમણીય મિથિલાનગરીમાં જઈને, ભિક્ષા માગવાના નિમિત્તથી, તેણે મિથિલાના રાજાનાં દર્શન કર્યાં.[૧૨] તેના શરીરને અત્યંત સુકુમાર જોતાં જ, તે રાજા આશ્ચર્યચકિત થઈ ગયો, અને (મન સાથે વિચાર કરવા લાગ્યો કે) આ કોણ હશે, કોની સ્ત્રી હશે અને અહીં ક્યાંથી આવી હશે, અને તેથી એ (કોણ છે તે) જાણવાની તેને ઇચ્છા થઈ.[૧૩]

રાજાએ એ સ્ત્રીની આગતાસ્વાગતા કરી, ઉત્તમ આસન ઉપર બેસારી, તેના પગ ધોઇને તેની પૂજા કરી, પછી ઉત્તમ અન્ન જમાડીને તૃપ્ત કરી![૧૪] ભિક્ષુકી સુલભા, ભોજન કરીને તૃપ્ત થયા પછી, મંત્રીઓથી વિંટાઇને બેઠેલા રાજાને, સર્વે ભાષ્યવેત્તા વિદ્વાનોની સભા વચ્ચે (તે મોક્ષધર્મમાં શું જાણે છે, તે વિશે) પ્રશ્ન પૂછવા લાગી.[૧૫] સુલભાના મનમાં સંશય હતો કે, આ રાજા નિવૃત્તિમાન એટલે વિષયોનો ત્યાગ કરીને મુક્ત થયો છે કે નથી થયો, તેથી યોગનું જ્ઞાન ધરાવનારી તે ભિક્ષુકીએ, પોતાના બુદ્ધિસત્વથી તે રાજાના બુદ્ધિસત્વમાં પ્રવેશ કર્યો.[૧૬] પોતાના નેત્રમાંના કિરણોવડે તેણે રાજાનાં નેત્રમાંના કિરણોમાં પ્રવેશ કરી દીધો; અને પોતાના સંશયનું છેદન કરવા માટે, યોગનાં બંધનોથી રાજાને બાંધી લીધો.[૧૭] હે ઉત્તમ રાજા! જનક રાજાને પોતાના અજિતપણાને માટે (વિશ્વાસ હતો) અને સુલભાનો હું પરાજય કરીશ એવું અભિમાન હતું તેથી, સુલભાના આશયને પોતાના આશયથી ગ્રહણ કરી લીધો.[૧૮] એ સમયે રાજા સૂક્ષ્મ

સ્વરૂપે હતો અને છત્ર તથા દંડાદિકથી રહિત હતો. સુલભા પણ સૂક્ષ્મસ્વરૂપે ત્રિદંડથી રહિત હતી. તેથી બન્ને સ્થૂલ દેહમાં જ રહીને સંવાદ કરવા લાગ્યાં. તે સુલભા અને જનક વચ્ચે જે સંવાદ થયો, તે તું સાંભળ.*[૧૯]

જનકે પૂછયું:–હે ભગવતિ! તેં આવી રીતનું (સંન્યાસ ચર્યાનું) વર્તન ક્યાંથી ગ્રહણ કર્યું? તું કોણ છે? તું કોની છે? તું ક્યાંથી આવી? તારું કાર્ય પૂર્ણ કરયા પછી તું કયાં જવા ધારે છે?[૨૦] શાસ્ત્રસંબંધી, વયસંબંધી અને જાતિસંબંધી પ્રશ્ન કરયા વિના, અન્ય મનુષ્ય, તે કોણ છે તે જાણી શકાતું નથી. જ્યારે તારો ને મારો સમાગમ થયો છે, ત્યારે તું મને આ પ્રશ્નોનું ઉત્તર આપ.[૨૧] જાણ કે, મેં છત્રાદિક રાજ્યચિહ્નોનો ત્યાગ કર્યો છે. હવે તું કોણ છે તે હું પૂર્ણ જાણવાની ઈચ્છા રાખું છું. હું માનું છું કે તું માન આપવા યોગ્ય છે.[૨૨] મોક્ષના સંબંધમાં જે હું કહું છું તે તું સાંભળ. આલોકમાં એવું કોઈ નથી કે, જે તને એ વિષય પરત્વે કંઈ કહી શકે. આ વૈશેષિક જ્ઞાન પૂર્વે જેની પાસેથી મેં મેળવ્યું છે, અને જેના જેવો બીજો કોઈ વક્તા નથી, તે પુરુષ કોણ હતો તે પણ હું તને કહું છું તે તું સાંભળ.†[૨૩] પરાશર ગોત્રમાં જન્મેલા પંચશિખ નામના મહાત્મા અને વયોવૃદ્ધ ભિક્ષુનો હું પરમ માનીતો શિષ્ય છું;[૨૪] અને સાંખ્યશાસ્ત્રમાં (જ્ઞાનકાંડમાં), યોગશાસ્ત્રમાં (ઉપાસનાકાંડમાં) તથા વિધિ-કર્મકાંડમાં (તે પંચશિખ પાસેથી જ્ઞાન પ્રાપ્ત થવાથી)એમ ત્રણે પ્રકારના મોક્ષધર્મમાં હું પારંગત છું ને મારા સંશયો દૂર થઈગયા છે.‡[૨૫] મારો ગુરુ પંચશિખ ધર્મશાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે પૃથ્વી-પર ફર્યા કરતો હતો. પૂર્વે (એક સમયે) તે વર્ષાકાળના ચાર મહિના મારી પાસે સુખમાં રહ્યો હતો.[૨૬] સાંખ્યશાસ્ત્રને સંપૂર્ણ રીતે જાણનારા તથા મોક્ષને પણ જાણનારા એવા તે પંચશિખે, મને રાજ્ય ઉપરથી ચલાયમાન કર્યાવિના (એટલે રાજ્યાસનપર રાખીને) કર્મનો, ઉપાસનાનો તથા જ્ઞાનનો ઉપદેશ કર્યો છે.[૨૭] તેણે ઉપદેશ કરેલા મોક્ષશાસ્ત્રમાં કહેલી ત્રણ પ્રકારની વૃત્તિનું હું આચ-રણ કરું છું: હું રાગ (પ્રીતિ) રહિત થયો છું, પરમપદને વિશે (બ્રહ્મને વિશે) સ્થિતિ કરીને રહ્યો છું અને એકાકી વિહાર કરું છું.[૨૮] (સર્વ ગુણોથી વિમુક્ત થઈ) વૈરાગ્યમાં રહેવું, એ મોક્ષ સંપાદનમાં મુખ્ય વિધિ છે. વૈરાગ્ય જ્ઞાનથી થાય છે અને જ્ઞાનથી મનુષ્યને મોક્ષ

---

* ૧૬ થી ૧૯ મા શ્લોક સુધીનું તાત્પર્ય કે સુલભાએ વિચાર્યું કે રાજા કદાચ મને પ્રશ્ન જ નહિ કરે તો તેનું સ્વરૂપ કેવું છે–તે મોક્ષના તત્ત્વોનો જ્ઞાતા છે કે નહિ, તે મારાથી જાણી શકાશે નહિ. તેથી યોગબળવડે તેણે તેનામાં એવી બુદ્ધિ ઉત્પન્ન કરાવી કે જેથી રાજાને પ્રશ્ન કરવાની ઇચ્છા થાય. આ અભિપ્રાય ધર્મધ્વજ જનક સમજી ગયો, કેમકે તેના મનમાં નીચેના પ્રશ્નની ઇચ્છા થઈ–જે ઇચ્છા જ થવી નહિ જોઇતી હતી, કેમકે તે મોક્ષના જ્ઞાનનો જ્ઞાતા હતો. ઇચ્છા થઇ ત્યારે જનકે મન સાથે વિચાર કર્યો કે, આવી ઇચ્છા થવાનું કારણ શું? તેણે પણ યોગબળવડે જોયું, ત્યારે જણાયું કે સુલભાએ તેના બુદ્ધિસત્વમાં પ્રવેશ કીધો છે. પણ તેને એ જ ક્ષણે પોતાના જ્ઞાનનું અભિમાન થયું કે એક સ્ત્રી મને બોલતો બંધ કરી શકશે નહિ, એના શા ભાર છે! એમ વિચારી પોતે જ્ઞાની છતાં તેની સાથે વાદ કરવાને તૈયાર થયો કે ભલે એ મને પૂછે અથવા ઇચ્છાનુરૂપક કહે. જનક ત્રિદંડ–છત્ર, ચામર વ્યજન, અને રાજદંડ રહિત અને સુલભા ત્રિદંડ–ત્રણ ફણાવાળી સંન્યાસીઓ રાખે છે તે લાકડી–વગરની હતી; એટલે ઉભય સમાન પંક્તિમાં હતાં. સુલભાના બુદ્ધિસત્વે, જનકના બુદ્ધિસત્વમાં પ્રવેશ કર્યો એટલે ઉભયનાં સ્થૂળ અને સૂક્ષ્મ શરીરો એક જ બન્યાં. જેમ એક ઘરમાં બે મનુષ્ય રહે છે, તેમ એક જ સૂક્ષ્મ કે સ્થૂળદેહમાં બે જીવ રહી શકે છે; અર્થાત્ સ્થૂળ સૂક્ષ્મ જીવાત્માનાં ઘર છે, પરમાત્માનાં નથી. આ કારણથી જનકે વિચાર્યું કે, હું સુલભાના બુદ્ધિસત્વનો પોતાના બુદ્ધિ-સત્વમાં પ્રવેશ છતાં, પરાભવ પામ્યો નથી, તેમ બતાવવા માટે જ પ્રશ્ન કર્યું છે.

† આ શ્લોકમાં 'વૈશેષિક' શબ્દ વાપર્યો છે તેનો સ્પષ્ટાર્થ શો છે તે સમજવો મુશ્કેલ છે. વૈશેષિક દર્શનના રચનાર કણાદ ઋષિ છે. મિ. રૉય લખે છે કે તેના સર્વ સિદ્ધાંતો, સામ્પ્રત યુરોપિયન તત્ત્વવેત્તાઓ જે પરમાણુવાદ માને છે તેને મળતા છે. વૈશેષિકના કેટલાક સિદ્ધાંતો સાંખ્યાચાર્ય કપિલના સિદ્ધાંતને પણ મળતા આવે છે; કારણ કે સાંખ્યશાસ્ત્રમાં કેટલાક સિદ્ધાંતો દર્શાવ્યા છે તે 'વિશેષ' એવા નામથી પ્રખ્યાત છે, જે આ પર્વના અધ્યાય ૩૦૭, શ્લોક ૪ થામાં જોવામાં આવે છે. મહાભારતમાં અને ગીતામાં ઘણે સ્થળે વૈશેષિક, ન્યાય આદિ દર્શનોમાં જેવા સિદ્ધાંતો પ્રતિપાદન કરેલા છે તેવી જ ઘાટી પ્રમાણે મત દર્શાવેલા છે. આ ઉપરથી કોઇને પણ મનમાં સહજ પ્રશ્ન ઉદ્ભવશે કે, વૈશેષિક, ન્યાય–સાંખ્યાદિ દર્શનો કે શાસ્ત્રો મહાભારત પૂર્વે રચાયાં હતાં કે તેની પછી? પ્રાચીન ઇતિહાસ અન્વેષણ કરવાની આધુનિક પદ્ધતિ સ્વીકારનાર તો ઝટ એમ જ પૂરવાર કરવા નીકળશે કે, વૈશેષિક ન્યાય–સાંખ્યાદિ શાસ્ત્રો તો મહાભારતના રચાયા પછી ઘણે વર્ષે રચાયલાં છે; અને તે મતના સિદ્ધાંતો, આગ્રહી અનુયાયીઓએ પોતાના મતના સિદ્ધાંતો મહાભારતમાં પણ છે, એમ પ્રાચીનતા દર્શાવવાને, જે સમયે ધર્મશાસ્ત્રોના ગ્રન્થોમાં ઉમેરવા અને ઓછા કરવાનું કારખાનું મતવાદી બ્રાહ્મણો કરતા હતા, તે સમયે મહાભારતમાં જેમ ફાવ્યું તેમ દાખલ કરી દીધું છે. પણ આ વાત સત્ય જણાતી નથી. વૈશેષિક–ન્યાયાદિ દર્શનોમાં જે સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું છે, તે સિદ્ધાંતો કણાદ કે ગૌતમે સ્વેચ્છાથી કે સ્વબુદ્ધિ અનુસાર કંઈ નવાજ ઉત્પન્ન કરેલા નથી; પરાપૂર્વથી એવા વાદો તો ચાલતા જ આવેલા છે. કણાદ–ગૌતમાદિ સમર્થ શાસ્ત્રવેત્તાઓએ તો તે પરાપૂર્વના અમુક સિદ્ધાંતોનું ગ્રહણ કરી તેને સારી રીતે ગોઠવી એક ગ્રંથમાં વિશેષ બળપૂર્વક રચ્યા છે; અને તેનો આગ્રહપૂર્વક આદર કર્યો છે. એટલા માટે તે તે દર્શનો તેમના નામે લોકમાં ખ્યાતિને પામ્યાં અને ઓળખાયાં. મહાભારત, ગીતામાં જ્યાં જ્યાં એવા શબ્દો વાપરેલા જણાય છે, ત્યાં ત્યાં તે શબ્દોના અર્થનું ગ્રહણ યૌગિક રીતે કરવું જ ઉચિત છે.

‡ વિધિનો અર્થ નીલકંઠે 'કર્મકાંડ' કર્યો છે, અને મોક્ષપ્રાપ્તિમાં કર્મ, આત્માની શુદ્ધિમાં અગત્યનું સાધન ગણાય છે.

મળે છે.[૨૯] જ્ઞાનવડે મનુષ્ય યોગાભ્યાસ કરી શકે છે, યોગાભ્યાસથી આત્મજ્ઞાનને સંપાદન કરે છે, આત્મજ્ઞાનથી સુખ તથા દુઃખરૂપી દ્વંદ્વધર્મનો નાશ થાય છે. (આ રીતે–યોગાભ્યાસ, આત્મજ્ઞાન તથા તેથી થયેલો વૈરાગ્ય આ ત્રણથી જે સિદ્ધિ થાય છે) તેથી મરણનો વિજય કરી શકાય છે.[૩૦] મેં તે જ્ઞાનની પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી છે અને તેના પ્રતાપથી મને નિર્દ્વંદ્વપણું પ્રાપ્ત થયું છે (એટલે મને સુખથી હર્ષ નથી ને દુઃખથી કષ્ટ નથી) અને હું આલોકમાં જ મોહ તથા સંગથી રહિત બન્યો છું.[૩૧] જેમ, એક ક્ષેત્ર પંડે મૃદુ (ચિકણી માટીવાળું) હોય અને પાણીથી ભીંજાયલું હોય ને તેમાં બીજને વાવવામાં આવે તો તેમાંથી અંકુર ઉત્પન્ન થાય છે, તેમ મનુષ્યોએ પૂર્વજન્મમાં કરેલું કર્મ પણ જીવનો પુનર્જન્મ કરે છે.[૩૨] પરંતુ એક તાવડીમાં અથવા તો હરકોઈ પણ ઠેકાણે બીજને સેકવામાં આવ્યું હોય તો તેને અંકુરિત થવાનાં કારણો મળ્યા છતાં પણ તે બીજ તરિકે રહેતું નથી અને તેથી અંકુરરૂપે ઉત્પન્ન થતું નથી[૩૩] એ જ પ્રમાણે ભિક્ષુનો આશ્રમ સેવનારા ભગવાન્ પંચશિખે, મારી બુદ્ધિને વાસનાથી રહિત કરી નાંખી છે, અને તેથી મારું મન વિષયોની ઇચ્છા જ કરતું નથી.[૩૪] રાગ (પ્રીતિ) તથા રોષ એ બંને રૂપ રહિત (મિથ્યા) છે તેથી, શત્રુઓના વધાદિકમાં મને પ્રીતિ થતી નથી, તેમ સ્ત્રી પુત્રાદિક ઉપર પણ મને પ્રીતિ થતી નથી.[૩૫] કોઈ મનુષ્ય મારા જમણા હાથ ઉપર ચંદનનો લેપ કરે અને કોઈ મનુષ્ય મારા ડાબા હાથને વાંસલાવતી વીંધી નાંખે, તે બન્ને મને સમાન છે. (અર્થાત્ ચંદન ચોપડનારા ઉપર રાગ અને કાપનારા ઉપર મને રોષ થતો નથી, તેમ મને આનંદ કે દુઃખ પણ થતું નથી.)[૩૬] મેં સત્ય અર્થ પ્રાપ્ત કીધો છે તેથી સુખી છું અને હું માટીના ઢેફાને, પત્થરને અને સુવર્ણને સરખાં માનું છું; સર્વ સંગોથી મુક્ત થયો છું. હું આ રાજ્યમાં રહું છું, છતાં (ઉપર કહેલાં કારણોને લીધે) બીજા ત્રિદંડી સંન્યાસીઓના કરતાં પણ શ્રેષ્ઠ છું![૩૭] કેટલાક મહાન્ મોક્ષવેત્તાઓ છે તેઓએ મોક્ષનાં ત્રણ પ્રકારનાં સાધન કહ્યાં છે (કર્મ, ઉપાસના તથા જ્ઞાન), પણ એમાં લોકોત્તર–અલૌકિક જ્ઞાન એ મોક્ષનું સાધન છે તથા સર્વકર્મનો ત્યાગ (નિષ્કામ કર્મ કરવાં) એ પણ મોક્ષનું સાધન છે.[૩૮] મોક્ષશાસ્ત્રને જાણનારા કેટલાએક મનુષ્યો કહે છે કે, જ્ઞાનનિષ્ઠાથી મોક્ષ મળે છે, ત્યારે બીજા સૂક્ષ્મદર્શી યતિઓ કર્મનિષ્ઠાને મોક્ષનું સાધન માને છે.[૩૯] પણ મહાત્મા પંચશિખે તો કેવળ જ્ઞાન કે કેવળ કર્મ એ બંનેથી નોંખી ત્રીજી જ નિષ્ઠા મોક્ષમાં પ્રાધાન્ય માનેલી છે.[૪૦]* એક ગૃહસ્થ જો યમ નિયમ પાળે છે તો તે સંન્યાસી સમાન ગણાય છે; પણ જો એક સંન્યાસી કામ અને દ્વેષ, સ્ત્રી અને ધન વગેરેનો સંગ્રહ, અભિમાન અને દંભ વગેરે કરે તો તે ગૃહસ્થના જેવો જ ગણાય છે.[૪૧] સંન્યાસીને ત્રિદંડ વગેરે હોવા છતાં પણ જો જ્ઞાનથી મોક્ષ થતો હોય, તો છત્રાદિક ધારણ કરવા છતાં રાજાનો મોક્ષ કેમ ન થાય? દંડાદિકની પેઠે છત્રાદિકને ધારણ કરવાથી જ્ઞાનને કોઈ પણ જાતની હાનિ પહોંચતી નથી.†[૪૨] જે મનુષ્યને જે જે વસ્તુથી જે જે કાર્યની સિદ્ધિ થતી હોય, તે તે (પશુઓ, ધન સ્ત્રી વગેરે) પદાર્થોનો તે આશ્રય કરે છે.‡[૪૩] જે પુરુષ ગૃહસ્થાશ્રમ ઉપર દોષદૃષ્ટિ કરે છે અને તેનો ત્યાગ કરી બીજા આશ્રમનો સ્વીકાર કરે છે એટલે તેના સંગમાંથી છૂટે છે, પણ જ્યાંસૂધી ગુણના સંગથી મુક્ત થતો નથી ત્યાં સૂધી એ સર્વ વ્યર્થ છે.§[૪૪] કોઈ પણ આધિપત્યમાં (અધિપતિપણું–રાજાપણામાં) કોઈને શિક્ષા કરવી પડે છે અને કોઈના ઉપર અનુગ્રહ કરવો પડે છે. આવી બાબતમાં રાજાઓ અને ભિક્ષુકો સમાન છે (કારણ કે ભિક્ષુકોને પણ શિષ્યોના ઉપર) નિગ્રહ ને અનુગ્રહ કરવાનો પ્રસંગ આવે છે. (આવી સ્થિતિ છતાં ભિક્ષુઓ કયા કારણને લઇને મુક્તિ પામે, અને રાજા કયા કારણથી મુક્તિ ન પામે? કેમકે ભિક્ષુઓ પણ પોતાના શિષ્યનો નિગ્રહ અનુગ્રહ કરે છે.)‖[૪૫]

* જ્ઞાન તથા કર્મના સમુચ્ચય પક્ષનો તથા જ્ઞાનનો અથવા તો કર્મનો ત્યાગ કરીને કર્મ નિરપેક્ષ જ્ઞાનને અથવા તો નિષ્કામકર્મને અથવા તો નિત્યકર્મને આમ ત્રીજી નિષ્ઠાને મહાત્મા પંચશિખ મોક્ષનું સાધન માને છે. તાત્પર્ય કે કર્મથી ઉપકાર થતો હોય તો પણ કર્મમાં અપેક્ષા ન રાખવી અને કર્મનું પ્રયોજન ન છતાં તેમાં ત્યાગબુદ્ધિ ન કરવી.

† સંન્યાસીનો ત્રિદંડ એ માત્ર બાહ્ય ચિહ્ન છે. જ્ઞાનપ્રાપ્તિ પછી તો ત્રિદંડી સંન્યાસી અને રાજદંડધારણ કરનાર રાજા, ઉભયે સમાન કક્ષામાં જ છે. બંનેના આશ્રમ ચિહ્ન ન છતાં બન્ને મોક્ષ પામે છે. ચિહ્નથી કંઈ પૂર્ણતા કે અપૂર્ણતા આવતી કે જતી નથી.

‡ અમુક વસ્તુ ઓછી લેવાથી મોક્ષ થાય છે, અને અમુક વસ્તુ વિશેષ ગ્રહણ કરવાથી બંધ પમાય છે આવો કંઈ નિયમ નથી. જનક કહે છે કે 'હું રાજા છું અને તું સંન્યાસણ છે.' પણ તારી સંન્યાસપરાયણતા કે મારું રાજપદ, મોક્ષમાં સહાયક થતું નથી કે વિઘ્ન કરતું નથી. જ્ઞાનપ્રતાપે આપણે બન્ને ઇચ્છિત પ્રાપ્ત કરી શકીશું, પછી આપણી વ્યવહારમાં ગમે તે પ્રકારની ગતિ હોય. સત્ય તો એ જ છે કે પદાર્થમાં આસક્તિ રાખવાથી બંધન થાય છે અને ઉદાસ–સંગથી મુક્ત રહેવાથી મોક્ષ થાય છે.

§ ભાવાર્થ મારા રાજરૂપ ચિહ્નો ત્યાગ કરવાથી તથા ત્રિદંડ ધારણ કરવાથી મને કશા વિશેષની પ્રાપ્તિ થવાની નથી.

‖ આ અધ્યાયમાં જ્યાં જ્યાં ભિક્ષુક શબ્દ વપરાયો છે, તે સંન્યાસીના અર્થમાં છે, પરંતુ ભીખારીના અર્થમાં નથી.

પરંતુ આધિપત્ય (અધિપતિપણું) હોવા છતાં પણ જેઓ પરમાત્માને વિશે સ્થિતિ કરીને રહેલા છે, તેઓ કેવળ જ્ઞાને કરીને જ સર્વ પાપમાંથી મુક્ત થાય છે.૪૬ કાષાય (ગેરુનાં રંગેલાં ભગવાં) વસ્ત્ર ધારણ કરવાં, માથે મુંડણ કરાવવું, ત્રિદંડ અને કમંડળ ધારણ કરવું, આ સર્વ બહારનાં ચિહ્નો છે. મોક્ષમાં એ કંઈ અગત્યનાં નથી.૪૭ આ સર્વ સંન્યાસનાં ચિહ્ન હોવા છતાં પણ જો મોક્ષ થવામાં જ્ઞાન જ કારણ છે, તેથી (હું તો માનું જ છું કે) દુઃખનો નાશ કરવા માટે ચિહ્ન ધારણ કરવાં એ નિરર્થક જ છે.૪૮ કદાચ દુઃખ ઓછું થઈ જાય એમ જોઈને (દંડાદિક) ચિહ્ન ધારણ કરવાનો તેં વિચાર કર્યો હોય તો પછી છત્ર અને દંડમાં પણ તે જ કાર્યસિદ્ધિ શા માટે માનવામાં આવતી નથી?૪૯ અકિંચન-પણામાં (નિર્ધનપણામાં) મોક્ષનો વાસો નથી, તેમ ધનાદિક સંગ્રહથી કંઇ બંધન થતું નથી. મનુષ્ય ત્યાગી હો વા રાગી હો, પરંતુ જ્ઞાનથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે.૫૦ ધર્મ, અર્થ અને કામ તથા રાજ્ય અને સ્ત્રી આ બધાં બંધન કરનારાં મારી પાસે હોવા છતાં, તારે જાણવું કે, હું બંધન રહિત સ્થાનમાં રહ્યો છું.૫૧ રાજ્ય તથા ઐશ્વર્યરૂપી પાશ (ફાંસી) છે; અને તેના ઉપર જે સ્નેહ કરવો, તે રૂપી વિસ્તારવાળું બંધન છે. પરંતુ મેં મોક્ષરૂપી પથ્થર ઉપર ત્યાગરૂપી તરવારને ખૂબ ઘસીને સજ્જ કરી છે અને તેનાથી સ્નેહરૂપી પાશને કાપી નાંખ્યો છે.૫૨ હે ભિક્ષુકિ! મારી આવી સ્થિતિ હોવાથી હું મુક્ત છું. મને તારા ઉપર આસ્થા ઉત્પન્ન થઈ છે, પરંતુ તારો વર્ણ તારા યોગીના ધર્મથી વિપરીત છે, તે વિશે મારે તને કહ્યા વિના ચાલે એમ નથી.૫૩ તારું રૂપ સુકુમાર છે, તારું શરીર સુંદર છે, તારું વય તરુણ છે. (એ સર્વ યોગને અસંભવિત છે.) આ સર્વ તારામાં છે, અને બીજી તરફ તારો નિયમ (યોગ) છે, તેથી મને તારા સંન્યાસને–યોગને માટે સંશય થાય છે.*૫૪ વળી હું મુક્ત છું કે નથી, એ જાણવા માટે તેં મારા શરીરમાં યોગદ્વારા પ્રવેશ કર્યો છે, એ પણ તારું આ સંન્યાસાશ્રમને અણઘટતું આચરણ છે.૫૫ તું યોગિણી છે, છતાં કામનાથી ભરપૂર છે માટે તું ત્રિદંડ ધારણ કરવાને પાત્ર નથી! વળી મારા શરીરના સંગને લીધે તેં તારા આશ્રમચિહ્નનું રક્ષણ કર્યું નહિ. માટે આરૂઢ થયા પછી પતનને પામેલાનું રક્ષણ નથી.†૫૬ તેં તારા બુદ્ધિ સત્વથી મારા શરીરમાં પ્રવેશ કરીને મારા શરીરનો આશ્રય કરી જે પાપ કર્મ કર્યું છે, તે વિષયમાં હું હવે તને કહું છું તે તું સાંભળ.૫૭ તેં શા કારણથી મારા રાજ્યમાં તથા મારા મંદિરમાં પ્રવેશ કર્યો? કોના સંકેતથી તેં મારાં હૃદયમાં પ્રવેશ કર્યો?૫૮ તું વર્ણોમાં શ્રેષ્ઠ એવી બ્રાહ્મણી છે અને હું ક્ષત્રિય છું. આપણા બંનેનો એક સાથે યોગ (સંબંધ) થવો યોગ્ય નથી. માટે તું વૃથા વર્ણસંકરપણું કર નહિ.૫૯ વળી તું મોક્ષધર્મ પાળે છે, હું ગૃહસ્થાશ્રમના ધર્મ પાળું છું. આપણા બે વચ્ચે 'આશ્રમસંકર' નામનો પણ મહાન્ દુઃખ દેનારો બીજો દોષ તેં કરેલો છે.૬૦ તું મારી સગોત્રા છે કે પરગોત્રા છે, એ પણ હું જાણતો નથી, તેમ હું તારો સગોત્રી છું કે પર-ગોત્રી છું તે તું પણ જાણતી નથી; છતાં જો તું મારા ગોત્રની હોય તો તેં મારા શરીરમાં પ્રવેશ કરી ત્રીજો "ગોત્રસંકર" નામનો દોષ તેં કર્યો છે.૬૧ વળી તારો ભર્તા જીવતો હશે અને કોઈ દૂર પરદેશમાં રહેતો હશે; પરંતુ તું પારકી ભાર્યા છે, તેથી મારે અગમ્ય છે, તેથી તેં ચોથો 'ધર્મસંકર' નામનો દોષ કર્યો છે (એટલે અગમ્યાગમનનું પાતક ઉભું કર્યું છે).૬૨ તેં આ સર્વ પાપ કર્મ કર્યાં છે, તે તેં કોઈ કાર્ય પાર પાડવાની ઇચ્છાથી કર્યાં છે, વા અજ્ઞાનતાથી કર્યાં છે, વા કોઈ બુદ્ધિના ભ્રમથી કર્યાં છે?૬૩ જો (દુષ્ટ બુદ્ધિના યોગે) જો તું (સ્ત્રી છતાં) સ્વતંત્ર થઈ હોય તો હું તને કહું છે કે તેં જે કાંઈ શાસ્ત્રનું અધ્યયન કર્યું છે તેવડે તને માલમ પડશે કે, જે કાંઈ તેં કર્યું છે તે સર્વ તને અનર્થ કરનારું છે.૬૪ તારાં આવાં કૃત્યને લીધે તારા ચિત્તની પ્રસન્નતાનો નાશ થવારૂપ ત્રીજો દોષ તને લાગે છે. તારી શ્રેષ્ઠતા દર્શાવવાના પ્રયત્નને લીધે તેં મારામાં પ્રવેશ કર્યો, એ તારામાં દુષ્ટ સ્ત્રીનું લક્ષણ જોવામાં આવે છે.૬૫ તને વિજય કરવાની ઈચ્છા છે અને તેં કેવળ મને જ જિતવાનો નિશ્ચય કર્યો નથી, પરંતુ મારી આ સર્વ સભા બેઠી છે, તેને પણ

* જનકના કહેવાનો આશય એવો છે કે જે યોગી હોય તેનામાં આ સર્વ ન હોવું જોઇએ. યોગી તો શરીરથી સુકાયલા અંગવાળો, વૃદ્ધ, સુંદરતા રહિત હોય. મુક્તનું એવું લક્ષણ ન હોવું જોઇએ કે બીજા સંશયયુક્ત થાય: મુક્તે તો સ્થિતિ યોગ્ય વેશ રાખવો જોઇએ. કદાચ સંન્યાસણ એમ કહે કે જેમ રઘુકુળદીપક દિલીપ રાજાને નંદિની કામદુઘાએ તેના કલ્યાણ માટે છળ્યો હતો, તેમ મેં તને છળ્યો છે, તેના ઉત્તરરૂપે નીચેના શ્લોકો છે.

† તું ગૃહસ્થ સ્ત્રીના જેવા વેશમાં રહેલી છે, તેથી તું આરૂઢ પતિત થયેલી છે, અર્થાત્ ઉપરના આશ્રમમાંથી નિચેના આશ્રમમાં ગબડી પડી છે. મુંબઇની પ્રતમાં न मुक्तस्य अस्ति गोपना એવો પાઠ છે તથા તેનો એ અર્થ થાય છે કે આરૂઢ થયા પછી પતનને પામેલાનું રક્ષણ નથી. બંગાળની પ્રતમાં જુદો પાઠ છે. विमुक्तस्यास्तिगोपना અર્થાત્ જેઓ મુક્ત થયા છે તેઓને પણ પતન થવામાંથી પોતાનું રક્ષણ કરવું યોગ્ય છે.

જિતવાની ઇચ્છા રાખી છે (કે જે સભામાં વિદ્વાન્ અને મહાન્ શક્તિના બ્રહ્મદેવો વિરાજે છે).[૬૬] મારી સભાનો પરાજય કરવા માટે તથા તારા પોતાના પક્ષનો વિજય કરવા માટે મારી સભામાં બેઠેલા પૂજ્ય પુરુષોના તરફ પણ તું તારી દૃષ્ટિ કરે છે.[૬૭] અમર્ષને લીધે તને તારી યોગ સમૃદ્ધિ ઉપર મોહ ઉત્પન્ન થયો છે અને તેને લીધે તું મોહિતા થઈ ગઈ છે અને તેથી તું વારંવાર તારી બુદ્ધિથી બીજાની બુદ્ધિમાં પ્રવેશ કરે છે (અને તે જ પ્રમાણે તેં મારા વિશે પ્રવેશ કર્યો છે), એ વિષ અને અમૃતના સંયોગ સમાન છે.[૬૮] સ્ત્રી તથા પુરુષ પરસ્પર સમાગમની ઇચ્છા રાખતાં હોય તો તેઓનો જે પરસ્પર સમાગમ થાય છે, તે અમૃત સમાન થાય છે; પરંતુ એકની ઇચ્છા ન હોય ને બીજાની ઇચ્છા હોય તો તેઓના સમાગમની ઇચ્છા રાખનારાને લાભ થતો નથી અને તે સંયોગ વિષના સમાન તથા પાપરૂપ ગણાય છે.[૬૯] તું મારા સમાગમની ઇચ્છા મા કર. જાણ કે હું ધર્મવંત છું. તું તારા શાસ્ત્રધર્મને અનુસર–તારા સંન્યાસી ધર્મનું રક્ષણ કર. હું મુક્ત છું કે નહિ, આવી રીતે તેં મારે વિષે જાણવાની ઇચ્છા કરી તે (હવે) પૂર્ણ થઈ છે;[૭૦] અને તારી સર્વ ગુપ્ત વાત તું મારી પાસે છૂપાવવાને યોગ્ય નથી. પણ મને કહે કે, તેં આ સર્વ કાર્ય તારા પોતાને માટે કર્યું છે કે કોઈ શત્રુ રાજાની પ્રેરણાથી કર્યું છે? સંન્યાસીના વેશમાં છૂપાયલી તું આ સર્વ મારી પાસે છૂપાવવાને યોગ્ય નથી.[૭૧] (શાસ્ત્રવચન છે કે) કોઇએ રાજાની પાસે કદી પણ કપટથી જવું નહિ; બ્રાહ્મણની પાસે પણ કદી કપટથી જવું નહિ; જે સ્ત્રી ધર્મપરાયણ છે તેવી કોઇની સ્ત્રીની પાસે પણ કપટથી જવું નહિ. તેઓની પાસે જેઓ કપટથી જાય છે, તેનો તેઓ નાશ કરે છે.[૭૨] રાજાનું બળ ઐશ્વર્યમાં રહેલું છે; બ્રહ્મવેત્તાઓનું બળ બ્રહ્મ છે અને સ્ત્રીઓનું અનુત્તમ બળ રૂપ, યૌવન અને સૌભાગ્ય* છે.[૭૩] એ બળોથી તેઓ બળવાન્ છે. માટે અર્થની ઇચ્છા રાખનારા પુરુષે તેઓની પાસે સરળતાથી જવું જોઇએ. જો (કોઈ) તેઓની પાસે ઉદ્ધતાઈથી જાય છે તો મરણ પામે છે.[૭૪] તારી કઈ જાતિ છે? તારો કયા શાસ્ત્રમાં અભ્યાસ છે? તારું કેવું વ્રતાચરણ છે? તારો ભાવ-વિચાર શો છે? તારી પ્રકૃતિ કેવી છે? તું શા કાર્ય માટે આવી છે? એ સર્વ મને યથાર્થ રીતે કહે.[૭૫]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! આ રીતે મૈથિલ રાજાએ દુઃખ ઉપજાવે તેવાં, અયોગ્ય અને ઉતાવળાં વચનો કહીને સુલભાનું અપમાન કર્યું. પરંતુ તેથી સુલભા (જરાએ) કંપાયમાન થઈ નહિ.[૭૬] રાજા બોલી રહ્યા પછી, સુંદર દેખાવની સુલભાએ, અતિ મધુર વાકય બોલવાનો આરંભ કર્યો.[૭૭]

સુલભા કહે છેઃ–હે રાજા! વાકય એવું હોવું જોઇએ કે, જે વાણીના નવ દોષોથી તથા બુદ્ધિના નવ દોષોથી†–એમ અઢાર દોષોથી રહિત, યોગ્ય વિષયવાળું, તથા અઢાર ગુણથી ભરપૂર હોય.[૭૮] વળી હે રાજા! વાકય તેને જ કહે છે કે જેમાં સૌક્ષ્મ્યતા–સૂક્ષ્મપણું, સાંખ્ય, ક્રમ, વિનિર્ણય અને પ્રયોજન–આ પાંચ અર્થ સમાયલા હોય છે.‡[૭૯] હવે પદથી–શબ્દે કરીને, વાકયથી–વાકયે કરીને, પદાર્થથી–શબ્દાર્થે કરીને અને વાકયાર્થથી પ્રયોગમાં આવતાં એવાં સૂક્ષ્મ વગેરે પ્રત્યેક વિષયનાં પોતપોતાનાં લક્ષણ હું (તને) કહું છું તે તું સાંભળ.[૮૦] જ્યારે જ્ઞેય (જાણવા યોગ્ય વિષય) ભિન્ન હોય છે, ત્યારે જ્ઞાન પણ ભિન્ન હોય છે અને તે સમયે બુદ્ધિ સંશયથી ભરેલી હોય છે, તેને સૂક્ષ્મ કહેવામાં આવે છે.[૮૧] કોઈ પણ વિષયને ઉદ્દેશીને પૂર્વપક્ષના તથા ઉત્તરપક્ષના ગુણો અને દોષોની ગણતરી કરવામાં આવે છે, તેને સંખ્યા કહેવામાં આવે છે.[૮૨] જે વિષય કહેવાનો હોય તેમાં અમુક પ્રથમ કહેવું અને અમુક પછી કહેવું, આવા ક્રમ યોગને પણ વાકયવેત્તા મનુષ્યો વાકય કહે છે.[૮૩]

---

* અત્ર સૌભાગ્ય શબ્દનો ભાવ પતિવ્રત લેવો. પતિવ્રતા એટલે મનસા વાચા પાપકર્મ કરવાનો સંકલ્પ જ થવા દેતી નથી ને પતિમાં જ રક્ત રહે છે.

† આગળ કહેવામાં આવનારા કામાદિક દોષો.

‡ સંશયવાળા અર્થયુક્ત વચન તે સૌક્ષ્મ્ય; પૂર્વપક્ષનો ને સિદ્ધાંતના ગુણાવગુણની ગણના–તુલના કરવી તે સાંખ્ય; ગુણાવગુણમાં ગુણ બળવાન્ છે કે દોષ બળવાન્ છે એનો વિચાર કરી મુખમાંથી જે વચન કાઢવું તે ક્રમ; સિદ્ધાંત કરનાર વચન તે નિર્ણય; હેતુરૂપી અર્થ બતાવનારું જે વચન, તે પ્રયોજન.

અથવા જે વાકયમાં વાકયના પ્રમેયપણે રહેલા વિષયમાં અનેકાર્થ થતા હોય અને બુદ્ધિ તેમાં ગુંચવાઇને નિર્ણયપર આવી શકતી ન હોય–સંશયાત્મક બુદ્ધિ રહેતી હોય–નવી નવી કલ્પનાને સ્થાન આપતી હોય તે સૌક્ષ્મ્ય એટલે વાકયનું દુર્જ્ઞેયત્વ કહેવાય છે. પૂર્વપક્ષ કરતાં અથવા સિદ્ધાંતમાં કોઇ અર્થ વિષે અભિપ્રાય આપતા, ગુણ અને અવગુણ અથવા દોષના પ્રમાણમાં વિભાગ કરી જે વાક્ય બોલાય તે સાંખ્ય અથવા સંખ્યા; અમુક વચન પ્રથમ બોલવા યોગ્ય છે અને અમુક વચન છેલ્લું બોલવા યોગ્ય છે, એવો વચનનો ક્રમયોગ તે ક્રમ. ભાવાર્થ કે ગુણને દોષ બતાવતાં પ્રથમ ગુણ બતાવી પછી દોષ બતાવવો કે પ્રથમ દોષ બતાવી પછી ગુણ બતાવવો, એમ બળાબળનો વિચાર કરી જે વાકય બોલવામાં આવે તે ક્રમ; વિષયની પૂર્ણાહુતિમાં સિદ્ધ કરનારું જે વાકય તે નિર્ણય; "આ તો જરૂર કરવું જ જોઇએ," "આ તો નિઃસંશય તજવું જ જોઇએ," એમ ઉત્સુકતા કે દ્વેષ, જે વિષયમાં બોલાય, તેમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિરૂપ મનોવૃત્તિ તે પ્રયોજન.

ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના વિષયમાં વિશેષે કરીને નિર્ણય કરવાનો આરંભ કરે અને નિર્ણય કર્યા પછી યુક્તિથી કહે કે, 'એ આ પ્રમાણે છે,' તેનું નામ નિર્ણય કહેવાય છે.[૮૪] ઇચ્છા અથવા દ્વેષથી ઉત્પન્ન થનારા દુઃખની વૃદ્ધિ જે વિષયમાં થાય છે, તે વિષયમાં પ્રવૃત્તિ અથવા નિવૃત્તિરૂપ જે વૃત્તિ તેને, હે નૃપતિ! પ્રયોજન કરી કહેવામાં આવે છે.[૮૫] હે રાજા! એ સૌક્ષ્મ્ય વગેરે પાંચે એક જ વિષયમાં આવ્યાં હોય, તેને જ વાક્ય કહેવામાં આવે છે. મારું તેવું વાક્ય તું શ્રવણ કર.*[૮૬] હું જે વાક્ય તને કહીશ તે (૧) જે આખો વિષય સમાયલો હોય તેવું (સંપૂર્ણ વાક્યપણાવાળું), (૨) ભિન્નભિન્ન અર્થોથી રહિત (પ્રસિદ્ધ અર્થવાળાં પદોવાળું), (૩) ન્યાય-વૃત્તાંતોથી ભરપૂર, (૪) સંક્ષેપ, (૫)કઠોરપણાથી રહિત, (૬) અને સંદેહથી રહિત છે.†[૮૭] (૧) જે વાક્યમાં ગુરુ અક્ષરોનો પ્રયોગ ન હોય, (૨) જે મૂર્ખોને (ગામડીઆઓને-અજ્ઞાનોને) આનંદ આપે તેવું ન હોય, (સભ્યતા ભરેલું હોય), (૩) જેમાં અસત્ય નહિ હોય, (૪) જે ધર્મ, અર્થ અને કામથી વિરુદ્ધ જનારું ન હોય, (૫) જે પ્રાકૃત ભાષામાં બોલાયલું ન હોય, (૬) જે ન્યૂનતાથી રહિત (વિસ્તારવાળું) હોય, (૭) જે વ્યાકરણ તથા છંદશાસ્ત્રના દોષોથી રહિત (અધિક ઉદારતાથી ભરેલું, કિલષ્ટતા વિનાનું) હોય, (૮) જેમાં બીજાં પદોનો અધ્યાહાર કરવો પડે નહિ તેવું હોય, (૯) અને જે લક્ષણા કરવાથી પણ જાણી શકાય નહિ તેવું હોય, પ્રયોજન વિનાનું નહિ તથા યુક્તિ રહિત પણ નહિ હોય એવું જે વાક્ય હોય, તે જ વાક્ય કહેવાય છે.‡[૮૮-૮૯] હું તને કામથી, કે ક્રોધથી, કે ભયથી, કે લોભથી, કે દીનતાથી, કે અનાર્યપણાથી, કે લજ્જાથી, કે દયાથી, કે અભિમાનથી-કોઈ પણ રીતે (આ વાત) કહેતી નથી (પણ તેં મને પ્રશ્ન કર્યું તો મને યોગ્ય છે કે, મારે તેનું ઉત્તર આપવું).[૯૦] હે રાજા! જ્યારે વક્તા, શ્રોતા અને વાક્ય આ ત્રણે અવિકળ હોય અને તત્ત્વનો નિર્ણય સિદ્ધાંતને અનુસરીને કરવામાં આવે, ત્યારે જ વક્તવ્ય વિષય યથાર્થ રીતે પ્રકાશી નિકળે છે.[૯૧] પરંતુ જ્યારે વક્તા, શ્રોતાનું અપમાન કરીને પોતે જે અર્થ ગ્રહણ કર્યો હોય છે તે જ કહે છે અને પંડે જે કહે તે જ ઉત્તમ છે આમ માને છે, ત્યારે વક્તાનું વાક્ય સફળ થતું નથી.[૯૨] જે મનુષ્ય પોતાનો સ્વાર્થ ત્યાગ કરીને પરાર્થને અનુસરતું બોલે છે, તોપણ બીજાને તેના બોલવા ઉપર શંકા થાય તો તે વાક્ય પણ દોષવાળું ગણાય છે.[૯૩] પરંતુ હે નૃપ! જે વક્તા બન્નેના-એટલે શ્રોતાના તથા વક્તાના અર્થને (વિષયને) વિરુદ્ધ પડે નહિ તે પ્રમાણે બોલે છે, તે જ વક્તા કહેવાય છે; બીજો વક્તા નથી.[૯૪] તેટલા માટે હે રાજન્! તું મનને સ્થિર કરીને મારું અર્થવાળું (સારવાળું) વાક્ય સાંભળવું જોઇએ. તેં મને પૂછ્યું છે કે, હું કોણ? હું કોની (સ્ત્રી) છું? હું કયાંથી આવી?

* આ શ્લોકમાં સૌક્ષ્મ્ય વગેરે પાંચ અંગના સાથે અંગી એવા વાક્યનું લક્ષણ કહ્યું છે.

† આ શ્લોકમાં વાક્યના છ ગુણ દર્શાવેલા છે. પ્રથમ વાક્યથી અર્થવ્યક્તિ નામનો ગુણ દર્શાવ્યો છે; બીજા વાક્યથી પ્રસાદ નામનો ગુણ દર્શાવ્યો છે; ત્રીજા વાક્યથી મુદાત્તતા નામનો ગુણ દર્શાવ્યો છે; ચોથા વાક્યથી સંક્ષપ નામનો ગુણ દર્શાવ્યો છે; પાંચમા વાક્યથી શ્લેષ થી લઇને આઠ ગુણો દર્શાવ્યા છે અને છઠ્ઠા વાક્યથી માધુર્ય ગુણ દર્શાવ્યો છે. આમ આ શ્લોકમાં વાક્યના ગુણો દર્શાવ્યા છે. ભોજદેવે સરસ્વતીકંઠાભરણમાં વાક્યના ચોવીસ ગુણ કહ્યા છે, તેમાંના કેટલાએક ગુણો ભિક્ષુકીએ આ શ્લોકમાં દર્શાવ્યા છે; અને એવા ગુણોવાળું જે વાક્ય હોય, તે વાક્ય ઉત્તમ કહેવાય છે આમ ભિક્ષુકીએ રાજા જનકને દર્શાવ્યું છે.

‡ આ બે શ્લોકમાં વાક્યના નવ ગુણો વર્ણવ્યા છે અને તેનાથી ઉલટી રીતે જે હોય તે વાક્યના દોષ પણ ગણાય. પ્રથમ કહ્યું કે, જેમાં ગુરુ અક્ષરોનો પ્રયોગ ન હોય તે વાક્ય કહેવાય છે. ગુરુ અક્ષર એટલે કઠોર અક્ષરો, જે બોલતાં મુખને પરિશ્રમ પડે તેવા અક્ષરો. જેમકે;- शुष्को वृक्षस्तिष्ठत्यग्र. આ ચરણમાં शुष्क, वृक्ष, तिष्ठति વગેરે શબ્દો કઠોર છે અને તેવા શબ્દો વાક્યમાં દોષવાળા ગણાય છે. બીજું, અપશબ્દો, અમંગળ શબ્દો, તથા તિરસ્કાર ઉપજાવે તેવા શબ્દોને ગ્રામ્ય કહેલા છે, અને તેવા શબ્દોવાળું વાક્ય, વાક્ય ગણાતું નથી. ત્રીજું, જે વાત પુરાણાદિકમાં ન હોય તેવું-કાલિદાસના મેઘના સંદેશા જે-કથાઓ અસત્ય ગણાય છે; પરંતુ જે શ્રુતિ, સ્મૃતિ વગેરેનાં પ્રમાણોવાળું અને પ્રૌઢોક્તિથી ભરપૂર હોય, તે વાક્ય સત્ય કહેવાય છે. ચોથું, ધર્મ, અર્થ તથા કામ આ ત્રણને ત્રિવર્ગ કહેવામાં આવે છે. 'આ છોકરો ઉપવીત લીધા વગર વેદ ભણે છે,' આ વાક્ય ધર્મવિરુદ્ધ છે; 'રાજા કામોપભોગ માટે પૃથ્વીનો જય કરે છે,' આ વાક્ય અર્થ શાસ્ત્રથી વિરુદ્ધ છે; 'હે બિંબોષ્ઠિ! તારાં ઉપલાં ઓષ્ઠ ઉપર દંતક્ષતનું ચિહ્ન જોવામાં આવે છે,' આ વાક્ય કામશાસ્ત્રથી વિરુદ્ધ છે. આ રીતે ત્રિવર્ગથી વિરુદ્ધ જે વાક્ય હોય, તે વાક્ય ગણાતું નથી. પાંચમું, પ્રાકૃત ભાષામાં એટલે દેશી ભાષામાં પણ વાક્ય હોવું ન જોઇએ; અર્થાત્ સંસ્કૃત એટલે સંસ્કારવાળી ભાષામાં હોવું જોઇએ. છઠ્ઠું, તેમ જેમાં અધ્યાહાર કરવો પડે તેવું વાક્ય પણ વાક્ય કહેવાતું નથી. તથા આઠમું, જેનો અર્થ જાણવા માટે લક્ષણાવૃત્તિનો આશ્રય કરવો પડે તેવું વાક્ય પણ વાક્ય ગણાતું નથી. જેમકે એક મિત્ર બીજાને કહે "ઝેર ખા ઝેર." આ વાક્યમાં ઝેર ખાવા માટે કહેવામાં આવ્યું નથી; પરંતુ શત્રુને ઘેર જમવાનો નિષેધ કરવામાં આવ્યો છે; અને એ વાત લક્ષણાવૃત્તિથી જાણવામાં આવે છે. શત્રુના ઘરનું ભોજન એ ઝેરના સમાન છે, એટલે શત્રુના ઘેર જમવું અને ઝેર ખાવું એ બન્ને સમાન છે. આવાં વાક્યમાં સમાધિ નામનો અલંકાર છે, એમ અલંકાર શાસ્ત્રીઓ માને છે; પરંતુ વેદના અર્થોની મર્યાદા પ્રમાણે એ વાક્યમાં ગતદોષ ગણાય છે અને નવમું, વૃથા-ફોગટ ગપ્પાં મારવાં એ પ્રયોજન રહિત વાક્ય કહેવાય છે. આ અને એવા જ બીજા દોષોથી રહિત જે વાક્ય હોય, તે વાક્ય કહેવાય છે. આ બે શ્લોકોમાં વાક્યના ગુણો દર્શાવ્યા છે.

હે રાજા! તેં જે પૂછ્યું તેનું ઉત્તર તું એકાગ્ર મનથી શ્રવણ કર. લાખ અને લાકડું, ધૂળનાં રજકણો અને પાણીનાં બિંદુ, જેમ મૂળથી જ એક બીજા સાથે વળગીને રહે છે,[૯૫] તેમ જ સર્વ પ્રાણીની ઉત્પત્તિ છે.* શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ, અને પાંચ જ્ઞાનેંદ્રિયો,[૯૬] આ સર્વ ભિન્નભિન્ન છે; છતાં તેઓ લાખ અને લાકડાની પેઠે એક બીજાની સાથે સંધાઇને વળગીને રહેલાં છે. વળી આ સુપ્રસિદ્ધ છે કે, કોઈ પણ મનુષ્ય એમાંના કોઇને પણ ( એટલે શબ્દાદિ ઈન્દ્રિયોને કે પંચ જ્ઞાનેન્દ્રિયને) પૂછતો નથી કે તું કોણ છે [૯૭] એમાંની કોઇ પણ ઈન્દ્રિયને પોતાને માટે કે અન્યને માટેનું જ્ઞાન નથી. નેત્ર પોતાના સ્વરૂપને જોઈ શકતું નથી, તેમ શ્રોત્ર પણ પોતાના સ્વારૂપને જાણતું નથી.[૯૮] કદાપિ તે સર્વે ઈન્દ્રિયોનો એકે સામટો સંયોગ થાય તોપણ, જેમ રજ અને પાણી એક બીજાં સાથે ભેળાયલાં જ છે, છતાં પણ એક બીજાને જાણી શકતાં નથી, તેમ તે નેત્રાદિક પણ એક બીજાને જાણી શકતાં નથી.[૯૯] એ ઈન્દ્રિયો પોતપોતાનો ધર્મ પૂર્ણ બજાવવા માટે બહારના પદાર્થની અપેક્ષા રાખે છે, તે સંબંધી હું કહું છું તે સાંભળ.† કોઈપણ પદાર્થને જોવામાં પદાર્થનું રૂપ, નેત્ર તથા પ્રકાશ આ ત્રણ હેતુઓ છે.[૧૦૦] જેમ આ દર્શનમાં ત્રણ હેતુઓ છે. તેમ બીજા જ્ઞાન તથા જ્ઞેયમાં પણ ત્રણ હેતુઓ છે. આ જ્ઞાન–પ્રકાશ તથા જ્ઞેય–દ્રિય આ બેઉની મધ્યમાં મન એ નામનો અન્ય ગુણ રહેલો છે.[૧૦૧]‡ (મન એ અગ્યારમો ગુણછે) તે ઉપરાંત બારમો ગુણ બુદ્ધિ છે. જયારે કોઇ પદાર્થ પ્રાણીમાં શંકા થાય છે ત્યારે આ બુદ્ધિ નામના ગુણવડે મનુષ્ય અમુક વસ્તુ સારી છે, અમુક નઠારી છે, તેનો વિચાર કરી શકે છે. તેમ જ મનુષ્ય બુદ્ધિને લીધે જાણવા યોગ્ય પદાર્થોને જાણવાનો પ્રયત્ન કરે છે.[૧૦૨] એ બારમા બુદ્ધિ નામના ગુણ વિશે સત્વ નામનો એક ગુણ છે જે તેરમો છે. એ સત્વને લીધે અમુક પ્રાણી મહાસત્વવાળો છે અને અમુક પ્રાણી અલ્પ સત્વવાળો છે, આમ જાણવામાં આવે છે.[૧૦૩] વળી તેને અહંકાર નામનો (ચૌદમો) ગુણ રહેલો છે. એ ગુણને લીધે મનુષ્ય આ પદાર્થ મારો છે, આ પદાર્થ મારો નથી એમ માને છે[૧૦૪] વળી હે રાજા! તેને વિશે પંદરમો વાસના નામનો પણ ગુણ રહેલો છે, અને તેને આધારે કળાવાળું જગત્ રહેલું છે (અર્થાત્ વાસના પોતે જોવામાં આવતી નથી; પરંતુ તેનો પ્રકાશ જગતવડે થાય છે.)§[૧૦૫] એમાં સમૂહની માફક સોળમો ગુણ અવિદ્યા છે. તે અવિદ્યામાં પ્રકૃતિ અને વ્યક્તિ અથવા માયા અને પ્રકાશ નામના બે બીજા ગુણો રહેલા છે.[૧૦૬] સુખ, દુઃખ, જરા ને મરણ, લાભ ને હાનિ, પ્રિય અને અપ્રિય આ દ્વંદ્વ યોગ ઓગણીસમો છે.[૧૦૭] ઉપરાંત કાળ નામનો એક વિસમો ગુણ છે. જાણ કે તે કાળ જગતની ઉત્પત્તિ તથા પ્રલય કરે છે.[૧૦૮] આ રીતે વીસ ગુણનો સમુદાય છે. તે ઉપરાંત પાંચ મહાભૂતો; તથા ભાવ અને અભાવ એવા નામના બે ગુણો મળીને બીજા સાત ગુણો પણ કહ્યા છે; તે ઉપરાંત વિધિ, શુક્ર, અને બળ નામના બીજા પણ ત્રણ ગુણ છે.‖[૧૦૯–૧૧૦] આ રીતે મુખ્ય વીસ ગુણ અને બીજા દશ ગુણ મળીને બધા મળી ત્રીસ ગુણ થાય છે. આ ત્રીસ ગુણો વાસ કરે છે, તેને શાસ્ત્રમાં શરીર કહેવામાં આવ્યું છે.[૧૧૧] કેટલાક પુરુષો ( નિસેશ્વર સાંખ્યમતવાળાઓ ) આ ત્રીસ કળાની ઉત્પત્તિ પુરુષ તથા પ્રકૃતિથી થાય છે એમ કહે છે. કેટલાક નિરીશ્વરવાદી પરમાણુ, કળાની ઉત્પત્તિરૂપે છે એમ કહે છે તથા બીજા (કાળ, અદૃષ્ટ અને ઈશ્વરને માનનારા કણાદ) સ્થૂલ દર્શી અવ્યક્તને ત્રીશ કળાની ઉત્પત્તિરૂપે કહે છે.[૧૧૨] કાં તો અવ્યક્ત અથવા વ્યક્ત કારણ હોય અથવા તો બે ( પુરુષ તથા વ્યક્ત (પરમાણુ) કારણરૂપે હોય અથવા તો ચારે

* સુલભાના કહેવાનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ કે જે મહાભૂતો આ શરીરવડે છે તે તો એક જ છેઃ તારામાં ને મારામાં. વળી સંયોગથી નિર્માણ થયેલા તત્ત્વોનું જ આક્રમણ ને સંક્રમણ કરે છે તે 'ચિત્ત' પણ તારામાં ને મારામાં એક જ છે. સારાંશ કે જનકે સુલભાને પૂછવું ન જોઇતું હતું કે તું કોણ? સુલભા કહે છે કે, લાખ અને લાકડાંનો જેવો સંયોગ છે, તેમ હું પણ પંચ મહાભૂત, પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર–એવા જડ અને ચૈતન્યના સંયોગથી નિર્માણ થયેલી છું. હવે જો તું જડને પ્રશ્ન કરતો હોય તો જે જડ તારામાં છે, તે જડ મારામાં પણ છે. જો ચૈતન્યને પૂછતો હોય તો જે ચૈતન્ય તારામાં છે તે ચૈતન્ય મારામાં છે; અને જડ ચૈતન્યના સમૂદાયને પૂછતો હોય તો તે પણ તારા અને મારામાં એક જ છે. પોતામાં ને અન્યમાં એક જ જડ કે ચૈતન્ય છે તો પ્રશ્ન કરનાર કોણ ને પ્રશ્ન કરવો પણ કોને? જ્યાં એક જ જડ ચૈતન્ય છે, ત્યાં વ્યક્તિ વ્યક્તિનું જ્ઞાન ભિન્ન ભિન્ન હોતું નથી, તેથી તારું પ્રશ્ન અર્થ વગરનું છે. † જેમ નેત્રને બીજી વસ્તુ જોવા માટે સૂર્યના પ્રકાશની અપેક્ષા છે, જો કે સૂર્યને નેત્રની અપેક્ષા નથી.

‡ અર્થાત્ રૂપ, ચક્ષુષ્ ઇંદ્રિય તથા પ્રકાશ આ ત્રણે હોય તો પણ જો તેમાં મનની સહાયતા ન હોય તો ઉપરના ત્રણેથી પદાર્થનું જ્ઞાન થતું નથી.

§ કળા એટલે પ્રાણથી આરંભીને જે ૧૬ ગુણ છે તે. જ્યાંસુધી વાસના છે ત્યાંસુધી જન્મમરણ છે. વાસનાપર જ આ જગતની રચના છે. એ સોળ કળા એટલે ગુણ આ પ્રમાણે છેઃ–પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઇંદ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ, લોક તથા નામ. આવાસનાત્મક જગત્ અહંકારમાં જ રહેલું છે.

‖ વાસનામાં બીજરૂપે રહેનારા ધર્મ તથા અધર્મ વિધિ કહેવાય છે. વાસનાને અંકુરિત કરનારા કારણને શુક્ર કહેવાય છે. વાસનાની તૃપ્તિ માટે જે અનુકૂળ પ્રયત્ન તે બળ કહેવાય છે.

(પુરુષ, માયા, જીવ તથા અવિદ્યા) કારણરૂપે હોય, છતાં અધ્યાત્મજ્ઞાનવાદીઓ પ્રકૃતિને સર્વ પ્રાણીના કારણરૂપ માને છે.[૧૧૩] એ પ્રકૃતિ જે અવ્યક્ત છે અર્થાત્ ઇંદ્રિયોથી જોઈ કે જાણી શકાય નહિ તેવી છે તે કળાઓવડે વ્યક્ત થયેલી છે. હે રાજેન્દ્ર! હું, તું અને બીજા સર્વ શરીરધારી પુરુષો એ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયા છીએ.*[૧૧૪] પુરુષના વીર્યનું અને સ્ત્રીના રુધિરનું બિંદુરૂપે ગર્ભસ્થાનમાં સિંચન થાય છે, એટલે તેમાંથી 'कलल' ઉત્પન્ન થાય છે.[૧૧૫] कलल†માંથી बुद्बुद ઉત્પન્ન થાય છે; बुद्बुदમાંથી पेशी ઉત્પન્ન થાય છે; पेशीમાંથી અંગોની ઉત્પત્તિ થાય છે અને અંગોમાંથી નખો તથા રુંવાડાં ઉત્પન્ન થાય છે.[૧૧૬] હે મિથિલાના રાજા! (ગર્ભમાં) નવ મહિના સંપૂર્ણ થઈ ગયા પછી પ્રાણી જન્મે છે અને તે ચિહ્નથી છોકરી કે છોકરો ઓળખાય છે; અને તેનાં નામ રૂપ ઓળખાય છે.[૧૧૭] તે બાળક જ્યારે જન્મે છે, ત્યારે તેના હાથની આંગળીઓ તથા નખો તામ્ર રંગના હોય છે; પછી તે કુમારાવસ્થામાં આવે છે, ત્યારે તેનું પ્રથમનું સ્વરૂપ જોવામાં આવતું નથી.[૧૧૮] કુમારાવસ્થામાંથી યુવાવસ્થામાં આવે છે અને યુવાવસ્થામાંથી વૃદ્ધાવસ્થામાં આવે છે. આ પ્રમાણે જેમ જેમ ક્રમે ક્રમે, ઉત્તર ઉત્તર અવસ્થાને પામે છે, તેમ તેમ, પૂર્વ પૂર્વની અવસ્થા જોવામાં આવતી નથી.[૧૧૯] (પૂર્વે કહેલી) કળાઓ ભિન્ન ભિન્ન આકારની છે અને તે ક્ષણે ક્ષણે પરિણામ પામનારી છે. (તેઓનું જ્યારે પરિણામ થાય છે ત્યારે તેઓના રૂપાદિકમાં ફેરફાર થાય છે. એમ સર્વ પ્રાણીઓના રૂપાદિકને વિષે ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે;) પરંતુ તે રૂપાદિકનો ફેરફાર સૂક્ષ્મપણાને લીધે જોવામાં આવતો નથી.[૧૨૦] હે રાજા! દીવાની જવાળાની જેમ ઉત્તરોત્તર ગતિ થયા કરે છે; પરંતુ તે સૂક્ષ્મ હોવાથી જેમ જાણવામાં આવતી નથી; તેમ મનુષ્યની પ્રત્યેક અવસ્થામાં તેના પૂર્વ રૂપનો નાશ અને ઉત્તર રૂપની ઉત્પત્તિ થાય છે; પરંતુ તે સૂક્ષ્મ હોવાથી જોવામાં આવતી નથી.[૧૨૧] જ્યારે સર્વ પ્રાણીમાત્રની આ રીતની અવસ્થા છે અર્થાત્ જેને શરીર કરી કહેવામાં આવે છે તેને વિશે વારંવાર એક ઉત્તમ ઘોડાના દોડવાની માફક ફેરફાર થયા કરે છે તો પછી કોણ કોનાથી ઉત્પન્ન થયો છે અને કોણ કોનાથી ઉત્પન્ન થયો નથી?[૧૨૨] આ કોનું છે અને આ કોનું નથી? આ કયાંથી ઉત્પન્ન થયું અથવા આ કયાંથી થયું નથી? પ્રાણી તથા તેના શરીરોની વચ્ચે શું સંબંધ રહેલો છે?‡[૧૨૩] જેમ ચકમક તથા લોઢાને ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે અને બે કાષ્ઠને સાથે ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે પૂર્વે કરેલી સર્વ કળાઓ એકઠી થવાથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.[૧૨૪] તું પંડે જે પ્રમાણે તારા શરીર વિશે શરીરને જુવે છે અને તારા આત્મા વિશે આત્માને જુવે છે; તે પ્રમાણે જ બીજાના શરીરને વિશે શરીરને અને આત્માને વિશે આત્માને કેમ તું જોતો નથી?[૧૨૫] જો તને તારા આત્માને વિશે અને બીજાના આત્માને વિશે સમાનપણાનું જ્ઞાન હોત તો તું મને 'તું કોની છો? શા માટે તું અહીં આવી છે?' આવું પ્રશ્ન શા માટે કરત?[૧૨૬] હે મિથિલા નગરીના રાજા! 'આ મારું છે, અને આ મારું નથી,' આવી રીતના દ્વંદ્વોથી તું જો મુક્ત થયો છે એમ જો સત્ય હોય તો 'તું કોણ છે, કોની છે, કયાંથી આવી છે' આવાં વચનો પૂછવાનું તને શું પ્રયોજન હોય?[૧૨૭] જે રાજા શત્રુ, મિત્ર, મધ્યસ્થ, વિજય, સંધિ અને વિગ્રહ (કલહ) આટલી બાબતમાં બીજાની માફક વર્તતો હોય, તે રાજાને વિશે શું મુક્તનાં લક્ષણ હોય છે?[૧૨૮] ધર્મ, અર્થ તથા કામ આ ત્રિવર્ગ કહેવાય છે ને તેના સાત વિભાગ છે;§ તેનાં ખરા સ્વરૂપને જે જાણતો નથી તથા એ ત્રણ વર્ગમાં આસક્ત રહે છે, તેને વિશે શું મુક્તનાં લક્ષણ હોય છે?[૧૨૯] જે પુરુષને પ્રિય પુરુષ ઉપર તથા અપ્રિય પુરુષ ઉપર, દુર્બળ ઉપર અથવા તો બળવાન્ ઉપર સમાન દૃષ્ટિ નથી, તે પુરુષમાં શું મુક્તનાં લક્ષણ હોય છે?[૧૩૦] હે રાજા! જે એક મનુષ્ય કરી પાળતો ન હોય, તેને જેમ તેનાં સ્નેહીઓએ ઔષધ ખાતાં અટકાવવો જોઇએ, તેમ યમ નિયમ નહિ પાળનારા એવા તને મોક્ષ વિશે જે અભિમાન થયું છે તે તારા સ્નેહીઓએ અટકાવવું જોઇએ.[૧૩૧] હે શત્રુને દમન

* અહીંયા સુધીમાં જનકનો પ્રશ્ન 'તું કોણ છે' તેનું ઉત્તર સુલભાએ આપ્યું છે. સારાંશ કે ત્રીશ ગુણો જ્યાં સમગ્રપણે હોય ત્યાં શરીર એવી સંજ્ઞા અપાય છે. આ ત્રીશ કળા અથવા ગુણોની ઉત્પત્તિ–ઉપાદાન કારણ, સેશ્વર સાંખ્યવાદી પુરુષ તથા પ્રકૃતિને માને છે, નિરીશ્વર સાંખ્યવાદી પરમાણુને ઉત્પત્તિરૂપે માને છે તથા કણાદ મતવાળા અવ્યક્તને ઉત્પત્તિરૂપે માને છે. કપિલ અવ્યક્તને, ચાર્વાક ચાર પ્રકારના પરમાણુરૂપ વ્યક્તને, કણાદ એ બંનેને, ને વેદાંતીઓ કહે છે કે વ્યવહારમાં પોતાની જ મેળે પ્રાપ્ત થયેલા જીવશિવ, પોતાની જ ઉપાધિવાળા થઇને પોતે પોતાને જુએ છે. તે જ ઉત્પત્તિનું કારણ છે. આવું સર્વનું ઉપાદાન કારણ છે, ત્યાં હું કોણ ને તું કોણ?

† સ્ત્રીની યોનિમાં બિંદુનું સ્થાપન થયું ત્યાંથી તે વીર્યને રુધિરથી ઉત્પન્ન થયેલી મિશ્રણવાળી અવસ્થા તે 'કલલ'.

‡ આ ઉત્તર જનક રાજાએ પૂછ્યું હતું કે તું કોની પત્ની છો તથા તું કઈ જાતની છો? તેના સંબંધમાં છે.

§ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ, ધર્માર્થ, ધર્મ કામ, અને કામાર્થ આ બબ્બેનાં ત્રણ જોડકાં અને ધર્મ, અર્થ તથા કામ આ ત્રણનો એક વર્ગ, એમ ત્રિવર્ગના સાત વિભાગ છે.

કરનારા રાજા! સ્ત્રી આદિ આસક્તિ કરનારાં જે સ્થાનકો હોય, તે સર્વ સ્થાનકોનો વિચાર કરીને તેને પોતાના આત્મારૂપે જે પુરુષ જુવે છે, તે મુક્ત કહેવાય છે. તે વિના બીજું મુક્તનું કયું લક્ષણ છે?૧૩૨ હે રાજા! મોક્ષનો આશ્રય કર્યા પછી પણ આ તેમ જ બીજાં ચાર પ્રકારનાં સૂક્ષ્મ આસક્તિ કરનારાં સ્થાનો (શયન, ઉપભોગ, ભોજન અને આચ્છાદન)નો તેં આશ્રય કર્યો છે, તે સ્થાનો હું તને કહું છું તે તું મારી પાસેથી સાંભળ.૧૩૩ જે રાજા એક છત્રવાળી આખી પૃથ્વી ઉપર રાજ્ય કરે છે; તે રાજા પંડે એકલો જ નગરમાં વસે છે; તે જે મંદિરમાં વાસ કરે છે, તે મંદિર પણ નગરમાં એક જ હોય છે.૧૩૪ વળી તે મંદિરમાં તેને સુવાનો એક જ ઓરડો હોય છે; ઓરડામાં પણ તેને સુવાને એક જ શય્યા હોય છે કે જેમાં તે રાત્રીના નિદ્રા કરે છે.૧૩૫ તેની શય્યામાં પણ અર્ધ ભાગમાં તેની રાણી સુવે છે એટલે અર્ધ શય્યા જ રાજાને ભાગે આવે છે. આ પ્રમાણે રાજા પોતાને ભાગે પડતાં થોડાં જ ફળનો ભોક્તા છે (છતાં અભિમાન સર્વનું રાખે છે).૧૩૬ આ જ પ્રમાણે જે વસ્તુનો તે ઉપભોગ કરે છે, તેના સંબંધમાં, જે અન્ન તે ગ્રહણ કરે છે તેના સંબંધમાં તથા જે વસ્ત્ર તે ધારણ કરે છે તેના સંબંધમાં પણ તેજ પ્રમાણે છે. તે આ રીતે સર્વ વસ્તુ માંહેલા એક પરિમિત ભાગને ભોગવે છે. વળી તે જ પ્રમાણે અનુગ્રહ કરવામાં તથા શિક્ષા કરવામાં પણ તે પરાધીન છે.૧૩૭ રાજા સદાય (નાનામાં નાનું કામ કરવાને માટે પણ) પરાધીન છે. જેને તે પોતાનું કહે છે એવાં સર્વ કાર્યમાં તેનો બહુ જ થોડો ભાગ છે; અને તે થોડા ભાગમાં પણ તે (બીજાઓની માફક) આસક્ત થઇને રહે છે. સંધિ (સલાહ) માં કે વિગ્રહમાં પણ તે કેવી રીતે સ્વતંત્ર હોઈ શકે?*૧૩૮ સ્ત્રીઓની પાસે કે શિકાર કે રમત ગમતમાં પણ તેને નિત્ય પરાધીન પેરે વર્તવું પડે છે. રાજકીય ગુપ્ત વિચારો કરવામાં, તેમ જ મંત્રીઓની સભામાં પણ રાજાને સ્વતંત્રતા હોતી નથી. (અર્થાત્ તે તે બાબતમાં તે તે કાર્ય કર્તાઓને અનુસરી વર્તવું પડે છે.)૧૩૯ તે બીજાઓને આજ્ઞા કરે છે; પણ તેમાંએ તેની સ્વતંત્રતા હોતી નથી. તે સમયે પણ રાજા ક્ષણે ક્ષણે પરાધીન થઇને બીજાની પાસે પોતાનાં કાર્ય કરાવે છે.†૧૪૦ રાજાને નિદ્રા કરવાની ઇચ્છા થાય છે; પરંતુ કાર્ય કરવાની ઇચ્છાવાળા પુરુષો તેને નિદ્રા કરવા દેતા નથી. તેને સુવું હોય ત્યારે પણ બીજાની આજ્ઞા લે છે; અને સુતો હોય છે, ત્યારે તેને રાજકીય જરૂરી કાર્યોને માટે ઉઠાડે છે તો ઉઠવું પડે છે.૧૪૧ વળી રાજાને બીજાઓ કહે છે કે,–'સ્નાન કરો,' 'આ વસ્તુનો સ્પર્શ કરો,' 'આનું પાન કરો,' 'આ ખાવ,' 'અગ્નિમાં હોમ કરો' 'યજ્ઞ કરો,' 'અમુક વાત કહો,' 'અમુક વાત સાંભળો'–એ વખતે તેને પરાધીન થઇને બીજાઓની ઇચ્છાનુસાર સર્વ કરવું પડે છે.૧૪૨ મનુષ્યો તેની પાસે વારંવાર જઇને ધનની યાચના કરે છે, પરંતુ તે રાજધનનો રક્ષક હોવાથી તેને મહા પુરુષોને ધન આપવાનો ઉત્સાહ થતો નથી.૧૪૩ જો તે દાન આપે છે તો ધનનો ભંડાર ખૂટી જાય છે; જો તે દાન આપતો નથી તો નિરાશ થયલા યાચકો તેના પ્રતિ વૈરની દૃષ્ટિથી જોય છે. તે મોટા ગુંચવાડામાં પડી જાય છે ને એક ક્ષણમાં જ વૈરાગ્ય ઉત્પન્ન કરનારા દોષો તેના મનને ઘેરી લે છે.૧૪૪ બુદ્ધિમાન્, શૂરવીર અને ધનાઢ્ય એવા પુરુષો તેની સાથે જ રહેતા હોય તો પણ તેને તેઓ વિશે શંકા થયા કરે છે. જેઓ રાજાની નિત્ય સેવા કરે છે તેવા પુરુષોથી પણ અભય સ્થાનમાં તેને ભય રહે છે.૧૪૫ વળી હે રાજા! મેં જે પુરુષો હમણાં તને કહ્યા, તેઓ પણ જ્યારે દોષથી દૂષિત થાય છે ત્યારે રાજાને તેઓના તરફથી કેવો ભય લાગે છે, તેના તરફ પણ તું દૃષ્ટિ કર!૧૪૬ સર્વે પુરુષો પોતપોતાના ઘરમાં રાજા છે. સર્વ પુરુષો પોતપોતાના ઘરમાં ધણી છે અને હે રાજા જનક! સર્વ પુરુષો પણ રાજાઓની માફક પોતપોતાના ઘરમાં નિગ્રહ તથા અનુગ્રહ કરવા માટે સમર્થ છે.૧૪૭ રાજાઓની માફક બીજાઓને પુત્રો, સ્ત્રીઓ, ગુલામો, ખજાનો, મિત્રો તથા ભંડાર છે. આ બાબતમાં રાજા અન્ય પુરુષોથી જરા પણ ભિન્ન નથી.૧૪૮ 'તારા દેશનો નાશ થઈ ગયો,' 'તારું નગર બળી ગયું,' 'તારો મુખ્ય હાથી મરણ પામ્યો,' તે સાંભળીને, રાજાને પણ અજ્ઞાનપણાથી, એ સર્વ મિથ્યા છે એવું જ્ઞાન થયું નથી, તેથી સર્વ સાધારણ લોક પેઠે તેને પરિતાપ થાય છે.૧૪૯ વળી રાજા ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થયેલાં માનસિક દુઃખોથી મુક્ત હોતો નથી. તે પણ મસ્તક તથા બીજાં કેટલાંએક શીતોષ્ણ વગેરે દુઃખોથી પરાભવ

* અર્થાત્ તેમાં પણ રાજાને દૂતાદિકના ઉપર આધાર રાખવો પડે છે.

† મુંબઇની પ્રતમાં પ્રથમના ચરણમાં અસ્વતંત્રતા પાઠ છે, પણ બંગાળની પ્રતમાં સ્વતંત્રતા એવો પાઠ છે. રાજા આજ્ઞા કરે કે અમુક કાર્યો કરો. આમ આજ્ઞા તો કરી, પણ તેમાં એ પરાધીનતા છે. સેવકે આજ્ઞા બજાવી તે પાછી નિવેદન કરવાને આવ્યો, ત્યારે રાજા ગમે તેવા કામમાં હોય તોપણ તેની વાત, ઇચ્છાએ કે અનિચ્છાએ સાંભળવી પડે છે.

પામે છે.૧૫૦ બીજાઓની પેઠેજ રાજાને પણ (સુખ દુઃખાદિ) દ્વંદ્વની અસર થાય છે. તે સર્વ તરફ શંકાથી જુવે છે. શત્રુઓ તથા વિઘ્નોથી ભરપૂર રાજ્ય છે. તેથી જ્યારે રાજા રાજ્યને ભોગવે છે ત્યારે ઉંઘરહિત રાત્રિ પસાર કરે છે.૧૫૧ માટે રાજાનું પદ, એ અત્યંત અલ્પસુખવાળું છે; તેનાં દુઃખો ઘણાં છે, ને મોટા ખડના અગ્નિની પેઠે થોડા કાળ રહેનારું અને પાણીનાં ફીણ અને પરપોટાના જેવું (ક્ષણ વિનાશી) અને સાર વિનાનું છે.૧૫૨ આવાં રાજ્યની કોણ ઇચ્છા કરે અને એવું રાજ્ય કદાચ મળ્યું તો તે રાજ્યને મેળવીને કોણ શાંતિને પામે? તું માને છે કે, આ નગર મારું છે; આ દેશ મારો છે.૧૫૩ તું માને છે કે આ સૈન્ય, આ ભંડાર અને આ મંત્રીઓ મારા છે! પરંતુ હે રાજા! ખરેખર એ કોનાં છે? અને કોનાં નથી? (તે કોઈનાં નથી.) મિત્રો, અમાત્યો, નગર, દેશ, દંડ, ભંડાર અને રાજા,૧૫૪ આ રાજ્યનાં સાત અંગ કહેવાય છે. તે જેમ ત્રણ લાકડીઓ એક બીજાને આધારે ઉભી રહે છે તેમ તે એક બીજાને આધારે ટકી રહેલાં છે. પ્રત્યેક અંગ પોતપોતાનું કામ કરે છે; તેમાં કયું અંગ ગુણમાં બીજાથી અધિક છે? કોઈ પણ નથી.૧૫૫ પોત પોતાનો વખત આવે છે, ત્યારે અમુક અંગ ઉત્તમ ગણાય છે અને જે અંગથી જે કાર્ય સિદ્ધ થાય છે તે અંગ પ્રધાન ગણાય છે.૧૫૬ હે ઉત્તમ રાજા! આ સાત અંગોનો સમુદાય તથા નીતિશાસ્ત્રમાં કહેલાં (વૃદ્ધિ, ક્ષય તથા સ્થાન નામનાં) બીજાં ત્રણ અંગ મળીને દશ અંગો, રાજાની પેઠે રાજ્યનો ઉપભોગ કરે છે.૧૫૭ જે રાજા મોટા ઉત્સાહ-વાળો હોય છે, જે ક્ષત્રિયના ધર્મમાં પરાયણ રહેતો હોય, તેણે પ્રજાની પાસેથી દશમો ભાગ લઇને સંતોષ પામવું. બીજા રાજાઓ દશ કરતાં કંઇક ઓછો કર લઇને સંતોષ પામે છે. રાજા કંઈ અસાધારણ નથી અને રાજકર્તા વિના રાજ્ય નથી.૧૫૮ રાજ્ય ન હોય તો ધર્મ કયાંથી હોય અને ધર્માચરણ કરવામાં આવતું ન હોય તો પરબ્રહ્મની પ્રાપ્તિ પણ કયાંથી થાય? આ જગતમાં પરમ પવિત્ર એવો ધર્મ, રાજ્ય તથા રાજાને લઇને ટકી રહેલો છે.૧૫૯ જે યજ્ઞમાં આખી પૃથ્વી દક્ષિણામાં આપી દેવામાં આવે છે એવો અશ્વમેધ યજ્ઞ પણ રાજા સમાન ગણાતો નથી. (પણ કેટલા રાજા ધર્મયુક્ત પોતાનું રાજ્ય ચલાવે છે?) હે મિથિલાના રાજા! હું રાજા અને રાજ્યના કર્મોના સેંકડો અને હજારો દુઃખો વર્ણવવાને સમર્થ છું. મને મારા પોતાના શરીરની સાથે કંઈ પણ સંબંધ નથી, તો પછી મારે બીજાના શરીરની સાથે કયાંથી જ સંબંધ હોય?૧૬૦-૧૬૧ હું આવી રીતે યોગધર્મ પાળનારી છું; તેને તારે આ રીતે એટલે તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો વગેરે કહેવું યોગ્ય નથી. શું તેં વળી પંચશિખ આચાર્યની પાસેથી સંપૂર્ણ રીતે મોક્ષધર્મ શ્રવણ કર્યો છે?૧૬૨ તેમ જ તેની પાસેથી તેના ઉપાયો, તેની રીતો, તેના વિધિઓ તથા તેનું પરિણામ જાણ્યું છે? જો તું કામાદિને વશ કરી સંગથી રહિત થયો હોય તો,*૧૬૩ હું તને, હે રાજા! પૂછું છું કે, તું છત્રાદિક રાજ ચિહ્નોનો સંગ શા માટે કરી રહ્યો છે? હું તો ધારું છું કે, તેં શાસ્ત્રાધ્યયન કર્યું નથી અથવા તેં શાસ્ત્રાધ્યયન કર્યું હોય તો તારું શાસ્ત્રાધ્યયન દંભથી ભરેલું છે.૧૬૪ અથવા તો તેં જે શાસ્ત્રનું અધ્યયન કર્યું છે, તે શાસ્ત્રનું અધ્યયન કર્યું નથી; પરંતુ શાસ્ત્રી સરખી અન્ય વસ્તુનું અધ્યયન કર્યું છે. મને તો એમ જણાય છે કે, તું લૌકિક નામધારી સંપત્તિઓને વશ કરીને બેઠો છે; અને એક પ્રાકૃત (સાધારણ અજ્ઞાન) મનુ-ષ્યની પેઠે (સ્ત્રી, સંપત્તિ, મંદિર) તેના ઉપર આસક્તિ રાખીને તેને વશ થઇને તેનાથી તું બંધાઈ ગયો છે (અર્થાત્ તું જ્ઞાનવૃદ્ધ નથી).૧૬૫ જો એ સત્ય છે કે તું વિદેહ મુક્ત છે તો, મેં મારા મનવડે તારા શરીરમાં પ્રવેશ કર્યો છે, તો તારું મેં શું ભુંડું કર્યું છે?૧૬૬ સર્વ વર્ણોમાં સંન્યાસીઓએ શૂન્ય (ઉજ્જડ) ઘરમાં નિવાસ કરવો જોઇએ, આવો સંપ્રદાય છે, તે મેં પણ તારા બુદ્ધિસત્વને બોધશૂન્ય જોઇને તેમાં વાસ કર્યો, તેમાં મેં કોનો અપરાધ કર્યો છે?૧૬૭ હે નરાધિપ! હું, મારા બે હાથવતી, બે બાહુવતી, બે ચરણવતી કે બે સાથળવતી, અથવા શરીરના બીજા અવયવોથી તને અડકતી નથી.૧૬૮ તું મહાન્ કુળમાં જન્મ્યો છે; તું લજ્જાશીળ છે, દીર્ઘદષ્ટિવાળો છે, તારા શરીરમાં મારા પ્રવેશનું કર્મ સારું હો વા નરતું હો, પણ તે કર્મ ગુપ્ત જ છે, અને તે વ્યવહાર આપણે બે જ જાણીએ છીએ. એ ગુપ્ત વ્યવહાર તારે આ સભામાં કહેવો શું યોગ્ય છે?૧૬૯ આ સર્વ બ્રાહ્મણો આપણા ગુરુ છે. તેઓ આપણને માન્ય છે તથા મહાગુરુરૂપ છે; તેમ તું પણ રાજા હોવાથી એ-ઓના ગુરુરૂપ થાય છે. આ રીતે તમારામાં પરસ્પર ગૌરવ રહેલું છે. તેઓને તું માન આપે છે ને તેઓએ તને માન આપવું જોઇએ.૧૭૦ એ ઉપર વિચાર કરીને શું બોલવું અને શું ન બોલવું, તેની તું પરીક્ષા કરનારો હોત તો તારે આ સભામાં બે વિરુદ્ધ

* ઉપાયનો અર્થ નિદિધ્યાસન થાય છે. ઉપનિષદ્ અર્થાત્ રીતનો અર્થ, શ્રવણ તથા મનન થાય છે. ઉપાસંગ અર્થાત્ વિધિનો અર્થ ધ્યાનનાં અંગો થાય છે તથા નિશ્ચય-પરિણામનો અર્થ બ્રહ્મની સાથે એકત્વભાવ થાય છે.

જાતિના-સ્ત્રીના તથા પુરુષના સંબંધની વાત કહેવી યોગ્ય ન હતી.૧૭૧ હે મિથિલાના રાજા! જેમ કમળના પાંદડાં ઉપર પાણી પડેલું હોય, તે જેમ કમળનાં પાંદડાંનો સ્પર્શ કરતું નથી; તેમજ, હું તારા શરીરમાં વાસ કરીને રહેલી છું. પરંતુ તારો સ્પર્શ (સુદ્ધાં) કરતી નથી.૧૭૨ હું આજે તારો બીલકુલ સ્પર્શ કરતી નથી. છતાં તું મારા કોઈ પણ સ્પર્શને જાણે છે, તો પછી તારા ભિક્ષુક ગુરુ પંચશિખે તારાં જ્ઞાનને બીજ રહિત-વાસના રહિત-તને કેવી રીતે કર્યો છે?૧૭૩ એથી, આ સ્પષ્ટ છે કે, તું ગૃહસ્થાશ્રમમાંથી ભ્રષ્ટ થયો છે; તેમ દુઃખે કરીને જાણવામાં આવે એવા મોક્ષને પણ તેં મેળવ્યો નથી; પરંતુ તું મોક્ષની વાર્તા કર્યા કરે છે અને ગૃહસ્થાશ્રમ તથા મોક્ષ આ બન્નેની વચ્ચે લટકયા કરે છે (અર્થાત્ ગૃહસ્થાશ્રમમાંથી પણ ભ્રષ્ટ થયો છે અને મોક્ષમાંથી પણ ભ્રષ્ટ થયો છે.)૧૭૪ મુક્તનો મુક્તની સાથે સમાયોગ થવાથી એટલે ચિદાત્મા-પુરુષ ભાવ છે ને પ્રકૃતિ અભાવ છે, તે એનો સમાયોગ થવાથી વર્ણસંકરતા ઉપજતી નથી. (અર્થાત્ ચિદાત્મા મુક્ત છે, વળી એક જ છે, અને ચિદાત્માનો ચિદાત્મા સાથે યોગ બનવો એ દુર્ઘટ-અસંભવિત છે, અને જ્યાં દુર્ઘટ-અસંભવિત-ન બનવા જોગ છે, ત્યાં વળી વર્ણસંકરતા કેવી? પ્રકૃતિ જે અસત્ય છે, તેની સાથે સત્ય ચિદાત્મા-પુરુષનો સમાયોગ જ કેવો)?૧૭૫ વર્ણાશ્રમના અભિમાનવાળા જીવાત્માને વર્ણાશ્રમવાળો આત્મા પ્રથક્-જૂદો છે, પણ જે જાણે છે કે અન્યથી અન્ય કંઈ છેજ નહિ-આત્માથી વ્યતિરિકત-નોખું કંઈ છેજ નહિ, તેને તો જે કંઈ છે તે આત્મા જ, એમ અભેદ બુદ્ધિથી જુએ છે.*૧૭૬ જેમ હાથમાં કુંડું હોય, કુંડામાં દૂધ હોય, દૂધમાં મક્ષિકા-માખી હોય, તેઓ જેમ આશ્રિત આશ્રયના યોગથી રહેલાં છે, છતાં પણ એક બીજાથી નોખાં, નોખાં છે.૧૭૭ કુંડામાં દૂધનો ભાવ નથી,-દૂધપણું નથી, દૂધમાં માખીનો ભાવ નથી, તે પ્રત્યેક પોતપોતાના ભાવમાં રહેલાં છે. પણ ક્ષણિક પરાશ્રયી-મિશ્ર થવાથી તેઓ પોતાનો ભાવ ત્યજી દેતાં નથી, (પણ જૂદાં જ છે, જૂદો જ આશ્રય છે અને જૂદો જ વર્ણ છે. એ પ્રમાણે આશ્રય વર્ણ જૂદાં છે છતાં, તારે મતે વર્ણસંકરતા કેમ થઈ?)૧૭૮ તેજ પ્રમાણે મુક્ત જીવાત્માની સામે વર્ણ અને આશ્રમો રહેલા છે, છતાં મુક્ત અસંગ જ છે (અર્થાત્ વર્ણાશ્રમ પાળતો હોય છે, તે છતાં જે મુકત છે, તેને એ વર્ણ કે આશ્રમ બાધ કરી શકતા નથી.) તો પછી તારો ને મારો સંબંધ થવાથી કેવી રીતે વર્ણસંકરતા ઉત્પન્ન થશે?†૧૭૯ વળી હું તારા કરતાં ઉત્તમ જાતિની નથી-હું બ્રાહ્મણ જાતિની નથી, તેમ હું વૈશ્ય જાતિની નથી કે શૂદ્ર જાતિની નથી; પરંતુ હે રાજા! હું તારી જાતિની જ છું અને શુદ્ધ વંશમાં જન્મી છું૧૮૦ પ્રધાન નામનો એક પ્રસિદ્ધ રાજર્ષિ તારા સાંભળવામાં આવ્યો હશે. હું તેના કુળમાં જન્મી છું અને મારું નામ સુલભા છે, એમ તું જાણ.૧૮૧ મારા પૂર્વજ પુરુષોના યજ્ઞમાં ઇંદ્રની સાથે દ્રોણ, શતશૃંગ, શક્રદ્વાર ને પર્વતના અભિમાની દેવતાઓ આવતા હતા.૧૮૨ હું તે રાજાના કુળમાં જન્મી છું. મને મારા સમાન પતિ મળ્યો નહિ, તેથી હું ગુરુની પાસે મોક્ષ ધર્મનું અધ્યયન કરીને એકલી રહું છું અને મુનિનું વ્રત પાળું છું.૧૮૩ મેં સંન્યાસિનીનો ખોટો વેશ ધારણ કર્યો નથી; અર્થાત્ નિષ્કપટી છું; હું પરાયાં ધનને હરણ કરનારી નથી; હું ધર્મમાં સંકરતા કરનારી નથી; પરંતુ મુનિનું વ્રત ધારણ કરીને મારા સ્વધર્મમાં વર્તું છું.૧૮૪ હું મારી પ્રતિજ્ઞા પાળવામાં શિથિલ નથી; વિચાર કર્યા વગર હું કંઈ પણ વાત કરતી નથી; અને હે રાજા! હું તારી પાસે વિચાર કર્યા વગર આવી પણ નથી.૧૮૫ પરંતુ તારી મોક્ષ ઉપર ભાવવાળી બુદ્ધિ છે એમ સાંભળીને, તારું કુશળ ઇચ્છીને તને અને તારા મોક્ષને જાણવા માટે અહીં આવી છું.‡૧૮૬ હું કંઈ પોતાના (પક્ષનું મંડન) અને પારકા પક્ષના ખંડનમાંથી મારો પક્ષ સિદ્ધ કરીને કંઈ તને આ વાત કહેતી નથી. જે મનુષ્ય મુક્ત છે, તે મલ્લની પેઠે પોતાનો વિજય કરવા માટે વિવાદનો વ્યાયામ-પરિશ્રમ કરતો નથી, પરંતુ જે શાંત એવા પરબ્રહ્મને વિશે સ્થિતિ કરે છે, તેને મુક્ત જાણવો.§૧૮૭ જેમ એક સંન્યાસી નગરના એક નિર્જન ઘરમાં એક રાત્રિ નિવાસ કરે છે; તેમ હું પણ આજની

---

* ભાવાર્થ-જેઓ દેહનો આત્મામાં આરોપ કરે છે, એટલે દેહને જ આત્મા માને છે, અને વ્યવહારના વર્ણ અને આશ્રમના ધર્મો, ખરી રીતે એક બીજાથી નોખાં નોખાં છે એમ માને છે તેઓને વર્ણસંકરતા દેખાય છે. સુલભા કહે છે કે મારો દેહ તારાથી જૂદો છે, પણ મારો ને તારો આત્મા તો એક જ છે એમ જ્યારે હું જોઉં છું, ત્યારે મારું બુદ્ધિ સત્વ તારે વિષે છેજ નહિ-અર્થાત્ આત્માથી ભિન્ન કંઇ છેજ નહિ તો પણ તારે વિશે પ્રવેશ કોણે કર્યો હતો-જનક બ્રહ્મસ્વરૂપ છે અને વર્ણ કે આશ્રમનું અભિમાન તને નથી. તો પછી વર્ણસંકરતાની તને બુદ્ધિ જ કેમ થઇ. એ તારું અજ્ઞાન જ છે.

† આ શ્લોકનું ભાષાંતર 'ભારતાર્થ પ્રકાશ'માં આપવામાં આવ્યું નથી. ‡ અર્થાત્ તારું માનેલું મોક્ષનું સ્વરૂપ કેવું છે તે અથવા મોક્ષના જ્ઞાનમાં તું કયાં સુધી પહોંચ્યો છે, તે જાણવા હું આવી છું. § બીજા ચરણણાં જે ન છે તેનો સંબંધ व्यायच्छते અર્થાત્ પરિશ્રમ કરવો, તેની સાથે છે.

રાત્રિ તારા શરીરમાં નિવાસ કરીશ.[૧૮૮] હે મિથિલ! તેં મને માન આપીને તથા વાણીથી અતિથિસત્કાર કરીને મારી પૂજા કરી છે; તેથી હું તારા શરીરરૂપી સુંદર ઘરમાં શયન કરીને તારા ઉપર પ્રસન્ન થઈ આવતી કાલે પ્રભાતમાં અહીંથી ચાલી જઇશ."[૧૮૯]

ભીષ્મ કહે છે; આ રીતે સુલભાએ હેતુ-યુક્તિવાળાં તથા અર્થવાળાં વાકયો રાજાને કહ્યાં. રાજાએ તેનાં વાકય સાંભળ્યાં, પણ તેણે તેનું કાંઈ ઉત્તર આપ્યું નહિ.*[૧૯૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'सुलभा जनकनो संवाद' ए नामनो अध्याय ३२० मो समाप्त.

## અધ્યાય ૩૨૧ મો.

### વ્યાસે શુકદેવને આપેલો ઉપદેશ.

યુધિષ્ઠિર રાજા બોલ્યો; હે ભીષ્મ! પૂર્વ કાળમાં વ્યાસના પુત્ર શુકને કેવી રીતે વૈરાગ્ય થયો હતો? એ વિષયમાં મને પરમ આશ્ચર્ય ઉત્પન્ન થયું છે, માટે હું એ સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧] હે કુરુકુલોત્પન્ન! અવ્યક્ત (પ્રકૃતિ-કારણ), વ્યક્ત (કાર્ય) અને તત્વ (શુદ્ધ બ્રહ્મ)નો નિર્ણય તથા અજન્મા એવા નારાયણની લીલાનો જે પ્રમાણે તેં તારી બુદ્ધિથી નિર્ણય કર્યો હોય, તે તું કહેવાને યોગ્ય છે.†[૨]

ભીષ્મે કહ્યું;-શુકદેવ પ્રાકૃત એવા સદાચારમાં વર્તતો હતો અને તેને કોઇના તરફથી ભય ન હતો; તે જોઇ તેના પિતા વ્યાસે સંપૂર્ણ વેદ ભણાવ્યો અને આ પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા.[૩]

વ્યાસે કહ્યું;-હે પુત્ર! તું જિતેંદ્રિય થઇને નિત્ય ધર્મનું સેવન કર, નિત્ય મહાતીક્ષ્ણ એવા ટાઢ, તાપ, ક્ષુધા તથા પિપાસાને સહન કર તથા (યોગીઓ કરે છે તેમ) પ્રાણવાયુનો પણ વિજય કરીને જિતેન્દ્રિય થા.[૪] વળી નિત્ય સત્યનું, સરળતાનું, અક્રોધનું (ક્ષમાનું), અનસૂયાનું, (ગુણજ્ઞતાનું), દમનું, તપનું, અહિંસાનું તથા દયાળુતાનું વિધિપૂર્વક પાલન કર.[૫] સત્યમાં સ્થિતિકર, ધર્મમાં વિહાર કર, સર્વ કુટિલતાનો ત્યાગ કર, પાંચ મહા યજ્ઞ કરીને તથા અતિથિઓને જમાડ્યા પછી, જે રહે તે ભોજન કર.[૬] આ શરીર પાણીના પરપોટા જેવું છે; અને જીવ જેમ પક્ષી વૃક્ષપર છતાં અલિપ્ત છે તેમ શરીરમાં કોઇ રીતના લેપનથી રહિત થઈ રહેલો છે. સ્નેહીઓની સાથેનો વાસ નાશવંત છે; છતાં હે પુત્ર! તું કેમ નિરાંતથી સુઇ રહ્યો છે?[૭] (તારા કામાદિક) શત્રુઓ સાવધાન થયેલા છે, જાગૃત છે, નિત્ય તત્પર થઇ રહ્યા છે; અને તારાં છિદ્રોને જોયા કરે છે; પરંતુ બાળક (મૂઢ) એવો તું શું તે વાતને જાણતો નથી?[૮] તારા દિવસો એક પછી એક ચાલ્યા જાય છે, તારું આયુષ્ય ક્ષીણ થતું જાય છે, તારું જીવતર પણ નાશ પામતું જાય છે, છતાં તું ઉઠી ઉભો થઇને શા માટે દોડ્યો જતો નથી?‡[૯] અત્યંત નાસ્તિક એટલે જે જે પુનર્જન્મ માનતા નથી એવા મનુષ્યો પરલોકનાં કાર્યો કરતી વેળા ગાઢ નિદ્રા કરી જાય છે; અને માંસ તથા રુધિરને વધારનારાં લૌકિક કર્મો કરવાની જ ઇચ્છા કર્યા કરે છે.[૧૦] જે મૂર્ખ મનુષ્યોની બુદ્ધિ મોહયુક્ત છે, તેઓ ધર્મનો દ્વેષ કરે છે અને જેઓ અધર્મને માર્ગે જાય છે, તે મોહ પામેલા મનુષ્યોની પાછળ જનારો પણ તેના સરખી જ પીડા પામે છે.[૧૧] પરંતુ જેઓ સંતોષી હોય, વેદ વચનો ઉપર શ્રદ્ધાવાળા હોય, ઉદાર મનના અને મહાધર્મ બળવાળા હોય છે, તેઓ ધર્મના માર્ગને ગ્રહણ કરે છે. તું તેઓની ઉપાસના કર તથા તેઓ પાસેથી જ્ઞાનને માટે પૂછ.[૧૨] ધર્મનાં સ્વરૂપને જાણનારા તે વિદ્વાનોના મતનો સ્વીકાર કર અને અવળે માર્ગે ચાલનારાં તારાં ચિત્તને ઉત્તમ બુદ્ધિવડે તારા સ્વાધીનમાં રાખ.[૧૩] વર્તમાન કાળને જ જોનારી બુદ્ધિવાળા, આવતી કાળને ઘણી દૂર માનનારા તથા જેઓ સર્વ કોઇનું અન્ન ભક્ષણ કરે છે તેવા મનુષ્યો મૂર્ખ છે, કારણ કે તેઓ જગત્ કેવળ કર્મભૂમિ છે એમ જાણતા નથી.§[૧૪] ધર્મરૂપી નિસરણી ઉપર ચઢીને જરા જરા ઉંચે ચઢ. જેમ કોસેટો પોતાની લાળરૂપી તાંતણાથી પોતાનાં શરીરને બાંધી દે છે, તેમ જ તેં પણ તારા શરીરને માયાના ગુણોથી બાંધી દીધું છે (પરંતુ તે તું

---

* સુલભાના આ સંભાષણનો સારાંશ એટલો જ છે કે મોક્ષ સંપાદન માટે સંન્યાસ ધારણ કરવો જ જોઇએ, પણ ગૃહસ્થાશ્રમમાં સબ્યા કરવું ન જોઇએ. † નીલકંઠની ટીકા તપાસતાં આ બીજા શ્લોકમાં ત્રણ પ્રશ્નો પૂછવામાં આવ્યા છે. એક પ્રશ્ન એ કે કારણનો નિર્ણય, બીજો કાર્યનો નિર્ણય, ત્રીજો એ કે આ બેઉમાં રહેલ શુદ્ધ બ્રહ્મનો નિર્ણય તથા ચોથો નારાયણની લીલા, પણ કાર્યનો નિર્ણય તથા નારાયણની લીલા આ બેઉ સગુણરૂપ હોવાથી તેનો એકમાં સમાવેશ થવાથી ત્રણ પ્રશ્નો થઈ શકે. તેમાં પ્રથમ પ્રશ્નનો ઉત્તર આ અધ્યાયમાં ગ્રહણ કર્યો છે તથા બીજા અને ત્રીજા પ્રશ્નનો ઉત્તર હવે પછી પાછળના અધ્યાયમાં આવશે. ‡ ભાવાર્થ કે દેહધારી જીવની આવી સ્થિતિ છે તેથી ચેતીને કાંતો ગુરુને શરણે જઈ મોક્ષનું જ્ઞાન સંપાદન કરવું અથવા દેવસેવાદિ ઉપાસના-નિર્ગુણ ભક્તિથી મોક્ષ પ્રાપ્ત કરવો.

§ તાત્પર્ય કે આ કર્મભૂમિ છે ને ત્યાં જન્મી કર્મજ કરવાનું છે. એમાં સત્કર્મ થાય છે તો ઇંદ્રાદિ લોકનું સુખ અને અસત્કર્મ થાય છે તો દુઃખ-શિક્ષાપાત્ર થવાય છે. મોક્ષનું સુખ તો સમ્પૂર્ણ નિવૃત્તિ પરાયણ વર્તવાથી, વાસનાક્ષય થવાથી, સંકલ્પનો સંન્યાસ થવાથી અને પાપ પુણ્યનો એકી વખતે ક્ષય થવાથી જ-પ્રાપ્ત થાય છે.

જાણુતો નથી).[૧૫] જે પુરુષ નાસ્તિક (વેદ નહિ માનનારો) છે, શાસ્ત્રની મર્યાદાનો ભંગ કરનારો છે, મહા નદીના પૂરની પાસે આવેલ ધરાની માફક જે રહેલો છે તથા ઉભા કરેલા વાંસની માફક જે રહેલ છે, તેવાને તું શંકા વગર ડાબો કરી દે (અર્થાત્ તેનો ત્યાગ કર).*[૧૬] તું યોગને નૌકા બનાવ અને કામ, ક્રોધ, મૃત્યુ તથા પાંચ ઇંદ્રિયરૂપી મગરમચ્છરૂપી રાક્ષસોથી ભરેલી નદીને તથા જન્મરૂપી વમળને તરી જા.[૧૭] મૃત્યુ જગતનો નાશ કરી રહ્યું છે, જરા જગતને ચોતરફથી પીડી રહી છે અને મનુષ્યોનું આયુષ્ય હરણ કરવાથી સફળ એવી રાત્રિરૂપી નદીઓ વેગથી વહી જાય છે, તેઓને તું ધર્મરૂપી નૌકાથી તરી જા.[૧૮] મનુષ્ય બેઠો હોય કે સુતો હોય ત્યારે મૃત્યુ તેને શોધી કાઢે છે અને તેનો અકસ્માત્ નાશ કરે છે; માટે તું કોની પાસેથી સુખની ઇચ્છા રાખે છે?[૧૯] ઘેટાનું બચ્ચું તૃણનો સંગ્રહ કર્યા કરતું હોય અને કામનાઓ ભોગવ્યા છતાં તેથી ધરાતો ન હોય, તેને જેમ નહારની સ્ત્રી ઉપાડીને લઈ જાય, તેમ મનુષ્ય ધનાદિકનો સંગ્રહ કર્યા કરતો હોય અને કામનાઓને ભોગવ્યા છતાં તેનાથી ધરાતો ન હોય તેવામાં તેને મૃત્યુ-કાળ પકડીને લઈ જાય છે.[૨૦] જો તારે સંસારરૂપી અંધકારમાં પ્રવેશ કરવાનું છે તો તારે ક્રમે કરી ધર્મ સંચયરૂપ મહાન્ દીપક ધારણ કરવો; અને તેની શિખાને ક્રમે ક્રમે સંકોર્યા કરવી; (અને તે પછી સંસારમાં પ્રવેશ કરવો).[૨૧] મનુષ્ય લોકમાં એક પછી એક એમ અનેક દેહો ધારણ કર્યા પછી કોઇકવાર તે બ્રાહ્મણના દેહને ધારણ કરે છે. તેં તે બ્રાહ્મણ દેહને મેળવ્યો છે, માટે હે પુત્ર! તું તેનું સમ્યક્ પ્રકારે રક્ષણ કર.[૨૨] બ્રાહ્મણનો દેહ કામનાને માટે ઉત્પન્ન થયો નથી, પણ આ લોકમાં તે તપરૂપી કલેશ ભોગવવા માટે તથા મરણ પછી અનુપમ સુખ ભોગવવા માટે સરજાયલો છે.[૨૩] બ્રાહ્મણપણું લાંબા ને તીવ્ર તપો કરવાથી મળે છે, માટે તારે બ્રાહ્મણપણાને સુરતપરાયણ થઇને ગુમાવી દેવું નહિ. પણ બ્રાહ્મણે નિત્ય સાવધાન થઇને વેદના સ્વાધ્યાયમાં, તપ કરવામાં તથા ઇન્દ્રિય નિગ્રહમાં આસક્ત થવું જોઇએ આ રીતે ક્ષેમની ઇચ્છાવાળાએ કુશળ કર્મમાં તત્પર થવું જોઇએ.[૨૪] મનુષ્યની જીંદગીરૂપી એક ઘોડો છે. આ ઘોડાનો સ્વભાવ અવ્યકત (જણાય નહિ તેવો છે). તેનું શરીર (સોળ) કળાઓથી બંધાયલું છે; તેનો આત્મા સૂક્ષ્મ છે; ક્ષણ, ત્રુટિ, નિમેષ વગેરે તેના શરીરનાં રુંવાડાં છે. સવારની અને સાયંકાળની સંધ્યા તે ઘોડાના બે ખભા છે. શુકલપક્ષ અને કૃષ્ણપક્ષ તેનાં બે સમાન શક્તિવાળાં નેત્ર છે, મહિનો અંગરૂપે છે. મનુષ્યોના વયરૂપી આ ઘોડો જોરથી દોડ્યો જાય છે.[૨૫] આ આયુષ્યરૂપી ઘોડો મોટા વેગથી આગળને આગળ પોતાના અદશ્ય એવા માર્ગે દોડ્યો જાય છે, માટે તું જો આંખે આંધળો ન હોય અર્થાત્ તને જો જ્ઞાન હોય તો તું બીજાની પાસેથી પરમાત્માના સ્વરૂપને જાણુ અને તારું મન ધર્મ ઉપર આસ્થાવાળું થાવ.[૨૬] આ જગતમાં જે પુરુષો ધર્મનો ત્યાગ કરે છે અને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે, જે બીજાઓપ્રતિ દ્વેષ કરે છે તથા જેઓ કુમાર્ગને અનુસરે છે, તેને યમલોકમાં શરીર ધારણ કરવું પડે છે તથા અધર્મના કર્મ માટે અનેક પ્રકારનું દુઃખ સહન કરવું પડે છે;[૨૭] જે રાજા ઉત્તમ તથા અધમ વર્ણની પ્રજાની યથાયોગ્ય રીતિએ રક્ષા કરે છે અને જો તે યથાર્થ રીતે ધર્માચરણ કરે છે તો તે પુણ્યવંતના લોકમાં જાય છે. અનેક પ્રકારનાં સારાં કર્મો કરવાથી તે રાજા નિર્દોષ એવા સુખને પ્રાપ્ત કરે છે કે જે સુખ સેંકડો જન્મે કરી પણ મળી શકતું નથી.†[૨૮] જે મનુષ્ય પોતાનાં માતાપિતા તથા ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, તેવો મનુષ્ય મૃત્યુ પછી જ્યારે નરકમાં જાય છે ત્યારે ભયંકર શરીરવાળા કુતરાઓ, લોખંડના મુખવાળાં કાગડાઓ, જંગલી કાગડાઓ, ગીધ તથા અન્ય પક્ષીઓના સમૂહો તથા લોહી ચૂસી લેનારા કીટો તેનાપર હુમલો કરે છે.[૨૯] અને જે પુરુષ બ્રહ્માએ બાંધેલી દશ‡ પ્રકારની મર્યાદાનો ભંગ કરે છે અને પોતાની મરજી પ્રમાણે વર્તે છે,તે પાપી મનુષ્ય પિતૃલોકમાં આવેલા અસિપત્ર નામના વનમાં રહે છે અને ત્યાં અત્યંત દુઃખ ભોગવે છે.[૩૦] જે મનુષ્ય લોભી હોય, જેને અસત્ય ભાષણ ઉપર અત્યંત પ્રીતિ હોય, જેને નિત્ય નીચ કર્મ કરવા ઉપર તથા ઠગબાજી કરવા ઉપર પ્રીતિ હોય તથા છળકપટ કરીને બીજાને દુઃખ ઉત્પન્ન કરતો હોય, આવો પાપકર્મ કરનારો પુરુષ મહા નરકમાં પડે છે અને પોતાના પાપ કર્મ માટે અત્યંત દુઃખનો અનુભવ કરે છે.[૩૧] આવા પાપી મનુષ્યને વૈતરણી નામની મહા નદીમાં સ્નાન કરવું પડે છે, કે જે નદીનાં પાણી

* બંગાળની પ્રતમાં वेणुमिवोद्गतं એવો પાઠ છે. જેનો અર્થ એમ થાય કે જે પોતાનું માથું વાંસની પેઠે ઉંચું ને ઉંચું રાખે છે.

† ટીકાકાર કહે છે કે અન્ય લોકમાં મહત્ સુખની પ્રાપ્તિ મેળવવા રાજાઓ ભાગ્યશાળી બને છે, તે વાત યુધિષ્ઠિરને આ શ્લોકથી સિદ્ધ કરી આપી છે.

‡ શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન, આ પાંચ અને અહિંસા, સત્ય, અસ્તેય (ચોરી ન કરવી તે) બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ (ઝાઝો સામાન ન રાખવો તે) આ પાંચ, એમ દશગુણો પ્રત્યેક મનુષ્યે પાળવા જોઇએ.

ખળખળતાં ને ધગધગતાં હોય છે. વળી અસિપત્ર નામના વનમાં રહેવાથી તેનું શરીર વીંધાઈ જાય છે. તે પરશુના વનમાં શયન કરે છે. આ પ્રમાણે રાત અને દહાડો તે મહા નરકમાં પડીને અત્યંત દુઃખ ભોગવે છે.[૩૨] તું માત્ર બ્રહ્મા અને બીજા દેવતાઓનાં સ્થાનોને જોઇને કહે છે કે, હું ભાગ્યશાળી છું; પરંતુ તું આંધળો છે તેથી સર્વોત્તમ એવું જે મોક્ષનું સ્થાન છે, તેનું અવલોકન કરતો નથી. અફસોસ! તું સર્વદા અંધ છે તેથી ભવિષ્યમાં આવનારી મૃત્યુની દાસી એવી જરા-વૃદ્ધાવસ્થાને તું જાણતો નથી.*[૩૩] મોક્ષના માર્ગ તરફ દોડવા માંડ. શા માટે બેસી રહ્યો છે? તારા સુખનો નાશ કરનાર, મહા દારુણ ભય આવી લાગ્યો છે. માટે તું તારી મુક્તિ મેળવવાનો પ્રયત્ન કર.[૩૪] તું મરણ પામીશ કે, તરત જ યમની આજ્ઞાથી તને તેની પાસે લઈ જશે. માટે તું મોક્ષ સુખને માટે કૃચ્છ્ર આદિક તપ કરી ધર્મને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર.[૩૫] સમર્થ યમને બીજાનાં દુઃખનું જ્ઞાન નથી, તે સર્વ મનુષ્યના જીવનનો નાશ કરે છે અર્થાત્ તારો તેમ જ તારા મિત્રોનો તે નાશ કરે છે. તેમ કરતાં તેને કોઈ પણ અટકાવી શકશે નહિ.[૩૬] જે વખત જાય છે, તેમાં તારા સન્મુખ યમનો પવન વાશે અને જોતજોતામાં તને એકલાને જ યમની પાસે લઈ જશે. માટે તું પરલોકમાં તારું હિત થાય તેવા ધર્મનું આચરણ કર.[૩૭] તારી આગળ પ્રાણને હરણ કરે તેવો જે પવન વાતો હતો તે કયાં ગયો? (તેનું તને જ્ઞાન છે?) જ્યારે તારી સમીપ મોટો ભય આવશે, ત્યારે તારી સન્મુખ દિશાઓ ફરવા લાગશે, (તેનું તને લક્ષ છે?)[૩૮] હે પુત્ર! જ્યારે તું વ્યાકુળ થઇને તેની સમક્ષમાં ચાલવા માંડીશ, ત્યારે તારા વેદો તારી પાસેથી જતા રહેશે. માટે તું ઉત્તમ એવી યોગ-સમાધિ કર.†[૩૯] પૂર્વે તેં જે શુભ તથા અશુભ કર્મ પ્રમાદને લીધે કર્યાં હોય, તે સંભારીને સંતાપ કરવાનો સમય આવે તે પહેલાં કેવળ યોગસમાધિનો ભંડાર ભરી લે.‡[૪૦] જરાવસ્થા તારા શરીરનાં બળનો તથા રૂપનો નાશ કરી નાંખશે અને તારા શરીરને શિથિલ કરી નાંખશે. માટે શરીર શિથિલ થયા પહેલાં તું કેવલ સમાધિ યોગનો ભંડાર ભર.[૪૧] કાળ, રોગરૂપી સારથિની સાથે આવીને બળપૂર્વક તારા શરીરનો અને પ્રાણનો નાશ કરી નાંખશે; માટે મરણ થયા પહેલાં તું મહાન્ તપ કર.[૪૨] કામાદિકરૂપી ભયંકર નહારો જે તારા શરીરમાં રહે છે, તેઓ દરેક બાજુએથી તને ઘેરી લેશે, માટે તું પુણ્ય કર્મ કરવા માટે પ્રયત્ન કર.[૪૩] (મરણ પૂર્વે) પ્રથમ તો તું એકલો જ ગાઢ અંધકાર જોઇશ; અને તે પછી પર્વતના મસ્તક ઉપર સુવર્ણનાં વૃક્ષો જોઈશ (જે મરણના ચિહ્નરૂપ ગણાય છે.) માટે આ જોયા પહેલાં, તું પુણ્ય સંપાદન કરવા માટે ઉતાવળો થા.§[૪૪] આ સંસારમાં દુષ્ટ પુરુષોની સંગત તથા સ્નેહી જેવા જોવામાં આવતા ઇંદ્રિયોરૂપ શત્રુઓની સંગત થતાં જ તે તારી બુદ્ધિને ફેરવી નાંખશે; તે થતાં પહેલાં જ તું પરબ્રહ્મને જાણવાનો પ્રયત્ન કર.[૪૫] જે ધનને રાજાનો કે ચોરનો ભય નથી, જે ધન મરી ગયેલા સ્વામીનો પણ ત્યાગ કરતું નથી, એવા ધનને તું સંપાદન કર.[૪૬] તારાં કર્મોથી તું એવું ધન સંપાદન કર, કે પરલોકમાં તે કર્મોનો કોઈ વિભાગો થાય નહિ. મનુષ્ય જે પુણ્યરૂપી ધન સંપાદન કરે છે તે એવું છે કે તેમાંથી ભાગીદારો ભાગ માગી શકતા નથી, (પણ સંપાદન કરનાર જ તે ધનનો ઉપભોગ કરે છે).[૪૭] જેનાથી પરલોકમાં આજીવિકા કરી શકાય તેવી વસ્તુનું જ, હે પુત્ર! તું દાન આપ અને જે ધન અક્ષર (નાશ રહિત) અને ધ્રુવ હોય તેવું ધન તું પોતે સંપાદન કર.[૪૮] તારે એમ ધારવું નહિં કે, પ્રથમ સર્વ પ્રકારનું સુખ ભોગવી લઉં તથા ત્યારપછી મોક્ષ તરફ મન લગાડીશ. કારણ કે ભોગથી તું સંતુષ્ટ થાય, તે પહેલાં કાળ તને ગ્રહણ કરી જાય છે. માટે હિતકારક કર્મ કરવાની તું ઉતાવળ કર.‖[૪૯] જે મનુષ્ય મરણ પામી પરલોકમાં જાય છે તે એકલો જ જાય છે, પણ તે સમયે તેની સાથે તેની માતા, તેના પુત્રો, તેના બાંધવો તથા તેનો પ્રિય મનુષ્ય કોઈ પણ તેની સાથે જતું નથી.[૫૦] હે પુત્ર! જીવ પરલોકમાં જાય છે ત્યારે તેણે પૂર્વે જે શુભ તથા અશુભ કર્મ કર્યું હોય છે, તે જ માત્ર તેની સાથે જાય છે.[૫૧] શુભ અથવા અશુભ કર્મ કરીને સુવર્ણના અને રત્નના

* चिरस्य આ શબ્દ વ્યાકરણ પ્રમાણે न बुध्यस्ये સાથે જોડાયલો છે. આનો ભાવ એ છે કે તું સર્વદા અંધ છે તેથી

† તાત્પર્ય કે જ્યાં સુધી વૃદ્ધાવસ્થા આવી નથી, અંતઃકાલનો વાયુ વાયો નથી, હેડકીયો વા ઉપડ્યો નથી, નેત્રોના તેજમાં ઘટાડો થયો નથી, કાનમાં બહેરાપણું પેઠું નથી ને જીભ તોતડી બોબડી થઇ નથી તથા બુદ્ધિ પોતાનું કાર્ય યોગ્યાયોગ્ય સમજીને કરી જાય છે, ત્યાં સુધીમાં મોક્ષ પ્રાપ્તિનાં સાધન મનુષ્યે કરી લેવાનાં છે. હજી તો ઘણું જીવવું છે, થઈ રહેશે-છેલ્લી ઘડીએ બધું થશે, એ મૂર્ખાઇ છે.

‡ મૂળમાં केवलं निधिम् શબ્દ છે તેનો અર્થ કેવલભંડાર-પછી તે સમાધિનો કે બ્રહ્મનો. સારાં અથવા નરસાં સર્વ કર્મોની ઉત્પત્તિઅજ્ઞાનતાને લીધે છે. કર્મમાંથી નિવૃત્તિ, એ મોક્ષ માર્ગ છે.

§ સુવર્ણનાં વૃક્ષનું દર્શન થવું, એ જ મૃત્યુના ચિહ્નરૂપ છે.

‖ શબ્દશઃ આ શ્લોકનો ભાવ નીચે પ્રમાણે છેઃ—ધનિકની યાવક (રાબડી) રંધાઇને પૂરી થઈ ન હોય, તે પહેલાં અર્થાત્ કાચી હોય તેવામાં મૃત્યુ તેની સમીપ આવે છે. યાવક એટલે જવનો લોટ, ઘી તથા સાકરની રાબ.

ઢગલાઓ એકઠા કર્યા હોય; પણ જ્યારે તેનું શરીર પડી જાય છે, ત્યારે તે મનુષ્યનું હિત કરવામાં ઉપયોગી થઈ પડતા નથી.[૫૨] મનુષ્ય પરલોકમાં જાય છે ત્યારે તેણે જે કર્મ કર્યાં હશે અને જે કર્યાં ન હશે તેનો સાક્ષી માત્ર તેનો આત્મા જ થાય છે. આ જગતમાં મનુષ્યોનો આત્મા સમાન બીજો કોઈ પણ સાક્ષી નથી.[૫૩] જ્યારે કર્તારૂપે ચૈતન્ય અર્થાત્ જીવાત્મા, સાક્ષી ચૈતન્યમાં લય પામે છે, ત્યારે તેનું શરીર મરણ પામે છે, જે યોગીઓ બુદ્ધિરૂપી નેત્રવડે હૃદયાકાશમાં પ્રવેશ કરીને જુવે છે.*[૫૪] વળી આ લોકમાં રહેલા અગ્નિ, સૂર્ય અને વાયુ આ ત્રણે દેવતા, શરીરનો આશ્રય કરીને રહ્યા છે, અને તેઓ જ મનુષ્યે કરેલા ધર્મને જોનારા છે અને જીવના સાક્ષી છે.[૫૫] દિવસ તથા રાત્રીઓ–આમાંથી દિવસમાં સર્વ વસ્તુ વિશે પ્રકાશ પાડવાનો ગુણ છે તથા રાત્રીમાં સર્વ વસ્તુને ગુપ્ત કરવાનો ગુણ રહેલો છે–આ બન્ને સતત સર્વ વસ્તુનો સ્પર્શ કરતા છતાં વહ્યા જ કરે છે (તથા મનુષ્યના આયુષ્યનો ક્ષય કરે છે.) માટે તું સર્વદા તારા વર્ણાશ્રમના ધર્મનું પાલન કર.[૫૬] પરલોક (જે યમલોક પ્રત્યે જાય છે તે) ઘણા શત્રુઓ (ભયંકર પક્ષીઓ તથા વરુઓ) થી તથા ભયંકર અને બેડોળ અનેક માખીઓથી ભરપૂર છે. માટે તું તારાં પોતાનાં કર્મમાં પરાયણ રહે, કેમકે તે માર્ગમાં પોતાનાં જ કર્મ કામ આવે છે.[૫૭] પરલોકમાં કોઈ એક બીજાનાં કર્મમાંથી ભાગ પાડી શકતાં નથી; પરંતુ સર્વે પોતાનાં કર્મનાં ફળને જ ભોગવે છે.[૫૮] જેમ અપ્સરાઓ તથા મહર્ષિઓ પોતાનાં પુણ્યનાં ફળ ભોગવે છે, તેમ જ પુણ્ય કર્મ કરનારાઓ પણ વિમાનમાં બેસીને પોતાની ઇચ્છાનુસાર વિહાર કરે છે તથા પોતાનાં કર્મનાં ફળને પ્રાપ્ત કરે છે.[૫૯] પાપ રહિત, શુદ્ધ જાતિના અને આત્માના સ્વરૂપને જાણનારા મનુષ્યો પરલોકમાં તથા આ લોકમાં પોતે જ કરેલાં શુભ કર્મનાં ફળને સંપાદન કરે છે.[૬૦] જેઓ ગૃહસ્થાશ્રમના ધર્મનું પાલન કરે છે, તેઓ પ્રજાપતિના, બૃહસ્પતિના, કે શતક્રતુના શ્રેષ્ઠ લોકમાં જાય છે.[૬૧] હું તને આવા ને હજારો અનેક ઉપદેશ આપવાને સમર્થ છું. પરંતુ જાણ કે સમર્થ એવો ધર્મ જ મનુષ્યોની બુદ્ધિમાં મોહ ઉત્પન્ન કરે છે.†[૬૨] તને ચોવીસ વર્ષ થઈ ગયાં છે, અને તું પચીસ વર્ષનો થવા આવ્યો છે. તારી ઉમર વહી જાય છે; તું ધર્મનો સંગ્રહ કરી લે.[૬૩] પ્રમાદી અને અસાવધ મનુષ્યના ઘરમાં રહેનારો કાળ, ઘણો જલદી તારી ઇંદ્રિયોની ભોગની શક્તિનો નાશ કરે નહિ, તેની પહેલાં તારી પોતાની જ શક્તિ ઉપર આધાર રાખી ઉભો થા અને ધર્મની રક્ષા કરવા માટે ઉતાવળો થા.‡[૬૪] જ્યારે તારે આ લોકમાંથી પરલોકમાં એકલા જ જવાનું છે, અને તારી આગળ કે તારી પાછળ માત્ર તું જ (આત્મા જ) છે, ત્યારે તારે આ તારા શરીરનું અને સ્ત્રી, પુત્ર, વગેરેનું શું પ્રયોજન છે?§[૬૫] જ્યારે મનુષ્યને યમાલયમાં એકલા જ જવાનું છે, ત્યારે આ સ્પષ્ટ છે કે ત્યાંના ભયમાંથી મુક્ત રહેવાને હિતકારક યોગ-સમાધિરૂપી ભંડારને સંપાદન કરવો; (અથવા તો બ્રહ્મજ્ઞાનરૂપી નિધિને સંપાદન કરવો).[૬૬] સમર્થ યમ સર્વ પ્રકારના સંગથી રહિત છે. તે આદિથી અંત સુધીના સર્વ સંબંધીઓનો નાશ કરે છે અને તેને તેમ કરતાં કોઈ અટકાવી પણ શકતું નથી. માટે તું ધર્મને શરણે જા.[૬૭] હે પુત્ર! મેં મારા શાસ્ત્રના જ્ઞાન પ્રમાણે તથા અનુમાન કરીને તને આ ઉપદેશ હમણાં આપ્યો છે; તું તે પ્રમાણે આચરણ કર.[૬૮] જે મનુષ્ય પોતાના આશ્રમનાં કર્મ કરીને પોતાના દેહનું પોષણ કરે છે તથા જે પુરુષ કોઈ પણ ફળને માટે દાન ધર્મ કરે છે, તે પુરુષ અજ્ઞાનતા તથા મોહના ગુણોમાંથી મુક્ત થઈ બ્રહ્મને પામે છે.‖[૬૯] જે પુરુષ શાસ્ત્રોક્ત કર્મ કરે છે, તે પુરુષને तत्त्वमसि આદિ મહા વાકયથી થનારું સર્વાત્મરૂપી જ્ઞાન થાય છે અને તે જ્ઞાનથી પરમ પુરુષાર્થરૂપ મોક્ષ મળે છે. કૃતજ્ઞ પુરુષને જે ઉપદેશ કરવામાં આવે

* શ્લોક ૫૩ મામાં કહ્યું છે કે આ દેહથી જે કાંઈ કર્મ તથા દોષો થયા હોય તેનો આત્મા અન્ય લોકમાં સાક્ષીરૂપ છે. ૫૪ માં શ્લોકમાં કહ્યું છે કે, જોકે શરીરનું અસ્તિત્વ ન હોય છતાં આત્માનું અસ્તિત્વ છે. કારણ કે યોગીઓ યોગ સમાધિમાં શરીરથી રહિત હોવા છતાં પોતાની સત્વ બુદ્ધિમાં રહે છે. જે ચૈતન્ય સાક્ષીરૂપે રહેલ છે, તેમાં કર્તા ચૈતન્યનો જે પ્રવેશ, તે શરીરનું મૃત્યુ કહેવાય છે.

† આનો ભાવ એ છે કે ધર્મ મનુષ્યને સુખના માર્ગ તરફ લઈ જઈ શકે છે, પણ હજારો ઉપદેશો આપેલા હોય તે સુખના માર્ગને પ્રાપ્ત કરાવતા નથી. निनाय पात्रकः ને બદલે કેટલીક પ્રતમાં तत्कर्म पावकम् એવો પાઠ છે. જેનો અર્થ એ થાય છે કે જેમ જવની રાબ સુખને ઉત્પન્ન કરનારી છે તેમ ધર્મ સુખના માર્ગ તરફ દોરવી જાય છે.

‡ प्रमोदगः નો અર્થ प्रमोदगृहवासिन् છે, તથા તેનો સંબંધ अंतकः ની સાથે છે. चमूं નો અર્થ इन्द्रियसेना છે. गृहितं નો અર્થ શરીર છે. યથાઃ गृहितम् નો અર્થ देहं मनतिक्रम्य છે. पुरा નો અર્થ ભવિષ્ય અથવા જલદી અથવા તો પૂર્વે એવો થાય છે.

§ જે જે માર્ગમાં આગળ તથા પાછળ તું જ છે અર્થાત્ આત્મજ્ઞાનરૂપી માર્ગ.

‖ આ શ્લોકના છેલ્લા ચરણમાં युज्यते છે તેને બદલે બંગાળની પ્રતમાં मुच्यते એવો પાઠ છે તથા તેનો એ અર્થ થાય છે કે અજ્ઞાન તથા મોહના ગુણમાંથી મુક્ત થાય છે.

છે તે ઉપદેશ સફળ થાય છે; (અર્થાત્ સર્વજ્ઞ તથા સર્વાત્મપણું આપનારી બ્રહ્મવિદ્યાનો ઉત્તમ પુરુષને ઉપદેશ આપવો જોઈએ).*[૭૦] જે પુરુષ ગામમાં રહીને તેના ઉપર પ્રીતિ બાંધે છે, તે પુરુષને એ પ્રીતિ બંધનરૂપ દોરડી થઈ પડે છે. પુણ્યકર્મ કરનારાઓ તે પ્રીતિની દોરડીને કાપી નાંખી મહાન્ સુખ પ્રાપ્ત કરે છે, પણ પાપકર્મ કરનારાઓ, એ પ્રીતિરૂપી દોરીને કાપી શકતા નથી.[૭૧] હે પુત્ર! તું તો મરણ ધર્મવાળો છે, તો પછી તારે ધનનું, ભાઈઓનું, અને પુત્રોનું શું કામ છે? (શરીરરૂપી) ગુહામાં રહેલા આત્માની શોધ કરવામાં જ લક્ષ આપ, અને તારા પિતામહો સર્વે ક્યાં ગયા તે શોધ.[૭૨] કાલે કરવાનું કામ આજે જ કરી લે, ને અપરાહ્નમાં કરવાનું કામ પૂર્વાહ્નમાં કરી લે, કારણ કે જ્યારે કાળ આવી પહોંચે છે, ત્યારે તે એમ નથી જોતો કે, આ પુરુષે તેનું કામ કર્યું છે કે નથી કર્યું.[૭૩] મનુષ્ય મરી જાય છે, ત્યારે તેના સંબંધીઓ ને સ્નેહીઓ સ્મશાન સૂધી તેની પાછળપાછળ જાય છે, પણ મરી ગયલા પુરુષના દેહને અગ્નિમાં નાખીને સંબંધીઓ તથા સ્નેહીઓ પાછા ફરે છે.[૭૪] તારે જો પરબ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તું સાવધ થઈને નાસ્તિકોને, નિર્દય પુરુષોને, તથા પાપકર્મ કરનારા પુરુષોને જરા પણ સંકોચ વિના તારાથી દૂર કર, અને આળસરહિત થઈને તારા આત્માના કલ્યાણનો જ માર્ગ પકડ.[૭૫] આ રીતે જ્યારે આખું જગત્ કાળને પાલવે પડ્યું છે અને તે કાળ મનુષ્યને દુઃખ દે છે, ત્યારે તું મહાન ધૈર્ય ધારણ કરીને, ખરા મનથી ધર્મનું આચરણ કર.[૭૬] જે મનુષ્ય પરબ્રહ્મના સાક્ષાત્કારના આ ઉપાયને (મોક્ષના માર્ગને) સારી રીતે જાણે છે, તથા જે પોતાના વર્ણાશ્રમ ધર્મને પાળે છે, તે પુરુષ આલોકમાં સારી રીતે સ્વધર્મનું પાલન કરીને પરલોકમાં સુખ ભોગવે છે.[૭૭] એક દેહનો ત્યાગ કરી અન્ય દેહને પ્રાપ્ત કરવામાં એટલે કે દેહભેદમાં મરણ જ નથી એવું જાણનારા અને ધર્મના માર્ગ ઉપર ચાલનારા પુરુષોને કોઈ પણ દિવસ હાનિ પહોંચતી નથી. જે પુરુષ ધર્મમાં વધારો કર્યા કરે છે તેને પંડિત જાણવો, અને જે પુરુષ ધર્મથી ભ્રષ્ટ થાય છે તેને મૂર્ખ જાણવો.[૭૮] જે પુરુષ સત્કર્મો કરવામાં આસક્ત છે તે પોતાનાં કૃત્યને લીધે યથાવિધિ સ્વર્ગ અને અન્ય ફળને પામે છે; તથા જે મનુષ્ય અધર્મનું આચરણ કરે છે, તે નરકમાં પડે છે.[૭૯] સ્વર્ગના પગથિયારૂપ દુર્લભ એવો મનુષ્યનો દેહ મેળવીને મનુષ્યે એવી રીતે આત્માના સ્વરૂપને જાણવું કે, પુનઃ તેમાંથી ભ્રષ્ટ થવાય નહિ.[૮૦] જે પુરુષની બુદ્ધિ સ્વર્ગના માર્ગને અનુસરે છે, અને ધર્મનું ઉલ્લંઘન કરતી નથી, તેને પંડિતો પુણ્યકર્મ કરનારો કહે છે. તેવા પુરુષના મરણ માટે તેના પુત્રોને તથા બાંધવોને શોક કરવો પડતો નથી.[૮૧] જે માણસની બુદ્ધિ ચંચળ નથી તથા જેની બુદ્ધિ બ્રહ્મમાં લાગેલી છે તથા જેણે સ્વર્ગ પ્રાપ્ત કર્યું છે, તે મહાન્ ભયમાંથી (નરકમાંથી) મુક્ત થાય છે.[૮૨] જેઓનો જન્મ તપોવનમાં થયો છે અને જેઓનું મરણ તપોવનમાં થયું છે, તેઓને સર્વ કામનાઓ તથા ભોગથી અજ્ઞાત રહેવાથી જ મહત્ પુણ્યની પ્રાપ્તિ થતી નથી.†[૮૩] પણ જે મનુષ્ય ભોગોનો ત્યાગ કરીને શરીરથી તપ કરે છે, તેને માટે એવી કોઈ વસ્તુ નથી કે જે તેને પ્રાપ્ત ન થાય, અને તેને જ હું ઉત્તમ ફળ માનું છું.[૮૪] આ જગતમાં હજારો માતાપિતા થઈ ગયાં અને થશે, તથા હજારો પુત્રો ને સ્ત્રીઓ થઈ ગઈ તથા હવે પછી થશે. જેઓ થઈ ગયા છે અને જેઓ હવે પછી આવનાર છે તે કોના હતા અથવા કોના થશે, અને આપણે કોના છીએ? (અર્થાત્ કોઈ કોઇનું નથી).‡[૮૫] હું એકલો જ છું, મારું કોઈપણ નથી; તેમ હું પણ બીજા કોઈનો નથી; જેનો હું છું એવા કોઇને હું દેખતો

* આ શ્લોક કૂટ છે, તેનો વિસ્તાર કીધો છે. ૬૯–૭૦ માં શ્લોકનો સારાંશ એ છે કે, જે પુરુષ કોઈ સત્કર્મ કરીને, 'મેં કર્યું એમ અભિમાન રાખે છે, અને ફળની ઇચ્છાથી કોઈ પણ પ્રકારનું દાન આપે છે તો તેથી તેનામાં અજ્ઞાનતા આવે છે ને મોહાંધ થાય છે, એટલે તેની ઉત્તમ ગતિ થતી નથી. ઉત્તમ ગતિ તો શ્રુતિવાક્ય તત્ત્વમસિથી જ થાય છે. જે એમ જાણે છે કે, 'હું બ્રહ્મ છું" તે જ બ્રહ્મજ્ઞ અને બ્રહ્મરૂપ બને છે. તેનામાં ભેદબુદ્ધિ રહેતી નથી. એવી સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ પ્રથમ સત્કર્મ કરવાં, વિવેક કરવો, સંકલ્પસંન્યાસ કરવો, જગતપરથી આસક્તિ ખેંચી લેવી. એવી સ્થિતિ પ્રાપ્ત થતાં તે બ્રહ્મજ્ઞાનવાળો થાય છે, ને બ્રહ્મજ્ઞાનવાળો તે જ સર્વજ્ઞ છે, અને સર્વજ્ઞ–બ્રહ્મજ્ઞાની મોક્ષને પામે છે. બ્રહ્મવિદ્યાનું જ્ઞાન અધિકારીને આપવું, અનધિકારીને આપવું નહિ.

† આ શ્લોકમાં ભાવ એ છે કે, ગૃહસ્થાશ્રમ ભોગવ્યા પછી તથા તેમાં ઘડાયા પછી કામભોગનો ત્યાગ કરવો, તે જેટલું શ્રેયસ્કર છે, તેટલું ગૃહસ્થાશ્રમ ભોગવ્યા વિના તથા તેનો અનુભવ લીધા વિના કામાદિનો ત્યાગ કરવો, એ શ્રેયસ્કર નથી. પ્રતાપચંદ્ર રાયનો આ શ્લોકનો અર્થ બરાબર નથી. તે કહે છે કે કામભોગનો ત્યાગ કરવાથી મહત્ પુણ્યની પ્રાપ્તિ થતી નથી. પરંતુ તપોવનમાં જન્મનાર અને મરણ પામનાર કામભોગ શું છે તે જાણતો જ નથી તો ત્યાગ શેનો કરે? અહીં અજ્ઞાત રહેવાથી પુણ્યની પ્રાપ્તિ થતી નથી એ ભાવ વિશેષ અનુકૂળ પડતો છે એમ પાછળના શ્લોકથી સ્પષ્ટ થાય છે.

‡ આ શ્લોકનો ભાવ એ છે કે, આપણા અનેક જન્મોમાં અનેક સંબંધીઓ થઈ ગયા તથા થશે, તેમ છતાં ખરેખરી રીતે આપણો તેમની સાથે સંબંધ નથી. આપણી સાથે તેઓનો મેલાપ નદીને વિશે લાકડાના બે કટકાના સમાગમ સરખો છે, જે સમાગમ થોડોવાર થાય છે તથા થોડા જ સમયમાં જૂદો પડે છે.

નથી; તેમ જેને હું મારા કહું તેવાને પણ હું દેખતો નથી.[૮૬] તેઓને તારું કામ નથી, ને તારે તેઓનું પણ કામ નથી. સર્વ પ્રાણીઓ પોતાનાં પૂર્વજન્મનાં કર્માનુસાર ઉત્પન્ન થયાં છે. (તું પણ, જેવાં કર્મ કર્યાં તે પ્રમાણે ઉત્પન્ન થયો છે) અને હવે જેવાં કર્મ કરશે તેવી તું ગતિ પામીશ–જન્મ ધરીશ.[૮૭] આ જગતમાં એવું જણાય છે કે, ધનવાન્ પુરુષોનાં સગાં ને વહાલાંઓ અને પારકાંઓ તેના ધન પ્રતિ ભક્તિ રાખીને તેની સાથે સંબંધ રાખે છે; પરંતુ જેઓ નિર્ધન હોય તેઓની સાથે તેમના જીવતાં જ તેમના કોઈ સગાં કે વહાલાં સંબંધ રાખતાં નથી.[૮૮] મનુષ્ય પોતાની સ્ત્રી (અને પુત્ર)ને માટે અનેક પાપકર્મ કરે છે, અને તેથી આ લોકમાં તથા પરલોકમાં બન્ને સ્થળે દુઃખ ભોગવે છે.[૮૯] જ્ઞાની પુરુષો પોતાનાં કર્મવડે જ આ જીવલોક–મર્ત્યલોકને છિન્ન ભિન્ન થતો જૂએ છે. માટે, હે પુત્ર! મેં તને જે ઉપદેશ આપ્યો છે, તે સર્વ ઉપદેશનું તે પ્રમાણે પાલન કરજે.[૯૦] આ એક કર્મભૂમિ છે એમ સમજી, એ કર્મભૂમિમાં પરલોકની–સ્વર્ગની ઇચ્છા રાખનારા પુરુષે શુભ જ કર્મ કરવાં જોઇએ.[૯૧] કાળ એ સર્વશક્તિમંત રસોયો છે. તે પોતાના ભોજનગૃહમાં સર્વને (પકડીપકડીને) રાંધે છે. એ કાળના તવેથા–ઝારારૂપ મહિના અને ઋતુઓ છે; તેનો અગ્નિ સૂર્ય છે, રાત અને દહાડો જ એ તેનું બળતણ છે,–કારણ કે દિવસ અને રાત્રિ,પ્રત્યેક પ્રાણીના કરેલા પ્રત્યેક કર્મના સાક્ષીઓરૂપે છે.[૯૨] તો પછી જે ધનનું દાન કરવામાં આવે નહિ, તેમ જેનો ઉપભોગ કરવામાં આવે નહિ, તેવું ધન શા કામનું? જે બળથી શત્રુનો નાશ કરવામાં આવે નહિ, તેવું બળ શા કામનું? જે શાસ્ત્રશ્રવણથી ધર્માચરણ કરવામાં આવે નહિ, તેવું શાસ્ત્રશ્રવણ પણ શા કામનું? જે આત્મા જિતેન્દ્રિય થઈ શકતો નથી અને દુષ્ટ કર્મ કરતાં મનને અટકાવી શકતો નથી, તેવા આત્માનું પણ શું પ્રયોજન?[૯૩]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! દ્વૈપાયન (વ્યાસ)નું હિતકારક વચન સાંભળીને શુક, મોક્ષનો ઉપદેશ કરનારા પોતાના પિતાનો ત્યાગ કરીને ત્યાંથી મોક્ષનો ઉપદેશ કરે એવા ગુરુની શોધમાં ચાલી નીકળ્યા.*[૯૪]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'पावकाध्ययन' (धर्माध्ययन) ए नामनो अध्याय ३२१ मो समाप्त.

## અધ્યાય ૩૨૨ મો.

### યાગ, તપ, તથા સેવાનું ફળ.

યુધિષ્ઠિરે પૂછ્યુંઃ–હે ભીષ્મ પિતામહ! જે દાન કર્યું હોય, જે યાગ કર્યો હોય, જે તપ કર્યું હોય, તથા ગુરુજનોની તથા વંદ્ય પુરુષોની જે સેવા કરી હોય, તેનું શું ફળ મળે છે તે મને કહો."[૧]

ભીષ્મે કહ્યું:–"મનુષ્યની બુદ્ધિ અનર્થ સાથે જોડાતાં મનને પાપમાં નાંખે છે. આ સ્થિતિમાં મનુષ્ય પોતાનાં કર્મોને દૂષિત કરે છે, અને તેમ કરવાથી મનુષ્ય મોટા દુઃખમાં પડે છે.[૨] પાપકર્મ કરનારા પુરુષો દરિદ્રી અવતરે છે. તેઓ એક દુષ્કાળમાંથી બીજા દુષ્કાળમાં, એક દુઃખમાંથી બીજા દુઃખમાં, અને એક ભયમાંથી બીજા ભયમાં આવી પડે છે. તેઓ મરી ગયેલા મનુષ્યોના કરતાં પણ મરી ગયેલા (એટલે જીવતાં મુવેલાં જેવા) છે.[૩] જેઓ શ્રદ્ધાવાળા છે, જેઓ ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા છે, અને જેઓ પુણ્યકર્મ કરનારા છે, તે પુરુષોને ધનનો લાભ થાય છે; અને તેઓને એક ઉત્સવમાંથી બીજો ઉત્સવ, એક સ્વર્ગમાંથી બીજું સ્વર્ગ, અને એક સુખમાંથી બીજું સુખ ઉત્તરોત્તર મળ્યું જ જાય છે.[૪] નાસ્તિક પુરુષો હિંસક પ્રાણી અને હાથીઓથી ભરેલા પ્રદેશોમાં, તેમ જ સર્પ, ચોર, તથા અનેક પ્રકારના ભયયુક્ત અગમ્ય માર્ગોમાં (આંધળાની પેઠે) હાથને ટેકવીટેકવીને જાય છે. આના કરતાં બીજું કયું દુઃખ હોય?[૫] જે પુરુષોને દેવતા તથા અતિથિ ઉપર પ્રીતિ હોય, જેઓ ઉદાર હોય, જેઓને સત્પુરુષોના ઉપર પ્રીતિ હોય અને જેઓ યજ્ઞમાં દક્ષિણા આપે છે, તે પુરુષો આત્મજ્ઞાનીઓના કલ્યાણકારક માર્ગમાં સ્થિતિ કરે છે.[૬] જેમ બીજ–દાણા વગરનાં છાલાં અથવા ગળ વગરનાં ખોખાં ધાન્યમાં ગણાતાં નથી અને જેમ સડેલાં ઇંડાં પક્ષીમાં ગણાતાં નથી તેમ જેઓમાં ધર્મ કારણભૂત નથી તેઓ માણસમાં ગણાતા નથી.[૭] મનુષ્ય ગમે તેવી ત્વરાથી ચાલતો હોય તોપણ તેનાં કર્મો તો તેની પાછળ તેટલી જ ત્વરાથી ચાલ્યા આવવાનાં. જ્યારે કર્મ કરનાર સુવે છે, ત્યારે તેની સાથે તેનાં કર્મ પણ સુવે છે.[૮] જો કર્મ કરનારો ઉભો રહે છે, તો તેનું કર્મ ઉભું રહે છે; જો તે દોડે છે તો તેનું કર્મ તેના પાછળ

---

* આ અધ્યાયના પ્રારંભમાં યુધિષ્ઠિરે બે પ્રશ્ન પૂછ્યા છેઃ–(૧) વ્યાસના પુત્ર શુકને કેવા ઉપદેશથી વૈરાગ્ય વ્યાપ્યો હતો તે, અને (૨) અવ્યક્ત (કારણ), વ્યક્ત (કાર્ય), અને એ બેથી રહિત શુદ્ધબ્રહ્મ તે, તથા અજન્મા નારાયણની લીલા અથવા આકાર એટલે સગુણ બ્રહ્મ કેવું છે. આ બીજો પ્રશ્ન આ અધ્યાયના બીજા શ્લોકમાં પૂછાયલો છે. ૯૪ શ્લોક સુધીમાં માત્ર પ્રથમ પ્રશ્નનું જ વિવેચન કરવામાં આવ્યું છેઃ બીજા પ્રશ્નનું ઉત્તર જ નથી. ગણપતની, જગદીશ્વરની, તથા બંગાળાની પ્રતમાં એ જ પ્રમાણે છે. ટીકાકાર નીલકંઠ બીજા શ્લોકની ટીકામાં લખે છે કે "प्रथमस्य प्रश्नस्योत्तरं शुकोत्पत्तिरितयोरुत्तरं शेषग्रन्थः इति પ્રથમ પ્રશ્નનું ઉત્તર શુકજીની ઉત્પત્તિ કહીને આપવામાં આવ્યો છે. બાકીના બે પ્રશ્નના ઉત્તર હવે પછીના ગ્રન્થમાં આપવામાં આવશે." અહીં ટીકાકારે હવે પછીના અમુક અધ્યાયોમાં જ તેનો ઉત્તર આપવામાં આવશે, એમ સ્પષ્ટ રીતે નિર્દેશ કર્યો નથી. માત્ર शेषग्रन्थः એટલું જ જણાવે છે. શાન્તિપર્વના બાકીના અધ્યાયોમાં તો આ બે પ્રશ્નોનું ઉત્તર નથી.

દોડે છે; જો તે કર્મ કરે છે, તો કર્મ પણ કરે છે કર્માનુસાર ફળ આપે છે. આમ છાયાની માફક કર્મ કરનારની સાથેનાં સાથે કર્મો ફરે છે.૯ ગમે તે કર્મ ગમે તે વિધિથી ને ગમે તેવી સ્થિતિમાં (જાણે કે અજાણે) કર્યું હોય, તો તે કર્મનું ફળ ભવિષ્યમાં કરનારને અવશ્ય ભોગવવું પડે છે.૧૦ પોતપોતાનાં કર્માનુસાર દૂર અથવા સમીપ પડેલાં આ સર્વ પ્રાણીઓને નિયમપૂર્વક કાળ ચોતરફથી ખેંચ્યો જાય છે.*૧૧ પોતપોતાનાં સમયનું કોઈ ઉલ્લંઘન કરતું નથી, (સમય આવે પુષ્પ ખીલે છે ને ફળ ફળે છે) તે પ્રમાણે પૂર્વે કરેલાં કર્મ પોતાનાં કાળનું ઉલ્લંઘન કરતાં નથી. (અર્થાત્ વખત આવતાં તે પણ ખીલે છે ને ફળે છે; સારાં કર્મ કરનારને સમયાનુકૂળ સારાં ફળ મળે છે, ને નઠારાં કર્મ કરનારને તેજ પ્રમાણે નઠારાં ફળ મળે છે.)૧૨ માન અને અપમાન, લાભ અને અલાભ, હાનિ અને વૃદ્ધિ આ સર્વ પોતાનું કાર્ય કર્યા કરે છે; અટકાવ્યા છતાં તેને કોઈ અટકાવી શકતું નથી. તેઓ નિત્ય નથી; પણ પગલે પગલે નાશવંત છે. (પ્રત્યક્ષ થયા પછી તે પાછાં અપ્રત્યક્ષ થાય જ છે.)૧૩ પ્રાણીને પોતાના અશુભ કર્મથી દુઃખ ભોગવવું પડે છે, અને પોતાના શુભ કર્મથી સુખ ભોગવવાનું મળે છે. પ્રાણી ગર્ભમાં આવે છે, ત્યારથી જ પોતાનાં પૂર્વજન્મનાં કર્મનાં ફળને ભોગવવા માંડે છે.૧૪ બાલ્યાવસ્થા, તરુણાવસ્થા અથવા તો વૃદ્ધાવસ્થામાં જે શુભ અથવા અશુભ કર્મ કરેલાં હોય છે, તેનાં ફળ તેને તેજ અવસ્થામાં એટલે કે જે અવસ્થામાં કર્યાં હોય છે તેજ અવસ્થામાં જન્મેજન્મે ભોગવવાં પડે છે.૧૫ જેમ વાછડો હજાર ગાયોમાં પોતાની માતાને ઓળખી કાઢે છે, તેજ પ્રમાણે પૂર્વજન્મમાં કરેલું કર્મ પણ પોતાના કર્ત્તાને (હજારો ને લાખોની વચ્ચે રહેલા કર્ત્તાને વગર ભૂલે) ઓળખીને તેની પાછળ જાય છે.૧૬ એક વસ્ત્ર મેલું હોય, પરંતુ તે જળવડે ધોવાથી શ્વેત-શુદ્ધ થાય છે; તેમજ ઉપવાસો કરવાથી અત્યંત તપ્ત થયેલા પુરુષોનું શરીર પણ શુદ્ધ થાય છે, અને તેને લાંબું અને અનંત સુખ મળે છે.૧૭ હે મહાબુદ્ધિમાન્ યુધિષ્ઠિર! તપોવનમાં લાંબા કાળ સૂધી કરેલાં તપથી મનુષ્યોનાં પાતક દૂર થાય છે, અને તે પછી તેના પોતાના મનોરથો સિદ્ધ થાય છે.૧૮ આકાશમાં ઉડતાં પક્ષીઓનાં પગલાં (માર્ગ) જેમ જોવામાં આવતાં નથી; પાણીમાં તરતાં માછલાનાં પગલાં જેમ જોવામાં આવતા નથી, તેમ જ પુણ્યકર્મ કરનારાની ગતિ પણ જોવામાં આવતી નથી.૧૯ બીજાઓનું ભુંડું બોલવાની આવશ્યકતા નથી; તેમ જ જે બીજાઓ ભ્રમથી ભૂલ્યા હોય, તેઓનાં ઉદાહરણ આપવાની પણ જરૂર નથી; પણ ઉલટું પુરુષે પોતાને જે કર્મ આનંદ આપનારું હોય, જે કર્મ ધર્માનુસાર હોય, અને જે કર્મ ઉત્તમ લાભ આપનારું હોય તે જ કર્મ કરવું."૨૦

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'धर्ममूलिक' ए नामनो अध्याय ३२२ मो समाप्त.

## અધ્યાય ૩૨૩ મો.

### પુત્રોત્પત્તિ માટે વ્યાસનું ઉગ્ર તપ.

યુધિષ્ઠિરે પૂછ્યું:-"હે પિતામહ! વ્યાસને ત્યાં મહાતપસ્વી શુકનો કેવી રીતે જન્મ થયો હતો, અને તેને પરમ સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઈ હતી તે મને કહો.૧ તપને ધન માનનારા વ્યાસે કઈ સ્ત્રીમાં શુકને ઉત્પન્ન કર્યો હતો? અમે તે મહાત્માની જનનીને અને તેના ઉત્તમ જન્મને જાણતા નથી.૨ શુક તો બાળક હતો, છતાં તેને સૂક્ષ્મ જ્ઞાન સંપાદન કરવાની કેમ બુદ્ધિ થઈ કે જે પ્રમાણે બાળપણમાં આ જગતમાં બીજા કોઈ પણ પુરુષને થતી નથી?૩ હે મહામતિ ભીષ્મ! હું એ વાત વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું. ઉત્તમ એવા અમૃતનું શ્રવણ કરતાં મને તૃપ્તિ થતી નથી.૪ હે પિતામહ! શુકનું માહાત્મ્ય, તેનો આત્મયોગ તથા વિજ્ઞાન જેવાં હોય તેવાં, અનુક્રમે મને કહો."૫

ભીષ્મે કહ્યું:-વર્ષો થવાથી, પળિયાં આવવાથી, ધનથી, તેમ જ કુટુંબથી મનુષ્ય મોટો કહેવાતો નથી; પરંતુ ઋષિઓએ એવો નિશ્ચય કર્યો છે કે; જે સાદ્યંત વેદ ભણ્યો હોય, તેને મહાન્ માનવો.૬ હે પાંડવ! તું મને જે વાત પૂછે છે, તે સર્વ તપોબળનો પ્રતાપ છે; અને તે તપ ઇંદ્રિયોને નિયમમાં રાખીને કરવાથી થાય છે, બીજી રીતે નહિ.૭ આ તો નિઃસંશય છે કે, મનુષ્ય જો ઇંદ્રિયોને છૂટી મૂકે છે તો તે અવશ્ય દોષનેજ પામે છે; પરંતુ જો તે ઇંદ્રિયોને નિયમમાં રાખે છે તો તે સિદ્ધિને પામે છે.૮ હે તાત! કોઈ પુરુષ હજાર અશ્વમેધ યજ્ઞ

* અત્રે કાળને પુરુષ તરીકે કલ્પેલો છે. તે સર્વ પ્રાણીઓને અસમાન અંતરે ફેંકે છે. તે કેટલાકને દૂર અને કેટલાકને સમીપ ફેંકે છે. આ અંતરનું પ્રમાણ ફકવામાં આવેલા પ્રાણીઓએ કરેલાં કર્માનુસાર ઠરાવવામાં આવે છે. કેટલાક જીવોને જંતુઓમાં, કેટલાકને પશુઓમાં, અને કેટલાકને મનુષ્યયોનિમાં નાંખે છે. જેમ કાળ આ રીતે તેમને ફેંકે છે તેમ તે, તેમનાં બંધનનું દોરડું નિરંતર પોતાના હાથમાં રાખીને, તેમને પાછાં ખેંચે પણ છે.

કરે અને સો વાજપેય યજ્ઞ કરે તોપણ તે યોગની સોળમી કળા સમાન નથી.[9] (આટલું કહ્યા પછી) હવે હું તને શુકનો જન્મ, તેના યોગનું ફળ, તથા અજ્ઞાનીઓથી જાણવામાં આવે નહિ તેવી શુકની ઉત્તમ ગતિ તને કહીશ.[10]

પૂર્વે મેરુ પર્વતના શિખર ઉપર જ્યાં કર્ણિકારના હજારો વનો ખીલી નીકળ્યાં હતાં, ત્યાં ભયાનક ભૂતના ગણની સાથે મહાદેવ વિહાર કરતા હતા.[11] તે સમયે પર્વતરાજની પુત્રી દેવી પાર્વતી પણ તેની સાથે હતી. એ જ સમયે તે પર્વતશિખરની પડોશમાં જ કૃષ્ણદ્વૈપાયન પ્રભુ તપ કરતા હતા.[12] હે કુરુકુળમાં ઉત્તમ યુધિષ્ઠિર! યોગધર્મમાં પરાયણ એવા તે મુનિ, યોગવડે આત્માને વિષે પ્રવેશ કરીને, યોગવડેજ દેહ ધારણ કરી રાખી, પુત્રપ્રાપ્તિ માટે તપ કરતા હતા.[13] તેણે મહાદેવની પ્રાર્થના કરી કે, 'હે વિભો! અગ્નિ, વાયુ, પૃથ્વી, જળ, અને આકાશના બળથી યુક્ત એવો મને પુત્ર આપ.'[14]

એ પ્રમાણે પ્રાર્થના કરી ઉત્તમ તપનો આરંભ કર્યો અને અકૃતાત્મા (પાપી) પુરુષો જેને પ્રાપ્ત કરી શકતા નથી એવા દેવેશને તેમણે સંકલ્પપૂર્વક યોગથી આરાધવાને ઉત્તમ તપ કરવા માંડ્યું.[15] મુનિ વ્યાસ વાયુનું ભક્ષણ કરીને સો વર્ષ સૂધી ઉભા રહ્યા; અને તેણે ઉમાના પતિ તથા અનેક રૂપ ધારણ કરનારા મહાદેવની ઉપાસના કરવા માંડી.[16] એ સ્થાનમાં સર્વે બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ, લોકપાળો, લોકેશો, અને વસુઓની સાથે સાધ્યદેવો;[17] આદિત્યો, રુદ્રો, સૂર્ય, ચંદ્રમા, વસુઓ, વાયુઓ, સાગરો, અને નદીઓ;[18] અશ્વિનીકુમારો, દેવો, ગંધર્વો, નારદ, પર્વત, વિશ્વાવસુ ગંધર્વ, સિદ્ધો, અને અપ્સરાઓ એ સર્વે આવ્યાં હતાં.[19]

તે સ્થાનમાં મહાદેવ કે જેનું બીજું નામ રુદ્ર છે, તે કંઠમાં કરેણના પુષ્પની સુંદર માળા પહેરીને બેઠા હતા, અને તે જ્યોત્સ્નાવડે જેમ ચંદ્ર શોભે તેમ શોભતા હતા.[20] દેવો તથા દેવર્ષિઓથી ભરપૂર એવા દિવ્ય અને રમ્ય વનમાં કૃષ્ણદ્વૈપાયન મુનિ પુત્રને માટે અખંડ યોગ ધારણ કરીને તપ કરતા હતા.[21] તપ કરવા છતાં પણ તેનું બળ ક્ષીણ થયું ન હતું, તેમ તેને ગ્લાનિ પણ થતી ન હતી. વ્યાસનું તે તપ જોઇને ત્રણે લોકોને આશ્ચર્ય થયું.[22] યોગસાધના કરનારા ને અપાર તેજવાળા વ્યાસ મુનિની જટા, તેના તેજે કરીને અગ્નિની જ્યોતિ જેવી જાજવલ્યમાન દેખાતી હતી.[23]

આ કથા મને ભગવાન્ માર્કંડેય મુનિએ કહી હતી. તે મને નિત્ય સત્પુરુષોના ચરિત્રો કહેતા હતા.[24] તેમણે મને કહ્યું હતું કે; હે તાત! કૃષ્ણદ્વૈપાયન વ્યાસ મુનિના તે સમયના તપથી પ્રકાશમાન અને અગ્નિના જેવા રંગની તેમની જટા તે મહાત્માને માથે હજી સૂધી પણ તેવી જ પ્રકાશમાન દેખાય છે.[25] હે ભારત! વ્યાસના તપથી તથા ભક્તિથી મહેશ્વર પોતાના મનમાં પ્રસન્ન થયા, અને તેને ઈચ્છિત વર આપવાનો તેણે પોતાના મનમાં વિચાર કર્યો.[26] ભગવાન્ ત્રિનેત્ર હસતા હોય એમ તેની પાસે આવીને બોલ્યા: 'હે દ્વૈપાયન! તું ઈચ્છા કરે છે તેવો તને પુત્ર થશે.[27] જેવો વાયુ છે; જેવો અગ્નિ છે; જેવી પૃથ્વી છે; જેવું જળ છે, અને જેવું આકાશ છે તેવો મહાન્ અને શુદ્ધ પુત્ર તારે ત્યાં થશે.[28] તારો તે પુત્ર બ્રહ્મની ભાવનાની ભાવવાળો, બ્રહ્મ વિશે બુદ્ધિ તથા આત્માવાળો, તથા બ્રહ્મની સાથે એકરૂપ હોય તેમ કેવળ બ્રહ્મને વિશે સ્થિતિ કરવાવાળો થશે, અને તારો પુત્ર પોતાનાં તેજવડે ત્રણે લોકને વિંટી લઇને યશને પામશે."[29]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकोत्पत्ति' ए नामनो अध्याय ३२३ मो समाप्त.

## અધ્યાય ૩૨૪ મો.

### શુકોત્પત્તિ.

ભીષ્મે કહ્યું:–"હે યુધિષ્ઠિર! સત્યવતીના પુત્ર વ્યાસ, મહાદેવની પાસેથી ઉત્તમ વર મેળવ્યા પછી એક દિવસે અગ્નિ ઉત્પન્ન કરવા માટે બે અરણીને એકઠી કરી તેને ઘસવા લાગ્યા.[1] હે રાજન્! જે સમયે એ મહામુનિ અરણીમથનના કાર્યમાં ગુંથાયા હતા, તે જ સમયે પોતાનાં તેજવડે ઉત્તમ રૂપ ધારણ કરવાવાળી ઘૃતાચી નામની એક અપ્સરા ભગવાન્ વ્યાસની દૃષ્ટિએ પડી.[2] હે યુધિષ્ઠિર! વનમાં તે અપ્સરાને જોઇને ભગવાન્ વ્યાસ ઋષિ એકદમ કામથી મોહિત થઈ ગયા.[3] હે મહારાજ! ઘૃતાચી અપ્સરા વ્યાસના મનને કામથી વિહ્વળ થયેલું જોઈ, પોપટીનું રૂપ ધારણ કરીને તેની પાસે આવી.[4] અપ્સરાને અન્ય (પોપટીના) રૂપમાં છૂપાયલી જોઇને વ્યાસના અંગમાં જન્મેલો કામ–શરીરજ તેના ગાત્રેગાત્રમાં ફેલાઈ ગયો.[5] મુનિએ મોટી ધીરજ ધરીને કામનો નિગ્રહ કરવા માંડ્યો. સર્વ પ્રયત્ન છતાં, કામથી વ્યાકુળ થવાને લીધે તે પોતાના મનને નિયમમાં રાખી શકયા નહિ અને બનવા કાળ હતો, તેથી ઘૃતાચી અપ્સરાએ તે મુનિનાં મનને હરણ કર્યું હતું.[6] યત્નપૂર્વક મનને નિયમમાં રાખવા માટે મુનિ પૂર્ણ ઉત્સાહથી

અગ્નિ પ્રકટ કરવા માટે અરણીનું મથન કરતા હતા, એટલામાં તેનું વીર્ય એકદમ અરણીના ઉપર જ પડ્યું.[૭] પરંતુ બ્રહ્મર્ષિ ને દ્વિજસત્તમ એવા તે મુનિએ નિઃશંક મનથી[૮] પૂર્વ પ્રમાણેજ અરણીને મથ્યા કરી, અને તે અગ્નિમાં પડેલા શુક્રમાંથી, હે રાજા! શુક* જન્મ્યા; મહા તપસ્વી, પરમર્ષી, મહા યોગી, અને જેનો જન્મ અરણીમાંથી થયો છે એવા શુકનો જન્મ થયો.[૯] યજ્ઞમાં હવ્યને ગ્રહણ કરવાથી વૃદ્ધિ પામેલો અગ્નિ જેમ શોભે, તેમ ઝળહળતા તેજવાળો શુક એ પ્રમાણે ઉત્પન્ન થયો,[૧૦] અને હે કુરુકુળોત્પન્ન! તેણે પિતાના અત્યુત્તમ રૂપ તથા વર્ણને ધારણ કર્યાં હતાં. મહા મનનો શુક ધૂમાડા વિનાના અગ્નિના સમાન દીપી રહ્યો હતો.[૧૧] હે જનેશ્વર! નદીઓમાં શ્રેષ્ઠ ગંગા નદી તે વખતે સ્ત્રીનું સ્વરૂપ ધારણ કરીને મેરુ પર્વત ઉપર આવી, અને પોતાનાં જળથી શુકને સ્નાન કરાવ્યું.[૧૨] વળી હે કુરુકુલોત્પન્ન! હે રાજેન્દ્ર! આકાશમાંથી દંડ તથા કૃષ્ણમૃગચર્મ મહાત્મા શુકને માટે પૃથ્વી ઉપર પડ્યાં.[૧૩]

એ સમયે ગંધર્વો ગાવા લાગ્યા, અપ્સરાઓનો ગણ નૃત્ય કરવા લાગ્યો; દેવનાં દુંદુભિઓ મોટા અવાજથી વાગવા લાગ્યાં;[૧૪] ગંધર્વ વિશ્વાવસુ, તુંબરુ, નારદ, હાહા તથા હૂહૂ નામના ગંધર્વો શુકના જન્મની સ્તુતિ, કરવા લાગ્યા.[૧૫] વળી તે વખતે ત્યાં ઇંદ્રને આગળ કરી લોકપાળો પણ પધાર્યા હતા; દેવતાઓ, દેવર્ષીઓ, ને બ્રહ્મર્ષીઓ પણ એકઠા થયા હતા;[૧૬] પવન સર્વ જાતના દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી રહ્યો હતો; અને સ્થાવર તથા જંગમ જગત્ મોટા હર્ષમાં આવી ગયું હતું.[૧૭] મોટી કાંતિવાળા મહાત્મા શંકર જાતે પાર્વતીની સાથે પ્રીતિથી ત્યાં આવ્યા અને મુનિપુત્રનો જન્મ થતાંવાર વિધિપૂર્વક ઉપનયન સંસ્કાર કર્યો.[૧૮] દેવેશ્વર ઇંદ્રે તેને અદ્ભુત દેખાવવાળું દિવ્ય કમંડળ તથા દિવ્ય વસ્ત્રો પ્રીતિથી અર્પણ કર્યાં.[૧૯] વળી હે ભરતવંશના રાજા! હજારો હંસો, શતપત્રો, સારસો, શુકો અને ચાષો તેની જમણી બાજુએ ઉતરવા લાગ્યા.†[૨૦] અરણીમાંથી ઉત્પન્ન થયલો મહાન્ બુદ્ધિમાન્ અને મહાન્ કાંતિમાન્ શુક, દિવ્ય જન્મ ધારણ કર્યા પછી તેજ ક્ષણે સાવધાન થઇને ત્યાંજ બ્રહ્મચર્ય વ્રતનું આચરણ કરવા લાગ્યો.[૨૧] વેદો તેનાં રહસ્યો તથા સારની સાથે, જેમ તેના પિતાની પાસે હાજર થયા હતા, તેમજ શુક પણ ઉત્પન્ન થયો કે તેની પાસે હાજર થયા.[૨૨] વેદો, વેદના અંગો, અને તેના ભાષ્યોને જાણનારા બૃહસ્પતિને શુકે માત્ર ધર્મનો વિચાર કરી પોતાના ઉપાધ્યાય‡ (વિદ્યાગુરુ) કર્યા.[૨૩] ગુરુની પાસેથી સંપૂર્ણ વેદ, ઉપનિષદો, સાર, ઇતિહાસ, રાજનીતિનાં શાસ્ત્રો વગેરે તે સંપૂર્ણ ભણ્યો;[૨૪] અને ગુરુને દક્ષિણા આપીને, મહામુનિ શુક ઘેર આવ્યો ને મનને નિયમમાં રાખી, બ્રહ્મચર્ય પાળીને મોટું તપ કરવા માંડ્યું;[૨૫] અને તે મહા તપસ્વી બાળક અવસ્થામાં પણ પોતાનાં જ્ઞાને કરીને તથા તપે કરીને દેવતાઓમાં તથા ઋષિઓમાં માન્ય તથા વિચાર પૂછવા યોગ્ય થઈ પડ્યો હતો.[૨૬] હે રાજા! મોક્ષધર્મને શ્રેષ્ઠ માનનારા તે શુકની બુદ્ધિ, ગૃહસ્થાશ્રમથી ઉત્પન્ન થનારા ત્રણે આશ્રમોથી પ્રસન્ન ન હતી.[૨૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकोत्पत्ति' ए नामनो अध्याय ३२४ मो समाप्त.

## અધ્યાય ૩૨૫ મો.

### શુકનું મિથિલાગમન.

ભીષ્મે કહ્યુંઃ—હે યુધિષ્ઠિર! મોક્ષનોજ વિચાર કરતાં કરતાં તેનો માર્ગ જાણવા માટે શુક પોતાના પિતાની પાસે ગયો. સર્વોત્તમ શ્રેય (મોક્ષ)ની ઇચ્છાવાળા શુકે વિનયવડે ગુરુ એવા વ્યાસને પ્રણામ કરીને પૂછ્યુંઃ[૧] "હે ભગવન્! આપ મોક્ષના ધર્મને જાણવામાં કુશળ છો; તેટલા માટે, હે પ્રભો! મારું મન પરમ શાંતિને પામે, તે પ્રમાણે મને મોક્ષધર્મ કહો."[૨]

પુત્રનાં એવાં વચન સાંભળીને પરમ ઋષિ વ્યાસ બોલ્યાઃ "હે પુત્ર! તું મોક્ષના ધર્મનું અધ્યયન કર; તેમજ જીવનના અનેક પ્રકારના ધર્મોનું પણ અધ્યયન કર."[૩] પિતાની આજ્ઞાથી, ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ એવા શુકે, સંપૂર્ણ યોગશાસ્ત્રનું તથા, હે ભારત! કપિલના સાંખ્યશાસ્ત્રનું અધ્યયન કર્યું.[૪] જ્યારે વ્યાસે જેયું કે, તેનો પુત્ર બ્રહ્મતેજવાળો બન્યો છે, બ્રહ્માના સમાન પરાક્રમવાળો છે, તથા મોક્ષધર્મમાં કુશળ થયો છે;[૫] ત્યારે તેણે પુત્રને કહ્યુંઃ "તું મિથિલાના રાજા જનકની પાસે જા; મિથિલાનો રાજા તને મોક્ષ સંબંધી સર્વ સાધનો કહેશે."[૬]

હે રાજા! પિતાની આજ્ઞા થવાથી, ધર્મની

* ઘૃતાચી શુકીનું રૂપ ધારણ કરીને આવી છતાં વ્યાસ મુનિ કામવિહ્વળ રહ્યા, અને તેથી શુક્રપતન થઈ પુત્ર જન્મ થયો તે ઉપરથી શુક એવું નામ વ્યાસના પુત્રનું પડ્યું હોય એ સંભવિત છે.

† તેના માથાપર ગોળ ફરવા લાગ્યા.

‡ જો કે વેદો સ્વેચ્છાએ શુકદેવની પાસે હાજર થયા હતા, પણ જેમ શ્રીકૃષ્ણે સાંદિપન ગુરુ પાસે તેનું અધ્યયન કર્યું હતું, તેમ લોક સદાચારને અનુસરીને શુકદેવ પણ બૃહસ્પતિને ગુરુ કરી તેની પાસે ભણ્યા.

સત્યતા તથા મોક્ષશાસ્ત્રનાં સાધનને જાણવા માટે શુક મિથિલાના રાજાને મળવાને ચાલ્યો.[૭] જતી વખતે વ્યાસે શુકને કહ્યુંઃ "તું વિસ્મિત થયા વગર જે માર્ગે કોઈ સાધારણ મનુષ્ય જાય, તે માર્ગે મિથિલા નગરીમાં જજે; પરંતુ યોગના પ્રભાવથી આકાશ માર્ગે મિથિલામાં જતો નહિ (કારણ કે તેવી રીતિએ જવું જિજ્ઞાસુને યોગ્ય નથી.)"[૮] વળી વ્યાસે કહ્યુંઃ "તારે સુખની આશાથી જવું નહિ, પરંતુ સાદાઈથી જ જવું. તારે ત્યાં વિષયો( મિત્ર ને કલત્ર )ને શોધવા નહિ; કારણ કે, વિષયોરૂપ મિત્રો તથા કલત્ર આસક્તિના કારણ-રૂપ છે.[૯] જે રાજાઓનાં યજ્ઞમાં ભાગ લઈ શકાય એવા રાજાઓમાંનો એક મિથિલાનો રાજા છે અને તેના યજ્ઞમાં અમે ભાગ લઇએ છીએ; છતાં તેની સાથે તું રહે ત્યારે તું શ્રેષ્ઠ છે એવો તારે અહંકાર કરવો નહિ, પરંતુ તેની આજ્ઞામાં રહેવું. તે તારા સંશયને કાપી નાખશે.*[૧૦] તે રાજા સર્વ ધર્મમાં કુશળ છે અને મોક્ષશાસ્ત્રમાં નિપુણ છે; વળી તે મારો યજમાન છે, માટે તે તને જે કહે, તે તારે શંકા કર્યા વિના કરવું."[૧૧]

આ પ્રમાણે શિખ લઈને ધર્માત્મા શુક, સાગરની સાથે આખી પૃથ્વીને આકાશમાર્ગે ઉલ્લંઘન કરવાને સમર્થ હતો છતાં, પગે ચાલીને મિથિલા નગરી પ્રતિ ગયો.[૧૨] પર્વતોને, નદીઓને, તીર્થોને, સરોવરોને, અનેક હિંસક પ્રાણીઓથી ઘેરાયલા અરણ્યો તથા રણોને,[૧૩] અને મેરુના તથા હરિના† ખંડોમાં અનુક્રમે એ વર્ષોનું ઉત્ક્રમણ કરી તેમ જ હિમવનના વર્ષનું ઉત્ક્રમણ કરી શુક આખરે ભારતવર્ષમાં આવ્યો.[૧૪] તે મહામુનિ, જેમાં ચીન તથા હુણ જાતિની પ્રજા વસતી હતી તેવા અનેક દેશોને જોતોજોતો છેવટે આર્યાવર્ત્તમાં આવ્યો.[૧૫]‡ પિતાનાં વચનનો સ્વીકાર કરીને અને તે જ વાતનું ધ્યાન કરતોકરતો, જેમ હવામાં પક્ષી ઉડતું હોય તેમ પગથી પૃથ્વીનું તે ઉલ્લંઘન કરતો હતો.[૧૬] તેના માર્ગમાં અનેક રમણીય પટ્ટણો અને વિશાળ નગરો આવ્યાં, તથા ભાતભાતના રત્નો(ની ખાણો) પણ આવ્યાં. તે દૃષ્ટિએ પડવા છતાં પણ તે તેપર દૃષ્ટિ ઠેરવતો ન હતો (અર્થાત્ તેઓના તરફ લક્ષ જ આપતો ન હતો).[૧૭] માર્ગમાં તેણે રમણીય બગીચાઓ, પ્રદેશો, અને ઘણા પવિત્ર તીર્થોનું ઉત્ક્રમણ કર્યું.[૧૮] આ રીતે ચાલતાંચાલતાં થોડા કાળમાં તે, ધર્મરાજા મહાત્મા જનકથી રક્ષણ કરાયલા વિદેહના પ્રદેશમાં આવી પહોંચ્યો.[૧૯] વિદેહના પ્રદેશમાં શુકે પુષ્કળ અનાજ, રસ, તથા ભોજનની સમૃદ્ધિવાળાં ઘણાં ગામો દીઠાં; અને ગાયોનાં ઘણાં ટોળાંઓથી ભરપૂર અને સમૃદ્ધિવાળાં ઘણાં ગામડાંઓ જોયાં.[૨૦] ડાંગર તથા ખડથી ભરપૂર ઘણાં ખેતરો તેણે જોયાં, તેમ જ હંસ અને સારસોથી ભરપૂર તથા કમળથી શોભતાં અસંખ્ય તળાવો જોયાં.[૨૧] ધનાઢ્ય લોકોથી વસાયલા વિદેહ દેશનું ઉલ્લંઘન કરીને શુક મિથિલા નગરીના સમૃ-દ્ધિવાળા ઉપવનમાં આવી પહોંચ્યો.[૨૨] આત્મસ્વ-રૂપમાં રહેનારો શુક હાથી, ઘોડા, રથ તથા હજારો પુરુષો અને સ્ત્રીઓથી ભરપૂર એવા મિથિલાના ઉપ-વનને જોયું ન જોયું કરતો આગળ ચાલ્યો;[૨૩] અને પોતાના મનમાં જે અર્થની કામના હતી તેનું જ ચિંતન કરતો, તથા મનવડે મોક્ષના ભારને જ વહેતો થકો, આત્મામાં આનંદ પામનારો શુક, પ્રસન્ન મનથી મિથિલા નગરીમાં આખરે આવી પહોંચ્યો.[૨૪] નગરીના મુખ્ય દરવાજા પાસે આવ્યો પણ દરવાજાપર ઉભેલા દ્વારપાળોએ તેને અંદર જતો અટકાવ્યો. પછી શાંત મનથી ધ્યાન ધરી ત્યાં ઉભો, અને રજા મળતાં શહેરમાં દાખલ થયો.[૨૫] સમૃદ્ધિવાન્ લોકોથી વસાયલા મુખ્ય રાજમાર્ગે આગળ ચાલતાં રાજમહેલ આગળ તે આવ્યો અને નિઃશંક મને અંદર પ્રવેશ કરવા લાગ્યો.[૨૬] ત્યારે ત્યાં પણ દ્વારપાળોએ ઉગ્ર વચનો કહીને તેને અટકાવ્યો. એ સાંભળી તત્ક્ષણ શુક, ક્રોધ કર્યા વગર ત્યાં જ ઉભો રહ્યો.[૨૭] સૂર્યના તડકા અને લાંબી યાત્રાના પરિશ્રમથી તે જરાએ સંતપ્ત થયો ન હતો; તેમ જ ક્ષુધા અને પિપાસાથી પીડા પામ્યો ન હતો. સૂર્યના તાપથી તે જરા પણ કરમાયો નહતો, દુઃખી થયો નહતો, અથવા શોક-યુક્ત થયો નહતો.[૨૮] (પણ જ્યાં ઉભો હતો ત્યાં જ ઉભો રહ્યો. એ જોઈ) તે દ્વારપાળોમાંથી એક દ્વારપાળ મધ્યા-હ્નના સૂર્યની પેઠે શુકને તડકામાં ઉભેલો જોઇને શોકાતુર થયો,[૨૯] અને ઘટતી રીતે તેની પૂજા કરી બે હાથ જોડીને તેને પ્રણામ કર્યા, અને શુકને રાજમહેલની પહેલી ડેઢીમાં દાખલ કર્યો.[૩૦] હે તાત! શુક પહેલી ડેઢીમા જઈ બેઠો, અને ત્યાં બેઠાં બેઠાં પણ મોક્ષનો જ વિચાર કરવા લાગ્યો. શુક સમદૃષ્ટિવાળો હતો, તેથી તે છાયા અને તડકાને સમાન ગણતો.[૩૧] થોડા સમયમાં રાજાનો

* મૈથિલ વંશના ઋત્વિજ અથવા ગુરુ વ્યાસ હતા, તેથી મૈથિલનો રાજા તેનો યજમાન કે યાજ્ય ગણાય. દરેક યજમાનનો ધર્મ છે કે પોતાના કુલગુરુના કુટુમ્બીનો સત્કાર કરવો. એવા સત્કારથી અભિ-માની બની ન જવાય તેટલા જ કારણુસર વ્યાસે પોતાના પુત્ર શુકને આ શિક્ષાવચન કહ્યાં છે. † મેરુવર્ષને ઇલાવૃત્ત, હરિવર્ષને હરિખંડ, તથા ભારતવર્ષને ભરતખંડ કહેવામાં આવે છે.

‡ આ સ્થળે શુકનો જન્મ હિન્દુસ્થાનથી કેટલે દૂર થયો તે, અને હિન્દમાં આવતાં તેને કેટલા મુલકો ઓળંગવા પડ્યા તેનું વર્ણન, હિન્દની અને તેની આસપાસની મુલકોની ભૂગોળ વિષે ખાસ સૂચન કર્યું છે.

મંત્રી બે હાથ જોડીને તેની પાસે આવ્યો, અને શુકને રાજમંદિરની બીજી ડોઢીમાં લઈ ગયો.[૩૨] ત્યાંથી એક મોટા બગિચામાં જવાતું હતું; તે અંતઃપુરની સાથે સંબંધ રાખતો હતો, તથા ચૈત્રરથના ઉપવનની સમાન હતો. ત્યાં નિયમિત સ્થળેસ્થળે જળક્રીડા કરવા માટે અનેક જળાશયોની રચના કરવામાં આવી હતી. મનને આનંદ પમાડે તેવાં પુષ્પોવાળાં વૃક્ષો તે બગિચામાં ખીલી રહેલાં હતાં.*[૩૩]

બીજી ડોઢીમાંથી શુકને મંત્રી આ મનહર સ્થાનમાં લઈ આવ્યો અને તેની સેવામાં હાજર રહેલી સ્વરૂપવાન્ પ્રમદાઓને બેસવા માટે આસન બતાવવાનું કહી મંત્રી ત્યાંથી ચાલ્યો ગયો.[૩૪] તે સર્વનો વેશ સુંદર હતો, તેઓના નિતંબ ઘાટદાર હતાં, અવસ્થામાં તરુણ હતી, સુંદર રૂપવાળી હતી, રાતા રંગની ઝીણી સાડીઓ પહેરી હતી, તપાવેલા સુવર્ણનાં આભૂષણો પહેર્યાં હતાં;[૩૫] તેઓ બોલવા તથા વાર્તા કરવામાં કુશળ હતી; નૃત્યમાં તથા ગાયનકળામાં કુશળ હતી. એ સર્વ સુંદરીઓ, પ્રથમ સ્મિત કરી પછી, ભાષણ કરવાવાળી અને અપ્સરાના સમાન રૂપાળી હતી.[૩૬] તેઓ કામના કરવામાં કુશળ અને સર્વ વિષયોને જાણનારી હતી. (નગરની) વારાંગનાઓમાં મુખ્ય આ પચાસ સ્ત્રીઓ તેની આસપાસ ફરી વળી;[૩૭] અને પગ ધોવાને પાણી આપી અને નિત્યનાં સાહિત્યવડે પૂજા કરી. તે પછી તે અપ્સરાઓએ ઋતુને અનુકૂળ સ્વાદિષ્ટ અન્ન તૈયાર કરાવી મુનિને જમાડીને તૃપ્ત કર્યો.[૩૮] શુક ભોજન કરી રહ્યો એટલે, હે ભારત! તે સ્ત્રીઓએ વારાફરતી તે વનનાં પ્રત્યેક રમણીય સ્થાન તેને એક પછી એક દેખાડ્યાં.[૩૯] તે પછી તે સ્ત્રીઓએ, કે જેઓ સર્વ મનુષ્યોના સત્વને જાણતી હતી તેઓ ક્રીડા કરતાંકરતાં, હસતાંહસતાં, અને ગાતાંગાતાં, ઉદાર સત્વવાળા તે મુનિની સેવા કરવા માંડી.[૪૦] પરંતુ અરણીપુત્ર શુક જ, શુદ્ધ અંતરનો, સંદેહ રહિત પોતાનું જ કર્મ કરનારો, ઇંદ્રિયોને વશમાં રાખનારો, અને ક્રોધને જિતનારો હતો. તેને સ્ત્રીઓની સેવાથી હર્ષ પણ થયો નહિ; તેમ તે કોપ પણ પામ્યો નહિ.[૪૧] તે પછી તે સ્ત્રીઓએ શુકને સુવા માટે દિવ્ય પલંગ આપ્યો. આ પલંગ દેવતાઓને પોઢવા યોગ્ય હતો, રત્નોથી મઢેલો હતો, ઈચ્છા કરવા યોગ્ય તેનાપર ગાદલાંઓ બિછાવેલાં હતાં.[૪૨] શુકે પોતાના હાથપગ ધોઇને સંધ્યાવંદન કર્યું. પછી દિવ્ય આસન ઉપર તે બેઠો, અને જે કારણથી તે મિથિલા આવ્યો હતો તે કારણનો વિચાર કરવા લાગ્યો.[૪૩] રાત્રિના પહેલા પહોરમાં તે ધ્યાનપરાયણ થઇને મોક્ષનો જ વિચાર કરતો હતો. મધ્યરાત્રિ થઈ ત્યારે સમર્થ એવો શુક યોગમાં કહેલી રીતિએ નિદ્રા કરવા લાગ્યો[૪૪] અને બ્રાહ્મ મુહૂર્ત થયું કે ઉઠીને સ્નાનાદિકથી પવિત્ર થયો, ને સ્ત્રીઓથી વિંટાયલો હોવા છતાં બુદ્ધિમાન્ એવો શુક, ધ્યાનમાં આસક્ત થયો.[૪૫] હે ભારત! સ્વસ્વરૂપમાં રહેનારા કૃષ્ણદ્વૈપાયનના પુત્ર શુકે, આ રીતે મૈથિલના રાજાના મહેલમાં તે દિવસ તથા તે રાત્રિ એ પ્રમાણે ગાળી કાઢ્યાં હતાં.[૪૬]

इति श्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकोत्पत्ति' ए नामनो अध्याय ३२५ मो समाप्त.

---

## અધ્યાય ૩૨૬ મો.

### જ્ઞાનીને આશ્રમની આવશ્યકતા છે?

ભીષ્મે કહ્યું:–હે ભારત! બીજે દિવસે પ્રભાતમાં રાજા જનક પોતાના અંતઃપુરની સર્વ સ્ત્રીઓ તથા પુરોહિતને આગળ કરી, મંત્રીઓ સાથે શુક પાસે ગયો.[૧] દિવ્ય આસન, નાના પ્રકારનાં રત્નો, તથા પોતાના માથા ઉપર અર્ઘ્ય લઇને તે મંત્રીઓની સાથે પોતાના ગુરુપુત્રની પાસે ગયો.[૨] ઘણાં રત્નોથી શોભાયમાન, સ્પર્ધા કરવા યોગ્ય ઉત્તમ બિછાનાથી બિછાવેલું, ઘણી ઉંચી કિંમતનું સર્વતોભદ્ર નામનું એક આસન, પુરોહિતે લાવીને તેની સમીપ મૂકયું; એટલે રાજાએ તે આસનને પુરોહિતના હાથમાંથી લઈ, તે ઉત્તમ આસન ગુરુપુત્ર શુકને બેસવા માટે આપ્યું.[૩-૪] કૃષ્ણદ્વૈપાયનનો પુત્ર શુક, તે આસન ઉપર બેઠો, કે રાજાએ શાસ્ત્રવિધિ પ્રમાણે તેની પૂજા કરી. પ્રથમ શુકને પાદ્ય અર્પણ કર્યું, પછી અર્ઘ્ય અને તે પછી મધુપર્કમાં એક ગાય અર્પણ કરી.[૫] દ્વિજોમાં ઉત્તમ એવા શુકે, વેદના મંત્રથી વિધિપૂર્વક કરેલી પૂજાને ગ્રહણ કરી. પછી જે પૂજા તેને અર્પણ કરી હતી, તે જનક પાસેથી ગ્રહણ કર્યા પછી તેણે રાજાએ આપેલી ગાય સ્વીકારી, અને રાજાનું સન્માન કર્યું.[૬] મહાતેજસ્વી શુકે ત્યાર પછી રાજાના કુશળ સમાચાર પૂછ્યા.[૭] હે રાજેન્દ્ર! પછી રાજાને તેના સેવક વગેરેનું આરોગ્ય પૂછ્યું. શુકે બેસવા માટે આજ્ઞા કરી કે, રાજા પોતાના મંત્રી વગેરે સેવક સાથે બેઠો.[૮] ઉદાર મનવાળા તથા ઉત્તમ કુળના તે રાજાએ બે હાથ જોડીને વ્યાસના પુત્ર શુકને પણ સામા કુશળ સમાચાર તથા આરોગ્ય પૂછ્યું; અને પછી પૃથ્વી ઉપર બેસીને પૂછ્યું કે, 'શા કારણથી તારું અહીં સુધી પધારવું થયું છે?'[૯]

---

* ૩૩ મા શ્લોક પછી એક પ્રતમાં એક વધુ શ્લોક છે તેનો અર્થ આ પ્રમાણે છઃ–"એ મન્ત્રી શુકને આ બતાવી, તેને માટે યોગ્ય આસન આણવાની આજ્ઞા કરી ઉત્તમ જનક રાજાને વિગત કહેવાને ત્યાંથી બહાર ચાલ્યો ગયો."

શુકે કહ્યુંઃ–"તારું કલ્યાણ થાવ! મારા પિતાએ મને કહ્યું કે મારો યજમાન વિદેહનો રાજા, જે જનકના નામથી પ્રખ્યાત છે અને મોક્ષધર્મનું ઉત્તમ જ્ઞાન ધરાવે છે,[૧૦] તેની પાસે જો તારા હૃદયમાં સંશય હોય તો, તું ઝટ ત્યાં જા. તે તારા સંશયો પ્રવૃત્તિ કે નિવૃત્તિ ગમે તે વિષે હશે, તોપણ તેમને તુરત કાપી નાંખશે.[૧૧] માટે હું મારા પિતાની આજ્ઞાથી તારી પાસે જ્ઞાન સંપાદન કરવા આવ્યો છું. હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! તું મારા પ્રશ્નોનું યથાર્થ રીતે સમાધાન કર.[૧૨] બ્રાહ્મણે આ લોકમાં કયા કર્મ કરવાં? તથા તે કર્મોના સારરૂપ જે મોક્ષ હેતુ છે તેનું સ્વરૂપ શું છે? મોક્ષ કેવી રીતે મળી શકે? જ્ઞાનથી મળે કે તપથી મળે?"[૧૩]

જનકે કહ્યુંઃ–બ્રાહ્મણે જન્મથી આરંભીને શાં શાં કર્મ કરવાં તે તું સાંભળ. હે તાત! બ્રાહ્મણે ઉપવીત ધારણ કરીને વેદ ભણવો.[૧૪] હે તેજસ્વી શુક! તપ કરતાં, ગુરુની સેવા કરતાં, તથા બ્રહ્મચર્ય વ્રત પાળીને વેદાભ્યાસ કરવો. યજ્ઞ હોમ કરીને દેવોના ઋણમાંથી છૂટા થવું, પુત્રો ઉત્પન્ન કરીને પિતૃના ઋણમાંથી છૂટા થવું, કોઇની ઈર્ષા કરવી નહિ.[૧૫] બ્રહ્મચારીના નિયમો પાળીને વેદોનો અભ્યાસ કરવો; તે પછી ગુરુને દક્ષિણા આપવી, અને તે પછી ગુરુની આજ્ઞા લઇને બ્રાહ્મણે સમાવર્તન સંસ્કાર કરવો (પિતાને ઘેર પાછા ફરવું).[૧૬] સમાવર્તન સંસ્કાર કર્યા પછી (પિતાને ઘેર પાછા આવ્યા પછી) વિવાહ કરીને પોતાની સ્ત્રી ઉપર જ પ્રીતિ રાખવી અને ગૃહસ્થાશ્રમમાં રહેવું. કોઇની ઈર્ષા કરવી નહિ; ન્યાય પ્રમાણે વર્તવું; અગ્નિહોત્રમાં હોમ કરવો.[૧૭] પુત્ર તથા પૌત્રને ઉત્પન્ન કરીને વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવો, અને વાનપ્રસ્થાશ્રમમાં પણ ગૃહસ્થાશ્રમના જ અગ્નિમાં શાસ્ત્રાનુસાર હોમ કરવો; અતિથિઓ ઉપર પ્રીતિ રાખવી.[૧૮] તે પછી ધર્મને જાણનારા પુરુષે વનમાં શાસ્ત્રાનુસાર અગ્નિહોત્રના અગ્નિનો પોતાના આત્માને વિશે આરોપ કરવો, નિર્દ્વન્દ્વ બની જવું (એટલે અરસ-પરસના વિરોધીભાવ–જેવા કે સુખ અને દુઃખ–થી રહિત બનવું), મનમાં રાગ (પ્રીતિ) રાખવો નહિ, અને સંન્યાસ આશ્રમ, જેને બ્રહ્માશ્રમ પદ કહે છે, તે ધારણ કરવો.[૧૯]

શુક પૂછે છેઃ–કોઈ પુરુષને જ્ઞાન તથા વિજ્ઞાન* થયું હોય ને હૃદયમાંથી પણ સુખ તથા દુઃખ જેવા એક બીજાથી વિરુદ્ધ જતા ભાવો દૂર થયાં હોય તો બ્રહ્મ-ચર્યાદિ ત્રણે આશ્રમોમાં કે વનમાં રહેવું શામાટે આવશ્યક છે?[૨૦] હે જનાધિપ! આ વાત હું તમને પૂછું છું. આ બાબત તમારે મને કહેવી જોઇએ. તમે મને વેદાર્થનો વિચાર કરીને તે પ્રમાણે ઉત્તર આપો.[૨૧]

જનક કહે છેઃ–જ્ઞાન તથા વિજ્ઞાન વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી, અને ગુરુની સાથે સંબંધ કર્યા વગર જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી.[૨૨] આ સંસારમાં ગુરુ સુકાની (તરાવનાર)રૂપ કહેવાય છે, અને જ્ઞાન નૌકા કહેવાય છે. એ ગુરુ અને જ્ઞાનવડે મનુષ્ય કૃતકૃત્ય થાય છે, અને પછી તે બન્નેને ત્યજી દે છે.[૨૩]† (વામદેવની પેઠે બ્રહ્મચર્યની પહેલાં જ્ઞાન થયું હોય તોપણ) સર્વ લોકના નાશ (અવ્યવસ્થાથી થતા નાશ)ને અટકાવવા માટે તથા કર્મોનો નાશ ન કરવા માટે ચાર આશ્રમોનો ધર્મ પૂર્વના વિદ્વાનો પાળતા હતા.[૨૪] આ ક્રમ પ્રમાણે ઘણા જન્મોમાં ધર્મ કર્યા કરવો. એમ કરતાંકરતાં શુભ તથા અશુભ કર્મનો ત્યાગ થઈ જાય છે, અને છેવટે મોક્ષ મળે છે.[૨૫]§ અનેક જન્મોમાં (કર્મ કરતાં કરતાં બુદ્ધિ વગેરેવડે) ઇન્દ્રિયો શુદ્ધ થાય છે, અને તે પ્રમાણે શુદ્ધ અંતઃકરણવાળો પુરુષ પ્રથમ આશ્રમમાં જ (બ્રહ્મચર્યમાં) મોક્ષ મેળવે છે.[૨૬] આ રીતે ચિત્તશુદ્ધિ મેળવ્યા પછી મુક્ત થયેલા, સર્વ પદાર્થને જોનારા, વિદ્વાન્ પુરુષને ત્રણ આશ્રમના ધર્મ પાળવામાં વિશેષ શી જરૂર છે?[૨૭]‡ તેવા પુરુષે નિત્ય રાજસ તથા તામસ દોષોને ત્યાગ કરવા, અને સત્વગુણી માર્ગ ગ્રહણ કરીને આત્માવડે પોતાના આત્માના સ્વરૂપને જોવું.[૨૮] જે પુરુષ સર્વ પ્રાણીઓને વિશે પોતાના આત્માનાં દર્શન કરે છે; અને પોતાના આત્માને વિશે સર્વ પ્રાણીઓનાં દર્શન કરે છે તે પુરુષ, પાણીમાં જેમ જળચર જળથી લેપાતું નથી તેમ, પુણ્ય પાપથી લેપાતો નથી.[૨૯] પરંતુ પક્ષીને એક પર્વત ઉપરથી બીજા પર્વત ઉપર ચઢવું હોય તો તેને તેમ કરવું પડતું નથી; તે તો ઉડીને

---

* શાસ્ત્રો ભણવાથી થયેલું જ્ઞાન કહેવાય ને અનુભવ પ્રયોગો કરવાથી થયેલું જ્ઞાન, તે વિજ્ઞાન કહેવાય.

† જ્ઞાનરૂપ નાવમાં મનુષ્ય બેસે છે અને ગુરુરૂપ સુકાની સંસારસાગરને સામે પાર પહોંચાડે છે. સામે પાર પહોંચ્યા પછી અર્થાત્ ગુરુદ્વારા જ્ઞાન અને વિજ્ઞાનરૂપ મોક્ષના માર્ગો અત્રે જાણ્યા પછી મનુષ્ય એકલો પોતાની મેળે આગળ વધી શકે છે માટે તેને પરાધીન રાખનાર સાધનો ત્યજી દેવાં.

‡ સત્ય એ છે કે, મોક્ષપ્રાપ્તિ પૂર્વે મનુષ્યે સૃષ્ટિના આશ્રયવત્ કર્મનો ત્યાગ કરવો જોઇએ. પણ આ કર્મોનો એકાએકીએ ત્યાગ કરવો જોઇએ નહિ. અમુકઅમુક ક્રમનું વ્યતિક્રમણ થવા પછી કર્મનો ત્યાગ કરવો જોઇએ.

§ પ્રથમ આશ્રમમાં જ જે મુક્તની અને સર્વ શક્તિમાનની સ્થિતિએ પહોંચે છે તેને તે સ્થિતિએ પહોંચાડનારા બીજા ત્રણ આશ્રમોના ધર્મ પાળવાની જરૂર નથી. બીજા આશ્રમમાં જે એવી સ્થિતિએ પહોંચે તેને બીજા બે આશ્રમોના ધર્મ પાળવાની જરૂર નથી, અને ત્રીજા આશ્રમમાં મુક્તની સ્થિતિ પ્રાપ્ત કરનારને ચોથાના ધર્મ પાળવાની આવશ્યકતા નથી.

ઉંચે કે સામા પર્વત ઉપર જાય છે;* તેમ જ પક્ષીની માફક જે દેહમાંથી મુક્ત થયો છે, સુખ દુઃખ જેવા વિરુદ્ધ ભાવોથી રહિત છે, અને શાંતિને પામ્યો છે તે પુરુષ પોતાના દેહનો ત્યાગ કરીને તુરત અનંત મોક્ષ પામે છે.[૩૦]

આ વિષયમાં યયાતિ રાજાએ પૂર્વે ગાથાઓ ગાયેલી છે. હે તાત! એ ગાથાઓને મોક્ષશાસ્ત્રમાં કુશળતા ધરાવનારા પુરુષોએ સંભારી રાખી છે. તે ગાથા તું સાંભળ.[૩૧] જ્યોતિઃસ્વરૂપ પોતાના આત્માને વિશે છે, બીજે કયાંઈ પણ નથી; તે સર્વ પ્રાણીઓને વિશે સમાન રીતે રહી છે. જે પોતાના મનને સારી રીતે સમાધિવાળું કરે છે, તે પુરુષ પંડે તેને જોઈ શકે છે.[૩૨] જેનાથી બીજો ભય પામતો નથી, તથા જે બીજાથી ભય પામતો નથી, જે ઇચ્છા કરતો નથી તથા દ્વેષ કરતો નથી, તે બ્રહ્મને પ્રાપ્ત કરે છે.[૩૩] જ્યારે મનુષ્યને કોઈ પણ પ્રાણી ઉપર મનથી, વાણીથી, તથા કર્મથી (અગ્નિના જેવો સર્વને બાળનાર) પાપી વિચાર આવતો નથી, ત્યારે તેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.[૩૪] મનને આત્માને વિશે જોડી, મનને મોહ કરવાવાળી ઈર્ષ્યાનો તથા કામ અને મોહનો ત્યાગ કરવાથી મનુષ્ય બ્રહ્મત્વને પામે છે.[૩૫] પુરુષ જ્યારે શ્રવણ કરવા યોગ્ય વિષયોમાં, જોવા યોગ્ય વિષયોમાં (તેમ અન્ય ઇન્દ્રિયોને ઉપભોગ્ય વિષયોમાં) તથા સર્વ પ્રાણીઓના ઉપર સમદૃષ્ટિવાળો થાય છે, અને સુખદુઃખ જેવા વિરુદ્ધ ભાવોની અસરથી રહિત થાય છે ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે.[૩૬] વળી પુરુષ જ્યારે સ્તુતિને અને નિંદાને સરખાં જ માને છે, સુવર્ણને અને લોઢાને પણ સરખાં જ માને છે, સુખ અને દુઃખને પણ સમાન માને છે;[૩૭] શીત તથા ઉષ્ણને પણ સમાન માને છે, અર્થને અને અનર્થને પણ સમાન માને છે, પ્રિય તથા અપ્રિયને પણ સમાન માને છે, અને જીવતરને તથા મરણને પણ સમાન માને છે; ત્યારે તેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.[૩૮] કાચબો જેમ પોતાના અંગોને ફેલાવીને પાછાં સંકોચી લે છે, તેમ જ સંન્યાસીએ પણ મનને તેમ જ સર્વ ઇંદ્રિયોને પોતાને વશ કરી લેવી.[૩૯] અંધારાથી ઘેરાઈ ગયલું ઘર જેમ દીવાથી દેખાય છે; તેમ આત્માને પણ બુદ્ધિરૂપી દીવાથી જોઈ શકાય છે.[૪૦]

હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! આ (જે કંઈ હું કહું છું તે) સર્વ હું તમારે વિશે જોઈ શકું છું; તથા જે કંઈ બીજું પણ જાણવા યોગ્ય છે, તે પણ તમે યથાર્થ રીતે જાણો છો.[૪૧] હે બ્રહ્મર્ષિ! તમારા ગુરુની કૃપાથી તેમ જ તમને જે કાંઈ ઉપદેશ પ્રાપ્ત થયો છે તેવડે તમે, તમારા ઇન્દ્રિયોના વિષયોનું અતિક્રમણ કર્યું છે, તે મેં જાણી લીધું છે.[૪૨] હે મહામુનિ! તમારા પિતાના જ પ્રસાદથી મને પણ દિવ્ય જ્ઞાન થયું છે, અને તેથી મેં તમને ઓળખ્યા છે.[૪૩] તમે ધારો છો તે કરતાં તમારું વિજ્ઞાન વધારે છે; તમારી ગતિ પણ તમારા ધારવા કરતાં અધિક છે; તમારું ઐશ્વર્ય પણ તમો ધારો છો, તે કરતાં અધિક છે.[૪૪] બાળકપણાથી, સંશયથી અથવા તો મોક્ષ નહિ મળવા સંબંધી ભયથી તમને વિજ્ઞાન થયું છે, છતાં પણ તમે તે મોક્ષની ગતિને જાણી શકતા નથી.[૪૫] પરંતુ શુદ્ધ ઉદ્યમ કરીને મારા જેવા પુરુષે સંશય કાપી નાંખ્યા પછી જ્યારે હૃદયની ગાંઠો (સંશયો) છૂટે છે, ત્યારે તે બ્રહ્મની ગતિને પામે છે.[૪૬] તમને વિજ્ઞાન થયું છે, તમારી બુદ્ધિ સ્થિર છે; તેમ તમે લોભી નથી; પરંતુ તેટલા માટે, હે બ્રહ્મન્! ઉદ્યમ કર્યા વગર તમને પરબ્રહ્મ મળતા નથી.[૪૭] તમે સુખ અથવા તો દુઃખ વિશે વિશેષ ભાવ જોતા નથી; તમે લોભી નથી; નૃત્યોમાં તથા ગીતોમાં તમને ઉત્કંઠા નથી; તમને કોઈ વસ્તુ ઉપર પ્રીતિ થતી નથી;[૪૮] તમને ભાઈઓ ઉપર પ્રીતિ નથી; તમને ભયકારક પદાર્થોનો ભય નથી; હે મોટા ભાગ્યવાળા મુનિ! તમે પથ્થર અને સુવર્ણના ગઠ સરખાં માનો છો, એવા હું તમને જોઉં છું.[૪૯] હું તથા બીજા પણ જે બુદ્ધિમાન્ પુરુષો છે, તેઓ તમને અક્ષય ને અનામય એવા મોક્ષના માર્ગમાં સ્થિતિ કરીને રહેલા જોઇએ છીએ.[૫૦] હે બ્રાહ્મણ! આ જગતમાં બ્રાહ્મણપણાનું જે ફળ છે અને મોક્ષનું સ્વરૂપ જેવું છે, તે સ્વરૂપમાં તમે વર્તો છો. આ વિના બીજું શું પૂછવાનું છે?[૫૧]

इति श्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकोत्पत्ति' ए नामनो अध्याय ३२६ मो समाप्त.

## અધ્યાય ૩૨૭ મો.

### વેદસ્વાધ્યાય વિધિ.

ભીષ્મે કહ્યું: જનકનું આવું વચન સાંભળીને આત્મજ્ઞાની એવા શુકે મોક્ષ મેળવવાનો નિશ્ચય કર્યો, અને પંડે પોતાના આત્માને વિશે સ્થિતિ કરીને પોતાના આત્માનાં દર્શન કર્યાં.†[૧] તેનું પોતાનું કાર્ય સિદ્ધ થવાથી તેના પંડને

* એક ભૂચરને ઉંચા પર્વતોપર ચઢવું હોય તો તે ધીમે ધીમે નીચેથી ઉંચે ચઢે છે, અને બીજા ઉંચા પર્વતપર ચઢવું હોય તો નીચે આવી પછી પાછા ચઢવું પડે છે.

† એટલે તેણે પોતાના આત્માની દૃષ્ટિને પોતાનાજ આત્માપર ઠેરવી અને આ જગતના સર્વે પદાર્થોનો ત્યાગ કર્યો.

સુખ ઉપજ્યું અને શાંતિ વળી. તે પછી શુક ઉત્તર દિશા તરફ મુખ કરીને પવનના જેવા વેગથી વાયુની માફક હિમાચળ પ્રતિ જવા માટે નિકળ્યા.[૨]* એટલા જ સમયમાં દેવર્ષિ નારદ પણ સિદ્ધો ને ચારણોથી સેવાતા હિમાચળનાં દર્શન કરવા માટે ત્યાં આગળ આવ્યા.[૩] તે હિમાચળ પર્વત અપ્સરાઓથી ચિકાર હતો; શાંત ધ્વનિઓથી ગાજી રહ્યો હતો; હજારો કિન્નરો, હજારો ભૃંગરાજો,[૪] મદ્દગુઓ, ખંજરીટો, જાત જાતનાં જીવજીવકો,†[૫] અનેક રંગના મધુર સ્વરે ગાયન કરનાર મયૂરો, રાજહંસોના સમૂહો, કાળી કોયલો વગેરેથી શોભાયમાન હતો;[૬] વળી ત્યાં પક્ષીઓનો રાજા ગરુડ નિત્ય રહે છે; અને ચાર લોકપાળો, દેવતાઓ ને ઋષિઓના ગણો,[૭] પણ લોકોનું હિત કરવાની ઇચ્છાથી ત્યાં નિત્ય આવે છે; વળી મહાત્મા વિષ્ણુએ પણ પુત્રને માટે તે પર્વત ઉપર પૂર્વે તપ કર્યું હતું;[૮] વળી તેજ પર્વત ઉપર કુમારે-કાર્તિકસ્વામીએ, બાલ્યાવસ્થામાં દેવતાઓનું અપમાન કરીને તથા ત્રણે લોકનું અપમાન કરીને પૃથ્વી ઉપર પોતાની શક્તિને મૂકી હતી;[૯] અને પછી સ્કંદે-કાર્તિકસ્વામીએ જગતનું અપમાન કરીને આ રીતે વાક્ય કહ્યું હતું કે:"જે પુરુષ મારા કરતાં અધિક હોય અથવા તો જેને બ્રાહ્મણો અધિક પ્રિય હોય,[૧૦] અથવા તો જે મારી માફક બ્રહ્મચર્યને પાળનારો હોય અથવા ત્રણે લોકમાં પરાક્રમી હોય, તે મારી આ શક્તિને ઉંચી કરો અથવા તો તેને હલાવો."[૧૧] તે સાંભળીને લોકોના મનમાં પીડા થવા માંડી કે, આ શક્તિને કોણ ઉપાડશે? કાર્તિકસ્વામીનું વચન સાંભળીને સર્વ દેવતાઓની ઇંદ્રિયો અને મન ભ્રમિત થઇ ગયાં.[૧૨] ભગવાન્ વિષ્ણુએ પણ જોયું કે, આણે અસુરોને તથા રાક્ષસોને ભ્રમિત ચિત્તવાળા કરી મૂક્યા છે. તેથી તે વિચાર કરવા લાગ્યા કે, હવે અહીં કયો ઉત્તમ ઉપાય યોજવો જોઇએ?[૧૩] તે પછી, વિશુદ્ધ મનવાળા પુરુષ કાર્તિકસ્વામીના તિરસ્કારને સહન કરી નહિ શકવાથી અગ્નિસ્વરૂપ દેવના પુત્ર સ્કંદ તરફ તેમણે દૃષ્ટિ ફેરવી ને તેજસ્વી શક્તિને[૧૪] ડાબા હાથથી ઉપાડીને ફેરવવા લાગ્યા. જે સમયે બળવાન્ વિષ્ણુ શક્તિને હલાવવા લાગ્યા,[૧૫] તે સમયે પર્વતો, વનો અને અરણ્યો સાથે આખી પૃથ્વી કંપી ઉઠી. મહાસમર્થ એવા વિષ્ણુ તે સમયે પૃથ્વીને ઉપાડી લેવાને સમર્થ હતા, પરંતુ તેણે તે વખતે તે પૃથ્વીને કંપાવી હતી,[૧૬] અને કાર્તિકસ્વામીના તિરસ્કારમાંથી પોતાનું રક્ષણ કર્યું હતું. ભગવાને કાર્તિકની શક્તિને કંપાવીને પ્રહ્લાદને આ પ્રમાણે કહ્યું:[૧૭] "કુમારનું-કાર્તિકનું પરાક્રમ જો, બીજો આવું પરાક્રમ કરશે નહિ."પ્રહ્લાદ ભગવાનનું વાક્ય સહન કરી શક્યો નહિ, ને તેણે તે શક્તિને ઉપાડવાનો નિશ્ચય કર્યો.[૧૮] હિરણ્યકશિપુના પુત્ર પ્રહ્લાદે તે શક્તિને ઉંચી કરી, પરંતુ એને હલાવી શક્યો નહિ. તે પછી તેણે એક મોટી ગર્જના કરી અને મૂર્છા ખાઇને પર્વતની ભૂમિપર પડી ગયો.[૧૯] હે તાત! હિરણ્યકશિપુનો પુત્ર વિહ્વળ થઈ પૃથ્વીપર પડી ગયો.

આવા હિમાચળ પર્વતની ઉત્તર દિશા તરફ આવેલા એક પર્વત ઉપર,[૨૦] હે તાત! વૃષભધ્વજ શંકર નિત્ય દુરાધર્ષ એવું તપ કરે છે; અને અગ્નિ પ્રદીપ્ત થઇને તેમના આશ્રમની આસપાસ ફરી વળ્યા છે.[૨૧] આ પર્વતને આદિત્ય પર્વત કહે છે. અજ્ઞાની પુરુષો તે પર્વતની સમીપમાં જઈ શકતા નથી, તેમ યક્ષો, રાક્ષસો અને દાનવો પણ તે પર્વત ઉપર જઈ શકતા નથી.[૨૨] એ પર્વતની આસપાસ દશ યોજનના વિસ્તારમાં વિંટળાઇને વીર્યવાન્ ભગવાન અગ્નિ પોતે પોતાની જ્વાળાઓ પ્રસારી રહ્યા છે.[૨૩] ત્યાં ધીમાન્ મહાદેવે દેવતાના એક હજાર વર્ષ સુધી એક પગે ઉભા રહીને તપ કર્યું હતું ત્યારે અગ્નિએ તેમના સર્વ વિઘ્નોને શાંત રાખવાનું કાર્ય કર્યું હતું.[૨૪] મહા વ્રત કરનારા મહાદેવે દેવોને સંતાપ્યા હતા; અને આવા બુદ્ધિમાન્ પર્વતરાજ હિમાચળની પૂર્વ દિશામાં આવેલા[૨૫] એક એકાંત (નિર્જન) પર્વતના તટ ઉપર મહા તપસ્વી પરાશરના પુત્ર વ્યાસજી, પોતાના શિષ્ય મહાભાગ્યશાળી સુમંતુને, મહાભાગ્યશાળી વૈશંપાયનને, મહાબુદ્ધિમાન્ જૈમિનિને, અને તપસ્વી એવા પૈલને વેદો ભણાવતા હતા.[૨૬-૨૭] જ્યાં પોતાના મહાતપસ્વી પિતા શિષ્યોથી વિંટાઇને બેઠા હતા, તે રમણીય આશ્રમને શુકે દીઠો.[૨૮] વિશુદ્ધાત્મા આરણેય-શુક, આકાશમાં જેમ સૂર્ય દીપે તેમ દીપતો હતો. વ્યાસે પણ ચોતરફથી વ્યાપી રહેલા, ઝળહળતા અગ્નિના જેવા દેખાતા અને સૂર્યના જેવા કાંતિવાળા પોતાના પુત્રને આવતો દીઠો. જેમ ધનુષની દોરીમાંથી છૂટેલું બાણ વેગથી આવે તેમ યોગી અને મહાત્મા એવા શુક પણ વૃક્ષોમાં, પર્વતોમાં તથા પ્રદેશોમાં અટક્યા વગર આવતા હતા.[૨૯-૩૦] અરણીના પુત્ર શુકે પિતાની સામે જઇને તેના બન્ને ચરણોને પકડ્યાં, તથા શિષ્યોની સાથે પણ તે મહામુનિ ઘટતી રીતે મળ્યા.[૩૧] તે પછી શુકે જનક રાજાની સાથે જે સંવાદ થયો હતો, તે સર્વ અથથી ઇતિ સુધી પ્રસન્ન મનથી પિતાને કહી સંભળાવ્યો,[૩૨]

* હવે શુકને પ્રાકૃત મનુષ્યની માફક પૃથ્વીપર આવવાનું રહ્યું નહિ, પણ તે અંતરિક્ષમાં ફરવા લાગ્યા.

† આ સર્વે દિવ્ય પક્ષીઓનાં નામો છે

અને પછી વીર્યવાન્ એવા મહામુનિ પરાશરના પુત્ર વ્યાસ પોતાના શિષ્યોને તથા પુત્રને વેદ ભણાવવા લાગ્યા ને હિમાચળ ઉપર રહેવા લાગ્યા.[૩૩] એક દિવસે વેદ તથા વેદના અંગોમાં પારંગત થયેલા, શાંત મનના, અને જિતેંદ્રિય એવા શિષ્યો વ્યાસને ચોતરફથી ઘેરી લઇને બેઠા.[૩૪] એ તપસ્વી શિષ્યોએ વેદોનો તેમની સર્વ શાખાઓ સહિત સંપૂર્ણ અભ્યાસ કર્યો હતો; તેઓ બે હાથ જોડીને ગુરુને પ્રશ્ન કરવા લાગ્યા.[૩૫]

શિષ્યો પૂછે છેઃ હે ગુરુ! તમે અમને મોટા તેજવાળા કર્યા છે; અને અમારો યશ પણ વધાર્યો છે. પરંતુ હવે અમે આપના એક અનુગ્રહની ઇચ્છા રાખીએ છીએ.[૩૬]

શિષ્યોનું એવું કહેવું સાંભળીને બ્રહ્મર્ષિએ તેઓને કહ્યુંઃ હે વત્સો! મારે તમારું જે પ્રિય કાર્ય કરવાનું હોય, તે તમે કહો.[૩૭]

ગુરુનું આવું વચન સાંભળીને શિષ્યો મનમાં ઘણા જ પ્રસન્ન થયા, અને ફરીને બે હાથ જોડીને મસ્તકથી ગુરુને પ્રણામ કર્યા.[૩૮] અને હે રાજા! સર્વે સાથે આ ઉત્તમ વચન બોલી ઉઠ્યા કેઃ–"હે મુનિસત્તમ! જો ઉપાધ્યાય પ્રસન્ન થયા હો તો અમે ભાગ્યશાળી છીએ.[૩૯] અમે સર્વે ઇચ્છા રાખીએ છીએ કે, હે મહર્ષિ! અમને એવો વર આપો કે, અમારા સિવાય તમારો છઠ્ઠો શિષ્ય વેદાભ્યાસ કરીને પ્રખ્યાતિને પામે નહિ. આ વર આપવા માટે અમારા ઉપર પ્રસન્ન થાવ![૪૦] અમે તમારા ચાર શિષ્યો અને પાંચમો ગુરુપુત્ર આ પાંચ જણાઓ જ વેદને જાણીને પ્રતિષ્ઠા પામીએ. આવા વરની અમને ઇચ્છા છે."[૪૧]

શિષ્યોનું આ કહેવું સાંભળીને વેદના પરમ તત્ત્વને જાણનારા પરાશરના પુત્ર બુદ્ધિમાન્ વ્યાસ જે પરલોકનો વિચાર કરનારા હતા,[૪૨] વળી ધર્માત્મા હતા, તેમણે શિષ્યોને ધર્મવાળું તથા કલ્યાણ કરનારું વચન કહ્યુંઃ–"જે બ્રહ્મલોકમાં નિવાસ કરવાને ઇચ્છે છે, તેણે બ્રાહ્મણને સદાય વેદ ભણાવવો, તેમ જે બ્રહ્મને જાણવાની ઇચ્છા રાખે છે, તેને પણ સદા વેદ ભણાવવો. તમે ઘણા થાવ અર્થાત્ તમે ઘણાઓને વેદ ભણાવો, અને આ વેદનો વિસ્તાર કરો.[૪૩-૪૪] પરંતુ જે શિષ્ય ન હોય તેને, જે બ્રહ્મચર્યવ્રત ધારણ કરનારો ન હોય તેને, તથા જેનું મન વશ ન હોય તેને વેદ ભણાવવો નહિ. તમારે શિષ્યોના આ સર્વ ગુણ યથાર્થ જાણવા.[૪૫] જેના ચરિત્રની પરીક્ષા કરવામાં આવી ન હોય તેને, કોઈ પણ રીતે વેદવિદ્યા ભણાવવી નહિ; જેમ આગમાં તપાવવાથી, કાપ મૂકવાથી, તથા કસવાથી શુદ્ધ સુવર્ણની[૪૬] પરીક્ષા થાય છે તેમ કુળ, ગુણ વગેરેથી શિષ્યોની પરીક્ષા થાય છે. વળી તમારે શિષ્યોને અયોગ્ય કામમાં તથા મહાભયના કામમાં જોડવા નહિ.[૪૭] વિદ્યા ભણાવ્યા પછી પણ જેની જેવી બુદ્ધિ અને જેનો જેવો પાઠ હશે, તે પ્રમાણે વિદ્યા ફળશે. સર્વે લોકો દુઃખોને તરી જાવ અને સર્વે લોકો ભદ્રોને (કલ્યાણને) જુવો.[૪૮] બ્રાહ્મણને અગ્રણી કરીને ચારેય વર્ણને વેદો સંભળાવવા. વેદનું અધ્યયન તથા અધ્યાપન એ મહાન્ કાર્ય જાણવું.[૪૯] બ્રહ્માએ દેવોની સ્તુતિ કરવા માટે વેદોને ઉત્પન્ન કર્યા છે. જો મનુષ્ય મૂર્ખાઇથી વેદમાં પારંગત એવા બ્રાહ્મણની નિંદા કરે છે,[૫૦] તો બ્રાહ્મણનું અનિષ્ટ ચિંતન કરવાથી તેનો અવશ્ય પરાભવ થાય છે. જે મનુષ્ય અધર્મથી ઉત્તર આપે છે અને જે મનુષ્ય અધર્મથી પ્રશ્ન કરે છે,[૫૧] તે બેમાંથી એક મરણ પામે છે અથવા તો દ્વેષપાત્ર થાય છે. આ રીતે મેં તમને વેદના સ્વાધ્યાયનો સર્વ વિધિ કહ્યો છે.[૫૨] હવે તમારે (તમારા) શિષ્યો ઉપર ઉપકાર કરવો, અને એ વાત તમારે હૃદયમાં રાખવી."[૫૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकोत्पत्ति' ए नामनो अध्याय ३२७ मो समाप्त.

## અધ્યાય ૩૨૮ મો.

### વેદાધ્યયનમાહાત્મ્ય અથવા સપ્તવાયુવર્ણન.

ભીષ્મ કહે છેઃ–વ્યાસના મહાબળવાન્ શિષ્યો ગુરુનું આ વચન સાંભળીને મનમાં પ્રસન્ન થયા અને એક બીજાને ભેટ્યા;[૧] અને પરસ્પર કહેવા લાગ્યા કે, "ભગવાને આપણને ભવિષ્ય કાળમાં હિત કરનારું જે વચન કહ્યું છે, તેને આપણે આપણા મનમાં ધારણ કરીશું, અને તેના કહ્યા પ્રમાણે કરીશું."[૨] આ રીતે પરસ્પર સંભાષણ કર્યું અને મનમાં પણ ઘણા જ પ્રસન્ન થયા અને વાક્યના સ્વરૂપને જાણનારા તે શિષ્યો ફરીને ગુરુને વિનતિ કરવા લાગ્યા.[૩] "હે મોટા મુનિ! અમે આ પર્વત ઉપરથી પૃથ્વી ઉપર જવાની ઇચ્છા રાખીએ છીએ; અને ત્યાં જઈને, હે પ્રભુ! જો આપની મરજી હોય તો એક એક વેદના અનેક વિભાગ કરવાની ઇચ્છા છે."[૪]

શિષ્યોનું કહેવું સાંભળીને પરાશરના પુત્ર પ્રભુ એવા વ્યાસે ધર્મ તથા અર્થવાળું અને હિતકારક વચન કહ્યુંઃ[૫] "તમારે ગમે તો પૃથ્વી ઉપર જાવ અથવા તો દેવલોકમાં જાવ. પરંતુ ત્યાં તમારે પ્રમાદ કરવો નહિ (સાવધાન રહેવું), કારણ કે બ્રહ્મ (વેદ) ઘણા છળથી ભરેલો છે ( અર્થાત્ તમે જો વેદનો સ્વાધ્યાય નિત્ય કરશો

નહિ, ને પ્રમાદ રાખશો તો વેદને ભૂલી જશો."[૬] સત્યવાદી એવા ગુરુએ તે સર્વે શિષ્યોને રજા આપ્યા પછી તે શિષ્યો ગુરુ વ્યાસને પ્રદક્ષિણા કરી, મસ્તકવડે પ્રણામ કરીને[૭] પૃથ્વી ઉપર ઉતર્યા, અને ચાર હોતાઓથી જે કર્મો થાય, એવાં કર્મોની વ્યવસ્થા કરી, તે ચાલુ કર્યાં; તથા તેઓ બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોને યજ્ઞ કરાવવા લાગ્યા.[૮] દ્વિજો પણ નિત્ય તેમની પૂજા કરવા લાગ્યા; આનંદથી તેઓ ગૃહસ્થાશ્રમ ચલાવવા લાગ્યા, દ્વિજોને યજ્ઞ હોમ કરાવવા લાગ્યા, વેદ ભણાવવા લાગ્યા, તથા શ્રીમાન્ થઈ જગતમાં વિખ્યાત થયા.[૯]

આ રીતે શિષ્યો ભૂમિ ઉપર ઉતર્યા પછી પુત્ર જેની સહાયમાં છે એવા ધીમાન્ વ્યાસ એકાંતમાં બેસીને મૌનપણે ધ્યાન ધરવા લાગ્યા.[૧૦] તે સમયે મહા તપસ્વી નારદે ત્યાં આશ્રમમાં ધ્યાનપરાયણ થયેલા વ્યાસને જોઇને મધુર અક્ષરવાળી વાણી તેને કહેવા લાગ્યા:[૧૧] "હે વસિષ્ઠના વંશમાં ઉત્પન્ન થયેલા બ્રહ્મર્ષિ! આ આશ્રમમાં વેદનો ઘોષ (ધ્વનિ) કેમ થતો નથી, અને તમે એકલા વિચાર કરતા હો તેમ, ધ્યાનપરાયણ થઇને છાનામાના કેમ બેઠા છો?[૧૨] રાહુથી ગળાયલો ચંદ્ર જેમ રજોગુણ તથા તમોગુણથી શોભતો નથી, તેમ આ પર્વત પણ વેદના ધ્વનિઓ ન થવાથી શોભતો નથી.[૧૩] આ પર્વત ઉપર દેવર્ષિઓ રહે છે, તોપણ વેદના ધ્વનિઓ થતા નથી તેથી જાણે હમણાં આ પર્વત ભિલ્લોનાં ઝુપડાંના જેવો લાગે છે. તે પૂર્વની પેઠે શોભતો નથી.[૧૪] તેમ જ મહા ઓજસવાળા ઋષિઓ, દેવતાઓ, અને ગંધર્વો પણ બ્રહ્મઘોષથી રહિત થવાથી પ્રથમની પેઠે શોભતા નથી."[૧૫]

નારદનું કહેવું સાંભળીને કૃષ્ણદ્વૈપાયન બોલ્યા: "હે મહર્ષિ! હે વેદવાદવિચક્ષણ! તમે જે કહ્યું છે,[૧૬] એ મારા મનને અનુકૂળ કહ્યું છે. તમે તેમ કહેવાને લાયક છો; કારણ કે તમે સર્વજ્ઞ છો, સર્વદર્શી છો, અને સર્વ કાળમાં કુતૂહળી છો.[૧૭] ત્રણે લોકમાં જે થાય છે, તે સર્વ તમારા જાણવામાં રહેલું છે; માટે હે વિપ્રર્ષિ! બોલો અને આજ્ઞા કરો કે, તમારું હું શું પ્રિય કરું?[૧૮] હે બ્રહ્મર્ષિ! હવે મારે શું કરવું જોઇએ, તે મને કહો. શિષ્યોનો વિયોગ થવાથી મારું મન અત્યંત પ્રસન્ન રહેતું નથી."[૧૯]

નારદ બોલ્યા:–વેદની આવૃત્તિ (નિત્યપાઠ–સ્વાધ્યાય) ન કરવી, એ વેદનું દૂષણ છે; વ્રત ન પાળવું, એ બ્રાહ્મણનું દૂષણ છે. *વાહીક વંશ પૃથ્વીનો મળ (દૂષણ) ગણાય છે અને કુતૂહળ (નવી નવી ચીજ જોવાની કે જાણવાની ઇચ્છા થવી તે) સ્ત્રીઓનો દોષ ગણાય છે.[૨૦] માટે તમે તમારા બુદ્ધિમાન્ પુત્રની સાથે વેદોનો સ્વાધ્યાય કરો અને તેના ધ્વનિથી રાક્ષસોના ભયથી ઉત્પન્ન થયેલા અંધકારનો નાશ કરો.[૨૧]

ભીષ્મે કહ્યું:–નારદનું વચન સાંભળીને પરમ ધર્મને જાણનારા વ્યાસજીએ 'તથાસ્તુ' કહ્યું, ને પરમ હર્ષ પામીને વેદનો સ્વાધ્યાય કરવા માટે દૃઢ વ્રત ધારણ કર્યું.[૨૨] અને પછી પોતાના પુત્ર શુકની સાથે ઉંચાસ્વરથી શિક્ષા સાથે ત્રણે લોકોને પૂરી દેતા હોય તેમ વેદનો પાઠ કરવા લાગ્યા.[૨૩] અનેક જાતના ધર્મ ઉપર વાદવિવાદ કરી જાણનારા પિતાપુત્ર જ્યારે વેદનો સ્વાધ્યાય કરવા લાગ્યા, તે સમયે સમુદ્રના પવનથી કમ્પાયમાન થયેલો વાયુ અત્યંત વાવા લાગ્યો.[૨૪] પવનને વાતો જોઇને વ્યાસ બોલ્યા કે: "આ સમય અનધ્યાયનો છે." (એટલે વેદ ભણવાને અયોગ્ય છે, માટે તું વેદ ભણ મા) આમ કહીને શુકને વેદ ભણતાં અટકાવ્યો. શુકને વેદ ભણતાં અટકાવવાથી તેના મનમાં તે જાણવાને કુતૂહલ થયું.[૨૫] તેણે પિતાને પ્રશ્ન કર્યો: "આ વાયુ ક્યાંથી ઉત્પન્ન થયો? આપે મને વાયુનું સર્વ કર્મ કહેવું યોગ્ય છે."[૨૬]

અનધ્યાયમાં નિમિત્તરૂપ વાયુના સંબંધમાં શુકનો આવો પ્રશ્ન સાંભળીને વ્યાસને પરમ આશ્ચર્ય થયું અને આ પ્રમાણે બોલ્યા:[૨૭] "યોગને લીધે તને દિવ્ય નેત્ર ઉત્પન્ન થયાં છે; વળી તારું મન પણ સ્વયં નિર્મળ છે અને તું પણ તમોગુણ તથા રજોગુણથી રહિત થઇને સત્વગુણમાં સ્થિતિ કરીને રહ્યો છે.[૨૮] વળી તું પોતે જ એક પુરુષ જેમ અરીસામાં પોતાની છાયાને જુવે, તેમ તારા આત્માવડે આત્માને જુવે છે; અર્થાત્ તને આત્મજ્ઞાન થયું છે. તું પોતે તારી બુદ્ધિથી વેદના અર્થોનો ઉહાપોહ કરીને (પવન ક્યાંથી થયો છે) તેનો વિચાર કર.[૨૯] એક વિષ્ણુસંબંધી દેવયાન માર્ગ છે; અને બીજો તમોગુણી એવો પિતૃયાન માર્ગ છે. મરણ પામ્યા પછી આકાશમાં (સ્વર્ગમાં) જનારા અને નીચે (નર્કમાં) જનારા જીવને માટે આ† બે માર્ગો છે.[૩૦] પૃથ્વી ઉપર તથા અંતરિક્ષમાં જ્યાં આ વાયુઓ વાય છે, તે સાત વાયુ વિશે તથા વાયુના માર્ગ વિશે તું મારી પાસેથી અનુક્રમથી સાં-

* આ વંશના રાજાઓ અત્યંત દુરાચારી હતા, માટે તેઓને પૃથ્વીના મળરૂપ કહ્યા છે.

† ઉપનિષદ્‌માં ધૂમમાર્ગ અને અર્ચિર માર્ગ એમ બે માર્ગ કહ્યા છે. જ્ઞાનીઓ અર્ચિર્ માર્ગથી પરમાત્માને પામે છે; અને કર્મકાંડ યજ્ઞ હોમ વગેરે કર્મથી ધૂમમાર્ગે પિતૃલોકમાં જાયછે, પણ અર્ચિર માર્ગે જનારો પાછો આવતો નથી ત્યારે ધૂમ માર્ગે ગતિ કરનારને પાછા આવવું પડે છે.

બળ.*[૩૧] ત્યાં અર્થાત્ શરીરમાં દેવગણો અર્થાત્ ઇન્દ્રિયોના સમૂહો રહેલા છે. આ ઇન્દ્રિયોના સમૂહો મહા બળવાન્ સાધ્ય દેવોથી તથા મહા ભૂતોવડે અધિષ્ઠિત છે; આ સર્વેએ સમાન નામનો એક દુર્જય પુત્ર ઉત્પન્ન કર્યો.[૩૨] તેને ઉદાન નામનો પુત્ર થયો; તેને વ્યાન નામનો પુત્ર થયો; તેને અપાન નામનો પુત્ર થયો, અને તેને પ્રાણ નામનો પુત્ર થયો.[૩૩] પ્રાણને પુત્ર ન હતો, પરંતુ તે દુર્ધર્ષ અને શત્રુને તપાવનારો હતો. હવે તે સાત વાયુનાં જૂદાં જૂદાં કર્મો જેવાં છે તેવાં કહું છું.[૩૪]

પ્રાણીઓને જૂદી જૂદી સર્વ ક્રિયા કરવામાં વાયુ સહાયતા કરે છે તથા ભૂતોને (જીવોને) પ્રવૃત્ત રાખે છે, તેથી તે પ્રાણને નામે કહેવાય છે.[૩૫] "પ્રથમ વાયુનું નામ પ્રવહ (સમાન) છે, તે પ્રથમ માર્ગમાં વાય છે; અને ધૂમાડાથી તથા ઉષ્ણતાથી ઉત્પન્ન થયેલાં વાદળાંઓને આકાશમાં પ્રેરે છે.†[૩૬] તે આકાશમાં જતાં જતાં જળની સાથે સ્નેહ કરે છે તથા વિજળીના તેજની સાથે મળી જઇને મહાકાંતિવાળો થાય છે.

"બીજા પવનનું નામ આવહ છે; તે ગર્જના કરતો વાય છે;[૩૭] વળી તે સોમ વગેરે પ્રકાશમાન પદાર્થોનો ઉદય કરે છે, તથા વિદ્વાનો કહે છે કે, એ વાયુ શરીરમાં રહેનારો ઉદાન વાયુ છે.‡[૩૮] "જે વાયુ ચાર સમુદ્રમાંથી પાણીને ગ્રહણ કરે છે, અને જે આકાશમાં મેઘોને અર્પણ કરે છે;[૩૯] તેમ જ જે મેઘોને પાણી આપ્યા પછી તેના દેવતા પર્જન્યને પાણી આપે છે તે ઉદ્વહ નામનો ત્રીજો વાયુ છે અને તે ઘણો જ મોટો તથા નિત્ય ગતિવાળો છે.[૪૦]

"વળી જે વાયુ મેઘોને ચોતરફ વહન કરે છે, તેઓને છૂટા છૂટા કરી નાંખે છે; અને જે વાયુ મેઘોને વરસવા પહેલાં પીગળાવે છે તથા ઘન (ઘાટા) પણ કરે છે;[૪૧] વળી જે વાયુ એકઠા થયેલા મેઘોને વિખેરી નાંખે છે અને તે સમયે મેઘો મોટી ગર્જના કરે છે, અને જે પવન જગતની રક્ષા કરવા માટે મેઘપણાને પામ્યા છે,[૪૨] તથા જે પવન પ્રાણીઓનાં વિમાનોને આકાશમાર્ગે ખેંચી જાય છે, તે પર્વતોને તોડી નાંખનારો સંવહ નામનો ચોથો વાયુ છે.[૪૩]

"વળી બળવાન્ વેગવાળો જે વાયુ જ્યારે વાય છે, ત્યારે સૂકો વાય છે અને વૃક્ષોને ભાંગી નાંખે છે તથા જે વાયુની સાથે રહેવાથી મેઘો બલાહક (બળવડે અર્થાત્ પારકાનું ઉપમર્દન કરી જે ગમન કરે તે) નામના કહેવાય છે;[૪૪] જે આકાશમાં દારુણ ઉત્પાતની સાથે વાય છે તથા જે ગર્જના કરે છે, તે વિવહ નામનો મહાવેગવાળો પાંચમો વાયુ છે.[૪૫]

"જે વાયુ દિવ્ય જળને આકાશમાં જ વહન કરે છે, નીચે પડતાં અટકાવે છે; અને જે આકાશગંગાના પુણ્ય જળને નીચે વહેતાં અટકાવી રાખે છે;[૪૬] વળી જે વાયુથી સૂર્ય દૂરથી અટકી રહે છે કે જે સૂર્યનાં હજાર કિરણો છતાં વાયુના અટકાવવાથી એક કિરણવાળો હોય તેવો લાગે છે અને આ પૃથ્વીને પ્રકાશમાન કરે છે;[૪૭] વળી જેનું સંપૂર્ણ મંડળ ક્ષીણ

---

* પૃથ્વી એટલે મનુષ્યનો દેહ, અંતરિક્ષ એટલે બ્રહ્માંડ. દેહમાં જે વાયુના માર્ગો છે તેટલાનાં સ્થાન, બીજ, અને વર્ણની હકીકત નકુલીશના યોગપારાયણમાં આપેલી છે, જે નીચે પ્રમાણે છેઃ— પ્રાણવાયુ નાસિકાના અગ્રમાં, હૃદયમાં, નાભિમાં અને પાદાંગુષ્ઠના અંતરમાં રહે છે; તેનો વર્ણ નીલ છે; અને ૐકાર તથા રેફના એટલે રકારના આદિ અક્ષરયસ્વરૂપી બીજથી યુક્ત છેઃ જેમકે 'ओं यम्'. અપાનનો કૃષ્ણ વર્ણ છે; ગરદનમાં, પીઠમાં, પીઠના છેડા તથા પગની પેનીમાં રહે છે, અને અનુસ્વાર તથા નકારાંત એવા પકાર બીજથી યુક્ત છેઃ જેમકે 'ओं पम्'. વ્યાનનો રંગ ઇંદ્રધનુષના જેવો છે; ત્વચા તથા ઇંદ્રિયોમાં તેનું સ્થાન છે; અને અનુસ્વાર તથા યકારાંત બીજથી યુક્ત છેઃ જેમકે 'ओं लम्'. ઉદાન મસ્તકમાં રહે છે, તાળુના મધ્ય ભાગમાં, અગ્ર ભાગમાં, કંઠમાં, હૃદયમાં તથા પિત્તના સ્થાનમાં રહે છે; તે રાતા રંગનો છે, અને અનુસ્વાર તથા યકારાંત બીજથી યુક્ત છેઃ જેમકે 'ओं रम्'. સમાન હૃદય, નાભિ, તથા સર્વ સંધિઓમાં રહે છે તથા પ્રણવથી યુક્ત, અને લાંત બીજથી અત્યંત ઉજ્જ્વળ છે; અને તેનો વર્ણ શ્વેત છેઃ જેમકે 'ओंवम्'. છઠ્ઠો અને સાતમો માર્ગ અનુક્રમે જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ આપનારા છે, એમ આગળ કહેવામાં આવશે.

† પૂર્વે કહેલી નાસિકાની ડાંડી, હૃદય, નાભિ, અને પગનો અંગુઠો, આમાંથી કોઇ એક સ્થાનમાં પ્રાણને રુંધીને નીલવર્ણના પ્રાણને રુંધી રાખીને 'ओंयम्' આવા તેના બીજાત્મક શરીરનું ધ્યાન કરીને યોગી કેટલેક કાળે સિદ્ધિને પામે છે, અને જીવતા જ શરીરે પ્રવહ નામના વાયુના માર્ગમાં ફરે છે અને શરીર પડી ગયા પછી પ્રવહની સાથે તદ્રૂપપણાને પામે છે. આ પ્રમાણે જ બીજા પ્રાણોને રુંધી તેના બીજ શરીરનું ધ્યાન કરવાથી તે તે પ્રાણના શરીરમાં જીવતા શરીરે જ ફરે છે, અને શરીર પડી ગયા પછી તે તે વાયુના સ્વરૂપને પામે છે.

‡ આ શ્લોકમાં આદાન અપાન વાયુનું નામ છે. आदत्ते अन्नं अनेन उद्दीपकेन जठराग्निः इति आदानः अपानः ઉદ્દીપન કરનારા આ વાયુથી જઠરાગ્નિ અન્નને ગ્રહણ કરે છે, માટે અપાન વાયુને આદાન કહે છે. અપાન વાયુ જઠરાગ્નિને ઉદ્દીપન કરે છે. તે વિશે યાજ્ઞવલ્કય કહે છે;—

" स्वयं त्वपानं संप्राप्य तेनैव सह मारुतः ।
प्रवाति ज्वलनं तत्र प्राणो मध्यगतं पुनः ॥
वायुना वाजितो वह्निरपानेन शनैः शनैः ।
तदा ज्वलति विप्रेंद्रे सकले देहमध्यमे" ॥

પ્રાણ વાયુ પોતે અપાન વાયુને પ્રાપ્ત થઇ, તેની સાથે શરીરના મધ્યમાં રહેલા અગ્નિને પ્રવર્તાવે છે, અને અપાન વાયુથી પ્રેરાયલો અગ્નિ ધીમે ધીમે, હે વિપ્રેંદ્રા સાર્ગિ! દેહના સર્વ મધ્ય ભાગમાં પ્રજ્વલિત થાય છે. અર્થાત્ અપાન વાયુ જઠરાનલને ઉદ્દીપન કરે છે, તેથી તેને આદાન કહેવામાં આવે છે.

થયું હોય એવો ચંદ્રમા પણ જેનાવડે વૃદ્ધિ પામે છે, તે વાયુ વિજય કરનારા વાયુઓમાં શ્રેષ્ઠ પરિવહ નામનો છઠ્ઠો છે.[૪૮]

"વળી જે વાયુ સમયાનુસાર સર્વ પ્રાણીઓના પ્રાણોનો સંહાર કરે છે, અને જેની પાછળ પાછળ મૃત્યુ તથા સૂર્યનો પુત્ર યમ આ બે જણા જાય છે;[૪૯] હે અધ્યાત્મચિંતક પુરુષો! શાંત બુદ્ધિથી સારી રીતે અવલોકન કરનારા અને ધ્યાન તથા યોગનો અભ્યાસ કરવામાં પ્રીતિ ધરાવનારા પુરુષોને જે મોક્ષ આપે છે;[૫૦] વળી દક્ષ પ્રજાપતિના દશ હજાર પુત્રો જે વાયુનો આશ્રય કરીને વેગથી દિશાના છેડામાં જઈ પહોંચ્યા હતા (અર્થાત્ બ્રહ્માંડને ભેદીને આગળ ગયા હતા);[૫૧] તથા જે વાયુના સ્પર્શથી પરાભવ પામેલો જીવ આ જગતને તજીને જાય છે ત્યાંથી પાછો ફરતો નથી તે પરાવહ વાયુ છે, અને કોઈ તે વાયુનું ઉલ્લંઘન કરી શકતું નથી.[૫૨]

"આ રીતે અદિતિના પુત્ર વાયુઓ પરમ આશ્ચર્યકારક કર્મ કરનારા, સર્વ ઠેકાણે ગતિવાળા, અને સર્વ વસ્તુને ધારણ કરનારા છે, અને વિશ્રાંતિ વગર વાયા કરે છે.[૫૩] પણ અતિ જોરથી વાતા વાયુથી આ મહાન્ પર્વત એકદમ કંપી ઉઠયો, એ મોટા આશ્ચર્યની વાત છે.[૫૪] આ પવન વિષ્ણુના મુખનો નિઃશ્વાસવાયુ છે. હે તાત! વિષ્ણુનો નિઃશ્વાસવાયુ જ્યારે એકદમ વેગથી વાવા માંડે છે, ત્યારે જગત્ કંપી ઉઠે છે.[૫૫] તે માટે વેદવેત્તા પુરુષો, પવન અત્યંત વાતો હોય ત્યારે, વેદોને ભણતા નથી; કારણ કે વાયુને વાયુનો ભય લાગે છે, અને વેદ પંડે પણ વાયુરૂપ હોવાથી) આ અખિલ બ્રહ્મ (જગત)ને અત્યંત વાતા વાયુથી દુઃખ થાય છે; માટે (મોટો વાયુ વાતો હોય ત્યારે વેદનો સ્વાધ્યાય કરવો નહિ)."[૫૬]

પરાશરના પુત્ર વ્યાસ આ પ્રમાણે હકીકત કહી પોતાના પુત્રને "વેદનો પાઠ કર." આમ કહીને તે સમયે આકાશગંગા તરફ ગયા.[૫૭]

इतिश्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकोत्पत्ति' ए नामनो अध्याय ३२८ मो समाप्त.

## અધ્યાય ૩૨૯ મો.

### અનાસક્તિદ્વારા મોક્ષપ્રાપ્તિ.

ભીષ્મ કહે છેઃ હે યુધિષ્ઠિર રાજા! વ્યાસના વિદાય થવા પછી એકાંત પ્રદેશમાં બેસીને સ્વાધ્યાય કરનારા શુકની પાસે વેદોના અર્થો પૂછવાની ઇચ્છાથી નારદ મુનિ ત્યાં આવ્યા.[૧]* દેવર્ષિ નારદને પોતાને ત્યાં પધારેલા જોઈને શુકે વેદોક્તવિધિથી અર્ઘ્યપૂર્વક નારદની પૂજા કરી.[૨] આ પૂજાથી નારદે ઘણા જ પ્રસન્ન થઇને શુકને પૂછ્યું કેઃ "હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! હે વત્સ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું; માટે તારું કયું શ્રેય કરું?"[૩]

હે ભરતવંશી રાજા! નારદનું વચન સાંભળીને શુક બોલ્યાઃ–"આ જગતમાં જેને હિત કહેવામાં આવતું હોય, તેવું મારું હિત કરો."[૪] નારદ બોલ્યાઃ– "પૂર્વે તત્ત્વને જાણવાની જિજ્ઞાસાથી શુદ્ધ મનના જે ઋષિઓ સનત્કુમાર પાસે ગયા હતા, તેઓને તેણે આ પ્રમાણે કહ્યું હતુંઃ[૫] "(આ જગતમાં મનુષ્યને માટે) વિદ્યા સમાન નેત્ર નથી, સત્ય સમાન તપ નથી, રાગ (પ્રીતિ) સમાન દુઃખ નથી, અને ત્યાગ સમાન સુખ નથી;[૬] પાપ કર્મથી સદા નિવૃત્તિ રાખવી, નિત્ય પુણ્યશીલ થવું, સારી વૃત્તિ રાખવી, સારો આચાર પાળવો, એ સર્વોત્તમ શ્રેયસ્ (હિત) છે.[૭] સુખ રહિત મનુષ્યનો જન્મ પામીને જે તેમાં પ્રીતિ રાખે છે તે મોહ પામે છે; તે મનુષ્ય દુઃખમાંથી છૂટવાને શક્તિમાન્ થઈ શકતો નથી. સંસારી પદાર્થનો સંયોગ, એ દુઃખનું ચિહ્ન છે.[૮] જે જીવ સંસારના પદાર્થો ઉપર આસક્ત થાય છે, તેની બુદ્ધિ મોહરૂપી જાળની વૃદ્ધિ કરે છે; અને જે પુરુષ મોહરૂપી જાળમાં ફસાય છે, તે પુરુષ આ લોકમાં તથા પરલોકમાં દુઃખ ભોગવે છે.[૯] (માટે) શ્રેયની (કલ્યાણની) ઈચ્છા રાખનારાએ સર્વ ઉપાયો કરીને કામને તથા ક્રોધને અંકુશમાં રાખવા જોઈએ; કારણ કે તે બન્ને શ્રેયસ્નો નાશ કરવા તત્પર રહે છે.[૧૦] (માણસે) તપને ક્રોધમાંથી બચાવવું અર્થાત્ તેનું ક્રોધથી રક્ષણ કરવું, લક્ષ્મીને મત્સરના અંકુશમાં જતી બચાવવી (એટલે લક્ષ્મી મળ્યા પછી મત્સરી થવું નહિ), વિદ્યાનું માન તથા અપમાનની સામે રક્ષણ કરવું, અને આત્માનું

---

* આત્માના જ્ઞાનથી જ્ઞાનીને સંચિત તથા ક્રિયમાણ એવાં કર્મમાંથી સંચિતનો દાહ અને ક્રિયમાણ કર્મનો અશ્લેષ (અસ્પર્શ) થાય છે, અને પ્રારબ્ધ કર્મનો તો જ્ઞાનથી પણ પરિહાર થતો નથી, એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે. યોગી તો નિર્વિકલ્પ સમાધિના અભ્યાસથી, સુલભાની પેઠે એક ઘરમાંથી બીજા ઘરમાં જેમ પ્રવેશ કરે, તેમ એક દેહમાંથી બીજા દેહમાં પ્રવેશ કરીને, અથવા તો શુકની પેઠે ઇચ્છાનુસાર પોતાનો દેહ તજી દઇને અથવા તો દેહની સિદ્ધિથી દેહને ઉત્પન્ન કરનારા કર્મનો નાશ કરે છે. આમ દેખાડવા માટે શુકના આકાશમાં ઉડવાની કથા કહેવાનો આરંભ કરે છે. એટલા માટે જ ગીતામાં યોગીને જ્ઞાનીના કરતાં પણ મહાન્ કહ્યો છે. तपस्विभ्योऽधिको योगी ज्ञानीभ्योऽपि मतोऽधिकः ॥ યોગી તપસ્વીઓના કરતાં અધિક છે અને જ્ઞાનીઓના કરતાં પણ યોગીને અધિક માન્યો છે. આ અધ્યાયમાં શુક યોગીની કથા કહેવાની છે, તેથી યોગની પ્રશંસા કરવામાં આવી છે.

પ્રમાદની સામે રક્ષણ કરવું અર્થાત્ સાવધાન રહેવું.*[૧૧] સૌજન્ય પરમ ધર્મ ગણાય છે, ક્ષમા એ પરમ બળ છે, આત્મજ્ઞાન એ પરમ જ્ઞાન ગણાય છે, અને સત્યના કરતાં કોઈ પણ વસ્તુ ઉત્તમ નથી.[૧૨] સત્ય બોલવું એ હિતકારક છે, પરંતુ સત્ય કરતાં પણ હિતકારક વચન કહેવું, એ વધારે સારું છે. જે વચન પ્રાણીઓનું અત્યંત હિત કરનારું હોય છે, એને હું સત્ય માનું છું.†[૧૩] જે પુરુષ સર્વ પ્રકારનાં કાર્યોનો ત્યાગ કરે છે, જે આશારહિત હોય છે, તથા જે કોઇપણ વસ્તુનો સંગ્રહ કરતો નથી, તથા જેણે સર્વ વસ્તુનો ત્યાગ કર્યો છે, તેને વિદ્વાન્ તથા પંડિત જાણવો.[૧૪] જે પુરુષ કોઈ પણ વિષયમાં આસક્ત થયા વિના પોતાને વશ ઈન્દ્રિયોની સહાયથી સર્વ વિષયોને ભોગવે છે, જેનો આત્મા શાંત છે, જેને કોઈ જાતનો વિકાર નથી, અને જે સમાધિમાં આસક્ત છે;[૧૫] જે પોતાની ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવો સાથે તદાકાર થઇને તેમ ભિન્નરૂપ રહીને રહે છે; જે શરીરવાન્ હોવા છતાં પોતાને શરીર સાથે એકાકાર માનતો નથી, તે પુરુષ મુક્ત કહેવાય છે અને ટુંક સમયમાં પરમ શ્રેય પ્રાપ્ત કરે છે.[૧૬] હે મુનિ! જે પુરુષ પ્રાણીઓના તરફ કદિ દૃષ્ટિ કરતો નથી, તેઓનો સ્પર્શ કરતો નથી, તથા તેઓની સાથે ભાષણ કરતો નથી, તે પરમ શ્રેયને (મોક્ષને) પામે છે.[૧૭] પરંતુ કોઈપણ પ્રાણીઓની હિંસા કરવી નહિ, પણ સર્વ પ્રાણીઓની સાથે મૈત્રી રાખવી તથા આ મનુષ્ય જન્મને મેળવીને કોઈની સાથે વૈર પણ કરવું નહિ.[૧૮] આત્માના સ્વરૂપને જાણનારા અને મનને જિતનારા પુરુષને માટે સર્વ વસ્તુઓનો પરિત્યાગ, ઇચ્છાપૂર્વક સુસંતોષ, સર્વ આશાઓનો ત્યાગ અને દૃઢતાથી રહેવું, આને પરમ કલ્યાણ કરનારાં કહ્યાં છે.[૧૯] હે તાત! તું પરિગ્રહનો (સંગ્રહનો) ત્યાગ કરીને જિતેંદ્રિય થા; અને આ લોકમાં તથા પરલોકમાં શોકરહિત સ્થાનમાં નિવાસ કર.[૨૦] જેઓને લોભ હોતો નથી, તેઓને શોક થતો નથી; માટે માણસે પોતામાંથી સર્વ અંશે લોભનો ત્યાગ કરવો જોઇએ. જો તું, હે સૌમ્ય! લોભનો ત્યાગ કરીશ તો દુઃખ અને સંતાપથી મુક્ત થશે.‡[૨૧] અજિત(બ્રહ્મ)ને જિતવાની ઇચ્છા રાખનારે નિત્ય તપ કરવું જોઇએ, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો જોઇએ, ઈશ્વરનું મનન કરવું જોઇએ, અને મનને નિયમમાં રાખવું જોઇએ; એવા પુરુષે વિષયોની મધ્યમાં રહીને તેમનાપર પ્રીતિ ન રાખવી જોઇએ.[૨૨] જે બ્રાહ્મણ ગુણો ઉપર આસક્તિ રાખતો નથી, સદા એકલો ફર્યા કરે છે, તે થોડા જ સમયમાં અનુત્તમ સુખને ભોગવે છે.[૨૩] કામમાં આસક્ત રહીને જીવન ગાળનારા પ્રાણીઓમાં જે પુરુષ એકલો આનંદથી વિહાર કરે છે, તેને પ્રજ્ઞાનથી તૃપ્ત થયેલો જાણવો, અને જ્ઞાનથી તૃપ્ત થયેલા પુરુષને શોક કરવો પડતો નથી.[૨૪] દેહ કર્મને આધીન છે; શુભ કર્મોને લીધે દેવત્વ પ્રાપ્ત થાય છે. શુભ તથા અશુભ એવાં મિશ્ર કર્મોથી મનુષ્યનો જન્મ મળે છે, અને અશુભ કર્મોથી પશુ વા પક્ષીની અધમ યોનિમાં જન્મ થાય છે.[૨૫] સંસારમાં જન્મ્યા પછી પ્રાણી મૃત્યુના અને વૃદ્ધાવસ્થાના દુઃખથી નિત્ય દુઃખ ભોગવ્યા કરે છે તથા સંતાપથી સેકાયા કરે છે, તે તું કેમ સમજતો નથી?[૨૬] તું અહિત વસ્તુને હિત માની બેઠો છે; અધ્રુવ વસ્તુને ધ્રુવ માની બેઠો છે; અનર્થકારક વસ્તુને અર્થરૂપ માની બેઠો છે. શા માટે તું તે વસ્તુને ઓળખતો નથી?[૨૭] કોષકાર (રેશમનો જીવડો) જેમ પોતાના મુખમાંથી પોતે જ ઉત્પન્ન કરેલા અસંખ્ય તાંતણાઓવડે પોતાનાં શરીરને વિંટી લે છે; પરંતુ પંડે તેને જાણતો નથી; તેમ તું પણ મોહને લીધે તારા પોતાના કર્મરૂપી તાંતણાઓથી બંધાઈ ગયો છે; પરંતુ તેને ઓળખતો નથી.[૨૮] આ જગતમાં પરિગ્રહ કરવાનું (સાંસારિક વસ્તુપર આસક્તિ રાખવાનું) કંઈ પ્રયોજન નથી; કારણ કે, પરિગ્રહ દોષવાળો છે. કોષકાર જીવડો પોતાના જ પરિગ્રહને (આસક્તિને) લીધે બંધાઈ જાય છે (તેનું દૃષ્ટાંત ધ્યાનમાં રાખ).[૨૯] જેમ વનના ઘરડા હાથીઓ સરોવરના ગારામાં ડુબી

---

* તપથી મનુષ્ય સર્વોત્તમ બળ મેળવી શકે છે. તપોબળને કેટલેક પ્રસંગે બ્રહ્મનાં બળ સમાન ગણવામાં આવે છે. પરંતુ તપોબળને લીધે જો ક્રોધ કરવામાં આવે તો તેનું બળ ઘટે છે. માટે ક્ષમાને પરમ બળ કહેલું છે. વિદ્યાનું માનની સામે રક્ષણ કરવાનું કારણ એ છે કે, જો માનને ખાતર વિદ્યાને સેવે તો ખુશામત કરતાં શિખે. આ માન મળવાથી મનુષ્ય અભિમાની થાય. તેમ જ વિદ્યાનું અપમાન પણ થવા દેવું નહિ.

† सत्यादपि हितं वदेत् નો અર્થ એવો કરવાનો નથી કે હિતને ખાતર સત્યનો ત્યાગ કરવો. જો તેમ અર્થ કરીએ તો न सत्याद्विद्यते परं એ વાકય ખોટું પડે. માટે આ વચન જ્યાં સત્ય બોલવાથી હાનિ થતી હોય ત્યાં અપવાદરૂપ પ્રસંગને માટે જ છે. દાખલા તરીકે એક ખૂની મારવા આવ્યો હોય તો એક કે અનેક જીવોને બચાવવાને અસત્ય વદવું. વળી આ શ્લોકનું બીજું વાકય હાલના જમાનામાં વિશેષ લક્ષમાં રાખવામાં આવે છે તેમ જણાય છે.

‡ 'આ શ્લોકમાં આમિષ શબ્દનો અર્થ માંસ અથવા તો ધન એવા બે અર્થ છે. એક કુતરાની પાસે માંસનો કટકો હોય તો બીજા કુતરાઓ તેની પાસે તે માંસ લેવાને આવે છે; અને જો તે માંસનો કટકો આપતો નથી તો તેને બટકાં પણ ભરે છે. તે જ્યારે માંસનો કટકો નાખી દે છે ત્યારે બીજાં કુતરાંઓ તેને દુઃખ દેતાં બંધ પડે છે તેમ જ જેની પાસે ધન હોય છે તેને પણ બીજાઓ દુઃખ દે છે માટે ધનનો ત્યાગ કરીને દુઃખમાંથી છુટવાની જરૂર છે,

ગયા પછી દુઃખી થાય છે, તેમ પ્રાણીઓ પુત્રો, સ્ત્રીઓ અને કુટુંબીઓ ઉપર આસક્ત થવાથી દુઃખી થાય છે.[૩૦] મોટી જાળવડે (પાણીમાંથી) કિનારા ઉપર ખેંચી કાઢેલાં માછલાંઓ જેમ દુઃખી થાય છે, તેમ સ્નેહજાળમાં ચોતરફથી ઘસડાઈ આવેલા પ્રાણીઓને અત્યંત દુઃખી થતાં તું જો.[૩૧] કુટુંબ, પુત્રો, સ્ત્રીઓ, શરીર તથા ધનાદિના જે સંગ્રહો છે, તે સર્વ પરાયા અને અધ્રુવ (નાશવંત) છે. આમાં તારું પોતાનું શું છે? માત્ર માણસનાં સારાં તથા નરસાં કર્મો તેનાં પોતાનાં છે.[૩૨] જ્યારે તારે સર્વનો ત્યાગ કરી, પરાધીન થઇને જવાનું છે, તો પછી તું અનર્થમાં શા માટે મોહી રહ્યો છે? અને સમર્થને-હિતકારક કર્મને શા માટે સેવતો નથી?[૩૩] જે માર્ગમાં વિશ્રાંતિનું સ્થાન નથી, જે માર્ગમાં કોઇનો આશ્રય મળતો નથી, જે દેશમાંથી એ માર્ગ જાય છે તેમાં કોઇ માર્ગ નથી તેમ ત્યાં કોઈ દિશા જણાયલી નથી, વળી જે દેશ અત્યંત અંધકારવાળો છે એવા ભાગમાં સાધન વિના તું એકલો, જઈ કેમ શકશે?[૩૪] કારણ કે તું પરલોક તરફ જ્યારે પ્રસ્થાન કરીશ, ત્યારે કોઈ પુરુષ તારી પાછળ આવશે નહિ; પરંતુ તું આ લોકમાંથી પરલોકમાં જઇશ ત્યારે તારું પુણ્યકર્મ અને પાપકર્મ તારી પાછળ આવશે.[૩૫] મનુષ્ય અર્થોના અર્થને એટલે પરબ્રહ્મને વિદ્યા, કર્મ, શૌચ, અને બહુ વિસ્તારવાળાં જ્ઞાનની સહાયતાથી શોધે છે, અને જ્યારે તેનો અર્થ સિદ્ધ થાય છે (પરબ્રહ્મ સાક્ષાત્કાર થાય છે) ત્યારે તે સિદ્ધાર્થવાળો એટલે મુક્ત થયલો કહેવાય છે.[૩૬] ગામમાં રહેવાની મનુષ્યની પ્રીતિ તેને બંધનમાં નાંખનારી એક દોરી સમાન છે. પુણ્ય કર્મ કરનારા પુરુષ આ પ્રીતિમય રજ્જુને કાપી શકે છે, પરંતુ પાપ કર્મ કરનારા પુરુષો કાપી શકતા નથી.[૩૭] (આ જીવન એક નદીરૂપ છે) જે નદીમાં સૌંદર્યરૂપ કિનારાઓ છે, મનરૂપ પ્રવાહો છે, સ્પર્શરૂપ દ્વીપો છે, રસરૂપ તરંગો છે, ગંધરૂપ કીચડ છે, શબ્દરૂપ જળ છે, તેનો સ્વર્ગમાર્ગ તરફ જવાનો માર્ગ મુશ્કેલીવાળો છે,[૩૮] અને આ શરીર તેમાં નાવરૂપ છે, જેમાં ક્ષમારૂપ હલ્લેસાં જોઇએ છે, જેને સ્થિર રાખવાને સત્યરૂપ સૂકાન છે, જેને ખેંચવાને ધર્મરૂપ રજ્જુઓ છે, જેના સઢો ત્યાગ(દાન)રૂપ પવનથી ભરાય છે, જે શીઘ્રગામી છે, આવી નાવવડે જીવનરૂપ નદીને મનુષ્યે તરી જવી જોઇએ.*[૩૯] તું ધર્મનો તથા અધર્મનો ત્યાગ કર, સત્યનો અને અસત્યનો ત્યાગ કર; અને સત્ય તથા અસત્ય એ બંનેનો ત્યાગ કરીને જેવડે તું સત્યનો તથા અસત્યનો ત્યાગ કરે છે, તેનો પણ ત્યાગ કર.†[૪૦] અસંકલ્પથી અર્થાત્ સંકલ્પના ત્યાગથી ધર્મનો ત્યાગ કર તથા ઈચ્છાના ત્યાગવડે અધર્મનો ત્યાગ કર; બુદ્ધિવડે સત્યનો અને અસત્યનો એ બંનેનો ત્યાગ કર, અને પરમ તત્વનો (બ્રહ્મનો) નિશ્ચય કરીને બુદ્ધિનો ત્યાગ કર.[૪૧] આ દેહરૂપી ઘર જેમાં હાડકાંરૂપી થાંભલાઓ છે, દોરડારૂપી સ્નાયુઓથી જેને બાંધવામાં આવ્યું છે, માંસ અને રુધિરથી જેને લીંપેલું છે, ચામડાથી જેને મઢવામાં આવ્યું છે, મળમૂત્રથી જે ભરેલું છે, જે મૂત્ર અને મળવડે દુર્ગંધવાળું છે,[૪૨] જે વૃદ્ધાવસ્થાથી તથા શોકથી વિંટાયલું છે, જે રોગને રહેવાનું દુઃખકારક સ્થાન છે, જે રજોગુણરૂપી ધૂળથી ભરેલું છે, જે અનિત્ય છે, અને જે ભૂતોના આવાસરૂપ છે એવા આ દેહનો તું ત્યાગ કર.[૪૩] આ વિશ્વ, આ આખું જગત્, અને જે અજગતમાંથી પેદા થયું છે તે; (પંચ) મહાભૂતવાળું જે છે તે સર્વ; મહત્ એટલે બુદ્ધિ જે તેના આશ્રય એટલે દેહથી ભિન્ન છે તે;‡[૪૪] આ સર્વ સમુદાય; પાંચ ઈન્દ્રિયો, અને સત્વ, રજસ્, તથા તમસ્ એ સત્તરના રાશિ(સમુદાય)ને અવ્યક્ત કહે છે,[૪૫] આ સર્વ (સત્તર) અવ્યક્ત અને પાંચ ઇન્દ્રિયાર્થ વ્યક્તનો જે સરવાળો, તેને ચોવીશનો અવ્યક્તવ્યક્તનો ગણ (સમૂહ) કહે છે.§[૪૬] આ સર્વ તત્વોથી જે યુક્ત છે, તેને પુરુષ કહેવામાં આવે છે. જે ધર્મને, અર્થને, કામને, સુખને, દુઃખને, જીવતરને તથા મરણને જાણે છે, તે જગતની ઉત્પત્તિને તથા વિનાશને યથાર્થ રીતે જાણે છે. એટલા માટે જે કંઈ જ્ઞાન સંબંધી બાબત હોય, તેને પરંપરાથી જાણવું.[૪૭-૪૮] જે જે વસ્તુ ઇન્દ્રિયોથી જાણી શકાય છે, તે તે વ્યક્ત કહેવાય છે; અને જે ઇંદ્રિયોથી જાણી

* આ બે શ્લોકમાં જીવનને નદીનું અને શરીરને નાવનું રૂપક કલ્પ્યું છે, અને તેમાં નદીમાં વહાણ ચલાવવાની કળાનું જ્ઞાન દર્શાવેલું છે.

† ૪૦ મા શ્લોકમાં વર્ણવેલા વિષયનું ૪૧ મા શ્લોકમાં સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. માટે ૪૦ અને ૪૧ મા શ્લોકનો પરસ્પર સંબંધ છે.

‡ મહાભૂત તે અગ્નિ, આપ, વાયુ, મહી, આકાશ, ચેતના, આત્મા, મન, અને બુદ્ધિ છે એમ એક ટીકાકાર કહે છે. વળી તે મહત્‌નો અર્થ પરમાણુ કરે છે.

§ અવ્યક્ત અને વ્યક્તનો ચોવીશનો સરવાળો કેમ થયો છે તે સમજાતું નથી. આગલા શ્લોકમાં પાંચ ઈન્દ્રિયો કર્ણ, નેત્ર, જિહ્વા, નાસિકા, અને ત્વચા ગણાવી છે. આ શ્લોકમાં તેના અર્થ એટલે શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ કહ્યા છે એટલે કુલ બાવીશ થાય છે. પ્રતાપચંદ્રરોય ચેતના અને બુદ્ધિને પંચ ઇન્દ્રિયાર્થમાં ઉમેરી ચોવીશનો મેળ લાવે છે, પણ નીલકંઠ પંચ ઈન્દ્રિયાર્થમાં મંતવ્ય, બોદ્ધવ્ય, અને અહંકર્તવ્ય એમ ત્રણ ઉમેરી, इन्द्रियार्थैरष्टभिः કહી પચ્ચીશ ગણવાને બદલે ચોવીશ ગણે છે!

શકાતી નથી, પરંતુ જે લિંગ (ચિહ્ન)વડે જાણવામાં આવે છે, તેનું નામ અવ્યક્ત છે.[૪૯] જેમ એક (તરસ્યો) પુરુષ વર્ષાદની ધારાથી સંતુષ્ટ થાય છે, તેમ ઈન્દ્રિયોને અંકુશમાં રાખવાથી માણસ સંતુષ્ટ રહે છે, અને જગતમાં પોતાના આત્માને વિસ્તાર પામેલો, સર્વ વસ્તુમય જૂએ છે, અને સર્વ વસ્તુને પોતાના આત્મામાં આત્મામય જૂએ છે.[૫૦] પરમાત્માને પોતાનામાં જે જૂએ છે, તેની શક્તિ કે, જેનું મૂળ જ્ઞાન* છે, તે નાશ પામતી નથી, અને સર્વદા સર્વ પ્રાણીઓને સર્વાવસ્થામાં પોતાના આત્માને વિષે જોનારા પુરુષની જ્ઞાનમૂળા શક્તિ નાશ પામતી નથી.[૫૧] જે મનુષ્ય મોહજન્ય વિવિધ કલેશોને જ્ઞાનથી ઉલ્લંઘી જાય છે, તે મનુષ્યનું સર્વ પ્રાણીઓનો સહવાસ છતાં પણ અશુભ થતું નથી.[૫૨] વળી જ્ઞાની પુરુષ આ જગતમાં બુદ્ધિના બળથી લોકમાર્ગનો અર્થાત્ જગતમાં ચાલતા માર્ગનો નાશ કરતો નથી. મોક્ષનો ઉપાય જાણનારા મહાત્માએ કહ્યું છે કે, પોતાના વિષે જે ચેતન રહેલું છે, તે આદિ તથા અંતથી રહિત છે; સર્વ જંતુઓમાં તે જન્મ લે છે; જીવાત્મા સાથે (સાક્ષીરૂપ) રહે છે; તે કર્તા નથી અને મૂર્તિમાન્ નથી; તથા મનુષ્ય પોતે કરેલાં કર્માનુસાર નિત્ય સુખદુઃખ ભોગવે છે.[૫૩-૫૪] તે દુઃખોનો નાશ કરવા માટે બીજાં અનેક પ્રાણીઓની હિંસા કરે છે;† અને તેથી બીજાં ઘણાં નવાં કર્મને ઉત્પન્ન કરે છે અને નવા જન્મ લે છે,[૫૫] અને પછી એક રોગી જેમ અપથ્ય (અહિતકારક) ખોરાક ખાઇને દુઃખી થાય છે, તેમ તે મોહથી આંધળો બનેલો, દુઃખોને સુખ માનનારો, નિત્ય નવાં કર્મોથી પુનઃપુનઃ સેકાય છે, દુઃખી થાય છે.[૫૬] કર્મબદ્ધ મનુષ્યનું વલોણાની ગોળીમાંના દહિની પેઠે નિત્ય મન્થન અને દબાણ થાય છે. આ રીતે કર્મથી બંધાયલો જીવ પોતાનાં કર્મોનો ઉદય થાય છે ત્યારે પાછો અમુક યોનિમાં અવતરે છે;[૫૭] અને અનેક વેદનાઓ ભોગવતો આ સંસારમાં ચક્રની પેઠે જન્મમરણના ફેરામાં ભટક્યા કરે છે; પરંતુ તું તો બંધનમાંથી મુક્ત છે, અને કર્મમાંથી પણ મુક્ત છે.[૫૮] સર્વ વસ્તુને જાણનારો તથા કામ, ક્રોધાદિક સર્વને જિતનારો એવો તું સિદ્ધિને માટે પ્રયત્ન કર, અને સર્વ વાસનાઓથી મુક્ત થા. ઘણા લોકો સંયમ કરીને અને તપના બળવડે કર્મના નવીન બંધનનો ત્યાગ કરી દઇને દુઃખ વગરની તથા સુખ આપનારી પુષ્કળ સિદ્ધિને પામ્યા છે."[૫૯]

इति श्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'मोक्षप्राप्ति' ए नामनो अध्याय ३२९ मो समाप्त.

---

## અધ્યાય ૩૩૦ મો.

### મુક્તિમાર્ગ દર્શન.

નારદ કહે છેઃ-શોકનો નાશ કરવા માટે શોકનો નાશ કરનારાં, શાંતિ કરનારાં, કલ્યાણકારી શાસ્ત્રોને સાંભળીને મનુષ્ય બુદ્ધિ પ્રાપ્ત કરે છે, અને બુદ્ધિવડે સુખ સંપાદન કરે છે.[૧] શોક કરવાનાં હજારો સ્થાન છે, તેમ ભયનાં પણ હજારો સ્થાન છે; પરંતુ શોકનાં અને ભયનાં સ્થાનો દિવસેદિવસે મૂઢને વિશે પ્રવેશ કરે છે, પરંતુ પંડિતને વિશે પ્રવેશ કરતાં નથી (પંડિતપર અસર કરતાં નથી).[૨] એટલા માટે અનિષ્ટનો નાશ કરવાને તું મારો કહેલો ઈતિહાસ સાંભળ. જો બુદ્ધિ વશમાં રહે છે તો શોકનો નાશ થાય છે.[૩] અનિષ્ટ વસ્તુ સાથે સંબંધ થવાથી અને પ્રિય (અનુકૂલ) વસ્તુનો વિયોગ થવાથી સ્વલ્પ બુદ્ધિવાળા મનુષ્યો માનસિક દુઃખને પામે છે.[૪] જે વસ્તુઓ ભૂતકાળમાં થઈ ગઈ હોય ત્યારે તેના ગુણોને સંભારી મનુષ્યે શોક કરવો નહિ. જે મનુષ્ય થયલી વસ્તુ વિશે[૫] પ્રેમથી વિચાર કરે છે, તે સ્નેહબંધનવાળો કહેવાય છે. જ્યાં વસ્તુ ઉપર પ્રીતિ થવા માંડે, કે મનુષ્યે તે વસ્તુપ્રતિ દોષદૃષ્ટિથી જોવું (તેના દોષો શોધવા); તથા તે વસ્તુ અનિષ્ટની વૃદ્ધિ કરનાર છે એમ જોવું. એમ જોવાથી તુરત વિરાગ થાય છે.[૬] જે પુરુષ ભૂતકાળનો શોક કરે છે, તે પુરુષને તેથી ધર્મનો, અર્થનો, અથવા તો યશનો લાભ થતો નથી, અને તેનો અભાવ એક વાર થયા પછી પાછો ભાવ થતો નથી (અર્થાત્ ગઈ વસ્તુ પાછી આવતી નથી).[૭] પ્રાણીઓને કેટલીક વાર વસ્તુપ્રાપ્તિ થાય છે તથા કેટલીક વાર તેનો વિયોગ થાય છે; કારણ કે આ સર્વે એક જ મનુષ્યના શોકનું સ્થાન થઈ પડતા નથી.[૮] મરી ગયલા અથવા નાશ પામેલા ભૂત પદાર્થો માટે જે મનુષ્ય શોક કરે છે, તે મનુષ્ય એક દુઃખવડે બીજા દુઃખને મેળવે છે. આ રીતે બે અનર્થને તે પામે છે.‡[૯] જેઓ બુદ્ધિવડે જગતની વૃદ્ધિ (અને નાશ) જુવે છે, તેઓ અશ્રુ

---

* શ્લોકમાં પરાવર શબ્દ છે, જેનો અર્થ શ્રુતિઓમાં પરમાત્મા કરેલો છે. † આ શ્લોક એમ સૂચવે છે કે, જ્ઞાની પુરુષ જેમાં પશુઓનો વધ થાય અને અસંખ્ય જન્તુઓનો નાશ થાય એવા યજ્ઞો કરતો નથી. પ્રવૃત્તિપંથે જનારાઓ જ યજ્ઞ કરે છે. આગલા જન્મનાં કર્માનુસાર તેઓ આ જગતમાં આવે છે અને યજ્ઞ યાગાદિક કરી સ્વર્ગનો માર્ગ શોધે છે.

‡ એક તો જે ગયું તેનો શોક, અને બીજું પોતાના શરીરને જે દુઃખ થાય તે, એમ બે અનર્થ સમજવા.

પાડતા નથી; જેઓ સમ્યક્ દૃષ્ટિએ જૂએ છે, તેવા પુરુષોને કોઈ દિવસ અશ્રુ પાડવાનો પ્રસંગ આવતો નથી.૧૦ જ્યારે શરીરસંબંધી અથવા મનસંબંધી દુઃખના મારાનો પ્રસંગ આવી લાગે ત્યારે જો દુઃખ મટાડવા માટે આપણો પ્રયત્ન ચાલી શકે તેમ ન હોય તો તેનો વિચાર કરવો નહિ.૧૧ પોતાને દુઃખ પડ્યું હોય તેનો વિચાર કરવો નહિ, એ જ તેનું ઔષધ છે; કારણકે દુઃખનો વિચાર કરવાથી દુઃખ દૂર થતું નથી, પરંતુ વધારે વધે છે.૧૨ માનસિક દુઃખનો પ્રજ્ઞાથી નાશ કરવો, અને શારીરિક દુઃખનો ઔષધોથી નાશ કરવો, એ વિજ્ઞાનનું સામર્થ્ય છે. દુઃખ પડે ત્યારે બાળકોની (મૂર્ખ મનુષ્યોની) પેઠે મનુષ્યે વર્તવું જોઇએ નહિ.૧૩ યૌવન, રૂપ, જીવતર, ધનનો સંગ્રહ, આરોગ્ય, વહાલાંઓની સાથે વાસ, આ સર્વ નાશવંત વસ્તુમાં પંડિત (જ્ઞાની) પુરુષ લોભાતો નથી.૧૪ આખા દેશના દુઃખને માટે એક પુરુષે શોક કરવો નહિ; પરંતુ જો તેનો ઉપાય જાણવામાં હોય તો શોક નહિ કરતાં તેનો ઉપાય કરવો.૧૫ આ જીવનમાં સુખ કરતાં પણ દુઃખ વધારે છે એમાં સંશય નથી; તેમ મોહને લીધે ઇંદ્રિયોના વિષયો ઉપર સ્નેહ લાગે છે અને મરણ ગમતું નથી (તેમાં પણ શક નથી).૧૬ જે મનુષ્ય સુખનો અને દુઃખનો બંનેનો ત્યાગ કરે છે, તે પરબ્રહ્મને પામે છે, અને પંડિતો તે પુરુષનો બિલકુલ શોક કરતા નથી.૧૭ ધન બીજાને આપતી વખત પણ દુઃખ થાય છે, તેમ તેની રક્ષા કરવામાં પણ દુઃખ સમાયલું છે, અને તેને મેળવવામાં પણ દુઃખ પડે છે; માટે એવા ધનનો નાશ થાય તો તેને માટે ચિંતા કરવી જોઇએ નહિ.૧૮ ધનસંગ્રહની જૂદીજૂદી અવસ્થાએ પહોંચ્યા છતાં માણસોને વિશેષના આશા રહે છે અને છેવટે સંતોષ ન પામતાં (શોકમાં) મરણ પામે છે ત્યારે પંડિતો સર્વદા સંતુષ્ટ જ રહે છે.૧૯ સર્વે સંગ્રહો (મિશ્રણો) પરિણામે નાશ પામનારા છે (છૂટા પડી જનારા છે–પોતપોતાનાં મૂળ તત્ત્વમાં મળી જનારા છે); જેઓ ઊંચે ચઢેલા છે, તેઓ છેવટે નીચે પડવાના છે; જે પદાર્થોનો સંયોગ થયો છે, તેઓનો છેવટે વિયોગ થવાનો છે, કારણ કે જીવતરનો અંત મરણ છે.૨૦ પિપાસા (તૃષ્ણા)નો અંત નથી, પણ સંતોષ એ પરમ સુખ છે, તે માટે પંડિતો સંતોષને જ પરમ ધન જાણે છે.૨૧ આયુષ્ય નિત્ય ગતિવાળું છે; તે એક મટકું મારવા માત્ર પણ ઉભું રહેતું નથી. આ શરીરો જ જ્યાં અનિત્ય છે ત્યાં બીજી કઈ વસ્તુને નિત્ય જાણવી?૨૨ જેઓ સર્વ પ્રાણીઓમાં ભાવ (પરમાત્મા) છે, એમ વિચારપૂર્વક સમજે છે અને સમજ્યા પછી તે મનથી પર છે (અશુદ્ધ મનવડે સમજી શકાય તેમ નથી) એમ જાણે છે, તેઓ પરમ ગતિને શોધતા, મોક્ષ માર્ગપર જતાં શોક કરતા નથી.*૨૩ અરણ્યમાં નવા તાજા ઘાસની શોધ માટે નિકળેલા, પણ તેથી ન ધરાયલાં, આગળ ભટકતાં પશુને જેમ વાઘ ઉપાડી જાય છે; તેમ જ એક પુરુષ મોટા સંગ્રહ કર્યા કરીને કામનાઓથી ધરાતો નથી, તેટલામાં તો મૃત્યુ તેને ઉપાડી જાય છે, અર્થાત્ મારી નાંખે છે.૨૪ છતાં પણ મનુષ્યે દુઃખમાંથી છૂટવા માટે ઉપાય શોધવો જોઇએ, અને શોક કર્યા વગર તે ઉપાય શોધવો જોઇએ; અને જે મનુષ્ય કોઈ પણ પ્રકારના વ્યસન(કામના)થી રહિત હોય છે, તે મુક્ત થાય છે.૨૫ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ આ વિષયોમાં ઉપભોગ સિવાય બીજું કંઈ ધનવાન્ અથવા તો નિર્ધનને મળતું નથી.૨૬ વિષયોનો સમાગમ થયા પહેલાં પ્રાણીઓને દુઃખ થતું નથી (કારણ કે પૂર્વકાળની તે સ્થિતિ નૈસર્ગિક છે), માટે જે મનુષ્ય પોતાની મૂળ પ્રકૃતિની સ્થિતિમાં રહે છે, તેને સ્ત્રીપુત્રધનધાન્યાદિના વિયોગથી કોઈ પણ પ્રકારનો શોક થતો નથી.૨૭ ધીરજથી ઉપસ્થ ઇંદ્રિયની અને ઉદરની રક્ષા કરવી;† નેત્રવડે હાથપગનું રક્ષણ કરવું, મનવડે નેત્રનું તથા કાનનું રક્ષણ કરવું, અને બ્રહ્મવિદ્યાવડે મનનું અને વાણીનું રક્ષણ કરવું (અર્થાત્ અંકુશમાં રાખવું).૨૮ પોતાના ઓળખીતા તથા બીજા મનુષ્યોના ઉપરથી પ્રીતિ દૂર કરી નમ્ર થઇને જગતમાં જે ફરે છે, તે પુરુષને સુખી અને પંડિત જાણવો.૨૯ જે પુરુષ આત્મા ઉપર પ્રીતિ રાખે છે (અર્થાત્ જેને સ્ત્રીપુત્રધનાદિ જેવાં બાહ્ય પદાર્થથી આનંદ થતો નથી, પણ જે આત્મામાં જ આનંદ પામે છે), જે યોગ સાધે છે, જે નિરપેક્ષ રહે છે, જે લોભનો ત્યાગ કરે છે, અને

* આ શ્લોક જોઇએ તેવો સ્પષ્ટ નથી; તેથી તેનો કોઈ ખુલાસો નીલકંઠે કર્યો નથી. શ્લોકમાં ભાવ શબ્દ છે તેનો અર્થ પરમાત્મા એવો કરેલો છે, અને તે પ્રમાણે અર્થ ઘટાવેલો છે. શ્લોકનો ભાવાર્થ એવો છે કે, પ્રાણીમાત્રમાં પરમાત્મા છે એવું જાણ્યા પછી તેણે એટલું પણ જાણવું જોઇએ કે, પરમાત્મા મનવડે સમજી શકાતો નથી. પાશ્ચાત્ય વિદ્વાનો આ સ્વરૂપ ન સ્વીકારતાં મુખ્ય તત્વને શોધવાને, અને કેટલાકો તો ખુદ મનુષ્ય પેદા કરવાનાં તત્ત્વોને શોધી તેનાં કારખાનાં કહાડવાની પણ વાતો કરે છે! સૃષ્ટિમાં ઉત્પન્ન થયલી પ્રત્યેક વસ્તુની ઉત્પત્તિનું કારણ અને તેની ઉપયોગિતા ન સમજનાર મનુષ્યની આવી શોધકવૃત્તિ ખરેખર હાસ્યાસ્પદ છે. મનુષ્યનો સત્ય ધર્મ જે સ્થિતિમાં ઈશ્વરની બનાવેલી ચીજો મળી આવે છે, તે સ્થિતિમાં તે મનુષ્યના સુખને માટે કેમ ખપ લાગે તે વિચારવાનો છે.

† આહાર અને કામવાસનાનું બળ સમાન છે; માટે તે દ્વંદ્વનું રક્ષણ ધૈર્યથી કરવાનું કહેલું છે.

પોતાના આત્મારૂપ સહાયકની સાથેજ જે વિચરે છે (જે બીજાની સહાયની પરવા રાખતો નથી), તે સુખી થાય છે.[૩૦]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकाभिपतन' ए नामनो अध्याय ३३० मो समाप्त.

## અધ્યાય ૩૩૧ મો.

### કૈલાસશિખરારોહણ.

નારદ કહે છેઃ–જ્યારે જીવનમાં સુખ અને દુઃખનાં પરિવર્તનો–ફેરફાર પ્રાપ્ત થાય છે (જોવામાં આવે છે) ત્યારે મનુષ્યની બુદ્ધિ, સુનીતિ અથવા પૌરુષકાળની ક્રાંતિઓને–ફેરફારોને અટકાવી શકતા નથી;[૧] માટે પુરુષે સ્વભાવથી જ પ્રયત્ન કરવો, (કારણ કે) પ્રયત્ન કરનારો પુરુષ દુઃખી થતો નથી. મનુષ્યે પોતાના (વહાલા) આત્માને પ્રિય ગણી તેનું જરા (વૃદ્ધાવસ્થા), મરણ, તથા રોગ સામે રક્ષણ કરવું જોઇએ.[૨] જેમ દૃઢ ધનુર્ધારી પુરુષો તીક્ષ્ણ ધારવાળાં બાણો મારે ને તેથી જેમ પીડા થાય છે, તેમ શારીરિક તથા માનસિક રોગો શરીરોને દુઃખી કરે છે.[૩] અનેક તૃષ્ણાઓથી પીડા પામતા, દુઃખી થતા, જીવવાની ઇચ્છા રાખતા, અને પરાધીન એવા મનુષ્યના શરીરને નાશના (ખાડા) તરફ ઘસડી જવામાં આવે છે.[૪] નદીઓના પ્રવાહો જેમ આગળને આગળ વહ્યા કરે છે, પરંતુ પાછા ફરતા નથી; તેમ રાત્રિઓ અને દિવસો પણ ફરીફરીને મનુષ્યોનાં આયુષ્યોનું હરણ કરતાં ચાલ્યાં જાય છે, પરંતુ પાછાં ફરતાં નથી.[૫] શુકલપક્ષ તથા કૃષ્ણપક્ષ વારાફરતી આવ્યા કરે છે, અને તેજન્મ ધારણ કરનારા મનુષ્યોને ક્ષીણ કરી નાંખે છે; પરંતુ એક મટકુ મારવા માત્ર પણ ઉભા રહેતા નથી.[૬] અક્ષય એવો આદિત્ય (સૂર્ય) વારંવાર ઉદય તથા અસ્ત પામ્યા કરે છે, અને પ્રાણીઓના સુખોને તથા દુઃખોને પકાવે છે (તૈયાર કરે છે).[૭] વળી રાત્રિઓ પણ મનુષ્યોના અણધાર્યાં, ભાગ્યને આધીન રહેનારા સર્વે સારા અથવા તો નરસા પ્રસંગોને સાથે લઇને આવે છે અને તેની સાથે અસ્ત પામે છે.[૮]

પુરુષની ક્રિયાનું ફળ જો સ્વાધીન હોત, તો તે જે ફળની ઇચ્છા કરત, તે ફળને તે મેળવી શકત.[૯] વળી ઇંદ્રિયનો નિગ્રહ કરનારા, કુશળ, ને મતિમાન્ એવા મનુષ્યો પણ જો કંઈ કર્મ કરતા નથી તો તેઓને ફળ મળતું નથી.*[૧૦] બીજા કેટલાએક જેઓ મૂર્ખ અને ગુણ રહિત હોય છે, પુરુષોમાં અધમ હોય છે, તેઓને જોકે કાંઈ આકાંક્ષા હોતી નથી, છતાં પણ તેઓની સર્વ કામનાઓ પૂર્ણ થતી જોવામાં આવે છે.[૧૧] વળી પ્રાણીમાંથી કેટલાએક જોકે નિત્ય હિંસા કરે છે અને લોકોને છેતરે છે, છતાં તેઓ સુખનો ઉપભોગ કરતા જોવામાં આવે છે.[૧૨] કોઈ પુરુષ કર્મ કર્યા વગર જોકે બેસી રહે છે, છતાં લક્ષ્મી તેની સેવા કરે છે; અને કોઇક કર્મ કરે છે, છતાં પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુને પણ મેળવી શકતો નથી.[૧૩] આમ થવામાં પુરુષનો પોતાનો અપરાધ છે એમ જાણજે. સ્વાભાવિક રીતે એક ઠેકાણેથી શુક્ર ઉત્પન્ન થાય છે, અને તે અન્ય સ્થળે જાય છે.[૧૪] શુક્ર જો યોનિમાં પડે છે, તો તેમાંથી ગર્ભ બંધાય છે અથવા તો (વીર્ય અને રજ એકઠાં થતાં નથી તો) નથી પણ બંધાતો. પરંતુ જેમાંથી ગર્ભ બંધાતો નથી, તેનું પરિણામ આંબાના મોહોરના જેવું આવે છે.[૧૫] કોઇક પુરુષ પુત્રની અને પુત્રના પુત્રની ઇચ્છા રાખે છે, અને તેની સિદ્ધિને અર્થે પ્રયત્ન કરે છે, છતાં તેને પ્રજા થતી નથી;[૧૬] ત્યારે જે કોઈ એક ઝેરી સર્પથી જેમ ભય પામે તેમ ગર્ભધારણથી ડરે છે, તેવા પુરુષને ત્યાં તે મરણ પામીને જાણે પંડે જ કેમ ફરીને જન્મ્યો હોય તેવો આયુષ્યમાન્ પુત્ર જન્મે છે.[૧૭] પુત્રની ઇચ્છા રાખનારા કેટલાએક કૃપણ પુરુષો દેવોનું યજન કરે છે, તથા તપ કરે છે; ત્યારે પૂરા દશ મહિના સૂધી ગર્ભમાં રહીને દશમે મહિને કુળને કલંક લગાડનારા પુત્રને મેળવે છે.[૧૮] કેટલાએકને એવા માંગલિક કર્મ કરવાથી જે પુત્રો મળે છે, તેઓ પોતાના પિતાએ સંગ્રહ કરી રાખેલાં ઘણાં ધન, ધાન્ય, અને ભોગોનો ઉપભોગ કરે છે.[૧૯]

જ્યારે સ્ત્રી તથા પુરુષ પરસ્પર એકઠાં થઇને સમાગમ કરે છે ત્યારે ઉપદ્રવની માફક યોનિમાં ગર્ભનો પ્રવેશ થાય છે.[૨૦] જેવો પ્રાણનો સંરોધ થાય છે કે, તરત જ બીજાં તત્ત્વો, તે જીવ કે જેનું (સ્વર્ગ અને નરકના બીજરૂપ સ્થૂલ) શરીર નાશ પામ્યું છે, પણ જેના માંસ અને શ્લેષ્મવાળા સ્થૂલ શરીરે કર્મો કરેલાં છે, તે જીવનો કબજો લે છે.†[૨૧] એક વહાણના ઉતારુઓને લેવા માટે જેમ બીજું વહાણ હાજર રાખવામાં આવે છે; તેમ એક શરીરનો નાશ થયા પછી, દગ્ધ થયલા અને નાશ પામેલા શરીરના આશ્રિત જીવને લેવાને માટે, પૂર્વના જેવું એક બીજું નાશવંત શરીર તૈયારજ રાખેલું હોય છે.[૨૨]

સમાગમ કરવાથી પેટમાં વીર્યનું જડ બિંદુ મૂકવામાં આવે છે (અને ગર્ભ રહે છે); તે ગર્ભ કયા

* આ શ્લોક એ સૂચવે છે, કે આ જગતમાં મનુષ્યના જીવનમાં કર્મ પ્રધાન છે. † શ્લોકનું તાત્પર્ય એ છે કે એક જીવ શરીરરૂપ બંધન વગર રહી શકતો નથી, પણ જેનાં કર્મોનો અંત આવે છે તે જીવને શરીરરૂપ કોઈ બંધન રહેતું નથી; કારણ કે તે મુક્ત થાય છે.

પ્રયત્નથી જીવે છે તે તું જાણે છે?[૨૩] જે ઉદરમાં અન્ન, પાન, તથા ખાધેલા ખોરાકો પચી જાય છે, તે જ ઉદરમાં ગર્ભ પણ અન્નની પેઠે કેમ પચી જતો નથી?[૨૪] વળી જે ગર્ભમાં મૂત્ર તથા નરક સ્વાભાવિક રીતે જ રહેલાં છે, તે ગર્ભમાં રહેવાને અથવા તો તેમાંથી નિકળવાને જીવ પંડે સ્વતંત્ર નથી.[૨૫] કેટલાએક જીવ ગર્ભમાંથી સ્રવી જાય છે, અને કેટલાએક જન્મે છે, અને કેટલાએક જન્મીને મરણ પામે છે.[૨૬] આ રીતે યોનિનો સંબંધ થવાથી જે પુરુષ ( સ્ત્રીની યોનિમાં) બીજ મૂકે છે, તેને તેમાંથી (પુત્ર અથવા તો પુત્રી એમ) પ્રજા મળે છે, અને તે પ્રજા પાછી મૈથુનના કર્મમાં જોડાય છે (અને સૃષ્ટિનો વ્યવહાર ચાલે છે).[૨૭] અનાદિ કાળના પ્રવાહથી બંધાયલા દેહનાં આયુષ્યનો ક્ષય થવાનો સમય આવે છે, ત્યારે તેના શરીરનાં પાંચ ભૂતો સાતમી દશાને અને નવમી અવસ્થાને પામે છે–ભોગવે છે, પણ આત્મામાં તેથી કંઈ વિકારો થતા નથી.*[૨૮] પારાધીઓને હાથે પીડાતા નાનાંનાનાં મૃગોની માફક વ્યાધિઓ પણ જ્યારે મનુષ્યોને પીડવા માંડે છે, ત્યારે મનુષ્યો ઉઠવાને શક્તિમાન્ હોતા નથી, એમાં સંશય નથી.[૨૯] જ્યારે રોગો મનુષ્યોને દુ:ખ દેવા માંડે છે, ત્યારે મનુષ્યો ઘણા ધનનો ત્યાગ કરે છે અને વૈદ્યો પ્રયત્ન કરે છે, પણ રોગી મનુષ્યોની વેદનાને મટાડી શકતા નથી.[૩૦] પારાધીઓને હાથે જેમ મૃગો પીડા પામે છે તેમ અતિનિપુણ, કુશળ, અને ઔષધિનો મોટો સંગ્રહ કરી રાખનાર વૈદ્યો પણ રોગોથી દુ:ખી થાય છે.[૩૧] અનેક જાતના કષાયો ( ઉકાળા ) અને અનેક જાતના ઘીનું પાન કરનારાઓ જરાવસ્થા(વૃદ્ધાવસ્થા)ને હાથે, મોટા હાથીઓને હાથે નાશ પામેલા વૃક્ષોની પેઠે, નિર્બળ થઈ પડેલા જણાય છે.[૩૨] આ પૃથ્વી ઉપર પશુઓ અને પક્ષીઓ રોગથી પીડાય છે, ત્યારે તેની કોણ ચિકિત્સા કરે છે? પશુ, પક્ષીઓ અને દરિદ્રી પુરુષો ઘણું કરીને માંદા પડતા જણાતા નથી.[૩૩] પરંતુ મોટાં પશુઓ જેમ નાનાં પશુઓ ઉપર ચઢાઈ કરીને તેને વશ કરે છે; તેમ રોગો પણ ભયંકર, દુરાધર્ષ, અને ઉગ્ર તેજવાળા રાજાઓને સપડાવી પોતાને વશ કરે છે.[૩૪]

આ રીતે જગત્ ( સર્વ મનુષ્યો ) પોતાનાં દુ:ખને લીધે પોકાર કરી શકતું નથી; મોહ તથા શોકમાં ડુબી ગયું છે; અને તે બળવાન્ કાળના પ્રવાહમાં એકાએક સપડાયું છે અને ઘસડાયું જાય છે.[૩૫] દેહધારી જીવો પોતાની રક્ષા કરવા માટે તત્પર થાય છે અને પ્રયત્ન કરે છે, છતાં પણ ધનથી, રાજ્યથી, તેમ ભયંકર તપ કરીને પણ શરીરના સ્વભાવમાં ફેરફાર કરી શકતા નથી.[૩૬] દેહધારી જો પ્રયત્નનું ફળ મેળવી શકતા હોય તો તેઓ મરણ પામે નહિ, ઘરડા પણ થાય નહિ, તથા સૌ પોતપોતાની કામનાને પૂર્ણ કરે, તથા તેઓને અશુભ જોવાનો પણ સમય આવે નહિ.[૩૭] સર્વ મનુષ્યો ઉત્તરોત્તર ચઢતી સ્થિતિએ જવાની ઇચ્છા કરે છે અને પોતાની શક્તિ અનુસાર પ્રયત્ન પણ કરે છે; પરંતુ તેમની ઇચ્છા પ્રમાણે કંઈ થતું નથી.[૩૮] સાવધાન રહેનારા, પ્રામાણિક,† શૂરા, અને પરાક્રમી પુરુષો, ઐશ્વર્યના મદથી મત્ત થયેલા તથા મદ્યના મદથી મત્ત થયેલા પુરુષોની સેવા કરે છે.[૩૯] કેટલાએક મનુષ્યો પોતાનાં દુ:ખો તરફ ધ્યાન આપવા માંડે છે, તેટલામાં તો તેઓનાં દુ:ખો નાશ પામે છે; ત્યારે કેટલાએકની પાસે કંઈ પણ ધન હોતું નથી, છતાં તેઓ દુ:ખ રહિત જણાય છે.[૪૦]

આ રીતે કર્મનાં ફળોમાં મોટી વિષમતા જોવામાં આવે છે. કેટલાએક પુરુષો પાલખીનું વહન કરે છે; ત્યારે કેટલાએક પુરુષો તે પાલખીમાં બેસીને જાય છે.[૪૧] સર્વ મનુષ્યોને ધનની ઇચ્છા હોય છે, પરંતુ તેમાંથી થોડાકને ત્યાં જ રથો હોય છે; કેટલાએકની સ્ત્રીઓ મરી ગઈ છે ( અને બીજી મળતી નથી), ત્યારે કેટલાએકને હજારો સ્ત્રીઓ હોય છે.[૪૨] સુખ અને દુ:ખ એક સાથે રહેનારાં છે; તેમાંથી કેટલાએક પ્રાણીઓમાં સુખ અને કેટલાએક પ્રાણીઓમાં દુ:ખ રહેલું હોય છે. આ આશ્ચર્યજનક (સ્થિતિ) જો, અને જોયા પછી મોહ પામીશ મા.[૪૩] તું ધર્મનો અને અધર્મનો ત્યાગ કર; સત્ય તથા અસત્ય એ બન્નેનો ત્યાગ કર, અને જેની સહાયથી સત્યનો તથા અસત્યનો ત્યાગ કરે છે, તેનો પણ ત્યાગ કર, અર્થાત્ બુદ્ધિનો પણ ત્યાગ કર.[૪૪] હે ઋષિઓમાં શ્રેષ્ઠ! મેં તને આ પરમ ગુપ્ત વાત કહી છે, કે જેને જાણીને દેવતાઓ મર્ત્યલોકનો ત્યાગ કરીને સ્વર્ગમાં ગયા છે.[૪૫]

---

* શરીરની દશ અવસ્થા આ પ્રમાણે છે: ૧ ગર્ભવાસ, ૨ જન્મ, ૩ બાલ્ય, ૪ કુમારાવસ્થા, ૫ પૌગંડાવસ્થા, ૬ યૌવન, ૭ સ્થવિરતા, ૮ જરા, ૯ પ્રાણનો રોધ, અને ૧૦ નાશ. આ દશ અવસ્થામાં પાંચ વર્ષ સૂધી બાલ્યાવસ્થા, બાર વર્ષ સૂધી કુમારાવસ્થા, સોળ વર્ષ સૂધી પૌગંડાવસ્થા, અડતાળીસ વર્ષ સૂધી યૌવનાવસ્થા અને પછી જરાવસ્થા જાણવી. શ્લોકમાં સાતમી સ્થવિરાવસ્થા ભોગવવાની કહી છે, કે જેમાં કુટુંબભરણની ચિંતાથી વ્યાકુળ થવાય છે અને નવમી પ્રાણરોધની અવસ્થા ભોગવવી પડે છે. આ ઉભય અવસ્થા માત્ર પંચભૂત ભોગવે છે, પણ આત્મા ભોગવતો નથી.

† મુંબઇની પ્રતમાં "શઠ" પુરુષો ઐશ્વર્યના મદવાળા અને મદ્યના મદવાળાની સેવા કરે છે એમ જણાવેલું છે; પણ તેથી જે તુલના થવી જોઇએ તે થતી નથી, અને તેથી મેં "અશઠ" (પ્રામાણિક) એવો પાઠ સ્વીકારેલો છે.

નારદનું વચન સાંભળીને પરમ બુદ્ધિમાન્ ને ધીર એવા શુકે મનમાં વિચાર કર્યો, પરંતુ તેનો નિર્ણય સમજી શકયા નહિ.૪૬ પુત્રો તથા દારાઓને લીધે મહા કલેશ થાય છે; વિદ્યા અને વેદ ભણવામાં મહાન્ શ્રમ પડે છે, ત્યારે થોડા કલેશવાળું છતાં મોટું ફળ આપનારું સાક્ષાત્ સ્થાન કયું હશે?૪૭ તે પછી ભૂત અને ભવિષ્યને જાણનારા શુકે બે ઘડી સૂધી પોતાને માટે નિર્માણ થયલી ગતિનો વિચાર કરીને, સર્વોત્તમ ગતિ પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો.૪૮ તેણે મનની સાથે વિચાર કર્યો કે, હું (સર્વ ઉપાધિમાંથી) મુક્ત થઇને ઉત્તમ ગતિને કેવી રીતે પામું, કે જેથી યોનિના સંકરરૂપ આ સંસાર-સાગરમાં ફરીને પાછા આવવું પડે નહિ?૪૯ જ્યાં ગયા પછી જીવાત્મા પુનઃ આ જગતમાં આવતો નથી એવા બ્રહ્મભાવની હું તો આકાંક્ષા રાખું છું. સર્વ કર્મનાં ફળોનો સંગ તજી દઇને મનવડે મારી ઉત્તમ ગતિ કરવાનો મેં નિશ્ચય કર્યો છે.૫૦ મારા આત્માને જ્યાં શાંતિ મળશે, અને જ્યાં અક્ષય, અવ્યય, અને સનાતન એવા આત્મરૂપે રહેવાય ત્યાં હું જઇશ.૫૧ પરંતુ તે બ્રહ્મરૂપ પરમ ગતિ યોગ સેવ્યા વિના મળી શકે તેમ નથી; કારણ કે જ્ઞાની પુરુષનું દેહબંધન કર્મ કરવાથી છૂટતું નથી.૫૨* તેટલા માટે યોગનો આશ્રય કરી ગૃહરૂપી કલેવરનો ત્યાગ કરી, વાયુરૂપ થઇને તેજના પુંજરૂપ દિવાકરમાં હું પ્રવેશ કરીશ.૫૩† જેમ (ધૂમાદિ માર્ગે-યજ્ઞાદિ માર્ગે) સોમલોકમાં ગયેલો જીવ દેવતાઓની સાથે પોતાનાં પુણ્ય ઓછાં થઈ ગયા પછી કંપાયમાન થઇને ભૂમિપર પડે છે, અને જ્યારે તેનાં પુણ્યની વૃદ્ધિ થાય છે ત્યારે તે પાછો સ્વર્ગમાં જાય છે; તેમ (અર્ચિરાદિ માર્ગે) તેજ પુંજ દિવાકરમાં પ્રવેશ કરનારાને પાછું મર્ત્યલોકમાં આવવું પડતું નતી.૫૪ ચંદ્ર પણ નિત્ય (કૃષ્ણ પક્ષમાં) ક્ષીણ થાય છે અને (શુકલ પક્ષમાં) પાછો ખીલે છે. આ રીતે ચંદ્રની વારંવાર ક્ષીણતા તથા વૃદ્ધિ થતી જાણીને હું ચંદ્રલોકમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરતો નથી.૫૫ પણ સૂર્ય પોતાનાં પ્રચંડ કિરણોથી સર્વ લોકને સંતાપ ઉપજાવે છે (તેની કળામાં વધઘટ થતી નથી), અને સર્વ પદાર્થોમાંથી નિત્ય રસને ખેંચે છે, તથા તેનું મંડળ નિત્ય અક્ષય રહે છે.૫૬ એટલા માટે મને પ્રકાશમાન તેજવાળા સૂર્યમંડળમાં પ્રવેશ કરવાની ઇચ્છા થાય છે. ત્યાં સૂર્યમંડળમાં નિઃશંક અંતઃકરણથી (પુનઃર્જન્મ પામવાના કે દુઃખ પામવાના ભયથી મુક્ત થઇને) વાસ કરીશ, અને ત્યાં કોઇ મારો તિરસ્કાર કરી શકશે નહિ.૫૭ હું સૂર્યના ઘરમાં મારું આ શરીર નાંખી દઇશ, અને ઋષિઓની સાથે અત્યંત દુઃસહ એવા સૂર્યના તેજમાં પ્રવેશ કરીશ.૫૮ હવે હું વૃક્ષોને, હાથીઓને, પર્વતોને, પૃથ્વીને, દિશાઓને(દિક્પાલોને), આકાશને, દેવ, દાનવ, ગંધર્વ, પિશાચ, સર્પ તથા રાક્ષસોને પણ જણાવું છું કે, આ જગતમાં રહેનારાં સર્વ પ્રાણીઓમાં હું પ્રવેશ કરીશ, એમાં સંશય માનવો નહિ.‡ સર્વે દેવતાઓ તથા ઋષિઓ મારા યોગનો પ્રભાવ જોજો."૫૯-૬૦

આ રીતે કહીને લોકોમાં પ્રખ્યાત એવા નારદ ઋષિને તેણે આજ્ઞા આપી અને તેમની આજ્ઞા લીધી, અને પછી પોતાના પિતાની પાસે ગયા.૬૧ શુકે મહાત્મા કૃષ્ણદ્વૈપાયન મુનિને પ્રણામ કરીને પ્રદક્ષિણા કરી, અને પછી તે કૃષ્ણદ્વૈપાયન મુનિની પાસેથી (અર્ચિરાદિ માર્ગે) જવા માટે આજ્ઞા માગી.૬૨ મહાત્મા વ્યાસ ઋષિ શુકનું કહેવું સાંભળીને પ્રસન્ન થયા, અને ફરીને તેના પ્રતિ બોલ્યાઃ "હે પુત્ર! હું આજે તને નિરખીને મારા નેત્રને પ્રસન્ન કરું. એટલો વખત તું ઉભો રહે."૬૩ પરંતુ શુકને કોઈ પણ જાતની અપેક્ષા ન હતી, તેનામાંથી સ્નેહ પણ દૂર થયો હતો; તેમ તેના સંશય પણ દૂર થયા હતા. એટલે તેણે મોક્ષ મેળવવનો જ વિચાર કરતાં કરતાં ગમન કરવા તરફ મનને પ્રેર્યું.૬૪ તેથી તે મુનિસત્તમ પોતાના પિતાનો ત્યાગ કરીને સિદ્ધ પુરુષોના સંઘથી સેવાતા વિશાળ કૈલાસ પર્વત ઉપર ગયા.૬૫

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकाभिगमन' ए नामनो अध्याय ३३१ मो समाप्त.

## અધ્યાય ૩૩૨ મો.

### શુકનું અંતરિક્ષમાં ઉડવું.

ભીષ્મ કહે છેઃ-હે ભરતવંશી રાજા! વ્યાસના પુત્ર શુક પર્વતના શિખર ઉપર ચઢીને તૃણ વગરની અને એકાંત સપાટ જગ્યાપર બેઠા.૧ અને પછી પોતાના ક્રમને જાણનારા તે શુકે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધિપૂર્વક પગથી આરંભીને શરીરના સર્વ અવયવોને

* ૨૧ મા શ્લોકમાં કર્મના અંતથી મુક્તિ મળવાનું કહ્યું છે, અને આ શ્લોકમાં યોગ વિના દેહબંધનથી છૂટાતું નથી એમ કહ્યું છે એ આશ્ચર્યકર્તા છે.

† આ શ્લોકમાં દિવાકર એટલે સૂર્યના મંડળમાં રહેનારાં, ભર્ગ શબ્દના અર્થરૂપ, સંસારના બીજનો નાશ કર્તા, સર્વ પ્રાણીઓની બુદ્ધિના પ્રવર્તક, ને ગાયત્રી મંત્રથી પ્રતિપાદ્ય સૂર્ય સમજવા, પરંતુ અર્ચિર્ માર્ગના પર્વરૂપ, મંડળના અભિમાની આદિત્ય લેવા નહિ; કારણ કે, શુક કાર્યરૂપ બ્રહ્મલોકમાં ગયા ન હતા, પરંતુ તેની પેલી પાર જઇને બ્રહ્મરૂપ થયા હતા. યોગપ્રભાવથી સૂર્યમંડળ સૂધી જવાય છે, પણ શુક શુદ્ધ બ્રહ્મભાવવાળા હોવાથી આગળ વધી બ્રહ્મભૂત થયા હતા, તેજ પુંજવાળા થયા હતા. ‡ પોતે હવે યોગબળથી બ્રહ્મમય થાય છે, એમ શુકના કહેવાનો ભાવાર્થ છે.

વિષે અનુક્રમે આત્માની ધારણા કરવા માંડી.[૨] તે પછી થોડી વારમાં સૂર્યનો ઉદય થયો, ત્યારે વિદ્વાન્ શુક પૂર્વ દિશા તરફ પોતાનું મુખ કરી, પોતાના હાથ તથા પગને યોગ્ય રીતે ગોઠવીને વિનયીની પેઠે બેઠા.[૩] જે પ્રદેશમાં વ્યાસના બુદ્ધિમાન્ પુત્ર યોગ સાધવાને તૈયારી કરતા બેઠા હતા, તે પ્રદેશમાં પક્ષીઓનો સમુદાય ન હતો, કોઇનો શબ્દ સંભળાતો નહતો, તેમ કોઈ નજરે પણ પડતું નહતું.[૪] તે સમયે શુકે સર્વ પ્રકારના સંગથી રહિત એવા પોતાના આત્માને જોયો. તે સર્વોત્તમને તેણે જોયો, એટલે તેને અતિ હાસ્ય થયું.[૫] અને પછી તેણે મોક્ષનો માર્ગ મેળવવા માટે ફરીને યોગ સેવવા માંડ્યો, અને મહા યોગેશ્વર થઇને તેણે આકાશનું ઉલ્લંઘન કર્યું.[૬] તે પછી દેવર્ષિ નારદની પ્રદક્ષિણા કરીને તે પરમર્ષિને પોતાનો યોગ નિવેદન કર્યો.[૭]

શુક કહે છેઃ—"હે તપોધન! મેં મોક્ષનો માર્ગ દીઠો છે, અને હવે હું ત્યાં જવા માટે પ્રવૃત્ત થયો છું. તમારું કલ્યાણ થાવ. હે મોટી કાંતિવાળા મુનિ! હું તમારી કૃપાથી મારી ઇષ્ટ ગતિને પ્રાપ્ત કરીશ."[૮]

તે સાંભળીને નારદે તેને આજ્ઞા આપી, એટલે દ્વૈપાયનના પુત્ર શુકે નારદને પ્રણામ કર્યા; અને ફરીને યોગ સેવીને આકાશમાં પ્રવેશ કર્યો.[૯] શ્રીમાન્ શુકે આકાશમાં ઉડવાનો નિશ્ચય કરીને વાયુનું રૂપ ધારણ કર્યું, અને કૈલાસ પર્વતનાં શિખર ઉપરથી ઉડીને આકાશમાં ફરવા લાગ્યા.[૧૦] સર્વ પ્રાણીઓ, ગરુડના સમાન કાંતિવાળા અને બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા શુકને મન અને પવનના જેવા વેગથી ઉડતા જોવા લાગ્યાં.[૧૧] તે સમયે શુકે અગ્નિ અને સૂર્ય સમાન પ્રભાવાળા સમસ્ત ત્રણ લોકને એક બ્રહ્મ તરીકે જોયા, અને તે લાંબા માર્ગપર તે આગળ વધ્યા.[૧૨] એકાગ્ર મનવાળા, શાંત, અને નિર્ભયપણે આગળ વધતા શુકપ્રતિ સ્થાવર અને જંગમ સર્વ પ્રાણીઓએ નજર કરી.[૧૩] તે સમયે સર્વ પ્રાણીઓએ પોતપોતાની શક્તિ અને રીતિ અનુસાર તેની પૂજા કરી; (અને) દેવતાઓએ તેના ઉપર દેવતાઈ પુષ્પોની વૃષ્ટિ કરી.[૧૪] સર્વે ગંધર્વો અને અપ્સરાઓનાં મંડળો શુકને જોઇને વિસ્મય પામ્યા; અને સિદ્ધ એવા ઋષિઓ પણ તેને જોઇને તેટલા જ વિસ્મય થયા;[૧૫] (ને વિચારવા લાગ્યા કે) જેની કાયા નીચે રહી ગઈ છે, અને જે ઉંચું મુખ કરીને અંતરિક્ષમાં ચાલ્યો જાય છે અને જેને નેત્રવડે આનંદ અપાય છે એવા તપવડે સિદ્ધિને પ્રાપ્ત કરનારો આ કોણ છે?[૧૬] પરમ ધર્માત્મા અને ત્રણે લોકમાં પ્રખ્યાત શુક, ત્યાંથી પૂર્વ દિશા તરફ સૂર્ય સામે દૃષ્ટિ કરીને વાણીને નિયમમાં રાખીને, અખિલ આકાશને પોતાની ગતિના વેગને લીધે થતા શબ્દથી ભરી દેતો હોય તેમ આગળ ચાલ્યો. પંચચૂડા આદિ સર્વ અપ્સરાઓનાં ટોળાંઓ પણ શુકને એકદમ આવતા જોઇને, હે રાજન્! મનમાં ભય પામવા લાગ્યાં, પરમ વિસ્મય થવા લાગ્યાં, અને તેમનાં નેત્રો અત્યંત પ્રફુલ્લિત થઈ ગયાં.*[૧૭-૧૯] આ ઉત્તમ ગતિને પામેલો આ કયો દેવતા હશે? નિઃસ્પૃહ થઇને મુક્તિને પામ્યો હોય, તેવો આ કોઈ પુરુષ નિઃસંશય અહિં જ આવે છે.[૨૦] એટલામાં જ્યાં ઉર્વશી તથા પૂર્વચિત્તિ વાસ કરીને રહેતી હતી, તે મલય પર્વત ઉપર શુક જઈ ચઢ્યો.[૨૧] તે બ્રહ્મર્ષિના પુત્રને જોઇને બન્ને અપ્સરાઓ અતિ વિસ્મય થઈ, અને બોલી ઉઠી કેઃ "વેદોનો અભ્યાસ કરવામાં મસ્ત એવા આ બ્રાહ્મણમાં કેવું એકાગ્રચિત્ત છે![૨૨] આ શુકે પિતાની સેવા કરીને સર્વ કરતાં શ્રેષ્ઠ બુદ્ધિ પ્રાપ્ત કરી છે, અને થોડા જ સમયમાં ચંદ્રની પેઠે આકાશમાં ફરે છે.[૨૩] આ પિતાના ભક્ત છે; તેનું તપ દૃઢ છે; પિતાના અત્યંત વહાલા પુત્ર છે; પુત્ર સિવાય બીજા ઉપર પ્રીતિ ન ધરાવનારા તે પિતાએ આ પુત્રને કેમ જવાની આજ્ઞા આપી હશે?"[૨૪] ઉર્વશીનું આ વચન સાંભળીને પરમ ધર્મ જાણનારા શુકનું તેમાં મન જવાથી તેણે સર્વ દિશા તરફ દૃષ્ટિ કરી.[૨૫] તેણે અંતરિક્ષ અને પૃથ્વી તરફ પર્વતોવાળાં વનો અને અરણ્યો તરફ અને સરોવરો અને નદીઓના તરફ દૃષ્ટિ કરી.[૨૬] તે સમયે સર્વ દેવતાઓ બે હાથ જોડીને માનથી ચોતરફથી દ્વૈપાયનના પુત્રને જોવા લાગ્યા.[૨૭] ત્યારે પરમ ધર્મને જાણનારા શુકે દેવોને કહ્યું કેઃ "મારા પિતા, હે શુક! હે શુક! આ રીતે પોકાર પાડતા મારી પાછળ આવે તો,[૨૮] તમે સૌ સાવધાન થઇને મારા તરફથી પ્રત્યુત્તર આપજો. તમે સૌ સ્નેહને લીધે મારું આ કહેવું માન્ય કરશો."[૨૯] શુકનું આ વચન સાંભળીને સર્વ દિશાઓ, અરણ્યો, સમુદ્રો, નદીઓ અને પર્વતોએ ચોતરફથી શુકને પ્રત્યુત્તર આપ્યો કે,[૩૦] "હે વિપ્ર! ઠીક છે; તમે જે પ્રમાણે આજ્ઞા આપો છો, તે પ્રમાણે થશે. ઋષિ વ્યાસ તમને બોલાવશે ત્યારે અમે તેને પ્રત્યુત્તર આપશું."[૩૧]

**इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकाभिपतन' ए नामनो अध्याय ३३२मो समाप्त.**

---

* નેત્રો પ્રફુલ્લિત થયાં એટલે આ સ્થળે અત્યંત આશ્ચર્યથી નેત્રો ફાડીને જોવા લાગ્યાં.

## અધ્યાય ૩૩૩ મો.

### છાયાશુકની વરપ્રાપ્તિ.

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર રાજા! મહા તપસ્વી અને બ્રહ્મર્ષિ શુક એ પ્રમાણે કહી, ચાર* પ્રકારના દોષોનો ત્યાગ કરીને સિદ્ધિ મેળવવા માટે ચાલ્યા.[૧] બુદ્ધિમાન્ શુકે પ્રથમ આઠ પ્રકારના તમનો ત્યાગ કર્યો; તે પછી પાંચ પ્રકારના રાજસનો ત્યાગ કર્યો; અને છેવટે સત્વગુણનો પણ ત્યાગ કર્યો. શુકનું એ કર્મ આશ્ચર્યજનક હતું.†[૨] તે પછી નિર્ગુણ કોઈ પણ જાતનાં ચિહ્ન વિનાના અને નિત્ય સ્થાનરૂપ એવા પરબ્રહ્મ વિષે તેણે સ્થિતિ કરી. તે સમયે શુક નિર્ધૂમ અગ્નિના જેવા પ્રકાશતા હતા.[૩] જે સમયે શુક બ્રહ્મભાવને પામ્યા (નિર્વાણને પામ્યા), તે સમયે તારાઓ (ઉલ્કાઓ)નો પાત થવા લાગ્યો, દિશાઓમાં દાહ થવા લાગ્યો, અને ભૂમિ કંપવા લાગી. આ પ્રમાણે આવું આશ્ચર્યકારક કર્મ થયું હતું.[૪]‡ વૃક્ષોપરથી વૃક્ષોની શાખાઓ, અને પર્વતો ઉપરથી શિખરો ઉખડી પડ્યાં હતાં. પર્વતમાંથી હિમાચળના કકડા થતા હોય તેમ મોટા કડાકાઓ થતા હતા.[૫] સૂર્ય પ્રકાશતો બંધ પડ્યો (દેખાતો બંધ થયો); અને અગ્નિ ઠરી ગયો, અને પાણીના ધરાઓ, નદીઓ, અને સમુદ્રો ખળભળવા લાગ્યાં.[૬] (પરંતુ જે સમયે શુક સિદ્ધિને માટે જવા લાગ્યા તે સમયે) વરસાદ સુગંધી અને રસવાળું જળ વરસવા લાગ્યો; અને પવન પવિત્ર અને દિવ્ય સુગંધને ફેલાવતો વાવા લાગ્યો,[૭] (શુક ઉત્તર દિશામાં ગયા ત્યાં) તેણે બે સુંદર શિખરોને દીઠાં. તે બન્ને દિવ્ય શિખરો હિમાલય ને મેરુ પર્વતનાં હતાં. તે એક બીજાની સાથે જોડાયલા હતાં. તેમાં જે પીળું હતું તે શિખર સોનાનું હતું, અને જે ધોળા રંગનું હતું, તે શિખર રૂપાનું હતું.[૮] આ બન્ને શિખરો પહોળાઈમાં તથા ઉંચાઈમાં સો યોજનમાં હતાં. શુકે ઉત્તર દિશા પ્રતિ જવા માંડ્યું, એટલે તેની દૃષ્ટિએ આ બે સુંદર શિખર પડ્યાં.[૯] શુકદેવ નિઃશંક મનથી ઉડતા ઉડતા એકદમ તે પર્વતના શિખર તરફ ધસ્યા કે, તે પર્વતનાં શિખરના એકદમ બે ભાગ થઈ ગયા.[૧૦] તે જોઇને, હે મહારાજ! સર્વને આશ્ચર્ય જેવું દેખાવા લાગ્યું. ત્યાંથી શુક તે પર્વતના બે શિખરોની વચ્ચેથી એકદમ બહાર નિકળી ગયા.[૧૧] કારણકે તે મહા પર્વત શુકની ગતિને અટકાવી શક્યો નહિ. તેથી સ્વર્ગમાં રહેનારા દેવતાઓએ મોટો અવાજ (હર્ષનો) કર્યો.[૧૨] ગંધર્વોએ તથા ઋષિઓએ તેમ જ તે પર્વત ઉપર રહેનારાઓએ શુક પર્વતને ઉલ્લંઘન કરી ગયા તે તથા પર્વતના બે કટકા કરી નાંખ્યા, તે જોઇને હર્ષનાદ કર્યો.[૧૩] હે ભરતવંશી! તે પર્વત ઉપર સર્વ ઠેકાણે "ઠીક થયું, ઠીક થયું" એવો નાદ થવા લાગ્યો, અને દેવતાઓ, ગંધર્વો, ઋષિઓ, યક્ષોના અને રાક્ષસોનાં મંડળો, અને વિદ્યાધરનાં મંડળો શુકની પૂજા કરવા લાગ્યા; અને અંતરિક્ષ (આકાશ) ચોતરફ દિવ્ય પુષ્પોથી આચ્છાદિત થઈ ગયું.[૧૪–૧૫]

હે મહારાજ! જે સમયે શુક આકાશમાં ઉડ્યા હતા, તે સમયે આ પ્રમાણે થયું હતું. અંતરિક્ષમાં ઉડતાઉડતા ધર્માત્મા શુક રમ્ય મંદાકિની (આકાશગંગા) નદીની ઉપર આવી લાગ્યા.[૧૬] એટલે જેની આસપાસનાં વનોમાં વૃક્ષો પુષ્પિત થઈ રહ્યાં હતાં, એવી મંદાકિની નદીને તે જોવા લાગ્યા. તે નદીમાં અપ્સરા-

---

* ધર્મ, શાસ્ત્રીય જ્ઞાન, વૈરાગ્ય, અને ઐશ્વર્ય આ ચાર સાત્વિક દોષો મોક્ષમાં અડચણ કરનારા થઈ પડે છે, માટે તેઓનો પણ ત્યાગ કરવો જોઇએ. અથવા તો પાપ, સંસર્ગ, તથા ક્રોધ, લોભ વગેરે અનીશ્વર ગુણો વગેરે દોષોનો ત્યાગ કરવો. મનુએ કહ્યું છે કેઃ–

प्राणायामैर्दहेद्देनो धारणाभिश्च किल्बिषान् ।
प्रत्याहारेण संसर्गान् ध्यानेनानैश्वरान्गुणान् ॥

પ્રાણાયામો કરીને રાગાદિ દોષોને બાળી નાંખવા, ધારણાઓ કરીને પાપોને બાળી નાંખવાં, પ્રત્યાહારથી ઇંદ્રિયોને વિષયોમાં જતી અટકાવવી, અને ધ્યાને કરીને કામ, લોભ, અસૂયા વગેરે અનીશ્વર ગુણોને અટકાવવા. કોઈ પ્રતમાં योगान् એવો પાઠ છે ત્યાં એવો અર્થ કરવો કેઃ–પ્રાણાયામ કરીને વિતર્ક, વિચાર, આનંદ, અને અસ્મિતા નામના સંપ્રજ્ઞાત યોગના ફળરૂપ ભેદોનો ત્યાગ કરવો.

† શાસ્ત્રમાં આઠ પુરી નીચે પ્રમાણે ગણાવી છેઃ–

भूतेंद्रियमनोबुद्धिवासनाकर्मवायवः ।
अविद्या चाष्टकं प्रोक्तं पुर्यष्टमृषिसत्तमैः ॥

પાંચ મહાભૂતો, દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, પ્રાણો અને અવિદ્યા આ આઠને મહર્ષિઓએ આઠ પુરી કહી છે. તે સંબંધી જે તમ તે આઠ પ્રકારનું તમ કહેવાય છે. શબ્દાદિક પાંચ વિષયમાં પ્રવૃત્તિ કરાવનારું વાસનામય જે રજ, તે પાંચ પ્રકારનું રજ કહેવાય છે. કોઈ પ્રતમાં नवगुणं रजः એવો પાઠ પણ છે ત્યાં નવ પ્રકારનો રજોગુણ એવો અર્થ કરવો. તે નવ પ્રકારનો રજ શાસ્ત્રમાં આ પ્રમાણે વર્ણવ્યો છેઃ–

अत्यागित्वमकार्पण्यं सुखदुःखोपसेवनम् ।
भेदः परुषता चैव कामः क्रोधस्तथैव च ॥
दर्पो द्वेषोऽतिवादश्च एते प्रोक्ता रजोगुणाः ।

અનુદારતા, અકૃપણતા, સુખ તથા દુઃખને સહન કરવાં, ભેદભાવ, ક્રૂરતા, કામ, ક્રોધ, દર્પ, દ્વેષ, પોતાની મોટાઇનું ગાન, આ નવને રજોગુણ કહ્યો છે. બુદ્ધિ સત્વથી સર્વનો ત્યાગ કર્યા પછી તે બુદ્ધિનો પણ છેવટે ત્યાગ કરવો. કારણ કે નારદે ઉપદેશ કર્યો છે કે, येन त्यजसि तत्त्यज જે બુદ્ધિસત્વવડે તું અન્યનો ત્યાગ કરે છે તે બુદ્ધિસત્વનો પણ તું ત્યાગ કર. ‡ તારાઓનો અથવા ઉલ્કાઓનો પાત થવો તે જગતનું અનહિત સૂચવે છે.

ઓ નગ્ન થઈને જળક્રીડા કરતી હતી.[૧૭] વસ્ત્ર વગરની અપ્સરાઓને શૂન્ય આકારવાળા શુકને જોઈને લજ્જા ઉપજી નહિ; બીજી તરફ શુકને સિદ્ધિને માટે ચાલ્યા ગયેલા જોઈને તેના સ્નેહાળ પિતા,[૧૮] યોગની ઉત્તમ ગતિને ધારણ કરીને તેની પાછળ દોડ્યા. શુક તો પવનલોકની પણ ઉપરના લોકમાં આકાશ માર્ગે ગયા,[૧૯] અને તે સમયે પોતાનો યોગ-પ્રભાવ દર્શાવીને બ્રહ્મસ્વરૂપ થઈ ગયા. મહા તપસ્વી એવા વ્યાસે યોગની બીજી ઉત્તમ ગતિને ધારણ કરીને,[૨૦] એક મટકું મારવા માત્રમાં જ્યાંથી શુક ઉડ્યા હતા ત્યાં ઉડ્યા. તેણે ત્યાં શુક એક પર્વતના બે ભાગ કરીને આગળ ગયા છે એમ દીઠું.[૨૧]

તે વેળાએ ત્યાં વસનારા ઋષિઓએ વ્યાસને તેના પુત્રનું કર્મ પણ કહી સંભળાવ્યું. તે સાંભળીને તેના પિતા વ્યાસ ઉંચા સ્વરથી 'હે શુક' એમ પ્લુત સ્વરથી બોલાવવા લાગ્યા.[૨૨] અને પોતાના જ પિતાને ત્રણ લોકોને ઉચ્ચ સ્વરે ગજાવી મૂકતા જોઈ શુક, સર્વના આત્મારૂપ સર્વ ઠેકાણે અને સર્વ દિશામાં વ્યાપ્ત થયા.[૨૩] ભોઃ એવા અક્ષરવાળા શબ્દથી સામે ગર્જના કરીને ધર્માત્મા શુકે પ્રત્યુત્તર આપ્યો, અને ભોઃ એવા એકાક્ષરી નાદનો પડઘો પડ્યો.[૨૪] જે પ્રત્યુત્તર સ્થાવર તથા જંગમરૂપ સર્વ જગતે જ્યારથી ઉચ્ચ સ્વરથી (પડઘો પાડીને) વ્યાસને આપ્યો હતો ત્યારથી આજ સૂધી તે શબ્દનો જૂદો ઉચ્ચાર (પડઘારૂપે) કરવામાં આવે છે.[૨૫] પર્વતની ગુફાઓમાં તથા તેના ઉપરના ભાગમાં જે શબ્દો બોલવામાં આવે છે, તે શબ્દો શુકના સંદેશા તરીકે ઉત્તર આપે છે; તે સમયે શુક પોતાનો પ્રભાવ દેખાડીને અંતર્ધાન થઈ ગયા.,[૨૬] અને શબ્દ આદિ ગુણોનો ત્યાગ કરીને તે પરમ પદને પામ્યા. વ્યાસ પોતાના અપાર બળવાળા પુત્રનો મહિમા જોઇને,[૨૭] પુત્ર-વિશે જ વિચાર કરતા પર્વતના શિખર ઉપર બેઠા. તે સમયે મંદાકિની નદીના તીર ઉપર અપ્સરાઓ નગ્ન સ્થિતિમાં ક્રીડા કરતી હતી.[૨૮] તે સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ એવા વ્યાસને જોઇને ગભરાટમાં પડી ગઈ, ભાન ભૂલી, અને તેમાંની કેટલીએક પાણીમાં છૂપાઈ ગઈ, કેટલીએક ગુલ્મો (ગુચ્છાદાર વૃક્ષો)ની નીચે છૂપાઈ ગઈ,[૨૯] અને કેટલીએક સ્ત્રીઓએ તે મુનિઓમાં શ્રેષ્ઠ પુરુષને જોઈ વસ્ત્રો પહેરી લીધાં. તે સમયે પોતાના પુત્રની મુક્ત દશા જોઇને વ્યાસ પ્રસન્ન થયા, અને પોતાની સંસારમાં આસક્તિ જોઇને લજાઈ ગયા.[૩૦-૩૧]

એટલામાં દેવો અને ગંધર્વોથી વિંટાયલા, મહર્ષિગણોથી પૂજાતા, હાથમાં પિનાક નામના ધનુષને ધારણ કરનારા ભગવાન્ શંકર વ્યાસની પાસે આવ્યા.[૩૨] પુત્રના શોકથી અત્યંત દુઃખી થયેલા કૃષ્ણદ્વૈપાયનને તે સમયે સાંત્વન કરીને મહાદેવ આ પ્રમાણે કહેવા લાગ્યા:[૩૩] "હે વ્યાસ! તેં પૂર્વે મારી પાસેથી અગ્નિ, ભૂમિ, પાણી, વાયુ, તથા અંતરિક્ષના સમાન પરાક્રમી પુત્રને માગ્યો હતો.[૩૪] તારાં તપોબળથી તેવાં જ લક્ષણવાળો, તથા મારી કૃપાથી બ્રાહ્મતેજવાળો, અને પવિત્ર પુત્ર તારે ત્યાં અવતર્યો હતો.[૩૫] હે વિપ્રર્ષિ! તે પુત્ર અજિતેંદ્રિય પુરુષોને તથા દેવતાઓને પણ દુર્લભ એવી પરમ ગતિને પામ્યો છે; તેનો તું શા માટે શોક કરે છે?[૩૬] જ્યાં સૂધી પર્વતો રહેશે, જ્યાં સૂધી સમુદ્રો રહેશે, ત્યાં સૂધી તારી અને તારા પુત્રની અક્ષય કીર્તિ રહેશે.[૩૭] વળી હે મહામુનિ! તું આ લોકમાં મારી કૃપાથી સદા તારા પુત્રના જેવી જ છાયાને સર્વ ઠેકાણે વ્યાપક જોઇશ."[૩૮]

હે ભરતવંશી રાજા! આ રીતે ભગવાન્ રુદ્રે વ્યાસને ધીરજ આપી, અને વ્યાસ પોતાના પુત્રની છાયાને જોઈ, પરમ હર્ષ પામીને ત્યાંથી પાછા ફર્યા.[૩૯] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તેં મને પ્રશ્ન કરવા ઉપરથી મેં તને શુકના જન્મ તથા તેની ગતિ (મુક્તિ) વિષે વિસ્તારથી કથા કહી છે.[૪૦] હે રાજન્! પૂર્વે દેવર્ષિ નારદે તથા મહાયોગી વ્યાસે કથાઓ કરતી વખતે મને પદે પદે આ કથા કહી હતી[૪૧].* જે પુરુષ શાંતિપરાયણ થઇને મોક્ષ ધર્મવાળા આ પવિત્ર ઇતિહાસને શ્રવણ કરીને તેને સ્મરણમાં રાખે છે, તે પુરુષ પરમ ગતિને પામે છે (મોક્ષને પામે છે).[૪૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'शुकोत्पत्ति' ए नामनो अध्याय ३३३ मो समाप्त.

## અધ્યાય ૩૩૪ મો.

### મોક્ષનું સાધન શું?

યુધિષ્ઠિર પૂછે છેઃ "હે પિતામહ! ગૃહસ્થ, બ્રહ્મચારી, વાનપ્રસ્થ, વા ભિક્ષુક (સંન્યાસી) આ ચારમાંથી જેને

* આ શ્લોક વિચારવા જેવો છે. આ અધ્યાયોમાં શુકનો મોક્ષ કેમ થયો અને પુત્રશોકથી પીડાતા વ્યાસની વ્યાધિનું સાંત્વન કેમ કર્યું તે ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યું છે, અને ભીષ્મ ભાર મૂકીને કહે છે કે, તેણે તે વાત, નારદ તથા મહાયોગી વ્યાસને મોઢે કથા કરતી વખતે, "પદેપદે" સાંભળી છે. આ ઉપરથી સ્વાભાવિક પ્રશ્ન થશે કે, યુધિષ્ઠિરના પૌત્ર પરીક્ષિત રાજાને શ્રીમદ્ભાગવતની કથા કહી સંભળાવી તે શુક કોણ? એ શુક, આ કથાપરથી જણાય છે કે, મોક્ષગતિને પામેલો કૃષ્ણ-દ્વૈપાયનનો પુત્ર તો હોઈ શકે જ નહિ. કદાચ તે સત્યશુક નહિ, પણ છાયાશુક હશે!

મોક્ષ સિદ્ધિની ઇચ્છા હોય, તેણે કયા દેવનું યજન કરવું?*[1] પુરુષને કયાં કર્મ કરવાથી અવિનાશી સ્વર્ગ મળે; કયાં કર્મ કરવાથી મોક્ષ મળે; કયા વિધિથી દેવતાનું અને કયા વિધિથી પિતૃનું યજન કરવું?[2] મુક્ત થયેલા પુરુષને કઈ ગતિ મળે? મોક્ષનું સ્વરૂપ કેવું છે? સ્વર્ગમાં ગયેલા પુરુષે ત્યાંથી પાછું પડવું ન પડે, તેને માટે કયાં કર્મ કરવાં?[3] દેવતાઓનો દેવ કોણ છે? પિતૃઓનો પિતા કોણ છે? પિતૃઓના પિતાથી પણ ઉત્તમ દેવ કોણ છે? હે પિતામહ! તે વાત તમે મને કહો."[4]

ભીષ્મ કહે છેઃ-હે નિર્દોષ (યુધિષ્ઠિર રાજા)! પ્રશ્નના સ્વરૂપને જાણનારા તેં મને ગૂઢ પ્રશ્ન પૂછયો છે. દેવતાની કૃપા વગર અથવા તો શાસ્ત્રના જ્ઞાન વગર માત્ર તર્કથી સો વર્ષે પણ આ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ નથી. કારણ કે હે શત્રુને હણનારા! આ પ્રશ્નનું ઉત્તર ગહન છે, છતાં તે કહેવા જેવું છે.[૫-૬] આ વિષયમાં પણ નારદ ઋષિ અને નારાયણના સંવાદરૂપ પુરાતની ઇતિહાસનું જ ઉદાહરણ આપેલું છે.[૭]

મારા પિતાએ પૂર્વે મને કહ્યું હતું કે, વિશ્વના આત્મારૂપ ને સનાતનરૂપ છતાં જેની મૂર્તિઓ છે એવો નારાયણે ધર્મના પુત્ર તરીકે જન્મ લીધો હતો.[૮] પૂર્વે સત્યયુગમાં, હે મહારાજા! સ્વાયંભુવ નામના મન્વન્તરમાં ધર્મને નર, નારાયણ, હરિ અને સ્વયંભૂ કૃષ્ણ (એવા નામના ચાર પુત્ર થયા હતા).[૯] તેમાંના અવિનાશી નર તથા નારાયણ, કનકમય શકટ (શરીર)માં બેસીને બદરિકાશ્રમ ગયા અને ત્યાં ઉગ્ર તપ કરવા લાગ્યા.[૧૦] આ (શરીરરૂપી) શકટ તો આઠ પૈડાવાળું હતું; તેમાં (પાંચ મહા) ભૂતો હતાં, અને તે મનોરમ લાગતું હતું. ત્યાં આદ્ય દેવતા અને લોકના નાથ એવા તે બે (નર અને નારાયણ) ઉગ્ર તપને લીધે કૃશ થઈ ગયા હતા, અને તેઓનું શરીર નાડીથી ઢંકાઈ ગયું હતું.[૧૧] તે બન્નેના તપને લીધે તથા તેજને લીધે દેવતાથી પણ તેઓ જોઈ શકાતા ન હતા. તે બન્ને દેવ જેના ઉપર કૃપા કરતા, તેજ એમને જોવાને યોગ્ય હતા.[૧૨] ખરેખર તે બન્ને દેવતાની અનુમતિથી નારદના હૃદયમાં અંતર્યામીએ પ્રેરણા કરી, જે ઉપરથી મહાત્મા નારદ મેરુ પર્વતના શિખર ઉપરથી ગંધમાદન નામના પર્વત ઉપર જઈ પહોંચ્યા;[૧૩] ને ત્યાંથી સર્વ લોકોને વિશે ફરવા લાગ્યા. હે રાજન્! ફરતા ફરતા ઝડપથી ચાલનારા નારદ જ્યાં બદરીનો આશ્રમ હતો ત્યાં આવી ચઢ્યા.[૧૪] નર અને નારાયણને આહ્નિક કર્મ કરવાને સમયે નારદને (ત્યાં પ્રવેશ કરી જોવાનું) કુતૂહલ થયું. (આશ્રમમાં પ્રવેશ કરી નારદ) મનમાં વિચારવા લાગ્યા કે, "જેને વિષે દેવતાઓ, અસુરો, ગંધર્વો, કિન્નરો, અને મહાન્ સર્પો સહિત સર્વ લોકો વાસ કરીને રહેલા છે, તેનું જ આ ખરેખર સ્થાનક છે. પૂર્વે આ એકરૂપ હતા, અને પાછળથી તેણે ચાર સ્વરૂપ ધારણ કર્યાં છે.[૧૫-૧૬] (આ જ ચાર પુરુષોએ) ધર્માચરણ કરીને ધર્મના સંતાનની વૃદ્ધિ કરી છે. એટલું જ નહિ, પણ આશ્ચર્યની વાત તો એ છે કે, આજે પણ નર, નારાયણ, હરિ અને કૃષ્ણ આ ચાર દેવતાઓ ધર્મના ઉપર અનુગ્રહ કરી રહ્યા છે. કોઈ પણ કારણવશાત્ હરિ તથા કૃષ્ણ આ સ્થળમાં (પૂર્વે) રહેલા હતા.[૧૭-૧૮] હવે ધર્માચરણ કરનારા નર અને નારાયણ નામના ઋષિઓ આ સ્થાનમાં તપશ્ચરણ કરે છે. આ નર તથા નારાયણ એ બે જાતે જ પરમ ધામરૂપ છે, છતાં તેઓ કેવું આહ્નિક કર્મ કરતા હશે?[૧૯] એઓ સ્વતઃ સર્વ પ્રાણીઓના પિતારૂપ છે, દૈવતરૂપ છે, યશસ્વી છે અને મહા બુદ્ધિમાન્ છે, છતાં તેઓ કયા દેવતાઓનું યજન કરતા હશે તથા કયા પિતૃઓનું તર્પણ કરતા હશે?"[૨૦]

આ રીતે નારાયણ ભગવાન્ વિષે ભક્તિપૂર્વક મનમાં વિચાર કરતા કરતા નારદ ઋષિ એકદમ તે બંને દેવતાની પાસે આવી પહોંચ્યા.[૨૧] નર અને નારાયણ એ બે દેવોએ દેવતાઓનું યજન અને પિતૃઓનું તર્પણ પૂર્ણ કરી પછી નારદની સામે જોયું, અને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તેની પૂજા કરી.[૨૨] (આ બે મૂળ દેવોને અન્ય દેવો અને પિતૃઓનું પૂજન કરવાનું) આશ્ચર્યજનક, અપૂર્વ, અને વિધિ વિસ્તારવાળું વર્તન જોઈને, (પોતાને જે માન મળ્યું, તેથી) આનંદ પામતા ભગવાન્ ઋષિ નારદ ત્યાં પાસે જ બેઠા.[૨૩] તે પછી અંતરમાં પ્રસન્ન થઈ, મહાદેવ એવા નારાયણને સારી રીતે નિરખીને, નમસ્કાર કર્યા, અને આ પ્રમાણે બોલ્યા.[૨૪]

(નારદ કહે છે;) "વેદોમાં, તેના અંગોમાં, ઉપાંગોમાં અને પુરાણોમાં તમારી કીર્તિ ગાવામાં આવી છે. તમે અજન્મા છો, શાશ્વત છો, ધાતા-કર્ત્તા છો, જગતના માતારૂપ છો, સર્વોત્તમ અમૃતરૂપ છો.[૨૫] ભૂતકાળનું

* ભક્તિ એ જ્ઞાનનું અંગ છે, એટલું જાણ્યા પછી યુધિષ્ઠિરે આ પ્રશ્ન કર્યો છે. શ્રુતિનું વચન છે કેઃ-

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः ॥

અર્થઃ-જેની દેવ વિષે પરમ ભક્તિ છે (તથા) જેની દેવમાં ભક્તિ છે તેવી જ ગુરુમાં (જેની ભક્તિ) છે, તે મહાત્મા પુરુષને કહેલા અર્થોનો જ પ્રકાશ કરવામાં આવે છે.

વળી ગીતાનું વચન છે કેઃ-भक्त्या मामभिजानाति । અર્થઃ-ભક્તિવડે તે મને (પરમ પુરુષને) જાણે છે.

તથા ભવિષ્યત્ કાળનું આ સર્વ જગત્ તમારે વિષે સ્થિતિ કરીને રહેલું છે. હે દેવ! ગૃહસ્થાશ્રમ જેમાં મૂળ છે એવા ચારે આશ્રમો તમારે વિષે છે.[૨૬] અને ગૃહસ્થાશ્રમી લોકો અનેક મૂર્ત્તિમાં નિવાસ કરીને રહેલા આપનું રોજરોજ યજન કરે છે. વળી તમે જગતના માતાપિતા અને સનાતન ગુરુ છો, છતાં તમે કયા દેવનું અને કયા પિતૃનું યજન-તર્પણ કરો છો, તે અમે જાણતા નથી."[૨૭]

શ્રી ભગવાન્ કહે છે;-"આ વિષય એવો છે કે, જે વિષે કંઈ કહેવું ન જોઈએ. કારણ કે એમાં અમારી પોતાની ગુપ્ત કથા કહેવાની છે અને તે સનાતન કાળની છે. પણ હે બ્રહ્મન્! તું ભક્તિવાળો છે; માટે હું તને યથોચિત રીતે તેનો ઉત્તર આપીશ.[૨૮] જે તત્ત્વ સૂક્ષ્મ છે, જાણવામાં ન આવે તેવું છે, અવ્યક્ત-અદૃષ્ટ છે, અચળ છે, ધ્રુવ છે, ઇન્દ્રિયોના ઈંદ્રિયો, તેના વિષયો અને સર્વ ભૂતોથી રહિત છે,[૨૯] તે તત્ત્વ સર્વ પ્રાણીઓના અંતરાત્મારૂપ છે; તેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે; તથા ત્રણ ગુણ (સત્વ, રજસ અને તમસ)થી રહિત (એવા એ તત્ત્વને શરીરધારી જોઈને) 'પુરુષ' એવી તેની લોકો કલ્પના કરે છે.[૩૦] હે ઉત્તમ બ્રાહ્મણ! તે પુરુષથી ત્રણ ગુણવાળું અવ્યક્ત ઉત્પન્ન થાય છે; અને અવ્યક્ત અને વ્યક્ત એ ઉભય ભાવવાળા જે છે, તે અવિનાશી પ્રકૃતિતત્ત્વ કહેવાય છે.*[૩૧] અમારા બન્નેની યોનિ-મૂળ તે (પ્રકૃતિ) છે એમ તું જાણ; અને જે દેવ સતરૂપ (કારણરૂપ) તથા અસતરૂપ (કાર્યરૂપ) છે, તે દેવ (આત્મા)ની અમે બંને પૂજા કરીએ છીએ. કારણકે દેવનાં અને પિતૃનાં કર્મમાં પણ તે દેવની જ કલ્પના કરીએ છીએ.[૩૨] કારણકે, હે દ્વિજ! તે દેવના કરતાં બીજો મોટો પિતા અથવા તો દેવ નથી. આપણે તેને આત્મારૂપે જ જાણવો જોઇએ, અને તેને આત્મારૂપ ગણીને અમે તેનું પૂજન કરીએ છીએ.[૩૩] હે બ્રાહ્મણ! તેણે જ લોકને ઉત્પન્ન કરનારી મર્યાદા બાંધી છે, અને તેની જ એવી આજ્ઞા છે કે, દેવનું તથા પિતૃનું કર્મ કરવું જોઇએ.[૩૪] બ્રહ્મા, સ્થાણુ (રુદ્ર), મનુ, દક્ષ, ભૃગુ, ધર્મ, યમ, મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ;[૩૫] વસિષ્ઠ, પરમેષ્ઠી, સૂર્ય, સોમ, જેને કર્દમ કહે છે તે, ક્રોધ, વિક્રીત,†[૩૬] આ એકવીસ પ્રજાપતિઓ આદિ દેવથી ઉત્પન્ન થયા છે, અને તેઓએ તે દેવની સનાતન મર્યાદા માન્ય કરી છે.[૩૭] તેણે દેવ તથા પિતૃ સંબંધી ઠરાવેલાં કર્મ યથાર્થ રીતે કરીને બ્રાહ્મણોમાં ઉત્તમ એવા તે (પ્રજાપતિઓ) આદિ દેવની પાસેથી પોતાની કામનાઓને પ્રાપ્ત કરે છે.[૩૮] સ્વર્ગમાં રહેનારા કેટલાક દેહધારીઓ જેઓ તેને નમસ્કાર કરે છે, તેઓ પણ તેની કૃપાથી તેણે નિર્માણ કરેલાં ફળને તથા ગતિને પામે છે.[૩૯] જેઓ સત્તર ગુણો (પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય અને મન તથા બુદ્ધિ આ સત્તર ગુણો‡ અવ્યક્ત કહેવાય છે તે)થી રહિત હોય છે, તથા (શુક્લ અને કૃષ્ણરૂપ સર્વ) કર્મથી જેઓ

---

* સાંખ્ય શાસ્ત્રવેત્તાઓ અવ્યક્તને-પ્રધાનને નિત્ય કહે છે. અહીં કોઈ શંકા કરે કે, પુરુષને જો અવ્યક્તનો જનક કહીએ તો તેના કૂટસ્થપણામાં એટલે અવિકારીપણામાં બાધ આવે. તેનું સમાધાન કરતાં આ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં કહે છે કે, જે સત્તા છે તે પંડે અવ્યક્ત છે. ઘટાદિક પદાર્થથી તે ભિન્ન છે અને વ્યક્ત એવા ઘટાદિકમાં તે સત્તા 'ઘટઃ સન્ પટઃ સન્ ઘટ છે, પટ છે' એ રીતે સદ્રૂપથી રહે છે. તે જ સત્તા અવ્યયા એટલે અવિનાશિની છે, અને તેને પ્રકૃત્તિ તથા ઉપાદાન કહે છે. જેમ રજ્જુમાં સર્પનું જ્ઞાન મિથ્યા પ્રતીત થાય છે, અને તેથી રજ્જુને કંઈ પણ હાનિ પહોંચતી નથી તેમ જ બ્રહ્મમાં પણ અજ્ઞાન મિથ્યા પ્રતીત થાય છે, અને તેથી બ્રહ્મનાં કૂટસ્થપણાને કંઈ પણ હાનિ પહોંચતી નથી.

જ્યાં કાર્ય કલ્પિત હોય ત્યાં કાર્યનું સજાતીય કારણ પણ કલ્પિત જ હોય છે, અને તેનું અસ્તિત્વ જેટલો કાળ કલ્પના રહે છે, તેટલો જ કાળ હોય છે. રજ્જુમાં જે સર્પ દેખાય છે તે, સર્પના દર્શનની પહેલાં પણ રજ્જુમાં હતો. તેને માટે કોઈ પણ પ્રમાણ નથી. કદાચ કોઈ કહે કે, કાર્યનો અભાવ દર્શાવનારું કોઈ પણ પ્રમાણ નથી માટે કાર્યને કલ્પિત માનવું એ મિથ્યા છે. ત્યાં કહે છે કે; એમ કહેવું યોગ્ય નથી. તાત્વિકરૂપને (સત્ય સ્વરૂપને) ઢાંકી દઇને તેના વિશે અભેદરૂપે જે ભાસે, તેનું નામ કલ્પિત, આવો નિયમ છે. અહંકાર પણ ચિદાત્માના અસંગરૂપને ઢાંકી દઇને તેની સાથે અભેદરૂપે ભાસે છે. તેથી તે કલ્પિત છે, અને તેથી તેને મિથ્યા માનવામાં આવે છે. અહંકારને લીધે જ જીવ હું સુખી, હું દુઃખી, હું બ્રાહ્મણ, હું ગૌર, હું કાણો, એ રીતે ભાસે છે. અહીં કોઈ શંકા કરે કે, અહંકારના ધર્મ દુઃખાદિક છે અને ચિદાત્માના ધર્મ ચૈતન્યાદિક છે. માટે અહંકારના ધર્મનો ચિદાત્મામાં અને ચિદાત્માના ધર્મનો અહંકારમાં અધ્યાસ કરવો. ધર્મીના અધ્યાસની કામના કરવાનું કંઈ પણ પ્રયોજન નથી. તેના ઉત્તરમાં કહેવાનું કે જ્યાં ધર્મમાત્ર અધ્યાસ હોય ત્યાં ધર્મીનું નામ કહેવામાં આવતું નથી. જેમ આ સ્ફાટિકમણિ લાલ છે એમ કહ્યું હોય ત્યાં લાલ શબ્દનો જ ઉલ્લેખ કરવામાં આવે છે, પરંતુ પુષ્પનો ઉલ્લેખ કરવામાં આવતો નથી. પરંતુ અહંકારના અધ્યાસમાં અહંદુઃખી હું દુઃખી છું એ રીતે ધર્મીની સાથે ધર્મના અધ્યાસની પ્રતીતિ થાય છે, અને ત્યાં ધર્મીની સાથે ધર્મનો પણ અધ્યાસ કહ્યો છે. આ રીતે અહંકારાદિકનો પણ અધ્યાસ થાય છે માટે તે મિથ્યા છે, અને અહંકાર મિથ્યા હોવાથી તેનું કારણ અવ્યકત પણ મિથ્યા છે. છતાં તે જેટલો સમય દૃષ્ટિ આગળ દેખાય છે, તેટલો સમય તેનાં અસ્તિત્વની કલ્પના અવશ્ય કરવી જોઇએ. માટે જ આ શ્લોકમાં 'તસ્માદવ્યક્તમુત્પન્નં પુરુષથી અવ્યક્ત ઉત્પન્ન થયું' એમ પુરુષથી અવ્યક્તની કલ્પિત ઉત્પત્તિ કહેવી યોગ્ય છે. પરંતુ ખરી રીતે અવ્યક્ત કંઈ પુરુષથી ઉત્પન્ન થતુંજ નથી, તેથી પુરુષનાં કૂટસ્થપણાને-અવિકારીપણાને જરા પણ હાનિ પહોંચતી નથી. † આ શ્લોકમાં એકત્રીશ પ્રજાપતિની વાત કહી છે, પણ ગણતાં વીશની સંખ્યા થાય છે. કલકત્તાની પ્રતમાં વિક્રીતને બદલે અવાક તથા કૃત એવાં બે નામ આપ્યાં છે. ‡ ૩૩૦મા અધ્યાયના ૪૫મા શ્લોકમાં આ સત્તર ગુણોનો સમુદાય જણાવ્યો છે.

રહિત હોય છે, અને જેઓ પંદર કળાઓથી રહિત હોય છે, તેઓ મુક્ત કહેવાય છે, આવો (શાસ્ત્રનો) નિશ્ચય છે.[૪૦] હે બ્રાહ્મણ! મુક્તોની ગતિને 'ક્ષેત્રજ્ઞ,' આવું નામ શાસ્ત્રમાં કહ્યું છે. કારણ કે તે ક્ષેત્રજ્ઞ સર્વ-ગુણસંપન્ન કહેવાય છે, તેમ સર્વ ગુણોથી રહિત નિર્ગુણ પણ કહેવાય છે.[૪૧] તેનું જ્ઞાનવડે દર્શન થાય છે, અને અમારી પણ તેનાથી ઉત્પત્તિ થઈ છે. આમ તેને જાણીને અમે બન્ને તે સનાતન પરમાત્માની પૂજા કરીએ છીએ.[૪૨] વેદો તથા આશ્રમો પણ તે પરમાત્મા કે જેણે નાના પ્રકારના અવતાર ધારણ કરેલા છે, તેની ભક્તિથી પૂજા કરે છે અને પરમાત્મા તેને તુરત ગતિ (મુક્તિ) આપે છે.*[૪૩] આ જગતમાં જેઓ તે (પરમાત્મા) ની ભાવનાવાળા થયા છે અને જેઓ, એક જ અન્તવાળી એકાન્તિત્વની સ્થિતિએ પહોંચ્યા છે તેઓને અધિક લાભ એ છે કે, તેઓ તે પરમાત્માના સ્વરૂપને વિશે પ્રવેશ કરે છે (પરમાત્મામાં લય થાય છે.)[૪૪] હે વિપ્રર્ષિ નારદ! તારી ભક્તિથી મારી તારાપર પ્રીતિ છે, અને તેથી મેં તને આ ગુહ્ય વાર્તા સંભળાવી છે. મારા તરફની તારી ભક્તિને લીધે જ તું આ વાત સાંભળી શકયો છે.[૪૫]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नरनारायण तथा नारदनो संवाद' ए नामनो अध्याय ३३४ मो समाप्त.

## અધ્યાય ૩૩૫ મો.

### નરનારાયણ તથા નારદનો સંવાદ–શ્વેતદ્વીપવર્ણન.

ભીષ્મ કહે છે;–ઉપર પ્રમાણે ઉત્તમ પુરુષ એવા નારાયણે મનુષ્યોમાં ઉત્તમ એવા નારદને કહ્યું, એટલે નારદે પણ પ્રાણી માત્રમાં શ્રેષ્ઠ, અને લોકોનાં કલ્યાણના સ્થાનરૂપ એવા નારાયણને આ પ્રમાણે વાકય કહ્યું.[૧]

નારદ કહે છે; હે આત્મપ્રભુ! તમે, જે કાર્ય કરવા માટે ધર્મના ઘરમાં ચાર મૂર્તિરૂપે જન્મ ધારણ કર્યાં છે, તે કાર્ય લોકોના હિતને માટે હવે હું તમારી આદ્ય પ્રકૃતિનાં દર્શન કરવા માટે જાઉં છું.[૨] મેં વેદોનો સ્વાધ્યાય કર્યો છે; હે લોકનાથ! મેં તપ પણ કર્યાં છે અને પૂર્વે હું અસત્ય બોલ્યો નથી. નિત્ય મારા ગુરુની હું પૂજા કરું છું, પારકાની ગુપ્ત વાર્તા મેં પૂર્વે ઉઘાડી પાડી નથી.[૩] શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે (હાથ, પગ, પેટ, તથા ઇંદ્રિય આ) ચારની (અનિષ્ટ કર્મથી) મેં રક્ષા કરી છે;† હું શત્રુ અને મિત્રમાં નિત્ય સમદૃષ્ટિ રાખું છું; આદિ દેવ પરમાત્માનો નિત્ય શરણાગત થયો છું અને અનન્ય મનથી નિરંતર આદિ દેવની ભક્તિ કરું છું.[૪] આવા ગુણોથી સારી રીતે શુદ્ધ થયેલા સત્ત્વવાળો હું શા માટે અનંત ઈશ્વરનાં દર્શન કરું નહિ? બ્રહ્માના પુત્ર નારદનાં આવાં વચન સાંભળીને સનાતન ધર્મના રક્ષક ભગવાન્ નારાયણે[૫] પોતે શાસ્ત્રમાં કહેલી પૂજનવિધિથી નારદની પૂજા કરી, અને તેને કહ્યું કે "ભલે જા." આ રીતે બ્રહ્માના પુત્ર નારદને જવાની રજા આપી, એટલે નારદે તે પુરાણ ઋષિની સામી પૂજા કરી.[૬] પછી ઉત્તમ યોગવિદ્યા જાણનારા નારદ આકાશમાં ઉડ્યા, અને એકદમ મેરુ પર્વત ઉપર ગયા, અને તેના એક શિખર ઉપર એકાંત પ્રદેશમાં જઇને બે ઘડી વિશ્રાંતિ લીધી.[૭] તે પછી ત્યાંથી નારદે વાયવ્ય કોણમાં જોયું તો એક અદ્ભુત દેખાવ નજરે પડ્યો. ક્ષીર સમુદ્રની ઉત્તર દિશામાં શ્વેત નામનો વિશાળ દ્વીપ આવેલો છે.[૮] કવિઓ (વિદ્વાનો) કહે છે કે, આ શ્વેતદ્વીપ મેરુ પર્વત કરતાં બત્રીસ હજાર યોજન દૂર છે; તે દ્વીપમાં વસનારા લોકો ઇન્દ્રિયોથી રહિત છે; (તેથી) તેઓ અન્નપાણી વગર રહે છે; આંખનું એક મટકું પણ તેઓ મારતા નથી (તેમનાં નેત્રો સદા ઉઘાડાં રહે છે); નિરંતર તેમનાં શરીરમાંથી (પરમાત્માની) સુગંધ નીકળે છે.[૯] તેઓ શરીરે શ્વેત રંગના (સત્વ ગુણવાળા) છે; તેઓ સર્વે પુરુષો છે; સર્વ પ્રકારનાં પાપથી રહિત છે; પાપ કર્મ કરનારા મનુષ્યોનાં નેત્રોને આંજી દેનારા છે (પાપી મનુષ્યો તેઓની સામે જોઈ શકતા નથી). તેઓનાં હાડકાં તથા શરીર વજ્રના જેવાં છે; તેઓ માન તથા અપમાનને સમાન માને છે; તેઓના (હાથ, પગ, વગેરે) અવયવો તથા રૂપ દિવ્ય છે; તેઓ શુભ ચિહ્નવાળા અને યૌગિક બળવાળા છે;[૧૦] તેઓનાં મસ્તકો (માંસ રહિત હોવાથી) છત્રના જેવી આકૃતિવાળાં છે; તેઓના અવાજ મેઘોના જેવા ગંભીર છે; તેઓનાં વૃષણ શુષ્ક‡ છે; તેઓના પગનાં તળિ-

* અત્રે नानातनुसमाश्रितम् એ કુંભઘોણના પાઠને સ્વીકારીને અર્થ કરેલો છે. આપ્પા શાસ્ત્રીએ સંશોધન કરેલી પ્રતમાં नानामतसमाश्रिताः એવો પાઠ છે, અને એ પાઠ આશ્રમનું વિશેષણ છે, પરંતુ તેમાં ઔચિત્ય જણાતું નથી.

† હાથનું રક્ષણ, ચોરી, લૂટફાટ, મારામારી આદિ અયોગ્ય કર્મ ન કરવાથી થાય છે; પગનું રક્ષણ અપવિત્રનો સ્પર્શ ન કરીને કરી શકાય છે; પેટનું રક્ષણ અયોગ્ય ખોરાકનું સેવન ન કરવાથી થાય છે; અને ઇન્દ્રિયોનું રક્ષણ અયોગ્ય સમાગમનાં કાર્યથી દૂર રહેવાથી થાય છે.

‡ મૂળમાં જે मुष्कचतुष्कम् શબ્દ છે તેનો ટીકાકાર નીલકંઠે बाहुचतुष्कम् વા અર્થ પણ કર્યો છે અર્થાત્ તે દરેકને ચાર હાથ છે. શ્વેતદ્વીપવાસીને શુષ્ક વૃષણના કહ્યા છે તેનો હેતુ તેઓને અમોઘ વીર્યવાળા કહેવાનો છે. વૈદકના નિગમ પ્રમાણે દીર્ઘ વૃષણ એ એક જાતનો દોષ છે.

યામાં રેખાઓ છે; તેઓને સાઠ દાંત છે અને તેનો રંગ ધોળો છે; તેમને આઠ ડાઢ છે તથા ઘણી જીભ છે; આ શ્વેતદ્વીપવાસી લોકો (પોતાની અસંખ્ય જિહ્વાવડે) વિશ્વ જે દેવનું મુખ છે અને જેને સૂર્યરૂપ કહે છે, તેને ચાટ્યા કરે છે.[૧૧]* જેનાથી આ વિશ્વ ઉત્પન્ન થયું છે; જેનાથી આ સર્વ લોકો ઉત્પન્ન થયા છે; વેદો, ધર્મો, શાંત મુનિઓ તથા સર્વે દેવો પણ જેણે પ્રયત્ન વગર ઉત્પન્ન કર્યા છે, તે દેવને ભક્તિવડે શ્વેતદ્વીપવાસીઓ પોતાના હૃદયમાં ધારણ કરી શકે છે (તેથી તેઓના ઉપર કાળકૃત પરિણામો અસર કરી શકતા નથી).[૧૨]

યુધિષ્ઠિર કહે છે;–હે ભીષ્મ! શ્વેત દ્વીપના રહેવાસીઓ ઇંદ્રિય વિનાના (વિષયોનો ઉપભોગ નહિ કરનારા), આહાર વિનાના, સ્થિર નેત્રવાળા અને સુગંધવાળા કેવી રીતે થયા છે, તથા તેઓને કઈ ઉત્તમ ગતિ મળે છે?[૧૩]

હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! જે મનુષ્યો આ લોકમાં મુક્તિને પામે છે, તેઓનું અને શ્વેતદ્વીપવાસી લોકોનું લક્ષણ સરખું છે શું?[૧૪] એ વિષયમાં મારા સંશયને દૂર કરો, કારણ કે મને તે માટે પરમ આશ્ચર્ય થયું છે. તમે સર્વ કથાઓને જાણો છો, અને અમે તમારે શરણે આવ્યા છીએ.[૧૫]

ભીષ્મ કહે છે;–હે રાજા! આ કથા ઘણી વિસ્તારવાળી છે, અને તે મેં મારા પિતાની પાસેથી સાંભળી છે. એ કથા હું તને કહીશ. કારણ કે આ કથાને સર્વ કથાની સારભૂત માનવામાં આવે છે.[૧૬] પૂર્વે ઉપરિચાર નામનો પૃથ્વી ઉપર રાજા હતો; તેને ઇંદ્રની સાથે મિત્રતા હતી; તે પ્રખ્યાત હતો અને નારાયણ એવા હરિનો ભક્ત હતો,[૧૭] ધાર્મિક હતો, પિતાનો નિત્ય ભક્ત હતો નિત્ય તન્દ્રા વગરનો એટલે કે સાવધાન રહેનારો હતો. તેણે પૂર્વે નારાયણ ભગવાનના વરદાનથી ચક્રવર્તીપણાને સંપાદન કર્યું હતું.[૧૮] તે પૂર્વે સૂર્યે કહેલા સાત્વત (પંચરાત્ર) વિધિને અનુસરી દેવેશ(નારાયણ)નું પૂજન કરતો હતો, અને પૂજા કરતાં રહેલા શેષ ભાગથી પિતામહોનું પૂજન કરતો હતો.[૧૯] અને પિતૃઓનું પૂજન કર્યા પછી જે કંઈ વધતું, તેનાથી બ્રાહ્મણોનું પૂજન કરતો; પછી (જે કંઈ રહેતું તે) પોતાના આશ્રિતોમાં વહેંચતો હતો અને તેનાથી જે અન્ન શેષ રહેતું, તેનું પંડે ભોજન કરતો હતો; તે સત્ય ભાષણ કરતો હતો, અને કોઈ પણ પ્રાણીની હિંસા કરતો નહિ.[૨૦] તે દેવના દેવ, આદિ, મધ્ય તથા અંતથી રહિત, જગતના કર્તા, અને અવિનાશી એવા જનાર્દનની સંપૂર્ણ ભાવથી ભક્તિ કરતો હતો.[૨૧] શત્રુનો સંહાર કરનારા તે રાજાની નારાયણ પ્રત્યે ભક્તિ જોઈ, દેવોના રાજા (ઇંદ્રદેવે) પંડે પોતાની અર્ધ શય્યા અને આસન તેને આપ્યાં હતાં.[૨૨] પોતાનો આત્મા, પોતાનું રાજ્ય, પોતાની સ્ત્રી, તથા પોતાનાં વાહનો આ સર્વ ભગવાનનું છે, આમ સદા માનીને ભગવાનની સેવામાં પાછું આપતો હતો.[૨૩] હે રાજા! યજ્ઞ સંબંધી કામ્ય અને નૈમિત્તિક એમ ઉભય પ્રકારની સર્વ ઉત્તમ ક્રિયાઓ તે રાજા સાત્વત (પંચરાત્રની) વિધિ પ્રમાણે કરતો હતો.[૨૪] તે રાજાના ઘરમાં મુખ્ય મહાત્માઓ પંચરાત્રની વિધિને જાણનારા હતા. તેઓ, ભગવાને કહેલા વિધિ પ્રમાણે ભગવાનને ધરાવેલું અન્ન પ્રથમ ભોજન કરતા હતા.[૨૫] જ્યાં સુધી શત્રુનો નાશ કરનારો આ રાજા ધર્મથી રાજ્યનું પાલન કરતો હતો ત્યાં સુધી તે અસત્યવાદી થયો નહતો, તેમ તેનું મન પણ દુષ્ટ બન્યું નહતું.[૨૬] તે રાજાએ પરમાણુ જેટલું પણ પાપ કાયાથી (શરીરથી) કર્યું ન હતું; મહાતેજસ્વી મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ, એ ચિત્રશિખંડીને નામે સાત પ્રખ્યાત ઋષિઓએ, મેરુ નામના મહા પર્વત ઉપર જે ઉત્તમ શાસ્ત્ર એકમત થઈને કહ્યું હતું, જે ચાર વેદને અનુકૂળ રચેલું છે, તથા જેમાં સાત મુખોથી ઉત્તમ એવો લોકધર્મ વર્ણવ્યો છે, તે પંચ રાત્ર નામના શાસ્ત્રને તે રાજા અનુસરતો હતો.[૨૭–૨૯] આ સાત ઋષિઓ (મહત્, અહંકારાદિ) સાત પ્રકૃતિની મૂર્તિઓ છે; અને સ્વયંભૂ એવા બ્રહ્મા આઠમી પ્રકૃતિ છે. આ આઠ પ્રકૃતિ સર્વ જગતને ધારણ કરી રહી છે, અને તેનાથી આ પંચરાત્ર શાસ્ત્ર ઉત્પન્ન થયું છે.[૩૦] એ મુનિઓ એકાગ્ર મનના છે, ઇંદ્રિયનિગ્રહ કરનારા છે, સંયમમાં પ્રીતિ રાખનારા છે, ભૂતકાળને, વર્તમાન કાળને તથા ભવિષ્ય કાળને જાણનારા છે; સત્ય ધર્મમાં પરાયણ છે.[૩૧] જગતનું શ્રેય કરનારા છે, આ બ્રહ્મરૂપ છે, આ ઉત્તમ હિતકારક છે, આ રીતે મનમાં વિચાર કરીને તે ઋષિઓએ જગત અને શાસ્ત્ર રચ્યાં છે.[૩૨] આ શાસ્ત્રમાં ધર્મનું, અર્થનું, અને કામનું અને છેવટે મોક્ષનું વર્ણન કરવામાં આવ્યું છે, અને સ્વર્ગ તથા પૃથ્વીને માટે અનેક જાતની મર્યાદાઓ પણ બાંધી છે.[૩૩] તે પછી સર્વે સપ્તઋષિઓએ ઋષિઓ સાથે દેવતાનાં એક હજાર વર્ષ સુધી તપ કરીને બળવાન્ નારાયણ દેવ અથવા હરિનું આરાધન કર્યું.[૩૪] એટલે નારાયણે સરસ્વતી દેવીને

* આ શ્લોકમાં સૂર્ય જે દિન, માસ, ઋતુ, અને સંવત્સર નામના આત્માવાળો છે તથા મહાકાળરૂપ છે તેને શ્વેતદ્વીપવાસીઓ ચાટયા કરે છે. સાઠ સંવત્સરને સાઠ દાંતની ઉપમા આપી છે ને આઠ દિશાને આઠ ડાઢની ઉપમા આપી છે. આવો દેશ તથા કાળ તેના મુખમાં હતાં. એમ કહેવાનું તાત્પર્ય એ છે કે, કાળકૃત પરિણામો તેઓને અસર કરી શકતાં નથી, અર્થાત્ તેઓને જરા વગેરે બાધ કરી શકતાં નથી.

આજ્ઞા કરી, તે ઉપરથી દેવી સરસ્વતીએ લોકોનું હિત કરવાની ઇચ્છાથી સર્વ ઋષિઓના શરીરમાં પ્રવેશ કર્યો.[૩૫] અને તપને જાણનારા બ્રાહ્મણોએ તે વાણીનો શબ્દમાં, અર્થમાં, તથા હેતુમાં સારી રીતે ઉપયોગ કર્યો (અર્થાત્ તે તે વિષયમાં ગ્રન્થો રચ્યા). આ રીતે સરસ્વતી દેવીની આ પ્રથમ સૃષ્ટિ થઈ.[૩૬] તે પછી ઓંકારથી તથા સ્વરોથી પૂજાયલું એવું તે શાસ્ત્ર જ્યાં દયાળુ ભગવાન્ બિરાજતા હતા ત્યાં જઈને ઋષિઓએ દયાળુ ભગવાન નારાયણને પ્રથમ કહી સંભળાવ્યું.[૩૭] તે સાંભળીને અદૃશ્ય શરીરમાં રહેલા ભગવાન્ પુરુષોત્તમ પ્રસન્ન થયા, અને તેમણે અદૃશ્ય રહીને તે સર્વ ઋષિઓને કહ્યું કે,[૩૮] "તમે એક લાખ શ્લોકનું આ ઉત્તમ તંત્રશાસ્ત્ર રચ્યું છે; તેમાંથી સર્વ લોકના ધર્મની પ્રવૃત્તિ થશે.[૩૯] પ્રવૃત્તિ તથા નિવૃત્તિમાર્ગ બન્નેમાં, આ તંત્રશાસ્ત્ર ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અંગિરાના અથર્વવેદને પૂર્ણ રીતે અનુકૂળ છે.*[૪૦] શાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રસાદમાંથી બ્રહ્માને, ક્રોધમાંથી રુદ્રને, અને પ્રકૃતિઓના પ્રતિનિધિ તરીકે, હે બ્રાહ્મણો! મેં તમને ઉત્પન્ન કર્યા છે.[૪૧] સૂર્ય, ચંદ્રમા, વાયુ, ભૂમિ, જળ, અગ્નિ, સર્વે નક્ષત્રગણો તથા ભૂત નામધારી જે સર્વે પદાર્થો છે તે, અને વેદ ભણનારા ઋષિઓ પોતપોતાના સ્થાનમાં રહીને પોતાના અધિકારો બજાવ્યા કરે છે. જે પ્રમાણે આ સર્વ પ્રમાણ તરીકે માન્ય ગણાય છે, તે પ્રમાણે તમારું ઉત્તમ શાસ્ત્ર પણ જગતમાં માન્ય ગણાશે.[૪૨-૪૩] આવી મારી આજ્ઞાથી તે પ્રમાણ ગણાશે. સ્વાયંભૂવ મનુ પોતે પણ તમારા આ શાસ્ત્રમાંથી ધર્મોનું પ્રવચન કરશે.[૪૪] ઉશના તથા બૃહસ્પતિ જ્યારે ઉત્પન્ન થશે, ત્યારે તેઓ પણ તમે એકમતિથી રચી કાઢેલાં શાસ્ત્રમાંથી ઉપદેશ કરશે.†[૪૫] સ્વાયંભૂવ મનુએ, ઉશનાએ (શુક્રે) તથા બૃહસ્પતિએ કહેલો ધર્મ જગતમાં ફેલાયા પછી,[૪૬] હે ઉત્તમ બ્રાહ્મણો! પ્રજાપાલક વસુ (જેને ઉપરિચર કહેવામાં આવે છે તે) તમે રચેલાં આ શાસ્ત્રને બૃહસ્પતિની પાસેથી ભણીને મેળવશે.[૪૭] સારી બુદ્ધિવાળો તે રાજા મારો ભક્ત થશે, અને તે તે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સર્વ ક્રિયાઓ કરશે.[૪૮] તમે રચેલું આ શાસ્ત્ર, સર્વ શાસ્ત્રોમાં ઉત્તમ ગણાશે. વળી આ શાસ્ત્ર અર્થ આપનારું, ધર્મ આપનારું, તથા રહસ્યવાળું હોવાથી ઉત્તમ થશે.[૪૯] તમે આ શાસ્ત્રની પ્રવૃત્તિ કરવાથી જગતમાં પ્રજાવાળા (મનુષ્ય જાતિને વધારનારા) થશો અને રાજા વસુ પણ રાજલક્ષ્મીથી યુક્ત થતાં (વસુઓમાં) મહાન્ થશે.[૫૦] અને તે રાજા મરણ પામશે, એટલે આ સનાતન શાસ્ત્ર પણ લુપ્ત થશે. આ સર્વ કથા મેં તમને કહી સંભળાવી છે."[૫૧] પુરુષોત્તમ ભગવાને અદૃશ્ય રહીને આ રીતે કહ્યું, અને પછી તે સર્વે ઋષિઓને જવાની રજા આપી ને પોતે કોઈ એક દિશા તરફ ચાલ્યા ગયા.[૫૨] તે પછી સર્વ લોકોનું હિત વિચારનારા અને લોકોના પિતૃરૂપ ઋષિઓએ ધર્મના મૂળરૂપ તે સનાતન શાસ્ત્રની જગતમાં પ્રવૃત્તિ કરી (ફેલાવ્યું).[૫૩] તે પછી પ્રથમ યુગમાં અંગિરાને ત્યાં બૃહસ્પતિ ઉત્પન્ન થયા. એટલે તેઓએ અંગો સાથે વેદ અને ઉપનિષદો સહિત તે શાસ્ત્ર બૃહસ્પતિને ભણાવ્યું,[૫૪] અને પછી સર્વ લોકોને ધારણ કરનારા તથા સર્વ ધર્મની પ્રવૃત્તિ કરનારા તે ઋષિઓ તપ કરવાનો નિશ્ચય કરીને પોતાની ઇચ્છાનુસાર કોઈ પ્રદેશમાં તપ કરવા માટે ગયા.[૫૫]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नारा-णीय आख्यान' ए नामनो अध्याय ३३५ मो समाप्त.

## અધ્યાય ૩૩૬ મો.

### અશ્વમેધયજ્ઞ–પરમાત્મદર્શન.

ભીષ્મ કહે છે;–મહાકલ્પ વીતી ગયા પછી અંગિરાને પુત્ર ઉત્પન્ન થયો. તે દેવોના પુરોહિત (બૃહસ્પતિ) જન્મ્યા પછી દેવતાઓને શાંતિ થઈ.[૧] હે રાજન્! बृहत्, ब्रह्म અને महत् આ ત્રણે શબ્દનો એક જ અર્થ થાય છે. (દેવોના પુરોહિતને) બૃહસ્પતિ કહેતા, કારણ કે સર્વ ગુણોવડે તે યુક્ત હતા.[૨] ઉપરિચર અથવા વસુ નામનો રાજા બૃહસ્પતિનો મુખ્ય શિષ્ય હતો. અને તે ચિત્રશિખંડીએ રચેલું શાસ્ત્ર (પંચરાત્ર) સારી રીતે ભણ્યો હતો.[૩] પ્રથમથી જ શાસ્ત્રોક્ત કર્મ કરીને શુદ્ધ થયેલો તે રાજા વસુ, ઇંદ્ર જેમ સ્વર્ગની રક્ષા કરે, તેમ પૃથ્વીની રક્ષા કરવા લાગ્યો.[૪] તે મહાત્મા રાજાએ અશ્વમેધ નામનો મહાન્ યજ્ઞ કર્યો હતો. તે યજ્ઞમાં ઉપાધ્યાય બૃહસ્પતિ હોતા થયા હતા.[૫] એકત, દ્વિત, અને ત્રિત એ નામના મહર્ષિઓ પ્રજાપતિના ત્રણ પુત્ર હતા, તેઓ તેમાં સદસ્ય થયા હતા.‡[૬] ધનુષ અને રૈભ્ય, અર્વાવસુ, પરાવસુ, ઋષિ મેધાતિથિ,

* પ્રવૃત્તિ માર્ગમાં કર્મ અને ધર્મ કરવાનાં છે; અને નિવૃત્તિ અથવા મોક્ષ માર્ગમાં કર્મ ધર્મથી અબાધિત રહેવાનું છે.

† આ સપ્તર્ષિઓનું રચેલું શાસ્ત્ર આજે મળતું નથી, તેમ આ સ્થળે તે જણાવ્યું છે તે સિવાય અન્ય સ્થળે તેનું પ્રમાણ નથી. બૃહસ્પતિનું નીતિશાસ્ત્ર પણ મળતું નથી, જો કે શુક્રનીતિ આજે મળે છે.

‡ હોતાનું કાર્ય મંત્ર ભણતા જઈ યજ્ઞમાં ઘી રેડવાનું છે. સદસ્યને વિધિદર્શી પણ કહે છે, અને તે વિધિપૂર્વક કાર્ય થાય છે કે નહિ, તેની દેખરેખ રાખે છે.

અને તાંડ્ય નામના મહર્ષિ,૭ અને શાંતિ ઋષિ, મહાભાગ વેદશિરા કહેવાય છે તે, અને ઋષિઓમાં શ્રેષ્ઠ એવા કપિલ જે શાલિહોત્રના પિતા હતા તે, 'આદ્ય કઠ અને વૈશંપાયનના પૂર્વજ તૈત્તિરિ ઋષિ, કણ્વ અને દેવહોત્ર આ સોળ ઋષિઓ પણ તે યજ્ઞમાં (સદસ્ય તરીકે) હતા.૮-૯ હે રાજન્! તે મહાયજ્ઞમાં સર્વ જાતની સામગ્રીઓ હતી. તે રાજાની મર્યાદા પ્રમાણે તે યજ્ઞમાં પશુની હિંસા કરવામાં આવી ન હતી.૧૦ તે રાજા પંડે અહિંસક હતો, (બહારથી તથા અંદરથી) પવિત્ર હતો, ઉદાર મનનો હતો, કામનાઓથી રહિત હતો, કર્મોને લીધે વખાણવા યોગ્ય હતો. અરણ્યમાં ઉત્પન્ન થયેલા પદાર્થોનો જ તે યજ્ઞમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો.૧૧ તે પછી ભગવાન્ દેવના દેવ પુરાતન એવા વિષ્ણુ તેના ઉપર પ્રસન્ન થયા, અને તેણે તેને સાક્ષાત્ દર્શન આપ્યાં પરંતુ બીજું કોઈ તેનાં દર્શન કરી શક્યું નહિ.૧૨ ભગવાન્ શ્રી હરિએ અદૃશ્ય રહીને પોતાને અપાયલા પુરોડાશને લીધો અને પોતાનો ભાગ સુંઘ્યો અને સ્વીકાર્યો.૧૩ તે ઉપરથી બૃહસ્પતિને ક્રોધ ચઢ્યો અને તેમણે સરવા (યજ્ઞમાં ઘી હોમવાને વપરાતો કડછો) ને ઉગામીને વેગથી આકાશમાં ફેંક્યો, અને સરવાનો પ્રહાર કર્યા પછી ક્રોધને લીધે તેની આંખમાંથી અશ્રુઓ પડવા લાગ્યાં.૧૪ અને ઉપરિચર રાજાને કહ્યું કે; "દેવને આપવા માટે આ ભાગ મેં તૈયાર કર્યો છે; માટે દેવે મારી સમક્ષમાં આવીને આ ભાગને લેવો જોઇએ, એ વાત સંદેહ વિનાની છે."૧૫

યુધિષ્ઠિર પૂછે છે; "યજ્ઞના ભાગો જે જે દેવતાઓને આપવામાં આવે છે, તે તે દેવતાઓ સાક્ષાત્ આવીને પોતાના યજ્ઞ ભાગ સ્વીકારે છે તો વ્યાપક એવા ભગવાન્ હરિએ શા માટે દર્શન આપ્યાં નહીં?"૧૬

ભીષ્મ કહે છે; "તે પછી ક્રોધમાં આવેલા મુનિ બૃહસ્પતિને ભૂમિપાલ ઉપરિચર વસુ તથા સર્વે સદસ્યો પ્રસન્ન કરવા લાગ્યા.૧૭ અને સંભ્રમ તજી દઇને બૃહસ્પતિને કહેવા લાગ્યા કે; 'તમારે ક્રોધ કરવો યોગ્ય નથી; તમે ક્રોધ કર્યો, પરંતુ સત્યયુગમાં ક્રોધ કરવો એ ધર્મ નથી.૧૮ વળી તમે જેને માટે ભાગ કાઢ્યો છે, તે દેવ ક્રોધથી રહિત છે. હે બૃહસ્પતિ! તે તમારાથી કે અમારાથી જોઈ શકાય તેમ નથી.૧૯ પરંતુ તે દેવ જેના ઉપર કૃપા કરે છે, તે તેનાં દર્શન કરવાને યોગ્ય થાય છે.' તે પછી એકત, દ્વિત, ત્રિત તથા ચિત્રશિખંડીઓ બોલ્યા:૨૦ 'અમે બ્રહ્માના પુત્રો માનસ નામે પ્રસિદ્ધ છીએ. એક સમયે મોક્ષ મેળવવા માટે અમે ઉત્તર દિશા તરફ ગયા હતા.૨૧ ત્યાં અમારાં મનને નિયમમાં રાખીને એક પગ ઉપર ઉભા રહીને એક હજાર વર્ષ સૂધી તપ કરી, ઉત્તમ તપ આચરી અમે લાકડાના જેવા શુષ્ક થઈ ગયા.૨૨ અમે જે પ્રદેશમાં પરમ દારુણ તપ આચર્યું હતું, તે દેશ તો મેરુપર્વતના ઉત્તર ભાગમાં આવેલા ક્ષીરસમુદ્રના તીર ઉપર છે.૨૩ "અમે શ્રેષ્ઠ, વરદાન આપનારા, દેવના દેવ, અને સનાતન, એવા નારાયણ સ્વરૂપ ભગવાનનાં કેવી રીતે દર્શન કરીએ;૨૪ અમે નારાયણ દેવનાં દર્શન કેમ કરીએ." (એમ અમારા મનમાં ઘોળાતા વિચારોની સામે) વ્રતની સમાપ્તિનું સ્નાન અમે કરતા હતા, તે સમયે જેનું શરીર નથી એવી,૨૫ હે રાજા! અમને અત્યંત હર્ષ ઉપજાવનારી અને સ્નેહ તથા ગંભીરતાવાળી વાણી થઈ કે; હે બ્રાહ્મણો! તમે પ્રસન્ન મનથી સારી રીતે તપ કર્યું છે.૨૬ પરમાત્માનાં કેવી રીતે દર્શન થાય, તેની જિજ્ઞાસાવાળા તમે ભક્ત છો (માટે સાંભળો); ક્ષીરસમુદ્રની ઉત્તર દિશા તરફ મહાપ્રભાવાળો એક શ્વેતદ્વીપ છે.૨૭ ત્યાં નારાયણમાં પરાયણ રહેનારા ચંદ્ર જેવી જેની કાંતિ છે એવા, અને જેઓનો ભાવ એક જ અંતમાં રહ્યો છે એવા માનવીઓ પુરુષોત્તમની ભક્તિ કરતા વસે છે.૨૮ તેઓ ઇંદ્રિયો વિનાના, આહાર ન કરનારા, નેત્રની ચેષ્ટા વિનાના છે, સુગંધવાળા તેઓ હજાર કિરણવાળા સૂર્યના શરીરમાં પ્રવેશ કરે છે.૨૯ શ્વેતદ્વીપમાં વસનારા તે પુરુષો એક જ અંત-ઈશ્વરને માનનારા છે. હે મુનિઓ! તમે ત્યાં શ્વેતદ્વીપમાં જાવ. ત્યાં મારું સ્વરૂપ પ્રકટરૂપે પ્રકાશે છે."૩૦ અમે સર્વે જેનું નથી, શરીર એવી વાણી સાંભળીને તેણે કહેલા માર્ગે થઇને તે દેશમાં ગયા.૩૧ મહા દ્વીપ એવા શ્વેતદ્વીપમાં ગયા પછી પરમાત્માનાં દર્શન કરવાની અમને ઇચ્છા હતી, તેથી અમારું મન પણ તેને વિશે હતું; પરંતુ અમે ત્યાં ગયા કે આંધળા થઈ ગયા.૩૨ તેના તેજથી અમારી દર્શનશક્તિ નાશ પામવાથી તે પુરુષને અમે જોઈ શક્યા નહિ. તે પછી દૈવયોગને લીધે અમને જ્ઞાન ઉપજ્યું કે,૩૩ 'જેણે તપ કર્યું નથી તે પુરુષ સહેજમાં પરમાત્માનાં દર્શન કરી શકતો નથી.' તે ઉપરથી અમે તે જ સમયે ફરીને સો વર્ષ સૂધી મહાન્ તપ કર્યું.૩૪ વ્રત પૂર્ણ થઈ રહ્યા પછી અમને તે ઉત્તમ પુરુષોનાં દર્શન થયાં. તેઓ શરીરે શ્વેત રંગના હતા, ચંદ્રમા જેવા દેખાતા હતા, સર્વ લક્ષણોવાળા હતા;૩૫ બે હાથ જોડીને પૂર્વ દિશા તરફ તથા ઉત્તર દિશા તરફ મુખ કરી, નિત્ય બ્રહ્મનો જપ કરતા હતા. તે મહાત્માઓ જે જપ કરતા હતા, તે જપ માનસિક હતો.૩૬ ભગવાન્ હરિ પણ તેઓનું એકાગ્ર મન જોઇને તેઓના ઉપર પ્રસન્ન થતા હતા. હે મુનિશાર્દૂલ! પ્રલય સમયે

સૂર્યની જેવી કાંતિ થાય છે,[૩૭] તેવી કાંતિ તે દ્વીપમાં રહેનારા એકેક માનવની હતી. તે જોઇને અમે માન્યું કે, તેજના નિવાસનો દ્વીપ આ જ છે.[૩૮] તે દ્વીપમાં કોઈ પણ પુરુષ બીજાથી વધારે તેજવાળો ન હતો. ત્યાં સર્વે મનુષ્યો સરખા તેજવાળા હતા. એ પછી હજાર સૂર્યની પ્રભા એક સાથે જ ઉદય પામતી હોય,[૩૯] તેવી પ્રભા એકદમ ફરીને, હે બૃહસ્પતિ! અમારા જોવામાં આવી. તે જોઇને તે દ્વીપના સર્વે મનુષ્યો એકદમ એકઠા થઇને[૪૦] હર્ષમાં આવી જઈ, બે હાથ જોડીને, नमः नमः એમ બોલતા બોલતા તે તરફ દોડ્યા, અને તેઓનો તે બોલવાનો મોટો અવાજ અમારા સાંભળવામાં આવ્યો.[૪૧] તે દ્વીપના રહેનારાઓ તે દેવને બળિદાન આપતા હતા, અને અમે તો તેના તેજથી એકાએક મોહિત ચિત્તવાળા થઈ ગયા.[૪૨] વળી અમારી ઇંદ્રિયોનું ચક્ષુબળ—જોવાની શક્તિ હરાઈ જવાથી અમે કંઈ જોઈ શકયા નહિ. પરંતુ તે દ્વીપના મનુષ્યોએ ઉચ્ચારેલો એક મોટો શબ્દ અમારા સાંભળવામાં આવ્યો.[૪૩] (તે શબ્દ આ પ્રમાણે હતો;)-

> जितं ते पुंडरीकाक्ष । नमस्ते विश्वभावन ।
> नमस्तेऽस्तु हृषीकेश ! महापुरुषपूर्वज ॥

"હે પુંડરીકાક્ષ! તારો વિજય છે; હે વિશ્વને પેદા કરનાર! તને નમસ્કાર છે; હે હૃષીકેશ! હે મહાપુરુષના પૂર્વજ! તને નમસ્કાર હો."[૪૪] આ રીતે શિક્ષાના અક્ષરોવાળો શબ્દ અમારા સાંભળવામાં આવ્યો, એટલા સમયમાં સર્વ પ્રકારના ગંધને ગ્રહણ કરનારો અને પવિત્ર વાયુ,[૪૫] દિવ્ય પુષ્પોને તથા કર્મમાં ઉપયોગી થતી ઔષધિઓને લાવ્યો. તે પછી પાંચ પ્રકારના કાળને જાણનારા હરિની, એકાંત (અદ્વૈત) ભાવવાળા તે પુરુષોએ[૪૬] મન, વાણી તથા કર્મવડે પરમ ભક્તિપૂર્વક પૂજા કરી. તેઓ જે વાણી બોલતા હતા, તે ઉપરથી અમે સમજયા કે, ત્યાં ભગવાન્ અવશ્ય આવ્યા હતા.*[૪૭] પરંતુ અમે તે દેવની માયાથી મોહ પામ્યા હતા તેથી ભગવાનને જોઈ શકયા નહિ. તે પછી પવન શાંત પડી ગયો અને તેઓએ ભગવાનને બળિદાન આપ્યું.[૪૮] હે અંગિરાઓમાં ઉત્તમ! તે સમયે અમારો આત્મા ચિંતાથી વ્યાકુળ થવા માંડ્યો. ત્યાં શુદ્ધ યોનિવાળા હજારો મનુષ્યો હતા;[૪૯] પરંતુ તેમાંથી કોઇએ પણ અમને મનથી કે દૃષ્ટિથી માન આપ્યું નહિ. તેઓ તેમ મુનિગણો કે જેઓ એકભાવ (ભગવાન્)ને વિષે વ્રત ધારણ કરતા સ્વસ્થ થઇને બેઠા હતા[૫૦] તેઓએ, તેમ જ બ્રહ્મભાવનું અનુષ્ઠાન કરતા હતા તેઓએ પણ અમને (કોઈ પણ પ્રકારનો) ભાવ દર્શાવ્યો નહિ. તે સમયે અમે અત્યંત થાકી ગયા હતા અને તપ કરવાથી અત્યંત કૃશ (સૂકાઈ) થઈ ગયા હતા.[૫૧] તે વેળાએ કોઇએક શરીરરહિત દેવે અમને કહ્યું:-

દેવ બોલ્યો;-"તમે સર્વ ઇન્દ્રિયો વિનાના શ્વેત રંગના પુરુષોને દીઠા?[૫૨] જે એ ઉત્તમ બ્રાહ્મણોને જુએ છે, તેને દેવેશ્વરનાં દર્શન થશે. તમે સર્વે મુનિઓ જેમ આવ્યા હતા, તેમ અહીંથી ઝટ ચાલ્યા જાવ.[૫૩] જે પુરુષ તે દેવનો ભક્ત નથી, તેને તેનાં કોઈ પણ રીતે દર્શન થતાં નથી. પરંતુ જે મોટા કાળે પરમાત્માની સાથે ઐક્યભાવને પામે છે[૫૪] તે, પ્રભાના મંડળને લીધે દુઃખે કરીને જોઈ શકાય તેવા ભગવાનને જોઈ શકે છે. હે ઉત્તમ બ્રાહ્મણો! તમારે મહાન્ કાર્ય કરવાનું છે.[૫૫] આ સત્યયુગ વીતી જશે અને ફરીને વૈવસ્વત નામના મન્વંતરમાં ત્રેતાયુગનો આરંભ થશે, ત્યારે જગતપર એક દુઃખ આવી પડશે.[૫૬] હે મુનિઓ! ત્યારે તમે દેવોનું કાર્ય સિદ્ધ કરવા માટે સહાયક થશો." આવું અમૃતના જેવું અને અદ્ભુત વાકય સાંભળીને,[૫૭] તે દેવની કૃપાથી અમે તુરત અમારા ધારેલા દેશમાં સહેલથી આવ્યા. આ રીતે અમે સારું તપ કર્યું તથા હવ્યો અને કવ્યો આપ્યા છતાં,[૫૮] અમને તે દેવનાં દર્શન થયાં નહિ, તો તે જોવાને તમે કેમ યોગ્ય છો? નારાયણ મહાપુરુષ છે, વિશ્વને સરજનારા છે, અને હવ્ય તથા કવ્યનો ઉપભોગ કરનાર છે.[૫૯] વળી તે આદિ તથા અનંત છે. તે અવ્યકત એટલે ઇંદ્રિયોથી સ્પષ્ટ જાણવામાં ન આવે તેવા છે, અને દેવ તથા દાનવો તેની પૂજા કરે છે. આ રીતે દ્વિતે તથા ત્રિતે અનુમત આપેલાં અને એકતે કહેલાં વચનો સાંભળી,[૬૦] અને સદસ્યોના સમજાવવાથી ઉદાર બુદ્ધિવાળા બૃહસ્પતિએ યજ્ઞને સમાપ્ત કર્યો; અને પરમાત્માની પૂજા કરી.[૬૧] રાજા વસુ પણ પોતાનો યજ્ઞ સમાપ્ત કર્યા પછી પ્રજાનું પાલન કરવા લાગ્યો; (અને આ દેહનો ત્યાગ કરી સ્વર્ગે ગયો, પણ ત્યાં) બ્રાહ્મણના શાપથી તે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયો, ને તેણે પૃથ્વીમાં પ્રવેશ કર્યો.[૬૨] હે રાજસિંહ! તે રાજા સત્ય ધર્મમાં પરાયણ રહેનારો હતો. પૃથ્વીપર આવ્યા છતાં હંમેશ તે ધર્મવત્સલ રહેતો હતો.[૬૩] તે નારાયણમાં પરાયણ થઇને નારાયણનું નામ જપવા લાગ્યો, અને નારાયણની કૃપાથી જ પાછો પૃથ્વીમાંથી બહાર નિકળ્યો;[૬૪] મહીતળમાંથી નીકળી, નિષ્ઠાવાળા

* પ્રો. વેબર ઉપરનું વર્ણન રોમના પ્રજાસત્તાક રાજ્ય સાથે ઘટાવે છે, અને પૂર્વજનો અર્થ ઈશ્વરનો પ્રથમ પુત્ર એવો ઘટાવવાનો પ્રયાસ કરે છે. પરંતુ 'પૂર્વજ' શબ્દ મહાભારતમાં 'આદિપુરુષ'ના અર્થમાં ઘણીવાર વાપરેલો છે, તે તેના લક્ષમાં રહેલું નથી.

પુરુષો જેવી પરમ ગતિને મેળવે છે, તેવી બ્રહ્મના સ્થાન (ગતિ) કરતાં પણ ઉંચી ગતિ તેણે મેળવી.[૬૫]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां नारायणीय आख्यानमां अध्याय ३३६ मो समाप्त.

---

## અધ્યાય ૩૩૭ મો.

### વસુને શાપ.

યુધિષ્ઠિર પૂછે છે; "રાજા વસુ જો એટલો ભગવદ્ભક્ત હતો, તો તે સ્વર્ગમાંથી શા માટે ભ્રષ્ટ થયો હતો, અને પૃથ્વીના વિવરમાં (પાતાળમાં) તેણે શા માટે પ્રવેશ કર્યો હતો?"[૧]

ભીષ્મ કહે છે; હે ભરતવંશી રાજા! આ વિષયમાં પણ ઋષિઓના અને દેવતાના સંવાદનો એક પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે.[૨] દેવોએ ઉત્તમ બ્રાહ્મણોને કહ્યું કે; તમારે યજ્ઞમાં અજનો હોમ કરવો. તે અજ કહેવાથી બકરો જ સમજવો જોઇએ. બીજું પશુ જોઇએ નહિ. આવી શાસ્ત્રની મર્યાદા છે.*[૩]

ઋષિઓ બોલ્યા; વેદની શ્રુતિ કહે છે કે, યજ્ઞોમાં બીજનો (ધાન્યનો પુરોડાશ) હોમવો, અને તે બીજને 'અજ' કહેવામાં આવે છે. માટે તમારે બકરાનો હોમ કરવો યોગ્ય નથી.[૪] હે દેવો! પશુનો વધ કરવો, એ સત્પુરુષોનો ધર્મ નથી. આ તો ઉત્તમ સત્યયુગ ચાલે છે, તેમાં પશુનો વધ કેવી રીતે કરી શકાય?[૫]

ભીષ્મ કહે છેઃ-આ રીત ઋષિઓની અને દેવતાઓની વચ્ચે સંવાદ થતો હતો. તે સમયે નૃપશ્રેષ્ઠ વસુ તે રસ્તે જતાં ત્યાં આવી પહોંચ્યો.[૬] પોતાનાં સર્વ સૈન્ય તથા વાહનોને સાથે લઇને તે શ્રીમાન્ રાજા આકાશમા ફરતો હતો. અંતરિક્ષમાં ફરનાર વસુને એકદમ આવતો જોઈને,[૭] દેવો તથા બ્રાહ્મણો બોલ્યા કે; આ આપણો સંશય દૂર કરશે. કારણ કે તેણે યજ્ઞો કર્યા છે, તે દાતા છે, શ્રેષ્ઠ છે, અને તેને સર્વ પ્રાણીઓના ઉપર પ્રીતિ છે.[૮] આ મહારાજા વસુ શા માટે અસત્ય ભાષણ કરે?" આ રીતે દેવો અને ઋષિઓએ સંવાદ કર્યા પછી,[૯] તે સર્વે એકઠા થઈને વસુ રાજાની પાસે ગયા અને તેને પૂછ્યું; "હે રાજા! યજ્ઞમાં અજનો હોમ કરવો કે, ઔષધિઓનો હોમ કરવો?[૧૦] (આ વિષયમાં) અમે આપના મતને પ્રમાણરૂપ માન્યો

---

* હિંસા-અહિંસાની આ ચર્ચા છે. એ અસલ મહાભારતમાં હશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. મુંબઈ અને કલકત્તાની પ્રતોમાં દેવો અને ઋષિઓ વચ્ચે આ સંવાદ ઉપસ્થિત થવાનું મૂળ શું છે તે જણાવેલું નથી. કુંભઘોણની પ્રતમાં ત્રણ શ્લોક વધારે છે, અને તેમાં મૂળ આ પ્રમાણે જણાવ્યું છેઃ "આ પૃથ્વી તો કર્મ કરવાની ભૂમિ છે અને સ્વર્ગ ભોગ ભોગવવાને માટેજ છે. તેટલા માટે ઇંદ્ર યજ્ઞ કરવાની દીક્ષા લઇને પૃથ્વીપર આવ્યો હતો. યજ્ઞ કરતી વેળાએ સવન પશુનો હોમ કરવાની વેળા પ્રાપ્ત થઈ ત્યારે બૃહસ્પતિએ કહ્યું, 'પશુને સ્થાને પિષ્ટ (એટલે કે પીસેલો લોટ) લાવો.' (એટલે કે લોટ પલાળીને પશુની આકૃતિ કરી તેનો પુરોડાશ હોમ કરવો.) એ સાંભળીને માંસની ઇચ્છાવાળા (!) સર્વ દેવોએ દરેક જણાએ દ્વિજોત્તમ બૃહસ્પતિને કહ્યું કે અજનો હોમ કરવો જોઇએ ઇત્યાદિ.

ટીકાકાર નીલકંઠ આ વિષયમાં આ પ્રમાણે કહે છે बह्वृच ब्राह्मणમાં એક શ્રુતિમાં આ પ્રમાણે કહ્યું છેઃ-तस्मादेष एतेषां पशूनां प्रयुक्ततमो यदजस्तेऽजमालभंत । सोऽजादालब्धादुदक्रामत्स इमां प्राविशत्तस्मादियं मेध्याभवत्तमन्ववायन् सोऽनुगतो व्रीहिरभवत् । અજ (બકરો) પશુઓમાં અત્યંત યોગ્ય પશુ છે તેથી દેવોએ અજનું આલભન (સંજ્ઞપન) કર્યું; પછી તેમાંથી મેધ્યતાએ (પવિત્રતાએ) નિકળીને પૃથ્વીમાં પ્રવેશ કર્યો; તે ઉપરથી પૃથ્વી મેધ્યા (પવિત્રા) થઈ; તે પછી તેનું પૃથ્વીમાં શોધન કરવા માંડ્યું એટલે તે મેધ્યતાએ વ્રીહિમાં (તંદુલમાં) પ્રવેશ કર્યો તેથી વ્રીહિ (તંદુલ) ઉત્પન્ન થયા. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે;-सर्वेषां वशूनां स यज्ञो मेध्यताख्यः इमां पृथिवीं प्रविष्टः अन्ववायन् સર્વે પશુઓમાં અજ મેધ્ય ગણાય છે. તેમાંથી મેધ્યતા નિકળીને પૃથિવીમાં પેઠી, અને તેનું પૃથ્વીમાં શોધન કર્યું વગેરે, આ બન્ને શ્રુતિ, પશુમાંથી મેધ્યતા નિકળી જવાથી પશુ અપવિત્ર થયું એ રીતે પશુઓનું અમેધ્યત્વ (અપવિત્રત્વ) પ્રતિપાદન કરતી નથી, પરંતુ કેવળ વ્રીહિના પુરોડાશની સ્તુતિ કરે છે. નિંદા નિંદ્યની નિંદાને માટે હોતી નથી! પરંતુ વિધેયની સ્તુતિ કરવા માટે હોય છે, આવો ન્યાય છે. આ મત ભોગલોલુપ દેવોનો છે. આ લોકમાં કર્મે કરીને સ્વર્ગ પ્રાપ્ત કર્યા પછી પુનઃ કર્મ કરતી વેળાએ દેવોએ આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો ત્યારે દેવો યજ્ઞમાં શેનો હોમ કરવો તે ભૂલી ગયા, એમ માનવું જોઇએ!

વીતરાગ ઋષિઓનો મત આ પ્રમાણે છેઃ-અજમાંથી મેધ્યત્વ (પવિત્રતા) નિકળ્યું તે વિશે બીજું કોઈ પણ વિરુદ્ધ પ્રમાણ નથી, તેમ આથી અહિંસાશાસ્ત્રના ઉપર અનુગ્રહ પણ થાય છે, માટે અજમાંથી મેધ્યત્વ નિકળી ગયું એ અવાંતર તાત્પર્યથી જે વાત પ્રતીત થાય છે તે યથાર્થ છે, અને તે પોતાના વિષયમાં પ્રમાણભૂત છે, અર્થાત્ સત્ય છે. મીમાંસકો કહે છે કે;-विरोधे गुणवादः स्यादनुवादोऽवधारिते । भूतार्थवादस्तद्धानादर्थवादस्त्रिधा मतः । અર્થવાદ ત્રણ પ્રકારનો છેઃ-ગુણવાદ, અનુવાદ, અને ભૂતાર્થવાદ. યજમાન પ્રસ્તર (દર્ભની પુળી) છે એ વાકયમાં દેખીતો વિરોધ છે. કારણ કે યજમાન પ્રસ્તર થઈ શકે નહિ; પરંતુ ત્યાં પ્રસ્તરની સ્તુતિ કરવા માટે તેને યજમાન તરિકે વર્ણવી છે. આને ગુણવાદ કહે છે. અગ્નિ ટાઢનું ઔષધ છે. આ વાત લોકમાં જાણીતી છે તેનું જ કથન કરેલું છે, માટે આ અનુવાદ કહેવાય છે. કાણ્વના પુત્ર મેધાતિથિને, ઇન્દ્ર મેષનું રૂપ લઇને ઉપાડી ગયો હતો. આ ભૂતાર્થવાદ છે, અર્થાત્ ખરી વાત છે. યજ્ઞમાં પશુનું આલભન કરવું એ યજ્ઞાર્થ છે (અર્થાત્ તેથી યજ્ઞનું ફળ મળે છે), અને હિંસા એ પુરુષાર્થને માટે નિષિદ્ધ છે. આ બન્ને વચ્ચે કોઇ પણ જાતનો વિરોધ નથી. એટલા માટે પશુમાંથી મેધ્યત્વ ચાલ્યું ગયું એ અર્થવાદ છે, છતાં દેવતાધિકરણન્યાયવડે તેનું સ્વાર્થમાં પ્રામાણ્ય છે અર્થાત્ એ વાત ખરી છે. જો એમ ન માનીએ તો ભારત, રામાયણ વગેરેનું પણ સ્વાર્થમાં પ્રામાણ્ય ન ગણાય, અર્થાત્ તે માત્ર વર્ણાશ્રમના ધર્મનો જ ઉપદેશ કરનારા છે તેમાંનો રામ રાવણ વગેરેનો ઇતિહાસ ભાગ અર્થવાદરૂપ છે. અર્થાત્ રામ, સીતા, રાવણ વગેરે હતા જ નહિ આમ સિદ્ધ થાય. માટે અજમાં રહેલું મેધ્યત્વ બીજમાં દાખલ થયું એ વાત છે અને તેથી બીજોને અજ કહેવામાં આવે છે.

છે; માટે આપ અમારો સંશય દૂર કરો." એટલે વસુ બે હાથ જોડીને તેઓને પૂછવા લાગ્યોઃ[૧૧] "દ્વિજોમાં ઉત્તમ એવા તમારામાં કોને કયો મત ઇષ્ટ છે, તે મને સત્ય કહો."

ઋષિઓ બોલ્યાઃ "હે નરાધિપ! અમારો મત તો ધાન્યથી યજ્ઞ કરવાનો છે.[૧૨] પણ દેવોનો મત પશુના બળિથી યજ્ઞ કરવાનો છે. હવે તમે અમારામાં ખરું કોણ તે કહો."

ભીષ્મ કહે છે; દેવોનો પશુ હોમવાનો મત જાણીને વસુએ તેમના પક્ષનો આશ્રય લઇને,[૧૩] તે સમયે જ કહ્યું કે; "યજ્ઞમાં અજ એટલે બકરાનો હોમ કરવો." તે સાંભળીને સૂર્ય સમાન કાંતિવાળા સર્વે ઋષિઓ કોપ્યા;[૧૪] અને દેવનો પક્ષ લઇને બોલનારા વિમાનમાં બેઠેલા વસુ રાજાને કહ્યું કે, "તેં (ખોટા કારણથી) દેવોનો પક્ષ લીધો છે; માટે તું સ્વર્ગમાંથી નીચે પડ.[૧૫] હે રાજા! અમારા શાપને લીધે તું આજથી આકાશમાં ઉડી શકીશ નહિ, અને અમારા શાપને લીધે તું પૃથ્વીના ભીતરમાં પ્રવેશ કરીશ."*[૧૬] હે રાજા! ઋષિઓએ શાપ આપ્યો કે, તેજ મુહૂર્તમાં ઉપરિચર (વસુ) રાજા આકાશમાંથી નિચે પડ્યો અને તુરત પૃથ્વીમાં પેસી ગયો.[૧૭] પરંતુ નારાયણની આજ્ઞાથી તેની સ્મૃતિ નાશ પામી નહિ. તે પછી સર્વે દેવતાઓ એકઠા થઇને વસુ રાજાના શાપમાંથી છૂટકારા માટે,[૧૮] શાંત મનથી વિચાર કરવા લાગ્યા; કારણ કે, એ રાજાએ સુકર્મ કરેલું હતું. (દેવો વિચારવા લાગ્યા કે,) 'આ મહાત્મા રાજાને આપણે લીધે શાપ થયો છે;[૧૯] માટે આપણે એકઠા થઈને આ રાજાનું હિત કરવું જોઇએ.' આ રીતે બુદ્ધિવડે વિચાર કરીને સમર્થ દેવતાઓ સત્વર નિશ્ચય ઉપર આવ્યા;[૨૦] અને મનમાં હર્ષ પામતા ઉપરિચર રાજાને તે સમયે કહેવા લાગ્યા, "તું બ્રાહ્મણનું રક્ષણ કરનારા દેવનો ભક્ત છે, અને શ્રીહરિ દેવોના તેમ જ દૈત્યોના ગુરુ છે.[૨૧] તે તારા ઉપર અત્યંત પ્રસન્ન રહે છે; માટે તારા શાપનો નાશ કરશે. પણ તારે નિત્ય મહાત્મા બ્રાહ્મણોનું સન્માન કરવું.[૨૨] હે મહારાજા! તને તે મહાત્મા બ્રાહ્મણોના તપનું ફળ તો અવશ્ય મળશે. તું જો કે આકાશમાંથી એકાએક પૃથ્વી ઉપર પડ્યો છે;[૨૩]† પરંતુ, હે નૃપોમાં શ્રેષ્ઠ! અમે તારા ઉપર એક અનુગ્રહ કરીએ છીએ. હે નિર્દોષ રાજા! શાપને લીધે તારે જેટલો કાળ કાઢવો પડશે, તેટલો કાળ પૃથ્વીના વિવરમાં રહીને પણ, યજ્ઞોમાં બ્રાહ્મણો સાવધાન થઇને વસુની ધારાનો જે હોમ કરશે, તે તને મળ્યા કરશે.‡[૨૪-૨૫] અમારી કૃપાથી તે તને મળશે જ; તેથી, હે રાજેન્દ્ર! આ ભૂમિના છિદ્રમાં રહેવાથી તને ગ્લાનિ થશે નહિ અને ક્ષુધા તથા પિપાસા દુઃખ દેશે નહિ,[૨૬] અને વસુધારાનાં પાન કરવાથી તારા તેજની વૃદ્ધિ થતી રહેશે તેથી અને અમારા વરથી તે દેવ પણ તારા ઉપર પ્રસન્ન થઇને તને બ્રહ્મલોકમાં લઈ જશે."[૨૭] આ રીતે (વસુ) રાજાને વર આપીને સ્વર્ગમાં રહેનારા તે સર્વે દેવો અને તપોધન એવા ઋષિઓ પણ, પોતપોતાના સ્થાનક ઉપર ગયા.[૨૮] હે ભરતવંશી રાજા! તે પછી વસુ રાજાએ વિશ્વક્સેનની પૂજા કરી, અને નારાયણના મુખમાંથી નિકળેલા મંત્રનો તે સતત જપ કરવા લાગ્યો.[૨૯] વસુ રાજા ભૂમિના વિવરમાં (છિદ્રમાં) રહેતો હતો ત્યાં પણ, હે શત્રુદમન રાજા! તે (દિવસમાં) પાંચે સમયે કરવાના પાંચ યજ્ઞો કરીને દેવોના પતિ શ્રીહરિનું યજન કરવા લાગ્યો.[૩૦] તે પછી ભગવાન્ નારાયણ હરિ પોતાના અનન્ય ભક્ત, મનને જિતનારા, અને પોતાની પૂજામાં જ પરાયણ એવા વસુની ભક્તિથી તેના ઉપર પ્રસન્ન થયા.[૩૧] અને પછી વરદાન આપનારા ભગવાન્ વિષ્ણુએ પોતાની પાસે ઉભેલા, મોટા વેગવાળા પક્ષીના રાજા ગરુડને તે જ વખતે પોતાની ઇચ્છા કહી;[૩૨] "હે મોટા ભાગ્યવાળા પક્ષીશ્રેષ્ઠ ગરુડ! તું મારા વચનપર ધ્યાન આપ. ધર્માત્મા અને સદાચારસંપન્ન વસુ નામનો ચક્રવર્તી રાજા,[૩૩] બ્રાહ્મણોના કોપ થવાથી પૃથ્વીના વિવરમાં (છિદ્રમાં) પ્રવેશ કરીને વસે છે. પણ તેણે શાપ આપનારા બ્રાહ્મણોનું માન જાળવ્યું છે. હે પક્ષી-

---

* કુંભઘોણની પ્રતમાં અત્રે એક શ્લોક છે, તેમાં ઋષિઓની પ્રતિજ્ઞા આ પ્રમાણે કહી છે કે, "હે રાજા! જો વેદસૂત્રોમાં કહેવાથી વિરુદ્ધ તારું વચન હોય તો તું પડજે, અને જો અમારું વચન વિરુદ્ધ હશે તો અમે પડીશું." ઋષિઓ ભૂવિવરમાં પડ્યા નથી, પણ ઉપરિચર ભૂવિવરમાં પડે છે, માટે એમજ માની શકાય કે, સ્વર્ગમાં રહેનારા દેવતાઓને અને ઉપરિચરને વેદમાં શું કહ્યું, તેની ખબર નથી!!

† બ્રાહ્મણોએ જે શાપ આપ્યો તે તેમનાં તપોબળને લીધે સિદ્ધ તો થવો જ જોઇએ. પણ તારે તે શાપનો પરિહાર કરવાને કંઈ કરવું નહિ. કારણ કે તેમ કરવાથી તારું બળ ઓછું થશે. દેવોએ વસુ રાજાને આ પ્રમાણે સલાહ આપી, મુક્તિનો સરળ માર્ગ બતાવ્યો. અત્રે કુંભઘોણની પ્રતમાં એક શ્લોક છે, તેમાં દેવોના મોંમાં આ પ્રમાણે વાક્ય મૂકેલું છેઃ "હિતાર્થીઓએ વેદસૂત્રોથી વિરુદ્ધ કંઇપણ બોલવું ન જોઇએ; તેં અમારો પક્ષ લીધો, તેથી તને આવું દુઃખ પ્રાપ્ત થયું!"

‡ આજે પણ યજ્ઞમાં જ્યાં સુધી મંત્ર બોલવામાં આવે છે ત્યાં સુધી ઘીની ધારા રેડવામાં આવે છે. તેને વસુધારા કહે છે. તે ભીંતની સપાટીપર પાડવામાં આવે છે. પ્રથમ ભીંતપર રાતી લીટી મોજાની માફક પાડવામાં આવે છે. પછી તે લીટી નીચે સાત ચાંદલા પાડવામાં આવે છે. પછી તે ચાંદલામાંથી અનુક્રમે ઘીની ધારા સરવા-યજ્ઞમાં વપરાતી કડછીવડે પાડવામાં આવે છે, જે ભીંતપરથી સરે છે. એ ધારા અર્ધો ઇંચ પહોળી અને ૩-૪ ફીટ લાંબી હોય છે.

રાજ ગરુડ! હવે તું ત્યાં જા,[૩૪] અને મારી આજ્ઞાથી પૃથ્વીના વિવરમાં (છિદ્રમાં) રહેલા અને જમીનપર ફરનાર નૃપશ્રેષ્ઠને તું આકાશચારી કર. તેમાં તું વિલંબ કર મા."[૩૫] તે સાંભળીને ગરુડે પોતાની બંને પાંખ ફફડાવી અને પવનના જેવો વેગ કરીને જ્યાં આગળ વસુ રાજા રહેતો હતો, ત્યાં પૃથ્વીના છિદ્રમાં પ્રવેશ કર્યો.[૩૬] અને ત્યાંથી રાજાને ઉપાડીને વિનતાસુત (ગરુડ) એકદમ આકાશમાં ઉડ્યો; અને ત્યાં આકાશમાં વસુ રાજાને મૂકી દીધો,[૩૭] કે તેજ મુહૂર્તમાં (ઘડીમાં) તે રાજા પાછો ઉપરિચર થયો; અને (પાછી તેની આકાશમાં ફરવાની ગતિ મળી એટલે) તે નૃપોત્તમ પોતાના શરીર સહિત બ્રહ્મલોકમાં ગયો.[૩૮] હે કુંતાપુત્ર! આ રીતે તે રાજાએ દેવોની આજ્ઞાથી વાણીનો દોષ કર્યો હતો, તેથી તે મહાત્માની પણ બ્રાહ્મણોના શાપને લીધે અધોગતિ થઈ હતી.[૩૯] પરંતુ તે રાજાએ ઈશ્વર એવા શ્રીહરિની કેવળ સેવા કરી હતી; તેથી તુરત શાપનો ત્યાગ કરીને બ્રહ્મલોકમાં ગયો હતો.[૪૦]

ભીષ્મ કહે છે; "શ્વેતદ્વીપના મનુષ્યો કેવા છે, એ સર્વ વાત મેં તને કહી. હવે નારદ ઋષિ પણ શ્વેતદ્વીપમાં શા માટે ગયા હતા, તે સર્વ હું તને કહીશ તે, હે રાજા! તું એકમન થઇને સાંભળજે.[૪૧]

इति श्रीमहाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे 'नारायणीयाख्यान' ए नामनो अध्याय ३३७ मो समाप्त.

---

## અધ્યાય ૩૩૮ મો.

### નારાયણની સ્તુતિ.

ભીષ્મ કહે છે; ભગવાન્ નારદ ઋષિ મહાદ્વીપ એવા શ્વેતદ્વીપમાં ગયા, એટલે ચંદ્રના જેવી શ્વેત પ્રભાવાળા નરોનાં દર્શન થયાં.[૧] (તે પછી) શ્વેતદ્વીપવાસીઓએ (પ્રથમ) નારદની પૂજા કર્યા પછી નારદે, મસ્તક નમાવીને અંતઃકરણવડે તેઓની પૂજા કરી. (તે પછી નારાયણનાં) દર્શન કરવાની ઇચ્છાવાળા પુરાણપુરુષના નામનો જપ કરતા અને અત્યંત મુશ્કેલ વ્રત પાળતા એવા નારદ ત્યાં રહ્યા.[૨] અને મનને એકાગ્ર કરી, સાવધાન થઈ, બે બાહુ ઉંચા કરીને, નિર્ગુણ તેમજ ગુણરૂપ અને વિશ્વરૂપ એવા ભગવાનની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.[૩]

નારદ સ્તુતિ કરે છે; "હે દેવના દેવેશ! તમને નમસ્કાર કરું છું.[૧] હે નિષ્ક્રિય! (કારણ કે વ્યાપક છો),[૨] હે નિર્ગુણ (કારણ કે સંગ વગરના છો)![૩] હે સર્વ લોકના સાક્ષી (કારણ કે ઉદાસીન હોવાથી બોધરૂપ છો)![૪] હે ક્ષેત્રજ્ઞ (કારણ કે દેહ તથા ઇંદ્રિયને પ્રકાશ કરનાર જીવ છો)![૫] હે પુરુષોત્તમ (કારણ કે શરીર અને જીવથી શ્રેષ્ઠ છો)![૬] હે અનંત (કારણ કે દેશ, કાળ અને વસ્તુથી મપાતો નથી)![૭] હે પુરુષ (કારણ કે વ્યષ્ટિનાં સ્થૂલ અને સૂક્ષ્મ કારણવાળાં શરીરોને બાળે છે)![૮] હે મહા પુરુષ (સમષ્ટિનાં સ્થૂળાદિને પણ બાળે છે)![૯] હે પુરુષોત્તમ (અજ્ઞમયવાળા પુરુષોમાં ઉત્તમ–સત્યજ્ઞાનના અનંત આનંદરૂપ છે)![૧૦] હે ત્રિગુણ (સત્વ, રજસ અને તમસ)![૧૧] હે પ્રધાન (મુખ્ય)![૧૨] હે અમૃત (સુધા) રૂપ![૧૩] હે અમર (અ+મૃત) દેવ![૧૪] હે અનંત (શેષ)![૧૫] હે વ્યોમ (આકાશરૂપ)![૧૬] હે સનાતન (અનાદિ)![૧૭] હે વ્યક્ત અને [૧૮]અવ્યક્ત![૧૯] હે સદ્રૂપ અને [૨૦]અસદ્રૂપ![૨૧] હે ઋતધામ (સત્યનાં ધામ અવિકારી પ્રકાશવાળા)![૨૨] હે આદિદેવ (નારાયણ)![૨૩] હે વસુપ્રદ (કર્મનાં ફળને આપનારા)![૨૪] હે પ્રજાપતિ (દક્ષાદિ)![૨૫] હે સુપ્રજાપતિ (મોક્ષમાં મુખ્ય હોવાથી સનકાદિ)![૨૬] હે વનસ્પતિ (અશ્વત્થાદિ)![૨૭] હે મહાપ્રજાપતિ (બ્રહ્મદેવ)![૨૮] હે ઉર્જસ્પતિ (બ્રહ્માદિક જીવરૂપી પશુઓના પતિ)![૨૯] હે વાચસ્પતિ (બૃહસ્પતિ કારણ કે વાચાનો ફેલાવો તેમનાથી થયો)![૩૦] હે જગત્પતિ (ઇંદ્ર)![૩૧] હે મનસ્પતિ (સૂત્રાત્મા)![૩૨] હે દિવસ્પતિ (સૂર્ય)![૩૩] હે મરુત્પતિ (પ્રાણવાયુના પતિ)![૩૪] હે સલિલપતિ (વરુણરૂપ)![૩૫] હે પૃથિવીપતિ![૩૬] હે દિશાઓના પતિ![૩૭] હે પૂર્વનિવાસ (મહા પ્રલય સમયે જગતના આધારરૂપ)![૩૮] હે ગુહ્ય (અપ્રકાશ્ય)![૩૯] હે બ્રહ્માના પુરોહિત (બ્રહ્માને વેદ આપનારા–જણાવનારા)![૪૦] હે બ્રહ્મકાયિક (બ્રાહ્મણ શરીરથી થઈ શકે તેવા યજ્ઞ અને અધ્યયનરૂપ)![૪૧] હે રાજિક! હે મહારાજિક દેવ![૪૨] હે ચાતુર્ મહારાજિક દેવ![૪૩] હે આભાસુર (સર્વ ઠેકાણે પ્રકાશમાન) દેવ![૪૪] હે મહા આભાસુર![૪૫] હે સપ્ત મહાભાગ (ગાયત્રી આદિ સાત મંત્રોથી જેને સાત યજ્ઞ ભાગ આપવામાં આવે છે એવા દેવ)! હે સપ્ત મહાસ્વર![૪૬] હે યામ્ય (યમના ગણરૂપ)![૪૭] હે (ચિત્રગુપ્તાદિરૂપ) મહાયામ્ય![૪૮] હે યમની પત્ની સંજ્ઞારૂપ![૪૯] હે તુષિત દેવ! હે મહાતુષિત દેવ![૫૦] હે પ્રમર્દન (મૃત્યુ)![૫૧] હે પરિનિર્મિત (મૃત્યુના સહાયથી કામાદિક રોગના નિર્માણ કર્તા દેવ)![૫૨] હે અપરિનિર્મિત (શમ, આરોગ્ય વગેરેને નિર્માણ કર્તા દેવ)![૫૩] હે (કામાદિને) વશવર્ત્તિ![૫૪] હે અપરિનિદિત (શમાદિમાન)![૫૫] હે અપરિમિત (અનંત)! હે વશવર્તિ (શિક્ષાને યોગ્ય)![૫૬] હે અવશવર્તિ (શાસ્તારૂપ)![૫૭] હે યજ્ઞરૂપ (અગ્નિહોત્રાદિ)! હે મહાયજ્ઞરૂપ (બ્રહ્મયજ્ઞાદિ)! હે અસંયજ્ઞ![૫૮] હે યજ્ઞસંભવ (ઋત્વિક્ વિગેરે) રૂપ![૫૯] હે યજ્ઞયોનિ (વેદ) રૂપ! હે યજ્ઞના ગર્ભરૂપ (અગ્નિરૂપ)[૬૦] હે યજ્ઞના હૃદયરૂપ (યજ્ઞના અંગોની ઉપા

સનારૂપ)!૬૧ હે યજ્ઞોથી સ્તવાતા !૬૨ હે યજ્ઞના ભાગને હરણ કરનારા ! હે પાંચ મહાયજ્ઞરૂપ !૬૩ હે પાંચ પ્રકારના કાળના પતિ ! ૬૪હે *પાંચ પ્રકારના કર્તાના પતિ !† ૬૫હે પાંચ રાત્રથી જાણી શકાય તેવા દેવ (પંચરાત્ર નામના શાસ્ત્રના અધ્યયનથી જેનું સ્વરૂપ સમજાય તેવા)!૬૬ હે વિકુંઠાના પુત્ર અથવા કોઇથી કુંઠિત થતા નથી તેવા વૈકુંઠ !૬૭ હે અપરાજિત !૬૮ હે મનના ઉપાધિરૂપ ! ૬૯હે નામનામિક (જેને વિશે સર્વ નામોનો સમાવેશ થાય છે એવા અથવા જે નામથી જ ઓળખાય છે એવા) ! હે પર એટલે માયાના સ્વામિ !૭૦ હે વેદના વ્રતને સમાપ્ત કરનારા!૭૧ હે હંસ (ત્રિદંડી)! હે પરમહંસ (એકદંડી)! હે મહાહંસ (દંડાદિકથી રહિત)! હે પરમજ્ઞેય ! હે પરમયાજ્ઞિક ! હે સાંખ્ય તથા યોગરૂપ !૭૨ હે સાંખ્યમૂર્તિ !૭૩ હે અમૃતમાં (જીવમાં) શયન કરનાર ! હે હિરણ્યેશય (હિરણ્ય એટલે હૃદયમાં રહેનાર)! હે દેવેશય (દેવ એટલે ઇંદ્રિયોમાં રહેનાર)!૭૪ હે કુશ (સમુદ્ર જળ)માં શયન કરનાર!૭૫ બ્રહ્મેશય (વેદમાં રહેનાર)! હે પદ્મેશય (બ્રહ્માંડમાં રહેનાર) ! હે વિશ્વેશ્વર!૭૬ હે વિશ્વક્સેન (ભક્તનાં રક્ષણને માટે જેની સેના વિશ્વમાં ફરતી છે તે) !૭૭ તમે જ જગતમાં અન્વય છો (ઓતપ્રોતરૂપે રહ્યા છો),૭૮ તમે જગતની પ્રકૃતિરૂપ છો,૭૯ અગ્નિ તમારું મુખ છે, વડવાના મુખમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિ તમે છો,૮૦-૮૧ તમે આહુતિરૂપ છો;૮૨ તમે સારથિ (અગ્નિ)રૂપ છો,૮૩ તમે વષટ્કાર છો, તમે ઓંકાર છો ! તમે૮૪ તપરૂપ છો,૮૫તમે મનરૂપ છો,૮૬ તમે ચંદ્રમારૂપ છો, તમે પૂર્ણાઙ્ગ છો,૮૭ જોવાથી સંસ્કાર પામેલું યજ્ઞનું ઘૃત તમે છો,૮૮ તમે સૂર્ય છો, તમે૮૯ દિગ્ગજ છો,૯૦ તમે દિશાઓને પ્રકાશ કરનારા છો,૯૧ તમે ખૂણાઓને પ્રકાશ કરનારા છો,૯૨ તમે હયગ્રીવરૂપ છો,૯૩ તમે તૈત્તિરીય ઉપનિષદમાં પ્રથમ ત્રિસુપર્ણ મંત્રરૂપ (ઋગ્વેદમાં કહેલા પ્રથમ ત્રણ મંત્રરૂપ) છો,૯૪ તમે બ્રાહ્મણાદિ વર્ણના ધારણ કરનારા છો,૯૫તમે પાંચ અગ્નિરૂપ છો,‡૯૬§હે ત્રિણાચિકેત !૯૭ હે છ અંગના ભંડારરૂપ !‖ હે પ્રાગ્જ્યોતિષ !૯૮¶ હે જ્યેષ્ઠ સામવડે ગવાનારા !૯૯ હે સામવેદવાળાના સામિક વ્રતને ધારણ કરનારા !૧૦૦ હે અથર્વશીર્ષ નામના ઉપનિષદરૂપ !૧૦૧ હે પાંચ (સૌર, શાક્ત, ગાણેશ, શૈવ, અને વૈષ્ણવ) મહાકલ્પરૂપ !$૧૦૨ હે ફેનપાચાર્ય (જળના ફીણપર રહેનાર આચાર્ય) !૧૦૩ હે વાલખિલ્ય ! હે વૈખાનસ !૧૦૪ હે અખંડ યોગવાળા ! હે અખંડ વ્રતવાળા ! હે અખંડ વિચારવાળા !૧૦૫ હે યુગના આદિરૂપ !૧૦૬ હે યુગના મધ્યરૂપ !૧૦૭ હે યુગના અંતરૂપ !૧૦૮ હે આખંડલ (ઇન્દ્ર)!૧૦૯હે પ્રાચીન ગર્ભ મુનિરૂપ !૧૧૦ હે કૌશિક મુનિરૂપ !૧૧૧ હે પુરુષ્ટુત (મહા સ્તુતિપાત્ર) !૧૧૨ હે પુરુહુતરૂપ !૧૧૩ હે વિશ્વકર્તા ! હે વિશ્વજિત્ !૧૧૪હે વિશ્વરૂપ !૧૧૫હે અનંત ગતિરૂપ !૧૧૬ હે અનંત શરીરવાળા !૧૧૭ હે અનંતરૂપ !૧૧૮ હે અનાદિ !૧૧૯ હે અમધ્ય !૧૨૦ હે અવ્યક્તમધ્ય (અસ્પષ્ટમધ્ય) !૧૨૧ હે અવ્યક્ત અંતવાળા ! ૧૨૨ હે વ્રતના સ્થાનરૂપ !૧૨૩ હે સમુદ્રના નિવાસરૂપ !૧૨૪ હે યશના સ્થાનરૂપ !૧૨૫ હે તપના વાસરૂપ !૧૨૬ હે દમના વાસરૂપ !૧૨૭ હે લક્ષ્મીના નિવાસરૂપ !૧૨૮ હે વિદ્યાના નિવાસરૂપ !૧૨૯ હે કીર્તિના નિવાસરૂપ !૧૩૦હે શોભાના નિવાસરૂપ !૧૩૧ હે સર્વના નિવાસરૂપ ! હે વાસુદેવ !૧૩૨હે સર્વ છંદ (સર્વ મનોરથના દાતા)રૂપ !૧૩૩ હે હરિહય (રામાવતારમાં રામને લઈ જનાર હય-કપિ) !૧૩૪ હે હરિમેધ (અશ્વમેધ)!૧૩૫ હે મહાયજ્ઞનો ભાગ હરણ કરનારા !૧૩૬ હે વર આપનારા !૧૩૭ હે સુખ આપનારા ! હે ધન આપનારા !૧૩૮ હે હરિમેધ (હરિભક્તિ)રૂપ !૧૩૯ હે દ્વાદશ યમ (ગુણ) રૂપ !૧૪૦ હે નિયમરૂપ !૧૪૧ હે મહા નિયમરૂપ ! હે કૃચ્છ્રવ્રતરૂપ !૧૪૨ હે અતિકૃચ્છ્રરૂપ ! હે મહાકૃચ્છ્રરૂપ ! સર્વ કૃચ્છ્રવ્રતરૂપ !૧૪૩ હે નિયમને ધારણ કરનારા !૧૪૪ હે ભ્રમરહિત ! હે નિવૃત્તિ ધર્મને પાર પહોંચેલા !૧૪૫ હે અધ્યયનમાં બ્રહ્મચારી !૧૪૬ હે પૃશ્નિગર્ભને વિશે પ્રવૃત્ત થયેલા !૧૪૭ હે વેદની ક્રિયાને પ્રવર્તાવનારા !૧૪૮ હે અજ !૧૪૯ હે સર્વ સ્થાનમાં ગતિ કરનારા !૧૫૦ હે સર્વનું દર્શન કરનારા !૧૫૧ હે અગ્રાહ્ય ! હે અક્ષય !૧૫૨ હે અચળ !૧૫૩ હે મહાવિભૂતિવાળા !૧૫૪ હે માહાત્મ્યવાળું જેનું વિરાટ્ શરીર છે એવા !૧૫૫ હે પવિત્ર (શુભ ક્રિયા વગેરે)રૂપ !૧૫૬હે મહા પવિત્ર (સૂક્ત વગેરે)રૂપ !૧૫૭ હે હિરણ્યમય (બ્રાહ્મણ વગેરે)રૂપ!૧૫૮ હે બ્રહ્મરૂપ !૧૫૯ હે તર્કથી જાણવામાં ન આવે તેવા !૧૬૦ હે અવિજ્ઞેય ( કારણ કે રૂપ વગેરે નથી) !૧૬૧ હે બ્રહ્માગ્ર્ય (કાર્ય,કારણ તથા મહાકારણમાં

---

* અહોરાત્ર, માસ, ઋતુ, અયન, ને સંવત્સર. આ પાંચ કાળ કહેવાય છે. પંચ કાલ માટે વિશેષ હકીકત ગીતામાંથી મળશે.

† અધિષ્ઠાન, કર્તા, કરણ, ચેષ્ટા, અને દેવ આ પાંચ કર્તા છે.

‡ ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય, સભ્ય, આવસથ્ય આ પાંચ અગ્નિ છે. §(ત્રણવાર ચયન કરેલો અગ્નિ ત્રિણાચિકેત કહેવાય છે.

‖ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, નિરુક્ત અને જ્યોતિષ.

¶ પ્રાગ્જ્યોતિષ એ અમુક સામ ગાનનું નામ છે. મૂર્ધાનમ્થી શરુ થતી ઋચાને જ્યેષ્ઠ સામ કહે છે. અત્રે કહેવાનો ભાવાર્થ એ છે કે, હે દેવ ! તમે સામમાં અગ્રપદે છો. $ સૂર્ય, શક્તિ, ગણપતિ, શિવ અને વિષ્ણુને પ્રતિપાદન કરનારું શાસ્ત્ર.

મહા કારણરૂપ)!૧૬૨ હે પ્રજાની ઉત્પત્તિ કરનારા!૧૬૩ હે પ્રજાનો નાશ કરનારા!૧૬૪ હે મહા માયાને ધારણ કરનારા! હે વિદ્યાધર! હે યોગધર!૧૬૫ હે ચિત્રશિખંડી મુનિરૂપ!૧૬૬ હે વરદાતા!૧૬૭ હે પુરોડાશનો ભાગ ગ્રહણ કરનારા!૧૬૮ હે યજ્ઞના ભોક્તા!૧૬૯ હે તૃષ્ણા રહિત!૧૭૦ હે સંશય રહિત!૧૭૧ હે સર્વ સ્થાનમાં વૃત્તિ રહિત!૧૭૨ હે નિવૃત્ત સ્વરૂપ!૧૭૩ હે બ્રાહ્મણ સ્વરૂપ!૧૭૪ હે બ્રાહ્મણપ્રિય!૧૭૫ હે વિશ્વમૂર્તિ!૧૭૬ હે મહામૂર્તિ! હે બાંધવ!૧૭૭ હે ભક્તવત્સલ!૧૭૮ હે બ્રાહ્મણનું રક્ષણ કરનારા દેવ! હું તમારો ભક્ત છું, તમારાં દર્શન કરવાની ઇચ્છા રાખું છું, અને એક જ જેનો અન્ત છે તેવા મોક્ષસ્વરૂપ આપને વારંવાર નમસ્કાર કરું છું."૧૭૯

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नरनारायण तथा नारदनो संवाद' ए नामनो अध्याय ३३८ मो समाप्त.

## અધ્યાય ૩૩૯ મો.

### નારાયણ સ્વરૂપદર્શન.

ભીષ્મ કહે છે; ઉપર પ્રમાણે નારદે નારાયણનાં ગુહ્ય તથા સત્ય નામોથી સ્તુતિ કરી, એટલે વિશ્વરૂપને ધારણ કરનારા નારાયણે નારદને પોતાના સ્વરૂપનાં દર્શન આપ્યાં.૧ આ સમયે ભગવાનનું સ્વરૂપ ચંદ્રથી કંઇક વિશેષ શુદ્ધ હતું, ચંદ્રથી કંઇક વિશેષતાવાળું હતું, અગ્નિના કરતાં કંઇક વિશેષ તેજસ્વી હતું, અને કંઈ ધિષ્ણ્યા*ના જેવી આકૃતિવાળું હતું.૨ કંઇક પોપટના પિંછાના જેવા રંગનું હતું, કંઇક સ્ફટિક મણિના જેવું હતું, નીલ અંજન(આંજણ)ના જેવું કંઇક હતું, કોઇક ઠેકાણે ચાંદીના જેવી પ્રભાવાળું હતું.૩ કોઇક ઠેકાણે પ્રવાળના અંકુર જેવા રંગનું હતું. કોઇક ઠેકાણે શ્વેત રંગનું હતું, કોઇક ઠેકાણે સુનેરી વર્ણનું હતું, કોઇક ઠેકાણે પરવાળાના જેવા રંગનું હતું,૪ કોઇક ઠેકાણે નીલ રંગના વૈડૂર્ય મણિના જેવું હતું, કોઇક ઠેકાણે ઇંદ્રનીલમણિના જેવું હતું, કોઇક ઠેકાણે મયૂરના કંઠના રંગ જેવું હતું, કોઇક ઠેકાણે મુક્તાના હાર સમાન પ્રભાવાળું હતું.૫ આવી રીતનાં અનેક રંગના રૂપોને સનાતન પુરુષ ધારણ કરતા હતા. તેને હજારો નેત્રો, હજારો મસ્તકો, હજારો ચરણો,૬ હજારો પેટ અને હજારો હાથ હતા, છતાં તે કવચિત્ અવ્યક્ત (ઇંદ્રિયોથી જાણી શકાય નહિ તેવા) હતા; તે મુખમાંથી ૐકાર અને તેની સાથે ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરતા હતા.૭ બીજાં મુખોથી જિતેંદ્રિય એવા નારાયણહરિ ઘણા વેદોનો અને આરણ્યકોનો ઉચ્ચાર કરતા હતા.૮ યજ્ઞપતિ એવા તે દેવેશે વેદિને, કમંડલુને, શ્વેત રંગના મણિઓને, (બ્રહ્મચારીને જોઇતી) લાકડાની પાવડીઓને, દર્ભને, મૃગચર્મને, દંડકાષ્ઠને તથા પ્રજ્વલિત અગ્નિને, હાથમાં ધારણ કર્યાં હતાં. આવા પ્રસન્ન વદનના ભગવાનને જોઇને દ્વિજસત્તમ નારદ મનમાં પ્રસન્ન થયા,૯-૧૦ અને વાણીને નિયમમાં રાખી, નમ્ર થઇને તે પરમેશ્વરને પ્રણામ કર્યા; એટલે દેવોના આદિદેવ એવા ભગવાને, મસ્તક નમાવી પ્રણામ કરનારા નારદને કહ્યું કે;

શ્રી ભગવાન્ કહે છે; "મારાં દર્શન કરવાની ઇચ્છાવાળા એકત, દ્વિત તથા ત્રિત મહર્ષિઓ આ પ્રદેશમાં આવ્યા હતા,૧૧-૧૨ પરંતુ તેઓને મારાં દર્શન થયાં નહિ; તેમ મારા એકાંત ભક્ત વિના બીજો કોઇપણ મારાં દર્શન કરી શકતો નથી. મારા એકાંતિક ભક્તમાં તું શ્રેષ્ઠ છો.૧૩ હે બ્રાહ્મણ! આ મારાં શરીરો શ્રેષ્ઠ છે; તે ધર્મના ઘરમાં ઉત્પન્ન થયાં છે. તેઓનું તું સહાય ભજન કર અને શાસ્ત્રાનુસાર સાધના કર.૧૪ વળી હે બ્રાહ્મણ! તારી જે ઇચ્છા હોય, તે ઇચ્છા પ્રમાણે તું મારી પાસેથી વર માંગ. વિશ્વસ્વરૂપ તથા વિકારોથી રહિત એવો હું આજે તારા ઉપર પ્રસન્ન થયો છું.૧૫

નારદ કહે છે; "હે દેવ! આજે મને આપનાં દર્શન થયાં, માટે હે ભગવન્! આજે મને તપનું, યમનું અને નિયમનું તુરત જ ફળ મળ્યું છે.૧૬ આપ સનાતનનાં મને જે દર્શન થયાં, એ જ મને ઉત્તમ વર મળ્યો, એમ હું માનું છું. હે ભગવન્! આપ વિશ્વને જોનારા છો, સિંહ સ્વરૂપ છો, સર્વ સ્વરૂપ છો, મહાન્ છો તથા પ્રભુ (સમર્થ) છો.૧૭

ભીષ્મ કહે છે; આ રીતે બ્રહ્માના પુત્ર નારદને પોતાનું સ્વરૂપ દર્શાવીને ફરીથી નારાયણ બોલ્યા; "હે નારદ! હવે અહિંથી જા! વિલંબ કર મા.૧૮ આ ચંદ્રના જેવી કાંતિવાળા, ઇંદ્રિયો રહિત તથા આહાર રહિત મારા ભક્ત છે, તે સર્વે એકાગ્ર થઇને મારું ધ્યાન ધરે છે; તેઓને વિઘ્ન થવું ન જોઇએ.૧૯ આ મોટા ભાગ્યવાળા પુરુષો છે, અને હમણાં સિદ્ધ થયા છે; તેઓ પૂર્વે મારા એકાંતિક ભક્ત હતા, અને હમણાં આ સર્વે રજોગુણથી તથા તમોગુણથી રહિત છે. તેઓ મારા સ્વરૂપમાં પ્રવેશ કરશે, એમાં સંદેહ નથી.૨૦ આ પુરુષો જેને વિશે પ્રવેશ કરશે, તે દેવનેત્રવડે જોઈ શકાય તેમ નથી, સ્પર્શ ઇંદ્રિયથી તેનો સ્પર્શ કરી શકાય તેમ નથી,

* સોમયજ્ઞના મંડપમાં ઇંટની બેઠકો કરવામાં આવે છે, તેને ધિષ્ણ્યા કહેવામાં આવે છે.

ઘ્રાણુ ઇંદ્રિયથી તેનો ગંધ લેવાય તેમ નથી, રસેંદ્રિયવડે તેનો રસ લેવાય તેમ નથી;[૨૧] તેને વિશે સત્વ, રજ અને તમ આ ત્રણ ગુણો નથી,તે સર્વત્ર વ્યાપ્ત છે, સર્વનો સાક્ષી છે, તેને સર્વ લોકનો આત્મા કહેવામાં આવે છે.[૨૨] પંચમહાભૂતથી ઉત્પન્ન થયેલું આ શરીર નાશ પામ્યા છતાં પણ તે નાશ પામતો નથી. તેને જન્માદિક ભાવ નથી, તે નિત્ય છે, શાશ્વત છે (પ્રકૃતિની પેઠે પરિણામ પામતો નથી), નિર્ગુણ છે, નિષ્કળ (અવયવાદિકથી રહિત) છે.[૨૩] ચોવીસ તત્વથી ભિન્ન પચીસમા તત્વરૂપ છે, પુરુષ છે, ક્રિયારહિત છે, જ્ઞાનથી જોવા યોગ્ય છે, એમ કહેવાય છે;[૨૪] ઉત્તમ દ્વિજો તેને વિશે પ્રવેશ કરીને મુક્ત થાય છે. તેને સનાતન વાસુદેવ પરમાત્મા જાણવા.[૨૫] હે નારદ! એ દેવનું માહાત્મ્ય તથા મહિમાને જો. તે દેવ શુભ તથા અશુભ કર્મથી કદી પણ લેપાતો નથી.[૨૬] સત્વ, રજ, અને તમ આ ત્રણને ગુણ કહે છે. આ ત્રણે ગુણો તેનાં સર્વ શરીરોને વિશે રહેલા છે, અને તે ગુણો તેમના વિષે ફેરફારને પામે છે.[૨૭] ક્ષેત્રજ્ઞ (ભગવાન્) આ ગુણોનો ઉપભોગ કરે છે; પરંતુ એ ગુણો ક્ષેત્રજ્ઞનો ઉપભોગ કરી શકતા નથી. ક્ષેત્રજ્ઞ પંડે નિર્ગુણ છે; પરંતુ ગુણોનો ઉપભોગકર્તા છે, ગુણોનો સ્રષ્ટા છે, અને ગુણોના કરતાં અધિક (શ્રેષ્ઠ) છે.[૨૮] હે દેવર્ષિ નારદ! જેની જગતમાં પ્રતિષ્ઠા કરી છે એવી પૃથ્વીનો જળમાં લય થાય છે, જળનો તેજમાં લય થાય છે, તેજનો વાયુમાં લય થાય છે;[૨૯] વાયુ આકાશમાં લય પામે છે, આકાશ મનમાં લય પામે છે, પરમ ભૂતરૂપ મનનો અવ્યક્તમાં લય થાય છે,[૩૦] અને હે બ્રહ્મન! અવ્યક્તનો ક્રિયા રહિત પુરુષને વિષે લય થાય છે. એ સનાતન એવા પુરુષના કરતાં કોઈ પણ પુરુષ શ્રેષ્ઠ નથી.[૩૧] તે એક સનાતન વાસુદેવ પુરુષ સિવાય જગતમાં બીજું કોઈ પણ સ્થાવરજંગમ પ્રાણી નિત્ય (અવિનાશી) નથી.[૩૨] મહા બળવાન્ વાસુદેવ સર્વ ભૂતના આત્મારૂપ છે; પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અને પાંચમું તેજ,[૩૩] આ પાંચ તત્વો એકઠાં થાય છે ત્યારે મહા આત્માવાળું શરીરને નામે ઓળખાતું એકરૂપ ઉત્પન્ન થાય છે. હે બ્રહ્મન્! ત્યાર પછી શરીરમાં જીવ અદૃશ્યરૂપે ત્વરાથી પ્રવેશ કરે છે, અને તેમાં પ્રવેશ કરતાંનેવાર શરીરને ક્રિયાવાળું કરે છે, ત્યારે તે જીવ ઉત્પન્ન થયો કહેવાય છે. ધાતુઓના સમૂહ વિના કોઈપણ ઠેકાણે શરીર ઉત્પન્ન થતું નથી.[૩૪–૩૫] તેમ હે બ્રહ્મન્! જીવ વગર વાયુઓ પોતાની ક્રિયા કરી શકતા નથી. આ રીતે શરીરમાં પ્રવેશ કરનારો પ્રભુ જીવ શેષ, અને સંકર્ષણ કહેવાય છે.[૩૬] તેજ જીવ ધ્યાનાદિક કર્મ કરવાથી સનત્કુમારપણાને પામ્યો છે, અને સનત્કુમારત્વને વિશે સર્વે પ્રાણીઓ પ્રલય સમયે લયને પામે છે.[૩૭]*તે (સનત્કુમાર) જ સર્વ પ્રાણીઓના મનરૂપ છે; અને તેને પ્રદ્યુમ્ન કહે છે. તે (પ્રદ્યુમ્ન) માંથી (અથવા સંકર્ષણ જીવમાંથી) જે ઉત્પન્ન થાય છે તે કર્તા તેમજ કારણ તથા કાર્યરૂપ છે.†[૩૮] તેનાથી (કાર્યથી) આ સર્વ સ્થાવર તથા જંગમરૂપ જગત્ ઉત્પન્ન થાય છે; તેને જ અનિરુદ્ધ કહેવામાં આવે છે; તેને ઈશાન પણ કહે છે, અને તે સર્વ કર્મમાં વ્યક્ત રીતે જોવામાં આવે છે (કારણ કે તે અહંકારની મૂર્તિ છે).[૩૯]‡ જે વાસુદેવ ભગવાન્ છે તે ક્ષેત્રજ્ઞ તથા નિર્ગુણ (સત્વ, રજ અને તમથી રહિત) છે. હે રાજેન્દ્ર! તેને સમર્થ જીવરૂપ તથા સંકર્ષણરૂપ જાણવા.[૪૦] સંકર્ષણમાંથી પ્રદ્યુમ્ન ઉત્પન્ન થાય છે. તેને મનોભૂત (એટલે જે મનમાંથી જન્મે તે) કહેવામાં આવે છે. પ્રદ્યુમ્નમાંથી અનિરુદ્ધ ઉત્પન્ન થાય છે. તે ઈશ્વર (સર્વ કર્મ કરવામાં સમર્થ) એવા અહંકારની મૂર્તિ છે.[૪૧] હે નારદ! આ રીતે સ્થાવર તથા જંગમરૂપ આ સર્વ જગત્ તથા અક્ષર (જીવ) અને ક્ષર (પ્રકૃતિ–અહંકારાદિ) તથા સત્ અને અસત્ એ સર્વ મારાથી જ ઉત્પન્ન થયું છે.[૪૨] મારા જે ભક્તો છે, તેઓ મારે વિષે પ્રવેશ કરીને મુક્ત થાય છે, કારણ કે હું ક્રિયાથી રહિત, પચીસમો પુરુષ છું.[૪૩] હું નિર્ગુણ છું, નિષ્કળ (કળાથી રહિત) છું, સુખદુઃખથી રહિત છું, પરિગ્રહ વિનાનો છું. આ સર્વ તારાથી ન સમજાશે, (કારણ કે હમણાં હું આવો) રૂપવાન્ (રૂપવાળો) દેખાઉં છું.[૪૪] (પણ) હું ઇચ્છા કરું તો એક મુહૂર્તમાં અદૃશ્ય થઈ જાઉં. હું ઈશ્વર અને જગતનો ગુરુ છું. હે નારદ! મેં આ માયા સરજી છે, કે જેથી (હમણાં) તું મારાં દર્શન કરે છે.[૪૫] હું સર્વ પ્રાણીઓના ગુણોથી યુક્ત છું. તેને તું આ રીતે જાણવાને યોગ્ય નથી. મેં તને મારી ચાર મૂર્તિઓ વિશે સારી રીતે કહી

---

* સનત્કુમારપણું જીવે પ્રાપ્ત કર્યું એટલે કે જીવ અવિદ્યાવાળો હતો અને તેમાંથી પ્રદ્યુમ્ન નામનું મન થયું અને પ્રદ્યુમ્ન સંજ્ઞાવાળા મન વિષે સર્વ ભૂત–પ્રાણીઓનો લય અને ઉદય જણાવ્યો, એટલે કે આ સૃષ્ટિ માનસી છે એવો ભાવ છે.

† નારદ પંચરાત્રમાં વિષ્ણુની ચાર મૂર્તિ આ પ્રમાણે કહી છે; વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ. તેમાં સંકર્ષણ જીવનું રૂપ છે, પ્રદ્યુમ્ન મનનું રૂપ છે, અને અનિરુદ્ધ અહંકારનું રૂપ છે. આ સર્વ વાસુદેવ પરમાત્માની જ મૂર્તિઓ છે. ‡ આ સૃષ્ટિક્રમ વૈષ્ણવ મતને અનુક્રમ પડતો છે. વાયુદેવ એ મૂળ છે. તેનાથી સંકર્ષણ, સંકર્ષણમાંથી પ્રદ્યુમ્ન, અને પ્રદ્યુમ્નમાંથી અનિરુદ્ધ થયો. કેટલાકો આ ક્રમમાં ખિસ્તી ત્રિપુટીનો અંશ છે એમ કહે છે, પણ એમાં સત્ય શું છે તે કહેવું અશક્ય છે. મને તો તેમ લાગતું નથી.

સંભળાવ્યું છે. હુંજ કર્તા, હુંજ કારણ, અને હુંજ કાર્ય છું.[૪૬] હું સર્વ જીવોનો સમુદાય છું અને મારે વિશે જીવો રહેલા છે. પરંતુ તે ઉપરથી તારે એમ સમજવું નહિ કે, તેં જીવનાં દર્શન કર્યાં છે.[૪૭] હે બ્રહ્મન્! હું સર્વ ઠેકાણે વ્યાપ્ત છું, પ્રાણીઓના સમુદાયના અંતરાત્મારૂપ છું; પરંતુ પ્રાણીઓનો સમુદાય નાશ પામ્યા છતાં પણ હું નાશ પામતો નથી.[૪૮] હે મુનિ! તે મહાભાગ્યશાળી પુરુષોજ ખરા સિદ્ધ છે, કે જેઓ એકાન્તી ( એકજ પરમાત્મા જેમનું લક્ષ્ય સ્થાન—અન્ત છે તેઓ) થયા પછી રજોગુણથી તથા તમોગુણથી મુક્ત થાય છે અને મારા સ્વરૂપમાં પ્રવેશ કરે છે.[૪૯] લોકોના આદિ દેવરૂપ, ચાર મુખવાળા, હિરણ્યગર્ભ નામવાળા, નિરુક્તમાં જેની સ્તુતિ ગાવામાં આવી છે એવા; ઘણા અર્થોનો વિચાર કરનારા, સનાતન દેવ એવા બ્રહ્મા મારા લલાટમાંથી અને રુદ્ર દેવ મારા ક્રોધમાંથી ઉત્પન્ન થયા છે; મારા જમણા પડખા ઉપર (આ) અગ્યાર રુદ્ર ઉભા છે, તેઓને તું જો![૫૦-૫૧] તેમજ મારા ડાબા પડખા ઉપર બાર આદિત્યો ઉભા છે; મારી આગળ દેવોમાં ઉત્તમ એવા આઠ વસુ બેઠા છે, (તેઓને તું જો);[૫૨] મારી પાછળ નાસત્ય તથા દસ્ર નામના બે વૈદ્ય બેઠા છે, તેમને તું જો; સર્વે પ્રજાપતિઓને તું જો; સપ્ત ઋષિઓને તું જો;[૫૩] વેદોને, સેંકડો યજ્ઞોને, અમૃતને, ઔષધિઓને, તપોને, નિયમોને, તથા જૂદા જૂદા યમોને પણ તું જો.[૫૪] તથા એકઠું થઇને બેઠેલાં આઠ ગુણવાળાં મૂર્તિમંત ઐશ્વર્યને, શ્રી, લક્ષ્મી, કીર્તિ, પર્વતોથી ઉન્નત ભૂમિવાળી પૃથ્વીને;[૫૫] તેમજ વેદમાતા દેવી સરસ્વતીને, પણ મારા વિષે રહેલી તું જો; તથા આકાશચારી નક્ષત્રોમાં શ્રેષ્ઠ એવા ધ્રુવને પણ, હે નારદ! તું જો.[૫૬] જળધરોને, સમુદ્રોને, સરોવરોને, નદીઓને, તથા ચાર પિતૃઓના મૂર્તિમાન્ ગણોને પણ, હે (દ્વિજ) સત્તમ! તું જો.[૫૭] વળી મારા વિશે વાસ કરીને રહેનારા ત્રણ નિરાકાર ગુણોને પણ તું જો. હે મુનિ! દેવનાં કાર્ય કરતાં પણ પિતૃનું કાર્ય વિશેષ ઉત્તમ છે.[૫૮] હું દેવોના તથા પિતૃઓનો એક આદિ પિતા છું. હું હયગ્રીવનું રૂપ ધારણ કરીને સમુદ્રના વાયવ્ય ખૂણામાં રહું છું;[૫૯] અને શ્રદ્ધાથી સારી રીતે હોમેલું હવ્ય (ઘૃતાદિ) તથા કવ્ય( નારિયેલાદિ )ને ગ્રહણ કરું છું. વળી મેં પૂર્વે બ્રહ્માને ઉત્પન્ન કર્યા હતા અને તેણે પંડે યજ્ઞરૂપ જે હું, તેનું યજન કર્યું હતું.[૬૦] અને મેં પણ પ્રસન્ન થઈને તેને ઉત્તમોત્તમ વર આપ્યા હતા, કે "તું કલ્પના આરંભમાં મારો પુત્ર થઈશ, તથા લોકોનો અધ્યક્ષ થઇશ.[૬૧] તારું નામ પર્યાયવાચક "અહંકાર" એવું પડશે.* તેં કરેલી મર્યાદાને કોઈ પણ ઉલ્લંઘન કરશે નહિ.[૬૨] વળી હે બ્રહ્મન્! જેઓ વરની ઈચ્છા કરશે, તેઓને તું વર આપી શકીશ; તથા હે તપોધન! સુરો, અસુરો, અને ઋષિઓમાં,[૬૩] અને પિતૃઓ, તથા જાત જાતના પ્રાણીઓમાં તું ઉપાસનાને પાત્ર થઈ પડીશ.[૬૪] તથા હું દેવોનું કાર્ય કરવા માટે વારંવાર જન્મ ધારણ કરીશ,† તે સમયે, હે બ્રહ્મન્! મને પુત્રની પેઠે સ્વીકારીને તારે ઉપદેશ આપવો તથા કાર્ય કરવામાં યોજવો."[૬૫] આવા તથા બીજા ઘણા ઉત્તમ વરો, અમાપ તેજવાળા બ્રહ્માને પ્રીતિથી આપીને હું નિવૃત્તિપરાયણ થયો.[૬૬] સર્વ ધર્મવિષયોમાંથી નિવૃત્ત થવું, તેનું નામ પરમ નિવૃત્તિ જાણવી. તેટલા માટે નિવૃત્તિ ધારણ કરી સર્વાંગથી નિવૃત્ત થઇને ધર્માચરણ કરવું.[૬૭] સાંખ્ય શાસ્ત્રનો નિશ્ચય કરનારા આચાર્યો કહે છે કે; વિદ્યાની સહાયતાથી સમાધિ ચઢાવીને સૂર્યના મંડળમાં‡ રહેનાર "કપિલ" હું છું.[૬૮] ભગવાન્ હિરણ્યગર્ભ તરીકે વેદમાં સ્તુતિ કરવામાં આવી છે તે પણ મારીજ છે; અને હે બ્રહ્મન્! યોગશાસ્ત્રોમાં યોગરતિ ( યોગમાં જેની રતિ—પ્રીતિ છે તે ) તરિકે જેની સ્તુતિ કરવામાં આવી છે, તે પણ હુંજ છું.[૬૯] એજ હું શાશ્વત છું, છતાં વ્યક્તરૂપ લઈને આકાશમાં સ્થિતિ કરું છું અને એક હજાર યુગ વીતી ગયા પછી હું ફરીને આ જગતનો સંહાર કરીશ,[૭૦] તથા સ્થાવર અને જંગમરૂપ સર્વ પ્રાણીઓને મારા પોતાના વિશે સમાવી દઇશ તથા વિદ્યાની સાથે એકલો જગતમાં પુનઃ વિહાર કરીશ;[૭૧] અને ફરીને વિદ્યાવડે સર્વ જગતને ઉત્પન્ન કરીશ. મારી ચાર મૂર્તિમાં જે ચોથી મૂર્તિ અનિરુદ્ધ નામની છે, તે બાકીના અવિનાશી શેષ ( જીવને ) ઉત્પન્ન કરશે.[૭૨] એ 'શેષ'ને 'સંકર્ષણ' કહેવામાં આવે છે. સંકર્ષણ, પ્રદ્યુમ્નને પેદા કરે છે. પ્રદ્યુમ્નમાંથી હું અનિરુદ્ધરૂપે ઉત્પન્ન થાઉં છું. આ રીતે મારી વારંવાર ઉત્પત્તિ થયા કરે છે.[૭૩] અનિરુદ્ધમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે. એ બ્રહ્મા તેના નાભિકમળમાંથી ઉત્પન્ન થાય છે, અને બ્રહ્મામાંથી સ્થાવર તથા જંગમરૂપ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય

* અત્રે ટીકાકારે કંઈ ખુલાસો કર્યો નથી. પરંતુ ભાવાર્થ એ છે કે, કલ્પના પ્રારંભમાં નારાયણના પુત્ર તરીકે બ્રહ્મા જન્મ્યા. હવે બ્રહ્મા જો 'અંહકાર' રહિત હોય તો સૃષ્ટિ ઉત્પન્ન કરે નહિ, પણ સૃષ્ટિનો પ્રારંભ કરવા માટે, નારાયણે કહ્યું છે તેમ, બ્રહ્મામાં અર્થસૂચક અહંકાર ઉત્પન્ન થવાથી તેનું નામ અહંકાર પડશે.

† પ્રભુના જન્મ માટે જે કારણો કહેવામાં આવે છે, તેમાંનું આ એક છે.

‡ જે સૂર્ય દૃશ્યમાન છે, તે અત્રે ન સમજવો, પણ જે તેજોનિધિ—તેજઃપુંજ છે તે અત્રે જાણવો.

છે.[૭૪] કલ્પના આરંભમાં વારંવાર આ રીતે સૃષ્ટિ થાય છે (અને કલ્પના અંતમાં તે તે સૃષ્ટિનો પાછો નાશ થાય છે એમ તું જાણ). જેમ આકાશમાં સૂર્યનો ઉદય તથા અસ્ત થાય છે (તેમ ઉત્પત્તિ અને લયનો ક્રમ ચાલુ છે).[૭૫] સૂર્યનો અસ્ત થઈ ગયા પછી અપાર કાંતિવાળો કાળ પાછો સૂર્યને આકાશમાં લાવીને તેનો ઉદય કરે છે;* તેમજ સમુદ્ર જેની મેખલા છે, જેનાં સર્વાંગો પ્રાણીઓથી ભરપૂર થઈ ગયાં છે એવી પૃથ્વીનો નાશ થયા પછી તે પૃથ્વીને, સર્વ પ્રાણીઓના હિતને માટે, હું વરાહનું રૂપ ધારણ કરીને બળથી પાણીમાંથી તેના સ્થાન ઉપર લાવીશ.[૭૬–૭૭] તથા બળથી ગર્વિષ્ઠ થયેલા દીતિના પુત્ર હિરણ્યાક્ષનો નાશ કરીશ. વળી યજ્ઞનો નાશ કરનારા દીતિપુત્ર હિરણ્યકશિપુનો પણ, દેવોનું કાર્ય કરવા માટે નૃસિંહનું સ્વરૂપ ધારણ કરીને વધ કરીશ. વિરોચનનો બળવાન્ ને મહાદૈત્ય એવો પુત્ર બળિ સર્વ લોકોથી તથા દેવો, અસુરો, અને રાક્ષસોથી અવધ્ય થશે. તે ઇંદ્રને તેના રાજ્ય ઉપરથી ભ્રષ્ટ કરશે, અને પોતે શક્ર થશે.[૭૮–૮૦] બળિ રાજા ઇંદ્રની પાસેથી ત્રણ લોક હરી લેશે અને ઇંદ્રને રાજ્યભ્રષ્ટ કરશે. તે પછી હું કશ્યપથી અદીતિને વિશે બાર આદિત્યરૂપે અવતાર લઈશ.†[૮૧] તથા હે નારદ! અપાર તેજવાળા ઇંદ્રને તેનું રાજ્ય પાછું આપીશ; દેવતાઓની તેમના પોતપોતાના સ્થાનોમાં સ્થાપના કરીશ;[૮૨] અને સર્વ દેવોથી મારી શકાય નહિ તેવા બળવાનોમાં શ્રેષ્ઠ એવા બળિદાનવને પાતાળમાં ઉતારીને તેને ત્યાંનો વાસી બનાવીશ.[૮૩] તે પછી ત્રેતાયુગમાં ભૃગુકુલોદ્ધારક પરશુરામરૂપે અવતરીશ અને સૈન્યો અને વાહનોની સમૃદ્ધિવાળા ક્ષત્રિયોનો સંહાર કરીશ.[૮૪] તે પછી ત્રેતાયુગના અને દ્વાપરયુગના સંધિનો અંત આવશે; એટલે દશરથ રાજાને ઘેર તેના પુત્ર તરિકે જગત્પતિ રામ થઇને અવતરીશ.[૮૫] તે સમયે દ્વિત તથા એકત નામના ઋષિ જે બ્રહ્માના પુત્રો થતા હતા તેઓ (પોતાના ભાઈ) ત્રિતને હણવાના દોષથી વિરૂપવાળા વાનરો થઇને અવતરશે.[૮૬] તે બેના વંશમાં જે વનમાં રહેનારા ઉત્પન્ન થશે, તે મહા બળવાન્ તથા મોટા ઉત્સાહી થશે, અને તેઓનું પરાક્રમ ઇંદ્રના સમાન થશે.[૮૭] ને હે નારદ! તેઓ દેવોનું કાર્ય કરતી વખતે મારા સહાયક બનશે. પછી પુલસ્ત્યના કુળને કલંક લગાડનારા, રાક્ષસોના પતિ, ભયંકર,[૮૮] નિર્દય, અને જગતને કાંટા સમાન થઈ પડનારા રાવણનો તેના મંડળ સહિત નાશ કરીશ.‡ તે પછી દ્વાપર યુગના છેલ્લા ને કલિયુગના પહેલા સંધિસમયે[૮૯] કંસને હણવા માટે હું મથુરામાં અવતાર લઈશ અને ત્યાં દેવોને કાંટા સમાન ખુંચતા અનેક દાનવોનો નાશ કર્યા પછી,[૯૦] કુશસ્થલી નામથી કહેવાતી દ્વારિકા પુરીમાં નિવાસ કરીશ અને ત્યાં રહીને અદીતિનું ભુડું કરનારા[૯૧] નરકાસુર, ભૌમાસુર, મુર તથા પીઠ નામના દાનવને મારીશ.§ પછી હું પુષ્કળ ધનથી ભરેલું તેઓનું પ્રાગ્જ્યોતિષ નામનું નગર,[૯૨] મોટા દાનવોને મારીને કુશસ્થળીમાં લાવીશ. તે પછી બાણ રાજાનું પ્રિય કરનારા તથા હિત ઇચ્છનારા મહેશ્વર તથા મહાસેન (કાર્તિકેય)[૯૩] નામના બે દેવો, જેમને સર્વે લોકો નમસ્કાર કરે છે તેઓ મારી સાથે યુદ્ધ કરવા માટે તત્પર થશે; તેઓનો હું પરાજય કરીશ તથા બળિના પુત્ર હજાર હાથવાળા બાણાસુરને જિતી લઇને[૯૪]||

* કુંભઘોણની પ્રતમાં અત્રે અધ્યાય પૂરો થાય છે, અને બીજા અધ્યાયમાં પોતાના દશાવતારની કથા નારાયણ, નારદને સંભળાવે છે. તે સંબંધમાં નીચેની મતલબના વધારાના શ્લોક છેઃ–

ભીષ્મ કહે છેઃ-નારદે ભગવાન્ જનાર્દનને પૂછ્યુંઃ–જ્યારે મહાઘોર પ્રલય થયો (સર્વ જળમય થઈ ગયું) અને સ્થાવરજંગમનો નાશ થયો ત્યારે, હે મહાપ્રભુ! તમે કેવા કેવા ભાવોમાં દર્શનને યોગ્ય થયા હતા તે કહો. શ્રીભગવાન્ નારાયણ કહે છેઃ–હે મહામુનિ નારદ! જે તત્ત્વોમાં હું પ્રકટ થયો તે સાંભળઃ મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ, વામન, (પરશુ)રામ, રામ, (બલ)રામ(કૃષ્ણ), બુદ્ધ અને કલ્કી એટલા દશ સ્વરૂપમાં હું પ્રકટ થયો હતો. પૂર્વે હું મત્સ્ય બન્યો અને પ્રજાની સ્થાપના કરી; ત્યારે મહાર્ણવમાં સ્નાન કરતા લોકોને મેં ધારણ કર્યા. પછી હેમકૂટની પ્રભાવાળા કૂર્મનું રૂપ મેં લીધું, અને હે દ્વિજોત્તમ! અમૃતાર્થે મેં મન્દરાચળને ઉપાડ્યો. પછી ભારથી દબાઈ જઇને પૃથ્વી ઘોર મહાર્ણવમાં પાછી ડૂબી ગઈ. તેમાંથી, હે વિદ્વન્! સર્વ ભૂતના હિતને માટે ઇત્યાદિ.

† અત્રે વામનાવતારની અને બળિ પાસે ત્રણ પગલાં ભૂમિ માંગવાની વાત છે. વામનરૂપે બળિ રાજા પાસેથી ભૂમિ લઇને ઇન્દ્રને રાજ્ય પાછું આપેલું છે.

‡ "અને વિભીષણને તેનું રાજ્ય આપીશ અને સર્વ અયોધ્યાવાસીઓને અવિનાશી લોકમાં લઈ જઇશ." કુંભઘોણની પ્રતમાંથી. રાવણનો જન્મ પુલસ્ત્ય ઋષિના કુળમાં થયો હતો. તેણે ચાર વેદોનો અભ્યાસ કર્યો હતો, તે યજ્ઞયાગાદિક કરતો હતો અને વેદો-પર તેણે ભાષ્યો કર્યાં છે એમ કહેવાય છે.

§ મથુરાના રાજા કંસને દાનવ રાજા કહ્યો છે પણ તે શ્રીકૃષ્ણનો સગો મામો થતો હતો. તેમ નરકાસુર, ભૌમાસુરાદિ અન્ય દાનવ રાજાઓનો આર્યાવર્તમાં અમલ હતો એમ અત્રે જણાવ્યું છે. હવે કંસ કૃષ્ણનો મામો હતો, એટલે તેને પાશ્ચાત્ય વિદ્વાનો કહે છે તેમ અનાર્યની કોટિમાં મૂકી શકાય તેમ નથી. રાવણ, કંસાદિને દાનવ કે રાક્ષસ ગણનામાં મૂકયા છે તે તેમની વૃત્તિ કે આચરણને લઇને હોય, એ વિશેષ બનવા યોગ્ય છે. ગમે તેમ પણ પાશ્ચાત્યો આર્ય–અનાર્યની દૃષ્ટિએ આ વિષય વિચારે છે તે તો યુક્ત નથી.

|| બાણ રાજાની પુત્રી ઉષા (ઓખા) સ્વપ્નમાં શ્રીકૃષ્ણના પુત્ર અનિરુદ્ધને જુએ છે, અને તેની સખી ચિત્રલેખા આકાશમાં ઉડવાની શક્તિ ધરાવતી હોવાથી તેને દ્વારિકામાંથી ઉપાડી લાવી તેમનાં ગાંધર્વ લગ્ન કરાવે છે. બાણને તેની ખબર પડતાં અનિરુદ્ધને કેદ કરે છે, અને તેને છોડાવવાને શ્રીકૃષ્ણ બાણ સાથે લડીને તેના હજાર હાથનો

સૌભ દેશના* રહેનારા સર્વે દાનવોનો હું નાશ કરીશ. તે પછી ગર્ગના તેજથી વૃદ્ધિ[૯૫] પામેલો કાળયવન નામનો પુરુષ જન્મશે. તેનો પણ, હે દ્વિજોત્તમ! મારે હાથે વધ થશે. વળી સર્વ રાજાનો વિરોધી અને બળવાન્ જરાસંધ નામનો[૯૬] એક અસુર ગિરિવ્રજમાં અભિમાની ભૂમિપાળ તરીકે ઉત્પન્ન થશે. તેનો પણ હું મારી બુદ્ધિના બળથી નાશ કરીશ.[૯૭] વળી ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજાના યજ્ઞમાં પૃથ્વીના સર્વ બળવાન્ રાજાઓ નજરાણાં (ભરણું) લઇને આવશે, તે સમયે હું શિશુપાળને મારીશ.[૯૮] ઇંદ્રનો પુત્ર એક અર્જુન જ મને (એ જન્મમાં) સહાયતા કરશે અને તેના ભાઇઓની સાથે યુધિષ્ઠિરને તેનાં પોતાના રાજ્ય ઉપર બેસાડીશ.[૯૯] તે સમયે લોકો કહેશે, કે ઇશ્વર એવા નર તથા નારાયણ નામના ઋષિઓ લોકોનાં કાર્ય કરવા માટે ક્ષત્રિયોનો સંહાર કરે છે.[૧૦૦] આ રીતે ઇચ્છાનુસાર પૃથ્વીનો ભાર ઉતાર્યા પછી મુખ્યમુખ્ય સાત્વતો (યાદવો)નો તથા દ્વારિકાનો, હે દ્વિજસત્તમ![૧૦૧] ભયંકર સંહાર કરીશ. આત્મજ્ઞાનથી પરિપૂર્ણ રહીને મારાં કાર્યોનો પાર નથી;† હું સર્વ કરીશ. હું (વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરુદ્ધ) આ ચાર મૂર્તિને ધારણ કરનારો છું.[૧૦૨] તે પછી મારા પેદા કરેલા અને બ્રહ્માએ સત્કાર કરેલા મારા પોતાના લોકોમાં જઇશ. હે ઉત્તમ બ્રાહ્મણ નારદ! હંસ, કૂર્મ, મત્સ્ય,[૧૦૩] વારાહ, નરસિંહ, વામન, પરશુરામ, દાશરથિ રામ, (સાત્વત જાતિના) કૃષ્ણ અને કલ્કિ આ સર્વ મારા અવતાર છે.[૧૦૪] જે સમયે વેદની શ્રુતિઓ નાશ પામી હતી, તે સમયે મેં તેને પાછી આણી હતી; તથા પૂર્વે સત્યયુગમાં મેં વેદ તથા શ્રુતિઓનું દોહન કર્યું હતું.[૧૦૫] મારા જે અવતારો પૂર્વે થઈ ગયા, તે વિષે તેં કદાચ પુરાણોમાં સાંભળ્યું હશે. તે ઉપરથી તારે જાણવું કે, પૂર્વે મારા અનેક ઉત્તમ અવતાર થઈ ગયા છે.[૧૦૬] લોકોનાં કાર્ય કરીને મારા અવતારો–અંશો પાછા પોતાની મૂળ પ્રકૃતિને પામ્યા છે. સ્વતઃ બ્રહ્માએ પણ મારું જેવું દર્શન કર્યું નથી[૧૦૭] (તેવું) તેં મારા વિષેની તારી એકાંત બુદ્ધિને લીધે આજે કર્યું છે. હે બ્રાહ્મણસત્તમ! મારા વિષેની તારી ભક્તિ જોઇને મેં તને પૂર્વની તથા ભવિષ્યની વાર્તા રહસ્યસહિત કહી સંભળાવી છે.

ભીષ્મ કહે છે; વિશ્વમૂર્તિને ધારણ કરનારા અવિકારી એવા ભગવાન્ દેવ,[૧૦૮–૧૦૯] નારદને આટલું વચન કહીને ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. તે પછી મહા તેજસ્વી નારદ પણ પોતાના મન ગમતો અનુગ્રહ સંપાદન કરીને[૧૧૦] પાછા નર નારાયણનાં દર્શન કરવા માટે બદરિકાશ્રમ તરફ દોડ્યા. ચાર વેદપૂર્ણ આ મોટું ઉપનિષદ્[૧૧૧] જેમાં સાંખ્ય તથા યોગ છે તેવું અને જે પંચરાત્રને નામે ઓળખાય છે અને જે ભગવાન્ નારાયણના મુખથી પ્રથમ ગવાયું હતું.[૧૧૨] તે નારદે પંડે જે પ્રમાણે સાંભળ્યું હતું તથા જે પ્રમાણે જોયું હતું; તે પ્રમાણે બ્રહ્માના મંદિરમાં પાછું સંભળાવ્યું હતું.

યુધિષ્ઠિર પૂછે છે; ખરેખર તે ધીમાન્ (નારાયણ)નું આશ્ચર્ય પમાડનારું આ માહાત્મ્ય[૧૧૩] બ્રહ્મા કેમ જાણતા ન હતા, કે નારદની પાસેથી તેમણે તે સાંભળ્યું? એ દેવથી ભગવાન્ પિતામહ કંઈ દૂર નથી (નારાયણ પછી બ્રહ્મા જન્મ્યા છે).[૧૧૪] અમાપ ઓજસવાળા તે તેનો પ્રભાવ કેમ જાણી ન શક્યા?

ભીષ્મ કહે છે; હે રાજેંદ્ર! સેંકડો અને હજારો મહા કલ્પો વીતિ ગયા છે,[૧૧૫] અને હજારોવાર સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે, અને હજારવાર પાછી નાશ પામી છે. જ્યારે સૃષ્ટિનો ઉત્પત્તિ કાળ આરંભાય છે.‡ ત્યારે પ્રજાને ઉત્પન્ન કરનારા પ્રભુ બ્રહ્મદેવને યાદ કરવામાં આવે છે.[૧૧૬] હે નૃપ! બ્રહ્મા જાણે છે કે, તે દેવોમાં શ્રેષ્ઠ છે, પોતાથી પણ અધિક છે; પરમાત્મા છે, ઈશ્વર છે તથા પોતાને ઉત્પન્ન કરનાર છે.[૧૧૭] બ્રહ્માના લોકમાં

---

નાશ કરે છે. એ પ્રસંગે બાણ રાજા તરફથી મહેશ્વર અને કાર્તિક સ્વામી શ્રીકૃષ્ણ સાથે લડવા આવે છે. અત્રે જે વર્ણન કરેલું છે તે જોતાં દ્વાપરના અંતમાં આર્યાવર્ત દાનવોના હાથમાં જઈ પડચું હતું એમ લાગે છે. એ દાનવો શ્રીકૃષ્ણના વિરોધી હતા, પણ અનાર્ય કે Non-Aryan તો ન હતા. માતૃપક્ષે કંસાદિનો શ્રીકૃષ્ણ સાથે નિકટ સંબંધ છે. કુંભઘોણની પ્રતમાં ભાગવતમાં જે જે દાનવોનાં નામ કહ્યા છે તેનાં નામો ગણાવ્યાં છે, પણ તે મુંબઈ કે કલકત્તાની પ્રતોમાં નથી આપ્યાં.

* સૌભ એ આર્યાવર્તનો કયો ભાગ કે શહેર છે તે કહી શકાતું નથી. એમ કહેવાય છે કે એ એક ઉડતા શહેરનું નામ છે.

† આ ભવિષ્ય આર્યાવર્તમાં મ્લેચ્છ આવ્યા ત્યાં સૂધીનું કુંભઘોણની પ્રતમાં કહેલામાં આવ્યું છે, પણ તે ક્ષેપક હોવાનો વિશેષ ભાસ લાગે છે.

‡ આર્ય ધર્મતત્વવેત્તાઓ ઈશ્વરના સ્વરૂપને જેટલું સારું જોઈ શક્યા છે તેટલું બીજાઓ જોઈ શક્યા નથી. નિર્ગુણ અને સગુણ, નિરાકાર અને સાકાર, અનાદિ અને અનંત એમાં જે તત્વ સમાયલું છે તે અકથ્ય છે. અન્ય ધર્મોના ઉપદેશકોની દૃષ્ટિ સ્વર્ગ સૂધી પહોંચી છે, ત્યારે આર્ય ઋષિઓએ સ્વર્ગને પણ તુચ્છ ગણેલું છે. બ્રહ્મ વિના સર્વ મિથ્યા છે અને તેથી બ્રહ્મમાંજ એકાંત કરવો, બ્રહ્મમાં લીન થવું, બ્રહ્મમય થવું એજ મોક્ષ છે અને એજ સાધવા યોગ્ય છે. એ ઋષિઓએ ઉપદેશ્યું છે અને હિન્દુના જીવનમાં એ એટલું ઓતપ્રોત થઈ ગયું છે કે આ લોક તેને મન પલમાત્ર જેવો છે. તેના વિચારો એક શાશ્વત બ્રહ્મ પ્રતિ દોડે છે કે જેથી જન્મ પામવાની જંજાળમાંથી મુક્ત થવાય. અન્ય કોઈ પણ ધર્મતત્વવેત્તા આટલી હદ સૂધી વધ્યા નથી અને તેવીજ આર્યધર્મની મહત્તા છે.

જે સિદ્ધ પુરુષોનો સમુદાય ભેગો થયો હતો, તેઓનેજ નારદે વેદને અનુકૂળ પડતું (પંચરાત્ર નામનું) પુરાણ સંભળાવ્યું હતું.*૧૧૮ તેઓની પાસેથી તે પુરાણ સૂર્યે સાંભળ્યું, અને પછી પોતાના અનુગામી ભાવિક પુરુષોને, હે રાજા! તે પુરાણ સંભળાવ્યું.૧૧૯એ ભાવિક (અનુગામી) ઋષિઓની સંખ્યા છાસઠ હજારની હતી. લોકોને તપાવનારા એવા સૂર્યના રથની આગળ તથા પાછળ ચાલવાને જેઓને નિર્માણ કરેલા છે,૧૨૦ તે સર્વ ભાવિકોને પણ સૂર્યે એ શાસ્ત્ર સંભળાવ્યું. તે પછી, હે તાત! સૂર્યની પાછળ ચાલનારા તે મહાત્મા ઋષિઓએ,૧૨૧ મેરુ પર્વત ઉપર એકઠા મળેલા દેવોને આ ઉત્તમ શાસ્ત્ર સંભળાવ્યું હતું. તે દેવોની પાસેથી આસિત નામના બ્રાહ્મણે આ શાસ્ત્ર શ્રવણ કર્યું;૧૨૨ અને મુનિઓમાં શ્રેષ્ઠ એવા અસિત મુનિએ, હે રાજેંદ્ર! સર્વ પિતૃઓને આ શાસ્ત્ર સંભળાવ્યું; અને, હે તાત! મારા પિતા શાંતનુએ આ શાસ્ત્ર મને સંભળાવ્યું હતું.૧૨૩ અને, હે ભરતવંશી રાજા! મેં પણ સાંભળેલું જ તને કહ્યું છે. દેવો અથવા તો મુનિઓ જેઓએ પણ આ પુરાણ સાંભળ્યું છે,૧૨૪ તેઓ સર્વ પરમાત્માની સંપૂર્ણ ભાવથી પૂજા કરે છે. હે રાજા! આ આખ્યાન ઋષિઓએ કહેલું છે, અને પરંપરાથી ઉતરી આવ્યું છે.૧૨૫ તે તારે, જે ભગવાન્ વાસુદેવનો ભક્ત ન હોય, તેને કદી પણ કહેવું નહિ. હે રાજા! તેં મારી પાસેથી બીજાં સેંકડો ઉપાખ્યાનો૧૨૬ જે સાંભળ્યાં છે, તે સર્વ આખ્યાનોમાંથી કાઢેલું આ તત્વ છે. જેમ દેવોએ અને દૈત્યોએ સમુદ્રનું મથન કરીને તેમાંથી અમૃત કાઢ્યું છે૧૨૭ એમજ પૂર્વે બ્રાહ્મણોએ પણ આખ્યાનોનું મથન કરીને તેમાંથી આ કથારૂપી અમૃતને કાઢ્યું છે. જે મનુષ્ય નિત્ય આનો પાઠ કરે છે અને જે નિત્ય શ્રવણ કરે છે તે માણસ,૧૨૮ એકજ અંત એવો જેમાં ભાવ છે, તેને પ્રાપ્ત કરીને (એટલે પરમાત્માની ભક્તિમાં પરાયણ થઇને) અને મનને નિયમમાં રાખીને તે શ્વેત નામના મોટા દ્વીપમાં જાય છે, અને ત્યાં ચંદ્રના જેવો કાંતિમાન્ થઇને૧૨૯ હજાર કિરણવાળા પરમાત્માના શરીરમાં પ્રવેશ કરે છે, તેમાં સંશય નથી. રોગાર્ત પુરુષ આ કથાને આરંભથી સાંભળીને રોગમાંથી મુક્ત થાય છે;૧૩૦ કામનાની ઇચ્છાવાળો પોતાની કામનાને મેળવે છે; ભક્ત ભક્તની ગતિને પામે છે. હે રાજા! તારે પણ આ પુરુષોત્તમ ભગવાનની નિત્ય પૂજા કરવી.૧૩૧ કારણ કે આ પુરુષોત્તમ સર્વ જગતના માતા, પિતા અને ગુરુ છે. હે મોટા બાહુવાળા યુધિષ્ઠિર! મહા બુદ્ધિવાળા, જનાર્દન, બ્રાહ્મણોનું રક્ષણ કરનારા એવા સનાતન ભગવાન્ તારા ઉપર પ્રસન્ન થાવ.

વૈશંપાયન કહે છે; હે જનમેજય! આ ઉત્તમ આખ્યાન સાંભળીને૧૩૨-૧૩૩ રાજા યુધિષ્ઠિર તથા તેના સર્વ ભાઈઓ નારાયણ વિશે ભક્તિવાળા થયા હે ભરતવંશી રાજા! "તે ભગવાન પુરુષનો જય થાઓ"૧૩૪ એમ તેઓ નિત્ય (ભગવાનના નામનો) જપ કરતા હતા અને મુખથી બોલતા હતા. આપણા ગુરુશ્રેષ્ઠ કૃષ્ણદ્વૈપાયન મુનિ૧૩૫ "નારાયણ" શબ્દના નામનો ઉચ્ચાર કરીને ઉત્તમ જપ કરતા હતા; તથા તે અંતરિક્ષ (આકાશ) માર્ગે નિત્ય અમૃતના સ્થાનરૂપ ક્ષીર સમુદ્રમાં જતા હતા,૧૩૬ ને ત્યાં દેવના દેવ એવા પરમાત્માની પૂજા કરીને પાછા પોતાના આશ્રમમાં આવતા હતા.

ભીષ્મ કહે છે; નારદે કહેલું આખ્યાન મેં તને સંભળાવ્યું છે.૧૩૭ એ પરંપરાથી મારા પિતાના સાંભળવામાં આવ્યું, અને તે મારા પિતાએ મને પૂર્વે કહ્યું હતું.

સૂત કહે છે; હે શૌનક! વૈશંપાયને કહેલું આ સર્વ આખ્યાન મેં તમને કહ્યું.૧૩૮ તથા જનમેજયે પણ તે આખ્યાન સાંભળીને વિધિ પ્રમાણે તેને સારી રીતે પાળ્યું હતું. હે ઉત્તમ બ્રાહ્મણો! તમે સર્વે તપ કરનારા છો, ઉત્તમ વ્રતોને પાળનારા છો,૧૩૯ વેદને જાણનારા છો, ઋષિઓમાં મુખ્ય છો, નૈમિષારણ્યમાં વસો છો, અને શૌનકના મહા યજ્ઞમાં આવ્યા છો,૧૪૦ માટે તમે યજ્ઞોમાં ઉત્તમ રીતે હોમ કરીને સનાતન પરમેશ્વરનું યજન કરો. આ પરંપરાથી ઉતરી આવેલું આખ્યાન મારા પિતાએ મને પૂર્વે કહ્યું હતું.૧૪૧

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नारायणीय आख्यान' ए नामनो अध्याय ३३९ मो समाप्त.

## અધ્યાય ૩૪૦ મો.

### યજ્ઞકર્તા વિના હર્તા નારાયણ કેવી રીતે?

શૌનક પૂછે છે; તે પ્રભુ ભગવાન્ (નારાયણ) દેવ યજ્ઞમાં સર્વ કરતાં પ્રથમ ભાગ શા માટે લે છે? વળી વેદ તથા વેદાંગોને જાણનારા એવા તેને નિત્ય યજ્ઞ શા-માટે કરવાના? તે કહો.૧† વળી ક્ષમાવાળા, ભક્તો-પર ભાવ રાખનારા એ પ્રભુએ પંડેજ નિવૃત્તિ-ધર્મ સ્વીકારેલો છે, તેજ ભગવાન્ પ્રભુએ નિવૃત્તિના ધર્મો નિર્માણ કર્યા છે.૨ છતાં તેજ ભગવાને પ્રવૃ-

* યુધિષ્ઠિરે શંકા કરી હતી કે, બ્રહ્મા જેવા નારાયણનું સ્વરૂપ કેમ ન જાણે? તેના ઉત્તરમાં ભીષ્મે અત્રે જણાવ્યું છે કે, નારદે, બ્રહ્માને નહિ પણ બ્રહ્માને ત્યાં ભેગા થયેલા સિદ્ધોને પંચરાત્રનું રહસ્ય સંભળાવ્યું હતું.

† પંડે યજ્ઞ કરે અને પંડેજ યજ્ઞનો ભાગ હરે, એ વિરુદ્ધ કહેવાય.

ત્તિના ધર્મોમાં (એટલે યજ્ઞમાં) દેવોને શામાટે ભાગ લેનારા કર્યાં છે? તથા જેઓની બુદ્ધિઓ ફેરવાઈ ગયેલી છે, તેવાઓને નિવૃત્તિ ધર્મમાં કેમ પરાયણ કર્યા છે?[૩] હે સૂતના પુત્ર! આ અમારો ગુપ્ત તથા સનાતન કાળનો સંશય દૂર કરો. તમે તો નારાયણની કથાઓ તથા ધર્મો સાંભળ્યા છે.[૪]

સૌતિ કહે છે; હે શૌનકોત્તમ! બુદ્ધિમાન્ વ્યાસના શિષ્ય (વૈશંપાયન)ને જનમેજયે એવો જે પ્રશ્ન કર્યો હતો, તે પૂર્વકાળના પ્રશ્નનો ઉત્તર હું તને કહું છું.[૫] દેહધારીઓના અંતર્યામીરૂપ પરમાત્માનું માહાત્મ્ય સાંભળીને મહાબુદ્ધિમાન્ જનમેજયે વૈશંપાયનને કહ્યું.[૬]

જનમેજય પ્રશ્ન કરે છે;–આ બ્રહ્મા, દેવતાઓ, અસુરો તથા મનુષ્યો સહિત સર્વ લોકો અભ્યુદય કરનારાં કર્મમાં પ્રીતિ રાખતા જોવામાં આવે છે.[૭] વળી હે બ્રાહ્મણ! તમે મોક્ષને પરમ નિર્વાણરૂપ તથા પરમ સુખરૂપ કહ્યો છે. જે મનુષ્યો પુણ્ય તથા પાપથી રહિત થઈને મુક્ત થાય છે,[૮] તે પુરુષો હજાર કિરણવાળા સૂર્યમંડળસ્થ પરમાત્માને વિશે પ્રવેશ કરે છે, એમ આપણે શ્રુતિમાં સાંભળીએ છીએ. આ મોક્ષરૂપી સનાતન ધર્મ અતિ દુઃખથી પાળી શકાય તેવો છે.[૯]. સર્વ દેવતાઓ તે મોક્ષધર્મનો ત્યાગ કરવાથી હવ્યના તથા કવ્યના ભોક્તા થયા છે એટલું જ નહિ, પરંતુ બ્રહ્મા, રુદ્ર, બળ દૈત્યોનો નાશ કરનાર સમર્થ ઇંદ્ર,[૧૦] સૂર્ય, તારાઓનો અધિપતિ (ચંદ્ર), વાયુ, અગ્નિ, વરુણ, આકાશ, પૃથ્વી તથા બીજા જે દેવો છે તે,[૧૧] પોતાનાં કર્મોથી જન્મ પામતા અહંભાવને નાશ કરવાનું જાણતા નથી, તેથી તેઓએ અવિનાશી તથા અવિકારી એવા ધ્રુવ (નિશ્ચિત) માર્ગનો આશ્રય કર્યો નથી.[૧૨] જે મનુષ્યો, સ્મૃતિ અને કાલ એ બેથી જેની હદ બંધાયલી છે, એ બેથી જેનું પરિમાણ–માપ કાઢવામાં આવે છે, એવી પ્રવૃત્તિનો માર્ગ ગ્રહણ કરે છે, તે કર્મ (પ્રવૃત્તિ માર્ગ ગ્રહણ) કરનારાઓનો આ જ મોટો દોષ છે કે, તેમના દોષને કાળનો બાધ લાગે છે.[૧૩]* હે બ્રાહ્મણ! મારા હૃદયમાં આ સંશય શલ્યની પેઠે ખટકે છે; માટે તમે તેનો ઇતિહાસ કહીને મારા મનમાંથી સંશયને દૂર કરો; કારણ કે મને તે વિષયમાં પરમ આશ્ચર્ય લાગે છે.[૧૪] હે બ્રાહ્મણ! યજ્ઞોમાં દેવતાઓને ભાગહર એટલે બળિ લેનારા એમ શામાટે કહ્યું છે? અને યજ્ઞમાં દેવોનું શામાટે યજન કરવામાં આવે છે?[૧૫] હે ઉત્તમ બ્રાહ્મણો! જેઓ યજ્ઞમાં ભાગ ગ્રહણ કરે છે, તેઓ જ મહાયજ્ઞોથી યજન કરે છે ત્યારે તેઓ કોને ભાગ આપે છે?[૧૬]

વૈશંપાયન કહે છે;–હે જનેશ્વર! ઓહોહો!!! તેં પ્રશ્ન ઘણો જ ગૂઢ પૂછ્યો છે. જેણે તપ કર્યું ન હોય, તેમજ જે વેદ ભણ્યો ન હોય,[૧૭] તેમ જે પુરાણ જાણતો ન હોય, તે પુરુષ આ પ્રશ્નનો ઉત્તર તુરત આપી શકે નહિ. છતાં આ પ્રશ્નનો ઉત્તર હું તને હર્ષથી આપીશ. પૂર્વે મેં આ પ્રશ્ન મારા ગુરુ[૧૮] મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન વ્યાસ ઉર્ફે વેદવ્યાસને પૂછ્યો હતો. સુમંતુ, જૈમિનિ અને અત્યંત દૃઢ વ્રત પાળનારો પૈલ[૧૯] અને હું (વૈશંપાયન) ચોથો શિષ્ય તથા પાંચમા શિષ્ય શુક એટલા (વેદવ્યાસના) પાંચ શિષ્યો જેઓએ દમને નિયમમાં રાખ્યો હતો,[૨૦] જેઓ શૌચ આચાર પાળનારા હતા, જેઓએ ક્રોધને જિત્યો હતો, જેઓએ ઇંદ્રિયોને જિતી હતી, તે (મેરુ પર્વતપર) એકઠા થયા હતા અને તેમને (મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ ચાર) વેદો તથા પાંચમું મહાભારત ભણાવતા હતા.[૨૧]† સિદ્ધ અને ચારણોથી સેવાયલા, રમ્ય અને પર્વતોમાં શ્રેષ્ઠ મેરુ પર્વતપર તેઓ (અમે) વેદોનો અભ્યાસ કરતા હતા, ત્યારે એક સંશય ઉત્પન્ન થયો.[૨૨] એ સંશય તેં જે પ્રશ્ન કર્યો છે તે જ છે અને વેદવ્યાસે તેઓને તેનો ઉત્તર આપ્યો હતો. હે ભરતવંશી રાજા! તે સમયે મેં પણ તે ઉત્તર સાંભળ્યો હતો, તે આજે હું તને કહું છું.[૨૩]

શિષ્યોનો પ્રશ્ન સાંભળીને, સર્વ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારા પરાશરના પુત્ર શ્રીમાન્ વ્યાસ આ પ્રમાણે વાકય બોલ્યા;[૨૪] "હે શ્રેષ્ઠ પુરુષો! મેં મહા અને પરમ દારુણ તપ કર્યું છે, અને હું ભૂત, ભવિષ્ય, તથા વર્તમાન કાળને જાણું છું.[૨૫] મેં ક્ષીર સમુદ્રના તટ ઉપર ઇંદ્રિયોનો નિગ્રહ કરીને તપ કર્યું છે, અને શ્રી નારાયણની કૃપાથી[૨૬] મને મારી ઇચ્છાનુસાર ત્રણ કાળનું જ્ઞાન પ્રાપ્ત થયું છે; માટે હું ન્યાયાનુસાર તમારા સંશયનો ઉત્તમ રીતે નિર્ણય કહીશ–તે સાંભળો.[૨૭] પૂર્વે કલ્પના આરંભ કાળમાં જે બન્યું હતું, તે મેં મારાં જ્ઞાનરૂપી નેત્રવડે જોયું છે. સાંખ્ય શાસ્ત્ર જાણનારા તથા યોગશાસ્ત્ર જાણનારા પુરુષો જેને પરમાત્મા કરીને કહે છે,[૨૮] તે પુરુષે પંડે પોતાનાં કર્મ કરીને 'મહાપુરુષ' એવું નામ મેળવ્યું છે. તેનાથી અવ્યક્ત ઉત્પન્ન થાય છે. તેને વિદ્વાનો પ્રધાન કહે છે;[૨૯] અવ્યક્ત એવા ઈશ્વરથી પ્રજાની સૃષ્ટિને માટે વ્યક્ત ઉત્પન્ન થયું છે. તેને લોકોમાં

* બારમો અને તેરમો શ્લોક કૂટ છે. તેનો શબ્દાર્થ નહિ, પણ ભાવાર્થ અત્રે આપ્યો છે. પ્રવૃત્તિમાર્ગમાં રહેનારને સ્મૃતિનો અને કાળનો બાધ લાગે છે અર્થાત્ અમુક સમય જતાં તેનો નાશ થાય છે વા તે કર્મો ભૂલી જવાય છે.

† મહાભારતને ચાર વેદની સાથે પાંચમું મૂકયું છે, તે અત્રે ધ્યાનમાં રાખવા જેવું છે.

અનિરુદ્ધ કહે છે અને કોઈ મહાત્મા કહે છે;[૩૦] વ્યક્તિપણાને પામેલા મહાન્ આત્માએ પિતામહને (બ્રહ્માને) ઉત્પન્ન કર્યા છે. તે અહંકાર કહેવાય છે; કારણ કે તે સર્વ તેજનો ભંડાર છે. સર્વ તેજમય[૩૧] તે અહંકારમાંથી પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને પાંચમું તેજ આ પાંચ મહાભૂતો ઉત્પન્ન થયાં છે.[૩૨] આ પાંચ મહાભૂતોને ઉત્પન્ન કરવાની સાથે (તે ભૂતોના) ગુણોને વળી (અહંકારે) ઉત્પન્ન કર્યા છે. તે પાંચ ભૂતોમાંથી મૂર્તિમાન્ જેઓ ઉત્પન્ન થયા, તેઓ વિષેની હકીકત સાંભળ.[૩૩] મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, મહાત્મા વસિષ્ઠ અને સ્વાયંભુ મનુ[૩૪] એમને આઠ પ્રકૃતિ જાણવી, અને આ આઠ પ્રકૃતિને વિશે સર્વ લોકો રહેલા છે. વેદાંગ સહિત વેદોને અને યજ્ઞાંગ સહિત યજ્ઞોને,[૩૫] લોકોને લાભ થાય, તેટલા માટે સર્વ લોકોના પિતામહ એવા બ્રહ્માએ ઉત્પન્ન કર્યા છે; તથા એ આઠ પ્રકૃતિઓમાંથી આ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે.[૩૬] રોષમાંથી રુદ્ર ઉત્પન્ન થયા છે, અને તેણે પંડે બીજા દશ રુદ્રોને ઉત્પન્ન કર્યા છે. આ અગ્યાર રુદ્રો વિકાર પુરુષો કહેવાય છે.[૩૭] આ (અગ્યાર) રુદ્રો, (આઠ) પ્રકૃતિ, ને સર્વે દેવર્ષિઓ ઉત્પન્ન થયા પછી લોકસિદ્ધિ માટે બ્રહ્માની પાસે ગયા.[૩૮] (અને બોલ્યા કે);–"હે ભગવન્! મહા સમર્થ એવા તમે અમને ઉત્પન્ન કર્યા છે; પરંતુ, હે પિતામહ! હવે કોણે કયો અધિકાર બજાવવો, તે અમને કહો.[૩૯] તમે અમારે માટે અર્થ (હેતુ)નો વિચાર કરી જે અધિકાર ઠરાવ્યો છે, તે કર્તાપણાના અહંકારથી અમારે કેવી રીતે પાળવો તે જણાવો.[૪૦] અમારે જે કંઈ કરવાનું છે, તે પાર પાડવાનું બળ આપો." આ રીતે મહાદેવ અર્થાત્ બ્રહ્માને કહ્યું, એટલે તેઓના પ્રતિ આ પ્રમાણે તેઓ બોલ્યા.[૪૧]

બ્રહ્મા બોલ્યા;–હે દેવતાઓ! તમે મને વિનતિ કરવામાં ઠીક કર્યું; તમારું કલ્યાણ થાવ. તમને જેની ચિંતા થઈ છે તેની જ ચિંતા મને પણ થઈ છે.[૪૨] આ આખું લોકતન્ત્ર કેમ નિભાવવું અને ચાલુ રાખવું તથા તમારા તેમ જ મારા બળનો ક્ષય શી રીતે ન થાય? (તે વિશે વિચાર કરવાની જરૂર છે).[૪૩] આપણ સૌએ અહીંથી લોકોના સાક્ષીભૂત, શરણરૂપ, અને અવ્યક્ત એવા મહા પુરુષની પાસે જઇએ. તે આપણને જે હિતકારક હશે તે કહેશે.[૪૪] તે પછી લોકોનું હિત કરવાની ઇચ્છાવાળા ઋષિઓ ને દેવો, બ્રહ્માની સાથે ક્ષીર સમુદ્રના ઉત્તર તીર ઉપર ગયા,[૪૫] અને ત્યાં બ્રહ્માના કહેવા પ્રમાણે વેદમાં કહેલું તપ કરવા લાગ્યા. આ તપ તપશ્ચર્યાઓમાં પરમ દારુણ હતું અને તેનું નામ મહા નિયમ હતું.[૪૬] તે સર્વે પોતાનાં મનને નિયમમાં રાખી, ઉંચી દૃષ્ટિ રાખી, ઉંચા બાહુ કરી, મનને એકાગ્ર કરી, કાષ્ઠવત્ (લાકડાંના સ્થંભની માફક) એક પગ ઉપર ઉભા રહ્યા.[૪૭] તેઓએ દેવતાનાં એક હજાર વર્ષ સૂધી મહા દારુણ તપ કર્યું. તે પછી તેઓએ વેદ તથા વેદના અંગોથી શોભાયમાન (વેદ અને વેદાંગની સાથે એકતાર થતી) એવી મધુરી વાણી સાંભળી.[૪૮]

શ્રી વાણી કહે છે; હે બ્રહ્મા! હે દેવતાઓ! અને તપને ધન માનનારા હે ઋષિઓ! તમને સ્વાગત આપતાં સર્વને હું ઉત્તમ વાક્ય સંભળાવું છું.[૪૯] તમારાં અંતરમાં શું છે, તે મેં જાણ્યું છે. તે મોટું લોકહિત કરનારું કામ છે. આ પ્રવૃત્તિવાળું કાર્ય છે, અને એ કાર્ય તમારા પ્રાણોને પણ પુષ્ટિ આપનારું છે.[૫૦] હે દેવો! મારી આરાધના કરવાની ઈચ્છાથી તમે સારું તપ કર્યું છે. હે મોટા સત્વધારી પુરુષો! તમે તમારાં આ તપનું ઉત્તમ ફળ ભોગવો.[૫૧] લોકના મહાન્ ગુરુ આ બ્રહ્મા છે, લોકોના પિતામહ આ છે તથા દેવોમાં તમે શ્રેષ્ઠ છો. તમે સાવધાન થઇને (એકાગ્ર થઇને) મારું યજન કરો.[૫૨] હે ઈશ્વરો! તમે સર્વે એકઠા થઇને જે જે યજ્ઞ કરો, તેમાં નિત્ય મારો ભાગ કલ્પજો, અને હું પણ તમારું કલ્યાણ કરીશ.[૫૩]

વૈશંપાયન કહે છે;–દેવોના દેવનું આ કહેલું સાંભળીને બ્રહ્મા તથા સર્વ દેવતાઓ, અને મહર્ષિઓ હર્ષથી રોમાંચિત થયા.[૫૪] અને તેઓએ વેદોક્ત વિધિથી 'વિષ્ણુયાગ' કર્યો. તે યાગમાં બ્રહ્માએ પંડે (વિષ્ણુને) ભાગ આપ્યો.[૫૫] દેવોએ અને દેવર્ષિઓએ પણ પોતપોતાની તરફથી (વિષ્ણુને માટે) ભાગ કાઢ્યો. આ સત્યયુગના ભાગ હતા, અને તે ભાગ પરમ સત્કાર સાથે આપવામાં આવ્યા હતા.[૫૬] તેઓએ સ્તુતિ કરી કે, "આદિત્યના જેવા (ઝળહળતી) કાંતિવાળા પુરુષ તમસથી પર છે; મહાન્ છે, સર્વ ઠેકાણે ગતિમાન્ છે, દેવ છે, ઈશાન એટલે સમર્થ છે, વરદાન દેનારા છે, પ્રભુ છે."[૫૭] તે પછી વરદાન દેનારા દેવ જેનું શરીર જ નથી અને જે આકાશમાં ઉભા હતા, તે મહેશ્વરે ત્યાં ઉભા રહેલા તે સર્વ દેવતાઓને કહ્યું;[૫૮] "જે દેવે મને જે પ્રમાણે ભાગ અર્પણ કર્યો છે, તેનો ભાગ મને તે પ્રમાણે પ્રાપ્ત થયો છે. હું તમારા ઉપર પ્રસન્ન થયો છું, અને આજે તમને આવૃત્તિ*–

* પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એમ બે પ્રકારનાં ધર્મ છે; તેમાં પ્રવૃત્તિ ધર્મથી સ્વર્ગાદિક લોકમાં જીવ જાય છે, અને ત્યાં પુણ્ય ભોગ કરીને પાછો મર્ત્યલોકમાં અવતરે છે. અત્રે "આવૃત્તિ લક્ષણ"નો અર્થ એવો લેવાનો છે કે, દેવોને વિષ્ણુના ભાગના બદલામાં મોક્ષ નથી મળતો, પણ દેવોએ વિષ્ણુને જેવો જેવો ભાગ આપ્યો તેવો તેવો બદલો (દાખલા તરીકે સ્વર્ગનું સુખ ઇત્યાદિ) મળે છે.

રૂપ ફળ અર્પણ કરું છું.૫૯ હે દેવો! મારા પ્રસાદથી ઉત્પન્ન થયેલા ફળનું લક્ષણ આ છે કે, તમારું પોતાનું વરદક્ષિણા સહિત સમાપ્ત થતા યજ્ઞોવડે યજન થશે,૬૦ અને પ્રત્યેક યુગમાં પ્રવૃત્તિના ફળમાં ભાગીદાર થશો. વળી સર્વ લોકમાં જે મનુષ્યો યજ્ઞો કરશે,૬૧ તે મનુષ્યો વેદમાં ઠરાવેલા યજ્ઞના ભાગ તમને અર્પણ કરશે. આ વિષ્ણુયાગ નામના મહા યજ્ઞમાં જેણે મને જે પ્રમાણે ભાગ આપ્યો છે,૬૨ તેને મેં વેદનાં સૂત્રમાં (કલ્પસૂત્રમાં) તે પ્રમાણે યજ્ઞનો ભાગ ગ્રહણ કરનારો ઠરાવ્યો છે. યજ્ઞમાં (મને) આપેલા ભાગના (તમને મળેલા) ફળ પ્રમાણે તમે સર્વ લોકોને ચલાવજો.૬૩ તમે જગતનાં સર્વ કાર્યોનો નિર્ણય કરનારા છો. તમને જગતમાં અધિકાર પ્રમાણે નિર્માણ કરવામાં આવ્યા છે. પ્રવૃત્તિનાં ફળોને આપનારી જે જે ક્રિયાઓ કરવામાં આવશે,૬૪ તે તે ક્રિયાઓથી તમારું બળ વૃદ્ધિ પામશે, અને તેનાથી તમે સર્વ લોકોને ચાલુ રાખજો. સર્વ યજ્ઞોમાં મનુષ્યો, યજ્ઞો કરીને તમારી પૂજા કરશે,૬૫ અને તેવડે તમે મારી પૂજા કરજો, આવી મારી ઇચ્છા છે. આટલા માટે મેં વેદો, યજ્ઞો અને ઔષધિઓને ઉત્પન્ન કરી છે.૬૬ આ યજ્ઞાદિક પૃથ્વીપર સારી રીતે કરવામાં આવે તો દેવતાઓ પ્રસન્ન થાય. પ્રવૃત્તિના ગુણયુક્ત ઠરાવેલું આ કાર્ય તમારે માટે જ છે.૬૭ હે દેવતાઓમાં શ્રેષ્ઠ દેવતાઓ! આ કલ્પનો અંત આવે ત્યાં સૂધી (તમારે માટે) મેં આ કાર્ય નિર્માણ કર્યું છે. માટે, હે ઈશ્વરો! તમારા અધિકારને અનુસરીને જગતનાં હિતનો વિચાર કરો.૬૮ મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, તથા વસિષ્ઠ આ સાતને મેં મારા મનમાંથી ઉત્પન્ન કર્યા છે.૬૯ આ સાત વેદને જાણનારા છે. મેં તેઓને મુખ્ય વેદાચાર્ય બનાવ્યા છે. તેઓ પ્રવૃત્તિમાર્ગને ચલાવનારા છે, અને તેઓને પ્રજાની ઉત્પત્તિને માટે નિર્માણ કર્યા છે.૭૦ ક્રિયા કરનારાઓનો આ સનાતન માર્ગ પ્રસિદ્ધ છે. જેને અનિરુદ્ધ કહેવામાં આવે છે, તે પ્રભુ સર્વ જગતને ઉત્પન્ન કરનારા છે.૭૧ સન, સનત્સુજાત, સનક, સનંદન, સનત્કુમાર, કપિલ અને સાતમો સનાતન,૭૨ આ સાત ઋષિઓને બ્રહ્માના માનસિક પુત્ર કહ્યા છે. તેઓને પોતાની મેળે જ જ્ઞાન થવાથી તેઓ નિવૃત્તિધર્મ પાળે છે.૭૩ આ સાત ઋષિઓ યોગશાસ્ત્રવેત્તાઓમાં મુખ્ય છે, તથા સાંખ્યશાસ્ત્ર વેત્તાઓમાં ઉત્તમ છે; ધર્મશાસ્ત્ર વેત્તાઓમાં પણ આચાર્ય છે અને મોક્ષમાર્ગની પ્રવૃત્તિ કરનારા છે.૭૪ પૂર્વે અવ્યક્તમાંથી ત્રણ ગુણવાળો મહા તત્ત્વરૂપ અહંકાર ઉત્પન્ન થાય છે; તેનાથી જે ઉપરના ભાગમાં છે, તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે,૭૫ અને તે ક્ષેત્રજ્ઞરૂપ હું છું. જે પુરુષો કર્મકાંડમાં ગુંથાયલા છે, તેઓ પુનરાવૃત્તિવાળા છે. નિવૃત્તિમાર્ગથી મળી શકું એવો હું તેઓને દુર્લભ છું. જે જે કર્મને માટે જે જે પ્રાણીને ઉત્પન્ન કરવામાં આવ્યાં છે,૭૬ તે તે પ્રાણી પ્રવૃત્તિનાં તથા નિવૃત્તિનાં કર્મ કરે છે અને તેનાં મહાન્ ફળના ભોક્તા થાય છે. આ બ્રહ્મા સર્વ લોકોના ગુરુ છે; જગતના આદિ કર્તા છે; પ્રભુ છે;૭૭ વળી તે તમારા માતા, પિતા, અને પિતામહ છે, અને મારી આજ્ઞાથી સર્વ પ્રાણીઓને વરદાન આપે છે.૭૮ તેના પુત્ર રુદ્ર લલાટમાંથી ઉત્પન્ન થયેલા છે. તે બ્રહ્માની આજ્ઞાથી સર્વ પ્રાણીઓનું પોષણ કરશે.૭૯ હે દેવતાઓ! હવે તમે તમારા અધિકારરૂપ સ્થાન ઉપર જાવ, અને તમારા અધિકારોને શાસ્ત્રાનુસાર બજાવો, અને જગતમાં (યજ્ઞાદિકની) સર્વ ક્રિયાને પ્રવૃત્ત થવા દો; વિલંબ લગાડો નહિ.૮૦ પ્રાણીઓને કર્મનો અને તદનુસાર ગતિનો ઉપદેશ કરો. હે દેવતાઓ! આ યુગમાં મનુષ્યોનાં આયુષ્યો અમુક હદવાળાં હોય છે.૮૧ હાલ આ કૃતયુગ નામનો શ્રેષ્ઠ કાળ ચાલે છે. આ યુગમાં યજ્ઞના પશુઓની હિંસા સર્વથા કરવી નહિ.૮૨ હે દેવો! આ યુગમાં ધર્મનાં ચારે ચરણો રહેશે, અને તે કળાથી સંપૂર્ણ રહેશે. તે પછી ત્રેતાયુગનો આરંભ થશે. તેમાં ત્રણ વેદોની પ્રવૃત્તિ થશે.૮૩ ત્યારે યજ્ઞમાં વેદના મંત્રોથી પ્રોક્ષણ કરેલાં પશુઓનો વધ કરવામાં આવશે, અને ધર્મનો એક ચરણ ઓછો થશે.૮૪ તે પછી દ્વાપર નામના મિશ્ર યુગનો આરંભ થશે. આ યુગમાં ધર્મનાં બે ચરણ ઓછાં થશે.૮૫ તે પછી કલિને આગળ કરીને તિષ નામના યુગનો આરંભ થશે–તે સમયે સર્વ ઠેકાણે ધર્મનો એક જ ચરણ રહેશે."૮૬

આ રીતે વાતો કરનાર ભગવાનને દેવો તથા દેવર્ષિઓએ કહ્યું: "ધર્મ એક ચરણવાળો થશે અને હરકોઈ પણ ઠેકાણે જઇને રહેશે તે સમયે,૮૭ હે ભગવન્! અમારે કેવી રીતે વર્તવું, તે અમને કહો."

શ્રી ભગવાન્ કહે છે; જ્યાં વેદો, યજ્ઞો, તપ, સત્ય, દમ,૮૮ અને ધર્મવાળી અહિંસા વાસ કરીને રહ્યાં હોય ત્યાં, હે ઉત્તમ દેવો! તમે રહેજો. તમારે તેવા દેશમાં રહેવું, એટલે અધર્મ તમારાં ચરણને સ્પર્શ કરી શકશે નહિ.૮૯

વ્યાસ કહે છે; આ રીતે ભગવાને દેવોને તથા ઋષિઓને આજ્ઞા આપી. તે પછી તેઓ ભગવાનને નમસ્કાર કરીને પોતાની ઇચ્છાનુકૂળ દેશપ્રતિ ગયા.૯૦ સર્વ દેવતાઓ ચાલ્યા ગયા ને એક બ્રહ્મા, અનિરુદ્ધના શરીરમાં રહેલા ભગવાનનાં દર્શનની ઇચ્છાથી ત્યાં

ઉભા રહ્યા.૯૧ તે પછી ભગવાને મોટું હયશિરનું સ્વરૂપ ધરીને બ્રહ્માને દર્શન આપ્યાં. તે સ્વરૂપે તે દેવ, અંગોની સાથે વેદોનો ઉચ્ચાર કરતા હતા અને હાથમાં કમંડળ તથા ત્રિદંડ ધારણ કર્યાં હતાં.૯૨ અપાર સામર્થ્યવાળા, ભગવાન્ હયશિરનાં દર્શન કરીને જગતના કર્તા પ્રભુ બ્રહ્મા, જગતનું હિત કરવાની કામનાથી૯૩ વરદાન દેનારા પરમાત્માને મસ્તકવડે પ્રણામ કરી બે હાથ જોડીને ઉભા રહ્યા. તે પછી ભગવાને તે સમયે બ્રહ્માને આલિંગન આપ્યું અને કહ્યું.૯૪

શ્રી ભગવાન કહે છે; તારે પ્રાણી માત્રનાં સર્વ કર્મોની તથા તેઓની ગતિઓનો શાસ્ત્રાનુસાર વિચાર કરવો. તું સર્વ પ્રાણીઓનો ધાતા ( ધારણ કરનાર) છો, તથા જગતનો પ્રભુ અને ગુરુ પણ છો.૯૫ હવે આ જગતનાં સર્વ કાર્યનો ભાર તારા ઉપર મૂકીને હું એકદમ વિશ્રાંતિ લઈશ. પણ જ્યારે દેવોનું કાર્ય તારે હાથે કરવાનું કઠિન થઈ પડશે,૯૬ ત્યારે હું આત્મજ્ઞાનની દિશા દર્શાવનાર તરીકે પ્રકટ થઈશ.

આ પ્રમાણે કહીને હયશિર ભગવાન્ ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.૯૭ બ્રહ્મા પણ ભગવાનની આજ્ઞા લઈને તુરત પોતાના લોકમાં ગયા. આ રીતે હે મોટા ભાગ્યવાળા મુનિ! જેની નાભિમાં પદ્મ છે, જે સનાતન છે,૯૮ તે ભગવાન્ યજ્ઞમાં નિત્ય મુખ્ય ભાગ ગ્રહણ કરનાર બન્યા છે, તથા યજ્ઞને ધારણ કરી રહ્યા છે. તે મોક્ષ ધર્મને પાળનારાની ગતિરૂપ નિવૃત્તિધર્મને ધારણ કરનારા છે, અને વિશ્વને ચિત્રતા આપવાને બીજાઓને માટે તેણે પ્રવૃત્તિધર્મો પણ કર્યા છે.૯૯ એ જ ( સર્વ જગતના ) આદિ કારણ છે, એ જ તેના મધ્યરૂપ છે, અને એ જ તેના અંતરૂપ છે, તે ધાતારૂપ છે; એ જ ધ્યેયરૂપ છે, એજ કર્તારૂપ છે, એ જ કાર્યરૂપ છે; તે પ્રલય સમયે સર્વ લોકોનો સંહાર કરીને શયન કરે છે, અને યુગના આરંભમાં જાગૃત થઈને પાછા જગતને સરજે છે.૧૦૦ એ નિર્ગુણ, મહાત્મા, અજન્મા, વિશ્વરૂપ અને સર્વ દેવોના ધામરૂપ પરમાત્માને નમસ્કાર કરો.૧૦૧ એ મહાભૂતોના અધિપતિ અને રુદ્રોના પતિ અને આદિત્યોના પતિ, અને વસુઓના પતિ,૧૦૨ અશ્વિનીકુમારોના પતિ, મરુતોના પતિ, વેદોના તથા યજ્ઞના અધિપતિ, વેદોના અંગોના પતિ, એવા દેવને પ્રણામ કરો.૧૦૩ નિત્ય સમુદ્રમાં વાસ કરનારા એ હરિ છે, મુંજકેશી (મુંજના જેવા કેશવાળા) છે, શાંત છે, અને સર્વ પ્રાણીઓને મોક્ષધર્મનો ઉપદેશ આપનારા છે;૧૦૪ તપના, તેજના, અને યશના પણ પતિ છે; વાણીઓના પતિ તથા નદીઓના પતિ છે. તેને નમસ્કાર કરો.૧૦૫ એ કપર્દી (જટાધારી), વરાહરૂપ, એકશૃંગધારી, બુદ્ધિમાન, વિવસ્વાન્ (સૂર્ય)રૂપ, અશ્વના જેવા મસ્તકવાળા, સદાય ચાર પ્રકારની મૂર્તિને ધારણ કરનારા છે.૧૦૬ ગુહ્યરૂપ, જ્ઞાનવડે જોઈ શકાય તેવા, અક્ષર સ્વરૂપ અને ક્ષર સ્વરૂપ એવા એ દેવને નમસ્કાર કરો. આ દેવ સર્વત્ર ગતિવાળા અને અવિનાશી છે.૧૦૭ વળી એ પરબ્રહ્મરૂપ છે ને જ્ઞાનદૃષ્ટિથી જાણવા યોગ્ય છે. મેં પૂર્વે જ્ઞાનદૃષ્ટિથી એ પ્રમાણે જોયું હતું,૧૦૮ અને મારા પ્રશ્ન ઉપરથી પૂર્વે વેદવ્યાસે પણ અમને તે કહ્યું હતું. હે શિષ્યો! તમે મારું કહેવું કરજો, ઈશ્વર એવા હરિની સેવા કરજો, વેદના મંત્રોથી (શ્રીહરિની) સ્તુતિ કરજો, અને શાસ્ત્રોક્ત વિધિથી શ્રીહરિનું પૂજન કરજો.૧૦૯

વૈશંપાયન કહે છે; આ રીતે બુદ્ધિમાન્ એવા વેદવ્યાસે પૂર્વે અમને સર્વ શિષ્યોને તથા પરમ ધર્મના જાણનારા પુત્ર શુકને કહ્યું હતું.૧૧૦ તે પછી અમારા ઉપાધ્યાય વેદવ્યાસે અમારી સાથે, હે રાજા! ચારેય વેદમાં કહેલી ઋચાઓથી પરમાત્માની સ્તુતિ કરી હતી.૧૧૧ તમે મને જે પ્રશ્ન કર્યો હતો, તેનો સર્વ ઉત્તર મેં તમને આપ્યો. હે રાજા! પૂર્વે ગુરુ કૃષ્ણદ્વૈપાયને મને આ કથા કહી હતી.૧૧૨ જે પુરુષ नमो भगवते तुभ्यं એમ કહી, પોતાની મતિને નિયમમાં રાખીને આ આખ્યાનને નિત્ય સાંભળે તથા નિત્ય બીજાને સંભળાવે, તે પુરુષ૧૧૩ રોગમાંથી છૂટે છે, અને બુદ્ધિમાન્, બળવાન્, અને રૂપવાન્ થાય છે. (એ સાંભળીને) રોગી રોગમાંથી છૂટે છે; અને કેદી ( માયારૂપ ) કેદમાંથી છૂટે છે;૧૧૪ કામનાવાળો સંપૂર્ણ રીતે કામનાને અને દીર્ઘ આયુષ્યને પામે છે; બ્રાહ્મણ સર્વ વેદનો જ્ઞાતા થાય છે, અને ક્ષત્રિય વિજય મેળવે છે;૧૧૫ વૈશ્યને પુષ્કળ લાભ મળે છે; શૂદ્ર સુખ સંપાદન કરે છે; પુત્ર વિનાનો પુત્રને પ્રાપ્ત કરે છે; અને કન્યા મનગમતા વરને મેળવે છે;૧૧૬ જે ગર્ભવતી સ્ત્રીનો ગર્ભ અટકી ગયો હોય, તે સ્ત્રી સુખથી જણી શકે છે; ગર્ભિણી સ્ત્રી પુત્રને જન્મ આપે છે, વંધ્યા( વાંઝણી સ્ત્રી )ને ગર્ભ રહે છે, અને સમૃદ્ધિવાળા પુત્ર તથા પૌત્ર મેળવે છે.૧૧૭ જે વાટમાર્ગુ માર્ગમાં આ આખ્યાનનો પાઠ કરે છે, તે પુરુષ સુખથી માર્ગને પાર કરી શકે છે. (આ આખ્યાન સાંભળી) જે પુરુષ જે જે કામના કરે છે, તે તે કામનાને અવશ્ય મેળવે છે.૧૧૮ મહર્ષિ વેદવ્યાસનું આ વચન ખાતરી ભરેલું છે. પુરુષવર એવા મહાત્માની કીર્તિ તેમાં ગાયલી છે; તથા ઋષિઓ અને દેવર્ષિઓને પરમાત્માની સાથે થયલા સમાગમની આ

કથા છે, તે સાંભળીને ભગવાનના ભક્તો ઉત્તમ સુખ મેળવે છે.[११९]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नारायणीय आख्यान' ए नामनो अध्याय ३४० मो समाप्त.

## અધ્યાય ૩૪૧ મો.

### વ્યાસસ્તુતિ

જનમેજય કહે છે; હે ભગવન્! શિષ્યો સાથે વ્યાસ મુનિએ નાના પ્રકારનાં જે નામોથી મધુસૂદન ભગવાનની સ્તુતિ કરી હતી, તે સર્વ નામનું નિર્વચન મને કહો;–[१] કારણ કે પ્રજાપતિના પતિ એવા શ્રી હરિનાં નામને સાંભળવાની ઈચ્છાવાળાને તમે તે કહેવા યોગ્ય છો. શ્રી હરિનાં નામ સાંભળીને, શરદ્‌ઋતુનો ચંદ્રમા જેવો નિર્મળ છે, તેવો હું પણ પવિત્ર થઇશ.[२]

વૈશંપાયન કહે છે; હે રાજન્! સમર્થ શ્રી હરિએ પ્રસન્ન મનના થઇને પોતાના (સર્વજ્ઞત્વાદિ) ગુણોથી તથા (જગતને ઉત્પન્ન કરવા વગેરે પોતાનાં) કર્મથી ઉત્પન્ન થયેલાં પોતાનાં નામોનું નિર્વચન જેમ ફાલ્ગુન (અર્જુન)ને કહ્યું હતું, તે હું તને કહું છું તે તું સાંભળ.[३] હે રાજન્! વીર શત્રુનો નાશ કરનારા અર્જુને, મહાત્મા કેશવની જે નામોથી કીર્તિ ગવાય છે, તે વિષે શ્રી કેશવને પ્રશ્ન કર્યો હતો.[४]

અર્જુન પૂછે છે; હે ભગવન્! હે ભૂત અને ભવિષ્યના ઈશ્વર! હે સર્વ ભૂતોના સ્રષ્ટા! હે અવ્યય! હે સર્વ લોકના ધામરૂપ! હે જગતના નાથ! હે સર્વ લોકને અભય આપનારા![५] હે દેવ! વેદમાં તથા પુરાણોમાં તારાં જે જે નામ મહર્ષિઓએ કહ્યાં છે તથા તારાં જે નામ કર્મવડે ગુપ્ત છે,[६] તે સર્વ નામનું નિર્વચન, હે કેશવ! હું તારી પાસેથી સાંભળવાની ઇચ્છા રાખું છું. હે પ્રભુ! તારા વિના બીજો કોઈ તારા નામનું નિર્વચન વર્ણવી શકશે નહિ.[७]

શ્રી ભગવાન્ કહે છે; હે અર્જુન! ઋગ્વેદમાં, યજુર્વેદમાં, અથર્વવેદમાં, સામવેદમાં, પુરાણોમાં, ઉપનિષદોમાં, તથા જ્યોતિઃશાસ્ત્રમાં,[८] સાંખ્યશાસ્ત્રમાં, યોગશાસ્ત્રમાં, અને આયુર્વેદમાં મોટા ઋષિઓએ મારાં બહુ નામો કહ્યાં છે.[९] તેમાં કેટલાંક એક નામ ગુણથી ઉત્પન્ન થયાં છે અને કેટલાંક એક નામ કર્મથી ઉત્પન્ન થયાં છે. હે નિર્દોષ અર્જુન! તેમાં મારાં કર્મથી ઉત્પન્ન થયેલાં નામોનું નિવર્ચન તું સાવધાન થઇને સાંભળ.[१०] કારણ કે, હે તાત! મેં તને પૂર્વે કહ્યું છે કે, તું પૂર્વે મારો અર્ધ ભાગ હતો, એમ શાસ્ત્રમાં કહ્યું છે. પ્રાણીઓના ઉત્તમ યશરૂપ પરમાત્માને પ્રણામ છે.[११] નારાયણ, વિશ્વરૂપ, નિર્ગુણરૂપ, ગુણસ્વરૂપ, એવા પરમાત્માને નમસ્કાર છે; જેના પ્રસાદથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે; અને જેના ક્રોધમાંથી રુદ્ર ઉત્પન્ન થયા છે;[१२] જે પરમાત્મા સ્થાવર તથા જંગમ એ સર્વના યોનિ (મૂળ) રૂપ છે; વળી, હે ઉત્તમ સત્વગુણિ! સત્ત્વગુણ અઢાર* પ્રકારનો છે.[१३] તથા તેજ મારી પરા પ્રકૃતિ છે કે જે સ્વર્ગ તથા પૃથ્વીના આત્મારૂપ છે અને જે યોગવડે સર્વ લોકોને ધારણ કરનારી છે અને કર્મનાં ફળો આપનારી છે, જે સત્યરૂપ છે, જે અમર છે, જે અજિત છે, જે સર્વ લોકોના આત્મારૂપ છે, (તેને નમસ્કાર હો);[१४] જે પરમાત્માથકી જગતની ઉત્પત્તિ તથા પ્રલય વગેરે સર્વ વિકારોની પ્રવૃત્તિ થાય છે; જે તપરૂપ, યજ્ઞરૂપ, યજમાનરૂપ, પુરાણ પુરુષ તથા વિરાટરૂપ છે, તેને નમસ્કાર હો.[१५] તેને જ અનિરુદ્ધ કહેવામાં આવે છે, અને તે લોકોની ઉત્પત્તિ તથા પ્રલય કરનારા છે; જ્યારે બ્રહ્માની રાત્રિ પૂર્ણ થઈ જાય છે, ત્યારે અપાર તેજવાળા તે પરમાત્માના[१६] પ્રસાદથી, હે કમળસમાન નેત્રવાળા! એક કમળ ઉત્પન્ન થાય છે, અને કમળમાંથી તેનીજ કૃપાથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે.[१७] બ્રહ્માનો દિવસ પૂરો થઈ ગયા પછી પરમાત્મા ક્રોધે ભરાય છે ત્યારે તેના લલાટમાંથી એક પુત્ર રુદ્ર ઉત્પન્ન થાય છે, જે જગતના સંહારનું કર્મ કરે છે.[१८] એક પ્રસાદથી ઉત્પન્ન થયેલા અને બીજા ક્રોધથી ઉત્પન્ન થયેલા આ બન્ને સર્વ દેવોમાં શ્રેષ્ઠ ગણાય છે. બન્ને પરમાત્માએ આજ્ઞા કરેલા માર્ગ ઉપર ચાલ્યા જાય છે, અને જગતની ઉત્પત્તિ કરે છે તથા સંહાર કરે છે.[१९] ઉત્પત્તિ તથા લયના કાર્યમાં તો સર્વ પ્રાણીઓને વરદાન આપનારા આ બે દેવો નિમિત્ત માત્ર છે. તેમાં પ્રલય કરનારા દેવને કપર્દી (જટાધારી), જટિલ, મુંડ, સ્મશાનવાસી,[२०] ઉગ્ર વ્રત આચરવાવાળા, રુદ્ર, યોગી, પરમ દારુણ, દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનારા, ભગનાં નેત્રનું હરણ કરનારા, આ રીતે તેનાં નામ છે.[२१]

હે પાંડુના પુત્ર અર્જુન! એ દેવને પ્રત્યેક યુગમાં નારાયણ સ્વરૂપ જાણવા. દેવના દેવ મહેશ્વર એવા એ દેવની પૂજા કરવામાં આવે છે એટલે,[२२] ભગવાન્ નારાયણ દેવની પૂજા કરી ગણાય છે. કારણ કે હે પાંડુના પુત્ર! હું સર્વ લોકોનો–આખાં વિશ્વનો આત્મા છું.[२३] માટેજ હું મારા આત્મારૂપ રુદ્રનું પ્રથમ

* સત્વ ગુણના અઢાર પ્રકાર શાસ્ત્રમાં આ પ્રમાણે કહ્યા છેઃ– પ્રીતિ, પ્રકાશપણું, વૃદ્ધિ, લઘુતા, સુખ, અદીનતા, અસંરંભ, સંતોષ, શ્રદ્ધાળુતા, ક્ષમા, ધૃતિ, અહિંસા, શૌચ, અક્રોધ, સરળતા, સમતા, સત્ય, અને અનસૂયા.

પૂજન કરું છું. હું જો ઈશાન, વર આપનારા અને શિવ સ્વરૂપ એવા શંકરનું પ્રથમ પૂજન કરું નહિ તો[૨૪] પછી મારા આત્માનું કોઈ પૂજન કરે નહિ. આવો મેં મારા મનમાં વિચાર કર્યો છે. કારણ કે હું જેને પ્રમાણ (માન્ય) કરું છું, તેને જગત્ અનુસરે છે.[૨૫] પ્રમાણો પૂજ્યરૂપે હોય છે, માટે હું રુદ્રની પૂજા કરું છું. જે રુદ્રને જાણે છે, તે મને જાણે છે, અને જે મને જાણે છે તે તેને જાણે છે.[૨૬] રુદ્ર એ જ નારાયણ છે. આ એક જ સત્વ છે, તેના બે ભાગ કરવામાં આવ્યા છે. હે કૌંતેય! જગતમાં તે સત્ત્વ પ્રત્યેક વ્યક્તિમાં રહીને સર્વ કર્મમાં વ્યવહાર કરે છે.[૨૭] હે પાંડવનંદન! મને કોઈ પણ વર આપી શકે તેવો નથી, એમ મેં મારા મનમાં વિચાર કરીને પુરાણ અને શક્તિમાન્ રુદ્રની,[૨૮] પુત્રની પ્રાપ્તિ માટે આરાધના કરી હતી. એમ કરવામાં આત્માએ આત્માની જ આરાધના કરી હતી; કારણ કે વિષ્ણુ બીજા કોઈ પણ દેવને પ્રણામ કરતા નથી,[૨૯] માત્ર આત્માને જ નમે છે. તેથી હું રુદ્રને ભજું છું. બ્રહ્મા, રુદ્ર, ઇંદ્ર, દેવતાઓ ને ઋષિઓ,[૩૦] દેવોમાં શ્રેષ્ઠ એવા નારાયણ અથવા શ્રી હરિનું પૂજન કરે છે. હે ભરતવંશી રાજા! ભૂતકાળ, ભવિષ્યત્કાળ, તથા વર્તમાનકાળના[૩૧] સર્વ દેવોમાં વિષ્ણુ અગ્રણી, સેવ્ય, તથા નિત્ય પૂજ્ય છે. હવ્યને ગ્રહણ કરનારા વિષ્ણુને નમસ્કાર કર, શરણ આપનારા વિષ્ણુને નમસ્કાર કર.[૩૨] હે કુંતીપુત્ર! તે વરદાન દેનારાને નમસ્કાર કર! હવ્ય તથા કવ્યના ભોજન કરનારાને નમસ્કાર કર! હે અર્જુન! મારા ભક્ત ચાર પ્રકારના છે, એમ તેં મારી પાસેથી સાંભળ્યું છે.[૩૩] તેમાં જે એકાંતિક ભક્ત હોય છે તે તથા આત્માથી વ્યતિરિક્ત અન્ય દેવને જે ભજતા નથી, તે જ શ્રેષ્ઠ છે. તેઓની હું જ ગતિ છું. તેઓ કર્મ કરીને કર્મનાં ફળની અપેક્ષા રાખતા નથી;[૩૪] બાકીના બીજા ત્રણ માન્ય ભક્ત છે. તેઓને ફળની કામનાવાળા જાણવા. તેઓ (ઉંચે ચઢે છે પણ) પાછા નીચે પડવાના ધર્મ (ગુણ)વાળા છે; અને તેઓમાં જે જાગૃત (જ્ઞાની) છે, તે ઉત્તમ ફળને પ્રાપ્ત કરે છે.[૩૫] જ્ઞાનીની ચર્યાથી જીવન ગાળનારા પુરુષો બ્રહ્મા, શંકર, તથા બીજા દેવતાઓની સેવા કરે છે, પણ તેઓ છેવટે મને જ પ્રાપ્ત થાય છે.[૩૬]

હે પાર્થ! ભક્તના પ્રતિ જે વિશેષ (ગુણ) હતો, તે મેં તને કહ્યો. હે કુંતીના પુત્ર! તું તથા હું એમ આપણે જ બન્ને નર અને નારાયણ છીએ;[૩૭] અને પૃથ્વીનો ભાર ઉતારવા માટે આપણે મનુષ્યના શરીરમાં પ્રવેશ કર્યો છે. હે ભરતવંશી રાજા! હું અધ્યાત્મ યોગને તેમજ હું કોણ છું તથા કોનાથી ઉત્પન્ન થયો છું તે પણ જાણું છું.[૩૮] તથા નિવૃત્તિરૂપ ધર્મને અને અભ્યુદયરૂપ ધર્મને પણ હું જાણું છું. વળી હું જ એક સનાતન પુરુષ નરો (જીવો)ના અયન-સ્થાન તરીકે જાણીતો છું.[૩૯] આપ (જળ)ને નાર કહેવામાં આવે છે કારણ કે તે નરના પુત્ર છે (નરમાંથી ઉત્પન્ન થયા છે) અને તે જ નાર (જળ) પૂર્વે મારું અયન કહેતાં સ્થાન હતું તેથી હું નારાયણના નામથી ઓળખાયો છું.[૪૦] સૂર્યરૂપ બનીને કિરણોવડે હું જગતને ઢાંકું છું; તથા સર્વ ભૂતોનો મારામાં અધિવાસ છે, તેથી હું વાસુદેવ કહેવાઉં છું.[૪૧] હે ભરતવંશી રાજા! હું સર્વ પ્રાણીઓની ગતિરૂપ છું. સર્વ પ્રાણીઓનું ઉત્પત્તિસ્થાન છું. હે પૃથાના પુત્ર! હું સ્વર્ગ અને પૃથ્વીમાં વ્યાપી રહ્યો છું. મારી કાંતિ સર્વના કરતાં અધિક છે.[૪૨] વળી હે ભરતવંશી રાજા! અંતમાં સર્વે પ્રાણીઓ જેની ઇચ્છા કરે છે, તે હું જ છું. હું સર્વ પ્રાણીઓના હૃદયમાં પ્રવેશ કરું છું; તેથી, હે પૃથાના પુત્ર! લોકો મને વિષ્ણુના નામથી બોલાવે છે.[૪૩] ઇંદ્રિયોનું દમન કરીને સિદ્ધિ મેળવવાની ઇચ્છાવાળા મનુષ્યો સ્વર્ગ, પૃથ્વી, અને અંતરિક્ષરૂપ મારી જ ઇચ્છા કરે છે; તેથી હું દામોદર કહેવાઉં છું.[૪૪] અન્ન, વેદ, જળ, અને અમૃત આનું નામ પૃશ્નિ છે, અને તે સર્વ મારા વિશે છે, તેથી હું પૃશ્નિગર્ભ કહેવાઉં છું.[૪૫] (એક વેળાએ) ઋષિઓ મને કહેવા લાગ્યા કે;- એકત તથા દ્વિત મુનિએ (પોતાના ભાઈ જે) ત્રિતને કૂવામાં નાંખી દીધો છે, તે કૂવામાં નાંખી દીધેલ ત્રિતને, હે પૃશ્નિગર્ભ! તમે બચાવો."[૪૬] આ ઋષિઓમાં શ્રેષ્ઠ અને બ્રહ્માના પ્રથમ પુત્રને કૂવામાંથી બહાર કાઢવામાં આવ્યો હતો. પૃશ્નિગર્ભનું કીર્તન કરવાનું આ ફળ થયું.[૪૭] જગતને તાપ આપનારા સૂર્ય, અગ્નિ અને ચંદ્રના જે અંશો પ્રકાશે છે, તે મારા "કેશ" કહેવાય છે.[૪૮] તે ઉપરથી સર્વજ્ઞ એવા ઉત્તમ બ્રાહ્મણો મને કેશવ કહે છે. (કેશવ નામની ઉત્પત્તિ તથા તેનું ફળ તું સાંભળ.) મહાત્મા ઉતથ્ય મુનિએ એક સમયે પોતાની સ્ત્રી વિશે ગર્ભ ધારણ કર્યો હતો.[૪૯] તે પછી એક સમયે દેવની માયાવડે ઉતથ્ય અંતર્ધાન થઈ ગયો (શોધ્યો જડ્યો ન હતો). તે સમયે તે મહાત્માની પત્ની પાસે બૃહસ્પતિ આવ્યા.[૫૦] હે કુંતીપુત્ર! તે ઋષિશ્રેષ્ઠ બૃહસ્પતિ મૈથુનને માટે આવ્યા હતા. પાંચ ભૂતથી યુક્ત થયેલા ગર્ભે તેને કહ્યું;[૫૧] "હે વરદાન દેનારા ઋષિ! હું પ્રથમથી આ ગર્ભમાં આવ્યો છું. માટે તારે મારી માતાને પીડા કરવી યોગ્ય નથી." તે વચન સાંભળીને બૃહસ્પતિને ક્રોધ ચઢયો અને તેમણે ગર્ભને શાપ આપ્યો કે;[૫૨] "હું મૈથુનની ઇચ્છાથી આવ્યો હતો અને તેનાથી તેં મને અટકાવ્યો છે, માટે તું મારા શાપથી આંધળો થઈશ,

એમાં સંશય નથી."[૫૩]તે પછી તે ઋષિઓમાં અગ્રણી એવા તે ઋષિના શાપથી તે ગર્ભને દીર્ઘ અંધકાર પ્રાપ્ત થયો; (અર્થાત્ તે આંધળો થયો.) તે ઉપરથી તે ઋષિનું નામ પૂર્વે દીર્ઘતમા એવું પડ્યું હતું.[૫૪] એ દીર્ઘતમા ઋષિએ અંગો તથા ઉપાંગો સાથે સનાતન એવા ચારેય વેદોનું અધ્યયન કરીને મારા આ "ગુહ્ય" નામની યોજના કરી.[૫૫] અને તે વારંવાર ક્રમે કરીને केशव, केशव એમ બોલવા લાગ્યો, તે ઉપરથી તેને નેત્ર પ્રાપ્ત થયાં અને તે ફરીને गोतम ને નામે પ્રખ્યાત થયો હતો.[૫૬] હે અર્જુન! આ રીતે મારું વરદાનદાયી केशव નામ ઉત્પન્ન થયું છે. તેનો પાઠ કરનારા સર્વ દેવોને તથા મહાત્મા ઋષિઓને વર મળે છે.[૫૭] સોમ(અન્ન)ની સાથે એક થયેલો અગ્નિ એક યોનિપણાંને પામે છે-અર્થાત્ એ બે એકઠાં જ એક સ્થાનમાંથી જન્મ્યાં છે. તે ઉપરથી આ સ્થાવર તથા જંગમ એવું સર્વ જગત્ अग्नीसामात्मक કહેવાય છે.[૫૮] વળી પુરાણમાં પણ કહ્યું છે કે;- અગ્નિ અને સોમ એ દ્વંદ્વ એક પુરુષથી ઉત્પન્ન થયા છે; અને તેમાં દેવતાઓ અગ્નિમુખ કહેવાય છે. અગ્નિ તથા સોમ બન્ને એક પુરુષથી ઉત્પન્ન થયા છે; તેથી પરસ્પર યોગ્યતાવાળા છે તથા લોકોને ધારણ કરી રહ્યા છે."[૫૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नारायणीयाख्यान' ए नामनो अध्याय ३४१ मो समाप्त.

## અધ્યાય ૩૪૨ મો.

### અગ્નિ તથા સોમની ઉત્પત્તિ

અર્જુન પૂછે છે; "હે મધુસૂદન! અગ્નિ તથા સોમ પૂર્વે એક પુરુષથી કેવી રીતે ઉત્પન્ન થયા હતા? તે વિશે મને સંશય થયો છે, તેને તમે દૂર કરો."[૧]

શ્રી ભગવાન્ કહે છે; હે પાંડુપુત્ર! હે કુંતીપુત્ર! મારા તેજમાંથી એક પુરાણ ઉત્પન્ન થયું છે, તે હું તને કહીશ. તું મારી પાસેથી તેને એકમને સાંભળ.[૨] દેવોના ચાર હજાર યુગો વીતી ગયા પછી પ્રલય કાળ આવ્યો, અને સ્થાવર તથા જંગમરૂપ સર્વ જગતનો અવ્યક્તમાં લય થઈ ગયો. તેજ, પૃથ્વી તથા વાયુનો નાશ થયો, ચોતરફ અંધકાર છવાઈ ગયું, અને આખું જગત જળમય થઈ ગયું.[૩] અદ્વિતીય એવા બ્રહ્મરૂપ જળ ચોતરફ વ્યાપી ગયું.[૪] રાત્રિ ન રહી, તેમ દિવસ પણ ન રહ્યો; સત્ પણ ન રહ્યું, તેમ અસત્ પણ ન રહ્યું; વ્યક્ત પણ ન રહ્યું તેમ અવ્યક્ત પણ ન રહ્યું.[૫]

આવી જગતની વ્યવસ્થા થઈ તે સમયે ભૂત, અજર અને અમર, ઇંદ્રિય રહિત, ઇંદ્રિયાદિકથી જાણવામાં ન આવે તેવા, નહિ સંભવી શકે તેવા, દયામય, ચિંતામણિ રત્નરૂપ, અનેક જાતની પ્રવૃત્તિના હેતુભૂત, વૈર રહિત, અક્ષય, અમર, અમૂર્ત, સર્વવ્યાપી, સર્વ કર્તા, અને સનાતન એવા અંધકારરૂપ નારાયણને આશ્રયે રહેલા ગુણોમાંથી નિર્વિકાર અને અવિનાશી એવા ભગવાન્ હરિ પ્રકટ થયા ( અર્થાત્ આત્મા અહં પ્રત્યયના વિષયને પામ્યો).[૬] આના વિષયમાં શ્રુતિ આ રીતે પ્રમાણભૂત છે.[૭]

"દિવસ ન હતો, રાત્રિ ન હતી; સત્ ન હતું, અસત્ ન હતું; પરંતુ સર્વ ઠેકાણે વિશ્વરૂપ અંધકાર જ પ્રથમ હતો. એ વિશ્વરૂપ (નારાયણ)ની રાત્રિ હતી, એમ ભાષાને અનુકૂળ એવો અર્થ થાય છે.[૮] તમમાંથી જે પુરુષ ઉત્પન્ન થયો, તે બ્રહ્માના ઉત્પન્ન કર્તા છે; તેનાથી બ્રહ્મા ઉત્પન્ન થયા. તે પછી તે પુરુષને પ્રજાને ઉત્પન્ન કરવાની ઈચ્છા થઈ, અને પોતાનાં બે નેત્રમાંથી અગ્નિને અને સોમને ઉત્પન્ન કર્યા. તે પછી પંચ મહાભૂતની સૃષ્ટિ કર્યા પછી પ્રજાને ઉત્પન્ન કરતી વખતે ક્રમ પ્રમાણે બ્રાહ્મણ તથા ક્ષત્રિય જાતિને ઉત્પન્ન કરી. જે સોમ છે તે જ બ્રહ્મનું સ્વરૂપ છે, અને જે બ્રહ્મ છે તેને બ્રાહ્મણો જાણવા, અને જે અગ્નિ છે તેને ક્ષત્ર (ક્ષત્રિય) જાણવા; ક્ષત્રિયના કરતાં બ્રાહ્મણો વિશેષ બળવાન્ છે. (તું પ્રશ્ન કરશે કે) શામાટે? આ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે; બ્રાહ્મણોના ગુણો ક્ષત્રિયોના કરતાં વિશેષ છે, એ વાત લોકોમાં પ્રત્યક્ષ છે. જેમ કે;-પૂર્વે બ્રાહ્મણોના કરતાં ઉત્તમ પ્રાણી ઉત્પન્ન થયું નથી. જે બ્રાહ્મણના મુખમાં હોમ કરે છે, તે પ્રજ્વલિત અગ્નિમાં હોમ કરે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે, તે ઉપરથી હું (આ) કહું છું. બ્રહ્માએ પ્રાણીઓની ઉત્પત્તિ કરી, તેઓની પાલનાદિકદ્વારા સ્થિતિ કરી આપી, તથા ત્રણ લોકોને ધારણ કર્યા. આ વિષયમાં વેદનો મંત્ર પણ આ પ્રમાણે કહે છે;[૯] 'હે અગ્નિ! તું સર્વ યજ્ઞનો હોતા છો, તથા સર્વ દેવતાઓનો, મનુષ્યોનો, અને જગતનો પણ હિતકર્તા છો.'*[૧૦] આ વિષયમાં આ પ્રમાણે પ્રમાણ છે. विश्वेषामग्ने यज्ञानां त्वं होतेति હે અગ્નિ! તું સર્વ યજ્ઞોનો હોતા છો; તથા તું દેવોનો, મનુષ્યોનો તથા જગતનો હિત કર્તા છો.[૧૧] કારણ કે, અગ્નિ એ યજ્ઞોનો હોતા તથા કર્તા (યજમાન) છે અને તે અગ્નિ બ્રાહ્મણ સ્વરૂપ છે.[૧૨] મંત્ર વગર હવન થતો નથી, અને પુરુષ વગર તપ સંભવતું નથી; દેવતા, મનુષ્યો, અને ઋષિઓની પૂજા મંત્ર સહિત હવિષથી જ થાય છે; એટલા માટે, હે અગ્નિ! તારી હોતા તરિકે યોજના કરવામાં આવી છે. મનુષ્યોમાં હોતૃનો જે

* આ મંત્રમાં અગ્નિની હોતા તરિકે સ્તુતિ કરીને અગ્નિના કરતાં પણ હોતા એવો બ્રાહ્મણ શ્રેષ્ઠ છે એમ દર્શાવ્યું છે.

અધિકાર છે તે બ્રાહ્મણોનો છે, અને તેથી બીજાને યજ્ઞ કરાવવાનો અધિકાર પણ બ્રાહ્મણજાતિને છે; પરંતુ દ્વિજ એવી ક્ષત્રિય તથા વૈશ્ય જાતિને યજ્ઞ કરાવવાનો અધિકાર નથી. તે ઉપરથી બ્રાહ્મણો અગ્નિસ્વરૂપ કહેવાય છે. તેઓ યજ્ઞ કરે છે, અને તે યજ્ઞો દેવતાઓને તૃપ્ત કરે છે, અને દેવો પૃથ્વીને ધનધાન્યવાળી કરે છે, કારણ કે શતપથ બ્રાહ્મણમાં પણ કહ્યું છે કે; 'બ્રાહ્મણના મુખમાં હોમવાથી દેવો તૃપ્ત થાય છે.[૧૩] જે વેદવેત્તા પુરુષ બ્રાહ્મણના મુખમાં આહુતિ હોમે છે, તે પુરુષ પ્રજ્વલિત એવા અગ્નિને વિશે હોમ કરે છે.'[૧૪] આ રીતે વિદ્વાન્ એવા બ્રાહ્મણો અગ્નિરૂપ છે અને તેઓ અગ્નિનું પાલન કરે છે. અગ્નિ, એ વિષ્ણુનું સ્વરૂપ છે, અને તે સર્વ પ્રાણીઓના શરીરમાં પ્રવેશ કરીને તેઓના પ્રાણોને ધારણ કરે છે.[૧૫] આ વિષયમાં સનત્કુમારે નીચે પ્રમાણે શ્લોકો ગાયા છેઃ–

ब्रह्मा विश्वं सृजत्पूर्वं सर्वादिर्निरवस्कृतम् ।
ब्रह्मघोषैर्दिवं गच्छन्त्यमरा ब्रह्मयोनयः ॥ १६ ॥

બ્રહ્માએ વિશ્વને સરજ્યા પહેલાં, સૌની પહેલાં પરમ પવિત્ર એવા બ્રાહ્મણને ઉત્પન્ન કર્યા છે; અને તે બ્રાહ્મણો વેદનું અધ્યયન કરીને અમર થાય છે અને સ્વર્ગમાં જાય છે.[૧૬]

ब्राह्मणानां मतिर्वाक्यं कर्म श्रद्धा तपांसि च ।
धारयन्ति महीं द्यां च शैक्यो वागमृतं तथा ॥ १७ ॥

જેમ એક સીકું ગાયનાં દૂધને ધારણ કરે છે તેમ બ્રાહ્મણોની બુદ્ધિ, તેમનું વાક્ય, કર્મ, શ્રદ્ધા ને તપ પૃથ્વીને તથા સ્વર્ગને ધારણ કરે છે.[૧૭]

नास्ति सत्यात्परो धर्मो नास्ति मातृसमो गुरुः ।
ब्राह्मणेभ्यः परं नास्ति प्रेत्य चेह च भूतये ॥ १८ ॥

સત્યના કરતાં શ્રેષ્ઠ કોઈ ધર્મ નથી, માતા સમાન કોઈ ગુરુ નથી, મનુષ્યને આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ કરનાર બ્રાહ્મણો કરતાં કોઈ શ્રેષ્ઠ નથી.[૧૮]

नैषामुक्षा वहति नोतवाहा न गर्गरो मथ्यति संप्रदाने ।
अपध्वस्ता दस्युभूता भवन्ति येषां राष्ट्रे ब्राह्मणा वृत्तिहीनाः ॥ १९

જે રાજ્યમાં બ્રાહ્મણો આજીવિકા વિનાના હોય છે, તે દેશમાં બળદો હળને ખેંચતા નથી, ગાડાઓને ખેંચતા નથી; તેમ દહિં મથવાની ગોળીમાં માખણ ઉત્પન્ન થતું નથી; ત્યાંના લોકો નિર્ધન દશામાં આવી પડે છે; અને માલમિલકત વગરના થતાં લુટફાટનો માર્ગ ગ્રહણ કરવા માંડે છે.[૧૯]*

વેદ, પુરાણ તથા ઇતિહાસના પ્રમાણુથી જણાય છે કે; સર્વના આત્મારૂપ, સર્વના કર્ત્તારૂપ તથા સર્વ પદાર્થના ભાવરૂપ બ્રાહ્મણો નારાયણના મુખમાંથી ઉત્પન્ન થયા છે.[૨૦] વરદાન આપનારા દેવના દેવ જે સમયે મૌન થયા, તે સમયે પ્રથમ બ્રાહ્મણો ઉત્પન્ન થયા, અને બ્રાહ્મણોથી બાકીના (ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર) વર્ણ ઉત્પન્ન થયા.[૨૧] આ રીતે સુર અને અસુરથી બ્રાહ્મણો વિશેષ છે. કારણ કે બ્રહ્મરૂપ એવા મેં પંડેજ તેમને પૂર્વે ઉત્પન્ન કર્યા હતા; તથા દેવો, અસુરો અને મહર્ષિઓ વગેરે ભૂતવિશેષોને તેઓના અધિકાર ઉપર સ્થાપન કર્યા હતા, અને તેઓને શિક્ષા પણ કરી હતી.[૨૨]

દાખલા તરીકે અહલ્યા સાથે સંઘર્ષણ કરવાને કારણે (તેના પતિ) ગૌતમે ઇંદ્રને (શાપ આપી) લીલી દાઢીમૂછવાળો બનાવ્યો હતો. કૌશિકના શાપથી ઇંદ્રના પેલીઆ નાશ પામ્યા હતા અને (તેની જગ્યાએ ગાડરના પેલીઆ લગાડવાથી) ગાડરના પેલીઆવાળા થવું પડ્યું હતું.[૨૩] પોતાનો યજ્ઞ ભાગ લેવાને તૈયાર થયેલા અશ્વિનીકુમારની સામે વજ્ર ઉંચકનાર ઇંદ્રના બન્ને હાથને ચ્યવને થંભાવી દીધા હતા.[૨૪] પોતાના યજ્ઞનો નાશ થવાથી ક્રોધિષ્ટ થયેલા દક્ષે ફરીને તપ કરવા માંડ્યાથી રુદ્રના લલાટમાં ત્રીજું નેત્ર ઉત્પન્ન થયું હતું.[૨૫] ત્રિપુરાસુરનો વધ કરવા માટે દીક્ષા ગ્રહણ કરનારા રુદ્રને, (અસુરોના ગુરુ) શુક્રાચાર્યે પોતાના મસ્તક ઉપરથી જટાને તોડીને સામો જવાબ વાળ્યો (રુદ્રના તરફ ફેંકી), જેમાંથી સર્પો ઉત્પન્ન થયા. તે સર્પોના દંશથી પીડા પામતા રુદ્રનો કંઠ નીલપણાને (લીલાપણાને) પ્રાપ્ત થયો છે તથા પૂર્વે સ્વાયંભૂવ નામના મન્વંતરમાં નારાયણે રુદ્રના કંઠને પોતાના હાથથી પકડ્યો હતો, તેથી રુદ્રનો (શિવનો) કંઠ નીલ રંગનો થયો છે.[૨૬] અમૃત ઉત્પન્ન કરવા માટે પુરશ્ચરણમાં બેઠેલા અંગીરાના પુત્ર બૃહસ્પતિના (આચમનાર્થે) સ્પર્શ પામેલું જળ સ્વચ્છ થયું નહિ; એટલે બૃહસ્પતિએ જળના ઉપર ક્રોધ કર્યો અને બોલ્યા કે "હું આચમન કરતો હતો, તે સમયે તું નિર્મળ થયું નહિ, પરંતુ મલિન રહ્યું; માટે આજથી માછલાં, મઘરમચ્છ, કાચબા વગેરે પ્રાણીઓથી તું મલિન રહીશ." તે દિવસથી પાણી જળચરોથી ભરપૂર રહેવા લાગ્યું.[૨૭]

ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ દેવોનો પુરોહિત હતો. તે અસુરોનો ભાણેજ થતો હતો. તેથી યજ્ઞમાં દેવોને પ્રત્યક્ષ રીતે ભાગ આપતો હતો, અને અસુરોને ગુપ્ત રીતે ભાગ આપતો હતો.[૨૮] તે પછી હિરણ્યકશિપુને આગળ કરીને વિશ્વરૂપની માતા, એટલે પોતાની બહેનની પાસે અસુરો ગયા ને તેની પાસે વર માગ્યો કે, 'હે બહેન! આ

* નીલકંઠ ટીકા કરતાં કહે છે કે;-રાજાઓ નિર્ધન થતાં ચોર થાય છે.

તારો પુત્ર તે ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ જેને ત્રણ મસ્તક છે અને જે દેવોનો પુરોહિત છે, તે દેવોને પ્રત્યક્ષ રીતે ભાગ આપે છે અને અમને પરોક્ષ રીતે ( છૂપી રીતે) ભાગ આપે છે, તેથી દેવોની વૃદ્ધિ થાય છે અને અમારો ક્ષય થાય છે; માટે તારે તેને તેમ કરતાં અટકાવવો જોઈએ, અને તે અમને ભજે, તે પ્રમાણે કરવું જોઇએ.'[૨૯] તે પછી એક સમયે નંદનવનમાં વિશ્વરૂપ હતો ત્યારે તેની માતાએ તેને કહ્યું: "હે દીકરા ! તું શત્રુના પક્ષની કેમ વૃદ્ધિ કરે છે અને મામાના પક્ષનો નાશ કરે છે!' એમ કરવું તને યોગ્ય નથી." તે વિશ્વરૂપ, માતાનું વચન ઉલ્લંઘન કરવું યોગ્ય નથી એમ માની, તેનાં વચનને માન આપીને હિરણ્યકશિપુની પાસે ગયો (અર્થાત્ તેના પક્ષમાં ભળ્યો).[૩૦]* તે ઉપરથી હિરણ્યગર્ભના પુત્ર વસિષ્ઠે હિરણ્યકશિપુને શાપ આપ્યો કે, "તેં તારા યજ્ઞમાં બીજાને હોતા કર્યો તેથી તારો યજ્ઞ સમાપ્ત થશે નહિ, અને કોઈ અપૂર્વ પ્રાણી તારો નાશ કરશે." આ શાપને લીધે હિરણ્યકશિપુનો (નરસિંહને હાથે) નાશ થયો.[૩૧] તે પછી વિશ્વરૂપ માતા તરફના પક્ષનો વધારો કરવા માટે મોટું તપ કરવા લાગ્યો. તે ઉપરથી ઇંદ્રે તેના વ્રતનો ભંગ કરવા માટે ઘણી સુંદર અપ્સરાઓને તેની પાસે મોકલી. તે અપ્સરાઓને જોઈને તેના મનમાં ક્ષોભ ઉત્પન્ન થયો, અને થોડા જ સમયમાં વિશ્વરૂપ તે અપ્સરાઓના ઉપર આસક્ત થઈ ગયો. વિશ્વરૂપને આસક્ત થયેલો જાણીને અપ્સરાઓ બોલી; "અમે જ્યાંથી જેમ આવી હતી, તેમ હવે ત્યાં જઇશું."[૩૨] વિશ્વરૂપે તેઓને પૂછ્યું; "ક્યાં જશો? મારી પાસે બેસો; તમારું કલ્યાણ થશે." અપ્સરાઓએ ઉત્તર આપ્યો; "અમે દેવની સ્ત્રીઓ અપ્સરાઓ છીએ, અને પૂર્વે વર આપનારા મહા પ્રભાવવાળા ઇંદ્રને અમે વરી છીએ."[૩૩] એટલે વિશ્વરૂપે તે અપ્સરાઓને કહ્યું કે; "આજે જ ઇંદ્ર અને દેવો હતા નહતા થઈ જશે." આમ કહીને વિશ્વરૂપ મંત્રોનો જપ કરવા લાગ્યો, કે તે મંત્રોના બળથી ત્રિશિરા (વિશ્વરૂપ) વધવા લાગ્યો, અને કર્મ કરનારા બ્રાહ્મણોને હાથે સર્વ લોકોમાં યજ્ઞોમાં સારી રીતે હોમ તરીકે અપાયલા સોમનું એક મુખથી પાન કરવા લાગ્યો. એક મુખથી યજ્ઞમાં હોમાતા અન્નનું ભક્ષણ કરવા લાગ્યો, અને ત્રીજા મુખથી ઇંદ્ર સહિત સર્વ દેવોને ખાઈ જવાને તૈયાર થયો. ઇંદ્ર તથા દેવતાઓ વિશ્વરૂપને નિત્ય વૃદ્ધિ પામતો તથા સોમપાન કરવાથી તેનાં સર્વ શરીરોને હૃષ્ટપુષ્ટ થયેલાં જોઇને ચિંતા કરવા લાગ્યા;[૩૪] અને પછી દેવો ઇંદ્રને સાથે લઇને બ્રહ્માની પાસે ગયા અને બોલ્યા કે; "યજ્ઞમાં સારી રીતે હોમાયલા સોમનું વિશ્વરૂપ પાન કરી જાય છે, અને અમે ભાગ્યહીન થઈ ગયા છીએ; અસુર પક્ષ વધતો જાય છે, અને અમારો ક્ષય થતો જાય છે. માટે હવે તમે વગર વાંધે અમારું કલ્યાણ કરવાને યોગ્ય છો."[૩૫] બ્રહ્માએ તેઓને કહ્યું કે, "ભૃગુવંશના દધીચિ ઋષિ તપ કરે છે, તેની પાસે જઇને એક વર માગો. તે તેના કલેવરનો ત્યાગ કરે તેવી યોજના કરો, અને પછી તમે તેના હાડકામાંથી વજ્ર બનાવજો."[૩૬]

ત્યાંથી દેવો જ્યાં ભગવાન્ દધીચિ ઋષિ તપ કરતા હતા ત્યાં ગયા. ઇંદ્ર સહિત દેવોએ ઋષિની પાસે જઇને તેને પૂછ્યું કે; "હે ભગવન્! તમારું તપ નિર્વિઘ્ન તથા અવિચ્છિન્ન ચાલે છે કે ?"[૩૭] દધીચિ ઋષિએ તેઓને કહ્યું કે; "તમે ભલે પધાર્યા, તમારું કયું કામ કરું ? તમે જે કહેશો તે કરીશ."[૩૮] દેવોએ તેને કહ્યું; "આપ ભગવાને લોકોના હિતને માટે આપના શરીરનો ત્યાગ કરવો જોઇએ."[૩૯] તે પછી દધીચિ ઋષિ કે જે સુખદુઃખને સમાન ગણનારા હતા અને મહા યોગી હતા, તે મનમાં ખિન્ન થયા નહિ. તેણે પોતાનાં મનને પરમાત્માને વિશે જોડી દઇને પોતાના શરીરનો ત્યાગ કર્યો.[૪૦] દધીચિ ઋષિ પરમાત્માના સ્વરૂપને પામ્યા કે, બ્રહ્માએ તેનાં હાડકાં લઇને તેમાંથી એક વજ્ર બનાવ્યું. તે બ્રાહ્મણના હાડકામાંથી તૈયાર કરેલું વજ્ર અભેદ્ય અને અપ્રધૃષ્ય હતું. તે વજ્રમાં વિષ્ણુએ પ્રવેશ કર્યો અને તેનાથી ઇંદ્રે વિશ્વરૂપને માર્યો; ઇંદ્રે વિશ્વરૂપનું મસ્તક છેદી નાંખ્યું. પછી ત્વષ્ટાએ તેના શરીરને મથીને તેમાંથી ઇંદ્રના શત્રુરૂપ વૃત્રને ઉત્પન્ન કર્યો; તેને પણ ઇંદ્રે માર્યો.[૪૧] આ રીતે બેવડી બ્રહ્મહત્યા થવાના ભયથી સ્વર્ગનું રાજ્ય છોડી દઇને, માનસ સરોવરના પાણીમાં ઉત્પન્ન થયેલાં શીતળ કમળના નાળની પાસે ઇંદ્ર ગયો, અને ત્યાં પોતાનાં ઐશ્વર્યવડે અણુ જેવડો થઇને કમળના નાળની ગાંઠમાં પેસી ગયો.[૪૨] બ્રહ્મહત્યાના ભયથી ઇંદ્રાણીનો પતિ અને ત્રણ લોકનો રાજા ઇંદ્ર નાસી ગયો, એટલે જગત્ રાજા વિનાનું થઈ પડ્યું; રજસ અને તમસ ગુણોએ દેવોમાં પ્રવેશ કર્યો; મહર્ષિઓના મંત્રો પોતાનું કાર્ય કરવાને અશક્ત થઈ પડ્યા; રાક્ષસો ઉત્પન્ન થયા, બ્રહ્મવિદ્યા નાશ પામવાની અણીપર આવી, લોકો ઇંદ્ર વિનાના થઈ જવાથી નિર્બળ થઈ ગયા, અને સારી રીતે પરાજય કરી શકાય તેવા થઈ ગયા.[૪૩]

* કલકત્તાની પ્રતમાં અત્રે એક વધારાનો શ્લોક છે તેની મતલબ આ પ્રમાણે છે કે, "ત્રિશિરાના આવ્યા પછી હિરણ્યકશિપુએ પોતાના જૂના હોતા વસિષ્ઠને કહાડી મૂકયા અને તેની જગ્યાએ ત્રિશિરાને નિમ્યો."

તે પછી દેવોએ અને ઋષિઓએ આયુષના પુત્ર નહુષનો દેવોના રાજ્યાસન ઉપર અભિષેક કર્યો. નહુષ રાજા જેના લલાટ ઉપર સર્વનાં તેજનું હરણ કરનારાં જળહળતાં પાંચસો રત્નો હતાં, તે સ્વર્ગનું પાલન કરવા લાગ્યો.[૪૪] (પોતાના ઉપર રાજા થયા) પછી પ્રજાએ પોતાની પ્રકૃતિ મેળવી, સ્વસ્થ થઈ, અને હર્ષ પામી.[૪૫] તે પછી નહુષ બોલ્યો કે; "(ઇંદ્રની સ્ત્રી) શચી વિના ઇંદ્રના ઉપભોગની સર્વ વસ્તુ મને મળી છે." આમ કહીને તે શચીની પાસે ગયો, અને તેને કહ્યું કે; "હે સુભગે! હું દેવોનો ઇંદ્ર છું માટે તું મારી સેવા કર." શચીએ તેને ઉત્તર આપ્યો કે; "તું સ્વભાવથી જ ધર્મવત્સલ છો, વળી ચંદ્રવંશમાં ઉત્પન્ન થયો છે માટે પરસ્ત્રીધર્ષણ કરવું તને યોગ્ય નથી."[૪૬] એટલે નહુષે તે સ્ત્રીને કહ્યું; "હું હવણાં ઇંદ્રની પદવી ઉપર બેઠો છું. ઇંદ્રનાં રાજ્ય અને રત્ન લેનાર હું છું. માટે આ વિષયમાં કોઈ પણ પ્રકારનો અધર્મ થતો નથી. કારણ કે તું પણ ઇંદ્રની ભોગસામગ્રીમાંની એક છો." તે સાંભળીને શચીએ નહુષને કહ્યું કે; "મારું એક વ્રત અપૂર્ણ રહેલું છે. એ વ્રતનાં અવભૃથસ્નાન કરીને થોડા દિવસમાં હું તારી પાસે આવીશ." શચીનું આ વચન સાંભળીને નહુષ ત્યાંથી ચાલ્યો ગયો.[૪૭] તે પછી દુઃખ અને શોકથી પીડા પામતી, પોતાના ભર્તાનાં દર્શનની લાલસાવાળી અને નહુષના ભયથી વ્યાકુળ થયેલી શચી બૃહસ્પતિની પાસે ગઈ. બૃહસ્પતિએ ઇંદ્રાણીને અત્યંત ઉદ્વિગ્ન જોઈ ધ્યાન ધર્યું તો તેના જાણવામાં આવ્યું કે પોતાના પતિનું કાર્ય સુધારવાને તે તત્પર છે. આ જાણીને બૃહસ્પતિએ ઇંદ્રાણીને કહ્યું; "હે શચી! તું હમણાં જે વ્રત કરે છે, તે વ્રતથી તથા તપથી યુક્ત થઈને, વરદાન આપનારી ઉપશ્રુતિ નામની દેવીનું આહ્વાન કર. તે તને ઇંદ્રનાં દર્શન કરાવશે." એ સાંભળીને શચીએ મોટો નિયમ ધારણ કર્યો, અને મંત્રોવડે વરદાન આપનારી દેવી ઉપશ્રુતિનું આહ્વાન કર્યું. એટલે ઉપશ્રુતિ દેવી શચીની પાસે આવી બોલી કે; "તેં મને બોલાવવાથી હું તારી પાસે આવી છું. હું તારું શું પ્રિય કરું?" શચીએ તે દેવીને મસ્તક નમાવી, પ્રણામ કરીને કહ્યું; "હે ભગવતિ! તું સત્ય છો, તું ઋત છો, માટે મારા સ્વામીનાં દર્શન કરાવવાને તું યોગ્ય છો." તે ઉપરથી ઉપશ્રુતિ શચીને માનસ સરોવર ઉપર લઈ ગઈ, અને ત્યાં ઇંદ્ર કમળની ગાંઠમાં પેસી ગયો હતો તે તેને દેખાડ્યો.[૪૮] ઇંદ્ર પોતાની પત્ની ઇંદ્રાણીને કૃશ થયેલી તથા ગ્લાનિ પામેલી જોઈને વિચારમાં પડી ગયો કે; "અરેરે!!! મારું દુઃખ આટલે સુધી પહોંચ્યું છેકે મને નાશ પામેલાને શોધીને દુઃખિત થયેલી મારી પત્ની, સામી મારી પાસે આવી છે." આવો વિચાર કર્યા પછી ઇંદ્રે ઇંદ્રાણીને કહ્યું; "તું કેવી રીતે જીવન ગાળે છે?" ઇંદ્રાણી બોલી; "મને નહુષ, પોતાની સ્ત્રી કરવા માટે બોલાવે છે; પરંતુ મેં તેની પાસે તેમ કરવા માટે અમુક સમય માગી લીધો છે." તે પછી ઇંદ્રે ઇંદ્રાણીને કહ્યું; "તું જા, અને નહુષને કહે કે, તું ઋષિઓએ ઉપાડેલ એવા અપૂર્વ યાનમાં બેસીને મને પરણવા માટે આવ. ઇંદ્રનાં મોટાંમોટાં મન ગમતાં વાહનો છે, તેમાં તો હું બેઠી છું. માટે હવે તું કોઈ નવાજ વાહનમાં બેસીને આવવા યોગ્ય છે." આ રીતે ઇંદ્રે કહ્યું, એટલે ઇંદ્રાણી પ્રસન્ન થઈને સ્વર્ગમાં ગઈ, અને ઇંદ્ર પણ પાછો કમળના નાળની ગાંઠમાં પેસી ગયો.[૪૯] ઇંદ્રાણીને સ્વર્ગમાં પાછી આવતી જોઈને નહુષે તેને કહ્યું; "તેં કહેલો સમય પૂર્ણ થઈ ગયો છે;" એટલે ઇંદ્રાણીએ ઇંદ્રના કહેવા પ્રમાણે કહ્યું એટલે, નહુષ મહર્ષિઓને જોડેલાં એક વાહનમાં બેસીને શચીની પાસે આવવાને નિકળ્યો.[૫૦] "તે પછી મિત્રાવરુણના પુત્ર અને કુંભમાંથી ઉત્પન્ન થયેલા ઋષિશ્રેષ્ઠ અગસ્ત્યે નહુષને મહર્ષિઓને ધિક્કારને પાત્ર કરતાં જોયો, અને તેવામાંજ નહુષે પોતાના બે પગથી અગસ્ત્યનો સ્પર્શ કર્યો. તે ઉપરથી અગસ્ત્ય બોલ્યા; "અકાર્ય કરવાને પ્રવૃત્ત થયેલા ઓ પાપી! જા પૃથ્વીપર પડ, અને જ્યાં સૂધી પૃથ્વી રહે તથા પર્વતો રહે ત્યાં સૂધી તું સર્પની યોનિમાં અવતાર લે." આ રીતે મહર્ષિ જેવા બોલ્યા કે; તેજ સમયે નહુષ વાહનમાંથી નીચે પડ્યો.[૫૧] અને ફરીને ત્રણે લોક ઇંદ્ર વગરના થઈ પડ્યા. એટલે દેવો તથા ઋષિઓ ઇંદ્રને માટે ભગવાન્ વિષ્ણુને શરણે ગયા, અને તેના પ્રતિ બોલ્યા; "હે ભગવન્! બ્રહ્મહત્યાથી દુઃખી થયેલા ઇંદ્રની તમારે રક્ષા કરવી યોગ્ય છે." તે સાંભળીને વરદાન દેનારા ભગવાને ઋષિઓને તથા દેવોને કહ્યું કે; "ઇંદ્ર, વિષ્ણુને ઉદ્દેશીને અશ્વમેધ યજ્ઞ કરે, એટલે તેને તેનું સ્થાનક મળશે" તે પછી દેવોએ અને ઋષિઓએ ઇંદ્રની શોધ કરીતો ઇંદ્ર જોવામાં આવ્યો નહિ; એટલે તેઓએ ઇંદ્રાણીને કહ્યું કે, "હે સુભગે ઇંદ્રાણિ! તું ઇંદ્રને તેડી લાવ." એટલે તે પાછી તે માનસ સરોવર ઉપર ગઈ; ઇંદ્ર, તે સરોવરમાંથી બહાર નિકળ્યો અને બૃહસ્પતિની પાસે ગયો; બૃહસ્પતિએ ઇંદ્રની પાસે અશ્વમેધ નામનો મહાયજ્ઞ કરાવ્યો, અને તે યજ્ઞમાં કૃષ્ણસારંગ જાતના પવિત્ર ઘોડાને છૂટો મૂકીને તેને જ (ઇંદ્રના) વાહનરૂપ કર્યો, અને મરુત્પતિ ઇંદ્રને તેના સ્થાનપર પહોંચાડ્યો.[૫૨] તે પછી દેવો અને ઋષિઓ જેની સ્તુતિ કરતા હતા, એવો દેવરાજ ઇન્દ્ર પાપરહિત

થયો, અને સ્વર્ગમાં રહેવા લાગ્યો; અને પોતાની બ્રહ્મહત્યાને વનિતાને વિશે, અગ્નિને વિશે, વનસ્પતિ (વડ વગેરે)ને વિશે, તથા ગાયને વિશે વહેંચી આપી. આ રીતે ઇંદ્ર બ્રાહ્મણના તેજના પ્રભાવથી વૃદ્ધિ પામ્યો, અને શત્રુનો નાશ કરીને પોતાની રાજધાનીમાં ગયો.[૫૩] પૂર્વે મહર્ષિ ભરદ્વાજ આકાશગંગામાં સ્નાન કરવા લાગ્યા;* તે સમયે ત્રણ પગલાં ભરનારા વિષ્ણુએ તેને પકડી રાખ્યા; એટલે ભરદ્વાજે હાથમાં પાણી લઈ તેનાથી વિષ્ણુની છાતીમાં પ્રહાર કર્યો, તેથી વિષ્ણુની છાતીમાં એક ચિહ્ન પડ્યું.[૫૪] મહર્ષિ ભૃગુએ અગ્નિને શાપ આપ્યો હતો, તેથી અગ્નિ સર્વભક્ષીપણાને પામ્યો હતો.[૫૫] અદિતિ પોતાના દીકરાઓ ભોજન કરીને અસુરોને હણશે એવા હેતુથી તેમને માટે અન્ન રાંધતી હતી. એટલામાં ત્યાં બુધ પોતાનું વ્રત સમાપ્ત કરીને આવ્યો અને અદિતિને કહ્યું કે 'મને ભિક્ષા આપો;' પરંતુ "એ રાંધેલું અન્ન પ્રથમ દેવોને ખાવાનું છે; બીજાને ખાવાનું નથી;" એમ કહી અદિતિએ બુધને ભિક્ષા આપી નહિ. બુધને ભિક્ષા ન આપવાથી બ્રહ્મભૂત થયેલા બુધને ક્રોધ ચઢયો, અને તેણે અદિતિને શાપ આપ્યો કે; 'વિવસ્વાનના બીજા જન્મમાં અદિતિના ઉદરમાં પીડા થશે.' અંડ જેની સંજ્ઞા છે એવા તેના અંડને અદિતિએ મારવાથી, શ્રાદ્ધમાં પૂજાતો એ દેવ વિવસ્વાન્ માર્તંડ એવે નામે થયો.[૫૬]

પ્રજાપતિ દક્ષને સાઠ દીકરીઓ હતી, તેમાંથી કશ્યપને તેર, ધર્મને દશ, મનુને દશ, અને ચંદ્રને સત્તાવીશ કન્યા પરણાવી હતી. નક્ષત્રોને નામે ઓળખાતી, સમાન રૂપગુણવાળી તે સત્તાવીશ કન્યાઓમાંથી ચંદ્ર, રોહિણી ઉપર વિશેષ પ્રીતિ રાખતો હતો, તે ઉપરથી બીજી સર્વે સ્ત્રીઓ તેની ઇર્ષા કરીને પિતાની પાસે ગઈ, અને તેની પાસે આમ વાત કહી કે; "હે ભગવન્! અમે સર્વ સમાન પ્રભાવવાળીમાં રોહિણી ઉપર ચંદ્ર અધિક પ્રીતિ રાખે છે." તે સાંભળીને તેના પિતા દક્ષે શાપ આપ્યો કે; "ચંદ્રને ક્ષયરોગ થાવ." દક્ષના શાપથી બળવાન્ ચંદ્રને ક્ષયરોગ થયો; તેને ક્ષય લાગુ પડતાં જ ચન્દ્ર, દક્ષની પાસે ગયો. એટલે દક્ષ બોલ્યા કે; "તું સમાન ભાવથી વર્તતો નથી (તેનું એ ફળ છે).' તે પછી ઋષિઓએ સોમને કહ્યું કે; 'ક્ષય રોગથી તું ગળાય છે, માટે પશ્ચિમ સમુદ્રના તીર ઉપર હિરણ્યસર નામના તીર્થમાં જા, ને તેના પાણીનો તારા ઉપર અભિષેક કર.' તે સાંભળીને સોમ (ચન્દ્ર) હિરણ્યસર નામના તીર્થમાં ગયો, અને પોતાના શરીર ઉપર જળનો અભિષેક કર્યો, તથા સ્નાન કરીને પોતાને ક્ષયમાંથી મુક્ત કર્યો. તે અવભાસિત (પ્રસિદ્ધ) તીર્થમાં જઈને સોમે સ્નાન કર્યું, ત્યારથી તે તીર્થ લોકોમાં પ્રભાસ તીર્થ એવા નામથી પ્રખ્યાત થયું છે.[૫૭] દક્ષના શાપથી આજે પણ ચન્દ્ર અમાવાસ્યા પર્યંત (કૃષ્ણ પક્ષમાં) ક્ષીણ થતો જાય છે અને પૌર્ણમાસી સુધી ઉંચો ચઢે છે. તેનું શરીર મેઘની લેખાથી ઢંકાયલું દેખાય છે; મેઘના જેવું શ્યામ રંગનું થઈ જાય છે અને તેના બિંબમાં રહેલું શશલાના જેવું ચિહ્ન પણ નિર્મળ થાય છે.[૫૮]

સ્થૂળશિરા નામના એક મહર્ષિ પૂર્વે મેરુ પર્વતના ઈશાન ખૂણામાં તપ કરતા હતા. તે તપ કરતા હતા ત્યારે સર્વ ગંધને વહન કરતો શુદ્ધ વાયુ વાતો હતો. તેણે, ઋષિના શરીરનો સ્પર્શ કર્યો. તપ કરતાં તવાઈ ગયેલા શરીરવાળા તે મહર્ષિ કૃશ થઈ ગયા હતા, તેથી પવનના સ્પર્શથી તેમના હૃદયમાં સંતોષ પામ્યા. વાયુના વાવાથી જ્યારે તે ઋષિ સંતોષ પામ્યા હતા, તે સમયે વનસ્પતિઓએ, તેને પોતાનાં પુષ્પોની શોભા દર્શાવી. તે ઉપરથી તે મુનિએ તેને શાપ આપ્યો કે, 'તમે સર્વકાળ પુષ્પોવાળાં નહિ રહેશો.'[૫૯]

પૂર્વે નારાયણ, લોકોના હિતને માટે વડવામુખ નામના મહર્ષિ થયા હતા. મેરુ પર્વત ઉપર તે તપ કરતા હતા, તે સમયે તેમણે સમુદ્રને પોતાની પાસે બોલાવ્યો, પરંતુ તે આવ્યો નહિ. તે ઉપરથી તેમણે ક્રોધ કરીને પોતાના શરીરની ગરમીથી સમુદ્રને સ્થિર જળવાળો(જડ) કરી નાંખ્યો અને પરસેવાના સ્વાદ જેવો ખારાશવાળો બનાવી દીધો;[૬૦] અને સમુદ્રને કહ્યું કે; "તું પી ન શકાય તેવો બનશે, પરંતુ તારું આ પાણી વડવામુખ નામનો અગ્નિ પીશે એટલે મધુર થાશે." તે દિવસથી હજુ સૂધી તેની આજ્ઞાનુસાર વડવામુખ નામનો અગ્નિ સમુદ્રમાંથી જળ પીએ છે.[૬૧]

હિમાચળની કન્યા ઉમાને પરણવા માટે શંકરની ઇચ્છા થઈ હતી. બીજી તરફથી મહર્ષિ ભૃગુ પણ (તેના ઉપર મોહી પડ્યા હતા, અને) હિમાચળની પાસે જઈને કહ્યું કે; "તારી આ કન્યા મને પરણાવ." એટલે હિમાચળ બોલ્યા કે; "તેના વર તરીકે રુદ્રને પસંદ કરવામાં આવ્યા છે." તે ઉપરથી ભૃગુએ તેને કહ્યું કે; "તારી કન્યા સાથે પરણવાના ભાવવાળા મારું તેં જે કારણથી અપમાન કર્યું, તે ઉપરથી (તને શાપ આપું છું કે) તું રત્નોની ઉત્પત્તિનું સ્થાન થશે નહિ."[૬૨] આજ દિવસ સૂધી તે ઋષિના કહેવા પ્રમાણે હિમાચળમાં રત્નોની ઉત્પત્તિ થતી નથી. બ્રાહ્મણોનું માહાત્મ્ય આ પ્રમાણે છે. ક્ષત્રિય જાતિ પણ, બ્રાહ્મણના પ્રસાદથી જ નિત્ય અને અવિનાશિની એવી પૃથ્વીને

* કહેવાનો ભાવાર્થ એવો છે કે સ્નાન કરી, સંધ્યા કરતી વેળાએ આચમન કરતા હતા.

પત્ની તરીકે ગ્રહણ કરીને તેનો ઉપભોગ કરે છે.*૬૪ બ્રાહ્મણની શક્તિ અગ્નિ તથા સોમરૂપ છે, અને તે શક્તિ જગતને ધારણ કરી રાખે છે.૬૫

સૂર્ય તથા ચંદ્ર એ પરમાત્માના નેત્રરૂપ કહેવાય છે, અને ચંદ્રસૂર્યનાં કિરણો એ પરમાત્માના કેશ છે. ચન્દ્ર તથા સૂર્ય જગતને જાગૃત કરતા તથા જગતને તપાવતા ઉદય પામે છે.૬૬ તેઓ જગતને જાગૃત કરતા અને જગતને તપાવતા હોવાથી જગતના હર્ષ કરનારા થાય છે. હે પાંડુના પુત્ર! અગ્નિ તથા સોમનાં કરેલાં આવાં કર્મને લીધે હું हृषीकेश કહેવાઉં છું. હું ઈશાન, વરદ તથા જગતને ઉત્પન્ન કરનારો છું.૬૭ મને યજ્ઞમાં इळोपहूता सह दिवा ઇત્યાદિ મંત્રવડે નિમંત્રણ કરવામાં આવે છે, અને હું મારો ભાગ ગ્રહણ કરું છું. વળી મારો રંગ પણ ઉત્તમ હરિયાળો છે, તેથી હું हरि કહેવાઉં છું.૬૮

લોકોના બળને અથવા તો લોકોના આધારને ધામ કહે છે, તથા અબાધિત સત્તાને અથવા તો સત્યને ऋत કહે છે. હું અબાધિત સત્તાવાળો છું અથવા તો હું સત્યરૂપ સ્થાનકવાળો છું તેથી બ્રાહ્મણો મને ऋतधामा કહે છે.૬૯ પૂર્વે गो કહેતાં પૃથ્વી જળમાં ડૂબી ગઈ હતી, તેને હું બહાર કાઢી લાવ્યો હતો તે ઉપરથી દેવો गोविंद એવી વાણીથી મારી સ્તુતિ કરે છે.૭૦

વળી મને शिपिविष्ट કહેવામાં આવે છે. शिपि એટલે રુવાડાં વિનાનો કોઈ પ્રાણી. જેણે રોમરૂપી કિરણોનો એટલે અવયવોનો ત્યાગ કર્યો હોય, તેને शिपि એટલે નિષ્કલ જાણવો. તે शिपि રૂપે જેણે આ સર્વ જગતમાં પ્રવેશ કર્યો છે, તે शिपिविष्ट કહેવાય છે.૭૧ શાંત મનના યાસ્ક નામના ઋષિએ અનેક યજ્ઞોમાં મારું शिपिविष्ट એવા નામથી ગાયન કર્યું છે; તેથી હું शिपिविष्ट એવાં ગુહ્ય નામને ધારણ કરું છું.૭૨ ઉદાર બુદ્ધિવાળા યાસ્ક ઋષિએ મારી शिपिविष्ट એવાં નામથી સ્તુતિ કરી હતી; અને મારા પ્રસાદથી પાતાળમાં ઉતરી ગયેલાં નિરુક્તને પ્રાપ્ત કર્યું હતું.૭૩

હું પૂર્વે જન્મ્યો ન હતો, હું જન્મતો પણ નથી. તેમ હવે પછી પણ કોઈ દિવસ મારો જન્મ થશે નહિ; હું સર્વ પ્રાણીઓનો ક્ષેત્રજ્ઞ છું (પાંચભૌતિક શરીરનો સાક્ષી છું). તેથી મને अज કહેવામાં આવે છે.૭૪ મેં પૂર્વે કોઈ પણ દિવસ ક્ષુદ્ર તથા અસભ્ય વચન કહ્યું નથી. સત્ય અને બ્રહ્માની પુત્રી એવી દેવી સરસ્વતી મારી વાણીરૂપ છે.૭૫ હે કુંતીના પુત્ર! મેં મારા વિશે સત્‌નો તથા અસત્‌નો, એટલે કારણનો તથા કાર્યનો, લય કર્યો છે, તેથી મારા નાભિ કમળરૂપ બ્રહ્મલોકમાં વસનારા ઋષિઓ મને સત્યના નામથી જાણે છે.૭૬ હે ધનંજય! એટલું જાણજે કે, હું પૂર્વે સત્વથી ભ્રષ્ટ થયો નથી; મેં સત્વગુણને ઉત્પન્ન કર્યો છે, તથા પૂર્વ જન્મના સત્વગુણે મારો આ જન્મમાં પણ ત્યાગ કર્યો નથી.૭૭ તેથી હું નિષ્કામપણાથી કર્મ કરું છું. સત્વગુણને લીધે હું પાતકોથી રહિત છું. સત્વના જ્ઞાનવડે મારા સ્વરૂપનું જ્ઞાન થાય છે, અને સત્વગુણી પુરુષોમાં હું સાત્વતને નામે પ્રસિદ્ધ છું.૭૮ હે પૃથાના પુત્ર! હું હળમાં મોટી કાળા લોઢાની (ગજવેલની) કોસરૂપ થઇને પૃથ્વીને ખેડું છું, અને મારા શરીરનો રંગ પણ કાળો છે, તે ઉપરથી હું कृष्ण ના નામથી કહેવાઉં છું.૭૯ મેં પૃથ્વીને જળની સાથે મેળવી છે, આકાશને વાયુ સાથે મેળવ્યું છે, અને વાયુને તેજની સાથે મેળવ્યો છે, માટે મને वैकुंठ † કરીને કહે છે. નિર્વાણ એ જ પરમ બ્રહ્મ છે, અને એ જ પરમ ધર્મ છે. એ પરમ ધર્મથી હું પૂર્વે ભ્રષ્ટ થયો નથી, તેથી મારું अच्युत એવું નામ છે.૮૦–૮૧ પૃથિવી અને નભ એટલે આકાશ, એ બન્ને વિશ્વના મુખમાં વ્યાપ્ત છે એમ કહેવાય છે. એ ઉભયને હું ધારણ કરું છું, તેથી મને અધોક્ષજ કહે છે.૮૨ વેદને જાણનારા તથા વેદના શબ્દના અર્થનો વિચાર કરનારા પુરુષો, યજ્ઞશાળાના પ્રાગ્વંશ નામના સ્થાનમાં મારું अधोक्षजને નામે ગાન કરે છે.૮૩ મહર્ષિઓ अधोक्षज શબ્દનું એકેક પદોવડે ઉચ્ચારણ કરે છે, અને કહે છે કે; ભગવાન્ નારાયણ પ્રભુ વિના જગતમાં બીજો अधोक्षज નથી.‡૮૪

આ વિશ્વમાં પ્રાણીઓના પ્રાણને ધારણ કરનારું ઘૃત મારાં અગ્નિ સ્વરૂપની વૃદ્ધિ કરનારું છે, તે ઉપરથી શાંત સ્વભાવના વેદવેત્તા પુરુષો મને घृतार्चि કહે છે.૮૫

---

* પૃથ્વી એક સ્ત્રી છે ને રાજા તેનો પતિ છે. ક્ષત્રિયો પૃથ્વીનો પોતાની પત્ની તરિકે ઉપભોગ કરે છે, તેમાં બ્રાહ્મણનો પ્રસાદ કારણભૂત છે.

† वि એટલે નહિ અને કુંઠા કહેતાં પાંચ ભૂતોને એકત્ર કરવાની શક્તિનો અભાવ.

‡ પૃથ્વીને अधस् કહે છે, અને આકાશ વ્યાપક હોવાથી તેને अक्ष કહે છે. આ બંનેને હું એકઠા કરીને જિતું છું એટલે ધારણ કરું છું.તેથી મને अधोक्षज કહે છે. अधोक्षज શબ્દ આ પ્રમાણે થયો છેઃ अत् એટલે નિત્ય જવું એ ધાતુમાંથી अ લીધો છે, दुक्ष प्रपूरणे એ ધાતુમાંથી ઔણાદિક धोक्ष લીધો છે. અને जायतेऽस्मात् सर्वमिति जः જેનાથી સર્વે ઉત્પન્ન થાય છે તેનું નામ ज એમ ત્રણ શબ્દ મળીને अधोक्षज શબ્દ થયો છે. અને તેનો અર્થ એવો થાય છે કે; જેનાથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ, તથા પ્રલય થાય છે, તે પરમાત્મા.

ધાતુઓ ત્રણ છે. તે ત્રણ ધાતુઓ કર્મથી ઉત્પન્ન થયાં છે, આમ કહેવામાં આવે છે. તે ધાતુ વાત, પિત્ત, અને શ્લેષ્મ આમ ત્રણનો સમુદાય કહેવામાં આવે છે.[૮૬] મનુષ્ય આ ત્રણ ધાતુઓવડે જીવે છેઃ અને એ ત્રણ ધાતુના ક્ષયથી (નાશથી) નાશ પામે છે, તે ઉપરથી આયુર્વેદને જાણનારા પુરુષો મને त्रिधातु ના નામથી બોલાવે છે.[૮૭] હે ભરતવંશી રાજા! લોકોમાં ભગવાન્ ધર્મ वृष ને નામે ઓળખાય છે; અને નિઘંટુમાં પદના અર્થ કહ્યા છે ત્યાં પણ (ધર્મને वृष કહેવામાં આવ્યો છે તે ઉપરથી) તારે મને ઉત્તમ वृष જાણવો.[૮૮] ઉત્તમ કપિ(વાનરા)ને, ઉત્તમ વરાહને, તથા ધર્મને वृष કહેવામાં આવે છે. એ ઉપરથી પ્રજાપતિ કશ્યપ, મને वृषाकपि કહે છે.[૮૯]

દેવો તથા અસુરો કોઈ પણ મારો આદિ, મધ્ય કે અંતને જાણતા નથી; હું આદિ, મધ્ય તથા અંતથી રહિત છું; હું સર્વનો ઈશ્વર, વ્યાપક તથા પ્રાણીઓનો સાક્ષી છું. આ રીતે વેદમાં મારું વર્ણન કરવામાં આવ્યું છે.[૯૦] હે ધનંજય! જે જે શ્રવણ કરવા યોગ્ય પવિત્ર વચનો છે, તે તે વચનોને હું શ્રવણ કરું છું, અને પાપથી ભરેલાં વચનો છે તેઓને હું શ્રવણ કરતો નથી. તેથી હું शुचिश्रवाः કહેવાઉં છું.[૯૧] મેં પૂર્વે એક શીંગડાવાળા નંદિવર્ધન નામના વરાહનો અવતાર લીધો હતો, અને મેં આ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો; તેથી હું एकशृंग નામનો કહેવાઉં છું.[૯૨] એ પ્રમાણે મેં પૂર્વે વરાહનું સ્વરૂપ ધારણ કર્યું હતું ત્યારે હું ત્રિકકુદ (ત્રણ ઢેકાવાળો) બન્યો હતો.* મારું નામ त्रिककुप् એવું પડ્યું હતું. કારણ કે મારા શરીરનું આવું પ્રમાણ હતું.[૯૩]

કપિલ પ્રણિત સાંખ્યશાસ્ત્રનો વિચાર કરનારા પુરુષોએ જેને વિરિંચ કહ્યાં છે તે વિરિંચ પ્રજાપતિ જ હું છું, કારણ કે સર્વ પ્રજાને ચેતનવાળાં કરું છું.[૯૪] તત્વનો નિશ્ચય કરનારા સાંખ્યશાસ્ત્ર જાણનારા આચાર્યો મને વિદ્યાની સહાયતાવાળો અને આદિત્યમાં રહેનારો સનાતન દેવ તથા †કપિલ કહે છે.[૯૫] વેદમાં (સમષ્ટિ લિંગના અભિમાની) તેજસ્વી હિરણ્યગર્ભરૂપે જેની સ્તુતિ કરવામાં આવે છે તે જ હું, પૃથ્વી ઉપર યોગીઓને હાથે નિત્ય પૂજાઉં છું.[૯૬] વેદવેત્તાઓ મને એકવીસ હજાર ઋચારૂપ ઋગ્વેદ કહે છે, તથા હજાર શાખાવાળા સામવેદરૂપ પણ મને કહે છે.[૯૭] વળી આરણ્યકમાં બ્રાહ્મણો મારું જ ગીત ગાય છે. એ મારા ભક્તો દુર્લભ છે. વળી એકસો ને એક[૯૮] શાખાઓ જે યજુર્વેદમાં છે તે અધ્વર્યુ સંબંધી યજુર્વેદમાં મારું ગાન કરવામાં આવ્યું છે. વળી પાંચ કલ્પવાળો અને સર્વ કૃત્યાઓવાળો અથર્વવેદ પણ હું જ છું, એવી કલ્પના અથર્વવેદને જાણનારા બ્રાહ્મણો કરે છે. વળી જે કાંઈ શાખાના ભેદ છે અને જે શાખાઓમાં ગીતિઓ છે,[૯૯–૧૦૦] તથા સ્વરોના અને વર્ણોના ઉચ્ચારો છે તે સર્વ મારા કરેલાં છે એમ તારે જાણવું. વળી હે પૃથાના પુત્ર! વરદાન આપનારા હયગ્રીવનો જે અવતાર થયો,[૧૦૧] તે મારો પોતાનો જ અવતાર છે, તથા વેદના ઉત્તર ભાગમાં પદનો અને ક્રમનો જે વિભાગ છે તે હું જાણું છું. મારા પ્રસાદથી વામદેવે જેને મારી આરાધનાનો માર્ગ બતાવ્યો હતો તે મહાત્મા[૧૦૨] પંચાળે તે (વામસ્વરૂપ) સનાતન પાસેથી તે પ્રમાણે વેદનો ક્રમ જાણ્યો હતો, અને બાભ્રવ્ય ગોત્રમાં જન્મેલો તે વેદના ક્રમનો પાર જાણવામાં પ્રથમ હતો.[૧૦૩] (બાભ્રવ્ય ગોત્રમાં ઉત્પન્ન થયેલા) તે ગાલવે ઉત્તમ યોગસાધના જાણીને નારાયણ પાસેથી વર મેળવીને, વેદના ક્રમની રચના કરી હતી તથા વેદની શિક્ષા રચી હતી.[૧૦૪] કંડરીક વંશના પ્રતાપી બ્રહ્મદત્ત નામના રાજાએ વારંવાર થનારાં જન્મનાં તથા મરણનાં દુઃખને સંભારીને,[૧૦૫] સાત જન્મમાં મુખ્યત્વે કરીને યોગની સંપત્તિઓને મેળવી હતી. હું પૂર્વે કોઇ કારણથી ધર્મ પુત્ર તરિકે પ્રસિદ્ધ થયો હતો;[૧૦૬] તેથી હે કુરુવંશના સિંહ સમાન અર્જુન! હું धर्मपुत्र કહેવાઉં છું. પૂર્વે નર અને નારાયણ (ગંધમાદન પર્વત ઉપર ધર્મરૂપી વાહન ઉપર બેસીને) અસ્ખલિત તપ કરતા હતા.[૧૦૭] (અમે નર નારાયણરૂપે તપ કરતા હતા) તે જ સમયે દક્ષ પ્રજાપતિએ યજ્ઞનો આરંભ કર્યો હતો;[૧૦૮] અને તેમાં દક્ષે રુદ્રનો ભાગ કાઢયો ન હતો. તે વાત દધીચિએ રુદ્રને કહી; તે ઉપરથી રુદ્રે દક્ષના યજ્ઞનો ધ્વંસ કર્યો હતો.[૧૦૯] રુદ્રે ક્રોધ કરીને વારંવાર પ્રજ્વલિત થતું એક ત્રિશૂલ ઉત્પન્ન કર્યું. તે ત્રિશૂલે, મોટા વિસ્તારથી કરવામાં આવતા દક્ષના યજ્ઞનો નાશ કર્યો.[૧૧૦] અને પછી, હે પાર્થ! તે ત્રિશૂલ બદરિકાશ્રમમાં અમારી બન્નેની પાસે આવ્યું, અને મોટા વેગથી નારાયણની છાતી ઉપર પડ્યું.[૧૧૧] તેના તેજને લીધે નારાયણના કેશ, મુંજ નામના ઘાસના જેવા, પીળા રંગના થઈ ગયા; તેથી હું मुंजकेशवान् કહેવાઉં છું.[૧૧૨] તે પછી મહાત્મા નારાયણે હુંકાર કરીને તે ત્રિશૂલનો તિરસ્કાર કર્યો; એટલે તે ત્રિશૂલની શક્તિ નારાયણે હરી લેવાથી પાછું શંકરના હાથમાં જઈ પડ્યું.[૧૧૩] તે જોઇને રુદ્ર, તપ કરતા એવા તે બંને ઋષિની સામે

* મારા શરીર ઉપર ખાંધ, શુંઢ, અને દાઢ એવા ત્રણ ભાગ ઉભા હતા.

† સુવર્ણના જેવા પીળા રંગનો. છાંદોગ્ય ઉપનિષદ્‌માં પણ આદિત્ય મંડળસ્થ પુરુષનું વર્ણન કરતાં તેને નખશીખ સુધી સુવર્ણનો વર્ણવ્યો છે. 'જુઓ आप्रणखात्सर्व एव सुवर्णः'

દોડ્યા, એટલે ભગવાન્ નારાયણે પોતાના હાથથી રુદ્રનો કંઠ પકડી લીધો.૧૧૪ વિશ્વાત્મા નારાયણે તેનો કંઠ પકડવાથી રુદ્ર शितिकंठ કહેવાયા; તે પછી નરે, રુદ્રને મારવા માટે દર્ભની સળીમાંથી તેનો મધ્ય ભાગ ખેંચી કાઢયો;૧૧૫ અને મંત્રો ભણીને પ્રયોગ કર્યા કે તરત તે દર્ભની શલાકા મોટી ફરસી થઈ ગઈ, એટલે નરે એકદમ રુદ્રના ઉપર તે ફેંકી, કે તેજ વખતે રુદ્રે તેના કટકા કરી નાખ્યા.૧૧૬ આ રીતે મારી ફરસીના કટકા થવાથી હું खंडपरशु કહેવાઉં છું.

અર્જુન પૂછે છે;–"હે વાર્ષ્ણેય! ત્રણ લોકનો નાશ કરનારા આ યુદ્ધમાં,૧૧૭ હે જનાર્દન! કોણ જય પામ્યું હતું, એ મને કહો.

શ્રી ભગવાન્ કહે છે;–રુદ્ર તથા નારાયણ યુદ્ધ કરવા માંડ્યા તે સમયે૧૧૮ સર્વ લોકો એકદમ ઉદ્વિગ્ન થઈ ગયા; યજ્ઞમાં વિધિપૂર્વક હોમવામાં આવેલું પવિત્ર બળિ, અગ્નિ ગ્રહણ કરવા ન લાગ્યો;૧૧૯ પવિત્ર મનના ઋષિઓ વેદ ભણવા છતાં તેઓ તેના સ્મરણમાંથી દૂર થઈ ગયા; દેવોમાં તે સમયે રજોગુણે અને તમોગુણે પ્રવેશ કર્યો;૧૨૦ પૃથ્વી કંપવા લાગી; આકાશ ફાટવા લાગ્યું; તેજસ્વી પદાર્થો નિસ્તેજ થઈ ગયા; બ્રહ્મા પોતાના આસન ઉપરથી ચલાયમાન થઈ ગયા;૧૨૧ સમુદ્ર સુકાઈ ગયો; હિમાચળ ફાટી ગયો; હે પાંડુના પુત્ર! આ રીતે અશુભ નિમિત્તો થવા માંડ્યા,૧૨૨ એટલે જ્યાં યુદ્ધ થતું હતું, તે પ્રદેશમાં, તુરત દેવોથી અને મહાત્મા ઋષિઓથી વિંટાઇને બ્રહ્મા આવ્યા.૧૨૩ અને નિરુક્તમાં જેનું વર્ણન કર્યું છે, એવા ચાર મુખવાળા બ્રહ્મા, બે હાથ જોડીને રુદ્રને કહેવા લાગ્યા કે; 'તમારાથી લોકોનું કલ્યાણ થાવ.૧૨૪ હે વિશ્વના ઈશ્વર! લોકોનું હિત ઇચ્છીને તમે તમારાં આયુધોને નીચે મૂકી દ્યો. જેને ઋષિઓ અક્ષર, અવ્યક્ત, ઈશ, લોકના ઉત્પન્ન કરનારા,૧૨૫ કૂટસ્થ, કર્તા, સુખ દુઃખથી રહિત, અને અકર્તા તરિકે જાણે છે, એ પંડે સાકાર થયા છે, અને તેની આ એક શુભ મૂર્તિ છે.૧૨૬ નર તથા નારાયણ આ બે ધર્મના કુળમાં ઉત્પન્ન થયા છે; મોટા તપસ્વી છે; દેવોમાં શ્રેષ્ઠ છે, અને મોટા વ્રતધારી છે.૧૨૭ હું કોઈ કારણને લઇને પૂર્વે તેના પ્રસાદથી ઉત્પન્ન થયો છું, અને, હે તાત! સનાતન એવો તું તેના ક્રોધમાંથી ઉત્પન્ન થયો છું.૧૨૮ હે વર આપનારા રુદ્ર! હવે મારે, તારે, દેવોએ તથા મહર્ષિઓએ નારાયણને ઝટ પ્રસન્ન કરવા જોઇએ કે જેથી લોકોમાં શાંતિ ફેલાય. વિલંબ કરો મા."૧૨૯ આ રીતે બ્રહ્માએ કહ્યું, એટલે રુદ્રે ક્રોધાગ્નિનો ત્યાગ કરી દીધો, અને સર્વના આદિ કારણરૂપ શ્રેષ્ઠ, વરદાન આપનારા, સમર્થ, દેવ નારાયણને શરણે ગયા અને તેને પ્રસન્ન કર્યા.૧૩૦ એટલે વર આપનારા નારાયણ દેવ કે જેણે ક્રોધને તથા ઇંદ્રિયોને જિતી હતી, તે પ્રસન્ન થયા અને રુદ્રને ભેટ્યા;૧૩૧ અને ઋષિઓએ, બ્રહ્માએ, અને દેવોએ નારાયણની ઉત્તમ રીતે પૂજા કરી. તે પછી જગતના ઈશ્વર એવા શ્રીહરિએ ઈશાન દેવને (રુદ્રને) કહ્યું;૧૩૨ "જે તને જાણે છે તે મને જાણે છે; અને જે તારા ભક્ત છે, તે મારા ભક્ત છે. આપણા બેમાં જરા પણ અંતર નથી. તારી બુદ્ધિમાં ફેરફાર નહિ થાવ.૧૩૩ મારી છાતિમાં જે શૂળ વાગવાનું ચિહ્ન છે, તે આજ દિવસથી શ્રીવત્સને નામે પ્રસિદ્ધ થશે, અને તારો કંઠ પકડતી વખતે મારા હાથનું જે ચિહ્ન તારા કંઠ ઉપર થઈ ગયું છે, તેથી તું श्रीकंठને નામે ઓળખાઇશ."૧૩૪

શ્રી ભગવાન્ કહે છે;–આ રીતે એક બીજાએ એક બીજાને પ્રહાર કરીને જે ચિહ્ન કર્યાં હતાં, તેનાં ઉત્તમ લક્ષણ કર્યાં, અને રુદ્રની સાથે અતુલ મિત્રતા કરી;૧૩૫ બંને ઋષિઓ, તે પછી સર્વે દેવોને રજા આપીને શાંતિથી તપ કરવા લાગ્યા. હે પાર્થ! આ રીતે મેં તને યુદ્ધમાં નારાયણનો જય કહ્યો.૧૩૬ તથા હે ભરતવંશી રાજા! નારાયણનાં જે ગુપ્ત નામો છે તથા જે નામ ઋષિઓએ શાસ્ત્રમાં કહ્યાં છે, તે નામો પણ વ્યુત્પત્તિ સાથે તને સારી રીતે કહ્યાં.૧૩૭ હે કુંતીના પુત્ર! આ રીતે હું અનેક જાતનાં રૂપો ધારણ કરીને પૃથ્વી ઉપર અને બ્રહ્મલોકમાં વિચરું છું, તથા સનાતન એવા ગોલોકમાં પણ વિચરું છું.૧૩૮ યુદ્ધમાં મેં તારી રક્ષા કરી હતી તેથી તને મહાન્ જય મળ્યો હતો, અને યુદ્ધ આરંભ થયા પછી જે પુરુષ તારી આગળ આગળ ચાલતો હતો,૧૩૯ તે દેવના દેવ, જટાજૂટધારી રુદ્ર દેવ હતા એમ તારે જાણવું. મેં, તારી પાસે તેનું વર્ણન કરતાં તેને, ક્રોધથી ઉત્પન્ન થયેલો કાળ તને કહ્યો હતો.૧૪૦ તેં જે શત્રુઓને માર્યા હતા, તે શત્રુઓને તે કાળાત્મા રુદ્રે પ્રથમથીજ મારી નાખ્યા હતા. તે અપ્રમેય પ્રભાવવાળા, દેવના દેવ, ઉમાના પતિ, વિશ્વના ઈશ્વર, અવિનાશી એવા હરને તું સાવધાન થઇને પ્રણામ કર.૧૪૧ હે ધનંજય! મેં તને પૂર્વે વારંવાર ક્રોધજન્ય રુદ્રની વાર્તા કરી હતી અને તેં જે પૂર્વે સાંભળી હતી, તે રુદ્રનો આવો પ્રભાવ છે.૧૪૨

इतिश्री महभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां नारायणीयआख्यानमां अध्याय ३४२ मो समाप्त.

## અધ્યાય ૩૪૩ મો.

### નારદ ને નારાયણનાં દર્શન

શૌનક પૂછે છે; હે સૂતના પુત્ર! તમે આ ઘણું જ મોટું આખ્યાન કહ્યું છે. એ સાંભળીને સર્વે મુનિઓ પરમ વિસ્મય પામ્યા છે.[૧] હે સૂતપુત્ર! જેવું ફળ નારાયણની કથા આપે છે, તેવું ફળ સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી અથવા તો સર્વ આશ્રમોમાં જવાથી મળતું નથી.[૨] સર્વ પાપનો નાશ કરનારી પુણ્યવતી એવી નારાયણની કથા આદિથી સાંભળીને અમારાં અંગો પવિત્ર થયાં છે.[૩] જેને સર્વ લોકો નમસ્કાર કરે છે એવા ભગવાન્ નારાયણ દેવનાં, બ્રહ્માને, સર્વ દેવોને તથા બીજા મહર્ષિઓને પણ દર્શન દુર્લભ છે.[૪] હે સૂતના પુત્ર! નારદે, નારાયણ અથવા હરિ ભગવાનને જે જોયા, તેનું મૂળ કારણ તેમાં નારાયણની અનુમતિ હતી.[૫] અનિરુદ્ધનાં શરીરોમાં નારદે જે જગન્નાથને રહેલા જોયા અને વળી પાછા દેવોમાં ઉત્તમ[૬] એવા નર તથા નારાયણનાં દર્શન કરવા માટે દોડ્યા હતા, તેનું કારણ તું મને કહે.

સૌતિ કહે છે; હે શૌનક! પરીક્ષિત રાજાના પુત્ર જનમેજયનો યજ્ઞ ચાલતો હતો[૭] અને તેમાં સર્વ કર્મો વિધિપૂર્વક થતાં હતાં તે સમયે, સમર્થ, વેદના ભંડારરૂપ, પોતાના પિતામહના પિતામહ કૃષ્ણદ્વૈપાયન વ્યાસના ઋષિને રાજેંદ્રે પ્રશ્ન કર્યો.

જનમેજય પૂછે છે; શ્વેતદ્વીપમાંથી પાછા ફરેલા દેવર્ષિ નારદ[૮-૯] જે ભગવાનનાં વાકયનું ધ્યાન કરતા હતા તેણે બીજું શું કર્યું? બદરિકાશ્રમમાં જઈ નર નારાયણ ઋષિને મળ્યા પછી,[૧૦] ત્યાં કેટલા સમય સૂધી રહ્યા? તથા તેણે કઈ કઈ કથા તેઓને પૂછી હતી? કારણ કે આ ભારતનાં આખ્યાનનો વિસ્તાર સો હજાર શ્લોકનો છે.[૧૧] મતિમાન્ પુરુષોએ મથન કરીને કરેલો આ જ્ઞાનનો સમુદ્ર સર્વોત્તમ છે. દહીંનું મથન કરીને જેમ તેમાંથી માખણ કાઢવામાં આવે છે; મલયાચળમાંથી જેમ ચંદન કાઢવામાં આવે છે;[૧૨] આરણ્યકને જેમ વેદોમાંથી કાઢવામાં આવ્યા છે, અને ઔષધિમાંથી જેમ અમૃત કાઢવામાં આવ્યું છે તેમ, હે બ્રાહ્મણ! આ કથારૂપી અમૃતને કાઢવામાં આવ્યું છે.[૧૩] હે તપોનિધિ! તમે નારાયણની કથાનો આશ્રય (રહસ્ય) કહ્યો છે કે, ભગવાન્ નારાયણ ઈશ્વર છે; સર્વ પ્રાણીઓના ઉત્પન્ન કરનારા છે.[૧૪] હે ઉત્તમ બ્રાહ્મણ! નારાયણ ભગવાનનાં તેજને બીજાઓ દુઃખથી જોઈ શકે છે. કલ્પનો છેડો આવ્યા પછી એ નારાયણને વિશે બ્રહ્માદિક દેવતાઓ,[૧૫] ઋષિઓ, અને ગંધર્વો, તથા જે કંઈ સ્થાવર જંગમ છે, તે સર્વ પણ તેને વિશે લય પામે છે. તે દેવના કરતાં અધિક કોઈ પણ દેવને હું આલોકમાં તથા પરલોકમાં પવિત્ર માનતો નથી.[૧૬] નારાયણની કથા શ્રવણ કરવાથી જેવું મનુષ્યને ફળ મળે છે, તે પ્રમાણે સર્વ આશ્રમમાં જવાથી તથા સર્વ તીર્થમાં સ્નાન કરવાથી ફળ મળતું નથી.[૧૭] અમે વિશ્વના ઈશ્વર એવા શ્રીહરિની સર્વ પાપનો નાશ કરનારી કથાને આરંભથી સાંભળીને સર્વથા પવિત્ર થયા છીએ.[૧૮] શ્રીવાસુદેવની સહાયતાવાળા મારા વડવા અર્જુને ઉત્તમ જય સંપાદન કર્યો હતો, તેમાં તેણે કંઈ આશ્ચર્ય કર્યું ન હતું.[૧૯] જેને ત્રણ લોકના નાથ એવા વિષ્ણુ સહાય કરનારા, તેને ત્રણેય લોકોમાં કોઈ પણ વસ્તુ અપ્રાપ્ય હોય એમ હું માનતો નથી.[૨૦] હે બ્રાહ્મણ! મારા એ સર્વે પૂર્વજ પિતામહો ભાગ્યશાળી હતા; કારણ કે ભગવાન્ જનાર્દન તેઓનું હિત તથા કલ્યાણ કરનારા હતા.[૨૧] લોકોમાં જેની પૂજા કરવામાં આવે છે એવા ભગવાનનાં તપથી દર્શન થઈ શકે છે; પણ તે શ્રીવત્સના ચિહ્નથી અંકિત થયેલા ભગવાનનાં મારા પૂર્વજોએ સાક્ષાત્ દર્શન કર્યાં હતાં.[૨૨] મારા પૂર્વજોના કરતાં પણ બ્રહ્માના પુત્ર નારદ વિશેષ ભાગ્યશાળી હતા. હું અવિનાશી એવા ભગવાન્ નારદ ઋષિને અલ્પ તેજસ્વી માનતો નથી.[૨૩] કારણ કે તેણે પંડે શ્વેતદ્વીપમાં જઈને, પરમાત્માની કૃપાથી શ્રીહરિનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં હતાં.[૨૪] નારદે ત્યારે અનિરુદ્ધનાં શરીરોમાં રહેલા દેવનાં જે દર્શન કર્યાં તે અને બદર્યાશ્રમમાં નારદ જે કારણથી પાછા દોડ્યા તે,[૨૫] હે મુનિ! શરીરમાં વસતા નરનારાયણનાં દર્શન કરવાનું કારણ શું? શ્વેતદ્વીપમાંથી પાછા આવેલા અને જે બ્રહ્માના પુત્ર હતા એવા નારદ[૨૬] બદરિકાશ્રમમાં જઈ નર તથા નારાયણ ઋષિને મળીને કેટલો સમય ત્યાં રહ્યા હતા, તથા તેમણે કયા કયા પ્રશ્નો પૂછયા હતા?[૨૭] વળી મહાત્મા નારદ શ્વેતદ્વીપમાંથી પાછા ફર્યા, તે સમયે મહાત્મા નરનારાયણ નામના ઋષિઓએ તેને શું કહ્યું હતું?[૨૮] આ સર્વ કથા તમે મને યથાર્થ રીતે કહેવા યોગ્ય છો.

વૈશંપાયન કહે છે;—અપાર તેજવાળા ભગવાન્ વ્યાસને નમસ્કાર છે.[૨૯] તેની કૃપાથી નારાયણ ભગવાનની આ કથા તમને કહીશ. શ્વેત નામના મોટા દ્વીપમાં જઇને અને ત્યાં અવિનાશી એવા શ્રીહરિનાં દર્શન કરીને,[૩૦] હે રાજન્! નારદ એકદમ ત્યાંથી પાછા ફર્યા, અને પરમાત્માએ પોતાને જે કહ્યું હતું, તેનો ભાર હૃદયમાં ધારણ કરતા મેરુ પર્વત ઉપર આવ્યા.[૩૧] તે પછી નારદના મનમાં મોટો અચંબો ઉપજ્યો કે; હું ઘણા દૂર માર્ગસૂધી જઇને પાછો

અહીં ક્ષેમકુશળતાથી આવ્યો છું.[૩૨] તે પછી નારદ મેરુ પર્વતની પ્રદક્ષિણા કરી ગંધમાદન પર્વતપર આવ્યા, અને ત્યાંથી તુરત વિશાળ બદરિકા આશ્રમમાં ઉતર્યા.[૩૩] ત્યાં તેણે નર તથા નારાયણ નામના પુરાણ ઋષિઓનાં દર્શન કર્યાં. તે બન્ને ઋષિઓ મોટું તપ કરતા હતા; તેઓ આત્મા વિશે (ધ્યાન) નિષ્ઠ હતા; તે બન્ને મોટાં વ્રત આચરનારા હતા;[૩૪] તેઓ સર્વ લોકોને પ્રકાશ આપનારા સૂર્યના કરતાં અધિક તેજસ્વી હતા; બન્નેના વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન હતું; બન્ને દેવો મસ્તક ઉપર જટાને ધારણ કરતા હતા; બન્ને પૂજ્ય હતા;[૩૫] તેમના હાથમાં તથા પગમાં રેખાઓ હતી. બન્નેના ચરણમાં ચક્રનાં ચિહ્ન હતાં; બન્નેની છાતી વિશાળ હતી; તેમની ભુજાઓ લાંબી હતી; તેમનાં વૃષણ શુષ્ક હતાં;[૩૬] તેઓને સાઠ દાંત અને આઠ દાઢ હતી; તેઓનો અવાજ મેઘોના મંડળ જેવો ગંભીર હતો; તેમનાં મુખ સુંદર હતાં, લલાટ વિશાળ હતાં, ભ્રૂકુટી સુંદર હતી, હડપચી તથા નાસિકા પણ સુંદર હતાં;[૩૭] તે બંને દેવોનાં મસ્તક છત્રના જેવાં હતાં. આવાં લક્ષણોવાળા અને મહાપુરુષની સંજ્ઞાવાળા[૩૮] આવા બંને દેવને જોઈને નારદ પ્રસન્ન થયા, અને તેમની પૂજા કરી. તે પછી તે દેવોએ પણ નારદની સામી પૂજા કરી, 'ભલે પધાર્યા' વગેરે શબ્દો કહ્યા તથા કુશળ સમાચાર પૂછ્યા.[૩૯] નારદ તે બન્ને પુરુષોત્તમનાં દર્શન કરીને મનમાં વિચાર કરવા લાગ્યા કે, ત્યાં સર્વ પ્રાણીઓથી પૂજાતા જે પુરુષો રહેતા હતા[૪૦] અને જેમને મેં શ્વેતદ્વીપમાં જોયા હતા, તેમના જેવા જ આ બે મહર્ષિઓ છે. આવો મનમાં વિચાર કર્યા પછી તેણે નરનારાયણની પ્રદક્ષિણા કરી,[૪૧] અને દર્ભના શુભ આસન ઉપર બેઠા. તે પછી તપના, યશના અને તેજના નિવાસરૂપ તે ઋષિઓ[૪૨] જે શમ તથા દમથી યુક્ત હતા તેઓએ પૂર્વાહ્ન કાળની ક્રિયા કરી, અને પછી તે બન્નેએ શાંત મનથી પાદ્યવડે તથા અર્ઘ્યવડે નારદની પૂજા કરી.[૪૩] નર અને નારાયણ, આહ્નિક તથા અતિથિ સત્કાર કર્યા પછી, પોતાના આસન ઉપર બેઠા. તેઓ ત્યાં બેઠા એટલે તે સ્થાન,[૪૪] ઘીની આહુતિ હોમવાથી, અગ્નિની મોટી જ્વાળાઓથી જેમ યજ્ઞનો મંડપ ચોતરફથી શોભી રહે તેમ, ચોતરફથી શોભી રહ્યું. નારદને આ પ્રમાણે તેઓએ કહ્યું,[૪૫] કે જે નારદનો તે પછી નારાયણે અતિથિસત્કાર કર્યો હતો, અને જે સુખથી બેઠા હતા અને વિશ્રાંતિ લેતા હતા.

નરનારાયણ કહે છે;–જે સનાતન એવા ભગવાન્ પરમાત્માને,[૪૬] શ્વેતદ્વીપમાં તેં જોયા, તે અમારા બન્નેની પરા પ્રકૃતિ છે.

નારદ કહે છે;–મેં શ્વેતદ્વીપમાં વિશ્વરૂપને ધારણ કરનારા, અવિનાશી એવા શ્રીમાન્ પુરુષનાં દર્શન કર્યાં છે.[૪૭] તેને વિષે સર્વ લોકો, તેમજ દેવો અને ઋષિઓ રહ્યા છે; તથા હમણાં પણ તમે બે સનાતન દેવોનાં દર્શન કરતાં શ્વેતદ્વીપવાસી શ્રીહરિનાં મને દર્શન થાય છે.[૪૮] અવ્યક્તરૂપધારી શ્રીહરિ જે જે લક્ષણો ધરાવે છે, તે તે લક્ષણો વ્યક્તરૂપ ધારણ કરનારા તમે બન્ને ધારણ કરો છો.[૪૯] મેં ત્યાં તે દેવની પાસે તમને બન્નેને દીઠા હતા અને પરમાત્માએ મને જવાની રજા આપવાથી આજે હું અહીં આવ્યો છું.[૫૦] તમે બન્ને ધર્મના પુત્ર વિના, ત્રણ લોકમાં તેના જેવો કોણ તેજસ્વી છે, કોણ યશસ્વી છે અને કોણ શ્રીમાન્ છે?[૫૧] તે પરમાત્માએ મને ક્ષેત્રજ્ઞ સંજ્ઞાવાળા સર્વ ધર્મ કહ્યા છે, તથા ભવિષ્યમાં આ લોકમાં જે જે અવતાર થવાના છે, તે પણ કહ્યા છે.[૫૨] ત્યાં શ્વેત રંગના તથા પાંચ ઇંદ્રિયોથી રહિત જે પુરુષો છે તે સર્વ જ્ઞાની છે, તથા પુરુષોત્તમના ભક્ત છે.[૫૩] તેઓ સદા પરમાત્માની પૂજા કરે છે, અને પરમાત્મા તેઓની સાથે ખેલે છે. એ ભગવાન્ પરમાત્માને ભક્ત તથા બ્રાહ્મણો પ્રિય હોય છે.[૫૪] પરમાત્માને પોતાના ભક્ત નિત્ય પ્રિય હોય છે, અને તેઓને હાથે (તેની) પૂજા કરવાથી તે ભક્તોની સાથે રમે છે. તે વિશ્વના ભોક્તા છે, સર્વત્ર વ્યાપક છે. તે માધવ ભક્તવત્સલ છે.[૫૫] વળી તે જગતના કર્તા છે, કારણ છે, કાર્ય છે, મહા બળ અને કાંતિવાળા છે, હેતુરૂપ છે, આજ્ઞારૂપ છે, વિધિરૂપ છે, તત્વરૂપ છે, મોટા યશસ્વી છે.[૫૬] તે પરમાત્મા, પોતાના આત્માને તપમાં જોડી દઇને શ્વેતદ્વીપની પણ પેલી તરફનો ભાગ, કે જે પોતાના ભાસ–પ્રકાશથી પ્રકાશમાન થયેલો છે અને જે તેજ એ નામથી પ્રસિદ્ધ છે ત્યાં રહેલા છે.[૫૭] વળી દયાળુ મનના તે પરમાત્માએ ત્રણેય લોકને વિશે શાંતિ નિર્માણ કરી છે, અને શાંતિ ફેલાવવાની શુભ બુદ્ધિને લીધે તેઓ નૈષ્ઠિક વ્રત ધારણ કરી બેઠા છે.[૫૮] તે દેવેશ જ્યારે મહા કઠિન તપ કરે છે ત્યારે સૂર્ય તપતો નથી, ચંદ્ર પ્રકાશતો નથી, વાયુ વાતો નથી.[૫૯] તે વિશ્વના કર્તા પરમાત્મા તપ કરે છે ત્યારે પૃથ્વી ઉપર આઠ આંગળ ઉંચી વેદી ઉપર (ઓટલી ઉપર) એક પગે ઉભા રહી, ઉંચા હાથ કરીને, તથા પૂર્વ દિશા તરફ મુખ કરીને ઉભા રહે છે.[૬૦] વળી તે મહા કઠિન તપ કરતા કરતા વેદોનો અને તેનાં અંગોનો પાઠ કરે છે. બ્રહ્મા, ઋષિઓ, અને રુદ્ર પંડે,[૬૧] તથા બીજા મોટ મોટા દેવો, દૈત્યો, દાનવો, રાક્ષસો, નાગો, ગરુડો, ગંધર્વો, સિદ્ધો અને

રાજર્ષિઓ[૧૨] તેને નિત્ય વિધિપૂર્વક હવ્ય* તથા કવ્ય† આપે છે અને તે સર્વ હવ્ય અને કવ્ય તે પરમાત્માના બન્ને ચરણમાં પહોંચે છે.[૧૩] પરમાત્માને વિશે જ જેઓએ બુદ્ધિને અર્પણ કરી છે તેવા પુરુષો જે જે ક્રિયા કરે છે તે સર્વ ક્રિયાઓને પરમાત્મા પંડે મસ્તકવડે સ્વીકાર કરે છે.[૧૪] મહાત્મા એવા પ્રતિબુદ્ધ (જ્ઞાની) પુરુષોના કરતાં બીજો કોઈ પુરુષ તેને ત્રણ લોકમાં પ્રિય નથી. એ સર્વના કરતાં એકાંતિક (ભક્ત) પુરુષ તેને વધારે પ્રિય છે.[૧૫] અને તે પરમાત્માએ મને રજા આપવાથી હુ અહિં આવ્યો છું. ઉપર કહ્યા પ્રમાણે ભગવાન્ શ્રીહરિએ પંડે મને કહ્યું છે.[૧૬] હવે હું તે દેવવિશે પરાયણ થઇને હંમેશાં તમારી બન્નેની સાથે નિવાસ કરીશ.[૧૭]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नारायणीय आख्यान' ए नामनो अध्याय ३४३ मो समाप्त.

## અધ્યાય ૩૪૪ મો.

### પરમાત્મામાંથી વિશ્વોત્પત્તિ

નર અને નારાયણ કહે છે;–હે નારદ! તને પ્રભુનાં પોતાનાં દર્શન થયાં, તેથી તું ભાગ્યશાળી છો, અને તું તેનો માનીતો છે; કારણ કે કોઇને અથવા તો બ્રહ્માને પોતાને પણ ભગવાનનાં દર્શન થયાં નથી.[૧] ભગવાન્ પુરુષોત્તમ જે અવ્યક્તના મૂળ છે, તે કોઇના પણ જોવામાં આવતા નથી. હે નારદ! અમે જે તને આ કહીએ છીએ, તે અમારું વચન સત્ય છે.[૨] હે ઉત્તમ બ્રાહ્મણ! પરમાત્માને જગતમાં ભક્ત વિના બીજો કોઈ પણ વિશેષ વહાલો (અમને) જણાયો નથી. તેથી તેમણે પંડે તને પોતાના સ્વરૂપનાં દર્શન કરાવ્યાં છે.[૩] હે ઉત્તમ બ્રાહ્મણ! પરમાત્મા જે સ્થાનમાં તપ કરે છે, તે સ્થાન અમારા વિના બીજા કોઇને પ્રાપ્ત થતું નથી.[૪] જયાં પરમાત્મા પંડે બીરાજે છે, તે સ્થાનની કાંતિ એક હજાર સૂર્યની કાંતિ સમાન છે.[૫] તે કાંતિમાન્ પુરુષમાંથી, હે વિપ્ર! જેનાથી આ વિશ્વ ઉત્પન્ન થયું છે તે દેવમાંથી, હે ક્ષમાવંતોમાં શ્રેષ્ઠ! ક્ષમા જન્મ લે છે અને તે પૃથ્વી વિષે યુક્ત રહેલી છે.[૬]‡ સર્વ પ્રાણીઓનું હિત કરનારા તે દેવમાંથી રસ ઉત્પન્ન થાય છે. તેની સાથે જળ જોડાય છે, અને તે દ્રવપણાને પામે છે.[૭] તે પરમાત્મામાંથી જ રૂપ ગુણવાળું (સાકાર) તેજ ઉત્પન્ન થાય છે. તેની સાથે સૂર્ય જોડાય છે, અને તે જગતમાં પ્રકાશે છે.[૮] પુરુષોમાં ઉત્તમ એવા તે પરમાત્મામાંથી સ્પર્શ ઉત્પન્ન થાય છે. તેની સાથે વાયુ જોડાય છે, અને એ જગતમાં વાય છે.[૯] વળી સર્વ લોકના ઈશ્વર એવા તે પ્રભુમાંથી શબ્દ ઉત્પન્ન થાય છે. તેની સાથે આકાશ જોડાય છે, અને તેથી આકાશ વગર વિંટાયલું (ખુલ્લું) રહે છે.[૧૦] વળી તે દેવમાંથી સર્વ પ્રાણીઓમાં રહેલું મન ઉત્પન્ન થાય છે. તેની સાથે ચંદ્ર જોડાય છે, અને તે પ્રકાશરૂપી ગુણને ધારણ કરે છે.[૧૧] આ રીતે ભૂતોને ઉત્પન્ન કરનારા તે સ્થાનને વેદમાં સત્ કહે છે અને તે સ્થાનમાં હવ્યનું તથા કવ્યનું ભોજન કરનારા ભગવાન્ વિદ્યાની સાથે રહે છે.[૧૨] હે ઉત્તમ બ્રાહ્મણ! જગતમાં જે પુરુષો કલંકરહિત છે, પુણ્યથી તથા પાપકર્મથી રહિત છે, તે પુરુષોનો (એ કલ્યાણકારક સ્થાનકમાં) જવાનો માર્ગ ક્ષેમ–વિઘ્નરહિત છે.[૧૩] સર્વ જગતમાં અંધારાનો નાશ કરનારો આદિત્ય (સૂર્ય), (મુક્તિનું) દ્વાર કહેવાય છે. આદિત્યે જેમનાં સર્વ અંગો બાળી દીધાં છે એવાઓ અદ્દશ્ય થઈ જાય છે, અને કોઈ કોઈ ક્વચિત્[૧૪] પરમાણુરૂપ થઈ જઇને તે દેવમાં પ્રવેશ કરે છે. તે પછી તે દેવમાંથી તે બહાર નિકળીને અનિરુદ્ધના શરીરમાં પ્રવેશ કરે છે;[૧૫] તે પછી મનરૂપ થઇને પ્રદ્યુમ્નના શરીરમાં પ્રવેશ કરે છે; પ્રદ્યુમ્નના શરીરમાંથી મુક્ત થઇને જીવરૂપ સંકર્ષણમાં પ્રવેશ કરે છે.[૧૬] તે પછી સાંખ્યશાસ્ત્રને જાણનારા ઉત્તમ બ્રાહ્મણો, ભગવાનના ભકતોની સાથે ત્રણ ગુણોથી રહિત થઇને એકદમ પરમાત્મામાં પ્રવેશ કરે છે.[૧૭] તે પછી દ્વિજશ્રેષ્ઠો નિર્ગુણાત્મક ક્ષેત્રજ્ઞમાં પ્રવેશ કરે છે. તત્ત્વની દૃષ્ટિએ વાસુદેવ સર્વનો આવાસ છે અને ક્ષેત્રજ્ઞ છે, એ તારે ધ્યાનમાં રાખવું.[૧૮] જેઓ પોતાનાં મનને વશમાં રાખે છે, જેઓ નિયમ પાળનારા છે; અને જેઓ પોતાની ઈંદ્રિયોને વશમાં રાખે છે તથા જેઓ એકાંતભાવને પહોંચેલા છે તેઓ ઉપર કહેલા વાસુદેવમાં પ્રવેશ કરે છે.[૧૯] હે ઉત્તમ બ્રાહ્મણ! અમે બન્નેય ધર્મને ઘેર જન્મ્યા છીએ, અને આ રમણીય વિશાળા બદરીમાં રહીને ઉગ્ર તપ કરીએ છીએ.[૨૦] હે બ્રાહ્મણ! તે જ પરમાત્માના, દેવોને પ્રિય એવા જે અવતારો હવે પછી ત્રણ લોકમાં થાય, તેઓનું કલ્યાણ થાવ![૨૧] હે ઉત્તમ બ્રાહ્મણ! અમે અમારો વિધિ પ્રથમની પેઠે જ આચરીએ છીએ, તથા સર્વોત્તમ એવું મહા કષ્ટકારક તપશ્ચરણરૂપી વ્રત પણ અમે કરીએ છીએ.[૨૨] હે તપોધન! અમે બંનેએ પણ શ્વેતદ્વીપમાં તને દીઠો હતો તથા તું

* હવ્ય એટલે દેવોને યજ્ઞમાં જે બલિ આપવામાં આવે છે તે.
† કવ્ય એટલે શ્રાદ્ધમાં પિતૃઓને ઉદ્દેશીને જે બલિ આપવામાં આવે છે તે.
‡ પૃથ્વી સર્વ સહન કરે છે તેથી તે ક્ષમાવતી કહેવાય છે.

ભગવાનને મળ્યો અને તેં ભગવાનની સાથે જે વિચાર કર્યો[૨૩] એ સર્વ અમે બન્ને જાણીએ છીએ. હે મોટા મુનિ! આ સ્થાવરજંગમાત્મક ત્રણ લોકમાં શુભ તથા અશુભ એવું જે વૃત્તાંત થવાનું છે, થઈ ગયું છે તથા હમણાં જે થાય છે તે સર્વ, દેવના દેવ પરમાત્માએ તને કહ્યું છે.[૨૪]

વૈશંપાયન કહે છે; હે જનમેજય! ભયંકર તપ કરનારા એવા નરનારાયણનું વચન સાંભળીને, નારદ બે હાથ જોડીને નારાયણનું ધ્યાન ધરવા લાગ્યા;[૨૫] અને પછી નારાયણના અનેક મંત્રોનો વિધિપૂર્વક જપ કરવા લાગ્યા, અને નરનારાયણના આશ્રમમાં હજારો દિવ્ય વર્ષ સુધી[૨૬] મહા તેજસ્વી ભગવાન્ નારદ ઋષિ રહ્યા, તથા વાસુદેવ ભગવાનનું અને નર તથા નારાયણનું પૂજન કરવા લાગ્યા.[૨૭]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नारायणीय आख्यान' ए नामनो अध्याय ३४४ मो समाप्त.

## અધ્યાય ૩૪૫ મો

### પિતૃપિંડ નારાયણરૂપે

વૈશંપાયન કહે છે; હે જનમેજય રાજા! એક સમયે બ્રહ્માના પુત્ર નારદે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રથમ દેવનું કર્મ કર્યું, અને પછી પિતૃનું કર્મ કર્યું.[૧] એટલે ધર્મનાં જ્યેષ્ઠ પુત્ર નારાયણે તેને કહ્યું; હે દ્વિજશ્રેષ્ઠ! દૈવ કર્મનું તથા પિતૃ કર્મનું કર્મ કરીને તું કોની પૂજા કરે છે?[૨] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા નારદ! તું મને એ વાત શાસ્ત્રના પ્રમાણોથી કહે. આથી ક્યું કર્મ થાય છે અને તે કર્મનાં કયા ફળની તું ઇચ્છા કરે છે?[૩]

નારદ કહે છે; તમે પૂર્વે મને કહ્યું હતું કે પ્રથમ દેવનું કર્મ કરવું; કારણ કે દેવનું કર્મ એ મોટો યજ્ઞ છે, અને તે સનાતન એવા પરમાત્માનું સ્વરૂપ છે.[૪] તે માટે હું નિત્ય મનમાં ભગવાનનું ધ્યાન ધરીને અવિનાશી એવા વૈકુંઠની પૂજા કરું છું. તે પરમાત્માથી પ્રથમ લોકોના પિતામહ એવા બ્રહ્મા ઉત્પન્ન થયા છે,[૫] અને તે પરમેષ્ઠીએ પ્રસન્ન થઈને મારા* પિતાને ઉત્પન્ન કર્યા હતા. અને હું પ્રજાપતિના પ્રથમ સંકલ્પમાંથી ઉત્પન્ન થયેલો પુત્ર છું.[૬] હે સાધો! હું પ્રથમ નારાયણનું પૂજન કરું છું, અને તે પછી પિતૃઓનું પૂજન કરું છું. એ જ ભગવાન્ આ રીતે પિતા, માતા, અને પિતામહ છે.[૭] આ રીતે પિતૃઓના યજ્ઞોમાં પણ જગતના પિતાનું જ પૂજન કરવામાં આવે છે. વળી બીજી એક શ્રુતિ એવી છે કે; પિતૃઓએ† પુત્રોનું યજન (પૂજન) કર્યું હતું.[૮] પૂર્વે દેવતાઓ વેદની શ્રુતિઓને ભૂલી જવામાં આવી ત્યારે તેમના પુત્રોએ પિતાઓને ફરીને વેદ ભણાવ્યો હતો, તે ઉપરથી પુત્રો પણ પિતૃપદને પામ્યા હતા.[૯] નિઃસંશય દેવોએ જે કર્યું, તે ભક્તના આત્માને જાણનારા તમે બન્ને સુવાનો જાણો છો. પુત્રો તથા પિતરો તે દિવસથી પરસ્પરનું પૂજન કરે છે.[૧૦] પ્રથમ પૃથ્વી ઉપર દર્ભ મૂકીને તે ઉપર પિતૃઓને ઉદ્દેશીને ત્રણ પિંડ મૂકવામાં આવે છે, ત્યારે પૂર્વે પિતરોએ પિંડનું નામ કેવી રીતે પ્રાપ્ત કર્યું હતું?[૧૧]

નર અને નારાયણ કહે છે; સમુદ્રની મેખલાવાળી પૃથ્વી પૂર્વે પાણીમાં ડૂબી ગઈ હતી. તેને ભગવાન્ ગોવિંદે વરાહરૂપ ધારણ કરીને પાછી આણી હતી.[૧૨] પછી જળ તથા કાદવથી જેનું અંગ લીંપાયલું છે તથા જે લોકોનાં કાર્યને માટે સદાય તત્પર રહે છે, એવા ભગવાન્ પુરુષોત્તમે પૃથ્વીને તેના સ્થાનમાં (પુનઃ) સ્થાપન કરી.[૧૩] તે પછી સૂર્ય મધ્ય દેશમાં આવ્યો અને આહ્નિકનો સમય પ્રાપ્ત થયો, એટલે પ્રભુએ ડાઢ ઉપર ચોંટેલા ત્રણ પિંડને કંપાવીને[૧૪] પૃથ્વીપર દર્ભને પાથરીને ઉપર મૂકયા. તે પછી તે ત્રણ પિંડ વિષે પોતાના આત્માને ઉદ્દેશીને વિધિપૂર્વક પિતૃકર્મ કર્યું.[૧૫] તે ત્રણ પિંડનો વિધિપૂર્વક સંકલ્પ કરીને ભગવાને પોતાના શરીરમાંથી નિકળતી ઉષ્ણતામાંથી ઉત્પન્ન થયેલા સ્નેહયુક્ત તલવડે[૧૬] તે પિંડોનું પ્રોક્ષણ કર્યું. દેવના દેવ એવા પરમાત્માએ, પૂર્વની મર્યાદા સ્થાપન કરવાના હેતુથી, પૂર્વ દિશા તરફ મુખ કરીને પિતૃનું કર્મ કર્યું, અને પછી તે બોલ્યા;[૧૭]

વૃષાકપિ બોલ્યા; મેં લોકોને ઉત્પન્ન કર્યા છે; અને હું પિતૃઓને ઉત્પન્ન કરવા મંડ્યો હતો તથા તે પિતૃના કર્મના ઉત્તમ વિધિનો વિચાર કરતો હતો,[૧૮] એટલામાં મારી ડાઢપરથી હાલીને જમણી બાજુએ પૃથ્વી ઉપર ત્રણ પિંડ પડ્યા. આ ત્રણે પિંડને જ પિતૃઓ જાણવા.[૧૯] આ ત્રણ પિતરો મૂર્તિ (આકાર) વિનાના છે અને એ પિંડરૂપી મૂર્તિને ધારણ કરનારા જે મારા પેદા કરેલા છે અને સનાતન છે, તેઓ ભલે જગતમાં પિતૃઓ થાવ![૨૦] એ ત્રણેય પિંડમાં હું જ રહેલો છું, તેથી મને જ પિતા, પિતામહ અને પ્રપિતામહ

* દક્ષના શાપથી નારદ પ્રજાપતિથી ઉત્પન્ન થયા હતા. આવી કથા હરિવંશમાં છે. † પિતર એવા દેવો, અગ્નિષ્વાત્તા વિગેરે પુત્રોને વેદ ભણાવીને અસુરોની સાથે યુદ્ધ કરવા માટે ગયા હતા. ત્યાં યુદ્ધમાં તેઓને ઘણો કાળ ગાળવો પડ્યો; તેથી તેઓ વેદ ભૂલી ગયા, અને તેઓને પોતાના પુત્રોની પાસેથી વેદ ભણવા પડ્યા હતા, આવી પુરાણમાં એક આખ્યાયિકા છે.

જાણવો.[૨૧] મારા કરતાં કોઈ પુરુષ શ્રેષ્ઠ નથી. વળી મારે પોતાએ બીજા કોનું પૂજન કરવું જોઇએ? તેમ હું જ પિતામહ છું તો જગતમાં મારો પિતા પણ કોણ હોય?[૨૨] પિતામહના પણ પિતા હું જ છું; કારણ કે હું સર્વને ઉત્પન્ન કરનારો છું. આ રીતે દેવના દેવ એવા વૃષાકપિ બોલીને,[૨૩] હે બ્રાહ્મણ! વરાહ પર્વત ઉપર વિસ્તારથી ત્રણ પિંડ મૂકયા અને પોતાનું જ પૂજન કરીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.[૨૪]

હે બ્રાહ્મણ! વૃષાકપિના કહેવા પ્રમાણે પિંડની આ રીતે ઉત્પત્તિ થઈ છે, અને પિંડનામધારી પિતૃઓ નિત્ય મનુષ્યો તરફથી પૂજાને પ્રાપ્ત કરે છે.[૨૫] જે પુરુષો પિતૃઓનું, દેવોનું, ગુરુઓનું, અતિથિઓનું, ગાયોનું, બ્રાહ્મણોનું, પૃથ્વીનું, તથા માતાનું પૂજન કરે છે;[૨૬] તેઓ મનસા, વાચા અને કર્મથી વિષ્ણુનું જ પૂજન કરે છે, એમ જાણવું. કારણ કે સર્વ પ્રાણીઓના શરીરમાં રહેનારા ભગવાન્ વિષ્ણુ સર્વ પ્રાણીઓના હૃદયાકાશમાં રહે છે.[૨૭] તે પરમાત્મા સર્વ પ્રાણીઓને વિશે સમભાવથી રહેલા છે; સુખ તથા દુઃખના તે ઈશ્વર છે. આ નારાયણ મહાન્ છે, મહાત્મા છે, સર્વના આત્મારૂપ છે, આમ શ્રુતિમાં કહ્યું છે.[૨૮]

इति श्रीमहाभारतविषे शांतिपर्वातर्गत मोक्षधर्मपर्वमां 'नारा-णीयआख्यान'ए नामनो अध्याय ३४९ मो समाप्त.

## અધ્યાય ૩૪૬ મો.

### વ્યાસ નારાયણસ્વરૂપે

વૈશંપાયન કહે છે; નરનારાયણે કહેલું વચન સાંભળીને નારદ તે દેવને વિશે અત્યંત ભક્તિવાળા થઇને તેના એકાંત ભક્ત થયા.[૧] અને નરનારાયણના તે આશ્રમમાં એક હજાર વર્ષ સુધી રહીને ભગવાનનું આખ્યાન શ્રવણ કરી, અવિનાશી એવા શ્રીહરિનાં દર્શન કરીને[૨] જ્યાં પોતાનો આશ્રમ હતો ત્યાં હિમાચળ ઉપર સત્વર ગયા. બીજી તરફ પ્રખ્યાત તપ કરનારા નરનારાયણ નામના ઋષિઓ પણ[૩] પોતાના જ તે રમ્ય આશ્રમમાં ઉત્તમ પ્રકારનું તપ કરવા લાગ્યા. હે જનમેજય! પાંડવોના કુળમાં ઉત્પન્ન થયેલો, અને અમાપ પરાક્રમી એવો તું પણ[૪] આ કથાને આરંભથી સાંભળીને હમણાં પવિત્ર થયો છે. હે મોટા રાજા! પેલાઓને માટે તો આલોક પણ નથી તેમ અપર લોક પણ નથી કે[૫] જે મનથી, વાણીથી તથા કર્મથી અવિકારી એવા વિષ્ણુનો દ્વેષ કરે છે. તેમના પિતૃઓ તો હમેશને માટે નરકમાં જ જાય છે કે[૬] જે દેવોમાં શ્રેષ્ઠ દેવ નારાયણ હરિનો દ્વેષ કરે છે. કોઇ પણ પુરુષ પોતાના આત્માનો શા માટે દ્વેષ કરે?[૭] હે પુરુષોમાં વાઘ સમાન રાજા! વિષ્ણુ ભગવાન્ સર્વના આત્મારૂપ છે, એમ સિદ્ધ થયું છે. ગંધવતીના પુત્ર વ્યાસ ઋષિ જે અમારા ગુરુ થાય છે[૮] તેમણે, હે તાત! અમને આ પરમ શ્રેષ્ઠ એવું માહાત્મ્ય કહ્યું છે. હે નિર્દોષ રાજા! મેં તેની પાસેથી આ માહાત્મ્ય સાંભળ્યું છે, ને તે તને કહ્યું છે.[૯] વળી, હે રાજા! નારદે જગતના નાથ એવા નારાયણની પાસેથી આ ધર્મ તેનાં રહસ્યની સાથે તથા સર્વ સંગ્રહની સાથે પ્રાપ્ત કર્યો હતો.[૧૦] હે ઉત્તમ રાજા! આ જ મહાન્ ધર્મ મેં તને પૂર્વે સંક્ષેપમાં વિધિસહિત હરિગીતાને વિશે કહ્યો હતો.[૧૧] હે પુરુષવ્યાઘ્ર! તારે કૃષ્ણ દ્વૈપાયન એવા વ્યાસને પૃથ્વી ઉપર નારાયણસ્વરૂપ જાણવા. બીજો કયો પુરુષવ્યાઘ્ર મહાભારતની રચના કરી શકે તેમ છે?[૧૨] તેમ જ તે પ્રભુ વિના કયો પુરુષ નાના પ્રકારના ધર્મો પણ કહી શકે?[૧૩] હવે તેં જે પ્રમાણે સંકલ્પ કર્યો હોય, તે પ્રમાણે તારો મહાયજ્ઞ કર. તેં અશ્વમેધ યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો છે, અને તેં ધર્મને યથાર્થ રીતે શ્રવણ કર્યો છે.[૧૪]

સૂતપુત્ર કહે છે; રાજાઓમાં શ્રેષ્ઠ એવા (જનમેજયે) વૈશંપાયનને આ મોટું આખ્યાન શ્રવણ કરીને યજ્ઞ સમાપ્ત કરવા માટે સર્વ ક્રિયાઓ આરંભ કરી.[૧૫] હે શૌનક! તેં મને પ્રશ્ન કર્યો હતો, તે ઉપરથી મેં તને આજે આ નારાયણનું આખ્યાન નૈમિષારણ્યના વાસીઓની આગળ કહ્યું.[૧૬] આ જ આખ્યાન પૂર્વે ઋષિઓ, પાંડવો, કૃષ્ણ અને ભીષ્મના સાંભળતાં નારદે મારા ગુરુને કહ્યું હતું.[૧૭] આ નર તથા નારાયણ મહાન્ ઋષિ છે, મનુષ્યોના તથા સર્વ લોકોના પતિ છે, વિસ્તારવાળી પૃથ્વીને ધારણ કરનારા છે; વેદમાં કહેલા વિધિને પાલન કરનારા છે, શમ તથા દમના નિધિરૂપ છે, યમ અને નિયમમાં પરાયણ રહે છે, ને દેવોનું હિત કરનારા છે. તે શ્રીહરિ ઉત્તમ બ્રાહ્મણોની સાથે તારી ગતિરૂપ થાવ![૧૮] વળી અસુરોનો વધ કરનારા, તપના ભંડારરૂપ, મોટા યશના પાત્રરૂપ, મધુ કૈટભનો નાશ કરનાર, કૃતયુગના ધર્મને જાણનારાઓને ગતિ (મોક્ષ) આપનારા, અભય આપનારા, યજ્ઞમાં ભાગને ગ્રહણ કરનારા એવા શ્રીહરિ તારું શરણ થાવ![૧૯] ત્રણ ગુણવાળા, ગુણોથી રહિત, (સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ આ) ચાર મૂર્તિઓને ધારણ કરનારા, (વાવ વગેરે) પૂર્ત તથા (અગ્નિ હોમાદિકનાં) ઇષ્ટ ફળને હરણ કરનારા, અજિત તથા અત્યંત વેગવાળા એવા ભગવાન્, તે પુણ્યકર્મ કરનારા ઋષિઓને આત્માની પ્રાપ્તિરૂપ ગતિ

(મોક્ષ) આપો.[૨૦] તમે સર્વે એક મનના થઇને લોકોના સાક્ષીરૂપ, જન્મરહિત, પુરાણ પુરુષ, સૂર્યસમાન વર્ણવાળા, ઈશ્વર, અને સર્વને ગતિ આપનારા એવા શ્રીપરમેશ્વરને પ્રણામ કરો. કારણ કે જળમાંથી ઉત્પન્ન થયેલા નારાયણ પણ તે ઋષિ એવા વાસુદેવને પ્રણામ કરે છે.[૨૧] હે ઉદાર વૃત્તિ-વાળા રાજા! તે વાસુદેવ ત્રણ લોકના મૂળ છે. જેનું મરણ થયું નથી એવાનું સ્થાન છે, સૂક્ષ્મ છે, સર્વનું પરમ સ્થાન છે, અચળ પદ છે, તથા સનાતન તત્ત્વ-રૂપ છે; તથા મનનો નિગ્રહ કરનારા સાંખ્ય યોગીઓ આ પરમાત્માને બુદ્ધિથી વરેલા છે (અર્થાત્ બુદ્ધિથી તેને પ્રાપ્ત કરે છે).[૨૨]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नारा-यणीयाख्यान' ए नामनो अध्याय ३४६ मो समाप्त.

## અધ્યાય ૩૪૭ મો
### મધુ તથા કૈટભની ઉત્પત્તિ

શૌનક પૂછે છે; તે ભગવાન્ પરમાત્માનું માહાત્મ્ય સાંભળ્યું, તથા ધર્મના ઘરમાં તેણે નર અને નારાયણ રૂપે લીધેલો જન્મ સાંભળ્યો.[૧] વળી મહા વરાહે સનાતન એવા પિતૃઓની પુરાતન ઉત્પત્તિ કરી, તે કથા પણ સાંભળી. વળી પ્રવૃત્તિધર્મમાં અને નિવૃત્તિ-ધર્મમાં જેણે જેમ નિર્માણ કર્યા છે તેમ, હે નિર્દોષ સૂતપુત્ર! તેની કથા તમારે મોંએ સાંભળી. વળી સમુદ્રના ઈશાન ખૂણામાં હવ્ય અને કવ્યનું ભોજન કરનારા વિષ્ણુએ[૩] હયગ્રીવનો અવતાર લીધો હતો તે કથા પણ તમે પૂર્વે અમને કહી હતી, અને તે ઘોડાનું મોટું મસ્તક પરમેષ્ઠી એવા ભગવાન્ બ્રહ્માએ પૂર્વે દીઠું હતું.[૪] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! પૂર્વે લોકોને ધારણ કરનારા એવા હરિએ અપૂર્વ રૂપવાળું તથા અપૂર્વ પ્રભાવવાળું મોટું સ્વરૂપ શા માટે ધારણ કર્યું હતું?[૫] વળી હે મુનિ! દેવોમાં શ્રેષ્ઠ, અપૂર્વ (પૂર્વે ન થયેલા તેવા), અપાર બળવાળા એવા પવિત્ર હયગ્રીવને જોઈને બ્રહ્માએ શું કર્યું હતું?[૬] હે બ્રાહ્મણ! આ પુરાતન જ્ઞાનવિષયમાં અમને સંદેહ પડ્યો છે. હે ઉત્તમ બુદ્ધિવાળા! એ મહાપુરુષે જે અવતાર ધારણ કર્યો હતો, તે વિષેની વાત અમને કહો. હે બ્રહ્મન્! તમે પવિત્ર કથા કહીને અમને પવિત્ર કર્યા છે.

સૂતપુત્ર બોલ્યો; વેદની સંમતિવાળું તે સર્વ પુરાણ હું તને કહીશ.[૮] ભગવાન્ વેદવ્યાસે પરીક્ષિત રાજાના પુત્ર જનમેજયને જે કહ્યું તે કહીશ. શ્રીહરિની હયગ્રીવ નામની મૂર્તિની કથા સાંભળીને[૯] તે રાજાને સંશય થયો હતો, અને તેણે પણ તારી પેઠે જ પ્રશ્ન પૂછ્યો હતો.

જનમેજય પૂછે છે; હે સત્તમ! ઘોડાના મસ્તકને ધારણ કરનારા હયગ્રીવ ભગવાનનાં જે સ્વરૂપને બ્રહ્માએ જોયું હતું,[૧૦] તે કયું કાર્ય કરવા માટે ઉત્પન્ન થયું હતું તે મને કહો.

વૈશંપાયન કહે છે; હે રાજા! આ જગતમાં જે કોઈ દેહધારી સત્વ છે[૧૧] તે સર્વ ઈશ્વરના સંકલ્પથી ઉત્પન્ન થયેલા પાંચ મહાભૂતોથી યુક્ત છે. ઈશ્વર જગતના સરજનારા છે, પ્રભુ છે, નારાયણ છે, વિરાટ્ છે;[૧૨] સર્વ પ્રાણીઓના અંતર આત્મારૂપ છે, વરદાન દેનારા છે, ગુણોથી યુક્ત છે, અને નિર્ગુણ પણ છે. હે ઉત્તમ રાજા! હવે તું મારી પાસેથી પાંચ ભૂતોના લયની વાર્તા શ્રવણ કર.[૧૩] પૂર્વે આ જગત્ એક સમુદ્રરૂપ થઈ ગયું ત્યારે પૃથ્વીનો જળમાં લય થયો હતો; જળ તેજમાં લય પામ્યું હતું; તેજ વાયુમાં લય પામ્યું હતું,[૧૪] વાયુ આકાશમાં લય પામ્યો હતો, આકાશ મનમાં લય પામ્યું હતું, મન વ્યક્તમાં લય પામ્યું હતું, વ્યક્ત અવ્યક્તમાં લય પામ્યું હતું;[૧૫] અવ્યક્ત પુરુષમાં લય પામ્યું હતું; અને પુરુષ બ્રહ્મમાં લય પામ્યો હતો. તે સર્વ તમરૂપ થઈ ગયું હતું (એટલે ઇંદ્રિયાદિકથી થનારું વિશેષ જ્ઞાન નાશ પામ્યું હતું), અને કંઈ પણ જાણવામાં કે જોવામાં આવતું નહતું (અર્થાત્ વિશેષ જ્ઞાનનો નાશ થયો હતો).[૧૬] તમમાંથી (જગતના કારણરૂપ પરમ વ્યોમ) બ્રહ્મ ઉત્પન્ન થયા હતા. એ તમ તે મૂળ છે, અને તે અમૃતને વિષે એટલે ચૈત-ન્યને વિષે અધિષ્ઠિત* હતું. તમમાંથી નીકળેલા એ બ્રહ્મ વિશ્વરૂપ થાય છે અને પુરુષનું શરીર ધારણ કરે છે.[૧૭] હે ઉત્તમ રાજા! તેને અનિરુદ્ધ કહે છે, અને તેને જ વિદ્વાનો પ્રધાન કહે છે, તેને અવ્યક્ત કહે છે, અને તે ત્રણ ગુણોથી યુક્ત છે;[૧૮] વિદ્યાની સહાયતાવાળા દેવ વિશ્વક્સેન એવા સમર્થ શ્રીહરિએ યોગનિદ્રા ધારણ કરીને જળમાં શયન કર્યું,[૧૯] અને અનેક ગુણોમાંથી ઉત્પન્ન થયેલી ચિત્રવિચિત્ર સૃષ્ટિ રચવાનો વિચાર કરવા લાગ્યા. તે સૃષ્ટિની ઉત્પત્તિનો વિચાર કરતા હતા ત્યારે પોતાના આત્માના મહાન્ ગુણોનું (તેને) સ્મરણ થયું.[૨૦] તેમાંથી અહંકાર ઉત્પન્ન થયો, જેને ચાર મુખવાળા બ્રહ્મા કહેવામાં આવે છે. ભગવાન્ હિરણ્યગર્ભ સર્વ લોકોના પિતામહ છે;[૨૧] અને કમળના જેવાં જેનાં નેત્ર છે એવા તે ભગવાન્ બ્રહ્મા તે સમયે અનિરુદ્ધથી ઉત્પન્ન થયલા કમળમાંથી જન્મ્યા હતા. કાંતિવાળા અને સનાતન

* જેમ સર્પ દોરડીમાં જોવામાં આવે છે તે કંઈ દોરડીમાંથી ઉત્પન્ન થયો નથી; પરંતુ તેમાં સર્પનો અધ્યાસ થાય છે તેમ તમનો પણ બ્રહ્મમાં અધ્યાસ થયો છે. પરંતુ તે કંઈ ખરી રીતે બ્રહ્મમાં નથી.

એવા બ્રહ્મા તે હજાર પાંખડીવાળા કમળના ઉપર બેઠા.[૨૨] (ત્યાંથી) અદ્દભુત દેખાવના તે પ્રભુએ સર્વ લોકોને જળમય દીઠા. તે પછી સત્વગુણી પરમેષ્ઠી પ્રાણીઓને સરજવા લાગ્યા.[૨૩] પૂર્વે તે કમળના, સૂર્યના કિરણો જેવા પ્રભાવાળાં પાંદડામાં નારાયણ ભગવાને પાણીનાં બે ટીપાં જેમાં પાછળના બે ગુણો (રજસ અને તમસ) છે તે મૂકયા હતા.[૨૪] આદિ તથા અંતથી રહિત એવા અચ્યુત ભગવાને તે બન્ને ટીપાઓને દીઠાં; તેમાં એક ટીપાનો રંગ મધના જેવો હતો અને તેની કાંતિ પણ સુંદર હતી.[૨૫] તેમાંથી નારાયણની આજ્ઞાથી તમોગુણી મધુ નામનો દૈત્ય ઉત્પન્ન થયો, અને બીજું બિંદુ કઠિન હતું તેમાંથી રજોગુણી કૈટભ નામનો દૈત્ય ઉત્પન્ન થયો.[૨૬] આ રજોગુણી તથા તમોગુણી અને બળવાન્ અને હાથમાં ગદાવાળા અને પદ્મના નાલમાં અનુસરનારા એ બે શ્રેષ્ઠ દૈત્યો દોડવા લાગ્યા.[૨૭] કમળમાં રહેલા અપાર કાંતિવાળા બ્રહ્માને સુંદર શરીરવાળા ચાર વેદોની પ્રથમ રચના કરતા તેઓએ જોયા.[૨૮] શરીરવાળા તે ઉત્તમ અસુરોએ વેદોને જોયા કે, તેજ વખતે બ્રહ્માના દેખતાં તેમની પાસેથી એકદમ વેદોને ઉપાડી ગયા.[૨૯] તે મોટા દાનવો સનાતન એવા વેદોને લઇને ઈશાન ખૂણા તરફ આવેલા મહાસાગરદ્વારા રસાતળમાં એકદમ પેસી ગયા.[૩૦] આ રીતે વેદોને તેઓ લઈ ગયા, તે ઉપરથી બ્રહ્માને ખેદ થયો, અને વેદ વિનાના થઈ પડેલા બ્રહ્મા ઈશ્વરને કહેવા લાગ્યા.[૩૧]

બ્રહ્મા કહે છે;–વેદો મારા ઉત્તમ નેત્ર છે; વેદ મારું પરમ બળ છે; વેદો મારું પરમ ધામ છે; વેદો મારું ઉત્તમ બ્રહ્મ છે.[૩૨] મારા ચારેય વેદોને બળપૂર્વક બે દાનવો અહીંથી હરણ કરી ગયા છે, અને વેદ વિનાના થઈ પડેલા મારા લોકો મને અંધારા જેવા થઈ પડ્યા છે.[૩૩] હું વેદો વગર લોકોની ઉત્તમ સૃષ્ટિને કેવી રીતે સરજી શકું? અરેરે વેદોનો નાશ થવાથી મને થયલું દુઃખ મહાન્ છે.[૩૪] વેદના નાશથી મારા હૃદયમાં તીવ્ર દુઃખ થાય છે, ને મારું હૃદય શોકપરાયણ થઈ ગયું છે. શોકસાગરમાં ડૂબી ગયલા મારો હવે ઉદ્ધાર કોણ કરશે?[૩૫] હું કોને વહાલો છું કે, જે મારા નાશ પામેલા વેદોને પાછા આણે?

હે મોટા રાજા! આ રીતે બોલનારા બ્રહ્માની,[૩૬] હે મહાબુદ્ધિમાન્! શ્રીહરિની સ્તુતિ કરવી, આવી બુદ્ધિ થઈ, અને સમર્થ એવા બ્રહ્મા બે હાથ જોડીને જપ કરવા યોગ્ય એવા પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યા.[૩૭]

બ્રહ્મા સ્તુતિ કરે છે;–"હે બ્રહ્મહૃદય! તને નમસ્કાર કરું છું. હે મારા પૂર્વજ! તને નમસ્કાર કરું છું. હે લોકોના આદિ કારણ! હે જગતના શ્રેષ્ઠ પુરુષ! હે સાંખ્ય તથા યોગના ભંડારરૂપ! હે પ્રભુ! તને પ્રણામ કરું છું.[૩૮] હે વ્યક્તના તથા અવ્યક્તના ઉત્પન્ન કરનાર! હે અચિંત્ય! હે કલ્યાણકારક માર્ગનો આશ્રય કરનારા! હે વિશ્વના ભોક્તા! હે સર્વ પ્રાણીઓના અંતરાત્મા રૂપ! હે અયોનિજ (સ્વયંભૂ)! હે લોકોના ધામરૂપ! હે સ્વયંભૂ! હું તારી કૃપાથી ઉત્પન્ન થયો છું.[૩૯] દ્વિજોથી પૂજાયલો મારો પ્રથમ જન્મ તારા મનમાંથી થાય છે. મારો બીજો જન્મ ચાક્ષુષ (તારા ચક્ષુમાંથી) છે, અને તે જન્મ પણ પુરાતન છે.[૪૦] તારી કૃપાથી મારો ત્રીજો જન્મ વાચિક (તારી વાચામાંથી) થયો છે. તે મહાન્ છે. વળી હે વ્યાપક પરમાત્મા! મારો ચોથો જન્મ પણ તારા કાનમાંથી થયો છે.[૪૧] મારો પાંચમો જન્મ (અશ્વિનીકુમાર તરિકે) તારી નાસિકાથી થયો છે. તારાથી મારો છઠ્ઠો જન્મ બ્રહ્માંડ તરિકે થયો છે.[૪૨] હે પ્રભુ! મારો આ સાતમો જન્મ પદ્મોદ્દભવ નામનો કહેવામાં આવે છે. હે ત્રણ ગુણથી રહિત ભગવાન્! હું પ્રત્યેક જન્મમાં તારો પુત્ર છું.[૪૩] તું પુંડરીકાક્ષ છે; તારું શરીર પ્રથમ સત્વગુણથી ઉત્પન્ન થયેલું છે. તું ઈશ્વર છો; તું સ્વભાવરૂપ છો; તું કર્મના બંધનરૂપ છો, અને તું સ્વયંભૂ છો.[૪૪] વેદ જેનાં નેત્ર છે એવા મને તેં ઉત્પન્ન કર્યો છે. હું કાળને જિતનારો છું, છતાં વેદરૂપી મારાં નેત્રને (પેલા બે દૈત્યોને હાથે) હરી જવામાં આવ્યાં છે. તેથી હું નેત્ર વગર આંધળો થયો છું. હવે તું જાગ,[૪૫] અને મને મારાં નેત્રો આપ. હું તને પ્રિય છું, ને તું મને પ્રિય છો." બ્રહ્માએ આ રીતે સર્વ તરફ મુખને ધારણ કરનારા ભગવાન્ પુરુષની સ્તુતિ કરી, એટલે[૪૬] ભગવાને પોતાની નિદ્રાનો ત્યાગ કર્યો, અને વેદનો ઉદ્ધાર કરવા માટે તૈયાર થયા, અને ભગવાને પોતાનાં ઐશ્વર્યના પ્રભાવથી એક બીજું શરીર ધારણ કર્યું.[૪૭] તે શરીર સુંદર નાસિકાવાળું અને ચન્દ્રના જેવી કાંતિવાળું હતું. તેણે વેદોના સ્થાનરૂપ શ્વેત રંગનું ઘોડાના મસ્તક જેવું મસ્તક ધારણ કર્યું.[૪૮] તે સમયે તેનું મસ્તક નક્ષત્રો અને તારાઓથી શોભાયમાન આકાશ જેવું શોભતું હતું. તેના કેશ સૂર્યના કિરણ જેવા કાંતિવાળા તથા લાંબા હતા.[૪૯] આકાશ તથા પાતાળ તેના કાન થયા, પ્રાણીઓને ધારણ કરનારી પૃથ્વી તેનું લલાટ થઈ; ગંગા તથા સરસ્વતી તેની જંઘાઓ થઈ, મહાન્ સમુદ્ર તેની ભમરો થઈ,[૫૦] સૂર્ય તથા ચન્દ્ર તેનાં નેત્ર થયાં, સંધ્યા તેની નાસિકા થઈ, ૐકાર તેનો સંસ્કાર થયો, વિજળી તેની જિહ્વા થઈ.[૫૧] હે રાજન્! સોમપા નામના પ્રખ્યાત પિતૃઓ તેના દાંત થયા; ગોલોક

તથા બ્રહ્મલોક તે મહાત્માના ઓષ્ઠ થયા.[૫૨] હે રાજન્! સર્વ કરતાં ગુણોમાં શ્રેષ્ઠ એવી કાળ રાત્રિ તેની ગ્રીવા થઈ, આ રીતે અનેક મૂર્તિઓથી વિંટાયલું હયશિરાનું (હયગ્રીવનું) સ્વરૂપ ધારણ કરીને[૫૩] ભગવાન્ વિશ્વેશ અંતર્ધાન થઈ ગયા અને સમુદ્રના તળિયામાં પેસી ગયા. અને રસાતળમાં ગયા પછી પરમ યોગને ધારણ કરીને,[૫૪] શિક્ષામાં કહ્યા પ્રમાણે ઉદ્ગીથ નામના સ્વરનો ઉચ્ચાર કર્યો (મંત્ર ભણવા લાગ્યા). તે રણકારાવાળો સ્નિગ્ધ (મીઠો) અને ચોમેર પથરાતો[૫૫] અને સર્વ પ્રાણીઓનું હિત કરનારો ઉત્તમ સ્વર પૃથ્વી ઉપર થયો. તે સ્વરને સાંભળીને પેલા બન્ને અસુરોએ વેદોને પોતાની આજ્ઞાથી બાંધી લઈને[૫૬] રસાતળમાં મૂકયા, અને જે ઠેકાણે શબ્દ થતો હતો; તે ઠેકાણે બંને દોડ્યા. આ સમયનો લાભ લઈને, હે રાજન્! ભગવાન્ હયશિરાએ (હયગ્રીવે)[૫૭] રસાતળમાં રહેલા સર્વ વેદોને લાવીને બ્રહ્માને પાછા આપ્યા. એટલે બ્રહ્માને પણ શાંતિ વળી.[૫૮] તે પછી મહા સમુદ્રના ઈશાન ખૂણામાં હયગ્રીવનું સ્થાપન કરવામાં આવ્યું, અને તે સમયથી ભગવાન્ અશ્વશિરા (હયગ્રીવ) વેદોના સ્થાનરૂપ થયા.[૫૯]

મધુ તથા કૈટભ નામના દાનવોએ જ્યાંથી સ્વર આવતો હતો ત્યાં કંઈ પણ દીઠું નહિ; તેથી ઉતાવળા ઉતાવળા પાછા પોતાના સ્થાનમાં આવ્યા, ને જુવે છે તો[૬૦] જ્યાં વેદો મૂકયા હતા તે સ્થાનને પણ શૂન્ય દીઠું; એટલે અત્યંત બળવાન્ એવા તે દૈત્યો મોટા વેગથી[૬૧] પાછા એકદમ રસોના નિવાસમાંથી બહાર નિકળ્યા, અને સર્વના આદિ પુરુષ ભગવાનને દીઠા.[૬૨] તે ચન્દ્રના જેવા શ્વેત ને નિર્મળ કાંતિવાળા હતા, અનિરુદ્ધના શરીરમાં રહેલા હતા, અપાર પરાક્રમથી ભરેલા હતા, અને નિદ્રાયોગમાં રહેલા હતા.[૬૩] તેણે પાણીમાં પોતાના શરીર જેવડી શય્યા કરી હતી; તેના ઉપર નાગ પોતાની ફેણનું છત્ર ધરી રહ્યો હતો, અને જ્વાળાની માળાથી તેમની શય્યા ચોતરફથી વિંટાયલી હતી;[૬૪] તે શુદ્ધ સત્વ ગુણથી ભરપૂર હતા, સુંદર કાંતિવાળા હતા; આવા હયગ્રીવ ભગવાનને જોઈને તે બન્ને દાનવેંદ્રો ખડખડાટ હસવા લાગ્યા;[૬૫] અને રજોગુણથી તથા તમોગુણથી ભરેલા તે બે બોલી ઉઠ્યા કે; 'આ શ્વેત રંગનો જે પુરુષ સુતો છે[૬૬] તે જ ખરેખર રસાતળ પાતાળમાંથી વેદોને હરી ગયો જણાય છે. આ કોનો પુત્ર હશે? આ કોણ હશે? આ શા માટે સુતો હશે? સર્પ તેના ઉપર શા માટે છત્ર ધારણ કરતો હશે?'[૬૭]

આ રીતે વાકયો બોલીને તે બન્ને દાનવોએ શ્રીહરિને જગાડ્યા. યુદ્ધ કરવાની ઇચ્છાવાળા તે બન્નેને જાણીને પુરુષોત્તમ પણ જાગૃત થયા;[૬૮] અને બન્ને અસુર રાજાઓને જોઇને યુદ્ધ કરવાનો વિચાર કર્યો, અને તે પછી તે દૈત્યો અને નારાયણની વચ્ચે યુદ્ધ થયું.[૬૯] તેમાં મધુસૂદને બ્રહ્માનું હિત કરવા માટે રજોગુણથી તથા તમોગુણથી ભરેલા તે બન્ને દૈત્યોને મારી નાખ્યા.[૭૦] વેદોને સત્વર પાછા લાવીને તથા તે બન્ને દૈત્યને મારી નાંખીને, પુરુષોત્તમે-ભગવાને બ્રહ્માનો શોક દૂર કર્યો.[૭૧] તે પછી શ્રીહરિની સહાયથી અને વેદોથી સત્કાર પામીને બ્રહ્માએ સ્થાવર તથા જંગમરૂપ સર્વ લોકોની રચના કરી.[૭૨] ભગવાન્ શ્રીહરિ પણ પિતામહ બ્રહ્માને લોકો ઉત્પન્ન કરવાની ઉત્તમ બુદ્ધિ અર્પણ કરીને જ્યાંથી આવ્યા હતા, ત્યાં જ પાછા અંતર્ધાન થઈ ગયા.[૭૩]

આ રીતે શ્રીહરિએ હયગ્રીવનું સ્વરૂપ ધારણ કરીને બન્ને દાનવોનો નાશ કર્યો હતો. આ રીતે ભગવાને પુનઃ પ્રવૃત્તિધર્મના પ્રચાર માટે હવગ્રીવનું શરીર ધારણ કર્યું હતું.[૭૪] આ રીતે મહાભાગ્યશાળી શ્રી હરિએ અશ્વશિરાનું સ્વરૂપ ધારણ કર્યું હતું. ભગવાનનું વરદાન દેનારું તે ઈશ્વરી સ્વરૂપ પુરાણું છે અને પ્રસિદ્ધ છે.[૭૫] જે બ્રાહ્મણ આ હયગ્રીવના આખ્યાનનું નિત્ય શ્રવણ કરે, અથવા તો મુખ પાઠે કરે છે, તેનાં અધ્યયનનો કોઈ પણ દિવસ નાશ થતો નથી.[૭૬] (શ્રી શંકરે) દર્શાવેલા માર્ગ પ્રમાણે શ્રીહયગ્રીવ ભગવાનનું ઉગ્ર તપવડે આરાધન કરીને પંચાળે (ગાલવે) વેદનો ક્રમ પ્રાપ્ત કર્યો હતો.[૭૭] હે રાજા! તેં મને જે વિષે પૂછ્યું હતું, તે હયગ્રીવનું પુરાણ અને વેદસમાન આખ્યાન મેં કહ્યું છે.[૭૮] પરમાત્મા કાર્ય કરવા માટે જે જે શરીરને ધારણ કરવાની કવચિત્ ઈચ્છા કરે છે, તે તે શરીરને પોતાના આત્માવડે પોતાના જ આત્માને પલટાવી ધારણ કરે છે.[૭૯] એ શ્રીમાન્ પોતે વેદના નિધિરૂપ છે, એ જ તપના નિધિરૂપ છે, એ યોગરૂપ છે; એ સાંખ્યરૂપ છે, એ બ્રહ્મરૂપ છે, એ ઉત્તમ હવિષ્‌રૂપ છે અને એ જ વ્યાપક છે.[૮૦] વેદો નારાયણપરાયણ છે, યજ્ઞો નારાયણાત્મક છે, તપ નારાયણસ્વરૂપ છે, ગતિ (મોક્ષ) પણ નારાયણસ્વરૂપ છે.[૮૧] સત્ય નારાયણરૂપ છે, ઋત નારાયણાત્મક છે, જે ધર્મ કરવાથી ફરીને જન્મવું પડતું નથી એવો નિવૃત્તિધર્મ પણ નારાયણરૂપ છે.[૮૨] પ્રવૃત્તિરૂપ ધર્મ પણ નારાયણસ્વરૂપ છે, પૃથ્વીમાં રહેલો ઉત્તમ ગંધ પણ નારાયણ સ્વરૂપ છે.[૮૩] હે રાજન્! જળનો ગુણ જે રસ છે તે નારાયણાત્મક છે, જ્યોતિષો (તેજ)નું પરમ રૂપ પણ નારાયણસ્વરૂપ છે.[૮૪] વાયુનો ગુણ જે સ્પર્શ તે પણ નારાયણ સ્વરૂપ છે; આકાશનો ગુણ જે શબ્દ તે પણ નારાયણસ્વરૂપ છે.[૮૫] અવ્યક્ત

ગુણવાળું મન નામનું ભૂત પણ નારાયણસ્વરૂપ છે. કાળ તથા જ્યોતિર્મંડળનું સ્થાનક પણ નારાયણસ્વરૂપ છે.[૯૬] કીર્તિ, શ્રી, લક્ષ્મી અને દેવતાઓ પણ નારાયણસ્વરૂપ છે. સાંખ્ય નારાયણસ્વરૂપ છે, યોગ નારાયણસ્વરૂપ છે.[૮૭] આ સર્વ જગતનું કારણ તે પુરુષ છે, તથા તે પ્રધાન કારણરૂપ પણ છે; સ્વભાવનું, કર્મનું તથા દૈવ (ભાગ્ય)નું પણ કારણરૂપ તે છે.[૮૮] અધિષ્ઠાન, કર્તા, જૂદી જૂદી જાતનું કરણ, અનેક જાતની ચેષ્ટા, તથા પાંચમું ભાગ્ય તે પણ તે જ છે[૮૯] અને આ પાંચ કારણથી ઓળખાતા શ્રીહરિ સ્વરૂપ છે. સર્વત્ર અને તત્વને જાણવાની ઇચ્છા રાખનારાઓ, જે હેતુએ સર્વ દિશાઓમાં કાર્ય કરે છે, તેવડે તેને જાણે છે.[૯૦] મોટા યોગીરૂપ શ્રીહરિ એવા નારાયણ પ્રભુ એક તત્વરૂપ છે; અને બ્રહ્મા વગેરેના, તેઓના લોકોના, ઋષિઓના અને મહાત્માના,[૯૧] સાંખ્યવાદીઓના, યોગીઓના, આત્માના સ્વરૂપને જાણનારા સંન્યાસીઓના એ સર્વના મનના અભિપ્રાયને કેશવ ભગવાન્ જાણે છે; પરંતુ બ્રહ્માદિક દેવો કેશવ ભગવાનના અભિપ્રાયને જાણતા નથી.[૯૨] જેઓ સર્વ લોકોમાં દેવોનાં અને પિતૃઓનાં કર્મ કરે છે, દાનો આપે છે, તથા મહાન્ તપ કરે છે[૯૩] તે સર્વ મહાત્માઓના વિષ્ણુ એક આશ્રયરૂપ છે. તે ઈશ્વરી વિધિનો આશ્રય કરીને રહ્યા છે. સર્વ પ્રાણીઓમાં તેમણે વાસો કર્યો છે, અને તે વાસુદેવને નામે ઓળખાય છે.[૯૪] શ્રીહરિ નિત્ય છે; પરમ છે, મહર્ષિ છે, મોટી વિભૂતિવાળા છે, ગુણોથી રહિત છે, તથા ઋતુથી રહિત છે છતાં પણ કાળ જેમ ઋતુમાં ઋતુના ધર્મની સાથે જોડાય છે, તેમ ગુણોની સાથે તે જોડાય છે.[૯૫] તે મહાત્માની ગતિને કોઈ પણ જાણી શકતા નથી, તેમ તેની આ ગતિને પણ કોઈ જાણી શકતા નથી. જે મહર્ષિઓ જ્ઞાની છે તેઓ અધિક ગુણવાળા નિત્ય પુરુષનાં દર્શન કરે છે.[૯૬]

इति श्रीमहाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे 'नारायणीय आख्यान नामनो अध्याय' ३४७ मो समाप्त.

---

## અધ્યાય ૩૪૮ મો

### ભક્તની શ્રેષ્ઠતા

જનમેજય પૂછે છે; ભગવાન્ શ્રીહરિ પોતાના સર્વ અનન્ય ભક્તોને પ્રસન્ન કરે છે, તથા વિધિયુક્ત પૂજાને ભગવાન્ પંડે ગ્રહણ પણ કરે છે.[૧] જગતમાં જે પુરુષોની વાસના જ્ઞાનાગ્નિવડે બળીને ભસ્મ થઈ ગઈ છે તથા જેઓ પુણ્યથી અને પાપથી રહિત છે, તેમની પરંપરાથી મળતી આવતી ગતિ તેં જણાવી છે.[૨] તેઓ ચોથી ગતિને એટલે કે પુરુષોત્તમને પામે છે, પરંતુ જેઓ ભગવાનના નિષ્કામ ભક્ત છે, તેઓ તો પરમ પદને પામે છે.*[૩] અનન્ય ભક્તોનો નિષ્કામ ધર્મ ઉત્તમ છે અને તે નારાયણને પ્રિય છે, અને તેઓ (અનિરુદ્ધ, સંકર્ષણ, અને પ્રદ્યુમ્ન આ) ત્રણ ગતમાંથી નીકળ્યા વિના એકદમ અવિનાશી વાસુદેવને પામે છે.[૪] એક ચિત્તવાળા જે બ્રાહ્મણો ઉપનિષદોની સાથે વેદોનો વિધિપૂર્વક અભ્યાસ કરે છે તથા જેઓ સંન્યાસીના ધર્મનું આચરણ કરે છે,[૫] તેઓના કરતાં પણ ભગવાનના એકાંતિક ભક્તોની ગતિ વિશેષ છે, એમ હું જાણું છું. કયા દેવે અથવા તો ઋષિએ આ ધર્મનો ઉપદેશ કર્યો છે?[૬] તથા હે વિભો! આ એકાંતિક ધર્મનો આચાર કેવો છે? અને તે કયારે ઉત્પન્ન થયો છે? આ મારો સંશય તમે દૂર કરો. કારણ કે મને આ બાબત જાણવાની અત્યંત ઉત્કંઠા છે.[૭]

વૈશંપાયન કહે છે; હે જનમેજય! જ્યારે કૌરવ પાંડવના સંગ્રામમાં બન્ને તરફના સૈન્ય યુદ્ધ કરવા માટે તત્પર થયાં, અને અર્જુન (યુદ્ધ કરવા માટે) ઉદાસ થયો, ત્યારે ભગવાને પોતે ગીતાનો ઉપદેશ કર્યો.[૮] અને તેમાં ગતિ તે શું અને ગતિ નહિ તે શું, એ વિષે કહેલી કથા મેં તને પૂર્વે કહી છે. એ ધર્મ ગહન છે, અને અજ્ઞાની મનુષ્યોથી તે ધર્મ જાણી શકાય તેવો નથી.[૯] વળી પૂર્વે આદિ યુગમાં (સત્ય યુગમાં) સામવેદના तत्त्वमसि નામના મહાવાકયને અનુકૂળ આ ધર્મ મેં કહ્યો હતો. એ ઉપદેશને, હે રાજા! મહાદેવ પંડે તથા નારાયણ પણ જાણે છે.[૧૦] હે મહારાજ! આજ વિષય ઋષિઓની સભા વચ્ચે શ્રી કૃષ્ણના અને ભીષ્મના સાંભળતાં અર્જુને મહાભાગ્યશાળી નારદને પૂછયો હતો.[૧૧] તથા, હે નૃપશ્રેષ્ઠ! મને પણ મારા ગુરુએ આ વિષય કહ્યો હતો. નારદે ઋષિઓની સભામાં જે કહ્યું હતું તે તું (હવે) સાંભળ.[૧૨] હે પૃથ્વીપાલ! જ્યારે નારાયણના મુખમાંથી બ્રહ્માનો માનસિક જન્મ થયો હતો, ત્યારે નારાયણ પંડે.[૧૩] આ ધર્મ પ્રમાણે હે ભારત! દેવનાં કર્મ અને પિતૃનાં કર્મ કરતા હતા, તથા ફીણનું પાન કરીને નિર્વાહ કરનારા ફેનપા ઋષિઓ પણ તે જ ધર્મનું આચરણ કરતા હતા.[૧૪] તે પછી વૈખાનસો ફીણનું પાન કરનારા ઋષિઓની પાસેથી તે ધર્મ શીખ્યા હતા, અને તેનું આચરણ કરતા હતા. વૈખાનસોની પાસેથી સોમે તે ધર્મનું જ્ઞાન સં-

* બીજા અને ત્રીજા શ્લોકનો ભાવાર્થ એ છે કે જ્ઞાનીને અનુક્રમે અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, અને સંકર્ષણ અને વાસુદેવની ગતિ મળે છે ત્યારે ભક્તને એકદમ પરમ પદ મળે છે.

પાદન કર્યું અને તે ધર્મનું આચરણ કર્યું. તે પછી આ* ધર્મ પુનઃ લુપ્ત થઈ ગયો.[૧૫]

તે પછી, હે રાજા! બ્રહ્માનો જ્યારે બીજો ચાક્ષુષ જન્મ થયો, ત્યારે પિતામહે સોમની પાસેથી આ ધર્મ સાંભળ્યો હતો.[૧૬] હે રાજા! આ નારાયણરૂપ ધર્મને પિતામહે રુદ્રને કહ્યો હતો. પૂર્વે સત્યયુગમાં રુદ્ર, આ યોગધર્મને ધારણ કરીને ધર્મનું આચરણ કરતા હતા.[૧૭] તેમણે વાલખિલ્ય ઋષિઓને આ ધર્મ શિખવ્યો હતો, પરંતુ દેવની માયાથી તે ધર્મ પાછો અંતર્ધાન થઈ ગયો હતો.[૧૮]

બ્રહ્માનો જે ત્રીજો જન્મ થયો, તે જન્મ મહાન્ વાચિક કહેવાય છે. હે રાજા! બ્રહ્માએ સ્વયં નારાયણની પાસેથી આ ધર્મ જાણ્યો હતો.[૧૯] સુપર્ણ નામના ઋષિએ સારી રીતે તપ કરીને, ઇંદ્રિયોનું દમન કરીને તથા નિયમો પાળીને પુરુષોત્તમની પાસેથી આ ધર્મ પ્રાપ્ત કર્યો હતો.[૨૦] સુપર્ણ ઋષિએ આ ઉત્તમ ધર્મની ત્રણ વાર પ્રદક્ષિણા કરી હતી. તે ઉપરથી જગતમાં આ ત્રિસૌપર્ણ નામનું વ્રત કહેવાય છે.[૨૧] આ વ્રતનું વર્ણન ઋગ્વેદમાં છે. તે આચરવું કઠિન છે. સુપર્ણ ઋષિ પાસેથી આ સનાતન ધર્મ[૨૨] જગતના આયુષ્યરૂપ વાયુએ, હે નરશ્રેષ્ઠ! જાણ્યો હતો; અને વાયુની પાસેથી વિઘસાશી ઋષિઓએ જાણ્યો હતો.[૨૩] અને તેઓની પાસેથી આ ઉત્તમ ધર્મ મહા સમુદ્રે પ્રાપ્ત કર્યો હતો; અને તે પછી આ ધર્મે અંતર્ધાન થઇને †નારાયણને વિશે વાસ કર્યો હતો.[૨૪]

હે પુરુષવ્યાઘ્ર! મહાત્મા બ્રહ્માની ફરીને નારાયણના શ્રવણમાંથી ઉત્પત્તિ થઈ ત્યારે એ ધર્મ તેને કેવી રીતે પ્રાપ્ત થયો હતો? તે તું શ્રવણ કર.[૨૫] ભગવાન્ નારાયણે પંડે જ્યારે જગતને ઉત્પન્ન કરવાનો વિચાર કર્યો ત્યારે તેણે જગતને ઉત્પન્ન કરે તેવા પુરુષનું ચિંતન કરવા માંડ્યું.[૨૬] આ પ્રમાણે નારાયણ ચિંતન કરવા લાગ્યા ત્યારે નારાયણના કાનમાંથી પ્રજાથી ઉત્પત્તિ કરનારા પુરુષ બ્રહ્મા ઉત્પન્ન થયા. તેને જગત્પતિ નારાયણે કહ્યું;[૨૭] "હે પુત્ર! તું તારા મુખમાંથી તથા પગમાંથી સર્વ પ્રજાની ઉત્પત્તિ કર. હે સુંદર વ્રતવાળા! હું તારું કલ્યાણ કરીશ તથા તને બળ અને તેજ આપીશ.[૨૮] તું મારી પાસેથી સનાતન નામના ધર્મને ગ્રહણ કર, અને તેનાથી તું સત્યયુગની ઉત્પત્તિ કરીને તેની વિધિપૂર્વક સ્થાપના કર."[૨૯] તે પછી બ્રહ્માએ હરિમેધસ દેવને પ્રણામ કર્યા, અને રહસ્ય તથા સંગ્રહ સાથે ઉત્તમ ધર્મને ગ્રહણ કર્યો.[૩૦] આરણ્યક સાથે નારાયણના મુખમાંથી એ ધર્મ ઉત્પન્ન થયો હતો. નારાયણે અપાર તેજવાળા બ્રહ્માને તે સનાતન ધર્મનો ઉપદેશ કરીને કહ્યું કે,[૩૧] "તું યુગના ધર્મ ઉત્પન્ન કરનારો થઇશ, તથા તું નિષ્કામ કર્મને પણ ઉત્પન્ન કરીશ." આ રીતે કહીને જે સ્થાનમાં અવ્યક્ત રહે છે એવા અંધકારની પેલી પારના સ્થાનમાં તે ગયા.[૩૨] તે પછી લોકોના પિતામહ તથા સર્વને વર આપનારા એવા બ્રહ્મદેવે, સ્થાવર તથા જંગમરૂપ સર્વે લોકોને સરજ્યા.[૩૩] તે સમયે પ્રથમ શુભ એવો કૃતયુગ આરંભાયો, અને સાત્વત ધર્મ લોકોમાં વ્યાપીને સ્થિર રહ્યો.[૩૪] જગતની રચના કરનારા બ્રહ્મા પણ તેજ આદિ ધર્મથી દેવના ઈશ્વર શ્રીહરિ એવા પ્રભુ નારાયણની પૂજા કરવા લાગ્યા.[૩૫] તે પછી ધર્મને સ્થિર કરવા માટે તથા લોકોનું હિત કરવાની ઇચ્છાથી બ્રહ્માએ આ ધર્મ સ્વારોચિષ નામના મનુને ભણાવ્યો.[૩૬] તે પછી, હે

* સમિધ, કુશ, ઘી, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, વગેરે પૂજાની સામગ્રી, શાલિગ્રામ, બ્રાહ્મણાદિ વગેરે પ્રતિમાનું આલંબન, દેવ તથા પિતૃનાં કર્મરૂપી ધર્મ, નારાયણે કહ્યો અને ફેનપા આદિ ઋષિઓએ તેનું આચરણ કર્યું. અર્થાત્ અગ્નિ, સૂર્ય, શાલિગ્રામ, વગેરેની સ્થૂળ પ્રતિમામાં ઘણા કાળ એકાગ્ર દૃષ્ટિ રાખવાથી અગ્નિ વગેરેનું ચેતન સ્વરૂપ જોવામાં આવે છે; જેમ દોરડીમાં સર્પનો અધ્યાસ થાય છે, તેમ ચેતન એવા અગ્નિ વગેરેમાં પણ જડતાનો અધ્યાસ થયો છે, જેમ દોરડીમાં અધ્યાસી એવા સર્પ તરફ ઘણી વાર સુધી જોવાથી સર્પ નિવૃત્ત થાય છે અને દોરડી ભાસે છે, તેમ અગ્નિ આદિકમાં પણ તીવ્ર અભિનિવેશથી જોવાથી અગ્નિ વગેરેની જડતા દૂર થાય છે અને ચૈતન્ય પ્રકાશે છે. આ ધારણાને યોગશાસ્ત્રમાં મહાવિદેહા કહે છે. આ ધારણાવિશે યોગશાસ્ત્રમાં કહ્યું છે કે; "બહાર નહિ કલ્પેલી વૃત્તિને મહાવિદેહા કહેવામાં આવે છે. એ વૃત્તિનો સંયમ કરવાથી પ્રકાશને આવરણ કરનારા પદાર્થોનો નાશ થાય છે." દેહના વિસ્મરણની સાથે જે બાહ્યાકાર વૃત્તિ થાય છે, તેને "અકલ્પિતા વૃત્તિ" કહે છે, અને તેથી ભિન્ન વૃત્તિને "કલ્પિતા વૃત્તિ" કહે છે. જો ધારણા સિદ્ધ થાય છે, તો જ પ્રતિમાદિકની જડતા દૂર થાય છે, પરંતુ તે વિના પ્રતિમાદિકની જડતા દૂર થતી નથી. તે પ્રમાણે જ અનંત એવા ચૈતન્યમાં અનેકપણાનો અધ્યાસ થયો છે, તે પણ તે પ્રમાણે જ જોવાથી દૂર થઇને ચૈતન્યપણું ભાસે છે.

આ યોગ ધર્મ ચક્ષુથી એટલે નેત્રથી ગ્રહણ થઈ શકે એવા તેજ સંબંધી યોગ છે. તેથી આને ચાક્ષુષ યોગ કહેવામાં આવે છે. આ યોગધર્મને આચરવાનો પ્રકાર એવો છે કે; સૂર્યનાં કિરણરૂપ તેજને વિશે અથવા તો અત્યંત ઘન, શુક્લ, તથા કિંચિત્ અંધકારવાળા એટલે જેમાં વિશેષ જોવામાં ન આવે તેવાં તેજને વિશે દૃષ્ટિ કારણ હોવાથી દેહનું વિસ્મરણ થાય છે; એટલે વિશ્વરૂપ પ્રકાશે છે. આ યોગનો બીજો પ્રકાર છે. આ યોગ તથા પૂર્વે કહેલો યોગ એ બન્ને યોગ બ્રહ્માલંબન યોગ કહેવાય છે.

† ત્રીજા પ્રકારનો યોગ અંતરાલંબન નામનો છે. આમાં વાણીથી થતા જપાદિકનો સમાવેશ થાય છે. મંત્રના અર્થનું ચિંતન કરતાં કરતાં મંત્રનો જપ કરવો. તેમાં પણ માતૃકા સ્મરણનો ત્યાગ કરીને મંત્રના અર્થનું જ ધ્યાન કરવું. આ રીતે ધ્યાન કરતાં કરતાં તદાકાર વૃત્તિ થઈ જાય છે ને પૂર્વની પેઠે વિશ્વરૂપનું દર્શન થાય છે.

રાજા! સર્વ લોકોના પતિ અને પ્રતાપી અને શાંત એવા સ્વારોચિષ નામના મનુ મહારાજાએ પોતાના પુત્ર શંખપદને આ ધર્મ ભણાવ્યો હતો.[૩૭] તે પછી, હે ભરતવંશી રાજા! શંખપદે પણ પોતાના ઔરસ પુત્ર સુવર્ણાભ નામના દિક્પાલને આ ધર્મ ભણાવ્યો હતો અને ત્રેતાયુગનો આરંભ થયો કે આ ધર્મ *(યોગધર્મ) ફરીને અંતર્ધાન થઈ ગયો હતો.[૩૮]

હે ઉત્તમ રાજા! પૂર્વે બ્રહ્માના પાંચમા સત્ય (અશ્વિનીકુમાર) નામના જન્મમાં આ ધર્મને ભગવાન્ નારાયણ હરિ જે કમળના જેવા નેત્રવાળા છે, તેણે બ્રહ્માના દેખતાં કહ્યો હતો, અને હે રાજા! ભગવાન્ સનત્કુમાર એ ધર્મ ત્યાંથી ભણ્યા હતા.[૩૯-૪૦] હે કુરુવંશસિંહ! સનત્કુમારની પાસેથી વીરણ નામના પ્રજાપતિએ કૃતયુગના આદિકાળમાં આ ધર્મનું અધ્યયન કર્યું હતું;[૪૧] અને પછી તેણે રૈભ્ય મુનિને તે ભણાવ્યો હતો. રૈભ્યે તે ધર્મ પોતાના શુદ્ધ અને શ્રેષ્ઠ આચરણવાળા પુત્ર સુવેધાને ભણાવ્યો.[૪૨] તેણે તે ધર્મ કુક્ષિ નામના ધર્મવાળા દિગ્પાળને ભણાવ્યો. તે પછી નારાયણના મુખમાંથી ઉત્પન્ન થયેલો એ ધર્મ અંતર્ધાન થઈ ગયો.[૪૩] અંડજ જન્મમાં બ્રહ્મા નારાયણથી ઉત્પન્ન થયા, ત્યારે ફરીને એ ધર્મ નારાયણના મુખમાંથી ઉત્પન્ન થયો;[૪૪] ને હે રાજા! બ્રહ્માએ એ ધર્મને સ્વીકાર્યો, અને વિધિપૂર્વક પાળ્યો હતો. અને, હે રાજા! બ્રહ્માએ બર્હિષદ નામના મુનિઓને તે ધર્મ ભણાવ્યો.[૪૫] બર્હિષદની પાસેથી સંપૂર્ણ સામવેદ ભણનારા જયેષ્ઠ નામના જાણીતા બ્રાહ્મણે આ ધર્મને સંપાદન કર્યો, અને તે જયેષ્ઠ સામવ્રતહરિ નામે પ્રસિદ્ધ છે.[૪૬] જયેષ્ઠની પાસેથી અવિકંપન નામનો રાજા તે ધર્મ ભણ્યો, અને પછી, હે રાજા! એ શ્રીહરિનો ધર્મ અંતર્ધાન થઈ ગયો.[૪૭]

હે રાજા! તે પછી બ્રહ્માનો સાતમો પદ્મજ નામનો જન્મ થયો હતો. તે જન્મમાં ભગવાન્ નારાયણે પંડે આ ધર્મ,[૪૮] શુદ્ધ અને લોકોને ધારણ કરીને રહેલા એવા પિતામહ બ્રહ્માને કહ્યો હતો; અને પિતામહ બ્રહ્માએ પૂર્વે આ ધર્મનો દક્ષને ઉપદેશ આપ્યો હતો.[૪૯] હે ઉત્તમ રાજા! દક્ષે પોતાના જયેષ્ઠ દૌહિત્ર સૂર્યને આ ધર્મનો ઉપદેશ કર્યો હતો. સૂર્યની પાસેથી આ ધર્મ વિવસ્વાને ગ્રહણ કર્યો હતો.[૫૦] ત્રેતાયુગના આરંભમાં વિવસ્વાને મનુને આ ધર્મનો ઉપદેશ કર્યો હતો; અને મનુએ જગતના કલ્યાણને માટે પોતાના પુત્ર ઇક્ષ્વાકુને આ ધર્મનો ઉપદેશ કર્યો હતો.[૫૧] ઇક્ષ્વાકુએ કહેલો આ ધર્મ જગતમાં સર્વ લોકોમાં વ્યાપીને રહ્યો હતો. હે રાજા! એ ધર્મ ક્ષય પામશે ત્યારે તે પાછો નારાયણની પાસે જશે.†[૫૨]

હે ઉત્તમ રાજા! યતિઓનો જે ધર્મ છે, તે તને પૂર્વે હરિગીતામાં‡ સંક્ષેપથી વિધિપૂર્વક કહ્યો છે.[૫૩]

હે રાજા! આ ધર્મ જગતના નાથ સાક્ષાત્ નારાયણની પાસેથી નારદે, રહસ્ય અને સંગ્રહની સાથે ગ્રહણ કર્યો હતો.[૫૪] હે રાજન્! આ આદિ ધર્મ મહાન્ સનાતન છે, દુઃખે કરીને જાણવામાં આવે તેવો છે, પાળવો ઘણો જ કઠિન છે અને તેને ભગવાનના સત્વગુણી ભક્તો જ સદાય ધારણ કરે છે.[૫૫] આ ધર્મનું સારી રીતે જ્ઞાન થવાથી તથા સત્કર્મ કરવાથી અને અહિંસા ધર્મનું આચરણ કરવાથી સમર્થ એવા શ્રીહરિ પ્રસન્ન થાય છે.[૫૬] ભગવાનની ઉપાસનામાં કોઈ સમયે કેવળ વાસુદેવની ઉપાસના, કોઈ સમયે વાસુદેવની તથા સંકર્ષણની ઉપાસના, કોઈ સમયે વાસુદેવ, સંકર્ષણ અને પ્રદ્યુમ્નની ઉપાસના, અને કોઈ સમયે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એમ ચાર વ્યૂહની ઉપાસના થતી જોવામાં આવે છે.[૫૭] શ્રીહરિ પંડે જ ક્ષેત્રજ્ઞ છે; મમતાથી રહિત છે, તથા કળાઓથી રહિત છે; અને સર્વ પ્રાણીઓમાં જીવરૂપે રહેલા છે, છતાં તે પાંચ ભૂતોના ગુણોથી રહિત છે.[૫૮] હે રાજા! પાંચ ઇંદ્રિયોને પ્રેરણા કરનારું મન (અહંકાર) પણ શ્રીહરિ જ છે. એ જ બુદ્ધિમાન્ જગતની વિધિરૂપ છે અને સર્વ લોકનો કર્તા છે.[૫૯] એ જ અકર્તા, એ જ કર્તા, એ જ કાર્ય, તથા એ જ કારણરૂપ પરમાત્મા છે. હે રાજન્! એ અવિનાશી પુરુષ જે પ્રમાણે ઇચ્છા કરે છે, તે પ્રમાણે ક્રીડા કરે છે.[૬૦] હે ઉત્તમ રાજા! આ એકાંત ધર્મ જે તને કહ્યો છે, તે મેં ગુરુની કૃપાથી જાણ્યો હતો. એ ધર્મ અજ્ઞાની મનુષ્યોથી મુશ્કેલીથી જાણી શકાય છે.[૬૧] હે રાજા! એકાંતિક પુરુષો દુર્લભ હોય છે. હે કુરુનંદન! જો આ જગત્ એકાંતિક,[૬૨] અહિંસક, આત્માને જાણનારા તથા સર્વ પ્રાણીઓનું હિત કરવામાં પ્રેમ રાખનારા પુરુષોથી વ્યાપ્ત હોત

---

* અનાહતનાદ અને જેને દેવનાદ કહેવામાં આવે છે; તે કાનથી ગુરુએ દર્શાવેલી યુક્તિથી સાંભળવામાં આવે છે. તેનું શ્રવણ કરતાં કરતાં કેવળ ચૈતન્ય વિશે જ સ્થિતિ કરવામાં આવે છે. આ ચોથી જાતનો યોગ છે.

ગંધને વિશે ચિત્તને એકાગ્ર કરવું, અને તેનો અભ્યાસ કરતાં કરતાં ગંધના અંશનો ત્યાગ કરીને સંવિદ્રૂપે-જ્ઞાનરૂપે જ રહેવું, એ પાંચમી જાતનો યોગ છે. ચિત્ત એકાગ્ર ન હોય એટલે વ્યગ્ર હોય તોપણ ગુરુએ દેખાડેલી યુક્તિથી અનાહત ધ્વનિ સાંભળી શકાય છે. પરંતુ ગંધાદિકને જાણનારાઓ તો ચિત્તને સ્થિર રાખે છે તો જ તેને ગંધાદિકનું જ્ઞાન થાય છે. આ રીતે શબ્દના જ્ઞાન કરતાં ગંધનું જ્ઞાન સૂક્ષ્મ છે.

† આ યોગનો સાતમો પ્રકાર કહ્યો છે, અને તેમાં અંતર્યામીની ઉપાસના કહી છે. આ યોગને માટે શ્રી ભગવદ્ગીતામાં પણ વિચાર દર્શાવ્યો છે.

‡ હરિગીતા એટલે ભગવદ્ગીતા.

તો કૃતયુગનો જ આરંભ થાય અને લોકો કામ્ય કર્મનો ત્યાગ કરે.[૬૩] હે રાજા! આ રીતે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ અને ધર્મને જાણનારા મારા ગુરુ ભગવાન્ વ્યાસ મુનિએ ધર્મરાજાને,[૬૪] હે રાજા! આ ધર્મ શ્રીકૃષ્ણના તથા ભીષ્મના અને ઋષિઓની સાંભળતાં કહ્યો હતો, અને તેને પણ મહાન્ તપ કરનારા નારદે પૂર્વે આ નારાયણના મર્મનો ઉપદેશ કર્યો હતો.[૬૫] સર્વ કરતાં શ્રેષ્ઠ, બ્રહ્મરૂપ, શ્વેત ચંદ્રમા સરખા કાંતિવાળા, અવિનાશી એવા ભગવાન્ નારાયણ દેવની પાસે માત્ર નારાયણમાં પ્રેમવાળા ભકતો જ જાય છે.[૬૬]

જનમેજય પૂછે છે; આ રીતે બહુ વિધિવાળા અને જ્ઞાની પુરુષો જેની સેવા કરે છે તેવો ધર્મ બીજા અનેક જાતનાં વ્રતો કરનારા બ્રાહ્મણો શા માટે આચરતા નથી?[૬૭]

વૈશંપાયન કહે છે;–હે રાજા! દેહના બંધનવાળાઓ વિષે ઈશ્વરે ત્રણ પ્રકૃતિઓ નિર્માણ કરેલી છે. આ ત્રણ પ્રકૃતિ સાત્વિકી (સત્વગુણમયી), રાજસી (રજોગુણમયી) અને તામસી (તમોગુણમયી) છે.[૬૮] હે કુરુકુળને વહન કરનારા! દેહને બંધનમાં રાખનારામાં પુરુષ (પરમાત્મા) જ શ્રેષ્ઠ છે. પુરુષોમાં વાઘ સમાન હે રાજા! સાત્વિક ગુણવાળો પુરુષ જ મોક્ષ મેળવે છે, એ નિશ્ચિત છે.[૬૯] તેમાં પણ સાત્વિક (સત્વગુણવાળો) પુરુષ બ્રહ્મ જાણનારા ઉત્તમ પુરુષને જાણે છે. મોક્ષ એ નારાયણ ભગવાનને આધીન છે, તેટલા માટે મોક્ષને સાત્વિક (સત્વગુણી) કહેવામાં આવે છે.[૭૦] જે પુરુષ નિત્ય નારાયણનું ચિંતન કરે છે તથા નારાયણની જ એક ભક્તિ કરે છે, અને નારાયણપરાયણ થયેલો છે, તે પોતાના મનની કામનાને પૂર્ણ કરે છે.[૭૧] જે સંન્યાસીઓ પોતાના મનના ઉપર સત્તા ધરાવનારા છે અને મોક્ષધર્મનું સેવન કરે છે, તેઓની તૃષ્ણાનો નાશ થતાં ભગવાન્ શ્રીહરિ તેમના યોગક્ષેમને સ્વીકારે છે (એટલે કે યોગના બદલામાં મોક્ષરૂપ બદલો આપે છે).[૭૨] વળી જન્મને અધીન જે પુરુષપર મધુસૂદન નજર કરે છે, તેને તો સાત્વિક જ જાણવો, અને તેનો મોક્ષ નિશ્ચય સમજવો.[૭૩] એકાંતિક ધર્મ પણ સાંખ્ય તથા યોગના સમાન છે, અને તે ધર્મને સેવનાર નારાયણાત્મક મોક્ષમાં પરમ ગતિએ પહોંચે છે.[૭૪] નારાયણ ભગવાનની દૃષ્ટિએ પડેલો પુરુષ જ્ઞાનવાન્ હોય છે, પરંતુ, હે રાજન્! પોતાની ઇચ્છાથી કોઈ પુરુષને જ્ઞાન થતું નથી.[૭૫] હે રાજા! રજોગુણવાળી અને તમોગુણવાળી જે મિશ્ર પ્રકૃતિ કહી છે, તે બે પ્રકૃતિવાળો પુરુષ પણ ઉત્પન્ન થાય છે;[૭૬] પણ તે પ્રવૃત્તિનાં લક્ષણોથી યુક્ત હોવાથી તે પુરુષના તરફ શ્રીહરિ પંડે દૃષ્ટિ કરતા નથી. પરંતુ તેવો પુરુષ જન્મે છે ત્યારે લોકોના પિતામહ એવા બ્રહ્મા તેના તરફ દૃષ્ટિ કરે છે.[૭૭] તેનું મન પણ રજોગુણથી તથા તમોગુણથી વ્યાપ્ત રહે છે. હે ઉત્તમ રાજા! દેવો તથા ઋષિઓ સંપૂર્ણ રીતે સત્વગુણી છે.[૭૮] તેઓ જો સૂક્ષ્મ પણ સત્વગુણથી રહિત થઈ જાય છે તો તે વૈકારિક કહેવાય છે.

જનમેજય પૂછે છે; *વૈકારિક (વિકારવાળો) પુરુષ કેવી રીતે પુરુષોત્તમ પરમાત્માને પામે છે,[૭૯] એ વિષયમાં તમે મને જાણ્યા તથા જોયા પ્રમાણે સર્વ કહો તથા પ્રવૃત્તિનું અનુક્રમથી વર્ણન કરો.

વૈશંપાયન કહે છે; હે રાજા! અત્યંત સૂક્ષ્મ, તત્ત્વસ્વરૂપ, અને अकार, उकार અને मकार એ ત્રણ અક્ષરથી યુક્ત[૮૦] પરમપુરુષને પચીસમો પુરુષ (જીવ), જ્યારે ક્રિયા (ઉપાધિ)થી રહિત થાય છે, ત્યારે પરમ† પુરુષને પામે છે. આ રીતે (આત્મા તથા અનાત્માનો વિવેક કરનારું) સાંખ્ય, (ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવાનો ઉપદેશ આપનાર) યોગ, (જીવ તથા તથા બ્રહ્મના અભેદને કહેનારા तत्त्वमसि આદિ મહાવાક્યનું જ્ઞાન આપનાર) વેદનું આરણ્યક ઉપનિષદ્,[૮૧] તથા (ભક્તિમાર્ગનો ઉપદેશ કરનારું) પંચરાત્ર, આ સર્વ એકરૂપ છે, અને એક બીજાનાં અંગરૂપ છે; આ રીતે નારાયણમાં પરાયણ રહેનારા એવા એકાંતિક પુરુષોનો આ ધર્મ છે.[૮૨] જેમ સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલાં વાદળાંઓ, હે રાજન્! પાછા સમુદ્રમાંજ પ્રવેશ કરે છે; તે પ્રમાણે જ જ્ઞાનરૂપી મોટા પાણીના આ સમુદાય‡ પણ નારાયણમાંથી પ્રકટ થાય છે, અને પાછા નારાયણમાંજ પ્રવેશ કરે છે.[૮૩] હે કુરુનંદન! મેં તને આ નારાયણે કહેલો સત્વગુણી ધર્મ કહ્યો. હે ભારત! તું જો શક્તિમાન્ હો તો ન્યાયપૂર્વક તે ધર્મનું આચરણ કર.[૮૪] મોટા ભાગ્યવાળા નારદે મારા ગુરુ વ્યાસને આ રીતે શ્વેત ગૃહસ્થો (પુરુષોને) (?) તથા સંન્યાસીઓને મળનારી એવી અવિનાશી એકાંતિક ગતિ કહી હતી.[૮૫] વ્યાસે પ્રીતિથી આ જ ધર્મ સંબંધી કથા બુદ્ધિમાન્ ધર્મરાજાને કહી હતી, અને એ જ ધર્મની કથા મેં ગુરુની પાસેથી સાંભળ્યા પ્રમાણે તને કહી છે.[૮૬] હે મોટા રાજા! આ રીતે આ ધર્મને પાળવો, એ કઠિન કામ છે. જેમ તું મોહ પામ્યો હતો, તેમજ બીજાઓ પણ મોહ પામેલા છે.[૮૭] હે રાજા! શ્રી કૃષ્ણ જ સર્વ લોકોના પાલક છે, મોહ

* વૈકારિક પુરુષ એટલે વૈકારિક અહંકારાત્મક જીવ.

† પુરુષ જેમ એક ગામથી બીજે ગામ જાય છે તેમ પુરુષ પરબ્રહ્મને પ્રાપ્ત કરતો નથી; પરંતુ ઉપાધિનો નાશ થાય છે, એટલે તે પરબ્રહ્મરૂપ જ થઈ જાય છે. ‡ સાંખ્ય, યોગ, વેદારણ્યક, અને પંચરાત્ર.

ઉપજાવનારા છે, સંહાર કરનારા છે તથા ઉત્પન્ન કરનારા છે.૮૮

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'नारायणीय आख्यान' ए नामनो अध्याय ३४८ मो समाप्त.

## અધ્યાય ૩૪૯ મો

### સૃષ્ટિનો ક્રમ

જનમેજય પૂછે છે; હે બ્રહ્મર્ષિ! સાંખ્ય, યોગ, પંચરાત્ર, અને વેદારણ્યક, આ ચાર જ્ઞાન લોકોમાં વિસ્તાર પામ્યાં છે.૧ હે મુનિ! એ સર્વે જ્ઞાનો એક જ માર્ગ બતાવે છે, કે તે પ્રત્યેક ધર્મના માર્ગો જૂદા જૂદા છે? વળી એ જ્ઞાનની પ્રવૃત્તિ જગતમાં કેવી રીતે થઈ છે? તે તમે મને ક્રમને અનુસરી કહો.૨

વૈશંપાયન કહે છે; પરાશર મુનિનો સંબંધ કરવાથી સત્યવતીએ એક દ્વીપમાં બહુ જ્ઞાનવાળા, શ્રેષ્ઠ, અત્યંત ઉદાર, અને મહર્ષિ એવા જે પુત્રને જન્મ આપ્યો હતો તે, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારા, શ્રી વ્યાસને હું પ્રણામ કરું છું.૩ આર્ષવિભૂતિથી યુક્ત વેદના મોટા ભંડારરૂપ, નારાયણના અંશથી ઉત્પન્ન થયેલા અને એકના એક એવા દ્વૈપાયન મહર્ષિ પિતામહથી છઠ્ઠી પેઢીએ થયેલા છે, એમ વિદ્વાનો કહે છે.૪ સૃષ્ટિના આદિ કાળમાં ઉદાર તેજવાળા તથા મહાન્ વિભૂતિવાળા નારાયણે, બ્રહ્મના મહા ભંડારરૂપ મહાત્મા, અજન્મા અને પુરાણ એવા વ્યાસ મુનિને પોતાના પુત્ર તરીકે ઉત્પન્ન કર્યા હતા.૫

જનમેજય પૂછે છે; હે ઉત્તમ બ્રાહ્મણ! તમે જ પૂર્વે વ્યાસની ઉત્પત્તિ કહી છે; તેમાં કહ્યું છે કે વસિષ્ઠના શક્તિ નામના પુત્ર હતા, શક્તિના પુત્ર પરાશર હતા, અને પરાશરના પુત્ર કૃષ્ણદ્વૈપાયન મુનિ હતા. છતાં તમે જ ફરીને વેદવ્યાસને નારાયણના પુત્ર કહો છો!૬-૭ તે જન્મ શું આ હમણાં તમે કહો છો તેનાથી પૂર્વનો, અપાર તેજવાળા વ્યાસનો જન્મ હતો? હે ઉત્તમ મતિવાળા! માટે તમે મને નારાયણથી થયેલા વ્યાસનો જન્મ કહો.૮

વૈશંપાયન કહે છે; મારા ગુરુ વેદવ્યાસ, જે ધર્મનિષ્ઠ હતા, તપના નિધિરૂપ હતા, જ્ઞાનનિષ્ઠ હતા, ને વેદના અર્થો જાણવાની ઇચ્છાવાળા હતા, તે હિમવત્ પર્વતના એક ભાગમાં રહેતા હતા.૯ તપથી શાંત થયેલા અને બુદ્ધિમાન્ તે મુનિ મહાભારતની રચના કર્યા પછી ત્યાં રહેતા હતા. તે સમયે, હે રાજન્! અમે સર્વે તત્પરાયણ થઈને તેમની સેવા કરતા હતા.૧૦ સુમંતુ, જૈમિનિ, અત્યંત દૃઢ વ્રતવાળા પૈલ, હું ચોથો શિષ્ય (વૈશંપાયન) અને પાંચમા વ્યાસના પોતાના પુત્ર શુકદેવ,૧૧ આ પાંચ ઉત્તમ શિષ્યોથી વિંટાઈને વ્યાસ, હિમાચલ પર્વતની તળેટીમાં જેમ ભૂતગણોથી વિંટાઈને બેઠેલા શંકર શોભે તેમ શોભતા હતા.૧૨ વેદો, વેદોના અંગોની, તથા ભારતના અર્થની આવૃત્તિ કરતા અમે સર્વ ભેગા થઈને ઇંદ્રિયોનો નિગ્રહ કરી અને મનને એકાગ્ર કરીને બેઠેલા વેદવ્યાસની ઉપાસના કરતા હતા.૧૩ એક દિવસે કોઈ એક કથા ચાલતાં વચ્ચે અમોએ વેદવ્યાસને વેદના અર્થો વિશે, ભારતના અર્થો વિશે, તથા તેનો નારાયણથી કેવી રીતે જન્મ થયો હતો, તે વિશે પ્રશ્ન કર્યો હતો.૧૪ તે ઉપરથી તત્ત્વવેત્તા વેદવ્યાસે પ્રથમ વેદના અર્થો અમને કહ્યા, તે પછી ભારતના અર્થ કહ્યા, અને પછી નારાયણથી પોતાનો જન્મ કહેવાનો આરંભ કર્યો.૧૫

વ્યાસ બોલ્યા;-હે બ્રાહ્મણો! એક ઋષિના જન્મ સંબંધી આ ઉત્તમ આખ્યાનોમાંનું એક ઉત્તમ આખ્યાન સાંભળો. એ આખ્યાન આદિ યુગના જન્મ સંબંધી છે, અને તે મેં તપવડે જાણ્યું છે. કમળમાંથી પ્રજાને ઉત્પન્ન કરવાનો સાતમો સમય આવ્યો; તે સમયે શુભથી તથા અશુભથી રહિત એવા મહાયોગી નારાયણ૧૬-૧૭ જે અપાર કાંતિવાળા હતા, તેમણે આરંભમાં પોતાની નાભિમાંથી બ્રહ્માને ઉત્પન્ન કર્યા. બ્રહ્મા ઉત્પન્ન થયા પછી તેને નારાયણે કહ્યું;૧૮ હે બ્રહ્મા! હે સમર્થ! તું મારી નાભિમાંથી ઉત્પન્ન થયો છે, પ્રજાની સૃષ્ટિ કરનારો છે, માટે તું જડ અને ચેતનવાળી અનેક જાતની પ્રજાને ઉત્પન્ન કર.૧૯ નારાયણ ભગવાને આ પ્રમાણે કહ્યું, એટલે ચિંતાથી જેનું મન વ્યાકુળ હતું અને જે સૃષ્ટિ રચવા માટે ઇચ્છતા ન હતા, તેમણે વરદાન દેનારા શ્રીહરિને પ્રણામ કરીને કહ્યું;૨૦ "હે દેવેશ્વર! તને નમસ્કાર કરું છું. પ્રજા સરજવા માટે મારી શી શક્તિ હોય? હે દેવ! હું તો અજ્ઞાની છું. માટે હવે તારે જે કરવું હોય તે નક્કી કર!"૨૧ બ્રહ્માએ આ રીતે ભગવાન્ નારાયણને કહ્યું, એટલે દેવના ઈશ્વર નારાયણ અંતર્ધાન થઈ ગયા, અને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા નારાયણ બુદ્ધિનું સ્મરણ કરવા લાગ્યા;૨૨ એટલે બુદ્ધિ મૂર્તિમતી થઈને શ્રીહરિની સેવામાં હાજર થઈ. પછી સ્વતંત્ર એવા પરમાત્માએ પંડે તે સમયે યોગબળથી બુદ્ધિને કાર્ય કરવા માટે આજ્ઞા કરી.૨૩ વિકાર રહિત અને પ્રભુ એવા પરમાત્માએ, ઐશ્વર્યમાં તથા યોગમાં વાસ કરનારી અને ગતિવાળી બુદ્ધિને કહ્યું;૨૪ "પ્રાણીઓની સૃષ્ટિ કરવા માટે તું બ્રહ્મામાં પ્રવેશ કર." ઈશ્વરની આજ્ઞા થઈ કે બુદ્ધિએ તુરત બ્રહ્મામાં પ્રવેશ કર્યો.૨૫ બ્રહ્મા બુદ્ધિવાળા થયા

પછી ફરીને શ્રીહરિએ તેને દર્શન આપ્યાં, અને તેને ફરીને વચન કહ્યું કે; "તું અનેક જાતની પ્રજાને ઉત્પન્ન કર."[૨૬] "અસ્તુ," એમ કહીને બ્રહ્માએ શ્રીહરિની આજ્ઞાને પોતાના મસ્તક ઉપર ચઢાવી, અને એટલી વાત કહીને ભગવાન્ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા;[૨૭] અને એક મુહૂર્તમાં પોતાના દેવ નામના ધામમાં પહોંચ્યા, અને ત્યાં પોતાની પ્રકૃતિને પ્રાપ્ત કરીને તેની સાથે એકાકાર થઈ ગયા.[૨૮] તે સમયે પરમાત્માને ફરીને બીજી બુદ્ધિ ઉત્પન્ન થઈ કે; "પરમેષ્ઠી એવા બ્રહ્માએ આ સર્વ પ્રજાને સરજી છે.[૨૯] તેમાં દૈત્યો, દાનવો, ગંધર્વો, અને રાક્ષસોના ગણો ઉત્પન્ન થયા છે. તેઓના ભારથી તપસ્વિની પૃથ્વી અત્યંત ઘસાય છે.[૩૦] વળી પૃથ્વી ઉપર ઘણા દૈત્યો, દાનવો, અને રાક્ષસો બળવાન્ થશે અને તપવડે કરીને ઉત્તમ વર મેળવશે.[૩૧] પછી વરદાનથી ગર્વવાળા તે સર્વ અવશ્ય દેવોને તથા તપને ધન માનનારા ઋષિઓને દુઃખ દેશે.[૩૨] માટે મારે પૃથ્વી ઉપર અનુક્રમે અનેક અવતારો ધારણ કરીને મારે જ પૃથ્વીનો ભાર ઓછો કરવો યોગ્ય છે.[૩૩] પાપીઓને શિક્ષા કરવાથી અને સત્પુરુષોના ઉપર અનુગ્રહ કરવાથી આ તપસ્વિની તથા સત્યમૂર્તિ એવી પૃથ્વી ચાલુ રહેશે.[૩૪] હું પાતાળમાં શેષસ્વરૂપે રહીને આ પૃથ્વીને ધારણ કરું છું, અને મેં ધારણ કરેલી આ પૃથ્વી સ્થાવર જંગમરૂપ આખા જગતને ધારણ કરે છે.[૩૫] માટે હું અવતાર ધારણ કરીને પૃથ્વીની રક્ષા કરું." આ રીતે મધુસૂદન ભગવાને વિચાર કરીને[૩૬] જગતના હિતને માટે લેવાતા અવતારોનાં સ્વરૂપો વારાહ, નારસિંહ, વામન અને અન્ય મનુષ્યસ્વરૂપો પોતાના મનમાં પેદા કર્યાં.[૩૭] અને પછી મનમાં નિશ્ચય કર્યો કે; "મારે અન્યાય કરનારા સુરારિઓ-દૈત્યોને આ અવતારોથી મારવા." તે પછી જગતના સ્રષ્ટા એવા ભગવાને ભોઃ શબ્દથી વાતાવરણ ગજાવ્યું.[૩૮] ને "સરસ્વતી"નું ઉચ્ચારણ કર્યું, એટલે ત્યાં (સરસ્વતી એવી વાણી દેવીમાંથી) સારસ્વત ઉત્પન્ન થયો. પ્રભુની વાણીમાંથી જન્મેલા તે સમર્થ પુત્રનું નામ अपांतरतमा હતું.[૩૯] તે પુત્ર ભૂત, ભવિષ્ય, ને વર્તમાનને જાણનારો હતો, સત્યવાદી હતો, દૃઢ વ્રત આચરનાર હતો; તેણે મસ્તક નમાવીને ભગવાનને પ્રણામ કર્યા. પછી દેવોના આદિ દેવ અને વિકારોથી રહિત એવા પરમાત્માએ તેને કહ્યું;[૪૦] "હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! તું એક વેદના ચાર વેદ કરવા માટે શ્રુતિની રચના કર.* હે મુનિ! મારી આજ્ઞા પ્રમાણે તું મારું કહેલું કર."[૪૧] તે સાંભળીને સ્વાયંભુ મનુના સમયમાં અપાંતરતમે વેદના વિભાગ કર્યા. શ્રીહરિ પણ તેનાં તે કર્મથી પ્રસન્ન થયા[૪૨] તથા તેણે કરેલાં તપથી, યમથી અને નિયમથી પણ શ્રીહરિ પ્રસન્ન થયા, અને તેને કહ્યું; "હે બ્રાહ્મણ! તું આ જ રીતે પ્રત્યેક મન્વંતરમાં મારો પુત્ર થઈશ, વેદનો પ્રવર્તાવનારો થઇશ, અચળ થઇશ, અને તારું કોઈ કદિ અપમાન કરશે નહિ.[૪૩] તે પછી જ્યારે કલિયુગ આવશે ત્યારે કુરુ નામના પ્રખ્યાત રાજાઓ થશે.[૪૪] તેઓ પૃથ્વીપર મહાત્મા રાજાઓ તરીકે પ્રસિદ્ધ થશે. તેમાં તારાથી જે પુત્રોનો જન્મ થશે, તેઓમાં ભેદ (ફાટફૂટ) પડશે,[૪૫] તથા હે ઉત્તમ બ્રાહ્મણ! તારા સિવાય એક બીજાનો નાશ કરશે.† તે સમયે પણ તું તપ કરીને વેદોના અનેક વિભાગ કરીશ.[૪૬] કૃષ્ણયુગનો (કલિયુગનો) આરંભ થશે ત્યારે તું કૃષ્ણ વર્ણનો થઇશ, અને અનેક ધર્મનો સ્થાપન કર્તા થઇશ, તથા જ્ઞાનનો ઉપદેશ કરીશ.[૪૭] તું તપ કરીશ, પરંતુ તું રાગમાંથી છૂટીશ નહિ. મહેશ્વરની કૃપાથી પરમાત્મા પંડે તારા રાગરહિત પુત્ર થઇને અવતરશે, એ વચન મિથ્યા થશે નહિ.[૪૮] બ્રાહ્મણો જેને પિતામહનો માનસિક પુત્ર કહે છે, જેની બુદ્ધિ ઉત્તમ છે, જે તપના નિધાનરૂપ અને શ્રેષ્ઠ છે, જેની કાંતિ સૂર્યના કરતાં પણ અધિક છે, તે વસિષ્ઠ[૪૯]ના વંશમાં પરાશર નામના મોટા પ્રભાવવાળા એક મહર્ષિ થશે. એ મહા તપસ્વી, તપના નિવાસભૂત, વેદના ભંડારરૂપ, અને સર્વ કરતાં શ્રેષ્ઠ ઋષિ તારા પિતા થશે.[૫૦] તે ઋષિ એક કન્યાને વિશે તને ઉત્પન્ન કરશે; તેથી તું કાનીન પુત્ર કહેવાઇશ.[૫૧] ભૂત, વર્તમાન, અને ભવિષ્ય કાળના સર્વ સંશયોનો તું નિર્ણય કરીશ. તું તપ કરીને મારી કૃપાથી પૂર્વે જે હજારો યુગો થઇ ગયા છે,[૫૨] તે સર્વ યુગોને પણ જોઇ શકીશ, તથા હજારો ને લાખો યુગોના ફેરફારોને પણ તું જોઇ શકીશ;[૫૩] તથા, હે મુનિ! મારું ધ્યાન કરવાથી આદિથી તથા અંતથી રહિત અને હાથમાં ચક્રને ધારણ કરનાર એવા મારાં પણ દર્શન કરીશ. આ વચન મિથ્યા થશે નહિ.[૫૪] હે મોટા સત્વગુણિ! તારી અતુલ ખ્યાતિ પણ થશે, અને સૂર્યનો પુત્ર શનૈશ્ચર મહાન્ મનુ થશે.[૫૫] તે મનુના સમયમાં મન્વાદિ ગણોમાં પ્રથમ મારી કૃપાથી

---

* "वेदाख्याने श्रुतिः कार्या त्वया" એનો અર્થ એમ પણ થઈ શકે કે, વેદોનું આખ્યાન કરવામાં તારે લક્ષ આપવું અર્થાત્ વેદનાં મંત્રોનો ઉચ્ચાર કરતાં તેની ગોઠવણ પર ધ્યાન આપવું. પણ પાછળના શ્લોકથી એવો અર્થ થાય છે કે, વેદોના વિભાગ વગેરે કરવું.

† આ ત્વામૃતે એટલે શું તે સમજાતું નથી. સાધારણ અર્થ "તારા સિવાય" થાય છે. એટલે કે પરસ્પરના નાશમાં શું "અપાંતરતમ" બચી જશે? ત્યારે શું તે ગેરહાજર રહીને બચશે કે તે હાજર હોવા છતાં બચશે?

તું પણ ઉત્પન્ન થઇશ, એમાં સંશય નથી.[૫૬] આ જગતમાં જે કંઈ છે, તે સર્વ મારું કરેલું છે. મનુષ્ય કંઇક બીજી જ કલ્પના કરે છે; પરંતુ હું તો મારી ઇચ્છાનુસાર જ કરું છું."[૫૭] આ રીતે સરસ્વતીના પુત્ર અપાંતરતમ નામના ઋષિને વચન કહીને ભગવાને તેને કહ્યું કે; "જા, હવે તું તારું કાર્ય કર." તે પછી તે જ હું (વ્યાસ શિષ્યોને કહે છે) હરિમેધા એવા શ્રીહરિની કૃપાથી[૫૮] અપાંતરતમા નામે હરિની આજ્ઞાથી જન્મ્યો હતો, અને તે પછી ફરીને હું વસિષ્ઠના કુળમાં પ્રખ્યાત વ્યાસને નામે જન્મ્યો છું.[૫૯] આ રીતે નારાયણની કૃપાથી નારાયણના અંશમાંથી પૂર્વ કર્મથી થયેલો મારો જન્મ મેં તમને કહ્યો છે.[૬૦] હે શ્રેષ્ઠ બુદ્ધિમાનો! મેં પૂર્વે પરમ સમાધિ કરીને પરમ દારુણ અને અત્યંત મહાન્ તપ કર્યું હતું.[૬૧] હે પુત્રો! તમે મને મારા પૂર્વ જન્મ વિશે તથા ભવિષ્યના જન્મ વિશે જે પ્રશ્ન કર્યો હતો, એનો સર્વ ઉત્તર, ભક્તો પ્રતિના મારા સ્નેહને લીધે મેં તમને કહી સંભળાવ્યો છે.[૬૨]

વૈશમ્પાયન કહે છે;–હે રાજા! શાંત મનના અમારા ગુરુ વ્યાસના પૂર્વ જન્મ વિશે તમે મને પ્રશ્ન કર્યો હતો, તે મેં તમને કહ્યો. આ ઉપરાંત બીજી કથા પણ તમે શ્રવણ કરો.[૬૩]

હે રાજર્ષિ! સાંખ્ય, યોગ, પાંચરાત્ર, વેદ, પાશુપતમત એ સર્વ જ્ઞાનો અનેક પ્રકારના મત છે, એમ જાણવું.[૬૪] સાંખ્યના વક્તા કપિલ છે; તે મહર્ષિ કહેવાય છે ને યોગના વક્તા હિરણ્યગર્ભ છે. તેના વિના બીજો કોઈ પણ પ્રાચીન યોગવેત્તા નથી.[૬૫] અપાંતરતમા મુનિ વેદાચાર્ય કહેવાય છે; કેટલાએક પુરુષો તે ઋષિને પ્રાચીનગર્ભ પણ કહે છે.[૬૬] ઉમાના પતિ, ભૂતોના પતિ શ્રીકંઠ, અને બ્રહ્માના પુત્ર એવા શંકરે, એકાગ્ર મનથી પાશુપત શાસ્ત્ર કહ્યું છે.[૬૭] સંપૂર્ણ પંચરાત્ર શાસ્ત્રના વેત્તા (જાણનારા) તો ભગવાન નારાયણ પંડે છે. અને હે ઉત્તમ રાજા! આ સર્વ જ્ઞાન શાસ્ત્રોમાં એ જ જોવામાં આવે છે કે;[૬૮] સર્વ વેદોનું અને સર્વ અનુભવનું તાત્પર્ય શ્રી નારાયણ પ્રભુ છે. પરંતુ, હે રાજા! તમોગુણી પુરુષો નારાયણના એ સ્વરૂપને જાણતા નથી.[૬૯] પરંતુ વિદ્વાન્ શાસ્ત્રકર્તાઓ કહે છે કે; નારાયણ ઋષિને આધારે આ સર્વ છે, અને હું પણ કહું છું કે, નારાયણ વિના બીજો કોઈ પણ નથી.[૭૦] સંશય રહિત થયેલા સર્વ પુરુષોને વિષે શ્રીહરિ નિત્ય વસે છે. પરંતુ જેઓનું હૃદય સંશયવાળું છે અને જેઓ હેતુબળપર આધાર રાખનારા છે, તે પુરુષોને વિષે માધવ વાસ કરતા નથી.[૭૧] હે રાજા! જેઓ પાંચરાત્રને જાણે છે અને જેઓ પાંચરાત્રના ક્રમમાં પ્રેમ રાખનારા છે, તેઓ એકાંતભાવને પામી શ્રીહરિમાં પ્રવેશ કરે છે.[૭૨] હે રાજા! સાંખ્ય તથા યોગ, એ બે સનાતન છે; તથા સર્વ વેદો પણ સનાતન છે; તથા સર્વ ઋષિઓ કહે છે કે, આ પુરાતન કાળનું વિશ્વ, નારાયણરૂપ છે.[૭૩] શુભ તથા અશુભ કર્મ જે વેદમાં કહ્યું છે તે, અને જે કંઈ સર્વ લોકોને વિષે પ્રવૃત્ત થયેલું છે તે, તથા સ્વર્ગમાં, અંતરિક્ષમાં, પૃથ્વી ઉપર, અને જળમાં જે પદાર્થો છે તે, સર્વ નારાયણ ઋષિથી ઉત્પન્ન થાય છે એમ જાણવું.[૭૪]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'द्वैपायननी उत्पत्ति' ए नामनो अध्याय ३४२ मो समाप्त.

## અધ્યાય ૩૫૦ મો.

### પુરુષ એક કે અનેક?

જનમેજય પૂછે છે; હે વૈશંપાયન! *પરમ પુરુષો

---

* ઘણા જીવ માન્યા વિના બંધની અને મોક્ષની વ્યવસ્થા ઘટી શકે નહિ. કારણ એક જ જીવ માનીએ તો એક જીવને બંધન થવાથી સર્વ જીવોને બંધન હોવું જોઇએ, અને એક જીવનો મોક્ષ થવાથી સર્વ જીવનો મોક્ષ થવો જોઇએ. પણ વ્યવહારમાં પ્રત્યક્ષ રીતે તેમ થતું નથી, માટે અનેક જીવો હોવા જોઇએ; ત્યારે બીજી તરફથી શ્રુતિ કહે છે કે; "एतदात्म्यमिदं सर्वं આ સર્વ પ્રપંચ પરમાત્મારૂપ છે." આ શ્રુતિમાં સર્વ પ્રપંચ પરમાત્મારૂપ છે એમ કહ્યું છે તેનું પણ ઉલ્લંઘન થઈ શકે તેમ નથી. આવો સંદેહ થવાથી જનમેજય રાજા વૈશંપાયનને પ્રશ્ન કરે છે.

કદાચ કોઈ શંકા કરે કે, આકાશ એક જ છે; તેમાં કાનની કુંડલીરૂપ ઉપાધિથી અનેક શ્રોત્ર ઇન્દ્રિયોની કલ્પના કરવામાં આવી છે; અને તેથી એક બહેરો હોય છે, ત્યારે બીજો સારી રીતે સાંભળી શકે છે. એ પ્રમાણે એક પરમાત્માને વિષે અનેક અંતઃકરણોને લીધે જૂદા જૂદા જીવોની કલ્પના કરવામાં આવી છે; તેથી એક બંધાય છે ત્યારે બીજો મુક્ત થાય છે; એક સુખ ભોગવે છે ત્યારે બીજો દુઃખ ભોગવે છે. આવી જાતનો વ્યવહાર થઈ શકે છે. વ્યવહારદૃષ્ટિથી જીવો અનેક છે, પરંતુ પરમાર્થદૃષ્ટિથી જીવાત્મા એક જ છે. આમાં કંઈ પણ પ્રશ્ન કરવા જેવું નથી. આમ કહીને આ પ્રશ્ન નિર્મૂળ છે, આમ કોઈ કહે, તેને માટે શ્લોકના ઉત્તરાર્ધમાં જનમેજય પ્રશ્ન કરે છે કે, આમાં કયો પુરુષ શ્રેષ્ઠ છે, અને કયો પુરુષ યોનિ એટલે કારણરૂપ છે; અર્થાત્ સ્ત્રીની અગ્નિ તરીકે ઉપાસના કરવા માટે બૃહદારણ્યકમાં કહ્યું છે કે; "योषावाव गौतमाग्निः હે ગૌતમ! સ્ત્રીની અગ્નિ તરીકે ઉપાસના કરવી." આ ઠેકાણે સ્ત્રીનો અગ્નિની સાથે જે અભેદ કહ્યો છે, તે પારમાર્થિક નથી; કારણ કે, સ્ત્રી કંઈ અગ્નિનું કાર્ય કરી શકતી નથી, પરંતુ ઉપાસનાને માટે ગૌણ અભેદ કહ્યો છે; તેમ જ "आत्मैवेदं सर्वं આ સર્વ આત્મસ્વરૂપ છે." એમ વિશ્વનો આત્માની સાથે જે અભેદ કહ્યો છે; તે પણ ગૌણ છે, પારમાર્થિક નથી. કાનની કુંડલીની વ્યવસ્થાના દૃષ્ટાંતથી પણ ઉપર કહેલી વ્યવસ્થા સિદ્ધ થતી નથી. તેમ બીજાં પ્રમાણથી અદ્વૈતની સિદ્ધિ થતી નથી. માટે કોને શ્રેષ્ઠ પુરુષ માનવો ને કોને કારણરૂપ માનવો?

ઘણા છે કે પુરુષ એકજ છે? આમાં કયા પુરુષને શ્રેષ્ઠ માનવો અને કયા પુરુષને કારણરૂપ માનવો?[૧]

વૈશંપાયન કહે છે; હે કુરુવંશોત્પન્ન! સાંખ્ય અને યોગશાસ્ત્રનો વિચાર કરતાં જગતમાં ઘણા પુરુષો છે; તેઓ એક પુરુષ છે એમ કહેવાની ઇચ્છા કરતા નથી.[૨] જો બહુ પુરુષોની એકજ યોનિ કહેવામાં આવે તો આ વિશ્વને એક અધિક ગુણવાળો પુરુષ હું કહીશ.[૩]* આત્માને જાણનારા, તપવાળા, દાંત, વંદ્ય એવા પરમર્ષિ વ્યાસ જે મારા ગુરુ છે તેને નમસ્કાર કરીને, હું કહીશ.[૪] આદિ પુરુષનું સર્વ વેદોમાં વર્ણન કરવામાં આવ્યું છે; અને ઋત તથા સત્ય સ્વરૂપથી પ્રખ્યાત એવા પરમાત્માનો ઋષિઓમાં સિંહ સમાન વ્યાસે વિચાર કર્યો છે.[૫] સામાન્ય રીતે અને અપવાદ તરીકે કપિલાદિ ઋષિઓએ, હે ભારત! અધ્યાત્મ-ચિંતનનો આશ્રય લઈને જૂદાં જૂદાં શાસ્ત્રો કહ્યાં છે.[૬] સંક્ષેપમાં વ્યાસ મુનિએ એકજ પુરુષ છે આમ જે કહ્યું છે તે હું તને અપાર તેજવાળા ઋષિની કૃપાથી કહીશ.[૭] હે રાજા! આ વિષયમાં બ્રહ્મા અને ત્ર્યંબકના (શંકરના) સંવાદરૂપ એક પુરાતન ઈતિહાસ આ પ્રમાણે છે.[૮] હે રાજા! ક્ષીરસમુદ્રના મધ્યમાં સોનાના જેવી કાંતિવાળો વૈજયંત નામનો એક ઉત્તમ પર્વત છે.[૯] તે વૈજયંત પર્વત ઉપર એકાંતમાં અધ્યાત્મ ગતિ વિષેનો વિચાર કરવા માટે બ્રહ્મા વૈરાજ લોકમાંથી નિત્ય વાસ કરતા હતા.[૧૦] એક સમયે ચાર મુખવાળા બુદ્ધિમાન્ બ્રહ્મદેવ ત્યાં બેઠા હતા, એટલામાં તેમના લલાટમાંથી ઉત્પન્ન થયેલા રુદ્રદેવ એકાએક ત્યાં આવ્યા.[૧૧] ત્રણ નેત્રવાળા મહાયોગી એવા શંકર આકાશમાર્ગે આવ્યા ને આકાશમાંથી વૈજયંત પર્વતના શિખર ઉપર ઉતર્યા;[૧૨] અને બ્રહ્માની આગળ આવી, પ્રસન્ન થઇને તેનાં બન્ને ચરણમાં પ્રણામ કર્યા. રુદ્રને પોતાનાં બન્ને ચરણમાં પડેલા જોઇને પોતાના જમણા હાથવડે,[૧૩] સમર્થ એવા બ્રહ્મદેવે તેજ વખતે પકડીને ઉઠાડ્યા, અને ઘણા કાળે આવેલા પોતાના પુત્ર રુદ્રને ભગવાન્ પ્રજાપતિએ નીચે પ્રમાણે કહ્યું;[૧૪]

પિતામહ બોલ્યા; હે મોટા બાહુવાળા! તું ભલે આવ્યો, મારી પાસે દૈવયોગે તું આવ્યો છે. હે પુત્ર! તારો સ્વાધ્યાય તથા તપ સદાય કુશળતાથી ચાલે છે કે?[૧૫] તું નિત્ય ઉગ્ર તપ કરે છે, તેથી હું તને ફરીને પૂછું છું.[૧૬]

રુદ્ર કહે છે; હે ભગવન્! તમારી કૃપાથી મારો સ્વાધ્યાય તથા મારું તપ કુશળ છે તથા સર્વ જગતનું પણ નિર્વિઘ્ન કુશળ છે.[૧૭] મેં વૈરાજ લોકમાં તમને લાંબા વખતપર દીઠા હતા. તે ઉપરથી તમારાં ચરણવડે સેવાયલા આ પર્વત ઉપર હું અહીં આવ્યો છું.[૧૮] હે પિતામહ! તમે આ એકાંત પ્રદેશમાં આવો છો, તે જોઇને મને કુતૂહલ થાય છે, અને તેમાં સાધારણ કારણ હોવું જોઈએ નહિ.[૧૯] કારણ કે તમારું સ્થાનક ઉત્તમ છે, ક્ષુધા તથા પિપાસાથી રહિત છે; અપાર કાંતિવાળા દેવો, દૈત્યો અને ઋષિઓ તે લોકમાં નિવાસ કરે છે;[૨૦] ગંધર્વો અને અપ્સરાઓ પણ નિત્ય તે સ્થાનમાં નિવાસ કરે છે. એ ઉત્તમ સ્થાનકને તજી દઇને તમે એકલા આ પર્વત ઉપર કેમ આવ્યા છો?[૨૧]

બ્રહ્મા બોલ્યા; હું નિત્ય આ વૈજયંત નામના પર્વત ઉપર આવું છું, અને અહીં મનને એકાગ્ર કરીને વિરાટ્ પુરુષનું ધ્યાન ધરું છું.[૨૨]

રુદ્ર બોલ્યા; હે બ્રહ્મા! તમે સ્વયંભૂ છો અને તમે ઘણા પુરુષોને સરજ્યા છે, અને બીજા ઘણાને સરજો છો. પરંતુ એ એક વિરાટ્ પુરુષ,[૨૩] એક પુરુષોત્તમ કોણ છે કે, જેનું તમે ચિંતન કરો છો? મારા આ સંશયને તમે દૂર કરો; કારણ કે મને આ સાંભળવાનું મોટું કુતૂહલ છે.[૨૪]

બ્રહ્મા બોલ્યા; હે પુત્ર! તેં જે ઘણા પુરુષો મેં સરજવાનો દૃષ્ટાંત આપ્યો, તે વાત તો પ્રત્યક્ષ છે. એમાં શાસ્ત્રથી પ્રતિપાદન કરવા જેવું કંઈ પણ નથી.[૨૫] માટે એક વિરાટ્ પુરુષનો આધાર હું તને કહીશ. તે વિરાટ્ પુરુષ એટલે ઉપાધિવાળા પુરુષ અનેક પુરુષોને ઉત્પન્ન કરનારા એક યોનિ–મૂળ કહેવાય છે.[૨૬] તે પુરુષ વિરાટ્ રૂપ છે, પરમ છે, અત્યંત મહાન્ છે, ગુણોથી રહિત છે, તથા સનાતન સ્વરૂપ છે, અને જીવો પણ ગુણથી રહિત થઇને તે પરમાત્માને વિશે પ્રવેશ કરે છે (લય પામે છે).[૨૭]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां नारायणीय आख्यानमां ब्रह्मा अने रुद्रनो संवाद, ए नामनो अध्याय ३९० मो समाप्त.

---

* શ્રુતિનું તાત્પર્ય (કહેવાની ઈચ્છા) એવું છે કે; આ જે કંઈ જોવામાં આવે છે તે સર્વ બ્રહ્મરૂપ છે; તે વાત ભગવતી શ્રુતિએ ઐતદાત્મ્યમિદં સર્વં વગેરે શ્રુતિઓથી સ્પષ્ટપણે દર્શાવી છે; તેમ બીજા પ્રમાણની સાથે પણ વિરોધ આવતો નથી. એક મનુષ્ય સ્વપ્નમાં પોતાનાં કર્મ અને વાસનાનુસાર અજ્ઞાનની સહાયતાથી સ્વપ્નમાં અનેક પર્વતો, નદીઓ, વિજળીઓ વગેરેને ઉત્પન્ન કરે છે, અને કર્ણશષ્કુલીન્યાયથી એટલે ભિન્નભિન્ન કામની ઉપાધિથી જેમ એક બહેરો હોય છે, એક સાંભળી શકે તેવો હોય છે, આવો વ્યવહાર થાય છે. તેમ ભિન્ન ભિન્ન અંતઃકરણને લીધે એક જીવ બંધન પામે છે; બીજો જીવ મોક્ષ પામે છે, આવો વ્યવહાર સરળતાથી થઈ શકે છે.

## અધ્યાય ૩૫૧ મો.

### પરમાત્માનું સ્વરૂપ

બ્રહ્મા કહે છે; હે પુત્ર! તેને જે રીતે (પૂર્ણ હોવાથી) પુરુષ, (આદિ તથા અંત રહિત હોવાથી) શાશ્વત, (પરિણામ વિનાનો હોવાથી) અવ્યય, અપચયથી–ક્ષીણુતાથી રહિત હોવાથી) અક્ષય, (વાણી તથા મનથી અગોચર હોવાને લીધે) અપ્રમેય, તથા (સર્વનું ઉપાદાન કારણ હોવાથી) સર્વજ્ઞ કહે છે, તે પ્રમાણે તું સાંભળ.[1] હે શ્રેષ્ઠ પુત્ર! તારાથી કે મારાથી કે બીજા કોઈ સગુણ (એટલે બુદ્ધિ અને ઇંદ્રિયાદિકવાળાં પ્રાણીઓથી) તથા શમાદિકથી રહિત મૂઢ પ્રાણીઓથી તે પરમાત્મા દેખાવો શકય નથી. એ વ્યાપક પરમાત્મા તો જ્ઞાનથી જાણી શકાય તેવા છે.[2] એ પરમાત્મા શરીરથી રહિત છે, છતાં સર્વ શરીરોને વિષે વસે છે, અને શરીરોને વિષે રહ્યા છતાં પણ તે કર્મોથી લેપાતા નથી.[3] તે મારા, તારા તથા બીજા દેહ નામધારી જે કોઈ છે, તે સર્વ અંતરાત્માના એક સાક્ષીરૂપ છે, તથાપિ તેને કોઈ પણ કયારેય પણ જાણી શકતું નથી.[4] આખું વિશ્વ તેનું મસ્તક છે, આખું વિશ્વ તેની ભુજાઓ છે, આખું વિશ્વ તેના પગ, નેત્ર અને નાસિકા છે. એ એકલો જ પોતાની ઇચ્છાનુસાર ફરનારો યથાસુખે સર્વ ક્ષેત્રોમાં વિચરે છે.[5] શરીરો તે ક્ષેત્ર છે, અને શુભાશુભ કર્મની વાસના તે બીજ છે. એ યોગાત્મા એ સર્વને જાણે છે, તેથી ક્ષેત્રજ્ઞ કહેવાય છે.[6] પાંચ ભૂતથી બનેલા આ શરીરોને વિશે આત્માનું આગમન કયારે થાય છે, અને તે શરીરોમાંથી બહાર કયારે નીકળી જાય છે, તેને કોઈ પણ જાણી શકતું નથી. સાંખ્યશાસ્ત્રાનુસાર તથા યોગશાસ્ત્રાનુસાર અનુક્રમથી, આત્માની ગતિ વિશે હું વિચાર કરું છું; પરંતુ વિચાર કરતાં પણ તેની ગતિને જાણી શકતો નથી. પરંતુ હું તને સનાતન એવા પુરુષ વિશે મારા જ્ઞાન પ્રમાણે કહું છું,[7-8] તથા પરમાત્માના એકપણાવિષે અને મહત્વ વિષે પણ કહું છું. શાસ્ત્રમાં પુરુષ એક જ કહ્યો છે, અને તે એક અને સનાતન એવા પુરુષ મહાપુરુષને નામે કહેવાય છે.[9] અગ્નિનું એક સ્વરૂપ છે, તથાપિ તે કાષ્ઠરૂપી ઉપાધિથી અનેક પ્રકારે બળે છે; પ્રકાશના કારણરૂપ સૂર્ય એક સ્વરૂપ છે, તથાપિ તેનાં કિરણો સર્વ દિશામાં પ્રકાશે છે; તપ અનેક પ્રકારનાં છે, પણ તેનું મૂળ એક છે; વાયુ એક છે, પણ જગતમાં ઘણી રીતે વાય છે; જળનું મૂળ સમુદ્ર એક છે, પણ તે ઘણે પ્રકારે વહે છે. તેમજ વિશ્વરૂપ અને નિર્ગુણ પુરુષ પણ એક જ છે, અને તે જ નિર્ગુણ પુરુષ વિષે સર્વ પુનઃ પ્રવેશ કરે છે.[10] ગુણમય સર્વ કર્મનો ત્યાગ કરીને તથા શુભ અને અશુભ કર્મનો ત્યાગ કરીને તેમ જ સત્ય અને અસત્ય એ ઉભય ભાવનો ત્યાગ કરીને એક પુરુષ ગુણોથી રહિત થાય છે.[11] જે પુરુષ અચિન્ત્ય એવા પુરુષને જાણીને તથા ચાર પ્રકારના તેના સૂક્ષ્મ ભેદને જાણીને અને તેથી શાંત થઈને વિચરે છે, તે પુરુષ તે શુભ પુરુષને પામે છે.[12]* આ રીતે કેટલાએક પંડિતો યોગમાર્ગને અનુસરીને આદિ પુરુષને પરમાત્મા કહે છે; સાંખ્યાચાર્યો તેને એકાત્મા કહે છે, અને ત્રીજા જ્ઞાનીઓ તેને આત્મા કહે છે.[13]† તેમાં જે પરમાત્મા છે, તે નિત્ય અને નિર્ગુણ છે. તેને જ નારાયણ જાણવા, અને તે જ સર્વના આત્મારૂપ પુરુષ છે.[14] કમળનું પત્ર જેમ પાણીથી ભીંજાતું નથી, તેમ આ પુરુષ કર્મનાં ફળોથી બંધાતા નથી; પરંતુ કર્મથી બંધાયલો આત્મા તો બીજો જ છે. એ કર્માત્માને મોક્ષબંધનો વળગેલાં છે,[15] અને તે સત્તર પ્રકારના સમુદાયથી બંધાય છે. આ રીતે એક જ પુરુષ અનેક પ્રકારે ઓળખાય છે. એ મેં તમને અનુક્રમે કહ્યું.[16] આ પ્રમાણે એ પરમ પુરુષ સર્વ લોકતંત્રના ધામ (સ્થાનરૂપ) સ્વરૂપ છે, પરમ જાણવા યોગ્ય છે, તે જ બોદ્ધા (એટલે જાણનારા જીવસ્વરૂપ) છે, અને તે જ બોધનીય (કહેતાં જાણવા યોગ્ય ઈશ્વરસ્વરૂપ પણ) છે. તે જ માનનારા અને માનવા યોગ્ય છે; તે જ પ્રાશન કરનારા અને પ્રાશન કરવા યોગ્ય છે; તે જ સુંઘનારા અને સુંઘવા યોગ્ય વસ્તુરૂપ છે; તે જ સ્પર્શ કરનારા અને સ્પર્શ કરવાયોગ્ય છે;[17] તે જ દ્રષ્ટા અને દ્રષ્ટવ્યરૂપ છે; તે જ શ્રવણકર્તા અને શ્રવણ કરવા યોગ્ય પુરુષ છે; તે જ જ્ઞાતા અને જ્ઞેય સ્વરૂપ છે; તે જ નિર્ગુણ અને સગુણ સ્વરૂપ છે. વળી હે તાત! જે જે પ્રધાનરૂપ કહેવામાં આવે છે તથા નિત્ય, શાશ્વત અને અવિકારી છે, તે પણ તે જ છે.[18] હું બ્રહ્મા જે મહત્તત્વને પ્રથમ ઉત્પન્ન કરું છું, તે પણ તે જ છે. વળી વિદ્વાન્ બ્રાહ્મણો તેને અનિરુદ્ધ કહે છે, તથા જગતમાં કામનાવાળા જે સારાં વૈદિક કર્મ કરવામાં આવે છે; તેના ફળદાતા પણ તે જ છે.[19] વળી સર્વ દેવતાઓ અને શાંત એવા મુનિઓ, યજ્ઞની વેદી

* ચાર પ્રકારના સૂક્ષ્મ ભેદ એટલે અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ, અને વાસુદેવ. આ ચાર ભેદ; અથવા તો વિરાટ, સૂત્રાત્મા, અંતર્યામી અને શુદ્ધ બ્રહ્મ આ ચાર ભેદ; અથવા તો વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય આ ચાર સૂક્ષ્મ ભેદને જાણનારા શાંતિને પામે છે.

† યોગવાળા કહે છે કે બે આત્મા છે; એક જીવાત્મા અને બીજો પરમાત્મા; સાંખ્યવાળા કહે છે કે જીવાત્મા અને પરમાત્મા એ એકના એક જ છે; અને ત્રીજો પક્ષ કહે છે કે વિશ્વ અને આત્મા એમાં કંઇ ભેદ જ નથી, આ વિશ્વરૂપ જ આત્મા છે.

ઉપર બેસીને તેજ પરમાત્માનું યજન કરે છે, અને તેને બલિ આપે છે. હું બ્રહ્મા કે જે પ્રજાપતિઓનો મુખ્ય ઈશ્વર છું તેનો તેનાથી જન્મ થયો છે, અને મારાથી તારો જન્મ થયો છે.[૨૦] તથા હે પુત્ર! મારાથી આ સ્થાવર અને જંગમરૂપ જગત્ તથા રહસ્યોની સાથે (ઉપનિષદોની સાથે) ચારેય વેદો પણ મારા થકી ઉત્પન્ન થયા છે.[૨૧] આ રીતે ભગવાન્ અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ, અને વાસુદેવ એમ ચાર ભાગથી વહેંચાયલા છે, અને તે પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરે છે, અને તે ભગવાન્ પોતાના જ્ઞાનવડે જ જાગૃત થાય છે.[૨૨] હે પુત્ર! તેં મને જે પ્રમાણે પ્રશ્ન કર્યો હતો, ત પ્રમાણે મેં તને ઉત્તર આપ્યો છે, અને સાંખ્યશાસ્ત્રમાં તથા યોગશાસ્ત્રમાં જે પ્રમાણે વર્ણવ્યું છે, તે પ્રમાણે તને કહ્યું છે."[૨૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां नारायणीय आख्यानमां अध्याय ३९१ मो समाप्त.

## અધ્યાય ૩૫૨ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ?

યુધિષ્ઠિર પૂછે છે; મોક્ષધર્મને આશ્રયે રહેલા અને પિતામહે કહેલા આ શુભ ધર્મો છે. પરંતુ આશ્રમના ધર્મોમાં ઉત્તમ એવો આશ્રમધર્મ તમે મને કહેવાને યોગ્ય છો.[૧]*

ભીષ્મ કહે છે; સર્વ સ્થળમાં ધર્મના બદલામાં સ્વર્ગ અને સત્યરૂપ મહા ફળ નક્કી કરેલું છે. અનેક દ્વાર-વાળા ધર્મનાં આચરણથી કોઈ પણ જાતની ક્રિયા નિષ્ફળ થતી નથી.[૨] હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! જે જે વિષયમાં જે કોઈ મનુષ્ય એક નિશ્ચય ઉપર આવે છે, તે તે વિષયના ફળ તરીકે તે મનુષ્ય તેને જ ઓળખે છે, બીજાને નહિ.[૩] પૂર્વે મહર્ષિ નારદે ઇન્દ્રને આ વિષયમાં એક કથા કહી હતી તે કથા, હે નરવ્યાઘ્ર! તું મારી પાસેથી શ્રવણ કર.[૪] હે રાજન્! જેમ વાયુ અટકયા વગર ત્રણે લોકોમાં વાયા કરે છે તેમ જ, સિદ્ધ અને ત્રણ લોકોમાં માનીતા થઈ પડેલા મહર્ષિ નારદ અનુક્રમે ત્રણે લોકોમાં ફર્યા કરે છે.[૫] હે મોટા ધનુર્ધારી! તે નારદ એક સમયે દેવરાજા ઇન્દ્રને ઘેર ગયા હતા. ત્યાં મહેંદ્રે તેમનો સત્કાર કર્યો, અને પોતાની પાસે બેસાડ્યા.[૬] નારદે બેસીને વિશ્રાંતિ લીધા પછી શચીના પતિ ઇન્દ્રે નારદને પ્રશ્ન કર્યો; "હે નિર્દોષ મહર્ષિ! કંઈ આશ્ચર્ય તમારા જોવામાં આવ્યું છે?[૭] હે વિપ્રર્ષિ! તમે સિદ્ધ છો અને કુતૂહલવાળા તમે એક સાક્ષીની પેઠે સ્થાવર તથા જંગમરૂપ ત્રણે લોકમાં નિત્ય ફરો છો.[૮] હે દેવર્ષિ! જગતમાં બનતો કોઈ પણ બનાવ તમારાથી અજાણ્યો નથી. તમે જે સાંભળેલું હોય, અથવા તો અનુભવેલું હોય, અથવા તો જોયેલું હોય તે મને કહો."[૯] હે રાજન્! તે પછી વક્તાઓમાં શ્રેષ્ઠ એવા નારદે, પાસે બેઠેલા ઇન્દ્રને આ મોટી કથા કહી.[૧૦] દ્વિજોમાં શ્રેષ્ઠ એવા નારદે, ઇન્દ્રે પ્રશ્ન કરવાથી જે વિધિથી ઇન્દ્રને કથા કહી હતી, તે પ્રમાણે હું પણ તને કહું છું તે તું પણ સાંભળ.[૧૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' नामनो अध्याय ३९२ मो समाप्त.

## અધ્યાય ૩૫૩ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ? (ચાલુ)

ભીષ્મ કહે છે; હે નરશ્રેષ્ઠ! ગંગાના દક્ષિણ તીર ઉપરના મહાપદ્મ નામના એક ઉત્તમ નગરમાં એક સમાધિનિષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો.[૧] તે શાંતવૃત્તિનો હતો, અત્રિ ગોત્રનો હતો. તે સંપૂર્ણ વેદ ભણેલો હતો, અને તેથી સંશય રહિત હતો; નિત્ય ધર્માચરણ કરનારો હતો, અને તેથી ક્રોધરહિત હતો; નિત્ય તૃપ્ત રહેનારો હતો, અને તેથી જિતેંદ્રિય હતો;[૨] તપમાં તથા સ્વાધ્યાયમાં પ્રીતિવાળો હતો, સત્યવાદી હતો, અને તેથી સજ્જનોમાં માનીતો હતો; નીતિથી મળેલા ધનવડે તથા પોતાના શીલવડે સંપન્ન હતો;[૩] સગાંસબંધીથી ભરપૂર, અને સત્વાદિક ગુણવાળા પ્રખ્યાત મહાન્ કુળમાં તે જન્મ્યો હતો, અને ઉત્તમ આજીવિકાથી જીવન ગાળતો હતો.[૪] હે રાજન્! તે પોતાને ત્યાં ઘણા પુત્રો થયેલા જોઈને મહાન્ કર્મ કરવા લાગ્યો. તે પોતાના કુળના ધર્મનો આશ્રય કરીને ધર્માચરણ કરતો હતો.†[૫] તે બ્રાહ્મણ વેદોક્ત ધર્મનો, શાસ્ત્રોક્ત ધર્મનો, તથા શિષ્ટાચારનો એમ ત્રણ પ્રકારના ધર્મનો મનમાં વિચાર કરવા લાગ્યો કે,[૬] આ ધર્મ-

* સુલભા અને જનકના સંવાદમાં સંન્યાસ આશ્રમને શ્રેષ્ઠ કહ્યો છે, તથાપિ સંપૂર્ણ રીતે સુખકારક કયો આશ્રમ છે એ જાણવાની ઇચ્છાથી પૂછે છે.

આ શ્લોકનો અભિપ્રાય આ રીતે છે. સંન્યાસ આશ્રમ ઉત્તમ છે; પરંતુ તેના ધર્મ પાળવા એ ઘણા જ કઠિન છે. કલિયુગમાં સંન્યાસ લીધા પછી તેનો વખતપર ત્યાગ પણ કરવાનો સમય આવે તો આરૂઢ પતિત નામનો દોષ લાગે, પરંતુ शयानो न पतत्यधः સુતેલો નીચે પડતો નથી એ ન્યાયાનુસાર જેમાં પડવાનો ભય નથી અને સંપૂર્ણ રીતે સ્વર્ગની ગતિ થવાનો સંભવ છે તેવો વખાણવાયોગ્ય કયો આશ્રમ છે, આવો પ્રશ્નકર્તાનો અભિપ્રાય છે.

† અર્થાત્ તેનું વર્તન કુળધર્મને અનુસરીને હતું. શલ્યે એ જ કારણે ધર્મવિરુદ્ધ હોવા છતાં, પોતાની બહેન માદ્રિને પાંડુ સાથે લગ્ન કરતાં, પૈસા માંગ્યા હતા.

માંથી મારે કયો ધર્મ કરવા યોગ્ય છે, કયા ધર્મનો આશ્રય કરવો યોગ્ય છે, અને કયો ધર્મ પાળવાથી મારું શુભ થાય. આ રીતે તે બ્રાહ્મણ ખેદ કરવા લાગ્યો, અને વિચાર કર્યા છતાં પણ પોતાના સંદેહનો નિર્ણય કરી શક્યો નહિ.[૭] આ રીતે તે બ્રાહ્મણ ઉત્તમ ધર્મનું આચરણ કર્યા કરતો, અને કયો ધર્મ આચરણ કરવો, તેનો નિર્ણય નહિ થવાથી ખેદ કર્યા કરતો હતો. એટલામાં એક સમયે તેને ત્યાં ઉત્તમ પ્રકારથી મનને વશ રાખનારો એક બ્રાહ્મણ અતિથિ તરીકે આવ્યો.[૮] તેની તેણે શાસ્ત્રોક્ત વિધિથી પૂજા કરી, અને તે બ્રાહ્મણ પણ સુખથી બેસીને પરિશ્રમથી રહિત થયો, એટલે ઘરધણીએ તેને આ પ્રમાણે પ્રશ્ન કર્યો.[૯]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३५३ मो समाप्त.

## અધ્યાય ૩૫૪ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ? (ચાલુ)

બ્રાહ્મણ કહે છે; હે નિર્દોષ બ્રાહ્મણ! તારી વાણીના માધુર્યથી મને તારાપર પ્રેમ થયો છે, તેમ તું મારો મિત્ર થયો છે. માટે હું તને કંઇક કહું છું, તે તું સાંભળ.[૧] હે વિપ્રના રાજા! હું ગૃહસ્થ ધર્મનો ભાર મારા પુત્રને સોંપીને ઉત્તમ ધર્મનું આચરણ કરવાની ઇચ્છા કરું છું. માટે હે દ્વિજ! મારે કયો ધર્મ પાળવો?[૨] હું આત્માનો આશ્રય કરીને એક આત્માને વિશે જ સ્થિતિ કરવાની ઇચ્છા રાખું છું, પરંતુ સાધારણ ગુણોથી બંધાવાની ઇચ્છા રાખતો નથી.[૩] આજ દિવસ સૂધીમાં પુત્રરૂપ ફળવાળું મારું આયુષ્ય વીતી ગયું છે; પરંતુ હવે પછી પરલોકમાં જવા માટે માર્ગનું ટીમણ લેવાની હું ઇચ્છા રાખું છું.[૪] આ જગતરૂપી સમુદ્રના સામા તીર ઉપર જવાની મને ઇચ્છા થઈ છે. આવી મતિવાળા મારા માટે ધર્મરૂપી નૌકા કયા આશ્રમમાં છે?[૫] સાત્વિક ગુણવાળા પ્રાણીઓને પણ પોતાનાં કર્મનાં ફળો ભોગવતા અને પીડા પામતા આ ત્રણ લોકમાં જોઇને, તથા પ્રાણીઓના ઉપર પણ યમ રાજાની ધ્વજાની કેતુમાલા ફરકી રહી છે એ જોઇને[૬] ભોગ ભોગવતી વખતે મારા મનમાં ભોગ ભોગવવાની રુચિ ઉત્પન્ન થતી નથી. વળી સંન્યાસીઓને પારકે ઘેર ભિક્ષા માંગતા જોઇને સંન્યાસીનો ધર્મ પાળવાની પણ મને રુચિ થતી નથી. માટે, હે અતિથિ! તું બુદ્ધિના બળથી મને ધર્મનો ઉપદેશ કરીને મને ધર્મના માર્ગ ઉપર ચઢાવ.[૧-૭]

ભીષ્મ કહે છે–તે બ્રાહ્મણે આમ ધર્મ સંબંધી વાતચિત કરી, તે વાત સાંભળીને તે બુદ્ધિમાન્ એવા અતિથિએ મધુર વાણીથી કોમળ વચનો તેને કહેવા માંડ્યાં.[૮]

અતિથિ બોલ્યોઃ હું પણ આજ વિષયમાં મુંઝાઉં છું. મારો પણ એવો જ મનોરથ છે. સ્વર્ગમાં જવા માટે ઘણાં દ્વાર (બારણાં) છે, (પરંતુ તેમાં કયું દ્વાર ઉત્તમ છે તેનો) નિર્ણય હું કરી શકતો નથી.[૯] કેટલાએક મોક્ષની પ્રશંસા કરે છે, ત્યારે કેટલાએક બ્રાહ્મણો યજ્ઞનાં ફળરૂપ સ્વર્ગનાં વખાણ કરે છે; કેટલાએક વાનપ્રસ્થ આશ્રમના ધર્મનું આચરણ કરે છે, કેટલાએક ગૃહસ્થાશ્રમનાં ધર્મનું આચરણ કરે છે,[૧૦] કેટલાએક રાજધર્મનું આચરણ કરે છે, કેટલાએક આત્મજ્ઞાનનો આશ્રય કરે છે, કેટલાએક ગુરુની સેવારૂપી ધર્મનું પાલન કરે છે, કેટલાએક મૌનવ્રત ધારણ કરે છે,[૧૧] કેટલાએક માતાપિતાની સેવા કરીને સ્વર્ગમાં ગયા છે, કેટલાએક અહિંસારૂપી ધર્મને પાળીને સ્વર્ગમાં ગયા છે, કેટલાએક સત્ય ભાષણથી સ્વર્ગમાં ગયા છે,[૧૨] કેટલાએક રણમાં સામે પગલે આવીને લડતાં મરણ પામવાથી સ્વર્ગમાં ગયા છે; કેટલાએક ઉંછવૃત્તિથી વ્રત પાળીને સિદ્ધ થઇને સ્વર્ગના માર્ગમાં ગયા છે;[૧૩] કેટલાએક ઉત્તમ પુરુષો વેદનાં વ્રત પાળે છે, કેટલાએક શુભ મનુષ્યો વેદાધ્યયન કરે છે, અને કેટલાએક શાંત મનનાં અને જિતેંદ્રિય બુદ્ધિમાન્ સ્વર્ગમાં ગયા છે;[૧૪] આર્જવ વગરના મનુષ્યોને હાથે હણાઇને કેટલાએક આર્જવવાળા અને સરળ વૃત્તિના, શુદ્ધ મનના પુરુષો પણ સ્વર્ગમાં જાય છે.[૧૫] આ રીતે ઘણા લોકોએ અનેક ધર્મનું આચરણ કરીને ધર્મનાં ઘણાં દ્વારોને ખુલ્લાં કર્યાં છે, તેથી વાયુ જેમ મેઘની પંક્તિને વિખેરી નાંખે, તેમ તેનાથી મારી બુદ્ધિ પણ મુંઝાઈ ગઈ છે.[૧૬]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३५४ मो समाप्त

## અધ્યાય ૩૫૫ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ? (ચાલુ)

અતિથિ કહે છે; હે બ્રાહ્મણ! મારા ગુરુએ મને જે પ્રમાણે અર્થતત્વનો ઉપદેશ કર્યો છે, તે અનુક્રમે હું તને ઉપદેશ કરીશ. તે તું મારી પાસેથી સાંભળ.[૧] જ્યાં પૂર્વ કલ્પમાં ધર્મના ચક્રની સ્થાપના કરવામાં આવી હતી, તે નૈમિષારણ્યમાં ગોમતી નદીના તીર ઉપર નાગ નામનું એક નગર છે.[૨] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તે સ્થાનમાં સર્વ દેવતાઓએ પૂર્વે યજ્ઞ કર્યો હતો અને રાજાઓમાં શ્રેષ્ઠ એવા માંધાતા રાજાએ એ પ્રદેશમાં

ઇન્દ્રનું અપમાન કર્યું હતું.[૩] તેવા સ્થાનમાં મહાન્ અને ધર્માત્મા ચક્ષુઃશ્રવાએ વાસ કર્યો હતો. તે મહા નાગ, પદ્મનાભ અથવા પદ્મ એવા નામથી પ્રખ્યાત છે.[૪] હે ઉત્તમ દ્વિજ! તે નાગ મનથી, વાણીથી, અને કર્મથી સર્વ પ્રાણીઓને સંતોષે છે, અને (કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા) ત્રણ પ્રકારના માર્ગનો આશ્રય કરીને રહ્યો છે.[૫] વિષમ રીતે વર્તનારા પુરુષને તે સામથી, દામથી, ભેદથી, અને દંડથી એમ ચારેય પ્રકારે શિક્ષા કરે છે, અને સમાન રીતે વર્તનારનું માત્ર નેત્રનાં ધ્યાનથી જ રક્ષણ કરે છે.[૬] માટે તેની પાસે જઇને વિધિપૂર્વક તેને તારી મરજી મુજબનો પ્રશ્ન કર. તે તને ઉત્તમ ધર્મનો ઉપદેશ કરશે, કંઈ મિથ્યા કહેશે નહિ.[૭] તે નાગ સર્વનું આતિથ્ય કરનારો છે, બુદ્ધિવડે શાસ્ત્રમાં કુશળ છે, તથા સારા ઇચ્છવા યોગ્ય સર્વ અનુપમ ગુણોથી યુક્ત છે.[૮] તે પ્રકૃતિવડે નિત્ય નિર્મળ છે; અધ્યયનમાં નિત્ય પ્રીતિવાળો રહે છે, અને તપથી તથા દમથી યુક્ત છે. તેનું આચરણ ઉત્તમ છે.[૯] તે યજ્ઞ કરનારો છે, દાન દેનારાઓનો અધિપતિ છે, ક્ષમાવાન્ છે, ઉત્તમ વ્રત પાળનારો છે, સત્યવાદી છે, ઈર્ષાથી રહિત છે, શીલસંપન્ન છે, અને ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો છે.[૧૦] (દેવતા, પિતૃઓ, અને અતિથિને ભોજન કરાવ્યા પછી) શેષ રહેલા અન્નનું ભોજન કરે છે; અનુકૂળ વચન બોલનારો, બીજાનું હિત કરવામાં તથા આર્જવ કરવામાં ઉત્તમ તેમ જ કાર્યને તથા અકાર્યને જાણનારો છે; કોઇની સાથે વૈર નહિ કરનારો છે; પ્રાણીઓનું હિત કરવામાં પરાયણ રહેનારો છે; ગંગાના ધરા જેવો નિર્મળ અને પવિત્ર છે તથા ઉત્તમ કુળમાં જન્મેલો છે.[૧૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३९९ मो समाप्त

## અધ્યાય ૩૫૬ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ? (ચાલુ)

બ્રાહ્મણ કહે છે;–એક પુરુષ મોટો ભાર ઉપાડીને આવતો હોય તેના માથા ઉપરથી ભાર ઉતારી લેવાથી જેમ તેને પરમ આશ્વાસન મળે છે (શાંતિ મળે છે) તેમ જ તમારું વાક્ય સાંભળ્યા પછી મને પણ પરમ શાંતિ થઈ છે.[૧] એક પુરુષ પંથ કરીને થાકી ગયો હોય, તેને જેમ શય્યા આનંદ આપે છે, ઉભા રહેવાથી થાકી ગયલાને જેમ આસન આનંદ આપે છે, તરસ્યાને જેમ પાણી આનંદ આપે છે, ભૂખથી પીડાયલાને જેમ ભોજન આનંદ આપે છે,[૨] અતિથિને ભોજન સમયે ઇચ્છિત ભોજનની પ્રાપ્તિ જેમ આનંદ આપે છે, પુત્રની ઇચ્છાવાળા પુરુષને પુત્રનો જન્મ થવાથી જેમ આનંદ થાય છે,[૩] એક પ્રેમસ્નિગ્ધ પુરુષને પોતાના મનમાં ચિંતવેલાનાં દર્શન થવાથી જેવો આનંદ થાય છે, તેવો આનંદ તમારું વચન સાંભળીને મને થયો છે.[૪] નવીન નેત્ર પામેલો જેમ આકાશપ્રતિ જુએ છે, તેમ હું (અંધ) આકાશમાં જોઉં છું અને વિચાર કરું છું. ખરેખર તમારાં આ પ્રજ્ઞાન-જ્ઞાનમય વચનોએ જ મને આ ઉપદેશ કર્યો છે.[૫] તમે મને જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે હું કરીશ. હે સાધુ! તમે આજની રાત્રિ મારી સાથે રહો.[૬] અહીં સુખથી રહો ને સંપૂર્ણ રીતે વિશ્રાંતિ લ્યો. હમણાં આ ભગવાન્ સૂર્યનારાયણ ઝાંખા પડી ગયા છે, અને અસ્ત થવા લાગ્યા છે.[૭]

ભીષ્મ કહે છે;–હે શત્રુનો નાશ કરનારા યુધિષ્ઠિર! આ રીતે તે બ્રાહ્મણે તે અતિથિનો સત્કાર કર્યો ને તેને રહેવા માટે કહ્યું; એટલે બ્રાહ્મણની સાથે તે રાત્રિ તે ત્યાં રહ્યો.[૮] અને ચોથા ધર્મ મોક્ષના વિષયની કથા કહેતાં કહેતાં તે બન્નેને તે આખી રાત્રિ, દિવસની પેઠે સુખમાં વીતી ગઈ.[૯] તે પછી પ્રભાતમાં પોતાનું કાર્ય કરવાની ઇચ્છા રાખનારા તે બ્રાહ્મણે પોતાની શક્તિ પ્રમાણે તે અતિથિનો સત્કાર કર્યો.[૧૦] ધર્માચરણ કરનારા તે બ્રાહ્મણે, જેણે મોક્ષધર્મ જાણવાનો નિશ્ચય કર્યો હતો, અને જેણે પોતાના મનુષ્યોની પાસેથી જવાની રજા લીધી હતી અને જેણે સુકૃત કરવાપર એક નિશ્ચય કર્યો હતો, તેણે તે અતિથિએ બતાવેલા નાગરાજના સ્થાનક તરફ ચાલવા માંડ્યું.[૧૧]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३९६ मो समाप्त.

## અધ્યાય ૩૫૭ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ? (ચાલુ)

ભીષ્મ કહે છે;–હે યુધિષ્ઠિર રાજા! તે બ્રાહ્મણ ભાતભાતનાં વનોને, તીર્થોને, અને સરોવરોને ઓળંઘતો ઓળંઘતો અનુક્રમે આગળ જવા લાગ્યો, એટલામાં તેને એક મુનિ મળ્યા,[૧] એટલે તે બ્રાહ્મણે, બ્રાહ્મણના બતાવ્યા પ્રમાણે મુનિને નાગનું સ્થાન પૂછ્યું, અને પેલાએ તેને યોગ્ય ઉત્તર આપીને બતાવ્યું, એટલે તે આગળ ચાલવા માંડ્યો.[૨] અને નાગના સ્થાન ઉપર ઘટતી રીતે જઇને તત્વવેત્તા તે બ્રાહ્મણ બોલ્યો કે, "હું ફલાણો તમારે ત્યાં આવ્યો છું."[૩] બ્રાહ્મણનું વચન સાંભળીને ધર્મ ઉપર વાત્સલ્ય રાખનારી પતિવ્રતા અને રૂપવતી નાગપત્નીએ તે બ્રાહ્મણને દર્શન આપ્યાં,[૪]

અને ધર્મમાં પરાયણ રહેનારી એવી એ નાગપત્નીએ તે બ્રાહ્મણની વિધિપૂર્વક પૂજા કરી, "ભલે પધાર્યા" એ રીતે સ્વાગતા કરીને કહ્યું કે, "બોલો તમારું કયું કામ કરું?"[૫]

બ્રાહ્મણ બોલ્યો;–હે પૂજ્ય સ્ત્રી! હું થાકી ગયો હતો, તેનો તમે મધુર વાણીથી સત્કાર કર્યો છે. સર્વ કરતાં શ્રેષ્ઠ એવા નાગનાં દર્શન કરવાની હું ઇચ્છા રાખું છું.[૬] આ મારું મોટું કાર્ય છે, અને આ મારું પરમ ઇષ્ટ કાર્ય છે. હું આ કાર્યને માટે આ નાગના આશ્રમમાં આવ્યો છું.[૭]

નાગની ભાર્યા બોલી; મારા પતિ નાગદેવને એક મહિના સૂધી સૂર્યનો રથ વહેવાનો સમય આવ્યો છે. તે કાર્ય કરવા માટે તે ગયા છે. હે બ્રાહ્મણ! તે સાત આઠ દિવસમાં અવશ્ય પાછા આવશે.[૮] મારા ભર્તારને ઘર છોડીને પરદેશ જવાનું કારણ તમને જણાવ્યું. બીજું કયું કામ છે? તે તમે મને કહો.[૯]

બ્રાહ્મણ બોલ્યા; હે સાધ્વિ! હું નાગરાજનાં દર્શન કરવા માટેજ અહિં આવ્યો છું. હે દેવિ! આ મહાવનમાં રહીને નાગરાજના આવવાની હું વાટ જોઇશ.[૧૦] નાગરાજા આવે, એટલે તેને મારા અહીં આવવાના સમાચાર શાંતિથી આપવા. પ્રથમ તારે મારા અહીં આવવાના સમાચાર તેને આપવા અને પછી તારે જે કહેવાનું હોય તે કહેવું.[૧૧] હું પણ અહીં ગોમતી નદીના પવિત્ર તીર ઉપર વસીશ અને પરિમિત આહાર કરીને તેં કહેલા કાળની પ્રતીક્ષા કરીશ."[૧૨]

આ રીતે તે ઉત્તમ બ્રાહ્મણ વારંવાર નાગની સ્ત્રી નાગીના મનનું સમાધાન કરીને ગોમતી નદીના તેજ તીર ઉપર ગયો.[૧૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३९७ मो समाप्त.

## અધ્યાય ૩૫૮ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ? (ચાલુ)

ભીષ્મ કહે છે; હે નરશ્રેષ્ઠ! તે પછી તે તપસ્વી બ્રાહ્મણ ત્યાં નિરાહાર રહીને (ઉપવાસ કરીને) રહેવા લાગ્યો. તેથી ત્યાં વસનારા સર્વે ભુજંગો ખિન્ન થયા,[૧] અને તે નાગરાજના બાંધવો, ભાઈઓ, પુત્રો, અને ભાર્યા આ સર્વ એકઠા થઇને પેલા બ્રાહ્મણની પાસે ગયા;[૨] અને નિયમને સ્વીકારનાર અને આહારનો ત્યાગ કરનાર તે બ્રાહ્મણને નદીના તીર ઉપર એકાંતમાં બેઠો બેઠો જપ કરતો જોયો.[૩] આતિથેય નાગરાજના સર્વે સંબંધીઓ તે બ્રાહ્મણની પાસે ગયા, અને વારંવાર તેનું પૂજન કરીને તેને સંશયરહિત વાક્યો કહેવા લાગ્યા કે,[૪] "હે તપોધન! તમને અહિં આવ્યાને આજે છઠ્ઠો દિવસ થયો છે છતાં, હે ધર્મવત્સલ! તમે અમારી પાસે કોઈ પણ જાતનો આહાર માગતા નથી![૫] તમે અમારે ઘેર અતિથિ તરીકે આવ્યા છો, અને અમે તમારી પાસે આવ્યા છીએ. અમારે તમારું આતિથ્ય કરવુંજ જોઈએ, કારણ કે અમે સર્વ કુટુંબવાળા છીએ.[૬] હે ઉત્તમ બ્રાહ્મણ! તમારે મૂળ, ફળ, પાંદડાં, દૂધ અથવા તો આહારનું મૂળ અન્નનો ઉપભોગ કરવો યોગ્ય છે.[૭] તમે આ વનમાં આહાર તજી દઇને વાસ કરો છો તેથી બાળકથી માંડીને ઘરડા સૂધીનાં અમે સર્વને, ધર્મનો લોપ થવાથી દુઃખ થાય છે.[૮] અમારા કુળમાં કોઈપણ સંતાન બ્રહ્મહત્યા કરનારું થયું નથી; જન્મતાંજ કોઈનું છોકરું મરી ગયું નથી, અસત્યવાદી નથી, તેમ દેવ, અતિથિ તથા બાંધવોની પહેલાં અમારા કુળમાં કોઈ ભોજન કરનારું નથી.[૯]

બ્રાહ્મણ કહે છે;–તમે મને ઉપદેશ કર્યો, તે મેં આહાર કર્યો એમ માનજો. નાગને આવવાને આઠ દિવસ હતા, તેમાંથી હવે બે દિવસ બાકી રહ્યા છે.[૧૦] જો આઠ રાત્રિ વીત્યા પછી નાગ આવશે નહિ, તો હું આહાર કરીશ. નાગનાં દર્શન કર્યા પછી ભોજન કરવું, આવું મેં વ્રત લીધું છે.[૧૧] માટે તમારે સંતાપ કરવો નહિ. તમે જેમ આવ્યા છો, તેમ જાવ. નાગને માટે મેં આ સર્વ વ્રત લીધું છે. તેને તમારે તોડાવવું યોગ્ય નથી."[૧૨]

હે નરશ્રેષ્ઠ! આ રીતે કહીને તે બ્રાહ્મણે તે ભુજંગોને જવાની રજા આપી, એટલે તેઓ પોતાનો અર્થ સાધ્યા વગર પોતાને ઘેર ગયા.[૧૩]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३९८ मो समाप्त.

## અધ્યાય ૩૫૯ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ? (ચાલુ)

ભીષ્મ કહે છે;–હે યુધિષ્ઠિર રાજા! ઘણા દિવસ વીતી ગયા પછી નાગરાજ પોતાનું કાર્ય કરી, સૂર્યની આજ્ઞા લઇને પોતાને ઘેર આવ્યો.[૧] એટલે તેની સ્ત્રી પગ ધોવાનું જળ વગેરે પૂજાની સામગ્રી લઇને તેની પાસે આવી. પોતાની સાધ્વી સ્ત્રીને પોતાની પાસે આવેલી જોઇને નાગરાજે પૂછ્યું:[૨] "હે કલ્યાણિ! દેવતા તથા અતિથિનું પૂજન કરવા માટે મેં તને પૂર્વે જે યુક્તિયુક્ત વિધિ કહ્યો છે, તે વિધિ પ્રમાણે તું કરે છે કે?[૩] સ્ત્રીબુદ્ધિને લીધે શિથિલ થઈ જઇને તેં આ કરવાના અર્થનો ત્યાગ તો કર્યો નથીને? હે સુંદર નિતમ્બવાળી! મારા વિયોગથી તું ધર્મના સેતુ–માર્ગથી વિમુખ તો થઈ નથીને?"[૪]

નાગભાર્યા બોલી;–ગુરુની સેવા કરવી એ શિષ્યોનો ધર્મ છે, વેદ ભણવો એ બ્રાહ્મણોનો ધર્મ છે, માલિકનું કહેવું કરવું એ ચાકરોનો ધર્મ છે, લોકોની રક્ષા કરવી એ રાજાનો ધર્મ છે;[૫] સર્વ પ્રાણીઓની રક્ષા કરવી આ ક્ષત્રિયોનો ધર્મ કહેવાય છે; યજ્ઞો કરવા અને અતિથિનો સત્કાર કરવો એ વૈશ્યોનો ધર્મ છે;[૬] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સેવા કરવી એ શૂદ્રનું કર્મ છે, અને હે નાગેન્દ્ર! સર્વ પ્રાણીઓનું હિત ઇચ્છવું એ ગૃહસ્થનો ધર્મ છે.[૭] નિત્ય નિયમ પ્રમાણે આહાર કરવો, અનુક્રમથી વ્રતનું આચરણ કરવું આ પણ ધર્મ ગણાય છે; કારણ કે એ બાબતમાં ઇન્દ્રિયોનો ધર્મ સાથે સંબંધ હોવાથી તે વિશેષ ધર્મ છે.[૮] હું કોનો છું, કયાંથી આવ્યો છું, અહીં મારું કોણ કોણ છે? અને મારું શું પ્રયોજન છે? આ રીતે નિત્ય વિચાર કરીને મોક્ષાશ્રમમાં વાસ કરવો.[૯] પતિવ્રત પાળવું એ ભાર્યાઓનો પરમ ધર્મ કહેવાય છે, અને, હે નાગેન્દ્ર! તારા ઉપદેશથી તે વાતનું રહસ્ય હું જાણું છું.[૧૦] હું ધર્મને જાણું છું, નિત્ય ધર્મને પાળનારા તું બેઠા છો; છતાં હું સન્માર્ગનો ત્યાગ કરીને દુષ્ટ માર્ગે કેમ જાઉં?[૧૧] હે મહાભાગ! દેવોની સેવા કરવામાં મેં કંઈ ઓછું કર્યું નથી, તથા નિત્ય સાવધાન રહીને અતિથિઓનો સત્કાર પણ કરું છું.[૧૨] પણ એક બ્રાહ્મણને અહીં આવ્યાને સાત આઠ દિવસ થયા છે. તે પોતાના આવવાનું કારણ મને કહેતો નથી; પરંતુ તારા દર્શનની ઇચ્છા રાખે છે.[૧૩] તારાં દર્શનનો ઉત્સુક એ બ્રાહ્મણ કઠિન વ્રત પાળતો અને બ્રહ્મનો જાપ જપતો ગોમતી નદીના તીર ઉપર બેઠો છે.[૧૪] હે નાગેન્દ્ર! એ બ્રાહ્મણે મને સત્યપૂર્વક કહ્યું છે કે, એ નાગરાજ આવે કે તારે મારી પાસે મોકલવો.[૧૫] હે મોટી બુદ્ધિવાળા નાગ! આ કહેવું સાંભળીને તારે ત્યાં જવું જોઇએ, અને હે દર્શનશ્રવ! તારે તેને દર્શન દેવાં જોઈએ."*[૧૬]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३९९ मो समाप्त.

## અધ્યાય ૩૬૦ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ? (ચાલુ)

નાગે પૂછ્યું; હે પવિત્ર હાસ્યવાળી સ્ત્રિ! તેં બ્રાહ્મણના સ્વરૂપમાં કોને દીઠો છે? કેવળ મનુષ્ય જાતિના બ્રાહ્મણને કે દેવતાને?[૧] વળી હે યશસ્વિની સ્ત્રિ! મારાં દર્શન કરવાની ઇચ્છાવાળો એવો કોણ મનુષ્ય શક્તિમાન્ છે કે જે મારાં દર્શનની રુચિવાળાં વાકય આજ્ઞાપૂર્વક બોલી શકે તેવો છે?[૨] હે કલ્યાણિ! દેવોના અને અસુરોના ગણોમાં તથા દેવર્ષિઓમાં અમે નાગો મહાવીર્ય (પરાક્રમ) વાળા છીએ; અને મોટા વેગથી દોડનારા અમે છીએ અને અમારા શરીરનો ગંધ દિવ્ય છે.[૩] બીજાઓને વંદન કરવા યોગ્ય છીએ, વર આપનારા છીએ, તથા અમોને ભકતો હોય છે, અને વિશેષે કરીને મનુષ્યો અમને જોઈ શકતા નથી એવો મારો મત છે.[૪]

નાગભાર્યા બોલી; હે પવનાશન! તેની સરળતા ઉપરથી જાણવામાં આવે છે કે તે દેવતા નથી, પરંતુ, હે અતિ રોષવાળા! તારા ઉપર ભક્તિવાળો તે એક બ્રાહ્મણ છે.[૫] તેને કંઈક કામ કરવાની ઇચ્છા છે; અને વરસાદ ઉપર પ્રીતિ ધરાવનારો બપૈયો જેમ જળની ઇચ્છાથી વરસાદની વાટ જોયા કરે, તેમ તે બ્રાહ્મણ પણ તારાં દર્શનની વાટ જુએ છે.[૬]† તેને તારાં દર્શન વિના કોઈ પણ જાતનું વિઘ્ન નથી. આપણા ઉત્તમ કુળમાં જન્મેલ પણ તારા જેવો કોઈ નથી કે, જે આ અતિથિનો સત્કાર કરે.[૭] માટે તું તારો સ્વાભાવિક ક્રોધ તજી દઇને એને દર્શન આપ. પરંતુ તે બ્રાહ્મણની આશાનો ભંગ કરીને તારે આજે તેની આંતરડીને બાળવી યોગ્ય નથી.[૮] રાજા અથવા તો રાજપુત્ર આશાથી આવેલા મનુષ્યોનાં આંસુઓને લુછતા નથી તો તેઓને ગર્ભહત્યાનું જ પાતક લાગે છે.[૯] મૌન રહેવાથી જ્ઞાનનું ફળ મળે છે; દાન દેવાથી મહાન્ યશ મળે છે; સત્ય ભાષણ કરવાથી વાચાળપણાને પામે છે, અને પરલોકમાં પૂજા પામે છે;[૧૦] પૃથ્વીનું દાન દેવાથી આશ્રમવાસીની ગતિ મળે છે; ન્યાયથી ધન મેળવીને ઉત્તમ ફળ ભોગવાય છે;[૧૧] પોતાને મનગમતું અને પોતાના હિતનું અને પાપ રહિત કાર્ય કરવાથી કોઈપણ પુરુષ નરકમાં પડતો નથી, આમ ધર્મશાસ્ત્રવેત્તાઓ જાણે છે.[૧૨]

નાગ કહે છે; હે પતિવ્રતા સ્ત્રિ! મારામાં અભિમાનવાળું માન નથી; પરંતુ જાતિના દોષથી મારામાં

* નાગ એટલે સર્પ સમજવા કે મનુષ્યજાતિમાં કોઈ ઉચ્ચ કોટિના મનુષ્યો સમજવા તે કંઈ સમજાતું નથી. દર્શનશ્રવ એટલે કે જેનાં નેત્રોવડે સાંભળી શકાય છે તે. અર્થાત્ એ એક એવી જાતિ છે કે જેમનાં નેત્રો જોવાનું અને સાંભળવાનું બંને કાર્ય કરે છે!

† હિન્દી કવિઓએ અત્યંત આતુરતાને ચાતકની જલની ઇચ્છા સાથે સરખાવેલી છે. તેનું કારણ એ પક્ષીની કુદરતી ચાંચ છે. તેની લાંબી ગર્દનના ઉપલા ભાગપર એક નાનું કાણું હોય છે તેથી કરીને તે પોતાની ચાંચ ઉંધી કરીને બેઠેલું દેખાય છે. આથી પેલું કાણું બંધ થઈ જાય છે. એ કાણાં મારફતે તે પાણી પીને પોતાની તરસ છીપાવે છે. પણ તે પોતાની લાંબી ગર્દન વાંકી વાળીને ઉપલાં કારણથી જલને ખેંચવાને અસમર્થ હોવાથી તેને ઉપરથી પડતાં પાણીને પેલાં કાણાંમાં ઝીલવાની રાહ જોવી પડે છે, અને તેમ માત્ર વર્ષાઋતુમાં જ બની શકે છે. તેથી ચાતક વર્ષાનાં જલનો જ તરસ્યો છે એમ કહેવામાં આવે છે. ચાતકનો સ્વર તીણો તીખો હોવા છતાં મીઠો લાગે છે. તે 'દતેઈક જલ' એમ બોલતું લાગે છે.

મહાન્ માન–અભિમાન છે; પરંતુ મારા તે સંકલ્પ-જન્ય ક્રોધને તેં વાણીરૂપી અગ્નિથી બાળી નાખ્યો છે.૧૩ હે સદ્ગુણી સ્ત્રિ! હું રોષના જેવો વિશેષ અંધકાર જોતો નથી. નાગોમાં ક્રોધ હોવાથી જ તેઓ વિશેષ કહેતીને પાત્ર થયા છે.૧૪ ઈન્દ્રનો પ્રતિસ્પર્ધી પ્રતાપી રાવણ હતો, પણ તે રોષવશ થયો એટલે તેને શ્રીરામે યુદ્ધમાં મારી નાખ્યો હતો.૧૫ અંતઃપુરમાં રાખેલાં વત્સનું હરણ પરશુરામ કરી ગયા, તે સાંભળીને કાર્તવીર્યના પુત્રો અપમાનથી તથા રોષથી ઘેરાઈ ગયા હતા, ને (પરશુરામે) તેઓને મારી નાખ્યા હતા.૧૬ વળી જમદગ્નિના પુત્ર પરશુરામે, યુદ્ધમાં હજાર નેત્રવાળા ઈન્દ્રના સમાન તેજસ્વી અને મહા બળવાન્ એવા કાર્તવીર્યે રોષ કરવાથી તેને મારી નાખ્યો હતો.૧૭ એટલા માટે તારું આ વચન સાંભળીને તપના શત્રુરૂપ, અને કલ્યાણનો નાશ કરનારા રોષનો (ક્રોધનો) મેં નિગ્રહ કર્યો છે.૧૮ હે વિશાળ નેત્રવાળી સ્ત્રિ! વિકારોથી રહિત તથા ગુણવાળી એવી તું સ્ત્રી મને મળી છે, તેથી હું મારાં પોતાનાં અધિક વખાણ કરું છું.૧૯ હવે જ્યાં આગળ તે બ્રાહ્મણ બેઠો છે ત્યાં આગળ જ હું જાઉં છું, અને સર્વથા વાક્ય સાંભળીને તે બ્રાહ્મણ કૃતાર્થ થઈને (પોતાનું કાર્ય સિદ્ધ કરીને) ઘેર જશે."૨૦

इतिश्री महभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३६० मो समाप्त.

## અધ્યાય ૩૬૧ મો

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ? (ચાલુ)

ભીષ્મ કહે છે; હે યુધિષ્ઠિર રાજા! પછી તે નાગરાજા તે જ બ્રાહ્મણને મનમાં સંભારતો, અને તેને શું કામ હશે તેનો વિચાર કરતો કરતો તેના તરફ ગયો.૧ હે રાજા! બુદ્ધિમાન્ એવો નાગરાજા કે જે સ્વભાવથી જ ધર્મ ઉપર વત્સલતા ધરાવનારો હતો તે તેની પાસે જઈને મધુર વચનથી બોલ્યો.૨

"હે બ્રાહ્મણ! હું તારી પાસે ક્ષમા માગીને વાત કરું છું, માટે તારે મારા ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી. તું અહીં કોના કામને માટે આવ્યો છે? અને અહીં આવવાનું તારે શું પ્રયોજન છે?૩ હે દ્વિજ! હું તારી સન્મુખ આવ્યો છું, અને તને સ્નેહથી પૂછું છું કે, તું આ ગોમતી નદીના એકાંત તીર ઉપર કોની ઉપાસના કરે છે?"૪

બ્રાહ્મણે ઉત્તર આપ્યો;–"હે સર્પોમાં શ્રેષ્ઠ! જાણ કે મારું નામ ધર્મારણ્ય છે, અને હું પદ્મનાભ નામના સર્પના રાજાને મળવા માટે આવ્યો છું, કારણ કે મારે તેની સાથે કામ છે.૫ મેં તેની પરોક્ષમાં તેની સ્ત્રીની પાસેથી સાંભળ્યું છે કે, તે બહાર ગયો છે. માટે ખેડુત જેમ વરસાદની વાટ જુવે, તેમ હું તેની વાટ જોઉં છું.૬ હું યોગયુક્ત તથા નિરામય થઈને તેના કલેશ દૂર કરવા માટે તથા કલ્યાણ કરવા માટે વેદનું પારાયણ કરું છું."૭

નાગ બોલ્યો; "અહો હો! તારું આચરણ કલ્યાણકારક છે. તું સત્પુરુષ છે, સજ્જનોમાં તેં વત્સલતા સંપાદન કરી છે, અને, હે મોટા ભાગ્યવાળા બ્રાહ્મણ! તારામાં કોઈપણ જાતનું કહેણ નથી; કારણ કે તું બીજાને સ્નેહથી જુવે છે.૮ હે વિપ્રર્ષિ! તું જે નાગને મળવાની ઇચ્છા રાખે છે, તે નાગ હું પોતે જ છું. જે તારી ઇચ્છામાં આવે તે મને આજ્ઞા કર. હું તારું કયું પ્રિય કાર્ય કરું?૯ મેં મારી સ્ત્રીની પાસેથી સાંભળ્યું છે કે, તું અહીં આવ્યો છે તેથી, હે બ્રાહ્મણ! હું પંડે તારાં દર્શન કરવાને આવ્યો છું.૧૦ હે ઉત્તમ બ્રાહ્મણ! તું પણ આજે તારું કાર્ય સિદ્ધ કરીને ઘેર જશે, માટે મારાપર વિશ્વાસ રાખીને મને કાર્યમાં જોડ.૧૧ અમે સર્વે વિશેષે કરીને તારા ગુણોથી ખરીદાયલા છીએ, કારણ કે તું તારું પોતાનું હિત તજી દઈને અહીં મારી વાટ જુવે છે."૧૨

બ્રાહ્મણ બોલ્યો; "હે મોટા ભાગ્યશાળી સર્પ! હું તારાં દર્શન કરવાની લાલસાથી અહીં આવ્યો છું, અને અમુક વિષયમાં અજ્ઞાન છું. તે વિષયમાં તને પૂછવાની ઇચ્છા રાખું છું.૧૩ આત્માને વિષે વિશ્વાસ રાખનાર હું, પરમાત્મા જે જીવની ગતિનું સ્થાન છે, જે વાસાર્થી (ઘરમાં રહેવાની આસક્તિવાળા) છે, જે મહાપ્રજ્ઞ (ગુણદોષને જાણનારા) છે, જે ચંચલ છે તેને શોધતો શોધતો ઉપાસું છું.૧૪* તું ચન્દ્રનાં કિરણોના સ્પર્શથી જે અનુકૂળ થઈ પડે છે તેવા પોતાની મેળે જ પ્રકાશતા ગુણો કે જેના ગર્ભમાં યશરૂપ પ્રકાશ છે તેવડે પ્રકાશમાન છે.૧૫ હે પવનના ભક્ષક! આવા તને હું મારો પ્રશ્ન પૂછું છું તેનો તું નિર્ણય કર. પછી હું મારું કાર્ય તને કહીશ. તે તું સાંભળજે."૧૬

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३६१ मो समाप्त.

## અધ્યાય ૩૬૨ મો.

### આશ્રમમાં કયો આશ્રમ શ્રેષ્ઠ (ચાલુ)

બ્રાહ્મણ કહે છે; તું તારા વારા પ્રમાણે સૂર્યના એક

* હું ગ્રહસ્થાશ્રમી છતાં પણ ઘરને વિશે દોષોને જોનારો છું.

પૈડાવાળા રથને ઉપાડવા માટે જાય છે; માટે તે સમયે ત્યાં તેં જો કંઈ આશ્ચર્ય દીઠું હોય તો તે મને કહેવું યોગ્ય છે.[૧]

નાગ કહે છે; ભગવાન્ સૂર્યને વિશે અનેક જાતનાં આશ્ચર્યો રહેલાં છે. કારણ કે ત્રણ લોકમાં માનીતા થઈ પડેલા સર્વ પ્રાણીઓની તેનાથી ઉત્પત્તિ થાય છે.[૨] જેમ વૃક્ષની શાખાઓમાં અનેક પક્ષીઓ રહે છે તેમ સિદ્ધ, મુનિઓ અને દેવતાઓ તે સૂર્યના હજાર કિરણોમાં નિવાસ કરે છે.[૩] વળી સૂર્યના કિરણોમાં આશ્રય કરીને રહેલો મોટો વાયુ સૂર્યમાંથી બહાર નીકળીને આકાશમાં વાય છે. આના કરતાં વધારે આશ્ચર્ય શું હોય?[૪] વળી હે વિપ્રર્ષિ! પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી તે સૂર્ય, પુરોવાત આદિરૂપે પવનના વિભાગ પાડે છે, અને વરસાદને વિશે જળ ઉત્પન્ન કરે છે. આના કરતાં વિશેષ આશ્ચર્ય શું હોય?[૫] વળી જે સૂર્યના મહાન્ મંડળમાં રહેનારા અંતર્યામી પુરુષ પરમ કાંતિથી પ્રકાશમાન છે, અને લોકોને જુવે છે, એના કરતાં વધારે આશ્ચર્ય શું હોય?[૬] વળી જેના અસિત એટલે લોઢાના રંગનું શુક્ર નામનું કિરણ, મેઘવાળા આકાશમાં જળ ઉત્પન્ન કરી વર્ષાઋતુમાં વરસાવે છે, એનાં કરતા વધારે આશ્ચર્ય શું હોય?[૭] જે સૂર્ય આઠ મહિના સુધી પવિત્ર કિરણોથી પાણીને એકઠું કરે છે અને વર્ષાકાળમાં તે જળ પાછું આપે છે આના કરતાં વધારે આશ્ચર્ય શું હોય?[૮] જેના તેજમાં પરમાત્મા પંડે નિવાસ કરે છે, અને જેનાવડે બીજને તથા સ્થાવર જંગમાત્મક આ પૃથ્વીને ટકાવી શકાય છે તેના કરતાં વિશેષ આશ્ચર્ય શું છે?[૯] વળી, હે બ્રાહ્મણ! જેને વિશે મોટા બાહુવાળા, પુરાતન કાળના, આદિ તથા અંતથી રહિત એવા પુરુષોત્તમ બિરાજે છે એના કરતાં વધારે આશ્ચર્ય શું હોય?[૧૦] પરંતુ સર્વ આશ્ચર્યોમાં એક આશ્ચર્ય હું તને કહું છું ત તું સાંભળ! એ આશ્ચર્ય સૂર્યના પ્રકાશથી પ્રકાશમાન થયેલા આકાશમાં મેં દીઠું હતું.[૧૧] પૂર્વે એક સમયે સૂર્ય મધ્યાહ્ન સમયે જ્યારે સર્વ લોકોના ઉપર પ્રકાશી રહ્યો હતો, તે સમયે એક બીજા સૂર્યના જેવો તેજસ્વી પુરુષ મારા જોવામાં આવ્યો હતો અને તેનું તેજ ચોતરફ દેખાતું હતું.[૧૨] તે તેજસ્વી પુરુષ પોતાના તેજવડે સર્વ લોકોને તેજસ્વી કરતો થકો આકાશને ભેદી નાખતો હોય તેમ સૂર્યની સામે ચાલ્યો આવતો હતો.[૧૩] અગ્નિ પ્રકાશમાન લાગે તેમ પોતાના તેજનાં કિરણોથી ચોતરફ તે પ્રકાશી રહ્યો હતો, અને તેનાં અનિર્દેશ્ય સ્વરૂપને લીધે તે બીજા ભાસ્કર જેવો લાગતો હતો.[૧૪] તે જેવો સન્મુખ આવ્યો કે, સૂર્યે બન્ને હાથ લાંબા કરીને તેને ગ્રહણ કર્યો, અને સામે આવનારા પુરુષે પણ પોતાનો જમણો હાથ આપીને સામો સત્કાર કર્યો.[૧૫] અને તે પછી તે પુરુષ આકાશને ભેદી નાખીને સૂર્યના મંડળમાં દાખલ થયો, અને એક ક્ષણમાં તે તેજસ્વી પુરુષ, સૂર્યના તેજમાં એકાકાર થઈ ગયો.[૧૬] તે બન્ને તેજ એક બીજામાં મળી ગયાં. તે જોઈને અમને સંશય થયો કે, આ બે તેજમાં ખરો સૂર્ય કોણ? આ આવ્યો હતો તે, કે રથમાં બેઠો છે તે?[૧૭] એવો સંશય થવાથી અમે સૂર્યને પૂછવા લાગ્યા કે;-સ્વર્ગને ઉલ્લંઘન કરીને બીજા સૂર્યના સમાન આ ગયો તે કોણ છે?[૧૮]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३६२ मो समाप्त.

## અધ્યાય ૩૬૩ મો

### આશ્રમોમાં ઉંછવૃત્તિની શ્રેષ્ઠતા

સૂર્યે ઉત્તર આપ્યો; "એ દેવતા નથી, એ અનિલનો સખા અગ્નિ નથી, એ અસુર નથી, તેમ એ સર્પ પણ નથી; પરંતુ એ તો ઉંછ વૃત્તિનું વ્રત કરીને સિદ્ધ થયેલો મુનિ સ્વર્ગમાં ગયો છે.[૧] એ બ્રાહ્મણ, મૂળનો તથા ફળનો આહાર કરતો હતો, નિચે પડી ગયેલાં પાંદડાંનો આહાર કરતો હતો, જળનું પાન અને વાયુનું ભક્ષણ કરતો હતો, અને તેણે પોતાનાં મનને નિયમમાં રાખ્યું હતું.[૨] આ બ્રાહ્મણ, વેદની સંહિતાઓથી શંકરની સ્તુતિ કરતો હતો, સ્વર્ગમાં જવા માટે ઉદ્યોગ કર્યા કરતો હતો તેથી એ સ્વર્ગમાં ગયો છે.[૩] હે સર્પો! આ બ્રાહ્મણ કોઇની સાથે સંગત કરતો ન હતો અર્થાત્ નિઃસ્પૃહી હતો, કોઇની ઇચ્છા રાખતો નહતો, નિત્ય શીલ અને ઉંછ વૃત્તિથી આજીવિકા કરતો હતો, અને સર્વ પ્રાણીઓના હિતમાં પરાયણ રહેતો હતો.[૪] જે પ્રાણીઓ ઉત્તમ ગતિને પામ્યા છે તેઓનો દેવતાઓ, ગંધર્વો, અસુરો, અને સર્પો પણ પરાભવ કરી શકતા નથી."[૫] હે બ્રાહ્મણ! સૂર્યની પાસે મેં આ રીતે આશ્ચર્ય સાંભળ્યું છે. એ મનુષ્યજાતિનો પુરુષ પોતાની ઇચ્છા પ્રમાણે સિદ્ધની ગતિને પામ્યો છે. અને, હે બ્રાહ્મણ! હવે તે સૂર્યની સાથે પૃથ્વીની પ્રદક્ષિણા ફરે છે."[૬]

इतिश्री महाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३६३ मो समाप्त.

## અધ્યાય ૩૬૪ મો

### ઉંછવૃત્તિની શ્રેષ્ઠતા (ચાલુ)

બ્રાહ્મણ કહે છે; હે ભુજંગમ! એ આશ્ચર્યકારક છે,

એમાં સંદેહ નથી. હું તે સાંભળીને પ્રસન્ન થયો છું. મારા ઇષ્ટ વિષયને અનુસરતાં વાક્યો કહીને તેં મને માર્ગ દેખાડ્યો છે.[૧] હે ઉત્તમ સર્પ! હે સાધુ! તારું કલ્યાણ થાવ! હવે હું ઘેર જઈશ. તારે મને કોઈ ઠેકાણે મોકલવો હોય કે કંઇક યોજના કરવી હોય ત્યારે મને સંભારજે.[૨]

નાગ બોલ્યો; હે બ્રાહ્મણ! તારા મનમાં જે કાર્ય કરવાનું છે તે કાર્ય કહ્યા વિના તું હમણાં કયાં જાય છે? હે દ્વિજ! તું જે કામને માટે અહીં આવ્યો છે, અને તારે જે કાર્ય કરવાનું હોય તે મને કહે.[૩] હે ઉત્તમ બ્રાહ્મણ! મને આમંત્રણ કરીને, બોલીને કે બોલ્યા વગર તારું કાર્ય થયું તો પણ તારે મારી રજા લઇને, હે ઉત્તમ વ્રતધારી બ્રાહ્મણ! તું ભલે જજે.[૪] હે વિપ્રર્ષિ! તારા જેવા સ્નેહી પુરુષે કેવળ મારાં દર્શન કરીને, વૃક્ષના મૂળ પાસે છાયામાં બેઠેલા પુરુષની પેઠે, મારો ત્યાગ કરીને ચાલ્યા જવું એ યોગ્ય નથી.[૫] હે ઉત્તમ બ્રાહ્મણ! હું તારો ભક્ત છું, ને તું મારો ભક્ત છે એમાં સંશય નથી. હે નિર્દોષ બ્રાહ્મણ! આ સર્વ મનુષ્યો તને અનુસરનારાં છે, અને હું તારો મિત્ર છું, પછી તને શાની ચિંતા છે?[૬]

બ્રાહ્મણ બોલ્યો; હે મોટી બુદ્ધિવાળા! જેમને આત્માનું જ્ઞાન થયું છે તેવા સર્પ! તેં જે કહ્યું છે, તે યથાર્થ છે. દેવતાઓ તારાથી ભિન્ન નથી; તેં કહ્યું તે પ્રમાણે જ સર્વથા છે.[૭] સૂર્યના મંડળમાં જે પુરુષ રહે છે તે જ તું છો, અને હું પણ તે જ છું અને હું જે છું તે જ તું પણ છો. હું, તું અને સર્વ પ્રાણીઓ સદાય એ પરમાત્માને વિશે રહેલા છીએ.[૮] હે સર્પ કુળના રાજા! પુણ્યનો સંગ્રહ કરવા વિષે મારા મનમાં સંદેહ હતો; (પરંતુ હવે તે સંદેહ દૂર થયો છે). હે સત્પુરુષ! હવે હું અર્થના સાધનરૂપ *ઉંછ વ્રત આચરણ કરીશ.[૯]

હે સત્પુરુષ! આ જ મારો નિશ્ચય છે. ઉત્તમ કાર્ય થઈ જ ચૂક્યું. હે સર્પ! હવે તારી આજ્ઞા લઉં છું. તારું કલ્યાણ થાવ. હું કૃતાર્થ થયો છું.[૧૦]

इति श्रीमहाभारतविषे शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वमां 'उंछवृत्ति आख्यान' ए नामनो अध्याय ३६४ मो समाप्त.

## અધ્યાય ૩૬૫ મો

### ઉંછવૃત્તિની શ્રેષ્ઠતા (ચાલુ)

ભીષ્મ કહે છે; હે યુધિષ્ઠિર રાજા! તે પછી ઉંછવ્રત આચરવાનો નિશ્ચય કરનારો તે બ્રાહ્મણ નાગરાજાની આજ્ઞા લઇને ઉંછવ્રતની દીક્ષા લેવાની ઇચ્છાથી ભૃગુ કુળમાં ઉત્પન્ન થયેલા ચ્યવન રાજાની પાસે ગયો.[૧] એટલે ચ્યવને તેને સર્વ સંસ્કારો કર્યા, અને તે બ્રાહ્મણે ઉંછ વ્રતના ધર્મનું આચરણ કરવા માંડયું. તથા, હે રાજન્! તે બ્રાહ્મણે ચ્યવનને તે સમયે આ સર્વ કથા કહી.[૨] તે પછી, હે રાજેન્દ્ર! ભૃગુકુળના ચ્યવને જનક રાજાના રાજમંદિરમાં આ પવિત્ર કથા મહાત્મા નારદને કહી હતી.[૩] હે રાજેન્દ્ર! હે ભરતશ્રેષ્ઠ! ઇંદ્રના પૂછવા ઉપરથી પવિત્ર કર્મ કરનારા નારદે પણ દેવેંદ્રના ભવનમાં આ કથા કહી હતી.[૪] તે પછી, હે પૃથ્વીપતિ! પૂર્વે દેવરાજે-ઇંદ્રે આ શુભ કથા સર્વ શ્રેષ્ઠ બ્રાહ્મણોને કહી હતી.[૫] તે પછી ભૃગુકુલોત્પન્ન રામની સાથે જ્યારે મારે દારુણ યુદ્ધ થયું ત્યારે, હે રાજા! વસુઓએ મને આ કથા કહી હતી.[૬] હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! તેં પૂછવાથી આ ધર્મથી ભરપૂર અને પુણ્ય ફળને આપનારી ઉત્તમ કથા મેં તને યથાર્થ રીતે કહી છે.[૭] હે ભરતવંશના રાજા! તેં મને પરમ ધર્મ વિશે જે પ્રશ્ન કર્યો હતો, તે પરમ ધર્મ મેં તને કહ્યો છે. હે રાજા! તે બ્રાહ્મણ ધીર હતો અને કામના વગર ધર્મકર્મ કરતો હતો.[૮] તે બ્રાહ્મણે પ્રથમથી જ નિશ્ચય કર્યો હતો, એટલે સર્પના રાજાએ તે બ્રાહ્મણને તેનાં પોતાનાં કૃત્યનો આ રીતે ઉપદેશ કર્યો. પછી ઉંછશીલ વ્રતમાં ઠરાવેલા અન્નનો આહાર કરતો અને યમ અને નિયમનું પાલન કરતો બીજા કોઈ વનમાં તે બ્રાહ્મણ ચાલ્યો ગયો. ઉંછવ્રત કરવાનો નિશ્ચય કરીને તે કોઈ વનમાં ગયો, અને ત્યાં શીલવૃત્તિથી તથા ઉંછવૃત્તિથી સંપાદન કરેલા પરિમિત અન્નનો આહાર કરીને યમ તથા નિયમને પાળવા લાગ્યો, અર્થાત્ ઉંછવ્રતનું આચરણ કરવા લાગ્યો.†[૯]

इतिश्री वेदव्यासविरचित एकलक्षश्लोकात्मक महाभारतमां शांतिपर्वांतर्गत मोक्षधर्मपर्वविषे उंछवृत्त्युपाख्यान नामनो अध्याय ३६५ मो समाप्त

---

* નિત્ય દાણાનો પાલો કરીને વેચવા બેઠા હોય તે ઉઠી ગયા પછી દાણો દાણો વીણીને તેનો આહાર કરે તે ઉંછવ્રત કહેવાય છે. આવું વ્રત પૂર્વે ઘણા બ્રાહ્મણો કરતા હતા. આ કથામાં પણ ઉંછ વ્રત કરનારા બ્રાહ્મણની ઉત્તમ ગતિ થવા વિશે વર્ણન કરવામાં આવ્યું છે.

* આ કથાનું તાત્પર્ય એ છે કે, જે કામનારહિત થઇને ધર્માચરણ કરે છે તેને મોક્ષ મળે છે.

† હાટ વાણીયા ઉઠી ગયા પછી પડેલા દાણા વીણી લઇને તેનો આહાર કરવો એ ઉંછવૃત્તિ.

श्रीकृष्णद्वैपायन विरचित

# श्री महाभारत.

## अनुशासन पर्व.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

॥ श्रीः ॥

કૃષ્ણદ્વૈપાયન વિરચિત

# શ્રી મહાભારત

## અનુશાસન પર્વ

## અનુશાસનિક પર્વ.

### અધ્યાય ૧ લો

ગૌતમી, પારધિ, સર્પ, મૃત્યુ તથા કાળનો સંવાદ

**મંગળાચરણ**

श्लोकः—नारायणं नमस्कृत्य नरञ्चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीञ्चैव ततो जयमुदीरयेत् ॥

શ્રી નારાયણ ભગવાનને અને નરોમાં ઉત્તમ એવા નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને જય શબ્દનો ઉચ્ચાર કરો.[1]

યુધિષ્ઠિર કહે છે;–હે પિતામહ! બહુ બહુ વિધિ અને આકારવાળો શમ છે, તે સૂક્ષ્મ સ્વરૂપે મને કહેવામાં આવ્યો છે, અને તેનું આવું સ્વરૂપ મેં જાણ્યું છે છતાં મારા હૃદયમાં શાંતિ થતી નથી, (કારણ કે ગોત્રવધનું પાપ મારાં અંતરમાં ખુંચી બેઠું છે). હે પિતામહ! આ વિષયમાં ઘણા પ્રકારની શાંતિ મને કહેવામાં આવી છે; પરંતુ બહુ પ્રકારની વિધિવાળા શમનું જ્ઞાન મેળવ્યાથી, જાણીજોઇને પાતક કરનારને શાંતિ કયાંથી થાય? (તે મને કહો).[2] બાણોથી અને તીવ્ર વ્રણોથી આ તારું શરીર છવાઈ ગયલું જોઇને, હે વીર પુરુષ! મારાં દુષ્કર્મોનો વિચાર કરતાં મને શાંતિ મળતી નથી (મારું મન ગભરાય છે).[3] એક પર્વતમાંથી વહેતા પાણીના ઝરણાઓની માફક તારા શરીરોમાંથી રુધિર વહેતું જોઇને, હે પુરુષોમાં વાઘ સમાન! વર્ષાકાળનાં કમળ સમાન હું પણ દુઃખી થાઉં છું.[4] રણાંગણમાં શત્રુઓને હાથે પિતામહની મારે લીધે આવી અવસ્થા થઈ. આના કરતાં વધારે દુઃખ કયું હોય?[5] વળી બીજા રાજાઓ પણ પોતાના પુત્રો અને બાંધવોની સાથે મારે માટે મરણ પામ્યા છે, તેના

કરતાં પણ વધારે દુઃખ કર્યું હોય?[૬] વળી, હે રાજા! અમે પાંડવોએ તથા ધૃતરાષ્ટ્રના પુત્રોએ પણ કામ અને ક્રોધને વશ થઈને આવું નિંદાભરેલું કર્મ કર્યું છે. એટલે અમને કઈ ગતિ મળશે?[૭] હે રાજા! આવી દશામાં આવી પડેલા તને જોવાને દુર્યોધન રહ્યો નથી; એ તેનું પુણ્ય છે એમ હું માનું છું.[૮] પણ, હે રાજન્! તારા અંતનું કારણ તથા સ્નેહીઓનો વધ કરાવનાર એવા મને, પૃથ્વી ઉપર દુઃખી સ્થિતિમાં તને પડેલો જોઈને શાંતિ મળતી નથી.[૯] પણ દુરાત્મા અને કુળને કલંક લગાડનારો દુર્યોધન આ ક્ષત્રિયોના ધર્મયુદ્ધમાં પોતાની સેના તથા પોતાના નાના ભાઈઓની સાથે મરણ પામ્યો છે,[૧૦] અને તે દુરાત્મા પૃથ્વી ઉપર પડેલા તને આજે જોવાને રહ્યો નથી; માટે હું તેના મરણને સારું માનું છું, અને મારા જીવતરને સુખી માનતો નથી.[૧૧] હે પોતાની પ્રતિજ્ઞામાં દૃઢ રહેનારા રાજા! પૂર્વે શત્રુઓ સાથે યુદ્ધમાં મારો પણ નાશ થયો હોત, ભાઈઓની સાથે હું પણ નાશ પામ્યો હોત તો,[૧૨] હું આજે તને આ રીતે દુઃખથી અને બાણોથી અત્યંત પીડા પામતો જોત નહિ. પરંતુ, હે રાજા! વિધાતાએ અમને પાપકર્મ કરવા માટે જ સરજ્યા છે.[૧૩] માટે, હે રાજન્! જો મારું કલ્યાણ કરવાની ઇચ્છા હોય તો હું જે પ્રમાણે બીજા જન્મમાં પણ પાપમાંથી મુક્ત થાઉં, તે પ્રમાણે મને ઉપદેશ આપો.[૧૪]

ભીષ્મ કહે છે;–જે આત્મા પારકાને (એટલે કે કાળ, અદૃષ્ટ, અને ઈશ્વરને) આધીન છે, તેને વિષે તું પોતાને હેતુરૂપ (કર્મના કર્તા તરીકે) શા માટે માને છે? હે મોટા ભાગ્યવાન્ રાજા! આત્માનું અકર્તૃત્વ (અકર્તાપણું) તો સૂક્ષ્મ છે તથા ઇંદ્રિયોથી જાણી શકાય નહિ તેવું છે.[૧૫] આ વિષયમાં તો એક પુરાતની ઇતિહાસ ઉદાહરણરૂપ છે. તેમાં મૃત્યુનો, ગૌતમીનો, કાળનો, પારાધીનો, અને સર્પનો એક સંવાદ સમાયલો છે.[૧૬] હે કુંતીના પુત્ર! ગૌતમી નામની એક શમ (શાંતિ) સંપન્ન વૃદ્ધ સ્ત્રી હતી. એક દિવસે તેણે પોતાના પુત્રને સર્પના દંશવાથી ચેતન વગરનો થયેલો જોયો.[૧૭] તે પછી અર્જુનક નામના એક પારાધીએ ક્રોધમાં આવીને તે સર્પને ચામડાની દોરીથી બાંધીને ગૌતમીની પાસે આણ્યો,[૧૮] અને બોલ્યો: "તારા પુત્રનો ઘાત કરનાર આ અધમ સર્પ છે. માટે, હે મોટા ભાગ્યવાળી! આનો કયા હેતુથી વધ કરું તે કહે.[૧૯] આને અગ્નિમાં નાંખું કે એના કટકેકટકા કરી નાંખું? બાળક મારનારો આ પાપી સર્પ લાંબો સમય જીવવાને યોગ્ય નથી."[૨૦]

ગૌતમી કહે છે;–હે અર્જુનક! તું બુદ્ધિ વિનાનો (મૂર્ખ) છો. એને છોડી દે. એ તારે હાથે વધ થાય તેવો નથી. પ્રાસઙ્ગ્ય ફળનો વિચાર કર્યા વગર (કર્મનું ફળ અવશ્ય મળે છે તેનો વિચાર કર્યા વગર) કયો પુરુષ પાપકર્મ કરીને પોતાના આત્માને ગુરુ (ભારે) કરે છે?[૨૧] વહાણો જેમ સમુદ્ર તરી જાય છે, તેમ ધર્માચરણથી લઘુ (હલકા) આત્માવાળા પુરુષો સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. પરંતુ પાણીમાં જેમ તીર ડૂબી જાય છે, તેમ પાપ કર્મ કરવાથી ભારે થયેલા પુરુષો સંસારરૂપી સમુદ્રમાં ડૂબી જાય છે.[૨૨] આ સર્પને મારી નાંખવાથી મારો દીકરો કંઈ અમૃત–મુઓ નથી તેમ–થવાનો નથી, તેમ આ સર્પના જીવવાથી તને પણ કંઈ હાનિ થવાની નથી. આ એક જીવતા પ્રાણીને મારી નાંખીને કયો પુરુષ મૃત્યુના છેડા વિનાના લોકમાં (યમના લોકમાં) જાય?[૨૩]

પારાધી કહે છે;–ગુણ તથા ગુણ નહિ તેવી વાતને જાણનારાં હે દેવિ! મહાત્મા પુરુષો આખા જગતની પીડા જોઈને દુઃખી થાય છે. એ વાત પણ હું જાણું છું. પરંતુ આ ઉપદેશો તો ભલા મનુષ્યને માટે છે. (આવા અધમને માટે નહિ.) માટે હું આ ક્ષુદ્ર (નીચ) સર્પને તો મારવાનો જ.[૨૪] શમ ગુણવાળા (શાંતિને ઇચ્છનારા) પુરુષો, એને કાલની ગતિ કહે છે; અને અર્થશાસ્ત્રવેત્તા પુરુષો (શત્રુનો નાશ કરીને) તુરત શોકનો ત્યાગ કરે છે; પરંતુ નિત્ય મોહમાં સપડાયલો મનુષ્ય લાભ હાનિનો શોક કરે છે, તેટલા માટે સર્પનો નાશ થતાં શોક કરવાનું છોડી દે.[૨૫]

ગૌતમી બોલી;–અમારા સરખા પુરુષોને (પુત્રના મરણ જેવા પ્રસંગથી) દુઃખ થતું નથી, કારણ કે, સજ્જન પુરુષો સર્વદા ધર્મનિષ્ઠ હોય છે. આ પુત્રનું મરણ આ રીતે પ્રથમથી જ નિર્માણ થયું હતું, એટલે હું સર્પને મારવા માટે સમર્થ નથી.[૨૬] બ્રાહ્મણો કોપ કરતા નથી, કારણ કે કોપ કરવાથી પીડા ભોગવવી પડે છે. માટે, હે સત્પુરુષ! તું કોમળતા (દયા) ધારણ કરીને આ સર્પને ક્ષમા કરી છોડી દે.[૨૭]

પારાધી કહે છે;–(આને–શત્રુને) હણવામાં લાભ છે; (કારણ કે તેથી પરલોકમાં) અવિનાશી શ્રેય મળે છે, (અને તેથી તે) કરવા યોગ્ય છે. વળી લાભ મેળવનારો પુરુષ બળવાનોના કરતાં શ્રેષ્ઠ ગણાય છે. કાળ પાસેથી જે લાભ મળે, તે જ સત્ય શ્રેય લાભ થઈ પડે છે. (એ લાભ) આ નિંદિત કાર્ય ન કરવામાં તને મળવાનો નથી.[૨૮]*

* અત્રે કહેવાનો હેતુ એ છે કે, સપાટામાં આવેલા શત્રુને મારવો એ જ સત્ય શ્રેય લાભ-ધર્મ છે. તેમ કરવાથી જ ઉભયને સ્વર્ગ મળે છે. પણ શત્રુને જવા દેવામાં લાભ નથી. સર્પને મારવો એ સારું નથી, પણ આ સ્થાને તે શત્રુ છે માટે તેને મારવામાં ઇષ્ટસિદ્ધિ થાય છે.

ગૌતમી કહે છે;–શત્રુને પકડીને મારી નાંખવાથી શો લાભ છે? તેમ શત્રુને પકડીને નહિ છોડી દેવામાં પણ કયી કામનાનો લાભ છે? હે સૌમ્ય (શાંત ગુણવાળા)! આપણા શત્રુરૂપ સર્પના ઉપર હું શા માટે ક્ષમા કરું નહિ? તેમ તેને છોડી દઇને શા માટે પુણ્ય સંપાદન કરું નહિ?૨૯

પારાધી કહે છે;–હે ગૌતમિ! આ એક સર્પથી ઘણાની રક્ષા કરવી જોઇએ, અને નહિ કે ઘણાની સામે આ એકની રક્ષા કરવી યોગ્ય છે. ધર્મને જાણનારા પુરુષો અપરાધીનો ત્યાગ કરી દે છે. (અપરાધીનો પક્ષ કરતા નથી). એટલા માટે તું પણ આ પાપી સર્પને હણ (નાશ કર, તેનો પક્ષ ન કર).૩૦

ગૌતમી કહે છે;–હે પારાધિ! આ સર્પને મારવાથી મારો દીકરો જીવતો થશે નહિ, તેમ આને મારવામાં બીજો ફાયદો પણ હું દેખતી નથી; માટે, હે પારાધિ! તું આ સર્પને જીવતો છોડી દે.૩૧

પારાધી કહે છે;–વૃત્રાસુરને મારીને દેવોનો રાજા ઈંદ્ર સુખી થયો હતો, અને શૂળધારી મહાદેવે દક્ષને હણીને યજ્ઞનો ભાગ મેળવ્યો હતો. માટે તું દેવની પેઠે કર્મ કર, અને સર્પને ઝટ હણ. તારા મનમાં કોઇપણ જાતની શંકા થાવ મા.૩૨

ભીષ્મ કહે છે;–પારાધીએ ગૌતમીને વારંવાર આમ કહ્યું; તથાપિ તે મહાભાગા સ્ત્રીએ સર્પને વિષે પાપ કરવાની મતિ જ કરી નહિ.૩૩ તે પછી સહેજસાજ ઉચ્છ્વાસ નાંખતો અને કષ્ટે કરીને ધૈર્ય લાવીને ચામડાની દોરીથી બાંધેલો હોવાથી પીડા પામતો તે સર્પ, ધીરે ધીરે મનુષ્યની વાણીથી કહેવા લાગ્યો.૩૪

સર્પ કહે છે;–હે મૂર્ખ અર્જુનક! આમાં મારો શો દોષ જણાય છે? પરાધીન અને પરવશ એવા મને તો મૃત્યુએ પ્રેર્યો હતો.૩૫ તેથી હું તેના વચનથી આના દીકરાને કરડ્યો હતો, કંઈ કોપથી કે કામનાથી કરડ્યો નથી. માટે, હે પારાધી! જો આ કર્મમાં પાપ લાગતું હોય તો તે પાપ તેને લાગે.૩૬

પારાધી કહે છે;–હે સર્પ! તેં જો કે બીજાને વશ થઇને આ અશુભ કર્મ કર્યું છે, છતાં તું પણ આ પાપ કર્મમાં કારણરૂપ છો, તેથી તું પણ પાપી છો.૩૭ માટીના વાસણને બનાવવામાં જેમ દંડ, ચક્ર (પૈડું) વગેરે કારણભૂત થઈ પડે છે, તેમ જ હે સર્પ! તું પણ આ પાપકર્મમાં કારણભૂત છે.૩૮ હે સર્પ! જે પાપી હોય તેને હું મારી નાંખું છું, અને તું પાપી છો. કારણ કે હે ભુજંગમ! તું જ આમાં તારા પંડને પણ કારણરૂપ કહે છે.૩૯

સર્પ કહે છે;–મૃત્તિકાનું એક પાત્ર ઘડવામાં જેમ દંડ, ચક્ર (પૈડું) વગેરે પરાધીન (કુંભારને આધીન) છે, તેમ હું પણ પરાધીન છું. માટે તારે આમાં મારો દોષ માનવાનો નથી.૪૦ અથવા તો તું એમ માનતો હો તોપણ તેઓ (દંડ–ચક્ર–કુંભાર વગેરે) એક બીજાના પ્રયોજક, એટલે એક બીજાને પ્રેરણા કરનારા હોય છે અને તેમાં તેઓ એક બીજાના પ્રેરક હોવાથી અમુક જ કારણ છે અને અમુક જ કાર્ય છે, એમ માનવાને સંદેહ* રહે છે.૪૧ આમ હોવાથી આમાં મારો દોષ નથી, અને હું વધ કરવા યોગ્ય નથી, તેમ પાપી પણ નથી અને તું કદાચ મારનારાને પાતકી ગણતો હો, તો સમુદાયને આખાં પાતકી ગણવો જોઇએ.૪૨

પારાધી કહે છે;–કારણરૂપ તું ન હોય તેમ તું કર્તારૂપ પણ ન હોય; પણ વિનાશનું કારણ તો તું જ છે, અને તેથી તું વધ કરવા યોગ્ય છે, એવો મારો મત છે.૪૩ હે સર્પ! (તારાં મત પ્રમાણે) પાપનું કર્મ કર્યું હોય તો પણ કર્તાને પાપ લાગતું નથી, તો પછી આ (ગૌતમીના પુત્રના પ્રાણહરણના) કાર્યમાં તું પણ હેતુ–પ્રાયશ્ચિત્તી વધ કરવા યોગ્ય ગણાય નહિ, એમ જ તું શું માને છે?૪૪

સર્પ બોલ્યો;–કર્તા (કારણ) હોય અથવા તો કર્તા (કારણ) ન હોય, તોપણ કાર્ય વિના ક્રિયા થતી નથી. તેટલા માટે જ્યાં કારણ કર્તા હોય કે ન હોય ત્યારે એટલે આવા પ્રસંગમાં મારાં કર્તાપણાંને વિશેષે કરીને વિચારવું જોઇએ.૪૫† હે પારાધી! ખરી રીતે આને મારવામાં તું, મને કારણરૂપ માનતો હો તો આ પ્રાણીનો નાશ કરવાના પ્રયોગમાં ખરી રીતે બીજો જ પાતકી છે.૪૬

પારાધી કહે છે;–હે દુષ્ટ બુદ્ધિવાળા! તું વધ કરવા

* આયુધ લોહચુંબકની પેઠે મારનારાને પ્રેરે છે, તે ઉપરથી આયુધ કર્તા પણ પ્રયોજક થાય છે અને મારવાની ઇચ્છાવાળો પુરુષ કર્તાની પાસે આયુધ કરાવે છે. તે ઉપરથી તે પણ પ્રયોજક થાય છે. આ રીતે બન્નેના પ્રયોજ્યપણાને લીધે કોઈ પણ હંતા ઠરતો નથી.

† દૃષ્ટાંત તરિકે એક કબાડી કુહાડાને ઉગામીને વૃક્ષની શાખાને કાપી નાંખે છે, તેથી વૃક્ષની શાખા કપાય છે. અથવા તો બન્ને શાખાઓ પવનની પ્રેરણાથી પરસ્પર ઘસાય છે તેથી અગ્નિ ઉત્પન્ન થાય છે, ને તેથી વન બળી જાય છે. આ બન્નેમાંથી એકમાં કુહાડાના ઉગામવા વગેરેથી છેદનકર્મ થાય છે, અને બીજામાં પવન શાખાને પ્રેરે છે, તેથી અગ્નિ ઉત્પન્ન થાય છે, ને વન બળી જાય છે અને એમ વૃક્ષનો નાશ પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ કારણથી થાય છે. સર્પને વિષે પણ કર્તા અને ક્રિયા ઉભય સમાન છે અને તેથી સર્પ પારાધી આગળ પોતાનો બચાવ કરે છે કે, આ બાળકના નાશમાં મને પણ કંઈ ખાસ હેતુ સમજવો જોઇએ.

યોગ્ય છો, કારણ કે તેં બાળકનો ઘાત કર્યો છે. તું ક્રૂર કર્મ કરનારો છે; એટલા માટે, હે અધમ સર્પ! તું વધ કરવા યોગ્ય છે, છતાં શા માટે વારંવાર બહુ બોલ્યા કરે છે?[૪૭]

સર્પ કહે છે;–હે પારાધી! ઋત્વિજો યજ્ઞમાં હવિષનો હોમ કરે છે; પરંતુ તેઓને તેનું ફળ મળતું નથી, અને તે પ્રમાણેજ આ કર્મમાં હું પણ ફળનો ભોક્તા નથી.[૪૮]*

ભીષ્મ કહે છે;–મૃત્યુએ પ્રેરેલો આ સર્પ આ રીતે વાત કરતો હતો, એટલામાં ત્યાં મૃત્યુ આવ્યો અને તે સર્પને કહેવા લાગ્યો.[૪૯]

મૃત્યુ કહે છે;–હે સર્પ! કાળ(સ્વરૂપી ઈશ્વર)ના પ્રેરેલા મેં તને પ્રેરણા કરી હતી; અને આ બાળક પ્રાણીને મારવામાં તું પણ કારણ નથી, તેમ હું પણ કારણ નથી.†[૫૦] જેમ વાયુ વાદળાંઓને હ્યાંથી ત્યાં ગમે તેમ ફેંકે છે તેમ જ, હે સર્પ! વાદળાંની માફક હું પણ કાળને વશ અનુસરું છું.[૫૧] સાત્વિક, રાજસ, તથા તામસ એવા જે કોઈ ભાવો છે, તે સર્વ કાળના આત્મારૂપ છે, અને તેની આજ્ઞાનુસાર પ્રાણીઓ ઉપર તેમની પ્રવૃત્તિ છે.[૫૨] સ્વર્ગમાં તથા પૃથ્વી ઉપર જે સ્થાવર તથા જંગમ પદાર્થો છે તે સર્વ, હે સર્પ! કાળસ્વરૂપ છે તથા આ જગત્ પણ કાળસ્વરૂપ છે.[૫૩] વળી આ જગતમાં જે પ્રવૃત્તિઓ છે, તેમ જ જે નિવૃત્તિઓ છે તથા તેઓની જે જે વિકૃતિઓ છે, તે સર્વ કાળાત્મક છે એમ કહેવાય છે.[૫૪] આદિત્ય, ચંદ્રમા, વિષ્ણુ, પાણી, વાયુ, ઈંદ્ર, અગ્નિ, આકાશ, પૃથ્વી, મિત્ર, વરસાદ, વસુઓ, અદિતિ,[૫૫] નદીઓ, સમુદ્રો, ભાવ, અને અભાવ, આ સર્વને, હે સર્પ! કાળ વારંવાર સરજે છે અને વારંવાર તેનો સંહાર કરે છે.[૫૬] હે સર્પ! આ જાણ્યા છતાં તું મને શા માટે દોષવાળો માને છે? આટલું છતાં તું જો મારે વિશે દોષ માનતો હોય તો તું પણ દોષવાળો છે.[૫૭]

સર્પ કહે છે;–હે મૃત્યુ! હું તને દોષવાળો અથવા તો નિર્દોષ કહેતો નથી. પરંતુ હું તો એટલું જ કહું છું કે, તેં મને પ્રેરણા કરી હતી.[૫૮] કદાચ જો કાળનો દોષ હોય અથવા કદાચ તેને વિષે દોષ મૂકવો ઈચ્છવા યોગ્ય ન હોય,તોપણ દોષની–અપરાધની પરીક્ષા (નિર્ણય) મારે કરવાની નથી. કારણ કે; અમને એને માટે અધિકારી જ ઠરાવ્યા નથી.[૫૯] પરંતુ મારે તો મારો આ અપરાધ જેમ બને તેમ દૂર કરવો જોઈએ. આમાં મારા બોલવાનું પ્રયોજન એવું છે કે, મૃત્યુનો પણ આમાં અપરાધ નથી.[૬૦]

ભીષ્મ કહે છે;–તે પછી સર્પે અર્જુનકને કહ્યું;તેં મૃત્યુનું કહેવું સાંભળ્યું છે. માટે હવે તારે મને નિરપરાધીને ચામડાની દોરીથી બાંધીને સંતાપવો યોગ્ય નથી.[૬૧]

પારાધી કહે છે;–હે સર્પ! મેં તારું અને મૃત્યુનું બોલવું સાંભળ્યું છે. તે ઉપરથી હે સર્પ! તું નિર્દોષ થઈ શકતો નથી.[૬૨] આ બાળકને મારવામાં મૃત્યુ અને તું બન્ને કારણ છો. હું તમને બન્નેને કારણભૂત માનું છું. પરંતુ અકારણ (કારણ નહિ તે)ને કારણ એમ માનતો નથી.[૬૩] દુરાત્મા, ક્રૂર અને સત્પુરુષોને દુઃખ દેનારા મૃત્યુને ધિક્કાર પડો! પાપના કારણરૂપ તું પાપીનો તો હું વધ જ કરીશ.[૬૪]

મૃત્યુ કહે છે;–અમે બન્ને પરાધીન છીએ, કાળને વશ છીએ, અને તેની આજ્ઞા પ્રમાણે કાર્ય કરીએ છીએ. માટે તું જો યથાર્થ રીતે જોશે તો અમે દોષિત જણાઈશું નહિ.[૬૫]

પારાધી કહે છે;–હે મૃત્યુ તથા સર્પ! તમે બન્ને જણા જો કાળને અધીન (વશ) હો તો હર્ષ અને ક્રોધ કેમ થાય છે, તે હું જાણવાને ઇચ્છું છું.[૬૬]

મૃત્યુ કહે છે;–હે પારાધી! (આ જગતમાં પ્રાણી માત્ર) જે કંઈ ચેષ્ટા–ક્રિયા કરે છે તે કાળની પ્રેરણાથી થાય છે. એ વાત મેં પ્રથમથી જ કહી છે કે, કાળ તે કરે છે.[૬૭] તે માટે હે પારાધી! અમે બન્ને કાળને વશ છીએ, અને તેની આજ્ઞા પ્રમાણે કાર્ય કરનારા છીએ. માટે તારે કયારેય પણ અમને અપરાધી જાણવા નહિ.[૬૮]

ભીષ્મ કહે છે;–આ રીતે ધર્મ સંબંધી વિષયમાં સંશય ઉભો થયો, તે સમયે ત્યાં આગળ કાળ આવ્યો ને તેણે સર્પને, મૃત્યુને અને પારાધી અર્જુનકને કહ્યું.[૬૯]

—૪૫ મા ને ૪૬ મા શ્લોકનું તાત્પર્ય એ છે કે, તમે મને જો આમાં કારણ તરિકે પાપી માનતા હો તો વૃક્ષની શાખાને જેમ વાયુ હલાવે છે, તેમ મને પણ આને મારવામાં બીજો પ્રયોજક છે, ને હું તો તેનો પ્રયોજ્ય છું. માટે આ બાળકને મારવામાં મારો પ્રયોજક પાતકી છે. ખરી રીતે જોતાં વાયુ જેમ પાતકી ગણાતો નથી. તેમ મને પ્રેરનારા પ્રયોજકને પણ પાપ લાગે નહિ.

* યજમાનની આજ્ઞાથી ઋત્વિજો અગ્નિમાં હવિષને હોમે છે; તેનું ફળ પ્રયોજક એવા યજમાનને મળે છે, ઋત્વિજોને મળતું નથી; તેમ મેં પણ મૃત્યુની આજ્ઞાથી કાર્ય કર્યું છે, માટે હું પાતકનો ભોક્તા નથી, પરંતુ તે છે.

† એક હાથી ચોરની ઉપર ધસી જઇને તેને મારી નાંખે છે; તે કામમાં માવત હાથીને પ્રેરે છે, માવતને રાજા પ્રેરે છે, ને રાજાને ચોરનો અપરાધ પ્રેરે છે. આમ ચોર જેમ પોતાના અપરાધથી જ મરણ પામે છે; તેમાં રાજા, માવત, તથા હાથી કોઈ પણ દોષના ભાગી થતા નથી, તેમ ભીષ્માદિકને મારવાથી તને પણ દોષ લાગ્યો નથી. કારણ કે તેઓ તેનાં કર્મથી મરણ પામ્યા છે, એ આ અધ્યાયનું તાત્પર્ય છે.

કાળ કહે છે;–હે પારાધી! હું, આ મૃત્યુ તથા આ સર્પ કોઈ પણ કોઇને મારવામાં પાતકી નથી. કારણ કે પ્રાણીમાત્રનાં મરણમાં અમે પ્રયોજક નથી.૭૦ પરંતુ, હે અર્જુનક! આ બાળકે જે કર્મ કર્યું હતું તે અમને પ્રેરનારું હતું. આ બાળકને મારવામાં બીજો કોઇપણ કારણ નથી, પરંતુ તે પોતાનાં કર્મવડે મરણ પામ્યો છે.૭૧ આ બાળકે જે કર્મ કર્યું હતું, તેનાથી એ મરણ પામ્યો છે. આના વિનાશમાં એનું જ કર્મ કારણ છે, અને આપણે સર્વે પણ કર્મને અધીન છીએ.૭૨ કર્મ જ પુત્રની પેઠે તારનારાં છે; અને કર્મથી જ પુણ્ય તથા પાપ જણાય છે, અને કર્મો જ જેમ એક બીજા કર્મને પ્રેરે છે, તેમ આપણે પણ એક બીજાને પ્રેરણા કરનારા છીએ.૭૩ જેમ એક કુંભાર માટીના પિંડમાંથી ઇચ્છાનુસાર પદાર્થ બનાવે છે, એ પ્રમાણે જ મનુષ્ય પણ કર્માનુસાર ફળ સંપાદન કરે છે.૭૪ જેમ છાયા તથા તડકો એ બંને નિત્ય પરસ્પર સારી રીતે બંધાયલા છે; તેમ જ કર્મ તથા કર્તા પણ પોતાનાં કર્મોવડે બંધાયલા છે.૭૫ આ પ્રમાણે વિચાર કરતાં આ બાળકના મૃત્યુમાં હું કારણ નથી, મૃત્યુ કારણ નથી, સર્પ પણ કારણ નથી, તું પણ કારણ નથી, તેમ આ ઘરડી બ્રાહ્મણી પણ કારણ નથી, પરંતુ આ બાળક જ કારણ છે.૭૬

હે રાજા! આ પ્રમાણે કાળ વાત કરતો હતો, એટલામાં ગૌતમી નામની તે બ્રાહ્મણી, લોકોને પોતાનાં કર્માનુસાર ફળ મળે છે, એમ માનીને અર્જુનકને કહેવા લાગી.૭૭

ગૌતમી કહે છે;–આ છોકરાના મરણમાં કાળ પણ કારણ નથી, સર્પ પણ કારણ નથી, તેમ મૃત્યુ પણ કારણ નથી; પરંતુ આ બાળક પોતાનાં કર્મોએ કરીને મરણ પામ્યો છે;૭૮ તથા મેં પણ એવું કર્મ કર્યું છે કે, જેથી આ મારો પુત્ર મરણ પામ્યો છે. માટે હવે કાળ ભલે જાય અને મૃત્યુ પણ ભલે જાય, અને હે અર્જુનક! તું આ સર્પને પણ છોડી દે.૭૯

ભીષ્મ કહે છે;–તે પછી મૃત્યુ, કાળ અને સર્પ જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા, અર્જુનકનો શોક પણ દૂર થયો અને ગૌતમીનો શોક પણ દૂર થયો.૮૦ હે રાજા! તું પણ આ રીતે આ કથા સાંભળીને શાંતિને પામ; પરંતુ શોકપરાયણ થા મા. હે રાજા! સર્વ મનુષ્યો પોતાનાં કર્મને અનુસરીને લોકોને પામે છે.૮૧ તેં પણ કંઈ જ કર્મ કર્યું નથી, તેમ દુર્યોધને પણ કંઈ કર્મ કર્યું નથી, પરંતુ આ કર્મ તો કાળે કર્યું છે એમ તું જાણ, અને કાળે રાજાઓનો નાશ કર્યો છે.૮૨

વૈશંપાયન કહે છે;–મહા તેજસ્વી અને ધર્મવેત્તા યુધિષ્ઠિર રાજા, ભીષ્મનું આ વચન સાંભળીને સંતાપથી રહિત થયા અને આ પ્રમાણે પ્રશ્ન કરવા લાગ્યા.૮૩

इतिश्री महाभारतमां अनुशासनपर्व विषे दानधर्ममां गौतमी, लुब्धक, सर्प, मृत्यु, अने काळनो संवाद ए नामनो अध्याय १ लो समाप्त.

## અધ્યાય ૨ જો.

### અતિથિસત્કાર વર્ણન

યુધિષ્ઠિર રાજા પૂછે છે;–હે પિતામહ! હે મોટા વિદ્વાન્! હે સર્વ શાસ્ત્રોમાં વિશારદ, અને બુદ્ધિમાનોમાં હે શ્રેષ્ઠ! મેં તારી પાસેથી આ મોટું આખ્યાન (કથા) સાંભળ્યું.૧ હે રાજા! ફરીને પણ તારા મુખથી ધર્મરૂપી પ્રયોજનવાળું કોઇક આખ્યાન હું સાંભળવાની ઇચ્છા રાખું છું; કારણ કે મને ધર્મવાળું આખ્યાન કહેવાને યોગ્ય છો.૨ હે પૃથ્વીના પતિ! કયા ગૃહસ્થે ધર્માચરણ કરીને મૃત્યુનો પરાજય કર્યો હતો? આ સર્વ કથા મને યથાર્થ રીતે કહો.૩

ભીષ્મ કહે છે;–એક ગૃહસ્થે ધર્માચરણ કરીને મૃત્યુનો જે પ્રમાણે પરાજય કર્યો હતો, તે વિષયમાં એક પુરાતની ઈતિહાસ આ પ્રમાણે ઉદાહરણ આપે છે.૪ હે રાજા! મનુ નામના પ્રજાપતિને ઇક્ષ્વાકુ નામનો પુત્ર હતો, અને સૂર્ય સમાન કાંતિમાન્ ઇક્ષ્વાકુ રાજાને સો પુત્ર હતા;૫ તેમાં દશમા પુત્રનું નામ દશાશ્વ હતું. તે સત્ય પરાક્રમવાળો અને ધર્માત્મા રાજા માહિષ્મતી નગરીમાં રાજ્ય કરતો હતો.૬ દશાશ્વનો પુત્ર રાજા થયો હતો. તે પરમ ધાર્મિક હતો, અને સત્યમાં, તપમાં, અને દાન કરવામાં તેનું મન નિત્ય રમતું હતું.૭ તે પૃથ્વીપતિ પૃથિવીમાં મદિરાશ્વને નામે ખ્યાતિ પામ્યો હતો, અને તે સદા ધનુર્વેદમાં તથા વેદમાં જ રમણ કરતો હતો.૮ મદિરાશ્વનો પુત્ર દ્યુતિમાન નામનો રાજા હતો. તે મોટાં ભાગ્યવાળો, મહાતેજસ્વી, મહાસત્વશાળી, અને મહાબળવાળો હતો.૯ દ્યુતિમાનને સર્વ લોકોને વિશે વિખ્યાત એવો સુવીર નામનો પુત્ર હતો, અને તે રાજા પરમ ધર્મિક હતો.૧૦ ધર્માત્મા, ધનવાન્ અને બીજા ઇંદ્રના જેવા તે રાજા સુવીરને સર્વ સંગ્રામોમાં દુઃખે કરીને જિતી શકાય તેવો એક પુત્ર હતો.૧૧ તે સુદુર્જય નામે પ્રખ્યાત હતો અને સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ હતો. સુદુર્જય કે જેનું શરીર ઇંદ્રના જેવું દિવ્ય હતું, તેને અશ્વિનીકુમારના જેવી કાંતિવાળો એક પુત્ર હતો.૧૨ તેનું નામ દુર્યોધન હતું અને તે મહાન્ રાજા રાજર્ષિઓમાં શ્રેષ્ઠ હતો. ઇન્દ્રના સમાન વીર્યવાળા

અને સંગ્રામમાં પાછી પાની ન કરનારા તે રાજાના[૧૩] દેશમાં મેઘરાજ સારી રીતે જ વરસતા હતા; વળી (તે રાજાના અમલમાં) ભાતભાતનાં રત્નોથી, ધનોથી, પશુઓથી અને ધાન્યોથી[૧૪] તે રાજાનો દેશ અને નગર ભરપૂર હતાં. તે રાજાના દેશમાં કોઈ મનુષ્ય કૃપણ ન હતો, તેમ કોઈ દુઃખી પણ ન હતો.[૧૫] તેના દેશમાં કોઈ પુરુષ કદિ રોગી ન હતો, તેમ કોઈ દુર્બળ પણ કદિ ન હતો. રાજા દુર્યોધન ઘણો ડાહ્યો, મધુર બોલનારો, ઈર્ષા રહિત, જિતેંદ્રિયા, ધર્માત્મા, અક્રૂર, પરાક્રમી અને બળવાદ નહિ કરનારો હતો;[૧૬] તે યજ્ઞ કરનારો, ઇંદ્રિયોનું દમન કરનારો, મેધાવી (બુદ્ધિમાન્), બ્રાહ્મણોનું પાલન કરનારો, સત્ય પ્રતિજ્ઞાવાળો, કોઇનું અપમાન ન કરનારો, દાતા અને વેદ તથા વેદોના અંગોમાં પારંગત હતો.[૧૭] હે ભરતવંશી રાજા! પુણ્યવાળી, શીતળ જળવાળી અને કલ્યાણકારિણી દેવતાની નદી નર્મદા, પોતાના જ ભાવ (ભક્તિ–ઇચ્છા)થી પુરુષોમાં વાઘ સમાન તે રાજાના ઉપર આસક્ત થઈ પડી.[૧૮] ને હે રાજન્! (તે રાજાને યોગે) તે સમયે તે નદીમાં કમળના જેવાં નેત્રવાળી અને રૂપને લીધે દેખાવમાં સુંદર એવી સુદર્શના નામની કન્યા જન્મી.[૧૯] હે યુધિષ્ઠિર! દુર્યોધનની પુત્રી જેવી રૂપાળી હતી, તેવી સ્ત્રીઓમાં પૂર્વે કોઈ પણ સ્ત્રી રૂપાળી ન હતી.[૨૦] હે રાજા યુધિષ્ઠિર! સાક્ષાત્ અગ્નિદેવ તે સુદર્શના નામની રાજકન્યા ઉપર મોહી પડ્યા, અને બ્રાહ્મણનું રૂપ લઇને રાજાની પાસે તે કન્યાની માગણી કરી.*[૨૧] પરંતુ રાજાએ, "આ તો દરિદ્ર છે; વળી મારી જાતિનો નથી," એમ માનીને તે બ્રાહ્મણને પોતાની પુત્રી સુદર્શનાને આપવાની ઇચ્છા કરી નહિ.[૨૨] એટલે તેના ચાલતા યજ્ઞમાંથી હવ્ય લઈ જનાર અગ્નિ જતો રહ્યો. તે જોઇને રાજાને ઘણું જ દુઃખ થયું, અને તેણે તે સમયે બ્રાહ્મણોને પૂછયું;[૨૩] "હે ઉત્તમ બ્રાહ્મણો! મારું એવું શું દુષ્કર્મ છે, અથવા તો તમે એવું શું પાપ કર્મ કર્યું છે કે, જેથી દુષ્ટ પુરુષોના ઉપર કરેલા ઉપકારની માફક અગ્નિ ઠરી ગયો છે?[૨૪] તમારું કે મારું અલ્પ જરા જેટલું–પણ પાતક નથી કે; જેણે કરીને, આપણો અગ્નિ ઠરી જાય, માટે તમે તે વિશે યથાર્થ રીતે વિચાર કરો."[૨૫]

હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે બ્રાહ્મણો રાજાનું વચન

---

* મુંબઈ અને કલકત્તાની પ્રતોમાં આ અધ્યાય સરખો છે, પરંતુ કુંભાંધાણુની પ્રતમાં ૨૧ મા શ્લોકની અર્ધી કડી પછી ૧૬ શ્લોક નવા છે એટલું જ નહિ પણ મુંબઈ અને કલકત્તાની પ્રતોમાં ૨૧ થી ૨૭ સુધીના શ્લોકોમાં જે વિગત જણાવી છે તે જ વિગત જૂદા જ શબ્દોમાં ૩૭થી ૪૩ સુધીના શ્લોકમાં જણાવી છે. કયી પ્રતોપરથી આ ઉમેરણ અને પાઠભેદ કુંભાંધાણની પ્રતમાં દાખલ કરવામાં આવ્યો છે તેમાં જણાવેલું નથી. વધારાના શ્લોકોની મતલબ આ પ્રમાણે છે.

"અગ્નિને શરણે જઈ રાજાની સેવા કરવાના નિશ્ચયવાળી અને પિતાની આજ્ઞાથી કાર્યમાં રોકાયલી સુદર્શના અગ્નિની આરાધના કરવા લાગી. તેનું મનોહર રૂપ જોઇને કામની આજ્ઞાથી અગ્નિદેવે તેણે પોતાની પત્ની બનાવવાનો પ્રયાસ કર્યો. તેણે કહ્યું: "હે અનવધ અંગવાળી! હે કમળલોચના! હે રંભોરુ! હે બાળમૃગના જેવાં નયનવાળી! હે પૂર્ણ ચંદ્રના જેવા મુખવાળી! મને કામનાથી ભજ. કમળના જેવાં નેત્રવાળાં, જેની ભ્રૂલતા રમત કરી રહી છે તેવાં, આ તારાં મનહર મુખને જોતાં, કામદેવ મને તારા પ્રેમીને પીડા કરે છે. ચન્દ્રની કળા જેવું જેનું તેજ છે, જે કેશથી વિભૂષિત થયેલું છે, અને જેમાં સુંદર રેખાઓ પડી રહી છે એવા તારા લલાટને જોતાં કામદેવ મને ઘણી પીડા કરે છે. જાણે કે ખીલેલા કમળની માફક બાલસૂર્યના જેવું, પ્રસ્વેદથી પુલકિત થયલું, અને અતિસુંદર બિમ્બના જેવા અધરોષ્ઠવાળું તારું વદન મારા મદને આહ્વાન કરે છે. તારી વાણી દન્તના પ્રકાશથી નિયમમાં રહે છે અને સારી રીતે રક્ષાયલી છે. અશોક વૃક્ષના જેવી આ તારી જિહ્વા મનોહર લાગે છે. તારા દાંતો સમાન, સુંદર, સારી રીતે ખીલેલા, અને ગોઠવાયલા છે. હે દ્વિજને પ્રિય સ્ત્રી! ખુશી થા અને મને ભજ. કારણ કે તું સુભાગ–સારાં ભાગ્યવાળી છે. તારું મુખ સુંદર, મનહર અને તીરછાં નેત્રવાળું છે; હારના આભરણોથી શોભાયમાન થતાં તારાં બે સ્તનો, હે ભીરુ! ભરાઉ છે, પાકાં બિલ્વ ફળ જેવાં છે, કઠિન છે, સંગમને સહન કરે તેવાં છે. હે ઉંડી નાભિવાળી સારાં ભાગ્યવાળી અને સુંદર વર્ણવાળી સ્ત્રી! મને ભજ."

ભીષ્મ કહે છેઃ–વિરહથી પીડાતા મહાત્મા અગ્નિએ તેને આ પ્રમાણે કહ્યું, એટલે તે બાળાનું હૃદય કંઈક કંપ્યું. તે લજ્જા પામી, અને આ વાક્ય બોલી કે "કુલીન કન્યાઓનો આ ખાસ ગુણ છે કે દાન કરવાના પ્રસંગમાં માતાપિતા અને ભાઇઓનો અધિકાર ચાલે છે, અને પાણિગ્રહણના મંત્રો સહિત હોમ કરવામાં આવેલો અગ્નિ હોય ત્યારે સજ્જનોની મધ્યમાં બેસાડેલી કન્યાનું શરણસ્થાન પતિ થાય છે. હું પણ કુલીન છું અને સ્વતંત્ર નથી, માટે હે દેવ! મારા પિતાની પાસે માંગણી કરો."

તે પછી ટુંક કાળમાં દુર્યોધન રાજાએ યજ્ઞ સામગ્રી તૈયાર કરવામાં નિપુણ મંત્રીઓને બોલાવીને કહ્યું: "હું યજ્ઞ કરવાની ઇચ્છા રાખું છું માટે તમે તેનો સંભાર તૈયાર કરો." તેપરથી ઉત્તમ બ્રાહ્મણોએ ચાલુ કરેલા તેના યજ્ઞમાં વિપ્રના વેષમાં અગ્નિદેવે રાજા પાસે કન્યાનું માગું કર્યું. પણ રાજાએ તેને કન્યાદાન આપવાના ભાવની કલ્પના જ ન કરી. આ દરિદ્રી છે, મારી જાતિનો નથી, હું તો રાજા છું એમ મનમાં ધારીને તે રાજાએ તેને કન્યા દીધી નહિ. તેપરથી યજ્ઞની દીક્ષા લીધેલા તે મહાત્માના યજ્ઞમાંથી હવન આપવાને માટે વેદી પાસે આમંત્રણ કરેલો અગ્નિ અદૃશ્ય થઈ ગયો; એટલે તે રાજા અતિ ભય પામ્યો, અને તેની ઇન્દ્રિયો બહેર મારી ગઈ, અને મંત્રીઓ અને બ્રાહ્મણોને પૂછવા લાગ્યો કે, "આ કેમ થયું? ભગવાન્ હવ્યવાહનને પ્રકટાવ્યા છતાં તે મારા યજ્ઞમાંથી જતા કેમ રહ્યા?" પછી મંત્રવિદ્યામાં કુશળ અને વેદનો પાર પામેલા તે બ્રાહ્મણોએ, ઋત્વિજોએ અને મંત્ર કરવામાં કુશળ મંત્રીઓએ હુતાશન (અગ્નિ)ની સ્તુતિ કરવા માંડી. ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદના પારને પામેલા અને વેદોનો તત્વાર્થ જાણવામાં ચતુર બ્રાહ્મણોએ સોમને આગળ કરીને અગ્નિને તેનાં ગુહ્ય નામોના જપવડે બોલાવવા માંડ્યો." ઇત્યાદિ.

સાંભળીને, વાણીને નિયમમાં રાખી અને નિયમો ગ્રહણ કરીને અગ્નિને શરણે ગયા.[૨૬] તે સમયે શરદૃઋતુના સૂર્ય સમાન કાંતિવાળા ભગવાન્ હવ્યવાહને, પોતાનું સ્વરૂપ પ્રકાશમાન કરીને, બ્રાહ્મણોને દર્શન આપ્યાં;[૨૭] અને પછી મહાત્મા અગ્નિએ તે ઉત્તમ બ્રાહ્મણોને કહ્યું:- "હું મારા પોતાના માટે દુર્યોધનની પુત્રીની માગણી કરું છું."[૨૮]

તે પછી વિસ્મિત થયલા તે સર્વે બ્રાહ્મણોએ બીજે દિવસે પ્રભાતમાં ઉઠીને અગ્નિએ જે કહ્યું હતું, તે રાજાને નિવેદન કર્યું.[૨૯] તે પછી તે રાજા, બ્રહ્મવાદીઓનું તે કહેવું સાંભળીને પરમ હર્ષ પામ્યો અને બુદ્ધિમાન્ રાજાએ બ્રાહ્મણોને કહ્યું કે, "તથાસ્તુ."[૩૦] અને તે રાજાએ ભગવાન્ અગ્નિની પાસેથી કન્યાના શુલ્ક તરિકે એવું માગ્યું કે, "હે અગ્નિ! તમારે નિત્ય અહીં સમીપમાં રહેવું."[૩૧] ભગવાન્ અગ્નિએ તે રાજાને કહ્યું:-'તથાસ્તુ.' તે દિવસથી અદ્યાપિ માહિષ્મતી નગરીની સમીપમાં જ અગ્નિ દેવ રહ્યા છે;[૩૨] અને સહદેવે દક્ષિણ દિશાનો વિજય કરતી વખતે ત્યાં અગ્નિનાં દર્શન કર્યાં હતાં. તે પછી તે કન્યાને બરાબર શણગારીને અને નવાં વસ્ત્ર પહેરાવીને[૩૩] મહાત્મા અગ્નિને દુર્યોધન રાજાએ અર્પણ કરી; અને અગ્નિએ પણ રાજકન્યા સુદર્શનાને પત્ની તરિકે[૩૪] યજ્ઞમાં જેમ ઘીની ધારાને ગ્રહણ કરે, તેમ વેદોક્ત વિધિથી ગ્રહણ કરી; અને તે કન્યાના રૂપથી, શીલથી, કુળથી, શારીર બળથી, ને શોભાથી[૩૫] તેના ઉપર અગ્નિ પ્રસન્ન થયા, અને તેને ગર્ભાધાન કરાવવાની ઇચ્છા કરી, કે અગ્નિવંશનો સુદર્શન નામનો પુત્ર અવતર્યો.[૩૬]

સુદર્શન રૂપમાં પૂર્ણચંદ્રના સમાન હતો, અને નાની ઉમરમાં જ તેણે સનાતન એવા પરબ્રહ્મનાં સર્વ સ્વરૂપને જાણ્યું હતું.[૩૭] ઓઘવાન્ નામનો રાજા નૃગ રાજાનો એક પિતામહ હતો. તેને ઓઘવતી નામની એક કન્યા અને ઓઘરથ નામનો એક પુત્ર હતો.[૩૮] ઓઘવાન્ નામના રાજાએ પંડે, ઓઘવતી નામની દેવકન્યા જેવી પોતાની રૂપાળી પુત્રીને વિદ્વાન્ સુદર્શનને ભાર્યા તરિકે આપી.[૩૯] સુદર્શન રાજા પણ તે ઓઘવતીની સાથે કુરુક્ષેત્રમાં રહીને ગૃહસ્થાશ્રમ ચલાવવા લાગ્યો.[૪૦] હે પ્રભુ! પ્રકાશમાન, કાંતિવાળા અને બુદ્ધિમાન્ એવા સુદર્શને ગૃહસ્થાશ્રમમાં રહીને જ મૃત્યુને જિતવાની પ્રતિજ્ઞા કરી.[૪૧] હે રાજન્! તે અગ્નિપુત્ર સુદર્શને ઓઘવતીને કહી રાખ્યું હતું કે, "અતિથિની ઇચ્છાથી પ્રતિકૂળ તારે ગમે તેમ પણ કરવું નહિ.[૪૨] જે જે વસ્તુથી અતિથિ પ્રસન્ન થાય, તે તે નિત્ય અતિથિને આપવી, અને સમય ઉપર તારા પોતાનાં શરીરનું પણ દાન કરવું પડે તો તેનો પણ તારે વિચાર કરવો નહિ.[૪૩] આ વ્રત સદા મારા હૃદયમાં વ્યાપી રહ્યું છે. કારણ કે, હે સુંદર શ્રોણીવાળી સ્ત્રિ! ગૃહસ્થોને અતિથિની સેવા જેવો બીજો કોઈ પણ ધર્મ નથી.[૪૪] હે વામોરુ! હે સુંદરિ! તને જો મારું વચન પ્રમાણ હોય તો આ વચન જરાપણ ચિંતા વિના તારા હૃદયમાં તારે સદા ધારણ કરવું જોઇએ.[૪૫] હે કલ્યાણિ! હે નિર્દોષ સ્ત્રિ! હું બહાર ગયો હોઉં અથવા તો પાસે હોઉં ત્યારે પણ, હું જો તને માનીતો હોઉં તો, તારે અતિથિનું અપમાન કરવું નહિ."[૪૬] તે સમયે ઓઘવતી એ હાથ જોડી પોતાના મસ્તકને લગાડીને બોલી:- "તમારી આજ્ઞાથી કોઈ કર્મ એવું નથી કે, જે મારે કોઈ પણ રીતે કરવા યોગ્ય ન હોય."[૪૭]

હે રાજન્! તે પછી સુદર્શનને જિતવાની ઇચ્છાથી નિત્ય તેનાં છિદ્ર શોધતો મૃત્યુ તેની પાછળ પાછળ જવા લાગ્યો.[૪૮] એક સમયે અગ્નિનો પુત્ર સુદર્શન યજ્ઞના સમિધ લેવા માટે બહાર ગયો હતો ત્યારે, ઓઘવતીની પાસે એક શ્રીમાન્ બ્રાહ્મણ અતિથિ તરીકે આવ્યો, અને કહ્યું:-[૪૯] "હે સુંદરાંગિ! તારે જો ગૃહસ્થાશ્રમના ધર્મને સંમત એવો ધર્મ માન્ય હોય તો આજે તું મારો અતિથિસત્કાર કર, એમ હું ઇચ્છું છું."[૫૦]

હે રાજા! તે બ્રાહ્મણે યશસ્વિની રાજપુત્રીને આ પ્રમાણે કહ્યું, એટલે તે રાજપુત્રીએ વેદોક્ત વિધિથી તેનો સ્વીકાર કર્યો;[૫૧] અને તે બ્રાહ્મણને આસન તથા પાદ્ય આપ્યાં, અને પછી ઓઘવતીએ બ્રાહ્મણને પૂછ્યું કે; "તમને કયા પદાર્થની ઇચ્છા છે, તમને હું કયો પદાર્થ આપું?"[૫૨] એટલે બ્રાહ્મણે રાજપુત્રી સુદર્શનાને કહ્યું કે; "હે કલ્યાણિ! મારો અર્થ તો તારી જ સાથે છે, માટે તું શંકારહિત થઇને એ વસ્તુ મને આપ.[૫૩] હે રાણિ! તને જો ગૃહસ્થાશ્રમને સંમત ધર્મ માન્ય હોય તો તું તારો આત્મા મને અર્પણ કરીને મારું પ્રિય કર્મ કર."[૫૪]

તે રાજકન્યાએ બીજા ઇષ્ટ વરો માગવા માટે તે બ્રાહ્મણને લલચાવ્યો, પરંતુ તે બ્રાહ્મણે તે રાજકન્યાની પાસેથી તેના શરીરના દાન વિના બીજો કોઈ પણ વર માગ્યો નહિ.[૫૫] તે પછી રાજકન્યાએ આરંભથી જ પોતાનાં ભર્તાનાં વચનને સંભાર્યાં, અને પછી તેણે લજાતાં લજાતાં તે મહાત્મા બ્રાહ્મણને કહ્યું કે, "તથાસ્તુ."[૫૬] તે પછી હસીને પેલો વિપ્રર્ષિ અને ગૃહસ્થાશ્રમના ધર્મવડે મૃત્યુનો વિજય કરવાની ઇચ્છા રાખનારા પોતાના પતિએ કહેલું વચન સંભારીને પેલી રાજપુત્રી બન્ને અંદર ગયાં.[૫૭] તે પછી અગ્નિપુત્ર સુદર્શન ઇંધણાં લઇને ઘેર પાછો આવ્યો અને નિત્ય ભાઈ જેમ ભાઈ સાથે રહે, તેમ રૌદ્રભાવવાળો મૃત્યુ સાથે

નિત્ય રહેવા લાગ્યો.[૫૮] તે પછી આશ્રમમાં આવીને અગ્નિસુત વારંવાર ઓઘવતીને બોલાવીને કહેવા લાગ્યો કે, "અરે તું કયાં ગઈ છે?"[૫૯] પરંતુ તે વેળાએ તો તેણે પોતાના ભર્તારને કંઈ પણ પ્રત્યુત્તર ન આપ્યો. કારણ કે પતિવ્રત પાળનારી સુદર્શનાને બ્રાહ્મણે બે હાથથી સ્પર્શ કર્યો હતો (બાથમાં લીધી હતી).[૬૦] "હું હવે મારા ધણીને ઉચ્છિષ્ટ થયેલી છું" એમ માની તે લજાતી હતી તેથી (અને બ્રાહ્મણ કોપશે કે શું, તેની શંકાથી) તે સદ્‌ગુણી સ્ત્રી મૌન થઈ ગઈ, અને કંઈ પણ બોલી નહિ.[૬૧] એટલે સુદર્શન ફરીને ઓઘવતીને સંબોધીને કહેવા લાગ્યો કે, 'તે સાધ્વી સ્ત્રી કયાં ગઈ? તે સાધ્વી કયાં ગઈ? મને એના કરતાં વિશેષ શું છે?[૬૨] પતિવ્રતા, સત્યશીલવાળી, નિત્ય સરળતા ઉપર પ્રીતિવાળી, મારી સ્ત્રી પૂર્વે જેમ મને હસતી હસતી ઉત્તર આપતી હતી, તેમ આજે કેમ પ્રત્યુત્તર આપતી નથી"?[૬૩]

તે પછી ઝુંપડીમાં રહેલા પેલા બ્રાહ્મણે, સુદર્શનને પ્રત્યુત્તર આપ્યો કે, "હે અગ્નિના પુત્ર! હું બ્રાહ્મણ અતિથિ આવ્યો છું, એમ તું જાણજે.[૬૪] હે ઉત્તમ બ્રાહ્મણ! જૂદા જૂદા અતિથિસત્કારોવડે તારી સ્ત્રીએ મને લલચાવ્યો, પણ હાલ એ મારાથી વિંટાયલી છે.[૬૫] અને શુભ વદનવાળી તે સ્ત્રીએ મને અંગસંગ આપ્યો છે. હવે આ બાબતમાં જે યોગ્ય શિક્ષા કરવી ઘટે, તે તારે કરવી યોગ્ય છે."[૬૬] તે સમયે "આ પ્રતિજ્ઞા ભંગ થયેલાનો હું હમણાં વધ કરીશ" એવો વિચાર કરતો મૃત્યુ, હાથમાં લોઢાનું મુગ્દર લઈને તેની આગળ આવ્યો.[૬] પરંતુ જેણે મનથી, વાણીથી, કર્મથી તથા નેત્રથી ઇર્ષાનો અને ક્રોધનો ત્યાગ કર્યો હતો, એવા સુદર્શને હસતાં હસતાં આ પ્રમાણે કહ્યું:-[૬૮] "હે ઉત્તમ બ્રાહ્મણ! તમે સુરતનું સુખ લ્યો. હું, તેથી પરમ પ્રસન્ન થયો છું; કારણ કે પોતાને ત્યાં આવેલા અતિથિનું પૂજન કરવું, એ ગૃહસ્થનો મુખ્ય ધર્મ છે.[૬૯] જે ગૃહસ્થના ઘરમાંથી અતિથિ પૂજાને પામીને જાય છે, તેના જેવો ગૃહસ્થને બીજો મોટો ધર્મ નથી, આમ વિદ્વાનો કહે છે.[૭૦] મારા પ્રાણ, મારી સ્ત્રી, અને જે બીજું મારું ધન હોય, તે મારે અતિથિને આપવા યોગ્ય છે, આવું વ્રત મેં ધારણ કર્યું છે.[૭૧] મેં આ વાકય શંકારહિત કહ્યું છે, અને હે વિપ્ર! તેજ સત્યવડે મને આત્માનું જ્ઞાન થશે.[૭૨] પૃથ્વી, વાયુ, આકાશ, પાણી, પાંચમું તેજ, બુદ્ધિ, આત્મા, મન, કાળ, અને દિશાઓ આ દશ ગુણ-ઇંદ્રિયો છે.[૭૩] હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ! આ દશ ગુણો દેહધારીઓના દેહમાં રહેલા છે, અને તેઓ નિત્ય પ્રાણીઓએ કરેલાં પુણ્ય તથા પાતક કર્મને જુવે છે.[૭૪] હું આજે આ સત્ય વાણી બોલ્યો છું. તે સત્ય વાણીથી દેવતાઓ મારી રક્ષા કરો અથવા તો મને બાળી નાંખો."[૭૫] હે ભરતવંશી રાજા! તે પછી સર્વ દિશાઓમાં વારંવાર ગર્જના થઈ કે, "તમારું કહેવું સત્ય છે, મિથ્યા નથી."[૭૬]

તે પછી પેલો બ્રાહ્મણ, તે ઝુંપડીમાંથી બહાર નિકળ્યો અને વાયુની પેઠે ઉદ્યત થઇને પોતાનાં શરીરવડે આકાશમાં તથા પૃથ્વી ઉપર વ્યાપી ગયો;[૭૭] અને ઉદાત્ત સ્વરવડે ત્રણ લોકોને ગજવતો તે બ્રાહ્મણ, પ્રથમ ધર્મજ્ઞ એવા સુદર્શનને નામથી બોલાવી કહેવા લાગ્યો.[૭૮] "હે નિર્દોષ બ્રાહ્મણ! હું ધર્મ છું. તારું કલ્યાણ થાવ. હું તારા ધર્મને જાણવાની ઇચ્છાથી અહીં આવ્યો છું, અને તારું સત્ય જાણીને મારી તારા ઉપર પરમ પ્રીતિ થઈ છે.[૭૯] આ મૃત્યુ જે તારી પાછળપાછળ ફર્યા કરે છે, તેને જ તેં જિતી લીધો છે; સદા તારા દોષને જ શોધનારને તેં ધીરજથી વશ કર્યો છે.[૮૦] હે પુરુષોત્તમ! ત્રણ લોકમાં આ તારી પતિવ્રતા સાધ્વી સ્ત્રીની સામે જોવાને પણ કોઈ શક્તિમાન્ નથી.[૮૧] આ પતિવ્રતાનું તારા ગુણોથી તથા પોતાના પાતિવ્રત્યના ગુણોથી રક્ષણ થાય છે. તેનો કોઈ તિરસ્કાર કરે તેમ નથી. વળી આ સ્ત્રી જે બોલે, તેમાં ફેરફાર થાય નહિ.[૮૨] પોતાના જ તપબળ યુક્ત આ બ્રહ્મવાદિની સ્ત્રી, લોકોને પાવન કરવા માટે એક શ્રેષ્ઠ નદીનું રૂપ ધારણ કરશે.[૮૩] અર્ધા શરીરવડે ઓઘવતી નામે ઓળખાશે, અને બીજા અર્ધા શરીરવડે આ મહાભાગ્યવાળી સ્ત્રી તને અનુસરશે; કારણ કે, આ સ્ત્રીને વશ યોગ રહ્યો છે.[૮૪] તું પણ આ સ્ત્રીની સાથે તપથી સંપાદન કરેલા સનાતન અને અવિનાશી લોકોમાં જઈશ કે, જ્યાંથી ત્યાં જનારાની આવૃત્તિ થતી નથી (નવો જન્મ લેવો પડતો નથી).[૮૫] તું આજ દેહ સાથે લોકોમાં જઇશ, કારણકે તેં મૃત્યુને જિત્યું છે, અને તારું ઐશ્વર્ય પણ ઉત્તમ છે.[૮૬] તારો વેગ મનના જેવો છે, અને તું તારા પરાક્રમથી પાંચ મહાભૂતોને ઉલ્લંઘન કરી ગયો છે (પાંચ મહાભૂતોને તેં વશ કર્યા છે), અને આ ગૃહસ્થાશ્રમના ધર્મથી તેં કામને તથા ક્રોધને જિત્યા છે.[૮૭] વળી, હે રાજન્! આ રાજપુત્રીએ તારી સેવા કરીને સ્નેહને, રાગ (પ્રીતિ)ને, તંદ્રાને, મોહને તથા કેવળ દ્રોહને જિતી લીધો છે."[૮૮]

ભીષ્મ કહે છે:-હે યુધિષ્ઠિર રાજા! તે પછી એક હજાર ધોળા ઘોડા જોડેલા ઉત્તમ રથ લઇને ભગવાન્ ઇંદ્ર પણ તેની પાસે આવ્યા.[૮૯] આ સુદર્શને મૃત્યુનો, આત્માનો, સર્વ લોકોનો, પાંચ ભૂતોનો, બુદ્ધિનો, કાળનો, મનનો, વ્યોમનો, કામનો અને ક્રોધનો

પરાજય કર્યો હતો.૯૦ તેટલા માટે, હે નરવ્યાઘ્ર! ગૃહસ્થાશ્રમવાસી પુરુષને અતિથિ વિના બીજો શ્રેષ્ઠ દેવ જ નથી, એમ તારે મનમાં વિચાર કરવો.૯૧ પૂજા પામેલો અતિથિ પોતાના મનમાં જે શુભ ઇચ્છાનું ધ્યાન કરે છે, તેના સરખા સો યજ્ઞો પણ નથી, આમ વિદ્વાનો કહે છે.૯૨ જે પુરુષ શીલસંપન્ન સુપાત્ર અતિથિની પૂજા કરતો નથી, તે પુરુષને તે અતિથિ પોતાનું પાપ આપીને તથા તેનું પુણ્ય લઇને ચાલ્યો જાય છે.૯૩ હે પુત્ર! પૂર્વે એક ગૃહસ્થે જે પ્રમાણે મૃત્યુને જિત્યું હતું, તેના વિષે સર્વોત્તમ એવું આ આખ્યાન મેં તને કહ્યું.૯૪ કલ્યાણની ઇચ્છાવાળા તારે, આ ધન આપનારાં, યશ આપનારાં, આયુષ્ય આપનારાં તથા સર્વ પ્રકારનાં પાતકોનો નાશ કરનારાં ઉત્તમ આખ્યાનને અભિનંદન આપવું.૯૫ હે ભરતવંશી રાજા! જે વિદ્વાન્ પુરુષ રોજ રોજ આ સુદર્શનના ચરિત્રની કથા કરે છે, તે પુણ્યવંત લોકોમાં જાય છે.૯૬

ઇતિશ્રી મહાભારતમાં અનુશાસનપર્વ વિષે દાનધર્મ નામનો અધ્યાય ૨ જો સમાપ્ત.

## અધ્યાય ૩ જો

### વિશ્વામિત્રનો તપપ્રભાવ

યુધિષ્ઠિર પૂછે છેઃ—હે નરાધિપ! જો ત્રણેય વર્ણના પુરુષોને બ્રાહ્મણપણું દુર્લભ હોય તો હે મહારાજા! તે ક્ષત્રિય મહાત્મા૧ વિશ્વામિત્રને, હે ધર્માત્મા! હે નરોત્તમ! બ્રાહ્મણપણું કેવી રીતે મળ્યું હતું, તે કથા હું યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું તે, હે પિતામહ! તમે મને કહો.૨ હે પિતામહ! અમાપ વીર્યવાળા તેણે, તપના પ્રભાવથી મહાત્મા વસિષ્ઠના સો પુત્રને એકે સામટા મારી નાંખ્યા હતા;૩ અને તેના શરીરમાં ક્રોધનો આવેશ થવાથી કાળ તથા અંતકના જેવા, તીક્ષ્ણ તેજવાળા, ઘણા યાતુધાનો તથા રાક્ષસોને તેણે ઉત્પન્ન કર્યાં હતા.૪ વળી તેણે જ આ નરલોકમાં સેંકડો બ્રહ્મર્ષિઓથી ભરપૂર, અને વિદ્વાન્ બ્રાહ્મણોથી સ્તવાતા, એવા મહાન્ કુશિક નામના વંશની સ્થાપના કરી હતી.૫ વળી ઋચિકને મહા તપસ્વી શુનઃશેફ નામનો એક પુત્ર હતો; તે પુત્ર એક યજ્ઞમાં પશુપણાને પામ્યો હતો, અર્થાત્ નરમેધમાં તે પશુ તરીકે મુકરર થયો હતો. તેને તે મહાયજ્ઞનાં પશુપણામાંથી (વિશ્વામિત્રે) છોડાવ્યો* હતો.૬ તે શુનઃશેફ, હરિશ્ચન્દ્રના યજ્ઞમાં પોતાના તેજવડે દેવોને પ્રસન્ન કરીને બુદ્ધિમાન્ વિશ્વામિત્રના પુત્રપણાને પામ્યો હતો.૭†

હે નરાધિપ! પોતાના મોટા ભાઈ દેવરાતને અભિવંદન કર્યું નહિ, તેટલા માટે (વિશ્વામિત્રે) પોતાના પચાશે પુત્રોને શાપ આપ્યો, અને તેઓ ચાંડાળપણાને પામ્યા હતા.૮‡

ઇક્ષ્વાકુના વંશના ત્રિશંકુનો, તેના ભાઇભાંડુઓએ (વસિષ્ઠના શાપથી તે ચંડાળપણાને પામ્યો તે સમયે) ત્યાગ કરી દીધો ત્યારે (વિશ્વામિત્રે તેને યજ્ઞ કરાવી) સ્વર્ગમાં મોકલ્યો હતો. (ત્યાં ઇંદ્રે તેને પાછો કાઢવાથી તે) ઉંધે મસ્તકે લટકી રહ્યો ત્યારે (વિશ્વામિત્રે) તેને દક્ષિણ દિશામાં (ધ્રુવ તરીકે) આશ્રય આપ્યો હતો.૯

વળી વિશ્વામિત્રના આશ્રમની પાસે કૌશિકી નામની એક નદી હતી; આ નદી મોટી હતી, દેવર્ષિઓથી તથા બ્રહ્મર્ષિઓથી સેવાતી હતી, અને પવિત્ર અને પુણ્યવતી હતી.૧૦

વળી તપમાં વિઘ્ન કરનારી, પાંચ ચૂડા પહેરનારી, અને દેવોમાં માનીતી એવી રંભા નામની એક અપ્સરા તેના શાપથી પથ્થર થઈ ગઈ હતી.૧૧ તેમજ પૂર્વે આ વિશ્વામિત્રનાજ ભયથી શ્રીમાન્ વસિષ્ઠ પોતાનાં શરીરને પાશોથી—દોરીથી બાંધીને (આત્મહત્યા કરવા માટે) નદીના પાણીમાં પડ્યા હતા, પરંતુ (વિશ્વામિત્રના પ્રતાપથી) તેના શરીર ઉપરથી દોરી તૂટી ગઈ, અને નદીમાંથી પાછા બહાર નિકળ્યા.૧૨ મહાત્મા વસિષ્ઠનાં તે કર્મને લીધે તે દિવસથી માંડીને તે પુણ્યવતી અને મહા નદી વિપાશા નામથી વિખ્યાત થઈ છે.૧૩

એક વેળાએ દેવસેનાના અગ્ર ભાગમાં ચાલનાર બળવાન્ ઇંદ્રની, તેણે વાણીથી સ્તુતિ કરી, અને ઇંદ્ર તેનાપર પ્રસન્ન થયા અને શાપમાંથી વિશ્વામિત્રને છોડાવ્યા.૧૪§

* આ શ્લોકમાં ઋચિકનો પુત્ર એમ લખ્યું છે, તે ઠેકાણે અજીગર્તનો પુત્ર જાણવો. કારણ કે, શ્રુતિમાં પણ અજીગર્તના પુત્રનું વર્ણન છે. છતાં આ શ્લોકમાં ઋચિકનો પુત્ર એમ કહ્યું છે, તે બીજા કલ્પ પરત્વે કહ્યું છે.

† સાતમા શ્લોકનો અર્થ બંગાળના અંગ્રેજી ભાષાંતરમાં જૂદી જ રીતે લખવામાં આવ્યો છે. તેમાં એવો અર્થ કરવામાં આવ્યો છે કેઃ—હરિશ્ચન્દ્ર પોતાનાં તેજવડે દેવોને સંતુષ્ટ કરીને બુદ્ધિમાન્ વિશ્વામિત્રનો પુત્ર થયો હતો. પરંતુ એવી કથા કોઈ પણ પુરાણમાં નથી; છતાં મી૦ રાયે શા આધારથી એમ લખ્યું હશે તે સમજાતું નથી.

‡ વિશ્વામિત્રે, દેવરાતને પોતાના જ્યેષ્ઠ પુત્ર તરીકે સ્થાપ્યો હતો; અને તેના સાહજિક પુત્રોએ તેને અભિવંદન કરી પિતાના કાર્યે સંબંધે અનુમતિ દર્શાવવી જોઇતી હતી, પણ તેમ તેઓએ ન કર્યું તે વિશ્વામિત્રનું અપમાન કરવા બરાબર હતું, માટે તેણે તેમને શાપ દીધો હતો.

§ આ શ્લોક જોઇએ તેવો સ્પષ્ટ નથી. નીલકંઠ, આ પ્રમાણે તેનો ખુલાસો કરે છે. એક સમયે વિશ્વામિત્ર, ત્રિશંકુ જ્યારે વસિષ્ઠના શાપથી ચાંડાળપણાને પામ્યો હતો ત્યારે, ત્રિશંકુને યજ્ઞ કરાવતા હતા. વસિષ્ઠના પુત્રોએ તે જોઇને વિશ્વામિત્રને શાપ આપ્યો કે 'તું શ્વપચને યજ્ઞ કરાવે છે માટે તું પણ શ્વપચ (ચંડાળ) થઈશ.' તે શાપને ખરો કરવા માટે વિશ્વામિત્ર, દુકાળ જેવી આપત્તિના સમયમાં એક કુતરાની જાઘન ચોરી લાવીને ચુલા ઉપર રાંધવા લાગ્યા.

વળી એ વિશ્વામિત્ર, ઉત્તાનપાદના પુત્ર ધ્રુવની તથા સપ્ત મહર્ષિઓની મધ્યમાં નિત્ય ઉત્તર દિશા તરફ તારારૂપે પ્રકાશ્યા કરે છે.[૧૫]

હે કુરુવંશના રાજા! તે ક્ષત્રિય રાજાનાં આ કર્મો તથા બીજાં કર્મો સાંભળીને મને કુતુહલ ઉત્પન્ન થયું છે.[૧૬] હે ભરતવંશના ઉત્તમ રાજા! તેને આવી મોટાઈ મળવાનું શું કારણ છે? તે મને યથાર્થ રીતે કહો. વિશ્વામિત્ર બીજા દેહમાં ગયા વગર કેવી રીતે બ્રાહ્મણ થયા હતા?[૧૭] હે તાત! આ સર્વ વાત તમે મને યથાર્થ રીતે કહેવાને યોગ્ય છો. તમે મને જે પ્રમાણે મતંગ નામના પુરુષની કથા યથાર્થ રીતે કહી છે, તે પ્રમાણે આની કથા પણ મને યથાર્થ રીતે કહો.[૧૮] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મતંગ નામનો પુરુષ (જે શૂદ્રથી બ્રાહ્મણીને પેટે ઉત્પન્ન થયો હતો તે) બ્રાહ્મણપણાને પામ્યો ન હતો, તે યોગ્ય થયું હતું. પરંતુ ક્ષત્રિય યોનિમાં જન્મેલા વિશ્વામિત્ર કેવી રીતે બ્રાહ્મણપણાને પામ્યા હતા? (તે મને કહો.)[૧૯]

इतिश्री महाभारतमां अनुशासनिकपर्व विषे दानधर्मपर्व ए नामनो अध्याय ३ जो समाप्त.

## અધ્યાય ૪ થો

### સત્યવતીનું લગ્ન

ભીષ્મ કહે છેઃ-હે પૃથાના પુત્ર! પૂર્વે વિશ્વામિત્ર જે રીતિએ બ્રાહ્મણપણાને તથા બ્રહ્મર્ષિપણાને પામ્યા હતા તે રીતિ તું, હે તાત! યથાર્થ રીતે સાંભળ.[૧] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ભરતના વંશમાં, પૂર્વે, ધર્મવંતોમાં શ્રેષ્ઠ અને યજ્ઞ કરનારો અજમીઢ નામનો એક રાજા હતો.[૨] જન્હુ નામનો તેનો પુત્ર એક મહાન્ રાજા હતો. એ મહાત્મા રાજાને ત્યાં ગંગા દીકરી થઈને અવતરી હતી.[૩] તેના જ જેવા ગુણવાળો અને મહાયશસ્વી સિંધુદ્વીપ નામનો તેને પુત્ર હતો. સિંધુદ્વીપથી મહા બળવાન્ અને રાજર્ષિ બલાકાશ્વ થયો હતો.[૪] વલ્લભ નામનો તેનો પુત્ર બીજા સાક્ષાત્ ધર્મના જેવો હતો. તેને ત્યાં ઇંદ્રના સરખી કાંતિવાળો કુશિક નામનો પુત્ર થયો હતો.[૫]

કુશિકનો પુત્ર ગાધિ શ્રીમાન્ ગાધિ નામે રાજા થયો હતો. તેને પુત્ર ન હતો; તે પુત્રનો અર્થી હતો, તેથી વનવાસ સેવતો હતો.[૬]

જ્યારે ગાધિ વનમાં રહેતો હતો ત્યારે તેના યજ્ઞમાંથી એક છોકરી જન્મી. ગાધિએ, તેનું સત્યવતી નામ પાડ્યું, અને તે પૃથ્વી ઉપર અનુપમ રૂપવતી હતી.[૭] ભૃગુવંશોત્પન્ન ચ્યવનના પુત્ર શ્રીમાન્ ઋચિક નામના પ્રખ્યાત ઋષિ જે મહાન્ તપ કરતા હતા તેણે, તે કન્યાનું માગું કર્યું.[૮] પરંતુ શત્રુનો નાશ કરનારા ગાધિ રાજાએ, મહાત્મા ઋચિકને, "એ તો દરિદ્ર છે" એમ માનીને પોતાની કન્યા આપી નહિ.[૯] ઋચિકને ના પાડી, તોપણ ઋચિક ઋષિ ફરીને માગું કરવાને આવ્યા, એટલે તે ઉત્તમ રાજાએ તેને કહ્યું: "મને તમે શુલ્ક (કન્યાના બદલામાં ધન) આપો તો તમે મારી પુત્રીને પરણી શકો."[૧૦]*

ઋચિક કહે છેઃ-"હે રાજેંદ્ર! હું તને તારી દીકરીનું શું શુલ્ક (બદલાનું ધન) આપું, તે સંદેહ રહિત થઈને મને કહે. તેમાં વિચાર કરીશ મા."[૧૧]

ગાધિ રાજા બોલ્યોઃ-હે ભૃગુકુળોત્પન્ન! ચંદ્રના કિરણ જેવા પ્રકાશમાન અને પવનના જેવા વેગવાળા તથા એક તરફ શ્યામ રંગના કાનવાળા એક હજાર ઘોડાઓ મને આપ.†[૧૨]

ભીષ્મ કહે છે; "હે યુધિષ્ઠિર! તે પછી ભૃગુકુળમાં સિંહ સમાન અને ચ્યવનના પુત્ર સમર્થ એવા ઋચિકે જળના દેવ અને અદિતિના પુત્ર વરુણ દેવની પાસે જઈને તેને કહ્યું:-[૧૩] "હે ઉત્તમ દેવ! એક તરફ શ્યામ રંગના કાનવાળા, ચંદ્રમા જેવી કાંતિવાળા, અને પવનના જેવા વેગવાળા એક હજાર ઘોડાની હું તમારી પાસે ભિક્ષા માગું છું.[૧૪] તે સાંભળીને અદિતિના પુત્ર વરુણદેવે ભૃગુકુળના ઉત્તમ પુત્ર ઋચિકને કહ્યું કે, "તથાસ્તુ, તમારી જ્યાં ઇચ્છા હશે ત્યાં તે ઘોડાઓ હાજર થશે."[૧૫] તે પછી ઋચિકે ધ્યાન ધરતાંની વાર ગંગાના પાણીમાંથી મહાન્ બળવાળા ને ચન્દ્રના જેવા કાંતિવાળા એક હજાર ઘોડાઓ બહાર નિકળ્યા.[૧૬] કાન્યકુબ્જની પાસે ગંગાના (જળમાંથી જ્યાં અશ્વો નિકળ્યા), તે ઉત્તમ તીરને અદ્યાપિ લોકો 'અશ્વતીર્થ' કરીને કહે છે.[૧૭]

હે તાત! તે પછી તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા ઋચિકે, પ્રસન્ન થઈને ગાધિ રાજાને તે એક હજાર ઉત્તમ ઘોડાઓ શુલ્ક તરીકે આપ્યા.[૧૮] તે ઉપરથી ગાધિ રાજાને આશ્ચર્ય થયું ને તેને શાપનો ભય લાગ્યો. તેથી તેણે, ભૃગુના પુત્રને પોતાની કન્યા શણગારીને દાનમાં આપી.[૧૯]

---

એ વેળાએ દુકાળના દુઃખમાંથી મુક્ત થવા માટે વિશ્વામિત્રે, ઈન્દ્રની સ્તુતિ કરી; એટલે પ્રસન્ન થઈને ઈન્દ્ર શકરાનું રૂપ લઈને જઘનને ઉપાડી ગયા, વર્ષાદ થયો અને વિશ્વામિત્ર શાપમાંથી મુક્ત થયા.

* પ્રાચીનકાળમાં કન્યા આપવાના બદલામાં ધનાદિ લેવાતું હતું, તેનો આ દૃષ્ટાંત છે. કન્યાવિક્રય આજે જ થાય છે તેમ નથી.

† શાકારણે, 'એક તરફ શ્યામ વર્ણના કાનવાળા અશ્વો,' માંગ્યા, તે સમજાતું નથી.

બ્રહ્મર્ષિઓમાં શ્રેષ્ઠ એવા ઋચિક ઋષિએ વેદવિધિથી તે કન્યાનું પાણિગ્રહણ કર્યું, અને પેલી કન્યા પણ ઋષિની સાથે પરણીને પરમ હર્ષને પામી[૨૦] અને, હે ભરતવંશી રાજા! તે કન્યાનાં વર્તનથી તે બ્રહ્મર્ષિ સંતોષ પામ્યા, અને સુંદર રૂપવાળી તે રાજકન્યાને વર આપવાની પોતાની ઇચ્છા દર્શાવી.[૨૧]

હે ઉત્તમ રાજા! તે સર્વ કથા તે કન્યાએ પોતાની માતાને કહી. તે પછી કિંચિત્ નિચું મુખ રાખેલી એવી પોતાની પુત્રીને તેની માતાએ કહ્યું:-[૨૨] "હે પુત્રિ! તારો પતિ સમર્થ અને મહા તપસ્વી છે; માટે મને પણ પુત્ર આપીને મારા ઉપર કૃપા કરવાને તે યોગ્ય છે."[૨૩] તે પછી પેલી રાજપુત્રી ઉતાવળી ઉતાવળી પોતાના પતિની પાસે ગઈ ને પોતાની માતાની સર્વ ઇચ્છા પણ નિવેદન કરી, એટલે હે રાજન્! ઋચિકે તેને કહ્યું:[૨૪] "હે કલ્યાણિ! તારી માતા, મારી કૃપાથી થોડા સમયમાં એક ગુણવાન્ પુત્રને જન્મ આપશે. તારી માગણી અન્યથા થાવ મા (સફળ થાવ).[૨૫] અને તને પણ આપણા વંશને રાખનારો, ગુણોવડે વખાણવા યોગ્ય, શ્રીમાન્ અને મહાન્ પુત્ર ઉત્પન્ન થશે. આ વાત હું તને સત્ય કહું છું.[૨૬] હે કલ્યાણિ! તારી માતા ઋતુનું (રજસ્વલાના ચોથા દહાડાનું) સ્નાન કરીને પિંપળાના વૃક્ષનું આલિંગન કરે, અને તું ઋતુનું સ્નાન કરીને ઉંબરાના વૃક્ષનું આલિંગન કરજે; તે પછી તમને બન્નેને પુત્રની પ્રાપ્તિ થશે.[૨૭] હે પવિત્ર હાસ્યવાળી સ્ત્રિ! આ બે ચરુ* મંત્રથી મંત્રીને પવિત્ર કરવામાં આવ્યા છે; તેને તું તથા તારી માતા ખાજો, એટલે તમે પુત્રોને પ્રાપ્ત કરશો."[૨૮]

તે સાંભળીને સત્યવતી પ્રસન્ન થઈ અને ઋચિકે પોતાને જે કહ્યું હતું, તે માતાને જણાવ્યું, અને પેલા બે ચરુ વિશેની વાત પણ કહી.[૨૯] તે સાંભળીને માતાએ પોતાની પુત્રી સત્યવતીને કહ્યું:- "પુત્રિ! હું, તારા પતિની પહેલાં તારી માતા તરિકે ગુરુ છું; માટે તારે મારું કહેવું કરવું જોઇએ.[૩૦] તારા ભર્તાએ તને મંત્રથી મંત્રીને જે આ ચરુ આપ્યો છે, એ ચરુ તું મને આપ, અને મારો ચરુ તું લે.[૩૧] વળી, હે પવિત્ર હાસ્યવાળી પુત્રિ! આપણે વૃક્ષોમાં ફેરફાર કરીએ. હે પવિત્ર પુત્રિ! તને જો તારી માતાનું વચન પ્રમાણ (માન્ય) હોય તો તેમ કર.[૩૨] પોતાનો પુત્ર સર્વ ગુણોથી શ્રેષ્ઠ તથા શુદ્ધ ચરિત્રવાળો થાય, એમ સર્વે ઇચ્છે છે. ભગવાન્ ઋચિકે પણ આ બાબતમાં એમજ કર્યું હશે, એ વ્યક્ત છે.[૩૩] એટલા માટે, હે સુંદર કટિવાળી દીકરી! મને તારા ચરુ ઉપર અને તારા વૃક્ષના ઉપર ભાવ થયો છે. વળી તારે, 'મારો ભાઈ કેવી રીતે ઉત્તમ ગુણવાળો થાય,' આવો જ વિચાર કરવાનો છે."[૩૪]

તે પછી માતાએ અને તેની પુત્રી સત્યવતી બન્નેએ તે પ્રમાણે ચરુમાં તથા વૃક્ષમાં ફેરફાર કર્યો; અને, હે યુધિષ્ઠિર! તે બન્નેને ગર્ભ રહ્યો.[૩૫] તે પછી ભૃગુકુળમાં ઉત્તમ મહર્ષિ ઋચિક, પોતાની સ્ત્રી સત્યવતીને ગર્ભવતી જોઇને મનમાં ખિન્ન થયા ને બોલ્યા:[૩૬] "તેં ચરુમાં ફેરફાર કર્યો છે, એમ સ્પષ્ટ રીતે જણાય છે; અને, હે શુભ સ્ત્રિ! તેં વૃક્ષમાં પણ ફેરફાર કર્યો છે, એમ સ્પષ્ટ રીતે જાણવામાં આવે છે.[૩૭] મેં તારા ચરુમાં વ્યાપક એવા બ્રહ્મનો નિવેશ કર્યો હતો, અને તારી માતાના ચરુમાં ક્ષત્રિયના સંપૂર્ણ વીર્યનો નિવેશ કર્યો હતો.[૩૮] તું ત્રણ લોકમાં પ્રખ્યાત ગુણવાળા બ્રાહ્મણને જન્મ આપે, અને તારી માતા ઉત્તમ ક્ષત્રિયને ઉત્પન્ન કરે, આવી ધારણાથી મેં એમ કર્યું હતું.[૩૯] પરંતુ, હે કલ્યાણિ! તેં તથા તારી માતાએ ચરુમાં ફેરફાર કર્યો છે, તે ઉપરથી તારી માતા ઉત્તમ બ્રાહ્મણને જન્મ આપશે,[૪૦] અને, હે કલ્યાણિ! તું ઉગ્ર કર્મ કરનારા ક્ષત્રિયને ઉત્પન્ન કરીશ. હે સ્ત્રી! તેં માતાના સ્નેહને લીધે જે કાર્ય કર્યું છે, તે સારું કર્યું નથી."[૪૧]

ઋષિનું આ વચન સાંભળીને તે સુંદરાંગી સત્યવતી, કાપી નાંખેલી સુંદર લતાની પેઠે, શોકથી સંતપ્ત થઇને પૃથ્વી ઉપર પડી ગઈ.[૪૨] તેને ભાન આવ્યું, એટલે ગાધિ રાજાની પુત્રી, ભાર્ગવકુળમાં ઉત્તમ એવા પોતાના ભર્તાર ઋચિકને મસ્તક નમાવી પગે પડી અને તેના પ્રત્યે બોલી:[૪૩] "હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ! તમને પ્રસન્ન કરનારી એવી, હે વિપ્રર્ષિ! મારા ઉપર કૃપા કરો. મને ક્ષત્રિય પુત્ર જોઇતો નથી.[૪૪] પરંતુ મારા પુત્રનો પુત્ર ભલે ઉગ્ર કર્મ કરનારો થાય, પરંતુ મારો પુત્ર ઉગ્ર કર્મ કરનારો ન થાય આવો, હે બ્રહ્મન્! મને વર આપો."[૪૫] 'તથાસ્તુ,' આમ મહા તપસ્વી ઋચિકે પોતાની ભાર્યાને કહ્યું. તે પછી સત્યવતીએ જમદગ્નિ નામના ઉત્તમ પુત્રને જન્મ આપ્યો.[૪૬] અને, હે રાજેન્દ્ર! ગાધિની યશસ્વિની ભાર્યાએ, બ્રહ્મર્ષિની કૃપાથી વિશ્વામિત્ર નામના બ્રહ્મવાદી પુત્રને જન્મ આપ્યો.[૪૭]

આ કારણથી મહા તપસ્વી વિશ્વામિત્ર બ્રાહ્મણપણાને પામ્યા હતા, ને ક્ષત્રિય હોવા છતાં તે બ્રહ્મવંશના કર્તા થયા હતા.[૪૮] તેના મહાત્મા પુત્રો બ્રાહ્મણના

* ચરુ એટલે ચોખા, જવ અને અડદ ને ઘી અને દૂધમાં ઉકાળીને યા વાટીને યજ્ઞમાં યા પૂજામાં આપવાને તૈયાર કરેલ બલિ.

વંશને વધારનારા હતા, તપસ્વીઓ હતા, બ્રહ્મવેત્તા હતા અને ગોત્રના પ્રવર્તક થયા હતા.[૪૯]

વિશ્વામિત્રના નીચે પ્રમાણે પુત્રો હતાઃ ભગવાન્ મધુચ્છંદ, વીર્યવાન્ દેવરાત, અક્ષીણ, શકુંત, બભ્રુ, કાળપથ;[૫૦] વિખ્યાત યાજ્ઞવલ્કય, મહા વ્રત કરનારા સ્થૂણ, ઉલૂક, યમદૂત, ઋષિ સૈંધવાયન;[૫૧] ભગવાન્ વલ્ગુજંઘ, મહર્ષિ ગાલવ, વજ્ર, ઋષિ, તથા પ્રખ્યાત સાલંકાયન;[૫૨] લીલાઢ્ય, નારદ, કૂર્ચામુખ, વાદુલિ, મુસળ, અને વક્ષોગ્રીવ;[૫૩] આંઘ્રિક અને કટ્ટક, શિલાયૂપ, શિત, શુચિ, ચક્રક, મારુતસ્તવ્ય, વાતઘ્ન અને આશ્વલાયન;[૫૪] શ્યામાયન, ગાર્ગ્ય, જાબાલિ, સુશ્રુત, કારીષિ, સંશ્રુત્ય, પરપૌરવ, અને તંતવ;[૫૫] મહર્ષિ કપિલ, ઋષિ તાડકાયન, ઉપગહન, ઋષિ આસુરાયણ;[૫૬] ઋષિ માર્દમ, હિરણ્યાક્ષ, જાંગારિ, બાભ્રવાયણિ, ભૂતિ, વિભૂતિ, સૂત, સૂરકૃત;[૫૭] અરાલિ, નાચિક, ચાંપેય, ઉજ્જયન, નવતંતુ, બકનખ, સેયન, અને યતિ;[૫૮] અંભોરુહ, ચારુમત્સ્ય, શિરીષિ, ગાર્દભી, ઉર્જયોનિ, ઉદાપેક્ષી, અને મહર્ષિ નારદી.[૫૯]

આ સર્વે બ્રહ્મવાદી મુનિઓ વિશ્વામિત્રના પુત્ર હતા, અને, હે રાજન્! ક્ષત્રિય હોવા છતાં વિશ્વામિત્ર મહા તપસ્વી હતા.[૬૦] કારણ કે, હે યુધિષ્ઠિર રાજા! ઋચિક ઋષિએ તેનાવિશે પરબ્રહ્મનું ગુણાધાન કર્યું હતું. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! આ સર્વ કથા મેં તને ખરી કહી છે;[૬૧] અને સોમ, સૂર્ય તથા અગ્નિ સમાન તેજવાળા વિશ્વામિત્રનો જન્મ પણ કહ્યો છે. હે રાજશ્રેષ્ઠ! તને જે જે વિષયમાં ફરીને સંદેહ પડે, તે તે વિષયમાં તારે મને પૂછવું. હું તારા સંશયોને દૂર કરીશ.[૬૨]

इतिश्री महाभारतमां अनुशासनिकपर्व विषे दानधर्म पर्वमां विश्वामित्रोपाख्यान नामनो अध्याय ४ थो समाप्त.

## અધ્યાય ૫ મો

### દયાળુ અને ભક્તના ગુણો

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ધર્મને જાણવાવાળા! દયાળુ અને ભક્તજનના ગુણો સાંભળવાની મને ઇચ્છા થઈ છે. માટે, હે ધર્મજ્ઞ પિતામહ! તે તમે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ–આ વિષયમાં પણ શાસ્ત્રકારો એક પુરાતની ઇતિહાસનો દાખલો આપે છે, જેમાં ઇંદ્રનો અને મહાત્મા શુકનો સંવાદ સમાયલો છે.[૨] કાશી રાજાના દેશમાં કોઈએક પારાધી, એક દિવસે ગામ બહાર નીકળી, ઝેર ચોપડેલું ઝેરી બાણ લઇને મૃગનો શિકાર કરવા લાગ્યો. અને ત્યાં એક મોટા વનમાં માંસના લોભી તે પારાધીએ પડોસમાં મૃગોને જોઇને એકના ઉપર બાણ માર્યું.[૪] તેનું ખાળી ન શકાય એવું તે બાણ તેનું નિશાન ચૂકી ગયું; પણ મૃગને મારવાની ઇચ્છાથી છૂટેલા તે બાણે તે વનના એક મોટા વૃક્ષને વિંધી નાંખ્યું.[૫] તીક્ષ્ણ ઝેરવાળાં તે બાણવડે તે વૃક્ષ અતિજોરથી વિંધાઈ ગયું, અને (ઝેરના પ્રભાવથી) તેનાં ફળો અને પાંદડાઓ ખરી પડ્યાં, અને તે સુકાવા લાગ્યું.[૬] તે વૃક્ષની આવી દશા થઈ ત્યારે પણ તેના કોતરમાં લાંબા સમયથી વસતા એક પોપટે, તે ઝાડ ઉપર તેની ભક્તિ હતી તેથી, તે વૃક્ષનો વાસ તજ્યો નહિ.[૭] તે પોપટે બહાર જવું બંધ કર્યું, આહાર તજી દીધો, ખિન્ન થઈ ગયો, તેની વાચા પણ શિથિલ થઈ ગઈ, અને કોઇના કરેલાં ઉપકારને જાણવાવાળો તે ધર્માત્મા પોપટ પણ વૃક્ષની સાથે પોતાનાં શરીરને ક્ષીણ કરવા માંડ્યો.[૮] પોપટની ઉદારતા, મોટું મન, મનુષ્યોના કરતાં પણ ઉત્તમ ચરિત્ર, તથા સુખને અને દુઃખને સમાન ગણનાર તેને જોઇને ઇંદ્રને આશ્ચર્ય થયું.[૯] તેથી ઇંદ્રને મનમાં ચિંતા થવા લાગી કે, આ પક્ષી, પક્ષીની જાતિમાં સંભવે નહિ તેવી જાતનું આનૃશંસ્ય (પારકે દુઃખે દુઃખી થવારૂપ લાગણીને) શા માટે ધરાવતો હશે?[૧૦] વળી વાસવને–ઇંદ્રને વિચાર આવ્યો કે, એમાં વિચાર કરવા જેવું કંઈપણ નથી; સર્વ પ્રાણીઓમાં સર્વ ઠેકાણે સર્વ બાબતો જોવામાં આવે છે.[૧૧] તે પછી ઇંદ્ર, બ્રાહ્મણનો વેષ લઈ મનુષ્યના રૂપમાં પૃથ્વી ઉપર આવ્યો, ને પક્ષીને કહ્યું:–[૧૨] હે પોપટ! હે પક્ષીઓમાં શ્રેષ્ઠ! તારાથી દક્ષની દૌહિત્રી શુકી નામની ઉત્તમ પ્રજા થઈ છે. હું, તને પોપટને એ પૂછું છું કે, તું આ વૃક્ષનો શા માટે ત્યાગ કરતો નથી?[૧૩] આ રીતે પોપટને ઇંદ્રે પૂછ્યું, એટલે પોપટે મસ્તકવડે તેને પ્રણામ કરીને કહ્યું:–હે દેવરાજ! તમે ભલે પધાર્યા. મેં તપના બળથી તમને ઓળખ્યા છે.[૧૪] તે પછી સહસ્રાક્ષે–ઇંદ્રે, "બહુ સારું, બહુ સારું," એમ કહ્યું, અને પછી "અહોહો! આનું કેવું વિજ્ઞાન!" એમ મનમાં તેની પ્રશંસા–પૂજા કરી.[૧૫] આ પોપટ પવિત્ર કર્મ કરનારો છે, પરમ ધર્મનિષ્ઠ છે, એવું જાણતાં છતાં પણ બળ દૈત્યને મારનાર ઇંદ્રે (પોપટની વૃક્ષ ઉપરની) પ્રીતિ વિષે પ્રશ્ન કર્યો:–[૧૬] આવું મોટું વન પડ્યું છે; છતાં પાંદડા વિનાના, ફળ વિનાના, સુકાઈ ગયેલા અને પક્ષીઓને આશ્રય નહિ કરવા યોગ્ય એવા આ વૃક્ષપર તું શા માટે વાસો કરે છે?[૧૭] આ મહા વનમાં જેનાં કોતરો, પાંદડાંઓથી ઢંકાઈ ગયાં છે, જે સુંદર

દેખાવનાં છે, અને જેમાં સુખેથી રહી શકાય તથા હરીફરી શકાય તેમ છે એવાં બીજાં પણ ઘણાં વૃક્ષો છે.[૧૮] હે ધીર પોપટ! માટે તું આ વૃક્ષ જેનું આયુષ્ય પૂર્ણ થઈ ગયું છે, જે સામર્થ્ય વગરનું છે, જેમાંથી સાર કહેતાં આત્મા ક્ષીણ થઈ ગયો છે-જતો રહ્યો છે, જેની શોભા હણાઈ ગઈ છે; એવા આ વૃદ્ધ વૃક્ષનો, બુદ્ધિથી વિચાર કરીને ત્યાગ કર.[૧૯]

ભીષ્મ કહે છેઃ-ધર્માત્મા શુકે, ઇંદ્રનું આ કહેવું સાંભળ્યું, અને પછી લાંબો નિસાસો નાંખી, ખિન્ન થઇને તે બોલ્યોઃ-[૨૦] હે શચીપતિ! દેવતાનાં વચનોનું ઉલ્લંઘન થઈ શકતું નથી, તેમાં તમારા જેવાએ પ્રશ્ન કર્યો ત્યારે તેનો જવાબ (કહેવો જ જોઇએ માટે તે) સાંભળો.[૨૧] આ ઝાડ ઉપર મારો જન્મ થયો છે; મેં અત્રે જ ઉત્તમ ગુણો સંપાદન કર્યા છે; વળી હું પોતાનું બાળક હોઉં તેવા ભાવથી તેણે મારું રક્ષણ કર્યું છે, અને શત્રુઓ પણ મને દુઃખ દઈ શક્યા નથી.[૨૨] હે પાપરહિત (ઇંદ્ર)! મારા જેવા પારકે દુઃખે દુઃખી થનારા, કુલીન, એકભક્ત, અને અન્ય સ્થળે ન જનારપર દયા કરી મારા જન્મને નિષ્ફળ શા માટે કરો છો?[૨૩] કારણ કે કહ્યું છે કે, પારકે દુઃખે દુઃખી થવું, એ સત્પુરુષોનો મહાન્ ધર્મ છે; અને પારકે દુઃખે દુઃખી થવું, એજ સાધુ પુરુષોને સદાય ગમે છે.[૨૪] સર્વ દેવતાઓ, ધર્મમાં સંશય પડે છે ત્યારે, તમનેજ પૂછે છે, અને એટલા માટે દેવોના પણ દેવના અધિપતિપદપર તમારી પ્રતિષ્ઠા કરી છે.[૨૫] હે હજાર નેત્રવાળા ઇંદ્ર! તમારા જેવાને મારી પાસે આ વૃક્ષનો ઝટ ત્યાગ કરાવવો યોગ્ય નથી. આ વૃક્ષ જે સમયે સમર્થ હતું, તે સમયે હું તેના ઉપર આજીવિકા કરતો હતો; તેજ વૃક્ષનો આજે કેમ ત્યાગ કરું?[૨૬] તેનાં સુંદર વાક્યથી પાકશાસન-ઇંદ્રને હર્ષ થયો, તથા તેના પારકે દુઃખે દુઃખી થવારૂપી કર્મથી ધર્માત્મા ઇંદ્રને સંતોષ થયો, અને તેણે પોપટને કહ્યું:-[૨૭] હે પોપટ! તું વર માગ. એટલે તે સમયે પારકે દુઃખે દુઃખી થનારા એવા પોપટે વર માગ્યો કે, આ વૃક્ષ નિત્ય તાજું રહ્યાં કરે એવો મને વર આપો.[૨૮] પોપટની વૃક્ષને માટે આવી દૃઢ ભક્તિ જોઇને તથા તેનાં શીલની સંપત્તિ જોઇને ઇંદ્રે પ્રસન્ન થઇને તુરત વૃક્ષના ઉપર અમૃતની વૃષ્ટિ કરી.[૨૯] એટલે વૃક્ષમાં ફળો, પાંદડાંઓ, અને મનોહર શાખાઓ પાછાં થયાં, અને પોપટની દૃઢ ભક્તિને લીધે તે વૃક્ષ પાછું લક્ષ્મીવાન્ થયું.[૩૦] પોપટ પણ આ રીતે પરાયાં દુઃખે દુઃખી થવારૂપી કર્મવડે, હે મહારાજ! મરણ પછી ઇંદ્રના લોકમાં ગયો.[૩૧] હે મનુષ્યના ઇંદ્ર! વૃક્ષ જેમ પોપટના સમાગમથી સર્વાર્થ-સિદ્ધિને પામ્યો હતો, એમજ મનુષ્ય પણ ભક્તિમાન્ પુરુષના સહવાસથી સર્વ કાર્યમાં સિદ્ધિ મેળવે છે.[૩૨]

इतिश्री महाभारतमां अनुशासनिकपर्वविषे दानधर्म पर्वमां शुक तथा इंद्रनो संवाद ए नामनो अध्याय ૯ मो समाप्त.

---

## અધ્યાય ૬ ઠ્ઠો

### દૈવ શ્રેષ્ઠ કે પુરુષાર્થ?

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે મહા બુદ્ધિમાન્! હે પિતામહ! હે સર્વ શાસ્ત્રના જાણવાવાળા! મને કહો કે, દૈવ (ભાગ્ય)માં અને પુરુષાર્થમાં વધારે શ્રેષ્ઠ કયું છે?[૧]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ વસિષ્ઠ અને બ્રહ્માના સંવાદરૂપે એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ શાસ્ત્રવેત્તાઓ આપે છે.[૨] પૂર્વે ભગવાન્ વસિષ્ઠે પિતામહ બ્રહ્માને પૂછ્યું હતું કે, દૈવ એટલે પૂર્વ જન્મનાં કર્મ તથા મનુષ્યપ્રયત્ન એટલે પુરુષાર્થ, એ બે કર્મોમાં શ્રેષ્ઠ કર્મ કયું છે?[૩] તે પછી, હે રાજન્! કમળમાંથી ઉત્પન્ન થયેલા, દેવના દેવ, પિતામહે અર્થવાળું અને કારણોથી શોભાયમાન એક મધુર વાક્ય કહ્યું.[૪]

બ્રહ્મા બોલ્યાઃ-કોઈ પણ પદાર્થ બીજ વગર ઉત્પન્ન થતો નથી, તેમ બીજ વગર ફળ પણ ઉત્પન્ન થતું નથી. એક બીજમાંથી બીજું બીજ ઉત્પન્ન થાય છે, અને બીજમાંથીજ ફળ પણ ઉત્પન્ન થાય છે.[૫]* જેમ એક ખેડુત એક ક્ષેત્રમાં જેવું બીજ વાવે છે તેવું ફળ પામે છે, તેવીજ રીતે સુકૃતનું અથવા દુષ્કૃતનું યોગ્ય ફળ કર્તાને મળે છે.[૬] જેમ બીજ વગર ક્ષેત્રને ખેડવામાં આવે છે તો તે નિષ્ફળ થાય છે, તેમજ પુરુષાર્થ-ઉદ્યમ વગર દૈવ પણ સિદ્ધ થતું નથી.[૭] ક્ષેત્ર એ પુરુષપ્રયત્નની જગાએ છે, અને બીજનું દૈવની જગ્યાએ ઉદાહરણ આપ્યું છે. ક્ષેત્ર અને બીજ એ બેના સમાગમથી ધાન્ય પુષ્કળ નીપજે છે.[૮] કર્મ કરનારો કર્મનાં ફળનાં ફળની સિદ્ધિનો પંડે ઉપભોગ કરે છે; અને આ જગતમાં સારાં કર્મનું અને નઠારાં કર્મનું ફળ પ્રત્યક્ષ જોવામાં આવે છે.[૯] શુભ કર્મ કરવાથી સુખ મળે છે, અને પાપ કર્મ કરવાથી દુઃખ ઉપજે છે. કરેલું કર્મ સર્વ ઠેકાણે ફળ આપે છે; પરંતુ

---

* એક પ્રતમાં બે શ્લોક વિશેષ છે. તેમની મતલબ એવી છે કે, બીજમાંથી અંકુર ઉત્પન્ન થાય છે, અંકુરમાંથી પાંદડાં ફૂટે છે, પર્ણમાંથી નાળ ફૂટે છે, નાળનું થડ થાય છે; સ્કન્ધ-થડમાંથી પુષ્પ થાય છે, પુષ્પમાંથી ફળ થાય છે, ફળમાંથી બીજ મળે છે, અને બીજમાંથી ઉપર પ્રમાણે ક્રમ પાછો ચાલે છે. આ શ્લોકોથી વિષયને વિશેષ પુષ્ટિ મળતી નથી.

કર્મ ન કરવાથી કોઈ પણ દિવસ ફળનો ઉપભોગ થઈ શકતો નથી.[૧૦] કર્મ કરનારો પુરુષ સર્વ ઠેકાણે ભાગ્યવાળી પ્રતિષ્ઠા મેળવે છે, પરંતુ જે કર્મ કરતો નથી, તે ફળ મેળવતો નથી; ઉલટું તેને તો ઘા ઉપર મીઠું છાંટવા જેવું દુઃખ થાય છે.[૧૧] તપ કરવાથી રૂપ, સૌભાગ્ય, તથા ભાતભાતનાં રત્નો મળે છે. આ રીતે કર્મ કરવાથી સર્વ મળી શકે છે; પરંતુ જે કર્મ કરતો નથી, તે દૈવ પાસેથી કંઇ પણ મેળવતો નથી.[૧૨] તે પ્રમાણેજ સ્વર્ગ, ભોગ, ધર્મમાં સ્થિતિ તથા ઉત્તમ પ્રકારની બુદ્ધિમત્તા આ સર્વ પુરુષાર્થ કરવાથી આ લોકમાં મળે છે.[૧૩] નક્ષત્રો, ત્રિદશો, નાગો, યક્ષો, ચંદ્ર, સૂર્ય, પવનો આ સર્વે પુરુષાર્થ-પ્રયત્ન કરવાથી મનુષ્યમાંથી દેવપણાને પામ્યા છે.[૧૪] જેઓ કંઈ કર્મ જ કરતા નથી, તેઓ ધન સંપાદન કરી શકતા નથી, મિત્રવર્ગ મેળવી શકતા નથી, તથા ઉત્તમ કુળમાં જન્મ પામતા નથી તેમ ઐશ્વર્યને પણ ભોગવી શકતા નથી; તેમ દુર્લભ એવી લક્ષ્મીને પણ ભોગવી શકતા નથી.[૧૫] બ્રાહ્મણ પવિત્રતા પાળીને લક્ષ્મીને મેળવે છે; ક્ષત્રિય પરાક્રમ કરી લક્ષ્મીને મેળવે છે; વૈશ્ય પુરુષાર્થ-પ્રયત્ન કરી લક્ષ્મી મેળવે છે; અને શૂદ્ર સેવા કરી લક્ષ્મી મેળવે છે.[૧૬] જેઓ દાતા નથી (દાન કરતા નથી), તેને ધન સેવતું નથી, અર્થાત્ તેને ત્યાં ધન રહેતું નથી; તેમજ નપુંસકને તથા કર્મ-રહિત પુરુષને પણ ધન સેવતું નથી; તેમ જ કર્મ નહિ કરનારાને, બીકણને અને તપ નહિ કરનારાને પણ ધન મળતું નથી.[૧૭] જેણે ત્રણ લોકોને, સર્વે દૈત્યોને અને દેવોને સરજ્યા છે, તે ભગવાન્ વિષ્ણુ પંડે પણ સમુદ્રમાં તપ તપે છે.[૧૮] પોતાનાં કર્મનું ફળ મનુષ્યોને મળે નહિ તો પછી સર્વ કર્મ નિષ્ફળ થઈ પડે, અને લોકો દૈવનો આશ્રય કરીને કર્મ કરવામાં ઉદાસીનજ થાય; અર્થાત્ કર્મ કરેજ નહિ.[૧૯] પુરુષ-પ્રયત્ન ન કરતાં જે દૈવને (ભાગ્યને) અનુસરે છે તે પુરુષ, એક સ્ત્રી જેમ નપુંસક પતિને પનારે પડીને વૃથા પરિશ્રમ પામે છે (તેમ આ જગતમાં વૃથા જીવન ગાળે છે).[૨૦] માણસને દુષ્કર્મ કરવાથી દેવલોકમાં જવા સંબંધી જેવો ભય રહે છે (અર્થાત્ દેવલોકને બદલે નર્કની પ્રાપ્તિનો ભય રહે છે) તેવો ભય આ મનુષ્ય લોકમાં સારાંનરસાં કર્મ કરવામાં રહેતો નથી.[૨૧]* પુરુષાર્થ કર્યો પછી મનુષ્ય દૈવને જ અનુસરે છે (દૈવપર જ આધાર રાખે છે. કારણ કે કર્મથી દૈવ-ફળની ઉત્પત્તિ થાય છે.); પરંતુ કર્મ ન કરનારને દૈવે(ભાગ્યે) કંઈપણ આપવું યોગ્ય નથી.[૨૨] ઇંદ્રાદિ લોકો પણ દેવલોકોમાં નાશવંત જોવામાં આવે છે, તો દેવો પણ પુણ્ય કર્મ વિના પોતાનાં અને પારકાનાં સ્થાનોને કેવી રીતે સ્થિર કરી શકે?[૨૩]† વળી દેવો પણ આ જગતમાં કોઇકોઈ પુરુષનાં પુણ્યકર્મને અનુમોદન આપતા નથી. ઉલટું આ લોકમાં પુણ્ય કર્મ કરનારા પોતાનો પરાભવ (પરાજય) કરશે, એવી શંકાથી તેઓનાં પુણ્યના કર્મમાં ભયંકર વિઘ્ન તેઓ ઉત્પન્ન કરે છે.[૨૪] ઋષિઓ અને દેવોની વચ્ચે તેથી સદાય વિગ્રહ(કજીયો) થયા કરે છે. (આ પરથી કોઈ કહેશે કે, દૈવ અને ઋષિઓ બધા જ કર્મપરા-યણ છે) તોપણ તેપરથી કયો પુરુષ વાણીથી એમ કહી શકશે કે, દૈવ છે જ નહિ? કારણ કે, આ સર્વ જગતની પ્રવૃત્તિ દૈવને અધીન છે.[૨૫] ત્યારે કોઈ કહેશે કે, જો દૈવથી જ સર્વ કાર્ય થાય છે, તો પછી કર્મની ઉત્પત્તિ કેવી રીતે થાય છે? આ એક પ્રશ્ન છે. તેના ઉત્તરમાં કહેવાનું કે, આ લોકમાં જેમ કર્મનાં ફળ મળે છે તેમ સ્વર્ગલોકમાં પણ ધર્મ-કર્મ કરવાથી ઘણા લાભો મળી શકે છે.[૨૬]‡ પોતાનો આત્મા જ પોતાનો બંધુ છે, અને પોતાનો આત્મા જ પોતાનો શત્રુ છે; તેમજ પોતે કરેલાં તથા પોતે નહિ કરેલાં કર્મનો સાક્ષી પણ પોતાનો આત્મા જ છે.[૨૭] પુણ્યકર્મ અને પાપકર્મ એ દરેકનું જરા પણ કર્મ થયું કે ફળ નક્કી થાય છે. વળી સુકૃત-પુણ્યકર્મ અને દુષ્કૃત-પાપકર્મ, એ દરેકનું ફળ છૂટુંછૂટું મળતું નથી.[૨૮]§ દેવતાઓ પણ પુણ્યને શરણે જાય છે. સર્વ પદાર્થ પુણ્યોથીજ મળે છે. પુણ્યશીલ પુરુ-

* એક પ્રતમાં, "દેવલોકમાં અલ્પ કર્મ કરવાથી ફળ મળે છે તેમ મનુષ્યલોકમાં સારાંનરસાં કર્મ કરવામાં કંઈ ફળ નથી." એવા ભાવાર્થનો શ્લોક છે પણ તે યુક્ત નથી. પ્રતાપચંદ્ર રાયે એવો અર્થ કર્યો છે કે, જો દૈવ પ્રતિકૂળ હોય તો આલોકમાં સારાંનરસાં કર્મનો જેવો ભય નથી રહેતો તેવો ભય, આલોકમાં મનુષ્ય હોય છે ત્યારે સારાંનરસાં કર્મના અભાવે, પરલોક સંબંધી રહે છે. "જો દૈવ પ્રતિકૂળ હોય તો" માણસને પોતાનાં કર્મનો ભય રહે નહિ એનો અર્થ કરવાનું કંઈ કારણ નથી. ઉલટું માણસને આલોક અને પરલોક ઉભયને માટે ભય રહે છે. † તારારૂપી દેવતાઓ નીચે ખરે છે; તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, દેવતાઓ ને તેનાં સ્થાનો બન્ને નાશવંત છે.

‡ આ શ્લોકનું તાત્પર્ય એ છે કે, કર્મ દૈવને ઉત્પન્ન કરે છે અને દૈવ કર્મને ઉત્પન્ન કરે છે; એમ કર્મ અને દૈવ પરસ્પરને ઉત્પન્ન કરે છે. ટૂંકમાં કહેવાનું એ કે બીજમાંથી ફળ અને ફળમાંથી બીજ એ પરંપરા કર્મ અને દૈવની છે; મનુષ્ય એ કર્મ અને દૈવનું ક્ષેત્ર છે.

§ આ શ્લોકનો તાત્પર્ય એ છે કે, પાપ અથવા તો પુણ્ય-કર્મ કર્યા પછીજ તેનું ફળ મળે છે, અને પાપકર્મ કર્યા પછી જો પુણ્ય કર્મ કરવામાં આવે તો તે પાપ નાશ પામે છે, તેથી પાપનું ફળ નહિ મળતાં પાછળના પુણ્યનું ફળ મળે છે; અને પુણ્યકર્મ કર્યા છતાં પણ જો ઉગ્ર પાપ કર્મ કરવામાં આવે છે તો પુણ્યનો નાશ થાય છે ને પાપનું ફળ મળે છે. અર્થાત્ કે છેવટનું કર્મ સર્વોપરી છે. પાપને માટે નરક અને પુણ્યને માટે સ્વર્ગ, એમ કર્મનાં ફળનો

ષની પાસે દૈવ પણ શું કરી શકશે?[૨૯] પૂર્વે યયાતિ રાજાને ભ્રષ્ટ કરી, ઉચ્ચ સ્થળેથી ઉખેડી નાંખ્યો હતો અને તે પૃથ્વીપર પડ્યો હતો, પણ તેને તેના દૌહિતરાઓએ પુણ્યકર્મના પ્રભાવથી પાછો સ્વર્ગમાં મોકલ્યો હતો.[૩૦] પૂર્વે ઐલ એટલે કે ઇલાના પુત્ર એ નામે પ્રસિદ્ધ રાજર્ષિ પુરુરવાને બ્રાહ્મણોએ સ્વર્ગમાં મોકલવાથી તે રાજા પણ સ્વર્ગમાં ગયો હતો.[૩૧] કોસલના રાજા સૌદાસે અશ્વમેધ વગેરે યજ્ઞો કરીને સત્કર્મનો સત્કાર મેળવ્યો હતો, પરંતુ તે મહર્ષિના શાપથી પુરુષને ખાનારો રાક્ષસ થયો હતો.[૩૨] અશ્વત્થામા અને પરશુરામ આ મુનિઓના બે પુત્રો ધનુર્ધારી હતા, પરંતુ તેઓ પોતાનાં કર્મને લીધે આલોકમાંથી સ્વર્ગલોકમાં ગયા ન હતા.[૩૩] વસુએ, જાણે બીજા ઇંદ્રની પેઠે સો યજ્ઞો કર્યા હતા, પરંતુ એક અસત્ય ભાષણ કરવાથી તેને રસાતળ પાતાળમાં જવું પડ્યું હતું.[૩૪] વિરોચનના પુત્ર બલિને દેવોએ ધર્મના બંધનથી કેદ કર્યાં હતો, અને વિષ્ણુના પુરુષાર્થથી તેને પાતાલનો નિવાસી કર્યો હતો.[૩૫] વળી પૂર્વે બ્રાહ્મણસ્ત્રીઓની હત્યા કરી ઇંદ્રના ચરણમાં શરણ જનાર જનમેજયને દેવોએ કેમ બચાવ્યો ન હતો?[૩૬] વૈશંપાયન નામના બ્રહ્મર્ષિએ અજાણતાં બ્રાહ્મણનો વધ કર્યો હતો, અને બાળહત્યા કરી હતી, તેને દૈવે શામાટે અટકાવ્યો ન હતો?[૩૭]* વળી પૂર્વે નૃગ રાજાએ એક મહાયજ્ઞમાં બ્રાહ્મણોને ગાયનું મિથ્યાજ દાન કર્યું હતું, તે ઉપરથી તે રાજર્ષિ કરચલો થયો હતો.[૩૮] ધુંધુમાર નામનો રાજર્ષિ યજ્ઞો કરતાંજ વૃદ્ધ થયો હતો; અને દેવતાના પ્રીતિથી આપેલા વરનો ત્યાગ કરીને ગિરિવ્રજ નામના પર્વત ઉપર સુતો હતો.[૩૯]† ધૃતરાષ્ટ્રના મહાબળવાન્ પુત્રોએ પાંડવોનું રાજ્ય હરી લીધું હતું; તેને પાંડવોએ દૈવથી પાછું મેળવ્યું ન હતું, પરંતુ બાહુબળથી કર્મ કરીને પાછું મેળવ્યું હતું.[૪૦] તપ તથા નિયમમાં પરાયણ રહેનારા, ઉત્તમ વ્રતનું આચરણ કરનારા મુનિઓ શું દૈવના બળથી શાપ આપી શકે છે? ના, તેઓ કર્મના પ્રભાવથી શાપ આપી શકે છે.[૪૧]

જૂદેજૂદો ભોગવટો થતો નથી, પણ પાપપુણ્યના જમેઉધારનું સરવાયું કરતાં જો પાપ વધે તો નરક, અને પુણ્ય વધે તો સ્વર્ગ મળે છે. જો બન્ને બાજુ મળી રહે, સરવાળે કંઈ રહે નહિ, તો કંઈજ મળે નહિ, એવું તાત્પર્ય છે.

* ૩૭ મા શ્લોકથી એવું દર્શાવે છે કે, પુણ્ય પણ કોઇનું રક્ષણ કરી શકતું નથી, કારણ કે છેવટે કરેલું પુણ્યકર્મ કે પાપકર્મ સર્વ પરિણામનો નિશ્ચય કરે છે.

† દેવોએ પ્રીતિથી આપેલા વર ન સ્વીકારવાથી તેને ગિરિવ્રજ નામના પર્વતપર શયન કરવું પડ્યું હતું. કારણ કે, તેણે દેવોનું અપમાન કર્યું હતું.



આ જગતમાં અત્યંત મહેનતે મળતી સર્વ વસ્તુઓ પાપીના હાથમાં ગઈ હોય તો તેના હાથમાંથી તે જતી રહે છે. જે મનુષ્ય લોભી બન્યો હોય અને જે મુગ્ધ બન્યો હોય, તેનું દૈવ રક્ષણ કરતું નથી.[૪૨] જેમ ગમે તેવા સૂક્ષ્મ અગ્નિને જો પવનથી ધમવામાં આવે તો તે મહાન્ થઈ પડે છે, તે પ્રમાણે જ કર્મની સાથે મળેલું દૈવ સારી રીતે વૃદ્ધિ પામે છે.[૪૩] જેમ તેલ ખૂટી જવાથી દીવો ઠરી જાય છે; તેમ કર્મનો ક્ષય થઈ જવાથી દૈવ પણ નાશ પામે છે.[૪૪] આ લોકમાં કર્મહીન પુરુષ દૈવયોગથી ધનના મોટા ભંડારોને, અનેક ભોગોને તથા સ્ત્રીઓને પણ મેળવીને ભોગવી શકતો નથી, પણ સત્કર્મ કરનાર એક મહાત્મા પુરુષ દેવતાઓથી રક્ષાતા અને જમીનમાં દટાયલા ધનના ભંડારને પણ મેળવે છે.[૪૫] દાન કરવાના શીલવાળા એક સત્પુરુષને, તેના કર્મને લીધે, દેવતાઓ પણ શોધે છે અને મનુષ્યલોકમાં તે સાધુ પુરુષનું ઘર દેવલોકથી વધારે લાગે છે અર્થાત્ આ લોકમાંજ તેના ઘરને દેવલોક સમાન બનાવે છે. પરંતુ કૃપણ મનુષ્યોનું ઘર ઘણી મોટી સમૃદ્ધિથી ભરપૂર હોય છે; તથાપિ દેવોને તેમનાં ઘરો સ્મશાન સમાન લાગે છે.[૪૬] આ જીવલોકમાં-મર્ત્યલોકમાં જે મનુષ્ય કર્મ કરતો નથી, તેને ફળ મળતું નથી; તેમ અવળા માર્ગે જનારા પુરુષને, ભાગ્ય સન્માર્ગ ઉપર પણ લઈ જતું નથી. કારણ કે એકલા દૈવમાં કંઈજ પ્રભુતા નથી; પરંતુ એક શિષ્ય જેમ પોતાના ગુરુને અનુસરે છે, તેમ દૈવ પણ કર્મની પાછળ પાછળ જાય છે. જ્યાં જ્યાં પુરુષાર્થ કરવામાં આવ્યો હોય છે, ત્યાં ત્યાં દૈવ પોતાની મેળે ખેંચાઈ આવે છે.[૪૭]

હે મુનિશ્રેષ્ઠ! મેં તત્ત્વ દૃષ્ટિથી પુરુષાર્થનાં ફળને સદાય યથાર્થ રીતે જોયું છે અને તમને એ સર્વ વૃત્તાંત કહ્યું છે.[૪૮] કર્મ આગળથી સંચિત કર્યું હોય, તેનું ફળ ભોગવવું તે એક વસ્તુ છે; અને કર્મ કરતાં જઈ તેનું ફળ સાથે સાથે ભોગવતા જવું, તે બીજી વસ્તુ છે. વળી એક કર્મ આ લોકમાં જ ફળ આપે છે ત્યારે વિધિપૂર્વક કર્મ કર્યું હોય તો સ્વર્ગનો માર્ગ મળે છે.[૪૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्व विषे दानधर्मपर्वमां दैव तथा पुरुषकार (प्रयत्न निर्देश) ए नामनो अध्याय ६ ठ्ठो समाप्त.

## અધ્યાય ૭ મો

### કર્મફળની ચર્ચા

યુધિષ્ઠિર પૂછે છે:-હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હે સત્પુરુષોમાં શ્રેષ્ઠ! સર્વે શુભ કર્મનાં ફળ કેવી રીતે મળે છે, તે હું પૂછું છું તે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ–હે ભરતવંશના રાજા! તું મને જે પ્રશ્ન કરે છે, તેનો હું તને ઉત્તર આપીશ.

હે યુધિષ્ઠિર! ઋષિઓની જે રહસ્યકથા છે, તે તું સાંભળ. વળી લાંબા કાળથી જે ગતિની ઇચ્છા કરી હોય તે ગતિ, મરણ થયા પછી, તેને કેવી રીતે મળે છે, તે પણ સાંભળ.[૨] જે મનુષ્ય જે જે શરીરે કરીને જે જે કર્મ કરે છે, તે તે કર્મનાં ફળને તે તે શરીરે કરીને પામે છે.[૩] જે જે અવસ્થામાં મનુષ્ય જે જે શુભ તથા અશુભ કર્મ કરે છે, તે તે અવસ્થામાં જન્મે જન્મે તે તે કર્મનાં ફળને ભોગવે છે.[૪] મનુષ્ય નિત્ય પાંચ ઇંદ્રિયોવડે જે જે કર્મ કરે છે, તે તે કર્મ નાશ પામતાં નથી; અને તેની પાંચ ઇંદ્રિયો તથા છઠ્ઠો આત્મા એ સર્વ તેનાં કર્મનાં સાક્ષી હોય છે.[૫] નજર આપવી (એટલે કે સ્થિર દૃષ્ટિએ કાર્ય કરવું), મન આપવું (એટલે કે કાર્યમાં મન રાખવું), તથા સત્ય વાણી આપવી–ઉચ્ચારવી, કોઈ ઘેર આવ્યું હોય તો તેની સાથે જવું તથા તેની સેવા કરવી, આને પાંચ દક્ષિણાવાળો યજ્ઞ કહે છે.[૬]

માર્ગમાં ચાલવાથી થાકી ગયેલાને, પૂર્વે કદી નહિ જોયલાને, જે પુરુષ ઉત્તમ પ્રકારનું અન્ન આપે છે, તેને મહાન્ પુણ્યફળ મળે છે.[૭] જે પુરુષો કર્મરૂપ યજ્ઞભૂમિમાં શયન કરે છે, તે પુરુષોને ઉત્તમ ઘરો તથા ઉત્તમ શયનો મળે છે. જે પુરુષો ચીંથરાંઓ પહેરીને તથા વલ્કલ વસ્ત્ર પહેરીને કર્મ કરે છે, તેઓને બીજા જન્મમાં વસ્ત્રો તથા આભૂષણો મળે છે.[૮] જે પુરુષો યોગ સેવે છે તથા તપ કરે છે, તે પુરુષોને બીજા ભવમાં ઉત્તમ ઘોડા વગેરે વાહનો તથા પાલખી મિયાના વગેરે યાનો મળે છે; તથા અગ્નિની સમીપ શયન કરનારો રાજબળને સંપાદન કરે છે.[૯] ષટ્ રસોનો ત્યાગ કરવાથી પુરુષને સૌભાગ્ય મળે છે; માંસનો ત્યાગ કરવાથી પશુઓનો અને પુત્રોનો લાભ થાય છે.[૧૦] જે પુરુષ ઉંધે મસ્તકે લટકે છે તથા જે પુરુષ જળમાં બેસીને જપ વગેરે કરે છે, તથા જે નિત્ય બ્રહ્મચર્યને પાળે છે, તે પુરુષને મનગમતી ગતિ મળે છે.[૧૧] અતિથિની પૂજાને માટે (૧) પાદ્ય (પગ ધોવાનું જળ), (૨) આસન, (૩) દીપ, (૪) અન્ન તથા (૫) રહેવા માટે આશ્રય જે આપે છે, તેનું કર્મ પાંચ દક્ષિણાવાળો યજ્ઞ કહેવાય છે.[૧૨] વીર પુરુષો જે દેશમાં આસન કરે છે તે એટલે કે રણભૂમિ ઉપર, વીર પુરુષો જે જાતની શય્યામાં દીર્ઘ નિદ્રા ભોગવે છે, તે જાતની શય્યામાં નિદ્રાને વશ થઈ અર્થાત્ કે રણાંગણમાં યુદ્ધ કરીને મરણ પામે છે, તે પુરુષ વીર લોકોને યોગ્ય સ્થાન એટલે કે સ્વર્ગમાં જાય છે; તથા તેવા પુરુષને બીજા પણ સર્વ કામનાને પૂરનારા અવિનાશી લોકો મળે છે.[૧૩]

હે રાજા! દાન દેવાથી ધનનો લાભ થાય છે; મૂગા રહેવાથી બીજાઓ આજ્ઞા પાળે છે; તપ કરવાથી ઉપભોગો મળે છે અને બ્રહ્મચર્ય પાળવાથી આયુષ્ય વધે છે.[૧૪] અહિંસા ધર્મ પાળવાથી રૂપ, ઐશ્વર્ય અને આરોગ્ય મળે છે; ફળ તથા મૂળ ખાનારાઓ રાજ્યને મેળવે છે, પાંદડાંઓ ખાનારાઓ સ્વર્ગને મેળવે છે.[૧૫] હે રાજન્! ઉપવાસ કરનારાઓ સર્વત્ર સુખ ભોગવે છે; શાક નહિ ખાવાનું વ્રત કરે છે, તે પુરુષ પુષ્કળ ગાયોનો ધણી થાય છે, ખડનો આહાર કરનારા પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૬] સ્ત્રીઓનું સેવન છોડી દઈ, ત્રણ કાળ સ્નાન કરે છે અને વાયુને જ માત્ર પીએ છે–વાયુપર જ જીવે છે, તે પુરુષને યજ્ઞસંકલ્પનું ફળ મળે છે. સત્ય બોલવાથી સ્વર્ગ મળે છે અને યજ્ઞ કરવાથી ઉત્તમ કુળમાં જન્મ થાય છે.[૧૭] જે દ્વિજ નિત્ય જળનું પાન કરીને રહેતો હોય, તથા વૈદિક સંસ્કારોથી સંસ્કૃત થઈને નિત્ય અગ્નિહોત્રમાં હોમ કરતો હોય તથા ગાયત્રી વગેરે મંત્રની ઉપાસના કરતો હોય, તેને રાજ્ય મળે છે; તથા જે નિરાહાર રહેતો હોય વા નિયમિત આહાર કરતો હોય, તેને સ્વર્ગ મળે છે.[૧૮] હે રાજા! બાર વર્ષ સૂધી દીક્ષા લઇને ઉપવાસ એટલે કે બ્રાહ્મણને માટે દૂધનું પાન, ક્ષત્રિયને માટે યવાગૂનું પાન, અને વૈશ્ય માટે આમિક્ષાનું* પાન જ કોઈ કરે અથવા તો બાર વર્ષ સૂધી તીર્થમાં અભિષેક કરે, તે પુરુષને વીર લોકોને વસવાના સ્વર્ગના કરતાં પણ શ્રેષ્ઠ એવો લોક મળે છે.[૧૯] જે પુરુષ સર્વ વેદોનો સ્વાધ્યાય કરે છે, તે પુરુષ તુરત દુઃખમાંથી છૂટી જાય છે.† માનસિક ધર્મનું આચરણ કરનારો એટલે કે મનને નિર્મળ રાખનારો પુરુષ પણ સ્વર્ગ લોકને ભોગવે છે.[૨૦]

દુષ્ટ બુદ્ધિવાળા પુરુષો જેનો દુઃખે કરીને ત્યાગ કરે છે; પુરુષ ઘરડો થયા છતાં પણ જે તૃષ્ણા ઘરડી થતી નથી, અને જે રોગ પ્રાણ જતાં સૂધી રહે છે; તે તૃષ્ણાનો–રોગનો ત્યાગ કરવાથી સુખ નીપજે છે.[૨૧] જેમ વાછરડો હજારો ગાયોમાંથી પોતાની માતાને શોધી કાઢે છે, એ પ્રમાણે જ પૂર્વ જન્મમાં કરેલું કર્મ પોતાના કર્તાને શોધી કાઢી તેની પાછળ જાય છે.[૨૨] પુષ્પો

---

* યવાગૂઃ–ચોખાની અંદર છાસ નાંખી બનાવેલી કાંજી. ઉના દૂધમાં દહીં નાંખવાથી દૂધનો જે વિકાર થાય, તેનું નામ આમિક્ષા.

† વેદનો માત્ર પાઠ કરવાથી સ્વર્ગ મળે છે, અર્થ જાણનારને સર્વોત્તમ ગતિ મળે છે અને આતુરતાથી જપ કરનારાને સ્વર્ગરૂપી મોક્ષનું ફળ મળે છે.

તથા ફળો કોઈની પ્રેરણા વગર પણ પોતાના સમય ઉપર ખીલી નીકળે છે; તેમ જ પૂર્વે કરેલું કર્મ પણ પોતાના સમય ઉપર ફળ આપે છે.[૨૩] એક પુરુષ વૃદ્ધ થયા પછી તેના કેશ જીર્ણ થાય છે; એક પુરુષ ઘરડો થયા પછી તેના દાંત પણ જીર્ણ થાય છે, તેમ જ નેત્ર તથા કાન પણ જૂના થાય છે; પરંતુ એક તૃષ્ણા ઘરડી થતી નથી.[૨૪] જે કાર્યથી પિતા પ્રસન્ન થાય, તેનાથી પ્રજાપતિ પ્રસન્ન થાય છે; માતા જેનાથી પ્રસન્ન થાય છે, તેનાથી પૃથ્વીની પૂજા કરી ગણાય છે; અને જેનાથી ઉપાધ્યાય પ્રસન્ન થાય છે, તેનાથી બ્રહ્માની પૂજા કરી ગણાય છે.[૨૫] જે પુરુષ આ ત્રણુનો (માતા, પિતા અને ઉપાધ્યાય (ગુરુ)નો) આદરસત્કાર કરે છે, તે સર્વ ધર્મનો આદરસત્કાર કરે છે; પરંતુ જે પુરુષો આ ત્રણુનો આદરસત્કાર કરતો નથી, તેનાં યજ્ઞાદિક સર્વ ધર્મકર્મ નિષ્ફળ થાયછે.[૨૬]

વૈશંપાયન કહે છેઃ–કુરુવંશના મોટા પુરુષો, ભીષ્મનાં આવાં વચન સાંભળી તે સમયે વિસ્મય થયા અને મનમાં અત્યંત હર્ષ પામ્યા તથા પ્રસન્ન થયા.[૨૭] વિજયાદિકની ઇચ્છા માટે વેદના મંત્રોનો પ્રયોગ કરવાથી જે પાપ લાગે છે; સોમ યાગ કરીને ઋત્વિજોને દક્ષિણા આપવામાં આવે નહિ તો તેથી જે પાપ લાગે છે; તથા મંત્રો ભણ્યા વિના હોમ કરવામાં આવે છે; તેથી જે પાપ લાગે છે; તે સર્વ પાપ એક અસત્ય ભાષણ કરનારાને લાગે છે.[૨૮] હે વિભુ! આ રીતે ઋષિએ શુભઅશુભ ફળની પ્રાપ્તિને માટે જે કહ્યું હતું તે મેં તને કહ્યું છે. હવે તું બીજું શું સાંભળવાની ઇચ્છા રાખે છે?[૨૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्व विषे दानधर्ममां 'कर्म-फलोपाख्यान' नामनो अध्याय ७ मो समाप्त.

## અધ્યાય ૮ મો

### બ્રાહ્મણની શ્રેષ્ઠતા

યુધિષ્ઠિર રાજા પૂછે છેઃ–હે ભરતવંશના રાજા! કોણ પૂજાવા યોગ્ય ગણાય અને કોણ નમસ્કાર કરવા યોગ્ય ગણાય? તમે કોને નમસ્કાર કરો છો? હે રાજા! તમે કોની ચાહના કરો છો? એ મને સર્વ કહો.[૧] હે ઉત્તમ પિતામહ! તમે આપત્તિમાં આવી પડો છો, ત્યારે તમારું મન કોના ઉપર રહે છે? તથા આ લોકમાં અને પરલોકમાં જે હિતકારક હોય, તેવો ધર્મ તમે મને કહો.[૨]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! દ્વિજોમાં જેઓ બ્રહ્મને પરમ ધન માને છે, જેઓ આત્મજ્ઞાનને સ્વર્ગ માને છે, અને તપને સ્વાધ્યાયનું સાધન માને છે; તેઓને હું પસંદ કરું છું.[૩] જે દ્વિજ બાળકો તથા વૃદ્ધો પોતાના બાપ-દાદાની ધર્મધુરાને વહન કરે છે, પરંતુ દુઃખી થતા નથી, તેઓની હું સ્પૃહા રાખું છું.[૪] જેઓ સર્વ વિદ્યા ભણવામાં વિનીત રહે છે, ઇંદ્રિયોને નિયમમાં રાખનારા છે, મૃદુ ભાષણ કરનારા છે, શાસ્ત્રાભ્યાસ અને સદાચારથી સંપન્ન છે, સદાય અક્ષર બ્રહ્મને જાણનારા છે, સજ્જન છે;[૫] હે તાત! ટોળાંબદ્ધ હંસોના જેવી* સાધુ પુરુષોની સભાઓમાં જેઓ બોલે છે તેઓની, મંગળરૂપ રુચિર, દિવ્ય મેઘની ગર્જના જેવી ગંભીર,[૬] તથા, હે યુધિષ્ઠિર! સારી રીતે (તુલના કરીને) ઉચ્ચારેલી વાણી સાંભળવામાં આવે છે અને આ લોકમાં તથા પરલોકમાં સુખકારક તે વાણી રાજાઓ પણ સાંભળે છે.[૭] જે પુરુષો તે મહાત્માઓની વાણીને શ્રવણ કરે છે, તેઓને સભામાં સદાય સંમતિ મળે છે તથા તેઓ વિજ્ઞાનવાળા છે અને સદ્‌ગુણસંપન્ન છે અને તેઓના ઉપર હું પ્રીતિ રાખું છું.[૮] વળી, પ્રયત્ન કરીને જેઓ સારી રીતે સંસ્કાર આપેલા (મસાલો નાંખી સારી રીતે પકાવેલા), શુદ્ધ અને માફક આવે તેવા અન્નો બ્રાહ્મણોને તૃપ્ત કરવા માટે, હે યુધિષ્ઠિર! જમાડે છે,[૯] તેઓને પણ, હે રાજન્! હું નિત્ય ચહાઉં છું. કારણ કે યુદ્ધમાં લઢી શકાય છે, પરંતુ અભિમાન કર્યા વગર દાન દઈ શકાતું નથી.[૧૦] હે યુધિષ્ઠિર! સેંકડો શૂર અને વીર પુરુષો જગતમાં છે; પરંતુ તે બધાની ગણતરી કરતાં દાનશૂર શ્રેષ્ઠ ગણાય છે.[૧૧]

હે શાંત ગુણવાળા યુધિષ્ઠિર! બ્રાહ્મણના ઉત્તમ કુળમાં ધર્મનિષ્ઠ અને તપ તથા વિદ્યાપરાયણ થઈને જન્મવું, એ ઉત્તમ હોય તેમાં તો કહેવું જ શું છે? પરંતુ હલકા બ્રાહ્મણ તરિકે પણ જો હું જન્મું તો મારા આત્માને ભાગ્યશાળી માનું.[૧૨] હે પાંડુના પુત્ર! મને આ જગતમાં તારા કરતાં વિશેષ વહાલો કોઈ પણ નથી. પરંતુ, હે ભરતવંશના શ્રેષ્ઠ પુત્ર! તારા કરતાં પણ બ્રાહ્મણો મને વિશેષ વહાલા છે.[૧૩] હે કુરુવંશના ઉત્તમ પુત્ર! જેમ મને તારા કરતાં પણ બ્રાહ્મણો વિશેષ વહાલા છે, એ વાત સત્ય હોય તો તેના પુણ્યથી હું મારા પિતા શાંતનુ જે લોકમાં હશે ત્યાં હું જઇશ.[૧૪] તેમ જ મને મારા પિતા પણ બ્રાહ્મણોના કરતાં વહાલા ન હતા, તેમ મારા પિતાના પિતા પણ વહાલા ન હતા, તેમ બીજા મારા સ્નેહીઓ પણ મને બ્રાહ્મણથી વહાલા નથી.[૧૫] આલોકમાં બ્રાહ્મણો પાસેથી મેં કશાની આશા રાખી નથી; નાનું કે મોટું મેં જે કંઈ કર્યું, તે માત્ર કર્મ

* સાધુ પુરુષોની સભાને હંસોનાં ટોળાં સાથે સરખાવી છે. હંસોને વિષે કહેવાય છે કે તે ક્ષીર નીર જૂદાં પાડે છે તેમ સાધુઓ પણ સારુંનરસું જૂદું પાડે છે.

સમજીને જ કર્યું છે (અર્થાત્ બ્રાહ્મણો પૂજ્ય છે એમ માનીને મેં તેમની પૂજા કરી છે).[૧૬] હે શત્રુને તપાવનારા રાજા! મેં મનથી, વાણીથી તથા કર્મથી બ્રાહ્મણોનું જે આરાધન કર્યું છે, તેના પ્રભાવથી (હું બાણશય્યામાં સુતો છું, છતાં) મને આજે તેની વેદના થતી નથી.[૧૭] 'હું બ્રાહ્મણ્ય (બ્રાહ્મણ જાતિ ઉપર પ્રીતિવાળો) છું.' આમ સર્વે મને કહેતા હતા, ને હું તેઓની વાણીથી સંતુષ્ટ થયો છું; અને સર્વ પવિત્ર વસ્તુઓના કરતાં બ્રાહ્મણપણું જ પરમ પવિત્ર છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૧૮] બ્રાહ્મણની પાછળ જ જનારો એવો હું, મારા માટે નિર્મળ અને પવિત્ર લોકો જોઉં છું. હે તાત! તે લોકોને વિષે લાંબો કાળ ગાળવાને હું જઇશ.[૧૯]

હે યુધિષ્ઠિર! જેમ જગતમાં સ્ત્રીઓને માટે તેમના પતિનો જ આશ્રય (સેવા), એ તેમનો ધર્મ છે તથા પતિ તેનો દેવ છે અને તે જ તેની ગતિ (મોક્ષ) છે (બીજું કોઈ નથી), તેમ ક્ષત્રિયને બ્રાહ્મણોની સેવા એ ધર્મ છે, તથા તેના દેવ અને ગતિ પણ બ્રાહ્મણો છે.[૨૦] ક્ષત્રિય સો વર્ષનો હોય, ને બ્રાહ્મણ દશ વર્ષનો હોય, તો તેમાં બ્રાહ્મણને પિતા અને ક્ષત્રિયને પુત્ર જાણવા; કારણ કે બન્નેમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે.[૨૧] સ્ત્રી જેમ પતિની ગેરહાજરીમાં દીયરને પતિ* કરે છે, તેમ પૃથ્વી બ્રાહ્મણોની ગેરહાજરીમાં ક્ષત્રિયને પતિ કરે છે.[૨૨] માટે, હે કુરુવંશના ઉત્તમ પુત્ર! બ્રાહ્મણોની પુત્રની પેઠે રક્ષા કરવી, ગુરુની પેઠે ઉપાસના કરવી, અને અગ્નિની પેઠે સેવા કરવી.[૨૩] સરળ વૃત્તિના સજ્જન, સત્ય ભાષણ કરનારા, સર્વ પ્રાણીઓનું હિત કરવામાં પરાયણ રહેનારા, અને ઝેરી સર્પની પેઠે ક્રોધ કરનારા બ્રાહ્મણોની ક્ષત્રિયોએ સદાય સેવા કરવી.[૨૪] હે યુધિષ્ઠિર! તેજથી તથા તપથી માણસે નિત્ય બીતા રહેવું; તથા તેજ અને તપ† તે બન્નેથી દૂર રહેવું.[૨૫] તે બન્નેનું ફળ ઝટ થાય છે; પરંતુ, હે મહારાજ! તપસ્વી બ્રાહ્મણો ક્રોધાયમાન થાય છે; ત્યારે તેઓ જેમનાપર ક્રોધ કરે છે તેઓનો નાશ કરે છે.[૨૬]‡ ક્રોધ નહિ કરનારા બ્રાહ્મણના ઉપર જો તેજનો (શક્તિનો) તથા તપનો એમ બન્નેનો સાથે ઉપયોગ કરવામાં આવે છે, તો પણ તે બન્નેની વિરુદ્ધ અસર થતી નથી. જો તેજ અને તપ આ બન્નેનો સામસામો ઉપયોગ કરવામાં આવે છે તો તેનો સંપૂર્ણ નાશ થતો નથી, પણ શેષ ભાગ રહી જાય છે. તેમાં તેજનો તપની સામે ઉપયોગ કરવામાં આવે તો તેમનો સર્વથા નાશ થાય છે, પરંતુ તપનો તેજની સામે ઉપયોગ કરવામાં આવે છે તો તપનો શેષ ભાગ રહી જાય છે.[૨૭]* જેમ હાથમાં દંડવાળો ગોવાળ ગાયોનું નિત્ય રક્ષણ કરે, તેમ ક્ષત્રિયે બ્રાહ્મણોનું તથા વેદનું રક્ષણ કરવું જોઇએ.[૨૮] (પિતા જેમ પોતાના પુત્રોની રક્ષા કરે, તેમ ક્ષત્રિયે પણ ધર્મનિષ્ઠ બ્રાહ્મણોની રક્ષા કરવી જોઇએ, તથા તેઓની આજીવિકા કેવી રીતે ચાલે છે, તેને માટે તેઓના ઘરનું અવલોકન કરવું જોઇએ.[૨૯]

इति श्रीमहाभारतमां अनुशासनिकपर्वविषे दानधर्म पर्वमां "ब्राह्मणोनी श्रेष्ठता" ए नामनो अध्याय ८ मो समाप्त.

## અધ્યાય ૯ મો

### શૃગાલ તથા વાનરનો સંવાદ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! બ્રાહ્મણોને દાન આપવાની પ્રતિજ્ઞા કર્યા પછી મોહબદ્ધ થઈને જેઓ દાન કરતા નથી તેઓનું, હે મોટી કાંતિવાળા! મરણ પછી શું થાય છે?[૧] હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! એ વિષેનો ખરો ધર્મ મને કહો. ખરેખર જે દુરાત્મા પુરુષો દાન દેવાની પ્રતિજ્ઞા કરી પાલતા નથી, તેઓનું મરણ પછી શું થતું હશે?[૨]

ભીષ્મ કહે છેઃ-જે મનુષ્ય આપવાની પ્રતિજ્ઞા કરીને બધું અથવા તો થોડું કંઈ જ આપતો નથી, તે પુરુષની સર્વ આશા, નપુંસક પુરુષને જેમ પ્રજારૂપી ફળ થતું નથી તેમ, નિષ્ફળ જાય છે.[૩] હે ભરતવંશી રાજા! એવો જીવ જે રાત્રિ(દિવસ)થી જન્મે, તે રાત્રિથી તે જે રાત્રિએ(દિવસે) મરણ પામે તે રાત્રિ સુધીના સમયમાં જે જે પુણ્યકર્મ કરે;[૪] તથા, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે કંઈ હોમ કરે અને જે કંઈ દાન કરે અથવા તો તપ કરે, તેનાં સર્વ ફળ (પ્રતિજ્ઞા ન પાળવાની શિક્ષા તરીકે) નાશ પામે છે.[૫] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ધર્મશાસ્ત્ર જાણનારા પુરુષોએ

---

* પતિ એટલે કંઈ શારીરિક સંબંધ કરી વાસનાને સંતોષનારો પતિ અત્રે સમજવાનો નથી, પણ પતિ એટલે રક્ષક વા પોષક તરીકે સમજી તેના આશ્રયમાં રહેવાનું સૂચવેલ છે. પાછલા શ્લોકમાં કહ્યું છે, તે પ્રમાણે દીયરે ભાભીની પુત્રા પેઠે રક્ષા કરવી, ગુરુની પેઠે ઉપાસના કરવી, અને અગ્નિની પેઠે માન આપવું.

† તેજ એટલે ક્ષાત્રનું બળ અને તપ એટલે યોગનું બળ. યોગનાં બળની પાસે ક્ષાત્રનું બળ તેજ ટકી શકતું નથી.

‡ તેઓનું તપોબળ એટલું તીવ્ર હોય છે કે, જેમનાપર તેઓ ક્રોધ કરે તેઓ પણ ક્રોધી થયેલા તપસ્વીને અટકાવી શકતા નથી.

* ક્ષત્રિયમાં તેજ-શક્તિ છે, બ્રાહ્મણોમાં તપ છે. અત્રે કહેવાનો સાર એ છે કે, તપસ્વી બ્રાહ્મણ શક્તિમાન્ ક્ષત્રિયનો નાશ કરી શકે છે, પણ શક્તિમાન્ ક્ષત્રિયથી તપસ્વી બ્રાહ્મણનો પૂર્ણ નાશ થઈ શકતો નથી. પરશુરામે પૃથ્વીને નિઃક્ષત્રી કરી હતી, પણ વિશ્વામિત્રથી વસિષ્ઠના બ્રહ્મતેજનો નાશ થઈ શકયો નહતો. બીજી રીતે કહીએ તો વિદ્યા શારીરિક બળથી શ્રેષ્ઠ છે.

પરમ યુક્તિથી અને બુદ્ધિથી વિચાર કરીને ઉપરની વાત કહી છે.[૬] વળી ધર્મશાસ્ત્રને જાણનારા પુરુષો (આપવાની પ્રતિજ્ઞા કરીને નહિ આપનારા માટે) એમ કહે છે કે, શ્યામ રંગના કાનવાળા એક હજાર ઘોડાનું દાન આપે તો પ્રતિજ્ઞાભંગના પાપમાંથી છૂટે છે. (અર્થાત્ પ્રતિજ્ઞાભંગરૂપી પાતક દુર્જર છે, કારણ કે શ્યામ રંગના કર્ણના અશ્વો મળવા મુશ્કેલ છે).[૭] આ વિષયમાં, હે ભરતના પુત્ર! એક શિયાળ અને વાનરના સંવાદરૂપી એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ તેઓ આ પ્રમાણે કહે છે.[૮]

હે શત્રુને તપાવનારા રાજા! શિયાળ અને વાનરો, પૂર્વે મનુષ્યની જાતિમાં મિત્ર હતા, અને બીજા જન્મમાં તે બન્ને શિયાળ અને વાનરાની જાતિમાં અવતર્યા હતા.[૯] એક દિવસે વાનરાએ, સ્મશાનમાં શિયાળને મરી ગયેલાં પ્રાણીઓ ખાતો જોતાં, પોતાની પૂર્વની મનુષ્યજાતિનું સ્મરણ થયું, એટલે શિયાળને પૂછવા લાગ્યો;[૧૦] તેં પૂર્વે એવું દારુણ પાપકર્મ કયું કર્યું છે કે, તું સ્મશાનમાં સડી ગયેલાં તથા કંટાળો ઉપજે એવાં મુડદાંઓ ખાય છે?[૧૧]

તે વખતે આ રીતે વાનરાએ પૂછવાથી શિયાળે કહ્યું; મેં બ્રાહ્મણને દાન આપવાનું કહીને તેને તે આપ્યું ન હતું;[૧૨] તેથી, હે વાનર! હું પાપિણી જાતિમાં અવતર્યો છું, અને ભુખ્યો થવાથી આવી જાતનો ખોરાક ખાઉં છું.[૧૩]

ભીષ્મ કહે છેઃ–હે નરોત્તમ! તે પછી શિયાળે વાનરને પૂછ્યું; તેં એવું કયું પાપ કર્યું છે કે, જેથી તું વાનરજાતિમાં જન્મ્યો છે?[૧૪]

વાનર બોલ્યોઃ–હું બ્રાહ્મણોનાં ફળોનો નિત્ય આહાર કરતો હતો તેથી હું વાનરો થયો છું. તે માટે વિદ્વાને કદી પણ બ્રાહ્મણના ધનનો ઉપયોગ કરવો નહિ, તેમ બ્રાહ્મણની સાથે વિવાદ પણ કરવો નહિ, અને બ્રાહ્મણને આપવા માટે જે કહ્યું હોય, તે તેને આપવું.[૧૫]

ભીષ્મ કહે છેઃ–હે રાજા! પૂર્વે આ વિષયપર મારા ગુરુ વાત કરતા હતા ત્યારે મેં આ પુરાતની અને પવિત્ર કથા તે ધર્મવેત્તા ઉપાધ્યાયના મુખથી કહેલી સાંભળી હતી.[૧૬] તેમજ, હે રાજા! હે પાંડુના પુત્ર! પૂર્વે બ્રાહ્મણને દાન આપવાના વચનના વિષયમાં કૃષ્ણ કથા કહેતા હતા, તેની પાસેથી પણ મેં આ કથા સાંભળી છે.[૧૭] બ્રાહ્મણનું ધન છિનવી લેવું નહિ, તેઓના અપરાધ થાય તોપણ તેમને હંમેશા ક્ષમા કરવી, તથા બ્રાહ્મણ બાળક હોય, દરિદ્રી હોય, કૃપણ હોય તો પણ તેઓનું અપમાન કરવું નહિ.[૧૮] એવો એવો મને નિત્ય, બ્રાહ્મણો ઉપદેશ કરે છે. બ્રાહ્મણોને આશા આપવી નહિ, અને આશા આપી હોય તો તેને તે પ્રમાણે આપવું જ.[૧૯] હે પૃથિવીપતિ! કારણ કે જે બ્રાહ્મણને પ્રથમ આશા આપી હોય, તે બ્રાહ્મણ સારી પેઠે લાકડાં–સમિધવાળો અને પ્રકાશમાન અગ્નિના જેવો છે એમ કહેવાય છે.[૨૦] હે રાજન્! પ્રથમ આપેલી આશા વ્યર્થ થવાથી અત્યંત ક્રોધે ભરાયલો બ્રાહ્મણ જેને જુવે છે તેને, અગ્નિ* જેમ ખડની ગંજીને બાળી નાંખે તેમ, બાળી નાંખે છે.[૨૧] પરંતુ, હે ભારત! તે જ બ્રાહ્મણ જ્યારે સંતુષ્ટ થાય છે અને વચને કરીને સામા મનુષ્યને આવકાર આપે છે ત્યારે તે સામા મનુષ્યનો એક ચિકિત્સક સમાન થઈ પડે છે;[૨૨] અને તે સામા મનુષ્યના પુત્રોનું, પૌત્રોનું, પશુઓનું, બાંધવોનું, મંત્રીઓનું, નગરનું ને દેશનું હિત તથા ક્ષેમ કરીને પોષણ કરે છે.[૨૩] હજાર કિરણવાળા સૂર્યનું તેજ જેમ પૃથ્વી ઉપર જોવામાં આવે છે, તેમ બ્રાહ્મણનું પરમ તેજ પણ પૃથ્વી ઉપર જોવામાં આવે છે.[૨૪] તે માટે, હે યુધિષ્ઠિર! હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મનુષ્યને જો ઉત્તમ જાતિમાં અવતરવાની ઇચ્છા હોય તો તેણે આ લોકમાં સામાને સંભળાવ્યા પ્રમાણે (વચન આપ્યા પ્રમાણે) અવશ્ય આપવું જ.[૨૫] કારણ કે બ્રાહ્મણને આપવાથી ઉત્તમોત્તમ એવું સ્વર્ગ વિશેષે કરીને મેળવવું અવશ્ય શક્ય થાય છે; કારણ કે દાન મોટી ક્રિયા કહેવાય છે.[૨૬] આ લોકમાં બ્રાહ્મણોને દાન આપવાથી દેવતાઓ અને પિતૃઓ તૃપ્ત થાય છે; તે માટે ધર્મને જાણનારા પુરુષે બ્રાહ્મણોને દાનો આપવાં.[૨૭] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! બ્રાહ્મણ એ મહાન્ તીર્થ કહેવાય છે; માટે બ્રાહ્મણ કોઈ પણ વેળાએ પૂજા પામ્યા વગર જવો ન જોઈએ.[૨૮]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्मपर्वमां शृगाल अने वानरनो संवाद ए नामनो अध्याय ९ मो समाप्त

## અધ્યાય ૧૦ મો.

### ઉપદેશનો અધિકાર

યુધિષ્ઠિર રાજા પૂછે છેઃ–હે રાજર્ષિ! એક પુરુષ મિત્રભાવથી (ઉપકારની અપેક્ષાથી) અથવા તો સુહૃદ્ભાવથી (ઉપકારની અપેક્ષા વિના) અધમ જાતિના પુરુષને ઉપદેશ કરે તો તેને દોષ લાગે કે ન લાગે?[૧] હે પિતામહ! આ વિષયને હું યથાર્થ રીતે તમારી પાસેથી સાંભળવાની ઇચ્છા રાખું છું; કારણ કે ધર્મની ગતિ સૂક્ષ્મ છે અને મનુષ્યો તેને સમજવામાં મુઝાય છે.[૨]

* અત્રે અક્ષય્ય અગ્નિ કહેલો છે. અક્ષય્ય કહેવાનું કારણ એ કે, પિતૃને અર્પણ કરેલા અન્નનું ભક્ષણ કરે છે અને તે અન્નને અગ્નિ અક્ષય બનાવે છે.

ભીષ્મ કહે છેઃ–હે રાજન્! મેં પૂર્વે પરસ્પર વાત કરતાં ઋષિઓના મુખથી આ વિષયમાં જે સાંભળ્યું છે, તે તને હું અનુક્રમથી કહું છું તે સાંભળ.[૩] કોઈ પણ ઉતરતી જાતિના પુરુષને ઉપદેશ કરવો નહિ. (અધમ વર્ણને) ઉપદેશ કરવાથી ઉપાધ્યાયને (ઉપદેશ કરનારને) મોટો દોષ લાગવાનું કહ્યું છે.[૪] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હે રાજા યુધિષ્ઠિર! દુઃખમાં રહેલા નીચ જાતિના એક પુરુષને પૂર્વે એક બ્રાહ્મણે ઉપદેશ આપ્યો હતો, એનો આ વિષયમાં એક દાખલો છે તે મારી પાસેથી તું સાંભળ.[૫]

આ વૃત્તાંત હિમાલયની પડોશમાં આવેલા બ્રાહ્મણોના એક પવિત્ર આશ્રમમાં બન્યું હતું. હિમાચળની પડોશમાંનું તે આશ્રમસ્થાન પવિત્ર હતું; તેમાં અનેક જાતનાં વૃક્ષોનાં જુથ હતાં;[૬] અનેક જાતના ગુલ્મો તથા લતાઓથી તે છવાયલું હતું; પશુઓ અને પક્ષીઓથી તે સેવાતું હતું; સિદ્ધો ને ચારણોથી તે ભરપૂર હતું; રમણીય હતું; તેની વાડીઓ પુષ્પિત રહેતી હતી.[૭] ઘણા વ્રતધારી ઋષિમુનિઓથી ભરપૂર હતું; તપસ્વીઓ તથા મોટા ભાગ્યવાળા અને સૂર્ય તથા અગ્નિના જેવા તેજસ્વી બ્રાહ્મણોથી તે સેવાતું હતું;[૮] નિયમોથી તથા વ્રતોથી સંપન્ન એવા તપસ્વીઓથી તે ભરપૂર હતું; વળી, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! નિયમ પ્રમાણે આહાર કરનારા, મનને નિયમમાં રાખનારા, એવા દીક્ષિતો પણ ત્યાં રહેતા હતા.[૯] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તપ તથા વેદાધ્યયનના ઘોષથી તે આશ્રમ ગાજી રહેલું હતું; તથા ઘણા વાલખિલ્યો અને સંન્યાસીઓએ ત્યાં નિવાસ કર્યો હતો.[૧૦]

તે આશ્રમમાં કોઇએક દયાળુ શૂદ્ર ઉત્સાહથી આવ્યો, અને તપસ્વીઓએ તેનો સત્કાર કર્યો.[૧૧] હે ભરતવંશી રાજા! દેવતા સમાન તેજસ્વી, અને મહા બળવાન્ અનેક મુનિઓને અનેક પ્રકારની દીક્ષા–નિયમ–ધારણ કરીને કર્મ કરતા જોઇને તે શૂદ્ર અત્યંત પ્રસન્ન થયો.[૧૨] તે પછી, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે આગંતુક શૂદ્રને તપ કરવાની ઇચ્છા થઈ, અને તેણે કુલપતિના* (આશ્રમમાં રહેનારા ઋષિઓના ગુરુનાં) બન્ને ચરણનો સ્પર્શ કરીને કહ્યું:[૧૩] હે ઉત્તમ બ્રાહ્મણ! હું આપની કૃપાથી ધર્મ જાણવાની ઇચ્છા રાખું છું. માટે, હે ભગવન્! તમારે મને તે ધર્મનો ઉપદેશ કરવો અને મારાં પોતાનાં કર્મનો મારી પાસે ત્યાગ કરાવવો યોગ્ય છે.[૧૪] હે ભગવન્! હે શ્રેષ્ઠ ઋષિ! હું ચાર વર્ણોમાં ઉતરતા વર્ણનો અને શૂદ્ર જાતિનો છું. તમારી સેવા કરવાની ઈચ્છા રાખું છું; તમારે શરણે આવ્યો છું, માટે મારા ઉપર પ્રસન્ન થાવ![૧૫]

કુલપતિ બોલ્યાઃ–આ આશ્રમમાં સંન્યાસીનો વેશ ધારણ કરીને કોઇ શૂદ્ર રહી શકે નહિ (કારણ કે તેને સંન્યાસનો અધિકાર નથી); તારી મરજી હોય તો તું આ આશ્રમમાં રહે, અને શુશ્રૂષા–સેવા કરવાની બુદ્ધિવાળો ભલે થા.[૧૬] સેવા કરવાથી તુંને ઉત્તમ લોકો મળશે, એમાં સંશય નથી.[૧૭]

ભીષ્મ કહે છેઃ–હે રાજા! મુનિએ આ રીતે તે શૂદ્રને કહ્યું, એટલે તે વિચારમાં પડી ગયો કે મારે હવે આ બાબતમાં શું કરવું? મારી શ્રદ્ધા ધર્મ ઉપર છે.[૧૮] હું મારા આત્માનું જ પ્રિય કરીશ એવું ભલે બીજાને જાણવાને દો. (આવો વિચાર કરી) તે આશ્રમથી દૂર જઇને ત્યાં તેણે એક ઝુંપડું બાંધ્યું.[૧૯]* (યજ્ઞને માટે) વેદી બાંધી, (સુવાને માટે) ભૂમિને સાફ કરી, અને દેવોનાં મંદિરો (ઝુંપડીમાં સ્થાનકો) બાંધ્યાં; અને હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે શૂદ્ર નિયમમાં રહીને મુનિના ધર્મને પાળવા લાગ્યો.[૨૦] તે નિત્ય ઠરાવેલા ત્રણ સમય સ્નાન કરવા લાગ્યો, અને દેવતાનાં મંદિરોમાં બલિદાન મૂકીને અને હોમ કરીને દેવોનું પૂજન કરવા લાગ્યો.[૨૧] તે શૂદ્ર જેણે મનના સંકલ્પનો નિરોધ કર્યો હતો, જે ફળનો આહાર કરતો હતો, જેણે ઇંદ્રિયોને જિતી હતી તે, નિત્ય સમીપમાં ઉગનારાં ધાન્યોથી, તથા ફળોથી,[૨૨] પોતાના આશ્રમમાં આવનારા અતિથિઓની વિધિપૂર્વક પૂજા કરવા લાગ્યો. આમ કરતાં કરતાં તેનો ઘણો જ મોટો સમય વીતી ગયો.[૨૩]

તે પછી એક મુનિ તે શૂદ્રને મળવા માટે તેના આશ્રમમાં આવ્યા; તે શૂદ્રે તે ઋષિનું વિધિપૂર્વક સ્વાગત કર્યું ને તેને સંતુષ્ટ કર્યા.[૨૪] તે પછી પરમ તેજસ્વી, ધર્માત્મા અને ઉત્તમ વ્રત કરનારા તે ઋષિએ, અનુકૂળ કથાઓ કરીને પોતે જ્યાંથી આવ્યા હતા તે વાત કહી.[૨૫] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! એવી રીતે ઘણીવાર તે શૂદ્રના આશ્રમમાં, હે પુરુષોમાં શ્રેષ્ઠ! તે ઋષિ તે શૂદ્રને મળવા માટે આવવા લાગ્યા.[૨૬]

તે પછી, હે પુરુષશ્રેષ્ઠ! તે શૂદ્રે તે તાપસને કહ્યું કે; હું પિતૃઓનું શ્રાદ્ધ કરવાની ઇચ્છા રાખું છું. માટે

---

* જે ઋષિના દશ સહસ્ર શિષ્યો હોય, તેને કુલપતિ કહેવામાં આવે છે. શકુન્તલાનો ધર્મપિતા કણ્વ કુલપતિ હતો.

* ત્યાગનો સર્વને અધિકાર છે એમ ધારીને તે શૂદ્ર પોતાનો ઐહિક સેવાધર્મ પણ તજીને ઈશ્વરની ભક્તિ કરવા લાગ્યો અને પોતે જે આશ્રય સ્વીકાર્યો, તેના ચિહ્નોની પરવા રાખી નહિ.

તમે મારા ઉપર તેમાં અનુગ્રહ કરો.[૨૭] એટલે હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે બ્રાહ્મણે કહ્યું કે, ઠીક છે. પછી શુદ્ધ થઇને તે શૂદ્રે તે ઋષિને પાદ્ય અર્પણ કર્યું;[૨૮] અને, હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! શ્રાદ્ધમાં ઉપયોગી દર્ભો, વનનાં ખડ ધાન્યો અને ઓષધિઓ, પવિત્ર આસન, તથા બૃસી (ઋષિને બેસવાનું આસન) આ સર્વ સામગ્રી આણી.[૨૯] તે પછી તે શૂદ્ર પંડે દક્ષિણ દિશા તરફ મુખ કરીને બેઠો અને બૃસીના એટલે દર્ભના અગ્ર ભાગને પશ્ચિમ તરફ રાખ્યો. આમ વેદથી વિરુદ્ધ રીતે આસનને પાથરેલું જોઇને ઋષિએ તે શૂદ્રને કહ્યું,[૩૦] 'આ દર્ભાસનનો અગ્ર ભાગ પૂર્વ દિશા તરફ રાખ અને તું સ્નાનાદિકથી પવિત્ર થઇને ઉત્તર દિશા તરફ મુખ કરીને બેસ.' એટલે તે શૂદ્રે ઋષિએ જે કહ્યું તે સર્વ કર્યું.[૩૧] બુદ્ધિમાન્ એવા તે શૂદ્રે, જે પ્રમાણે તે તપસ્વી ઋષિએ દર્ભ, અર્ઘ તથા હવ્ય, કવ્ય આપવાનો સંપૂર્ણ વિધિ કહ્યો, તે પ્રમાણે કર્યું.[૩૨] ઋષિએ તેની પાસે પિતૃકાર્ય કરાવ્યું હતું અને તે ધર્મમાર્ગમાં સ્થિર થયો હતો. પિતૃનું કાર્ય-શ્રાદ્ધ કર્મ-કરી રહ્યા પછી તે શૂદ્રે ઋષિને જવાની રજા આપી કે તે ઋષિ ગયા.[૩૩]

પછી તે શૂદ્ર તપસ્વી ઘણા સમય સુધી તપ કરીને તે વનમાં મરણ પામ્યો અને શ્રાદ્ધ કર્મના પુણ્યના પ્રતાપથી,[૩૪] એક મોટા રાજાના વંશમાં અવતર્યો અને મોટી કાંતિવાળો થયો. તે પ્રમાણે જ, હે તાત! તે ઋષિ પણ મરણ પામ્યો,[૩૫] અને, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે એક પુરોહિતના કુળમાં બ્રાહ્મણ થઇને અવતર્યો. આ રીતે શુદ્ર અને મુનિ બન્ને જણા તે સમયે ત્યાં અવતર્યા.[૩૬] ધીરે ધીરે તે બન્ને મોટા થયા, અને વિદ્યાઓમાં કુશળ થયા. તે ઋષિ અથર્વ વેદમાં તથા ઋગ્વેદ વગેરે વેદો ભણીને કુશળ થયો; સૂત્રોક્ત યજ્ઞના પ્રયોગોમાં, તથા જ્યોતિઃ શાસ્ત્રમાં પણ પારંગત થયો;[૩૭] વળી તેની સાંખ્યશાસ્ત્ર ઉપર પણ પરમ પ્રીતિ નિત્ય વધવા લાગી. બીજી તરફ પિતા મરી ગયા પછી રાજકુમાર પણ સ્નાનવડે શુદ્ધ થયો,[૩૮] અને પ્રકૃતિમંડળે તે રાજપુત્રનો તેના પિતાના રાજ્યાસન ઉપર અભિષેક કર્યો. પોતાનો અભિષેક થયા પછી તે રાજપુત્રે તે ઋષિને પુરોહિતના પદ ઉપર અભિષેક કર્યો.[૩૯] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે રાજા તે મુનિને પુરોહિત કર્યા પછી સુખમાં રાજ્ય ચલાવવા લાગ્યો, અને પ્રજાનું પાલન કરી ધર્મથી રાજ્ય ચલાવવા લાગ્યો.[૪૦] રાજા નિત્ય પુણ્યાહવાચનની ક્રિયા વખતે તથા ધર્મના કાર્ય કરતી વખતે પુરોહિતને જોઇને મંદ હાસ્ય કરતો વા ખડખડાટ હસતો.[૪૧] હે રાજન્! આ રીતે રાજા ઘણી વાર પુરોહિતનો ઉપહાસ કરતો હતો. તે પુરોહિતને, ઘણી વાર તે રાજાને,[૪૨] ઉપરાઉપરી પોતાનો ઉપહાસ કરતા જોઇને, ક્રોધ ચઢ્યો; તે પછી એક દિવસ પુરોહિતે એકાંતમાં રાજાની મુલાકાત લીધી,[૪૩] અને કેટલીએક અનુકૂળ કથાઓ કરીને રાજાને પ્રસન્ન કર્યો. અને પછી, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે પુરોહિતે નરેન્દ્રને કહ્યું:[૪૪] હે મોટી કાંતિવાળા રાજા! હું તમારી પાસેથી એક વર માગવાની ઇચ્છા રાખું છું.[૪૫]

રાજા બોલ્યોઃ-હે ઉત્તમ બ્રાહ્મણ! એક તો શું, પણ હું તમને સેંકડો વર આપું. તમારી સાથે સ્નેહને લીધે તથા બહુ માનને લીધે મારે તમને ન આપવા જેવી કોઈ વસ્તુ જ નથી.[૪૬]

પુરોહિત બોલ્યોઃ-હે રાજા! જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો તો હું એક વરની ઇચ્છા રાખું છું, અને તે વર આપવાની તમે પ્રતિજ્ઞા કરો કે મને ખરી વાત કહેશો, અસત્ય નહીં.[૪૭]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર રાજા! તે રાજાએ 'ઠીક એમ પ્રતિઉત્તર આપ્યો; "હું જો જાણતો હોઇશ તો તમને કહીશ. પરંતુ જાણતો નહિ હોઉં તે કહીશ નહિ."[૪૮]

પુરોહિત બોલ્યોઃ-નિત્ય પુણ્યાહવાચનના કર્મમાં, ધર્મનાં કૃત્યોમાં તથા નિત્ય શાંતિના હોમોમાં મને જોઇને તમે નિત્ય શા માટે હસો છો?[૪૯] તમે હસો છો ત્યારે મારા મનમાં લજ્જા ઉપજે છે. હે રાજન્! હું મારી કામનાના સોગન દઈને તમને કહું છું કે, તમે અસત્ય બોલવાને યોગ્ય નથી.[૫૦] તમે હસો છો, તેમાં પ્રસિદ્ધ કારણ હોવું જોઈએ. તમારું હાસ્ય કારણ વગરનું હોય નહિ; મને આ બાબતમાં અત્યંત કુતૂહલ થયા કરે છે, માટે તમે મને ખરું કારણ કહો.[૫૧]

રાજા બોલ્યોઃ-હે બ્રાહ્મણ! તમે મને પ્રશ્ન કર્યો ત્યારે મારે તમને જે વાત ન કહેવા જેવી હોય, તે પણ અવશ્ય જ કહેવી જોઇએ. હે દ્વિજ! તમે એક ચિત્તના થઈને તે શ્રવણ કરો.[૫૨] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મારા પૂર્વ જન્મના શરીરમાં જે વૃતાંત બન્યો છે, તે તમે સાંભળો. હે બ્રાહ્મણ! મને પૂર્વ જન્મનું સ્મરણ છે, તે તમે ચિત્ત સ્થિર કરીને સાંભળો.[૫૩] હે ઉત્તમ બ્રાહ્મણ! હું પૂર્વજન્મમાં શૂદ્ર હતો અને અત્યંત તપ કરતો હતો અને તે સમયે તમે ઉગ્ર તપ કરનારા ઋષિ હતા.[૫૪] હે નિર્દોષ બ્રાહ્મણ! તે સમયે પ્રસન્ન થઇને મારો અનુગ્રહ કરવાના વિચારથી મને શ્રાદ્ધકર્મનો ઉપદેશ તમે પૂર્વે કર્યો હતો (મને શ્રાદ્ધકર્મ કરાવ્યું હતું).[૫૫] હે મુનિશ્રેષ્ઠ! દર્ભના આસન (બૃસી) વિશે, દર્ભ વિશે તથા હવ્યની અને કવ્યની

(તમે સમજણ આપી હતી). એ કર્મના દોષથી તમે પુરોહિત થઇને અવતર્યા છો,[૫૬] અને, હે વિપ્રેંદ્ર! હું રાજા થઇને અવતર્યો છું. કાળના આ ફેરફારને જુવો. તમે મને ઉપદેશ કર્યો તેનું તમને આ ફળ મળ્યું છે.[૫૭] એ કારણથી, હે દ્વિજોત્તમ! હું તમને (જોઇને) ખૂબ હસું છું. પરંતુ, હે બ્રહ્મન્! તમારો પરાભવ કરવાની ઇચ્છાથી તમને હસતો નથી. કારણ કે તમે મારા ગુરુ છો.[૫૮] આમ ઉલટો ફેરફાર થવાથી મને ઘણી દિલગીરી થાય છે; મારું મન તેથી સંતાપ પામે છે. મને પૂર્વ જન્મની જાતિનું સ્મરણ છે, તેથી હું તમને જોઈને હસું છું.[૫૯] આ રીતે તમારું ઉગ્ર તપ હતું, પરંતુ મને ઉપદેશ કરવાથી તમારું તે તપ નાશ પામ્યું છે.* માટે હવે તમે પુરોહિતના ધંધાનો ત્યાગ કરીને પુનર્જન્મને માટે પ્રયત્ન કરો.[૬૦] કે જેણે કરીને, હે બ્રાહ્મણ! તમે આના કરતાં બીજી અધમ યોનિને પામો નહિ. હે ઉત્તમ વિપ્ર! ધન લ્યો તથા તમારા આત્માને પવિત્ર કરો.[૬૧]

ભીષ્મ કહે છેઃ–આ પ્રમાણે કહીને રાજાએ તે બ્રાહ્મણને જવા માટે રજા આપી, એટલે તેણે બ્રાહ્મણોને પોતાનું સર્વ ધન, ભૂમિ તથા ગ્રામો દાનમાં આપી દીધાં.[૬૨] તે પછી વિદ્વાન્ બ્રાહ્મણોએ જે પ્રમાણે કૃચ્છ્રો કરવાનું કહ્યું, તે પ્રમાણે કૃચ્છ્ વ્રતો કર્યાં, તીર્થોમાં યાત્રાઓ કરી, તથા વિવિધ દાનો,[૬૩] તથા ગાયો બ્રાહ્મણોને આપી, અને આત્મજ્ઞાની એવો તે બ્રાહ્મણ પવિત્રાત્મા થયો. અને પાછો પૂર્વના જ આશ્રમમાં જઇને મોટું તપ કરવા લાગ્યો.[૬૪] હે ઉત્તમ રાજા! તપ કરતાં કરતાં તે બ્રાહ્મણને પરમ સિદ્ધિ મળી, અને તે આશ્રમમાં વાસ કરનારા ઋષિઓમાં સન્માન પામ્યો.[૬૫] હે ઉત્તમ રાજા! ઋષિ છતાં પણ શૂદ્રને વૈદિક કર્મનો ઉપદેશ કરવાથી તે મોટાં કષ્ટને પામ્યો હતો. માટે, બ્રાહ્મણે, શૂદ્રને (વૈદિક કર્મનો) ઉપદેશ કરવો નહિ.[૬૬]†

બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો આ ત્રણ વર્ણ જ દ્વિજ છે. હે રાજન્! આ ત્રણ વર્ણને ઉપદેશ કરવાથી બ્રાહ્મણને દોષ લાગતો નથી.[૬૭] તે માટે સત્પુરુષોએ કોઇની પણ આગળ કોઈ પણ કર્મનો ઉપદેશ કરવો નહિ, કારણ કે, ધર્મની ગતિ સૂક્ષ્મ છે, ને અજ્ઞાની મનુષ્યો તે ધર્મની ગતિને કષ્ટે કરીને જાણી શકે છે.[૬૮] એટલા માટે મુનિઓ મૌનવ્રતને ધારણ કરે છે, અને બીજાઓ તેનો આદર સત્કાર કરે છે; પરંતુ, હે રાજન્! નહિ કહેવાનું કહેવાઈ જશે, એવા ભયથી તેઓ કંઈ પણ બોલતા નથી.[૬૯] ધર્મનિષ્ઠ, સદ્ગુણવાળા, સત્યવાદી અને સરળતાવાળા પુરુષો ન કહેવા જેવું બોલી દેવાયાથી આ લોકમાં પાપને પ્રાપ્ત થાય છે.[૭૦] તેટલા માટે કોઇએ ક્યારે પણ કોઇને ઉપદેશ કરવો નહિ; કારણ કે તે ઉપદેશ કરવાથી જે કંઈ પાપ થાય, તે ઉપદેશ કરનાર(બ્રાહ્મણ)ને લાગે છે.[૭૧] માટે ધર્મ સંપાદન કરવાની ઈચ્છા રાખનારા વિદ્વાન્ પુરુષે વિચાર કર્યા પછી બીજાને કંઇ ઉપદેશ કરવો. જે ઉપદેશ વાણિજ્યદૃષ્ટિથી કરવામાં આવે છે તે, ઉપદેશ કરનારની હાનિ કરે છે.[૭૨] કોઈ ધર્મ વિશે પ્રશ્ન કરે તો નિર્ણય કર્યા પછી તેને નિશ્ચયપૂર્વક ઉત્તર આપવો, અને તે એવો ઉપદેશ કરવો કે જેથી મનુષ્ય ધર્મને જ પ્રાપ્ત કરે.[૭૩] આ ઉપદેશ આપવાનો વિષય હોવાથી મેં આ સર્વ તમને કહ્યું છે. ગમે તેને ઉપદેશ આપવાથી મોટું દુઃખ ભોગવવું પડે છે, માટે આ જગતમાં ઉપદેશ કરવો નહિ.

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविशे दानधर्मपर्वमां शूद्र तथा मुनिनो संवाद ए नामनो अध्याय १० मो समाप्त

## અધ્યાય ૧૧ મો

### લક્ષ્મીનું નિવાસસ્થાન

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભરતવંશના શ્રેષ્ઠ તાત! હે પિતામહ! પદ્મા એવી (શ્રી લક્ષ્મી) કેવા પુરુષમાં તથા કેવી સ્ત્રીમાં નિત્ય નિવાસ કરે છે, તે મને કહો.[૧]

ભીષ્મ કહે છે;–હે યુધિષ્ઠિર! આ વિષયમાં હું તને જે પ્રમાણે કથા છે અને જે પ્રમાણે મેં સાંભળી છે, તે પ્રમાણે તને કહીશ. પૂર્વે કાળની માતા રુક્મિણીએ દેવકીપુત્ર (શ્રીકૃષ્ણ)ની સમક્ષમાં આ પ્રશ્ન પૂછ્યો હતો. નારાયણના ખોળામાં બેઠેલાં, કમળના જેવી કાંતિવાળાં, ઝળહળતા પ્રકાશવાળાં લક્ષ્મીને જોઇને કુતૂહલતાથી, વિસ્મયતાને લીધે જેનાં નેત્રો સુંદર દેખાય છે એવી મકરધ્વજ–પ્રદ્યુમ્નની માતા રુક્મિણીએ પૂછ્યુંઃ–[૩] હે લક્ષ્મી! તું કયા પ્રાણીઓની સેવા કરે છે અને કોના વિશે નિવાસ કરીને રહે છે? તે પ્રાણીઓની વિગત હે ત્રણ લોકના ઈશ્વરની કાંતા! હે મહર્ષિ સમાન લક્ષ્મી! મને યથાર્થ રીતે કહે.[૪]

આ રીતે ગરુડધ્વજની સમક્ષમાં દેવી (રાણી) રુક્મિણીએ લક્ષ્મીને કહ્યું, એટલે ચંદ્રમુખી લક્ષ્મી પ્રસન્ન થઇને મનોહર તથા મધુર વાક્યવડે કહેવા લાગી.[૫]

શ્રી લક્ષ્મી બોલીઃ–સારા ભાગ્યશાળી, બોલવામાં ચતુર, આળસ વિનાના, કાર્યકુશળ, ક્રોધ રહિત, દેવની

* ભાવાર્થ એ છે કે શૂદ્રને પિતૃ–કાર્યનો ઉપદેશ વા પિતૃકાર્ય યથાવિધિ કરાવવું એનું પાપ, ઋષિના તપના ફળ કરતાં વધારે હતું.

† એક પ્રતમાં અત્રે બે શ્લોક વિશેષ છે. પહેલો શ્લોક ૬૬મા શ્લોકની પુનરુક્તિ જેવો છે. બીજા શ્લોકનો અર્થ આ પ્રમાણે છેઃ– "હે રાજન્! બ્રાહ્મણે તો શૂદ્ર વર્ણ પાસેથી ઉપદેશ મેળવવાની તેમ શૂદ્ર વર્ણને ઉપદેશ કરવાની કદિ ઇચ્છા જ કરવી નહિ."

આરાધના કરનારા (ઈશ્વરભક્ત), કરેલા કાર્યને જાણુનારા, જિતેન્દ્રિય અને મહાબળવાન્ પુરુષને વિશે નિત્ય મારો વાસ છે.[૬]

પરંતુ જે કર્મશીલ નથી, તેને વિશે હું વાસ કરતી નથી; તેમ જ જે નાસ્તિક છે, વર્ણસંકર છે, કૃતઘ્ન છે, દુરાચારી છે, કઠોર વેણુ બોલનારો છે, ચોર છે તથા ગુરુજનોના તરફ (વડીલોના તરફ) ઈર્ષા કરે છે, તેને વિશે હું વાસ કરતી નથી.[૭] વળી જેઓનું શૌર્ય, બળ, બુદ્ધિ તથા માન અલ્પ છે, જેઓ જેનીતેની સાથે કલેશ કરે છે તથા ક્રોધ કરે છે તથા જેઓ પોતાના મનનો ભાવ છૂપો રાખે છે, અને બહાર તેથી જૂદો જ દેખાડે છે, તેવા પુરુષોને વિશે હું વાસ કરતી નથી.[૮] વળી જે પુરુષ પોતાના સ્વાર્થને માટે કંઈ પણ ઈચ્છતા નથી, તથા જેઓ જે સ્થિતિમાં પોતે હોય તે જ સ્થિતિમાં કંઈ પણ કર્યા વિના સ્વભાવથી જ પડી રહેવાની ઇચ્છા કરે છે, તથા જેઓ થોડી વસ્તુથી સંતોષ માને છે, તેવા પુરુષોને વિશે પણ હું સારી રીતે નિત્ય વાસ કરતી નથી.[૯]

પરંતુ જેઓ સ્વધર્મમાં પરાયણ રહે છે, ધર્મને જાણે છે, વૃદ્ધ પુરુષોની સેવામાં પરાયણ રહે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા છે, આત્માને જાણનારા છે, ક્ષમાશીલ છે, સમર્થ છે, તેવા પુરુષોને વિશે તથા ક્ષમાશીલ સ્ત્રીઓને વિશે, અને ઇંદ્રિયોનું દમન કરનારી સ્ત્રીઓને વિશે હું વાસ કરું છું.[૧૦] વળી હું સત્ય વદનારી, સરળતાવાળી, અને દેવતા તથા બ્રાહ્મણોની પૂજા કરનારી સ્ત્રીઓને વિશે વાસ કરું છું; પરંતુ જે સ્ત્રી વાસણકુસણ વગેરે ઘરની સામગ્રીની સંભાળ રાખતી નથી, જે વિચાર કર્યા વગર કાર્ય કરે છે, જે સદાય પતિથી વિરુદ્ધ બોલે છે,[૧૧] પારકે ઘેર જઈને બેસી રહેવાની શોખીન હોય છે, લજ્જા છાંડી દે છે, પાપકર્મ કરે છે (નિર્દય હોય છે), મલિન રહે છે (ગંદી હોય છે), પોતાના બન્ને ગલોફાંને ચાટયા કરે છે, ધીરજ વિનાની (આકળી) હોય છે, તથા જેને કજીયો વહાલો હોય છે, તેવી સ્ત્રીઓનો હું ત્યાગ કરું છું.[૧૨] વળી જે સ્ત્રી નિત્ય ઉંઘ્યા કરતી હોય, તથા બીછાનામાં પડી રહેતી હોય, તેવી સ્ત્રીનો પણ હું ત્યાગ કરું છું. પરંતુ જે સ્ત્રીઓ નિત્ય સત્ય બોલે છે, જેઓનું દર્શન પ્રિય થાય છે, જેઓ સૌભાગ્યવાળી તથા સદ્ગુણી છે,[૧૩] જે નારીઓ પતિવ્રતા છે, ઉત્તમ શીલવાળી, અને ઉત્તમ (ગુણોવડે) શણગારેલી હોય છે, તે સ્ત્રીઓને વિશે હું વાસ કરું છું.

વળી હું યાનોમાં (વાહનોમાં), કન્યાઓમાં, આભૂષણોમાં, યજ્ઞોમાં, જળ વરસનારા મેઘોમાં,[૧૪] પ્રફુલ્લિત પદ્મવાળી સરસીઓમાં, શરદ્‌ઋતુની નક્ષત્ર વીથિઓ (માર્ગો)માં, હાથીઓમાં, ગાયોની ગોષ્ઠોમાં, આસનમાં, પ્રફુલ્લિત થયેલાં કમળવાળાં સરોવરોમાં;[૧૫] હંસોના શબ્દોથી ગાજી રહેલી, ક્રૌંચ પક્ષીઓએ કરેલા સ્વરોથી શોભાયમાન, જેનાં તીર ઉપર વૃક્ષોની હારો લાગી રહેલી છે એવી તથા તપસ્વીઓ, સિદ્ધો અને બ્રાહ્મણોથી સેવાતી નદીઓમાં;[૧૬] તથા જેમાં ઘણું પાણી ભરેલું હોય અને સિંહોએ તથા હાથીઓએ જેનાં પાણીને ડોળી નાંખ્યું હોય એવી નદીઓમાં, મદમત્ત હાથીમાં, બળદમાં, રાજામાં, સિંહાસનમાં, તથા સત્પુરુષોમાં પણ નિત્ય હું વાસ કરું છું.[૧૭]

વળી જે ઘરમાં પુરુષ અગ્નિમાં હોમ કરે છે, ગાયનું, બ્રાહ્મણનું ને દેવોનું પૂજન કરે છે, અને પ્રસંગવશાત્ પુષ્પો સાથે બળિદાન અપાય છે, તે ઘરમાં પણ હું નિત્ય વાસ કરું છું.[૧૮] વળી જે બ્રાહ્મણ નિત્ય વેદ તથા શાસ્ત્રનો સ્વાધ્યાય કરે છે તેવા બ્રાહ્મણોને વિશે, ધર્મપર પ્રીતિ રાખનાર ક્ષત્રિયને વિશે, ખેતીપર પ્રીતિ રાખનારા વૈશ્યને વિશે, તથા નિત્ય ત્રણ વર્ણની સેવા કરનારા શૂદ્રને વિશે હું વાસ કરું છું.[૧૯] પરંતુ શ્રી નારાયણને વિશે હું મૂર્તિમતી થઈને, સર્વ ભાવથી તથા એક મનથી વાસ કરું છું. કારણ કે તેને વિશે અત્યંત મહાન્ ધર્મ રહ્યો છે, બ્રહ્મણ્યતા રહેલી છે, તથા પ્રિયતા પણ રહેલી છે.[૨૦] પરંતુ, હે દેવિ રુક્મિણિ! હું નારાયણ વિના બીજાને વિશે શરીરવડે રહેતી નથી, તેનું કારણ મારાથી હમણાં કહી શકાય તેમ નથી. હું જે પુરુષમાં ભાવથી (પ્રીતિથી) વાસ કરું છું, તે પુરુષના ધર્મ, યશ, અર્થ અને કામ વૃદ્ધિ પામે છે.[૨૧]

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वमां 'दानधर्मपर्वमां 'लक्ष्मी तथा रुक्मिणीनो संवाद' ए नामनो अध्याय ११ मो समाप्त.

## અધ્યાય ૧૨ મો

### વિષય સુખ કોને વિશેષ છે?

યુધિષ્ઠિર રાજા પૂછે છેઃ–હે પિતામહ! સ્ત્રી તથા પુરુષ એ બંનેના સમાગમમાં કોને સ્પર્શનું વિષયસુખ અધિક મળે છે? આ વિષયમાં મને સંશય છે, તેનું નિરાકરણ કરવાને તમે યોગ્ય છો.[૧]*

* પૂર્વ અધ્યાયની છેવટે લક્ષ્મીએ કહ્યું કે, હું જેને વિશે ભાવથી વાસ કરું છું તેના ધર્મ, યશ, અર્થ અને કામ વૃદ્ધિ પામે છે. કામ તો સર્વને હોય છે; પરંતુ લક્ષ્મીવાન્ કામનું સુખ અધિક ભોગવે છે. એટલે કે જેઓ સ્ત્રીને પણ પુરુષાર્થ માને છે, તેઓએ લક્ષ્મી મેળવવા માટે સ્ત્રીજાતિને લક્ષ્મી માનીને તેનો સત્કાર કરવો. કારણ કે સ્ત્રીઓમાં લક્ષ્મીનો વાસ છે, અને સ્ત્રીનો સત્કાર કરવાથી લક્ષ્મી પ્રસન્ન થાય છે અર્થાત્ ઘરમાં સુખ રહે છે.

ભીષ્મ કહે છેઃ—આ વિષયમાં પણ આવો એક પ્રાચીન ઇતિહાસ ઉદાહરણ તરીકે જૂના લોકોએ આપેલો છે. પૂર્વે ભંગાસ્વન નામના એક રાજાને ઇંદ્રની સાથે વૈર થયું હતું.[૨] હે પુરુષવ્યાઘ્ર! પૂર્વે ભંગાસ્વન નામનો એક પરમ ધાર્મિક રાજર્ષિ હતો; તેને પુત્ર ન હતો, તેથી તેણે પુત્રને માટે યજ્ઞ આરંભ્યો.[૩] તે બળવાન્ રાજર્ષિએ અગ્નિષ્ટુત નામનો યજ્ઞ, જેનો ઇન્દ્ર જેવા (કારણ કે તેમાં માત્ર અગ્નિને જ હોમ અપાય છે. ઇન્દ્રને કંઈ ભાગ મળતો નથી માટે) દ્વેષ કરે છે તે આરંભ્યો. આ યજ્ઞ મનુષ્યો, પ્રાયશ્ચિત્તને માટે તથા પુત્રની કામનાને માટે કરે છે.[૪]

મોટા ભાગ્યવાળા સુરેશ્વર ઇંદ્રે તે યજ્ઞ વિષે જાણ્યું, એટલે પોતાના મનને નિયમમાં રાખનાર રાજાનુ છિદ્ર શોધવા લાગ્યો;[૫] પણ, હે રાજન્! તે મહાત્માનું છિદ્ર ઇંદ્રના જોવામાં આવ્યું નહિ. તે પછી કોઈ એક સમયે તે રાજા મૃગયા કરવા માટે ગયો.[૬] "આજ એક લાગ છે" એમ વિચારી શક્રે રાજાને મોહ પમાડ્યો. ઇંદ્રે તે રાજર્ષિને મોહિત કર્યો હતો, એટલે તે એકલો ઘોડેસ્વાર પોતે વનમાં ભમવા લાગ્યો.[૭] હે રાજન્! તે રાજા કઈ દિશાએ જવું, તે ભૂલી ગયો. વળી તેજ સમયે તે ભૂખથી અને તરસથી પીડાવા લાગ્યો. થાક, અને તરસથી પીડાવાને લીધે તે રાજાએ વનમાં આમતેમ ભટકતાં,[૮] હે તાત! પાણીથી સંપૂર્ણ ભરેલું એક સુંદર તળાવ દીઠું. એટલે તે તળાવમાં ઉતર્યાં ને ઘોડાને પાણી પાયું;[૯] ઘોડો પાણી પી રહ્યો કે તેને ઝાડે બાંધી દીધો, અને પછી પંડે તે સરોવરમાં ઉતરીને નહાવા લાગ્યો કે, તે સ્ત્રીરૂપ થઈ ગયો.[૧૦]

તે મોટો રાજા પોતાને સ્ત્રીરૂપ થઈ ગયેલો જોઇને શરમાઈ ગયો. તેનું મન ચિંતાથી ભરપૂર થઈ ગયું, અને ઇંદ્રિયો અને ચિત્ત વ્યાકુળ થઈ ગયાં.[૧૧] તે પછી તે રાજા વિચાર કરવા લાગ્યો કે, "હવે હું ઘોડા ઉપર કેવી રીતે ચઢીશ? ને નગરમાં કેવી રીતે જઈ શકીશ? મેં અગ્નિષ્ટુત નામનો યાગ કરીને સો ઔરસ પુત્રોને પ્રાપ્ત કર્યા છે.[૧૨] તે સર્વે મહા બળવાન્ છે, તેઓને હું શો ઉત્તર આપીશ? તેમ જ મારી પોતાની સ્ત્રીઓની પાસે તથા નગરવાસી પુરુષોની પાસે અને દેશના પુરુષોની પાસે પણ હું શું જવાબ આપીશ?[૧૩] ધર્મના તત્વને જોનારા એવા ઋષિઓ કહે છે કે; મૃદુતા, તનુતા તથા વિકલવતા (ગભરાઈ જવું) આ સ્ત્રીઓના ગુણ છે,[૧૪] અને કસરત કરવી તથા કર્કશપણું અને વીર્ય આ પુરુષોના ગુણો છે. કયા કારણથી મારામાંથી પુરુષના ગુણો નાશ પામ્યા અને હું સ્ત્રી થઈ ગયો?[૧૫] વળી હું સ્ત્રી થવાથી આ ઘોડા ઉપર ચઢવાનો પાછો ઉત્સાહ કેવી રીતે રાખી શકીશ?"

આમ વિચાર કર્યા પછી તે રાજા, મોટો પ્રયત્ન કરીને ઘોડા ઉપર ચઢ્યો;[૧૬] અને, હે તાત! સ્ત્રી થઈ ગયેલો તે મહારાજા પાછો નગરમાં આવ્યો. (તે રાજાને સ્ત્રીના આકારમાં જોઇને) તેના પુત્રો, સ્ત્રીઓ, સેવકો અને દેશના અને શહેરના પુરુષો,[૧૭] "આ શું થયું?" આમ બોલતા પરમ આશ્ચર્યમાં પડી ગયા. તે પછી વક્તાઓમાં શ્રેષ્ઠ અને સ્ત્રીરૂપ થયેલો તે રાજર્ષિ બોલ્યો;[૧૮] "હું સેનાથી સારી રીતે વિંટાઇને મૃગયા કરવાને બહાર (વનમાં) ગયો હતો; ત્યાં દૈવની પ્રેરણાથી ભમતો ભમતો એક ભયંકર અરણ્યમાં દાખલ થયો;[૧૯] અત્યંત ભયંકર એવા તે વગડામાં તૃષાથી પીડાતો હું ભાન ભૂલી ગયો; એટલામાં મેં ત્યાં એક અત્યંત ઉત્તમ અને પક્ષીઓથી ભરપૂર સરોવર દીઠું;[૨૦] તે સરોવરમાં હું જેવો નહાવાને ઉતર્યો કે દૈવયોગથી હું સ્ત્રી થઈ ગયો." તે પછી રાજાએ સ્ત્રીઓનાં તથા મંત્રીઓનાં નામો અને ગોત્રો કહી બતાવ્યાં, (જેથી સર્વને ખાતરી થઈ કે, આ ખરા રાજા છે).[૨૧] તે પછી સ્ત્રી થયેલા તે મહારાજાએ પુત્રોને કહ્યું કે, "હે પુત્રો! હું હવે વનમાં જઇશ, તમે સુખેથી રાજ્ય ભોગવો."[૨૨]

આ રીતે સો પુત્રોને કહીને તે રાજા વનમાં જ ગયો, અને ત્યાં એક આશ્રમમાં કોઈ તપસ્વીનો આશ્રય કરીને (તે તપસ્વીને ભર્તા તરીકે સ્વીકારીને) રહેવા લાગ્યો.[૨૩] તે તપસ્વીના સમાગમથી રાજાને બીજા સો દીકરા થયા. રાજા તે સર્વે પુત્રોને સાથે લઈને પ્રથમના પુત્રોની પાસે ગયો ને તેઓને કહ્યું:[૨૪] "હું પુરુષ હતો ત્યારે તમે મારા પુત્ર થયા હતા, ને સ્ત્રી થયા પછી મને આ પુત્રો થયા છે. માટે, હે પુત્રો! તમે ભ્રાતૃભાવથી એકઠા મળીને રાજ્ય ભોગવો."[૨૫]

(પિતાની આજ્ઞા થયા) પછી તે ભાઈઓ એકઠા થઈને રાજ્ય ભોગવવા લાગ્યા. આ રીતે ભાઇઓને ભ્રાતૃભાવથી ઉત્તમ રાજ્યનો ઉપભોગ કરતા જોઇને,[૨૬] દેવેંદ્રને ક્રોધ ચઢ્યો ને તે વિચાર કરવા લાગ્યો કે; "મેં તો આ રાજર્ષિને ઉપકાર કર્યો, પરંતુ તેનું ભુંડું કર્યું નહિ."[૨૭] તે પછી દેવરાજ શતક્રતુ બ્રાહ્મણનું રૂપ લઈને તેના નગરમાં ગયો, અને તે રાજપુત્રોમાં ભેદ પડાવ્યો;[૨૮] (તે રાજપુત્રોને તેણે કહ્યું કે;) "ભાઇભાઈમાં સારો ભ્રાતૃભાવ રહેતો નથી, પછી તેઓ એકજ પિતાના પુત્રો હોય તોપણ શું? દાખલા તરીકે રાજ્યને લીધે કશ્યપ

મુનિના સુર અને અસુર એ બે પુત્રો વચ્ચે વિવાદ થયો હતો.[૨૯] સુર અને અસુર એ બે તો કશ્યપનાજ પુત્રો હતા; પરંતુ તમારામાં તો કેટલાક ભંગાસ્વનના પુત્ર છે, અને બીજા તપસ્વીના પુત્રો છે.[૩૦] તમારા બાપીકા રાજ્યનો ઉપભોગ તપસ્વીના પુત્રો કરે છે." આ રીતે ઇંદ્રે રાજપુત્રોની વચ્ચે ભેદ પડાવ્યો, એટલે તેઓએ યુદ્ધમાં એકબીજાનો નાશ કરી નાંખ્યો.[૩૧]

તે વાત સાંભળીને તાપસીને સંતાપ થયો અને ખૂબ રડવા લાગી. એટલે બ્રાહ્મણનો વેશ ધારણ કરીને ઇંદ્ર તેની પાસે આવીને પૂછવા લાગ્યો.[૩૨] હે સુંદર વદનિ! તું દુઃખથી સંતપ્ત થઈને રડે છે? પેલી સ્ત્રી બ્રાહ્મણને જોઈને દયા ઉપજે તે રીતે બોલીઃ[૩૩]હે બ્રાહ્મણ! મારે બસો દીકરા હતા, તેમને કાળે મારી નાંખ્યા. હે વિપ્ર! હું પૂર્વે રાજા હતો, તે સમયે મને સો પુત્રો હતા.[૩૪] હે બ્રાહ્મણોત્તમ! મારા જેવા જ રૂપવાળા તે સો પુત્રો થયા હતા. તે પછી એક સમયે હું મૃગયા કરવા ગયો, ત્યાં એક ઘાટા જંગલમાં ભૂલો પડ્યો.[૩૫] ત્યાં, હે ઉત્તમ બ્રાહ્મણ! એક સરોવરમાં હું નહાવા માટે ઉતર્યો કે સ્ત્રી થઈ ગયો. એટલે મારા પુત્રોને રાજ્યગાદી ઉપર સ્થાપન કરીને વનમાં ગયો.[૩૬] ત્યાં એક મહાત્મા તપસ્વીના સમાગમથી મને આશ્રમમાં સો પુત્ર થયા. હે બ્રાહ્મણ! હું તે પુત્રોને મારા નગરમાં લઈ ગયો.[૩૭] હે દ્વિજ! કાલયોગથી કરીને તે પુત્રોની વચ્ચે વૈર થયું (ને તેથી તેઓ લડીને મરણ પામ્યા). હે બ્રાહ્મણ! દૈવે મારો પરાભવ કર્યો છે, એથી હું એનો શોક કરું છું.[૩૮]

ઇંદ્ર તે સ્ત્રીને દુઃખી જોઈને કઠોર વચન બોલ્યોઃ- હે ભદ્રે! તેં પણ મને પૂર્વે સહન થઈ શકે નહિ તેવું દુઃખ દીધું છે.[૩૯] તેં જેમાં ઇંદ્રનો દ્વેષ કરવામાં આવ્યો છે (અર્થાત્ જેમાં ઇંદ્રને ભાગ આપવામાં આવ્યો નથી), એવો (અગ્નિષ્ટુત નામનો) યજ્ઞ કર્યો હતો, ને તેમાં હું પાસે છતાં મને બોલાવ્યો નહતો. ઓ દુષ્ટ બુદ્ધિ! હું તે ઇંદ્ર છું, અને મેં મારા વૈરનો બદલો લીધો છે.[૪૦]

ઇંદ્રને જોઈને તે રાજર્ષિએ તેનાં બન્ને ચરણમાં મસ્તક નમાવ્યું; અને કહ્યું કે, 'હે દેવોના રાજા! મારા ઉપર પ્રસન્ન થા. પુત્રની કામનાથી અગ્નિષ્ટુત યજ્ઞ મેં કર્યો હતો.[૪૧] માટે હે દેવોમાં વ્યાઘ્ર! તમારે મને ક્ષમા કરવી યોગ્ય છે.' આ રીતે રાજાએ પ્રણિપાત કર્યો-પ્રણામ કર્યા-એટલે ઇંદ્રે સંતોષ પામીને તેને વર આપ્યો,[૪૨] અને પૂછ્યું કે, હે રાજા! તારા કેટલા પુત્રો જીવતા થાય, એ તું મને કહે. તારી સ્ત્રીની અવસ્થાના પુત્રોને જીવતા કરું, કે તારી પુરુષની અવસ્થાનાં પુત્રો જીવતા કરું?[૪૩]

એટલે તે તાપસીએ બે હાથ જોડીને ઇંદ્રને કહ્યુંઃ- 'હે ઇંદ્ર! સ્ત્રીની અવસ્થામાં મને જે પુત્રો થયા છે, તે પુત્રો જીવતા થાવ.'[૪૪] એટલે ઇંદ્રે આશ્ચર્યથી તે સ્ત્રીને ફરીને પૂછ્યુંઃ-'તેં જે પુત્રોને પુરુષની અવસ્થામાં ઉત્પન્ન કર્યા હતા, તે પુત્રોના ઉપર શા માટે દ્વેષ રાખે છે?[૪૫] સ્ત્રીની અવસ્થામાં તને જે પુત્રો થયા છે, તેઓના ઉપર તને અધિક સ્નેહ કેમ છે? તેનું કારણ સાંભળવાની હું ઇચ્છા રાખું છું. તે મને કહેવાને તુંજ યોગ્ય છો.'[૪૬]

સ્ત્રી બોલી-સ્ત્રીજાતિને સ્નેહ જેવો અધિક હોય છે, તેવો પુરુષને હોતો નથી. માટે, હે ઇંદ્ર! સ્ત્રીની અવસ્થામાં મને જે પુત્રો થયા છે, તે પુત્રો જીવતા થાવ.[૪૭]

ભીષ્મ કહે છેઃ-સ્ત્રીએ આ રીતે કહ્યું, એટલે ઇંદ્ર પ્રસન્ન થઈને બોલ્યોઃ-'હે સત્યવાદી સ્ત્રી! તારા સર્વેય પુત્રો જીવતા થાવ.[૪૮] હે રાજેન્દ્ર! હે સારાં વ્રતવાળા! તારી ઇચ્છામાં આવે તે વર માંગ; પુરુષપણું કે સ્ત્રીપણું, જેની તને ઇચ્છા હોય, તે તું મારી પાસેથી માંગ.'[૪૯]

સ્ત્રી બોલીઃ-હે ઇંદ્ર! હું સ્ત્રીપણાને માગી લઉં છું. હે વાસવ! પુરુષપણાને હું ઇચ્છતી નથી.

તે સાંભળીને દેવેન્દ્ર-ઇંદ્રે તે સ્ત્રીને પૂછ્યુંઃ-[૫૦] હે સમર્થ રાજા! તું પુરુષપણાનો ત્યાગ કરીને સ્ત્રીપણાની શા માટે માગણી કરે છે?

આવો ઇંદ્રે પ્રશ્ન કર્યો કે, સ્ત્રી થયેલો તે મહારાજા બોલ્યોઃ-[૫૧] સ્ત્રી અને પુરુષનો સંયોગ થાય છે, તે વખતે સ્ત્રીને સદાય અધિક પ્રીતિ થાય છે, (અધિક સુખ મળે છે). એ કારણથી, હે ઇંદ્ર! હું સ્ત્રીપણાને જ માગું છું.[૫૨] હે દેવોના રાજા! સ્ત્રીપણામાં સ્ત્રીને વધારે ખેલાવવામાં આવે છે, આ વાત ખરી છે. માટે, હે દેવોના રાજા! હું સ્ત્રીપણામાં સંતોષ માનું છું. હવે આપ પધારો.[૫૩] તે પછી ઇંદ્ર 'તથાસ્તુ' (ભલે ત્યારે તું સ્ત્રીપણામાં રહે) આમ કહીને તેની રજા લઈને સ્વર્ગમાં ગયો. હે મહારાજ! આ રીતે પુરુષના કરતાં સ્ત્રીને અધિક પ્રીતિ હોય છે (વિષયનું સુખ વિશેષ મળે છે).[૫૪]

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वमां दानधर्मपर्वमां 'भंगास्वनोपाख्यान' ए नामनो अध्याय १२ मो समाप्त.

## અધ્યાય ૧૩ મો.

### કયાં કર્મો કરવાં અને કયાં ન કરવાં?

યુધિષ્ઠિર રાજા પૂછે છેઃ-લોકયાત્રા એટલે લૌકિક શિષ્ટ વ્યવહાર કરવાની ઇચ્છાવાળા મનુષ્યે તથા પારલૌકિક કલ્યાણની ઇચ્છા રાખનારા મનુષ્યે કરવા યોગ્ય શું છે? તથા મનુષ્યે કેવો સ્વભાવ રાખીને કેવી રીતે લોકયાત્રાને (લોકવ્યવહારને) ચલાવવી? તે કહો.[1]*

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર રાજા! કાયાવડે ત્રણ પ્રકારનાં કર્મનો, વાણીવડે ચાર પ્રકારનાં કર્મનો, અને મનવડે ત્રણ પ્રકારનાં કર્મનો એમ દશ પ્રકારના કર્મમાર્ગનો ત્યાગ કરવો.[2] પ્રાણનો નાશ કરવારૂપી કર્મ, ચોરી, અને પરસ્ત્રીનું હરણ આ ત્રણ પાપ કાયિક કહેવાય છે, અને તેનો સર્વથા ત્યાગ કરવો.[3] અસત્ એટલે જૂઠો અર્થાત્ દુષ્ટ પ્રલાપ અર્થાત્ બકવાદ, કઠોર ભાષણ, પારકાની ચાડી ચુગલી, તથા અસત્ય ભાષણ કરવું, આ ચાર, હે રાજેંદ્ર! વાણીના પાતક છે તેનાથી દૂર રહેવું, તેમ તેનો મનમાં વિચાર પણ કરવો નહિ.[4] પારકાં ધનનો લોભ ન કરવો, સર્વ પ્રાણીઓપર સ્નેહભાવથી જોવું, અને કર્મોનું ફળ મળે છે એમ માનવું, એ ત્રણ મનનાં કર્મો છે (એટલે કે પરધનનો લોભ કરવો, પારકાનું ભુંડું ઇચ્છવું, અને કર્મનું ફળ જ નથી-વેદ મિથ્યા છે, એ ત્રણ મનવડે થતાં પાપ છે, માટે પાપ આચરવાં નહિ).[5] આ રીતે મનુષ્યે વાણી, કાયા, તથા મનથી કોઇનું અશુભ કરવું નહિ. કારણ કે મનુષ્ય શુભ અથવા તો અશુભ જે જે કર્મ કરે છે, તે તે કર્મનાં ફળને ભોગવે છે.[6]

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वमां दानधर्मपर्वमां 'लोकयात्रा कथन' ए नामनो अध्याय १३ मो समाप्त

## અધ્યાય ૧૪ મો.

### શંકરમાહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ગંગાના પુત્ર પિતામહ! આપે જગતના પતિ (મહેશ્વર)નાં નામો શ્રવણ કર્યાં છે માટે, હે વિભો! હે પિતામહ! જે જે નામોથી તે સંબોધાતાં હોય, તે તે નામો કહો.[1] બભ્રૂ અર્થાત્ જે વિશાળ છે તેને, જેનું રૂપ વિશ્વમય છે તેને, સુર અને અસુરના જે ગુરુ છે તેને, જે એક દેવ છે તેને, જે શંકર છે તેને, જેનું ઉત્પત્તિસ્થાન પ્રસિદ્ધ નથી તેને, જે જે નામોથી ઓળખવામાં આવે છે તે નામો તેમનાં અર્થપૂર્વક મને કહો.[2]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! જે દેવ સર્વ ઠેકાણે વ્યાપક છે; છતાં સર્વ ઠેકાણે જોવામાં આવતા નથી એવા બુદ્ધિમાન્, મહાદેવના ગુણોને કહેવા હું શક્તિમાન્ નથી.[3] જે દેવ વિરાટ્ (બ્રહ્મા), સૂત્રાત્મા (વિષ્ણુ), અને પ્રાજ્ઞ (સુરેશ)ના સ્રષ્ટા (ઉપાદાન કારણરૂપ) છે, તથા જે પ્રભુ (નિમિત્ત કારણરૂપ) છે, અને બ્રહ્માથી આરંભીને પિશાચ સૂધીના દેવતાઓ જેની ઉપાસના કરે છે;[4]* પ્રકૃતિથી તથા પ્રકૃતિના ભોક્તા પુરુષથી પણ જે પર છે, યોગ જાણનારા અને તત્વવેત્તા ઋષિઓ જેનું ચિંતન કરે છે; જે અક્ષર (અપરિણામી છે); પરબ્રહ્મરૂપ છે, અવ્યાકૃત કારણરૂપ છે, અને રજ્જુ તથા સર્પની પેઠે ભાસતા છતાં પણ અનિર્વચનીય છે અર્થાત્ કે જે નથી, છે અને નથી;[5] પ્રકૃતિ માયાને તથા (માયામાં પ્રતિબિંબરૂપે પડેલા) પુરુષ (ચૈતન્ય)ને ક્ષોભ પમાડીને (પ્રાણીઓનાં કર્મને અનુસરીને સામ્યાવસ્થામાં સ્થાપન કરીને) પોતાના તેજ(ના પ્રભાવ)વડે (પોતાની સત્તાની સ્ફૂર્તિ તેમાં મૂકીને) તેમાંથી જ બ્રહ્માને જેણે ઉત્પન્ન કર્યા છે. (મહત્તત્વને જેણે ઉત્પન્ન કર્યું), અને બ્રહ્મદેવમાંથી દેવોના દેવ એવા પ્રજાપતિને જેણે ઉત્પન્ન કર્યા છે,[6] તે દેવના દેવ બુદ્ધિમાન્ મહાદેવના ગુણોને ગણાવે એવો કોણ છે? માણસ તો ગર્ભ, જન્મ તથા વૃદ્ધાવસ્થાવાળો અને મરણધર્મવાળો છે.[7] હે પુત્ર! શંખ, ચક્ર અને ગદાધારી ભગવાન્ નારાયણ વિના, મારા સરખો પુરુષ તે પરમેશ્વર એવા શંકરને કેવી રીતે જાણી શકે?[8] ભગવાન્ નારાયણ જ્ઞાની છે, ગુણોવડે ઉત્તમ છે, વિષ્ણુ (વ્યાપક) છે, પરમ દુર્જય છે, દિવ્ય નેત્રવાળા છે, મહા તેજસ્વી છે. તે દિવ્ય નેત્રવડે મહાદેવનાં દર્શન કરે છે (તેજ એક શંકરને જાણી શકે એમ છે).[9]

હે ભારતવંશી રાજા! બદરિ આશ્રમમાં રુદ્રને નારાયણે પ્રસન્ન કર્યા ત્યારે રુદ્રની ભક્તિ કરવાના પ્રભાવવડે શ્રીકૃષ્ણ જેવા મહાત્માથી જગત્ વ્યાપ્ત થયું હતું.[10] તથા, હે રાજેન્દ્ર! દિવ્ય દૃષ્ટિવાળા મહેશ્વરદ્વારા શ્રીકૃષ્ણે સર્વ લોકોમાં ઇચ્છવા યોગ્ય, ભોગ્ય વસ્તુના કરતાં પણ વિશેષ પ્રિય એવું (અંત-

* ગૌતમી, સુદર્શન, શુક (પોપટ) વગેરેની કથાઓ કહીને દર્શાવ્યું કે, દૈવેચ્છાથી દુઃખ પડે તો પણ પ્રાણીએ ગભરાવું નહિ; અતિથિની ભક્તિ કરનારને તથા દયા રાખનારને લક્ષ્મી મળે છે, અને ધનથી ઇંદ્રિયોને પ્રસન્ન કરવા રૂપ કામસુખ ભોગવી શકાય છે; પુરુષને કામનું સુખ અલ્પ હોય છે, અને સ્ત્રીને અધિક હોય છે; એ કામ-પ્રીતિસુખ-ને તુચ્છ ગણીને પરમેશ્વરની આરાધના કરી રાખનારા પુરુષે કયા દોષો તજવા જોઇએ, તે વાત આ અધ્યાયમાં કહી છે. યુધિષ્ઠિરે, ભીષ્મને આ શ્લોકમાં પૂછ્યું કે, હે પિતામહ! આ લોક અને પરલોકમાં સુખ મેળવવા માટે પુરુષે શું કરવું?

* પાંચ તન્માત્રા, અહંકાર, મહત્તત્વ, અને અવ્યક્ત આ જગતની ઉત્પત્તિનું કારણ ગણાય છે; તેથી તેને પ્રકૃતિ કહેવામાં આવે છે.

ર્યામી)પદ અર્થાત્ ભાવ સંપાદન કર્યો છે.[૧૧] એ જ માધવે (કૃષ્ણે) દેવોનાં સંપૂર્ણ એક હજાર વર્ષ સુધી તપ કર્યું હતું, અને તેણે જંગમ તથા સ્થાવરના ગુરુ અને વર આપનારા એવા શંકરને પ્રસન્ન કર્યા હતા.[૧૨] શ્રીકૃષ્ણે પ્રત્યેક યુગમાં, મહેશ્વરને (શિવને) પ્રસન્ન કર્યા હતા, અને મહાત્મા શંકર તેની પરમ ભક્તિથી તેના ઉપર પ્રસન્ન થયા હતા.[૧૩] જગતને ઉત્પન્ન કરનારા મહાત્મા શંકરના ઐશ્વર્યને અચ્યુત (શિવભક્તિમાંથી ભ્રષ્ટ નહિ થનારા) શ્રીહરિએ સાંબ (રુક્મિણીના પુત્ર) ને સંપાદન કરવાને તપ કર્યું ત્યારે પંડે પ્રત્યક્ષ રીતે જોયું છે.[૧૪] હે ભરતવંશી રાજા! હું દેવના દેવ શંકરના સંપૂર્ણ નામો કહેવાને (શ્રીકૃષ્ણ વિના) બીજા કોઇને પણ સમર્થ જોતો નથી.[૧૫] હે રાજા! મહા બાહુવાળા આ શ્રીકૃષ્ણ ભગવાન્ મહાદેવના સર્વ ગુણોને તથા મહેશ્વરની વિભૂતિને સંપૂર્ણ કહેવા સમર્થ છે.[૧૬]

વૈશંપાયન કહે છેઃ–મહા યશસ્વી, પિતામહ ભીષ્મ, તે સમયે ઉપર પ્રમાણે કહીને, શિવના માહાત્મ્યને જાણનારા વાસુદેવનું સ્મરણ કરીને, શંકરના માહાત્મ્યના સંબંધમાં આ પ્રમાણે કહેવા લાગ્યા.[૧૭]

ભીષ્મ કહે છેઃ–હે સુરના તથા અસુરના ગુરુ! હે દેવ! હે વિષ્ણુ! યુધિષ્ઠિરે વિષ્ણુસ્વરૂપ એવા શિવનાં નામો વિશે મને જે પ્રશ્ન કર્યો છે, તે વિષે તમે કહેવાને યોગ્ય છો.*[૧૮]

પૂર્વે બ્રહ્મલોકમાં બ્રહ્માથી ઉત્પન્ન થયેલા તંડી નામના એક ઋષિએ બ્રહ્માની સમક્ષ જ શંકરનાં સહસ્ર નામો કહ્યાં હતાં.[૧૯] તે શિવનાં સહસ્ર નામ તમારે મુખે બોલતાં વ્યાસ વગેરે તથા તપને ધન માનનારા, ઉત્તમ વ્રતધારી અને ઇંદ્રિયોને નિયમમાં રાખનારા આ ઋષિઓ શ્રવણ કરે (એવી મારી ઇચ્છા છે.)[૨૦] ધ્રુવ અર્થાત્ કૂટસ્થ, આનંદમય, કર્તારૂપ, કર્મનાં ફળ આપીને તે દ્વારા રક્ષણકર્તા, વિશ્વને સરજનારા, ગાર્હપત્યાદિક અગ્નિરૂપ, મસ્તક ઉપર કેશરહિત હોવાથી મુંડીયા સ્વરૂપ, તથા માથે જટાને ધારણ કરનારા હોવાથી કપર્દિન્ એવા શંકરનું ઐશ્વર્ય મને કહો.[૨૧]

વાસુદેવ બોલ્યાઃ–બ્રહ્મા વગેરે દેવો, ઇંદ્ર અને મહર્ષિઓ શંકરનાં કર્મોની ગતિને યથાર્થ રીતે જાણી શકતા નથી.[૨૨] સૂક્ષ્મ પદાર્થને જોનારા આદિત્ય દેવો જે શંકરના સ્થાનને જાણતા નથી (અર્થાત્ હૃદયાકાશમાં રહેલા શંકરને જાણતા નથી), તે સત્પુરુષની ગતિરૂપ શંકરને મનુષ્ય તો કેવી રીતે જાણી શકે?[૨૩] તે અસુરનો સંહાર કરનારા તથા યજ્ઞ અને વ્રત કરનારાને ફળ આપનારા મહાત્મા શંકરના કાંઇક ગુણો હું તમને જેવા તેવા કહીશ.[૨૪]

વૈશંપાયન કહે છેઃ–આ રીતે કહીને શ્રીકૃષ્ણ આચમન કરીને શુદ્ધ થયા, અને બ્રહ્મવિદ્યાથી સેવાતા બુદ્ધિમાન્ મહાત્મા શ્રી શંકરના ગુણ કહેવા લાગ્યા.[૨૫]

વાસુદેવ બોલ્યાઃ–હે બ્રાહ્મણેંદ્રો! હે તાત! હે યુધિષ્ઠિર! અને હે ગંગાના પુત્ર ભીષ્મ! તમે જટાજૂટધારી શ્રી શંકરનાં નામોને શ્રવણ કરો.[૨૬] પૂર્વે સાંબ નામના એક પુત્રને પ્રાપ્ત કરવા માટે મેં મહા કઠિન તપ કર્યું હતું, અને સમાધિયોગથી ભગવાન્ એવા શ્રીશંકરનાં જેમતેમ દર્શન કર્યાં હતાં.[૨૭] પૂર્વે રુક્મિણીના બુદ્ધિમાન્ પુત્ર પ્રદ્યુમ્ને શંબર નામના અસુરને માર્યા પછી, બાર વર્ષ વીતી ગયાં ત્યારે, એક દિવસે જાંબવતીએ મને પુત્રને માટે કહ્યું હતું.[૨૮] હે યુધિષ્ઠિર! રુક્મિણીના પુત્રો પ્રદ્યુમ્ન, ચારુદેષ્ણ, વગેરેને જોઈને જાંબવંતીને પણ પુત્રની ઇચ્છા થઈ, અને મારી પાસે આવીને કહ્યું:[૨૯] હે અચ્યુત! તમે મને પણ એક એવો પુત્ર આપો કે, જે શૂરવીર, બળવાનોમાં શ્રેષ્ઠ, રૂપાળો કાંતિવાળો, દોષોથી રહિત, અને તમારા જેવો હોય. તેને માટે વિલંબ કરો મા.[૩૦] હે યદુકુલોત્પન્ન! ત્રણે લોકમાં કોઈ પણ વસ્તુ એવી નથી કે, જે તમને મળી શકે નહિ. તમે ઇચ્છા કરો તો બીજા લોકોને પણ સરજી શકો એવા છો.[૩૧] તમે પૂર્વે બાર વર્ષ સુધી વ્રત ધારણ કરી, શરીરને સુકવી નાંખીને, પશુપતિનું આરાધન કર્યું હતું અને રુક્મિણીને વિશે આવા આવા પુત્રોને ઉત્પન્ન કર્યા હતા.[૩૨] ચારુદેષ્ણ, સુચારુ, ચારુવેશ, યશોધર, ચારુશ્રવા, ચારુયશા, પ્રદ્યુમ્ન, અને શંભુ (જેવા પુત્રોને ઉત્પન્ન કર્યા હતા).[૩૩] હે મધુસૂદન! તમે જે પ્રમાણે રુક્મિણીને વિશે સુંદર અને પરાક્રમી પુત્રોને ઉત્પન્ન કર્યા છે, તે પ્રમાણે મને પણ એક પુત્ર આપો.[૩૪]

આ પ્રમાણે રાણી જાંબવતીએ કહ્યું, એટલે મેં સુંદર કટિવાળી તે સ્રીને કહ્યું:–હે રાણી! મને રજા આપો, એટલે

* શાંતિપર્વના મોક્ષધર્મમાં શિવસહસ્રનામ કહ્યાં છે; માટે ફરીને તેને કહેવાં એ બહુધા નિરર્થક લાગશે; પરંતુ તેમ નથી. ત્યાં શિવનાં ૬૦૪ નામો મૂળ સંહિતામાં કહ્યાં છે, અને બાકીની સંખ્યા પૂર્ણ કરવા માટે મૂળમાં, ત્રિસુપર્ણમાં તથા શતરુદ્રીયમાં કહેલાં નામો જાણી લેવાં એમ ત્યાં કહ્યું છે. આ રીતે શાંતિપર્વમાં કહેલું સ્તોત્ર વૈદિક છે, તેથી તે શિવસહસ્ર નામનો પાઠ કરવાને શૂદ્રને અધિકાર નથી, પણ બ્રહ્મલોક સુધી જવાની ઇચ્છા રાખનારા લોકોએ ધ્યાન કરવા યોગ્ય છે. આ અધ્યાયમાં જે શિવનાં નામ કહ્યાં છે, તે દાનધર્મના પ્રસંગને લીધે કામ્ય પણ છે. આ અધ્યાયમાં આવેલો શિવસહસ્ર નામનો જપ કરવાથી સર્વ વેદો સંપૂર્ણ બ્રાહ્મણોને મળે છે; સમસ્ત પૃથ્વીનું સ્વામિત્વ ક્ષત્રિયને મળે છે; વૈશ્યને માટે સર્વ ધનનો લાભ અને નૈપુણ્ય કહ્યાં છે; અને શૂદ્રને સુખ અને મોક્ષ મળે છે. આવી આ શિવસહસ્ર નામના અંતમાં ફળશ્રુતિ દર્શાવી છે અર્થાત્ ચારેય વર્ણના પુરુષને આ શિવનાં નામનો પાઠ કરવાને અધિકાર કહ્યો છે. નીલકંઠ.

હું તમારા કહેવા પ્રમાણે કરું.૩૫ એટલે તે રાણી બોલી: જાવ, અને તમારું કલ્યાણ ને વિજય થાવ અને બ્રહ્મા, શિવ, કાશ્યપ, નદીઓ, મનના જેવા વેગવાળા દેવતાઓ;૩૬ ક્ષેત્રો, ઔષધિઓ, યજ્ઞને પૂર્ણ કરનારા વેદો, ઋષિગણો, અધ્વરો, સમુદ્રો, દક્ષિણાઓ, સામવેદમાં સામને પૂરણ કરવા માટે આવતાં 'હું,' 'મા' વગેરે અક્ષરો, ઋક્ષો (નક્ષત્રો), પિતૃઓ, નવ ગ્રહો,૩૭ દેવોની સ્ત્રીઓ, દેવની કન્યાઓ, અને દેવોની માતાઓ પણ, મન્વંતરો, ગાયો, ચંદ્રમા, સવિતા, શ્રી હરિ,૩૮ સાવિત્રી, બ્રહ્મવિદ્યા, છ ઋતુઓ, વર્ષો, ક્ષણો, લવો, મુહૂર્તો, નિમેષો, યુગના ફેરફારો,૩૯ આ સર્વ, હે યાદવ! તમે જ્યાં હો ત્યાં તમારી રક્ષા કરો ને તમને સુખ આપો. તથા, હે નિર્દોષ પતિ! તમે સાવધાન થાવ અને તમારો માર્ગ નિર્વિઘ્ન થાવ.૪૦

આ રીતે તે રાણીએ મારે માટે મંગળ વચનો કહીને સ્વસ્તિવાચન કર્યું. તે પછી હું તે રાજપુત્રીની રજા લઇને હું મારા સર્વશ્રેષ્ઠ પિતાની, માતાની તથા રાજા આહુકની પાસે ગયો.૪૧ અને મને વિદ્યાધરના રાજાની પુત્રી જાંબવતીએ અત્યંત આતુરતાથી પુત્રની માગણી કરી હતી, તે વાર્તા તેઓને જણાવી, અને મહાન્ દુઃખિત હૃદયે તેઓની આજ્ઞા લીધી. તે પછી ગદની અને મહા બળવાન્ બળદેવની પાસે ગયો, અને તેમને પણ આ વાત કહીને તેમની પાસેથી જવાની રજા માગી, એટલે તે બન્નેએ પણ પ્રસન્ન થઇને તે વખતે મને કહ્યું કે, તમારું તપ નિર્વિઘ્ને સફળ થાવ.૪૨

તે પછી મારા ગુરુજનની રજા લઇને મેં ગરુડનું સ્મરણ કર્યું (એટલે તે હાજર થયો), અને મને હિમાલય પર્વત ઉપર લઈ ગયો. તે પછી મેં તેને રજા આપી.૪૩ મેં ત્યાં પર્વતોમાં ઉત્તમ એવા હિમાલય ઉપર અનેક અદ્ભુત દેખાવો જોયા. મેં અદ્ભુત, ઉત્તમ અને તપસ્વીઓના આશ્રમોમાં શ્રેષ્ઠ એવું એક ક્ષેત્ર જોયું.૪૪ વ્યાઘ્રપાદના પુત્ર મહાત્મા ઉપમન્યુનું તે દિવ્ય આશ્રમ હતું. દેવો તથા ગંધર્વો પણ તે આશ્રમના તરફ માનની દૃષ્ટિથી જોતા હતા, તથા બ્રાહ્મી સંપત્તિથી ભરપૂર હતું.૪૫ ધાવડો, કકુભ, કદંબ, નારિયેલી, બચોરીઓ, કેવડો, જાંબુડા, પાટલા, વડ, વરુણ, વત્સનાભ, બિલી, સરળ, કોઠ, ચારોળી, સાગ, તાડ,૪૬ બોરડી, ડોલર, પુન્નાગ, આસોપાલવ, આંબા, અતિમુક્ત, મહુડાં, કોવિર, ચંપા, પનસ,૪૭ અને બીજા ઘણી જાતના જંગલી વૃક્ષોથી તથા ઘણી જાતનાં ફળ અને પુષ્પને આપનારાં વનનાં વૃક્ષોથી તે આશ્રમ ઘેરાયલું હતું; પુષ્પોથી, ગુલ્મોથી અને લતાઓથી ભરપૂર હતું; કેળના વનોથી શોભાયમાન હતું;૪૮ જાતજાતનાં પક્ષીઓ જેનો ઉપભોગ કરતાં હતાં, એવાં ફળવાળાં વૃક્ષોથી તે અલંકૃત હતું; જૂદા જૂદા સ્થાનમાં ભસ્મના ઢગોથી ઢંકાયલા અગ્નિઓથી દીપી રહેલું હતું (અર્થાત્ ત્યાં ઘણા યજ્ઞો થતા હતા);૪૯ રુરુઓ, વાનરાં, સિંહ, દીપડા, હાથીઓનાં ત્યાં ઝુંડો હતાં; મોર અને હરિણના ટોળાંથી છવાયલું હતું; મીંદડાં અને સર્પોથી ચોપાસ ભરપૂર હતું; તથા મૃગો, પાડાઓ અને રીંછો પણ આશ્રમની આજુબાજુમાં વાસ કરીને રહ્યાં હતાં.૫૦ જેને એકવાર મદ ઝરવો આરંભ થયો છે એવા હાથીઓવડે તે શોભતું હતું, તથા અત્યંત હર્ષમાં આવી ગયેલા અનેક પ્રકારનાં પક્ષીઓ તેમાં વાસ કરતાં હતાં. વળી તે આશ્રમની આસપાસ મેઘના જેવી શ્યામ કાંતિવાળાં તથા પુષ્પિત થયેલાં અનેક વિચિત્ર વૃક્ષોનાં વનો ઝુકી રહ્યાં હતાં.૫૧ વળી ત્યાં અનેક જાતનાં પુષ્પોની પરાગથી મિશ્ર થયલો અને હાથીના મદની સુગંધવાળો અને દેવતાઓની સ્ત્રીઓના ગીતથી ગાજી રહેલો પવન પણ સન્મુખ વાતો હતો.૫૨ વળી, હે વીર પાણીની ધારાના શબ્દોથી, પક્ષીઓના મધુર ધ્વનિઓથી, હાથીઓની શુભ ગર્જનાઓથી, કિન્નરોનાં ઉદાર ગીતોથી, તથા સામવેદ ભણનારાઓના મધુર ધ્વનિઓથી તે આશ્રમ શોભી રહ્યું હતું.૫૩ બીજાઓ મનથી પણ કલ્પી શકે નહિ તેવું તે આશ્રમ સરોવરોથી અલંકૃત હતું; મોટી અગ્નિહોત્રની શાખાઓથી તથા પુષ્પિત વૃક્ષોથી શોભાયમાન હતું.૫૪ વળી તે આશ્રમ રાજા જહ્નુની કન્યા ગંગાના પુણ્યવાન્ અને પવિત્ર જળથી શોભતું હતું અને અગ્નિના સમાન તેજસ્વી મોટા ધર્મનિષ્ઠ પુરુષોથી તે દીપી રહેલું હતું.૫૫ વળી વાયુનો આહાર કરનારા, પાણીનું પાન કરીને રહેનારા, નિત્ય જપ કરનારા, નિત્ય મૈત્રી, મુદિતા આદિ ગુણવડે ચિત્તની શુદ્ધિ કરનારા, અને નિત્ય ધ્યાન કરનારા યોગીઓ, ધૂમાડાનું પાન કરનારા, બાફનું પાન કરીને રહેનારા, દૂધનું પાન કરનારા એવા ઉત્તમ બ્રાહ્મણો તે આશ્રમની ચોપાસ રહેતા હતા.૫૬ તે આશ્રમમાં કેટલાએક ગાયની પેઠે મુખવડેજ આહાર કરતા હતા (અર્થાત્ હાથથી વ્યવહાર કરતા નહતા), કેટલાએક પથરાથી ફળોને પાડીને ખાતા હતા, કેટલાએક દાંતોવડે કચરીને ખાતા હતા, કેટલાએક સૂર્યનાં કિરણોનું પાન કરતા હતા, કેટલાએક ફીણનું પાન કરતા હતા, કેટલાએક મૃગની પેઠે આહાર કરીને (એટલે ચરીને) જીવન ગાળતા હતા;૫૭ કેટલાએક પીપળાની પેચડી ખાઇને જીવન ગાળતા હતા, કેટલાએક પાણીમાં શયન કરતા હતા, કેટલાએકે ચીથરાં

અને કેટલાએકે ચામડાં પહેર્યાં હતાં, અને કેટલાએકે વલ્કલ વસ્ત્ર પહેર્યાં હતાં.૫૮

આ રીતે મેં આશ્રમમાં ઘણા તપોધનો અને મુનિઓને ઘણી રીતે અત્યંત કષ્ટકારક નિયમો પાળતા દીઠા, એટલે તેમાં પ્રવેશ કરવાની મને ઇચ્છા થઈ.૫૯ હે ભારતવંશના રાજા! દેવગણો તથા પવિત્ર કર્મ કરનારા અને મંગલમય એવા મહાત્માઓ પણ તે આશ્રમનું સારી રીતે પૂજન કરતા હતા, અને તે આશ્રમ આકાશમાં જેમ ચન્દ્રમંડળ શોભે તેમ શોભી રહ્યું હતું.૬૦ વળી તે આશ્રમમાં પ્રકાશમાન તપવાળા મહાત્માઓ રહેતા હતા, તેમના પ્રભાવથી તથા સાન્નિધ્યથી નોળિયા સર્પોની સાથે અને મૃગો વ્યાઘ્રોની સાથે મિત્રની પેઠે રમતાં હતાં.૬૧ તે આશ્રમ કે જે ઉત્તમ અને સર્વ પ્રાણીઓના મનને ગમે તેવું હતું, અને તેમાં વેદ તથા વેદનાં અંગો ભણનારા ઉત્તમ બ્રાહ્મણો રહેતા હતા;૬૨ તથા અનેક નિયમો પાળવાથી પ્રખ્યાત થયેલા મહાત્મા ઋષિઓ પણ તે આશ્રમમાં રહેતા હતા.

મેં તે આશ્રમમાં પ્રવેશ કરતાં જ જટાવાળો અને વલ્કલ વસ્ત્રવાળો એક તેજસ્વી પુરુષ જોયો.૬૩ તે તપવડે તથા તેજવડે અગ્નિની પેઠે પ્રકાશમાન દેખાતો હતો, શિષ્યો તેની પાછળ પાછળ ચાલતા હતા, અને તે શાંત હતો, જુવાન હતો અને બ્રાહ્મણનો પુત્ર હતો.૬૪ મેં તેને જોઇને પ્રણામ કર્યા. એટલે તે ઉપમન્યુ ઋષિએ મને કહ્યું:—૬૫ હે પુંડરીકાક્ષ! ભલે પધાર્યા. અમારાં તપ આજે સફળ થયાં. કારણ આપ પૂજ્ય (પૂજવા યોગ્ય) થઇને અમારી પૂજા કરો છો, અને દર્શન કરવા યોગ્ય થઈને અમારાં દર્શન કરવાની ઇચ્છા કરો છો.૬૬ તે પછી મેં બે હાથ જોડીને ઉપમન્યુને પૂછ્યું કે; આ આશ્રમનાં મૃગ, પક્ષીઓ કુશળ છે? તથા શિષ્યવર્ગ કુશળ છે? અને ધર્મપ્રવૃત્તિ ઠીક ચાલે છે?૬૭

તે પછી ભગવાને મને શાંતિ ભરેલા અને પરમ મધુર વચનવડે કહ્યું કે; હે કૃષ્ણ! તમે તમારા જેવા જ પુત્રને ખરેખર મેળવશો.૬૮ ઇંદ્રિયોથી જાણવામાં ન આવે તેવા હે શ્રીકૃષ્ણ! તમે મહાન્ તપ કરીને ઈશાન એવા શંકરને સંતુષ્ટ કરો. દેવ શંકર પોતાનાં પત્નીની સાથે અહિં જ વિહાર કરે છે.૬૯ હે જનાર્દન! પૂર્વે દેવતાઓ, અને ઋષિગણો, અહિં જ દેવોમાં ઉત્તમ એવા શંકરને તપથી, બ્રહ્મચર્યથી, સત્યથી, અને દમથી૭૦ સંતુષ્ટ કરીને શુભ કામનાઓને પામ્યા હતા. તે ભગવાન્ શંકર તપના તથા તેજના નિધિ (ભંડાર) છે.૭૧ અને, હે શત્રુહંતા કૃષ્ણ! શુભ તથા અશુભ સર્વ ભાવોને ઉત્પન્ન કરતા અને વળી તેમને પોતાનામાં જ સમાવી દેતા તથા સંહાર કરતા તે દેવ ભગવાન્ શંકર, જે નિત્ય અચિંત્ય છે અને જેની તમે પ્રાર્થના કરો છો તે દેવી પાર્વતીની સાથે અહિં રહે છે.૭૨ પૂર્વે મેરુને કંપાવનારો હિરણ્યકશિપુ નામનો એક દાનવ થયો હતો; તેણે શંકરની પાસેથી એક અબ્જ વર્ષ સૂધી સર્વ દેવોના ઉપર પ્રભુત્વ મેળવ્યું હતું.૭૩ તેનો મોટો પુત્ર મંદારના નામથી પ્રખ્યાત હતો. તે મહાદેવના વરથી ઇંદ્રની સાથે એક અબ્જ વર્ષ સૂધી લડ્યો હતો.૭૪ હે કેશવ! પૂર્વે વિષ્ણુએ ભયંકર ચક્ર તથા ભયંકર વજ્ર મંદારને માર્યાં હતાં. પરંતુ, હે તાત! પાપગ્રહ મંદારના અંગોની સાથે અફળાતાં તેમના ચૂરા થયા હતા.૭૫ વળી, હે નિર્દોષ કેશવ! પૂર્વે ભગવાને તમને જે ચક્ર આપ્યું હતું અને જેણે પાણીમાં ફરનારા તથા બળવડે ગર્વમાં આવી ગયેલા એવા દૈત્યનો સંહાર કર્યો હતો;૭૬ તે બળતા અગ્નિના સમાન ચક્રને પૂર્વે, વૃષાંક કહેતાં પોઠિયો જેનું ચિહ્ન છે એવા શંકરે ઉત્પન્ન કર્યું હતું; અને તે દુરાધર્ષ તથા તેજે કરીને અદ્ભુત ચક્ર તેણે તમને આપ્યું હતું.૭૭ આ ચક્રને (તેના પ્રકાશને લીધે) પિનાકી શંકર વિના બીજો કોઈ પણ જોઈ શકતો ન હતો; પરંતુ તે વખતે શંકરે તે ચક્રને જોતાં કહ્યું હતું કે; આ ચક્ર સુદર્શન (,એટલે સહેલાઈથી જોઈ શકાય તેવું) થાવ.૭૮ ત્યારથી તેનું જગતમાં સુદર્શન એવું નામ પ્રસિદ્ધ થયું છે. પરંતુ, હે તાત કેશવ! એ ચક્ર પણ (પાપ) ગ્રહરૂપ મંદારના મહા બળવાન્ શરીર ઉપર પડતાં જીર્ણ થઈ ગયું હતું.૭૯ કારણ કે શંકર પાસેથી વર મેળવનાર અને બુદ્ધિમાન્ અને અતિ બળવાન્ અને ગ્રહરૂપ મંદારના શરીર ઉપર સેંકડો શસ્ત્રો, ચક્રો તથા વજ્રો કંઈ અસર કરતાં નથી.૮૦ મહા બળવાન્ એવા એ ગ્રહે દેવોને દુઃખ દેવા માંડ્યું, અને દેવતાઓ, શિવ પાસેથી જેઓએ વર મેળવ્યો હતો એવા દૈત્યો સાથે ખૂબ લડ્યા.૮૧ વળી વિદ્યુત્પ્રભ નામના એક બીજા દાનવ ઉપર પ્રસન્ન થઈ શંકરે તેને ત્રણ લોકનો રાજા કર્યો હતો; અને તે એક લાખ વર્ષ સૂધી સર્વ લોકોનો રાજા થયો હતો.૮૨

વળી શંકરે તેને કહ્યું હતું કે; તું મારો નિત્ય અનુચર (ગણ) થઇશ. વળી તેને પ્રભુએ એક લાખ પુત્રો આપ્યા હતા.૮૩ તે ઉપરાંત અજન્મા ભગવાને તેને રાજ્યની સાથે કુશ દ્વીપ પણ આપ્યો હતો. વળી બ્રહ્માએ શતમુખ નામનો એક મોટો અસુર ઉત્પન્ન કર્યો હતો.૮૪ તેણે બરાબર સો વર્ષ સૂધી પોતાનાં માંસથી અગ્નિમાં હોમ કર્યો હતો. તે ઉપરથી શંકરે પ્રસન્ન થઇને તેને કહ્યું કે; બોલ તારું શું કરું?૮૫ એટલે શતમુખ બોલ્યો;—

મને અદ્‌ભુત યોગ આપો, તથા હે દેવોત્તમ! કદી પણ નાશ પામે નહિ એવું બળ આપો.[૮૬] તેનું વચન સાંભળીને ભગવાન્ શંકરે તેને કહ્યું કે, તથાસ્તુ, તેમ થાવ. પૂર્વે ક્રતુ નામના સ્વાયંભુવે પુત્રને માટે[૮૭] ત્રણસો વર્ષ સુધી, પોતે યોગ સાધ્યો હતો; તેને પણ શંકરે ક્રતુના* જેવા જ એક હજાર પુત્ર આપ્યા હતા.[૮૮]

હે કૃષ્ણ! દેવો જેનો મહિમા ગાય છે એવા યોગેશ્વરને તમે જાણો છો, એમાં સંદેહ નથી. પૂર્વે પરમ ધર્મનિષ્ઠ એવા યાજ્ઞવલ્કય નામના એક પ્રખ્યાત ઋષિ થયા હતા,[૮૯] તેણે મહાદેવની આરાધના કરીને અતુલ યશ સંપાદન કર્યો હતો. વળી યોગ સ્વરૂપ અને પરાશરના પુત્ર વેદવ્યાસ મુનિએ[૯૦] પણ શંકરની આરાધના કરીને અતુલ યશ મેળવ્યો હતો. પૂર્વે ઇંદ્રે વાલખિલ્યોનું અપમાન કર્યું હતું,[૯૧] તેથી કોપાયમાન થયેલા વાલખિલ્યોએ તપ કરીને ભગવાન્ શંકરને પ્રસન્ન કર્યા હતા. દેવોમાં શ્રેષ્ઠ એવા જગત્પતિ શંકરે પ્રસન્ન થઇને વાલખિલ્યોને કહ્યું કે,[૯૨] તમે તપ કરીને (સ્વર્ગમાંથી) અમૃત (સોમ) લાવનારા સુપર્ણને ઉત્પન્ન કરશો. વળી પૂર્વે મહાદેવના ક્રોધથી પાણી સુકાઈ ગયું હતું.[૯૩] તે ઉપરથી દેવોએ સપ્ત કપાળ જેના અધિષ્ઠાતા દેવ છે એવા યજ્ઞથી રુદ્રનું યજન કર્યું અને બીજાં પાણી વહેવડાવ્યાં; ત્ર્યંબક ભગવાન્ પ્રસન્ન થયા ત્યારે પૃથ્વી ઉપર પાણી આવ્યું.[૯૪] વળી પૂર્વે અત્રિની બ્રહ્મવાદિની સ્ત્રી અનસૂયાએ પોતાના ભર્તાર અત્રિ ઋષિનો ત્યાગ કર્યો હતો, અને તે બોલ્યાં કે; હવે ફરીને હું કોઈ પણ રીતે અત્રિ મુનિના તાબામાં રહેવાની નથી.[૯૫] આમ કહીને તે મહાદેવને શરણે ગયાં અને અત્રિ ઋષિના ભયથી ત્રણસો વર્ષ સુધી નિરાહાર રહ્યાં;[૯૬] અને શંકરને પ્રસન્ન કરવા માટે લાકડાના પાટીઆ ઉપર જડેલા ખીલા ઉપર સુતાં. તે જોઈને શંકર હસ્યા અને તેમણે તેને કહ્યું કે; તમને પુત્ર થશે.[૯૭] રુદ્રની કૃપાથી ભર્તારના સહવાસ વગર તમને અવશ્ય પુત્ર થશે, (ભર્તારની સહાયતા વગર જ માત્ર ચરુના રસનું પાન કરવાથી પુત્ર થશે) અને તમારા વંશમાં તમારાં જ નામથી (એટલે તે આનસૂયવ એવાં નામવાળો કહેવાશે.) તે પુત્ર મનગમતી પ્રખ્યાતિને પ્રાપ્ત કરશે.[૯૮] વળી, હે મધુસૂદન! પૂર્વે ભગવાન્ વિકર્ણ પણ ભક્તોને સુખ આપનારા મહાદેવને પ્રસન્ન કરીને સિદ્ધિને પામ્યા હતા.[૯૯] હે કેશવ! ઉદાર મનના શાકલ્યે પણ નવસો વર્ષ સુધી મનોયજ્ઞવડે ભવની (શિવની) આરાધના કરી હતી.[૧૦૦] તે ઉપરથી ભગવાન્ તેના ઉપર તુષ્ટમાન થયા હતા, ને તેને કહ્યું હતું કે; તું ગ્રંથકાર થઇશ, અને, હે વત્સ! તારી ત્રણ લોકમાં અક્ષય કીર્તિ થશે.[૧૦૧] વળી, હે ઉત્તમ બ્રાહ્મણ! તારું કુળ અક્ષય થશે અને મહર્ષિઓને જન્મ આપીને અલંકૃત થશે. તથા દ્વિજોમાં શ્રેષ્ઠ તારો પુત્ર સૂત્રકર્તા થશે.[૧૦૨] કૃતયુગમાં સાવર્ણિ નામના એક પ્રખ્યાત ઋષિ હતા, તેમણે આ આશ્રમમાં છસો વર્ષ સુધી તપ કર્યું હતું.[૧૦૩] તેને સાક્ષાત્ ભગવાન્ રુદ્રે કહ્યું કે; હે નિર્દોષ સાવર્ણિ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તું લોકોમાં પ્રખ્યાત ગ્રંથકર્તા તથા અજરામર થઇશ.[૧૦૪] હે જનાર્દન! પૂર્વે ભક્ત એવા ઇંદ્રે પણ વારાણસીમાં દિગંબર અને ભસ્મથી આચ્છન્ન એવા શંકરની આરાધના કરી હતી,[૧૦૫] અને શંકરની આરાધનાથી તેણે દેવોનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. નારદે પણ પૂર્વે ભક્તિથી શંકરની આરાધના કરી હતી.[૧૦૬] અને દેવોના ગુરુ જે બૃહસ્પતિ તેના પણ ગુરુરૂપ શ્રી મહાદેવે તેને સંતુષ્ટ થઇને કહ્યું કે; તેજમાં, તપમાં, અને કીર્તિમાં તારા સમાન કોઈ પણ થશે નહિ.[૧૦૭] તું પણ નિત્ય ગીત ગાઇને તથા વાદિત્રો વગાડીને મને અનુસરજે. તે પ્રમાણે મને પણ પૂર્વે દેવના દેવ,[૧૦૮] એવા પશુપતિ શ્રી શંકરનાં હે તાત! સાક્ષાત્ દર્શન થયાં હતાં, તે વિષે તું સંભાળ. હે માધવ! તથા મેં પણ જે કાર્ય સાધવા માટે સાવધાન થઇને,[૧૦૯] મહા તેજસ્વી એવા શંકરને મેં જાગૃત કર્યા હતા, તે વૃત્તાંત પણ વિસ્તારથી સાંભળ. વળી મને પૂર્વે દેવોના દેવ એવા મહેશ્વરની પાસેથી જે પદાર્થ પ્રાપ્ત થયો હતો;[૧૧૦] તે સર્વ હે નિર્દોષ કૃષ્ણ! હું તમને આજ કહીશ. હે તાત! પૂર્વે કૃતયુગમાં મહાયશસ્વી એક ઋષિ હતા.[૧૧૧] તે વ્યાઘ્રપાદ નામે પ્રખ્યાત હતા. તે વેદ તથા તેનાં અંગોમાં પારંગત હતા. તેનો હું પુત્ર થતો હતો ને મારા નાના ભાઈનું નામ ધૌમ્ય હતું.[૧૧૨] હે માધવ! તે પછી કોઈએક સમયે હું ધૌમ્યની સાથે રમતો રમતો મહાત્મા મુનિઓના એક આશ્રમમાં જઈ ચઢયો.[૧૧૩] ત્યાં એક દુઝણી ગાયને મેં દોહતાં દીઠી અને તેનું દૂધ પીધું તો તે દૂધ અમૃતના જેવું સ્વાદિષ્ઠ હતું.[૧૧૪] તે પછી મેં ઘેર જઇને બાળકના સ્વભાવ પ્રમાણે મારી માતાને કહ્યું કે; તું મને દૂધ તથા ચોખાવાળું ભોજન આપ.[૧૧૫] તે સમયે દૂધ ન હતું, તેથી મારી માતાને દુઃખ થયું અને હે માધવ! તેણે પાણીમાં લોટ ડોહીને,[૧૧૬] અમને બન્ને ભાઇઓને "દૂધ છે" કહીને

* મી૦ પ્રતાપચંદ્ર રાય મૂળમાં ક્રતુ શબ્દ છે તેનો યજ્ઞ અર્થ કરે છે; પરંતુ અહિં ક્રતુ એ સ્વાયંભુવ મનુનું નામ હોય એમ જણાય છે. આ શ્લોકમાં ક્રતુ શબ્દ બે વાર ભણેલો છે, અને તે નામ તરીકે વાપરેલો હોય એમ જણાય છે.

પીવા માટે આપ્યો. પરંતુ, હે તાત! મેં પહેલાં એક વખતે ગાયનું દૂધ પીધું હતું.[૧૧૭] વળી મારા પિતા મને અમારા એક મોટા સંબંધીને ઘેર યજ્ઞ વખતે લઈ ગયા હતા. ત્યાં દેવોને આનંદ આપનારી એક દિવ્ય ગાય દૂધના પ્રવાહને ઝરતી હતી;[૧૧૮] અને તેનું અમૃતના જેવું દૂધ મેં પીધું હતું; તેથી હું દૂધના ગુણોને જાણતો હતો, અને તેની ઉત્પત્તિને પણ જાણતો હતો.[૧૧૯] તેથી, હે તાત! મને તે લોટનું પાણી પીવા ઉપર પ્રીતિ થઈ નહિ; અને મેં તે સમયે બાળકના સ્વભાવ પ્રમાણે મારી માતાને કહ્યું:[૧૨૦] ઓ મા! તેં મને જે આપ્યું છે તેમાં દૂધ નથી. એટલે મારી માતા દુઃખ તથા શોકમાં ડૂબી ગઈ અને મને કહ્યું;[૧૨૧] અને, હે માધવ! પુત્ર તરિકેના સ્નેહથી મને આલિંગન કરી મારું મસ્તક સુંઘીને બોલીઃ-ઓ વત્સ! પરમાત્માના ધ્યાનમાં પરાયણ રહેનારા મુનિઓને ઘેર તે વળી દૂધ ક્યાંથી હોય?[૧૨૨] જે મુનિઓ નિત્ય વનમાં રહે છે, જે કંદ તથા મૂળનો આહાર કરે છે અને જે વાલખિલ્યોથી સેવાતી દિવ્ય નદીના તીર ઉપર નિવાસ કરીને રહે છે;[૧૨૩] હે પુત્ર! જે મુનિઓ વનમાં અને પર્વતોપર વાસ કરે છે, જે પવિત્ર છે, જે વનનાં ફળ ફૂલનો આહાર કરે છે, જે વનમાં આવેલા આશ્રમમાં વાસ કરે છે તેને ત્યાં ક્ષીર ક્યાંથી?[૧૨૪] નગરના માદક આહાર તજી દઈને વનનાં ફળફૂલનો આહાર કરનારાને (ત્યાં દૂધ ક્યાંથી હોય?) હે પુત્ર! આ અરણ્યમાં સુરભિનો વંશ નથી, માટે દૂધ ક્યાંથી હોય?[૧૨૫] આપણે નિત્ય નદીઓના તીર ઉપર, ગુફાઓમાં, પર્વતો ઉપર તથા વિવિધ પ્રકારનાં તીર્થોમાં રહી, તપ કરીને નિત્ય જપ કરીએ છીએ, અને શંકર આપણો પરમ આશ્રય છે.[૧૨૬] હે વત્સ! વર આપનારા, કૂટસ્થ, અવિકારી એવા વિરૂપાક્ષ(શિવ)ને પ્રસન્ન કર્યા વગર દૂધભાત તથા સુખકારક વસ્ત્રો ક્યાંથી મળે?[૧૨૭] માટે, હે વત્સ! તું સદાય સંપૂર્ણ શ્રદ્ધાથી શંકરને શરણે જા. હે દીકરા! તેની કૃપાથી તારી સર્વ કામનાઓ સફળ થશે.[૧૨૮]

હે શત્રુને હણનાર કેશવ! મારી માતાનું વચન સાંભળીને મેં તુરત જ બે હાથ જોડીને તેને પ્રણામ કર્યા, અને મારી માતાને પૂછ્યું:-[૧૨૯] હે મા! એ મહાદેવ કોણ છે? તે કેવી રીતે પ્રસન્ન થાય? તે દેવ ક્યાં વસે છે? અને મને તેનાં કેવી રીતે દર્શન થાય?[૧૩૦] તે દેવ કેવી રીતે પ્રસન્ન થાય? તેનું સ્વરૂપ કેવું છે? તથા, હે મા! તેને કેવી રીતે જાણી શકાય? અને તે કેવી રીતે પ્રસન્ન થઈને મને દર્શન આપે?[૧૩૧] હે કૃષ્ણ! આ રીતે કહીને તે સમયે મારી માતા કે જેને પુત્ર ઉપર વત્સલતા હતી તેણે, હે ગોવિંદ! મારું મસ્તક સુંઘ્યું અને આંસુથી તેની આંખ ભરાઈ ગઈ.[૧૩૨] હે મધુસૂદન! તેણે મારા શરીરનાં અવયવો ઉપર હાથ ફેરવ્યો અને, હે સુરોત્તમ! દીન બની જઈને બોલી.[૧૩૩]

માતા બોલીઃ-જેઓને આત્માનું જ્ઞાન નથી, તેવા પુરુષોથી મહાદેવ દુઃખે કરીને જાણી શકાય તેવા છે; શાસ્ત્રથી જાણ્યા છતાં પણ મનમાં ધારણ કરી શકાય તેવા નથી. કદાચ મનમાં તેને ધારણ કરવામાં આવે છે તોપણ લય, વિક્ષેપ વગેરે વિઘ્નો તેને ધારણ કરવામાં અડચણ કરે છે. વિઘ્ન ન હોવા છતાં પણ તેનું સ્વરૂપ દુઃખે કરીને ગ્રહણ કરી શકાય તેવું તથા દુઃખે કરીને જોઈ શકાય તેવું છે.[૧૩૪]* તત્ત્વવેત્તાઓ તેનાં અનેક રૂપો છે એમ કહે છે; તેનાં અનેક વિચિત્ર સ્થાનો છે એમ કહે છે, અને તેના પ્રસાદો પણ અનેક પ્રકારના છે એમ કહે છે.[૧૩૫] શંકરનાં તે શુભ ચરિત્રને યથાર્થ રીતે કોણ જાણી શકે છે? વળી પૂર્વે દેવના દેવ શંકરે જે રૂપો ધારણ કર્યાં હતાં, તથા શર્વ-શંકર જે પ્રમાણે ક્રીડા કરે છે અને જે પ્રમાણે પ્રસન્ન થાય છે, તે સર્વ લીલાને કોણ જાણે છે?[૧૩૬] તે મહેશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેનારા છે, વિશ્વરૂપ છે, તથા તે શંકર ભક્તોની ઉપર દયા કરવા માટે ભક્તોને દર્શન આપે છે, એવું જેમ સાંભળવામાં છે તેમ,[૧૩૭] આ ઈશાનનું (શંકરનું) દિવ્ય અને શુભ એવું ચરિત્ર કહેનારા મુનિઓના મુખેથી પણ કહેવાયું છે. વળી શંકરે જે સ્વરૂપો ધારણ કર્યાં હતાં તે દેવોએ,[૧૩૮] બ્રાહ્મણોપર અનુગ્રહ કરવાને કહ્યાં છે. હે વત્સ! જે સ્વરૂપો માટે તેં મને પ્રશ્ન કર્યો છે, તે સ્વરૂપો વિશે હું તને ટુંકામાં કહીશ, તે તું સાંભળ.[૧૩૯]

માતા બોલીઃ-ભવ એવા શંકર, બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર, રુદ્ર, આદિત્ય, અશ્વિનીકુમારો અને વિશ્વે દેવતાઓનાં શરીરને ધારણ કરે છે.[૧૪૦] વળી શંકર મનુષ્યોનાં, દેવતાઓની સ્ત્રીઓનાં, પ્રેતનાં, પિશાચનાં, કિરાતનાં, શબરનાં, અનેક જળચર પ્રાણીઓનાં રૂપ ધારણ કરે છે.[૧૪૧] વળી ભગવાન્ શંકર જંગલમાં રહેનારાનાં, ભીલ્લનાં, કાચબાનાં, માછલાંનાં, શંખનાં, વસંત વગેરે ઋતુનાં સ્વરૂપને પણ ધારણ કરે છે.[૧૪૨] શંકર યક્ષ, રાક્ષસ, સર્પ, દૈત્ય, દાનવ અને દરમાં રહેનારાં

* ભાવાર્થ એ છે કે મહાદેવ ઘણી જ મુશ્કેલીથી જાણી શકાય છે, ઘણી જ મુશ્કેલીથી તેનો આધાર મેળવી શકાય છે, ઘણી જ મુશ્કેલીથી અંતક-વિઘ્નો તેને મેળવવા માટે દૂર કરી શકાય છે, ઘણી જ મુશ્કેલીથી તેને બાધા વગરનો મેળવી શકાય છે, તે ઘણી જ મુશ્કેલીથી પકડી શકાય છે, ઘણી જ મુશ્કેલીથી તેનું દર્શન થાય છે.

પ્રાણીઓનાં સ્વરૂપને પણ ધારણ કરે છે.૧૪૩ વાઘ, સિંહ, મૃગ, તરખ, વરુઓ, રીંછ, ઘૂડ પક્ષી, કુતરાં અને શિયાળનાં સ્વરૂપોને પણ ધારણ કરે છે.૧૪૪ હંસ, કાક, મયૂર, કરચલા, સારસ, બગલા, બગલી, ગીધ ચકવાક વગેરેનાં સ્વરૂપોને તે ધારણ કરે છે.૧૪૫ વળી મહાદેવ ચાસનાં અને પર્વતનાં સ્વરૂપને પણ ધારણ કરે છે, તથા બળદનાં રૂપને, હાથીનાં, ઘોડાનાં, ઉંટનાં, અને ગધેડાનાં સ્વરૂપને પણ ધારણ કરે છે.૧૪૬ વળી ભવ એવા શંકર બકરાનાં, સિંહનાં, અનેક પશુઓનાં તથા દેવતાઈ પક્ષીઓનાં સ્વરૂપોને પણ ધારણ કરે છે.૧૪૭ તે બ્રાહ્મણોમાં સંન્યાસીનું, ક્ષત્રિયોમાં રાજાનું, અને બ્રાહ્મણોમાં કુંડીવાળા ભિક્ષુકનું સ્વરૂપ ધારણ કરે છે; છ મુખવાળાનું, ઘણા મુખવાળાનું, ત્રણ નેત્રવાળાનું અને ઘણા મસ્તકવાળાનું સ્વરૂપ ધારણ કરે છે.૧૪૮ વળી શંકર અનેક કેડ, અનેક ચરણ, અનેક પેટ, અનેક મુખ, ને અનેક હાથ, અનેક પડખાં ધારણ કરે છે, તથા અનેક ગણોથી વિંટાયલો રહે છે.૧૪૯ ઋષિનાં અને ગંધર્વનાં સ્વરૂપને તે ધારણ કરે છે, સિદ્ધનાં અને ચારણનાં સ્વરૂપને ધારણ કરે છે. શંકરનું શરીર ભસ્મના જેવું શ્વેત રંગનું છે; તે પોતાના મસ્તક ઉપર અર્ધ ચંદ્રને આભૂષણ તરીકે ધારણ કરે છે.૧૫૦ અનેક પ્રકારના સ્વરોથી તેનાં નામનો ઘોષ થાય છે, અનેક ઋષિઓ તેમની સ્તુતિ કરે છે; તે સર્વ પ્રાણીઓના સંહારકર્તા છે, સર્વ લોકો તેને આધારે રહેલા છે.૧૫૧ તે સર્વ લોકોના અંતરાત્મારૂપ છે, સર્વ ઠેકાણે વ્યાપક છે, સર્વ શાસ્ત્રોના તથા કર્મના વક્તા છે, તથા તે ભગવાન્ સર્વ દેહધારીઓના હૃદયમાં તથા સર્વ ઠેકાણે નિવાસ કરીને રહેલા જણાયા છે.૧૫૨ વળી જે મનુષ્ય જે કામના કરે છે, અને જે મનુષ્ય જે કાર્યને માટે પરમાત્માની ઉપાસના કરે છે, તે સર્વને દેવોના ઈશ્વર એવા શંકર જાણે છે. માટે જો તારી ઇચ્છા હોય તો તું તે દેવોના ઈશ્વર શંકરને શરણે જા.૧૫૩ ભગવાન્ શંકર ભક્તોના ઉપર પ્રસન્ન થાય છે, દુષ્ટોના ઉપર કોપ કરે છે, તથા હુંકાર પણ કરે છે; તે ચક્રને, શૂળને, ગદાને, મુસળને, તરવારને અને પટ્ટિશને ધારણ કરે છે.૧૫૪ વળી શંકર પૃથ્વીને ધારણ કરનારા છે, સર્પની કટિમેખલાને ધારણ કરે છે, સર્પનાં કુંડળોને ધારણ કરે છે, સર્પનું યજ્ઞોપવીત (જનોઈ) ધારણ કરે છે, સર્પની કાંચળીના ઉત્તરીય વસ્ત્રને ધારણ કરે છે;૧૫૫ મનને હરણ કરે તે પ્રમાણે હસે છે, ગાય છે, અને નૃત્ય કરે છે, તથા પોતાના ગણોની સાથે રહીને ભાતભાતનાં વાદિત્રોને વગાડે છે;૧૫૬ શબ્દ કરે છે, બગાસાં ખાય છે, રુદન કરે છે, બીજાને પણ રોવરાવે છે, ઉન્મત્તરૂપને ધારણ કરે છે, મદમત્તરૂપને ધારણ કરે છે, મધુર સ્વરથી ભાષણ કરે છે;૧૫૭ અત્યંત હસે છે, ભયંકર થઇને નેત્રદ્વારા બીજાઓને ત્રાસ આપે છે, સુખ મળે તે પ્રમાણે પંડે જાગે છે, નિદ્રા કરે છે, અને બગાસાં પણ ખાય છે.૧૫૮ તે પંડે મંત્રોનો જપ કરે છે, તથા મંત્રોના ઇષ્ટ દેવ તરિકે પણ પૂજાય છે; તે પંડે તપ કરે છે, તથા તેને મેળવવા માટે તપ કરવામાં આવે છે, દાન આપે છે, દાન લે છે, યોગ કરે છે, તેનું બીજા ધ્યાન ધરે છે;૧૫૯ યજ્ઞની વેદીમાં, યજ્ઞના સ્તંભમાં, ગોષ્ઠને વિશે, અગ્નિને વિશે, એમ પ્રત્યેક ઠેકાણે દર્શન દે છે, તથા તે બાળક, વૃદ્ધ અને જુવાન તરિકે પણ દર્શન દે છે.૧૬૦ તે ઋષિઓની કન્યાઓ સાથે ક્રીડા કરે છે, તે ઋષિઓની પત્નીઓની સાથે વિહાર કરે છે; તેના કેશ ઉભા છે, તેનું લિંગ મહાન્ છે, તે નગ્ન રહે છે, તેનાં નેત્ર ભયંકર છે;૧૬૧ તે શરીરે ગૌર, શ્યામ, કૃષ્ણ રંગના, પાંડુરવર્ણા, ધૂમાડાની પેઠે લોહિત રંગના, ભયંકર નેત્રવાળા, વિશાળ નેત્રવાળા, દિગંબર, અને સર્વને ઢાંકનારા છે.૧૬૨ વળી તે મહાદેવ રૂપરહિત* છે; માયાના ઈશ્વર છે, અનેક કાર્યરૂપ છે, હિરણ્યગર્ભરૂપ છે, આદિ, અંત તથા જન્મથી રહિત છે, એનાં સ્વરૂપને કયો પુરુષ યથાર્થ રીતે જાણી શકે છે?૧૬૩ તે મહાદેવ સર્વના હૃદયમાં બીરાજમાન છે, પ્રાણરૂપ, મનરૂપ, જીવરૂપ, યોગના આત્મારૂપ છે, તેનું નામ યોગ છે, ધ્યાનરૂપ છે, પરમાત્મારૂપ અને મહેશ્વર છે, અને તેનાં સ્વરૂપનું જ્ઞાન ભક્તિથી થઈ શકે છે.૧૬૪ ભગવાન્ મહાદેવ વાદિત્ર વગાડનારા છે, ગાયન ગાનારા છે, તેને એક લાખ નેત્ર છે; તે એક મુખવાળા છે, બે મુખવાળા છે, ત્રણ મુખવાળા છે, અને અનેક મુખવાળા છે.૧૬૫ હે પુત્ર! તું તેનો ભક્ત થા, તેને વિશે મનને રાખ, નિત્ય તેને વિશે નિષ્ઠા રાખ, તેના વિશે પરાયણ રહે, અને પછી મહાદેવનું ભજન કર, તેમ કરવાથી તું ઈચ્છિત વરને મેળવીશ.૧૬૬

હે શત્રુને હણનારા કૃષ્ણ! માતાનું કહેવું સાંભળીને તે દિવસથી મહાદેવના ઉપર નિષ્ઠાવાળી મારી ભક્તિ થઈ.૧૬૭ તે પછી મેં એક હજાર વર્ષ સૂધી, ડાબા પગના અંગુઠાના અગ્રભાગ ઉપર ઉભા રહીને તપ કર્યું અને શંકરને સંતોષ્યા.૧૬૮ તેમાં એક સો વર્ષ સૂધી ફળનો આહાર મેં કર્યો. બીજાં સો વર્ષ સૂધી વૃક્ષમાંથી ખરી ગયેલાં પાંદડાંનો આહાર કરીને જીવન ગાળ્યું. ત્રીજાં સો વર્ષ સૂધી પાણીનો આહાર કર્યો,૧૬૯

* નીલકંઠ આ શ્લોકમાં અરૂપસ્ય નો અર્થ નિષ્કળ એવો કરે છે અર્થાત્ મહાદેવ કળા વિનાના છે.

ને બાકીનાં સાતસો વર્ષ સૂધી મેં વાયુનું ભક્ષણ કર્યું. આ રીતે મેં દેવનાં એક હજાર વર્ષ સૂધી મહાદેવની આરાધના કરી હતી.[૧૭૦] તે ઉપરથી સર્વ લોકોના ઈશ્વર એવા પ્રભુ મહાદેવ મારા ઉપર પ્રસન્ન થયા, અને મને અનન્ય ભક્ત જાણીને તે સમયે પૂછવા લાગ્યા.[૧૭૧] તે સમયે મહાદેવ મહા યશસ્વી એવા વજ્રપાણિ સહસ્રાક્ષનું-શક્રનું-ઇંદ્રનું સ્વરૂપ ધારણ કરી, સર્વે દેવગણોથી વિંટાઇને (મારી પાસે આવ્યા હતા),[૧૭૨] અમૃતના જેવા શ્વેત, રાતાં નેત્રોવાળા, સ્થિર કાનવાળા, મદવડે પ્રચંડ, વાંકી સુંઢવાળા, દેખાવમાં ભયંકર અને ચાર દાઢવાળા એક મહા ગજ ઉપર બેસીને, હાર તથા બાજુબંધોથી શણગારી, માથે મુકુટ પહેરીને પોતાના તેજથી દીપતા થકા ભગવાન્ મારી પાસે આવ્યા હતા.[૧૭૩-૧૭૪] તે સમયે તેના મસ્તક ઉપર શ્વેત રંગનું છત્ર ધરેલું હતું, અપ્સરાઓ અને દિવ્ય ગંધર્વો મધુર ધ્વનિ કરીને તેની સેવા કરતા હતા.[૧૭૫] તે પછી દેવેંદ્રે મને કહ્યું કે; હે ઉત્તમ બ્રાહ્મણ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. માટે તારા મનમાં જે ઇચ્છા હોય, તે વર તું મારી પાસેથી માગ.[૧૭૬]

શક્રરૂપ દેવનું વચન સાંભળીને હું મનમાં પ્રસન્ન થયો નહિ, છતાં મેં તે સમયે ઇંદ્રને આ રીતે કહ્યું:[૧૭૭] હું તારી પાસેથી વરની ઇચ્છા રાખતો નથી, તેમ બીજા દેવની પાસેથી પણ વરની ઇચ્છા રાખતો નથી; એક મહાદેવની પાસેથી જ વરની ઇચ્છા રાખું છું. હે શાંતગુણિ ઇંદ્ર! હું તને આ વાત ખરી કહું છું.[૧૭૮] હે શક્ર (ઇંદ્ર)! મારું આ કહેવું ખરું છે, ખરું છે, એમ તારે નિશ્ચય જાણવું. મને મહેશ્વરની કથા છોડીને બીજી કથા ગમતી નથી.[૧૭૯] હું પશુપતિના વચનથી તુરત કીડો થાઉં અથવા તો અનેક શાખાવાળું વૃક્ષ થાઉં, પરંતુ પશુપતિ (શંકર) સિવાય બીજાની કૃપાથી મને ત્રણ ભુવનના રાજ્યની વિભૂતિ મળે, તોપણ તે મને ઇષ્ટ નથી.[૧૮૦] શંકરનાં ચરણનું વંદન કરવામાં પ્રેમ રાખનાર "હું" નો જન્મ ચંડાળમાં થાય તોપણ સારું, પરંતુ ઇંદ્ર જેવાના ઘરમાં શંકરનો અભક્ત થઇને અવતરું, એ મને ગમતું નથી.[૧૮૧] એક મનુષ્ય વાયુનું તથા જળનું ભક્ષણ કરનાર હોવા છતાં પણ તેની, જો સુર અને અસુરના ગુરુ એવા શ્રી વિશ્વેશ્વરના ઉપર, ભક્તિ ન હોય તો તે મનુષ્યનાં દુઃખનો નાશ કેવી રીતે થાય?[૧૮૨] જેઓ એક ક્ષણભર પણ શ્રીહરનાં ચરણના સ્મરણનો વિયોગ સહન કરી શકતા નથી, તેવા પુરુષો સિવાયના બીજાઓની અન્ય ધર્મથી ભરેલી બીજી કથાઓ પણ બહુ થઈ (અર્થાત્ કરવાનું પ્રયોજન નથી.)[૧૮૩] આ વક્ર એવા કલિયુગમાં અવતરીને મનુષ્યે શ્રીહરનાં (શંકર)નાં ચરણમાં બુદ્ધિને પરાયણ રાખવી. શ્રીહરની ભક્તિરૂપી રસાયનનું પાન કર્યા પછી પુરુષને સંસારનો (જન્મમરણનો) ભય રહેતો નથી.[૧૮૪] જેણે શંકરનો પ્રસાદ (પ્રસન્નતા) મેળવ્યો નથી, તેની એક દિવસ, અર્ધ દિવસ, એક મુહૂર્ત, એક ક્ષણ અથવા તો એક લવ ભર પણ શ્રીશંકરના ઉપર ભક્તિ થતી નથી.[૧૮૫] શંકરની આજ્ઞાથી હું કીડો થાઉં, પતંગીઓ થાઉં; પરંતુ, હે ઇંદ્ર! તમારા આપેલા ત્રણ લોકની પણ હું ઇચ્છા કરતો નથી.[૧૮૬] શંકરના વચનપર હું કુતરો પણ થાઉં, આવી મારી ઉત્તમ ઇચ્છા છે; પરંતુ મહેશ્વર વિના બીજાની આજ્ઞાથી હું દેવતાના રાજ્યની પણ ઇચ્છા કરતો નથી.[૧૮૭] મને સ્વર્ગની ઇચ્છા નથી, દેવોનાં રાજ્યની ઇચ્છા નથી, બ્રહ્મલોકની ઇચ્છા નથી, નિષ્કળપણાની ઇચ્છા નથી, તેમ હું સર્વ પ્રકારની કામનાઓને પણ ઇચ્છતો નથી; પરંતુ હરના દાસપણાને માત્ર ઇચ્છું છું.[૧૮૮] ચંદ્રરૂપી શ્વેત અને નિર્મળ મુકુટ ધારણ કરનારા, પશુઓ (જીવો) ના પતિ એવા શ્રી ભગવાન્ મહેશ્વર જ્યાં સૂધી પ્રસન્ન થશે નહિ, ત્યાં સૂધી દેહ વિષે નિર્માણ થયેલાં જરા, મરણ અને જન્મ ધરવારૂપી સેંકડો દુઃખોને હું ધારણ કરીશ.[૧૮૯] સૂર્ય, ચંદ્ર અને અગ્નિના જેવા કાંતિમાન્, ત્રણ ભુવનના સારભૂત, જે વિના બીજી કોઈ પણ વસ્તુ સારભૂત નથી, સર્વના આદિ પુરુષ, એક પુરુષ, જરાથી રહિત, મૃત્યુથી રહિત એવા રુદ્રને પ્રસન્ન કર્યા વિના કયો પુરુષ આ જગતમાં શાંતિ મેળવે છે?[૧૯૦]* જો મારા પોતાના અપરાધોને લીધે મારો ફરીને જન્મ થાય તો તે તે જન્મમાં ભવપર (શંકરપર) મારી અક્ષય ભક્તિ થાવ.[૧૯૧]

શક્ર-(ઇંદ્ર) કહે છેઃ-ઈશ્વરના અસ્તિત્વમાં કયો હેતુ છે? (અર્થાત્ કોઈ પણ નથી.) તેમ કારણના કારણભૂત તે હોવામાં પણ શો હેતુ છે? કે, જેથી શર્વ એટલે સર્વનો સંહાર કરનારા શંકર સિવાય બીજાની પાસેથી પ્રસાદની (પ્રીતિની) અભિલાષા તું કરતો નથી?[૧૯૨]†

---

* ૧૯૦મા શ્લોકમાં અસારં પદ છે, તેનો અર્થ નીલકંઠ કેવલાનન્દઃ એવો કરે છે.

† શંકરના અસ્તિત્વમાં કોઈ પણ યુક્તિ જોવામાં આવતી નથી. વળી તું કહે છે કે શંકર તો કારણના પણ કારણ છે, તો તેના અસ્તિત્વમાં શી યુક્તિ છે? જેમ એક ઘડામાં તેના કપાલ, કુંભાર, મૃત્તિકા વગેરે નિમિત્ત અને ઉપાદાન કારણ છે, અને જગતની ઉત્પત્તિમાં પણ જગતરૂપી કાર્ય ઉપરથી પરમાણુ, મહેશ્વર અથવા તો ત્રિગુણાત્મક પ્રધાન (પ્રકૃતિ) વગેરે કારણો હોવાનું અનુમાન થઈ

ઉપમન્યુ* કહે છે:–જેને વેદવેત્તા પુરુષો સત્ તથા અસત્‌રૂપ કહે છે, જેને વ્યક્ત તથા અવ્યક્ત-રૂપ કહે છે, જે નિત્ય છે, એક છે, અને અનેક રૂપ પણ છે, અમે તેવા ઇશ્વરની પાસેથી વર માગીએ છીએ.[૧૯૩]† જે આદિ, મધ્ય તથા અંતથી રહિત છે, જે જ્ઞાનરૂપ તથા ઐશ્વર્યરૂપ છે, તથા જે જ્ઞેય અને ઇશિતવ્ય એ બે ભાવથી રહિત છે, તથા જે પરમા-ત્મારૂપ છે (એમ બ્રહ્મવાદીઓ કહે છે) તેની પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૪] વળી જેનાથી સર્વ ઐશ્વર્ય ઉત્પન્ન થાય છે, જે પંડે કોઇથી પણ ઉત્પન્ન થતા નથી, જે વિકારોથી રહિત છે, તથા જેનું કોઈ બીજ કારણ નથી, પરંતુ જે પંડે જ સર્વના બીજભૂત છે, તે ઈશ્વરની પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૫]‡ જે તમસ્ (માયા)થી પર છે, જે પરમ જ્યોતિઃ સ્વ-રૂપ છે, જે સર્વ તપના સારભૂત છે, મનુષ્યમાં જે સર્વ વૃત્તિઓ છે અને જેમનો ઉપયોગ તેને જાણવામાં માણસ કરે છે, તે સર્વથી પણ જે પર છે, અને જેને જાણ્યા પછી જીવોને શોક કરવો પડતો નથી, તે પરમાત્માની પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૬] પાંચ મહાભૂત તથા પ્રાણીઓની ઉત્પત્તિને જાણનારા, સર્વ પ્રાણીઓનો સંહાર કરનારા, સર્વ ઠેકાણે ગતિવાળા, સર્વ વસ્તુ આપનારા, એવા દેવની, હે પુરંદર! હું પૂજા કરું છું.[૧૯૭] વળી જે હેતુ (યુક્તિ) ભરેલા વાદોથી રહિત છે, વળી સાંખ્ય કહેતાં સમ્યક્ જ્ઞાન અને યોગ કહેતાં ચિત્તવૃત્તિનો નિરોધ આ બન્ને તત્વનો જેનાથી સાક્ષાત્કાર થાય છે, જે સર્વથી પર છે, અને જે પુરુ-ષની તત્વજ્ઞાનીઓ ઉપાસના કરે છે, તેની પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૮] હે મઘવા! હે સુરે-શ્વર! જેને મહાત્માઓ ઇંદ્રનો પણ આત્મા કહે છે, તથા સર્વ પ્રાણીઓના ગુરુ અને દેવ કહે છે, તે દેવની પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૯] જેણે પૂર્વે (પોતાની સત્તાથી) આકાશને ભરી દઇને (તેમાં પંચ મહા ભૂતનું) એક ઇંડું ઉત્પન્ન કરીને તેમાં જગતને ઉત્પન્ન કરનારા બ્રહ્માને ઉત્પન્ન કર્યા હતા, તે દેવની પાસેથી અમે વર માગીએ છીએ.[૨૦૦] અગ્નિ, જળ, વાયુ, પૃથ્વી, આકાશ, બુદ્ધિ, મન, ને મહત્તત્વ આ સર્વને પરમેશ્વર વિના બીજો કોણ ઉત્પન્ન કરી શકે, તે મને કહે.[૨૦૧] મન, બુદ્ધિ, અહંકાર; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ; આ પાંચ તન્માત્રા અને દશ ઇંદ્રિયો, આ સર્વનું, હે ઇંદ્ર! શિવ વિના બીજો કોણ પરમ કારણરૂપ છે (ઉત્પન્ન કરનાર છે), તે મને કહે.[૨૦૨]* આ જગતમાં પિતામહને વિદ્વાનો, જગતના સ્રષ્ટા કહે છે; તે પિતામહ, પણ દેવેશ્વરની આરાધના કરીને મહાન શ્રીલક્ષ્મીને ભોગવે છે.[૨૦૩] બ્રહ્મા, વિષ્ણુ, તથા રુદ્ર આ દરેક એક એક ગુણના (સ્રષ્ટાના, રક્ષકના અને સંહારકના) અનુક્રમે પ્રધાન દેવતાઓ છે, પરંતુ તે ત્રણે-ને સરજનારા ભગવાન્ મહાદેવને વિશે ઉત્તમ ઐશ્વર્ય છે. માટે કહો, પરમેશ્વર એવા મહાદેવના કરતાં કયો દેવ ઉત્તમ છે?[૨૦૪] દૈત્યોના અને દાનવોના મુખ્ય પુરુ-ષોને આધિપત્ય આપનારા તથા તેઓના શત્રુઓનો

---

શકે છે; પરંતુ કોઈ પણ ઠેકાણે કારણનું કારણ પ્રસિદ્ધ નથી, તેમ તેની કલ્પના પણ થઈ શકતી નથી, કારણ કે કારણના કારણની કલ્પના કરવાથી અર્થાપત્તિનો નાશ થાય છે. વળી જે સર્વ એટલે આગ્નની પેઠે અખિલ વિશ્વનો સંહાર કરનારા છે, તેની પાસેથી તું દારુની શાંતિને માટે વર મેળવવાને તેની ઉપાસના કરે છે, માટે તું મૂર્ખ છો.

**નીલકંઠ.**

* ઉપમન્યુ ઇંદ્રના મતનું ખંડન કરતાં કહે છે:–મીમાંસક જગતનું કારણ સત્‌ને માને છે, સત્ એટલે કર્મ; એક કર્મનું કારણ બીજું કર્મ, ને બીજા કર્મનું કારણ ત્રીજું; એમ કર્મનો પ્રવાહ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. બૌદ્ધો જગતનું કારણ અસત્ એટલે શૂન્યને માને છે. તર્કમતાનુયાયીઓ જગતનું કારણ વ્યક્ત એટલે પરમાણુને માને છે. સાંખ્ય મતવાળાઓ અવ્યક્ત એટલે પ્રધાનને જગતનું કારણ માને છે. પરંતુ એકે સામટાં આ ચારે કારણો પણ જેનાથી અભિન્ન છે, તેને નિત્ય એટલે અવિનાશી કહેવામાં આવે છે. **એક** એટલે અનેક તત્વોના સમુદાયરૂપ નહિ, પરન્તુ **એક**રૂપ માનવામાં આવે છે; તથા **અનેક** કહેતાં કાર્યકારણરૂપ માનવામાં આવે છે તેની પાસે અમે વર માગીએ છીએ. આ શ્લોકનો ભાવ આ પ્રમાણે છે:–એક વૃક્ષનો અંકુર, કાંડ, સ્કંધ, શાખા, પાંદડાં, પુષ્પ, ફળ અને બીજ સૂધી જે બીજશક્તિનો વિલાસ છે તેની પ્રકૃતિ મૃત્તિકા છે; તે એક જ છે, નિત્ય છે, અને કોઈપણ જાતના વિશેષથી રહિત છે. તે મૃત્તિકા બીજ-શક્તિનો સ્પર્શ થવાથી અનેક રૂપોને ધારણ કરે છે. તે પ્રમાણે જ અવ્યક્ત વગેરે સર્વ બીજાદિકને ઠેકાણે છે. તે જેને વિશે લય પામે છે, તે **પરમ શિવ** નામનું તત્વ છે; તે કારણનું પણ કારણ છે; તેને કોઈ પણ છુપાવી શકે તેમ નથી.

† ઇંદ્રે એકવચનમાં સંબોધીને મૂર્ખતા ઉદ્દેશી છે. તેના પ્રત્યુ-ત્તરમાં ઉપમન્યુ **અમે** એમ અનેકવચનમાં પોતાની ઇચ્છાની મહત્તા દર્શાવે છે. ગુજરાતી ભાષાંતરોમાં માનાર્થે, મૂળમાં એકવચન હોવા છતાં અનેક વચન કરવામાં આવે છે, પરન્તુ તેથી ભાષાંતર કરવામાં મૂળનો કેટલો રસ જતો રહે, તેનો આ એક દૃષ્ટાંત છે. એટલા માટે આપણી માનાપમાનની આધુનિક લાગણીનો વિચાર ન કરતાં અસ-લને જાળવી રાખવાનો વિદ્વાનો વિચાર કરે તો તે વધારે યુક્ત છે.

‡ આ શ્લોકનું તાત્પર્ય એ છે કે, અબીજ કહેતાં બીજથી અન્ય, બીજ કહેતાં ઈશ્વર, અર્થાત્ માયાશક્તિથી યુક્ત ચૈતન્ય, તેનાથી અબીજ ઉપરની કોટીના છે. કારણ કે તે ઉપાધિથી રહિત છે. આ શ્લોકમાં ઉપાધિરહિત શિવનાં સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. ઈશ્વરાદિક ઉપાધિસહિત છે ત્યારે શિવ સર્વ ઉપાધિથી રહિત, ને કેવળ શુદ્ધ છે. જે કંઈ દૃશ્ય પ્રપંચ છે, તે ઉપાધિ અવચ્છિન્ન ચૈતન્યથી ઉત્પન્ન થયું છે. આમાં નીલકંઠ ઉપનિષદ્‌ની શ્રુતિનું પ્રમાણ આપે છે. 'नातः प्रशमित्यादि।'

* જેમ બીજરૂપ શક્તિથી યુક્ત એવી મૃત્તિકા જ વૃક્ષરૂપે ઉત્પન્ન થાય છે, તેમ અજ્ઞાન શક્તિથી યુક્ત એવા શિવ જ સર્વ રૂપે થાય છે. માટે મૃત્તિકા જેમ વૃક્ષનું પરમ કારણ છે, તેમ શિવ જ સર્વનું પરમ કારણ છે.

સંહાર કરનારા દેવેશ્વર એવા શંકર વિના બીજો કોણ દિતિના પુત્રોને (દૈત્યોને) રાજ્યાદિક ઐશ્વર્ય આપવાને સમર્થ છે? (અર્થાત્ દૈત્યોને બીજાઓને પીડા કરવાનું તથા અનુગ્રહ કરવાનું સામર્થ્ય શંકરે આપ્યું છે.)૨૦૫ દિશાઓ, કાળ, સૂર્ય, તેજસ્વી પદાર્થો, ગ્રહ, વાયુ, ચંદ્ર ને તારાઓ, આ સર્વ મહાદેવથી ઉત્પન્ન થાય છે એમ જાણજે. તો બોલ, પરમેશ્વરના કરતાં કોણ મોટો છે?૨૦૬ વળી યજ્ઞ પુરુષની ઉત્પત્તિ અને ત્રિપુરનો નાશ પણ તેમણેજ કર્યો છે; તથા દૈત્ય, અને દાનવોના વડાઓને આધિપત્ય પણ તે આપે છે, તથા તેઓના શત્રુઓનો નાશ પણ તે કરે છે.૨૦૭ હે પુરંદર (ઇંદ્ર)! અહીં જેમાં હેતુ મુખ્ય છે એવાં ઘણાં સૂકતો કહેવાનું શું પ્રયોજન છે? હે દેવશ્રેષ્ઠ! હજાર નેત્રવાળા એવા તને જોઇને,૨૦૮ સિદ્ધોએ, ગંધર્વોએ, દેવોએ તથા ઋષિઓએ તારી પૂજા કરી તે, હે કુશિકોત્તમ! સર્વ દેવના દેવ એવા મહાદેવના પ્રસાદથીજ કરી છે.૨૦૯ હે શક્ર! (ઇંદ્ર) આ ચેતનમય અને અચેતનમય, પરોક્ષ અને અપરોક્ષ, જે કંઈ આ વિશ્વમાં છે તે અને જેનો આત્મા વિશ્વવ્યાપક ઈશ છે, તે સર્વ વસ્તુ મહેશ્વરમાંથી ઉત્પન્ન થઈ છે અને તેણે "અવ્યક્તમુક્ત કેશ" એટલે જીવના ઉપભોગને માટે ઉત્પન્ન કરી છે, એમ જાણજે; અર્થાત્ મહેશ્વરે રચી છે એમ તું જાણ.૨૧૦ ભૂ જેમાં આદિ છે અને મહ જેમાં અંતે છે, અને લોક અને આ લોક જેમાં વચ્ચોવચ્ચે છે એવા(જગત્)માં, દ્વીપોના મધ્યમાં, મેરુ પર્વત ઉપર, વૈભવોને વિશે તથા સર્વ પ્રાણીઓના હૃદયોમાં૨૧૧ શંકર રહેલા છે, એમ, હે ભગવન્ ઇંદ્ર! તત્ત્વવેત્તાઓ કહે છે. હે ઇંદ્ર! જો દેવતાઓ શંકરની બીજી મૂર્તિને જાણતા હોત તો,૨૧૨ અસુરો જ્યારે તેઓને દુઃખ દે છે ત્યારે તેઓ બીજાને શરણે શામાટે જતા નથી? દેવોની, યક્ષોની, સર્પોની, અને રાક્ષસોની વચ્ચે પરસ્પર યુદ્ધ થાય છે,૨૧૩ ને તેઓનો નાશ થાય છે, ત્યારે શંકર તેઓને પોતપોતાનું સ્થાનક તથા ઐશ્વર્ય આપે છે. અંધકને, શુક્રને, દુંદુભિને, મહિષને,૨૧૪ યક્ષેંદ્રને, બળને, રાક્ષસોને તથા નિવાત કવચોને વરદાન દેવા માટે તથા તેઓને શિક્ષા કરવા માટે મહેશ્વરના કરતાં બીજો કોણ સમર્થ હતો તે કહે.૨૧૫ વળી સુર અને અસુરના ગુરુ મહાદેવના રેત(વીર્ય) સિવાય બીજા કોનું વીર્ય પૂર્વે અગ્નિના મુખમાં હોમાયું હતું? તથા બીજા કોનું વીર્ય હતું કે જેમાંથી "હૈમગિરિ" થયો છે?૨૧૬ વળી જગતમાં દિશાઓરૂપી વસ્ત્ર ધારણ કરનારો બીજો કોણ ગવાય છે? આ લોકમાં તેના સિવાય બીજો ઊર્ધ્વરેતા (વીર્યને ઊંચે ખેંચી રાખનારો) કોણ છે? કોના અંગમાં સ્ત્રી સ્થિર રહી છે? અનંગ (અંગ વિનાના કામ)ને કોણે જિત્યો છે?૨૧૭

વળી, હે ઇંદ્ર! મને કહો કે દેવો વખાણતા હોય તેવું ઉત્તમ સ્થાન બીજા કોનું છે? ક્રીડા(રમત)ને અર્થે તેના સિવાય બીજો કોણ સ્મશાન સેવે છે? નૃત્યમાં તેના સિવાય બીજાં કોનાં વખાણ થાય છે?૨૧૮ તેના સિવાય ઐશ્વર્ય બીજા કોનું છે? બીજો કોણ ભૂતોની સાથે રમે છે? અને, હે દેવ! બીજા કયા દેવના ગણો પોતાના સ્વામીના સરખા બળવાળા તથા ઐશ્વર્યથી ગર્વિષ્ઠ રહેનારા છે?૨૧૯ વળી ત્રણ લોકમાં પૂજાયેલું અચળ સ્થાન કોનું છે? બીજો કોણ વર્ષે છે, તપે છે અને તેજવડે બળે છે?૨૨૦ બીજા શેમાંથી ઔષધરૂપી સંપત્તિ મળે છે? અથવા વસુ (દોલત)ને બીજા કોણ રાખે છે? વળી સ્થાવર અને જંગમ ત્રણ લોકોમાં ઈચ્છાનુસાર બીજા કોણ ખેલે છે?૨૨૧ જ્ઞાન, સિદ્ધિ તથા યોગક્રિયાઓવડે સેવાતો બીજો કોણ છે? યોગીઓ, ઋષિઓ, ગંધર્વો અને સિદ્ધોને માટે તેના સિવાય બીજું શરણ કયું છે?૨૨૨ સુરો તથા અસુરો, કર્મયજ્ઞો અને ક્રિયાયોગોવડે જેની સેવા કરે છે, જે નિત્ય છે, કર્મનાં ફળ જેને લાગતાં નથી, તેને હું કારણ કહું છું.૨૨૩ વળી જે સ્થૂલ છે, સૂક્ષ્મ છે, ઉપમાથી રહિત છે, ઇંદ્રિયોથી જાણી શકાય નહિ તેવા છે, ગુણોથી યુક્ત છે, અને ગુણોથી રહિત પણ છે, અને જે પંડે ગુણોના નિયંતા છે, તેને વિષે માહેશ્વર એવું ઉત્તમ પદ છે.૨૨૪ જે વિશ્વના ઈશ્વર છે, કારણોના ગુરુ છે, લોકાલોકનો સંહાર કરનારા છે, ભૂત, ભવિષ્યત્ અને વર્તમાનના કારણરૂપ છે, સર્વના જનક છે, સર્વના કારણરૂપ છે,૨૨૫ જીવરૂપ છે, શિવરૂપ છે, પ્રધાન (અવ્યક્ત) રૂપ છે, વિદ્યારૂપ છે, અવિદ્યા (માયા) રૂપ છે, કર્મરૂપ છે, અકર્મરૂપ છે, ધર્મરૂપ છે, અધર્મરૂપ છે, હે ઇંદ્ર! તેને હું કારણ કહું છું.૨૨૬ હે દેવેંદ્ર! દેવના દેવ અને સૃષ્ટિના અને સંહારના હેતુરૂપ એવા રુદ્રે પોતાનાંજ મૂર્તિરૂપ લિંગને ભગવડે આ વિષયમાં અંકિત કર્યું છે, તે તું પ્રત્યક્ષ જો (અર્થાત્ લિંગ અને ભગની એકતા એજ પૂર્ણતા છે).૨૨૭ સંયોગથી જન્મેલા આ જગત્(લોક)રૂપ લક્ષણ જેમાંથી જણાય છે, તેમાંજ એનું કારણ (તદ્રૂપ એટલે કે ભગાંકિત લિઙ્ગવાળું) જણાય છે, એમ મારી માતાએ પૂર્વે મને કહ્યું હતું (અર્થાત્ તે એકમાં ઉભય વિરુદ્ધ લક્ષણનો અંતર્ભાવ રહ્યો છે). હે ઇંદ્ર! શંકરના કરતાં બીજો કોઈ દેવ મોટો નથી, માટે જો તારી ઇચ્છા હોય તો તું તેને શરણે જા.૨૨૮ હે સુરેશ! વિકાર (માયા-સંયોગરૂપ) અને નિર્ગુણ (ચૈતન્ય), એ બેના ગણ (સમુદાય એટલે ઈશ્વર)વાળું અને બ્રહ્મા વગેરે દેવોના

રેતસમાંથી ઉત્પન્ન થયેલું ત્રણુ લોક લિંગભગના સંયોગથી તે ઉત્પન્ન થયું છે તે પ્રત્યક્ષ છે અને સર્વને જાણીતું છે. વળી બ્રહ્મા, ઇંદ્ર, હુતાશ (અગ્નિ) તથા વિષ્ણુની સાથે દેવો અને દૈત્યોના રાજાઓ જેઓની બુદ્ધિ હજારો કામનાઓની કલ્પના કરનારી છે, તેઓ જે કહે છે તે એજ છે કે, શંકરના કરતાં બીજો કોઇ પણુ દેવ શ્રેષ્ઠ નથી; સચરાચર જગતને જણાયલા, ઉત્તમ દેવ તરીકે જણાયલા, અને જે ભલું કરનાર દેવ તરીકે જણાયલા છે તે દેવની, મોક્ષની ઇચ્છાવાળો અને મનને નિયમમાં રાખનારો હું, પ્રાર્થના કરું છું.૨૨૯ બીજાં ઘણાં કારણો કહેવાનું શું પ્રયોજન છે? ઈશ્વર કારણુના પણુ કારણુરૂપ છે. અમે એવું સાંભળ્યું નથી કે દેવોએ બીજા કોઇના લિંગની કદિ પૂજા કરી હોય.૨૩૦ સર્વ દેવો મહેશ્વર વિના બીજા કોઇના લિંગની પૂજા કરે છે? મહેશ્વર વિના બીજા કોઈની પૂજા થાય છે અથવા પૂર્વે થતી હતી એવું જો તારા સાંભળવામાં આવ્યું હોય તો તું મને તે કહે.૨૩૧ જેના લિંગની બ્રહ્મા અને વિષ્ણુ અને દેવતાઓ સાથે તું પણુ સદા પૂજા કરે છે, માટે જ એ દેવ સર્વથી શ્રેષ્ઠ છે.૨૩૨ પદ્મ એ બ્રહ્માનું શસ્ત્ર છે, ચક્ર વિષ્ણુનું શસ્ત્ર છે, અને વજ્ર ઇંદ્રનું શસ્ત્ર છે, પરંતુ તેમાંનાં એક પણુ શસ્ત્રનાં ચિહ્નવાળી પ્રજા નથી. પરંતુ લિંગનાં ચિહ્ન અને ભગનાં ચિહ્નવાળી તેની પ્રજા છે, તે ઉપરથી સર્વ પ્રજા મહેશ્વરથી ઉત્પન્ન થઇ છે (એમ સિદ્ધ થાય છે).૨૩૩ સર્વ સ્ત્રીઓ દેવી ઉમાના કારણુરૂપ ભાવમાંથી જન્મેલી છે, કારણુ કે સર્વ સ્ત્રીઓ ભગરૂપી ચિહ્નવાળી છે. સર્વે પુરુષોને પણુ શંકરના લિંગવડે પ્રત્યક્ષ ચિહ્નવાળા કરેલા છે (કારણુ કે તેઓ શંકરથી ઉત્પન્ન થયા છે). જે મનુષ્ય, ઈશ્વર (શંકર) સિવાય બીજું કારણ, પુરુષને વિષે છે અને સ્ત્રીને દેવી ઉમા સિવાય બીજાનું ચિહ્ન અંકિત થયું છે એમ કહે તેવો પુરુષ તો આ સ્થાવર જંગમરૂપ ત્રણુ લોકમાં બહારનો અને દુષ્ટ બુદ્ધિવાળો છે.૨૩૪ જેને પુરુષનું ચિહ્ન છે તેને ઈશાનરૂપ-શંકરરૂપ જાણુવા, અને જેને સ્ત્રીઓનું ચિહ્ન છે, તેને ઉમા-દેવીરૂપ જાણુવી. કારણુકે શંકર અને પાર્વતી આ બે મૂર્તિવડે આ સ્થાવર જંગમરૂપ જગત્ વ્યાપ્ત થયું છે.૨૩૫ તે માટે, હે કુશિકવંશોત્પન્ન ઇંદ્ર! હું તેનાથી મારું મરણુ થાય તો પણુ સારું, એવી ઇચ્છા રાખું છું. હે બળ દૈત્યને મારનારા ઇંદ્ર! તારી મરજીમાં આવે તો જા અને તારી મરજીમાં આવે તો ઉભો રહે.૨૩૬ મહેશ્વર પાસેથી મને વર મળો અથવા તો શાપ મળો, એ જ મારી કામના છે. હું સર્વ કામનાનાં ફળને આપનારા બીજા કોઇ પણુ દેવની ઇચ્છા કરતો નથી.૨૩૭

આ રીતે દેવેંદ્રને કહ્યા પછી દુઃખથી મારી ઇંદ્રિયો વ્યાકુળ થઈ ગઈ હતી. હું વિચાર કરવા લાગ્યો કે, શંકર દેવ મારા ઉપર શા માટે પ્રસન્ન થતા નથી.૨૩૮ (હું આવો વિચાર કરતો હતો), એટલામાં તો એક ક્ષણુમાં જ તે ઐરાવત હાથીને પુનઃ હંસ, ડોલર, અને ચંદ્રના જેવા શ્વેત કમળ અને ચાંદીના જેવી પ્રભાવાળા,૨૩૯ સાક્ષાત્ ક્ષીરસમુદ્ર જ જાણે હોય તેવો કાળા રંગના પુછડાંવાળા, મોટી કાયાવાળા, અને મધના જેવાં પીળા રંગનાં નેત્રવાળા પોઠિયાનું રૂપ ધારણુ કરતો જોયો.૨૪૦ વજ્રના સારમય, તપાવેલાં સુવર્ણની પ્રભાવાળાં, અતિ અણિવાળાં અને અણિપર કંઇક રક્ત એવાં તેનાં શિંગડાંવડે પૃથ્વીને તે ખોતરતો હતો;૨૪૧ તેનાં આખાં શરીરપર સુવર્ણની મેખલાઓથી તે શોભતો હતો. તેનું મુખ, ખરી અને નાસિકા સુંદર હતાં; તેના કાન મનોહર હતા; તેની કેડ પણુ સુંદર હતી,૨૪૨ તેના બન્ને ખભા પણુ સુંદર હતા, તેની કાંધ વિશાળ હતી, તેનું સ્વરૂપ સુંદર તથા દર્શન મનોહર હતાં; તેની ખૂંધ (એવી મોટી હતી કે) તેની કાંધને ઢાંકી દઇને શોભી રહેલી હતી.૨૪૩ તે હિમાચળના શિખર જેવો અથવા તો શ્વેત પર્વતના શિખર જેવો દેખાતો હતો. આવા વૃષભ (નંદીકેશ્વર) ઉપર ભગવાન્ શંકર ઉમાની સાથે બેઠા હતા.૨૪૪ તે સમયે મહાદેવ પુનેમને દિવસે ઉદય પામેલા ચંદ્રમાના જેવા શોભી રહ્યા હતા. તેના તેજમાંથી જન્મેલો અગ્નિ ગર્જના કરતા મેઘમાં ચમકતી વિજળીના જેવો હતો;૨૪૫ તે હજારો સૂર્યની માફક સર્વને પૂરી દેતો વ્યાપી ગયો હતો. મહા તેજસ્વી શંકર, સંવર્તક નામના અગ્નિના જેવા દેખાતા હતા.૨૪૬ યુગના અંતમાં સર્વ ભૂતોને બાળી નાંખવાની જાણે ઇચ્છા રાખતા હોય તેમ તે શોભતા હતા. તે સમયે શંકરના તેજથી સર્વ દિશાઓ ભરાઈ ગઈ અને ચારે બાજુએ કંઈ પણુ જોઈ શકાતું ન હતું.૨૪૭

તેથી ફરીથી ઉદ્વેગી મનવાળો હું વિચાર કરવા લાગ્યો કે, આ શું? અને એક મુહૂર્તમાં શંકરનું તેજ દશે દિશાઓમાં વ્યાપી ગયું;૨૪૮ અને તુરતજ મહાદેવની માયાથી સર્વ દિશાઓમાં શાંત પડી ગયું. તે પછી કૂટસ્થ, ભગવાન્ મહેશ્વરને (પોઠિયાપર) બીરાજેલા જોયા. (તે દેવ સુગંધમય, સૌમ્ય-શાંત, ધૂમાડા વગરના અગ્નિ જેવા, શાંત ચિત્તના, ત્રણુ નેત્રવાળા, અપરાજિત, અને સર્વ અંગે સુંદર દેખાતાં પાર્વતીસહિત બેઠા હતા.)૨૪૯* તે નીલકંઠ, મહાત્મા, વિષયોથી દૂર રહેનારા, તેજના નિધિરૂપ, અઢાર ભુજાવાળા, સ્થાણુ, સર્વ પ્રકારનાં આભૂષણોથી શોભાયમાન હતા;૨૫૦ તેમણે શ્વેત વસ્ત્ર પહેર્યાં હતાં,

* આ બે શ્લોકો કલકત્તાની પ્રતમાં છે.

શ્વેત પુષ્પોની માળા પહેરી હતી, શરીર ઉપર ચંદન ચર્ચ્યું હતું, તેની ધ્વજા શ્વેત રંગની હતી, શ્વેત રંગનું યજ્ઞોપવીત તેણે ધારણ કર્યું હતું;૨૫૧ પોતાના જેવા જ પરાક્રમી, અને દિવ્ય પાર્શ્વદો તેની આસપાસ વિંટાઇ વળ્યા હતા; ને તેઓ ગાતા હતા, નાચતા હતા, અને વાદિત્રો વગાડતા હતા;૨૫૨ મહાદેવે શ્વેત બાળચંદ્રરૂપ મુકુટ કર્યો હતો, તેથી ઉદય પામેલા શરદના ચંદ્ર જેવા દેખાતા હતા. ત્રણ સૂર્ય ઉદય પામ્યા હોય તેમ ત્રણ નેત્રોથી તે પ્રકાશી રહ્યા હતા;૨૫૩ તેનાં ગૌર શરીર ઉપર સુવર્ણનાં કમળોથી ગુંથેલી અને રત્નોથી જડેલી માળા શોભી રહી હતી.૨૫૪

હે ગોવિંદ! મેં અપાર તેજવાળા શંકરનાં જે અસ્ત્રો દીઠાં હતાં, તે સર્વે ત્યાં મૂર્ત્તિમાન્ હતાં, ને સર્વ પ્રકારના તેજથી તેજસ્વી હતાં.૨૫૫ વળી મહાત્મા શંકરનું ધનુષ ઇંદ્રાયુધ (મેઘ ધનુષ્ય)ના જેવા વર્ણનું છે, તે પિનાક નામે વિખ્યાત છે;૨૫૬ મોટા એક સર્પના જેવું તે હતું. તેને સાત મસ્તક હતાં, મોટી કાયા હતી, તેના દાંત તીણા હતા, તેનું ઝેર કાતીલ હતું; અને તે સર્પરૂપ દોરીની સાથે ભેરવાઇને બેઠો હતો; તેની ડોક મોટી હતી અને તે પુરુષ વર્ગનો હતો;૨૫૭ તથા તેનું બાણ સૂર્યના જેવું ઝળહળતું અને પ્રલય કાળના અગ્નિના સમાન કાંતિવાળું હતું; મહાદેવનું એ પાશુપત નામનું અસ્ત્ર મહાભયંકર અને દિવ્ય હતું;૨૫૮ તેના સમાન બીજું કોઇ પણ અસ્ત્ર નથી, તે આવું છે આમ કહી શકાય નહિ તેવું છે. તે સર્વ પ્રાણીઓને ભય ઉપજાવનારું છે, તણખાવાળું છે, મોટા કદનું છે, અને અગ્નિને ઝરતું હોય તેવું દેખાય છે;૨૫૯ તેને એક ચરણ, મોટી દાઢ, હજારો મસ્તક તથા હજારો પેટ, હજારો ભુજા, હજારો જિંહ્વા ને હજારો નેત્ર છે, અને તે અગ્નિને ઝરતું હોય તેવું દેખાય છે;૨૬૦ હે મોટા બાહુવાળા કૃષ્ણ! બ્રહ્માસ્ત્ર કરતાં, નારાયણાસ્ત્ર કરતાં, ઇંદ્રાસ્ત્ર કરતાં, આગ્નેયાસ્ત્રના કરતાં, વારુણાસ્ત્રના કરતાં પણ એ અસ્ત્ર ઉત્તમ છે, અને સર્વ પ્રકારનાં શસ્ત્રોનો નાશ કરનારું છે;૨૬૧ હે ગોવિંદ! પૂર્વે મહાદેવે એક ક્ષણમાં જ તે એક જ બાણથી રમત માત્રમાં ત્રિપુરાસુરને બાળીને ભસ્મ કરી નાંખ્યો હતો;૨૬૨ મહેશ્વરની ભુજામાંથી છૂટેલું બાણ અર્ધા નિમેષમાં આ સ્થાવરજંગમરૂપ સર્વ જગતને બાળીને ભસ્મ કરી નાંખે, એમાં સંશય નથી;૨૬૩ આ લોકમાં બ્રહ્મા, વિષ્ણુ કે દેવોમાં પણ આ બાણવડે કોઈ અવધ્ય નથી. મેં તેને ત્યાં (શિવના હાથમાં) જોયું હતું. આ એક ઉત્તમ આશ્ચર્ય છે.૨૬૪

વળી શૂળધારી શંકરનું શૂળ નામનું એક શસ્ત્ર સર્વ લોકમાં પ્રખ્યાત છે. તે એક ગુહ્ય અસ્ત્ર છે, અને અસ્ત્રોમાં શ્રેષ્ઠ છે; કારણ કે તેના જેવું કે તેના કરતાં અધિક બળવાન્ બીજું અસ્ત્ર પણ નથી;૨૬૫ શૂળપાણિ (શંકર) જો તે શૂળને છૂટું મૂકે તો તે આખી પૃથ્વીને ફાડી નાંખે, અથવા તો મહાસાગરને શોષી જાય, અથવા તો સર્વ જગતનો પણ સંહાર કરે;૨૬૬ કે જે શૂળે પૂર્વે ચક્રવર્તી, મહા તેજસ્વી, ત્રણ લોકનો વિજય કરનારા યુવનાશ્વના પુત્ર રાજા માંધાતાનો તેની સેના સાથે નાશ કર્યો હતો;૨૬૭ હે ગોવિંદ! લવણાસુરના હાથમાં રહેલા એ ત્રિશૂળે મહા બળવાન્, મહા વીર્યવાળા અને ઇંદ્રના સમાન પરાક્રમી એવા માંધાતાનો નાશ કર્યો હતો;૨૬૮ તે શૂળની અણિ અત્યંત તીક્ષ્ણ છે; તે ઘણું જ ભયંકર છે; રુવાડાં ઉભાં કરે તેવું છે; વળી તે ત્રણ અણીવાળી ભ્રુકુટી કરીને જાણે સર્વનો તિરસ્કાર કરતું હોય, તેમ (શંકરના હાથમાં) રહેલું હતું;૨૬૯ તે ધુમાડા વગરના અગ્નિના જેવું હતું, કાળા રંગનું હતું, ઉદય થયેલા કાળ સૂર્યના જેવું હતું, તેનો હાથો સર્પનો હતો, તે આવું છે એમ કહી શકાય નહિ તેવું હતું, અને હાથમાં પાશ ધારણ કરીને ઉભેલા કાળના જેવું દેખાતું હતું.૨૭૦

વળી હે ગોવિંદ! મેં રુદ્રની પાસે બીજું પરશુ નામનું એક અસ્ત્ર દીઠું હતું, તેની ધાર તીક્ષ્ણ હતી, અને તે પૂર્વે રામને તેણે આપ્યું હતું;૨૭૧ મહાદેવે પ્રસન્ન થઇને ક્ષત્રિયનો સંહાર કરનારી (આ પરશુ પરશુરામને આપી હતી,) અને જે પરશુરામે પૂર્વે મહા યુદ્ધમાં ચક્રવર્તી કાર્તવીર્યનો નાશ કર્યો હતો.૨૭૨ હે ગોવિંદ! જમદગ્નિના પુત્ર અને ઉત્તમ કર્મ કરનારા (પરશુ)રામે એકવીશવાર પૃથ્વીને નક્ષત્રી (ક્ષત્રિય વિનાની) કરી હતી;૨૭૩ શૂળધારી શંકરની પાસે જે પરશુ (ફરસી) હતી, તેની ધાર પ્રદીપ્ત હતી, તેનું મુખ મહા ભયંકર હતું, સર્પરૂપ જેનો કંઠ છે તેના (શંકરના) કંઠાગ્ર ઉપર તેને રાખવામાં આવી હતી અને સેંકડો પ્રદીપ્ત અગ્નિના જેવો તેનો ઝળઝળાટ પ્રકાશી રહ્યો હતો.૨૭૪ વળી બુદ્ધિમાન્ શંકરની પાસે બીજાં અસંખ્ય દિવ્ય અસ્ત્રો હતાં તેમાંનાં, હે નિર્દોષ કૃષ્ણ! મેં તમારી પાસે મુખ્ય મુખ્ય અસ્ત્રો કહ્યાં છે.૨૭૫

શંકરની ડાબી બાજુ ઉપર લોકોના પિતામહ બ્રહ્મા, હંસોથી જોડેલા અને મનના જેવા વેગવાળા દિવ્ય વિમાનમાં બેઠા હતા;૨૭૬ ડાબા પડખા ઉપર શંખ, ચક્ર ને ગદા ધારણ કરી, ગરુડ ઉપર સ્વાર થઇને નારાયણ ઉભા હતા.૨૭૭ મયૂર ઉપર બેસી હાથમાં શક્તિ તથા ઘંટાને લઇને બીજા અગ્નિના જેવા શોભતા સ્કંદ (કાર્તિક સ્વામી) પાર્વતીની પાસે

ઉભા હતા.૨૭૮ શંકરના સન્મુખમાં બીજા શંકર ઉભા હોય તેમ શૂળને ટેકો દઇને નંદીને ઉભેલા મેં જોયા.૨૭૯ સ્વાયંભુવ વગેરે મનુઓ, ભૃગુ વગેરે ઋષિઓ, શક્ર (ઇંદ્ર) વગેરે દેવો, આ સર્વેય ત્યાં આવ્યા હતા.૨૮૦ વળી સર્વે ભૂત ગણો, અને અનેક જાતની માતૃકાઓ પણ મહાત્મા શંકરને પ્રણામ કરતી આસપાસ તેને વિંટી વળીને ઉભી હતી.૨૮૧ તે સમયે દેવતાઓ અનેક જાતનાં સ્તોત્રોથી મહાદેવની સ્તુતિ કરતા હતા. બ્રહ્મા તે સમયે રથંતર નામનો સામ ગાતા થકા ભવની સ્તુતિ કરતા હતા;૨૮૨ નારાયણ જ્યેષ્ઠ સામનું ગાન કરીને દેવેશની સ્તુતિ ગાતા હતા;૨૮૩ ઇંદ્ર ઉત્તમ શતરુદ્રીય સ્તોત્રથી પરબ્રહ્મની સ્તુતિ કરતા હતા. તે સમયે બ્રહ્મા, નારાયણ અને કુશિક વંશમાં જન્મેલો ઇંદ્ર,૨૮૪ આ ત્રણ મહાત્માઓ ત્રણ અગ્નિના જેવા શોભાયમાન લાગતા હતા; અને તેઓની મધ્યમાં રહેલા ભગવાન્ શિવ૨૮૫ શરદ્‌ના વાદળામાંથી છૂટા થયેલા અને પરિધિમાં (મંડળમાં) રહેલા સૂર્યના જેવા શોભતા હતા. હે કેશવ! તે સમયે આકાશમાં મેં હજારો ચંદ્ર અને સૂર્ય દીઠા.૨૮૬ તે પછી હું અખિલ જગતના પતિ એવા શંકરની સ્તુતિ કરવા લાગ્યો.

ઉપમન્યુ સ્તુતિ કરે છેઃ–હે દેવોના અધિદેવ! તમને નમસ્કાર કરું છું, હે મહાદેવ! તમને નમસ્કાર કરું છું.૨૮૭ શક્રરૂપને, શક્રને, શક્રનો વેશ ધરનારાને, હાથમાં વજ્ર ધારણ કરનારાને, પિંગળા અને રાતા રંગવાળાને હું નમસ્કાર કરું છું.૨૮૮ જેના હાથમાં પિનાક છે તેને અને નિત્ય શંખ તથા શૂળને ધારણ કરનારાને હું નમસ્કાર કરું છું. કૃષ્ણ વસ્ત્રને ધારણ કરનારા એવા આપને અને કાળા રંગના ખુતળિયા કેશવાળા એવા આપને હું નમસ્કાર કરું છું.૨૮૯ શરીર ઉપર કૃષ્ણ મૃગ ચર્મને ધારણ કરનારા અને કૃષ્ણાષ્ટમીના અધિષ્ઠાતા દેવને હું નમસ્કાર કરું છું. શ્વેત વર્ણવાળાને, શ્વેત મૂર્તિને, શ્વેત વસ્ત્ર ધારણ કરનારાને હું નમસ્કાર કરું છું.૨૯૦ શ્વેત રંગની ભસ્મનું અવગુંઠન કરનારાને, ઉત્તમ કર્મ કરનારાને, રાતા વર્ણવાળાને અને રાતાં વસ્ત્ર પહેરનારાને હું નમસ્કાર કરું છું.૨૯૧ જેની ધ્વજા પતાકા રાતા રંગની છે તેને, જેની પુષ્પની માળા તથા શરીર ઉપર ચર્ચેલું ચંદન પણ રાતા રંગનું છે તેને, જેનો રંગ પીળો છે અને જેણે પીળાં વસ્ત્ર ધારણ કર્યાં છે તેને હું નમસ્કાર કરું છું.૨૯૨ જેના શિરપર રાજ્યછત્ર ધરવામાં આવે છે તેને, ઉત્તમ મુકુટ ધારણ કરનારાને, અર્ધ હાર, અર્ધ બાજુબંધ, અને અર્ધ કુંડળ (અર્થાત્ એક હાર, એક બાજુબંધ અને એક કુંડળ) ધારણ કરનારાને હું નમસ્કાર કરું છું.૨૯૩ પવન સમાન વેગવાળા દેવને હું નમસ્કાર કરું છું. દેવ એવા આપને હું નમસ્કાર કરું છું. સુરોના રાજા, મુનિઓના રાજા, ને મહેંદ્ર એવા આપને મારા નમસ્કાર છે.૨૯૪ કમળની અર્ધ માળાને ધારણ કરનારાને, ઉત્પલ જાતનાં કમળોને ધારણ કરનારાને, અર્ધ ભાગમાં ચંદનથી ચર્ચાયલા, અર્ધ પુષ્પની માળાને ધારણ કરી શરીરને ઢાંકનારા એવા આપને હું નમસ્કાર કરું છું.૨૯૫ સૂર્યના સમાન ઝળહળતા મુખવાળા, સૂર્યના જેવા પ્રકાશમાન નેત્રવાળા, સૂર્યના જેવા વર્ણવાળા, અને સૂર્યના જેવા તેજસ્વી એવા આપને હું નમસ્કાર કરું છું.૨૯૬ સોમરૂપને, સૌમ્યને, સૌમ્ય મુખને ધારણ કરનારા, સૌમ્યરૂપ, સર્વમાં મુખ્ય મનાતા, સુંદર દાઢવાળા તથા સુંદર આભૂષણવાળા એવા આપને હું નમસ્કાર કરું છું.૨૯૭ શ્યામ રંગના, ગૌર રંગના, અર્ધ ભાગમાં પીળા રંગના, અર્ધ ભાગમાં પાંડુ વર્ણા, અર્ધ ભાગમાં નારીરૂપ અને અર્ધા ભાગમાં પુરુષનું શરીર ધારણ કરનારા, સ્ત્રી અને પુરુષરૂપને હું નમસ્કાર કરું છું.૨૯૮ વૃષભ જેનું વાહન છે તેને, ગજેંદ્ર જેવી ચાલવાળાને, દુઃખે કરીને પ્રાપ્ત થઈ શકે તેવાને તથા અગમ્યાગમનરૂપ આપને હું નમસ્કાર કરું છું.૨૯૯ ગણો જેનાં ગીત ગાય છે એવાને, ગણોના ટોળા ઉપર પ્રીતિ રાખનારાને, ગણો જેની પાછળ જાય છે એવાને, ગણો નિત્ય જેને અનુસરે છે એવા આપને હું નમસ્કાર કરું છું.૩૦૦ શ્વેત શિખર જેવા વર્ણવાળા, સંધ્યાકાળના જેવા રાતી કાંતિવાળા, જેનું નામ જાણવામાં આવે નહિ તેવા, અને સ્વસ્વરૂપમાં જ રહેનારા એવા આપને હું નમસ્કાર કરું છું.૩૦૧ જેના વસ્ત્રના છેડા રાતા રંગના છે એવા, રાતાં સૂત્ર( જનોઈ )ને ધારણ કરનારા, રાતી માળાથી વિચિત્ર દેખાતા, અને રાતાં વસ્ત્રોને ધારણ કરનારા,૩૦૨ મણિથી જેનું મસ્તક શણગારેલું છે એવા, મસ્તક ઉપર અર્ધ ચંદ્રને ધારણ કરનારા, મસ્તક ઉપર વિચિત્ર મણિને ધારણ કરનારા, અને મસ્તક ઉપર આઠ પુષ્પોને ધારણ કરનારા,૩૦૩ અગ્નિના જેવા મુખ અને નેત્રવાળા, હજાર ચન્દ્ર જેવા ઉજ્વળ નેત્રવાળા, અગ્નિરૂપ, જે સુંદર છે તે, અને જે ગહન મૂર્તિરૂપ છે એવા આપને હું નમસ્કાર કરું છું.૩૦૪ આકાશમાં ફરનારા અને ગોચર (પ્રત્યક્ષ) ઉપર પ્રીતિ રાખનારા, ભૂમિ ઉપર ફરનારા, પૃથ્વીનું રક્ષણ કરનારા, અનંત અને શિવરૂપ એવા આપને હું નમસ્કાર કરું છું.૩૦૫ દિશારૂપી વસ્ત્રને ધારણ કરનારા, નિત્ય પુષ્પોની સુગંધિથી સુવાસવાળાં વસ્ત્રોવાળા, જગતનો જેને વિશે વાસ છે એવા, અને જ્ઞાન તથા સુખ

સ્વરૂપ એવા આપને નમસ્કાર હો।[૩૦૬] નિત્ય ઉન્નત મુકુટને ધારણ કરનારા, મોટા બાજુબંધને ધારણ કરનારા, કંઠમાં સર્પરૂપી આભૂષણોને ધારણ કરનારા, અને વિચિત્ર આભૂષણોવાળા એવા આપને નમસ્કાર હો.[૩૦૭] ત્રણ નેત્રવાળા, એક લાખ નેત્રવાળા, અર્ધનારીપુરુષરૂપ, નપુંસક મૂર્તિને ધારણ કરનારા, ઉપનિષદમાં ગવાયલા તથા યોગિરૂપ એવા આપને નમસ્કાર હો.[૩૦૮] યજ્ઞને સંપૂર્ણ કરનારી દેવતાના પ્રસાદરૂપ, અથર્વરૂપ, સર્વ પીડાને હરનારા અને શોકને હરનારા એવા આપને નમસ્કાર હો.[૩૦૯] મેઘના જેવો શબ્દ કરનારા, અનેક જાતની માયાને ધારણ કરનારા, બીજ તથા ક્ષેત્રનું પાલન કરનારા તથા જગતના સરજનારા એવા આપને નમસ્કાર હો.[૩૧૦] સુર તથા અસુરના ઈશ્વરને નમસ્કાર હો. વિશ્વના ઇશ્વરને વારંવાર નમસ્કાર હો. પવન જેવા વેગવાળા આપને નમસ્કાર હો. પવનરૂપ આપને નમસ્કાર હો.[૩૧૧] સુવર્ણની માળા ધારણ કરનારા આપને નમસ્કાર હો. પર્વત ઉપર ક્રીડા કરનારા આપને નમસ્કાર હો. દૈત્યોના મસ્તકની માળાને ધારણ કરનારા આપને નમસ્કાર હો. પ્રચંડ વેગવાળા આપને નમસ્કાર હો.[૩૧૨] બ્રહ્માના મસ્તકનું છેદન કરનારા અને મહિષાસુરને મારનારા આપને નમસ્કાર હો. સ્ત્રીનું રૂપ ધારણ કરનારા, અને દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનારા આપને નમસ્કાર હો.[૩૧૩] ત્રિપુરનો નાશ કરનારા અને યજ્ઞનો વિધ્વંસ કરનારાને નમસ્કાર હો. કામના અંગનો નાશ કરનારા અને કાળને પણ દંડ દેનારા એવા આપને નમસ્કાર હો.[૩૧૪] સ્કંદ અને વિશાખ રૂપને નમસ્કાર હો. બ્રહ્મદંડરૂપ આપને નમસ્કાર હો. ભવ, શર્વ અને વિશ્વરૂપ એવા આપને નમસ્કાર હો.[૩૧૫] ઈશાન, સંસારનો નાશ કરનારા, અંધકનો નાશ કરનારા, વિશ્વરૂપ, માયાના પતિ, ચિંત્ય તથા અચિંત્ય રૂપ આપને નમસ્કાર હો.[૩૧૬] તમે અમારી ગતિ છો; તમે શ્રેષ્ઠ છો; તમે જ હૃદયરૂપ છો; તમે સર્વ દેવોમાં બ્રહ્મા છો, અને રુદ્રોમાં નીલલોહિત છો;[૩૧૭] તમે સર્વ પ્રાણીઓના આત્મા છો, સાંખ્યમાં તમને પુરુષ કહ્યા છે, પવિત્ર પુરુષોમાં તમે ઋષભ છો, અને યોગીઓમાં વિભાગોથી રહિત એવા શિવ છો;[૩૧૮] તમે ત્રણ આશ્રમવાસીઓમાં ગૃહસ્થ છો, ઈશ્વરોમાં મહેશ્વર છો, સર્વ યક્ષોમાં કુબેર છો, ક્રતુઓમાં વિષ્ણુ કહેવાઓ છો;[૩૧૯] આપ પર્વતોમાં મેરુ છો, નક્ષત્રોમાં ચંદ્રમા છો, ઋષિઓમાં વસિષ્ઠ છો, નવ ગ્રહોમાં સૂર્ય કહેવાઓ છો, આરણ્યક પશુઓમાં તમે સિંહ છો, તમે પરમેશ્વર છો, ગ્રામનાં પશુઓમાં તમે પોઠિયારૂપ છો અને લોકોમાં પૂજાઓ છો;[૩૨૦-૨૧] આપ આદિત્યોમાં વિષ્ણુ છો, વસુઓમાં પાવક (અગ્નિ) છો, પક્ષીઓમાં વિનતાના પુત્ર (ગરુડ) છો, સર્પોમાં અનંત છો;[૩૨૨] વેદોમાં સામવેદ છો, યજુષોમાં શતરૂદ્રીય છો, યોગીઓમાં સનત્કુમાર છો, સાંખ્યોમાં કપિલ છો,[૩૨૩] મરુતોમાં (પવનોમાં) શક્ર છો, પિતૃઓમાં હવ્યવાટ્ (અગ્નિ) છો, લોકોમાં બ્રહ્મલોક છો, ગતિઓમાં મોક્ષ કહેવાઓ છો;[૩૨૪] સાગરોમાં ક્ષીરસાગર છો, પર્વતોમાં હિમાચળ છો, વર્ણોમાં બ્રાહ્મણ છો, બ્રાહ્મણોમાં દીક્ષિત બ્રાહ્મણ છો;[૩૨૫] તમે લોકોના આદિ કર્તા છો, તથા સંહારકર્તા કાળ પણ તમે છો તથા લોકોમાં જે બીજું પણ કંઈ સર્વ તેજના કરતાં અધિક તેજ કહેવાય છે,[૩૨૬] તે સર્વ ભગવાન્ એવા આપજ છો. આવો મારો ખાતરી ભર્યો મત છે. હે ભગવન્! તમને નમસ્કાર કરું છું. હે ભક્તવત્સલ! તમને નમસ્કાર કરું છું.[૩૨૭] હે યોગેશ્વર! તમને નમસ્કાર હો, હે વિશ્વના ઉત્પન્ન કરનાર! તમને નમસ્કાર હો. આ દીન અને કૃપણ એવા ભક્તના ઉપર પ્રસન્ન થાવ.[૩૨૮] હે સનાતન! હું જે ઐશ્વર્યથી રહિત છું, તેના આપ ગતિ થાવ (મોક્ષ આપનાર થાવ). વળી, હે પરમેશ્વર! હે દેવેશ! મેં અજાણતાં જે અપરાધ કર્યો હોય,[૩૨૯] તે સર્વને આ મારો ભક્ત છે એમ જાણીને ક્ષમા આપો. હે દેવેશ! તમે રૂપમાં ફેરફાર કરી દઇને મને મોહિત કર્યો હતો,[૩૩૦] તેથી હે મહેશ્વર! મેં તમને અર્ઘ પણ આપ્યો નથી, તેમ પાદ્ય પણ આપ્યું નથી.

આ રીતે મેં ઇશાનની સ્તુતિ કરી. પછી મેં ભક્તિથી પાદ્ય તથા અર્ઘ આપ્યું;[૩૩૧] પછી હાથ જોડીને હું ઉભો રહ્યો અને તેમને સર્વ કહ્યું. પછી શીતળ જળથી યુક્ત, અને દિવ્ય સુગંધીવાળાં[૩૩૨] પુષ્પોની શુભવૃષ્ટિ, હે તાત! મારા મસ્તક ઉપર થઈ; દેવોના કિંકરોએ-સેવકોએ દેવતાઈ દુંદુભિ પણ વગાડ્યું; અને પવિત્ર સુગંધવાળો, સુખકારી અને પુણ્ય પવન વાવા લાગ્યો.[૩૩૩] પછી જેની ધ્વજામાં બળદનું ચિહ્ન છે એવા મહાદેવ તથા પાર્વતી પ્રસન્ન થયાં; ને મહાદેવે તે સમયે મને આનંદ ઉપજાવતાં દેવતાઓને કહ્યું:-[૩૩૪] હે દેવો! તમે સર્વે મહાત્મા ઉપમન્યુની મારા વિશે નિત્ય એક ભાવવાળી પરમ ભક્તિને જુવો.[૩૩૫]

હે કૃષ્ણ! શૂલપાણિએ આ રીતે દેવોને કહ્યું, એટલે તે સર્વે દેવો બે હાથ જોડી, વૃષભધ્વજને (શંકરને) નમસ્કાર કરી બોલ્યા:[૩૩૬] હે દેવના દેવ! હે લોકોના નાથ! હે જગતના પતિ! હે ભગ-

વન્! આ ઉત્તમ બ્રાહ્મણ તમારી પાસેથી સર્વ કામનાનાં ફળને પ્રાપ્ત કરો.૩૩૭

તે પછી બ્રહ્માએ અને સર્વ દેવોએ ઉપર પ્રમાણે શર્વ(શંકર)ને કહ્યું, એટલે ભગવાન્ શંકર હસતા હોય તેમ મને કહેવા લાગ્યા.૩૩૮

ભગવાન્ કહે છે; હે વત્સ! મુનિપુંગવ! ઉપમન્યુ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તું મારા તરફ જો. હે વિપ્રર્ષિ! તું મારો દૃઢ ભક્ત છે. મેં તારી કસોટી કરી જોઈ છે.૩૩૯ તારી આ ભક્તિથી તારા ઉપર હું અત્યંત પ્રસન્ન થયો છું. માટે આજે તને તારી ઇચ્છા પ્રમાણે સર્વ કામનાઓ આપીશ.૩૪૦

આ રીતે મને બુદ્ધિમાન્ મહાદેવે કહ્યું; એટલે હર્ષથી મારી આંખમાંથી અશ્રુઓ પડવા લાગ્યાં અને શરીરમાં રોમાંચ થયાં.૩૪૧ અને તે સમયે એ ગોઠણવડે પૃથ્વી ઉપર પડી, વારંવાર પ્રણામ કરીને હર્ષથી ગદ્ગદિત વાણીવડે દેવને કહેવા લાગ્યો:–૩૪૨ હે દેવ! આજે મારો પુનર્જન્મ થયો છે; આજે મારો જન્મ સફળ થયો છે, કારણ કે સુર અને અસુરના ગુરુ એવા દેવ મારી સન્મુખ ઉભા છો.૩૪૩ અપાર પરાક્રમવાળા એવા જેનાં દેવો પણ સાક્ષાત્ દર્શન કરી શકતા નથી, તે દેવનાં મને સાક્ષાત્ દર્શન થયાં છે. ત્યારે મારા કરતાં વધારે ભાગ્યશાળી બીજો કોણ હોય?૩૪૪ વિદ્વાનો પણ આપનું પરમ તત્ત્વરૂપે, સનાતનરૂપે, અજન્મારૂપે, જ્ઞાનરૂપે, અક્ષરરૂપે તથા જે અતિ ખ્યાતિ પામેલ છે તે (સર્વ દેવોમાં) વિશેષ ગુણવાનરૂપે ધ્યાન ધરે છે,૩૪૫ તે જ એ ભગવાન્ શંકર સર્વ પ્રાણીઓના આદિ કર્તા છે, અવિકારી છે, સર્વ તત્ત્વોના વિધાનને જાણનારા છે, તથા ઉત્તમ એવા પ્રધાન પુરુષ છે;૩૪૬ જે પોતાના જમણા અંગમાંથી લોકોને ઉત્પન્ન કરનારા બ્રહ્માને સરજે છે, અને ડાબા પડખામાંથી લોકોની રક્ષા કરવા માટે વિષ્ણુને ઉત્પન્ન કરે છે,૩૪૭ અને જગતનો પ્રલય કાળ આવે છે ત્યારે પ્રભુ ( સમર્થ ) એવા ઈશ (શંકર) રુદ્રને ઉત્પન્ન કરે છે; તે રુદ્ર સ્થાવર તથા જંગમરૂપ સર્વ જગતનો સંહાર કરે છે;૩૪૮ કાળરૂપ થઇને, મહાતેજસ્વી સંવર્તક અગ્નિની પેઠે પ્રલય સમયે સર્વ પ્રાણીઓને ગળી જઇને રહે છે.૩૪૯ એ મહાદેવ સ્થાવરજંગમરૂપ જગતને સરજે છે, અને યુગના ક્ષયસમયે સર્વ પ્રાણીઓની સ્મૃતિનો નાશ કરી નાંખી રહે છે.૩૫૦ તે સર્વ ઠેકાણે વ્યાપક છે, સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે, સર્વ પ્રાણીઓના ઉત્પન્ન કર્તા છે, સર્વ ઠેકાણે જાય છે, છતાં સર્વ દેવો તેને નિત્ય જોઈ શકતા નથી.૩૫૧ હે પ્રભુ! તારે મને જો વર આપવો હોય, તું જો મારા ઉપર તુષ્ટમાન થયો હોય, તો, હે દેવ! હે સુરેશ્વર! મારી તારા ઉપર નિત્ય ભક્તિ થાવ.૩૫૨ હે વિભુ! હે સુરસત્તમ! તારી કૃપાથી હું ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળને જાણી શકું, આવી મારી બુદ્ધિ થાવ.૩૫૩ વળી હું મારા ભાઇઓની સાથે અક્ષય દૂધ ભાત ખાઉં, અને અમારા આશ્રમમાં આપનું પરમ સાન્નિધ્ય રહો.૩૫૪

આ રીતે મેં કહ્યું; એટલે ભગવાન, લોકોમાં પૂજાતા, મહેશ્વર, મહા તેજસ્વી, સ્થાવર તથા જંગમના ગુરુ શિવે મને કહ્યું;૩૫૫

શ્રી ભગવાન્ કહે છે:–તું જરાથી અને મરણથી રહિત થઇશ; તારાં દુઃખ દૂર થાવ, તું યશસ્વી, તેજસ્વી અને દિવ્ય જ્ઞાનવાળો થઇશ;૩૫૬ વળી મારા પ્રસાદથી ઋષિઓ તારી પાસે આવે તેવી યોગ્યતાવાળો થઈશ; તું શીલસંપન્ન, ગુણસંપન્ન, સર્વજ્ઞ ને સુંદર રૂપવાળો થઇશ;૩૫૭ તારું યૌવન અખંડ થાવ, અગ્નિના સમાન તારું તેજ થાવ, તું જ્યાં જ્યાં ઇચ્છા કરીશ ત્યાં ત્યાં તને મનગમતો ક્ષીરસાગર અર્થાત્૩૫૮ દૂધનો ભંડાર તારી સમીપમાં પૂર્ણ હાજર થશે; અને અમૃતની સાથે મિશ્ર કરેલ ક્ષીર ભાતનું૩૫૯ બાંધવોની સાથે એક કલ્પ સૂધી તું ભોજન ખાઇશ, અને તે પછી તું મારી પાસે આવીશ; તારા બાંધવો, તારું કુળ, અને તારું ગોત્ર અક્ષય રહો;૩૬૦ વળી, હે ઉત્તમ બ્રાહ્મણ! તારી મારા વિશે અચલ ભક્તિ થશે; હે દ્વિજોત્તમ! હું તારા આશ્રમમાં નિત્ય હાજર રહીશ;૩૬૧ હે વત્સ! તું તારી ઇચ્છાનુસાર અહીં રહે; તારે ઉત્કંઠા કરવાની જરૂર નથી; હે વિપ્ર! તું મને સંભારીશ ત્યારે તને મારાં દર્શન થશે.૩૬૨

આ રીતે કહી કરોડો સૂર્યના સમાન કાંતિવાળા ભગવાન્ ઈશાન વરો આપીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.૩૬૩ હે કૃષ્ણ! આ પ્રમાણે મેં સમાધિમાં બેસીને દેવના દેવ (એવા શ્રી શંકર)નાં દર્શન કર્યાં છે અને બુદ્ધિમાન્ એવા શંકરે મને જે કહ્યું હતું, તે સર્વ મેં પ્રાપ્ત કર્યું છે.૩૬૪ હે કૃષ્ણ! આ સિદ્ધ પુરુષો, ઋષિઓ, વિદ્યાધરો, યક્ષો, ગંધર્વો, તથા અપ્સરાઓ કાર્ય કરી રહ્યાં છે, તેઓને તું પ્રત્યક્ષ રીતે જો.૩૬૫ આ સર્વ જાતનાં પુષ્પો તથા ફળોને આપનારાં વૃક્ષો, લતાઓ અને ગુલ્મોને જો. તેઓ સર્વ ઋતુઓનાં પુષ્પોથી ભરપૂર છે, સુંદર પત્રોવાળાં છે, અને સુગંધિવાળાં છે.૩૬૬ હે મોટા બાહુવાળા શ્રીકૃષ્ણ! આ સર્વ દિવ્ય ભાવવાળું જે જોવામાં આવે છે, તે સર્વ દેવના દેવ મહાત્મા ઈશ્વરના પ્રસાદથી થયું છે.૩૬૭

વાસુદેવ બોલ્યા:–તેનું એ વચન સાંભળી સર્વ

જાણે પ્રત્યક્ષ દર્શન હોય, તેમ હું પરમ વિસ્મય પામ્યો અને તે મહા મુનિને કહેવા લાગ્યો:૩૬૮ હે વિપ્રેંદ્ર! તને ધન્ય છે, તારા કરતાં વિશેષ પુણ્ય કરનારો બીજો કોણ છે? કારણ કે દેવોના પણ વડા દેવ તારા આશ્રમમાં નિવાસ કરે છે.૩૬૯ હે મુનિસિંહ! ત્યારે તે ભગવાન્ શંકર મને પણ એ પ્રમાણે દર્શન દેશે? અને મારા ઉપર પણ કૃપા કરશે?૩૭૦

ઉપમન્યુ બોલ્યાઃ-હે નિર્દોષ! હે પુંડરીકાક્ષ! મેં જે પ્રમાણે શંકરનાં દર્શન કર્યાં છે, તે પ્રમાણે જ થોડા જ સમયમાં તને પણ મહાદેવનાં દર્શન થશે.૩૭૧ હે પુરુષોત્તમ! હું દિવ્ય નેત્રવડે અપાર પરાક્રમી એવા મહાદેવનાં દર્શન કરું છું, અને તું પણ આજથી છઠ્ઠે મહિને મહાદેવનાં દર્શન કરશે.૩૭૨ હે યદુશ્રેષ્ઠ કૃષ્ણ! તને પત્નીસહ આવેલા મહાદેવની પાસેથી સોળ અને આઠ* એમ ચોવીશ વર મળશે. આ વાત હું તને ખરી કહું છું.૩૭૩ હે મોટા બાહુવાળા કૃષ્ણ! ભૂત, ભવિષ્ય અને વર્તમાન, નિત્ય અને બુદ્ધિમાન્ એવા શંકરના પ્રસાદથી મારા જાણવામાં છે.૩૭૪ હે માધવ! હરે જ્યારે આ બીજા હજારોના ઉપર અનુગ્રહ કર્યો છે, તો પછી ભગવાન્ તારા ઉપર શા માટે કૃપા કરે નહિ?૩૭૫ કારણ કે તું બ્રાહ્મણોનો રક્ષક છે, દયાળુ છે અને શ્રદ્ધાવાળો છે, તેની સાથે દેવોનો સમાગમ થાય, એ શ્લાઘા કરવા યોગ્ય ગણાય.૩૭૬ હું તને શંકરનો મંત્ર આપીશ, જે જપવાથી તું શંકરનાં દર્શન કરશે.

શ્રીકૃષ્ણ કહે છેઃ-તે પછી મેં તેને કહ્યું:-હે બ્રાહ્મણ! હે મહામુનિ! તારી કૃપાથી,૩૭૭ મને દિતિના પુત્રોનાં ટોળાં સંહાર કરનારા, દેવોના ઈશ્વર (શંકર)નાં દર્શન થશે. આ રીતે મહાદેવની કથા કરતાં કરતાં,૩૭૮ તેને આઠ દિવસો એક મુહૂર્તની પેઠે, હે ભારત! વીતી ગયા. આઠમે દિવસે તે બ્રાહ્મણે મને વિધિ પ્રમાણે દીક્ષા આપી.૩૭૯ પછી મેં દંડ ધારણ કર્યો, માથે મુંડન કરાવ્યું, કુશ (દર્ભ) ધારણ કર્યા, શરીર ઉપર વલ્કલ વસ્ત્ર પહેર્યાં, શરીર ઉપર ઘી ચોપડ્યું, કટિમેખલાને ધારણ કરી. આ રીતે દીક્ષા લઈને એક મહિનો મેં ફલાહાર કર્યો. પછી બીજે મહિને જળનું પાન કરીને રહ્યો;૩૮૦ ત્રીજે, ચોથે અને પાંચમે મહિને પવનનો આહાર કર્યો, અને બે બાહુ ઉંચા કરી, સાવધાન થઈ એક પગ ઉપર ઉભો રહ્યો.૩૮૧ હે ભરતવંશી રાજા! તે સમયે મેં આકાશમાં હજારો સૂર્યનાં તેજને દીઠું. હે પાંડુના પુત્ર! તે તેજના મધ્ય ભાગમાં એક તેજ જોવામાં આવ્યું,૩૮૨ જે ઇંદ્રધનુષોથી ભરપૂર હતું, વિજળીઓની પંક્તિ તથા અગ્નિરૂપી નેત્રવાળું હતું, શ્યામ રંગના પર્વતોની શ્રેણિના જેવું દેખાતું હતું, અને બગલીઓની પંક્તિઓથી શોભાયમાન લાગતું હતું.૩૮૩ તેમાં મોટી કાંતિવાળા ભગવાન્ દેવી સાથે બીરાજ્યા હતા. તપ, તેજ, કાંતિ, પ્રકાશ તથા ભાર્યા ઉમાની સાથે૩૮૪ ભગવાન્ મહેશ્વર ત્યાં દીપી રહ્યા હતા. તે મેઘમંડળમાં ચંદ્રની સાથે રહેલો સૂર્ય જેમ શોભે, તેમ શોભી રહ્યા હતા.૩૮૫ હે કુંતીના પુત્ર! તે સમયે મારાં રોમમાં હર્ષ થયો હતો, વિસ્મયથી મારાં નેત્ર પ્રફુલ્લિત થઈ ગયાં હતાં, અને મેં દેવોના સમુદાયના ગતિરૂપ તથા તેઓની પીડાને હરણ કરનારા હરનાં (શંકરનાં) દર્શન કર્યાં.૩૮૬ શંકરે માથા ઉપર મુકુટ પહેર્યો હતો, હાથમાં ગદાને તથા શૂળને ધારણ કર્યું હતું; વાઘનું ચર્મ ધારણ કર્યું હતું; માથા ઉપર જટા હતી; હાથમાં દંડ, પિનાક તથા વજ્રને ધારણ કર્યું હતું; તેની ડાઢ તીક્ષ્ણ હતી, સુંદર બાજુબંધ ધારણ કર્યાં હતાં, સર્પનું યજ્ઞોપવીત (જનોઇ) પહેર્યું હતું (એવા હરનાં મેં દર્શન કર્યાં);૩૮૭ ઘુંટિ સૂધી લટકતી અનેક રંગની દિવ્ય માળાઓને વક્ષઃસ્થળ ઉપર ધારણ કરી હતી; ખરેખર વર્ષાઋતુમાં સંધ્યા સાથે રહેલા મંડળવાળા ચંદ્રના જેવા જણાતા શંકરનાં મને દર્શન થયાં.૩૮૮ અસંખ્ય જાતના પ્રમથો અને ગણોથી ચોતરફથી વિંટાયેલા શંકર, શરદ્ ઋતુમાં મંડળવાળા સૂર્ય જેમ દુઃખે કરીને જોઈ શકાય તેમ, દુષ્પ્રેક્ષ્ય થઈ પડ્યા હતા.૩૮૯ પોતાના આત્માને નિયમમાં રાખનારા અને કર્મોવડે પોતાના શુભ કર્મ કરનાર બનેલા, પોઠિયો જેનું વાહન છે એવા (શંકર)ની અગ્યારસો રુદ્રો સ્તુતિ કરતા હતા.૩૯૦ તે સમયે આદિત્ય દેવો, વસુઓ, સાધ્ય દેવો, વિશ્વેદેવો, અશ્વિનીકુમારો, તે વિશ્વના દેવ એવા દેવની, સર્વ પ્રકારની સ્તુતિઓવડે સાથે મળીને સ્તુતિ કરતા હતા;૩૯૧ અદિતિના પુત્ર ભગવાન્ ઇંદ્ર, વિષ્ણુ તથા બ્રહ્મા ભવની પાસે "રથંતર" સામનું ગાન કરતા હતા.૩૯૨ ઘણા યોગેશ્વરો, બ્રહ્મર્ષિઓ તથા દેવર્ષિઓ, પોતાના પુત્રો સાથે, યોગનું જ્ઞાન દેનારા પિતા અને ગુરુરૂપ એવા શંકરની સ્તુતિ કરતા હતા;૩૯૩ પૃથિવી, અંતરિક્ષ, નક્ષત્રો, ગ્રહો, મહિનાઓ, પક્ષો, ઋતુઓ, રાત્રિઓ, સંવત્સરો, ક્ષણો,૩૯૪

* આ શ્લોકમાં ષોડશાષ્ટૌ વરાંશ્ચાપિ એમ લખ્યું છે. તેમાં ષોડશ એટલે સોળ અને અષ્ટૌ એટલે આઠ આ બે સંખ્યા એકઠી કરતાં ૨૪ વર થાય છે. પરંતુ જ્યાં વર માગ્યા છે, ત્યાં આઠ શંકર પાસેથી ને આઠ ઉમાની પાસેથી માગ્યા છે, અને તેની ગણત્રી કરતાં સોળ વર થાય છે. તેથી અષ્ટૌ એટલે બે વાર આઠ, અર્થાત્ સોળ વર આવો અર્થ અહીં સમજવાનો છે. ષોડશ કેમ થયા તો કે આઠ આઠ મળીને સોળ થયા.

મુહૂર્તો, નિમેષો, યુગના ફેરફારો, દિવ્ય વિદ્યાઓ તથા સત્વવેત્તા ઋષિઓ, હે રાજન્! (યોગદાતા પિતા શંકરને) નમસ્કાર કરતા હતા;૩૯૫ સનત્કુમારો, દેવો, ઇતિહાસો, મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ,૩૯૬ સાત મનુઓ, સોમ, અથર્વો, બૃહસ્પતિ, ભૃગુ, દક્ષ, કશ્યપ, વસિષ્ઠ, અને કાશ્ય,૩૯૭ છંદો, દીક્ષા, યજ્ઞો, દક્ષિણાઓ, પાવક, હવિ; હે યુધિષ્ઠિર! યજ્ઞની સર્વ મૂર્તિમાન સામગ્રી,૩૯૮ સર્વે પ્રજાપાલગણ, નદીઓનો સમુદાય, સર્પો, નાગગણો, દેવોની સર્વ માતૃકાઓ, સર્વ દેવોની પત્નીઓ, તેઓની કન્યાઓ,૩૯૯ હજારો મુનિઓ, અને લાખો અર્બુદો (મેઘો), પર્વતો, સાગરો ને દિશાઓ શાંત એવા પ્રભુને નમસ્કાર કરતા હતા;૪૦૦ ગીતમાં તથા વાદિત્ર વગાડવામાં કુશળ ગંધર્વો, અને અપ્સરાઓ દિવ્ય તાલો દઇને ગાવા લાગ્યા, ને અદ્ભુત ભવની (શંકરની) સ્તુતિ કરવા લાગ્યા;૪૦૧ વિદ્યાધરો, દાનવો, ગુહ્યકો, રાક્ષસો, સર્વે સ્થાવર તથા જંગમ પ્રાણીઓ, હે મહારાજ! વાણી, મન અને કાયાથી વ્યાપક શંકરને નમસ્કાર કરતા હતા.૪૦૨

દેવોના ઈશ્વર એવા સર્વ (જગતનો સંહાર કર્તા) મારા સન્મુખ ઉભા હતા. હે ભરત રાજા! મારી આગળ શંકરને ઉભેલા જોઇને,૪૦૩ પ્રજાપતિથી લઇને ઇંદ્ર સૂધીનું જગત્ મને જોવા લાગ્યું; પરંતુ તે સમયે મહાદેવનાં દર્શન કરવાની મારી શક્તિ ન હતી.૪૦૪ તે સમયે દેવે મને કહ્યું: હે કૃષ્ણ! મારાં દર્શન કર અને મારી સાથે બોલ. તેં સેંકડો અને હજારો વાર મારી આરાધના કરી છે;૪૦૫ મને ત્રણે લોકમાં તારા સમાન કોઈ પણ પ્રિય નથી.

તે પછી મેં મસ્તકવડે દેવને પ્રણામ કર્યા, એટલે દેવી ઉમા પ્રસન્ન થયાં. તે પછી બ્રહ્મા આદિ દેવોએ જેની સ્તુતિ કરી છે, એવા સ્થાણુ ભગવાનને મેં કહ્યું.૪૦૬

કૃષ્ણ કહે છેઃ-હે સર્વના સનાતન યોનિરૂપ! તને નમસ્કાર હો. ઋષિઓ તને બ્રહ્માના અધિપતિ કહે છે; તથા સત્પુરુષો કહે છે કે, તપ, સત્વગુણ, રજોગુણ, તમોગુણ અને સત્ય પણ તુંજ છો;૪૦૭ તુંજ બ્રહ્મા છો, રુદ્ર છો, વરુણ છો, અગ્નિ છો, મનુ છો, ભવ છો, ધાતા છો, ત્વષ્ટા છો, વિધાતા છો અને સર્વ વ્યાપક એવા પ્રભુ છો;૪૦૮ સ્થાવર તથા જંગમરૂપ પ્રાણીઓ તારાથી ઉત્પન્ન થયા છે અને આ સ્થાવર તથા જંગમ સાથે આ સર્વ ત્રણે લોક તેં સરજ્યા છે;૪૦૯ સર્વે ઇંદ્રિયો, સંપૂર્ણ મન, પાંચ પ્રાણ, સાત અગ્નિઓ (ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય, સભ્ય અને આવસથ્ય આ પાંચ શ્રૌત, છઠ્ઠો સ્માર્ત અને સાતમો લૌકિક અગ્નિ), સૂત્રાત્મામાં લય પામનારા દેવો, અને સ્તુતિ કરવા યોગ્ય દેવતાઓ આ સર્વના કરતાં તુંજ શ્રેષ્ઠ દેવ છો, એમ ઋષિઓ કહે છે;૪૧૦ દેવો, યજ્ઞો, સોમ, દક્ષિણા, અગ્નિ, હવિષ્ તથા યજ્ઞની સર્વ સામગ્રીઓ આપ ભગવાન્ રૂપ છે, એમાં સંદેહ નથી;૪૧૧ યજ્ઞાદિકનું ફળ, વેદાધ્યયન, વ્રતો, નિયમો, લજ્જા, કીર્તિ, શ્રી, દ્યુતિ, તુષ્ટિ, અને યોગની સિદ્ધિ આ સર્વ તારાં સ્વરૂપને પ્રાપ્ત કરાવનારાં છે;૪૧૨ હે ભગવન્! કામ, ક્રોધ, ભય, લોભ, મદ, સ્તંભ, મત્સર, આધિઓ, વ્યાધિઓ, એ સર્વે તારાં બાળકો છે;૪૧૩ તું ક્રિયારૂપ છો, સુખદુઃખાદિકરૂપ છો, સુખદુઃખના અભાવરૂપ છો, વાસનાના અવિનાશી બીજરૂપ અજ્ઞાન છો; મનનું પરમ કારણ છો, ઐશ્વર્યરૂપ છો, તથા શાશ્વતરૂપ એટલે કર્મનાં ફળરૂપે નહિ એવા છો;૪૧૪ અવ્યક્તરૂપ છો, પાવનરૂપ છો, અચિંત્યરૂપ છો, હજાર કિરણોવાળા સૂર્યરૂપ છો, સુવર્ણમય છો, સર્વ અવ્યક્ત આદિ તત્વોના આદિકારણ છો તથા સર્વ જીવોના આશ્રયરૂપ છો;૪૧૫ મહત્ આત્મા, મતિ, બ્રહ્મા, વિશ્વ, શંભુ, સ્વયંભુવ, બુદ્ધિ, પ્રજ્ઞા, ઉપલબ્ધિ, સંવિત્, ખ્યાતિ, ધૃતિ, અને સ્મૃતિ,૪૧૬ આ પર્યાયવાચક શબ્દોએ કરીને મહાન્ આત્મારૂપ આપનો વિચાર વેદાર્થને જાણનારા વિદ્વાનો કરે છે; અને પરબ્રહ્મના સ્વરૂપને જાણનારો પુરુષ વેદમાંથી આપના સ્વરૂપને જાણીને સંસારના મૂળભૂત પ્રમોહ(અજ્ઞાન)નો સંપૂર્ણ રીતે નાશ કરે છે;૪૧૭ તું સર્વ પ્રાણીઓના હૃદયરૂપ છો, તું ક્ષેત્રજ્ઞ છો, ઋષિઓ જેની સ્તુતિ કરે છે તે તું છો; તારાં ચરણ અને હાથ સર્વ ઠેકાણે છે; તારાં નેત્ર, મસ્તક અને મુખ સર્વ ઠેકાણે છે;૪૧૮ જગતમાં તું સર્વ ઠેકાણે કાનવાળો છે, સર્વ જગતને વ્યાપીને રહેલો છે, તથા સૂર્યના નિમેષ (મટકું) વગેરે સર્વ કામોમાં તુંજ ફળરૂપ છો;૪૧૯ તું ચૈતન્યના અર્ચિરૂપ છો, સર્વના હૃદયમાં રહેલા પુરુષ છો, યોગની અણિમા (ઝીણામાં ઝીણુ થઈ જવારૂપ શક્તિ), મહિમા (સર્વ કરતાં મોટું થઈ જવાની શક્તિ), સર્વ કામનાની પ્રાપ્તિ કરવારૂપ શક્તિ છો, ઈશાના (સર્વ ઉપર સત્તા ભોગવવારૂપ) શક્તિરૂપ છો; જ્યોતિષ રૂપ છો અને અવિકારી છો;૪૨૦ તારા વિશે બુદ્ધિ તથા મતિ વાસો કરીને રહેલી છે તથા તારું ધ્યાન કરનારા, નિત્ય યોગનું સેવન કરનારા, સત્ય સંકલ્પવાળા અને ઇંદ્રિયોનો વિજય કરનારા પુરુષો, તારો આશ્રય કરીને તને પ્રાપ્ત થાય છે;૪૨૧ જે પુરુષ તને

વિશિષ્ટ અનુભવરૂપ, બુદ્ધિમાં વાસ કરીને રહેલા, પ્રભુ, પુરાણ પુરુષરૂપ, હિરણ્યમય, બુદ્ધિમાનોની પરમ ગતિરૂપ એવા આપને જાણે છે, તે બુદ્ધિમાન્ પુરુષ બુદ્ધિને ઉલ્લંઘન કરી, પરબ્રહ્મમાં સ્થિતિ કરે છે;[૪૨૨] જ્ઞાની પુરુષ, મહત્તત્ત્વ, અહંકાર તથા પાંચ તન્માત્રા આ સાત સૂક્ષ્મ પદાર્થોને તથા તારા મૂર્તિમાન્ છ અંગને જાણે છે, અને પ્રધાનવિધિ કહેતાં આત્મારૂપે જાણવામાં આવેલા ચિત્તને આત્માથી ભિન્ન જણાવનારા યોગવિધિનું સેવન કરીને તારા સ્વરૂપમાંજ પ્રવેશ કરે છે.[૪૨૩]

હે પાર્થ! મેં પીડાનો નાશ કરનારા શંકરને આ રીતે કહ્યું, તે સમયે સ્થાવર તથા જંગમરૂપ સર્વ જગતે સિંહના જેવી ગર્જના કરી;[૪૨૪] અને તે સમયે બ્રાહ્મણોના મંડળોએ, દેવોએ, અસુરોએ, નાગોએ, પિશાચોએ, પિતરોએ, પક્ષીઓએ, રાક્ષસોના ગણોએ, ભૂતોના ગણોએ, અને સર્વ મહર્ષિઓએ શંકરને પ્રણામ કર્યા;[૪૨૫] તે સમયે મારા મસ્તક ઉપર સુગંધી દિવ્ય પુષ્પોના ઢગલાઓ પડવા લાગ્યા અને વાયુ પણ સુખાકારી વાવા લાગ્યો.[૪૨૬]

જગતનું હિત કરનારા ભગવાન્ શંકરે પંડે ઉમા દેવીને, મને તથા ઇંદ્રને જોઇને મને કહ્યું;[૪૨૭] હે કૃષ્ણ! હે શત્રુનું હનન કરનારા! તારી અમારા ઉપર પરમ ભક્તિ છે, એમ સર્વે જાણે છે. તું તારું પોતાનું કલ્યાણ કર; કારણ કે મારી તારા ઉપર પરમ પ્રીતિ છે.[૪૨૮] હે સત્પુરુષ કૃષ્ણ! તું મારી પાસેથી આઠ વર માગી લે; હું તને આઠ વર આપીશ. હે યાદવસિંહ! જે અત્યંત દુર્લભ એવા વરની ઇચ્છા હોય, તે વર તું માગી લે.[૪૨૯]

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वमां मेघवाहन* पर्व ए नामनो अध्याय १४ मो समाप्त

## અધ્યાય ૧૫ મો
### ઉમાએ આપેલ વરદાન

કૃષ્ણ કહે છે:–તે પછી મેં મારા મનને નિયમમાં રાખી, મસ્તક નમાવી, પરમ હર્ષમાં આવીને તેજના નિધિરૂપ ભગવાનને કહ્યું:–[૧] હું તારી પાસેથી ધર્મ ઉપર દૃઢતા, યુદ્ધમાં શત્રુનો સંહાર, યશ, અને ઉત્તમ તથા પરમ એવું બળ, યોગ વિષે પ્રિયતા, તારું સાંનિધ્ય તથા સેંકડો પુત્રોને માગું છું.[૨]

ઉપર પ્રમાણે મેં માગ્યું, એટલે શંકરે મને કહ્યું કે, "તેમ થાઓ." તે પછી મને જગતની માતા, સર્વનું પોષણ કરનારાં, સર્વને પવિત્ર કરનારાં,[૩] તપના ભંડારરૂપ, સર્વનાં પત્ની એવાં ભગવતી ઉમા સાવધાન થઇને બોલ્યાં: હે નિર્દોષ કૃષ્ણ! તને ભગવાને સાંબ નામનો પુત્ર આપ્યો છે;[૪] હવે તું મારી પાસેથી પણ આઠ ઇષ્ટ વર માગી લે, હું તને વરો આપીશ.

તે પછી, હે પાંડુના પુત્ર! મેં તેને મસ્તકથી પ્રણામ કરીને કહ્યું કે:[૫] બ્રાહ્મણોના ઉપર અક્રોધ, પિતાથી પ્રસન્નતા, સો પુત્રો, ઉત્તમ વૈભવ, કુળ ઉપર પ્રીતિ, માતાની કૃપા, શાંતિનો લાભ અને કર્મમાં કુશળતા (આટલું તારી પાસેથી માગું છું).[૬]

ઉમા બોલ્યાં: હે દેવતા સમાન પ્રભાવવાળા કૃષ્ણ! તારા માગવા પ્રમાણે તને મળશે. હું કોઈ પણ દિવસ અસત્ય ભાષણ કરતી નથી. તને સોળ હજાર સ્ત્રીઓ થશે. તે સર્વના ઉપર તારી અખંડ પ્રીતિ થાશે (ને તેઓની તારા ઉપર અખંડ પ્રીતિ થશે);[૭] વળી તારા બાંધવો પણ તારા ઉપર પ્રીતિ કરશે, તથા હું તને તારા શરીરની સુંદરતા આપું છું, તથા તારા ઘરમાં નિત્ય સાત હજાર અતિથિઓ ભોજન કરશે.[૮]

વાસુદેવ બોલ્યા: હે ભરતવંશી રાજા! આ રીતે મને દેવે તથા દેવીએ વરો આપ્યા, અને તે પછી, હે ભીમના વડિલ બંધુ! તેજ ક્ષણે શંકર પોતાના ગણની સાથે અંતર્ધાન થઈ ગયા.[૯] હે ઉત્તમ રાજા! આ અતિ અદ્ભુત ચરિત્ર સંપૂર્ણ મેં મોટા તેજસ્વી એવા ઉપમન્યુ નામના બ્રાહ્મણ પાસે કહ્યું હતું. તે સાંભળીને, હે સદાચાર સંપન્ન રાજા! દેવના દેવ એવા શંકરને નમસ્કાર કરીને ઉપમન્યુ બોલ્યા:[૧૦]

ઉપમન્યુ બોલ્યા: શર્વના (શંકરના) સમાન દેવ નથી, શર્વના સમાન ગતિ નથી, શર્વના સમાન દાતા નથી, અને શર્વના સમાન રણમાં યુદ્ધ કરનારો પણ નથી.[૧૧]

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वमां मेघवाहन पर्व ए नामनो अध्याय १५ मो समाप्त.

## અધ્યાય ૧૬ મો.
### શિવ આરાધનાનું માહાત્મ્ય

ઉપમન્યુ કહે છે:–હે તાત કૃષ્ણ! સત્યયુગમાં તંડિ નામના એક પ્રખ્યાત ઋષિ હતા. દશ હજાર વર્ષ સૂધી સમાધિ ચઢાવીને દેવ (શંકર)ની,[૧] તે શિવભક્તે આરાધના કરી હતી. તે આરાધનાનું ફળ તું સાંભળ. તંડિએ મહાદેવનાં દર્શન કર્યાં, અને તેણે વ્યાપક એવા વિભુ (શંકર)ની સ્તુતિ કરી હતી.[૨] તંડિ ઋષિએ તપ કરીને અવિનાશી પરમાત્માના વિશે વિચાર કર્યો, અને અત્યંત આશ્ચર્ય પામીને આ પ્રમાણે તે મહાત્માને કહ્યું:[૩]

* આ અધ્યાયમાં શંકર મેઘવાહનનું રૂપ લઇને પધાર્યા હતા, તેથી આ અધ્યાયનું મેઘવાહન પર્વ એવું નામ પાડવામાં આવ્યું છે.

સાંખ્યવેત્તાઓ સદાય જેનો પાઠ કરે છે, યોગીઓ પર, પ્રધાન, પુરુષ, અધિષ્ઠાતા અને ઈશ્વર એવા જેનું સદા ચિંતન કરે છે;[૪] વિદ્વાનો જેને જગતની ઉત્પત્તિમાં તથા વિનાશમાં કારણ સમજે છે, અને દેવો, અસુરો અને મુનિઓ પણ જેનાથી બીજાને શ્રેષ્ઠ માનતા નથી;[૫] તે અજન્મા, ઈશાન, આદિ તથા અંતથી રહિત પ્રભુ, અત્યંત સુખી, પાતક રહિત, એવા દેવને હું શરણે જાઉં છું.[૬]

આ રીતે તે ઋષિ બોલતા હતા, એટલામાં તપના નિધિરૂપ પરમાત્માનાં તેને દર્શન થયાં. જે અવિકારી, ઉપમાથી રહિત, અચિંત્ય, શાશ્વત અને ધ્રુવ હતા;[૭] કળાઓથી (વિભાગોથી) રહિત, સંપૂર્ણ, બ્રહ્મરૂપ, ગુણોથી રહિત, ગુણવાન્, યોગીઓના પરમ આનંદરૂપ, અક્ષર, મોક્ષ નામવાળા,[૮] મનુ, ઈંદ્ર, અગ્નિ, અને મરુતના, વિશ્વના અને બ્રહ્માના ગતિરૂપ, (ઈંદ્રિયોથી તથા મનથી) ગ્રહણ થઈ શકે નહિ તેવા, અચળ, શુદ્ધ, બુદ્ધિથી ગ્રહણ થઈ શકે તેવા, મનોમય,[૯] દુઃખે કરીને પણ જાણી શકાય નહિ તેવા, અસંખ્ય, અજ્ઞાનીઓથી દુષ્પ્રાપ, સર્વ વિશ્વના યોનિરૂપ, જગત્ અને તમથી પણ પર,[૧૦] જે પોતે જીવરૂપે થાય છે અને જીવમાં પણ જ્યોતિઃસ્વરૂપ શિવના મનરૂપે થાય છે તે દેવનાં, દર્શનની ઇચ્છાથી ઋષિએ ઘણા વર્ષો સુધી[૧૧] ઉગ્ર તપ કરીને દર્શન કર્યાં, અને પછી તે ઈશ્વરની સ્તુતિ કરવા લાગ્યા.

તંડિ સ્તુતિ કરે છેઃ–હે શ્રેષ્ઠ દેવ! તું પવિત્રોમાં પણ પવિત્ર છે, ગતિવાળાઓમાં પણ ગતિરૂપ છે;[૧૨] તું તેજોમાં અત્યુગ્ર તેજ છે, તપોમાં પરમ તપરૂપ છે; વિશ્વાવસુ, હિરણ્યાક્ષ અને પુરુહુતે (ઈંદ્ર) જેને નમસ્કાર કર્યો છે તે,[૧૩] હે વ્યાપક! હે ભૂરિ કલ્યાણ દાતા! હે પરમ સત્ય! તને નમસ્કાર હો. જન્મ તથા મરણથી ભય પામનારા અને આત્માના કલ્યાણ માટે પ્રયત્ન કરનારા સંન્યાસીઓને, હે વિભો![૧૪] તું નિર્વાણ આપે છે. હે સહસ્રાંશુ! હે સુખાશ્રમ! તને નમસ્કાર હો. બ્રહ્મા, શતક્રતુ (ઈંદ્ર), વિષ્ણુ, વિશ્વેદેવો, મહર્ષિઓ[૧૫] તારાં સ્વરૂપને યથાર્થ રીતે જાણતા નથી તો અમે તો ક્યાંથી જાણીએ? આ સર્વ જગત્ તારાથી ઉત્પન્ન થાય છે, અને એ સર્વ તારે આધારે રહેલું છે;[૧૬] કારણ કે તું જ કાળ નામ ધારી છે (એટલે રુદ્રરૂપ છે); પુરુષ નામ ધારી છે (એટલે વિષ્ણુરૂપ છે), અને બ્રહ્મા નામ ધારી છો. પુરાણને જાણનારા દેવર્ષિઓ, તારા આ ત્રણ તનુઓ શાસ્ત્રમાં છે એમ જાણે છે.[૧૭] વળી અધિપૌરુષ, અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવત, અધિલોક, અધિવિજ્ઞાન અને અધિયજ્ઞ પણ તું જ છે.*[૧૮] પોતાના આત્મા વિષે તું છે, અને દેવતાઓથી ઘણી મુશ્કેલીએ ઓળખાય તેવો તું છે (અર્થાત્ ન ઓળખાય તેવો તું છે), તને ઓળખીને વિદ્વાનો (બંધનોમાંથી) મુક્ત થાય છે, અને દુઃખ વગરના પરમ ભાવને પામે છે (મુક્તિ મેળવે છે).[૧૯] હે વિભો! જે પુરુષો દોષોથી રહિત એવા તારા પરમ સ્વરૂપને જાણવાની ઇચ્છા કરતા નથી, તે પુરુષનાં અનેક જન્મમરણ થાય છે. સ્વર્ગના અને મોક્ષના દ્વારને હરી લેનાર તથા દેનાર તું જ છે,[૨૦] તું સ્વર્ગ છે, મોક્ષ છે, કામ તથા ક્રોધ પણ તું જ છે; સત્વ, રજ, તમ અને ઉપરના લોકરૂપ તથા નીચેના લોકરૂપ પણ તું જ છે;[૨૧] તું બ્રહ્મા, ભવ, વિષ્ણુ, કાર્તિકસ્વામી, ઈંદ્ર, સવિતા, યમ, વરુણ, ચંદ્ર, મનુ, ધાતા, વિધાતા અને ધનના ઈશ્વર કુબેર પણ તું જ છે;[૨૨] ભૂમિ, વાયુ, જળ, અગ્નિ, આકાશ, વાણી, બુદ્ધિ, સ્થિતિ, મતિ, કર્મ, સત્ય, અસત્ય, તું જ છે; તું જ છે, અને તું જ

---

* મસ્તક, હાથ, પગ વગેરે અવયવોવાળો દેહ પુરુષ કહેવાય છે, અને તેના સંબંધી જે વિજ્ઞાન, તે અધિપૌરુષવિજ્ઞાન કહેવાય છે. દેહની ઉત્પત્તિમાં માતા પૂર્વરૂપ છે, પિતા ઉત્તર રૂપ છે, પ્રજા સંધિરૂપ છે, અને પ્રજનન સંધાનરૂપ છે, એમ શ્રુતિમાં કહેલું છે. ક્ષેત્ર અને બીજરૂપ માતાપિતાનો પરસ્પર સમાગમ થવાથી અંકુરરૂપે પ્રજા ઉત્પન્ન થાય છે, તેમ જ પ્રકૃતિ તથા પુરુષથી આ જગત્ ઉત્પન્ન થાય છે. માટે જો મિથુની ભાવનો અભાવ થાય ને બ્રહ્મચર્ય પાળવામાં આવે તો પ્રજા જેમ ઉત્પન્ન ન થાય તેમ જ જગત્ પણ ઉત્પન્ન થાય નહિ; માટે પુરુષ અને પ્રકૃતિના વિવેકની જેને ઇચ્છા હોય, તેણે ઉપસ્થનો નિગ્રહ કરવો જોઇએ.

અધ્યાત્મમાં પણ તેમજ સમજવાનું છે. તેમ જ આ શરીરમાં નીચેનો હોઠ પૂર્વરૂપ કહેવાય છે, ને ઉપરનો હોઠ ઉત્તરરૂપ કહેવાય છે; વાણી સંધિરૂપ છે ને જિહ્વા સંધાનરૂપ છે. માટે જિહ્વાનો નિગ્રહ કરીને પ્રકૃતિપુરુષના વિવેકને માટે મૌન રહેવું જોઇએ. જો વાણી વગેરેને નિયમમાં રાખવામાં ન આવે, પણ મરજી પ્રમાણે બોલવામાં આવે તો પ્રકૃતિપુરુષનું જ્ઞાન થતું નથી. પરંતુ કદી પણ તૂટે નહિ તેવો સંસાર ચાલ્યા કરે છે.

વળી ભૂત કહેતાં દેહને ઉત્પન્ન કરનારાં પાંચ મહાભૂતો (અધિભૂત) અને અધિદેવતા કહેતાં પાંચ પ્રાણ તથા ઇંદ્રિયો તેઓ પણ પરસ્પર જોડાય છે ત્યારે સંસાર ઉત્પન્ન થાય છે, અને તેનું કારણ પાંચ જ્ઞાનેંદ્રિય તથા તેના વિષયો તે આ બન્નેનો સહવાસ થવાથી થાય છે. જો પાંચ મહાભૂતો ન હોય તો તેને જાણનારી પ્રજ્ઞા પણ ન હોય, અને જો તેને જાણનારી પ્રજ્ઞા ન હોય તો પાંચ ભૂતો પણ સિદ્ધ થઈ શકે નહિ. જો બ્રહ્મચર્ય પાળીને વાણી વગેરેનો નિગ્રહ કરવામાં આવે છે તો જીવ તથા બ્રહ્મની એકતા કરવામાં કારણભૂત અધિભૂતાદિકની ઉત્પત્તિ જ થતી નથી અને એક ઘડાનો નાશ થયાથી જેમ ઘટનું આકાશ અને મહાકાશ એકઠાં મળી જાય છે તેમ યજ્ઞ પુરુષનું જ્ઞાન થયા પછી, આ પાંચ ભૌતિક શરીર પડી ગયા પછી, જીવની અને બ્રહ્મની એકતા થઈ જાય છે, અને આ સર્વ તમારું જ સ્વરૂપ છે.

નથી;[૨૩] ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના વિષયો તું છે; પ્રકૃતિથી પર ધ્રુવમૂર્તિ, વિશ્વ તથા તેથી ભિન્નરૂપ, ચિંત્ય તથા અચિંત્યરૂપ પણ તું જ છે;[૨૪] જે આ પરમ બ્રહ્મ છે, જે પરમપદરૂપ છે, સાંખ્ય તથા યોગની જે પરમ ગતિ છે, તે તું જ છે એમાં સંદેહ નથી.[૨૫] આજે અમે ખરેખર કૃતાર્થ થયા છીએ, આજે અમને ખરેખર સત્પુરુષોની ગતિ મળી ચૂકી છે કે જે ગતિને માટે જ્ઞાનથી નિર્મળ બુદ્ધિવાળા પુરુષો પ્રાર્થે છે.[૨૬] જે સનાતન દેવને વિદ્વાનો પણ જાણે છે તેને અમે અજ્ઞાનપણાથી આજ ઘણા કાળ સૂધી ઓળખી શકયા નહિ, માટે અમે મૂઢ છીએ.[૨૭] મેં ઘણા જન્મે સાક્ષાત્ તારી આ ભક્તિને પ્રાપ્ત કરી છે. ભક્તના ઉપર અનુગ્રહ કરનાર દેવ તું છે, અને તારા સ્વરૂપને જાણીને મનુષ્ય અમૃતને (મરણાવસ્થા જ્યાં નથી તે) પ્રાપ્ત કરે છે.[૨૮] દેવો, અસુરો અને મુનિઓને પણ જે ગુપ્ત છે, વળી જે સનાતનરૂપ છે, જે બ્રહ્મ હૃદયાકાશમાં બિરાજે છે, અને જે મુનિથી પણ જાણી શકાય નહિ તેવું છે, તે તું જ છે;[૨૯] ભગવાન્ દેવ એ સર્વને ઉત્પન્ન કર્તા છે, સર્વત્ર વ્યાપક છે, સર્વના આત્મા છે, સર્વદર્શી છે, સર્વત્ર જનારા છે અને સર્વજ્ઞ છે,[૩૦] દેહને ઉત્પન્નકર્તા છે, દેહના પોષણકર્તા છે, દેહધારી છે, દેહને સંહારકર્તા છે, દેહધારીઓની ગતિરૂપ છે, પ્રાણને ઉત્પન્ન કરનારા છે, પ્રાણને ધારણ કરનારા છે, પ્રાણી છે, પ્રાણના આપનારા છો, અને પ્રાણીઓની ગતિરૂપ છે;[૩૧] તારું ધ્યાન કરનારા અને આત્માને જાણનારા મહાત્માઓની અધ્યાત્મ ગતિરૂપ તું છે. તથા પુનર્જન્મની કામના વિનાના પુરુષોની જે ગતિ છે તે હે ઈશ્વર તું જ છે.[૩૨] સર્વ પ્રાણીઓને શુભ તથા અશુભ ગતિ આપનાર તું છે; સર્વ પ્રાણીઓના જન્મ તથા મરણને કરનાર પણ તું છે. મોક્ષની કામનાવાળા પુરુષોની જે ગતિ છે તે પણ તું જ ઈશ્વર છે.[૩૩] વળી દેવતાઓની સાથે ભૂ વગેરે સર્વ ભુવનોને ઉત્પન્ન કરીને આઠ* મૂર્તિ ધારણ કરી, તેઓનું પોષણ પણ તું જ કરે છે.[૩૪] તારાથી આ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે, તારા વિશે આ સર્વ જગત્ રહેલું છે, તારા વિશે આ સર્વ જગતનો પ્રલય થાય છે, અને તું જ એક સનાતનરૂપ છે.[૩૫] વળી સત્યની કામનાવાળા સત્પુરુષોના ઉત્તમ એવા સત્યલોકરૂપ તું છે, મુક્ત પુરુષોના અપવર્ગરૂપ છે, આત્મવેત્તા પુરુષોના કૈવલ્યરૂપ છે.[૩૬] દેવો, અસુરો અને મનુષ્યો આને જોઈ જાણી શકે નહિ એમ ધારીને બ્રહ્મા આદિ સિદ્ધ પુરુષોએ જે પ્રભુને પોતાની હૃદયરૂપી ગુફામાં ગુપ્ત રાખ્યા છે તે તું જ છો.[૩૭] દેવો તથા અસુરો તે તને શંકરને યથાર્થ રીતે જાણતા નથી; કારણ કે હૃદયમાં ગુપ્ત રીતે રહીને તેઓને તેં મોહિત કર્યા છે.[૩૮] ભક્તિયોગથી શ્રદ્ધાવાળા જે પુરુષો એને શરણે જાય છે, તેઓને હૃદયમાં વાસ કરનારા પરમાત્મા પંડે પોતાનાં દર્શન આપે જ છે.[૩૯] જેને જાણીને પુનર્જન્મ તથા મરણ થતા નથી, તેમ જ જાણવાયોગ્ય જે પરમ છે તેને જાણીને બીજું જાણવાયોગ્ય જાણવાનું રહેતું નથી તે પણ તું જ છે.[૪૦] જેને પ્રાપ્ત કર્યા પછી વિદ્વાન્ પુરુષ આના કરતાં વિશેષ લાભ માનતો નથી, અને જે સૂક્ષ્મ તથા ઉત્તમ એવી ગતિરૂપ ઈશ્વરને જાણીને અવિકારી તથા અવિનાશી એવા ઈશ્વરને પામે છે;[૪૧] ગુણોના સ્વરૂપને જાણનારા સાંખ્યશાસ્ત્રમાં કુશળ પુરુષો સૂક્ષ્મ જ્ઞાનને જાણનારા હોય છે તેઓ જે સૂક્ષ્મ એવા ઈશ્વરને જાણીને બંધનોમાંથી છૂટે છે;[૪૨] વેદાંતમાં જે એકનું ખાસ વિવેચન છે એવા તને વેદને જાણનારા જુએ છે; તથા પ્રાણાયામ કરવામાં પરાયણ રહેનારા પુરુષો જે પરમાત્માનો નિત્ય જપ કરે છે અને જેને વિશે છેવટે લય પામે છે તે તું જ છે.[૪૩] વળી તે પુરુષો ૐકારરૂપી રથ ઉપર ચઢીને જે મહેશ્વરના રૂપમાં લય પામે છે, તે તું જ છે; વળી દેવયાનના દ્વારરૂપ જે આદિત્ય કહેવાય છે તે પણ તું જ દેવ છે;[૪૪] અને પિતૃયાનના દ્વારરૂપ જે ચંદ્ર કહેવાય છે તે પણ તું જ દેવ છે. આ કાષ્ઠારૂપ છે, દિશારૂપ છે, સંવત્સરરૂપ છે, યુગાદિકરૂપ છે;[૪૫] ઇંદ્રલોકનું ઐશ્વર્યરૂપ છે, પૃથ્વીપરનું સાર્વભૌમરૂપપદ પણ તું જ ઈશ્વર છે; ઉત્તરાયણ તથા દક્ષિણાયન એમ બન્ને અયનરૂપ પણ તું જ દેવ છે; પૂર્વે પ્રજાપતિએ ઘણી સ્તુતિઓવડે જેની આરાધના કરીને[૪૬] નીલલોહિત નામના શંકરની પ્રજાને સરજવા માટે પ્રાર્થના કરી હતી; ઋગ્વેદ જાણનારાઓ ઋચાઓવડે જેની સ્તુતિ કરે છે, તથા તારું સ્વરૂપ અનારોપિત શુદ્ધ બ્રહ્મરૂપ છે એમ કહે છે, તે તું જ છે.[૪૭] અધ્વર્યુઓ યજ્ઞમાં યજુર્વેદના મંત્રો ભણીને ત્રણ† પ્રકારે જાણવાયોગ્ય એવા જેને ઉદ્દેશીને હોમ કરે છે, તથા શુદ્ધ બુદ્ધિવાળા ગાન કરનારા ઋષિઓ જેનું સામોએ કરીને ગાન કરે છે તે તું જ છે.[૪૮] અથર્વવેદને જાણનારા બ્રાહ્મણો તારું જ પરબ્રહ્મ તરિકે, ઋત તરિકે એટલે યજ્ઞ તરિકે તથા સત્ય તરિકે વર્ણન કરે છે. તું પરમાત્મા યજ્ઞની પરમ યોનિરૂપ એટલે

* પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને યજમાન આ આઠ મૂર્તિ શંકરની છે.

† શ્રૌત, સ્માર્ત અને ધ્યાન યજ્ઞ એમ ત્રણ પ્રકારના પાકયજ્ઞોવડે જાણવાયોગ્ય.

શ્રદ્ધારૂપ છે તથા ઉત્તમ પતિ પણ છે, આમ શાસ્ત્રમાં કહ્યું છે;[૪૯] રાત્રિના તું કર્ણરૂપ છું અને દિવસના તું (ઈશ્વર) નેત્રરૂપ છે, પક્ષ યજ્ઞપતિનાં (ઈશ્વરનાં) મસ્તક છે, માસ ભુજાઓ છે; ઋતુ (વસંતાદિક) તારું વીર્ય છે, તપ ધૈર્ય છે, અને વર્ષ તારી ગુહ્ય ઈંદ્રિય, તથા સાથળ તારાં ચરણ છે.[૫૦] મૃત્યુ, યમ, અગ્નિ, સંહાર કરનારો તથા વેગવાળો કાળ, કાળનું પરમ કારણ, અને સનાતન કાળ એ સર્વ તું ઈશ્વર છે.[૫૧] ચંદ્ર, સૂર્ય, નક્ષત્રો, ગ્રહો, વાયુઓ, ધ્રુવ, સપ્તર્ષિઓ, સાત લોક,[૫૨] પ્રધાન, મહત્તત્વ, અવ્યક્ત, વિશેષો, કાર્ય, બ્રહ્માદિકથી ચુંબડા પર્યંત સર્વ પ્રાણીઓ, પ્રાણીઓના આદિ કારણ તથા જે સત્ (કારણરૂપ) અને અસત્ (કાર્યરૂપ) છે તે,[૫૩] આઠ પ્રકૃતિઓ,* પ્રકૃતિથી જે પર છે તે તથા માયાવી પરમાત્માના એક ભાગરૂપે પરિવર્તન પામનારો આ સંપૂર્ણ સંસાર એ સર્વ તું શંકરરૂપ છે.[૫૪] આ ઈશ્વર પરમાનંદરૂપ છે, સનાતનરૂપ છે, એ વિરક્ત પુરુષોની ગતિરૂપ છે, એ સત્પુરુષોના પરમ ભાવરૂપ છે.[૫૫] વળી એ ઉદ્વેગરહિત ઉત્તમ સ્થાનરૂપ છે, એ સનાતન બ્રહ્મરૂપ છે, શાસ્ત્ર તથા વેદાંગને જાણનારા પુરુષોને ધ્યાન કરવાયોગ્ય પરમપદરૂપ છે.[૫૬] આ પરમ કાષ્ઠારૂપ છે (સીમાડારૂપ છે), આ પરમ કળારૂપ છે, આ પરમ સિદ્ધિરૂપ છે, આ પરમ ગતિરૂપ છે,[૫૭] આ પરમ શાંતિરૂપ છે, આ પરમ નિવૃત્તિરૂપ છે, જેને પ્રાપ્ત કરીને અમે કૃતકૃત્ય થયા છીએ એમ યોગીઓ માને છે તે તું જ છે).[૫૮] આ તુષ્ટિરૂપ છે, આ સિદ્ધિરૂપ છે, આ શ્રુતિરૂપ છે, આ સ્મૃતિરૂપ છે. યોગીઓ જેને માટે મથન કરે છે તે અધ્યાત્મ ગતિરૂપ તું છે; વિદ્વાનો જે અવિનાશી પ્રાપ્તિ માટે મથે છે તે તું જ છે.[૫૯] યજન કરનારાઓને, કામેષ્ટિઓ કરનારાઓને તથા કરાવનારાઓને યજ્ઞો કરવાથી અને મોટી દક્ષિણાઓ આપવાથી, અને યજ્ઞ જે ગતિ (સ્થાન) મળે છે, તે ગતિ તું જ છે એમાં કંઈ સંદેહ નથી.[૬૦] સારી રીતે યોગ કરવાથી, જપ કરવાથી, શાંતિ આપનારા નિયમોના પાલનથી તથા દેહને તપાવનારા નિયમો પાળવાથી, હે દેવ! તપ તપનારાઓને જે ગતિ મળે છે તે પરમ† ગતિરૂપ પણ તું જ છે.[૬૧] તથા કર્મનો ત્યાગ કરનારા સંન્યાસીઓને તથા વિરક્ત પુરુષોને બ્રહ્મલોકની જે ગતિ મળે છે, તે ગતિ પણ, હે સનાતન દેવ! તું જ છે.[૬૨] વળી, હે સનાતન! પુનર્જન્મની કામના વિનાના અને વૈરાગ્યમાં વર્તનારા પુરુષોને તથા પ્રકૃતિમાં એટલે કારણમાં લયનો અભ્યાસ કરનારા એટલે હૃદય પુંડરીકમાં રહેનારા બ્રહ્મની ઉપાસના કરનારા પુરુષોને જે ગતિ મળે છે, તે પણ તું જ છે.[૬૩] જ્ઞાન તથા વિજ્ઞાનવાળા પુરુષોને રૂપરહિત અને નિરંજન એવી જે કૈવલ્ય ગતિ મળે છે, હે દેવ! તે પરમ‡ ગતિ ગણાય છે, ને તે પણ તું છે.[૬૪] આ પાંચેય ગતિઓ વેદ, શાસ્ત્ર તથા પુરાણોમાં કહી છે. હે વિભો! આ ગતિઓ તારી કૃપાથી મળે છે, પરંતુ તારી કૃપા વગર મળતી નથી.[૬૫]

આ રીતે તપના ભંડારરૂપ તંડિએ પંડે ઈશાનની (પરમાત્માની) સ્તુતિ કરી, અને પૂર્વે જગતને રચનારા બ્રહ્માએ પણ પરબ્રહ્મની એવી જ સ્તુતિ કરી હતી.[૬૬]

ઉપમન્યુ કહે છેઃ–આ પ્રમાણે બ્રહ્મને જાણનારા તંડિએ પણ દેવની સ્તુતિ કરી, તે ઉપરથી ઉમા સહિત ભગવાન્ દેવે કહ્યુંઃ[૬૭] (તંડિએ શિવની આ પ્રમાણે સ્તુતિ કરી હતી). "તને બ્રહ્મા, શતક્રતુ, વિષ્ણુ, વિશ્વેદેવા, મહર્ષિઓ જાણતા નથી" એમ ब्रह्मा शतक्रतुर्विष्णुर्विश्वेदेवा महर्षयः न विदुस्त्वाम् તે ઉપરથી શિવ તેના ઉપર તુષ્ટમાન્ થયા ને તેને કહ્યું.[૬૮]

શ્રી ભગવાન્ કહે છેઃ–તું અક્ષય, અવિકારી, દુઃખોથી રહિત, યશસ્વી, તેજસ્વી, અને દિવ્ય જ્ઞાનવાળો થઈશ;[૬૯] હે દ્વિજશ્રેષ્ઠ! મારી કૃપાથી ઋષિઓ તારા પુત્રની પાસે આવશે, તારો પુત્ર યજુર્વેદની શાખાનું (તાંડિન શાખાનું) કલ્પસૂત્ર કરશે એમાં તારે સંશય રાખવો નહિ.[૭૦] હે વત્સ! બોલ, તને કયા વરની ઈચ્છા છે, જે આજે હું આપું?

એટલે તંડિએ બે હાથ જોડીને કહ્યું કે, મારી તમારા ઉપર દૃઢ ભક્તિ થાઓ.[૭૧]

ઉપમન્યુ કહે છેઃ–તે પછી દેવર્ષિઓને હાથે વંદાતા શંકર, ઉપર કહ્યા પ્રમાણે વરો આપીને દેવોની સ્તુતિ વચ્ચે ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.[૭૨] હે યાદવોના રાજા! ભગવાન્ પોતાના ગણોની સાથે અંતર્ધાન થઈ ગયા પછી ઋષિ આશ્રમમાં આવ્યા અને એ વાત મને કહી.[૭૩] હે મનુષ્યોમાં શ્રેષ્ઠ કૃષ્ણ! શંકરનાં જે નામ પૂર્વે પ્રસિદ્ધ હતાં ને જે નામો મને તંડિએ કહ્યાં હતાં, તે નામ તું મોક્ષને માટે શ્રવણ કર.[૭૪] બ્રહ્માએ દેવોને શંકરનાં એક લાખ નામ કહ્યાં હતાં, અને શાસ્ત્રોમાં શંકરનાં એક હજાર નામ પ્રસિદ્ધ છે.[૭૫]

---

* આઠ પ્રકૃતિ આ પ્રમાણે છે;–પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અહંકાર.

† ૬૦ મા શ્લોકમાં સ્વર્ગની ગતિ કહી છે તે પ્રથમ ગતિ છે, ને આ શ્લોકમાં જે ગતિ કહી છે તે બીજી ગતિ છે. ૬૨ મા શ્લોકમાં જે બ્રહ્મલોકની ગતિ કહી છે, તે ત્રીજી ગતિ છે. ૬૩ મા શ્લોકમાં જે ગતિ કહી છે તે જન્મમરણનો ફેરો ટાળનારી ચોથી ગતિ કહી છે.

‡ ૬૪ મા શ્લોકમાં જે ગતિ કહી છે, તે ગતિ મોક્ષરૂપ છે અને ચાર ગતિના કરતાં તે શ્રેષ્ઠ છે.

હે અચ્યુત (દઢવ્રતધારી) કૃષ્ણ! બ્રહ્માએ પૂર્વે દેવનાં જે ગુહ્ય નામ મહાત્મા ઉપમન્યુને કહ્યાં હતાં, તે ભગવાનનાં ગુહ્ય નામો દેવની કૃપાથી તંડિએ મને કહ્યાં હતાં.[૭૬]

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वमां मेघवाहनपर्व ए नामनो अध्याय १६ मो समाप्त.

—:०:—

## અધ્યાય ૧૭ મો
### શિવ સ્તવરાજ

વાસુદેવ કહે છેઃ-હે તાત યુધિષ્ઠિર! તે પછી તે બ્રહ્મર્ષિ સાવધાન થઈ, બે હાથ જોડી, શંકરનાં નામોનો સંગ્રહ મને આરંભથી કહેવા લાગ્યા.[૧]

ઉપમન્યુ બોલ્યાઃ-બ્રહ્માએ કહેલાં, ઋષિઓએ કહેલાં અને વેદો તથા વેદોના અંગોમાં કહેલાં નામોના ઉચ્ચારણવડે સર્વ લોકોમાં વિખ્યાત અને સ્તુતિ કરવા યોગ્ય (એવા શિવ)ની હું સ્તુતિ કરીશ;[૨] કે જે નામો મહાપુરુષોએ માનેલાં છે, તે સત્ય છે, સિદ્ધ છે, સર્વ અર્થનાં સાધક છે, જે વૈદિક જ્ઞાનવડે શુદ્ધાત્મા તંડિઋષિએ ભક્તિપૂર્વક રચ્યાં છે,[૩] અને સાધુ પુરુષોએ જેમનાં તેમજ જે કહેલાં છે અને તત્ત્વને જોનારા મુનિઓએ જેને પ્રસિદ્ધ કરેલાં છે (તે વડે હું તેની સ્તુતિ કરીશ) તે સર્વોત્તમ છે, પ્રથમ છે, સ્વર્ગમાં લઈ જનાર છે, સર્વ પ્રાણીનું હિત કરનાર છે, અને શુભ છે (તેની હું સ્તુતિ કરીશ).[૪] એ નામો બ્રહ્મ લોકથી માંડીને આ જગતમાં સર્વત્ર સંભળાય છે; તે નામો સત્યથી જ ભરેલાં છે; એ નામોવડે તે પરમ બ્રહ્મની, તે બ્રહ્માએ કથેલાની, તે સનાતનની હું સ્તુતિ કરીશ.[૫] હે યદુના કુળમાં શ્રેષ્ઠ કૃષ્ણ! તું તેને સાવધાન થઇને સાંભળ. તું ભક્ત છો માટે પરમેશ્વર એવા ભવ દેવની પ્રાર્થના કર.[૬] જે બ્રહ્મનું સ્વરૂપ સનાતન છે તેને વિષે તે નામોવડે તને સંભળાવીશ. કોઇ પણ પુરુષ સાવધાન થઇને શંકરની વિભૂતિઓને સો વર્ષે પણ વિસ્તારથી કહી શકે તેમ નથી; કે જે શંકરના આદિ, મધ્ય તથા અંતને દેવો પણ જાણી શકતા નથી.[૭-૮]

હે માધવ! શંકરના સર્વ ગુણોને કોણ ગાઇ શકે? કિંતુ તે ધીમાન્ મહાદેવ શંકરની કૃપાથી મારી શક્તિ પ્રમાણે તેનું સંક્ષેપ અર્થ, પદ અને અક્ષરોવાળું ચરિત્ર હું કહીશ. ભગવાનની અનુજ્ઞા વગર હું શંકરની સ્તુતિ કરી શકીશ નહિ.[૯-૧૦] જ્યારે શંકરે મને આજ્ઞા કરી હતી ત્યારે મેં તેની સ્તુતિ કરી હતી. તે આદિ તથા અંતથી રહિત, જગતના કારણભૂત, મહાત્માનાં,[૧૧] નામોનો કંઈક અનુસારો હું તને કહીશ. તે માયાના પણ કારણરૂપનાં, વરદાન દેનારાનાં, વરેણ્ય રૂપનાં, વિશ્વરૂપનાં, બુદ્ધિમાનનાં,[૧૨] હે કૃષ્ણ! પૂર્વે પદ્મયોનિ એવા બ્રહ્માએ નામો કહ્યાં, તે સર્વનો સંગ્રહ તું સાંભળ. પ્રપિતામહે જે દશ હજાર નામો કહ્યાં હતાં,[૧૩] તે સર્વનું મનવડે મંથન કરીને, જેમ દહીંને મથીને તેમાંથી ઘી કાઢવામાં આવે છે તેમ, પર્વતમાંથી જેમ સુવર્ણરૂપી સાર કાઢવામાં આવે છે તેમ, પુષ્પોમાંથી જેમ મધરૂપી સાર કાઢવામાં આવે છે તેમ;[૧૪] ઘીમાંથી જેમ મંડ (માંડો) રૂપી સાર કાઢવામાં આવે છે તેમ, તેમાંથી સારભૂત નામોને મેં તારવી કાઢ્યાં છે. આ સ્તોત્ર સર્વ પાતકને હરનારું છે, ચાર વેદોથી સંયુક્ત છે,[૧૫] (તેને પ્રયત્ને કરીને પ્રાપ્ત કરવું તથા મનને નિયમમાં રાખીને મુખ પાઠે કરવું. કારણ કે તે મંગળકારક છે, પુષ્ટિકારક છે, રાક્ષસનો નાશ કરનારું છે, મહાન્ પવિત્ર કરનારું છે.)[૧૬] આ શંકરનાં નામનું સ્તોત્ર ભક્તને આપવું, શ્રદ્ધાળુને આપવું તથા આસ્તિકને આપવું; પરંતુ શ્રદ્ધા વિનાનાને, નાસ્તિકને અને મનને નહિ જીતનારાને આપવું નહિ.[૧૭] હે કૃષ્ણ! જે કોઈ એ દેવ જે ઈશ્વર છે, કારણ સ્વરૂપ આત્મા છે, તેની ઈર્ષા કરે છે, તે પુરુષ પોતાના પૂર્વજોની સાથે તથા પુત્રોની સાથે નરકમાં પડે છે.[૧૮] આ શંકરનાં નામનો જપ ધ્યાનરૂપ છે, યોગરૂપ છે, ધ્યેયરૂપ છે, (અર્થાત્ શંકરનાં નામનો જપ ધ્યાન, યોગ વગેરેનું ફળ આપનારો છે), અને ઉત્તમોત્તમ છે. આજ જપ કરવા યોગ્ય છે, આજ જ્ઞાનરૂપ છે, ને આજ (શંકરનાં નામ) ઉત્તમ રહસ્ય રૂપ છે.[૧૯] અંતકાળે પણ આ સ્તોત્રને જાણીને પરમ ગતિને પ્રાણી પામે છે. વળી શંકરનું આ સ્તોત્ર પવિત્ર, મંગળકારક, મેધાકારક અને ઉત્તમ કલ્યાણરૂપ છે.[૨૦] પૂર્વે સર્વ લોકોના પિતામહ એવા બ્રહ્માએ આ સ્તોત્ર રચીને આને સર્વ દિવ્ય સ્તોત્રોનો રાજા બનાવ્યું હતું.[૨૧] તે દિવસથી આરંભીને મહાત્મા શંકરનું આ સ્તોત્ર જગતમાં સ્તવરાજ તરિકે પ્રખ્યાત થયું છે, અને દેવોમાં તેની પૂજા થાય છે.[૨૨] આ સ્તવરાજ પૂર્વે બ્રહ્મલોકમાં હતો, તેને બ્રહ્મલોકમાંથી સ્વર્ગલોકમાં ઉતારવામાં આવ્યો હતો, અને ત્યાંથી આ સ્તવરાજ પૂર્વે તંડિને પ્રાપ્ત થયો હતો તેથી તે તંડિનો રચેલો કહેવાય છે.[૨૩] આ સ્તવરાજને તંડિએ સ્વર્ગમાંથી ભૂલોકમાં આણ્યો છે. આ સ્તોત્ર સર્વ મંગળોમાં મંગળરૂપ છે, સર્વ પ્રકારનાં પાતકોનો નાશ કરનારું છે.[૨૪]

હે મોટાબાહુવાળા કૃષ્ણ! હું તને સ્તોત્રોમાં સર્વોત્તમ શંકરનું સ્તોત્ર કહીશ કે જે શંકર વેદોના પણ વેદરૂપ છે, જે પરના પણ પર છે (અર્થાત્ જે ઇંદ્રિયોના વિષયો મન, બુદ્ધિ, મહત્તત્ત્વ અને અવ્યક્તોના પણ જે પરમ પુરુષ છે),[૨૫] જે (ચક્ષુષ વગેરે) તેજના પણ તેજરૂપ છે, જે તપના પણ તપરૂપ છે, જે શાંત ચિત્તવાળાઓના પણ શાંતિરૂપ છે, જે ધુતિરૂપ જ્ઞાનોના પણ ધુતિરૂપ જ્ઞાન છે;[૨૬] જે જીતેંદ્રિયોમાં પણ જીતેંદ્રિય છે, જે બુદ્ધિમાનોમાં બુદ્ધિરૂપ છે, જે દેવોમાં પણ દેવરૂપ, અને જે ઋષિઓમાં પણ ઋષિરૂપ છે;[૨૭] જે યજ્ઞોના પણ યજ્ઞરૂપ છે, શિવોના પણ શિવરૂપ છે, જે રુદ્રોના પણ રુદ્રરૂપ છે, પ્રભાવવાળાઓના પણ જે પ્રભારૂપ છે;[૨૮] બ્રહ્માદિક યોગીના જે યોગી છે, જે કારણોના કારણરૂપ છે, જેનાથી આ સર્વ મનુષ્યો ઉત્પન્ન થાય છે, અને જેમાંથી પોતે ઉત્પન્ન થતા નથી;[૨૯] જે સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે, જે અપાર તેજસ્વી છે; એવા શંકરનાં એક હજાર ને આઠ નામો તું સાંભળ. હે મનુષ્યોમાં વાઘ સમાન! કે જે નામો સાંભળીને તું સર્વ કામનાઓને પ્રાપ્ત કરીશ.[૩૦]*

૧ **स्थिरः**–સ્થિર, ચંચળતાથી રહિત, કૂટસ્થ, નિત્ય. ૨ **स्थाणुः**–ઘરના સ્તંભની પેઠે સર્વના આશ્રયભૂત; આ સંસાર મંડપના મૂળ સ્તંભ. ૩ **प्रभुः**–ઈશ્વર, અંતર્યામી; **प्रकृष्टं भवनं सत्ता यस्य** જેનું ભવન સત્તા પ્રકૃષ્ટ એટલે અતિશ્રેષ્ઠ છે તેનું નામ પ્રભુ, પરમાર્થ સત્ય; અથવા તો **प्रकर्षेण भावयति विश्वं रचयति जानाति वा विश्वकर्ता** પ્રકર્ષથી ભાવના કરનારા અથવા વિશ્વને રચનારા, અથવા તો જાણનારા એવા વિશ્વના કર્તા અથવા તો સર્વજ્ઞ. ૪ **भीमः**–સંહારકર્તા, જેનાથી જગત્ ભય પામે છે એવા. ૫ **प्रवरः**–શ્રેષ્ઠ, ભોગ તથા મોક્ષની કામનાવાળાઓએ અતિ જોરથી પસંદ કરવા–વરવા યોગ્ય. ૬ **वरदः**–વર એટલે ઇષ્ટ વસ્તુને આપનારા. ૭ **वरः**–સર્વનું આચ્છાદન કરનારા એટલે કે શ્રેષ્ઠ. ૮ **सर्वात्मा**–સર્વના આત્મારૂપ, વ્યાપક, પ્રત્યગ્રૂપ, પ્રાણીમાત્રના અંતર્યામીરૂપ. આત્મા શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરવામાં આવે છેઃ–**आप्नोति सर्वं भोग्यं स्वार्थत्वेन लभते आदत्ते स्वीकरोति, अत्ति, भुंक्ते, अतति सततमेकरूपेण वर्तते इति आत्मा.** જે સર્વ ભોગ્ય પદાર્થને સ્વાર્થપણાથી બીજા પાસેથી ગ્રહણ કરે છે, એમને એમ મેળવે છે, કોઇના આશ્રયથી મેળવે છે, સ્વીકારે છે, ખાય છે, તેનો ઉપભોગ કરે છે, અથવા તો સતત એકરૂપે નિત્ય રહે છે એ આત્મા કહેવાય છે. વળી સ્મૃતિમાં કહ્યું છે કે,

**यच्चाप्नोति यदादत्ते यच्चात्ति विषयानयम् ।**
**यच्चास्य संततो भावस्तस्मादात्मेति गीयते ॥**

જે સર્વ ભોગ્ય પદાર્થને પ્રાપ્ત કરે છે, જે ભોગ્ય પદાર્થને ગ્રહણ કરે છે, જે વિષયોનો ઉપભોગ કરે છે, જે સર્વત્ર વ્યાપ્ત થઇને રહેલ છે તેથી તે આત્મા એમ કહેવાય છે.

૯ **सर्वविख्यातः**–સર્વ દેશમાં, સર્વ કાળમાં, સર્વ પ્રાણીઓમાં પ્રત્યક્ષરૂપે પ્રસિદ્ધ તે. ૧૦ **सर्वः**–વ્યાપક, “સર્વ વસ્તુ તું લે છે અને સર્વ આપે છે માટે તું જ સર્વ છે.” ૧૧ **सर्वकरः**–વિશ્વના કર્તા. સર્વ અને સર્વકર એ બે નામો કહીને શિવનું ઉપાદાનત્વ અને નિમિત્તત્વ સૂચવ્યું છે. ૧૨ **भवः**–સર્વના ઉત્પત્તિસ્થાન તથા સર્વના પ્રલય સ્થાનરૂપ. ૩૧ †૧૩ **जटी**–જટાધારી. ૧૪ **चर्मी**–વાઘનું અથવા તો હાથીનું ચામડું ધારણ કરનારા. ૧૫ **शिखंडी**–મયૂરની શિખાની પેઠે પોતાનાં મસ્તકપર જટાજૂટના અગ્ર ભાગને ગોઠવી શિખાને ધારણ કરનારા. ૧૬ **सर्वांगः**–સર્વ જગત્ જેના અવયવરૂપ છે એવા, વિરાટ્રૂપ. ૧૭ **सर्वभावनः**–વિશ્વના કર્તા. ૧૮

---

* એકત્રીશમા શ્લોકથી શિવનાં એક હજાર ને આઠ નામનો આરંભ થાય છે. આ નામોમાં કેટલાએક શબ્દો તેના તે જ ભણેલા છે તેમ કેટલાએકના અર્થો પણ તેના તે જ છે; તેથી પુનરુક્તિ થઇ છે આમ કોઈ ધારે પરંતુ તેમ નથી. કોઈ ઠેકાણે એક જ જાતનો અર્થ હોવા છતાં ભિન્ન ભિન્ન શબ્દો ભણેલા છે, અને કોઈ ઠેકાણે અર્થ ભિન્ન ભિન્ન છતાં એક જાતના જ શબ્દો ભણ્યા છે, પરંતુ તેમાં પુનરુક્તિ સમજવાની નથી; કારણ કે દરેક શબ્દથી અપૂર્વનો (પુણ્યનો) લાભ થાય છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન શબ્દો અને ભિન્ન ભિન્ન અર્થોથી પાઠ કરનારાને ભિન્ન ભિન્ન અપૂર્વ (પુણ્ય) મળે છે. દાખલા તરીકે સર્વાત્મા પદ છે, તે પદનો પાઠ કરવાથી જે અપૂર્વ (પુણ્ય) મળે છે, તે વિશ્વાત્મા પદનો પાઠ કરવાથી મળતું નથી. જો સર્વાત્મા પદના પાઠથી વિશ્વાત્મા પદના પાઠનું પણ પુણ્ય મળે છે એમ માનીએ તો પછી વેદમાં **अग्नये जुष्टं त्वा निर्वपामि** એ મંત્રને ઠેકાણે **वह्नये त्वा जुष्टं निर्वपामि** એ મંત્રનું ઉચ્ચારણ કરવાથી પણ તે જ અપૂર્વનો–પુણ્યની પ્રાપ્તિ થાય અને શબ્દ તથા તેના ભાવનું મહત્વ રહે જ નહિ; તેથી વિધિએ કહેલા શબ્દનો જ પ્રયોગ કરવો. તેમ ન કરવામાં આવે તો મીમાંસકોના નિયમનો ભંગ થાય. માટે જે શબ્દ કહ્યો હોય, તે જ શબ્દનો પ્રયોગ કરવો જોઇએ. અર્થ ભિન્ન હોવા છતાં પણ શબ્દ એક જ હોય તો તે પુનરુક્તિ ગણાય નહિ. ઇંદ્ર શબ્દનો અગ્નિ એવો અર્થ નથી, છતાં **ऐंद्र्या गार्हपत्यमुपतिष्ठते** ઐંદ્રીઋચાથી ગાર્હપત્ય નામના અગ્નિની ઉપાસના કરવી. આ રીતે શ્રુતિએ વિનિયોગ કરીને ઐંદ્રી ઋચાને અગ્નિપરત્વે દેખાડી છે. આ રીતે શબ્દ એકનો એક હોવા છતાં પણ અર્થ ભિન્ન ભિન્ન હોય છે, એ વાત આ શિવસ્તોત્રની વ્યાખ્યામાં દેખાડેલી છે. આ નોંધ નીલકંઠને આધારે કરેલી છે. એ ઉપરથી વાંચકો જોશે કે ભાષાંતરમાં કે અનુવાદમાં શબ્દ અને અર્થનો સંબંધ જાળવવાને લક્ષ આપવાની અગત્ય છે. અસુરને રાક્ષસ કહેવા અને દૈત્યને દાનવ કહેવા એ કંઈ ભાષાંતર નથી, કારણ કે તે તે શબ્દોમા ભાવો જૂદા જ હોય છે.

† શિવનાં જે નામો છે, તે અત્રે નાગરીમાં આપ્યા છે અને તેના અર્થો ભાષામાં સમજાવેલા છે.

हरः-સર્વનો સંહારકર્તા. ૧૯ हरिणाक्षः-મૃગના જેવાં નેત્ર-વાળા. ૨૦ सर्वभूतहरः-સર્વ પ્રાણીઓનો સંહાર કરનારા. ૨૧ प्रभुः-વિશ્વનો પૂરેપૂરો ઉપભોગકર્તા. ૩૨. ૨૨ प्रवृत्तिः-ઉદ્યમપૂર્વક વર્તન. ૨૩ निवृत्तिः-નિરુદ્યમપણાથી વર્તન. ૨૪ नियतः-ઇંદ્રિયોને નિયમમાં રાખનારા, અર્થાત્ તપસ્વી. ૨૫ शाश्वतः-નિત્ય. ૨૬ ध्रुवः-અચલ. ૨૭ स्मशानवासीः-સ્મ કહેતાં શવ(બ) જેનો આશ્રય લે છે અને જ્યાં ફરીથી ઉઠવાનું થતું નથી એવું શયન તેઓ કરે છે તેને સ્મશાન કહેવામાં આવે છે. સ્મશાનમાં કંઇ દેહ કે જે જડ છે અને જેની રાખ થઇ જાય છે તે, તેમજ આત્મા સુષુપ્તિ અવસ્થા જેવું વિશ્રાંતિસ્થાન ભોગવતાં નથી. જડ દેહને વિશ્રાંતિ હોય નહિ, તેમ શરીરાંતર કરનાર આત્માને પણ વિશ્રાંતિનો અભાવ હોય છે માટે અત્રે સ્મશાન કહેતાં કાશી સમજવાનું છે અને તેમાં વાસ કરનારા અર્થાત્ કાશીવાસી (આ નામમાં સ્મશાન શબ્દ ગૌણ છે અને તે લક્ષણાથી કાશીપુરીનો વાચક છે.) કારણકે ત્યાં મરણ પામેલાનો પુનઃજન્મ થતો નથી એમ કહેવાય છે. ૨૮ भगवान्:-છ પ્રકારના ઐશ્વર્યથી ભરેલા. છ ભગ કહેતાં ઐશ્વર્ય આ પ્રમાણે છેઃ-સંપૂર્ણ ઐશ્વર્ય, જ્ઞાન, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને ધર્મ. આ છ ભગ જેનામાં હોય તે ભગવાન્ કહેવાય છે. ૨૯ खचरः-હૃદયાકાશમાં ફરનારા. ૩૦ गोचरः-ગો એટલે ઇંદ્રિયોને વિશે ફરનારા અથવા તો ઇંદ્રિયોથી વિષયોનો ઉપભોગ કરનારા. ૩૧ अर्दनः-પાપીને પીડા ઉપજાવનારા. ૩૩. ૩૨ अभिवाद्यः-સર્વને નમસ્કાર કરવા યોગ્ય અથવા તો સ્તુતિ કરવા યોગ્ય. ૩૩ महाकर्माः-સૃષ્ટિ રચના વગેરે મહાન્ કર્મ કરનારા. ૩૪ तपस्वीः-તપને ધન માનનારા. ૩૫ भूतभावनः-આકાશ આદિ ભૂતોને સંકલ્પ માત્રથી રચનારા. ૩૬ उन्मत्तवेशप्रच्छन्नः-દિગંબરાદિક ઉન્મત્ત વેશથી ગુપ્ત, જાણવામાં નહિ આવે તેવા. ૩૭ सर्वलोकप्रजापतिः-સર્વ લોકોના તથા પ્રજાના પતિ. ૩૪. ૩૮ महारूपः-મહા કહેતાં પાપ રહિત જેનું રૂપ છે એવા. ૩૯ महाकायः-સ્થૂલ રૂપવાળા, વિરાટ્ રૂપ ધારી. ૪૦ वृषरूपः-વૃષ એટલે ધર્મસ્વરૂપ. વૃષ એટલે બળદને ધર્મ માનેલો છે. ૪૧ महायशाः-મોટા યશસ્વી. ૪૨ महात्माः-મોટા મનના. ૪૩ सर्वभूतात्माः-સર્વ પ્રાણીઓ જેના સંકલ્પરૂપ છે એવા. ૪૪ विश्वरूपः-વ્યાપક રૂપવાળા અથવા તો સર્વત્ર પ્રકટ થનારા; વિશ્વરૂપે જે પ્રકટ થાય છે તે. ૪૫ महाहनुः-વિશ્વનો ગ્રાસ કરવા માટે જેના બંને હોઠ મોટા છે એવા. ૩૫. ૪૬ लोकपालः-ઇંદ્રાદિક લોકપાલરૂપ. ૪૭ अन्तर्हितात्माः-અવિદ્યાવડે કલ્પિત થયલા; અહંકારાદિકથી જેનો અખંડ એક રસ સ્વભાવ (સર્પવડે જેમ રજ્જુ ઢંકાય છે તેમ) ઢંકાય ગયો છે એવા. ૪૮ प्रसादः-આનંદ સ્વરૂપ. ૪૯ हयगर्दभिः-રથમાં જોડેલી ખચરીઓ તેમાં બેઠેલા જેને વહન કરે છે એવા અગ્નિરૂપ. હય એટલે અશ્વ અને ગર્દભ એટલે ગધેડો એ બેના સમાગમથી જન્મેલી તે હયગર્દભિ-ખચરી, વેદમાં નિચે પ્રમાણે બે મંત્ર આ પ્રમાણે છેઃ रुद्रो वा एष यदग्निः આ રુદ્ર એ અગ્નિનું સ્વરૂપ છે. અને अश्वतरीरथेनाग्निराजिमधावत्। અગ્નિ ખચ્ચરોથી જોડેલા રથમાં બેસીને યુદ્ધમાં દોડ્યા. આ બે શ્રુતિઓ, આ "હયગર્દભિ" નામનું મૂળ છે. ૫૦ पवित्रः-સંસારરૂપી વજ્રના ઘામાંથી રક્ષણ કરનારા. ૫૧ महान्:-પૂજ્ય. ૫૨ नियमः-શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઈશ્વરપ્રણિધાન નામના નિયમોથી જે મેળવી શકાય તેવા. ૫૩ नियमाश्रितः-નિયમોના આશ્રયરૂપ; નારાયણ, દક્ષિણામૂર્તિ વગેરે રૂપ ધારણ કરીને નિયમોના આશ્રયભૂત થયલા તે. ૩૬. ૫૪ सर्वकर्माः-સર્વ શિલ્પના આચાર્ય, વિશ્વકર્મા. ૫૫ स्वयंभूतः-નિત્ય સિદ્ધ. ૫૬ आदिः-સર્વના કરતાં પ્રથમ. ૫૭ आदिकरः-હિરણ્યગર્ભને ઉત્પન્ન કરનારા. શ્રુતિમાં કહ્યું છે કે, એજ હિરણ્યગર્ભ પ્રથમ શરીર ધારણ કરનાર છે. ૫૮ निधिः-પદ્મ, શંખ આદિ અક્ષય ઐશ્વર્યરૂપ. ૫૯ सहस्राक्षः-અનેક નેત્ર, હાથ, પગવાળા, અથવા તો ઇંદ્ર સ્વરૂપ. શાસ્ત્રમાં કહ્યું છે કે તેના હાથપગ, નેત્ર મસ્તક સર્વ દિશામાં છે. ૬૦ विशालाक्षः-ભૂતાદિ પદાર્થને પ્રકાશ કરનારી વિશાળ ઇંદ્રિયોવાળા, અથવા તો વિશાળ નેત્રવાળા. ૬૧ सोमः-સોમલતારૂપ, અથવા તો ચંદ્રરૂપ. ૬૨ नक्षत्रसाधकः-નક્ષત્રોના સાધકરૂપ અર્થાત્ યજ્ઞ વગેરે કરે છે તેઓને સોમના લોકમાં નક્ષત્ર જેવાં દિવ્ય શરીરનો લાભ કરી આપનારા. ૩૭. ૬૩ चंद्रः ચંદ્રરૂપ. ૬૪ सूर्यः-સૂર્યરૂપ. ૬૫ शनिः-શનિરૂપ. ૬૬ केतुः-કેતુરૂપ. ૬૭ ग्रहः- ચંદ્ર અને સૂર્યને જે ગ્રહે છે તે ગ્રહ રાહુરૂપ. ૬૮ ग्रहपतिः-અતિ ક્રૂર હોવાથી ગ્રહોના પતિ મંગળરૂપ. ૬૯ वरः-વરવા યોગ્ય, પૂજ્ય, બૃહસ્પતિ, અથવા તો શુક્ર. બૃહસ્પતિ શુક્રનો અવતાર છે. મૈત્રાયણીય શ્રુતિમાં કહ્યું છે કે શુક્રે બૃહસ્પતિનો અવતાર લીધો હતો. ૭૦ अत्रिः-બુધ. ૭૧ अत्र्यानमस्कर्ता:-અત્રિની પત્ની અનસૂયાને દત્ત-દુર્વાસારૂપે નમસ્કાર કરનારા. ૭૨ मृगबाणार्पणः-મૃગનું રૂપ ધારણ કરનારા, મૃગરૂપ, યજ્ઞ ઉપર બાણ ફેંકનારા. દક્ષનો યજ્ઞ મૃગરૂપે ભાગતો હતો તેના-પર શિવે બાણ ફેંકી તેનો નાશ કર્યો હતો. ૭૩ अनघः-યજ્ઞનો નાશ કર્તા છતાં પણ દોષ રહિત. ૩૮. ૭૪ महातपाः-જગતની રચના કરવામાં સમર્થ એવું મહાન અવલોકનરૂપ તપ કરનારા. ૭૫ घोरतपाः-જગતનો

સંહાર કરવાને સમર્થ એવું ભયંકર તપ કરનારા. ૭૬ **અદીનઃ**-મોટા મનના સુગ્રીવ, વિભીષણ વગેરેને પ્રણામ માત્રમાં રાજ્ય આપનારા. ૭૭ **દીનસાધકઃ**-શરણાગતોનું ભલું કરનારા. ૭૮ **સંવત્સરકરઃ**-સંવત્સરના ધ્રુવ વગેરે જ્યોતિર્ગણરૂપે પ્રવર્તાવનારા. ૭૯ **મંત્રઃ** મનન કરનારાની રક્ષા કરનારા પ્રણવાદિરૂપ. ૮૦ **પ્રમાણઃ**-વેદ શાસ્ત્રાદિક પ્રમાણરૂપ. ૮૧ **પરમંતપઃ**-પરમ તપરૂપ. આત્મજ્ઞાન કરાવનારા યોગધર્મ રૂપ. ૩૯ ૮૨ **યોગીઃ**- યોગનિષ્ઠ. ૮૩ **યોજ્યઃ** પરબ્રહ્મમાં પ્રવિલાપન કરવા યોગ્ય. ૮૪ **મહાબીજઃ** કરણના પણ કારણરૂપ. ૮૫ **મહારેતાઃ**-જડ તથા મિથ્યા એવા અવ્યકતને મહા સ્ફૂર્તિ તથા સત્તા આપનારું જેનું પ્રતિબિંબ-રેત છે એવા. ૮૬ **મહાબલઃ**-ઉત્તમ સામર્થ્યવાળા. ૮૭ **સુવર્ણરેતાઃ**-જળ ઉત્પન્ન કરી તેમાં વીર્ય મૂકનારા કે જે વીર્ય સુવર્ણમય અંડમાં પરિણમ્યું અર્થાત્ હિરણ્યમય બ્રહ્માંડને રચનારા, અથવા તો સુવર્ણ-રૂપ છે વીર્ય જેનું એવા અગ્નિસ્વરૂપ. ૮૮ **સર્વજ્ઞઃ**-માયાની વૃત્તિથી સર્વને જાણનારા. ૮૯ **સુબીજઃ**-સર્વના અવિકારી એવા બીજરૂપ. ૯૦ **બીજવાહનઃ**-આ લોકમાં તથા પર-લોકમાં ફરવા માટે અવિદ્યા, કામ અને કર્મરૂપ બીજને વાહન કરનારા જીવરૂપ (આત્મા રથી છે, શરીર રથ છે, અવિદ્યા, કામ, કર્મ આ લોક પરલોકમાં ફેરવનારાં વાહનો છે). ૪૦. ૯૧ **દશબાહુઃ**-દશ ભુજાવાળા. ૯૨-**અનિમિષઃ**-નેત્રોનું મટકું નહિ મારનારા. સદા જાગૃત. ૯૩ **નીલકંઠઃ**-ત્રણ લોકનો સંહાર કરનારા, ઝેરને કંઠમાં ધારણ કર-વાથી શ્યામ કંઠવાળા. ૯૪ **ઉમાપતિઃ**-બ્રહ્મવિદ્યાના પતિ અથવા તો ઉમા-પાર્વતીના પતિ. ૯૫ **વિશ્વરૂપઃ**-જેમાંથી અનેક રૂપો ઉત્પન્ન થાય છે એવા. ૯૬ **સ્વયંશ્રેષ્ઠઃ**-સ્વાભાવિક રીતેજ શ્રેષ્ઠ. ૯૭ **બલવીરઃ**- પરાક્રમ વડે ત્રિપુરાદિનો નાશ જેવાં અનન્ય સાધ્ય કર્મના કર્ત્તા. ૯૮ **અબલઃગણઃ**-અબળ કહેતાં સામર્થ્ય વિનાના, ચેતન પ્રયુક્તિ વિનાના ચલન ક્રિયા સહન ન કરે તેવા; ગણરૂપ કહેતાં પચીશ જડતત્ત્વરૂપ ૪૧.* ૯૯ **ગણકર્ત્તાઃ**-પચીશ તત્ત્વના કર્ત્તા જે છવ્વીશમા છે તે, તથા ૧૦૦ **ગણપતિઃ**-પચીશ તત્ત્વના નિયંતા છે તે. ૧૦૧ **દિગ્વાસાઃ**-દિશારૂપી વસ્ત્રને ધારણ કરનારા, નગ્ન રહેનારા; વસ્તુતઃ અનંત દિશારૂપી જેનું વસ્ત્ર છે તેવા. દારુકા વનમાં મુનિઓની પત્નીઓને મોહ ઉપજાવવા માટે નગ્નસ્વરૂપને ધારણ કરનારા. ઈશાવાસ્યરૂપ અર્થાત્ જે ઈશ્વર દિશાને પોતાનાં પટ વસ્ત્ર તરીકે ધારી શકે તે. ૧૦૨ **કામઃ**-કામદેવ અથવા અભિલાષારૂપ. ૧૦૩ **મંત્રવિત્‌ઃ**-ઇષેત્વોર્જેત્વા વગેરે મંત્રોને પાઠથી તથા અર્થથી જાણનારા અથવા તો તે મંત્રોથી જાણવામાં આવનારા. ૧૦૪ **પરમઃ મંત્રઃ**-આ-ત્મારૂપી તત્ત્વને જોવા જાણવાને ઉત્તમ વિચારરૂપ; ઉપ-રનાં બંને નામ અધ્યારોપ તથા અપવાદરૂપે હોવાથી. ૧૦૫ **સર્વભાવકરઃ**-જગતના કારણરૂપ. ૧૦૬ **હરઃ**-આખા જગતને લયં કરવાનું સ્થાન. પૂર્વે જે **હર** શબ્દ ભણ્યો છે તે કાળરૂપે સર્વનો સંહારકર્ત્તા એવા અર્થમાં ભણ્યો છે, અને અહીં જે **હર** શબ્દ ભણવામાં આવ્યો છે, તે જ્ઞાનદૃષ્ટિથી ભણવામાં આવ્યો છે. શાસ્ત્રમાં ચાર પ્રલય કહ્યા છેઃ-બ્રહ્માના અંત પછી મહત્ પર્યંત સર્વ કાર્યોનો નાશ થાય છે તે **પ્રાકૃત** લય કહેવાય છે. બ્રહ્માના દિવસના સાયંકાળે ત્રણ લોકનો નાશ થાય છે તે **દૈનંદિન** પ્રલય કહેવાય છે. આપણા સર્વની સુષુપ્તિ વગેરેમાં સર્વનો નાશ થાય છે તે **નિત્ય** પ્રલય કહેવાય છે. આ ત્રણ પ્રલય સબીજ એટલે ઉત્પત્તિ ગુણવાળા છે; પણ તત્ત્વજ્ઞાન થયા પછી કારણ સાથે કાર્યનો નાશ થઈ જાય, અને જે ફરીને ઉત્પન્ન થાય નહિ તે **આત્યંતિકનાશ** નામનો પ્રલય કહેવાય છે, અને તે શાસ્ત્રમાં મોક્ષને નામે પ્રખ્યાત છે.[૪૨] ૧૦૭ **કમંડલુધરઃ**-†કમંડલુને ધારણ કરનારા. ૧૦૮ **ધન્વી**-ધનુર્ધારી. ૧૦૯ **બાણહસ્તઃ**- હાથમાં બાણ ધારણ કરનારા. ૧૧૦ **કપાલવાન્**-કપાળ (ખોપરી)ને ધારણ કરનારા. બ્રહ્માના મસ્તકને છેદીને તેનું કપાલ ધારણ કર-નારા. ૧૧૧ **અશનિ**-વજ્રને ધારણ કરનારા. ૧૧૨ **શતઘ્ની**-શક્તિને ધારણ કરનારા. ૧૧૩ **ખડ્ગી**-તરવાર(ખડ્ગ)ધારણ કરનારા, ૧૧૪ **પટ્ટિશી** પટ્ટિશ ધારણ કરનારા. ૧૧૫ **આયુધી**-શૂળરૂપી આયુધ ધારણ કરનારા. ૧૧૬ **મહાન્**-પૂજ્ય.[૪૩]-૧૧૭ **સ્રુવહસ્તઃ**-હાથમાં યજ્ઞપાત્ર સરવાને ધારણ કરનારા. ૧૧૮ **સુરૂપઃ**-સુંદર રૂપધારી. ૧૧૯ **તેજઃ**-તેજસ્વી. ૧૨૦ **તેજસ્કરોનિધિઃ**-ભકતોને ભંડારની પેઠે અખૂટ કાંતિ આપનારા. ૧૨૧ **ઉષ્ણીષી**-પાઘડી-વાળા. ૧૨૨ **સુવક્ત્રઃ**-સુંદર મુખવાળા. ૧૨૩ **ઉદગ્રઃ**-તેજસ્વી રૂપવાળા. ૧૨૪ **વિનતઃ**-વિનયવાન.[૪૪]-૧૨૫ **દીર્ઘઃ**-અત્યંત ઉંચા. ૧૨૬ **હરિકેશઃ**-હરિ એટલે ઇંદ્રિયો જ જેના કેશ એટલે રશ્મિરૂપ છે એવા, અર્થાત્ ઇંદ્રિય દ્વારા ભિન્ન ભિન્ન વિષયોનો પ્રકાશ કર્તા; અથવા તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ મૂર્તિરૂપ. ૧૨૭ **સુતીર્થઃ**-જે એક શુભ તીર્થરૂપ છે, અર્થાત્ મહાન્ ગુરુ-રૂપ. ભગવાન્ પતંજલિ કહે છે કેઃ-

---

* સાંખ્ય શાસ્ત્રમાં છવ્વીશ તત્ત્વ કહ્યાં છે. તે આ પ્રમાણેઃ-અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, પાંચ તન્માત્રા, (શબ્દ સ્પર્શાદિક) મન સાથે અગિયાર ઇંદ્રિયો, પાંચ મહાભૂતો, પચીશમો ભોક્તા અને પરમાત્મા પંડે છવ્વીશમા. પચીશ તત્ત્વો જડ છે તે છવ્વીશમા તત્ત્વના પ્રતિબિંબથી ચેતનાવાળાં થાય છે. પ્રતાપચંદ્રરાયે "અબલ" અને "ગણ" એ બે નામો જૂદાં ગણ્યાં છે. અત્રે નીલકંઠ પ્રમાણે એક જ ગણેલું છે.

† આગળ દશબાહુ એવું નામ કહેવામાં આવ્યું છે. તે દરેક બાહુમાં જે હથિયારો ધરાય છે તેપરથી નામ પાડવામાં આવેલું છે.

क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः

ક્લેશ, કર્મ, વિપાક અને આશયથી અલિપ્ત એવા પુરુષ ઈશ્વર કહેવાય છે, અને ઈશ્વરનો तस्य वाचकः प्रणवः-પ્રણવ (ૐકાર) વાચક છે, અને તે ૐકાર પૂર્વ પુરુષોનો પણ ગુરુ છે. ૧૨૮ कृष्णः-આનંદ અને સત્તા રૂપ. કૃષ્ણ શબ્દનો શાસ્ત્રમાં આ પ્રમાણે અર્થ કરવામાં આવ્યો છેઃ-कृषि એટલે ભૂમિ અને ण કહેતાં તેમાંથી નિવૃત્તિ આપનાર. આ બન્નેનું જે ઐક્ય તેનું નામ પરબ્રહ્મ, અને તેને कृष्ण એમ કહે છે. વળી બ્રહ્મોત્તરખંડમાં ગોપશિશુને મહાદેવે વર આપ્યો હતો કે હું તારા વંશમાં સાતમો થઈશ. તે ઉપરથી કૃષ્ણનો જે અવતાર છે તે મહાદેવનો જ છે એમ જણાય છે. ૧૨૯ शृगालरूपः-વાણિયાના અપમાનથી ઉપવાસ કરનારા બ્રાહ્મણને શાંત પાડવા માટે ઇંદ્રે તેનું રૂપ ધારણ કર્યું હતું એમ મોક્ષ ધર્મમાં કહ્યુ છે તે શૃગાલરૂપ ઇન્દ્ર અને શિવ અભિન્ન છે. ૧૩૦ सिद्धार्थः-જેના સર્વ અર્થ સિદ્ધ છે એવા. ૧૩૧ मुंडः-સંન્યાસીરૂપ. ૧૩૨ सर्वशुभंकरः-સર્વ પ્રાણીઓનું શુભ કરનારા. ૪૫-૧૩૩ अजः-અજન્મા* ૧૩૪ बहुरूपः-અનેક રૂપ ધારણ કરનારા. ૧૩૫ गंधधारी:-કેશર, કસ્તૂરી, વગેરે સુગંધને ધારણ કરનારા. ૧૩૬ कपर्दी:-क એટલે જળ ને पिबति જે પીએ છે તે कपः, ऋद्ध એટલે ઐશ્વર્યને અને ददाति આપે છે તે. कपर्दः જળ પીને જે ઐશ્વર્ય આપે છે તે કપર્દી. મહાદેવના જટાજૂટે આકાશમાંથી પડતી ગંગા નદીને પ્રથમ પીધી હતી, અને પાછળથી ભગીરથની પ્રાર્થનાથી ગંગાને નિકળવાને સામર્થ્ય (ઐશ્વર્ય) આપ્યું હતું અર્થાત્ શંકર ઐશ્વર્ય અથવા સામર્થ્ય આપનારા છે. ૧૩૭ ऊर्ध्वरेताः-જેનું રેત નિત્ય ઉર્ધ્વ એટલે ઉંચે ચઢેતું રહે છે તે અર્થાત કે અક્ષત બ્રહ્મચર્ય પાળનારા. જે મનુષ્ય બ્રહ્મચર્ય નથી પાળતો, જેણે બ્રહ્મચર્યનો ત્યાગ કર્યો હોય છે તેનું વીર્ય નીચે પડે છે દૂર ઉંચે ઉડતું નથી, વીર્ય પણ શિથિલ થઈ નીચે વહે છે તેમજ તેનો લિંગ પણ વીર્ય વહી જવાથી નીચો પડે છે. ૧૩૮ ऊर्ध्वलिंगः-જેનો લિંગ નિત્ય ઉર્ધ્વ રહે છે તે એટલે કે જેને વિષે કામ સદા જાગૃત છે. નિત્ય બ્રહ્મચર્ય પાળવાથી ઇંદ્રિય શિથિલ પડી જતી નથી, શંકર નિત્ય બ્રહ્મચર્ય પાલતા હતા એટલે ઉર્ધ્વલિંગ કહ્યા છે. ૧૩૯ ऊर्ध्वशायी:-ચત્તા શયન કરનારા. સંયોગ વેળાએ પુરુષને અધો મુખ કરવું પડે છે. શંકર નિત્ય ઉર્ધ્વ મુખ રાખી શયન કરતા હતા, અર્થાત્ તે સ્ત્રી સંગથી દૂર હતા, અક્ષત બ્રહ્મચર્યવાળા હતા. આ ત્રણ નામવડે ઉમાએ શિવને ગ્રસ્યા પણ ન હતા તેમ તેનો સ્પર્શ પણ કર્યો ન હતો. શંકર असंग કહેવાય છે તેનાં ત્રણ કારણ છે અને તેનાં આમ ત્રણ અર્થ દર્શાવ્યા છે. ૧૪૦ नभस्थलः-આકાશરૂપી શક્તિ જેનું નિવાસસ્થાન છે એવા.

शक्तिः शरीरमपि दैवतमंतरात्मा ।
ज्ञानं क्रियाकरणमासनजालमिच्छा ॥
ऐश्वर्यमायतनमावरणानि च त्वम् ।
किं किं न यद्भवसि देविशशांकमौलेः ॥

૧૪૧ त्रिजटी-ત્રણ જટાને ધારણ કરનારા. ૧૪૨ चीरवासाः-ચીથરાને પહેરનારા. ૧૪૩ रुद्रः-સર્વના રુદ્ર એટલે પ્રાણરૂપ. ૧૪૪ सेनापतिः સેનાપતિ. ૧૪૫ विभुः-વ્યાપક. ૧૪૬ अहश्चरः-દિવસે ફરનારા દેવાદિક. ૧૪૭ नक्तंचरः-રાત્રે ફરનારા રાક્ષસો. ૧૪૮-तिग्ममन्युः-તીક્ષ્ણ ક્રોધવાળા. ૧૪૯ सुवर्चसः-અધ્યયન, તપ વગેરેનાં તેજથી ભરપૂર. ૪૭-૧૫૦ गजहा:-†ગજાસુરનો નાશ કરનારા. ૧૫૧ दैत्यहा:-દૈત્યોનો સંહાર કરનારા. ૧૫૨ कालः-મૃત્યુ અથવા તો સંવત્સરાદિક રૂપ. ૧૫૩ लोकधाताः-લોકોના ઈશ્વર. ૧૫૪ गुणाकरः-દીનદયાળુત્વ, જ્ઞાન, ઐશ્વર્ય, આદિના ખાણરૂપ. ૧૫૫ सिंहशार्दूलरूपः-સિંહ તથા શાર્દૂલરૂપધારી અર્થાત સર્વ હિંસક પશુરૂપ ૧૫૬ आर्द्रचर्माम्बरावृत्तः-હાથીના ચામડારૂપ વસ્ત્રથી વિંટાયલા. ૪૮-૧૫૭ कालयोगी:-કાળને છેતરનારા યોગીરૂપ. ૧૫૮ महानादः-હંસ ઉપનિષદમાં પ્રસિદ્ધ અનાહત ધ્વનિરૂપ. ૧૫૯ सर्वकामः-સર્વ કામનાના સ્થાનરૂપ. ૧૬૦ चतुष्पथः-જેની ઉપાસનાના ચાર માર્ગ છે એવા. આ ચાર માર્ગ આ પ્રમાણે છેઃ-વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને શિવના ધ્યાનરૂપ. ૧૬૧ निशाचरः-વેતાલાદિકરૂપ. ૧૬૨ प्रेतचारी પ્રેતોની સાથે ફરનારા. ૧૬૩ भूतचारी:-ભૂતોની સાથે ફરનારા. ૧૬૪ महेश्वरः-ઇંદ્રાદિક ઈશ્વરોથી પણ મોટા. ૪૯-૧૬૫ बहुभूतः-અસ્તિ, નાસ્તિ એમ અનેકરૂપે અવતાર લેનારા. ૧૬૬ बहुधरः-મહાન્ જગતને ધારણ કરનારા. ૧૬૭ स्वर्भानुः-રાહુરૂપે જણાયલા તમસ રૂપ વા મૂળ અજ્ઞાનરૂપ. ૧૬૮ अमितः-અનંત, વ્યાપક. ૧૬૯ गतिः-મુક્ત પુરુષને પ્રાપ્ત કરવા યોગ્ય. ગતિ ૧૭૦ नृत्यप्रियः-તાંડવ નૃત્ય ઉપર પ્રીતિ ધરનારા. ૧૭૧ नित्यनर्तः-નિત્ય નૃત્ય કરનારા. ૧૭૨ नर्तकः-નચાવનારા.

* બ્રહ્મા પણ अज એટલે અજન્મા કહેવાય છે અને વિષ્ણુ પણ અજન્મા કહેવાય છે. પરંતુ તેઓ મનુષ્યોની અપેક્ષાએ અજન્મા છે કંઇ સ્વયં અજન્મા નથી. શ્રુતિમાં કહે છે કે हिरण्यगर्भ समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् આમાં બ્રહ્માને જન્મ્યા એમ કહ્યું છે. તેમ બીજી શ્રુતિમાં વિષ્ણુને પણ जातः એવું વિશેષણ આપવામાં આવ્યું છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે એક પરમાત્માજ અજન્મા છે. બીજાનું અજન્માપણું આપેક્ષિક છે.

† વારાણસીમાં પૂર્વે ગજરૂપી એક મહાસુર હતો. તે ભયંકર અને અધૃષ્ય હતો છતાં શંકરે તેનો નાશ કર્યો હતો.

૧૭૩ **सर्ववात्सल्यः**–સર્વ ઉપર પ્રીતિ રાખનારા, વિશ્વના બંધુરૂપ.[૫૦]–૧૭૪ **घोरः**–શિવનાં બે તનુ છે–ઘોર અને અઘોર. ક્ષુધા, તૃષાદિવડે તે ઘોર મૂર્તિવાળા છે; અને સંતોષ, દયારૂપે તે અઘોર મૂર્તિવાળા છે, ૧૭૫ **महातपः**–સૃષ્ટિનો સંહાર કરી શકે તેવું મહાન્ તપ કરનારા, ૧૭૬ **पाशः**–પોતાની માયાથી બીજાને બાંધનારા, ૧૭૭ **नित्यः**–ધ્વંસરહિત, ૧૭૮ **गिरिरुहः**–કૈલાસવાસી ૧૭૯ **नभः** આકાશની પેઠે સંગથી રહિત, ૧૮૦ **सहस्रहस्तः**–હજાર હાથવાળા, ૧૮૧ **विजयः**–વિજયરૂપ, ૧૮૨ **व्यवसायः**–નિશ્ચય પૂર્વક ઉદ્યોગ અથવા તો જયના હેતુરૂપ, ૧૮૩ **अतंद्रितः**–તંદ્રાથી રહિત; તમોમયી વૃત્તિ પ્રવૃત્તિથી રહિત.*[૫૧]–૧૮૪ **अधर्षणः**–કોઇથી તિરસ્કારી શકાય નહિ તેવા. ૧૮૫ **धर्षणात्मा**–ભયરૂપ. ૧૮૬ **यज्ञहा**–બલિના યજ્ઞનો ધ્વંસ કરનારા અથવા તો બુદ્ધાવતાર લઇને યજ્ઞનો નાશ કરનારા,† ૧૮૭ **कामनाशकः**–કામને બાળી નાખનારા, ૧૮૮ **दक्षयागापहारी**–દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનારા, ૧૮૯ **सुसहः**–અતિ સહન કરનારા; શાંત ગુણી, ૧૯૦ **मध्यमः**–કિંચિત્સૌમ્ય.[૫૨]–૧૯૧ **तेजोपहारी**–તેજનું હરણ કરનારા; અતિક્રૂર, ૧૯૨ **बलहा**–ઇંદ્રરૂપે બળ દૈત્યનો નાશ કરનારા, ૧૯૩ **मुदितः**–કારણરૂપે નિત્ય આનંદ પામનારા, ૧૯૪ **अर्थः**–ધનરૂપે ઇચ્છવા યોગ્ય, ૧૯૫ **अजितः**–કોઇથી જીતાય નહિ તેવા,‡ ૧૯૬ **अवरः**–જેના કરતાં બીજો કોઇપણ વરવા–પૂજવા યોગ્ય નથી એવા, ૧૯૭ **गंभीरघोषः**–ગંભીર ધ્વનિવાળા, ૧૯૮ **गंभीरः**–જાણવામાં આવે નહિ તેવા ગંભીર, અગાધ સ્વરૂપવાળા, ૧૯૯ **गंभीरबलवाहनः**–શત્રુઓ પણ જેનાં તલિયાંને પામે નહિ તેવા શારીર સામર્થ્યવાળા, અથવા તો વૃષભ–પોઠિયારૂપી–ધર્મરૂપી મહાન્ વાહન જેનું છે એવા.[૫૩]–૨૦૦ **न्यग्रोधरूपः**–ઉપર મૂળવાળા ને નીચે શાખાવાળા અશ્વત્થરૂપ પીપળારૂપ અર્થાત્ સંસારરૂપી વૃક્ષરૂપ, ૨૦૧ **न्यग्रोधः**–વડના ઝાડ નીચે દક્ષિણામૂર્તિરૂપે બિરાજેલા; અથવા તો માર્કંડેયે એકાર્ણવ સમુદ્રમાં દીઠેલા વડના વૃક્ષરૂપ; અથવા તો તેમાં શયન કરનારા મહાવિષ્ણુરૂપ. ૨૦૨ **वृक्षकर्णस्थितिः**–વટવૃક્ષના કર્ણ વિશે એટલે એકદેશરૂપ પાંદડાને વિષે સ્થિતિ કરનારા. કેટલાકો **वृक्षकल्पस्थिति** એવું નામ પણ આપે છે. તેનો અર્થ એવો થાય છે કે એક બીજમાંથી એક વડ થાય, અને તેમાંથી અનેક બીજ અને તેટલા જ વડ થાય છે. એમ ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જ જાય છે તેવા અને કાર્ય અનંત–અંત વગરનું બને છે. આ કાર્ય જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધીનો કાલ તે કલ્પરૂપ, અર્થાત્ કે વૃક્ષ કલ્પરૂપ જેની સ્થિતિ છે એવા; સંસાર વૃક્ષનું પાલન કરવાનું કાર્ય જેનું છે પણ તે માત્ર જ્ઞાનવડે ન્યૂન હોય ત્યાં સુધી જ રહે એવા. જ્યાં સુધી બીજ જ્ઞાનવડે સેકાયું નથી ત્યાં સુધી જ ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે. એ કાર્ય અનિવાર્ય છે અને તેથી જ તેને કલ્પ કહ્યું છે. ભુંજાયેલા બીજમાંથી વૃદ્ધિ થતી નથી. જ્યાં સુધી વૃદ્ધિ થાય ત્યાં સુધીનો સમય તે કલ્પ. ભગવાને માર્કંડેયને જલપ્રલય સમયે સંસારરૂપી વડ કલ્પ નાનો છતાં તેની અનેક શાખાઓ છે એ વાત, માયાવી વડના બાહાનાથી પોતામાં દર્શાવી છે. જે નામ બ્રહ્માનાં, અને વિષ્ણુનાં છે તે જ નામ શિવનાં પણ છે. શિવ, મહેશ્વર, રુદ્ર, વિષ્ણુ, પિતામહ બ્રહ્મા, સંસારબંધુ, સર્વજ્ઞ અને પરમાત્મા એ નામનું અષ્ટક એક જ વસ્તુનું પ્રતિપાદન કરે છે. વિષ્ણુ અને બ્રહ્મા શિવથી ભિન્ન નથી માટે તે એનાં નામો તે શિવના પણ સમજવાં. હરિવંશમાં કૈલાસયાત્રાના વર્ણનમાં કહ્યું છે કે:—

> **नामानि तव गोविंद यानि लोके महान्ति च ।**
> **तान्येव मम नामानि नात्र कार्या विचारणा ॥**

હે ગોવિંદ! તમારાં જે નામો જગતમાં મોટાં જોવામાં આવે છે તે જ મારાં પણ નામ છે, એમાં તારે વિચાર કરવો નહિ. માટે સર્વ પુરાણોમાં શિવ અથવા વિષ્ણુના નામથી એક જ ઈશ્વર કહેવામાં આવે છે. સૂત સંહિતામાં કહ્યું છે કે શિવ વિષ્ણુનો ભેદ–એ વચ્ચે ઉત્તમ અનુત્તમ ભાવની કલ્પના–પાખંડિઓ કરે છે. તેવાઓના પર ભલે વજ્રપાત થાય. આ તો બ્રહ્મા, આ તો કેશવ, આ તો વિષ્ણુ એમ ભેદ માનનારા મોહબદ્ધ પુરુષો છે અને તેઓ પાખંડિઓ છે. તેઓ એકને જ જુએ છે સર્વને જાણતા નથી. અર્થાત્ કે સર્વ નામો એક જ ઈશ્વરને માટે છે. માટે વિષ્ણુના નામોમાં બ્રહ્મા અને રુદ્રનાં નામો પણ ભણાય છે અને શિવનાં નામોનાં વિષ્ણુ અને પ્રજાપતિના નામો પણ ભણવામાં આવે છે. એક નામ સર્વને લાગુ પડે છે અને સર્વ નામો એકને લાગુ પડે છે. આદિ પર્વના ઉપોદ્ઘાતમાં આ વિષે વિશેષ વિવેચન કરેલું છે, ૨૦૩ **विभुः**–ભક્તના ઉપર અનુગ્રહ કરવા માટે હરિ, હર, દુર્ગા, ગણેશ, સૂર્ય, અગ્નિ, વાયુ વગેરે રૂપો ધારણ કરનારા.

* એક મતમાં અનિંદિત એવું નામ છે. ત્યાં કોઈ પણ વ્યવસાય વગરના એવો અર્થ સમજવો.

† બુદ્ધે યજ્ઞયાગાદિનો નાશ કર્યો હતો. પરંતુ તે મહાભારતના યુદ્ધ પછી ૨૫૦૦ વર્ષે થયો હતો. ત્યારે શંકા રહે છે કે, મહાભારતના સમયમાં તેને દૃષ્ટમાં લઇને કેમ લખાયું હશે.

‡ બાણાસુર સાથના યુદ્ધમાં શ્રી કૃષ્ણે શિવાજ્ઞાથી જ શિવ જિત્યા હતા, પોતાના બળથી નહિ. તેમ જ પોતાના ભક્ત ભીષ્મે તેની પાસે શસ્ત્ર લેવડાવાની પ્રતિજ્ઞા કરી હતી તે પૂર્ણ કરવામાટે તેનું માન રાખવાને શ્રી કૃષ્ણે પોતાની પ્રતિજ્ઞા તોડી હતી.

૨૦૪ सुतीक्ष्णदशनः-અનેક બ્રહ્માંડોરૂપી ચણાને ચાવવા માટે તીક્ષ્ણ દાંતવાળા. ૨૦૫ महाकायः-મોટી કાયાવાળા. ૨૦૬ महाननः-મોટા મુખવાળા. ૫૪-૨૦૭ विश्वक्सेनः જેના પ્રયાણ સમયે દૈત્યોની સેના ચોતરફ પલાયન કરી જાય છે એવા. ૨૦૮ हरिः-ગજેંદ્રનો મોક્ષ કરીને આપત્તિ હરી હતી તેમ આપત્તિને હરનારા. ૨૦૯ यज्ञः-સૃષ્ટિને ઉત્પન્ન કરવામાં બીજરૂપ. યજ્ઞ કરવાથી પરંપરાએ જગતની ઉત્પત્તિ થાય છે.

अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥

અગ્નિને આપેલી આહુતિ ચારે તરફથી સૂર્ય પાસે જાય છે; સૂર્યમાંથી વૃષ્ટિ જન્મે છે, વૃષ્ટિમાંથી અન્ન થાય છે, અને તેથી પ્રજાની ઉત્પત્તિ થાય છે. ૨૧૦ संयुगापीडवाहनः-સંગ્રામમાં જેનું પોઠિયારૂપ વાહન ધ્વજારૂપ બન્યું છે એવા અથવા વૃષરૂપ ધ્વજા જેનું વાહન છે તેવા, ૨૧૧ तीक्ष्णतापः-તીક્ષ્ણ તાપવાળા અર્થાત્ અગ્નિસ્વરૂપ, ૨૧૨ हर्यश्वः-અત્યંત વેગવાન્ જેના ઘોડા છે એવા સૂર્યનારાયણરૂપ, ૨૧૩ सहायः-જીવના સખા, ૨૧૪ कर्मकालवित्-દર્શ (અમાવાસ્યા) વગેરે કર્મના કાલને જાણનારા.[૫૫]-૨૧૫ विष्णुप्रसादितः-વિષ્ણુએ ચક્ર મેળવવા માટે પ્રસન્ન કરેલા, ૨૧૬ यज्ञः-વિષ્ણુરૂપીયજ્ઞરૂપ, ૨૧૭ समुद्रः-સમુદ્રરૂપ, ૨૧૮ वडवामुखः-સમુદ્રના જળનું શોષણ કરનારા વડવા નલરૂપ, ૨૧૯ हुताशनसहायः-વાયુરૂપ, ૨૨૦ प्रशान्तात्माः-તરંગ વિનાના સમુદ્ર જેવા, ૨૨૧ हुताशनः-અગ્નિરૂપ.[૫૬]-૨૨૨ उग्रतेजाः-જેનો સ્પર્શ દુઃસહ છે એવા તેજવાળા, ૨૨૩ महातेजाः-મહાતેજસ્વી, ૨૨૪ जन्यः-સંગ્રામમાં ઉત્તમ, ૨૨૫ विजयकालवित्-વિજયના સમયને જાણનારા-જે એટલું ન જાણી શકે તે વીર હોવા છતાં પરાજય પામે છે. ૨૨૬ ज्योतिषामयनम्-જેમાં ગ્રહોનું તથા નક્ષત્રોનું ગમન વર્ણવ્યું છે એવા; જ્યોતિઃશાસ્ત્રના સ્થાનરૂપ, અર્થાત્ કાળવેત્તા તથા કાળરૂપ, ૨૨૭ सिद्धिः-જયરૂપ, ૨૨૮ सर्वविग्रहः-કાળાદિક સર્વ જેના વિગ્રહ કહેતાં શરીર છે એવા,[૫૭]-૨૨૯ शिखी-શિખાવાળા-ગૃહસ્થરૂપ, ૨૩૦ मुंडी:-સંન્યાસીનું સ્વરૂપ ધારણ કરનારા, મુંડાવેલા, શિખા વગરના, નૈષ્ઠિક બ્રહ્મચારીઃ કોઇ સ્થળે दंडी એવો પાઠ છે ત્યાં પાલાશ અથવા વાંસનો દંડ ધરનારા એવો અર્થ લેવો, ૨૩૧ जटीः-જટા ધારણ કરનારા-વાનપ્રસ્થ, ૨૩૨ ज्वालीः-જ્વાળાવાળા અર્ચિરાદિ માર્ગ જે ગૃહસ્થાદિ શોધે છે તે, ૨૩૨ मूर्तिजः-શરીરમાં આવિર્ભાવ પામનારા, ૨૩૪ मूर्धगः-મસ્તક વિશે અથવા તો સહસ્રારમાં વાસ કરનારા, ૨૩૫ बली:-બળવાન્, ૨૩૬ वेणवी-વેણુ નામના વાદિત્રવાળા. ૨૩૭ पणवीः-પણવ નામના વાદિત્રને ધારણ કરનારા. ૨૩૮ तालीः-તાલ નામના વાદિત્રને ધારણ કરનારા, ૨૩૯ खलीः-ધાન્યના સ્થાનસ્વરૂપ, ૨૪૦ कालकटंकटः-કાળને એટલે યમને આવરણ કરનારી માયાને પણ આવરણ કરનારા.[૫૮]-૨૪૧ नक्षत्रविग्रहमतिः-ગ્રહ તારા વગેરેનાં શરીરરૂપ કાળચક્રને અનુસરનારી બુદ્ધિવાળા અથવા જ્યોતિર્વિદ્. અથવા બીજું નામ नक्षत्रविग्रहगमः નક્ષત્રરૂપ શરીરને ચલાવનારા, ૨૪૨ गुणबुद्धिः-ગુણનાં કાર્યો વિશે જેની બુદ્ધિ છે એવા જીવસ્વરૂપ, ૨૪૩ लयः-જેના વિશે સર્વનો લય થાય છે એવા ઈશ્વર, ૨૪૪ अगमः-નિશ્ચંચલ, કૂટસ્થ, ચૈતન્યમાત્ર, જેનામાં ગમન ક્રિયા નથી તે, બીજો પાઠ यमः છે એટલે અયસ્કાંત સમાન, ૨૪૫ प्रजापतिः-વિરાટ્, ૨૪૬ विश्वबाहुः-આખા જગતના બાહુ જ જેના બાહુ છે એવા, ૨૪૭ विभागः-વ્યષ્ટિ કાર્યરૂપ, ૨૪૮ सर्वगः-સમષ્ટિ કાર્યરૂપ, ૨૪૯ अमुखः-ભોગનાં સાધન વિનાના અભોક્તા બીજો પાઠ सर्वतोमुखः નામ જણાવે છે,[૫૯]-૨૫૦ विमोचनः-સંસારમાંથી છોડાવનારા. ૨૫૧ सुसरणः-સારી રીતે પ્રાપ્ત કરી શકાય તેવા. એક પ્રતિમાં सुशरणः-નામ છે એટલે કે જેનું શરણ સારું છે, અને જ્યાંથી પુનરાવૃત્તિ નથી તેવા, ૨૫૨ हिरण्यकवचोद्भवः-માયાના વિકારરૂપ શરીરમાં પ્રકટ થનારા; અથવા સુવર્ણરૂપ પાત્રમાં જેનું કવચ કહેતાં શરીર ઉત્પન્ન થયું છે એવા. ૨૫૩ मेढ्रजः ઉપસ્થ ઇંદ્રિયમાં પ્રકટ થનારા. ૨૫૪ बलचारीः-વનમાં ફરનારા. ૨૫૫ महीचारीः-પૃથ્વી ઉપર ફરનારા. ૨૫૬ स्रुतः-સર્વ ઠેકાણે ગતિવાળા.[૬૦]-૨૫૭ सर्वतूर्यनिनादीः-સર્વ પ્રકારનાં વાદિત્રોને વગાડનારા. ૨૫૮ सर्वतोद्यपरिग्रहः-સર્વે જીવોના પતિ, અથવા સર્વ જીવો જેના કુટુંબીઓ છે તે. ૨૫૯ व्यालरूपः-શેષનાગરૂપ. ૨૬૦ गुहावासीः-ગુફામાં વાસ કરનારા. ૨૬૧ गुहः-કાર્તિક સ્વામી. ૨૬૨ मालीः-વનમાળા ધારણ કરનારા. ૨૬૩ तरंगवित्-જળના તરંગ જેવા, વિષયોના સુખને પ્રાપ્ત કરનારા.[૬૧]-૨૬૪ त्रिदशः-જેનાથી પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ આમ ત્રણ અવસ્થા થાય છે એવા. ૨૬૫ त्रिकालधृक्-ભુત, ભવિષ્ય અને વર્તમાનકાળ આ ત્રણ કાળની વસ્તુને ધારણ કરનારા. ૨૬૬ कर्मसर्वबंधविमोचनः-સંચિત તથા ક્રિયમાણ એવાં કર્મમાંથી તથા અવિદ્યા, કામરૂપ બંધનોમાંથી છોડાવનારા. ૨૬૭ असुरेंद्राणांबंधनः-અસુરના રાજા બલિને વામન સ્વરૂપે બંધન કરનારા. ૨૬૮ युधिशत्रुविनाशनः-યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરનારા.[૬૨]-૨૬૯ सांख्यप्रसादः-આત્માઅનાત્માના વિવેક એવા એક જ્ઞાનથીજ જાણવામાં આવે તેવા અથવા, તો સાંખ્ય જ્ઞાનને આપનારા દત્તાત્રેય સ્વરૂપ. ૨૭૦

**दुर्वासाः**–દુર્વાસા ઋષિ. ૨૭૧ **सर्वसाधुनिषेवितः**–સર્વ સત્પુરુષોથી સેવાતા અર્થાત્ બ્રાહ્મણોના રાજા સોમ. ૨૭૨ **प्रस्कन्दनः**–બ્રહ્માદિકને પણ સ્થાનમાંથી ભ્રષ્ટ કરનારા. ૨૭૩ **विभागज्ञः**–પ્રાણીઓને તેમના કર્માનુસાર યથોચિત ફળનો વિભાગ કરી આપનારા. ૨૭૪ **अतुल्यः**–જેના સમાન કોઇ નથી તેમ જેનાથી કોઈ અધિક પણ નથી એવા. ૨૭૫ **यज्ञभागवित्**–યજ્ઞોના હવિષ્‌ના વિભાગને જાણનારા. [63]–૨૭૬ **सर्ववासः**–સર્વત્ર નિવાસ કરનારા. ૨૭૭ **सर्वचारीः**–સર્વ ઠેકાણે ફરનારા. ૨૭૮ **दुर्वासाः**–હાથીનાં લોહીથી ખરડાયલાં દુષ્ટ ચામડાને વસ્ત્રરૂપે ધારણ કરનારા. ૨૭૯ **वासवः**–ઇંદ્ર. ૨૮૦ **अमरः**–દેવતા. ૨૮૧ **हैमः**–હિમાલય રૂપધારી. ૨૮૨ **हेमकरः**–સુવર્ણના કર્તા. જંબૂદ્વીપ ચિહ્નવાળા અથવા જંબૂવૃક્ષ સ્વરૂપ. પુરાણમાં એમ કહ્યું છે કે જંબૂવૃક્ષ સુવર્ણ આપે છે. ૨૮૩ **अयज्ञः**–કર્મરહિત. ૨૮૪ **सर्वधारी**–સર્વ કર્મના ફળના ધારણકર્તા. ૨૮૫ **धरोत्तमः**–પૃથ્વીને ધારણ કરનારા. દિગ્ગજ, શેષ, કર્મ વગેરેમાં ઉત્તમ. [64]–૨૮૬ **लोहिताक्षः** રાતાં નેત્રવાળા. ૨૮૭ **महाक्षः**–વિશ્વવ્યાપક ઇંદ્રિયોને ધારણ કરનારા. ૨૮૮ **विजयाक्षः**–વિજયી ધરીવાળા રથને ધારણ કરનારા. ૨૮૯ **विशारदः**–પંડિત. ૨૯૦ **संग्रहः**–દાસોનો સ્વીકાર કરનારા, ૨૯૧ **निग्रहः**–ઉદ્ધત એવા ઇંદ્રાદિકને શિક્ષા કરનારા, ૨૯૨ **कर्ता**–સર્વના કર્તા, ૨૯૩ **सर्पचीरनिवासनः**–સર્પરૂપી વસ્ત્રને ધારણ કરનારા. [65]–૨૯૪ **मुख्यः**–મુખ્ય, ૨૯૫ **अमुख्यः**–દેવોમાં ઉત્તમ અથવા તો સર્વ દેવતામય, ૨૯૬ **देहः**–અત્યંત પુષ્ટ, ૨૯૭ **काहलिः**–કાહલ નામનાં વાદિત્રવાળા, ૨૯૮ **सर्वकामदः**–સર્વ કામનાને પૂરનારા, ૨૯૯ **सर्वकालप्रसादः**–સર્વકાળે પ્રસન્ન થનારા, ૩૦૦ **सुबलः**–પારકાને પીડા નહિ ઉપજાવે તેવાં ઉત્તમ બળવાળા; દયાળુ, ૩૦૧ **बलरूपधृक्**–બળરામનું રૂપ ધારણ કરનારા અથવા તો બળને તથા રૂપને ધારણ કરનારા. [66]–૩૦૨ **सर्वकामवरः**–સર્વ કામ પદાર્થોમાં શ્રેષ્ઠ અર્થાત્ મોક્ષરૂપ, ૩૦૩ **सर्वदः**–સર્વ વસ્તુ આપનારા, ૩૦૪ **सर्वतोमुखः**–ચોતરફ હાથ પગ, મુખ વગેરે જેને છે એવા, ૩૦૫ **आकाशनिर्विरूपः**–આકાશની પેઠે જેના શરીરમાંથી અનેક જાતનાં રૂપો બહાર નિકળે છે એવા. આકાશમાંથી જેમ વાયુ, તેજ, આપ્, પૃથ્વી વગેરે ભૂતો નીકળ્યાં છે તેમ શંકરના શરીરમાંથી જ્યોતિરૂપ સર્વ નીકળ્યું છે; માટે આકાશ અને શિવ એક છે, ૩૦૬ **निपाती**–દેહરૂપી ખાડામાં પ્રવેશ કરવાના સ્વભાવવાળા, અર્થાત્ જીવરૂપ, ૩૦૭ **अवशः**–દેહનો સંબંધ થવાથી અપરિહાર્ય દુઃખાદિકના સાથે સંબંધ ધરાવનારા, ૩૦૮ **खगः**–હૃદય આકાશમાં નિવાસ કરનારા, [67]–૩૦૯ **रौद्ररूपः**–ભયંકર, સ્વરૂપવાળા. ૩૧૦ **अंशुः**–એક દેવતારૂપ, ૩૧૧ **आदित्यः**–જેનું બીજું નામ ભગ છે એવા આદિત્યના સહચર, ૩૧૨ **बहुरश्मिः**–સૂર્ય, ૩૧૩ **सुवर्चसी**–સુંદર તેજસ્વી, ૩૧૪ **वसुवेगः**–વસુ (વાયુ) ના સમાન વેગવાળા, ૩૧૫ **महावेगः**–વાયુથી પણ મોટા વેગવાળા, ૩૧૬ **मनोवेगः**–મનના કરતાં પણ અધિક વેગવાળા, ૩૧૭ **निशाचरः**–અવિદ્યાવડે વિષયોનો ઉપભોગ કરનારા. [68]–૩૧૮ **सर्ववासी**–સર્વ શરીરોમાં વાસ કરનારા, ૩૧૯ **श्रियावासी**–ઋગ્, યજુષ્, સામ વગેરે વિદ્યાની સાથે વાસ કરનારા, ૩૨૦ **उपदेशकरः**–વેદોનો ઉપદેશ કરનારા, ૩૨૧ **अकरः**–મૌન બેસી રહેવારૂપી ઉપદેશ કરનારા. શાસ્ત્રમાં દક્ષિણામૂર્તિ શંકરનું વર્ણન કરતાં કહ્યું છે કેઃ–

**"चित्रं वटतरोर्मूले वृद्धाः शिष्या गुरुर्युवा।**
**गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः॥**

વડના ઝાડની નિચે એ સમયે આશ્ચર્યકારક બનાવ જોવામાં આવ્યો કેઃ,–"શિષ્યો વૃદ્ધ હતા, અને ગુરુ તરુણ હતા. ગુરુનું વ્યાખ્યાન મૌનરૂપ જ હતું છતાં શિષ્યોનો સંશય દૂર થયો હતો." વળી પૂર્વે બાષ્કલિએ વાધ્વને વારંવાર પ્રશ્ન કર્યો, પરંતુ વાધ્વ મૌન જ બેસી રહ્યો. પરંતુ ત્રીજે પ્રશ્ને બોલ્યોઃ તુંને ખબર નથી કે આ આત્મા શાંત પદાર્થ છે. આ સર્વ વિચારને ધ્યાનમાં લઇને શંકરને **अकरः** મૌન રહીને ઉપદેશ આપનારા એમ કહેવામાં આવે છે. ૩૨૨ **मुनिः**–મૌન રહેનારા, ૩૨૩ **आत्मनिरालोकः**–દેહમાંથી અથવા તો ઉપાધિમાંથી બહાર નીકળીને અવલોકન કરનારા, ૩૨૪ **संभग्नः**–સારી રીતે સેવાતા. ૩૨૫ **सहस्रदः**–(એટલા માટે જ) અનંત ધનાદિક પદાર્થોને આપનારા. [69]–૩૨૬ **पक्षी**–ગરુડ પક્ષી, ૩૨૭ **पक्षरूपः**–મિત્રરૂપે સહાયતા કરનારા, ૩૨૮ **अतिदीप्तः**–અત્યંત પ્રકાશમાન, ૩૨૯ **विशांपतिः**–સર્વ પ્રજાના પતિ–સાર્વભૌમ, ૩૩૦ **उन्मादः**–ઉન્માદ કરાવનારા, ૩૩૧ **मदनः**–મદન ઉપજાવનારા, ૩૩૨ **कामः**–ઇચ્છાતી એવી સ્ત્રી વગેરે વિષયરૂપ. ૩૩૩ **अश्वत्थः**–સંસારવૃક્ષરૂપ અથવા તો કામના પૂરનારા વૃક્ષરૂપ, ૩૩૪ **अर्थकरः**–ધનાદિક આપનારા, ૩૩૫ **यशः**–યશરૂપ. [70]–૩૩૬ **वामदेवः**–વામ એટલે કર્મનાં ફળ તેના દેવ એટલે રાજા અર્થાત્ તેનો વિભાગ પાડનારા, ૩૩૭ **वामः**–કર્મનાં ફળરૂપ અર્થાત્ વિષયોના સંબંધથી થનારા આનંદરૂપ, ૩૩૮ **प्राक्** સર્વના આદિરૂપ, ૩૩૯ **दक्षिणः**–ત્રણ લોકને ઉલ્લંઘન કરવામાં સમર્થ, ૩૪૦ **वामनः**–બળિને બંધન કર્તા, ૩૪૧ **सिद्धयोगी**–સનત્કુમારાદિકરૂપ, ૩૪૨ **महर्षिः**–વસિષ્ઠાદિક ઋષિરૂપ, ૩૪૩ **सिद्धार्थः**–ઋષભ દત્તાત્રેય આદિરૂપ, ૩૪૪ **सिद्धसाधकः**–જ્ઞાન થયા પછી સંન્યાસની ઇચ્છા કરનારા યાજ્ઞવલ્ક્યાદિ રૂપ. [71]–૩૪૫

भिक्षुः-વેશધારી ભિક્ષુક, ૩૪૬ भिक्षुरूपः-પરમહંસરૂપ, ૩૪૭ विपणः-ધનાદિકથી રહિત હોવાને લીધે વ્યવહાર રહિત, ૩૪૮ मृदुः-સર્વ ભૂતોને અભય આપનારા, કોમળ સ્વભાવવાળા; ૩૪૯ अव्ययः-વિકારોથી રહિત, ૩૫૦ महासेनः-દેવોના સેનાપતિ, ૩૫૧ विशाखः-દેવના સેનાપતિના સહાયક, ૩૫૨ षष्टिभागः-સાઠ* તત્વોનો ઉપભોગ કરનારા, ૩૫૩ गवांपतिः-ઈંદ્રિયોના પાળક.૭૨-૩૫૪ वज्रहस्तः-હાથમાં વજ્રને ધારણ કર્તા, ઈંદ્ર, ૩૫૫ विष्कंभी-વિસ્તારવાળા, ૩૫૬ चमूस्तंभनः-દૈત્યોની સેનાને સ્તંભન કરનારા, ૩૫૭ वृत्तावृत्तकरः-યુદ્ધમાં રથને મંડલાકાર ફેરવનારા તથા શત્રુની સેનાનો નાશ કરીને પાછા અક્ષત શરીરે આવનારા, (ऋतावृत्त એવું પણ નામ છે તેનો અર્થ એ છે કે નિષ્કટપણે રક્ષણ કરનારા,) ૩૫૮ तालः-સંસાર સિંધુના તલ એટલે આધારને જાણનારા, એટલે કે શુદ્ધ બ્રહ્મને જાણનારા, ૩૫૯ मधुः-વસંતરૂપ, ૩૬૦ मधुकलोचनः-કોયલના જેવાં નેત્રવાળા, અથવા તો પિંગળા નેત્રવાળા.૭૩-૩૬૧ वाचस्पत्यः-દેવ પુરોહિત વાચસ્પતિના પુત્ર વાચસ્પત્ય અથવા પુરોહિતનું કર્મ કરનારા, ૩૬૨ वाजसनः-વાજસનેયી શાખા પ્રવર્તાવનારા ને અધ્વર્યુનું કર્મ કરનારા, ૩૬૩ नित्यमाश्रमपूजितः-નિત્ય ચારેય આશ્રમોમાં પૂજાયલા, ૩૬૪ ब्रह्मचारी-બ્રહ્મનિષ્ઠ, ૩૬૫ लोकचारी-બ્રાહ્મણાદિકોમાં ભિક્ષા માટે ફરનારા, ૩૬૬ सर्वचारी-સર્વ ઠેકાણે વ્યાપક, ૩૬૭ विचारवित्-અંતર્મુખપણાથી વિહાર કરવાને જાણનારા અર્થાત્ વિષયોથી વિરક્ત.૭૪-૩૬૮ ईशानः-સર્વના ઈશ્વર, ૩૬૯ ईश्वरः-સર્વ ઠેકાણે વ્યાપક, ૩૭૦ कालः-સર્વનાં પુણ્ય તથા પાપની ગણતરી કરનારા ચિત્રગુપ્તરૂપ, ૩૭૧ निशाचारी-મહાપ્રલયરૂપ બ્રહ્માની રાત્રિમાં ફરનારા, ૩૭૨ पिनाकवान्-પાલન કરે તે પિનાક. એ નામનું એક ધનુષ્ય, તે રક્ષક એવા ધનુષ્યને ધારણ કરનારા, ૩૭૩ निमित्तस्थः-નિશાનરૂપે દૈત્યોને વિષે રહેનારા, અર્થાત્ અંતર્યામી, ૩૭૪ निमित्तं-નિમિત્તરૂપ, કારણ કે વિશ્વરૂપ છે, ૩૭૫ नंदिः-જ્ઞાનરૂપી સંપત્તિરૂપ, ૩૭૬ नंदिकरः-સંપત્તિ આપનારા, ૩૭૭ हरिः-હનુમાન્-રામના સહાયક.૭૫-૩૭૮ नंदीश्वरः-નંદી નામના શિવના ગણના ઈશ્વર, ૩૭૯ नंदी-પંડના જ ગણરૂપ, ૩૮૦ नंदनः-આનંદ આપનારા, ૩૮૧ नंदिवर्धनः-પોતાની આપેલી સંપત્તિનો પણ નાશ કરનારા, ૩૮૨ भगहारी-ઈંદ્રિયોનાં ઐશ્વર્યોનું હરણ કરનારા, ૩૮૩ निहन्ता-મૃત્યુરૂપ,૩૮૪ कालः-ચોસઠ કલાઓના નિવાસરૂપ, ૩૮૫ ब्रह्मा-બ્રહ્મા સ્વરૂપ, ૩૮૬ पितामहः-વિષ્ણુના પણ પિતારૂપ.૭૬-૩૮૭ चतुर्मुखः-ચાર મુખવાળા વિધાતા, ૩૮૮ महालिंगः-દેવોથી પૂજાતા ઉત્તમ લિંગ (મૂર્તિ)વાળા, ૩૮૯ चारुलिंगः-સુંદર વેશને ધારણ કરનારા, ૩૯૦ लिंगाध्यक्षः-પ્રત્યક્ષાદિક પ્રમાણોના અધ્યક્ષ, પ્રવૃત્તિ નિવૃત્તિના નિયામક; ૩૯૧ सुराध्यक्षः-ચક્ષુરાદિક પ્રમાણોના અધિષ્ઠાતા એવા દેવોના અધિપતિ, ૩૯૨ योगाध्यक्षः-યોગના પણ અધ્યક્ષ અર્થાત્ એમની કૃપાથી જ યોગ સાધી શકાય એવા, ૩૯૩ युगावहः-પુણ્ય અને પાપના તારતમ્યને દર્શાવનારા; સત્ય, ત્રેતા, દ્વાપર વગેરે યુગને પ્રવર્તાવનારા.૭૭-૩૯૪ बीजाध्यक्षः-ધર્મ તથા અધર્મરૂપ બીજના અધ્યક્ષ, ૩૯૫ बीजकर्ता-બીજના કર્તા, ૩૯૬ अध्यात्मानुगतः-જેમાં આત્માને ઉદ્દેશીને જ વિચાર થયો છે એવા અધ્યાત્મ શાસ્ત્રને અનુસરનારા સાધક, ૩૯૭ बलः-ધૃતિ, ક્ષમા વગેરેને ધારણ કરનારા, ૩૯૮ इतिहासः-ભારતાદિક રૂપ, ૩૯૯ सकल्पः-પ્રયોગ વિધિના વિચાર સાથે મીમાંસા શાસ્ત્રરૂપ, ૪૦૦ गौतमः-તર્ક શાસ્ત્રના કર્તા ગૌતમરૂપ, ૪૦૧ निशाकरः-ચંદ્રરૂપ; ચાંદ્ર વ્યાકરણના પ્રણેતા રૂપ.૭૮-૪૦૨ दंभः-શત્રુઓને દમનારા, ૪૦૩ अदंभः-જેને દમન કર્તા કોઈ નથી એવા, ૪૦૪ वैदंभः-દંભ રહિત પુરુષોના આત્મારૂપ, ૪૦૫ वश्यः-ભક્તના આધીન, ૪૦૬ वशकरः-બીજાઓને વશમાં કરનારા, (એક પાઠ वंशकर એવો છે જેનો અર્થ સ્પષ્ટ છે.) ૪૦૭ कलिः-દેવોને દૈત્યોમાં કલહ કરાવનારા, ૪૦૮ लोककर्ता-ભૌતિક ચૌદ લોકના રચનારા, ૪૦૯ पशुपतिः-બ્રહ્માદિક સર્વ પ્રાણીના પાલક, ૪૧૦ महाकर्ता-પાંચ મહાભૂતોના પણ સરજનારા, ૪૧૧ अनौषधः-ચોખા વગેરે અન્નનો આહાર નહિ કરનારા.૭૯-૪૧૨ अक्षरः-અવિનાશી, ૪૧૩ परमब्रह्म-પરમ ઉત્કૃષ્ટ આનંદ માત્ર સ્વરૂપ, ૪૧૪ बलवत्-બલાભિમાની દેવતારૂપ, ૪૧૫ शक्रः-શક્તિમાન્ અથવા તો સો યજ્ઞ કરનારા, ૪૧૬ नीतिः-દંડ દેવા વગેરે નીતિરૂપ, ૪૧૭ अनीतिः-અનીતિના સ્વરૂપરૂપ,૪૧૮ शुद्धात्मा-નિર્મળ ચિત્તવાળા, ૪૧૯ शुद्धः-દોષ રહિત, ૪૨૦ मान्यः-માન યોગ્ય, ૪૨૧

* માંડૂક્ય વગેરે ઉપનિષદ્‌માં આ સાઠ તત્ત્વો આ પ્રમાણે ગણાવ્યાં છેઃ–જાગૃત અવસ્થામાં જે પ્રજ્ઞાન બહારથી જણાય છે તે સાત પ્રકારનું છેઃ શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ અને મંતવ્ય અને બોદ્ધવ્ય મળી; પોતાનાં સંકલ્પમાંથી જે વિષયો ઉત્પન્ન થયા છે તે ઓગણીશ છેઃ–તે પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર, અને ચિત્ત; પછી સ્થૂલ, ભોગ્ય અને શબ્દાદિ આશ્રયભૂત એ ત્રણ મળી કુલ ૨૯ પ્રકારનું પ્રજ્ઞાન જાગ્રદવસ્થાનું છે; તેમ જ સ્વપ્નાવસ્થામાં સમાઈ જતા સૂક્ષ્મ ભોગ્ય અંતવાળા બીજા સર્વ પ્રકારો ઓગણત્રીશ છે. અને સુષુપ્તિ તથા ચિત્ત એ બે મળીને સાઠ વિષય થાય છે. આ સાઠ ભોગ્ય વિષયનો પરમાત્મા ઉપભોગ કરે છે, અને તે સાક્ષીરૂપ છે, તેથી તે षष्टिभागः કહેવાય છે.

गतागतः-નિત્ય ક્ષયશીલ સંસારરૂપ.[૯૦]-૪૨૨ बहुप्रसादः-અત્યંત કૃપા કરનારા, ૪૨૩ सुस्वप्नः-સ્વપ્નાવસ્થાના અભિમાની, ૪૨૪ दर्पणः-વિશ્વના પ્રતિબિંબના દર્શનના સ્થાનરૂપ, ૪૨૫ अमित्रजित्-બાહારના તથા અંદરના શત્રુઓને જીતનારા, ૪૨૬ वेदकारः-વેદોના પ્રકટ કર્તા, ૪૨૭ मंत्रकारः-વેદ સિવાયના તંત્રના ને પુરાણના મંત્રોના રચનારા, ૪૨૮ विद्वान्-વિદ્વાન્, ૪૨૯ समरमर्दनः-શત્રુઓનો સંહારકર્તા.[૯૧]-૪૩૦ महामेघनिवासी-પ્રલયકાળના મેઘોને વિશે અધિષ્ઠાતા તરિકે વાસ કરનારા, ૪૩૧ महाघोरः-પ્રલય કરનારા હોવાથી મહા ભયંકર, ૪૩૨ वशी-સર્વને વશમાં રાખનારા, ૪૩૩ करः-સંહારકર્તા, ૪૩૪ अग्निज्वालः-અગ્નિના જેવા તેજસ્વી, ૪૩૫ महाज्वालः-અગ્નિના કરતાં પણ વધારે તેજસ્વી, ૪૩૬ अतिधूम्रः-પ્રલય કાળના અગ્નિરૂપે સર્વને બાળતી વખતે અત્યંત ધુમાડામય, ૪૩૭ हुतः-હોમ કરવાથી પ્રસન્ન થનારા અગ્નિરૂપ, ૪૩૮ हविः-દૂધ, ઘી વગેરે હવિષ્ રૂપ.[૯૨]-૪૩૯ वृषणः-કર્મનાં ફળને આપનારો ધર્મ, જેમાં વૃષ કહેતાં ધર્મ જ મુખ્ય છે તે, ૪૪૦ शंकरः-સુખ આપનારા, ૪૪૧ वर्चस्वी-તેજસ્વી, ૪૪૨ धूमकेतनः-ધુમાડો જેની ધ્વજા છે એવા અગ્નિરૂપ, ૪૪૩ नीलः-મરકત રંગના, ૪૪૪ अंगलुब्धः-પોતાના જ અંગ એટલે લિંગમાં નિત્ય નિવાસ કરનારાં, લોભ રાખનારા; ૪૪૫ शोभनः-કલ્યાણ કર્તા, ૪૪૬ निरवग्रहः-મનોરથને પૂરનારા, પ્રતિબંધ વગરના.[૯૩]-૪૪૭ स्वस्तिदः-કલ્યાણ આપનારા, ૪૪૮ स्वस्तिभावः-સારી રીતે અસ્તિત્વ ધરાવનારા, ૪૪૯ भागी-યજ્ઞમાં ભાગ લેનારા, ૪૫૦ भागकरः-યજ્ઞના હવિષના ભાગ પાડનારા, ૪૫૧ लघुः-ત્વરાવાળા, ૪૫૨ उत्संगः-સંગ રહિત, ૪૫૩ महांगः-મોટા અંગવાળા, ૪૫૪ महागर्भपरायणः-ગર્ભને ઉત્પન્ન કરતી વખતે મહાન્ પરાયણ (અવશ્ય શરણે જવા યોગ્ય)રૂપ અર્થાત્ કામદેવરૂપ, પ્રજનાત્મક.[૯૪]-૪૫૫ कृष्णवर्णः-શ્રીકૃષ્ણાવતારરૂપે કૃષ્ણ વર્ણવાળા, ૪૫૬ सुवर्णः-સાંબરૂપે શ્વેત વર્ણવાળા, ૪૫૭ सर्वदेहिनामिंद्रियम्-સર્વ દેહધારીઓના ઇંદ્રિયરૂપ, ૪૫૮ महापादः-મોટા ચરણવાળા, ૪૫૯ महाहस्तः-મોટા હાથવાળા, ૪૬૦ महाकायः-મોટી કાયાવાળા, ૪૬૧ महायशाः-મોટા યશવાળા.[૯૫]-૪૬૨ महामूर्धा મોટા મસ્તકવાળાં, ૪૬૩ महामात्रः મોટા પ્રમાણવાળા, ૪૬૪ महानेत्रः મોટાં નેત્રવાળા, ૪૬૫ महालयः-અવિદ્યાનો જેમાં લય થાય છે એવા-૪૬૬ महांतकः-મૃત્યુના પણ મૃત્યુરૂપ. ૪૬૭ महाकर्णः-મોટા કાનવાળા.[૯૬] ૪૬૮ महोष्ठः-મોટા હોઠવાળા, ૪૬૯ महाहनुः-મોટી હનુ-ગર્દનવાળા, ૪૭૦ महानासः-મોટી નાસિકાવાળા, ૪૭૧ महाकंबुः-મોટા કંઠવાળા, ૪૭૨ महाग्रीवः-મોટી ગ્રીવાવાળા, ૪૭૩ श्मशानभाक्-શ્મશાનવાસી શ્મ કહેતાં શબનાં બંધન તોડનારા, ૪૭૪ महावक्षाः-મોટા વક્ષઃસ્થળવાળા, ૪૭૫ महोरस्कः-મોટી છાતીવાળા, ૪૭૬ अंतरात्मा-સર્વના અંતરાત્મારૂપ, ૪૭૭ मृगालयः-ખોળામાં મૃગને બેસાડનારા.[૯૭]-૪૭૮ लंबनः-અનેક બ્રહ્માંડો જેનું અવલંબન કરી રહ્યાં છે એવા, ૪૭૯ लंबितोष्ठः-પ્રલય સમયે જગતને ગળવા માટે પોતાના બન્ને હોઠને લાંબા કરનારા, ૪૮૦ महामायः-મોટી માયાવાળા, ૪૮૧ पयोनिधिः-ક્ષીર સમુદ્રરૂપ, ૪૮૨ महादंतः-મોટા દાંતવાળા, ૪૮૩ महादंष्ट्रः-મોટી ડાઢવાળા, ૪૮૪ महाजिह्वः મોટી જીભવાળા, ૪૮૫ महामुखः-મોટા મુખવાળા.[૯૮]-૪૮૬ महानखः-મોટા નખવાળા, નૃસિંહરૂપ, ૪૮૭ महारोमा-મોટાં રુંવાડાવાળા વરાહરૂપ, ૪૮૮ महाकोशः-મોટા ઉદરવાળા, ૪૮૯ महाजटः-મોટી જટાવાળા, ૪૯૦ प्रसन्नः-પ્રસન્નરૂપ, ૪૯૧ प्रसादः-પ્રસાદરૂપ, ૪૯૨ प्रत्ययः-અનુભવરૂપ, ૪૯૩ गिरिसाधनः-યુદ્ધમાં વિજયના સાધનભૂત પર્વતરૂપ ધનુષ ધારણ કરનારા.[૯૯]-૪૯૪ स्नेहनः-પિતાની માફક પ્રજાપર સ્નેહ કરનારા, ૪૯૫ अस्नेहनः-સ્નેહ નહિ કરનારા, ૪૯૬ अजितः-અજીત, ૪૯૭ महामुनिः-મોટા મુનિરૂપ, ૪૯૮ वृक्षाकारः-સંસાર વૃક્ષને આકારે રહેલા, ૪૯૯ वृक्षकेतुः-સંસારરૂપી વૃક્ષથી જ જાણી શકાય તેવા, ૫૦૦ अनलः-ભોજન કરતાં જેને તૃપ્તિ થતી નથી એવા, અર્થાત્ અગ્નિરૂપ, ૫૦૧ वायुवाहनः-એક દેશમાંથી બીજા દેશમાં જવામાં વાયુ જ જેનું સાધન છે એવા.[૯૦]-૫૦૨ गंडली-નાના નાના પર્વતોમાં ગતિ કરનારા, ૫૦૩ मेरुधामा-મેરુ પર્વત ઉપર વાસ કરનારા, ૫૦૪ देवाधिपतिः-દેવોના અધિપતિરૂપ, ૫૦૫ अथर्वशीर्षः-અથર્વશીર્ષરૂપ, ૫૦૬ सामास्यः-જેનું મુખ સામ છે એવા, ૫૦૭ ऋक्सहस्रामितेक्षणः-હજારો ઋચાઓરૂપી અપાર નેત્રવાળા.[૯૧]-૫૦૮ यजुः-पादभुजः-યજુષરૂપી ચરણ તથા ભુજાવાળા, ૫૦૯ गुह्यः-ઉપનિષદ્‌રૂપ, ૫૧૦ प्रकाशः-કર્મકાંડરૂપ, ૫૧૧ जंगमः-મનુષ્ય પશુ વગેરેરૂપ, ૫૧૨ अमोघार्थः-યાચનાને સફળ કરનારા, ૫૧૩ प्रसादः-દયાળુ, ૫૧૪ अभिगम्यः-સુખથી પ્રાપ્ય થાય તેવા, ૫૧૫ सुदर्शनः-સુંદર દેખાવવાળા.[૯૨]-૫૧૬ उपकारः-પ્રસન્ન કરનારા, ૫૧૭ प्रियः-સુખદાયક, ૫૧૮ सर्वः-સન્મુખ આવનારા, ૫૧૯ कनकः-સુવર્ણાદિક પ્રિય વસ્તુરૂપ, ૫૨૦ कांचनच्छविः-સુવર્ણના જેવી કાંતિવાળા, ૫૨૧ नाभिः-લોકના મધ્ય ભાગરૂપ, ૫૨૨ नंदिकरः-યજ્ઞના ફળની વૃદ્ધિ કરનારા, ૫૨૩ भावः-શ્રદ્ધારૂપ, ૫૨૪ पुष्करस्थपतिः- બ્રહ્માંડના સ્વામી, ૫૨૫ स्थिरः-પર્વતાદિકરૂપ.[૯૩]-૫૨૬ द्वादशः-મનુષ્યોને ગર્ભવાસ

આદિ દશાઓમાં મરણુ દશમી દશા છે, સ્વર્ગ અગિયારમી અને મોક્ષ બારમી દશા છે, અર્થાત્ શંકર મોક્ષરૂપ છે. ૫૨૭ त्रासनः-અંતરાલ દશાઓવડે ભય ઉપજાવનારા, ૫૨૮ आद्यः-સર્વના આદિ અંતમધ્યરૂપ અર્થાત્ શુદ્ધ સ્વરૂપ, ૫૨૯ यज्ञः-જીવ તથા ઈશ્વરનો સમાગમ કરાવનારો યોગ, ૫૩૦ यज्ञसमाहितः-યજ્ઞમાં વાસ કરીને રહેલા અર્થાત્ એક યજ્ઞથી જ મળી શકે તેવા, ૫૩૧ नक्तं-અપ્રકટરૂપ અથવા તો મહા મોહરૂપ, ૫૩૨ कलिः-કામ ક્રોધાદિક કલિરૂપ, ૫૩૩ कालः-જન્મ તથા મરણાદિક કરનારા, ૫૩૪ मकरः-કાલને જણાવનારું શિશુમાર ચક્રરૂપ, ૫૩૫ कालपूजितः-કાળથી પૂજાયલા. ૯૪-૫૩૬ सगणः-પ્રમથ આદિ ગણોથી યુક્ત, ૫૩૭ गणकारः-બાણાસુર વગેરે ભક્તોને પોતાના ગણ બનાવનારા, ૫૩૮ भूतवाहनसारथिः-પ્રાણીઓનું યોગ તથા ક્ષેમ કરનારા, બ્રહ્મા જેના સારથિ છે એવા, ૫૩૯ भस्मशयः-ભસ્મમાં શયન કરનારા, શરીર ઉપર ભસ્મ લગાડનારા, ૫૪૦ भस्मगोप्ता-ભસ્મવડે જગતનું રક્ષણ કરનારા, भस्मः-એટલે જે દોષોને બાળી નાંખી વા તિરસ્કાર કરે તે, અથવા તો જે આત્માને દીપાવે તે, વાસિષ્ઠલિંગપુરાણમાં કહ્યું છે કે:-

भर्त्सनात्सर्वपापानां प्राप्तानां च महामुने ।
भस्मेति कीर्त्यते रक्षा रोगाणां चापि भर्त्सनात् ॥

હે મહામુનિ ! પ્રાપ્ત થયેલાં સર્વ પાપોનો નાશ કરે છે તેથી તેમ જ સર્વ રોગોનો નાશ કરે છે તેથી તેને ભસ્મ કહે છે.

કોઈ કહેશે કે બાહ્ય ભસ્મ લગાડવાથી તે લાભ શું? તો કે ભસ્મ એ મોક્ષનું ચિહ્ન છે; નિત્ય ભસ્મ લગાડનારને ટુંક સમયમાં જ્ઞાન મળે છે એમ શ્રુતિમાં અને અથર્વમાં કહ્યું છે. અગ્નિ વગેરે પણ ભસ્મ લઈને પોતાને અંગે ચોળે છે અને આ પાશુપત નામનું વ્રત આચરે છે, કારણ કે તેથી જીવનો પાશ એટલે માયામાંથી મોક્ષ થાય છે. વૃદ્ધ શાતાતપ કહે છે કે:-

स्तेयं कृत्वा गुरुदारांश्च गत्वा मद्यं पीत्वा ब्रह्महत्यां च कृत्वा ।
भस्मच्छन्नो भस्मशय्यां शयानो रुद्राध्यायी मुच्यते सर्वपापैः ॥

ચોરી કરી હોય, ગુરુની સ્ત્રી સાથે ગમન કર્યું હોય, મદ્યપાન કર્યું હોય, અને બ્રહ્મહત્યા પણ કરી હોય છતાં ભસ્મ ચોળનારો, ભસ્મની શય્યામાં સૂનારો, રુદ્રનું અધ્યયન કરનારો સર્વ પાપથી મુક્ત થાય છે.

रक्षार्थं मंगलार्थं च पवित्रार्थं च भामिनि ।
लांछनार्थं च भक्तानां भस्म दत्तं मया पुरा ॥

શંકર કહે છે કે, ભક્તોની રક્ષાને માટે, મંગલ કરવાને માટે, અને પવિત્ર કરવાને માટે, હે ભામિનિ ! અને (લલાટમાં ચંદ્રરૂપ) લાંછન-ચિહ્ન કરવાને માટે મેં પૂર્વે ભસ્મ આપી હતી. ૫૪૧ भस्मभूतः-ભસ્મમય, પૂર્વે મંકણક નામના મુનિ પોતાના હાથમાંથી શાકનો રસ ઝરતો જોઈને નાચવા લાગ્યા તેની સાથે વિશ્વ પણ નાચવા લાગ્યું. એટલે તેને શાંત પાડવા માટે શ્રીમહાદેવે પોતાની આંગળીને ચીરીને તેમાં ભસ્મ દેખાડી તે ઉપરથી શંકરનું સર્વ શરીર ભસ્મમય કહેવાય છે. ૫૪૨ तरुः-કલ્પવૃક્ષાદિસ્વરૂપ, ૫૪૩ गणः-ભૃંગિ, રિટિ તથા નંદિકેશ્વરરૂપ. ૯૫-૫૪૪ लोकपालः-ચૌદ લોકની રક્ષા કરનારા, ૫૪૫ अलोकः-લોકોને ઉલ્લંઘી ગયેલા, ૫૪૬ महात्मा-પરિપૂર્ણ, ૫૪૭ सर्वपूजितः-સર્વથી પૂજાતા. ૫૪૮ शुक्लः-શુદ્ધ, ૫૪૯ त्रिशुक्लः-મન, વાણી તથા કાયાથી શુદ્ધ, ૫૫૦ संपन्नः-મોક્ષને પ્રાપ્ત થયેલા, ૫૫૧ शुचिः-પવિત્ર, જેને આગંતુક મલ સ્પર્શ કરતો નથી એવા, ૫૫૨ भूतनिषेवितः-પૂર્વના આચાર્યોથી સેવાયલા,૯૬-૫૫૩ आश्रमस्थः-ચારેય આશ્રમોમાં ધર્મરૂપે રહેલા. ૫૫૪ क्रियावस्थः-ધર્મના પૂર્વરૂપ રૂપ, યાગાદિકરૂપ, ૫૫૫ विश्वकर्ममतिः-વિશ્વકર્માની બુદ્ધિરૂપ, ૫૫૬ वरः-લક્ષ્મી આદિરૂપે વરવા યોગ્ય, ૫૫૭ विशालशाखः-વિશાળ બાહુવાળા, ૫૫૮ ताम्रोष्ठः-લાલ ઓઠવાળા, ૫૫૯ अंबुजालः-સમુદ્રરૂપ. ૫૬૦ सुनिश्चलः-અત્યંત નિશ્ચળ એવા, પર્વતરૂપ,૯૭-૫૬૧ कपिलः-કપિલરૂપ, ૫૬૨ कपिशः-પિંગળા રંગના, ૫૬૩ शुक्लः-શુક્લ રંગના, ત્રિપર્ણ સ્વરૂપ, ૫૬૪ आयुः-આયુષ્યરૂપ, ૫૬૫ परः-પ્રાચીન મૂર્તિ, ૫૬૬ अपरः-અર્વાચીનરૂપ, ૫૬૭ गंधर्वः-ગંધર્વરૂપ, ૫૬૮ अदितिः-અદિતિરૂપ, ૫૬૯ तार्क्ष्यः-ગરુડરૂપ, ૫૭૦ सुविज्ञेयः-સુખથી જાણી શકાય તેવા, ૫૭૧ सुशारदः-સુંદર વાણીવાળા. ૯૮-૫૭૨ परश्वधायुधः-ફરસીરૂપ આયુધ ધારણ કરનારા, ૫૭૩ देवः-દેવ, ૫૭૪ अनुकारी-અનુકરણ કરનારા, ભીષ્મને મારવા માટે આયુધને ફેંકાવનારા, ૫૭૫ सुबांधवः-અર્જુનના મિત્ર, અથવા જેને સારો બાંધવ છે એવા; ૫૭૬ तुंबवीणः-જે વીણાને બે બાજુએ તુંબી છે એવી વીણા-બીનને ધારણ કરનારા, (તેને રુદ્રવીણા પણ કહે છે.) ૫૭૭ महाक्रोधः-પ્રલયકાળે મહા ક્રોધ કરનારા, ૫૭૮ ऊर्ध्वरेताः-જેના રેતમાંથી દેવ અને મનુષ્યના કરતાં શ્રેષ્ઠ એવી બ્રહ્મા, વિષ્ણુરૂપી પ્રજા થઈ છે તે, ૫૭૯ जलेशयः-વિષ્ણુરૂપે જળશાયી.૯૯-૫૮૦ उग्रः-ભયંકર રીતે સર્વને ગળી જનારા, ૫૮૧ वंशकरः-વંશનું સ્થાપન કરનારા, ૫૮૨ वंशः-વંશરૂપ, ૫૮૩ वंशनादः-વાંસળીનો નાદ કરનારા, ૫૮૪ अनिंदितः-નિંદારહિત, ૫૮૫ सर्वांगरूपः-સર્વાંગમાં સૌંદર્યવાળા, ૫૮૬ मायावी-માયાવી, ૫૮૭ सुहृदः-સામા ઉપકારની દરકાર કર્યા વગર ઉપકાર કર્તા, ૫૮૮ अनिलः-

વાયુરૂપ, ૫૮૯ अनलः-અગ્નિરૂપ.[૧૦૦]-૫૯૦ बंधनः-સંસારરૂપી પાશવડે બાંધનારા, ૫૯૧ बंधकर्ता-સંસારના રચનારા, ૫૯૨ सुबंधनविमोचनः-માયારૂપી પાશમાંથી સારી રીતે છૂટા કરનારા, ૫૯૩ सयज्ञारिः-દૈત્યોની સાથે વસનારા, ૫૯૪ सकामारिः-કામના શત્રુ એવા યોગીઓની સાથે રહેનારા, ૫૯૫ महादंष्ट्रः-મોટી ડાઢવાળા, ૫૯૬ महायुधः-મોટા આયુધવાળા.[૧૦૧]-૫૯૭ बहुधानिंदितः-અત્યંત મનોહરરૂપ ધારણ કરીને શંકર નાગા નાગા દારૂકાવનમાં ગયા હતા; તે સમયે ઋષિઓએ આ પાપી આપણી સ્ત્રીઓનાં મનને મોહિત કરવા આવ્યો છે આમ જેની બહુ પ્રકારે નિંદા કરી હતી, એવા, ૫૯૮ शर्वः-દારૂકાવનના મુનિઓને મોહિત કરનારા, ૫૯૯ शंकरः-સર્વ જગતનું કુશળ કરવું જેના હાથમાં છે એવા, ૬૦૦ शंकरः-સર્વ પ્રકારની શંકાનો નાશ એટલે દાહ કરનારા. દારૂકાવનમાં જે મુનિઓએ શંકરની નિંદા કરી હતી તેઓનું કરુણાવડે કલ્યાણ, તથા સર્વ સંશયનો નાશ, તત્વજ્ઞાનવડે કરનારા. આ રીતે ચારેય નામનું તાત્પર્ય કહેવામાં આવ્યું છે. ૬૦૧ अधनः-દિગંબરમય હોવાથી ધનરહિત, ૬૦૨ अमरेशः દેવોના રાજા, ૬૦૩ महादेवः-દેવતાઓ અને ઇંદ્રને પૂજ્ય,* ૬૦૪ विश्वदेवः-વિષ્ણુના પણ આરાધના કરવા યોગ્ય દેવ, ૬૦૫ सुरारिहा-સુરના શત્રુનો સંહારકર્તા.[૧૦૨] ૬૦૬ अहिर्बुध्न्यः-શેષ સ્વરૂપ, ૬૦૭ अनिलाभः-અપ્રત્યક્ષ છતાં વાયુ જેમ સ્પર્શથી જાણવામાં આવે છે તેમ વિષયોના સ્પર્શથી ઉત્પન્ન થયેલા અનુભવરૂપ, ૬૦૮ चेकितानः એક સમયે જ સંપૂર્ણ વિશેષ જ્ઞાનવાળા, ૬૦૯ हविः-હવિષરૂપ અથવા તો ભોક્તાની ભોગ્ય વસ્તુ, એક પ્રતિમાં हरिः એવો પાઠ છે તેનો એ અર્થ છે કે હવિષની વસ્તુને હરનારા; ૬૧૦ अजैकपादः-અગ્યાર રુદ્રોમાંના એક, ૬૧૧ कापाली:-કપાલ બ્રહ્માંડરૂપ છે તે બ્રહ્માંડના અધીશ, ૬૧૨ त्रिशंकुः-ત્રણ ગુણો, શંકુ એટલે ખીલાની પેઠે જેને અટકાવી રાખનારા છે એવા, અર્થાત્ સર્વ જીવરૂપ.

> नतदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
> सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥

૬૧૩ अजितः-ત્રણ ગુણોથી અજીત, ૬૧૪ शिवः-ઉપાધિરહિત, શુદ્ધ. [૧૦૩]-૬૧૫ धन्वंतरिः-મહા વૈદ્યરૂપ, ૬૧૬ धूमकेतुः-ઉત્પાત કરનારા ધૂમકેતુરૂપ, ૬૧૭ स्कंदः-કાર્તિકસ્વામી, ૬૧૮ वैश्रवणः-કુબેર, ૬૧૯ धाता-બ્રહ્મા, ૬૨૦ शक्रः-ઇંદ્ર, ૬૨૧ विष्णुः-વિષ્ણુ, ૬૨૨ मित्रः-સૂર્ય, ૬૨૩ त्वष्टा-વિશ્વકર્મા, ૬૨૪ ध्रुवः-ધ્રુવ, ૬૨૫ धरः-ધારણ કરનારા.[૧૦૪]-૬૨૬ प्रभावः-પ્રભાવ નામના વસુરૂપ, ૬૨૭ सर्वगः वायुः-સર્વ ઠેકાણે વ્યાપક એવા વાયુરૂપ, અર્થાત્ સૂત્રાત્મા. આ નામ सर्वगः અને वायुः એ બે પદ મળીને થયું છે. ૬૨૮ अर्यमा-સૂર્ય, ૬૨૯ सविता-સૂર્ય, ૬૩૦ रविः-સૂર્ય,† ૬૩૧ उषंगुः-એ નામના એક રાજારૂપ માંધાતાનો તે સહચર હતો, અથવા તો સર્વનો દાહ કરનાર કિરણવાળા સૂર્યરૂપ, ૬૩૨ विधाता-વિવિધ પ્રકારે પોષણ કરનારા, ૬૩૩ मांधाता-માં એટલે જીવની તૃપ્તિ કરનારા, ૬૩૪ भूतभावनः-પ્રાણીઓને ઉત્પન્ન કરનારા, પ્રાણીઓનું કલ્યાણ કરનારા.[૧૦૫]-૬૩૫ विभुः-અનેક રૂપે અસ્તિત્વ ભોગવનારા.‡ ૬૩૬ वर्णविभावी-કાળા ધોળા વગેરે અનેક રૂપોને ધારણ કરનારા, ૬૩૭ सर्वकामगुणावहः-ધ્યાન કરનારાઓને તેમની કામના પ્રમાણે સર્વ વિષયો પૂરા પાડનારા, ૬૩૮ पद्मनाभः-પદ્મ એટલે વિશ્વ આયતન-સ્થાન નાભિને મણિપૂર ચક્ર કહે છે, જેની નાભિમાં એ વિશ્વાયતન છે તેવા, ૬૩૯ महागर्भः જેના ઉદરમાં બ્રહ્માદિક મહાન્ પુરુષો છે એવા, ૬૪૦ चंद्रवक्त्रः-સુંદર વદનવાળા, ૬૪૧ अनिलः-પવનરૂપ, ૬૪૨ अनलः-અગ્નિરૂપ, પૂર્વે વાયુ તથા અગ્નિનાં નામ કહ્યાં છે તે દ્રવ્યરૂપે કહ્યાં છે, અને અહીં ફરીને તેનાં તેજ નામ કહ્યાં છે તે તેના અભિમાની દેવતા તરિકે કહ્યાં છે.[૧૦૬]-૬૪૩ बलवान्-બળવાન્, ૬૪૪ उपशांतः-ઉપશાંત, ૬૪૫ पुराणः-પુરાણરૂપ, ૬૪૬ पुण्यचंचुः-પુણ્યવડે જાણવામાં આવે તેવા, ૬૪૭ ई:-લક્ષ્મીરૂપ, ૬૪૮ कुरुकर्ता-કર્મ તથા ઉપાસનાના સ્થાનરૂપ, કુરુક્ષેત્રના કર્તા, ૬૪૯ कुरुवासी-કર્મ તથા ઉપાસનામાં નિવાસ કરનારા, ૬૫૦ कुरुभूतः-કુરુક્ષેત્ર રૂપ, ૬૫૧ गुणौषधः-ઐશ્વર્ય, જ્ઞાન, વૈરાગ્ય અને ધર્મ વગેરેને

---

* સાંબપુરાણમાં કહ્યું છે કે,

> पूज्यते यः सुरैः सर्वैर्महांश्चैव प्रमाणतः ।
> महेति धातुः पूजायां महादेवस्ततः स्मृतिः ॥

સર્વ સુરો જેની પૂજા કરે છે; અને જે પ્રમાણમાં મહાન્ છે. તથા મહ ધાતુ પૂજાના અર્થમાં છે તે ઉપરથી શિવ મહાદેવ કહેવાય છે.

† અનેક નામો એક જ વસ્તુનાં કહીને શિવનું સર્વાત્મપણું દર્શાવેલું છે. એક જ વસ્તુના જૂદે જૂદે નામે તેને ગાવાનું કારણ તેની સ્તુતિ છે એટલે પુનરુક્તિનો દોષ ગણવાનો નથી.

‡ શ્વેત, પીત (પીળા) વગેરે અનેક વર્ણને પ્રકાશનારા. શ્રુતિમાં કહે છે કે;-तस्मिन् शुक्लमुतनीलमाहुः । તે બ્રહ્મ વિશે શ્વેત રંગ તથા શ્યામ રંગ જોવામાં આવે છે. યોગ સાધના વખતે અંતર્મુખ થયેલા યોગીઓ નાડી=ઓના માર્ગમાં રહેલા બ્રહ્મને જૂદા જૂદા આકારમાં જુવે છે;-શ્રુતિમાં કહ્યું છે કે;-नीहारधूमार्कानिलानलानां खद्योतविद्युत्स्फटिकशशीनां । एतानि रूपाणि पुरःसराणि ब्रह्मण्यभिव्यक्तिकराणि योगे ॥ યોગમાં ઝાકળ, ધૂમાડો, સૂર્ય, વાયુ, અગ્નિ, તારા, વિજળી, સ્ફટિક, ચંદ્ર વગેરેનાં રૂપ જોવામાં આવે છે તે બ્રહ્મના સ્વરૂપને પ્રત્યક્ષ દર્શાવનારાં છે.

**ઔષધની પેઠે ઉદ્દીપન કરનારા.**[૧૦૭]–૬૫૨ **सर्वाश्रयः**–સર્વના સુષુપ્તિસ્થાનરૂપ, અથવા સર્વના અંતઃકરણરૂપ, ૬૫૩ **दर्भचारी**–દર્ભ ઉપર મૂકેલા હવિષનું ભક્ષણ કરનારા, ૬૫૪ **सर्वप्राणिपतिः**–સર્વ પ્રાણીઓના પતિ, ૬૫૫ **देवदेवः**–દેવોના દેવ, ૬૫૬ **सुखासक्तः**–સુખમાં આસક્તિ નહિ રાખનારા, ૬૫૭ **सत्**–કારણરૂપ, ૬૫૮ **असत्**–કાર્યરૂપ, ૬૫૯ **सर्वरत्नवित्**–રત્નરૂપ ઉત્તમ વસ્તુને મેળવનારા.[૧૦૮]–૬૬૦ **कैलासगिरिवासी**–કૈલાસ પર્વત ઉપરના વાસી, ૬૬૧ **हिमवद्गिरिसंश्रयः**–હિમાચલ પર્વત ઉપર આશ્રય કરનારા, ૬૬૨ **कूलहारी**–મોટા પ્રવાહથી તીર ઉપર ઉગેલાં વૃક્ષોનો સંહાર કરનારા, ૬૬૩ **कूलकर्ता**–મોટા તળાવને બાંધનારા, ૬૬૪ **बहुविद्यः**–ઘણી વિદ્યા જાણનારા, ૬૬૫ **बहुप्रदः**–ભક્તોને ઘણું આપનારા.[૧૦૯]–૬૬૬ **वणिजः**–વૈશ્યરૂપ, ૬૬૭ **वर्धकी** સુતારરૂપ, ૬૬૮ **वृक्षः**–સંસાર વૃક્ષરૂપ, ૬૬૯ **बकुलः** બોલસરી નામના પુષ્પ વૃક્ષરૂપ, ૬૭૦ **चंदनः**–ચંદનરૂપ, ૬૭૧ **छदः**–સપ્તપર્ણરૂપ, ૬૭૨ **सारग्रीवः**–દૃઢ ડોકવાળા, ૬૭૩ **महाजत्रुः**–મોટી હાંસડીવાળા, ૬૭૪ **अलोलः**–ચંચળતાથી રહિત, ૬૭૫ **महौषधः**–મહા ઔષધિ તરિકે ગણાતી સાલ યવરૂપ.[૧૧૦]–૬૭૬ **सिद्धार्थकारी**–સિદ્ધ અર્થના કર્તા, ૬૭૭ **छंदोव्याकरणोत्तरः**–વેદનાં વ્યાખ્યાનોથી પુષ્ટ થયેલા એવા, **सिद्धार्थः**–સિદ્ધાંત અર્થરૂપ, ૬૭૮ **सिंहनादः**–સિંહના જેવી ગર્જના કરનારા, ૬૭૯ **सिंहदंष्ट्रः**–સિંહના જેવી ડાઢવાળા, ૬૮૦ **सिंहगः**–સિંહ ઉપર સ્વાર થયેલા, ૬૮૧ **सिंहवाहनः**–સિંહ જેનું વાહન છે એવા.[૧૧૧]–૬૮૨ **प्रभावात्मा**–ઉત્તમ સત્તાવાળા, ૬૮૩ **जगत्कालस्थालः**–જગતનો કોળિયો કરનાર જે કાળ તે છે ભોજનપાત્ર જેનું, ૬૮૪ **लोकहितः**–લોકનું હિત કરનારા, ૬૮૫ **तरुः**–તારનારા, ૬૮૬ **सारंगः**–એક જાતના પક્ષીરૂપ, ૬૮૭ **नवचक्रांगः**–નવહંસરૂપ, ૬૮૮ **केतुमाली**–મસ્તક ઉપર શિખાવડે શોભાયમાન એવા મયૂર અથવા તો કુકડાનું સ્વરૂપ ધારણ કરનારા, ૬૮૯ **सभावनः**–સભાસ્થાનની રક્ષા કરનારા,[૧૧૨]–૬૯૦ **भूतालयः**–પ્રાણી માત્રના સ્થાનરૂપ, ૬૯૧ **भूतपतिः**–ભૂતોના પતિ, ૬૯૨ **अहोरात्रं**–દિવસ તથા રાત્રિરૂપ, ૬૯૩ **अनिंदितः**–શુદ્ધ ચૈતન્યસ્વરૂપ.[૧૧૩]–૬૯૪ **सर्वभूतानां वाहिता**–સર્વ પ્રાણીઓનું વહન કરનારા, ૬૯૫ **सर्वभूतानां निलयः**–સર્વ પ્રાણીઓના આશ્રમસ્થાનરૂપ, ૬૯૬ **विभुः**–વ્યાપક, ૬૯૭ **भवः**–ત્રણે કાળમાં અસ્તિત્વ ધરાવનારા, ૬૯૮ **अमोघः**–નિષ્ફળતાથી રહિત, ૬૯૯ **संयतः**–ધારણા, ધ્યાન અને સમાધિવાળા, ૭૦૦ **अश्वः**–ઉચ્ચૈઃશ્રવા ઘોડારૂપ, ૭૦૧ **भोजनः**–સર્વને ભોજન કરાવનારા, ૭૦૨ **प्राणधारणः**–સર્વના પ્રાણને ધારણ કરનારા.[૧૧૪]–૭૦૩ **धृतिमान्**–ધીરજવાળા, ૭૦૪ **मतिमान्**–મતિવાળા, ૭૦૫ **दक्षः**–ઉત્સાહી, ૭૦૬ **सत्कृतः**–આદર પામેલા, ૭૦૭ **युगाधिपः**–ધર્મ તથા અધર્મનું ફળ આપનારા, ૭૦૮ **गोपालिः**–ઇંદ્રિયોના પાલક, ૭૦૯ **गोपतिः**–કિરણોના સ્વામી, ૭૧૦ **ग्रामः**–સમુદાયરૂપ, ૭૧૧ **गोचर्मवसनः**–બળદનું ચામડું ઓઢનારા, ૭૧૨ **हरिः**–ભક્તોનાં દુઃખોને હરણ કરનારા.[૧૧૫]–૭૧૩ **हिरण्यबाहुः**–સુવર્ણના બાહુવાળા, સુંદર ભુજાવાળા; ૭૧૪ **प्रवेशिनां गुहापालः**–ઘણા કાળ સૂધી કાષ્ઠની પેઠે સ્થિર બેસી રહેનારા, યોગીઓના શરીરની રક્ષા કરનારા, ૭૧૫ **प्रकृष्टारिः**–જેણે બળપૂર્વક કામાદિ શત્રુઓનો નાશ કરી નાંખ્યો છે એવા, અર્થાત્ કામાદિક શત્રુનો બલાત્કારથી નાશ કરનારા, ૭૧૬ **महाहर्षः**–મોટા હર્ષસ્વરૂપ, ૭૧૭ **जितकामः**–કામને જીતનારા, ૭૧૮ **जितेंद्रियः**–ઇંદ્રિયોને જીતનારા.[૧૧૬]–૭૧૯ **गांधारः** સ્વરરૂપ વિશેષ, ૭૨૦ **सुवासः** કૈલાસ નામનું સુંદર ધામ જેનું છે એવા, ૭૨૧ **तपःसक्तः**–તપમાં આસક્તિવાળા, ૭૨૨ **रतिः**–પ્રીતિરૂપ, ૭૨૩ **नरः**–જે બ્રહ્માંડને મેળવી આપે છે તે વિરાટ્રૂપ, ૭૨૪ **महागीतः**–ઉત્તમ રીત્યા વેદમાં ગવાયલા, ૭૨૫ **महानृत्यः**–મહાન્ નૃત્ય કરનારા, ૭૨૬ **अप्सरोगणसेवितः**–અપ્સરાઓના ગણોથી સેવાયલા.[૧૧૭]–૭૨૭ **महाकेतुः**–જેની ધ્વજામાં બળદનું ચિહ્ન છે એવા, ૭૨૮ **महाधातुः**–મેરુ પર્વતરૂપ, ૭૨૯ **नैकसानुचरः** અનેક શિખરો ઉપર ફરનારા, ૭૩૦ **चलः**–દુષ્ટ ગ્રહરૂપ, ૭૩૧ **आवेदनीयः**–વાણીથી અગોચર હોવા છતાં ગુરુઓથી ઉપદેશ કરી શકાય તેવા, ૭૩૨ **आदेशः**–સાક્ષાત્ ઉપદેશરૂપ, ૭૩૩ **सर्वगंधसुखावहः**–એક સમયે સર્વ ગંધ એટલે વિષયોનું સુખ ગ્રહણ કરનારા.[૧૧૮]–૭૩૪ **तोरणः**–નગરના દરવાજારૂપ, ૭૩૫ **तारणः**–જીતવાની ઇચ્છાવાળાઓને ખાઈ વગેરે તરાવી દેનારા, ૭૩૬ **वातः**–પવનરૂપ, ૭૩૭ **परिधीः**–કિલ્લારૂપ, ૭૩૮ **पतिखेचरः**–પક્ષીઓના રાજા ગરૂડરૂપ, ૭૩૯ **संयोगः**–સંસારની વૃદ્ધિ માટે સ્ત્રીપુરુષોનો સંયોગ કરાવનારા કામરૂપ, ૭૪૦ **वृद्धः**–જ્ઞાન, ઐશ્વર્ય વગેરેથી વૃદ્ધ,

विप्राणां ज्ञानतो ज्यैष्ठयं क्षत्रियाणां तु शौर्यतः ।
वैश्यानां धनबाहुल्याच्छूद्राणां वयसाऽधिकः ॥

વિપ્રો જ્ઞાનવડે મોટા ગણાય છે, ક્ષત્રિયો શૌર્યથી મોટા ગણાય છે, વૈશ્યો ધનવડે મોટા ગણાય છે, અને શૂદ્રો વયવડે મોટા ગણાય છે. ૭૪૧ **अतिवृद्धः**–સર્વ કરતાં વૃદ્ધ, ૭૪૨ **गुणाधिकः**–ઉત્તમ ગુણોએ કરીને શ્રેષ્ઠ.[૧૧૯]–૭૪૩ **नित्यआत्मसहायः**–નિત્ય આત્માની સહાયતાવાળા, ૭૪૪ **देवासुरपतिः**–દેવો અને અસુરોના પતિ, ૭૪૫ **पतिः**–સર્વના પતિ, ૭૪૬ **युक्तः**–સંગ્રામ આદિકમાં યુક્ત,

૭૪૭ युक्तबाहुः–શત્રુનું મર્દન કરવા યોગ્ય બે બાહુવાળા, ૭૪૮ त्रिविष्टपर्वणदेवः–સ્વર્ગમાં રહેનારા ઇંદ્રના આરાધ્ય દેવ.[૧૨૦]–૭૪૯ आषाढः–સર્વ સહન કરવાનું સામર્થ્ય આપનારા, ૭૫૦ सुषाढः–સુખેથી સર્વને સહન કરવાનું સામર્થ્ય આપનારા, ૭૫૧ ध्रुवः ચંચળતાથી રહિત, ૭૫૨ हरिणः–શુદ્ધ,૭૫૩ हरः–શત્રુનો નાશ કરનારા,શૂળને ધારણ કરનારા અર્થાત્ શૂળધારી, ૭૫૪ आवर्तमानोऽन्येभ्योवपुः–સ્વર્ગમાંથી ભ્રષ્ટ થનારાઓને શરીર આપનારા, ૭૫૫ वसुश्रेष्ठः–ધનના કરતાં પણ શ્રેષ્ઠ, ૭૫૬ महापथः–શિષ્ટાચારરૂપ, ઉત્તમ માર્ગરૂપ.[૧૨૧]–૭૫૭ शिरोहारी–બ્રહ્માનાં મસ્તકનું છેદન કર્તા, विमर्शः–વિચારશીલ, અર્થાત્ બ્રહ્માનું મસ્તક વિચાર કરીને જે કાપનારા, પરંતુ ક્રોધથી નહિ કાપનારા (આ બન્ને નામ એકજ છે). ૭૫૮ सर्वलक्षणलक्षितः–સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં સર્વ શુભ લક્ષણોથી યુક્ત, ૭૫૯ रथयोगी अक्षः–તું જ અક્ષ એટલે ધરીરૂપ છો, તેથી રથની સાથે જોડાયલા અક્ષરૂપ (ધરીરૂપ), ૭૬૦ सर्वयोगी–સર્વનો સ્પર્શ કરનારા, ૭૬૧ महाबलः–મહા બળવાન્.[૧૨૨] ૭૬૨ समाम्नायः–વેદરૂપ, ૭૬૩ असमाम्नायः–સ્મૃતિ, ઇતિહાસ, પુરાણાદિશાસ્ત્રરૂપ, ૭૬૪ तीर्थदेवः–તીર્થરૂપ તથા દેવરૂપ, અથવા તીર્થોના દેવરૂપ, ૭૬૫ महारथः–પૃથ્વીરૂપી રથવાળા, ૭૬૬ निर्जीवः–અચેત એવા પ્રપંચરૂપ, ૭૬૭ जीवनः–અચેતન એવા દેહાદિકને ચૈતન્ય આપનારા, ૭૬૮ मंत्रः–પ્રણવરૂપ અથવા તો મરણ પામેલાને સજીવન કરનારા મંત્રરૂપ, ૭૬૯ शुभाक्षः–શાંત દૃષ્ટિવાળા, ૭૭૦ बहुकर्कशः–મહા કઠિન.[૧૨૩] ૭૭૧ रत्नप्रभूतः–અનેક રત્નોના ભંડારરૂપ, ૭૭૨ रत्नांगः રત્નરૂપ જેનાં અંગ છે એવા, ૭૭૩ महार्णवनिपानविद्–કુવાની બહાર પશુઓને પાણી પીવા અર્થે બાંધેલા હવાડાની પેઠે સર્વે સમુદ્રોને ગણનારા, ૭૭૪ मूलभूः–સંસારરૂપી વૃક્ષના મૂળરૂપ, ૭૭૫ विशालः–અત્યંત શોભાયમાન, ૭૭૬ अमृतः અમૃતરૂપ, ૭૭૭ व्यक्ताव्यक्तः–કાર્ય તથા કારણરૂપ, ૭૭૮ तपोनिधिः–તપના ભંડારરૂપ.[૧૨૪]–૭૭૯ आरोहणः–પરમ પદ ઉપર ચઢવાની ઇચ્છાવાળા, ૭૮૦ अधिरोहः–પરમ પદમાં આરૂઢ થયેલા, ૭૮૧ शीलधारी–સદાચારી, ૭૮૨ महायशाः–મહા યશસ્વી, ૭૮૩ सेनाकल्पः–સેનાના આભૂષણરૂપ, પરાક્રમરૂપ; ૭૮૪ महाकल्पः–દિવ્ય આભૂષણોવાળા, ૭૮૫ योगः–ચિત્તવૃત્તિના નિરોધરૂપ, ૭૮૬ युगकरः–કલ્પાદિક યુગ જેના હાથમાં છે એવા, ૭૮૭ हरिः–શરીરને એક દેશથી બીજે દેશ લઇ જનારા, અર્થાત્ ચરણાભિમાની દેવતા, અથવા તો ત્રિવિક્રમ.[૧૨૫]–૭૮૮ युगरूपः–યુગનું સ્વરૂપ ધારણ કરનારા; ધર્મ, અધર્મ અને તેના સંકરરૂપ, ૭૮૯ महारूपः–મહાન્ છતાં અરૂપ એટલે નિરાકાર, ૭૯૦ महानागहनः–ગજાસુરનો નાશ કરનારા, ૭૯૧ वधः–મૃત્યુરૂપ, ૭૯૨ न्यायनिर्वपणः–ધર્માનુસાર મનોરથને પુરનારા, ૭૯૩ पादः–શરણ જવા યોગ્ય.[૧૨૬]–૭૯૪ पंडितः–પરોક્ષજ્ઞાની, ૭૯૫ अचलोपमः–તત્વજ્ઞાની, ૭૯૬ बहुमालः–અનંત લીલાવાળા, ૭૯૭ महामालः–ચરણપર્યંત લટકનારી મોટી માળાને ધારણ કરનારા, ૭૯૮ शशीहरसुलोचनः–ચંદ્ર જેની સુંદર દૃષ્ટિરૂપ છે એવા હર, ૭૯૯ विस्तारोलवणः कूपः–જેને લવણરૂપ મોટું આચ્છાદન છે એવા કૂપરૂપ, મહાન્ ક્ષીર સમુદ્રરૂપ; ૮૦૦ त्रियुगः–કળિયુગથી બહિર્ભૂત, ૮૦૧ सफलोदयः–સફળ અવતારને ધારણ કરનારા.[૧૨૭]–૮૦૨ त्रिलोचनः શાસ્ત્ર, આચાર્ય અને ધ્યાન આ ત્રણ નેત્રવડે જેનાં દર્શન થઇ શકે તેવા, ૮૦૩ विषण्णांगः–આઠ પ્રકારની ભૂમિ વગેરે મૂર્તિથી રહિત, અર્થાત્ શુદ્ધભૂમારૂપ; નિરાકાર એવા ઈશ્વરને વિશે પણ સૂક્ષ્મરૂપે મૂર્તિઓનો અન્વય છે તેના કરતાં પણ આ શિવ અંતરંગ છે તેથી તે 'શુદ્ધભૂમા' કહેવાય છે. ૮૦૪ मणिविद्धः–કાનમાં છિદ્રવાળા, અર્થાત્ કુંડળ પહેરનારા, ૮૦૫ जटाधरः–જટાધારી, ૮૦૬ बिंदुः–અનુસ્વારરૂપ, ૮૦૭ विसर्गः–વિસર્ગરૂપ, ૮૦૮ सुमुखः–સુંદર મુખવાળા, ૮૦૯ शरः–બાણરૂપ, ૮૧૦ सर्वायुधः–સર્વના આયુધરૂપ, ૮૧૧ सहः–સર્વ સહન કરનારા.[૧૨૮]–૮૧૨ निवेदनः–સર્વ પ્રકારની વૃત્તિથી રહિત એવા જ્ઞાનવાળા, ૮૧૩ सुखाजातः–સર્વ વૃત્તિનો લય થયા પછી પ્રકટ થનારા, ૮૧૪ सुगंधारः–સુંદર ગંધાર દેશમાં ઉત્પન્ન થયેલા, ૮૧૫ महाधनुः–પિનાક નામના મહાન્ ધનુષને ધારણ કરનારા, ૮૧૬ गंधपाली–ગંધ એટલે સર્વ સૂક્ષ્મ પ્રપંચ વાસનાઓને પાલન કરનારા, સર્વ પ્રાણીઓની બુદ્ધિની વાસનારૂપ; ૮૧૭ भगवान्–છ ઐશ્વર્યસંપન્ન એવા, सर्वकर्मणामुत्थानः–સર્વ કર્મનું ઉત્પત્તિસ્થાન.[૧૨૯]–૮૧૮ मंथानः–मंथानोबहुलोवायुः–આખા જગતનું મથન કરવામાં સમર્થ એવા પ્રલયકાળના પવનરૂપ, ૮૧૯ सकलः–સંપૂર્ણ, ૮૨૦ सर्वलोचनः–સર્વના દૃષ્ટા (સર્વને જોનારા), ૮૨૧ तलस्तालः–હાથના તળિયાથી ઉત્પન્ન થયેલા તાલ નામના વાદિત્રરૂપ, ૮૨૨ करस्थाली–હાથ છે થાળી જેને એવા, ૮૨૩ ऊर्ध्वसंहननः–દૃઢ શરીરવાળા, ૮૨૪ महान्–અત્યંત ઉચ્ચ કાયાવાળા.[૧૩૦]–૮૨૫ छत्रम्–છત્રરૂપ, ૮૨૬ सुच्छत्रः–સુંદર છત્રવાળા, ૮૨૭ विख्यातोलोकः–પ્રાણિમાત્રમાં પ્રસિદ્ધ, ૮૨૮ सर्वाश्रयःक्रमः–સર્વના આધારભૂત, અને ત્રણ પ્રગલાંથી ત્રણ જગતને ભરી લેનારા; ૮૨૯ मुंडः–માથે મુંડિયા, ૮૩૦ विरूपः–ભયંકર રૂપવાળા, ૮૩૧ विकृतः–જેને વિષે સર્વ વિક્રિયાઓ સહજ છે એવા,

૮૩૨ दंडी-દંડધારી, ૮૩૩ कुंडी-ખપ્પર ધારી, ૮૩૪ विकुर्वणः-કર્મથી પ્રાપ્ત થઈ શકે નહિ તેવા.[૧૩૧]-૮૩૫ हर्यक्षः-સિંહરૂપ, ૮૩૬ ककुभः-સર્વ દિશારૂપ, ૮૩૭ वज्री-વજ્રધારી ઇંદ્રરૂપ, ૮૩૮ शतजिह्वः-સો જીભવાળા, ૮૩૯ सहस्रपात्-હજાર ચરણવાળા, તથા सहस्रमूर्धा-હજાર મસ્તકવાળા, ૮૪૦ देवेंद्रः-દેવોના રાજા, ૮૪૧ सर्वदेवमयः-સર્વ દેવતાઓરૂપ, ૮૪૨ गुरुः-ગુરુ સ્વરૂપ.[૧૩૨]-૮૪૩ सहस्रबाहुः-હજાર બાહુવાળા, ૮૪૪ सर्वांगः-સર્વ ઠેકાણે વ્યાપક, ૮૪૫ शरण्यः-શરણાગતની રક્ષા કરનારા, ૮૪૬ सर्वलोककृत्-સર્વ લોકોને ઉત્પન્ન કરનારા, ૮૪૭ पवित्रं-પવિત્ર તીર્થાદિકરૂપ, ૮૪૮ त्रिककुन्मंत्रः-ત્રણ ખુંધની પેઠે બીજ, શક્તિ તથા કીલક આ ત્રણ જેમાં ઉચ્ચ સ્થાનકે રહેલાં છે એવા મંત્રરૂપ, ૮૪૯ कनिष्ठः-અદિતિના પુત્રોમાં કનિષ્ઠ પુત્ર વામન સ્વરૂપ, ૮૫૦ कृष्णपिंगलः-શ્યામરૂપે હરિ તથા પિંગળારૂપે હર, એમ હરિરૂપ તથા હરરૂપધારી.[૧૩૩]*-૮૫૧ ब्रह्मदंडविनिर्माता-બ્રહ્મદંડના નિર્માણ કર્તા, વજ્ર પ્રત્યક્ષ વસ્તુનો નાશ કરે છે, પણ બ્રહ્મદંડ તો અગોચર વસ્તુઓનો પણ નાશ કરે છે. શંકર એવા બ્રહ્મદંડના રચનારા છે. ૮૫૨ शतघ्नीपाशशक्तिमान्-શતઘ્ની, પાશ અને શક્તિને ધારણ કરનારા, ૮૫૩ पद्मगर्भः-બ્રહ્મારૂપ, ૮૫૪ महागर्भः-વિશાળ ઉદરવાળા, ૮૫૫ ब्रह्मगर्भः-જેના ઉદરમાં વેદ છે એવા, ૮૫૬ जलोद्भवः-એકાકાર થયેલ સમુદ્રમાંથી પ્રકટ થયેલા.[૧૩૪]-૮૫૭ गभस्तिः-કિરણવાળા, ૮૫૮ ब्रह्मकृत्-વેદના કર્તા, ૮૫૯ ब्रह्मी-વેદનું અધ્યયન કરનારા, ૮૬૦ ब्रह्मवित्-વેદનો અર્થ જાણનારા, ૮૬૧ ब्राह्मणः-બ્રહ્મનિષ્ઠ, ૮૬૨ गतिः-બ્રહ્મનિષ્ઠની ગતિરૂપ, ૮૬૩ अनंतरूपः-અપાર રૂપધારી, ૮૬૪ नैकात्मा-અનેક શરીરોને ધારણ કરનારા, ૮૬૫ स्वयंभुवः तिग्मतेजाः-સ્વયંભુ એટલે બ્રહ્માનું મસ્તક છેદન કરવાથી બ્રહ્માની દૃષ્ટિએ તીક્ષ્ણ તેજવાળા.[૧૩૫]-૮૬૬ ऊर्ध्वगात्मा-ત્રણ પ્રકારની ઉપાધિથી દૂર છે આત્મા જેનો એવા, અર્થાત્ ત્રણ ઉપાધિથી રહિત, ૮૬૭ पशुपतिः-જીવોના ઈશ્વર, ૮૬૮ वातरंहाः-પવન જેવા વેગવાળા, ૮૬૯ मनोजवः-મનના જેવા વેગવાળા, ૮૭૦ चंदनी-ચંદનથી જેનું શરીર ચર્ચિત છે એવા,† ૮૭૧ पद्मनालाग्रः-કમળનું નાળ જેના અગ્ર ભાગમાં છે એવા, અર્થાત્ કમળના નાળના મૂળભૂત, ૮૭૨ सुरभ्युत्तरणः-સુરભિને-કામધેનુને ઉતારી પાડનારા, (આ નામને માટે એવી કથા છે કે એક સમયે બ્રહ્માને વિષ્ણુની સાથે એવી રીતે સ્પર્ધા થઇ કે મેં શંકરના મસ્તકને દીઠું છે. ત્યારે વિષ્ણુએ કહ્યું કે તમે દીઠું હોય તો તેમાં કોઇની સાક્ષી આપો. તે ઉપરથી બ્રહ્માએ કામધેનુને કહ્યું કે બ્રહ્માએ શંકરના મસ્તકને જોયું છે એવી તારે સાક્ષી આપવી. કામધેનુએ બ્રહ્માના ભયથી ખોટી સાક્ષી આપી. તે ઉપરથી મહાદેવે કામધેનુને શાપ આપ્યો કે, તેં અસત્ય ભાષણ કર્યું છે માટે તારી પ્રજા નરક ખાશે. આ રીતે શાપ આપીને મહાદેવે સુરભિને એટલે કામધેનુને ઉતારી પાડી હતી. તે ઉપરથી શિવ सुरभ्युत्तरणः કહેવાય છે.) ૮૭૩ नरः-જેના અંતને કોઇ પણ પહોંચી શકતું નથી એવા.[૧૩૬]-૮૭૪ कर्णिकारमहास्रग्वी-કરેણના પુષ્પોની મોટી માળાને ધારણ કરનારા, ૮૭૫ नीलमौलिः-માથા ઉપર નીલમણિનો મુકુટ પહેરનારા, ૮૭૬ पिनाकधृक्-પિનાક નામના ધનુષને ધારણ કરનારા, જેનું નાક કહેતાં દ્યૌઃ ચમકાટ પીળો છે તેનું નામ "પિનાક." ત્રિપુરાસુર સ્વર્ગનો રાજા થઇ બેઠો હતો તે સમયે દેવોએ જે મહાદેવના ધનુષના બળથી સ્વર્ગને પાછું મેળવ્યું હતું તે પર્વતરૂપ 'પિનાક' નામનું શંકરનું ધનુષ હતું, ને તેને ધારણ કરનારા તે पिनाकधृक्. ઇંદ્રે જે સમયે નમુચિને સમુદ્રનું ફીણ મારી નાશ કર્યો હતો તે સમયે ઇંદ્રના ફીણમાં જેમ વજ્રે પ્રવેશ કર્યો હતો તેમ જ પર્વતમાં પણ પિનાકે પ્રવેશ કર્યો હતો તેથી પર્વત ધનુષરૂપ થયો હતો. ૮૭૭ उमापतिः-બ્રહ્મવિદ્યાના સ્વામી, ૮૭૮ उमाकांतः-બ્રહ્મવિદ્યાએ વશ કરાયલા, ૮૭૯ जाह्नवीधृक्-જહ્નુની પુત્રી ગંગાને ધારણ કરનારા, (ભગીરથ રાજાએ તપશ્ચર્યા કરી શિવની જટામાંથી ગંગાને કેમ છોડાવી તે વાત પ્રસિદ્ધ છે.) ૮૮૦ उमाधवः-ઉમાના પતિ.[૧૩૭]-૮૮૧ वराहः-પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે યજ્ઞરૂપી આદિ વરાહરૂપે થયેલા, ૮૮૨ वरदः-વરદાન દેનારા અથવા તો ઉત્તમ અવતારોથી જગતનું પાલન કરનારા, ૮૮૩ वरेण्यः-વરવા યોગ્ય, ઈચ્છવા યોગ્ય, ૮૮૪ सुमहास्वनः-વેદના મંત્રોવડે મોટી ગર્જના કરનારા, હયગ્રીવરૂપ, ૮૮૫ महाप्रसादः-ભક્તો ઉપર મોટી કૃપા કરનારા, ૮૮૬ दमनः-દુષ્ટોને શિક્ષા કરનારા, ૮૮૭ शत्रुहा-શત્રુનો

* આ શ્લોકમાં कृष्णपिंगलः શબ્દ છે તે હરિ તથા હર એમ બંનેનો વાચક છે. તેમાં પ્રથમ कृष्ण શબ્દ છે, તે હરિનો વાચક છે કારણ કે કોશમાં કહ્યું છે કેઃ-विष्णुर्नारायणः कृष्णः-વિષ્ણુ, નારાયણ, કૃષ્ણ એ સર્વ હરિનાં નામ છે, તથા पिंगल શબ્દ હરનો વાચક છે. નાનાર્થ કોશમાં કહ્યું છે કે;-निधिभेदे कपौ रुद्रे पिंगलः कपिलेन्यवत् ॥ પિંગલ શબ્દ નિધિ, વાનર, રુદ્ર અને કપિલ એવા અર્થમાં છે. આ રીતે पिंगल શબ્દ શિવવાચક પ્રસિદ્ધ રીતે જોવામાં આવે છે. માટે અહીં कृष्णपिंगल-એ શબ્દ हरि તથા हर એ બે દેવનો વાચક છે. એટલે તમે कृष्णपिंगलः છો કહેતાં હરિહરાત્મક છો.

† એક સમયે બ્રહ્માને એવી બુદ્ધિ થઇ કે, હું મને ઉત્પન્ન કરનારા કમળના નાળનો છેડો જોઉં. તે ઉપરથી તે નાળને માર્ગે જવા લાગ્યા, પરંતુ કમળના નાળનો છેડો તેના જોવામાં આવ્યો નહિ. તો પછી નાળનાં મૂળરૂપ ભૂમિનો તો છેડો કેમ જ જોઇ શકે? શંકર એ પદ્મનાલના અગ્રરૂપ છે.

સંહાર કર્તા, ૮૮૮ श्वेतपिंगलः-શ્વેત રંગના તથા પિળા રંગના, (શંકર અર્ધનારી નટેશ્વરનું સ્વરૂપ ધારણ કરે છે તેમાં દક્ષિણ તરફનો અર્ધ ભાગ શ્વેત રંગનો હોય છે અને ડાબી તરફનો અર્ધ ભાગ સુવર્ણના જેવો પીળા રંગનો હોય છે.)[138]-૮૮૯ पीतात्मा-સુવર્ણ જેવા પીળા રંગના શરીરવાળા, એક પ્રતિમાં प्रीतात्मा એવું નામ છે જેનો અર્થ જેનો આત્મા સંતુષ્ટ રહે છે એવો થાય છે. ૮૯૦ परमात्मा-આનંદ માત્ર જેનું રૂપ છે એવા; अन्नमय, प्राणमय, मनोमय, विज्ञानमय, आनंदमय આ પાંચ કોશોમાં आनंदमय કોશરૂપ, ૮૯૧ प्रयतात्मा-શુદ્ધ ચિત્તવાળા, ૮૯૨ प्रधानधृक्-જગતના કારણભૂત, પ્રધાનના અધિષ્ઠાનરૂપ; ૮૯૩ सर्वपार्श्वमुखः-ચોતરફ મુખવાળા, અર્થાત્ પાંચ મુખવાળા, ૮૯૪ त्र्यक्षः-સોમ, સૂર્ય અને અગ્નિ એ ત્રણ નેત્રવાળા, ૮૯૫ धर्मसाधारणोवरः-પુણ્યને અનુસરતી રીતે પ્રસન્ન થનારા.[139]-૮૯૬ चराचरात्मा ( चलाचलात्मा ) કર્મમાર્ગરૂપ તથા પ્રસાદ માર્ગરૂપ અથવા તો આવૃત્તિ માર્ગરૂપ અર્થાત જન્મ મરણ કરનારા કર્મમાર્ગરૂપે અને અનાવૃત્તિ માર્ગરૂપ અર્થાત્ મોક્ષસ્વરૂપ, ૮૯૭ सूक्ष्मात्मा ઉપર કહેલા બન્ને માર્ગથી જાણવામાં આવે નહિ તેવા, ૮૯૮ अमृतः મરણ રહિત-અમર, તથા गोवृषेश्वरः-નિષ્કામ ધર્મના ઈશ્વર અર્થાત્ મોક્ષ ફળને આપનારા, ૮૯૯ साध्यर्षिः સાધ્ય એટલે દેવોના પણ દેવ અને તેના ઋષિ એટલે આચાર્ય, ૯૦૦ आदित्यो वसुः-અદિતિના પુત્ર એવા વસુરૂપ, ઉપરિચર નામના રાજા વસુની વ્યાવૃત્તિ કરવા માટે અહીં आदित्य એવું વસુનું વિશેષણ આપ્યું છે. ૯૦૧ विवस्वान्-જગતને ઢાંકી દેનારાં કિરણોના સમૂહવાળા, જે જગતને વિશેષ કરીને ઢાંકી દે છે તે. विवः-અર્થાત્ કિરણોની જાલથી ઢાંકી દેનારા, જગતને કર્મમાં પ્રેરનારા અથવા તો જગતને ઉત્પન્ન કરનારા, તથા યજ્ઞમાં જેનો રસ કાઢવામાં આવે છે એવા સોમરૂપ.[140] ૯૦૨ व्यासः-પુરાણોના તથા ઇતિહાસોના રચનારા વ્યાસરૂપ, ૯૦૩ सर्गः-પુરાણિકરૂપ, सुसंक्षेपः-સૂત્રરૂપ, તથા विस्तरः-ભાષ્ય તરિકે વિસ્તારરૂપ પણ શિવ છે, (અહીં આ ત્રણેય પદને એકમાં ગણવામાં આવ્યું છે. હોમમાં આવો મંત્ર ભણવામાં આવે છે કે, ओंसर्गाय सुसंक्षेपाय विस्तराय स्वाहा॥ ૯૦૪ पर्ययः नरः-સમષ્ટિ જીવરૂપ, વૈશ્વાનરરૂપ; ૯૦૫ ऋतुः-ઋતુરૂપ, ૯૦૬ संवत्सरः-સંવત્સરરૂપ, ૯૦૭ मासः-માસરૂપ, ૯૦૮ पक्षः-પક્ષરૂપ, ૯૦૯ संख्यासमापनः ઋતુ આદિકની સંખ્યાના સમાપ્તિરૂપ અર્થાત સંક્રાંતિરૂપ તથા દર્શપૂર્ણ માસરૂપ.[141]-૯૧૦ कला-કળારૂપ, ૯૧૧ काष्ठा-કાષ્ઠારૂપ, ૯૧૨ लवा લવરૂપ, ૯૧૩ मात्रा-માત્રારૂપ, ૯૧૪ मुहूर्ताहःक्षपा-મુહૂર્ત, દિવસ અને રાત્રિરૂપ, ૯૧૫ क्षणा-કાળના ઋતુ વગેરે અવયવરૂપ, ૯૧૬ विश्वक्षेत्रम्-બ્રહ્માંડરૂપી વૃક્ષના ક્યારારૂપ, ચિદાત્મા; ૯૧૭ प्रजाबीजम्-પ્રજાના બીજરૂપ એટલે માયાવિશિષ્ટ ચૈતન્યરૂપ, અવ્યક્તરૂપ; ૯૧૮ लिंगं-મહત્તત્વરૂપ, ૯૧૯ आद्योनिर्गमः-પ્રથમ અંકુરરૂપ અર્થાત્ અહંરૂપી પ્રથમ અધ્યાસરૂપ.[142]-૯૨૦ सत्-કાર્યરૂપ, ૯૨૧ असत्-કારણરૂપ, ૯૨૨ व्यक्तं-ઇંદ્રિયોથી જાણી શકાય તેવા, ૯૨૩ अव्यक्तं अहं-नजानामि એવા; એક અનુભવથી જ જાણવામાં આવે તેવા અજ્ઞાનરૂપ, ૯૨૪ पिता-પિતારૂપ, ૯૨૫ माता-માતારૂપ, ૯૨૬ पितामहः-પિતામહરૂપ, ૯૨૭ स्वर्गद्वारं-સ્વર્ગના દ્વારભૂત તપરૂપ, ૯૨૮ प्रजाद्वारं-પ્રજાના દ્વારભૂત રાગ-પ્રેમરૂપ, ૯૨૯ मोक्षद्वारं-વૈરાગ્યરૂપ, ૯૩૦ त्रिविष्टपम्-સ્વર્ગના સાધનભૂત ધર્મરૂપ.[143]-૯૩૧ निर्वाणं-મોક્ષરૂપ, ૯૩૨ ह्लादनः-આનંદ આપનારા, ૯૩૩ ब्रह्मलोकः-સત્યલોકરૂપ, ૯૩૪ परागतिः સત્યલોકના કરતાં પણ ઉત્તમ ગતિરૂપ, ૯૩૫ देवासुरविनिर्माता-દેવો અને અસુરોને ઉત્પન્ન કરનારા, ૯૩૬ देवासुरपरायणः-દેવો અને અસુરોમાં પરાયણ રહેનારા.[144]-૯૩૭ देवासुरगुरुः-દેવોના તથા દૈત્યોના ગુરુ અર્થાત્ બૃહસ્પતિ શુક્રરૂપ, ૯૩૮ देवः-વિજયેચ્છુરૂપ, ૯૩૯ देवासुरनमस्कृतः-દેવોથી તથા દૈત્યોથી નમસ્કાર કરાતા, ૯૪૦ देवासुरमहामात्रः-દેવોમાં અને અસુરોમાં ઉત્તમ, ૯૪૧ देवासुरगणाश्रयः-દેવો અને અસુરોના ગણો-મંડળો જેનો આશ્રય કરે છે એવા.[145]-૯૪૨ देवासुरगणाध्यक्षः-દેવોના અને અસુરોના ગણોના અધ્યક્ષરૂપ અર્થાત્ ઇંદ્ર વિરોચન વગેરે રૂપ, ૯૪૩ देवासुरगणाग्रणीः-દેવતાના ટોળાના અગ્રણી કાર્તિકસ્વામીરૂપ તથા દૈત્યોના ટોળાના અગ્રણી કેશિ દૈત્યરૂપ, ૯૪૪ देवातिदेवः-ઇંદ્રિયોને ઉલ્લંઘીને સ્વયં પ્રકાશમાન, ૯૪૫ देवर्षिः-નારદરૂપ, ૯૪૬ देवासुरवरप्रदः-બ્રહ્મા, રુદ્ર આદિ રૂપે દેવોને તથા અસુરોને વર આપનારા.[146]-૯૪૭ देवासुरेश्वरः-દેવોના તથા અસુરોના અંતર્યામી, ૯૪૮ विश्वः-જગતમાં નિવાસ કરનારા અર્થાત્ જગતના ગર્ભસ્વરૂપ, ૯૪૯ देवासुरमहेश्वरः-અંતર્યામી એવા ઈશ્વરના પણ અધિષ્ઠાન હોવાથી મહેશ્વરરૂપ, ૯૫૦ सर्वदेवमयः-સર્વ દેવતારૂપ અગ્નિ એ શિર સ્વરૂપ છે, ચંદ્રસૂર્યાદિ નેત્રાદિ સ્વરૂપ છે; ૯૫૧ अचिंत्यः-જેના વિના બીજો ચિંતા કરવા યોગ્ય નથી એવા, ૯૫૨ देवतात्मा-દેવોના અંતરાત્મારૂપ, ૯૫૩ आत्मसंभवः-સ્વતઃસિદ્ધ.[147]-૯૫૪ उद्भित् જે ફળને પ્રકટ કરે છે તે, સ્થાવરરૂપ અથવા તો ઉદ્ભિદ્ નામના યજ્ઞરૂપ; ૯૫૫ त्रिविक्रमः-ત્રણ પગલાંથી ભૂમિને ભરનારા વામનરૂપ, ૯૫૬

**वैद्यः**-વિદ્યાવાળા, ૯૫૭ **विरजः**-નિર્મળ, ૯૫૮ **नीरजः**-રજોગુણથી રહિત, ૯૫૯ **अमरः**-નાશરહિત, ૯૬૦ **ईड्यः**-સ્તુતિ કરવા યોગ્ય, ૯૬૧ **हस्तीश्वरः**-કાળહુસ્તીશ્વર નામના વાયવ્ય લિંગરૂપ, ૯૬૨ **व्याघ्रः**-વ્યાઘ્રેશ્વર નામધારી, (કલિંગદેશમાં એ નામનું એક લિંગ છે.) ૯૬૩ **देवसिंहः**-દેવોમાં પરાક્રમી, ૯૬૪ **नरर्षभः**-મનુષ્યોમાં પણ શ્રેષ્ઠ,[148]-૯૬૫ **विबुधः**-વિશેષ બુદ્ધિમાન્, ૯૬૬ **अग्रवरः**-યજ્ઞના ભાગોને પ્રથમ ગ્રહણ કરનારા, ૯૬૭ **सूक्ष्मः**-દુઃખે કરીને જાણવામાં આવે તેવા, ૯૬૮ **सर्वदेवः**-સર્વ દેવતામય, ૯૬૯ **तपोमयः**-તપસ્વી, ૯૭૦ **सुयुक्तः**-અત્યંત તત્પર રહેનારા, ૯૭૧ **शोभनः**-કલ્યાણકારી, ૯૭૨ **वज्री**-વજ્રનું આયુધ ધારણ કરનારા, ૯૭૩ **प्रासानां प्रभवः**-પ્રાસજાતનાં આયુધોનું ઉત્પત્તિ સ્થાન, ૯૭૪ **अव्ययः**-એકાગ્ર ચિત્તવડે પ્રાપ્ત કરી શકાય તેવા,[149]-૯૭૫ **गुहः**-કાર્તિકસ્વામી, ૯૭૬ **कांतः**-ક એટલે સુખ-આનંદ, અને અંત એટલે સીમા અર્થાત્ આનંદની પરાકાષ્ઠારૂપ, ૯૭૭ **निजः सर्गः**-પોતાથી અભિન્ન, ૯૭૮ **पवित्रं**-પવિ એટલે વજ્ર, તેના જેવા મૃત્યુના દુઃખમાંથી ત્રાણ એટલે રક્ષણ કરનારા, ૯૭૯ **सर्वपावनः**-બ્રહ્માદિક સર્વને પવિત્ર કરનારા, ૯૮૦ **शृंगी**-વૃષભાદિકરૂપ, ૯૮૧ **शृंगप्रियः**-પર્વતના શિખર ઉપર પ્રીતિ રાખનારા, ૯૮૨ **बभ्रुः**-શનૈશ્ચરરૂપ, ૯૮૩ **राजराजः**-કુબેરરૂપ, ૯૮૪ **निरामयः**-નિર્દોષ,[150]-૯૮૫ **अभिरामः**-પ્રીતિ ઉત્પન્ન કરનારા, ૯૮૬ **सुरगणः**-દેવોના સમુદાયરૂપ, ૯૮૭ **विरामः**-સર્વના ઉપરામરૂપ, ૯૮૮ **सर्वसाधनः**-જેને પ્રાપ્ત કરવા માટે આશ્રમનાં સર્વકર્મ સાધનભૂત છે એવા, ૯૮૯ **ललाटाक्षः**-જેના લલાટમાં નેત્ર છે એવા, ૯૯૦ **विश्वदेवः**-બ્રહ્માંડો રૂપ દડાઓથી ક્રીડા કરનારા, ૯૯૧ **हरिणः**-મૃગરૂપ, ૯૯૨ **ब्रह्मवर्चसः**-વિદ્યા તથા તપથી ઉત્પન્ન થનારા બ્રહ્મતેજને ધારણ કરનારા,[151] ૯૯૩ **स्थावराणां पतिः**-સ્થાવરોના પતિ એટલે હિમાચલ આદિ રૂપ, ૯૯૪ **नियमेंद्रियवर्धनः**-મનનો અને ઇંદ્રિયોનો નિગ્રહ કરીને નાશ કરનારા અર્થાત્ મનરહિત થઇને સમાધિને પ્રાપ્ત કરનારા, ૯૯૫ **सिद्धार्थः**-નિત્ય સિદ્ધ એવા, સિદ્ધ એટલે મોક્ષના અર્થી, અર્થાત્ તત્વજ્ઞાનાર્થી રૂપ, ૯૯૬ **सिद्धभूतार्थः**-પ્રથમથી જ સિદ્ધ એવા મોક્ષરૂપી પદાર્થને સાધનારા, ૯૯૭ **अचिंत्यः**-ઉપાસનાવડે વિચારમાં આવે નહિ તેવા અર્થાત્ પ્રત્યગાત્મા રૂપ, ૯૯૮ **सत्यव्रतः**-સત્ય એટલે બ્રહ્મને માટે જ વ્રત-તપશ્ચરણ કરનારા, ૯૯૯ **शुचिः निर्मलचित्तः**-નિર્મળ ચિત્તવાળા,[152] ૧૦૦૦ **व्रताधिपः**-વ્રતના અધિપતિ, ભિન્ન ભિન્ન વ્રતનાં ફળને આપનારા, ૧૦૦૧ **परं**-વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ આ અપર બ્રહ્મથી પણ પર એટલે તુરીય તત્વરૂપ કહેતાં ચોથા અદ્વૈત તત્વરૂપ, ૧૦૦૨ **ब्रह्मः**-દેશથી, કામથી તથા વસ્તુથી માપ વિનાના, ૧૦૦૩ **भक्तानां परमा गतिः**-ભકતોની કૈવલ્યગતિરૂપ, ૧૦૦૪ **विमुक्तः**-મરણ પછી સંપૂર્ણ રીતે મુક્ત થયેલા જે હોય તેવા, ૧૦૦૫ **मुक्ततेजाः**-લિંગ શરીરથી રહિત, ૧૦૦૬ **श्रीमान्**-યોગરૂપી લક્ષ્મીથી સંપન્ન-ભીષ્મ જેવા યોગી મૃત્યુને જિતીને ઇચ્છા પ્રમાણે આ લોકમાં જ રહે છે, અથવા તો મસ્તકની નાડીવડે બ્રહ્મલોકમાં જાય છે. આ લોકમાં જ લિંગ શરીરનો કવચની પેઠે ત્યાગ કરીને વિશુદ્ધ એવા કૈવલ્યને પામે છે, ૧૦૦૭ **श्रीवर्धनः**-ત્રણ વેદમાં કહેલી કર્મ, ઉપાસના તથા જ્ઞાનકાંડરૂપ લક્ષ્મીની વૃદ્ધિ કરનારા અર્થાત્ વેદમાં કહેલાં કર્મ, ઉપાસના અને જ્ઞાનનું અનુષ્ઠાન કરીને તેની વૃદ્ધિ કરનારા, ૧૦૦૮ **जगत्**-અવ્યાકૃતથી ઘડા પર્યંત સર્વ નાશવંત વસ્તુરૂપ તમે છો, **जगत्**-શબ્દની વ્યુત્પત્તિ-**गच्छति इति जगत्** જે રૂપાંતરને પામે છે-જે ચાલ્યા જ કરે છે તે **जगत्**. આવી **जगत्** શબ્દની વ્યુત્પત્તિ છે તેથી પ્રધાન વગેરે સર્વને જગતરૂપ કહી શકાય. કપિલ મુનિનો સિદ્ધાંત એ પ્રમાણે છે, જે પરબ્રહ્મ પ્રથમ સ્થિર હતા તે જ જગત્ રૂપે થયા એમ કહેવાથી **स्थिर** એવા **भूमाब्रह्म**ને વિશે જગતની કલ્પના કરવામાં આવી છે આમ કહ્યું છે અને તેથી **आत्मैवेदं सर्वं** આ સર્વ આત્મારૂપ છે, **ब्रह्मैवेदं सर्वं** આ સર્વ બ્રહ્મરૂપ છે, **तत्त्वमसि** તે તું છો, **अहंब्रह्मास्मि** હું બ્રહ્મરૂપ છું, **अयमात्मा ब्रह्म** આ આત્મા બ્રહ્મરૂપ છે. આ રીતે શાસ્ત્રથી પ્રસિદ્ધ થતા એવા અદ્વૈત બ્રહ્મને **जगत्** શબ્દથી પ્રતિપાદન કરવામાં આવ્યા છે.[153]

આ રીતે મેં ભગવાનનાં ઘણાં નામોમાંથી મુખ્ય મુખ્ય હજાર નામોવડે ભક્તિથી ભગવાનની સ્તુતિ કરી છે, કે જેના સ્વરૂપને બ્રહ્માદિક દેવતાઓ પણ યથાર્થ રીતે જાણતા નથી તથા ઋષિઓ પણ યથાર્થ રીતે જાણતા નથી.[154] તે સ્તુતિ કરવા યોગ્ય, પૂજા કરવા યોગ્ય તથા વંદન કરવા યોગ્ય જગતના પતિ એવા શંકરની કોણ સ્તુતિ કરી શકે? ભક્તિભાવને આગળ કરીને મેં,[155] શિવની પાસેથી અનુજ્ઞા મેળવીને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ, યજ્ઞના પતિ અને વ્યાપક એવા શંકરની સ્તુતિ કરી છે. પુષ્ટિ એટલે પવિત્રતાને વધારનારાં આ નામોવડે દેવ શિવની સ્તુતિ કરનાર,[156] નિત્ય સાવધાન થયેલો અને બહારથી તથા અંદરથી પવિત્ર થયેલો ભક્ત પુરુષ પંડે આત્મારૂપ શિવને પામે છે.[157] કારણ કે આ શિવસહસ્રનામ પરબ્રહ્મને પ્રાપ્ત કરવામાં સાધનભૂત બ્રહ્મવિદ્યારૂપ છે. આ નામનો પાઠ કરવાથી પુરુષ પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. ઋષિઓ તથા

દેવો આ નામવડે પરબ્રહ્મ એવા શંકરની સ્તુતિ કરે છે.[૧૫૮] પુરુષ પોતાનાં મનને નિયમમાં રાખીને મહાદેવની સ્તુતિ કરે છે તો મહાદેવ તેઓના ઉપર તુષ્ટમાન થાય છે, અને ભકતોના ઉપર અનુકંપા કરનારા વ્યાપક ભગવાન્ તેની સ્થિતિ પોતાના જ આત્મા વિષે કરે છે અર્થાત્ મોક્ષ આપે છે.[૧૫૯] તેમ જ મનુષ્યોમાં જે ઉત્તમ પુરુષો મુખ્ય કરી આસ્થાવાળા તથા શ્રદ્ધાળુઓ છે તેઓ, ઉત્તરોત્તર ઘણા જન્મોમાં,[૧૬૦] સર્વ કરતાં શ્રેષ્ઠ પરબ્રહ્મરૂપને સનાતન એવા ઈશાન દેવની ભક્તિભાવથી મન, વાણી તથા કાયાથી પ્રીતિવડે સ્તુતિ કરતાં કરતાં મોટા તેજસ્વી થાય છે;[૧૬૧] તથા તેઓ સુતી વખતે, જાગતી વખતે, ચાલતાં, બેસતાં, આંખો ઉઘાડતાં, આંખો મીચતાં તથા વારંવાર વિચાર કરતાં[૧૬૨] ભવ એટલે શંકરની જ વાત સાંભળે છે, સંભળાવે છે અને કહે છે, અને શંકરની સ્તુતિ કરતાં તેઓ પોતે સ્તુતિના પાત્ર બને છે, અને સંતોષ આપે છે, અને આનંદમાં રહે છે.[૧૬૩] સંસારમાં અનેક યોનિઓમાં કરોડો વાર જન્મ લેતાં લેતાં પાપરહિત થનાર પ્રાણીની શંકરના ઉપર ભક્તિ થાય છે.[૧૬૪] એક પુરુષનાં સારાં ભાગ્ય હોય છે તો તેને સર્વ સાધનો મળી આવે છે, અને તેની સંપૂર્ણ ભાવથી, સર્વ પ્રકારે કરીને જગતના કારણભૂત એવા શંકરને વિશે અનન્ય ભક્તિ થાય છે. અર્થાત્ शिवोऽहं એવી અભેદ ભાવનાવાળી ભક્તિ થાય છે.[૧૬૫] રુદ્રના ઉપર નિશ્ચળ, નિર્વિઘ્ન અને અનન્ય ભક્તિ થવી, એ વાત દેવોને દુર્લભ છે, અને મનુષ્યોમાં તો મળતી જ નથી.[૧૬૬] શંકરની કૃપાથી મનુષ્યોની શંકર ઉપર ભક્તિ થાય છે. શંકરની કૃપા વિના શંકરરૂપ ચેતનવાળા મનુષ્યો પરમ સિદ્ધિને પામતા નથી.[૧૬૭] જે પુરુષો સર્વ પ્રકારના ભાવથી મહાદેવને અનુસરે છે, તેઓ જ મહેશ્વરને મેળવે છે, અને શરણાગતવત્સલ શંકર તેઓનો સંસારમાંથી ઉદ્ધાર કરે છે.[૧૬૮] (સંસારમાંથી મુક્તિ આપનારા શંકર વિના) બીજા દેવો સંસારમાંથી મુક્તિ અપાવનાર કાર્યોનો નાશ કરે છે; કારણ કે મનુષ્યોને માટે તપના બળ જેવી બીજી શક્તિ નથી.[૧૬૯]

હે કૃષ્ણ! આ રીતે શુભ બુદ્ધિવાળા ઇંદ્રના જેવા તેજસ્વી તંડિ ઋષિએ કારણ તથા કાર્યના પતિ, હાથીનાં ચર્મને ઓઢનારા એવા ભગવાનની સ્તુતિ કરી હતી.[૧૭૦] બ્રહ્માએ પંડે શંકરનું આ સ્તોત્ર ભગવાનની પાસેથી સંપાદન કર્યું હતું, અને તેણે શંકરની આગળ આ સ્તોત્ર ગાયું હતું અન તે સમયે કહ્યું હતું: (જે પુરુષ આ સ્તોત્ર શંકરની પાસે ગાય છે તે પુરુષ બ્રહ્મરૂપ શંકરનાં સ્વરૂપને જાણે છે.)[૧૭૧] આ સ્તોત્ર પુણ્યરૂપ છે, પવિત્ર છે, સર્વદા પાપનો નાશ કરનારું છે, યોગ આપનારું છે, મોક્ષ આપનારું છે, સ્વર્ગ આપનારું છે, અને સંતોષને આપનારું છે.[૧૭૨] જે પુરુષ અનન્ય ભક્તિથી શંકરના આ સ્તોત્રનો પાઠ કરે છે તેને સાંખ્ય તથા યોગ જાણનારાઓને જે ગતિ મળે છે તે ગતિ તેને મળે છે.[૧૭૩] શિવભક્ત જો એક વર્ષ સુધી રુદ્રની આગળ સદાય આ સ્તોત્રનો પ્રયત્નપૂર્વક પાઠ કરે છે તો તેને ઇચ્છિત ફળ મળે છે.[૧૭૪] આ શિવનાં હજાર નામનું સ્તોત્ર પરમ રહસ્યવાળું છે, બ્રહ્માના હૃદયમાં રહેલું છે. બ્રહ્માએ આ સ્તોત્ર ઇંદ્રને કહ્યું હતું; ઇંદ્રે મૃત્યુને કહ્યું હતું;[૧૭૫] મૃત્યુએ રુદ્રોને કહ્યું હતું, રુદ્રોએ તંડિને કહ્યું હતું; તંડિએ મહાતપ કરીને બ્રહ્મલોકમાં આ સ્તોત્રને પ્રાપ્ત કર્યું હતું;[૧૭૬] તંડિએ શુક્રને કહ્યું હતું, શુક્રે ગૌતમને કહ્યું હતું; અને, હે માધવ! (કૃષ્ણ!) ગૌતમે વૈવસ્વત મનુને કહ્યું હતું;[૧૭૭] તથા સમાધિમાં બેઠેલા બુદ્ધિમાન્ એવા સાધ્યદેવ નારાયણને કહ્યું હતું; સ્વસ્વરૂપમાં રહેનારા સાધ્યદેવ એવા ભગવાન્ નારાયણે યમને કહ્યું;[૧૭૮] વિવસ્વાનના પુત્ર ભગવાન્ યમે નાચિકેતાને કહ્યું હતું, અને, હે વૃષ્ણિકુલોત્પન્ન કૃષ્ણ! નાચિકેતે માર્કંડેયને કહ્યું હતું.[૧૭૯] હે જનાર્દન! માર્કંડેયની પાસેથી મેં નિયમ પાળીને એ પ્રાપ્ત કર્યું છે, અને હે શત્રુનો નાશ કરનારા! આજે હું બીજાએ ન સાંભળેલું આ સ્તોત્ર તને પણ આપું છું.[૧૮૦] આ શિવ સ્તોત્ર સ્વર્ગ આપનારું, આરોગ્ય કરનારું, આયુષ્ય આપનારું, ધન આપનારું, વેદના જેવું ઉત્તમ છે. દાનવો, યક્ષો, રાક્ષસો,[૧૮૧] પિશાચો, યાતુધાનો, ગુહ્યકો અને સર્પો પણ આ સ્તોત્રનો પાઠ કરનારા પુરુષને વિઘ્ન કરી શકતા નથી. હે પાર્થ! જે પુરુષ એક વર્ષ સુધી અખંડ રીતે નિયમ પાળી, બ્રહ્મચર્ય વ્રત પાળી, જિતેંદ્રિય થઈને, પવિત્ર થઈને આ સ્તોત્રનો પાઠ કરે, તેને અશ્વમેધનું ફળ મળે છે.[૧૮૨]

इतिश्री महाभारतमां अनुशासनिक पर्वविषे दानधर्म पर्वमा
महादेवसहस्रनाम नामनो अध्याय १७ मो समाप्त

## અધ્યાય ૧૮ મો

### મહેશની સ્તુતિ

વૈશંપાયન કહે છેઃ–તે પછી મહા યોગી એવા કૃષ્ણ દ્વૈપાયન મુનિ બોલ્યાઃ–હે પુત્ર! તું શિવસ્તોત્રનો પાઠ કર, તારું કલ્યાણ થાવ, ને તારા ઉપર મહેશ્વર પ્રસન્ન થાવ.[૧] હે પુત્ર! પૂર્વે મેં પુત્રને માટે મેરુ પર્વત ઉપર મહાન્ તપ આરંભ્યું હતું. તે સમયે, હે મહારાજ!

આ સ્તોત્રનો પાઠ કર્યો હતો.[૨] તે ઉપરથી, હે પાંડુના પુત્ર! મારી મનવાંછિત કામનાઓ મેં મેળવી હતી. તેમ તું પણ શંકરની પાસેથી સર્વ કામનાઓને પ્રાપ્ત કરીશ.[૩]

તે પછી સાંખ્યશાસ્ત્રના આચાર્ય અને દેવોમાં માન પામેલા કપિલ બોલ્યાઃ–મેં પણ અનેક જન્મો સૂધી ભક્તિથી શંકરની આરાધના કરી હતી.[૪] તે ઉપરથી ભગવાને પ્રસન્ન થઇને મને સંસારનો નાશ કરનારું જ્ઞાન આપ્યું હતું.

તે પછી ઇંદ્રના પ્રિયમિત્ર ચારુશીર્ષ કે જે આલંબાયન (આલંબ ગોત્રમાં જન્મેલા)ના નામથી પ્રખ્યાત હતા ને જે દયાળુ હતા તે બોલ્યાઃ–[૫] મેં પૂર્વે ગોકર્ણમાં જઇને સો વર્ષ સૂધી તપ કર્યું હતું, અને યોનિ વિના જન્મેલા=સ્વયંભૂ, ઈન્દ્રિયોનો નિગ્રહ કરનારા, ધર્મને જાણનારા, સુંદર કાંતિવાળા, વૃદ્ધ વયથી રહિત, દુઃખથી રહિત, અને કરોડો વર્ષના આયુષ્યવાળા સો પુત્ર, હે પાંડુ રાજાના પુત્ર! શંકરની પાસેથી મેળવ્યા હતા.[૬-૭]

તે પછી ભગવાન્ વાલ્મીકિએ યુધિષ્ઠિરને આ વચન કહ્યું:–મારે વેદની બાબતમાં વિવાદ થયો હતો. તે સમયે અગ્નિહોત્રી મુનિઓએ મને શાપ આપ્યો હતો કે 'તું બ્રહ્મહત્યારો છે.[૮] હે ભરતવંશના રાજા! તેણે જેવો શાપ આપ્યો કે તે જ ક્ષણે બ્રહ્મહત્યાના અધર્મે મારા શરીરમાં પ્રવેશ કર્યો એટલે નિર્દોષ, ભક્તના મનોરથને સફળ કરનારા એવા ઈશાનને શરણે હું ગયો,[૯] કે હું પાપમાંથી મુક્ત થયો; અને દુઃખનો નાશ કરનારા, ત્રિપુર વિદારણ શંકરે મને કહ્યું કે, 'તારો ઉત્તમ યશ ફેલાશે.'[૧૦]

તે પછી ધર્મવંતોમાં શ્રેષ્ઠ અને જમદગ્નિના વંશમાં જન્મેલા પરશુરામ કે જે ઋષિઓની વચ્ચે બેઠા હતા અને સૂર્યની પેઠે પ્રકાશી રહ્યા હતા તે કુંતીના પુત્રને ઉદ્દેશી બોલ્યાઃ[૧૧] હે પાંડવોના જ્યેષ્ઠ ભાઈ! પિતા સમાન વડીલ બંધુઓ જેઓ બ્રાહ્મણ હતા તેઓનો મેં પિતાની આજ્ઞાથી વધ કર્યો હતો તેથી હું દુઃખી થઈ ગયો હતો. તે પછી, હે રાજા! હું પવિત્ર થઇને શંકરને શરણે ગયો,[૧૨] અને (હજાર) નામોવડે મેં એ દેવની સ્તુતિ કરી. તે ઉપરથી ભવ મારા ઉપર પ્રસન્ન થયા, અને તે દેવે મને પરશુ તથા દિવ્ય અસ્ત્રો આપ્યાં.[૧૩] 'તારું પાતક હવે રહેશે નહિ, તું અજિત થઈશ, મૃત્યુ તારો પરાભવ કરી શકશે નહિ, અને તું વૃદ્ધ પણ થઇશ નહિ.'[૧૪] આમ કલ્યાણકારક શરીર ધારણ કરનારા, જટાજૂટ ધારી, ભગવાન્ શંકરે મને કહ્યું:–અને તે ધીમાનની કૃપાથી તે સર્વ મને મળ્યું છે.[૧૫]

તે પછી વિશ્વામિત્રે કહ્યું:–હું જે સમયે ક્ષત્રિય હતો, તે સમયે મને હું બ્રાહ્મણ થાઉં' એ ઇચ્છા થવાથી મેં શંકરની આરાધના કરી હતી.[૧૬] તેની કૃપાથી મને મહાન્, દુર્લભ એવું બ્રાહ્મણપણું પ્રાપ્ત થયું હતું.

તે પછી અસિત તથા દેવલે પાંડુના પુત્ર યુધિષ્ઠિરને કહ્યું કે,[૧૭] હે કુંતીના પુત્ર! હે રાજા! ઇંદ્રના શાપથી અમારો ધર્મ નાશ પામ્યો હતો તે ધર્મ, ઉત્તમ યશ (કીર્તિ), તથા આયુષ્ય પ્રભુએ મને આપ્યું હતું.[૧૮]

ઇંદ્રના પ્રિયમિત્ર ગૃત્સમદ નામના ઋષિ હતા, જેની કાંતિ બૃહસ્પતિ સમાન હતી તેણે અજમીઢ વંશના યુધિષ્ઠિરને કહ્યું:[૧૯] એક વેળાએ અચિંત્ય સો યજ્ઞ કરનારા ઇંદ્રનો એક હજાર વર્ષ ચાલે તેવો યજ્ઞ ચાલતો હતો. તેમાં ચાક્ષુષ મનુના પુત્ર ભગવાન્ વરિષ્ઠે,[૨૦] સામગાન હું બોલતો હતો, ત્યારે વચમાં આ વાક્ય કહ્યું:–"હે ઉત્તમ બ્રાહ્મણ! રથંતર મંત્રનો ઉચ્ચાર બરાબર ભણાતો નથી.[૨૧] હે ઉત્તમ બ્રાહ્મણ! મિથ્યા આગ્રહનો ત્યાગ કરીને બુદ્ધિની સાથે ફરીને વિચાર કર. કારણ કે, હે મહા દુર્બુદ્ધિ! (ખોટા મંત્રોચ્ચારથી) તું યજ્ઞનું ફળ ન મળે તેવું પાપ કરે છે.'*[૨૨] આમ કહીને વરિષ્ઠ ઋષિએ મોટો ક્રોધ કર્યો ને ક્રોધની શાંતિને માટે ફરીને તે બોલ્યાઃ–'તું બુદ્ધિહીન, દુઃખી, નિત્ય બીજાથી ભય પામતો, વનમાં ભટકનારો થઈશ,[૨૩] અને અગ્યાર હજાર અને આઠસો વર્ષો સૂધી જળ અને પવન જેમાં નાશ પામ્યાં છે અને જેનો બીજાં પશુઓએ ત્યાગ કર્યો છે,[૨૪] જેમાં યજ્ઞમાં ખપ લાગે તેવાં વૃક્ષો નથી અને જેમાં માત્ર રૂરૂઓ અને સિંહો વસે છે તેવા દેશમાં તું મહા દુઃખમાં ડૂબેલો ક્રૂર મૃગ થઈને જીવન ગાળીશ.'[૨૫] હે પાર્થ! વરિષ્ઠ ઋષિએ શાપ આપ્યો કે, હું મૃગની જાતિમાં અવતર્યો, અને તે પછી હું શંકરને શરણે ગયો. એટલે યોગી મહેશ્વરે મને કહ્યું:[૨૬] "તું અજર, અમર તથા દુઃખથી રહિત થઈશ. વળી તારું સુખ મારા સમાન થશે અને તમારા બન્નેનો (ગૃત્સમદનો અને ઇંદ્રનો) યજ્ઞ સંપૂર્ણ થશે.'[૨૭] ભગવાન્ અને વ્યાપક એવા શંકર આ પ્રમાણે અનુગ્રહ કરે છે. એ જ ભગવાન્ ઉત્તમોત્તમ સુખના દાતા છે ને દુઃખના દાતા પણ સર્વદા એ જ ભગવાન્ છે.[૨૮] વળી એ ભગવાન્ મનથી, વાણીથી તથા કર્મથી અચિંત્ય છે. હે તાત! યુદ્ધમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! વિદ્યામાં મારા સમાન (કોઈ) પંડિત નથી.[૨૯]

* મંત્રોચ્ચારમાં પૂર્વકાળમાં ભેદ હતો અને મંત્રોચ્ચારપર કેટલું લક્ષ અપાતું હતું તેનો આ એક દૃષ્ટાંત છે. ખોટા મંત્રોચ્ચારનું ફળ મંત્રોચ્ચાર કરનારને જ મળે છે.

તે પછી બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા વાસુદેવ પાછા બોલ્યાઃ–મેં સુવર્ણના જેવાં નેત્રવાળા મહાદેવને સંતુષ્ટ કર્યા હતા,[૩૦] ને તે પછી, હે યુધિષ્ઠિર! ભગવાન્ મહાદેવે પણ પ્રસન્ન થઈને મને કહ્યું હતું કે;–'હે કૃષ્ણ! મારી કૃપાથી તું ધનના કરતાં પણ લોકોમાં વધારે પ્રિય થઈ પડશે.[૩૧] વળી તું યુદ્ધમાં અજિત થશે, તારું તેજ અગ્નિના જેવું પ્રકાશમાન થશે.' આ રીતે મહાદેવે બીજા હજારો વર મને આપ્યા હતા.[૩૨] વળી મેં પૂર્વે એટલે બીજા અવતારમાં મણિમંથ નામના પર્વત ઉપર શંકરની લાખો વર્ષો સૂધી પૂજા કરી હતી.[૩૩] તે ઉપરથી ભગવાને પ્રસન્ન થઈને મને કહ્યું હતું કેઃ– 'તારું કલ્યાણ થાવ! તારા મનમાં જે વર માગવાની ઇચ્છા હોય તે વર માંગી લે.'[૩૪] તે સમયે મેં મસ્તકવડે પ્રણામ કરીને તેને આવું વચન કહ્યું હતું કેઃ–'જો મહાદેવ પ્રભુ મારી પરમ ભક્તિથી મારા ઉપર પ્રસન્ન થયા હો તો,[૩૫] હે ઈશાન! મારી તારા ઉપર હંમેશાં સ્થિર ભક્તિ રહો.' તે પછી ભગવાન્, 'તથાસ્તુ' એમ કહીને અંતર્ધાન થઈ ગયા.[૩૬]

જૈગીષવ્ય બોલ્યાઃ–હે યુધિષ્ઠિર રાજા! પૂર્વે વારાણસી નગરીમાં બળવાન્ એવા ભગવાન્ શંકરે મને પ્રયત્ન વગર સહજમાં આઠ ગુણવાળું ઐશ્વર્ય આપ્યું હતું.[૩૭]

ગર્ગ બોલ્યા;–હે પાંડુના પુત્ર! મેં સરસ્વતી નદીના તટ ઉપર માનસિક યજ્ઞ કરીને શંકરને પ્રસન્ન કર્યા હતા, અને તેણે મને ચોસઠ અંગવાળી કળાનું અદ્‌ભુત જ્ઞાન આપ્યું હતું,[૩૮] તથા મને વેદ જાણનારા એક હજાર પુત્રો પણ હતા, અને મારું તથા મારા પુત્રનું આયુષ્ય દશ લાખ વર્ષનું કર્યું હતું.[૩૯]

પરાશર બોલ્યાઃ–હે રાજા! મેં પૂર્વે શર્વને–શંકરને પ્રસન્ન કર્યા, અને મનમાં વિચાર કર્યો હતો કે, મહા તપસ્વી, મહાયોગી, મહા યશસ્વી,[૪૦] વેદનો વિસ્તાર કરે તેવો, લક્ષ્મીના નિવાસરૂપ, બ્રહ્મવેત્તા અને કરુણાળુ, આવો પુત્ર મહેશ્વર પાસેથી મને મળે. આવો મેં હૃદયમાં વિચાર બાંધ્યો હતો.[૪૧] દેવોમાં શ્રેષ્ઠ એવા શંકર તે જાણી ગયા ને મને કહ્યું કેઃ–'હું શંકરની પાસેથી ફળને મેળવીશ, આવી તારી જે જે સંભાવના છે તેથી તારે ત્યાં કૃષ્ણ* નામનો પુત્ર થશે;[૪૨] અને તે સાવર્ણ નામના મનુના સમયમાં સપ્તર્ષિ થશે; તે વેદોના વિભાગ કર્તા થશે, વળી કુરુના વંશનું સ્થાપન કરશે;[૪૩] વળી તારો પુત્ર ઈતિહાસનો કર્તા થશે, જગતનું હિત કરશે, મહેંદ્રનો પ્રિય મિત્ર થશે, મહા મુનિ થશે;[૪૪] વળી, હે પરાશર! તારો પુત્ર અજર અને અમર થશે.' આ રીતે મને વર આપીને ત્યાંજ ભગવાન્ શંકર જે મહાયોગી, પરાક્રમી, અક્ષય અને અવિનાશી હતા, તે અંતર્ધાન થઈ ગયા.[૪૫]

માંડવ્ય બોલ્યાઃ–હું ચોર ન હતો છતાં મને ચોરની શંકાથી શૂળી ઉપર ચઢાવી દીધો હતો.[૪૬] હે રાજા! એટલે મેં શૂળીના લાકડા ઉપરજ બેઠાં બેઠાં શંકરની સ્તુતિ કરી કે શંકરે મને કહ્યુંઃ 'તું શૂળીના લાકડા ઉપરથી છૂટી જઇશ, અને એક અબજ વર્ષ સૂધી જીવતો રહીશ.[૪૭] હે બ્રાહ્મણ! તને આ શૂળીની પીડા નહિ થાય, તેમ તુંને આધિ કે વ્યાધિ પણ નહિ થાય.[૪૮] હે મુનિ! તારું આ શરીર ધર્મના ચોથા ચરણમાંથી એટલે સત્યમાંથી ઉત્પન્ન થયું છે, તેથી તું અનુપમ–સર્વ કરતાં શ્રેષ્ઠ થઇશ. હવે તું તારા જન્મને સફળ કર.[૪૯] તું વિઘ્ન વગર સર્વ તીર્થોમાં સ્નાન કરીશ, અને, હે વિપ્ર! હું તને પ્રકાશમાન તથા અવિનાશી એવો સ્વર્ગલોક પણ આપીશ.'[૫૦] આ રીતે કહીને, હે મહારાજ! પૂજવા યોગ્ય, મહેશ્વર જે બળદ ઉપર બેઠેલા, હાથીના ચર્મને ઓઢનારા, મહા કાંતિવાળા, દેવોમાં શ્રેષ્ઠ હતા અને પોતાના ગણો જેની સાથે હતા, તે ભગવાન્ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.[૫૧]

ગાલવ કહે છેઃ–હું વિશ્વામિત્રની (પાસે અભ્યાસ કરતો હતો, તે મારા ગુરુની) આજ્ઞા લઈને પિતાનાં દર્શન કરવા માટે ઘેર ગયો.[૫૨] તે સમયે મારી માતા (વિધવા થઈ હતી તે) દુઃખને લીધે અત્યંત રડવા લાગી, ને મને કહ્યું કેઃ 'જે પુત્રને ગુરુએ પિતાને મળવા માટે રજા આપી છે, જે વેદ ભણ્યો છે,[૫૩] હે નિર્દોષ તાત! જે વયમાં તરુણ છે અને જિતેંદ્રિય છે, તે તું પુત્રને તારા પિતા હવે દેખશે નહિ (અર્થાત્ તે મરણ પામ્યા છે).' માતાનાં વચન સાંભળીને હું પિતાનાં દર્શન કરવા માટે નિરાશ થઈ ગયો.[૫૪] તે પછી મેં મારા મનને નિયમમાં રાખીને મહાદેવનું દર્શન કર્યું, ને તેમણે મને કહ્યું કેઃ 'હે પુત્ર! તારા પિતા, માતા તથા તું તમે ત્રણે મૃત્યુથી રહિત (અમર)[૫૫] થશો. તું તારા ઘરમાં પ્રવેશ કર (જા), એટલે તને તારા પિતાનાં સત્વર દર્શન થશે.' ભગવાને મને આજ્ઞા કરી કે, હે યુધિષ્ઠિર! હું ઘરમાં ગયો[૫૬] કે મેં મારા પિતાનાં દર્શન કર્યાં. તે સમયે મારા પિતા ઇષ્ટિ કરીને ઘરમાંથી બહાર નિકળ્યા હતા. તેમણે ભોજન કરીને આચમન કર્યું હોય તેવા દેખાતા હતા. તે યજ્ઞનું કાષ્ઠ, દર્ભ, વૃક્ષમાંથી ખરી પડેલાં ફળો તથા શ્યામા વગેરે અન્ન લઇને આવતા હતા.[૫૭] તે તેમણે હાથમાંથી નિચે મૂકી દીધાં, અને મારાં આંસુ ભરેલી આંખે મને પિતાને જેણે પ્રણામ કર્યા હતા, તેને બાથમાં

* વેદવ્યાસનું બીજું નામ કૃષ્ણ હતું.

ઘાલીને આલિંગન કર્યું, મારાં મસ્તકને સુંઘ્યું, અને કહ્યું[૫૮] કે,-'હે દીકરા! ઘણી જ આનંદની વાર્તા છે કે, તું આજે ભણી ગણીને અહીં આવ્યો ને મેં તને દીઠો.'

વૈશંપાયન કહે છેઃ-તે મહાત્માનાં આ બધાં અદ્ભુત કર્મો,[૫૯] ઋષિઓએ કહેલાં તે સાંભળી પાંડવને વિસ્મય થયું. તે પછી બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા કૃષ્ણ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.[૬૦] વિષ્ણુ જેમ ઇંદ્રને કહે તેમ ધર્મના ભંડારરૂપ યુધિષ્ઠિરને શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા.

વાસુદેવ કહે છેઃ-તપતા સૂર્યની પેઠે તેજસ્વી એવા ઉપમન્યુએ મને કહ્યુંઃ[૬૧] જે મનુષ્યો પાપ કરનારા છે તથા જેઓ અશુભ કર્મ કરીને પાપી થયેલા છે, તેઓ રજોગુણી તથા તમોગુણી હોય છે, ને તેઓ ઈશાનને પ્રાપ્ત થતા નથી.[૬૨] પરંતુ શંકરનું મનમાં ભજન કરનારા દ્વિજ જાતિના પુરુષો શંકરને પ્રાપ્ત થાય છે. જે ભક્ત પોતાના મનને સર્વથા પરમેશ્વરમાં જ જોડે છે,[૬૩] તે અરણ્યમાં રહેનારા, શુદ્ધ મનના મુનિઓના જેવો ગણાય છે. બ્રહ્મત્વ અથવા કેશવત્વ અથવા સર્વ દેવો સાથનું શક્રત્વ (ઇંદ્રપણું)[૬૪] અથવા તો ત્રિલોકનું આધિપત્ય, જેનાપર રુદ્ર પ્રસન્ન થયા હોય તેને આપે છે. હે તાત! જે મનુષ્યો મને કરીને પણ શંકરને શરણે જાય છે,[૬૫] તેઓ પોતાનાં સર્વ પાતકોનો નાશ કરીને દેવોની સાથે વાસ કરે છે. જે પુરુષ બીજાનાં ઘરોને ભાંગી ફોડી નાંખે છે, તળાવો તથા વાવ કૂવાઓને ખોદી નાંખે છે, તથા આ સર્વ જગતને અગ્નિમાં હોમી દે છે,[૬૬] તે જો વિરૂપાક્ષ એવા શંકરનું યજન કરે છે તો તેને પાપ લાગતું નથી. મનુષ્ય સર્વ જાતનાં ઉત્તમ લક્ષણથી રહિત હોય અથવા તો સર્વ પાતકોથી ભરપૂર હોય[૬૭] તોપણ તે જો મનમાં શિવનું ધ્યાન કરે છે તો તેનાં સર્વ પાપ દુઃખી થાય છે અર્થાત્ નાશ પામે છે. હે કેશવ! કીડા, જંતુઓ, પતંગિયા તથા પક્ષીઓ પણ[૬૮] મહાદેવને શરણે જાય છે, તો તેને કોઈ પણ ઠેકાણે ભય રહેતું નથી. આ રીતે જ જે મનુષ્યો પૃથ્વી ઉપર મહાદેવની ભક્તિ કરે છે[૬૯] તેઓ સંસારને વશ થતા નથી, આવો મારો ખાતરીપૂર્વક વિચાર છે. તે પછી શ્રી કૃષ્ણે ધર્મના પુત્ર યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું;[૭૦]

વિષ્ણુ કહે છેઃ-આદિત્ય, ચંદ્ર, પવન, અગ્નિ, આકાશ, પૃથ્વી, પાણી, વસુઓ, વિશ્વેદેવો, ધાતા, અર્યમા, શુક્ર, બૃહસ્પતિ, રુદ્રો, સાધ્યદેવો, વરુણ, ગોપ,[૭૧] બ્રહ્મા, શક્ર (ઇંદ્ર), મારુત દેવ, સત્ય બ્રહ્મ, વેદો, યજ્ઞો, દક્ષિણા, વેદ ભણનારા બ્રાહ્મણો, સોમ, યજમાન, હવ્ય, હવિષ્, રક્ષા, દિક્ષા, અને સર્વ પ્રકારના સંયમો,[૭૨] સ્વાહા, વૌષટ્, બ્રાહ્મણો, દેવતાની ગાય, ઉત્તમ પ્રકારનો ધર્મ, કાળચક્ર અને બળ, યશ, દમ, બુદ્ધિમાનોની સ્થિતિ, શુભ, અશુભ અને સપ્તર્ષિઓ,[૭૩] ઉત્તમ બુદ્ધિ, મન, દર્શન, ઉત્તમ પ્રકારનો સ્પર્શ, કર્મની સિદ્ધિ, દેવોના ગણો, ઉષ્મપ એટલે ગરમીનું પાન કરનારા, સોમપ એટલે સોમનું પાન કરનારા, લેખ, સુયામા, તુષિત, બ્રહ્મકાય બ્રહ્મ એટલે મંત્રરૂપ કાયાવાળા,[૭૪] આભાસુર ગંધનું પાન કરનારા, ધૂમાડાનું પાન કરનારા, વાણીને નિયમમાં રાખનારા, મનને નિયમમાં રાખનારા, શુદ્ધ મનના, પોતાના બળથી અનેક પ્રકારનાં શરીરને ધારણ કરનારા, સ્પર્શનું ભોજન કરનારા, દૃષ્ટિથી ભોજન કરનારા, ઘીનું ભોજન કરનારા,[૭૫] મનમાં જે વસ્તુનો સંકલ્પ કરે તે વસ્તુ તુરત જ હાજર થઈ જાય તેવી શક્તિવાળા, મુખ્ય મુખ્ય દેવતાઓ, તથા, હે અજમીઢના વંશમાં ઉત્પન્ન થનારા રાજા! બીજા પણ દેવતાઓ, સુપર્ણ (ગરુડ), ગંધર્વ, પિશાચ, દાનવ, યક્ષ, ચારણ, સર્પ,[૭૬] સ્થૂલ, સૂક્ષ્મ, મૃદુ, અસૂક્ષ્મ, દુઃખ, સુખ, સુખ પછીનું દુઃખ ને દુઃખ પછીનું સુખ, સાંખ્ય, યોગ, ઉત્તમોત્તમ વસ્તુ, આ રીતે જે જે પદાર્થ કહ્યા તે સર્વ, શર્વ એટલે શંકરમાંથી ઉત્પન્ન થાય છે એમ તારે જાણવું.[૭૭] ભૂમિમાંથી બીજાદિની માફક ઉત્પન્ન થનારાના કર્તા, પાંચ મહાભૂતોને ઉત્પન્ન કરનારા, વરવા યોગ્ય અને આ સર્વે લોકોથી રક્ષા કરનારા, જે દેવતાઓ છે તે સર્વ શંકરથી ઉત્પન્ન થયા છે, અને તેઓ આ પૃથ્વીમાં પ્રકટ થઇને મહાદેવની પુરાતની સૃષ્ટિની રક્ષા કરે છે.[૭૮] મહર્ષિઓ તપ કરીને જેની શોધ કરે છે, તેના કરતાં સર્વે દેવતાઓ સ્થૂલ છે, અને તે અનિર્વચનીય તત્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારું છે. તે પરબ્રહ્મરૂપી તત્વને હું મોક્ષને માટે પ્રણામ કરું છું, અને તે અવિકારી એવા પ્રભુ જેની મેં સ્તુતિ કરી છે, તે મને અહિં સદા ઇચ્છિત વરો આપો.[૭૯] જે પુરુષ સ્નાન કરી પવિત્ર થઈ ઇંદ્રિયોને નિયમમાં રાખીને, અખંડ નિયમથી એક મહિના સૂધી આ સ્તોત્રનો જો પાઠ કરે છે તો તેને અશ્વમેધનું ફળ મળે છે.[૮૦]

(ભીષ્મ કહે છે) હે પૃથાના પુત્ર અર્જુન! બ્રાહ્મણ જો આ સ્તોત્રનો પાઠ કરે છે તો તેને સર્વ વેદોના પાઠનું ફળ મળે છે. રાજા જો આ સ્તોત્રનો પાઠ કરે છે તો તે સર્વ પૃથ્વીનો વિજય કરે છે, વૈશ્ય આ સ્તોત્રનો પાઠ કરે છે તો તે વ્યાપારમાં લાભ મેળવે છે તથા પોતાના વૈશ્ય કર્મમાં કુશળતાને મેળવે છે, અને શૂદ્ર જો આ સ્તોત્રનો પાઠ કરે છે તો તે મરણ પછી પરલોકમાં ઉત્તમ ગતિને તથા સુખને પામે છે.[૮૧]

યશસ્વી પુરુષો સર્વ દોષોને હરનારાં, પુણ્યવંત અને પવિત્ર એવા આ સ્તવરાજનો (આ સ્તોત્રના રાજાનો) પાઠ કરીને પોતાના મનનો રુદ્રને વિશે લય કરે છે.૮૨ હે ભરતવંશી રાજા! જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરે છે, તે મનુષ્યના શરીરમાં જેટલાં રોમકૂપો છે તેટલા હજાર વર્ષ સૂધી તે સ્વર્ગમાં વસે છે.૮૩

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वांतर्गत दानधर्म विषे मेघवाहनपर्वाख्यानमां अध्याय १८ मो समाप्त.

## અધ્યાય ૧૯ મો

### અષ્ટાવક્ર તથા દિશાનો સંવાદ

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભરતવંશના રાજા! सहधर्म એટલે કે सहोभौ धर्मं चरताम–તમો બન્ને સાથે રહીને ધર્માચરણ કરો એવું જે આ વચન મોટેથી બોલાય છે, તેનું સ્ત્રીઓના પાણિગ્રહણ સમયે શા માટે સ્મરણ કરવામાં આવે છે?૧ આ ધર્મ તે આર્ષ છે (એટલે કે વેદમાં તે કહ્યો છે માટે શ્રૌતે અને સ્માર્તે કરવા યોગ્ય છે) કે પ્રાજાપત્ય (એટલે કે અપુત્રની કેમે પણ મુક્તિ નથી માટે સંતાનની ઉત્પત્તિ કરવા યોગ્ય) છે કે આસુરી (એટલે કે ઇંદ્રિયવિષયપ્રતિ પ્રીતિ દર્શાવવાને યોગ્ય જ) છે કે મહર્ષીઓ પૂર્વકાળમાં सहधर्म એવું કહી ગયા છે?૨ મને તો એમાં મોટો સંદેહ લાગે છે. મારી મતિને તો એ ઉપદેશ ઉલટો જ લાગે છે. (કારણ કે) અત્રે તો જેને તમે सहधर्मનો ઉપદેશ કરો છો, તે મરણપર્યંત પાલી શકાય (પણ પરલોકમાં તે કેમ બને?) * હે પિતામહ! મરણ પામેલાઓનો સહધર્માચરણ સ્વર્ગલોક અપાવે છે. હવે જગતમાં બન્નેમાં પ્રથમ એક મરી જાય છે ત્યારે બીજો કયાં આગળ રહે છે? તે મને કહો.૪† કારણ કે નાના પ્રકારના ધર્મ પાળવાથી તદનુસાર ફળો ઘણાં માણસને મળે છે; નાના પ્રકારના કર્મની વાસનાઓ મનુષ્યોને હોય છે; ઘણાં મનુષ્યો કર્માનુસાર નાના પ્રકારનાં નરકો ભોગવે છે.૫ વળી સૂત્રકાર કહે છે કે,–“स्त्रियोऽनृताः સ્ત્રીઓ અસત્યથી ભરેલી છે. તો, હે તાત! જો સ્ત્રીઓ અસત્ય જ બોલનારી છે તો પછી તેની સાથે રહીને ધર્માચરણ કેવી રીતે થઈ શકે?૬‡ વળી વેદોમાં પણ ભણવામાં આવે છે કે;–“अनृताः स्त्रियः સ્ત્રીઓ અસત્યરૂપ છે. (માટે સ્ત્રીઓની સાથે જે કર્મ કરવામાં આવે છે તે અધર્મરૂપ છે, એટલે મારા મત પ્રમાણે) અહિંયા આ ધર્મ છે એમ કહેવામાં ધર્મ એ સામાન્ય વાચક સંજ્ઞા સિવાય વિશેષ સમજવાનો નથી. એનો ક્રિયાવિધિ તે માત્ર એક ઉપચાર છે એટલું જ.૭§ રાત દાહાડો વિચાર કરતાં કરતાં મને આ વાત ગહન–સમજાય નહિ તેવી લાગે છે, માટે, હે પિતામહ! જેમ સાંભળ્યું હોય તેમ આ સર્વ સંદેહ રહિત તમે કરો.૮ આ જેવું હોય, તથા આ જે પ્રમાણે પ્રાચીન ઋષિઓએ પ્રવર્તાવ્યું હોય તે પ્રમાણે, હે મહા બુદ્ધિમાન્! તમે મને આ પૂર્ણપણે કહો.૯

ભીષ્મ કહે છેઃ–હે ભરતવંશના રાજા! આ વિષયમાં પણ અષ્ટાવક્રના તથા દિશાના સંવાદરૂપ એક પુરાતની ઈતિહાસનું ઉદાહરણ પ્રાચીન લોકો કહી ગયા છે.૧૦ પૂર્વે મહા તપસ્વી અષ્ટાવક્રને પરણવાની ઇચ્છા થઈ હતી. તે ઉપરથી તેણે મહાત્મા વદાન્ય ઋષિની કન્યાનું માગું કર્યું.૧૧ તે કન્યાનું નામ સુપ્રભા હતું. તેના જેવી પૃથ્વી ઉપર કોઈ પણ રૂપાળી કન્યા ન હતી. તે કન્યા ગુણ, પ્રભાવ, શીલ અને ચારિત્રવડે શોભાયમાન હતી.૧૨ જેમ વસંતઋતુમાં પુષ્પોથી ભરપૂર વિચિત્ર દેખાતી વનરાજિ પ્રેક્ષકનાં મનને હરણ કરે છે, તેમ શુભ નેત્રવાળી તે કન્યાએ પણ જોતાં

---

* આ શ્લોકથી આર્ષમત પર આક્ષેપ છે. હિન્દુ મત પ્રમાણે આ લોકમાં અને પરલોકમાં બંને સ્થાને ધર્માચરણ પળાય તો જ તે કામનો છે. સહધર્મને વિષે યુધિષ્ઠિરને એવી શંકા થઈ છે, કે જેવી શંકા પરલોકને વિષે શંકા કરનારા આધુનિકો પણ કરે છે, કે પરલોકમાં સહધર્માચરણ થાય નહિ માટે એ ઉપદેશ ઉલટો છે, ખોટો છે. કારણ કે દંપતીનું સાહિત્ય આલોકમાં તો જણાય છે, પરલોકમાં તેમના સંબંધી સાહિત્ય કયાં છે?

† મનુષ્ય મરણ પામ્યા પછી પોતાનાં કર્મ પ્રમાણે અમુક ગતિએ તે જાય છે ત્યારે બીજો પોતાના કર્મ પ્રમાણે બીજે ઠેકાણે હોય છે. ત્યાં સ્ત્રી પુરુષનું સાહચર્ય કયાં રહે છે? આ શ્લોકમાં સહધર્માચરણને આર્ષ કહેવામાં આવે, તે વિરુદ્ધ આક્ષેપ છે.

‡ अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता–જૂઠું બોલવું, સાહસ કરવું, મમતા કરવી, મૂર્ખતા અને અતિલોભીપણું એ સ્ત્રિના ધર્મો છે એમ સૂત્રકારે કહ્યું છે. सहधर्म પ્રજાર્થે છે એમ કહેવામાં આવે તો તેની સામા આ પ્રમાણે આ શ્લોકમાં આક્ષેપ કરેલો છે.

§ આ શ્લોકનું ભાષાંતર શબ્દશઃ નથી, પણ માત્ર પૂર્વાપરનો સંબંધ જોઈ અર્થ બેસાડેલો છે. પ્રતાપચંદ્રરાયે પણ કંઈક આ જ મતલબનો અર્થ લંબાણથી બેસાડ્યો છે. શ્લોકમાં धर्मोऽयं पूर्विका संज्ञा उपचारः क्रियाविधिः । પ્રથમ અર્ધકમાં કંઈક તૂટ થઈ હોય તેમ મને લાગે છે. કદાચ આ પ્રમાણે હોયઃ–धर्मो यः पूर्विको दृष्टः ઇત્યાદિ.

જેમ भिक्षुकाणामयं धर्मो धूलिः परगृहादिव પારકાને ઘેરથી ધૂળ પણ લાવવી એવો ભિક્ષુકોનો ધર્મ છે. આ શ્લોકમાં જેમ અધર્મ પદને બદલે धर्मः પદ લખવામાં આવ્યું છે તેમ જ અહીં પણ અધર્મ પદને ઠેકાણે ધર્મ પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. તેમ જ પાણિગ્રહણનો વિધિ જે વેદમાં કહ્યો છે તે શ્યેનાદિક યાગની પેઠે પુરુષની ઇચ્છાને અનુસરીને જ કહેવામાં આવ્યો છે. પરંતુ વસ્તુતઃ તે ધર્મરૂપ નથી, અને એટલા માટે જ વિવાહવિધિ એક ઉપચારરૂપ છે. ધર્મ શબ્દનો પ્રયોગ આ રીતે માત્ર ઇંદ્રિયવિષયને સંતોષવા માટે છે, અર્થાત્ સહધર્માચરણ આસુરી છે, એવો આક્ષેપ આ શ્લોકમાં કર્યો છે.

વાર જ તે ઋષિનાં મનને હરણ કર્યું.૧૩ તે પછી વદાન્ય ઋષિએ અષ્ટાવક્રને કહ્યું કે, તને જ મારી કન્યા આપવાની છે. તેનું કારણ તું સાંભળ: પવિત્ર એવી ઉત્તર દિશામાં તું જા, અને ત્યાં એક વસ્તુને જોઈ આવ, તે પછી વાત.૧૪

અષ્ટાવક્ર કહે છેઃ-મારે ત્યાં શું જોવાનું છે તે તમે જ મને કહો. તમે મને જે પ્રમાણે કહેશો, તે પ્રમાણે હવે હું કરીશ.૧૫

વદાન્ય બોલ્યાઃ-કુબેરના સ્થાનને ઓળંગીને હિમાચલ પર્વત ઉપર જજે, ને ત્યાં સિદ્ધો તથા ચારણોથી સેવાયલાં રુદ્રનાં મંદિરનાં દર્શન કરજે.૧૬ તે સ્થાનમાં અનેક જાતના મુખવાળા શંકરના પાર્ષદો મોટા હર્ષમાં આવી જઇને નૃત્ય કરે છે, તથા શંકરના અનેક જાતના પિશાચો પણ શરીર ઉપર દિવ્ય અંગરાગ લગાવીને ત્યાં રહે છે.૧૭ તથા તે સર્વે હાથમાં કાસીયા, કરતાલ, વિજળીની ઝડપે ઉંચાં નીચાં ફેરવવામાં આવતાં કાંસાનાં વાદિત્રો વગાડતા તથા મોટા હર્ષમાં આવીને ખૂબ નાચતા ત્યાં શંકરની સેવા કરે છે.૧૮ વળી તે પર્વત ઉપર શિવપાર્વતીને પ્રિય એવું એક દિવ્ય સ્થાનક છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે. ત્યાં શંકર નિત્ય વાસ કરે છે, તથા તેના પાર્ષદો પણ વસે છે.૧૯ ત્યાં દેવી પાર્વતીએ શંકરને વરવા માટે મહા કઠિન તપ કર્યું હતું. તે ઉપરથી તે સ્થાન મહાદેવને તથા ઉમાને ઇષ્ટ (પ્રિય) છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.૨૦ મહાદેવના પ્રિય સ્થાનકની ઉત્તર દિશામાં મહાપાર્શ્વ નામનો એક પર્વત છે. તે પર્વત ઉપર પૂર્વે ઋષિઓ, કાળરાત્રિ (પ્રલયની પૂર્વની રાત્રિ), દેવતાઓ તથા મનુષ્યો,૨૧ આ સર્વે મૂર્તિમાન્ થઇને મહાદેવની ઉપાસના કરતા હતા. તે પર્વતને ઉલ્લંઘન કરી તારે આગળ જવું.૨૨ એટલે મેઘના સમાન શ્યામ રંગનું એક વન જોવામાં આવશે. આ વન રમણીય તથા મનોહર છે. તે વનમાં તું એક સ્ત્રીને દેખશે.૨૩ તે સ્ત્રી તપસ્વિની, મોટાં ભાગ્યવાળી ને વૃદ્ધ વયની છે. વળી તેણે દીક્ષા ગ્રહણ કરી છે. તારે ત્યાં જઇને તે સ્ત્રીને જોવી અને પ્રયત્નપૂર્વક તેની પૂજા કરવી.૨૪ તેનાં દર્શન કરીને તું પાછો ફરશે ત્યારે મારી પુત્રીનું તું પાણિગ્રહણ કરજે. તું જો આ સર્વ નિયમ પાળી શકે તેમ હોય તો તું ભલે ત્યાં જા.૨૫

અષ્ટાવક્ર કહે છેઃ-તથાસ્તુ (મને તે કબૂલ છે). જ્યાં તું કહેશે ત્યાં હું નિઃસંશય જઇશ ને મારું કાર્ય સાધીશ. હે સાધુ પુરુષ! આપ આપનાં વચનને ખરું કરજો.૨૬

ભીષ્મ કહે છેઃ-તે પછી તે ભગવાન સિદ્ધોથી અને ચારણોથી સેવાતા એવા ગિરિશ્રેષ્ઠ હિમવાન તરફ જવા માટે ઉત્તર અને ઉત્તર દિશામાં ચાલ્યા ગયા.૨૭ બ્રાહ્મણોમાં સિંહ સમાન એવા એ અષ્ટાવક્ર હિમાચલ નામના મહા પર્વત ઉપર પહોંચ્યા. ત્યાં વચમાં બાહુદા નામની ધર્મ આપનારી એક પવિત્ર નદી તરફ ગયા.૨૮ ત્યાં અશોક નામના નિર્મળ તીર્થમાં અથવા જ્યાં શોક નથી એવા એક નિર્મળ તીર્થમાં* સ્નાન કરીને દેવતાઓનું તર્પણ કર્યું, ને રાતવાસો રહેવા માટે દર્ભની શય્યા કરી તે ઉપર સુખે સુઈ રહ્યા.૨૯ રાત્રિ વીતી ગઈ, એટલે પ્રભાતના તે દ્વિજ ઉઠ્યા, અને નદીમાં સ્નાન કરીને અગ્નિને પ્રકટ કર્યો, અને વેદના મુખ્ય મુખ્ય મંત્રો ભણીને સ્તુતિ કરી.૩૦ પછી રુદ્રની તથા રુદ્રાની આરાધના કરીને ત્યાં (બાહુદા નદીના ધરાના) તીર ઉપર વિશ્રાંતિ લીધી, અને વિશ્રાંતિ લીધા પછી ઉઠીને કૈલાસના તરફ ચાલવા લાગ્યા.૩૧ તેણે શ્રી એટલે સૌંદર્યશ્રીથી દીપતું હોય તેવું સુવર્ણનું એક દ્વાર તથા મહાત્મા ધન (કુબેર)ની મંદાકિની નામની સરસીને પણ દીઠી,૩૨ કે જે સરસીની મણિભદ્ર વગેરે સર્વે રાક્ષસો ચોતરફથી રક્ષા કરી રહ્યા હતા. તેઓ ભગવાન્ (અષ્ટાવક્ર)ને જોઇને તેની સામે ઉઠીને ઉભા થયા.૩૩ અષ્ટાવક્રે પણ ભયંકર પરાક્રમવાળા તે સર્વ યક્ષોની પ્રતિપૂજા કરી અને તેઓને કહ્યું કેઃ-મારું આવવું તમે ઝટ કુબેરને નિવેદન કરો!"૩૪ (તે સાંભળીને,) હે રાજન્! તે યક્ષોએ (ભગવાન અષ્ટાવક્રના આવવાના સમાચાર કુબેરને કહ્યા અને પછી તેઓએ) ભગવાન અષ્ટાવક્રને કહ્યું કેઃ-'રાજા કુબેર પંડે આપની પાસે આવે છે.૩૫ આ આગમન કાર્યથી ભગવાન્ (કુબેર) જાણીતા થયા છે. તેજવડે પ્રકાશતા તથા મોટા ભાગ્યવાળા કુબેર (આ આવે તે)નાં દર્શન કરો.'૩૬ તે પછી વૈશ્રવણ (કુબેર) રાજા આવ્યા, અને ઉત્તમ કર્મ કરનારા અષ્ટાવક્રને વિધિ પ્રમાણે કુશળ સમાચાર પૂછીને પછી બ્રહ્મર્ષિ એવા અષ્ટાવક્રને કહ્યુંઃ૩૭ "તું સુખેથી અહીં આવ્યા છે ના? બોલ મારી પાસેથી શું ઇચ્છે છે? હે દ્વિજ! તે બોલ, તું મને જે કહેશે, તે સર્વ કાર્ય હું કરીશ.૩૮ હે ઉત્તમ બ્રાહ્મણ! તું ઇચ્છાનુસાર મારા ઘરમાં પધાર. (મારી પાસેથી) સત્કાર થયલો અને કૃતકાર્ય થયલો તું વિઘ્ન વગર અહીંથી ઘેર જશે.'૩૯ આ રીતે કહી, તે દ્વિજોત્તમને સાથે લઇને કુબેરે પોતાના રાજમંદિરમાં પ્રવેશ કર્યો, અને ત્યાં તેને પોતાના આસન ઉપર બેસાર્યા, તથા તેને પાદ્ય અને

* તીર્થનો અર્થ અત્રે ઘાટ સમજવો યોગ્ય છે. બાહુદા નદીના કાંઠાપર અશોક નામનો ઘાટ હતો અથવા શોક રહિત થવાય એવો ઘાટ હતો.

અર્ઘ્ય આપ્યાં.[૪૦] તે પછી અષ્ટાવક્ર અને કુબેર બન્ને જણા આસન ઉપર બેઠા હતા ત્યાં તેની સામે મણિભદ્ર વગેરે કુબેરના સેવક એવા યક્ષો, ગંધર્વો અને કિન્નરો પણ બેઠા.[૪૧] સર્વે ત્યાં બેઠા એટલે કુબેરે અષ્ટાવક્રને કહ્યું:–'આપની ઇચ્છા હોય તો અપ્સરાઓના ગણો નૃત્ય કરે,[૪૨] અમારે આપનું પરમ આતિથ્ય તથા સેવા કરવી જોઇએ.' તે સાંભળીને મુનિ મધુર વાણીથી બોલ્યા કે, 'ચાલવા દો.'[૪૩] (ઋષિની આજ્ઞા થઈ કે,) ઉર્વરા, મિશ્રકેશી, રંભા, ઉર્વશી, અલંબુષા, ઘૃતાચી, ચિત્રા, ચિત્રાંગદા, રુચિ,[૪૪] મનોહરા, સુકેશી, સુમુખી, હાસિની, પ્રભા, વિદ્યુતા, પ્રશમી, દાંતા, વિદ્યોતા, અને રતિ,[૪૫] એ અપ્સરાઓ, તથા બીજી પણ ઘણી ઉત્તમ અપ્સરાઓ નૃત્ય કરવા લાગી.* અને ગંધર્વો જાત જાતનાં વાદિત્રો વગાડવા લાગ્યા.[૪૬] આ રીતે દિવ્ય ગાન તથા નૃત્યમાં જ ઋષિ ત્યાં બેઠા, અને આ રીતે તે મહા તપસ્વીએ દેવતાના એક વર્ષ સૂધી ત્યાં આનંદમાં વિહાર કર્યો.[૪૭] તે પછી વૈશ્રવણ રાજાએ ભગવાન્ અષ્ટાવક્રને કહ્યું:–'હે વિપ્ર! તારાં આ જોતાં જોતાં એક વર્ષ ઉપર થઈ ગયું છે.[૪૮] હે બ્રાહ્મણ! આ (ગાયન તથા નૃત્યનો) વિષય ગાંધર્વના નામે પ્રસિદ્ધ છે, અને મનુષ્યોના મનને હરણ કરનારો છે. અથવા, હે વિપ્ર! તું જેમ કહે તેમ આ છંદ (સંગીત) વિષયને ચાલવા દઈએ.[૪૯] તું અતિથિ છે એટલે અમારે પૂજ્ય છે. વળી આ ઘર તારું છે, માટે અમને ઝટ આજ્ઞા કર, અમે તારા આધીન છીએ.'[૫૦] તે સાંભળીને ભગવાન્ અષ્ટાવક્ર પ્રસન્ન થયા, અને તેણે વૈશ્રવણ કુબેરને કહ્યું:–'હે ધનેશ્વર! તેં મારી વિધિપૂર્વક પૂજા કરી છે, હવે હું અહીંથી જઇશ.[૫૧] હે ધનાધિપ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તેં મારું જે આતિથ્ય કર્યું છે, તે સર્વ તને ઘટે છે. હે ભગવન્! તારી કૃપાથી તથા મહાત્મા મહર્ષિની[૫૨] આજ્ઞાથી હવે હું આજે અહીંથી આગળ જઇશ. તારા ધનમાં વૃદ્ધિ થાવ ને તું સંપત્તિવાળો થા.' આ રીતે (આશીર્વાદ આપીને) ભગવાન અષ્ટાવક્ર ત્યાંથી નિકળીને ઉત્તર દિશા તરફ જવા લાગ્યા.[૫૩] તેણે કૈલાસ, મંદરાચળ, અને હિમાચળ નામના મોટા પર્વતો ઓળંઘ્યા. આ મહાન્ પર્વતોને ઓળંઘીને કૈરાત નામના ઉત્તમ સ્થાનપર ગયા,†[૫૪] અને તેને પ્રદક્ષિણા કરી, સાવધાન થઇને તેને મસ્તકથી પ્રણામ કર્યા. (હમણાં સૂધી અષ્ટાવક્ર ઉચ્ચ ભાગોમાં પ્રવાસ કરતા હતા તે હવે પર્વત ઓળંઘી તળેટીમાં) પૃથ્વી ઉપર ઉતર્યા, તેનો આત્મા પણ પવિત્ર તીર્થાટનથી પવિત્ર થયો.[૫૫] તે પછી અષ્ટાવક્ર આ ત્રણે પર્વતને પ્રદક્ષિણા કરીને પ્રીતિપૂર્વક ઉત્તર દિશા તરફ સપાટ ભૂમિ ઉપર પ્રવાસ કરવા લાગ્યા.[૫૬] ચાલતાં ચાલતાં એક રમણીય વનપ્રદેશ તેની નજરે પડ્યો. સર્વ જાતની ઋતુઓથી સર્વ જાતનાં ફળો અને કંદોથી, અને અનેક જાતનાં પક્ષીઓથી,[૫૭] અને ઠામ ઠામ રમણીય વનભૂમિઓથી તે વનપ્રદેશ શોભી રહ્યો હતો. ત્યાં ભગવાન્ અષ્ટાવક્રે એક દિવ્ય આશ્રમ દીઠું.[૫૮] અનેક જાતનાં રત્નોથી શોભાયમાન, સુવર્ણમય અને વિવિધ આકારવાળા પર્વતોને દીઠા; મણિની ભૂમિઓ ઉપર અનેક પુષ્કરિણીઓ–તળાવડીઓ દીઠી;[૫૯] તથા બીજાં પણ ઘણાં જ રમણીય સુંદર સ્થળો દીઠાં. તે જોઇને ભાવિતાત્મા એવા તે મહર્ષિનું મન તેના ઉપર અત્યંત પ્રસન્ન થયું.[૬૦] અષ્ટાવક્રે ત્યાં એક દિવ્ય ઘર જોયું. તે ઘર સાવ સોનાનું અને રત્નોથી ભરપૂર હતું; ઘણું જ આશ્ચર્યજનક હતું, અને કુબેરના ઘર કરતાં પણ ઉત્તમ હતું;[૬૧] મણિના તથા સુવર્ણના મોટા મોટા વિવિધ પ્રકારના પર્વતો ત્યાં હતા; રમણીય વિમાનો હતાં, અનેક જાતનાં રત્નો હતાં,[૬૨] મંદરાનાં પુષ્પોથી ભરપૂર થઈ ગયેલી મંદાકિની નદી વહેતી હતી, સ્વયંપ્રકાશ મણિઓ હતા, અને ભૂમિ હીરાઓથી જડેલી હતી.[૬૩] અનેક જાતનાં મણિનાં વિચિત્ર તોરણોવાળાં અનેક મંદિરો હતાં; તથા રત્નોથી અલંકૃત એવી મોતીઓની જાળીઓ (ચકો) તેમાં નાંખેલી હતી તેથી તે ભૂમિ શોભતી હતી.[૬૪] મનને તથા દૃષ્ટિને હરણ કરે એવા ઉત્તમ પદાર્થોથી તે સ્થાન છવાયલું હતું તથા ઋષિઓથી ભરપૂર આ આશ્રમ મનોહર દેખાતું હતું.[૬૫]

તે પછી અષ્ટાવક્રને વિચાર આવ્યો કે,–તે સ્ત્રી કયાં રહેતી હશે. તે પછી ઋષિ બારણાની પાસે ગયા અને ઉભા રહીને બોલ્યા કે:–[૬૬] "તમારે ત્યાં એક અતિથિ આવ્યો છે, માટે જે કોઈ અહીં હાજર હોય, તેઓને તેની જાણ થાવ." તે સાંભળીને, તે ઘરમાંથી એક કન્યાપરિવાર બહાર નીકળ્યો.[૬૭] હે રાજન્! નાના પ્રકારનાં રૂપવાળી તે સાતે કન્યા સર્વે મનોહર હતી, ને ઋષિ જે જે કન્યાને જોવા લાગ્યા, તે તે કન્યાએ ઋષિનાં મનને હરણ કર્યું.[૬૮] પોતાના મનને અટકાવવાને અશક્ત થયલા ઋષિને તેથી મનમાં ખેદ થયો. તે પછી બુદ્ધિમાન્ એવા તે બ્રાહ્મણને ધીરજ આવી,[૬૯] અને પેલી

* મૂળમાં પ્રનૃત્ત શબ્દ છે તેનો એવો અર્થ છે કે પદાર્થના અભિનય અને વાક્યાર્થના અભિનય જે નૃત્યમાં સૂચવાય છે તેને 'પ્રનૃત્ત' કહે છે. અપ્સરાઓ અષ્ટાવક્રને તે જાતનું નૃત્ય કરી બતાવવા લાગી.

† કૈરાત નામ કહેવાનું કારણ એ કે મહાદેવે તે સ્થાનપર કિરાતના વેશમાં તપ કર્યું હતું.

તરુણુ કન્યાઓ તેને કહેવા લાગી કેઃ-'આપ આ ઘરમાં પધારો.' પેલા ઋષિ જે તે સુંદરીઓની તથા તે સુંદર ભવનની૭૦ શોભાથી આશ્ચર્ય પામ્યા હતા, તેમણે ઘરમાં પ્રવેશ કર્યો, અને અંદર એક જરા-(વૃદ્ધાવસ્થા) યુક્ત સ્ત્રી જેણે નિર્મળ વસ્ત્ર પહેર્યાં હતાં તેને દીઠી.૭૧ તે વૃદ્ધા સ્ત્રી પલંગ ઉપર બેઠેલી હતી, અને સર્વ જાતનાં આભૂષણોથી શોભાયમાન હતી. ઋષિએ તે સ્ત્રીને 'તારું કલ્યાણુ થાવ' આમ આશીર્વાદ આપ્યો. તેનો તે સ્ત્રીએ સામો તેવો જ જવાબ આપ્યો.૭૨ તે સ્ત્રી (ઋષિ આવ્યા કે ) ઉઠીને ઉભી થઈ તે વિપ્રને ઉદ્દેશીને બોલી કે,'આપ આસન ઉપર બીરાજો.' (આસનપર બેસીને) અષ્ટાવક્ર બોલ્યાઃ-આ સર્વ જણીઓ પોતપોતાને ઘેર જાય; માત્ર એક જણી મારી સેવામાં રહે (તો ચાલશે).૭૩ તમારામાં જે અત્યંત જ્ઞાની અને જેણે મનને જિત્યું હોય તે અત્રે રહો; બીજી બધી ઇચ્છા પ્રમાણે ચાલી જાવ.' પછી તે કન્યાઓ તે જ વખતે તે ઋષિને પ્રદક્ષિણા કરીને૭૪ તે ઘરમાંથી ચાલી ગઈ. માત્ર એક ઘરડી સ્ત્રી બેસી રહી. (દિવસ પૂરો થયો; રાત્રિ પડી.) એટલે ઋષિ એક શોભાયમાન સુંદર પલંગ ઉપર પોઢ્યા ! અને પેલી ઘરડી સ્ત્રીને કહ્યું કે,૭૫ 'હે ભદ્રે ! તું પણ પોઢી જા. કારણ કે રાત્રિ ચાલી જાય છે,' વાતમાં તે વિપ્રે તે વૃદ્ધાને આ પ્રમાણે ત્યાં કહ્યું,૭૬ એટલે તે સ્ત્રી એક બીજા દિવ્ય ને મહા કાંતિવાળા પલંગ ઉપર સુતી.

પછી જેનાં અંગ કંપવા લાગ્યાં છે એવી તે સ્ત્રીએ ( એ કંપ ) શીતને લીધે છે એમ નિમિત્ત કાઢયું, અને૭૭ આવું બહાનું કાઢીને ઋષિના પલંગ ઉપર જઈને બેઠી. તે સ્ત્રી પલંગ ઉપર આવી, એટલે ભગવાન્ અષ્ટાવક્ર તેને આવકાર આપીને બોલ્યા કે, 'ભલે આવી !'૭૮ તે પછી, હે પુરુષોમાં ઋષભ સમાન! પેલી સ્ત્રીએ તો પ્રીતિથી બે ભુજાવડે ઋષિને ખૂબ આલિંગન કર્યું. પરંતુ તે સમયે લાકડાની પેઠે તથા ભીંતની પેઠે નિર્વિકાર રહેલા તે ઋષિને૭૯ જોઇને તે વૃદ્ધાને ખેદ થયો અને ઋષિની સાથે વાર્તા કરવા લાગીઃ-'હે બ્રાહ્મણ ! સ્ત્રીઓને પુરુષ પાસેથી કામના પૂર્ણ કરવાથી જે ધૃતિ-ધીરજ મળે છે, તે સિવાય બીજી કોઈ ધીરજ સ્ત્રીઓને મળતી નથી.*૮૦ કામને લીધે હુ મોહિત થઈ ગઈ છું, અને તારી સેવા કરવાને આવી છું, માટે હવે તું મને જ ભોગવ. હે બ્રહ્મર્ષિ! તું ઘણા જ હર્ષમાં આવી જા, અને મારી સાથે સમાગમ કર.૮૧ હે વિપ્ર! મને ખૂબ દાબ. હું તારા વિષે અત્યંત કામાતુર થઈ છું. તેં જે તપ કર્યું છે, તેનું પૂજવાયોગ્ય ફળ તો ખરેખર આ જ છે.૮૨ હે ધર્માત્મા ઋષિ! તારાં દર્શનથી જ મેં તારી પ્રાર્થના (ઇચ્છા) કરી છે, માટે તું મારો ઉપભોગ કર. આ સર્વ ધન તથા બીજું પણ જે કંઈ ધન તું જુએ તે મારું છે;૮૩ તે સર્વનો તથા મારા પોતાનો પણ તું ધણી થા. એમાં જરા પણ સંદેહ કર નહિ. હું તારી સર્વ કામનાઓને પૂર્ણ કરીશ, (પણ) તું મારી સાથે રમ.૮૪ હે વિપ્ર! આ રમણીય ને સર્વ કામનાના ફળને આપનાર વનમાં હું તારે વશ થઇશ, અને (પણ) તું મારી સાથે રમ.૮૫ જે દિવ્ય ભોગો હશે અને જે માનવી ભોગો હશે, તે સર્વ ભોગો આપણે આ વનમાં ભોગવશું. કારણ કે સ્ત્રીઓને કદાપિ આનાથી વિશેષ બીજું કોઈ પણ સુખ મળતું નથી૮૬ કે જેવું પુરુષસંસર્ગમાં મળે છે. કારણ કે પુરુષસંસર્ગ એ જ પરમ ફળ (સુખ છે. મન્મથ( કામદેવ-મનનું મથન કરનારા )થી પ્રેરાયલી નારીઓ ઇચ્છાનુસાર વર્તે છે.૮૭ સારી રીતે તપેલી દડ કે રેતીમાંથી ચાલી જતાં પણ એવી (કામાતુર) સ્ત્રીઓ બળતી નથી.

અષ્ટાવક્રે ઉત્તર આપ્યોઃ-હે કલ્યાણિ! હું પરસ્ત્રીને કોઈપણ રીતે ભોગવતો નથી.૮૮ ધર્મશાસ્ત્ર જાણનારા વિદ્વાનોએ પરસ્ત્રીનો સ્પર્શ દોષિત ગણ્યો છે. હે કલ્યાણિ! હું સત્યના સોગન ખાઈ કહું છું કે, મને પરણવાની ઇચ્છાવાળો તારે જાણવો. (અર્થાત્ પરણીને ભોગવનારો જાણવો.)૮૯ હું વિષયોથી સર્વથા અજાણ્યો છું. ધર્મને માટે સંતાનોને ઉત્પન્ન કરવાની જરૂર છે* માટે હું પુત્રોને ઉત્પન્ન કરીને પરલોકમાં જઇશ, એમાં સંદેહ નથી.૯૦ હે કલ્યાણિ ! તું ધર્મને જાણ, અને ધર્મ જાણીને શાંત થા.

સ્ત્રી બોલીઃ-હે દ્વિજ! અનિલ કહેતાં પવન (અમને સ્ત્રીને) પ્રિય નથી, અગ્નિ પ્રિય નથી, વરુણ પ્રિય નથી, અને બીજા કોઈ દેવો પણ પ્રિય નથી,૯૧ કે જેવો અમને સ્રીઓને કામ પ્રિય છે. કારણ કે યોષિતા (સ્ત્રી)ઓની પ્રીતિ રતિ (સમાગમસુખ) પર હોય છે. હજાર સ્ત્રીમાં કદાચ કોઈક જ એવી એક સ્ત્રી મળશે કે, જે પતિવ્રતા સ્ત્રી હશે;૯૨ કે લાખોમાં કદાચ એવી એક મળશે. તેઓ નથી વિચારતી પિતાની, કે નથી વિચારતી કુળની, કે નથી વિચારતી માતાની વાત,૯૩ કે નથી વિચારતી ભાઇની, કે નથી વિચારતી ભર્તારની, કે

*સ્વાભાવિક રીતે સ્રીને જ્યારે પુરુષ મળે છે ત્યારે તેની ધીરજ પરાધીન બની જાય છે. પુરુષ આગળ સ્રીની ધીરજ સ્વાધીનમાં રહેતી નથી.

* કહેવાનો ભાવાર્થ એવો છે કે, પરલોક સાધવાને માટે સંતતિની જરૂર છે, અને તેથી લગ્ન કરવાનાં છે; વિષયેચ્છાની શાંતિને માટે નહિ કે માત્ર સંતતિને માટે નહિ.

નથી વિચારતી પુત્રોની, કે નથી વિચારતી દીયરોની વાત. જેમ મોટી સારી નદીઓ પોતાનું રક્ષણ કરનારા તીરોને તોડી નાંખે છે, તેમ લીલા–મોજમજાહમાં મસ્ત સ્ત્રીઓ પોતાનાં કુળનો નાશ કરે છે.* પ્રજાપતિએ તેમના સર્વ દોષોનો સત્વર વિચાર કરતાં આ કહ્યું હતું.[૯૪]

ભીષ્મ કહે છેઃ–તે પછી તે ઋષિએ (સ્ત્રીના દોષ જાણવાને) પોતાના મનને સ્થિર કરીને તે સ્ત્રીપ્રતિ કહ્યું:– 'શાંત થઈ બેસ. છંદ એટલે ઇચ્છા રુચિમાંથી જન્મે છે, (મને તારી ઇચ્છા નથી એટલે મને તારી રુચિ નથી, તું મને ગમતી નથી. જો મને તું કદાચ સહવાસથી ગમશે તો ઇચ્છા થશે. છતાં) અને તારે શું કાર્ય કરવું છે, તે મને કહે.'[૯૫]

એટલે તે સ્ત્રી બોલીઃ–'હે ભગવન્! દેશ તથા કાળ પ્રમાણે (તને સ્પર્શનું સુખ) તું સર્વ જોશે. હે મોટા ભાગ્યશાળી ઋષિ! તું એટલો સમય અહીં રહે, એટલે તું કૃતકૃત્ય જ થશે.[૯૬]

ત સાંભળીને હે યુધિષ્ઠિર! બ્રહ્મર્ષિએ તેને કહ્યું:– 'તારો જ્યાં સૂધી ઉત્સાહ હશે ત્યાં સૂધી હું અહીં રહીશ. તેને માટે તું નિઃસંદેહ રહેજે.[૯૭]

તે પછી તે બ્રહ્મર્ષિ તે સ્ત્રીને વૃદ્ધાવસ્થાથી પીડાતી જોઇને મોટી ચિંતામાં પડી ગયા, અને પોતે અત્યંત સંતપ્ત જેવા થઈ ગયા.[૯૮] કારણ કે તે ઉત્તમ ઋષિ તે સમયે તે સ્ત્રીના જે જે અંગને જોવા લાગ્યા, તે તે અંગ રૂપ વગરનાં હોવાથી તેની દૃષ્ટિને ત્યાં આનંદ લાગ્યો નહિ.[૯૯] 'આ સ્ત્રી આ ઘરની દેવતા હશે. તે શાપ લાગવાથી તેના રૂપનો કદાચ નાશ થયો હશે? (આ સ્ત્રી શા માટે કુરૂપડી હશે) તેનું કારણ મારે એકદમ જાણવું યોગ્ય નથી.'[૧૦૦] આ રીતે ઋષિ ચિંતાથી ઘેરાઈ ગયા, તથા (આ સ્ત્રી શા માટે કુરૂપા હશે) તે વાત જાણવા માટે તેનું મન પણ વ્યાકુળ થઈ ગયું, અને તે ચિંતામાં તેની બાકીની રાત અને દિવસ વીતી ગયાં.[૧૦૧] અને સાયંકાળનો સમય થયો કે તે સ્ત્રીએ ઋષિને કહ્યું:–'હે ભગવન્! જો, સૂર્યનું રૂપ સંધ્યાકાળનાં વાદળાંઓથી લાલ રંગનું થયું છે (માટે, હવે તારી પાસે કંઈ વસ્તુ હાજર કરું?'[૧૦૨] એટલે ઋષિએ તે સ્ત્રીને કહ્યું, કે "નાહાવા માટે અહીં પાણી લાવ. એટલે હું સ્નાન કરીને વાણી તથા ઇંદ્રિયોને વશમાં કરીને સંધ્યાવંદન કરું."[૧૦૩]

इति श्रीमहाभारतमां अनुशासनपर्व विषे 'अष्टावक्र अने दिशानो संवाद' ए नामनो अध्याय १९ मो समाप्त

## અધ્યાય ૨૦ મો

### અષ્ટાવક્ર તથા દિશાનોનો સંવાદ (ચાલુ)

ભીષ્મ કહે છેઃ–

તે પછી તે સ્ત્રી બોલીઃ–'ઠીક છે. લાવું છું.' આમ કહીને તેણે દિવ્ય તેલ (જલાદિ) લાવી, નહાવા માટે પહેરવાનું વસ્ત્ર આણ્યું.[૧] તે પછી મહાત્મા મુનિએ આજ્ઞા કરી કે તે સ્ત્રીએ મુનિનાં સર્વ અંગો ઉપર તેલથી મર્દન કર્યું.[૨] તે પછી સ્ત્રીએ મુનિને ધીરેથી ઉઠાડ્યા, એટલે તે સ્નાનશાળામાં ગયા અને ત્યાં એક નવીન અને વિચિત્ર ભદ્રાસન મૂક્યું હતું તેના પાસે ગયા,[૩] અને તે ભદ્રાસન ઉપર તે બેઠા. એટલે તે સ્ત્રી ધીરેધીરે સુખ ઉપજે તે રીતે હાથવતી ચોળીને ઋષિને સ્નાન કરાવવા લાગી.[૪] આ રીતે તે સ્ત્રીએ તે સમયે વિધિપૂર્વક મુનિની દિવ્ય સેવા કરી. તે સ્ત્રીએ તે ઋષિને સહેવાય તેવા ગરમ જળવડે નવરાવ્યા, અને સુખ ઉપજે તે રીતે ધીમા હાથથી ઋષિના શરીરને મર્દન કર્યું. તેમાં જ,[૫] મહાવ્રતધારી મુનિ, તે આખી રાત્રિ વીતી ગઈ છે, તે છતાં જાણી શકયા નહિ. તે પછી મુનિ ઉઠીને ઉભા થયા, અને પરમ આશ્ચર્યમાં પડી ગયા.[૬] ઋષિએ પૂર્વ દિશામાં આકાશમાં સૂર્યને ઉદય પામેલા દીઠા. એટલે તેના મનમાં વિચાર આવ્યો કેઃ–'મને તે મોહ થયો છે, કે આ વાત શું ખરી છે?[૭] તે પછી ઋષિએ સૂર્યની ઉપાસના કરી–સંધ્યાવંદન કર્યું, અને પછી તે સ્ત્રીને પૂછ્યું કેઃ–'હવે હું શું કરું?' એટલે તે સ્ત્રીએ અમૃતના રસ નામનું અન્ન (ભોજન) લાવીને ઋષિને પીરસ્યું.[૮] તે અન્નના સ્વાદિષ્ટપણાને લીધે તે અન્નનું ભોજન પૂર્ણ જ થયું નહિ, અને તેમાં જ બાકીનો દિવસ વીતી ગયો અને પાછો સંધ્યાકાળ થયો.*[૯] પછી તે સ્ત્રીએ ભગવાનને કહ્યું કેઃ–"હવે તમે સુઈ જાઓ." તે સમયે પણ તે સ્ત્રીને માટે તથા ઋષિને માટે એમ બે દિવ્ય શયન પાથરવામાં આવ્યાં,[૧૦] અને તે સ્ત્રી તથા પેલા મુનિ

---

* સ્ત્રીને કુળનો નાશ કરનારી કહી છે, કારણ કે જેમ ભૂમિ બીજનું રક્ષણ કરનારી છે તેમ સ્ત્રીને વિષે મૂકેલા પુરુષના બીજનું તે રક્ષણ કરનારી છે. અન્ય બીજને પોતાના ક્ષેત્રમાં સ્વીકારવાથી સ્ત્રી વર્ણસંકરતા કરનારી બને છે, અને બીજનું મૂળ સ્વરૂપ તેનાથી સૂચવાતું નથી. વ્યભિચારિણી સ્ત્રી તે કારણે કુળનો શુદ્ધ બીજ–પરંપરાનો નાશ કરનારી કહેવાય છે.

* રાયનું ભાષાંતર વાજબી નથી. न प्रभूतं चकार सः એનો અર્થ રાયે એવો કર્યો છે કે અષ્ટાવક્રથી "તે બહુ ખવાયું નહિ." વસ્તુતઃ કહેવાનો ભાવાર્થ એવો છે કે, અમૃતરસનું ભોજન એટલું તો સ્વાદિષ્ટ હતું કે તે ભોજન પૂરું થયું જ નહિ, આખો દિવસ તેનો સ્વાદ કહાડ્યા કર્યો. સ્નાન અને મર્દનમાં સ્પર્શાસક્તિમાં જેમ રાત્રિ વીતી ગઇ, તેમ સ્વાદ કહાડવામાં દિવસ વીતી ગયો અને તે ઋષિને માલમ પડ્યું નહિ.

જૂદાંજૂદાં સુતાં. પણ અર્ધ રાત્રિ થઈ કે, પેલી સ્ત્રી અષ્ટાવક્રના શયન ઉપર જઇને બેઠી.[૧૧] સ્ત્રીને જોઇને અષ્ટાવક્ર બોલ્યાઃ-'હે કલ્યાણિ! મારું મન પરસ્ત્રીના ઉપર આસક્ત થતું નથી. હે કલ્યાણિ! ઉઠ, ઉભી થા; તારું કલ્યાણ થાવ. તું પંડેજ આ કર્મથી વિરામ પામ.'[૧૨]

ભીષ્મ કહે છેઃ-અષ્ટાવક્ર નામના બ્રાહ્મણે આમ કહીને તે સ્ત્રીને અટકાવી, એટલે તે સ્ત્રી ઋષિના પ્રતિ બોલીઃ-'હું તો સ્વતંત્ર છું એટલે તને પરસ્ત્રીગમનનો દોષ લાગશે નહિ.'[૧૩]

અષ્ટાવક્ર બોલ્યાઃ-'સ્ત્રીઓને સ્વતંત્રતા નથી, કારણ કે સ્ત્રીઓ પરાધીન છે. પ્રજાપતિનો મત પણ એવો છે કેઃ-'ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ સ્ત્રી સ્વતંત્રપણાને યોગ્ય નથી.'[૧૪]

સ્ત્રી બોલીઃ-'હે બ્રાહ્મણ! મને મૈથુન (કામ) પીડે છે. તું મારી ભક્તિની સામે જો. હે બ્રાહ્મણ! તને અધર્મનો દોષ લાગશે, કારણ કે તું મને સામો આનંદ આપતો નથી.'[૧૫]

અષ્ટાવક્ર બોલ્યાઃ-'પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારા મનુષ્યને દોષો પોતાના તરફ ઘસડે છે (અર્થાત્ નિરંકુશ સ્વચ્છંદી મનુષ્ય દોષ કરવા તરફ પાપાચાર પ્રતિ ઘસડાય છે). હું સદા ધીરજથી એ સર્વનો પરાભવ કરું છું. માટે, હે કલ્યાણિ! તું તારા શયનમાં જા.'[૧૬]

સ્ત્રી બોલીઃ-'હે બ્રાહ્મણ! હું તને મસ્તક નમાવીને પ્રણામ કરું છું. તું મારા ઉપર કૃપા કરવાને યોગ્ય છો. હે નિર્દોષ બ્રાહ્મણ! આ ભૂમિપર પડી માંગનારીનો તું શરણ થા.[૧૭] જો તું પારકી સ્ત્રીની સાથે સમાગમ કરવામાં દોષ જોતો હો તો, હે બ્રાહ્મણ! હું પોતે તારો સ્પર્શ કરું છું, તું મારું પાણિગ્રહણ કર.[૧૮] અને તેમાં તને દોષ લાગશે નહિ. હું આ ખરી વાત કહું છું, અને હું સ્વતંત્ર છું એમ તું જાણ, અને આ રીતે (પાણિગ્રહણ કરવાથી) જો અધર્મ થાય તો અધર્મ મને લાગો. મારું મન તારા વિશે પરોવાયું છે, અને હું સ્વતંત્ર છું, માટે તું મને ભજ (ભોગવ).'[૧૯]

અષ્ટાવક્ર બોલ્યાઃ-'હે કલ્યાણિ સ્ત્રિ! તું અહિં સ્વતંત્ર કેમ છો? તેનું કારણ મને કહે. ત્રણ લોકમાં એવી કોઈ પણ સ્ત્રી નથી કે, જે સ્વતંત્ર થવાને યોગ્ય હોય.[૨૦] શાસ્ત્રમાં કહ્યું છેઃ-

> पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने ।
> पुत्राश्च स्थावीरे काले, नास्ति स्त्रीणां स्वतंत्रता ॥

કુમારિકા અવસ્થામાં પિતા (કન્યાનું) રક્ષણ કરે છે, જુવાની અવસ્થામાં ભર્તાર (ભાર્યાનું) રક્ષણ કરે છે, અને વૃદ્ધાવસ્થામાં પુત્રો (માતાનું) રક્ષણ કરે છે; સ્ત્રીઓને તો સ્વતંત્રતા જ નથી.'[૨૧]

સ્ત્રી બોલીઃ-'હું કુમારાવસ્થાથી જ બ્રહ્મચર્ય પાળું છું. હું કન્યા જ છું, તેમાં સંદેહ નથી. હે બ્રાહ્મણ! તું મને તારી પત્ની કર. મારી શ્રદ્ધા (તારા વિષેની ભક્તિ)નો નાશ કર મા.'[૨૨]

અષ્ટાવક્ર બોલ્યાઃ-'મને જેમ કામ પીડે છે, તેમ તને પણ કામ પીડે છે, અને તને જેમ કામ પીડે છે તેમ મને પણ કામ પીડે છે (અર્થાત્ મારા પોતાના દૃષ્ટાંત ઉપરથી હું તને કામાતુર જાણું છું, અને તેં સમાગમની શ્રદ્ધા દર્શાવીને તારો અભિપ્રાય પ્રકટ કર્યો છે.) પરંતુ જે વદાન્ય ઋષિની મેં કન્યા માંગી છે, તેની પણ આવી જ જિજ્ઞાસા હોય તો? (હું સારો છું કે, હલકો, તેની કસોટી કરવાની ઇચ્છા હોય તો?) તો પછી આ કર્મ ખરેખર વિઘ્નરૂપ કેમ ન થાય?'*[૨૩] આ ખરેખર આશ્ચર્યકારક બનાવ બન્યો છે. હવે મારું શ્રેય (કલ્યાણ) કેવી રીતે થાય? આ કન્યા દિવ્ય આભરણો તથા દિવ્ય વસ્ત્રો પહેરીને મારી પાસે હાજર થઈ છે.[૨૪] પરંતુ આ કન્યાનું આ ઉત્તમ રૂપ પૂર્વે શા માટે વૃદ્ધાવસ્થાથી ઢંકાયલું હતું? હમણાં આ કન્યાનું આવું રૂપ છે, પરંતુ હવે પછી તેનું રૂપ કોણ જાણે કેવુંએ થશે!†[૨૫] શક્તિ (એટલે કામને દમન કરવાનું સામર્થ્ય) તથા ધૃતિ (એટલે પ્રથમ પ્રાપ્ત થયેલી વસ્તુનો અસ્વીકાર) આ બન્નેનો હું કદી પણ ત્યાગ કરીશ નહિ. ધર્મનો ત્યાગ કરવાનું મને ગમતું નથી. પરંતુ હું સત્યથી વસ્તુને ગ્રહણ કરીશ.[૨૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'अष्टावक्र अने दिशानो संवाद' ए नामनो अध्याय २० मो समाप्त

## અધ્યાય ૨૧ મો

### અષ્ટાવક્ર તથા દિશાનો સંવાદ (ચાલુ)

યુધિષ્ઠિર બોલ્યાઃ-તે સ્ત્રી મોટી કાંતિવાળા ઋષિના શાપથી કેમ બીતી ન હતી, અને ભગવાન્ અષ્ટાવક્ર તે સ્ત્રીથી કેવી રીતે છૂટા પડ્યા હતા? તે આપ મને કહો.[૧]

---

* આ શ્લોકનો અર્થ જેમ તેમ બેસાડેલો છે. બીજો અર્થ આ પ્રમાણે પણ થઈ શકે છેઃ-"હું તેમ કરું તો તેથી તે વદાન્ય ઋષિ જેની કન્યાની મેં પ્રાર્થના કરી છે તે ઋષિ તરફથી કંઈ ખરેખર વિઘ્ન થાય કે નહિ તેની મને જિજ્ઞાસા છે." રાયે એવો અર્થ કર્યો છે કે "મારી ઇચ્છા પ્રમાણે વર્તવાથી હું તે ઋષિની ઇચ્છા વિરુદ્ધ કાર્ય કરું છું, એમ મારા વિષે માનવામાં ન આવશે એ શું સત્ય છે?" રાયનો આવો અર્થ યોગ્ય લાગતો નથી.

† ટીકાકાર किमिवात्रोत्तरं भवेत् એ પદનો અર્થ એવો કરે છે કે, આ વિષયમાં શું કરવું શ્રેષ્ઠ ગણાય? શું પ્રથમ ગ્રહણ કરેલી કન્યાનો ત્યાગ કરવો અને આનો સ્વીકાર કરવો? ધીમે ધીમે તે સ્ત્રીએ મોહમાં નાંખવાને પોતાનું સ્વરૂપ પાલટ્યું, અને તે દૃષ્ટિએ પડતાં ઋષિના મનમાં આ પ્રમાણે વિચારો પસાર થયા.

ભીષ્મ કહે છેઃ-તે પછી અષ્ટાવક્રે તે સ્ત્રીને પૂછયુંઃ-તું તારા સ્વરૂપને શા માટે બદલ્યા કરે છે? તારે અસત્ય બોલવું નહિ; પરંતુ બ્રાહ્મણના માનની ખાતર સત્ય બોલજે.[૨]

સ્ત્રી બોલીઃ-હે ઉત્તમ બ્રાહ્મણ! સ્વર્ગમાં કે પૃથ્વી ઉપર ગમે ત્યાં પણ આ કામ્યા તો છે જ (સ્ત્રીપુરુષની એક બીજાના સમાગમરૂપ ઇચ્છા તો છે જ. મોક્ષ વિના કામના વિનાનું કોઈ સ્થાન જ નથી). હે સત્યવિક્રમ! તે વિષે જે કંઈ સર્વ છે, તે તું સાવધાન થઈને સાંભળ.[૩] હે નિર્દોષ બ્રાહ્મણ! તને દૃઢ કરવા માટે તારી પરીક્ષા કરવાની જિજ્ઞાસાથી મેં આમ કર્યું છે. પરંતુ, હે સત્યપરાક્રમી બ્રાહ્મણ! તેં તારા મનોબળથી સર્વ લોકોને જિતી લીધા છે.[૪] હું 'ઉત્તર દિશા છું,' એમ તારે જાણવું. તેં પણ સ્ત્રીની ચપળતા દીઠી. કામજ્વર વૃદ્ધ સ્ત્રીઓને પણ દુઃખી કરે છે (તે તેં જોયું).[૫] આજે પિતામહ તારા ઉપર પ્રસન્ન થયા છે, તેમ જ ઇંદ્ર સહિત દેવો પણ પ્રસન્ન થયા છે. વળી જે કાર્યને માટે અહીં તું આવ્યો છે, તે કાર્ય પણ પૂર્ણ થયું છે.[૬] અને, હે ઉત્તમ બ્રાહ્મણ! કન્યાના પિતા બ્રાહ્મણે તને ઉપદેશ આપવાને માટે અહીં મોકલ્યો છે, અને તે સર્વ કાર્ય મેં કર્યું છે.[૭] હે બ્રાહ્મણ! હવે તું ક્ષેમથી ઘરે જશે, તને પરિશ્રમ લાગશે નહિ, અને તને તે બ્રાહ્મણની કન્યા મળશે, અને તે કન્યાને પુત્ર થશે.[૮] કામનાથી મેં તને પ્રશ્ન કરેલા (બોલાવેલા), એમાં તેં મને તે સંબંધે ઉત્તમ ઉત્તર વાળ્યો છે. ત્રણે લોકોના મનુષ્યોથી એ કામનાનું (સમાગમેચ્છાનું) ઉલ્લંઘન થઈ શકે તેમ નથી.[૯] આ સુકૃત કરી હવે તું ઘેર જા. તને બીજું શું સાંભળવાની ઇચ્છા છે? કે જે વિષે, હે વિપ્રર્ષિ અષ્ટાવક્ર! હું યથાર્થ રીતે તને કહું.[૧૦] હે ઉત્તમ બ્રાહ્મણ! વદાન્ય ઋષિએ તારે ખાતર મને પ્રસાદ આપ્યો છે. તે ઋષિના માનની ખાતર મેં તારી સાથે આટલી વાતચિત કરી છે.[૧૧]

ભીષ્મ કહે છેઃ-ઉત્તર દિશાનું વચન સાંભળીને તે બ્રાહ્મણ બે હાથ જોડીને ઉભા રહ્યા, અને તે દિશાએ આજ્ઞા આપી, એટલે તે પાછા પોતાને ઘેર પાછા આવ્યા.[૧૨] પોતાને ઘરે આવીને વિશ્રાંતિ લીધી, અને પછી, હે કુરુનંદન! પોતાના સંબંધીઓની રજા લઇને નીતિ પ્રમાણે વદાન્ય નામના બ્રાહ્મણની પાસે ગયા.[૧૩] એટલે વદાન્ય બ્રાહ્મણે પૂછયું કે 'તેં પ્રવાસમાં શું જોયું?' એટલે તે બ્રાહ્મણે અત્યંત પ્રસન્ન અંતઃકરણથી (જે પડે જોયું હતું તે) તે બ્રાહ્મણને કહેવા માંડ્યુંઃ-[૧૪] 'આપે મને આજ્ઞા આપી કે, હું ગંધમાદન નામના પર્વત ઉપર ગયો. તે પર્વતના ઉત્તર પ્રદેશમાં મને મોટી દેવીનાં દર્શન થયાં.[૧૫] તે ઉત્તર દિશાએ મને આવકાર આપ્યો, અને આપની કીર્તિ તેણે ગાઈ, અને તેને મને કંઇક વાક્ય સંભળાવ્યાં, અને પછી, હે પ્રભુ! હું મારે ઘરે આવ્યો.[૧૬] તે પછી વદાન્ય બ્રાહ્મણે કહ્યું કેઃ-'નક્ષત્ર જોઇને વેદવિધિથી મારી પુત્રીને ગ્રહણ કર. કારણ કે તું પરમ (ઉત્તમ) પાત્ર છો.'[૧૭]

ભીષ્મ કહે છેઃ-'હે પ્રભુ! તે પછી અષ્ટાવક્રે 'તથાસ્તુ' એમ કહીને તેની પુત્રીનો સ્વીકાર કર્યો, અને પરમ ધર્માત્મા એવા અષ્ટાવક્ર પ્રસન્ન થયા,[૧૮] અને અત્યંત શોભાયમાન એવી બ્રાહ્મણની કન્યાને ભાર્યા તરીકે પરણી સંતાપથી રહિત થઇને પોતાના આશ્રમમાં આનંદથી રહેવા લાગ્યા.[૧૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'अष्टावक्र अने दिशानो संवाद' ए नामनो अध्याय २१ मो समाप्त

## અધ્યાય ૨૨ મો

### દાન કોને આપવું?

યુધિષ્ઠર કહે છેઃ-હે ભરતવંશ શ્રેષ્ઠ! સનાતન એવા બ્રાહ્મણો વેદવેત્તા બ્રહ્મચારી બ્રાહ્મણને કે સંન્યાસીનાં દંડાદિક ચિહ્ન ધારનારા સંન્યાસીને પાત્ર કેમ કહે છે?[૧]

ભીષ્મ કહે છેઃ-હે મહારાજ! આજીવિકાને માટે પોતાને યોગ્ય વૃત્તિનું અવલંબન કરનારા દંડાદિક ચિહ્ન ધારણ કરનારા સંન્યાસીને અથવા તો સ્વધર્મમાં વર્તનારા બ્રાહ્મણને (દાન) આપવું એમ કહ્યું છે, કારણ કે તે બંને તપસ્વી છે.[૨]

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! અપવિત્ર પુરુષ પણ જો પરમ શ્રદ્ધાથી દ્વિજાતિને હવ્ય, કવ્ય તથા દાન આપે તો તેને કયો દોષ લાગે, તે મને કહો?[૩]

ભીષ્મ કહે છેઃ-હે મહા કાંતિવાળા! હે તાત! આત્મસંયમમાં છેક જ નિર્બળ પુરુષ પણ શ્રદ્ધાથી નિર્મળ થાય છે, તેમાં શક નથી. તેને શ્રદ્ધા સર્વત્ર પવિત્ર કરે છે. તો પછી, હે મહા કાંતિવાળા! તું શા માટે પવિત્ર ન હો?[૪]

યુધિષ્ઠિર પૂછે છેઃ-મનુષ્યે દેવના કર્મોમાં, યજ્ઞોમાં હંમેશાં બ્રાહ્મણની પરીક્ષા કરવી નહિ. પરંતુ વિદ્વાનો કહે છે કેઃ-કવ્યના દાનમાં એટલે પિતૃઓના કર્મમાં તો બ્રાહ્મણની ખાસ કરીને પરીક્ષા કરવી.*[૫]

ભીષ્મ કહે છેઃ-યજ્ઞહોમ વગેરે કર્મ ઉત્તમ બ્રાહ્મણોને લીધે ફળદાયક નથી, પરંતુ દેવોની કૃપાથી ફળ-

* આ પ્રશ્નનો આશય એવો છે કે;-જો શ્રદ્ધા જ પવિત્ર કરનારી હોય તો પછી પાત્રની પરીક્ષા કરવાની જરૂર નથી.

દાયક થાય છે. યજમાનો દેવોની કૃપાથી જ* યજ્ઞ કરે છે, તેમાં સંશય નથી.[૬]

પરંતુ પિતૃના કર્મમાં, હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! વેદ ભણેલા બ્રાહ્મણોને નિત્ય નિમંત્રણ કરવું જોઇએ. આમ બુદ્ધિમાન્ માર્કંડેય ઋષિએ પૂર્વે સર્વ લોકોના સમક્ષમાં કહ્યું છે.[૭†]

યુધિષ્ઠિર પૂછે છેઃ–પૂર્વનો અપરિચિત (અણજાણ્યો), અથવા તો વિદ્વાન્, અથવા તો સંબંધી, કિંવા તપસ્વી, અથવા તો યજ્ઞશીલ પુરુષ, આ પુરુષો કેવી રીતે દાનના પાત્ર થઈ શકે?[૮]

ભીષ્મ કહે છેઃ–પ્રથમ જે ત્રણ કહેલા છે (અર્થાત્ પૂર્વનો અપરિચિત ( અણજાણ્યો) અથવા તો વિદ્વાન્ અથવા તો સંબંધી,) એ ત્રણ પુરુષ જો કુલીન કર્મ કરનારા, વેદવેત્તા, દયાળુ, લજ્જાશીલ, સરળ, અને સત્યવાદી હોય તો તેઓ સુપાત્ર કહેવાય છે. (અને તપસ્વી તથા યજ્ઞશીલ પુરુષ કુલીન, દયાળુ, લજ્જાશીલ, સરળ અને સત્યવાદી હોય તો અવશ્ય સુપાત્ર કહેવાય છે.)[૯] હે પાર્થ! આ વિષયમાં પૃથ્વી, કશ્યપ, અગ્નિ અને માર્કંડેય આ ચાર તેજસ્વી પુરુષોનાં મતને મારી પાસેથી શ્રવણ કરો.[૧૦]

પૃથ્વી કહે છેઃ–જેમ મહાસમુદ્રમાં નાંખેલું માટીનું ઢેફું ઝટ નાશ પામે છે, તેમ જે યાજન, અધ્યાપન અને પ્રતિગ્રહ આ ત્રણ વૃત્તિથી આજીવિકા કરે છે, તેની પાસે સર્વ પાપ નાશ પામે છે.[૧૧]

કશ્યપ કહે છેઃ–હે રાજા! ચારે વેદ, તેનાં છ અંગ, સાંખ્ય ને પુરાણનો અભ્યાસ, અને ઉત્તમ કુળમાં જન્મ, એ સર્વ શીલથી રહિત એક દ્વિજને ગતિ આપતાં નથી.[૧૨]

અગ્નિ કહે છેઃ-કોઈ એક અધ્યયન કરી વિચાર કરનારો પુરુષ પોતાને પંડિત માની વિદ્યાદ્વારા બીજાના યશનો નાશ કરે છે, તે પુરુષ પોતાના ચરિત્રમાંથી ભ્રષ્ટ થાય છે ને સત્ય ભાષણ કરતો નથી. તે પુરુષને અંતવાળા લોકોની પ્રાપ્તિ થાય છે (અર્થાત્ તેને અક્ષય લોકો મળતા નથી).[૧૩]

માર્કંડેય કહે છેઃ–એક ત્રાજવામાં એક બાજુ હજાર અશ્વમેધ મૂકવામાં આવે ને બીજા ત્રાજવામાં સત્ય મૂકવામાં આવે તો, હું નથી જાણતો કે, એક હજાર અશ્વમેધ સત્યનો અર્ધો ભાર થાય.[૧૪]

ભીષ્મ કહે છેઃ–આ રીતે કહીને અપાર તેજવાળા પૃથ્વી, કાશ્યપ, અગ્નિ અને મોટા આયુષ્યવાળા ભાર્ગવ માર્કણ્ડેય, આ ચાર જણા તુરત ત્યાંથી વિદાય થયા.[૧૫]

યુધિષ્ઠિર પૂછે છેઃ–આ લોકમાં બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનારા બ્રાહ્મણો જો શ્રાદ્ધકર્મમાં ભોજન કરે તો બ્રહ્મની કામના રાખનારને આપેલું તે ભોજન (શ્રાદ્ધવિધિ) સુકૃત–સારું કર્મ–કેમ બની શકે?[૧૬‡]

ભીષ્મ કહે છેઃ–હે રાજેંદ્ર! ગુરુની આજ્ઞા પ્રમાણે બ્રહ્મચર્ય વ્રત જેઓએ પાળ્યું છે, એવા વેદમાં પારંગત થયેલા બ્રાહ્મણો જો શ્રાદ્ધમાં ભોજન કરે છે તો તેઓનું પોતાનું બ્રહ્મચર્ય વ્રત નાશ પામે છે (પણ યજમાનને કંઈ હાનિ થતી નથી).[૧૭§]

---

* શ્રદ્ધાથી યજ્ઞહોમ વગેરે કર્મ કરવામાં આવે છે તો તેનું ફળ મળે છે. યજ્ઞમાં બ્રાહ્મણની પરીક્ષા કરવાની જરૂર નથી. તે કર્મ તો દેવોના અનુગ્રહથી જ અને શ્રદ્ધાથી પૂર્ણ થાય છે.

† પિતૃનું કર્મ બ્રાહ્મણોના અનુગ્રહથી જ પૂર્ણ થાય છે, માટે શ્રાદ્ધકર્મ ઉપર અનુગ્રહકર્તા બ્રાહ્મણમાં તપનું બળ અવશ્ય હોવું જ જોઇએ. આશ્વલાયન શ્રુતિમાં કહ્યું છેઃ–"अग्निमुखा वै देवाः દેવોનું મુખ અગ્નિ છે, અને पाणिमुखाः पितरः પિતૃઓનું મુખ બ્રાહ્મણનો હાથ છે." શ્રૌત, સ્માર્ત, અથવા તો ઉદરનો સ્વતઃ શુદ્ધ અગ્નિ દેવોને તૃપ્ત કરે છે; પરંતુ હાથ તો સત્કર્મવાળો હોય તો જ પિતૃઓને તૃપ્ત કરી શકે છે, માટે પિતૃના કર્મમાં બ્રાહ્મણની ખાસ કરીને પરીક્ષા કરવાની જરૂર છે.

‡ બ્રહ્મચારી શ્રાદ્ધમાં ભોજન કરે છે તો તેનું વ્રત નાશ પામે છે, પરંતુ શ્રાદ્ધકર્તાનું કર્મ દૂષિત થાય કે નહિ, આવો યુધિષ્ઠિરના પ્રશ્નનો આશય છે.

§ ગુરુએ જેને આજ્ઞા કરી હોય કે તારે બાર વર્ષ સૂધી બ્રહ્મચર્ય વ્રત પાળવું તે आदिष्टी કહેવાય છે. તેવો વ્રતધારી જો શ્રાદ્ધમાં જમે છે તો તેનું વ્રત નાશ પામે છે, પરંતુ દાતાને દોષ લાગતો નથી. શાસ્ત્રમાં શ્રાદ્ધમાં જમાડવા યોગ્ય બ્રાહ્મણો નીચે પ્રમાણે ગણાવ્યા છેઃ–

कर्मनिष्ठास्तपोनिष्ठाः पंचाग्निब्रह्मचारिणः ।
पितृमातृपराश्चैव ब्राह्मणाः श्राद्धसंपदः ॥

કર્મ ઉપર નિષ્ઠા રાખનારા, તપ ઉપર નિષ્ઠા રાખનારા, પંચાગ્નિને સાધનારા બ્રહ્મચારીઓ, અને પિતા તથા માતાની સેવા કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં ભોજન કરવાને યોગ્ય છે.

व्रतस्थमपिदौहित्रं श्राद्धे यत्नेन भोजयेत् ॥

પોતાનો દોહિતરો બ્રહ્મચારી હોય તો પણ તેને શ્રાદ્ધમાં યત્નથી જમાડવો જોઇએ.

આ રીતે શાસ્ત્રમાં કહ્યું છે, તેથી શ્રાદ્ધકર્તાને પુણ્ય મળે છે; પરંતુ શ્રાદ્ધ વિના બીજાં કર્મમાં લોભાદિક દેખાડીને જે બીજાના વ્રતનો ભંગ કરે છે તેને દાનનું ફળ પણ અલ્પ મળે છે, આમ જણાય છે. માટે કોઈ દાતાને કોઈ વ્રતધારીને દાન દેવાની ઇચ્છા થાય તો તેમને માટે ધર્મશાસ્ત્રમાં આ પ્રમાણે વિધિ કહેલો છેઃ–

मनसा मात्रमुद्दिश्य जलमध्ये जलं क्षिपेत् ।
दाता तत्फलमाप्नोति प्रतिग्राही न दोषभाक् ॥

જે પાત્રને દાન દેવું હોય તેનું મનમાં ધ્યાન કરવું, ને પછી હાથમાં જળ લઈ તે પાત્રને ઉદ્દેશીને તે પાણીને પાણીમાં નાંખવું, અને પછી દાન દેવું. આમ દાન દેવાથી દાતાને દાનનું ફળ મળે છે, ને પ્રતિગ્રહ કરનારો દોષભાગી થતો નથી.

આ વિધિ સુપાત્રનો આદરસત્કાર કરવાને કહ્યો છે. જો તેથી વિરુદ્ધ રીતે વર્તવામાં આવે છે તો દોષ લાગે છે, અને તે માટે જ યુધિષ્ઠિરનો પ્રશ્ન છે.

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! વિદ્વાનો કહે છે કે,– ધર્મનાં અનેક દ્વારો છે, અને તે અનેક ફળને આપે છે; આમ હોવાનું કારણ શું છે? માટે ધર્મનું મુખ્ય લક્ષણ શું છે, એ મને કહો.૧૮

ભીષ્મ કહે છેઃ–હે રાજેંદ્ર! અહિંસા સત્ય, અક્રોધ, અક્રૂરતા, દમ (ઇંદ્રિયોનો નિગ્રહ) ને સરલતા, આટલાં ધર્મનાં નિશ્ચિત કરેલાં લક્ષણ છે.૧૯ જે પુરુષો ધર્મનાં વખાણ કરતા આ પૃથ્વી ઉપર ફરે છે, પરંતુ જે ધર્માચરણ કરતા નથી તેઓ, હે રાજા! સંકર કર્મ ઉપર પ્રીતિવાળા હોય છે.૨૦ તેવા પુરુષોને જે પુરુષ સુવર્ણ, રત્ન, ગાય અથવા તો ઘોડો આપે છે, તે પુરુષ દશ વર્ષ સૂધી નરકમાં પડી રહીને વિષ્ઠા(નરક)નું ભોજન કરે છે.૨૧ ગાય ભેંસ વગેરેનું માંસ ખાનારાઓની, બ્રહ્મહત્યા કરનારા ચાંડાળોની, ગામના પાદરે રહેનારાઓની (મોચી વગેરેની) તથા બીજાનાં કરેલાં અથવા તો નહિ કરેલાં કર્મને પ્રીતિથી કે મોહથી ચુગલી કરનારાઓની વિષ્ઠાને ખાય છે.૨૨ વળી, હે રાજેંદ્ર! જે મૂઢ પુરુષો વૈશ્વદેવ સમયે આવેલા બ્રહ્મચારી બ્રાહ્મણને ભોજન આપતા નથી, તેઓને અશુભ લોકો મળે છે.૨૩

યુધિષ્ઠિર કહે છેઃ–હે પિતામહ! ઉત્તમોત્તમ બ્રહ્મચર્ય કયું છે, ઉત્તમોત્તમ ધર્મ કયો છે, અને શ્રેષ્ઠતમ શૌચ કયો છે, તે મને કહો.૨૪

ભીષ્મ કહે છેઃ હે તાત! મદ્ય અને માંસનો ત્યાગ, એ બ્રહ્મચર્ય કરતાં પણ ઉત્તમ છે; મર્યાદામાં રહેવું એનું નામ ઉત્તમોત્તમ ધર્મ, અને વિષયોથી ઇંદ્રિયોને પાછી વાળવી અર્થાત્ શમ રહેવું, એ તેનું લક્ષણ છે.૨૫

યુધિષ્ઠિર પૂછે છેઃ–કયે સમયે ધર્માચરણ કરવું, કયે સમયે અર્થ સંપાદન કરવો, અને કયે સમયે કામને સંપાદન કરવો તે વાત મને, હે પિતામહ! કહો.૨૬

ભીષ્મ કહે છેઃ–દિવસના પૂર્વ ભાગમાં અર્થ સંપાદન કરવો, તે પછી ધર્મ સંપાદન કરવો, અને પછી કામને સેવવો (સુખ ભોગવવાં), પરંતુ એક જ પ્રસંગી થવું નહિ અર્થાત્ એકમાં (સારો દિવસ) આસક્ત થવું નહિ;૨૭ બ્રાહ્મણોને માન આપવું, ગુરુઓની પૂજા કરવી, સર્વ પ્રાણીઓને અનુકૂળ રહેવું, સ્વભાવ કોમળ રાખવો, પ્રિય બોલવું એ સર્વ ધર્મ છે.૨૮ પોતાના અધિકારમાં અસત્ય બોલવું, રાજાની તથા રાજાના અધિકારીઓની પાસે પશુ પ્રમાણે વર્તવું (ડગબાજી કરવી), તથા ગુરુના ઉપર ખોટો આરોપ મૂકવો, આ સર્વ પાતક બ્રહ્મહત્યાના સમાન છે.૨૯ રાજાઓના ઉપર પ્રહાર કરવો નહિ, તેમ જ ગાયને પણ મારવી નહિ. જે મનુષ્ય ઉપર કહેલાં બંને કર્મ કરે છે, તેને ગર્ભહત્યાના સમાન પાતક લાગે છે.૩૦ કોઈ પણ દિવસ અગ્નિનો ત્યાગ કરવો નહિ, તેમ વેદોનો ત્યાગ કરવો નહિ, તેમ બ્રાહ્મણની નિંદા કરવી નહિ, કારણ કે તે બ્રહ્મહત્યા સમાન ગણાય છે.૩૧

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! કેવા બ્રાહ્મણોને સત્પુરુષો જાણવા, કેવા પુરુષોને દેવાથી મહાન્ ફળ મળે છે, અને કેવા પુરુષોને ત્યાં ભોજન કરવું? તે મને કહો.૩૨

ભીષ્મ કહે છેઃ–જે બ્રાહ્મણો ક્રોધ વિનાના, ધર્મપરાયણ, સત્યવાદી, ઇંદ્રિયનિગ્રહમાં પરાયણ હોય, તેઓને સત્પુરુષો જાણવા, ને તેઓને દાન આપવાથી મહાન્ ફળ મળે છે.૩૩ વળી જેઓ અભિમાન રહિત, સર્વને સહન કરનારા, પોતાના વિચારમાં દૃઢ રહેનારા, જિતેંદ્રિય, સર્વ પ્રાણીઓનું હિત કરનારા, તથા સર્વની સાથે મૈત્રી રાખનારા હોય છે, તેઓને દાન આપવાથી મોટું ફળ મળે છે.૩૪ વળી જે લોભ વિનાના, પવિત્ર મનના, વેદ જાણનારા, લજ્જાવાળા, સત્યવાદી, સ્વકર્મમાં પરાયણ હોય, તેઓને દાન દેવાથી પણ મહા ફળ મળે છે.૩૫ જે ઉત્તમ બ્રાહ્મણ અંગોની સાથે ચારેય વેદોને ભણે છે, તથા જે બ્રાહ્મણ મધુમાંસનો ત્યાગ કરે છે, મર્યાદાનું પાલન કરે છે, અને ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે તથા વેદાધ્યયન કરે છે, યજ્ઞયાગ કરે છે તથા દાન કરે છે, તેવા બ્રાહ્મણને ઋષિઓ પાત્ર (સુપાત્ર) જાણે છે.૩૬ ઉપર ગણાવેલા ગુણો જેઓમાં હોય, તેઓને દાન આપવાથી મહાફળ મળે છે. ગુણોને લીધે યોગ્યતાવાળા પુરુષને દાન આપનાર તેનું હજારગણું ફળ પામે છે.૩૭ એક ઉત્તમ બ્રાહ્મણ પણ જો બુદ્ધિ, શાસ્ત્ર, શ્રવણ, સદાચાર, અને શીલથી સંપન્ન હોય તો તે આખા કુળને તારી દે છે.૩૮ ગુણવાન્ બ્રાહ્મણને ગાય, ઘોડો, ધન અથવા તો અન્ન અથવા તો બીજા પદાર્થો આપવામાં આવે તો મરણ પછી દાતાને શોક કરવો પડતો નથી.૩૯ એક ઉત્તમ બ્રાહ્મણ આખા કુળને તારે છે તો પછી ઉપર કહેલા પુરુષો શા માટે તારે નહિ? તે માટે સુપાત્રને દાન આપવું.૪૦ ગુણવાન્ તથા સત્પુરુષોમાં માન પામેલો બ્રાહ્મણ આપણા સાંભળવામાં આવે તો દૂરથી પણ તેને તેડાવીને તેનો સત્કાર કરવો, તથા તેની સંપૂર્ણ રીતે પૂજા કરવી.૪૧

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'बहुप्रश्न'
ए नामनो अध्याय २२ मो समाप्त

## અધ્યાય ૨૩ મો

### દેવયજ્ઞ તથા પિતૃકર્મ નિરૂપણ.

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! શ્રાદ્ધને દિવસે જે પિતૃકર્મ કરવામાં આવે છે તથા દેવ સંબંધી યજ્ઞ

કરવામાં આવે છે, તેના સંબંધમાં દેવર્ષિઓએ જે કહ્યું હોય તે તમે કહો, એમ હું ઇચ્છું છું.[૧]

ભીષ્મ કહે છેઃ–પુરુષે માંગલિક કર્મ કરી, સદાચાર સંપન્ન થઈ, સ્નાનાદિક કરી, પ્રયત્નથી દેવનું કર્મ દિવસના પ્રથમ ભાગમાં કરવું, અને પિતૃનું કર્મ દિવસના ઉત્તર ભાગમાં કરવું.[૨] મનુષ્યોને આદરની સાથે મધ્યાહ્નકાળે આપવું. જે દાન સમય વગર આપવામાં આવે છે, તે દાન રાક્ષસોનો ભાગ છે આમ વિદ્વાનો જાણે છે. (અર્થાત્ તેવાં દાનને રાક્ષસો હરી જાય છે.)[૩] જે અન્નને ઓળંઘવામાં આવ્યું હોય, જેને ચાટવા (બોટવા)માં આવ્યું હોય, તથા જે કલહપૂર્વક આપવામાં આવ્યું હોય, તથા જે અન્નને રજસ્વલાએ જોયું હોય, તે અન્ન રાક્ષસોનું જાણવું.[૪] હે ભરતવંશના રાજા! જે અન્ન બૂમ પાડીને જમાડવામાં આવતું હોય, જે વ્રત નહિ પાળનારો જમ્યો હોય, જે અન્નનો કુતરાએ સ્પર્શ કર્યો હોય, તેને વિદ્વાનો રાક્ષસોનો ભાગ જાણે છે.[૫] જે અન્નમાં વાળ તથા જીવડા પડ્યા હોય, જેના ઉપર છિંક ખાવામાં આવી હોય, જેને કુતરાએ જોયું હોય, જેના ઉપર રુદન કરવામાં આવ્યું હોય, તથા જે અન્નનો તિરસ્કાર કરવામાં આવ્યો હોય, તેવા અન્નના ભાગને વિદ્વાનો રાક્ષસોનો ભાગ કહે છે.[૬] હે ભારત! જેને ઓંકારનો ઉચ્ચાર કરતાં ન આવડતો હોય, તેવાએ જે ભોજન કરેલું હોય, અથવા શસ્ત્ર સાથે જે અન્નનું ભોજન કર્યું હોય, તથા દુરાત્માએ જે અન્નનું ભોજન કર્યું હોય, તે અન્નને રાક્ષસોનો ભાગ વિદ્વાનો માને છે.[૭] જે બીજાનું ઉચ્છિષ્ટ હોય, તથા દેવના અને પિતૃના કર્મમાં જે અન્ન દેવતા, અતિથિ, પિતૃઓ અને બાળકોને ભાગ આપ્યા વિના ખાધામાં આવ્યું હોય, તે અન્નને વિદ્વાનો રાક્ષસોનો ભાગ જાણે છે. આવું અન્ન દેવતાને કે પિતૃને આપ્યું હોય તો તેનો સ્વીકાર થતો નથી, કારણ કે તે રાક્ષસોનો ભાગ ગણાય છે.[૮] જે શ્રાદ્ધમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યો મંત્ર વગર તથા ક્રિયા વગર અન્ન પીરસે છે તે અન્નને, હે નરશ્રેષ્ઠ! વિદ્વાનો રાક્ષસોનો ભાગ જાણે છે.[૯] વળી શ્રાદ્ધમાં ઘીની આહુતિ આપ્યા વગર એટલે પાત્રાભિઘારણ વગર જે કંઈ પણ અન્ન પીરસવામાં આવે છે તે તથા દુરાચારીઓ જે અન્નનું ભોજન કરે છે, તે અન્નને વિદ્વાનો રાક્ષસોનો ભાગ જાણે છે.[૧૦]

હે ભરતવંશના રાજા! જે અન્નના ભાગો રાક્ષસોને પ્રાપ્ત થાય છે તે તને મેં કહ્યા. હવે દાન આપવાને યોગ્ય બ્રાહ્મણની પરીક્ષા વિશે કહું છું તે તું સાંભળ.[૧૧] હે રાજા! જેટલા બ્રાહ્મણો પતિત હોય, મૂર્ખ હોય, અને ઉન્મત્ત હોય તેવા બ્રાહ્મણો દેવના તથા પિતૃના કર્મમાં નિમંત્રણને યોગ્ય નથી.[૧૨] ધોળા કોઢવાળા પુરુષને, નપુંસકને, મંડળ (ગોળાકૃતિ)વાળા કોઢિયાને, રાજયક્ષ્માના રોગીને, અપસ્મારના રોગીને (ફેફરાના રોગીને), તથા આંધળાને, હે રાજા! નોતરું દેવું નહિ.[૧૩] વૈદ્યકનો ધંધો કરનારા, દેવના પૂજારીઓ, ખોટા નિયમ પાળનારાઓ (દંભીઓ), સોમલતાને વેચનારાઓ, હે રાજા! નિમંત્રણને યોગ્ય નથી.[૧૪] ગવૈયાઓ, નૃત્ય કરનારાઓ, કુદનારાઓ, વાદિત્ર વગાડનારાઓ, કથકો (મિથ્યા વાત કરનારાઓ), અને યોદ્ધાઓ, હે રાજન્! નિમંત્રણને યોગ્ય નથી.[૧૫] શૂદ્રોને હોમ કરાવનારા, શૂદ્રોને અધ્યયન કરાવનારા, તથા શૂદ્રોના શિષ્યો પણ, હે રાજા! નિમંત્રણને યોગ્ય નથી.[૧૬] હે ભરતવંશના રાજા! જે પુરુષ પગાર લઇને ભણાવતો હોય, જે બ્રાહ્મણ પગાર આપીને ભણતો હોય, તે બન્ને પણ શ્રાદ્ધમાં ભોજન કરવાને અયોગ્ય છે; કારણ કે તે બન્ને વેદના વેચનારા છે.[૧૭] જે પુરુષને એક ઠેકાણેથી નિમંત્રણ આવી ગયું હોય, તેવો બ્રાહ્મણ તથા શૂદ્રા કન્યાનો પતિ એવો બ્રાહ્મણ સર્વ વિદ્યા ભણ્યો હોય તો પણ, હે રાજા! નિમંત્રણને યોગ્ય નથી.[૧૮] વળી જે બ્રાહ્મણો અગ્નિહોત્રી નથી, જે બ્રાહ્મણો મરણ પામેલા મનુષ્યોને ઉપાડવાનું કામ કરે છે, તથા જેઓ ચોર અને પતિત છે તે પુરુષો, હે રાજન્! નિમંત્રણને યોગ્ય નથી.[૧૯] હે ભરતવંશના રાજા! જેઓનો પૂર્વ વૃત્તાંત જાણવામાં આવતો ન હોય, જેઓના પૂર્વજો દૂષણોવાળા (ગ્રામ સ્ત્રીમાંથી ઉતરેલા) હોય તથા જેઓ પુત્રિકાપુત્ર થયા હોય (એટલે માતામહે પોતાની કન્યા પરણાવતી વખતે એવો સંકલ્પ (સરત) કર્યો હોય કે, આ પુત્રીમાં જે પુત્ર થાય તે મારો પુત્ર ગણાય, આવો સંકલ્પ કરીને પુત્રીના ખોળે લીધેલા પુત્રો, કારણ કે તે પિતૃ ગોત્રમાંથી ભ્રષ્ટ થયલા હોય છે) તેઓ શ્રાદ્ધમાં નિમંત્રણને થતા નથી.[૨૦] હે રાજન્! જે પુરુષ કરજકર્તા હોય, જે વ્યાજવટંતરનો ધંધો કરતો હોય,* તથા જે પ્રાણીઓને વેચવાનો ધંધો કરતા હોય તે પુરુષો, હે રાજન્! નિમંત્રણને યોગ્ય નથી.[૨૧] વળી, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! સ્ત્રીજિત બ્રાહ્મણો, સ્ત્રીની ભડવાઈ કરીને આજીવિકા કરનારા બ્રાહ્મણો, ગાયત્રીનો જપ નહિ કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં નિમંત્રણને યોગ્ય નથી.[૨૨]

હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! પિતૃના કર્મમાં તથા દેવના કર્મમાં કેવા બ્રાહ્મણને આમંત્રણ કરવાનું કહ્યું છે તે હું હવે કહું છું, તથા શાસ્ત્રોમાં નિષિદ્ધ કરેલો દાતા

*समर्घं धान्यमादाय महर्घं यः प्रयच्छति। स वै वार्धुषिको नाम हव्यकव्यबहिष्कृतः॥

અને પ્રતિગ્રહિતા પણ કેટલાએક ગુણને લીધે યોગ્ય અયોગ્ય ગણાય છે, તે વાત કહું છું તે તું સાંભળ.[૨૩] જે બ્રાહ્મણો ખેડુત (ખેડ કરવાનું કરનારા) હોય છતાં તેઓએ વ્રત કર્યાં હોય, વિદ્યા વગેરે ગુણવાળા હોય, ગાયત્રી મંત્રને જાણતા હોય, અને પોતાનાં કર્મ કરતા હોય તે બ્રાહ્મણો, હે રાજન્! શ્રાદ્ધકર્મમાં નિમંત્રણ યોગ્ય છે.[૨૪] યુદ્ધમાં ક્ષત્રિયના ધર્મને અનુસરનારો બ્રાહ્મણ પણ જો કુલીન હોય તો તેને નિમંત્રણ કરવું; પરંતુ, હે તાત! બ્રાહ્મણ હોવા છતાં પણ જે વ્યાપાર કરતો હોય, તેને શ્રાદ્ધમાં નિમંત્રણ કરવું નહિ.[૨૫] જે બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય, જે બ્રાહ્મણ એક ગામનો રહેવાસી હોય, તથા જે બ્રાહ્મણ ચોર ન હોય, અને જે બ્રાહ્મણ અતિથિને ઓળખનારો હોય અર્થાત અતિથિનો સત્કાર કરતો હોય તેવો બ્રાહ્મણ, હે રાજન્! નિમંત્રણ યોગ્ય ગણાય છે.[૨૬] હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! જે બ્રાહ્મણ ત્રણ કાળ ગાયત્રીનો જપ કરતો હોય, ભિક્ષા માગીને આજીવિકા કરતો હોય, તથા પોતાનાં કર્મ કરતો હોય તે બ્રાહ્મણ, હે રાજા! નિમંત્રણને યોગ્ય ગણાય છે.[૨૭] જે બ્રાહ્મણનો સૂર્યોદય સાથે ઉદય અને સૂર્યાસ્ત સાથે અસ્ત થાય છે, જે બ્રાહ્મણનો સૂર્યોદય વેળા અસ્ત એટલે ગરીબી અવસ્થા થાય છે અને સૂર્યાસ્ત વેળા ઉદય થાય છે, જે બ્રાહ્મણ હિંસા કરતો નથી, તથા જે બ્રાહ્મણનો દોષ અલ્પ હોય છે તે બ્રાહ્મણ, હે રાજન્! નિમંત્રણને યોગ્ય છે.[૨૮] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે બ્રાહ્મણ કપટ રહિત હોય, તથા જે મિથ્યા તર્ક નહિ કરનારો હોય, તથા જે યોગ્યતાવાળા પુરુષને ઘરે ભિક્ષા માગીને આજીવિકા કરતો હોય, તે બ્રાહ્મણ નિમંત્રણને યોગ્ય ગણાય છે.[૨૯] હે રાજા! જે બ્રાહ્મણ સ્નાતક વ્રતનું આચરણ કરતો ન હોય, કપટી હોય, ચોર હોય, પ્રાણીઓને વેચતો હોય, વ્યાપાર કરતો હોય, પણ પાછળથી સોમપાન કરેલું હોય તો તે શ્રાદ્ધમાં નિમંત્રણને યોગ્ય છે.[૩૦] હે રાજન્! જે બ્રાહ્મણ પ્રથમ દારુણ (ભયંકર) કર્મો કરીને ધન સંપાદન કરે, અને પાછળથી તે દેવ, પિતૃ અને ઋષિઓને તૃપ્ત કરે તો તે બ્રાહ્મણ નિમંત્રણને યોગ્ય થાય છે.[૩૧]

જે ધન વેદનો વિક્રય કરીને મેળવ્યું હોય, જે ધન સ્ત્રીએ મેળવ્યું હોય, અને જે ધન દીનતા કરીને મેળવ્યું હોય, તે ધન પિતૃઓને તથા બ્રાહ્મણોને દેવા યોગ્ય નથી.[૩૨] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે બ્રાહ્મણ શ્રાદ્ધનું કર્મ પૂર્ણ થઈ ગયા પછી જે યુક્ત છે તેનો પ્રયોગ ન કરે તો (એટલે કે યજમાન કહે કે, स्वधा उच्यताम् એટલે બ્રાહ્મણે अस्तु स्वधा એમ કહેવું જોઈએ, પરંતુ જો બ્રાહ્મણ એમ કહે નહિ તો) તે બ્રાહ્મણને ગાયને માટે અસત્ય બોલવાનું જે પાતક છે, તે પાતક લાગે છે.[૩૩] હે યુધિષ્ઠિર! સુપાત્ર બ્રાહ્મણ, દહીં, ઘી, અમાવાસ્યા, અને મૃગાદિકનું માંસ આ સર્વ વસ્તુ જે દિવસે મળે, તે દિવસ શ્રાદ્ધનો જાણવો.[૩૪] બ્રાહ્મણને ઘરે શ્રાદ્ધકર્મ થઈ રહે ત્યારે યજમાને કહેવું કે स्वधास्तु એટલે બ્રાહ્મણે કહેવું કે अस्तु स्वधा આમ કહેવાથી પિતૃઓને તૃપ્તિ થાય છે. ક્ષત્રિયને ઘરે શ્રાદ્ધ હોય તેમાં બ્રાહ્મણે કહેવું કે प्रीयन्तां पितरः પિતૃઓ પ્રસન્ન થાવ.[૩૫] વૈશ્યને ઘરે શ્રાદ્ધ હોય તે પૂર્ણ થાય એટલે, હે ભારત! બ્રાહ્મણે કહેવું કે अक्षय्यमस्तु તમારું શ્રાદ્ધકર્મ અક્ષય્ય થાવ! અને, હે ભરતવંશી રાજા! શૂદ્રને ત્યાં શ્રાદ્ધ કર્મ હોય તે પૂર્ણ થાય એટલે બ્રાહ્મણે કહેવું કે 'स्वस्ति કલ્યાણ હો.'[૩૬] શ્રાદ્ધના આરંભમાં તથા અંતમાં દેવકર્મ કરવામાં આવે છે, તેમાં બ્રાહ્મણના દેવકર્મમાં યજમાન બોલે કે पुण्याहं भवन्तो ब्रुवन्तु તમે પુણ્યાહ કહો. તેના ઉત્તરમાં બ્રાહ્મણોએ કહેવું કે:-'ओं पुण्याहम्.' ક્ષત્રિયના દેવના કર્મમાં બ્રાહ્મણોએ ઓંકાર વગર બોલવું એટલે पुण्याहम् એટલું જ બોલવું.[૩૭] વૈશ્યના દેવકર્મમાં બ્રાહ્મણોએ प्रीयन्ताम् देवताः पुण्याहमस्तु દેવતાઓ પ્રસન્ન થાવ, અને પુણ્યાહ થાવ એમ બોલવું.

સર્વ કર્મ અનુક્રમથી વિધિપૂર્વક કરવાં જોઈએ અને તે તું શ્રવણ કર.[૩૮] હે ભરતવંશના રાજા! સર્વ પ્રકારનાં જાતકર્મો ત્રણે વર્ણને કરવાનાં છે. હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ અને ક્ષત્રિય તેમ જ વૈશ્યે વેદના મંત્રોથી જાતકર્મ વગેરે સર્વ સંસ્કારો કરવા.[૩૯] હે યુધિષ્ઠિર રાજા! બ્રાહ્મણને મુંજની કટિમેખળા બાંધવી, ક્ષત્રિયને મોરવેલની, અને વૈશ્યે બલ્વજ નામના ખડની મેખળા બાંધવી, આવો ધર્મ છે.[૪૦]

હવે તમે દાતા તથા પ્રતિગ્રહીતાના ધર્મનું તથા અધર્મનું શ્રવણ કરો. બ્રાહ્મણ જો અસત્ય બોલે તો અધર્મ થાય, અને તેને પાતક કહેવામાં આવે છે. એટલાં અસત્યથી બ્રાહ્મણને જેટલું પાતક લાગે, તેના કરતાં ક્ષત્રિયને ચારગણું અને વૈશ્યને આઠગણું પાતક લાગે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૪૧] એક બ્રાહ્મણને પ્રથમ બ્રાહ્મણે નિમંત્રણ કર્યું હોય, છતાં તે નિમંત્રણનો ત્યાગ કરીને બીજે ઠેકાણે તે ભોજન કરે તો તે કનિષ્ઠ ગણાય છે, અને યજ્ઞ પ્રસંગ સિવાય કરેલી પશુહિંસાનું સંપૂર્ણ પાપ તેને લાગે છે.[૪૨] તે પ્રમાણે ક્ષત્રિયે તથા વૈશ્યે આમંત્રણ કર્યું હોય, છતાં બ્રાહ્મણ જો બીજે ઠેકાણે ભોજન કરવા જાય છે તો તે કનિષ્ઠ ગણાય છે, અને તેને પશુહિંસાનું અર્ધું પાપ લાગે.[૪૩] હે રાજા! બ્રાહ્મણ,

ક્ષત્રિય અથવા તો વૈશ્યને ઘરે યજ્ઞમાં અથવા તો શ્રાદ્ધના કર્મમાં જે બ્રાહ્મણ સ્નાન કર્યા વગર ભોજન કરે છે, તેને ગાયને માટે અસત્ય બોલવાનું પાપ લાગે છે.[૪૪] હે રાજા! મૃત્યુસૂતકવાળો અથવા તો વૃદ્ધિસૂતકવાળો જે બ્રાહ્મણ જાણી જોઇને અથવા તો લોભથી બ્રાહ્મણક્ષત્રિયાદિકને ઘરે શ્રાદ્ધ, યજ્ઞ વગેરેમાં ભોજન કરે તો તેને ગાયને માટે અસત્ય બોલવાનું જે પાપ છે તે લાગે છે.[૪૫] હે ભરતવંશી રાજા! જે બ્રાહ્મણ (તીર્થયાત્રા કરવા જેવું) બાહાનું કાઢીને, અથવા તો (પુત્રને જનોઈ દેવાના કે દીકરી પરણાવવાના કે શ્રાદ્ધ કરવાના કે યજ્ઞ કરવાના કે એવા બીજા કોઈ) કર્મ માટે દાતાની પાસેથી ભિક્ષા માગે છે, તે મનુષ્યને, હે રાજેન્દ્ર! અસત્ય બોલવાનું પાપ લાગે છે.[૪૬]* હે યુધિષ્ઠિર રાજા! બ્રહ્મચર્ય વ્રત પાળીને વેદ નહિ ભણનારા તથા સદાચારથી ભ્રષ્ટ એવા બ્રાહ્મણોને, ત્રણ વર્ણના પુરુષો વેદના મંત્રો ભણીને શ્રાદ્ધમાં પીરસે છે તો તેઓને ગાયને માટે બોલેલા અસત્યનું પાપ લાગે છે.[૪૭]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! પિતૃના કર્મમાં તથા દેવના કર્મમાં (યજ્ઞમાં) કેવા બ્રાહ્મણોને આપવાથી મહા ફળ મળે છે, એ જાણવાની હું ઇચ્છા રાખું છું.[૪૮]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! ખેડુતો જેમ સારા વરસાદની વાટ જુવે છે, તેમ જે પુરુષોની સ્ત્રીઓ પોતાના પતિની ભોજનની થાળીમાં ઉચ્છિષ્ટ અન્નની રાહ જોયા કરે છે, તેવા પુરુષોને ભોજન કરાવ. (અર્થાત્ જેમના ઘરમાં રાંધવા જેટલું જ અન્ન હોય, તેવા પુરુષોને તારે ભોજન કરાવવું, જેનું ઘર ભરપૂર હોય તેને નહિ.)[૪૯] હે રાજા! જે પુરુષો સદાચારી હોય, (ખાવાનું નહિ મળવાથી) શરીરે દુર્બળ હોય, અલ્પ આજીવિકાવાળા હોય, અને ધનની યાચના માટે આવ્યા હોય, તેવા પુરુષોને ધન આપવાથી મહાન્ ફળ મળે છે.[૫૦] હે રાજન્! જેઓ સદાચારને જ ભોજન માને છે, સદાચારને જ ઘર માને છે, સદાચારને જ બળ માને છે, સદાચારનો જ આશ્રય કરે છે, અને પોતાને જ્યારે કામ પડે છે ત્યારે જ ધનની ઇચ્છા કરે છે, તેવાઓને દાન આપવાથી મહાન્ ફળ મળે છે.[૫૧] વળી, હે યુધિષ્ઠિર! જેઓ ચોરો અને શત્રુઓથી ભયભીત થઈ ગયા હોય તથા જેઓ ભોજનની ઇચ્છા રાખતા હોય, તેવા પુરુષોને ભોજન આપવાથી મહા ફળ મળે છે.[૫૨] વળી જે બ્રાહ્મણ કપટ વિનાનો હોય અને દરિદ્ર અવસ્થાને લીધે જેણે પોતાના હાથમાં અન્ન લીધું હોય અને જેનાં છોકરાંઓ 'મને આપો, મને આપો' એમ યાચના કરતાં હોય, તેવા બ્રાહ્મણને દાન આપવાથી મહાન્ ફળ થાય છે.[૫૩]† દેશનો નાશ થવા સાથે જે બ્રાહ્મણોનું સર્વસ્વ અને સ્ત્રીને પણ બીજાઓ લુંટી ગયા હોય અને તેથી જે બ્રાહ્મણ ધનને માટે માગવાને આવ્યા હોય તો તેઓને આપવાથી મહાન્ ફળ મળે છે.[૫૪] જે બ્રાહ્મણો વ્રત કરે છે, જે નિયમોને પાળે છે, જે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તે છે, તથા નિયમોની અને કર્મની સમાપ્તિ કરવા માટે જે ધનની ઇચ્છા રાખે છે, તેઓને ધન આપવાથી મહાન્ ફળ મળે છે.[૫૫] પાખંડીઓના ધર્મની મર્યાદાઓથી જેઓ અત્યંત દૂર હોય, અન્નના ટેકાને અભાવે જેઓ બળ રહિત હોય તથા જેઓ નિર્ધન હોય તેવા પુરુષોને દેવાથી મહાન્ ફળ મળે છે.[૫૬] નિર્દોષ હોવા છતાં સમર્થ પુરુષો જેમનું સર્વ ધન હરી ગયા હોય અને જેઓ (સ્વાદિષ્ઠ કે વગર સ્વાદિષ્ઠની દરકાર કર્યા વગર પ્રાણના પોષણ અર્થે જ) અન્નની ઇચ્છા કરે છે, તેવા પુરુષોને અન્ન આપવાથી મહાન્ ફળ મળે છે.[૫૭] જેઓ તપસ્વીઓ અને તપોનિષ્ઠોને માટે ભિક્ષા માગતા હોય તથા જે યાચકો થોડીક વસ્તુની ઇચ્છા કરતા હોય, તેઓને આપવાથી મહાન્ ફળ થાય છે.[૫૮]

હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! કોને દાન આપવાથી મહાન્ ફળ થાય છે, તેનો વિધિ તેં મારી પાસેથી સાંભળ્યો. હવે કયાં કર્મ કરવાથી નરકમાં જવાય છે અને કયાં કર્મ કરવાથી સ્વર્ગમાં જવાય છે, તે વાત તું સાંભળઃ[૫૯] હે યુધિષ્ઠિર રાજા! જેઓ પોતાના ગુરુને માટે અથવા તો અભયરૂપ પ્રયોજનને (માટે નહિ પરંતુ તે વિના બીજી બાબતને માટે) છોડીને અસત્ય બોલે છે, તેઓ નરકમાં પડે છે‡[૬૦] પરસ્ત્રીનું હરણ કરનારા, પરસ્ત્રીની લાજ લુંટનારા, તથા પરાઈ સ્ત્રીની

* હમણાં ઘણા ઢોંગી બ્રાહ્મણો દીકરીને પરણાવવી છે, ગાયત્રી પુરશ્ચરણ કરવું છે, આ મરી ગઈ છે તે કાંઠા ખર્ચના પૈસા જોઈએ છે વગેરે ખોટું બોલીને ગૃહસ્થોની પાસે ભિક્ષા માગે છે અને, તેવા બ્રાહ્મણો પાપના ભાગી થાય છે. કેટલાએક તીર્થયાત્રા કરવા જવાનું કહીને પણ ભિક્ષા માગે છે.

† બંગાળાની પ્રતમાં અત્રે આ મતલબનો શ્લોક છેઃ–બીજાની પાસે તત્કાળ ભીખી આવનાર ગરીબમાં ગરીબ પાસેથી પણ જે બ્રાહ્મણ ભિક્ષા માગે છે, તેવા બ્રાહ્મણને દાન આપવાનું મહા ફળ છે.

‡ અત્રે ગુરુ એટલે આચાર્ય, શિક્ષક, વડીલ અથવા મોટું એવો અર્થ સમજવાનો છે. અસત્ય ઉચ્ચારવું કે કોઈ પણ ભોગે ન ઉચ્ચારવું, એ વિષે ઘણો મતભેદ છે. કેટલાકો પ્રસંગ અને પરિસ્થિતિને જોઈ અસત્ય વચનને વખાણે છે, પરંતુ એ તુલના કરવાનું કાર્ય ઘણું મુશ્કેલ છે. જનસ્વભાવ ઘણો વિલક્ષણ છે, અને તેથી સામાન્ય બુદ્ધિનો મનુષ્ય એવા અસત્ય વચનને ક્ષમ્ય ગણવાનાં કૃત્યનો ખોટો દાખલો લે છે.

ભડવાઈ કરનારા પુરુષો નરકમાં પડે છે.૬૧ જે પુરુષો પારકું ધન હરી જાય છે, જેઓ પારકા ધનનો નાશ કરે છે, તથા જેઓ પારકી ચાડી ખાય છે, તેઓ નરકમાં પડે છે.૬૨ હે ભરતવંશી રાજા! જે પુરુષો પાણીની પરબોને-હવાડાને, નગરજનોને, બેસવાની સભાને, પૂલાદિ સંક્રમોને તથા અગરો-અખાડા-ધર્મશાળાને તોડી પાડે છે, તેઓ નરકમાં પડે છે.૬૩ જે પુરુષો નિરાધાર સ્ત્રીને, જુવાન સ્ત્રીને, બાળ સ્ત્રીને, વૃદ્ધ સ્ત્રીને, ભયભીત સ્ત્રીને તથા તપસ્વિનીને છેતરે છે, તે પુરુષો નરકમાં પડે છે.૬૪ હે ભરતવંશી રાજા! જે પુરુષો આજીવિકાનો નાશ કરે છે, ઘર તોડી પાડે છે, સ્ત્રીને હરી જાય છે, મિત્રની સાથે ભેદ પડાવે છે, તથા આશાનો ભંગ કરે છે, તે પુરુષો નરકમાં પડે છે.૬૫ જે પુરુષો ચાડી ખાય છે, નદી ઉપરની પાજને તોડી પાડે છે, પારકી આજીવિકા ઉપર આજીવિકા કરે છે, અને કરેલ ઉપકારને જાણતા નથી, તેઓ નરકમાં પડે છે.૬૬ જેઓ વેદનો દ્વેષ કરે છે, જે સત્પુરુષોની નિંદા કરે છે, જેઓ ધર્મના નિયમોની નિંદા કરે છે, તથા જેઓ આરૂઢ* પતિત છે, તેઓ નરકમાં પડે છે.૬૭ જેઓ મનુષ્યોથી વિરુદ્ધ રીતે વ્યવહાર કરે છે, જેઓ પારકી વૃદ્ધિને જોઈ શકતા નથી તથા જેઓ પારકાના લાભો તરફ પણ વિષમતાથી વર્તે છે, તે પુરુષો નરકમાં પડે છે.૬૮ જે પુરુષો દૂતનું કામ કરે છે, જે પુરુષોને કોઈ રીતની પરીક્ષા નથી, તથા જેઓ પ્રાણીઓની હિંસામાં પ્રવૃત્ત રહે છે, તે પુરુષો નરકમાં પડે છે.૬૯ જે પુરુષને બક્ષીસ આપવાની આશા આપી હોય તેવા પુરુષને, તને ફલાણું આપીશ આવી એક પુરુષની પાસે પ્રતિજ્ઞા કરી હોય તે પુરુષને, પગાર લઈને ચાકરી કરનારાને અને મહેનત કરનાર મજુરને જે પુરુષો કપટ કરીને ફળને સમયે નિરાશ કરી નાંખે છે તેઓ નરકમાં પડે છે.૭૦ જે પુરુષો સ્ત્રી, અગ્નિ, સેવક, અને અતિથિઓનો ત્યાગ કરીને ભોજન કરે છે, તથા જે પુરુષો પિતૃઓની અને દેવોની સેવાનો ત્યાગ કરે છે, તે પુરુષો નરકમાં પડે છે.૭૧ વેદ વેચનારાઓ, વેદોની નિંદા કરનારાઓ, અને વેદોને લખનારાઓ નરકમાં પડે છે.૭૨ જે પુરુષો ચાર આશ્રમથી બહાર છે, વેદથી બહાર છે, અને અધર્મ કરીને આજીવિકા કરે છે, તેઓ નરકમાં પડે છે.૭૩ હે રાજા! જેઓ ધાબળીઓ, અમર વગેરે વેચનારા છે, જેઓ ઝેર વેચનારા છે, તથા જેઓ દૂધ વેચનારા છે, તેઓ નરકમાં પડે છે.૭૪ હે યુધિષ્ઠિર રાજા! જેઓ બ્રાહ્મણોના, ગાયોના, ને કન્યાના કાર્યોમાં વિઘ્ન નાંખે છે, તેઓ નરકમાં પડે છે.૭૫ હે યુધિષ્ઠિર રાજા! જેઓ શસ્ત્ર વેચનારા છે, જેઓ શસ્ત્ર બનાવનારા છે, તથા જેઓ શલ્યના અને ધનુષના બનાવનારા છે, તેઓ નરકમાં પડે છે.૭૬ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જેઓ પત્થરની શિલાઓથી, શંકુઓથી, મોટા ખાડાઓથી માર્ગને રોકે છે, તેઓ નરકમાં પડે છે.૭૭ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે પુરુષો શુદ્ધ અંતઃકરણના ઉપાધ્યાયોનો, સેવકોનો, ભક્તોનો, તથા અવિકારી સ્ત્રીનો ત્યાગ કરે છે, તે પુરુષો નરકમાં પડે છે.૭૮ જેઓ બળદના પોળિયાને કચરીને નપુંસક બનાવે છે, જેઓ બળદ વગેરે ઢોરની નાસિકાને વીંધે છે, તથા જેઓ પશુઓને કેદ કરે છે, તેઓ નરકમાં પડે છે.૭૯ જે રાજાઓ પ્રજાનું રક્ષણ કરતા નથી, પરંતુ પોતાનો અમુક ભાગ (છઠ્ઠો ભાગ) તથા કર લે છે તથા જેઓ સમર્થ છતાં પણ દાન કરતા નથી, તે પુરુષો નરકમાં પડે છે.૮૦ જે પુરુષો ક્ષમાશીલ, દાંત, બુદ્ધિમાન્ તથા ઘણા કાળ સૂધી એક સાથે રહેનારા પુરુષોને પોતાનું કાર્ય સાધી લીધા પછી તજી દે છે, તેઓ નરકમાં પડે છે.૮૧ જે પુરુષો બાળકોને, વૃદ્ધોને, અને દાસોને જમાડ્યા વગર તેઓની પહેલાં પંડે જમે છે, તેઓ નરકમાં પડે છે.૮૨

આ પ્રથમ જે કહ્યા તે નરકમાં પડનારા કહ્યા. હવે, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! સ્વર્ગ લોકમાં જનારા પુરુષો કોણ છે, તે હું કહું છું.૮૩ હે ભરતવંશના પુત્ર! દેવતાઓનું જેમાં મુખ્ય પૂજન કરવામાં આવે છે એવાં ધર્મનાં સર્વે કૃત્યોમાં જો બ્રાહ્મણનું અપમાન કરવામાં આવે છે તો તેથી અપમાન કરનારાના પુત્રોનો તથા સર્વ ઢોરઢાંખરોનો નાશ થાય છે. (અર્થાત્ જેઓ બ્રાહ્મણોને તેમાં માન આપે છે તેઓ સ્વર્ગમાં જાય છે.)૮૪ દાન કરીને, તપ કરીને, તથા સત્ય ભાષણ કરીને, હે યુધિષ્ઠિર! જે પુરુષો ધર્મને અનુસરે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.૮૫ હે ભરતવંશી રાજા! જે પુરુષો ગુરુની સેવા કરીને તથા તપ કરીને વિદ્યા ભણે છે તથા પ્રતિગ્રહ (દાન લેવા) ઉપર સ્નેહ રાખતા નથી, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.૮૬ જે પુરુષો મનુષ્યોને ભયમાંથી, પાપમાંથી, સંકટમાંથી, દરિદ્રતામાંથી તથા રોગના સંકટમાંથી બચાવે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.૮૭ જે પુરુષો ક્ષમાશીલ, ધીર, ધર્મના કાર્યમાં તત્પર અને માંગલિક આચાર કરનારા હોય છે (દહીં, અરીસો વગેરે મંગળ પદાર્થનાં દર્શન કરવાં તે મંગળાચાર), તેઓ સ્વર્ગમાં જાય છે.૮૮ જે પુરુષો મધુ તથા માંસનો ત્યાગ કરે છે, જેઓ પરસ્ત્રીનો

* ઉપરના આશ્રમમાંથી નીચેના આશ્રમમાં પડવું તે. એક સંન્યાસી ગૃહસ્થાશ્રમમાં આવે તો તે આરૂઢપતિત કહેવાય.

ત્યાગ કરે છે તથા જેઓ મદિરાનો ત્યાગ કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૮૯] જે પુરુષો આશ્રમોની રક્ષા કરે છે, કુળોની રક્ષા કરે છે, દેશોની રક્ષા કરે છે, ને નગરોની રક્ષા કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૯૦] વસ્ત્રો અને આભૂષણો આપનારા, ભોજન, પાન, તથા અન્નનું દાન કરનારા તથા જેઓ બીજાઓનો વિવાહ કરી આપે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૯૧] જે પુરુષો કોઈ પણ જાતની હિંસા કરતા નથી, જેઓ સુખદુઃખ સર્વને સહન કરે છે, તથા જેઓ સર્વને આશ્રય આપે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૯૨] જે પુરુષો માતાની તથા પિતાની સેવા કરે છે, જેઓ જિતેંદ્રિય છે, તથા જેઓ ભાઈઓના ઉપર સ્નેહ રાખે છે, તે મનુષ્યો સ્વર્ગમાં જાય છે.[૯૩] હે ભરતવંશના રાજા! જે પુરુષો ધનાઢ્ય છે, બળવાન્ છે, યૌવનાવસ્થાવાળા છે, જિતેંદ્રિય છે તથા ધીર છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૯૪] જે પુરુષો અપરાધી પુરુષો ઉપર સ્નેહ રાખે છે, મૃદુ છે, મૃદુ મનુષ્યોના ઉપર સ્નેહ રાખે છે, તથા આરાધના (સેવા કરવાથી) કરનારાઓને સુખી કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૯૫] જે પુરુષો નિત્ય હજારોને અન્ન પીરસે છે, હજારોને દાન આપે છે, તથા હજારોની રક્ષા કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૯૬] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે પુરુષો સુવર્ણનું, ગાયનું, મિયાના પાલખીનું તથા વાહનોનું દાન કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૯૭] હે યુધિષ્ઠિર રાજા! વિવાહમાં ઉપયોગી એવા સ્ત્રીના અલંકારોનું દાન આપનારા, દાસદાસીનું દાન કરનારા, તથા વસ્ત્રોનું દાન કરનારા પુરુષો સ્વર્ગમાં જાય છે.[૯૮] જે પુરુષો વિહાર, ઘર, ઉદ્યાન, કૂવા, બગીચાઓ, સભાસ્થાનો, પરબો–હવાડાઓ અને કિલ્લાઓને બંધાવે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૯૯] હે ભરતવંશના રાજા! જે પુરુષો ઘરો, ક્ષેત્રો, વાસસ્થાનો માગનારાઓને આપે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૦૦] હે યુધિષ્ઠિર! જે પુરુષો જાતે રસોને, બીજોને અને ધાન્યોને ઉત્પન્ન કરીને તેઓનું દાન કરે છે તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૧] ગમે તે કુળમાં ઉત્પન્ન થયેલા પુરુષો ઘણા પુત્રોવાળા તથા સો વર્ષનાં આયુષ્યવાળા હોય અને તેઓ ક્રોધને જિતનારા તથા દયાળુ હોય તો તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૦૨] હે ભરતવંશના પુત્ર! દેવનું તથા પિતૃનું કર્મ કેવી રીતે પરલોકમાં ફળ આપે છે એ વાત તને કહી, તથા પૂર્વે ઋષિઓએ કહેલો દાન ધર્મનો મહિમા પણ તને કહ્યો.[૧૦૩]

इति श्रीमहाभारतमां अनुशासन पर्वविषे 'स्वर्गनरकमां जनारानुं वर्णन' ए नामनो अध्याय २३ मो समाप्त

## અધ્યાય ૨૪ મો

### બ્રહ્મહત્યા નિરૂપણ

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભરતવંશના રાજા! હિંસા કર્યા વગર પણ મનુષ્યને કેવી રીતે બ્રહ્મહત્યા લાગે? આ વાત તમે મને યથાર્થ રીતે કહેવાને યોગ્ય છો.[૧]

ભીષ્મ કહે છેઃ–હે રાજેંદ્ર! પૂર્વે મેં વ્યાસને આમંત્રણ કરીને જે વાર્તા પૂછી હતી, તે વાત હું તને કહું છું તે તું એક મનવાળો થઈને સાંભળ.[૨] (મેં વ્યાસને પ્રશ્ન કરતી વખતે કહ્યું કેઃ-) હે મુનિ! વસિષ્ઠના વંશમાં ચોથો પુરુષ તું છો, તે મને ખરી વાર્તા કહે. હિંસા કર્યા વગર પણ કેવું કાર્ય કરવાથી આ લોકમાં બ્રહ્મહત્યાનું પાતક લાગે છે?[૩] આ રીતે, હે રાજન્! મેં પરાશરના પુત્રને પ્રશ્ન કર્યો, એટલે ધર્મમાં નિપુણ એવા વ્યાસે સંદેહરહિત સર્વ કરતાં શ્રેષ્ઠ ઉત્તર આપતાં કહ્યું કેઃ–[૪] અલ્પ આજીવિકાવાળા બ્રાહ્મણને પંડે ભિક્ષાને માટે બોલાવે અને પછી તેને ભિક્ષા આપવાની ના પાડે, તે પુરુષને બ્રહ્મઘાતી જાણવો.[૫] હે ભરતવંશી રાજા! મધ્યસ્થ રહેનારા અને શાસ્ત્રનું અધ્યયન કરનારા બ્રાહ્મણની આજીવિકાને દુષ્ટ બુદ્ધિવાળો પુરુષ હરી જાય છે, તેને બ્રહ્મહત્યા કરનારો જાણવો.[૬] હે વસુધાધિપ! એક ગાયનું ટોળું તૃષાથી આતુર હોય અને પાણી પીવા માટે જતું હોય તેને જે પુરુષ વિઘ્ન કરે છે, તે પુરુષને બ્રહ્મહત્યા કરનારો જાણવો.[૭] જે પુરુષ સારી રીતે પ્રવૃત્ત થયેલી શ્રુતિને (વેદને) અને મુનિઓએ રચેલાં ધર્મશાસ્ત્રને યથાર્થ રીતે સમજ્યા વગર દૂષણ આપે છે, તે પુરુષને બ્રહ્મહત્યા કરનારો જાણવો.[૮] જે પુરુષ પોતાની સુંદર રૂપવાળી પુત્રી મોટી થઈ હોય છતાં તેનો કોઈ યોગ્ય વરની સાથે વિવાહ કરતો નથી, તે પુરુષને બ્રહ્મહત્યા કરનારો જાણવો.[૯] અધર્મ કર્મમાં પરાયણ અને મૂઢ પુરુષ જે વૃથા બ્રાહ્મણોને મર્મમાં પીડા કરનારું દુઃખ આપે છે, તેને બ્રહ્મહત્યા કરનારો જાણવો.[૧૦] જે પુરુષ આંધળા, લુલા અને મૂર્ખ મનુષ્યનાં સર્વસ્વનું હરણ કરે છે, તેને બ્રહ્મહત્યા કરનારો જાણવો.[૧૧] જે મનુષ્ય આશ્રમમાં, વનમાં, ગામમાં અથવા તો નગરમાં મોહવશ થઈને અગ્નિ લગાડે છે, તે પુરુષને બ્રહ્મહત્યા કરનારો જાણવો.[૧૨]

इति श्रीमहाभारतविषे अनुशासनपर्व विषे 'ब्रह्महत्या-निरूपण' ए नामनो अध्याय २४ मो समाप्त

## અધ્યાય ૨૫ મો

### તીર્થ માહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે મોટા બુદ્ધિશાળી! હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! તીર્થનાં દર્શન, તીર્થસ્નાન, તથા

તીર્થના માહાત્મ્યનું શ્રવણ અત્યંત કલ્યાણકારક છે. માટે હું તે વિષયને યથાર્થ રીતે સાંભળવાની ઈચ્છા રાખું છું.[૧] હે પ્રભુ! હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! પૃથ્વી ઉપર જેટલાં પુણ્ય તીર્થ છે, તેટલા વિષે હું અવશ્ય સાંભળવાની ઈચ્છા રાખું છું; માટે તમે મને તે વાત કહો.[૨]

ભીષ્મ કહે છેઃ-હે મોટી કાંતિવાળા રાજા! અંગિરાએ પૂર્વે તીર્થનો આ ઈતિહાસ મને કહ્યો હતો. તે તું મારી પાસેથી સાંભળવા યોગ્ય છે. તે સાંભળવાથી તને ઉત્તમ ધર્મનો લાભ થશે. તારું કલ્યાણ થાવ![૩] ઉત્તમ આચારવાળા ગૌતમ તપોવનમાં રહેનારા, ધીર અને મહામુનિ અંગિરાને પૂછવા લાગ્યાઃ[૪] હે ભગવન્! હે મોટા મુનિ! તીર્થો (પવિત્ર છે કે નથી તે)ના સંબંધમાં મને સંશય છે, માટે હું તીર્થના વિષયમાં સર્વ હકીકત સાંભળવાની ઈચ્છા રાખું છું, માટે તમે મને તે વિશેની કથા કહો.[૫] હે મુનિ! તીર્થોમાં સ્નાન કરવાથી મરણ પછી કયું ફળ મળે છે? હે મોટા બુદ્ધિશાળી મુનિ! તેના સંબંધમાં જે પ્રમાણે હોય, તે પ્રમાણે મને કહો.[૬]

અંગિરા કહે છેઃ-ઉપવાસ કરનારો ચંદ્રભાગા* નદીમાં અથવા તો તરંગની માળાવાળી વિતસ્તા નદીમાં સ્નાન કરીને, સાત દિવસ સુધી નિરાહાર રહે તો તે એક મુનિની પેઠે નિર્મળ થાય છે.[૭] કાશ્મીર દેશમાં જે નદીઓ છે તે મહા (સિંધુ) નદીમાં મળે છે તે સિંધુ નદીમાં સ્નાન કરવાથી પુરુષ શીલસંપન્ન થાય છે ને સ્વર્ગમાં જાય છે.[૮] પુષ્કર, પ્રભાસ, નૈમિષારણ્ય, સાગરોદક (સમુદ્રનું જળ), દેવિકા, ઈંદ્રમાર્ગ અને સ્વર્ણબિંદુ આ તીર્થમાં સ્નાન કરનારો પુરુષ વિમાનમાં બેઠો બેઠો અને અપ્સરાઓને મુખે સ્તુતિ કરાતો જ્ઞાન સંપાદન કરે છે. જે પુરુષ આવી રીતે સાવધાન થઈ હિરણ્યબિંદુ નામના તીર્થમાં સ્નાન કરે છે તથા તીર્થને પ્રણામ કરે છે,[૯-૧૦] તથા કુશેશય તીર્થમાં તેના અધિષ્ઠાતા દેવને પ્રણામ કરે છે, તે પુરુષના પાપનો નાશ થાય છે. ગંધમાદન પર્વતની પાસે આવેલી ઈંદ્રતોયા નામની નદીમાં સ્નાન કરીને,[૧૧] તથા કુરંગ નામના ક્ષેત્રમાં કરતોયા નદીમાં સ્નાન કરીને જે પુરુષ ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે અને નિયમ પાળીને શુદ્ધ થાય છે, તે પુરુષ અશ્વમેધ યજ્ઞના ફળને પામે છે.[૧૨] જે પુરુષ ગંગાદ્વારમાં, કુશાવર્તમાં, બિલ્વક તીર્થમાં, નીલપર્વતમાં તથા કનખલ તીર્થમાં સ્નાન કરે છે, તે પુરુષ પાપરહિત થઈને સ્વર્ગમાં જાય છે.[૧૩] બ્રહ્મચારી, ક્રોધને જિતનારો, સત્યવાદી તથા અહિંસક પુરુષ અપાંહૃદ નામના તીર્થમાં સ્નાન કરીને અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવે છે.[૧૪] જે સ્થાનમાં ભાગીરથી-ગંગા ઉત્તર દિશા તરફ પડે છે, તે મહેશ્વરના સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળ નામના સ્થાનમાં જે પુરુષ સ્નાન કરીને[૧૫] એક મહિનો સુધી નિરાહાર રહે છે, તે પુરુષને દેવોનાં દર્શન થાય છે. સપ્તગંગ નામના તીર્થમાં, ત્રિગંગ નામના તીર્થમાં, તથા ઈંદ્રમાર્ગ નામના તીર્થમાં પિતૃઓનું તર્પણ કરનાર[૧૬] પુરુષ જ્યારે ફરીને જન્મે છે ત્યારે તેને અમૃતનું ભોજન મળે છે. મહાલય તીર્થમાં સ્નાન કરીને જે પુરુષ અગ્નિહોત્રના કર્મમાં પરાયણ રહે છે, પવિત્ર રહે છે,[૧૭] તથા એક મહિના સુધી નિરાહાર રહે છે, તે પુરુષને એક મહિનામાં સિદ્ધિ મળે છે. ભૃગુતુંગ નામના મહા સરોવરમાં સ્નાન કરીને જે પુરુષ સર્વ પ્રકારની કામનાથી રહિત થઈને[૧૮] ત્રણ રાત્રિ સુધી ઉપવાસ કરે છે, તે પુરુષ બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થાય છે. કન્યાકૂપ નામના તીર્થમાં સ્નાન કરીને બલાકા નામના તીર્થમાં પિતૃતર્પણ કરનાર[૧૯] મનુષ્યને દેવોમાં કીર્તિ મળે છે, અને તે યશસ્વી થાય છે.[૨૦] દેવિકામાં, સુંદરિકા સરોવરમાં, તથા અશ્વિનીકુમાર ક્ષેત્રમાં સ્નાન કરનાર પુરુષ મરણ પછી બીજા જન્મમાં રૂપને તથા તેજને પ્રાપ્ત થાય છે.[૨૧] મહા ગંગામાં તથા કૃત્તિકાંગારક નામના તીર્થમાં સ્નાન કરી એક પખવાડિયું નિરાહાર રહેનાર પુરુષ નિર્મળ થઈને સ્વર્ગમાં જાય છે.[૨૨] જે પુરુષ વૈમાનિક નામના આશ્રમમાં સ્નાન કરે છે, તથા કિંકિણીકાશ્રમમાં સ્નાન કરે છે, તે પુરુષ અપ્સરાના દિવ્ય લોકમાં જાય છે અને ત્યાં અપ્સરાઓ તેનું પૂજન કરે છે અને તે ઇચ્છા પ્રમાણે ફર્યા કરે છે.[૨૩] કાલિકાશ્રમમાં સ્નાન કરી વિપાશામાં પિતૃઓનું તર્પણ કરનાર બ્રહ્મચારી, ક્રોધને જિતનારો અને ત્રણ રાત્રિ વ્રત પાળનારો પુરુષ જન્મમરણમાંથી છૂટી જાય છે.[૨૪] જે પુરુષ કૃત્તિકાના આશ્રમમાં સ્નાન કરીને પિતૃઓને તૃપ્ત કરે છે તથા મહાદેવને સંતુષ્ટ કરે છે, તે પુરુષ નિર્મળ થઈને સ્વર્ગમાં જાય છે.[૨૫] મહાપુર નામના તીર્થમાં સ્નાન કરી પવિત્ર થઈને ત્રણ રાત્રિ ઉપવાસ કરનાર પુરુષને જંગમ, સ્થાવર તથા બે પગવાળાં પ્રાણીઓનો ભય રહેતો નથી.[૨૬] જે પુરુષ દેવદારુ નામના વનમાં સ્નાન કરે છે તથા પિતૃતર્પણ કરે છે અને સાત રાત્રિ ઉપવાસ પાળીને શુદ્ધ રહે છે, તે પુરુષ પાપમાંથી છૂટીને સ્વર્ગ લોકમાં જાય છે.[૨૭] જે પુરુષ શરસ્તંબ નામના તીર્થમાં, કુશસ્તંબ તીર્થમાં, તથા દ્રોણશર્મપદ નામના તીર્થમાં જળના પ્રવાહમાં સ્નાન કરે છે, તે પુરુષની સેવા અપ્સ-

* ચંદ્રભાગા તે પંજાબમાંની ચીનાબ નદી અને વિતસ્તા તે જેલમ.

રાઓ કરે છે.૨૮ જે પુરુષ નિરાહાર રહી (ઉપવાસ કરીને) ચિત્રકૂટમાં તથા મંદાકિનીના જળમાં સ્નાન કરે છે, તે પુરુષની સેવા રાજલક્ષ્મી કરે છે.૨૯ જે પુરુષ શ્યામાના આશ્રમમાં જઇને રહી રોજ તે તીર્થમાં સ્નાન કરીને એક પખવાડિયું નિરાહાર રહે છે, તે ગંધર્વોના વૈભવોનું સુખ ભોગવે છે.૩૦ જે પુરુષ કૌશિકી નામની નદી ઉપર જઇને સર્વ કામનાઓનો ત્યાગ કરી દઇને સ્નાન કરીને ત્યાં એકવીશ રાત્રિ સૂધી વાયુ ભક્ષણ કરે છે, તે પુરુષ સ્વર્ગમાં જાય છે.૩૧ જે પુરુષ મતંગવાપીમાં એક રાત્રિજ સ્નાન કરે છે તેને સિદ્ધિ મળે છે. જે પુરુષ અનાલંબ તથા સનાતન એવા અંધક તીર્થમાં સ્નાન કરે છે,૩૨ તથા જે પુરુષ જિતેંદ્રિય થઇને નૈમિષ નામના તીર્થમાં અને સ્વર્ગ તીર્થમાં સ્નાન કરે છે તથા એક મહિના સૂધી પિતૃતર્પણ કરે છે, તે પુરુષને પુરુષમેધ નામના યજ્ઞનું ફળ મળે છે.૩૩ ગંગાહ્રદ નામના તીર્થમાં તથા ઉત્પલાવનમાં એક મહિના સૂધી સ્નાન કરી પિતૃતર્પણ કરનાર પુરુષને અશ્વમેધનું ફળ મળે છે.૩૪ ગંગા અને યમુનાના તીર્થમાં સ્નાન કરીને, તથા કાલંજર નામના પર્વત ઉપર એક મહિનો સૂધી રહી પિતૃતર્પણ કરનાર પુરુષને દશ અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.૩૫ ષષ્ઠિહ્રદમાં સ્નાન કરવાથી અન્નદાનના કરતાં પણ અધિક ફળ થાય છે. દશ હજાર અને ત્રણ કરોડ તીર્થો,૩૬ હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! માઘ માસમાં પ્રયાગ તીર્થમાં એકઠાં થાય છે. માટે માઘ મહિનામાં પ્રયાગ તીર્થમાં સદાચાર સંપન્ન થનારા, નિયમને ગ્રહણ કરનારા,૩૭ હે ભરતશ્રેષ્ઠ! સ્નાન કરીને નિર્મળ થઇને સ્વર્ગમાં જાય છે. મરુદ્ગણ નામના તીર્થમાં, પિતૃઓના આશ્રમ નામના તીર્થમાં,૩૮ વૈવસ્વત નામના તીર્થમાં જે પુરુષ સ્નાન કરે છે, તે પુરુષ તીર્થરૂપ થાય છે. વળી જે પુરુષ બ્રહ્મચર તીર્થમાં જઈ, ભાગીરથી નદીમાં તર્પણ કરે છે,૩૯ તથા એક મહિનો સૂધી નિરાહાર રહીને સ્નાન કરે છે, તે પુરુષ સોમલોકમાં જાય છે.૪૦ જે પુરુષ ઉત્પાતક નામના તીર્થમાં સ્નાન કરી અષ્ટાવક્ર નામના તીર્થમાં પિતૃતર્પણ કરે છે અને બાર દિવસ સૂધી નિરાહાર રહે છે, તેને પુરુષમેધનું ફળ મળે છે.૪૧ જે પુરુષ ગયા તીર્થમાં આવેલા અશ્મપૃષ્ઠ એટલે પ્રેતશિલાના નામથી પ્રસિદ્ધ તીર્થમાં, નિરવિંદ એટલે સર્વથા સુખના ગંધથી રહિત એવો પ્રેત પર્વત જેને કહે છે તે તીર્થમાં અને ક્રૌંચપદી નામના તીર્થમાં એટલે વિષ્ણુપદી નામના તીર્થમાં સ્નાન કરે છે, તેની ત્રણ બ્રહ્મહત્યા નાશ પામે છે. (આ રીતે ગયા તીર્થમાં જઇને સ્નાન કરવાથી પુરુષ શુદ્ધ થાય છે.)૪૨ કલવિંક તીર્થમાં સ્નાન કરવાથી મનુષ્યને ઘણા જળનો (તીર્થોમાં સ્નાન કર્યાનો) લાભ થાય છે. અગ્નિપુરમાં સ્નાન કરવાથી પુરુષ અગ્નિકન્યાપુરમાં વાસ કરે છે.૪૩ કરવીરપુરમાં સ્નાન કરવાથી, વિશાલામાં પિતૃતર્પણ કરવાથી, દેવહ્રદમાં સ્નાન કરવાથી, પુરુષ બ્રહ્મરૂપ થઇને વિરાજે છે.૪૪ જે પુરુષ ઇંદ્રિયોનો નિગ્રહ કરી, સર્વ પ્રકારે હિંસાનો ત્યાગ કરીને આવર્તનંદામાં તથા મહાનંદામાં સ્નાન કરે છે, તે પુરુષની નંદનવનમાં અપ્સરાઓ સેવા કરે છે.૪૫ જે પુરુષ સાવધાન થઇને કાર્તિક મહિનાની પૂર્ણિમાએ ઉર્વશી તીર્થમાં તથા લૌહિત્ય તીર્થમાં વિધિપૂર્વક સ્નાન કરે છે, તેને પુંડરીક નામના યજ્ઞનું ફળ મળે છે.૪૬ રામહ્રદમાં સ્નાન કરી વિપાશામાં પિતૃતર્પણ કરીને, બાર દિવસ નિરાહાર રહેનાર પુરુષ પાપમાંથી છૂટે છે.૪૭ મહાહ્રદમાં શુદ્ધ મનથી સ્નાન કરી એક માસ નિરાહાર રહેનાર પુરુષને જમદગ્નિની ગતિ મળે છે.૪૮ વિંધ્યાચલમાં પોતાના આત્મા એટલે શરીરને તપાવીને જે પુરુષ સત્ય બોલે છે, હિંસાનો ત્યાગ કરે છે અને વિનય સાથે એટલે ઇંદ્રિયનિગ્રહ કરી તપશ્ચરણ કરે છે, તેને એક મહિનામાં સિદ્ધિ મળે છે.૪૯ નર્મદા નામના તીર્થમાં તથા શૂર્પારકોદક નામના તીર્થમાં સ્નાન કરીને એક પખવાડિયું નિરાહાર રહેનાર પુરુષ બીજા જન્મમાં રાજપુત્ર થાય છે.૫૦ જંબૂમાર્ગ નામના તીર્થમાં ત્રણ માસ સૂધી ઇંદ્રિયોને નિયમમાં રાખનારા અને આત્માને એકસ્થ કરનારાને એક જ અહોરાત્રિમાં સિદ્ધિ મળે છે.૫૧* જે પુરુષ કોકામુખ નામના તીર્થમાં સ્નાન કરે છે તથા અંજલિકાશ્રમ નામના તીર્થમાં વાસ કરીને શાક પત્રનો આહાર કરે છે તથા ચીથરાં પહેરે છે, તે દશ કુમારિકાઓનો પતિ થાય છે.૫૨ જે પુરુષ કન્યાહ્રદમાં વાસ કરે છે તે પુરુષ કોઈ પણ દિવસ યમના લોકમાં જાતો નથી, પરંતુ દેવલોકમાં જાય છે.૫૩ હે મોટા બાહુવાળા! જે પુરુષ પ્રભાસ તીર્થમાં અમાવાસ્યાને દિવસે એક ચિત્ત થઇને સ્નાન કરે છે, તે પુરુષ સિદ્ધ થાય છે તથા મરણ પછી સ્વર્ગમાં દેવ થાય છે.૫૪ જે પુરુષ ઉજ્જાનક નામના તીર્થમાં સ્નાન કરીને આર્ષ્ટિષેણના આશ્રમમાં તથા પિંગાના આશ્રમમાં સ્નાન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.૫૫ કુલ્યા નામની નદીમાં સ્નાન કરીને જે પુરુષ ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે અને અઘમર્ષણ મંત્રનો જપ કરે છે, તે પુરુષને અશ્વમેધનું ફળ મળે છે.૫૬ પિંડારક નામના તીર્થમાં સ્નાન કરીને જે

* આ શ્લોકનો અર્થ સ્પષ્ટ નથી જેમ તેમ બેસારેલો છે.

પુરુષ એક રાત્રિ ઉપવાસ કરે છે, તે પુરુષ બીજે દિવસે પ્રભાતમાં પવિત્ર થાય છે અને અગ્નિષ્ટોમ નામના યજ્ઞનું ફળ મેળવે છે.[૫૭] ધર્મારણ્યથી અલંકૃત થયેલા બ્રહ્મસર નામના તીર્થમાં સ્નાન કરી પવિત્ર થઇને પુરુષ પુંડરીક નામના યજ્ઞનું ફળ મેળવે છે.[૫૮] મૈનાક નામના પર્વત ઉપર સ્નાન કરી તથા સંધ્યાવંદન કરી જે પુરુષ એક મહિના સૂધી કામને વશ કરે છે, તેને સર્વ યજ્ઞનું ફળ મળે છે.[૫૯] ગર્ભહત્યા કરનારો પુરુષ સો જોજન જેટલું ચાલીને કાલોદક, નંદિકુંડ તથા ઉત્તર માનસ નામના તીર્થમાં જાય છે (સ્નાન કરે છે) તો તે પાતકમાંથી તે છૂટે છે.[૬૦] પુરુષ નંદીશ્વરનાં દર્શન કરીને પાતકોમાંથી છૂટે છે, અને સ્વર્ગમાર્ગમાં સ્નાન કરીને બ્રહ્મલોકમાં જાય છે.[૬૧] હિમાચળ નામનો પુણ્યવાન્ પર્વત છે, તે શંકરનો સસરો થાય છે, સર્વ રત્નોનો તે ભંડાર છે, તેના ઉપર સિદ્ધ લોકો તથા ચારણો વાસ કરે છે;[૬૨] વેદાંત શાસ્ત્ર જાણનારો જે દ્વિજ જાતિનો પુરુષ જીવિતને નાશવંત જાણી, ઉપર વર્ણવેલા હિમાચલ પર્વત ઉપર વિધિપૂર્વક અનશન વ્રત લઈ (ઉપવાસ કરી), દેવતાનું પૂજન કરીને તથા મુનિઓને નમસ્કાર કરીને પોતાના શરીરનો ત્યાગ કરે છે, તે પુરુષ સિદ્ધ થઇને સનાતન એવા બ્રહ્મલોકમાં જાય છે.[૬૩-૬૪] જે પુરુષ કામનો, ક્રોધનો અને લોભનો વિજય કરીને તીર્થમાં વાસ કરે છે, તે પુરુષને તીર્થમાં જવાથી કોઈ પણ વસ્તુ એવી રહેતી નથી કે જેનો લાભ તેને મળે નહિ.[૬૫] સર્વ તીર્થનાં દર્શન કરવાની ઇચ્છા છતાં જે તીર્થોમાં જઈ શકાય તેમ ન હોય, જે તીર્થ દુર્ગ અને વિષમ હોય, તે સર્વ તીર્થોમાં મનવડે જવું, એટલે માનસિક તીર્થયાત્રા કરવી.[૬૬] તીર્થની સેવા પવિત્ર ગણાય છે, પુણ્યકારક ગણાય છે, સ્વર્ગ આપનારી છે, સર્વ કરતાં શ્રેષ્ઠ છે, સ્નાન કરવા યોગ્ય છે, વેદોનું આ રહસ્ય છે, તથા પવિત્ર કરનારું છે.[૬૭] તીર્થના સ્નાનનું આ માહાત્મ્ય દ્વિજ જાતિના મનુષ્યોને, સત્પુરુષોને, પોતાના હિતૈષીને, સ્નેહી પુરુષોને તથા પોતાની સેવા કરનારાને અને શિષ્યને કાનમાં કહેવું.[૬૮] મહા તપસ્વી અંગિરાએ તીર્થનું આ માહાત્મ્ય ગૌતમને અર્પણ કર્યું હતું, અને બુદ્ધિમાન્ કાશ્યપે આ માહાત્મ્ય અંગિરાની પ્રાર્થના ઉપરથી અંગિરાને કહ્યું હતું.[૬૯] તીર્થનું માહાત્મ્ય મહર્ષિઓને પાઠ કરવા યોગ્ય છે, પવિત્ર કરનારી વસ્તુઓમાં પણ આ પવિત્ર કરનારું છે, જે પુરુષ સાવધાન થઇને આ સ્તોત્રનો પાઠ કરે છે, તે પુરુષ નિત્ય નિર્મળ થઇને સ્વર્ગમાં જાય છે.[૭૦] અંગિરાએ કહેલું ગુપ્ત એવું તીર્થનું આ માહાત્મ્ય જે પુરુષ સાંભળે છે, તે ઉત્તમ કુળમાં જન્મ પામે છે અને પૂર્વના અનેક જન્મોનાં સ્મરણને પ્રાપ્ત કરે છે.[૭૧]

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वविषे 'तीर्थयात्रा माहात्म्य' ए नामनो अध्याय २५ मो समाप्त

## અધ્યાય ૨૬ મો

### ગંગાનું માહાત્મ્ય

વૈશંપાયન કહે છેઃ-બુદ્ધિમાં બૃહસ્પતિના સમાન, ક્ષમામાં બ્રહ્માના સમાન, પરાક્રમમાં શક્રના સમાન, તેજમાં સૂર્યના સમાન,[૧] એવા ગંગાના મહાતેજસ્વી પુત્રને અર્જુને યુદ્ધમાં શસ્ત્રથી ઘાયલ કર્યા હતા, અને પોતાના ભાઇઓ તથા બીજા લોકો સાથે યુધિષ્ઠિર તેને પ્રશ્ન પૂછતા હતા.[૨] મરણના કાળની વાટ જોતાં વીરશય્યામાં તે અચ્યુત-પરાક્રમી પોઢ્યા હતા, ત્યાં તે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષને મળવાની ઇચ્છાથી મહર્ષિઓ આવ્યા હતા.[૩] અત્રિ, વસિષ્ઠ, ભૃગુ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અંગિરા, ગૌતમ, અગસ્ત્ય, સારી રીતે નિયમ પાળવાવાળા સુમતિ,[૪] વિશ્વામિત્ર, સ્થૂલશિરા, સંવર્ત, પ્રમતિ, દમ, બૃહસ્પતિ, ઉશના, વ્યાસ, ચ્યવન, કાશ્યપ, ધ્રુવ,[૫] દુર્વાસા, જમદગ્નિ, માર્કણ્ડેય, ગાલવ, ભરદ્વાજ, રૈભ્ય, યવક્રીત, અને ત્રિત,[૬] સ્થૂલાક્ષ, શબલાક્ષ, કણ્વ, મેધાતિથિ, કૃશ, નારદ, પર્વત, સુધન્વા, એકત, દ્વિત,[૭] નિતંભૂ, ભુવન, ધૌમ્ય, શતાનંદ, અકૃતવ્રણ, જમદગ્નિના પુત્ર રામ, તથા કચ,[૮] આ સર્વે મહાત્મા મહર્ષિઓ ભીષ્મનાં દર્શન કરવા માટે પધાર્યા હતા. અને ત્યાં આવેલા તે મહાત્માઓની યુધિષ્ઠિરે,[૯] તથા તેના ભાઇઓએ અનુક્રમથી વિધિપૂર્વક પૂજા કરી. પૂજા થઈ રહ્યા પછી તે મહર્ષિઓ સુખથી બેઠા, અને કથાઓ કરવા લાગ્યા.[૧૦] સર્વ ઇંદ્રિયોને મીઠી લાગે તેવી ભીષ્મ સંબંધી ઘણી જ મધુર કથાઓ તે હતી. ભીષ્મ પણ તે શુદ્ધ મનના ઋષિઓની કથાઓ સાંભળીને[૧૧] પોતે સ્વર્ગમાં હોય એમ માનવા લાગ્યા અને પરમ સંતોષ પામ્યા. તે પછી તે સર્વે મહર્ષિ ભીષ્મની તથા પાંડવોની આજ્ઞા લઇને[૧૨] સર્વના દેખતાં અંતર્ધાન થઈ ગયા. ઘણા જ મોટા ભાગ્યશાળી તે ઋષિઓ અંતર્ધાન થઇ ગયા કે[૧૩] સર્વે પાંડવો તેઓની સ્તુતિ કરવા લાગ્યા, તથા વારંવાર પ્રણામ કરવા લાગ્યા. તથા કુરુકુલોત્તમ ગંગાપુત્ર ભીષ્મની, પ્રસન્ન મનવાળા તે સર્વે પાંડવો,[૧૪] વેદવેત્તા બ્રાહ્મણો જેમ ઉગતા સૂર્યનું ઉપસ્થાન કરે તેમ, સેવા કરવા લાગ્યા. તે સમયે તે ઋષિઓના તપના પ્રભાવથી પાંડવો,[૧૫] સર્વ દિશાઓ

પ્રકાશી રહી હતી તે જોઈને, પરમ આશ્ચર્ય પામ્યા, તથા તે ઋષિઓ મોટા ભાગ્યશાળી છે, આવો મનમાં વિચાર કરવા લાગ્યા, અને ભીષ્મની સાથે તે ઋષિઓની કથાઓ કરવા લાગ્યા.[૧૬]

વૈશંપાયન કહે છેઃ-ઋષિઓની કથા થઈ રહ્યા પછી ધર્મપુત્ર યુધિષ્ઠિર મસ્તકવડે ભીષ્મનાં બન્ને ચરણનો સ્પર્શ કરીને ધર્મ વિષે પ્રશ્ન પૂછવા લાગ્યા.[૧૭]

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! કઈ ભૂમિના વિભાગો, કયા મોટા દેશો, કયા આશ્રમો, કયા પર્વતો, અને કઈ નદીઓને અધિક પુણ્યવાન્ જાણવાં?[૧૮]

ભીષ્મપિતામહ કહે છેઃ-હે યુધિષ્ઠિર રાજા! આ વિષયમાં પણ શિલોચ્છવૃત્તિવાળા પુરુષના અને એક સિદ્ધ પુરુષના સંવાદરૂપ પુરાતની ઈતિહાસમાં આ પ્રમાણે કહ્યું છે.[૧૯] મનુષ્યોમાં શ્રેષ્ઠ એવો એક સિદ્ધ પુરુષ પર્વતોથી શોભાયમાન એવી આ પૃથ્વીની પરિક્રમાઓ કરીને કોઈ મોટો સંસારી[૨૦] જે શિલોચ્છ વૃત્તિથી આજીવિકા કરતો હતો તેને ઘેર ગયો. ત્યાં તે ગૃહસ્થે તેની વિધિપૂર્વક પૂજા કરી, અને તે સુખી ઋષિ ત્યાં સુખમાં રાત્રિ રહ્યો અને પ્રસન્ન થયો.[૨૧] શિલોચ્છવૃત્તિ કરનારો બ્રાહ્મણ પ્રભાતમાં ઉઠ્યો, નાહીને પવિત્ર થયો, અને તેણે પ્રભાતનું જે કૃત્ય કરવાનું હતું તે કર્યું. પોતાનાં ધર્મકૃત્યો કર્યા પછી તે સિદ્ધ એવા અતિથિની સેવામાં હાજર થયો.[૨૨] અને તે બન્ને મહાત્માઓએ સુખથી બેસીને વેદ સંબંધી તથા તેના શેષ લક્ષણવાળી એટલે કે ઉપનિષદ્ સંબંધી શુભ કથાઓ કરી.[૨૩] કથાને અંતે વિદ્વાન્ એવા શિલવૃત્તિએ પ્રયત્નથી સિદ્ધ પુરુષની રજા લઈને, તું મને જે પ્રશ્ન કરે છે તે પ્રશ્ન, તેને પૂછ્યો.[૨૪]

શિલવૃત્તિ પૂછે છેઃ-કયા દેશોને, કયા જનપદોને-શહેરોને, કયા આશ્રમોને, કયા પર્વતોને, અને કઈ નદીઓને વધારે પુણ્યવાળી જાણવી તે મને કહો.[૨૫]

સિદ્ધ બોલ્યોઃ-જેમની વચ્ચે થઈને નદીઓમાં ઉત્તમ એવી ભાગીરથી ગંગા વહે છે તે દેશો, તે મહા દેશો, તે આશ્રમો, તે પર્વતો મહા પવિત્ર ગણાય છે.[૨૬] મનુષ્ય ગંગાજીમાં સ્નાન કરીને જે ગતિને પામે છે, તે ગતિ તપ કરવાથી, બ્રહ્મચર્ય પાળવાથી, યજ્ઞો કરવાથી તથા દાન કરવાથી પણ મળતી નથી.[૨૭] જે મનુષ્યોનાં ગાત્રો-શરીરો ગંગાના પાણીથી ભીંજાય છે તથા જેઓનાં હાડકાંઓ ગંગામાં નાંખવામાં આવે છે, તે પુરુષો નિત્ય સ્વર્ગમાં રહે છે.[૨૮] જે મનુષ્યોનાં સર્વ કાર્યો ગંગાના પાણીથી થાય છે તે મનુષ્યો, હે બ્રાહ્મણ! પૃથ્વીનો ત્યાગ કરીને તુરત સ્વર્ગમાં વાસ કરે છે.[૨૯] જે મનુષ્યો પૂર્વ વયમાં (ઉમરમાં) પાપકર્મ કરીને પાછળથી ગંગામાં સ્નાન કરે છે, તેઓ પણ ઉત્તમ ગતિને પામે છે.[૩૦] જે મનુષ્યો સાવધાન થઈને ગંગાના પવિત્ર પાણીથી સ્નાન કરે છે તે પુરુષોને જે પુણ્યની વૃદ્ધિ થાય છે તે પુણ્ય સો યજ્ઞો કરવાથી પણ થતું નથી.[૩૧] મનુષ્યનાં હાડકાં જ્યાં સૂધી ગંગાના પાણીમાં રહે છે તેટલા હજાર વર્ષ સૂધી તે સ્વર્ગલોકમાં પૂજાય છે.[૩૨] સૂર્ય, ઉદય સમયે જેમ ગાઢાં અંધારાનો નાશ કરીને પ્રકાશે છે તેમ જ ગંગાના પાણીથી સ્નાન કરેલો પુરુષ પણ પાપનો નાશ કરીને શોભે છે.[૩૩] જેમ રાત્રિઓ ચંદ્ર વિનાની અને વૃક્ષો પુષ્પો વિનાનાં શોભતાં નથી, તેમ જ પવિત્ર ગંગાજળ વિનાના દેશો તથા દિશાઓ પણ શોભતી નથી.[૩૪] જેમ સર્વે વર્ણો તથા આશ્રમો ધર્મના જ્ઞાનથી રહિત હોય તથા યજ્ઞો જેમ સોમ વિનાના હોય તેમ આ જગત્ પણ ગંગા વિનાનું હોય તો શોભતું નથી.[૩૫] જેમ આકાશ સૂર્ય વગર શોભતું નથી, પૃથ્વી જેમ પર્વતો વગર શોભતી નથી, આકાશ જેમ વાયુ વગર શોભતું નથી, તેમ દેશો તથા દિશાઓ ગંગા વગર શોભતાં નથી, તેમાં સંદેહ નથી.[૩૬] ત્રણે લોકોમાં જે કોઈ પ્રાણીઓ છે તે સર્વને ગંગાના પવિત્ર જળથી તર્પણ કરવામાં આવે છે તો તેઓ પરમ તૃપ્તિને પામે છે.[૩૭] જે પુરુષ સૂર્યથી તપી ગયેલાં ગંગાનું પાણી પીએ છે, તે પુરુષ ગાયના છાણમાંથી નિકળેલા યવ ખાઈને વ્રત* કરનારા પુરુષના કરતાં પણ ઉત્તમ ગણાય છે.[૩૮] જે પુરુષ કાયાની શુદ્ધિ કરનારાં એક હજાર ચાંદ્રાયણ વ્રત કરે છે અને જે પુરુષ ગંગાજળનું પાન કરે છે, તે બન્ને સમાન ગણાય કે ન ગણાય (તે નક્કી કહી શકાતું નથી.)[૩૯] જે પુરુષ એક હજાર યુગ સૂધી એક પગ ઉપર ઉભો રહે અને એક પુરુષ એક મહિનો ગંગામાં સ્નાન કરે, તે બન્ને સમાન ગણાય કે ન ગણાય તે નક્કી નથી.[૪૦] જે પુરુષ દશ હજાર યુગ સૂધી ઉંધે મસ્તકે લટકે છે અને જે પુરુષ પોતાની મરજી પ્રમાણે ગંગામાં ઉભો રહે છે તે બેમાં ગંગામાં રહેનારો ઉત્તમ ગણાય છે.[૪૧] હે ઉત્તમ બ્રાહ્મણ! જેમ અગ્નિમાં નાંખેલું રુ ભસ્મરૂપ થઈ તે પણ બાકી રહેતું નથી, તેમ ગંગામાં સ્નાન કરનારાનું પાપ પણ સર્વથા નાશ પામે છે.[૪૨] આ જગતમાં દુઃખથી જેમનું મન ખિન્ન થયું છે એવા પ્રાણીઓ જ્યારે આશ્રયની શોધ

* યવવ્રત નામનું ધર્મશાસ્ત્રમાં એક વ્રત કહ્યું છે. તે વ્રતનો વિધિ આ પ્રમાણે છેઃ-પ્રથમ ગાયને યવ (જવ) ખાવા આપે છે, અને પછી તેના છાણમાંથી જે જવ બહાર નિકળે છે તે જવની રાબડી કરીને પીવામાં આવે છે, તેનું નામ યવવ્રત કહેવાય છે.

કરે છે તે સમયે તેઓને ગંગાના સમાન કોઈ આશ્રય નથી.[૪૩] સર્પો જેમ ગરુડનાં દર્શનથી ઝેર વિનાના થાય છે, તેમ ગંગાનાં દર્શનથી મનુષ્યો પણ સર્વ પાપોથી મુક્ત થાય છે.[૪૪] આ જગતમાં જે પુરુષો પ્રતિષ્ઠા વિનાના હોય તથા અધર્મ કરનારા હોય, તેઓને ગંગા પ્રતિષ્ઠા-આધારરૂપ છે તથા કલ્યાણ કરનારી અને રક્ષા કરનારી છે.[૪૫] જે અધમ પુરુષો અનેક મહા પાપોમાં ડૂબી ગયા હોય અને નરકમાં પડવાને તત્પર થયા હોય તે પુરુષો જો ગંગાનો આશ્રય કરે છે તો તેઓનો મરણ પછી ગંગા ઉદ્ધાર કરે છે.[૪૬] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! જેઓ નિત્ય ગંગાના તીર ઉપર જાય છે તેઓના ઉપર ખરેખર મુનિઓ, દેવો, અને ઇંદ્ર પ્રસન્ન થયા છે એમ જાણવું.[૪૭] જે પુરુષો વિનયથી તથા આચારથી ભ્રષ્ટ હોય, અપવિત્ર હોય અને અધમ હોય તે પુરુષો પણ, હે બ્રાહ્મણ! જો ગંગાનો આશ્રય કરે છે તો પવિત્ર થાય છે.[૪૮] દેવોને જેમ અમૃત હિતકર છે, પિતૃઓને જેમ સ્વધા હિતકારક છે, નાગોને જેમ સુધા (અમૃત) હિતકારક છે તેમ ગંગાજળ મનુષ્યોનું હિત કરનારું છે.[૪૯] ક્ષુધાથી દુઃખી થયેલા બાળકો જેમ માતાની સેવા કરે છે તેમ જ કલ્યાણની ઇચ્છાવાળા દેહધારીઓ પણ ગંગાની ઉપાસના કરે છે.[૫૦] જેમ સર્વ સ્થાનોમાં સ્વયંભૂનું સ્થાનક શ્રેષ્ઠ કહેવાય છે તેમ જ સ્નાન કરવાને યોગ્ય એવી નદીઓમાં ગંગા નદી શ્રેષ્ઠ કહેવાય છે.[૫૧] જેમ દેવો વગેરે ગાય તથા પૃથ્વી ઉપર આજીવિકા કરે છે તેમ આ જગતમાં બીજાને આશ્રયે જીવનારા સર્વે પ્રાણીઓ ગંગા નદી ઉપર આજીવિકા કરે છે.[૫૨] દેવો જેમ સત્ર આદિ યજ્ઞો કરીને ચંદ્રમાં તથા સૂર્યમાં રહેલાં અમૃતો ઉપર આજીવિકા કરે છે, તેમ મનુષ્યો ગંગાના જળ ઉપર આજીવિકા કરે છે.[૫૩] ગંગા નદીના તીર ઉપરથી ઉડતી રેતીથી ભરાઈ રહેલા પોતાના શરીરને જ્ઞાની મનુષ્યે સ્વર્ગમાં રહેલું તથા શોભાયમાન માને છે.[૫૪] જે પુરુષ ગંગા નદીના તીર ઉપર રહેલી માટીને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે, તે મનુષ્ય અંધારાનો નાશ કરનારું સૂર્યનું નિર્મળ સ્વરૂપ ધારણ કરે છે.[૫૫] ગંગાના તરંગની માળાઓથી ભીંજાયલો પવન પુરુષનો સ્પર્શ કરે છે ત્યારે તે પુરુષના પાપનો તુરત જ નાશ થાય છે.[૫૬] એક મનુષ્ય વ્યસનોથી ઘેરાઈ ગયો હોય અને નાશ પામવાની અણીએ હોય, તે સમયે તેને ગંગાના દર્શનની પ્રીતિ થાય છે તો તે પ્રીતિ તેનાં દુઃખોનો નાશ કરે છે.[૫૭] ગંગા નદી હંસોના શબ્દોથી, કોક પક્ષીઓના ધ્વનિઓથી, તથા બીજાં પક્ષીઓના ધ્વનિઓથી ગંધર્વોની સાથે સ્પર્ધા કરે છે, તથા પોતાના તીરોવડે પર્વતોની સાથે સ્પર્ધા કરે છે.[૫૮] ઘણા હંસોથી, તથા જાતજાતનાં પક્ષીઓથી ઘેરાઈ રહેલી તથા ગાયોનાં ટોળાંથી ભરપૂર એવી ગંગા નદીને જોઇને હું સ્વર્ગને પણ ભૂલી જાઉં છું.[૫૯] મનુષ્યોને ગંગા નદીના તીર ઉપર જેવી ઉત્તમ પ્રીતિ થાય છે તેવી ઉત્તમ પ્રીતિ સ્વર્ગમાં રહીને સ્વર્ગના સર્વ ભોગ ભોગવતાં છતાં પણ સ્વર્ગ ઉપર થતી નથી.[૬૦] આ લોકમાં મન, વાણી તથા કાયાથી કરેલાં પાપોથી ગવાઈ ગયેલો પુરુષ ગંગાનું દર્શન કરીને પવિત્ર થાય છે એમાં મને જરા સંશય નથી.[૬૧] પુરુષ ગંગાનાં દર્શન કરીને, ગંગાનો સ્પર્શ કરીને અને ગંગામાં સ્નાન કરીને પોતાના સાત થનારા અને સાત થઈ ગયેલા પિતૃઓને તથા તેની પણ પેલીમેરના પિતૃઓનો ઉદ્ધાર કરે છે.[૬૨] ગંગાનું માહાત્મ્ય સાંભળવાથી, તેના તીર ઉપર જવાની ઇચ્છા કરવાથી, તેનું પાન કરવાથી, તેનો સ્પર્શ કરવાથી, અને તેમાં સ્નાન કરવાથી ગંગા નદી વિશેષે કરીને બન્ને વંશનું તારણ કરે છે.[૬૩] ગંગાનાં દર્શન કરવાથી, ગંગાનો સ્પર્શ કરવાથી, ગંગાજળનું પાન કરવાથી, તથા "ગંગા," "ગંગા" એમ કીર્તન કરવાથી સેંકડો અને હજારો પાપી પુરુષોને ગંગા પવિત્ર કરે છે.[૬૪] જે પુરુષને પોતાનો જન્મ, પોતાનું જીવતર તથા પોતાનો શાસ્ત્રાભ્યાસ સફળ કરવાની ઇચ્છા હોય છે, તે પુરુષે ગંગાજી ઉપર જઇને પિતૃઓને તથા દેવોને તૃપ્ત કરવા જોઇએ.[૬૫] પુરુષ ગંગાજી જઇને જે ફળ પ્રાપ્ત કરે છે, તે ફળને પુત્રો ઉત્પન્ન કરીને, ધન સંપાદન કરીને, તેમ કર્મ કરીને પણ કોઈ પુરુષ પ્રાપ્ત કરી શકતા નથી.[૬૬] જે પુરુષો સમર્થ હોવા છતાં પણ પવિત્ર જળથી ભરેલાં કલ્યાણકારી ગંગા નદીનાં દર્શન કરતા નથી, તે પુરુષોને જન્માંધના સમાન, મરણ પામેલાના સમાન, તથા લંગડાના સમાન જાણવા.[૬૭] ભૂત, ભવિષ્ય, અને વર્તમાનકાળને જાણનારા મહર્ષિઓ, દેવો અને ઇંદ્ર દેવ જેની સેવા કરે છે એવી ગંગાની કયો મનુષ્ય સેવા નહિ કરે?[૬૮] વિદ્વાન્ એવા વાનપ્રસ્થો, ગૃહસ્થો, સંન્યાસીઓ ને બ્રહ્મચારીઓ જે ગંગાનો આશ્રય કરે છે, તે ગંગાનો કયો પુરુષ આશ્રય નહિ કરે?[૬૯] પ્રાણના ઉત્ક્રમણ સમયે (અર્થાત્ પ્રાણ જતી વખતે) શિષ્ટ પુરુષોમાં માન્ય થયેલો જે પુરુષ સાવધાન થઇને મનમાં ગંગાનું સ્મરણ કરે છે, તે પરમ ગતિને પામે છે.[૭૦] જે પુરુષ આ લોકમાં શરીર પડતાં સૂધી (જીવતાં સૂધી) ગંગાની ઉપાસના કરે છે, તેને ભય કરાવનારા તરફથી કોઈ ભય થતું નથી, (બ્રહ્મહત્યાદિક પણ લાગતું નથી) તેમ રાજાની તર-

કૂથી પણ ભય થતું નથી.૭૧ મહા પવિત્ર એવી ગંગા નદી આકાશમાંથી નીચે પડી, તેને મહેશ્વરે મસ્તક ઉપર ધારણ કરી છે, અને તેનું જ સ્વર્ગમાં સેવન કરે છે.૭૨ (ગંગા એ પણ આકાશમાંથી નીચે પડીને ત્રણલોકને પોતાના ત્રણ નિર્મળ માર્ગોવડે શોભાવ્યા છે. જે પુરુષ તે ગંગા નદીના જળને સેવે છે, તે પુરુષ કૃતકૃત્ય થાય છે.૭૩ સ્વર્ગવાસી દેવોમાં જેમ સૂર્યનું તેજ શ્રેષ્ઠ છે, પિતૃઓમાં જેમ ચંદ્ર શ્રેષ્ઠ છે અને મનુષ્યોમાં જેમ રાજા શ્રેષ્ઠ છે તેમજ નદીઓમાં ગંગા નદી શ્રેષ્ઠ છે.૭૪ માતાનો, પિતાનો, પુત્રોનો, અને સ્ત્રીનો વિયોગ થવાથી અથવા તો ધનનો નાશ થવાથી જેવું દુઃખ થતું નથી, તેવું દુઃખ ગંગાના વિયોગથી થાય છે.૭૫ ગંગાનાં દર્શન કરવાથી જેવી પ્રસન્નતા થાય છે તેવી પ્રસન્નતા બ્રહ્મલોકના વિષયોનો ઉપભોગ કરવાથી, સ્વર્ગના વૈભવો ભોગવવાથી, પુત્રોથી, તથા ધનની આવકથી પણ થતી નથી.૭૬ પૂર્ણિમાના ચંદ્રને જોઈને મનુષ્યોની દૃષ્ટિ જે પ્રમાણે પ્રસન્ન રહે છે, તે પ્રમાણે જ ત્રણ માર્ગે જનારાં ગંગાને જોઈને મનુષ્યોની દૃષ્ટિ પ્રસન્ન થાય છે.૭૭ જે પુરુષને ગંગા ઉપર શ્રદ્ધા હોય, જેનું ગંગા જ મન હોય, જેની ગંગા ઉપર જ નિષ્ઠા હોય, જે ગંગાની સેવામાં જ પરાયણ રહેતો હોય, અને જે ભક્તિથી ગંગાને અનુસરતો હોય, તે પુરુષ ગંગાને પ્રિય (વાહાલો) થઈ પડે છે.૭૮ પૃથ્વી ઉપર રહેનારા, આકાશમાં રહેનારા, અને સ્વર્ગમાં રહેનારા, ઉત્તમ તથા મધ્યમ પ્રકારના જીવોએ નિત્ય ગંગામાં સ્નાન કરવું જોઈએ. કારણ કે ગંગાસ્નાન સત્પુરુષોનું ઉત્તમ કાર્ય કહેવાય છે.૭૯ ગંગાનો તેના પોતાના પવિત્રપણાને લીધે સર્વ લોકોમાં યશ પ્રખ્યાત થયો છે. કારણ કે ગંગાએ સગર રાજાના ભસ્મ થઈ ગયેલા પુત્રોને આ લોકમાંથી સ્વર્ગલોકમાં મોકલ્યા છે.૮૦ વાયુએ પ્રેરેલી, ઘણી જ મનોહર, દોડતી, અત્યંત ઉંચે ઉછળતી, અને કાંતિવાળી ગંગાની લહરીઓથી સંપૂર્ણ રીતે દીપી રહેલા પુરુષો હજાર કિરણવાળા સૂર્યના જેવા પ્રકાશે છે.૮૧ દૂધવાળી, ઘૃતવાળી, અતિ ઉદાર, યજ્ઞનું ફળ આપનારી, વેગથી વહેતી, દુઃખે કરીને નાહી શકાય એવી ગંગા નદી ઉપર જઇને જે ધીરપુરુષો પોતાના શરીરનો ત્યાગ કરે છે, તેઓ દેવતાના સમાન થાય છે.૮૨ યશવાળી, શ્રેષ્ઠ, અને સેવા કરવાથી દેવોને સૌભાગ્ય આપનારી એવી ગંગાની દેવો, ઇંદ્ર, મુનિઓ તથા મનુષ્યો સેવા કરે છે. તે ગંગાની જો સેવા કરવામાં આવે તો તે આંધળાઓની, મૂર્ખોની, તથા નિર્ધન પુરુષોની સર્વ કામનાઓને પૂર્ણ કરે છે.૮૩ અજા તથા ઢોરઢાંખર વગેરે આપનારી, મહા પવિત્ર, કર્મનાં ફળને આપનારી, ત્રણ માર્ગે વહેનારી, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ લોકનું રક્ષણ કરનારી, એવી ગંગાનો જે પુરુષો આશ્રય કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.૮૪ જે પુરુષો ગંગાના તીર ઉપર નિવાસ કરે છે, અથવા તો ગંગાનાં દર્શન કરે છે તે પુરુષને, ગંગાનાં દર્શનથી તથા તેના જળના સ્પર્શથી મોટાઇને પામેલા દેવતાઓ સુખો આપે છે તથા ઇચ્છિત ગતિને આપે છે.૮૫ જે પુરુષો તારણ કરવાને સમર્થ, વિષ્ણુના માતા, વાણીરૂપ, સર્વ કરતાં શ્રેષ્ઠ, કલ્યાણકારિણી, સમૃદ્ધિવાળાં, છ ઐશ્વર્યવાળાં, અત્યંત પ્રસન્ન, પ્રકાશસ્વરૂપ, સર્વ પ્રાણીઓના આધારરૂપ એવી ગંગાના તીર્થ ઉપર જાય છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.૮૬ જે ગંગાની પ્રખ્યાતિ, અર્થાત્ પવિત્ર કીર્તિ આકાશમાં, સ્વર્ગમાં, પૃથ્વી ઉપર, દિશાઓમાં, તથા ખૂણાઓમાં વ્યાપી રહેલી છે તે ઉત્તમ નદીના જળનું સેવન કરીને સર્વે મનુષ્યો કૃતકૃત્ય થાય છે.૮૭ જે પુરુષ ગંગાનાં દર્શન કરીને બીજા પુરુષને 'આ ગંગા છે' આ રીતે નિયમ પ્રમાણે ગંગાનાં દર્શન કરાવે છે, તે પુરુષને ગંગા મોક્ષ આપે છે. વળી તે ગંગા કાર્તિકસ્વામીને તથા સુવર્ણને જન્મ આપનારાં છે. પ્રભાતમાં ગંગામાં જો સ્નાન કરવામાં આવે તો તે ધર્મ, અર્થ અને કામને આપનારાં છે. વળી તે જળરૂપી ઘીને વહન કરે છે. પાપીઓનાં પાતકનો નાશ કરનારી છે, તેનું જળ સર્વ જગતને પ્રિય લાગે છે, અને તે સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર અવતર્યાં છે.૮૮ વળી આ ગંગા નદી હિમાચલનાં પુત્રી થાય છે, હરની ભાર્યા છે, સ્વર્ગના અને પૃથ્વીના અલંકારરૂપ છે, પૃથ્વી ઉપર સર્વનું કલ્યાણ કરનારાં છે, ઐશ્વર્યવાળાં છે, તથા હે રાજન્! ત્રણ લોકોને પવિત્ર કરનારાં છે.૮૯ ધર્મરૂપી મધુને વહેનારાં છે, પૃથ્વી ઉપર જળની પેઠે તેજની ધારાને પ્રવર્તાવનારાં છે, મંત્રથી મંત્રીને અગ્નિમાં હોમવામાં આવતાં ઘીની કાંતિ તથા શક્તિથી સંપન્ન છે, મોટા તરંગોથી તથા સ્નાનસંધ્યા કરનારા બ્રાહ્મણોથી શોભે છે, સ્વર્ગમાંથી નીચે પડે છે અને શંકરે મસ્તકવડે ઝીલી લીધેલાં છે, સ્વર્ગની માતા છે, અને પર્વત ઉપરથી પૃથ્વી ઉપર પડીને મનુષ્યોને પવિત્ર કરે છે.૯૦ વળી ગંગા સર્વનું પરમ કારણરૂપ છે, સર્વ કરતાં શ્રેષ્ઠ છે, નિર્મળ છે, બ્રહ્મની પેઠે અત્યંત સૂક્ષ્મ છે, મરણ પામેલા પ્રાણીઓની પવિત્ર શય્યારૂપ છે, ઝડપથી જળને વહેનારી છે, યશ આપનારી છે, આખા વિશ્વનું પાલન કરનારી છે, સર્વના સમાન આકારવાળી છે, સિદ્ધ પુરુષોને વહાલી છે, તથા સ્નાન કરનારા પુરુષોને સ્વર્ગમાં જવાના એક માર્ગ-

રૂપ છે;[૯૧] મનુષ્યોનું રક્ષણ કરવામાં ક્ષમામૂર્તિ છે, ધારણ કરવામાં પૃથ્વીમૂર્તિ છે, અગ્નિ તથા સૂર્યના સમાન કાંતિવાળી છે, તથા બ્રાહ્મણોના ઉપર નિત્ય વત્સલતા ધરાવનારી હોવાથી ગુહના-કાર્તિકસ્વામીના સમાન છે.[૯૨] ઋષિઓ ગંગાજીની સેવા કરે છે (અર્થાત્ તેના તીર ઉપર વાસ કરીને રહે છે), વળી તે વિષ્ણુનાં ચરણમાંથી ઉત્પન્ન થઈ છે, અત્યંત પ્રાચીન કાળની છે, તેનું જળ અત્યંત પવિત્ર છે; આ જગતમાં જે પુરુષો મને કરીને સંપૂર્ણ રીતે જાહ્નવીને-ગંગાને શરણે ગયા છે, તેઓ બ્રહ્માના લોકમાં ગયા છે.[૯૩] સર્વ પ્રકારના ગુણોથી ભરપૂર એવા સર્વે લોકોને નાશવંત જાણીને પરબ્રહ્મના પદની ઇચ્છા રાખનારા પુરુષોએ મનને વશમાં રાખીને, પુત્રો જેમ પોતાની જનનીની સેવા કરે, તેમ સદાય ગંગાની સેવા કરવી.[૯૪] ગંગા અમૃતને ઝરનારી એક ગાયરૂપ છે, લક્ષ્મીરૂપ છે, સર્વજ્ઞ છે, આખા જગતની ભોગ્ય છે, અન્નથી ભરપૂર છે, પર્વતોની માતા છે, ઉત્તમ પુરુષો તેનો આશ્રય કરે છે, અમૃતરૂપ છે, બ્રહ્માની સ્ત્રી છે, (માટે) સિદ્ધિની કામનાવાળા જ્ઞાની પુરુષે આવી ગંગાનો આશ્રય કરવો, (અર્થાત્ તેના કિનારા ઉપર વાસ કરવો).[૯૫] ભગીરથે મહા ભયંકર તપ કરીને શંકરની સાથે સર્વે દેવોને પ્રસન્ન કરીને ગંગાને પૃથ્વી ઉપર આણ્યાં છે. તે ગંગાને શરણે જવાથી પુરુષોને આલોકમાં તથા પરલોકમાં કોઈ દિવસ ભય રહેતું નથી.[૯૬] મેં બુદ્ધિવડે સારી રીતે વિચાર કરીને તેનાં ગુણોનો એક ભાગ સર્વથા તને કહ્યો છે, પરંતુ ગંગાજીના સર્વ ગુણો કહેવાને અથવા તો તેની ગણના કરવાને મારી જરા પણ શક્તિ નથી.[૯૭] મેરુપર્વતના પથ્થરોની સંખ્યા (ગણુતરી) તથા સમુદ્રના જળની સંખ્યા (ગણુતરી) સર્વ પ્રકારના પ્રયત્નોથી કરી શકાય, પરંતુ ગંગાજળના સર્વ ગુણો, સર્વ પ્રકારના પ્રયત્નો કરતાં છતાં, ગાઈ શકાય નહિ તેમ જ તેનું માપ પણ થઈ શકે નહિ.[૯૮] એટલા માટે મેં મોટી શ્રદ્ધાથી ગંગાના સર્વે ગુણો કહ્યા છે. તે ગુણોને જાણીને સદૈવ ભક્તિથી તથા શ્રદ્ધાથી સંપન્ન થઇને વાણીથી ગાવા, મનથી તેનું ધ્યાન કરવું, તથા તેમાં કર્મ-સ્નાન કરવું.[૯૯] તું ગંગાની ભક્તિ કરવાથી આ ત્રણે લોકમાં તારા યશને ફેલાવીશ, દુર્લભ એવી મહા સિદ્ધિને પ્રાપ્ત થઇશ, અને ગંગાની સેવા કરવાથી પ્રાપ્ત થનારા તથા સાંકલ્પસિદ્ધ એવા પુણ્યવાળા લોકોમાં તું મરજી પ્રમાણે વિહાર કરીશ.[૧૦૦] મોટા પ્રભાવવાળાં ગંગા તારી અને મારી બુદ્ધિને નિત્ય ધર્મના ગુણોવાળી કરો! કારણ કે ગંગા જગતમાં પોતાના માનીતા મનુષ્યોની ઉપર વત્સલતા ધરાવે છે, અને ભક્તિવાળા મનુષ્યને સુખી કરે છે.[૧૦૧]

ભીષ્મ કહે છેઃ-આ રીતે ઉદાર બુદ્ધિવાળો અને ઉત્તમ કાંતિમાન્ એવો તે સિદ્ધ શિલરતિને (શિલવૃત્તિને) ત્રણ માર્ગે જનારી ગંગાના સત્ય એવા સંપૂર્ણ ગુણો અનેક પ્રકારથી કહીને પછી સ્વર્ગમાં ગયો.[૧૦૨] સિદ્ધ પુરુષનાં વચનોથી તે સમયે શિલવૃત્તિને જ્ઞાન થયું, અને તે ગંગાની વિધિપૂર્વક ઉપાસના કરીને અત્યંત દુર્લભ એવી સિદ્ધિને પ્રાપ્ત થયો.[૧૦૩] હે કુંતીના પુત્ર! તું પણ તે પ્રમાણે જ પરમ ભક્તિથી સંપન્ન થઇને ગંગાની નિત્ય ઉપાસના કર. ઉપાસના કરવાથી તને ઉત્તમ સિદ્ધિ મળશે.[૧૦૪]

વૈશંપાયન કહે છેઃ-ભીષ્મે ગંગાની સ્તુતિ સાથે ઇતિહાસ કહ્યો, તે સાંભળીને યુધિષ્ઠિર પોતાના ભાઈઓની સાથે અત્યંત પ્રસન્ન થયા.[૧૦૫] જે મનુષ્ય ગંગાની સ્તુતિ સાથેના આ પવિત્ર ઇતિહાસને સાંભળે અથવા તો તેનો પાઠ કરે, તે સર્વ પાપમાંથી છૂટે છે.[૧૦૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'दानधर्ममां गंगामाहात्म्य कथन' ए नामनो अध्याय २६ मो समाप्त

## અધ્યાય ૨૭ મો

### બ્રાહ્મણત્વ કોને મળે?

યુધિષ્ઠિર રાજા પૂછે છેઃ-આપ બુદ્ધિથી, શાસ્ત્રશ્રવણથી, ચારિત્ર્યથી, શીળથી, સર્વ પ્રકારના વિવિધ ગુણોથી તથા બળથી સંપન્ન છો;[૧] બીજાઓના કરતાં બુદ્ધિ, સમજણ તથા તપથી વિશેષ છો; માટે, હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! ધર્મ સંબંધી હું તમને પૂછું છું.[૨] હે નરાધિપ! સર્વ લોકોમાં તમારા વિના બીજો કોઈ પણ પુરુષ એવું પૂછવાને યોગ્ય નથી. હે ઉત્તમ રાજા! ક્ષત્રિય, વૈશ્ય અથવા તો શૂદ્રને[૩] જેણે કરી બ્રાહ્મણપણું મેળવે તે કહેવાને તમે યોગ્ય છો. કયું મહા-તપ કરવાથી, અથવા તો કયું મહાન્ કર્મ કરવાથી, અથવા તો કયા શાસ્ત્રનો અભ્યાસ કરવાથી બ્રાહ્મણપણાને તે પ્રાપ્ત કરે તે વાત, હે પિતામહ! મને કહેવાને તમે યોગ્ય છો.[૪]

ભીષ્મ કહે છેઃ-હે તાત! હે યુધિષ્ઠિર! ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર આ ત્રણે વર્ણના પુરુષોને બ્રાહ્મણપણું મળવું દુર્લભ છે; કારણ, એ સ્થાન સર્વ પ્રાણીઓમાં ઉત્તમ ગણાય છે.[૫] હે તાત! જીવ વારંવાર જન્મે છે, અને ઘણી યોનિઓમાંથી સંસરણ પામે છે. હે તાત! આ રીતે જન્મોની ઘણી આવૃત્તિઓ થતાં કોઇએક જન્મમાં તે બ્રાહ્મણ થઇને જન્મે છે.[૬] હે યુધિષ્ઠિર!

આ વિષયમાં મતંગના અને ગધેડીના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે કહે છે:-૭

હે તાત! કોઇએક બ્રાહ્મણને પોતાની સમાન જાતિનો એક પુત્ર હતો,* તેનું નામ મતંગ હતું, ને તે સર્વ ગુણોથી શ્રેષ્ઠ હતો.૮ હે કુંતીના પુત્ર! હે શત્રુતાપન! તે યજ્ઞમાં ઋત્વિજ થયો હતો; અને યજ્ઞનો કુંડ બાંધવા માટે ઇંટ લેવાને તેના પિતાએ તેને મોકલ્યો હતો. તેથી તે રથમાં એક ગધેડી અને તેનું બચ્ચું જોડીને, ઉતાવળથી ચાલતા રથ ઉપર બેસીને જવા લાગ્યો.૯ હે રાજન્! માની જોડેજ તેનું (બીન અનુભવી) બચ્ચું પણ રથને ખેંચતું હતું, છતાં પેલો બ્રાહ્મણનો પુત્ર તે બચ્ચાના નાક ઉપર વારંવાર પરોણી મારવા લાગ્યો.૧૦ તેથી બચ્ચાના નાક ઉપર મોટો ઘા પડી ગયો. તે જોઇને ગધેડીને પોતાના બચ્ચા ઉપર દયા ઉપજી, અને પોતાના રડતા બચ્ચાને કહેવા લાગી:- ઓ દીકરા! તું શોક કર મા, આ રથ ઉપર ચાંડાળ બેઠો છે.૧૧ (કારણકે) બ્રાહ્મણમાં નિર્દયપણું હોય નહિ. બ્રાહ્મણ સર્વનો મિત્ર કહેવાય છે. વળી તે સર્વ પ્રાણીઓનો આચાર્ય છે, અને સર્વ પ્રાણીઓને ઉપદેશ આપનારો છે, તે શું (નિર્દયતાથી) પ્રહાર કરે કે?૧૨ આ તો પાપી સ્વભાવનો છે, તેથી તું બાળક ઉપર પણ દયા કરતો નથી. આ પુરુષ પોતાની ઉત્પત્તિને અનુસરે છે, જાતિસ્વભાવ મનુષ્યની બુદ્ધિને પોતાના કબજામાં રાખે છે (અર્થાત્ મનુષ્ય પોતાની જાતિ પ્રમાણે વર્તે છે).૧૩

ગધેડીનું આવું દારુણ વચન સાંભળીને મતંગ રથ ઉપરથી તુરત નીચે ઉતરી પડ્યો અને ગધેડીને પૂછવા લાગ્યો:-૧૪ હે કલ્યાણી ગધેડિ! મારી માતાને કોણે અભડાવી છે તે મને કહે, તથા, હે ગધેડિ! હું ચાંડાળ છું એમ તેં કેમ જાણ્યું, તે પણ મને કહે.૧૫ હું ચાંડાળ છું એમ તું કેવી રીતે જાણે છે? તથા, હે મોટી બુદ્ધિમતી ગધેડી! કેવી રીતે બ્રાહ્મણપણાનો નાશ થાય છે? એ સર્વ કથા તું મને સંપૂર્ણ અને યથાર્થ કહે.૧૬

ગધેડી બોલી:-યૌવન મદથી મત્ત થયેલી તારી માતામાં વાળંદ (હજામ)નો ધંધો કરનાર એક શૂદ્રથી તું ઉત્પન્ન થયો છે, તેથી તું ચાંડાળ છે, અને તેથી તારું બ્રાહ્મણપણું નાશ પામ્યું છે.૧૭

આ રીતે ગધેડીએ કહ્યું કે, મતંગ ઘરે પાછો આવ્યો. પુત્રને (ઇંટ વગર) પાછો આવ્યો જોઇને પિતાએ પૂછ્યું:-૧૮ મેં તને યજ્ઞની સિદ્ધિને માટે મોટું કામ કરવા માટે નિમ્યો છે. તે (કામ કર્યા વગર) તું શામાટે પાછો આવ્યો? શું તને વિઘ્ન થયું છે?૧૯

મતંગ બોલ્યો:-જે પુરુષ ચાંડાળ જાતિનો હોય અથવા તો હલકી જાતિનો હોય, તેનું કેવી રીતે કુશળ થાય? હે પિતાજી! જેની આવી (પોતાની વાત કહીને) માતા હોય, તે પુરુષનું કુશળ ક્યાંથી હોય?૨૦ હે પિતાજી! આ મનુષ્ય નહિ એવી (અર્થાત્ પશુ એવી) ગધેડી શૂદ્રથી બ્રાહ્મણમાં જન્મેલા તરીકે મને ઓળખાવે છે, તે પાપના પ્રાયશ્ચિત્તને માટે હું મહાન્ તપ આચરીશ.૨૧

આ રીતે પિતાને કહી તપ કરવાનો નિશ્ચય કરીને મતંગ એક મોટા અરણ્યમાં ગયો, અને ત્યાં જઇને મહાન્ તપ તપવા લાગ્યો.૨૨ મતંગને સારી રીતે તપ કરીને સુખથી બ્રાહ્મણપણું સંપાદન કરવાની ઇચ્છા હતી; તેથી તે તપ કરીને દેવોને તપાવવા લાગ્યો.૨૩ તે ઉપરથી હરિવાહને (ઇંદ્રે) તપ કરતા મતંગને પૂછ્યું:- "હે મતંગ! તું મનુષ્યના ભોગો તજી દઇને શામાટે તપ કરે છે?૨૪ હે ભાઈ! તને હું વર આપું છું, (માટે) તારી ઇચ્છા પ્રમાણે તું વર માગી લે. વળી તારા મનમાં જે કંઈ દુર્લભ વસ્તુની ઇચ્છા હોય, તે સર્વ મને કહે, વિલંબ નહિ કર.૨૫

મતંગ કહે છે:-મેં બ્રાહ્મણ જાતિની કામનાથી આ તપનો આરંભ કર્યો છે. માટે બ્રાહ્મણપણું મેળવીને અહીંથી જઈશ. આ વર હું માગું છું.૨૬

ભીષ્મ કહે છે:-મતંગનું કહેવું સાંભળીને પુરંદરે તેને કહ્યું:-"હે મતંગ! તું બ્રાહ્મણપણું માગે છે, પણ એ દુર્લભ છે.૨૭ તું બ્રાહ્મણપણાની માગણી કરે છે, પરંતુ અજ્ઞાની પુરુષોને તે મળતું નથી. હે દુષ્ટબુદ્ધિ! તપ કરતાં કરતાં તું નાશ પામીશ, (પણ તને બ્રાહ્મણપણું મળશે નહિ) માટે ઝટ તપ કરવું બંધ કર.૨૮ તપ કરવાથી બ્રાહ્મણરૂપ શ્રેષ્ઠપણું મળતું નથી. તું બ્રાહ્મણપણું માગવાની ઇચ્છાથી તપ કરે છે, પરંતુ તું થોડા સમયમાં નિષ્ફળ નિવડીશ.૨૯ દેવોમાં, અસુરોમાં, અને મનુષ્યોમાં જે બ્રાહ્મણપણું પવિત્ર અને ઉત્તમ ગણાય છે, તે બ્રાહ્મણપણું ચંડાળની જાતિમાં જન્મેલા તને કોઇ પણ રીતે મળશે નહિ.૩૦

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'इंद्र अने मतंगनो संवाद' ए नामनो अध्याय २७ मो समाप्त

* સમાન જાતિનો-તુલ્ય વર્ણનો એ કહેવાનો ભાવાર્થ એ છે કે બ્રાહ્મણ વર્ણથી ઉત્પન્ન થયલો નહિ પણ અન્ય વર્ણથી ઉત્પન્ન થયો હતો, પરંતુ જાતકર્માદિ સંસ્કારો થવાથી તુલ્ય વર્ણનો એટલે કે બ્રાહ્મણ વર્ણનો છે, એવી પ્રસિદ્ધિ મેળવી હતી.

## અધ્યાય ૨૮ મો

### બ્રાહ્મણત્વ કેમ મળે?

ભીષ્મ કહે છેઃ-મનને તથા આત્માને નિયમમાં રાખનારા મતંગને ઉપર પ્રમાણે ઇંદ્રે કહ્યું, એટલે મતંગે વ્રતનો આરંભ કર્યો, અને પોતાના નિયમમાં અડગ રહીને સો વર્ષ સૂધી એક પગે ઉભો રહ્યો.[૧] એટલે ફરીને મહા યશસ્વી ઇંદ્રે તેને કહ્યુંઃ-હે તાત! તું બ્રાહ્મણપણું માગે છે, પરંતુ તે દુર્લભ છે, અને તે તને મળશે નહિ.[૨] હે મતંગ! તું બ્રાહ્મણરૂપ ઉત્તમ સ્થાનની ઇચ્છા કરે છે, પરંતુ તે તને મળશે નહિ. હે પુત્ર! તું સાહસ કર્મ કર મા, એ તારો ધર્મનો માર્ગ નથી.[૩] ઓ દુર્મતિ! આ જન્મમાં તું બ્રાહ્મણપણું મેળવી શકીશ નહિ. જે વસ્તુ દુર્લભ છે તેની તું ઇચ્છા કરે છે તેથી તારો થોડા જ સમયમાં નાશ થશે.[૪] હે મતંગ! હું તને વારંવાર વારું છું, છતાં તું તપે કરીને બ્રાહ્મણપણું સંપાદન કરવાની ઇચ્છા કરે છે, પરંતુ તને સર્વથા હાનિ પહોંચશે.[૫] પશુપક્ષીની યોનિમાં રહેલા સર્વે જીવો જો મનુષ્યની જાતિમાં અવતરે છે તો તે ખરેખર પુલ્કસ અથવા તો ચાંડાળ અવતરે છે.[૬] હે મતંગ! આ જગતમાં પુલ્કસ અથવા તો ચાંડાળ જે કોઇ પુરુષ જોવામાં આવે છે, તે પુરુષ ઘણા કાળ સૂધી તે જાતિમાંજ અવતર્યા કરે છે.[૭] પછી એક હજાર વર્ષ વીતી ગયા પછી શૂદ્રપણાને પામે છે, અને શૂદ્રની જાતિમાં ઘણું વર્ષ સૂધી અવતર્યા કરે છે.[૮] તે પછી ત્રિશગણો કાળ વીતી ગયા પછી વૈશ્ય જાતિમાં તે અવતરે છે, અને તેજ જાતિમાં પણ ઘણા કાળ સૂધી જન્મ્યા કરે છે.[૯] તે પછી સાઠગણો કાળ વીતી ગયા પછી ક્ષત્રિય જાતિમાં તે અવતરે છે, અને તે પછી સાઠગણો કાળ વીતી ગયા પછી બ્રાહ્મણ બંધુની જાતિમાં અવતરે છે.[૧૦] તે જાતિમાં પણ ઘણા કાળ સૂધી અવતાર ધર્યા કરે છે. તે પછી બસોગણો કાળ વીતી જાય છે, એટલે શસ્ત્ર ઉપર આજીવિકા કરનારની જાતિમાં અવતરે છે.[૧૧] અને શસ્ત્રજીવીની જાતિમાંજ ઘણા કાળ સૂધી અવતર્યા કરે છે. તે પછી ત્રણસોગણો કાળ વીત્યા પછી ગાયત્રીનો જપ કરનારા બ્રાહ્મણના કુળમાં અવતરે છે.[૧૨] ગાયત્રીનો જપ કરનારાના કુળમાં જન્મ્યા પછી ઘણા કાળ સૂધી તેજ કુળમાં તે અવતર્યા કરે છે. તે પછી ચારસોગણો કાળ વીત્યા પછી શ્રોત્રિય બ્રાહ્મણના કુળમાં અવતરે છે, અને તેના જ કુળમાં ઘણા કાળ સૂધી અવતર્યા કરે છે.[૧૩] હે વત્સ! તે પછી અધમ બ્રાહ્મણને વિશે શોક, હર્ષ, કામ, દ્વેષ, અતિમાન તથા અતિવાદ પ્રવેશ કરે છે.[૧૪] તે શત્રુઓનો તે તે સમયે જો વિજય કરે છે તો તેને સદ્ગતિ મળે છે; પરંતુ જો શોકાદિક તે જીવનો પરાજય કરે છે તો તે શ્રોત્રિય બ્રાહ્મણને તાડ વૃક્ષના અગ્રભાગથી જેમ પાડવામાં આવે તેમ અત્યંત નીચ યોનિમાં પાડી નાંખે છે.[૧૫] હે મતંગ! આ પ્રમાણે જાણીને હું તને કહું છું. માટે તું બીજો વર માગી લે, કારણ કે બ્રાહ્મણપણું અત્યંત દુર્લભ છે.[૧૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'इंद्र अने मतंगनो संवाद' ए नामनो अध्याय २८ मो समाप्त

## અધ્યાય ૨૯ મો

### બ્રાહ્મણત્વની મહત્તા

ભીષ્મ કહે છેઃ-આ રીતે ઇંદ્રે કહ્યું, એટલે પવિત્ર આત્મા એવા મતંગે નિયમ પ્રમાણે વ્રત ધારણ કર્યું, અને એક હજાર વર્ષ સૂધી એક પગ ઉપર ધ્યાન ધરીને ઉભો રહ્યો.[૧] એક હજાર વર્ષ વીત્યા પછી ઇંદ્ર તેને જોવા માટે પાછો આવ્યો, અને બળ તથા વૃત્રનો નાશ કરનારા ઇંદ્રે ફરીને પણ મતંગને તેજ વચન કહ્યું.[૨]

મતંગ કહે છેઃ-હું આ એક હજાર વર્ષ સૂધી બ્રહ્મચારી રહ્યો છું, મારા મનને મેં નિયમમાં રાખ્યું છે, અને એક પગ ઉપર ઉભો રહ્યો છું, છતાં મને કેમ બ્રાહ્મણપણું મળે નહિ?[૩]

ઇંદ્ર કહે છેઃ-ચાંડાળની જાતિમાં અવતરેલા પુરુષને કદી પણ બ્રાહ્મણપણું પ્રાપ્ત થતું નથી. માટે તું બીજો કોઈ વર માગી લે. તારો આ પરિશ્રમ વૃથા મા થાવ.[૪]

આ રીતે મતંગને ઇન્દ્રે કહ્યું, એટલે તેને અત્યંત શોક થયો, અને તે ગયાતીર્થમાં જઇને સો વર્ષ સૂધી અંગુઠા ઉપર ઉભો રહ્યો.[૫] તેણે અત્યંત કરી શકાય નહિ તેવો યોગ સાધવા માંડ્યો, શરીરે દુર્બળ થઈ ગયો, આખું શરીર નાડીઓથી છવાઈ ગયું, તેના શરીરમાં ત્વચા (ચામડી) અને હાડકાં માત્ર રહ્યાં, અને તે ધર્માત્મા છેવટે (પૃથ્વી ઉપર) પડી ગયો, એમ અમારા સાંભળવામાં આવ્યું છે.[૬] વરોનો ધણી, ને દાતા તથા સર્વ પ્રાણીઓના હિતમાં પરાયણ એવા વાસવે, તે જેવો પડવા લાગ્યો કે દોડીને તેને પકડી લીધો હતો.[૭]

તે પછી ઇંદ્ર બોલ્યોઃ-હે મતંગ! તું બ્રાહ્મણપણું સંપાદન કરવાની ઇચ્છા કરે છે, પરંતુ તે વિરુદ્ધ જોવામાં આવે છે; કારણ કે બ્રાહ્મણપણું અત્યંત દુર્લભ છે, છતાં તે મળ્યું તો તે કામાદિક શત્રુઓથી ઘેરાયલું છે.[૮] જે (બ્રાહ્મણોની) પૂજા કરે છે, તે સુખી થાય છે,

અને જે પૂજા કરતો નથી તે દુ:ખી થાય છે. બ્રાહ્મણ સર્વ પ્રાણીઓનું યોગ તથા ક્ષેમ કરનારો છે.૯ બ્રાહ્મણોદ્વારા પિતૃઓ અને દેવતાઓ તૃપ્ત થાય છે. હે મતંગ! બ્રાહ્મણ સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ કહેવાય છે.૧૦ મનુષ્યો જે જે વસ્તુની ઇચ્છા કરે છે, તે તે વસ્તુ બ્રાહ્મણ આપે છે. એક જીવ અનેક યોનિઓમાં પ્રવેશ કરે છે અને વારંવાર જન્મ ધરે છે.૧૧ તેમાંથી, હે તાત! કોઈ એક બ્રાહ્મણની જાતિમાં અવતરે છે. દુરાત્મા પુરુષોને બ્રાહ્મણ જાતિમાં જન્મ થવો એ વાત દુર્લભ છે. માટે, બ્રાહ્મણ થવાની વાતનો ત્યાગ કરીને૧૨ તું બીજો વર માગ, કારણ કે તને બ્રાહ્મણપણાંનો વર દુર્લભ છે.

મતંગ બોલ્યો:-હું દુ:ખથી આતુર થઈ ગયો છું, તેને તું શા માટે દુ:ખ દે છે? હું મરી ગયો છું તેને તું શા માટે મારે છે?૧૩ મને તારે માટે શોક થાય છે કે, તું બ્રાહ્મણપણું મેળવ્યા છતાં પણ તેને તું શોભાવતો નથી (અર્થાત્ તને મારા જેવા તપસ્વી ઉપર દયા આવતી નથી). હે શતક્રતુ! બ્રાહ્મણપણું ક્ષત્રિયાદિક ત્રણ વર્ણને મળવું ઘણું જ કઠિન છે.૧૪ મનુષ્યો આ દુર્મિલ મેળવ્યા પછી તે પાળતા નથી, (તે શોકકારક છે. અર્થાત્ બ્રાહ્મણ શમ, દમ, તપ, શૌચ, શાંતિ, આર્જવ, જ્ઞાન, આસ્તિક્ય બ્રહ્મ કર્માદિ સ્વભાવજ કર્મ પાળતા નથી તે શોકકારક છે.) તે પાપીઓમાં અતિ પાપી છે, તે અતિ અધમ છે.૧૫ અત્યંત દુર્લભ બ્રાહ્મણપણું પ્રાપ્ત કર્યા પછી મનુષ્યે બ્રાહ્મણપણાના ધર્મોનું* પાલન કરવું પણ મુશ્કેલ છે. દુર્મિલ બ્રાહ્મણપણું મળ્યા છતાં પણ મનુષ્યો તેની રક્ષા કરી શકતા નથી કે જે પુરુષ દુર્લભ એવું ધન મેળવ્યા પછી જેમ તેને ઓળખી શકે નહિ તેમ જે પુરુષ દુર્લભ એવું બ્રાહ્મણપણું મેળવ્યા છતાં પણ તેને જાણી શકતો નથી. પ્રથમ તો બ્રાહ્મણપણું દુર્લભ છે, અને કદાપિ એ મળ્યું તો તેની રક્ષા કરવી કઠિન છે.૧૬ દુર્લભ એવું બ્રાહ્મણપણું મેળવીને પણ મનુષ્યો બ્રાહ્મણપણાનું પાલન કરી શકતા નથી. હે ઇંદ્ર! હું એક પરમાત્માને વિશે વિશ્રાંતિ લેનારો છું, સુખ તથા દુ:ખથી રહિત છું, પરિગ્રહ (સ્ત્રી પુત્ર વગેરે) વિનાનો છું,૧૭ હું અહિંસા, દમ વગેરે ધર્મ પાળીને બ્રાહ્મણપણાને કેમ યોગ્ય થતો નથી? દૈવ તે આવું કેવું છે કે માતાના દોષને લીધે હું૧૮ જે ધર્મવેત્તા છું તે, હે પુરંદર! આવી દશાને પ્રાપ્ત થયો છું? ખરેખર પુરુષાર્થથી દૈવને ફેરવી શકાતું નથી.૧૯ હે સમર્થ ઇંદ્ર! મેં બ્રાહ્મણ થવા માટે પ્રયત્ન કર્યો, પરંતુ મને બ્રાહ્મણપણું મળ્યું નહિ. હે ધર્મજ્ઞ! મારા જેવી સ્થિતિનાને તો તમે વર આપવા યોગ્ય છો.૨૦ હું જો તમારા અનુગ્રહને પાત્ર હોઉં, અથવા તો મારું કંઈક પુણ્ય હોય તો.

વૈશંપાયન કહે છે:-(તે સાંભળીને) બળ તથા વૃત્રનો નાશ કરનારા ઇંદ્રે તેને કહ્યું કે વર માગ.૨૧

મહેંદ્રે વર માગવાની પ્રેરણા કરી, એટલે મતંગ બોલ્યો:-હું ઇચ્છા પ્રમાણે ફરનારો તથા ઇચ્છા પ્રમાણે રૂપ લેનારો આકાશચારી થાઉં,૨૨ તથા બ્રાહ્મણ તથા ક્ષત્રિય વિરોધ દર્શાવ્યા વિના મારી પૂજા કરે તથા, હે પુરંદર! મારી અક્ષય કીર્તિ પણ થાય,૨૩ આવો વર મને આપો. હે દેવ! હું મસ્તક નમાવીને તમને પ્રસન્ન કરું છું.

ઇંદ્ર બોલ્યો:-તું છંદોગ નામનો દેવ થઇશ, સ્ત્રીઓ તારી પૂજા કરશે,૨૪ તથા, હે વત્સ! તારી કીર્તિ પણ ત્રણે લોકોમાં અતુલ થશે.

આ રીતે મતંગને વર આપીને ઇંદ્ર અંતર્ધાન થઈ ગયા.૨૫ તે પછી મતંગે પણ પ્રાણ તજીને ઉત્તમ સ્થાન પ્રાપ્ત કર્યું, અર્થાત્ દેવ થયો. હે ભરતવંશના રાજા! આવી રીતે બ્રાહ્મણપણું દેવતાના કરતાં પણ ઉત્તમ છે, અને તે આ લોકમાં તપ કરવાથી પણ દુર્લભ છે. તે વિશે મહેંદ્રનું (ઇંદ્રનું) વચન પ્રમાણ છે.૨૬

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'इंद्र तथा मतंगनो संवाद' ए नामनो अध्याय २९ मो समाप्त

## અધ્યાય ૩૦ મો

### વીતહવ્યનું આખ્યાન

યુધિષ્ઠિર પૂછે છે:-હે કુરુકુલોત્પન્ન! આ મોટું આખ્યાન મેં સાંભળ્યું. હે ઉત્તમ વક્તા! તમે કહો છો કે બ્રાહ્મણપણું અતિ દુર્લભ છે.૧ છતાં વળી એવું સાંભળવામાં છે કે, વિશ્વામિત્રે તો પૂર્વે આ જ બ્રાહ્મણપણું મેળવ્યું હતું! હે સત્તમ! છતાં તમે કહો છો કે તે દુષ્પ્રાપ્ય છે!૨ વીતહવ્ય નામનો રાજા પણ બ્રાહ્મણ થયો હતો, એમ મારા સાંભળવામાં આવ્યું છે. તો, હે ગંગાના પુત્ર વ્યાપક ભીષ્મ! તે ઉત્તમ રાજા કયા કર્મે કરીને બ્રાહ્મણ થયો હતો?૩ હું સાંભળવાની ઇચ્છા રાખું છું કે કયા વરથી અથવા તો કયા તપથી બ્રાહ્મણ થયો હતો, તે મને વિસ્તારથી કહેવાને તમે યોગ્ય છો.૪

ભીષ્મ કહે છે:-હે રાજન્! મહા યશસ્વી એવો વીતહવ્ય રાજા જે રાજર્ષિ હતો, તે લોકોમાં સત્કાર-

* શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરલતા, જ્ઞાન, વિજ્ઞાન તથા આસ્તિક ભાવ આ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મ છે, તે પાળે તો જ બ્રાહ્મણપણું જળવાઈ રહે છે.

પાત્ર ગણાતા બ્રાહ્મણપણાને કેવી રીતે પામ્યો હતો તે તું સાંભળ.[૫] હે તાત! મહાત્મા મનુ ધર્મથી પ્રજાનું રક્ષણ કરતા હતા. તેને શર્યાતિ નામથી પ્રખ્યાત ધર્માત્મા પુત્ર હતો.[૬] હે મહા વિજયી રાજા! શર્યાતિ રાજાના વંશમાં વત્સ નામનો પુત્ર હતો. તેને હૈહય તથા તાલજંઘ નામના બે પુત્રો હતા.[૭] હે રાજેંદ્ર! હે ભારત! હૈહય રાજાને દશ રાણીઓ હતી, તેને વિશે સો પુત્ર થયા હતા; જે શૂરવીર અને રણમાં પાછી પાની નહિ કરે તેવા હતા;[૮] સર્વ પુત્રોનું રૂપ તથા પરાક્રમ સમાન હતું, સર્વે બળવાન્ હતા, યુદ્ધ-કુશળ હતા. તેઓએ ધનુર્વેદમાં તથા વેદમાં પરિશ્રમ કર્યો હતો.[૯] હે રાજન્! તે સમયે કાશીમાં પણ દિવો-દાસનો પિતામહ (દાદો) રાજા હતો. તે હર્યશ્વના નામથી પ્રખ્યાત હતો, અને તે મહા વિજયી હતો.[૧૦] હે મહાપુરુષ! વીતહવ્ય (જે હૈહયનું બીજું નામ હતું તે)ના પુત્રો કાશીપુરી ઉપર ચઢી આવ્યા, તેઓએ ગંગા અને યમુના નદીની વચ્ચે હર્યશ્વની સાથે યુદ્ધ કર્યું, અને તેમાં હર્યશ્વને મારી નાંખ્યો.[૧૧] મહારથી હૈહયો નરપતિ હર્યશ્વને મારી નાંખી, નિર્ભય થઇને વત્સવંશના રાજાઓની રમણીય નગરીમાં પાછા ગયા.[૧૨] તે પછી હર્યશ્વનો પુત્ર સુદેવ જે દેવના સમાન તેજસ્વી અને બીજો સાક્ષાત્ ધર્મ હતો, તેનો કાશીરાજ તરીકે અભિષેક કરવામાં આવ્યો.[૧૩] કાશીરાજાનો તે ધર્માત્મા પુત્ર પૃથ્વીનું પાલન કરવા લાગ્યો. પછી સર્વ વીત-હવ્યો તેની ઉપર પણ ચઢી આવ્યા, અને યુદ્ધમાં તે રાજાનો પરાજય કર્યો.[૧૪] તે રાજાને યુદ્ધમાં જિતીને જેમ આવ્યા હતા તેમ તેઓ પાછા ગયા. તે પછી સુદે-વના પુત્ર દિવોદાસનો કાશીરાજા તરીકે અભિષેક કરવામાં આવ્યો.[૧૫] મહા તેજસ્વી દિવોદાસે મનને નિયમમાં રાખનારા વીતહવ્યોના પરાક્રમને જાણીને ઇંદ્રની આજ્ઞા પ્રમાણે વારાણસી નામની નગરીની સ્થાપના કરી.[૧૬] આ નગરી બ્રાહ્મણો તથા ક્ષત્રિયોથી ભરપૂર હતી, વૈશ્યો તથા શૂદ્રોથી પણ ભરપૂર હતી, અનેક જાતના પદાર્થોથી ભરપૂર હતી, તેની બજારમાં ઘણી જ સમૃદ્ધિ ભરેલી હતી ને વ્યાપાર પણ ઠીક ચાલતો હતો.[૧૭] હે રાજશ્રેષ્ઠ! ગંગા નદીના ઉત્તર તીર ઉપર અને ગોમતી નદીના દક્ષિણ તીર ઉપર, તીરની પડો-સમાં આ નગરી હતી, અને તે ઇંદ્રની અમરાવતી નગરીના જેવી હતી.[૧૮] હે ભરતવંશના રાજા! રાજા-ઓમાં સિંહ સમાન દિવોદાસ રાજા તે નગરીમાં રહેતો હતો. તે સમયે હૈહયવંશના રાજાઓ ફરીને તેના ઉપર ચઢી આવ્યા.[૧૯] એટલે મહાબળ અને મહા કાંતિવાળો દિવોદાસ રાજા વારાણસીમાંથી બહાર નિકળ્યો, અને શત્રુઓની સાથે લઢયો. તેઓની વચ્ચે દેવાસુર નામના યુદ્ધ જેવું ભયંકર યુદ્ધ થયું.[૨૦] હે મહારાજ! એક હજાર દિવસ સૂધી તે યુદ્ધ ચાલ્યું. તેમાં દિવોદાસનાં ઘણાં વાહનો મરણ પામ્યાં, તેથી તે દુઃખી થઈ ગયો.[૨૧] હે રાજા! તેના યોદ્ધાઓ મરી ગયા, તેનો ભંડાર ખૂટી ગયો, અને આખરે દિવો-દાસ કાશીપુરી તજી દઇને નાસી ગયો,[૨૨] અને બુદ્ધિમાન્ ભરદ્વાજના રમણીય આશ્રમમાં ગયો, અને, હે અરિદમન કર્તા રાજા! તે રાજા બે હાથ જોડીને ભરદ્વાજને શરણે ગયો.[૨૩] એટલે બૃહસ્પતિનો જ્યેષ્ઠ પુત્ર ભરદ્વાજ જે તેનો પુરોધા હતો તથા જે સર્વ પ્રકારના શીલથી સંપન્ન હતો, તેણે મહીપતિ દિવો-દાસને પૂછયું:[૨૪] હે રાજા! તું શા કારણે આવ્યો છે? તે સર્વ મને કહે. તારું જે હિત કાર્ય હશે તે હું કરીશ. એમાં મને વિચાર કરવા જેવું નથી.[૨૫]

રાજા બોલ્યોઃ-હે ભગવન્! યુદ્ધમાં વીતહવ્યના પુત્રોએ મારા વંશનો નાશ કર્યો છે, અને હું જ એક બાકી રહ્યો છું, તે તમારે શરણે આવ્યો છું.[૨૬] હે ભગવન્! તમે શિષ્યના જેવા સ્નેહથી મારી રક્ષા કરવા યોગ્ય છો. તે પાપી કર્મ કરનારાઓએ મારા વંશમાંથી માત્ર એક મનેજ જીવતો રાખ્યો છે.[૨૭]

એટલે મહા ભાગ્યશાળી અને પ્રતાપી ભરદ્વાજે તે રાજાને કહ્યુંઃ ડર ના, ડર ના. હે સુદેવના પુત્ર! તારો ભય દૂર થાવ.[૨૮] હે રાજા! હું તને (પરાક્રમી) પુત્ર થવા માટે ઇષ્ટિ કરીશ. તે પુત્રની સહાયથી તું હજારો વીતહવ્યોને મારી શકીશ.[૨૯] તે પછી ઋષિએ તે રાજાને માટે પુત્રની કામનાવાળી ઇષ્ટિ કરી, એટલે એ રાજાને ત્યાં પ્રતર્દન એવા નામથી એક પ્રખ્યાત પુત્ર ઉત્પન્ન થયો.[૩૦] હે ભરતવંશી રાજા! તે જન્મતાં વેંત જ તુરત વધવા લાગ્યો, અને તેર વર્ષનો થઈ ગયો, તથા સર્વે વેદો અને સંપૂર્ણ ધનુર્વેદ ભણી ગયો.[૩૧] યોગશાસ્ત્રનાં જ્ઞાનથી યુક્ત અને બુદ્ધિમાન્ એમ ભર-દ્વાજે જગતનું સર્વ તેજ એકઠું કર્યું, અને પછી તે લઇને (યોગબળથી) તે કુમારના શરીરમાં પ્રવેશ કર્યો.[૩૨] તે પછી પ્રતર્દન રાજાએ શરીર ઉપર કવચ તથા ધનુષ ધારણ કર્યું, દેવર્ષિઓ તેની સ્તુતિ કરવા લાગ્યા, બંદીઓ તેને પ્રણામ કરવા લાગ્યા, અને તે ઉદિત સૂર્યની પેઠે શોભવા લાગ્યો.[૩૩] રાજકુમાર પ્રત-ર્દન ઢાલતરવાર બાંધી, હાથમાં ધનુષ લઇને તેને હલાવતો હલાવતો રથમાં શરાસનપર બેસીને બહાર નિકળ્યો. તે સમયે તે પ્રદીપ્ત અગ્નિના જેવો શોભતો હતો.[૩૪] તે સમયે પ્રતર્દનને જોઇને સુદેવનો પુત્ર પણ અત્યંત હર્ષ પામતો હતો, અને મનમાં માનવા લાગ્યો

કે,—હવે વીતહવ્યના સર્વે પુત્રો બળીને ભસ્મ થઈ ગયા છે.[૩૫] તે પછી રાજાએ પોતાના પુત્ર પ્રતર્દનને યુવરાજની પદવી ઉપર નિમ્યો, અને પોતાના આત્માને કૃતકૃત્ય માનતો આનંદ પામવા લાગ્યો.[૩૬] તે પછી રાજાએ વીતહવ્યના પુત્રોનો નાશ કરવા માટે શત્રુને દંડ દેનારા પોતાના પુત્ર પ્રતર્દનને સામો મોકલ્યો.[૩૭] પ્રતર્દન જે શત્રુઓના નગરોનો વિજય કરનારો અને પરાક્રમી હતો, તે રથમાં બેસીને ચાલ્યો, અને તુરત ગંગા નદી ઉતરીને વીતહવ્યોની રાજધાની તરફ ગયો.[૩૮] વીતહવ્યના પુત્રો પણ પ્રતર્દનના રથનો મોટો અવાજ સાંભળીને, શત્રુના રથોને ભાંગી નાંખે તેવા મોટા શહેરના આકારના રથોમાં બેસીને નગરમાંથી બહાર નિકળ્યા.[૩૯] તે સર્વે વાઘના જેવા બળવાન્ હતા, સૌએ શરીર ઉપર કવચો પહેર્યાં હતાં, અને અનેક રીતે લઢી જાણતા હતા; તેઓ પ્રતર્દનના સામે ચઢી આવ્યા અને હથિયારો ઉગામીને તેના ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૪૦] હે યુધિષ્ઠિર! વરસાદો જેમ હિમાચલના ઉપર પાણી વરસાવે, તેમ તે રાજાઓ પણ અનેક જાતનાં શસ્ત્રોની પ્રતર્દનના ઉપર વૃષ્ટિ કરવા લાગ્યા, અને અનેક મહારથીઓની સાથે તેની ઉપર ચઢી આવ્યા.[૪૧] મહા તેજસ્વી રાજા પ્રતર્દને સામાં અસ્ત્રો મારીને તેઓનાં અસ્ત્રોને અટકાવી દીધાં, અને વજ્ર તથા અગ્નિના જેવાં તીક્ષ્ણ બાણો તેઓને માર્યાં;[૪૨] તથા ભાલા જાતનાં બાણો મારીને, હે રાજન્! લાખો વીતહવ્યોનાં માથાં કાપી નાંખ્યાં, અને શરીરે લોહીલોહાણ થઈ ગયેલા વીતહવ્યો, કાપી નાંખેલા ખાખરાના વૃક્ષોની પેઠે, પૃથ્વી ઉપર પડવા લાગ્યા.[૪૩] પોતાના સર્વ પુત્રો મરણ પામ્યા પછી, વીતહવ્ય પોતાનું નગર તજી દઇને ભૃગુના આશ્રમમાં નાસી ગયો.[૪૪] રાજા વીતહવ્ય ભૃગુને શરણે ગયો એટલે, હે રાજન્! ભૃગુએ પણ તે સમયે તે રાજાને અભયદાન આપ્યું.[૪૫] એટલામાં તેના પાછળ જ દિવોદાસનો પુત્ર પ્રતર્દન પણ ઝટ તે આશ્રમમાં આવ્યો, અને બોલ્યોઃ—[૪૬] ઓ ઓ! આ આશ્રમમાં મહાત્મા ભૃગુના કોણ કોણ શિષ્યો છે? મારે મુનિનાં દર્શનની ઇચ્છા છે, માટે હું આવ્યો છું એમ મુનિને કહો.[૪૭]

ભૃગુ ઋષિ પણ પ્રતર્દનને આવ્યો જાણીને તેજ વખતે આશ્રમમાંથી બહાર નિકળ્યા, અને વેદવિધિથી તે ઉત્તમ રાજાની પૂજા કરી,[૪૮] અને પછી એ રાજાને કહ્યું:—હે રાજેંદ્ર! હે પૃથ્વીપતિ! બોલ હું તારું શું પ્રિય કરું?

એટલે તે રાજાએ ભૃગુ મુનિને પોતાના આવવાનું કારણ કહેવા માંડ્યું.[૪૯]

રાજા બોલ્યોઃ—હે બ્રાહ્મણ! તમે આ વીતહવ્ય રાજાને અહીંથી રજા આપો, કારણ કે તેના પુત્રોએ મારા આખા વંશનો સંહાર કર્યો છે,[૫૦] અને રત્નોથી ભરેલા કાશી દેશનો પણ નાશ કર્યો છે. પરાક્રમથી ગર્વિષ્ઠ થયેલા આ રાજાના સો પુત્રોને મેં મારી નાંખ્યા છે,[૫૧] અને હવે આજે આ રાજાને પણ મારીને મારા પિતાના ઋણમાંથી છૂટો થઈશ.

એટલે ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ ભૃગુએ કૃપા આણીને પ્રતર્દનને કહ્યું:[૫૨] 'અહીં કોઈ પણ ક્ષત્રિય નથી, આ સર્વે બ્રાહ્મણ જાતિના છે.'

પ્રતર્દન, ભૃગુ ઋષિનું તે સત્ય વચન સાંભળીને,[૫૩] ઘણોજ પ્રસન્ન થયો, અને ધીરેથી તેનાં બન્ને ચરણોનો હાથથી સ્પર્શ કર્યો, અને પછી બોલ્યો કેઃ—હે ભગવન્! આ રીતે કાર્ય કરવાથી હું કૃતકૃત્ય થયો છું, એમાં શક નથી.[૫૪] કારણ કે મેં પરાક્રમથી આ રાજા પાસે પોતાની જાતિનો ત્યાગ કરાવ્યો છે. હે બ્રહ્મન્! હવે મને જવાની આજ્ઞા આપો, અને મારું કલ્યાણ થાય, તે રીતે મને યાદ કરો.[૫૫] 'હે ભૃગુપુત્ર! મેં આ રાજાની પાસે તેની જાતિનો ત્યાગ કરાવ્યો છે,' આટલું કહ્યા પછી ભૃગુએ જવાની આજ્ઞા આપી કે રાજા પ્રતર્દન,[૫૬] હે મહારાજ! એક સર્પ જેમ ઝેરનો ત્યાગ કરીને ચાલ્યો જાય તેમ જેમ આવ્યો હતો તેમ ચાલ્યો ગયો, અને ભૃગુના કહેવા માત્રમાં વીતહવ્ય રાજા બ્રહ્મર્ષિપણાને પામ્યો.[૫૭] હે મહારાજ! વીતહવ્ય રાજા બ્રહ્મવાદીપણાને પામ્યો, તે પછી તેનો પુત્ર ગૃત્સમદ થયો જે બીજા ઇંદ્રના જેવો રૂપાળો હતો.[૫૮] દેવોએ પણ જેને તું ઇંદ્ર છે આમ કહીને દુઃખી કર્યો હતો અને જે મહાત્માને માટે ઋગ્વેદમાં પણ એક મુખ્ય શ્રુતિ આ પ્રમાણે છે.[૫૯]*

હે રાજન્! ઋગ્વેદના બ્રાહ્મણ મંત્રોમાં ગૃત્સમદની સ્તુતિ કરવામાં આવી છે, અને શ્રીમાન્ ગૃત્સમદ બ્રહ્મચારી તથા વિપ્રર્ષિ થયો હતો.[૬૦] ગૃત્સમદને પણ સુચેતા (સુતેજા) નામનો પુત્ર હતો, જે દ્વિજ હતો; સુચેતાને વર્ચસૂ નામનો પુત્ર હતો, તેનો વિહવ્ય નામનો પુત્ર હતો;[૬૧] વિહવ્યને વિતત્ય નામનો પુત્ર હતો, વિતત્યને સત્ય નામનો પુત્ર હતો, સત્યને સંત નામનો પુત્ર હતો.[૬૨] તેને શ્રવઋષિ નામનો પુત્ર હતો, શ્રવને તમ નામનો પુત્ર હતો, તેને તમસ્ નામનો પુત્ર હતો, તમસ્‌ને પ્રકાશ નામનો પુત્ર હતો, જે ઉત્તમ બ્રાહ્મણ હતો; પ્રકાશને વાગિંદ્ર નામનો પુત્ર

* ઋગ્વેદમાં ગૃત્સમદના વિશે આવી એક શ્રુતિ છેઃ—तदुगार्त्समदमेतेन वै गृत्समद इंद्रस्य प्रियं धामोपागच्छत् । ગૃત્સમદ પંડે કહેલું કર્મ કરીને ઇંદ્રના પ્રિય લોકમાં (સ્વર્ગમાં) ગયો હતો.

હતો, જે મોટો વિજયી હતો;[૬૩] તેને પ્રમિતિ નામનો પુત્ર હતો, જે વેદોમાં તથા તેના અંગોમાં પારંગત હતો; પ્રમિતિને ઘૃતાચી નામની સ્ત્રીને વિશે રુરુ નામનો પુત્ર થયો હતો; રુરુને પ્રમદ્વરામાં શુનક નામનો બ્રાહ્મર્ષિ પુત્ર થયો હતો; શુનકને શૌનક નામનો પુત્ર થયો હતો.[૬૪-૬૫] આ રીતે હે રાજેંદ્ર! હે ક્ષત્રિયોત્તમ! વીતહવ્ય રાજા, જે ક્ષત્રિય જાતિનો હતો તે ભૃગુ ઋષિના પ્રસાદથી બ્રાહ્મણ થયો હતો.[૬૬] તે પ્રમાણે જ, હે મહારાજ! મેં તને ગૃત્સમદનો વંશ પણ વિસ્તારથી કહ્યો. હવે તારે બીજું શું પૂછવું છે?[૬૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'दानधर्मपर्वमां वीतहव्योपाख्यान' ए नामनो अध्याय ३० मो समाप्त

## અધ્યાય ૩૧ મો

### પૂજ્ય કોણ છે?

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! આ ત્રણ લોકમાં કયા મનુષ્યોની પૂજા કરવી યોગ્ય છે? તે વાત તમે મને વિસ્તારથી કહો. કારણ કે તમારી કથા સાંભળવાથી મને તૃપ્તિ થતી નથી.[૧]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ નારદના અને વાસુદેવના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે છે.[૨]

એક વખતે નારદ બે હાથ જોડીને ઉત્તમ બ્રાહ્મણોની પૂજા કરતા હતા. તે જોઇને કેશવે પ્રશ્ન કર્યો કેઃ–ભગવન્! તમે કોને નમસ્કાર કરો છો?[૩] હે ભગવન્! તમે તેઓમાં જેઓને ઘણા માનથી નમસ્કાર કરતા હો, તેઓનાં નામ જો મારાથી સાંભળી શકાય તેમ હોય તો, હે મોટા ધર્મવેત્તા! તમે મને કહો.[૪]

નારદ કહે છેઃ–હે ગોવિંદ! હે શત્રુમર્દન! હું જેઓની પૂજા કરું છું તેઓનાં નામ તમે સાંભળોઃ– આ જગતમાં તમારા વિના બીજો કયો પુરુષ આ વાત સાંભળવાને યોગ્ય છે?[૫] હે વ્યાપક કેશવ! જે પુરુષો નિત્ય વરુણને, વાયુને, આદિત્યને, વરસાદના દેવને, અગ્નિને, સ્થાણુ (રુદ્ર)ને, સ્કંદ (કાર્તિક સ્વામી) ને, લક્ષ્મીને, વિષ્ણુને, બ્રહ્માને,[૬] વાચસ્પતિને, ચંદ્રને, પાણીને, પૃથ્વીને, સરસ્વતીને, નિત્ય નમે છે તેઓને હું નિત્ય નમું છું.[૭] વળી, હે વૃષ્ણિકુળના સિંહ! હું તપોધનોને, વેદવેત્તાઓને, વેદપરાયણોને, તથા મોટા યોગ્ય પુરુષોની પણ નિત્ય પૂજા કરું છું.[૮] જે પુરુષો ભોજન કર્યાં પહેલાં દેવનાં કાર્યો કરે છે, પોતાનાં વખાણ કરતા નથી, જે મળે તેના ઉપર સંતોષ રાખે છે તથા જે ક્ષમાવાળા હોય છે તેઓને, હે વિભો! હું નિત્ય નમું છું.[૯] હે યાદવ! જેઓ સારી રીતે ઇષ્ટિઓ કરે છે, જે ક્ષમાવાન્ છે, જે મનને નિયમમાં રાખનારા છે, જિતેંદ્રિય છે તેઓને તથા જેઓ સત્યને, ધર્મને, પૃથ્વીને અને ગાયને પૂજે છે તેઓને હું નમસ્કાર કરું છું.[૧૦] હે યાદવ! જેઓ વનમાં મૂળોનો તથા ફળોનો આહાર કરીને તપ કરે છે, જેઓ કોઈ પણ જાતનો સંગ્રહ રાખતા નથી, જેઓ ધર્મનાં કર્મ કર્યા કરે છે, તેઓને હું નમસ્કાર કરું છું.[૧૧] હે યાદવ! જેઓ પોષ્ય વર્ગનું પોષણ કરવાને સમર્થ છે, જેઓ નિત્ય અતિથિઓનો સત્કાર કરે છે, તથા જેઓ દેવોને ધર્યા પછી તેના પ્રસાદનું ભોજન કરે છે તેઓને હું નમસ્કાર કરું છું.[૧૨] હે યાદવ! જેઓ વેદનું અધ્યયન કરીને દુરાધર્ષ એટલે સામે ન થઈ શકાય એવા થયેલા છે, જેઓ ધર્મની વાત કરવામાં વાચાળ છે, જેઓ બ્રહ્મચર્ય પાળે છે, યજ્ઞ તથા અધ્યાપન કરાવે છે, તેઓની હું નિત્ય પૂજા કરું છું.[૧૩] જેઓ નિત્ય મનવડે સર્વ પ્રાણીઓના ઉપર પ્રસન્ન રહે છે, તથા જેઓ મધ્યાહ્ન કાળ સૂધી વેદનો સ્વાધ્યાય કરે છે તેઓની હું પૂજા કરું છું.[૧૪] હે યાદવ! (યદુવંશોત્પન્ન!) જે પુરુષો ગુરુની કૃપા સંપાદન કરવાને, તથા વેદનો સ્વાધ્યાય કરવાને પ્રયત્ન કરે છે, જેઓ સ્થિર થઇને સદાચાર પાળે છે, જેઓ ગુરુવર્ગની સેવા કરવાની ઇચ્છા કરે છે, અને જેઓ કોઈની પણ ઈર્ષા કરતા નથી તેઓને, હે યાદવ! હું નમસ્કાર કરું છું.[૧૫] હે યાદવ! જે મુનિઓ સદાચારી છે, જે બ્રાહ્મણો સત્ય ભાષણ કરનારા છે, તથા જેઓ હવ્ય (યજ્ઞનું બળિ) તથા કવ્ય (પિતૃઓનું બળિ) ને ગ્રહણ કરે છે, તેઓને હું નમસ્કાર કરું છું.[૧૬] હે યાદવ! જે બ્રાહ્મણો ભિક્ષા માગીને આજીવિકા કરે છે, જેઓ દુર્બળ સ્થિતિવાળા છે, જેઓ ગુરુના કુળમાં નિવાસ કરે છે, સુખથી તથા ધનથી રહિત છે, તેઓને હું નમસ્કાર કરું છું.[૧૭] જેઓ મમતાથી રહિત છે, સુખ દુઃખથી રહિત છે, જેઓ દિગંબર (નગ્ન) રહેનારા છે અર્થાત્ કૌપીન પણ પાસે રાખતા નથી, જેઓને કોઇપણ જાતનું પ્રયોજન નથી એવા, જેઓ વેદ ભણીને દુરાધર્ષ થયેલા છે (એટલે જેઓનું કોઈ અપમાન કરી શકે નહિ તેવા છે), ધર્મશાસ્ત્રનાં પ્રવચનમાં વાચાળ છે, વેદનો પાઠ કરે છે,[૧૮] જેઓ અહિંસા ધર્મમાં પરાયણ રહે છે, જેઓ સત્ય ભાષણ કરે છે, જેઓ મનને નિયમમાં રાખે છે, અને જેઓ શમપરાયણ રહે છે તેઓને, હે કેશવ! હું નમસ્કાર કરું છું.[૧૯] જે ગૃહસ્થો દેવતા અને અતિથિઓની

પૂજામાં તત્પર રહે છે, જેઓ કપોતની વૃત્તિથી જીવન ગાળે છે,* તેઓને, હે યાદવ! હું નિત્ય નમસ્કાર કરું છું.[૨૦] જે પુરુષો કરવા યોગ્ય કર્મોમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગમાં પરાયણ રહે છે પણ તેથી કંઈ ઉલટા ચાલતા નથી, અને જેઓ શિષ્ટોના આચાર પ્રમાણે વર્તે છે, તેઓને હું નિત્ય નમસ્કાર કરું છું.[૨૧] વળી, હે કેશવ! જે બ્રાહ્મણો વેદશાસ્ત્રસંપન્ન છે, જેઓ ધર્મ, અર્થ, અને કામ આ ત્રણ વર્ગનું અવિરુદ્ધ રીતે સેવન કરે છે, જેઓ લોભી નથી, અને જેઓ પુણ્યશીલ છે, તેઓને હું નમસ્કાર કરું છું.[૨૨] હે માધવ! જેઓ જળનું પાન કરનારા છે, જેઓ વાયુનો આહાર કરનારા છે, તથા જેઓ સદાય વૈશ્વદેવ કર્યા પછી બાકી રહેલા અન્નનું ભોજન કરે છે, તથા જેઓ અનેક જાતનાં વ્રતો કરે છે, તેઓને હું નમસ્કાર કરું છું.[૨૩] વળી જેઓ અયોનિન્ (એટલે સ્ત્રી વગરના છે અર્થાત્ બ્રહ્મચર્ય પાળે) છે, જેઓએ વિવાહ કરીને અગ્નિહોત્ર લીધું છે તથા જેઓ વેદના આધારભૂત છે, અર્થાત્ વેદ ભણીને તેનો સ્વાધ્યાય કરે છે, તથા સર્વે પ્રાણીઓના યોનિ એટલે કે મૂળરૂપ થયેલા છે અર્થાત્ જ્ઞાની છે, તેઓને હું સદાય નમસ્કાર કરું છું.[૨૪] હે કૃષ્ણ! આ લોકોમાં શ્રેષ્ઠ, કુળોમાં જ્યેષ્ઠ, અજ્ઞાનનો નાશ કરનારા, લોકોમાં સૂર્યના જેવા, અને જગતનું કલ્યાણ કરનારા એવા આ ઋષિઓને હું નિત્ય નમસ્કાર કરું છું.[૨૫] તે માટે, હે વૃષ્ણિકુલોત્પન્ન! હે નિર્દોષ! તું પણ નિત્ય બ્રાહ્મણોની પૂજા કર. કારણ કે પૂજા કરવા યોગ્ય બ્રાહ્મણોની પૂજા કરવાથી તેઓ સુખ આપશે.[૨૬] બ્રાહ્મણો આ લોકમાં તથા પરલોકમાં હંમેશાં સુખ આપનારા છે. માન્ય પુરુષોનું માન મેળવીને તેઓ જગતમાં વિહાર કરે છે. તેઓને તું માન આપીશ તો તેઓ તને સુખ આપશે.[૨૭] જેઓ નિત્ય સર્વનો અતિથિસત્કાર કરે છે, તથા જેઓ ગાયોના ઉપર, બ્રાહ્મણોના ઉપર અને સત્યના ઉપર પ્રીતિ રાખે છે, તેઓ દુઃખને તરી જાય છે.[૨૮] જેઓ નિત્ય શમમાં પરાયણ રહે છે, જેઓ નિત્ય કોઈની ઈર્ષા કરતા નથી, અને જેઓ નિત્ય વેદનો સ્વાધ્યાય કરે છે, તેઓ દુઃખોને તરી જાય છે.[૨૯] જેઓ સર્વ દેવોને નમસ્કાર કરે છે, જેઓ એક વેદનો આશ્રય કરે છે, તથા જે શ્રદ્ધાળુ છે અને જેઓ દાનવાળા છે, તેઓ દુઃખોને તરી જાય છે.[૩૦] તેમ જ જે પુરુષો મોટા બ્રાહ્મણોને નમસ્કાર કરે છે, જેઓ નિયમપૂર્વક વ્રત પાળે છે, તથા જેઓ દાન-પર પ્રીતિ રાખે છે, તેઓ દુઃખોને તરી જાય છે.[૩૧] જેઓ નિત્ય તપ કરે છે, જેઓ કુમાર વયથી બ્રહ્મચર્ય વ્રત પાળે છે, તપથી જેઓનું મન શ્રદ્ધાવાળું છે, તેઓ દુઃખોને તરી જાય છે.[૩૨] જેઓ દેવતા, અતિથિ, પોષ્યવર્ગ તથા પિતૃઓનું અર્ચન (પૂજન) કરવા પર પ્રીતિ રાખે છે, અર્થાત્ તેઓને જમાડીને જમે છે તથા જેઓ વૈશ્વદેવ અને અતિથિનો સત્કાર કર્યા પછી બાકી રહેલું અન્ન જમે છે, તેઓ દુઃખોને તરી જાય છે.[૩૩] જેઓ અગ્નિને પ્રકટ કરી, વિધિપૂર્વક નમસ્કાર કરી તેને પ્રજ્વલિત રાખે છે, અને જેઓ સોમયજ્ઞમાં વિધિપૂર્વક હોમ કરે છે, તેઓ દુઃખોને તરી જાય છે.[૩૪] તથા, હે વૃષ્ણિકુળમાં સિંહ સમાન કૃષ્ણ! જેઓ સદાય તમારી પેઠે માતાપિતા તથા ગુરુની સાથે વિનયથી વર્તે છે, તેઓ પણ દુઃખોને તરી જાય છે. આટલું કહીને નારદ વિરામ પામ્યા (બોલતા બંધ થયા).[૩૫] તે માટે, હે કુંતીના પુત્ર! તું પણ જો પિતૃઓની, દેવતાઓની, બ્રાહ્મણોની અને અતિથિઓની યથાર્થ રીતે નિત્ય પૂજા કરીશ તો તને મનગમતી ગતિ મળશે, અર્થાત્ તું મરજી પ્રમાણે પરલોકમાં જઈશ.[૩૬]

* કપોતની પેઠે એટલે હોલાની પેઠે એકએક દાણો વીણીને તેના ઉપર આજીવિકા કરવી, તે કપોતની વૃત્તિ કહેવાય છે.

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वं विषे दानधर्ममां 'कृष्ण अने नारदनो संवाद' ए नामनो अध्याय ३१ मो समाप्त

## અધ્યાય ૩૨ મો

### પ્રાણીનું રક્ષણ કર્ત્તાને શું ફળ મળે છે?

યુધિષ્ઠિર પૂછે છેઃ—હે મહાબુદ્ધિમાન્ પિતામહ! હે સર્વ શાસ્ત્રમાં કુશળ! હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! તમારી પાસેથી હું ધર્મની વાત સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧] સ્વેદજ, ઉદ્ભિજ્જ, અંડજ, અને જરાયુજ, એમ ચાર પ્રકારનો પ્રાણીઓનો સમુદાય શરણે આવ્યો હોય, તેઓનું જેઓ રક્ષણ કરે છે તેઓને શું ફળ મળે છે, તે મને બરાબર કહો.[૨]

ભીષ્મ કહે છેઃ—હે મોટી બુદ્ધિવાળા! હે મોટા યશસ્વી! હે ધર્મપુત્ર! શરણાગત વિશેની જેમાં વાત છે, એવો મહા ફળ આપનારો પ્રાચીન કાળનો આ ઇતિહાસ તું સાંભળ.[૩]

કોઈ એક સુંદર દેખાવના કપોતને (હોલાને) એક શકરાએ આકાશમાંથી નિચે પાડી નાખ્યો, તેથી તે વૃષદર્ભ નામના એક મહા ભાગ્યશાળી રાજાને શરણે ગયો.[૪] તે વિશુદ્ધાત્માએ તેને ભયથી પોતાના ખોળામાં જઈને બેઠો જોઈને, 'હે અંડજ (પક્ષી)! તું ધીરજ ધર, તને ભય નથી,' આમ કહીને ધીરજ

આપી.[૫] 'તને આવડી મોટી બીક કોના લાગી છે? ક્યાંથી લાગી છે? તેં શું કર્યું છે? કે જેથી તું ભાન વગરનો અને ભ્રાંતચિત્તનો થઈ અહીં આવ્યો છે?[૬] હે સુંદર રૂપવાળા! હે સુંદર દેખાવવાળા! હે નવ નીલ કમળના જેવા રંગ ધારણ કરવાવાળા! હે દાડિમ કે અશોકના પુષ્પ જેવા નેત્રવાળા! ડર ના, તને હું અભય આપું છું.[૭] મારી પાસે આવેલા તને જેણે મારા જેવા રક્ષાધ્યક્ષને આગળ કર્યો છે, તેને મનવડે પણ પકડવાને કોઈ હિમ્મત કરી શકશે નહિ.[૮] હે કપોત! તારે માટે હું આજે જ કાશીનું આ રાજ્ય તથા મારા પ્રાણ પણ ત્યાગ કરી દઈશ. માટે તું વિશ્વાસ રાખ. તને હવે ભય નથી.[૯]

શકરો કહે છેઃ–હે રાજા! આ હોલો મારું ભોજન ગણાય છે. વળી તેના પ્રાણ પણ બહુધા નાશ પામ્યા છે, અને મેં એને પ્રયત્ન કરીને મેળવ્યો છે, માટે તારે તેની રક્ષા કરવી યોગ્ય નથી.[૧૦] આનું માંસ, રુધિર, મજ્જા અને મેદ મારું હિતકારી છે, અને મને સંપૂર્ણ સંતોષ આપનાર છે, તેમાં (મારા ભોજનમાં) તું અંતરાયરૂપ ન થા.[૧૧] (આ હોલાના રુધિરનું પાન કરવાની) અત્યંત ઉગ્ર એવી તૃષ્ણા–તરસ મને દુઃખ દે છે, ભુખ મને બાળી નાંખતી હોય એમ દુઃખ દે છે; માટે તું આને છોડી દે. હે રાજન્! હું મારી ક્ષુધાને અટકાવવા શક્તિમાન્ નથી.[૧૨] હું આની પાછળ ઉડતો ઉડતો આવ્યો છું. વળી આ કપોત–હોલો મારી પાંખોથી તથા નખોથી ઘાયલ થઈ ગયો છે, અને, હે રાજન્! તેનામાં જરાકજ શ્વાસ ઉચ્છ્વાસ છે, માટે તું તેની રક્ષા કરવાને યોગ્ય નથી.[૧૩] વળી, હે રાજન્! તું તારા રાજ્યમાં મનુષ્યોની રક્ષા કરવા માટે ધણી છો. (તું તારા જેવા મનુષ્યોની મનુષ્યની સામા રક્ષા કરવામાં મુખત્યાર છો કારણ કે તું નરપતિ કહેવાય છે, રાજાને કોઈ પશુપતિ કે પક્ષિરાજ કહેતું નથી). પરંતુ હે ઉત્તમ પુરુષ! તૃષાતુર આકાશચારીનો તું પ્રભુ નથી.[૧૪] તારે જો પરાક્રમ કરવું હોય તો તારા વૈરીઓના ઉપર, સેવકોના ઉપર, પોતાના મનુષ્યોના વ્યવહારમાં આવનારા ઉપર, પોતાના દેશ ઉપર તથા ઇંદ્રિયોના વિષયો ઉપર પરાક્રમ કર (અર્થાત્ તેને તારા આધીનમાં રાખ). પરંતુ આકાશચારી પ્રાણીઓના ઉપર, તારે પરાક્રમ કરવું યોગ્ય નથી.[૧૫] તારી આજ્ઞાનો ભંગ કરનારા શત્રુઓને પરાક્રમથી સારી રીતે વશ કરીને તેના ઉપર પ્રભુત્વ બજાવવું તારે યોગ્ય છે. પરંતુ જો આ હોલાનું રક્ષણ કરીને ધર્મ સંપાદન કરવાની ઇચ્છા રાખતો હોય તો તારે મારા તરફ પણ જોવાની જરૂર છે (અર્થાત્ મારું પણ રક્ષણ કરવું યોગ્ય છે.)[૧૬]

ભીષ્મ કહે છેઃ–રાજર્ષિ શકરાનું તે વચન સાંભળીને આશ્ચર્ય પામ્યો, અને તેના તથા તેનાં વચનની સ્તુતિ કરીને કપોતની (હોલાની) રક્ષા કરવા માટે તેને પ્રત્યુત્તર આપ્યોઃ–[૧૭]

રાજા ઉત્તર આપે છેઃ–હું તારી ભુખની શાંતિને માટે આજે તને કહે તો બળદ આપું, અથવા વરાહ આપું, અથવા તો મૃગ આપું, કે પાડો આપું (તું કહે તે તારે માટે આજે અર્પણ કરું).[૧૮] (પણ આ હોલાને તો ન આપું.) પરંતુ "શરણાગતનો ત્યાગ કરવો નહિ" આવું મેં વ્રત લીધું છે. હે શકરા! જો આ પક્ષી મારાં અંગોને છોડતું નથી (અર્થાત્ મારા શરીરે વળગી રહ્યું છે).[૧૯]

શકરો કહે છેઃ–હે મહારાજ! હું વરાહને (ડુક્કરને), બળદને, તથા બીજાં જાતજાતનાં પક્ષીઓને ખાતો નથી; આ કે તે બીજા પ્રાણીઓનું મારે શું પ્રયોજન છે?[૨૦] દેવોએ પોતે સનાતન કાળથી કપોતને મારા ભોજન તરિકે નિર્માણ કર્યો છે. વળી શકરાઓ કપોતોને (હોલાઓને) ખાય છે, આવી સનાતન કાળની મર્યાદા છે.[૨૧] છતાં, હે નિર્દોષ ઉશીનર! તારો કપોતના ઉપર સ્નેહ હોય તો તું તારાં પોતાનાં માંસને કપોતના જેટલું તોળીને મને હમણાં આપ.[૨૨]

રાજા કહે છેઃ–'તેં જે અહીં મને આ પ્રમાણે કહ્યું, તે આજે મારા ઉપર મહાન્ અનુગ્રહ કર્યો. ઠીક છે, હું એમ કરીશ.' આમ કહીને એ મહારાજા,[૨૩] પોતાના શરીરમાંથી માંસના કટકાઓને કાપીકાપી ત્રાજવામાં મૂકીને તોળવા લાગ્યો. તે વાત સાંભળીને અંતઃપુરમાં રહેલી તેની રાણીઓ જેઓ રત્નજડિત આભૂષણોથી શણગારેલી હતી તેઓ[૨૪] અત્યંત ખિન્ન થઈ ગઈ, અને હાહાકાર કરીને બહાર નિકળી. તે રાણીઓના, મંત્રીઓના તથા સેવકોના રડવાના અવાજથી[૨૫] મેઘના અવાજ જેવો ગંભીર અવાજ થવા લાગ્યો; તથા આકાશ કે, જે વાદળાં વિનાનું હતું, તે પણ ચોતરફ મેઘોથી ઘેરાઈ ગયું.[૨૬] તે રાજાના સત્ય કર્મથી પૃથ્વી કંપી ઉઠી. તે રાજા પોતાના બન્ને પડખામાંથી, બે બાહુઓમાંથી, અને ઉરુમાંથી (સાથળમાંથી)[૨૭] માંસ કાપીને તુરત ત્રાજવામાં ભરવા માંડ્યો. પરંતુ તે માંસ કપોતના જેટલું થયું નહિ.[૨૮] એમ કરતાં કરતાં રાજાના શરીરમાંથી માંસ ખૂટી ગયું, તેનાં હાડકાં માત્ર બાકી રહ્યાં, અને શરીરમાંથી લોહી ઝરવા લાગ્યું. એટલે રાજા પોતાનું શરીર ત્યાગ કરવા માંસનો ક્ષય કરવાનું–કાપવાનું છોડી દઈને પંડે જ ત્રાજવા ઉપર ચઢી બેઠો.[૨૯] તે જોઈને ત્રણે લોકો ઇંદ્રની સાથે તે નરેંદ્રની સેવામાં હાજર થયા, અને આકાશચારી દેવોએ ભેરીઓ તથા દુંદુભિઓ

(નગારાંઓ) વગાડ્યાં.[૩૦] વૃષદર્ભ રાજાના ઉપર દેવોએ અમૃતની વૃષ્ટિ કરી, અને તેના ઉપર ફરી ફરીને અત્યંત સુખ આપનારાં દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી.[૩૧] દેવોના તથા ગંધર્વોના સમુદાયે અને અપ્સરાઓએ ચોતરફથી પ્રભુ પિતામહ (બ્રહ્મા) ની પેઠે તેની પાસે નૃત્ય કરીને તથા ગાયન કરીને તેને સંતુષ્ટ કર્યો.[૩૨] સુવર્ણના પ્રાસાદોથી ભરપૂર, મણિ અને સુવર્ણનાં તોરણોથી શોભાયમાન, વૈદૂર્યમણિના થાંભલાઓ જેમાં છે એવા વિમાનમાં બેસીને,[૩૩] તે રાજર્ષિ પણ તેવું કર્મ કરીને શાશ્વત સ્વર્ગમાં ગયો. હે યુધિષ્ઠિર રાજા! તું પણ શરણાગત પ્રાણીઓની આ રીતે સર્વ પ્રકારની રક્ષા કર.[૩૪] જે પુરુષ ભક્તિવાળાનું, પ્રીતિવાળાનું અને આશ્રિતોનું રક્ષણ કરે છે તથા સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખે છે, તે પુરુષ પરલોકમાં સુખ ભોગવે છે.[૩૫] જે રાજા સદાચારી હોય, સદાચારથી વર્તતો હોય, તે પુરુષને તેના કપટ વગરના વ્યવહારથી કઈ વસ્તુ મળતી નથી?[૩૬] તે રાજર્ષિ કાશીરાજા વિશુદ્ધ મનનો હતો, ધીર હતો, અને સત્ય પરાક્રમી હતો, તે ત્રણે લોકમાં પોતાનાં કર્મવડે પ્રખ્યાત થયો હતો.[૩૭] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! બીજો કોઈ પણ પુરુષ આ પ્રમાણે શરણાગતનું રક્ષણ કરે તો તે પણ તે જ ગતિને પામે છે.[૩૮] જે પુરુષ રાજર્ષિ વૃષદર્ભનાં આ ચરિત્રને જગતમાં ગાય છે અથવા તો નિત્ય તેને સાંભળે છે, તે પુરુષનો આત્મા પવિત્ર થાય છે.[૩૯]

इति श्रीमहाभारतविषे अनुशासनपर्वविषे दान धर्ममां 'श्येन (शकरो) कपोत (होला) नुं आख्यान' ए नामनो अध्याय ३२ मो समाप्त

## અધ્યાય ૩૩ મો

### રાજાનું કર્તવ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! રાજાનાં સર્વ કર્મોમાં મોટું કર્મ કયું છે? રાજા કયું કર્મ કરવાથી બન્ને લોકમાં, એટલે આ લોકમાં તથા પરલોકમાં, સુખી થાય છે?[૧]

ભીષ્મ કહે છેઃ–હે ભરતવંશના રાજા! જે રાજાને અભિષેક થયો હોય, તેવા અત્યંત સુખની ઈચ્છા રાખનારા રાજાએ, બ્રાહ્મણોની ખૂબ સેવા કરવી. એ તેનું કર્તવ્ય છે.[૨] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મોટા રાજાનું આ કર્મ છે, કે તેણે વેદ ભણેલા બ્રાહ્મણો તથા વૃદ્ધોની નિત્ય સેવા કરવી.[૩] તેમજ પોતાના નગરના અને પોતાના દેશના બહુશ્રુત એવા બ્રાહ્મણોને મધુર વચનો કહીને, ઉત્તમ ભોગો ભોગવાવીને, તથા નમસ્કારો કરીને તેઓનો તેણે સત્કાર કરવો.[૪] રાજા જેમ પોતાનું તથા પોતાના પુત્રોનું રક્ષણ કરે છે, તેમ જ વેદવેત્તા બ્રાહ્મણોનું પાલન કરવું, એ રાજાનું ઉત્તમોત્તમ નિત્ય કૃત્ય જાણવું.[૫] વળી એ બ્રાહ્મણોના જે વિશેષ પૂજ્યો હોય, તેઓની અધિક ભાવથી પૂજા કરવી; કારણ કે તેઓ સુખશાંતિથી રહે છે તેથી તે સર્વ દેશ પણ અધિક દીપી રહે છે.[૬] વેદવેત્તા બ્રાહ્મણો પૂજા કરવા યોગ્ય છે, નમસ્કાર કરવા યોગ્ય છે, અને પિતૃની માફક માન્ય છે. પ્રાણીઓના જીવનનો આધાર જેમ મેઘ ઉપર છે, તેમ સર્વ લોકોના જીવનનો આધાર આ બ્રાહ્મણોના ઉપર છે.[૭] મહા ભયંકર તથા સત્ય પરાક્રમવાળા વિદ્વાન્ બ્રાહ્મણો કોપાયમાન થાય છે તો તેઓ શ્યેનયાગ વગેરે અભિચાર કરીને, કૌલિક શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા ઉપાયો કરીને, અંતઃકરણથી શેષ ન રહે તેમ બાળીને સર્વને ભસ્મ કરી નાંખે છે.[૮] એઓનો નાશકર્તા કોઈ હોય, એમ હું જોતો નથી. તેઓને દિશાઓ પણ અટકાવી શકતી નથી (અર્થાત્ તેઓ અટકયા વગર ગમે ત્યાં જાય છે). તેઓ કોપાયમાન થઇને જુવે છે ત્યારે વનમાં જેમ અગ્નિની શિખાઓ સર્વને બાળી નાંખે છે, તેમ સર્વને બાળી નાખે છે.[૯] સાહસિક પુરુષો પણ આ વિદ્વાન્ બ્રાહ્મણોથી બીહે છે, કારણ કે આ પુરુષોમાં ઘણા જ ગુણો રહેલા છે. આ બ્રાહ્મણોમાં કેટલાએક, ખડથી* ઢંકાયલા કૂવાના જેવા છે, ત્યારે બીજા કેટલાએક આકાશની† પેઠે શુદ્ધ ચરિત્રવાળા છે.[૧૦] કેટલાએક તપસ્વીઓ ક્રોધ કરનારા છે, કેટલાએક તપસ્વીઓ રુના જેવા મૃદુ સ્વભાવના છે, અને કેટલાએક મોટા શઠ છે અને કેટલાક તપસ્વીઓ છે.‡[૧૧] કેટલાએક તપસ્વીઓ ખેતીવાડી અને ગોરક્ષા કરનારા છે, તો કેટલાએક ભિક્ષા માગીને આજીવિકા કરનારા છે, કેટલાએક ચોર છે, કેટલાએક અસત્ય ભાષણ કરીને કજિયો કરાવનારા છે, અને કેટલાએક નટો તથા નર્તકો પણ છે.§[૧૨]

* એક કૂવો ખડથી ઢંકાયો હોય તો તે જેમ જાણવામાં અથવા તો જોવામાં આવતો નથી, તેમ મહાત્માઓ પણ ઉપરથી મેલા ઘેલા જેવા દેખાવાથી તેઓનું સ્વરૂપ જાણવામાં આવતું નથી.

† ત્યારે વસિષ્ઠ વગેરે મહાત્મા પુરુષો પ્રસિદ્ધ રીતે જોવામાં આવે છે.

‡ દુર્વાસા વગેરે ઋષિઓ મહા ક્રોધી છે; ગૌતમ વગેરે ઋષિઓ ઘણા જ કોમળ મનના છે તેથી ચાલતાં પણ જીવહિંસા થાય એવા ડરથી તેઓએ પોતાના ચરણમાં નેત્ર કર્યાં છે. કેટલાએક ઋષિઓ શઠ છે આમ કહેવાનું તાત્પર્ય એ છે કે, અગસ્ત્ય વગેરે ઋષિઓ વાતાપિનો નાશ કરવા માટે માંસ ખાવાની પણ ઇચ્છા રાખે છે.

§ ઉદ્દાલકના ગુરુઓ ખેતીવાડી કરતા હતા, ઉપમન્યુ વગેરે ગુરુની ગાયો ચરાવતા હતા, દત્તાત્રેય વગેરે ભિક્ષા માગીને આજીવિકા કરતા હતા, વાલ્મિક, વિશ્વામિત્ર ચોર હતા; (વિશ્વામિત્રે મહા દુકાળના સમયમાં ચંડાળને ઘરે કુતરાના મુડદાની ચોરી કરી હતી.) નારદ વગેરે કજિયો કરાવનારા છે, ભરત વગેરે નટ તથા નર્તક છે.

કેટલાએક બ્રાહ્મણો સર્વ પ્રકારનાં સાધારણ અને અસાધારણ કર્મો કરે તેવા છે (અગસ્ત્યના જેવા સમુદ્ર શોષણ કરી ગયા હતા). હે ભારત! બ્રાહ્મણો અનેક પ્રકારના અને અનેક ચારિત્ર્યવાળા છે.[૧૩] બ્રાહ્મણો (પોતાના સ્વરૂપને ગુપ્ત રાખવા માટે અથવા તો લોકોનું કલ્યાણ કરવા માટે) અનેક કર્મો કરે છે, તથા અનેક કર્મ કરીને પોતાની આજીવિકા કરે છે, પરંતુ તે બ્રાહ્મણો જો ધર્મના જાણનારા અને શ્રેષ્ઠ હોય તો તેઓના ગુણો હમેશા ગાવા.[૧૪] હે રાજા! મોટા ભાગ્યવાળા બ્રાહ્મણો પૂર્વકાળથી જ પિતૃઓના, દેવોના, મનુષ્યોના, સર્પોના તથા રાક્ષસોના પણ પૂજ્ય છે.[૧૫] દેવો, પિતૃઓ, ગંધર્વો, રાક્ષસો, અસુરો અને પિશાચો પણ બ્રાહ્મણોને જિતી શકે તેમ નથી.[૧૬] બ્રાહ્મણો દેવ ન હોય તેને દેવ બનાવે છે, અને દેવને દેવની પદવી ઉપરથી ભ્રષ્ટ કરી નાંખે છે. બ્રાહ્મણો જેને રાજા બનાવવાને ઇચ્છે છે તેને રાજા બનાવે છે, અને જેને રાજા તરિકે જોવાને ઇચ્છતા નથી, તેનો પરાજય કરે છે.[૧૭] જે મૂર્ખો બ્રાહ્મણોની નિંદા કરે છે તેઓ, હે રાજન્! નાશ પામે છે. આ વાત હું ખરી કહું છું, તેમાં જરા પણ સંદેહ નથી.[૧૮] હે રાજન્! નિત્ય નિંદા કરવામાં તથા પ્રશંસા કરવામાં કુશળ, કીર્તિ અને અપકીર્તિ કરવામાં પણ તત્પર રહેનારા એવા બ્રાહ્મણો, નિત્ય બ્રાહ્મણોનો દ્વેષ કરનારાઓના ઉપર કોપાયમાન થાય છે.[૧૯] બ્રાહ્મણો જેનાં વખાણ કરે છે, તે પુરુષ ધનધાન્યથી આબાદ થાય છે, અને બ્રાહ્મણો જેનું અપમાન કરે છે, તે એક ક્ષણમાં પરાજય પામે છે. [૨૦] શક જાતિના લોકો, યવનો, કાંબોજો વગેરે ક્ષત્રિય જાતિના લોકો બ્રાહ્મણોની અવકૃપાથી* શૂદ્ર થઈ ગયા છે.[૨૧] દ્રવિડના લોકો, કલિંગ દેશના લોકો, પુલિંદો (ભીલો), ઉશીનર દેશના લોકો, કોલિસર્પો, અને મહિષકો વગેરે ક્ષત્રિય જાતિના લોકો[૨૨] પણ બ્રાહ્મણોની અવકૃપાથી શૂદ્ર થઈ ગયા છે. હે મોટા વિજયી! બ્રાહ્મણોથી હારી જવું સારું, પરંતુ તેઓને હરાવવા સારા નથી.[૨૩] જે પુરુષ આ સર્વ જગતનો નાશ કરે અને એક બ્રાહ્મણની હત્યા કરે તો તે બન્ને સમાન ગણાતાં નથી. મોટા ઋષિઓ કહે છે કે, 'બ્રહ્મહત્યા મહાપાપ છે.'[૨૪] બ્રાહ્મણોની નિંદાને કોઈ પણ દિવસ સાંભળવી નહિ; પરંતુ બ્રાહ્મણોની નિંદા થતી હોય ત્યારે નિચું મુખ કરીને છાનામાના બેસી રહેવું, અથવા તો ત્યાંથી ઉઠીને ચાલવા માંડવું.[૨૫] આ પૃથ્વી ઉપર એવો કોઈ પુરુષ જન્મ્યો નથી તેમ જન્મશે પણ નહિ કે, જે બ્રાહ્મણોની સાથે વિરોધ કરીને સુખથી જીવવાનો ઉત્સાહ ધરાવે.[૨૬] પવનને મુઠીથી પકડી શકાતો નથી, હાથથી ચંદ્રમાને લઈ શકાતો નથી; હે રાજન્! જેમ પૃથ્વીને ધારણ કરવી એ કામ કઠિન છે, તેમ પૃથ્વી ઉપર બ્રાહ્મણોને જિતવા, એ કામ પણ કઠિન છે.[૨૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दान धर्ममां 'ब्राह्मणनी प्रशंसा' ए नामनो अध्याय ३३ मो समाप्त

## અધ્યાય ૩૪ મો

### પૃથ્વી તથા વાસુદેવનો સંવાદ

ભીષ્મ કહે છેઃ-નિત્ય બ્રાહ્મણોની જ સારી પેઠે પૂજા કરવી. કારણ કે, બ્રાહ્મણોનો રાજા સોમ (ચંદ્ર) છે, અને તેઓ સુખ તથા દુઃખના ધણી છે (અર્થાત્ સુખ તથા દુઃખને વશમાં રાખવાની શક્તિવાળા છે).[૧] વળી રાજાઓએ અનેક જાતના ભોગો આપીને, આભૂષણો આપીને, તથા બીજા મનગમતા પદાર્થો આપીને તથા નમસ્કારો કરીને બ્રાહ્મણોની સદા પૂજા કરવી, અને પિતાની પેઠે તેઓની રક્ષા કરવી.[૨] પ્રાણીઓ જેમ મેઘના દેવ ઇંદ્રથી શાંતિને (સુખને) મેળવે છે, તેમ દેશને બ્રાહ્મણોથી શાંતિ-સુખ મળે છે. માટે દેશમાં બ્રહ્મતેજસ્વી અને પવિત્ર એવા બ્રાહ્મણ ઉત્પન્ન થાઓ.[૩] મહારથીને તથા શત્રુને તપાવનારા ક્ષત્રિયને પણ પોતાના દેશમાં રાખવાની ઇચ્છા કરવી, તથા ઉત્તમ જાતિવાળા, ધર્મ જાણનારા તથા ઉત્તમ આચરણવાળા એવા બ્રાહ્મણને[૪] પોતાના ઘરમાં વસાવવો. હે રાજા! બ્રાહ્મણના કરતાં કોઇપણ પુરુષ ઉત્તમ નથી. કારણ કે બ્રાહ્મણોને જે હવિષ્ આપવામાં આવે છે, તેને જ દેવતાઓ ગ્રહણ કરે છે.[૫] બ્રાહ્મણો સર્વ પ્રાણીઓના પિતરો છે. તેઓના કરતાં કોઈ પણ શ્રેષ્ઠ નથી. આદિત્ય, ચંદ્ર, વાયુ, જળ, પૃથ્વી, આકાશ અને દિશાઓ[૬] આ સર્વે બ્રાહ્મણના શરીરમાં પ્રવેશ કરીને સદાય અન્નનો ઉપભોગ કરે છે. બ્રાહ્મણો જેનું અન્ન ખાતા નથી, તેના અન્નને પિતૃઓ પણ ખાતા નથી.[૭] જે પુરુષ પાપી અને બ્રાહ્મણનો દ્વેષી હોય, તેનું અન્ન દેવો પણ ખાતા નથી; પરંતુ બ્રાહ્મણો સંતુષ્ટ થવાથી પિતૃઓ સદાય સંતુષ્ટ રહે છે.[૮] તેમ જ દેવો પણ પ્રસન્ન થાય છે, એમાં વિચાર કરવો નહિ; તેમ જ જેઓ દેવોને હવિષ્ (બળિ) આપે છે, તેઓ પંડે પણ પ્રસન્ન થાય છે (અર્થાત્ તેઓના હવિષ્‌ને દેવો ગ્રહણ કરે છે તેથી તેઓને ફળ મળે છે).[૯] દેવોને હવિષ્ આપનારો

* આ શ્લોકમાં અદર્શનાત્ એવું પદ છે તેનો અર્થ કેટલાએક ટીકાકાર 'સહવાસ ન હોવાથી' આવો પણ કરે છે. આ શ્લોક મનુસ્મૃતિમાં પણ છે.

મરણ પછી નરકમાં જતો નથી, પરંતુ પરમ ગતિને પામે છે. પુરુષ જે જે હવિષ્યથી બ્રાહ્મણોને તૃપ્ત કરે છે,[૧૦] તે તે હવિષ્યથી દેવો તથા પિતૃઓ તૃપ્ત થાય છે. કારણ કે યજ્ઞ, શ્રાદ્ધાદિક બ્રાહ્મણોથી જ ઉત્પન્ન થાય છે, અને તે યજ્ઞાદિકથી* પ્રજા ઉત્પન્ન થાય છે.[૧૧] આ જીવ જેમાંથી ઉત્પન્ન થાય છે તથા જેને વિશે લય પામે છે, તે વાતને તથા સ્વર્ગના અને નરકના માર્ગને પણ તે જાણે છે.[૧૨] બ્રાહ્મણ બે પગે ચાલનારા પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે. તે ભૂત તથા ભવિષ્યને બન્નેને જાણે છે, તથા હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! બ્રાહ્મણ સ્વધર્મને પણ જાણે છે.[૧૩] જેઓ આવા બ્રાહ્મણને અનુકૂળ રહે છે, તેઓ પરાભવને પામતા નથી, તેમ તેઓ મરણ પછી નરકમાં જતા નથી, તેમ પરાભવ પણ પામતા નથી.[૧૪] મનને વશ રાખનારા જે મહા પુરુષો બ્રાહ્મણના મુખમાંથી નિકળેલું વચન ગ્રહણ કરે છે, તેઓ સંસારમાં પરાભવ (પરાજય) પામતા નથી.[૧૫] તેજે કરીને તથા બળે કરીને તપી રહેલા (તેજસ્વી) એવા ક્ષત્રિયોનાં તેજો તથા બળો બ્રાહ્મણોની આગળ જ શાંત પડે છે.[૧૬] ભૃગુએ તાલજંઘોને અને અંગિરસોએ નીપોને હરાવ્યા હતા; તથા, હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! ભરદ્વાજે વીતહવ્યના પુત્રોને તથા ઇલાના પુત્રોને હરાવ્યા હતા.[૧૭] ક્ષત્રિયો પાસે અનેક જાતનાં આયુધ હતાં છતાં પણ, કૃષ્ણમૃગના ચર્મની ધ્વજાવાળા બ્રાહ્મણોએ તેઓનો પરાજય કર્યો. માટે બ્રાહ્મણોને પૃથ્વીનું દાન દઇને આલોકમાં તથા પરલોકમાં પ્રકાશ કરનારું તથા પરલોકમાં હિત કરનારું કર્મ કરવું.[૧૮] જગતમાં જે કંઈ વાત કહેવામાં આવે છે, જે કંઇ સાંભળવામાં આવે છે, તથા જે કંઈ ભણવામાં આવે છે તે સર્વ, જેમ લાકડામાં અગ્નિ ગુપ્ત રહ્યો છે તેમ, બ્રાહ્મણોને વિશે જ રહેલું છે.[૧૯] હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! આ વિષયમાં વાસુદેવ અને પૃથ્વીના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે ઉદાહરણ આપે છે.[૨૦]

વાસુદેવ પૂછે છેઃ-હે કલ્યાણિ! સર્વ પ્રાણીઓની માતા એવી તુંને હું મારો સંશય પૂછું છું. ગૃહસ્થાશ્રમી પુરુષ કયું કર્મ કરવાથી પોતાનાં પાપનો નાશ કરી શકે છે?[૨૧]

પૃથ્વી ઉત્તર આપે છેઃ-(પાપનો નાશ કરવા માટે) બ્રાહ્મણોની જ સેવા કરવી; કારણ કે બ્રાહ્મણો પવિત્ર અને ઉત્તમ છે. બ્રાહ્મણની સેવા કરનારા પુરુષનો સર્વ રજોગુણ (ધ્યાનમાં અંતરાય કરનારો વિક્ષેપ) નાશ પામે છે, તથા બ્રાહ્મણથી જ ઐશ્વર્ય મળે છે. બ્રાહ્મણથી જ કીર્તિ મળે છે, અને બ્રાહ્મણથી જ બુદ્ધિ (આત્મજ્ઞાન) પણ મળે છે.[૨૨] તથા મહારથીપણું-ક્ષત્રિયપણું, ઐશ્વર્યસંપન્નતા, અને શત્રુઓને તપાવવાપણું પણ બ્રાહ્મણની સેવાથી જ મળે છે. વળી મને નારદે કહ્યું છે કેઃ-સર્વ જાતની વિભૂતિ મેળવવા માટે[૨૩] ઉત્તમ જાતિના, ધર્મ જાણનારા, સદાચારસંપન્ન, અને બહારથી અને અંદરથી પવિત્ર એવા બ્રાહ્મણની નિત્ય સેવા કરવી. ઉતરતા અથવા તો ચડતી જાતિના સર્વ જાતિના બ્રાહ્મણોમાં જે શ્રેષ્ઠ બ્રાહ્મણો છે,[૨૪] તેઓ જેનાં વખાણ કરે છે તે પુરુષ સમૃદ્ધિમાન્ થાય છે; પરંતુ બ્રાહ્મણો જેની નિંદા કરેં છે, તે પુરુષનો થોડા જ સમયમાં પરાભવ થાય છે.[૨૫] હળના છેડા ઉપર લટકાવવામાં આવતો માટીનો પિંડ મહાસાગરમાં નાંખવાથી જેમ ગળી જાય છે, તેમ જ બ્રાહ્મણના તરફ દુષ્ટ વર્તન કરવામાં આવે છે તો તેમ કરનારા પુરુષનો પરાભવ થાય છે.[૨૬] તું જો કે, બ્રાહ્મણોએ ચંદ્રમાં કલંક કર્યું છે, સમુદ્રને ખારો કર્યો છે, તથા મહેંદ્રના શરીરમાં હજાર કાણાં કર્યાં છે (અર્થાત્ બ્રાહ્મણ મહા બળવાન્ છે).[૨૭] પરંતુ બ્રાહ્મણોના જ પ્રતાપથી શતક્રતુ(ઇંદ્ર)ના શરીરમાં જે હજાર કાણાં હતાં, તે નેત્રરૂપે થયાં હતાં, એ વૃત્તાંત, હે માધવ! તું જો.[૨૮] હે મધુસૂદન! પુરુષને જો કીર્તિની, ઐશ્વર્યની અને ઉત્તમ લોકોની ઇચ્છા હોય તો પુરુષે બાહ્ય તથા આભ્યંતરથી પવિત્ર થઈ, મનને નિયમમાં રાખીને બ્રાહ્મણોની આજ્ઞામાં વર્તવું જોઇએ.[૨૯]

ભીષ્મ કહે છેઃ-હે કુરુવંશના પુત્ર! મધુસૂદન, (શ્રીકૃષ્ણ) પૃથ્વીનું ઉપર પ્રમાણે કહેવું સાંભળીને "ઠીક કહ્યું, ઠીક કહ્યું" એ રીતે કહીને, પૃથ્વીની પૂજા કરવા લાગ્યા.[૩૦] હે પૃથાના પુત્ર! તું આ કથા સાંભળીને પ્રયત્નથી નિત્ય ઉત્તમ બ્રાહ્મણોની પૂજા કરીશ તો તેથી કલ્યાણને પામીશ.[૩૧]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दान धर्ममां 'पृथिवी तथा वासुदेवनो संवाद' ए नामनो अध्याय ३४ मो समाप्त.

## અધ્યાય ૩૫ મો

### બ્રાહ્મણમાહાત્મ્ય

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ જન્મથી જ મહાભાગ્યશાળીરૂપે જન્મે છે, સર્વ પ્રાણીઓને નમસ્કાર કરવા યોગ્ય છે, સર્વનો અતિથિ છે, તથા પકવાન્ન-ભોજન પ્રથમ જમવાનો અધિકારી છે.[૧] હે

* શાસ્ત્રમાં કહ્યું છે કેઃ अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते। आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः॥

તાત! બ્રાહ્મણો ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ જેવા મોટા લાભ આપનારા છે. તેઓ સર્વ પ્રાણીના મિત્ર છે, દેવતાઓનાં મુખરૂપ છે (દેવો બ્રાહ્મણના મુખદ્વારા ભોજન કરે છે). તેઓની પૂજા કરવામાં આવે છે તો તેઓ માંગલિક વાણીવડે સામા મનુષ્યનું મંગળ ઈચ્છે છે.[૨] હે તાત! જો આપણા શત્રુઓ બ્રાહ્મણોની પૂજા કરતા નથી તો તેઓને ક્રોધ ચઢે છે, અને તેઓ દારુણ વાણીથી આપણા સર્વે શત્રુઓનો નાશ થાઓ, આવું મનમાં ધ્યાન કરે છે.[૩] આ વિષયમાં પૂર્વે ગાથાઓ ગાવામાં આવી છે અને પ્રાચીન કાળના ઈતિહાસને ચહાનારાઓ તે ગાથાઓને આ પ્રમાણે ગાય છે:-

બ્રહ્માએ બ્રાહ્મણપ્રજાને પ્રથમની પેઠે જ સરજીને તેઓને માટે નિયમો બાંધ્યા (જે નિયમો આ પ્રમાણે છે).[૪] બ્રાહ્મણોએ શાસ્ત્રોકત કર્મ કરવાં, પરંતુ તેને છોડીને બીજાં કોઈ પણ કર્મ કરવાં નહિ; બ્રાહ્મણે ધર્મવડે રક્ષિત થઇને બીજી પ્રજાનું રક્ષણ કરવું. તેમ કરવાથી તમારું કલ્યાણ થશે.[૫] તમે તમારું કર્મ કરશો તો તમને બ્રાહ્મી લક્ષ્મી મળશે. તમે સર્વ પ્રાણીઓમાં પ્રમાણ ( માન્ય ) ગણાશો, અને નિયમમાં રાખનારી દોરીરૂપ થઈ પડશો.[૬] ધર્મ જાણનારા વિદ્વાન્ બ્રાહ્મણોએ શૂદ્રનું કર્મ (સેવાચાકરી) કરવું નહિ. બ્રાહ્મણ જો શૂદ્રનું કર્મ કરે છે તો તેનો ધર્મ નાશ પામે છે.[૭] જે બ્રાહ્મણ સ્વધર્મ પ્રમાણે વર્તે છે તેને લક્ષ્મી, બુદ્ધિ, તેજ, અને પ્રતાપશાળી વિભૂતિ, અને સ્વાધ્યાય કરવામાં વિપુલ માહાત્મ્ય મળે છે.[૮] બ્રાહ્મણો દેવોને ઉદ્દેશીને આહવનીય નામના અગ્નિમાં હોમ કરીને મહાન્ ભાગ્યને પ્રાપ્ત કરે છે, પુત્રોના કરતાં પણ પ્રથમ ભોજન કરવાનો અધિકાર મેળવે છે, અને બ્રાહ્મી લક્ષ્મીને સંપાદન કરે છે.*[૯] હે બ્રાહ્મણો! તમે જો કોઇનો દ્રોહ નહિ કરો અને પરમ શ્રદ્ધા રાખશો, ઇંદ્રિયોને નિયમમાં રાખશો, સ્વાધ્યાયમાં તત્પર રહેશો, તો સર્વ કામનાઓને પ્રાપ્ત કરશો.[૧૦] જે પદાર્થો મનુષ્યલોકમાં છે અને જે પદાર્થો દેવલોકમાં છે તે સર્વ તપથી, જ્ઞાનથી તથા નિયમથી મેળવી શકાય છે.[૧૧]

હે નિર્દોષ યુધિષ્ઠિર! આ રીતે પૂર્વે બુદ્ધિમાન બ્રહ્માએ બ્રાહ્મણોના ઉપર દયા કરવા માટે જે ગાથાઓ ગાઈ હતી, તે ગાથાઓ મેં તમને કહી સંભળાવી.[૧૨] તપસ્વી રાજાની પેઠે બ્રાહ્મણોનું બળ પણ મોટું છે, એમ હું માનું છું. બ્રાહ્મણો પણ રાજાની પેઠે મહા દુઃખે કરીને પાસે જઈ શકાય તેવા છે, પ્રચંડ છે, સાહસ કર્મ કરનારા છે તથા ઝડપથી કાર્ય કરનારા છે.[૧૩] બ્રાહ્મણોમાં કેટલાએક સિંહ સમાન બળવાન્ છે, કેટલાએક વાઘ સમાન બળવાન્ છે, કેટલાએક વરાહ ( ડુક્કર ) જેવા અને મૃગના જેવા બળવાન્ છે, કેટલાએક જળચર સમાન બળવાન્ છે,[૧૪] કેટલાએક સર્પની પેઠે દંશ દેનારા છે, કેટલાએક મઘરમચ્છના જેવો સ્પર્શ કરનારા છે, કેટલાએક શબ્દોચ્ચારથી કહીને હણનારા છે, કેટલાએક નેત્રથી જોઇને હણનારા છે,[૧૫] કેટલાએક ઝેરી સર્પના જેવા છે, ત્યારે કેટલાએક મંદ છે. હે યુધિષ્ઠિર! આ રીતે બ્રાહ્મણોનાં અનેક જાતનાં ચરિત્રો છે.[૧૬] મેકલ, દ્રાવિડ, લાટ, પૌંડ્ર, કાન્વશિરા, શૌંડિક, દરદ, દાર્વ, ચૌર, શબર, બર્બર,[૧૭] કિરાત, યવન, તે સર્વે ક્ષત્રિય જાતિના હતા, પરંતુ બ્રાહ્મણોની અવકૃપાને લીધે શૂદ્ર થઈ ગયા હતા.[૧૮] બ્રાહ્મણોનો તિરસ્કાર કરવાથી અસુરોને સમુદ્રના પાણીમાં રહેવું પડ્યું છે, અને બ્રાહ્મણોની કૃપાથી દેવોને સ્વર્ગમાં રહેવાનું મળ્યું છે.[૧૯] આકાશનો સ્પર્શ કરવો અશકય છે, હિમાચલને તેના સ્થાન ઉપરથી ખસેડવો અશકય છે, પાજથી ગંગાને અટકાવવી અશકય છે, તેમ પૃથ્વી ઉપર બ્રાહ્મણોને જિતવા, એ પણ કઠિન કામ છે.[૨૦] બ્રાહ્મણોની સાથે વિરોધ કરીને પૃથ્વી ઉપર રાજ્ય કરી શકાતું નથી. કારણ કે બ્રાહ્મણો જ મહાત્મા છે, બ્રાહ્મણો જ દેવોના પણ દેવ છે.[૨૧] માટે તારે જો સાગરરૂપ કટિમેખલાવાળી આ પૃથ્વી ઉપર રાજ્ય કરવાની ઇચ્છા હોય તો તું નિત્ય દાન દઇને તથા સેવા કરીને બ્રાહ્મણોની પૂજા કર.[૨૨] હે નિર્દોષ રાજા! દાન લેવાથી બ્રાહ્મણોનું તેજ શાંત પડી જાય છે. માટે, હે રાજા! જેઓ દાન લેવાની ઇચ્છા કરતા નથી, તેવા બ્રાહ્મણોથી તારે તારા કુળની રક્ષા કરવી.[૨૩]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दान धर्ममां 'ब्राह्मणनां वखाण' ए नामनो अध्याय ३५ मो समाप्त

## અધ્યાય ૩૬ મો

### બ્રાહ્મણપ્રશંસા

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! આ વિષયમાં ઇંદ્ર અને શંબરના સંવાદરૂપ એક પુરાતની ઈતિહાસ આ પ્રમાણે કહે છે, તે તું સાંભળ.[૧]

ઇંદ્ર કોઈ ઓળખી શકે નહિ તેવું રૂપ લઇ, માથે જટા ધારણ કરી તથા રજોગુણી થઈ, એક બેડોળ રથમાં બેસીને શંબરની પાસે ગયો, અને તેને પ્રશ્ન પૂછવા લાગ્યો.[૨]

* ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કેઃ-સુવાસેણ સ્ત્રી તથા છોકરાંને સૌની પહેલાં જમાડી દેવાં, પરંતુ અગ્નિહોત્રી બ્રાહ્મણને તેઓની પણ પહેલાં જમવાનો અધિકાર છે, એમ આ શ્લોકમાં કહ્યું છે.

ઇંદ્ર પૂછે છે:-હે શંબર! તું કેવા આચરણથી તારી પોતાની જાતિઓના ઉપર રાજ્ય કરે છે? અને તારા જાતિલાઓ તને કયા કારણથી ઉત્તમ માને છે? તે મને યથાર્થ રીતે કહે.[૩]

શંબર બોલ્યો:-હું બ્રાહ્મણોની ઇર્ષા કરતો નથી, પરંતુ બ્રાહ્મણના મતને હું અનુસરું છું, તથા બ્રાહ્મણો શાસ્ત્રોનો ઉપદેશ આપે છે, તેને હું સુખ થાય તે પ્રમાણે માન આપું છું.[૪] હું બ્રાહ્મણોનાં વચનોને સાંભળીને તેઓનું અપમાન કરતો નથી, તેમ કોઇ દિવસ બ્રાહ્મણોનો અપરાધ પણ કરતો નથી. વિદ્વાન્ બ્રાહ્મણોનાં બન્ને ચરણોનો હું સ્પર્શ કરું છું, તેઓની પૂજા કરું છું, અને પછી તેઓને પ્રશ્ન પૂછું છું.[૫] બ્રાહ્મણો પણ વિશ્વાસથી મારી સાથે ભાષણ કરે છે, તથા સદાય મને સારી રીતે પ્રશ્નો પણ કરે છે. બીજા લોકો જ્યારે અસાવધ હોય છે ત્યારે પણ હું સાવધાન રહું છું, તથા બીજાઓ જ્યારે સુતા હોય છે ત્યારે હું જાગૃત રહું છું.[૬] હું શાસ્ત્રોક્ત માર્ગે ચાલું છું, બ્રાહ્મણનો ભક્ત છું, ઇર્ષા રહિત છું, અને મક્ષિકાઓ (માંખીઓ) જેમ મધના પુડા ઉપર મધ રેડે છે, તેમ ઉપદેશ આપનારા બ્રાહ્મણો મારા ઉપર અમૃત તુલ્ય વિદ્યાનું સિંચન કરે છે.[૭] સંતોષ પામેલા બ્રાહ્મણો મને જે કંઈ કહે છે, તે હું મારી બુદ્ધિવડે ગ્રહણ કરું છું, બ્રાહ્મણોના ઉપર નિત્ય શ્રદ્ધા રાખું છું, તથા બ્રાહ્મણોને મારા કરતાં ઉત્તમ માનું છું.[૮] જેઓના જીભના ટેરવા ઉપર વિદ્યારૂપી અમૃત રહેલું છે, એવા બ્રાહ્મણોની સૂક્તિરૂપી સુધાનું હું પાન કરું છું. તેથી ચંદ્ર જેમ નક્ષત્રોના ઉપર રાજ્ય કરે છે, તેમ હું મારા જાતિબંધુઓના ઉપર રાજ્ય કરું છું.[૯] બ્રાહ્મણના મુખથી શાસ્ત્રનું શ્રવણ કરીને આ જગતમાં વર્તવું, કારણ કે પૃથ્વી ઉપર એ અમૃત છે, અને એ જ સર્વોત્તમ નેત્ર છે.[૧૦] આ કારણ જાણીને તથા પૂર્વે થયેલું દેવાસુરનું યુદ્ધ જોઇને મારા પિતા મનમાં હર્ષ પામ્યા હતા તથા આશ્ચર્ય પામ્યા હતા;[૧૧] અને મહાત્મા બ્રાહ્મણોનો મહિમા જોઇને મારા પિતાએ ચંદ્રમાને પૂછ્યું હતું કે, આ બ્રાહ્મણો કેવી રીતે સિદ્ધ થયા છે તે કહો.[૧૨]

સોમે ઉત્તર આપ્યો:-આ સર્વે બ્રાહ્મણો તપ કરીને સિદ્ધ થયા છે, અને તેઓનું બળ સદા વાણીમાં છે. ક્ષત્રિયોનું બળ બાહુઓમાં હોય છે, અને બ્રાહ્મણોનું (બળ) વાણી ગણાય છે.[૧૩] ગુરુના ઘરમાં રહી દુઃખ સહન કરીને ઓંકારનું તથા વેદનું અધ્યયન કરવું જોઇએ; અને ક્રોધનો ત્યાગ કરી, તથા સર્વ પદાર્થોનો ત્યાગ કરીને યતિ થવું જોઇએ, અને સર્વ પ્રાણીઓના ઉપર સમદૃષ્ટિ રાખવી જોઇએ.[૧૪] જે પુરુષ પોતાના પિતાનાં ઘરમાં રહીને સર્વ વેદો ભણે છે, તે પુરુષ જ્ઞાનસંપન્ન હોય, પ્રશંસા કરવા યોગ્ય હોય, તોપણ બીજા લોકો તેને ગ્રામ્ય તરિકે જાણે છે (અર્થાત્ ગુરુને ઘરે રહીને વેદ ભણનારો શ્રેષ્ઠ કહેવાય છે).[૧૫] સર્પ જેમ દરમાં રહેલા ક્ષુદ્ર જીવોને ગળી જાય છે, તેમ યુદ્ધ નહિ કરનારા ક્ષત્રિયનો તથા ગુરુના ઘરમાં રહીને વિદ્યાધ્યયન નહિ કરનારા બ્રાહ્મણનો, આ બન્નેનો પૃથ્વી નાશ કરે છે.[૧૬] અભિમાન અલ્પ બુદ્ધિવાળા પુરુષના ધનનો નાશ કરે છે, કન્યા ગર્ભ રહેવાથી દૂષિત થાય છે, અને બ્રાહ્મણ ઘરમાં રહેવાથી દૂષિત થાય છે.[૧૭]

આ રીતે મારા પિતા અદ્‌ભુત દેખાવવાળા ચંદ્રની પાસેથી સાંભળીને બ્રાહ્મણોની પૂજા કરવા લાગ્યા, અને હું પણ તે પ્રમાણે જ મોટા વ્રતવાળા બ્રાહ્મણોની પૂજા કરું છું.[૧૮]

ભીષ્મ કહે છે:-દાનવના રાજાના મુખમાંથી આવાં વચન સાંભળીને ઇંદ્ર બ્રાહ્મણોની પૂજા કરવા લાગ્યો, તેથી મહેંદ્રપણાને પામ્યો.[૧૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दान धर्ममां इंद्र तथा शंबरना संवादमां 'ब्राह्मणनी प्रशंसा' ए नामनो अध्याय ३६ मो समाप्त

## અધ્યાય ૩૭ મો

### દાનપાત્રપરીક્ષા

યુધિષ્ઠિર પૂછે છે:-હે પિતામહ! આપણો ઓળખીતો ન હોય, તે પુરુષ પાત્ર (દાન આપવા યોગ્ય) ગણાય, કે ઘણા સમય થયાં આપણી સાથે રહેતો હોય તે પાત્ર કહેવાય, કે દૂર દેશાવરમાંથી આવેલો હોય તે પાત્ર કહેવાય? કોણ પાત્ર કહેવાય, તે મને કહો.[૧]

ભીષ્મ કહે છે:-હે યુધિષ્ઠિર! એ સર્વે પોતપોતાને સ્થાને પાત્ર છે. કેટલાએક યજ્ઞ કરવા માટે અથવા ગુરુદક્ષિણા આપવા માટે અથવા તો કુટુંબનું પોષણ કરવા માટે ધનની યાચના કરે છે, તે પાત્ર ગણાય છે; કેટલાએક મૌન ધારણ કરી, સંસારનો ત્યાગ કરીને પૃથ્વી ઉપર ફરે છે, તે પાત્ર કહેવાય છે. જે જે પુરુષ જે જે કંઈ પણ પદાર્થની યાચના કરે, તેને તે તે આપવું.[૨] પરંતુ પોતાના પોષણ કરવા યોગ્ય વર્ગને દુઃખ દીધા વગર એટલે દુઃખ ન પડે, એ રીતે આપવું એવું અમે સાંભળ્યું છે. જે પુરુષ પોતાના પોષણ કરવા યોગ્ય આશ્રિત વર્ગને દુઃખી કરીને પાત્રને આપે છે, તે પુરુષ પોતાના આત્માને દુઃખ દે છે (અર્થાત્ ઘરના ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો આપે તે

યોગ્ય નથી ).[૩] જે પુરુષ પોતાની સાથે ઘણા સમય થયાં રહેતો હોય અને જે દૂર દેશમાંથી આવ્યો હોય, તે બન્નેને વિદ્વાનો અપૂર્વ ( અપરિચિત ) પાત્ર જેવા જ જાણે છે.[૪]

યુધિષ્ઠિર પૂછે છેઃ–પ્રાણીઓને પીડા ન થાય તથા ધર્મનો પણ નાશ ન થાય, તે રીતે યથાર્થ રીતથી સુપાત્રને આપવું એ બરાબર છે; પણ પાત્ર છે કે નહિ તે બરાબર જોવું જોઈએ, કે જેથી આપેલા દાનથી પાત્રને સંતાપ ન થાય.[૫]*

ભીષ્મ કહે છેઃ–ઋત્વિજ, પુરોહિત, આચાર્ય, શિષ્ય, સંબંધી, બાંધવો ( કુટુંબીઓ ), શાસ્ત્રવેત્તાઓ તથા ઈર્ષા રહિત પુરુષો આ સર્વે પૂજા કરવા યોગ્ય તથા માન આપવા યોગ્ય ગણાય છે.[૬] આનાથી અન્યથા એટલે કે ઉલટું વર્તન કરનારા સર્વે પુરુષો પૂજા કરવાને યોગ્ય નથી. તે માટે નિત્ય સાવધાન થઇને પુરુષોની પરીક્ષા કરવી.[૭] હે યુધિષ્ઠિર! અક્રોધ (શાંતિ), સત્ય ભાષણ, અહિંસા, દમ (ઇંદ્રિયનિગ્રહ), નમ્રતા, અદ્રોહ, અભિમાનનો અભાવ, લજ્જા, તિતિક્ષા (સહનશીલતા), દમ, શમ,[૮] આ સર્વ જેના વિષે જોવામાં આવે છે, પરંતુ, હે ભારત! અકાર્યો સ્વાભાવિક રીતે જ જેને વિશે પ્રવિષ્ટ થયાં નથી, તેને પાત્ર જાણવું, અને તે માનને યોગ્ય છે.[૯] જે પુરુષ ઘણા કાળ થયાં આપણી સાથે રહેતો હોય, અથવા તો જે નવો આવ્યો હોય, તે આપણો ઓળખીતો ન હોય અથવા તો પ્રથમનો ઓળખીતો હોય પરંતુ તે બન્ને પાત્ર ગણાય છે અને માનને યોગ્ય છે.[૧૦] જે વેદોને અપ્રમાણ માને છે, શાસ્ત્રોમાં કહેલી આજ્ઞાઓનું ઉલ્લંઘન કરે છે, અને સર્વ ઠેકાણે અવ્યવસ્થાને માન આપે છે, એ પોતાના પાત્રપણાનું નાશ કરનારું કર્મ કરે છે.[૧૧] જે બ્રાહ્મણ પંડિતપણાનું અભિમાન રાખતો હોય, વેદની નિંદા કરતો હોય, અને વેદવિરુદ્ધ હોવાથી મોક્ષમાં ઉપયોગી નહિ એવી આન્વીક્ષિકી (દંડનીતિ) ઉપર તથા તર્કવિદ્યામાં પ્રીતિ રાખતો હોય,[૧૨] પોતે મિથ્યા તર્કવાદી ન હોવા છતાં સત્પુરુષોની સભામાં મિથ્યા તર્કવાળા વાદોથી વિજય કરનારો હોય, તથા જે સદાય ચીસો પાડીને બોલનારો અને બ્રાહ્મણોની નિંદા કરનારો હોય,[૧૩] જે સર્વના તરફથી શંકા રાખતો હોય, મૂર્ખ હોય, બાળક હોય, કડવી વાણી બોલનારો હોય, તો હે તાત! તેવા પુરુષને વિદ્વાનો નરશ્વાન ( કુતરો ) માને છે.[૧૪] કુતરો જેમ ભસવા માંડે છે તથા કરડવાને દોડી આવે છે, એ પ્રમાણે જ દુર્જન પુરુષ સંભાષણ કરવાને તથા સર્વ શાસ્ત્રોનું ખંડન કરવાને દોડી આવે છે.[૧૫] જગતનો વ્યવહાર જોવો, ધર્મનો વિચાર કરવો, પોતાના શમ દમ વગેરે હિતકારક કર્મોનો પણ વિચાર કરવો. આ રીતે જે પુરુષ વર્તે છે, તે પુરુષ ઘણાં વર્ષો સૂધી સુખી થાય છે.[૧૬] દેવતાઓના, ઋષિઓના, પિતૃઓના, બ્રાહ્મણોના અને અતિથિઓના ઋણમાંથી મુક્ત થઈ, ( એટલે યજ્ઞ યાગ કરીને દેવનાં ઋણમાંથી, વેદાધ્યયન કરીને ઋષિઓના ઋણમાંથી, સત્પુત્રો ઉત્પન્ન કરીને પિતૃઓના ઋણમાંથી, દાન દઇને બ્રાહ્મણોના ઋણમાંથી, તથા અતિથિસત્કાર કરીને અતિથિઓના ઋણમાંથી મુક્ત થઈ,[૧૭] યથાક્રમે વિશુદ્ધ અને શાસ્ત્રોક્ત કર્મો કરીને આ રીતે ગૃહસ્થ ધર્મમાંથી ભ્રષ્ટ થતો નથી.[૧૮]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पात्रपरीक्षा' ए नामनो अध्याय ३७ मो समाप्त.

---

## અધ્યાય ૩૮ મો

### સ્ત્રીઓના દોષો

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હવે સ્ત્રીઓનો સ્વભાવ જાણવાની મારી ઈચ્છા છે. કારણ કે,–સ્ત્રીઓ દોષોનું મૂળ કહેવાય છે તથા તેઓનું ચિત્ત પણ ચંચળ† છે.[૧]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! આ વિષયમાં નારદ તથા પંચચૂડા નામની એક પુંશ્ચલી( વેશ્યા )ના સંવાદરૂપ પુરાતની ઈતિહાસ આ પ્રમાણે ઉદાહરણ આપે છે.[૨]

પૂર્વે દેવર્ષિ નારદે સર્વ લોકોમાં ફરતાં ફરતાં બ્રહ્મલોકમાં પંચચૂડા નામની એક પવિત્ર અપ્સરાને દીઠી.[૩] તે સર્વાંગસુંદરી અપ્સરાને જોઇને મુનિ તેને પૂછવા લાગ્યાઃ–હે સુંદર કટિવાળી સ્ત્રી! મારા હૃદયમાં એક સંદેહ છે, તેનો તું ઉત્તર આપ.[૪]

---

* શાસ્ત્રમાં કહ્યું છે કેઃ–नष्टशौचे व्रतभ्रष्टे विप्रे वेदविवर्जिते । दीयमानं रुदत्यन्नं किं मया दुष्कृतं कृतम् ॥ અપવિત્ર, વ્રતભ્રષ્ટ, વેદ નહિ ભણેલા બ્રાહ્મણને જે અન્ન આપવામાં આવે છે, તે અન્ન રડે છે કે મેં તે એવું શું પાતક કર્યું હશે કે મને અપાત્રને આપવામાં આવ્યું છે?

† પહેલાં મેઘવાહનપર્વમાં જાણવા યોગ્ય પરબ્રહ્મ વિશે કહ્યું, પરંતુ તે ધર્મના બળથી જાણી શકાય છે આમ કહીને યજ્ઞાદિક ધર્મ કરવો જોઈએ આમ કહ્યું. હવે તે યજ્ઞાદિ ધર્મ કહેવો જોઈએ, અને તે કામશાસ્ત્રમાં ઠરાવ્યા પ્રમાણે સ્ત્રી પરણ્યા પછી થાય છે આમ અષ્ટાવક્ર અને દિશાના સંવાદમાં કહ્યું. પરંતુ યજ્ઞ કરનારાનો પોતાનો આત્મા, સ્ત્રી, ઋત્વિજો, ને ધન આ ચાર વસ્તુ જો શુદ્ધ હોય તો જ અગ્નિહોત્ર પણ સ્વર્ગ આપે છે, નહિતર નર્ક આપનાર થઈ પડે છે, આમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. માટે યજ્ઞમાં અંગરૂપ આત્માની શુદ્ધિને માટે તીર્થયાત્રાનું વર્ણન કર્યું, અને બ્રાહ્મણોની શુદ્ધિ દેખાડવા માટે બ્રાહ્મણોનું માહાત્મ્ય પણ કહ્યું. હવે સ્ત્રીની તથા દ્રવ્યની શુદ્ધિ કહેવાનો આરંભ કરે છે, ને તેમાં પ્રથમ આ અધ્યાયમાં સ્ત્રીઓના દોષો દેખાડે છે.

ભીષ્મ કહે છેઃ–આ રીતે પંચચૂડાને કહ્યું, એટલે તેણે નારદને જવાબ આપ્યો કે, 'હું જાણતી હઈશ અને તમે મને કહેવાને સમર્થ માનતા હશો તો હું કહીશ.'[૫]

નારદે કહ્યું:–હે કલ્યાણિ! હું તને અજાણી બાબતનો નિર્ણય કરવાનું કદી પણ કહીશ નહિ. હે સુંદર વદને! હું તારી પાસેથી સ્ત્રીઓનો સ્વભાવ જાણવાની ઇચ્છા રાખું છું.[૬]

ભીષ્મ કહે છેઃ–દેવર્ષિનું એવું વચન સાંભળીને તે ઉત્તમ અપ્સરાએ ઉત્તર આપ્યોઃ–હું સ્ત્રી જાતિ છું, માટે સ્ત્રીઓની નિંદા કરી શકતી નથી.[૭] સ્ત્રીઓ કેવી છે તથા તેઓનો સ્વભાવ કેવો છે,' તે તમારા જાણવામાં છે. માટે, હે દેવર્ષિ નારદ! તમે મને આવાં કાર્યમાં એટલે સ્ત્રીઓની નિંદા કરવાના કાર્યમાં યોજવાને યોગ્ય નથી.[૮]

દેવર્ષિ બોલ્યાઃ–હે સુંદર કટિવાળી સ્ત્રી! તું ખરી વાત કહેજે; ખોટું કહેવામાં દોષ છે, ખરું કહેવામાં દોષ નથી.[૯]

આમ નારદે કહ્યું, એટલે તે સુંદર હાસ્ય કરનારીએ મનમાં વિચાર કર્યો ને સ્ત્રીઓના અનાદિ કાળનાં જે ખરા દોષો છે, તે કહેવાનો સારી રીતે આરંભ કર્યો.[૧૦]

પંચચૂડા કહે છેઃ–હે નારદ! કુળવાન્, રૂપાળી, અને ધણીવાળી સ્ત્રીઓ મર્યાદામાં રહે નહિ, તેમાં સ્ત્રીઓનો તે દોષ છે.[૧૧] સ્ત્રીઓના કરતાં બીજી કોઈ પણ મોટી પાપી વસ્તુ નથી; કારણ કે સ્ત્રીઓ દોષોનું (પાપોનું) મૂળ છે, એ વાત તમે પણ જાણો છો.[૧૨] કીર્તિવાળા, ધનવાળા, રૂપાળા, અને પોતાના વશમાં રહેનારા પોતાના પતિઓથી સ્ત્રીઓને અંતરાય પડે છે, કે તેઓ પતિઓની દરકાર કરતી નથી.[૧૩] હે પ્રભો! અમારા સ્ત્રીઓમાં આ એક અધર્મ છે તે એ છે, કે અમે લજ્જાનો ત્યાગ કરીને પાપી પુરુષોની પણ સેવા કરીએ છીએ.[૧૪] વળી જે પુરુષ સ્ત્રીની પ્રાર્થના કરે છે, જે પુરુષ સ્ત્રીની પાસે રહ્યા કરે છે, તથા જે પુરુષ સ્ત્રીની થોડી સેવા કરે છે, તે પુરુષની જ સ્ત્રીઓ ઇચ્છા કરે છે.[૧૫] સ્ત્રીઓ મર્યાદા વિનાની છે. તેઓ મર્યાદામાં રહીને જે પતિવ્રત ધર્મ પાળે છે, તેનું કારણ એ છે કે,–મનુષ્યો તેની પ્રાર્થના કરતા નથી, તથા સ્ત્રીઓને આસપાસના કુટુંબી મનુષ્યોનો ભય પણ રહે છે.[૧૬] સ્ત્રીઓને કોઈ પણ પુરુષ અગમ્ય નથી, તેમ સ્ત્રીઓ અમુક નાનો છે કે અમુક મોટો છે, એવો વયનો પણ વિચાર કરતી નથી. સ્ત્રીઓ તો માત્ર પુરુષ છે એમ સમજીને જ ઉપભોગ કરે છે. પછી તે પુરુષ કદરૂપો હોય કે રૂપાળો હોય.[૧૭] સ્ત્રીઓ પતિવ્રત ધર્મ પાળે છે તે પાપના ભયથી, કે દયાથી, કે પૈસાને માટે પણ તે પોતાની જાતિના લોકો, કુળ તથા સંબંધીઓને લીધે કદી પણ પાળતી નથી.[૧૮] કુલીન સ્ત્રીઓ પણ જુવાન વયમાં મહાલતી, સુંદર ચળકાટ મારતાં આભૂષણો અને વસ્ત્રો પહેરનારી, અને સ્વતંત્ર રીતે વર્તવાની ઇચ્છા કરનારી સ્ત્રીઓનાં સુખોની ઇચ્છા કરે છે.[૧૯] જે સ્ત્રીઓનું મોટાં માનની સાથે નિત્ય રક્ષણ કરવામાં આવતું હોય, અને જે સ્ત્રીઓ વહાલી હોય તેવી સ્ત્રીઓ પણ (સમય ઉપર) કૂબડા, આંધળા, મૂર્ખ તથા ઠિંગણા પુરુષોની સાથે પ્રેમમાં બંધાઈ જાય છે.[૨૦] તથા હે દેવર્ષિ! લંગડા પુરુષોની સાથે તથા બીજા હલકી જાતિના પુરુષોની સાથે પણ પ્રેમથી બંધાઈ જાય છે. હે મહામુનિ! આ લોકમાં સ્ત્રીઓને કોઈ પણ પુરુષ અગમ્ય (ન જવા યોગ્ય) નથી.[૨૧] હે બ્રાહ્મણ! જો સ્ત્રીઓને કોઈ રીતે પુરુષની પ્રાપ્તિ થતી નથી તો પછી સ્ત્રીઓ સ્ત્રીઓની સાથે સમાગમ કરે છે, પણ ભર્તા–પતિની રાહ જોતી નથી (એટલી પણ ધીરજ રહેતી નથી).[૨૨] સ્ત્રીઓને પુરુષો મળતા નથી તેથી, અથવા તો તેઓને કુટુંબના મનુષ્યોનો ભય હોય છે તેથી, અથવા તો વધના કે કેદ થવાના ભયથી તેઓ પંડે પોતાના શીલનું રક્ષણકર્તા બને છે.[૨૩] આ જગતમાં જેમ બુદ્ધિમાન્ પુરુષની વાણી નવું નવું શોધનારી હોવાથી ચંચળ સ્વભાવની છે, તેનો ભાવ યથાર્થ રીતે જાણી શકાતો નથી, અને દુઃખે કરીને તેની સેવા કરી શકાય છે તેમ જ સ્ત્રીઓ પણ નવું નવું શોધનારી હોવાથી ચંચળ સ્વભાવની હોય છે, અને તેનો ભાવ (અર્થાત્ મનનો વિચાર) જાણી શકાતો નથી, તેમ તેને દુઃખે કરીને સેવી શકાય છે.[૨૪] અગ્નિ જેમ લાકડાથી ધરાતો નથી, મહાસાગર જેમ નદીઓથી ધરાતો નથી (અર્થાત્ ગમે તેટલું તેમાં નદીનું પાણી મળે છે તો પણ તે તેટલો જ રહે છે), કાળ જેમ સર્વ પ્રાણીઓનો નાશ કર્યાં છતાં પણ તેનાથી સંતોષ પામતો નથી, તેમ વામલોચના સ્ત્રીઓ પુરુષોથી ધરાતી નથી.[૨૫] હે દેવર્ષિ! તમને સર્વ સ્ત્રીઓનું આ અને બીજું રહસ્ય કહ્યું. હૃદયને ગમતા (મનગમતા) પુરુષને જોઈને સ્ત્રીઓ પાણીપાણી થઈ જાય છે.[૨૬] પોતાનો પતિ પોતાની સર્વ કામનાઓ પૂરતો હોય, પોતાના મનગમતું કરતો હોય, તથા પોતાનું રક્ષણ કરતો હોય, તોપણ સ્ત્રીઓને પોતાનો પતિ સંપૂર્ણ રીતે ગમતો નથી.[૨૭] સ્ત્રી જે પ્રમાણે રતિમાં થતા સુખને ઉત્તમ અનુગ્રહ માને છે, તે પ્રમાણે ઘણા સુખકારક ભોગોને, આભૂષણોને, તથા

પતિ તરફના આવકારને ઉત્તમ માનતી નથી.[૨૮] કાળ, પવન, મૃત્યુ, પાતાળ, વડવાનળ અગ્નિ, અસ્ત્રાની ધાર, ઝેર, સર્પ, અગ્નિને એક તરફ રાખીએ, અને એક તરફ સ્ત્રીને રાખીએ તો તે સરખા ઉત્તરે (અર્થાત કાળ વગેરે જેમ પુરુષનો નાશ કરનારાં છે તેમ જ સ્ત્રી પણ નાશ કરનારી છે).[૨૯] જે બ્રહ્મમાંથી પાંચ મહાભૂતો ઉત્પન્ન થયાં છે, વિધાતાએ જે બ્રહ્મમાંથી આ સર્વ લોકોને નિર્માણ કર્યાં છે, અને જે બ્રહ્મમાંથી પુરુષોને તથા સ્ત્રીઓને ઉત્પન્ન કરી છે તેમાંથી જ, હે નારદ! સ્ત્રીઓને વિષે એ દોષો પણ નિર્માણ થયા છે.[૩૦]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पंचचूडा तथा नारदनो संवाद' ए नामनो अध्याय ३८ मो समाप्त

## અધ્યાય ૩૯ મો

### સ્ત્રી સ્વભાવ વર્ણન

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભીષ્મપિતામહ! હવે નિર્માણ કરેલા મોહને અત્યંત આધીન થઈને આ મનુષ્યો જગતમાં સ્ત્રીઓને વિશે વારંવાર ફસાય છે,[૧] અને સ્ત્રીઓ પુરુષોને વિશે વારંવાર ફસાય છે; એ પ્રત્યક્ષ જોવામાં આવે છે, તથા તેમાં મનુષ્યો પંડે સાક્ષી છે. આ વિષયમાં મારા હૃદયમાં એક તીવ્ર સંશય થયો છે.[૨] હે કુરુવંશોત્પન્ન! પુરુષો સ્ત્રીઓનો શા માટે સંગ કરતા હશે? અને સ્ત્રીઓ કેવા પુરુષો ઉપર રાજી રહે છે? અને કેવા પુરુષો ઉપર ઉદાસ રહે છે?[૩] વળી હે પુરુષોમાં વાઘ સમાન! પુરુષો આ જગતમાં જુવાન સ્ત્રીઓનું વિષયોથી કેવી રીતે રક્ષણ કરી શકે? તે મને કહેવાને તમે યોગ્ય છો.[૪] પુરુષોવડે રમાવા છતાં સ્ત્રીઓ રમતી રમતી પુરુષોને છેતરે છે; કોઈ પણ પુરુષ સ્ત્રીના હાથમાં સપડાય તો તેમાંથી તે છૂટી શકતો નથી.[૫] ગાયો જેમ નવુંનવું ઘાસ ખાવાની ઇચ્છા કરે છે, તેમ જ સ્ત્રીઓ પણ નવાનવા પુરુષને ભોગવવાની ઇચ્છા કરે છે. જે માયા શંબરાસુરની છે, અને જે માયા નમુચિની છે,[૬] તથા જે માયા બળિ અને કુંભીનસિ જાણે છે, તે સર્વે માયાઓને સ્ત્રીઓ જાણે છે. સ્ત્રીઓ પુરુષને હસતો જોઇને હસે છે, રડતો જોઇને રડે છે,[૭] અપ્રિય (નહિ ગમતા) પુરુષને પણ પ્રિય વાક્યો કહીને કેટલેક સમયે પોતાને વશ કરે છે. શુક્રાચાર્ય જે શાસ્ત્ર જાણે છે, અને બૃહસ્પતિ જે શાસ્ત્ર જાણે છે,[૮] તે શાસ્ત્રો સ્ત્રીની બુદ્ધિથી ચઢે તેવાં નથી. આ સ્ત્રીઓને પુરુષો કેવી રીતે વશમાં રાખી શકે? વળી જે સ્ત્રીઓ અસત્યને સત્ય કહે છે અને સત્યને અસત્ય કહે છે,[૯] તેવી સ્ત્રીઓને, હે વીર! પુરુષો કેવી રીતે વશ કરી શકે? હે શત્રુનો નાશ કરનારા! સ્ત્રીઓની બુદ્ધિમાં રહેલા વિષયોના નિષ્કર્ષમાંથી (તત્ત્વમાંથી) અર્થશાસ્ત્રો બૃહસ્પતિ વગેરે મહાત્મા પુરુષોએ બનાવ્યાં છે, એમ મારું માનવું છે.[૧૦] વળી પુરુષોને હાથે સારી રીતે પૂજાયેલી સ્ત્રીઓ પુરુષનાં મનમાં જેમ વિકાર ઉત્પન્ન કરે છે[૧૧] તેમ, હે રાજન્! પુરુષોને હાથે અપમાન પામેલી સ્ત્રીઓ પણ પુરુષના મનમાં વિકાર ઉત્પન્ન કરે છે. વળી, હે મોટા બાહુવાળા રાજા! સ્ત્રીઓ ધર્મનિષ્ઠ છે એમ પણ અમે સાંભળ્યું છે.[૧૨] સ્ત્રીઓનો સત્કાર કરવામાં આવે, અથવા તો તેઓનું અપમાન કરવામાં આવે, પરંતુ તેઓ સદાય મનમાં વિકાર ઉત્પન્ન કરે છે. તેવી સ્ત્રીઓને વિષયમાંથી કોણ બચાવી શકે? આવો મારા મનમાં મહા સંશય થયો છે.[૧૩] હે મોટા ભાગ્યવાળા! હે કુરુવંશને વધારનારા! હે કુરુવંશના શ્રેષ્ઠ પુરુષ! કોઈ પણ રીતે સ્ત્રીઓની રક્ષા થઈ શકે તેમ હોય તો મને કહો, અથવા તો કોઇએ પૂર્વે સ્ત્રીની વિષયમાંથી રક્ષા કરી હોય, તેવી કથા મને કહેવાને તમે યોગ્ય છો.[૧૪]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'स्त्रीना स्वभावनुं कथन' ए नामनो अध्याय ३९ मो समाप्त

## અધ્યાય ૪૦ મો

### તપસ્વી વિપુલની કથા

ભીષ્મ કહે છેઃ–હે મોટા બાહુવાળા! હે કુરુવંશોત્પન્ન! હે નરાધિપ! તેં સ્ત્રીના સંબંધમાં જે પ્રમાણે કહ્યું તે યથાર્થ છે, એમાં કંઈ પણ મિથ્યા નથી.[૧] આ વિષયમાં હું તને એક પુરાતની ઈતિહાસ કહીશ. તેમાં મહાત્મા વિપુલે પૂર્વે પોતાના ગુરુની પત્નીનું રક્ષણ કરવાની કથા છે.[૨] વળી, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હે તાત! હે નરાધિપ! બ્રહ્માએ સ્ત્રીઓને કેવી રીતે તથા શામાટે ઉત્પન્ન કરી છે, તે પણ કહીશ.[૩] હે પુત્ર! સ્ત્રીના કરતાં બીજું કોઈ પણ પ્રાણી વધારે પાપી નથી. જુવાન સ્ત્રી એ પ્રદીપ્ત અગ્નિ છે, અને મયદાનવની પેદા કરેલી માયા છે.[૪] સજૈયાની ધાર, ઝેર, સર્પ તથા અગ્નિ એ સર્વ એક બાજુએ મૂકીએ અને એક બાજુએ સ્ત્રીને મૂકીએ તો તે સમાન થાય. હે મોટા બાહુવાળા રાજા! વળી આ પ્રજા ધર્મનિષ્ઠ છે, એમ અમે પણ સાંભળ્યું છે.[૫] હે શત્રુને દમન કરનારા યુધિષ્ઠિર! મનુષ્યો પોતે દેવપણાને પામવા લાગ્યા, તે જોઇને દેવોને ભય લાગ્યો, અને તેઓ પિતામહની પાસે ગયા;[૬] અને પોતાના મનની વાત તેઓને નિવેદન કરી, નીચું મુખ કરીને છાના-

માના બેસી રહ્યા. બ્રહ્માએ દેવોના મનની વાતને જાણી,[૭] અને પછી બ્રહ્માએ મનુષ્યોને અતિ મોહ ઉપજાવવા માટે કૃત્યા જાતિની સ્ત્રીઓને ઉત્પન્ન કરી. હે કુંતીના પુત્ર! આગલી સૃષ્ટિમાં આ લોકમાં સદ્‌ગુણી સ્ત્રીઓ જન્મી હતી.[૮] પરંતુ તે પછી પ્રજાપતિની સૃષ્ટિમાંથી દુરાચારવાળી કૃત્યાઓ ઉત્પન્ન થઈ હતી, અને પિતામહે તે કૃત્યાઓને કામના પ્રમાણે-ઇચ્છા પ્રમાણે વરો આપ્યા હતા.[૯] તે પ્રમદારૂપ કૃત્યાઓ કામના લોભને લીધે નિત્ય પુરુષોને દુઃખ દીધા કરે છે. દેવેશે કામને સહાય કરવા માટે ક્રોધને પણ ઉત્પન્ન કર્યો છે.[૧૦] આ રીતે કામ તથા ક્રોધને વશ થઈ ગયેલી સર્વ પ્રજા સ્ત્રીઓને વિશે આસક્ત થઈ જાય છે. સ્ત્રીને કોઈ પણ કર્મ કરવાનો અધિકાર નથી, આમ ધર્મ-શાસ્ત્રમાં વ્યવસ્થા કરવામાં આવી છે.[૧૧]* વળી સ્ત્રીઓ નિરિન્દ્રિયો છે (અર્થાત્ તેમને સ્વતંત્ર ઇંદ્રિયસુખનું સાધન નથી છતાં તેઓ વિષયાસક્ત છે) તેઓને શાસ્ત્ર ભણવાનો અધિકાર નથી અને તેઓ અસત્યની મૂર્તિ છે આમ વેદમાં કહ્યું છે. શય્યા, આસન, અને આભૂષણ ઉપર પ્રીતિ, અને અન્ન, અને મદિરાપાન અર્થાત્ ખાવું અને પીવું), અને અનાર્યપણું,[૧૨] દુષ્ટ વાણી બોલવી, દુષ્ટ વિચાર અને રતિ, આટલી વસ્તુ સ્ત્રીઓને પ્રજાપતિએ આપી છે. આવી સ્ત્રીઓનું પુરુષો કોઈ પણ રીતે રક્ષણ કરી શકતા નથી.[૧૩] હે તાત! વિશ્વકર્તા પ્રજાપતિ પણ સ્ત્રીઓનું રક્ષણ કરી શકતા નથી, તો પછી પુરુષો તો ક્યાંથી જ રક્ષણ કરી શકે? વચનો કહેવાથી, વધ કરવાથી, કેદ કરવાથી તથા જાત જાતનાં દુઃખો દીધાથી પણ[૧૪] સ્ત્રીઓનું વિષયોમાંથી રક્ષણ કરી શકાતું નથી, કારણ કે સ્ત્રીઓ નિત્ય ઉદ્ધત હોય છે. હે પુરુષોમાં વાઘ સમાન રાજા! મેં પૂર્વે આવી એક કથા સાંભળી છે કે;[૧૫] પૂર્વે વિપુલ નામના એક શિષ્યે ગુરુની સ્ત્રીનાં શિયળનું રક્ષણ કર્યું હતું.

પૂર્વે દેવશર્મા નામનો એક મહાભાગ્યશાળી ને પ્રખ્યાત ઋષિ હતો.[૧૬] તેને રુચિ નામની એક સ્ત્રી હતી. તેના જેવી રૂપાળી પૃથ્વી ઉપર બીજી સ્ત્રી ન હતી. દેવતાઓ, ગંધર્વો અને દાનવો તેનું રૂપ જોઈને ગાંડા થયા હતા.[૧૭] હે રાજેન્દ્ર! તેમાં પણ વૃત્રને મારનારો ઇંદ્ર વધારે મોહી પડ્યો હતો. મહામુનિ દેવશર્મા સ્ત્રીઓનાં ચરિત્રને જાણતો હતો.[૧૮] તેથી તે પોતાની શક્તિ અને ઉત્સાહના પ્રમાણમાં પોતાની સ્ત્રીનું રક્ષણ કરતો હતો. વળી ઇંદ્ર પરસ્ત્રીમાં લંપટ છે, એમ પણ તે મુનિ જાણતા હતા;[૧૯] તેથી મુનિ પોતાની સ્ત્રીનું રક્ષણ મહેનતથી કરતા હતા. હે તાત! એક સમયે તે ઋષિને યજ્ઞ કરવાનું મન થયું;[૨૦] તેથી તે વિચાર કરવા લાગ્યા કેઃ-મારે મારી સ્ત્રીનું કેવી રીતે રક્ષણ કરવું? તે પછી તે મહા તપસ્વી કેમ રક્ષા કરવી, તેનો મનમાં વિચાર કરવા લાગ્યા,[૨૧] અને પોતાનો પ્રિય શિષ્ય વિપુલ જે ભૃગુ કુળમાં જન્મ્યો હતો, તેને બોલાવીને કહ્યુંઃ

દેવશર્મા કહે છેઃ-હું યજ્ઞ કરવા ઇચ્છા રાખું છું, અને સુરેશ્વર આ રુચિની (મારી સ્ત્રીની)[૨૨] ઇચ્છા નિત્ય કર્યા કરે છે, માટે તારે તારી શક્તિ મુજબ તેની રક્ષા કરવી, અને ઇંદ્રની બાબતમાં તારે હંમેશાં સાવધાન રહેવું.[૨૩] હે ભૃગુ કુળમાં ઉત્તમ! ઇંદ્ર અનેક જાતનાં રૂપોને ધારણ કરે છે.

ભીષ્મ કહે છેઃ-તેણે તપસ્વી અને જિતેંદ્રિય એવા વિપુલને આમ કહ્યું.[૨૪] એટલે નિત્ય ઉગ્ર તપ કરનારા, અગ્નિ તથા સૂર્યના સમાન કાંતિવાળા, ધર્મ જાણનારા અને સત્યવાદી એવા વિપુલે પ્રત્યુત્તર આપ્યો કેઃ-હું તેમ કરીશ.[૨૫] તે પછી ગુરુ જવાને તૈયાર થયા કે, હે મહારાજ! તેણે ગુરુને પુનઃ પૂછ્યુંઃ-

વિપુલે પૂછ્યુંઃ-હે મુનિ! ઇંદ્ર આવે છે ત્યારે કેવાં રૂપ કરીને આવે છે?[૨૬] તેનું શરીર અને તેનું તેજ કેવું હોય છે? તે કહેવાને તમે યોગ્ય છો.

ભીષ્મ કહે છે;-તે સાંભળી ભગવાન્ મુનિ મહાત્મા વિપુલને,[૨૭] હે ભારત! ઇંદ્રની માયા જેવી હતી તેવી કહેવા લાગ્યા.

દેવશર્મા કહે છેઃ-હે વિપ્રર્ષિ! ભગવાન્ ઇંદ્ર મોટો માયાવી છે.[૨૮] તે વારંવાર અનેક પ્રકારનાં સ્વરૂપોને ધારણ કરે છે. તે એક મુહૂર્તમાં મુકુટધારી, વજ્રધારી, ધનુર્ધારી તથા કાનમાં કુંડળોને ધારણ કરનારો[૨૯] થાય છે; એક મુહૂર્તમાં ચંડાળના જેવું રૂપ ધારણ કરે છે. ફરીને વળી, હે પુત્ર! તે શિખાધારી, જટાધારી, વલ્કલ વસ્ત્રધારી થાય છે;[૩૦] એક મુહૂર્તમાં મોટું શરીર કરી દે છે; ફરીને ચીથરાં ધારણ કરે છે, થોડીક વારમાં દુર્બળ શરીરવાળો દેખાય છે; ક્ષણ પછી ગોરું, ક્ષણ પછી શ્યામ રંગનું અને ક્ષણ પછી કાળા રંગનું શરીર કરી દે છે;[૩૧] ઘડીમાં કુરૂપ, ઘડીમાં રૂપાળો, ઘડીમાં તરુણ અને ઘડીમાં વૃદ્ધ, ઘડીમાં બ્રાહ્મણ, ઘડીમાં ક્ષત્રિય, ઘડીમાં વૈશ્ય, ને ઘડીમાં શૂદ્રનો દેખાવ દે છે;[૩૨] ઘડીમાં પ્રતિલોમ, તો ઘડીમાં અનુલોમ ઇંદ્ર થાય છે; વળી તે પોપટનું, કાગડાનું, હંસનું, કોયલનું,[૩૩] સિંહનું, વાઘનું, અને હાથીનું રૂપ પણ વારંવાર ધારણ કરે છે; વળી તે દેવ, દૈત્ય અને રાજાઓનાં સ્વરૂપને

* સ્ત્રીઓને કામ સ્વતંત્ર નથી પણ ધર્ષણોત્પન્ન છે, એમ અત્રે સમજવાનું છે.

પણ ધારણ કરે છે;[૩૪] કોઈવાર તે સ્થૂલ શરીરવાળો થઈ જાય છે, તો કોઈવાર વાયુથી શરીરને વાંકું કરી દે છે, તો કોઈ વાર પક્ષીનું રૂપ ધારણ કરે છે, તો કોઈવાર વિકારી થઈ જાય છે, તો કોઈવાર ચાર પગવાળો, અને કોઇવાર ઘણા રૂપવાળો, અને કોઇ વાર મૂર્ખ બની જાય છે;[૩૫] કોઈ વાર માખીનું અને કોઈવાર મચ્છરનું સ્વરૂપ ધારણ કરે છે. હે વિપુલ! કોઈ પણ આને પકડી શકે તેમ નથી.[૩૬] હે તાત! જેણે આ જગત્ સરજ્યું છે તે વિશ્વકર્તા પણ તેને ગ્રહણ કરી શકે તેમ નથી; પરંતુ અંતર્ધાન થઈ ગયેલો ઇંદ્ર જ્ઞાનદૃષ્ટિથી જોવામાં આવે છે.[૩૭] દેવ વાયુનું રૂપ પણ ધારણ કરે છે, અને વળી દેવરાજ પણ બને છે. આ પાકશાસન (ઇંદ્ર) નિત્ય આ રીતે અનેક રૂપ બદલે છે.[૩૮] તે માટે, હે વિપુલ! તું આ પાતળી કેડવાળી સ્ત્રીનું પ્રયત્નથી રક્ષણ કર, કે જેથી દેવેંદ્ર મારી સ્ત્રી રુચિને ભ્રષ્ટ ન કરે.[૩૯] જેમ દુરાત્મા કૂતરો યજ્ઞમાં મૂકેલા હવિને ચાટી ન જાય તેમ (ભ્રષ્ટ ન કરે).

આ રીતે કહીને, તે સમયે યજ્ઞ કરવાને તે મુનિ ચાલી ગયા.[૪૦] દેવશર્માં તો ત્યારથી મહા ભાગ્યશાળી થયા, પણ, હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! વિપુલ ગુરુનું વચન સાંભળીને ચિંતા કરવા લાગ્યો.[૪૧] તે પોતાના ગુરુની પત્નીની મહાબળવાન્ ઇંદ્રથી રક્ષા કરવા લાગ્યો, અને સાથે વિચાર પણ કરવા લાગ્યો કેઃ-'મારે ગુરુની સ્ત્રીની રક્ષા કરવા માટે હવે શો ઉપાય કરવો?[૪૨] દેવરાજ ઇંદ્ર માયાવી છે, દુરાધર્ષ છે, અને વીર્યવાન્ છે; આશ્રમનાં બારણાં બંધ કરીને ઇંદ્રને આવતાં અટકાવી શકાય તેમ નથી,[૪૩] તેમ ઝુંપડીમાં આવતાં પણ અટકાવી શકાય તેમ નથી; કારણ કે ઇંદ્ર અનેક રૂપો ધારણ કરે છે. ઇંદ્ર વાયુનું રૂપ લઇને પણ ગુરુની પત્નીને પ્રધર્ષણ કરશે,[૪૪] માટે મારે આજે આ રૂચિ નામની સ્ત્રીના શરીરમાં પ્રવેશ કરીને રહેવું, નહિં તો હું આ સ્ત્રીની પુરુષાર્થ કરીને રક્ષા કરી શકીશ નહિ.[૪૫] ભગવાન્ ઇંદ્ર તો અનેક રૂપો ધારણ કરી શકે છે, એમ સાંભળવામાં આવ્યું છે; માટે મારે યોગના બળથી રુચિનું ઇંદ્રથી રક્ષણ કરવું.[૪૬] હું મારા શરીરના અવયવોથી આ સ્ત્રીના સર્વ અવયવોમાં પ્રવેશ કરીને તેનું રક્ષણ કરીશ. પરંતુ મારા ગુરુ, મારી સ્ત્રી ઉચ્છિષ્ટ થઈ ગઈ છે એમ જો જુવે તો,[૪૭] તે દિવ્ય જ્ઞાનવાળા અને મહાતપસ્વી મને ખરેખર શાપ આપે. વળી સામાન્ય સ્ત્રીની જેમ પુરુષો રક્ષા કરે છે, તેમ આ સ્ત્રીની રક્ષા થઈ શકે તેમ નથી.[૪૮] આ ઇન્દ્ર પણ માયાવી છે, માટે મને સંકટ આવી પડ્યું છે. મારે ગુરુની આજ્ઞા પણ અવશ્ય પાળવી જોઇએ.[૪૯] પણ જો હું આમ કરું તો, એટલે કે યોગ-વિદ્યાથી ગુરુપત્નીના કલેવરમાં પ્રવેશ કરું તો, મેં આશ્ચર્ય કરેલું ગણાય.[૫૦] જે પ્રમાણે પાણીનું ટીપું કમળનાં પાંદડાં ઉપર તેને વળગ્યા વગર સ્થિર થઇને રહે છે, તે પ્રમાણે હું પણ સાવધાન થઇને, ગુરુપત્નીને વિશે આસક્તિ રાખ્યા વગર, અચળ રહીને વાસ કરીશ.[૫૧] હું રજોગુણના સ્વરૂપથી રહિત છું તેથી મને દોષ લાગશે નહિ. જેમ એક વાટમાર્ગુ માર્ગમાં જતાં એક ઉજ્જડ ધર્મશાળામાં નિવાસ કરે,[૫૨] તેમ જ હું પણ આજે આ ગુરુપત્નીના કલેવરમાં સાવધાન થઇને નિવાસ કરીશ. આ રીતે હું સાવધાન થઇને તેના શરીરમાં રહીશ.[૫૩]

આ રીતે વિપુલે ધર્મનું અવલોકન કર્યું, સર્વ વેદોનો વિચાર કર્યો, તથા પોતાનાં અને ગુરુનાં મહાન્ તપનો પણ મનની સાથે વિચાર કર્યો.[૫૪] અને પછી આમ નિશ્ચય કરી ભૃગુકુલોત્પન્ન વિપુલે ગુરુપત્નીની રક્ષા કરવા માટે જે રીતે મહાન્ પ્રયત્ન આરંભ્યો તે, હે પાર્થિવ! તું શ્રવણ કર.[૫૫] મહા તપસ્વી વિપુલ ગુરુ-પત્નીની પાસે બેઠો અને પોતાની પાસે બેઠેલી પવિત્ર અંગવાળી ગુરુપત્નીની પાસે ખરી વાર્તાઓ કહીને તેને લોભાવવા લાગ્યો (વાતોમાં તેને તન્મય કરી દીધી).[૫૬] તે પછી વિપુલે પોતાનાં બન્ને નેત્રવડે ગુરુપત્નીના બે નેત્રમાં પ્રવેશ કર્યો, પોતાનાં નેત્રનાં કિરણોથી, ગુરુપત્નીનાં નેત્રનાં કિરણોમાં પ્રવેશ કર્યો. અને પવન જેમ આકાશમાં પ્રવેશ કરે, તેમ વિપુલે ગુરુપત્નીની કાયામાં પ્રવેશ કર્યો.[૫૭]* પોતાના ઉપસ્થથી ગુરુપત્નીના ઉપસ્થમાં પ્રવેશ કર્યો; પોતાના મુખવડે ગુરુપત્નીના મુખમાં પ્રવેશ કર્યો, અને કંઈપણ ક્રિયા કર્યા વગર સ્થિર થઇને તથા અદૃશ્ય થઇને મુનિ વિપુલ બેસી રહ્યો.[૫૮] તે પછી વિપુલે ગુરુપત્નીના કલેવરને સ્થિર કરી દીધું, અને તેની રક્ષા કરવા લાગ્યો, પરંતુ ગુરુ-પત્નીના જાણવામાં તે વાત ન હતી.[૫૯] હે રાજન્! મહાત્મા વિપુલના ગુરુ યજ્ઞ સમાપ્ત કરીને પોતાને

---

* મહાભારતનું ભાષાંતર કરનારા મી. રાયે આ શ્લોકના આરંભમાં लक्षणं लक्षणेनैव એવા પાઠને બદલે ईक्षणं ईक्षणेनैव પાઠ સ્વીકાર્યો છે, પરંતુ એ પાઠ અસંગત છે; કારણ કે આગળ ઉપર શિષ્ય પોતાનો ઉપસ્થ ગુરુપત્નીની ગુહ્યેંદ્રિયમાં દાખલ કરવાથી પાતકી થયો છે, ને તેનું તેણે પ્રાયશ્ચિત્ત કર્યું છે, એવું કહ્યું છે. માટે लक्षणं लक्षणेनैव એ પાઠ જ ખરો છે. વિપુલ યોગવિદ્યા જાણતો હતો, તેથી તેણે પોતાના સર્વ વાયુરૂપ અવયવોથી ગુરુપત્નીના શરીરમાં પ્રવેશ કર્યો હતો, અને ગુરુપત્નીને ચોતરફથી બાંધી લીધી હતી તેથી તેનામાં હાલવાચાલવાની શક્તિ રહી ન હતી. એ વાત હવે પછીના અધ્યાયમાં કહી છે.

ઘરે જેટલા સમય સૂધી આવ્યા નહિ, તેટલા સમય સૂધી વિપુલે તેની રક્ષા કરી.[૬૦]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'विपुलाख्यान' ए नामनो अध्याय ४० मो समाप्त

## અધ્યાય ૪૧ મો

### વિપુલાખ્યાન

ભીષ્મ કહે છેઃ-તે પછી એક સમયે દેવેંદ્ર દિવ્ય રૂપ અને દિવ્ય શરીર ધારણ કરીને, 'ઋષિ આશ્રમમાં નથી,' આવો લાગ જોઇને તે આશ્રમમાં આવ્યો.[૧] હે જનાધિપ! ઇંદ્ર અપ્રતિમ તથા જોવાનો લોભ ઉત્પન્ન કરે તેવું રૂપ લઇને, અત્યંત દેખાવડો થઇને તે આશ્રમમાં દાખલ થયો, અને જુવે છે તો તેણે ક્રિયા વિનાનું, સ્થિર નેત્રવાળું તથા ચિત્રમાં આલેખેલું હોય તેવું વિપુલના શરીરને ત્યાં બેઠેલું દીઠું;[૨-૩] તથા બીજી તરફ તેનાં મનોહર કટાક્ષવાળી, મહા નિતંબ અને સ્તનવાળી, કમળની પાંખડી જેવાં નેત્રવાળી, અને પૂર્ણિમાના ચંદ્ર જેવાં મુખવાળી રુચિને બેઠેલી દીઠી.[૪] રુચિ ઇંદ્રને જોઇને એકાએક ઉઠવાની ઇચ્છા કરવા લાગી, અને ઇંદ્રનું રૂપ જોઈ આશ્ચર્ય પામી, અને 'તું કોણ છે?' આવી રીતે બોલવાની પણ ઇચ્છા કરવા લાગી;[૫] જો કે રુચિ ઉભી થવાની ઇચ્છાવાળી હતી, છતાં વિપુલે યોગબળથી તેને અટકાવી હતી, એટલે, હે મનુષ્યેંદ્ર! તે સ્ત્રી ત્યાંથી ક્રિયા કરી શકી નહિ.[૬] તે પછી દેવેન્દ્રે તે સ્ત્રીને અત્યંત મધુર એવાં સામનાં વચનથી કહ્યું કેઃ-'હે પવિત્ર હાસ્યવાળી સ્ત્રી! મને તું ઇંદ્ર જાણ, હું તારે માટે આવ્યો છું.[૭] તારો સંકલ્પ કરવાથી મને કામ દુઃખ દે છે. તે માટે, હે સુંદર ભ્રૂકુટિવાળી સ્ત્રી! હું તારી પાસે આવ્યો છું, અને કાળ વીતી જાય છે.[૮]

ઇંદ્રનું આવું બોલવું વિપુલ મુનિએ સાંભળ્યું, અને ગુરુની સ્ત્રીના શરીરને વિશે રહેલા વિપુલે પણ ઇંદ્રને દીઠો.[૯] અને, હે રાજન્! નિર્દોષ એવી તે સ્ત્રી ત્યાંથી સામી ઉઠી પણ શકી નહિ (આવકાર આપી શકી નહિ), તેમ વિપુલે અટકાવી હતી એટલે, હે રાજન્! બોલી પણ શકી નહિ.[૧૦] ગુરુપત્નીની આકૃતિ (પરથી તે ઇંદ્રને આવકાર આપશે એવું) જાણીને મહાતેજસ્વી ભૃગુકુલોત્પન્ન (વિપુલે), હે પ્રભુ! યોગવડે સારી પેઠે ગુરુપત્નીને અંકુશમાં રાખી,[૧૧] અને યોગનાં બંધનોએ કરીને તે સ્ત્રીની સર્વે ઇંદ્રિયોને પણ કબજે કરી લીધી. તે સ્ત્રીને વિકાર વિનાની જોઇને શચીપતિ (ઇંદ્ર), ફરીથી[૧૨] લજવાતો લજવાતો હે રાજન્! યોગના બળથી પરાધીન થઈ ગયેલી તે (બ્રાહ્મણની સ્ત્રી)ને કહેવા લાગ્યોઃ-'અહીં આવ, અહીં આવ!' એટલે તે સ્ત્રી ઇંદ્રને પ્રત્યુત્તર આપવાની ઇચ્છા કરવા લાગીઃ-[૧૩] પરંતુ તે સમયે વિપુલે ગુરુપત્નીની વાણીમાં ફેરફાર કરી નાંખ્યોઃ-તેથી તે સ્ત્રીના મુખમાંથી એવી વાણી નિકળી કેઃ-તમારે અહીં આવવાનું શું પ્રયોજન છે?[૧૪] ચંદ્રના જેવા સુંદર મુખમાંથી સંસ્કારવડે શોભાયમાન એવી વાણી નિકળી;* અને પછી પરાધીન થયલી તે સ્ત્રી તે સમયે તેટલું બોલીને શરમાઈ ગઈ.[૧૫] હે રાજા! ત્યાં ઉભેલો પુરંદર તે સાંભળીને મનમાં ઘણો ઉદાસ થઈ ગયો. આ જાતની વાણીમાં વિકૃતિ જોઇને દેવોના રાજા[૧૬] સહસ્રાક્ષ (ઇંદ્રે) તે સમયે દિવ્ય દૃષ્ટિથી જોયું તો તેણે તે સ્ત્રીના શરીરમાં વિપુલ મુનિને વાયુરૂપે પેઠેલા દીઠા.[૧૭] અરીસામાં જેમ પ્રતિબિંબ જોવામાં આવે, તેમ પુરંદરે ગુરુપત્નીના શરીરમાં રહીને ભયંકર તપ કરતા મુનિને દીઠા.[૧૮] હે રાજા! વિપુલને જોઇને તે સમયે ઇંદ્ર શાપથી સારી પેઠે ડરી ગયો, અને કંપવા લાગ્યો. એટલે મહાતપસ્વી વિપુલ પણ ગુરુપત્નીના શરીરનો ત્યાગ કરીને પોતાના કલેવરમાં (શરીરમાં) દાખલ થયો અને ભયભીત એવા ઇંદ્રપ્રતિ બોલ્યોઃ-[૧૯]

વિપુલ બોલ્યોઃ-હે ઇંદ્રિયાધીન! દુષ્ટબુદ્ધિ! હે પાપરૂપ! હે પુરંદર! (જાણ કે તારાં આવાં કર્મથી) દેવો તથા મનુષ્યો લાંબા કાળ સૂધી તારી પૂજા કરશે નહિ.[૨૦] હે શક્ર! ગૌતમે તારું આખું શરીર છિદ્રોવાળું કરી તને તજી દીધો હતો, તે વાતને તું શું ભૂલી ગયો છે? તારા મનમાં તે સ્થિતિ કરીને રહ્યું નથી?[૨૧] હું જાણું છું કે તું મૂઢબુદ્ધિનો છે, તારું મન વશ નથી, તું અસ્થિર (ચંચળ) છે. હે મૂઢ! હું આ સ્ત્રીની રક્ષા કરું છું, માટે, ઓ પાપી! જેમ આવ્યો છે તેમ પાછો જા.[૨૨] ઓ મૂઢાત્મા! હું આજે મારા તેજથી તને બાળતો નથી. હે વાસવ (ઇંદ્ર)! તારા ઉપર મને દયા આવે છે, તેથી હું તને બાળવાની ઇચ્છા રાખતો નથી.[૨૩] મારા બુદ્ધિમાન્ ગુરુ વધારે ભયંકર છે, તે તને પાપી મનનાને જોઇને, ક્રોધથી પ્રદીપ્ત થયેલાં નેત્રવડે તને આજે જ બાળી નાંખશે.[૨૪] હે શક્ર! તારે ફરીને આવું કરવું નહિ. વળી બ્રાહ્મણો તો તારે માનવા યોગ્ય છે (અર્થાત્ તારે બ્રાહ્મણની સ્ત્રીપ્રતિ આવી દૃષ્ટિ કરવી યોગ્ય નથી). બ્રાહ્મણના બળથી દુઃખી

* સ્ત્રીઓ શુદ્ધ સંસ્કારી વાણી બોલતી નથી, છતાં પ્રાકૃત (ગામડિયણ) ભાષાને બદલે ઋષિ પત્નીએ સંસ્કૃત વાણીનો ઉપયોગ કર્યો, અને તેથી તે ઇંદ્રના લક્ષમાં આવ્યું, કે આ શું? કારણ એ જ કે વાણી ઋષિની નહિ, પણ વિપુલની હતી.

થઇને પુત્રો અને અમાત્યની સાથે તારો નાશ નહિ થાવ.[૨૫] 'હું દેવતા છું' આવી બુદ્ધિને લીધે તું આવી પ્રવૃત્તિ કરે છે, પરંતુ તારે બીજાઓનું આમ અપમાન કરવું નહિ. કારણ કે તપથી થઈ શકે નહિ તેવી કોઈ પણ વસ્તુ નથી (અર્થાત્ તપથી સર્વ થઈ શકે છે, તારો પણ નાશ થઈ શકે).[૨૬]

ભીષ્મ કહે છેઃ-મહાત્મા વિપુલનું કહેવું સાંભળીને ઇંદ્ર શરમાઈ ગયો, અને કંઈ પણ બોલ્યા વગર ત્યાં જ અંતર્ધાન થઇ ગયો.[૨૭] પછી એક મુહૂર્ત વીતી ગયો કે, મહાતપસ્વી દેવશર્મા ઇચ્છાનુસાર યજ્ઞ કરીને પોતાના આશ્રમમાં આવ્યો.[૨૮] હે રાજન્! ગુરુ આવ્યા કે ગુરુનું મનગમતું કર્મ કરનારા વિપુલે પણ ગુરુને તેની પવિત્ર એવી ભાર્યા જેનું પોતે રક્ષણ કર્યું હતું તે સોંપી,[૨૯] અને પછી શાંત મનનો તથા ગુરુનો વહાલો શિષ્ય વિપુલ ગુરુને પ્રણામ કરીને નિઃશંક મનથી પ્રથમની પેઠે ગુરુની સેવા કરવા લાગ્યો.[૩૦] ગુરુ પરિશ્રમ રહિત થઇને પોતાની સ્ત્રીની સાથે એક સ્થાનમાં બેઠા, એટલે વિપુલે તેની પાસે શક્રનું કર્મ નિવેદન કર્યું. તે સાંભળીને પ્રતાપી ગુરુ વિપુલના ઉપર પ્રસન્ન થયા, તથા તેનું શીલ, આચરણ, તપ અને નિયમ જોઇને પણ પ્રસન્ન થયા,[૩૧-૩૨] તથા વિપુલની પોતાના ઉપર સદ્‌વૃત્તિ, ભક્તિ, તથા ધર્મ ઉપર સ્થિર નિષ્ઠા જોઇને બોલ્યા કેઃ-"સારું કર્યું; સારું કર્યું."[૩૩] ધર્માત્મા મહાબુદ્ધિમાન્ એવા દેવશર્માએ ધર્મમાં પરાયણ એવા શિષ્યને કહ્યું કે, વર માગ.[૩૪] એટલે ગુરુપર પ્રીતિવાળા વિપુલે માગ્યું કે, મારી ધર્મ ઉપર આસ્થા થાય. ગુરુએ, 'તથાસ્તુ,' કહીને જવાની આજ્ઞા આપી, એટલે તે મહાન્ તપ કરવા લાગ્યો.[૩૫] મહાતપસ્વી દેવશર્મા પણ બળ તથા વૃત્રનો નાશ કરનારા ઇંદ્રના ભયમાંથી મુક્ત થઇને નિર્જન વનમાં ભાર્યા સાથે વિહાર કરવા લાગ્યા.[૩૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'विपुलनुं उपाख्यान' ए नामनो अध्याय ४१ मो समाप्त

## અધ્યાય ૪૨ મો

### વિપુલાખ્યાન

ભીષ્મ કહે છેઃ-વિપુલ ગુરુના કહેવા પ્રમાણે કર્યા પછી તીવ્ર તપ કરવા લાગ્યો, અને તે વીર્યવાન્ પોતાને તપસ્વી માનવા લાગ્યો,[૧] અને, હે રાજા! પોતાનાં તે ઉત્તમ કર્મવડે આખી પૃથ્વીની સાથે સ્પર્ધા કરવા લાગ્યો, તથા, હે નૃપ! ગુરુની પાસેથી વરદાન મેળવીને તથા કીર્તિ મેળવીને નિર્ભયતાથી પ્રસન્ન થઈને પૃથ્વી ઉપર ફરવા લાગ્યો.[૨] હે કુરુકુલોત્પન્ન યુધિષ્ઠિર! ગુરુપત્નીની રક્ષા કરીને તથા તપ કરીને વિપુલ પોતે આલોક તથા પરલોક એમ બન્ને લોકને જિત્યા છે, એમ માનવા લાગ્યો.[૩] પછી, હે કુરુનંદન! કેટલોએક કાળ વીતી ગયા પછી રુચિને ઘરે જેમાં કર્મ કરનારાને ઘણું ધન તથા ધાન્ય આપવામાં આવે છે, એવો વિવાહનો પ્રસંગ આવ્યો.[૪] આ પ્રસંગના જ સમયમાં કોઈ એક દેવતાઈ સ્ત્રી ઉત્તમ રૂપ ધારણ કરીને આકાશ માર્ગે જતી હતી,[૫] તે સ્ત્રીના શરીરપરથી, હે ભરતવંશી રાજા! તે રુચિના પતિના આશ્રમની પડોસમાં દિવ્ય ગંધવાળાં પુષ્પો પૃથ્વી ઉપર પડ્યાં.[૬] હે રાજા! લલિતલોચના રુચિએ તે પુષ્પોને વીણી લીધાં. એ સમયે અંગદેશમાંથી રાજાનો દૂત તેને બોલાવવા માટે આવ્યો.[૭] હે તાત! તેની પ્રભાવતી નામની મોટી બ્હેન અંગદેશના રાજા ચિત્રરથની ભાર્યા થતી હતી.[૮] અંગદેશના રાજાનું આમંત્રણ જેને આવેલું છે એવી રૂપવતી રુચિએ તે પુષ્પોને પોતાના કેશમાં ગુંથી લીધાં, અને ત્યાંથી અંગરાજાને ઘરે ગઈ.[૯] ત્યાં સુંદર નેત્રવાળી અંગદેશના રાજાની સુંદર અંગનાએ તે પુષ્પોને દીઠાં, એટલે તેણે પોતાની બ્હેનને પુષ્પો લાવવા માટે કહ્યું.[૧૦] પોતાની બ્હેને કહેલી વાર્તા સુંદરવદના રુચિએ પોતાના ભર્તારને કહી, અને તેને ઋષિએ અભિનંદન આપ્યું (ટેકો આપ્યો),[૧૧] અને હે ભરતવંશના રાજા! મહાતપસ્વી દેવશર્માએ વિપુલને બોલાવીને, "જા જા" કહી દિવ્ય પુષ્પો લાવવા માટે મોકલ્યો.[૧૨] મહાતપસ્વી વિપુલ ગુરુની આજ્ઞાનો વિચાર કર્યા વગર જ, "ભલે જાઉં છું" એમ કહીને, હે રાજા! તે પ્રદેશમાં ગયો,[૧૩] કે જે પ્રદેશમાં પ્રથમ આકાશમાંથી પુષ્પો પડ્યાં હતાં. ત્યાં બીજાં પણ તાજાં પુષ્પો પડ્યાં હતાં.[૧૪] હે ભરતવંશના રાજા! તેણે ત્યાંથી તે સુંદર દિવ્ય પુષ્પો વીણી લીધાં, અને પોતાના તપના પ્રભાવથી દિવ્ય ગંધવાળાં પુષ્પો મેળવ્યાં,[૧૫] અને ગુરુનું કહ્યું કરનારો વિપુલ તે પુષ્પોને પ્રાપ્ત કરીને મનમાં પ્રસન્ન થયો, અને ચંપાનાં વૃક્ષો જેની આસપાસ માળારૂપે આવેલાં હતાં એવી ચંપાપુરી તરફ ઉતાવળો જવા લાગ્યો.[૧૬] હે તાત! માર્ગમાં એક નિર્જન વન આવ્યું. તેમાં એક પુરુષનું જોડું એક બીજાના હાથ ઝાલીને ગોળાકાર ફરતું હતું તે તેણે જોયું.[૧૭] તે બેમાં એક પુરુષ ઝડપથી ફરતો હતો, અને બીજો પહેલાના પદના તાલમાં વિષમતા આણવા તે પ્રમાણે કરતો નહતો (અર્થાત્ પહેલાની પ્રમાણે ઝડપથી ચાલતો નહતો) તે ઉપરથી, હે રાજન્! તે સમયે તે બન્ને વચ્ચે કજીઓ થવા લાગ્યો.[૧૮] તે બેમાંથી એક બોલ્યો

કે 'તું ઉતાવળો ચાલે છે,' એટલે બીજાએ કહ્યું કે, 'ના–હું ઉતાવળો ચાલતો નથી.' તે પછી, હે રાજન્! તે બન્ને પરસ્પર કહેવા લાગ્યા કે; 'હું નહિ,' 'હું નહિ.'[૧૯] આ રીતે બન્ને પરસ્પર ચડસાચડસી કરવા લાગ્યા, અને તે સમયે તે બન્નેની વચ્ચે નિચે પ્રમાણે સોગન લેવામાં આવ્યા. તે બન્ને એકાએક વિપુલને ઉદ્દેશીને આ પ્રમાણે બોલ્યા કે,[૨૦] 'આપણા બન્નેમાંથી જે અસત્ય ભાષણ કરે તેને, દ્વિજ વિપુલને પરલોકમાં જે ગતિ મળે તે ગતિ મળો.'[૨૧] તે બન્નેનું આવું વચન સાંભળીને વિપુલનું મુખ ઉદાસ થઈ ગયું, અને તે બોલ્યો કે,–'મેં તો આવું તીવ્ર તપ કર્યું છે, અને આ જોડાંને આ મહાન્ દુઃખ પડે છે.[૨૨]* વળી મેં એવું તે કયું પાપ કર્યું હશે કે, આણે આજે સર્વ પ્રાણીઓને રુચે નહિ તેવી મારી ગતિ કહી છે.'[૨૩] હે ઉત્તમ રાજા! આ રીતે વિચાર કરતાં કરતાં વિપુલ પોતાનું મુખ નીચું કરી ગયો, તેનું મન ઉદાસ થઈ ગયું, અને પોતાના પાપ વિશે વિચાર કરવા લાગ્યો.[૨૪] એટલામાં (બીજી બાજુ) તેણે લોભ તથા હર્ષથી ભરેલા છ દિવ્ય પુરુષોને સોનાના અને ચાંદીના પાસાથી જુગાર રમતા દીઠા.[૨૫] આ ત્રણે જોડકાંએ પણ વિપુલને બતાવીને પરસ્પર વિપુલને ઉદ્દેશીને પ્રથમ જોડાંએ જે શપથ લીધા હતા, તે જ શપથ લેતાં આવું વાક્ય બોલ્યાં:[૨૬] 'આપણામાંથી જે પુરુષ લોભને લીધે વિષમ એટલે કપટ કરશે, તેને વિપુલને પરલોકમાં જે ગતિ મળશે તે ગતિ મળશે.'[૨૭] આ વચન સાંભળવા છતાં વિપુલે, હે કુરુકુલોત્પન્ન! જન્મથી આરંભીને આજ દિવસ સુધીમાં પોતે પાપકર્મ કર્યું હોય એવું કંઈ (પોતાના મનમાં વિચાર કરતાં) જોયું નહિ.[૨૮] એટલે આ પ્રકારના શપથ સાંભળીને બળી રહેલા મનવડે, જેમ અગ્નિ તેમાં બળતા બીજા અગ્નિથી વિશેષ બળે, તેમ તે બળવા લાગ્યો.[૨૯] હે તાત! તેને વિચાર કરતાં ઘણા દિવસો અને રાત્રિઓ વીતી ગઈ. તે પછી તેના મનમાં એવો વિચાર આવ્યો કે 'મેં રુચિનું રક્ષણ કરતી વખતે,[૩૦] મેં મારી ઇંદ્રિયથી તેની ઇંદ્રિયમાં પ્રવેશ કર્યો હતો, મુખથી તેના મુખમાં પ્રવેશ કર્યો હતો. પરંતુ એ વિશેની ખરી વાર્તા મેં ગુરુને કહી ન હતી.'[૩૧] હે કુરુકુલોત્પન્ન! હે મોટા ભાગ્યવાળા યુધિષ્ઠિર! આ કર્મને વિપુલે પોતાનું પાપ કર્મ માન્યું, અને તેમજ હતું. તેમાં સંશય ન હતો.[૩૨] તે પછી ગુરુ જેને પ્રિય છે એવા વિપુલે ચંપાનગરી જઇને ગુરુને પુષ્પ આપ્યાં, અને વિધિપૂર્વક ગુરુની પૂજા કરી.[૩૩]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'विपुलाख्यान' ए नामनो अध्याय ४२ मो समाप्त

## અધ્યાય ૪૩ મો
### વિપુલ આખ્યાન

ભીષ્મ કહે છેઃ–હે રાજા! શિષ્યને આવ્યો જોઇને મહા તેજસ્વી એવા દેવશર્માએ જે વાક્ય કહ્યું હતું, તે તું સાંભળ.[૧]

દેવશર્મા બોલ્યોઃ–હે શિષ્ય વિપુલ! તેં મહા વનમાં શું જોયું? હે વિપુલ! તેઓ તને ઓળખે છે તેમ હું અને રુચિ પણ તને ઓળખીએ છીએ.[૨]

વિપુલ બોલ્યોઃ–હે બ્રહ્મર્ષિ! મેં જે જોડલાંને દીઠું હતું તે કોણ હતું? તથા, હે વિભો! મેં જે પુરુષોને દીઠા હતા તે કોણ હતા, જેઓ મને બરાબર રીતે ઓળખે છે તથા તમે જેને વિશે મને પ્રશ્ન કરો છો?[૩]

દેવશર્મા બોલ્યોઃ–હે બ્રાહ્મણ! જે તે જોડું હતું તેને તારે દિવસ તથા રાત્રિરૂપ જાણવું. તે ચક્રની પેઠે ગોળાકાર ફર્યા કરે છે, અને તે તારાં પાપને જાણે છે.[૪] વળી, હે બ્રાહ્મણ! જે પુરુષો હર્ષમાં આવીને પાશાથી જુગાર રમતા હતા, તેઓને તારે છ ઋતુઓ જાણવી, અને તેઓ તારાં પાપને જાણે છે.[૫] હે બ્રાહ્મણ! પાપી મનુષ્યે, 'મને કોઈ જાણતો નથી' એમ સમજીને એકાંતમાં પાપકર્મપર વિશ્વાસ કરવો નહિ.[૬] મનુષ્ય એકાંતમાં હંમેશાં પાપકર્મ કરે છે, પરંતુ તેને છ ઋતુઓ તથા દિવસ અને રાત્રિ જુવે છે.[૭] તેં જેવી રીતે કર્મ કર્યું હતું તે કર્યા પછી તે પ્રમાણે તેં મને કહ્યું નહિ, તેથી પાપકર્મ કરનારાને જેવા લોકો મળે છે, તે લોકો તને મળશે.[૮] ગુરુને પોતાનું કર્મ ન જણાવનારા તને હર્ષથી ગાવષ્ઠ થયેલો જોઇને, તને તારાં પાપકર્મનું સ્મરણ કરાવવા માટે, તું જે રીતે સાંભળે તે રીતે તેઓ બોલ્યા હતા.[૯] પાપી પુરુષનાં પાપકર્મને અને પુણ્યશાળી પુરુષનાં પુણ્યને દિવસ, રાત્રિ તથા ઋતુઓ નિત્ય જાણે છે.[૧૦] હે બ્રાહ્મણ! વ્યભિચારમાંથી જે ભય ઉપજે તેવા ભયવાળું જે કર્મ તેં કર્યું, તે તેં મને કહ્યું નહિ એમ જાણવાવાળા તેઓએ તને આ પ્રમાણે કહ્યું.[૧૧] તેં જે કર્મ કર્યું તે કર્મ કર્યા પછી તેં તે મને કહ્યું નહિ, તેથી પાપ કરનારાને જે લોકો મળે છે, તે લોકો તને મળશે.[૧૨] હે બ્રાહ્મણ! તારાથી તે દુષ્ટ વૃત્તિવાળી જુવાન સ્ત્રીની રક્ષા કરવી અશક્ય હતી, છતાં તેં કંઈ પણ પાપ કર્મ

*. કહેવાનો હેતુ એ છે કે મેં તપ કર્યું છે એટલે મને તો સારી જ ગતિ મળશે. પણ અહિંયા આ જોડું કહે છે કે જૂઠું બોલનારને વિપુલની જે ગતિ પરલોકમાં થશે તે થશે. આ વિરોધી વાક્યથી વિપુલને ચિંતા થાય છે.

કર્યું નથી. તારાં તે કર્મને લીધે હું તારા ઉપર પ્રસન્ન થયો છું.[૧૩] પરંતુ, હે ઉત્તમ બ્રાહ્મણ! હું જો તારું દુરાચરણ જોત તો ક્રોધ કરીને તને શાપ આપત, એમાં હું વિચાર કરત નહિ.[૧૪] સ્ત્રીઓ પુરુષના ઉપર આસક્ત થાય છે, અને તેમાં પુરુષોનો મોટો સ્વાર્થ સમાયલો છે. તેં જો મારી સ્ત્રીનું રક્ષણ કર્યું ન હત, તો હું તને શાપ આપત, આવો મારો વિચાર હતો.[૧૫] પરંતુ, હે પુત્ર! તેં મારી સ્ત્રીનું રક્ષણ કર્યું છે અને મને સોંપી પણ છે, તે ઉપરથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હે તાત! હવે તું સુખેથી સ્વર્ગમાં જઇશ.[૧૬]

આ રીતે વિપુલને કહીને મહર્ષિ દેવશર્મા પ્રસન્ન થયો, અને પોતાની ભાર્યા તથા શિષ્યની સાથે આ જગતમાં સુખ ભોગવી, સ્વર્ગમાં જઇને આનંદ કરવા લાગ્યો.[૧૭] હે રાજા! પૂર્વે ગંગા નદીના તીર ઉપર કથાનો પ્રસંગ નિકળતાં વચ્ચે આ આખ્યાન મને મહામુનિ માર્કંડેયે કહ્યું હતું.[૧૮] હે પાર્થ! તે માટે હું તને કહું છું, કે સદૈવ સ્ત્રીઓની રક્ષા કરવી. કારણ કે સ્ત્રીઓને વિશે સારી અને નરતી બન્ને બાબતો નિત્ય જોવામાં આવે છે.[૧૯] હે રાજન્! પતિવ્રતા સ્ત્રીઓ જ મોટા ભાગ્યવાળી છે, લોકોમાં તે માન પામે છે, લોકોની માતા ગણાય છે, અને તે વન તથા અરણ્ય સાથે આ પૃથ્વીને ધારણ કરે છે.[૨૦] તથા, હે રાજા! સ્ત્રીઓનાં આચરણ અસાધુ–પાપી હોય છે. જેઓ દુષ્ટ વૃત્તિવાળી હોય છે, જેઓ પોતાનાં કુલનો નાશ કરે છે તથા જેઓ પાપ કર્મ કરવામાં નિશ્ચયવાળી છે તેઓ તેમનાં અવયવોમાં જ રહેલાં સ્વાભાવિક દુષ્ટ લક્ષણોવડે જણાય છે.[૨૧] ઉપર કહ્યા પ્રમાણે મહાત્મા પુરુષો જ સ્ત્રીઓની રક્ષા કરી શકે છે; પરંતુ, હે રાજશાર્દૂલ! બીજી રીતે સ્ત્રીઓની રક્ષા કરી શકાય તેમ નથી.[૨૨] આ સ્ત્રીઓમાંથી કેટલીએક તીક્ષ્ણ છે, અને કેટલીએક તીક્ષ્ણ પરાક્રમવાળી છે. સ્ત્રીઓને મૈથુનમાં જેવો પુરુષ વ્હાલો લાગે છે તેવો કોઈ વ્હાલો લાગતો નથી.[૨૩] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! આ સ્ત્રીઓ કૃત્યારૂપ છે (પ્રાણ લેનારી કાળ દેવીરૂપ છે), તથા પ્રથમ એક પુરુષને પરણી હોય, છતાં તે બીજા પુરુષની સ્ત્રી થાય છે. હે પાંડુના નંદન! આ સ્ત્રીઓ એક જ પુરુષની સાથે રમતી નથી (અર્થાત્ અનેક પુરુષોની સાથે રમે છે).[૨૪] હે રાજા! પુરુષોએ સ્ત્રીઓના ઉપર સ્નેહ પણ કરવો નહિ તેમ તેઓની ઈર્ષા પણ કરવી નહિ; પરંતુ અપ્રીતિથી (અર્થાત્ આનંદથી નહિ) અને માત્ર એક ધર્મ જ સમજીને સ્ત્રીને ભોગવવી.[૨૫] હે કુરુકુલનંદન! આથી ઉલટું જ વર્તન કરનારા પુરુષનો નાશ થાય છે (પુરુષ જો સ્ત્રીઓના ઉપર આસક્તિ રાખે છે તો સ્ત્રી તેનો નાશ કરે છે), માટે, હે રાજસિંહ! સર્વથા આસક્તિ રહિતપણું સર્વત્ર ઉત્તમ ગણાય છે.[૨૬] હે રાજા! માત્ર એક વિપુલે સ્ત્રીની રક્ષા કરી હતી, પરંતુ આ જગતમાં બીજો કોઈ પુરુષ સ્ત્રીની રક્ષા કરી શકતો નથી.[૨૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'विपुलोपाख्यान' ए नामनो अध्याय ४३ मो समाप्त

---

## અધ્યાય ૪૪ મો

### વિવાહ ધર્મકથન

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! સર્વ ધર્મનું જે મૂળ હોય, પોતાના કુટુંબનું મૂળ હોય, ઘરનું મૂળ હોય, પિતૃઓ, દેવતા તથા અતિથિનું મૂળ હોય તે મને કહો.[૧] હે રાજા! સર્વ ધર્મોમાં ધર્મનો વધારે વિચાર કરવાનો છે. તે એ કેઃ–કેવા પુરુષને કન્યા પરણાવવી?[૨]

ભીષ્મ કહે છેઃ–વરના શીલની, આચરણની, વિદ્યાની યોનિની (જાતિની, વંશની), અને કર્મની પરીક્ષા કરીને ગુણવાન્ વરને સત્પુરુષોએ કન્યા પરણાવવી.[૩] હે યુધિષ્ઠિર! સાધુ બ્રાહ્મણો આ રીતે (કન્યા આપવામાં) વર્તે છે. આવાં લગ્નને બ્રાહ્મ લગ્ન કહેવામાં આવે છે.* ઉપર વર્ણવેલા ગુણયુક્ત વરને (સામી માંગણી કરીને–ભેટાદિ આપી) છોકરી સ્વીકારવાને યોગ્ય અનુકૂળ બનાવીને અને અનુકૂળતા પ્રમાણે ધનાદિકની પહેરામણી આપીને પોતાની છોકરી પરણાવવામાં આવે છે.[૪] તે પ્રકાર ક્ષાત્રવિવાહને નામે કહેવાય છે, અને તે વિવાહ ઉત્તમ એવા ક્ષત્રિયોનો સનાતન વિવાહ કહેવાય છે. જે વિવાહમાં કન્યાના પિતાની ઇચ્છાનો ત્યાગ કરીને જે વરને કન્યાએ પસંદ કર્યો હોય અને જે કન્યાને તે જ વરે પસંદ કરી હોય તે વરે કન્યાને આપવી,[૫] આવા ધર્મને, હે યુધિષ્ઠિર! વેદવેત્તા બ્રાહ્મણો ગાંધર્વ વિવાહ કહે છે.[૬] જે વિવાહમાં બહુધા ધનથી કન્યાને વેચાતી લેવામાં આવે છે, અને કન્યાના માતાપિતા વગેરે સંબંધીઓને પણ ધનથી સારી પેઠે લોભાવીને કન્યાની સાથે પરણાવવામાં આવે છે, તે વિવાહને, હે રાજા! વિદ્વાનો આસુર વિવાહ કહે છે.[૭] કેટલાએકને મારી નાંખીને અને કેટલાએક રડતા હોય તેનાં મસ્તક છેદી

---

* કન્યાને અલંકાર સજાવી માત્ર જળ લઇને આપવામાં આવે તે બ્રાહ્મ વિવાહ કહેવાય છે; અલંકાર સજાવી કર્મ કરનાર ઋત્વિજને લઈ તેને આપવામાં આવે તે દૈવ વિવાહ કહેવાય છે; ગાય અને બળદનાં જોડાં સાથે કન્યાને આપવામાં આવે તે આર્ષ વિવાહ છે. આટલા વિવાહો બ્રાહ્મણને યોગ્ય છે. હાલમાં ક્ષાત્ર વિવાહ નામનો ચોથો પ્રાજાપત્ય બ્રાહ્મણ ક્ષત્રિયોમાં વધારે માન્ય છે.

નાખીને ઘરમાંથી રડતી કન્યાનું બળાત્કારથી હરણ કરવું તેને, હે તાત! રાક્ષસનો વિધિ–વિવાહ કહેવાય છે.૮ હે યુધિષ્ઠિર! આ પાંચ (બ્રાહ્મ, ક્ષાત્ર, ગાંધર્વ, આસુર અને રાક્ષસ) વિવાહોમાં પહેલા ત્રણ વિવાહ ધર્મવાળા છે, અને બે વિવાહ અધર્મિષ્ઠ છે, અને રાક્ષસ (પૈશાચ) અને આસુર વિવાહ કોઈ પણ રીતે કરવા નહિ.*૯ હે ઉત્તમ રાજા! બ્રાહ્મ, ક્ષાત્ર અને ગાંધર્વ આ વિવાહ ધર્મવાળા કહેવાય છે, અને તે વિવાહ તદ્દન ભિન્ન ભિન્ન અથવા શુદ્ધ કરી શકાય અથવા તો એક બીજાથી મિશ્ર પણ કરી શકાય, એમાં સંદેહ નથી.૧૦† બ્રાહ્મણને ત્રણ ભાર્યા હોય છે, ક્ષત્રિયોને બે ભાર્યા હોય છે, અને વૈશ્યને એક પોતાની જાતિની સ્ત્રી હોય છે. તે સ્ત્રીઓમાં જે છોકરું જન્મે છે, તે પિતાની જાતિ સમાન ગણાય છે.૧૧‡ બ્રાહ્મણને ત્રણ જાતિની ભાર્યામાં પોતાની જાતિની બ્રાહ્મણી શ્રેષ્ઠ ગણાય છે; ક્ષત્રિયને ક્ષત્રિયા શ્રેષ્ઠ ગણાય છે. (અને વૈશ્યને તો એક જ ભાર્યા હોય છે, માટે તે જ ઉત્તમ ગણાય છે.)§ રતિ(સુરત)ને માટે શૂદ્ર જાતિની સ્ત્રી પણ લેવામાં આવે છે, પરંતુ કેટલાએક ધર્મશાસ્ત્રવેત્તા પુરુષો, તેની પણ ના કહે છે.૧૨‖ શૂદ્ર જાતિની સ્ત્રીમાં પુત્ર તરીકે જન્મવાને સત્પુરુષો સારું કહેતા નથી. શૂદ્ર જાતિની સ્ત્રીમાં જે બ્રાહ્મણ સંતાન ઉત્પન્ન કરે છે, તે પ્રાયશ્ચિત્તનો અધિકારી (પાતકી) થાય છે.૧૩¶ ત્રીશ વર્ષના પુરુષે દશ વર્ષની નગ્નિકા નામની કન્યાને પરણવી, અને એક વીસ વર્ષના પુરુષે સાત વર્ષની કન્યા સાથે પરણવું.૧૪$ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે કન્યાને ભાઈ ન હોય તેવી કન્યાને તથા જે કન્યાને પિતા ન હોય તેવી કન્યાને પરણવી નહિ; કારણ કે તે કન્યા પુત્રિકા ધર્મવાળી કહેવાય છે.૧૫× એક કન્યાએ (કોઈ પરણાવનાર ન હોય તો) ઋતુમતી થયા છતાં પણ ત્રણ વર્ષ સુધી

---

* મનુ, યાજ્ઞવલ્કય વગેરે નીચે પ્રમાણે આઠ વિવાહ ગણાવે છે: બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ. પરંતુ આ શ્લોકમાં આઠ વિવાહને બદલે પાંચ વિવાહ ગણાવ્યા છે; જેમ કેઃ–બ્રાહ્મ, ક્ષાત્ર, ગાંધર્વ, આસુર અને રાક્ષસ. કદાચ બ્રાહ્મ વિવાહમાં બ્રાહ્મ, દૈવ, અને આર્ષને ગણ્યા હોય તેથી પાંચ પ્રકાર થાય છે. તેમાં બ્રાહ્મ, દૈવ, આર્ષ, ક્ષાત્ર અને ગાંધર્વ ઉત્તમ છે; આસુર વિવાહ મધ્યમ છે; રાક્ષસ વિવાહનું સ્વરૂપ મૂળમાં કહ્યું છે તે; અને સુતેલી, ગાંડી બનેલી, દારુ પીધેલી અથવા તો એકાંતમાં કે રાત્રિમાં જે કન્યા ભોગવાઈ હોય તેને પૈશાચ વિવાહ ગણ્યો છે તે બન્ને અધમ છે. નીલકંઠે બ્રાહ્મ પછીના બીજા વિવાહને પ્રાજાપત્ય વિવાહનું નામ આપ્યું છે. પરંતુ મહાભારતકર્તા તે વિવાહને ક્ષાત્ર વિવાહ કહે છે, અને તે ૧૦મા શ્લોકના પૂર્વાર્દ્ધ ઉપરથી સ્પષ્ટ થાય છે. વિવાહની ગણત્રી કરતાં આસુર વિવાહ કહ્યો છે, પરંતુ પૈશાચ વિવાહ ગણાવ્યો નથી, છતાં આ શ્લોકમાં આસુર અને રાક્ષસની સાથે પૈશાચ વિવાહનો નિષેધ કરવામાં આવ્યો છે. અત્રે મૂળ શ્લોકમાં આઠ વિવાહને બદલે પાંચ વિવાહ કહી ત્રણ ધર્મ્ય અને બે અધર્મ્ય એમ કહ્યા છે, અને તે બે અધર્મ્ય પૈશાચ અને આસુર કહ્યા છે, તેથી નીલકંઠ વિચિત્ર અનુમાન કહાડે છે કે, ક્ષત્રિયોને રાક્ષસ વિવાહની છૂટ છે! પણ વસ્તુતઃ આસુર, રાક્ષસ અને પૈશાચ એ સર્વે નિંદ્ય છે. હાલમાં બ્રાહ્મ, દૈવ અને આર્ષ વિવાહ ભાગ્યે જ જણાય છે. ગાંધર્વ વિવાહ પણ અલ્પ જ થાય છે. ક્ષાત્ર અને આસુર વિવાહોની વિશેષ પ્રવૃત્તિ છે.

† આ શ્લોકમાં કહેલા બ્રાહ્મ, ક્ષાત્ર અને ગાંધર્વ વિવાહ ધર્મવાળા વિવાહ છે. તે પ્રત્યેક વિવાહ શુદ્ધ પણ કરવામાં આવે છે, અને કોઈવાર એકબીજાથી મિશ્ર પણ કરવામાં આવે છે. દમયંતીનો વિવાહ બ્રાહ્મ તથા ક્ષાત્ર એમ બીજા વિવાહથી મિશ્ર હતો; રુક્મિણીના વિવાહમાં રાક્ષસ અને ગાંધર્વ એમ બે વિવાહ મિશ્ર હતા; સુભદ્રાનો વિવાહ ક્ષાત્ર અને રાક્ષસ વિધથી મિશ્ર હતો. એટલે કે રાક્ષસ વિવાહ જોકે નિંદ્ય છે, તોપણ ક્ષત્રિયોમાં તેની પ્રવૃત્તિ હતી.

‡ અર્થાત્ બ્રાહ્મણ, શૂદ્ર સિવાયની ત્રણ ભાર્યા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિમાંથી પરણે; ક્ષત્રિય, ક્ષત્રિય અને વૈશ્ય જાતિમાંથી બે પરણે, અને વૈશ્ય માત્ર એક જ પોતાની જાતિમાંથી પરણે. આ પ્રમાણે શૂદ્ર સિવાય ઉતરતી જાતિમાંથી કન્યા લેવાની છૂટ છે, અને તે અનુલોમ લગ્નનો નિષેધ નથી કરેલો, પણ પૂર્વની ઉત્તમ જાતિમાંથી ઉતરતી જાતિવાળાએ કન્યા લેવી, તે પ્રતિલોમ લગ્ન નિંદ્ય માનેલું છે.

§ અત્રે એમ સમજવાનું નથી કે, બ્રાહ્મણે કે ક્ષત્રિયે ત્રણ કે બે સ્ત્રીઓ સામટી જ પરણવી. શાસ્ત્રકારે તેઓ કયી કયી જાતિમાંથી કન્યા લાવી શકે તે સૂચવ્યું છે, એટલે કે બ્રાહ્મણ ત્રણ જાતિમાંથી કન્યા લાવી શકે, અને ક્ષત્રિય બે જાતિમાંથી. હવે એમ ઘણી જાતિમાંથી કન્યા લાવવામાં આવી હોય, તેમાં શ્રેષ્ઠ ભાર્યા કોને ગણવી, તે આ શ્લોકમાં જણાવ્યું છે.

‖ યાજ્ઞવલ્કય વગેરે શૂદ્ર જાતિની કન્યા સાથે પરણવાનો નિષેધ કરતાં કહે છે કે, "यदुच्यते द्विजातीनां शूद्रादारोपसंग्रहः नैतन्मम मतं यस्मात्तत्रात्मा जायते स्फुटम्। કેટલાએક કહે છે કે, દ્વિજ વર્ણના પુરુષોએ શૂદ્ર જાતિની કન્યા સાથે પરણવું, પરંતુ મારો એ વિશે મત નથી; કારણ કે શૂદ્ર જાતિની કન્યામાં પ્રસિદ્ધ રીતે પુત્ર તરીકે પુરુષને જન્મ ધારણ કરવો પડે છે."

¶ કદાચ આ પરથી કોઈ એવી દલીલ કરે કે પુત્ર પેદા કરવાને માટે નહિ, પણ રતિને માટે શૂદ્રા સ્ત્રીને લાવે તો તેમાં બાધ ન ગણવો જોઇએ. પરંતુ પુત્રને પેદા કરવો ન કરવો, એ મનુષ્યના હાથમાં નથી. માટે ઉત્તમ વસ્તુ એ છે કે શૂદ્રાના સમાગમથી દૂર જ રહેવું.

$ જે સ્ત્રીમે ઋતુદર્શન થયું ન હોય, તે સ્ત્રીને એક વસ્ત્રથી વિશેષની જરૂર રહેતી નથી. વળી જેને છાતી નીકળેલી નથી હોતી તેને પણ એક વસ્ત્રથી વિશેષની જરૂર નથી રહેતી. એવી કન્યાનું વય સામાન્ય રીતે દશ વર્ષનું ગણાય છે. ડાકતરો કહે છે કે, દશ વર્ષ પૂર્વે સ્તનદર્શન અને ઋતુદર્શન થાય છે, પણ તે અપવાદ જ સમજવા. આવી કન્યાને નગ્નિકા કહેવામાં આવે છે. સામાન્ય મત એવો છે કે, કન્યાને તેરમે વર્ષે ઋતુદર્શન થાય છે અને છાતી ખીલવા માંડે છે.

× જે પુરુષને એક પુત્રી જ હોય, પણ પુત્ર ન હોય, તેવો પુરુષ પોતાની પુત્રીને પરણાવતી વખતે આ મારી પુત્રીમાં જે પુત્ર થાય તે શ્રાદ્ધ કરવા માટે તેમ જ વારસાના હેતુ માટે મારો પુત્ર થાય, એવો સંકલ્પ કરે છે. કેટલાએક પુત્રીને પરણાવતી વખતે જમાઇની સાથે પ્રકટ કરાર કરે છે, ત્યારે કેટલાએક મનમાં

વાટ જોવી, અને ચોથું વર્ષ પ્રાપ્ત થાય, એટલે પંડે ભર્તારને મેળવવો (સ્વયંવરા ચવું).[૧૬] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે કન્યાની કન્યા ઉતરતી ગણાતી નથી તેમ તેવી કન્યા સાથે સુરત કરવામાં દોષ પણ લાગતો નથી. પરંતુ ઉપર કહ્યાથી જે કન્યા વિરુદ્ધ રીતે વર્તે છે (અર્થાત્ ઋતુમતી થયા પછી ચાર વર્ષ વીત્યા પછી પણ વર શોધી લેતી નથી) તે પ્રજાપતિની (એવી કન્યાથી થતી પ્રજાના પતિ એટલે માલિક, પિતાના વિષયમાં નિંદાપાત્ર થાય છે (એટલે કે તેનાં વર્તન માટે લોકોમાં શક ઉત્પન્ન થાય છે, તેની પ્રજાની શુદ્ધિ માટે શક રહે છે, તેની સાથની રતિ શુદ્ધ ન હોવાનો શક રહે છે).[૧૭] જે કન્યા (પરણનારની) માતાની સપિંડ ન હોય તેમ (પરણનારના) પિતાના સમાન ગોત્રની ન હોય, એવી કન્યાની સાથે પરણવું અને મૈથુન કરવું તે ધર્માનુસાર છે, એમ મનુએ કહ્યું છે.[૧૮]*

યુધિષ્ઠિર પૂછે છેઃ–એક પુરુષે શુલ્ક (કન્યાનું મૂલ્ય) આપ્યું હોય, બીજો કહેતો હોય કે હું કન્યાના પૈસા આપું છું, ત્રીજો બળપૂર્વક (કન્યા લઈ જવાની) વાર્તા કરતો હોય, ચોથો ધન (પૈસા) દેખાડતો હોય,[૧૯] અને પાંચમો કન્યાનું પાણિગ્રહણ કરનારો હોય તેમાંથી, હે પિતામહ! કન્યા કોની ભાર્યા ગણાય? અમે યથાર્થ વિષય જાણવાની ઇચ્છાવાળા છીએ, તેઓના આપ નેત્રરૂપ થાવ.[૨૦]

ભીષ્મ કહે છેઃ-વિચારવંત પુરુષો એકઠા મળીને અમુક કન્યા અમુક વરને પરણાવવી છે આવો જે ઠરાવ કરે છે તે મનુષ્યોએ કરેલો ઠરાવ વ્યવસ્થાવાળો ગણાય છે. તે ઠરાવના સંબંધમાં જે અસત્ય બોલે છે તેને પાતક લાગે છે.[૨૧]† સ્ત્રી, પતિ, ઋત્વિજ, આચાર્ય, શિષ્ય, અને ઉપાધ્યાય આ સર્વે અસત્ય બોલે (કે આની સાથે લગ્ન કરવાનું નક્કી ન હોતું) તો તેઓ દંડને (શિક્ષાને) પાત્ર ઠરે છે, ત્યારે બીજા મનુષ્યો કહે છે કે, તેઓ દંડપાત્ર થતા નથી.[૨૨]‡ કારણ કે 'જેને વિષે કામના--ઇચ્છા ન હોય, તેવાની સાથે સહવાસ કરવો સારો નથી' આમ મનુ કહે છે, અને તેવાની સાથે વાસ કરવાથી અપયશ થાય છે, તથા ધર્મનો નાશ થાય છે, અસત્ય ભાષણ થાય છે;

---

આવો સંકલ્પ કરે છે, અને તે સંકલ્પ ધર્મપૂર્વક ગણાય છે. તેથી તે પુત્રીમાં જે પુત્ર ઉત્પન્ન થાય છે તે પુત્ર માતામહનો ગણાય છે, પણ પરણનારનો ગણાતો નથી. આ એક જાતનું પરણનારને નુકસાન થાય છે. માટે ભાઈ વિનાની કન્યાને પરણવાનો ધર્મશાસ્ત્રમાં નિષેધ કર્યો છે. તેને પુત્રિકાધર્મિણી કહે છે, કારણ કે તે કન્યામાં પુત્રના ધર્મનું આરોપણ કરેલું હોય છે, અને તેથી પરણનારને લગ્નધર્મનું ફળ મળતું નથી. પિતાનાં મરણ પછી પણ લગ્ન કરવામાં આવે તોપણ પિતાનાં જીવતાં પુત્રધર્મ તેના વિષે આરોપવાની ઇચ્છા મરણ પછી પણ ચાલુ જ રહે છે, અને તેથી પણ તે કન્યા સાથનું લગ્ન નિષ્ફળ જાય છે.

* સાત પેઢી સુધીના પુરુષો સપિંડ કહેવાય છે, કારણ કે તેઓને સાતમો પુરુષ પિંડ આપે છે, અને ત્રણ પિંડના ભાગી ગણાય છે અને ત્રણ લેપના ભાગી ગણાય છે. પિતા તરફનું સાપિંડ્ય સાત પેઢી સુધીનું હોય છે, અને માતા તરફનું સાપિંડ્ય પાંચ પુરુષ સુધી ગણાય છે. આ શ્લોકમાં કહે છે કે જે કન્યા માતાની સાપિંડ્ય ન હોય તથા પિતાની સગોત્ર ન હોય તેવી કન્યાને પરણવી. કેટલાએક અહીં એવો અર્થ કરે છે કે કન્યા જેમ માતાની સપિંડ ન હોવી જોઇએ તેમ સમાન ગોત્રવાળી પણ ન હોવી જોઇએ; ત્યારે કેટલાએક કહે છે કે–एकत्वं सा गता भर्तुः पिंडे गोत्रे च सूतके સ્ત્રીનો પિંડ, ગોત્ર અને સૂતક ભર્તારની સાથે એકપણાને પામે છે, માટે સ્ત્રીને બીજું ગોત્ર હોતું નથી. તેથી માતાની સપિંડ નહોય એટલો જ અર્થ ગ્રહણ કરવો, પરંતુ તેને અસગોત્રા એવું વિશેષણ લગાડવું નહિ. તેના ઉપર બીજાઓ આક્ષેપ કરતાં કહે છે કેઃ-જે કન્યાની માતાને તેના પિતાએ પુત્ર તરીકે સ્વીકારી હોય, તેની માતાને તેના પિતાનું ગોત્ર હોય છે, અને તે વિચાર ધ્યાનમાં રાખીને અસગોત્રા એવું પણ કન્યાનું વિશેષણ કરવું. અસગોત્રાનો असमानर्षगोत्रजा એવો અર્થ કરવો, એટલે જેની સાથે પરણવું હોય તે કન્યા જેમ એક ગોત્રની ન હોય તેમ એક પ્રવરની પણ ન હોવી જોઇએ. કારણ કે સ્મૃતિમાં કહ્યું છે કે असमानर्षगोत्रजां આ શ્લોકમાં કન્યાનો માતાપિતાની સાથે અમુક જાતનો સંબંધ ન હોય તેવી, એમ કહીને માતાપિતાની જાતિની કન્યા હોવી જોઇએ, આમ પણ દર્શાવ્યું છે. સમાન જાતિની કન્યા જ દારા (સ્ત્રી કરવામાં) યજ્ઞાદિક કર્મમાં તથા મૈથુનમાં ઉત્તમ ગણાય છે. મૈથુનમાં પણ સમાન જાતિની કન્યા ઉત્તમ છે, આમ કહેવાનું કારણ એ છે કે, હીન જાતિની કન્યા સાથે વિવાહ કરે ને તેમાં સંતાન ઉત્પન્ન કરે તો પરણનારો પંડે પણ હીન (ઉતરતો) થઈ જાય છે. કારણ કે तत्रात्मा जायते स्वयम्. શ્રુતિ કહે છે કે પુરુષ પંડે સ્ત્રીમાં સંતાનરૂપે અવતરે છે. જો હીન જાતિની એટલે નીચ જાતિની કન્યાને પરણે છે, તો તેની સાથે સમાગમનો પ્રસંગ પણ આવે છે, અને તેમાં અવતરવું પણ પડે છે. આ સર્વનો નિષ્કર્ષ એ છે કે, જે કન્યાની સાથે પરણવાનું હોય તે કન્યા પોતાની જાતિની હોય તથા પોતાના પિતાની તથા માતાની એક ગોત્રની અને એક પ્રવરની અને પુત્રિકા ધર્મવાળી માતાના પિતાના ગોત્રની ન હોય, તેવી કન્યાની સાથે શાસ્ત્રાનુસાર વિવાહ થઈ શકે છે.

† અત્રે કેટલાક શ્લોકો ઘણા જ સૂત્રરૂપે આપે છે, અને તેનો અર્થ સમજવો મુશ્કેલ છે. પ્રશ્ન ઘણો સરળ હોય છે, પણ તેમાં બારીકી હોય છે. યુધિષ્ઠિરનો પ્રશ્ન આ પાંચમાં કન્યા કોની ભાર્યા થાય તે છે, ત્યારે નીલકંઠ આ પાંચમાં કન્યા કોને આપવાથી દોષ લાગે તેની વાત કહે છે! તે કહે છે કે ત્રીજા કે ચોથાને કન્યા આપનારને દોષ લાગતો નથી; બીજામાં પણ તેમ જ છે. તે કહે છે કે વસ્તુતઃ દાતાનાં વચનથી કન્યામાં ભાર્યાપણું આવી જતું નથી, પણ પતિપત્નીનો સંબંધ લગ્નવિધિ થતાં બંધાય છે. વચન આપનાર વચન ન પાળે તો તેને વચનભંગનો દોષ લાગે જ, પણ ઉપરોક્ત પાંચ પ્રસંગમાં કન્યાના સંબંધીઓ વિચાર કરીને એમ કહે કે "કન્યા ફલાણાની," અને વિધિ કરે તો લગ્ન પૂર્ણ થયેલું કહેવાય.

‡ 'હું તારી ભાર્યા છું,' એમ કહ્યા પછી એક સ્ત્રી કહે કે અમુક વરની સાથે પરણવું નથી; 'હું એનો વર છું,' આમ કહ્યા પછી એક વર કહે કે મારે અમુક કન્યાની સાથે પરણવું નથી; તેમ જ એક ઋત્વિજ, ઉપાધ્યાય વગેરે કહે કે અમે આ કન્યાને આ વરની સાથે પરણાવી નથી તો તેઓ દંડનાં પાત્ર ઠરે છે.

અને ધર્મનો કોપ થાય છે.[૨૩] હે ભરતવંશી રાજા! જે કન્યાને પાણિગ્રહણના વિધિથી પરણાવી હોય અથવા તો જે કન્યાનું શુલ્ક (મૂલ્ય) લેવામાં આવ્યું હોય, તેવી કન્યાનું પરણનારો અથવા તો શુલ્ક આપનારો હરણ કરી જાય તો તેથી હરણ કરનારાને કોઈ પણ રીતે દોષ લાગતો નથી.[૨૪] કન્યાના માતા-પિતા વગેરે બાંધવોએ આજ્ઞા કર્યા પછી વિવાહના મંત્રોનો તથા હોમનો પ્રયોગ કરવો. તેમ કરવાથી જ વિવાહના મંત્રો સફળ થાય છે, પરંતુ જો કન્યાના માતાપિતાએ કન્યાનું દાન કર્યું ન હોય તો વિવાહના મંત્રો કોઈપણ રીતે સિદ્ધ થતા નથી. (અર્થાત્ કન્યાના વાલીની સંમતિ વગર કરવામાં આવેલાં લગ્ન ખરાં ગણાતાં નથી.)[૨૫] કન્યાના માતાપિતા-સંબંધી-ન્યાતિલાઓ જે ઠરાવ કરે છે તે મોટો ગણાય છે, પરંતુ ભાર્યા અને પતિએ વિવાહને માટે જે પરસ્પર મંત્રપૂર્વક ઠરાવ કર્યો હોય, તે તેના કરતાં પણ વધારે મોટો ગણાય છે.[૨૬] ધર્મની આજ્ઞાને લીધે એક પુરુષ પોતાની સ્ત્રીને કર્માનુસાર અથવા તો ઈશ્વરના તરફથી મળેલી સમજે છે. એટલા માટે એક કન્યાને બીજો પરણે તો તેમાં તે દેવતાઈ વાણીને તથા મનુષ્યની વાણીને અસત્ય કરતો નથી.[૨૭]

યુધિષ્ઠિર પૂછે છેઃ-કન્યાને માટે એક વરની પાસેથી શુલ્ક લીધું, એટલામાં બીજો ઉત્તમ ગુણવાન્ વર આવી ચઢે કે જે વર ધર્મ, અર્થ અને કામનાથી પરિપૂર્ણ હોય તો પ્રથમના વરને ટાળીને નવા આવેલા વરને કન્યા આપવાથી પાપ લાગે કે ન લાગે?[૨૮] આ વિષયમાં ઉભય રીતે વર્તવાથી દોષ લાગે છે. (અર્થાત્ બાંધવોની સંમતિ પ્રમાણે એક વરને આપેલી કન્યા બીજાને આપવાથી વચનભંગ થાય છે અથવા તો ઉત્તમ વરને કન્યા ન આપવાથી કન્યાનું ભલું થતું નથી, એમ બન્ને રીતે દોષ લાગે છે.) માટે કન્યાદાતાએ એમાંથી કલ્યાણકારક કયું કાર્ય કરવું? (અમને તો લાગે છે કે, જેમાં લાભ થાય છે તે કરવું.) કારણ કે અમે સર્વ ધર્મોમાં અત્યંત વિચાર કરવા યોગ્ય આ ધર્મને માનીએ છીએ.[૨૯] અમે તત્વવસ્તુ જાણવાની ઈચ્છા રાખીએ છીએ, માટે તમે અમારાં નેત્ર બનો. આ સર્વ પ્રશ્નનો તમે ઉત્તર આપો. તમે કથા કહો છો, તે સાંભળીને હું તૃપ્ત થતો નથી.[૩૦]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! શુલ્ક (કન્યાને માટે તેના સંબંધીઓને આપવામાં આવતું ધન) કન્યામાં ભાર્યાપણું લાવતું જ નથી. આમ જાણીને કન્યાને ખરીદ કરવા માટે શુલ્ક આપવામાં આવે છે. કારણ કે જે પુરુષો કન્યાનું શુલ્ક લે છે, તેઓ કન્યાનું કોઈ પણ રીતે દાન કરતા નથી (પરંતુ કન્યાનું વેચાણ કરે છે).[૩૧]* કન્યાના સંબંધીઓ કન્યાને માટે જે શુલ્કની માગણી કરે છે, તે ધર્મ, અર્થ અને કામ સધાય તેવા ગુણો સિવાયના બીજા એટલે કે વરની મોટી ઉમર, અથવા તો કોઈ ખોડખાપણ વગેરેને લીધે માગે છે. જે પુરુષ, 'આ કન્યાને શણગારીને એટલે પહેલું આપીને તું પરણી જા,' એમ કહી (એટલે કે કન્યાને માટે જ અલંકારાદિ લઈ) વરને અનુકૂળ થઈ કન્યા આપે છે તેણે,[૩૨] અને જે તે કન્યાને આપે છે તેણે શુલ્ક લીધેલું ગણાતું નથી. એ કંઈ વિક્રય નથી. પરણતી વખતે કન્યાનો સત્કાર કરવો જોઈએ, આવો સનાતન ધર્મ છે.[૩૩] 'હું તમને મારી કન્યા આપીશ' એવું જેઓએ પ્રથમ કહ્યું અને જેઓએ 'મારી કન્યા આપીશ' એવું પ્રથમ ન કહ્યું-મુંગો રહ્યો, અને જેઓએ 'મારી કન્યા આપીશ કે મારી કન્યા ન આપીશ' એવું ભાર મૂકીને કહ્યું, એ સર્વ પ્રથમથી ન કહ્યા જેવું છે.[૩૪] કન્યાના પાણિગ્રહણ થતાં સૂધી પુરુષો કન્યાનું માગું કરે છે અને મરુત નામના દેવોએ પણ પૂર્વે કન્યાનું માગું કરવા માટે સર્વ મનુષ્યને વર આપ્યો છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે.[૩૫] અનિષ્ટ-નાપસંદ વરને (ગુણરહિત વરને) કન્યા આપવી નહિ, એમ ઋષિઓ કહી ગયા છે. કન્યા કામનાનું તથા પ્રજનનનું (સંતાનની ઉત્પત્તિનું) મૂળ છે, આવો મારો વિચાર છે.[૩૬] દીર્ઘ કાળના પરિચયથી (હું કહું છું કે) કન્યાને વેચાતી લેવામાં તથા વેચવામાં ઘણા દોષો સમાયલા છે, અને એમ ચારે પાસથી વિચાર કરીને તું પણ સમજ. એક કન્યા શુલ્ક લેવાથી કે આપવાથી કદી પણ ભાર્યા બનતી નથી. એના વિશે તું આ પ્રસંગ સાંભળ.[૩૭]

સર્વ માગધ રાજાઓને, કાશી દેશના રાજાઓને તથા કોસલ દેશના રાજાઓને જિતીને વિચિત્રવીર્યને માટે હું બે કન્યાને લાવ્યો હતો.[૩૮] તેમાંથી એક કન્યા પાણિગ્રહણના વિધિથી અન્યત્ર પરણેલી હતી અને બીજી અંબા મારાં પરાક્રમરૂપી શુલ્કથી આણેલી હતી. 'પરાક્રમરૂપ શુલ્કથી સ્વીકારાયેલી કન્યા છોડી દેવા યોગ્ય છે' એમ મારા કાકા બાહ્લીકે (તે બન્ને કન્યાને જોઈને મને) કહ્યું.[૩૯] પછી કુરુવંશના તે રાજાએ કહ્યું કે 'આ બીજી કન્યાને તું ગ્રહણ કર.' પરંતુ મને મારા કાકાના વચન ઉપર શંકા ઉત્પન્ન થવાથી મેં બીજાઓને પણ તે વિશે પ્રશ્ન કર્યો.[૪૦] મારા કાકાને ધર્મ ઉપર અત્યંત અધિક શ્રદ્ધા હતી. હે રાજા! તે પછી મેં આચાર જાણવાની ઇચ્છાથી (મારા કાકાને) આ પ્રમાણે કહ્યું, 'હું આચારને યથાર્થ રીતે જાણવાની ઈચ્છા રાખું છું,' આમ વારંવાર કહ્યું:[૪૧]

* કહેવાનો હેતુ એ કે, જ્યાં ક્રય વિક્રયનો વ્યવહાર થયો હોય ત્યાં કન્યાપહારથી થતો દોષ લાગુ પડતો નથી.

મેં ઉપર પ્રમાણે વાક્ય કહ્યા પછી, હે મહારાજ ! ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા મારા કાકા બાલ્હીક બોલ્યાઃ[૪૨] પાણિગ્રહણથી (વિવાહથી) ભાર્યાપણું આવતું નથી, પરંતુ શુલ્કથી ભાર્યાપણું આવે છે આમ કહેવામાં આવે તો लाभांतरमुपासीत प्राप्तशुल्कः એવું જે સ્મૃતિમાં કહ્યું છે તેને બાધ નડે. (અર્થાત્ શુલ્ક લેનાર પિતાએ શુલ્ક આપનારા કરતાં બીજો વધારે ગુણી વર મળે, તોપણ શુલ્ક લીધા પછી જ પરણાવવી, એવું થઈ જાય.)[૪૩] જે મનુષ્યો શુલ્કથી જે પ્રમાણે ભાર્યાપણું આવી શકે છે તે પ્રમાણે પાણિગ્રહણથી ભાર્યાપણું આવી શકતું નથી, આ રીતે કહે છે, તેઓના બોલવાને ધર્મવેત્તાઓ પ્રમાણ તરિકે માનતા નથી.[૪૪] કન્યાનું દાન પ્રસિદ્ધ રીતે કરવામાં અને પ્રસિદ્ધ રીતે કહેવામાં ભાર્યાપણું આવે છે ( પરંતુ શુલ્ક આપવાથી ભાર્યાપણું થાય છે એવું કોઈ પણ જ્ઞાપક વચન નથી). જે મનુષ્યો વેચાણને તથા વિજયને (અંબાને જેમ ભીષ્મે પરાક્રમથી આણી તેને) ભાર્યાપણું કરાવનારાં માને છે, તે મનુષ્યોને ધર્મનું જ્ઞાન નથી.*[૪૫] કન્યાનો વિક્રય કરનારાઓને કન્યા આપવી નહિ તેમ તેવી કન્યાઓને પરણવી પણ નહિ. વળી ભાર્યાને કોઈ પણ દિવસ વેચવી નહિ, તેમ કોઈ દિવસ વેચાતી પણ લેવી નહિ.[૪૬] જે પુરુષો દાસીને વેચાતી લે છે તથા જે પુરુષો દાસીને વેચે છે તેવા લોભી અને પાપી મનના પુરુષોને સ્ત્રીઓ વેચવાની ઇચ્છા થાય છે (અર્થાત્ તેઓ કન્યાને માટે પૈસા આપ્યા એટલે કન્યા ભાર્યા બની ચૂકી એવું માને છે).[૪૭]

પૂર્વે મનુષ્યોએ આ વિષયમાં સત્યવાનને પ્રશ્ન કર્યો હતો કેઃ એક કન્યાનું શુલ્ક કન્યાના પિતાને મળ્યું હોય અને તેનું શુલ્ક આપનારો પુરુષ મરી જાય,[૪૮] તો તે કન્યા પાણિગ્રહણ કરેલી ગણાય કે બીજાની સાથે પરણી શકે? આ ધર્મના વિષયમાં અમને સંશય છે; માટે, હે મોટા બુદ્ધિમાન્ ! તમે અમારા તે સંશયને દૂર કરો. કારણ કે વિદ્વાનોમાં તમે માન્ય ગણાવ છો.[૪૯] અમને ધર્મનું સત્ય સ્વરૂપ જાણવાની ઇચ્છા છે, માટે તમે અમારા નેત્રરૂપ થાવ.

આ રીતે પ્રશ્ન કરનારા તે સર્વને સત્યવાન્ કહેવા લાગ્યાઃ–[૫૦] જ્યાં ઉત્તમ વર મળે ત્યાં કન્યાને પરણાવવી. એમાં વિચાર કરવો નહિ. કન્યાનું શુલ્ક આપનારો જીવતો હોય તોપણ શિષ્ટ પુરુષો એમ કરે છે, તોપછી શુલ્ક આપનારો મરણ પામે ત્યારે તો સંશય જ નથી.[૫૧] આવા પ્રસંગમાં કન્યાએ દીયેરની જોડે લગ્ન કરવાં અથવા તો પરણવાની ઇચ્છા રાખનારાની ઇચ્છા પ્રમાણે પરણનારા પતિને જ અનુસરનારી થઈને તપ તપવું.[૫૨] દેવરાટ્ વગેરે કેટલાએકનો મત એવો છે કે, દીયર વગેરે ભાઈની અક્ષત ભાર્યાને ભલે ભોગવે. ત્યારે બીજાઓનો મત એવો છે કેઃ–એ પ્રમાણે પ્રવૃત્તિ કરવી પોતપોતાની ઇચ્છાને આધીન છે, તેને માટે શાસ્ત્રનું વચન નથી. આ રીતે આ વિષયમાં પરસ્પર વિરુદ્ધ વિચાર જેઓ આપે છે, તેઓ છેવટે આવી રીતનો નિર્ણય જાણી શક્યા છેઃ–[૫૩] જેનું શુલ્ક અપાયું હોય એવી કન્યાનું પાણિગ્રહણ થયા પહેલાં હરિદ્રાસ્નાન વગેરે સર્વ માંગલિક કર્મ થઈ ગયાં હોય, છતાં શુલ્ક આપનાર મરી જાય અને તે કન્યાને બીજો વર પરણી જાય, તો પરણાવનારને મિથ્યા ભાષણ કરવા શિવાય બીજું પાતક લાગતું નથી. (અર્થાત્ શુલ્ક આપ્યું–લેવાયું હોય તેવા પ્રસંગમાં શુલ્ક આપનાર મરી જાય તો શુલ્કને લીધે કંઈ કન્યામાં ભાર્યાપણું આવી જતું નથી.)[૫૪] પાણિગ્રહણ વિધિના મંત્રોની સમાપ્તિ સપ્તપદીને સાતમે પગલે પૂર્ણ થાય છે, (એટલે સપ્તપદી પૂર્ણ થાય ત્યારે કન્યામાં ભાર્યાપણું આવે છે.) અને જે પુરુષને જળવડે દાન કરવામાં આવે છે, તે પાણિગ્રહણ કરનારાની તે ભાર્યા થાય છે.[૫૫] આ રીતે કન્યાદાન કરનારાઓ કન્યાદાનનો વિધિ કહે છે, અને આ રીતે તેનો નિર્ણય જાણે છે. જે કન્યા અનુકૂળ હોય, વરના વંશને યોગ્ય હોય, ભાઇએ આપેલી હોય, આવી કન્યાને બ્રાહ્મણે, શાસ્ત્રોક્ત વિધિથી અગ્નિની સમક્ષમાં અગ્નિની પ્રદક્ષિણા કરાવીને ભાર્યા તરીકે પરણાવવી.[૫૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'विवाह धर्म कथन' ए नामनो अध्याय ४४ मो समाप्त

## અધ્યાય ૪૫ મો

### વિવાહ ધર્મકથન

યુધિષ્ઠિર પૂછે છેઃ–એક કન્યાનું શુલ્ક લેવામાં આવ્યું હોય, પરંતુ તેનો પૈસા આપનાર પરદેશ ગયો હોય અને તેના ભયથી બીજો કોઇપણ તે કન્યાની માગણી કરતો ન હોય ત્યારે ત્યાં શું કરવું (તે કન્યા કોને પરણાવવી)? તે વિશે, હે પિતામહ ! તમે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર ! પુત્ર વગરના પિતાની અને ધનવાનની શુલ્કથી અપાયલી કન્યાનું પિતાએ (શુલ્ક આપનારો આવે ત્યાં સૂધી) પાલન કર્યા કરવું. જો કન્યાનું લીધેલું શુલ્ક કન્યાના પિતાને પાછું આપવામાં આવે નહિ તો તે કન્યા શુલ્ક આપનારાની (મિલકત) ગણાય છે.[૨] તે શુલ્ક આપનારાને માટે અને ત્યાં સૂધી ધર્મશાસ્ત્રમાં આપી હોય તેવી કોઈ છૂટથી

* યુગ્માલીશમા શ્લોકમા બાધક વચન કહ્યું અને સાધક વચનનો અભાવ કહ્યો; અને આ શ્લોકમાં લોકપ્રસિદ્ધ વિરોધ દેખાડ્યો છે.

એક ઉત્તમ વીર્યમાંથી સંતાન ઉત્પન્ન કરવું. પરંતુ શુલ્ક આપનારા પુરુષ વગર બીજો કોઈ પણ પુરુષ વિધિપૂર્વક તે સ્ત્રીની સાથે પાણિગ્રહણ કરી શકે નહિ.[૩] પૂર્વે સાવિત્રી પિતાની આજ્ઞાથી પંડે વરને પસંદ કરીને તેની સાથે પરણી હતી. કેટલાએક ધર્મ જાણનારાઓ તેનાં તે કર્મનાં વખાણ કરે છે, ત્યારે બીજા મનુષ્યો તેનાં વખાણ કરતા નથી.[૪] કેટલાએક કહે છે કે, પૂર્વે કોઇએ પણ આવું કામ કદી પણ કર્યું ન હતું. ત્યારે કેટલાએક મહાત્માઓ કહે છે કે;-મહાત્મા પુરુષોનો આચાર છે, એ જ મહાન્ ધર્મસ્વરૂપ છે.[૫]*

આ જ પ્રકરણમાં મહાત્મા વિદેહરાજ જનકના પૌત્ર સુક્રતુએ આ પ્રમાણે વાકય કહ્યું છેઃ-[૬]

असदाचरिते मार्गे कथं स्याददनुकीर्तनम् ।
अत्र प्रश्नः संशयो वा सतामेवमुपालभेत् ॥

જે માર્ગે અસત્પુરુષો-દુષ્ટ પુરુષો પિતાની આજ્ઞાથી જાય છે, તેવો માર્ગ ધર્મશાસ્ત્રમાં શામાટે કહે? (અર્થાત્ કન્યાએ વર શોધવો એ ખરાબ છે, કારણ કે સ્ત્રીને સ્વતંત્રતા આપવી ઘટતી નથી, તો ધર્મશાસ્ત્રમાં સાવિત્રીનાં વર્તન વિષે તે શા માટે કહે? (ખોટા માર્ગે જવાનાં કાર્યનાં વખાણ કેમ થઈ શકે?) સત્પુરુષોને આ (સંદેહરહિત) વિષયમાં પ્રશ્ન કેમ થાય, તેમ સંશય પણ કેમ થાય?[૭]† (સ્ત્રી પરાધીન છે એ) ખરા ધર્મનું ખંડન કરવું, તેનું નામ આસુર ધર્મ કહેવાય છે. (અર્થાત્ સ્ત્રી સ્વતંત્રતાને યોગ્ય છે એ કહેવું તે આસુરી ધર્મ છે. સાવિત્રીએ સ્વતંત્રતા માગી નથી એટલે ધર્મબાધ આવતો નથી.) અને પૂર્વ કાળના વિવાહોમાં કોઈ કન્યા સ્વતંત્ર થઇને વરને પરણી હોય એમ અમે કદી પણ સાંભળ્યું નથી (તેમ સાવિત્રીએ કર્યું નથી).[૮] ભાર્યાનો અને પતિનો જે સંબંધ છે તે સૂક્ષ્મ છે, સ્ત્રીનો અને પુરુષનો સંબંધ છે તે સ્વલ્પ છે, અને પરસ્પરનો રતિમાટે જે સંબંધ છે તે સાધારણ સંબંધ છે. આમ જનકના પૌત્ર સુક્રતુ રાજાએ કહ્યું છે.[૯]

યુધિષ્ઠિર પૂછે છેઃ-કન્યા પિતાનું ધન લે છે, તેમાં કયું પ્રમાણ છે? પુત્રની પેઠે જ (અપુત્રવાન્) પિતાના ધનમાં કન્યાનો પણ હક હોવો જોઇએ.[૧૦]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! જે પ્રમાણે પોતાનો આત્મા છે તે પ્રમાણે જ પોતાનો પુત્ર છે, અને પુત્રના સમાન જ દીકરી છે. પોતાના આત્મારૂપ પુત્રી જીવતી હોય ત્યાં સૂધી પિતાનું ધન બીજો કેવી રીતે લઈ શકે?[૧૧] માતાનું જે યૌતક ધન હોય (સ્ત્રીધન હોય) તે દીકરીનું જ ધન ગણાય છે. (અર્થાત્ માનું ધન પુત્રોને મળતું નથી). જો માતામહને પુત્ર ન હોય તો તેનું ધન દૌહિતરાએ લેવું;[૧૨] કારણ કે તે પોતાના પિતાને તથા માતામહને એટલે નાનાને (માના બાપને) શ્રાદ્ધમાં પિંડો આપે છે. ધર્મ પ્રમાણે પુત્રમાં તથા દૌહિતરામાં ફેર નથી.[૧૩] પ્રથમ પુત્રીને પુત્ર તરિકે કરી લીધી હોય અને પાછળથી પુત્ર પણ જન્મે તો તેવા પ્રસંગમાં પોતાના ધનના (સ્થાવરજંગમાત્મક મિલકતના) પાંચ ભાગ કરીને બે ભાગ પુત્રીને અથવા પુત્રીના પુત્રને આપવા ને ત્રણ ભાગ પુત્રને આપવા. (અર્થાત્ લગભગ અર્ધોઅર્ધ વેહેંચી લેવા.) વળી પુત્રીને પુત્રવત્ માની હોય અને પછી દત્તક પુત્ર લીધો હોય અથવા દત્તક પુત્ર પ્રથમ લીધો હોય ને પછી પુત્રી જન્મી હોય તો તેવા પ્રસંગમાં પુત્રી દત્તકપુત્ર કરતાં શ્રેષ્ઠ ગણાય છે (અર્થાત્ પુત્રીને મીલકતના પાંચ ભાગમાંથી ત્રણ અને દત્તક પુત્રને બે જ ભાગ મળે છે).[૧૪] જે કન્યાઓને પૈસા લઇને વેચવામાં આવી હોય, તેવી કન્યાના પુત્રો તેમના પિતાના જ પુત્રો કહેવાય છે; પરંતુ તેઓ દૌહિતરા તરિકે વારસો લેવાને મને યોગ્ય લાગતા નથી.[૧૫] આસુર વિવાહથી જે પુત્રો ઉત્પન્ન થાય છે, તે પુત્રો બીજાની ઈર્ષા કરનારા, અધર્મિષ્ઠ, પરધનને હરણ કરનારા ને શઠ હોય છે, અને ધર્મથી વિરુદ્ધ રીતની વૃત્તિવાળા હોય છે.[૧૬] પ્રાચીન કાળના ઈતિહાસને જાણનારા, ધર્મ(કાયદા)ને જાણનારા, અને ધર્મ(કાયદા) શાસ્ત્રમાં અને ધર્મ(કાયદારૂપ) સેતુ-પૂલોમાં જોડાયલા જેઓ છે તેઓ આ વિષયમાં, યમે ગાયેલી ગાથાઓ ગાય છે.[૧૭] જે પુરુષ પોતાના પુત્રને વેચીને ધન મેળવવાની ઈચ્છા કરે છે, તથા જે પુરુષ આજીવિકાને માટે શુલ્ક (ધન) લઇને પોતાની કન્યા પરણાવે છે,[૧૮] તે મૂઢ પુરુષ મહા ભયંકર એવા કાળસૂત્ર નામના સાત ભાગવાળા નરકમાં પડીને પરસેવાનું, મૂત્રનું અને નરકનું ભોજન કરે છે.[૧૯] કેટલાએક કહે છે કે,-આર્ષ વિવાહમાં કન્યાના પિતાને એક બળદ તથા એક ગાય આપવામાં આવે છે તે શુલ્ક જ છે.

---

* સાવિત્રીએ પિતાની આજ્ઞાથી કર્મ કર્યું અને સદ્વર્તન પાળ્યું, એ ધર્મવિરુદ્ધ હોઈ ન શકે.

† આ શ્લોક કૂટ છે, અને તેનો અર્થ કરવો કઠિન છે. ટીકાકાર નીલકંઠે આ શ્લોકનું વિવરણ કરીને તેને સ્ફુટ કર્યો છે. તે વિવરણ કરતાં કહે છે કેઃ-

यत्कन्या वरमन्वेषयति इदं वचनं
न स्वातंत्र्यमर्हति। इति शास्त्रविरुद्धम् ॥

કન્યા પંડે વરને શોધે છે. આ વચન न स्त्री स्वातंत्र्यमर्हति એ શાસ્ત્રના વચનથી વિરુદ્ધ છે. માટે તેના વિશે પ્રશ્ન અથવા તો સંશયને અવકાશ છેજ નહિ. કારણ સ્ત્રી સ્વતંત્ર નથી, એ વિષય સંદેહરહિત છે. સાવિત્રીએ પિતાની આજ્ઞાથી વરની પસંદગી કરી હતી, એ પસંદગી માટે પિતાની સંમતિ લઇને પરણી હતી. તેથી न स्त्री स्वातंत्र्यमर्हतिનાં શાસ્ત્રવચનનો બાધ આવતો નથી.

હે રાજન્! કારણકે થોડું હોય કે ઘણું હોય પણ તે વિક્રય તો છે જ. પરંતુ તેને શુલ્ક કહેવું, એ વાત ખોટી છે.[૨૦] કેટલાએક આ ધર્મનું આચરણ કરે છે, પરંતુ આ સનાતન ધર્મ નથી. આ ઉપરાંત રાક્ષસ વગેરે બીજા વિવાહોની પણ મનુષ્યોમાં પ્રવૃત્તિ જોવામાં આવે છે.[૨૧] વશ (કેદ) કરેલી કુમારીનો જેઓ બળપૂર્વક ઉપભોગ કરે છે, તે પુરુષો પાપના કરનારા છે અને અંધારા નરકમાં પડે છે.[૨૨]* કોઈ પણ મનુષ્યને વેચવું નહિ જોઇએ એવું શાસ્ત્રવચન છે તો પછી પોતાની જ પ્રજાને તો કેમ જ વેચી શકાય? જે ધન અધર્મથી મેળવવામાં આવે છે તેવા ધનથી કોઈ પણ જાતનો ધર્મ થતો નથી.[૨૩]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्मपर्वमां विवाह धर्ममां 'यमनी गाथाओ' ए नामनो अध्याय ४५ मो समाप्त

## અધ્યાય ૪૬ મો

### સ્ત્રીપ્રશંસા

ભીષ્મ કહે છે:-પ્રાચીન કાળના ઈતિહાસને જાણનારાઓ પ્રચેતસના પુત્ર દક્ષનાં આવાં વચનોને યાદ કરીને કહે છે કે:-કન્યાનાં માતાપિતા વગેરે સંબંધીઓ કન્યા આપવા માટે કંઈ પણ ધન લેતા નથી (જો કે કન્યાને તેના પતિ કે સાસરિયાં તરફથી પલ્લાં તરીકે ભેટ મળે તે કન્યા સ્વીકારે) તો તે કન્યાનું વેચાણ ગણાતું નથી.[૧] પરંતુ કન્યાઓને પલ્લાં તરીકે જે ધન આપવામાં આવે છે, તે કન્યાઓનો સત્કાર કરવા સમાન છે તથા તેઓના ઉપર અત્યંત દયા કરવા સમાન છે. કન્યાનાં માતાપિતાને જે ધન આપવામાં આવ્યું હોય, તે સર્વ ધન તેઓએ કન્યાને આપી દેવું.[૨]† બહુ કલ્યાણની ઇચ્છાવાળા પિતાએ, કાકાએ અને ભાઇઓએ અને સસરાએ અને કાકાજીએ, જયેષ્ઠોએ અને દિયરોએ પુત્રીઓ અને વહુઓને સારી રીતે પૂજવી-માન આપવું અને અલંકારવડે શણગારવી.[૩] જો સ્ત્રી પુરુષને પ્રસન્ન કરે નહિ, પુરુષને કામનાવાળો બનાવે નહિ તો પ્રસન્ન ન થયેલા અથવા કામી ન બનેલા પુરુષથી પ્રજા વધતી નથી. (માટે સ્ત્રીને શણગારવી, માન, અલંકારથી શોભીતી સ્ત્રી બીજાને ખુશ કરે છે.)[૪] માટે, હે રાજા! સ્ત્રીઓની નિત્ય પૂજા (સત્કાર) કરવી, તથા નિત્ય તેઓને લાડ લડાવવાં. કારણ કે જ્યાં સ્ત્રીઓનું પૂજન કરવામાં આવે છે, ત્યાં દેવતાઓ રમે છે.[૫] પરંતુ જે ઘરમાં સ્ત્રીઓની પૂજા કરવામાં આવતી નથી, તે ઘરમાં કરવામાં આવતી સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. વળી જેના કુળમાં વહુદીકરીઓ વગેરે શોક કરે છે, તેના કુળનો નાશ થાય છે.[૬] બેહેન વગેરે પૂજ્ય સ્ત્રીઓ જે ઘરને શાપ આપે છે તે ઘર, કૃત્યાએ નાશ કર્યાં હોય તેમ, નાશ પામે છે; અને, હે રાજા! તેવાં ઘરો શોભા વિનાનાં થઈ પડે છે, તેઓની વૃદ્ધિ થતી નથી, અને તેની સમૃદ્ધિનો પણ નાશ થાય છે.[૭]

સ્વર્ગમાં જવાની ઈચ્છાવાળા મનુએ સ્ત્રીઓ પુરુષોને સોંપી દીધી હતી, અને કહ્યું હતું કે:-સ્ત્રીઓ બળરહિત છે, તેમનું કૌપીન એટલે ગુહ્યાચ્છાદન વસ્ત્ર નાનું છે, જે અલ્પ મહેનતે ખસેડી શકાય તેવું છે (અર્થાત તુરત જ વશ થનારી છે), સ્નેહથી ભરેલી છે, અને સત્યનો વિજય કરવાની ઇચ્છાવાળી છે.[૮] વળી સ્ત્રીઓ ઈર્ષાળુ છે, માનની ઈચ્છા કરનારી છે, ક્રોધી છે, સ્નેહાળ હૃદયની છે અને બુદ્ધિથી ન સમજે તેવી છે, છતાં સ્ત્રીઓ માન મેળવવાને યોગ્ય છે. માટે, હે મનુષ્યો! તમારે સ્ત્રીઓને માન આપવું જોઇએ. કારણ કે પુરુષોના ધર્મનો આધાર સ્ત્રીના ઉપર છે, અને તેઓ જ માત્ર રતિ ભોગવવાનું સ્થાન છે. (સુખ તથા વૈભવોનો આધાર પણ સ્ત્રીના ઉપર રાખે છે.) તે માટે તમારે સ્ત્રીઓની સેવા કરવી જોઇએ, અને તેઓને નમસ્કાર કરવા માન આપવું જોઇએ. તમારી મનઃકામના તેમને પરાયણ થાઓ.[૯-૧૦] સંતાનોને ઉત્પન્ન કરવાં, ઉત્પન્ન થયેલાં સંતાનોનું પરિપાલન કરવું, તથા લોકયાત્રા (લોકવ્યવહાર-સંસાર વ્યવહાર)ની (પર) પ્રીતિ-માયા રાખવા માટે સ્ત્રીરૂપ બંધન છે, એમ તમારે જાણવું.[૧૧] તમે જો સ્ત્રીઓનું સારી રીતે સન્માન કરશો તો તમારાં સર્વ કાર્યો સફળ થશે. આ વિષયમાં વિદેહ રાજાની પુત્રીએ આ એક શ્લોક ગાયો છે:-

नास्ति यज्ञक्रिया काचित् न श्राद्धं नोपवासकम्।
धर्मः स्वभर्तृशुश्रूषा तया स्वर्गं जयन्त्युत॥

સ્ત્રીઓને કોઈ પણ યજ્ઞ કરવાનો અધિકાર નથી, શ્રાદ્ધ કરવાનો અધિકાર નથી, તેમ ઉપવાસ કરવાનો પણ અધિકાર નથી.[૧૨] પોતાના પતિની સેવા કરવી, આ એક સ્ત્રીઓનો ધર્મ છે, અને તે શુશ્રૂષા કરીને

* બલતઃ વર્યા એવો અર્થ કરવામાં આવે તો શ્રી કૃષ્ણે રુક્મિણીને અને અર્જુને સુભદ્રાને હરી હતી એટલે તેઓ નરકના અધિકારી થાય; પરંતુ આ કન્યાઓના માતાપિતા ના પાડતા, તેથી માત્ર તેમનું હરણ કર્યું હતું, પણ તેમનો ઉપભોગ તો કન્યાની ખુશીથી થયો હતો એટલે ભોક્તાઓ નરકના અધિકારી ન ગણાય. અત્રે કહેવાનો અર્થ એ છે કે, જે બળાત્કારથી કન્યાઓને ભોગવે છે-બળપૂર્વક કન્યાને હરી લાવે અને કન્યાની ઇચ્છા વગર ભોગવે. તેઓ નરકના અધિકારી છે. આ રીતે શ્રીકૃષ્ણ અર્જુનાદિનો બચાવ થાય છે.

† પ્રતાપચંદ્રરાયે એવો અર્થ કર્યો છે કે "જે કન્યાનો હાથ, સ્વીકારવામાં આવ્યો હોય તે કન્યાને માન, માયા સાથેનું વર્તન, અને બીજી સર્વ અનુકૂળતા આપવી." આ અર્થ યોગ્ય નથી.

સ્ત્રીઓ સ્વર્ગનો વિજય કરે છે, અર્થાત્ સ્વર્ગમાં જાય છે.[૧૩] કુમારી અવસ્થામાં (કન્યાવસ્થામાં) પિતા તેનું રક્ષણ કરે છે, જુવાની અવસ્થામાં પતિ રક્ષા કરે છે, અને વૃદ્ધાવસ્થામાં પુત્રો રક્ષા કરે છે. સ્ત્રી સ્વતંત્ર થવાને યોગ્ય નથી.[૧૪] આ સ્ત્રીઓ લક્ષ્મીરૂપ છે, માટે લક્ષ્મીની ઇચ્છા રાખનારા પુરુષે સ્ત્રીઓનો સત્કાર કરવો. હે ભરતવંશી રાજા! સ્ત્રીનું જો પાલન કરવામાં આવે તથા વશમાં રાખવામાં આવે તો સ્ત્રી લક્ષ્મીરૂપ બની જાય છે.[૧૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां विवाह धर्मविषे 'स्त्रीप्रशंसा' ए नामनो अध्याय ४६ मो समाप्त

## અધ્યાય ૪૭ મો

### દાય વિભાગ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે સર્વ શાસ્ત્રના વિધાનને જાણુનારા! હે રાજધર્મ જાણુનારાઓમાં ઉત્તમ! પૃથ્વી ઉપર સંશયનું છેદન કરનારાઓમાં ઉત્તમ તરિકે તું પ્રખ્યાત છે.[૧] મને એક સંશય છે તે સંશયને, હે પિતામહ! તું દૂર કર. જે સંશય મને થયો છે તે વિષે અમે બીજા કોઈને પૂછીએ તેમ નથી.[૨] ધર્મના માર્ગને અનુસરનારા પુરુષે કેવી રીતે વર્તવું તે સર્વ, હે મહાબાહો! કહેવાને આપ જ યોગ્ય છો.[૩] હે પિતામહ! રતિની ઇચ્છાવાળા બ્રાહ્મણને બ્રાહ્મણી, ક્ષત્રિયા, વૈશ્ય તથા શૂદ્ર જાતિની સ્ત્રી, એમ ચાર ભાર્યા કરવાની છૂટ આપી છે.[૪]* હે કુરુકુળના ઉત્તમ પુત્ર! તે સર્વ સ્ત્રીઓમાં પુત્રો ઉત્પન્ન થાય તો તેઓમાં પિતાના વારસ થવાને અનુક્રમથી કોણુ યોગ્ય છે?[૫] હે પિતામહ! કયા પુત્રે પિતાના ધનમાંથી કેટલો ભાગ લેવો? ભિન્ન ભિન્ન જાતિની સ્ત્રીઓમાંથી ઉત્પન્ન થયેલા પુત્રોને કેવી રીતે ભાગ આપવો? એ સર્વ તમારી પાસેથી સાંભળવાની ઇચ્છા રાખું છું.[૬]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણુ વર્ણ દ્વિજાતિ કહેવાય છે. બ્રાહ્મણને માટે નક્કી કરેલો વિવાહધર્મ આ ત્રણે વર્ણોને અંગે છે (એટલે કે બ્રાહ્મણને આ ત્રણુ વર્ણમાંથી કન્યા પરણુવાની છૂટ છે).[૭] પરંતુ, હે શત્રુતાપન! બ્રાહ્મણુ શૂદ્ર જાતિની કન્યાની સાથે જે વિવાહ કરે છે, તેનો દાખલો શાસ્ત્રમાં કહ્યો નથી, પરંતુ કાર્યાકાર્યના અવિવેકથી, લોભથી, અથવા તો કામનાથી શૂદ્રાની સાથે વિવાહ કરવામાં આવે છે.[૮] બ્રાહ્મણુ શૂદ્ર જાતિની સ્ત્રી સાથે શય્યામાં સુવે છે તો તેની અધોગતિ થાય છે, અને વેદમાં કહેલા મંત્રો પ્રમાણે તે પુરુષને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે.[૯]† હે યુધિષ્ઠિર! શૂદ્ર જાતિની સ્ત્રીમાં સંતાન ઉત્પન્ન થવાથી બ્રાહ્મણને બમણું પ્રાયશ્ચિત્ત કરવું પડે છે.

હે ભરતવંશી રાજા! હવે હું બ્રાહ્મણી વગેરે સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રોને કેવી રીતે પિતાના ધનનો ભાગ આપવો તે કહું છું.[૧૦] બ્રાહ્મણુ જાતિની સ્ત્રીમાંથી ઉત્પન્ન થયેલો પુત્ર પિતાની મીલકતમાંથી ઉત્તમ બળદ તથા સારામાં સારું વાહન અને એક મુખ્ય ભાગ લે.[૧૧] હે યુધિષ્ઠિર! તે પછી બ્રાહ્મણના ધનના દશ ભાગ પાડવા. તેમાંથી બ્રાહ્મણીના પુત્રે જ પિતાના ધનમાંથી ચાર ભાગ લેવા.[૧૨] ક્ષત્રિય જાતિની સ્ત્રીનો જે પુત્ર હોય છે તે પણુ ખરેખર નિઃસંશય બ્રાહ્મણુ છે. તે પોતાની માતાના અધિકાર પ્રમાણે ત્રણુ ભાગ લેવાને યોગ્ય થાય છે.[૧૩] હે યુધિષ્ઠિર! બ્રાહ્મણથી તૃતીય વર્ણુ વૈશ્ય જાતિની સ્ત્રીમાં જે પુત્ર થાય છે, તેણે બ્રાહ્મણુના ધનમાંથી બે ભાગ લેવા.[૧૪] હે ભર-

* ચાર સ્ત્રી કરવી જ એવો કંઈ ધર્મ ઠરાવેલો નથી, પરંતુ રતિસુખની ઇચ્છાવાળાને આટલી છૂટ છે તે દર્શાવ્યું છે. કારણુ કે કહ્યું છે કેઃ-

शूद्रां शयनमारोप्य ब्राह्मणो यात्यधोगतिम्।
अपत्यं जनयित्वाऽस्यां ब्राह्मण्यादेव हीयते ॥

બ્રાહ્મણુ જો શૂદ્રા સ્ત્રીની સાથે શયન કરે તો તેની અધોગતિ થાય છે, અને જો તેમાં સંતાન ઉત્પન્ન કરે તો તે બ્રાહ્મણુપણામાંથી ભ્રષ્ટ થાય છે.

અત્રે એક જ પ્રશ્નમાં ક્ષત્રિય અને વૈશ્યના વિષયના પ્રશ્નનો અંતર્ભાવ કરેલો છે.

† સર્વે વિષયોને માટે વિધિ અથવા તો નિષેધ હોવો જોઇએ આવો કંઈ નિયમ નથી. અહીં બ્રાહ્મણને માટે શૂદ્રા જાતિની સ્ત્રી અયોનિ એટલે નિષિદ્ધ યોનિ કહેલી છે. શ્રુતિ કહે છે કેઃ-कूष्माण्डैर्जुहूयाद्योऽपूत इव मन्यते यथा रतेनो यथा भ्रूणहैवमेष भवति योऽयोनौ रेतः सिंचति इति। જે પોતાના દેહને અપવિત્ર માને તેણે કૂષ્માંડ નામનાં મંત્રોથી હોમ કરવો. જેમકે, ચોર અથવા તો બ્રહ્મહત્યા કરનાર પુરુષે તે હોમ કરવો. એવી રીતે જે જે પુરુષ અયોનિમાં વીર્યનું સિંચન કરે છે તેણે પણુ કૂષ્માંડ હોમ કરવો. ક્ષત્રિય સ્ત્રીમાં અથવા તો વૈશ્ય સ્ત્રીમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થનારા સંતાનને સાક્ષાત્ બ્રાહ્મણુપણાનો લાભ થાય છે, અથવા તો કેટલાએક પુરુષના અંતર પછી એટલે એક બ્રાહ્મણથી ક્ષત્રિયામાં કે વૈશ્યામાં ઉત્પન્ન થયેલી કન્યા એક બ્રાહ્મણને પરણે; પછી તેમનાથી થયેલી કન્યા પાછી બ્રાહ્મણને પરણે અને તેમનાથી જે સંતાન થાય તે શુદ્ધ બ્રાહ્મણુ ગણાય છે. માટે બ્રાહ્મણને માટે ક્ષત્રિય જાતિની સ્ત્રી અને વૈશ્ય જાતિની સ્ત્રી યોનિ કહેવાય છે; અર્થાત્ ક્ષત્રિય અને વૈશ્ય જાતિની સ્ત્રીની સાથે ગમન કરવાથી બ્રાહ્મણુ પ્રાયશ્ચિત્તી થતો નથી, પરંતુ શૂદ્ર જાતિની સ્ત્રી યોનિ ગણાતી નથી. એટલા માટે બ્રાહ્મણુ શૂદ્ર જાતિની સ્ત્રી સાથે ગમન કરે છે તો પ્રાયશ્ચિત્તી થાય છે. યજુર્વેદમાં यद्देवादेवहेडनं એવી રીતે કૂષ્માંડ મંત્રો પ્રસિદ્ધ છે. તે મંત્રોથી હોમ કરીને તેણે પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. આ રીતે વિધિ કહેતાં વેદ અને તેમાં કૃષ્ટેન કહેતાં કહેલાં કર્મ પ્રમાણે તે પુરુષ પ્રાયશ્ચિત્ત કરવાને પાત્ર થાય છે. તે પ્રાયશ્ચિત્ત કરતો નથી તો અધોગતિને પામે છે, એટલે બ્રાહ્મણુપણામાંથી ભ્રષ્ટ થઇને અધમ જાતિમાં જાય છે અથવા તો નરકમાં પડે છે.

તવંશી રાજા ! બ્રાહ્મણથી શૂદ્ર જાતિની સ્ત્રીમાં જન્મેલો પુત્ર બ્રાહ્મણ પિતાના ધનમાંથી સર્વથા ધન લેવાને અયોગ્ય છે. છતાં શૂદ્ર જાતિની સ્ત્રીના પુત્રને થોડું પણ ધન (દયાથી) આપવું (માટે રહેલા એક ભાગમાંથી આપવું).[૧૫] દશ ભાગ પાડવામાં આવેલા ધનનો ક્રમ આ પ્રમાણે છે. જે પુત્રો પોતાની સમાન જાતિની સ્ત્રીમાં જન્મેલા હોય તેઓનો સરખો ભાગ પાડવો.[૧૬] શૂદ્ર જાતિની સ્ત્રીનો પુત્ર (વેદશાસ્ત્રમાં) કુશળ હોતો નથી, તેથી તેને બ્રાહ્મણ માનવામાં આવતો નથી; પરંતુ બ્રાહ્મણ જાતિના પુરુષથી પ્રથમની ત્રણે જાતિની સ્ત્રીમાં જન્મેલો પુત્ર બ્રાહ્મણ સમાન ગણાય છે.[૧૭] શાસ્ત્રમાં ચાર વર્ણ કહ્યા છે, પાંચમો વર્ણ જાણવામાં આવતો નથી. શૂદ્ર જાતિની સ્ત્રીના પુત્રે પિતાના ધનમાંથી દશમો ભાગ લેવો.[૧૮] તે ભાગ પણ પિતા આપે તો લેવો, અને ન આપે તો તે લેવાને યોગ્ય ગણાતો નથી. પરંતુ, હે ભરતવંશી રાજા! શૂદ્રાના પુત્રને ધન અવશ્ય આપવું.[૧૯] દયા કરવી, એ પરમ ધર્મ ગણાય છે (એટલા માટે શૂદ્રાના પુત્રને ધન આપવામાં આવે છે). હરકોઈ ઠેકાણે દયા કરવામાં આવે છે તો તે ગુણકારકજ થઈ પડે છે.[૨૦] હે ભરતવંશી રાજા! બ્રાહ્મણને (બ્રાહ્મણીના, ક્ષત્રિયાના અને વૈશ્ય સ્ત્રીના) પુત્રો હોય અથવા તો તે પુત્ર વિનાનો હોય, પરંતુ શૂદ્ર સ્ત્રીના પુત્રને દશમા ભાગ કરતાં વધારે ધન (મીલકત) આપવું નહિ.[૨૧] બ્રાહ્મણની પાસે ત્રણ વર્ષના કરતાં વધારે વખત ચાલે તેટલું ધન હોય તો તેણે તે ધનમાંથી યજ્ઞ કરવો, પરંતુ વૃથા ધનનો સંગ્રહ કરવો નહિ.[૨૨] પુરુષે પોતાની મીલકતમાંથી સ્ત્રીને ત્રણ હજાર રૂપિયા સુધી સ્ત્રી ધન તરિકે આપવા, અને ભર્તારે જે ધન આપ્યું હોય તેમાંથી સ્ત્રીએ યોગ્ય ઉપભોગ કરવો.[૨૩] સ્ત્રીઓને પતિના ધનમાંથી જે ભાગ મળે, તેના ઉપભોગનું ફળ શાસ્ત્રમાં કહ્યું છે (એટલે કે તે ઇચ્છાનુસાર ઉપયોગ કરે). માટે સ્ત્રીઓ પતિના ધનમાંથી કોઈપણ રીતે ઉપાડી લેતી નથી.[૨૪]* હે યુધિષ્ઠિર! બ્રાહ્મણી સ્ત્રીને તેના પિતા તરફથી જે ધન મળ્યું હોય, તે ધન (તે સ્ત્રીના મરણ પછી) તેની પુત્રીએ લેવું, કારણ કે જેવો પુત્ર છે તેવી જ પુત્રી પણ ગણાય છે.[૨૫] હે કુરુનંદન રાજા! પુત્રીને પણ શાસ્ત્રમાં પુત્ર સમાન કહી છે. હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! આ રીતે વિભાગના પ્રકાર કહ્યા છે. માટે ધર્મને અનુસરીને ધન સંપાદન કરવું, પરંતુ અન્યાયથી ધન એકઠું કરવું નહિ.[૨૬]

યુધિષ્ઠિર પૂછે છેઃ–શૂદ્ર જાતિની સ્ત્રીમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો પુત્ર, પિતાની મીલકતમાંથી ધન મેળવવાને યોગ્ય નથી; છતાં તેને કયા અધિકારથી દશમો ભાગ આપવામાં આવે છે?[૨૭] બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં જે પુત્ર જન્મે છે, તે બ્રાહ્મણ ગણાય છે તેમાં સંશય નથી. તે પ્રમાણે જ બ્રાહ્મણ જાતિના પુરુષથી ક્ષત્રિય જાતિની સ્ત્રીમાં તથા વૈશ્ય જાતિની સ્ત્રીમાં પણ જે પુત્ર ઉત્પન્ન થાય છે તે બ્રાહ્મણ થાય છે.[૨૮] ત્યારે, હે ઉત્તમ રાજા! જો ત્રણે વર્ણના પુત્રો બ્રાહ્મણ કહેવાય છે, તો પછી તેઓ શા માટે વિષમ (વધતો ઓછો) ભાગ લહે?[૨૯]

ભીષ્મ કહે છેઃ–હે પરંતપ! આ જગતમાં સર્વ સ્ત્રીઓ એક દારાના નામથી કહેવાય છે, તથાપિ આ દારા શબ્દમાં ઘણો જ મોટો વિશેષ રહેલો છે.[૩૦] એક બ્રાહ્મણ પ્રથમ જૂદી જાતની ત્રણ સ્ત્રીઓને પરણે, અને બ્રાહ્મણ જાતિની સ્ત્રીને પાછળથી પરણે તોપણ પાછળથી પરણેલી બ્રાહ્મણ જાતિની સ્ત્રી જ્યેષ્ઠ, પૂજ્ય, અને શ્રેષ્ઠ ભાર્યા ગણાય છે.[૩૧] પતિને નવરાવવો, શણગારવો, દાતણ કરાવવું, આંખમાં કાજળ આંજવું, દેવને બળિદાન દેવાં, શ્રાદ્ધ કરવાં, તથા બીજું જે કંઈ ધર્મકૃત્ય ઘરમાં થાય,[૩૨] તે સર્વ કર્મ બ્રાહ્મણ જાતિની સ્ત્રી હોય ત્યાં સૂધી બીજી સ્ત્રીએ કરવાં નહિ. પરંતુ, હે યુધિષ્ઠિર! બ્રાહ્મણના ઘરનાં સર્વ કર્મ બ્રાહ્મણીએ જ કરવાં.[૩૩] ભોજનને માટે અન્ન, પીવા માટે જળ, પુષ્પો, વસ્ત્રો, ને આભૂષણો આ સર્વ બ્રાહ્મણ જાતિની સ્ત્રીએ જ પતિને આપવાં. કારણ કે સર્વ પત્નીઓમાં બ્રાહ્મણ જાતિની સ્ત્રી શ્રેષ્ઠ છે.[૩૪] હે કુરુવંશના નંદન! મનુએ પણ જે શાસ્ત્ર કહ્યું છે તેમાં પણ, હે મહારાજ! આ સનાતન ધર્મનો નિર્ણય કર્યો છે.[૩૫] હે યુધિષ્ઠિર! કોઈ બ્રાહ્મણ કામની વાસનાથી વિરુદ્ધ રીતે વર્તે છે તો તેને પ્રથમ વર્ણવેલા માતંગની પેઠે જ તારે બ્રાહ્મણ ચાંડાલ સમજવો.[૩૬] બ્રાહ્મણને ક્ષત્રિય જાતિની સ્ત્રીમાંથી પુત્ર જન્મે છે, તે બ્રાહ્મણીના પુત્ર સમાન ગણાય છે. હે રાજા! તેનું કારણ એ છે કે તે બન્ને વર્ણમાં વિશેષતા રહેલી છે.[૩૭] તે વિશેષતા એ છે કેઃ–આ લોકમાં ક્ષત્રિય જાતિની સ્ત્રી બ્રાહ્મણ જાતિની સ્ત્રીના સમાન નથી. હે મોટા રાજા! માટે બ્રાહ્મણીનો પુત્ર પ્રથમ અને મોટો ગણાય છે.[૩૮] અને હે યુધિષ્ઠિર! ક્ષત્રિયાનો પુત્ર બ્રાહ્મણીના પુત્ર સમાન ગણાતો નથી, માટે પિતાના ધનમાંથી બ્રાહ્મણીનો પુત્ર

* પ્રતાપચંદ્ર રાયે એવો અર્થ કર્યો છે કે અપુત્ર પતિની વારસ સ્ત્રી છે તે તેનો ઉપભોગ કરે, પણ તેનાથી તે વેચાય કે અપાય નહિ! આ અર્થ કંઈ યોગ્ય લાગતો નથી. બીજો એક એવો અર્થ થાય છે કે સ્ત્રીઓનો 'દાયાદ' પતિ છે, અને તેના ઉપભોગનું ફળ શાસ્ત્રમાં કહ્યું છે. નીલકંઠે બીજા પદમાં કુર્યુઃનો કર્તા પુત્રાઃ અધ્યાહાર કલ્પ્યો છે, પરંતુ તે યોગ્ય નથી લાગતું. તેનો કર્તા પદમાં સ્ત્રિયઃ આપેલો જ છે, અને અત્રે તદનુસાર અર્થ કરેલો છે.

વધારે ને વધારે ભાગ પાડે છે.૩૯ જેમ ક્ષત્રિયાણી કોઈ પણ દિવસ બ્રાહ્મણીના સમાન ગણાતી નથી, તેમ વૈશ્ય સ્ત્રી કદી પણ ક્ષત્રિયાણી સમાન ગણાતી નથી. હે યુધિષ્ઠિર! લક્ષ્મી, રાજ્ય તથા ધનનો ભંડાર ક્ષત્રિયે લેવાં,૪૦ એમ હે રાજન્! ધર્મશાસ્ત્રમાં કહ્યું જણાય છે. કારણ કે, ક્ષત્રિય જાતિનો પુરુષ સમુદ્ર પર્યંત પૃથ્વીને તથા પુષ્કળ લક્ષ્મીને પોતાના ધર્મથી પ્રાપ્ત કરે છે.૪૧ હે રાજા! ક્ષત્રિયને જ દંડ ધારણ કરવાનો અધિકાર છે તથા રક્ષણનો અધિકાર પણ ક્ષત્રિય વિના બીજાને નથી. બ્રાહ્મણો મોટા ભાગ્યવાળા છે, દેવોના પણ દેવ છે, માટે તેઓનું, હે રાજન્! વિધિપૂર્વક પૂજન કરવું.૪૨ ઋષિઓએ સમજીને અવિનાશી અને શાશ્વત ધર્મ નિર્માણ કર્યો છે. તે ધર્મનો લોપ (નાશ) થવા માંડે છે ત્યારે ક્ષત્રિય પોતાના ધર્મને અનુસરીને તેની રક્ષા કરે છે.૪૩ ચોરો જ્યારે બ્રાહ્મણાદિક ચાર વર્ણનું ધન તથા સ્ત્રીને હરી જાય, તે સમયે રાજાએ ચારે વર્ણની રક્ષા કરવી.૪૪ વૈશ્ય સ્ત્રીના પુત્ર કરતાં ક્ષત્રિયાણીનો પુત્ર ઉત્તમ ગણાય છે, એમાં સંશય નથી. માટે, હે યુધિષ્ઠિર! ક્ષત્રિયાણીના પુત્રે પણ પિતાના ધનમાંથી અધિક ભાગ લેવો.૪૫

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે રાજન્! હે પિતામહ! તમે બ્રાહ્મણથી ત્રણ જાતિની સ્ત્રીમાં જન્મેલા પુત્રોને માટે શાસ્ત્ર પ્રમાણે કહ્યું, પરંતુ બીજા વર્ણના પુરુષે કઈ સ્ત્રી સાથે પરણવું ને તેના પુત્રોએ કેવી રીતે પિતાના ધનના ભાગ પાડવા (તે કહ્યું નથી તે પણ કહો).૪૬

ભીષ્મ કહે છેઃ-હે કુરુનંદન! ક્ષત્રિયને પણ ધર્મ પ્રમાણે બે સ્ત્રી કરવાની છૂટ કહી છે, અને ત્રીજી શૂદ્ર જાતિની સ્ત્રીને પણ પરણે છે, પરંતુ ધર્મશાસ્ત્રમાં તેમ કરવાનું કહ્યું નથી.૪૭ હે યુધિષ્ઠિર! આ રીતે ક્ષત્રિય જાતિના પુરુષે વિવાહ કરવાનો ક્રમ છે, અને હે રાજા! ક્ષત્રિયના ધનના (મીલકતના) આઠ ભાગ પાડવા.૪૮ ક્ષત્રિયથી ક્ષત્રિયાણીમાં જન્મેલા પુત્રે પિતાના ધનમાંથી ચાર ભાગ લેવા, તથા પોતાના પિતાએ યુદ્ધમાંથી હાથીઘોડા વગેરે જે કંઈ જિતીને આણ્યું હોય, તે પણ ક્ષત્રિયાણીના પુત્રે લેવું.૪૯ ક્ષત્રિયથી થયેલા વૈશ્ય સ્ત્રીના પુત્રે ત્રણ ભાગ લેવા, અને શૂદ્રાના પુત્રે આઠમો ભાગ લેવો, પરંતુ તે પણ જો પિતા આપે તો લેવો, પણ વગર આપેલું ધન લેવાને તે લાયક નથી.૫૦ હે કુરુનંદન! વૈશ્યને પોતાની જાતિની એક જ ભાર્યા હોય છે, અને બીજી શૂદ્ર જાતિની સ્ત્રી હોય છે, પરંતુ ધર્મશાસ્ત્રમાં શૂદ્ર જાતિની સ્ત્રી સાથે વૈશ્યને પરણવાની છૂટ નથી.૫૧ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! વૈશ્યને વૈશ્ય જાતિની તથા શૂદ્ર જાતિની બે જાતિની સ્ત્રી હોય તો, હે કુંતીના પુત્ર! તે બન્નેના મોભામાં ફેર પડે છે.૫૨ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! વૈશ્યના ધનના પાંચ વિભાગ પાડવા. હવે, હે રાજા! વૈશ્યસ્ત્રીના તથા શૂદ્રાણીના પુત્રોને આપવાના વિભાગ વિશે હું કહીશ.૫૩ વૈશ્યસ્ત્રીના પુત્રે પિતાના ધનમાંથી ચાર ભાગ લેવા, અને પાંચમો ભાગ, હે ભારત! શૂદ્ર જાતિની સ્ત્રીના પુત્રને આપવો.૫૪ પરંતુ તેણે પણ પિતા આપે તો તે લેવો, પરંતુ પિતા ન આપે તો તે લેવાને યોગ્ય નથી. પ્રથમની ત્રણેય વર્ણના પુરુષથી ઉત્પન્ન થયેલા શૂદ્ર જાતિની સ્ત્રીના પુત્રને ધન આપવું યોગ્ય નથી.૫૫ શૂદ્ર જાતિના પુરુષને પોતાની જાતિની જ સ્ત્રી હોય છે, બીજી કોઈ પણ જાતિની ભાર્યા હોતી નથી. શૂદ્રને સો પુત્ર હોય તો પણ તે સૌએ પિતાનું ધન સરખે ભાગે વહેંચી લેવું.૫૬ સર્વ વર્ણને પોતાના સમાન વર્ણની સ્ત્રીમાંથી પુત્રો ઉત્પન્ન થયા હોય, તે સર્વને પિતાના ધનમાંથી કાંઈપણ વિશેષ કે ફેર વિના સરખો ભાગ આપવો, આમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.૫૭ હે પૃથાના પુત્ર! જ્યેષ્ઠ પુત્રને બીજા બધાના કરતાં એક અંશ વધારે કે જેમાં તેના પિતાની સારી વસ્તુ આવતી હોય તે આપવી. આ રીતે દાયવિભાગ પૂર્વે સ્વયંભુવે કહ્યો છે.૫૮ વળી, હે રાજા! એક જ જાતિની સ્ત્રીઓમાં જન્મેલા પુત્રોમાં પણ એક વિશેષ છે, તે આ રીતે કેઃ-જે અનુક્રમથી સ્ત્રીનો વિવાહ થયો હોય, તે અનુક્રમથી તેમાં પણ પૂર્વપૂર્વ સ્ત્રી શ્રેષ્ઠ ગણાય છે.૫૯ એક જાતિની સ્ત્રીઓના પુત્રોમાં પણ જ્યેષ્ઠ પુત્રે એક મુખ્ય ભાગ વધારા તરિકે લેવો, મધ્યમ પુત્રે મધ્યમ ભાગ લેવો, અને નાના પુત્રે કનિષ્ઠ પ્રકારનો ભાગ લેવો.૬૦ આ રીતે સર્વ જાતિઓમાં (અનુલોમ લગ્ન પ્રમાણે) પોતાની જાતિનો પુત્ર શ્રેષ્ઠ ગણાય છે, અને મહર્ષિ મરીચિના પુત્ર કાશ્યપે પણ આ વાત કહી છે.૬૧

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'विवाह धर्मविषे दायभाग' ए नामनो अध्याय ४७ मो समाप्त

## અધ્યાય ૪૮ મો

### વર્ણસંકર વર્ણન

યુધિષ્ઠિર પૂછે છેઃ-પૈસાના લોભથી, અથવા તો કામથી ઉત્તમ વર્ણની સ્ત્રી અધમ વર્ણની સાથે સમાગમ કરે છે તેથી, તથા અમુકનો અમુક વર્ણ છે આવો નિશ્ચય ન હોવાથી, તથા વર્ણને બરાબર નહિ ઓળખવાથી અર્થાત્ અજ્ઞાનથી આમ ચાર પ્રકારનાં કારણથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે.૧ આ રીતે વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે તેઓનો ધર્મ કયો છે, તથા તેઓનાં આજીવિકાનાં કયાં કયાં સાધનો છે? તે મને કહો.૨

ભીષ્મ કહે છેઃ–ચાર વર્ણનાં કર્મને તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણને પ્રજાપતિએ પૂર્વે જ યજ્ઞને માટે ઉત્પન્ન કર્યાં છે.[૩]* એક બ્રાહ્મણને ચાર જાતિની સ્ત્રી હોય છે; તેમાંથી પ્રથમ બે જાતિની સ્ત્રીમાંથી પોતાને જે પુત્રો થાય છે તે પોતાની જાતિના બ્રાહ્મણ ગણાય છે. પરંતુ તે પછી અનુક્રમથી ઉતરતી જાતિમાં એટલે વૈશ્ય સ્ત્રીમાં તથા શૂદ્રામાં જે પુત્રો થાય છે, તે પોતાથી ઉતરતી જાતિના અને માતાની જાતિના ગણાય છે.[૪]† અને બ્રાહ્મણથી શૂદ્ર જાતિની સ્ત્રીમાં જે પુત્ર થાય છે તે પુત્ર, શબ સમાન, શૂદ્ર જાતિના પુરુષ કરતાં શ્રેષ્ઠ, જન્મે છે, અને વિદ્વાનો તે કારણથી તેને, શબ કહેતાં સ્મશાન તુલ્ય શૂદ્ર અને તેના કરતાં પર કહેતાં ઉત્તમ હોવાથી, પારશવ કહે છે. તે પારશવે પોતાના કુળની સેવા કરવી, અને પોતાનાં ચારિત્ર (કુળની સેવા કરવા)નો કોઈ પણ દિવસ ત્યાગ કરવો નહિ;[૫] સર્વ ઉપાયોનો વિચાર કરીને પોતાના કુળનો ઉદ્ધાર કરવો, પંડે વયમાં મોટો હોય તોપણ પોતાના કુળમાં ત્રણ વર્ણથી ઉત્પન્ન થયેલા નાના પુરુષોની પણ સેવા કરવી, તથા દાન કરવામાં પરાયણ થવું.[૬] ક્ષત્રિયને ત્રણ જાતિની સ્ત્રીઓના સંબંધની છૂટ છે; તેમાંથી પોતાની ક્ષત્રિય જાતિની અને પોતાનાથી ઉતરતી વૈશ્ય જાતિની સ્ત્રીમાંથી પોતાની જાતિનો પુત્ર ઉત્પન્ન થાય છે, અને ત્રીજી શૂદ્ર જાતિની સ્ત્રીનો પુત્ર હીન જાતિનો એટલે ઉતરતો ગણાય છે, અને ક્ષત્રિયને શૂદ્ર જાતિની સ્ત્રીમાંથી ઉગ્ર જાતિના પુત્ર થાય છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.[૭] વૈશ્યને વૈશ્ય જાતિની તથા શૂદ્રાણી એમ બે જાતિની સ્ત્રી હોય છે. તેમાંથી પોતાની જાતિની સ્ત્રીમાંથી અને પોતાનાથી ઉતરતી જાતિની સ્ત્રીમાંથી પોતાની જાતિનો પુત્ર થાય છે. શૂદ્રને એક જ શૂદ્ર જાતિની સ્ત્રી હોય છે, અને તે એક શૂદ્રને જ ઉત્પન્ન કરે છે.[૮] તેથી જ 'ગુરુ' એટલે પોતાના કરતાં ચઢતી જાતિની દારાને પ્રધર્ષણ કરનારો તો અધમ જ, કોઈ પણ જાતનાં વિશેષ વગરનો બને છે; તે ચાર વર્ણોએ જેનો તિરસ્કાર કર્યો છે એવી બહારની (એટલે ચાંડાલાદિ) વર્ણને ઉત્પન્ન કરે છે.[૯] ક્ષત્રિય જાતિનો પુરુષ બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં ચાર વર્ણની બહારની સૂત નામની જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે, જે રાજા વગેરેનું સારથિપણું કરે છે તથા રાજા વગેરેની સ્તુતિ કરવાનું કામ કરે છે. (સૂતો પૌરાણિક જેવા છે.) વૈશ્ય જાતિનો પુરુષ બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં જે પુત્રને ઉત્પન્ન કરે છે, તે વૈદેહ જાતિનો કહેવાય છે, અને તેણે અંતઃપુરની રક્ષા વગેરે કરવાં, અને તે પુત્ર વૈદિક સંસ્કારોને અયોગ્ય છે.[૧૦] શૂદ્ર જાતિનો પુરુષ બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં જે પુત્રને ઉત્પન્ન કરે છે, તે પુત્ર ચંડાળ જાતિનો ગણાય છે. તે સ્વભાવનો અત્યંત ઉગ્ર હોય છે; તે ચોર, હિંસક વગેરે મારવા યોગ્ય પુરુષોને મારવાનું કાર્ય કરે છે, અને નગરની કે ગામની બહાર રહે છે. આ રીતે ઉતરતી જાતિના પુરુષથી બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં કુળને લાંછન લગાડનારા વર્ણસંકરો જન્મે છે. હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! હે પ્રભુ! આ પ્રજા વર્ણના સંકરપણાથી ઉત્પન્ન થાય છે.[૧૧] વૈશ્ય જાતિનો પુરુષ ક્ષત્રિય જાતિની સ્ત્રીમાંથી બંદી કે માગધ જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે. આ પુત્રે રાજા વગેરેની સ્તુતિઓ કરવાનું કાર્ય કરવું, તથા પ્રસંગાનુસાર કવિતાઓ બોલીને આજીવિકા કરવી. શૂદ્ર જાતિનો પુરુષ ક્ષત્રિય જાતિની સ્ત્રીમાં જે પુત્રને ઉત્પન્ન કરે છે, તેને નિષાદ જાતિનો જાણવો; તે પુત્રે માછલાં પકડવાં વગેરેનો ધંધો કરીને આજીવિકા કરવી.‡[૧૨] શૂદ્ર જાતિનો પુરુષ વૈશ્ય જાતિની સ્ત્રી સાથે સમાગમ કરવાથી આયોગવ જાતિનો પુત્ર ઉત્પન્ન કરે છે. તે પુત્રે સુતારનો ધંધો કરીને આજીવિકા કરવી. બ્રાહ્મણોએ તેની પાસેથી દાન લેવું નહિ. તેઓને પોતાનાં સંચિત ધન ઉપર જીવન કરવાનો અધિકાર નથી (અર્થાત્ તેઓએ સુતાર, કડિયાનું કામ કરી આજીવિકા કરવી).[૧૩] આ વર્ણસંકર પુરુષો§

---

* દરેક જાતિ યજ્ઞાર્થે ઉત્પન્ન થઈ છે. શૂદ્રને પણ યજ્ઞ કરવાનો અધિકાર છે, પરંતુ તેના યજ્ઞનું સ્વરૂપ સેવાનું છે, અને તે પ્રથમ ત્રણ વર્ણની સેવાનું છે.

† ક્ષત્રિયાણીમાંથી ઉત્પન્ન થયેલો પુત્ર બ્રાહ્મણીના પુત્ર કરતાં તો કંઈક નીચ જ કહેવાય છે એમ મનુ કહે છે. બ્રાહ્મણ અને વૈશ્યસ્ત્રીની પ્રજા અંબષ્ઠ, અને બ્રાહ્મણ અને શૂદ્રાની પ્રજા નિષાદ ગણાય છે અથવા પારશવ કહેવાય છે.

‡ ભગવાન્ મનુએ નિષાદ જાતિને અનુલોમ પ્રજામાં ગણી છે અને ક્ષત્તા જાતિને પ્રતિલોમ પ્રજામાં ગણી છે. પરંતુ વ્યાસે અનેક પ્રસંગમાં વિદુરનો ક્ષત્તા શબ્દથી વ્યવહાર કર્યો છે, અને ક્ષત્તા જાતિની અનુલોમ પ્રજામાં ગણના કરી છે. એટલા માટે જ ભગવાન્ યાજ્ઞવલ્ક્યે શૂદ્રાયાં નિષાદો જાતઃ પારશવોઽપિ વા । ક્ષત્રિયા માગધં વૈશ્યાત્ શૂદ્રાત્ક્ષત્તારમેવ વા ॥ બ્રાહ્મણ જાતિનો પુરુષ શૂદ્ર જાતિની સ્ત્રીમાં નિષાદ અથવા તો પારશવ જાતિનો પુત્ર ઉત્પન્ન કરે છે; અને વૈશ્ય જાતિનો પુરુષ ક્ષત્રિય જાતિની સ્ત્રીમાં માગધ જાતિના પુત્રને અને શૂદ્ર જાતિનો પુરુષ ક્ષત્તૃ જાતિના પુત્રને પણ ઉત્પન્ન કરે છે. આ બન્નેમાં વા શબ્દ ભણીને બન્નેની નિષાદ જાતિ અને ક્ષત્તૃ જાતિ સૂચવે છે. તેથી બ્રાહ્મણ જાતિનો પુરુષ શૂદ્ર જાતિની સ્ત્રીમાં ક્ષત્તા જાતિનો પુત્ર અને શૂદ્ર જાતિનો પુરુષ ક્ષત્રિય જાતિની સ્ત્રીમાં નિષાદ જાતિનો પુત્ર ઉત્પન્ન કરે છે, એમ કહેવું પણ ઠીક છે.

§ અનુલોમ જાતિના અંબષ્ઠ, પારશવ, અને ઉગ્ર; પ્રતિલોમ અધમ જાતિના સૂત, વૈદેહક, ચાંડાલ; માગધ, નિષાદ, અને આયોગવ. આ વર્ણસંકર જાતિ પણ ઉપર જણાવેલા ક્રમાનુસાર ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ જાતિને ઉત્પન્ન કરે છે.

પણ પોતપોતાની જાતિનીજ સ્ત્રીઓમાં પોતાનીજ જાતિના પુત્રોને ઉત્પન્ન કરે છે, અને તેનાથી ઉતરતી જાતિની સ્ત્રીઓમાં જે પુત્રો ઉત્પન્ન થાય છે, તેઓ માતાની જાતિના જન્મે છે.[૧૪] જેમ ચારેય વર્ણના પુરુષોથી પોતપોતાની જાતિની સ્ત્રીમાં અને પોતાનાથી એક ઉતરતી જાતિની સ્ત્રીમાં પોતાની સમાન જાતિના પુત્રો ઉત્પન્ન થાય છે. તે પ્રમાણેજ એક એક ઉતરતો વર્ણ છોડીને (એટલે કે બ્રાહ્મણનો વૈશ્યસ્ત્રી સાથે અને શૂદ્રા સાથે અને ક્ષત્રિયનો શૂદ્રા સાથે સમાગમ થતાં) મુખ્ય કરીને ચાર વર્ણની બહારની બાહ્ય (બારડ) જાતિ ઉત્પન્ન થાય છે.[૧૫] તે પુરુષો પણ પોતાની જાતિની સ્ત્રીઓમાં પોતાની જાતિના પુત્રોને ઉત્પન્ન કરે છે, અને એકબીજી જાતિની સ્ત્રીઓમાં જે પ્રજાને ઉત્પન્ન કરે છે, તે નિંદાપાત્ર પ્રજા હોય છે.[૧૬] દાખલા તરિકે;–શૂદ્ર જાતિનો પુરુષ પણ બ્રાહ્મણી સ્ત્રીમાં જે પુત્રને ઉત્પન્ન કરે છે તે બાહ્ય જાતિનો કહેવાય છે. આ રીતે મૂળ શુદ્ધ ચારેય વર્ણની સ્ત્રીમાં બાહ્ય જાતિના પુરુષથી જે પ્રજા ઉત્પન્ન થાય છે તે વિશેષ બાહ્યતર પ્રજાને ઉત્પન્ન કરે છે.[૧૭] વળી જે પ્રજા મૂળ ચાર વર્ણથી બહાર છે, તે બાહ્ય પ્રજા વિશેષ બાહ્ય એટલે બાહ્યતર જાતિમાંની સ્ત્રીમાંથી પ્રતિલોમ પ્રજાની વૃદ્ધિ કરે છે. આ રીતે ઉતરતી જાતિના પુરુષથી ઉતરતી જાતિની પ્રજા ઉત્પન્ન થાય છે. આ રીતે પંદર પ્રકારના વર્ણ (જાતિ) છે.[૧૮] અગમ્યા (ગમન કરવા યોગ્ય નહિ એવી સ્ત્રી) સ્ત્રીની સાથે ગમન કરવાથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે. માગધ જાતિના પુરુષો સૈરંધ્રી જાતિની સ્ત્રીમાં જે પ્રજાને ઉત્પન્ન કરે છે તે બાહ્ય પ્રજા સૈરંધ્ર જાતિની કહેવાય છે. તેઓમાં સૈરંધ્ર જાતિના પુરુષોએ રાજા વગેરે શ્રીમંત પુરુષોને તથા તેઓની સ્ત્રીઓએ રાણી વગેરેને શણગારવાનું, માથાના કેશ ઓળવાનું, શરીર ઉપર અંગરાગ (ચંદનાદિકનો લેપ) લગાડવાનું તથા તેઓની સ્તુતિ કરવાનું કામ કરવું. તેઓ દાસ નથી, છતાં તેઓએ દાસ તરિકે જીવન ગાળવું.[૧૯] વળી માગધ સૈરિંધ્રી જાતિની સ્ત્રીમાં આયોગવ* જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે. તે જાળથી માછલાં પકડીને પોતાની આજીવિકા કરે છે. વૈદેહ સૈરિંધ્રી જાતિની સ્ત્રીમાં મૈરેયક જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે, તે મદિરા બનાવવાનો ધંધો કરે છે.[૨૦] નિષાદ સૈરંધ્ર જાતિની સ્ત્રીમાં મદ્ગુર જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે. તે દાસના નામથી પણ કહેવાય છે. આ દાસ નૌકા ચલાવીને પોતાની આજીવિકા કરે છે. ચાંડાલ સૈરંધ્ર જાતિની સ્ત્રીમાં શ્વપાક જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે, તે સ્મશાનની રક્ષા કરવાનું કાર્ય કરે છે.[૨૧] આ ચાર જાતના પુરુષો સાથે સમાગમ કરીને આગલી જાતિની સ્ત્રી બીજી ચાર જાતિની ક્રૂર પ્રજા ઉત્પન્ન કરે છે, જે (માયા) ઠગબાજી ચલાવી આજીવિકા કરે છે. એ ચાર જાતિ તે માંસ, સ્વાદુકર, ક્ષૌદ્ર,* અને સૌગંધ છે.[૨૨]† વૈદેહ જાતિનો પુરુષ આયોગવી જાતિની સ્ત્રીમાં, પાપિષ્ઠ ક્રૂર અને માયાથી (ઠગબાજીથી) આજીવિકા કરનારી પ્રજાને ઉત્પન્ન કરે છે. નિષાદ જાતિનો પુરુષ આયોગવી જાતિની સ્ત્રીમાં ચન્દ્રનાભ જાતિના પુરુષને ઉત્પન્ન કરે છે. તે પુત્ર ગધેડાથી જોડેલી ગાડીમાં બેસીને આવજાવ કરે છે (ગધેડાગાડી હાંકવાનો ધંધો કરે છે).[૨૩] ચાંડાલ જાતિનો પુરુષ આયોગવીમાં પુલ્કસ જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે. તે ગધેડા, ઘોડા, અને હાથીનાં માંસનું ભોજન કરે છે, મરી ગયેલા મનુષ્યને ઓઢાડેલાં વસ્ત્રો શરીર ઉપર પહેરે છે, અને ફૂટી ગયેલાં વાસણોમાં ભોજન કરે છે.[૨૪] આ રીતે આયોગવી જાતિની સ્ત્રીમાં હીન જાતિના ત્રણ વર્ણ ઉત્પન્ન થાય છે. વૈદેહ નિષાદ જાતિની સ્ત્રીમાં ક્ષુદ્ર જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે. તેને અંધ્ર પણ કહેવામાં આવે છે. આ જાતિ ગામની બહાર રહીને પોતાની આજીવિકા કરે છે.[૨૫] કારાવર નિષાદીમાંથી ચર્મકાર જાતિને ઉત્પન્ન કરે છે. તે ચામડાના જોડા સીવવા વગેરેનું કાર્ય કરે છે. ચાંડાલ નિષાદીમાંથી પાંડુસૌપાક નામના પુત્રને ઉત્પન્ન કરે છે. તે વાંસની ટોપલાટોપલીઓ ગુંથવાનું કામ કરે છે.[૨૬] નિષાદ વૈદેહી સ્ત્રીમાં આહિંડક નામના પુત્રને ઉત્પન્ન કરે છે, અને ચંડાલ વૈદેહી સ્ત્રીમાં સૌપાક નામના ચંડાલ સમાન વૃત્તિ–ધંધાવાળા પુત્રને ઉત્પન્ન કરે છે.[૨૭] ચાંડાલ નિષાદી સ્ત્રીમાંથી અંતેવસાયી નામના પુત્રને ઉત્પન્ન કરે છે. તે પુત્ર સ્મશાનમાં નિવાસ કરીને પોતાની આજીવિકા કરે છે, અને બાહ્ય જાતિના પુરુષો પણ તેને પોતાની જાતિમાંથી દૂર કરે છે.[૨૮] આ રીતે જૂદીજૂદી વર્ણના પિતાના તથા માતાના સમાગમથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે, તેમાંની કેટલીએક પ્રજા છૂપી હોય છે (જેનું મૂળ જણાયલું હોતું નથી) અને કેટલીએક પ્રકટ હોય છે, પણ તેઓને તેઓનાં પોતાનાં કર્મ ઉપરથી અને વિચાર

---

* આયોગવ માગધીમાં માંસ નામના પુત્રને ઉત્પન્ન કરે છે, ને તે પુત્ર માંસ વેચવાનો ધંધો કરે છે; મૈરેયક માગધી જાતિની સ્ત્રીમાંથી સ્વાદુકર નામના પુત્રને ઉત્પન્ન કરે છે, અને આ પુત્ર માંસની અનેક પ્રકારની વાનીઓ બનાવવાનું કાર્ય કરે છે. મદ્ગુર જાતિનો પુરુષ માગધીમાંથી ક્ષૌદ્ર જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે, તે પુત્ર દાળ શાક વગેરે રસોઈ બનાવવાનું કાર્ય કરીને આજીવિકા કરે છે. અને શ્વપાક માગધી સ્ત્રીમાં સૌગંધ નામના પુત્રને ઉત્પન્ન કરે છે.

† ટીકાકાર નીલકંઠે ચારેય પુત્રોનાં નામ અર્થાનુસાર છે, એમ જણાવીને તેનાં કાર્ય દર્શાવ્યાં છે તે મેં પણ અત્રે લખ્યાં છે.

ઉપરથી જાણી લેવા.[૨૯] માત્ર ચાર જ વર્ણના પુરુષોને માટે વૈદિક ધર્મકર્મનો નિયમ જાણીતો છે, પરંતુ બીજાઓના ધર્મનો નિયમ મળતો નથી. જે પ્રજા-જાતિઓનો ધર્મ નથી તેવી ધર્મ વગરની જાતિઓની તો કંઈ સંખ્યા નથી.[૩૦]* જાતિવિજાતિના વિચાર વિના જેઓને મૈથુનની ઇચ્છા થઈ છે અને જેઓને યજ્ઞ કરવાનો અધિકાર છતાં યજ્ઞ કરતા નથી અથવા તો જેઓને યજ્ઞનો મુદ્દલ અધિકાર જ નથી અને જેઓનો સાધુ પુરુષોએ બહિષ્કાર કરેલો છે એવા પુરુષો, પછી તેઓ ચાર વર્ણના હોય કે ચાર વર્ણની બહારના હોય, તોપણ, કોઈ પણ વર્ણની સ્ત્રી સાથના સમાગમથી અસંખ્ય વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરે છે, અને તે પોતાનું જેવું મૂળ તદનુસાર જીવન ગાળે છે.[૩૧] ચૌટામાં, સ્મશાનોમાં, પર્વતો ઉપર તથા મોટા વૃક્ષોની નીચે, અને લોઢાનાં બનાવેલાં ઘરેણાં નિત્ય પહેરીને[૩૨] અત્યંત અધમ ગણાતી આ પ્રજાઓ પોતાનાં કર્માનુસાર જીવન ગાળતી, અને અલંકાર તથા ઉપકરણ એટલે વાસણાદિનો ઘાટ ઘડતી પ્રકટપણે રહે છે.[૩૩] નિઃસંશય ગાયો અને બ્રાહ્મણોને સહાયતા કરીને, અને બીજા તરફ દયા રાખી, અનુક્રોશ રાખી, સત્ય બોલી, ક્ષમા દાખવી,[૩૪] તથા પોતાનાં શરીરની દરકાર કર્યા વગર પણ રક્ષા કરી, હે મનુજવ્યાઘ્ર! વર્ણ બહારની પ્રજાઓને સિદ્ધિ મળે છે, તેમાં મને સંદેહ નથી.[૩૫] બુદ્ધિમાન્ પુરુષે વિચાર કરીને ઉપદેશ કર્યા પ્રમાણે ઉપર કહેલી સ્ત્રીઓમાં પ્રજા ઉત્પન્ન કરવી, પરંતુ પત્થર જેમ તરવાની ઈચ્છાવાળા પુરુષને પાણીમાં ડૂબાડી દે છે તેમ હલકી યોનિમાં જન્મેલો પુત્ર પોતાના પિતાને દુઃખી કરે છે.[૩૬] આ લોકમાં અવિદ્વાન્ પુરુષને માટે કંઈ કહેવાનું જ નથી, કારણ કે કામ અને ક્રોધને વશ વિદ્વાનને પણ સ્ત્રીઓ આડે માર્ગે દોરી જાય છે (અર્થાત્ પુરુષોએ સ્ત્રીસમાગમ કરતાં બહુ જ સંભાળવું).[૩૭] પુરુષોને આડે માર્ગે દોરવવા, એ સ્ત્રીઓનો સ્વભાવ છે, અને સ્ત્રીસમાગમમાં તે (આડે માર્ગે દોરવાનું) પુરુષોને દોષ આપનારું થાય છે. એટલા માટે વિદ્વાનો પ્રમદાઓમાં અત્યંત ડૂબી જતા નથી.[૩૮]

યુધિષ્ઠિર પૂછે છેઃ-એક પુરુષ જાતિ વિનાનો છે અથવા સંકર જાતિની સ્ત્રીમાં જન્મેલો છે એમ આપણે જાણતા નથી પણ તે આર્ય જાતિના જેવો દેખાય છે તો તેવા પુરુષને આપણે અનાર્ય તરીકે કેવી રીતે જાણી શકીએ?[૩૯]

ભીષ્મ કહે છેઃ-સંકરયોનિમાં જન્મેલો પુરુષ આર્ય પુરુષથી ભિન્ન પ્રકારના ભાવ-કર્મવાળો હોય છે, અને સજ્જનો કર્મ કરે તેવાં કર્મોથી સજ્જનની યોનિની-મૂળની શુદ્ધતા જાણવી.[૪૦] અનાર્યપણું, અનાચાર, ક્રૂરતા, વેદોક્ત કર્મ નહિ કરવાં, આ સર્વે કર્મ આ જગતમાં પુરુષને કલુષ-ભ્રષ્ટ થયેલી યોનિમાં જન્મેલો સૂચવે છે.[૪૧] વર્ણસંકર પ્રજા પોતાના પિતાના સ્વભાવને અનુસરે છે અથવા તો પોતાની માતાના સ્વભાવને અનુસરે છે અથવા તો માતા અને પિતા બન્નેના સ્વભાવને અનુસરે છે; પરંતુ વર્ણસંકર પુરુષ કદી પણ પોતાની પ્રકૃતિને છૂપાવી શકતો નથી.[૪૨] ચટાપટાથી જેમ એક વાઘ માતાપિતાના રૂપ પ્રમાણે અમુક યોનિમાં જન્મેલો જણાય છે, તેમ એક પુરુષ પણ પોતાની યોનિ-મૂળ-જાતિ છૂપાવી શકતો નથી (બીજ, ગુણ, રૂપ રંગ સ્વભાવમાં જણાય છે).[૪૩] કોઇના કુળનો પ્રવાહ ઘણો જ છૂપો હોય, તોપણ જે પુરુષ વર્ણસંકર જાતિમાં જન્મ્યો હોય તે પુરુષ વર્ણસંકરપણાના થોડા અથવા તો ઘણા સ્વભાવનો આશ્રય કરે જ છે.[૪૪] એક પુરુષ આર્ય પુરુષના જેવો આચાર રાખે છે અને બનાવટી માર્ગ ઉપર ચાલે છે, પરંતુ તેનું શીલ-તેનો સ્વભાવ તેના સારા વર્ણને અથવા તો તેના ખરાબ-ઉતરતા વર્ણને નિશ્ચયપૂર્વક કહે છે.[૪૫]† નાના પ્રકારનાં આચરણવાળાં અને નાના પ્રકારનાં કર્મો કરવાપર પ્રીતિવાળાં પ્રાણીઓમાં, આ જગતને વિષે, જન્મ અને સારું આચરણ સમાન બીજું સારું કંઈ શોભતું નથી.[૪૬] વર્ણસંકર પુરુષનાં શરીર(દેહ)ને શાસ્ત્રનો વિચાર કર્યાથી નીચ માર્ગમાંથી ઉત્તમ માર્ગમાં લેવાતું નથી. (બીજગુણનાં પ્રાબલ્ય માટે મતંગનો દૃષ્ટાંત છે) પરંતુ શરીર ઉત્પન્ન થતી વખતે શરીરને ઉત્પન્ન કરનારું ઉત્તમ, મધ્યમ અથવા કનિષ્ઠ જે સત્વ હોય છે, તે સત્વ છેવટ પર્યંત ટકી રહે છે. (પરંતુ બીજું શાસ્ત્રના અધ્યયનથી સંપાદન કરેલું સત્વ શરદ્ ઋતુના વાદળાંની પેઠે નાશ પામે છે. એવું ઉત્તમ, મધ્યમ અથવા કનિષ્ઠ શાસ્ત્રપ્રવેશરૂપ સત્વ, મૂળ જાતિ પ્રમાણે, પોતાના જેવા સત્વવાળાને પ્રમોદ-ખુશી કરે છે.)[૪૭]‡ પુરુષ ગમેતેવી ઉત્તમ જાતિનો

* પ્રતાપચંદ્રરાયે આ શ્લોકના બીજા પાદનો એવો અર્થ કર્યો છે કે, બીજા વર્ણોમાં જેઓને માટે કોઈ ધર્મ ઠરાવેલો નથી તેઓ પોતાની આજીવિકા માટે શું કરે છે તેની ચિંતા કરવી નહિ. પરંતુ તે મને વાજબી લાગતો નથી. અનુલોમ-પ્રતિલોમ જાતિઓ પરસ્પર સમાગમથી એટલીબધી વધી જાય છે કે, તે જાતિભેદ અનંત થાય છે એટલું જ કહેવાનો હેતુ છે.

† ટીકાકાર આ શ્લોકનો ભાવાર્થ દર્શાવતાં કહે છે કેઃ-જે પુરુષ સજ્જન હોય છે તે ક્રૂર દેખાવનો હોય તોપણ કાર્ય કરતી વખતે દયાળુ થાય છે, અને જે પુરુષ દુષ્ટ હોય છે તે કોમળ દેખાવનો હોય છે તોપણ કાર્ય કરતી વખતે ક્રૂરપણું ધારણ કરે છે. આ તેનો સ્વભાવ તેની જાતિને દર્શાવે છે. ‡ આ ૪૭મા શ્લોકનું બીજું ચરણ સમજાતું નથી. ઉપર જે અર્થ આપ્યો છે તે કષ્ટે બેસાડેલો છે.

હોય તોપણ શીલથી ભ્રષ્ટ હોય, શીલરહિત હોય, તો તેનો સત્કાર ન જ કરવો; પરંતુ એક શૂદ્ર હોવા છતાં ધર્મવેત્તા અને સદાચારી હોય તેની પૂજા કરવી.[૪૮] પુરુષ પોતાનાં શુભ તથા અશુભ એવાં કર્મવડે, શીલવડે, ચરિત્રવડે તથા કુળવડે પોતાનું સ્વરૂપ જણાવે છે; તથા પોતાનું કુળ નાશ પામી ગયું હોય (ભ્રષ્ટ થઈ ગયું હોય) તો તેને પોતાનાં કર્મે કરીને પાછું પ્રકાશમાં લાવે છે.[૪૯] આટલા માટે સર્વ વર્ણસંકર તથા બીજી સર્વ શીલરહિત જાતિની કન્યાઓ વિષે વિદ્વાન પુરુષે પોતાને ઉત્પન્ન કરવો નહિ (તેમની સાથે સંગ કરવો નહિ તેમ પુત્ર ઉત્પન્ન કરવો નહિ.) પણ તેમનો ત્યાગ કરવો.[૫૦]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दान धर्ममां विवाह धर्ममा 'वर्णसंकरवर्णन' ए नामनो अध्याय ४८ मो समाप्त

## અધ્યાય ૪૯ મો

### પુત્ર પ્રતિનિધિકથન

યુધિષ્ઠિર કહે છેઃ–હે તાત! હે કુરુશ્રેષ્ઠ! જૂદાજૂદા વર્ણો વિષે, કેવી જાતિની સ્ત્રીમાં કેવી જાતના પુત્રો થાય છે તે વિષે, તે પુત્રો કોના કહેવાય છે તે વિષે, અને તેવા કોણ કોણ છે તે વિષે તમે મને કહો.[૧] પુત્રોના સંબંધમાં ઘણા વિવાદો શાસ્ત્રમાં સંભળાય છે. આ વિષયમાં અમે મુઝાઈએ છીએ માટે, હે રાજન્! તમે મારો સંશય દૂર કરો.[૨]

ભીષ્મ કહે છેઃ–પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા ઔરસ પુત્રને પોતાનો આત્મા જાણવો. પોતાની સ્ત્રીમાં પોતાની આજ્ઞાથી અન્યે ઉત્પન્ન કરેલા પુત્રને નિરુક્ત જ જાણવો, અને પોતાની સ્ત્રીમાં આજ્ઞા વગર બીજાએ ઉત્પન્ન કરેલા પુત્રને પ્રસૂત જ જાણવો.[૩] પતિતે (વટલી ગયેલાએ) પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલા પુત્રને પતિત જાણવો. તે પ્રમાણે જ એક દત્તક અને બીજો કૃત્રિમ (વેચાતો લીધેલો) એ બે પુત્રો છે, તથા સાતમો પુત્ર (કૌમાર અવસ્થામાં કોઈથી ગર્ભ ધારણ કર્યો હોય અને પછી કોઈ સાથે પરણે અને છોકરો થાય તે) અધ્યૂઢ નામનો છે;[૪] આઠમો પુત્ર કાનીન (કુમારી અવસ્થામાં પિતાના ઘરમાં જન્મે તે) છે. અને તે ઉપરાંત છ અપધ્વંસજ અને છ અપસદ નામના પુત્ર છે. હે ભરતવંશના રાજા! શાસ્ત્રમાં આ (વીશ) જાતના પુત્ર કહ્યા છે, તેઓને તારે જાણવા.[૫]

યુધિષ્ઠિર પૂછે છેઃ–છ અપધ્વંસજ કોને કહેવા અને છ અપસદ કોને કહેવા. આ સર્વ તમે મારી પાસે યથાર્થ રીતે વિસ્તારથી કહેવા યોગ્ય છો.[૬]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! બ્રાહ્મણને ક્ષત્રિયાણી, વૈશ્ય સ્ત્રી અને શૂદ્રા એમ ત્રણ જાતિની સ્ત્રીમાં, ક્ષત્રિયને હે રાજન્! હે ભારત! વૈશ્ય સ્ત્રી અને શૂદ્ર જાતિની સ્ત્રીમાં,[૭] તથા વૈશ્યને શૂદ્ર જાતિની સ્ત્રીમાં જે પુત્રો ઉત્પન્ન થાય છે, તે છ પુત્રો અપધ્વંસજ પુત્ર કહેવાય છે. હવે છ અપસદ પુત્રો વિષે કહું છું તે સાંભળ.[૮] શૂદ્ર જાતિનો પુરુષ બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં જે પુત્રને ઉત્પન્ન કરે છે, તે ચંડાળ જાતિનો કહેવાય છે, ક્ષત્રિય જાતિની સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન કરે છે, તે પુત્ર વ્રાત્ય કહેવાય છે, અને વૈશ્ય જાતિની સ્ત્રીમાં જે પુત્રને ઉત્પન્ન કરે છે તે પુત્ર વૈદ્ય જાતિનો કહેવાય છે, અને આ ત્રણે પુત્રો અપસદ કહેવાય છે.[૯] વૈશ્ય જાતિનો પુરુષ બ્રાહ્મણ જાતની સ્ત્રીમાં માગધ જાતિના પુત્રને અને ક્ષત્રિય જાતિની સ્ત્રીમાં વામક જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે; અને ક્ષત્રિય જાતિનો પુરુષ બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં માત્ર એક જ જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે.[૧૦] ક્ષત્રિયથી બ્રાહ્મણીમાં સૂત જાતિનો પુત્ર ઉત્પન્ન થાય છે. આ છએ પુત્રોને અપસદ જાણવા, અને, હે રાજા! આ પુત્રોને ખોટા કરી શકાતા નથી.[૧૧]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! કેટલાએક (ક્ષેત્રને પ્રધાન માનનારા) કહે છે કે, ક્ષેત્રજ (પોતાના જ ક્ષેત્રમાં જે જન્મ્યો હોય તે) પુત્ર કહેવાય, ત્યારે કેટલાએક (બીજને પ્રધાન માનનારા) કહે છે કે–પોતાના વીર્યથી ઉત્પન્ન થયો હોય તે જ પુત્ર કહેવાય છે. આ બન્ને પુત્રો શું સમાન છે! પુત્ર કોનો કહી શકાય? ક્ષેત્રપતિનો કે રેતસ મૂકનારનો? તે મને કહો.[૧૨]*

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! જે વીર્યથી ઉત્પન્ન થયેલો, તે જ પુત્ર કહેવાય છે (અર્થાત્ બીજ–પ્રધાન પુત્ર શ્રેષ્ઠ છે), અને બીજ વાવનારે પોતાના બીજમાંથી જન્મેલ પુત્રનો ત્યાગ કર્યો હોય તો તે પુત્ર ક્ષેત્રજ એટલે જે ક્ષેત્રમાં બીજ પડ્યું હોય તે ક્ષેત્રના સ્વામીનો પુત્ર કહેવાય છે; તથા ગર્ભવતી કન્યાનો પુત્ર જે અધ્યૂઢ કહેવાય છે, તેને પણ ક્ષેત્રજનો નિયમ લાગુ પડે છે. (જો બીજ મૂકનાર તેને સ્વીકારે તો તે બીજ ધણીનો પુત્ર ગણાય, પણ તે જો કરાર તોડે, વીર્ય મૂક્યાનો અસ્વીકાર કરે તો જે પુરુષ કન્યાને સ્વીકારે તે) પરણનારનો જ પુત્ર કહેવાય છે, આમ તારે મારી પાસેથી જાણવું.[૧૩]†

* ઔરસ અને અનૌરસ એમ બે પ્રકારના પુત્રો છે. એમાં ગમે તેનું જો શીલ સારું હોય, શ્રાદ્ધ પર પ્રીતિ હોય તો પિતૃઓને સ્વર્ગ મળે છે. જો તેથી વિપરીત હોય તો ઔરસ કે અનૌરસ ગમે તેના પિતૃઓ નરકના ભોક્તા થાય છે.

† આ શ્લોકો ફૂટ છે. તેના અર્થ સહજ બેસતા નથી, તેથી અત્રે તેનો વિસ્તાર કરીને અર્થ સમજાવેલો છે.

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભીષ્મ! વીર્યથી ઉત્પન્ન થયેલાને તો અમે પુત્ર તરીકે જાણીએ છીએ. પરંતુ ક્ષેત્રજને શાસ્ત્રમાં શામાટે પુત્ર ગણે છે? અને અમે ગર્ભવતી કન્યાના પુત્રને જેના બીજથી તે જન્મ્યો, તેના તરીકે જાણીએ છીએ તો પછી તે, એકે તેને પોતાનો હોવાનો અને ઉછેરવાનો સ્વીકાર ન કર્યો માટે, બીજાનો કેમ થઈ શકે?[૧૪]

ભીષ્મ કહે છેઃ–એક પુરુષ પોતાના આત્મામાંથી પુત્રને ઉત્પન્ન કરીને, કોઈ પણ કારણને લીધે, તે પુત્ર ઉપરથી પોતાનો હક્ક છોડી દે, તો તે પુત્ર વિષે વીર્ય આપનારનું કારણ ( મહત્વ ) ગણાતું નથી, અને તે ક્ષેત્રના સ્વામીનો એટલે સ્ત્રીને સ્વીકારનાર પતિનો પુત્ર ગણાય છે.[૧૫] વળી હે રાજા ! પુત્રની કામનાવાળો પુરુષ પુત્રને માટે જે એક ગર્ભવતી કન્યાને પરણે તો તે ( કન્યા)નો પુત્ર ક્ષેત્રના સ્વામીનો એટલે પરણનારનો ગણાય છે, પરંતુ ગર્ભાધાન કરાવનાર અન્ય પુરુષનો તે ગણાતો નથી.[૧૬] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! બીજાના ક્ષેત્રમાં એક પુત્રને ઉત્પન્ન કરવામાં આવે છે અને લોકો આકૃતિપરથી કહે છે કે ‘આ પુત્ર તો અમુકના સમાન છે’ છતાં તે પુત્ર ઉત્પન્ન કરનારનો ગણાતો નથી પરંતુ ક્ષેત્રના સ્વામીનો ગણાય છે. ઉત્પન્ન થનારો પુત્ર પોતાના આત્માને છૂપાવવા માટે પ્રયત્ન કરે છે પરંતુ છૂપાવી શકતો નથી, કારણ કે પુત્ર પોતે જ મૂળ આત્માના પ્રત્યક્ષ દૃષ્ટાંત તરીકે જોવામાં આવે છે. તે અમુકનો પુત્ર છે (આમ લોક પ્રતીતિ છે), છતાં તે તેનો ગણાતો નથી, પણ ક્ષેત્રપતિનો પુત્ર કહેવાય છે.[૧૭]* હે ભરતવંશી રાજા! અને કોઇક વખતે પારકાના પુત્રનો સંગ્રહ કરવામાં આવે છે તેથી (દત્તક લેવામાં આવે છે તેથી) તેને કૃતક (કરી લીધેલો) પુત્ર કહે છે. ત્યાં રેત–વીર્ય પણ કારણ નથી, તેમ ક્ષેત્ર પણ કારણ તરીકે જણાતું નથી.[૧૮]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! જેને વિષે શુક્ર કે ક્ષેત્ર કોઇ જ પ્રમાણ તરીકે જણાયું નથી, તેવાને માત્ર સંગ્રહ કરવાથી જ કૃતક (કરી લીધેલો) પુત્ર કહેવામાં આવે છે, તે કયી જાતનો છે?[૧૯]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! માતાપિતાએ જેને માર્ગમાં તજી દીધો હોય અને જેનાં માતાપિતા જાણવામાં આવતાં ન હોય, તો જે તેને ઉછેરે છે તેને તેનો પિતા જાણવો, અને તેને કૃત્રિમ પુત્ર જાણવો.[૨૦] નધણિયાતાનું ધણીપણું જેને વિષે વર્તમાન કાળમાં જણાતું હોય તેનો વર્ણ, જે વર્ણવાળો પોષણ કરે તેનો જ વર્ણ થાય છે.[૨૧]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભીષ્મ પિતામહ! એવા પુત્રને કેવી રીતે સંસ્કારો કરવા? અથવા કોના સંસ્કાર કેવી રીતે કરવા? તથા તે પુત્રને કઇ કન્યા સાથે પરણાવવો? તે મને કહો.[૨૨]

ભીષ્મ કહે છેઃ–તેવા પુત્રને,તેના સ્વામીના (પાલકના) પુત્ર તરિકે ગણીને,સંસ્કાર કરવા જોઈએ;કારણ કે, માતાપિતાએ તજી દીધેલો પુત્ર તેના પાલકની જાતિનો ગણાય છે.[૨૩] હે અચ્યુત (સ્વસ્વરૂપમાંથી નહિ પડનારા રાજા)! પાલકે પોતાના જ ગોત્ર અને જાતિના સંસ્કાર તેને કરવા, તથા પાલકે આવી કૃત્રિમ કન્યા પણ તેના જ વર્ણની ગણાતી હોવાથી આવા પુત્રને આપવી.[૨૪]† પરંતુ માતાની જાતિનો નિશ્ચય થાય નહિ ત્યારે જ પાલક એવા સંસ્કારકર્તાએ કૃતક પુત્રને પોતાની જાતિના ને ગોત્રના સંસ્કાર કરવા. કન્યાવસ્થામાં થયેલો કાનીન નામનો પુત્ર અને ગર્ભવતી પરણેલી કન્યાને પરણ્યા પછી થયેલો અધ્યૂઢ નામનો પુત્ર આ બન્ને પુત્રને, હે પુત્ર! પાપી અને અપસદ જાતિના પુત્ર જાણવા.[૨૫] આ બન્ને પુત્રોને પણ, પોતાના વિવાહિત સ્ત્રીથી થયેલા પુત્રની પેઠે જ, પાલકે સંસ્કાર કરવા, આવો મારો નિશ્ચય છે. ક્ષેત્રજ પુત્ર, અપસદ તથા જે ગર્ભવતી પરણેલી કન્યામાંથી થયેલા અધ્યૂઢ પુત્રો હોય, તે સર્વેના પણ પાલકે પોતાના પુત્રોની પેઠે જ સંસ્કારો કરવા.[૨૬] બ્રાહ્મણ વગેરે પાલક પુરુષોએ કૃત્રિમ પુત્રને પોતાના પેટના પુત્રની પેઠે સંસ્કારો કરવા જોઇએ. આ રીતે ધર્મશાસ્ત્રોમાં વર્ણોનો નિશ્ચય જોવામાં આવે છે.[૨૭] આ રીતે મેં તને સર્વે કહ્યું. હવે તું ફરીને શું સાંભળવાની ઇચ્છા રાખે છે?[૨૮]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्मविषे विवाहधर्ममां ‘पुत्रना प्रतिनिधिनी कथा’ ए नामनो अध्याय ४९ मो समाप्त.

---

* આ શ્લોકનો ભાવાર્થ એ છે કે ગર્ભવતી કન્યાને પરણનારા પુરુષને જો તે પુત્ર લેવાની ઇચ્છા ન હોય તો તે પુત્ર ગર્ભાધાન કર્તાનો થઇ શકે.

† આ શ્લોક સ્પષ્ટ નથી. નીલકંઠ ટીકામાં કહે છે કે, રસ્તો ત્યજી દીધેલાનો વર્ણ બીજો જ હોય તેવી શંકા થઈ હોય, અને તેવામાં જો તેની વર્ણ જણાઈ હોય તો, તેના વર્ણ અને ગોત્રને યોગ્ય સંસ્કાર કરવા; પણ જો તેનો વર્ણ ન જણાય તો પછી પોષકે પોતાની જાતિ અને ગોત્રના સંસ્કાર કરવા, અને તે સંસ્કારનાં બળથી કૃતક પુત્ર તેની જ જાતિ અને ગોત્રનો થાય છે.

## અધ્યાય ૫૦ મો

### ચ્યવન આખ્યાન અને ગૌમાહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! પારકાનું દુઃખ જોવાથી તથા પરાયાની સાથે સહવાસ કરવાથી કેવી જાતનો સ્નેહ થાય છે? તે તથા ગાયનું માહાત્મ્ય કહેવાને તમે યોગ્ય છો.[૧]

ભીષ્મ કહે છેઃ–હે મોટી કાંતિવાળા યુધિષ્ઠિર! આ વિષયમાં હું તને એક પ્રાચીન ઇતિહાસ કહીશ, તથા નહુષનો અને મહર્ષિ ચ્યવનનો સંવાદ પણ કહીશ.[૨] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! પૂર્વે ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા, મહર્ષિ, મહા વ્રતધારી ચ્યવને પાણીમાં ઉભા રહેવાનું ઉદ્વવાસ નામનું વ્રત કર્યું હતું.[૩] અભિમાન, ક્રોધ, હર્ષ તથા શોકનો ત્યાગ કરી વ્રત લઇને બાર વર્ષ સૂધી મુનિએ જળમાં વાસ કર્યો હતો.[૪] જેમ શીતકિરણવાળા પ્રભુ ચંદ્રે સર્વ જળચરોનો વિશ્વાસ કર્યો હતો, તેમ જ આ ઋષિએ પણ સર્વ પ્રાણીઓમાં પરમ વિશ્વાસ રાખ્યો હતો.[૫] તે ઋષિએ સ્નાન કરી, દેવોને પ્રણામ કરીને, પછી કાષ્ઠના જેવા જડરૂપ થઈને ગંગા તથા યમુનાનાં જળમાં (અર્થાત્ પ્રયાગ આગળ) પ્રવેશ કર્યો;[૬] અને અંદર પ્રવાહની સામે બેસીને અત્યંત ભયંકર, ભયંકર અવાજ કરનારા, અને વાયુના જેવા વેગવાળા ગંગાના તથા યમુનાના વેગને તે ઋષિએ મસ્તકવડે ધારણ કર્યો.[૭] તેમ જ ગંગા અને યમુના તથા નદીઓ અને સરોવરો પણ ઋષિની પ્રદક્ષિણા કરતાં જતાં હતાં, પરંતુ તેને દુઃખ દેતાં ન હતાં.[૮] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે બુદ્ધિમાન્ એવા મહામુનિ પણ કાષ્ઠના જેવા થઇને પાણીને વિષે સુતા, તથા પાણીમાં ઉભા પણ રહેવા લાગ્યા.[૯] વળી તે જળાશયમાં રહેનારાં જળચરોના તે ઋષિ પ્રીતિપાત્ર થઈ પડ્યા, અને જળચરો પણ પ્રસન્ન મનથી તે સમયે તે ઋષિના ઓષ્ઠને સુંઘતાં હતાં.[૧૦] ત્યાં પાણીમાં રહેતાં તેને ઘણો જ મોટો કાળ વીતી ગયો. તે પછી કોઇએક સમયે માછલાં ઉપર આજીવિકા કરનારા[૧૧] ઘણા મચ્છીમારો, હે મોટી કાંતિવાળા! માછલાં પકડવાનો ઠરાવ કરી, હાથમાં જાળ લઈને તે સ્થાનમાં આવ્યા.[૧૨] તે મચ્છીમારો પહોળી છાતીના હતા, બળવાન્ હતા, શૂરા હતા, પાણીથી ગભરાઈને પાછા ન ફરે તેવા હતા, તેઓ જાળ નાંખવાના કર્મનો (માછલાં પકડવાનો) નિશ્ચય કરીને તે ઠેકાણા ઉપર આવી ચઢ્યા;[૧૩] અને, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે ઠેકાણે માછલાંથી ભરપૂર જળ હતું તે ઠેકાણે તેઓએ સંપૂર્ણ રીતે જાળ પાથરી દીધી.[૧૪] પછી માછલાં પકડવાની ઇચ્છાવાળા મચ્છીમારોએ ગંગાના તથા યમુનાના પાણીને અનેક પ્રકારે જાળ નાંખીને ઘેરી લીધું.[૧૫] તે મચ્છીમારોની જાળ, જે ઘણી જ વિસ્તારવાળી હતી, નવા સૂત્રથી ગુંથેલી હતી, લાંબી તથા પહોળી હતી, તેને તે પાણીમાં નાખી.[૧૬] અને પછી ઘણી જ મોટી, મજબૂત અને સારી રીતે વણેલી એવી જાળ જેને પાણીમાં નાખી હતી, તેને સર્વે મચ્છીમારો પાણીમાં ઉતરીને ખેંચવા લાગ્યા.[૧૭] તે મચ્છીમારો નીડર (ભયરહિત) હતા, ઘણા જ હર્ષમાં આવી ગયા હતા, (કારણ કે જાળમાં ઘણાં માછલાં પકડાયાં હતાં) અને એક બીજાના વશમાં રહેનારા હતા (અર્થાત્ અરસપરસ મળીને કામ કરનારા હતા). તેઓએ જાળમાં માછલાંઓને તથા બીજાં જળચરોને બાંધી દીધાં.[૧૮] તેમાં માછલાંઓથી ઘેરાઈ ગયેલા ભૃગુપુત્ર ચ્યવનને પણ જાળવડે, હે મહારાજ! દૈવેચ્છાથી તેઓએ ખેંચી કહાડ્યા.[૧૯] તેનું સર્વ શરીર નદીના શેવાળથી ખરડાઈ ગયું હતું, દાઢી અને જટા લીલા રંગનાં થઈ ગયાં હતાં, અને તેનાં ગાત્રોમાં જાણે જળમાં ઉત્પન્ન થતાં ચિત્રાવચિત્ર પદાર્થોનાં નખો–અણીઓ–થી મઢવામાં આવ્યું હોય તેમ દેખાતું હતું.[૨૦] મચ્છીમારોએ વેદપારંગત ઋષિને જાળવડે બહાર ઘસડી કહડાયેલા જોઈ, બે હાથ જોડીને પૃથ્વી ઉપર પડીને મસ્તક નમાવીને પ્રણામ કર્યા.[૨૧] જાળવડે બહાર ખેંચી કાઢવામાં આવ્યા, તેથી ચોતરફથી ખેદ અને ત્રાસ થવાથી, તથા સ્થળનો સ્પર્શ થવાથી ઘણાં માછલાંઓ મરી ગયાં.[૨૨] તે સમયે માછલાંઓનો નાશ થતો જોઇને મુનિના મનમાં દયા ઉપજી, અને તે વારંવાર નિઃશ્વાસ નાંખવા લાગ્યા.[૨૩]

મચ્છીમારો બોલ્યાઃ–હે મોટા મુનિ! અમે અજાણતાં જે પાપ કર્યું છે, તેને માટે તું અમારા ઉપર કૃપા કર; અમે તારું કયું પ્રિય કરીએ, તે અમને કહે.[૨૪]

આ રીતે મચ્છીમારોએ કહ્યું, એટલે માછલાંઓની વચ્ચે રહેલા ચ્યવન બોલ્યાઃ–હમણાં મારી ખાસ ઇચ્છા એવી છે કે, તમે સાવધાન થઇને સાંભળો.[૨૫] જો આ માછલાંઓ જીવશે તો હું જીવીશ, અને તેઓ જો મરી જશે તો હું પણ મરી જઇશ. મને પાણીમાં માછલાંઓની સાથે સહવાસ થયો છે, તેથી હું પાણીમાં રહેનારાં માછલાંઓનો ત્યાગ કરી શકતો નથી.[૨૬]

આ રીતે ચ્યવને કહ્યું, એટલે નિષાદો (મચ્છીમારો) ભયથી અત્યંત કંપી ઉઠ્યા, સર્વનાં મુખ ઝાંખાં થઈ ગયાં, અને તેઓએ તે વાત નહુષની આગળ નિવેદન કરી.[૨૭]

इतिश्री महाभारतमां अनुशासनपर्वविषे दान धर्मविषे 'च्यवनोपाख्यान' ए नामनो अध्याय ५० मो समाप्त

## અધ્યાય ૫૧ મો

### ચ્યવન આખ્યાન અને ગૌમાહાત્મ્ય

ભીષ્મ કહે છેઃ–ચ્યવન ઋષિ જળમાંથી બહાર નિકળ્યા સાંભળીને નહુષ રાજા તો પોતાના અમાત્યોની તથા પુરોહિતની સાથે ઉતાવળો ઉતાવળો તે સ્થાનમાં આવ્યો.[1] અને (ગંગા યમુનાના જળમાં સ્નાન કરી) પવિત્ર થઈ, રીતસર બે હાથ જોડીને ધ્યાન દઇને મહાત્મા ચ્યવનને પોતાનું નામ કહ્યું.[2] તે પછી, હે રાજા! નહુષ રાજાના પુરોહિતે સત્યવ્રતધારી, દેવતા સમાન મહાત્મા ચ્યવનની પૂજા કરી.[3] તે પછી નહુષ બોલ્યોઃ-હે ઉત્તમ બ્રાહ્મણ! હું આપનું શું પ્રિય કરું, તે તું મને કહે. હે ભગવન્! ઘણું જ કઠિન કાર્ય હશે તો પણ હું સર્વ કાર્ય કરીશ.[4]

ચ્યવન કહે છેઃ–આ માછલાં ઉપર આજીવિકા કરનારા કૈતવોએ આજે મોટો પરિશ્રમ કર્યો છે; માટે તું મને તથા માછલાંઓને વેચતાં જે મૂલ્ય (કિંમત) આવે, તે આ કૈતવોને આપ.[5]

નહુષ બોલ્યોઃ–હે પુરોહિત! આ ભૃગુપુત્ર ચ્યવન જેમ કહે છે, તેમ ભગવાન્ ચ્યવનને વેચાતા લેવા માટે નિષાદોને (મચ્છીમારોને) એક હજાર સુવર્ણ આપો.[6]

ચ્યવન બોલ્યા:–હે રાજા! મારી કિંમત એક હજાર સુવર્ણ ન હોય, તું કેટલી કિંમત ગણે છે? તું તારી બુદ્ધિ સાથે વિચાર કર, અને મારું યોગ્ય મૂલ્ય (કિંમત) આપ.[7]

નહુષ બોલ્યોઃ–હે પુરોહિત! તું નિષાદોને આ મુનિના મૂલ્ય તરિકે એક લાખ સુવર્ણ આપ. હે ભગવન્! આજ આપની કિમ્મત છે કે આપને કાંઈ બીજી લાગે છે?[8]

ચ્યવન બોલ્યા:–હે ઉત્તમ રાજા! એક લાખ સુવર્ણથી હું ખરીદાઉં તેવો નથી. તું મારી યોગ્ય કિંમત આપ, અને તે વિષયમાં તું તારા અમાત્યોની સાથે વિચાર કર.[9]

નહુષ બોલ્યોઃ–હે પુરોહિત! ત્યારે નિષાદોને એક કરોડ સુવર્ણમુદ્રા આપ, અને મુનિનું જો એટલું પણ મૂલ્ય ન હોય તો તેનાથી પણ વિશેષ મૂલ્ય આપ.[10]

ચ્યવન કહે છેઃ–હે મોટી કાંતિવાળા રાજા! હું એક કરોડ અથવા તો તેનાથી પણ અધિક મૂલ્યને યોગ્ય નથી, પરંતુ તું મારી યોગ્યતા પ્રમાણે મૂલ્ય આપ, અને તેને માટે બ્રાહ્મણોની સાથે વિચાર કર.[11]

નહુષ કહે છેઃ–હે પુરોહિત! તું અર્ધું અથવા તો આખું રાજ્ય નિષાદોને આપી દે. હે બ્રાહ્મણ! હું તો આટલી કિંમત આંકું છું. આપ બીજી શી કિંમત ધારો છો?[12]

ચ્યવન બોલ્યા:–હે રાજા! મારી કિંમત અર્ધા અથવા તો આખાં રાજ્યથી થાય તેમ નથી. મારી યોગ્ય કિંમત આપો, અને તેને માટે ઋષિઓની સાથે વિચાર કરો.[13]

ભીષ્મ કહે છેઃ–મહર્ષિનાં વચન સાંભળીને નહુષ રાજા અત્યંત ખિન્ન થઈ ગયો, અને અમાત્યોની તથા પુરોહિતની સાથે વિચાર કરવા લાગ્યો.[14] ત્યાં નહુષ રાજાની પાસે એક બીજા મુનિ બેઠા હતા, જે વનમાં વિહાર કર્યા કરતા હતા, ફળનો ને કંદનો આહાર કરતા હતા, અને ગાય (ગવિજાતિ)માંથી જન્મેલા હતા.[15] તે ઉત્તમ બ્રાહ્મણે નહુષ રાજાને બોલાવીને કહ્યું કે;–હું જે પ્રમાણે આ ઋષિ સંતુષ્ટ થાશે, તે પ્રમાણે ઝટ કરીશ.[16] હું આનંદની વાતોમાં પણ મિથ્યા બોલતો નથી તો પછી બીજે વખતે તો શા માટે ખોટું બોલું? હું તમને જે વાત કહું, તે તમારે નિઃશંકપણાથી કરવી પડશે.[17]

નહુષ બોલ્યોઃ–ઠીક છે; મહર્ષિ ભૃગુ જેવાની જે યોગ્ય કિંમત હોય તે કહો, અને મારા દેશની તથા મારા કુળની રક્ષા કરો.[18] કારણ કે, ભગવાન્ ચ્યવન જો ક્રોધાયમાન થાય તો ત્રણ લોકનો પણ નાશ કરે, તો પછી મારા જેવા તપોહીન અને બાહુબળવાળાનો નાશ કરવો તેમાં તે શું?[19] હે મહર્ષિ! હું અમાત્યો અને ઋત્વિજની સાથે (પુરોહિતની સાથે) દુઃખરૂપી અગાધ જળમાં ડુબી ગયો છું તેની તું નૌકા થા, અને આ મુનિનાં મૂલ્યનો નિર્ણય કર.[20]

ભીષ્મ કહે છેઃ–નહુષ રાજાનું વચન સાંભળીને પ્રતાપી ગવિજાત ઋષિ સર્વ અમાત્યોને તથા તે રાજાને પ્રસન્ન કરતા બોલ્યા:–[21] હે મહારાજ! વર્ણોમાં બ્રાહ્મણો ઉત્તમ છે. તેઓ જેમ કિંમત કરવા યોગ્ય નથી તે પ્રમાણે જ, હે પુરુષવ્યાઘ્ર! ગાયો પણ કિંમત કરવા યોગ્ય નથી. માટે આ ઋષિનું મૂલ્ય એક ગાય કરો.[22] હે રાજા! મહર્ષિનું કહેવું સાંભળીને નહુષ પંડે તથા તેના અમાત્ય અને પુરોહિત ઘણા જ પ્રસન્ન થયા.[23] અને, હે રાજા! અત્યંત તીક્ષ્ણ વ્રત (તપ) કરનારા ભૃગુના પુત્ર ચ્યવનની પાસે જઇને વાણીથી તેને સારી રીતે તૃપ્ત કરતો હોય, તેમ આ પ્રમાણે નહુષ કહેવા લાગ્યોઃ–[24]

નહુષ કહે છેઃ–હે વિપ્રર્ષિ! ઉઠો, ઉઠો. હે ભાર્ગવ! તમને એક ગાયથી વેચાતા લેવામાં આવે છે. હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! હું તમારું આ મૂલ્ય (યોગ્ય) માનું છું.[25]

ચ્યવન બોલ્યા:–હે નિર્દોષ! હે રાજેન્દ્ર! આ હું ઉઠ્યો. તેં મને સારી રીતે ખરીદ કર્યો છે. હે દૃઢ રાજા! હું પૃથ્વી ઉપર ગાયના સમાન કોઈ પણ ધન જોતો નથી.[26] હે રાજા! ગાયના ગુણનું કીર્તન, શ્રવણ,

ગાયનું દાન ને ગાયનું દર્શન જગતમાં વખણાય છે. હે વીર ! તે સર્વ પાપનો નાશ કરનારું છે અને કલ્યાણ-કારક છે.[૨૭] વળી ગાય લક્ષ્મીનું સદાય મૂળ છે, ગાયોમાં પાપ જરા પણ નથી, ગાય સદા અન્નરૂપ છે, અને દેવોનું ઉત્તમ હવિષ્ છે.[૨૮] વળી સ્વાહાકાર તથા વષટ્કાર નિત્ય ગાયને વિશે રહેલા છે, તથા ગાય યજ્ઞના નેત્રરૂપ અને યજ્ઞના મુખરૂપ છે.[૨૯] વળી ગાય અવિકારી એવું દિવ્ય અમૃત ધારણ કરે છે, અને દોહવાથી તેને ઝરે છે. ગાય અમૃતનું સ્થાન છે, અને સર્વે લોકો તેને નમસ્કાર કરે છે.[૩૦] પૃથ્વી ઉપર ગાયનું શરીર તથા તેજ અગ્નિના સમાન છે. ગાય પુંડેજ અતિ મહાન્ તેજ છે, અને પ્રાણીઓને સુખ આપનારી છે.[૩૧] જે સ્થાનમાં ગાયનું ટોળું બેસીને નિર્ભય રીતે નિઃશ્વાસ નાખે છે, તે સ્થાનકને તે શોભાયમાન કરે છે, અને તેનાં પાપનો નાશ કરે છે.[૩૨] ગાય એ સ્વર્ગનું સોપાન (પગથિયું) છે. તેની સ્વર્ગમાં પણ પૂજા થાય છે. ગાય કામનાને પુરનારી દેવી છે. તેના કરતાં બીજી કોઈ પણ વસ્તુ શ્રેષ્ઠ કહી નથી.[૩૩] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! આ રીતે મેં તને ગાયનું માહાત્મ્ય કહ્યું. મેં તો ગાયના ગુણનો એક ભાગ તને કહ્યો છે. ગાયના ગુણનું પારાયણ મારાથી થઈ શકે તેમ નથી.[૩૪]

નિષાદો બોલ્યાઃ–હે મુનિ! તમે અમને દર્શન આપ્યાં અને અમારી સાથે વાર્તાચિત કરી છે (તેથી અમને આનંદ થયો છે). સારા પુરુષો સાત પગલાં સાથે ચાલવાથી મિત્રતા કરે છે, (માટે તમે પણ એ ન્યાયથી અમારા મિત્ર થયા છો) તો, હે પ્રભુ! અમારા ઉપર પ્રસાદ કરો (કૃપા કરો).[૩૫] હુતાશન (અગ્નિ) જેમ સર્વ હવિષનો ઉપભોગ કરે છે એમ જ, હે ધર્માત્મન્! તું પણ (સર્વનો ઉપભોગ કરનાર) પુરુષરૂપી પ્રતાપી અગ્નિ છો.[૩૬] હે વિદ્વન્! અમે આપને પ્રણામ કરીને પ્રસન્ન કરીએ છીએ. અમારા ઉપર અનુગ્રહ કરવા માટે આપ આ ગાયનું દાન લ્યો.[૩૭]

ચ્યવન કહે છેઃ–હે કૈવર્તો! બળતો અગ્નિ જેમ ઘાસની ગંજીને સમૂળગી બાળી નાંખે છે તેમ જ કૃપણની, મુનિની અને ઝેરી ડાઢવાળા સર્પની દૃષ્ટિ પણ મનુષ્યનો સમૂળગો નાશ કરે છે.[૩૮] હું તમારી ગાયનો પ્રતિગ્રહ કરું છું (દાન તરીકે સ્વીકાર કરું છું). હે કૈવર્તો! તમે પાપમાંથી છૂટા થયા છો, અને હવે તમે પાણીમાં ઉત્પન્ન થયેલાં માછલાંની સાથે ઝટ સ્વર્ગમાં જાવ.[૩૯]

ભીષ્મ કહે છેઃ–તે પછી તે મહર્ષિના પ્રભાવથી શ્રદ્ધાળુ મનના તે નિષાદો માછલાંની સાથે સ્વર્ગમાં ગયા.[૪૦] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! રાજા નહુષ ધીવરોને તથા માછલાંઓને સ્વર્ગમાં ચઢતાં જોઈને આશ્ચર્ય પામ્યો.[૪૧] તે પછી ગવિજે અને ભૃગુવંશોત્પન્ન ચ્યવને તે રાજાને યોગ્ય વરો આપી ખુશ કર્યો.[૪૨] એટલે, હે ભરતસત્તમ! મહાપરાક્રમી એવો નહુષ રાજા અત્યંત પ્રસન્ન થયો, ને કહ્યું, "બહુ થયું."[૪૩] તે પછી ઇંદ્ર સમાન તે રાજાએ ધર્મમાં અવિચલ સ્થિતિ માગી લીધી, અને બન્ને ઋષિઓએ પણ 'તથાસ્તુ' એમ કહ્યું. એટલે રાજા પ્રસન્ન થયો, અને તેણે તે બન્ને ઋષિઓની સામી પૂજા કરી.[૪૪] ચ્યવન ઋષિ પણ પોતાની દીક્ષા સમાપ્ત થયાથી પોતાના આશ્રમમાં ગયા, અને મહા તેજસ્વી ગવિજ પોતાના આશ્રમમાં ગયો.[૪૫] હે રાજા! તે નિષાદો અને માછલાંઓ સ્વર્ગમાં ગયાં, અને નહુષ રાજા પણ વર મેળવીને પોતાના નગરમાં ગયો.[૪૬] હે યુધિષ્ઠિર! દર્શનમાં તથા સહવાસમાં કેવો સ્નેહ થાય છે તે વિષે તેં મને જે પ્રશ્ન પૂછ્યો હતો એ, હે તાત! મેં તને કહ્યો;[૪૭] તથા ગાયોનું માહાત્મ્ય પણ કહ્યું, તથા ધર્મનો નિર્ણય પણ કહ્યો. હે વીર! તને ફરીને શું કહું? તારા હૃદયમાં કયો પ્રશ્ન પૂછવાની ઈચ્છા છે?[૪૮]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'च्यवनोपाख्यान' ए नामनो अध्याय ५१ मो समाप्त

## અધ્યાય ૫૨ મો

### ચ્યવન-કુશિક સંવાદ

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે મહાપ્રાજ્ઞ! ચાર મોટા સાગરની ઉપમાને લાયક મને એક સંદેહ છે તે સંદેહને સાંભળો, અને હે મહાબાહુ! સાંભળીને તેનું વ્યાખ્યાન (ખુલાસો) કરો.[૧] હે પ્રભુ! જમદગ્નિના પુત્ર મોટા ધર્મનિષ્ઠ પરશુરામનું ચરિત્ર સાંભળીને મને અતિ મહાન્ કુતૂહલ થાય છે. માટે તેનું ચરિત્ર મને કહો.[૨] સત્ય પરાક્રમવાળા રામ (પરશુરામ) કેવી રીતે ઉત્પન્ન થયા હતા, અને એ બ્રહ્મર્ષિવંશી ક્ષત્રિયનો ધર્મ શા માટે સ્વીકાર્યો હતો?[૩] હે રાજા! મને પરશુરામની ઉત્પત્તિ સંપૂર્ણ કહો. કુશિકનો વંશ તે ક્ષત્રિયનો હતો તેમાંથી બ્રાહ્મણ કેવી રીતે ઉત્પન્ન થાય?[૪] હે નરવ્યાઘ્ર! મહાત્મા એવા પરશુરામનો અને વિશ્વામિત્રનો પ્રભાવ, અહોહો! ઘણો જ મોટો હતો.[૫] ઋચિકનો પુત્ર નહિ પણ પૌત્ર વર્તનમાં ક્ષત્રિય જેવો કેમ હતો? તેમ જ કુશિકનો પુત્ર નહિ પણ પૌત્ર બ્રાહ્મણ કેમ હતો? પુત્રને બદલે આ બન્નેના પૌત્રોના પ્રસંગમાં આમ કેમ બન્યું? તે વાત પણ તમે મને યથાર્થ રીતે કહેવાને યોગ્ય છો.[૬]

ભીષ્મ કહે છેઃ-હે ભરતવંશી રાજા! આ વિષયમાં ચ્યવનના અને કુશિકના સંવાદરૂપ પુરાતની ઇતિહાસ આ પ્રમાણે કહે છેઃ-[૭] ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા મુનિસત્તમ અને મોટા બુદ્ધિમાન્ ચ્યવને પૂર્વે પોતાના વંશમાં ભવિષ્યમાં દોષ આવનારો છે, એટલે પોતાનું બ્રાહ્મણકુળ ક્ષત્રિય ધર્મ અંગીકાર કરનારું છે, આવો દોષ જોઇને,[૮] પોતાના મનની સાથે ગુણના તથા દોષના બળનો અને ન્યૂનતાનો નિશ્ચય કર્યો, અને પછી તપોધન એવા ચ્યવને કુશિકનાં આખાં કુળને બાળી નાખવાનો વિચાર કર્યો.[૯]* પછી ચ્યવન ઋષિએ કુશિક રાજાની પાસે જઇને આમ કહ્યું કેઃ-હે નિર્દોષ રાજા! મને તારી સાથે રહેવાની ઇચ્છા થઈ છે.[૧૦]

કુશિક બોલ્યોઃ-હે ભગવન્! આ સહધર્મ પાળવાનો કહ્યો છે ખરો પણ કન્યાને પરણાવતી વખતે વિદ્વાનો નિત્ય વરવધૂને આ સાથે રહેવાનો ધર્મ સંભળાવે છે.[૧૧] હે તપોધન! છતાં પણ તું જે કહે છે તે તો ધર્મદ્વાર-ધર્મની હદ-થી બહાર છે. પરંતુ જે ધર્મની હદથી બહાર હશે તે પણ હું કરીશ જ કારણ કે, તેમ કરવાને કહેવાને તમે જ યોગ્ય છો.†[૧૨]

ભીષ્મ કહે છેઃ આ પ્રમાણે વાતચિત થયા પછી કુશિક રાજા પોતાની રાણી સાથે, મહામુનિ ચ્યવનને માટે આસન લઇને જ્યાં મુનિ બેઠા હતા ત્યાં આવ્યો;[૧૩] અને પછી રાજાએ જળની ઝારી લઇને તે મુનિને પગ ધોવા માટે પાદ્ય આપ્યું, તથા તે મહાત્માની બીજી સર્વ પૂજાની ક્રિયા કરી.[૧૪] તે પછી નિયમ પ્રમાણે વ્રત કરનારા તે મહાત્મા રાજાએ શાંત થઇને વિધિપૂર્વક ચ્યવનને મધુપર્ક આપ્યો.[૧૫] તે પ્રમાણે ચ્યવન મુનિનો સત્કાર કરીને તેણે ફરીને કહ્યું કેઃ-હે ભગવન્! અમે પરાધીન છીએ બોલો, આપનું શું કાર્ય કરીએ?[૧૬] હે તીક્ષ્ણ વ્રત ધારણ કરનારા! જો આપને રાજ્ય જોઇતું હોય, જો ધન જોઇતું હોય, જો ગાય જોઇતી હોય, જો યજ્ઞ નિમિત્તે દાનની ઇચ્છા હોય તો મને કહો. હું આપને સર્વ આપીશ.[૧૭] આ ઘર તારું છે, આ રાજ્ય તારું છે, આ ધર્માસન તારું છે, તું જ રાજા છો, માટે આ પૃથ્વીનું રક્ષણ કર. હું તારે આધીન છું.[૧૮]

આ રીતે કુશિક રાજાએ કહ્યું કે ભૃગુવંશોત્પન્ન ચ્યવને પરમ હર્ષથી કુશિક રાજા પ્રતિ આ પ્રમાણે કહ્યુંઃ-[૧૯]હે રાજા! મને રાજ્યની કામના (ઇચ્છા) નથી, ધનની કામના નથી, સ્ત્રીની પણ કામના નથી, ગાયની પણ કામના નથી, દેશની પણ કામના નથી, તેમ યજ્ઞ કરવાની પણ કામના નથી. આ એક વાત તું સાંભળ.[૨૦] જો તમને બન્નેને રુચે તેમ હોય તો હું એક નિયમનો આરંભ કરવા ધારું છું, અને તેમાં તમારે બન્નેએ સાવધાન થઇને નિઃશંકપણાથી મારી સેવા કરવાની છે.[૨૧]

આ રીતે ચ્યવને કહ્યું તે સાંભળીને રાજારાણી પ્રસન્ન થયાં, અને, હે ભરતવંશી રાજા! તે ઋષિના પ્રતિ બોલ્યાં કેઃ-ભલે અમે તારી સેવા કરીશું.[૨૨]

તે પછી કુશિકે પ્રસન્ન થઇને તે ઋષિને એક ઉત્તમ ઘરમાં દાખલ કર્યા (ઉતારો આપ્યો) અને તેનો દર્શનીય ભાગ દેખાડ્યો,[૨૩] અને કહ્યું, 'આ આપને માટે શય્યા ઢાળેલી છે તેમાં આપ ઇચ્છા પ્રમાણે શયન કરજો; અને, હે તપોધન! અમે તારી પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન કરીશું.'[૨૪]

આ રીતે તેઓ વાત કરતાં હતાં એટલામાં સૂર્ય અસ્ત થયો. એટલે ઋષિએ ભોજન તથા પાન લાવવાનું રાજાને કહ્યું.[૨૫] એટલે કુશિક રાજાએ પ્રણામ કરીને તેને પૂછ્યુંઃ-આપને કયું અન્ન પ્રિય છે? હું આપને માટે કયું અન્ન હાજર કરું?[૨૬] એટલે તે ઋષિએ પરમ પ્રીતિથી તે રાજાને ઉત્તર આપ્યો કેઃ-હે ભરતવંશી રાજા! રોજ જે આહાર તયાર કરવામાં આવતો હોય તે મને આપ.[૨૭] રાજાએ ઋષિનાં વચનને માન આપીને કહ્યું કે, 'તથાસ્તુ. તેમ કરું છું.' તે પછી, હે રાજા! જે પ્રમાણે આહાર તયાર હતો તે પ્રમાણે ઋષિની પાસે હાજર કર્યો[૨૮] કે, હે ભગવન્! તે ઋષિએ ભોજન કર્યું, અને પછી ધર્મવેત્તા ઋષિએ તે દંપતીને (જોડાંને) કહ્યુંઃ-'હે પ્રભુ! મને નિદ્રા પીડા કરે છે માટે હું સુવાની ઇચ્છા કરું છું.'[૨૯] આમ કહીને ભગવાન્ ઋષિસત્તમ શય્યામંદિરમાં ગયા અને સુઈ ગયા, અને રાજા રાણી સાથે ત્યાં ઉભો રહ્યો.[૩૦] તે પછી ભૃગુવંશી ચ્યવને રાજાને કહ્યું કે, 'મને સુતેલાને જગાડવો નહિ. તમારે મારાં ચરણ ચાંપ્યા કરવાં, અને નિત્ય જાગ્યા કરવું.'[૩૧] તે સાંભળીને ધર્મવેત્તા કુશિકે નિશ્શંકપણે કહ્યું કે, 'ભલે તેમ કરીશ.' પછી રાત્રિ વીતિ ગયા છતાં પણ રાજારાણીએ ઋષિને જાગૃત કર્યા નહિ.[૩૨] પરંતુ, હે મહારાજ! તે દંપતી (રાજારાણી) આજ્ઞા પ્રમાણે તે સમયે તે મહર્ષિની સેવા કરવા લાગ્યાં.[૩૩] ભગવાન્ ચ્યવન પણ રાજાને

* ચ્યવને વિચાર કર્યો કે કુશિકના વંશમાંથી મારા વંશમાં કન્યા આવશે, અને તેનો પુત્ર ક્ષત્રિયધર્મ સ્વીકારીને મહાન્ અધર્મ કરશે. મારા બ્રાહ્મણના કુળમાં ક્ષત્રિય ધર્મવાળો પુત્ર થાય એ ઠીક નહિ માટે ભવિષ્યમાં કન્યા આપનારા કુશિકના વંશનો જ નાશ કરી નાખું, એટલે તેના વંશની સાથે મારા પુત્રોને સંબંધ થાય નહિ. આ અભિપ્રાય આ શ્લોકનો છે.

† અત્રે કુશિકે, ચ્યવન સાથે રહેવાની ઇચ્છા દર્શાવી તે પર શ્લેષ કરીને હાસ્યરસ ઝમાવેલો છે.

આજ્ઞા કરીને એક પડખે એકવીશ દિવસ સૂધી સુઇ રહ્યા.[૩૪] હે કુરુનંદન ! તે રાજાએ તથા રાણીએ નિરાહાર રહીને ખુશીથી તેટલા દિવસ સૂધી ચ્યવનની આરાધનામાં પરાયણ રહીને સેવા કરી.[૩૫] બાવીશમે દિવસે ભૃગુકુલોત્પન્ન તપોધન ચ્યવન પોતે જ ઉઠ્યા, અને તે મહાતપસ્વી કંઈ પણ બોલ્યા વગર રાજાના મેહેલમાંથી બાહાર નિકળ્યા.[૩૬] એટલે ભુખ્યાં તથા પરિશ્રમથી દુર્બળ થઈ ગયેલાં ધણિધણિયાણી તે મુનિની પાછળ ગયાં, પરંતુ મુનિશ્રેષ્ઠ ચ્યવને તેમની તરફ નજર કરી નહિ,[૩૭] પરંતુ, હે રાજેંદ્ર! રાજારાણીના દેખતાં જ ભાર્ગવકુલોત્પન્ન ચ્યવન અંતર્ધાન થઇ ગયા, એટલે રાજા પૃથ્વી ઉપર પડી ગયો;[૩૮] અને એક મુહૂર્ત પછી ધીરજ ધરીને મહાકાંતિવાળો રાજા મહારાણીની સાથે ફરીને તે ઋષિની શોધ કરવામાં પરમ યત્ન કરવા લાગ્યો.[૩૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'च्यवन अने कुशिकनो संवाद' ए नामनो अध्याय ९२ मो समाप्त

## અધ્યાય ૫૩ મો

### રાજા તથા રાણીની પરીક્ષા

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ ! તે બ્રાહ્મણ (ચ્યવન) અંતર્ધાન થઈ ગયા પછી રાજાએ અને એની મહાભાગ્યશાળી રાણીએ શું કર્યું તે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ–તે રાજાએ ઋષિને દીઠા નહિ એટલે તે પોતાની રાણી સાથે પાછો ફર્યો. આ સમયે રાજા થાકી ગયો હતો; તે શરમાઇ ગયો, અને ભાન વિનાનો થઇ ગયો.[૨] તે દીન (ગરીબડો) બની ગયો, અને નગરીમાં દાખલ થયો, પણ કોઇની સાથે કંઈ પણ ભાષણ નહિ કરતાં ચ્યવનના ચરિત્ર વિશે જ વિચાર કરવા લાગ્યો. અને પછી રાજા ઉદાસ મનથી પોતાના ઘરમાં દાખલ થયો ને જુવે છે તો ભૃગુપુત્રને શય્યામાં સુતેલા દીઠા.[૪] તે ઋષિને જોઇને તથા તે આશ્ચર્યજનક ઋષિના ચરિત્રનો વિચાર કરીને બન્ને વિસ્મયમાં ડુબી ગયાં, અને ઋષિનાં દર્શન કરવાથી બન્નેનો પરિશ્રમ પણ દૂર થયો.[૫] તે પછી રાજા અને રાણી પોતાનાં સ્થાનમાં બેસીને ફરીથી ઋષિનાં ચરણોને ચાંપવા લાગ્યાં. તે મહામુનિ આ સમયે બીજા પડખાથી સુતા હતા.[૬] તે પરાક્રમી ઋષિ પાછા તેટલો જ કાળ (એકવીશ દિવસ) વીતિ ગયા પછી જાગૃત થયા; પરંતુ રાજા અને રાણી ભયની શંકાથી જરા પણ વિકારને પામ્યાં નહિ (તેઓને ક્રોધ ચઢયો નહિ).[૭] હે ભરતવંશી રાજા! તે મુનિએ જાગૃત થઇને રાજાને તથા રાણીને કહ્યુંઃ–મારા શરીર ઉપર તેલ ચોળો, એટલે હું સ્નાન કરીશ.[૮] રાજારાણી ભુખ્યાં હતાં, શ્રમથી કૃશ (સુકાઈ) થયાં હતાં, છતાં 'તથાસ્તુ' એમ સ્વીકાર કરીને ઉત્તમ મૂલ્યનું શતપાક નામનું તેલ ઋષિની આગળ હાજર કર્યું.[૯] એટલે ઋષિ સુખથી બેઠા, અને રાજારાણી મુગાંમુગાં ઋષિના શરીર ઉપર તેલ ચોળવા લાગ્યાં, તથા તેના ચરણ ચાંપવા લાગ્યાં; પરંતુ મહા તપસ્વી ભૃગુવંશોત્પન્ન મુનિ, 'હવે બસ કરો' એમ બોલ્યા નહિ.[૧૦] પરંતુ ભૃગુકુલોત્પન્ન એવા ઋષિએ જ્યારે રાજારાણીને વિકાર વિનાનાં (ક્રોધ વિનાનાં) જાણ્યાં ત્યારે તે એકદમ ઉઠીને સ્નાનશાળામાં દાખલ થયા.[૧૧] ત્યાં રાજાને સ્નાન કરવા યોગ્ય જળ ભરીને તૈયાર રાખ્યું હતું; પરંતુ મુનિ તે સર્વ પદાર્થનો સત્કાર કર્યા વિના એટલે સ્નાન કર્યા વિના ત્યાંજ રાજાના દેખતાં ફરીને અંતર્ધાન થઇ ગયા.[૧૨] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! નૃપતિના દેખતાં તે મુનિ પાછા અદૃશ્ય થયા તેથી તે દંપતીએ ઇર્ષા કરી નહિ.[૧૩] હે કુરુનંદન ! તે પછી ભગવાને સ્નાન કરી, સિંહાસન ઉપર બેસીને કુશિક રાજાને તથા તેની ભાર્યાને દર્શન આપ્યાં.[૧૪] એટલે રાજાનાં અને રાણીનાં મુખ હર્ષથી છાઈ ગયાં, અને રાજાએ સરળ તથા શાંત બનીને ઋષિને નિવેદન કર્યું કે, 'ભોજન તૈયાર છે.'[૧૫] મુનિએ રાજાને કહ્યુંઃ કે 'આણો.' એટલે રાજાએ અને રાણીએ મુનિની આગળ નીચે પ્રમાણે અન્ન હાજર કર્યું.[૧૬] માંસના અનેક પદાર્થો, ભાતભાતનાં શાક, અનેક જાતની માંસ નાખેલી ચટણીઓ, પાચન કરનારાં લઘુ પાનકો,[૧૭] ભાત ભાતનાં સીખંડો, પૂડાઓ, લાડુઓ, ખાંડવો, અનેક જાતના રસો, વનમાં મુનિને યોગ્ય થતાં ભોજનો,[૧૮] રાજાને ખાવા યોગ્ય અનેક જાતનાં અનેક ફળો, બોર, ઇંગાડીયાં, કાશ્મર્ય, ભલ્લાતકનાં ફળો,[૧૯] ગૃહસ્થોનું ભોજન, વનવાસીઓનું ભોજન વગેરે સર્વ જાતનું ભોજન રાજાએ શાપના ભયથી મંગાવ્યું,[૨૦] અને તે સર્વ ભોજન ચ્યવનની આગળ મૂક્યું. તે પછી મુનિએ તે સર્વ અન્નને એક ઠેકાણે મંગાવીને તે ભોજનના પદાર્થોને અને શય્યાને[૨૧] ઉત્તમ વસ્ત્રોથી ઢાંકી દીધી, અને પછી ભૃગુવંશના પુત્ર ચ્યવને ભોજનના પદાર્થોની સાથે શય્યાને બાળી દીધી.[૨૨] પરંતુ મહાબુદ્ધિમાન્ એવાં રાજારાણીને ક્રોધ ચઢયો નહિ. મુનિ ફરીથી રાજા અને રાણીના દેખતાં અંતર્ધાન થઈ ગયા.[૨૩] તે રાજર્ષિ રાણીની સાથે તે પ્રમાણે જ આખી રાત્રિ ત્યાં બેસી રહ્યો, પરંતુ તે શ્રીમાને વાચાને અંકુશમાં રાખી અને ક્રોધવશ થયો નહિ.[૨૪] રાજમહેલમાં નિત્ય

અનેક જાતનાં સંસ્કાર આપીને ભોજનો તૈયાર કરવામાં આવતાં હતાં, મુખ્ય મુખ્ય પલંગો, જાતજાતનાં પુષ્કળ સ્નાનોદકો,[25] તથા અનેક જાતનાં રંગબેરંગી વસ્ત્રો ગોઠવી જ રાખ્યાં હતાં. તે સમયે ચ્યવન ઋષિ રાજા તરફનો કોઈ પણ જાતનો અપરાધ જોઈ શક્યા નહિ.[26]

તે પછી વિપ્રર્ષિ એવા ચ્યવને ફરીને કુશિક રાજાને કહ્યું કેઃ-'તું ને તારી રાણી હું જ્યાં આગળ જવાનું કહું ત્યાં મને રથમાં બેસાડીને ઝટ લઈ જાવ.'[27] તે સમયે રાજાએ નિઃશંકપણાથી તપોધનને કહ્યું,'તથાસ્તુ,ભલે. હે ભગવન્! ક્રીડારથ (વિહારરથ) લાવું કે જૈત્ર (યુદ્ધનો વિજયરથ) લાવું ?'[28] રાજાએ પ્રસન્ન થઈને મુનિને એ પ્રમાણે કહ્યું એટલે ચ્યવન પ્રસન્ન થયા, અને તેમણે શત્રુના પુરનો વિજય કરનારા રાજાને કહ્યુંઃ-[29] 'તું જે રથને સાંગ્રામિક માનતો હો તે રથને, તેમાં આયુધો, પતાકાઓ, શક્તિઓ અને સુવર્ણની છડીઓ સહિત તૈયાર કર.[30] તેને ઘુઘરીઓ લટકાવજે, એટલે તેનો અવાજ થાય, રથને તોરણો બંધાવજે; સુવર્ણથી જડેલો હોય તેવો લેજે, ઉત્તમ એકસો બાણ તેમાં મૂકજે.'[31] રાજા 'તે પ્રમાણે રથ લાવું છું,' આમ તે મુનિને કહીને ગયો, અને એક મોટા રથમાં સર્વ સામગ્રી ભરી, ડાબી બાજુની ધુરામાં પોતાની સ્ત્રીને જોડી, અને જમણી બાજુની ધુરામાં પંડે જોડાયો.[32] વજ્રની અણી જેવી તીક્ષ્ણ અણીવાળી એક પરોણી રથની બેસણી ઉપર મૂકી. આ રીતે રથને તયાર કરીને રાજાએ મુનિને આ વાક્ય કહ્યુંઃ-[33] 'હે ભગવન્ ભૃગુનંદન! (આપ રથ ઉપર ચઢી બેસો અને) આજ્ઞા કરો કે આ રથ કઈ તરફ જાય, હે વિપ્રર્ષિ! જ્યાં જવા માટે કહેશો ત્યાં આ રથ જશે.'[34] આ રીતે ઋષિને કહ્યું એટલે ભગવાન્ ચ્યવને રાજાને કહ્યું કે, 'તારે અહીંથી ધીરે ધીરે એક એક પગલું ચાલવું.[35] મને પરિશ્રમ ન થાય તે પ્રમાણે તારે મારી ઇચ્છાથી ચાલવું. વળી તારે મને સુખ ઉપજે તે પ્રમાણે રથને વહેવો, અને સૌ મનુષ્યો તું રથને વહન કરે તે જુવે (તે પ્રમાણે ખેંચવો).[36] તારે માર્ગ ઉપર કોઈ પણ વાટમાર્ગુઓને ખસેડવા નહિ. હું તેઓને ધન આપીશ, તથા માર્ગમાં જે બ્રાહ્મણો મારી પાસે જે જે વસ્તુની યાચના કરશે[37] તેઓને હું તે તે પદાર્થો, પૈસાઓ અને રત્નો સર્વ આપીશ. હે રાજા! તું આ રીતની સર્વ ગોઠવણ કર, વિચાર કર નહિ.'[38]

ઋષિનું તે વચન સાંભળીને રાજાએ પોતાના સેવકોને કહ્યુંઃ-'મુનિ જે જે માગે તે તે સર્વ તેમને શંકા વગર તમારે આપવું.[39] તે પછી અનેક રત્નો, સ્ત્રીઓ, વાહનો, બકરાં, મેંઢાં, ઘડેલું સુવર્ણ તથા વગર ઘડેલું સુવર્ણ, પર્વતના જેવડા ઉંચા ગજેંદ્રો,[40] તથા રાજાના સર્વે અમાત્યો તે ઋષિની પાછળપાછળ જવા લાગ્યા, અને તે સર્વ નગર આતુર પુરુષની પેઠે હાહાકાર કરી ઉઠ્યું.[41] ઋષિએ એકદમ પરોણીની તીક્ષ્ણ અણીથી રાજા અને રાણીની પીઠને તથા તેના ગંડસ્થલને વિંધી નાંખ્યાં, છતાં તેઓ ક્રોધ કર્યા વગર જ રથને વહેવા લાગ્યાં.[42] તે રાજારાણી પચાશ રાત્રિનાં ભુખ્યાં હતાં, તેથી શરીરે દુર્બળ થઈ ગયાં હતાં, કંપતાં હતાં, અને માંડ માંડ તે ઉત્તમ રથને ખેંચતાં હતાં.[43] રાજારાણી પરોણીના મારથી સારી પેઠે વિંધાઈ ગયાં હતાં, તેમના શરીરમાંથી લોહી નિકળતું હતું, અને, હે મહારાજ! તે બન્ને પુષ્પિત થયેલાં ખાખરાના વૃક્ષ જેવાં દેખાતાં હતાં.[44] નગરનાં મનુષ્યો રાજા રાણીને આવાં જોઈને અત્યંત શોકાકુલ થઈ ગયાં, પરંતુ ઋષિ શાપ દે તેવા ભયથી કંઈ પણ બોલ્યાં નહિ.[45] સર્વે મનુષ્યો બબ્બેનું જોડું થઈને કહેવા લાગ્યાં કે, 'તપનું બળ તો જુવો. આપણને ક્રોધ ચઢ્યો છે તોપણ આપણે આ મુનિશ્રેષ્ઠની સામે જોઈ શકતાં નથી.[46] બ્રહ્મસ્વરૂપ થયેલા ભગવાન્ મહર્ષિનું કેવું પરાક્રમ છે, તથા રાજાનું ને રાણીનું ધૈર્ય કેવું છે તે જુઓ.[47] રાજારાણી થાકી ગયાં છે તો પણ કષ્ટથી રથને ખેંચે છે. હજી ભૃગુનંદને આ બન્નેનો વિકાર ક્રોધ જાણ્યો નથી.'[48]

ભીષ્મ કહે છેઃ-ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા ચ્યવન, રાજાને અને રાણીને વિકાર વિનાનાં જોઈને જેમ કુબેર આપે તેમ ધન આપવા લાગ્યા.[49] તેમાં પણ રાજા અંતરમાં પ્રસન્ન થઈને ઋષિની આજ્ઞા પ્રમાણે કરવા લાગ્યો. તે ઉપરથી ભગવાન્ મુનિશ્રેષ્ઠ તેના ઉપર પ્રસન્ન થયા.[50] મહારથ ઉપરથી નીચે ઉતરી તે દંપતીને મુક્ત કર્યાં, અને તે ઉભયને રથની ધુસરીમાંથી વિધિપૂર્વક છુટાં કરી, તેમને કહ્યું.[51]

હે ભરતવંશી રાજા! ભાર્ગવ સ્નેહ ભરેલી અને ગંભીર વાણીવડે બોલ્યાઃ-'હું તમને બન્નેને કયો ઉત્તમ વર આપું, તે મને કહો.'[52] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે બન્નેનાં શરીર સુકુમાર હતાં, અને તેઓ પરોણીથી વિધાઈ ગયાં હતાં. તેમને મુનિશ્રેષ્ઠ ચ્યવન અમૃતના જેવા સજીવન કરનારા બે હાથથી સ્નેહવડે પંપાળવા લાગ્યા.[53] તે પછી (ચ્યવને તે બન્નેને પૂછ્યું કેઃ-'તને પરિશ્રમ પડ્યો છે કે?' તેના ઉત્તરમાં) રાજાએ કહ્યું કેઃ-'અમને પરિશ્રમ પડ્યો નથી.' તે બન્નેએ ભાર્ગવને કહ્યું કેઃ-'તમારા પ્રભાવથી અમને વિશ્રાંતિ મળી છે.'[54]

તે પછી ભગવાન્ ચ્યવને અત્યંત પ્રસન્ન થઈને રાજાને કહ્યુંઃ-'મારું બોલવું નિરર્થક થતું નથી, મેં પૂર્વે જે કહ્યું

છે તે થશે.[૫૫] આ ગંગા નદીનાં તીરનો રમણીય પ્રદેશ છે. માટે, હે રાજા ! હું કેટલોએક સમય આ નદીના તીર ઉપર વ્રત લઇને રહીશ.[૫૬] હે પુત્ર ! તું હવે તારા નગરમાં જા, અને વિશ્રાંતિ લઈને પાછો અહીં આવજે. હે રાજા ! આવતી કાલે તું તારી રાણીની સાથે અહીં મને મળજે. તારે ક્રોધ કરવો નહિ; (કારણ કે) થોડા સમયમાં તારું કલ્યાણ થવાનું છે.[૫૭] તારા મનમાં તેં જે કામના કરી છે તે સર્વ સફળ થશે.'

આ રીતે મુનિએ કહ્યું એટલે કુશિકે, મનમાં અત્યંત પ્રસન્ન થઈને,[૫૮] મુનિમાં સિંહ સમાન એવા ચ્યવનને પ્રયોજનવાળું વચન કહ્યું કે:-'હે મહા ભાગ્યશાળી મુનિ! મને કંઈ ક્રોધ ચઢયો નથી. હે ભગવન્! તેં અમને પવિત્ર કર્યાં છે.[૫૯] અમે બન્ને જુવાન થયાં છીએ, સુંદર શરીરવાળાં છીએ, બળવાન્ થયાં છીએ. વળી તેં મને અને મારી રાણીને પરોણી મારીને જે વ્રણ (ઘાવ) કર્યાં હતાં[૬૦] તે પણ અમારા શરીરમાં હું દેખતો નથી. હું મારી રાણી સાથે આરોગ્ય છું, તથા મારી આ રાણીને અપ્સરા જેવી સુંદર શરીરવાળી જોઉં છું,[૬૧] તથા મેં પૂર્વે જેવી જોઈ હતી તેવી જ ઉત્તમ શોભાવાળી જોઉં છું. હે મોટા મુનિ! આ સર્વ તારી કૃપાથી થયું છે.[૬૨] અને, હે સત્ય પરાક્રમવાળા ભગવન્! તારે લીધે આ સર્વ થયું તેને માટે મને આશ્ચર્ય નથી.'

આ રીતે ચ્યવનને કહ્યું. તે પછી તે સમયે ચ્યવને કુશિકને કહ્યું:-[૬૩] 'હે રાજા! તું રાણીની સાથે અહીં આવજે.' આ રીતે કહીને રાજર્ષિને જવા માટે આજ્ઞા આપી એટલે, રાજર્ષિ મુનિને પ્રણામ કરીને,[૬૪] સુંદર શરીરવાળો તે રાજા ઇંદ્રની પેઠે પોતાની રાજધાની તરફ ચાલ્યો, અને અમાત્યો અને પુરોહિતો પણ એની પાછળ ગયા.[૬૫] તેનાં સૈનિકો, સર્વે ગણિકાઓ તથા સર્વે પ્રકૃતિઓ (પ્રજાઓ) પણ તે રાજાની સાથે ચાલવા લાગી. તે સર્વથી વિંટાયલો કુશિક રાજા પરમશ્રી( શોભા)થી પ્રકાશતો હતો.[૬૬] તે હરખાતો હરખાતો, બંદીજનોની સ્તુતિવડે પૂજાતો પોતાની રાજધાનીમાં દાખલ થયો. રાજાએ નગરમાં પ્રવેશ કરીને પૂર્વાહ્ણકાળની સર્વ ક્રિયા કરી; તે પછી ભોજન કર્યું, અને પછી મહા કાંતિવાળો રાજા રાણીની સાથે તે રાત્રિ પોતાના નગરમાં રહ્યો.[૬૭] રાત્રે રાજા અને રાણી પલંગમાં પોઢયાં, તેઓ ઋષિએ આપેલી શરીરની શોભાથી સુંદર થયાં હતાં, ને દેવતાની પેઠે રોગ રહિત અર્થાત્ આરોગ્ય હતાં. તેઓ પરસ્પરનું નવ યૌવન જોઇને પ્રસન્ન થયાં.[૬૮] બીજી તરફ ભૃગુકુળની કીર્તિમાં વૃદ્ધિ કરનારા તપોધન એવા ચ્યવને પોતાની બુદ્ધિથી તે વનને સુંદર અને સમૃદ્ધિવાળું તથા અનેક પ્રકારની ઉત્તમ વસ્તુઓ કે જે વસ્તુઓ ઇંદ્રના નગરમાં પણ ન હતી તે વડે શોભાયમાન બનાવી દીધું.[૬૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'च्यवन कुशिकनो संवाद' ए नामनो अध्याय ५३ मो समाप्त

## અધ્યાય ૫૪ મો

### ચ્યવન-કુશિક સંવાદ

ભીષ્મ કહે છે:-રાત્રિ વીતિ કે મોટા મનવાળો કુશિક રાજા જાગ્યો, પૂર્વાહ્ણકાળનાં સર્વ કર્મ કર્યાં, અને પછી પોતાની ભાર્યા સાથે પેલા વનમાં ગયો.[૧] ત્યાં રાજાએ સાવ સોનાનો એક રાજપ્રાસાદ દીઠો. તે રાજપ્રાસાદમાં મણિના હજારો સ્તંભો હતા, અને તે રાજપ્રાસાદ ગંધર્વનગરના જેવો દેખાતો હતો. કુશિકે તે વનમાં બીજી અનેક દિવ્ય વસ્તુઓ દીઠી;[૨] રૂપાનાં શિખરવાળા પર્વતો દીઠા, કમળોવાળી તળાવડી દીઠી, અનેક જાતની ચિત્રશાળાઓ દીઠી, અનેક તોરણો દીઠાં; હે ભારત! લીલા ઘાસવાળી ભૂમિ તેમજ સુવર્ણની ભૂમિ દીઠી.[૩] પ્રફુલ્લ આંબાઓ, કેતકી વૃક્ષો, ઉત્તમ ઉદ્દાલક (શિરીષ) વૃક્ષો, આસોપાલવનાં વૃક્ષો, લેલર અથવા મોગરો તથા અતિમુક્ત (માધવી) નામની લતાઓને પ્રફુલ્લિત દીઠી;[૪] વળી જૂદા જૂદા સ્થાનમાં ઉત્તમ એવા ચંપાઓને, તિલકોને, ફણસોને, વંજુલોને, તથા કરેણોને પ્રફુલ્લિત દીઠી;[૫] વળી તે રાજાએ શ્યામ (પીલુ) અને વારણ (નાગપુષ્પ અથવા પુન્નાગ) જાતિનાં પુષ્પનાં વૃક્ષોને તથા અષ્ટપદિકા (ભદ્રાવતી) નામની પુષ્પની લતાઓને જૂદા જૂદા સ્થાનમાં ગોઠવી દીધી હતી તે દીઠી;[૬] વળી ત્યાં પર્વતના જેવડા ઉંચા પ્રાસાદો જોવામાં આવ્યા. આ પ્રાસાદ સુંદર હતા, પદ્મો તથા ઉત્પલોથી શોભાયમાન લાગતા હતા, તેમાં સર્વ ઋતુઓમાં થનારાં પુષ્પો હતાં, અને તે પ્રાસાદ વિમાનના જેવા દેખાતા હતા.[૭] હે ભરતવંશી રાજા! તેમાં કોઈ ઠેકાણે શીતલ જળ હતાં, કોઈ ઠેકાણે ઉનાં જળ હતાં, કોઈ ઠેકાણે વિચિત્ર આસનો હતાં, કોઈ ઠેકાણે ઉત્તમ પલંગો હતા;[૮] ઠેકાણે ઠેકાણે રત્નોથી જડેલા સુવર્ણના પલંગો પડ્યા હતા, તેના ઉપર ઉંચી કિંમતના ઓછાડો બીછાવવામાં આવ્યા હતા, તથા અનેક જાતનાં ભક્ષ્યો અને ભોજનો પણ ઠેકાણે ઠેકાણે ગોઠવી મૂકયાં હતાં;[૯] વળી તેમાં બોલતા પોપટો, મેનાઓ, ભમરાઓ, કોયલો, શતપત્રો, કોયષ્ટિકો, કુકકુભો,[૧૦] મયૂરો, કુકડાઓ, બપૈયાઓ, જીવંજીવકો, ચકોરો, વાંદરાઓ, હંસો, સારસો, ને ચકવાકો ચોતરફ દૃષ્ટિએ પડ્યાં;[૧૧]

વળી, હે રાજા! ત્યાં પ્રસન્ન મનના અને સુમનોહર ગંધર્વોનાં અને કવચિત્ અપ્સરાઓનાં મંડળો પણ ચોતરફ દૃષ્ટિએ પડ્યાં;[૧૨] ત્યાં કેટલાએક પુરુષો કાંતાઓને આલિંગન કરીને ઉભેલા જોવામાં આવ્યા. રાજાએ થોડી વાર પછી ઉપરનાં સર્વને દીઠાં નહિ, અને ફરીને તે સર્વને દીઠાં.[૧૩] વળી ત્યાં વનમાં રાજાએ ગીતનો મધુર ધ્વનિ તેમજ અધ્યાપનનો ધ્વનિ, તથા હંસોના સુમધુર ધ્વનિઓ પણ સાંભળ્યા.[૧૪]

રાજા તે અત્યંત અદ્‌ભુત દેખાવ જોઇને મનમાં વિચાર કરવા લાગ્યો:–'આ તે શું સ્વપ્ન છે, કે ચિત્તનો વિભ્રંશ છે કે ખરુંજ છે?[૧૫] અહોહો! હું આ શરીરેજ પરમ ગતિને પામ્યો છું, કે શું પવિત્ર એવા ઉત્તર કુરુદેશમાં ગયો છું, કે શું અમરાવતીમાં ગયો છું?[૧૬] હું આ શું મોટું આશ્ચર્ય જોઉં છું?' એવો વિચાર તે કરવા લાગ્યો. આ રીતે વિચાર કરતાં કરતાંજ રાજાને મુનિવરનાં દર્શન થયાં.[૧૭] મણિના થાંભલાવાળા તે સુવર્ણના વિમાનમાં એક મોટી કિંમતના દિવ્ય શયન ઉપર ભૃગુપુત્ર ચ્યવન પોઢ્યા હતા.[૧૮] તે જોઇને રાજા પોતાની રાણી સાથે ઘણા જ હર્ષથી તે ઋષિની પાસે ગયો કે, ચ્યવન તથા તેનો તે પલંગ ફરીને અંતર્ધાન થઇ ગયાં.[૧૯] તે પછી બીજા વનપ્રદેશમાં ફરીને ચ્યવનનાં દર્શન થયાં. મહાવ્રતધારી ચ્યવન દર્ભના આસન ઉપર બેસીને જપ કરતા હતા.[૨૦]

આ રીતે ચ્યવન યોગના પ્રભાવથી રાજાને મોહ ઉપજાવવા લાગ્યા. એક ક્ષણમાં તે વન, અપ્સરાઓનું મંડળ,[૨૧] ગંધર્વો, અને વૃક્ષો એ સર્વ અંતર્ધાન થઈ ગયું, અને, હે રાજા! ગંગા નદીનું તીર પણ નિરવ (શબ્દરહિત) થઈ ગયું,[૨૨] અને પ્રથમ જેવું પુષ્કળ દર્ભ અને રાફડાવાળું હતું તેવું પાછું થઇ ગયું. પછી રાજા કુશિક તથા તેની ભાર્યા[૨૩] ઋષિનું મહા અદ્‌ભુત કર્મ જોઇને તેનાથી પરમ આશ્ચર્ય પામ્યાં. તે પછી કુશિક રાજાએ હર્ષમાં આવીને પોતાની ભાર્યાને કહ્યું કે:[૨૪] 'હે કલ્યાણિ! જો, આપણે ભૃગુકુળના મુખ્યની કૃપાથી અત્યંત દુર્લભ એવા અનેક જાતના પદાર્થો જોયા છે. તપના બળ કરતાં બીજું વિશેષ શું છે?[૨૫] જે વસ્તુ મનોરથોવડે શક્ય છે તે સર્વ વસ્તુ તપના બળથી મળી શકે છે. ત્રણ લોકના રાજ્ય કરતાં પણ તપ ઉત્તમ છે.[૨૬] તપને સારી રીતે તપવાથી મોક્ષ મળી શકે છે. બ્રહ્મર્ષિ એવા મહાત્મા ચ્યવનનો શો પ્રભાવ![૨૭] જો એ ઋષિ ઇચ્છા કરે તો તપના પ્રભાવથી બીજા લોકોને પણ સરજી શકે. માત્ર બ્રાહ્મણો જ પુણ્યવાળી વાણી, બુદ્ધિ તથા કર્મને પામે છે.[૨૮] ચ્યવન ઋષિ વગર આવું કર્મ કરવાનો કોણ ઉત્સાહ ધરાવે? આ જગતમાં મનુષ્યોને રાજ્ય સુલભ છે, પરંતુ બ્રાહ્મણપણું દુર્લભ છે.[૨૯] આ ઋષિએ બ્રાહ્મણપણાના પ્રભાવથી જ આપણને પોતાના ઘોડાની પેઠે જોડ્યાં હતાં.'

આ રીતે રાજા વિચાર કરતો હતો એટલામાં ચ્યવને તેને દીઠો.[૩૦] ઋષિએ તેને જોઇને કહ્યું કે, 'ઝટ આવો.' આ રીતે કહ્યું કે રાજા પોતાની રાણી સાથે મહામુનિની પાસે ગયો,[૩૧] અને મસ્તકવડે વંદન કરવા યોગ્ય એવા તે મુનિને રાજા નમ્યો. પછી મુનિએ તે રાજાને આશીર્વાદ આપ્યા. અને પછી મુનિએ પુરુષોમાં શ્રેષ્ઠ એવા બુદ્ધિમાન્ રાજાને ધીરજ આપીને કહ્યું કે, "બેસો."[૩૨] રાજા નીચે બેઠો એટલે, હે ભરતવંશી રાજા! ભૃગુકુલોત્પન્ન ચ્યવને તે રાજાને મધુર વાણીથી તૃપ્ત કરતાં કહ્યું:–[૩૩] 'હે રાજા! તેં પાંચ જ્ઞાનેંદ્રિયને, પાંચ કર્મેંદ્રિયને તથા છઠ્ઠા (અગિયારમા) મનને સારી રીતે જીત્યાં છે, અને તેથી તું દુઃખમાંથી મુક્ત થયો છે.[૩૪] હે શ્રેષ્ઠ વકતા પુત્ર! તેં મારી સારી રીતે સેવા કરી છે. તેમાં તારું નાનામાં નાનું પણ પાતક જાણવામાં નથી.[૩૫] હે રાજન્! હવે મને જવાની રજા આપ. હું જેમ આવ્યો હતો તે પ્રમાણે જઇશ. હે રાજેંદ્ર! હું તારા ઉપર પ્રસન્ન થયો છું, માટે તું વર માગ.'[૩૬] કુશિક બોલ્યો:–'હે ભૃગુવંશના સિંહ! હું અગ્નિમાં જેમ રહ્યો હોઉં તેમ તમારી પાસે વર્ત્યો છું. છતાં હું બળી ગયો નથી તે ઘણી વાત છે.[૩૭] હે ભૃગુનંદન! હે બ્રહ્મન્! આજ ઉત્તમ વર મને મળ્યો છે કે, હે અનઘ! આપે મારાથી પ્રસન્ન થઇને મારા કુળની રક્ષા કરી છે.[૩૮] હે બ્રાહ્મણ! આ તમારો મારા ઉપર અનુગ્રહ છે, આજ મારા જીવિતનું પ્રયોજન છે, આ મને રાજ્યરૂપ ફળ છે, અને તપનું પણ ફળ છે.[૩૯] હે બ્રાહ્મણ! હે ભૃગુનંદન! તમે જો મારા વિશે પ્રીતિમાન્ હો તો મને એક સંશય છે તે સંશય ઉપર તમે વ્યાખ્યાન કરો! ૪૦

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'च्यवन-कुशिक संवाद' ए नामनो अध्याय ५४ मो समाप्त

## અધ્યાય ૫૫ મો

### ચ્યવન-કુશિક સંવાદ

ચ્યવન કહે છે:–હે નર શ્રેષ્ઠ! તું મારી પાસેથી વર માગી લે, તથા તારા હૃદયમાં જે સંશય હોય તે મને કહે. હું તારું સર્વ કાર્ય કરીશ.[૧]

કુશિક બોલ્યો:–હે ભૃગુવંશોત્પન્ન ભગવન્! આપ જો મારા ઉપર પ્રસન્ન થયા હો તો, આપ મારા ઘરમાં

રહ્યા હતા તેનું શું કારણ હતું તે હું સાંભળવાની ઇચ્છા કરું છું, માટે તે મને કહો.[૨] હે મુનિ શ્રેષ્ઠ! આપ એકવીશ દિવસ સૂધી એક પડખે સુઈ રહ્યા, કંઈ પણ કહ્યા વગર બહાર ચાલ્યા ગયા,[૩] ઓચિંતા અંતર્ધાન થઈ ગયા, ફરીને પાછાં દર્શન આપ્યાં, ફરીને પાછા એકવીશ દિવસ સૂધી બીજે પડખે સુઈ રહ્યા,[૪] શરીર ઉપર તેલ ચોળાવીને ચાલ્યા ગયા, મારા ઘરમાં ભાતભાતનાં ભોજન એકઠાં કરીને અગ્નિથી તેને બાળી નાંખ્યાં,[૫] એકદમ રથમાં બેસીને નગર બહાર પ્રયાણ કર્યું, માર્ગમાં ધનનાં દાન દીધાં, વનનાં પણ દર્શન કરાવ્યાં,[૬] હે મહા મુનિ! ત્યાં સુવર્ણના ઘણા રાજમેહેલો દેખાડ્યા, મણિઓ તથા પરવાળાના પાયાવાળા પલંગો બતાવ્યા,[૭] અને પાછાં તે સર્વને અંતર્ધાન કરી દીધાં; તેનું કારણ જાણવાની મને ઇચ્છા છે. હે ભૃગુકુળના ઋષિ! આ વિષયનો વિચાર કરતાં હું અત્યંત મુંઝાઉં છું.[૮] આ સર્વ વિષયનો હું નિર્ણય કરી શકતો નથી. હે તપોધન! હું સંપૂર્ણ રીતે ખરી વાત સાંભળવાની ઇચ્છા રાખું છું.[૯]

ચ્યવન કહે છેઃ-હે રાજા! જે હેતુથી આ થયું હતું તે સર્વ તું સંપૂર્ણ રીતે સાંભળ. તેં પ્રશ્ન કર્યો છે માટે હું કહી શકું નહિ તેમ નથી.[૧૦] હે રાજન્! પૂર્વે દેવોની સભામાં બ્રહ્મા કથા કહેતા હતા તેની પાસેથી મેં એક વાત સાંભળી છે તે તને કહું છું તે તું સાંભળ.[૧૧] બ્રાહ્મણ અને ક્ષત્રિયના કુળને વિરોધ થવાથી કુળમાં સંકરતા (સેળભેળ) ઉભી થશે. હે રાજન્! તે સમયે તેજ અને વીર્યવાળો મારો એક પૌત્ર (તારાં કુળની કન્યાથી) પ્રકટ થશે.[૧૨] માટે (આ સાંભળી) હું કુશિકના વંશને બાળીને તેનો નાશ કરવા માટે તારી પાસે આવ્યો. કુશિકનું છેદન કરવું અથવા તારાં કુળને બાળી નાંખવું એવી ઇચ્છાથી હું આવ્યો.[૧૩] હે રાજા! તેથી જ હું તારા નગરમાં આવ્યો, ને મેં તને કહ્યું કે હું કોઇએક નિયમનો (વ્રતનો) આરંભ કરવાની ઇચ્છા રાખું છું, માટે તારે મારી સેવા કરવી પડશે.[૧૪] તેં તે સ્વીકાર્યું પણ હે રાજર્ષિ! તારા ઘરમાં તારો જરા પણ અપરાધ દીઠો નહિ. તેથી તું જીવતો રહ્યો છે, નહિતર તું મરી ગયો હત.[૧૫] હે રાજા! મને કોઈ પણ જગાડશે એવા વિચારથી હું એકવીશ દિવસ સૂધી તારા ઘરમાં સુતો.[૧૬] પરંતુ, હે શ્રેષ્ઠ રાજા! તેં અને તારી ભાર્યાએ હું સુતો હતો તેને જગાડ્યો નહિ તેથી હું તારા ઉપર મનથી પ્રસન્ન થયો.[૧૭]હે રાજા! હું શય્યામાંથી ઉઠીને બાહાર ગયો. તું જો મને પ્રશ્ન કરત કે 'તું કયાં જાય છે' તો, હે રાજા! હું તને શાપ આપત.[૧૮] પછી ફરીને હું અંતર્ધાન થઈ ગયો, અને પાછો યોગધારણ કરીને એકવીશ દિવસ સૂધી તારા ઘરમાં સુતો.[૧૯] વળી, હે રાજા! તમે બન્ને ભુખ્યાં હશો તો પરિશ્રમથી મારી ઇર્ષા કરશો આવો વિચાર કરીને મેં તમને બન્નેને ભુખથી દુઃખી કરી કૃશ કર્યાં હતાં.[૨૦] છતાં, હે રાજા! તારા ને રાણીના મનમાં લેશ માત્ર પણ ક્રોધ થયો નહિ તેથી, હે ઉત્તમ રાજા! હું તારા ઉપર અને રાણી ઉપર પ્રસન્ન થયો છું.[૨૧] મેં ભોજન મંગાવીને તેને બાળી દીધું તેનું કારણ એ હતું કે, તમે મત્સરપણાથી મારા ઉપર ક્રોધ જો કરત તો હું તમારો નાશ કરત, પણ તેં મારા તે કાર્યને પણ સહન કર્યું.[૨૨] હે રાજા! તે પછી હું રથ ઉપર ચઢ્યો, ને મેં તને તથા તારી રાણીને કહ્યું કે, 'હે રાજા! મને તારી ભાર્યાસહ ખેંચ.' તે કામ પણ તેં તે પ્રમાણે કર્યું.[૨૩] હે નરપતિ! તારા તે કર્મથી હું વગર શંકાએ તારા ઉપર પ્રસન્ન થયો છું. વળી તારું ધન મેં આપી દીધું છતાં ક્રોધે તારો પરાભવ કર્યો નહિ.[૨૪] હે રાજા! તે ઉપરથી હું તારા ઉપર પ્રસન્ન થયો, અને મેં એટલું કર્યું કે તને તથા તારી રાણીને ફરીથી વનનાં દર્શન કરાવ્યાં, એમ જાણજે.[૨૫] મેં તારાપરની પ્રીતિને માટે તને સ્વર્ગનાં દર્શન કરાવ્યાં. હે રાજા! આ વનમાં તેં જે જોયું તે દિવ્ય પદાર્થનાં દર્શન હતાં.[૨૬] હે ઉત્તમ રાજા! તેં અને તારી ભાર્યાએ સદેહે બે ઘડી સૂધી સ્વર્ગનું સુખ અનુભવ્યું.[૨૭] હે નરાધિપ! તપનો અને ધર્મનો દાખલો બેસાડવા માટે તારી જે સ્પૃહા છે તે પણ મેં જાણી છે.[૨૮] હે પૃથ્વીપતિ! તું રાજાપણાનો તથા દેવેંદ્રપણાનો તિરસ્કાર કરીને બ્રાહ્મણપણાની તથા તપની ઇચ્છા કરે છે.[૨૯] હે તાત! તું કહે છે તે પ્રમાણે બ્રાહ્મણપણું દુર્લભ છે. બ્રાહ્મણમાં પણ ઋષિપણું દુર્લભ છે, અને ઋષિની સ્થિતિમાં તપસ્વિપણું દુર્લભ છે.[૩૦] તારી આ કામના પૂર્ણ થશે. કુશિકથી કૌશિક નામનો એક દ્વિજ ઉત્પન્ન થશે, અને તારાથી ત્રીજો પુરુષ બ્રાહ્મણપણાને પામશે.[૩૧] ભૃગુવંશના પુરુષોના તેજે કરીને, હે પાર્થિવ શ્રેષ્ઠ! તારો વંશ બ્રાહ્મણપણાને પામશે. તારો પૌત્ર (પુત્રનો પુત્ર) તપસ્વી તથા અગ્નિના સમાન તેજસ્વી થાશે,[૩૨] અને તે દેવતા, મનુષ્યો તથા ત્રણેય લોકોને ભય ઉત્પન્ન કરશે. આ વાત હું તારી પાસે સત્ય કહું છું.[૩૩] હે રાજર્ષિ! તારા મનમાં જે કામના હોય તે વર માંગી લે. હવે હું તીર્થયાત્રા કરવા માટે જઇશ, કારણ કે સમય વીતિ જાય છે.[૩૪]

કુશિક કહે છેઃ-હે મોટા મુનિ! આપ મારા ઉપર પ્રસન્ન થયા એ જ તમારો મને વર મળ્યો છે. તમે જે પ્રમાણે કહો છો તે પ્રમાણે જ થાવ, અને, હે નિર્દોષ મુનિ! મારો પૌત્ર ભલે તેવો થાવ.[૩૫] હે

ભગવન્! મારા કુળને બ્રાહ્મણપણું મળે એવો વર મને આપો. હે ભગવન્! હું ફરીને તમારી પાસેથી એ વાત વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું.[૩૬] હે ભૃગુનંદન! મારા કુળને બ્રાહ્મણપણું કેવી રીતે મળશે? મારો સંબંધી કોણ થશે, તથા કયો પુરુષ મારો માનીતો થશે?[૩૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'च्यवन-कुशिक संवाद' ए नामनो अध्याय ५५ मो समाप्त

## અધ્યાય ૫૬ મો.

### ચ્યવન–કુશિક સંવાદ

ચ્યવન કહે છેઃ–હે નરપુંગવ! મારે તને આ વાત અવશ્ય કહેવી જોઇએ. કારણ કે, તેને માટે તો હું તારો અને તારા વંશનો નાશ કરવા અહીં આવ્યો હતો.[૧] હે રાજા! ભૃગુકુળના બ્રાહ્મણોએ નિત્ય ક્ષત્રિયોને યજ્ઞાદિક કરાવવા જોઇએ, પરંતુ દૈવયોગથી તેઓની વચ્ચે ભેદ પડશે એટલે કજીઓ થાશે.[૨] હે રાજા! ક્ષત્રિયો દૈવના દંડથી પીડાવાને લીધે સર્વ ભૃગુઓનો ગર્ભથી માંડીને સમૂળગો સંહાર કરશે.[૩] તે પછી અમારા કુળમાં અમારા ગોત્રની વૃદ્ધિ કરે તેવો ઉર્વ નામનો એક મહા તેજસ્વી પુરુષ ઉત્પન્ન થાશે. તેની કાંતિ અગ્નિ અને સૂર્યના સમાન હશે.[૪] તે ત્રણ લોકનો નાશ કરવા માટે ક્રોધાગ્નિ ઉત્પન્ન કરશે. તે અગ્નિ પૃથ્વીને, પર્વતને અને વનને બાળીને ભસ્મ કરી નાખશે.[૫] તે પછી તે મુનિસત્તમ કેટલોએક કાળ પછી સમુદ્રમાં રહેલી વડવાના મુખમાં તે અગ્નિને નાખીને તેને શાંત કરશે.[૬] હે મહારાજ! તેને ઋચીક નામનો એક પુત્ર થાશે, જે ભૃગુના કુળને આનંદ આપશે. હે નિર્દોષ રાજા! સાક્ષાત્ સંપૂર્ણ ધનુર્વેદ,[૭] દૈવયોગને લીધે ક્ષત્રિયોનો નાશ કરવા માટે ઋચીકની સેવામાં હાજર થાશે. તે તે વેદને ગ્રહણ કરશે, અને પોતાના પુત્રને ભણાવશે.[૮] એટલે મહા ભાગ્યશાળી તથા તપવડે આત્માના સ્વરૂપને જાણનારા એવા પોતાના પુત્રને તે ભણાવશે, અને ભૃગુકુળમાં સિંહ સમાન એવા જમદગ્નિ પણ ધનુર્વેદનું અધ્યયન કરશે,[૯] અને, હે ધર્માત્મા! તારા કુળનું કલ્યાણ કરવા માટે તારા કુળમાંથી એક કન્યાને પરણશે.[૧૦] ગાધિ રાજાની પુત્રી તે તારી પૌત્રીને મહાતપસ્વી જમદગ્નિ પરણશે, અને ક્ષત્રિયનો ધર્મ પાળનારા બ્રાહ્મણપુત્રને ઉત્પન્ન કરશે;[૧૧] તથા તારા કુળમાં જન્મેલા ગાધિ રાજાને વિશ્વામિત્ર નામનો એક પુત્ર આવશે, જે પુત્ર ક્ષત્રિય છતાં બ્રાહ્મણનાં કર્મ કરશે, બૃહસ્પતિના જેવો તેજસ્વી થશે, અને સારો ધર્મનિષ્ઠ થશે.[૧૨] હે મોટી કાંતિવાળા રાજા! તે એક મોટો તપસ્વી થશે. આ રીતે (વર્ણધર્મમાં) ફેરફાર થવામાં સ્ત્રીઓ કારણ થશે. (અર્થાત્ સ્ત્રીઓ પરસ્પર ચરુનો બદલો કરવાથી આ રીતે ફેરફાર થશે).[૧૩] આ પિતામહ (બ્રહ્મા)ની આજ્ઞાથી થશે, તે વગર થશે નહિ. તારી ત્રીજી પેઢી બ્રાહ્મણપણાને પામશે, અને તું પણ પવિત્ર મનના ભૃગુઓનો સંબંધી થઇશ.[૧૪]

ભીષ્મ કહે છેઃ–કુશિક રાજા મહાત્મા ચ્યવનનું કહેવું સાંભળીને અત્યંત પ્રસન્ન થયો, અને નિચે પ્રમાણે વાકય બોલ્યો કે;–[૧૫] "તથાસ્તુ" તે ધર્માત્માએ કહ્યુંઃ હે ભારત! તે પછી મહા તેજસ્વી ચ્યવને ફરીને રાજાને[૧૬] વર માગવા માટે પ્રેરણા કરી, એટલે રાજાએ તેને કહ્યું કે, 'હે મહામુનિ! ઠીક, હું તમારા કહેવા પ્રમાણે કરીશ, અને તમારી પાસેથી વર માગી લઉં છું કે;–[૧૭] મારું કુળ બ્રહ્મરૂપ થાવ, અને એનું મન ધર્મ વિશે આસક્તિવાળું થાવ!'[૧૮] આ રીતે કુશિકે કહ્યું એટલે, 'તથાસ્તુ' એમ કહીને ચ્યવન મુનિ, રાજાની આજ્ઞા લઈ, તે જ વખતે તીર્થયાત્રા કરવા માટે ચાલી નિકળ્યા.[૧૯] હે રાજા! ભૃગુઓને અને કુશિકોને સંબંધ થવાનું સર્વ કારણ મેં તમને કહ્યું.[૨૦] હે રાજા! તે પછી ઋષિના કહેવા પ્રમાણે થયું, અને મુનિ પરશુરામનો તથા વિશ્વામિત્રનો જન્મ થયો.[૨૧]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'च्यवन कुशिक संवाद' ए नामनो अध्याय ५६ मो समाप्त

## અધ્યાય ૫૭ મો.

### કર્માનુસાર ફળ પ્રાપ્તિ

યુધિષ્ઠિર પૂછે છેઃ–આજે હું આ પૃથ્વીને શ્રીમંત રાજાના મંડળ વિનાની જોઉં છું, અને તેનો વારંવાર વિચાર કરું છું ત્યારે મુંઝાઉં છું.[૧] હે ભરતવંશી પિતામહ! મેં સેંકડો રાજ્ય સંપાદન કર્યાં, અને પૃથ્વીને જીતી લીધી,–કરોડો પુરુષોને મારીને આ સર્વ કર્યું છે તેથી મને સંતાપ થાય છે.[૨] તે ઉત્તમ રાજરાણીઓની શી અવસ્થા થઈ હશે કે જે રાજરાણીઓને પોતાના પતિઓનો, પુત્રોનો, મામાઓનો અને ભાઈઓનો વિયોગ થયો છે?[૩] કૌરવોને, સંબંધીઓને, અને સ્નેહીઓને હણવાથી અમે ઉંધે માથે નરકમાં પડીશું એમાં સંશય નથી.[૪] હે ભારત રાજા! હું ભયંકર તપવડે મારા શરીરને તપાવવાની ઇચ્છા રાખું છું, અને, હે રાજા! હું તારી પાસેથી યથાર્થ રીતે ઉપદેશ ગ્રહણ કરવાની ઇચ્છા રાખું છું.[૫]

વૈશંપાયન કહે છેઃ-મહા મનવાળા ભીષ્મે, યુધિષ્ઠિરનું તે વચન સાંભળીને તેનો બારીકીથી બુદ્ધિવડે વિચાર કર્યો, અને પછી યુધિષ્ઠિરને કહ્યું.[૬]

ભીષ્મ કહે છેઃ-હે વિશાંપતિ! હું તને અદ્‌ભુત એવું રહસ્ય-સાધન કહું છું તે તું સાંભળ, કે જે સાધનથી મરણ પછી ઉત્તમ ફળ મળે છે.[૭] તપ કરવાથી સ્વર્ગ મળે છે, તપ કરવાથી યશ મળે છે, અને, હે રાજા! તપ કરવાથી લાંબુ આયુષ્ય અને મહાન્ ભોગો મળે છે.[૮] વળી, હે ભરતવંશી રાજા! જ્ઞાન, વિજ્ઞાન, આરોગ્ય, રૂપ, સંપત્તિ, સૌભાગ્ય, એ તપથી મળે છે.[૯] તપથી ધન મળે છે, મૌનવ્રત લેવાથી આજ્ઞાની સિદ્ધિ થાય છે, દાનથી ઉપભોગો મળે છે, બ્રહ્મચર્યથી જીવિત (આયુષ્ય) વૃદ્ધિ પામે છે;[૧૦] અહિંસાથી રૂપનો લાભ થાય છે, વ્રતની દીક્ષા લેવાથી ઉત્તમ કુળમાં જન્મ થાય છે, ફળનું અને મૂળનું ભોજન કરનારાઓને રાજ્ય મળે છે, પાંદડાંનો આહાર કરનારાઓને સ્વર્ગ મળે છે;[૧૧] દૂધનું પાન કરનારો સ્વર્ગમાં જાય છે, દાન દેનારો અધિક ધનવાન્ થાય છે, ગુરુની સેવાથી વિદ્યાવાન્ થાય છે, નિત્ય શ્રાદ્ધ કરવાથી સંતતિ થાય છે;[૧૨] શાકનો આહાર કરનારા ગાયોને મેળવે છે, તૃણનો આહાર કરનારા સ્વર્ગમાં જાય છે, ત્રણ કાળ સ્નાન કરનારો સ્ત્રીને મેળવે છે, વાયુનું પાન કરીને રહેનારો યજ્ઞના ફળને મેળવે છે;[૧૩] નિત્ય સ્નાન કરીને પ્રભાતની તથા સાયંકાળની સંધ્યાવંદન કરનારો પુરુષ દક્ષ (પ્રજાપતિ) થઇને અવતરે છે; હે રાજા! આહારનો અને પાણીનો ત્યાગ કરનારાને સ્વર્ગ મળે છે;[૧૪] સ્થંડિલમાં (ખુલ્લા પ્રદેશમાં) શયન કરનારાઓને ઘરો અને શય્યાઓ મળે છે, ચીથરાં તથા વલ્કલ વસ્ત્રો પહેરનારાઓને વસ્ત્રો અને આભૂષણો મળે છે;[૧૫] યોગવાળું તપ કરવાથી શય્યાઓ, આસનો અને વાહનો મળે છે; અગ્નિમાં પ્રવેશ કરવાથી અવશ્ય બ્રહ્મલોકમાં પૂજાય છે;[૧૬] છએ રસોનો ત્યાગ કરવાથી આ લોકમાં સૌભાગ્ય મળે છે, માંસનો ત્યાગ કરવાથી પ્રજા આયુષ્મતી થાય છે;[૧૭] જે પુરુષ જળમાં બેસીને જપ કરે છે તે પુરુષ રાજા થાય છે; હે રાજા! સત્યવાદી પુરુષ દેવોની સાથે આનંદમાં વાસ કરે છે;[૧૮] દાન દેવાથી કીર્તિ થાય છે, અહિંસાથી આરોગ્ય મળે છે, બ્રાહ્મણોની સેવા કરવાથી રાજ્ય મળે છે તથા સંપૂર્ણ બ્રાહ્મણપણું મળે છે;[૧૯] જળના દાનથી શાશ્વત રહે તેવી કીર્તિ થાય છે; અન્નના દાનથી સર્વ મનઃકામના પૂર્ણ થાય છે, અને સંપૂર્ણ વૈભવોનો ઉપભોગ કરવાનું મળે છે;[૨૦] સર્વ પ્રાણીઓને ધીરજ આપનારો સર્વ પ્રકારના શોકમાંથી મુક્ત થાય છે, તથા દેવોની સેવાથી રાજ્ય તથા દિવ્યરૂપ મળે છે.[૨૧] દેવમંદિરમાં દીપમાળા ભરવાથી પુરુષનાં નેત્ર ઘણાં વર્ષો સૂધી ટકી રહે છે; જોવા યોગ્ય પદાર્થનું દાન દેવાથી પુરુષ સ્મૃતિને અને મેધાને (ધારણાવાળી બુદ્ધિને) પ્રાપ્ત કરે છે;[૨૨] ચંદન તથા પુષ્પના દાનથી પુરુષની મોટી કાર્તિ થાય છે; માથા ઉપરના કેશ તથા દાઢી વધારનારા પુરુષોને ઉત્તમ પ્રકારની સંતતિ થાય છે;[૨૩] ઉપવાસ (સર્વ પ્રકારના વૈભવોનો ત્યાગ), દીક્ષા (જપાદિકનો નિયમ સ્વીકાર), તથા દિવસમાં ત્રણ વખત સ્નાન કરવું,-આ ત્રણ નિયમને, હે રાજા! જે પુરુષ બાર વર્ષ સૂધી પાળે છે તે પુરુષ વીર સ્થાનથી અધિક સ્થાન મેળવે છે;[૨૪] હે રાજા! પોતાની પુત્રીને બ્રાહ્મવિવાહ વિધિથી પરણાવે છે, તે પુરુષને દાસ, દાસી, આભૂષણો, ક્ષેત્રો અને ઘરો મળે છે;[૨૫] હે ભરતવંશી રાજા! પુરુષ યજ્ઞો કરવાથી તથા ઉપવાસો કરવાથી સ્વર્ગમાં જાય છે, અને ફળનું તથા પુષ્પનું દાન દેવાથી મોક્ષદાયક જ્ઞાનને મેળવે છે;[૨૬] પુરુષ સુવર્ણનાં શીંગડાથી શોભાયમાન એવી એક હજાર ગાયોનું દાન કરે છે તો તેને પવિત્ર એવો સ્વર્ગલોક મળે છે, એમ સ્વર્ગમાં રહેનારા દેવતાઓના સમુદાયો કહે છે;[૨૭] જે પુરુષ સુવર્ણના શીંગડાંવાળી કપિલ ગાય વાછરડાં સાથે તથા દૂધ દોહવાના કાંસાના વાસણ સાથે આપે છે, તે પુરુષની કામનાઓને તે ગાય અનેક ગુણોથી સંપૂર્ણ કરતી તે દાતારની પાસે જાય છે;[૨૮] જે પુરુષ ગાયનું દાન કરે છે, તે પુરુષ ગાયના શરીરમાં જેટલાં રુવાડાં હોય છે તેટલા વર્ષ સૂધી સ્વર્ગમાં રહે છે, અને તે પુરુષ પુત્રોને, પૌત્રોને, તથા સાત પેઢી સૂધી સર્વ કુળને પરલોકમાં તારે છે;[૨૯] જે પુરુષ બ્રાહ્મણને દક્ષિણા સાથે સોનાની સુંદર શીંગડાંવાળી તિલધેનુ આપે છે તથા સાથે દોહવાનું કાંસાનું પાત્ર આપે છે અને તેના ઉપર જરીનું ઉત્તરીય વસ્ત્ર ઓઢાડે છે, તેને વસુના લોકો સહજમાં મળે છે,[૩૦] મહાસાગરમાં જેમ વાયુથી ઠેલાતી નૌકા મનુષ્યને તારે છે, તેમ પોતાનાં કર્મથી સારી પેઠે બંધાઈ ગયેલા અને ગાઢ અંધારાવાળા નરકમાં પડવાને તયાર થયેલા પુરુષને ગાયનું દાન પરલોકમાં તારે છે.[૩૧] જે પુરુષ પોતાની કન્યાને બ્રાહ્મવિવાહથી પરણાવે છે, અને જે પુરુષ બ્રાહ્મણને ભૂમિનું દાન કરે છે, તથા જે પુરુષ વિધિપૂર્વક અન્નનું દાન આપે છે, તેને મરણ પછી ઇંદ્રલોક મળે છે.[૩૨] જે પુરુષ સર્વ પ્રકારના ગુણથી યુક્ત એવાં એક ઘરનું વેદાભ્યાસ કરનારા તથા ઉત્તમ ચરિત્ર વગેરે ગુણવાળા બ્રાહ્મણને

દાન આપે છે, તે પુરુષનો ઉત્તર કુરુદેશમાં જન્મ થાય છે.[૩૩] બળદનું દાન આપનારા આખલાનું દાન દેવાથી મનુષ્યને વસુઓના લોકો મળે છે; સુવર્ણનાં દાનથી સ્વર્ગ મળે છે. તેના કરતાં પણ કનકનું દાન શ્રેષ્ઠ ગણાય છે.[૩૪] છત્રનું દાન દેવાથી ઉત્તમ ઘર મળે છે, પગરખાનું દાન દેવાથી ઉત્તમ વાહન મળે છે, વસ્ત્રનાં દાનથી સુંદર રૂપ થાય છે, અને ચંદન વગેરે સુગંધી પદાર્થના દાનથી મનુષ્ય સુગંધિત થાય છે.[૩૫] જે પુરુષ બ્રાહ્મણને પુષ્પવાળાં અથવા તો ફળવાળાં વૃક્ષનું દાન આપે છે, તે પુરુષ પ્રયત્ન વગર લક્ષ્મીથી ભરપૂર સમૃદ્ધિવાળું, ઘણાં રત્નોથી ભરપૂર એવું ઘર મેળવે છે.[૩૬] ભક્ષ્ય, અન્ન, પાણી, ઘી વગેરે રસનું દાન કરનારો પુરુષ સારી રીતે સર્વ રસોને મેળવે છે તથા જે રહેવાને ઘર અને ઓઢવાને વસ્ત્ર આપે છે તે પુરુષને તે તે વસ્તુ મળે છે તેમાં સંશય નથી.[૩૭] જે મનુષ્ય પુષ્પની માળા, ધૂપ, ચંદન, શરીર ઉપર ચોપડવાના અંગરાગો, સ્નાનોદકો તથા પુષ્પો બ્રાહ્મણોને દાનમાં આપે છે, તે પુરુષ નીરોગી રહે છે તથા, હે રાજા! જગતમાં સુંદર રૂપવાળો થાય છે.[૩૮] જે પુરુષ ધાન્યથી ભરેલું તથા પલંગવાળું ઘર બ્રાહ્મણને દાનમાં આપે છે તે પુરુષ, હે રાજન્! પવિત્રતાથી મનોહર લાગતું, ઘણાં રત્નોથી ભરપૂર એવું ઉત્તમ સ્થાન પ્રાપ્ત કરે છે.[૩૯] જે પુરુષ સુગંધી તથા અનેક રંગથી વિચિત્ર લાગતા એવા ઓછાડથી ઢાંકેલો પલંગ બ્રાહ્મણને દાનમાં આપે છે, તે પુરુષ રૂપાળી, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી, અને મનને ગમે તેવી સ્ત્રીને પ્રયત્ન કર્યા વગર મેળવે છે.[૪૦] જે પુરુષ રણમાં જઈને યુદ્ધ કરે છે, તે પુરુષ પિતામહના સમાન થાય છે, અને તેના કરતાં કોઈ પણ અધિક ગણાતો નથી, એમ મહર્ષિઓ કહે છે.[૪૧]

વૈશંપાયન કહે છેઃ–તેનું તે વચન સાંભળીને યુધિષ્ઠિર મનમાં પ્રસન્ન થયા, અને તેણે વીર પુરુષના માર્ગની ઇચ્છાથી આશ્રમમાં રહેવું પસંદ કર્યું નહિ.[૪૨] હે મહા પુરુષ! તે પછી સમર્થ એવા યુધિષ્ઠિરે પાંડવોને કહ્યું કે, પિતામહનું જે વાક્ય છે તે વાક્યને તમે પસંદ કરો.[૪૩] તે પછી સર્વ પાંડવો અને યશસ્વિની દ્રૌપદીએ યુધિષ્ઠિરનાં તે વાક્યનાં, 'ઠીક છે' એમ કહીને વખાણ કર્યાં.[૪૪]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'दानफळ' ए नामनो अध्याय ९७ मो समाप्त

## અધ્યાય ૫૮ મો

### જલાશયો બાંધવાનું પુણ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે કુરુપુંગવ! બગીચાઓ તથા તળાવો બાંધવાનું જે ફળ હોય તે ફળ, હે ભરતવંશશ્રેષ્ઠ! આજે હું તારી પાસેથી સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧]

ભીષ્મ કહે છેઃ–આ જગતમાં જે ભૂમિ સારા દેખાવવાળી હોય, ઘણું ધાન્ય ઉત્પન્ન કરનારી હોય, વિચિત્ર પ્રકારની હોય, અનેક જાતની ધાતુઓથી શોભાયમાન હોય, સર્વ જાતના પ્રાણીઓથી વસાયલી હોય, તે ભૂમિ ઉત્તમ કહેવાય છે.[૨] હવે તેવી ભૂમિમાં ખેતરો અને તળાવો બાંધવાં. તેમાં સર્વ પ્રકારના જળાશયો બાંધવાનું પુણ્ય અનુક્રમે કહું છું.[૩] તળાવો બાંધવાના જે ફાયદાઓ છે, તે હું હવે કહું છું. પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ એ ત્રણે લોકમાં તળાવ બંધાવનારો પુરુષ પૂજનીય ગણાય છે.[૪] તળાવ મિત્રના ઘરની પેઠે ઉપકાર કરનારું છે, સૂર્યને પ્રસન્ન કરનારું છે, તથા દેવતાઓનું (અન્ન ઉત્પન્ન કરીને) પોષણ કરનારું છે, અને બંધાવનારાની કીર્તિ કરનારું છે. આ રીતે તળાવને બંધાવવું, એ ઉત્તમ ગણાય છે.[૫] વિદ્વાનો કહે છે કે, તળાવ બંધાવવાથી ધર્મ, અર્થ અને કામનું ફળ મળે છે. જે સ્થળે ક્ષેત્રો હોય, જ્યાં મહા પુરુષોનો વાસ હોય ત્યાં તળાવ ખોદેલું યોગ્ય ગણાય છે,[૬] તથા જે દેશમાં તળાવ ખોદાવવામાં આવે છે, તે પ્રદેશમાં વસનારાં સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ એમ ચારેય પ્રકારનાં પ્રાણીઓને એક મોટા આશ્રયરૂપ સ્થાન થઈ પડે છે. સર્વ જાતનાં તળાવો ખોદાવનારાને ઉત્તમ જાતની લક્ષ્મી મળે છે.[૭] દેવો, મનુષ્યો, ગંધર્વો, પિતૃઓ, સર્પો, રાક્ષસો, અને સ્થાવર પ્રાણીઓ, જળાશયનો (તળાવનો) આશ્રય કરે છે, અર્થાત્ તળાવના તીર ઉપર વિશ્રાંતિ લે છે.[૮] માટે તળાવ ખોદાવનારાને જે જે ફાયદા થાય છે, તે તે ફાયદા હું તને કહું છું તે તું સાંભળ; તથા ઋષિઓએ તેને વિષે જે જે ફળનો લાભ કહ્યો છે, તે તે હું તને કહું છું તે તું સાંભળ.[૯] વર્ષાકાળમાં જેના તળાવમાં પાણી રહે છે, તે પુરુષને અગ્નિહોત્રનું ફળ મળે છે, એમ વિદ્વાનો કહે છે.[૧૦] જેના તળાવમાં શરદ્‌ઋતુમાં પાણી રહે છે, તેને મરણ પછી એક હજાર ગાયના દાનનું ઉત્તમ ફળ મળે છે.[૧૧] જેના તળાવમાં હેમંત કાળમાં પાણી રહે છે, તે પુરુષને ઘણા સુવર્ણનું જેમાં દાન કરવામાં આવે છે એવા યજ્ઞનું ફળ મળે છે.[૧૨] જેના તળાવમાં શિશિર ઋતુમાં પાણી રહે છે, તે પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે, એમ વિદ્વાનો

કહે છે.૧૩ જેના તળાવમાં વસંતઋતુ સૂધી પાણી રહે છે, તે પુરુષને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે.૧૪ જેના તળાવમાં ઉનાળામાં પણ પાણી રહે છે, તે પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે, આમ મુનિઓ જાણે છે.૧૫ જે મનુષ્યે ખોદાવેલા તળાવમાં ગાયો તથા સત્પુરુષો નિત્ય પાણી પીએ છે, તે પુરુષ પોતાનાં સર્વ કુળને તારે છે.૧૬ જેના તળાવમાં તરસી થયેલી ગાયો પાણી પીએ છે તથા તરસ્યાં થયેલાં મૃગો, પક્ષીઓ અને મનુષ્યો પાણી પીએ છે, તે અશ્વમેધનું ફળ મેળવે છે.૧૭ જેના તળાવમાં પ્રાણીઓ પાણી પીએ છે, સ્નાન કરે છે તથા તેના તીર ઉપર વિશ્રાંતિ લે છે, તે સર્વ તળાવ ખોદાવનારાને મરણ પછી અનંત સુખ આપનાર થઈ પડે છે.૧૮ હે તાત! પાણી એ દુર્લભ પદાર્થ છે, અને પરલોકમાં વિશેષે કરીને દુર્લભ છે. પાણીના દાનથી આ લોકમાં મનુષ્યને સનાતન કાળ રહે તેવી તૃપ્તિ થાય છે.૧૯ તલનું દાન કરો, પાણીનું દાન કરો, દીપદાન કરો, અને જીવતાં સૂધી સંબંધીઓની સાથે આનંદમાં રહો, આટલી વસ્તુ મરણ પછી પરલોકમાં અત્યંત દુર્લભ છે.૨૦ હે નરસિંહ! જળનું દાન સર્વ દાનોના કરતાં ઉત્તમ છે. સર્વ દાનો કરતાં વધારે ઉત્તમ છે, તે માટે જળનું દાન અવશ્ય દેવું જોઇએ.૨૧

આ રીતે તળાવ ખોદાવવાનું ઉત્તમ ફળ કહ્યું; હવે વૃક્ષો વાવવા વિશે તને કહું છું.૨૨ સ્થાવર ભૂતોની છ પ્રકારની જાતિ કહી છે તે આ પ્રમાણે છેઃ-વૃક્ષ, ગુલ્મ, લતા, વલ્લી, છાલ તથા ખડની જાતિ.૨૩ આટલી વૃક્ષની જાતિ છે, અને તેઓને રોપવાના ગુણો આ પ્રમાણે છેઃ- વૃક્ષોને રોપનારાની મનુષ્યલોકમાં કીર્તિ થાય છે, અને મરણ પછી પરલોકમાં શુભ ફળ મળે છે.૨૪ આ લોકમાં તેનું નામ થાય છે, અને પરલોકમાં પિતૃઓ તેની પૂજા કરે છે, તથા વૃક્ષ રોપનારો દેવલોકમાં જાય છે (મરણ પામે છે) તોપણ તેનું નામ નાશ પામતું નથી.૨૫ વળી, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! વૃક્ષ રોપનારો પુરુષ પોતાના પિતાના થઈ ગયેલા તથા થનારા વંશને તારે છે, માટે વૃક્ષોને રોપવાં.૨૬ વળી વૃક્ષો, રોપનારાના પુત્રો થઇને અવતરે છે એમાં સંદેહ નથી, અને વૃક્ષ રોપનારો મરણ પછી સ્વર્ગમાં જાય છે તથા અવિનાશી લોકોને મેળવે છે.૨૭ વૃક્ષો પુષ્પોથી દેવોને તૃપ્ત કરે છે, ફળોથી પિતૃઓને તૃપ્ત કરે છે, અને છાયાથી અતિથિઓનો સત્કાર કરે છે.૨૮ કિન્નરો, ઉરગો, રાક્ષસો, દેવતાઓ, ગંધર્વો, મનુષ્યો, તથા ઋષિઓ વૃક્ષોનો આશ્રય કરે છે.૨૯ પુષ્પિત તથા ફળવાળાં વૃક્ષો આ જગતમાં મનુષ્યોને તૃપ્ત કરે છે. વૃક્ષો, વૃક્ષનું દાન કરનારાને પુત્રની પેઠે પરલોકમાં તારે છે.૩૦ તે માટે કલ્યાણની ઇચ્છા કરનારા પુરુષે સદાય તળાવની બાજુમાં ઉત્તમ વૃક્ષો રોપવાં, અને પુત્રની પેઠે તે વૃક્ષોને ઉછેરવાં. કારણ કે, રોપેલાં વૃક્ષો ધર્મ પ્રમાણે પુત્ર કહેવાય છે.૩૧ તળાવ ખોદાવનારો, વૃક્ષ વાવનારો, યજ્ઞ કરનારો બ્રાહ્મણ, તથા સત્યવાદી પુરુષ આ સર્વે સ્વર્ગમાં પૂજાય છે.૩૨ તે માટે મનુષ્યે તળાવ ખોદાવવાં, વૃક્ષો રોપાવવાં, અનેક યજ્ઞો કરવા, અને નિત્ય સત્ય બોલવું.૩૩

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'बगीचा तथा तळावनुं माहात्म्य' ए नामनो अध्याय ९८ मो समाप्त

## અધ્યાય ૯૯ મો

### શ્રેષ્ઠ દાન કયું?

યુધિષ્ઠિર પૂછે છેઃ-વેદીની બહારના ભાગમાં જે જે દાનો કહ્યાં છે તે દાનોમાં, હે કુરુશ્રેષ્ઠ! તમે ઉત્તમ દાન કોને માનો છો તે મને કહો.૧ હે પ્રભુ! દાનની બાબત જાણવામાં મને પરમ કુતૂહલ છે, જે દાન આપવાથી તેનું ફળ દાતાને મળે, તે મને કહો.૨

ભીષ્મ કહે છેઃ-સર્વ પ્રાણીને અભય દાન આપવું, દુઃખના સમયમાં અનુગ્રહ કરવો, તથા તરસ્યાને પાણી આપવું, અને યાચના કરનારાને તેની ઇચ્છાનુસાર વસ્તુ આપવી.૩ હે ભરતવંશશ્રેષ્ઠ! જે દાનને આપ્યા પછી તે દાન આપી દીધું એમ જે માને છે (અર્થાત્ તેની પછી પરવા કરતો નથી) તે દાન શ્રેષ્ઠ છે એમ કહેવાય છે. જે દાન દાતાની પાછળ જાય (અર્થાત્ જેનું દાતાને ફળ મળે) તે દાન શ્રેષ્ઠ દાન કહેવાય છે.૪ સુવર્ણનું દાન, ગાયનું દાન, અને પૃથ્વીનું દાન, આ દાન પવિત્ર દાન છે, અને તે પાપી મનુષ્યને પણ તારે છે.૫ હે પુરુષવ્યાઘ્ર! તું આ દાનો નિત્ય સત્પુરુષોને આપ; કારણ કે, દાનો મનુષ્યનાં પાપોનો નાશ કરે છે, એમાં સંશય નથી.૬ જે જે પદાર્થ જગતમાં અત્યંત પ્રિય હોય, તથા પોતાના ઘરમાં જે જે પદાર્થ પોતાને પ્રિય હોય, તે તે પદાર્થ અક્ષય સુખની ઇચ્છા રાખનારા પુરુષે ગુણવાન્ પુરુષને દાનમાં આપવાં.૭ જે પુરુષ પ્રિય વસ્તુ આપે છે તથા મનગમતું કરે છે તે પુરુષ પ્રિય વસ્તુઓને મેળવે છે, તથા આ લોકમાં અને પરલોકમાં પ્રાણીઓનો પ્રિય થઈ પડે છે.૮ હે યુધિષ્ઠિર! એક પુરુષ યાચના કરતો હોય, સંસારમાં આસક્તિ વિનાનો હોય, અને જેની પાસે કંઈ પણ ન હોય તેવા પુરુષનો જે પુરુષ અભિમાનથી યથાશક્તિ સત્કાર કરતો નથી, તેને ક્રૂર જાણવો.૯ પરંતુ

પોતાનો શત્રુ હોવા છતાં પણ જે પુરુષ દીન હોય, ને શરણે આવ્યો હોય, તે પુરુષના ઉપર દુઃખમાં જે અનુગ્રહ કરે છે, તેને ઉત્તમ પુરુષ જાણવો.[૧૦] એક પુરુષ વિદ્યા ભણ્યો હોય છતાં આજીવિકા વિનાનો હોય, નિર્ધન થઈ ગયો હોય, અને અન્નને માટે દુઃખી થતો હોય, તે પુરુષની ક્ષુધાને જે પુરુષ ટાળે છે તે પુરુષના સમાન કોઈ પણ પુરુષ નથી.[૧૧] હે કુંતીપુત્ર! જે બ્રાહ્મણો નિયમો તથા વ્રત કરનારા છે, સત્પુરુષ છે, પુત્રો તથા સ્ત્રી વિનાના છે, તથા કોઇની પણ યાચના કરતા નથી, તેવા બ્રાહ્મણોનો સર્વ પ્રકારના ઉપાયો કરીને સત્કાર કરવો.[૧૨] જેઓ દેવતાઓની અને મનુષ્યોની પાસેથી ફળની ઇચ્છાએ આશીર્વચન—સ્તુતિ કરતા નથી, જેઓ માનને યોગ્ય છે, નિત્ય સંતુષ્ટ રહેનારા છે, તથા પોતાને જે વસ્તુ માગ્યા વગર મળે તેના ઉપર આજીવિકા કરે છે,[૧૩] હે ભરતવંશી રાજા! તેવા ઝેરી સર્પના જેવા પુરુષોથી (દાનાદિથી) તારે તારું રક્ષણ કરવું, તથા દૂત વગેરે પુરુષોદ્વારા તે ઉત્તમ બ્રાહ્મણોને જાણવા,[૧૪] અને, પછી હે કૌરવ! સર્વ આવશ્યક પદાર્થવાળાં, દાસદાસીવાળાં, આભૂષણાદિવાળાં, અને સર્વ પુરુષની કામના પૂરનારાં તથા સર્વને સુખ આપનારાં ઉત્તમ ઘરોને આપીને તેઓનો સત્કાર કરવો.[૧૫] હે યુધિષ્ઠિર! ધર્મને માટે ધર્મ કરવો, ફળ મળશે એવી આશાએ ધર્મ કરવો નહિ એવું માનનારા, ધર્મવાળા, પુણ્ય કર્મ કરનારા બ્રાહ્મણો ધર્મપરની શ્રદ્ધાથી પવિત્ર થયેલું તે દાન ગ્રહણ કરશે.[૧૬] વિદ્યાસ્નાત તથા વ્રતસ્નાત એમ બે પ્રકારના બ્રાહ્મણો છે, જે કોઇનો પણ આશ્રય કર્યા વગર આજીવિકા કરે છે. આ ઉત્તમ વ્રત પાળનારા બ્રાહ્મણો પોતાનો સ્વાધ્યાય તથા તપ ગુપ્ત રાખે છે.[૧૭] હે યુદ્ધપતિ! તેવા શુદ્ધ મનના, દાંત, પોતાની સ્ત્રી ઉપર જ સંતુષ્ટ રહેનારા એવા બ્રાહ્મણોને તું જે દાન આપીશ, તે તને પરલોકમાં કલ્યાણકારક થઈ પડશે.[૧૮] એક બ્રાહ્મણ સાયંકાળે તથા પ્રભાતમાં અગ્નિહોત્રમાં સારી રીતે હોમ કરે છે અને તેને જે ફળ મળે છે તેજ ફળ, મનને નિયમમાં રાખનારા બ્રાહ્મણોને દાન આપવાથી મળે છે.[૧૯] હે તાત! તારો આ દાનરૂપી વિસ્તારવાળો યજ્ઞ શ્રદ્ધાથી પવિત્ર છે, દક્ષિણાવાળો છે, અને સર્વ યજ્ઞોના કરતાં શ્રેષ્ઠ છે, તે નિત્ય ચાલુ રહ્યા કરો.[૨૦] હે યુધિષ્ઠિર! પિતૃતર્પણ જેમ નિત્ય કરવામાં આવે છે, તેમ નિત્ય ઉપર કહેલા બ્રાહ્મણોને દાન આપવું તથા ઉપર કહેલા બ્રાહ્મણોનો આશ્રય કરવો, તેઓની નિત્ય પૂજા કરવી; તેથી દેવ, ઋષિ તથા પિતૃઓના ઋણમાંથી મુક્ત થવાય છે.[૨૧] જે બ્રાહ્મણો કદી પણ કોપ કરતા જ નથી, તેમ ખડનો પણ લોભ કરતા નથી તે બ્રાહ્મણો, તેમ જ જે બ્રાહ્મણો પ્રિય ભાષણ કરનારા છે તે બ્રાહ્મણો આપણા પૂજ્યતમ છે.[૨૨] ઉપર કહેલા બ્રાહ્મણો તથા બીજા બ્રાહ્મણો નિઃસ્પૃહ હોવાથી દાતાને ઉત્તમ માનતા નથી, તેમ ધનને માટે પ્રવૃત્તિ પણ કરતા નથી. આવા બ્રાહ્મણોનું પુત્રની પેઠે પાલન કરવું જોઇએ, તથા તેઓને નમસ્કાર હો અને તેઓને અભયદાન મળો (કારણ કે તેવા ખીજે તો નરક અને રીઝે તો સ્વર્ગ આપે).[૨૩] શિષ્યોપર વત્સલતા રાખનારા અને વેદનું અધ્યયન કરનારા ઋત્વિજ, પુરોહિત અને આચાર્યો ઉપર કહ્યા પ્રમાણે નિઃસ્પૃહી હોય છે. કારણ કે, ગમે તેવા ક્ષાત્ર તેજવાળું તેજ બ્રાહ્મણના તેજના સમાગમમાં આવતાં શાંત પડી જાય છે.[૨૪] હે યુધિષ્ઠિર! આ સર્વ ધન મારું છે, હું બળવાન્ છું, હું રાજા છું, આમ માનીને તારે બ્રાહ્મણોનો ત્યાગ કરીને વસ્ત્રોનો તથા અન્નનો ઉપભોગ કરવો નહિ.[૨૫] હે નિર્દોષ રાજા! તારી પાસે શોભાને માટે તથા બળને માટે જે ધન છે, તે ધનથી તારે બ્રાહ્મણોનું પૂજન કરવું અને સ્વધર્મનું આચરણ કરવું[૨૬] વર્તમાન કાળના બ્રાહ્મણો જેવા હોય તેવા તોપણ તે બ્રાહ્મણોને તારે નમસ્કાર કરવા, અને બ્રાહ્મણો પણ પોતાનાં સુખ તથા ઉત્સાહ સાથે તારી પાસે પુત્રની પેઠે રમો![૨૭] હે કુરુકુલોત્તમ! જેઓની કૃપા અક્ષય છે, જેઓ સ્નેહાળ હૃદયના છે, જેઓ અલ્પ વસ્તુથી સંતુષ્ટ થનારા છે, તેઓને તારા વિના બીજો કયો પુરુષ આજીવિકા આપવાને યોગ્ય છે?[૨૮] જેમ જગતમાં પતિનો આશ્રય કરવો, એ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે, અને પતિ જ સ્ત્રીઓની સદૈવ ગતિ છે, બીજી નથી; તેમ જ આપણી ગતિ અર્થાત્ આશ્રય બ્રાહ્મણો છે.[૨૯] હે તાત! જો આપણે બ્રાહ્મણોની પૂજા કરીએ નહિ અને તેઓ જો ક્ષત્રિયમાં નિત્ય રહેનારું દારુણ કર્મ જોઇને આપણો ત્યાગ કરી દે તો,[૩૦] આપણે વેદ વિનાના, યજ્ઞહોમ વિનાના, અને તેથી પરલોક વિનાના તથા કીર્તિ વિનાના થઈ પડીએ, અને પછી આપણને જીવીને શું પ્રયોજન છે? બ્રાહ્મણોનો આશ્રય કર્યા વિના જીવવું એ વ્યર્થ છે.[૩૧] હે રાજન્! આ વિષયમાં હું તને સનાતન ધર્મનો વિચાર કહીશ. પૂર્વે ક્ષત્રિયો બ્રાહ્મણોની સેવા કરતા હતા,[૩૨] વૈશ્ય ક્ષત્રિયની સેવા કરતા હતા, અને શૂદ્ર વૈશ્યની સેવા કરતા હતા, એમ વેદમાં કહ્યું છે. અગ્નિની પેઠે પ્રજ્વલિત રહેનાર બ્રાહ્મણની શૂદ્રે દૂર રહીને સેવા કરવી.[૩૩] પરંતુ ક્ષત્રિયે અને વૈશ્યે બ્રાહ્મણનો સ્પર્શ કરીને સેવા કરવી. બ્રાહ્મણો સ્વભાવે કોમળ હોય છે, સત્ય સ્વભાવના હોય છે,

સત્ય ધર્મને અનુસરે છે;૩૪ પરંતુ તેઓ ક્રોધે ભરાય છે ત્યારે ઝેરી સર્પના જેવા થઈ પડે છે. તે બ્રાહ્મણોની તારે સેવા કરવી. ચઢતી તથા ઉતરતી જાતિઓના કરતાં જેઓ શ્રેષ્ઠ છે તેઓના કરતાં પણ બ્રાહ્મણો ઉત્તમ છે.૩૫ ક્ષત્રિયો તેજે કરીને તથા તપે કરીને તપતા હોય તો પણ તેઓનાં તેજ અને તેઓનાં તપ બ્રાહ્મણોની પાસે શાંત પડી જાય છે.૩૬ મને મારા પિતા પણ બ્રાહ્મણ જેવા વહાલા નથી, તેમ, હે તાત! તું પણ બ્રાહ્મણોના જેવો વહાલો નથી. તેમ મારા પિતાના પિતા પણ મને વહાલા નથી, તેમ મારો આત્મા ને મારું જીવતર પણ મને બ્રાહ્મણ જેટલું વહાલું નથી.૩૭ મને તારા કરતાં વધારે વહાલો આ પૃથ્વી ઉપર કોઈ પણ નથી. પરંતુ, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તારા કરતાં પણ બ્રાહ્મણો મને વિશેષ વહાલા છે.૩૮ હે પાંડુપુત્ર! મેં આ વાર્તા સત્ય કહી છે, અને તે સત્યને લીધે જ્યાં શાંતનુ રાજા છે ત્યાં હું જઈશ.૩૯ હું બ્રહ્મલોક વગેરે સત્પુરુષોના પવિત્ર લોકોને જોઉં છું, અને, હે તાત! મારે ત્યાં લાંબા કાળને માટે ઝટ જાવું છે.૪૦ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હું આ લોકોને જોયા પછી મેં બ્રાહ્મણોનો (દાનાદિકથી) જે ઉપકાર કર્યો છે, તેનાથી મને સંતાપ થતો નથી અર્થાત્ હું હર્ષમાં આવી ગયો છું.૪૧

इति श्रीमहाभारतमां अनुशासनपर्व विषे दानधर्ममां अध्याय ५९ मो समाप्त

## અધ્યાય ૬૦ મો

### ઉત્તમ દાનપાત્ર કયું?

યુધિષ્ઠિર પૂછે છેઃ-બે પુરુષ સમાન આચરણવાળા હોય, સમાન વિદ્યા ભણ્યા હોય, અને એક સમયેજ જન્મ્યા હોય, તે બેમાંથી યાચના નહિ કરનારાને કે યાચના કરનારાને કોને આપવાથી ઉત્તમ ફળ મળે છે?૧

ભીષ્મ કહે છેઃ-હે પૃથાના પુત્ર! યાચના કરનારા કરતાં યાચના નહિ કરનારાને દાન આપવાથી વિશેષ કલ્યાણ થાય છે. અધીર મનના કૃપણ પુરુષના કરતાં ધીરજવાળો પુરુષ વધારે પૂજ્ય ગણાય છે.૨ રક્ષણ કરવામાં ક્ષત્રિયે ધૈર્ય-દૃઢતા રાખવી જોઇએ, અને યાચના ન કરવામાં બ્રાહ્મણે ધૈર્ય-દૃઢતા રાખવી જોઇએ. જે બ્રાહ્મણ ધીરજવાળો, વિદ્વાન્ અને સંતોષી હોય છે, તે દેવોને પ્રસન્ન કરે છે.૩ હે ભરતવંશી રાજા! દરિદ્ર પુરુષનું યાચનારૂપી કર્મ તિરસ્કારરૂપ છે, આમ વિદ્વાનો કહે છે; કારણ કે યાચના કરનારાં પ્રાણીઓ સદાય ચોરની પેઠે લોકોને ખિન્ન કરે છે.૪ યાચના કરનારો મરણ પામે છે, પરંતુ દાતા કોઈ પણ દિવસ મરણ પામતો નથી. હે યુધિષ્ઠિર! દાતા યાચકને અને પોતાના આત્માને પણ જીવાડે છે.૫ બીજા ઉપર દયા કરવી એ પરમ ધર્મ છે, અને એટલા માટેજ યાચના કરનારાને આપવામાં આવે છે; પરંતુ દુઃખી થયા છતાં પણ યાચના નહિ કરનારા પુરુષોને સર્વ પ્રકારના ઉપાયોથી નિમંત્રણ કરીને આપવું.૬ જો યાચના નહિ કરનારા ઉત્તમ બ્રાહ્મણો દેશમાં રહેતા હોય તો ભસ્મથી ઢંકાયલા અગ્નિના જેવા તે બ્રાહ્મણોને તારે પ્રયત્નથી શોધી કાઢીને જાણવા.૭ કારણ કે તપથી પ્રકાશમાન તે બ્રાહ્મણો પૃથ્વીને પણ બાળી ભસ્મ કરે છે. હે કૌરવ! તેઓ અપૂજ્ય રહ્યા હોય તો તેઓ દરેક રીતે પૂજા કરવાને યોગ્ય છે.૮ કારણ કે, જ્ઞાન, વિજ્ઞાન અને તપવાળા બ્રાહ્મણો પૂજ્ય હોય છે. માટે, હે શત્રુતાપન! તારે તે બ્રાહ્મણોની પૂજા કરવી.૯ જે બ્રાહ્મણો યાચના કરતા નથી તેઓની પાસે તારે જવું, અને તેઓને બહુવિધ ધનાદિક પદાર્થો આપવા. સાંજે તથા પ્રભાતમાં અગ્નિહોત્રમાં હોમ કરવાથી જે ફળ થાય છે,૧૦ તે ફળ વિદ્યા તથા વેદાધ્યયનને માટે બ્રહ્મચર્ય વ્રત પાળનારા બ્રાહ્મણને દાન આપવાથી મળે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. વિદ્યાસ્નાતક તથા વેદવ્રતા સ્નાતક, કોઇનો પણ આશ્રય લીધા વગર આજીવિકા કરનારા,૧૧ ગુપ્ત રીતે સ્વાધ્યાય કરનારા અને ગુપ્ત રીતે તપ કરનારા, ઉત્તમ વ્રતો કરનારા ઉત્તમ બ્રાહ્મણોને, મનને ગમે તેવાં ઘરો, તેની સાથે સેવકો તથા આભૂષણાદિક અને સર્વ જાતની સામગ્રી આપીને૧૨ તથા બીજા પણ અનેક સુખકારક પદાર્થો આપીને, હે કૌરવ! બ્રાહ્મણોનો સત્કાર કર. હે યુધિષ્ઠિર! શ્રદ્ધાવાળું તે દાન તેઓ પણ પ્રતિગ્રહણ કરશે.૧૩ કારણ કે ધર્મને જાણનારા તથા સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારા બ્રાહ્મણો, ધર્મને માટે દાનધર્મ થાય તેનો સ્વીકાર તો કરવો જ જોઇએ એમ માને છે. વળી તે બ્રાહ્મણો ભોજન કરીને, જ્યાં પોતાને ઘેર સ્ત્રી અને બાળકો તે કંઈ લાવશે એવી આશાએ બેઠાં હોય ત્યાં ઘેર જશે;૧૪ ત્યાં તેમની સ્ત્રીઓ ખેડુતો જેમ વરસાદની વાટ જુવે છે તેમ સ્ત્રીઓ પોતાના પતિ અન્નાદિક લઈને કયારે આવશે એમ વાટ જોય છે. (એવા બ્રાહ્મણને દાન આપવાનું મહા ફળ છે.) નિયમમાં રહેનારા બ્રાહ્મણ બ્રહ્મચારીઓ પ્રભાતમાં અન્નનું૧૫ ભોજન કરે તો, હે તાત! તેઓ અન્નદાન કરનારના ત્રણે અગ્નિને તૃપ્ત કરે છે. તારે મધ્યાહ્ન સમયે, હે તાત! દાનધર્મ થવા દેવો.૧૬ ગાય, હિરણ્ય (સુવર્ણ)

અને વસ્ત્ર વગેરેનું તારે દાન કરવું કે જેથી ઇંદ્ર તારા ઉપર પ્રસન્ન થાય. હે યુધિષ્ઠિર! ત્રીજે પોહોરે, દેવોને, કરેલું દાન વિશ્વદેવતાને ઉદ્દેશીને ગણાશે.[૧૭] તેમાં તારે પિતૃઓને, તથા બ્રાહ્મણોને ભોજન કરાવવું. સર્વ પ્રાણીઓને અભયદાન આપવું, સર્વને વિભાગ પાડીને વસ્તુઓ પૂરી પાડવી,[૧૮] અને ઇંદ્રિયોનો નિગ્રહ કરવો. ત્યાગ-દાન, ધૈર્ય, અને સત્ય તને અવભૃથ-સ્નાનરૂપ થઈ પડશે. હે તાત! તારો આ દાનયજ્ઞ શ્રદ્ધાથી પવિત્ર છે, દક્ષિણાવાળો છે,[૧૯] અને સર્વ યજ્ઞોમાં શ્રેષ્ઠ છે, તે નિત્ય ચાલુ રહો.[૨૦]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्म ए नामनो अध्याय ६० मो समाप्त

## અધ્યાય ૬૧ મો

### દાનધર્મ

યુધિષ્ઠિર પૂછે છેઃ-દાન તથા યજ્ઞક્રિયા આ બેમાંથી, મરણ પછી, કઈ ક્રિયા મહા ફળ આપે છે? કયા કર્મનું ઉત્તમ ફળ કહ્યું છે? કોને દાન આપવું જોઇએ? યજ્ઞક્રિયા કેવી રીતે કરવી જોઇએ તથા કયારે કરવી જોઇએ?[૧] હે ભરતવંશી રાજા! આ વાત હું યથાર્થ રીતે જાણવાની ઇચ્છા રાખું છું. હે વિદ્વન્! મને જિજ્ઞાસુને દાનધર્મો કહો.[૨] વેદીની અંદર શ્રદ્ધાપૂર્વક દાન કરવામાં આવ્યું હોય તથા વેદીથી બહાર દયાથી જે દાન કરવામાં આવ્યું હોય આ બે દાનમાંથી, હે પિતામહ! હે તાત! કયું દાન કલ્યાણકારક છે તે મને કહો.[૩]

ભીષ્મ કહે છેઃ-હે તાત! ક્ષત્રિયો નિત્ય ભયંકર કર્મ કર્યા કરે છે, માટે તેને આ લોકમાં પવિત્ર કરનારાં યજ્ઞકર્મ તથા દાનકર્મ છે.[૪] મહાત્મા પુરુષો પાપકર્મ કરનારા રાજાઓનું દાન લેતા નથી. એટલા કારણથી રાજાએ સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞોથી યજન કરવું.[૫] જો સત્પુરુષો દાન લેતા હોય તો રાજાએ દરરોજ પરમ શ્રદ્ધાથી દાન દેવું. કારણ કે શ્રદ્ધાથી આપવામાં આવેલું દાન ઉત્તમ અને પવિત્ર કરનારું છે.[૬] માટે તું વ્રતને નિયમ પ્રમાણે ધારણ કરીને, મિત્રતાના ગુણવાળા, વેદવેત્તા, શીલ, આચાર તથા તપને સંપાદન કરનારા ઉત્તમ બ્રાહ્મણોને યજ્ઞમાં ધન આપીને તૃપ્ત કર.[૭] જેથી તેઓ તેમ કરે તેથી તારું કરેલું પાર પડશે (અર્થાત્ તેઓ જો ન સ્વીકારે તો તારું કરેલું ફોકટ જાય). માટે તું મહાત્માઓનો સત્કાર કરવા માટે સ્વાદિષ્ઠ અન્નવાળા અને મોટી દક્ષિણાવાળા યજ્ઞો કર;[૮] અને તે યજ્ઞોમાં તું યજ્ઞ કરી તેમાં દાન દઇને તારા આત્માને પુણ્યવાન્ માન. વળી, તારે યજ્ઞ કરનારા બ્રાહ્મણોનો સત્કાર કરવો, કે જેથી તેઓના પુણ્યમાંથી તને પણ ભાગ મળે.[૯] જે બ્રાહ્મણો સંતાનવાળા તથા લોકોનો ઘણો ઉપકાર કરનારા હોય, તેવા બ્રાહ્મણોનું તારે ભરણપોષણ કરવું. તેમ કરવાથી તું પ્રજાપતિની પેઠે પ્રજાવાળો થઈશ.[૧૦] જેઓ સાધુના સર્વ ધર્મોને અને સત્પુરુષોને વધારે ઉત્તેજન આપે છે, તે સત્પુરુષોનું રાજાએ સર્વસ્વ આપીને ભરણપોષણ કરવું; કારણ કે તેવા મહાત્મા પુરુષો રાજાનો અત્યંત ઉપકાર કરે છે.[૧૧] હે યુધિષ્ઠિર! તું સમૃદ્ધિથી સંપન્ન થઇને બ્રાહ્મણોને ગાયો, બળદો, અન્ન, છત્રો, વસ્ત્રો, ને પગરખાનાં દાન કરજે;[૧૨] તથા, હે ભરતવંશી રાજા! યજ્ઞ કરનારા બ્રાહ્મણોને ઘી, અન્નો, ઘોડા જોડેલાં રથાદિક વાહનો, ઘરો, પલંગો વગેરેનાં દાનો આપજે.[૧૩] હે ભરતવંશી રાજા! આ દાનો સમૃદ્ધિને તથા પુણ્યને સરળ ઉપાયથી આપનારાં છે. જે બ્રાહ્મણોનું આચરણ જુગુપ્સા કરાવનારું ન હોય અને જેઓ આજીવિકા ન હોવાથી દુઃખી થતા હોય, તેઓનો તપાસ કરીને,[૧૪] છૂપી રીતે અથવા તો પ્રકટ રીતે આજીવિકા કરી આપીને તેઓનું પાલન કરવું; તથા રાજસૂય અને અશ્વમેધ યજ્ઞ કરીને તેઓનો સત્કાર કરવો, કે જેથી ક્ષત્રિયોનું કલ્યાણ થાય.[૧૫] તું ઉપર કહ્યા પ્રમાણે દાન તથા યજ્ઞો કરવાથી પાપમાંથી મુક્ત થઈશ, અને પવિત્ર થઇને સ્વર્ગમાં જઈશ, તારા ધનના ભંડારોને ભરીશ, અને દેશની રક્ષા કરીશ.[૧૬] આ રીતે કરવાથી તુંને ધનો મળશે, અને આવતાં જન્મમાં તું બ્રાહ્મણપણાને પ્રાપ્ત કરીશ; માટે, હે ભરતવંશી રાજા! તું તારી પોતાની તથા બીજાઓની આજીવિકાનું રક્ષણ કર.[૧૭] તારે તારા પોષ્ય વર્ગનું તથા પ્રજાનું પુત્રની પેઠે પાલન કરવું; તથા, હે ભરતવંશી રાજા! બ્રાહ્મણોને જે વસ્તુ ન હોય તે નિત્ય પૂરી પાડવી, અને તેની પાસે જે હોય તેની નિત્ય રક્ષા કરવી.[૧૮] તારું જીવન બ્રાહ્મણને ઉપયોગી થાવ, તથા તારે બ્રાહ્મણોનું નિત્ય પાલન કરવું. બ્રાહ્મણની પાસે ઘણું ધન એકઠું થાય એ અનર્થકારક છે;[૧૯] કારણ કે લક્ષ્મીની સાથે નિત્ય સહવાસ કરવાથી તે મનુષ્યને ગર્વિષ્ઠ બનાવે છે, અને અત્યંત મોહ ઉપજાવે છે. બ્રાહ્મણો જયારે અત્યંત મૂઢ થઈ જાય છે (તેને ધર્માધર્મનું જ્ઞાન રહેતું નથી) ત્યારે ધર્મ અવશ્ય નાશ પામે છે, અને ધર્મનો નાશ થવાથી પ્રાણીઓનો પણ નાશ થાય છે એમાં સંશય નથી.[૨૦] જે રાજા પોતાના ધનનું રક્ષણ કરનારાઓને ધન સોંપી દે છે, અને પછી પોતાના સેવકોને 'તમે યજ્ઞ કરવા માટે દેશમાંથી બીજું

ધન લાવો, આમ આજ્ઞા કરીને પોતાના દેશને લુંટે છે,[૨૧] અને પછી એ રીતે રાજાના ભય અને દંડથી આવેલ ધન ભેગું કરીને જે રાજા યજ્ઞ કરે છે, તે રાજાના યજ્ઞનાં સત્પુરુષો વખાણ કરતા નથી.[૨૨] પરંતુ સારી રીતે ધનવાન્ એવી જે પ્રજા, પીડા પામ્યા વગર, અનુકૂળ થઈને રાજાને ધન આપે છે તેવા સરળ ઉપાયથી ધન મેળવીને યજ્ઞ કરવો; પરંતુ પ્રજાને દુઃખ દેવા સંબંધી મહાન્ પ્રયત્નથી ધન મેળવીને તેનાથી યજ્ઞ કરવો નહિ.[૨૩] જો રાજા પ્રજાનો અત્યંત હિતકારક હોય અને પ્રજા વિધિપૂર્વક પોતાની સંપૂર્ણ વૃદ્ધિ પામેલી સંપત્તિનો રાજાના ઉપર અભિષેક કરે તો રાજાએ મહાયજ્ઞો કરીને તેમાં ઘણી દક્ષિણાઓ આપવી.[૨૪] રાજાએ વૃદ્ધ પુરુષનું, બાળકનું,* આંધળાનું, કૃપણનું (દરિદ્રનું), તથા જે કુવાનાં પાણીથી ધાન્ય પકાવીને તેનાથી આજીવિકા કરતા હોય તેવા પુરુષનું, તથા રુદન કરનારી સ્ત્રીનું ધન રાજાએ ખાલસા કરવું નહિ.†[૨૫] રાજા જો દરિદ્રના ધનને હરી લે છે તો તેનું ધન દેશનો તથા રાજાની લક્ષ્મીનો નાશ કરે છે. રાજાએ મહાત્મા પુરુષોને મોટા વૈભવો ભોગવવા માટે આપવા તથા તેમની ક્ષુધાનો ભય પણ દૂર કરવો.[૨૬] જે રાજાના સ્વાદિષ્ઠ ભોજનોને બાળકો દૃષ્ટિથી જોયા કરે છે, પરંતુ વિધિપૂર્વક તેઓને તેનું ભોજન મળતું નથી તેના કરતાં અધિક પાપ શું હોય?[૨૭] તારા દેશમાંનો કોઈ વિદ્વાન્ બ્રાહ્મણ તેમની પેઠે ક્ષુધાથી–ભુખથી પીડાશે તો તને ગર્ભહત્યાનું પાપ તથા મહાપાતક કર્યું હોય તેવું પાપ લાગશે.[૨૮] શિબિ રાજાએ કહ્યું છે કેઃ–જે રાજાના દેશમાં બ્રાહ્મણ અથવા તો બીજો કોઈ પણ મનુષ્ય ભુખથી પીડાય છે, તે રાજાના જીવિતને ધિક્કાર પડજો![૨૯] જે રાજાના દેશમાં સ્નાતક બ્રાહ્મણ ભુખથી પીડા પામે છે, તે રાજાનો દેશ આબાદ થતો નથી, તેમ તે રાજાની નિંદા થાય છે અર્થાત્ તેની પ્રજા તેની શત્રુ થાય છે.[૩૦] જે રાજાના દેશમાંથી રડતા પતિઓના અને પુત્રોના સમક્ષમાં પોકાર કરતી સ્ત્રીઓને હરી જવામાં આવે છે (ઉપાડી જવામાં આવે છે), એ રાજા જીવતો નથી પરંતુ મુવેલો છે એમ જાણવું.[૩૧] જે રાજા પ્રજાનું રક્ષણ ન કરતો હોય, પ્રજાનું ધન હરી જતો હોય (લુંટ ચલાવનારો હોય), નાયક તરિકે અયોગ્ય હોય, અને દયા વિનાનો હોય, આવા રાજારૂપી કલિને પ્રજાએ કેદ કરીને મારી નાંખવો.[૩૨] જે રાજા 'હું તમારી રક્ષા કરીશ' આમ કહ્યા છતાં રક્ષણ કરતો નથી તેવા રાજાને પ્રજાએ એકઠા થઈને હડખાયલાં કુતરાંની પેઠે મારી નાંખવો.[૩૩] રાજા પોતાની પ્રજાનું રક્ષણ કરે નહિ તો તેની પ્રજા જે કંઈ પાપ કરે છે તેના પાપનો ચતુર્થાંશ, હે ભરતવંશી રાજા! તેના રાજાને મળે છે.[૩૪] કેટલાએક કહે છે કે, પ્રજાએ કરેલું સર્વ પાપ રાજાને મળે છે, ત્યારે કેટલાએક કહે છે કે, પ્રજાનું કરેલું અર્ધું પાપ રાજાને મળે છે, આવો નિશ્ચય છે. પરંતુ મનુનું અનુશાસન (શાસ્ત્ર) સાંભળ્યા પછી અમારો મત એવો છે કે, ચતુર્થાંશ પાપ રાજાને મળે છે.[૩૫] રાજાએ સારી રીતે પાળેલી પ્રજા જે કંઈ શુભ કર્મ (પુણ્ય કર્મ) કરે છે, તેના પુણ્યનો ચતુર્થાંશ, હે ભારત! રાજાને મળે છે.[૩૬] હે યુધિષ્ઠિર! સર્વ પ્રજા તારા ઉપર આજીવિકા કરો! પ્રાણીઓ જેમ મેઘના ઉપર આજીવિકા કરે છે, પક્ષીઓ જેમ મોટા વૃક્ષ ઉપર આજીવિકા કરે છે,[૩૭] રાક્ષસો જેમ કુબેરના ઉપર આજીવિકા કરે છે, દેવો જેમ ઇંદ્ર ઉપર આજીવિકા કરે છે તેમ, હે પરંતપ! તારા જ્ઞાતિ બંધુઓ તથા સ્નેહી જનો તારા ઉપર આજીવિકા કરો![૩૮]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'दानधर्म' ए नामनो अध्याय ६१ मो समाप्त.

## અધ્યાય ૬૨ મો.

### પૃથ્વી દાનનું માહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ–'આ દાન દેવું જોઈએ, આ દાન દેવું જોઈએ,' અને રાજાએ ઘણાં દાન દેવાં જોઈએ, આ રીતે શ્રુતિ (વેદ) આદરથી કહે છે; માટે કયું દાન ઉત્તમ છે? તે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ–દાનો ઘણાં છે. સર્વ દાન કરતાં પૃથ્વીનું દાન ઉત્તમ ગણાય છે. પૃથ્વી અચળ છે, અક્ષયા છે અને આ જગતમાં ઉત્તમ કામનાઓને પૂરનારી છે.[૨] વળી ભૂમિ, વસ્ત્રો, રત્નો, પશુઓ, વ્રિહિઓ અને યવોને પણ આપનારી છે. પૃથ્વીનું દાન દેનારો પુરુષ સર્વ પ્રાણીઓને વિશે ઘણાં વર્ષો સૂધી અભ્યુદયવાળું જીવન ગાળે છે.[૩] પૃથ્વીનું દાન દેનારો પુરુષ જ્યાં સૂધી પૃથ્વીનું આયુષ્ય રહે છે ત્યાં

* સોળ વર્ષ સુધીનો પુરુષ બાળક કહેવાય છે.

† આ શ્લોકમાં જે જે પુરુષોની ગણના કરવામાં આવી છે તે તે પુરુષનું ધન રાજાએ કોઈ પણ પ્રસંગે હરવું નહિ, એટલે લેવું નહિ તેમ ખાલસા કે જપ્ત પણ કરવું નહિ. આ શ્લોકમાં બાળક શબ્દ છે તે સોળ વર્ષ સુધીનો પુરુષ જાણવો. શાસ્ત્રમાં કહ્યું છે કે आषोडशाद्बालः સોળ વર્ષ સુધી એક પુરુષ બાળક કહેવાય છે, અને તેનો સર્વ વ્યવહાર તેના વાલીઓને કરવાનો અધિકાર છે. જેને કોઈ વાલી ન હોય તેનું વાલીપણું રાજાએ કરવું ને તેની સર્વ મીલકતની રક્ષા કરવી, ને સોળ વર્ષ વીત્યા પછી તેને તેની મીલકત સોંપવી.

સુધી સુખમાં જીવે છે. હે યુધિષ્ઠિર! ભૂમિના દાન કરતાં કોઈ પણ દાન ઉત્તમ નથી.[૪] સૌએ પૃથ્વીનું થોડું થોડું દાન આપ્યું છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે. સર્વેએ ભૂમિનું દાન આપ્યું છે, અને ભૂમિનું દાન આપનારાઓ પૃથ્વીનો ઉપભોગ કરે છે.[૫] મનુષ્યો આ લોકમાં તથા પરલોકમાં પોતાનાં કર્મનાં ફળને ભોગવે છે. ભૂમિ ભૂતિ છે તથા મહાદેવી છે; તે દાતાને પોતાનો પ્રાણપતિ કરે છે.[૬] હે શ્રેષ્ઠ રાજા! જે પુરુષ ક્ષય પામે નહિ તેવી પૃથ્વીના દાનરૂપી દક્ષિણા આપે છે, તે પુરુષ ફરીને મનુષ્યજન્મ ધરી, પૃથ્વીનો પતિ થાય છે.[૭] જે પ્રમાણે દાન કરવામાં આવે છે તે પ્રમાણે તેનો ઉપભોગ પણ મળે છે, આવો ધર્મશાસ્ત્રોમાં નિશ્ચય કરવામાં આવ્યો છે. કાંતો સંગ્રામમાં શરીરનો ત્યાગ કરવામાં આવે અથવા તો આ પૃથ્વીનું દાન કરવામાં આવે,[૮] આ બન્ને કર્મથી ક્ષત્રિય જાતિના પુરુષને પરમ લક્ષ્મી મળે છે એમ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે. પૃથ્વીનું દાન કરવાથી તે દાતાને પવિત્ર કરે છે, એમ અમે સાંભળ્યું છે.[૯] એક મનુષ્ય પાપકર્મ કરનારો હોય, બ્રહ્મહત્યા કરનારો હોય, અને અસત્ય ભાષણ કરનારો હોય, તેનાં પાપનો પણ પૃથ્વીનું દાન નાશ કરે છે તથા પાપીને પાપમાંથી છૂટો કરે છે.[૧૦] સત્પુરુષો પણ પાપકર્મ કરનારા રાજાઓની પાસેથી પૃથ્વીનું દાન ગ્રહણ કરે છે, પરંતુ બીજું દાન લેતા નથી. જેમ માતા પોતાના પુત્રને પવિત્ર કરે છે તેમ પૃથ્વીનું દાન પણ મનુષ્યને પવિત્ર કરે છે.[૧૧] આ પૃથ્વીદેવીનું प्रियदत्ता* એવું પ્રાચીન કાળનું ગુપ્ત (છૂપું) નામ છે. પૃથ્વીનું દાન આપો, કે દાન ન આપો, પરંતુ આ તેનું મુખ્ય માનીતું નામ છે.[૧૨] પૃથ્વીમાં પૃથ્વીનું દાન સર્વને ગમતું છે. જે રાજા વિદ્વાનને પૃથ્વીનું દાન કરે છે, તે રાજા રાજ્યને પ્રાપ્ત કરે છે.[૧૩] પૃથ્વીનું દાન આપનારો પુરુષ પુનર્જન્મ લઇને રાજા જેવો થાય છે એમાં સંશય નથી; તે માટે રાજાએ પૃથ્વી સંપાદન કરીને બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપવું.[૧૪] જે મનુષ્ય ભૂમિનો સ્વામી ન હોય તેણે કોઈ પણ રીતે પૃથ્વીનું સ્વામીત્વ કરવું નહિ, તેમ અપાત્ર પુરુષે પૃથ્વીનું દાન પણ લેવું નહિ, તેમ જે પૃથ્વીનું દાન દેવામાં આવ્યું હોય તેવી પૃથ્વી ઉપર પોતાનો અધિકાર રાખવો નહિ.[૧૫] જે પુરુષો પૃથ્વીપતિ થવાને ઇચ્છતા હોય તેઓએ પૃથ્વીનું દાન અવશ્ય દેવું. જે પુરુષ મહાત્મા પુરુષની પાસેથી પૃથ્વીનું હરણ કરે છે, તે પુરુષને ભૂમિ મળતી નથી.[૧૬] સત્પુરુષોને ભૂમિનું દાન આપવાથી ઉત્તમ ભૂમિ મળે છે, અને ભૂમિનું દાન કરનારો ધર્માત્મા પુરુષ મરણ પછી પરલોકમાં તથા આ લોકમાં મહાન્ યશને મેળવે છે.[૧૭] બ્રાહ્મણો જે સત્પુરુષની ભૂમિનાં સદાય વખાણ કરે છે (અર્થાત્ કહે છે કે, અમે અમુક પુરુષે આપેલાં ઘરમાં વસીએ છીએ) તે પુરુષની ભૂમિનાં, હે રાજન્! શત્રુઓ વખાણ કરતા નથી અર્થાત્ તેની નિંદા કરતા નથી, તે લેવાનો લોભ કરતા નથી.[૧૮] જે પુરુષ આજીવિકાનો નાશ થવાથી હરકોઈ પણ જાતનું પાતક કરે છે, તે પુરુષ એક ગાયના ચર્મ જેટલાં પ્રમાણની ભૂમિનું દાન કરવાથી પવિત્ર થાય છે.[૧૯] જે રાજા પાપકર્મ કરનારા હોય, ભયંકર કર્મ કરતા હોય, તેઓને ભૂમિનાં સર્વોત્તમ એવાં પવિત્ર દાનનો ઉપદેશ કરવો.[૨૦] પ્રાચીન કાળના પુરુષો માને છે કે,–એક પુરુષ અશ્વમેધ યજ્ઞ કરે અને એક પુરુષ સત્પુરુષને પૃથ્વીનું દાન કરે, તે બન્નેમાં અલ્પ અંતર છે.[૨૧] પુણ્ય કર્મ કર્યા પછી પંડિતોને તેના ફળને માટે શંકા રહે છે, પરંતુ ભૂમિનું સર્વોત્તમ એવું એક દાન છે કે, જેના ફળને માટે શંકા કરવી અશક્ય છે.[૨૨] જે મહા બુદ્ધિમાન્ પુરુષ પૃથ્વીનું દાન દે છે, તે મહાપુરુષ સુવર્ણ, ચાંદી, વસ્ત્ર, મણિ, મુક્ત, તથા ધન આ સર્વ વસ્તુને મેળવે છે.[૨૩] જે પુરુષ પૃથ્વીનું દાન કરે છે તેને તપ, યજ્ઞ, શાસ્ત્ર, શીલ, અલોભ, સત્ય પ્રતિજ્ઞા, ગુરુપૂજા, દેવપૂજા, આ સર્વ અનુસરે છે.[૨૪] જે પુરુષો પોતાના ભર્તારનું કલ્યાણ કરવા માટે તત્પર થયા હોય, જેઓ રણમાં દેહનો ત્યાગ કરીને મરણ પામ્યા હોય, તથા જેઓ બ્રહ્મલોકમાં ગયેલા હોય ને જેઓ સિદ્ધ હોય તે પુરુષો પણ ભૂમિનું દાન દેનારાથી આગળ ચઢી શકતા નથી.[૨૫] જેમ જનેતા માતા નિત્ય પોતાના પુત્રનું દૂધથી સદા પોષણ કરે છે, તેમજ પૃથ્વી પણ દાતાને સર્વ રસો આપીને તેનો અનુગ્રહ કરે છે.[૨૬] મૃત્યુ, વિપરીત તથા કુત્સિત કાર્ય કરનારો કાળ જેને વૈકિંકર કહે છે તે, દંડ, તમ, અને અગ્નિ આ સર્વે દારુણ છે. પણ ઘોર અને દારુણ એવા પાશો ભૂમિનું દાન દેનારાની પાસે આવી શકતા નથી.[૨૭] જે શાંત મનનો પુરુષ પૃથ્વીનું દાન કરે છે તે પુરુષ પિતૃલોકમાં રહેનારા પિતૃઓને તથા દેવલોકમાં રહેનારા દેવોને તૃપ્ત કરે છે.[૨૮] એક પુરુષ શરીરે દુર્બળ હોય, મરવાની અણીપર હોય, આજીવિકાને માટે કંટાળી ગયો હોય, દુ:ખી થતો હોય, તેવા પુરુષને જે કોઈ આજીવિકા આપનારી પૃથ્વીનું દાન કરે છે, તે યજ્ઞ કરનારો સત્રી ગણાય છે.[૨૯] હે મોટા ભાગ્યવાળા

---

* प्रियदत्ता સમસ્ત પદ છે. તેનો प्रियेण दत्ता પ્રિયપતિએ આપેલી એવો અર્થ થાય છે અથવા તો प्रियाय दत्ता પ્રિયને આપેલી એવો પણ અર્થ થાય છે. પૃથ્વીનું દાન આપો અથવા તો તેનું દાન ન આપો ગમે તેમ કરો, પરંતુ તેનું प्रियदत्ता નામ સનાતન કાળનું છે, અને તેનો બન્ને રીતે અર્થ થઈ શકે છે.

યુધિષ્ઠિર! જેમ વત્સલતાવાળી ગાય દૂધને ઝરતી ઝરતી પોતાના વાછરડા તરફ દોડે છે, તેમ જ ભૂમિ પણ ભૂમિનું દાન કરનારા તરફ દોડે છે.[૩૦] હળથી ખેડાયલી અથવા જેમાં બીજ વાવ્યાં છે એવી અને ફળ આપનારી પૃથ્વીનું જે દાન કરે છે અથવા જે પુરુષ મોટા ઘરનું દાન કરે છે, તે પુરુષ કામનાને પૂરનારો થાય છે.[૩૧] આજીવિકાવાળા, અગ્નિહોત્રી, અને પવિત્ર આચારવાળા બ્રાહ્મણને જે પુરુષ ભૂમિનું દાન કરે છે, તે પુરુષને મહાન્ આપત્તિ નડતી નથી.[૩૨] જેમ રોજરોજ ચંદ્રની વૃદ્ધિ થાય છે તેમ પૃથ્વીનું દાન પણ પ્રત્યેક ધાન્યદ્વારા વૃદ્ધિ પામે છે.[૩૩] પૃથ્વીના દાનના સંબંધમાં પ્રાચીન ઇતિહાસવેત્તાઓ ભૂમિએ ગાયેલી ગાથાઓને ગાય છે, અને તે ગાથાઓ સાંભળીને પરશુરામે કશ્યપને પૃથ્વીનું દાન આપ્યું હતું.[૩૪] (પૃથ્વીએ ગાયેલી ગાથા આ પ્રમાણે છેઃ-) મને જ ગ્રહણ કરો, મને દાનમાં આપો, મારું દાન કરવાથી મને સંપાદન કરશો; આ લોકમાં મારું દાન કરવાથી બીજા જન્મમાં તે ફરીને મળે છે.[૩૫] જે બ્રાહ્મણ આ વેદના જેવી પૃથ્વીએ ગાયેલી ગાથાને શ્રાદ્ધ કરતી વખતે ગાય છે, તે મહાન્ ફળને સંપાદન કરે છે.[૩૬] અથર્વ વેદમાં કહેલી મંત્રાત્મક મહા પ્રબળ એવી મારણ શક્તિને શાંત કરી દેનારું પૃથ્વીનું દાન મોટું પ્રાયશ્ચિત્ત છે. વળી પૃથ્વીનું દાન આપવાથી દાન આપનારો પોતાના પિતાની પાંચ તથા માતા તરફની પાંચ મળી દશ પેઢીને પવિત્ર કરે છે.[૩૭] વળી જે પુરુષ પૃથ્વીએ ગાયેલી વેદ સમાન આ ગાથાને જાણે છે, તે પુરુષ પણ પોતાના પિતા તથા માતા તરફની દશ પેઢીને પવિત્ર કરે છે. પૃથ્વી સર્વ પ્રાણીઓનું ઉત્પત્તિ સ્થાન છે, અને તેના દેવતા અગ્નિ છે.[૩૮] રાજાનો રાજ્યાસન ઉપર અભિષેક કર્યા પછી તેને આ ગાથા સંભળાવવી. રાજાએ શ્રવણ કર્યા પછી પૃથ્વીનું દાન દેવું તથા સત્પુરુષોની પાસેથી પૃથ્વી હરી લેવી નહિ.[૩૯] આ સર્વ વિષય બ્રાહ્મણને માટે તથા ક્ષત્રિયને માટે જ સર્વથા કહ્યો છે; કારણ કે પ્રથમ જો રાજા ધર્મકુશળ હોય તો તેની પ્રજાને ઐશ્વર્ય મળે છે.[૪૦] પરંતુ જેનો રાજા ધર્મથી વિમુખ હોય અને નાસ્તિક હોય, તો તેની પ્રજા સુખમાં સુતી નથી, તેમ સુખમાં જાગૃત પણ થતી નથી.[૪૧] રાજાના અધર્માચરણોથી તેની પ્રજા સદા ઉદ્વિગ્ન રહે છે, અને યોગની તથા ક્ષેમની ઇચ્છાવાળા ઘણા પુરુષો અધર્મી રાજાના દેશમાં પ્રવેશ કરતા નથી.[૪૨] પરંતુ જેનો રાજા બુદ્ધિમાન્ અને ધર્મનિષ્ઠ હોય છે, તેની પ્રજા સુખમાં સુવે છે અને સુખમાં જાગે છે.[૪૩] તે રાજાનાં પુણ્ય કર્મોને લીધે



તેની પ્રજા સુખી હોય છે, યોગથી તથા ક્ષેમથી વૃદ્ધિ પામે છે, તેનો દેશ જળની વૃષ્ટિથી વૃદ્ધિ પામે છે, તથા પ્રજા પોતાનાં ઉત્તમ કર્મ કરીને વૃદ્ધિને પામે છે.[૪૪] તેને કુલીન જાણવો, તેને પુરુષ જાણવો, તેને બંધુ જાણવો, તેને પુણ્ય કર્મ કરનારો જાણવો, તેને દાતા જાણવો, તેને પરાક્રમી જાણવો કે જે પુરુષ પૃથ્વીનું દાન કરે છે.[૪૫] જે પુરુષો વેદ જાણનારા વિદ્વાન્ બ્રાહ્મણને સમૃદ્ધિવાળી પૃથ્વીનું દાન આપે છે તે મનુષ્યો પૃથ્વી ઉપર તેજે કરીને સૂર્યની પેઠે પ્રકાશે છે.[૪૬] પૃથ્વીમાં બીજ વાવવાથી જેમ તેમાંથી ધાન્ય ઉગે છે, તેમ ભૂમિનું દાન દેવાથી સર્વ પ્રકારની કામનાઓ ઉત્પન્ન (પૂર્ણ) થાય છે.[૪૭] ભૂમિનું દાન આપનારાને આદિત્ય, વરુણ, વિષ્ણુ, બ્રહ્મા, સોમ, હુતાશન, અને ભગવાન્ શૂલપાણિ માન આપે છે.[૪૮] પુરુષો પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે, પૃથ્વીમાં લય પામે છે; સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ એમ ચાર પ્રકારનાં પ્રાણીઓ પૃથ્વીના વિકારવાળાં છે.[૪૯] હે પૃથ્વીપતિ! આ ભૂમિ જગતની માતા ને પિતારૂપ છે. હે જનાધિપ! પૃથ્વીના જેવું કોઈ પણ તત્ત્વ નથી.[૫૦] હે યુધિષ્ઠિર! આ વિષયમાં બૃહસ્પતિના અને ઇંદ્રના સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસનો દૃષ્ટાંત આ પ્રમાણે છે.[૫૧] ઇંદ્રે સો યજ્ઞ કરીને મોટી દક્ષિણા આપી, અને પછી વાણીને જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિને પૂછવા લાગ્યો.[૫૨]

ઇંદ્ર પૂછે છેઃ–હે ભગવન્! હે ઉત્તમ વક્તા! શાનું દાન કરવાથી મનુષ્યને સ્વર્ગનું સુખ મળે છે અને કયું દાન અક્ષય તથા ઉત્તમ કિંમતનું ગણાય છે, તે મને કહો![૫૩]

ભીષ્મ કહે છેઃ–આ રીતે સુરોના રાજાએ દેવોના પુરોહિતને પૂછ્યું એટલે મહાન્ તેજસ્વી બૃહસ્પતિએ ઇંદ્રને ઉત્તર આપ્યો.[૫૪]

બૃહસ્પતિ બોલ્યાઃ–હે વૃત્રાસુરને હણનારા! જે મહા બુદ્ધિમાન્ મનુષ્ય સુવર્ણનું દાન, ગાયનું દાન અને ભૂમિનું દાન આપે છે, તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે.[૫૫] હે પ્રભુ! હે દેવેંદ્ર! પૃથ્વીના દાન કરતાં કોઈ પણ દાન વધારે શ્રેષ્ઠ હોય, એમ હું માનતો નથી અને વિદ્વાનો પણ એમ જ કહે છે.[૫૬] જે શૂરાઓ યુદ્ધમાં મરણ પામીને સ્વર્ગમાં જાય છે અને જેઓ રણની ઇચ્છાવાળા છે તે સર્વે, હે દેવના રાજા! ભૂમિનું દાન કરનારા કરતાં અધિક ગણાતા નથી.[૫૭] જેઓ પોતાના ધણીના કલ્યાણ માટે તત્પર રહે છે, જેઓ રણમાં પોતાના દેહનો ત્યાગ કરે છે, તથા જેઓ યોગથી મુક્ત થઇને બ્રહ્મલોકમાં જાય છે, તેઓ પણ

ભૂમિનું દાન દેનારા કરતાં વધી શકતા નથી.૫૮ જે પુરુષ ભૂમિનું દાન કરે છે તે પુરુષ પોતાના પાંચ પૂર્વજોને તથા બીજા છ પૃથ્વી ઉપર રહેનારા એમ અગિયાર પુરુષોને તારે છે.૫૯ હે પુરંદર! જે પુરુષ રત્નોથી ભરપૂર એવી ભૂમિનું દાન કરે છે, તે પુરુષ સર્વ પાપોમાંથી મુક્ત થાય છે, અને સ્વર્ગલોકમાં પૂજાય છે.૬૦ હે રાજન્! જે પુરુષ સર્વ કામનાને પૂરનારી, અને સમૃદ્ધિવાળી એવી ભૂમિનું દાન કરે છે, તે પુરુષ રાજાધિરાજ થાય છે, અને તેનું દાન ઉત્તમોત્તમ કહેવાય છે.૬૧ જો પુરુષ સર્વ કામનાને પૂરનારી એવી ભૂમિનું દાન દે છે તો, હે વાસવ! સર્વ પ્રાણીઓ આ મારું-ભૂમિનું દાન કરનારો છે એમ માને છે.૬૨ હે સહસ્રાક્ષ! જે મનુષ્ય સર્વ કામનાને પૂરનારી, સર્વ કામના તથા સર્વ ગુણોથી યુક્ત એવી ધેનુ(પૃથિવી)નું દાન કરે છે, તે મનુષ્ય સ્વર્ગમાં જાય છે.૬૩ હે સુરેંદ્ર! જે પુરુષ ભૂમિનું દાન કરે છે, તે પુરુષને મધુ તથા ઘીના પ્રવાહવાળી ને દૂધ તથા દહીંને વહેનારી નદીઓ તૃપ્ત કરે છે.૬૪ રાજા પૃથ્વીનું દાન કરવાથી સર્વ પાપમાંથી મુક્ત થાય છે. ભૂમિના દાન કરતાં બીજું કોઈ પણ દાન અધિક નથી.૬૫ જે પુરુષ સમુદ્રપર્યંત પૃથ્વીને શસ્ત્રથી જિતી લઈને તેનું દાન કરે છે, તે પુરુષને જ્યાં સુધી આ પૃથ્વી રહે છે ત્યાં સુધી સંભારવામાં આવે છે.૬૬ હે પુરંદર! જે પુરુષ પવિત્ર અને સમૃદ્ધિરૂપી રસથી ભરેલી એવી ભૂમિનું દાન કરે છે, તે પુરુષને ભૂમિના દાનના માહાત્મ્યને લીધે અક્ષય લોકો મળે છે.૬૭ પોતાની ઉન્નતિ ઇચ્છનારા અને સુખની અભિલાષા રાખનારા રાજાએ, હે શક્ર! આ લોકમાં વિધિપુરઃસર સુપાત્રને ભૂમિનું અવશ્ય દાન કરવું.૬૮ મનુષ્ય પાપ કર્યાં છતાં પણ દ્વિજને ભૂમિનું દાન કરીને, જેમ એક સર્પ જૂનું શરીર તજી દે છે તેમ, પાપને તજી દે છે.૬૯ હે શક્ર! જે પુરુષ વસુધાનું દાન કરે છે તે સાગર, નદીઓ, પર્વતો અને વનો એ સર્વેનું દાન કરનારો ગણાય છે.૭૦ પૃથ્વીનું દાન કરનારા મનુષ્યને તળાવ, સરોવર, જળનાં ઝરણાંઓ અને સરોવરોનાં દાનનું ફળ મળે છે, તથા સર્વ પ્રકારના સ્નેહોના દાનનું ફળ મળે છે.૭૧ જે મનુષ્ય પૃથ્વીનું દાન કરે છે, તે મનુષ્ય વીર્યસંપન્ન ઔષધિઓ, પુષ્પો, અને ફળોવાળાં વૃક્ષો, તથા વનો (બગીચાઓ) અને પર્વતોનું દાન કરે છે એમ જાણવું.૭૨ ભૂમિનું દાન કરવાથી જે ફળ મળે છે, તે ફળ અગ્નિષ્ટોમ વગેરે યાગ કરીને, તેમાં સંપૂર્ણ દક્ષિણા આપવાથી મળતું નથી.૭૩ પૃથ્વીનું દાન કરનારો માતા તથા પિતા તરફના દશ પુરુષનો ઉદ્ધાર કરે છે, અને પૃથ્વીને હરી લેનારો માતા તથા પિતા તરફના દશ પુરુષનો નાશ કરે છે, જે પુરુષ પૂર્વજ પુરુષોએ આપેલી પૃથ્વીને હરી લે છે, તે પુરુષ નરકમાં પડે છે.૭૪ જે પુરુષ ભૂમિ આપવાની પ્રતિજ્ઞા કરીને આપે નહિ અને જે પુરુષ આપ્યા છતાં પાછી હરી લે છે, તે પુરુષ વરુણના પાશોથી બંધાય છે અને મૃત્યુના શાસનથી સંતાપ પામે છે.૭૫ જે મનુષ્ય અલ્પ આજીવિકાવાળા છતાં અતિથિ ઉપર પ્રીતિ રાખનારા અને નિત્ય યજ્ઞ કરનારા અગ્નિહોત્રી એવા ઉત્તમ બ્રાહ્મણની સેવા કરે છે, તે યમરાજાની પાસે જતો નથી.૭૬ હે પુરંદર! બ્રાહ્મણનું જે ઋણ હોય તેમાંથી મુક્ત થઈને રાજાએ બીજા વર્ણોના દુર્બળ અને ક્ષુધા-તૃષાથી કૃશ થયેલા મનુષ્યોનું રક્ષણ કરવું જોઈએ.૭૭ હે દેવના રાજ! હે સુરશ્રેષ્ઠ! આજીવિકા રહિત બ્રાહ્મણને બીજાએ દાનમાં આપેલી ભૂમિને કોઈ પણ દિવસ છિનવી લેવી નહિ.૭૮ જે બ્રાહ્મણો દરિદ્રી હોય ને દરિદ્રતાથી દુઃખી થતા હોય, તેઓની આંખમાંથી આંસુનું એક ટીપું પડે છે તો તથા બ્રાહ્મણોના ક્ષેત્રને હરી લેવામાં આવે છે તો તેથી કુળની ત્રણ પેઢીનો નાશ થાય છે.૭૯ હે હજાર નેત્રવાળા ઇંદ્ર! જે પુરુષ દેશમાંથી ભ્રષ્ટ થયેલા રાજાને પાછો રાજ્યાસન ઉપર બેસાડે છે, તે પુરુષનો વાસ સ્વર્ગમાં થાય છે.૮૦ જેમાં સતત શેરડી, યવ અને ઘઉં ઉગ્યા હોય તેવી અથવા તો ગાય, ઘોડાઓ, તથા વાહનોથી ભરપૂર એવી બાહુબળથી મેળવેલી૮૧ તથા જેની અંદર ભંડાર ભર્યા હોય તથા જેમાં સર્વ જાતનાં રત્નો હોય તેવી ભૂમિનું દાન કરે છે, તે પુરુષને અક્ષય લોકો મળે છે, અને તેનો તે ભૂમિયજ્ઞ જાણવો.૮૨ જે પુરુષ ભૂમિનું દાન કરે છે તે પુરુષ સર્વ પાપનો નાશ કરીને શુદ્ધ થાય છે, સત્પુરુષોમાં સંમત થાય છે, અને સત્પુરુષો તેની જગતમાં પૂજા કરે છે.૮૩ હે શક્ર! પાણીમાં પડેલું તેલનું ટીપું જેમ ફેલાઈ જાય છે, તેમ ભૂમિનું દાન કરવામાં આવે છે તો તે પ્રત્યેક ધાન્યથી વૃદ્ધિ પામે છે.૮૪ હે શક્ર! જે શોભાયમાન લાગનારા શૂરવીર રાજાઓ રણમાં સામા ચાલીને મરણ પામે છે, તેઓ બ્રહ્મલોકમાં જાય છે.૮૫ વળી, હે દેવેંદ્ર! જે ભૂમિનું દાન આપે છે તે પુરુષની પાસે સ્વર્ગમાં સ્ત્રીઓ દિવ્ય પુષ્પોથી શણગારીને નૃત્ય કરતી અને ગીત ગાતી હાજર થાય છે.૮૬ જે પુરુષ વિધિપૂર્વક બ્રાહ્મણને આલોકમાં પૃથ્વીનું દાન આપે છે, તેની દેવો અને ગંધર્વો પૂજા કરે છે, અને તે સ્વર્ગમાં સુખથી આનંદમાં રહે છે.૮૭ હે દેવેંદ્ર! જે પુરુષ ભૂમિનું દાન કરે છે, તે પુરુષની પાસે બ્રહ્મલોકમાં સો અપ્સરાઓ દિવ્ય પુષ્પોથી શણગારીને હાજર થાય છે.૮૮ પુણ્યો તથા શંખ, ભદ્રાસન, છત્ર,

સુંદર ઘોડાઓ, અને ઉત્તમ વાહનો ભૂમિનું દાન કરનારાની સેવામાં હાજર થાય છે.૮૯ પૃથ્વીનું દાન દેવાથી ઉત્તમ પુષ્પો, સુવર્ણના ઢગલાઓ, સદાય અપ્રતિહત આજ્ઞા, જય જયકારના શબ્દો તથા ધન મળે છે.૯૦ હે પુરંદર! ભૂમિનું દાન કરનારાને પુણ્યોનો લાભ થાય છે, તથા પુણ્યના ફળરૂપે સ્વર્ગ, સુવર્ણ, પુષ્પો, ઔષધિઓ, દર્ભ, કાંચન, તથા હરિયાળી ભૂમિ વગેરે મળે છે.૯૧ વળી ભૂમિનું દાન કરનારો પુરુષ અમૃતનો પ્રસવ કરનારી ભૂમિને પ્રાપ્ત કરે છે. ભૂમિના દાન સમાન દાન નથી, માતા સમાન ગુરુ નથી, સત્ય સમાન ધર્મ નથી, અને દાન સમાન ભંડાર નથી.૯૨

આ રીતે આંગિરસ બૃહસ્પતિની પાસેથી સાંભળીને ઇંદ્રે અનેક રત્નોથી ભરપૂર એવી આ ભૂમિ તે જ વખતે બૃહસ્પતિને દાનમાં આપી.૯૩ જે પુરુષ શ્રાદ્ધમાં આ ભૂમિદાનની કથા સંભળાવે છે, તેના શ્રાદ્ધમાંથી રાક્ષસો પણ ભાગ લઈ શકતા નથી તેમ અસુરો પણ ભાગ લઈ શકતા નથી;૯૪ અને પિતૃઓને તે શ્રાદ્ધ અક્ષય રીતે પહોંચે છે, એમાં સંશય નથી. તે માટે શ્રાદ્ધમાં બ્રાહ્મણો ભોજન કરવા બેસે ત્યારે તેઓને આ ભૂમિદાનનું આખ્યાન સંભળાવવું.૯૫ હે નિર્દોષ ભરતસિંહ! મેં તને સર્વ દાનોમાંનું શ્રેષ્ઠ દાન કહ્યું. હવે બીજું તને શું સાંભળવાની ઈચ્છા છે?૯૬

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'इंद्र तथा बृहस्पतिनो संवाद' ए नामनो अध्याय ६२ मो समाप्त

## અધ્યાય ૬૩ મો

### અન્નપ્રશંસા

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ભરતસત્તમ! આ જગતમાં દાન દેવાની ઈચ્છાવાળા રાજાએ સુપાત્ર બ્રાહ્મણોને કયાં કયાં દાન દેવાં?૧ બ્રાહ્મણો કયાં દાનથી તુરત પ્રસન્ન થાય છે, અને તેઓ પ્રસન્ન થઈને શું આપે છે? હે મોટા બાહુવાળા! એ મને કહો, કારણ કે પુણ્યનું ફળ મહાન્ હોય છે.૨ કઈ વસ્તુનું દાન કરવાથી આ લોકમાં અને પરલોકમાં, હે રાજન્! ફળ થાય છે? તે હું તમારી પાસેથી સાંભળવાની ઇચ્છા રાખું છું. માટે તમે મને તે વાત વિસ્તારથી કહો.૩

ભીષ્મ કહે છેઃ-દેવતા સમાન જેનાં દર્શન છે એવા નારદને મેં પૂર્વે આ કથા પૂછી હતી, અને એણે મને જે કથા કહી હતી, તે હું તને કહું છું તે તું સાંભળ.૪

નારદ કહે છેઃ-દેવો તથા ઋષિઓ અન્નનાં જ વખાણ કરે છે. લોકવ્યવહાર તથા બુદ્ધિ આ સર્વ અન્નને આધારે ટકી રહેલું છે.૫ આ જગતમાં અન્નના દાન સમાન કોઈ પણ દાન હતું પણ નહિ અને થશે પણ નહિ. તે માટે મનુષ્યો અન્નનું દાન આપવાની વિશેષે કરીને ઇચ્છા કરે છે.૬ અન્ન શરીરના તેજને વધારનારું છે; જગતમાં પ્રાણો અન્નના આધારે ટકી રહેલા છે. વળી, હે પ્રભુ! આ સર્વ જંગમ વિશ્વ અન્નને આધારે ટકી રહેલું છે.૭ આ જગતમાં ગૃહસ્થો, સંન્યાસીઓ તથા તપસ્વીઓ પણ અન્નને આધારે ટકી રહેલા છે. પ્રાણો પણ અન્નને આધારે જ ટકી રહેલા છે, એ પ્રત્યક્ષ છે તેમાં સંદેહ નથી.૮ જેને પોતાનાં કલ્યાણની ઈચ્છા હોય, તેણે અન્નને માટે દુઃખી થનારા કુટુંબી મહાત્મા બ્રાહ્મણને તથા ભિક્ષુકને (સંન્યાસી બ્રહ્મચારીને) અન્નનું દાન કરવું.૯ જે પુરુષ યાચના કરનારા સુપાત્ર બ્રાહ્મણને અન્નનું દાન કરે છે, તે પુરુષ પોતાને માટે પરલોકમાં ઉત્તમ ભંડાર તયાર કરે છે.૧૦ માર્ગમાં ચાલવાથી થાકી ગયેલો, સુપાત્ર વૃદ્ધ પુરુષ પોતાને ઘેર આવી ચઢે તો કલ્યાણની ઈચ્છાવાળા ગૃહસ્થે તેનું પૂજન કરવું.૧૧ પુરુષ ક્રોધનો તથા મત્સરનો ત્યાગ કરી, સુશીલ થઈને અન્નનું દાન કરે છે તો, હે રાજન્! તે પુરુષ આલોકમાં તથા સ્વર્ગમાં સુખ ભોગવે છે.૧૨ પોતાને ઘેર આવેલા પુરુષનું અપમાન કરવું નહિ, તેમ કોઈ દિવસ તેને પાછો પણ કાઢવો નહિ. ચંડાળને આપેલું દાન અને કુતરાંને ખવરાવેલો રોટલો નિષ્ફળ જતો નથી.૧૩ જે પુરુષ માર્ગમાં ચાલનારા, પૂર્વે કદી પણ નહિ જોયેલા, અને દુઃખી મનુષ્યને પવિત્ર અન્નનું દાન કરે છે, તે મોટો ધર્મ મેળવે છે.૧૪ હે રાજા! જે પુરુષ પિતૃઓને, દેવોને, ઋષિઓને, બ્રાહ્મણોને અને અતિથિઓને અન્ન આપીને પ્રસન્ન કરે છે, તે પુરુષને મહાન્ પુણ્ય ફળ મળે છે.૧૫ જે પુરુષ મહા પાપકર્મ કરીને પણ યાચક બ્રાહ્મણને અન્નનું દાન કરે છે, તે તે પાપથી મોહ પામતો નથી.૧૬ બ્રાહ્મણને દાન આપવાથી અક્ષય ફળ મળે છે, અને શૂદ્રને અન્નનું દાન આપવાથી મહાન્ ફળ મળે છે. બ્રાહ્મણને અને શૂદ્રને અન્નનું દાન આપવાથી વિશેષ ફળ મળે છે.૧૭ બ્રાહ્મણ અન્નની યાચના કરવામાટે આવે ત્યારે તેને ગોત્ર, ચરણ (શાખા), સ્વાધ્યાય (વિદ્યાભ્યાસ) તથા રહેવાનો દેશ પૂછયા વિના જ તેને અન્ન આપવું.૧૮ જે રાજા અન્નનું દાન કરે છે, તે રાજાની આલોકની તથા પરલોકની સર્વ કામનાઓ અન્નનાં વૃક્ષો પૂર્ણ કરે છે, એમાં સંદેહ નથી.૧૯ ખેડુતો જેમ સારી વૃષ્ટિની આશા કરે છે તેમ જ પિતૃઓ પણ આશા કરે છે કે પુત્ર અથવા તો પૌત્ર અમને અન્ન આપશે.૨૦ બ્રાહ્મણ એક ઉત્તમ પ્રાણી છે. તે પંડે 'આપો' એમ કહીને યાચના કરે, તે સમયે જે પુરુષ કામનાથી

અથવા તો કામના વિના તેને આપે છે, તેને પુણ્ય મળે છે.[૨૧] બ્રાહ્મણ સર્વ મનુષ્યોનો અતિથિ છે. સર્વની પહેલાં તેને ભોજન કરવાનો અધિકાર છે. બ્રાહ્મણો નિત્ય ઘેરઘેર ભિક્ષા માગતાં જે વસ્તુને સંપાદન કરે છે[૨૨] અને તેથી સત્કાર પામે છે તે વસ્તુ અત્યંત વૃદ્ધિ પામે છે; અને, હે ભરતવંશી રાજા! દાન દેનારો પુરુષ મરણ પછી બીજા જન્મમાં મોટા ભાગ્યશાળી કુળમાં જન્મે છે.[૨૩] જે મનુષ્ય અન્નનું સદાય દાન કરે છે, સર્વોત્તમ સ્થાનનું દાન કરે છે, તથા નિત્ય મિષ્ટાન્નનું દાન કરે છે તે સ્વર્ગમાં રહે છે, અને દેવો તેને સત્કાર કરે છે.[૨૪] અન્ન મનુષ્યોના પ્રાણ છે, કારણ કે અન્નને આધારે આ સર્વ ટકી રહેલું છે. અન્ન આપનારો પુરુષ પશુમાન્, પુત્રમાન્, ધનવાન્, ભોગવાળો,[૨૫] બળવાન્, અને રૂપાળો થાય છે. આ જગતમાં જે પુરુષ અન્ન આપે છે, તે પુરુષ સર્વદા પ્રાણ આપનારો કહેવાય છે.[૨૬] જે પુરુષ વિધિપૂર્વક અતિથિ એવા બ્રાહ્મણને અન્નનું દાન કરે છે તે સુખ પામે છે, અને દેવો પણ તેની પૂજા કરે છે.[૨૭] હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ મહાન્ પ્રાણી તથા ક્ષેત્ર છે. તેમાં જે બીજ વાવવામાં આવે છે તેમાંથી મહાન્ પુણ્ય ફળ ઉત્પન્ન થાય છે.[૨૮] અન્નનું દાન ભોક્તાને તથા દાતાને પ્રત્યક્ષ પ્રીતિ ઉપજાવનારું છે, ત્યારે બીજાં સર્વ દાનો પરોક્ષ ફળવાળાં છે.[૨૯] હે ભરતવંશી રાજા! અન્નમાંથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, અન્નથી રતિ ઉત્પન્ન થાય છે (કારણ કે દુર્બળ મનુષ્ય રતિ ભોગવી શકતો નથી), અને અન્નથી ધર્મ તથા અર્થની પણ ઉત્પત્તિ અને રોગનો નાશ થાય છે, એમ જાણજે.[૩૦] પૂર્વકલ્પમાં પ્રજાપતિએ અન્નને અમૃત કહ્યું છે. એટલું જ નહિ પરંતુ અન્નને ભૂમિ, સ્વર્ગ તથા આકાશ કહ્યું છે. સંક્ષેપમાં કહીએ તો સર્વ અન્નને આધારે રહેલું છે.[૩૧] અન્નનો આહાર કરવામાં ન આવે તો શરીરમાં રહેલી પાંચ ધાતુઓ નાશ પામે છે, તથા અન્નને અભાવે બળવાનનું બળ પણ નાશ પામે છે.[૩૨] આમંત્રણો, વિવાહો, અને યજ્ઞો અન્ન વગર થઈ શકતા નથી; તેમ જ, હે નરશ્રેષ્ઠ! અન્ન વિના વેદો પણ નાશ પામે છે.[૩૩] ત્રણે લોકમાં જે કંઈ સ્થાવર તથા જંગમ છે તે સર્વ અન્નને આધારે છે, માટે વિદ્વાનોએ ધર્મને માટે અન્નનું દાન કરવું.[૩૪] હે પાર્થિવ! અન્ન આપનારા મનુષ્યનાં બળ, ઓજસ, યશ તથા કીર્તિ ત્રણે લોકમાં નિત્ય વૃદ્ધિ પામે છે.[૩૫] પ્રાણોનો પતિ એવો પવન મેઘોના ઉપર જલનું સિચન કરે છે, અને, હે ભરતવંશી રાજા! તે મેઘમાં રહેલાં જલને ઇંદ્ર વરસે છે.[૩૬] સૂર્ય પોતાનાં કિરણોવડે ભૂમિમાંથી રસને ગ્રહણ કરે છે, અને વાયુદેવ સૂર્યમાંથી તે રસોને વરસાવે છે.[૩૭] જ્યારે મેઘમાંથી પૃથ્વી ઉપર પાણી પડે છે ત્યારે પૃથ્વી દેવી, હે ભરતવંશી રાજા! સ્નિગ્ધા (ભીની) થાય છે.[૩૮] તેથી પૃથ્વીમાં અન્ન ઉગે છે, અને તેનાથી જગત્ પોતાની જીવિકા ચલાવે છે, અને તે અન્નથી માંસની, મેદની, હાડકાંની અને વીર્યની ઉત્પત્તિ થાય છે.[૩૯] હે રાજા! વીર્યમાંથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે, અને અગ્નિ તથા સોમ દેવ તે શુક્ર ઉત્પન્ન કરે છે તથા તેનું પોષણ કરે છે.[૪૦] આ રીતે અન્નમાંથી સૂર્ય, પવન તથા શુક્ર ઉત્પન્ન થાય છે. આ રીતે એ સર્વ એકમાંથી જ ઉત્પન્ન થયા છે, અને તેમાંથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.[૪૧] જે પુરુષ પોતાને ઘેર આવેલા અર્થી–યાચકને અન્ન આપે છે તે પુરુષ, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! પ્રાણીઓને પ્રાણોનું દાન કરે છે તથા તેજનું દાન કરે છે.[૪૨]

ભીષ્મ કહે છેઃ–હે રાજા! આ પ્રમાણે મને નારદે કહ્યું, તે ઉપરથી હું સદાય અતિથિને અન્ન આપતો હતો. માટે તું પણ ઈર્ષાનો અને અભિમાનનો ત્યાગ કરીને અતિથિને અન્ન આપ.[૪૩] હે રાજન્! તું વિધિપ્રમાણે સુપાત્ર બ્રાહ્મણોને અન્નનું દાન આપીશ તો, હે પ્રભુ! સ્વર્ગમાં જઇશ.[૪૪] હે રાજા! અન્નનું દાન દેનારાઓને જે લોકો મળે છે, તે લોકો વિષે તું સાંભળ. અન્નનું દાન દેનારા મહાત્માઓનાં ભવનો સ્વર્ગમાં ઝગઝગાટ પ્રકાશમાન હોય છે.[૪૫] વળી તે ભવનોનાં રૂપો આકાશમાં ચળકતા તારાના જેવાં ચળકાટવાળાં હોય છે, તેમાં અનેક થાંભલાઓ હોય છે, તે ચંદ્રના મંડળ જેવા શ્વેત રંગના હોય છે, તેમાં ઘુઘરીઓવાળા પડદાઓ હોય છે;[૪૬] કોઈ કોઈ ઘર ઉગતા સૂર્યના જેવાં કાંતિવાળાં હોય છે; આ ઘરોમાં કેટલાંએક સ્થિર રહેનારાં હોય છે, કેટલાંએક ચર (ચાલતાં) હોય છે; આ ઘરોમાં ભૂમિપર થતા સેંકડો જાતના પદાર્થો હોય છે, તેઓની અંદર જળાશયો અને જળચરો હોય છે;[૪૭] કેટલાંએક વૈદૂર્ય મણિ અને સૂર્યના જેવાં કાંતિવાળાં છે, તથા ચાંદીની અને સુવર્ણની સામગ્રીથી શોભાયમાન કરેલાં છે; વળી તે ઘરોમાં સર્વ પ્રકારની કામનાને પૂરનારાં વૃક્ષો ઉભેલાં હોય છે;[૪૮] વળી તે ઘરોમાં હજારો વાવો, શેરીઓ, સભાગૃહો, કૂવાઓ, તળાવડીઓ તથા ગાજી રહેલાં વાહનો પણ હોય છે;[૪૯] ભક્ષ્ય તથા ભોજ્યના પર્વતો, વસ્ત્રો, આભરણો, દૂધનું વહન કરનારી નદીઓ, અન્નના પર્વતો,[૫૦] શ્વેત રંગનાં વાદળાં જેવા પ્રાસાદો, સુવર્ણની પ્રકાશમાન શય્યાઓ હોય છે; આ સર્વ અન્નનું દાન દેનારાઓને મળે છે; માટે તું અન્નનું દાન દે.[૫૧] ઉપર

કહેલા પુણ્યથી મળનારા લોકો અન્નનું દાન દેનારા મહાત્માઓને મળે છે; તે માટે પૃથ્વી ઉપર મનુષ્યોએ પ્રયત્ને કરીને દાન દેવું.૫૨

इतिश्री महाभारतमां अनुशासनपर्वविषे दान धर्मविषे 'अन्ननी प्रशंसा' ए नामनो अध्याय ६३ मो समाप्त

## અધ્યાય ૬૪ મો

### નક્ષત્રયોગમાં દાનવિધિ

યુધિષ્ઠિર પૂછે છેઃ–અન્નના દાનનો વિધિ મેં તમારી પાસેથી સાંભળ્યો. હવે તમે મને કયા નક્ષત્રના યોગમાં દાન કરવાથી શું ફળ થાય છે તે કહો.૧

ભીષ્મ કહે છેઃ–આ વિષયમાં દેવકી તથા મહર્ષિ નારદના સંવાદરૂપ પુરાતની ઇતિહાસનો દાખલો આ પ્રમાણે છે.૨ દેવતા સમાન જેનાં દર્શન છે એવા નારદ દ્વારકામાં ગયા. તે સમયે દેવકીએ નારદને ધર્મ સંબંધી કેટલાક પ્રશ્ન પૂછ્યા હતા.૩ હે રાજા! દેવકીએ ધર્મના પ્રશ્નો પૂછ્યા, તે ઉપરથી દેવર્ષિ નારદે તેને વિધિપૂર્વક સર્વના ઉત્તર આપ્યા, તે તું સાંભળ.૪

નારદ કહે છેઃ–હે મોટા ભાગ્યવાળી દેવકિ! કૃત્તિકા નક્ષત્રમાં સુપાત્ર બ્રાહ્મણોને દૂધપાક ને ઘી જમાડીને સંતોષવામાં આવે તો તેથી ઉત્તમ સાધુ લોકોમાં જવાય છે.૫ રોહિણી નક્ષત્રમાં પિતૃઓના ઋણમાંથી છૂટવા માટે બ્રાહ્મણને મૃગનાં માંસો, અન્ન, ઘી, દુધ તથા પાનકો (રસો) દાનમાં આપવાં.૬ સોમદૈવત અથવા મૃગશિર નક્ષત્રમાં વાછડા સાથે દુઝણી ગાયનું દાન કરવાથી મનુષ્ય મનુષ્યલોકમાંથી ઉત્તમ એવા સ્વર્ગલોકમાં જાય છે.૭ આર્દ્રા નક્ષત્રમાં પુરુષ ઉપવાસ કરીને તલ અને કૃસર (ખીચડી)નું દાન કરે છે, તે પુરુષ દુઃખોને તરી જાય છે તથા સજૈયાની ધારા જેવા પર્વતોને પણ ઉલ્લંઘી જાય છે.૮ હે સુંદરિ! પુનર્વસુ નક્ષત્રમાં પુડલાઓનું અને અન્નનું દાન દેવાથી પુરુષ યશસ્વી, રૂપસંપન્ન, ને ઘણા અન્નવાળો થાય છે તથા ઉત્તમ કુળમાં જન્મે છે.૯ પુષ્ય નક્ષત્રમાં સુવર્ણનાં આભૂષણોનું અથવા તો સુવર્ણ(ધાતુ)નું દાન કરે છે તો તે પુરુષ સ્વયંપ્રકાશ લોકોને વિશે ચંદ્રમાની પેઠે પ્રકાશે છે.૧૦ જે પુરુષ આશ્લેષા નક્ષત્રમાં ચાંદીનું અથવા તો બળદનું દાન કરે છે, તે સર્વ ભયમાંથી મુક્ત થાય છે, અને તેને સર્વ સંભવિત સમૃદ્ધિ મળે છે.૧૧ જે પુરુષ મઘા નક્ષત્રમાં માટીનાં કોડિયાં તલથી ભરીને દાનમાં આપે છે, તે પુરુષને પુત્રો અને ઢોરની સંપત્તિ થાય છે, અને મરણ પછી તે સ્વર્ગમાં આનંદ કરે છે.૧૨ પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં જો પુરુષ ઉપવાસ કરીને બ્રાહ્મણોને ફાણિત (શેરડીનો ગોળ) યુક્ત ભોજન કરાવે છે તો સૌભાગ્યને પામે છે.૧૩ ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં બ્રાહ્મણને દૂધ તથા ઘીની સાથે સાઠી ચોખાનું વિધિપૂર્વક ભોજન કરાવે છે તો સ્વર્ગલોકમાં તે મનુષ્ય પૂજાય છે.૧૪ ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં પુરુષો જે જે પદાર્થનું દાન કરે છે, તે તે અનંત અને મહાફળ આપનારું થઈ પડે છે, આવો નિશ્ચય છે.૧૫ હસ્ત નક્ષત્રમાં પુરુષ ઉપવાસ કરીને ચાર હાથી જોડેલા હાથીરથનું દાન કરે છે, તેને પુણ્ય કામનાવાળા ઉત્તમ લોકો મળે છે.૧૬ હે ભરતવંશી રાજા! ચિત્રા નક્ષત્રમાં બળદનું દાન દઈને તથા પવિત્ર સુગંધી પદાર્થોનું દાન દઈને અપ્સરાના લોકમાં મનુષ્ય જાય છે તથા નંદન વનમાં રમે છે.૧૭ સ્વાતી નક્ષત્રમાં ધનનું દાન દેવાથી પોતાને અતિ પ્રિય એવી વસ્તુ મનુષ્ય મેળવે છે તથા શુભ લોકોને તથા મહાન્ યશને પણ સંપાદન કરે છે.૧૮ વિશાખા નક્ષત્રમાં બળદનું અને દૂધ દેનારી ગાયનું દાન દેવાથી તથા ઝુસરીવાળાં અને ઉપર છત્રીવાળાં ગાડાનું તથા વસ્ત્રોનું દાન જે મનુષ્ય આપે છે;૧૯ તે પિતૃઓને અને દેવોને પ્રસન્ન કરે છે તથા પરલોકમાં અનંત સુખને ભોગવે છે. તે દાન દેનાર દુઃખો ભોગવતો નથી, પરંતુ મરણ પછી સ્વર્ગલોકમાં જાય છે.૨૦ જે પુરુષ ઉપર કહ્યા પ્રમાણે બ્રાહ્મણોને દાન આપે છે, તે મનગમતી આજીવિકા મેળવે છે, અને તે નરકાદિક દુઃખોને પામતો નથી, આવો નિશ્ચય છે.૨૧ પુરુષ ઉપવાસ કરીને અનુરાધા નક્ષત્રમાં ગુંથેલા વસ્ત્રનું તથા ઉત્તમ અન્નનું દાન કરે છે, તે પુરુષ સો યુગ સૂધી સ્વર્ગમાં પૂજાય છે.૨૨ મનુષ્ય બ્રાહ્મણોને જ્યેષ્ઠા નક્ષત્રમાં કાળા શાકનું તેના મૂળ સાથે દાન કરે છે તો તેને મનગમતી સમૃદ્ધિ તથા મનગમતી ગતિ મળે છે.૨૩ મૂળ નક્ષત્રમાં પુરુષ સાવધાન થઈને બ્રાહ્મણોને મૂળાનું દાન કરે છે તો તેના પિતૃઓ પ્રસન્ન થાય છે અને તેને મનગમતી ગતિ મળે છે.૨૪ જે પુરુષ ઉપવાસ કરીને પૂર્વાષાઢા નક્ષત્રમાં ઉત્તમ કુળવાન્ અને સદાચારસંપન્ન તથા વેદપારંગત એવા બ્રાહ્મણોને દહીંના પાત્રનું દાન કરે છે,૨૫ તે પુરુષ મરણ પછી ઘણા ગોધનવાળા કુળમાં અવતરે છે. પાણીનો ઘડો, સાથવો, ઘી તથા પુષ્કળ ગોળનું,૨૬ ઉત્તરાષાઢા નક્ષત્રમાં દાન કરવાથી સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. નિત્ય ધર્માચરણ કરનારો પુરુષ મધ તથા ઘી સાથે મેળવેલું દુધ અભિજિત નક્ષત્રમાં વિદ્વાનોને આપે છે તો તે સ્વર્ગલોકમાં પૂજાય છે.૨૭ જે પુરુષ શ્રવણ નક્ષત્રમાં ધાબળાનું અથવા તો ધાબળાની સાથે બીજાં વસ્ત્રનું દાન કરે છે, તે શ્વેત વિમાનમાં બેસીને ખુલ્લા દ્વારવાળા સ્વર્ગ-

લોકમાં જાય છે.૨૮ જે પુરુષ સાવધાન થઈને ધનિષ્ઠા નક્ષત્રમાં બળદથી જોડેલાં ગાડાં વગેરે વાહનનું દાન કરે છે, તથા જે વસ્ત્રોના ઢગલાનું અથવા તો ધનનું દાન કરે છે, તે પુરુષ મરણ પછી બીજા જન્મમાં તુરત જ રાજ્ય મેળવે છે.૨૯ શતભિષા નક્ષત્રમાં અગુરુ, ચંદન સાથે સુગંધીઓનું જે પુરુષ દાન કરે છે, તે પુરુષ મરણ પછી અપ્સરાઓના સંઘોને તથા અવિનાશી એવા સુગંધી પદાર્થોને મેળવે છે.૩૦ જે પુરુષ પૂર્વાભાદ્રપદ નક્ષત્રમાં ચોળાનું દાન કરે છે, તે પુરુષ મરણ પછી સર્વ પ્રકારનાં અન્ન તથા ફળનો ભોક્તા થાય છે તથા સુખી થાય છે.૩૧ જે પુરુષ ઉત્તરા નક્ષત્રમાં બકરાના માંસનું દાન કરે છે, તે પુરુષના પિતૃઓ તૃપ્ત થાય છે, અને દાન કરનારો મરણ પછી પરલોકમાં અનંત સુખ પામે છે.૩૨ જે પુરુષ રેવતી નક્ષત્રમાં દૂધ દોહવાનાં કાંસાનાં પાત્ર સાથે ગાયનું દાન કરે છે તે ગાય, દાતા મરણ પામ્યા પછી કામના સાથે (અર્થાત્ કામના પૂર્ણ કરતી) દાતાની સેવામાં હાજર થાય છે.૩૩ જે મહાત્મા પુરુષ અશ્વિની નક્ષત્રમાં ઘોડાથી જોડેલા રથનું દાન કરે છે, તે પુરુષ હાથી, ઘોડા તથા રથવાળા ધનાઢ્ય કુળમાં તેજસ્વી થઇને અવતરે છે.૩૪ જે પુરુષ ભરણી નક્ષત્રમાં બ્રાહ્મણોને તિલધેનુનું દાન કરે છે, તે પુરુષને મરણ પછી બીજા જન્મમાં ઘણી જગાઓ મળે છે તથા યશ મળે છે.૩૫

ભીષ્મ કહે છેઃ–આ રીતે નારદે નક્ષત્રોને અનુસરીને દાન દેવાનો વિધિ દેવકીને કહ્યો હતો, અને દેવકીએ એ કથા પોતાની વહુઓને કહી હતી.૩૬

इति श्रीमहाभारतमां शांतिपर्वांतर्गत अनुशासनपर्वविषे दान धर्ममां 'नक्षत्रयोगमां दानविधि' ए नामनो अध्याय ६४ मो समाप्त

## અધ્યાય ૬૫ મો

### દાનફળ માહાત્મ્ય

ભીષ્મ કહે છેઃ–જે પુરુષો સુવર્ણનું દાન કરે છે, તે પુરુષોની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. આ રીતે બ્રહ્માના પુત્ર ભગવાન્ અત્રિએ કહ્યું છે.૧ રાજા હરિશ્ચંદ્ર કહે છે કે, સુવર્ણ પવિત્ર છે, આયુષ્ય આપનારું છે, અને પિતૃઓને અક્ષય ગતિ આપનારું છે.૨ વળી મનુ કહે છે કે, જળનું દાન સર્વ દાનોમાં ઉત્તમ દાન છે. તે માટે કૂવા, વાવો અને તળાવો ખોદાવવાં.૩ કૂવો ખોદાવ્યો હોય ને તેમાં પાણી નિકળે કે ખોદાવનારા પુરુષનાં પાતક દૂર થાય છે; અને તેમાં સારી રીતે પાણી નિકળે છે તો ખોદાવનારાનાં સર્વ પાતક દૂર થાય છે.૪ જે પુરુષના ખોદાવેલા જળાશયમાં ગાયો, બ્રાહ્મણો, સત્પુરુષો તથા મનુષ્યો સદાય પાણી પીએ છે, તેના સર્વ વંશ તેથી તરી જાય છે.૫ જેના ખોદાવેલા જળાશયમાં ઉનાળામાં પણ સારી રીતે પાણી ભર્યું રહે છે, તે પુરુષ કોઈ પણ દિવસ વિષમ દુઃખને પામતો નથી.૬ ઘીનું દાન દેવાથી ભગવાન્ બૃહસ્પતિ, ભગવાન્ પૂષા, ભગવાન્ ભગ, ભગવાન્ અશ્વિનીકુમારો અને ભગવાન્ અગ્નિદેવ પ્રસન્ન થાય છે.૭ ઘી એ પરમ ઔષધ છે, યજ્ઞોમાં એ ઉત્તમ યજ્ઞ છે, રસોમાં ઉત્તમ રસ છે, અને ફળોમાં ઉત્તમ ફળ છે.૮ જે પુરુષને ફળની, યશની અને પુષ્ટિની કામના હોય, તે પુરુષે હમેશાં પવિત્ર તથા જિતેંદ્રિય થઇને બ્રાહ્મણોને ઘીનું દાન દેવું.૯ જે પુરુષ આશ્વિન મહિનામાં બ્રાહ્મણોને ઘીનું દાન કરે છે, તે પુરુષને અશ્વિનીકુમાર નામના દેવતાઓ પ્રસન્ન થઇને રૂપ આપે છે.૧૦ જે પુરુષ બ્રાહ્મણોને દૂધપાકમાં ઘી મેળવીને તેનું દાન કરે છે, તે પુરુષના ઘરમાં રાક્ષસો કોઈ પણ દિવસ ચઢી આવતા નથી.૧૧ જે પુરુષ પાણીથી ભરેલા કરવાનું બ્રાહ્મણને દાન કરે છે, તે પુરુષનું કોઈ દિવસ તૃષાથી મરણ નિપજતું નથી. તેના ઘરમાં સર્વ પ્રકારની સામગ્રી ભરપૂર રહે છે, અને તેને દુઃખ પણ થતું નથી.૧૨ જે પુરુષ મનને નિયમમાં રાખી, પરમ શ્રદ્ધાથી સંપન્ન થઈ, ઉત્તમ બ્રાહ્મણને દાન કરે છે તે પુરુષને, મનને અને ઇંદ્રિયોને નિયમમાં રાખીને તપ કરનારા બ્રાહ્મણને જે ફળ મળે છે, તેનો છઠ્ઠો ભાગ સદાય મળે છે.૧૩ હે રાજેંદ્ર! જે પુરુષ સદાચારસંપન્ન બ્રાહ્મણોને રાંધવા માટે તથા ટાઢ દૂર કરવા માટે કાષ્ઠોનું સદા દાન કરે છે,૧૪ તેના સર્વ મનોરથો તથા વિવિધ કાર્યો સિદ્ધ થાય છે, અને તેનું શરીર શત્રુઓના કરતાં વધારે તેજસ્વી થાય છે;૧૫ ભગવાન્ અગ્નિ પણ તેનાપર નિત્ય પ્રસન્ન રહે છે, ઢોર ઢાંખરો તેનો ત્યાગ કરતાં નથી અર્થાત્ તેની પાસે ભરપૂર રહે છે, અને સંગ્રામમાં પણ તેનો જય થાય છે.૧૬ જે પુરુષ છત્રનું દાન કરે છે તેને પુત્રો અને લક્ષ્મી મળે છે, નેત્રનો વ્યાધિ થતો નથી, અને તેને યજ્ઞનો ભાગ મળે છે.૧૭ જે પુરુષ ઉનાળામાં અથવા તો ચોમાસામાં છત્રનું દાન કરે છે, તે પુરુષને કોઈ પણ દિવસ કોઈ પણ જાતનો મનઃસંતાપ થતો નથી.૧૮ વળી છત્રીનું દાન કરનારો પુરુષ તુરત મોટા દુઃખમાંથી મુક્ત થાય છે. હે રાજા! મોટા ભાગ્યશાળી ભગવાન્ શાંડિલ્ય ઋષિએ કહ્યું છે કે, સર્વ દાનોમાં ગાડાનું દાન પણ ઉપર પ્રમાણે જ ફળ આપનારું છે.૧૯

इति श्रीमहाभारतमां शांतिपर्वांतर्गत अनुशासनपर्वविषे दान धर्मविषे 'दानविचार' ए नामनो अध्याय ६९ मो समाप्त.

## અધ્યાય ૬૬ મો

### તલ, ભૂમિ, ગૌ અને અન્નદાનમાહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ-જે પુરુષ પગે બળતા બ્રાહ્મણને પગરખાનું દાન કરે છે, તેને જે ફળ મળતું હોય તે ફળ, હે પિતામહ! તમે મને કહો.[૧]

ભીષ્મ કહે છે;-જે પુરુષ સાવધાન થઇને બ્રાહ્મણોને પગરખાનું દાન કરે છે, તે સર્વ કાંટાઓનું મર્દન કરે છે, તેમ જ દુઃખોને તરી જાય છે.[૨] વળી, હે યુધિષ્ઠિર! પગરખાનું દાન કરનારો પુરુષ શત્રુઓને માથે બેસે છે તથા હે રાજા! તેની પાસે[૩] ટટ્ટુઓ જોડેલો સુંદર રથ, હે કૌંતેય! જે ચાંદીસોનાથી મઢેલો હોય છે તે આવે છે. (વળી પગરખાંનું દાન કરનારાને) ઘોડા જોડેલા રથનાં દાનનું પુણ્ય મળે છે.[૪]

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પુરુવંશમાં ઉત્પન્ન થયેલા પિતામહ! તલનું દાન દેવાનું, ભૂમિનું દાન દેવાનું, ગાયનું દાન દેવાનું અને અન્નનું દાન દેવાનું જે ફળ હોય, તે ફળ તમે મને ફરીથી કહો.[૫]

ભીષ્મ કહે છેઃ-હે કુંતાના પુત્ર! હે કુરુકુલોત્તમ! તલના દાનનું જે ફળ હોય તે સાંભળ અને સાંભળ્યા પછી ઘટતી રીતે તેનું દાન કર.[૬] સ્વયંભૂએ પિતૃઓના ઉત્તમ ભોજનને માટે તલ ઉત્પન્ન કર્યા છે. તે માટે તલના દાનથી પિતૃઓનો પક્ષ પ્રસન્ન રહે છે.[૭] જે પુરુષ માઘ મહિનામાં તલનું દાન આપે છે, તે પુરુષને સર્વ પ્રકારનાં પ્રાણીઓથી ભરપૂર એવા નરકનાં દર્શન કરવાં પડતાં નથી.[૮] જે પુરુષ તલથી પિતૃઓનું યજન કરે છે, તે પુરુષને સર્વ યાગ કરવાનું ફળ મળે છે. પુરુષે કામના વગર કોઈ પણ દિવસ તલથી શ્રાદ્ધ કરવું નહિ.[૯] હે પ્રભુ! તલ મહર્ષિ કશ્યપના શરીરમાંથી ઉત્પન્ન થયા છે; તે માટે જ દાન દેવામાં તલ બીજાના કરતાં ઉત્તમ ગણાય છે.[૧૦] તલ પુષ્ટિ આપનારા છે, રૂપ આપનારા છે, તથા પાપનો નાશ કરનારા છે; તે માટે સર્વ દાનો કરતાં તલનું દાન ઉત્તમ ગણાય છે.[૧૧] આપસ્તંબ, મેધાવી, શંખ, લિખિત ને મહર્ષિ ગૌતમ વગેરે તલનું દાન દઈને સ્વર્ગમાં ગયા છે.[૧૨] વિપ્રો તલનો હોમ કરવામાં પ્રેમવાળા હોય છે; તલથી તે સર્વેનું મૈથુન સંમત (અંકુશમાં) રહે છે; અને પ્રવૃત્તિઓમાં ગવ્યવાળાં હવિષના સમાન તેમની સ્થિતિ રહે છે.[૧૩] સર્વ પ્રકારનાં દાનોમાં તલનું દાન શ્રેષ્ઠ ગણાય છે. આ જગતમાં સર્વ દાનો કરતાં તલના દાનને અક્ષય કહ્યું છે.[૧૪] પૂર્વે પરમ તપ તપનારા કુશિકા નામના ઋષિ, હવિષ્ પદાર્થ ખૂટી ગયા પછી, તલથી ત્રણ અગ્નિમાં હોમ કરીને ઉત્તમ ગતિને પામ્યા હતા.[૧૫] હે કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિર! આ રીતે તલનું દાન ઉત્તમ કહ્યું છે. તલનું દાન જો વિધિપૂર્વક કરવામાં આવે તો તે આ જગતમાં પ્રશંસાપાત્ર થઈ પડે છે.[૧૬] હે મહારાજ! હવે પછી યજ્ઞ કરવાની ઇચ્છાવાળા દેવોનો સ્વયંભૂ બ્રહ્મા સાથે સમાગમ થયો, ત વિષેની કથા સાંભળ.[૧૭]

હે રાજા! પૃથ્વી ઉપર યજ્ઞ કરવાની ઇચ્છાવાળા દેવો બ્રહ્માની પાસે ગયા, અને 'અમારે યજ્ઞ કરવો છે માટે અમને ભૂમિ આપો' એમ કહીને ઉત્તમ ભૂમિની યાચના કરવા લાગ્યા.[૧૮]

દેવતાઓ કહેવા લાગ્યાઃ-હે ભગવન્! તું ભૂમિનો તથા સર્વ સ્વર્ગ લોકનો પ્રભુ છે. હે મોટા ભાગ્યવાળા બ્રહ્મદેવ! અમે તારી આજ્ઞાથી યજ્ઞ કરવાની ઇચ્છા કરીએ છીએ.[૧૯] જે પુરુષ બ્રહ્માની આજ્ઞા માગ્યા વગર પૃથ્વી ઉપર યજ્ઞ કરે છે તેને યજ્ઞનું ફળ મળતું નથી. સ્થાવર તથા જંગમ એવા સર્વ જગતનો તું પ્રભુ છે.[૨૦] માટે અમને ભૂમિ ઉપર યજ્ઞ કરવાની તારે આજ્ઞા આપવી યોગ્ય છે.

બ્રહ્મા બોલ્યાઃ-હે ઉત્તમ દેવતાઓ! હું તમને પૃથ્વીનો ભાગ આપું છું.[૨૧] તેના ઉપર, હે કશ્યપના પુત્રો! તમે યજ્ઞો કરજો.

દેવતાઓ બોલ્યાઃ-હે ભગવન્! અમારું કાર્ય સફળ થયું છે, અમે યજ્ઞો કરીને સંપૂર્ણ દક્ષિણાઓ આપીશું.[૨૨] મુનિઓ તો નિત્ય આ દેશ(હિમાચળની પડોસ)માં યજ્ઞ કરે છે.

પછી ત્યાં અગસ્ત્ય, કણ્વ, ભૃગુ, અત્રિ, વૃષાકપિ,[૨૩] અસિત, અને દેવલ (ઋષિઓ) દેવયજ્ઞમાં ગયા હતા. ત્યાં મહાત્મા દેવોએ અચ્યુત યજ્ઞ કર્યો,[૨૪] અને તે ઉત્તમ દેવોએ યથાકાળમાં પૂર્ણ કર્યો. હિમાચળની સમીપમાં (હિમાચળ ઉપર) દેવોએ પોતાનો યજ્ઞ પૂર્ણ કર્યો,[૨૫] અને તે યજ્ઞના છઠ્ઠા ભાગનું ફળ ભૂમિદાન ઠરાવ્યું. જે મનુષ્ય કોઈપણ જાતના બંધન વિના ભૂમિનો એક કટકો બ્રાહ્મણને દાનમાં આપે છે[૨૬] તે દુઃખોમાં દબાઈ જતો નથી કે મહા દુઃખો તેને નડતાં નથી. શીત, તાપ અને વાયુ એ ત્રણે સહી શકાય એવા સારાં સંસ્કારવાળી ભૂમિ સાથનું ઘર[૨૭] આપનારને સુર લોક મળે છે, અને તેનાં પુણ્યનો અંત આવતાં પણ તે ભ્રષ્ટ થતો નથી. પણ, હે રાજા! એ ડાહ્યો પુરુષ આનંદમાં શક્ર સાથે વાસ કરે છે.[૨૮] જે કોઈ મનુષ્યને નિવાસ માટે આશ્રયસ્થાન આપે છે, તે પુરુષ પણ સ્વર્ગમાં પૂજાય છે, અને આલોકમાં અધ્યાપકના કુળમાં વેદવેત્તા બ્રાહ્મણ થઇને અવતરે

છે તથા ઇંદ્રિયોને નિયમમાં રાખે છે.[૨૯] જે પુરુષના ઘરમાં એક પુરુષ સંતુષ્ટ થઇને રહે છે, તેને બ્રહ્મલોક મળે છે; તથા ગાયને રહેવા માટે ટાઢ તથા તડકાનું નિવારણ કરનારું અને મજબૂત એવું ઘર જે અર્પણ કરે છે.[૩૦] હે ભરતવંશના ઉત્તમ રાજા! તે પોતાના કુળના સાત પુરુષનો ઉદ્ધાર કરે છે; તથા જે વાવવા માટે ક્ષેત્રનું દાન કરે છે, તેને ઉત્તમ લક્ષ્મી મળે છે.[૩૧] જે પુરુષ રત્નોથી ભરપૂર એવી ભૂમિનું દાન કરે છે તેના વંશની વૃદ્ધિ થાય છે. ખારવાળી ભૂમિનું તથા બળી ગયેલી ભૂમિનું કોઈ પણ દિવસ દાન કરવું નહિ.[૩૨] સ્મશાનની આસપાસની ભૂમિનું પણ કોઈ દિવસ દાન કરવું નહિ. તેમ જ પાપી લોકો જેમાં વસતા હોય તેવી ભૂમિનું પણ કોઈ દિવસ દાન કરવું નહિ. જે પુરુષ પારકી ભૂમિ ઉપર શ્રાદ્ધકર્મ કરે છે અને પરભૂમિનું દાન કરે છે,[૩૩] તેનાં શ્રાદ્ધનાં ફળ અને ભૂમિનાં દાનના ફળનો પિતૃઓ નાશ કરે છે. તે માટે વિચક્ષણ પુરુષે અલ્પ ભૂમિ પણ વેચાતી લઈને તેનું દાન કરવું;[૩૪] તથા પંડે લીધેલી ભૂમિમાં પિતૃઓને પિંડદાન દેવામાં આવે છે તે અક્ષય રીતે પિતૃઓને મળે છે. અરણ્યો, પર્વતો, નદીઓ ને તીર્થો[૩૫] આ સર્વનો કોઈ પણ સ્વામી (માલીક) હોતો નથી. તેના ઉપર કોઈ કર લેતું નથી; એટલા માટે તેવાં સ્થાનકોમાં શ્રાદ્ધકર્મ કરવાં. હે રાજા! આ રીતે મેં તમને ભૂમિદાનનું ફળ કહ્યું.[૩૬]

હે નિર્દોષ રાજા! હવે હું તમને ગાયના દાનનું માહાત્મ્ય કહું છું. ગાયો સર્વ તપસ્વીઓના કરતાં પણ ઉત્તમ છે.[૩૭] એટલા માટે મહાદેવે ગાયોની સાથે રહીને તપ કર્યું હતું. હે ભરતવંશી રાજા! ગાયો બ્રહ્મલોકમાં સોમની સાથે વાસ કરે છે.[૩૮] બ્રહ્મર્ષિઓ તથા સિદ્ધ પુરુષો પણ એ જ બ્રહ્મલોકની ગતિની ઈચ્છા કરે છે. દૂધથી, ઘીથી, દહિંથી, છાણથી, ચામડાથી,[૩૯] હાડકાંથી, શીંગડાથી અને બાલથી, હે ભારત! ગાયો જગતપર ઉપકાર કરે છે. ગાયોને ટાઢ તથા તડકો લાગતો નથી, અને તેઓ નિત્ય પોતાનું કર્મ કર્યાં કરે છે.[૪૦] વળી ગાયોને વરસાદ સંબંધી દુઃખ પણ થતું નથી. ગાયો બ્રાહ્મણોની સાથે બ્રહ્મલોકમાં જાય છે, ને ત્યાં વાસ કરે છે;[૪૧] તેથી વિદ્વાનો ગાયને અને બ્રાહ્મણને એક કહે છે. રંતિદેવ રાજાએ પોતાના યજ્ઞમાં ગાયોનો પશુ તરિકે ઉપયોગ કર્યો હતો,[૪૨] અને, હે રાજા! તે ગાયોના ચામડામાંથી જે રુધિરની ધારા નીકળી હતી, તેમાંથી ચર્મણ્વતી નામની નદી ઉત્પન્ન થઈ હતી. તેણે ગાયોને યજ્ઞમાં પશુ તરિકે અર્પણ કરી, તે પછી ગાયો પશુપણામાંથી મુક્ત થઈ, અને તે ગાયોને દાન દેવા માટે કલ્પવામાં આવી.[૪૩] હે મહીપતિ! જે પુરુષ આ ગાયો ઉત્તમ બ્રાહ્મણને દાનમાં આપે છે તે મનુષ્ય દુઃખમાં હોય છે તોપણ કષ્ટકારક આપત્તિમાંથી તરી જાય છે.[૪૪] હે રાજા! એક હજાર ગાયોનું દાન દેનારો પુરુષ મરણ પછી નરકમાં પડતો નથી, પરંતુ સર્વ ઠેકાણે વિજય મેળવે છે.[૪૫] સ્વર્ગનો રાજા ઇંદ્ર કહે છે કે,—ગાયોનું દૂધ અમૃત છે. તે માટે જે પુરુષ ગાયનું દાન કરે છે તે પુરુષ અમૃતનું દાન કરે છે એમ જાણવું.[૪૬] અગ્નિમાં ગાયનું દૂધ હોમવામાં આવે છે, તે અવિનાશી ફળ આપે છે આમ વેદ જાણનારાઓ જાણે છે. તે માટે જે પુરુષ ગાયનું દાન કરે છે, તે પુરુષ યજ્ઞના હવ્યનું દાન કરે છે.[૪૭] ગાયોનો પતિ બળદ મૂર્તિમાન્ સ્વર્ગ છે. જે પુરુષ ગુણવાળા બ્રાહ્મણને ગાયોના સ્વામી એવા બળદનું દાન કરે છે, તે પુરુષ સ્વર્ગમાં પૂજાય છે.[૪૮] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ગાય પ્રાણીઓના પ્રાણરૂપ કહેવાય છે, માટે જેઓ ગાયોનું દાન કરે છે તે પ્રાણોનું દાન કરે છે એમ સમજવું.[૪૯] વેદવેત્તાઓ જાણે છે કે, ગાયો પ્રાણીઓને શરણે જવા યોગ્ય છે; તે માટે જે ગાયનું દાન કરે છે, તે શરણનું દાન કરે છે એમ જાણવું.[૫૦] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! વધને માટે ગાય આપવી નહિ, ચંડાળને ગાય આપવી નહિ, કે નાસ્તિક પુરુષને ગાય આપવી નહિ, તથા જે પુરુષ ગાયના દુધદહિં ઉપર આજીવિકા કરતો હોય, તેને પણ ગાય આપવી નહિ.[૫૧] જે પુરુષ ઉપર કહેલાં પાપકર્મો કરનારને ગાયોનું દાન કરે છે તે પુરુષ અક્ષય એવા નરકમાં પડે છે એમ મહર્ષિઓ કહે છે.[૫૨] તેમજ દુબળી, જેનો વાછડો મરી ગયો હોય તેવી, વાંઝણી, રોગી, ઓછાં અંગવાળી તથા થાકી ગયેલી એવી ગાય બ્રાહ્મણને આપવી નહિ.[૫૩] દશ હજાર ગાયનું દાન દેનારો પુરુષ ઇંદ્રની સાથે સ્વર્ગમાં આનંદ કરે છે, અને એક લાખ ગાયોનું દાન કરનારો પુરુષ અક્ષય લોકોને પ્રાપ્ત કરે છે.[૫૪]

હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! આ રીતે ગાયનું દાન, તલનું દાન તથા ભૂમિનુ દાન કહ્યું. હવે અન્નનું દાન તું સાંભળ.[૫૫] હે કુંતિના પુત્ર! અન્નનું દાન સર્વે દાનોમાં પ્રધાન દાન કહ્યું છે. અન્નનું દાન દેવાથી રંતિદેવ રાજા સ્વર્ગમાં ગયો છે.[૫૬] હે રાજા! જે પુરુષ થાકી ગયેલાને તથા ભૂખ્યાને અન્ન આપે છે, તે પુરુષ બ્રહ્માનાં મોટાં સ્થાનમાં જાય છે.[૫૭] હે રાજા! અન્નનું દાન દેનારા પુરુષો જે પ્રમાણે કલ્યાણને પ્રાપ્ત કરે છે, તે પ્રમાણે સુવર્ણનાં દાન દેવાથી, વસ્ત્રનાં દાન દેવાથી તથા બીજાં પદાર્થોનાં દાન દેવાથી કલ્યાણને પામતા નથી.[૫૮]

સર્વ દ્રવ્યોમાં અન્નને ઉત્તમ દ્રવ્ય માનવામાં આવ્યું છે, અન્નને પરમ લક્ષ્મી માનવામાં આવી છે, અન્નથી પ્રાણની ઉત્પત્તિ થાય છે, તથા અન્નથી તેજ, વીર્ય અને બળની ઉત્પત્તિ થાય છે.[૫૯] જે મનુષ્ય સદા એકાગ્ર મનનો થઇને તુરત અન્નનું દાન કરે છે તેને દુ:ખ પડતું નથી આમ પરાશર કહે છે.[૬૦] મનુષ્યે શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે દેવોનું પૂજન કરીને તેઓને અન્ન નિવેદન કરવું. જે પુરુષો જે અન્નનું ભોજન કરતા હોય તે પુરુષોએ તે અન્ન દેવોને ધરવું.[૬૧] જે પુરુષ કાર્તિક મહિનામાં અન્નનું દાન કરે છે તે પુરુષ દુ:ખોને તરી જાય છે, અને મરણ પછી મોક્ષને પામે છે.[૬૨] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે પુરુષ સાવધાન થઈને ભોજન કર્યા પહેલાં અતિથિને અન્ન આપે છે તે બ્રહ્મવેત્તાઓના લોકોને પ્રાપ્ત કરે છે.[૬૩] અન્નનું દાન દેનારો પુરુષ મહા કષ્ટદાયક આપત્તિને પામ્યો હોય તોપણ તેને તરી જાય છે, આ લોકમાં કરેલાં પાપકર્મને તરી જાય છે, તથા પોતાનાં દુષ્ટ કર્મનો નાશ કરે છે.[૬૪] આ રીતે અન્નના દાનનું, તલના દાનનું, ભૂમિના દાનનું તથા ગાયના દાનનું ફળ કહ્યું છે.[૬૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां अध्याय ६६ मो समाप्त

## અધ્યાય ૬૭ મો

### જલદાન માહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છે:–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હે તાત! તમે દાનનાં ફળ કહ્યાં તે સાંભળ્યાં. તેમાં પણ અન્નનું દાન આ જગતમાં વિશેષ કરીને પ્રશંસાપાત્ર ગણાય છે.[૧] હે પિતામહ! આ જગતમાં પાણીના દાનનું વિશેષ ફળ કેવી રીતે છે, એ વિષે હું વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું.[૨]

ભીષ્મ કહે છે:–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હે સત્ય પરાક્રમી! હું તને યથાર્થ રીતે ઉત્તર આપું છું, તે તું મારી પાસેથી શ્રવણ કર.[૩] હે નિર્દોષ રાજા! પાણીના દાનથી માંડીને સર્વ દાન હું તને કહીશ. મનુષ્ય અન્નનું દાન તથા પાણીનું દાન કરીને જે ફળ મેળવે છે, તે પણ હું તને કહીશ.[૪] અન્નના દાન કરતાં ઉત્તમ દાન કોઈ પણ નથી આવો મારો મત છે. કારણ કે, હે તાત! અન્નના દાનથી સર્વ પ્રાણધારીઓ પ્રવૃત્તિ કરી શકે છે,[૫] માટે સર્વ લોકોમાં અન્નને ઉત્તમ કહ્યું છે. અન્નથી પ્રાણીઓનું તેજ તથા બળ સદા વૃદ્ધિ પામ્યા કરે છે.[૬] એટલા માટે પ્રજાપતિએ પણ અન્નના દાનને શ્રેષ્ઠ કહ્યું છે. હે કુંતિના પુત્ર! તેં સાવિત્રીનું પણ શુભ વચન સાંભળ્યું છે.[૭] હે મહામતિના રાજા! તેણે દેવોના યજ્ઞમાં ઉપલું વચન જે પ્રમાણે તથા જે કારણથી કહ્યું હતું તે તું જાણે છે. જે મનુષ્ય અન્નનું દાન કરે છે તેણે પ્રાણોનું દાન કર્યું ગણાય છે.[૮] આ જગતમાં પ્રાણના દાન જેવું બીજું કોઈ મોટું દાન નથી. હે મોટા બાહુવાળા! તે વિષયમાં તેં લોમશનું વચન પણ સાંભળ્યું છે.[૯] હે રાજા! પૂર્વે શિબિ રાજાએ કપોતને પ્રાણનું દાન કરીને જે ફળ મેળવ્યું હતું, તેજ ગતિ બ્રાહ્મણને અન્નનું દાન આપવાથી મળે છે.[૧૦] તે માટે પ્રાણનું દાન કરનારાઓ ઉત્તમ ગતિને પામે છે એમ અમારા સાંભળવામાં આવ્યું છે. હે કુરુવંશ શ્રેષ્ઠ! પાણીના કરતાં પણ અન્ન શ્રેષ્ઠ હોય કે ન પણ હોય, કારણ કે જળમાંથી ઉત્પન્ન થયા વિના કોઈ પણ વસ્તુની પ્રવૃત્તિ થતી નથી.[૧૧] ગ્રહગણનો અધિપતિ ભગવાન્ સોમ જળમાંથી ઉત્પન્ન થયો છે. વળી અમૃત, સુધા, સ્વધા, અમૃત (દૂધ),[૧૨] અન્ન, ઔષધિઓ અને લતાઓ, હે મહારાજ! પાણીમાંથી ઉત્પન્ન થયેલી છે. હે રાજા! તેમાંથી જ પ્રાણીઓના પ્રાણ પણ ઉત્પન્ન થાય છે.[૧૩] દેવોનું અન્ન અમૃત છે, નાગોનું અન્ન સુધા છે, પિતૃઓનું અન્ન સ્વધા કહ્યું છે, અને પશુઓનું અન્ન લતાઓ કહી છે.[૧૪] વિદ્વાનો કહે છે કે,–અન્ન જ મનુષ્યોના પ્રાણ છે, અને, હે નરવ્યાઘ્ર! તે સર્વે (અન્નાદિ) પાણીમાંથી ઉત્પન્ન થાય છે.[૧૫] તે માટે પાણીના દાન કરતાં કોઈ મોટું દાન નથી. માટે મનુષ્ય જો પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તો તેણે નિત્ય જળનું દાન દેવું.[૧૬] આ જગતમાં જળનું દાન ધન દેનારું, યશ દેનારું, અને આયુષ્ય આપનારું કહેવાય છે. જળનું દાન દેનારો પુરુષ, હે કુંતિના પુત્ર! શત્રુઓનો પણ ઉપરી અધિકારી થાય છે,[૧૭] સર્વ પ્રકારની કામનાને પામે છે, સનાતન કીર્તિને મેળવે છે, મરણ પછી મોક્ષને મેળવે છે, અને પાપમાંથી છુટે છે.[૧૮] હે મનુષ્યવ્યાઘ્ર! હે મોટી કાંતિવાળા રાજા! જળનું દાન દેનારો પુરુષ સ્વર્ગમાં જાય છે, તથા અક્ષય લોકોને પામે છે એમ મનુએ કહ્યું છે.[૧૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पाणीना दाननुं माहात्म्य' ए नामनो अध्याय ६७ मो समाप्त

## અધ્યાય ૬૮ મો

### તલ, દીપ, અન્ન તથા વસ્ત્રદાનનું માહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છે:–હે ભીષ્મ! તલના દાનનું, દીપના દાનનું, અન્નના દાનનું અને વસ્ત્રના દાનનું ફળ કેવું છે તે મને ફરીથી કહો.[૧]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! આ વિષયમાં બ્રાહ્મણના અને યમના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે કહે છેઃ–[૨]

મધ્ય દેશમાં બ્રાહ્મણોથી વસાયલું એક મોટું ગામ હતું. તે ગંગા અને યમુના નદીની વચ્ચે આવ્યું હતું, અને યામુના (ગિરિરાજ) પર્વતની તલેટીમાં હતું.[૩] હે રાજા! તે ગામનું પર્ણશાલા એવું પ્રખ્યાત નામ હતું, ને તે ગામ રમણીય હતું. તે ગામમાં ઘણા વિદ્વાન્ બ્રાહ્મણો વાસ કરીને રહ્યા હતા.[૪] એક દિવસે શ્યામ રંગનાં વસ્ત્ર પહેરનારા, રાતી આંખવાળા, ઉભા કેશવાળા, કાગડાની જાંઘ જેવી આંખ તથા નાસિકાવાળા એક પુરુષને યમે કહ્યું;[૫]–'તું બ્રાહ્મણ ગામમાં જા, અને અગસ્ત્યના ગોત્રના શર્મિ નામના બ્રાહ્મણને લાવ.[૬] તે બ્રાહ્મણ શમસંપન્ન છે, વિદ્વાન્ છે, વિદ્યા ભણેલો છે, ને સદાચારસંપન્ન છે. તેની પાસે તેનો સગોત્રી બીજો બ્રાહ્મણ છે તેને તું લાવીશ મા.[૭] તે બ્રાહ્મણ પણ તેના જેવો જ ગુણવાન્ છે, અને વિદ્યામાં તથા જન્મમાં તેના સમાન છે. તેને પણ સંતાનો છે, અને તે પણ તેના જેવો જ બુદ્ધિમાન્ છે.[૮] મેં તને જે પ્રમાણે બ્રાહ્મણ વર્ણવી બતાવ્યો તેવા બ્રાહ્મણને તું લાવજે, કારણ કે, મારે તે બ્રાહ્મણની પૂજા કરવી છે.'

યમનો દૂત (આજ્ઞા પ્રમાણે બ્રાહ્મણને લેવા માટે) ગયો, અને યમની આજ્ઞાથી વિરુદ્ધ જ કર્યું.[૯] યમે જેને લાવવા માટે ના કહી હતી તેને તે પકડીને લાવ્યો. વીર્યવાન્ યમે ઉઠીને તે બ્રાહ્મણની પૂજા કરી,[૧૦] અને પછી પોતાના દૂતને કહ્યું કે,–આને પાછો લઈ જા, અને બીજાને લાવ. આ રીતે ધર્મરાજાએ વચન કહ્યું એટલે તે બ્રાહ્મણે[૧૧] ધર્મરાજાને કહ્યુંઃ–હું સંસારમાંથી ઉદાસ થયો છું. મારું અધ્યયન (સ્વાધ્યાય) પણ પૂર્ણ થયું છે. હે દૃઢતાથી ધર્મને વળગી રહેનારા! હવે મારો જે કાળ બાકી રહ્યો હોય તેટલો કાળ હું અહિં રહું એમ આજ્ઞા કરો.[૧૨]

યમ બોલ્યાઃ–તારા આયુષ્યનું પ્રમાણ કેટલું છે તે હું જાણતો નથી. (તેથી કોઈ પણ રીતે હું તને અહિં વાસ કરવા દેવાને શક્તિમાન્ નથી.) હું તો જે ધર્માચરણ કરે છે ને જે ધર્માચરણ નથી કરતો તેની કેવળ તપાસ રાખું છું,[૧૩] માટે, હે મોટી કાંતિવાળા બ્રાહ્મણ! તું આજે જ અહિંથી તારે પોતાને ઘેર જા, તથા, હે દૃઢતાથી ધર્મને વળગી રહેનારા! હું તારું શું પ્રિય કરું તે તું તારી ઇચ્છાનુસાર કહે.[૧૪]

બ્રાહ્મણે પૂછ્યુંઃ–મનુષ્ય લોકમાં જે કર્મ કરવાથી મને મહાન્ પુણ્ય થાય તેવું કર્મ કહો. કારણ કે, હે સત્તમ! તમે સર્વ લોકના તથા ત્રણ લોકના માન્ય છો.[૧૫]

યમે કહ્યુંઃ–હે વિપ્રર્ષિ! હું તને દાનનો ઉત્તમ વિધિ કહું છું તે તું યથાર્થ રીતે સાંભળ. તલનું દાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે, પુણ્ય આપનારું છે, અને સદાય રહેનારું છે.[૧૬] હે ઉત્તમ બ્રાહ્મણ! શક્તિ અનુસાર તલ દાન દેવું જોઇએ. તલનું નિત્ય દાન દેવાથી તલ સર્વ કામનાઓને પૂર્ણ કરે છે.[૧૭] શ્રાદ્ધમાં પણ તલનાં વખાણ કરવામાં આવ્યાં છે. માટે તલનું દાન ઉત્તમોત્તમ ગણાય છે. તે તલ તું શાસ્ત્રોક્ત વિધિથી બ્રાહ્મણોને આપ.[૧૮] વૈશાખ મહિનાની પૂર્ણિમાને દિવસે બ્રાહ્મણોને તલનું દાન દેવું, તલનું ભક્ષણ કરાવવું, તથા તલનું ઉદ્વર્ત્તન કરવું (શરીર ઉપર ચોળાવવા).[૧૯] શ્રેય ઇચ્છનારા સર્વેએ આ સર્વ પોતાના જ ઘરમાં કરવું (અર્થાત્ બ્રાહ્મણોને પોતાને ઘેર તેડીને તલવાળાં ભોજનાદિ કરાવવાં), તથા નિત્ય પાણીની પરબો બંધાવીને બીજાને પાવાં. તેમ જ પાનકો એટલે સરબતો પણ પાવાં, એમાં સંશય નથી.[૨૦] વળી હે ઉત્તમ બ્રાહ્મણ! આ જગતમાં વાવો ખોદાવવી, તળાવો ખોદાવવાં, કૂવાઓ ખોદાવવા, આ સર્વ કર્મ ઘણાં જ દુર્લભ છે.[૨૧] હે ઉત્તમ ક્ષત્રિય! નિત્ય જળનું દાન કરવું. કારણ કે એ ઉત્તમોત્તમ તારે નિત્ય દાનને માટે પરબો પણ બંધાવવી. એક મનુષ્યે ભોજન કર્યું હોય તોપણ તેને અન્ન તથા ખાસ કરીને જળ આપવું.[૨૨]

ભીષ્મ કહે છેઃ–આ રીતે યમે કહ્યા પછી યમનો દૂત તે બ્રાહ્મણને તેને ઘેર લઈ ગયો, ત્યારે ત્યાં તેણે યમના કહ્યા પ્રમાણે સર્વ કર્મ કરવા માંડ્યાં.[૨૩]

યમના દૂતે પણ તેને લઈ જઇને તેને ઘેર મૂકી દીધો, અને શર્મીને લઇને યમલોકમાં આવ્યો, ને તેને ધર્મરાજાની આગળ નિવેદન કર્યો.[૨૪] પ્રતાપી ધર્મરાજાએ તે ધર્મવેત્તા બ્રાહ્મણની પૂજા કરીને તેની સાથે વાતચિત કરી. પછી જે પ્રમાણે તેડાવ્યો હતો તે પ્રમાણે તેને રજા આપી.[૨૫] યમે તેને પણ સર્વ ઉપદેશ કર્યો, અને તેણે પણ યમલોકમાંથી મનુષ્યલોકમાં આવ્યા પછી યમે જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે સર્વ કર્યું.[૨૬]

તે પ્રમાણે જ યમ પિતૃઓનું હિત ઇચ્છીને દીપદાનની પણ પ્રશંસા કરે છે. તે માટે દીવાનું દાન કરનારો નિત્ય પિતૃઓનું કલ્યાણ કરે છે.[૨૭] તે માટે, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! નિત્ય દીવાઓનું દાન દેવું. હે રાજા! દીવાનું દાન નિત્ય પિતૃઓના, દેવોના તથા પોતાના નેત્રનું હિત કરનારું છે.[૨૮] હે રાજા! રત્નના દાનનું પણ ઘણું જ મોટું પુણ્ય કહ્યું છે. જે બ્રાહ્મણ રત્નોને વેચીને પણ યજ્ઞ કરે છે તેને દાનમાં લીધેલી વસ્તુને વેચવાનું પાપ લાગતું નથી.[૨૯] જો બ્રાહ્મણ એક મનુષ્યની પાસેથી પ્રતિગ્રહ કરીને તેનું બીજા બ્રાહ્મણોને દાન કરે છે તો

તેમાં દાતાનું અને લેનારાનું બન્નેનું અક્ષય કલ્યાણ થાય છે.[૩૦] ઉત્તમ સ્થિતિમાં રહેલો એક પુરુષ ઉત્તમ ગુણવાળા પુરુષને દાન આપે છે. તે દાનથી લેનારા અને દેનારા બન્નેને અક્ષય ધર્મ થાય છે, એમ ધર્મ જાણનારા મનુ કહે છે.[૩૧] વસ્ત્રોનું દાન દેવાથી પુરુષ પોતાની સ્ત્રી ઉપર પ્રીતિવાળો, સારાં વસ્ત્રોની સંપત્તિવાળો, અને સારા પોશાક પહેરનારો થાય છે, એમ અમે સાંભળીએ છીએ.[૩૨] હે પુરુષવ્યાઘ્ર! ગાયોનું, સુવર્ણનું તથા તલનું દાન દેવા માટે વેદનાં પ્રમાણો દર્શાવીને ઘણે ઠેકાણે વર્ણન કરવામાં આવ્યું છે.[૩૩] પુરુષે વિવાહ કરવા, ને પુત્રોને ઉત્પન્ન કરવા; કારણ કે, હે કુરુકુલોત્પન્ન! પુત્રનો લાભ સર્વ લાભોના કરતાં વિશેષ છે.[૩૪]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'यम अने ब्राह्मणनो संवाद' ए नामनो अध्याय ૬૮ मो समाप्त

## અધ્યાય ૬૯ મો

### ગૌદાન માહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે કુરુશ્રેષ્ઠ! હે મહાપ્રાજ્ઞ! તમે મને ફરીથી દાનોનો ઉત્તમ વિધિ કહો, અને તેમાં વિશેષે કરીને ભૂમિના દાન વિષે કહો.[૧] યજ્ઞ કરનારા બ્રાહ્મણને ક્ષત્રિયે પૃથ્વીનું દાન વિધિપૂર્વક દેવું, અને બ્રાહ્મણે વિધિપૂર્વક લેવું. (કારણ કે) ક્ષત્રિય વિના બીજો એવું દાન દેવાને યોગ્ય નથી.[૨] ફળની ઇચ્છાવાળા સર્વ વર્ણના પુરુષો જેનું દાન કરી શકે તે તથા વેદમાં દાન વિષે જે વાત કહી હોય તે મને વિસ્તારથી કહેવાને તમે યોગ્ય છો.[૩]

ભીષ્મ કહે છેઃ-દાન આપવામાં સમાન એકજ નામની ત્રણ વસ્તુઓ છે, અને તે તેવું જ સમાન ફળ આપે છે. એવી ત્રણ વસ્તુ આ જગતમાં ગાય, પૃથ્વી તથા સરસ્વતી આ ત્રણ છે, અને તે ત્રણે સમાન ફળ આપનારી છે.[૪]* જે બ્રાહ્મણો પોતાના શિષ્યને ધર્મવાળી બ્રાહ્મી-સરસ્વતી (વેદનું) અધ્યયન કરાવે છે તેને પૃથ્વીનું અને ગાયનું દાન આપવા જેવું ફળ મળે છે.[૫] તે પ્રમાણે જ ગાયના દાનનાં પણ વખાણ કરવામાં આવે છે. આ ત્રણના કરતાં ઉત્તમ દાન કોઇ પણ નથી. હે યુધિષ્ઠિર! ગાયનું દાન દેવાથી ઉત્તમોત્તમ ફળ મળે છે, અને તે પણ તુરત મળે છે.[૬] ગાયો સર્વ પ્રાણીઓ(નું પોષણ કરે છે માટે તેમ)ની માતા કહેવાય છે; તે સર્વેને સુખ આપનારી છે; પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરુષે નિત્ય ગાયોને પ્રદક્ષિણા કરવી જોઇએ.[૭] ગાયોને પગથી લાત મારવી નહિ; બે ગાયો ઉભી હોય ત્યારે તેઓની વચ્ચેથી નિકળવું નહિ; ગાયો મંગળના સ્થાનરૂપ તથા દેવીરૂપ છે તે માટે ગાયોની સદાય પૂજા કરવી.[૮] દેવોએ યજ્ઞ કરતી વખતે પૃથ્વીને ખેડી હતી; તે વખતે બળદોને પરોણી મારી હતી, માટે યજ્ઞનિમિત્તે પૃથ્વી ખેડતી વખતે બળદોને પરોણી મારવી; પરંતુ ખેતીને માટે પૃથ્વી ખેડતી વખતે પરોણી મારવી નહિ.[૯]* ગાયો ચરતી હોય ત્યારે તથા પૃથ્વી ઉપર બેઠી હોય ત્યારે વિદ્વાને ગાયોને દુઃખ દેવું નહિ. ગાયો તરસી થઈ (હોય અને કોઈ તેમને હેરાન કરતું હોય ત્યારે તે) ચોતરફ જોવા માંડે છે ત્યારે તે કુટુંબ સાથે તે પુરુષનો નાશ કરી નાંખે છે.[૧૦] જે ગાયના છાણથી પિતૃઓનાં સ્થાનો તથા દેવતાઓનાં મંદિરો પણ નિત્ય પવિત્ર થાય છે તેવી ગાયના કરતાં વધારે કોણ પવિત્ર હોય?[૧૧] જે પુરુષ એક વર્ષ સૂધી જમ્યા પહેલાં પારકી ગાયને ઘાસનો પૂળો નાંખે છે, તે પુરુષનું તે સાર્વકાર્મિક નામનું વ્રત છે;[૧૨] અને તે પુરુષ પુત્રોને, યશને તથા લક્ષ્મીને સંપાદન કરે છે, પોતાનાં અશુભનો નાશ કરે છે, તથા દુષ્ટ સ્વપ્નનો પણ નાશ કરે છે.[૧૩]

યુધિષ્ઠિર પૂછે છેઃ-કેવાં લક્ષણવાળી ગાયોનું દાન કરવું? કેવી ગાયોનું દાન દેવું નહિ? કેવા બ્રાહ્મણોને તે દાન દેવું? અને કેવા બ્રાહ્મણોને તે દાન દેવું નહિ?[૧૪]

ભીષ્મ કહે છેઃ-જે બ્રાહ્મણ દુરાચારી હોય, પાપી હોય, લોભી હોય, અસત્યવાદી હોય, દેવનાં કર્મ તથા પિતૃઓનાં કર્મ કરતો ન હોય, તેવા બ્રાહ્મણને કોઇ પણ રીતે ગાયનું દાન દેવું નહિ.[૧૫] પરંતુ જે બ્રાહ્મણ ભિક્ષુક, ઘણાક પુત્રવાળો, વેદવેત્તા ને અગ્નિહોત્રી હોય તેવા બ્રાહ્મણને દશ ગાયનું દાન દે તે દાતાને સર્વોત્તમ લોકો મળે છે.[૧૬] જે પુરુષ ધર્મકર્મ કરે છે તે પુરુષને તે ધર્મકર્મનું જ ફળ મળે છે. તેમાંથી થોડોક ભાગ તેને સહાયતા કરનારાને પણ મળે છે. કારણ કે તેને ધન આપનારો પણ ધર્માચરણ કરનારાની પ્રવૃત્તિમાં કારણભૂત છે.[૧૭] જે પુરુષ ઉત્પન્ન કરે છે, જે પુરુષ ભયમાંથી રક્ષા કરે છે, તથા જે પુરુષ આજીવિકા બાંધી આપે છે તે ત્રણે પિતા કહેવાય છે.[૧૮] ગુરુની સેવા પાપનો નાશ કરે છે, અભિમાન મોટા યશનો નાશ કરે છે, ત્રણ પુત્રોથી વાંઝિયાપણાનો નાશ થાય છે, અને દશ ગાય આજીવિકાના અભાવને (દરિદ્રતાને) નાશ કરે છે.[૧૯] જે

* "ગૌ"નું દાન કરવું એટલે કે ગૌ એટલે ગાય, પૃથ્વી અને સરસ્વતીનું દાન કરવું.

* આ શ્લોક કૂટ છે, તેનો અર્થ સ્પષ્ટ નથી, પણ બેસાડેલો છે.

બ્રાહ્મણ વેદાંત શાસ્ત્ર ઉપર નિષ્ઠા રાખતો હોય, બહુશ્રુત હોય, પ્રજ્ઞાનથી તૃપ્ત હોય, શિષ્ટ હોય, જિતેન્દ્રિય હોય, યમ પાળનાર હોય, પ્રાણીમાત્ર પાસે નિત્ય પ્રિય વાર્તા કરનાર હોય,[૨૦] ક્ષુધા લાગ્યા છતાં જે અધર્મ કર્મ કરતો ન હોય, જે મૃદુ હોય, શાન્ત હોય, અને અતિથિઓમાં પ્રીતિપાત્ર હોય, જે તુલ્ય સ્વભાવવાળો તથા પુત્રોવાળો અને સ્ત્રીવાળો હોય તે બ્રાહ્મણને આજીવિકા આપવી.[૨૧] એક સુપાત્ર બ્રાહ્મણને ગાયનું દાન આપવાથી જેટલું ફળ થાય છે તેટલું પાતક બ્રાહ્મણનું ધન હરી લેવાથી લાગે છે. ગમે તેવી સ્થિતિમાં પણ બ્રાહ્મણોનું ધન હરણ કરવું નહિ, તેમ બ્રાહ્મણોની સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરવો નહિ.[૨૨]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'गायना दाननुं माहात्म्य' ए नामनो अध्याय ६९ मो समाप्त

## અધ્યાય ૭૦ મો

### નૃગોપાખ્યાન

ભીષ્મ કહે છે:-હે કુરુકુળની વૃદ્ધિ કરનારા! આ વિષયમાં મહાત્મા પુરુષો કહે છે કે:-બ્રાહ્મણનું ધન હરી લેવાથી નૃગ નામના રાજાને ઘણું જ મોટું દુઃખ પડ્યું હતું.[૧] હે પૃથાના પુત્ર! એ રીતે સાંભળવામાં આવે છે કે, પૂર્વે દ્વારિકા પુરીમાં વસનારા યાદવના કુમારો (પાણીની શોધ કરતા હતા) એવામાં ખડથી તથા વેલાઓથી ઢંકાયલો એક મોટો કૂવો તેમણે દીઠો.[૨] (તે કૂવાનું મોઢું ખડથી તથા વેલાથી સારી પેઠે ઢંકાઈ ગયું હતું.) તે ખડને તથા વેલાને જળ શોધતા તે યાદવકુમારોએ મોટો પ્રયત્ન કરીને ખસેડી નાંખ્યા, અને જોયું તો તે પાણીમાં[૩] મોટી કાયાવાળા એક કરચલાને બેઠેલો દીઠો. હજારો યાદવના કુમારોએ તેને બહાર કાઢવાને પ્રયત્ન કર્યો.[૪] પર્વત જેવડી કાયાવાળા તે કરચલાને ચામડાની દોરીથી પટ્ટીથી બાંધ્યો, પરંતુ તેને તેઓ બહાર કાઢી શક્યા નહિ ત્યારે તેઓ શ્રીજનાર્દનની (શ્રીકૃષ્ણની) પાસે ગયા,[૫] અને તેઓએ શ્રીકૃષ્ણને કહ્યું કે:-એક મોટો કરચલો કૂવાના અવકાશને ઘેરીને બેઠો છે, અને તેને કોઈ બહાર કાઢી શકતું નથી.[૬] પછી શ્રીકૃષ્ણે ત્યાં જઇને તે કરચલાને કૂવામાંથી બહાર કાઢયો, અને તેને પૂછ્યું કે:-'તું કોણ છે?' તે ઉપરથી નૃગ રાજાએ તે સમયે શ્રીકૃષ્ણની પાસે પોતે પૂર્વજન્મમાં હજારો યજ્ઞ કર્યા હતા તે વાત કહી સંભળાવી.[૭] આ રીતે નૃગ રાજાએ વાર્તા કહ્યા પછી માધવ બોલ્યા કે:-'તેં શુભ કર્મ કર્યાં છે, પાપકર્મ કર્યાં નથી છતાં, હે નરેંદ્ર! તું આવી દુર્દશાએ કેવી રીતે પહોંચ્યો? તારું રૂપ આવું કેમ થયું છે? તે મને કહે.[૮] હે રાજા! અમે સાંભળ્યું છે કે,-તેં પૂર્વે બ્રાહ્મણોને અસંખ્ય ગાયોનાં દાન કર્યાં છે, અને એક વેળા તેં આઠ વાર લાખ લાખ ગાયોનાં દાન કર્યાં છે તે તારું ગાયોના દાનનું ફળ કયાં ગયું?'[૯]

તે પછી નૃગ રાજાએ શ્રીકૃષ્ણને કહ્યું:-એક અગ્નિહોત્રી બ્રાહ્મણ પરદેશ ગયો હતો તેની એક ગાય છુટી પડીને મારાં ગોધનમાં મળી ગઈ;[૧૦] અને મારા ગોવાળોએ તેને મારી હજાર ગાયોમાં ગણી કાઢી. તે પછી મેં પણ, મરણ પછી સ્વર્ગની ઇચ્છાથી, તે ગાય બીજા બ્રાહ્મણને દાનમાં આપી દીધી.[૧૧] (તે પછી પેહેલો બ્રાહ્મણ પરદેશમાંથી આવ્યો, અને પોતાની ગાયને શોધવા લાગ્યો.) એટલામાં તેણે તે ગાયને બીજા બ્રાહ્મણના ઘરમાં દીઠી. એટલે તે ગાયના પેહેલા ધણીએ કહ્યું કે:-'આ ગાય તો મારી છે.'[૧૨] તે પછી તે બન્ને બ્રાહ્મણો લડતાલડતા ઘણા જ ક્રોધમાં આવી ગયા, અને મારી પાસે આવ્યા, અને એક કહેવા લાગ્યો કે, 'તેં આ ગાય દાનમાં આપી છે,' ત્યારે બીજો બોલ્યો કે 'તમે તેનું હરણ કર્યું છે.'[૧૩] તે પછી મેં દાન લેનારને કહ્યું કે, 'તું આ ગાયના બદલામાં એક લાખ ગાય લે અને મને આ ગાય પાછી આપ.' એટલે તેણે મને આ પ્રમાણે કહ્યું:-[૧૪] 'આ ગાય મારા ઘરમાં દેશને તથા કાળને અનુસરીને રહે છે, દુઝણી છે, સ્વભાવે શાંત છે, અત્યંત સ્નેહાળ છે, મધુર દુધ દે છે, અને ધન્યવાદને પાત્ર છે.[૧૫] વળી આ ગાય, માતા મરી જવાથી દુર્બળ થઇ ગયેલા મારા પુત્રનું પોષણ કરે છે, માટે હું આ ગાય આપી શકતો નથી.' આમ કહીને તે બીજો બ્રાહ્મણ ચાલ્યો ગયો.[૧૬] તે પછી મેં બીજા બ્રાહ્મણની પાસે યાચના કરી કે, 'તું તારી તે ગાયના બદલામાં બીજી એક લાખ ગાય લે.'[૧૭] એટલે, હે મધુસૂદન! તે બ્રાહ્મણે ઉત્તર આપ્યો:- 'હું રાજાઓનું દાન લેતો નથી. હું મારે માટે ધન પેદા કરવાને સમર્થ છું. માટે મને મારી ગાય જ ઝટ પાછી આપ.'[૧૮] તે પછી મેં તે બ્રાહ્મણને સુવર્ણ, ઘોડાઓ, રૂપું અને રથો આપવા માંડ્યા, પરંતુ તે ઉત્તમ બ્રાહ્મણે તેમાંનું કંઇ પણ લીધું નહિ અને ત્યાંથી ચાલ્યો ગયો.[૧૯] તે પછી એટલા જ સમયમાં કાળના પ્રભાવથી હું મરણ પામીને પિતૃલોકમાં (યમરાજાના લોકમાં) ગયો અને ત્યાં ધર્મરાજાની પાસે ગયો.[૨૦] ધર્મરાજાએ મારી પૂજા કરીને કહ્યું કે:-'હે રાજા! તારાં પુણ્યકર્મની ગણત્રી થઇ શકે તેમ નથી,[૨૧]

તથાપિ તારાથી અજાણતાં એક પાપકર્મ થઇ ગયું છે. માટે તારી ઇચ્છા પ્રમાણે તું કાં તો પ્રથમ પાપનું ફળ ભોગવી લે અથવા તો પછી પાપનું ફળ ભોગવજે.[૨૨] તેં કહ્યું હતું કે:-'હું મારી પ્રતિજ્ઞાનું પાલન કરીશ.' પરંતુ તારી પ્રતિજ્ઞા મિથ્યા થઈ છે, અને તેં બ્રાહ્મણની ગાયરૂપી ધનને હરી લીધું છે. આ રીતે તારાથી બે પ્રકારનો અપરાધ થઇ ગયો છે.[૨૩] ત્યારે, હે પ્રભુ! 'હું પ્રથમ પાપનું ફળ ભોગવીશ અને પછી પુણ્યનું ફળ ભોગવીશ.' આ રીતે મેં ધર્મરાજાને કહ્યું, એટલે હું પૃથ્વી ઉપર પડ્યો.[૨૪] મેં પૃથ્વી ઉપર પડતી વખતે યમને ઉંચે સ્વરે બોલતાં સાંભળ્યા કે:-'જનાર્દન એવા ભગવાન્ વાસુદેવ તારો ઉદ્ધાર કરશે.[૨૫] એક હજાર વર્ષ પૂરાં થઈ ગયા પછી તારાં પાપકર્મ ક્ષીણ થશે કે, તું તારા પોતાના કર્મવડે સનાતન એવા લોકોને પ્રાપ્ત થઇશ.'[૨૬] તે પછી મેં જોયું તો 'હું એક કૂવામાં કરચલો થઇને ઉંધે મસ્તકે પડ્યો હતો. જો કે હું તિર્યંચ યોનિમાં પડ્યો હતો છતાં પૂર્વજન્મની સ્મૃતિ મને જેવીને તેવી જ હતી.[૨૭] તે તિર્યક્ યોનિમાંથી આજે તમે મારો ઉદ્ધાર કર્યો છે. આમાં તપના બળ વિના બીજું શું જાણવું? હે કૃષ્ણ! તમે મને હવે જવાની રજા આપો, એટલે હું આજે સ્વર્ગમાં જાઉં.'[૨૮] તે પછી શ્રીકૃષ્ણે તેને જવાની આજ્ઞા આપી કે, શત્રુનું દમન કરનારો તે રાજા જનાર્દનને નમસ્કાર કરીને દિવ્ય માર્ગેથી સ્વર્ગમાં ગયો.[૨૯] હે ભરતવંશ શ્રેષ્ઠ! હે કુરુનંદન! નૃગરાજા સ્વર્ગમાં ગયા પછી વાસુદેવ નીચેનો શ્લોક બોલ્યા હતા:-[૩૦]

ब्राह्मणस्वं न हर्त्तव्यं, पुरुषेण विजानता ।
ब्राह्मणस्वं न हृतं हन्ति, नृगं ब्राह्मणगौरिव ॥

"વિવેકી મનુષ્યે બ્રાહ્મણનું ધન અજાણતાં પણ હરણ કરવું નહિ. જો બ્રાહ્મણનું ધન હરી લેવામાં આવે છે તો, બ્રાહ્મણની ગાય હરી લેવાથી જેમ નૃગરાજાને જલચરની જાતિમાં અવતરવું પડ્યું હતું તેમ, અધમ જાતિમાં અવતરવું પડે છે."[૩૧] હે પૃથાના પુત્ર! સત્પુરુષોનો સત્પુરુષોની સાથે સમાગમ થાય છે તે નિષ્ફળ જતો નથી. નૃગરાજા સત્પુરુષના સમાગમથી નરકમાંથી મુક્ત થયો હતો તે તું જો.[૩૨] હે યુધિષ્ઠિર! ગાયનું દાન કરવાથી જેમ ફળ થાય છે તેમજ કોઇની ગાય હરી લેવાથી પાપ પણ થાય છે. તે માટે ગાયોને દુઃખ દેવાનું કામ કરવું નહિ, તેમ કોઇની ગાયને હરી પણ લેવી નહિ.[૩૩]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'नृगोपाख्यान' ए नामनो अध्याय ७० मो समाप्त

## અધ્યાય ૭૧ મો

### ગોદાન પ્રશંસા

યુધિષ્ઠિર પૂછે છે:-હે નિર્દોષ! હે મોટા બાહુવાળા ભીષ્મ!-ગાયોનું દાન આપવાથી જે ફળનો લાભ થાય છે તે તમે મને વિસ્તારથી કહો, તમારા મુખથી કથા સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.[૧]

ભીષ્મ કહે છે:-હે યુધિષ્ઠિર! આ વિષયમાં ઉદ્દાલક ઋષિ અને નાચિકેત એ બન્નેના સંવાદરૂપી પુરાતન ઈતિહાસ આ પ્રમાણે કહે છે.[૨] ઉદ્દાલક ઋષિએ વ્રત ધારણ કર્યું ત્યારે તેણે પોતાના પુત્ર નાચિકેતની પાસે જઇને કહ્યું કે,-'તારે મારી સેવા કરવી.'[૩] તે પછી મહર્ષિ વ્રત પૂર્ણ થયું એટલે તેણે પુત્રને કહ્યું કે, 'હું વ્રત સેવવામાં ગુથાયેલો હતો, અને સ્વાધ્યાયમાં પરાયણ રહેતો હતો,[૪] તેથી ભૂલી ગયો છું. માટે તું નદીના તીર ઉપર જઈને ત્યાંથી યજ્ઞનાં કાષ્ઠો, દર્ભ, પુષ્પો, પાણીનો ઘડો અને શાકાદિક સામગ્રી અહિં લાવ.'[૫] નાચિકેત ત્યાં ગયો તો તે સર્વ વસ્તુ નદીના વેગમાં તણાઈ ગઈ હતી તેથી તેને તે વસ્તુ મળી નહિ. તેથી તે મુનિએ પિતાની પાસે આવીને કહ્યું કે, 'તે વસ્તુઓ ત્યાં જણાતી નથી.'[૬] તે સમયે મહા તપસ્વી ઉદ્દાલક ઋષિ ભૂખ્યા તથા તરશ્યા હતા, ને થાકી ગયા હતા. તેણે પુત્રને શાપ આપ્યો કે, 'તું યમનાં દર્શન કર' (મરણ પામ).[૭] આ રીતે પિતાએ વાણીરૂપી વજ્રથી પુત્રને પ્રહાર કર્યો. પુત્ર બે હાથ જોડીને, 'પ્રસન્ન થાઓ' આમ બોલતાં બોલતાં જ સત્વ વિનાનો થઇને પૃથ્વી ઉપર પડી ગયો.[૮] નાચિકેતને પૃથ્વી ઉપર પડેલો જોઇને તેના પિતા ઋષિ પણ 'મેં આ શું કર્યું' એમ બોલી દુઃખથી મૂર્છિત થઇ ગયા, અને પૃથ્વી ઉપર પડી ગયા.[૯] તે ઋષિ દુઃખથી ઘેરાઈ ગયા, અને પોતાના પુત્રનો શોક કરતાં કરતાં તે દિવસ તથા ભયંકર રાત્રિ વીતિ ગઈ.[૧૦] હે કુરુવંશની વૃદ્ધિ કરનારા! જલની વૃષ્ટિ થવાથી જેમ બીજ અંકુરિત થાય છે તેમ દર્ભના બિછાના ઉપર સુતેલો નાચિકેત પિતાના અશ્રુપાતથી ભીંજાઇ ગયો અને સજીવન થયો.[૧૧] પોતાનો પુત્ર મરણ પામ્યા પછી પાછો જીવતો થયો, તેના શરીરને દેવતાઇ ચંદનથી ચર્ચેલું દીઠું, અને નિદ્રા ગયા પછી જેમ ઉઠે તેમ ઉઠેલો જોઇને ઋષિ તેને પૂછવા લાગ્યા.[૧૨] 'હે પુત્ર! તેં તારાં પુણ્ય કર્મવડે જ પવિત્ર લોકોને જિત્યા છે. તું પાછો જીવતો થયો તે ઘણી જ આનંદની વાત છે. તારું આ શરીર મનુષ્યનું નથી (દિવ્ય છે).'[૧૩] નાચિકેતે યમલોકમાં સર્વને નજરે દીઠા હતા તેને મહાત્મા પિતાએ યમલોક વિષે પ્રશ્ન કર્યો.

એટલે તેણે પિતાની તથા મહર્ષિઓની આગળ યમલોકની વાત કહેવા માંડી.[૧૪]

'હું આપની આજ્ઞા સ્વીકારીને મનોહર, પ્રભાવવાળી અને વિશાળ યમરાજાની સભામાં ગયો; તે સભા હજારો યોજન લાંબી હતી, અને સુવર્ણના જેવી કાંતિવાળી પ્રકાશમાન હતી.[૧૫] મને સન્મુખ આવતો જોઇને ધર્મરાજાએ પોતાના સેવકને આજ્ઞા કરી કે, 'આને બેસવા માટે સારું આસન આપ.' તે પછી આપનાં માન માટે વૈવસ્વત ધર્મરાજાએ અર્ઘ વગેરે પૂજાની સામગ્રીથી મારી પૂજા કરી.[૧૬] તે પછી સભાસદોથી હું ઘેરાઈ ગયો, ને તેઓએ મારી સામી પૂજા કરવા માંડી. એ પછી મેં તેઓને ધીમે ધીમે કહ્યું કેઃ-'હે ધર્મરાજા! હું તારા દેશમાં આવ્યો છું. હવે જે લોકો મારે યોગ્ય હોય તે લોકોમાં મને મોકલો.'[૧૭] તે પછી યમે મને કહ્યું કેઃ-'હે સૌમ્ય! તું મરણ પામ્યો નથી. તે તપસ્વીએ તને એમ કહ્યું છે કે, 'તું યમનાં દર્શન કર.' તારા પિતા પ્રદીપ્ત થયેલા અગ્નિના જેવા તેજસ્વી છે. હે બ્રાહ્મણ! તારાથી તેનું વચન મિથ્યા કરી શકાય નહિ,[૧૮] માટે તેં મારાં દર્શન કર્યાં. હવે, હે તાત! તું પાછો જા. તારા જનક તારો શોક કરે છે. અતિથિ ઉપર પ્રીતિ ધરાવનાર એવો જે તું તેને મનોવાંછિત કયો વર હું આપું? ઇચ્છિત વરને તું માગી લે.'[૧૯] યમે આ રીતે કહ્યું એટલે મેં તેને કહ્યું કેઃ-'જ્યાંથી પાછું ફરી શકાય નહિ તેવા તારા દેશમાં હું આવ્યો છું. માટે જો આપ મને વર આપવાને યોગ્ય ગણતા હો તો હું પુણ્ય કર્મ કરનારાના સમૃદ્ધિવાળા દેશોને જોવાની ઇચ્છા રાખું છું.[૨૦] તે પછી, હે દ્વિજેંદ્ર! યમદેવે સારી કાંતિવાળા, ચળકાટ મારનારા, અને વાહનોથી જોડેલા એક વાહનમાં બેસાડીને પુણ્ય કર્મ કરનારાઓને મળે તેવા પોતાના સર્વ લોકો મને દેખાડ્યા.[૨૧] ત્યાં આગળ મેં મહાત્મા પુરુષોનાં પ્રકાશવાળાં ઘરો જોયાં. તેઓનો આકાર અનેક જાતનો હતો, તે સર્વ રત્નોથી જડેલાં હતાં,[૨૨] ચંદ્રના મંડળ જેવાં શ્વેત રંગનાં હતાં, અવાજ કરતી ઘુઘરીઓ તેઓને લટકાવવામાં આવી હતી, તે ઘર ઉપર સેંકડો માળ હતા, તેમાં જલનાં સ્થાનો તથા વનો હતાં,[૨૩] વળી તે ઘર વૈદૂર્યમણિ અને સૂર્યના જેવાં પ્રકાશમાન હતાં, રૂપા અને સુવર્ણનાં બનાવવામાં આવ્યાં હતાં, ઉગતા સૂર્યના જેવાં ચળકાટ મારતાં હતાં, તેમાં કેટલાંએક સ્થિર હતાં ને કેટલાંએક ચર હતાં,[૨૪] ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થોથી ભરપૂર પર્વતો તેમાં હતા, તે ઉપરાંત વસ્ત્રો, શય્યાઓ તથા સર્વ પ્રકારની કામના પૂરનારાં વૃક્ષો તે ઘરમાં દૃષ્ટિએ પડતાં હતાં;[૨૫] વળી ત્યાં નદીઓ, માર્ગો, સભાઓ, વીથિઓ, વાવો, તળાવો તથા અવાજ સાથે ચાલનારાં હજારો યાનો-વાહનો જોડીને તૈયાર રાખેલાં હતાં;[૨૬] દુધને વહેનારી નદીઓ, ઘીના પર્વતો, અને નિર્મળ જળ ત્યાં દૃષ્ટિએ પડતાં હતાં. યમ રાજાના આ રીતે પૂર્વે નહિ જોયેલા ઘણા માનીતા પ્રદેશો મેં દીઠા.[૨૭]

'આ સર્વ જોઇને મેં પ્રભાવવાળા પુરાણ એવા ધર્મ રાજાને પૂછ્યુંઃ-'આ નિત્ય દૂધને વહેનારી નદીઓનો તથા ઘીના પર્વતોનો કોણ ઉપયોગ કરે છે?'[૨૮] યમે મને કહ્યું કે, 'તું સાંભળ. જે સત્પુરુષો ગોરસનું દાન કરે છે તે પુરુષો ઘીની તથા દૂધની નદીનો ઉપભોગ કરે છે. તથા જે બીજા દેશો અવિનાશી છે અને શોકરહિત પુરુષોથી ભરપૂર છે તે લોકો ગાયનું દાન દેનારાઓને મળે છે.[૨૯] કેવળ ગાયોનું દાન પ્રશંસાપાત્ર નથી. પરંતુ જેને દાન આપવું હોય તે પાત્રનો, સમયનો, ગાયની જાતિનો અને દાનનો પણ વિચાર કરવો જરૂરનો છે. બ્રાહ્મણ તથા ગાય બન્નેના તારતમ્યનો વિચાર કરી દાન કરવું જોઇએ. ગાયને અગ્નિથી તથા સૂર્યના તડકાથી, જે દાન લઈ જાય તેના ઘરમાં, દુઃખ ન પડે તેનો પણ વિચાર કરવો, અને તે પછી મનુષ્યે દાન દેવું.[૩૦] જે બ્રાહ્મણ વેદનો સ્વાધ્યાય કરતો હોય, અગ્નિહોત્રી હોય તે બ્રાહ્મણ ગાયનું દાન લેવાને પાત્ર ગણાય છે. જે ગાયો સંકટમાંથી મુક્ત થયેલી હોય, તથા જે ગાયો પોષણ માટે દરિદ્રને ઘેરથી આવી હોય, આવી ગાયોનું પાલનપોષણ કરવું ઉત્તમ ગણાય છે.[૩૧] જેને ગાયનું દાન કરવું હોય તેણે ત્રણ રાત્રિ જલનો જ આહાર કરવો, ભૂમિ ઉપર શયન કરવું, અને ચોથે દિવસે ઉત્તરોત્તર એક એમ એકએક ગાયનું બ્રાહ્મણને દાન કરવું. જે ગાયોનું દાન કરવું હોય તે ગાયોને સારી રીતે ખડ વગેરે ખવરાવીને તૃપ્ત કરવી, તથા જેઓને દાન દેવાનું હોય તે બ્રાહ્મણોને પણ તૃપ્ત કરવા. વાછડાઓવાળી, સારી રીતે પ્રસન્ન થયેલી, સારા વાછરડાવાળી એવી ગાયોનું સર્વ સામગ્રીની સાથે દાન કરવું, અને તે ત્રણ દિવસ ગોરસ ખાઇને રહેવું.[૩૨] સુશીલ, નાશભાગ નહિ કરનારી, સારી સુંદર વાછરડાવાળી, એવી ગાયનું કાંસાની દોહોણી સાથે બ્રાહ્મણને દાન દેવું. આ રીતે જે દાન કરે છે તે તે ગાયના શરીરમાં જેટલાં રુંવાડાં હોય છે તેટલાં વર્ષ સૂધી સ્વર્ગલોકમાં રહે છે.[૩૩] તે જ પ્રમાણે જે પુરુષ બ્રાહ્મણોને કેળવાયેલો, બળવાન તરુણ, એક કુળનું પોષણ કરી શકે તેવો, વીર્યવાળો અને ઉન્નત એવા બળદનું દાન કરે છે તે પુરુષ ગાયનું દાન દેનારાના લોકોને ભોગવે છે. અર્થાત્ તે લોકમાં

જાય છે.[૩૪] જે બ્રાહ્મણ ગાય ઉપર ક્ષમા રાખનારો હોય, ગાયને આશ્રયરૂપ હોય, કૃતજ્ઞ હોય, આજીવિકા વિનાનો થઈ પડ્યો હોય તેવા પુરુષને પાત્ર કહેવામાં આવે છે. એક પુરુષ વૃદ્ધ થઈ ગયો હોય, રોગી હોય, દુષ્કાળ જેવો સમય હોય, યજ્ઞાદિકમાં ખેતી કરવાની હોય, યજ્ઞમાં હોમ કરવો હોય, પુત્રનો જન્મ થયો હોય (અથવા એવો કોઈ મહાન્ પ્રસંગ હોય),[૩૫] ગુરુને માટે જરૂર હોય, બાળકના પોષણને માટે જરૂર હોય, ત્યારે ગાયનું દાન કરવું. તેને માટે દેશ તથા કાળ જોવાની જરૂર નથી. હવે કેવી ગાયો દાન દેવા યોગ્ય ગણાય છે તે કહું છું. જે ગાય દુઝણી હોય, જે ગાય વેચાતી લીધી હોય, જે જ્ઞાનવડે સંપાદન કરી હોય, જેને પ્રાણનો ભય વેઠીને મેળવી હોય તથા જે ગાય વિવાહાદિકના પ્રસંગમાં સસરા વગેરે તરફથી મળી હોય તે ગાયનું દાન કરવું.'[૩૬]

નાચિકેત કહે છે:-'હું વૈવસ્વતનું વચન સાંભળી ફરીને બોલ્યો: 'ગાયનું દાન દેવાનું ન હોય તો દાતા કેવી રીતે પરલોકમાં જાય?'[૩૭]

'તે સાંભળીને બુદ્ધિમાન્ યમ ગાયના દાનથી મળનારી ગતિને કહેવા લાગ્યા:-'ગાય વિના પણ લોકો ગાયનું દાન કરી શકે છે. ગાયના દાનના બદલામાં ગૌણ વિધિ કરવો.[૩૮] વ્રતધારી પુરુષે ગાય ન મળે તો તેના બદલામાં ઘીની ગાયનું દાન કરવું; તે ગાયો વત્સલતાવાળી થઈને પરલોકમાં તેને ઘી પૂરું પાડે છે.[૩૯] ઘી ન મળે તો વ્રતધારી પુરુષે તલની ધેનુનું દાન કરવું. તે તિલધેનુ પણ દાતાને દુઃખમાંથી ઉદ્ધારે છે, અને દાતા દૂધની નદીમાં આનંદ કરે છે.[૪૦] તલ ન મળે તો જે વ્રતધારી પુરુષ જલધેનુનું દાન કરે છે, તે પુરુષ સર્વ કામના પૂર્ણ કરનારી શીતલ નદીને પ્રાપ્ત કરે છે.'[૪૧] આ રીતે ધર્મરાજાએ યમલોકમાં મને સર્વ દાનો કહ્યાં છે. હે અચ્યુત! હું પણ તે સર્વ દાનો સાંભળીને પરમ હર્ષ પામ્યો છું,[૪૨] અને તમારી પાસે મારી પ્રિય આ વાત નિવેદન કરું છું. ગોદાન એ એક મોટો યજ્ઞ છે, અને તેમાં અલ્પ ધનનો ખર્ચ થાય છે. હે તાત! એ યજ્ઞ મને યમરાજાએ કહ્યો છે. વેદમાં પણ તેનો વિધિ છે, અને તે પ્રસિદ્ધ થઈને જગતમાં પ્રવૃત્ત થશે.[૪૩] આપના આ શાપે મારો અનુગ્રહ કર્યો છે, કારણ કે તેને લીધે મને યમનાં દર્શન થયાં છે. હે મહાન્! દાનનાં ફળ જોયા પછી હવે હું સર્વે દાનધર્મો નિઃસંદેહપણાથી કરીશ.[૪૪] હે મહર્ષિ! ધર્મરાજાએ ઘણા જ હર્ષમાં આવી જઇને મને વારંવાર કહ્યું છે કે, 'તારે સાવધાન થઇને દાન કરવાં, અને ગાયનું દાન વિશેષે કરીને કરવું.[૪૫] ધર્મવિધિ એ શુભ શુદ્ધ કર્મ છે. તારે ધર્મનું અપમાન કરવું નહિ. પવિત્ર દેશમાં પવિત્ર સમયે તારે સુપાત્રને દાન દેવું જોઇએ. તે માટે તારે નિત્ય ગાયોનું દાન દેવું. આ વિષયમાં તારે કોઇ પણ જાતનો સંશય કરવો નહિ.[૪૬] શાંત મનના તથા દાનમાર્ગને સેવનારા પુરુષો પૂર્વે નિત્ય ગાયનું દાન કરતા હતા, ભયંકર તપ કરવા માટે જેઓને શંકા થતી હતી, તેઓ શક્તિ પ્રમાણે દાન દેતા હતા.[૪૭] માટે પર્વ વગેરે સમય હોય ત્યારે શક્તિને અનુસરીને, મત્સરનો ત્યાગ કરીને, શુદ્ધ મનના, શ્રદ્ધાવાળા અને પુણ્ય કર્મ કરનારા પુરુષો ગાયોનું દાન દઇને સ્વર્ગમાં જાય છે, અને ત્યાં તે પુણ્યશીલ પુરુષો અત્યંત દીપિ રહે છે.[૪૮] ગાયનું દાન દેનારાએ ગાયને ન્યાયથી મેળવવી, જેને તે આપવાની હોય તે સુપાત્રની પરીક્ષા કરવી, તથા ગાયને જ્યાં આપવી છે ત્યાં તેને આહારાદિક મળશે કે કેમ તેની ખાતરી કરવી, અને પછી દ્વિજને ગાયનું દાન કરવું. દાન કામ્ય અષ્ટમીને દિવસે આપવું, અને પછી દશ દિવસ સુધી* ગાયનું દૂધ, અથવા તો ગાયનું છાણ, અથવા તો ગાયના મૂત્રનું પાન કરીને રહેવું.[૪૯] બળદનું દાન દેવાથી દેવનું વ્રત કરવાનું ફળ મળે છે, ગાય અને બળદ એમ જોડલાનું દાન કરવાથી વેદાધ્યયનનું ફળ મળે છે, બળદોથી જોડેલા રથ, ગાડું વગેરેનું દાન દેવાથી તીર્થયાત્રાનું ફળ મળે છે, અને કપિલા ગાયનું દાન કરવાથી પાપનો નાશ થાય છે.[૫૦] પુરુષ એક કપિલા ગાય જ ધર્મથી સંપાદન કરીને તેનું બ્રાહ્મણને દાન કરે તો પાપમાંથી છુટે છે. ગાયના દૂધ જેવી કોઈ પણ વસ્તુ ઉત્તમ નથી. વિદ્વાનો ગાયના દાનને ઘણું જ ઉત્તમ કહે છે.[૫૧] દુઝણી ગાયો લોકોને નરકમાંથી તારે છે. વળી દુઝણી ગાયો જગતમાં અન્ન ઉત્પન્ન કરે છે. જે પુરુષ ગાયના સ્વરૂપને જાણે છે છતાં ગાયને ખડ ખવરાવતો નથી, તેને પાણી પાતો નથી, તેને ખજવાળતો નથી, તો તે પાપી મનનો પુરુષ નરકમાં પડે છે.[૫૨] જે પુરુષો એક હજાર, સો, દશ, પાંચ અથવા તો એક પણ ગાય સારા વાછડા સાથે સુપાત્ર બ્રાહ્મણને આપે છે તે પુરુષને તે ગાય પરલોકમાં પવિત્ર નદીરૂપ થઇ પડે છે.[૫૩] સૂર્યનાં કિરણો જેમ પૃથ્વીનો અભ્યુદય કરે છે, પુષ્ટિ કરે છે અને જગતનું રક્ષણ કરે છે, તેમ જ ગાયો પણ દૂધ ખેતી વગેરેથી જગતનો અભ્યુદય, પોષણ તથા રક્ષણ કરે છે; તેથી ગાયો પૃથ્વી ઉપર સૂર્યનાં કિરણ સમાન ગણાય છે. વળી ગો શબ્દ કિરણનો તથા ગાયનો બન્ને વાચક છે, તેથી

* બંગાળાની પ્રતમાં ત્રણેનું પ્રાશન કરવાનું કહ્યું છે.

મનુષ્યને ઉન્નતિ મળે છે, તથા ઉપભોગો મળે છે; તેથી ગાયનું દાન કરનારો સૂર્યની પેઠે પ્રકાશે છે.૫૪ શિષ્યે ગાયનું દાન દેવા માટે ગુરુની પરીક્ષા કરવી. પરીક્ષા કરીને ગાયનું દાન કરનારો અવશ્ય સ્વર્ગમાં જ જાય છે. વિધિ જાણનારાઓનો આ સુપાત્ર પુરુષને પસંદ કરવારૂપી ઘણો જ મોટો ધર્મ છે. ગાયનાં દાન કરવારૂપી વિધિઓ સુપાત્રને પસંદ કરવારૂપી વિધિમાં સમાઇ જાય છે, અર્થાત્ પ્રથમ કોને દાન દેવું જોઇએ તે સુપાત્રને પસંદ કરવાની જરૂર છે.૫૫ ન્યાયથી ગાયને મેળવી, અને સુપાત્ર બ્રાહ્મણની પરીક્ષા કરીને તેને તે ગાયનું દાન દેવું. દેવતાઓ, મનુષ્યો અને અમે પણ, પુણ્ય કર્મ કરનારો તું ગાયનું દાન દઇશ અને તને તેનું ફળ મળશે એમ આશા રાખીએ છીએ.'૫૬ ધર્મરાજાએ મને આ રીતે કહ્યું એટલે, હે દ્વિજર્ષિ! મેં ધર્માત્મા એવા તે ધર્મરાજાને પ્રણામ કર્યા. તે પછી વિવસ્વાનના પુત્ર યમે મને જવાની આજ્ઞા આપી કે હું આપના ચરણના મૂળમાં પાછો આવ્યો.'૫૭

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'यमनां वाक्य' ए नामनो अध्याय ७१ मो समाप्त

## અધ્યાય ૭૨ મો

### ગોદાન મહિમા

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પ્રભુ! યમે નાચિકેતના પ્રતિ ગાયના દાન વિશે કહ્યું હતું તે તમે મને કહ્યું, તથા દાનના ઉદ્દેશથી ગાયોનું માહાત્મ્ય પણ તમે મને કહ્યું.૧ હે મહાબુદ્ધિવાળા પિતામહ! મહાત્મા નૃગરાજાએ એક પુરુષના અપરાધથી અને પોતાના અજ્ઞાનથી મહા દુઃખ અનુભવ્યું હતું,૨ અને નૃગરાજાને કરચલાના રૂપમાં દ્વારકામાં રહેવું પડ્યું હતું, અને કુવામાંથી તેને કાઢવામાં આવ્યો, અને ત્યાં શ્રીકૃષ્ણ તેના મોક્ષના હેતુ થયા તે વાત પણ મેં સાંભળી.૩ પરંતુ, હે પ્રભો! મને ગાયોના લોકો વિષે સંદેહ છે. માટે જ્યાં આગળ ગાયોનું દાન દેનારાઓ વાસ કરે છે, તે ગાયોના લોકોની હકીકત હું સાંભળવાની ઇચ્છા રાખું છું.૪

ભીષ્મ કહે છેઃ–આ વિષયમાં એક પુરાતની ઇતિહાસ છે. જેમાં શતક્રતુએ–ઇંદ્ર પદ્મયોનિને (બ્રહ્માને) આજ વાત પૂછી હતી.૫

શક્ર પૂછે છેઃ–હે બ્રહ્મા! ગોલોકના રહેવાસીઓ પોતાની કાંતિથી સ્વર્ગલોકમાં રહેનારાની લક્ષ્મીનો પરાભવ કરે છે, એ મેં નજરે જોયું છે, અને એ વિષયમાં મને સંદેહ છે.૬ હે ભગવન! હે નિર્દોષ બ્રહ્મા! ગાયોના લોકો કેવા છે? તે મને કહો. જે લોકોમાં ગાયના દાતારો રહે છે તે લોકો જાણવાની મને ઇચ્છા છે.૭ ગાયોના લોકો કેવા છે? ત્યાં શું ફળ થાય છે? ગાયોના લોકોમાં શો મોટો ફાયદો છે? તેના ગુણો કયા છે? અને પુરુષો દુખઃમાંથી છુટા થઇને ત્યાં કેવી રીતે જાય છે? તે મને કહો.૮ ગાયનું દાન દેનારો કેટલા સમય સુધી દાનનું ફળ ભોગવે છે? વિશેષ ગાયોનું દાન કેવી રીતે થઇ શકે છે? અને થોડું દાન કેવી રીતે થઈ શકે?૯ ઘણી ગાયોનું દાન કેવી રીતે કરવું તથા થોડી ગાયોનું દાન કેવી રીતે કરવું? વળી ગાયો આપ્યા વગર ગાયોનું દાન દેનારા કેવી રીતે થઈ શકે છે? તે મને કહો.૧૦ વળી, હે પ્રભુ! ઘણું દાન દેનારો અલ્પ દાન દેનારાની સમાન કેવી રીતે થાય છે, અને અલ્પ દાન દેનારો ઘણી ગાયોનું દાન દેનારાની સમાન કેવી રીતે થઈ શકે છે?૧૧ તથા ગાયના દાન સમયે કેવી દક્ષિણા ઉત્તમ ગણાય છે? હે ભગવન્! આ વાત મને સત્યતાથી કહેવાને આપ યોગ્ય છો.૧૨

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'गोदान महिमा' ए नामनो अध्याय ७२ मो समाप्त

## અધ્યાય ૭૩ મો

### ગોદાન મહિમા

પિતામહ કહે છેઃ–હે શતક્રતુ! (ઇંદ્ર!) તેં ગાયનાં દાન વગેરે વિષે જે પ્રશ્ન મને પૂછ્યો છે તેવો પ્રશ્ન પૂછનારો આ જગતમાં તારા કરતાં બીજો કોઈ પણ નથી.૧ હે શક્ર! અનેક જાતના લોકો છે જે લોકોને તું દેખતો નથી, પરંતુ હું જોઉં છું તથા એક પતિની સેવા કરનારી સ્ત્રીઓ જુએ છે.૨ સુંદર વ્રત કરનારા ઋષિઓ તથા શુભ બુદ્ધિના બ્રાહ્મણો પણ ઉત્તમ કર્મો કરી નિઃસંદેહ તે લોકોમાં જાય છે;૩ તેમજ ઉત્તમ વ્રત કરનારા પુરુષો, સમાધિના સમયમાં જ્યારે શરીરનો ત્યાગ કરે છે ત્યારે નિર્મળ મનવડે, સ્વપ્નની સમાન અદૃશ્ય એવા તે લોકોને આ લોકમાં પણ જુએ છે.૪ હે સહસ્રાક્ષ! હવે તે લોકોના ગુણો કેવા છે તે તું સાંભળ. ત્યાં કાળનું, જરાનું કે અગ્નિનું બળ ચાલતું નથી.૫ વળી ત્યાં કોઇ પણ જાતનું અશુભ નથી, તેમ ત્યાં કોઇ જાતનો વ્યાધિ નથી, અને ત્યાં દુઃખ પણ નથી. હે વાસવ! ગાયો પોતાના મનમાં જે જે વસ્તુની ઇચ્છા કરે છે,૬ તે તે સર્વ વસ્તુ ત્યાં મળે છે, એમ મેં મારી નજરે દીઠું છે. સર્વ ગાયો ઇચ્છાનુસાર ગતિ કરનારી છે અને ઇચ્છાનુસાર ફર્યા કરે છે, તથા ઉત્તરોત્તર કામનાઓનો ઉપભોગ કરે છે.૭ ત્યાં વાવો, સરોવરો, નદીઓ, અનેક જાતનાં વનો,

અનેક જાતનાં ઘરો, પર્વતો તથા બીજાં પણ જે કંઈ દ્રવ્યો છે, તે સર્વ પ્રાણીઓના મનને આનંદ આપે તેવાં તથા સ્વતંત્ર જોવામાં આવે છે. એ ગોલોક એટલો બધો તો વિશાળ છે કે, તેના જેવા બીજા લોક નથી.૮-૯ હે શક્ર! સર્વ વસ્તુને સહન કરનારા, ક્ષમાશીલ, વત્સલતાવાળા, ગુરુને અનુસરનારા ને અહંકારથી રહિત એવા ઉત્તમ પુરુષો તે લોકોમાં જાય છે.૧૦ જે પુરુષ કોઈનું પણ માંસ ખાતો નથી, જે ભાવનાવાળો હોય છે, જે ધર્મવાળો હોય છે, જે માતાપિતાનું પૂજન કરે છે, સત્યવાદી છે, બ્રાહ્મણોની સેવા કરે છે, નિર્દોષ છે,૧૧ ગાયો ઉપર તથા બ્રાહ્મણોની ઉપર ક્રોધ કરતો નથી, ધર્મ ઉપર શ્રદ્ધાળુ છે, ગુરુની સેવા કરે છે, જીવતાં સૂધી સત્યવાદીનું વ્રત પાળે છે, દાનમાં પરાયણ રહે છે, અપરાધ થયા છતાં પણ જે ક્ષમાશીલ હોય છે,૧૨ મૃદુ છે, ઇંદ્રિયોનો નિગ્રહકર્તા છે, દેવોની ભક્તિ કરે છે, સર્વ અતિથિનો સત્કાર કરે છે, દયાળુ છે; આવા ગુણવાળો મનુષ્ય ગાયોના સનાતન અને અવિનાશી લોકમાં જાય છે.૧૩ પરંતુ પરદારા સાથે વ્યભિચાર કરનારો પુરુષ ગાયના લોકને દેખતો નથી, ગુરુની હત્યા કરનારો ગાયના લોકને દેખતો નથી, મિથ્યા ભાષણ કરનારો ગાયના લોકને દેખતો નથી, નિત્ય બડબડાટ કરનારો ગાયના લોકને દેખતો નથી, તથા બ્રાહ્મણોની સાથે વૈર કરનારો પણ ગાયના લોકને દેખતો નથી, તથા જે દુરાત્મા, ઉપર કહેલા સર્વે દોષોથી ભરપૂર હોય, તે પણ ગાયના લોકોને દેખતો નથી.૧૪ મિત્રનો દ્રોહ કરનારો, કપટી, કૃતઘ્ની, શઠ, કુટિલ, ધર્મનો દ્વેષ કરનાર તથા બ્રહ્મહત્યા કરનાર, આટલા પુરુષો પુણ્યવંતોના નિવાસરૂપ ગાયોના લોકોને મનવડે પણ દેખતા નથી.૧૫

હે સુરેશ્વર! આ સર્વ કથા મેં કુશળતાથી કહી. હવે, હે શતક્રતુ! ગાયનું દાન દેનારાને શું ફળ થાય છે તે તું સાંભળ.૧૬ જે પુરુષ પોતાના બાપદાદાની મીલકતમાંથી મળેલા ધનવડે ગાય વેચાતી લઇને તેનું દાન કરે છે તે પુરુષ, ધર્મથી સંપાદન કરેલા અને પોતાના ધનવડે મેળવેલા અક્ષય લોકોમાં જાય છે.૧૭ જે પુરુષ જુગારમાં ધન જિતી લઇને તેમાંથી ગાય વેચાતી લઈને તેનું દાન કરે છે તે પુરુષ, હે શક્ર! દેવના દશ હજાર વર્ષ સૂધી ફળ ભોગવે છે.૧૮ પોતાના પૂર્વજના વારસામાંથી જે ગાયો મળે છે તે ગાયો ન્યાયથી મેળવેલી ગણાય છે. તેવી ગાયોનું દાન દેનારાઓને અવિનાશી લોકોનો લાભ થાય છે.૧૯ જે પુરુષ ગાયનું દાન લઈને શુદ્ધ મનથી પાછી તે ગાયને દાનમાં આપે છે તે પણ, હે શચીપતિ (ઇંદ્ર)! અક્ષય તથા ધ્રુવ એવા લોકોને મેળવે છે, એમ જાણજે.૨૦ જે પુરુષ જન્મથી માંડીને સત્ય બોલતો હોય, જે જિતેંદ્રિય હોય, ગુરુ તથા બ્રાહ્મણના અપરાધને સહન કરનારો હોય, ક્ષમાવાન્ હોય, તે પુરુષને ગોલોકની પ્રાપ્તિ થાય છે.૨૧ હે શચીપતિ (ઇંદ્ર)! બ્રાહ્મણને કોઈ પણ દિવસ હલકાં વચન કહેવાં નહિ. ગાયોનું મનથી પણ ભુંડું ઇચ્છવું નહિ. હે શક્ર! જે પુરુષ ગાયની પેઠે વર્તતો હોય અર્થાત્ બીજા દિવસની ફિકર ન કરતો હોય, ગાયને ઘાસ વગેરે નાંખીને તેની સેવા કરતો હોય,૨૨ સત્ય બોલતો હોય, ધર્મપરાયણ હોય, તેને શું ફળ મળે છે, તે તું સાંભળ. તે એક ગાયનું દાન કરે તો તેને હજાર ગાયના દાનનું ફળ મળે છે.૨૩ ઉપર કહેલા ગુણવાળા ક્ષત્રિયના એક ગાયના દાનનું ફળ સાંભળ. તેને પણ બ્રાહ્મણ ગાયનું દાન આપે ને જેટલું પુણ્ય થાય તેટલું જ પુણ્ય થાય છે, એવો નિશ્ચય થયેલો છે.૨૪ ઉપર કહેલા ગુણવાળો વૈશ્ય જો એક ગાયનું દાન કરે છે તો તેને પાંચસો ગાયોના દાનનું ફળ મળે છે; અને વિનયવાળો શૂદ્ર પણ એક ગાયનું દાન કરે છે તો તેને સવાસો ગાયોના દાનનું ફળ મળે છે, એમ શાસ્ત્રોમાં કહ્યું છે.૨૫ જે પુરુષ ઉપર કહ્યા પ્રમાણે વર્તે છે, સત્યપરાયણ રહે છે, ગુરુની સેવા કરે છે, કર્મમાં કુશળ રહે છે, ક્ષમાશીલ રહે છે, દેવતાઓનું પૂજન કરે છે, અત્યંત શાંત રહે છે, (બહારથી તથા અંદરથી) પવિત્ર રહે છે, સાવધાન રહે છે, ધર્મશીલ રહે છે, શાંતિવાળી વાણી બોલે છે,૨૬ તે પુરુષ ઉપર કહેલા વિધિ પ્રમાણે બ્રાહ્મણને દૂઝણી ગાયનું દાન કરે છે તો તેને મહાન્ ફળ મળે છે. મનુષ્યે સદા ગાયનું દાન દેવું, ઈશ્વરના એક ભક્ત થવું, સદા સત્ય ભાષણ કરવું ને ગુરુની સેવા કરવી.૨૭ વેદનો સ્વાધ્યાય કરનારાને, ગાયો ઉપર નિત્ય ભક્તિ રાખનારાને, નિત્ય ગાયોનું દાન દેનારાને, ગાયોને પ્રણામ કરનારાને, ને જન્મથી જ નિત્ય ગાયોને પ્રણામ કરનારાને જે ફળ મળે છે તે ફળ, હે શક્ર! તું સાંભળ.૨૮ રાજસૂય યજ્ઞ કરવાથી જે ફળ થાય છે, ઘણા સુવર્ણની દક્ષિણા આપીને યજ્ઞ કરવાથી જે ફળ થાય છે, તેના સમાન તેને પણ ઉત્તમ ફળ થાય છે, એમ સત્પુરુષો, ઋષિઓ અને સિદ્ધ પુરુષો કહે છે.૨૯ જે પુરુષ ભોજન કર્યા પહેલાં પ્રથમ થોડુંક ભોજન ગાયને* ખવરાવે છે, જે નિત્ય ગાયની પૂજા કરે છે, સત્ય ભાષણ કરે છે, શાંત છે, લોભરહિત છે તથા સત્યશીલ રહે છે, એવા પુરુષને એક વર્ષ દિવસે એક

* આને ગોગ્રાસ જાણવો. ધર્મિષ્ઠ હિંદુઓના ઘરમાં રોજ ગોગ્રાસ કાઢવામાં આવે છે.

હજાર ગાયના દાનનું ફળ મળે છે.૩૦ ગાયોનું દાન દેવું, એ જ માત્ર પ્રશંસાપાત્ર નથી; પરંતુ પાત્રનો, દાન દેવા માટે કાળનો, દાનમાં આપવાની ગાયનો અને તેનો વિધિ, એ સર્વનો વિચાર હોવો જોઇએ. જે પુરુષ એકજ વાર નિત્ય ભોજન કરે છે અને સર્વ વેળાનું ભોજન ગાયને આપી દે છે, તે ગોવ્રત પાળનારો અને ગો ઉપર દયા કરનારો થાય છે, અને દશ વર્ષ સૂધી અનંત સુખો ભોગવે છે.૩૧ જે પુરુષ એક જ વાર ભોજન કરી, બીજી વાર ભોજન કરવાથી બચેલાં નાણાંમાંથી ગાય ખરીદીને દાન કરે છે, તે પુરુષ તે ગાયને, હે શતક્રતુ! જેટલાં રૂવાંટાં હોય,૩૨ તેટલાં પ્રમાણમાં ગોદાનનું ફળ મેળવે છે. બ્રાહ્મણ ગોદાન કરે તેનું ફળ તો આ છે. હવે તું ક્ષત્રિય દાન કરે, તેનું ફળ સાંભળ.૩૩ ક્ષત્રિયને પાંચ વર્ષ સૂધી સુખ ભોગવવાનું ફળ મળે છે; તેનાથી અર્ધું ફળ વૈશ્યને, અને વૈશ્યથી અર્ધું ફળ શૂદ્રને મળે છે.૩૪ જે માણસ પોતે વેચાઇને તેનાં નાણાંમાંથી ગાય ખરીદીને દાન કરે છે તે, જેટલાં વર્ષ ગાય પૃથ્વીપર જણાય તેટલાં વર્ષ તે દાનનું ફળ ભોગવે છે.૩૫ હે મહાભાગ! સ્વયં વેચાઇને તેનાં નાણાંમાંથી ગાય ખરીદીને દાન કરનારા માટે ગાયના રુંવેરુંવે અક્ષય લોકો છે, એમ કહેવાય છે. યુદ્ધમાં ગાયો મેળવી તેમનું જે દાન કરે છે, તે ખંડને વેચી તે નાણાંમાંથી ગોદાન કરનારા બરાબર અનંત ફળ મેળવે છે એમ, હે કૌશિક! તું જાણ.૩૬ પોતાની ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો જે પુરુષ, ગાયના અભાવે, તિલધેનુનું દાન કરે છે, તેનું તે ગાય તારણ કરે છે અને તે ક્ષીરનદીમાં આનંદ કરે છે.૩૭ તથા જે બ્રાહ્મણને ગાય આપવાની હોય તેનો અને ગાયની વચ્ચે તારતમ્ય શું છે તેનો વિચાર કરવો, તથા અગ્નિથી અને સૂર્યના તડકાથી તેને ભવિષ્યમાં ભય થશે કે કેમ, તેનો વિચાર કરવો.૩૮ જે બ્રાહ્મણને ગાયનું દાન દેવાનું હોય, તે બ્રાહ્મણ સ્વાધ્યાય કરનારો હોય, જેનું કુળ શુદ્ધ હોય, જે શાંતાત્મા હોય, અત્યંત તપસ્વી તથા અગ્નિહોત્રી હોય (જે પાપથી ડરતો હોય, જે બહુ જ્ઞાનવાળો હોય, જે ગાયોપ્રતિ ક્ષમાવાન્ હોય, જે વર્તનમાં અતિક્રૂર ન હોય, જે શરણે જવા યોગ્ય હોય, અને જેને કોઈ નિશ્ચિત આજીવિકા ન હોય) તો તે ગાયોના દાનનું પાત્ર ગણાય છે.૩૯ એક પુરુષ આજીવિકા વિના અત્યંત દુઃખી થતો હોય તેને, ખેતી કરવાની ઇચ્છાવાળો હોય તેને, યજ્ઞમાં હવિષ્ હોમવા માટે ગાયની જરૂર હોય તેને, પુત્રનો જન્મ થયો હોય ત્યારે તેને, ગુરુને, જરૂર હોય તેને, બાળકના પોષણને માટે જરૂર હોય ત્યારે તેને, ગાયનું દાન દેવું. તે ગાયના દાનમાં દેશ તથા સમય મુખ્ય નથી.૪૦ જે ગાય દૂઝણી હોય, વેચાતી લીધી હોય, વિદ્યાથી સંપાદન કરી હોય, પ્રાણ જતા કરીને મેળવી હોય, પરાક્રમથી મેળવી હોય, સસરા વગેરેએ વિવાહ પ્રસંગે આપી હોય, દુઃખમાંથી છોડાવી હોય, પોતાના પોષણ માટે આવી હોય વગેરે ઉપર કહેલાં દ્વારથી આવેલી ગાયો પ્રશંસાપાત્ર ગણાય છે.૪૧ બળવાળી, શીલસંપન્ન, તરુણ વયની તથા સુગંધવાળી સર્વ ગાયો ઉત્તમ ગણાય છે. પરંતુ નદીઓમાં જેમ ગંગા નદી શ્રેષ્ઠ ગણાય છે તેમ, ગાયોમાં કપિલા ગાય ઉત્તમ ગણાય છે.૪૨ ગાયનું દાન દેનારાએ ત્રણ રાત્રિ સૂધી માત્ર જળનો આહાર કરીને ઉપવાસ કરવો, ભૂમિ ઉપર શયન કરવું, ગાયોને ખડ વગેરે ખવરાવીને તૃપ્ત કરવી, અને બ્રાહ્મણોને તૃપ્ત કરીને તેઓને ગાયોનું દાન દેવું. તેની સાથે દૂધ પીનારા પુષ્ટ વાછરડાઓ પણ આપવા. આ ગાયો સુખથી ફરી-હરી શકે તેવી હોવી જોઇએ. ઉપર કહેલું ગાયનું દાન દઇને ત્રણ દિવસ સૂધી ગોરસનું પાન કરીને રહેવું.૪૩ સારાં આચરણવાળી, સુખેથી દોહાવા દેનારી, સુંદર કલ્યાણ જાતિના વાછરડાવાળી, નાશી નહિ જનારી એવી ગાયનું જો દાન કરે છે તો તે ગાયના શરીરમાં જેટલાં રુંવાટાં હોય છે તેટલાં વર્ષ સૂધી તે પુરુષ પરલોકમાં રહે છે.૪૪ તે પ્રમાણે જ બ્રાહ્મણને, ધુરા ઉપાડે તેવા, તરુણ, બળવાન્, કેળવાયલા, હળને ઉપાડી શકે તેવા અને અપાર બળવાળા, બળદનું દાન કરે છે તે પુરુષ દશ ગાયનું દાન કરનારાના લોકમાં જાય છે.૪૫ હે કૌશિક! અરણ્યમાં જે પુરુષ બ્રાહ્મણોની તથા ગાયની રક્ષા કરે છે, તે મનુષ્ય એક ક્ષણમાં પાપમાંથી છૂટે છે, તથા તેને જે પુણ્યનું ફળ મળે છે તે તું સાંભળ.૪૬ તે પુરુષને અશ્વમેધ યજ્ઞ કરવા સમાન સનાતન ફળ મળે છે, તથા મરણ સમયે, હે સહસ્રાક્ષ! તે જેવી ઇચ્છા કરે છે,૪૭ તથા તેના હૃદયમાં જે કંઈ ઇચ્છા હોય છે, તે સર્વ ઉપર કહેલા કર્મથી તેને મળે છે, તથા અનેક જાતના દિવ્ય લોકો પણ મળે છે.૪૮ ગાયની આજ્ઞા પ્રમાણે વર્તવાથી સર્વ ઠેકાણે માણસ પૂજાય છે, તથા ઉપર કહેલા વિધિ પ્રમાણે વનમાં ગાયની પાછળ જે જાય છે,૪૯ પંડે પણ ખડ, છાણ, તથા પાંદડાંનો આહાર કરે છે, કોઇની ઇચ્છા રાખતો નથી, નિયમમાં રહે છે, બહારથી તથા અંદરથી શુદ્ધ રહે છે, તથા, હે શતક્રતુ! કામના વગર આનંદથી નિવાસ કરે છે,૫૦ તે પુરુષ મારા લોકમાં અથવા તો જ્યાં ઇચ્છા કરે છે ત્યાં દેવતાઓની સાથે રહે છે.૫૧

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पितामह तथा इंद्रनो संवाद' ए नामनो अध्याय ७२ मो समाप्त

## અધ્યાય ૭૪ મો

### ગાયની ચોરી કરનારાની તથા ગોહિંસા કરનારાની ગતિ વિશે

ઈંદ્ર પૂછે છે;–હે પિતામહ! એક મનુષ્ય ધર્મ તથા અધર્મને જાણતો હોય છતાં, જે પરાઈ ગાયનું હરણ કરે અથવા તો પૈસાની ખાતર ગાયને વેચી નાંખે તો તેની કયાં ગતિ થાય, તે જાણવાની મને ઇચ્છા છે.[૧]

દક્ષ પિતામહ કહે છેઃ-જે પુરુષો ભોજનને માટે અથવા તો વેચવાને માટે ગાયનું હરણ કરે છે, અથવા તો બ્રાહ્મણને દાન આપવાને ગાયનું હરણ કરે છે, તેનું ફળ હું તને કહું છું તે તું સાંભળ.[૨] જે મનુષ્ય વેચવા માટે ગાયને હરણ કરે, અથવા ગાયની હિંસા કરે, અથવા તો નિરંકુશ થઈ જઇને ગાયનું ભક્ષણ કરે, અને ગાયની હત્યા કરનારા પુરુષને જે ધનવાનો અનુમોદન આપે છે,[૩] તેમાં ગાયનો ઘાત કરનારો, ખાનારો તથા કર્તાને અનુમોદન આપનારો ગાયના શરીરમાં જેટલાં રુંવાટાં હોય, તેટલાં વર્ષ સુધી નરકમાં પડે છે.[૪] હે પ્રભુ! એક બ્રાહ્મણ યજ્ઞ કરતો હોય તેનો ભંગ કરવામાં જેટલા તથા જેવા દોષો કહ્યા છે તેટલા અને તેવા જ દોષો ગાયને વેચવામાં તથા તેને હરણ કરવામાં કહ્યા છે.[૫] જે પુરુષ બીજાની ગાયને ચોરી લાવીને તેનું બ્રાહ્મણને દાન કરે છે તો ગાયના દાનનું જેટલું પુણ્ય મળે તેટલા સમય સુધી તે પુરુષ નરકમાં પડે છે.[૬] હે મોટી કાંતિવાળા ઈંદ્ર! ગાયના દાનમાં સુવર્ણની દક્ષિણા દેવાનું કહ્યું છે. દક્ષિણામાં સુવર્ણને ઉત્તમ કહ્યું છે, ને તેમાં કંઈ પણ સંદેહ નથી.[૭] ગાયનું દાન દેવાથી પુરુષ પોતાની સાત થઈ ગયેલી અને સાત થનારી પેઢીને તારી દે છે, અને જો સુવર્ણની દક્ષિણા આપે છે તો તેનાથી બમણું ફળ મળે છે, આમ કહે છે.[૮] સુવર્ણનું દાન ઉત્તમ ગણાય છે. સુવર્ણ ઉત્તમ દક્ષિણા છે. હે શક્ર! સુવર્ણ પવિત્ર કરનારા પદાર્થોમાં અત્યંત પવિત્ર કરનારું છે, આમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.[૯] હે શતક્રતુ! સુવર્ણ કુળોને પણ પવિત્ર કરનારું છે. હે મોટી કાંતિવાળા ઈંદ્ર! આ દક્ષિણા મેં તને ટુંકામાં કહી.[૧૦]

ભીષ્મ કહે છેઃ-હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! આ વાત પિતામહે ઈંદ્રને કહી હતી, ઇંદ્રે દશરથ રાજાને કહી હતી, પિતા દશરથે રામને કહી હતી,[૧૧] રામે પણ પ્રિય ભાઈ યશસ્વી લક્ષ્મણને કહી હતી, અને, હે પ્રભુ! લક્ષ્મણ જ્યારે અરણ્યમાં વસતા હતા ત્યારે તેણે ઋષિઓને કહી હતી.[૧૨] ઉત્તમ વ્રત ધારનારા ઋષિઓ તથા ધર્મનિષ્ઠ રાજાઓ પરંપરાથી પ્રાપ્ત થયેલી આ દુર્ધર કથાને યાદ કરતા આવ્યા છે.[૧૩] હે યુધિષ્ઠિર! મને ઉપાધ્યાયે આ કથા કહી હતી. જે બ્રાહ્મણ નિત્ય આ કથા બ્રાહ્મણોની સભા વચ્ચે કહે છે,[૧૪] યજ્ઞોમાં, ગાયના દાન સમયે, તથા યજ્ઞ અને ગાયનું દાન એ બન્નેના સમાગમ વખતે આ દાનના વિષયની કથા કરે છે તો તેને નિત્ય દેવોની સાથે અક્ષય લોકો નિશ્ચય મળે છે.[૧૫] આ રીતે પરમેશ્વર એવા ભગવાન્ બ્રહ્માએ કહ્યું છે.[૧૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'दानधर्म' ए नामनो अध्याय ७४ मो समाप्त

## અધ્યાય ૭૫ મો

### વિવિધ ધર્મ અને તેનાં ફળ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે વિભો! તમે ધર્મનો ઉપદેશ આપીને મને વિશ્વાસુ કર્યો છે; માટે, હે પિતામહ! હું તમને મારા સંદેહ પૂછીશ, તે તમે મને કહો.[૧] હે મોટી કાંતિવાળા! વ્રતો કરવાનું ફળ શું અને કેવું કહ્યું છે? નિયમોનું ફળ શું થાય છે? સ્વાધ્યાયનું ફળ શું થાય છે?[૨] દાનનું ફળ શું થાય છે? વેદો ભણવાથી શું ફળ થાય છે? તથા ભણાવવાથી શું ફળ થાય છે? એ સર્વે જાણવાની હું ઇચ્છા રાખું છું.[૩] હે પિતામહ! આ લોકમાં દાનનો સ્વીકાર ન કરવાથી શું ફળ મળે છે? જે દાન કરે છે તેને કેવું ફળ મળેલું જોવા સાંભળવામાં છે?[૪] પોતાના કર્મમાં પરાયણ રહેનારા પુરુષોને તથા શૂરવીર પુરુષોને શું ફળ મળે છે? પવિત્ર રહેવાથી કેવું ફળ મળે છે? બ્રહ્મચર્ય પાળવાથી કેવું ફળ મળે છે?[૫] પિતાની સેવા કરવાથી તથા માતાની સેવા કરવાથી, આચાર્યની તથા ગુરુની સેવા કરવાથી, પારકે દુઃખે દુઃખી થવાથી ને પરના ઉપર દયા કરવાથી કેવું ફળ મળે છે?[૬] હે પિતામહ! હું આ સર્વ સંપૂર્ણ રીતે જાણવાની ઇચ્છા રાખું છું. કારણકે, હે ધર્મજ્ઞ! મને એ સાંભળવાનું પરમ કુતૂહલ છે.[૭]

ભીષ્મ કહે છેઃ-જે મનુષ્ય શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યથાર્થ રીતે વ્રતને આરંભીને અખંડ રીતે પાળે છે, તેને સનાતન લોકો મળે છે.[૮] હે રાજન્! નિયમો પાળવાથી આ લોકમાં પ્રત્યક્ષ રીતે ફળ મળે છે, એમ જોવામાં આવે છે. તેં પણ નિયમો પાળવાથી તથા યજ્ઞો કરવાથી આ ફળ મેળવ્યું છે.[૯] સારી રીતે વેદ ભણવામાં આવે છે તો તેનું ફળ આ લોકમાં તથા પરલોકમાં જોવામાં આવે છે, અને વેદાધ્યયન કરનારો પુરુષ આ લોકમાં તથા બ્રહ્મલોકમાં નિત્ય

આનંદ કરે છે.[૧૦] હે રાજન્! હવે તું મારી પાસેથી દમનું ફળ વિસ્તારથી સાંભળ. દમ (ઇંદ્રિયોનો નિગ્રહ) વાળા પુરુષો સર્વ ઠેકાણે સુખી થાય છે, અને સર્વ ઠેકાણે નિવૃત્તિસુખ ભોગવે છે.[૧૧] આંતર ઇંદ્રિયોને નિયમમાં રાખનારા પુરુષો પોતાના શત્રુઓનો નાશ કરે છે, અને તેઓને જ્યાં જવાની ઇચ્છા થાય છે ત્યાં તેઓ જાય છે. વળી દમવાળા પુરુષો જે વસ્તુની પ્રાર્થના કરે છે, તે વસ્તુને તેઓ સર્વ રીતે મેળવે છે એમાં શક નથી.[૧૨] હે પાંડવ! દમવાળા (ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા) પુરુષો સર્વ ઠેકાણે સર્વ કામનાઓને મેળવે છે. એક મનુષ્ય જેમ તપ કરીને, પરાક્રમ કરીને સ્વર્ગમાં આનંદ કરે છે,[૧૩] તેમ દાન કરીને તથા વિવિધ યજ્ઞો કરીને દમ ગુણવાળા ક્ષમાશીળ દાંત પુરુષો પણ સ્વર્ગમાં જઇને આનંદ કરે છે. દાનના કરતાં દમ ઉત્તમ ગણાય છે. કારણકે બ્રાહ્મણને કંઇક આપતાં[૧૪] દાતા તેનાપર કોપ કરે છે, પરંતુ દાન્ત પુરુષ કોપ કરતો નથી. તે માટે દાનના કરતાં દમ ઉત્તમ છે. જે પુરુષ દાન દેતી વખતે કોપ કરતો નથી, તેને સનાતન લોકો મળે છે.[૧૫] ક્રોધ કરવાથી દાન નિષ્ફળ થાય છે, માટે દાનના કરતાં દમ ઉત્તમ છે. હે મહારાજ! સ્વર્ગમાં ઋષિઓનાં અયુત (દશ હજાર) સ્થાનો છે, ને તે અદૃશ્ય છે.[૧૬] હે નૃપતિ! દમના સેવવાથી મનુષ્યો દેવતા થઇને તે લોકોમાં જાય છે, તથા મોટા ઋષિઓ પણ દમનું સેવન કરીને તે લોકોમાં જાય છે,[૧૭] તથા કામના કરવાથી મોટાં સ્થાનકને પણ પ્રાપ્ત કરે છે. તે માટે દાનના કરતાં દમને શ્રેષ્ઠ કહેવામાં આવે છે. અધ્યાપક એટલે શિષ્યોને વેદ તથા શાસ્ત્ર ભણાવનારો દુઃખ ભોગવ્યા પછી અક્ષય ફળ મેળવે છે.[૧૮] હે નરાધિપ! અગ્નિમાં વિધિપૂર્વક હોમ કરનારો પુરુષ પણ બ્રહ્મલોકમાં જાય છે. જે પુરુષ વેદ તથા શાસ્ત્રોનો અભ્યાસ કરીને નીતિવાળા શિષ્યોને વેદ તથા શાસ્ત્ર ભણાવે છે,[૧૯] તથા જે ગુરુના કર્મનાં વખાણ કરે છે, તે પણ સ્વર્ગમાં પૂજાય છે. ક્ષત્રિય જાતિનો પુરુષ વેદ તથા શાસ્ત્રનું અધ્યયન કરે, યજ્ઞયાગ કરે, દાન કરે અને યુદ્ધ કરીને ધર્મિષ્ઠોનું રક્ષણ કરે છે, તે ક્ષત્રિય પણ સ્વર્ગમાં પૂજાને પામે છે.[૨૦] વૈશ્ય પોતાનાં કર્મમાં પરાયણ રહે છે તથા દાન દે છે તો તે પણ સ્વર્ગમાં જાય છે. શૂદ્ર પણ પોતાનાં કર્મ કરે છે અને ત્રણ વર્ણની સેવા કરે છે તો સ્વર્ગમાં જાય છે.[૨૧]

શૂરવીરો પણ ઘણા પ્રકારના કહ્યા છે; તે શૂરના વંશજોને તથા શૂરવીરોને જે ફળ કહ્યું છે, તે તું સાંભળ.[૨૨] કેટલાકો યજ્ઞશૂર છે, કેટલાકો દમશૂર છે, અને બીજાઓ સત્યશૂર છે, તેમ જ કેટલાક યુદ્ધશૂર અને કેટલાક દાનશૂર કહેવાય છે;[૨૩] વળી સાંખ્યશૂર અને યોગશૂર પણ ઘણા થયા છે; વળી અરણ્યશૂર, ગૃહવાસશૂર અને ત્યાગશૂર પણ થયા છે;[૨૪] આર્જવ (સરળતા)-શૂર, તથા શમશૂર આ રીતે અનેક નિયમોમાં શૂરવીરતા ધરાવનારા ઘણા શૂરા છે. કેટલાએક વેદોનું અધ્યયન કરવામાં શૂરા છે, કેટલાએક વેદો ભણાવવામાં શૂરા છે,[૨૫] કેટલાએક ગુરુસેવામાં શૂરા છે, કેટલાએક પિતાની સેવામાં શૂરા છે, કેટલાએક માતાની સેવામાં શૂરા છે, કેટલાએક ભિક્ષા માગવામાં શૂરા છે,[૨૬] કેટલાએક અરણ્યમાં, કેટલાએક ઘરનિવાસમાં ને કેટલાએક અતિથિની પૂજા કરવામાં શૂરવીર છે. આ સર્વે શૂરાઓ પોતાનાં કર્મનાં ફળરૂપે પરલોકમાં જાય છે.[૨૭]

સર્વે વેદોનું અધ્યયન તથા સર્વે તીર્થોમાં સ્નાન, આ બન્ને સત્ય ભાષણના સમાન નિત્ય થાય અને વખત ઉપર ન પણ થાય, અર્થાત્ સત્ય ભાષણ સર્વના કરતાં શ્રેષ્ઠ છે.[૨૮] એક હજાર અશ્વમેધ યજ્ઞનાં ફળને અને સત્યને ત્રાજવામાં સામસામાં મૂકીને તોળવામાં આવે તો હજાર અશ્વમેધના કરતાં સત્ય જ વિશેષ થાય છે.[૨૯] સત્યથી સૂર્ય તપે છે, સત્યથી અગ્નિ પ્રકાશમાન થાય છે, સત્યથી પવનો વાય છે, આ રીતે સર્વ સત્યને આધારે રહેલું છે.[૩૦] સત્યથી દેવતાઓ પ્રસન્ન થાય છે, પિતૃઓ પ્રસન્ન થાય છે, તથા બ્રાહ્મણો પ્રસન્ન થાય છે. સત્યને પરમ ધર્મ કહ્યો છે, માટે સત્યનું ઉલ્લંઘન કરવું નહિ.[૩૧] મુનિઓ સત્યમાં પરાયણ રહે છે, મુનિઓ સત્ય પરાક્રમવાળા છે, મુનિઓ સત્યના સોગન ખાનારા છે; તે માટે સત્ય ઉત્તમ ગણાય છે.[૩૨] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! સ્વર્ગલોકમાં સત્યવાદીઓ આનંદમાં રહે છે. સત્ય ભાષણ કરવાથી દમનું ફળ મળે છે, એમ મેં ખરા મનથી કહ્યું છે.[૩૩] વિનીતાત્મા પુરુષ પણ ખરેખર સ્વર્ગમાં પૂજાય છે. હે વસુધાધિપ! તું હવે બ્રહ્મચર્યના ગુણને શ્રવણ કર.[૩૪] જે પુરુષ જન્મથી આરંભીને મરણ સુધી બ્રહ્મચારી રહે છે તેને, હે નરાધિપ! કોઈ પણ વસ્તુ અપ્રાપ્ય થતી નથી. અર્થાત્ તે જે વસ્તુની ઇચ્છા કરે છે, તે વસ્તુ તેને મળે છે.[૩૫] બ્રહ્મલોકમાં કરોડો ઋષિઓ વસે છે, તે સર્વે નિત્ય સત્યપરાયણ રહે છે, ઇંદ્રિયોનું દમન કરનારા છે, અને ઉર્ધ્વરેતવાળા છે (બ્રહ્મચર્ય વ્રત પાળે છે).[૩૬] હે રાજન્! જો બ્રહ્મચર્ય પાળવામાં આવે છે તો તે સર્વ પાપોને બાળી નાંખે છે. તેમાં પણ બ્રાહ્મણે વિશેષે કરીને બ્રહ્મચર્ય પાળવું. કારણકે બ્રાહ્મણ અગ્નિ કહેવાય છે.[૩૭] એ વાત તપસ્વી બ્રાહ્મણોમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. કારણ કે, શક્ર પણ બ્રહ્મચારીના શાપથી બીહે છે.[૩૮] આ જગતમાં ઋષિઓમાં તેજ બ્રહ્મચર્યનું ફળ

જોવામાં આવે છે. હવે માતાપિતાના પૂજનનો જે ધર્મ છે, તે પણ તું મારી પાસેથી સાંભળ।[૩૯] જે પિતાની, માતાની, ગુરુની, ભાઈની તથા આચાર્યની સેવા કરે છે, પરંતુ કોઈની પણ ઇર્ષ્યા કરતો નથી.[૪૦] તે પુરુષને, હે રાજન્! સ્વર્ગલોકમાં પૂજાયલું સ્થાનક મળે છે. જિતેંદ્રિય પુરુષને ગુરુની સેવા કરવાથી નરકનાં દર્શન કરવાં પડતાં નથી.[૪૧]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां ए नामनो अध्याय ७५ मो समाप्त

## અધ્યાય ૭૬ મો

### ગોદાનવિધિ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે રાજા! હું તમારી પાસેથી ગાયોના દાનનો વિધિ યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું, કે જે સાંભળવાથી અર્થીઓને સનાતન લોકોનો લાભ થાય.[૧]

ભીષ્મ કહે છેઃ-હે વસુધાધિપ! ગાયના દાન કરતાં કોઈ પણ દાન ઉત્તમ નથી, માટે ન્યાયથી મેળવેલી ગાયનું દાન દેવામાં આવે છે તો તે તુરત કુળને તારી દે છે.[૨] સત્પુરુષોને માટે ગાયના દાનનો વિધિ સારી રીતે ઉત્પન્ન કરવામાં આવ્યો છે, અને તે વિધિ પ્રજાને માટે ખાસ કરીને નિર્માણ કરવામાં આવ્યો છે. તે માટે, હે રાજન્! આદિ કાળથી ચાલતો આવતો ગાયના દાનનો વિધિ, તું મારી પાસેથી શ્રવણ કર.[૩] પૂર્વે દાનને માટે ગાયોને જ્યારે લાવવામાં આવી ત્યારે માંધાતાને કેવી, ગાય દેવી, તેના સંબંધમાં સંદેહ ઉભો થયો હતો, અને તેણે પ્રશ્ન પણ કર્યો હતો. તેનો ઉત્તર બૃહસ્પતિએ નીચે પ્રમાણે આપ્યો હતો.[૪] બ્રાહ્મણોને આ ગાયનું દાન કરવું છે, એમ આગલે દિવસે જણાવીને પછી બ્રાહ્મણનો સત્કાર કરવો અને નિયમપૂર્વક વ્રતધારી પુરુષે રોહિણી ગાયનું દાન દેવું.[૫] દાન આપવા માટે, હે સમંગા! હે બહુલા! એવા શબ્દથી તેને બોલાવવી, અને પછી ગાયોની વચ્ચે પ્રવેશ કરીને નીચેની શ્રુતિ બોલવી.[૬]

**गौर्मे माता वृषभः पिता मे दिवं शर्म जगती मे प्रतिष्ठा ॥**

'ગાય મારી માતા છે, બળદ મારા પિતા છે, ગાય મારી પ્રતિષ્ઠારૂપ છે. તે મને ઐહિક સુખ તથા પારલૌકિક સુખ આપો.' આ રીતે ગાયની સ્તુતિ કરીને તેને શરણે જવું. પછી તે રાત્રિ ગાયોની વચ્ચે વાસ કરવો, અને ફરીથી ગાયનું દાન દેતી વખતે એમ ફરીને બોલવું.[૭] ગાયનું દાન દેનારાએ એક રાત્રિ ગાયની સાથે મિત્રતા કરવી તથા તેના સમાન વ્રત કરવું, એટલે પૃથ્વી ઉપર શયન કરવું (ડાંસ વગેરેને ઉડાડવા નહિ). આ રીતે ગાયની સાથે એકરૂપ થઈ જવાથી પુરુષ તુરત પાપમાંથી છૂટી જાય છે.[૮] સૂર્યોદય સમયે ગાયને તેના વાછડા તથા બળદ સાથે દાન કરવું. તેથી સ્વર્ગ મળે છે તથા અર્થવાદમાં કહેલા આશીર્વાદો પણ મળે છે.[૯]

**ऊर्जस्विन्य: ऊर्जमेधाश्च यज्ञे गर्भोऽमृतस्य जगतोऽस्य प्रतिष्ठा। क्षिते रोहः प्रवहः शश्वदेव प्राजापत्या सर्वमित्यर्थवादाः ॥ १० ॥**

'ગાયો ઉત્સાહવાળી તથા બળવાળી છે, ગાયો બુદ્ધિવાળી છે, યજ્ઞમાં મળતાં અમરપણાંના સાધનભૂત છે, જગતની પ્રતિષ્ઠારૂપ છે, ઐશ્વર્યના અંકુરરૂપ છે, પૃથ્વીના નિત્ય પ્રવાહરૂપ છે, તથા પ્રજાપતિએ ઉત્પન્ન કરેલા આ જગતના કારણરૂપ છે,' આ સર્વ અર્થવાદો ગાયના દાન સમયે બોલવા.[૧૦] 'સૂર્યનું તથા સોમનું જેને વિષે ચૈતન્ય છે એવી ગાયો મારાં પાપનો નાશ કરો, અને મને સ્વર્ગમાં લઈ જનારી થાઓ, તથા માતા જેમ પોતાના પુત્રને આશ્રય આપે, તેમ મારા આત્માને આશ્રય આપો, તથા મારા સર્વ આશીર્વાદો ફળવાળા થાઓ.'[૧૧] ગાયનાં પંચગવ્યાદિકનું સેવન કરવામાં આવે છે તો તે ક્ષયરોગનો નાશ કરે, છે તથા દેહને મુક્તિ આપે છે, તથા સરસ્વતીની જેમ સેવા કરવામાં આવે ને તે જેમ કલ્યાણ કરે, તેમ ગાયની પણ સેવા કરવામાં આવે છે તો તે કલ્યાણ કરે છે. 'હે ગાય! તમે નિત્ય પુણ્યનાં ફળને આપનારાં છો, માટે તમે પ્રસન્ન થઇને મને ઇષ્ટ ગતિ આપો.'[૧૨] તે પછી એક શ્લોકનો પૂર્વાર્ધ ગાયનું દાન કરનારે ગાયનું દાન દેતી વખતે વિધિપૂર્વક ગાયના સન્મુખ બોલવો, અને બાકીનું ઉત્તરાર્ધ ગાયનો દાનવિધિ જાણનારા તથા ગાયનો પ્રતિગ્રહ કરનારા બ્રાહ્મણે બોલવો. તે શ્લોક આ પ્રમાણે છેઃ-**या वै यूयं सोऽहमद्यैव भावो युष्मान्दत्त्वा चाहमात्मप्रदाता ।** "હે ગાય! તમે જે છો તે મારારૂપ છો અને મેં તમારું દાન કર્યું છે, તે મારા પોતાના આત્માનું દાન કર્યું છે." તે પછી પ્રતિગ્રહ કરનારાએ ઉત્તરાર્ધ બોલવું કે;-**मनश्च्युता मन एवोपपन्नाः सन्धुक्षध्वं सौम्यरूपोग्ररूपाः ॥ गतिमिष्टां प्रसन्नाम ॥** 'તમે દાતાના મમત્વના અભિમાનમાંથી છૂટી થઈ છો, અને મારી મમતાના સ્થાનરૂપ થયાં છો. સોમના તથા સૂર્યના જેવા શાંત અને ઉગ્ર રૂપધારી એવી ગાયો તમે દાતાને પ્રિય વૈભવો આપીને પ્રસન્ન કરો.'[૧૩-૧૪] ગાયના દાનને બદલે ગાયનું મૂલ્ય કે વસ્ત્ર કે ધન આપનારો પુરુષ પણ ગાયનો દાન કરનારો ગણાય છે. ગાયના બદલામાં મૂલ્ય આપનારાએ ગાયનું દાન કરતી વખતે કહેવું કે, **इमामूर्ध्वास्यां तुभ्यं सम्प्रददे** એમ કહેવું વસ્ત્રધેનુ આપનારાએ **इमां भवितव्यां तुभ्यं सम्प्रददे** એમ કહેવું, અને

વસુધેનુ એટલે ધનરૂપી ગાયનું દાન દેનારાએ इमां वैष्णवीं तुभ्यं सम्प्रददे त्वं गृहाण એમ કહેવું.૧૫ જેવી ગાય આપવી હોય તે પ્રમાણે તે ગાયનું નામ કહેવું, અને તેના દાનથી ઉત્તરોત્તર સંખ્યા પ્રમાણે ફળ થાય છે. ગાયના નિષ્ક્રય તરિકે અમુક પૈસા આપવાથી છત્રીસ હજાર ગાયનું દાન દેવાનું પુણ્ય થાય છે. વસ્ત્રની ધેનુ દેનારાને આઠ હજાર ગોદાનનું પુણ્ય થાય છે, અને સુવર્ણની ધેનુ દેનારાને વીશ હજાર ગાયના દાનનું ફળ મળે છે.૧૬ આ રીતે ગોપ્રતિનિધિના દાનનું ફળ અનુક્રમથી જાણવું. પરંતુ પ્રત્યક્ષ ગાયનું દાન દેનારાને તો ગાય ચાલતી ચાલતી આઠમું પગલું ભરે છે કે, તે સમયે જ સર્વ ફળ મળે છે.૧૭ જે પ્રત્યક્ષ ગાયનું દાન કરે છે તે શીલસંપન્ન થાય છે. ગાયને બદલે ગાયનું મૂલ્ય આપનારો ભયરહિત થાય છે, તથા જે ગાયના નિષ્ક્રય તરિકે ઇચ્છાનુસાર સુવર્ણ આપે છે તે સુખી થાય છે. હે ભારત! જે મનુષ્ય પ્રભાતમાં ઉઠીને સ્નાન સંધ્યા વગેરે કર્મ કરે છે, તથા જે મહાભારતમાં વિદ્વાન્ છે, તે પુરુષ વિષ્ણુલોકમાં તથા ચંદ્રલોકમાં જાય છે.૧૮ ગાયનું દાન દેનારાએ ગાયનું દાન દઇને ત્રણ રાત્રિ સૂધી ગાયનું વ્રત પાળવું, તેમાં એક રાત્રિ ગાયોની સાથે રહેવું, કામ્યા અષ્ટમીને દિવસે ગાયનું દાન દેવું, અને ત્રણ દિવસ ગોવ્રત કરનારાએ ગાયનું દૂધ, ગાયનું મૂત્ર અથવા ગાયના છાણનો રસ પીને રહેવું.૧૯ જે પુરુષ બળદનું દાન કરે છે તે પુરુષ સૂર્યમંડળને ભેદીને ઉપરના લોકમાં જાય છે. એક ગાય તથા એક બળદનું દાન કરનારાને વેદનો સ્વાધ્યાય કરવાનું ફળ મળે છે, તથા જે વિધિપૂર્વક ગાયનું દાન કરે છે અને યજ્ઞ કરે છે, તે પુરુષ ઉત્તમ લોકોને પામે છે; પરંતુ જે ગાયના દાનના વિધિને જાણતો નથી, તે પુરુષને ઉત્તમ લોકો મળતા નથી.૨૦ જે પુરુષ ઇચ્છા પ્રમાણે દૂધ દેનારી ગાયનું દાન કરે છે, તે મનુષ્યને આ પૃથ્વીપરના હાથી, ઘોડા વગેરે સર્વ પદાર્થોના દાનનું ફળ મળે છે, તો પછી હવ્યોને તથા કવ્યોને પૂરાં પાડનારી અનેક ગાયોનું દાન કરવાથી વધારે ફળ મળે, તેમાં તો કહેવું જ શું? તેના કરતાં પણ ઉત્તમ બળદોનું દાન ઉત્તમ ગણાય છે.૨૧

જે શિષ્ય ન હોય, જે વ્રતધારી ન હોય, જે શ્રદ્ધા વિનાનો હોય, જે વક્રબુદ્ધિવાળો હોય, તેને આ ગાયના દાનનો વિધિ કહીને તેનાપર ઉપકાર કરવો નહિ; કારણ કે આ ધર્મ સર્વ લોકોથી ગુહ્ય છે, માટે આ ધર્મ હરકોઈ ઠેકાણે કહેવો નહિ.૨૨ આ જગતમાં મનુષ્યો શ્રદ્ધા વિનાના હોય છે તથા મનુષ્યોમાં અને રાક્ષસોમાં ક્ષુદ્ર હોય છે, તેઓને પણ આ દાનનો વિધિ કહેવાથી અનિષ્ટ ફળ થાય છે, તથા જેઓ નાસ્તિક હોય છે ને તેથી અલ્પ પુણ્યવાળા હોય છે,તેઓને પણ આ વિધિ કહેવાથી અનિષ્ટ પરિણામ આવે છે.૨૩

જે રાજાઓએ આ બૃહસ્પતિનાં વચન સાંભળીને ગાયનાં દાનો કર્યાં છે, તે પુણ્યશીળવાળા પુરુષો પરલોકમાં ગયા છે. તેઓનાં નામો, હે રાજન્! હું કહું છું તે તું સાંભળ.૨૪ ગાયના દાનથી પરલોકમાં ગયેલા રાજાઓ આ પ્રમાણે છેઃ–ઉશીનર, વિશ્વગશ્વો, નૃગ, ભગીરથ, પ્રખ્યાત રાજા યૌવનાશ્વ, માંધાતા, રાજા મુચકુંદ, ભૂરિદ્યુમ્ન, નૈષધ, સોમક,૨૫ પુરૂરવા, ચક્રવર્તી ભરત, જેના વંશમાં સર્વે ભરત નામના રાજાઓ થયા છે તે, શૂરવીર દશરથનો પુત્ર રામ તથા બીજા પણ પ્રખ્યાત અને કીર્ત્તિમાન્ રાજાઓ છે.૨૬ તે પ્રમાણે વિશાળ કર્મ કરનારો રાજા દિલીપ જે દાનનો વિધિ જાણતો હતો તે પણ ગાયનાં દાને કરીને સ્વર્ગમાં ગયો છે. માંધાતા રાજાએ પણ યજ્ઞો, દાનો, તપ ને રાજધર્મો પાળ્યા હતા તથા ગાયનાં દાન કર્યાં હતાં.૨૭ તે માટે, હે પાર્થ! તું પણ મેં કહેલી બૃહસ્પતિની વાણી સ્મરણમાં રાખ, અને કુરુઓનું રાજ્ય મેળવ્યા પછી પ્રસન્ન થઇને પવિત્ર એવી ગાયોનું ઉત્તમ બ્રાહ્મણોને દાન કર.૨૮

વૈશંપાયન કહે છેઃ–ભીષ્મે જે પ્રમાણે યુધિષ્ઠિર રાજાને ઉપદેશ કર્યો, તે પ્રમાણે ધર્મરાજા યુધિષ્ઠિરે ગાયનું દાન દેવા માટે સર્વ વિધિ કર્યો, તથા બૃહસ્પતિએ માંધાતા રાજાને જે ધર્મનો ઉપદેશ કર્યો હતો, તે ઉપદેશને યુધિષ્ઠિર રાજાએ મનમાં ધારણ કર્યો.૨૯ હે જનમેજય રાજા! યુધિષ્ઠિર રાજા નિત્ય ગાયોનું દાન દેવા લાગ્યા, અને તેને અંગે તે જવની કણકીનો અને ગાયના છાણનો આહાર કરવા લાગ્યા, પૃથ્વી ઉપર શયન કરવા લાગ્યા, માથે શિખા રખાવી, અને ઇન્દ્રિયોને નિયમમાં રાખવા લાગ્યા, અને તે સમયે રાજાઓમાં વૃષ જેવા યુધિષ્ઠિર રાજા વૃષના જેવા (ધર્મના જેવા) થઈ પડ્યા.૩૦ યુધિષ્ઠિર રાજા ગાયોના તરફ પોતાના મનને નિયમપૂર્વક રાખવા લાગ્યા, તથા તેઓની સ્તુતિ અને ઉપાસના કરવા લાગ્યા. પછી પોતાના રથમાં તે દિવસથી તેમણે બળદોને જોડવા બંધ કર્યા, અને જ્યાં જતા ત્યાં રથમાં ઉત્તમ ઘોડાઓ જોડીને જતા હતા.૩૧

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'गोदान कथन' ए नामनो अध्याय ७६ मो समाप्त

## અધ્યાય ૭૭ મો
## કપિલા ગાયની શ્રેષ્ઠતા

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! તે પછી બુદ્ધિમાન્ અને વિનયવાન્ એવા યુધિષ્ઠિર રાજાએ ફરીને શંતનુના પુત્ર ભીષ્મને ગાયના દાન વિષે વિસ્તારથી પ્રશ્ન કર્યો.[૧]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભરતવંશી રાજા! તમે મને ફરીથી ગાયના દાનના ગુણો સારી રીતે કહો. હે વીર! હું તમારી પાસેથી આવાં અમૃતનું શ્રવણ કરું છું, પરંતુ તેથી હું ધરાતો નથી.[૨]

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! ઉપર પ્રમાણે શંતનુના પુત્ર ભીષ્મને પૂછ્યું કે, તેણે યુધિષ્ઠિર રાજાને કેવળ ગાયના દાનનાં ફળ સારી રીતે કહેવા માંડ્યાં.[૩]

ભીષ્મ કહે છેઃ–વત્સલતાવાળી, વાછડાવાળી, ગુણવાળી, તરુણ વયની ને વસ્ત્રોથી વિંટેલી ગાય બ્રાહ્મણને દાનમાં આપે તો સર્વ પાપોમાંથી મુક્ત થવાય છે.[૪] જેઓ ગાયોનું દાન કરે છે, તેઓ અસૂર્યા નામના લોકોમાં જતા નથી; પરંતુ જે ગાય જળપાન કરી ચૂકી હોય, ખડ પણ ખાઈ ચૂકી હોય, જેનું દૂધ નાશ પામ્યું હોય, જેની ઇન્દ્રિયો નરમ પડી ગઈ હોય,[૫] વૃદ્ધાવસ્થાવાળી અને રોગી હોય, અત્યંત ઘરડી થઈ ગઈ હોય તથા પાણી વિનાની વાવ જેવી હોય તેવી ગાયનું દાન કરનારો પુરુષ બ્રાહ્મણને દુઃખી કરે છે અને પંડે નરકમાં પડે છે.[૬] જે ગાય ક્રોધી હોય, જે દુષ્ટ હોય, જે રોગી હોય, જે દુબળી હોય, જેનું ઠરાવેલું મૂલ્ય આપ્યું ન હોય, અથવા જે ગાય બ્રાહ્મણને નિષ્ફળ દુઃખી કરે એવી (મહેનત આપે એવી) હોય, તેવી ગાય દેનારા મનુષ્યને જે લોકો મળે છે, તે વીર્ય વિનાના તથા નિષ્ફળ હોય છે.[૭] જે ગાય બળવાળી હોય, શીલવાળી હોય, તરુણ વયની હોય તથા સુગંધદાર હોય, તેવી ગાયની સર્વે પ્રશંસા કરે છે. નદીઓમાં જેમ ગંગા નદી શ્રેષ્ઠ ગણાય છે, તેમ ગાયોમાં કપિલા ગાય શ્રેષ્ઠ ગણાય છે.[૮]

યુધિષ્ઠિર પૂછે છેઃ–સર્વ ગાયોનું દાન સરખું કહ્યું છે, છતાં કપિલા ગાયનું દાન શા માટે શ્રેષ્ઠ કહ્યું છે? હું કપિલા ગાયનું મહાપ્રભાવવાળું દાન વિશેષે કરીને સાંભળવાની ઇચ્છા રાખું છું. હું જેમ શ્રવણ કરવા માટે સમર્થ છું, તેમ તમે કહેવા સમર્થ છો.[૯]

ભીષ્મ કહે છેઃ–હે તાત! વાતો કરતા વૃદ્ધ પુરુષોની પાસે મેં, રોહિણી ગાયોની ઉત્પત્તિ જે રીતે થઈ, તે વિષે પ્રાચીન વૃત્તાંત સાંભળ્યું છે તે સંપૂર્ણ રીતે હું કહીશ.[૧૦] પૂર્વે સ્વયંભૂએ દક્ષ પ્રજાપતિને આજ્ઞા કરી કે, તું પ્રજાને ઉત્પન્ન કર. એટલે દક્ષે પ્રજાના હિતની ઇચ્છાથી પ્રથમ આજીવિકાનેજ ઉત્પન્ન કરી.[૧૧] દેવો જેમ અમૃતના ઉપર આજીવિકા કરે છે તેમ, હે વિભો! પ્રજા વૃત્તિનો આશ્રય કરીને જીવન ગાળે છે.[૧૨] નહિ ચાલનારાં પ્રાણીઓ કરતાં ચાલનારાં નર સદા શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, અને તે બ્રાહ્મણોને આશ્રયે યજ્ઞો રહેલા છે.[૧૩] યજ્ઞો કરવાથી સોમ મળે છે, અને તે યજ્ઞ ગાયોને આશ્રયે રહેલો છે (ગાયનું ઘી ન હોય તો યજ્ઞ થઈ શકે નહિ માટે). યજ્ઞો કરવાથી દેવો પ્રસન્ન થાય છે. માટે દક્ષે પ્રથમ આજીવિકા ઉત્પન્ન કરી, અને પછી પ્રજાને ઉત્પન્ન કરી.[૧૪] ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ આજીવિકાની ઇચ્છાથી ચીસો પાડવા લાગ્યાં, અને ભૂખ્યાં તથા તરસ્યાં સંતાનો જેમ પોતાનાં માતપિતાની પાસે જાય, તેમ પ્રાણીઓ આજીવિકા આપનારાની પાસે ગયાં.[૧૫] ભગવાન્ દક્ષ પ્રજાપતિએ આ સ્થિતિ મન ઉપર લીધી, અને પછી પોતે સરજેલી પ્રજાની આજીવિકા નિર્માણ કરવાને તેજ વખતે પંડે અમૃતનું પાન કર્યું,[૧૬] એટલે તે તૃપ્ત થયા, ને તેણે મુખમાંથી સુરભિ ગંધ (સુગંધ) કાઢ્યો. તે સમયે તેના ઉદ્ગારમાંથી સુરભિ નામની ગાય તેના મુખમાંથી પુત્રી તરિકે ઉત્પન્ન થયેલી જણાઈ.[૧૭] તે સુરભિએ લોકોની માતા સમાન બીજી સુરભિઓને ઉત્પન્ન કરી. આ સર્વ ગાયો સુંદર વર્ણની તથા કપિલા હતી, તથા પ્રજાની (દૂધ, દહિ, ઘી વગેરેથી) આજીવિકારૂપ હતી.[૧૮] જેમ નદીઓની ઉર્મિઓમાંથી ફીણ ઉત્પન્ન થાય, તેમ ચોતરફ દૂધ ઝર્યા કરતી આ અમૃતવર્ણી ગાયો અમૃત (દૂધ) પેદા કરનારી થઈ પડી.[૧૯] એક સમયે એક વાછડો સુરભિને ધાવતો હતો, તેના મુખમાંથી દૂધનું ફીણ ઉડીને જ્યાં શંકર બેઠા હતા ત્યાં તેના મસ્તક ઉપર પડ્યું. તેથી શંકર ક્રોધે ભરાયા અને તે પ્રભુએ તે જોયું.[૨૦] લલાટમાં રહેલા ત્રીજા નેત્રથી રોહિણી ગાયને બાળી દેતા હોય તેમ તે લાગતા હતા. એટલે, હે રાજા! સૂર્ય જેમ મેઘોને અનેક રંગના બનાવી દે છે, તેમ તે રુદ્રના તેજે તે કપિલા ગાયોને કપિલા રંગની (કાબરચિતરા રંગની) બનાવી દીધી, જે ગાયોએ તેનાથી નાસી જઈને સોમનો આશ્રય કર્યો[૨૧-૨૨] તે ગાયો જેવા રંગની ઉત્પન્ન થઈ હતી તેવા રંગની રહી. તેઓનો રંગ બદલાયો નહિ. તે પછી પ્રજાપતિ દક્ષે કોપાયમાન થયેલા મહાદેવને કહ્યું:[૨૩] 'તું અમૃતથી ભીંજાયો છે; વાછરડાંઓ ધાવતાં હોય ત્યારે ગાયોનું દૂધ ઉચ્છિષ્ટ ગણાતું નથી. સોમ જેમ અમૃતનું પાન કરીને તેને વરસે છે,[૨૪] તે પ્રમાણે આ રોહિણીઓ–ગાયો પણ અમૃતમાંથી

ઉત્પન્ન થયેલાં દૂધને વરસે છે. પવન દૂષિત થતો નથી (અપવિત્રના સંબંધથી પણ અપવિત્ર થતો નથી), અગ્નિ પણ દૂષિત થતો નથી, સુવર્ણ પણ દૂષિત થતું નથી, તેમ સમુદ્ર પણ દૂષિત થતો નથી.[૨૫] દેવે પીધેલું અમૃત પણ જેમ દૂષિત થતું નથી, તેમ વાછડાએ ધાવેલી ગાય પણ દૂષિત થતી નથી. (અર્થાત્ વાછડો ધાવતો હોય ત્યારે તેના મુખમાંથી ઉડેલાં ફીણ ઉચ્છિષ્ટ ગણાતાં નથી.) આ ગાયો પોતાનાં દૂધથી તથા ઘીથી આ લોકોનું પોષણ કરશે,[૨૬] અને સર્વે લોકો આ ગાયના અમૃતરૂપ શુભ ઐશ્વર્યની ઇચ્છા કરે છે." આ રીતે કહીને પ્રજાપતિએ શંકરને ગાયો તથા એક પોઠિયો અર્પણ કર્યો.[૨૭] હે ભરતવંશી રાજા! તેણે રુદ્રના મનને પ્રસન્ન કર્યું. મહાદેવ પણ પ્રસન્ન થયા, અને તેણે તે સમયે વૃષભને (બળદને)[૨૮] પોતાનું વાહન તથા પોતાની ધ્વજારૂપે બનાવ્યો. તે ઉપરથી શંકર वृषभध्वज કહેવાય છે. તે પછી તે સમયથી દેવોએ મહાદેવને पशुपति કર્યા, અને ગાયોની વચ્ચે મહાદેવને वृषभाङ्क કહેવા લાગ્યા.[૨૯] આ રીતે સર્વ ગાયોના દાનમાં અવ્યગ્ર વર્ણની ને મહા બળવાન્ એવી કપિલા ગાયનું દાન ઉત્તમ કહ્યું છે.[૩૦] ગાયો જગતમાં સર્વ કરતાં ઉત્તમ છે, લોકોની આજીવિકાને પ્રવર્ત્તાવનારી છે, તેઓના પતિ રુદ્ર છે, તેઓ દૂધરૂપી અમૃતને ઝર્યા કરે છે, તે શાંત ગુણવાળી છે, પુણ્યરૂપ છે, કામનાને પૂરનારી છે, અને પ્રાણનું રક્ષણ કરનારી છે. આવી ગાયનું દાન કરનારો સર્વ કામનાને આપનારો ગણાય છે.[૩૧] ગાયોની ઉત્પત્તિ સંબંધી આ ઉત્તમ વિધિનો અપવિત્ર મનુષ્ય પણ જો પાઠ કરે છે તો તે મનુષ્ય માંગલિક વસ્તુ ઉપર પ્રીતિવાળો થાય છે, કલિયુગનાં પાપમાંથી છૂટે છે, તથા સદા લક્ષ્મીને, પુત્રોને, ધનને અને પશુને મેળવે છે.[૩૨] હવ્ય, કવ્ય, તર્પણ, શાંતિકર્મ, વાહન, વસ્ત્ર, વૃદ્ધોનો તથા બાળકનો સંતોષ, આ સર્વ વસ્તુઓ, હે રાજા! ગાયના દાનથી દાતાને સદા મળ્યા કરે છે.[૩૩]

વૈશંપાયન કહે છેઃ-યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઇઓની સાથે પિતામહનું વચન સાંભળીને સુવર્ણના જેવા રંગના બળદોનાં તથા ગાયોનાં ઉત્તમ બ્રાહ્મણોને દાન આપ્યાં.[૩૪] તે પ્રમાણે જ યુધિષ્ઠિરે પરલોકોને જિતવા માટે તથા પરમ કીર્તિ સંપાદન કરવા માટે યજ્ઞને ઉદ્દેશીને અપાતી દક્ષિણા તરિકે પણ ઉત્તમ બ્રાહ્મણોને લાખો ગાયો આપી.[૩૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'गायोनी उत्पत्तिनुं वर्णन' ए नामनो अध्याय ७७ मो समाप्त

## અધ્યાય ૭૮ મો

### ગાયના દાનનું માહાત્મ્ય

ભીષ્મ કહે છેઃ-એટલા સમયમાં ઇક્ષ્વાકુવંશમાં જન્મેલો વક્તાઓમાં શ્રેષ્ઠ સૌદાસ નામનો રાજા ઋષિઓમાં ઉત્તમ,[૧] સર્વ લોકોમાં ફરનારા, પરબ્રહ્મને પણ જાણનારા, ને સિદ્ધ તથા સનાતન એવા પોતાના પુરોહિત વસિષ્ઠની પાસે ગયો, ને પ્રણામ કરી પ્રશ્ન કરવા લાગ્યો.[૨]

સૌદાસ પૂછે છેઃ-હે ભગવન્! હે નિર્દોષ ઋષિ! ત્રણ લોકમાં કઈ વસ્તુ પવિત્ર કહેવાય છે કે જેનું સદા કીર્તન કરવાથી મનુષ્ય ઉત્તમ પુણ્ય પ્રાપ્ત કરે છે?[૩]

ભીષ્મ કહે છેઃ-તે સમયે પ્રણામ કરીને સન્મુખ ઉભા રહેલા સૌદાસને, વિદ્વાન્ અને પવિત્ર એવા વસિષ્ઠ, ગાયને નમસ્કાર કરી જગતના હિતરૂપ ગાયનું ઉપનિષદ્ કહેવા લાગ્યા.[૪] ગાયો સુરભિ ગંધવાળી છે, ગાયો ગુગ્ગુલના જેવી ગંધવાળી છે, ગાયો પ્રાણીઓના આધારભૂત છે, અને ગાયો મોટી કલ્યાણની મૂર્તિ છે.[૫] ગાયો ભૂત તથા ભવિષ્યદ્ રૂપ છે, ગાયો સનાતન કાળથી પુષ્ટિ કરનારી છે, ગાયો લક્ષ્મીનું મૂળ છે, ગાયને જે કંઈ ખવરાવવામાં આવે છે તે અક્ષય ફળ આપે છે.[૬] ગાય પરમ અન્નરૂપ છે, ગાયો દેવોનાં પરમ હવિષ્ એવા ઘીને ઉત્પન્ન કરે છે, સ્વાહાકાર તથા વષટ્કાર નિત્ય ગાયને આધીન છે,[૭] ગાયો યજ્ઞનું ફળ છે, યજ્ઞો ગાયોને આધારે રહેલા છે, ગાયો ભવિષ્ય અને ભૂતરૂપ છે, અને યજ્ઞો તેને આધારે રહ્યા છે.[૮] વળી, હે મહા કાંતિવાળા! હે પુરુષશ્રેષ્ઠ! સાયંકાળે તથા પ્રભાતમાં નિત્ય હોમ સમયે ગાયો ઋષિઓને હોમવા યોગ્ય ઘી આપે છે.[૯] હે પ્રભુ! જે પુરુષો ગાયનું દાન કરે છે, તે પુરુષો પોતે જે કંઈ મહા પાપો કર્યાં હોય, તે સર્વ પાપને અને સર્વ કર્મોને તરી જાય છે.[૧૦] દશ ગાયના ધણીએ એક ગાયનું દાન કરવું, સો ગાયના ધણીએ દશ ગાયનું દાન કરવું, હજાર ગાયના ધણીએ સો ગાયનું દાન કરવું, આ દાન કરનારા સર્વેને સમાન ફળ મળે છે.[૧૧] સો ગાયોનો ધણી હોય, છતાં અગ્નિહોત્રી ન હોય અને હજાર ગાયોનો ધણી હોય છતાં યજ્ઞ કરતો ન હોય અને ધનાઢ્ય હોવા છતાં કૃપણ હોય, તે ત્રણ પુરુષ અર્ઘને પાત્ર નથી.[૧૨] જે પુરુષ વાછરડા સાથે, દૂધ દોહવાના કાંસના પાત્ર સાથે, સદાચરણવાળી તથા વસ્ત્રથી આચ્છાદિત કરેલી કપિલા ગાયનું દાન કરે છે, તે આ લોકને તથા પરલોકને એમ બન્ને લોકને જિતે છે.[૧૩] જેઓ તરુણ વયના, ઇંદ્રિયોથી સંપન્ન, સેંકડો ગાયોના ઉપરી, મોટા શિંગડાંવાળા એક બળદને સારી રીતે શણ-

ગારીને, હે શત્રુને તપાવનારા રાજા![૧૪] વેદ ભણેલા બ્રાહ્મણને આપે છે, તેઓ જન્મે જન્મે ઐશ્વર્યને મેળવે છે.[૧૫] ગાયનું કીર્તન કર્યા વગર સુવું નહિ, તેમ તેનું કીર્તન કર્યા વગર ઉઠવું નહિ. સાયંકાળે તથા પ્રભાતમાં ગાયને નમસ્કાર કરવા. તેમ કરવાથી મનુષ્યને પુષ્ટિ મળે છે.[૧૬] ગાયનાં મૂત્રથી તથા છાણથી કોઈ પણ રીતે ઉદ્વિગ્ન થવું નહિ, તેમ ગાયનું માંસ કોઈ પણ દિવસ ખાવું નહિ. આમ વર્તવાથી ગાયોની વૃદ્ધિ થાય છે.[૧૭] ગાયનું નિત્ય કીર્તન કરવું તથા ગાયોથી કંટાળવું નહિ. જો દુષ્ટ સ્વપ્ન જોવામાં આવ્યાં હોય તો પુરુષે ગાયનું ખુબ સંકીર્તન કરવું.[૧૮] નિત્ય ગાયના છાણથી સ્નાન કરવું, (ગાયના અઠાયા) છાણા ઉપર બેસવું. કોઈ પણ દિવસ ગાયના તરફ બળખા, મૂત્ર તથા નરક નાંખવાં નહિ, તેમ ગાયનો તિરસ્કાર પણ કરવો નહિ.[૧૯] પાણીથી ભિના કરેલા ચામડા ઉપર બેસીને ભોજન કરવું, તથા પશ્ચિમ દિશા તરફ દૃષ્ટિ કરવી, વાણીને નિયમમાં રાખવી, અને પૃથ્વી ઉપર ગાયનું ઘી લઈને ખાવું. આમ કરવાથી નિત્ય ગાયોની વૃદ્ધિ થાય છે.[૨૦] અગ્નિમાં ઘીનો હોમ કરવો, ઘીવડે સ્વસ્તિવાચન કરવું, ઘીનું દાન કરવું તથા ઘીનું પ્રાશન કરવું. આમ કરવાથી ...ડા ગાયોની પુષ્ટિ થાય છે.[૨૧] જે પુરુષ ગોમતી નામના વેદના મંત્રથી તલની ધેનુનું અભિમંત્રણ કરે છે, અને પછી સર્વ પ્રકારના રત્નોથી ભરપૂર એવી તે તિલધેનુનું દાન કરે છે તેને, કરવા યોગ્ય કર્મ ન કરવાથી તથા નહિ કરવા યોગ્ય કર્મ કરવાથી શોક કરવો પડતો નથી.[૨૨] "સુવર્ણનાં શિંગડાવાળી અને દૂધ દેનારી સુરભિઓ તથા તેની પુત્રી સૌરભેયીઓ, નદીઓ જેમ સમુદ્રની પાસે જાય છે તેમ, મારી પાસે આવો![૨૩] હું નિત્ય ગાયોનાં દર્શન કરું છું, અને ગાયો નિત્ય મારાં દર્શન કરો! ગાયો અમારી છે, અને અમે ગાયોના છીએ! જ્યાં ગાયો છે ત્યાં અમે છીએ!"[૨૪] આ પ્રમાણે રાત્રે, દિવસે, સરખા સમયમાં, વિષમ સમયમાં તથા મહા ભયના સમયમાં મનુષ્ય ગાયનું કીર્તન કરે છે તો ભયમાંથી છૂટી જાય છે.[૨૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'गायनां दाननुं वर्णन' ए नामनो अध्याय ७८ मो समाप्त

## અધ્યાય ૭૯ મો

### ગાયોને મળેલું તપનું ફળ

વસિષ્ઠ કહે છેઃ-"અમે શ્રેષ્ઠતાને પામીએ" એવી ઈચ્છાથી પૂર્વકાળમાં જન્મેલી તે ગાયોએ એક લાખ વર્ષ સૂધી અતિ દુષ્કર તપ કર્યું.[૧] હે પરંતપ! "આ જગતમાં જે દક્ષિણાઓ આપવામાં આવે છે, તેઓમાં અમે ઉત્તમ દક્ષિણારૂપ થઈએ તથા, અમને દોષ લાગે નહિ.[૨] અમારાં છાણના સ્નાનથી મનુષ્યો સદા પવિત્ર થાય, તથા મનુષ્યો અને દેવતાઓ પણ પવિત્રતાને માટે અમારું છાણ વાપરે,[૩] તેમ જ સર્વ સ્થાવર અને જંગમ ભૂતો પણ વાપરે, તથા, હે માન આપનારા દેવ! અમારું દાન કરનારાઓ અમારા લોકમાં જાય."[૪] (તેઓએ માંગેલો આ) વર તેમના તપને અંતે પ્રભુબ્રહ્માએ પોતે તેમને આપ્યો, ને કહ્યું કે, "તથાસ્તુ. તમે સર્વે લોકોને તારજો."[૫] આ રીતે ગાયોની કામના સિદ્ધ થઈ, એટલે ભૂતકાલની તથા ભવિષ્યત્‌કાલની માતા એવી ગાયો તપમાંથી ઉઠી, માટે પ્રભાતમાં ઉઠીને આ ગાયો નમસ્કાર કરવા યોગ્ય છે, તેમ કરવાથી મનુષ્ય પુષ્ટિને પામે છે.[૬] તપ થઈ રહ્યા પછી, હે મહારાજ! ગાયો લોકોનું કલ્યાણ કરવા લાગી. તે માટે મહાભાગ્યશાળી ગાયો પરમ પવિત્ર કહેવાય છે.[૭] તે પ્રમાણે જ ગાયો સર્વે પ્રાણીઓમાં ઉત્તમ ગણાય છે. દૂઝણી તથા કેળવાયલી કપિલા ગાય તેના જેવા જ રંગના વાછડા સાથે વસ્ત્રથી વીંટાળીને જે દાનમાં આપે છે, તે પુરુષ બ્રહ્મલોકમાં પૂજાય છે.[૮] રાતા રંગની, સુશીલ ને દૂઝણી ગાય રાતા રંગના વાછડા સાથે વસ્ત્ર ઓઢાડીને બ્રાહ્મણને જે આપે છે, તે સૂર્યલોકમાં પૂજાય છે.[૯] દૂઝણી ને કેળવાયલી કાબરચિત્રી ગાય કાબરચિત્રા વાછડા સાથે વસ્ત્ર ઓઢાડીને જે આપે છે, તે સોમલોકમાં પૂજાય છે.[૧૦] સારા આચરણની શ્વેત રંગની દૂઝણી ગાયનું શ્વેત રંગના વાછડા સાથે વસ્ત્ર ઓઢાડીને જે દાન કરે છે, તે પુરુષ ઇંદ્રના લોકમાં પૂજાય છે.[૧૧] સારા આચરણવાળી કાળારંગની દૂઝણી ગાયનું કાળારંગના વાછડા સાથે વસ્ત્ર ઓઢાડીને દાન કરનાર અગ્નિના લોકમાં પૂજાય છે.[૧૨] ધૂસરા રંગની દૂઝણી અને સદાચારી એવી ગાયનું તેવા જ રંગના વાછડા સાથે વસ્ત્ર ઓઢાડીને દાન કરનાર યમના લોકમાં પૂજાય છે.[૧૩] જે પુરુષ પાણીના ફીણ જેવા રંગની ગાયનું તેવા જ વાછડા સાથે વસ્ત્ર ઓઢાડીને દૂધ દોહવા માટે કાંસાના પાત્ર સાથે આપે તો તે દાન આપનારો વરુણના લોકમાં પૂજાય છે.[૧૪] પવનથી ઉડતી ધૂળના સમાન રંગની ગાયનું તેવા જ રંગના વાછડા સાથે વસ્ત્ર ઓઢાડીને દૂધ દોહવા માટે કાંસાના

પાત્ર સાથે દાન કરે તો તે વાયુના લોકમાં પૂજાય છે.[૧૫] સોનેરી રંગની, પિંગળી આંખવાળી એવી ગાયનું તેવાજ રંગના વાછડા સાથે વસ્ત્ર ઓઢાડીને કાંસાની દોહણી સાથે આપનાર કુબેરનો લોક ભોગવે છે.[૧૬] વરાળ અને ધૂમાડાના જેવા રંગની વાછડાંવાળી ગાયને વસ્ત્ર ઓઢાડીને કાંસાની દોહણી સાથે આપે છે, તે પિતૃઓના લોકોમાં પૂજાય છે.[૧૭] વાછડાંવાળી, શરીરે સ્થૂલ, કંઠમાં ગોદડાવાળી શણગારેલી ગાયને વાછડા સાથે આપનાર વિશ્વેદેવના દુઃખ રહિત ઉત્તમ સ્થાનમાં જાય છે.[૧૮] વાછડાંવાળી, ગૌર રંગની ને સદાચારવાળી દૂઝણી ગાયને વસ્ત્ર ઓઢાડીને આપનાર વસુના લોકમાં જાય છે.[૧૯] પીળા રંગના ધાબળાના જેવા રંગની વાછડાંવાળી ગાયને વસ્ત્ર ઓઢાડીને કાંસાની દોહણી સાથે જે આપે છે, તે આપનારો સાધ્યોના લોકને મેળવે છે.[૨૦] ઉન્નત પીઠવાળા બળદને સર્વ જાતનાં રત્નોથી શણગારીને તેનું દાન કરે છે તે, હે રાજન્! પવનોના લોકોમાં જાય છે.[૨૧] જે મનુષ્ય તરુણ વયના ને લલિત અવયવવાળા બળદને સર્વ પ્રકારનાં રત્નોથી શણગારીને તેનું દાન કરે છે, તે ગંધર્વો અને અપ્સરાઓના લોકોમાં જાય છે.[૨૨] જે પુરુષ, જેના કંઠમાં માંસના કંબળ લટકતા હોય તેવા બળદને સર્વ જાતનાં રત્નોથી શણગારીને દાન કરે છે, તે પુરુષ શોકરહિત થઇને પ્રજાપતિના લોકમાં જાય છે.[૨૩] હે રાજન્! ગાયનું દાન કરવામાં પ્રીતિવાળો પુરુષ મેઘમંડળને ભેદી નાંખી સૂર્યના જેવા રંગવાળા વિમાનમાં બેસી સ્વર્ગમાં જાય છે.[૨૪] ત્યાં સ્વર્ગમાં ગાયનું દાન કરવામાં પ્રીતિવાળા ઉત્તમ પુરુષને ઉત્તમ પ્રકારનો વેશ ધારણ કરનારી, સુંદર નિતંબવાળી દેવાંગનાઓ રમાડે છે.[૨૫] તથા વીણાના, વલકીના અને નૂપુરોના ઝણકારાથી તથા હરિણાક્ષીઓના હાસ્યોથી સુતેલા તે પુરુષને જાગૃત કરવામાં આવે છે.[૨૬] ગાયનું દાન કરનારો પુરુષ ગાયના શરીરમાં જેટલાં રુંવાડાં હોય છે, તેટલાં વર્ષ સુધી સ્વર્ગલોકમાં પૂજાય છે, અને સ્વર્ગમાંથી પડ્યા પછી મનુષ્યલોકમાં મોટા ઘરમાં જન્મે છે.[૨૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'गोदाननुं वर्णन' ए नामनो अध्याय ७९ मो समाप्त

## અધ્યાય ૮૦ મો

### ગાયના દાનનું માહાત્મ્ય

વસિષ્ઠ કહે છેઃ–"ગાયો ઘી તથા દૂધ દેનારી છે, ઘીના કારણરૂપ છે, ઘીને ઉત્પન્ન કરનારી છે, ઘીની નદીરૂપ છે, ઘીની ઘૂમરીરૂપ છે, તે સદા મારા ઘરમાં વાસ કરો.[૧] ઘી નિત્ય મારા હૃદયમાં છે, ઘી નિત્ય મારી નાભિમાં છે, ઘી મારા સર્વ અવયવોમાં છે તથા ઘી મારા મનમાં રહેલું છે.[૨] ગાયો નિત્ય મારી આગળ રહો, ગાયો નિત્ય મારી પાછળ રહો, ગાયો મારી ચોતરફ રહો (અર્થાત્ મારી રક્ષા કરો). હું ગાયોની વચ્ચે વાસ કરું છું."[૩] પુરુષ સદા આચમન કર્યા પછી ઉપરના શ્લોકનો પ્રભાતમાં તથા સાયંકાળે જપ કરે તો દિવસે જે પાપ તે કરે તેમાંથી છૂટે છે.[૪] એક હજાર ગાયનું દાન કરે છે, તે પુરુષ જ્યાં સુવર્ણના પ્રાસાદો છે, અને જ્યાં મંદાકિની વહે છે, તથા જ્યાં ગંધર્વો અને અપ્સરાઓ રહે છે ત્યાં જાય છે.[૫] એક હજાર ગાયનું દાન દેનારો જ્યાં માંખણના ગારાવાળી, દૂધરૂપી પાણીથી ભરેલી અને દહિંરૂપી શેવાળથી ભરપૂર નદીઓ વહે છે ત્યાં જાય છે.[૬] જે પુરુષ એક લાખ ગાયોનું વિધિપૂર્વક દાન કરે છે, તે આ જગતમાં પરમ અભ્યુદયને પામે છે અને પછી સ્વર્ગલોકમાં પૂજાય છે.[૭] વળી એક લાખ ગાયનું દાન કરનારો પુરુષ પોતાના માતા તથા પિતા તરફના દશ પુરુષોને પુણ્યવંત લોકોમાં મોકલે છે, અને પોતાના કુળને પવિત્ર કરે છે.[૮] જે પુરુષ પ્રમાણમાં ધેનુના જેવડીજ તિલધેનુનું (તલની ગાયનું) દાન કરે છે તથા જલધેનુનું દાન કરે છે, તેને યમના લોકમાં કોઈ પણ પ્રકારનું દુઃખ પડતું નથી.[૯] ગાય સર્વના કરતાં વિશેષ પવિત્ર છે, જગતના આધારભૂત છે, દેવતાઓની માતારૂપ છે, પ્રમાણથી રહિત છે. તે ગાયનો સ્પર્શ કરવો, તેની પ્રદક્ષિણા કરવી, અને પર્વાદિક સમય ઉપર સુપાત્રની પરીક્ષા કરીને આપવી.[૧૦] મોટાં શીંગડાવાળી, વાછડાવાળી, કપિલા ગાયને વસ્ત્ર ઓઢાડીને કાંસાની દોહણી સાથે તેનું જે દાન કરે છે, તે પુરુષ દુઃખથી જઈ શકાય એવી યમરાજાની સભામાં નિર્ભય થઇને પ્રવેશ કરે છે.[૧૧] 'સુંદર રૂપવાળી, અનેક રૂપવાળી, ઘણાં રૂપ ધરનારી માતારૂપ એવી ગાયો મારી આસપાસ આવીને રહો,' એમ નિત્ય બોલવું.[૧૨] ગાયના જેવું વિશેષ પુણ્યકારક દાન નથી, તેના જેવું વિશેષ ફળ આપનારું પુણ્ય નથી, તેમ તેના કરતાં ઉત્તમ પ્રાણી આ જગતમાં (કોઈ) થયું નથી ને થવાને યોગ્ય નથી.[૧૩] પોતાના ચામડાથી, કેશથી, શીંગડાથી, પૂછડાંના વાળથી, દૂધથી, મેદ (ચરબીથી), એમ સર્વ પદાર્થથી ગાયો યજ્ઞમાં સહાય કરે છે. માટે તેના કરતાં કયું પ્રાણી અધિક હોય?[૧૪] 'જે ગાયવડે આ સ્થાવર જંગમાત્મક જગત્ વ્યાપ્ત થયું છે, તે ભૂત તથા ભવિષ્યત્કાળની માતારૂપ

ગાયને હું વંદું છું.'[૧૫] હે રાજા! મેં તમારી પાસે ગાયોના ગુણોનો આ એક સમુદાય કહી સંભળાવ્યો. ગાયોના દાન જેવું એકે ઉત્તમ દાન નથી. તેમ તેના જેવું બીજું પરોપકારી પ્રાણી પણ નથી.[૧૬]

ભીષ્મ કહે છેઃ-ભૂમિનું દાન કરનાર તે મહાત્મા સૌદાસ નામના રાજાએ ઋષિનું ઉત્તમ વચન સાંભળી, 'આ ઘણું સારું છે' એવું વિચારી, મનને નિયમમાં રાખીને બ્રાહ્મણોને ઘણી ગાયોના ધનનું દાન કર્યું, અને પરલોકોને મેળવ્યા.[૧૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'गोदाननुं वर्णन' ए नामनो अध्याय ८० मो समाप्त

## અધ્યાય ૮૧ મો
### ગાયોનું માહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! જે પવિત્ર પદાર્થોના કરતાં પણ પવિત્ર હોય, જગતમાં જે ઉત્તમ વસ્તુ હોય, તથા જે પરમ પવિત્ર કરનાર હોય, તે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ-ગાયો ઉત્તમ પ્રાણી છે, પુણ્યરૂપ છે, મનુષ્યોને તારે છે, તથા આ પ્રજાઓનું ઘીવડે તથા દૂધવડે પોષણ કરે છે.[૨] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ગાયના કરતાં કોઈ પણ પ્રાણી વધારે પુણ્યરૂપ નથી. ગાયો ત્રણે લોકોમાં પુણ્યરૂપ, પવિત્ર તથા શ્રેષ્ઠ છે.[૩] ગાયો દેવોની ઉપરના લોકમાં વસે છે, માટે ગાયોનું દાન કરનારો પોતાના આત્માને તારે છે, તથા વિદ્વાનો પણ ગાયોનું દાન કરીને સ્વર્ગમાં જાય છે.[૪] માંધાતા રાજા, યૌવનાશ્વરાજા, યયાતિરાજા તથા નહુષરાજા નિત્ય લાખો ગાયોનાં દાન કરતા હતા.[૫] તેનાં ફળ તરીકે દેવોને પણ અતિ દુર્લભ એવા ઉત્તમ લોકમાં તેઓ ગયા છે. હે નિર્દોષ યુધિષ્ઠિર! આ વિષયમાં હું તને એક પ્રાચીનકાળની કથા અત્રે કહીશ.[૬]

બુદ્ધિમાન્ શુકદેવ આહ્નિક કરી, પવિત્ર થઈ, મનને નિયમમાં રાખીને, ઋષિઓમાં ઉત્તમ,[૭] ભૂતકાળના તથા ભવિષ્યત્કાળના લોકને જોનારા પિતા કૃષ્ણદ્વૈપાયનને પૂછવા લાગ્યા કે, "સર્વ યજ્ઞોમાં કયો યજ્ઞ ઉત્તમ જણાય છે?[૮] વિદ્વાનો કયું કર્મ કરીને ઉત્તમ ઉત્તમ સ્થાનમાં જાય છે? અથવા તો, હે વિભુ! કઈ પવિત્ર વસ્તુથી દેવતાઓ સ્વર્ગમાં જાય છે?[૯] યજ્ઞનું યજ્ઞત્વ શું છે? કોના વિષે યજ્ઞની સ્થિતિ રહેલી છે? દેવોમાં ઉત્તમ વસ્તુ કઈ છે? ઉત્તમ યજ્ઞ કયો ગણાય છે?[૧૦] તથા હે પિતા! પવિત્ર વસ્તુઓમાં પણ પવિત્ર વસ્તુ કયી છે, તે મને કહો."

એ વચન સાંભળીને પરમ ધર્મને જાણનારા વ્યાસ, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! પુત્રને સર્વ પ્રશ્નનો ઉત્તર યથાર્થ રીતે કહેવા લાગ્યા.[૧૧]

વ્યાસ કહે છેઃ-ગાયો પ્રાણીઓના આધારરૂપ છે, ગાયો પ્રાણીઓનું પરમ આશ્રય સ્થાન છે, ગાયો, પુણ્યરૂપ તથા પવિત્ર છે, તથા ગાયોરૂપી ધન પવિત્ર છે.[૧૨] એમ અમારા સાંભળવામાં આવે છે કે, પૂર્વે ગાયોને શીંગડાં ન હતાં. તે શીંગડાંને માટે ગાયોએ અવિનાશી એવા પ્રભુની ઉપાસના કરી.[૧૩] તે પછી બ્રહ્માએ જોયું તો ગાયોને ઉપવાસ કરતી દીઠી. તે ઉપરથી પ્રભુએ તે પ્રત્યેક ગાયને ઇષ્ટ વસ્તુ આપી.[૧૪]* હે પુત્ર! તે પછી તે ગાયોમાંથી જેને જેવા શીંગડાં ગમતાં હતાં તેવાં શીંગડાં ઉત્પન્ન થયાં, અને અનેક રંગની તે ગાયો શીંગડાંથી શોભવા લાગી.[૧૫] આ રીતે બ્રહ્માએ તે ગાયોને વર આપ્યો છે. તે ગાય હવ્ય અને કવ્ય આપનારી છે, શુભ, પુણ્યરૂપ, પવિત્ર, સારા ભાગ્યવાળી, તથા દિવ્ય આકારને દિવ્ય લક્ષણોવાળી છે.[૧૬] ગાય એ મોટું દિવ્ય તેજ ગણાય છે, ગાયોનું દાન પ્રશંસારૂપ છે. જે સત્પુરુષો મત્સરને છોડી દઇને ગાયોનું દાન કરે છે,[૧૭] તેઓને પુણ્યવાન કહેલા છે, અને તેઓ સર્વ દાન આપનારા છે. તથા, હે નિર્દોષ પુત્ર! તેઓ ગાયના પવિત્ર લોકમાં જાય છે.[૧૮] હે દ્વિજસત્તમ! જ્યાં મીઠાં ફળવાળાં વૃક્ષો છે, તથા દિવ્ય પુષ્પ અને ફળોથી ભરપૂર વૃક્ષો છે, તથા જ્યાં દિવ્ય અને સુગંધિ પુષ્પો છે.[૧૯] જ્યાં સર્વ ભૂમિ મણિની છે, જ્યાં સુવર્ણની વેળુ છે, જ્યાં સર્વ ઋતુમાં સુખથી સ્પર્શ કરી શકાય તેવી કાદવ વિનાની, ધૂળ વિનાની અને શુભ ભૂમિ છે,[૨૦] જ્યાં રાતા કમળનાં વનોથી, મણિના તથા રત્નોના તટોથી તથા તરુણ આદિત્યના જેવા તેજથી જલાશયો શોભે છે,[૨૧] વળી જ્યાં મોટી કિંમતના મણિના પાંદડાવાળાં, તથા સુવર્ણના રંગના કેસરોવાળાં અને શ્યામ કમળોથી યુક્ત એવાં કમળોવાળાં સરોવરો છે,[૨૨] વળી જ્યાં કરવીર(કણેર)નાં, સહસ્રાવર્ત્તનાં તથા સંતાનકનાં વૃક્ષો પ્રફુલ્લિત થવાથી નદીનો તીર સુંદર દેખાય છે,[૨૩] તથા જ્યાં નિર્મળ મોતીઓથી, મહાકાંતિવાળા મણિઓથી તથા રૂપાથી નદીનાં તીર અલંકૃત છે;[૨૪] વળી જ્યાં રંગબેરંગી સર્વ જાતનાં

* પૂર્વે ગાયોને ખરીઓ તથા શીંગડાં ન હતાં. તેની ઇચ્છાથી ગાયોએ યજ્ઞ આરંભ્યો, અને દશમે મહિને તેઓને ખરી તથા શીંગડાં થયાં. આ રીતે એક શ્રુતિમાં વર્ણવ્યું છે. તે શ્રુતિ આ પ્રમાણે છેઃ-गावो वै सत्रमासत शफान् शृङ्गाणि सिषासंत्यस्तासां दशमे मासि शफाः शृङ्गण्यजायंत इति.

રત્નોથી તથા ઉત્તમ વૃક્ષોથી નદીનાં તીર ઢંકાયલાં છે, તથા અગ્નિના જેવા કાંતિવાળા સુવર્ણથી ઢંકાયલા તીરવાળી નદીઓ છે,[૨૫] વળી જ્યાં સુવર્ણના પર્વતો છે, જેની ઉપર મણિ અને રત્નોની શિલાઓ રહેલી છે, તેવા પર્વતો સર્વ પ્રકારનાં રત્નોથી ભરપૂર, સુંદર અને ઉન્નત એવાં શિખરોથી શોભાયમાન લાગે છે,[૨૬] વળી જ્યાં નિત્ય પુષ્પો અને ફળોવાળાં વૃક્ષો છે, જેના ઉપર પક્ષીઓ બેસી રહે છે, હે ભરતર્ષભ! જ્યાં આ વૃક્ષો દિવ્ય ગંધથી, દિવ્ય રસથી, દિવ્ય પુષ્પોથી તથા દિવ્ય ફળોથી ભરપૂર હોય છે,[૨૭] હે યુધિષ્ઠિર! ત્યાં આવા પ્રદેશમાં નિત્ય પુણ્યકર્મ કરનારા પુરુષો વિહાર કર્યા કરે છે, તેઓની સર્વ કામનાઓ સિદ્ધ થયેલી હોય છે, અને તેઓ શોક તથા ક્રોધ વિનાના હોય છે.[૨૮] વળી, હે ભરતવંશી રાજા! પુણ્યકર્મ કરનારા યશસ્વી પુરુષો વિચિત્ર અને રમણીય એવાં વિમાનોમાં મોજ કરે છે.[૨૯] તથા, હે રાજન્! અપ્સરાઓનાં માંગલિક મંડળો પણ એ લોકોમાં વિહાર કરે છે. આવા પવિત્ર લોકો, હે યુધિષ્ઠિર! ગાયનું દાન કરવાથી મળે છે.[૩૦] જે પુરુષ વ્રત લઈને નિત્ય પ્રજાપતિએ કહેલાં ગાયનાં युगंधरा, सुरूपा, बहुरूपा, विश्वरूपा તથા मातरः* એવા નામ મંત્રનો જપ કરે છે, તે પુરુષ જે લોકનો અધિપતિ પૂષા છે, જેનો અધિપતિ બળવાન્ મરુત્ (પવન) છે તથા જેનો રાજા મોટા ઐશ્વર્યવાળો વરુણ દેવ છે, એવા લોકમાં જાય છે.[૩૧-૩૨] જે પુરુષ ગાયોની સેવા કરે છે, તથા સંપૂર્ણ રીતે ગાયોની પાછળ પાછળ જાય છે, તે પુરુષની ઉપર ગાયો તુષ્ટમાન થાય છે, ને તેને અત્યંત દુર્લભ એવા વરો આપે છે.[૩૩] ગાયોનો મનથી પણ દ્રોહ કરવો નહિ, પરંતુ ગાયોને નિત્ય સુખ આપવું. ગાયોનું સદા પૂજન કરવું તથા તેઓને નમસ્કાર કરવા.[૩૪] પુરુષ ઇંદ્રિયોને નિયમમાં રાખે છે, મનમાં પ્રસન્ન રહે છે અને ગાયોનું દાન આપે છે તો તેને ગાયોના જેવું સુખ મળે છે. ત્રણ દિવસ ગાયના મૂત્રને ઉનું કરીને પીવું, ત્રણ દિવસ ગાયના દૂધને ઉનું કરીને પીવું;[૩૫] ગાયનું ઉનું દૂધ પીધા પછી ત્રણ દિવસ ઉનું ઘી પીવું, ત્રણ દિવસ ગરમ ઘી પીધા પછી ત્રણ દિવસ વાયુનું ભક્ષણ કરવું;[૩૬] તે પછી જે વસ્તુથી દેવતાઓ ઉત્તમ લોકનો ઉપભોગ કરે છે, તે પવિત્રમાં પણ પવિત્ર એવા ઘીને મસ્તક ઉપર ધારણ કરવું;[૩૭] અગ્નિમાં ગાયના તે ઘીનો હોમ કરવો, ગાયના ઘીથી સ્વસ્તિવાચન કરાવવું, ગાયના ઘીનું પ્રાશન કરવું, અને ગાયના ઘીનું દાન કરવું, આમ કરવાથી ગાયોના જેવું સુખ મળે છે.[૩૮] ગાયના છાણમાંથી જે જવ નિકળે, તે જવ એક મહિનો સૂધી ખાય તો તેનાથી બ્રહ્મહત્યા સમાન સર્વ પાતકથી શુદ્ધ થવાય છે.[૩૯] દૈત્યોએ દેવોનો પરાજય કર્યો હતો, તે ઉપરથી દેવોએ આ પ્રાયશ્ચિત્ત કર્યું હતું, તેથી તેઓ પાછા દેવતાપણાને પામ્યા હતા, સારી રીતે સિદ્ધિને પામ્યા હતા, તથા મહાબળવાન્ થયા હતા.[૪૦] ગાયો પવિત્ર છે, પુણ્યરૂપ છે, પરમ અને મહાન્ પાવન કરનાર છે. તે ગાયોનું બ્રાહ્મણોને દાન દઇને મનુષ્ય સ્વર્ગ મેળવે છે.[૪૧] પવિત્ર થઇને ગાયોની મધ્યમાં બેસવું ને પવિત્ર જળથી આચમન કરીને મનમાં ગોમતી નામના મંત્રનો જપ કરે તો મનુષ્ય પવિત્ર અને નિર્મળ થાય છે.[૪૨] વિદ્યાસ્નાત તથા વેદવ્રતથી સ્નાત એવા પુણ્ય કર્મ કરનારા બ્રાહ્મણોએ અગ્નિની મધ્યમાં, ગાયોની વચ્ચે અને બ્રાહ્મણોની સભામાં[૪૩] યજ્ઞના સમાન ગોમતી નામનો મંત્ર શિષ્યોને ભણાવવો. ત્રણ રાત્રિ ઉપવાસ કરીને ગોમતી નામની ઋચાનો જે પાઠ કરે છે, તે ઋચામાં કહેવા પ્રમાણે વરને મેળવે છે;[૪૪] પુત્રની કામનાવાળો પુત્રને પામે છે, ધનની કામનાવાળો ધનને પામે છે, પતિની કામનાવાળી સ્ત્રી ભર્ત્તાને મેળવે છે. આ રીતે મનુષ્ય ગાયની સેવાથી સર્વ કામનાને મેળવે છે. ગાયોની સેવા કરવામાં આવે છે તો તે સંતુષ્ટ થાય છે અને સર્વ કામનાઓ પૂર્ણ કરે છે, તેમાં સંશય નથી.[૪૫] આ રીતે ગાયો મોટા ભાગ્યવાળી છે, યજ્ઞમાં ઉપયોગી છે, ને સર્વ કામનાને પૂરનારી છે, એમ તું જાણ. ગાયોના કરતાં બીજું શ્રેષ્ઠ નથી."[૪૬]

આ રીતે મહાત્મા પિતા વ્યાસે મહા તેજસ્વી શુકને કહ્યું, એટલે શુક નિત્ય ગાયની પૂજા કરવા લાગ્યા. માટે તું પણ ગાયની પૂજા કર.[૪૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'गायनां 'दाननुं वर्णन' ए नामनो अध्याय ८१ मो समाप्त

## અધ્યાય ૮૨ મો

### ગાયો અને લક્ષ્મીનો સંવાદ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! મેં સાંભળ્યું છે કે, ગાયના છાણમાં લક્ષ્મીનો વાસો છે. આ વિષયમાં મને સંશય છે, માટે આ વિષય હું સાંભળવાની ઈચ્છા રાખું છું.[૧]

* આ ગાયનાં નામ મંત્રમાં જે યુગંધરા વગેરે નામો છે તે અર્થને અનુસરતાં છે. युगं કહેતાં હળ ને ધરા એટલે ધારણ કરે અથવા તો સત્યાદિક યુગને ધારણ કરે તે युगंधरा. सुरूपा એટલે સુંદર રૂપવાળી; बहुरूपा એટલે અનેક રૂપ ધારણ કરનારી; विश्वरूपा એટલે અનેક આકારવાળી, અને मातरः એટલે દૂધ, દહિં, ઘી વગેરે આપીને માતાની પેઠે પોષણ કરનારી.

ભીષ્મ કહે છેઃ-આ વિષયમાં એક પુરાતન ઈતિહાસ આ પ્રમાણે કહે છે. હે ભરતસત્તમ! હે રાજા! ગાયોને અને લક્ષ્મીને પરસ્પર સંવાદ થયો હતો.[૨] તેની કથા આ પ્રમાણે છેઃ-પૂર્વે લક્ષ્મી પોતાનું શરીર સુંદર કરીને ગાયોની વચ્ચે દાખલ થઈ. ગાયો લક્ષ્મીના રૂપની સંપત્તિ જોઇને વિસ્મય પામી, અને તેના પ્રતિ બોલી.[૩]

ગાયો બોલીઃ-હે દેવિ! તું કોણ છે? કયાંથી આવી છે? પૃથ્વી ઉપર તારું રૂપ અનુપમ છે. હે મોટા ભાગ્યવાળી! તારા રૂપની સંપત્તિથી અમે વિસ્મય પામ્યાં છીએ.[૪] અને તું કોણ છે તથા તું કયાં જઇશ, તે જાણવાની ઇચ્છા રાખીએ છીએ. હે સુંદર વર્ણવાળી! આ સર્વ વાર્તા તું અમને યથાર્થ રીતે કહે.[૫]

શ્રી બોલીઃ-તમારું કલ્યાણ થાઓ! અને સર્વ લોકો મારી ઇચ્છા કરે છે. હું લક્ષ્મીને નામે ચોતરફ પ્રખ્યાત છું. મેં દૈત્યોને તજી દીધા છે, તેથી તેઓ સનાતન કાળથી દુઃખી થાય છે;[૬] અને મેં ઈન્દ્ર, સૂર્ય, સોમ, વિષ્ણુ, જલ, અગ્નિ જેવા દેવોને સ્વીકાર્યા છે, તેથી તેઓ ઘણા કાળ થયાં સુખ ભોગવે છે.[૭] મારાથી યુક્ત ઋષિઓ અને દેવો પોતાનાં કાર્ય કરી શકે છે. પરંતુ, હે ગાયો! હું જેના વિષે વાસો કરતી નથી, તેઓ સંપૂર્ણ રીતે નાશ પામે છે.[૮] ધર્મ, અર્થ અને કામ મારા પ્રવેશથી સુખી છે. હે સુખ આપનારી ગાયો! આવો મારો પ્રભાવ છે, એમ તમે જાણજો.[૯] હવે હું તમારા સર્વમાં નિત્ય વાસ કરવાની ઇચ્છા રાખું છું, અને એટલા માટે હું તમારી પાસે આવીને તમને પ્રાર્થના કરું છું કે, તમે લક્ષ્મીથી સેવાયલાં થાઓ (અર્થાત્ લક્ષ્મીયુક્ત થાઓ)![૧૦]

ગાયો બોલીઃ-તું અધ્રુવ છે, ચપળા છે, ઘણાની સાથે સામાન્ય રીતે સંબંધ રાખે છે, માટે અમે તને અમારી સાથે રાખવાની ઇચ્છા કરતી નથી. તારું કલ્યાણ થાઓ, અને જ્યાં તારે રમવું હોય ત્યાં તું જા.[૧૧] અમે બધી શરીરે હૃષ્ટપુષ્ટ છીએ તો અમારે તારું શું પ્રયોજન છે? તારે ગમે ત્યાં જા. (અમારાં પ્રશ્નનો ખુલાસો કરી) તેં અમને કૃતકાર્ય કર્યાં છે.[૧૨]

શ્રી બોલીઃ-હે ગાયો! તમે મને અભિનંદન આપતાં નથી, એ વાત શું તમને યોગ્ય છે? હું દુર્લભ અને સતી છું, તેને તમે હમણાં શામાટે ગ્રહણ કરતી નથી?[૧૩] હે સુંદર આચરણવાળી ગાયો! જગતમાં એવી લોકવાણી છે કે, મનુષ્ય પંડે સામો ચાલીને જાય છે તો તેનો ખરેખર પરાભવ થાય છે એ વાત ખરી છે.[૧૪] મનુષ્યો, દેવો, દાનવો, ગંધર્વો, પિશાચો, ઉરગો (સર્પો) અને રાક્ષસો મોટાં ઉગ્ર તપ કરીને મારી સેવા કરે છે.[૧૫] હે ગાયો! તમારો પ્રભાવ એવો છે, માટે તમે મને ગ્રહણ કરો. હે શાંત ગુણની ગાયો! સ્થાવરજંગમાત્મક ત્રણ લોકમાં તમારે મારું અપમાન કરવું યોગ્ય નથી.[૧૬]

ગાયો બોલીઃ-હે દેવિ! અમે તારું અપમાન કરતી નથી, તેમ તારો પરાભવ પણ કરતી નથી, પરંતુ તું અધ્રુવ (અનિત્ય) છે અને ચંચળ ચિત્તની છે, માટે તારો ત્યાગ કરીએ છીએ.[૧૭] વધારે કહેવામાં શું ફળ છે? તને જ્યાં ગમતું હોય ત્યાં તું જા. અમે સૌ શરીરે હૃષ્ટપુષ્ટ છીએ. હે નિર્દોષ લક્ષ્મી! અમારે તારું શું પ્રયોજન હોય?[૧૮]

લક્ષ્મી બોલીઃ-હે માન આપનારી ગાયો! તમે મારું અપમાન કરશો તો સર્વ જગત્ મારું અપમાન કરશે, માટે તમે મારા ઉપર કૃપા કરો.[૧૯] તમે મોટાં ભાગ્યવાળાં છો, શરણાગતનું પાલન કરનારાં છો, માટે હું કે જે તમારે શરણે આવી છું, નિત્ય તમારી સેવા કરું છું, અને નિર્દોષ છું તેની તમે રક્ષા કરો.[૨૦] તમે નિત્ય કલ્યાણ કરનારાં છો, માટે હું તમારી પાસેથી સન્માનને ઇચ્છું છું. હું તમારાં અંગોમાંના કોઈ એક પણ કુત્સિત અંગમાં વાસ કરવાની ઇચ્છા રાખું છું, પછી તે ગમે તેવું નિંદિત અંગ હોય. પરંતુ, હે નિર્દોષ ગાયો! તમારા અંગોમાંથી કોઈ પણ અંગ કુત્સિત જાણવામાં આવતું નથી. તમે પુણ્યવાન્ છો, પવિત્ર છો, ઉત્તમ ભાગ્યશાળી છો, માટે મને આજ્ઞા કરો.[૨૧-૨૨] હું તમારા શરીરમાં કયાં વાસ કરું, તે તમે મને કહેવાને યોગ્ય છો.

આ રીતે ગાયોને લક્ષ્મીએ કહ્યું, એટલે માંગળિક તથા દયાળુ અને વત્સલતા ધરાવનારી સર્વ ગાયો એકઠી થઈ, અને, હે રાજા! પરસ્પર વિચાર કરીને લક્ષ્મીને કહેવા લાગી,[૨૩] "હે યશસ્વિનિ! અમારે અવશ્ય તારું સન્માન કરવું જોઇએ. માટે, હે કલ્યાણિ! તું અમારા છાણમાં તથા મૂત્રમાં વાસ કર, કારણ કે અમારી તે વસ્તુ પવિત્ર છે.[૨૪]

લક્ષ્મી બોલીઃ-તમે મારા ઉપર આ અનુગ્રહરૂપ પ્રસાદ કર્યો છે. હે સુખ દેનારી ગાયો! તમે મારો સત્કાર કર્યો છે. તમારું કલ્યાણ થાઓ![૨૫]

હે ભરતવંશી રાજા! આ રીતે લક્ષ્મી ગાયોની સાથે ઠરાવ કરીને ગાયોના દેખતાં જ ત્યાં અદૃશ્ય થઈ ગઈ.[૨૬] હે પુત્ર! આ રીતે મેં તને ગાયના છાણનું માહાત્મ્ય વર્ણવી બતાવ્યું. હવે હું ફરીથી ગાયોનું માહાત્મ્ય કહું છું, તે તું સાંભળ.[૨૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'श्रीगो संवाद' ए नामनो अध्याय ८२ मो समाप्त

## અધ્યાય ૮૩ મો

### ગોલોક દેવલોક ઉપર શામાટે છે?

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર રાજા! જેઓ ગાયનું દાન કરે છે તથા જેઓ અગ્નિમાં હોમ કરીને બચેલા અન્નનો આહાર કરે છે, તેઓ નિત્ય સત્રો તથા યજ્ઞો કરે છે એમ જાણવું.[૧] દૂધ તથા દહિં વગર યજ્ઞ થઈ શકતો નથી, પરંતુ દૂધ તથા દહિંથી યજ્ઞ સિદ્ધ થઈ શકે છે. એટલા માટે હું એને યજ્ઞનું મૂળ કહું છું.[૨] સર્વ દાનોમાં ગાયનું દાન શ્રેષ્ઠ ગણાય છે, કારણ કે ગાયો શ્રેષ્ઠ તથા પવિત્ર છે, અને ઉત્તમ પવિત્ર કરનારી વસ્તુ છે.[૩] આ ગાયોની પુષ્ટિને માટે તથા શાન્તિને માટે પણ તેમને સેવવી યોગ્ય છે. આ ગાયોનું દૂધ, દહિં તથા ઘી સર્વ પાપમાંથી મુક્ત કરનારું છે.[૪] આ લોકમાં તથા પરલોકમાં ગાયને પરમ તેજરૂપ કહી છે. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ગાયના કરતાં વિશેષ પવિત્ર કોઈ પણ પ્રાણી નથી.[૫] હે યુધિષ્ઠિર! આ વિષયમાં એક પુરાતની ઇતિહાસમાં પિતામહનો તથા ઇંદ્રનો આ પ્રમાણે સંવાદ છે.[૬] દૈત્યો હારી ગયા પછી ત્રણ ભુવનનો ઈશ્વર શક્ર તથા સત્યમાં અને ધર્મમાં પરાયણ રહેનારી સર્વ પ્રજા હર્ષમાં આવી ગઈ.[૭] તે પછી એક દિવસે ઋષિઓ, ગંધર્વો, કિન્નરો, ઉરગો, રાક્ષસો, દેવો, અસુરો, સુપિર્ણો તથા પ્રજાપતિઓ,[૮] નારદ, પર્વત (હિમવાન્), વિશ્વાવસુ, હાહા, હૂહૂ વગેરે, હે કૌંતેય! બ્રહ્માની સેવા કરી રહ્યા હતા.[૯] દિવ્ય તાનો આપતાં આપતાં અને ગાતાં ગાતાં તેઓ તે પ્રભુની ઉપાસના કરતા હતા ત્યારે ત્યાં પવન દિવ્ય પુષ્પોને વેરી રહ્યો હતો,[૧૦] જૂદી જૂદી ઋતુઓ પણ જાત જાતનાં સુગંધી પુષ્પો લાવીને ભેટ કરતી હતી. આ રીતે ત્યાં સર્વ દેવોનો અને પ્રાણીઓનો સમુદાય એકઠો થયો હતો,[૧૧] તેમાં દેવતાઈ વાજીત્રો વાગી રહ્યાં હતાં, દેવતાઈ સ્ત્રીઓની અને ચારણોની ભીડ થઈ હતી. તે સમયે ઇંદ્રે દેવોના ઈશ (પિતામહ)ને (બ્રહ્માને) પ્રણામ કરી પૂછ્યું;[૧૨] "હે ભગવન્! હે પિતામહ! દેવોના તથા લોકપાળોના લોકોની પણ ઉપર ગોલોક છે, તેનું શું કારણ છે? એ જાણવાની મને ઇચ્છા છે.[૧૩] હે ઈશ્વર! ગાયોએ એવું શું તપ અથવા બ્રહ્મચર્ય પાળ્યું છે કે જેથી દોષ રહિત ગાયો દેવોની ઉપર સુખમાં નિવાસ કરે છે?"[૧૪]

તે પછી બળ દૈત્યનો નાશ કરનારા શક્રને બ્રહ્માએ કહ્યું:-"હે બળ દૈત્યનો નાશ કરનારા ઇંદ્ર! તું ગાયોનું નિત્ય અપમાન કરે છે.[૧૫] તેથી તું ગાયોનું માહાત્મ્ય જાણતો નથી. માટે, હે પ્રભુ! ગાયોનું માહાત્મ્ય કહું છું તે સાંભળ. હે દેવના રાજા! હું તને ગાયોનો પરમ પ્રભાવ તથા માહાત્મ્ય કહું છું.[૧૬] હે વાસવ! ગાયોને યજ્ઞનું અંગ કહી છે, તથા તેને યજ્ઞરૂપ જ કહી છે, ગાયો વિના કોઈ પણ રીતે યજ્ઞ થઈ શકે નહિ.[૧૭] ગાયો પોતાનાં દૂધ તથા ઘીથી પ્રજાનું રક્ષણ કરે છે, અને તેઓના પુત્રો (બળદો) પણ કૃષિયોગ સેવે છે. ખેડવાનું કામ કરે છે.[૧૮] તેથી અનેક જાતનાં ધાન્યો અને બીજો ઉત્પન્ન થાય છે, તેનાથી યજ્ઞો થઈ શકે છે, તથા સર્વ જાતનાં હવ્ય અને કવ્ય થાય છે.[૧૯] હે સુરાધિપ! પવિત્ર એવી ગાયો દૂધ, દહિં, તથા ઘી આપે છે, અને ક્ષુધા તથા તૃષાથી દુઃખી થઈને અનેક જાતના ભાર ઉપાડે છે,[૨૦] અને કર્મોથી મુનિઓનું અને પ્રજાનું આ લોકમાં પોષણ કરે છે. વળી, હે વાસવ! પુણ્ય કર્મ કરનારી છે, અને કપટ રહિત શુદ્ધ વ્યવહાર કરનારી છે.[૨૧] આવાં કારણોથી ગાયો સદૈવ આપણી ઉપર વાસ કરે છે. હે શક્ર! ગાયો આપણા ઉપર શામાટે રહે છે, તેનું કારણ આજે મેં તને કહ્યું.[૨૨]

ગાયો દેવોની ઉપર વાસ કરે છે. તેનું કારણ, હે શતક્રતુ! મેં તને કહ્યું. આ ગાયોને બ્રહ્માએ વર આપ્યો છે. વળી, હે વાસવ! ગાયો પણ વર આપનારી છે.[૨૩] આ ગાયો પુણ્યકર્મ કરનારી છે, પાવન છે, શુભ લક્ષણવાળી છે. આ સુરભિઓ, હે દેવશ્રેષ્ઠ! શામાટે સ્વર્ગમાં ગઈ હતી,[૨૪] તે હું તને સંપૂર્ણ રીતે કહું છું તે, હે બળદૈત્યનો નાશ કરનારા! તું સંપૂર્ણ રીતે સાંભળ. હે તાત! પૂર્વે સત્યયુગમાં મહાત્મા દેવતાઓ,[૨૫] ત્રણ લોક ઉપર રાજ્ય કરતા હતા, અને અદિતિના ઉદરમાં વિષ્ણુ હતા, તે સમયે તે એક ઘોર અતિ દુશ્ચર તપ આચરતી હતી.[૨૬] હે અમરશ્રેષ્ઠ! પુત્રને માટે એક પગ ઉપર ઉભી રહીને મહાન્ તપ કરતી તે મહાદેવીને જોઇને નિત્ય વર આપનારી,[૨૭] દેવિ સુરભિ નામની દક્ષની પુત્રી જે ધર્મપરાયણ હતી, તે પણ હર્ષમાં આવી જઇને ભયંકર તપ કરવા લાગી.[૨૮] સુરભિ પરમ યોગ ધારણ કરીને દેવો તથા ગંધર્વોથી સેવાયલા કૈલાસના શિખર ઉપર એક પગપર ઉભી રહીને તપ કરવા લાગી.[૨૯] એક લાખ વર્ષ સૂધી તેણે એવું તપ કર્યું કે, તેના તપથી દેવતાઓ, ઋષિઓ, અને મહાન્ ઉરગો સારી રીતે તપી ઉઠ્યા,[૩૦] અને તેઓ મારી સાથે તેની પાસે ગયા, ને તે કલ્યાણીની સેવા કરવા લાગ્યા. તે પછી મેં તે તપસ્વી દેવીને કહ્યું: 'હે દેવિ! હે નિર્દોષ સુરભિ! તું શામાટે આ ભયંકર તપ કરે છે?[૩૧] હે મોટા ભાગ્યવાળી સ્ત્રી! હે શોભના! હું તારા આ તપથી પ્રસન્ન થયો છું.[૩૨] હે દેવિ! તું વર માગ, હું તને આપીશ.' આ રીતે હે પુરંદર (ઇન્દ્ર)! મેં સુરભિને કહ્યું.[૩૩]

સુરભિ બોલીઃ–હે લોકના પિતામહ ! હે ભગવન્! મને વરનું કામ નથી. હે નિર્દોષ બ્રહ્મા! તું આજ મારા ઉપર પ્રસન્ન થયો, એ જ તેં મને વર આપ્યો સમજ.[૩૪]

બ્રહ્મા બોલ્યાઃ–હે ત્રિદશેશ્વર! દેવી સુરભિ આ રીતે બોલતી હતી. તેના પ્રતિ મેં જે વચન કહ્યું હતું તે, હે દેવેંદ્ર! હે શચિપતિ! તું સાંભળ.[૩૫] 'હે દેવિ! હે શુભવદનિ! તેં લોભ વિના તથા કામના વિના તપ કર્યું છે તેથી હું પ્રસન્ન થયો છું, તેથી હું તને અમરપણું આપું છું.[૩૬] તું ત્રણે લોકોની ઉપર નિવાસ કરીશ, અને મારી કૃપાથી તારો લોક ગોલોકને નામે પ્રખ્યાત થશે.[૩૭] હે મોટાં ભાગ્યવાળી સુરભિ! મનુષ્ય લોકમાં શુભ કર્મ કરનારા મનુષ્યો તારી પ્રજા થશે, અને તારી સર્વ પુત્રીઓ આ ગોલોકમાં વાસ કરશે.[૩૮] હે દેવિ! હે કલ્યાણિ! તું મનમાં દેવતાઈ તથા લૌકિક જે જે ભોગોનું ચિંતન કરીશ તેઓ તથા જે સુખનું સ્મરણ કરીશ, તે સર્વ સુખ તને મળશે.'[૩૯] હે સહસ્રાક્ષ! ગાયના લોકો સર્વ કામનાથી ભરપૂર છે. ત્યાં મૃત્યુ, જરા કે અગ્નિ બીજાનો પરાભવ કરી શકતા નથી.[૪૦] હે વાસવ! ત્યાં કોઈ પણ રીતનું ભાગ્ય મનુષ્યને નડતું નથી, તેમ ત્યાં કોઇપણ જાતનું અશુભ પણ થતું નથી. ત્યાં દિવ્ય અરણ્યો અને દિવ્ય ભવનો છે.[૪૧] વળી, હે ઇંદ્ર! સારી રીતે જોડેલાં અને ઇચ્છાનુસાર ચાલનારાં વિમાનો ત્યાં છે. બ્રહ્મચર્યથી, તપથી, સત્યથી, દમથી,[૪૨] વિવિધ પ્રકારનાં દાનોથી, પુણ્યોથી, તથા તીર્થોની સેવા કરવાથી, મહાન્ તપ કરવાથી, અને પુણ્યકર્મ કરવાથી,[૪૩] હે પુષ્કરેક્ષણ! આવો ગોલોક મેળવવાને શક્ય થાય છે. હે શક્ર! તેં મને પ્રશ્ન કર્યો, તે ઉપરથી આ સર્વ મેં તને કહ્યું છે.[૪૪] માટે હે અસુરનો નાશ કરનારા! તારે ગાયોનો પરાભવ કરવો નહિ.[૪૫]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! આ કથા સાંભળીને સહસ્રાક્ષ નિત્ય ગાયોની પૂજા કરવા લાગ્યો, અને તેઓના તરફ ઘણાં માનથી વર્તવા લાગ્યો.[૪૬] હે મોટી કાંતિવાળા! આ પરમ પવિત્ર તથા પવિત્ર કરનારું ગાયોનું સર્વ ઉત્તમ માહાત્મ્ય મેં તને કહ્યું.[૪૭] હે પુરુષોમાં વાઘસમાન! સર્વ પ્રકારનાં પાપોને હણનારું એવું ગાયોનું માહાત્મ્ય મેં તને કહ્યું છે. જે પુરુષ મનને સાવધાન કરીને આ કથા નિત્ય બ્રાહ્મણોને હવ્ય અને કવ્ય આપવાના સમયે અને યજ્ઞોમાં તથા શ્રાદ્ધોમાં સંભળાવે છે, તેના પિતૃઓ જે જે કામનાઓ કરે છે, તે તે કામનાઓ અન્યથા રીતે તેઓને મળે છે.[૪૮-૪૯] ગાયોની ભક્તિ કરનારો પુરુષ જે જે વસ્તુની ઇચ્છા કરે છે, તે તે વસ્તુને મેળવે છે. તે પ્રમાણે જ જે સ્ત્રીઓ ગાયની ભક્ત છે, તેઓ પણ કામનાઓને પ્રાપ્ત કરે છે.[૫૦] પુત્રની ઇચ્છાવાળો પુત્રને મેળવે છે, ધનની ઇચ્છાવાળો ધનને મેળવે છે, કન્યાની ઇચ્છાવાળો કન્યાને મેળવે છે, ધર્મની ઇચ્છાવાળો ધર્મને મેળવે છે.[૫૧] વિદ્યાર્થી વિદ્યાને સંપાદન કરે છે, સુખની ઇચ્છાવાળો સુખને મેળવે છે. હે ભરતવંશી રાજા! ગાયના ભક્તને કોઈ વસ્તુ દુર્લભ નથી.[૫૨]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'गोलोकवर्णन' ए नामनो अध्याय ८३ मो समाप्त

## અધ્યાય ૮૪ મો

### ગાયનાં તથા સુવર્ણનાં દાનનું માહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભીષ્મ પિતામહ! પિતામહે ગાયોના દાનને સર્વના કરતાં શ્રેષ્ઠ કહ્યું છે. તેમાં પણ ધર્મનું અવલોકન કરનાર નરેંદ્રોને વિશેષે કરીને ગાયોનું દાન દેવા માટે કહ્યું છે.[૧] કારણ કે રાજ્ય હમેશાં દુઃખદાયક છે, અને અજ્ઞાની મનુષ્યો તેને ચલાવી શકતાં નથી, તેમ રાજાઓની ઘણું કરીને શુભ ગતિ પણ થતી નથી.[૨] જે રાજા પૃથ્વીનું દાન કરે છે તે રાજાઓ નિત્ય પવિત્ર નિયમિત રીતે પવિત્ર થાય છે. હે કુરુનંદન! તમે મને સર્વ ધર્મ કહ્યા છે.[૩] એ પ્રમાણે જ નૃગરાજાએ ગાયોનું દાન કર્યું હતું. તે વિષે પણ તમે મને કથા કહી, તથા ઋષિ નાચિકેતે પણ પૂર્વે જ ગાયોના દાન વિષે કહેલું છે.[૪] વેદોમાં ને ઉપનિષદોમાં કહ્યું છે કે, સર્વ કર્મમાં તથા સર્વ યજ્ઞોમાં ભૂમિનું, ગાયનું, અને સુવર્ણનું દાન દેવું.[૫] તેમાં પણ શ્રુતિમાં કહ્યું છે કે;–સુવર્ણની દક્ષિણા ઉત્તમ છે. હે પિતામહ! એ વાત હું યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું.[૬] સુવર્ણ એ શો પદાર્થ છે? તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે? કયે સમયે થઈ છે? અને તેનું સ્વરૂપ શું છે? સુવર્ણના દેવ કોણ છે? સુવર્ણના દાનનું ફળ શું છે? સુવર્ણ શા માટે ઉત્તમ કહેવાય છે?[૭] વિદ્વાનો સુવર્ણની પૂજા કરે છે, અને યજ્ઞોમાં શા માટે સુવર્ણની દક્ષિણા વખણાય છે?[૮] વળી સુવર્ણ ભૂમિના કરતાં તથા ગાયોના કરતાં શ્રેષ્ઠ શા માટે ગણાય છે? તથા દક્ષિણામાં ઉત્તમ શા માટે ગણાય છે? તે હે પિતામહ! મને કહો.[૯]

ભીષ્મ કહે છેઃ–હે રાજા! તું સાવધાન થઈને તેનાં ઘણાં કારણોને વિસ્તારથી સાંભળ. મેં સુવર્ણની ઉત્પત્તિ વિષે અનુભવ કર્યો છે (તે હું તને કહું છું).[૧૦]

મારા મહાતેજસ્વી પિતા શાન્તનુ મરણ પામ્યા, તેનું શ્રાદ્ધ કરવા માટે હું ગંગાદ્વાર નામના સ્થાનમાં ગયો.[૧૧] હે પુત્ર! મેં ગંગાદ્વારમાં જઇને પિતાનું શ્રાદ્ધકર્મ આરંભ્યું. આ શ્રાદ્ધકર્મમાં મારી માતા જાહ્નવીએ તે સમયે મને સહાયતા કરી હતી.[૧૨] મેં તે સમયે ત્યાં ઘણા સિદ્ધ પુરુષોને, ઋષિઓને મારા સન્મુખ બેસાડીને જળદાનથી આરંભીને સર્વ કર્મ કર્યાં.[૧૩] મેં સાવધાન થઇને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પૂર્વનાં કર્મ સમાપ્ત કર્યાં. પછી મેં યથાર્થ રીતે પિંડદાન દેવાનો જેવા આરંભ કર્યો કે,[૧૪] હે રાજા! સુંદર બાજુબંધવાળો, વિશાળ આભરણોથી શોભાયમાન એવો એક બાહુ દર્ભાસનમાંથી બહાર નિકળ્યો.[૧૫] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે હાથ બહાર નિકળ્યો જોઇને મને પરમ વિસ્મય થયો. કારણ કે પ્રતિગ્રહિતા (ગ્રહણકર્તા) સાક્ષાત્ મારા પિતા હતા.[૧૬] તે પછી, હે રાજા! તેને માટે મેં શાસ્ત્રનો વિચાર કર્યો, તો મને ફરીને જ્ઞાન થયું કે, હાથમાં પિંડ આપવા માટે વેદોમાં વિધાન કર્યું નથી.[૧૭] તે પછી મને એવી મતિ થઈ કે પુરુષે પિંડ આપવો જોઇએ, પરંતુ મનુષ્યે આપેલા પિંડને પિતૃઓ કોઈ દિવસ સાક્ષાત્ ગ્રહણ કરતા નથી;[૧૮] પણ પિંડદાન દર્ભના ઉપર કરવામાં આવે છે, અને તે તેઓ લે છે. આવો વિચાર કર્યા પછી મેં પિતાના પ્રત્યક્ષ હાથનો અનાદર કર્યો,[૧૯] અને પિંડ દેવાના વિધિવિષેનાં શાસ્ત્રનાં સૂક્ષ્મ પ્રમાણનું સારી રીતે સ્મરણ કર્યું, અને પછી, હે ભરતર્ષભ! દર્ભની ઉપર સર્વ પિંડ આપ્યા.[૨૦] હે રાજા! મેં શાસ્ત્રોક્ત માર્ગને અનુસરીને પિંડદાન કર્યું, એમ તારે જાણવું. આ રીતે પિંડ આપ્યા પછી, હે રાજા! મારા પિતાનો બાહુ અંતર્ધાન થઈ ગયો.[૨૧] તે પછી, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! નિદ્રામાં સર્વ પિતૃઓએ મને દર્શન આપ્યાં, અને પ્રસન્ન થઇને તેઓ મારા પ્રતિ બોલ્યા કે,[૨૨] 'અમે તારા આવાં જ્ઞાનથી પ્રસન્ન થયા છીએ; કારણ કે તું ધર્મના વિષયમાં મોહ પામતો નથી (ભૂલ કરતો નથી). હે રાજા! તેં આ વિષયમાં શાસ્ત્રને પ્રમાણ માનીને,[૨૩] તારા પોતાના આત્માને, ધર્મને, શાસ્ત્રને, વેદોને, પિતૃઓને, ઋષિઓને, સાક્ષાત પિતામહ બ્રહ્માને, ગુરુઓને અને પ્રજાપતિને[૨૪] પ્રમાણ માન્યા છે, અને તેં તેઓના સ્થાનમાંથી તેમને ચલાયમાન કર્યા નથી. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તેં આજે આ કામ યથાર્થ રીતે કર્યું છે,[૨૫] પરંતુ ભૂમિને માટે અને ગાયને માટે સુવર્ણનું દાન દે. હે ધર્મજ્ઞ! સુવર્ણનું દાન દેવાથી અમે સર્વે તથા અમારા સર્વે પિતામહો,[૨૬] પવિત્ર થઇશું; કારણ કે સુવર્ણ પરમ પવિત્ર કરનારું છે. જેઓ સુવર્ણનું દાન દે છે, તેઓ દશ થઈ ગયેલા પૂર્વજોને તથા દશ થનારા પૂર્વજોને તારે છે.'[૨૭]

આ રીતે મારા પિતૃઓએ મને કહ્યું. તે પછી, હે રાજા! હે વિશાંપતિ! હું આશ્ચર્ય પામ્યો અને થોડી વાર પછી હું જાગૃત થયો.[૨૮] અને, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મેં સુવર્ણનું દાન દેવાનો વિચાર કર્યો. હે રાજા! વળી આ એક પુરાતન ઇતિહાસ તું સાંભળ.[૨૯] તે જમદગ્નિના પુત્ર પરશુરામનો કહેલો છે; તે ધન તથા આયુષ્યને આપનાર છે. જમદગ્નિના પુત્ર પરશુરામ ઘણા જ ક્રોધી હતા.[૩૦] પૂર્વે એકવીશ વાર તેણે પૃથ્વીને નક્ષત્રી કરી હતી. કમળ જેવા નેત્રવાળા અને વીર એવા તે પરશુરામે, હે મહારાજ! આખી પૃથ્વીને જિત્યા પછી,[૩૧] બ્રાહ્મણો તથા ક્ષત્રિયોથી પૂજાતો સર્વ કામનાને પૂરનારો એવો અશ્વમેધ નામનો યજ્ઞ કર્યો.[૩૨] આ અશ્વમેધ યજ્ઞ સર્વ પ્રાણીઓને પવિત્ર કરનારો હતો, તેજની તથા દ્યુતિની વૃદ્ધિ કરનારો હતો, પાપરહિત અને તેજસ્વી એવા પરશુરામે તે અશ્વમેધ યજ્ઞ કર્યો,[૩૩] પરંતુ તે યજ્ઞના ફળથી પોતે પાપરહિત થયા હોય એમ માન્યું નહિ. મહાત્મા પરશુરામે મહાયજ્ઞ કરીને દક્ષિણા આપી,[૩૪] અને પછી ભૃગુકુલોત્પન્ન પરશુરામના મનમાં દયા ઉત્પન્ન થઈ. તે ઉપરથી તેણે શાસ્ત્રસંપન્ન દેવો તથા ઋષિઓને પ્રશ્ન કર્યો કેઃ–ભયંકર કર્મ કરનારા પુરુષોને જે વસ્તુ સંપૂર્ણ રીતે પાવન કરનારી હોય તે, હે મોટા ભાગ્યવાળાઓ! મને કહો.'[૩૫]

આ રીતે દયાવાન થઈ પ્રશ્ન કર્યો, એટલે વેદ તથા શાસ્ત્ર જાણનારા મહર્ષિઓએ તેમને કહ્યું:[૩૬] "હે રામ! તમે બ્રાહ્મણોનો સત્કાર કરો. વેદમાં તેને માટે પ્રમાણ જોવામાં આવે છે. વળી તમારે ફરીથી પવિત્ર વસ્તુ વિષે બ્રહ્મર્ષિઓને પણ પ્રશ્ન પૂછવો,[૩૭] અને તે મહા બુદ્ધિમાન્ બ્રહ્મર્ષિઓ જે પ્રમાણે કરવાનું કહે, તે પણ તમારે કરવું."

તે ઉપરથી દેવર્ષિ વસિષ્ઠને, અગસ્ત્યને અને કશ્યપને[૩૮] મહાતેજસ્વી ભૃગુપુત્ર પરશુરામે તેજ વાત પૂછી:–'હે વિપ્રેન્દ્રો! હું કેવી રીતે પવિત્ર થાઉં? આવી મારી ઇચ્છા થઈ છે.[૩૯] કયું કર્મ કરવાથી અથવા કયું દાન કરવાથી હું પવિત્ર થાઉં? હે મહાત્માઓ! હે તપોધનો! તમારી મારા ઉપર અનુગ્રહ કરવાની બુદ્ધિ થઈ હોય તો તમે મને કહો કે, કઈ વસ્તુ મને પવિત્ર કરે?'[૪૦]

ઋષિઓ કહે છે;–હે ભૃગુનંદન! હે ભાર્ગવ! અમે એમ સાંભળ્યું છે કે; પાપ કરનારો પુરુષ ગાયનું, ભૂમિનું અને ધનનું દાન દઇને પવિત્ર થાય છે.[૪૧] હે વિપ્રર્ષિ! તે સિવાય મહાન્ પવિત્ર કરનારી એક બીજી

વસ્તુનું દાન છે તે તું સાંભળ. તે અગ્નિનું સંતાન છે, દિવ્ય છે, અને તેનો આકાર અદ્દભુત છે.[૪૨] પૂર્વે અગ્નિએ લોકો(જગત)ને બાળી નાંખ્યા પછી તેના વીર્યમાંથી આ બીજી વસ્તુ ઉત્પન્ન થઈ છે, અને તેનું નામ સુવર્ણ છે, એમ અમે સાંભળ્યું છે. તેનું તું દાન કરશે તો તને સિદ્ધિ મળશે.[૪૩]

તે પછી ઉત્તમ વ્રત કરનારા ભગવાન્ વસિષ્ઠ બોલ્યાઃ–હે રામ! અગ્નિના જેવી કાન્તિવાળું સુવર્ણ કેવી રીતે ઉત્પન્ન થયું છે, તે (હું તને કહું છું તે) તું સાંભળ.[૪૪] વળી સુવર્ણ તને ફળ આપશે, કારણ કે તે દાનમાં ઉત્તમ કહેવાય છે. સુવર્ણનું સ્વરૂપ કેવું છે? કોનાથી ઉત્પન્ન થયું છે? તથા કેવાં ઉત્તમ ગુણવાળું છે?[૪૫] તે, હે મોટા બાહુવાળા રામ! સર્વ હું તને કહું છું, તે તું સાંભળ. આ સુવર્ણ અગ્નિસોમ સ્વરૂપ છે. અર્થાત્ અગ્નિનો અને સોમનો બન્નેનો તેનામાં અંશ છે, એમ તારે નિશ્ચયપૂર્વક જાણવું.[૪૬] અજ (બકરું) અગ્નિરૂપ છે, અર્થાત્ અજનું દાન કરવાથી અગ્નિલોક મળે છે; મેષ (ગાડર) વરુણરૂપ છે, અર્થાત્ ગાડરનું દાન કરવાથી વરુણલોક મળે છે; ઘોડો સૂર્યરૂપ છે, અર્થાત્ ઘોડાનું દાન કરવાથી સૂર્યલોક મળે છે, આમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. હાથીઓ અને મૃગો નાગરૂપ છે, અર્થાત્ તેઓનું દાન કરવાથી નાગલોક મળે છે; પાડાઓ આસુરરૂપ છે, અર્થાત પાડાના દાનથી આસુરલોક મળે છે.[૪૭] હે ભૃગુનંદન! કુકડાંઓ અને ડુક્કરો રાક્ષસરૂપ છે, અર્થાત્ તેઓનું દાન કરવાથી રાક્ષસલોક મળે છે; યજ્ઞ, ગાયો, દૂધ, તથા સોમ આ સર્વ ભૂમિનું રૂપ છે, અર્થાત્ તે તે પદાર્થના દાનથી ભૂમિનો લાભ થાય છે. આ રીતે ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.[૪૮] તેજના ઢગ સમાન સુવર્ણને આખા જગતનું મથન કરીને ઉત્પન્ન કરવામાં આવ્યું છે. માટે, હે વિપ્રર્ષિ! સુવર્ણ ઉપર કહેલા પદાર્થોના કરતાં અત્યંત ઉત્તમ રત્ન ગણાય છે,[૪૯] અને એટલા કારણથી દેવો, ગંધર્વો, સર્પો, રાક્ષસો, મનુષ્યો તથા પિશાચો સાવધાન થઈને સુવર્ણને ધારણ કરે છે.[૫૦] અને, હે ભૃગુવંશના શ્રેષ્ઠ પુત્ર! મુકુટો, બાજુબંધો વગેરે સુવર્ણનાં જાતજાતનાં અસંખ્ય આભૂષણોને ધારણ કરીને તેઓ શોભાયમાન લાગે છે.[૫૧] તે માટે સુવર્ણને સર્વ પવિત્ર પદાર્થોના કરતાં પણ પવિત્ર કહ્યું છે. હે મનુષ્યોમાં ઉત્તમ પરશુરામ! સુવર્ણ, ભૂમિના કરતાં, ગાયોના કરતાં અને રત્નોનાં કરતાં પણ ઉત્તમ છે, એમ તું જાણ.[૫૨] હે વિભો! પૃથ્વીનું દાન, ગાયનું દાન તથા બીજું પણ કંઈ દાન આપ્યું હોય, તેના કરતાં સુવર્ણનું દાન વિશેષ ઉત્તમ ગણાય છે.[૫૩] હે અમરદ્યુતિ! સુવર્ણ અક્ષય છે તથા પવિત્ર કરનારું છે; માટે પવિત્ર કરનારાં અને ઉત્તમ એવા સુવર્ણનું દાન ઉત્તમ બ્રાહ્મણોને આપો.[૫૪] સર્વ પ્રકારની દક્ષિણાઓમાં સુવર્ણના દાનનો જ વિધિ છે. જેઓ સુવર્ણનું દાન આપે છે, તેઓ સર્વનું દાન કરનારા છે.[૫૫] જેઓ સુવર્ણનું દાન કરે છે તેઓ દેવનું દાન કરે છે; કારણ કે અગ્નિ સર્વ દેવતારૂપ છે, અને સુવર્ણ અગ્નિરૂપ છે;[૫૬] તે માટે સુવર્ણનું દાન કરનારો સર્વ દેવોનું દાન કરે છે. હે પુરુષવ્યાઘ્ર! સુવર્ણના દાન જેવું બીજું ઉત્તમ દાન જણાયું નથી.[૫૭] હે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ વિપ્રર્ષિ! હું સુવર્ણના દાનનું માહાત્મ્ય તને કહું છું, તે તું સાંભળ.[૫૮]

હે ભૃગુનંદન! પૂર્વે પુરાણમાં મારા સાંભળવામાં એ આવ્યું હતું તે પ્રજાપતિએ જે પ્રમાણે કહ્યું હતું તેમ જ ત્યાં છે.[૫૯] હે ભૃગુકુળ શ્રેષ્ઠ! શૂલપાણિ મહાત્મા ભગવાન્ રુદ્રનો શ્રેષ્ઠગિરિ હિમાચળ ઉપર,[૬૦] હે ભૃગુનંદન! દેવી રુદ્રાણીની સાથે વિવાહ થયો, અને ત્યારે મહાત્મા શંકરનો તથા દેવીનો સમાગમ (સંયોગ) થયો.[૬૧] તે ઉપરથી સર્વે દેવોને ઉદ્વેગ થયો અને રુદ્રની પાસે ગયા. તેઓએ (યોગમાં) બેઠેલા મહાદેવને અને વરદાન આપનારી દેવી ઉમાને[૬૨] મસ્તકથી નમસ્કાર કરી પ્રસન્ન કર્યા, અને પછી સર્વ દેવતાઓ રુદ્ર પ્રતિ કહેવા લાગ્યાઃ–'હે નિર્દોષ દેવ! આ દેવનો દેવી સાથે સમાગમ છે,[૬૩] તપસ્વીનો તપસ્વિની દેવી સાથે યોગ છે, અને મહા તેજસ્વીનો મહા તેજસ્વિની સાથે યોગ છે. વળી, હે દેવ! તું પણ અમોઘ તેજવાળો છે અને દેવી ઉમા પણ અમોઘ તેજવાળાં છે.[૬૪] માટે, હે વિભુ! તમારા બન્નેમાંથી જે સંતાન થશે, તે બળવાન્ થશે, અને તે ત્રણે લોકમાંથી ખરેખર કોઈ પણ પદાર્થને શેષ રાખશે નહિ (સર્વનો ભોક્તા થશે).[૬૫] માટે, હે પૃથુલોચન! હે લોકેશ! પ્રણામ કરનારા આ દેવોને ત્રણ લોકના હિતની કામનાથી તું વર આપ,[૬૬] અને પ્રજાને માટેનાં તારા ઉત્તમ વીર્યને રોકી રાખ. તમે બન્ને ત્રણ લોકના સારરૂપ છો, અર્થાત્ બળરૂપ છો. તમે ત્રણ લોકને સંતાપ ઉપજાવશો.[૬૭] તમારાથી જે સંતાન ઉત્પન્ન થશે, તે ખરેખર દેવોનો પરાભવ કરશે; હે પ્રભુ! તેમ પૃથ્વી, દેવી, આકાશ અને સ્વર્ગ[૬૮] આ સર્વ તમારા તેજને ધારણ કરવા સમર્થ નથી, આવો અમારો મત છે. તેથી તમારી શક્તિના પ્રભાવથી આ સર્વ જગત્ બળીને ભસ્મ થઈ જશે.[૬૯] તે માટે હે ભગવન્! હે પ્રભુ! આપ અમારા ઉપર પ્રસાદ કરવા યોગ્ય છો. હે દેવસત્તમ! દેવી ઉમામાં પુત્ર ઉત્પન્ન ન થાય તેમ તમારા પ્રજ્વલિત

ઉત્તમ તેજને ધૈર્યથી ધારણ કરો. (વીર્યને તમારા વશમાં રાખો-અટકાવી રાખો.)૭૦

હે વિપ્રર્ષિ! આ રીતે દેવોએ કહ્યું, એટલે ભગવાન્ વૃષભધ્વજે દેવોના પ્રતિ કહ્યું કે, 'તથાસ્તુ.૭૧ આમ કહીને વૃષભવાહન એવા શંકરે પોતાનું વીર્ય ઉપર ચઢાવી દીધું. તે દિવસથી મહાદેવ ઊર્ધ્વરેતા (ઉપર ખેંચી રાખેલા વીર્યવાળા) થયા.૭૨ આ રીતે દેવોએ પ્રજાનો નાશ કર્યો, એટલે રુદ્રાણીને ક્રોધ ચઢયો, અને તેણે સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે દેવોને કઠોર વચન કહ્યું:૭૩ 'હે દેવો! તમે પુત્રની કામનાવાળા મારા ભર્ત્તાને પાછા ફેરવ્યા છે, અર્થાત્ પ્રજોત્પત્તિ કરતાં અટકાવ્યા છે. માટે તમે સર્વ દેવો સંતાન વિનાના થશો.૭૪ તમે આજે મારી પ્રજાનો નાશ કર્યો છે તે માટે, હે દેવો! તમને સર્વને પ્રજા થશે નહિ.'૭૫

હે ભૃગુકુળને વધારનારા રામ! ઉમાએ શાપ આપ્યો, તે વખતે ત્યાં એક અગ્નિ ન હતો. આ રીતે દેવીનો શાપ થયા પછી દેવતાઓ સંતાન વિનાના થયા, અર્થાત્ તેઓને પ્રજા થઈ નહિ.૭૬ અને શંકરે તે અપ્રતિમ તેજને ધારણ કરી રાખ્યું, છતાં પણ તેમાંથી કંઈક સ્ખલિત થયલું વીર્ય પૃથ્વી ઉપર પડયું.૭૭ અને તે અગ્નિમાં જઇને પડયું, અને ત્યાં તે અદ્ભુત ઉપમાને લાયક વીર્ય વધવા લાગ્યું, અને અગ્નિના તેજમાં ભળેલું તે તેજ એકાકાર થઈ ગયું.૭૮ તે સમયે ઇંદ્ર વગેરે દેવોને તારક નામનો અસુર અત્યંત સંતાપતો હતો.૭૯ તે દૈત્યના પરાક્રમથી આદિત્યો, વસુઓ, રુદ્રો, મરુતો, અશ્વિનીકુમારો અને સાધ્યો સર્વે સારી રીતે ત્રાસ પામ્યા.૮૦ એટલુંજ નહિ, પરંતુ અસુરોએ દેવોનાં સ્થાનોને, વિમાનોને, પુરોને, અને ઋષિઓના આશ્રમોને હરી લીધાં.૮૧ તેથી સર્વે દેવો અને ઋષિઓનાં મન દીન થઈ ગયાં, અને તેઓ અજર તથા વ્યાપક એવા બ્રહ્માને શરણે ગયા.૮૨

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'सुवर्णनी उत्पत्ति' ए नामनो अध्याय ८४ मो समाप्त

## અધ્યાય ૮૫ મો
### અગ્નિની ઉત્પત્તિ

દેવો કહે છેઃ-હે પ્રભુ! તારક નામનો અસુર જેને તેં વર આપ્યો છે તે દેવોને તથા ઋષિઓને દુઃખ દે છે, માટે તેના નાશનો વિધિ થવા દે.૧ હે પિતામહ! અમને તે દૈત્યનો ભય લાગે છે માટે, હે દેવ! તું અમારું રક્ષણ કર. અમારી બીજી કોઇ ગતિ નથી.૨

બ્રહ્મા બોલ્યા:-મને સર્વ પ્રાણીઓ સમાન છે, તેમ હું આ જગતમાં થતા અધર્મને પણ પસંદ કરતો નથી. માટે તમે દેવો અને ઋષિઓનો સમૂહ એકઠો થઇ તારકનો ઝટ નાશ કરો.૩ હે શ્રેષ્ઠ દેવતાઓ! વેદો તથા ધર્મો નાશ ન પામે, તેને માટે મેં પ્રથમથી જ ઉપાય લઈ રાખ્યો છે, માટે તમારો સંતાપ દૂર થાવ.૪

દેવો બોલ્યા:-આપના વરદાનથી દૈત્યને બળનો ગર્વ થયો છે. દેવો હવે તેને મારી શકે તેમ નથી, તે હવે કેવી રીતે શાંતિને પામે?૫ હે પિતામહ! તે દૈત્યે તારી પાસેથી એવો વર મેળવ્યો છે, કે મને દેવો મારી શકે નહિ, અસુરો મારી શકે નહિ, તેમજ રાક્ષસો પણ મારી શકે નહિ.૬ વળી, હે જગતના પતિ! દેવોએ પૂર્વે શંકરને ગર્ભાધાન ન કરવું, આવો ઉપદેશ કરીને શંકરની પ્રજાનો નાશ કર્યો હતો ત્યારે રુદ્રાણીએ સર્વે દેવોને શાપ આપ્યો છે કે,- 'તમને પ્રજા થશે નહિ,' માટે દેવો પ્રજારહિત છે.૭

બ્રહ્મા બોલ્યા:-હે ઉત્તમ દેવો! તે શાપસમયે ત્યાં એક અગ્નિ ન હતો, માટે તે દેવોના શત્રુઓનો નાશ કરવાને માટે સંતાનને ઉત્પન્ન કરશે.૮ અગ્નિનો પુત્ર દેવ, દાનવ, રાક્ષસ, મનુષ્ય, ગંધર્વ, નાગ અને પક્ષી એમ સર્વના કરતાં શ્રેષ્ઠ છે.૯ તમને જેનાથી ભય ઉત્પન્ન થયો છે તેને તથા બીજા સુરશત્રુઓને તે પોતાની શક્તિથી અમોઘ તાપવાળા અસ્ત્રથી મારશે.૧૦ સંકલ્પ એ સનાતન છે; તે સંકલ્પને શાસ્ત્રમાં કામ કહેવામાં આવે છે; તે કામને લીધે (તે સમયે) રુદ્રનું સ્ખલિત વીર્ય અગ્નિમાં પડ્યું હતું.૧૧ રુદ્રનું તે તેજ મહાભૂતરૂપ અને બીજા અગ્નિના સમાન છે, અને અગ્નિ દેવોના શત્રુઓને (દૈત્યોને) મારવા માટે તેને ગંગામાં નાંખીને પુત્રરૂપે ઉત્પન્ન કરશે.૧૨ રુદ્રાણીએ દેવોને શાપ આપ્યો, તે સમયે અગ્નિ છૂપાઈ ગયો હતો તેથી તેને રુદ્રાણીનો શાપ લાગ્યો નથી. ત માટે, હે દેવો! અગ્નિમાંથી તમારા ભયને હરનારો પુત્ર ઉત્પન્ન થશે.૧૩ માટે તમે અગ્નિને શોધી કાઢો, અને આજે પુત્રોત્પત્તિ માટે તેની યોજના કરો. હે નિર્દોષ દેવો! મેં તમને તારકના વધનો ઉપાય કહ્યો.૧૪ વળી તેજસ્વી પુરુષોના શાપો તેજસ્વીઓના ઉપર પોતાનું બળ બતાવી શકતા નથી (અર્થાત્ તેઓને લાગતા નથી). કારણ કે બળો પણ મહાબળોની પાસે નિર્બળ થઈ જાય છે૧૫ તથા તપસ્વી પુરુષો અવધ્ય વરદાન દેનારા પુરુષોનો પણ નાશ કરી શકે છે. કામ અર્થાત્ કામ્યરૂપ અગ્નિ સંકલ્પ એટલે કે અપત્યવિષયમાં સર્વને અભિરુચિ કરનારો થાય છે અને તે અતિ સનાતન છે.૧૬ વળી

તે જગતનો પતિ છે, અનિર્વચનીય છે, સર્વ ઠેકાણે ગતિ કરનારો છે, સર્વને ઉત્પન્ન કરનારો છે, સર્વ પ્રાણીઓના હૃદયમાં વાસ કરનારો છે, રુદ્રના કરતાં પણ જ્યેષ્ઠ છે, પ્રભુ છે,[૧૭] અને તેજના ભંડારરૂપ છે. માટે તમે ઝટ હુતાશનને શોધી કાઢો. કારણ કે અગ્નિદેવ તમારી મનઃકામનાને પૂર્ણ કરશે.[૧૮]

મહાત્મા બ્રહ્માનું એવું વાકય શ્રવણ કરીને જેઓનો સંકલ્પ સિદ્ધ થયો છે, એવા દેવો અગ્નિને શોધવા માટે બહાર નિકળી પડ્યા.[૧૯] સર્વે ઋષિઓનું મન પણ તે સમયે અગ્નિમાં ગયું હતું. તેઓ દેવોની સાથે અગ્નિનાં દર્શન કરવાની ઇચ્છાથી ત્રણે લોક શોધી વળ્યા.[૨૦] હે ભૃગુનંદન! મોટા તપસ્વી, શ્રીમંત અને લોકોમાં પ્રખ્યાતિ પામેલા એવા સર્વે સિદ્ધ પુરુષો લોકોમાં અગ્નિને શોધવા માટે ફરવા લાગ્યા.[૨૧] પરંતુ તે સમયે પાણીમાં પાણી ભળી જાય તેમ પોતાના આત્માને આત્મામાં છૂપાવીને અગ્નિ અદૃશ્ય થઈ ગયો હતો, તેથી તેઓ તેને મેળવી શકયા નહિ. આથી દેવોને ભય લાગ્યો અને તેઓ અગ્નિનાં દર્શન કરવા માટે લાલસાવાળા થઈ ગયા.[૨૨]

એવા દેવોને તે સમયે પાણીમાં રહેનારો દેડકો જે રસાતળમાં રહેતો હતો અને ત્યાં અગ્નિના તાપથી અત્યંત તપી ગયો હતો અને તેથી તેનું મન ગભરાઈ ગયું હતું તેણે રસાતળના તળિયામાંથી બહાર નિકળીને કહ્યું:-[૨૩] "હે દેવો! અગ્નિ રસાતળના તળિયામાં વાસ કરે છે, અને તેના તાપથી ગભરાઇને હું અહિં આવ્યો છું.[૨૪] હે દેવો! ભગવાન્ હવ્યવાહન (અગ્નિ) તેજથી જળ ઉત્પન્ન કરી જળમાં પ્રવેશ કરીને અંદર સુતા છે, તેનાથી અમને તાપ લાગે છે.[૨૫] હે દેવો! તમને જો તે અગ્નિનાં દર્શન કરવાની ઇચ્છા હોય તો તથા જો તે અગ્નિનું કામ હોય તો તમે ત્યાં જઇને એને જાણો.[૨૬] હે દેવો! હવે તમે જાઓ. અમે અગ્નિના ભયને લીધે અમારું કાર્ય કરશું." આટલું કહીને દેડકો ઉતાવળો ઉતાવળો પાણીમાં પેસી ગયો.[૨૭] દેડકાની ચાડી અગ્નિના જાણવામાં આવી, તે ઉપરથી તેણે દેડકાને શાપ આપ્યો કે, 'તને રસનું જ્ઞાન રહેશે નહિ.'[૨૮] આ રીતે દેડકાને શાપ આપીને અગ્નિ વાસ કરવા માટે ઉતાવળે ત્યાંથી બીજે ઠેકાણે ચાલ્યો ગયો; પરંતુ તેણે પોતાનું શરીર બીજાને દેખાડ્યું નહિ.[૨૯] હે ભૃગુવંશોત્તમ! હે મોટા બાહુવાળા રામ! દેવોએ દેડકાની જાતિ ઉપર જે અનુગ્રહ કર્યો, તે અનુગ્રહ હું સંપૂર્ણ રીતે તમને કહું છું તે તમે સાંભળો.[૩૦] દેવો બોલ્યાઃ-હે દેડકાઓ! અગ્નિએ તમોને શાપ આપીને જીભ વિનાના તથા રસના જ્ઞાન વિનાના કર્યા છે, તથાપિ તમે ઘણા પ્રકારની સરસ્વતીનો ઉચ્ચાર કરશો.[૩૧] વળી તમે દરમાં વાસ કરીને આહાર વિનાના, ભાન વિનાના, પ્રાણ વિનાના અને શુષ્ક થઈ જશો, તોપણ પૃથ્વી તમને જીવતા રાખશે.[૩૨] વળી તમે ગાઢ અંધારાવાળી રાત્રિમાં પણ ફરહર કરી શકશો.

આ રીતે દેવો દેડકાને કહીને ફરીને પૃથ્વી ઉપર[૩૩] અગ્નિને શોધવા માટે ચોતરફ ફરવા લાગ્યા; પરંતુ તેઓ અગ્નિને મેળવી શકયા નહિ. પછી દેવના હાથી સમાન કોઈ એક હાથીએ[૩૪] હે ભૃગુના કુળને વધારનારા રામ! દેવોને સમાચાર આપ્યા કે, અગ્નિ પીપળામાં છે. તે વાત કહ્યાની ખબર પડી કે, અગ્નિએ ક્રોધમાં આવીને સર્વ હાથીઓને શાપ આપ્યો કેઃ-[૩૫] 'તમારી જીભ ઉંધી થશે.' હે ભૃગૂદ્વહ! આ રીતે હાથીઓને શાપ આપીને હાથીઓએ દેખાડી દીધેલો અગ્નિ પીપળાના ઝાડમાંથી નીકળી બહાર આવ્યો, અને સુવાની ઇચ્છાથી શમીના ઝાડમાં દાખલ થયો.[૩૬] હવે, હે પ્રભુ! હે ભૃગુકુળશ્રેષ્ઠ! સત્ય પરાક્રમવાળા દેવોએ પ્રીતિથી હાથીઓ ઉપર જે અનુગ્રહ કર્યો, તે તમે સાંભળો.[૩૭] દેવો બોલ્યા;-તમારી જીભ ઉંધી પડી છે, છતાં તમે તે જીભથી પણ સર્વ જાતનો આહાર કરશો, અને જેમાં અક્ષરો સ્પષ્ટપણાથી જાણવામાં આવે નહિ એવી વાણી પણ ઉચ્ચ સ્વરથી ઉચ્ચારશો.[૩૮]

આ રીતે હાથીઓને કહીને ફરીથી દેવતાઓ અગ્નિની શોધ કરવા તેની પાછળ ચાલ્યા. અગ્નિ પીપળાના ઝાડમાંથી નિકળી શમીના ઝાડની અંદર દાખલ થયો.[૩૯] તે વાત પોપટે, હે વિપ્ર! દેવોને કહી, એટલે દેવો ત્યાં અગ્નિની પાછળ દોડ્યા. તે વાતની અગ્નિને ખબર પડી કે અગ્નિએ પોપટને શાપ આપ્યો કેઃ-'તું વાણીરહિત થઇશ.'[૪૦] હુતદ્રવ્યનું ભોજન કરનારા અગ્નિએ પોપટની જીભને પણ ઉંધી કરી દીધી. તે પછી દેવોએ, અગ્નિને જોઇને, દયાળુ થઇને પોપટને કહ્યું:-[૪૧] 'પોપટની જાતિમાં પણ તારી વાણીનો અત્યંત નાશ થશે નહિ. તારી જીભ ઉંધી થઈ જશે છતાં તારું બોલવું મનોહર લાગશે.[૪૨] તું અત્યંત વૃદ્ધ થઇશ, તોપણ તારું વચન બાળકની પેઠે કલ (મનોહર), અવ્યક્ત અને અદ્ભુત થશે.'

આ રીતે પોપટને કહ્યા પછી દેવોએ અગ્નિને શમીના ઝાડમાં દીઠો,[૪૩] એટલે ભૂદેવોએ (બ્રાહ્મણોએ) સર્વે ક્રિયાઓમાં શમીને જ અગ્નિનું પવિત્ર સ્થાન ઠરાવ્યું, અને તે દિવસથી અગ્નિ પણ શમીના વૃક્ષમાં દર્શન દે છે,[૪૪] અને મનુષ્યો પણ અગ્નિને ઉત્પન્ન કરવા માટે શમીના ઝાડને એક ઉપાયરૂપ જાણવા

લાગ્યા. રસાતળમાં જે પાણી રહેલું છે તેને ચિત્રભાનુ એવા અગ્નિનો સ્પર્શ થયો છે.૪૫ હે ભૃગુકુળોત્પન્ન રામ! અગ્નિએ પાણીમાં શયન કર્યું. તેના તેજવડે રસાતળનું પાણી ગરમ થઈ ગયું, અને પર્વતનાં ઝરણાંઓદ્વારા પોતાની ઉષ્માઓને બહાર કાઢે છે.૪૬

તે પછી અગ્નિ દેવોને જોઈને મનમાં ખિન્ન થયો, અને તેણે દેવોને પ્રશ્ન કર્યો કે:-'તમે શા માટે આવ્યા છો?'૪૭ એટલે સર્વે દેવોએ અને પરમર્ષિઓએ અગ્નિને કહ્યું:-'અમે એક કાર્ય ઉપર તારી યોજના કરવાના છીએ ને તારે તે કાર્ય કરવું જોઈએ.૪૮ તે કાર્ય કરવાથી તને પણ મોટો લાભ થશે.૪૯

અગ્નિ કહે છેઃ-હે દેવો! તમારું જે કાર્ય હોય તે મને કહો, હું તે કામ કરીશ. હું તમારો નિયોજ્ય છું (સેવક છું). તમારે આ વિષયમાં વિચાર કરવો નહિ.૫૦

દેવો બોલ્યાઃ-'તારક નામનો એક અસુર છે. જે બ્રહ્માના વરને લીધે ગર્વિષ્ઠ થઈ ગયો છે, અને બળને લીધે અમોને દુઃખ દે છે; માટે તેના વધનો વિધિ કર.૫૧ હે તાત! હે મોટા ભાગ્યવાળા અગ્નિ! તું આ દેવોનું, પ્રજાપતિઓનું, અને ઋષિઓનું રક્ષણ કર.૫૨ રે પ્રભુ હવ્યવાહન! તેજસ્વી તથા પરાક્રમી એવા એક પુત્રને ઉત્પન્ન કર કે જે પુત્ર અમારો અસુર સંબંધી ભય દૂર કરે.૫૩ મહાદેવીએ અમને શાપ આપ્યો છે કે, 'તમને પ્રજા થશે નહિ.' માટે તારા વીર્ય વિના બીજાનો અમને આધાર નથી; માટે, હે પ્રભુ! તું અમારી રક્ષા કર.'૫૪

આ રીતે તે દેવોએ કહ્યું, એટલે ભગવાન્ હવ્યવાહને 'તથાસ્તુ' એમ કહ્યું, અને દુરાધર્ષ એવો અગ્નિ ભાગીરથી એવાં ગંગાની પાસે ગયો,૫૫ અને તેની સાથે સમાગમ કરીને તેને વિષે તે સમયે ગર્ભાધાન કર્યું. તે વખતે અગ્નિ જેમ ખડની ગંજીમાં વધવા માંડે, તેમ તે ગર્ભ ગંગા વિષે વધવા માંડ્યો.૫૬ તે સમયે ગંગા અગ્નિના તેજથી વિહ્વળ થઈ ગઈ, તેને અત્યંત સંતાપ થવા લાગ્યો, ને અગ્નિના તાપને સહન કરી શકી નહિ.૫૭ અગ્નિએ ગંગાને વિષે તેજસ્વી એવા ગર્ભને ધારણ કર્યો, તે સમયે કોઈ એક અસુરે મહા ભયંકર ગર્જના કરી.૫૮ આ અકસ્માત્ મોટી ગર્જના થઈ તેથી ગંગા ભયભીત થઈ ગઈ, તેની આંખો ઉંચી ચઢી ગઈ, આંખમાંથી આંસુ પડવા લાગ્યાં,૫૯ તે ભાન વિનાની થઈ ગઇ, અને ગર્ભને તેમ જ પોતાના શરીરને પણ ઉપાડવાને અશક્ત થઈ ગઈ, તેનું શરીર તેજથી ભરપૂર થઈ ગયું, અને જાહ્નવી કંપવા લાગી.૬૦

હે વિપ્ર! ગર્ભના બળથી પરાભવ પામેલી તેણે અગ્નિને કહ્યું:-'હે ભગવન્! હું તારા આ તેજને ધારણ કરવા સમર્થ નથી.૬૧ તારા તેજે મને ભાન વિનાની કરી મૂકી છે; તેથી પ્રથમના જેવું મારામાં સ્વાસ્થ્ય નથી. હે ભગવન્! હું વિહ્વળ થઈ ગઈ છું, તથા, હે નિર્દોષ! મારું ચિત્ત પણ નાશ પામ્યું છે.૬૨ હે ઉત્તમ તપસ્વી! હું આ ગર્ભને ધારણ કરી શકીશ નહિ; માટે હું કામનાથી નહિ પરંતુ દુઃખથી કોઈ પણ રીતે આ ગર્ભનો ત્યાગ કરીશ.૬૩ હે વિભાવસુ! મારો તારા શરીરની સાથે સ્પર્શ થયો નથી. પરંતુ, હે મોટી કાંતિવાળા અગ્નિ! દેવોને પડેલી આપત્તિને માટે આપણો અત્યંત સૂક્ષ્મ સંબંધ થયો છે.૬૪ હે હુતાશન! આ બાબતમાં પુણ્ય થશે અથવા તો પાપ લાગશે, તેનું કારણ હું તને જ માનું છું. કારણ કે આ જગતમાં ધર્મ અને અધર્મ, એ બે જ કેવળ છે.'૬૫

તે પછી અગ્નિએ ગંગાને કહ્યું કે:-'તું આ ગર્ભને ધારણ કર, ધારણ કર. આ ગર્ભ મારા તેજથી યુક્ત છે અને તેનાથી તને મહાન્ ફળનો લાભ થશે.૬૬ તું આખી પૃથ્વીને વહેવા તથા ધારણ કરવા સમર્થ છે. આ ગર્ભ ધારણ કર્યા વિના બીજા કોઈની પાસેથી તને કંઈપણ વસ્તુ મળશે નહિ.'૬૭

તે મહા નદીને અગ્નિએ તથા દેવોએ ઘણીએ વારી, તોપણ તેણે તે સમયે મેરુ નામના મહા પર્વત ઉપર તે ગર્ભનો ત્યાગ કર્યો.૬૮ ગંગા તે ગર્ભને ધારણ કરવા સમર્થ હતી, પરંતુ રુદ્રના તેજથી ઝંખવાણી પડી ગઈ; તેથી તે સમયે પોતાનાં બળથી ગર્ભને ધારણ કરી શકી નહિ.૬૯ આ રીતે ગંગાએ દુઃખને લીધે પ્રદીપ્ત એવા અગ્નિના જેવી કાંતિવાળા તે ગર્ભનો ત્યાગ કરી દીધો. તે સમયે, હે ભૃગુકુળની વૃદ્ધિ કરનારા રામ! અગ્નિએ ગંગાને દર્શન દીધાં ને તેને મળ્યા,૭૦ અને તે શ્રેષ્ઠ સરિતાને પૂછ્યું કે, 'તારો ગર્ભ સુખી છે? હે દેવિ! તેનો રંગ કેવો છે? તેનું રૂપ કેવું દેખાય છે? તેના શરીરનું તેજ કેવું છે? તે સર્વ મને કહે.'૭૧

ગંગા કહે છેઃ-હે નિર્દોષ અગ્નિ! તે ગર્ભ સુવર્ણના જેવો તથા તારા જેવો તેજસ્વી છે. તેના શરીરનો વર્ણ સુંદર છે, તે જાતે નિર્મળ છે, પ્રકાશમાન છે, તેણે મેરુ પર્વતને પ્રકાશમાન કર્યો છે.૭૨ પદ્મો તથા ઉત્પલોથી ભરપૂર એવા પાણીના ધરા જેવો તે શીતળ છે, તથા, હે ઉત્તમ તપસ્વી! તેના શરીરનો ગંધ કદંબના પુષ્પો જેવો છે.૭૩ સૂર્યનાં કિરણોની પેઠે તે ગર્ભના તેજનો પૃથ્વી ઉપરના તથા પર્વત ઉપરના જે પદાર્થોને સ્પર્શ થયો છે,૭૪ તે પદાર્થ ચોતરફ સુવર્ણના જેવા દેખાય છે, અને પર્વતોને, નદીઓને તથા ઝરણાંઓને વિષે તે દોડે છે,૭૫ તેમ જ સ્થાવર જંગમરૂપ ત્રણે લોકને

તેજવડે પ્રકાશમાન કરે છે. હે હવ્યવાહન! તારો પુત્ર આવો ઐશ્વર્યસંપન્ન છે. તેની કાંતિ સૂર્ય અને વૈશ્વાનરના જેવી છે અને તે બીજા સોમના જેવો છે.૭૬

આ રીતે કહીને દેવી ગંગા ત્યાં જ અંતર્ધાન થઈ ગઈ, અને તેજસ્વી એવો અગ્નિ પણ દેવોનું કાર્ય કરીને, હે ભાર્ગવનંદન!૭૭ પોતાના મનગમતા પ્રદેશમાં ગયો. આ રીતે કર્મો ઉપરથી તથા ગુણો ઉપરથી અગ્નિને૭૮ હિરણ્યરેતાના નામથી જગતમાં ઋષિઓ તથા દેવો કહે છે, અને તે દિવસથી પૃથ્વી દેવીને 'વસુમતી'ના નામથી ઓળખે છે.૭૯

તે પછી મહા તેજસ્વી અગ્નિનો અને ગંગાનો પુત્ર કે જેનો દેખાવ અદ્ભુત હતો, તે શરના દિવ્ય વનમાં ગયો, અને ત્યાં ઉછરવા લાગ્યો.૮૦ તે વનમાં કૃત્તિકાઓ રહેતી હતી. તેઓ બાળ સૂર્યના જેવી કાંતિવાળા તે પુત્રને જોઇને તેનું પોતાના ધાવણ દુધથી પોષણ કરવા લાગી.૮૧ આ રીતે કૃત્તિકાઓએ પોષણ કરવાથી પરમ કાંતિવાળા તે કુમારનું કાર્તિકેય નામ પડ્યું. વળી રુદ્રનું જે વીર્ય સ્કન્ન થઈ ગયું એટલે ઝરી ગયું, તેમાંથી આની ઉત્પત્તિ થઈ તેથી સ્કંદ એવું નામ પડ્યું, અને ગુફામાં વાસ કરવાથી ગુહ એવા નામનો તે થયો.૮૨

આ રીતે સુવર્ણ ઉત્પન્ન થયું અને તે અગ્નિનું બાળક છે. તેમાં જાંબુનદ નામનું સુવર્ણ શ્રેષ્ઠ છે, અને તે દેવોનું ભૂષણ છે.૮૩ તે દિવસથી માંડીને સુવર્ણને જાતરૂપ કહેવામાં આવે છે. તે રત્નોમાં ઉત્તમ રત્ન છે, તથા આભરણોમાં પણ ઉત્તમ ભૂષણરૂપ છે.૮૪ પવિત્ર પદાર્થોમાં તે વિશેષ પવિત્ર છે. મંગળકારક પદાર્થોમાં તે માંગળિક છે, એટલુંજ નહિ પરંતુ સુવર્ણ ભગવાન્ અગ્નિરૂપ, ઈશ્વરરૂપ તથા પ્રજાપતિરૂપ છે.૮૫ વળી, હે ઉત્તમ બ્રાહ્મણ! સુવર્ણ પવિત્ર પદાર્થોમાં પણ પવિત્ર છે, અગ્નિ અને સોમરૂપ છે, તથા તેને જાતરૂપક કહેવામાં આવે છે.૮૬

વસિષ્ઠ કહે છેઃ–હે ભૃગુપુત્ર! મેં પૂર્વે બ્રહ્મદર્શન જેનું નામ છે એવા પિતામહનો ઇતિહાસ સાંભળ્યો છે, તે તું સાંભળ.૮૭ હે તાત રામ! હે પ્રભુ! પૂર્વે મહાદેવે–રુદ્રોના ઈશે વરુણનું સ્વરૂપ ધારણ કરીને, જ્યારે વરુણનું ઐશ્વર્ય હતું ત્યારે, યજ્ઞનો આરંભ કર્યો હતો.૮૮ તેના યજ્ઞમાં અગ્નિપ્રમુખ સર્વે મુનિઓ તથા દેવો, સર્વ યજ્ઞનાં અંગો, મૂર્તિમાન્ વષટ્કાર,૮૯ તથા હજારો મૂર્તિમાન્ સામવેદ, અને યજુર્વેદ, તથા પદ અને ક્રમથી શોભાયમાન ઋગ્વેદ આવ્યા હતા.૯૦ તે ઉપરાંત લક્ષણો, સ્વરો, સ્તોમો, નિરુક્ત, સુરપંક્તિઓ, ઓંકાર, નિગ્રહ તથા પ્રગ્રહ શંકરના નેત્રમાં આવીને વસ્યાં હતાં.૯૧ વેદો, તેની સાથે ઉપનિષદો, વિદ્યા, તેમ જ સાવિત્રી, તેની સાથે ભૂત, ભવિષ્યદ્ અને વર્તમાન કાળ આ સર્વને ભગવાન્ શિવે ધારણ કર્યાં હતાં.૯૨ હે પ્રભુ! તે પિનાકપાણિ શંકરે તે સમયે યજ્ઞમાં પોતે જ પોતાના આત્માનો હોમ કર્યો અને ઘણા રૂપવાળા તે યજ્ઞને શોભાવ્યો.૯૩ એ શંકર સ્વર્ગરૂપ, નભરૂપ પૃથ્વીરૂપ, આકાશરૂપ તથા ભૂપતિરૂપ છે; વળી તે સર્વ વિદ્યાના ઈશ્વર છે, શ્રીમાન્ છે, અને વિભાવસુ છે;૯૪ વળી એ જ બ્રહ્મા, શિવ, રુદ્ર, વરુણ, અગ્નિ, પ્રજાપતિ, સર્વ ભૂતોના પતિ, દેવ તથા શિવ કહેવાય છે.૯૫

તે પશુપતિ શંકરના યજ્ઞમાં તપ, ક્રતુઓ, દીપ્તવ્રતધારી દેવી દીક્ષા, દિશાઓ, દિશાના અધિપતિઓ,૯૬ દેવોની પત્નીઓ (દેવાંગનાઓ), દેવકન્યાઓ, માતૃકાઓ એ સર્વ, હે ભૃગુકુળની વૃદ્ધિ કરનારા રામ! એકઠી થઈ હતી.૯૭ પ્રસન્ન થઇને મહાત્મા તથા વરુણનું સ્વરૂપ ધારણ કરનારા પશુપતિના યજ્ઞમાં તેઓ આવી હતી. તેઓને જોઇને સ્વયંભૂ એવા બ્રહ્માનું વીર્ય સ્ખલિત થઈ પૃથ્વી ઉપર પડ્યું.૯૮ બ્રહ્માના તે વીર્યનાં બિંદુઓને ધુડની સાથે બન્ને હાથવડે પૂષાએ પૃથ્વી ઉપરથી ગ્રહણ કરી તે જ યજ્ઞના અગ્નિમાં હોમ્યાં.૯૯ (હવે) બળતા અગ્નિવાળો યજ્ઞ જે સમયે ચાલતો હતો અને હોતા હોમ કરતા હતા ત્યારે બ્રહ્માનું વીર્ય પ્રકટ થયું હતું.૧૦૦ જેવું બ્રહ્માનું વીર્ય સ્ખલિત થઇને નીચે પડ્યું કે, હે ભૃગુનંદન! તેણે (પૂષાએ) તે વીર્યને સરવાથી ગ્રહણ કરી લીધું, અને મંત્ર ભણીને ઘીની પેઠે તેનો અગ્નિમાં હોમ કરી દીધો,૧૦૧ અને તેમાંથી વીર્યવાળા બ્રહ્માએ ચાર પ્રકારનાં પ્રાણીઓનો સમુદાય ઉત્પન્ન કર્યો. તે (ત્રિગુણાત્મક) વીર્યમાંથી, જેનાં તેજ એટલે રજોગુણનો અંશ વિશેષ હતો એવા વીર્યમાંથી પ્રવૃત્તિપ્રધાન જંગમ પ્રજા ઉત્પન્ન થઈ;૧૦૨ તમોગુણી વીર્યના અંશમાંથી તામસી સ્થાવર પ્રજા ઉત્પન્ન થઈ; સત્વગુણ ઉભયમાં વ્યાપક હતો, અને તે તેજરૂપ હતો, તેમાંથી તેજસ્વરૂપ બુદ્ધિ ઉત્પન્ન થઈ, અને તે બુદ્ધિસત્ત્વ નિત્ય છે, અને તે આકાશરૂપ છે.૧૦૩ સર્વ પ્રાણીઓને વિષે સત્વગુણ એ ઉત્તમોત્તમ તેજરૂપ છે, (કારણ કે તે ખરું ખોટું બતાવે છે).

હવે જ્યારે અગ્નિને વિષે વીર્યનો હોમ કરવામાં આવ્યો ત્યારે, હે પ્રભુ! તેમાંથી ત્રણ પુરુષો ઉત્પન્ન થયા;૧૦૪ તેઓ દેહધારી હતા; પોતાને ઉત્પન્ન કરનાર કારણના ગુણો તેઓમાં હતા. અગ્નિની ભૃગુજ્વાળામાંથી જે પ્રથમ પુરુષ ઉત્પન્ન થયો, તેનું નામ ભૃગુ પડ્યું;

અંગારાઓમાંથી જે પુરુષ ઉત્પન્ન થયો, તેનું નામ અંગિરા પડ્યું,[૧૦૫] અને કોલસામાંથી જે પુરુષ ઉત્પન્ન થયો, તેનું નામ કવિ પડ્યું. જે અગ્નિની જ્વાળાઓમાંથી ઉત્પન્ન થયો, તે ભૃગુ નામનો થયો.[૧૦૬] અગ્નિનાં મરીચિ( કિરણો )માંથી મરીચિ નામનો પુરુષ ઉત્પન્ન થયો. મરીચિમાંથી કશ્યપ નામનો પુરુષ થયો, અંગારામાંથી, હે તાત! અંગિરા ઉત્પન્ન થયા; દર્ભના સમૂહમાંથી વાલખિલ્ય નામના ઋષિઓ ઉત્પન્ન થયા;[૧૦૭] તથા 'અત્ર' પડેલા દર્ભના સમુદાયમાંથી જે ઉત્પન્ન થયો, તે અત્રિ કહેવાયો; યજ્ઞની ભસ્મના ઢગલામાંથી બ્રહ્મર્ષિઓના સમુદાયે માન્ય કરેલા[૧૦૮] તપશ્ચરણ, શાસ્ત્રશ્રવણ, તથા ગુણ સંપાદન કરવાની ઇચ્છાવાળા વૈખાનસો ઉત્પન્ન થયા; અશ્રુમાંથી રૂપવાળા અશ્વિનીકુમાર ઉત્પન્ન થયા;[૧૦૯] બાકીના પ્રજાપતિઓ તેના (અગ્નિના) શરીરનાં કાન વગેરે ઇંદ્રિયોમાંથી ઉત્પન્ન થયા; ઋષિઓ રુંવાડાનાં છિદ્રોમાંથી ઉત્પન્ન થયા; પરસેવામાંથી છંદ ઉત્પન્ન થયો, વીર્યમાંથી મન ઉત્પન્ન થયું.[૧૧૦] આવાં કારણોને લીધે શાસ્ત્રસંપન્ન ઋષિઓ વેદના પ્રમાણને જોઇને અગ્નિને સર્વદેવતારૂપ કહે છે.[૧૧૧] અગ્નિનાં નિવાસરૂપ જે કાષ્ઠો છે, તે મહિનારૂપ છે; લાક્ષાદિ જે કાષ્ઠના રસ છે તે પક્ષરૂપ છે; અગ્નિનું પિત્ત દિવસ તથા રાત્રિરૂપ છે; દારુણ એવું અગ્નિનું જ્યોતિષ્ મુહૂર્તરૂપ છે;[૧૧૨] (અગ્નિનાં) લોહીને રુદ્ર સંબંધી તત્વ કહ્યું છે, અને તેના લોહીમાંથી કનક ઉત્પન્ન થયું, એમ કહેવામાં આવે છે; એ કનકને મૈત્ર નામના દેવતા કહેવામાં આવે છે; ધૂમાડામાંથી વસુઓ ઉત્પન્ન થયા છે;[૧૧૩] અગ્નિની અર્ચિષ્માંથી રુદ્રો તથા મહા કાંતિવાળા આદિત્યો ઉત્પન્ન થયા છે; જેઓ આકાશનાં જૂદાં જૂદાં સ્થાનોમાં ગ્રહો, તારાઓ અને નક્ષત્રોરૂપે રહેલા છે. તેઓ અગ્નિના અંગારામાંથી ઉત્પન્ન થયા છે.[૧૧૪] વળી અગ્નિ જગતના આદિકર્તા છે, તે પરબ્રહ્મરૂપ છે, ધ્રુવરૂપ છે, સર્વ પ્રકારની કામનાને આપનાર છે, આમ ઋષિઓ કહે છે અને તે વાત ગુપ્ત ( રહસ્યવાળી ) કહી છે.[૧૧૫]

પ્રજા ઉત્પન્ન થયા પછી પવનરૂપ અને વરુણરૂપ મહાદેવે કહ્યું કે:-'આ દિવ્ય યજ્ઞ મારો છે, અને હું અહિં ઘરનો પતિ (ગૃહપતિ) છું.[૧૧૬] પ્રથમ જે ત્રણ સંતાન ઉત્પન્ન થયાં છે તે મારાં છે, તેમાં સંશય નથી. હે આકાશચારીઓ! તમે આ રીતે આ મારા યજ્ઞનું જે ફળ છે તે જાણો.[૧૧૭]

અગ્નિએ કહ્યું:-'આ સંતાન મારાં અંગોમાંથી ઉત્પન્ન થયાં છે, મારો આશ્રય કરનારાં છે, અને તે મારાં જ સંતાન છે. વરુણરૂપ શંકરની તેમાં ભૂલ છે.[૧૧૮]

તે પછી લોકના ગુરુ અને લોકના પિતામહ એવા બ્રહ્મા બોલ્યાઃ-'તે સંતાનો મારાં જ છે. કારણ કે અગ્નિમાં મારા વીર્યને હોમવામાં આવ્યું છે.[૧૧૯] યજ્ઞનો કર્તા હું છું, તેમાં વીર્યનો હોમનાર પણ હું છું. જો પ્રજાને ઉત્પન્ન કરવામાં વીર્યને કારણ માનવામાં આવતું હોય, તો જેનું બીજ હોય, તેનું ફળ ગણાવું જોઈએ.[૧૨૦]

તે પછી સર્વે દેવગણો પિતામહની પાસે જઈ બે હાથ જોડી મસ્તકવડે નમસ્કાર કરી બોલ્યાઃ-[૧૨૧] "હે ભગવન્! અમે સર્વે તથા સ્થાવરજંગમાત્મક આ જગત્ સર્વે તમારી જ પ્રજા છીએ. તે માટે પ્રકાશવાળા અગ્નિદેવ[૧૨૨] તથા વરુણરૂપધારી શંકર પોતાની ઈચ્છાનુસાર પ્રજાને ભલે ગ્રહણ કરે.

તે પછી બ્રહ્માની આજ્ઞાથી જળચરોના પતિ વરુણરૂપ શંકરે,[૧૨૩] સૂર્યના જેવી કાંતિવાળા પ્રથમ પુત્ર ભૃગુને ગ્રહણ કર્યો, અને ઈશ્વરે અંગિરસને, અગ્નિનો પુત્ર ઠરાવ્યો[૧૨૪] અને તત્વ જાણનારા પિતામહે કવિને પોતાના પુત્ર તરિકે ગ્રહણ કર્યો. તે દિવસથી સર્વ જગતની ઉત્પત્તિ કરનારો ભૃગુ વારુણના નામથી પ્રખ્યાત થયો છે;[૧૨૫] અંગિરા અગ્નિના પુત્ર તરિકે પ્રખ્યાત થયો છે, અને મહા યશસ્વી કવિ બ્રહ્માના પુત્ર તરિકે પ્રખ્યાત થયો છે તથા જગતમાં પ્રજાની ઉત્પત્તિ કરનારા ભાર્ગવ અને અંગિરા જાણીતા થયા છે.[૧૨૬] આ ત્રણે પ્રજાના પતિ છે, અને પ્રજાને ઉત્પન્ન કરનારા છે અને આ સર્વ જગત્ તેઓના સંતાનરૂપ છે, એમ તમારે જાણવું.[૧૨૭]

ભૃગુને સાત પુત્ર હતા. તે સર્વે ભૃગુના જેવા ગુણવાળા હતા. તેમનાં નામ આ પ્રમાણે છે:-ચ્યવન, વજ્રશીર્ષ, શુચિ, ઔર્વ,[૧૨૮] શુક્ર, વરેણ્ય અને સવન. આ સાત ભૃગુના પુત્ર ભાર્ગવ તથા વારુણને નામે કહેવાય છે, અને તેઓના વંશમાં તમે પણ છો.[૧૨૯]

અંગિરાને આઠ પુત્ર હતા, તેઓને પણ વારુણ કહ્યા છે. તેમનાં નામ આ પ્રમાણે છેઃ-બૃહસ્પતિ, ઉતથ્ય, પયસ્ય, શાંતિ,[૧૩૦] ઘોર, વિરૂપ, સંવર્ત અને આઠમો સુધન્વા. આ આઠે પુત્ર અગ્નિથી ઉત્પન્ન થયા હતા ને તે સર્વ જ્ઞાનમાં નિષ્ઠાવાળા તથા રોગરહિત છે.[૧૩૧]

બ્રહ્માનો પુત્ર કવિ હતો ને તેને આઠ પુત્ર હતા. તેઓ પણ વારુણ નામના કહેવાતા હતા. જેમાંથી ઉત્પન્ન થયા હતા, તેના ગુણો તેઓમાં હતા. તેઓ બ્રહ્મના સ્વરૂપને જાણતા હતા, અને સદાચારી હતા.[૧૩૨] કવિ, કાવ્ય, ધૃષ્ણુ, બુદ્ધિમાન્ ઉશના, ભૃગુ, વિરજ, કાશી અને ધર્મવેત્તા ઉગ્ર,[૧૩૩] આ આઠ કવિના પુત્ર હતા, અને એમનાથી આ સર્વ જગત્ વ્યાપ્ત છે. એઓ પ્રજાપતિ

છે અને તેઓએ પણ પ્રજાની ઉત્પત્તિમાં ભાગ આપ્યો છે.૧૩૪

હે ભૃગુકુળમાં સિંહસમાન! આ રીતે અંગિરાના, કવિના અને ભૃગુના વંશમાં ઉત્પન્ન થયેલાં સંતાનોથી આ જગત્ વ્યાપ્ત થયેલું છે.૧૩૫ હે તાત! હે બ્રાહ્મણ! પ્રભુ અને ઈશ્વર એવા વરુણરૂપધારી શંકરે કવિને તથા અંગિરાને પુત્ર તરીકે ગ્રહણ કર્યા હતા, તે ઉપરથી તે બન્ને પણ વારુણ નામના કહેવાય છે.૧૩૬ હુતદ્રવ્યનું ભોજન કરનારા અગ્નિદેવે અંગિરાને ગ્રહણ કર્યો હતો; તેથી અંગિરામાંથી ઉત્પન્ન થયેલા સર્વેને અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા જાણવા.૧૩૭

પૂર્વે દેવતાઓએ પિતામહ બ્રહ્માને પ્રસન્ન કર્યા અને કહ્યું કે:-'આ જગતના ઈશ્વર એવા પ્રજાપતિઓ પોતાની પ્રજાથી અમને તારે.૧૩૮ આ સર્વે પ્રજાના પતિઓ છે, મહા તપસ્વી છે, તેઓ તમારી કૃપાથી હવે આ જગતને તારો.૧૩૯ આ પ્રજાપતિઓ વંશની વૃદ્ધિ કરનારા થાય તથા તમારા તેજમાં વૃદ્ધિ કરે, સર્વે વેદવેત્તા થાય, તથા તે સર્વે વેદોક્ત કર્મ કરે,૧૪૦ દેવોના પક્ષમાં રહે, શાંત સ્વભાવના થાય, તથા મહર્ષિ એવા એ પ્રજાપતિઓ તપ કરે, અને મોટું બ્રહ્મચર્યવ્રત પણ પાળે.૧૪૧ હે પ્રભુ! અમે સર્વે તથા આ પ્રજાપતિઓ તમારીજ પ્રજા છીએ. હે પિતામહ! તમે દેવોના તથા બ્રાહ્મણોના કર્તા છો.૧૪૨ હે પિતામહ! મારીચથી આરંભીને ભૃગુના જે વંશજો છે, તે સર્વે તમારા જ પુત્રો છે એમ જોઇને, અમે એક બીજાના ઉપર ક્ષમા કરીએ છીએ, અર્થાત્ પોતપોતાના ઉત્કર્ષમાટે બીજાનો પરાભવ કરતા નથી.૧૪૩ આ પ્રજાપતિઓ આવા રૂપે કરીનેજ પ્રજાને ઉત્પન્ન કરશે, અને જગતની ઉત્પત્તિ તથા પ્રલયના મધ્ય ભાગમાં પોતાની પ્રજાની સ્થાપના કરશે.૧૪૪ (માટે અમને તે પ્રમાણે થવાનો વર આપો)."

આ રીતે દેવોએ લોકના પિતામહ એવા બ્રહ્માને કહ્યું એટલે તે સમયેજ બ્રહ્માએ પ્રસન્ન થઇને કહ્યું કે,- 'તથાસ્તુ.' તે પછી દેવો જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે ગયા.૧૪૫

આ પ્રમાણેનું સૃષ્ટિના આરંભમાં વરુણનું શરીર ધારણ કરનારા દેવોમાં ઉત્તમ એવા મહાત્મા શંકરના યજ્ઞમાં પૂર્વે વૃત્તાંત થયું હતું.૧૪૬ અગ્નિ, બ્રહ્મા, પશુપતિ, શર્વ, રુદ્ર અને પ્રજાપતિરૂપ છે, અને સુવર્ણ અગ્નિનું સંતાન છે, આ રીતે શાસ્ત્રમાં નિશ્ચય કરવામાં આવ્યો છે.૧૪૭ જ્યાં અગ્નિ ન હોય ત્યાં અગ્નિના સ્થાનમાં સુવર્ણનો ઉપયોગ કરવામાં આવે છે. હે જમદગ્નિના પુત્ર રામ! આમ વેદ અને શ્રુતિમાં કહ્યા પ્રમાણે પ્રમાણને જાણનારા કહે છે.૧૪૮ દર્ભના ઝુંભડા ઉપર, સુવર્ણના કટકા ઉપર, રાફડાના કાણા વિષે અને બકરાના જમણા કાનને વિષે અગ્નિ માનીને હોમ કરવામાં આવે છે.૧૪૯ સપાટ ભૂમિ ઉપર, તીર્થના પાણીમાં, બ્રાહ્મણના હાથને વિષે પણ જો હોમ કરવામાં આવે છે તો ભગવાન્ અગ્નિ પ્રસન્ન થાય છે, અને પોતાની તથા દેવોની ઋદ્ધિ માને છે.૧૫૦ તે માટે સર્વે દેવો અગ્નિરૂપ છે, આમ અમે સાંભળ્યું છે. બ્રહ્મામાંથી અગ્નિ ઉત્પન્ન થયો છે, અને અગ્નિમાંથી સુવર્ણ ઉત્પન્ન થયું છે.૧૫૧ તે માટે જે ધર્મને જાણનારાઓ સુવર્ણનું દાન આપે છે, તેઓ સર્વ દેવોનું દાન આપે છે, એમ અમે શાસ્ત્રમાં સાંભળ્યું છે.૧૫૨ વળી સુવર્ણનું દાન દેનારાને પરમ ગતિ મળે છે, તથા પ્રકાશમાન લોકો પણ મળે છે. તથા, હે ભૃગુપુત્ર! સ્વર્ગલોકમાં તેનો કુબેરના પદ ઉપર અભિષેક કરવામાં આવે છે.૧૫૩ જે પુરુષ સૂર્યનો ઉદય થાય ત્યારે વિધિપૂર્વક મંત્ર ભણીને સુવર્ણનું દાન કરે છે, તેને તેના દુષ્ટ સ્વપ્નનું ફળ મળતું નથી.૧૫૪ જે પુરુષ સૂર્ય ઉદય થાય ત્યારે સુવર્ણનું દાન આપે છે, તેનાં પાપ નાશ પામે છે. જે પુરુષ મધ્યાહ્ને સુવર્ણનું દાન આપે છે, તેનું ભવિષ્યકાળનું પાપ નાશ પામે છે.૧૫૫ જે પુરુષ વ્રતધારી થઇને સાયંકાળે સુવર્ણનું દાન કરે છે, તે પુરુષ બ્રહ્મ, વાયુ, અગ્નિ, અને સોમના લોકમાં જાય છે.૧૫૬ તે ઉપરાંત ઇંદ્રસહિત સર્વ લોકોમાં ઉત્તમ પ્રતિષ્ઠા મેળવે છે, આ લોકમાં યશ મેળવે છે, તથા પાપ રહિત થઇને સુખ ભોગવે છે.૧૫૭ મૃત્યુ પછી બીજા લોકોમાં નિત્ય અપ્રતિમ થઇને રહે છે, તથા તેની ગતિ કોઇ પણ ઠેકાણે અટકતી નથી, પરંતુ તે ઇચ્છાનુસાર વિહાર કરનારો થાય છે.૧૫૮ સુવર્ણનું દાન દેનારો સ્વર્ગ આદિ લોકોમાંથી આ મર્ત્યલોકમાં અવતરતો નથી, મહાન્ યશ મેળવે છે. જે પુરુષ ઘણા સુવર્ણનું દાન કરે છે, તે પુરુષ ઘણા લોકોને મેળવે છે.૧૫૯ જે પુરુષ અમુક વ્રતને ઉદ્દેશીને પ્રભાતમાં અગ્નિ પ્રકટ કરીને તેના સમક્ષમાં સુવર્ણનું દાન કરે છે, તે પુરુષ સર્વ કામનાઓને ભોગવે છે.૧૬૦ ઋષિઓ સુવર્ણને જ અગ્નિ કહે છે, અને તેના દાનથી સુખ મળે છે; તેથી યથેષ્ટ ગુણો અને કામનાઓ મળે છે, અને ચિત્તની શુદ્ધિ થાય છે, એમ કહેવાય છે.૧૬૧ હે નિર્દોષ ભૃગુનંદન! આ રીતે મેં તને સુવર્ણની ઉત્પત્તિ કહી તથા કાર્તિકેયની ઉત્પત્તિ પણ કહી તે, હે વિભુ! તારે ધ્યાનમાં રાખવી.૧૬૨ હે ભૃગુકુળની વૃદ્ધિ કરનારા રામ! કાર્તિકેય કેટલેક કાળે મોટા થયા અને દેવોએ તથા ઇંદ્રે તેને સેનાપતિના સ્થાનપર નિમ્યા.૧૬૩ તે

પછી, હે બ્રહ્મન્! ત્રિદશોના ઇંદ્રની આજ્ઞાથી તથા લોકોનું હિત કરવાની ઇચ્છાથી તારકાસુરને તથા બીજા દૈત્યોને તથા અસુરોને મારી નાંખ્યા.[૧૬૪] હે વિભુ! મેં તને સુવર્ણના દાનના ગુણો કહ્યા માટે, હે ઉત્તમ દાતા! તું બ્રાહ્મણોને સુવર્ણનું દાન આપ.[૧૬૫]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! વસિષ્ઠે પ્રતાપી પરશુરામને ઉપર પ્રમાણે કહ્યું, એટલે તેણે બ્રાહ્મણોને સુવર્ણનું દાન આપ્યું, અને તે પાપમાંથી મુક્ત થયા.[૧૬૬] હે યુધિષ્ઠિર! મેં તને સુવર્ણના દાનનું સર્વ ફળ તથા સુવર્ણની ઉત્પત્તિ સર્વે કહી.[૧૬૭] તે માટે તું બ્રાહ્મણોને ઘણું સુવર્ણ આપ. હે નૃપતિ! સુવર્ણનું દાન કરનારો પાપમાંથી મુક્ત થાય છે.[૧૬૮]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'सुवर्णनी उत्पत्ति' ए नामनो अध्याय ८९ मो समाप्त

## અધ્યાય ૮૬ મો

### કાર્તિકસ્વામીની ઉત્પત્તિ

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભીષ્મ પિતામહ! સુવર્ણના દાનના જે ગુણો વેદમાં કહ્યા છે, તે ગુણો પિતામહે વિધિપૂર્વક વિસ્તારથી કહ્યા,[૧] તથા સુવર્ણની ઉત્પત્તિનું કારણ પણ કહ્યું છે. હવે તારકાસુર કેવી રીતે મરણ પામ્યો હતો, તે મને કહો.[૨] હે રાજા! તે દેવતાઓથી અવધ્ય હતો, છતાં તેનું શામાટે મૃત્યુ નિપજ્યું હતું, તે મને વિસ્તારથી કહો.[૩] હે કુરુકુળની વૃદ્ધિ કરનારા! હું તારી પાસેથી તારકનો વધ સંપૂર્ણ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું, કારણ કે મને તેનું પરમ કૌતૂહલ છે.[૪]

ભીષ્મ કહે છેઃ–હે રાજેન્દ્ર! ગંગાએ શંકરના વીર્યથી રહેલા ગર્ભનો ત્યાગ કર્યો, તેથી દેવોનું અને ઋષિઓનું કાર્ય નાશ પામ્યું. તે પછી દેવોએ અને ઋષિઓએ તે પુત્રનું પોષણ કરવા માટે કૃત્તિકાઓને પ્રેરણા કરી.[૫] કારણ કે દેવોમાં કોઇપણ દેવસ્ત્રી એ અગ્નિના ગર્ભને ધારણ કરવા સમર્થ ન હતી. માત્ર આ કૃત્તિકાઓ જ અગ્નિના તે ગર્ભને ધારણ કરવા માટે બળવાન્ હતી.[૬] એ છએ કૃત્તિકાઓએ અગ્નિના પોતાના તેજવાળા તથા પરમ વીર્યવાળા તે ગર્ભને ધારણ કર્યો. તે ઉપરથી અગ્નિ તે છએ કૃત્તિકાઓ ઉપર પ્રસન્ન થયો.[૭] હે પ્રભુ! અગ્નિનું સંપૂર્ણ તેજ છએની યોનિના માર્ગમાં મૂકવામાં આવ્યું, અને છએ કૃત્તિકાઓ અગ્નિના તે ગર્ભનું પોષણ કરવા લાગી.[૮] પછી મહાત્મા એવો કુમાર (નો ગર્ભ) દિવસે દિવસે વધવા લાગ્યો. તેના તેજથી કૃત્તિકાઓનાં અંગો વ્યાપ્ત થઈ ગયાં, અને તેઓને કોઈ પણ ઠેકાણે ચેહેન પડવા લાગ્યું નહિ.[૯] તે પછી પ્રસવનો સમય પ્રાપ્ત થયો કે, તે કુમારના તેજથી જેનાં અંગો વ્યાપ્ત થયાં હતાં એવી કૃત્તિકાઓએ, હે નરપતિ! એક સાથે ગર્ભને જન્મ આપ્યો.[૧૦] પછી ગર્ભ જે છ સ્થાનમાં વહેંચાઈને રહ્યો હતો, તે જન્મ્યા પછી એકરૂપ થઈ ગયો, અને સુવર્ણના ઢગલા ઉપરથી પૃથ્વી દેવીએ તે ગર્ભને ગ્રહણ કર્યો.[૧૧] તે ગર્ભના સર્વ અવયવો દિવ્ય હતા, તે જાતે દીપ્તિમાન્ હતો, તેની કાંતિ અગ્નિના જેવી હતી, અને તેનો દેખાવ પણ મનોહર હતો. તે શરના (દર્ભના) દિવ્ય વનમાં જઇને ઉછરવા લાગ્યો.[૧૨] સૂર્યના સમાન કાંતિવાળા તે બાળકને જોઇને કૃત્તિકાઓને પણ તેના ઉપર સ્નેહ થયો, અને તેઓ સુહૃદ ભાવથી દૂધ ધવડાવીને ઉછેરવા લાગી.[૧૩] તે ઉપરથી તે કુમાર સ્થાવરજંગમાત્મક ત્રણ લોકમાં કાર્તિકેયના નામથી પ્રખ્યાત થયો. વળી શંકરનાં સ્ખલિત વીર્યમાં જન્મવાથી સ્કંદ એવું નામ તેનું પડ્યું; અને તેણે ગુહામાં (ગુફામાં) વાસ કર્યો હતો, તે ઉપરથી તે ગુહના નામથી કહેવાયો.[૧૪] તે પછી તેત્રીશ દેવતાઓ, દિશાઓ, દિશાના અધિપતિઓ, રુદ્ર, ધાતા, વિષ્ણુ, યમ, પૂષા, અર્યમા, ભગ,[૧૫] અંશ, મિત્ર, સાધ્યો, વાસવ, વસુઓ, અશ્વિનીકુમારો, આપ, વાયુ, નભ, ચંદ્ર, નક્ષત્રો, ગ્રહો, સૂર્ય,[૧૬] તથા દેવોને બળિ આપવામાં ભિન્નભિન્ન સાધનરૂપ થયલા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ એ સર્વે અદ્ભુત દેખાવવાળા અગ્નિના પુત્ર કુમારને જોવા માટે આવ્યા.[૧૭] ઋષિઓ તે કુમારની સ્તુતિ કરવા લાગ્યા, ગંધર્વો તેનાં ગાયન ગાવા લાગ્યા, દર્ભના વનમાં સુતેલા તે કુમારનાં છ મુખ અને બાર નેત્ર જોઇને, તેને બ્રાહ્મણોનો પ્રિય જોઇને,[૧૮] તથા તેના સ્થૂલ ખભા, બાર ભુજાઓ, અને આદિત્યના જેવી કાંતિ જોઇને દેવતાઓ તથા ઋષિઓ[૧૯] પરમ હર્ષ પામ્યા, અને અસુરનો નાશ થયો જ છે, એમ માનવા લાગ્યા. તે પછી સર્વે દેવતાઓ તે કુમારને મનગમતી ભેટ આપવા લાગ્યા.[૨૦] કુમાર ક્રીડા કરવા લાગ્યા, તે સમયે પક્ષીઓનાં ટોળાંએ પણ તેને રમકડાં આપ્યાં. ગરુડે કુમારને વિચિત્ર પીછાવાળું એક મોરનું બચ્ચું આપ્યું;[૨૧] રાક્ષસોએ તેને વરાહ તથા મહિષ આપ્યા; અરુણે પંડે અગ્નિના જેવો રાતા રંગનો એક કુકડો આપ્યો;[૨૨] ચંદ્રમાએ એક મેષ આપ્યો; આદિત્યે–સૂર્યે મનોહર કાંતિ આપી; ગાયોની માતા સુરભિએ એક લાખ ગાયો આપી.[૨૩] અગ્નિએ ગુણસંપન્ન બકરો આપ્યો, પૃથ્વીએ ઘણાં પુષ્પો અને ફળો આપ્યાં, સુધન્વાએ શકટ (ગાડું) તથા મોટા ઉંટડાવાળો રથ આપ્યો;[૨૪] વરુણે ઉત્તમ ઘોડાઓ તથા

હાથીઓ આપ્યા, સુરેંદ્રે (ઇંદ્રે) સિંહો, વાઘો, દીપડા તથા બીજાં પક્ષીઓ આપ્યાં,[૨૫] ઘણાં હિંસક ને ભયંકર પ્રાણીઓ આપ્યાં, અને જાત જાતનાં છત્રો આપ્યાં, રાક્ષસો અને અસુરોના સમુદાયો સમર્થ એવા તે કુમારની પાછળ પાછળ જવા લાગ્યા.[૨૬] તે કુમાર મોટો થવા લાગ્યો, તે જોઇને તારકે તેને મારવા માટે ઘણા ઉપાયો રચ્યા, પરંતુ વ્યાપક એવા તે કુમારને મારી શકયો નહિ.[૨૭] તે પછી ગુફામાં વાસ કરીને રહેલા તે કુમારને દેવોએ સેનાપતિના પદ ઉપર નિમીને તેનું સન્માન કર્યું, અને તેની આગળ તારકે કરેલું અશુભ કહ્યું.[૨૮] તે સાંભળીને વયમાં આવેલા ને મહા વીર્યવાળા દેવોના સેનાપતિ ગુહ નામના કુમારે અમોઘ, નિષ્ફળ નહિ નીવડે તેવી એક શકિત મારીને તારક નામના દાનવને મારી નાંખ્યો.[૨૯] કુમારે રમત માત્રમાં તારકાસુરને મારી નાંખીને ઈશ્વર સુરેંદ્રની દેવોના રાજ્ય ઉપર પુનઃ સ્થાપના કરી.[૩૦] પ્રતાપી એવા સ્કંદ જે દેવોના સેનાપતિ હતા, ઈશ્વર હતા, દેવોના ગોપ્તા હતા, અને શંકરનું પ્રિય કરનારા હતા, તે દીપી રહ્યા હતા.[૩૧] હિરણ્યમૂર્તિરૂપ અગ્નિના પુત્ર એ કુમાર સદાને માટે દેવોના સેનાપતિ થયા.[૩૨]

આ પ્રમાણે સુવર્ણ મંગળકારક છે, અવિનાશી તથા ઉત્તમ રત્ન ગણાય છે, કાર્તિકેયની સાથે ઉત્પન્ન થયું છે, અને તેને અગ્નિનું ઉત્તમ તેજ માન્યું છે.[૩૩] હે કુરુકુળોત્પન્ન રાજા! આ રીતે પૂર્વે વસિષ્ઠે પરશુરામને સુવર્ણની ઉત્પત્તિ કહી હતી. તે માટે તું સુવર્ણનું દાન દેવાનો પ્રયત્ન કર.[૩૪] રામ સુવર્ણનું દાન દઇને સર્વ પાપોમાંથી મુકત થયા હતા, અને તેમણે સ્વર્ગમાં મનુષ્યોને દુર્લભ એવું મોટું સ્થાન મેળવ્યું હતું[૩૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममें 'तारकवधोपाख्यान' ए नामनो अध्याय ८६ मो समाप्त

---

## અધ્યાય ૮૭ મો

### શ્રાદ્ધની તિથિઓનો મહિમા

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ધર્માત્મા! તમે ચારેય વર્ણના ધર્મ મને કહ્યા. હવે, હે પાર્થિવ! તે પ્રમાણે જ તમે મને શ્રાદ્ધનો સંપૂર્ણ વિધિ કહો.[૧]

વૈશંપાયન કહે છેઃ–આ રીતે યુધિષ્ઠિરે શંતનુના પુત્ર ભીષ્મને પ્રશ્ન કર્યો, એટલે તેણે શ્રાદ્ધનો સંપૂર્ણ વિધિ કહેવાનો આરંભ કર્યો.[૨]

ભીષ્મ કહે છેઃ–હે રાજન્! તું સાવધાન થઇને શ્રાદ્ધ કર્મનો શુભ વિધિ શ્રવણ કર. હે શંત્રુને તપાવનારા રાજા! પિતૃયજ્ઞ કહેતાં શ્રાદ્ધ ધન આપનારું, યશ આપનારું તથા પુત્ર આપનારું છે.[૩] દેવો, અસુરો, મનુષ્યો, ગંધર્વો, સર્પો, રાક્ષસો, પિશાચો, ને કિન્નરો પણ સદા પિતૃઓની પૂજા કરે છે.[૪] પ્રથમ પિતૃઓની પૂજા કરવામાં આવે છે, ને પછી દેવોનું તર્પણ કરવામાં આવે છે. તે માટે પુરુષે સર્વ યજ્ઞો કરીને સદાય પિતૃઓની પૂજા કરવી જોઇએ.[૫]* હે મહારાજ! અન્વાહાર્યને† પિતૃઓનું શ્રાદ્ધ કહેવામાં આવે છે. તેટલા માટે તેનો વિશેષ વિધિ ઠરાવી તેના વિધિને પ્રથમ કલ્પવામાં આવ્યો છે.[૬] સર્વ દિવસોમાં શ્રાદ્ધ કરવાથી પિતામહો પ્રસન્ન થાય છે. હવે હું તને શ્રાદ્ધ કરવા યોગ્ય તિથિના ગુણો તથા શ્રાદ્ધ ન કરવા યોગ્ય તિથિના દોષો કહીશ.[૭] હે નિર્દોષ રાજા! જે દિવસોમાં શ્રાદ્ધ કરવાથી જે ફળ મળે છે, તે સર્વ હું તને કહીશ. તે તું મારી પાસેથી યથાર્થ રીતે શ્રવણ કર.[૮]

પડવાને દિવસે પિતૃનું પૂજન કરવાથી (શ્રાદ્ધ કરવાથી) ઘરમાં સ્ત્રીઓ યોગ્ય પ્રજાને જન્મ આપે છે. જે સ્ત્રીઓ મળે છે તે દેખાવડી હોય છે, તથા તેને ઘણી પ્રજા થાય છે.[૯] બીજને દિવસે શ્રાદ્ધ કરવામાં આવે છે તો પુત્રી પ્રજા ઉત્પન્ન થાય છે. ત્રીજને દિવસે શ્રાદ્ધ કરવામાં આવે છે તો ઘરમાં ઘોડાઓની સંપત્તિ થાય છે. ચોથને દિવસે શ્રાદ્ધ કરવામાં આવે છે તો ઘરમાં ઘણાં ક્ષુદ્ર પશુઓ ઉત્પન્ન થાય છે.[૧૦] હે નૃપ! પાંચમને દિવસે શ્રાદ્ધ કરવામાં આવે છે તો ઘણા પુત્રો જન્મે છે. છઠને દિવસે શ્રાદ્ધ કરવામાં આવે છે તો પુરુષો તેજસ્વી થાય છે.[૧૧] હે રાજા! સાતમે શ્રાદ્ધ કરવામાં આવે છે તો શ્રાદ્ધ કરનારાને ખેતીનો લાભ થાય છે. આઠમે શ્રાદ્ધ કરનારાને વ્યાપારમાં લાભ થાય છે.[૧૨] નવમીને દિવસે શ્રાદ્ધ કરે છે તેને ત્યાં એક ખરીવાળાં પ્રાણીઓની ઘણી વૃદ્ધિ થાય છે. દશમનું શ્રાદ્ધ કરનારા પુરુષના ઘરમાં ગાયનો વધારો થાય છે.[૧૩] હે રાજા! એકાદશીને દિવસે શ્રાદ્ધ કરનારા પુરુષના

---

* ટીકાકાર નીલકંઠ કહે છે કે "આહિતઃ" એમ જે શ્લોકમાં કહ્યું છે તેથી એમ સમજવાનું છે કે પિતૃઓને નવા ચંદ્રને દિવસે એટલે કે અમાવાસ્યાને દિવસે પૂજ્યા પછી શુક્લ પ્રતિપદાને દિવસે દેવોને પૂજવા. બીજો અર્થ અત્રે જે શ્લોકમાં કહ્યો છે તે છે.

† अन्वाहार्यम्‌નો અર્થ ટીકાકાર पश्चात्कर्तव्यम् એવો કરે છે. એટલે કે જેનું પૂજન પાછળથી થઈ શકે તે કર્મ. શ્રાદ્ધને માટે એવી આજ્ઞા છે કે તે અમાવાસ્યા અથવા નવા ચન્દ્રોદયને દિવસે મધ્યાહ્ન પછી કરવું, અર્થાત્ કે શુકલપક્ષના પ્રથમ અજવાળિયામાં દેવોનું પૂજન કરવું.

ઘરમાં વસ્ત્ર, પાત્ર વગેરેની વૃદ્ધિ થાય છે, તથા તેના ઘરમાં બ્રહ્મતેજસ્વી પુત્રો જન્મે છે.[૧૪] બારશને દિવસે શ્રાદ્ધ કરે છે, તેને નિત્ય ઘણું ધન, રૂપું તથા મનોહર એવું સુવર્ણ મળે છે.[૧૫] તેરશનું શ્રાદ્ધ કરનારો જ્ઞાતિમાં શ્રેષ્ઠ (નાયક) થાય છે. જે ચૌદશનું શ્રાદ્ધ કરે છે, તેના ઘરમાં જુવાન પુરુષો મરણ પામે છે, અને શ્રાદ્ધ કરનારા પુરુષને યુદ્ધ કરવાનો પ્રસંગ આવે છે. અમાવાસ્યાને દિવસે શ્રાદ્ધ કરનારો પુરુષ સર્વ કામનાને પ્રાપ્ત કરે છે.[૧૬-૧૭] કૃષ્ણ પક્ષમાં દશમથી લઇને અમાવાસ્યા સૂધીની છ તિથિઓ એક ચૌદશનો ત્યાગ કરીને શ્રાદ્ધમાં જેવી ઉત્તમ ગણાય છે, તેવી બીજી તિથિઓ ઉત્તમ ગણાતી નથી.[૧૮] જેમ શ્રાદ્ધ માટે શુકલપક્ષના કરતાં કૃષ્ણપક્ષ ઉત્તમ ગણાય છે, તેમજ શ્રાદ્ધને માટે પૂર્વાહ્ણ કરતાં અપરાહ્ણ કાળ ઉત્તમ ગણાય છે.[૧૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'श्राद्धविधि' ए नामनो अध्याय ८७ मो समाप्त

## અધ્યાય ૮૮ મો.

### શ્રાદ્ધમાં પિતૃઓને આપવા યોગ્ય પદાર્થો

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ઈશ્વર! પિતૃઓને કઈ વસ્તુ આપી હોય તો અક્ષય થાય છે, તથા કયું હવિ ઘણી રાત્રિ સૂધી પિતૃઓની તૃપ્તિ કરે છે, અને કયું હવિ અનંતકાળ સૂધી પિતૃઓની તૃપ્તિ કરે છે?[૧]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! શ્રાદ્ધ કર્મને જાણનારા પુરુષોએ શ્રાદ્ધના વિધિમાં જે કામના પૂરનારાં હવિષ્ કહ્યાં છે, તે હવિષો તથા તેનાં ફળોને તું મારી પાસેથી શ્રવણ કર.[૨] હે રાજા! શ્રાદ્ધમાં પિતૃઓને તલ, વ્રીહિ, જવ, અડદ, પાણી, મૂળ અને ફળ આપવાથી એક મહિના સૂધી તેઓ તૃપ્ત રહે છે.[૩] મનુ કહે છે કે, જે શ્રાદ્ધમાં તલનો વિશેષ ઉપયોગ કરવામાં આવે છે, તે શ્રાદ્ધથી પિતૃઓની અક્ષય તૃપ્તિ થાય છે. ભોજનના સર્વ પદાર્થોમાં તલનો મુખ્યપણે ઉપયોગ કરવો, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૪] માછલાંના પિંડ આપવાથી પિતૃઓ બે મહિના સૂધી તૃપ્ત થાય છે. ગાડરના માંસના પિંડ આપવાથી પિતૃઓ ત્રણ મહિના સૂધી તૃપ્ત થાય છે. શશલાના માંસના પિંડથી પિતૃઓ ચાર મહિના સૂધી તૃપ્ત થાય છે.[૫] હે રાજા! બકરાનાં માંસના પિંડ આપવાથી પિતૃઓ પાંચ મહિના સૂધી તૃપ્ત થાય છે. જંગલી ડુક્કર (વરાહ)ના માંસના પિંડથી પિતૃઓ છ મહિના સૂધી તૃપ્ત થાય છે; શાકુલના માંસથી પિતૃઓ સાત મહિના સૂધી તૃપ્ત રહે છે.[૬] ચિત્રમૃગ (પાર્ષત)ના માંસથી પિતૃઓ આઠ મહિના સૂધી તૃપ્ત રહે છે. રુરુમૃગના માંસથી પિતૃઓ નવ મહિના સૂધી તૃપ્ત રહે છે. રોઝ-(ગવય)નાં માંસથી પિતૃઓ દશ મહિના સૂધી તૃપ્ત રહે છે.[૭] પાડાના માંસથી પિતૃઓ અગ્યાર મહિના સૂધી તૃપ્ત રહે છે. શ્રાદ્ધના કર્મમાં ગાયનાં દૂધ, દહીં વગેરે આપવાથી પિતૃઓ એક વર્ષ સૂધી તૃપ્ત રહે છે.[૮]* દૂધ દહીંની પેઠે (અથવા તો ગોમાંસની પેઠે) ઘીની સાથે દૂધપાકના પિંડથી તથા વાધ્રીણસ† નામના બકરાનાં માંસથી પિતૃઓ બાર વર્ષ સૂધી તૃપ્ત રહે છે.[૯] મરણતિથિને દિવસે ગેંડાના માંસના પિંડ આપવામાં આવે છે તો તેનાથી પિતૃઓની અનંત કાળ સૂધી તૃપ્તિ થાય છે. કાળશાક, લૌહ (ઔષધિ વિશેષ) અને બકરાનાં પિંડથી પણ પિતૃઓની અનંત તૃપ્તિ થાય છે, એમ કહ્યું છે.[૧૦]

હે યુધિષ્ઠિર! શ્રાદ્ધના વિષયમાં પિતૃઓએ ગાયેલી ગાથાઓ ઋષિઓ ગાય છે, અને તે ગાથાઓ ભગવાન સનત્કુમારે પૂર્વે મારી પાસે કહી હતી.[૧૧] પિતૃઓ કહે છે કેઃ–અમારા કુળમાં એવો પુરુષ જન્મો કે, જે પુરુષ દક્ષિણાયનમાં તેરશને દિવસે તથા મઘા નક્ષત્રમાં અમને મધવાળા દૂધપાકના પિંડ આપે.[૧૨] અથવા પુરુષ વ્રતપરાયણ થઇને બકરાના માંસના અથવા ચંપાના પુષ્પ વગેરેનાં શાકના પિંડ મઘા નક્ષત્રને દિવસે અમને આપે, અથવા તો હાથીની છાયા પૂર્વ દિશામાં જાય ત્યારે હાથીના કાનના પવનથી જેને પવન ઢોળવામાં આવ્યો હોય તેવા દૂધપાક વગેરે અમને આપે તેવો પુત્ર અમારા કુળમાં જન્મો![૧૩] ઘણા પુત્રો થાય એવી ઈચ્છા કરવી; કારણ કે તેમાંથી એક પુત્ર પણ ગયામાં જાય અને ગયામાં લોકમાં પ્રખ્યાત એવો અક્ષય વડ છે ત્યાં અમારું શ્રાદ્ધ કરે.[૧૪] મરણતિથિને દિવસે પાણી, કંદ, ફળ, માંસ, અન્ન, જે કંઈ પદાર્થ મધની સાથે પિતૃઓને આપવામાં આવે છે, તે અનંતકાળ સૂધી પિતૃઓની તૃપ્તિ કરનાર થઈ પડે છે.[૧૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'श्राद्धकल्प' ए नामनो अध्याय ८८ मो समाप्त

## અધ્યાય ૮૯ મો.

### શ્રાદ્ધમાં નક્ષત્રનો મહિમા

ભીષ્મ કહે છેઃ–યમે જૂદાં જૂદાં નક્ષત્રમાં જે કામ્ય શ્રાદ્ધ શશબિંદુને કહ્યાં છે, તે શ્રાદ્ધો હું તને કહું છું

* કોઈ કોઈ ગવ્ય નો અર્થ ગોમાંસ પણ કરે છે.

† વાધ્રીણસ એટલે બકરો, પક્ષી કે આખલો એવો અર્થ કરવામાં આવે છે.

તે તું મારી પાસેથી શ્રવણ કર.[1] જે પુરુષ કૃત્તિકાના યોગમાં નિત્ય અગ્નિનું આધાન કરીને પોતાના પુત્ર સાથે શ્રાદ્ધ કરે છે, તે પુરુષ દુઃખરહિત થાય છે.[2] પુત્રની કામનાવાળા પુરુષે રોહિણી નક્ષત્રમાં શ્રાદ્ધ કરવું, તેજની કામનાવાળા પુરુષે મૃગશીર્ષ નામના ઉત્તમ નક્ષત્રમાં શ્રાદ્ધ કરવું, આર્દ્રા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનાર પુરુષ ક્રૂર કર્મ કરનારો થાય છે.[3] પુનર્વસુ નક્ષત્રમાં શ્રાદ્ધ કરનાર ધનની કામનાવાળો થાય છે. પુષ્ટિની કામનાવાળા પુરુષે પુષ્ય નક્ષત્રમાં શ્રાદ્ધ કરવું.[4] આશ્લેષા નક્ષત્રમાં જે શ્રાદ્ધ કરે, તે ધીર પુત્રોને ઉત્પન્ન કરે છે. મઘા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો પુરુષ જ્ઞાતિમાં શ્રેષ્ઠપણાને પામે છે.[5] ફાલ્ગુની નક્ષત્રમાં જે શ્રાદ્ધ કરે છે, તે પુરુષ સારા ભાગ્યવાળો થાય છે. ઉત્તરા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો પુરુષ સંતાનને પ્રાપ્ત થાય છે. હસ્ત નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો પુરુષ ઇષ્ટ વસ્તુ સંપાદન કરે છે.[6] ચિત્રા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો પુરુષ રૂપાળા પુત્રોને મેળવે છે. સ્વાતી નક્ષત્રમાં પિતૃનું શ્રાદ્ધ કરવાથી વ્યાપારમાં લાભ થાય છે.[7] પુત્રની ઇચ્છા કરનારો પુરુષ વિશાખા નક્ષત્રમાં શ્રાદ્ધ કરે છે તો તેને ઘણા પુત્રો થાય છે; અનુરાધામાં કરે છે તો રાજચક્રને એટલે રાજના અધિકારી મંડળને માર્ગ ઉપર ચઢાવે છે.[8] હે કુરુકુળશ્રેષ્ઠ! જે સમૃદ્ધિવાળો પુરુષ ઇંદ્રિયોનો નિગ્રહ કરીને જયેષ્ઠા નક્ષત્રમાં શ્રાદ્ધ કરે છે, તે પુરુષને અધિપતિપણું મળે છે.[9] મૂળ નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો આરોગ્ય મેળવે છે, આષાઢા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો ઉત્તમ યશ મેળવે છે, ઉત્તરાષાઢા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો શોકરહિત થઈને પૃથ્વી ઉપર ફરે છે;[10] અભિજિત્ નક્ષત્રમાં શ્રાદ્ધ કરે છે તો તેને વૈદ્યસિદ્ધિ મળે છે; શ્રવણમાં શ્રાદ્ધ કરે છે તો મરણ પછી સદ્ગતિ મળે છે.[11] ધનિષ્ઠા નક્ષત્રમાં જે પુરુષ નિયમપૂર્વક શ્રાદ્ધ કરે છે, તે પુરુષ રાજ્યનો ભાગી થાય છે. જે વૈદ્ય શતભિષા (વારુણ) નામના નક્ષત્રમાં શ્રાદ્ધ કરે છે, તેને પણ ઔષધની સિદ્ધિ થાય છે.[12] જે પુરુષ પૂર્વાપ્રૌષ્ઠ(ભાદ્ર)પદા નક્ષત્રમાં શ્રાદ્ધ કરે છે, તે પુરુષને ઘણા બકરા અને ઘણા મેંઢાનો લાભ થાય છે. ઉત્તરાભાદ્રપદા નક્ષત્રમાં જે શ્રાદ્ધ કરે છે, તે પુરુષને હજારો ગાય મળે છે.[13] રેવતી નક્ષત્રમાં જે શ્રાદ્ધ કરે છે, તેને નાના પ્રકારની ધાતુઓનો લાભ થાય છે; અશ્વિની નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારાને ઘોડાઓનો લાભ થાય છે, ભરણી નક્ષત્રમાં જે શ્રાદ્ધ કરે છે, તેને ઉત્તમ આયુષ્યનો લાભ થાય છે.[14] આ શ્રાદ્ધનો વિધિ સાંભળીને શશબિંદુએ તે પ્રમાણે કર્યું અને તેણે ક્લેશ વગર પૃથ્વીનો વિજય કર્યો અને તેનું પાલન કર્યું.[15]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वे विषे दान धर्ममां 'श्राद्ध-विधि' ए नामनो अध्याय ८९ मो समाप्त

## અધ્યાય ૯૦ મો

### શ્રાદ્ધમાં કેવા બ્રાહ્મણોને જમાડવા નહિ!

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ભીષ્મપિતામહ! કેવા બ્રાહ્મણને શ્રાદ્ધમાં જમાડવા, તે તમે મને, હે કુરુકુળના સિંહ! વિસ્તારથી કહો.[1]

ભીષ્મ કહે છેઃ-દાન ધર્મને જાણનારા ક્ષત્રિયે દેવના કર્મમાં એટલે યજ્ઞમાં બ્રાહ્મણોની પરીક્ષા કરવી નહિ; પરંતુ પિતૃના કર્મમાં એટલે શ્રાદ્ધમાં બ્રાહ્મણની ખાસ પરીક્ષા કરવી, એ ધર્મ છે, આમ ધર્મશાસ્ત્રકર્તાઓ કહે છે.[2] દેવતાઓએ મનુષ્યોમાં જે ભક્તિ અર્પણ કરી છે, તે ભક્તિથી મનુષ્યો પૃથ્વી ઉપર દેવોનું પૂજન કરે છે. એટલા માટે જ મનુષ્યે દેવતાઓને ઉદ્દેશીને દાન દેવું.[3] હે મહારાજ! વિદ્વાન પુરુષે શ્રાદ્ધમાં તો બ્રાહ્મણનાં કુળની, શીલની, વયની, રૂપની, વિદ્યાની તથા કુટુંબની પરીક્ષા કરવી.[4] બ્રાહ્મણોમાં કેટલાએક પંક્તિદૂષક એટલે ભોજન કરવા બેઠેલી આખી પંક્તિને અભડાવનારા છે, ત્યારે કેટલાએક પંક્તિપાવન એટલે બ્રાહ્મણની પંક્તિને પાવન કરનારા છે. હે રાજન્! કોણ બ્રાહ્મણ અપાંક્તેય છે અર્થાત્ બ્રાહ્મણની પંક્તિમાં બેસવાને યોગ્ય નથી, તે કહું છું તે તું સાંભળ.[5]

જુગારી, ગર્ભહત્યા કરનાર, ક્ષયરોગી, પશુપાલનકર્તા, મૂર્ખ, (વેદ શાસ્ત્ર નહિ ભણનારો) ગામોટ, વ્યાજ ખાનારો, ગાયન ગાનારો, સર્વ પદાર્થ વેચનારો,[6] ઘરને આગ લગાડનારો, ઝેર દેનારો, કુંડ* જાતિના પુરુષનું ભોજન કરનારો સોમલતાને વેચનારો, સમુદ્રમાં પ્રવાસ કરનારો, (હસ્તરેખા જોનારો) રાજાનો સેવક, તેલ પીલનારો, ખોટી સાક્ષી પૂરનારો (દગો ફટકો કરનારો),[7] પિતાની સાથે વિવાદ કરનારો, જેના ઘરમાં ઉપપતિ (ઠોકો) રહેતો હોય તે, અભિશાપવાળો, ચોર, શિલ્પ ઉપર આજીવિકા કરનારો,[8] વેશાંતરધારી, ચાડિયો, મિત્રનો દ્રોહી, પરદારા સાથે વ્યવહાર કરનારો, શૂદ્રોનો પુરોહિત, શસ્ત્ર ધારણ કરીને આજીવિકા કરનારો,[9] કુતરાને સાથે લઈને મૃગયા કરનારો, કુતરાંએ કરડેલ, મોટો ભાઈ કુંવારો હોય અને તે છતાં પોતે પરણેલો હોય એવો નાનો ભાઈ,

* ધણી જીવતાં છતાં વ્યભિચારથી ઉત્પન્ન થયેલો છોકરો કુંડ કહેવાય છે.

જેના શરીરની ચામડી બગડી ગઈ હોય તે (સુન્નત કરાવેલો એવો અર્થ દુશ્ચર્યાનો થાય છે), ગુરુપત્ની સાથે ગમન કરનારો,[૧૦] નટ, દેવપૂજનનો ધંધો કરનારો, નક્ષત્ર જોઈને લોકોને ફળ કહી જીવન ગાળનારો, હે યુધિષ્ઠિર! આવા બ્રાહ્મણો અપાંક્તેય કહેવાય છે, અને આવા અપાંક્તેય બ્રાહ્મણોએ જે હવ્યનું ભોજન કર્યું હોય તેને[૧૧] રાક્ષસો ખાઈ જાય છે, અર્થાત્ તે દેવોને પહોંચતું નથી, આમ બ્રહ્મવેત્તાઓ કહે છે. જે બ્રાહ્મણ શ્રાદ્ધનું ભોજન કર્યા પછી વેદાધ્યયન કરે છે તથા જે વૃષલી (શૂદ્ર) સ્ત્રી સાથે ગમન કરે છે,[૧૨] તેના પિતૃઓ નરકમાં એક મહિના સુધી સુઇ રહે છે. સોમ વેચનારાને જમાડેલું અથવા તો આપેલું અન્ન વિષ્ઠાસમાન થાય છે; વૈદ્યને શ્રાદ્ધમાં ભોજન કરાવેલું અન્ન પરુ અને રુધિર સમાન થાય છે.[૧૩] દેવલકને (પૂજારીને) શ્રાદ્ધમાં જમાડેલું અન્ન તથા આપેલું દાન નિષ્ફળ જાય છે. વ્યાજખોરાને આપેલું અન્ન પણ નિષ્ફળ જાય છે. વ્યાપારીને ભોજન કરાવવામાં તથા આપવામાં આવેલું અન્ન આલોકમાં તથા પરલોકમાં ફળ આપતું નથી.[૧૪] પુનર્લગ્નથી થયેલા બ્રાહ્મણને આપેલું હવ્ય તથા કવ્ય રાખમાં હોમ્યા બરાબર થાય છે. જે પુરુષો ધર્મ વિનાના તથા સારાં ચરિત્રથી રહિત થઈ પડેલા બ્રાહ્મણોને યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં ભોજન કરાવે છે, તેઓને મરણ પછી તેનું ફળ મળતું નથી (અને પિતૃઓને તૃપ્તિ થતી નથી).[૧૫] જે અલ્પબુદ્ધિવાળા પુરુષો જાણી જોઇને ધર્મરહિત તથા ચરિત્ર વિનાના પુરુષોને હવ્ય તથા કવ્ય જમાડે છે, તે પુરુષના પિતૃઓ મરણ પછી નરકનું ભોજન કરે છે, એવો નિશ્ચય છે.[૧૬] ઉપર કહેલા આ અધમ બ્રાહ્મણોને પણ અપાંક્તેય જાણવા. જે અલ્પબુદ્ધિવાળા બ્રાહ્મણો શૂદ્રોને વેદનો ઉપદેશ કરે છે, તેઓને પણ અપાંક્તેય જાણવા.[૧૭] હે રાજા! કાણો પુરુષ જોઈ જાય તો પંક્તિમાં ભોજન કરવા બેઠેલા સાઠ બ્રાહ્મણને અભડાવે છે અર્થાત્ તેઓને જમાડેલું ભોજન વ્યર્થ થાય છે; ષંઢ પુરુષ સો બ્રાહ્મણને દૂષિત કરે છે, એટલે અભડાવે છે; અને, હે રાજા! કોઢીઓ તો પંક્તિમાં જેટલા બ્રાહ્મણો બેઠા હોય, તે સર્વેને ભ્રષ્ટ કરે છે, અર્થાત્ તેઓને ભોજન કરાવ્યાનું ફળ મળતું નથી.[૧૮] જે પુરુષ માથે પાઘડી પહેરીને ભોજન કરે છે, જે પુરુષ દક્ષિણ દિશા તરફ મુખ કરીને બેસે છે, જે પુરુષ પગમાં પગરખાં પહેરીને ભોજન કરે છે, તે સર્વનાં ભોજનને અસુરો ગ્રહણ કરે છે, (અર્થાત્ એવા બ્રાહ્મણોને અપાંક્તેય જાણવા).[૧૯] પુરુષ ઇર્ષા કરીને જે દાન દે છે, તથા જે દાન શ્રદ્ધા વગર દે છે, તે સર્વ બ્રહ્માએ અસુરના રાજા બલિનો ભાગ કલ્પ્યો છે.[૨૦] કુતરાઓ તથા પંક્તિદૂષકો (પંક્તિને અભડાવનારા) કોઈ પણ રીતે જુવે નહિ, એટલા માટે આસપાસથી ઢાંકેલા પ્રદેશમાં બ્રાહ્મણોને ભોજન કરાવવું અને આસપાસ તલ વેરાવવા.[૨૧] જે શ્રાદ્ધ તલ વગર કરવામાં આવ્યું હોય, તથા જે ક્રોધથી કરવામાં આવ્યું હોય, તે હવિષને યાતુધાનો તથા પિશાચો ખાઈ જાય છે.[૨૨] અપાંક્ત પુરુષ (પંક્તિમાં બેસવા માટે અનધિકારી) પંક્તિમાં બેસીને ભોજન કરનારા જેટલા બ્રાહ્મણોને જુવે છે, તેટલા બ્રાહ્મણના ભોજનના ફળમાંથી તેના મૂર્ખ જમાડનારાને ભ્રષ્ટ કરે છે.[૨૩]

હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! હવે હું તને પંક્તિપાવન (ભોજન કરવા માટે બેઠેલા બ્રાહ્મણોને પવિત્ર કરનારા) બ્રાહ્મણો વિષે કહીશ. તે બ્રાહ્મણોની તું પરીક્ષા કર.[૨૪] વિદ્યાસ્નાત, વ્રતસ્નાત, અને વેદસ્નાત હોય તે સર્વે બ્રાહ્મણોને સદાચારસંપન્ન અને સર્વને પાવન કરનારા જાણવા.[૨૫] હવે હું પાંક્તેય બ્રાહ્મણો વિષે કહું છું. એ પુરુષોને પંક્તિપાવન જાણવા. જે ત્રિણાચિકેત નામના મંત્રોનું અધ્યયન કરે છે, જે ગાર્હપત્યથી આવસથ્ય સુધીના પાંચ અગ્નિનું સેવન કરે છે, જે ઋગ્વેદના ત્રિસુપર્ણ વગેરે ત્રણ મંત્ર ભણ્યો હોય, જે વેદનાં છ અંગ જાણતો હોય,[૨૬] વેદવિદ્યા ભણાવનારાઓના વંશમાં પરંપરાથી જન્મેલો, સામ વેદ ભણનારો, જ્યેષ્ઠ સામનું ગાન કરનારો, માતાપિતાને વશ રહેનારો, દશ પેઢી થયાં વેદવિદ્યા જેના કુલમાં ભણાતી હોય તેવો,[૨૭] ઋતુકાળમાં સદાય ધર્મપત્નીની સાથે ગમન કરનારો, વેદવિદ્યાસ્નાત તથા વ્રતસ્નાત બ્રાહ્મણ પંક્તિને પવિત્ર કરે છે, અર્થાત્ તે પંક્તિપાવન કહેવાય છે.[૨૮] જેણે અથર્વશિરસનું અધ્યયન કર્યું હોય, જે બ્રહ્મચારી હોય, નિયમપૂર્વક વ્રત કરનારો હોય, સત્યવાદી, ધર્મશીળ, સ્વકર્મમાં પરાયણ હોય, તેવા બ્રાહ્મણ પણ પંક્તિપાવન કહેવાય છે.[૨૯] જેઓએ પવિત્ર તીર્થોમાં સ્નાન કરવા માટે પરિશ્રમ કર્યો છે, જેઓએ યજ્ઞોમાં વેદના મંત્રોથી અવભૃથ સ્નાન કર્યું છે તેઓ,[૩૦] જે બ્રાહ્મણો ક્રોધથી રહિત હોય, ચપળતાથી રહિત હોય, ક્ષમાશીળ હોય, દાંત હોય, જિતેંદ્રિય હોય, તથા સર્વ ભૂતમાં હિત રાખતા હોય, એઓને શ્રાદ્ધમાં નિમંત્રણ કરવું.[૩૧] ઉપર કહેલા બ્રાહ્મણો પંક્તિપાવન કહેવાય છે, અને તેઓને ભોજનદાન આપવાથી અક્ષય ફળ મળે છે. આ તથા બીજા મહા ભાગ્યશાળી પુરુષોને પણ પંક્તિપાવન જાણવા.[૩૨] મોક્ષના ધર્મને જાણનારા યતિઓ, ઉત્તમ રીતે વ્રતનું આચરણ કરનારા યોગીઓ, સાવધાન થઇને ઉત્તમ એવા દ્વિજ વર્ણને ઇતિહાસ

સંભળાવનારાઓ,[૩૩] ભાષ્યવેત્તાઓ, વ્યાકરણશાસ્ત્ર જાણનારાઓ, પુરાણ જાણનારાઓ, અને ધર્મશાસ્ત્ર જાણનારાઓ,[૩૪] શાસ્ત્ર ભણીને તે પ્રમાણે જ વિધિપૂર્વક આચરણ કરનારા, ગુરુના ઘરમાં રહેનારાઓ, હજારો વાર સત્ય ભાષણ કરનારા,[૩૫] ચારેય વેદોને સારી રીતે જાણનારા, સર્વ શાસ્ત્રનાં પ્રવચનો કરવામાં શ્રેષ્ઠ, આ બધા પુરુષો બ્રાહ્મણની જેટલી પંક્તિને જુવે છે, તેટલી પંક્તિને પવિત્ર કરે છે.[૩૬] પંક્તિને પવિત્ર કરે છે તે ઉપરથી તે પંક્તિપાવન કહેવાય છે. વેદવેત્તાઓ જાણે છે કેઃ-વેદનું શિક્ષણ આપનારા પૂર્વજોથી ઉતરી આવેલો અને સ્વયં પણ વેદનું અધ્યયન કરાવનારો માત્ર એક દૃષ્ટિપાતથી સાડાત્રણ કોશ જેટલે દૂરથી પંક્તિને પવિત્ર કરે છે. જો તે ઋત્વિક્ ન હોય, ઉપાધ્યાય ન હોય, છતાં બીજા ઋત્વિજોની આજ્ઞાથી અગ્રાસનપર બેસે તો તે પંક્તિનો દોષ પોતાને માથે લે છે. પણ જો તે વેદ જાણનારો હોય અને પંક્તિને દૂષણ કરનારા દોષોથી રહિત હોય તો,[૩૭-૩૯] હે રાજન્! તે પતિત ગણાતો નથી, તે પંક્તિપાવન જ ગણાય છે. તે માટે સર્વ પ્રકારના પ્રયત્નથી બ્રાહ્મણોની પરીક્ષા કરીને તેને આમંત્રણ કરવું;[૪૦] તથા જે પોતાના કર્મમાં પરાયણ હોય, સારા કુળમાં જન્મ્યા હોય, અને બહુશ્રુત હોય, તેવાઓને પણ શ્રાદ્ધમાં આમંત્રણ કરવું. જેના શ્રાદ્ધમાં તથા યજ્ઞના કર્મમાં મિત્રોને ભોજન કરાવવામાં આવે છે, તે પિતૃઓને તથા દેવતાઓને પ્રસન્ન કરી શકતો નથી, તેમ તેને સ્વર્ગ પણ મળતું નથી.[૪૧] જે પુરુષ શ્રાદ્ધક્રિયામાં બીજાઓને આમંત્રણ કરીને તેઓની સાથે મિત્રતા કરે છે, તે પુરુષ દેવયાન નામના માર્ગેથી સ્વર્ગમાં જતો નથી. પરંતુ પેપડી જેમ ડીંટમાંથી છૂટી પડીને નીચે પડે છે, તેમ શ્રાદ્ધકર્મમાં મિત્રોને આમંત્રણ કરનારો પુરુષ પણ સ્વર્ગલોકમાંથી ભ્રષ્ટ થાય છે.[૪૨] તે માટે શ્રાદ્ધકર્તા પુરુષે શ્રાદ્ધમાં મિત્રને આમંત્રણ કરવું નહિ, પરંતુ મિત્રોનો સંગ્રહ કરવા માટે તેઓને ધન આપીને સંતુષ્ટ કરવા. પરંતુ જેને આપણે મિત્ર માનતા ન હોઇએ તેમ જેને શત્રુ પણ માનતા ન હોઇએ તેવા મધ્યસ્થ પુરુષને શ્રાદ્ધમાં તથા યજ્ઞમાં જમાડવા.[૪૩] જેમ ઉખર (ખારી) ભૂમિમાં બીજને વાવ્યું હોય તો તે ઉગે નહિ, જેમ બીજ ન વાવનારો, બીજના ભાગને (ફળને) મેળવે નહિ, તેમ અયોગ્ય પુરુષોએ શ્રાદ્ધનું ભોજન કર્યું હોય તો તે આલોકમાં તેમ પરલોકમાં ફળ આપતું નથી.[૪૪] વેદાધ્યયન નહિ કરનારો (મૂર્ખ) બ્રાહ્મણ ખડના અગ્નિની પેઠે તુરત શાંત પડી જાય છે (નિઃસત્વ હોય છે), માટે તેવા બ્રાહ્મણને શ્રાદ્ધમાં જમાડવો નહિ; કારણ કે રાખમાં કંઈ હોમવામાં આવતું નથી.[૪૫] જે શ્રાદ્ધમાં પોતાના મિત્રોને એકઠા કરીને ભોજન કરાવવામાં આવે છે, તે શ્રાદ્ધ પૈશાચી દક્ષિણાવાળું કહેવાય છે. તે શ્રાદ્ધ દેવોને તેમ જ પિતૃઓને પહોંચતું જ નથી, પરંતુ જેનો વાછડો મરી ગયો હોય ને જેનું પુણ્ય ઓછું થઈ ગયું હોય એવી એક ગાય જેમ ઘરમાં આડીઅવળી ભટકયા કરે છે, તેમ જ તે શ્રાદ્ધનું ફળ પણ આ લોકમાં જ રહે છે. અર્થાત્ પિતૃઓને પહોંચતું નથી.[૪૬] જેમ શાંત પડી ગયેલા (ઠરી ગયેલા) અગ્નિમાં ઘી હોમવામાં આવે છે, તે ઘી જેમ દેવોને તથા પિતૃઓને પહોંચતું નથી, તેમ જ નાચનારાને, ગાયન કરનારાને, તથા અસત્ય ભાષણ કરનારા પુરુષને જે દાન દેવામાં આવે છે, તે દાન પણ નિષ્ફળ થાય છે.[૪૭] અપાત્ર પુરુષને જે દક્ષિણા આપવામાં આવે છે, તે દાતાનું તથા દક્ષિણા ગ્રહણ કરનારાનું એમ બન્નેનું રક્ષણ કરતી નથી, પરંતુ તે બન્નેનો નાશ કરે છે. જે પુરુષ કુપાત્રને દક્ષિણા આપે છે, તે દક્ષિણાને નિંદાપાત્ર ગણેલી છે. તે દાતાનો અને ગ્રહિતાનો નાશ કરનારી છે, અને કુપાત્રને દક્ષિણા આપે છે તો તેઓના મરણ પામેલાઓને તે દક્ષિણા દેવયાનમાંથી નીચે પાડી નાંખે છે.[૪૮] હે યુધિષ્ઠિર! જે પુરુષો નિત્ય ઋષિઓના સિદ્ધાંત પ્રમાણે વર્તે છે, જેઓ દૃઢ મનના છે તથા જેઓ સર્વ ધર્મને જાણનારા છે, તેઓને દેવો બ્રાહ્મણ જાણે છે.[૪૯] કેટલાએક ઋષિઓને સ્વાધ્યાયમાં નિષ્ઠાવાળા જાણવા, તેમ જ કેટલાએકને જ્ઞાનમાં નિષ્ઠાવાળા જાણવા; હે ભારત! કેટલાએકને તપમાં નિષ્ઠાવાળા જાણવા અને કેટલાએકને કર્મમાં નિષ્ઠાવાળા જાણવા;[૫૦] તેમાંથી, હે ભરતવંશના રાજા! જ્ઞાનનિષ્ઠાવાળાઓને શ્રાદ્ધમાં જમાડવા. જેઓ બ્રાહ્મણોની નિંદા કરતા નથી, તેઓને જ ખરા પુરુષ જાણવા.[૫૧] જેઓ વાર્તાલાપમાં નિંદા કરે છે, તેઓને શ્રાદ્ધમાં જમાડવા નહિ. હે રાજન્! બ્રાહ્મણોની નિંદા કરવામાં આવે છે તો તેઓ ત્રણ પેઢીના પુરુષનો નાશ કરે છે.[૫૨] હે રાજા! વૈખાનસ નામના ઋષિઓનું વચન છે કે, વેદમાં પારંગત એવા બ્રાહ્મણોની દૂરથી જ પરીક્ષા કરવી.[૫૩] અને વેદવેત્તા બ્રાહ્મણ પોતાને પ્રિય હોય અથવા તો અપ્રિય હોય, પરંતુ તેને શ્રાદ્ધમાં જમાડવો. જે પુરુષ એક લાખ અપાત્રને શ્રાદ્ધમાં જમાડે છે, તે સર્વ ભોજન, હે ભરતવંશી રાજા! એક વેદવેત્તા બ્રાહ્મણ પ્રસન્ન થઇને જમવાને યોગ્ય છે.[૫૪]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'श्राद्धकल्प' ए नामनो अध्याय ९० मो समाप्त

## અધ્યાય ૯૧ મો

### શ્રાદ્ધના પિતૃદેવો અને વિશ્વે દેવતાઓ તથા શ્રાદ્ધમાં વર્જવા યોગ્ય પદાર્થ

યુધિષ્ઠિર પૂછે છેઃ—શ્રાદ્ધનો સંકલ્પ કોણે કર્યો, કયા કાળમાં કર્યો અને તેનો આત્મા (તત્વ) કેવો છે? ભૃગુના તથા અંગિરાના વંશજોના સમયમાં શ્રાદ્ધનો વિધિ પ્રથમ કર્યો હતો, કે પછી કોઈ મુનિએ કર્યો?[૧] શ્રાદ્ધમાં કયા કર્મ વર્જવાં, કયા મૂળ અને કયા ફળ તજવાં, કયાં કયાં ધાન્યો તજવાં? તે વગેરે, હે પિતામહ! મને કહો.[૨]

ભીષ્મ કહે છેઃ—હે રાજા! શ્રાદ્ધવિધિ જે રીતે પ્રવૃત્ત થયો, જે સમયમાં પ્રવૃત્ત થયો, તેનું જે સ્વરૂપ છે, અને જેણે તે વિધિને કલ્પ્યો હતો, તે વિશેની કથા તું મારી પાસેથી સાંભળ.[૩] હે કુરુકુલોત્પન્ન! સ્વયંભૂના પુત્ર અત્રિઋષિ મહાન્ અને પરમ પ્રતાપી હતા. તેના વંશમાં, હે મહારાજ! દત્તાત્રેય જન્મ્યા હતા; દત્તાત્રેયને નિમિ નામનો પુત્ર હતો. તે તપોધન હતો. વળી નિમિને શ્રીમાન્ નામનો પુત્ર હતો; તે શ્રી કહેતાં સૌંદર્યશ્રીથી સંપન્ન હતો.[૪-૫] તેણે એક હજાર વર્ષ સુધી દુષ્કર તપ કર્યું, અને તે પછી કાળના ધર્મથી ઘેરાઈ જઇને તે મરણ પામ્યો.[૬] પુત્રના મરણથી નિમિ શોકમાં ડૂબી ગયો, તેને તીવ્ર સંતાપ થયો, અને પછી તેણે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શૌચ કર્મ કર્યું.[૭] મહામતિ એવા નિમિએ સ્નાન કર્યા પછી ભક્ષ્યભોજ્ય વગેરે શ્રાદ્ધમાં ઉપયોગી સર્વ પદાર્થો ચતુર્દશીને દિવસે તયાર કર્યા, અને પુત્રનો શોક કરતાં કરતાં બીજે દિવસે પ્રભાતમાં જાગૃત થયો.[૮] તે પ્રભાતમાં જાગૃત થયો ત્યારે પણ તેનું મન શોકથી વ્યથા પામતું હતું, પરંતુ તેણે પોતાના મનને શોકમાંથી છૂટું કર્યું, અને પછી તેની બુદ્ધિ વિસ્તારવાળી થઈ-વિચાર કરવાને યોગ્ય થઈ;[૯] અને મુનિએ પણ સાવધાન થઇને શ્રાદ્ધના વિધિનો વિચાર કર્યો, તથા જે ફળો મૂળો તેને ખાવા યોગ્ય હતાં,[૧૦] જે અન્ન શ્રાદ્ધકર્મમાં કહ્યાં છે, તથા જે અન્નો તેને પ્રિય હતાં, તે સર્વનો તે તપોધને પોતાના મનમાં વિચાર કર્યો.[૧૧] પછી મહા બુદ્ધિમાન્ એવા નિમિએ અમાવાસ્યાને દિવસે પૂજ્ય બ્રાહ્મણોને બોલાવ્યા અને તે સર્વની પંડે પ્રદક્ષિણા કરી, આસન ઉપર બેસાર્યા.[૧૨] તે પછી સાત બ્રાહ્મણોને એક સાથેજ ભોજન કરવા માટે બેસાર્યા, અને તેઓને લવણ (સમુદ્રનાં મીઠાં) વિનાનું શ્યામકનું ભોજન જમાડ્યું.[૧૩] તે પછી જે બ્રાહ્મણો ભોજન કરવાને બેઠા હતા, તેઓનાં ચરણની આગળ આસનો ઉપર, દર્ભનાં મુખ દક્ષિણ દિશામાં રાખીને દર્ભ પાથર્યા[૧૪] અને દક્ષિણ દિશામાં દર્ભનાં મુખ રાખીને મુનિએ પવિત્ર તથા સાવધાન થઇને પોતાના પુત્ર શ્રીમાનના નામનો તથા ગોત્રનો ઉચ્ચાર કરીને તેને પિંડ આપ્યા.[૧૫] તે મુનિશ્રેષ્ઠ પુત્રનું શ્રાદ્ધ* કર્યા પછી પંડે ધર્મમાં સંકરતા કરી છે, એમ માનીને મનમાં મોટો પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને તેથી તે સંતપ્ત થઈને મનમાં વિચાર કરવા લાગ્યા.[૧૬] પૂર્વે મુનિઓએ આ ધર્મનું આચરણ કર્યું નથી, છતાં મેં આ શું કર્યું? હવે બ્રાહ્મણો મને શાપ દઇને શું બાળી તો નહિ નાંખે?[૧૭] તે પછી નિમિએ પોતાના વંશને ચલાવનારા અત્રિનું ધ્યાન કર્યું કે, તુરત અત્રિ નામના તપોધન ત્યાં આવ્યા,[૧૮] અને નિમિને પુત્રના શોકથી દુર્બળ થઈ ગયેલા જોઇને અવિનાશી અત્રિએ મધુર વાણી કહીને તેનું સારી પેઠે આશ્વાસન કર્યું.[૧૯] અને કહ્યુંઃ—

હે તપોધન નિમિ! તેં જે પિતૃયજ્ઞ કર્યો છે, તેને માટે તું ભય પામ મા. બ્રહ્માએ પોતે પૂર્વે આ પિતૃયજ્ઞને પ્રવર્તાવ્યો છે.[૨૦] જે ધર્મને સ્વયંભૂએ પ્રવર્તાવ્યો હતો, તે ધર્મનો જ તેં પણ સંકલ્પ કર્યો છે. સ્વયંભૂ વિના બીજો કોણ પુરુષ શ્રાદ્ધનો વિધિ કહી શકે?[૨૧] હે પુત્ર! હવે હું તને શ્રાદ્ધનો ઉત્તમ વિધિ જે સ્વયંભૂએ (બ્રહ્માએ) કહ્યો છે, તે તને કહું છું. તે તું મારી પાસેથી સાંભળ અને તે પ્રમાણે કર.[૨૨] હે તપોધન! પ્રથમ વેદના મંત્ર ભણીને અગ્નૌકરણ† કરવું. તે પછી નિત્ય અગ્નિ, સોમ, વરુણ,[૨૩] અને વિશ્વેદેવા જેઓ નિત્ય પિતૃઓની સાથે ફરે છે, તેઓના બ્રહ્માએ પંડે ભાગો કલ્પેલા છે.[૨૪] તે આપ્યા પછી પિંડને ધારણ કરનારી પૃથ્વીની સ્તુતિ કરવી, અને સ્તુતિ કરતી વખતે નીચેનાં નામ બોલવાંઃ— વૈષ્ણવી, કાશ્યપી, તથા અક્ષયા.[૨૫] પાણી આપતી વખતે વરુણ દેવની સ્તુતિ કરવી. તે પછી, હે નિર્દોષ પુત્ર! અગ્નિ અને સોમને તૃપ્ત કરવા.[૨૬] બ્રહ્માએ પિતૃ નામના જે દેવોને ઉત્પન્ન કર્યા છે તેઓનો, તથા ઉષ્ણપા નામના જે મહાભાગ્યશાળી છે, તેઓનો પણ ભાગ નિર્માણ કર્યો છે.[૨૭] જે પુરુષો શ્રાદ્ધ કરીને પિતૃઓનું પૂજન કરે છે, તેઓના પૂર્વજો પાપમાંથી મુક્ત થાય છે. બ્રહ્માએ પિતૃઓના જે પૂર્વજોને ઉત્પન્ન કર્યા છે તે પિતૃઓની સંખ્યા સાતની છે,[૨૮] તથા જેઓનું મુખ અગ્નિ છે એવા વિશ્વેદેવોને પણ પૂર્વે જ કહ્યા છે. જે મહાત્મા વિશ્વેદેવો શ્રાદ્ધમાં ભાગ લેવાને યોગ્ય છે તેઓનાં નામ હું કહું છુંઃ[૨૯] બલ,

* વેદમાં પિતા પિતામહ અને પ્રપિતામહ આ પિતૃઓને ઉદ્દેશીને શ્રાદ્ધધર્મ કહ્યો છે. પરંતુ મેં પુત્રને ઉદ્દેશીને શ્રાદ્ધ ધર્મ જગતમાં પ્રવર્તાવ્યો, એ ધર્મમાં સંકરપણું કર્યું, આમ મુનિને વિચાર આવ્યો.

† અગ્નિમાં પિંડનો હોમ તે અગ્નૌકરણ.

ધૂતિ, વિપાપ્મા, પુણ્યકૃત્, પાવન, પાર્ષ્ણિક્ષેમા, સમૂહ અને દિવ્યસાનુ,[૩૦] વિવસ્વાન્ વીર્યવાન્ હ્રીમાન્, કીર્તિમાન્, કૃત, જતાત્મા, મુનિવીર્ય, દીપ્તરોમા, ભયંકર,[૩૧] અનુકર્મા, પ્રતીત, પ્રદાતા, અંશુમાન, શૈલાભ, પરમક્રોધી, ધીરોષ્ણી, ભૂપતિ,[૩૨] સ્રજ, વજ્રધરી, સનાતન એવા વિશ્વેદેવા, વિદ્યુદ્વર્ચા, સોમવર્ચા, સૂર્યશ્રી,[૩૩] સોમપ, સૂર્ય સાવિત્ર, દત્તાત્મા, પુંડરીયક, ઉષ્ણીનાભ, નભોદ, વિશ્વાયુ, દીપ્તિ,[૩૪] ચમૂહર, સુરેશ, વ્યોમારિ, શંકર, ભવ, ઈશ, કર્તા, કૃતિ, દક્ષ, ભુવન, દિવ્યકર્મકૃત્,[૩૫] ગણિત, પંચવીર્ય, આદિત્ય, રશ્મિવાન્, સપ્તકૃત્, સોમવર્ચા, વિશ્વકૃત્, કવિ,[૩૬] અનુગોપ્તા, સુગોપ્તા, નપ્તા, ઈશ્વર. આ રીતે મહાભાગ્યવાળા વિશ્વેદેવોનાં નામ કહ્યાં છે, અને તેઓ કાળની ગતિને પણ પહોંચી શકે તેવા છે.[૩૭]

હવે શ્રાદ્ધમાં કયા કયા પદાર્થ ખાવા યોગ્ય નથી, તે કહું છું. કોદરા, ચોખાની કણકી, શાક ને વઘાર દેવાના પદાર્થોમાં હીંગ, ડુંગળી, લસણ,[૩૮] સરગવા, કોવિદાર (એક જાતનું શાક છે), ગાજર, કોહોળું, જાઈ, તુંબડું, સંચળ,[૩૯] ગામમાં ફરનારાં ડુક્કરનું માંસ, તથા મંત્રથી પ્રોક્ષણ નહિ કરેલો જે પદાર્થ હોય તે, કાળી જીરી, બીડલવણ, શીતપાકી (એક જાતનું શાક), વંશ વગેરેના અંકુરો તથા સીંગોડાં, આ પદાર્થોનો શ્રાદ્ધમાં ત્યાગ કરવો.[૪૦] વળી શ્રાદ્ધમાં સર્વ પ્રકારનાં મીઠાનો ઉપયોગ કરવો નહિ, જાંબુનો ઉપયોગ કરવો નહિ, જેના ઉપર છીંક ખાધી હોય તથા જેના ઉપર રુદન કીધું હોય તેવા પદાર્થનો પણ શ્રાદ્ધમાં ત્યાગ કરવો.[૪૧] સુદર્શન નામનું એક શાક છે, તેનો પિતૃઓને પિંડ આપવામાં તથા યજ્ઞમાં અને શ્રાદ્ધમાં નિષેધ કર્યો છે. પિતૃઓ અને દેવો સુદર્શન નામના શાકના હવિષ્નને સ્વીકારતા નથી.[૪૨] પિંડ દાનનો સમય થાય એટલે ચાંડાલને તથા શ્વપચને શ્રાદ્ધના સ્થાનમાંથી દૂર કાઢવા; તેમજ ભગવાં વસ્ત્ર પહેરનારા પાખંડીને, કોઢિયાને, પતિતને તથા બ્રહ્મહત્યા કરનારાને પણ શ્રાદ્ધના સ્થાનમાંથી દૂર કાઢવા.[૪૩] વળી પિંડદાન કરતી વખતે વર્ણસંકર બ્રાહ્મણને તથા પતિત એવા સંબંધીને, વિદ્વાનોએ શ્રાદ્ધના પ્રદેશમાંથી દૂર કાઢવા.[૪૪]

આ રીતે પૂર્વે પોતાના વંશમાં ઉત્પન્ન થયેલા નિમિ ઋષિને કહીને, તપોધન એવા ભગવાન્ અત્રિ પિતામહની દિવ્ય સભામાં ગયા.[૪૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'श्राद्ध-कल्प' ए नामनो अध्याय ९१ मो समाप्त

## અધ્યાય ૯૨ મો

### પિતૃતર્પણનો મહિમા

ભીષ્મ કહે છેઃ-ઉપર કહ્યા પ્રમાણે નિમિએ શ્રાદ્ધ કર્યું કે, સર્વે મહર્ષિઓ પણ તે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પિતૃયજ્ઞ કરવા લાગ્યા.[૧] ધર્મને નિત્ય માનનારા વ્રતધારી ઋષિઓ પિંડદાન કરીને તીર્થના પાણીથી તર્પણ પણ કરવા લાગ્યા.[૨] હે ભરતવંશી રાજા! તે પછી ચારેય વર્ણની પ્રજા પિતૃઓને પિંડનું દાન કરવા લાગી; તેનાથી પિતૃઓ અને દેવો તૃપ્ત થયા, પરંતુ તેઓને તે અન્ન જર્યું નહિ;[૩] અને દેવતાઓ તથા પિતૃઓ અજીર્ણથી પીડાવા લાગ્યા ને તેઓ તે સમયે અન્નથી પીડા પામીને સોમની પાસે ગયા;[૪] અને અજીર્ણથી પીડાતા પિતૃઓ સોમને કહેવા લાગ્યા કે, 'અમે પિંડના અન્નથી પીડા પામીએ છીએ, માટે તમે અમારું કલ્યાણ કરો.'[૫]

તે સાંભળીને સોમે દેવોને કહ્યું, "હે સુરો! તમારે જો કલ્યાણની ઇચ્છા હોય તો તમે બ્રહ્માની સભામાં જાવ, તે તમને કલ્યાણનો માર્ગ કહેશે."[૬]

હે ભરતવંશી રાજા! સોમનું વચન સાંભળીને દેવતાઓ પિતૃઓની સાથે મેરુ પર્વતના શિખર ઉપર જયાં બ્રહ્મા બેઠા હતા ત્યાં તેની પાસે ગયા ને બોલ્યા.[૭]

પિતૃઓ બોલ્યાઃ-"હે ભગવન્! અમે પિંડના અન્નથી અત્યંત દુઃખી થઇએ છીએ. માટે, હે દેવ! તમે અમારા ઉપર પ્રસાદ કરો, અને અમારું કલ્યાણ કરો."[૮]

પિતૃઓનું કહેવું સાંભળીને સ્વયંભૂ આ પ્રમાણે બોલ્યાઃ-"આ મારી પાસે અગ્નિ છે, તે તમને તમારાં કલ્યાણની વાત કહેશે."[૯]

અગ્નિ કહે છેઃ-"હે તાત પિતૃઓ! પિંડદાન આપવામાં આવે ત્યારે આપણે સર્વ એક સાથે ભોજન કરીશું. મારી સાથે ભોજન કરવાથી તમારું અન્ન જરી જાશે, એમાં સંશય નથી."[૧૦]

એ વાત સાંભળીને પિતૃઓ ચિંતા વિનાના થઈ ગયા. હે રાજા! આ કારણથી જ અગ્નિને પ્રથમ પિંડ આપવામાં આવે છે.[૧૧] હે પુરુષશ્રેષ્ઠ! પ્રથમ અગ્નિને પિંડદાન કરવામાં આવે છે, તેથી બ્રહ્મરાક્ષસો પિંડદાનને ગ્રહણ કરી શકતા નથી.[૧૨] અગ્નિ દેવ પાસે ઉભા હોય છે, તેથી રાક્ષસો જ ત્યાંથી નાસી જાય છે.

પ્રથમ પિંડ પિતાને ઉદ્દેશીને આપવો, બીજો પિતામહને ઉદ્દેશીને આપવો,[૧૩] અને ત્રીજો પ્રપિતામહને ઉદ્દેશીને આપવો. આ શ્રાદ્ધનો વિધિ શાસ્ત્રમાં કહ્યો છે. પિંડ દેનારાએ શ્રાદ્ધમાં સાવધાન થઇને પ્રતિપિંડ આપતી વખતે ગાયત્રી મંત્ર ભણવો.[૧૪] તે પછી सोमाय पितृमते स्वाहा એમ કહીને અગ્નિમાં પિંડનો

હોમ કરવો. પિંડ આપતી વખતે રજસ્વલા સ્ત્રીને તથા જેના કાન તૂટી ગયા હોય તેવી સ્ત્રીને શ્રાદ્ધના સ્થાનમાંથી દૂર કાઢવી, તથા બીજા વંશની સ્ત્રીની પાસે શ્રાદ્ધનું અન્ન રંધાવવું નહિ.[૧૫]

પાણીમાં તરતી વખતે (નદી આદિ ઓળંગતી વખતે) પિતામહોનું નામ લેવું તથા કોઈ પણ નદીની પાસે જઇએ ત્યારે ત્યાં પણ પિતૃઓને પિંડ આપવા માટે તર્પણ કરવું.[૧૬] પ્રથમ પોતાના વંશના પુરુષોનું પાણીથી તર્પણ કરવું, અને પછી સગાંસંબંધીઓનું જળથી તર્પણ કરવું.[૧૭] એક ગાડાને બે બળદ જોડીને નદીને તરનારા પુરુષે કાબરચિત્રા બળદનાં પુછડાથી પિતૃનું તર્પણ કરવું, તેમજ વહાણમાં બેઠેલા પુરુષોએ પણ પિતૃઓનું તર્પણ કરવું.[૧૮] પિતૃતર્પણને જાણનારા પુરુષો સાવધાન થઇને સદાય નૌકામાં પણ પિતૃઓને જળ આપે છે. કૃષ્ણપક્ષના પંદર દિવસમાં પિતૃઓને પિંડ દાન તથા જળ અર્પણ કરવું.[૧૯] પિતૃઓની ભક્તિ કરવાથી પુષ્ટિ, આયુષ્ય, વીર્ય તથા લક્ષ્મીનો લાભ થાય છે. પિતામહ, પુલસ્ત્ય, વસિષ્ઠ, પુલહ,[૨૦] અંગિરા, ક્રતુ, ને મહર્ષિ કશ્યપ, આમને, હે કુરુકુળશ્રેષ્ઠ! મહાયોગેશ્વરો જાણવા.[૨૧] તથા, હે રાજન્! આમને પિતૃઓ પણ જાણવા. આ ઉત્તમ એવો શ્રાદ્ધનો વિધિ છે. પિંડ આપવાથી પિંડ આપનારાના મરણ પામેલા પુરુષો પ્રેતપણાના દુઃખમાંથી મુક્ત થાય છે.[૨૨] હે પુરુષોમાં શ્રેષ્ઠ રાજા! મેં શાસ્ત્રને અનુસરીને આ શ્રાદ્ધની ઉત્પત્તિ તને કહી, કે જે પૂર્વે ઋષિઓએ શાસ્ત્રમાં કહી છે. હવે પછી હું દાનનો વિધિ કહીશ.[૨૩]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'श्राद्धकल्प' ए नामनो अध्याय ९२ मो समाप्त

## અધ્યાય ૯૩ મો

### કમળની ચોરીવિષે ઉપાખ્યાન

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! જો દ્વિજાતિના વ્રતધારી પુરુષો દશાહ આદિકમાં યજમાનને ઘેર હવિ ભોજન કરે તો તેનું શું પરિણામ આવે? જો ભોજન કરે તો બ્રાહ્મણના વ્રતનો ભંગ થાય, અને જો ના પાડે તો બ્રાહ્મણ યજમાનની ઇચ્છાનો ભંગ થાય, તેમાં મોટું પાતક કયું?[૧]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! યજમાનની ઇચ્છાનુસાર જેઓ વેદોક્ત વ્રતને પાળનારા ન હોય તેવા ભોજન કરે તો તેમના વ્રતનો ભંગ થાય નહિ, પરંતુ વેદોક્ત વ્રત પાળનારાઓ ભોજન કરે તો તેમનાં વ્રતનો લોપ થાય છે.[૨]

યુધિષ્ઠિર પૂછે છેઃ-કેટલાએક પુરુષો ઉપવાસને તપ કહે છે. માટે ઉપવાસ એ અત્રે તપ છે કે તપ તેનાથી બીજું છે?[૩]

ભીષ્મ કહે છેઃ-એક મહિનાના ને અર્ધા મહિનાના ઉપવાસને મનુષ્યો તપ માને છે, પરંતુ (સત્ય એ છે કે) જે પુરુષ પોતાના દેહનો (અથવા તો પોતાના કુટુંબનો) નાશ કરે છે, તેને તપસ્વી પણ જાણવો નહિ તેમ ધર્મવેત્તા પણ જાણવો નહિ.[૪] ત્યાગની સંપત્તિને પણ ઉત્તમ તપ કહેવામાં આવે છે. બ્રાહ્મણે નિત્ય ઉપવાસ કરવા* અને બ્રહ્મચર્ય વ્રત પાળવું,[૫] સદા મૌન ધારણ કરવું, તથા વેદોનું સદા અધ્યયન કરવું. ધર્મની કામનાવાળા પુરુષે સ્ત્રીની સાથે વિવાહ કરવો, અને છૈયાં છોકરાંવાળા બનવું, અને ધર્મના વિષયમાં સદા જાગૃત રહેવું;[૬] સદા માંસનું ભોજન કરવું નહિ, સદા પવિત્ર થઇને વેદનો પાઠ કરવો, સદા સત્ય ભાષણ કરવું, તથા સદા નિયમમાં રહેવું.[૭] સદાય વિઘસનું† ભોજન કરવું, સદા અતિથિ ઉપર પ્રીતિ રાખવી, સદા અમૃતનું ભોજન કરવું,‡ અને સદા પવિત્ર રહેવું.[૮]

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે રાજા! કેવી રીતે સદાય ઉપવાસ કરવો, કેવી રીતે બ્રહ્મચારી થવું, કેવી રીતે વિઘસનું ભોજન કરવું, તથા કેવી રીતે અતિથિના પ્રિય થવું?[૯]

ભીષ્મ કહે છેઃ-જે પુરુષ દિવસની અને રાત્રિની વચ્ચે અર્થાત્ સાયંકાલે અને પ્રભાતમાં ભોજન કરતો નથી (પણ ઠરાવેલા વખતેજ ભોજન કરે છે, બીજા અંતરમાં ભોજન કરતો નથી). તે પુરુષ સદા ઉપવાસી ગણાય છે.[૧૦] જે પુરુષ ઋતુમાંજ પોતાની સ્ત્રી પાસે જાય છે, તે પુરુષ બ્રહ્મચારી ગણાય છે. જે મનુષ્ય નિત્ય દાન દે છે તે પુરુષ સદા સત્યવાદી કહેવાય છે.[૧૧] જે પુરુષ દેવને ધર્યા વિના વૃથા માંસનું ભક્ષણ કરતો નથી, તે અમાંસાશી (માંસાહાર નહિ કરનારો) કહેવાય છે. દાન દેનારો પવિત્ર થાય છે, અને જે પુરુષ દિવસે નિદ્રા કરતો નથી, તે પુરુષ નિદ્રા નહિ કરનારો કહેવાય છે.[૧૨] હે યુધિષ્ઠિર! જે પુરુષ સદાય માતાપિતા વગેરે પોષ્યવર્ગ તથા અતિથિઓએ ભોજન કર્યા પછી ભોજન કરે છે, તે પુરુષ કેવળ અમૃતનું ભોજન કરે છે એમ જાણ.[૧૩] જે પુરુષ બ્રાહ્મણો જમ્યા ન હોય

* એટલે કે આત્માનો ઘાત થાય તે પ્રમાણે ઉપવાસ કરવા નહિ, પરંતુ નિયમ પ્રમાણે ભોજન કરવું.

† વિઘસ એટલે બ્રાહ્મણોને અને અતિથિઓને પીરસ્યા પછી વધેલું અન્ન. ‡ પંચ મહાયજ્ઞ કરી રહ્યા પછી વધેલું અન્ન.

ત્યાં સૂધી ભોજન કરતો નથી, તે પુરુષ એમ ભોજન નહિ કરવાથી સ્વર્ગનો વિજય કરે છે.૧૪ જે પુરુષ દેવોને, પિતૃઓને, તથા આશ્રિતોને ભોજન કરાવ્યા પછી બાકી રહેલાં અન્નનું ભોજન કરે છે, તે પુરુષને ઋષિઓ વિઘસાશી (વિઘસનું ભોજન કરનારો) કહે છે.૧૫ અને તે પુરુષોને અનંત લોકો મળે છે તથા તેઓની બ્રહ્માના લોકમાં ગતિ થાય છે, તથા હે રાજા! અપ્સરાઓ ગંધર્વોની સાથે તેઓની સેવામાં હાજર થાય છે.૧૬ જે પુરુષો દેવોની, અતિથિઓની તથા પિતૃઓની સાથે ભોજન કરે છે, તેઓ પુત્રો તથા પૌત્રો સહ આનંદ કરે છે, અને તેવા પુરુષોને ઉત્તમ ગતિ મળે છે.૧૭

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! બ્રાહ્મણોને અનેક જાતનાં દાનો આપવામાં આવે છે, તેમાં દાતા તથા પ્રતિગ્રહીતા વચ્ચે કયો ભેદ છે? તે મને કહો.૧૮

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ સત્પુરુષની પાસેથી તથા અસત્પુરુષની પાસેથી, એમ બન્નેની પાસેથી દાન લે છે, તેમાં ગુણવાનની પાસેથી દાન લીધાથી તેને થોડો દોષ લાગે છે, પરંતુ નિર્ગુણની પાસેથી દાન લીધાથી દાન લેનારો નરકમાં ડૂબી જાય છે.૧૯ હે ભરતવંશી રાજા! આ વિષયમાં વૃષાદર્ભિના અને સપ્તર્ષિઓના સંવાદરૂપ એક પુરાતની ઈતિહાસ નીચે પ્રમાણે દાખલો દે છેઃ-૨૦

કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર અને જમદગ્નિ આ સાત ઋષિઓ અને સાધ્વી અરુંધતી આ સર્વે,૨૧ તથા તે સર્વનું કાર્ય કરનારી તેમની સેવિકા ગંડા હતી તે અને પશુસખ નામનો શૂદ્રજાતિનો એક તેનો ભર્તાર હતો તે.૨૨ (એ સર્વે એક સાથે રહેતાં હતાં.) વસિષ્ઠ વગેરે સપ્તર્ષિઓ પૂર્વે સમાધિથી સનાતન એવા બ્રહ્મલોકને મેળવવાને ઇચ્છતા હતા, અને તેઓ તપ કરતાં કરતાં આ પૃથ્વી ઉપર ફર્યા કરતા હતા.૨૩ તે પછી એક વખતે, હે કુરુનંદન! મોટી અનાવૃષ્ટિ (સૂકો દુષ્કાળ) થઈ, અને મનુષ્યો ભુખને લીધે મરણ પામવા લાગ્યાં.૨૪ તે વેળા એક સમયે શિબિના પુત્ર શૈબ્યે યજ્ઞ કર્યો, તેમાં ઋત્વિજોને દક્ષિણામાં પોતાનો પુત્ર તેણે આપ્યો.૨૫ એ સમયે તે પુત્રનું આયુષ્ય અલ્પ હતું તેથી તે મરણ પામ્યો. એટલે ક્ષુધાથી વ્યાપ્ત થયેલા તે બ્રાહ્મણો તેને ચારે તરફથી ઘેરી લઈને ઉભા થયા,૨૬ અને હે ભરતવંશી રાજા! ક્ષુધાતુર થયેલા તે ઋષિસત્તમો તે યજમાનના પુત્રને આમ મરેલો જોઇને એક કડાઈમાં તેને મૂકીને તેને અગ્નિ ઉપર ચડાવીને રાંધવા લાગ્યા.૨૭ તે સમયે જગ[illegible]માં અન્ન મળતું ન હતું, અને તેઓને પોતાનાં શરીરની રક્ષા કરવાની ઇચ્છા હતી, અને તે તપસ્વીઓને અન્નને માટે મહાન્ કષ્ટ પડ્યું હતું.૨૮

તે સમયે શિબિનો પુત્ર રાજા વૃષાદર્ભિ ફરતો ફરતો તે માર્ગે નિકળ્યો. તેણે ઋષિઓને અન્નને માટે દુઃખી થતા તથા દક્ષિણામાં મળેલા બ્રાહ્મણના બાળકને રાંધતા દીઠા. એટલે તેણે નીચે પ્રમાણે કહ્યું:૨૯

વૃષાદર્ભિ કહે છેઃ-પ્રતિગ્રહ કરવાથી તમે દુઃખમાંથી મુક્ત થશો અને તમારા શરીરનું પોષણ થાશે, માટે તમે પ્રતિગ્રહ કરો. હે તપોધનો! મારી પાસે જે ધન છે, તે ધન તમે ગ્રહણ કરો;૩૦ કારણ કે જે બ્રાહ્મણ મારી પાસે યાચના કરે છે, તે મને પ્રિય લાગે છે. હું તમને એક હજાર ખચ્ચરો આપીશ તથા શ્વેત કેશવાળી, ઉતાવળી ચાલનારી અને વીયાયલી એવી હજાર હજાર ગાયો બળદની સાથે તમને એકએકને આપીશ.૩૧ વળી હું તમને પ્રત્યેકને ભાર ઉપાડી શકે તેવાં, ઉત્તમ કુળના, શ્વેત રંગના, સો સો આખલાઓ પણ આપીશ, તથા પ્રથમવાર વિયાયલી, અથવા તો એકવાર જ વિયાયલી એવી, શરીરે સ્થૂળ તથા સારાં વ્રતવાળી એવી ગાયો આપીશ.૩૨ ઉત્તમ ગાય, વ્રિહિ, રસ, યવ, રત્ન અથવા તો બીજી દુર્લભ એવી કેઈ વસ્તુ તમને આપું? તમે આ ભક્ષણ કરવા યોગ્ય નહિ એવા પદાર્થ ઉપર પ્રીતિ કરો મા. હું તમારા શરીરના પોષણ માટે તમને શું આપું?૩૩

ઋષિઓ કહે છેઃ-હે રાજન્! રાજાનો પ્રતિગ્રહ સ્વાદમાં મધના જેવો (મધુર) છે, પરંતુ પરિણામે વિષના સમાન છે તે તું જાણે છે, છતાં તું શા માટે અમને લોભ ઉપજાવે છે?૩૪ દેવતાઓ બ્રાહ્મણોને વિશે વાસ કરે છે, તેથી બ્રાહ્મણો દેવતાઓનું ક્ષેત્ર છે. જે બ્રાહ્મણ તપથી શુદ્ધ થાય છે, તે પ્રસન્ન થાય છે તો દેવો પણ પ્રસન્ન થાય છે.૩૫ એક બ્રાહ્મણ એક દિવસમાં જે તપ સંપાદન કરે છે તે તપને, વનનો અગ્નિ જેમ વનને બાળી નાંખે છે તેમ, રાજાથી મળેલો પ્રતિગ્રહ બાળી નાંખે છે.૩૬ હે રાજન્! તારું દાનની સાથે સદાય કુશળ થાવ, અને તું તે સર્વ દાન યાચકોને આપ.

આમ કહીને તે ઋષિઓ બીજે માર્ગે ચાલ્યા ગયા.૩૭ તે મહાત્મા ઋષિઓએ અગ્નિ ઉપર ચઢાવેલું માંસ પણ અપકવ જ રહી ગયું, અને આહાર કરવાની ઈચ્છાવાળા તે સર્વે ઋષિઓ તે માંસનો ત્યાગ કરી વનમાં ચાલ્યા ગયા.૩૮ તે પછી તે રાજાએ પોતાના મંત્રીઓને તે ઋષિઓની પાછળ વનમાં મોકલ્યા. તેઓ ઉંબરાં તોડી વનમાં ગયા, ને તે ઋષિઓને આપવા લાગ્યા.૩૯ તે ઉપરાંત તેના સેવકો પણ બીજાં ઉંબરાં-

એમાં સુવર્ણ ભરીને લાવ્યા, તે પણ તેઓને આપવા માટે તેની પાછળ દોડ્યા.[૪૦]

અત્રિ ઋષિ તે ઉમરાંને વજનદાર જાણી બોલ્યા કેઃ-આ ઉમરાં ગ્રહણ કરવા યોગ્ય નથી. અમે કંઈ મંદ વિજ્ઞાનવાળા નથી તેમ મંદ બુદ્ધિવાળા પણ નથી.[૪૧] આ ઉમરાંમાં સુવર્ણ ભરેલાં છે એ અમે જાણીએ છીએ, અમને બુદ્ધિ છે અને અમે જાગીએ છીએ. આલોકમાં આનો પ્રતિગ્રહ કરવાથી પરલોકમાં તેનું ખરાબ પરિણામ આવે છે. આલોકમાં તથા મરણ પછી પરલોકમાં જેને સુખની ઇચ્છા હોય, તેણે આનો પ્રતિગ્રહ કરવો યોગ્ય નથી.[૪૨]

વસિષ્ઠ કહે છેઃ-એક સિક્કાનું દાન લેવાથી સો સિક્કાનું અને સો સિક્કાનું દાન લેવાથી હજાર સિક્કા લેવાનું, પાતક લાગે છે. તેમ વિશેષ પ્રતિગ્રહ કરનારો મહા પાપીની ગતિને પામે છે.[૪૩]

કશ્યપ કહે છેઃ-આ પૃથ્વીમાં જેટલા ચોખા, યવ, સુવર્ણ, પશુઓ, અને સ્ત્રીઓ છે, તે સર્વ એક પુરુષને મળે તોપણ તેને સંતોષ થતો નથી તે માટે વિદ્વાન પુરુષે શાંતિ રાખવી (લોભ કરવો નહિ).[૪૪]

ભરદ્વાજ કહે છે;-એક રુરુ જન્મે છે અને જન્મ્યા પછી તે જેમ જેમ વધે છે, તેમ તેમ તેનું શિંગડું પણ વધતું જાય છે; તે પ્રમાણે પુરુષની ઇચ્છા પણ વધે છે, તેને કોઈ પણ જાતની હદ્દ હોતી નથી.[૪૫]

ગૌતમ કહે છેઃ-આ જગતમાં એવો એક પણ પદાર્થ નથી કે, જે જગતની તૃષ્ણાને પૂર્ણ કરે. પુરુષ એક સમુદ્રના જેવો છે તે કદી પણ પૂર્ણ થતો નથી.[૪૬]

વિશ્વામિત્ર કહે છેઃ-કામના કરનારા પુરુષની એક કામના પૂર્ણ થાય છે કે પછી બીજી કામના તરત જ જન્મે છે, અને તે તૃષ્ણારૂપી બીજી ઇચ્છા બાણુની પેઠે તેને વિંધી નાંખે છે.[૪૭]

જમદગ્નિ કહે છેઃ-પ્રતિગ્રહ ન કરવાથી બ્રાહ્મણ અવશ્ય તપ ધારણ કરી શકે છે. આ જગતમાં તપ એ બ્રાહ્મણનું ધન છે, પરંતુ (આ દાન સ્વીકારવાથી) લોભી બ્રાહ્મણનું તપરૂપી ધન નાશ પામે છે.[૪૮]

અરુંધતી કહે છેઃ-ધર્મને માટે પદાર્થોનો સંગ્રહ કરવો, એ એક પક્ષ છે; પરંતુ પદાર્થના સંગ્રહ કરતાં તપનો સંગ્રહ ઉત્તમ ગણાય છે.[૪૯]

ગંડા બોલીઃ-મારા આ બળવાન્ ધણીઓ પણ ભયંકર એવા આ ભયથી દુર્બળની પેઠે બીહે છે તો પછી મારી તો વાત જ શી કરવી ?[૫૦]

પશુસખ બોલ્યોઃ-લોભાદિક દોષથી ઉત્તમ લોક મળતો નથી, માટે બ્રાહ્મણો અલોભને જ ધન માને છે, અને હું પણ એ અલોભને શિખવા માટે યથોચિત રીતે આ વિદ્વાન્ ઋષિની સેવા કરું છું.[૫૧]

ઋષિઓ બોલ્યાઃ-જે રાજાની આ પ્રજા ઉંબરામાં સુવર્ણ ભરીને છળથી તે અમને આપે છે, તે રાજાનું તેના દાનની સાથે કુશળ થાવ.[૫૨]

ભીષ્મ કહે છેઃ-આ રીતે કહીને જેની અંદર સુવર્ણ ભરવામાં આવ્યું હતું, એવાં ઉમરાંનો ત્યાગ કરીને વ્રતધારી સર્વેય ઋષિઓ ત્યાંથી બીજા વનમાં ચાલ્યા ગયા.[૫૩]

મંત્રીઓ (પાછા ફર્યા અને રાજા પ્રતિ) બોલ્યાઃ-હે રાજા ! તે ઋષિઓ ફળોમાં કપટ કરવામાં આવ્યું છે, આવી શંકાથી તે ફળોનો ત્યાગ કરી બીજે જ માર્ગે ચાલ્યા ગયા છે, આ વાત તમને વિદિત થાઓ ![૫૪]

ચાકરોએ આ રીતે કહ્યું, એટલે વૃષાદર્ભિને ક્રોધ ચઢયો, અને તે સર્વે ઋષિઓને શિક્ષા કરવા માટે પોતાને ઘેર ગયો.[૫૫] અને ઘેર જઈ તે રાજાએ તીવ્ર નિયમ ધારણ કરી, આહવનીય નામના અગ્નિમાં મંત્રો ભણીને એકએક આહુતિ હોમવા માંડી.[૫૬] એટલે તે અગ્નિમાંથી લોકોને ભય ઉપજાવનારી એક કૃત્યા ઉત્પન્ન થઈ. તેનું વૃષાદર્ભિએ 'યાતુધાની' એવું નામ પાડ્યું.[૫૭] કાળરાત્રિના જેવી તે કૃત્યા બે હાથ જોડી ઉભી રહી, અને વૃષાદર્ભિ રાજાને પૂછ્યું કે 'હું શું કરું ?'[૫૮]

વૃષાદર્ભિ રાજા બોલ્યોઃ-સાત ઋષિ, અરુંધતી, તેઓની દાસી અને દાસની પાછળ તું જા; આ સર્વનાં નામને મનમાં ધારણ કરી લે;[૫૯] અને તેઓનાં નામો જાણી પછી એ સર્વનો નાશ કર. તેઓ નાશ પામે, એટલે તારી જ્યાં મરજી હોય ત્યાં તું જાજે.[૬૦]

ભીષ્મ કહે છેઃ-તે યાતુધાની જે મૂર્તિમતી કૃત્યા હતી તે, 'તથાસ્તુ' એમ પ્રતિજ્ઞા કરીને, જે વનમાં તે મહર્ષિઓ ફરતા હતા, તે વનમાં ગઈ.[૬૧] હે રાજન્ ! હવે પેલા અત્રિ વગેરે મહર્ષિઓ તે વનમાં ફળો અને મૂળો ખાતા હતા અને વનમાં ફરતા હતા.[૬૨] એટલામાં તેઓએ વિશાળ ખભા, અને મોટા હાથ, પગ, મુખ અને પેટવાળા એક સંન્યાસી, જેનાં અંગો સ્થૂળ હતાં તેને, એક કુતરાની સાથે વનમાં ફરતાં દીઠો.[૬૩] અરુંધતીએ સંન્યાસીનાં સર્વ અંગોને સારી રીતે ખીલેલાં જોઇને તથા તેનો શુભ આકાર જોઇને ઋષિઓને કહ્યું કેઃ-"તમે આના જેવા ખીલેલા અંગવાળા કદી થઈ શકશો નહિ."[૬૪]

વસિષ્ઠ બોલ્યાઃ-જેમ આપણે સાયંપ્રાતર અગ્નિમાં હોમ કરવાની ચિંતા છે તેમ આને નથી (અર્થાત્ આણે સાયંપ્રાતર્ અગ્નિમાં હોમ કરેલો જ છે) તેથી તે કુતરાની સાથે સ્થૂળ શરીરવાળો જોવામાં આવે છે.[૬૫]

અત્રિ બોલ્યાઃ-આપણું વીર્ય જેમ ક્ષુધાથી નાશ પામ્યું છે, તથા દુઃખથી ભણેલી વેદવિદ્યા પણ નાશ પામી છે તેમ એને થયું નથી. તેથી એ કુતરાની સાથે સ્થૂળ શરીરવાળો જોવામાં આવે છે.૬૬

વિશ્વામિત્રે કહ્યુંઃ-શાસ્ત્રમાં કહેલો ધર્મ આપણે હારી ગયા છીએ, વળી હું આળસુ, ભુખ્યો અને મૂર્ખ છું તેમ આને નથી, તેથી તે કુતરાની સાથે સ્થૂળ શરીરવાળો જોવામાં આવે છે.૬૭

જમદગ્નિ બોલ્યાઃ-આપણને જેમ મનમાં વર્ષભરનાં ભોજન તથા કાષ્ઠના સંગ્રહની ચિંતા રહે છે, તેમ આને રહેતી નથી તેથી આ કુતરાની સાથે સ્થૂળ શરીરવાળો છે.૬૮

કશ્યપે કહ્યુંઃ-આપણા ચાર સહોદરો જેમ નિત્ય "મને આપો," "મને આપો" એમ ભિક્ષા માગે છે તે પ્રમાણે આને નથી, તેથી તે કુતરાની સાથે સ્થૂળ શરીરવાળો દૃષ્ટિએ પડે છે.૬૯

ભરદ્વાજે કહ્યુંઃ-આપણે જેમ બ્રાહ્મણમાં અધમ અને ભાન વિનાના છીએ, અને આપણી ભાર્યા ઉપર અપવાદ આવવાથી આપણને જેમ શોક થયો છે તેમ આને થયું નથી, તેથી તે કુતરાની સાથે સ્થૂળ શરીરવાળો જણાય છે.૭૦

ગૌતમે કહ્યુંઃ-આપણી પાસે જેમ ફાટેલાં ત્રણ રેશમી વસ્ત્ર અને ત્રણ વર્ષનું જીર્ણ રંક નામના મૃગનું એક એક ચર્મ છે તેમ એને નથી, તેથી એ કુતરાની સાથે સ્થૂળ શરીરવાળો જોવામાં આવે છે.૭૧

ભીષ્મ કહે છેઃ-તે પછી કુતરા સાથે રહેતો તે સંન્યાસી તે મહર્ષિઓને જોઇને તેઓની પાસે ગયો ને યોગ્યતાપૂર્વક તેઓના શરીર ઉપર હાથ ફેરવ્યો.૭૨ તે પછી 'ક્ષુધા મટાડવા માટે વનમાં ફરીએ છીએ' આમ પરસ્પર નિવેદન કરીને તેઓ એક સાથે વનમાં નિકળ્યા.૭૩ તેઓએ પોતાનાં કાર્યનો એક નિશ્ચય કર્યો, અને મૂળ તથા ફળ તોડી લઇને તેનો આહાર કરવા લાગ્યા ને વનોમાં ફરવા લાગ્યા.૭૪

એક દિવસે તેઓએ વનમાં ફરતાં ફરતાં એક સુંદર તળાવડી દીઠી. તે તળાવડી ઘાટાં વૃક્ષોથી ઘેરાયલી હતી, તેમાં ભરેલું જળ પવિત્ર અને નિર્મળ હતું, અને તેમાં કમળો ભરપૂર હતાં.૭૫ ઉગતા સૂર્યના જેવી કાંતિવાળાં કમળોથી તે શોભાયમાન હતી, વૈડૂર્ય મણિના જેવી કાંતિવાળાં કમળનાં પાંદડાઓથી તે ઢંકાયલી હતી.૭૬ અનેક જાતનાં પક્ષીઓ તે જળાશયનું સેવન કરતાં હતાં. આ તળાવડીને એક બારણું હતું, તેમાંથી કમળો લઈ ન શકાય તેમ તે હતી; અંદર ઉતરવાનો માર્ગ સરળ હતો, તેમાં કાદવ ન હતો.૭૭ વૃષાદર્ભિએ મોકલેલી ભયંકર દેખાવની યાતુધાની નામથી પ્રખ્યાત એવી કૃત્યા એ તળાવડીની રક્ષા કરતી હતી.૭૮ તે સર્વે મહર્ષિઓ પશુસખને સાથે લઈ કમળ લેવા માટે કૃત્યાના રખેવાળી નિચે રહેલી તળાવડી તરફ ગયા.૭૯ ત્યાં ભયંકર દેખાવની યાતુધાની તળાવડીના તીર ઉપર બેઠી હતી. તેને જોઇને મહર્ષિઓ બોલ્યાઃ-૮૦ તું એકલી કોણ બેઠી છો? કોને માટે બેઠી છો? તારે બેસવાનું શું પ્રયોજન છે? તું તળાવડીના તીર ઉપર બેસીને, બોલ, શું કરવાની ઈચ્છા કરે છે?૮૧

યાતુધાની બોલીઃ-હું જે છું તે છું. તમારે મને કોઈ પણ રીતે હુકમ કરવો નહિ, તમે સર્વે તપોધનો, આ તળાવડીની હું રક્ષક છું એટલું જાણો.૮૨

ઋષિઓ કહે છેઃ-અમે બધા ભુખથી પીડા પામીએ છીએ. અમારી પાસે બીજું કઈપણ નથી. અમે સૌ તમારી સંમતિ લઇને આ તળાવડીમાંથી કમળો લઈએ?૮૩

યાતુધાની બોલીઃ-તમે મારી સાથે અમુક ઠરાવ કરીને ઇચ્છા પ્રમાણે આ તળાવડીમાંથી કમળો લો. તમે પ્રત્યેક જણા તમારું નામ મને કહીને પછી કમળો લો, વિલંબ કરો નહિ.૮૪

ભીષ્મ કહે છેઃ-તે પછી અત્રિ ઋષિ જે ક્ષુધાથી (ભૂખથી) ઘેરાઈ ગયા હતા. તેણે આ યાતુધાની નામની કૃત્યા ઋષિઓનો વધ કરવાની ઇચ્છાવાળી છે, આમ જાણીને તેણે યાતુધાનીને કહ્યું.૮૫

અત્રિ બોલ્યાઃ-હું જગતને પાપમાંથી મુક્ત કરું છું તેથી અત્રિ કહેવાઉં છું; તેમજ નિત્ય વેદોનું ત્રણવાર અધ્યયન કરવાથી મેં મારી રાત્રિના દિવસો કર્યા છે. તેથી અત્રિ કહેવાઉં છું. એવી કોઈ પણ રાત્રિ નથી કે, જે રાત્રિમાં મેં વેદોનું અધ્યયન કર્યું નથી, તેથી અત્રિ કહેવાઉં છું. હે શોભના! એમ તું જાણ.૮૬*

* અહીંથી સાત ઋષિઓ અને યાતુધાનીની વચ્ચે સંવાદ ચાલે છે, અને તેમાં યાતુધાની ઋષિઓને તેમનાં નામ પૂછે છે. નામ પૂછવાનું કારણ એ છે કે તેનું નામ જાણીને તેનાં સામર્થ્યને જાણી લીધા પછી કૃત્યા તેઓને મારી નાંખવાની ઇચ્છા કરતી હતી; પરંતુ સપ્તર્ષિઓ પોતાનાં નામ કૃત્યાને ઘણી જ ગુંચવણ ભરી રીતે કહે છે જેથી યાતુધાની સપ્તર્ષિઓનાં નામના અર્થને યથાર્થરીતે સમજી શકતી નથી તેમ તેને યાદ પણ રાખી શકતી નથી. આ યાતુધાની તથા સપ્તર્ષિના સંવાદરૂપ જે શ્લોકો છે તે બધા કૂટ છે, અને તેને નીલકંઠે પોતાની વિદ્વત્તાના પ્રભાવથી ઘટાવ્યા છે. પરંતુ [illegible] પણ આમાં ઘણોજ ગુઢ આધ્યાત્મિક અર્થ સમાયલો છે, અને તેને માટે બીજા ટીકાકારોએ તેનો નિર્ણય કર્યો હોવો જોઇએ. પરંતુ તે ટીકાઓ અમારી પાસે ન હોવાથી હાલમાં તો માત્ર નીલકંઠી ટીકાનો આ શ્લોકોને માટે શો અભિપ્રાય છે, તે અનુક્રમે દર્શાવવામાં આવે છે. અત્રિ શબ્દનો અર્થ 'પાપમાંથી રક્ષણ કરનારો' એવો થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે;-'यदिदं सर्वे पाप्मनोऽत्रायत। तदिदं किं च तत्, तस्मादत्रय:' જે આ સર્વ જગતનું પાપમાંથી રક્ષણ

યાતુધાની બોલીઃ–હે મોટી કાંતિવાળા! તેં મારી પાસે તારા નામનું જે પ્રમાણે નિર્વચન કર્યું એ મારા મનથી કષ્ટથી જાણી શકાય તેવું છે, માટે તું કમળોથી ભરપૂર એવી આ તળાવડીમાં ઉતર.૮૭

વસિષ્ઠે કહ્યુંઃ–(યોગ ગુણવાળા) ધનથી હું સંપૂર્ણ છું. વળી હું ગૃહસ્થાશ્રમના ધર્મને પાળું છું તથા ગૃહસ્થાશ્રમના ધર્મને પાળનારાઓમાં પણ હું શ્રેષ્ઠ છું. ગૃહસ્થાશ્રમી તરિકે આજીવિકા કરવાથી તથા સર્વ ગૃહસ્થાશ્રમીઓમાં શ્રેષ્ઠ મનાવાથી તથા (યોગરૂપી) ધન મારી પાસે હોવાથી મને વસિષ્ઠ જાણ.૮૮*

યાતુધાની બોલીઃ–તારા નામનું આ નિર્વચન મારાથી જાણી શકાય તેવું નથી, કારણ કે તારા નામના અક્ષરો દુઃખથી બોલી શકાય તેવા છે. તું જા, અને કમળવાળી તળાવડીમાં ઉતર.૮૯

કશ્યપે કહ્યુંઃ–હું સદાય મારા શરીરનું રક્ષણ કરું છું. તથા તપ કરવાથી તેજસ્વી થયો છું. આ પ્રમાણે શરીરનું રક્ષણ કરવાથી તથા તપથી ઉત્પન્ન થયેલા તેજને લીધે હું કશ્યપના નામથી ઓળખાઉં છું એમ તું જાણ.૯૦†

યાતુધાની બોલીઃ–હે મોટી કાંતિવાળા પુરુષ! તારા નામનું જે નિર્વચન તેં મને કહ્યું એ હું મનથી જાણી શકતી નથી, માટે તું જા અને કમળોથી ભરપૂર એવી તળાવડીમાં ઉતર.૯૧

ભરદ્વાજે કહ્યુંઃ–હું સર્વદા મારા પુત્રોનું, મારા શિષ્યોનું, દેવોનું, દ્વિજોનું તથા મારી સ્ત્રીનું પોષણ કરું છું. આ રીતે સર્વનું સહેલાઈથી પોષણ કરું છું તેથી, હે શોભના! હું ભરદ્વાજ કહેવાઉં છું.૯૨‡

---

કરે છે તે બ્રહ્મરૂપ છે, અને તેથી તે अत्रि કહેવાય છે. અત્રિ ઋષિ યાતુધાનીને વિમોહ કરવામાટે અત્રિ શબ્દનો અર્થ બીજા શબ્દોથી કહી બતાવે છે. अरयः कामादयः संति अस्मिन् इति 'अरं' पापं तस्मात्त्रायते इति' अरात्रिः જેમાં કામ આદિ अरि કહેતાં શત્રુઓ હોય તે अर કહેવાય છે તે अरથી જે ત્રાણ કરે અર્થાત્ રક્ષણ કરે તે अरात्रि કહેવાય છે. જે अरात्रि હોય તે अत्रि હોઈ શકે. વળી अत्ति इति अदमृत्युः तस्मात् त्रायते इति अत्रिः જે ભક્ષણ કરે છે તે अद् કહેતાં મૃત્યુ કહેવાય છે, અને તેનાથી જે ત્રાણ કરે છે, તે अत्रिः કહેવાય છે. મૃત્યુ શબ્દ પાપનો વાચક છે. पाप्मानं मृत्युमन्ववायान् એ શ્રુતિમાં પાપ શબ્દ મૃત્યુનો વાચક છે. અર્થાત્ હું કામાદિકથી રક્ષણકર્તા છું માટે મને अत्रि કહેતાં પાપથી રક્ષણ કરનારો કહે છે, અથવા તો ધર્મ કહે છે. કારણ કે धर्मेण पापमपनुदति ધર્મથી પાપનો નાશ કરે છે. બીજીવાર પોતાનું નામ કહેતાં તે કહે છે કે; જે અવસ્થામાં ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન કાળનું જ્ઞાન ભિન્ન ભિન્ન હોય છે, તે અવસ્થા रात्रि કહેવાય છે. જેમ કે, પુત્ર ઉત્પન્ન થયો ન હોય ત્યારે તેનો અનુત્પત્તિ તરિકે અધિગમ હોય છે. પુત્રની ઉત્પત્તિ થયા પછી વર્તમાનપણાથી અધિગમ હોય છે, અને નાશ થયા પછી અતીતરૂપે અધિગમ હોય છે; પરંતુ તે જે અવસ્થામાં હોતું નથી પણ સર્વ વર્તમાન કાળની પેઠે થઈ જાય છે, તે જગતના કારણરૂપ પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવનારી અને સર્વ પાપનો નાશ કરનારી અવસ્થાને अरात्रि કહે છે. આ અવસ્થામાં ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન સર્વનું જ્ઞાન થાય છે. શ્રુતિમાં કહે છે કે;–यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदत्र गत्वा विन्दते આ જગતમાં જે છે અને જે નથી મળ્યું, તે સર્વ પરબ્રહ્મને પ્રાપ્ત થવાથી મળે છે. अत्र हि सर्वे कामाः समाहिताः જ્ઞાનાવસ્થામાં સર્વ કામ પૂર્ણ થાય છે. આ રીતે હું अरात्रि છું, અને તેથી મારું નામ अत्रि છે. વેદમાં એક મંત્ર આ પ્રમાણે છે;–यं वै सूर्यं स्वर्भानुस्तमसा विध्यदासुरः अत्रयस्तमन्वविंदन्नह्यन्ये अशक्नुवन् અસુર એવા રાહુએ તમથી સૂર્યને ઘેરી લીધો, તેને અત્રિઓ પ્રાપ્ત થયા બીજા પ્રાપ્ત થઈ શકયા નહિ. આ મંત્રમાં राहु શબ્દ મૃત્યુવાચક છે, तमस् શબ્દ અવિદ્યાવાચક છે, અને सूर्य શબ્દ પરબ્રહ્મનો વાચક છે. અર્થાત્ મૃત્યુએ અવિદ્યાથી પરબ્રહ્મને ઘેરી લીધા છે. એટલે કે દેહાદિકમાં આત્મબુદ્ધિ કરવારૂપી અવિદ્યાથી મનુષ્ય બ્રહ્મના સ્વરૂપને જાણતો નથી, માત્ર अत्रिઓ એટલે બ્રહ્મવિદ્યા જાણનારાઓ પરબ્રહ્મના સ્વરૂપને પ્રાપ્ત થાય છે, બીજા પ્રાપ્ત થઈ શકતા નથી. હું અત્રિ કહેતાં બ્રહ્મવિદ્યા જાણનારો છું.

* શ્રુતિમાં નીચે પ્રમાણે વસુદેવ ગણાવ્યા છે. वायुश्च पृथिवी च वारिचांतरिक्षं च द्यौश्चादित्यश्चंद्रमाश्च नक्षत्राणि चेति वसवः–વાયુ, પૃથ્વી, જળ, અંતરિક્ષ આકાશ, આદિત્ય, ચંદ્રમા, નક્ષત્ર વગેરે વસુઓ કહેવાય છે. આ શ્રુતિમાં પ્રસિદ્ધ એવા વસુઓ જેને સ્વાધીન હોય તે વસુમાન્ કહેવાય, અર્થાત્ તેને અણિમાદિક ઐશ્વર્ય પ્રાપ્ત થયું હોય છે, અને તે મહાયોગી હોય છે. જે અત્યંત વસુમાન્ હોય તે વસિષ્ઠ કહેવાય છે. હું તેવો વસિષ્ઠ છું તથા અત્યંત મહાન્ છું તેથી હું वारष्ठ કહેવાઉં છું. સર્વ મારા આધીનમાં છે, હું કોઇના વશમાં નથી. વળી હું સર્વના આજીવિકારૂપ ગૃહસ્થાશ્રમમાં વાસ કરી રહ્યો છું. આવી રીતે ગૃહસ્થાશ્રમમાં વાસ કરનારાઓમાં હું અતિ શ્રેષ્ઠ હોવાથી वसिष्ठ કહેવાઉં છું. અહીં वस्तृ શબ્દથી ઇષ્ટન્ પ્રત્યય થયો છે ને तृन्‌નો લોપ થવાથી वसिष्ठ શબ્દ થયો છે. આનો ભાવાર્થ એવો છે કે હું સર્વ પ્રાણીઓના આશ્રયભૂત છું, તેથી દેવો મારી રક્ષા કરે છે.

† ઘોડાઓને મારવાની ચાબૂકને कशा કહે છે, અને તે कशाને જે યોગ્ય હોય તેને कश्य કહેવાય છે. कश्य એટલે ઘોડાઓ. શ્રુતિમાં કહ્યું છે કે;–इंद्रियाणि हयानासः ઇંદ્રિયોને ઘોડાઓ કહે છે, માટે અહીં कश्य શબ્દનો અર્થ ઇંદ્રિયો તથા તે જેમાં રહેલી છે એવું શરીર જાણવું. તે શરીરમાં રહેનારો હું એકલો જ કશ્યપ નામનો બ્રાહ્મણ છું. હું સર્વ શરીરોમાં અંતર્યામીરૂપે પ્રવેશ કરીને તેઓનું પાલન કરું છું, જીવરૂપે રહીને શરીરનાં સુખદુઃખોનો ઉપભોગ કરું છું, અને બ્રહ્મરૂપે સર્વ શરીરોનો મારા વિશે લય કરું છું. આ રીતે પોતાનું અધ્યાત્મ સ્વરૂપ કહીને હવે આધિદૈવ સ્વરૂપ કહે છે;–હું कु કહેતાં પૃથ્વી ઉપર તેમાં वमः કહેતાં વમન કરનાર અર્થાત્ સૂર્ય છું. પૃથ્વી ઉપર વૃષ્ટિ કરે છે એ વાત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, તે સર્વ સૂર્યરૂપ પણ હું છું. કારણ કે સર્વે સૂર્યો મારા પુત્રરૂપ છે. વળી હું કાશ જાતનાં પુષ્પના જેવો શ્વેત રંગનો છું એટલે કે સંપૂર્ણ રીતે પળીવાળો થયો છું, તેથી પ્રકાશમાન છું. અર્થાત્ ઘણો જ ઘરડો છું, અને તપથી તેજસ્વી છું.

‡प्रजा वै वाजः ता एष बिभर्त्ति याद्बिभर्त्ति तस्माद्भरद्वाजः। પ્રજાને वाज કહેવામાં આવે છે. તે પ્રજાનું જે પોષણ કરે છે તે 'भरद्वाजः' કહેવાય છે.

આ શ્રુતિ અનુસાર ભરદ્વાજ પોતાના નામનું નિર્વચન કહે છે. હું अशिष्य કહેતાં શાસન કરવાને અયોગ્ય એવા રાક્ષસોને તથા શત્રુઓને વશ કરીને, भरे કહેતાં દયાથી તેઓનું પાલન કરું

યાતુધાની બોલી:–તારા નામના આ નિર્વચનમાં જે અક્ષરો છે, તે મારાથી સહેલથી બોલી શકાય તેવા નથી. તેથી હું તારું નામ યાદ રાખી શકતી નથી. માટે તું જા અને કમળવાળી તળાવડીમાં ઉતર.૯૩

ગૌતમે કહ્યું:–મારા મનને નિયમમાં રાખું છું તેથી મેં પૃથ્વીને તથા સ્વર્ગને જિત્યું છે. નિત્ય સર્વ પ્રાણીઓને તથા પદાર્થોને સમદૃષ્ટિથી જોવાથી હું નિર્ધૂમ અગ્નિના જેવો છું, તેથી હું તારાથી જિતાવાને અશક્ય છું. હું જન્મ્યો હતો ત્યારે મારાં શરીરનાં તેજે પથરાયલા અંધકારનો નાશ કર્યો હતો, તેથી હું ગૌતમ કહેવાઉં છું એમ, હે કૃત્યા યાતુધાની! તું જાણ.૯૪*

યાતુધાની બોલી:–હે મોટા મુનિ! તેં તારા નામનું જે નિર્વચન મારી પાસે કહ્યું, તે સમજવું અશક્ય છે; માટે જા ને કમળવાળી તળાવડીમાં તું ઉતર.૯૫

વિશ્વામિત્ર બોલ્યા:–આ જગતના દેવો મારા મિત્ર છે. હું પણ જગતનો મિત્ર છું. તેથી હે યાતુધાની! તારે જાણવું કે, હું વિશ્વામિત્ર એવા નામથી પ્રખ્યાત કહેવાઉં છું.૯૬†

યાતુધાની બોલી:–તારા નામનું જે નિર્વચન તેં કહ્યું, તેના અક્ષરો મારાથી બોલી શકાતા નથી, માટે તું જા ને કમળવાળી તળાવડીમાં ઉતર.૯૭

જમદગ્નિ બોલ્યા:–હું દેવોના યજ્ઞના અગ્નિમાંથી ઉત્પન્ન થયો છું તેથી, હે શોભના! હું જમદગ્નિ એવા નામથી પ્રખ્યાત છું, એમ તું જાણ.૯૮‡

---

છું; તથા अप्रुत्तान् કહેતાં પુત્ર નહિ તેવા ઉદાસીન દીનોનું અને અદીનોનું પણ મેરે કહેતાં પાલન કરું છું; તથા मार्या કહેતાં માર્યાનું પાલન કરું છું. અહીં मार्या શબ્દ કેવળ સ્ત્રીનો જ વાચક નથી પરંતુ તે પુત્ર, સેવક વગેરેનો વાચક છે. આવી રીતે બીજો પણ જો શત્રુના વાજને કહેતાં સાહસને સહન કરે છે અથવા તો અન્નથી તેઓનું પોષણ કરે છે, તે પૃથ્વીની પેઠે સર્વસહ, અને અન્ન આપનારો કહેવાય છે. હું પણ તેવો છું. वाजं ને બદલે द्वाजं એવું પદ કાઢીયે તો द्वाभ्यां जातं કહેતાં બેમાંથી ઉત્પન્ન થયેલો અર્થાત્ સંકરથી ઉત્પન્ન થયેલું એવો તેનો અર્થ થાય.

અહીં કોઈ એવી શંકા કરે કે:–'माताभस्त्रा पितुः पुत्रो येन जातः स एव सः માતા એક ધમણરૂપ છે, અને પુત્ર તો પિતાથી ઉત્પન્ન થાય છે. માટે પુત્ર જેનાથી ઉત્પન્ન થયો છે તેને તે રૂપ જ જાણવો.' આ સ્મૃતિવચન પ્રમાણે તો માતા એક ચામડાની ધમણ તુલ્ય છે. માટે સર્વેય એકથી જ ઉત્પન્ન થનારા છે. કોઈ પણ द्वाज કહેતાં બેથી ઉત્પન્ન થનારો નથી. બેના વીર્યે સિંચનથી એકની ઉત્પત્તિ થાય છે એ સંભવતું નથી. आहवनीय આદિ અગ્નિઓનો પણ બે વાર જન્મ થાય છે. પરંતુ એક જન્મ અરણિમાંથી થાય છે, ને બીજો જન્મ મંત્રના સંસ્કારથી થાય છે, અને દ્વિજ કહેવાય છે. પરંતુ જે પુત્ર સંકર હોય, તે द्विज કહેવાતો નથી, પરંતુ તે द्वाज કહેવાય છે. કારણ કે તે એક પુરુષથી ઉત્પન્ન થાય છે, અને બીજો પુરુષ તેને પોતાનો પુત્ર માનીને સંસ્કાર કરે છે. બેથી ઉત્પન્ન થયેલો હોય તે द्वाज કહેવાય છે. પરંતુ એકથી જન્મેલો હોય છે તે द्विज કહેવાય છે. द्विर्जायते इति द्विजः। વ્યાકરણમાં સ્ત્રીથી તથા પુરુષથી જે ઉત્પન્ન થાય, તેને માટે द्वाज શબ્દનો નિપાત કરવામાં આવ્યો છે. તે ઉપરથી द्वाज પણ સંભવે છે. તેમ वशीवशं नयसे एकजत्वं એ મંત્રમાં સંકલ્પને એકથી ઉત્પન્ન થનારો કહ્યો છે; તેથી એકથી પણ પ્રજાની ઉત્પત્તિ થાય છે, એમ પણ સંભવે છે. द्वाज પ્રજામાં બીજનો અને સંસ્કારનો સંકર હોય છે, અર્થાત્ કોઇક પ્રજા ઉત્પન્ન કરે છે અને કોઇક તેને પોતાનો પુત્ર માનીને સંસ્કાર કરે છે. આ રીતે બીજની અને સંસ્કારની સંકરતાથી તેના પુરુષના સંકલ્પમાં અથવા મન અને વાણીમાં પૂર્વાપર વિરોધ હોય છે. એટલે તેઓ બોલે છે કંઈક અને કરે છે કંઈક, અર્થાત્ द्वाज પ્રજા વિશ્વાસઘાતક હોય છે. द्वाज પ્રજાને માટે એક પ્રાચીન શ્લોક આ પ્રમાણે છે. कौशिके क्रौर्यतपसी राधेये शौर्यभीरुते। खले वाक्चित्तवैमत्ये बीजसंस्कारसंकरात् ॥ વિશ્વામિત્રના ચરુમાં ફેરફાર થયો હતો તેથી ક્રૂરતા અને તપ એ બે તેનામાં ઉતર્યાં હતાં, ચરુ ક્ષત્રિયનો હતો તેથી તેનામાં ક્રૂરતા આવી હતી, અને સંસ્કાર બ્રાહ્મણ જાતિના કર્યા હતા તેથી તેનામાં તપ હતું. કર્ણની ઉત્પત્તિ સૂર્યથી થઈ હતી તેથી તેનામાં શૌર્ય હતું, પરંતુ તેને સૂત પુત્રે સંસ્કાર કર્યા હતા તેથી તેનામાં ભીરુતા હતી. તેવી રીતે જ ખળ પુરુષમાં પણ બીજ અને સંસ્કારના સંકરપણાથી તેના વાણીમાં એટલે બોલવામાં અને ચિત્તમાં કહેતાં વિચારમાં ફેરફાર હોય છે. અર્થાત્ બોલે છે કંઇક અને કરે છે કંઇક

* હું જિતેંદ્રિય હોવાથી गो કહેતાં પૃથ્વીને અને સ્વર્ગને દમન કરવા સમર્થ છું, તેથી મને गोदम કહે છે. વળી હું નિર્ધૂમ અગ્નિના સમાન છું, તેથી अदम એટલે બીજાઓ મને દમન કરવાને અયોગ્ય છે. વળી હું તને બ્રહ્મદૃષ્ટિથી જોઉં છું. એટલે તને બ્રહ્મરૂપ માનું છું, તે પણ એક કારણ છે. જે પુરુષ બ્રહ્મસ્વરૂપ થયો હોય છે તે સર્વને બ્રહ્મરૂપે જુવે છે, અને દેવો પણ તેનું અશુભ કરવાને સમર્થ થઈ શકતા નથી; કારણ કે બ્રહ્મજ્ઞાની દેવોના આત્મારૂપ હોય છે. તેને માટે શ્રુતિ કહે છે કે, तस्य ह देवाश्च नाभूत्या ईशते आत्मा ह्येषां स भवति। જ્ઞાની પુરુષનું દેવો અશુભ કરી શકતા નથી, કારણ કે જ્ઞાની દેવોનો આત્મારૂપ હોય છે. દેવો પણ જ્યારે જ્ઞાની પુરુષનું અપ્રિય કરી શકતા નથી, તોપછી નિર્બળ યાતુધાનીઓનું શું ગજું? હે યાતુધાનિ! હું સર્વ કૃત્યોમાં કહેતાં કાર્યોમાં જ્ઞાનરૂપી કિરણોથી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરું છું, તે ઉપરથી તું મને ગૌતમ જાણ.

† વિશ્વ શબ્દનો આધિદૈવિક અર્થ બ્રહ્માંડના દેવતાઓ એવો થાય છે, અને શરીરમાં રહેલી ઇંદ્રિયો એ આધ્યાત્મિક અર્થ છે. આ બન્ને જેના મિત્ર હો[illegible] તે વિશ્વામિત્ર કહેવાય છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે विश्वस्य ह वै मित्रं विश्वामित्र आस વિશ્વામિત્ર વિશ્વના મિત્ર હતા. તે વિશ્વામિત્ર હું છું. વળી मित्रमस्मि गवां ગવાં કહેતાં ઇંદ્રિયોનો પણ મિત્ર છું, તે ઉપરથી હું વિશ્વામિત્ર તરિકે પ્રખ્યાત છું. આવી રીતનું માહાત્મ્ય કહેવાથી યાતુધાની ડરી ગઈ.

‡ જમદગ્નિ પોતાના નામનો અર્થ કહે છે કે;–अतिशयेन जमंति ते जाजमन्तः જેઓ ઘણા યજ્ઞોમાં એક જ વખતે ઘણી વાર સુધી હવિષનું ભોજન કરે છે તે जाजमन्तः એટલે દેવતા કહેવાય છે, તે દેવતાઓનું અગ્નિમાં યજન થાય છે, અને તે અગ્નિમાંથી હું ઉત્પન્ન થયો છું એમ તું જાણ, અને એટલા માટે જ તું મને આ લોકમાં जमदग्नि ના નામથી પ્રખ્યાત જાણ. આવો પોતાના નામનો અર્થ કહીને જમદગ્નિએ પોતાનું દુરાધર્ષપણું કહી બતાવ્યું. जाजमद् અને अग्नि એ બે શબ્દ મળીને जमदग्नि શબ્દ થાય છે. जाजमन्तोग्निश्च अस्मिन् संति इति जमदग्निमान्. આમાંથી પ્રથમના जा નો અને છેવટના मतुप् પ્રત્યયનો લોપ થવાથી જમદગ્નિ શબ્દ સિદ્ધ થાય છે.

યાતુધાની બોલી:-હે મોટા મુનિ! તારા નામનું જે નિર્વચન તેં કર્યું, તે હું સમજી શકતી નથી, માટે તું જા અને કમળવાળી તળાવડીમાં ઉતર.૯૯

અરુંધતી બોલ્યાં:-હું પર્વતોમાં ધરણી ઉપર અને વસુઓને ધારણ કરનારા આકાશમાં મારા પતિની પાછળ પાછળ ફરું છું તથા મારા ભર્તારનાં મનને અનુસરું છું, તેથી તું મને અરુંધતી જાણ.૧૦૦*

યાતુધાની બોલી:-તારા નામના આ નિરુક્તમાં જે અક્ષરો છે, તે દુઃખે કરીને બોલી શકાય તેવા છે, માટે હું તારાં આ નામના નિર્વચનને જાણી શકતી નથી. તું જા અને કમળવાળી તળાવડીમાં ઉતર.૧૦૧

ગંડા બોલી:-गण्ड् ધાતુમાંથી गंड શબ્દ થયો છે ને તે મુખના એક પ્રદેશનું એટલે કપોલ(ગાલ)નું નામ છે. મારો તે પ્રદેશ ઉન્નત છે તેથી, હે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી કૃત્યા! તું મને ગંડા નામની જાણ.૧૦૨†

યાતુધાની બોલી:-તારા નામનું આ નિરુક્ત કષ્ટથી બોલી શકાય તેવા અક્ષરોવાળું છે, તેથી હું તેને સ્મરણમાં રાખવાને શક્તિમાન્ નથી. તું જા ને કમળવાળી તળાવડીમાં ઉતર.૧૦૩

પશુસખે કહ્યું:-હું પશુઓને પ્રસન્ન કરું છું ને તેઓનું પાલન કરું છું; વળી હું પશુઓનો સહાય સખા છું; હે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી કૃત્યા! તે ગુણથી તારે મારું નામ પશુસખ એવું જાણવું.૧૦૪

યાતુધાની બોલી:-તારા નામના આ નિરુક્તમાં જે અક્ષરો છે, તે દુઃખથી બોલી શકાય તેવા છે. હું તેને ધારણ કરવાને શક્તિમતી નથી. માટે તું જા અને કમળવાળી તળાવડીમાં ઉતર.૧૦૫

શુનઃસખ કહે છે:-આ લોકોએ જે પ્રમાણે નામ કહ્યું છે, તે પ્રમાણે હું મારું નામ કહેવાનો ઉત્સાહ રાખતો નથી. હે યાતુધાની! તું મને શુનઃસખ એટલે ધર્મના સખા (મિત્ર) શુનઃસખ જાણ.૧૦૬

યાતુધાની બોલી:-હે દ્વિજ! [illegible]ારા નામનું જે નિરુક્ત કહ્યું છે, તે સંદેહવાળી વાણીથી કહ્યું છે, માટે તારું જે નામ હોય તે, હે દ્વિજ! તું ફરીથી મને કહે.૧૦૭

શુનઃસખ બોલ્યો:-મેં મારું નામ એક વાર તને કહ્યું, પરંતુ તું તેને સમજી શકી નહિ તે માટે, જા, તું આ ત્રિદંડના મારથી ઝટ બળીને ભસ્મ થઈ જા.૧૦૮

આ રીતે કહી તેણે તે સમયે બ્રહ્મદંડના જેવો ત્રિદંડ કૃત્યાના મસ્તક ઉપર જેવો માર્યો કે, કૃત્યા પૃથ્વી ઉપર પડી અને બળીને ભસ્મ થઈ ગઈ.૧૦૯ આ રીતે શુનઃસખા મહાબળવાળી યાતુધાનીને મારી ત્રિદંડને ટેકો દઇ હરિયાળી ભૂમિ ઉપર ઉભા રહ્યા.૧૧૦ પછી તે તે સર્વે મુનિઓ હર્ષમાં આવી જઈ પોતાની મરજી પ્રમાણે કમળો તથા કમળની અંદરનો ગર્ભ લઈને તળાવડીમાંથી બહાર આવ્યા.૧૧૧ અને મોટા પરિશ્રમથી તળાવડીના તીર ઉપર કમળોનો ઢગલો કરી પાણીથી તર્પણ કરવા લાગ્યા.૧૧૨ તર્પણ કરીને તળાવડીના પાણીમાંથી તે સર્વે બહાર આવ્યા, અને તીર ઉપર જોયું તો તે મહાત્માઓએ કમળો દીઠાં નહિ; એટલે તેઓ બોલી ઉઠયા.૧૧૩

ઋષિઓ બોલ્યા:-અમે જે ભુખથી ઘેરાયલા તથા આહાર કરવાની ઇચ્છાવાળા છીએ તેઓનાં અથવા પાપીઓનાં કમળો કયો ક્રૂર પુરુષ ચોરી ગયો?૧૧૪

તે પછી તે બ્રાહ્મણોમાં એક બીજાના ઉપર કમળ ચોરી જવાની શંકા થઈ, તેથી તેઓ પૂછવા લાગ્યા. તે પછી, હે શત્રુનો નાશ કરનારા રાજા! તેઓ બોલ્યા કે, "આપણે સર્વે સોગન ખાઇએ."૧૧૫ તે વાતને તે સર્વેએ એક સાથે જ, 'ઠીક છે' એમ કહીને કબૂલ કરી, અને પછી ભુખથી આતુર થયેલા ને અત્યંત થાકી ગયેલા એવા તે ઋષિઓ સોગન ખાવા લાગ્યા. તેમાં પ્રથમ અત્રિ ઋષિએ નીચે પ્રમાણે સોગન ખાધા.૧૧૬

અત્રિ ઋષિએ સોગન ખાધા:-જેણે કમળની ચોરી કરી હોય, તેને ચરણથી ગાયનો સ્પર્શ કરવાનું પાપ લાગો, સૂર્યની સામે મળત્યાગ કરવાનું (ઝાડે જવાનું) પાતક લાગો, તથા અનધ્યાયમાં ભણવાનું પાતક લાગો.૧૧૭‡

વસિષ્ઠે સોગન ખાધા:-જેણે કમળની ચોરી કરી હોય, તેને અનધ્યાયમાં ભણવાનું પાપ લાગો, મૃગયા

---

*અરુંધતી પોતાના નામનો અર્થ કહેતાં બોલ્યાં કે પર્વતો ઉપર, ધરા ઉપર અને વસુઓનો જેમાં વાસ છે એવાં આકાશમાં હું વસું છું. કારણ કે મારે ભર્તાર વસિષ્ઠની પાછળ પાછળ વ્યવધાન-વિના ફરવું પડે છે. આકાશમાં અરુંધતીનો જે તારો છે તે સપ્તર્ષિઓની પાછળ પાછળ વ્યવધાન વિના જ ફર્યા કરે છે; અથવા તો अरुषः दधातीति અરુંધતી કહેતાં મહા કઠિન એવી પૃથ્વી પર્વત વગેરેને ધારણ કરે તે અરુંધતી કહેવાય છે. હું પર્વત, પૃથ્વી વગેરેને ધારણ કરનારી છું, આવો પણ અરુંધતી પદમાંથી અર્થ નિકળી શકે છે. આવો અર્થ જણાવવાનું કારણ યાતુધાનીને ડરાવવા વિના બીજું કંઈ પણ ન હતું. अरुषः दधाति इति अरुंधती. આમાં अरुष्‌ને मुम्‌નો આગમ થાય છે, અને दधातिમાંથી दकारનો લોપ થાય છે, એટલે અરુંધતી શબ્દ સિદ્ધ થાય છે.

†આ યાતુધાની અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી હતી, તેથી તેને કૃત્યા કહેવામાં આવતી હતી. તેની ઉત્પત્તિ વિશે એવી કથા છે કે;- વૃષાદર્ભિ નામના ઋષિએ ઋષિઓને ધન આપવા માંડ્યું, પરંતુ ઋષિઓએ તે લીધું નહિ. તે ઉપરથી વૃષાદર્ભિ ક્રોધે ભરાયા, અને તેણે પોતાની જટાનો અગ્નિમાં હોમ કરીને તેમાંથી આ કૃત્યાને ઉત્પન્ન કરી હતી.

‡ ૧૧૭મા શ્લોકથી સાત ઋષિઓએ જે જે સોગન ખાધા છે, તે સર્વ કર્મશાસ્ત્રમાં નિષિદ્ધ કહ્યાં છે, અને ઋષિઓના સોગનના મિષથી તે સર્વ કર્મ અહીં દર્શાવ્યાં છે.

કરવા માટે શ્વાનને વનમાં લઈ જવાનું પાતક લાગો, સંન્યાસી હોઈને ઈચ્છાનુસાર વર્તન કરનારાનું પાતક લાગો.૧૧૮ વળી જેણે કમળ ચોર્યું હોય, તેને શરણાગતને હણનારાનું પાતક લાગો, પોતાની પુત્રીને પૈસા લઇને વેચનારાનું પાતક લાગો, ખેડુતની પાસેથી ધન લેનારાનું પાતક લાગો.૧૧૯

કશ્યપ સોગન ખાય છેઃ–જેણે કમળની ચોરી કરી હોય, તેને સર્વ ઠેકાણે ગમે તેમ બોલનારાનું પાતક લાગો, સ્મશાનમાંથી ખાંપણ ચોરવાનું પાતક લાગો, તથા ખોટી સાક્ષી પૂરવાનું પાતક લાગો.૧૨૦ જે પુરુષે કમળની ચોરી કરી હોય, તે પુરુષને વૃથા માંસ એટલે દેવને ધર્યા વિનાનું માંસ ખાનારાનો દોષ લાગો, નટ ગવૈયા વગેરેને વૃથા દાન કરનારાનું પાતક લાગો, અને દિવસના સ્ત્રીની સાથે સંગ કરવાનું પાતક લાગો.૧૨૧

ભરદ્વાજ સોગન ખાય છેઃ–જેણે કમળ ચોર્યું હોય તેને સ્ત્રીઓ, સંબંધીઓ અને ગાયો તરફ ક્રૂર પુરુષનું અને ધર્મનો ત્યાગ કરનારાનું પાતક લાગો, તેને યુદ્ધમાં તથા વિવાહમાં બ્રાહ્મણને જિતનારાઓનું પાતક લાગો.૧૨૨ જેણે કમળની ચોરી કરી હોય, તેને ઉપાધ્યાયને નીચે બેસાડીને ઋગ્વેદ તથા યજુર્વેદ જાણનારાનું પાતક લાગો, ખડના અગ્નિમાં હવિષને હોમનારાનું પાતક લાગો (ખડના અગ્નિમાં હવિષ ભસ્મીભૂત થતું નથી, તેથી હોતા દોષકારક થઈ પડે છે).૧૨૩

જમદગ્નિ સોગન ખાય છે;–જેણે કમળ ચોર્યાં હોય તેને પાણીમાં મળમૂત્ર ત્યાગ કરનારાનું પાતક લાગો, ગાયને મારનારાનું તથા ગાયનો દ્રોહ કરનારાનું પાતક લાગો તથા ઋતુ વિનાના બીજા દિવસોમાં સ્ત્રીગમન કરનારાનું પાતક લાગો.૧૨૪ વળી જેણે કમળ ચોર્યાં હોય તેને આખા જગતના દ્વેષપાતી થયેલાનું પાતક લાગો, તેને સ્વભાર્યાની કમાણીપર જીવન ગાળનારાનું પાતક લાગો, કોઈની સાથે બંધુપણું નહિ કરનારાનું તથા સર્વની સાથે વેર કરનારાનું પાતક લાગો, તથા એક બીજાને ઘેર અતિથિપણું કરનારાનું જે પાતક હોય તે લાગો!૧૨૫

ગૌતમે સોગન ખાધાઃ–જેણે કમળ ચોર્યાં હોય, તેને વેદો ભણીને તેનો ત્યાગ કરનારાનું પાતક લાગો, અગ્નિહોત્ર લઇને તેનો ત્યાગ કરવાનું પાતક લાગો, તથા સોમલતા વેચવાનું પાતક લાગો.૧૨૬ વળી જેણે કમળ ચોર્યાં હોય, તેને એક ગામમાં એક જ કૂવો હોય તેના પાણી ઉપર આધાર રાખનારા બ્રાહ્મણને જે લોક મળે તેને તે મળો, તથા શૂદ્ર જાતિની સ્ત્રીના પતિ એવા બ્રાહ્મણને જે લોક મળે, તે લોક તેને મળો.૧૨૭

વિશ્વામિત્રે સોગન ખાધાઃ–એક મનુષ્યના જીવતાં છતાં તેના ગુરુઓનું તથા માતાપિતાનું બીજા મનુષ્યો પોષણ કરે તેને જે પાતક લાગે તે; તથા જેની દુર્ગતિ થઈ હોય તેને અને જેને ઘણા પુત્રો હોય તેને જે પાતક લાગે તે પાતક, કમળો ચોરનારાને લાગો.૧૨૮ જે પુરુષે કમળો ચોર્યાં હોય, તે પુરુષને અપવિત્ર પુરુષનું પાતક, વેદ ઉપર અનાસ્થા કરનારાનું પાતક, સમૃદ્ધિ મળવાથી અહંકાર કરનારાનું પાતક, તથા ખેડુત થઇને અભિમાની હોય, તેનું પાતક લાગો.૧૨૯ જે મનુષ્યે કમળો ચોર્યાં હોય, તેને વર્ષાકાળમાં ભટકનારા પુરુષનું પાતક લાગો, નિત્ય સેવા કરનારાનું પાપ લાગો, રાજાના પુરોહિતનું પાતક લાગો, યજ્ઞ કરાવવાને અયોગ્ય પુરુષના ઋત્વિજનું પાતક લાગો.૧૩૦

અરુંધતી સોગન ખાય છેઃ–જેણે કમળ ચોર્યાં હોય, તેને નિત્ય પોતાની સાસુનું અપમાન કરનારી સ્ત્રીનું પાતક લાગો, પતિના મનમાં દુઃખ ઉત્પન્ન કરનારી સ્ત્રીનું પાપ લાગો, એકલી સ્વાદિષ્ઠ ભોજન કરનારી સ્ત્રીને જે પાપ લાગે તે પાપ લાગો.૧૩૧ વળી જેણે કમળ ચોર્યાં હોય તેને ઘરમાં રહેનારી વહુ પોતાના સંબંધીઓનો અનાદર કરે ને તેથી તેને જે પાપ લાગે તે પાપ લાગો, સાયંકાળે સાથવો ખાવાથી જે પાતક લાગે તે પાતક લાગો, જેની યોનિ દૂષિત થયેલી હોય તેને જે પાપ લાગે તે પાપ લાગો, તથા વીર પુત્રની માતાને જે પાપ લાગે, તે પાપ લાગો!૧૩૨*

ગંડા સોગન ખાય છેઃ–જે સ્ત્રીએ કમળ ચોર્યાં હોય તેને સદા અસત્ય ભાષણ કરનારાને જે પાપ લાગે તે પાપ લાગો, સંબંધીઓની સાથે સદા વિરોધ કરવાનું પાપ લાગો, અને પૈસા લઇને કન્યાનું દાન કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.૧૩૩ વળી જે સ્ત્રીએ કમળ ચોર્યાં હોય તેને અન્ન રાંધીને બીજાને જમાડ્યા વિના પોતે જમે [illegible] જે પાપ લાગે તે પાપ લાગો, આખું જીવતર દા[illegible]પણામાં ગાળનારાને જે પાપ લાગે તે પાપ તેને લાગો, અને વ્યભિચાર કરીને ગર્ભ ઉત્પન્ન કરનારી સ્ત્રીને જે પાપ લાગે, તે પાપ તેને લાગો.૧૩૪

પશુસખે સોગન ખાધાઃ–જેણે કમળ ચોર્યાં હોય, તે પુરુષ દાસ થઇને અવતરો, અપુત્ર રહો, અકિંચન રહો, તથા દેવોને નમસ્કાર નહિ કરનારાને જે પાપ લાગે, તે પાપ તેને લાગો.૧૩૫

શુનઃસખ સોગન ખાય છેઃ–જેણે કમળો ચોર્યાં હોય તેને અધ્વર્યુને કન્યાદાન આપવાનું ફળ મળો. બ્રહ્મચર્ય

* અરુંધતી બ્રાહ્મણી હોવાથી ક્ષાત્રકર્મ કરનાર પુત્રની ઇચ્છા કરતી નથી. બ્રાહ્મણીના મનમાં તેવી ઇચ્છા થવી, તે પાપરૂપ છે.

વ્રત પાળીને સામવેદનું અધ્યયન કરે તેને જે પુણ્ય મળે તે પુણ્ય મળો, તથા અથર્વ વેદ જાણીને જે બ્રાહ્મણ સ્નાન કરે, તેનું પુણ્ય તેને મળો.૧૩૬

ઋષિઓ બોલ્યા:-તેં જે સોગન ખાધા છે તે બ્રાહ્મણોને પ્રિય છે, માટે, હે શુનઃસખ! અમારાં સર્વનાં કમળો તેં ચોર્યાં છે.૧૩૭

શુનઃસખ બોલ્યો:-તમે તર્પણ કરવા ગયા હતા, ત્યારે મેં તમારાં કમળોને છૂપાવ્યાં હતાં, તે તમારા જોવામાં આવ્યાં ન હતાં. તમે કહ્યું એ ખરું છે, મેં કમળ ચોર્યાં છે.૧૩૮ હે નિર્દોષ ઋષિઓ! મેં તમારાં આ કમળોને છૂપાવ્યાં છે તે તમે જુઓ. મેં તમારી પરીક્ષા કરવા માટે આમ કર્યું હતું.૧૩૯ હું તમારાં સર્વના રક્ષણને માટે અહિં આવ્યો છું. હે તપોધનો! કારણ કે આ યાતુધાની અતિ ક્રૂર હતી, તે કૃત્યા હતી, અને તમારા વધની ઇચ્છા રાખતી હતી.૧૪૦ વૃષાદર્ભિએ તેને મોકલી હતી, જેને મેં મારી નાંખી છે. આ દુષ્ટા કૃત્યા અગ્નિમાંથી ઉત્પન્ન થઈ હતી, અને તે તમારો નાશ જ કરત.૧૪૧ તે માટે, હે બ્રાહ્મણો! હું અહીં આવ્યો છું, અને હું વાસવ(ઇંદ્ર) છું, એમ તમે જાણજો. તમે લોભ કર્યો નથી, તેથી તમને સર્વ કામના પૂરનારા અક્ષય લોકો મળશે.૧૪૨ હે દ્વિજો! તમે હવે અહીંથી ઝટ ઉઠો અને તે લોકોમાં ચાલો.૧૪૩

ભીષ્મ કહે છે:-તે સાંભળીને મહર્ષિઓ પ્રસન્ન થયા, અને પુરંદરને કહ્યું કે 'તથાસ્તુ.' આમ કહીને તે સર્વે ત્રિદશેંદ્ર(ઇંદ્ર)ની સાથે સ્વર્ગમાં ગયા.૧૪૪ આ રીતે આઠ મહાત્માઓ અત્યંત ભુખ્યા થયા હતા, અને મહાત્મા પુરુષોએ તેને અનેક જાતના ભોગો સ્વીકારવા માટે વિનવ્યા.૧૪૫ છતાં પણ તેઓએ તે સમયે લોભ કર્યો જ નહિ, તેને લીધે તેઓ સ્વર્ગમાં ગયા. તે માટે મનુષ્યે સર્વ અવસ્થામાં લોભનો ત્યાગ કરવો.૧૪૬ હે રાજન્! આ પરમ ધર્મ [illegible] તે માટે મનુષ્યે લોભનો ત્યાગ કરવો.૧૪૭ મનુષ્ય આ ઉત્તમ ચરિત્રનો મનુષ્યોના સમુદાયમાં પાઠ કરે તો તે અર્થને મેળવે છે અને દુઃખો ભોગવતો નથી;૧૪૮ ને પિતરો, ઋષિઓ તથા દેવતાઓ તેના ઉપર પ્રસન્ન થાય છે, અને તે પુરુષ મરણ પછી બીજા જન્મમાં પણ યશને, ધર્મને અને અર્થને સંપાદન કરે છે.૧૪૯

इति श्रीमहाभारतमां अनुशासन पर्वविषे दानधर्ममां 'कमळनी चोरीनुं उपाख्यान' ए नामनो अध्याय ९३ मो समाप्त

## અધ્યાય ૯૪ મો
### શપથ વિધિ

ભીષ્મ કહે છે:-હે યુધિષ્ઠિર! પૂર્વે તીર્થયાત્રામાં સોગન લેવા વિષે એક પુરાતની ઇતિહાસનો દાખલો આ પ્રમાણે છે, તે તું સાંભળ.૧

હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! પૂર્વે ઇંદ્રે (ધર્મ શ્રવણની ઇચ્છાથી કમળની) ચોરી કરી હતી, અને, હે મહારાજ! રાજર્ષિઓએ તથા બ્રહ્મર્ષિઓએ તેને માટે શપથો ખાધા હતા.૨

પૂર્વે ઋષિઓ પશ્ચિમ દિશામાં આવેલા પ્રભાસ ક્ષેત્રમાં એકઠા થયા હતા. તેઓએ પરસ્પર વિચાર કર્યો કે:-આપણે આખી પૃથ્વી ઉપર આવેલાં તીર્થોમાં યાત્રા કરીએ, માટે આપણે બધા સુખે સાથે ચાલો.૩ એ ઋષિઓમાં શુક્ર, અંગિરા, વિદ્વાન્ કવિ, અગસ્ત્ય, પર્વત, નારદ, ભૃગુ, વસિષ્ઠ, કશ્યપ, ગૌતમ, વિશ્વામિત્ર, તથા, હે રાજન્! જમદગ્નિ,૪ ઋષિ ગાલવ, અષ્ટક, ભરદ્વાજ, અરુંધતી અને વાલખિલ્યો, આ સર્વ બ્રહ્મર્ષિઓ તથા શિબિ, દિલિપ, નહુષ, અંબરિષ, રાજા યયાતિ, ધુંધુમાર, પુરુ વગેરે રાજાઓ પણ હતા.૫ આ મહાપુરુષોએ મહાનુભાવ એવા શતક્રતુ અને વૃત્રને હણનારા એવા ઇંદ્રને આગળ કરી સર્વ તીર્થોમાં ભ્રમણ કરતા કરતા મધ્ય દેશમાં કૌશિકી નામના પુણ્ય તીર્થમાં આવી પહોંચ્યા.૬ સર્વ તીર્થોમાં સ્નાન કરી પાપનો નાશ કરીને તેઓ અત્યંત પુણ્યદાયક એવા બ્રહ્મસર ગયા. ત્યાં બ્રહ્મદેવના તીર્થમાં અગ્નિના સમાન તે બ્રહ્મર્ષિઓએ અને રાજર્ષિઓએ સ્નાન કર્યું અને કમળના પુષ્પોનું ભોજન કર્યું.૭ હે રાજન્! તે સમયે કેટલાએક બ્રાહ્મણો તે તીર્થમાં બિસને (કમળની એક જાત) ખોદતા હતા; કેટલાએક બ્રાહ્મણો મૃણાલોને (કમળની એક જાતિ છે) ખોદતા હતા. તેમાં અગસ્ત્યે પણ પાણીના ધરામાંથી એક કમળને ખોદીને બહાર કાઢી મૂક્યું હતું, તેને કોઇક ચોરી ગયું.૮ તે જોઇને સર્વે મુખ્ય મુખ્ય ઋષિઓને તે પૂછવા લાગ્યા કે:-મારું ઉત્તમ કમળ કોણ ચોરી ગયું? મને તમારા ઉપર શંકા આવે છે, માટે મારું કમળ મને આપો. તમે કમળ ચોરવાને યોગ્ય નથી.૯ મારા સાંભળવામાં આવ્યું છે કે, કાળ, ધર્મનાં વીર્યનો નાશ કરે છે. તે કાળ હમણાં આવ્યો છે, અને ધર્મને પીડા થાય છે, માટે જેટલામાં આ જગતમાં અધર્મ ફેલાય નહીં, તેની પૂર્વે અમે ઝટ દેવલોકમાં સ્વર્ગમાં જવા ઇચ્છીએ છીએ.૧૦ વળી બ્રાહ્મણો ગામમાં બેસી મોટો સ્વર કાઢીને શૂદ્રોને વેદ સંભળાવે, તેમ જ રાજાઓ વ્યવહારદૃષ્ટિથી ધર્મનું અવલોકન કરે (અર્થાત્ ધર્મદૃષ્ટિથી અવ-

લોકન ન કરે) તેની પૂર્વે હું પરલોકમાં જવા માગું છું.[૧૧] વળી મનુષ્યો આ ઉત્તમ પુરુષો છે, આ અધમ પુરુષો છે તથા આ મહાન્ પુરુષો છે ( એવો ભેદ ન ગણતાં ) સર્વનું અપમાન કરે તેની પૂર્વે; તથા અજ્ઞાનતા પ્રસરે તેની પૂર્વે હું લાંબાકાળને માટે પરલોકમાં જવા ઇચ્છું છું.[૧૨] મહાબળવાન્ મનુષ્ય દુર્બળ મનુષ્યોના ઉપર પોતાની સત્તા ચલાવે તેમ હું જોઉં, તેની પૂર્વે જ હું ઘણા કાળ માટે પરલોકમાં જવા ઇચ્છું છું. હવે મને આ મર્ત્યલોક જોવાની ઇચ્છા નથી.[૧૩]

એટલે આતુર થઈ ગયેલા ઋષિઓએ તે મહર્ષિને કહ્યું કે:–અમે તમારું કમળ ચોર્યું નથી, તમારે અમારા ઉપર મિથ્યા આરોપ મૂકવો નહિ. હે મહર્ષિ! અમે તેને માટે તીક્ષ્ણ સોગનો ખાઇએ છીએ.[૧૪]

ત્યાં આગળ મહર્ષિઓએ અને રાજાઓએ ધર્મ તરફ દૃષ્ટિ કરી સોગન ખાવાનો નિશ્ચય કર્યો, અને પછી, હે રાજા! તેઓ પોતાના પુત્રો અને પૌત્રોની સાથે રહીને વારાફરતી સોગન ખાવા લાગ્યા.[૧૫]

ભૃગુએ સોગન ખાધા કે:–જેણે તારું કમળ ચોર્યું હોય, તેને ગાળ દેનારાની સામે ગાળ દેનારાનું, મારનારાની સામે મારનારાનું, અને કોઈ પણ પ્રાણીના પીઠનું માંસ ખાનારા મનુષ્યનું પાપ લાગો.[૧૬]*

વસિષ્ઠે સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય તેને વેદનો સ્વાધ્યાય નહિ કરનારાનું, શિકાર માટે કુતરાંને વનમાં ખેંચી જનારા પુરુષનું, તથા નગરમાં રહી ભિક્ષા માંગનારાનું પાપ લાગો.[૧૭]†

કશ્યપે સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય, તેને સર્વ ઠેકાણે સર્વ જાતનો વ્યાપાર કરનારનું, કોઇની મૂકેલી થાપણને માટે લોભ કરનારાનું, અને ખોટી સાક્ષી પૂરનારાનું પાપ લાગો.[૧૮]

ગૌતમે સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય, તેને અભિમાની પુરુષનું, જે બુદ્ધિપૂર્વક મનુષ્યના ઉપર વિષમ બુદ્ધિ કરે તેનું, તથા જે અયોગ્યને યોગ્ય ગણે તેનું, ખેડુતનું અને મત્સરી પુરુષનું પાપ લાગો.[૧૯]‡

અંગિરાએ સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય તેને અપવિત્ર રહેનારાનું, વેદની સાથે કપટથી વર્તનારાનું, વનમાં શિકાર માટે કુતરાંને લઈ જનારાનું, અને બ્રહ્મહત્યા કરીને તેનું પ્રાયશ્ચિત્ત નહિ કરનારાનું પાપ લાગો.[૨૦]

ધુંધુમારે સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય તેને, મિત્રોના કરેલા ઉપકારને નહિ જાણનારાને, શૂદ્ર જાતિની સ્ત્રીમાં પ્રજાને ઉત્પન્ન કરનારાને, અને એકલાં મિષ્ટાન્ન ભોજન કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૧]

પુરુએ સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય તેને વૈદ્યકનો ધંધો કરનારાને જે પાપ લાગે, ભાર્યાવડે આજીવિકા કરનારાને જે પાપ લાગે, તથા સસરા ઉપર આજીવિકા કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૨]

દિલિપે સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય તેને એક જ કૂવાનાં પાણી ઉપર આધાર રાખનારા ગામમાં વસનારા બ્રાહ્મણને જે પાપ લાગે, શૂદ્ર§ જાતિની કન્યા પરણનારા બ્રાહ્મણને જે પાપ લાગે, ને તેને જે લોકો મળે તે પાપ તેને લાગો અને તે લોકો તેને મળો.[૨૩]

શુક્રે સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય તેને દેવોને ધર્યા વિના વૃથા માંસ ખાનારાને જે પાપ લાગે, દિવસે મૈથુન કરનારાને જે પાપ લાગે, તથા રાજાની સીપાઈગીરી કરનારાને જે પાપ લાગે, તે પાપ તેને લાગો.[૨૪]

જમદગ્નિએ સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય તેને અનધ્યાયોમાં વેદાધ્યયન કરનારાને જે પાપ લાગે, શ્રાદ્ધમાં મિત્રને જમાડનારાને જે પાપ લાગે, તથા શૂદ્રના શ્રાદ્ધમાં ભોજન કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૫]

શિબિએ સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય તેને અગ્નિહોત્ર લીધા વિના મરણ પામનારાને જે પાપ લાગે, યજ્ઞમાં વિઘ્ન કરનારાને જે પાપ લાગે, તથા તપસ્વીઓની સાથે કલહ કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૬]

યયાતિએ સોગન ખાધા:–જેણે તારું કમળ ચોર્યું હોય તેને ઋતુ વિના ભાર્યા સાથે ગમન કરનારાને તથા વ્રતધારી થઇને ભાર્યાની સાથે ગમન કરનારાને

---

* ખરા બ્રાહ્મણને માટે ગાળ દેનારને ગાળ દેવી, મારનારને સામું મારવું, તેમ જ ભાર વહન કરનાર હલાલ થયેલા પ્રાણીના પીઠનું માંસ ખાવું ધર્મથી ઉલટું છે, તેથી ભૃગુ ઋષિ તેવા સોગન લે છે.

† નગરમાં રહીને ભિક્ષાવૃત્તિ કરવી એ પાપ છે, અર્થાત્ ધર્મોપદેશને નામે ભિક્ષા માંગી નગરમાં શતવાસો કરવો ન જોઇએ. ધર્મોપદેશ કરતાં તેણે ફરતાં જ રહેવું જોઇએ.

‡ બ્રાહ્મણનો ધર્મ અધ્યયન કરવું કરાવવું, યજ્ઞ કરવા કરાવવા વગેરે છે, તેનો ધર્મ કૃષિકારનો નથી. માટે જો બ્રાહ્મણ ખેતીનો ધંધો કરે તો તે દૂષિત થાય.

§ નાહાવા, ધોવા અને પીવા માટે એક જ કૂવામાંથી પાણી વપરાતું હોય તો તેથી શુદ્ધિ સચવાય નહિ, માટે બ્રાહ્મણે તેનાં જળનો ત્યાગ કરવો. આજે આરોગ્યશાસ્ત્રના અભ્યાસકો ગામની આરોગ્યતા સાચવવાને સરકારને પીવા માટે જે કૂવા, વાવ આદિનો વપરાસ થતો હોય ત્યાં નાહાતાં ધોતાં અટકાવવાની ભલામણ કરે છે.

જે પાપ લાગે તે પાપ તથા વેદોનું અપમાન કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.૨૭

નહુષે સોગન ખાધાઃ—જેણે તારું કમળ ચોર્યું હોય તેને, સંન્યાસી થઇને ઘરમાં વાસ કરનારાને જે પાપ લાગે, દિક્ષિત થઇને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારાને જે પાપ લાગે, તથા પગાર લઇને વિદ્યા ભણાવનારાને જે પાપ લાગે, તે પાપ તેને લાગો.૨૮*

અંબરીષે સોગન ખાધાઃ—જેણે તારું કમળ ચોર્યું હોય તેને સ્ત્રીઓ, સંબંધીઓ તથા ગાયોની સાથે ક્રૂરતાથી અને ધર્મ વગર વર્તનારાને અને બ્રાહ્મણની હત્યા કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.૨૯

નારદે સોગન ખાધાઃ—જે પુરુષ દેહાભિમાની હોય, જાતિ બહાર થયેલા ગુરુની પાસે જે શાસ્ત્રનું અધ્યયન કરે, જે સ્વર વિના વેદના મંત્રો ભણે, તથા જે ગુરુજનોનું અપમાન કરે તેને જે પાપ લાગે, તે પાપ તારું કમળ ચોરનારાને લાગો.૩૦

નાભાગે સોગન ખાધાઃ—સદા અસત્ય ભાષણ કરનારાને, સત્પુરુષની સાથે વિરોધ કરનારાને, પૈસા લઇને કન્યા દેનારાને જે પાપ લાગે, તે પાપ તારું કમળ ચોરનારાને લાગો.૩૧

કવિએ સોગન ખાધાઃ—પગથી ગાયને મારનારાને, સૂર્યની સામે ઝાડે ફરનારાને તથા શરણાંગતનો ત્યાગ કરનારાને જે પાપ લાગે, તે પાપ તારું કમળ ચોરનારાને લાગો.૩૨

વિશ્વામિત્રે સોગન ખાધાઃ—પૈસાથી અથવા તો અન્ન આપીને ખરીદેલો પુરુષ પોતાના ધણીના ખેતરમાં નુકસાન કરે તેને જે પાપ લાગે, રાજાના પુરોહિતને જે પાપ લાગે, અયાજ્ય (યજ્ઞ કરાવવાને અયોગ્ય) પુરુષના ઋત્વિજ થનારાને જે પાપ લાગે, તે પાપ તારું કમળ ચોરનારાને લાગો.૩૩

પર્વતે સોગન ખાધાઃ—જેણે તારું કમળ ચોર્યું હોય તેને ગામના ગામોટને, ગધેડા ઉપર પ્રવાસ કરનારાને તથા આજીવિકા માટે શ્વાનને શિકારમાં લઈ જનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.૩૪

ભરદ્વાજે સોગન ખાધાઃ—જેણે તારું કમળ ચોર્યું હોય તેને ક્રૂર પુરુષનું તથા અસત્ય ભાષણ કરનારાનું જે સર્વ પાપ છે, તે સર્વ પાપ સદા લાગો.૩૫

અષ્ટકે સોગન ખાધાઃ—જેણે તારું કમળ ચોર્યું હોય તેને, એક રાજા થઇને મૂર્ખ હોય, ઇચ્છાનુસાર વર્તતો હોય, અને પાપ કર્મ કરતો હોય, તથા અધર્મથી પૃથ્વી ઉપર રાજ્ય કરતો હોય, તેને જે પાપ લાગે તે પાપ લાગો.૩૬

ગાલવે સોગન ખાધાઃ—જેણે તારું કમળ ચોર્યું હોય, તેને પોતાના સંબંધી પુરુષોનું વિષ દાનાદિકથી અશુભ કરનારાને અને પાપીઓના કરતાં પણ અધિક પાપી હોવાથી અર્ઘને અયોગ્ય એવા પુરુષને જે પાપ લાગે તથા દાન દઇને તે વિશે કહી દેખાડનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.૩૭

અરુંધતીએ સોગન ખાધાઃ—પોતાની સાસુની નિંદા કરનારીને, ભર્તારના મનમાં દુઃખ ઉત્પન્ન કરનારીને, તથા, (પતિ પુત્રને મૂકી) એકલી મિષ્ટાન્ન જમનારી સ્ત્રીને જે પાપ લાગે, તે પાપ તારું કમળ ચોર્યું હોય તેને લાગો.૩૮

વાલખિલ્યોએ સોગન ખાધાઃ—આજીવિકા માટે ગામના બારણા ઉપર એક પગથી ઉભા રહેનારાને,† ધર્મ જાણનારા છતાં ધર્મનો ત્યાગ કરનારાને જે પાપ લાગે, તે પાપ તારું કમળ જેણે ચોર્યું હોય તેને લાગો.૩૯

શુનઃ સખે સોગન ખાધાઃ-એક બ્રાહ્મણ અગ્નિહોત્રમાં હોમ આપ્યા વગર સુખેથી સુઈ રહે, જે સંન્યાસી હોઇને પોતાની ઇચ્છાનુસાર વર્તન કરે, તેને જે પાપ લાગે, તે પાપ તારું કમળ જેણે ચોર્યું હોય તેને લાગો.૪૦

સુરભિએ સોગન ખાધાઃ-વાળના નોઝણાથી ગાયને બાંધનારાને, કાંસાની દોહોણીમાં દૂધ દોહનારાને, તથા પારકો વાછડો દેખાડીને ગાયને દોહોનારાને જે પાપ લાગે, તે પાપ તારું જેણે કમળ ચોર્યું હોય તેને લાગો.૪૧‡

ભીષ્મ કહે છેઃ-હે કૌરવેંદ્ર! આ રીતે તે બ્રહ્મર્ષિઓએ તથા રાજર્ષિઓએ અનેક પ્રકારના ઘણા સોગનો ખાધા. તે પછી સહસ્રાક્ષ અને દેવોનો રાજા ઇન્દ્ર આનંદથી ક્રોધી અને બ્રાહ્મણોમાં મુખ્ય એવા અગસ્ત્યને જોઇને બોલ્યો.૪૨ તે પછી મઘવા (ઇંદ્ર), જેને ક્રોધ થયો છે એવા ઋષિને બોલાવીને બ્રહ્મર્ષિ, દેવર્ષિ અને રાજર્ષિઓની વચ્ચે પોતાનો અભિપ્રાય કહેવા લાગ્યો. હે રાજન્! તે અભિપ્રાય તું આજે મારી પાસેથી શ્રવણ કર.૪૩

શક્ર (ઇંદ્ર) બોલ્યોઃ-અધ્વર્યુને પુત્રી આપનારાને

* હાલના જમાનામાં કેટલાક દેશોમાં રાજ્ય તરફથી વિના પૈસે શિક્ષણ આપવામાં આવે છે.

† એક પગે ઉભા રહી તપશ્ચર્યા કરવાનો ઢોંગ કરવો,-લોકોની આગળ દેખાવ કરવો એ આનો હેતુ હોવાથી પાપ સમાન છે.

‡ કોઈ પણ પ્રાણીના વાળનાં દોરડાંથી ગાય જેવા ગરીબ પ્રાણીને બાંધવાથી દુઃખ થાય છે, માટે તેમ કરવું તે પાપ છે. કાંસાની દોહોણીમાં દૂધ રહે તો તે વિષ સમ થઈ પડે છે, અને તે પીવામાં આવે તો પરિણામ ભયંકર થાય છે અને તેનું પાપ દોહનારને લાગે છે. પારકો વાછડો દેખાડી દૂધ દોહવાથી ગાયને સુખ થતું નથી, માટે તે પાપ છે.

જે પુણ્ય થાય, બ્રહ્મચર્ય વ્રત પાળીને સામવેદ ભણનારાને જે પુણ્ય થાય, અથર્વવેદ જાણીને સ્નાન કરે તેને જે પુણ્ય થાય, તે પુણ્ય તારાં કમળ ચોરનારાને મળો.૪૪

જે ધર્મનિષ્ઠ હોય, સર્વ વેદોનું અધ્યયન કરે અને પુણ્યશીલ હોય, તેને જે પુણ્ય મળે તે પુણ્ય તારાં કમળ ચોરનારાને મળો તથા તે બ્રહ્માના લોકમાં જાવ.૪૫

અગસ્ત્ય બોલ્યાઃ-હે બળ દૈત્યને મારનારા! તેં જે સોગન ખાધા, તે આશીર્વાદરૂપે કહ્યા છે, માટે તેં કમળ લીધાં છે માટે મને મારું કમળ આપ. એ સનાતન ધર્મ કહેવાય છે.૪૬

ઇંદ્ર બોલ્યોઃ-હે ભગવન્! મેં આજે લોભથી કમળ ચોર્યું નથી, પરંતુ ધર્મશ્રવણ કરવાની ઇચ્છાથી કમળ ચોર્યું છે, માટે તારે ક્રોધ કરવો ઉચિત નથી.૪૭ વેદમાં ધર્મશ્રવણની મોટાઇ કહી છે. વળી સંસારરૂપી સમુદ્ર તરવા માટે ધર્મ એ ઉત્તમ સેતુરૂપ છે. વળી એ ઋષિઓએ કહેલો સનાતન ધર્મ છે, નિત્ય છે, અને અવિકારી છે, અને એ ધર્મ મેં સાંભળ્યો છે.૪૮ માટે, હે દ્વિજસત્તમ! હે વિદ્વન્! આ તારું કમળ લે, અને, હે નિર્દોષ ભગવન્! મારો અપરાધ ક્ષમા કર.૪૯

આ રીતે મહેંદ્રે કીધું, એટલે અત્યંત ક્રોધી તથા બુદ્ધિમાન્ એવા તપસ્વી મુનિએ કમળ લીધું અને તે પ્રસન્ન થયા.૫૦ તે પછી વનમાં રહેલા તેઓ ફરીને તીર્થો કરવા નીકળ્યા, અને પવિત્ર તીર્થોમાં પોતાનાં શરીરો ભીજવ્યાં (અર્થાત્ સ્નાન કર્યું).૫૧ જે પુરુષ સાવધાન થઇને આ આખ્યાનનો પર્વે પર્વે પાઠ કરે, તે પુરુષને ત્યાં મૂર્ખ પુત્ર જન્મતો નથી, તેમ તે નિરાકૃતિ એટલે બેડોળ પણ જન્મતો નથી ( અર્થાત્ સુંદર આકૃતિવાળો જન્મે છે.)૫૨ વળી આ આખ્યાનનો પાઠ કરનારાને કોઈ પણ જાતની આપત્તિ આવતી નથી, તે દુઃખ વિનાનો થાય છે, તેને જરા (વૃદ્ધાવસ્થા) આવતી નથી, તે પાપથી રહિત થાય છે, કલ્યાણવાળો થાય છે, અને મરણ પછી સ્વર્ગમાં જાય છે.૫૩ હે નરોત્તમ! જે પુરુષ ઋષિઓએ સંપૂર્ણ રીતે રક્ષણ કરેલા શાસ્ત્રનું અધ્યયન કરે છે, તે પુરુષ બ્રહ્માના અવિનાશી લોકમાં જાય છે.૫૪

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'शपतनो विधि' ए नामनो अध्याय ९४ मो समाप्त

## અધ્યાય ૯૫ મો

### છત્રી જોડાના દાનનો મહિમા

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ભારતવંશના શ્રેષ્ઠ રાજા! શ્રાદ્ધના કર્મમાં છત્રી, જોડા વગેરે જે આપવામાં આવે છે, તે દાનનો વિધિ કોણે ચલાવ્યો હશે?૧

એ દાનનો વિધિ કેવી રીતે ઉત્પન્ન થયો? તેનું દાન શા માટે આપવામાં આવે છે? વળી શ્રાદ્ધના કર્મમાં જ આપવામાં આવે છે કે બીજાં પુણ્ય કર્મોમાં પણ આપવામાં આવે છે?૨ વળી ઘણાએક નિમિત્તોમાં પણ પુણ્ય માનીને છત્રી તથા જોડાનું દાન દેવામાં આવે છે. હે બ્રાહ્મણ! હું આ દાનનો વિધિ વિસ્તારથી યથાર્થ રીતે સાંભળવાની ઈચ્છા રાખું છું.૩

ભીષ્મ કહે છેઃ-હે રાજન્! તું સાવધાન થઈ છત્રી તથા જોડાના દાનનો વિધિ વિસ્તારથી સાંભળ. એ વિધિ જે પ્રમાણે જગતમાં પ્રખ્યાત થયો હોય તથા જે પ્રમાણે એ જગતમાં પ્રવર્ત્યો હોય, તે પ્રમાણે શ્રવણ કર.૪ હે નરાધિપ! એ વિધિ જે પ્રમાણે અક્ષય્યપણાને પામે છે તથા પુણ્યરૂપ થઈ પડે છે, એ સર્વ વાત હું તને સંપૂર્ણ રીતે કહીશ.૫

જમદગ્નિના તથા મહાત્મા સૂર્યના સંવાદરૂપ આ વિષે એક કથા છે. પૂર્વે સાક્ષાત્ ધનુષવડે, હે પ્રભો! જમદગ્નિ ભગવાન્ ક્રીડા કરતા હતા.૬ ભૃગુપુત્ર જમદગ્નિ બાણોને ધનુષ ઉપર ચઢાવી ચઢાવીને ફેંકતા હતા, અને તેની પત્ની રેણુકા જમદગ્નિએ ફેંકેલાં મહાતેજસ્વી એવાં સર્વ બાણોને૭ વારંવાર લાવી લાવીને જમદગ્નિને, હે અચ્યુત! આપતાં હતાં. તે ધનુષ્યના ટંકારવાળા શબ્દથી તથા બાણના મોટા સુસવાટથી જમદગ્નિ૮ ઘણા જ પ્રસન્ન થયા હતા, અને બાણોને ફેંકતા હતા, અને રેણુકા તે બાણોને પાછાં લાવતાં હતાં. એમ ક્રીડા કરતાં મધ્યાહ્ને જ્યારે સૂર્ય જયેષ્ઠામૂળમાં હતો ત્યારે૯ તે બ્રાહ્મણે સર્વ બાણો છોડ્યાં. પછી રેણુકાને એમ કહ્યું કે, "હે વિશાલાક્ષિ! આ ધનુષમાંથી છૂટેલાં બાણો લઈ આવ.૧૦ હે સુભ્રુ! કે જેથી હું તેમને પાછાં છોડું." હે નરાધિપ! રેણુકા તે સાંભળીને ગઈ, પણ આંતરે આંતરે વૃક્ષોની છાયામાં બેસતી હતી.૧૧ કારણ કે સૂર્યના તાપથી તેનું માથું તપી ગયું હતું, તેમ પગો પણ દાઝતા હતા. તે શુભ સ્ત્રી પોતાના પતિના શ્રાપ(ના ભય)થી માત્ર એક જ પળ થોભી હતી;૧૨ તે શ્યામ લોહ સમાન નેત્રવાળી સ્ત્રી બાણો પાછાં લાવવાને આગળ ચાલી, અને તે બાણો લઈને તે યશસ્વિની સ્ત્રી પાછી આવી.૧૩ તેનું વદન ખિન્ન થયું હતું, તે દુઃખે કરીને પગલાં ભરતી હતી, પણ તેનું અંગ સુચારુ (સારું શોભીતું) હતું. ભયથી કાંપતી કાંપતી તે પોતાના ભર્તાર જમદગ્નિની પાસે આવી.૧૪ ઋષિ તે સમયે ક્રોધાયમાન થયા ને તે સુંદરવદની

રેણુકાને વારંવાર પૂછવા લાગ્યા, અરે ઓ રેણુકા! તું મોડી કેમ આવી?૧૫

રેણુકા બોલ્યાં:—હે તપોધન! સૂર્યના તડકાથી મારાં બન્ને ચરણો તથા માથું તપી ગયાં અને હું સૂર્યના તાપથી નિરુદ્ધ થઈને ઝાડની છાયા નીચે ઉભી હતી.૧૬ એ કારણથી, હે બ્રહ્મન્! મને વિલંબ લાગ્યો. હે વિભુ! હે તપોધન! આ કારણ સાંભળીને તમે મારા ઉપર ક્રોધ કરો મા.૧૭

જમદગ્નિ બોલ્યા:-હે રેણુકા! આજે જ તને દુઃખ દેનારા પ્રદીપ્ત કિરણવાળા એ સૂર્યને અગ્નિના તેજવાળાં બાણો મારીને હું નીચે પાડી નાંખીશ.૧૮

ભીષ્મ કહે છે:-હે યુધિષ્ઠિર! તે પછી ઘણાં બાણ લઈ ને દિવ્ય ધનુષ્યનો તેણે ટંકારવ કર્યો, અને જે દિશા તરફ સૂર્ય જવા લાગ્યો, તે દિશા તરફ સૂર્યની સામે ઉભા રહ્યા.૧૯ હે કુંતીના પુત્ર! સૂર્ય જમદગ્નિને હથિયાર સાથે સજ્જ થયેલા જોઈ બ્રાહ્મણનું રૂપ લઈને આવ્યા ને બોલ્યા:-

સૂર્ય કહે છે:-સૂર્યે તમારો શો અપરાધ કર્યો છે?૨૦ સૂર્ય આકાશમાં રહીને કિરણોવડે પૃથ્વીમાંના સર્વ પદાર્થમાંથી રસને ગ્રહણ કરે છે અને જે રસ ગ્રહણ કરે છે, તે રસને ચોમાસામાં પાછો વરસાવે છે;૨૧ તેથી અન્ન ઉપજે છે, અને અન્નથી, હે બ્રાહ્મણ! મનુષ્યો સુખી થાય છે. વળી વેદોમાં કહ્યું છે કે अन्नं प्राणा અન્ન મનુષ્યોના પ્રાણ છે.૨૨ વળી, હે બ્રાહ્મણ! એ સૂર્ય પોતાનાં કિરણોથી વીંટાઇને વાદળાંઓમાં ગુપ્ત રહે છે, અને આ સાત દ્વીપ ઉપર જળની વૃષ્ટિ કરે છે,૨૩ અને, હે પ્રભુ! તે જળની વૃષ્ટિથી ઔષધિઓ અને લતાના પુષ્પોમાંથી તથા પાંદડામાંથી સર્વ પ્રકારનું અન્ન ઉત્પન્ન થાય છે.૨૪ વળી સર્વે જાતકર્માદિ સંસ્કારો, વ્રતો, ઉપનયન સંસ્કાર, કેશાંત સંસ્કાર, વિવાહ, યજ્ઞો, તેની સામગ્રીઓ,૨૫ શાસ્ત્રો, શાસ્ત્રમાં કહેલાં દાનો, સંયોગો, ધનના સંગ્રહો, આ સર્વ, હે ભાર્ગવ! અન્નને લીધે થઈ શકે છે, એ વાત તમે જાણો છો.૨૬ જેટલાં રમણીય કાર્યો તથા જેટલા કાર્યોના આરંભો છે, તે સર્વ અન્નના પ્રભાવથી થાય છે, એ તમે જાણો છો; છતાં તમને હું તે કહુ છું.૨૭ હે વિપ્ર! મેં તમને જે કહ્યું, તે સર્વ તમે જાણો છો. હે વિપ્રર્ષિ! હું તમને પ્રસન્ન કરું છું, માટે સૂર્યને નીચે પાડવાનું તમને શું પ્રયોજન છે?૨૮

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां छत्री अने उपानह (जोडा)नी उत्पत्ति नामनो अध्याय ९९ मो समाप्त

## અધ્યાય ૯૬ મો

### છત્ર તથા જોડાના દાનનો મહિમા

યુધિષ્ઠિર પૂછે છે:-ઉપર પ્રમાણે સૂર્ય મહાન્ યાચના કરવા લાગ્યા, એટલે મહાતેજસ્વી જમદગ્નિએ શું કાર્ય કર્યું?૧

ભીષ્મ કહે છે:-હે કુરુનંદન! સૂર્યે ઉપર કહ્યા પ્રમાણે જમદગ્નિની પાસે પ્રાર્થના કરી, પણ મુનિ જે અગ્નિના સમાન કાન્તિમાન્ હતા, તે થંડા પડ્યા જ નહીં.૨ એટલે બ્રાહ્મણના રૂપમાં રહેલા સૂર્યે બે હાથ જોડી, પ્રણામ કરીને, હે રાજા! મધુર વાણીથી જમદગ્નિને કહ્યું.૩ "હે વિપ્રર્ષિ! સૂર્ય સદા ગતિવાળા છે, માટે તે નિશાન તો ચંચળ છે. દિવાકર સદાય ગતિવાળા છે, તે ચંચળને તું કેવી રીતે ભેદી શકશે?"૪

જમદગ્નિ બોલ્યા:-સ્થિર હોય કે ચંચળ હોય, પરંતુ હું જ્ઞાનદૃષ્ટિથી તને ઓળખું છું. અમારે આજે અવશ્ય તને શિક્ષા કરીને વિનય શીખવવો છે.૫ હે દિવાકર! તું મધ્યાન્હે અર્ધો નિમેષ અવશ્ય ઉભો રહે છે તે સમયે, હે સૂર્ય! હું તને બાણથી ભેદી નાંખીશ. એમાં મારે વિચાર કરવાનો નથી.૬

સૂર્ય બોલ્યા:-હે વિપ્રર્ષિ! હે ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ! તું મને અવશ્ય બાણથી વિંધજે; પરંતુ, હે ભગવન્! હું અપરાધી તારે શરણે આવ્યો છું, એમ જાણ.૭

ભીષ્મ કહે છે:-તે પછી ભગવાન્ જમદગ્નિ ખૂબ હસીને બોલ્યા:-હે સૂર્ય! તારે ડરવું નહિ. તેં મને પ્રણામ કર્યો છે.૮ બ્રાહ્મણોમાં સરળતા છે, ધરણીમાં સ્થિરતા છે, સોમમાં સૌમ્યતા છે, વરુણમાં ગાંભીર્ય છે,૯ અગ્નિમાં દીપ્તિ છે, મેરુમાં પ્રભા છે, અને સૂર્યમાં પ્રતાપ છે. જે ઉપર કહેલા સરળતા વગેરેનું ઉલ્લંઘન કરે છે, તે શરણાગતને હણે છે એમ જાણવું.૧૦ જે શરણાગતને હણે છે તે, ગુરુપત્નીની સાથે ગમન કરનારો થાય; તે બ્રહ્મહત્યા કરનારો થાય; અને સુરાનું પાન કરનારો ગણાય.૧૧ હે તાત! તું હવે તારા અપરાધના ઉપાયનો વિચાર કર. એટલે તારા કિરણોથી તપી ગયેલા માર્ગ ઉપર લોકો સુખે જઈ શકે.૧૨

ભીષ્મ કહે છે:-આટલું કહીને ભૃગુપુત્ર જમદગ્નિ તે સમયે મૌન થઈ ગયા. તે પછી સૂર્યે તેને તુરત છત્રી અને પગરખાં આપ્યાં.૧૩

સૂર્ય બોલ્યો:-હે મહર્ષિ! મારાં કિરણોને અટકાવનારું અને મસ્તકનું રક્ષણ કરનારું આ છત્ર લ્યો તથા પગની રક્ષા માટે ચામડાની આ બે મોજડીઓ લ્યો.૧૪ આજથી આ જગતમાં સર્વ પુણ્ય કર્મોમાં છત્રીના અને જોડાના દાનનો ચાલ થશે, અને તેનું અક્ષય પુણ્ય મળશે.૧૫

ભીષ્મ કહે છે:–હે ભારત! આ છત્રીના તથા પગરખાના દાનનો વિધિ સૂર્યે ચલાવ્યો છે અને એ ત્રણે લોકમાં પુણ્ય આપનારો છે.[૧૬] તે માટે તું બ્રાહ્મણોને ઉત્તમ છત્રી તથા ઉત્તમ જોડા આપ. તે આપવાથી મહાન્ પુણ્ય થશે, એમાં તારે વિચાર કરવા જેવું નથી.[૧૭] હે ભરતવંશમાં શ્રેષ્ઠ! જે પુરુષ બ્રાહ્મણને સો સળીવાળું શ્વેત રંગનું છત્ર આપે છે, તે પુરુષને પરલોકમાં સુખની વૃદ્ધિ થાય છે.[૧૮] તથા, હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! ઇંદ્ર લોકમાં બ્રાહ્મણો, અપ્સરાઓ, તથા દેવો તેની નિત્ય પૂજા કરે છે, અને ત્યાં તે રહે છે.[૧૯] હે મોટા બાહુવાળા! જે પુરુષ પગે બળતા શ્રેષ્ઠ એવા સ્નાતક બ્રાહ્મણને પગરખાં આપે છે,[૨૦] તે પણ દેવતાઓથી પૂજાતા એવા લોકોમાં જાય છે, તથા, હે ભરતવંશી રાજા! તે મરણ પછી ગોલોકમાં પણ હર્ષથી વાસ કરે છે.[૨૧] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મેં તમને છત્રીના તથા પગરખાંનાં દાનનું સંપૂર્ણ ફળ કહ્યું.[૨૨]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'छत्र तथा पगरखांना दाननी प्रशंसा' ए नामनो अध्याय ९६ मो समाप्त

## અધ્યાય ૯૭ મો

### બલિદાનનો મહિમા

યુધિષ્ઠિર પૂછે છે:–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! હે પાર્થિવ! ગૃહસ્થાશ્રમના સર્વ ધર્મ મને કહો, તથા આ જગતમાં મનુષ્ય કયાં કર્મ કરીને સમૃદ્ધિને પામે છે, તે મને કહો.[૧]

ભીષ્મ કહે છે:–હે જનાધિપ! હું તને આ વિષયમાં એક પ્રાચીન કથા, કે જેમાં વાસુદેવનો તથા પૃથ્વીનો સંવાદ છે તે, હે ભારત! વર્ણવી સંભળાવીશ.[૨] પ્રતાપી વાસુદેવે પૃથિવી દેવીની સ્તુતિ કરીને, હે ભરતવંશનાં શ્રેષ્ઠ રાજા! આજે તું મને જે પ્રશ્ન કરે છે, તે પ્રશ્ન તેને પૂછ્યો હતો.[૩]

વાસુદેવે પ્રશ્ન પૂછયો:–હે ધરા! મારે અથવા તો મારા જેવાએ ગૃહસ્થાશ્રમમાં રહીને મારે અવશ્ય કયાં કર્મ કરવાં, ને કયાં કર્મ કરવાથી ધર્મકર્મ સફળ થાય?[૪]

પૃથ્વી બોલી:–હે માધવ! ઋષિઓ, પિતૃઓ, દેવતાઓ, અને મનુષ્યોનું કેવી રીતે યજન તથા પૂજન કરવું, તે તું મારી પાસેથી સાંભળ.[૫] સદા યજ્ઞ કરીને દેવોને, સદા આતિથ્યવડે મનુષ્યોને, અને નિત્ય છન્દ સહિત તર્પણ કરીને પિતૃઓને સેવી ભોજન કરવું.[૬]* તેમ કરવાથી, હે મધુસૂદન! ઋષિગણો પ્રસન્ન થાય છે. ભોજન પહેલાં નિત્ય અગ્નિમાં હોમ કરવો અને બલિઓ મૂકવા.[૭] હે મધુસૂદન! તપ કરવાથી તેઓ પણ પ્રસન્ન થાય છે. વળી રોજ રોજ અન્નાદિ જળવડે શ્રાદ્ધ કરવું;[૮] અથવા પિતૃઓની પ્રીતિ સંપાદન કરવા માટે કંદ, મૂળ, અને ફળોથી શ્રાદ્ધ કરવું. સિદ્ધ અન્નમાંથી (તૈયાર કરેલા અન્નમાંથી) વિધિપૂર્વક નિત્ય અગ્નિમાં વૈશ્વદેવ કરવો, અને તેમાં નીચેનાં દેવનાં નામ લેવાં.[૯] ॐ अग्निषोमाय नमम. ॐ विश्वेभ्यो देवेभ्यः स्वाहा। इदं विश्वेभ्यो देवेभ्यो नमम. ॐ धन्वन्तरये स्वाहा इदं धन्वन्तरये नमम। ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये नमम॥ આ રીતે સર્વ દેવને ભિન્ન ભિન્ન ઉદ્દેશી હોમ કરવો.[૧૦] હોમ કર્યા પછી અનુક્રમથી બળિનું કર્મ કરવું. દક્ષિણ દિશામાં यमाय नमः, પશ્ચિમ દિશામાં वरुणाय नमः,[૧૧] ઉત્તર દિશામાં सोमाय नमः, ઘરના મધ્યભાગમાં प्रजापतये नमः, ઈશાન ખૂણામાં धन्वन्तरये नमः, પૂર્વ દિશામાં शक्राय नमः,[૧૨] ઘરના બારણામાં मनुष्येभ्यो नमः, ઘરના અંદરના ભાગમાં मरुद्भ्यो नमः અને दैवतेभ्यो नमः, એમ બોલીને બળિ આપવો.[૧૩] તેમ જ આકાશમાંથી વિશ્વેદેવ બળિ લે છે તેને ત્યાં આકાશ પ્રતિ विश्वेभ्यो नमः કહીને બળિ આપવો. વળી निशाचरेभ्यो नमः, भूतेभ्यो नमः એમ કહીને રાત્રે નિશાચરોને અને ભૂતોને બળિ આપવો.[૧૪] જૂદા જૂદા દેવનાં નામ બોલીને સારી રીતે બળિ આપવા અને દ્વિજોને ભિક્ષા આપવી. જો બ્રાહ્મણ ન મળે તો ભિક્ષામાંથી થોડોક ભાગ લઇને અગ્નિમાં હોમવો.[૧૫] મનુષ્યને પિતૃઓનું શ્રાદ્ધકર્મ કરવાની ઇચ્છા હોય તો તેણે શ્રાદ્ધકર્મ કરી, પિતૃઓને સારી રીતે તૃપ્ત કરવા;[૧૬] પિતૃઓને તૃપ્ત કર્યા પછી વિધિ પ્રમાણે બળિદાન આપવાં. તે પછી વૈશ્વદેવ કરવો (હોમ કરવો), અને પછી બ્રાહ્મણોને નિમંત્રણ કરવું ને બ્રાહ્મણોને ભોજન કરાવવું.[૧૭] તે પછી ઉત્તમ અન્નથી અતિથિઓને, પણ પ્રથમ પૂજા કરીને પછી, ભોજન કરાવવું. હે મહારાજ! આમ કરવાથી અતિથિઓ પ્રસન્ન થાય છે.[૧૮] જે પુરુષ એક તિથિ એક ગામમાં રહેતો નથી, તે પુરુષ અતિથિ કહેવાય છે. પોતાના આચાર્ય, પિતા, મિત્ર તથા અતિથિ આટલાને,[૧૯] 'મારા ઘરમાં આપને માટે આ સર્વ વસ્તુઓ તૈયાર છે તે લ્યો,' એમ નિત્ય નિવેદન કરવું, તથા તેઓ જેમ કહે તેમ કરવું, આવો ધર્મ છે.[૨૦] હે કૃષ્ણ!

* આજે હિન્દુઓના ઘરમાં ભોજન કરાવ્યા પહેલાં અગ્નિમાં રોટલીનો કટકો, ભાત અને ઘી અથવા જે કંઈ રાંધ્યું હોય તે નાંખવામાં આવે છે અને ગવાસ કાઢવામાં આવે છે. વળી કેટલાકો ભોજન કર્યા પૂર્વે અપોષણમાં ભાત કાઢે છે.

ગૃહસ્થ પુરુષે અતિથિ વગેરેને ભોજન કરાવ્યા પછી બાકી રહેલા અન્નનું સદા ભોજન કરવું; તથા રાજા, ઋત્વિજ, સ્નાતક, ગુરુ, ને સસરો, આટલાની[૨૧] એક વર્ષ સૂધી તેના ઘરમાં રહ્યા હોય, તોપણુ મધુપર્કથી પૂજા કરવી. કુતરાંઓને, ચાંડાલોને તથા પક્ષીઓને પૃથ્વી ઉપર બળિ આપવો.[૨૨] આ કર્મને વૈશ્વદેવ નામનું કર્મ કહેવામાં આવે છે, અને તે કર્મ સાંજે તથા સવારે કરવામાં આવે છે. જે પુરુષ ઈર્ષ્યા રાખ્યા વિના આ ગૃહસ્થાશ્રમના ધર્મોને આચરે છે, તે આ જગતમાં ઋષિઓ તરફથી ઉત્તમ વરોને મેળવે છે અને મરણુ પછી પરલોકમાં પૂજાય છે.[૨૩]

ભીષ્મ કહે છેઃ–આવાં ભૂમિનાં વચન સાંભળીને પ્રતાપી વાસુદેવ નિત્ય એ પ્રમાણે કર્મ કરવા લાગ્યા. તું પણુ સદાય એ રીતે ચાલ.[૨૪] હે રાજા! તું ગૃહસ્થોનો આ ધર્મ પાળીશ તો આ જગતમાં યશ મેળવીશ અને મરણુ પછી સ્વર્ગને પ્રાપ્ત કરીશ.[૨૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दान धर्ममां 'बळिदाननो विधि' ए नामनो अध्याय ९७ मो समाप्त

## અધ્યાય ૯૮ મો

### પુષ્પ, ધૂપ અને દીપ દાનનો મહિમા

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! કેવી રીતે દીપદાન દેવું, એ દીપદાન કેવી રીતે ઉત્પન્ન થયું છે, અને તેનું ફળ શું છે, તે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ–હે ભરતવંશી રાજા! આ વિષયમાં મનુ, પ્રજાપતિ, અને સુવર્ણના સંવાદરૂપ એક પુરાતની ઈતિહાસમાં નીચે પ્રમાણે કથા છે.[૨] હે ભરતવંશી રાજા! સુવર્ણ નામનો એક તપસ્વી હતો. તેના શરીરનો વર્ણ સુવર્ણના જેવો હતો, તેથી તે સુવર્ણના નામે પ્રખ્યાત થયો હતો.[૩] તે કુલવાન્, સુશીલ, અને ગુણવાન્ હતો, સ્વાધ્યાયમાં પારંગત હતો, અને પોતાના ગુણોથી સારા વંશમાં જન્મેલા ઘણા પુરુષોના કરતાં પણ ચઢિયાતો હતો.[૪] તે બ્રાહ્મણ એક દિવસે મનુની પાસે ગયો, અને ત્યાં તેનાં દર્શન કર્યાં. તે પછી તે બન્નેએ પરસ્પર કુશળ પ્રશ્ન પૂછયાં.[૫] તે પછી જેના સંકલ્પ સત્ય થતા હતા, એવા તે બન્ને મેરુ નામના સુવર્ણના રમણીય પર્વત ઉપર એક શિલાપર સાથે બેઠા;[૬] અને બ્રહ્મર્ષિઓની, દેવોની, દૈત્યોની, તથા પ્રાચીન કાળના મહાત્માઓની નાનાવિધ કથાઓ કરવા લાગ્યા.[૭]

સુવર્ણે સ્વાયંભુ મનુના પ્રતિ કહ્યું:–પ્રાણીઓના હિતને માટે તમે મારા પ્રશ્નનો ઉત્તર આપો;[૮] હે પ્રજાપતિ! પુષ્પોથી દેવોનું પૂજન કરવામાં આવે છે. એ પુષ્પના પૂજનનો વિધિ કેવો છે, તે કેવી રીતે ઉત્પન્ન થયો છે, તેનું ફળ શું છે, તથા તેનો યોગ મને કહો.[૯]

મનુ કહે છેઃ–આ વિષયમાં મહાત્મા શુક્રના અને બળિના સંવાદરૂપ પુરાતની ઈતિહાસમાં આ પ્રમાણે કથા છેઃ–[૧૦]

પૂર્વે વિરોચનનો પુત્ર બળિ ત્રણુલોકના ઉપર રાજ્ય કરતો હતો ત્યારે ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલો શુક્ર તુરત તેની પાસે આવ્યો.[૧૧] એટલે તે અસુરાધિપે અર્ઘ્ય વગેરેથી ભાર્ગવની વિધિપૂર્વક પૂજા કરી, અને તે પછી પુષ્કળ દક્ષિણા દેનારો બળિ પોતાના આસન ઉપર બેઠો.[૧૨] તે પછી તું જે કથા પૂછે છે, તે પ્રમાણે પુષ્પો ચઢાવવાથી, ધૂપ કરવાથી તથા દીપ કરવાથી જે ફળ થાય છે, તે વિશે કથા થવા લાગી.[૧૩] દૈત્યના રાજાએ કવિઓમાં ઇંદ્ર એવા શુક્રને ઉત્તમ પ્રશ્ન પૂછયો.[૧૪]

બળિ પૂછે છેઃ–હે બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ! પુષ્પો, ધૂપ, અને દીપનું દાન કરવાથી શું ફળ થાય છે, હે દ્વિજશ્રેષ્ઠ! તે આપ મને કહો.[૧૫]

શુક્ર કહે છેઃ–પ્રથમ તપ ઉત્પન્ન થયું છે, અને પછી ધર્મ ઉત્પન્ન થયો છે; અને આ બન્નેની ઉત્પત્તિના અંતરાયમાં લતાઓ અને ઔષધિઓ ઉત્પન્ન થઈ છે.[૧૬] પૃથ્વી ઉપર ઔષધિઓ અનેક પ્રકારથી વિસ્તાર પામી અને તે સર્વનો સોમ અધિપતિ થયો. આ ઔષધિમાંથી કેટલીએકમાં અમૃત હતું, ને કેટલીએકમાં વિષ હતું. તે ઉપરાંત કેટલીએક સરખી જાતિવાળી (અર્થાત્ સમાન ગુણવાળી) હતી.[૧૭] તેમાં અમૃત મનને પ્રસન્ન કરનારું છે તથા તુરત તૃપ્તિ કરનારું છે અને વિષ (ઝેર) પોતાના ગંધથી મનને તીવ્ર દુઃખી કરે છે.[૧૮] અમૃતને મંગળરૂપ જાણુવું, અને વિષ મહા અમંગળરૂપ છે. સર્વ ઔષધિઓ અમૃતરૂપ છે, અને ઝેર અગ્નિમાંથી ઉત્પન્ન થયેલું તેજ છે.[૧૯] પુષ્પો મનને આનંદ આપે છે તથા લક્ષ્મી પણ આપે છે, તે માટે પુણ્ય કર્મ કરનારા પુરુષો પુષ્પોને 'સુમનસ' કહે છે.[૨૦] જે પુરુષ પવિત્ર થઈને દેવતાઓને સુમનસનું દાન કરે છે, તેના ઉપર દેવતાઓ પ્રસન્ન થાય છે, અને તેઓ સામી પુષ્ટિ આપે છે.[૨૧] હે દૈત્યના રાજા! જે જે ઉદ્દેશીને મંગળને માટે સુમનસ આપવામાં આવે છે, તે પુષ્પથી દેવ તેના ઉપર પ્રસન્ન થાય છે.[૨૨] કેટલીએક ઔષધિઓને ઉગ્ર જાણવી, કેટલીએકને સૌમ્ય, અને કેટલીએકને તેજસ્વી જાણવી. આ ઔષધિઓને ભિન્ન ભિન્ન જાતિની જાણવી; વળી આ ઔષધિઓ બહુ વીર્યવાળી તથા અનેક આકારવાળી છે.[૨૩]

હવે હું તમને યજ્ઞનાં વૃક્ષો તથા યજ્ઞમાં કામ ન

લાગે તેવાં વૃક્ષો કહું છું, તે તમે મારી પાસેથી જાણો. તેમ જ અસુરોને રુચે તેવાં પુષ્પો અને દેવોને હિતકર થાય તેવાં પુષ્પો વિષે કહું છું, તે સાંભળો.[૨૪] તેમ જ રાક્ષસોને, સર્પોને, યક્ષોને, જે પ્રિય હોય અને મનુષ્યોને અને પિતૃઓને પ્રિય એવાં પુષ્પો પણ હું અનુક્રમથી કહું છું, તે પણ સાંભળો.[૨૫] કેટલાંએક પુષ્પનાં વૃક્ષો વનમાં થાય છે, કેટલાંએક ગામમાં થાય છે, કેટલાંએક ક્ષેત્ર ખેડીને વાવવામાં આવે છે, કેટલાંએક પર્વતના ઉપર ઉગે છે, કેટલાંએક કાંટાવાળાં છે, કેટલાંએક કાંટા વિનાનાં છે; આ સર્વ ગંધથી, રૂપથી ને રસથી, યુક્ત હોય છે.[૨૬] પુષ્પોના ગંધ બે પ્રકારના હોય છે, એક ઇષ્ટ અને બીજો અનિષ્ટ. ઇષ્ટ (મનગમતા) ગંધવાળાં પુષ્પો દેવોને ચઢાવવાં એમ જાણજો.[૨૭] કાંટા વિનાનાં વૃક્ષોનાં ધોળા રંગનાં જે પુષ્પો છે તે પુષ્પો, હે રાજા! દેવોને નિત્ય પ્રિય છે.[૨૮] પાણીમાં ઉત્પન્ન થનારાં કમળો વગેરે, કુશળ પુરુષે ગંધર્વોને, નાગોને ને યક્ષોને ચઢાવવાં.[૨૯] રાતા પુષ્પવાળી, કાંટાવાળી, ને કડવા રસવાળી ઔષધિઓનો શત્રુઓનો અભિચાર કરવામાં ઉપયોગ કરવો, એમ અથર્વ વેદમાં કહ્યું છે.[૩૦] તીક્ષ્ણ વીર્યવાળાં, અડી શકાય નહી તેવાં, ને કાંટાવાળાં તથા અત્યંત રાતાં અને કાળાં રંગનાં પુષ્પો તથા ઔષધિઓ ભૂતોને અર્પણ કરવી.[૩૧] હે રાજા! જે મનને તથા હૃદયને આનંદ આપનારાં હોય, જે અત્યંત મધુર રસવાળાં હોય, તથા સુંદર દેખાવનાં હોય, તેવાં પુષ્પો મનુષ્યોએ પોતાના ઉપયોગમાં લેવાં.[૩૨] પરંતુ જે પુષ્પો સ્મશાનમાં થતાં હોય, દેવમંદિરોમાં થતાં હોય, તે પુષ્પોનો પુષ્ટિનાં કાર્યોમાં, વિવાહોમાં તથા સ્ત્રીપુરુષોની એકાંતમાં મોજશોખ માટે ઉપયોગ કરવો નહિ.[૩૩] જે પુષ્પો પર્વતના શિખર ઉપર ઉગતાં હોય, તથા જે પુષ્પો સૌમ્ય ગંધવાળાં હોય, તે પુષ્પો દેવોને અર્પણ કરવાં. તે પુષ્પોને મંત્ર ભણીને જળથી પ્રોક્ષણ કરવું, અને પછી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જેને જે પુષ્પ યોગ્ય લાગે, તેને તે ચઢાવવાં.[૩૪] દેવો ગંધથી સંતુષ્ટ થાય છે, નાગો (સર્પો) ઉપભોગ કરીને સંતુષ્ટ થાય છે, યક્ષો અને રાક્ષસો દર્શન કરીને સંતુષ્ટ થાય છે, અને મનુષ્યો ઉપર કહેલી ત્રણે બાબતથી સંતુષ્ટ થાય છે.[૩૫] પુષ્પથી દેવતાઓ તુરત પ્રસન્ન થાય છે, અને જેઓનો સંકલ્પ સિદ્ધ છે એવા દેવતાઓ પ્રસન્ન થઇને મનુષ્યોના ઇચ્છિત અને મનોહર એવા મનોરથોને પૂરા પાડે છે.[૩૬] દેવો પ્રસન્ન થાય છે તો નિત્ય સામા મનુષ્યને પ્રસન્ન કરે છે, દેવોને માન આપવામાં આવે છે તો તે સામું માન આપે છે, અને અધમ પુરુષો જો તેમનું અપમાન કરે છે તથા તિરસ્કાર કરે છે તો તેઓને તેઓ સામા બાળી નાંખે છે.[૩૭]

હવે હું ધૂપ કરવાનો વિધિ, તેનું ફળ તથા જાતજાતના સારા તથા નરસા એવા ધૂપો વિષે કહીશ. તે તમે મારી પાસેથી સાંભળો.[૩૮] તે ધૂપ ત્રણ જાતના છે. એક ગુંદરરૂપે છે, એક સારરૂપ (અંગારા ઉપર મૂકવાથી તેમાંથી રસ નિકળે છે તે) છે, તથા ત્રીજો કૃત્રિમ ધૂપ છે. તેના ગંધ બે પ્રકારના છેઃ–એક પ્રિય અને બીજો અપ્રિય. તે પણ મારી પાસેથી વિસ્તારથી સાંભળ.[૩૯] સલ્લકી વૃક્ષ સિવાય બીજાં વૃક્ષનાં ગુંદરો દેવોને પ્રિય છે, અને તે બધામાં ગુગ્ગુળ વધારે શ્રેષ્ઠ છે, આવો અમારો નિશ્ચય છે.[૪૦] અગર સારરૂપ ધૂપોમાં શ્રેષ્ઠ છે, ને તે યક્ષો, રાક્ષસો, સર્પો તથા દૈત્યોને પ્રિય છે, તથા સલ્લકી વૃક્ષના ધૂપને તથા તેના જેવા બીજા ધૂપને પણ તેઓ ઇચ્છે છે.[૪૧] રાળ વગેરે તેમ જ સુગંધી લોબાન વગેરે પૃથ્વીના રસો તથા સુગંધી કાષ્ઠોમાંથી બનાવેલા રસો તથા જેમાં સુગંધી રસો ને આસવો નાંખીને તીવ્ર ગંધવાળા કરેલા હોય તે ધૂપોનો મનુષ્યો ઉપયોગ કરે છે.[૪૨] પરંતુ તે દેવો, દાનવો અને ભૂતોને તુરત પ્રસન્ન કરનારા છે, માટે વિહારમાં ઉપયોગી એવા બીજા ધૂપોનો પણ મનુષ્યોએ ઉપયોગ કરવો.[૪૩] પુષ્પો અર્પણ કરવામાં જે ફળ કહ્યાં છે, તે જ ફળ ધૂપો કરવામાં પણ જાણવાં અને તે પ્રીતિને વધારનારા છે.[૪૪]

હવે હું તમને દીપદાનનું સર્વોત્તમ એવું ફળ કહું છું. તે દીપદાન કેવી રીતે કરવું, કોણે કરવું, કયારે કરવું અને કેવા દીવાઓ કરવા, તે પણ કહું છું.[૪૫] દીપ વગેરેનું તેજ છે તે કીર્તિરૂપ છે, અને તે ઉપર જનારું છે, આમ તેનું વર્ણન કરવામાં આવે છે; માટે દીપદાન મનુષ્યોના તેજને વધારે છે.[૪૬] અંધતમ નામનું નરક છે, અને તે જેમ અંધકારમય છે તેમ દક્ષિણાયન પણ અંધકારથી ભરેલું છે, અને ઉત્તરાયણ અંધકારથી રહિત છે. એ માટે ઉત્તરાયણમાં દીપદાન વખણાય છે.[૪૭] દીવાની શિખા ઉપર જનારી છે તથા તે અંધારાનું ઓષધ છે; એટલા માટે દીવો ઉપરના લોકની ગતિ આપે છે, આવો નિશ્ચય છે.[૪૮] દેવતાઓ તેજસ્વી છે, કાંતિવાળા છે, પ્રકાશ કરનારા છે, અને રાક્ષસો તમોગુણી છે, અંધકાર કરનારા છે, તે માટે દેવોને ઉદ્દેશીને દીપદાન કરવામાં આવે છે.[૪૯] દીપદાન કરવાથી મનુષ્યનાં નેત્ર તેજસ્વી થાય છે, અને તે પણ કાન્તિવાળો થાય છે. દીપદાન કર્યા પછી તે દીવાઓને ઠારવા નહિ, તેને ઉપાડી લેવા નહિ, તેમ તેનો નાશ પણ કરવો નહિ.[૫૦] જે દીવાની ચોરી કરે છે તે આંધળો થાય છે, મરણ પછી નરક-

માં પડે છે, તેની કાંતિનો નાશ થાય છે; પરંતુ જે દીપદાન કરે છે, તે દીપમાળાની પેઠે સ્વર્ગમાં શોભે છે.[૫૧] ઘીનો દીવો કરવો, એ મુખ્ય વિધિ છે. ઔષધિઓના રસથી એટલે તલ, સર્ષવ, દીવેલી, કોપરાં વગેરેના તેલથી દીવો કરવો, એ બીજો પક્ષ છે. જેને સુખની ઈચ્છા હોય તેણે ચરબી, મેદ તથા હાડકાંમાંથી નીકળતાં તેલનો દીવો કરવો નહિ.[૫૨] જે મનુષ્ય પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય, તેણે નિત્ય પર્વતની ખીણોમાં, ઘાડી ઝાડીમાં, દેવના મંદિરમાં તથા ચૌટામાં દીપમાળા ભરવી.[૫૩] દીપમાળા ભરનારો પુરુષ સદા કુળમાં દીપી નીકળે છે, તેનો આત્મા વિશુદ્ધ થાય છે, તથા પ્રકાશમાન લોકોમાં જાય છે.[૫૪]

હવે હું દેવતા, યક્ષ, સર્પ, મનુષ્યો, ભૂતો અને રાક્ષસોનાં બળિકર્મ તથા તેનાથી થનારા ગુણ, કર્મ તથા ફળો કહીશ.[૫૫] જે પુરુષો બ્રાહ્મણો, દેવતાઓ, અતિથિ અને બાળકોની પૂર્વે ભોજન કરે છે, તે પુરુષોને ભય વિનાના તથા અમંગળ રાક્ષસો જાણવા.[૫૬] તે માટે મનુષ્યે સાવધાન થવું, તંદ્રાનો ત્યાગ કરવો અને મસ્તક નમાવી દેવોનું પૂજન કરીને પ્રથમ બળિ આપવું.[૫૭] દેવો નિત્ય બળિને ગ્રહણ કરે છે તથા સદા ઘરનાં મનુષ્યોનું કલ્યાણ ઇચ્છે છે. બહારથી આવેલા અતિથિઓ, યક્ષો, રાક્ષસો, સર્પો,[૫૮] દેવતાઓ અને પિતૃઓ બળિદાન ઉપર આજીવિકા કરે છે, બળિદાનથી પ્રસન્ન થાય છે, અને બળિદાન આપનારાને આયુષ્ય, યશ તથા ધન આપીને પ્રસન્ન કરે છે.[૫૯] દેવોને પુષ્પોની સાથે બળિ આપવા; તે બળિ દહિં તથા દૂધવાળા, પવિત્ર, સુગંધી તથા સુંદર દેખાવના બનાવવા.[૬૦] યક્ષોને તથા રાક્ષસોને લોહીનાં અને માંસનાં બળિદાન આપવાં, તેમાં સુરા તથા આસવો પણ આપવાં, તથા બળિદાનોની ઉપર ધાણી ભભરાવવી.[૬૧] નાગોને પદ્મ તથા ઉત્પલવાળા બળિ પ્રિય લાગે છે. ભૂતોને તલ ને ગોળના બળિ અર્પણ કરવા.[૬૨] જે પુરુષ દેવતા વગેરેને પ્રથમ અન્નના બળિ આપીને પછી ભોજન કરે છે, તે પુરુષને સર્વના પહેલાં ભોજન મળે છે, તથા બળ અને વીર્યથી સંપન્ન થાય છે. તે માટે પ્રથમ દેવોની પૂજા કરીને તેઓને બળિદાન આપવાં.[૬૩] જે ઘરની દેવતાઓ નિત્ય નિત્ય ઘરને પ્રકાશમાન કરતી હોય, તે ઘરની અધિષ્ઠાત્રી દેવતાને લક્ષ્મીની ઇચ્છા રાખનારા પુરુષે પ્રથમ બળિદાન આપવાં તથા તેનું પૂજન કરવું.[૬૪] આ કથા કવિના પુત્ર ભાર્ગવે અસુરના રાજાને કહી હતી, મનુએ સુવર્ણને કહી હતી, ને સુવર્ણે નારદને કહી હતી.[૬૫] હે મોટી કાંતિવાળા! નારદે મારી પાસે આ ગુણો કહ્યા હતા. હે પુત્ર! તું પણ આ સર્વ વિધિ જાણીને આ લોકમાં સર્વ કર્મ એ વિધિ પ્રમાણે કર.[૬૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां
'सुवर्ण अने मनुनो संवाद' ए नामनो
अध्याय ९८ मो समाप्त

## અધ્યાય ૯૯ મો
### ધૂપ દીપાદિ દાનમાહાત્મ્ય

યુધિષ્ઠિર કહે છેઃ–હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! મેં તમારી પાસેથી પુષ્પો, ધૂપ, તથા દીપદાન કરનારાઓને જે ફળ મળે તે સાંભળ્યું, તથા બળિદાન આપવાનું ફળ પણ સાંભળ્યું, પરંતુ તમે તે વિષે મને ફરીથી કહો.[૧] ધૂપ કરવાનું શું ફળ થાય છે, દીપદાન કરવાનું શું ફળ થાય છે, તથા ગૃહસ્થો શા માટે દેવોને બળિદાન આપે છે?[૨]

ભીષ્મ કહે છેઃ–આ વિષયમાં નહુષ, અગસ્ત્ય તથા ભૃગુના સંવાદરૂપ પુરાતન ઇતિહાસમાં આ રીતે કથા છે.[૩] હે મહારાજ! ઘણા જ મહા તપસ્વી એવા રાજર્ષિ નહુષ પુણ્ય કર્મે કરીને દેવતાના રાજ્યને પામ્યા હતા.[૪] હે રાજન્! ત્યાં સ્વર્ગમાં પણ વસતી વખતે નહુષ રાજા મનુષ્યની તથા દેવતાની જાત જાતની ક્રિયાઓ કરતા હતા.[૫] હે રાજા! ત્યાં સ્વર્ગમાં મહાત્મા નહુષના ઘરમાં મનુષ્યની સર્વ ક્રિયાઓ તથા સનાતન કાળથી ચાલ્યાં આવતાં દેવતાઈ કર્મો નિત્ય થતાં હતાં.[૬] તે ઉપરાંત અગ્નિહોત્ર વગેરે કર્મો પણ થતાં હતાં. યજ્ઞનાં સમિધો, કુશો, પુષ્પો, બળિઓ, અન્નો, શાલની ધાણીઓ વગેરે દેવતાનાં કર્મની સર્વ સામગ્રીઓ તેમ જ ધૂપો, દીપમાળાઓ એ સર્વે તે મહાત્મા રાજાના ઘરમાં થતી હતી. તે ઉપર નહુષ પોતે સ્વર્ગમાં પણ વેદના મંત્રોનો જપ કરતો તથા માનસિક યજ્ઞો કરતો હતો, તથા[૭–૮] હે શત્રુને દમન કરનારા રાજા! તે સર્વે દેવોનું વિધિપૂર્વક તથા ન્યાયને અનુસરીને પૂર્વ પ્રમાણે પૂજન કરીને સ્વર્ગનો રાજા બન્યો હતો.[૯] તે પછી જ્યારે તેણે જાણ્યું કે, હું સ્વર્ગનો ઇંદ્ર થયો છું ત્યારે તેના શરીરમાં અહંકારે પ્રવેશ કર્યો, અને પછી રાજાની સર્વ ક્રિયાઓ બંધ પડી ગઈ.[૧૦] તે રાજા વરદાનથી મદમાં આવી ગયો, તેણે સર્વ ધર્મ કર્મ કરવાં છોડી દીધાં, દુર્બળપણાને પામ્યો, અને ઋષિઓની પાસે પોતાની પાલખી ઉપડાવવા લાગ્યો.[૧૧] તે અહંકારને વશ થઈ ગયો અને મુનિઓમાં મુખ્ય એવા તપોધનોની પાસે પાલખી ઉપડાવવાનું શરુ કર્યાને મોટો કાળ વીતી ગયો.[૧૨] એ પછી નહુષ રાજાએ વાર,

ફરતી સર્વે ઋષિઓની પાસે પોતાની પાલખી ઉપડાવવાનો આરંભ કર્યો. તેમાં, હે ભરતવંશી રાજા! અગસ્ત્ય મુનિનો પણ વારો આવ્યો.[૧૩] એટલે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ ને મહાતેજસ્વી એવા ભૃગુ આશ્રમમાં રહેલા અગસ્ત્યની પાસે આવીને નીચે પ્રમાણે કહેવા લાગ્યાઃ[૧૪] "હે મહામુનિ! દેવોના દુષ્ટ બુદ્ધિવાળા રાજા નહુષના અપમાનને આપણે શા માટે સહન કરવું?"[૧૫]

અગસ્ત્ય બોલ્યાઃ–હે મહામુનિ! તેને બ્રહ્માએ વર આપ્યો છે તે તમે જાણો છો, તેને હું કેવી રીતે શાપ આપી શકું?[૧૬] નહુષે સ્વર્ગમાં જતી વખતે બ્રહ્માની પાસે એવો વર માગ્યો હતો કે, 'જે મારી દૃષ્ટિએ પડે તે મારે અધીન થઈ જાય.' બ્રહ્માએ તેને તે પ્રમાણે વર આપ્યો છે,[૧૭] તેથી મેં તથા આપે તેને શાપથી બાળ્યો નથી, એમાં સંશય નથી; તેમ બીજા મુખ્ય ઋષિઓએ પણ તેને શાપથી બાળ્યો નથી; તેમ ઇંદ્રના પદ ઉપરથી પાડી નાંખ્યો નથી.[૧૮] વળી મહાત્મા બ્રહ્માએ પૂર્વે તેને પીવા માટે અમૃત આપ્યું હતું, તેથી પણ આપણે તેને ઇંદ્રના પદ ઉપરથી પાડ્યો નથી.[૧૯] બ્રહ્માએ નહુષને વર આપ્યો છે, તે પ્રજાને દુઃખનું કારણ થઈ પડ્યો છે; કારણ કે પુરુષોમાં અધમ એવો નહુષ બ્રાહ્મણોના ઉપર અધર્મનાં કાર્યો કરે છે (જુલમ કરે છે).[૨૦] માટે હે શ્રેષ્ઠ વક્તા! હવે આ સમયે મારે શું કરવું, તે તમે મને કહો. તમે મને જે પ્રમાણે કહેશો તે પ્રમાણે હું કરીશ, એમાં શક નથી.[૨૧]

ભૃગુ બોલ્યાઃ-બળવાન્ નહુષ દૈવયોગથી મૂઢ થઈ ગયો છે. તેને ઠેકાણે લાવવા માટે હું બ્રહ્માની આજ્ઞાથી તમારી પાસે આવ્યો છું.[૨૨] આજે જ દેવોનો રાજા નહુષ જે મહા દુર્બુદ્ધિ છે; તે તમને રથમાં વાહન તરીકે જોડશે, અને હું પણ એ ઉદ્ધત આચરણવાળા રાજાને આજેજ મારા બળથી નિદ્રારહિત કરીશ (તેને જુલમરૂપ ઉંઘમાંથી જાગૃત કરીશ).[૨૩] આજે તમારા દેખતાં પાપ કર્મ કરનારા અને અત્યંત દુષ્ટ નહુષને ઇંદ્રના આસન ઉપરથી હું ઉથલાવી પાડીશ, અને શતક્રતુ એવા ઇંદ્રને તેના સ્થાન ઉપર સ્થાપન કરીશ.[૨૪] આજે આ દુષ્ટ એવો દેવોનો રાજા નહુષ, કે જેનું મન દૈવને લીધે ભ્રષ્ટ થયું છે, તથા જેની બુદ્ધિ મંદ થઈ ગઈ છે, તે પોતાનો નાશ કરવા માટે પોતાના પગથી તમારું અપમાન કરશે;[૨૫] તમારું અપમાન કરવાથી મને ઘણો જ ક્રોધ ચઢશે; તેથી બ્રાહ્મણોનો દ્રોહ કરનારા અને પોતાના ધર્મનો ત્યાગ કરનારા પાપી નહુષને હું ક્રોધથી શાપ આપીશ, કે 'તું સર્પ થા'.[૨૬] તથા, હે મહામુનિ! ધિક્કાર આપવાથી નિસ્તેજ થઈ ગયેલા અને અત્યંત દુષ્ટ બુદ્ધિના એવા તે રાજાને તારા દેખતાં જ હું પૃથ્વી ઉપર પાડીશ અર્થાત્ તે મર્ત્ય લોકમાં સર્પ થઈને અવતરશે.[૨૭] નહુષ પાપનાં કર્મ કરે છે, અને તે ઐશ્વર્યના બળથી મોહિત થયો છે (તેને તેનું ફળ મળવું જોઈએ). હે મુનિ! તમને જે પ્રમાણે કરવું ગમે છે, તે પ્રમાણે હું કરીશ.[૨૮]

આ રીતે મિત્રાવરુણના પુત્ર અગસ્ત્યને ભૃગુએ કહ્યું, તે સાંભળીને અગસ્ત્ય અત્યંત પ્રસન્ન થયા, અને તેના મનનો સંતાપ દૂર થયો.[૨૯]

इति श्रीमहाभारतमां अनुशासन पर्वं विषे दानधर्ममां 'अगस्त्य अने भृगुनो संवाद' ए नामनो अध्याय ९९ मो समाप्त

## અધ્યાય ૧૦૦ મો

### બલિદાન માહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ભીષ્મ! નહુષ રાજા કેવી રીતે દુઃખી થઈ ગયો હતો, તેને પૃથ્વી ઉપર કેવી રીતે પાડવામાં આવ્યો હતો, અને તેની નિદ્રા કેવી રીતે ઉડી ગઈ હતી? તે તમે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ–તે બન્ને મહાત્માઓ પરસ્પર વાર્તાલાપ કરતા હતા, તે સમયે મહાત્મા નહુષના ઘરમાં દૈવી તથા માનુષી સર્વે ક્રિયાઓ થતી હતી.[૨] દીપદાનો, સર્વ પ્રકારની પૂજાઓ, બળિદાનો તથા જૂદી જૂદી જાતના પુત્રાદિકના વાર્ષિક મહોત્સવો,[૩] આ સર્વે મહાત્મા દેવેંદ્રના ઘરમાં નિત્ય થતા હતા. 'મનુષ્યલોકમાં તથા દેવલોકમાં પંડિતો સદાચારમાં સંપન્ન રહે છે.[૪] હે રાજેંદ્ર! ગૃહસ્થાશ્રમીઓ જો સદાચારમાં પરાયણ રહે છે તો તેઓને સંપત્તિ મળે છે, અને તેઓનો અભ્યુદય થાય છે. એ પ્રમાણે જ ધૂપ કરવાથી, દીવાઓ કરવાથી તથા નમસ્કાર કરવાથી પણ ફળ મળે છે.[૫] ઘરમાં ભોજન તૈયાર થાય, એટલે પ્રથમ અતિથિને જમાડવું તથા ઘરના દેવતાઓને બળિદાનો આપવાં, તેથી દેવતાઓ પ્રસન્ન થાય છે.[૬] ગૃહસ્થાશ્રમી પુરુષને બળિદાન આપવાથી જેટલો સંતોષ થાય છે, તેના કરતાં સો ગણો આનંદ દેવોને થાય છે.[૭] ઉપર પ્રમાણે જ સત્પુરુષો દેવોને નમસ્કારો કરીને ધૂપદાન અને દીપદાન કરે છે, તેથી તેમનો અભ્યુદય થાય છે.[૮] વળી વિદ્વાન્ પુરુષો સ્નાન કરી, નમસ્કાર કરીને જળવડે જે કર્મ કરે છે, તેથી દેવતાઓ પ્રસન્ન થાય છે.[૯] મહાભાગ્યશાળી પિતૃઓ, તપોધન એવા ઋષિઓ તથા ઘરના સર્વે દેવતાઓ વિધિપૂર્વક પૂજન કરવાથી પ્રસન્ન થાય છે.'[૧૦] આવો મનમાં વિચાર કરીને (કર્મ કરીને) નહુષ મોટો

નરેશ્વર થયો હતો, અને સુરેંદ્રપણાને પામ્યા પછી તે ગૃહસ્થોના અદ્દભુત ધર્મોનું આચરણ કર્યા કરતો હતો.[૧૧] તે પછી કેટલોએક કાળ વીત્યા કેડે તેના ભાગ્યના ક્ષયનો કાળ નજદીક આવ્યો, એટલે તેણે ઉપર કહેલાં સર્વ કર્મનું અપમાન કર્યું.[૧૨] દેવોના રાજા નહુષે બળના ગર્વથી સર્વ કર્મ તજી દીધાં, તેમ જ ધૂપનો તથા દીપદાનનો વિધિ પણ બરાબર કર્યો નહિ;[૧૩] તેના યજ્ઞયાગને પણ રાક્ષસોએ બંધ કર્યા. તે પછી નહુષ રાજાએ ઋષિશ્રેષ્ઠ અગસ્ત્યને પોતાનું વાહન ઘસડવા માટે બોલાવ્યા.[૧૪] મહાબળવાન્ નહુષે જાણે સ્મિત કરીને તે મહર્ષિને સરસ્વતી નદીના તીર ઉપરથી પોતાનો રથ વહેવા માટે કહ્યું. એટલે મહાતેજસ્વી એવા ભૃગુએ મૈત્રાવરુણિ એવા અગસ્ત્ય ઋષિને કહ્યું કે,[૧૫] 'તારી બન્ને આંખો વીંચી જા, એટલે હું તારી જટામાં પસી જાઉં.' અગસ્ત્ય ઋષિ આંખો વીંચીને કાષ્ઠ સમાન થઈ ગયા, એટલે અચ્યુત ભૃગુ તેની જટામાં પેઠા.[૧૬] એ ભૃગુ મહા તેજસ્વી હતા, અને રાજાને સ્વર્ગમાંથી પાડી નાંખવા માટે (કાષ્ઠ સમાન થઈ ગયેલા અગસ્ત્યની જટામાં પેઠા). તે પછી તે ઋષિની પાસે રથ ખેંચાવવા માટે દેવરાટ્ આવ્યો,[૧૭] અને, હે રાજા! અગસ્ત્યે દેવોના રાજાને કહ્યું: "તું મને ઝટ રથમાં જોડ, અને કહે કે હું તને કયા પ્રદેશમાં ખેંચી જાઉં.[૧૮] હે દેવોના રાજા! તું જ્યાં કહીશ ત્યાં હું તને લઈ જઈશ." આ રીતે ઋષિએ નહુષને કહ્યું, એટલે નહુષે તે મુનિને રથમાં જોડ્યા.[૧૯] તે સમયે જટામાં રહેનારા ભૃગુ અત્યંત સંતુષ્ટ થયા, પરંતુ તે સમયે ભૃગુએ તે રાજાને દૃષ્ટિથી જોયો નહિ.[૨૦] કારણ કે મહાત્મા નહુષને બ્રહ્માએ વર આપ્યો હતો, તેના પ્રભાવને તે જાણતા હતા. તેમ નહુષ રાજાએ અગસ્ત્યને રથમાં જોડ્યા, તોપણ તેણે ક્રોધ કર્યો નહિ.[૨૧] તેમ, હે ભરતવંશી રાજા! નહુષ રાજાએ અગસ્ત્યને પરોણી મારી હાંકવા માંડ્યા, તોપણ તેણે ક્રોધ કર્યો નહિ.[૨૨] તે પછી દેવરાજા નહુષે ક્રોધમાં આવીને અગસ્ત્ય ઋષિના માથા ઉપર ડાબા પગની લાત મારી. જેવી તેણે લાત મારી કે, જટામાં છૂપાઈ રહેલા ભૃગુ[૨૩] અત્યંત ક્રોધાયમાન થયા, અને પાપી મનના નહુષને શાપ આપતાં બોલ્યા:- "તેં ક્રોધથી આ મહામુનિના મસ્તક ઉપર પગથી પાટુ મારી છે[૨૪] માટે, હે દુર્મતિ! તું સર્પ થઇને ઝટ પૃથ્વી ઉપર જા." આ રીતે ભૃગુએ શાપ આપ્યો કે, નહુષ સર્પ થઇને પૃથ્વી ઉપર પડ્યો.[૨૫] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! તે સમયે નહુષ રાજાને ભૃગુએ દીઠા ન હતા. હે રાજા! જો નહુષ રાજા ભૃગુને દૃષ્ટિથી જોત તો,[૨૬] તેના તેજથી ભૃગુ નહુષને ઇંદ્રાસનપરથી પાડી શકત નહિ.[૨૭] તેણે તો અનેક પ્રકારનાં દાન આપ્યાં હતાં, અનેક તપ કર્યાં હતાં, તથા અનેક નિયમો પાળ્યા હતા તેના પ્રભાવથી, હે મહારાજ! નહુષરાજા ભૂમિના તળ ઉપર પડ્યો, તોપણ તેને પૂર્વ જન્મની સ્મૃતિ હતી. તે પછી તેણે ભૃગુને પ્રસન્ન કરીને કહ્યું કે, 'મારા શાપનો છેડો આવે તેવું કરો.'[૨૮] તે પછી અગસ્ત્યને દયા આવી અને તેણે શાપનો છેડો લાવવા માટે ભૃગુને પ્રસન્ન કર્યા. એટલે, હે મહારાજ! ભૃગુએ કૃપાળુ થઇને શાપનો અંત આવે, તે પ્રમાણે વર આપતાં કહ્યું.[૨૯]

ભૃગુ બોલ્યા:-'કુરુકુળને વધારનારો યુધિષ્ઠિર નામનો એક રાજા થશે, તે તને આ શાપમાંથી છૂટો કરશે.' આટલું કહીને તે અંતર્ધાન થઈ ગયા.[૩૦] મહા તેજસ્વી અગસ્ત્ય પણ શતક્રતુ(ઇંદ્ર)નું કાર્ય કરીને બ્રાહ્મણોથી પૂજાતા થકા પોતાના આશ્રમમાં ગયા.[૩૧] અને, હે રાજન્! શાપમાંથી ઉદ્ધાર પામેલો નહુષ તારી દૃષ્ટિ આગળ, હે જનાધિપ! બ્રહ્મલોકમાં ગયો.[૩૨] ભૃગુ નહુષને પૃથ્વી ઉપર પાડી નાંખીને બ્રહ્મલોકમાં ગયા, અને તે વાર્તા બ્રહ્માને નિવેદન કરી.[૩૩] તે પછી પિતામહે એ શક્રને અને દેવોને બોલાવી કહ્યું કે; 'હે સુરો! મારા વરદાનથી નહુષને રાજ્ય મળ્યું હતું;[૩૪] પરંતુ અગસ્ત્યે ક્રોધ કરીને તેને ભૂતળ ઉપર પાડી નાંખ્યો છે. હે દેવો! રાજા વગર કોઈ પણ કાળે રહી શકાય નહિ.[૩૫] તે માટે તમે આ શક્રનો પાછો દેવોના રાજ્ય ઉપર અભિષેક કરો.' હે પાર્થ! આ રીતે પિતામહ ભાષણ કરતા હતા તેને,[૩૬] દેવોએ ઘણા જ પ્રસન્ન થઇને કહ્યું કે,-'ભલે એમ થાઓ.' તે પછી, હે રાજા! ભગવાન્ બ્રહ્માએ વાસવનો દેવોના રાજ્ય ઉપર અભિષેક કર્યો,[૩૭] અને તે, હે રાજશાર્દૂલ! પણ પ્રથમની પેઠે જ બ્રહ્માવડે અત્યંત શોભવા લાગ્યો. આ પ્રમાણે નહુષના અપરાધથી પૂર્વે થયું હતું.[૩૮] નહુષ પણ પાછો શાસ્ત્રોક્ત કર્મ કરીને સિદ્ધિને પામ્યો હતો. માટે ગૃહસ્થાશ્રમીઓએ સાયંકાળે દેવમંદિરાદિકમાં દીપમાળા ભરવી.[૩૯] દીપમાળા અથવા તો દીવો કરનારો મરણ પછી બીજા જન્મમાં દિવ્ય નેત્રને પામે છે; તથા દીપ દાન કરનારાઓ પૂર્ણિમાના ચંદ્ર જેવી ઉજ્વળ કાંતિવાળા થાય છે.[૪૦] આંખના જેટલા પલકારા સુધી દીવાઓ બળે છે, તેટલાં વર્ષો સુધી દીપદાન કરનારો મનુષ્ય રૂપાળો અને બળવાળો થઇને જીવે છે.[૪૧]

इति श्रीमहाभारतमां अनुशासन पर्वविषे दानधर्ममां 'अगस्त्य अने भृगुनो संवाद' ए नामनो अध्याय १०० मो समाप्त

## અધ્યાય ૧૦૧ મો

### બ્રહ્મધન હરણનું ફળ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ભરતવંશમાં શ્રેષ્ઠ ભીષ્મ પિતામહ! જે મંદ બુદ્ધિવાળા મનુષ્યો બ્રાહ્મણોના ધનનું હરણ કરે છે, તે ક્રૂર કર્મ કરનારા મૂઢ મનુષ્યો કયા લોકમાં જાય છે?[૧]

ભીષ્મ કહે છેઃ-હે ભરતવંશી રાજા! આ વિષયમાં ચાંડાલ અને ક્ષત્રિયના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસમાં નીચે પ્રમાણે કથા છે.[૨]

એક ક્ષત્રિય એક ચંડાળને જોઇને તેને પૂછવા લાગ્યો. ક્ષત્રિય પૂછે છેઃ-ઓ ચાંડાળ! તું ઘરડો છે, છતાં બાળકની પેઠે કેમ વરતે છે? તું કુતરાંની અને ગધેડાંની ધૂળને સેવનારો છે, પણ તેની પરવા ન કરતાં તું ગાયના દૂધથી શામાટે ઉદ્વેગ પામે છે?[૩] સત્પુરુષોએ નિંદા કરેલાં આવાં કર્મ તો ચાંડાળોનાં છે. તારું શરીર ગાયના દૂધથી ભીંજાઈ ગયું છે, તેને તું પાણીના કુંડમાં પડીને શામાટે ધુએ છે?[૪]

ચંડાળે ઉત્તર આપ્યો કેઃ હે રાજા! એક સમયે પૂર્વે બ્રાહ્મણની ગાયોને કોઈ હરી ગયું હતું. તે ગાયોને વાળી જવામાં આવતી હતી, ત્યારે તેમનાં આંચળમાંથી દૂધ ઝર્યું, અને તે માર્ગમાં ઉગેલી કેટલીક સોમવલ્લી પર પડ્યું. આવી રીતે ક્ષીરસિંચનથી પોષાયલી સોમવલ્લીના રસનું પાન જે બ્રાહ્મણોએ કર્યું, તેઓ,[૫] તેમજ યજ્ઞદીક્ષા લઈ તે સોમવલ્લીઓનો ઉપયોગ કરનાર રાજા તુરત નરકમાં પડ્યા. રાજા પોતાને સહાય કરનારા સર્વ યાજકોની સાથે બ્રાહ્મણની ગાયોના દૂધથી ખરડાયલી સોમવલ્લીનું પાન કરવાથી નરકમાં પડ્યો.[૬] વળી તે રાજાના ગામમાં જે મનુષ્યોએ, બ્રાહ્મણોએ તથા ક્ષત્રિયોએ દૂધ, દહિ તથા ઘી ખાધું, તે સર્વે પણ નરકમાં પડ્યા.[૭] વળી હરણ કરીને આણેલી તે ગાયોએ પોતાનાં શરીર ધૂણાવીને પોતાનાં દૂધ પીનારાના પુત્રોનો તથા પૌત્રોનો નાશ કરી નાંખ્યો; અને રાજા તથા રાણી સર્વ જેઓ ગાયોની તરફ સારી રીતે દૃષ્ટિ રાખતાં હતાં તથા સદાચારી હતાં, તેમનો પણ નાશ કરી નાંખ્યો.[૮] હું પણ રાજાના ગામમાં જ્યાં ગાયોને બાંધવામાં આવી હતી ત્યાં જ રહેતો હતો, બ્રહ્મચર્યવ્રત પાળતો હતો, અને જિતેંદ્રિય હતો. હે રાજા! તે ગાયોના દૂધથી મારી ભિક્ષા પણ ભીંજાઈ ગઈ હતી.[૯] હે રાજન્! હું પણ તે ભિક્ષાનું ભોજન કરીને ચાંડાળ જન્મ્યો છું, અને તે રાજા પણ બ્રાહ્મણની ગાયોનું હરણ કરવાથી નરકમાં પડ્યો છે.[૧૦] તે માટે બ્રાહ્મણનું ધન કોઈ પણ દિવસ જરાએ હરવું નહિ. બ્રાહ્મણની હરી આણેલી તે ગાયોના દૂધથી ભીંજાયલી ભિક્ષાનું ભોજન કરવાથી હું કેવો થયો છું તે તું જો.[૧૧] વળી ડાહ્યા (સમજુ) પુરુષે સોમને પણ વેચવો નહિ. વિદ્વાનો સોમના વ્યાપારની નિંદા કરે છે.[૧૨] હે તાત! જે મનુષ્યો સોમ વેચાતો લે છે અને જેઓ સોમને વેચે છે, તેઓ યમના લોકમાં આવીને રૌરવ નામના નરકમાં પડે છે.[૧૩] વેદવેત્તા બ્રાહ્મણ, ગોરજ એટલે દૂધથી સિંચાયલી સોમને વિધિપૂર્વક વેચે છે તો તે બીજા જન્મમાં વ્યાજખોરો જન્મે છે, અને પછી થોડા સમયમાં નરકમાં પડે છે.[૧૪] તે પુરુષ ત્રણસો વર્ષ સૂધી નરકમાં પડ્યો રહે છે, અને તે પછી પોતાની જ વિષ્ઠા ખાનારો પ્રાણી થઈ અવતરે છે. નીચ પુરુષની સેવા, અભિમાન તથા પોતાના મિત્રની સ્રીસાથે વ્યભિચાર,[૧૫] આ ત્રણે અધર્મને ત્રાજવામાં તોલીએ તો તેમાં ધર્મનું ઉલ્લંઘન કરાવનારું અભિમાન વધે છે. અર્થાત્ પ્રથમના બે કરતાં અભિમાની વધારે પાપી છે. તું આ પાપી કુતરાને જો. તે નિસ્તેજ, શરીરે દુર્બળ અને સુકાઈ ગયો છે.[૧૬] તે સર્વ પ્રાણીઓની પાસે અભિમાન કરતો હતો, તેથી તેને કુતરાનો અવતાર આવ્યો છે. હે તાત! હું પૂર્વજન્મમાં એક ધનાઢ્ય તથા વિશાળ કુળમાં જન્મ્યો હતો.[૧૭] જ્ઞાન તથા વિજ્ઞાનમાં પારંગત હતો, તથા આ સર્વ દોષોને જાણતો હતો, છતાં મદને લીધે સદા[૧૮] હું સર્વ પ્રાણીઓના ઉપર ક્રોધ કરતો હતો, તથા પ્રાણીઓની પીઠનું માંસ ખાતો હતો. આવાં આચરણને લીધે તથા પીઠનાં માંસના ભોજનને લીધે,[૧૯] હું આવી અવસ્થાને પામ્યો છું. કાળના એ ફેરફારને તું જો. જાણે મારા વસ્રના છેડા અગ્નિથી બળતા હોય અથવા ભમરાઓ મને દુઃખ દેતા હોય તેમ હું[૨૦] ભયથી દોડ્યા કરું છું, અને ધૂળધૂળ ભર્યો છું, તે તું જો. ગૃહસ્થાશ્રમીઓ વેદનો સ્વાધ્યાય કરીને મહા પાપનો નાશ કરે છે,[૨૧] તથા અનેક પ્રકારનાં દાનોથી પણ પાપનો નાશ કરે છે, આમ વિદ્વાનો કહે છે. તે પ્રમાણે જ, હે રાજા! જેણે પાપ કર્મ કર્યું ન હોય, જે આશ્રમમાં રહેતો હોય એવા એક બ્રાહ્મણને,[૨૨] તેમજ જે સંસારના સર્વ સંગમાંથી મુક્ત થયો હોય, તેવા બ્રાહ્મણને વેદો સંસારમાંથી તારે છે. હે ઉત્તમ ક્ષત્રિય! હું પાપીની જાતિમાં અવતર્યો છું. આ જાતિમાંથી કેવી રીતે છૂટીશ, તે નિશ્ચયપૂર્વક હું જાણી શકતો નથી.[૨૩] તથાપિ, હે રાજા! પૂર્વજન્મના કોઈ શુભ કર્મને લીધે મને મારા પૂર્વજન્મનું સ્મરણ છે. એ એક શુભ લાભને લીધે હું આ જાતિમાંથી છૂટવાની ઇચ્છા રાખું છું.[૨૪] હે સાધુ પુરુષ! હું તારે શરણે આવ્યો

છું, ને મારો સંશય પૂછું છું, માટે તું મને તેનો ખુલાસો કહે કે, હું ચાંડાળની જાતિમાંથી કેવી રીતે છૂટું.[૧૫]

ક્ષત્રિય બોલ્યોઃ-હે ચાંડાળ! તારા મોક્ષનો ઉપાય તું સાંભળ, કે જેથી તારો મોક્ષ થાય. તું જો બ્રાહ્મણને માટે પ્રાણોનો ત્યાગ કરીશ તો તને ઇષ્ટ ગતિ મળશે.[૨૬] વળી તું જો બ્રાહ્મણને માટે માંસાહારી પ્રાણીઓને તારું શરીર અર્પણ કરીશ અથવા તારા શરીરને રણરૂપી અગ્નિમાં હોમીશ તો તારો ચાંડાળની જાતિમાંથી મોક્ષ (છૂટકારો) થશે, બીજી કોઈ રીતે થશે નહીં.[૨૭]

ભીષ્મ કહે છેઃ-હે પરંતપ! આ રીતે તે સમયે ક્ષત્રિયે કહ્યું, એટલે તે ચંડાળ બ્રાહ્મણોના ધનને માટે રણના મોખરા ઉપર પોતાના પ્રાણ હોમી દઇને ઇષ્ટ ગતિને પામ્યો.[૨૮] તે માટે, હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! હે પુત્ર! હે મોટા બાહુવાળા! તને જો સનાતન એવી ગતિની ઇચ્છા હોય તો તારે બ્રાહ્મણના ધનની રક્ષા કરવી.[૨૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'क्षत्रिय अने चंडाळनो संवाद' ए नामनो अध्याय १०१ मो समाप्त

---

## અધ્યાય ૧૦૨ મો

### કર્મફળ ભેદ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! કર્મ કરનારા સર્વેને એક જ લોક મળે છે અને તે સ્વર્ગલોક છે એમ કહેવાય છે, એ શું સત્ય છે? કે ત્યાં કંઈ નાના મોટાપણું છે? તે સર્વ તમે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ-હે પાર્થ! મનુષ્યો કર્મોએ કરીને અનેક લોકોમાં જાય છે. પુણ્ય કર્મ કરનારા લોકો પુણ્યવાળા લોકોમાં જાય છે, અને પાપ કર્મ કરનારા પાપી લોકોમાં જાય છે.[૨] આ વિષયમાં ગૌતમમુનિ અને વાસવના સંવાદરૂપ એક પુરાતન ઈતિહાસ છે, તેમાં આ પ્રમાણે કથા છે.[૩] ગૌતમ નામનો એક બ્રાહ્મણ હતો. તે સ્વભાવે મૃદુ, દાન્ત અને જિતેંદ્રિય હતો. તેણે મહા વનમાં હાથીના એક બચ્ચાને દેખ્યું. તે માતા વિનાનું હતું, અને દુઃખી હતું.[૪] વ્રતધારી ગૌતમે તેને જોઇને દયા આવવાથી ઉછેરીને મોટું કર્યું. તે પણ લાંબે વખતે મોટો બળવાન્ હાથી થયો.[૫] તે મોટો હોવાથી પર્વત જેવો ઉંચો હતો, અને તેના ભેદાયલા ગંડસ્થળમાંથી મદ ઝરતો હતો. એક દિવસે શક્રે ધૃતરાષ્ટ્ર રાજાનું રૂપ ધારણ કરીને તે હાથીને પકડી લીધો,[૬] અને પોતાના નગર તરફ તેને લઇ જવા લાગ્યો. મહા તપસ્વી અને ઉત્તમ વ્રત કરનારા ગૌતમ તે જોઇને ધૃતરાષ્ટ્ર રાજાને કહેવા લાગ્યા.[૭]

ગૌતમ કહે છેઃ-હે અકૃતજ્ઞ ધૃતરાષ્ટ્ર! મેં આ હાથીના બચ્ચાનું (પુત્ર પેરે) દુઃખથી પોષણ કર્યું છે, તેનું તું હરણ કર મા. સત્પુરુષો સાત પગલાં સાથે ચાલે છે તે ઉપરથી તેઓની સાથે મિત્રતા થાય છે, આમ મહાત્માઓ કહે છે. માટે, હે રાજન્! તારે મિત્રનો દ્રોહ કરવોજ નહિ.[૮] આ હાથી મારા આશ્રમમાં રખવાળા વિનાજ લાકડાં અને જળ લાવી આપે છે, આચાર્યના આશ્રમમાં વિનીત થઇને રહે છે, ગુરુના કાર્યમાં સારી રીતે યોજાયલો છે,[૯] એ શિષ્ટ, દાન્ત (ઇંદ્રિયના નિગ્રહવાળો), કૃતજ્ઞ તથા મને હમેશ પ્રિય છે. માટે, હે રાજા! હું રાડો પાડતો રહું ને તું આ હાથીને હરી જવાને યોગ્ય નથી.[૧૦]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ-હે મહર્ષિ! (આ હાથીના બદલામાં) હું તમને એક હજાર ગાયો આપું, સો દાસીઓ આપું, પાંચસો સોનામહોર આપું, બીજું પણ અનેક જાતનું ધન આપું, (અને એને લઈ જવા દો). આ જગતમાં બ્રાહ્મણોને વળી હાથીનું શું કામ હોય?[૧૧]

ગૌતમ બોલ્યાઃ-હે રાજા! તારી પાસેજ ભલે ગાયો રહી, મણિઓ પહેરનારી દાસીઓ પણ તારી પાસેજ ભલે રહી, ભાત ભાતનાં રત્નો પણ ભલે તારી પાસેજ રહ્યાં, તથા, હે નરેંદ્ર! બીજું પણ ભાત ભાતનું ધન તારી પાસેજ ભલે રહ્યું. બ્રાહ્મણને આ જગતમાં ધનનું શું પ્રયોજન છે?[૧૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ-હે બ્રાહ્મણ! બ્રાહ્મણોને હાથીઓનું કામ પડતું નથી, પણ રાજાઓને હાથીઓનું કામ પડે છે. પોતાનાં વાહનરૂપ ઉત્તમ હાથીને લઈ જનારાને અધર્મ લાગતો નથી. હે ગૌતમ! તું આ હાથીની ઉપરથી ધણીપણું છોડી દે.[૧૩]

ગૌતમ બોલ્યાઃ-હે મહાત્મા! જે લોકમાં પુણ્ય કર્મ કરનારો પ્રેત (મરણ પામેલો જીવ) સુખ ભોગવે છે અને જ્યાં પાપ કર્મવાળો પ્રેત શોક કરે છે, તે વૈવસ્વત યમરાજાના લોકમાં પણ હું તારી પાસેથી હાથીને પાછો લઇશ.[૧૪]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ-જે પુરુષો ધર્મકર્મ કરતા નથી, નાસ્તિક છે, શ્રદ્ધા વિનાના છે, પાપાત્મા છે, ઇંદ્રિયોના વિષયોમાં આસક્ત છે, તે પુરુષો યમલોકની યાતનાને (દુઃખને) પામે છે. પરંતુ ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ, (કારણ કે તેનાં કર્મ તેથી શ્રેષ્ઠ છે).[૧૫]

ગૌતમ બોલ્યાઃ-મનુષ્યોને નિયમમાં રાખનારી વિવસ્વાનની નગરી છે, ત્યાં અસત્ય ભાષણ કરવામાં આવતું નથી. ત્યાં સત્ય ભાષણજ કરવામાં આવે છે. ત્યાં નિર્બળ મનુષ્યો બળવાનને દુઃખી કરે છે. ત્યાં આગળ હું તારી પાસેથી હાથીને પાછો લઇશ.[૧૬]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:-મદમત્ત પુરુષો જયેષ્ઠ બહેનની સાથે, પિતાની સાથે, તથા માતાની સાથે શત્રુની પેઠે વર્તે છે તેવા પુરુષોને માટે, હે મહર્ષિ! એ લોક છે, પરંતુ તે લોકમાં ધૃતરાષ્ટ્ર જશે નહિ.[૧૭]

ગૌતમ બોલ્યા:-કુબેર રાજાના નગરની પાસે વહેનારી, ભોગી મનુષ્યો જેમાં સ્નાન કરે છે એવી, તથા ગંધર્વો, યક્ષો અને અપ્સરાઓ જેનું સેવન કરે છે એવી ગંગા નદીના તીર ઉપર હું તારી પાસેથી હાથીને પાછો લઈશ.[૧૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:-જેઓ અતિથિને આશ્રય આપનારી છે, જે સદાચારસંપન્ન છે, જેઓ બ્રાહ્મણોને આશ્રય આપે છે, જેઓ આશ્રિતોને પ્રથમ વેંહચી આપીને પછી શેષ અન્નનું ભોજન કરે છે, તે પુરુષો મંદાકિની (ગંગા)ને શોભાવે છે. (ધૃતરાષ્ટ્રનાં કર્મ એવાં છે કે, જેથી તે ત્યાં જશે નહિ, પણ તેથી ઉચ્ચ સ્થાનમાં જશે).[૧૯]

ગૌતમ બોલ્યા:-મેરુ પર્વત ઉપર એક રમણીય વન શોભે છે; તે વન પુષ્પોથી ભરપૂર રહે છે, કિન્નરીઓના ગીતથી ગાજી રહે છે, ત્યાં મનોહર દેખાવનાં જાંબુનાં મોટાં વૃક્ષો છે ત્યાં હું તારી પાસેથી હાથીને પાછો લઈશ.[૨૦]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:-જે બ્રાહ્મણો મૃદુ છે, સત્યવાદી છે, બહુશ્રુત (ઘણા શાસ્ત્ર ભણનારા) છે, સર્વ પ્રાણીઓ જેઓના ઉપર પ્રસન્ન રહે છે, જેઓ ઇતિહાસ સાથે પુરાણોનું અધ્યયન કરે છે, જેઓ મધની આહુતિથી બ્રાહ્મણો પ્રતિ હોમ કરે છે,[૨૧] હે મહર્ષિ! તેવા લોકોને માટે આ લોક છે. પરંતુ ધૃતરાષ્ટ્ર ત્યાં જવાનો નથી. આના કરતાં પણ કોઈ પ્રખ્યાત સ્થાન હોય તે તું મને કહે, એટલે હું ઉતાવળો ઉતાવળો ત્યાં જાઉં.[૨૨]

ગૌતમ બોલ્યા:-સારી રીતે પુષ્પોથી ભરપૂર થઈ રહેલું નંદન નામે એક વન છે, જેમાં કિન્નરનો રાજા રહે છે, જે નારદને, ગંધર્વોને તથા અપ્સરાઓને પ્રિય છે ત્યાં આગળ હું તારી પાસેથી મારો હાથી પાછો લઈશ.[૨૩]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:-હે મહર્ષિ! જે મનુષ્યો નૃત્યમાં, તથા ગીતમાં કુશળ છે, જેઓ સદા કોઈની યાચના કરતા નથી, જેઓ એક સાથે ફરે છે તેવા પુરુષોને એ લોક મળે છે, પરંતુ ત્યાં ધૃતરાષ્ટ્ર જશે નહિ.[૨૪]

ગૌતમ બોલ્યા:-હે નરેંદ્ર! જ્યાં ઉત્તરકુરુ દેશ શોભે છે અને જે દેશમાં અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા, જલમાંથી ઉત્પન્ન થયેલા તથા પર્વતમાંથી ઉત્પન્ન થયેલા લોકો દેવોની સાથે મોજ મારતા રહે છે;[૨૫] વળી જ્યાં શક્ર સર્વ કામનાઓને પૂર્ણ કરે છે, જ્યાં આગળ સ્ત્રીઓ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે, જ્યાં સ્ત્રીઓ તથા પુરુષોની વચ્ચે ઈર્ષ્યા નથી, તે દેશમાં હું તારી પાસેથી હાથીને પાછો લઈશ.[૨૬]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:-સર્વ પ્રાણીઓમાં જેઓ કામના રહિત છે, જેઓ માંસાહારી નથી, અને જેઓ દંડનો ત્યાગ કરીને એટલે સર્વને અભય આપીને પૃથ્વી ઉપર ફરે છે, તથા જેઓ સ્થાવર અને જંગમમાંથી કોઈની હિંસા કરતા નથી, તથા જેઓ સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે,[૨૭] તથા જેઓ આશારહિત છે, મમતારહિત છે, રાગથી રહિત છે, લાભને ને અલાભને સમાન માનનારા છે, નિંદાને તથા પ્રશંસાને સમાન માનનારા છે, હે મહર્ષિ! તેવા પુરુષોને આ લોક મળે છે, પરંતુ ત્યાં ધૃતરાષ્ટ્ર જશે નહિ.[૨૮]

ગૌતમ બોલ્યા:-તેના કરતાં બીજા પણ સનાતન લોકો છે, જે પુણ્યરૂપ સુગંધથી ભરપૂર છે, રજોગુણથી રહિત છે, જેમાં શોક થતો નથી, તે મહાત્મા સોમરાજાના મંદિરમાં હું તારી પાસેથી હાથીને પાછો લઈશ.[૨૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:-જે દાતાર સામો પ્રતિગ્રહ કરતા નથી, જેઓ બીજાઓ પાસેથી કાંઈ સેવા સ્વીકારતા નથી, જેઓને મન, યોગ્ય પુરુષોને કોઈ વસ્તુ અદેય હોતી નથી, જેઓ સર્વનો અતિથિસત્કાર કરે છે, તથા જેઓ બીજા ઉપર ઉત્તમ રીતે પ્રસાદ કરનારા છે,[૩૦] જેઓ ક્ષમાશીલ છે, જેઓ બીજાઓને કદી કહેતા નથી, જેઓ પ્રાણીઓનું વજ્રની પેઠે રક્ષણ કરનારા છે, વળી જેઓ નિત્ય પુણ્યશીલ છે, હે મહર્ષિ! તેવા પુરુષો એ લોકમાં જાય છે; પરંતુ ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ.[૩૧]

ગૌતમ બોલ્યા:-તેના કરતાં પણ બીજા સનાતન લોકો દીપી રહ્યા છે, જે રજોગુણથી રહિત છે, તમોગુણથી રહિત છે, તથા શોકથી રહિત છે. આ લોકોમાં મહાત્મા આદિત્ય દેવનો એક લોક છે, તે લોકમાં હું તારી પાસેથી હાથીને પાછો લઈશ.[૩૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:-જેઓ સ્વાધ્યાયશીલ છે, જેઓ ગુરુસેવામાં પરાયણ છે, તપસ્વી છે, ઉત્તમ વ્રતધારી છે, સત્ય પ્રતિજ્ઞાવાળા છે, આચાર્યોને અનુકૂળ ભાષણ કરે છે, નિત્ય જાગૃત રહે છે, ગુરુનાં કર્મ પ્રેરણા વગર કરે છે,[૩૩] હે મહર્ષિ! તેવા પુરુષોને આ લોક મળે છે; તથા સંપૂર્ણ રીતે બાહ્ય અને આભ્યન્તર શુદ્ધ એવા પુરુષોને, ભાવ(ભક્તિ)વાળાઓને, વાણીને નિયમમાં રાખનારાને, સત્યવાદીઓને તથા વેદવેત્તા મહાત્મા પુરુષોને એ લોકો મળે છે; પરંતુ ત્યાં ધૃતરાષ્ટ્ર જશે નહિ. (ધૃતરાષ્ટ્ર તો તેના કરતાં પણ ઉચ્ચ લોકમાં જશે.)[૩૪]

ગૌતમ બોલ્યા:–તેના કરતાં પણ બીજા લોકો દીપી રહ્યા છે. તે લોકો સનાતન, અત્યંત પુણ્યરૂપી ગંધથી સુવાસિત થયેલા, રજોગુણથી રહિત, શોકથી રહિત છે તેવા મહાત્મા વરુણ રાજાના લોકમાં હું તારી પાસેથી હાથીને પાછો લઇશ.[૩૫]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:–જે મનુષ્યો સદા ચાતુર્માસ યજ્ઞ કરે છે, જેઓ એક હજાર ઇષ્ટિઓ કરે છે, તથા જે બ્રાહ્મણો ત્રણ વર્ષ સૂધી વિધિપૂર્વક શ્રદ્ધાવાળા થઇને અગ્નિહોત્ર હોમે છે,[૩૬] જેઓ ધર્મરૂપી સજૈયા ઉપર પોતાના આત્માને સારી રીતે ધારણ કરે છે, જેઓ મહાત્મા છે, જેઓ શાસ્ત્રોક્ત માર્ગ ઉપર સારી રીતે સ્થિતિ કરીને રહેલા છે, તથા જેઓ ધર્માત્મા છે, અને જેઓ ધર્માચરણ કરે છે, તેઓ તે લોકમાં જાય છે, પરંતુ ધૃતરાષ્ટ્ર તે લોકમાં જશે નહિ.[૩૭]

(એટલે ગૌતમ તેના કરતાં પણ ઉચ્ચ લોકની વાત કરે છે.) ગૌતમ બોલ્યા:–ઇંદ્રના લોકો રજોગુણથી રહિત તથા શોકથી રહિત છે, દુઃખથી જઈ શકાય તેવા છે, મનુષ્યોએ ઇચ્છેલા છે, એવા મહા તેજસ્વી ઇંદ્રના લોકમાં હું તારી પાસેથી મારો આ હાથી પાછો લઇશ.[૩૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:–જે પુરુષનું સો વર્ષનું આયુષ્ય હોય, જે મનુષ્ય શૂર હોય, જે વેદાધ્યાયી હોય, જે યજ્વા હોય, જે સાવધાન રહેનારો હોય, આ સર્વે શક્રના લોકમાં જાય છે; પરંતુ ત્યાં ધૃતરાષ્ટ્ર જશે નહિ.[૩૯]

ગૌતમ બોલ્યા:–સ્વર્ગલોકની ઉપર પ્રજાપતિના ઘણા લોકો છે, જે વિશાળ છે, શોકથી રહિત છે, અને સર્વ મનુષ્યો તે લોકોની ઇચ્છા કરે છે, ત્યાં આગળ હું તારી પાસેથી હાથી પાછો લઇશ.[૪૦]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:–જે રાજાઓને રાજસૂય યજ્ઞમાં અભિષેક થયો છે, જેઓ ધર્માત્મા છે, જેઓ પ્રજાનું રક્ષણ કરનારા છે, જેઓએ અશ્વમેધ યજ્ઞના અવભૃથ સ્નાનમાં પોતાના અંગને ભીંજવ્યું છે, તેઓને પ્રજાપતિના લોકો મળશે; પણ ત્યાં ધૃતરાષ્ટ્ર આવશે નહિ.[૪૧]

ગૌતમ બોલ્યા:–તેના કરતાં પણ બીજા સનાતન લોકો પ્રકાશી રહ્યા છે, જે પુણ્યરૂપી ગંધથી સુવાસિત, રજોગુણથી રહિત, તથા શોકથી રહિત છે, તેમાંના દુર્લભ તથા કોઇથી પણ અવગણના થઈ શકે નહિ એવા ગોલોકમાં હું તારી પાસેથી હાથીને પાછો લઇશ.[૪૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:–જે હજાર ગાયોવાળો વર્ષે વર્ષે સો ગાયનું દાન કરતો હોય, સો ગાયનો ધણી શક્તિ પ્રમાણે દશ ગાયનું દાન કરતો હોય, તથા દાનશીલ દશ ગાયનો ધણી અથવા તો પાંચ ગાયનો ધણી વર્ષે વર્ષે એક એક ગાયનું દાન કરતો હોય તે,[૪૩] તથા જે બ્રાહ્મણો બ્રહ્મચર્ય વ્રત પાળીને વૃદ્ધ થઈ જાય છે, જેઓ બ્રાહ્મી વાણીનું રક્ષણ કરે છે, જેઓ મનને જિતનારા છે તથા જેઓ તીર્થયાત્રા કર્યા કરે છે, તેઓ ગોલોકમાં જઇને આનંદ કરે છે.[૪૪] વળી પ્રભાસ નામના તીર્થમાં, માનસ તીર્થમાં, પુષ્કર તીર્થમાં, મહા સરોવરમાં, પવિત્ર એવા નૈમિષારણ્યમાં, હાથભર પાણીથી ભરેલી બાહુદા નદીમાં,[૪૫] ગયામાં, ગયશીર્ષમાં, વિપાશામાં, સ્થૂળ વાલુકામાં, કૃષ્ણામાં, ગંગામાં, પંચનદમાં, અને મહા હ્રદમાં પણ,[૪૬] ગોમતીમાં, કૌશિકી નદીમાં, પંપા સરોવરમાં, સરસ્વતીમાં, દૃષદ્વતીમાં, અને યમુના નદીમાં જે મહાત્મા વ્રતધારીઓ તીર્થયાત્રા કરવા માટે જાય છે,[૪૭] તે પુરુષો દિવ્ય શરીર ધારણ કરી, દિવ્ય પુષ્પોની માળાને ધારણ કરીને, પુણ્યરૂપ સુગંધથી સુગંધિત થઇને ગોલોકમાં જાય છે, પરંતુ ત્યાં ધૃતરાષ્ટ્ર જવાનો નથી.[૪૮]

ગૌતમ બોલ્યા:–જે લોકમાં ટાઢનો જરા પણ ભય નથી, તાપનો જરા પણ ભય નથી, ક્ષુધા તથા તૃષાનો પણ ભય નથી, ગ્લાનિ નથી, જ્યાં દુઃખ નથી, જ્યાં સુખ નથી,[૪૯] જ્યાં કોઈ દ્વેષપાત્ર નથી, કોઈ પ્રિય નથી, કોઈ બંધુ નથી, કોઈ શત્રુ નથી, જ્યાં જરા તથા મરણ નથી, જ્યાં પુણ્ય નથી, જ્યાં પાતક નથી,[૫૦] એવા રજોગુણથી રહિત, ઉજ્વલ પ્રજ્ઞા તથા સત્વગુણનો જ્યાં વાસો છે, એવા પુણ્યવંત સ્વયંભૂ બ્રહ્માના લોકમાં તું મને હાથી આપીશ.[૫૧]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:–જેઓ સર્વ પ્રકારના સંગોથી મુક્ત છે, જેઓ કૃતાત્મા છે, જેઓ નિયમ પ્રમાણે વ્રત કરનારા છે, આત્મજ્ઞાનમાં તથા યોગશાસ્ત્રમાં તૃપ્ત રહે છે, તથા જેઓએ સ્વર્ગની ગતિ મેળવી છે,[૫૨] તે સત્વગુણી પુરુષો બ્રહ્માના લોકમાં જાય છે. હે મહામુનિ! ત્યાં તમે ધૃતરાષ્ટ્રને જોઈ શકશો નહિ.[૫૩]

ગૌતમ બોલ્યા:–જ્યાં આગળ રથંતર સામ તથા બૃહત્ સામનું ગાન થાય છે, પુંડરીક નામના યજ્ઞમાં યજ્ઞની વેદીને પુંડરીકોથી (કમળોથી) ઢાંકી દેવામાં આવે છે; તથા જ્યાં આગળ સોમ પાન કરનારો હરિની સાથે જાય છે, ત્યાં હું તારી પાસેથી હાથીને પાછો લઇશ.[૫૪] હું તને જાણું છું કે, તું વૃત્રનો મારનારો, શતયજ્ઞ કરનારો ને આખા જગતમાં ભટકનારો ઇંદ્ર છે. મેં મનના ક્ષોભને લીધે કોઈ પણ દિવસ વાણીથી તારો પરાભવ કર્યો નથી.[૫૫]*

શતક્રતુ બોલ્યા:–હું મઘવા (ઇંદ્ર) છું, અને હાથીને હરી જવા માટે આ મર્ત્યલોકમાં આવ્યો છું. હવે

* આ પ્રકારે સંવાદથી કેવાં કર્મો કરનારો ઉત્તરોત્તર ઉચ્ચતર લોકમાં જાય છે, તે સૂચવ્યું છે.

હું તને પ્રણામ કરું છું. આપ મને અનુસાશન (ઉપદેશ) કરો. આપ મને જે કહેશો, તે હું સર્વ કરીશ.[૫૬]

ગૌતમ બોલ્યાઃ–હે સુરેંદ્ર! તમે મારો શ્વેત રંગનો અને દશ વર્ષનો બાળક પુત્ર જે હાથી છે, તેને લઈ ગયા છો; તે વનમાં વસતા મને બીજો સહાયભૂત છે. (અર્થાત્ મારા જેવો જ તે છે, હું અને તે એક છે) તે હાથી મને આપો.[૫૭]

શતક્રતુ બોલ્યોઃ–હે ઉત્તમ બ્રાહ્મણ! આ તારો પુત્ર હાથી તારી સામે જોતો જોતો આવે છે, અને પોતાની નાસિકાથી તારાં બે ચરણને સુંઘે છે. હવે મારું કલ્યાણ થાય, એવો વિચાર કર! તને નમસ્કાર હો![૫૮]

ગૌતમ બોલ્યાઃ–હે સુરેંદ્ર! તારું સદા આ લોકમાં કલ્યાણ ચાહું છું, તથા તારી સદા પૂજા કરું છું. હે શક્ર! તું મારું કલ્યાણ કર, અને મારો હાથી મને પાછો આપ, હું તેને ગ્રહણ કરીશ.[૫૯]

શતક્રતુ બોલ્યોઃ–મનને નિયમમાં રાખનારા સત્યવાદી એવા મહાત્માઓની બુદ્ધિને વિષે વેદો રહે છે, ત મહાત્માઓમાં એક તું પણ મહાત્મા છો, અને તેનાથી હું વૃદ્ધ થયો છું (મારું બળ વધ્યું છે), તે માટે આજ હું તારા ઉપર પ્રસન્ન થયો છું.[૬૦] માટે હે બ્રાહ્મણ! તું તારા પુત્ર હાથીની સાથે શુભ લોકોને રાતદિવસને માટે ઝટ પ્રાપ્ત કરવા માટે તુરત ચાલ![૬૧]

આમ કહીને પુત્ર જેવા હાથી સાથે ગૌતમને આગળ કરીને વજ્રધારી (ઈંદ્ર) સત્પુરુષોની સાથે દુર્લભ એવા સ્વર્ગમાં ગયો.[૬૨] જે પુરુષ જિતેંદ્રિય થઈને નિત્ય આ આખ્યાનને શ્રવણ કરે અથવા પાઠ કરે, તે ગૌતમ બ્રાહ્મણની પેઠે સ્વર્ગમાં જાય છે.[૬૩]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'हस्तिकूट' ए नामनो अध्याय १०२ मो समाप्त

---

## અધ્યાય ૧૦૩ મો

### અનશનવ્રતની સર્વોત્તમતા

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! દાન અનેક પ્રકારનું છે. તમે મને શાંતિ, સત્ય, અહિંસા તથા સ્વદારામાં સંતોષ રાખવા વિષે કહ્યું, તથા દાનનું ફળ પણ કહ્યું.[૧] હવે, હે પિતામહ! બળવાન્ એવાં ચાન્દ્રાયણ વગેરે તપના કરતાં પણ વધારે બળવાન્ શું છે, તે આપના જાણવામાં છે; માટે તપના કરતાં પણ જે શ્રેષ્ઠ હોય, તે હવે તમે મને વ્યાખ્યાનરૂપે કહેવા યોગ્ય છો.[૨]

ભીષ્મ બોલ્યાઃ–હે યુધિષ્ઠિર! લોકો ગમે તેને તપ કહે છે. પરંતુ, હે કુંતિપુત્ર! તપના સંબંધમાં મારું માનવું એવું છે કે, અનશન (નિરાહાર)ના જેવું બીજું તપ નથી.[૩] આ વિષયમાં મહાત્મા બ્રહ્મા અને ભગીરથના સંવાદરૂપ એક પુરાતન ઈતિહાસમાં નીચે પ્રમાણે કથા છેઃ–[૪] હે ભરતવંશી રાજા! ભગીરથ રાજા દેવોના લોકને ને ગોલોકને વટાવીને બ્રહ્માના ઋષિલોકમાં ગયો હતો, એમ સાંભળવામાં આવ્યું છે.[૫]

હે રાજન્! બ્રહ્મા ભગીરથને જોઈને બોલ્યાઃ–હે ભગીરથ! દુઃખથી આવી શકાય એવા આ લોકમાં તું કેવી રીતે આવ્યો?[૬] હે ભગીરથ! દેવો, ગંધર્વો અને મનુષ્યો તપ કર્યા વગર આ લોકમાં આવી શકતા નથી, તો તું અહિં કેવી રીતે આવ્યો?[૭]

ભગીરથ બોલ્યોઃ–હે વિદ્વન્! હું સદા બ્રાહ્મવ્રત ધારણ કરીને બ્રાહ્મણોને એક લાખ સુવર્ણના સિક્કા દાનમાં આપતો હતો, પરંતુ હું તેના ફળથી આ લોકમાં આવ્યો નથી.[૮] મેં અગિયાર રાત્રિના, પંદર રાત્રિના અને અગિયાર અગિયાર રાત્રિના યજ્ઞો કર્યા છે, એકસો જ્યોતિષ્ટોમ યાગ કર્યા છે; પરંતુ તેના ફળથી પણ હું આ લોકમાં આવ્યો નથી.[૯] વળી નિત્ય ગંગા નદીના તીર ઉપર રહીને સો વર્ષ સૂધી મેં તપ કર્યું છે, અને ત્યાં એક હજાર અશ્વતરીઓ (ખચ્ચરો) નું દાન દીધું છે, તથા કન્યાઓના સમૂહનું દાન દીધું છે, પરંતુ તેના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૧૦] વળી મેં પુષ્કર તીર્થમાં બ્રાહ્મણોને એક લાખ ઘોડાઓનાં દાન દીધાં છે, તથા વીશ હજાર બળદો અને ગાયનાં જોડલાનાં દાન દીધાં છે;[૧૧] સુવર્ણનાં ચંદ્ર નામનાં આભૂષણોને ધારણ કરનારી એક હજાર તથા બીજા સુવર્ણનાં આભૂષણોથી શણગારેલી એવી સાઠ હજાર ઉત્તમ કન્યાઓનાં દાન દીધાં છે, પણ તેના ફળથી પણ હું આ લોકમાં આવ્યો નથી.[૧૨] વળી, હે લોકનાથ! ગોસવ નામના યજ્ઞમાં એક એક બ્રાહ્મણને દશ દશ ગાયો, એમ દશ અબજ દૂઝણી તથા સરખા વાછડાવાળી ગાયોનાં દાન કર્યાં છે, અને સુવર્ણની તથા કાંસાની દોહણીઓ પણ સાથે દાનમાં આપી છે; પરંતુ તે દાનના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૧૩] આપ્તોર્યામ નામના યાગો કરતી વખતે મેં પ્રત્યેક આપ્તોર્યામમાં નિયમપૂર્વક પહેલવેતરી, (એકજવાર એટલે પહેલી જ વિયાયેલી) રોહિણી જાતની અને દૂધ દેનારી દશ દશ ગાયોનાં એકેક બ્રાહ્મણોને દાન કર્યાં છે.[૧૪] તે ઉપરાંત, હે બ્રહ્મા! મેં બીજી પણ લાખો દૂઝણી ગાયોનાં દાન કર્યાં છે; પણ તે દાનના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૧૫] મેં બાહ્લિક દેશમાં ઉત્પન્ન થયેલા એક લાખ ઘોડા દાનમાં આપ્યા છે, જે ઘોડા શ્વેત રંગના અને સુવર્ણની માળાથી શણગારેલા હતા; પરંતુ

તે દાનના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૧૬] હે બ્રહ્મા! હું એક એક યજ્ઞમાં નિત્ય અઢાર કરોડ સુવર્ણનું દાન કરતો હતો. પરંતુ તેના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૧૭] હે પિતામહ! કાળા કાનવાળા તથા શરીરે લીલા રંગના અને સુવર્ણની માળા પહેરનારા સત્તર કરોડ ઘોડાનાં દાન મેં કર્યાં છે;[૧૮] વળી મેં ઈષાના (હળના) જેવડા દાંતવાળા, મોટી કાયાવાળા, સુવર્ણની માળાથી શણગારેલા, જેનાપર પદ્મના આભૂષણો હતાં એવા સત્તર હજાર હાથીનાં દાન કર્યાં હતાં;[૧૯] હે દેવેશ! સોનાનાં દિવ્ય ભૂષણોથી શણગારેલા અને જેના અવયવો પણ સુવર્ણના બનાવ્યા હતા એવા દશ હજાર રથો દાનમાં આપ્યા હતા;[૨૦] તથા વેદમાં કહેલા અને દક્ષિણાના અંગભૂત એવા સાત હજાર રથો જે શણગારેલા ઘોડાઓથી જોડેલા હતા, તે દાનમાં આપ્યા હતા;[૨૧] વળી મેં દશ વાજપેય નામના યજ્ઞ કર્યા હતા; તે યજ્ઞોમાં, હે પિતામહ! ઇન્દ્રના જેવા પરાક્રમવાળા કે જેઓના પરાક્રમની તુલના તેઓએ કરેલા યજ્ઞોથીજ થઈ શકે તેવા વીરોને, દાનમાં આપી દીધા હતા;[૨૨] તથા કંઠમાં સુવર્ણની મુદ્રા પહેરનારા એવા સર્વે રાજાઓને પરાક્રમથી જિતી લીધા હતા તથા તે રાજાઓ બ્રાહ્મણોને દાનમાં આપ્યા હતા;[૨૩] તથા આઠ રાજસૂય યજ્ઞો કર્યા હતા; પરંતુ તેના ફળથી હું આ લોકમાં આવ્યો નથી. હે જગતના પતિ! મેં દક્ષિણાઓ આપવા માંડી, તેથી ગંગા નદીનો પ્રવાહ પણ તૂટી ગયો હતો;[૨૪] પરંતુ તે દક્ષિણાના ફળથી હું આ લોકમાં આવ્યો નથી. સેંકડો સુવર્ણથી શણગારેલા બે હજાર ઘોડાઓનાં મેં દાન આપ્યાં છે;[૨૫] વળી મેં એક એક બ્રાહ્મણને ત્રણ ત્રણ વાર સારાં સો સો ગામ દક્ષિણામાં આપ્યાં છે; વળી મેં નિયમપૂર્વક આહાર કરી, શાંતિ રાખી, વાણીને નિયમમાં રાખી[૨૬] લાંબા કાળ સૂધી (ગંગાને મર્ત્યલોકમાં લાવવા માટે) હિમાચળમાં ઘણાં વર્ષો સૂધી તપ કર્યું હતું. તે સમયે (મૌનવ્રત ધારણ કર્યું હતું) તેથી મહાદેવે દુઃખથી સહન થઈ શકે તેવી ગંગાની ધારાને મસ્તકથી ધારણ કરી હતી; પણ તેના ફળથી પણ, હે પિતામહ! હું આ લોકમાં આવ્યો નથી.[૨૭] શમ્યાક્ષેપ* જેટલા સ્થાનમાં મેં દશ હજાર સાદ્યસ્ક યાગ કરીને દેવોનું યજન કર્યું હતું, તથા તેર દિવસે થઈ શકે તેવા અને બાર દિવસે થઈ શકે તેવા યાગોથી તથા પૌંડરીક યાગોથી દેવોનું યજન કર્યું છે; પરંતુ, હે દેવ! હું તેના ફળથી આ લોકમાં આવ્યો નથી.[૨૮] મેં બ્રાહ્મણોને ખુંધવાળા તથા શ્વેત રંગના આઠ હજાર બળદો દાનમાં આપ્યા હતા; આમાંના પ્રત્યેક બળદનું એકેક શિંગડું સુવર્ણથી મઢેલું હતું, તથા મેં પ્રત્યેક બ્રાહ્મણને કંઠમાં સુવર્ણની માળા પહેરનારી સ્ત્રીઓનું દાન પણ કર્યું હતું;[૨૯] વળી મેં બ્રાહ્મણોને સુવર્ણના તથા રત્નોના ઢગલા તથા રત્નોના પર્વતો આપ્યા હતા; ધનોથી, ધાન્યોથી સમૃદ્ધિવાળાં હજારો ગામોનાં દાનો પણ કર્યાં હતાં;[૩૦] વળી મેં સાવધાન થઈને અનેક મહાયજ્ઞો કર્યા હતા, અને તે યજ્ઞોને અંગે તુરતની વિયાયલી એક લાખ ગાયો બ્રાહ્મણોને મેં દાનમાં આપી હતી; પરંતુ તે દાનના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૩૧] હે દેવ! બે વાર એકાદશાહ નામના યજ્ઞો કર્યા છે, બે વાર દ્વાદશાહ યજ્ઞો કર્યા છે, અશ્વમેધ નામના પણ યજ્ઞો કર્યા છે, તથા સોળ આર્દ્રાયણ નામના યજ્ઞો પણ કર્યા છે; પરંતુ, હે બ્રહ્મા! હું કંઈ તે યજ્ઞના ફળથી આ લોકમાં આવ્યો નથી.[૩૨] વળી રત્નોથી શોભાયમાન એવાં કાંચનનાં વૃક્ષોવાળી એક યોજન વિશાળ ભૂમિનું દાન મેં કર્યું છે, તે દાનના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૩૩] વળી મેં ત્રીશ વર્ષ સૂધી ક્રોધનો ત્યાગ કરીને કોઈથી પણ પરાભવ થઈ શકે નહિ તેવો તુરાયણ નામનો યજ્ઞ કર્યો છે, અને પ્રતિદિન બ્રાહ્મણોને આઠસો આઠસો ગાયનાં દાન કર્યાં છે, તે દાનના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૩૪] વળી મેં દૂઝણી એવી રોહિણી જાતિની ગાયો, તથા, હે લોકનાથ! બીજા બળદો નિત્ય બ્રાહ્મણોને દાનમાં આપ્યા છે; પરંતુ તેના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૩૫] વળી, હે બ્રહ્મા! મેં નિત્ય ત્રીશ અગ્નિચયનો કર્યા છે, અઢાર સર્વમેધ અને સાત નરમેધ યજ્ઞ કર્યા છે,[૩૬] એકસો ને અઠ્ઠાવીશ વિશ્વજિત યજ્ઞો કર્યા છે; પરંતુ, હે દેવેશ! હું તે યજ્ઞોના ફળથી આ લોકમાં આવ્યો નથી.[૩૭] મેં સરયૂ નદીમાં, બાહુદા નદીમાં, ગંગા નદીમાં, નૈમિષારણ્યમાં લાખો ગાયોનાં દાન કર્યાં છે, તેના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[૩૮] પરંતુ હે વરેણ્ય (શ્રેષ્ઠ)! જે વ્રતને ઇંદ્રે પોતાના મનમાં ગુપ્ત રાખેલું, જે વ્રતને ભાર્ગવે (શુક્રે) તપથી જાણ્યું હતું, અને જે વ્રત શુક્રના તેજથી જાજ્વલ્યમાન છે, તે અનશન નામનું વ્રત મેં કર્યું હતું.[૩૯] તે વ્રત કરવાથી બ્રાહ્મણો મારી ઉપર પ્રસન્ન થયા, અને ત્યાં મારી પાસે હજારો ઋષિઓ એકઠા થયા,[૪૦] અને હે પ્રભુ! તે ઋષિઓએ મને કહ્યું કેઃ-'તું બ્રહ્મલોકમાં જા.' હે પ્રભુ! એક હજાર બ્રાહ્મણોએ મને પ્રસન્ન થઈને કહ્યું, એટલે હું આ લોકમાં આવ્યો છું. આ વિષયમાં

* એક લાકડાનો દંડ શમ્યા કહેવાય છે, તેને ફેંકવામાં આવે અને તે જેટલે દૂર પડે તેટલા પ્રદેશ જેટલી વેદિકા કરવામાં આવે તે યાગ શમ્યાક્ષેપ કહેવાય છે. તે પ્રમાણેજ સાદ્યસ્ક વગેરે યાગ પણ છે.

તમારે વિચાર કરવો નહિ.[૪૧] મેં આ અનશન વ્રતને ઇચ્છા પ્રમાણે યથાર્થ રીતે કર્યું છે, અને તમે (બ્રહ્માએ) પૂછ્યું, તે ઉપરથી મેં તમને યથાર્થ રીતે કહ્યું છે. હું અનશન વ્રતના કરતાં બીજાને તપ માનતો નથી. હે દેવવર! તમને નમસ્કાર કરું છું. મારા ઉપર પ્રસન્ન થાઓ.[૪૨]

ભીષ્મ કહે છેઃ–આ રીતે ભગીરથ રાજાએ કથા કહ્યા પછી બ્રહ્માએ શાસ્ત્રોક્ત વિધિથી પૂજા કરવા યોગ્ય ભગીરથની પૂજા કરી.[૪૩] તે માટે તું અનશન (નિરાહાર) થઈને નિત્ય બ્રાહ્મણોની પૂજા કર. બ્રાહ્મણોના વચનથી આલોકમાં તથા પરલોકમાં સર્વ સિદ્ધ થાય છે.[૪૪] ઉત્તમ જાતનાં વસ્ત્રો, અન્નો, ગાયો, તથા ઉત્તમ પ્રકારનાં રહેવાનાં ઘરો આપીને દેવતાઓએ પણ બ્રાહ્મણોને સંતોષવા યોગ્ય છે, માટે આ અત્યંત ગુહ્ય વ્રત, તું લોભનો ત્યાગ કરીને કર.[૪૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां
'ब्रह्मा अने भगीरथनो संवाद' ए नामनो
अध्याय १०३ जो समाप्त

## અધ્યાય ૧૦૪ થો
### આયુષ્યની વૃદ્ધિ કેમ થાય?

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! પુરુષને સો વર્ષના આયુષ્યવાળો કહ્યો છે, અને પુરુષને સો પ્રકારના વીર્યવાળો કહ્યો છે. છતાં પુરુષો બાળક અવસ્થામાં જ શા માટે મરી જાય છે?[૧] મનુષ્ય કેવી રીતે લાંબી આયુષ્યવાળો થાય છે; અને શા કારણથી મનુષ્યનું આયુષ્ય નાનું થઈ જાય છે, શું કરવાથી તે કીર્તિ મેળવે છે, અને શું કરવાથી લક્ષ્મી મેળવે છે?[૨] હે પિતામહ! તપ કરવાથી, બ્રહ્મચર્ય પાળવાથી, તથા જપ, તપ, હોમ અને ઔષધો સેવવાથી, કે મન, વાણી અને કર્મ કરવાથી ઉપર કહેલાં કાર્ય સિદ્ધ થાય છે, તે મને કહો.[૩]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! તેં મને જે વિષે પ્રશ્ન કર્યો, તે માટે હું આ વિષયમાં તને ઉત્તર આપીશ. જે કારણથી પુરુષનું આયુષ્ય થોડું થાય છે, જે કારણથી પુરુષનું આયુષ્ય લાંબું થાય છે,[૪] જે કારણથી મનુષ્યને કીર્તિ મળે છે, જે કારણથી મનુષ્યને લક્ષ્મી મળે છે, અને મનુષ્ય જે પ્રમાણે વર્તવાથી કલ્યાણને પ્રાપ્ત કરે છે, તે હું તને કહું છું.[૫] મનુષ્ય આચારથી (સદાચારથી) આયુષ્યને પામે છે, આચારથી લક્ષ્મીને પામે છે તથા મનુષ્ય આલોક અને મરણ પછી પરલોકમાં આચારથી કીર્તિ મેળવે છે;[૬] પરંતુ દુરાચારી પુરુષ આ જગતમાં લાંબું આયુષ્ય ભોગવતો નથી; તેનાથી સર્વ પ્રાણીઓ ત્રાસ પામે છે તથા તેનો પરાભવ કરે છે.[૭] માટે જે પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા રાખતો હોય, તેણે આ લોકમાં સદાચાર પાળવો. એક પુરુષનું શરીર પાપી હોય, તોપણ તે જો આચાર પાળે છે તો તે દુષ્ટ, અપસ્માર વગેરે દુષ્ટ લક્ષણોનો નાશ કરે છે, અથવા આયુષ્યનો નાશ કરનારાં દુષ્ટ લક્ષણોનો નાશ કરે છે.[૮] આચાર એ જ ધર્મમાં પ્રમાણભૂત છે, અને સંતોનું લક્ષણ ચરિત્ર છે. સાધુઓનું ચરિત્ર, એ જ આચારનું લક્ષણ છે.[૯] એક પુરુષ ધર્માચરણ કરતો હોય તથા કલ્યાણનાં કાર્ય કરતો હોય, પણ તે પુરુષને દૃષ્ટિથી જોયો ન હોય, તોપણ તેનાં કર્મ શ્રવણ કરીને તેના ઉપર મનુષ્યો પ્રીતિ કરે છે.[૧૦] જે પુરુષો નાસ્તિક છે, જે પુરુષો ક્રિયારહિત છે, જે પુરુષો ગુરુનું તથા શાસ્ત્રનું અપમાન કરનારા છે, જે ધર્મને જાણતા નથી તથા દુરાચારી છે, તે પુરુષો આયુષ્ય વિનાના થાય છે, અર્થાત્ તેમનું આયુષ્ય વ્યર્થ ગયા જેવું છે.[૧૧] જેઓ શીલ વિનાના છે, જેઓ મર્યાદાનો ભંગ કરનારા છે, જેઓ નિત્ય ગમે ત્યાં મૈથુન કરે છે, તે પુરુષોનું આયુષ્ય થોડું થાય છે, અને તેઓ મરણ પછી નરકમાં પડે છે.[૧૨] એક પુરુષ સર્વ સારાં લક્ષણોથી રહિત હોય, તોપણ તે જો સદાચારી, શ્રદ્ધાળુ અને ઈર્ષ્યા વિનાનો હોય તો તે સો વર્ષ સુધી જીવે છે.[૧૩] જે ક્રોધ રહિત હોય, સત્યવાદી હોય, પ્રાણીઓની મન, વાણી વગેરેથી હિંસા કરતો ન હોય, કોઈની ઈર્ષા કરતો ન હોય તથા કપટ વિનાનો હોય, તે સો વર્ષ સુધી જીવે છે.[૧૪] જે મનુષ્ય માટીના ઢેફાને ભાંગ્યા કરે છે, તણખલાં તોડ્યા કરે છે, તથા દાંતવડે નખને ખાધા કરે છે, નિત્ય ઉચ્છિષ્ટ રહે છે, (ભોજન કર્યા પછી હાથ તથા મોં બરાબર સાફ કરતો નથી) તથા જે ચંચળ મનનો હોય છે, તે આ લોકમાં મોટા આયુષ્યને ભોગવતો નથી.[૧૫] પુરુષે બ્રાહ્મ મુહૂર્તમાં એટલે સૂર્યોદયની પૂર્વે અડતાલીસ મિનિટે જાગૃત થવું, અને પછી ધર્મ વિષે તથા અર્થ વિષે વિચાર કરવો. તે પછી સ્નાનાદિ કરી, આચમન કરી, હાથ જોડીને પ્રભાતની સંધ્યા કરવી.[૧૬] એ પ્રમાણે જ વાણીને નિયમમાં રાખીને સાયંસંધ્યાની ઉપાસના કરવી. કોઈ દિવસ ઉગતા સૂર્યને તેમ જ અસ્ત થતા સૂર્યને જોવો નહિ.[૧૭] ગ્રહણ સમયે સૂર્યને જોવો નહિ, પાણીમાં પ્રતિબિંબરૂપે પડેલા સૂર્યને જોવો નહિ, મધ્યાહ્ન સમયે આકાશના મધ્ય ભાગમાં રહેલા સૂર્યને પણ જોવો નહિ. ઋષિઓ નિત્ય સંધ્યાવંદન કરે છે, તેથી તેઓએ લાંબું આયુષ્ય મેળવ્યું હતું.[૧૮] તે માટે વાણીને નિયમમાં રાખીને, એટલે મૌન રહીને સદા પ્રભાતની સંધ્યા તથા સાયંકાળની સંધ્યા કરવી. જે દ્વિજ જાતિના લોકો પ્રભાતની તથા સાયંકાળની

સંધ્યાની ઉપાસના કરતા નથી,[૧૯] તે સર્વની પાસે ધર્મનિષ્ઠ રાજાએ શૂદ્રનાં કર્મ કરાવવાં, તથા કોઈ પણ વર્ણના પુરુષે કોઇ પણ દિવસ પારકી સ્ત્રીઓની સાથે વ્યભિચાર કરવો નહિ.[૨૦] આ જગતમાં પારકી સ્ત્રી સાથે કરેલો વ્યભિચાર જેવો પુરુષનું આયુષ્ય નાશ કરે છે, તેવું બીજું કોઈ પણ આયુષ્યનો નાશ કરનારું નથી.[૨૧] સ્ત્રીઓના ગાત્રોમાં (શરીરના અવયવોમાં) જેટલાં રોમકૂપો નિર્માણ કર્યા છે તેટલા હજાર વર્ષ સૂધી વ્યભિચારી પુરુષ નરક સેવે છે.[૨૨] (મળ મૂત્રનો ત્યાગ,) દાતણ, કેશ ઓળવા, આંજણ આંજવું, દેવતાઓની પૂજા વગેરે કાર્ય દિવસના પૂર્વાહ્નમાં જ કરવું. (દિવસના પ્રથમ ભાગમાં જ કરવું.)[૨૩] મળ તથા મૂત્રને કોઈ પણ દિવસ જોવા નહિ, તેમ જ કોઈ પણ દિવસ તેના ઉપર ઉભા રહેવું નહિ; અત્યંત પ્રભાતમાં, અત્યંત સાયંકાળે તેમ મધ્યાહ્ન સમયે બહાર ગામ જવું નહિ.[૨૪] અજાણ્યા મનુષ્યોની સાથે જવું નહિ, એકલા જવું નહિ તથા શૂદ્રોની સાથે જવું નહિ. બ્રાહ્મણને, ગાયોને અને રાજાને માર્ગ આપવો.[૨૫] તેમ જ વૃદ્ધ પુરુષને, ભારથી પીડાતા પુરુષને, ગર્ભિણી સ્ત્રીને અને દુર્બળ પુરુષને જવા માટે માર્ગ આપવો. માર્ગમાં જાણીતાં અને પવિત્ર વૃક્ષો આવે, તેઓને પ્રદક્ષિણા કરવી, અથવા તો તેઓને જમણી બાજુએ કરીને ચાલવું;[૨૬] તથા સર્વે ચૌટાઓને પણ જમણી બાજુએ કરવાં. મધ્યાહ્ને, રાત્રે તથા અર્ધરાત્રે[૨૭] ચૌટામાં જવું નહિ, ઉભા રહેવું નહિ, તેમ જ સવારમાં કે સાયંકાળે પણ ચૌટામાં ઉભા રહેવું નહિ, બીજાએ પહેરેલા જોડાઓ તથા વસ્ત્ર પણ પહેરવાં નહિ; નિત્ય બ્રહ્મચર્ય પાળવું;* એક પગથી બીજા પગને દબાવવો નહિ.[૨૮] અમાવાસ્યાને દિવસે, ચૌદશને દિવસે, પૂર્ણિમાને દિવસે તથા બન્ને પક્ષની અષ્ટમીને દિવસે પુરુષે સદા બ્રહ્મચર્ય પાળવું.[૨૯] વળી યજ્ઞ તથા શ્રાદ્ધના કર્મ વગરનાં માંસનું ભક્ષણ કરવું નહિ, પશુઓની પીઠનું માંસ ખાવું નહિ, ઘાંટાઘાંટ કરવા નહિ કે વાદ કરવો નહિ કે કોઇની નિંદા કરવી નહિ, તથા કોઇની ચાડી ખાવી નહિ.[૩૦] મર્મમાં દુઃખ ઉપજે તેમ વર્તવું નહિ, ક્રૂરતા ભરી વાણી બોલવી નહિ, સામા મનુષ્યને ઉતારી પાડવા નહિ, તથા જે વાણીથી સામા મનુષ્યને ઉદ્વેગ થાય તેવી દુઃખ ઉપજાવનારી અને પાપ લોકને આપનારી વાણી બોલવી નહિ.[૩૧] જેઓના મુખમાંથી વાણીરૂપી બાણો બહાર નિકળે છે અને જે બાણોથી ઘાયલ થયેલો પુરુષ રાતદિવસ શોક કર્યા કરે છે અથવા તો જે બાણો પારકાના મર્મ ભાગોમાં દુઃખ ઉત્પન્ન કરે છે, તેવાં વચનરૂપી બાણો પંડિતે બીજાઓને મારવાં નહિ.[૩૨] બાણોથી વિંધી નાંખેલું અથવા ફરશીથી કાપી નાંખેલું વન ફરીથી ઉગે છે; પરંતુ વાણીરૂપી બાણથી વિંધાયલા પુરુષનો ઘાવ, જે બીભત્સ થઈ પડે છે, તે રુઝાતો નથી.[૩૩] કર્ણિનાલીક અને નારાચ નામનાં બાણો શરીરમાં ખુંચી ગયાં હોય, તેને પુરુષો કાઢી શકે છે, પરંતુ વાણીરૂપી શલ્ય શરીરમાં પેસી ગયા પછી, તેને બહાર કાઢી શકાતું નથી. કારણ કે તે હૃદયમાં સ્થાન કરીને રહે છે.[૩૪] જેઓનાં અંગો ઓછાં હોય, જેઓનાં અંગો વધારે હોય, જેઓ વિદ્યાહીન હોય, જેઓ નિંદાપાત્ર હોય, જેઓ રૂપ તથા ધનથી રહિત હોય, અને જેઓ સત્યથી હીન હોય, તેવાઓની નિંદા કરવી નહિ.[૩૫] નાસ્તિકપણું, વેદની નિંદા, દેવોની નિંદા, દ્વેષ, સ્તંભ, અભિમાન તથા તીક્ષ્ણતાનો ત્યાગ કરવો.[૩૬] પુત્ર તથા શિષ્ય વિના બીજા કોઇની સામે લાકડી ઉગામવી નહિ, તેમ ક્રોધમાં આવીને કોઇને લાકડી મારવી નહિ; પરંતુ પુત્રને અને શિષ્યને ઉપદેશ માટે મારવા, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૩૭] બ્રાહ્મણોની નિંદા કરવી નહિ, નક્ષત્રો કોઇને દેખાડવાં નહિ તથા આજે અમુક પક્ષ ને અમુક તિથિ છે, એમ ઘેર ઘેર કહીને આજીવિકા કરવી નહિ. ઉપર કહ્યા પ્રમાણે વર્તવાથી પુરુષનું આયુષ્ય નાશ પામતું નથી.[૩૮] પેશાબ કર્યા પછી, ઝાડે જઈ આવ્યા પછી, શેરીમાં ફરી આવ્યા પછી પગ ધોવા તથા સ્વાધ્યાય કરતી વખતે ને ભોજન કરતી વખતે પણ પગ ધોવા.[૩૯] દેવોએ બ્રાહ્મણોને માટે ત્રણ પ્રકારે પવિત્રતા કહેલી છે. કોઇએ અભડાવ્યા છતાં આપણે તે નજરે દીઠી ન હોય (કે અભડાવી છે એમ જાણ્યું ન હોય તો) તે વસ્તુ પવિત્ર કહેવાય છે. જે વસ્તુને પાણીથી ધોઇને શુદ્ધ કરેલી હોય તે તથા બ્રાહ્મણો વાણીથી જેને શુદ્ધ કરે, તે પવિત્ર જાણવી.[૪૦] સંયાવ (લાપશી), ખીચડી (તલ ને ચોખાની), માંસ, પૂરી તથા દૂધપાક આ સર્વ ભોજનો પોતાને માટે બનાવવાં નહિ, પરંતુ દેવોને માટે બનાવવાં.[૪૧] નિત્ય અગ્નિની સેવા કરવી, નિત્ય બ્રહ્મચારી તથા સંન્યાસીને ભિક્ષા આપવી તથા વાણીને નિયમમાં રાખીને નિત્ય કાષ્ઠનું દાતણ કરવું.[૪૨] સૂર્ય ઉદય પામે ત્યાં સૂધી સુઈ રહેવું નહિ; તેમ કરવાથી પ્રાયશ્ચિત્ત લાગે છે. પ્રભાતમાં ઉઠીને પ્રથમ માતપિતાને પ્રમાણ કરવા;[૪૩]

* બ્રહ્મચર્યના અર્થ ભિન્નભિન્ન કરવામાં આવે છે. સામાન્ય રીતે સ્ત્રીસમાગમ ન કરવો, તેને બ્રહ્મચર્ય કહેવામાં આવે છે; કેટલાક કહે છે કે, દિવસે સ્ત્રીસમાગમ ન કરવો, એ પણ બ્રહ્મચર્ય છે; બીજા કહે છે કે, ઋતુ વિના સ્ત્રીસમાગમ ન કરવો, એ પણ બ્રહ્મચર્ય છે, જો કે ઋતુની પ્રથમ ત્રણ રાત્રિએ સ્ત્રીસમાગમનો નિષેધ છે.

તે પછી આચાર્યને તથા બીજા વડીલને પણ પ્રણામ કરવા, એમ કરવાથી પુરુષ લાંબા આયુષ્યને પામે છે. નિત્ય દાતણ કરીને તેનો ત્યાગ કરવો (અર્થાત્ નિત્ય તાજું દાતણ લેવું).[૪૪] પરંતુ શાસ્ત્રમાં જે અન્ન ખાવાનાં કહ્યાં હોય તે ખાવાં; પર્વને દિવસે તેવું પણ ખાવું નહિ. નિત્ય ઉત્તર દિશા તરફ મુખ કરી સાવધાન થઇને શૌચ કર્મ કરવું.[૪૫] દંતધાવન કર્યા વગર દેવપૂજા કરવી નહિ. દેવપૂજા કર્યા વગર ગુરુ, વૃદ્ધ, ધર્મનિષ્ઠ પુરુષ તથા વિચક્ષણ પુરુષ સિવાય બીજા કોઈની સામે જવું નહિ કે મળવું નહિ.[૪૬] મહા બુદ્ધિમાન્ પુરુષે મલિન અરિસાને જોવો નહિ; તેમ અજાણી સ્ત્રી સાથે અથવા તો ગર્ભિણી સ્ત્રીની સાથે સહવાસ કરવો નહિ (મૈથુન કરવું નહિ).[૪૭] વિદ્વાન્ પુરુષે ઉત્તર દિશા તરફ તથા પશ્ચિમ દિશા તરફ મસ્તક કરીને સુવું નહિ, પરંતુ પૂર્વ દિશા તરફ અથવા દક્ષિણ દિશા તરફ મસ્તક કરીને સુવું.[૪૮] ભાંગી ગયેલા ખાટલાપર કોઈ પણ દિવસ સુવું નહિ, શિથિલ ખાટલા ઉપર પણ કોઈ દિવસ સુવું નહિ, અત્યંત અંધારાવાળા સ્થાનમાં સુવું નહિ, જેમાં સ્ત્રી વગેરે સુતાં હોય તેવા ઘરમાં કોઈ પણ દિવસ સુવું નહિ, તથા વાંકા વળીને સુવું નહિ.[૪૯] નાસ્તિક પુરુષોની સાથે કાર્ય પ્રસંગે પણ જવું નહિ, તેમ કોઈ કાર્યનો ઠરાવ પણ કરવો નહિ, તથા પોતાના બેસવાના આસનને પોતાના પગથી ખેંચવું નહિ.[૫૦] કોઈ પણ દિવસ નાગા નહાવું નહિ, કોઈ પણ રાત્રે સ્નાન કરવું નહિ, તથા સ્નાન કર્યા પછી બુદ્ધિમાન્ પુરુષે પોતાના શરીરને જોરથી લોવું નહિ.[૫૧] સ્નાન કર્યા વિના (નહાયા વિના) પોતાના શરીર ઉપર ચંદન લગાડવું નહિ, સ્નાન કર્યા પછી સ્નાનના વસ્ત્રને ઝાટકવું નહિ, તથા મનુષ્યે કોઈ દિવસ ભીંના વસ્ત્રો પહેરવાં નહિ.[૫૨] પોતાનાં કંઠમાં પહેરેલી પુષ્પની માળાને ખેંચ્યા કરવી નહિ, તેમ પોતાના કંઠમાંથી પુષ્પની માળાને બહાર પણ કાઢવી નહિ. અટકાવવાળી સ્ત્રી સાથે કોઈ પણ દિવસ વાતચીત કરવી નહિ.[૫૩] ગામની પાસેના ક્ષેત્રમાં નરક નાંખવું નહિ. કોઈ દિવસ પાણીમાં પેસાબ કરવો નહિ, તથા ઝાડે પણ જવું નહિ.[૫૪] ભોજન કરનારા પુરુષે પ્રથમ ત્રણ વાર આચમન કરવું; ભોજન કર્યા પછી પણ ત્રણવાર આચમન કરવું (કોગળા કરી મોં સાફ કરવું અને બે વાર મુખ ધોવું.[૫૫] નિત્ય પૂર્વ દિશા તરફ મુખ કરીને ભોજન કરવું, ભોજન કરતી વખતે વાણીને નિયમમાં રાખવી, અન્નની નિંદા કરવી નહિ, ભોજન કર્યા પછી થોડુંક અન્ન બાકી રહેવા દેવું, અને ભોજન કર્યા પછી મનવડે અગ્નિનું સ્મરણ કરવું.[૫૬] આયુષ્યની કામનાવાળાએ પૂર્વ દિશા તરફ મુખ કરીને ભોજન કરવું, યશની ઇચ્છાવાળાએ દક્ષિણ દિશા તરફ મુખ કરીને ભોજન કરવું, ધનની ઇચ્છાવાળા પુરુષે પશ્ચિમ દિશા તરફ મુખ રાખીને ભોજન કરવું, કલ્યાણની ઇચ્છાવાળાએ ઉત્તર દિશા તરફ મુખ કરીને ભોજન કરવું.[૫૭] અગ્નિનો સ્પર્શ (સ્મરણ) કર્યા પછી જળવડે સ્પર્શ કરવો (આખું મોં ધોવું), શરીરના સર્વ અવયવોનો સ્પર્શ કરવો, નાભિનો સ્પર્શ કરવો, તથા હાથનાં બન્ને તળીયાંનો સ્પર્શ કરવો.[૫૮] કોઈ પણ દિવસ ફોતરાં ઉપર ઉભા રહેવું નહિ, વાળ ઉપર, રાખ ઉપર, તથા ઠીકરાં ઉપર પણ ઉભાં રહેવું નહિ; તથા બીજાએ સ્નાન કરતાં બાકી વધેલું જળ દૂર ફેંકી નાંખવું.[૫૯] શાંતિ હોમ કરવા, સવિતા દેવવાળા મંત્રો જપવા, ભૂમિ ઉપર બેસીને જમવું, પરંતુ કોઈ પણ દિવસ ચાલતાં ચાલતાં જમવું નહિ.[૬૦] ઉભાં ઉભાં મૂતરવું નહિ, રાખમાં મૂતરવું નહિ, ગાયોને બેસવાના સ્થાનમાં મૂતરવું નહિ. પગ ધોઇને ભોજન કરવું, પરંતુ ભીને પગે કોઈ પણ દિવસ સુવું નહિ.[૬૧] પગ ધોઇને ભોજન કરનારો સો વર્ષ સૂધી જીવે છે. ભોજનાદિકથી ઉચ્છિષ્ટ થયેલા પુરુષે કોઈ પણ દિવસ ત્રણ તેજનો સ્પર્શ કરવો નહિ.[૬૨] ત્રણ તેજ તે અગ્નિ, બ્રાહ્મણ તથા ગાય છે; સ્પર્શ નહિ કરવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે. તેમ ઉચ્છિષ્ટ પુરુષે આ ત્રણ તેજને પણ જોવાં નહિ.[૬૩] એ ત્રણ તેજ તે સૂર્ય, ચંદ્ર તથા નક્ષત્રો છે. વૃદ્ધ પુરુષ આવે છે ત્યારે તરુણ પુરુષના પ્રાણ ઉપર ચઢી જાય છે,[૬૪] અને તે જ્યારે તેને પ્રત્યુત્થાન આપે છે તથા પ્રણામ કરે છે ત્યારે તે પ્રાણોને પાછા મેળવે છે. વૃદ્ધ પુરુષોને તરુણ પુરુષે પંડે પ્રણામ કરવા, અને તેઓને બેસવા માટે પંડે આસન આપવું.[૬૫] બે હાથ જોડીને તેમની પાસે બેસવું. તે જાય ત્યારે તેની પાછળ જવું; ભાંગી ગયેલા આસન ઉપર બેસવું નહિ, તથા ભાંગી ગયેલા કાંસાના વાસણમાં ભોજન કરવું નહિ.[૬૬] એક વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહિ (અર્થાત્ આખું શરીર ઢાંકવું). નાગા નાગા નહાવું નહિ, નાગા સુવું નહિ, તેમ એઠે મોંએ બેસી રહેવું નહિ.[૬૭] એઠા હાથથી મસ્તકનો સ્પર્શ કરવો નહિ. કારણ કે સર્વ ઇંદ્રિયોને મસ્તકનો આધાર છે. તેમ માથાના કેશને ખેંચવા પણ નહિ, તેમ માથા ઉપર પ્રહાર પણ કરવો નહિ (મારવું નહિ).[૬૮] બે હાથ એકઠા કરીને પોતાનું માથું ખંજવાળવું નહિ, તેમ વારંવાર માથા ઉપર પાણી રેડીને નહાવું નહિ; એમ કરવાથી મનુષ્યના આયુષ્યની હાનિ થતી નથી.[૬૯] માથામાં તેલ નાંખ્યું હોય ત્યારે તે તેલવાળા હાથથી કોઈ પણ અંગનો સ્પર્શ કરવો નહિ તથા જેમાં તલ નાંખ્યા હોય

એવો પદાર્થ ખાવો નહિ. એમ વર્તવાથી આયુષ્યની હાનિ થતી નથી.[૭૦] ઉચ્છિષ્ટ પુરુષે બીજાને કોઈ પણ દિવસ વેદ ભણાવવો નહિ, તેમ પંડે પણ ભણવો નહિ, તથા દુર્ગંધ પવન વાતો હોય ત્યારે મનમાં પણ વેદનું ચિંતન કરવું નહિ.[૭૧] પ્રાચીન કાળના ઇતિહાસને જાણનારા પંડિતો આ વિષયમાં યમે ગાયેલી ગાથાઓ નીચે પ્રમાણે ગાય છે;–જે ઉચ્છિષ્ટ થયેલા પુરુષ ઉઠીને દોડે છે, તથા વેદનો સ્વાધ્યાય કરે છે, તેના આયુષ્યનો હું નાશ કરું છું, તથા તેની પ્રજાનો પણ નાશ કરું છું. વળી જે દ્વિજવર્ણનો પુરુષ અનધ્યાય સમયે અજ્ઞાનથી વેદ ભણે છે,[૭૨–૭૩] તેને વેદ આવડતો નથી, અને તેના આયુષ્યનો નાશ થાય છે. તે માટે પુરુષે અનધ્યાયમાં કોઈ પણ દિવસ અધ્યયન કરવું નહિ.[૭૪] જે પુરુષો સૂર્યની સામે, અગ્નિની સામે, ગાયની સામે તથા બ્રાહ્મણોની સામે ઝાડે જાય છે, તેઓના આયુષ્યનો નાશ થાય છે.[૭૫] દિવસે ઉત્તર દિશા તરફ મુખ રાખીને ઝાડે જવું તથા પેસાબ કરવો; અને રાત્રે દક્ષિણ દિશા તરફ મુખ રાખીને ઝાડે જવું તથા પેસાબ કરવો. આમ કરવાથી આયુષ્યનો નાશ થતો નથી.[૭૬] લાંબા કાળ સૂધી જીવવાની ઇચ્છાવાળા પુરુષે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા સર્પ આ ત્રણ દુર્બળ હોય, તોપણ તેનું અપમાન કરવું નહિ; કારણ કે આ ત્રણે ઝેરી સર્પ કહેવાય છે.[૭૭] ઝેરી સર્પ કોપાયમાન થયો હોય તો તે નેત્રથી જ્યાં સૂધી જુવે છે ત્યાં સૂધી કરડે છે; ક્ષત્રિય પણ ક્રોધાયમાન થયો હોય તો તે જ્યાં સૂધી પોતાનામાં તેજ (પરાક્રમ) હોય છે, ત્યાં સૂધી તે બાળે છે;[૭૮] પણ બ્રાહ્મણ જો ક્રોધાયમાન થાય છે તો તે ધ્યાન કરીને તથા ક્રૂર દૃષ્ટિથી જોઈને કુળનો સંહાર કરે છે. તે માટે પંડિત પુરુષે આ ત્રણની પ્રયત્નથી સેવા કરવી.[૭૯] કોઈ દિવસ ગુરુની સાથે આગ્રહથી વર્તવું નહિ, પરંતુ હે યુધિષ્ઠિર! ગુરુ જો કોપાયમાન થયા હોય તો તેને માન આપીને પ્રસન્ન કરવા.[૮૦] ગુરુ આપણી સાથે ઉલટી રીતે વર્તે, તોપણ આપણે તેની સાથે સારી રીતે વર્તવું. ગુરુની નિંદા મનુષ્યોના આયુષ્યનો નાશ કરે છે, તેમાં સંશય નથી.[૮૧] ઘરથી છેટે પેસાબ કરવો, પગ ધોયેલું પાણી પણ ઘરથી દૂર નાંખવું તથા એઠવાડ પણ ઘરથી દૂર નાંખવો. પોતાનું હિત ઇચ્છનારાએ ઉપર કહ્યા પ્રમાણે વર્તવું.[૮૨] પંડિતોએ રાતાં ફૂલ શરીર ઉપર ધારણ કરવાં નહિ, પરંતુ શ્વેત રંગનાં ફૂલ ધારણ કરવાં; હે રાજા! તેમાં કમળ અને કુવલય રાતાં હોય, તોપણ ધારણ કરવાં.[૮૩] કમળ અને કુવલય સિવાયનાં રાતાં પુષ્પો માથે ધારણ કરવાં, પછી તે જળમાં ઉગેલાં હોય તો હરકત નહિ. સોનાની માળા કદિ દૂષિત થતી નથી.[૮૪] હે રાજન્! સ્નાન કરેલા પુરુષે નિત્ય ચંદનાદિ સુગંધી શરીરે લગાડવી, તથા બુદ્ધિમાન્ પુરુષે પોતાના પહેરવાનાં વસ્ત્રમાં ફેરફાર કરવો નહિ. એટલે ઉપરના ભાગમાં પહેરવાનું નીચેના ભાગમાં પહેરવું કે નીચે પહેરવાનું હોય તેને ઉપરના ભાગમાં પહેરવું નહિ (બીજા અર્થે એમ પણ થાય કે, બહુરૂપી બનવું નહિ).[૮૫] બીજાએ પહેરેલું વસ્ત્ર પણ પહેરવું નહિ, છેડા વગરનું વસ્ત્ર પહેરવું નહિ. હે રાજા! શય્યામાં પહેરવાનું વસ્ત્ર બીજું જ રાખવું.[૮૬] શેરીમાં જતી વખતે પહેરવાનું વસ્ત્ર જૂદું જ રાખવું. દેવની પૂજામાં તેથી બીજું જ વસ્ત્ર પહેરવું, અર્થાત્ જૂદા જૂદા કાર્યે વખતે જૂદાં જૂદાં વસ્ત્રો પહેરવાં. ઘઉંલા, અગર, ચંદન, બીલી, તગર,[૮૭] તથા કેશરને શરીર ઉપર બુદ્ધિમાને જૂદાં જૂદાં ચોપડવાં; વળી સ્નાન કરીને શુદ્ધ થઈ, શરીર ઉપર અલંકાર ધારણ કરીને ઉપવાસ કરવો.[૮૮] સર્વ પર્વ કાળમાં સદા બ્રહ્મચારી રહેવું. હે જનેશ્વર! એક પાત્રમાં સમાન હોઇએ, તોપણ સાથે અન્ન જમવું નહિ.[૮૯] અડકાયલી સ્ત્રીએ અડેલું અન્ન પણ કોઈ દિવસ ખાવું નહિ, તેમ જ જેમાંથી દૂધ વગેરે કાઢી લેવામાં આવ્યું હોય, તેવાં ભોજન પણ કરવાં નહિ; તેમ જ યાચકને આપ્યા વગર પણ જમવું નહિ.[૯૦] બુદ્ધિમાન્ પુરુષે અપવિત્ર પુરુષની પાસે બેસીને ભોજન કરવું નહિ, તેમ સત્પુરુષોની સમક્ષમાં પણ જમવું નહિ. માત્ર માનને ખાતર શ્રાદ્ધાદિકમાં જે ભોજન કરવાનો નિષેધ કર્યો હોય તેવાં ભોજનો, શ્રાદ્ધ સિવાય બીજે વખતે પણ કરવાં.[૯૧] પિંપળાનું, વડનું, શણનું ને ઉંબરાંનું શાક કલ્યાણની ઇચ્છા રાખનારા પુરુષે ખાવું નહિ.[૯૨] બકરાનું, બળદનું તથા મોરનું માંસ ખાવું નહિ. સુકું માંસ ખાવું નહિ, તેમ જ વાસી માંસ પણ ખાવું નહિ.[૯૩] વિદ્વાન પુરુષે હાથમાં મીઠું લઈને ખાવું નહિ, દહિં તથા સાથવો એક સાથે ખાવાં નહિ તથા યજ્ઞ અને શ્રાદ્ધ વગર વૃથા માંસનો આહાર કરવો નહિ.[૯૪] પુરુષે સાવધાન થઇને પ્રભાતમાં તથા રાત્રે ભોજન કરવું, પરંતુ વચ્ચેના ભાગમાં ભોજન કરવું નહિ. જેમાં વાળ પડ્યા હોય તેવું અન્ન ખાવું નહિ, બીજાનાં શ્રાદ્ધમાં ભોજન કરવા જવું નહિ.[૯૫] મૌન રહીને ભોજન કરવું, બે વસ્ત્ર સાથે ભોજન કરવું, ઉભાં ઉભાં કોઈ દિવસ ભોજન કરવું નહિ, પૃથ્વી ઉપર અન્ન મૂકીને સદૈવ જમવું નહિ, બેઠા વિના ભોજન કરવું નહિ તેમ અવાજ સાથે પણ ભોજન કરવું નહિ.[૯૬] હે રાજા! બુદ્ધિમાન્ પુરુષે પ્રથમ અતિથિના હાથમાં જળ આપવું અને પછી તેને અન્ન આપવું; પછી

અનન્ય મન થઈને (એક ચિત્ત થઈને) ભોજન કરવું.૯૭ હે રાજા! એક પંક્તિમાં એક સરખું ભોજન કરવું (એટલે કે પોતાને માટે સારું પીરસાવવું અને સહભોગીને માટે બીજું પીરસાવવું, તેવું કરવું નહિ). જો કોઈ પુરુષ પોતાના સ્નેહી જનને આપ્યા વગર પંડે એકલાં ખાય છે તો તે હાલાહલ વિષનું ભોજન કરે છે.૯૮ પાણી, દૂધપાક, સાથવો, દહિ, ઘી અને મધ આટલી વસ્તુનો ભોજનમાંથી શેષ ભાગ ( વધેલો હોય તો) બીજાને આપવો; પરંતુ તે વિના બીજી વસ્તુનો શેષ ભાગ કોઈને પણ આપવો નહિ.૯૯* હે મનુષ્યવ્યાઘ્ર! ભોજન કરતી વખતે કોઈ પણ જાતની શંકા કરવી નહિ, કલ્યાણની ઈચ્છા રાખનારાએ દહિંનું અનુપાન કરવું નહિ ( છાશનું અનુપાન કરવું અર્થાત્ ભોજનને અંતે છાશ પીવી).૧૦૦ પુરુષે પ્રથમ આચમન કરવું, તે પછી એક હાથથી જમણા પગના અંગુઠા ઉપર જળ રેડવું.૧૦૧ પ્રયોગ-કુશળ પુરુષે પોતાના મસ્તક ઉપર હાથ મૂકવો; તે પછી સાવધાન થઈને અગ્નિનો સ્પર્શ કરવો; આમ કરવાથી પુરુષ જ્ઞાતિમાં શ્રેષ્ઠતાને પામે છે.૧૦૨ જળવડે ઇંદ્રિયોનો, નાભિનો તથા હાથનાં તળિયાંનો સ્પર્શ કરવો અર્થાત્ ધોઈ નાંખવા અને પછી જળથી ભીના એવા બન્ને હાથને લુછી નાંખવા.૧૦૩ અંગુઠાનો મૂળ પ્રદેશ બ્રાહ્મતીર્થ કહેવાય છે. વળી કનિષ્ઠિકા આંગળીના છેડાના પ્રદેશને દૈવતીર્થ કહે છે.૧૦૪ હે ભરતવંશના રાજા! અંગુઠો અને પ્રદેશિનીના મધ્યના પ્રદેશને પિતૃતીર્થ કહે છે, તેનાથી પિતૃઓનાં કાર્ય કરવાં, તેમ જ જળનો સ્પર્શ કરીને બીજી ક્રિયાઓ પણ સદા કરવી.૧૦૫ કોઈ પણ દિવસ પરની નિંદા કરવી નહિ, કોઈ દિવસ અપ્રિય વચન બોલવું નહિ, તેમ કલ્યાણની ઇચ્છા રાખનારાએ કોઈ પણ જાતનો ક્રોધ કરવો નહિ.૧૦૬ પતિતોની સાથે વાતચિત કરવી નહિ, તેમ તેઓનાં દર્શન પણ કરવાં નહિ, તેઓનો સંસર્ગ પણ કરવો નહિ, તેથી લાંબું આયુષ્ય મળે છે.૧૦૭ પુરુષે દિવસે મૈથુન કરવું નહિ, વેશ્યા સાથે મૈથુન કરવું નહિ, તેમ વાંઝણી સાથે મૈથુન કરવું નહિ, તથા જેણે ઋતુનું સ્નાન કર્યું ન હોય, તેવી સ્ત્રી સાથે પણ ગમન કરવું નહિ. આમ કરવાથી પુરુષને લાંબું આયુષ્ય મળે છે.૧૦૮ પોતપોતાનાં તીર્થમાં આચમન કરીને† કાર્ય કર્યા પછી ત્રણ વાર આચમન કરવું, અને બે વાર મુખશુદ્ધિ કરવી; એમ કરવાથી પુરુષ શુદ્ધ થાય છે.૧૦૯ મનુષ્યે જળથી ઇંદ્રિયોનો એક વાર સ્પર્શ કરવો ( ધોઈ નાંખવી ), અને પછી ત્રણ વાર પાણીથી પ્રોક્ષણ કરવું. ત્યાર બાદ વેદમાં કહ્યા પ્રમાણે દેવનાં તથા પિતૃનાં કાર્ય કરવાં.૧૧૦ હે કુરુકુલોત્પન્ન! બ્રાહ્મણોને માટે જે શુદ્ધિ છે, તે તું મારી પાસેથી સાંભળ તથા ભોજનના આરંભમાં ને અંતમાં જે હિતકારક તથા પવિત્ર એવું શૌચ છે,તે પણ તું સાંભળ.૧૧૧ બ્રાહ્મણે સર્વ પ્રકારના શૌચમાં બ્રાહ્મતીર્થથી અંગુઠાના મૂળ પ્રદેશવડે આચમન કરવું, તેમ બડખો કાઢીને કે ક્ષુર કર્મ કરીને આચમન કરવું; તેમ કરી આચમન કરવાથી પુરુષ પવિત્ર થાય છે.૧૧૨ વૃદ્ધ સંબંધીને તથા દરિદ્રી મિત્રને (અનાથને, બહેનને, ગુરુને, કુલીનને અને પંડિતને) ઘરમાં રાખવાં. તેમ કરવાથી ધન ને આયુષ્યનો લાભ થાય છે.૧૧૩ પારેવાં, પોપટ તથા સારિકા ( મેના ) આ પક્ષીઓ ઘરમાં મંગળકારક છે; પણ તૈલપાયિક (એક જાતનું પક્ષી), ઉદ્દીપકા ( આગીઆ), ગીધ, કપોત, ભમરો૧૧૪ જ્યારે ઘરમાં પ્રવેશ કરે ત્યારે શાંતિ જ કરવી; કારણ કે આ સર્વે પક્ષીઓ અમાંગળિક કહેવાય છે. તે પ્રમાણે જ મહાત્મા પુરુષોની નિંદા પણ અમંગળકારક છે.૧૧૫ મહાત્મા પુરુષોનાં અત્યંત ગુહ્ય કર્મ કોઇપણ દિવસ કોઈને કહેવાં નહિ; તથા અગમ્ય સ્ત્રીની સાથે, રાજાની રાણી સાથે અને તેની સ્નેહી સ્ત્રીઓ સાથે ગમન કરવું નહિ.૧૧૬ હે યુધિષ્ઠિર! વૈદ્યોની, બાળકની, વૃદ્ધોની, સેવકોની, ભાઇઓની, બ્રાહ્મણોની, શરણાગતની૧૧૭ તથા, હે રાજેંદ્ર! સંબંધીઓની સ્ત્રીઓ સાથે પણ ગમન કરવું નહિ. ઉપર કહ્યા પ્રમાણે વર્તનારો પુરુષ લાંબુ આયુષ્ય મેળવે છે. બ્રાહ્મણોએ તથા સુતારોએ જે ઘર બાંધ્યું હોય૧૧૮ તે ઘરમાં, હે રાજા! કલ્યાણની ઇચ્છા રાખનારા બુદ્ધિમાન્ પુરુષે સદા વાસ કરવો. હે રાજન્! સંધ્યાકાળે સુવું નહિ, તેમ વિદ્યાભ્યાસ પણ કરવો નહિ;૧૧૯ તથા બુદ્ધિમાન્ પુરુષે સાયંકાળે ભોજન પણ કરવું નહિ. આમ વર્તનારો પુરુષ મહાન્ આયુષ્ય મેળવે છે. રાત્રે પિતૃનાં શ્રાદ્ધાદિક કર્મ કરવાં નહિ, ભોજન કર્યા પછી કેશના સંસ્કારો ( ઓળવા, તેલ નાંખવું વગેરે ) કરવા નહિ,૧૨૦ તથા કલ્યાણની ઇચ્છા રાખનારા પુરુષે રાત્રે સ્નાન કરવું નહિ ( અર્થાત્ રાત્રે ઘેર માથાબોળ નહાવું નહિ). તથા, હે ભરતવંશી રાજા! નિત્ય રાત્રે સાથવો ખાવો નહિ.૧૨૧ વળી રાત્રે સર્વ જાતનાં પાનકો ( શરબતો) તથા ભોજન સમયે પાણી પણ પીવું નહિ, તેમ રાત્રે કોઇને ધરાય ત્યાં સુધી ભોજન કરાવવું નહિ, તેમ પોતે પણ ધરા-

* આ શ્લોકમાં જે ઉચ્છિષ્ટ આપવાનું કહ્યું છે તે પુત્ર, શિષ્ય, નાનો ભાઈ વગેરેને જ આપવું, પરંતુ બીજાઓને આપવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે.

† જૂદી જૂદી અંગુલીના મધ્ય ભાગમાં તીર્થ કલ્પેલાં છે, તે તે તીર્થમાં ( અંગુલિવડે ) આચમન કરવું, એવો ભાવ છે.

ઈને જમવું નહિ ( અર્થાત્ થોડો આહાર કરવો).[૧૨૨] પક્ષીઓની હિંસા કરવી નહિ, પક્ષીનું માંસ ખાવું હોય તો વેચાતું લઇને ખાવું, પરંતુ પોતે જાતે પક્ષીને પોષી તેની હિંસા કરવી નહિ. મોટા કુળમાં ઉત્પન્ન થયેલી હોય, સારાં લક્ષણોવાળી હોય,[૧૨૩] અને ઉમરમાં આવી હોય, તેવી કન્યા બુદ્ધિમાન્ પુરુષે પરણવી. તે પછી તેમાં સંતાન ઉત્પન્ન કરવાં અને પોતાના કુળની સ્થિતિ બાંધવી.[૧૨૪] હે ભરતવંશી રાજા! પોતાના પુત્રોને ઉત્તમ વિદ્યાભ્યાસ કરાવવા માટે કુલીન ને ધર્મનિષ્ઠ વિદ્વાનોને સોંપવા; તેમ જ કન્યા ઉત્પન્ન કરીને કુળવાનના બુદ્ધિમાન્ પુત્રની સાથે પરણાવવી.[૧૨૫] હે ભરતવંશી રાજા! પોતાના પુત્રોને ઉત્તમ કુળમાં પરણાવવા; સેવકો પણ ઉત્તમ કુળમાંથી જ મેળવવા; યજ્ઞાદિક દેવકર્મ અને શ્રાદ્ધાદિક પિતૃકર્મ માથાબોળ સ્નાન કરીને કરવાં.[૧૨૬] જે નક્ષત્રમાં પુરુષનો જન્મ થયો હોય, તે નક્ષત્રમાં દેવકર્મ તથા પિતૃકર્મ કરવાં નહિ, પૂર્વાભાદ્રપદ તથા ઉત્તરાભાદ્રપદમાં પણ દૈવ તથા પિતૃકર્મ કરવાં નહિ, તથા, હે ભરતવંશી રાજા! કૃત્તિકા નક્ષત્રમાં પણ કરવાં નહિ[૧૨૭] તથા સર્વ દારુણ નક્ષત્રોમાં પણ કરવાં નહિ. તેમ જ પ્રત્યરિનો* તથા જ્યોતિષ શાસ્ત્રમાં જે નક્ષત્રોનો ત્યાગ કરવાનું કહ્યું હોય, તે સર્વનો ત્યાગ કરવો.[૧૨૮] પુરુષે સાવધાન થઇને પૂર્વ દિશા તરફ મુખ કરીને વાળ ઉતરાવવા. તેમ કરવાથી, હે રાજેંદ્ર! તે મોટું આયુષ્ય મેળવે છે.[૧૨૯] પારકાની તથા પોતાની નિંદા કરવી નહિ. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! પરનિંદા કરવાથી અધર્મ થાય છે, આમ કહેલું છે.[૧૩૦] હે નરોત્તમ! જે કન્યાનાં અંગ ઓછાં હોય, જેનું પ્રવર પોતાના પ્રવર સાથે મળતું હોય, જેને અધિક અંગ હોય તથા જે પોતાની માતાના કુળમાં ઉત્પન્ન થયેલી હોય (માતાની ગોત્રમાં પાંચની અંદર જ હોય) તેવી કન્યાને પરણવી નહિ.[૧૩૧] વૃદ્ધ સ્ત્રીનો, સંસાર તજી રહેનારી પરિવ્રાજિકાનો, તેમ જ પતિવ્રતા સ્ત્રીનો, હલકા વર્ણની સ્ત્રીનો અને પોતાના કરતાં ચઢિયાતા વર્ણની સ્ત્રીનો ત્યાગ કરવો.[૧૩૨] વિચક્ષણ પુરુષે જે કન્યાનું કુળ જાણવામાં આવે નહિ, તે કન્યા સાથે તથા હલકા કુળમાં ઉત્પન્ન થયેલી કન્યા સાથે વિવાહ કરવો નહિ; તારે પીંગળી આંખવાળી અને કોઢવાળી કન્યાને પરણવી પણ યોગ્ય નથી.[૧૩૩] જેના કુળમાં અપસ્મારનો રોગ હોય, તે કુળમાં જન્મેલી તથા હલકા કુળની કન્યા સાથે પણ વિવાહ કરવો નહિ; શ્વેત કોઢવાળાના કુળમાં તથા ક્ષયરોગીના કુળમાં જન્મેલી કન્યા સાથે પણ, હે રાજા! પરણવું નહિ.[૧૩૪] જે કન્યા લક્ષણોવાળી હોય તથા જેનાં લક્ષણો ગુણોએ કરીને પ્રશસ્તિત અર્થાત્ પ્રખ્યાત થયાં હોય, જે મનોહર અને દેખાવડી હોય, એવી કન્યાને તું પરણવાને યોગ્ય છે.[૧૩૫] હે યુધિષ્ઠિર! મોટા કુળની કન્યા સાથે અથવા તો પોતાના સમાન કુળની કન્યા સાથે પરણવું, પરંતુ કલ્યાણની ઇચ્છા રાખનારા પુરુષે હલકી જાતની કન્યા સાથે અથવા પતિતની કન્યા સાથે પરણવું નહિ.[૧૩૬] પ્રયત્નપૂર્વક અગ્નિને ઉત્પન્ન કરવો, અને પછી વેદમાં તથા બ્રાહ્મણ ગ્રંથોમાં જે કર્મ કરવાનાં કહ્યાં છે, તે સર્વ કર્મ કરવાં.[૧૩૭] સ્ત્રીઓની ઈર્ષા કરવી નહિ, પણ સંપૂર્ણ રીતે સ્ત્રીઓની રક્ષા કરવી. સ્ત્રીની ઈર્ષા કરવાથી આયુષ્યનો નાશ થાય છે, માટે ઈર્ષાનો ત્યાગ કરવો.[૧૩૮] દિવસે સુવાથી આયુષ્યનો નાશ થાય છે, તેમ સૂર્યોદય થતાં સૂધી સુઇ રહેવાથી પણ આયુષ્યનો નાશ થાય છે. સંધ્યાકાળે તથા રાત્રે ઉચ્છિષ્ટ સ્થિતિમાં સુવું નહિ ( અર્થાત્ મુખ ધોઈને સુવું).[૧૩૯] પરસ્ત્રીના સેવનથી, હજામત કરાવ્યા પછી (વાળ ઉતરાવ્યા પછી) સ્નાન નહિ કરવાથી આયુષ્યનો નાશ થાય છે. હે ભરતવંશી રાજા! કોઇપણ કર્મ યત્નથી કે મહેનતથી સાયંકાળે કરવાં નહિ, તથા અધ્યયન પણ કરવું નહિ.[૧૪૦] સંધ્યાકાળે ભોજન કરવું નહિ, સ્નાન કરવું નહિ (નહાવું નહિ), અભ્યાસ કરવો નહિ, સંધ્યાકાળે સાવધાન રહેવું ને બીજું કંઈપણ કરવું નહિ.[૧૪૧] હે નરાધિપ! સ્નાન કર્યા પછી બ્રાહ્મણોનું પૂજન કરવું, સ્નાન કરીને દેવોને તથા ગુરુને પ્રણામ કરવા.[૧૪૨] નિમંત્રણ વિના કોઇપણ ઠેકાણે જવું નહિ, પરંતુ (વગર નિમંત્રણે પણ) યજ્ઞમાં દર્શનને માટે જવું. હે ભરતવંશી રાજા! હરકોઈ ઠેકાણે જો પૂજા ન થાય તો તેવી રીતે જવાથી આયુષ્યનો નાશ થાય છે.[૧૪૩] પુરુષે એકલા પરદેશમાં જવું નહિ, તેમ રાત્રે પણ એકલા બહાર જવું નહિ. સાયં સંધ્યાકાળ થતા પહેલાં જ ઘરમાં આવવું.[૧૪૪] માતાની, પિતાની તથા ગુરુની આજ્ઞા પાળવી. હે નરશ્રેષ્ઠ! તે વિષયમાં હિતનો અથવા અહિતનો વિચાર કરવો નહિ.[૧૪૫] હે રાજા! ધનુર્વેદનો અભ્યાસ કરવા માટે, વેદનો અભ્યાસ કરવા માટે, હાથીની પીઠ ઉપર બેસવાનો, ઘોડાની પીઠ ઉપર બેસવાનો તથા રથમાં બેસીને ફરવાનો

* પાંચમી તારાને પ્રત્યરિ કહે છે, અને તેને માટે જ્યોતિઃશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

> स्वनक्षत्राद्दिननक्षत्रं यावद्गणयित्वा ।
> नवभिर्भागे हृते पंचमी तारा प्रत्यरिः॥

પોતાના જન્મ નક્ષત્રથી જે દિવસે કાર્ય કરવું હોય તે દિવસના નક્ષત્ર પર્યંત ગણીને તેને નવે ભાગવો. જો ત્રણ, પાંચ કે સાત શેષ રહે તો અશુભ જાણવું અને એક, બે, ચાર, છ, આઠ અથવા તો પૂર્ણ રહે તો શુભ જાણવું.

અભ્યાસ કરવો.૧૪૬ હે રાજેંદ્ર! તું પ્રયત્નવાન્ થા. પ્રયત્ન કરનારો પુરુષ સુખી થાય છે. શત્રુઓ, ભૃત્યો (સેવકો) તથા તેનાં પોતાનાં મનુષ્યો તેનો પરાભવ કરી શકતાં નથી.૧૪૭ હે ભરતવંશી રાજા! પ્રજાનું પાલન કરવામાં પરાયણ રહેનારો રાજા કોઈ પણ ઠેકાણે હાનિ મેળવતો નથી; તારે યુક્તિશાસ્ત્ર જાણવું જોઇએ તથા શબ્દશાસ્ત્ર પણ જાણવું જોઇએ.૧૪૮ હે રાજા! ગાંધર્વશાસ્ત્ર (સંગીતવિદ્યા) જાણવું જોઇએ, કળાઓ પણ જાણવી જોઇએ, પુરાણો, ઇતિહાસો તથા આખ્યાનો પણ જાણવાં જોઇએ.૧૪૯ મહાત્મા પુરુષોનાં ચરિત્ર પણ તારે નિત્ય સાંભળવાં જોઇએ, રજસ્વલા (અડકાયલી) સ્ત્રી સાથે ગમન કરવું નહિ, તેમ તેને બોલાવવી પણ નહિ.૧૫૦ સ્નાન કર્યા પછી ચોથે દિવસે રાત્રે વિચક્ષણ પુરુષે સ્ત્રી પાસે જવું. પાંચમે દિવસે જવાથી કન્યા અને છઠ્ઠે દિવસે જવાથી પુત્ર ઉત્પન્ન થાય છે.૧૫૧ ઉપર કહેલા વિધિ પ્રમાણે પંડિતે પત્નીની પાસે જવું. પોતાનાં, માતા તરફનાં તથા પિતા તરફનાં સંબંધીઓનો તથા મિત્રોનો સંપૂર્ણ રીતે સત્કાર કરવો.૧૫૨ હે રાજા! શક્તિ અનુસાર યજ્ઞો કરવા અને તેમાં વિવિધ દક્ષિણાઓ આપવી અને પછી અરણ્યમાં જઇને વાનપ્રસ્થના ધર્મ પાળવા.૧૫૩ હે યુધિષ્ઠિર રાજા! મેં તને આયુષ્યની વૃદ્ધિ કરનારાં આ લક્ષણો સંક્ષેપમાં કહ્યાં છે. આ સિવાય બીજાં કર્મ ત્રણ વેદ જાણનારા વૃદ્ધોની પાસેથી જાણી લેવાં.૧૫૪ આચાર (સદાચાર) કલ્યાણ કરનારો છે, આચાર કીર્તિને વધારનારો છે, આચારથી આયુષ્યની વૃદ્ધિ થાય છે, તથા આચાર આયુષ્યનો નાશ કરનારા અપલક્ષણનો નાશ કરે છે (અર્થાત્ અલ્પાયુષ્ય કરનારાં અપલક્ષણોનું બળ ચાલવા દેતો નથી). સર્વ શાસ્ત્રોમાં આચારને શ્રેષ્ઠ કહેવામાં આવે છે. ધર્મ આચારથી ઉત્પન્ન થાય છે, અને આયુષ્ય ધર્મથી વૃદ્ધિ પામે છે.૧૫૫-૫૬ બ્રહ્માએ સર્વ વર્ણના ઉપર દયા કરીને આ યશ આપનારું, આયુષ્યને આપનારું, સ્વર્ગને આપનારું, તથા મહાન્ કલ્યાણના સ્થાનરૂપ સદાચારનું આખ્યાન કહેલું હતું, તે મેં તને કહ્યું.૧૫૭

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां
'आयुष्यनुं आख्यान' ए नामनो
अध्याय १०४ थो समाप्त

## અધ્યાય ૧૦૫ મો

### ભ્રાતાઓનું પરસ્પર વર્તન

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! જ્યેષ્ઠ ભાઇઓએ નાના ભાઇઓની સાથે કેવી રીતે વર્તવું જોઇએ, તે મને કહો, તથા નાના ભાઇએ જ્યેષ્ઠ ભાઇઓની સાથે કેવી રીતે વર્તવું, તે મને કહો.૧

ભીષ્મ કહે છે:-હે તાત! તું નિત્ય જ્યેષ્ઠ ભાઈ છો, માટે તું જ્યેષ્ઠની પેઠે વર્ત, અને, હે ભરતવંશી રાજા! ગુરુ શિષ્ય તરફ જેવી ગુરુતાવાળી વૃત્તિ રાખે, તેવી ગુરુતાવાળી વૃત્તિ તારે નાના ભાઇઓ તરફ રાખવી.૨ ગુરુ જો ઉત્તમ બુદ્ધિનો ન હોય તો શિષ્ય તેની આગળ ઉત્તમ રીતે વ્યવહાર કરી શકતો નથી. હે ભરતવંશી રાજા! જો ગુરુ દીર્ઘદર્શી હોય છે, તો શિષ્ય પણ દીર્ઘદર્શી થાય છે. અર્થાત્ ગુરુના જેવી વૃત્તિ થાય છે, તેવી શિષ્યની થાય છે.૩ જ્યેષ્ઠ બંધુએ નાના ભાઇઓની પાસે કોઈ વખતે અંધ થવાનો સમય હોય ત્યારે અંધ પણ બની જવું (આંખ આડા કાન કરી જવા); અને કોઇ વાર જડ થવાનો સમય હોય ત્યારે જડ પણ થઈ જવું, અને સમજુ થવાને સમયે સમજુ પણ થવું, અને નાના ભાઇઓનો અપરાધ થયો હોય, તોપણ તેનો પરિહાર કરીને તેની સાથે વાતચિત કરવી.૪ હે કુંતિના પુત્ર! જો મોટો ભાઈ નાના ભાઇને સીધી કે આડી રીતે સુધારવાનો પ્રયત્ન કરે છે તો કેટલાએક શત્રુઓ એ પ્રકારનો અભ્યુદય જોઇને અત્યંત તપી જાય છે, અને તેઓ, ભાઇઓની વચ્ચે ભેદ પડાવવાની ઇચ્છાથી, પ્રત્યક્ષ રીતે ભાઇઓની વચ્ચે ભેદ પડાવે છે.૫ જ્યેષ્ઠ પુત્ર વૃદ્ધિ કરે છે, અથવા કુળનો નાશ કરે છે. જે કુળમાં જ્યેષ્ઠ પુત્ર દુષ્ટતાથી વર્તે છે, તે આખા કુળનો નાશ કરે છે.૬ જે જ્યેષ્ઠ ભાઈ નાના ભાઈઓની સાથે કપટથી વર્તે છે, તેને જ્યેષ્ઠ ભાઈ ગણવો નહિ, તેમ તેને ભાગ પણ આપવો નહિ, તથા રાજાઓએ તેને શિક્ષા કરવી.૭ કપટ કરનારો પુરુષ અવશ્ય પાપી લોકોમાં જાય છે, અને તેનો જન્મ નેતરનાં પુષ્પની પેઠે નિરર્થક જાણવો.૮ જે કુળમાં સર્વ અનર્થોથી ભરપૂર એવો પાપી પુરુષ જન્મે છે, તે પુરુષ કુળમાં અપકીર્તિને ઉત્પન્ન કરે છે, અને કુળની કીર્તિનો નાશ કરે છે.૯ સહોદર ભાઇઓ પણ જો હલકું કાર્ય કરતા હોય તો તેઓ પોતાના પિતાનો ભાગ લેવાને યોગ્ય ગણાતા નથી. તેમ (મોટો ભાઈ જો હલકું કર્મ ન કરતો હોય અને બીજા કરતા હોય તો તેણે નાનાને ભાગ આપવો નહિ; પણ બધા સમાન જ હોય તો) જ્યેષ્ઠ ભાઇએ નાના ભાઇઓને ભાગ નહિ આપતાં મીલકત પોતાની એકમાની કરવી નહિ.૧૦ જે પુરુષ, પિતાના ધનને નુકસાન કર્યા વગર (પિતાના ધનનો ઉપયોગ કર્યા વિના) જાતે માર્ગ ખેડીને જાંઘના પરિશ્રમથી ધન મેળવે છે, તે પુરુષે પોતે કર્મ કરીને

જે ધન મેળવ્યું હોય, તેમાંથી પોતાની ઇચ્છા ન હોય તો નાના ભાઇઓને કંઈ આપવું નહિ.૧૧ ભાઇઓ વિભક્ત થયા ન હોય ( એક સાથે જ રહેતા હોય ) અને એક સાથે જ વ્યાપાર કરતા હોય તો પિતાએ પુત્રોના ભાગ કોઈ દિવસ વિષમ પાડવા નહિ ( અર્થાત્ દર એક પુત્રને સરખો ભાગ વહેંચી આપવો).૧૨ જ્યેષ્ઠ ભાઈ નઠારાં કર્મ કરનારો હોય કે સારાં કર્મ કરનારો હોય, તોપણ નાના ભાઇઓએ તેનું અપમાન કરવું નહિ. (કારણકે ગુરુ કે મોટેરાંનો અપરાધ ક્ષમાને પાત્ર છે) પણ જો સ્ત્રી અથવા નાનો ભાઈ દુષ્ટ હોય તો તેનાં સારાં કર્મમાં જ લક્ષ આપવું.૧૩ ધર્મને જાણનારા પુરુષો ધર્મને જ શ્રેયસ્ ( કલ્યાણ ) કહે છે. દશ ઉપાધ્યાય સમાન એક આચાર્ય ગણાય છે, અને દશ આચાર્ય સમાન એક પિતા ગણાય છે.૧૪ દશ પિતા સમાન અથવા આખી પૃથિવી સમાન એક માતા ગણાય છે, અને તે માતાનું ગૌરવ આખી પૃથ્વીના કરતાં પણ વધારે છે. માતાના સમાન કોઇ ગુરુ નથી.૧૫ ઉપર કહ્યા પ્રમાણે માતા ઉત્તમ ગણાય છે, અને મનુષ્યો તેને માન આપે છે. હે ભરતવંશી રાજા! પિતાના મરણ પછી જ્યેષ્ઠ ભ્રાતા પિતા સમાન ગણાય છે.૧૬ જ્યેષ્ઠ ભાઇએ નાના ભાઇઓની આજીવિકા ચલાવવી, તથા તેઓનું પાલન કરવું, અને સર્વે નાના ભાઇઓએ જ્યેષ્ઠ ભાઇની ઇચ્છાનુસાર વર્તવું, તથા તેને નમસ્કાર કરવા;૧૭ તથા પુત્રો જેમ પિતાના ઉપર આજીવિકા કરે, તેમ નાના ભાઇઓએ જ્યેષ્ઠ ભાઇના ઉપર આજીવિકા કરવી. હે ભરતવંશી રાજા! પિતા તથા માતા પુત્રના શરીરને ઉત્પન્ન કરે છે.૧૮ પરંતુ જે જન્મ આચાર્યને હાથે મળે છે, તે જન્મ સત્ય, અજર તથા અમર રહે છે. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જ્યેષ્ઠ બહેન માતા સમાન ગણાય છે.૧૯ વળી બાળકપણામાં જે ભાઈની વહુને ધાવ્યા હોઇએ, તે ભાઇની વહુ પણ માતા સમાન ગણાય છે.૨૦

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'ज्येष्ठ अने कनिष्ठ भाईनुं वर्तन' ए नामनो अध्याय १०५ मो समाप्त

## અધ્યાય ૧૦૬ મો
## ઉપવાસ સંબંધી નિયમ

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! સર્વ વર્ણના પુરુષોને તથા મ્લેચ્છોને ઉપવાસ કરવાની ઇચ્છા થાય છે, પરંતુ તેનું કારણ અમે જાણતા નથી.૧ હે પિતામહ! બ્રાહ્મણે તથા ક્ષત્રિયે નિયમો પાળવા, એમ અમે સાંભળ્યું છે, પરંતુ ચારે વર્ણે અને અન્ય સર્વેએ ઉપવાસ કેવી રીતે કરવો, તે મને કહો.૨ હે રાજા! નિયમોની તથા ઉપવાસોની મને વિધિ કહો. હે તાત! ઉપવાસ કરનાર પુરુષને કઈ ગતિ મળે છે? તે પણ મને કહો.૩ ઉપવાસ એ પરમ પુણ્ય છે, ઉપવાસ સર્વદા કરવા યોગ્ય છે. આવો ઉપવાસ કરીને, હે નરશ્રેષ્ઠ! પુરુષ કયા ફળને પામે છે?૪ ઉપવાસ કરનારો કેવી જાતના અધર્મમાંથી મુક્ત થાય છે, અને કેવી રીતે ધર્મને પ્રાપ્ત કરે છે? તથા, હે ભરતવંશશ્રેષ્ઠ! તે કેવી રીતે સ્વર્ગને તથા પુણ્યને પ્રાપ્ત કરે છે?૫ હે રાજા! ઉપવાસ કર્યા પછી પુરુષે કઈ વસ્તુનું દાન આપવું જોઇએ? તથા કયો ધર્મ કરવાથી પુરુષ સુખને અને અર્થને મેળવે છે, તે મને કહો.૬

વૈશંપાયન કહે છેઃ–આ રીતે ધર્મને જાણનારા કુંતીના પુત્ર યુધિષ્ઠિરે કહ્યું, એટલે ધર્મના તત્વને જાણનારા શંતનુના પુત્ર ભીષ્મે ધર્મના પુત્રને નીચે પ્રમાણે કહ્યુંઃ૭

ભીષ્મ બોલ્યાઃ–હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ઉપવાસના વિધિમાં જે શ્રેષ્ઠ ગુણો છે, તેના સંબંધમાં મેં પૂર્વે આ રીતે સાંભળ્યું છે.૮ હે ભરતવંશી રાજા! તું હમણાં જેમ મને પ્રશ્ન કરે છે, તેમ મેં પૂર્વે તપને ધન માનનારા એવા અંગિરા ઋષિને આ વિષે પ્રશ્ન કર્યો હતો.૯ મેં ઉપવાસ વિષે અગ્નિપુત્ર ભગવાન્ અંગિરાને પ્રશ્ન પૂછ્યો હતો તે ઉપરથી, હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! તેણે મને ઉપવાસનો પુણ્યકારક વિધિ કહ્યો હતો.૧૦

અંગિરા બોલ્યાઃ–હે કુરુનંદન! બ્રાહ્મણને તથા ક્ષત્રિયને ત્રણ રાત્રિ ઉપવાસ કરવાનો વિધિ છે. હે મહાપુરુષ! બ્રાહ્મણે તથા ક્ષત્રિયે એક, બે અથવા ત્રણ રાત્રિ ઉપવાસ કરવા, એમ કહ્યું છે.૧૧ પરંતુ વૈશ્યો અને શૂદ્રો જો મૂર્ખતાથી ત્રણ રાત અથવા બે રાત તેવા ઉપવાસ કરે છે તો તેમને ફળ મળતું નથી.૧૨ વૈશ્યને અને શૂદ્રને માટે, ધર્મ જાણનારા ધર્મશાસ્ત્રકર્તાઓએ બે રાત્રિ સુધી ઉપવાસ કરવા કહ્યું છે, પણ ત્રણ રાત્રિ ઉપવાસ કરવા કહ્યું નથી.૧૩* હે ભરતવંશી રાજા! પુરુષ પોતાના મનને નિયમમાં રાખી, જિતેંદ્રિય થઇને પંચમીએ, છઠ્ઠે અથવા પુનમે ઉપવાસ કરે અથવા તો એક વખત ભોજન કરે;૧૪ તો તે ક્ષમાવાન્, રૂપસંપન્ન અને શાસ્ત્રવેત્તા થાય છે; તે કોઈ પણ દિવસ પુત્ર વિનાનો, તેમ દરિદ્રી થતો નથી, પરંતુ બુદ્ધિમાન્ થાય છે.૧૫ જે પુરુષ પાંચમે

* આગલા શ્લોકમાં વૈશ્યાદિને બે રાત્રિ ઉપવાસ કરવાની ના કહી છે. મૂળમાં चतुर्थभक्तक्षपणम् એવું કહ્યું છે, અને ટીકાકાર નીલકંઠ તેનો બે રાત્રિનો ઉપવાસ કહે છે, અર્થાત્ ત્રીજે દિવસે ભોજન કરવું.

અથવા છઠ્ઠે દેવનું પૂજન કરી ઇચ્છાથી ઉપવાસ કરે છે, તે કુળમાં મોટો થઈ બ્રાહ્મણોને ભોજન કરાવે છે. હે કુરુકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર! જે પુરુષ અષ્ટમીને દિવસે અથવા કૃષ્ણ પક્ષની ચૌદશે[૧૬] ઉપવાસ કરે છે, તે પુરુષ અન્ય જન્મમાં રોગરહિત અને પરાક્રમી જન્મે છે. જે પુરુષ આખા માર્ગશીર્ષ મહિનામાં એક વખત ભોજન કરે છે,[૧૭] તથા બ્રાહ્મણોને શક્તિ અનુસાર ભોજન કરાવે છે, તે પુરુષ વ્યાધિમાંથી તથા પાપમાંથી મુક્ત થાય છે, સર્વ પ્રકારનાં કલ્યાણથી ભરપૂર રહે છે, અને તેની પાસે સર્વ પ્રકારની ઔષધિઓ વાસ કરે છે.[૧૮] (માર્ગશીર્ષ મહિનામાં) ઉપવાસ કરનાર બીજા જન્મમાં વ્યાધિ રહિત અને પરાક્રમી જન્મે છે, ખેતીવાડીવાળો, ઘણા ધનવાળો તથા ઘણા ધાન્યવાળો થાય છે.[૧૯] હે કુંતીના પુત્ર! જે પુરુષ આખો પોષ મહિનો એક વખત ભોજન કરીને વ્યતીત કરે છે, તે પુરુષ સારા ભાગ્યવાળો, દેખાવડો અને યશનો ભાગી બને છે.[૨૦] જે પુરુષ એક વખત ભોજન કરી નિયમ ધારણ કરીને માઘ મહિનો કાઢી નાંખે છે, તે પુરુષ શ્રીમાનના કુળમાં જન્મે છે, અને જ્ઞાતિમાં મહત્વને મેળવે છે.[૨૧] જે પુરુષ ભગદૈવત (ફાગણ) મહિનામાં એક વખત ભોજન કરે છે, તે પુરુષ સ્ત્રીઓમાં વહાલો થઈ પડે છે, અને સ્ત્રીઓ તેને વશ થાય છે.[૨૨] જે પુરુષ નિયમ ધારણ કરીને ચૈત્ર મહિનો એક વખત જમે છે, તે પુરુષ સુવર્ણ, મણિ, અને મોતીઓથી ભરપૂર એવા મોટા કુળમાં જન્મે છે.[૨૩] જે પુરુષ અથવા સ્ત્રી ઇંદ્રિયોને વશ કરીને આખો વૈશાખ મહિનો એક વખત ભોજન કરે છે, તે જ્ઞાતિમાં ઉત્તમપણાને પામે છે.[૨૪] જે પુરુષ અથવા તો સ્ત્રી જ્યેષ્ઠ મહિનામાં એક વખત ભોજન કરે છે, તે પુરુષ અથવા સ્ત્રી અતુલ ઐશ્વર્યને પામે છે.[૨૫] જે પુરુષ સાવધાન થઈને આષાઢ મહિનામાં એક વખત ભોજન કરે છે, તે પુરુષને બહુ ધન મળે છે, બહુ ધાન્ય મળે છે, અને બહુ પુત્રો થાય છે.[૨૬] જે પુરુષ શ્રાવણ મહિનામાં એક વખત ભોજન કરે છે અને નિયમ પાળે છે, તે પુરુષ જ્યાં જાય છે ત્યાં તેને અભિષેક થાય છે અને તે પોતાના સંબંધીઓની ઉન્નતિ કરે છે.[૨૭] જે પુરુષ પ્રૌષ્ઠપદ (ભાદરવા) મહિનામાં એક વખત ભોજન કરે છે, તે પુરુષ પુષ્કળ ગાયોનો સ્વામી થાય છે, અને તેને શત્રુ વિનાનું ઉજ્જવળ અચળ ઐશ્વર્ય મળે છે.[૨૮] જે પુરુષ આશ્વિન માસમાં એક વખત ભોજન કરે છે, તે પુરુષ બીજા જન્મમાં શુદ્ધ આચારવાળો, ઘણાં વાહનોવાળો તથા ઘણા પુત્રોવાળો જન્મે છે.[૨૯] જે પુરુષ કાર્તિક મહિનામાં એક વખત ભોજન કરે છે, તે પુરુષ બીજા જન્મમાં શૂરવીર, કીર્તિમાન્ અને ઘણી સ્ત્રીઓનો પતિ થાય છે.[૩૦]

હે નરવ્યાઘ્ર! આ રીતે ઉપવાસ કરનારાઓને માટે બાર મહિના અને તેનાં ફળ કહ્યાં છે. હવે, હે રાજા! તિથિઓના જે જે નિયમો છે, તે તે નિયમોને પણ તું સાંભળ![૩૧] હે ભરતવંશી રાજા! જે પુરુષ મહિનામાં એકએક પક્ષ વીત્યા પછી બીજા પક્ષમાં એક એક વખત ભોજન કરે છે, તે પુરુષ ગાયોવાળો, ઘણા પુત્રવાળો અને ઘણી સ્ત્રીઓવાળો થાય છે.[૩૨] જે પુરુષ બાર વર્ષ સુધી પ્રત્યેક મહિનામાં ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે, તે પુરુષ શત્રુવિનાનું મનુષ્યોના મંડળ ઉપર અધિપતિપણું મેળવે છે, અને તેમાં તેને અપયશ મળતો નથી.[૩૩] હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! આ સર્વે નિયમો પ્રવૃત્તિને અનુસરનારા પુરુષે બાર વર્ષ સુધી પાળવા.[૩૪] જે પુરુષ પ્રભાતમાં તથા સાયંકાળે ભોજન કરે છે અને વચ્ચેના સમયમાં જળનું પણ પાન કરતો નથી, નિત્ય અહિંસાપરાયણ રહે છે, અગ્નિમાં હોમ કરે છે,[૩૫] તે પુરુષ, હે રાજા! છ વર્ષમાં સિદ્ધ થાય છે, એમાં સંશય નથી, અને તે મનુષ્યને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.[૩૬] વળી તે પુરુષનાં પાપ દૂર થાય છે, અને પુણ્યશાળી એવો તે પુરુષ નૃત્યોથી તથા ગીતોથી ગાજી રહેલા અને હજારો સ્ત્રીઓથી ભરપૂર એવા અપ્સરાના લોકમાં રમે છે.[૩૭] વળી તે તપાવેલા સુવર્ણના જેવા ઝળઝળાટવાળી કાંતિવાળા વિમાનમાં બેસે છે, અને એક હજાર વર્ષ સુધી તે બ્રહ્મલોકમાં પૂજાય છે.[૩૮] તેનું પુણ્ય ક્ષીણ થયા પછી આ લોકમાં તે અવતરે છે અને ઉત્તમ કીર્તિને પ્રાપ્ત કરે છે. જે પુરુષ આખું વર્ષ એક વખત ભોજન કરે છે,[૩૯] તે પુરુષને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે, અને તે સ્વર્ગમાં દશ હજાર વર્ષ સુધી પૂજાય છે.[૪૦] તે પુણ્ય ભોગવી રહ્યા પછી તે આ લોકમાં અવતરે છે, અને ઉત્તમ માહાત્મ્યને પ્રાપ્ત કરે છે. જે પુરુષ આખું વર્ષ એક દિવસ ઉપવાસ કરીને બીજે દિવસ રાત્રિના ભોજન કરે છે,[૪૧] નિત્ય અહિંસામાં પરાયણ રહે છે, સત્ય બોલે છે અને ઇંદ્રિયોને વશ રાખે છે, તે પુરુષને વાજપેય યજ્ઞનું ફળ મળે છે,[૪૨] અને તે મનુષ્ય સ્વર્ગ લોકમાં દશ હજાર વર્ષ સુધી પૂજાય છે. હે કુંતીપુત્ર! જે પુરુષ એક વર્ષ સુધી છઠ્ઠે સમયે એટલે ત્રીજે દિવસે સાયંકાળે ભોજન કરે છે,[૪૩] તે મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે, અને તે પુરુષ જેમાં ચક્રવાક જોડેલા છે, એવા વિમાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે,[૪૪] અને ચાલીશ હજાર વર્ષ સુધી તે સ્વર્ગમાં

મોજ કરે છે. હે રાજા! જે પુરુષ એક વર્ષ સુધી આઠમે સમયે એટલે ચોથે દિવસે સાયંકાળે ભોજન કરે છે,[૪૫] તે પુરુષને ગવામયના યજ્ઞનું ફળ મળે છે, અને તે હંસ તથા સારસથી જોડેલા વિમાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે,[૪૬] અને સ્વર્ગમાં પચાસ હજાર વર્ષ સુધી આનંદમાં દિવસ ગાળે છે. હે રાજન્! જે પુરુષ એક વર્ષ સુધી એક પક્ષ વીતી ગયા પછી બીજા પક્ષમાં ભોજન કરે છે,[૪૭] તેને છ માસ અનશન વ્રત કરવાનું પુણ્ય મળે છે, એમ ભગવાન્ અંગિરા કહે છે, અને તે પુરુષ સાઠ હજાર વર્ષ સુધી સ્વર્ગમાં રહે છે;[૪૮] અને, હે રાજા! વીણાના, વલ્લકીના (એક જાતના વાજિત્રના), અને વાંસળીના ઘણા જ મધુર શબ્દોથી તે પુરુષને નિદ્રામાંથી જાગૃત કરવામાં આવે છે.[૪૯] કોઈ પુરુષ એક વર્ષ સુધી માસે માસે જળનું પાન કરે તો તે પુરુષને, હે રાજા! વિશ્વજિત્ યજ્ઞનું ફળ થાય છે;[૫૦]* અને સિંહ તથા વ્યાઘ્ર જેમાં જોડેલા છે, એવા વિમાનમાં બેસીને તે જાય છે, અને સ્વર્ગમાં સિત્તેર હજાર વર્ષ સુધી આનંદથી રહે છે.[૫૧] હે નરવ્યાઘ્ર! એક મહિના કરતાં વધારે ઉપવાસ કરવાનો શાસ્ત્રમાં વિધિ નથી. પરંતુ, હે પાર્થ! ધર્મવેત્તા મનુષ્યોએ ઉપવાસ કરવાનો વિધિ કહ્યો છે.[૫૨] જે મનુષ્ય દુઃખી ન હોય ને વ્યાધિ રહિત હોય, તેણે ઉપવાસ કરવો, અને તેવા ઉપવાસ કરનારાને પગલે પગલે યજ્ઞનું ફળ મળે છે, તેમાં સંશય નથી.[૫૩] તે પુરુષ હંસથી જોડેલા વિમાનમાં બેસીને જાય છે, અને સ્વર્ગમાં એક લાખ વર્ષ સુધી આનંદમાં રહે છે,[૫૪] અને તેની સાથે અપ્સરાઓની સો કન્યાઓ રમે છે. દુઃખી હોય વા રોગી હોય, પણ તે જો અનશન વ્રત કરે છે તો,[૫૫] તે સ્વર્ગમાં લાખ વર્ષ સુધી આનંદ કરે છે, અને તેને કટિમેખલાના તથા નૂપુરના શબ્દોથી નિદ્રામાંથી જાગૃત કરવામાં આવે છે.[૫૬] તે પુરુષ જેમાં હજાર હંસો જોડેલા છે, એવા વિમાનમાં બેસીને જાય છે, અને, હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! સેંકડો સ્ત્રીઓથી ભરપૂર એવા સ્વર્ગમાં અપ્સરાઓની સાથે રમે છે.[૫૭] એક પુરુષ ક્ષીણ થઈ જાય તો તેને પુષ્ટ કરનારું ઔષધ છે, એકને શરીરમાં ઘાવ પડ્યો હોય તો તેને રુઝાવનારું ઔષધ છે, એક રોગીને માટે ઔષધિનો સંગ્રહ છે, કોપાયમાન થયેલાને પ્રસન્ન કરનારી વસ્તુ પણ જગતમાં છે,[૫૮] એક દુઃખી થયેલા પુરુષનું દુઃખ ધનથી તથા સન્માનથી દૂર કરી શકાય છે; પરંતુ જે પુરુષને સ્વર્ગની કામના હોય છે અને તેમાં સુખ માને છે, તે પુરુષ ક્ષીણ, ઘાયલ વગેરે થયા છતાં પણ તેને પુષ્ટિકારક કે રુઝાવનારાં ઔષધો વગેરે રુચતાં નથી. તે તો દુઃખ સહન કરીને પોતાના તપને જ વધાર્યા કરે છે.[૫૯] એટલા માટે તપ કરનારો પુરુષ અલંકારથી અલંકૃત થઇને તથા (બહાર ને અંદરથી) પવિત્ર થઈને સેંકડો સ્ત્રીઓથી ભરપૂર સુવર્ણના કાંતિવાળા ને ઇચ્છાનુસાર જનારા વિમાનમાં બેસીને રમે છે.[૬૦] વળી તે પુરુષ સ્વસ્થ રહે છે, તેના સંકલ્પો સફળ થાય છે, તે પુરુષ સુખી રહે છે, અને તેનાં પાતકો નાશ પામે છે. જે મનુષ્ય અનશન વ્રત લઇને પોતાનો દેહ તજી દે છે, તેને પણ અન્ય જન્મમાં ફળ મળે છે.[૬૧] તે ઉગતા સૂર્યના સરખા તેજસ્વી, સુવર્ણના જેવા કાંતિમાન્, વૈદૂર્ય મણિ તથા મોતીઓથી જડેલા, વીણા અને મૃદંગના ધ્વનિથી ગાજી રહેલા,[૬૨] પતાકાઓથી તથા દીવીઓથી ભરપૂર, દિવ્ય ઘંટાઓથી ગાજી રહેલા, હજારો સ્ત્રીઓ જેમાં અનુચર તરિકે ફરે છે, એવા વિમાનમાં બેસીને સુખ ભોગવે છે.[૬૩] હે પાંડવ! તેના શરીરમાં જેટલાં રુંવાડાં હોય છે, તેટલાં હજાર વર્ષ સુધી તે સ્વર્ગમાં આનંદથી રહે છે.[૬૪] વેદના જેવું બીજું ઉત્તમ એકે શાસ્ત્ર નથી, માતા સમાન એકે ગુરુ નથી, ધર્મના જેવો એકે ઉત્તમ લાભ નથી, અને ઉપવાસના કરતાં વધારે એક પણ ઉત્તમ તપ નથી.[૬૫] આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણના કરતાં વધારે પવિત્ર કરનારો કોઈ પદાર્થ નથી, તેમ જ ઉપવાસના સમાન બીજું તપ નથી.[૬૬] દેવતાઓએ વિધિપૂર્વક ઉપવાસ કરીને સ્વર્ગ મેળવ્યું હતું, અને ઋષિઓએ ઉપવાસ કરીને પરમ સિદ્ધિ મેળવી હતી.[૬૭] બુદ્ધિમાન્ એવા વિશ્વામિત્રે દેવતાનાં એક હજાર વર્ષ સુધી એક વખત ભોજન કર્યું હતું, તેથી તે બ્રાહ્મણપણાને પામ્યા હતા.[૬૮] ચ્યવન, જમદગ્નિ, વસિષ્ઠ, ગૌતમ, ભૃગુ આ સર્વે ક્ષમાવાન્ મહર્ષિઓ, ઉપવાસ કરવાથી સ્વર્ગમાં ગયા હતા.[૬૯] પૂર્વે અંગિરાએ મહર્ષિઓને ઉપવાસનો વિધિ કહ્યો હતો. જે પુરુષ નિત્ય આ ઉપવાસનો વિધિ બીજાને કહે છે, તે દુઃખ ભોગવતો નથી.[૭૦] હે કુંતીના પુત્ર! આ ઉપવાસનો વિધિ પ્રથમ મહર્ષિ અંગિરાએ અનુક્રમથી પ્રવર્ત્તાવ્યો છે. જે પુરુષ આ ઉપવાસના વિધિને નિત્ય ભણે છે તથા શ્રવણ કરે છે, તે પુરુષનું પાપ નાશ પામે છે.[૭૧] વળી તે પુરુષ સર્વ પ્રકારના સંકર દોષોથી ( વર્ણસંકર કરનારા દોષોથી ) મુક્ત થાય છે.

---

* આ શ્લોકમાં આખું વર્ષ જળનો આહાર કરીને રહેવું એમ લખ્યું છે. તેના ઉપર ટીકાકાર નીલકંઠ ટીકા કરતાં કહે છે કે, 'યથાશ્રુતાર્થગ્રહણે જીવનાશપ્રસઙ્ગાત્' આ શ્લોકમાં જે અર્થનું શ્રવણ થાય છે, તે ગ્રહણ કરવામાં આવે તો ઉપવાસ કરનારાને મરવાનો પ્રસંગ આવે, માટે યુક્તિયુક્ત અર્થ કરવો.

દોષો તે પુરુષના મનનો પરાભવ કરી શકતા નથી. વળી તે પુરુષ પક્ષીઓના શબ્દને જાણે છે તથા તે પુરુષ બીજા પુરુષોમાં શ્રેષ્ઠ ગણાય છે, અને ધ્રુવ (અચળ) કીર્તિને મેળવે છે.૭૨

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'उपवासनो विधि' ए नामनो अध्याय १०६ ठ्ठो समाप्त

## અધ્યાય ૧૦૭ મો

### ઉપવાસના નિયમનું ફળ

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભીષ્મપિતામહ! આપ મહાત્મા એવા પિતામહે વિધિપૂર્વક યજ્ઞો કહ્યા, અને તેઓનાં આલોકમાં તથા પરલોકમાં મળનારાં સર્વે ફળો પણ તમે યથાર્થ રીતે કહ્યાં.૧ પરંતુ, હે પિતામહ! તે યજ્ઞો દરિદ્રો કરી શકે નહિ. કારણ કે યજ્ઞોમાં ઘણી વસ્તુઓ તથા અનેક જાતની સામગ્રીઓ જોઈએ.૨ હે પિતામહ! રાજાઓ અથવા રાજકુમારો યજ્ઞ કરી શકે, પરંતુ નિર્ધન મનુષ્યો, વિદ્યારહિત, એકલો પુરુષ, આટલા યજ્ઞ કરી શકતા નથી.૩ માટે દરિદ્ર, નિર્ધન, વિદ્યાદિક ગુણથી રહિત, એકલો અથવા સહાયતા વિનાનો પુરુષ પણ જે કર્મ કરી શકે૪ અને જેનું ફળ યજ્ઞોના ફળ સમાન હોય એવું કર્મ, હે પિતામહ! તમે મને કહો.

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! અંગિરાએ ફળો આપનારો ઉપવાસનો વિધિ કહ્યો છે.૫ તેનું ફળ યજ્ઞના ફળ જેવું છે, તે તું સાંભળ. જે પુરુષ પ્રભાતમાં તથા સાયંકાળે ભોજન કરે; પરંતુ વચ્ચે જળનું પાન પણ કરે નહિ;૬ કોઇની મન, વાણી કે કાયાથી હિંસા કરે નહિ, નિત્ય અગ્નિમાં હોમ કરે; આ રીતે તે પુરુષ છ વર્ષે સિદ્ધ થાય છે, એમાં સંશય નથી.૭ વળી તે પુરુષ ચળકતાં સુવર્ણનાં વિમાનને મેળવે છે, અને નૃત્યથી તથા ગીતથી ગાજી રહેલાં એવાં દેવાંગનાનાં જ્યાં ઘર છે એવા,૮ અગ્નિના જેવા પ્રકાશમાન પ્રજાપતિના લોકમાં એક પદ્મ સંખ્યા જેટલાં વર્ષ સુધી રહે છે. જે પુરુષ ત્રણ વર્ષ સુધી નિત્ય એક વખત ભોજન કરે છે,૯ તથા ધર્મપત્નીની વિષે પરાયણ રહે છે, તેને નિત્ય અગ્નિષ્ટોમનું ફળ મળે છે. અથવા જે પુરુષ ઇંદ્રને પ્રિય એવો યજ્ઞ કરીને ઘણા સુવર્ણનું દાન દે છે,૧૦ તે પુરુષ સત્યવાદી, દાનશીલ, બ્રાહ્મણભક્ત, ઇર્ષારહિત, ક્ષમાશીલ, ઇંદ્રિયોનો નિગ્રહકર્તા તથા ક્રોધરહિત થઇને પરમ ગતિને પામે છે,૧૧ અને તે પુરુષ બે પદ્મ જેટલાં વર્ષ સુધી શ્વેત વાદળાંના જેવા રંગના અને હંસ જોડેલા (હંસના આકારના) વિમાનમાં અપ્સરાઓની સાથે વસે છે.૧૨ જે પુરુષ નિત્ય બાર માસ સુધી બીજે દિવસે (એકેક દિવસને અંતરે) એક વખત ભોજન કરે અને નિત્ય અગ્નિમાં હોમ કરે,૧૩* નિત્ય પ્રભાતમાં જાગૃત થાય, નિત્ય અગ્નિસેવામાં પરાયણ રહે, તે પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.૧૪ વળી તેને હંસોથી જોડેલું વિમાન મળે છે, અને તે ઇંદ્રના લોકમાં ઉત્તમ સ્ત્રીઓથી વીંટાઇને વાસ કરે છે.૧૫ બાર માસ સુધી જે પુરુષ ત્રીજે ત્રીજે દિવસે એક વાર ભોજન કરે છે, તથા અગ્નિમાં હોમ કરે છે, નિત્ય અગ્નિમાં હોમ કરે છે,૧૬ નિત્ય અગ્નિહોત્રમાં પરાયણ રહે છે, નિત્ય પ્રભાતમાં જાગૃત થાય છે, તેને અતિરાત્ર નામના યજ્ઞનું ઉત્તમ ફળ મળે છે.૧૭ વળી તે પુરુષને મયૂરોથી તથા હંસોથી જોડેલું વિમાન મળે છે, અને તે પુરુષ સપ્તર્ષિઓના લોકમાં સદા અપ્સરાઓની સાથે વસે છે,૧૮ અને સમર્થ એવો તે પુરુષ ત્યાં ત્રણ પદ્મ સુધી વાસ કરે છે. જે પુરુષ ચોથે ચોથે દિવસે એક વખત ભોજન કરે છે,૧૯ આમ બાર મહિના સુધી જે કરે છે અને અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષને વાજપેય નામના યજ્ઞનું સર્વોત્તમ ફળ મળે છે.૨૦ વળી તે પુરુષને ઇંદ્રની કન્યા જેમાં બેઠી હોય એવું વિમાન મળે છે, અને તે પુરુષ લાખો વર્ષ સુધી ઇંદ્રના લોકમાં વાસ કરે છે,૨૧ તથા તે પુરુષ નિત્ય દેવરાજની ક્રીડાને જુએ છે. વળી જે પુરુષ પાંચમે દિવસે એક વખત ભોજન કરે છે,૨૨ એમ નિત્ય બાર માસ સુધી કરે છે અને અગ્નિમાં હોમ કરે છે, લોભ કરતો નથી, સત્ય ભાષણ કરે છે, બ્રાહ્મણોની ભક્તિ કરે છે, કોઇની હિંસા કરતો નથી,૨૩ કોઇની ઇર્ષા કરતો નથી, પાપકર્મ કરતો નથી, તે પુરુષને દ્વાદશાહ (બાર દિવસ સુધી કરવામાં આવતા) યજ્ઞનું ફળ મળે છે, તથા તે સુવર્ણના હંસ જોડેલા૨૪ ને સૂર્યની માળા સમાન કાંતિમાન્ એવા વિમાનમાં બેસે છે, તથા શ્વેત રંગના મોટા મંદિરમાં વાસ કરે છે, અને ચાર વધતા બાર આવર્ત (વર્ષ) સુધી૨૫ અને બીજાં શરાગ્નિ (શર પાંચ છે તેને ગુણ્યા સાત અગ્નિ એટલે ૩૫) વર્ષ સુધી એટલે એકાવન પદ્મ પર્યંત તે, સુખેથી સ્વર્ગમાં વાસ કરે છે. જે પુરુષ મૌનવ્રત ધારણ કરે છે અને છઠ્ઠે દિવસે એક વખત ભોજન કરે છે,૨૬ એમ નિત્ય બાર મહિના સુધી કરે છે, અગ્નિમાં હોમ કરે છે, નિત્ય ત્રણ સમય સ્નાન કરે છે, બ્રહ્મચર્ય પાળે છે, ઇર્ષા કરતો નથી,૨૭ તે પુરુષને ગોમેધ યજ્ઞનું

* અત્રે તાત્પર્ય એવું લાગે છે કે, એક દિવસ ઉપવાસ કરે અને બીજે દિવસે એકવાર ભોજન કરે, બે દિવસ ઉપવાસ કરે અને ત્રીજે દિવસે ભોજન કરે, એમ ઉત્તરોત્તર વિશેષ ઉપવાસ કરનારને ફળપ્રાપ્તિ કહી છે.

અનુત્તમ ફળ મળે છે, અને તેને અગ્નિની જ્વાળા સમાન કાંતિવાળું, હંસો તથા મયૂરોથી સેવાયલું,[૨૮] સુવર્ણના પતરાથી જડેલું એવું ઉત્તમ વિમાન મળે છે, અને તે વિમાનમાં અપ્સરાઓના ખોળામાં તે પુરુષ નિદ્રા કરે છે,[૨૯] તથા તેઓના ઝાંઝરના ઝણુકારાથી અને કટિમેખલાના ખણુખણાટથી જાગે છે, તથા તે પુરુષ હજાર કરોડ, ત્રણસો કરોડ,[૩૦] અઢાર પદ્મ, બે પતાકા (પદ્મ ઉપરની સંખ્યાનું નામ), પચાસ દશ હજાર, એકસો ઋક્ષચર્મ (એક સંખ્યાનું નામ),[૩૧] તથા શરીરનાં સાડા ત્રણ કરોડ રુંવાડાં છે તેટલાં વર્ષ સૂધી બ્રહ્મલોકમાં પૂજાય છે. જે પુરુષ સાતમે સાતમે દિવસે એક વખત ભોજન કરે છે,[૩૨] એમ બાર મહિના સૂધી નિત્ય કરે છે, અગ્નિમાં હોમ કરે છે, વાણીને નિયમમાં રાખે છે, બ્રહ્મચર્ય પાળે છે,[૩૩] પુષ્પની માળા, મદ્ય, માંસ વગેરેનો ત્યાગ કરે છે, તે પુરુષ પવનના લોકમાં તથા ઇંદ્રના લોકમાં જાય છે;[૩૪] અને ત્યાં ઇંદ્રના લોકમાં જેનું કાર્ય સિદ્ધ થયું છે, એવો તે પુરુષ ઠેકઠેકાણે દેવકન્યાઓથી પૂજાય છે, અને ઘણા સુવર્ણનાં દાન સહિત કરવામાં આવેલા યજ્ઞનું ફળ મેળવે છે,[૩૫] અને તે તે લોકોમાં ઘણા વર્ષો સૂધી અત્યંત સુખ ભોગવે છે. જે પુરુષ એક વર્ષ સૂધી આઠમે આઠમે દિવસે ભોજન કરે છે, સર્વના ઉપર ક્ષમાદૃષ્ટિ રાખે છે,[૩૬] નિત્ય દેવતાનું પૂજન કરે છે, અને અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષને પુંડરીક નામના યજ્ઞનું સર્વ કરતાં શ્રેષ્ઠ ફળ મળે છે,[૩૭] તથા તે પદ્મના જેવા રંગના વિમાનમાં બેસીને ફરે છે, અને શ્યામ રંગની, સુવર્ણના રંગની, ગૌર રંગની, તથા બીજી શ્યામાઓને,[૩૮] તથા તરુણ વયની, રૂપવતી તથા વિલાસવાળી સ્ત્રીઓને તે પુરુષ મેળવે છે, એમાં સંશય નથી. જે પુરુષ એક વર્ષ સૂધી નવમે નવમે દિવસે એક વખત ભોજન કરે છે,[૩૯] આમ નિત્ય બાર મહિના સૂધી કરે અને નિત્ય અગ્નિમાં હોમ કરે, તેને એક હજાર અશ્વમેધનું સર્વ કરતાં શ્રેષ્ઠ ફળ મળે છે.[૪૦] વળી તે પુરુષને કમળના જેવું શ્વેત રંગનું એક વિમાન મળે છે, અને પ્રદીપ્ત સૂર્યના જેવી અને અગ્નિના જેવી તેજસ્વી, દિવ્ય માળા પહેરનારી, એવી[૪૧] રુદ્રની કન્યાઓ તે પુરુષને સનાતન એવા અંતરિક્ષમાં ફરવાને લઈ જાય છે, અને ત પુરુષ અઢાર હજાર વર્ષ,[૪૨] અને એક લાખ કલ્પ સૂધી જૂદા જૂદા લોકોમાં આનંદ કરે છે. જે પુરુષ નિત્ય દશમે દશમે દિવસે એક વખત ભોજન કરે છે,[૪૩] તથા નિત્ય બાર માસ સૂધી અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષ સર્વ પ્રાણીઓના મનને હરનારા એવા બ્રહ્મકન્યાના ( સરસ્વતીના ) નિવાસસ્થાનમાં એટલે બ્રહ્મલોકમાં વાસ કરે છે.[૪૪] તેને હજાર અશ્વમેધ યજ્ઞનું ઉત્તમોત્તમ ફળ મળે છે. તે પુરુષને રૂપવાળી કન્યાઓ રમાડે છે.[૪૫] શ્યામકમળ તથા રક્ત કમળના જેવા રંગના, મંડળાકારે તથા ઘુમરીરૂપે ફરનારા,[૪૬] સમુદ્રના તરંગોની પેઠે ઉપર નીચે ગતિ કરનારા વિમાનને તે મેળવે છે. તેમાં અનેક જાતના મણિઓની માળાઓ ટાંગેલી હોય છે, અને શંખોના શબ્દોથી તે ગાજી રહેલું હોય છે.[૪૭] સ્ફટિક મણિના અને હીરાના તેમાં થાંભલાઓ તથા વેદીઓ કરેલી હોય છે. હંસોથી તથા સારસોથી ગાજી રહેલા આવા મોટા વિમાનમાં બેસીને તે ફરે છે.[૪૮] જે પુરુષ અગ્યારમે અગ્યારમે દિવસે હવિષ્નું ભોજન કરે છે, તથા બાર માસ સૂધી અગ્નિમાં નિત્ય હોમ કરે છે,[૪૯] પરસ્ત્રીની મન, વાણી કે શરીરથી અભિલાષા રાખતો નથી, માતાપિતાને માટે પણ જે અસત્ય ભાષણ કરતો નથી,[૫૦] તે પુરુષ વિમાનમાં બેઠેલા મહા બળવાન્ મહાદેવની પાસે જાય છે, અને તેને એક હજાર અશ્વમેધ યજ્ઞનું ઉત્તમોત્તમ ફળ મળે છે.[૫૧] તેની પાસે આવેલાં વિમાનમાં બેસીને તે સ્વાયંભુવનાં દર્શન કરે છે. સુવર્ણના જેવા વર્ણની રૂપવતી કુમારિકાઓ તેને[૫૨] રુદ્રોના દિવ્ય અને મનોહર એવા સ્થાનમાં લઈ જાય છે. ત્યાં પ્રલય સમયના અગ્નિના જેવી તેની કાંતિ થાય છે, અને ત્યાં તે અસંખ્ય વર્ષો સૂધી રહે છે.[૫૩] ત્યાં તે લાખ, કરોડ અને હજાર કરોડ વર્ષ સૂધી રહે છે, અને દેવોએ તથા દાનવોએ માનેલા રુદ્રને નિત્ય પ્રણામ કરે છે,[૫૪] અને રુદ્ર પણ તેને નિત્ય દર્શન આપે છે. જે પુરુષ એક વર્ષ સૂધી બારમે બારમે દિવસે ઘીપ્રાશન કરે છે,[૫૫] તેને સર્વમેધ યજ્ઞનું ફળ મળે છે, અને તેને બાર સૂર્યના જેવું પ્રકાશમાન વિમાન મળે છે,[૫૬] તથા કીમતી મોતીઓથી અને પ્રવાળોથી શોભાયમાન, ભાસ પક્ષીઓ, હંસો, સર્પો,[૫૭] મયૂરો અને ચક્રવાકોના શબ્દોથી ગાજી રહેલું, મોટા ગોખોવાળું એક સ્થાન બ્રહ્મલોકમાં મળે છે.[૫૮] અને, હે રાજન્! તે સ્થાન નિત્ય તેની સેવા કરનારા નરનારીઓથી ભરપૂર રહે છે. આ રીતે મહાભાગ ધર્મવેત્તા અંગિરા ઋષિએ કહ્યું છે.[૫૯] જે પુરુષ બાર મહિના સૂધી નિત્ય તેરમે દિવસે એક વખત હવિનું પ્રાશન કરે છે, તેને દેવયજ્ઞનું ફળ મળે છે,[૬૦] અને તે પુરુષ રક્ત પદ્મ નામનું વિમાન મેળવે છે. આ વિમાન રૂપાનું બનાવેલું હોય છે, તેમાં પુષ્કળ રત્નો બેસાડેલાં હોય છે,[૬૧] તેમાં દેવકન્યાઓ પણ હોય છે, દિવ્ય આભૂષણોથી તે શોભાયમાન કરેલું હોય છે,

પવિત્ર સુગંધવાળું હોય છે, દિવ્ય આકારનું હોય છે, વાયુ દેવતાથી તે વિમાન શોભી રહેલું હોય છે.[૬૨] આ વિમાનવાળા વાયુના લોકમાં લાખો, કરોડો અને અનંત પદ્મ વર્ષ સૂધી રહે છે.[૬૩] ગીતોના, ગાંધર્વોના, ભેરીઓના, અને નગારાના શબ્દોથી તેને સદા પ્રસન્ન કરવામાં આવે છે, અને દેવકન્યાઓ તે પુરુષની પૂજા કરે છે.[૬૪] જે પુરુષ બાર મહિના સૂધી ચૌદમે ચૌદમે દિવસે ઘૃતનું પ્રાશન કરે છે, તેને મહામેધનું ફળ મળે છે.[૬૫] જેનું વય તથા રૂપ આટલું કે આવું છે, એમ કહી શકાય નહિ તેવી, સારી રીતે શણગારેલી, ઘસીને ઉજાળેલા ને ચળકાટ મારતા સુવર્ણના બાજુબંધને ભુજામાં ધારણ કરનારી દેવકન્યાઓ વિમાનોમાં બેસીને તે પુરુષની પાસે આવે છે.[૬૬] વળી તે પુરુષને કલ-હંસોના મનોહર ધ્વનિવડે, ઝાંઝરોના ઝણુકારાવડે તથા કટિમેખલાના રણુકારાઓવડે નિદ્રામાંથી જગાડવામાં આવે છે.[૬૭] ઉક્ત પુરુષ દેવકન્યાઓના નિવાસસ્થાનમાં ગંગા નદીના તીર ઉપર જેટલી રેતી છે, તેટલાં વર્ષ સૂધી રહે છે.[૬૮] જે જિતેંદ્રિય પુરુષ બાર મહિના સૂધી પ્રત્યેક મહિનામાં એક એક પક્ષ (પખવાડીઉં) વીતી ગયા પછી એક વાર ભોજન કરે છે, અને નિત્ય અગ્નિમાં હોમ કરે છે,[૬૯] તે પુરુષને એક હજાર રાજસૂય યજ્ઞનું ફળ મળે છે, અને તે હંસોથી તથા મયૂરોથી જોડેલા દિવ્ય વિમાનમાં બેસે છે.[૭૦] તે વિમાન મણિઓના કડાંઓથી જડેલું હોય છે, સોનાથી મઢેલું હોય છે, દિવ્ય આભ-રણુ પહેરવાથી શોભાયમાન દેખાતી સુંદર સ્ત્રીઓવડે અલંકૃત હોય છે,[૭૧] તેમાં એક મોટો સ્તંભ હોય છે, તેને ચાર બારણાં હોય છે, તે સાત માળવાળું હોય છે, તેનું સારું માંગળિક રૂપ હોય છે, હજારો વૈજયંતી માળાથી શોભાયમાન હોય છે, ગીતોના ધ્વનિઓથી ગાજી રહેલું હોય છે,[૭૨] દિવ્ય ગુણોથી ભરપૂર હોય છે, એવા દિવ્ય વિમાનમાં તે બેસે છે. મણિઓ, મોતીઓ અને પ્રવાળોથી તે વિમાન શોભાયમાન હોય છે, તેની કાંતિ વિજળીના જેવી હોય છે.[૭૩] તે વિમાનમાં એક હજાર યુગસૂધી તે વસે છે. હાથમાં તરવાર ધારણ કરી હાથી ઉપર સ્વારી કરીને તે બહાર ફરવા નિકળે છે. જે પુરુષ સોળમે દિવસે એક વખત ભોજન કરે,[૭૪] એમ બાર મહિના સૂધી સદા કર્યા કરે, તેને સોમયજ્ઞનું ફળ મળે છે, અને તે પુરુષ નિત્ય સોમની કન્યાઓના નિવાસમાં (મંદિરમાં) રહે છે.[૭૫] તે પુરુષના શરીર ઉપર સૌમ્ય એવા ચંદનનો લેપ હોય છે, તથા તેને જ્યાં જવું હોય ત્યાં મરજી પ્રમાણે જઈ શકે છે; સુંદર દેખાવવાળી, મધુર ભાષણ કરનારી સ્ત્રીઓ[૭૬] તે પુરુષનું પૂજન કરે છે, અને તે પુરુષ વિમાનમાં બેસીને ઇચ્છાનુસાર ભોગોને દશ પદ્મ તથા દશ કલ્પ સૂધી ભોગવે છે.[૭૭] જે પુરુષ સોળ દિવસ સૂધી ઉપવાસ કરીને સત્તરમે દિવસે હવિ(ઘી)નું પ્રાશન કરે છે,[૭૮] આમ બાર મહિના સૂધી નિત્ય કરે છે તથા અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષ વરુણના, ઇંદ્રના અથવા રુદ્રના સ્થાનમાં જાય છે,[૭૯] અથવા મારુતોના કે ઉશનાના સ્થાનમાં તથા બ્રહ્મલોકમાં પણ જાય છે. તે લોકોમાં દેવોની કન્યાઓ તેને બેસવાને આસન આપીને તેનો સત્કાર કરે છે.[૮૦] ત્યાં ભૂર્ ભુવરૂપ દેવર્ષિ વિશ્વરૂપનાં દર્શન કરે છે, અને ત્યાં દેવાધિદેવ(બ્રહ્મા)ની કન્યાઓ તેની સાથે વિહાર કરે છે.[૮૧] અને બ્રહ્માની એ કન્યાઓ રૂપવાળી અને મધુર સ્વરવાળી બત્રીશ છે, અને, હે રાજા! જ્યાં સૂધી આકાશમાં ચંદ્ર અને સૂર્ય વિરાજે છે[૮૨] ત્યાં સૂધી તે ધીર પુરુષ ઉપર કહેલા બ્રહ્માદિક લોકમાં રહે છે, અને અમૃતરસનું પાન કરે છે. જે પુરુષ અઢારમે દિવસે એક વખત ભોજન કરે છે,[૮૩] એમ બાર મહિના સૂધી નિત્ય ભોજન કરે, તે પુરુષ સાત લોકનાં દર્શન કરે છે, અને તેની પાછળ પાછળ મોટો ધ્વનિ કરનારા રથો જાય છે.[૮૪] અને તે રથો કાંતિવાળા અને સારી પેઠે શોભાયમાન કરેલા હોય છે, તથા તે રથોમાં દેવોની કન્યાઓ બેઠેલી હોય છે, વળી તેમાં વાઘ તથા સિંહ જોડેલા હોય છે, તે મેઘની ગર્જના સમાન ગર્જના કરે છે.[૮૫] એવા ઉત્તમ અને દિવ્ય વિમાનમાં તે પુરુષ બેસે છે, અને અત્યંત સુખ ભોગવે છે. તે વિમાનમાં એક કલ્પ સૂધી દેવોની કન્યાઓ સાથે તે આનંદ કરે છે;[૮૬] તથા અમૃતના જેવા અર્થાત્ દેવોના ઉપભોગમાં આવનારા અમૃતના જેવા જ અમૃતના રસનું પાન કરે છે. જે પુરુષ ઓગણીસમે દિવસે એક વખત ભોજન કરે છે,[૮૭] આમ બાર માસ સૂધી પ્રત્યેક મહિને કરે છે, તે પુરુષને સાત લોકનાં દર્શન થાય છે, અને તે પુરુષ અપ્સરાઓના ગણુથી સેવાતા ઉત્તમ લોકને મેળવે છે,[૮૮] તથા ગંધર્વોના સંગીતથી ગાજી રહેલા, સૂર્યના જેવી કાંતિવાળા વિમા-નમાં દેવાંગનાઓની સાથે આનંદ કરે છે, અને સર્વ દુઃખોથી રહિત થઈ શાંતિમાં જીવન ગાળે છે,[૮૯] તથા લાખો વર્ષ સૂધી દિવ્ય વસ્ત્રો ધારણ કરી શ્રીમાન્ થઈને રહે છે. જે પુરુષ બાર માસ સૂધી પ્રત્યેક મહિનામાં વીસમે દિવસે એક વખત ભોજન કરે છે,[૯૦] સત્ય ભાષણ કરે છે, ચાંદ્રાયણાદિક વ્રત કરે છે, માંસનું ભોજન કરતો નથી, બ્રહ્મચારી રહે છે, સર્વ પ્રાણી-ઓના હિતમાં તત્પર રહે છે, આમ બાર માસ સૂધી રહે છે,[૯૧] તે પુરુષ આદિત્યોના રમણીય અને વિશાળ લોકોમાં જાય છે, અને દિવ્ય માળાઓ પહેરનારા

તથા દિવ્ય ચંદન ચર્ચનારા ગંધર્વો અને અપ્સરાઓ,૯૨ તથા સુવર્ણનાં અને મનને ગમે તેવાં વિમાનો તેની પાછળ પાછળ જાય છે. જે પુરુષ બાર માસ સૂધી પ્રત્યેક મહિનામાં એકવીસમે દિવસે એક વખત ભોજન કરે છે,૯૩ તથા બાર માસ સૂધી નિત્ય અગ્નિમાં હોમ કરે છે, તે ઉશનાના દિવ્ય લોકમાં અને શક્ર લોકમાં જાય છે,૯૪ અને અશ્વિનોના તથા મારુતના લોકમાં પણ જાય છે અને નિત્ય સુખમાં મોજ કરે છે. કોઈ પણ પ્રકારનું દુઃખ અનુભવ્યા વિના તે ઉત્તમ વિમાનમાં બેસે છે,૯૫ ઉત્તમ સ્ત્રીઓ તેની સેવા કરે છે, અને તે મહાત્મા અમર એટલે ઇંદ્રની માફક ખેલે છે. જે પુરુષ બાવીશ બાવીશ દિવસે એકવાર ભોજન કરે છે,૯૬ એમ નિત્ય બાર માસ સૂધી અગ્નિષ્ટોમ પણ કરે છે, અહિંસા ધર્મમાં પરાયણ રહે છે, બુદ્ધિમાન્ હોય છે, સત્ય ભાષણ કરે છે, કોઇની ઈર્ષા કરતો નથી,૯૭ તે સૂર્યની સમાન કાંતિવાળો પુરુષ વસુઓના લોકોમાં જાય છે, ઇચ્છાનુસાર ગતિ કરી શકે છે, અમૃતનો આહાર કરે છે, ઉત્તમ વિમાનમાં બેસે છે,૯૮ અને પંડે દિવ્ય આભૂષણોથી શણગારીને દેવકન્યાઓની સાથે ક્રીડા કરે છે. જે પુરુષ બાર માસ સૂધી ત્રેવીસ ત્રેવીસ દિવસે એક વખત ભોજન કરે છે,૯૯ આહાર થોડો કરે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, તે પુરુષ વાયુના, ઉશનસના તથા રુદ્રના લોકમાં જાય છે;૧૦૦ ઇચ્છાનુસાર ગતિ કરી શકે છે, મનમાં આવે ત્યાં ફરે છે, અપ્સરાઓ તેનું પૂજન કરે છે, અને તે અનેક વર્ષો સૂધી ઉત્તમ વિમાનમાં બેસે છે;૧૦૧ દેવકન્યાઓની સાથે ક્રીડા કરે છે, અને દિવ્ય આભૂષણોથી શણગાર સજીને રહે છે. જે પુરુષ બાર મહિના સૂધી પ્રત્યેક મહિનામાં ચોવીશ ચોવીશમે દિવસે ઘીનું પ્રાશન કરે છે,૧૦૨ તથા અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષ સૂર્યના લોકમાં ઘણા વખત સૂધી આનંદથી રહે છે,૧૦૩ દિવ્ય માળા તથા વસ્ત્રોને ધારણ કરે છે, શરીર ઉપર દિવ્ય ગંધનો લેપ લગાડે છે, તથા તે હંસોથી જોડેલા મનોહર એવા સુવર્ણના દિવ્ય વિમાનમાં૧૦૪ લાખો દેવકન્યાઓની સાથે ક્રીડા કરે છે. જે પુરુષ પચીસ પચીસમે દિવસે એક સમય ભોજન કરે છે,૧૦૫ આમ નિત્ય બાર માસ સૂધી કરે છે, તે પુરુષ ઉત્તમ વિમાનમાં બેસીને ફરે છે, તથા જેમાં સિંહ અને વાઘ જોડેલા છે, જે મેઘની ગર્જના જેવી ગર્જના કરે છે,૧૦૬ તથા માંગળિક ધ્વનિ કરનારા રથો તેની પાછળ પાછળ જાય છે. આ રથોમાં દેવકન્યાઓ બેઠી હોય છે, વળી તે રથ સુવર્ણના હોય છે ને નિર્મળ તથા શુભ હોય છે.૧૦૭ તે પુરુષ અત્યંત મનોહર તથા દિવ્ય ઉત્તમ વિમાનમાં એક કલ્પ સૂધી સેંકડો સ્ત્રીઓના મંડળ સાથે વાસ કરે છે;૧૦૮ ત્યાં અમૃતની પેઠે દેવતાના ભોગરૂપ અમૃતની પેઠે ઉત્તમ એવા સુધાના રસનું પાન કરે છે. જે પુરુષ બાર મહિના સૂધી પ્રત્યેક મહિનામાં છવીસ છવીસમે દિવસે એક વખત ભોજન કરે છે,૧૦૯ નિયમો પાળે છે, નિયમ પ્રમાણે ભોજન કરે છે, ઇંદ્રિયોને જિતે છે, રાગરહિત થાય છે, અને અગ્નિમાં હોમ કરે છે,૧૧૦ તે મહા ભાગ્યશાળી પુરુષની અપ્સરાનાં ટોળાંઓ પૂજા કરે છે, અને તે સાત મરુતના લોકો તથા આઠ વસુના લોકો મેળવે છે.૧૧૧ સર્વ પ્રકારનાં રત્નો જેમાં જડેલાં છે એવાં, શણગારેલાં, સ્ફટિકનાં દિવ્ય વિમાનોમાં બેસીને તે ફરે છે, ગંધર્વો તથા અપ્સરાઓ તેની પૂજા કરે છે,૧૧૨ અને તે દિવ્ય તેજ પ્રાપ્ત કરીને દેવતાના બે હજાર યુગ સૂધી સુખ ભોગવે છે. જે પુરુષ સત્તાવીશ સત્તાવીશમે દિવસે એક વખત ભોજન કરે છે,૧૧૩ આમ બાર માસ સૂધી નિત્ય કરે તથા અગ્નિમાં હોમ કરે, તે પુરુષને પુણ્યનું મહાન્ ફળ મળે છે, અને તે દેવલોકમાં પૂજાય છે,૧૧૪ ત્યાં વાસ કરીને અમૃતનું ભોજન કરે છે, તૃષ્ણાથી રહિત રહે છે, સુખ ભોગવે છે, અને વળી, હે રાજન્! તે દેવર્ષિના જેવું, રાજર્ષિના જેવું સુખ ભોગવે છે;૧૧૫ તેનો આત્મા દિવ્ય થાય છે, તે દિવ્ય વિમાનમાં બેસીને મનગમતી સ્ત્રીઓ સાથે વિહાર કરે છે, મદવડે ઉત્કટ રહે છે.૧૧૬ આ રીતે તે પુરુષ ત્રણ હજાર યુગ સૂધી સુખમાં રહે છે. જે પુરુષ પ્રત્યેક મહિનામાં અઠ્ઠાવીસ અઠ્ઠાવીસમે દિવસે એક વખત ભોજન કરે છે,૧૧૭ એમ બાર મહિના સૂધી કરે છે, પોતાના મનને તથા ઇંદ્રિયોને વશ રાખે છે, તે પુરુષને દેવર્ષિઓની પેઠે ઘણાં પુણ્યનું ફળ મળે છે.૧૧૮ વળી તે ભોગ ભોગવે છે, સૂર્યના જેવો તેજસ્વી અને નિર્મળ રહે છે, તથા વિહાર કરનારી, સુંદર કાંતિવાળી, કોમળાંગી,૧૧૯ જેના સ્તન, જઘન તથા સાથળ સ્થૂળ (ઘટ્ટ) છે એવી દિવ્ય આભરણોથી શણગારેલી સ્ત્રીઓ, મનને સુંદર લાગે તેવાં, સૂર્યના જેવાં કાંતિવાળાં,૧૨૦ સર્વ ઠેકાણે ઇચ્છાનુસાર ગતિ કરનારાં દિવ્ય વિમાનમાં લાખો કલ્પો સૂધી ઉપર કહેલા વ્રતને કરનારા પુરુષને રમાડે છે. જે પુરુષ પ્રત્યેક મહિનામાં ઓગણત્રીશ ઓગણત્રીશમે દિવસે એક વખત ભોજન કરે છે,૧૨૧ આમ બાર મહિના સૂધી કરે છે, તથા સત્ય ભાષણ કરે છે, તે પુરુષને દેવર્ષિ અને રાજર્ષિએ પૂજેલા શુભ તથા દિવ્ય લોકો મળે છે.૧૨૨

વળી તેને સૂર્ય તથા ચંદ્રના જેવું કાંતિવાળું દિવ્ય વિમાન મળે છે, જે સોનાનું હોય છે, સર્વ રત્નોથી ભરપૂર હોય છે,૧૨૩ જેમાં અપ્સરાઓનું મંડળ બેઠેલું હોય છે, અને ગંધર્વોના ગીતથી જે ગાજી રહેલું હોય છે, તે વિમાનમાં દિવ્ય આભરણોથી શોભાયમાન નારીઓ,૧૨૪ મનને ગમે તેવી મધુરી અને મદથી ઉત્કટ થયેલી સુંદરીઓ હોય છે, તે તે પુરુષને રમાડે છે. તે પુરુષ પણ સર્વ પ્રકારના ભોગ ભોગવે છે, તેજસ્વી થાય છે, તેની કાંતિ વૈશ્વાનરની સમાન થાય છે,૧૨૫ તથા તે દિવ્ય પુરુષ દિવ્ય શરીરથી દેવની પેઠે શોભી રહે છે, અને તે વસુના, પવનના, સાધ્યના, અશ્વિની-કુમારના,૧૨૬ અને રુદ્રના લોકમાં તથા બ્રહ્માના લોકમાં જાય છે. વળી જે પુરુષ એક એક મહિનો વીત્યા પછી એક વખત ભોજન કરે છે, અને મનને શાંત રાખે છે,૧૨૭ આમ બાર માસ સૂધી દરેક મહિને એક જ વખત ભોજન કરે છે, તે પુરુષ બ્રહ્મ-લોકમાં જાય છે, ત્યાં તે શ્રીમાન્ થાય છે, અમૃતના રસનો આહાર કરે છે, સર્વના મનને હરણ કરે તેવો થાય છે;૧૨૮ તેજમાં, શરીરમાં, તથા શોભામાં સૂર્યની પેઠે દીપી રહે છે, દિવ્ય પુષ્પની માળાને ધારણ કરે છે, દિવ્ય ચંદનને શરીર ઉપર લગાડે છે,૧૨૯ સુખમાં રચ્યોપચ્યો રહે છે, ભોગો ભોગવે છે, દુઃખોને જાણતો નથી, અને વિમાનમાં ત્યાં સ્વયં પ્રભાવાળી સ્ત્રીઓ તેનો મહિમા ગાય છે;૧૩૦ તથા રુદ્રની અને દેવર્ષિઓની કન્યાઓ પણ તેની સતત પૂજા કરે છે. તે સર્વે કન્યાઓ અનેક પ્રકારનું રમણ કરનારી અને સુંદર રૂપવાળી હોય છે, અનેક ઈચ્છાવાળી હોય છે,૧૩૧ અનેક જાતનાં મધુર ભાષણો કરનારી હોય છે, નાના પ્રકારની રતિવાળી હોય છે. જે વિમાનમાં તે પુરુષ બેસે છે, તે વિમાનની કાંતિ સૂર્ય તથા વૈદૂર્યના જેવી હોય છે, વિમાનનો આકાર આકાશના જેવો એટલે ગોળાકાર હોય છે,૧૩૨ તે વિમાન પાછળના ભાગમાં ચંદ્રમાના જેવું હોય છે, આગળના ભાગમાં વાદળી રંગનું હોય છે, જમણી તરફ લાલ રંગનું હોય છે, નીચેના ભાગમાં લીલા રંગનું હોય છે,૧૩૩ અને ઉપરના ભાગમાં અનેક રંગનું હોય છે, તેમાં ઘણા પુરુષો હોય છે તે તેની પૂજા કરે છે. જેટલા હજાર વર્ષ સુધી જંબુદ્વીપમાં વરસાદ વરસે છે,૧૩૪ તેટલાં હજાર વર્ષ સુધી તે ધીમાન્ પુરુષ બ્રહ્મલોકમાં રહે છે. વળી વર્ષાકાળમાં આકાશ-માંથી જેટલાં વરસાદનાં બિંદુઓ પડે છે,૧૩૫ તેટલાં વર્ષ સુધી તે પુરુષ બ્રહ્મલોકમાં રહે છે, અને તેની કાંતિ દેવના સરખી થાય છે. જે પુરુષ દશ વર્ષ સૂધી એક એક મહિનો ઉપવાસ કરીને એકત્રીસમે દિવસે ભોજન કરે છે, તેને ઉત્તમ એવો સ્વર્ગલોક મળે છે.૧૩૬ અને તે મહર્ષિપણાને પામીને શરીર સાથે સ્વર્ગમાં જાય છે. જે પુરુષ મૌનવ્રત ધારણ કરી, ઇંદ્રિયોને વશ રાખી, ક્રોધનો વિજય કરી, શિશ્ન તથા ઉદરને પણ વશ કરીને, એટલે વિષયથી ઉપરામ પામીને તથા અભક્ષ્ય પદાર્થનો ત્યાગ કરીને,૧૩૭ નિયમ-પૂર્વક નિત્ય અગ્નિમાં હોમ કરે છે, સંધ્યાવંદન કરે છે, આ પ્રમાણે ઘણા નિયમો પાળીને પવિત્ર રહે છે, અને ઉપર કહેવા પ્રમાણે ભોજન કરે છે,૧૩૮ તથા જે આકાશની પેઠે નિર્મળ સ્વભાવનો હોય છે, તે પુરુષ હે રાજન્! સૂર્યના જેવું કાંતિવાળું શરીર ધારણ કરીને સ્વશરીર સાથે સ્વર્ગમાં જાય છે,૧૩૯ અને ત્યાં દેવની પેઠે પોતાની ઇચ્છા પ્રમાણે પુણ્યાનુસાર સ્વર્ગમાં સુખનો ઉપભોગ કરે છે.

હે ભરતવંશ શ્રેષ્ઠ! તને યજ્ઞોનો ઉત્તમ વિધિ,૧૪૦ તેના ફળના અનુક્રમ સહિત કહી સંભળાવ્યો, કે જે ઉપવાસો કરીને, હે પૃથાના પુત્ર! દરિદ્ર મનુષ્યોએ યજ્ઞનું ફળ મેળવ્યું છે.૧૪૧ હે ભરતવંશના સત્પુરુષ! જે પુરુષ ઉપર કહેલા ઉપવાસો કરે છે અને દેવની તથા બ્રાહ્મણની પૂજામાં પરાયણ રહે છે, તે પુરુષ પરમ ગતિને પામે છે.૧૪૨ તને આ ઉપવાસનો વિધિ વિ-સ્તારથી કહ્યો. નિયમ પ્રમાણે રહેનારા, પ્રમાદરહિત, બહારથી તથા અંદરથી શુદ્ધ રહેનારા, મોટા મન-વાળા,૧૪૩ દંભ તથા દ્રોહ વિનાના, બુદ્ધિમાન્, અચળ સ્વભાવવાળા તથા કદી પણ કંપી ઉઠે નહિ તેવા પુરુષો ઉપવાસ કરી શકે છે, ને તેઓને ફળ પણ મળે છે, તેમાં સંશય નથી.૧૪૪

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'उपवासनो विधि' ए नामनो अध्याय १०७ मो समाप्त

## અધ્યાય ૧૦૮ મો
### શૌચનો વિધિ

યુધિષ્ઠિર પૂછે છેઃ—હે પિતામહ! સર્વ તીર્થોમાં જે ઉત્તમ તીર્થ હોય, તે તમે મને કહો. જેને વિષે સ્નાન કરવાથી પરમ શુદ્ધિ થતી હોય, તે મને કહેવાને તમે યોગ્ય છો.૧

ભીષ્મ કહે છેઃ—હે યુધિષ્ઠિર! વિદ્વાન્ મનુષ્યને સર્વે તીર્થો ગુણવાન્ તથા પાપને હરનારાં છે, પરંતુ તેમાં જે તીર્થ પવિત્ર કરનારું છે, તે તું સાવધાન થઇને મારી પાસેથી સાંભળ.૨ નિત્ય રહેનારા એવા સત્યનો આશ્રય કરીને માણસે અગાધ, નિર્મળ, શુદ્ધ, સત્યરૂપી પાણીથી

ભરેલા, ધીરજરૂપી ધરાવાળા માનસ તીર્થમાં સ્નાન કરવું જોઇએ.[૩] ધનની ઇચ્છા ન કરવી, સરળતા રાખવી, સત્ય બોલવું, મૃદુતા રાખવી, સર્વ પ્રાણીઓની હિંસા ન કરવી, દયા, દમ અને શમ આ પવિત્ર કરનારાં તીર્થો છે.[૪] મમતા રહિત, અહંકાર રહિત, સુખ દુઃખથી રહિત, પરિગ્રહ (ઘરની સામગ્રી) વિનાના તથા ભિક્ષા ઉપર આજીવિકા કરનારા પુરુષો પવિત્ર અને તીર્થરૂપ ગણાય છે.[૫] તત્વવેત્તા અને અહંકારથી રહિત એવો પુરુષ ઉત્તમ તીર્થ કહેવાય છે. તું સર્વ ઠેકાણે તીર્થનું અવલોકન કરે છે, તેને માટે આ તીર્થનું લક્ષણ છે.[૬] જેઓનું મન સત્વથી, રજથી તથા તમથી રહિત છે, જેઓ બાહ્ય શૌચ થયું તોએ શું ને ન થયું તોએ શું, આમ અંતરથી માને છે, પોતાના કાર્યનો વિચાર કર્યા કરે છે,[૭] સર્વ પદાર્થોનો ત્યાગ કરનારા છે, સર્વજ્ઞ છે, સમ દૃષ્ટિવાળા છે,શુદ્ધ આચરણવાળા છે અને શુદ્ધ છે, તે પુરુષો તીર્થરૂપ છે.[૮] જેનું ગાત્ર પાણીથી ભીજાયલું છે, તેને નાહેલો જાણવો નહિ, એમ કહેવાય છે; પરંતુ જેણે દમથી સ્નાન કર્યું છે તેને બહારથી તથા અંદરથી નાહેલો જાણવો, અને શુદ્ધ જાણવો.[૯] જે પુરુષો થઈ ગયેલા વિષયોની અપેક્ષા રાખતા નથી, જેઓ પોતાની પાસે પ્રાપ્ત થયેલા પદાર્થો ઉપર મમતા વિનાના છે, તથા જેઓ ઇચ્છા વિનાના છે, તેઓએ જ ઉત્તમ તીર્થમાં સ્નાન કર્યું છે.[૧૦] પ્રજ્ઞાનથી જ શરીરની વિશેષે કરીને શુદ્ધિ થાય છે. તેમજ નિષ્કિંચનપણું તથા મનની પ્રસન્નતા અર્થાત્ પ્રસન્ન મન, આ પણ શરીરને અત્યંત શુદ્ધ કરનારા છે.[૧૧] સદાચારથી શુદ્ધિ, મનથી શુદ્ધિ તથા તીર્થમાં શુદ્ધિ, આમ ત્રણ પ્રકારે શુદ્ધિ કહી છે; તેમાં જ્ઞાનવડે જે શુદ્ધિ થાય છે, તેને ઉત્તમ શુદ્ધિ જાણવી.[૧૨] પ્રદીપ્ત (પ્રસન્ન) એવા મનવડે અને બ્રહ્મજ્ઞાનરૂપી પાણીથી માનસ તીર્થમાં જે સ્નાન કરવામાં આવે છે, તે સ્નાન તત્વદર્શીનું છે.[૧૩] જે મનુષ્ય નિત્ય તીર્થમાં સ્નાન કરીને શુદ્ધ રહે છે, નિત્ય સર્વના તરફ ઉત્તમ ભાવ રાખે છે, કેવળ ધર્મ તથા સદ્ગુણોથી સંપન્ન રહે છે, તે પુરુષને સદા શુદ્ધ જ જાણવો.[૧૪] હે ભરતવંશના રાજા! શરીરમાં રહેલાં આ તીર્થો મેં તને કહ્યાં. હવે પૃથ્વી ઉપર રહેલાં જે પવિત્ર તીર્થો છે, તે તું સાંભળ.[૧૫] જે પ્રમાણે શરીરના વિભાગોને પવિત્ર કહ્યા છે, તે પ્રમાણે પૃથ્વીના વિભાગ તથા જળોને પણ પવિત્ર કહ્યાં છે.[૧૬] તીર્થનું કીર્ત્તન કરવાથી, તીર્થમાં સ્નાન કરવાથી, તીર્થમાં પિતૃઓનું તર્પણ કરવાથી, જે પુરુષો પોતાના પાપનો નાશ કરે છે, તે પુરુષો સુખથી સ્વર્ગમાં જાય છે.[૧૭] સત્પુરુષોના નિવાસથી, પૃથ્વીના તેજથી, અને પાણીના તેજથી પૃથ્વીના વિભાગો અત્યંત પવિત્ર (તીર્થરૂપ) હોય છે.[૧૮] મનનાં તથા પૃથ્વીનાં પુણ્યવાન્ તીર્થો જૂદાં જૂદાં છે. એ બન્નેમાં સ્નાન કરનારને જલદીથી સિદ્ધિ મળે છે;[૧૯] જેમ બળ ક્રિયા વિનાનું અથવા ક્રિયા બળ વિનાની હોય તો તે આ જગતમાં કાર્યને સાધી શકતાં નથી, પરંતુ તે બન્ને સાથે હોય તો કાર્યને સાધી શકે છે.[૨૦] એ પ્રમાણે શરીરની પવિત્રતા તથા તીર્થની પવિત્રતા, એમ બન્નેથી શુદ્ધ પુરુષ સિદ્ધિને પામે છે. માટે એ પ્રકારની પવિત્રતા ઉત્તમ ગણાય છે.[૨૧]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'शौच विषे प्रश्न' ए नामनो अध्याय १०८ मो समाप्त

## અધ્યાય ૧૦૯ મો

### માસ પરત્વે ઉપવાસના નિયમો

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભીષ્મપિતામહ! સર્વ ઉપવાસોના કરતાં પણ જે કર્મ કલ્યાણકારક તથા મહા ફળ આપનારું હોય અને જે વિષે લોકમાં શંકા ન હોય, તે મને કહેવાને તમે યોગ્ય છો.[૧]

ભીષ્મ કહે છેઃ–હે રાજન્! બ્રહ્માએ પોતે જ જે વાત કહી છે, તે વાત તું સાંભળ, કે જે કર્મ કરીને પુરુષ સુખી થાય છે, એમાં સંશય નથી.[૨] માર્ગશીર્ષ માસમાં બારસને દિવસે દિવસ તથા રાત્રિ કેશવનું જે પૂજન કરે છે, તેને અશ્વમેધનું ફળ મળે છે, અને તેનું પાપ નાશ પામે છે.[૩] જે માણસ પૌષ માસમાં નારાયણની પૂજા કરે છે, તેને વાજપેય યજ્ઞનું ફળ મળે છે, અને તે પરમ સિદ્ધિને પામે છે.[૪] જે પુરુષ મહા મહિનામાં બારસને દિવસે આખો દિવસ અને આખી રાત્રિ માધવની પૂજા કરે છે, તે પુરુષને રાજસૂય યજ્ઞનું ફળ મળે છે, અને તે પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૫] જે પુરુષ એજ પ્રમાણે ફાલ્ગુન માસમાં ગોવિંદની પૂજા કરે છે, તે પુરુષને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે, અને તે સોમલોકમાં જાય છે.[૬] જે પુરુષ ચૈત્ર મહિનામાં બારસને દિવસે રાત્રિ તથા દિવસ વિષ્ણુનું સ્મરણ કરે છે, તેને પુંડરીક યજ્ઞનું ફળ મળે છે, અને તે દેવલોકમાં જાય છે.[૭] જે પુરુષ વૈશાખ માસમાં બારસને દિવસે મધુસૂદનનું પૂજન કરે છે, તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે, ને તે સોમ લોકમાં જાય છે.[૮] જે પુરુષ જ્યેષ્ઠ માસમાં બારસને દિવસે ત્રિવિક્રમની પૂજા કરે છે, તે પુરુષને ગોમેધ યજ્ઞનું ફળ મળે છે, અને તે અપ્સરાઓની સાથે આનંદ કરે છે.[૯] જે પુરુષ આષાઢ મહિનામાં બારસને દિવસે વામનની પૂજા કરે છે, તેને નરમેધ યજ્ઞનું ફળ મળે

છે, તથા તે મોટા પુણ્યને પ્રાપ્ત કરે છે.[૧૦] જે પુરુષ શ્રાવણ મહિનામાં બારસને દિવસે રાત દહાડો શ્રીધરની પૂજા કર્યા કરે છે, તેને પાંચ મહાયજ્ઞ કરવાનું ફળ મળે છે, અને તે વિમાનમાં બેસીને આનંદ કરે છે.[૧૧] જે પુરુષ ભાદ્રપદ માસમાં બારસને દિવસે હૃષીકેશની પૂજા કરે છે, તે પુરુષને સૌત્રામણિ યજ્ઞનું ફળ મળે છે, અને તેનો આત્મા પવિત્ર થાય છે.[૧૨] આશ્વિન માસમાં બારસને દિવસે જે પુરુષ પદ્મનાભનું પૂજન કરે છે, તે પુરુષને એક હજાર ગાયોના દાનનું ફળ મળે છે, એમાં સંદેહ નથી.[૧૩] કાર્તિક માસમાં બારસને દિવસે દામોદરની પૂજા કરે છે, તેને ગોસવયજ્ઞનું ફળ મળે છે. પછી તે પુરુષ હોય કે સ્ત્રી હોય, એમાં સંશય નથી.[૧૪] જે પુરુષ ઉપર કહ્યા પ્રમાણે એક વર્ષ સૂધી પુંડરીકાક્ષનું પૂજન કરે છે, તેને પૂર્વજન્મનું સ્મરણ થાય છે, તથા તેને ઘણુંજ સુવર્ણ મળે છે.[૧૫] જે પુરુષ નિત્ય ઉપેંદ્રભગવાનનું સ્મરણ કરે છે, તે પુરુષ ઉપેંદ્રરૂપ થઈ જાય છે. ભગવાનનું પૂજન કરનારા પુરુષે પોતાનું ધ્યાન સમાપ્ત થયા પછી બ્રાહ્મણોને જમાડવા અથવા ઘીનું દાન દેવું.[૧૬] આના કરતાં ઉપવાસ ઉત્તમ નથી આવો નિશ્ચય છે, અને ભગવાન્ વિષ્ણુએ પોતેજ આ રીતે પૂર્વે પુરાતન વચન કહ્યું છે.[૧૭]

इति श्रीमहाभारतमां अनुशासन पर्वविषे दानधर्ममां 'विष्णुनां द्वादश नाम' ए नामनो अध्याय १०९ मो समाप्त

## અધ્યાય ૧૧૦ મો

### ચાંદ્રાયણમાહાત્મ્ય

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! મહા બુદ્ધિમાન્ યુધિષ્ઠિર બાણશય્યામાં સુતેલા કૌરવોના પિતામહ, વૃદ્ધ વયના ભીષ્મની પાસે જઈને પ્રશ્ન કરવા લાગ્યા.[૧]

યુધિષ્ઠિર પ્રશ્ન કરે છેઃ-હે ભીષ્મ! અમો સુંદર રૂપવાળા કેવી રીતે થઈએ? લોકોમાં પ્રિય કેવી રીતે થવાય? તથા પુરુષ ધર્મ, અર્થ ને કામને કેવી રીતે મેળવી શકે તથા સુખનો ભાગી કેવી રીત થાય? તે મને કહો.[૨]

ભીષ્મ કહે છેઃ-હે રાજેંદ્ર! માર્ગશીર્ષ (માગશર) માસના મૂળ નક્ષત્રયુક્ત શુક્લ પક્ષના પડવાથી આરંભ કરવો અને પૂર્ણિમાને દિવસે તે વ્રતને સંપૂર્ણ કરવું; મૂળ વગેરે નક્ષત્રોથી ચંદ્રના સર્વ અવયવોની કલ્પના કરવી. તે કલ્પના આ રીતે કરવીઃ-દેવતા સાથે મૂળ નક્ષત્રથી ચંદ્રનાં બન્ને ચરણની કલ્પના કરવી, રોહિણી નક્ષત્રવડે જંઘાની કલ્પના કરવી,[૩] અશ્વિની નક્ષત્રવડે બે પિંડીની કલ્પના કરવી, પૂર્વાષાઢા તથા ઉત્તરાષાઢાવડે ચંદ્રના બન્ને સાથળની કલ્પના કરવી, પૂર્વાફાલ્ગુની તથા ઉત્તરાફાલ્ગુનીવડે ચંદ્રના ગુહ્યની કલ્પના કરવી, કૃત્તિકાવડે કેડની કલ્પના કરવી,[૪] પૂર્વાભાદ્રપદ અને ઉત્તરાભાદ્રપદવડે તેની નાભિની કલ્પના કરવી, રેવતીવડે નેત્રમંડળની કલ્પના કરવી, ધનિષ્ઠા, અનુરાધા તથા ઉત્તરાવડે પીઠની કલ્પના કરવી,[૫] વિશાખાથી બે બાહુઓની કલ્પના કરવી, હસ્તથી તેના બે હાથની કલ્પના કરવી; હે રાજન્! પુનર્વસુવડે આંગળીની કલ્પના કરવી, આશ્લેષાવડે નખોની કલ્પના કરવી;[૬] હે રાજેંદ્ર! જયેષ્ઠાવડે ગ્રીવાની કલ્પના કરવી, શ્રવણથી બે કર્ણની કલ્પના કરવી, પુષ્યવડે મુખની કલ્પના કરવી, દાનથી તથા સ્વાતિથી દાંતોની અને ઓષ્ઠની કલ્પના કરવી,[૭] શતભિષાથી હાસ્યની કલ્પના કરવી, મઘાથી નાસિકાની, મૃગશીર્ષથી બે નેત્રની અને મિત્રથી (સૂર્યથી) લલાટની કલ્પના કરવી;[૮] હે રાજા! ભરણીથી મસ્તકની કલ્પના કરવી, આર્દ્રાથી કેશોની કલ્પના કરવી. આ રીતે દેવતા સહિત નક્ષત્રવડે ચંદ્રના સર્વ અવયવોની કલ્પના કરીને, જૂદા જૂદા મંત્રોથી જપ તથા હોમ કરીને ચંદ્રના અવયવોની પૂજા કરવી. આ વ્રત પૂર્ણિમા સૂધી કરવું, પૂર્ણિમાને દિવસે મંત્રોથી ઘીનો હોમ કરવો, અને હોમ કરતાં જે ઘી વધે, તે વેદપારંગત આચાર્યને આપવું.[૯] આ રીતે ચંદ્રનું વ્રત કરનારો પુરુષ સુંદર અંગોવાળો, દેખાવડો અને જ્ઞાની થાય છે, અને પૂર્ણિમાને દિવસે જેમ ચંદ્રમા પરિપૂર્ણ અંગવાળો થાય છે, તેમ ચંદ્રનું વ્રત કરનારા પુરુષનાં અંગો પણ સંપૂર્ણ શોભાવાળાં થાય છે.[૧૦]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'चांद्रायण माहात्म्य' ए नामनो अध्याय ११० मो समाप्त

## અધ્યાય ૧૧૧ મો

### સંસારચક્ર

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે મોટા બુદ્ધિમાન્ અને હે સર્વ શાસ્ત્રમાં કુશળતા ધરાવનારા! હે પિતામહ! મનુષ્યો આ સંસારમાંથી કેવી રીતે તરે, તે સાંભળવાની હું ઈચ્છા રાખું છું.[૧] હે રાજેંદ્ર! પૃથ્વી ઉપર મનુષ્યો કેવી રીતે વર્તે તો સ્વર્ગમાં જાય, અને કેવી રીતે વર્તે તો નરકમાં પડે?[૨] લાકડાની પેઠે મરણ પામેલા મનુષ્યો પોતાના શરીરનો ત્યાગ કરીને જ્યારે પરલોકમાં જાય છે ત્યારે કોણ આ લોકમાંથી તેઓની પાછળ જાય છે?[૩]

ભીષ્મ કહે છેઃ-આ ઉદાર બુદ્ધિવાળા ભગવાન્ બૃહસ્પતિ આવે છે. એ મહાભાગને તું સનાતન અને ગુપ્ત એવી આ વાર્તા પૂછ.[૪] હાલમાં કોઈ બીજો આ

પ્રશ્નનો ઉત્તર કહી શકે તેવો નથી, તેમ બૃહસ્પતિની સમાન બીજો વક્તા પણ કોઈ ઠેકાણે નથી.[૫]

વૈશંપાયન કહે છેઃ–હે રાજા! આ રીતે યુધિષ્ઠિર તથા ભીષ્મ સંવાદ કરતા હતા, એવામાં તો શુદ્ધ અંતઃકરણવાળા બૃહસ્પતિ સ્વર્ગમાંથી તેઓની પાસે આવ્યા.[૬] એટલે ધૃતરાષ્ટ્ર પ્રમુખ યુધિષ્ઠિર રાજાએ ઉભા થઈને તેની મહાપૂજા કરી, અને સર્વે સભાસદોએ પણ તેમ પૂજા કરી.[૭] તે પછી ધર્મના પુત્ર રાજા યુધિષ્ઠિરે ભગવાન્ બૃહસ્પતિની પાસે જઈને, તેને નિયમપૂર્વક યથાર્થ રીતે પ્રશ્ન કર્યો.[૮]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભગવન્! હે સર્વ ધર્મવેત્તા! હે સર્વ શાસ્ત્રવિશારદ! મરણ પામેલાને કોણ સહાય કરે છે? પિતા, માતા, પુત્ર, ગુરુ,[૯] કે માતા તરફના સંબંધીઓ, પિતા તરફના સંબંધીઓ કે મિત્રવર્ગ? મનુષ્ય લાકડાની પેઠે તથા માટીના ઢેફાની પેઠે મરણ પામેલા શરીરનો ત્યાગ કરીને[૧૦] પરલોકમાં જાય છે, ત્યારે કોણ એની પાછળ જાય છે?

બૃહસ્પતિ કહે છેઃ–હે રાજન્! પુરુષ(જીવ) એકલો જ જન્મે છે, એકલો જ નાશ પામે છે,[૧૧] એકલો જ દુઃખને તરી જાય છે અને એકલો જ દુઃખને પામે છે. તેને માતા, પિતા, ભાઈ, પુત્ર, ગુરુ,[૧૨] માતા તરફના તથા પિતા તરફના સંબંધીઓ અને મિત્રવર્ગ સહાયતા કરતા નથી. તેઓ તો લાકડાની પેઠે તથા માટીના ઢેફાની પેઠે શબનો ત્યાગ કરી,[૧૩] બે ઘડી રડી, પરાઙ્મુખ થઈ પીઠ દઈને ત્યાંથી ચાલ્યા જાય છે. પરંતુ એક ધર્મ (કર્મ) મનુષ્યોએ ત્યાગ કરેલા શરીરની પાછળ પાછળ જાય છે.[૧૪] તે માટે મનુષ્યોએ સદા સહાયતા કરનારા ધર્મને સેવવો. જે પ્રાણી ધર્માચરણ કરે છે, તે ઉત્તમ એવા સ્વર્ગમાં જાય છે.[૧૫] તેમ જ અધર્મ કરનારો નરકમાં પડે છે. તે માટે પંડિતે ન્યાયથી ધન સંપાદન કરવું, અને તે ધનથી ધર્મ કરવો.[૧૬] મનુષ્યોને એક ધર્મ જ પરલોકમાં સહાયતા કરે છે. જે પુરુષ બહુશ્રુત નથી,[૧૭] તે લોભથી મોહ પામીને, દયાથી અથવા ભયથી પણ પારકાંને માટે અકાર્યો કરે છે. ધર્મ, અર્થ તથા કામ આ ત્રણ જીવનનો નિર્વાહ કરવા ઉપયોગી છે;[૧૮] પરંતુ આ ત્રણને અધર્મ તજી દઈને ધર્મથી મેળવવા.

યુધિષ્ઠિર બોલ્યાઃ–આપનું ધર્મવાળું હિતકારક વાકય મેં સાંભળ્યું.[૧૯] સૂક્ષ્મ શરીરની સ્થિતિ કેવી રીતે રહે છે, તે જાણવાનો મારા મનમાં વિચાર થયો છે. જે મનુષ્યો મરી જાય છે, તેઓનું સૂક્ષ્મ શરીર આકાર વિનાનું થઈ જાય છે,[૨૦] અને તે નેત્રથી જોવામાં આવતું નથી. ધર્મ તેવા શરીરની પાછળ કેવી રીતે જાય છે?

બૃહસ્પતિ કહે છેઃ–પૃથ્વી, પાણિ, તેજ, વાયુ, આકાશ, મન, અંતગ (યમ),[૨૧] બુદ્ધિ, આત્મા, એ સર્વે નિત્ય ધર્મને જુએ છે; તે પોતાના દિવસ તથા રાત્રિ સર્વે મનુષ્યોના કર્મના સાક્ષીભૂત છે.[૨૨] ઉપર કહેલા આ સર્વની સાથે ધર્મ પણ જીવની સાથે જાય છે. ત્વચા, હાડકાં, માંસ, વીર્ય અને રુધિર પણ, હે મહામતિ![૨૩] જીવે ત્યજી દીધેલાં શરીરનો ત્યાગ કરે છે. તે પછી ધર્મ તથા અધર્મથી જોડાયલો જીવ બીજા શરીરને ધારણ કરે છે,[૨૪] અને તેના શરીરમાં રહેલાં પાંચ ભૂતના (અધિષ્ઠાતા) દેવતાઓ, તે જીવે કરેલાં શુભ અથવા અશુભ કર્મને જુવે છે. હવે ફરીથી તું શું સાંભળવાની ઇચ્છા કરે છે?[૨૫] તે પછી જીવ ધર્માચરણ કરે છે તો આલોકમાં તથા પરલોકમાં સુખ ભોગવે છે. હવે હું તને ફરી શું કહું?[૨૬]

યુધિષ્ઠિર બોલ્યાઃ–ધર્મ જે પ્રમાણે જીવની પાછળ જાય છે, તે વાત તમે દર્શાવી. હવે હું એ વાત જાણવાને ઇચ્છું છું કે, વીર્ય કેવી રીતે ઉત્પન્ન થાય છે?[૨૭]

બૃહસ્પતિ બોલ્યાઃ–હે નરેશ્વર! પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ અને મન આ સર્વના શરીરમાં રહેનારા દેવતાઓ અન્નનું ભક્ષણ કરે છે.[૨૮] હે રાજેંદ્ર! તેથી પાંચ મહાભૂત અને છઠ્ઠું મન તૃપ્ત થાય છે; હે શુદ્ધાત્મા! તેમાંથી સ્થૂલ એવું વીર્ય ઉત્પન્ન થાય છે.[૨૯] તે પછી, હે નૃપ! સ્ત્રી અને પુરુષનો સંસર્ગ થવાથી ગર્ભ ઉત્પન્ન થાય છે. આ રીતે મેં તને સર્વ કહ્યું. હવે તું ફરીને શું સાંભળવાની ઇચ્છા કરે છે?[૩૦]

યુધિષ્ઠિર પૂછે છેઃ–ગર્ભ જે પ્રમાણે બંધાય છે, તે તમે મને કહ્યું. હવે જન્મેલો પુરુષ કેવી રીતે વૃદ્ધિ પામે છે, તે મને કહો.[૩૧]

બૃહસ્પતિ કહે છેઃ–જીવ વીર્યની સાથે એકઠો થવા પછી પાંચ મહાભૂતથી પરાભવ પામે છે અર્થાત્ તેનાથી ઢંકાઈ જાય છે, અને તે જીવ જ્યારે પાંચ મહાભૂતોથી વિખૂટો પડે છે ત્યારે તે મરણ પામે છે (શરીર વિનાનો થાય છે).[૩૨] તે પછી જીવ પાંચ મહાભૂતોની સાથે એકઠો મળે છે ત્યારે ફરીને શરીરને ધારણ કરે છે, અને તે સમયે પાંચ મહાભૂતમાં રહેલા દેવતાઓ, એ જીવનાં શુભ અથવા અશુભ કર્મ જુએ છે. હવે તું ફરીને શું સાંભળવાની ઇચ્છા કરે છે?[૩૩]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે બૃહસ્પતિ! જીવ ત્વચા, હાડકાં, માંસ, અને પાંચ ભૂતોનો ત્યાગ કરે છે ત્યારે તે ક્યાં રહી સુખ અને દુઃખને ભોગવે છે?[૩૪]

બૃહસ્પતિ બોલ્યાઃ–જીવ કર્મ કરે છે, એટલે કર્મની સાથે જોડાય છે, અને પછી તે તુરત વીર્યમાં દાખલ થાય છે, અને સ્ત્રીના પુષ્પ(રજ)ને પ્રાપ્ત થઈને, હે

ભરતવંશી રાજા! સમય થાય છે ત્યારે તે ઉત્પન્ન થાય છે (બહાર પડે છે).[૩૫] પછી તે પુરુષ યમના સેવકોની પાસેથી દુઃખ ભોગવે છે, યમના સેવકોને હાથે માર ખાય છે, અને આ સંસારચક્રમાં દુઃખને અને કલેશને પામે છે.[૩૬] હે પાર્થિવ પ્રાણી! (જીવ) આ લોકમાં જન્મથી માંડીને પુણ્યનાં કર્મ જે કરે છે, તે પુણ્યનાં ફળ ભોગવે છે.[૩૭] જીવ જન્મથી માંડીને યથાશક્તિ જો ધર્મનું સેવન કરે છે તો તે પુરુષ તરિકે અવતરીને નિત્ય સુખ ભોગવે છે.[૩૮] પરંતુ તે જો ધર્માચરણની વચ્ચે અધર્મ સેવે છે, તો તે જીવ સુખની વચમાં દુઃખ પણ ભોગવે છે.[૩૯] અધર્મ કરનારો જીવ યમલોકમાં જાય છે, ને ત્યાં મહાદુઃખ ભોગવીને પછી પશુની જાતિમાં જન્મે છે.[૪૦] જીવ મોહને વશ થઇને જે જે કર્મ કરવાથી જે જે યોનિમાં અવતરે છે, તે હું તને કહું છું તે તું મારી પાસેથી સાંભળ.[૪૧] આ વાત શાસ્ત્રમાં, ઇતિહાસમાં, અને વેદમાં કહી છે. મર્ત્ય લોકમાં મનુષ્યો પાપકર્મ કરીને યમના ભયંકર લોકમાં જાય છે.[૪૨] હે ભૂપતિ! આ યમલોકમાં દેવતાની સમાન પુણ્ય સ્થાનકો પણ છે; તેમ પશુપક્ષીઓનાં સ્થાનો કરતાં વિશેષ ભયંકર છે, અને તે સર્વત્ર જઈ શકે તેવાં પણ છે.[૪૩] ત્યાં આગળ યમરાજાનું મંદિર બ્રહ્મલોકના જેવા ગુણોવાળું તથા દિવ્ય છે. પ્રાણી પોતે કરેલાં કર્મોથી બંધાઇને યમલોકમાં દુઃખો ભોગવે છે.[૪૪] પુરુષ જે જે ભાવે કરીને તથા કર્મ કરવાથી જે જે તીક્ષ્ણ અને ભયંકર ગતિને પામે છે, તે હવે પછી હું તમને કહીશ.[૪૫] બ્રાહ્મણ ચારે વેદ ભણ્યા પછી મોહને લીધે પતિતની પાસેથી દાન લે છે તો તે મરણ પછી ગધેડાની જાતિમાં અવતરે છે;[૪૬] હે ભરતવંશના રાજા! તે પંદર વર્ષ સૂધી ગધેડાની જાતિમાં રહીને મરણ પામે છે, અને પછી બળદની જાતિમાં અવતરે છે, અને સાત વર્ષ સૂધી જીવે છે;[૪૭] બળદની જાતિમાંથી મરણ પામીને તે બ્રહ્મરાક્ષસ થાય છે, અને ત્રણ માસ પછી પાછો બ્રાહ્મણ થઈને અવતરે છે.[૪૮] બ્રાહ્મણ પતિત પુરુષને યજ્ઞ કરાવે છે તો કીડો થઇને અવતરે છે, અને હે ભરતવંશી રાજા! પંદર વર્ષ સૂધી કીડાની યોનિ ભોગવે છે;[૪૯] કીડાની યોનિમાંથી છૂટયા પછી ગધેડો અવતરે છે; પાંચ વર્ષ સૂધી ગધેડાની યોનિમાં રહીને પછી ડુક્કરની જાતિમાં અવતરીને પાંચ વર્ષ સૂધી જીવે છે;[૫૦] ને પછી પાંચ વર્ષ સૂધી કુકડો, પાંચ વર્ષ સૂધી શિયાળ, અને એક વર્ષ કુતરાની જાતિમાં અવતરીને રહે છે, અને તે પછી મનુષ્યની જાતિમાં અવતાર લે છે.[૫૧] જે મૂર્ખ શિષ્ય પોતાના ઉપાધ્યાયનો અપરાધ કરે છે, તે શિષ્યને આ સંસારમાં ત્રણ યોનિમાં અવતાર લેવા પડે છે, એમાં સંશય નથી.[૫૨] હે રાજેંદ્ર! તે પ્રથમ કુતરો થઇને અવતરે છે; તે પછી માંસાહારી પ્રાણી થઇને અવતરે છે, તે પછી ગધેડો થઇને અવતરે છે. તે યોનિમાં દુઃખી થઇને મરણ પામ્યા પછી બ્રાહ્મણજાતિમાં અવતરે છે.[૫૩] જે પાપી શિષ્ય મનવડે પણ પોતાના ગુરુની સ્ત્રી સાથે ગમન કરે છે, તેને આ લોકમાં અધર્મને લીધે ભયંકર અવતારો લેવા પડે છે.[૫૪] તે પ્રથમ કુતરાની જાતિમાં જન્મે છે અને ત્રણ વર્ષ સૂધી જીવે છે; તે જાતિમાંથી પણ મરણ પામ્યા પછી કીડો થઈને અવતરે છે,[૫૫] અને એક વર્ષ સૂધી કીડાની યોનિનો અનુભવ કરે છે, અને વર્ષ પછી મરણ પામીને પાછો બ્રાહ્મણજાતિમાં અવતરે છે.[૫૬] જો ગુરુ પણ કારણ વગર પોતાની મરજીથી પુત્ર સમાન શિષ્યને શિક્ષા કરે છે તો તે પોતાના કર્મના ફળથી હિંસક તરિકે અવતરે છે.[૫૭] હે રાજા! જે પુત્ર પિતાનું ને માતાનું અપમાન કરે છે, તે પણ મરણ પામ્યા પછી પ્રથમ ગધેડો થઇને અવતરે છે.[૫૮] તે દશ વર્ષ સૂધી ગધેડા તરિકે જીવે છે, પછી એક વર્ષ સૂધી કુંભીરક (એક જાતનું પ્રાણી) થઇને અવતરે છે, અને પછી મનુષ્ય થઇને અવતરે છે.[૫૯] જે પુત્રના ઉપર માતા તથા પિતા બન્ને ક્રોધાયમાન થયાં હોય, તે સમયે પુત્ર પોતાનાં માતા પિતા તરફ તથા ગુરુના તરફ તિરસ્કાર બુદ્ધિ કરે છે, તે પુત્ર પણ મરણ પછી ગધેડો થઇને અવતરે છે;[૬૦] દશ મહિના સૂધી ગધેડા તરિકે જીવન ગાળીને પછી ચૌદ વરસ સૂધી કુતરાની જાતિને ભોગવે છે; તે પછી સાત મહિના સૂધી બિલાડાની જાતિમાં અવતરીને રહે છે, અને પછી મનુષ્ય થાય છે.[૬૧] હે રાજા! માતા તથા પિતાની નિંદા કરીને પુત્ર સારિક નામનો પક્ષી થાય છે, અને તે બન્નેને મારવાથી કાચબો થઇને અવતરે છે;[૬૨] દશ વર્ષ સૂધી કાચબો, ત્રણ વર્ષ સૂધી શેઢાઈ અને છ મહિના સૂધી વ્યાલ (સર્પ) થઇને પછી મનુષ્યતરિકે તે અવતરે છે.[૬૩] જે પુરુષ રાજાની તરફથી આજીવિકાનો ઉપભોગ કર્યા છતાં તેના શત્રુઓની પણ સેવા કરે છે, તે મૂર્ખ મનુષ્ય મરણ પછી વાનરજાતિમાં જન્મે છે;[૬૪] દશ વર્ષ સૂધી વાનરપણું ભોગવીને પંદર વર્ષ ઉંદરની જાતિમાં ગાળે છે; તે પછી છ મહિના સૂધી કુતરો થાય છે, અને પછી મનુષ્યની જાતમાં અવતરે છે.[૬૫] થાપણ ઓળવનારો પુરુષ મરણ પછી યમલોકમાં જાય છે; ત્યાં સો વાર કીડાની જાતિમાં જન્મે છે;[૬૬] અને તે પ્રત્યેક જાતિમાં પંદર પંદર વર્ષ સૂધી

જીવે છે. જ્યારે તેના પાપનો ક્ષય થાય છે, ત્યારે તે મનુષ્ય થઇને અવતરે છે.૬૭ ઈર્ષા કરનારો પુરુષ મરણ પામ્યા પછી મૃગ થઇને અવતરે છે, વિશ્વાસઘાતી દુષ્ટ બુદ્ધિનો પુરુષ મરણ પામ્યા પછી માછલું થઇને અવતરે છે.૬૮ આઠ વર્ષ સૂધી માછલાની યોનિમાં રહીને મરણ પછી મૃગ થઇને અવતરે છે, ચાર માસ મૃગ રહીને પછી બકરો અવતરે છે;૬૯ એક વર્ષ સૂધી બકરો રહે છે, અને પછી કીડો થાય છે; પછી મનુષ્ય થઇને અતવરે છે.૭૦ જે મનુષ્ય યવ, તલ, અડદ, કળથી, સર્ષવ, ચણા, ચોળા, મગ, ઘઉં, અળસી આ ધાન્યોમાંથી૭૧ હરકોઈ ધાન્યની મૂર્ખતાને લીધે ચોરી કરે છે, તે પુરુષ ભાન વિનાનો કીડો થઇને અવતરે છે, અને પછી લજ્જા વિનાનો ઉંદર જન્મે છે.૭૨ ઉંદરનો જન્મ પૂર્ણ કરીને મરણ પામ્યા પછી તે સુવર જન્મે છે. હે રાજા! સુવરજાતિમાં જન્મ લઇને તુરત રોગથી તે મરણ પામે છે.૭૩ હે રાજા! તે પછી તે મૂઢ પોતાનાં કર્મે કરીને કુતરો થાય છે અને પાંચ વર્ષ સૂધી કુતરાનો અવતાર ભોગવીને પછી મનુષ્ય જાતિમાં જન્મે છે.૭૪ જે પુરુષ પરસ્ત્રીની સાથે વ્યભિચાર કરે છે, તે પુરુષ નાહાર જન્મે છે; તે પછી કુતરો, તે પછી શિયાળ, તે પછી ગીધ, તે પછી વ્યાલ (સર્પ), તે પછી કાગડો અને તે પછી બગલો થાય છે.૭૫ જે પાપી મનનો પુરુષ મૂર્ખપણાથી પોતાના ભાઈની સ્ત્રી ઉપર બળાત્કાર કરે છે તે પુરુષ, હે રાજા! એક વર્ષસૂધી નરકોકિલ થઇને જન્મે છે.૭૬ મિત્રની ભાર્યા, ગુરુની ભાર્યા, તથા રાજભાર્યાની સાથે કામાતુર થઈને જે બળાત્કાર કરે છે, તે પુરુષ મરણ પામ્યા પછી સુવર થાય છે;૭૭ પાંચ વર્ષ સૂધી સુવરની જાતિ ભોગવીને પછી દશ વર્ષ સૂધી શેઢાઇની જાતિમાં જન્મીને તેનો અનુભવ કરે છે; તે પછી બિલાડો જન્મે છે, અને પાંચ વર્ષ બિલાડાની જાતિનો અનુભવ કરીને પછી દશ વર્ષ સૂધી કુકડો થઇને રહે છે;૭૮ તે પછી કીડી થઇને ત્રણ મહિના સૂધી જીવે છે; તે પછી એક કીડો થઇને અવતરે છે, અને એક મહિના સૂધી જીવે છે. આ રીતે અનેક જાતિમાં જન્મો ધરીને પછી કીડાની જાતિમાં જન્મે છે,૭૯ અને તે જાતિમાં ચૌદ મહિના સૂધી જીવે છે. આ રીતે જન્મો ધરીને પોતાનાં પાપનો ક્ષય કર્યા પછી તે પાછો મનુષ્યની જાતિમાં જન્મે છે.૮૦ હે રાજા! વિવાહનો આરંભ થયો હોય, યજ્ઞ કરતો હોય, તથા દાન દેતો હોય, તે વખતે જે પુરુષ મૂર્ખતાથી વિઘ્ન કરે છે, તે મરણ પછી કીડો થઇને અવતરે છે.૮૧ હે ભરતવંશી રાજા! તે પંદર વર્ષ સૂધી કીડો થઇને જીવે છે, અને પોતાના પાપનો ક્ષય કર્યા પછી મનુષ્ય થઇને અવતરે છે.૮૨ એક પુરુષ એકને કન્યાનું દાન કર્યા પછી બીજાને તેજ કન્યાનું દાન કરે છે, તે પુરુષ પણ, હે રાજન્! મરણ પછી કીડા થઇને અવતરે છે.૮૩ હે યુધિષ્ઠિર! તેર વર્ષ સૂધી કીડાની યોનિમાં રહીને અધર્મનો ક્ષય થઈ ગયા પછી તે પાછો મનુષ્યની જાતિમાં અવતરે છે.૮૪ જે પુરુષ દેવતાનું કાર્ય કરતો નથી, તેમ પિતૃઓનું કાર્ય પણ કરતો નથી, પરંતુ કેવળ પોતાનું જ પોષણ કરે છે, તે પુરુષ મરણ પછી કાગડો થઇને અવતરે છે;૮૫ સો વર્ષ સૂધી કાગડો થઇને જીવે છે, ત્યારપછી કુકડો થઇને અવતરે છે, તે પછી એક સર્પ થઇને અવતરે છે અને એક મહિનો જીવે છે, અને પછી મનુષ્ય તરીકે અવતરે છે.૮૬ જે પોતાના જ્યેષ્ઠ (મોટા) ભાઈ જે પિતા સમાન કહેવાય છે, તેનું અપમાન કરે છે તે પુરુષ મરણ પામ્યા પછી ક્રૌંચ પક્ષી થઇને અવતરે છે;૮૭ ક્રૌંચ જાતિમાં એક વર્ષ જીવ્યા પછી તે ચીરકની જાતિમાં જાય છે; ત્યાં તે યોનિમાંથી મરણ પામ્યા પછી મનુષ્યપણાને પામે છે.૮૮ શૂદ્ર બ્રાહ્મણીની સાથે જે ગમન કરે છે, તે કીડાની યોનિમાં અવતરે છે. તે જાતિમાંથી મરણ પછી સુવર થઇને તે અવતરે છે.૮૯ સુવર થઇને જન્મ્યા પછી તુરત જ રોગથી તે મરણ પામે છે. હે રાજા! તે પછી તે મૂઢ પોતાના પાપકર્મે કરીને કુતરો થઇને અવતરે છે.૯૦ કુતરો થઇને પોતાનાં પાપકર્મનો તે ઉપભોગ કરે છે, અને પાપ નાશ પામ્યા પછી મનુષ્ય થઇને અવતરે છે; અને મનુષ્યજાતિમાં એક સંતાનને ઉત્પન્ન કરીને મરણ પામ્યા પછી ઉંદર થઇને જન્મે છે.૯૧ હે રાજન્! કૃતઘ્ન પુરુષ મરણ પામ્યા પછી યમલોકમાં જાય છે; ત્યાં યમના દૂતો ક્રોધ કરીને તેને દારુણ માર મારે છે.૯૨ ત્યાં યમલોકમાં દંડના મારનું, મુદ્ગરના મારનું, શૂળના મારનું, દારુણ અગ્નિકુંભ નામના નરકનું, અસિપત્રવનનું, ઘોરવાલુકા નામના નરકનું, કૂટશાલ્મલિ નામના નરકનું દુઃખ,૯૩ વગેરે નરકનાં ભયંકર એવાં ઘણાં દુઃખ ભોગવે છે. તે પછી યમના દૂતો તે પ્રાણીને મારે છે.૯૪ હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! ત્યાં યમના લોકમાં ઉગ્ર એવા યમના દૂતો તે કૃતઘ્ની પુરુષને માર મારે છે. તે પછી તે પાછો આ સંસારરૂપી ચક્રમાં કીડાની જાતિમાં જન્મે છે.૯૫ હે ભરતવંશી રાજા! પંદર વર્ષ સૂધી કીડાની જાતિનો અનુભવ કરે છે; ફરીને કીટના ગર્ભમાં આવીને જન્મે છે, અને તે જ જાતિમાં નાની વયમાં જ મરણ પામે છે.૯૬ આ રીતે તે ઉત્તરોત્તર સેંકડો વાર કીડાની જાતિમાં અવતરે છે. ઘણા જન્મ લીધા પછી તે પક્ષીઓની જાતિમાં જન્મે છે.૯૭

ઘણાં વર્ષો સૂધી પક્ષિની જાતિમાં જન્મીને તેનાં દુઃખો ભોગવે છે, અને છેવટે કાચબો થઇને જન્મે છે; પછી મનુષ્યની જાતિમાં અવતરે છે.[૯૮] દહિં ચોરવાથી માણસ બગલો થાય છે, દેવોને ધર્યા વિના માછલાં ખાવાથી પ્લવ (એક જાતનું જળચર પક્ષી) થાય છે, અને દુબુદ્ધિ એવો પુરુષ મધ ચોરવાથી ડાંસ થઇને અવતરે છે.[૯૯] ફળો, મૂળો, પૂડલા, પૂરી અથવા ચોખા વગેરેને જે ચોરે છે, તે પુરુષ હેલગોળક* નામે જીવડો થઇને અવતરે છે.[૧૦૦] દૂધપાક ચોરનારો માણસ તેતર થાય છે, લોટના પૂડલા ચોરનારો કુંભોલૂક† થાય છે.[૧૦૧] જે દુષ્ટ બુદ્ધિનો પુરુષ લોઢું ચોરે છે, તે કાગડો થઇને જન્મે છે, કાંસું ચોરનારો મૂર્ખ પુરુષ હારીત નામનું પક્ષી થઇને અવતરે છે.[૧૦૨] ચાંદીનાં વાસણ ચોરનારો પુરુષ હોલો થઇને જન્મે છે, સોનાનાં વાસણ ચોરનારો પુરુષ કીડો થઇને અવતરે છે.[૧૦૩] જે ધોયેલું રેશમી વસ્ત્ર ચોરે છે, તે પુરુષ ચકલો થઇને અવતરે છે, રેશમી વસ્ત્ર ચોરનારો પુરુષ ચકલો થઇને અવતરે છે.[૧૦૪] વસ્ત્રની ચોરી કરવાથી મનુષ્ય બીજે જન્મે પોપટ થાય છે; દુકૂલ ચોરનારો મરણ પછી બીજા જન્મમાં હંસ થાય છે.[૧૦૫] મનુષ્ય કપાસીઆ ચોરવાથી મરણ પછી ક્રૌંચ પક્ષી થઇને અવતરે છે; હે ભરતવંશી રાજા! વસ્ત્ર ચોરનારો બીજા જન્મમાં બકરો થઇને અવતરે છે.[૧૦૬] અળશીનાં રૂમાંથી બનાવેલું વસ્ત્ર ચોરનારો પુરુષ સસલો થઇને અવતરે છે, હરતાળ વગેરે રંગોને ચોરનારો પુરુષ મરી ગયા પછી મોર થઇને અવતરે છે.[૧૦૭] રાતાં વસ્ત્રો ચોરનારો પુરુષ જીવંજીવક (ચકોર) નામનો પક્ષી થઇને અવતરે છે. જૂદા જૂદા રંગોને તથા સુગંધિત પદાર્થોને[૧૦૮] લોભવશ થઇ ચોરનારો તો, હે રાજન્! છછુંદરની જાતિમાં અવતરે છે; અને પંદર વર્ષ સૂધી છછુંદરનો અવતાર ભોગવીને,[૧૦૯] પાપકર્મનો ક્ષય થયા પછી મનુષ્યની જાતિમાં અવતરે છે. દૂધની ચોરી કરવાથી બગલીનો જન્મ આવે છે.[૧૧૦] મોહવશ થઇને મનુષ્ય હેમની ચોરી કરે છે તો, હે રાજન્! મરણ પામ્યા પછી તે તૈલપાયી કીડો થઇને અવતરે છે.[૧૧૧] ધનની ઇચ્છાવાળો અથવા વૈરી એવો અધમ પુરુષ હાથમાં હથિયાર લઇને સામા હથિયાર વિનાના પુરુષનો નાશ કરે છે તો તે પુરુષ મરણ પછી ગધેડો થાય છે;[૧૧૨] ગધેડો થયા પછી બે વષસૂધી જીવે છે, તે પછી શસ્ત્રવડે તેનો વધ કરવામાં આવે છે, અને તે મરણ પામ્યા પછી મૃગની જાતિમાં જન્મે છે, અને તે જન્મમાં નિત્ય ઉદ્વિગ્ન રહે છે.[૧૧૩] એક વર્ષ પછી તેનો હથિયારથી વધ કરવામાં આવે છે, પછી તે માછલો થઇને અવતરે છે અને જાળમાં બંધાય છે અને પછી મરણ પામે છે.[૧૧૪] ચાર મહિના પછી પશુ થઇને તે અવતરે છે; દશ વર્ષ સૂધી પશુની જાતિમાં રહે છે, અને પાંચ વર્ષ સૂધી દીપડો થઇને અવતરે છે.[૧૧૫] તે પછી કાળના ફેરફારને લીધે તે મરણ પામે છે અને પોતાના પાપનો ક્ષય થયા પછી મનુષ્ય થઇને અવતરે છે.[૧૧૬] જે દુષ્ટ બુદ્ધિવાળો પુરુષ સ્ત્રીની હત્યા કરે છે, તે યમના લોકમાં જાય છે, ને ત્યાં ઘણાં દુઃખ ભોગવે છે, અને પછી વીશવાર પ્રાણીઓની યોનિમાં જન્મીને,[૧૧૭] હે મહારાજ! છેવટે કીડાની યોનિમાં જન્મે છે; ચોવીશ વર્ષ સૂધી કીડાનું શરીર ધારણ કરીને પછી તે મનુષ્યની જાતિમાં અવતરે છે.[૧૧૮] જે પુરુષ ભોજનની ચોરી કરે છે, તે પુરુષ માખી થઇને અવતરે છે. ઘણા મહિના સૂધી માખીના મંડળને વશ થઇને તે રહે છે,[૧૧૯] અને પોતાના પાપનો ક્ષય કર્યા પછી મનુષ્યપણાને પામે છે. પુરુષ અનાજની ચોરી કરવાથી લોમશ જાતિના પ્રાણીમાં જન્મે છે.[૧૨૦] જે પુરુષ ખોળની સાથે મેળવેલો ખાવાનો પદાર્થ ચોરે છે, તે પુરુષ બભ્રુના જેવો ભયંકર ઉંદર થઇને અવતરે છે,[૧૨૧] અને, હે રાજા! તે પાપી મનનો ઉંદર નિત્ય મનુષ્યોને કરડ્યા કરે છે. જે ઘીની ચોરી કરે છે, તે દુષ્ટ બુદ્ધિવાળો પુરુષ શિંગડાવાળું એક જળપક્ષી જન્મે છે.[૧૨૨] જે દુષ્ટ બુદ્ધિવાળો પુરુષ માછલાના માંસની ચોરી કરે છે, તે પુરુષ બીજે જન્મે કાગડો જન્મે છે. મીઠું ચોરનારો પુરુષ જંગલી કાગડો જન્મે છે.[૧૨૩] હે તાત! જે મનુષ્ય વિશ્વાસથી કોઇએ થાપણ મૂકી હોય તેને ઓળવે છે અર્થાત્ નાકબૂલ કરે છે, તે પુરુષ મરણ પછી માછલાની જાતિમાં જન્મે છે.[૧૨૪] માછલાની યોનિમાં અવતર્યા પછી પાપકર્મ ભોગવીને મરણ પામ્યા પછી તે મનુષ્યની જાતિમાં અવતરે છે. માનુષપણું મળ્યા છતાં પણ તેને ક્ષીણ અથવા અલ્પ આયુષની પ્રાપ્તિ થાય છે.[૧૨૫] હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! મનુષ્યો પાપકર્મ કરીને પશુયોનિમાં (જાતિમાં) અવતરે છે, અને પછી તેને પોતાના આત્માનો ઉદ્ધાર કરનાર ધર્મનું કંઈ પણ જ્ઞાન હોતું નથી.[૧૨૬] જે પુરુષો પાપ કરે છે, પરંતુ તેનાં પ્રાયશ્ચિત્ત કરતા નથી, તેઓને અનેક દુઃખો ભોગવવાં પડે છે, તથા સુખો ભોગવે છે, તે પણ દુઃખમિશ્રિત ભોગવે છે.[૧૨૭] પાપકર્મ કરનારા, લોભી અને સંસારના મિથ્યા પદાર્થ ઉપર મોહ રાખનારા પુરુષો, ઘરબાર વિનાના, રખડતા મ્લેચ્છ જાતિના થઇને અવતરે છે, એમાં સંશય નથી.[૧૨૮] પરંતુ જે પુરુષો જન્મથી જ પાપનાં કામ

* ગોળ પુંછડાવાળો એક જાતનો જીવડો. † એક જાતનું ઘુવડ.

કરતા નથી, તે પુરુષો શરીરે આરોગ્ય રહે છે, સુંદર દેખાવના હોય છે, અને ધનાઢ્ય હોય છે.૧૨૯ સ્ત્રીઓ પણ જો ઉપર કહ્યા પ્રમાણે પાપકર્મ કરે છે તો ઉપર કહેલાં પશુપક્ષીઓની સ્ત્રીઓ થઇને જન્મે છે.૧૩૦ પારકી વસ્તુ ચોરવાગાં જે દોષ છે, તે સર્વે મેં તને કહ્યા. હે નિર્દોષ! આ મેં તને લેશ માત્રજ કહ્યું છે.૧૩૧ હે ભરતવંશી રાજા! બીજા કથાના પ્રસંગમાં તું તે ફરીથી સાંભળીશ. હે મહારાજ! પૂર્વે આ કથા દેવર્ષિઓની મધ્યમાં બ્રહ્માએ કહી હતી, અને મેં તે સાંભળી હતી, અને તારા પ્રશ્ન ઉપરથી મેં પણ તે કથા તને સંપૂર્ણ યથાર્થ રીતે કહી સંભળાવી. હે મહારાજ! તું આ કથા સાંભળીને સદા ધર્મમાં મન રાખ.૧૩૨-૩૩

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'संसारचक्र' ए नामनो अध्याय १११ मो समाप्त

## અધ્યાય ૧૧૨ મો

### અન્નદાનમાહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે નિર્દોષ બ્રાહ્મણ! તમે મને અધર્મનું પરિણામ કહ્યું. હવે, હે ઉત્તમ વક્તા! હું ધર્મનું પરિણામ સાંભળવાની ઇચ્છા રાખું છું.૧ પાપકર્મો કરવાથી મનુષ્યને ઉત્તમ ગતિ કેવી રીતે મળી શકે? કદિ પણ મળે નહિ. તો કયાં કર્મ કરવાથી મનુષ્યને ઉત્તમ ગતિ મળે છે?૨

બૃહસ્પતિ બોલ્યાઃ-પુરુષ પાપનાં કર્મ કરીને અધર્મને વશ થાય છે; અને તેનું મન પણ ધર્મથી વિપરીત થાય છે, તેથી તે નરકમાં પડે છે.૩ જે મનુષ્ય મૂર્ખાઇથી અધર્મ કરી પાછળથી પસ્તાય છે, અને પોતાના મનને નિયમમાં રાખે છે, તે પુરુષ પાપના ફળને સેવતો નથી.૪ પાપ કરનારાનું મન જેમ જેમ પાપકર્મની નિંદા કરે છે, તેમ તેમ તેનું શરીર અધર્મમાંથી મુક્ત થાય છે.૫ વળી પાપ કરનારો પુરુષ ધર્મ જાણનારા બ્રાહ્મણોની પાસે પોતાનું પાપ કહી દે છે, કે તુરત તે અધર્મથી થયેલા અપવાદમાંથી મુક્ત થાય છે.૬ મનુષ્ય જેમ જેમ પોતાના મનને સ્થિર કરીને પોતે કરેલો અધર્મ વિદ્વાન્ બ્રાહ્મણોની સમક્ષ કહી દે છે, તેમ તેમ તે અધર્મમાંથી મુક્ત થાય છે.૭ તેમાં દૃષ્ટાંત આ પ્રમાણે છેઃ-એક સર્પ જેમ પ્રથમ ભોગવેલી અને જીર્ણ થઈ ગયેલી કાંચળીમાંથી છૂટો થાય છે, તેમ પુરુષ સાવધાન થઇને બ્રાહ્મણને અનેક જાતનાં દાનો આપે છે, અને મનને સ્થિર બનાવે છે;૮ તે સદ્ગતિને પામે છે. હે યુધિષ્ઠિર! દાનો આપવા વિષે હું હવે કહીશ,૯ કે જેને લીધે મનુષ્યો અકાર્યો કરવા છતાં ધર્મવાળો થાય છે. સર્વ દાનોમાં અન્નદાન શ્રેષ્ઠ છે. ધર્મની ઇચ્છા રાખનારે પ્રથમ દયાથી અન્નદાન આપવાં.૧૦ કારણ કે મનુષ્યોના પ્રાણ અન્ન છે. એ અન્નમાંથી જંતુ જન્મે છે. અન્ન વિષે જ લોકોની સ્થિતિ છે, માટે અન્નનાં વખાણ કરવામાં આવે છે.૧૧ દેવો, ઋષિઓ, પિતૃઓ અને મનુષ્યો અન્નનાં જ વખાણ કરે છે. રંતિદેવ રાજા અન્નનું દાન દઇને સ્વર્ગમાં ગયો હતો.૧૨ મનુષ્યે ન્યાયથી (ધર્મથી) અન્ન મેળવવું અને શાસ્ત્ર ભણેલા બ્રાહ્મણોને પ્રસન્ન મનથી તે ઉત્તમ અન્ન આપવું.૧૩ જે પ્રસન્ન મનથી દશ હજાર બ્રાહ્મણોને અન્ન જમાડે છે, તે પશુની જાતિમાં જન્મતો નથી.૧૪ હે રાજન્! જે પુરુષ દશ હજાર બ્રાહ્મણોને ભોજન કરાવે છે તથા નિત્ય યોગમાં તત્પર રહે છે, તે પુરુષ અધર્મમાંથી મુક્ત થાય છે.૧૫ વેદ જાણનારો બ્રાહ્મણ અન્નની ભિક્ષા માગી લાવીને વેદનો સ્વાધ્યાય કરનારા બ્રાહ્મણને ભોજન કરાવે છે તો આ લોકમાં સુખ ભોગવે છે.૧૬ હે પાંડવ! જે ક્ષત્રિય બ્રાહ્મણના ધનનું હરણ કરતો નથી, ન્યાયથી બ્રાહ્મણોનું પરિપાલન કરે છે, અને પોતાને જે અન્ન મળે છે તે૧૭ વેદાધ્યયન કરનારા ઉત્તમ બ્રાહ્મણોને આપે છે, પોતે નિયમમાં રહે છે, અને પોતાના મનને સારી રીતે નિયમમાં રાખે છે, તે પુરુષ કર્મે કરીને પોતાના પાપકર્મનો નાશ કરે છે.૧૮ વૈશ્ય પોતાના ક્ષેત્રમાંથી આવેલા અન્નના છ વિભાગ કરીને તેમાંથી છઠ્ઠો ભાગ બ્રાહ્મણોને આપે છે, તો પાપોમાંથી સંપૂર્ણ રીતે મુક્ત થાય છે.૧૯ શૂદ્ર પણ પોતાના પ્રાણુનીએ દરકાર કર્યા વિના મહા મહેનતથી અન્ન મેળવીને બ્રાહ્મણોને આપે છે તો તે પાપમાંથી છૂટે છે.૨૦ જે પુરુષ પોતાનાં શારીરબળથી અન્ન મેળવે છે, અને તે અન્ન મેળવતી વખતે કોઇને પણ પીડા કરતો નથી, તે પુરુષ તેવા અન્નનું બ્રાહ્મણોને દાન કરે છે તો તે દુઃખોને દેખતો નથી.૨૧ પુરુષ ન્યાયથી મેળવેલું અન્ન વેદ જાણનારા બ્રાહ્મણોને હર્ષથી આપે છે તો પાપમાંથી મુક્ત થાય છે.૨૨ જગતમાં તેજને વધારનારા અન્નનું દાન કરીને પુરુષ તેજસ્વી થાય છે અને સત્પુરુષોને માર્ગે વર્તવાથી સર્વ પાપોમાંથી છૂટે છે.૨૩ દાન દેનારાઓએ જે માર્ગ કર્યો છે, તે માર્ગે જ વિદ્વાનો પણ જાય છે અન્નના દાતાઓ જ પ્રાણના દાતા છે, અને તેઓથી સનાતન ધર્મ પ્રકટ થયો છે.૨૪ મનુષ્યે હરકોઈ સ્થિતિમાં ન્યાયથી મેળવેલું અન્ન નિત્ય સુપાત્રને આપવું, કારણ કે અન્ન પ્રાણીઓનો પરમ આધાર અને ગતિ છે.૨૫ અન્નના દાનથી પુરુષ દુઃખ

ભોગવતો નથી; તે માટે ન્યાયથી મેળવેલા અન્નનું નિત્ય દાન કરવું.૨૬ ગૃહસ્થાશ્રમી પુરુષે પ્રથમ સદા બ્રાહ્મણને ભોજન કરાવવાનો પ્રયત્ન કરવો, તથા મનુષ્યે અન્નનું દાન કરીને દિવસને અવંધ્ય (સફળ) કરવો.૨૭ હે રાજા! જે પુરુષ વેદવેત્તા, ન્યાયવેત્તા, ધર્મવેત્તા તથા ઇતિહાસ જાણનારા એક હજાર બ્રાહ્મણોને ભોજન કરાવે છે,૨૮ તે પુરુષ ભયંકર નરકમાં પડતો નથી, તેમ જ જન્મમરણોને પામતો નથી; તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે ને તે મરણ પછી પણ સુખ ભોગવે છે.૨૯ આ રીતે જે અન્નનું દાન કરે છે, તે રોગરહિત સુખથી ક્રીડા કરે છે, તથા રૂપને, કીર્તિને અને ધનને મેળવે છે.૩૦ હે ભરતવંશી રાજા! મેં અન્નના દાન તેનાં સર્વ મહાન્ ફળ સાથે તને કહ્યું. અન્નનું દાન સર્વ દાનધર્મોમાં મૂળરૂપ છે.૩૧

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'संसारचक्र' ए नामनो अध्याय ११२ मो समाप्त

## અધ્યાય ૧૧૩ મો

### અહિંસામાહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે બૃહસ્પતિ! અહિંસા (દયા), વેદોકત કર્મ, ધ્યાન, ઇંદ્રિયોનો સંયમ, તપ અને ગુરુસેવા, આમાંથી કયું કર્મ પુરુષનું કલ્યાણ કરે છે?૧

બૃહસ્પતિ બોલ્યાઃ–હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! આ છએ કર્મ ધર્મવાળાં છે, અને તે ભિન્નભિન્ન રીતિથી થઈ શકે તેવાં છે. તે કર્મો હું તને કહું છું, તે તું સાંભળ.૨ હું પ્રાણીનાં ઉત્તમોત્તમ કલ્યાણની કથા તને કહીશ. જે પુરુષ અહિંસા ધર્મને (દયા ધર્મને) સાધે છે, પાળે છે,૩ સદા કામ, ક્રોધ તથા લોભ એ ત્રણને સર્વ પ્રાણીઓને વિષે તજી દે છે અર્થાત્ પંડે તેનાથી દૂર રહે છે, અને કામ તથા ક્રોધને પોતાને વશ રાખે છે, તે પુરુષ સિદ્ધિને પામે છે.૪ જે પુરુષ હિંસા નહિ કરનારાં પ્રાણીઓને દંડથી મારે છે અને પોતાના સુખની ઇચ્છા કરે છે, તે પુરુષ મરણ પછી સુખી થતો નથી.૫ જે પુરુષ સર્વ પ્રાણીઓને પોતાના સમાન જુએ છે, કોઇને શિક્ષા કરતો નથી અને ક્રોધને જિતે છે, તે મરણ પછી સુખ ભોગવે છે.૬ સર્વ પ્રાણીઓને પોતાના જેવા જ માનનારા અને તે પ્રમાણે તેમની સાથે વર્તનારાઓનો માર્ગ જાણવામાં દેવો પણ મોહ પામી જાય છે. જો કે દેવો પંડે સર્વથી શ્રેષ્ઠ પદની આશા રાખે છે.૭ જે પોતાને પ્રતિકૂળ (વિરુદ્ધ) જણાય, તે બીજાને પણ કરવું નહિ આ ટુંકો ધર્મ છે. મનુષ્ય કામનાવડે લોભથી આથી વિરુદ્ધ રીતે વર્તે છે.૮ બીજાનું અપમાન કરવામાં અથવા ના કહેવામાં, દાન દેવામાં, સુખમાં, દુઃખમાં પ્રિયમાં અને અપ્રિયમાં પોતાને જેવું સુખ અથવા દુઃખ થાય છે, તેવું જ બીજાને પણ થાય એમ પુરુષે જાણવું જોઇએ.૯ જેમ કોઈ પુરુષ બીજાઓને શિક્ષા કરે છે, તેમ બીજાઓ તેને શિક્ષા કરે છે, અને એક મનુષ્ય બીજાની રક્ષા કરે છે તો બીજાઓ તેની રક્ષા કરે છે. તે પ્રમાણે જગતમાં જો ધર્મ કરવામાં આવે છે તો સુખ મળે છે અને અધર્મ કરવામાં આવે છે તો દુઃખ થાય છે. આ રીતે તારે ઉપમા જાણવી. મેં તને નિપુણતાથી (કુશળતાથી) ધર્મનો ઉપદેશ કર્યો છે.૧૦

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! આ રીતે દેવોના ગુરુ બૃહસ્પતિ બુદ્ધિમાન્ ધર્મરાજા યુધિષ્ઠિરને કહીને તે સમયે અમારા દેખતાં સ્વર્ગમાં ગયા.૧૧

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'संसारचक्रनी समाप्ति' ए नामनो अध्याय ११३ मो समाप्त

## અધ્યાય ૧૧૪ મો

### માંસત્યાગમાહાત્મ્ય

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! તે પછી બાણશય્યામાં પોઢેલા પિતામહને મહા તેજસ્વી અને ઉત્તમ વક્તા એવા યુધિષ્ઠિર રાજા ફરીથી પૂછવા લાગ્યા.૧

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે મહામતિ! ઋષિઓ, બ્રાહ્મણો અને દેવો અહિંસા (દયા) ધર્મનાં, વેદોનાં પ્રમાણો દર્શાવીને, વખાણ કરે છે.૨ હે ઉત્તમ રાજા! મનુષ્ય મનથી, વાણીથી તથા કર્મથી હિંસા કરે તો તે કેવી રીતે દુઃખમાંથી મુક્ત થાય?૩

ભીષ્મ કહે છેઃ–હે શત્રુસૂદન! બ્રહ્મવાદીઓએ ચાર પ્રકારની દયા કહી છે. તેમાંથી જો તે એક અંશથી પણ ઓછી થાય છે તો તે દયાધર્મ ટકી શકતો નથી, પણ નાશ પામે છે.*૪ જેમ ચાર ચરણવાળું પશુ ત્રણ ચરણથી ઉભું રહી શકતું નથી, તે પ્રમાણે જ, હે મહીપાળ! દયા ધર્મ પણ ત્રણ કારણોથી ટકતો નથી. અર્થાત્ ચાર કારણોથી તે ટકી રહે છે.†૫ જેમ એક હાથીના પગલામાં પગે ચાલનારાં પ્રાણીઓનાં

* માંસનું ભક્ષણ, બીજાનાં માંસના ભક્ષણનો સંકલ્પ, હું માંસ ખાઇશ એમ બોલવું, તથા પ્રાણીની હિંસા કરવી, આમ ચાર પ્રકારે હિંસા થાય છે, અને ચારે પ્રકારનો ત્યાગ કરે ત્યારે દયાધર્મ પાળી શકાય છે.

† ઉપર કહેલા ચાર પ્રકારમાંથી અહિંસા ધર્મ પાળનારા જો તેમાંના એક અંશમાંથી ભ્રષ્ટ થાય છે તો તે દયાધર્મને પાળી શકતો નથી. દયાધર્મના ચારે પ્રકાર પાળવાથી જ દયાધર્મ (અહિંસા) સંપૂર્ણ રીતે પાળી શકાય છે. આમ ભીષ્મના કહેવાનો ભાવાર્થ છે.

પગલાં ડુબી જાય છે. તેમ જ અહિંસા (દયા) ધર્મમાં પણ સર્વ ધર્મોનો સમાવેશ થાય છે.[૬] આ રીતે અહિંસા ધર્મનું જગતમાં પૂર્વે વર્ણન કર્યું છે. મનુષ્ય વાણીથી, મનથી અને કર્મથી એમ ત્રણ પ્રકારના દોષથી લિપ્ત થાય છે.[૭] પરંતુ જે પ્રાણી મનથી, વાણીથી તથા કર્મથી હિંસાનો ત્યાગ કરે છે, અને માંસ ખાતો નથી તે ત્રણ પ્રકારના દોષોમાંથી છૂટે છે.[૮] બ્રહ્મવેત્તાઓએ શાસ્ત્રમાં હિંસાનાં ત્રણ કારણો કહ્યાં છે. મન, વાણી તથા આસ્વાદ, આ ત્રણમાં દોષો વાસ કરીને રહ્યા છે;[૯] એટલા માટે તપસ્વી મહાત્માઓ માંસ ખાતા નથી. હે રાજન્! તું મારી પાસેથી માંસ ભક્ષણના દોષો સાંભળ.[૧૦] જે કુશળ મનુષ્ય માંસને પુત્રના માંસ સમાન જાણ્યા છતાં મોહથી ખાય છે, તેને અધમ પુરુષ જાણવો.[૧૧] જેમ માતા તથા પિતાના સમાગમથી પુત્ર અથવા પુત્રીની ઉત્પત્તિ થાય છે, તેમ પરાધીન એવો પાપી હિંસા કરવાથી પોતે ઘણો અવશ થઈ જાય છે અર્થાત્ તેની એક અહિંસામાંથી અનેક અહિંસાનાં કર્મો થાય છે.[૧૨] જિહ્વાથી રસનું જ્ઞાન થાય છે તથા તેના ઉપર ભાવ થાય છે. તેમજ શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે, સ્વાદ લેવાથી પદાર્થ ઉપર પ્રીતિ થાય છે.[૧૩] મસાલા વગેરેથી સંસ્કાર આપેલા હોય, અથવા સંસ્કાર વિનાના હોય, પકવ હોય, ખારા હોય, કે મીઠા વિનાના હોય, પરંતુ માંસના પદાર્થોને એક વાર ખાવાથી તેના ઉપર મનનો ભાવ વધે છે, અને પછી તે ચિત્તને પોતાને વશ કરે છે.[૧૪] માંસના ભક્ષણ ઉપર પ્રીતિવાળા મૂર્ખ મનુષ્યો, ભેરી, મૃદંગોના અને તંત્રીઓના (વીણાઓના) મધુર શબ્દોને શામાટે સેવે?[૧૫] માંસ ખાવાની ઇચ્છાવાળો માંસનો રસ ખાવાની ઇચ્છાથી તેને અધીન થઈ જાય છે, અને માંસનાં વખાણ કરતાં કહે છે કેઃ–માંસભક્ષણ વિચારની બહાર છે, તેનું વર્ણન કરી શકાય નહિ તેવું છે, અને તે સંકલ્પમાં પણ આવી શકે નહિ તેવું છે.[૧૬] માંસનાં વખાણ કરવાથી દોષ લાગે છે, અને તેનું ફળ ભોગવવું પડે છે. ઘણા સત્પુરુષો પોતાના પ્રાણનો ત્યાગ કરીને[૧૭] તથા પોતાનું માંસ અર્પણ કરીને બીજાઓના માંસનું રક્ષણ કરી સ્વર્ગમાં ગયા છે.[૧૮] હે મહારાજ! આ રીતે અહિંસા (દયા) ધર્મ જે ચાર કારણોથી પાળી શકાય છે, તે તને કહ્યો. તે સર્વ ધર્મની સાથે જોડાયલો છે.[૧૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'मांसत्यागनुं कथन' ए नामनो अध्याय ११४ मो समाप्त

## અધ્યાય ૧૧૫ મો

### અહિંસા પરમો ધર્મઃ

યુધિષ્ઠિર પૂછે છેઃ–તમે ઘણી વાર કહ્યું છે કેઃ– **अहिंसा परमो धर्मः** અહિંસા (દયા) એ પરમ ધર્મ છે. વળી તમે કહો છો કે, શ્રાદ્ધમાં પિતૃઓ માંસની ઇચ્છાવાળા હોય છે.[૧] વળી તમે પૂર્વે શ્રાદ્ધમાં ઘણી જાતનાં માંસો આપવા કહ્યું છે. પરંતુ પ્રાણીની હિંસા કર્યા વગર માંસ કયાંથી મળે? આ રીતે પરસ્પર વિરોધ આવે છે.[૨] માંસના ત્યાગરૂપી ધર્મને માટે અર્થાત્ અહિંસા ધર્મને માટે એથી અમને સંશય ઉભો થયો છે. માંસનું ભક્ષણ કરનારાને શો દોષ લાગે, અને નહિ ભક્ષણ કરનારાને કેવી રીતનું પુણ્ય થાય?[૩] પંડે હણીને ખાય તેને કેવું પાપ લાગે? બીજો ભેટ કરી જાય તે તે ખાય, તેને કેવું પાપ લાગે? જે પારકાને માટે હણે તેને કેવું પાપ લાગે, ને વેચાતું લઈને ખાય, તે પુરુષને કેવું પાપ લાગે?[૪] હે નિર્દોષ! આ વાત તમે મને યથાર્થ રીતે કહો, એમ હું ઇચ્છું છું, અને હું આ સનાતન ધર્મ ખાત્રીપૂર્વક પાળીશ.[૫] પુરુષનું આયુષ્ય કેવી રીતે વૃદ્ધિ પામે, કેવી રીતે પુરુષ સત્વસંપન્ન થાય, કેવી રીતે સર્વ અંગોથી સંપૂર્ણ થાય, કેવી રીતે ઉત્તમ લક્ષણોવાળો થાય, તે કહો.[૬]

ભીષ્મ કહે છેઃ–હે કુરુનંદન! હે રાજન્! માંસ નહિ ખાવાથી જે ધર્મ થાય છે, તે ધર્મ વિષે, તથા તેનો ઉત્તમ વિધિ જે પ્રમાણે છે, તે પ્રમાણે પણ મારી પાસેથી સાંભળ.[૭] જે મહાત્મા પુરુષોને રૂપની, શરીરનાં સંપૂર્ણ અંગોની, આયુષ્યની, બુદ્ધિની, સત્વની, બળની ને સ્મૃતિની પ્રાપ્તિની ઇચ્છા હતી, તે મહાત્માઓએ હિંસાનો ત્યાગ કર્યો હતો.[૮] હે કુરુનંદન! હે યુધિષ્ઠિર! આ વિષયમાં ઋષિઓનો અનેક પ્રકારનો સંવાદ થયો છે, માટે તેઓના જે મત છે તે તું સાંભળ.[૯] એક પુરુષ વ્રત ધારણ કરીને મહિને મહિને અશ્વમેધ યજ્ઞ કરે, અને બીજો પુરુષ મદિરા અને માંસનો ત્યાગ કરે તો તે બન્નેને, હે યુધિષ્ઠિર! સમાન પુણ્ય મળે છે.[૧૦] મહાત્મા સપ્તર્ષિઓ, તેમ જ સૂર્યનાં કિરણોનું પાન કરનારા ઋષિઓ, તેમ જ વાલખિલ્યો અને બીજા બુદ્ધિમાનો પણ માંસનું ભક્ષણ નહિ કરવું, તેને વખાણે છે.[૧૧] જે પુરુષ માંસ ખાતો નથી, પ્રાણીની હિંસા કરતો નથી, બીજાની પાસે હિંસા કરાવતો નથી તે સર્વ પ્રાણીઓનો મિત્ર છે, એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે.[૧૨] જે પુરુષ માંસનો ત્યાગ કરે છે, તે પુરુષનો પ્રાણી માત્ર તિરસ્કાર કરી શકતો નથી. તે સર્વ પ્રાણીઓમાં વિશ્વાસપાત્ર થઈ પડે છે, તથા સત્પુરુષોમાં પણ નિત્ય માન્ય થઈ પડે છે.[૧૩] જે પુરુષ પારકાના માંસથી

પોતાના માંસને વધારવાની ઇચ્છા રાખે છે, તે પુરુષ નિત્ય દુઃખી થાય છે એમ ધર્માત્મા નારદે કહ્યું છે.[૧૪] મદિરા તથા માંસનો ત્યાગ કરવાથી પુરુષને દાનના યજ્ઞનું ફળ મળે છે, તથા તે તપસ્વી પણ થાય છે, એમ બૃહસ્પતિએ પણ કહ્યું છે.[૧૫] એક પુરુષ સો વર્ષ સૂધી દરએક મહિને અશ્વમેધ યજ્ઞ કરે અને બીજો મનુષ્ય માંસનો આહાર કરે નહિ, આ બન્નેને હું સમાન માનું છું.[૧૬] મદિરાનો અને માંસનો ત્યાગ કરવાથી પુરુષ નિત્ય યજ્ઞ કરે છે, નિત્ય દાન દે છે, તથા સદા તપ કરે છે.[૧૭] હે ભરવંશી રાજા! પુરુષ પ્રથમ માંસ ખાતો હોય પણ પાછળથી માંસનો ત્યાગ કરી દે છે, તેને એવું ફળ મળે છે કે, જે વેદોના પાઠથી તથા સર્વે યજ્ઞો કરવાથી મળે નહિ.[૧૮] એક વાર માંસના રસનું જ્ઞાન થયું કે, પછી સર્વ પ્રાણીઓને અભય આપનારું માંસના ત્યાગરૂપી ઉત્તમ વ્રત પાળવું કઠિન થઇ પડે છે.[૧૯] જે જ્ઞાની પુરુષ સર્વ પ્રાણીઓને અભય દક્ષિણા આપે છે, તે જગતમાં પ્રાણનો દાતા થઇ પડે છે, એમાં સંશય નથી.[૨૦] આ રીતે વિદ્વાનો અહિંસા ધર્મની પરમ ધર્મ તરિકે પ્રશંસા કરે છે. જેવા આપણા પ્રાણ આપણને પ્રિય છે, તે પ્રમાણે પ્રાણીઓને પણ પોતાના પ્રાણો પ્રિય છે.[૨૧] પુણ્યાત્મા એવા બુદ્ધિમાન્ પુરુષોએ સર્વ પ્રાણીઓને પોતાના સમાન માનવાં જોઇએ, પોતાનું કલ્યાણ ઇચ્છનારા વિદ્વાનોને પણ મૃત્યુનો ભય છે;[૨૨] તો પછી જીવવાની ઇચ્છાવાળા, રોગ રહિત અને નિર્દોષ પ્રાણીઓ જેઓને માંસ ઉપર આજીવિકા કરનારા પાપી પુરુષો હણે છે, તેઓને મૃત્યુનો ભય કેમ ન હોય?[૨૩] તે માટે, હે રાજા! તારે જાણવું કે માંસનો ત્યાગ, એ ધર્મનું શ્રેષ્ઠ સ્થાન, સ્વર્ગનું શ્રેષ્ઠ સ્થાન, અને સુખનું શ્રેષ્ઠ સ્થાન છે.[૨૪] અહિંસા પરમ ધર્મ છે, અહિંસા પરમ તપ છે, અને અહિંસા પરમ સત્ય છે, કે જેમાંથી ધર્મની પ્રવૃત્તિ થાય છે.[૨૫] માંસ કંઈ ખડમાંથી, કાષ્ઠમાંથી કે પત્થરમાંથી ઉત્પન્ન થતું નથી; પરંતુ પ્રાણીને મારવાથી માંસ ઉત્પન્ન થાય છે. તે માટે માંસભક્ષણમાં દોષ રહેલો છે.[૨૬] દેવો યજ્ઞમાં સ્વાહાકારથી તથા શ્રાદ્ધમાં સ્વધાકારથી અમૃતનું ભોજન કરે છે, સત્ય ઉપર અને આર્જવ ઉપર પ્રીતિ રાખે છે; પરંતુ માંસ આહાર કરી જિહ્વાને સંતોષનારાને તો કપટ ને અસત્યમાં પરાયણ રહેનારા રાક્ષસ જાણવા.[૨૭] ભયંકર દુર્ગ અને ગહન વનોમાં રાત્રે, દિવસે, સંધ્યાકાળે, ચૌટાંઓમાં, સભામાં,[૨૮] હથિયાર ઉગામ્યાં હોય ત્યારે, અને માંસનો આહાર કરનારા પશુઓ મારવામાં આવે ત્યારે, હે રાજન્! માંસાહાર નહિ કરનારા પુરુષને બીજાઓનો ભય લાગતો નથી.[૨૯] વળી જે માંસાહાર કરતો નથી, તે પુરુષ સર્વ પ્રાણીઓને શરણે જવા યોગ્ય થાય છે, સર્વ પ્રાણીઓને વિશ્વાસ કરવા યોગ્ય થાય છે, જગતમાં શાંતિ આપનારો થાય છે, પંડે પણ કોઈ દિવસ ઉદ્વેગ પામતો નથી.[૩૦] જો માંસ ખાનારો ન હોય તો પશુને મારનારો પણ કોઈ ન હોય. ઘાતક (પશુને મારનારો) મનુષ્ય પશુનો ઘાત કરે છે, તે ખાનારને માટે.[૩૧] 'માંસ ખાવા યોગ્ય નથી' આવો વિચાર થયા પછી હિંસા બંધ પડે છે, અર્થાત્ ખાનારને માટે મૃગ વગેરેની હિંસા કરવામાં આવે છે.[૩૨] તેથી, હે મોટી કાંતિવાળા રાજા! પ્રાણીની હિંસા કરનારાઓનું આયુષ્ય ઓછું થાય છે; માટે જે પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય, તેણે માંસનું ભક્ષણ કરવું નહિ.[૩૩] પ્રાણીઓની હિંસા કરનારા ભયંકર પુરુષોને બીજા જન્મમાં પોતાનું રક્ષણકર્તા મળતા નથી. જેમ હિંસા કરનારાં પશુઓને દુઃખ દેવામાં આવે છે તથા મારવામાં આવે છે, તેમ હિંસક પુરુષોને પણ દુઃખ દેવું જોઇએ, તથા તેઓને મારવા જોઇએ.[૩૪] લોભથી, બુદ્ધિના મોહથી, અથવા પોતાના વીર્યનો ઉત્કર્ષ બતાવવા માટે અથવા પાપીઓના સંબંધથી મનુષ્યોને અધર્મ ઉપર પ્રીતિ થાય છે.[૩૫] જે પુરુષ પરાયા માંસથી પોતાનું માંસ વધારવાની ઇચ્છા કરે છે, તે પુરુષ આ જગતમાં દુઃખથી વાસ કરે છે, અને મરણ પછી જે જે જાતિમાં જન્મે છે, ત્યાં પણ દુઃખી સ્થિતિમાં જીવન ગાળે છે.[૩૬] નિયમ પાળનારા મહર્ષિઓ કહે છે કેઃ—માંસનો ત્યાગ ધનધાન્યને આપનારો, યશને આપનારો, આયુષ્યને આપનારો, સ્વર્ગને આપનારો અને મહાન્ કલ્યાણકારક છે.[૩૭] હે કુંતીના પુત્ર! માંસ ખાવામાં જે દોષો છે જે તે મેં પૂર્વે માર્કંડેયની પાસેથી સાંભળ્યા છે.[૩૮] જે પ્રાણીઓ જીવવાની ઇચ્છાવાળાં પ્રાણીઓને મારી નાંખીને તેઓના અથવા પોતાની મેળે મરી ગયાં હોય તેઓના, માંસને ખાય છે, તેને હણનારાના જેવા જ જાણવા.[૩૯] માંસને વેચાતું લેનારો ધનવડે પ્રાણીની હિંસા કરે છે, ખાનારો ઉપભોગથી પ્રાણીની હિંસા કરે છે, અને હણનારો પ્રાણીને હણવાથી તથા બાંધવાથી હિંસા કરે છે. આ રીતે ત્રણ પ્રકારનો વધ છે.[૪૦] જે મનુષ્ય માંસ ખાતો નથી, પરંતુ મનના દોષને લીધે મારનારાને અનુમોદન આપે છે, તેને પણ હિંસાનો દોષ લાગે છે.[૪૧] જે પુરુષ પ્રાણીઓની ઉપર દયાળુ થઇને માંસનું ભક્ષણ કરતો નથી, તે પુરુષનું કોઈ પણ પ્રાણીઓ અપમાન કરી શકતાં નથી. તે આયુષ્માન્ થાય છે તથા સદા આરોગ્ય રહે છે.[૪૨] સુવર્ણનાં દાનો

દેવાથી, ગાયોનાં દાનોથી તથા ભૂમિનાં દાનોથી જે ધર્મ થાય છે, તેના કરતાં પણ માંસભક્ષણનો ત્યાગ કરવાથી વિશેષ ફળ મળે છે, આમ વેદમાં કહ્યું છે.[૪૩] જે માંસને યજ્ઞમાં સંસ્કાર કરવામાં આવ્યો ન હોય, જે દેવને ધરવામાં આવ્યું ન હોય, જે માંસ વિધિવગરનું હોય તેવું માંસ ખાવું નહિ. જો મનુષ્ય ઉપર કહેલું માંસ ખાય છે તો નરકમાં પડે છે, તેમાં સંશય નથી.[૪૪] જે માંસ યજ્ઞમાં પ્રોક્ષિત કરેલું હોય, જે માંસને શ્રાદ્ધમાં અભ્યુક્ષિત કરેલું હોય, તથા બ્રાહ્મણોની ઇચ્છાથી જે માંસ તૈયાર કરવામાં આવ્યું હોય, આવા માંસના ભક્ષણમાં પણ થોડો દોષ સમાયેલો છે; પરંતુ ઉપર કહેલા વિધિથી વિપરીત માંસનું ભક્ષણ કરવાથી ખાનારાને વિશેષ દોષ લાગે છે.[૪૫] જે અધમ પુરુષ ખાનારાને માટે પ્રાણીઓની હિંસા કરે છે, તેને વધારે મહાન્ દોષ લાગે છે, ખાનારાને તેટલો લાગતો નથી.[૪૬] યજ્ઞના મિષથી માંસ ખાવાની ઇચ્છાવાળો જે મૂઢ તથા અધમ પુરુષ, દેવતાઓની પૂજા માટે તથા યજ્ઞને માટે વેદમાં કહેલા ઉપાયોથી પ્રાણીઓની હિંસા કરે છે, તે પુરુષ નરકમાં પડે છે.[૪૭] એક વાર માંસ ખાધા પછી જે પુરુષ પાછળથી માંસનો ત્યાગ કરે છે, તે પુરુષને પણ મહાન્ ધર્મ થાય છે; કારણ કે તે પુરુષ પાપ કર્મથી પાછો ફરે છે.[૪૮] જે પુરુષ માંસની તૈયારી કરે છે, તેને જે અનુમોદન આપે છે, જે મારી નાંખે છે, જે વેચાતું લે છે, જે વેચે છે, જે રાંધે છે, અને જે ઉપભોગ કરે છે, તે સર્વે માંસના ખાનારા છે.[૪૯] હવે હું તને માંસ નહિ ખાવાનું બીજું પ્રમાણ પણ કહું છું, કે જે વિધિમાં કહ્યું છે, જે પુરાણું (પ્રાચીન) છે, જેને ઋષિઓ અનુમોદન આપે છે, અને જેને વેદોમાં વર્ણવ્યું છે.[૫૦] હે રાજસિંહ! વેદમાં જે પ્રવૃત્તિ-ધર્મ કહ્યો છે, તે પ્રજાર્થી(ગૃહસ્થાશ્રમી)ઓને માટે કહ્યો છે, પરંતુ તે ધર્મ મોક્ષની ઇચ્છા રાખનારાઓને માટે નથી.[૫૧] વેદોક્તપ્રમાણથી મંત્રો ભણીને જે હવિષને સંસ્કાર કરી પ્રોક્ષિત કર્યો હોય, તથા પિતૃઓના કર્મમાં એટલે શ્રાદ્ધમાં જેને અભ્યુક્ષિત કરવામાં આવ્યું હોય, તે હવિષ્ પવિત્ર ગણાય છે.[૫૨] એ વિના બીજી રીતે વૃથામાંસ એટલે દેવને ધર્યા વગરનું માંસ અભક્ષ્ય (ભક્ષણ કરવાને અયોગ્ય) છે, એમ મનુએ કહ્યું છે. તથા, હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! તેવું માંસ ખાવાથી નરક મળે છે, જગતમાં અપયશ થાય છે, તથા તેવું માંસ રાક્ષસને ખાવા યોગ્ય ગણાય છે.[૫૩] હે રાજન્! પુરુષે યજ્ઞ અથવા શ્રાદ્ધ સિવાય વિધિ વગરનું માંસ ખાવું નહિ. જે માંસને પ્રોક્ષણ કરવામાં આવ્યું ન હોય, જે માંસ દેવના નૈવેદ્યને માટે ન હોય તથા જે માંસને વિધિપૂર્વક સંસ્કાર કરવામાં આવ્યો ન હોય, તેવું માંસ ખાવું નહિ.[૫૪] જે પોતે અત્યંત સુખી થવાને ઇચ્છતો હોય, તે પુરુષે જગતમાં કોઈ પણ પ્રાણીનું માંસ ખાવું નહિ.[૫૫] એવું સાંભળવામાં આવ્યું છે કે, પૂર્વ કલ્પમાં મનુષ્યો ચોખાના લોટનું પશુ બનાવતા હતા, કે જેનાથી પુણ્યલોક મેળવવા ઇચ્છનારા મનુષ્યો પરમાત્માનું યજન કરતા હતા.[૫૬] પૂર્વે ચેદિ દેશના રાજા વસુને ઋષિઓએ પ્રશ્ન કર્યો કે, 'કેવું માંસ ખાઈ શકાય?' તે વખતે તેણે, હે પ્રભો! અભક્ષ્ય માંસને પણ ભક્ષ્ય કહ્યું.[૫૭] તેથી તે રાજા સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર પડ્યો, અને ફરીને દેવોએ પૂછ્યું ત્યારે તેણે ફરીને ઉપર પ્રમાણે જ કહ્યું. તે ઉપરથી તે પાતાળમાં ઉતરી ગયો.[૫૮] પૂર્વે મહાત્મા અગસ્ત્યે પ્રજાનું હિત કરવાની કામનાથી, અરણ્યનાં સર્વ પશુઓનું દેવનિમિત્તે તપવડે પ્રોક્ષણ કર્યું હતું.[૫૯] આ પ્રમાણે પિતૃઓની ક્રિયા શ્રાદ્ધ તથા દેવોનું યજન (યજ્ઞ) કરવામાં આવે છે તો તે કર્મથી દોષ લાગતો નથી, અને ન્યાયપૂર્વક માંસથી તૃપ્ત કરેલા પિતૃઓ પ્રસન્ન થાય છે.[૬૦]* હે નિર્દોષ રાજેન્દ્ર! માંસ ન ખાવાથી સર્વ પ્રકારનું સુખ મળે છે, તે વિષે તને હું કહું છું તે તું સાંભળ.[૬૧] એક મનુષ્ય સો વર્ષ સૂધી અત્યંત દારુણ તપ કરે, બીજો એક મનુષ્ય માંસનો ત્યાગ કરે તો આ બન્નેને હું સમાન માનું છું.[૬૨] હે રાજા! શરદઋતુના શુક્લ પક્ષમાં જે પુરુષ ખાસ મદ્ય તથા માંસનો આહાર કરતો નથી, તે પુરુષને પુણ્યનો લાભ થાય છે.[૬૩] જે પુરુષ વર્ષાઋતુના ચાર મહિનામાં માંસનો ત્યાગ કરે છે, તે પુરુષને કીર્તિ, આયુષ્ય, યશ અને બળ આ ચાર ઉત્તમ પદાર્થો મળે છે.[૬૪] અથવા જે પુરુષ એક મહિના સૂધી સર્વ જાતનાં માંસનો ત્યાગ કરે છે, તે પુરુષ સર્વ દુઃખોને ઓળંગીને નીરોગી થાય છે અને સુખમાં જીવન ગાળે છે.[૬૫] એક મહિના સૂધી અથવા એક પખવાડિયાં સૂધી માંસનો ત્યાગ કરનારા અર્થાત્ હિંસાથી નિવૃત્ત થયેલા પુરુષોને બ્રહ્મલોક મળે છે.[૬૬] હે પૃથાના પુત્ર! નાભાગ, અંબરીષ, મહાત્મા ગય, આયુ, નાથ, અનરણ્ય, દિલિપ, રઘુ, પુરુ, કાર્તવીર્ય, અનિરુદ્ધ, નહુષ, યયાતિ, નૃગ, વિશ્વગશ્વ તેમ જ શશબિન્દુ, યુવનાશ્વ, શિબિ, ઔશીનર, મુચકુંદ, માંધાતા, હરિશ્ચંદ્ર, આ રાજાઓને ભૂત તથા ભવિષ્યકાળનું જ્ઞાન હતું, તેઓ સર્વ પ્રાણીઓના આત્મારૂપ હતા, અને તે શુક્લ પક્ષમાં માંસ ખાતા ન હતા.[૬૭–૭૦] સત્ય બોલો, પરંતુ

---

* મહાત્મા અગસ્ત્યે પૂર્વે અરણ્યનાં પશુઓને પ્રોક્ષણ કરીને પર્યગ્નિકરણ કર્યું હતું. અર્થાત્ સર્વ પશુઓની આસપાસ બળતું ઊંબાડીઉં ફેરવીને તેઓને છોડી મૂક્યાં હતાં, પરંતુ તેઓનો વધ કર્યો ન હતો.

અસત્ય બોલો મા. સત્ય એ સનાતન ધર્મ છે. હરિશ્ચન્દ્ર રાજા સત્ય બોલવાથી સ્વર્ગમાં ચંદ્રની પેઠે ફરે છે.૭૧ હે રાજેન્દ્ર! શ્યેનચિત્ર, સોમક, વૃક, રૈવત, રંતિદેવ, વસુ, સૃંજય,૭૨ એ તેમજ બીજા કૃપ, ભરત, દુષ્યંત, કરુષ, રામ, અલર્ક, વિરૂપાશ્વ, નિમિ, બુદ્ધિમાન્ જનક,૭૩ એલ, પૃથુ, વીરસેન, ઇક્ષ્વાકુ, શંભુ, શ્વેત અને સગર,૭૪ અજ, ધુંધુ, સુબાહુ, હર્યશ્વ, ક્ષુપ, અને ભરત,૭૫ આ રાજાઓ તથા બીજા રાજાઓ પૂર્વે, હે રાજેન્દ્ર! શરદ ઋતુમાં માંસનું ભક્ષણ કરતા ન હતા, તેથી તેઓ સ્વર્ગમાં ગયા હતા,*૭૬ તથા તેઓ દિવ્ય લક્ષ્મીથી જાજ્વલ્યમાન થઇને હજારો સ્ત્રીઓની સાથે બ્રહ્મલોકમાં રહે છે, અને ગંધર્વો તેઓની ઉપાસના કરે છે.૭૭ આ રીતે અહિંસા એ ઉત્તમ ધર્મ છે, જે મહાત્માઓ અહિંસારૂપી ધર્મને પાળે છે, તેઓ સ્વર્ગમાં રહે છે.૭૮ જે ધાર્મિક પુરુષો જન્મથીજ મદ્યનો તથા માંસનો ત્યાગ કરે છે, તે સર્વે પુરુષો મુનિ કહેવાય છે.૭૯ જે પુરુષ માંસ નહિ ખાવાના આ ધર્મનું આચરણ કરે તથા બીજાઓને સંભળાવે, તે પુરુષ દુરાચારી હોય તોપણ કદી નરકમાં પડતો નથી.૮૦ જે પુરુષ માંસભક્ષણને ત્યાગ કરવારૂપી, પવિત્ર તથા ઋષિઓએ પણ વખાણેલો આ વિધિ નિત્ય ભણે અથવા સાંભળે તો૮૧ સર્વ પાપોમાંથી તે મુક્ત થાય છે, તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે, અને જ્ઞાતિમાં મોટાઇ મેળવે છે, એમાં સંશય નથી.૮૨ (આ વિધિ સાંભળનાર અને તે પ્રમાણે વર્તનાર) આપત્તિમાં આવી પડેલો આપત્તિમાંથી મુક્ત થાય છે, કેદમાં પડેલો કેદમાંથી છૂટો થાય છે, રોગી રોગમાંથી મુક્ત થાય છે, દુઃખી દુઃખમાંથી છૂટે છે;૮૩ હે કુરુશ્રેષ્ઠ! મનુષ્યને પશુની યોનિમાં અવતરવું પડતું નથી. તે રૂપસંપન્ન થાય છે, સંપત્તિવાળો થાય છે તથા મહાયશ મેળવે છે.૮૪ હે રાજન્! ઋષિઓએ નિર્માણ કરેલો આ માંસભક્ષણના ત્યાગનો વિધિ તથા પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં ઋષિઓએ નિર્માણ કરેલો વિધિ મેં તને કહ્યો.૮૫

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'मांस भक्षणनो निषेध' ए नामनो अध्याय ११५ मो समाप्त

## અધ્યાય ૧૧૬ મો
### અહિંસા ફળકથન

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ભીષ્મ! અફસોસ કે જગતમાં ક્રૂર મનુષ્યો પણ ભાતભાતનાં ભોજનો તજી દઇને માંસ ખાવાની ઇચ્છા રાખે છે, તે મોટા રાક્ષસોના જેવા છે.૧ મનુષ્યો પુડલા, ભાત ભાતનાં શાક, શિખંડો અને રસો ખાવાની જેટલી ઇચ્છા કરતા નથી, તેટલી માંસ ખાવાની ઇચ્છા કરે છે!૨ માંસ ખાવાના વિષયમાંજ મારી બુદ્ધિ ચોતરફથી ગુંચવાયા કરે છે; અર્થાત્ ખાવું કે ન ખાવું, તેનો નિર્ણય કરી શકતી નથી. હું માંસના રસ જેવો બીજો કોઈ પણ રસ હોય એમ માનતો નથી.૩ હે પ્રભુ! હે મહાપુરુષ! તમે ધર્મને જાણનારા છો, માટે માંસને નહિ ખાવાથી જે ફાયદા થાય તથા માંસ ખાવાથી જે દોષો લાગે,૪ તે સર્વે યથાર્થ રીતે સાંભળવાની હું ઇચ્છા રાખું છું. વળી કયા પદાર્થ ભક્ષ્ય છે, કયા અભક્ષ્ય છે, એ સર્વ હું યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું. માટે તમે મને એ સર્વ કહો.૫ હે પિતામહ! એ માંસનું જે સ્વરૂપ હોય તે, તેનો ત્યાગ કરવાથી થતા ગુણો, ને ખાવાથી લાગતા દોષો જે કંઈ હોય, તે મને કહો.૬

ભીષ્મ કહે છેઃ-હે મોટા બાહુવાળા! હે ભરતવંશી રાજા! તું જે કહે છે તે યથાર્થ છે. પૃથ્વી ઉપર માંસના રસ જેવો બીજો કોઈ પણ ઉત્તમ રસ નથી.૭ જે પુરુષો ઉરઃક્ષતથી થયેલા ક્ષયરોગથી પીડાતા હોય, (ઘાયલ થયલા હોય, ક્ષીણ થતા હોય, રોગથી પીડિત હોય), જેઓનું મન વિષયસુખમાં રચ્યુંપચ્યું રહેતું હોય, તથા જેઓ પંથ કરવાથી (ચાલવાથી) દુબળા થઈ ગયા હોય, તેઓને માંસના જેવું બીજું પુષ્ટિકારક ઉત્તમ ભોજન નથી.૮ માંસ તુરત પ્રાણોની વૃદ્ધિ કરે છે, ઉત્તમ પ્રકારની પુષ્ટિ કરે છે. હે શત્રુતાપન! માંસના કરતાં કોઈ પણ ઉત્તમ ભોજન નથી.૯ હે કુરુકુળના પુત્ર! પરંતુ તે માંસનો ત્યાગ કરવાથી મનુષ્યોને ઘણી જાતના ફાયદા થાય છે, જે હું તને કહું છું તે તું મારી પાસેથી સાંભળ.૧૦ જે મનુષ્ય પારકાના માંસથી પોતાના માંસને વધારવાની ઇચ્છા રાખે છે, તેના જેવો બીજો કોઈ અત્યંત ક્ષુદ્ર તથા અત્યંત નીચ નથી.૧૧ આ જગતમાં મનુષ્યોને પ્રાણોના કરતાં બીજી કોઈ પણ વસ્તુ પ્રિય નથી. માટે પુરુષે જેવી પોતાના ઉપર દયા હોય, તેવી બીજાના ઉપર પણ કરવી.૧૨ હે તાત! માંસની ઉત્પત્તિ વીર્યથી થાય છે, એમાં સંદેહ નથી; માટે માંસભક્ષણમાં મહાન દોષ રહેલો છે અને ત્યાગમાં પુણ્ય સમાયલું છે.૧૩ જે મનુષ્ય વેદમાં કહેલા વિધિ પ્રમાણે માંસનું ભક્ષણ કરે છે, તેને દોષ લાગતો નથી. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે यज्ञार्थं पशवः सृष्टाः યજ્ઞને માટે પશુઓ ઉત્પન્ન કર્યાં

* અહિં જે રાજાઓ ગણાવ્યા છે તે ક્ષત્રિય જાતિના હતા, ને તેઓ નિત્ય માંસ ભક્ષણ કરતા હતા, છતાં પણ તેઓ શરદઋતુમાં માંસનો ત્યાગ કરતા હતા તેથી સ્વર્ગમાં ગયા હતા; તો પછી જે પુરુષ હમેશાંને માટે માંસનો ત્યાગ કરે, તે કેમ સ્વર્ગમાં જાય નહિ? આવું આ શ્લોકનું તાત્પર્ય છે.

છે.[૧૪] માટે જેઓ યજ્ઞ કર્યા વિના બીજે પ્રસંગે માંસનું ભક્ષણ કરે છે, તેઓનો એ રાક્ષસવિધિ કહેવાય છે. હવે ક્ષત્રિયોને માંસભક્ષણ કરવાનો જે વિધિ શાસ્ત્રમાં કહ્યો છે, તે પણ તું મારી પાસેથી સાંભળ.[૧૫] પરાક્રમથી મેળવેલું માંસ જો ખાવામાં આવે તો તેથી ખાનારાને પાપ લાગતું નથી. પૂર્વે અગસ્ત્યે *અરણ્યનાં સર્વે પશુઓને પ્રોક્ષણ કરીને દેવને તથા પિતૃઓને અર્પણ કર્યાં હતાં,[૧૬] તેથી મૃગયા કરવામાં દોષ ગણાતો નથી. પોતાના શરીરને જોખમમાં નાંખ્યા વગર મૃગયા (શિકાર) પણ કરી શકાતી નથી.[૧૭] વળી મૃગયા ખેલવામાં મારનારાને તથા મરનારા પશુને એમ બન્નેને સમાન જોખમ રહેલું છે. મૃગયામાં શિકાર કરનાર મરે છે કે શિકાર મરે છે. તેને લીધે મૃગયાને માન આપવામાં આવે છે અને, હે ભરતવંશી રાજા! ઉપર દર્શાવેલાં કારણોથી સર્વે રાજર્ષિઓ મૃગયા કરે છે.[૧૮] મૃગયા ખેલવાથી પાપ લાગતું નથી, તથા એ પાપકર્મ છે, એમ તેઓ પણ જાણતા નથી. મૃગયાના સમાન કોઈ પણ કર્મ આલોકમાં તથા પરલોકમાં નથી.[૧૯] જો કે, હે કુરુકુળપુત્ર! સર્વ પ્રાણીઓના ઉપર દયા કરવી, એ ઉત્તમ છે. દયાળુ મનુષ્યને આલોકમાં કોઈ પણ દિવસ ભય લાગતો નથી.[૨૦] દયાળુને આલોક તથા તપસ્વીને પરલોક સુખકારક થઈ પડે છે. ધર્મને જાણનારાઓ કહે છે કે:–અહિંસા એ ધર્મ છે.[૨૧] આત્મજ્ઞાની પુરુષે જે કર્મમાં હિંસા ન હોય તેવું કર્મ કરવું. પિતૃઓના અને દેવોના કર્મમાં હવિષને પ્રોક્ષણ કરવું, એમ કહ્યું છે.[૨૨]† જે પુરુષ દયાપરાયણ થઇને સર્વ પ્રાણીઓને અભય દાન આપે છે, તે પુરુષને સર્વ પ્રાણીઓ અભયદાન આપે છે, એમ અમે સાંભળ્યું છે.[૨૩] પ્રાણીઓ ઉપર દયા રાખનારો મનુષ્ય ઘાયલ થયો હોય, ઠેસ વાગી હોય, પડી ગયો હોય, પાણી વગેરેના પ્રવાહથી ઘસડાઈ ગયો હોય તથા સંપૂર્ણ રીતે તેને માર વાગ્યો હોય તેવા સમ અને વિષમ પ્રસંગમાં સર્વ પ્રાણીઓ તેનું રક્ષણ કરે છે.[૨૪] વળી દયાળુ પુરુષને હિંસક પ્રાણીઓ હણતાં નથી, પિશાચો હણતા નથી, રાક્ષસો હણતા નથી. જે મનુષ્ય ભયમાંથી બીજાઓને છોડાવે છે, તે પંડે પણ ભયને સમયે ભયમાંથી છૂટે છે.[૨૫] પ્રાણના દાન જેવું ઉત્તમ દાન થયું નથી તેમ થશે પણ નહિ, તથા પોતાના આત્મા કરતાં કોઈ પણ વસ્તુ વિશેષ પ્રિય નથી, આવો વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે.[૨૬] હે ભરતવંશી રાજા! મરણ એ સર્વ પ્રાણીઓને અનિષ્ટ છે, કારણ કે મરણ વખતે સર્વ પ્રાણીઓને તુરત ધ્રૂજ છૂટે છે.[૨૭] આ સંસારરૂપી સાગરમાં પ્રાણીઓને ગર્ભમાં આવવારૂપી, જન્મવારૂપી તથા વૃદ્ધાવસ્થારૂપી દુઃખો નિત્ય ભોગવવાં પડે છે, તથા મરણથી તેઓ ભય પામે છે.[૨૮] વળી મૂત્રના, પરસેવાના અને ઝાડાના ખારા, ખાટા તથા તીખા રસો જે અત્યંત તીક્ષ્ણ તથા દારુણ છે, તે રસોથી ગર્ભવાસમાં જીવો પાકે છે.[૨૯] જન્મ્યા પછી પણ તે જીવો પરાધીન હોય છે, અને તેઓને વારંવાર બીજાઓ શસ્ત્રથી કાપે છે. વળી માંસની ઇચ્છા કરનારા જીવોની વારંવાર આવી જ સ્થિતિ થાય છે.[૩૦] વળી માંસાહારી જીવો અનેક યોનિમાં અવતરીને છેવટે કુંભીપાક નામે નરકમાં રંધાય છે. કેટલાએક પ્રાણીઓને બીજા બળાત્કારથી દબાવીને મારી નાંખે છે, અને તેઓ વારંવાર અનેક યોનિઓમાં અવતર્યા કરે છે.[૩૧] આ પૃથ્વી ઉપર પ્રાણીને પોતાના આત્મા કરતાં વિશેષ કોઈ પણ પ્રિય નથી, માટે સમજુ પુરુષે સર્વ પ્રાણીઓના ઉપર પોતાની પેઠે જ દયા રાખવી.[૩૨] હે રાજન્! જે જીવિત પર્યંત કોઈ પણ પ્રાણીનું માંસ ખાતો નથી, તે પુરુષને સ્વર્ગમાં મોટું સ્થાનક મળે છે, એમાં સંશય નથી.[૩૩] જે મનુષ્યો જીવવાને ઇચ્છતા પ્રાણીઓનાં માંસનું ભક્ષણ કરે છે, તે પ્રાણીઓ પાછા તેઓનાં માંસનું ભક્ષણ કરે છે, એમાં મને સંશય નથી.[૩૪] હે ભરતવંશી રાજા! માંસ શબ્દનું તારે આ પ્રમાણે નિર્વચન જાણવું. જે કારણથી 'મામ્ એટલે મને સઃ એટલે તે ભક્ષયતે એટલે ખાય છે, તેજ કારણથી 'હું પણ તેનું ભક્ષણ કરીશ,' આવો 'માંસ' શબ્દનો અર્થ છે.[૩૫] જે પુરુષ બીજાની હિંસા કરે છે, તેને બીજાઓ પણ મારે છે, તેમ જ ખાનારાને પણ મારે છે. હે રાજન્! નિંદા કરનારો પુરુષ બીજાની નિંદાને પાત્ર થઈ પડે છે, બીજાઓને ક્રોધ

* યજમાન યજ્ઞ કરે છે તે સમયે આરણ્યક પશુઓને પર્યગ્નિકરણ કરીને છોડી દે છે. (પર્યગ્નિકરણ એટલે બળતું ઉંબાડીઉં પશુની આગળ પાછળ ફેરવવું.) આવાં પશુઓનો શિકાર કરવાથી દોષ લાગતો નથી. કારણ કે ઉત્સૃષ્ટ એટલે દેવને અર્પણ કરીને તજી દીધેલાં પશુઓ જો જીવતાં રહે તો જેને અર્પણ કર્યું હોય તે દેવ તૃપ્ત થતા નથી. कपिञ्जलानालभेत् 'કપિંજલોનું આલભન કરવું.' આ વાક્યમાં કેટલા કપિંજલોનું આલભન કરવું, તેને માટે સંખ્યા લખી નથી. ત્યાં કહે છે કે, ત્રણ કપિંજલોનું આલભન કરવું; તેનાથી અધિકનું આલભન કરવામાં આવે તો દોષ લાગે. જો ઉત્સૃષ્ટનો વધ કરવાથી દોષ લાગે એમ માનવામાં આવે તો કપિંજલ આરણ્યક પશુ છે. પર્યગ્નિકરણ કરી તેઓને છોડી મૂકવામાં આવ્યા પછી તેઓનો વધ થઈ શકશે નહિ, તેવા પ્રસંગમાં ઉપરનો શ્લોક કહ્યો છે, અને તેમાં કહ્યું છે કે, અરણ્યનાં સર્વે પશુઓને પૂર્વે અગસ્ત્યે દેવોને અને પિતૃઓને અર્પણ કર્યાં હતાં, અને પર્યગ્નિકરણ કરીને તેઓને છોડી દીધાં હતાં. તેથી મૃગયામાં કોઈ પણ આરણ્યક પશુઓનો શિકાર કરવાથી દોષ લાગતો નથી.

† પશુઓને પ્રોક્ષણ કરવું એટલે બળતા ઉંબાડિયાથી પશુઓને પર્યગ્નિકરણ કરવું, અને પછી છૂટાં મૂકી દેવાં.

કરાવનારો પંડે ક્રોધનું પાત્ર થઈ પડે છે, તેમ જ બીજાઓને દ્વેષ કરનારો પંડે પણ બીજાઓનો દ્વેષપાત્ર થાય છે.[૩૬] જે પુરુષ જે શરીરથી જે કર્મ કરે છે, તે પુરુષ તે શરીરથી તે તે કર્મનાં ફળને પામે છે.[૩૭] અહિંસા એ પરમ ધર્મ છે, અહિંસા એ પરમ દમ છે, અહિંસા એ પરમ દાન છે, અહિંસા એ પરમ તપ છે,[૩૮] અહિંસા એ પરમ યજ્ઞ છે, અહિંસા એ પરમ ફળ છે, અહિંસા એ પરમ મિત્ર છે, અહિંસા એ પરમ સુખ છે.[૩૯] સર્વ પ્રકારના યજ્ઞોમાં જે દાન કરવામાં આવે છે, તથા સર્વ તીર્થોમાં જે સ્નાન કરવામાં આવે છે, એ સર્વનું ફળ અહિંસાની સમાન નથી.[૪૦] અહિંસક પુરુષનું તપ અક્ષય્ય રહે છે, અહિંસક પુરુષને નિત્ય યજ્ઞનું ફળ મળે છે, તથા અહિંસક મનુષ્ય સર્વ પ્રાણીઓનાં માતા તથા પિતા સમાન છે.[૪૧] હે કુરુકુળમાં શ્રેષ્ઠ! આ અહિંસાનું ફળ છે, અહિંસાના ઘણા ગુણો છે જે સેંકડો વર્ષોએ પણ કહી શકાય એમ નથી.[૪૨]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'अहिंसा फळ कथन' ए नामनो अध्याय ११६ मो समाप्त

## અધ્યાય ૧૧૭ મો
### પ્રાણત્યાગની દુષ્કરતા

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! મહા સંગ્રામમાં જે યોદ્ધાઓ કામના સહિત અથવા કામના વગર મરણ પામે છે, તેઓને કઈ ગતિ મળે છે, તે મને કહો.[૧] મહાસંગ્રામમાં પુરુષો પોતાના પ્રાણને કષ્ટથી ત્યાગ કરે છે. હે મહાપ્રાજ્ઞ! પ્રાણત્યાગ અતિ દુષ્કર છે, તે તમે જાણો છો.[૨] પછી તે સમૃદ્ધિના સમયમાં અથવા આપત્તિના સમયમાં હો, શુભ સમયમાં અથવા અશુભ સમયમાં હો તોએ શું? પ્રાણત્યાગ કરવામાં પ્રાણીને શા માટે દુઃખ થાય છે, તેનું કારણ તમે મને કહો. કારણ કે હું તમને સર્વજ્ઞ માનું છું.[૩]

ભીષ્મ કહે છેઃ–હે પૃથ્વીપતિ! આ સંસારમાં જન્મેલાં પ્રાણીઓ સમૃદ્ધિના સમયમાં, આપત્કાળમાં, સુખના સમયમાં તથા દુઃખના સમયમાં[૪] પોતાના જાતિધર્મ પ્રમાણે વર્ત્યા કરે છે, તેનું કારણ તું મારી પાસેથી સાંભળ. હે યુધિષ્ઠિર! તેં આ પ્રશ્ન ઠીક પૂછ્યો છે.[૫] હે યુધિષ્ઠિર રાજા! આ વિષયમાં કૃષ્ણદ્વૈપાયન અને કીડાના સંવાદરૂપ એક પ્રાચીન કથા હું તને વર્ણવીશ.[૬] પૂર્વે બ્રહ્મસ્વરૂપ કૃષ્ણદ્વૈપાયન નામના એક બ્રાહ્મણે (વેદવ્યાસે) ફરતાં ફરતાં ગાડાના માર્ગ વચ્ચે એક કીડાને ઉતાવળથી દોડતો દીઠો.[૭] વેદવ્યાસ સર્વજ્ઞ હતા. તે સર્વ પ્રાણીઓની ભાષા જાણનારા હતા. તેણે ગાડામાં માર્ગમાં દોડી રહેલા કીડાને કહ્યું.[૮]

વેદવ્યાસ બોલ્યાઃ–હે કીડા! તારું રૂપ ભયભીત છે અને તું ઉતાવળો ઉતાવળો જતો હોય, તેમ જોવામાં આવે છે. માટે કહે કે, તું ક્યાં દોડી જાય છે? તને કોનાથી ભય લાગ્યો છે?[૯]

કીડો બોલ્યોઃ–આ મોટા ગાડાનો અવાજ સાંભળીને મને ભય લાગે છે. હે મોટી બુદ્ધિવાળા બ્રાહ્મણ! આ ગાડાનો દારુણ અવાજ સાંભળી મને ભય લાગ્યો છે. એ જે અવાજ કરે છે, તે ઘણો દારુણ છે. એ આ આવ્યો,[૧૦] તે મને મારશે, એમ શું સંભળાતું નથી? માટે મને મારી નાંખે નહિ, તેથી હું આ ગાડાના માર્ગ ઉપરથી ખસી જાઉં છું. હે પ્રભુ! ગાડીવાનો પરોણીથી બળદો હાંકે છે અને હાંફે છે, તે મને સંભળાય છે,[૧૧] તથા તેઓ ઘણો જ મોટો ભાર ખેંચે છે; તેઓનો અવાજ અહિં પાસે સુધી થાય છે, તથા હાંકનારા ગાડીવાનોનો પણ અનેક પ્રકારનો અવાજ સંભળાય છે.[૧૨] તે અવાજ અમારા જેવી કીડાની જાતિથી સાંભળી (સહી) શકાય તેવો નથી; તે માટે હું આ અત્યંત દારુણ ભયમાંથી દૂર નાસી જાઉં છું.[૧૩] પ્રાણીઓને મૃત્યુ દુઃખકારક છે, અને જીવિત અત્યંત દુર્લભ છે, તો સુખમાંથી દુઃખમાં પડું નહિ, તે માટે મરણથી ડરીને હું નાસું છું.[૧૪]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! આ રીતે કીડાએ કહ્યું, એટલે કૃષ્ણદ્વૈપાયન બોલ્યા. વ્યાસ કહે છેઃ–ઓ કીડા! તને વળી સુખ શાનું? તું જીવડાની જાતિમાં છે, માટે હું તો તારા મરણને તારું સુખ માનું છું.[૧૫] હે કીડા! તને શબ્દનું, સ્પર્શનું, રૂપનું, રસનું, ગંધનું તથા નાના પ્રકારના ઘણા ભોગોનું જ્ઞાન નથી, માટે મરણમાં જ તારું કલ્યાણ સમાયલું છે[૧૬] (એમ મને લાગે છે).

કીડો બોલ્યોઃ–જીવ અનેક ખોળીઆમાં રહે છે, અને તે તે ખોળીઆમાં તે પરમ સુખ માને છે. મને પણ આ કીડાના શરીરમાં સુખ છે, એમ હું માનું છું. તે માટે, હે મહાબુદ્ધિમાન્! હું જીવવાની ઇચ્છા કરું છું.[૧૭] આ શરીરમાં પણ દેહને અનુસરતા સર્વે વિષયો રહેલા છે. (ચેતનવાળા) મનુષ્યને તથા સ્થાવરમાંથી ઉત્પન્ન થયેલા વૃક્ષ વગેરેને વિશેષે કરીને ભિન્નભિન્ન સુખ ભોગો છે, અર્થાત્ સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓને સાધારણ રીતે સર્વ વિષયનું સુખ અથવા દુઃખ છે.[૧૮] હે પ્રભુ! હું પૂર્વ જન્મમાં ઘણો ધનવાળો શૂદ્ર હતો. બ્રાહ્મણોનો તિરસ્કાર કરતો હતો, ક્રૂર હતો, કદર્ય હતો, વ્યાજમાંથી આજીવિકા કરતો હતો;[૧૯] મારી વાણી તીક્ષ્ણ હતી, કપટ કરવામાં કુશળ હતો, આખા જગતનો દ્વેષી હતો, મિથ્યા વ્યવહાર કરતો હતો, પારકું ધન હરી લેવામાં પ્રીતિવાળો હતો,[૨૦] ઘરમાં નોકર, ચાકર, પોષ્યવર્ગ

તથા અતિથિઓ જમાડ્યા વગર મત્સરથી એકલો ભોજન કરતો હતો, મીઠુંમીઠું ખાવાની મને ઇચ્છા થતી, હું ક્રૂર હતો, ભૂખાળવો હતો;[૨૧] દેવને માટે અને પિતૃયજ્ઞને માટે શ્રદ્ધાથી અન્ન આપવું જોઇએ, તે મેં પૂર્વે ધનની કામનાથી આપ્યું ન હતું.[૨૨] ભયના સમયમાં પ્રાણીઓ અભયની ઇચ્છાથી મારે શરણે આવ્યા હતા, પરંતુ મેં અકસ્માત્ તેઓને તજી દીધા હતા, પણ તેઓનું રક્ષણ કર્યું ન હતું.[૨૩] હું મનુષ્યોનાં ધન, ધાન્ય, પ્રિયદારાઓ, યાન (પાલખી વગેરે), અદ્ભુત વસ્ત્રો અને લક્ષ્મી જોઇને તેઓનો નિરર્થક દ્વેષ કરતો હતો.[૨૪] પારકાં સુખને જોઇને તેની હું ઇર્ષા કરતો હતો, બીજાનાં અનૈશ્વર્યની ઇચ્છા કરતો હતો, બીજાઓના ધર્મ, અર્થ તથા કામનો નાશ કરતો હતો, અને મારી કામનાને અનુસરનારો હતો.[૨૫] મેં પૂર્વે ક્રૂરતાવાળાં ઘણાં કર્મો કર્યાં હતાં તેનું સ્મરણ કરી, પ્રિય પુત્રનો ત્યાગ કરવાથી જેવો સંતાપ થાય, તેવો મને હવે સંતાપ થાય છે.[૨૬] મેં શુભ કર્મ કર્યાં હોય અને તેનું ફળ મને મળ્યું હોય, એમ હું જાણતો નથી. મેં ફક્ત મારી વૃદ્ધ માતાનું પૂજન કર્યું હતું તથા બ્રાહ્મણનું પૂજન કર્યું હતું.[૨૭] વળી જાતિથી તથા ગુણથી સંપન્ન કોઇ અતિથિ એક વાર પ્રસંગોપાત્ત મારે ઘેર આવી ચઢયો હશે તેની, હે બ્રાહ્મણ! મેં પૂજા કરી હશે, તેના પુણ્યથી પૂર્વ જન્મની મને સ્મૃતિ રહેલી છે.[૨૮] હે તપોધન! હું ફરીને પણ જે કર્મ કરવાથી સુખી થાઉં, તેવું કર્મ તમારી પાસેથી સાંભળવાને ઇચ્છું છું.[૨૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'कीडानुं उपाख्यान' ए नामनो अध्याय ११७ मो समाप्त

## અધ્યાય ૧૧૮ મો

### કીટોપાખ્યાન

વ્યાસ કહે છેઃ-હે કીટ! તું જે શુભ કર્મને લીધે આ કીડાની યોનિમાં પણ મોહ પામતો નથી, તે મારું જ કર્મ છે, અને તેથી તું મોહ પામતો નથી.[૧*] હું મારાં દર્શન આપીને મારા તપના બળથી તારો ઉદ્ધાર કરીશ. તપના બળ જેવું એકે બળ કયાંય નથી.[૨] હે કીડા! તું તારા પાપને લીધે કીડો થયો છે, તે હું જાણું છું. પરંતુ જો ધર્મની ઉપર શ્રદ્ધા રાખીશ તો તને ધર્મનું ફળ મળશે.[૩] દેવતાઓ તથા સિદ્ધ પુરુષો આ કર્મભૂમિ ઉપર કરેલાં કર્મનું ફળ ભોગવે છે. મનુષ્યો ધર્માચરણ કરે છે તે પણ કામનાને માટે, તથા ગુણો સંપાદન કરે છે, તે પણ કામનામાટે.[૪] એક પુરુષ વિદ્વાન્ હોય કે અવિદ્વાન્ હોય, પરંતુ તે જો મૂંગો હોય, બુદ્ધિહીન હોય અથવા હાથપગ વિનાનો હોય, તેને કયો વિષય ત્યાગ કરે† ? અર્થાત્ કોઈ પણ તેનો ત્યાગ કરે નહિ.[૫] ઉત્તમ બ્રાહ્મણ જીવતાં સૂધી ચંદ્રની તથા સૂર્યની પૂજા કરે છે, તથા પુણ્યની કથાઓ કહે છે. માટે, ઓ કીડા! તું પણ બ્રાહ્મણની ઉત્તમ જાતિમાં જન્મીશ.[૬] અને પછી તે જાતિમાં રહીને તું ભોગરૂપે પરિણામ પામેલાં પાંચ ભૂતોનો ઉપભોગ કરીશ. વળી હું તને બ્રાહ્મણજન્મમાં બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ, અને તારી ઇચ્છા હશે ત્યાં તને લઈ જઇશ.[૭] પેલો કીડો, 'ભલે તેમ કરજો' એમ કબૂલ કરીને, ગાડાના ચીલાની વચ્ચે બેઠો, એટલે એક મોટું ગાડું દૈવેચ્છાથી ચાલતું ચાલતું ત્યાં આવી પહોંચ્યું,[૮] અને તેનું પૈડું પેલા કીડાની ઉપર ફરી વળ્યું; તેથી કીડો ચંપાઇને મરણ પામ્યો, અને અપાર પરાક્રમવાળા દ્વૈપાયનની મહેરબાનીથી ક્ષત્રિયના કુળમાં જન્મ્યો.[૯] ક્ષત્રિયની યોનિમાં અવતર્યા પહેલાં તે કીડો, શેઢાઈ, ચંદનઘો, વરાહ, પશુઓ, પક્ષીઓ, ચંડાળ, શૂદ્ર, વૈશ્ય વગેરેની યોનિમાં અને છેવટે ક્ષત્રિયની જાતિમાં જન્મ્યો, અને પછી તે ઋષિનાં દર્શન કરવાને (વનમાં) ગયો. સત્યવાદી ઋષિની સાથે વાતચિત કર્યા પછી તેણે પોતાના પૂર્વ જન્મને યાદ કર્યો, અને પછી બે હાથ જોડી મસ્તક નમાવી ઋષિનાં બન્ને ચરણનો બે હાથથી સ્પર્શ કર્યો અને તે ઋષિને કહેવા લાગ્યો.[૧૦-૧૧]

કીડો બોલ્યોઃ-દશગણા ગુણોથી ઇચ્છાય (પ્રાપ્ત થાય) એવું આ અતુલ સ્થાનક છે. હું કીડાની યોનિમાંથી મુક્ત થઇને રાજપુત્ર(ક્ષત્રિય) થયો છું.[૧૨] આ જન્મમાં સુવર્ણની માળાવાળા મહા બળવાન્ હાથીઓ ઉપર બેસીને હું ફરું છું. મારા રથોમાં કામ્બોજ દેશના ઉત્તમ ઘોડાઓ જોડેલા છે.[૧૩] ઉંટ તથા ખચ્ચરોથી જોડેલાં વાહનોમાં હું બેસીને ફરું છું. મારા ભાઇઓ તથા અમાત્યોની સાથે હું માંસ તથા ભાતનું ભોજન કરું છું.[૧૪] ઉત્તમ હવેલીઓમાં સુખકારક અને ઉત્તમ શય્યાઓમાં હું મોટા માનની સાથે, હે મહાભાગ! શયન કરું છું.[૧૫] દરેક પાછલી રાત્રિએ પ્રિયવાદી દેવતાઓ જેમ મહેન્દ્રની સ્તુતિ કરે છે, તેમ સૂત, માગધ તથા બંદીજનો મારી સ્તુતિ કરે છે.[૧૬] સત્ય પ્રતિજ્ઞાવાળા અને અપાર તેજવાળા આપના પ્રસાદથી હું કીડાની જાતિમાંથી રાજપુત્ર થયો છું.[૧૭] હે મહા બુદ્ધિમાન્! તમને નમસ્કાર

* એ શુભ કર્મ તે મારા જેવા મહાત્માનું દર્શન છે, તેથી તું મોહ પામતો નથી, એ કહેવાની મતલબ છે.

† બુદ્ધિહીન, મૂગો અથવા હાથપગ વિનાનો હોય, તે સર્વ પુરુષાર્થથી રહિત હોય છે. તો પછી તેનો કોણ ત્યાગ કરે? જેમ નપુંસકને બ્રહ્મચર્ય વ્રત પાળવાનું હોતું નથી, તેમ જ પુરુષાર્થ રહિતને પણ કાંઈ વિષયનો ત્યાગ કરવાનું રહેતું નથી.

કરું છું. હવે હું શું કરું? મને ઉપદેશ આપો. તમારા તપના બળથી હું રાજકુમાર થયો છું.[૧૮]

વ્યાસ બોલ્યા:-હે રાજન્! આજે તેં મારી વાણીવડે સ્વેચ્છાથી પૂજા કરી છે. કીડાની સ્થિતિ આજે પ્રાપ્ત થવાથી (કીડાના અવતારનું સ્મરણ થવાથી) તારી સ્મૃતિ પાછી નિંદ્ય બની છે.[૧૯] તું પૂર્વે શૂદ્ર હતો, ધનને પ્રધાન માનતો હતો, ક્રૂર હતો અને આતતાયી હતો. તે સમયે તેં જે પાપકર્મ એકઠાં કર્યાં છે, તે પાપકર્મનો હજી નાશ થયો નથી.[૨૦] વળી કીડાની યોનિમાં તું જન્મેલો હતો ત્યારે તને મારાં દર્શન થયાં હતાં, અને તેં મારું પૂજન કર્યું હતું તેને તારે પુણ્ય કર્મ જાણવું.[૨૧] હવે તું આ રાજપુત્રના અવતારમાંથી બ્રાહ્મણપણાને પ્રાપ્ત કરીશ, અને ગાય તથા બ્રાહ્મણને માટે રણાંગણમાં પ્રાણોનો હોમ કરીશ.[૨૨] વળી, હે રાજપુત્ર! તું સુખ ભોગવીશ ને સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો કરીશ, મરણ પછી સ્વર્ગમાં જઇશ અને પછી અવિનાશી તથા સુખી એવો બ્રહ્મરૂપ થઇશ.[૨૩] ધર્માચરણ કરનારો જીવ પશુપક્ષીની યોનિમાંથી શૂદ્રની જાતિમાં જન્મે છે, શૂદ્રમાંથી વૈશ્યની અને વૈશ્યમાંથી ક્ષત્રિયની જાતિમાં જન્મે છે, અને તે જાતિમાં ઉત્તમ આચારથી વખણાય છે. તે પછી તે બ્રાહ્મણની જાતિમાં અવતરે છે, અને સદાચારસંપન્ન બ્રાહ્મણ થઇને પવિત્ર એવા સ્વર્ગમાં જાય છે. (આ રીતે ધર્માચરણથી ઉત્તરોત્તર જીવનો ઉત્તમ ઉત્તમ જાતિમાં જન્મ થાય છે.)[૨૪]

इति श्री महाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'कीडानुं उपाख्यान' ए नामनो अध्याय ११८ मो समाप्त

## અધ્યાય ૧૧૯ મો

### કીટોપાખ્યાન (ચાલુ)

ભીષ્મ કહે છેઃ-હે રાજન્! પછી તે કીડાના ખોળિયાનો ત્યાગ કરીને પરાક્રમી ક્ષત્રિય તરીકે અવતર્યો, અને ક્ષત્રિયના ધર્મનું આચરણ કરવા લાગ્યો. તે જન્મમાં પણ તેને પૂર્વ જન્મનું સ્મરણ હતું, તેથી તે મહાન્ તપ કરવા લાગ્યો.[૧] ધર્મને અર્થ જાણનારા તે ક્ષત્રિયનું મહાન્ તપ જોઇને તે સમયે ત્યાં દ્વિજશ્રેષ્ઠ કૃષ્ણદ્વૈપાયન આવ્યા, અને તે બોલ્યા:-[૨]

વ્યાસ બોલ્યા:-હે કીડા! પ્રાણીઓનું રક્ષણ કરવું, એ ક્ષત્રિયનો ધર્મ છે. તું ક્ષત્રિયના ધર્મનું પાલન કરીશ તો તેમાંથી બ્રાહ્મણપણાને પામીશ.[૩] તું શુભ તથા અશુભ કર્મ જાણ, તે પછી તારા આત્માને જાણ, અને પછી સર્વ પ્રજાનું સારી રીતે પાલન કર, તારી પ્રજાને ઉત્તમ પ્રકારનાં સુખો આપ અને દુર્જનોની પાસે સારાં કર્મ કરાવ.[૪] તું આત્માનું જ્ઞાન સંપાદન કર, તેના ઉપર પ્રીતિ રાખ, સ્વધર્મનું આચરણ કરવામાં તત્પર રહે. એમ કરવાથી તું ક્ષત્રિયનું શરીર ત્યાગ કર્યા પછી બ્રાહ્મણપણાને પામીશ.[૫]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! મહર્ષિ વેદવ્યાસનું વચન સાંભળી તે ક્ષત્રિયકુમાર વનમાંથી પાછો નગરમાં આવ્યો, અને ધર્મથી પ્રજાનું પાલન કરવા લાગ્યો.[૬] હે ઉત્તમ રાજા! તે કીડો પ્રજાનું પાલન કરવા સાથે થોડા જ સમયમાં મરણ પામીને બ્રાહ્મણ થયો.[૭] કીડાને બ્રાહ્મણ થયેલો જોઇ મહાયશસ્વી અને મહાબુદ્ધિમાન્ કૃષ્ણદ્વૈપાયન તે સમયે પાછા તેની પાસે આવ્યા.[૮]

વ્યાસ બોલ્યા:-હે ઉત્તમ બ્રાહ્મણ! હે શ્રીમાન્! તારે કોઈ પણ રીતે દુઃખ કરવાનું નથી. પુણ્યકર્મ કરનારો ઉત્તમ જાતિમાં અવતરે છે અને પાપકર્મ કરનારો અધમ જાતિમાં અવતરે છે.[૯] હે ધર્મને જાણનારા! મનુષ્ય જેવું પાપકર્મ કરે છે, તેવું તેને ફળ મળે છે. તે માટે, હે કીડા! તું મૃત્યુના ભયથી કોઈ પણ રીતે ખેદ કર મા.[૧૦] તને ધર્મના નાશનો ભય રહે છે, માટે તું ઉત્તમ ધર્મનું આચરણ કર.

કીડો બોલ્યો:-હે ભગવન્! હું આજે તમારાથી અત્યંત સુખને પામ્યો છું,[૧૧] અને ધર્મથી લક્ષ્મીને મેળવવાથી આજ મારું પાપ પણ નાશ પામ્યું છે.

ભીષ્મ કહે છેઃ-હે રાજન્! કીડાએ ભગવાનના વચનથી દુર્લભ એવું બ્રાહ્મણપણું સંપાદન કર્યું,[૧૨] અને યજ્ઞો કરીને સેંકડો યૂપોથી પૃથ્વીને અંકિત કરી દીધી. તે પછી બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ એ કીડો બ્રહ્માના લોકમાં ગયો.[૧૩] હે પાર્થ! કીડો વેદવ્યાસના વચનથી ધર્માચરણ કરીને પોતાનાં કર્મવડે સનાતન બ્રહ્મને પામ્યો.[૧૪] તે માટે, હે પુત્ર! જે મોટા મોટા ક્ષત્રિયો રણમાં મરાયા છે, તેઓ પણ પોતાના પ્રભાવથી પુણ્યવંત ગતિને (પરલોકને) પામ્યા છે, માટે તારે તેઓનો શોક કરવો નહિ.[૧૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'कीडानुं उपाख्यान' ए नामनो अध्याय ११९ मो समाप्त

## અધ્યાય ૧૨૦ મો

### દાનમાહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! હે સત્પુરુષોમાં શ્રેષ્ઠ! વિદ્યા, તપ અને દાન આમાંથી શ્રેષ્ઠ કોણ, તે તમે મને કહો.[૧]

ભીષ્મ કહે છેઃ-આ વિષયમાં પણ મૈત્રેય અને કૃષ્ણદ્વૈપાયનના સંવાદરૂપ પુરાતની ઈતિહાસ આ પ્રમાણે કહે છે.[૨] હે રાજન્! કૃષ્ણદ્વૈપાયન ફરતા ફરતા કાશીમાં

ગયા અને જેનું ચરિત્ર કોઈ જાણતું ન હતું એવા ધર્માચરણ કરનારી મુનિમંડળીના મઠમાં રહેનારા મૈત્રેયની પાસે ગયા.[૩] મુનિસત્તમ એવા વ્યાસ પાસે આવીને બેઠા, તે જાણીને મૈત્રેયે તેનું પૂજન કરીને તેને ઉત્તમ ભોજન કરાવ્યું.[૪] પુષ્ટિકારક તથા સર્વ કામના પૂર્ણ કરનારું ઉત્તમ ભોજન જમીને મોટા મનના કૃષ્ણદ્વૈપાયન પ્રસન્ન થયા અને જતી વખતે એમણે આશ્ચર્ય બતાવ્યું.[૫]

વેદવ્યાસને આશ્ચર્ય પામતા જોઇને મૈત્રેયે વેદવ્યાસને પૂછ્યું:–હે ધર્માત્મા! શા માટે આશ્ચર્ય પામ્યા? તેનું મને કારણ કહો.[૬] તમે તો તપસ્વી છો તથા ધીરજવાળા છો, તેને આનંદ કેમ થયો? હે વિદ્વન્! હું તમને અભિવંદન કરીને તથા પ્રણામ કરીને પૂછું છું કે, મારા તપનું ભાગ્ય કેવું છે, અને તમારા તપનું મહાભાગ્ય કેવું છે?[૭] હે તાત! તમે જીવાત્માથી તથા નિરુપાધિ બ્રહ્મથી ભિન્ન જીવન્મુક્ત છો. પણ હું મિત્રના વંશમાં જન્મેલો હોવાથી ઉત્તમ છું, એટલે તમારામાં અને મારામાં અંતર અલ્પ છે, એમ માનું છું.[૮]

વ્યાસ કહે છે:–હે મૈત્રેય! તારો પ્રસંગ અતિશયવાળો તથા અતિવાદવાળો જોઇને મને આશ્ચર્ય થયું છે. વેદનાં વચન પણ અસત્ય થયાં. પરંતુ વેદ શા માટે અસત્ય બોલે?[૯]* પરલોકમાં જવાના ત્રણ માર્ગ કહ્યા છે, અને એ ત્રણને પુરુષનાં ઉત્તમ વ્રત કહ્યાં છે. તે આ પ્રમાણે છે:–કોઇનો દ્રોહ કરવો નહિ, દાન દેવું, તથા સત્ય બોલવું.[૧૦] આ રીતે પૂર્વે વેદના દ્રષ્ટા ઋષિઓ કહી ગયા છે, અને આપણે પણ હમણાં તે પ્રમાણે કરવું જોઇએ.[૧૧] શાસ્ત્રોક્ત વિધિથી થોડું પણ આપવામાં આવે તો તે સામું મહાન્ ફળ આપે છે. તેં પણ ઇર્ષ્યા કર્યા વગર અંતરથી તરસ્યા તથા ભુખ્યા પુરુષને જળનું તથા અન્નનું દાન આપ્યું છે.[૧૨] તું ભુખ્યો તથા તરસ્યો હતો, છતાં તેં ભુખ્યા અને તરસ્યા પુરુષને જળ અને અન્ન આપ્યાં છે. તેથી, હે પ્રભુ! મહા યજ્ઞોએ કરીને જેમ મહાન્ લોકોને જિતે, તેમ તેં પણ મહાન્ લોકોને જિત્યા છે.[૧૩] હું તારાં પવિત્ર દાનથી તથા પવિત્ર તપથી પ્રસન્ન થયો છું. કારણ કે તારું બળ તે જાણે પુણ્યનું જ બળ છે, તારું દર્શન તે જાણે પુણ્યનું જ દર્શન છે,[૧૪] તારાં શરીરની સુગંધ તે જાણે પુણ્યની સુગંધ છે. હું માનું છું કે, તું વિધિપૂર્વક કર્મ કરે છે. હે તાત! તીર્થોમાં સ્નાન કરવા કરતાં પણ દાન ઉત્તમ છે, અને વેદનાં વ્રતો પાળવા કરતાં પણ દાન ઉત્તમ છે.[૧૫] હે દ્વિજ! સર્વ પવિત્ર પદાર્થોના કરતાં પણ દાન જ શ્રેષ્ઠ છે. જો દાન સર્વ પવિત્ર પદાર્થો કરતાં ઉત્તમ ન હોય તો બીજું શું ઉત્તમ હોય?[૧૬] તું વેદમાં કહેલાં જે ઉત્તમ કર્મનાં વખાણ કરે છે, તેમાં દાન ઉત્તમ છે, એમાં સંશય નથી.[૧૭] દાન દેનારાઓએ ઉત્તમ માર્ગ શોધેલો છે કે, જે માર્ગે વિદ્વાનો જાય છે. દાન દેનારાઓ જ પ્રાણના દેનારા છે, ને ધર્મ તેઓને વિશે રહેલો છે.[૧૮] જેમ વેદનો સ્વાધ્યાય ઉત્તમ ગણાય છે, જેમ ઇંદ્રિયોનો સંયમ ઉત્તમ ગણાય છે, જેમ સર્વનો ત્યાગ ઉત્તમ ગણાય છે, તેમ દાન પણ સર્વના કરતાં ઉત્તમ ગણાય છે.[૧૯] હે મોટી બુદ્ધિવાળા તાત! તું ઉત્તમ સુખ પામીશ. બુદ્ધિમાન્ મનુષ્યને દાન દેવાથી ઉત્તરોત્તર ઉત્તમ સુખ મળે છે,[૨૦] તે વાત અમે પ્રત્યક્ષ રીતે જાણી છે, તેમાં સંશય નથી. અભ્યુદયવાળા પુરુષો દાન મેળવે છે, અને તેનાથી દાન તથા યજ્ઞ કરે છે અને તેથી સુખ મેળવે છે.[૨૧] હે મહાબુદ્ધિમાન્! સ્વાભાવિક રીતે જોવામાં આવે છે કે, જેઓ શારીરિક સુખ ભોગવે છે, તેઓ તે સુખથી છેવટે દુઃખ ભોગવે છે, અને જેઓ તપશ્ચરણાદિક કરીને દુઃખ ભોગવે છે, તેઓ તે દુઃખથી સુખ મેળવે છે.[૨૨] વિદ્વાનો મનુષ્યનાં ત્રણ પ્રકારનાં આચરણો કહે છે:–એક પુણ્યવાળું, બીજું પાપી, અને ત્રીજું પુણ્યથી તથા પાપથી રહિત.[૨૩] બ્રહ્મનિષ્ઠ પુરુષના પુણ્યને પણ માનવામાં આવતું નથી, તેમ તેના પાતકને પણ માનવામાં આવતું નથી. બ્રહ્મનિષ્ઠ પુરુષના આચરણથી પુણ્ય પણ થતું નથી, તેમ પાતક પણ થતું નથી.[૨૪] જે પુરુષો યજ્ઞ, દાન અને તપ કરે છે, તેમને પુણ્યકર્મવાળા જાણવા, અને જે પુરુષો પ્રાણીઓનો દ્રોહ કરે છે, તે પુરુષોને પાપી જાણવા.[૨૫] જે પુરુષો પારકા પદાર્થોને ચોરી લે છે, તેઓ નરકમાં પડે છે તથા દુઃખી થાય છે. યજ્ઞ, દાન અને તપ સિવાયનાં બીજાં જે કર્મ છે, તેનાથી જેમ પુણ્ય થતું નથી તેમ પાપ પણ લાગતું નથી, અર્થાત્ તે નિષ્ફળ કર્મ છે.[૨૬] તું રમ, આબાદી ભોગવ, મોજ કર, દાન દે, ને યજ્ઞ કર, વૈદ્યો અને તપસ્વી પુરુષો તારો પરાભવ કરશે નહિ.[૨૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'मैत्रेय ने व्यासनी भिक्षा' ए नामनो अध्याय १२० मो समाप्त

* મચ્છર સમુદ્ર શોષી ગયું, એ વાત અતિશયોક્તિ ભરેલી છે; તેમ તેવી વાત બીજાને કહેવી એ પણ અતિવાદ કહેવાય, અને તે બન્નેથી જગતમાં મનુષ્યને આશ્ચર્ય થાય. સો યજ્ઞ કર્યા વગર આ સ્થાન મળે નહિ, એમ વેદમાં કહ્યું છે; પરંતુ તને તો માત્ર પાણી પાવાથી જ આ સ્થાન મળ્યું છે, તેથી વેદનાં વચનો મિથ્યા જણાય છે. પરંતુ પવિત્ર દેશમાં પર્વણી વગેરે કાળમાં સુપાત્રને થોડું પણ શ્રદ્ધાથી આપવાથી જળમૌક્તિક ન્યાયથી મહાન્ ફળ આપે છે. જેમ સ્વાતિ નક્ષત્રમાં માછલાના મુખમાં જળનું બિંદુ પડે છે તો તેમાંથી મોતી નિપજે છે, તે પ્રમાણે આમ હોવાથી 'વેદ શા માટે અસત્ય બોલે,' એમ મૂળમાં વેદવ્યાસ કહે છે.

## અધ્યાય ૧૨૧ મો

### દાન કોને આપવું?

ભીષ્મ કહે છેઃ-કર્મની પૂજા કરનારા (કર્મને માનનારા) મૈત્રેયને આ રીતે વ્યાસે કહ્યું, એટલે અત્યંત શ્રીમાનના કુળમાં જન્મેલા, બુદ્ધિમાન્ અને બહુશ્રુત એવા મૈત્રેયે વ્યાસને કહ્યું.[૧]

મૈત્રેય બોલ્યોઃ-હે મહાપ્રાજ્ઞ! તમે જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે જ તે છે, તેમાં સંશય નથી. હે વિભુ! તમે આજ્ઞા આપો તો કંઇક બોલું.[૨]

વ્યાસ બોલ્યાઃ-હે મહા બુદ્ધિમાન્ મૈત્રેય! તને જે પ્રમાણે જે જે કહેવાની ઇચ્છા હોય, તે પ્રમાણે તે તે મને કહે. હું તારું વચન સાંભળવાની ઇચ્છા રાખું છું.[૩]

મૈત્રેય બોલ્યાઃ-દાનના સંબંધમાં તમારું વચન નિર્દોષ તથા નિર્મળ છે. તમે વિદ્યા તથા તપથી ભાવિતાત્મા છો, એમાં સંશય નથી.[૪] તમે ભાવિતાત્મા છો, અને તેના સમાગમથી મને મહાન્ લાભ થયો છે. વળી હું મારી બુદ્ધિથી વિચાર કરું છું તો તમે જાણે મહા સમૃદ્ધ તપવાળા છો.[૫] તમારાં દર્શનથી જ અમારો અભ્યુદય થાય, એમાં હું તમારો પ્રસાદ માનું છું, તથા મારાં પોતાનાં કર્મના સ્વભાવને પણ કારણ માનું છું.[૬] તપ, શાસ્ત્રાભ્યાસ, તથા બ્રાહ્મણ અને બ્રાહ્મણીથી જન્મ આ બ્રાહ્મણપણાનું કારણ છે. જે બ્રાહ્મણમાં ઉપર કહેલા ત્રણ ગુણો હોય છે, તે બ્રાહ્મણ થઈ શકે છે.[૭] એ બ્રાહ્મણ તૃપ્ત થવાથી પિતૃઓ અને દેવતાઓ તૃપ્ત થાય છે. વેદશાસ્ત્ર ભણનારા બ્રાહ્મણોના કરતાં કોઈ પણ ઉત્તમ નથી.[૮] આ જગતમાં જો બ્રાહ્મણ ન હોય તો આ જગત્ આંધળું ભીત થઈ જાય, કંઈ પણ જાણવામાં આવે નહિ, ચાર વર્ણનો નાશ થઈ જાય, તેમજ ધર્મઅધર્મની અને સત્ય તથા અસત્યની મર્યાદા પણ રહે નહિ.[૯] જેમ મનુષ્ય ઉત્તમ ક્ષેત્રમાં ધાન્ય વાવવાથી ફળ મેળવે છે, એમ જ દાતા પણ વેદશાસ્ત્ર ભણેલા બ્રાહ્મણને દાન આપવાથી તેના ફળને પામે છે.[૧૦] શાસ્ત્ર ભણેલો તથા સદાચારસંપન્ન બ્રાહ્મણ દાન લેનારો મળે નહિ તો ધનવંતોનું ધન નિરર્થક થઈ પડે.[૧૧] મૂર્ખ બ્રાહ્મણ જે અન્નનું ભક્ષણ કરે છે તે અન્નનો નાશ કરે છે, તેમજ ખાવામાં આવેલું અન્ન પણ તેનો નાશ કરે છે. પાત્રને આપેલું અન્ન તેજ ખરું અન્ન છે, કારણ કે તેથી દાતા અને ગ્રહીતા ઉભયનું રક્ષણ થાય છે. પરંતુ અપાત્રને આપેલું અન્ન તો નકામું જાય છે. કારણ કે દાતાને લાભ થતો નથી, અને અપાત્રનો નાશ થાય છે.[૧૨] વિદ્વાન્ પુરુષ જે અન્નનું ભોજન કરે છે, તે અન્નનો તે સ્વામી છે, અને તે દાતાને તેનું ફળ આપે છે.* પરંતુ મૂર્ખ મનુષ્ય જે અન્ન ખાય છે અને તે અન્નથી જે પ્રજાને ઉત્પન્ન કરે છે, તે પ્રજા તે અન્ન આપનારાની ગણાય છે. માટે જે મનુષ્યમાં પોતાનામાં અન્ન ખાઈ તે અન્નનો સામો બદલો આપવાની શક્તિ ન હોય, તેણે તો પરાન્ન ખાવું નહિ. તે ખાવું આ ગૃહસ્થનો સૂક્ષ્મ દોષ છે.[૧૩]† જે પુણ્ય દાન દેનારા દાતાને મળે છે, તે જ પુણ્ય દાન લેનારાને પણ મળે છે. એકલાથી કંઈ લોકવ્યવહાર ચાલતો નથી (આપનાર અને લેનાર જોઈએ), આમ ઋષિઓ કહે છે.[૧૪]‡ જ્યાં આગળ શાસ્ત્રસંપન્ન તથા સદાચારસંપન્ન બ્રાહ્મણો છે ત્યાં દાનનું પુણ્યફળ આલોકમાં તથા પરલોકમાં મળે છે.[૧૫] જે બ્રાહ્મણો યોનિશુદ્ધ હોય (જાતિથી શુદ્ધ હોય), જે નિત્ય તપશ્ચરણમાં અત્યંત પ્રીતિવાળા હોય, તેઓને દાન અને અધ્યયનસંપન્ન અને સદા પૂજ્યતમ માનવા.[૧૬] તેવા સત્પુરુષોએ જે માર્ગ નિર્માણ કર્યો છે, તે માર્ગે જનારા પુરુષને મોહ ઉપજતો નથી. તેઓ સ્વર્ગમાં લઈ જનારા છે, યજ્ઞનો ઉપદેશ આપનારા છે, તથા સનાતની પુરુષ છે.[૧૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'मैत्रेयने त्यां भिक्षा' ए नामनो अध्याय १२१ मो समाप्त

---

## અધ્યાય ૧૨૨ મો

### તપમાહાત્મ્ય

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! ઉપર પ્રમાણે મૈત્રેયે કહ્યું, એટલે ભગવાન્ વ્યાસે મૈત્રેયને કહ્યું કેઃ-

વ્યાસ કહે છેઃ-તને આવું જ્ઞાન છે, એ આનંદની વાત છે; તેમ તારી આવી બુદ્ધિ છે, એ પણ આનંદની વાત છે.[૧] મનુષ્યો મોટા

---

* અત્રે ગ્રહીતાને ભૂમિને સ્થાને સમજવો. સારી ભૂમિમાં વાવેલું અન્ન ફળ આપે છે, નઠારી ભૂમિમાં વાવેલું અન્ન નકામું જાય છે.

† વિદ્વાન્ બ્રાહ્મણ અન્નના સ્વામી છે, એમ જે કહ્યું છે તે પારાશર ધર્મશાસ્ત્રના વચનને અનુસરીને કહ્યું છે. ભગવાન્ પારાશરે કહ્યું છે કેઃ-"यतिश्च ब्रह्मचारी च पक्वान्नस्वामिनावुभौ।" યતિ (સંન્યાસી) અને બ્રહ્મચારી એ બન્ને પક્વાન્નના સ્વામી છે." અર્થાત્ વિદ્વાન્ અન્નનો સ્વામી કહેવાય છે. એટલા માટે જ તે ક્ષેત્રભૂત છે, તેથી જેનું અન્ન તે ખાય છે તેને ફરીને અનેક પ્રકારે આપે છે. પરંતુ ગૃહસ્થાશ્રમીને માટે પરાન્ન ખાવાનો દોષ છે. તેનું કારણ એ છે કે, તે જેનું અન્ન ખાઈ જે પ્રજાને ઉત્પન્ન કરે છે, તે પ્રજા તે ગૃહસ્થની ગણાય છે. આટલો ગૃહસ્થને માટે પરાન્ન ભોજનમાં દોષ છે, માટે ગૃહસ્થે પરાન્ન ખાવું નહિ.

‡ જો દાન લેનારા ન હોય તો અન્નની વૃદ્ધિ થાય નહિ, અને અન્નની વૃદ્ધિના અભાવે દાતા દાન પણ કરે નહિ. આ રીતે દાતા તથા પ્રતિગ્રહીતા બન્નેના આધારથી લોકવ્યવહાર ચાલે છે.

પુરુષોના ગુણોનાં જ વિશેષ વખાણ કરે છે. રૂપનું અભિમાન, ઉમરનું અભિમાન તથા શ્રીનું અભિમાન આ અભિમાનો અવશ્ય[૨] તારો પરાભવ કરશે નહિ. તારા ઉપર દેવનો આ અનુગ્રહ જાણવો. હવે હું તને દાનના કરતાં પણ ઉત્તમ ધર્મનું વર્ણન કરું છું, તે તું સાંભળ.[૩] આ જગતમાં જે આગમ શાસ્ત્રો છે તથા કંઈ પ્રવૃત્તિઓ છે, તે વેદને આગળ કરીને અનુક્રમથી પ્રવર્તાયેલી છે.[૪] હું દાનનાં વખાણ કરું છું, અને તમે તપનાં તથા શાસ્ત્રનાં વખાણ કરો છો. તપ પવિત્ર છે અને વેદાધ્યયનનું તથા સ્વર્ગનું સાધન છે.[૫] તપથી તથા વિદ્યાથી મનુષ્ય મહાન્ પદાર્થને પ્રાપ્ત કરે છે, એમ અમે સાંભળ્યું છે. તેમાં પણ તપથી જ મનુષ્ય પાપનો નાશ કરે છે.[૬] પુરુષ જે જે કોઈ પણ પદાર્થને ધારી તપ કરે છે, તે તે સર્વ પદાર્થને તપથી તેમ વિદ્યાથી પણ પ્રાપ્ત કરે છે, એમ અમે સાંભળ્યું છે.[૭] જે વસ્તુનો દુઃખથી સંબંધ થાય તેમ હોય, જે વસ્તુ દુષ્પ્રધર્ષ હોય, જે દુઃખથી મળે તેવી હોય, તથા જે દુઃખથી અતિક્રમણ કરી શકાય નહિ તેવી હોય, એ સર્વ તપથી મળે છે. કારણ કે તપ મહા બળવાન્ છે.[૮] મદિરાનું પાન કરનારો, સંમતિ વગર ગ્રહણ કરનારો, ગુરુની સ્ત્રીની સાથે ગમન કરનારો, આવા પાતકી પુરુષો પણ તપ કરવાથી સર્વ પાપને તરી જાય છે, અને પાપમાંથી મુક્ત થાય છે.[૯] સર્વ વિદ્યા ભણ્યો હોય, તેને નેત્રવાળો (દેખતો) જાણવો, તથા ગમે તેવા તપસ્વીને પણ નેત્રવાળો કહ્યો છે, માટે તે બન્નેને સદા નમસ્કાર કરવા.[૧૦] જેઓની પાસે શાસ્ત્રાભ્યાસરૂપી ધન છે તથા જેઓ તપસ્વી છે તેઓ પૂજ્ય છે. તે સર્વે તથા દાન દેનારાઓ આલોકમાં લક્ષ્મી સંપાદન કરે છે, અને મરણ પછી પરલોકમાં સુખ ભોગવે છે.[૧૧] પુણ્યવાન્ લોકો અન્નનાં દાન દેવાથી આલોકમાં સુખ ભોગવે છે, તથા બ્રહ્મલોકને તથા બીજા ઉત્તમ લોકને પ્રાપ્ત કરે છે.[૧૨] જેઓ બ્રાહ્મણોનું પૂજન કરે છે, તેઓની બીજા પૂજા કરે છે, જેઓ બ્રાહ્મણોને માન આપે છે તેઓને બીજા માન આપે છે. વળી તે દાતા જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં સર્વે તેની સ્તુતિ કરે છે.[૧૩] ઉત્તમ કર્મ કરનારો અથવા તો કોઈ પણ કર્મ નહિ કરનાર એ બન્ને પોતાનાં જેવાં કર્મ હોય છે, તે પ્રમાણે ફળ મેળવે છે; પછી તે ઉપરના લોકમાં રહેતો હોય અથવા તો નીચેના લોકમાં રહેતો હોય, પરંતુ પોતાનાં કર્મ પ્રમાણે પ્રાપ્ત થયેલા લોકમાં જાય છે.[૧૪] તું જે જે કંઈ અન્નની તથા પાનની ઇચ્છા કરીશ, તે તે અન્ન તથા પાનને મેળવીશ. તું બુદ્ધિમાન્ છો, ઉત્તમ કુળમાં જન્મ્યો છો, શાસ્ત્રસંપન્ન છો, દયાળુ છો.[૧૫] વળી, હે મૈત્રેય! તું તરુણ વયનો છો, વ્રતધારી છો, માટે તારે ધર્મમાં પરાયણ રહેવું. ગૃહસ્થાશ્રમીઓને જે પ્રથમ કરવાનું છે અને જે ઉત્તમ કર્તવ્ય છે, તે તું મારી પાસેથી ગ્રહણ કર.[૧૬] જે કુળમાં ભર્તાર પોતાની સ્ત્રીથી સંતુષ્ટ રહે છે અને સ્ત્રી પોતાના ભર્તારથી સંતુષ્ટ રહે છે, તે કુળમાં સર્વ કલ્યાણનો વાસો હોય છે (અર્થાત્ તે કુળ સુખી હોય છે).[૧૭] પાણીથી જેમ શરીરનો મેલ દૂર થાય છે, અગ્નિની કાંતિથી જેમ અંધારું દૂર થાય છે, તેમજ દાન દેવાથી તથા તપ કરવાથી પણ સર્વ પાતક દૂર થાય છે.[૧૮] હે મૈત્રેય! તારું કલ્યાણ થાવ! હું હવે મારે ઘેર જાઉં છું. તને જે મેં કહ્યું છે, તેને તારે મનમાં ધારવું (અને કરવું). એમ કરવાથી તારું કલ્યાણ થશે.[૧૯]

તે પછી મૈત્રેયે બે હાથ જોડીને વ્યાસને પ્રણામ કર્યા તથા પ્રદક્ષિણા કરી કહ્યું કે, આપ કલ્યાણને પ્રાપ્ત કરો.[૨૦]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'मैत्रेयनी भिक्षा' ए नामनो अध्याय १२२ मो समाप्त

## અધ્યાય ૧૨૩ મો

### સ્ત્રીઓનો સદાચાર

યુધિષ્ઠિર પૂછે છેઃ—હે સર્વ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ પિતામહ! હું તમારી પાસેથી ઉત્તમ સ્ત્રીઓના સદાચાર સાંભળવાની ઇચ્છા રાખું છું, માટે તમે મને તે કહો.[૧]

ભીષ્મ કહે છેઃ—હે યુધિષ્ઠિર! હું તને કહું, તે તું સાંભળ! કેકય વંશમાં ઉત્પન્ન થયેલી સુમનાએ પૂર્વે સર્વજ્ઞ (સર્વ જાણનારી), સર્વ તત્ત્વને જાણનારી અને મનસ્વિની (પોતાનો ટેક જાળવનારી) એવી શાંડિલીને દેવલોકમાં નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો હતો.[૨]

સુમના પૂછે છેઃ—હે કલ્યાણિ! તું કેવા વર્તનથી તથા કેવા શુભાચારથી સર્વ પાપનો નાશ કરીને દેવલોકમાં આવી છો?[૩] તું તારા તેજે કરીને અગ્નિની બળતી શિખા સમાન તેજસ્વી દેખાય છે. વળી તારી કાંતિથી એક રીતે જાણે સ્વર્ગમાં આવેલી તારાના અધિપતિની પુત્રીના જેવી તું શોભે છે.[૪] તું સ્વચ્છ વસ્ત્રો પહેરે છે, તારા શરીરમાં જરા પણ આળસ નથી. વળી તું વિમાનમાં બેઠી હોય છે, તે સમયે તું હજારગણી તેજસ્વી જોવામાં આવે છે.[૫] તું કંઈ થોડાં તપથી, થોડાં દાનથી કે નાનાસુના નિયમથી આ લોકમાં આવી નથી. તું મને તારી ખરી વાત કહે (કે સ્વર્ગમાં કેવી રીતે આવી છે?)[૬]

આ રીતે સુમનાએ પૂછ્યું, તે ઉપરથી મધુર અને સુંદર હાસ્યવાળી શાંડિલી કોઈ સાંભળે નહિ, તેમ

ધીમેથી, મીઠાશભરી રીતે સુમનાને આ પ્રમાણે કહેવા લાગી:-૭ હું ભગવાં વસ્ત્રો પહેરીને (ભિક્ષુકી થઇને) દેવતા થઈ નથી, તેમ હું વલ્કલ વસ્ત્રો ધારણ કરીને (વનવાસિની થઇને) પણ દેવતા થઈ નથી, તેમ હું મસ્તક મુંડાવીને (સંન્યાસિની થઇને) પણ દેવતા થઈ નથી, તેમ હું કંઈ પંચકેશ રખાવીને (ગૃહસ્થાશ્રમ પાળીને) પણ દેવતા થઈ નથી.૮ પરંતુ હું શાંત રહેતી હતી, અને હું કોઈ પણ દિવસે મારા ભર્તાર-ને અહિત તથા કઠોર વચનો કહેતી નહોતી;૯ દેવતા વા પિતૃઓનાં તથા બ્રાહ્મણોનાં પૂજન કરવામાં સાવધાનતાથી સદા તત્પર રહેતી હતી; સાસુ તથા સસરાની નિત્ય સેવા કરતી હતી.૧૦ મારો આ ખાસ વિચાર હતો કે, મારે કોઇની પણ ચાડી ખાવી નહિ. ઘરનું બારણું છોડીને ગમે ત્યાં હું ઉભી રહેતી નહિ, ઘણી વાર સૂધી કોઇની સાથે વાતો કરતી નહિ,૧૧ ખડ-ખડાટ હસતી નહિ, તેમ કોઈનું અહિત (બુરું) કરતી નહિ, કોઇની ગુપ્ત વાર્તા અથવા તો પ્રકટ વાર્તા હું કોઇને સર્વથા કહેતી નહિ.૧૨ મારા ભર્તાર કાર્ય પ્રસંગે બહાર જતા અને ત્યાંથી ઘેર પાછા આવતા ત્યારે હું તેને બેસવા માટે આસન આપતી અને સાવધાન થઇને તેની પૂજા કરતી.૧૩ મારા પતિ જે અન્નને પસંદ કરતા નહિ, તે અન્નને હું પણ પસંદ કરતી નહિ. જે ભોજનને મારા પતિ પસંદ કરતા નહિ, તે ભોજ્યને હું પણ પસંદ કરતી નહિ. જે ભક્ષ્ય(કરડીને ખવાય તેવા પદાર્થ)ને મારા પતિ પસંદ કરતા નહિ, તેને હું પણ પસંદ કરતી નહિ. જે લેહ્યને (ચાટવાના પદાર્થને) મારા પતિ પસંદ કરતા નહિ, તે લેહ્યને હું પણ પસંદ કરતી નહિ. હું તે સર્વનો ત્યાગ કરતી.૧૪ ઘરના કુટુંબને માટે જે પદાર્થો લાવવામાં આવતા, તેને હું સવારમાં વહેલી ઉઠીને સાફ કરતી, તથા ઘરનાં સર્વ કાર્યો પણ હું જાતે કરતી તથા બીજાઓની પાસે કરાવતી હતી.૧૫ મારા ભર્તાર કોઈ કામને માટે પરદેશ જતા, તે સમયે હું માંગલિક આભૂષણો પહેરતી તથા નિયમ પાળતી.૧૬* આંજન, ગોરોચન, તેલ ચોળીને સ્નાન, પુષ્પની વેણી તથા માળા, ચંદનનો લેપ ને શરીરને શણગારવું વગેરેનો, મારા પતિ પરદેશ જતા ત્યારે, હું ત્યાગ કરતી હતી.૧૭ મારા પતિ સુખમાં સૂતા હોય ત્યારે ગમે તેવાં ખાસ કાર્યો કરવાનાં હોય, તોપણ હું તેને કદી પણ ઉઠાડતી નહિ અને તેમ કરવાથી મારું મન તુષ્ટ રહેતું હતું.૧૮ હું કુટુંબને માટે પણ મારા ભર્તારને કદી પણ દુઃખ દેતી નહિ. હું નિત્ય ગુપ્ત વાર્તાને છૂપી રાખતી હતી, ઘરનાં રાચરચીલાંને માંજીને તથા વસ્ત્રથી લુછીને સાફ રાખતી હતી.૧૯ જે નારી સાવધાન થઈ આ ધર્મમાર્ગને અનુસરે છે, તે અરુન્ધ-તીની પેઠે સ્વર્ગલોકમાં પૂજાય છે.૨૦

ભીષ્મ કહે છે:-હે યુધિષ્ઠિર! મહાભાગ્યશાળી તપસ્વિની શાંડિલી સુમનાને, સ્ત્રીએ પતિના તરફ કેમ વર્તવું, તે વિશેનો ધર્મ કહીને અદૃશ્ય થઈ ગઈ.૨૧ જે પુરુષ (સ્ત્રી) પર્વે પર્વે, હે પાંડવ! આ આખ્યાનનો પાઠ કરે છે, તે પુરુષ દેવલોકમાં જઈને નંદનવનમાં સુખેથી વાસ કરે છે.૨૨

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'शांडिली अने सुमनानो संवाद' ए नामनो अध्याय १२३ मो समाप्त

## અધ્યાય ૧૨૪ મો

### સામ અને દામમાં શ્રેષ્ઠ કોણ?

યુધિષ્ઠિર કહે છે:-હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! ચાર ઉપાયમાંના સામ તથા દામમાં આપ કોને ઉત્તમ માનો છો. આ બેમાં વિશેષ ઉત્તમ હોય તે મને કહો.૧

ભીષ્મ કહે છે:-કોઈ સામથી (સમજણથી-સલા-હથી) પ્રસન્ન થાય છે અને કોઈ દાનથી પ્રસન્ન થાય છે. માટે પુરુષની પ્રકૃતિને જાણ્યા પછી તે બેમાંથી એકનો પ્રયોગ તો કરવો.૨ હે ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! હે રાજન્! તું મારી પાસેથી પ્રથમ સામના (સલાહના) ગુણો સાંભળ. ભયંકર પ્રાણીઓને પણ સામથી સેવવા (ને વશ કરવા).૩

આ વિષયમાં એક પુરાતની ઇતિહાસ આ પ્રમાણે છે:-વનમાં એક રાક્ષસે એક બ્રાહ્મણને કેદ કર્યો હતો, અને પાછળથી તેને છોડી દીધો હતો.૪ કોઈ એક બ્રાહ્મણ જે વાચાળ અને બુદ્ધિમાન્ હતો, તેને નિર્જન અરણ્યમાં એક રાક્ષસે ખાવાની ઇચ્છાથી પકડી પાડ્યો હતો, તેથી તે દુઃખી થયો હતો.૫ બુદ્ધિ-માન્ તથા શાસ્ત્રસંપન્ન એવો તે બ્રાહ્મણ અત્યંત ભયં-કર એવા તે રાક્ષસને જોઇને પણ ગભરાયો નહિ, તેમ તેને ખેદ પણ થયો નહિ, પણ તેણે રાક્ષસની પાસે સામનાં (સલાહનાં) વચનો કહ્યાં.૬

રાક્ષસે તે બ્રાહ્મણનાં વચનનાં વખાણ કર્યાં, અને તે બ્રાહ્મણને પ્રશ્ન પૂછ્યો કે, હું શરીરે ફીક્કા રંગનો તથા દુર્બળ શા કારણથી રહું છું, તેનો તું ઉત્તર આપ, એટલે હું તને છોડી દઇશ.૭

*પતિ પરદેશ જતા ત્યારે હું કંઠમાં મંગળસૂત્ર, લલાટમાં ચાંદલો, અને હાથમાં કંકણ વગેરે સૌભાગ્યનાં આભૂષણો ધારણ કરતી, પરંતુ તાંબુલભક્ષણ કરતી નહિ, પુષ્પની વેણી બાંધતી નહિ, તેમ બીજાં વસ્ત્ર આભૂષણો પણ પહેરતી નહિ.

તે સાંભળીને બ્રાહ્મણે એક મુહૂર્ત સુધી વિચાર કર્યો અને પછી શાંતિથી નીચેની ગાથાઓથી રાક્ષસના પ્રશ્નનો ઉત્તર આપવા લાગ્યો.[૮] બ્રાહ્મણ ઉત્તર આપે છેઃ–તું પરદેશમાં તથા પરદેશી લોકોમાં ભટક્યા કરે છે અને તારા સંબંધીઓ વિના ઉત્તમ વિષયોનો ઉપભોગ કરે છે, તેથી તું ફીક્કો પડી ગયો છે અને દુર્બળ થઈ ગયો છે.[૯] હે રાક્ષસ! તું તારા મિત્રોની સારી રીતે સેવા કરે છે, તોપણ તેઓએ પોતાના અપરાધને લીધે તારા ઉપર પ્રીતિ રાખતા નથી, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ રહે છે.[૧૦] લોકો ધનમાં તથા ઐશ્વર્યમાં તારા કરતાં અધિક છે, તોપણ ગુણમાં તારા કરતાં ઉતરતા છે તથા અભિમાની છે. તેઓ ખરેખર તારું અપમાન કરે છે, તેથી તું શરીરે ફીક્કો તથા દુર્બળ રહે છે.[૧૧] તું ગુણવાન્ છો, બુદ્ધિમાન્ છો તથા તારું મન પણ કેળવાયેલું છે, છતાં તારે બદલે મૂર્ખ તથા ઉદ્ધત મનના મનુષ્યોનો સત્કાર થતો તારા જોવામાં આવે છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૧૨] તું આજીવિકા ન હોવાથી દુઃખી થાય છે, પરંતુ તારી મોટાઈને લીધે તું આજીવિકા કરવાના ઉપાયોનો તિરસ્કાર કરે છે, અને તેથી દુઃખી થાય છે માટે તું શરીરે ફીક્કો તથા દુર્બળ છે.[૧૩] તેં તારી પોતાની મોટાઈને લીધે તારા શરીરને દુઃખી કરીને પણ કોઈ પુરુષનો ઉપકાર કર્યો છે. પરંતુ, હે સત્પુરુષ! તે પુરુષ તને જિતાયલો માને છે, તેથી તું શરીરે ફીક્કો તથા દુર્બળ છે.[૧૪] જે મનુષ્યો નીચ માર્ગે જવાથી દુઃખી થાય છે તથા જેઓનું મન કામ અને ક્રોધથી ઘેરાયલું છે એવા મનુષ્યોની તું ચિંતા કર્યા કરે છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૧૫] તું બુદ્ધિમાન્ છે, છતાં મૂર્ખ મનુષ્યો તારી હાંસી કરે છે અને દુરાચારી પુરુષો તારું અપમાન કરે છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૧૬] કોઈ શત્રુ મોઢાનો મિત્ર થઈ, આર્ય પુરુષની પેઠે આચરણ કરીને તને ઠગી ગયો છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૧૭] તું જાહેર વ્યવહારમાં જાણીતો છે, ગુપ્ત બાબતમાં કુશળ છે અને કાર્ય કરવામાં પણ કુશળ છે, છતાં તારા ગુણ જાણનારાઓ તારાં વખાણ કરતા નથી, તેથીજ ખરેખર તું શરીરે ફીક્કો અને દુર્બળ રહે છે.[૧૮] નીચ કાર્યોમાં રચ્યાપચ્યા રહેનારા પુરુષોની આગળ તું સંશય રાખ્યા વગર તેઓના દોષ કહે છે, તેથી તારા ગુણો તેઓની આગળ શોભતા નથી, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૧૯] તારી પાસે ધન નથી, તું બુદ્ધિહીન છે, તેમ તું શાસ્ત્ર પણ ભણ્યો નથી, પણ કેવળ તારામાં પ્રભાવ (પ્રતાપ) છે, તેનાથી તું મોટાઈ મેળવવાની ઇચ્છા કરે છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૨૦] હું માનું છું કે, તેં તારું મન તપમાં લગાડયું છે અને તપની ઇચ્છાથી વનમાં રહેવાની ઇચ્છા રાખે છે, પરંતુ તારા ભાઈઓ તે વાતને માન્ય કરતા નથી, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૨૧] તારી ભાર્યા તને વહાલી છે, પણ તારો પડોસી ઘણો ધનવાન્, તરુણ વયનો, રૂપાળો અને કામી છે; તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૨૨] ધનવાનોની મધ્યમાં તું ઉત્તમ વચન કહે છે, પરંતુ તારું બોલવું ધનવાન્ લોકોને સમયોચિત કે ઉત્તમ લાગતું નથી, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૨૩] તારા સંબંધીઓને તેં સારી રીતે ઉપદેશ આપ્યો છે, છતાં તેઓ મૂર્ખ હોવાથી તારા ઉપર કોપાયમાન રહે છે અને તેઓને તું સમજાવી શકતો નથી, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૨૪] કોઈ પુરુષ કોઈ ઇચ્છિત કાર્યમાં તને જોડીને તારી પાસે તે કાર્ય કરાવવાને ઇચ્છે છે, અને નિત્ય તેનું ફળ પંડે મેળવવાની ઇચ્છા કરે છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ રહે છે.[૨૫] ખરેખર તું સારા ગુણોવાળો છું અને લોકો તારી પૂજા કરે છે, છતાં તારા સ્નેહીઓ માને છે કે 'તું તો અમારે લીધે પૂજાય છે' અને તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૨૬] 'મારા મનનો અભિપ્રાય સિદ્ધ થશે કે કેમ' આવી મનની શિથિલતાથી તું તારા મનનો અભિપ્રાય લજ્જાથી કોઈની પાસે પ્રકટ કરતો નથી, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ રહે છે.[૨૭] આ વિશ્વમાં લોકો અનેક જાતની બુદ્ધિવાળાં તથા અનેક જાતની ઇચ્છાવાળાં હોય છે, તે સર્વેને તું તારા ગુણોથી વશ કરવાની ઇચ્છા રાખે છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૨૮] તું વિદ્યાવાન નથી, છતાં વિદ્યાથી મળનારો યશ મેળવવાની ઇચ્છા રાખે છે, બીકણ છો છતાં પરાક્રમથી મળનારો યશ મેળવવાની ઇચ્છા કરે છે, તથા તારી પાસે થોડું ધન છે, છતાં તું દાન દેવાથી મળનારો યશ સંપાદન કરવાની ઇચ્છા રાખે છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૨૯] તેં ઘણા દિવસ થયાં કોઈ એક ફળની ઇચ્છા કરી હતી, પરંતુ તે ફળ તને મળ્યુંજ નહિ, અને બીજાઓ તેને લઈ ગયા; તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૩૦] તેં પોતે કાંઈ અપરાધ કર્યો હોય, એમ તું પોતે જાણતો નથી, છતાં બીજાઓએ તારા ઉપર કારણ વગર અભિશાપ મૂક્યો છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૩૧] તું સત્પુરુષોને ઘરમાં વાસ કરતા જોઇને તથા દુર્જનોને વાનપ્રસ્થ આશ્રમમાં જોઇને અને મુક્ત પુરુષોને ઘરમાં આસક્તિવાળા જોઇને શરીરે ફીક્કો અને દુર્બળ બન્યો છે.[૩૨] તારી પાસે ધન નથી, તેમ તારામાં ગુણો પણ નથી, છતાં તું સ્નેહીઓનાં

અને દુઃખી પુરુષોનાં દુઃખ દૂર કરવાની ઇચ્છા રાખે છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૩૩] તારું ધર્મવાળું, અર્થવાળું તથા કામનાવાળું કર્મ, અને સમય ઉપર કહેલું ધર્મ, અર્થ અને કામનાવાળું વચન તને ફળ આપતું નથી, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ છે.[૩૪] તું મનીષી છો (મનને વશ કરનારો છો) છતાં જીવવાની ઇચ્છાથી તું મૂર્ખ મનુષ્યોએ આપેલ ધન ઉપર આજીવિકા કરે છે, તેથી ખરેખર તારું શરીર ફીક્કું અને દુર્બળ રહે છે.[૩૫] તું પાપીઓને સુખી જોઇને અને ધર્મનિષ્ઠ પુરુષોને દુઃખી જોઇને તેઓની અવશ્ય નિંદા કરે છે, તેથી તારું શરીર ફીક્કું અને દુર્બળ થઈ ગયું છે.[૩૬] સંબંધીઓ પરસ્પર વિરોધ કરે છે તેઓને તું અનુકૂળ થઇને તેઓનું પ્રિય કરવાની ઇચ્છા કરે છે, તેથી તું શરીરે ફીક્કો અને દુર્બળ થઈ ગયો છે.[૩૭] વેદ જાણનારા બ્રાહ્મણોને નીચ કર્મ કરતા જોઇને અને બુદ્ધિમાનોને ઇંદ્રિયોને વશ થયેલા જોઇને તેઓનો તું શોક કરે છે એમ હું માનું છું, અને તેથી તારું શરીર ફીક્કું અને દુર્બળ થઈ ગયું છે.[૩૮]

આ રીતે બ્રાહ્મણે વચનો કહીને રાક્ષસનો સત્કાર કર્યો, એટલે તે રાક્ષસે તે બ્રાહ્મણની સામી પૂજા કરી અને તેને ધન આપ્યું, પોતાનો મિત્ર બનાવ્યો અને છોડી દીધો.[૩૯]*

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'शरीरे फीका अने दुर्बळ थई गयेला राक्षसनुं आख्यान' ए नामनो अध्याय १२४ मो समाप्त

## અધ્યાય ૧૨૫ મો

### ઉત્તમ કર્મ, દાન, તથા પૂજ્ય કોણ છે?

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! મહા દુર્લભ, કર્મના ક્ષેત્રરૂપ મનુષ્યનો જન્મ પ્રાપ્ત કર્યા પછી દરિદ્ર મનુષ્યને કલ્યાણની ઇચ્છા થાય તો તેણે કયું કર્મ કરવું?[૧] હે ગંગાના પુત્ર! દાનોમાં ઉત્તમ દાન કયું છે? તથા માનવા યોગ્ય અને પૂજવા યોગ્ય કોણ છે? તે વિશેનું રહસ્ય મને કહો.[૨]

વૈશંપાયન કહે છેઃ-યશસ્વી પાંડવ રાજાએ ઉપર પ્રમાણે પ્રશ્ન કર્યો, એટલે ભીષ્મે યુધિષ્ઠિરને પરમ ગુહ્ય ધર્મ કહ્યો.[૩]

ભીષ્મ કહે છેઃ-હે ભરતવંશી રાજા! મને ભગવાન્ વ્યાસે પૂર્વે જે પ્રમાણે ગુહ્ય ધર્મો કહ્યા હતા, તે પ્રમાણે હું તને ગુહ્ય ધર્મો કહું છું, તે તું સાવધાન થઇને સાંભળ.[૪] હે રાજન્! ઉત્તમ કર્મ કરનારા યમ-રાજાએ નિયમ પાળી, મહાન્ તપ કરીને તેનાં ફળરૂપે જે ધર્મ પ્રાપ્ત કર્યો હતો, તે ધર્મ (દેવોથી) પણ ગુપ્ત છે;[૫] વળી તે ધર્મકર્મથી દેવતાઓ, પિતરો, ઋષિઓ, પ્રમથો, લક્ષ્મી, ચિત્રગુપ્ત, તથા દિશાઓના હાથીઓ પ્રસન્ન થાય છે;[૬] વળી તેમાં મહા ફળ-વાળો ઋષિધર્મ રહસ્યની સાથે કહ્યો છે, તથા તેમાં મોટા દાનનું તથા સર્વ યજ્ઞનું ફળ પણ કહ્યું છે;[૭] હે નિર્દોષ રાજા! જે પુરુષ ઉપર પ્રમાણે ગ્રંથને (ધર્મને) જાણે છે અને તેમાં કહેલું જાણીને તે પ્રમાણે કર્મ કરે છે, તે પુરુષ પાપી હોય તો પાપમાંથી મુક્ત થાય છે, અને ઉત્તમ પ્રકારના ગુણોને પ્રાપ્ત કરે છે.[૮] દશ ખાટકીના જેવો એક તેલ પીલનારો તેલી ગણાય છે, અને દશ તેલીના જેવો એક કલાલ ગણાય છે; દશ કલાલના જેવી એક વેશ્યા ગણાય છે, અને દશ વેશ્યાના જેવો એક રાજા ગણાય છે. (એટલે કે એક રાજા ૧૦,૦૦૦ ખાટકી બરાબર છે.)[૯] ઉપર કહેલાં એ સર્વે અર્ધમાં છે, અને અર્ધમાં રાજા કહેવાય છે (માટે રાજાના હાથથી દક્ષિણા લેવી નહિ). જે શાસ્ત્રમાં ધર્મ, અર્થ તથા કામનું વર્ણન કર્યું છે, જે શાસ્ત્ર પવિત્ર છે, જે શાસ્ત્ર પુણ્ય લક્ષણવાળું છે,[૧૦] જેમાં ધર્મનું વિસ્તારથી વર્ણન કર્યું છે, જેને સાંભળવાનું મહાન્ પુણ્ય છે, તથા દેવોએ પંડે જે કહ્યું છે, તે શાસ્ત્ર અવશ્ય સાંભળવું.[૧૧] જેમાં પિતૃઓનાં શ્રાદ્ધ-કર્મ કહ્યાં છે, સર્વ દેવોનું સંપૂર્ણ રહસ્ય પણ કહ્યું છે,[૧૨] વળી જેમાં મોટા ફળને આપનારો ઋષિનો ધર્મ પણ રહસ્ય સાથે કહ્યો છે, મોટા યજ્ઞનાં ફળ તથા સર્વ પ્રકારનાં દાનનાં ફળ પણ કહ્યાં છે;[૧૩] જે મનુષ્યો નિત્ય તે શાસ્ત્રનો પાઠ કરે છે તથા તેનું નિત્ય મનન કરે છે, અને સાંભળીને તેમાં કહ્યા પ્રમાણે વર્તે છે તે પંડે નારાયણસ્વરૂપ થાય છે.[૧૪] અતિથિનું પૂજન કરનારા પુરુષને ગાયના દાનનું ફળ, તીર્થોનું ફળ, તથા યજ્ઞોનું ફળ એ સર્વ ફળ મળે છે.[૧૫] જે મનુષ્યો ધર્મશાસ્ત્રને સાંભળે છે, તેના ઉપર શ્રદ્ધા રાખે છે, તેમજ જેઓનું મન શુદ્ધ છે, તે સાધુ પુરુષોએ શ્રદ્ધાળુપણાથી પ્રસિદ્ધ રીતે પરલોકને જિત્યા છે.[૧૬] શ્રદ્ધાપૂર્વક શાસ્ત્રનું શ્રવણ કરનારો પુરુષ પાપમાંથી છૂટે છે, તેને પાપનો સ્પર્શ થતો નથી, તે આલોકમાં નિત્ય ધર્મ સંપાદન કરે છે, અને મરણ પામ્યા પછી પરલોકમાં જાય છે.[૧૭]

એક સમયે દેવદૂતે પોતાની ઇચ્છાથી અદૃશ્ય રહીને વાસવને (ઇંદ્રને) કહ્યુંઃ-[૧૮] જેઓના ગુણો ઇચ્છવા યોગ્ય છે તથા જેઓ દેવોના ભિષગ્વર છે, તે બન્ને

* આત્મપ્રશંસા કેવું મહાન્ કાર્ય કરે છે. તેનું આ દૃષ્ટાંત છે. દુષ્ટ મનુષ્યો પણ તેથી અનુકૂળ થઈ જાય છે.

અશ્વિનોની આજ્ઞાથી તમારી એટલે દેવતાઓ, પિતૃઓ, તથા મનુષ્યોની પાસે હું આવ્યો છું.[૧૯] (મારાદ્વારા આ પ્રશ્નો તેઓએ પૂછાવ્યા છે.) શ્રાદ્ધકર્તાએ તથા શ્રાદ્ધમાં ભોજન કરનારાએ શા માટે શ્રાદ્ધને દિવસે મૈથુન કરવું નહિ? તથા ત્રણ પિંડને, ભિન્ન ભિન્ન વિભાગ પાડીને, શા માટે આપવાનું કહ્યું છે?[૨૦] પ્રથમ પિંડ કોને આપવો? મધ્યમ પિંડ ક્યાં જાય છે? તથા ત્રીજો પિંડ કોને આપવો? એ જાણવાની હું ઇચ્છા રાખું છું.[૨૧]

દેવદૂતે શ્રદ્ધાથી ધર્મવાળો પ્રશ્ન પૂછ્યો. તે પછી પૂર્વ દિશામાં ઉભેલા સર્વે દેવોએ તથા પિતૃઓએ આકાશમાં ફરનારા દેવદૂતની પૂજા કરી.[૨૨]

પિતૃઓ બોલ્યા:–હે ઉત્તમ આકાશચારી! તું ભલે આવ્યો. તારું કલ્યાણ થાવ! સાંભળ. તેં પરમ ગૂઢ અર્થવાળો પ્રશ્ન પૂછ્યો છે.[૨૩] શ્રાદ્ધ જમાડનારો તથા શ્રાદ્ધમાં ભોજન કરનારો પુરુષ શ્રાદ્ધને દિવસે સ્ત્રી સાથે ગમન કરે તો તેના પિતૃઓ તેના વીર્યમાં એક મહિના સૂધી સૂઈ રહે છે.[૨૪] હવે અમે પિંડોના વિભાગ વિશે અનુક્રમથી કહીશું. પ્રથમ પિંડ, 'આ પિંડ જળમાં પ્રવેશ કરો,' આમ ભાવના કરીને આપવો.[૨૫] વચલો પિંડ સ્ત્રીએ એકલાએ જ ખાવો, અને તેનાથી ત્રીજા પિંડનો અગ્નિમાં હોમ કરવો.[૨૬] અમે તને આ શ્રાદ્ધનો વિધિ કહ્યો, તે પ્રમાણે વર્તવાથી ધર્મનો નાશ થતો નથી, અને કર્તાના પિતૃઓ સદા મનમાં પ્રસન્ન થઇને સંતુષ્ટ થાય છે,[૨૭] તેની પ્રજાની વૃદ્ધિ થાય છે, અને પિતૃઓને અક્ષય તૃપ્તિ મળે છે.

દેવદૂત બોલ્યો:–તમે પિતૃઓના ત્રણે પિંડોના જૂદા જૂદા વિભાગ મને અનુક્રમે કહી સંભળાવ્યા.[૨૮] તથા સર્વે પિતૃઓને ત્રણ પિંડ આપવા વિશે પણ શાસ્ત્રનું વચન કહ્યું. હવે હું પૂછું છું કે, પ્રથમ પિંડને પાણીમાં અર્પણ કરવામાં આવે છે, તે પિંડ નિચેના ભાગમાં કોને પહોંચે છે?[૨૯] તે કયા દેવને પ્રસન્ન કરે છે, અને પિતૃઓને કેવી રીતે તારે છે? વચલા પિંડને તો પત્ની ખાય છે, કારણ કે તેને માટે શાસ્ત્રમાં આજ્ઞા કરી છે;[૩૦] પણ તેના (સ્ત્રીના પતિના) પિતૃઓ એ પિંડને કયા અર્થને માટે ખાય છે? વળી જે છેલ્લો પિંડ અગ્નિમાં હોમવામાં આવે છે,[૩૧] તે પિંડની શી સ્થિતિ થાય છે? અને તે પિંડ કોને પહોંચે છે? આ રીતે ત્રણે પિંડોની જે ગતિ થતી હોય, એ સાંભળવાની હું ઇચ્છા રાખું છું.[૩૨] પિંડદાનનું ફળ તથા વૃત્તિમાર્ગ એટલે કે પિંડ કોને પહોંચે છે, તે મને કહો.

પિતૃઓ કહે છે:–હે ગગનચારી! તેં જે પ્રશ્ન કર્યો છે તે ઘણો જ મહાન્ છે,[૩૩] તથા અદ્ભુત રહસ્ય અમને પૂછ્યું છે. દેવો તથા મુનિઓ પણ શ્રાદ્ધકર્મનાં વખાણ કરે છે.[૩૪] ચિરંજીવી મહાત્મા ઉત્તમ માર્કંડેય વિના તેઓ પણ પિતૃનાં શ્રાદ્ધકર્મને જાણતા નથી.[૩૫] તે વિપ્ર પિતૃભક્ત છે, વર પામેલો છે, મહાયશસ્વી છે, તેણે ભગવાન્ પાસેથી ત્રણે પિંડોની જે ગતિ થાય છે તે સાંભળી છે.[૩૬] દેવદૂતે શ્રાદ્ધવિધિનો જે નિર્ણય પૂછ્યો છે, તે તેણે જાણ્યો હતો. હવે ત્રણે પિંડોની શી ગતિ થાય છે તે (તેણે કહી છે તે પ્રમાણે) તું સાવધાન થઇને અમારી પાસેથી સાંભળ.[૩૭] જે પિંડને પાણીમાં પધરાવવામાં આવે છે, તે પિંડ ચંદ્રને તૃપ્ત કરે છે, અને, હે મહામતિ! ચંદ્રમા દેવોને તથા પિતૃઓને પ્રસન્ન કરે છે;[૩૮] તથા પત્ની ગુરુજનની આજ્ઞાથી પિંડોમાંના મધ્યમ પિંડનું ભક્ષણ કરે છે, તેથી પિતામહો પ્રસન્ન થાય છે, અને તેઓ પુત્રની કામનાવાળા પુરુષને પુત્ર આપે છે.[૩૯] હવે અગ્નિમાં જે પિંડ આપવામાં આવે છે, તેના વિશે તું અમારી પાસેથી સાંભળ. અગ્નિમાં હોમેલા પિંડથી પિતૃઓ પ્રસન્ન થાય છે, અને પિંડ આપનારાની કામનાઓને પૂર્ણ કરે છે.[૪૦] ત્રણે પિંડોની જે ગતિ થાય છે, તે સર્વ અમે તને કહ્યું. શ્રાદ્ધને દિવસે ઋત્વિજ (શ્રાદ્ધ જમનારો બ્રાહ્મણ) યજમાનનો પિતૃ થાય છે;[૪૧] તેથી તે દિવસે શ્રાદ્ધમાં જમનારાએ મૈથુનનો ત્યાગ કરવો. હે આકાશચારીમાં ઉત્તમ દેવદૂત! શ્રાદ્ધમાં ભોજન કરનારા બ્રાહ્મણે પવિત્ર થઇને શ્રાદ્ધમાં ભોજન કરવું જોઇએ.[૪૨] અમે જે દોષો કહ્યા છે, તે દોષો તે પ્રમાણે થાય છે, પરંતુ શાસ્ત્રવિધિ પ્રમાણે વર્તવાથી દોષો લાગતા નથી. તે માટે બ્રાહ્મણે સ્નાન કરીને પવિત્ર થવું અને ક્ષમાવાન્ થઇને શ્રાદ્ધમાં ભોજન કરવું.[૪૩]* જે પુરુષ ઉપર કહ્યા પ્રમાણે શ્રાદ્ધ કરે છે અને પિતૃઓને પિંડ આપે છે, તેની પ્રજાની વૃદ્ધિ થાય છે.

તે પછી વિદ્યુત્પ્રભ નામના મહાતપસ્વી બોલ્યા.[૪૪] તે ઋષિનું તેજ આદિત્યના તેજ સમાન પ્રકાશતું હતું. તેણે ધર્મનાં રહસ્યો સાંભળીને ઇન્દ્રને કહ્યું:[૪૫] તિર્યગ્ યોનિમાં રહેલા જીવોની, કીડાઓની, કીડીઓની, સર્પોની, બકરાની, પશુઓની, તથા પક્ષીઓની મનુષ્યો મોહવશ થઈ હિંસા કરે છે,[૪૬] અને તેથી ઘણા પાપના ભાગી થાય છે; માટે હિંસા કરનારાઓને કયું પ્રાયશ્ચિત્ત છે?

ઋષિનો આ પ્રશ્ન સાંભળીને સર્વે દેવતાઓ, ઋષિઓ,

*શ્રાદ્ધમાં ભોજન કરનારો પુરુષ યજમાનનો પિતૃ થાય છે. આ રીતે તે યજમાનનો પિતૃ થયેલો હોવાથી તેણે પોતાની સ્ત્રી સાથે ગમન કરવું યોગ્ય નથી. કારણ કે તે સમયે પોતાની સ્ત્રી પરદારા ગણાય છે, તેથી તેની સાથે ગમન કરવું, એ પરદારાગમન બરાબર છે.

તપોધનો,[૪૭] અને મહાભાગ્યશાળી પિતૃઓ તે મુનિની પૂજા કરવા લાગ્યા.

ઇંદ્ર બોલ્યોઃ-કુરુક્ષેત્રનું, ગયાનું, ગંગાનું, પ્રભાસનું, પુષ્કર તીર્થનું,[૪૮] પાપ કર્મ કરનારા પુરુષે મનમાં ધ્યાન કરવું, અને પછી તેના જળમાં સ્નાન કરવું. એટલે તે, ચંદ્ર જેમ રાહુમાંથી મુક્ત થાય છે તેમ, પાપમાંથી મુક્ત થાય છે.[૪૯] વળી જે પુરુષ ત્રણ ત્રણ દિવસ સ્નાન કરે, અને આહારનો ત્યાગ કરે, તથા ગાયની પીઠનો સ્પર્શ કરે અને ગાયના પુછડાને પ્રણામ કરે, તે પણ પાપમાંથી મુક્ત થાય છે.[૫૦]

તે પછી વિદ્યુત્પ્રભે ઇંદ્રને કહ્યુંઃ-હે શતક્રતુ! હું તને અત્યંત સૂક્ષ્મ ધર્મ કહું છું, તે તું સાંભળ.[૫૧] વડવાઇનો ક્વાથ ( કુવાથ ) શરીર ઉપર ચોપડવો તથા ઘઉલાનાં તેલનો શરીર ઉપર અભ્યંગ કરવો, અને પછી સ્નાન કરીને સાઠ દિવસે પાકેલા ચોખા દૂધની સાથે એક વખત ખાય તો પુરુષ સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.[૫૨] વળી મેં શંકરના લોકમાં શંકરને તથા બૃહસ્પતિને વાતચિત કરતાં જે ધર્મનું ગુપ્ત રહસ્ય સાંભળ્યું હતું કે, જેનો ઋષિઓએ વિચાર કર્યો છે, તે તું સાંભળ.[૫૩] હે શચીના પતિ! હે દેવેશ! તે તમે તથા રુદ્રો શ્રવણ કરો. હર કોઇ પણ પુરુષ પર્વત ઉપર ચઢી, સૂર્યની સામે મુખ રાખીને એક પગ ઉપર ઉભો રહી, આહારનો ત્યાગ કરી,[૫૪] બે હાથ ઉંચા કરી જોડીને જોયા કરે છે અને મહાન્ તપ કરે છે, તેને ઉપવાસનું ફળ મળે છે. (અને તેનાં સર્વ પાપ દૂર થાય છે.)[૫૫] વળી જે પુરુષ ગ્રીષ્મ ઋતુમાં અથવા તો શીતકાળમાં સૂર્યનાં કિરણોના તાપને સહન કરીને તપ તપે છે, તેના સર્વ પાપનો નાશ થાય છે.[૫૬] પાપમાંથી મુક્ત થયા પછી તે પુરુષની સનાતન રહે તેવી કાંતિ થાય છે, અને તે સૂર્યની પેઠે તથા સોમની પેઠે કાંતિવડે પ્રકાશે છે.[૫૭]

તે પછી દેવોના રાજા શતક્રતુએ દેવતાઓની વચ્ચે સર્વના કરતાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિને મધુર વચન કહ્યુંઃ-[૫૮] હે ભગવન્! મનુષ્યોને સુખ આપનારો ગુપ્ત ધર્મ તમે મને યથાર્થ રીતે કહો, તથા જે ગુપ્ત દોષ હોય તે પણ મને યથાર્થ રીતે કહો.[૫૯]

બૃહસ્પતિ બોલ્યાઃ-જેઓ સૂર્યની સામે મળમૂત્રનો ત્યાગ કરે છે ( ઝાડો પીસાબ કરે છે), જેઓ પવનનો દ્વેષ કરે છે, જેઓ પ્રદીપ્ત થયેલા અગ્નિમાં સમિધનો હોમ કરતા નથી,[૬૦] અને જેઓ દૂધને માટે નાના વાછડાવાળી ગાયને દુહે છે, હે શચીપતિ! તેઓને જે દોષો લાગે છે તે દોષો હું તને કહું છું તે તું સાંભળ.[૬૧] હે વાસવ! સૂર્ય, પવન, અગ્નિ, તથા લોકોની માતા એવી ગાયો આ સર્વને બ્રહ્માએ સર્જ્યાં છે.[૬૨] આ મનુષ્ય લોકોમાં તેઓ દેવતા ગણાય છે, ને એઓ લોકોને તારવાને શક્તિમાન્ છે. હવે હું તમને સર્વને એક એક ધર્મનો નિર્ણય કહું છું, તે તમે સાંભળો.[૬૩] જે સ્ત્રીઓ સૂર્યની સામે મળનો તથા મૂત્રનો ત્યાગ કરે છે, તે સ્ત્રીઓ છીયાશી વર્ષ સૂધી દુરાચરણી અને કુળને કલંક લગાડનારી થાય છે.[૬૪] હે શક્ર! જે પુરુષો પવનનો દ્વેષ કરે છે, તે પુરુષો ગર્ભમાંથી અધુરે મહિને પડી જનારી પ્રજા તરિકે ઉત્પન્ન થાય છે. જેઓ પ્રદીપ્ત થયેલા અગ્નિમાં સમિધનો હોમ કરતા નથી,[૬૫] તેઓનાં હવ્યને અગ્નિ અગ્નિના કર્મોમાં ગ્રહણ કરતો નથી. જે પુરુષો જે ગાયને નાનો વાછડો હોય તેનું દૂધ પીએ છે,[૬૬] તેના કુળમાં દૂધ પીનારાં અને કુળમાં વૃદ્ધિ કરનારાં સંતાનો ઉત્પન્ન થતાં નથી. તેવા પુરુષોની પ્રજાનો નાશ થાય છે, અને કુળનો તથા વંશનો પણ ક્ષય થાય છે.[૬૭] પૂર્વે કુળમાં વૃદ્ધ એવા બ્રાહ્મણોએ આ કથા (પ્રશ્ન) પૂછી હતી. તે માટે કલ્યાણની ઇચ્છાવાળા મનુષ્યે જે કર્મ ત્યાગ કરવા જેવાં હોય તે કર્મ તજવાં, અને જે કર્મ કરવા જેવાં હોય તે કર્મ નિત્ય કરવાં. આ વાત હું તને સત્ય કહું છું.

તે પછી હે મોટા ભાગ્યશાળી! સર્વે દેવતાઓ, મરુદ્ગણો,[૬૮-૬૯] અને મહાભાગ્યશાળી ઋષિઓ પિતૃઓને પૂછવા લાગ્યાઃ-અલ્પ બુદ્ધિવાળા મનુષ્યોના ઉપર પિતૃઓ કેવી રીતે પ્રસન્ન થાય છે?[૭૦] મરણ પછી ઉત્તર ક્રિયામાં કરેલું દાન કેવી રીતે અક્ષય થાય? મનુષ્યો કયું કર્મ કરવાથી પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે?[૭૧] આ વિષયમાં અમને પરમ કુતૂહલ થાય છે, માટે એ સાંભળવાની અમે ઇચ્છા કરીએ છીએ.

પિતૃઓ કહે છેઃ-હે મોટા ભાગ્યશાળી દેવો! તમે તમારો સંશય ન્યાયથી પૂછ્યો છે.[૭૨] અમે ઉત્તમ કર્મ કરનારા મનુષ્યોના ઉપર જે કર્મથી સંતુષ્ટ થઇએ છીએ, તે તમે સાંભળો. આસમાની રંગના બળદને છોડી દેવાથી એટલે નીલોત્સર્ગ નામના કર્મથી તથા અમાવાસ્યાને દિવસે તલ અને પાણીના તર્પણથી અમે તૃપ્ત થઇએ છીએ.[૭૩] વર્ષાકાળમાં દીપદાન કરવાથી મનુષ્ય પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે. આ રીતે કપટ વગર કરવામાં આવેલું દીપદાન અક્ષય અને મહાફળ આપે છે,[૭૪] અને અમને પણ તેનાથી અક્ષય પરિતોષ થાય છે. આમ કહેવામાં આવે છે કે, જે પુરુષો શ્રદ્ધાથી સંતાનોને ઉત્પન્ન કરે છે,[૭૫] તેઓ પોતાના પિતામહોને દુર્ગમ એવા નરકમાંથી તારે છે.[૭૬]

પિતૃઓનું વચન સાંભળીને રુવાડાં જેનાં ઉભાં થયાં

છે, એવા તપોધન મહાતેજસ્વી વૃદ્ધ આર્યે પિતૃઓને આ પ્રમાણે કહ્યું:-હે તપોધનો! આસમાની રંગના બળદને છૂટો મૂકવાથી એટલે નીલોત્સર્ગ કરવાથી કેવાં ફળ થાય છે?[૭૭] તથા વર્ષાકાળમાં દીપદાન કરવાથી તથા તલ અને પાણીથી તર્પણ કરવાથી કેવું ફળ થાય છે?

પિતૃઓ બોલ્યાઃ-જે બળદને છૂટો મૂકયો હોય, તે બળદ પોતાના પૂંછડાથી જો પાણી ઉછાળે છે તો,[૭૮] તેનાથી બળદને છૂટો મૂકનારાના પિતૃઓ સાઠ હજાર વર્ષ સુધી તૃપ્ત થાય છે. વળી જે બળદ નદીના તીર ઉપરથી શિંગડાવડે કાદવને ઉપાડે છે,[૭૯] તેને છોડવાથી તેના પિતૃઓ અવશ્ય સોમલોકમાં જાય છે. વર્ષાઋતુમાં પુરુષ દીપદાન કરવાથી ચંદ્રમાના જેવો શોભે છે.[૮૦] જે પુરુષ દીવાનું દાન કરે છે, તેને નરકનાં દર્શન થતાં નથી. જે મનુષ્યો અમાવાસ્યાને દિવસે તલ અને જળનું દાન કરે છે,[૮૧] તથા જે મનુષ્યો ઉંબરાના વાસણમાં મધ નાંખીને તેનું દાન કરે છે તે મનુષ્યોએ, હે તપોધન! યથાર્થ રીતે રહસ્ય સાથે શ્રાદ્ધ કર્યું એમ જાણવું.[૮૨] ઉપર કહ્યા પ્રમાણે કરનારા મનુષ્યોની પ્રજા નિત્ય હૃષ્ટપુષ્ટ અને પ્રસન્ન મનની થાય છે, તેના કુળની તથા વંશની વૃદ્ધિ થાય છે, અને પિંડ દેવાનું ફળ મળે છે. જે પુરુષ શ્રદ્ધાથી પિતૃઓનાં કર્મ કરે છે, તે પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે.[૮૩] આ પ્રમાણે મેં તમને શ્રાદ્ધનો સમય તથા ક્રમ કહ્યો, તથા વિધિપૂર્વક શ્રાદ્ધનો વિધિ, તેમાં ભોજન કરાવવાને યોગ્ય બ્રાહ્મણો, અને તેનું ફળ પણ યથાર્થ રીતે કહ્યું.[૮૪]

इति श्रीमहाभारतमां अनुशासन पर्वविषे दानधर्ममां 'पितृ रहस्य' ए नामनो अध्याय १२९ मो समाप्त

## અધ્યાય ૧૨૬ મો

### દેવરહસ્ય

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! પૂર્વે સુરેંદ્ર (ઇંદ્રે) શ્રીહરિને પ્રશ્ન પૂછયો હતો કેઃ-તું શાથી પ્રસન્ન થાય? તથા શાથી સંતુષ્ટ થાય?[૧]

વિષ્ણુ બોલ્યાઃ-બ્રાહ્મણોની નિંદા, એ મારો મહાન્ વિદ્વેષ છે, અને બ્રાહ્મણોની પૂજા કરવાથી મારી નિત્ય પૂજા કરી ગણાય છે એમાં સંદેહ નથી.[૨] મનુષ્યે નિત્ય ભોજન કરીને બ્રાહ્મણોના ચરણોને પ્રણામ કરવા, તથા સાયંકાળે બ્રાહ્મણનાં બન્ને ચરણોનો સ્પર્શ કરવો. આમ કરનારા મનુષ્યોના ઉપર હું સંતુષ્ટ થાઉં છું. જે પુરુષ પૃથ્વી ઉપર છાણથી લીંપીને, મંડપ કરીને બ્રાહ્મણની સુદર્શન નામના મંત્રથી પૂજા કરે અને તેમાં મને બલિ આપે,[૩] તથા જે પુરુષ નિત્ય ઠિંગણા બ્રાહ્મણનાં દર્શન કરે છે, પાણીમાંથી બહાર નીકળેલા વરાહનાં દર્શન કરે છે, તથા વરાહે ઉખેડી નાંખેલી મૃત્તિકાને મસ્તક ઉપર ધારણ કરે છે,[૪] તેઓનું કોઈ પણ જાતનું અશુભ થતું નથી, તથા તેમને કોઈ પણ જાતનું પાપ પણ લાગતું નથી. જે પુરુષ સદાય પીપળાની, ગોરોચનાની, તથા ગાયની પૂજા કરે છે,[૫] તેણે દેવતા, અસુરો અને મનુષ્યોની સાથે આખા જગતની પૂજા કરી (ગણાય) છે. પીપળા વગેરેની પૂજા કરનારાઓની પૂજાને હું તે તે સ્વરૂપે યથાર્થ રીતે ગ્રહણ કરું છું.[૬] જ્યાં સુધી લોકો છે, ત્યાં સુધી મારી એ જ પૂજા છે, બીજી પૂજા નથી. અલ્પ બુદ્ધિવાળા પુરુષો મારી બીજી રીતે પૂજા કરે છે, તે પૂજા વૃથા થાય છે.[૭] હું તે પૂજાને ગ્રહણ કરતો નથી, તેમ તેવી પૂજા મને સંતુષ્ટ કરનારી પણ થતી નથી.[૮]

ઈંદ્રે પ્રશ્ન કર્યોઃ-તમે ચક્રનાં, (બ્રાહ્મણના) ચરણનાં, વરાહનાં, વામન બ્રાહ્મણનાં, વરાહે ખોદેલી પૃથ્વીનાં શા માટે વખાણ કરો છો?[૯] તમે પ્રજાને સરજો છો, તમે પ્રજાનો સંહાર કરો છો, તમે મનુષ્યસહિત સર્વ પ્રાણીઓની સનાતન એવી પ્રકૃતિ છો.[૧૦]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! તે પછી વિષ્ણુ ખડખડાટ હસીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

વિષ્ણુ કહે છેઃ-મેં મારા સુદર્શન ચક્રથી દૈત્યોનો સંહાર કર્યો છે, બે ચરણથી આખી પૃથ્વીને ભરી લીધી છે,[૧૧] વરાહનું રૂપ ધારણ કરીને હિરણ્યાક્ષ નામના દૈત્યનો નાશ કર્યો છે, (બ્રાહ્મણને ઘેર) વામનનો અવતાર લઇને મેં બળિરાજાને જિત્યો છે;[૧૨] તેથી મહાત્મા પુરુષો મારા તે તે સ્વરૂપની પૂજા કરે છે, અને તેઓના ઉપર હું પરિતુષ્ટ થાઉં છું. તે માટે જેઓ મારી પૂજા કરશે, તેઓનો પરાભવ થશે નહિ.[૧૩] પોતાને ઘેર બ્રહ્મચારી બ્રાહ્મણ આવે તો તેને પ્રથમ ભોજન કરાવે અને પછી પોતે ભોજન કરે, તો તેનું ભોજન અમૃત ગણાય છે.[૧૪] જે પ્રભાતમાં સંધ્યાવંદન કરીને સૂર્યની સન્મુખ ઉભો રહે છે તેને સર્વ તીર્થનાં સ્નાનનું પુણ્ય થાય છે, અને તે સર્વ પાતકોમાંથી મુક્ત થાય છે.[૧૫] હે તપોધનો! તમે મને સંશય પૂછ્યો, તે ઉપરથી મેં તમને સર્વ ગુપ્ત ધર્મ કહ્યો. હવે બીજું હું શું કહું?[૧૬]

બળદેવ કહે છેઃ-હવે હું તમને મનુષ્યોને સુખ કરે તેવું પરમ ગુપ્ત કહું, તે તમે સાંભળો. મનુષ્યોને જ્યારે ભૂતની પીડા થાય છે ત્યારે અજ્ઞાની મનુષ્યો દુઃખી થાય છે.[૧૭] પરંતુ જેને ભૂતની પીડા થઈ હોય, તે મનુષ્યે પ્રભાતમાં ઉઠવું, અને ગાયનો, ઘીનો, દહીંનો, સર્ષવનો તથા ઘઉંલાનો સ્પર્શ કરવો, એટલે તે પાપમાંથી મુક્ત

થાય છે.[૧૮] શ્રાદ્ધમાં તપોધનો, આગળ કે પાછળ સર્વ ભૂતોને તેમ જ ઉચ્છિષ્ટ પદાર્થોને દૂર રાખે છે.[૧૯]

દેવતાઓ કહે છે:–ઉંબરાનાં પાત્રમાં મુખ સૂધી પાણી ભરવું, ઉત્તર દિશા તરફ મુખ કરવું, અને પછી ઉપવાસ કરવો હોય તો મનુષ્યે ઉપવાસનો સંકલ્પ કરવો અથવા તો વ્રત કરવાનો સંકલ્પ કરવો.[૨૦] આ રીતે ઉપવાસ અથવા તો વ્રત કરવાથી દેવતાઓ તેના ઉપર તુષ્ટમાન થાય છે, અને તેનું કામ્ય વ્રત હોય તો તે સિદ્ધ થાય છે; પરંતુ અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો વિધિ વગર વ્રત કરે છે તો તેનું વ્રત વૃથા થાય છે.[૨૧] ઉપવાસ કરવામાં તથા બળિદાન દેવામાં તાંબાનું પાત્ર ઉત્તમ ગણાય છે. બળિદાન દેવું હોય, ભિક્ષા દેવી હોય, અર્ઘ્ય આપવા હોય, પિતૃઓને તિલોદક આપવું હોય, (તર્પણ કરવું હોય)[૨૨] તો તો તાંબાના પાત્રથી કરવું; બીજા પાત્રથી કરવામાં આવે તો તેનું થોડું ફળ થાય છે. આ ગુપ્ત વાત મેં તમને કહી છે. ઉપર કહ્યા પ્રમાણે કરવાથી દેવતાઓ સંતુષ્ટ થાય છે.[૨૩]

ધર્મ કહે છે:–રાજાની સેવાચાકરી કરનારા, મંદિરાદિકમાં ઘંટ વગાડનારા, દેવોની સેવાચાકરી કરનારા, ગાયોની રક્ષા કરનારા (ગાયોને ચારનારા), વ્યાપાર કરનારા, કારીગીરી કરનારા, નટ,[૨૪] મિત્રનો દ્રોહ કરનારા, વેદ નહિ ભણનારા, વેશ્યા સ્ત્રીના પતિ, આટલી જાતના વિપ્રને યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં કોઈ પણ દિવસમાં ભોજન કરાવવું નહિ.[૨૫] જેને ઘેરથી અતિથિ નિરાશ થઈને ચાલ્યો જાય છે, તે પુરુષના પિંડ દેનારાઓ નાશ પામે છે, અને તેના પિતૃઓ પણ પ્રસન્ન થતા નથી.[૨૬] જે પુરુષ અતિથિનો સત્કાર કરતો નથી, તે પુરુષના પિતૃઓ, દેવતાઓ, તથા અગ્નિઓ નિરાશ થઈને ચાલ્યા જાય છે.[૨૭] જે પુરુષ અતિથિનો સત્કાર કરતો નથી, તે પુરુષ સ્ત્રીહત્યારા, ગોહત્યારા, કૃતઘ્ની, બ્રહ્મહત્યારા, અને ગુરુપત્નીની સાથે ગમન કરનારા પુરુષના સમાન થાય છે.[૨૮]

અગ્નિ કહે છે:–મહા દુષ્ટ બુદ્ધિવાળો જે પુરુષ પોતાનો પગ ઉંચો કરીને ગાયને અડાડે છે અથવા તો મહાભાગ્યશાળી બ્રાહ્મણને કે જળહળતા અગ્નિને અડાડે છે,[૨૯] તેના દોષો હું તમને કહું છું, તે તમે સાવધાન થઈને સાંભળો. એ પુરુષની અપકીર્તિ સ્વર્ગ સૂધી જાય છે, તેના પિતૃઓ ભય પામે છે,[૩૦] અને દેવતાઓનાં મનમાં અત્યંત દુઃખ ઉત્પન્ન થાય છે; મહા તેજસ્વી અગ્નિ તેનાં હવ્યને ગ્રહણ કરતો નથી.[૩૧] ઉપર દર્શાવેલા અપરાધ કરનારો પુરુષ સો જન્મ સૂધી નરકમાં રંધાય છે, અને દેવતાઓ કોઈ પણ દિવસ તેના પ્રાયશ્ચિત્તને કબૂલ કરતા નથી.[૩૨] તે માટે શ્રદ્ધાળુ પુરુષ જો પોતાનું હિત ઇચ્છતો હોય તો તેણે ગાયને, મહા તેજસ્વી બ્રાહ્મણને, તથા જળહળતા અગ્નિને પોતાનો પગ કોઈ દિવસ અડાડવો નહિ. જે પુરુષ આ ત્રણેને પગ અડાડે છે, તેને માટે આ દોષો કહ્યા છે.[૩૩–૩૪]

વિશ્વામિત્ર કહે છે:–હે દેવો! હું તમને ધર્મનું પરમ રહસ્ય કહું છું, તે તમે સાંભળો. જે પુરુષ ભાદ્રપદ મહિનામાં, હસ્તનક્ષત્રમાં અથવા તો હાથીની છાયા નીચે મઘા નક્ષત્રમાં, કુતપા કાળમાં એટલે અપરાહ્ણ કાળમાં દક્ષિણ દિશા તરફ મુખ કરીને પિતૃઓને ઉદ્દેશીને બ્રાહ્મણોને દૂધપાકનું ભોજન કરાવે છે, તેનાં દાનનો જે ગુણવિસ્તાર છે, તે તમે સાંભળો. તે પુરુષે તેર વર્ષ સૂધી મહા શ્રાદ્ધ કર્યું છે એમ જાણવું.[૩૫–૩૬]

ગાયો બોલી:–જે મનુષ્યો નીચેના મંત્રો ભણીને અમને પ્રણામ કરે છે, તે પાપનાં કર્મમાંથી મુક્ત થાય છે, અને ઇંદ્રના લોકમાં જાય છે. ગાયોમાં રહેલાં પુણ્યને તથા ચંદ્રની કાંતિને પામે છે.[૩૭] અમારી પૂજા વખતે ભણવાના મંત્રો આ પ્રમાણે છે:–

**बहुले समंगे ह्यकुतोभये च क्षेमे च सख्येव हि भूयसी च।**
**यथा पुरा ब्रह्मपुरे सवत्सा शतक्रतोर्वज्रधरस्य यज्ञे ॥ ३८ ॥**

હે બહુલા! હે સમંગા! હે અકુતોભયા! હે ક્ષેમા! હે ઘણી સંખ્યાવાળી! તું પૂર્વે બ્રહ્માના નગરમાં વાછડા સાથે હતી, તેમ જ વજ્રધર શતક્રતુના યજ્ઞમાં પણ તું વાછડા સાથે હતી.[૩૮]

**भूयश्च या विष्णुपदे स्थिता या विभावसोश्चापि पथे स्थिता या।**
**देवाश्च सर्वे सह नारदेन प्रकुर्वते सर्वसहेति नाम ॥ ३९ ॥**

વળી તું વિષ્ણુપદમાં (આકાશમાં) રહેલી છે, તું અગ્નિને વિષે (વિભાવસુના માર્ગમાં) રહેલી છો! અને સર્વે દેવોએ તથા નારદે તારું સર્વસહા એવું નામ પાડેલું છે.[૩૯]

પર્વને દિવસે ગોષ્ઠ એટલે મંડળીમાં જે પુરુષ દેવોએ માન્ય કરેલ આ મંત્રોનો પાઠ કરે છે તેને પાપ, ભય કે શોક લાગતાં નથી, અને તે સહસ્રનેત્ર ઇન્દ્રના લોકમાં જાય છે.[૪૦–૪૧]

ભીષ્મ કહે છે:–એ પછી લોકોમાં પ્રખ્યાત એવા મહાભાગ્યશાળી વસિષ્ઠ વગેરે સાત ઋષિઓ કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માને[૪૨] પ્રદક્ષિણા કરીને બે હાથ જોડીને તેની સામે ઉભા રહ્યા. તે પછી તેઓમાંથી બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠ બોલ્યા.[૪૩]

વસિષ્ઠ પૂછે છે:–સર્વ પ્રાણીઓનું તથા બ્રાહ્મણ અને ક્ષત્રિયોનું વિશેષે કરીને હિત કરનાર એવો એક પ્રશ્ન હું પૂછું છું. આ જગતમાં ધર્નાવનાના અને દરિદ્ર

છતાં સદાચારસંપન્ન પુરુષ[૪૪] કયું કર્મ કરીને, હે બ્રહ્મા! યજ્ઞનાં ફળને મેળવે છે?

તે ઋષિઓનું એ વચન સાંભળીને બ્રહ્મા બોલ્યા.[૪૫]

બ્રહ્મા કહે છેઃ-હે મોટા ભાગ્યશાળી મુનિઓ! તમે જે પ્રશ્ન પૂછ્યો છે, તે પરમ ગૂઢ અર્થવાળો ઉત્તમ અને સૂક્ષ્મ છે, તથા મનુષ્યોનું કલ્યાણ કરનારો છે.[૪૬] હે તપોધનો! મનુષ્યને જે કર્મ કરવાથી યજ્ઞનું ફળ અવશ્ય મળે છે, તે કર્મ હું તમને સંપૂર્ણ રીતે કહીશ, તે તમે સાંભળો.[૪૭] પોષ મહિનાના શુક્લ પક્ષમાં જે દિવસે રોહિણી નક્ષત્ર હોય, તે દિવસે પુરુષે સ્નાન કરીને પવિત્ર થવું, એક વસ્ત્ર પહેરવું, અને સાવધાન થઈને ખુલ્લા પ્રદેશમાં સુવું, અને ચંદ્રનાં કિરણોનું પાન કરવું (નિરાહાર રહેવું). તેમ કરવાથી મહા યજ્ઞનું ફળ મળે છે.[૪૮-૪૯] હે ઉત્તમ બ્રાહ્મણો! તમે કે જે સૂક્ષ્મ તત્ત્વને જાણનારા છો, તેઓએ મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તે પરમ ગુહ્ય પ્રશ્નનો મેં તમને ઉત્તર કહ્યો (આપ્યો).[૫૦]

इतिश्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'देवरहस्य' ए नामनो अध्याय १२६ मो समाप्त

## અધ્યાય ૧૨૭ મો

### દેવરહસ્ય

વિભાવસુ કહે છેઃ-બલિ બે પ્રકારના છેઃ-એક અંજલિ ભરીને જળ, અને બીજું ઘીવાળા અક્ષત. પૂર્ણિમાને દિવસે ચંદ્ર ઉગે ત્યારે આ બે બલિ આપવાં. જે પુરુષ આમ કરે છે, તેણે અગ્નિકાર્ય કરેલું ગણાય છે; તેણે ત્રણ અગ્નિમાં હોમ કરેલો ગણાય છે.[૧-૨] જે મૂર્ખ મનુષ્ય અમાવાસ્યાને દિવસે વનસ્પતિને કાપે છે, અથવા તો એક પાંદડું તોડે છે તો તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે.[૩] જે મૂર્ખ મનુષ્ય અમાવાસ્યાને દિવસે વનસ્પતિનું દાતણ કરે છે, તે ચંદ્રમાની હિંસા કરે છે, અને તેના પિતૃઓ ઉદ્વિગ્ન થાય છે;[૪] દેવો પર્વને દિવસે તેનું હવ્ય ગ્રહણ કરતા નથી; પિતૃઓ તેના કુળ ઉપર કોપાયમાન થાય છે, અને તેના વંશનો નાશ થાય છે.[૫]

શ્રી બોલ્યાંઃ-જેના ઘરમાં સર્વ વસ્તુઓ આડી અવળી પડી હોય, વાસણો ફૂટેલાં હોય; ખાટલા, પલંગ અને આસનો પણ ભાંગ્યાંતૂટ્યાં વપુરાતાં હોય, તથા ઘરમાં રોજ કંકાસ થયા કરતા હોય, તેના ઘરમાં સ્ત્રીઓનાં મરણ નિપજે છે (અને તેના વંશનો નાશ થાય છે).[૬] જેના ઘરમાં કંકાસ થતો હોય, તેના ઘરમાંથી ઉત્સવને દિવસે તથા પર્વના દિવસોમાં દેવતાઓ તથા પિતૃઓ નિરાશ થઈને ચાલ્યા જાય છે.[૭]

અંગિરા બોલ્યાઃ-જે પુરુષ એક વર્ષ સૂધી કરંજના વૃક્ષની નીચે દીવો કરે છે અથવા તો સુવર્ચલાના મૂળને (એક જાતની લતા છે) પોતાના હાથમાં રાખે છે, તે પુરુષને ત્યાં પ્રજાની વૃદ્ધિ થાય છે.[૮]

ગાર્ગ્ય કહે છેઃ-નિત્ય આવ્યાગયા બ્રાહ્મણોનું આતિથ્ય કરવું, અગ્નિશાળામાં દીવો કરવો, દિવસે સૂવું નહિ, માંસનું ભક્ષણ કરવું નહિ,[૯] ગાયની અને બ્રાહ્મણોની હિંસા કરવી નહિ, પુષ્કર નામનાં તીર્થોનું કીર્તન કરવું. આ રહસ્યવાળો ધર્મ ઘણો જ ઉત્તમ છે ને મહા ફળ આપનારો છે.[૧૦] જો પુરુષ શ્રદ્ધા વગર સો યજ્ઞ કરે છે, તોપણ તેનું હવિ દેવતાઓને પહોંચતું નથી; પરંતુ જે ધર્મ શ્રદ્ધાથી કરવામાં આવે છે, તે ધર્મ નાશ પામતો નથી.[૧૧] આ રહસ્યવાળું પરમ ગુહ્ય કહું છું, તે તમે સાંભળો. શ્રાદ્ધમાં, યજ્ઞમાં, તીર્થમાં તથા પર્વણીના દિવસોમાં[૧૨] રજસ્વલા સ્ત્રીએ, કોઢણી સ્ત્રીએ તથા વાંઝણી સ્ત્રીએ જે હવિષ્યને પોતાનાં નેત્રથી જોયું હોય, તેને દેવતાઓ ખાતા નથી;[૧૩] તેવી સ્ત્રીને આવવા દેનાર સ્ત્રીના પિતૃઓ પણ તેર વર્ષ સૂધી તૃપ્ત થતા નથી. શ્રાદ્ધકર્તા પુરુષે સ્નાન કરીને શુદ્ધ થવું, શ્વેત વસ્ત્ર પહેરવાં, બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવવું અને મહાભારતનું કીર્તન કરવું. આમ કરવાથી શ્રાદ્ધનું કવ્ય પિતૃઓને સંપૂર્ણ રીતે પહોંચે છે.[૧૪]*

ધૌમ્ય બોલ્યાઃ-(ઘરમાં) ભાંગેલાં વાસણો, ભાંગી ગયેલો ખાટલો, કુકડાં તથા કુતરાં તથા ઘરનાં આંગણું કે વાડામાં વૃક્ષ એ સર્વે પ્રશંસાને યોગ્ય નથી.[૧૫] ભાંગી ગયેલા વાસણમાં કલિનો વાસો છે એમ કહેવામાં આવે છે. ભાંગી ગયેલા ખાટલાથી ધનનો નાશ થાય છે, અને કુકડાં કે કુતરાં જ્યાં હોય છે ત્યાં દેવતાઓ બલિનો ઉપભોગ કરતાં નથી, અને વૃક્ષના મૂળમાં અવશ્ય વીંછી, સર્પ વગેરે પ્રાણી રહે છે, માટે વૃક્ષને આંગણાંમાં રોપવું નહિં.[૧૬]†

જમદગ્નિ કહે છેઃ-જે પુરુષ અશ્વમેધ યજ્ઞ કરે, સો વાજપેય યજ્ઞ કરે, અથવા તો ઉંધે માથે લટકે, અથવા તો ઉત્તમ યજ્ઞ કરે,[૧૭] છતાં જેનું હૃદય શુદ્ધ નથી,

---

* આ શ્લોકમાં 'ભારતનું કીર્તન કરવું' એ કહ્યું છે તેનું રહસ્ય સમજાતું નથી. ગ્રન્થને અંતે ગ્રન્થનું કીર્તન કરવું એવો ઉપદેશ થાય છે, પણ આ તો મધ્યમાં જ છે.

† "ભાંગેલું વાસણ ખખડાટ બહુ કરે" એવી ભાષામાં કહેતી છે. વસ્તુતઃ તેથી ઘરમાં કચરો વધે છે. બીજું તેમાં કલિનો વાસ છે એમ કહેવાનો ભાવાર્થ એવો છે કે ભાંગેલું વાસણ કજીઓ કરાવે, અર્થાત્ કુટુંબમાં જે સ્ત્રી કે પુરુષ અબુધ હોય તે કજીયો કરાવે. કુકડાંકુતરાં ગંદવાડ બહુ કરે છે, તેઓ શુદ્ધિઅશુદ્ધિ સાચવતાં નથી "ભાંગી ગયેલો ખાટલો" અર્થાત્ કે હરામનું ખાનાર કુટુંબમાં હોય તો ધનનો નાશ થાય છે.

તે પુરુષ અવશ્ય નરકમાં પડે છે. યજ્ઞ, સત્ય તથા શુદ્ધ હૃદય આ ત્રણે સમાન છે.[૧૮] શુદ્ધ મનથી બ્રાહ્મણને એક શેર સાથવો આપવામાં આવે, તોપણ બ્રહ્મલોક મળે છે. તે દાખલો સંપૂર્ણ છે.[૧૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'देव रहस्य' ए नामनो अध्याय १२७ मो समाप्त

## અધ્યાય ૧૨૮ મો

### વાયુદેવરહસ્ય

વાયુ કહે છેઃ-હું, મનુષ્યને સુખી કરે તેવો, કંઈક ધર્મ કહું છું. તે ધર્મ તથા રહસ્ય સાથે તેના દોષોને કહું છું, તે તમે સાવધાન થઈને સાંભળો.[૧] શ્રાદ્ધ કરનાર પુરુષે અગ્નૌકરણ કરવું. વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણોને દૂધપાક જમાડવો, દીવો કરવો, તથા તલ અને જવથી પિતૃઓનું તર્પણ કરવું.[૨] જે મનુષ્ય સાવધાન થઈને ઉપર કહેલા વિધિ પ્રમાણે વર્ષના ચાર મહિના સૂધી શ્રદ્ધાથી પિતૃઓનું તલ અને જવથી તર્પણ કરે છે,[૩] પોતાની શક્તિ પ્રમાણે વેદપારંગત બ્રાહ્મણોને ભોજન કરાવે છે, તેને સો પશુબંધ યાગનું પુષ્કળ ફળ મળે છે.[૪] વળી આ બીજું પણ પ્રશંસાને અયોગ્ય ગુહ્ય તમે સાંભળો. એક શૂદ્ર જાતિનો પુરુષ અરણિમાં રહેલા અથવા તો પ્રત્યક્ષ એવા વૈદિક અગ્નિને એક ગામથી બીજે ગામ લઈ જાય, અથવા તો એક સ્ત્રી યજ્ઞના શેષરૂપે રહેલા (સોમ, ઘી, દૂધ વગેરે) હવિષ્નું મોહથી ભક્ષણ કરે,[૫] અને તેને ધર્મ જ માને તો તે અધર્મથી લિપ્ત થાય છે, અગ્નિ તેના ઉપર કોપાયમાન થાય છે, અને તે પુરુષ શૂદ્રની જાતિમાં આવે છે;[૬] પિતૃઓ અને દેવો વિશેષ કરીને તેના ઉપર પ્રસન્ન થતા નથી. તેને માટે હું પ્રાયશ્ચિત્ત કહું છું, તે તમે સાંભળો,[૭] કે જે પ્રાયશ્ચિત્ત કરવાથી મનુષ્ય પાપમાંથી અને દુઃખથી રહિત થઈને સુખી થાય છે. પુરુષે ત્રણ દિવસ સૂધી ગાયનું મૂત્ર, છાણ, દૂધ અને દહીં એ પંચગવ્યનું પ્રાશન કરવું,[૮] આહાર કરવો નહિ, અને ત્રણ દિવસ સૂધી સાવધાન થઈને અગ્નિમાં હોમ કરવો. આ રીતે કરવાથી એક વર્ષ પૂર્ણ થયા પછી દેવતાઓ તેના હવિષ્ને ગ્રહણ કરે છે.[૯] શ્રાદ્ધના સમયમાં એના પિતૃઓ પણ પ્રસન્ન થાય છે. સ્વર્ગની કામનાવાળા પુરુષોને આલોકમાં તથા મરણ પછી પરલોકમાં સ્વર્ગનું સુખ આપનારો, રહસ્ય સાથે ધર્મ તથા અધર્મ મેં તમને કહી સંભળાવ્યો છે.[૧૦-૧૧]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'देवरहस्य' ए नामनो अध्याय १२८ मो समाप्त

## અધ્યાય ૧૨૯ મો

### લોમશરહસ્ય

લોમશ કહે છેઃ-જે પુરુષ વિવાહ કરતા નથી પણ પરની સ્ત્રીઓ ઉપર આસક્તિ રાખે છે, તેના પિતૃઓ શ્રાદ્ધને સમયે નિરાશ થાય છે.[૧] જે પુરુષ પારકી સ્ત્રીના ઉપર પ્રીતિ રાખે છે, જે વાંઝણીને સેવે છે અને જે બ્રાહ્મણનું ધન હરી લે છે, તે બધાં સરખાં પાપી ગણાય છે;[૨] તેઓ પિતૃઓની સાથે ભાષણ કરવાને અયોગ્ય થઈ પડે છે એમાં સંશય નથી, અને પિતૃઓ તથા દેવતાઓ તેના હવિષને (બલિને) માન્ય કરતા નથી.[૩] તે માટે પોતાનું હિત ઇચ્છનારા પુરુષે પરસ્ત્રીનો ત્યાગ કરવો, વંધ્યા સ્ત્રીનો સંગ પણ ન કરવો, તેમ બ્રાહ્મણના ધનને પણ હરણ કરવું નહિ (લઈ લેવું નહિ).[૪] ધર્મનું બીજું રહસ્ય તમને કહું છું, તે તમે સાંભળો. નિત્ય ગુરુનું વચન શ્રદ્ધાળુ થઈને પાળવું.[૫] પ્રતિ મહિને બારસે તથા પૂર્ણિમાએ ઘી તથા ચોખા બ્રાહ્મણોને આપવામાં આવે તો તેનું પુણ્ય તમે સાંભળો;[૬] તેનાથી ચંદ્રની તથા મહાસાગરની વૃદ્ધિ થાય છે, અને ઇંદ્ર અશ્વમેધ યજ્ઞના ચતુર્થાંશનું તેને પુણ્ય આપે છે;[૭] ઘી તથા ચોખાનું દાન દેવાથી મનુષ્ય તેજસ્વી તથા વીર્યવાન્ થાય છે, અને ભગવાન્ સોમ (ચંદ્ર) પ્રસન્ન થઈને દાન દેનારાની ઈષ્ટ કામના પૂરે છે.[૮] આ કલિયુગમાં મનુષ્યોને સુખ આપનારો તથા મહા ફળ આપનારો બીજો પણ ધર્મ રહસ્યની સાથે તમે સાંભળો.[૯] જે મનુષ્ય પ્રભાતમાં ઉઠી, સ્નાન કરી, શ્વેત વસ્ત્ર ધારણ કરી, મનને નિયમમાં રાખીને બ્રાહ્મણોને તિલપાત્રનું દાન કરે છે,[૧૦] પિતૃઓને ઉદ્દેશીને દીવો કરે છે તથા મધ સાથે તિલોદક આપે છે તથા તલ, અડદ વગેરેની ખીચડી પિતૃઓને અર્પણ કરે છે, તેનું ફળ તમે સાંભળો.[૧૧] ભગવાન્ પાકશાસને (ઇંદ્રે) તિલપાત્રના દાનનું જે ફળ કહ્યું છે તે સાંભળો. જે પુરુષ ગાયનું દાન કરે, પ્રાચીન કાળથી ચાલ્યું આવતું ભૂમિનું દાન કરે,[૧૨] જે પુરુષ બહુ દક્ષિણાવાળો અગ્નિષ્ટોમ યજ્ઞ કરે, આ સર્વના સમાન જ તિલપાત્રનું દાન છે, એમ દેવો માને છે.[૧૩] શ્રાદ્ધમાં તલથી અને પાણીથી પિતૃઓનું તર્પણ કરવામાં આવે છે તો તેથી પિતૃઓ અક્ષય તૃપ્તિ માને છે. દીવાનું દાન કરવાથી અને તલ તથા અડદની ખીચડીનું દાન કરવાથી તેના પિતામહો સંતુષ્ટ થાય છે.[૧૪] સ્વર્ગમાં તથા પિતૃઓના લોકમાં દેવોએ તથા પિતૃઓએ પણ આ ધર્મના રહસ્યને માન્ય કર્યું છે, ઋષિઓએ આ ધર્મરહસ્ય કહ્યું છે, અને આ પુરાતની ધર્મરહસ્ય મેં તમને કહ્યું છે.[૧૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'लोमशानुं रहस्य' ए नामनो अध्याय १२९ मो समाप्त

## અધ્યાય ૧૩૦ મો
### અરુંધતી તથા ચિત્રગુપ્તનું રહસ્ય

ભીષ્મ કહે છેઃ–તે પછી સર્વે ઋષિઓ, પિતૃઓ અને દેવતાઓ મનને નિયમમાં રાખીને તપોવૃદ્ધ અરુંધતીને પૂછવા લાગ્યા.[૧] તે મહાત્મા વસિષ્ઠના જેવાં જ પરાક્રમી અને શીલવાળાં હતાં.

તેઓ બોલ્યાઃ–"હે કલ્યાણિ! અમે તમારી પાસેથી ધર્મનું રહસ્ય સાંભળવાની ઈચ્છા રાખીએ છીએ અને ધર્મનું જે ગુહ્યતમ રહસ્ય હોય, તે અમને કહેવાને તું યોગ્ય છો.[૨]

અરુંધતી બોલ્યાંઃ–તમારું સ્મરણ કરવાથી મેં તપમાં વૃદ્ધિ સંપાદન કરી છે. હું તમારી કૃપાથી જ શાશ્વત ધર્મ કહીશ,[૩] તે તેના ગુહ્ય તથા રહસ્યની સાથે સંપૂર્ણ તમે સાંભળો. શ્રદ્ધાળુ પુરુષોની પાસે તમારે ધર્મ કહેવો તથા જેનું મન શુદ્ધ હોય તેને તમારે ધર્મનો ઉપદેશ કરવો.[૪] શ્રદ્ધારહિત, અભિમાની, બ્રહ્મહત્યા કરનારો, તથા ગુરુની પત્ની સાથે ગમન કરનારો આ ચાર મનુષ્યની સાથે ભાષણ કરવું નહિ, તેમ તેમની પાસે ધર્મની વાત પણ કરવી નહિ.[૫] જે પુરુષ બાર વર્ષ સૂધી નિત્ય કપિલા ગાયનું દાન કરે, તથા જે પુરુષ મહિને મહિને સત્રથી યજન કરે,[૬] તથા જે પુરુષ મોટા પુષ્કર તીર્થમાં એક લાખ ગાયોનું દાન કરે છે, તેના ધર્મનું ફળ જેના ઉપર અતિથિ સંતુષ્ટ થાય છે તેના સમાન નથી.[૭] વળી હું તમને મનુષ્યોને સુખ આપનારો તથા મહાન્ ફળ આપનારો બીજો ધર્મ કહું છું તે તમે સાંભળો, અને શ્રદ્ધાથી તે ધર્મનું તમે આચરણ કરો.[૮] પ્રભાતમાં ઉઠીને ગાયોના ટોળાની વચમાં જવું અને દર્ભ નાંખેલા પાણીથી ગાયના શિંગડાં ઉપર ધારા કરવી અને તે ધારાને પુરુષે પોતાના મસ્તક ઉપર[૯] ધારણ કરવી, અને નિરાહાર રહેવું. તેનું પુણ્યફળ સાંભળો. ત્રણ લોકમાં જે કંઈ તીર્થો સાંભળવામાં આવે છે,[૧૦] તે સિદ્ધ, ચારણ અને મહર્ષિઓથી સેવાતાં તીર્થોનાં જળના અભિષેક અને ગાયનાં શીંગડાંના જળનો અભિષેક સમાન ગણાય છે.[૧૧]

તે સાંભળીને દેવોએ તથા પિતૃઓએ, 'ઠીક છે, ઠીક છે,' એમ કહ્યું, તથા પ્રાણીઓએ ઘણા જ હર્ષમાં આવી જઇને તે અરુંધતીની પૂજા કરી.[૧૨]

પિતામહ બોલ્યાઃ–હે મોટી ભાગ્યશાળી અરુંધતી! તેં રહસ્યવાળો ધર્મ કહ્યો છે. હે ધન્યા! હું તને વર આપું છું કે, તારું તપ સદાય વૃદ્ધિ પામો.[૧૩]

યમ બોલ્યાઃ–મેં તમારી પાસેથી દિવ્ય તથા રમણીય કથા સાંભળી છે. હવે ચિત્રગુપ્તનું કહેલું તથા મને પ્રિય હોય એવું હું તમને કહું છું, તે બધા તમે સાંભળો.[૧૪] જે ધર્મનાં રહસ્યોને મહર્ષિઓ સાંભળી શકે છે, તેને પોતાનું હિત ઇચ્છતા મનુષ્યે શ્રદ્ધાથી સાંભળવું.[૧૫] મનુષ્ય પુણ્ય તથા પાપ જે કંઈ કર્મ કરે છે, તેનો નાશ થતો નથી. મનુષ્ય પર્વને દિવસે એટલે પૂર્ણિમાને દિવસે અથવા તો અમાવાસ્યાને દહાડે જે જે કર્મ કરે છે, તે તે કર્મ સૂર્યને પહોંચે છે,[૧૬] અને મનુષ્ય પ્રેતલોકમાં જાય છે ત્યારે ત્યાં સૂર્ય તેના કર્મના સાક્ષી હોય છે, અને પુણ્યાત્મા પુરુષ પોતાનાં કર્મનાં ફળને પામે છે.[૧૭] હવે હું તમને ચિત્રગુપ્તના મતાનુસાર કંઈક શુભ ધર્મ કહું છું. મનુષ્યે હમેશાં તરસ્યાને પાણી આપવું તથા દેવમંદિરમાં દીવો કરવો (અથવા તો બ્રાહ્મણને દીપનું દાન દેવું, તથા જળનું દાન આપવું);[૧૮] પગરખાં દેવાં, છત્રીનું દાન આપવું, કપિલા ગાયનું વિધિપૂર્વક દાન આપવું, પુષ્કરતીર્થમાં વેદપારંગત બ્રાહ્મણને કપિલા ગાયનું દાન દેવું;[૧૯] અગ્નિહોત્રમાં નિત્ય યત્નપૂર્વક હોમ કરવો. આ પણ એક બીજો ધર્મ ચિત્રગુપ્તે કહ્યો છે.[૨૦] હે સત્પુરુષો! ઉપર જે દાન કહ્યાં તેનું ફળ હવે તમે સાંભળો. પ્રાણીમાત્રને કાળના ફેરફારની સાથે અવશ્ય મરવાનું છે.[૨૧] પાપી પ્રાણી મૃત્યુ લોકમાં ઘણું દુઃખ ભોગવે છે, ત્યાં તે ક્ષુધાથી તથા તૃષાથી પીડાય છે, અગ્નિથી દાઝે છે અને રંધાય છે, ત્યાંથી બીજી જગ્યાએ તેનાથી નાસી શકાતું નથી.[૨૨] ટુંકી બુદ્ધિવાળા અજ્ઞાની પ્રાણીઓ ભયંકર અંધકારમાં પ્રવેશ કરે છે. હવે જે ધર્મ કરવાથી પ્રાણી દુઃખોને તરી જાય તેવો[૨૩] થોડા ખર્ચવાળો, મોટું ફળ આપનારો, અને મરણ પછી પરલોકમાં પરિણામે સુખ આપનારો એવો ધર્મ હું તમને કહું છું, તે તમે સાંભળો. પાણીનું દાન કરવાથી પ્રેતલોકમાં વિશેષે કરીને દિવ્ય ફળ મળે છે.[૨૪] જળનું દાન કરનારાઓને માટે યમલોકમાં પુણ્યોદકા નામની એક નદી નિર્માણ કરવામાં આવી છે. તે નદીમાં અખૂટ જળ રહે છે, અને તે શીતળ તથા અમૃતના જેવું મધુર હોય છે.[૨૫] જે પુરુષ જળનું દાન કરે છે તે પુરુષ, તે નદીમાંથી પાણી પીએ છે. દીવાના દાનનું ફળ હવે સાંભળો.[૨૬] દીવાનું દાન દેનારો માર્ગમાં રહેલા અંધારાને દેખતો નથી. (અર્થાત્ તેને યમલોકના માર્ગનું અંધકાર નડતું નથી.) દીવાનું દાન દેનારા પુરુષને ચંદ્ર, સૂર્ય અને અગ્નિ પ્રકાશ આપે છે.[૨૭] દેવતાઓ સર્વ દિશાઓને નિર્મળ કરી દે છે, અને પ્રેતલોકમાં ગયેલો તે પુરુષ આદિત્યની પેઠે દીપી રહે છે.[૨૮] તે માટે દીવાનું દાન દેવું તથા પાણીનું દાન વિશેષે કરીને આપવું. જે પુરુષ વેદ-

પારંગત બ્રાહ્મણને કપિલા ગાયનું દાન[૨૯] પુષ્કર તીર્થમાં ખાસ કરીને કરે છે, તે પુરુષને જે ફળ થાય છે તે તમે સાંભળો. તે પુરુષને બળદ સાથે સો ગાયના દાન આપવાનું ફળ મળે છે.[૩૦] મનુષ્યનું બ્રહ્મહત્યા સમાન જે કંઈ પાપકર્મ હોય તેને, સો ગાયના દાનની પેઠે, એક કપિલા ગાયનું દાન શુદ્ધ કરે છે.[૩૧] તે માટે મહા પુષ્કર તીર્થમાં પૂર્ણમાને દિવસે કપિલા ગાયનું દાન દેવું. કપિલા ગાયનું દાન દેનારાઓને કંઈ પણ વિષમ થતું નથી, કંઈ પણ દુઃખ થતું નથી, તેમ તેને દુઃખ દેનારા શત્રુઓ પણ થતા નથી.[૩૨] જે પુરુષ સુપાત્ર એવા ઉત્તમ બ્રાહ્મણને પગરખાનું દાન કરે છે તથા છત્રનું દાન દે છે, તે પુરુષ પરલોકમાં જાય છે ત્યારે તેને ત્યાં સુખકારક છાયા મળે છે.[૩૩] આપેલાં દાનનો કોઈ પણ દિવસ નાશ થતો નથી.

આ રીતે યમને મુખે ચિત્રગુપ્તનું મત સાંભળીને સૂર્યના શરીરમાં રોમાંચ થયાં,[૩૪] અને મહાકાંતિવાળા સૂર્યે સર્વ દેવતાઓને તથા પિતૃઓને કહ્યું.

સૂર્ય કહે છેઃ-મહાત્મા ચિત્રગુપ્તનો ગુહ્ય ધર્મ તમે સાંભળ્યો.[૩૫] જે મનુષ્યો શ્રદ્ધાળુ થઇને મહાત્મા બ્રાહ્મણોને ઉપર કહેલું દાન આપે છે, તેઓને પરલોકનો ભય નથી.[૩૬] ધર્મના પાંચ પ્રકારના આ દોષો છે, જેઓનું પ્રાયશ્ચિત્ત જ નથી. અનાચારી નરાધમો વાત કરવાને યોગ્ય નથી, તેઓ ત્યાગ કરવાને યોગ્ય છે.[૩૭] તે પાંચ (નરાધમ–અનાચારી) પુરુષો આ પ્રમાણે છેઃ-બ્રહ્મહત્યા કરનારો, ગોહત્યા કરનારો, પરસ્ત્રીની સાથે ગમન કરનારો, શ્રદ્ધાહીન, તથા પોતાની (સ્ત્રીનું શિયળ વેચી તેના) ઉપર આજીવિકા કરનારો.[૩૮] આ પાપકર્મ કરનારા પુરુષો યમના લોકમાં ગયા પછી નરકમાં પડે છે, નરકમાં રંધાય છે, તથા માછલાંની પેઠે પરુનું તથા માંસનું ભોજન કરે છે.[૩૯] પિતૃઓને, દેવતાઓને, સ્નાતક બ્રાહ્મણોને તથા તપોધનોને, આ પાંચ પાપીઓની સાથે ભાષણ કરવું યોગ્ય નથી.[૪૦]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'अरुंधती तथा चित्रगुप्तनुं रहस्य' ए नामनो अध्याय १३० मो समाप्त

## અધ્યાય ૧૩૧ મો

### પ્રમથનું રહસ્ય

ભીષ્મ કહે છેઃ—તે પછી મોટા ભાગ્યવાળા સર્વે દેવતાઓ અને પિતૃઓ તથા મહાભાગ્યશાળી ઋષિઓએ પ્રમથોને કહ્યું:-[૧] તમે મોટા ભાગ્યશાળી છો, અપરોક્ષ નિશાચર છો, તમે ઉચ્છિષ્ટ અને અપવિત્ર એવાં ક્ષુદ્ર (હલકાં) મનુષ્યોને શા માટે મારી નાંખો છો?[૨] હે નિશાચરો! તમે કયા ઉપાયો કરવાથી મનુષ્યોની હિંસા કરો નહિ, તથા કયા મંત્રો રક્ષોઘ્ન છે, કે જેના ઉચ્ચારથી તમે ઘરમાંથી નાસી જાવ? આ સર્વ અમે તમારી પાસેથી સાંભળવાની ઇચ્છા રાખીએ છીએ.[૩]

પ્રમથો બોલ્યાઃ-જે પુરુષો મૈથુન કરવાથી સદા અપવિત્ર હોય છે (અર્થાત્ મૈથુન કર્યા પછી જેઓએ સ્નાન કર્યું ન હોય) તેવા તથા મહાત્મા પુરુષોનું અપમાન કરનારા, મૂર્ખાઇથી માંસનું ભક્ષણ કરનારા, વૃક્ષના મૂળની નિચે નિદ્રા કરનારા,[૪] માથાની નિચે પ્રાણીનું માંસ રાખનારા, શય્યામાં પગ રાખવાની જગ્યાએ મસ્તક રાખીને સુઈ જનારા, આવા સર્વે મનુષ્યો ઉચ્છિષ્ટ અને અનેક છિદ્રવાળા કહેવાય છે.[૫] વળી જે પુરુષ પાણીમાં નરક, મૂત્ર વગેરે અપવિત્ર વસ્તુ નાંખે છે, બડખા નાંખે છે, આ મનુષ્યો અમારે મારવા યોગ્ય તથા ખાવા યોગ્ય ગણાય છે, એમાં સંશય નથી.[૬] આવા સ્વભાવવાળા તથા આચરણવાળા પુરુષોનો અમે તિરસ્કાર કરીએ છીએ. હવે જે ઉપાયોથી અમે મનુષ્યોની હિંસા કરવાને સમર્થ નથી, તે ઉપાયોને તમે સાંભળો.[૭] જે પુરુષ પોતાના હાથમાં ગોરોચન રાખે છે, વચ રાખે છે, તથા મસ્તક ઉપર ઘી અને અક્ષત ધારણ કરે છે તથા ઘી અને અક્ષત આપે છે,[૮] જેઓ માંસનો આહાર કરતા નથી, તેઓની અમે હિંસા કરી શકતા નથી. વળી જેના ઘરમાં દિવસે તથા રાત્રિએ નિત્ય અગ્નિ બળ્યા કરે છે;[૯] વાઘનું (વરુનું) ચામડું, વાઘની (વરુની) દાઢ, પર્વતનો કાચબો, ઘીનો ધૂમાડો, બીલાડો, અને કાળું તથા પીળું બકરું,[૧૦] આટલાં જે ગૃહસ્થાશ્રમીઓના ઘરમાં હોય છે, તેમના ઘરોનો, માંસનું ભોજન કરનારા અને અત્યંત દારુણ એવા પ્રમથો પરાભવ કરી શકતા નથી.[૧૧] હે રાજા! અમારા જેવા જે પુરુષો સુખેથી જગતમાં ફર્યા કરે છે, તેઓ પણ એ ઘરોને (કુટુંબીઓને) ઇજા કરી શકતા નથી. એટલા માટે મનુષ્યોએ ઉપર કહેલા રક્ષોઘ્ન પદાર્થો પોતાના ઘરમાં રાખવા. તમને જે બાબતમાં મહાન સંશય હતો, તે સર્વ મેં તમને કહ્યું.[૧૨]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'प्रमथनुं रहस्य' ए नामनो अध्याय १३१ मो समाप्त

## અધ્યાય ૧૩૨ મો

### દિગ્ગજોનું રહસ્ય

ભીષ્મ કહે છેઃ—હે યુધિષ્ઠિર! તે પછી કમલના જેવી કાંતિવાળા, કમળમાંથી ઉત્પન્ન થયેલા પિતામહે દેવોને

તથા શચીના પતિ વાસવને કહ્યું કે,[૧] આ હાથી મહા બળવાન્ છે, રસાતળમાં ફરનારો છે, બળવાન્ છે, તેજસ્વી છે, મહા ધીરજવાળો, તથા મહા પરાક્રમી છે, ને તેનું નામ રેણુક છે.[૨] તેમ બીજાં સર્વ મોટા દિગ્ગજો અતિ તેજસ્વી અને મહાવીર્યવાળા છે; તેઓ પર્વત, વન અને કાનનવાળી આખી પૃથ્વીને ધારણ કરે છે.[૩] તમે આજ્ઞા કરો તો આ રેણુક, તે મોટા દિગ્ગજોની પાસે જાય અને તેઓને સર્વે ગુહ્ય ધર્મો વિશે પ્રશ્ન કરે.[૪]

પિતામહનું કહેલું સાંભળીને તે સમયે દેવોએ રેણુકને જ્યાં આગળ દિગ્ગજો શાંતિથી પૃથ્વીને ધારણ કરીને ઉભા હતા ત્યાં મોકલ્યો.[૫]

રેણુક તેઓની પાસે જઇને બોલ્યોઃ-હે મહાબળવાળા દિગ્ગજો! દેવો અને પિતૃઓની આજ્ઞાથી હું તમારી પાસે ધર્મનાં ગુહ્યો યથાર્થ રીતે શ્રવણ કરવાની ઇચ્છાથી આવ્યો છું. હે મોટા ભાગ્યશાળી! જે ધર્મનું તત્વ તમને ઇષ્ટ હોય, તે મને કહો.[૬]

દિગ્ગજો બોલ્યાઃ-કાર્તિક મહિનાના કૃષ્ણ પક્ષમાં પવિત્ર અષ્ટમીને દિવસે આશ્લેષા નક્ષત્ર હોય, તે નક્ષત્રના યોગમાં અમને ગોળ તથા ચોખાનું બળિદાન આપવું.[૭] બળિદાન આપનારાએ નિયમ પ્રમાણે ભોજન કરવું, ક્રોધનો ત્યાગ કરવો અને નીચેનો મંત્ર ભણવોઃ-

बलदेवप्रभृतयो ये नागा बलवत्तरा ।८
अनन्ता अक्षया नित्यं भोगिनः सुमहाबलाः ।
तेषां कुलोद्भवाय च महाभूता भुजंगमाः ।९
ते मे बलिं प्रयच्छन्तु बलतेजोऽभिवृद्धये ।
यदा नारायणः श्रीमानुज्जहार वसुंधराम् ॥१०
तद्बलं तस्य देवस्य धरामुद्धरतस्तथा ।

બળદેવ વગેરે હાથીઓ જે ઘણા જ બળશાળી છે તે,[૮] મહાબળશાળી સર્પો જ અક્ષય અને અનંત છે તેમજ તેઓના કુલમાં ઉત્પન્ન થયેલા બીજા મહાન્ ભુજંગમો છે તે,[૯] અમારા બળના તથા તેજના વધારાને માટે અમને બલિ આપો. પૃથ્વી જ્યારે પાણીમાં ડૂબી ગઈ હતી ત્યારે શ્રીમાન્ નારાયણે તેનો ઉદ્ધાર કર્યો હતો.[૧૦] ધરાનો ઉદ્ધાર કરનારા તે વિષ્ણુદેવનું જે બળ છે, તે મને મળો."

આ રીતે મંત્ર ભણીને રાફડા ઉપર બલિનું નૈવેદ્ય મૂકવું.[૧૧] સૂર્ય અસ્ત પામે તે સમયે રાફડા ઉપર બલિદાન અર્પણ કરીને પછી ગજેન્દ્ર પુષ્પ નામનાં પુષ્પો તે રાફડા ઉપર વેરવાં. તે પછી તેના ઉપર કાળું વસ્ત્ર ઓઢાડવું, ને ચંદન ચોપડવું.[૧૨] આ રીતે બળિદાન દેવાથી તથા પૂજા કરવાથી પૃથ્વીની નીચે રહેનારા અને ભારથી પીડા પામતા એવા અમે સર્વે સંતુષ્ટ થઇએ છીએ, અને પૃથ્વીને ધારણ કર્યા છતાં અમને તેનો પરિશ્રમ લાગતો નથી.[૧૩] ભારથી પીડાતા છતાં કોઈની પણ અપેક્ષા નહિ રાખનારા એવા અમે ઉપર પ્રમાણે માનીએ છીએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા તો શૂદ્ર જો ઉપવાસ કરીને[૧૪] ઉપર કહ્યા પ્રમાણે એક વર્ષ સુધી દાન આપે તો તેને બહુ ફળ મળે છે. અમને રાફડા ઉપર બલિદાન આપે છે તો તેને ઘણું ફળ મળે છે,[૧૫] અને ત્રણેય લોકમાં જે મહાપરાક્રમી હાથીઓ છે, તે સર્વેનો સો વર્ષ સુધી ખરેખરો સત્કાર કર્યો ગણાય છે.[૧૬]

આ રીતે દિગ્ગજોએ રેણુકને ગુહ્ય ધર્મ કહ્યો અને તે રેણુકે પાછા આવીને દેવોને, પિતૃઓને, તથા મહાભાગ્યશાળી ઋષિઓને કહ્યો, અને તેઓએ રેણુકની પૂજા કરી.[૧૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'दिग्गजोनुं रहस्य' ए नामनो अध्याय १३२ मो समाप्त

## અધ્યાય ૧૩૩ મો

### મહાદેવરહસ્ય

મહેશ્વર કહે છેઃ-તમે ધર્મના સારનો ઉદ્ધાર કરીને સારી રીતે ધર્મ કહ્યો છે. હવે તમે સર્વે મારી પાસેથી ધર્મનું આ ગુહ્ય સાંભળો.[૧] જેઓની બુદ્ધિએ ધર્મનો આશ્રય કર્યો છે, જે મનુષ્યો શ્રદ્ધાળુ છે, તેઓને મહા ફળવાળા ધર્મના રહસ્ય સાથે ઉપદેશ કરવો જોઈએ.[૨] જે પુરુષ ઉદ્વેગનો ત્યાગ કરીને એક મહિના સૂધી ગાયને અન્ન આપે છે તથા એક વખત ભોજન કરે છે, તેને જે ફળ મળે છે તે સાંભળો.[૩] આ ગાયો મહાભાગ્યશાળી છે; તેમને શાસ્ત્રમાં પરમ પવિત્ર કહી છે; તે દેવો, અસુરો અને મનુષ્યોની સાથે ત્રણેય લોકોને ધારણ કરે છે;[૪] તે ગાયોની સેવાથી મહાન્ પુણ્ય અને મહાફળ મળે છે. જે પુરુષ નિત્ય નિત્ય ગાયને અન્ન ખવરાવે છે, તે ધર્મ સંપાદન કરે છે.[૫] મેં પૂર્વે સત્યયુગમાં આ ગાયોના તરફ દયા કરી હતી, અને પદ્મમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માએ પણ ગાયોના ઉપર દયા કરવા માટે મને સમજાવ્યો હતો.[૬] તેથી મારો વૃષ (પોઠિયો) વ્રજમાં રહે છે, અને મેં તેને મારા રથની ધ્વજામાં ચિહ્ન તરિકે સ્વીકાર્યો છે. વળી હું ગાયોની સાથે રમું છું, તેથી ગાયો સદૈવ પૂજ્ય છે.[૭] ગાયો મોટા પ્રભાવવાળી તથા વર આપનારી છે, તેથી જો તેમની ઉપાસના કરવામાં આવે છે તો ઉપાસના કરનારાને તેઓ વર આપે છે. જે પુરુષ એક દિવસ પણ ગાયને અન્ન ખવરાવે છે તો તે પુરુષ આખો જન્મારો જે કંઈ પુણ્યકર્મ કરે છે, તેનો એક

ચતુર્થાંશ જેટલો ભાગ તો માત્ર આ ખવડાવાના પુણ્ય ફળ તરીકે મળે છે. (અર્થાત્ કે આ એક ગવાહ્નિકનું ફળ આખા જન્મના પુણ્યના ચોથા ભાગના જેટલું થાય છે.)[૮-૯]

इति श्री महाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'महादेव-रहस्य' नामनो अध्याय १३३ मो समाप्त

## અધ્યાય ૧૩૪ મો

### સ્કંદદેવરહસ્ય

સ્કંદ કહે છેઃ-(હે તપોધનો! હે ઋષિઓ, દેવો તથા પિતૃઓ!) તમે સાવધાન થઇને મારો માન્ય કરેલો ધર્મ સાંભળો. આસમાની રંગના બળદના બે શિંગડા ઉપર લાગેલી માટીથી[૧] ત્રણ દિવસ સુધી જે પુરુષ અભિષેક કરે, તેનું ફળ સાંભળો. (શ્યામ બળદના શિંગડાની માટીથી માથા ઉપર અભિષેક કરનારો પુરુષ) પોતાના સર્વ અશુભોનો નાશ કરે છે અને બીજા જન્મમાં લોકોનો અધિપતિ (રાજા) થાય છે;[૨] અને જ્યારે પણ પછી જન્મે છે ત્યારે બીજા જન્મમાં શૂરવીર તરિકે જન્મે છે. વળી આ બીજું ગુપ્ત એવું ધર્મ રહસ્ય સાંભળો.[૩] પૂર્ણિમાને દિવસે ચંદ્રનો ઉદય થાય ત્યારે ઉંબરાના પાત્રમાં પકવાન્ન ભરી, તેના ઉપર મધ નાંખીને તેનું ચંદ્રને બલિ આપવું.[૪] આવી રીતે વર્તનારાને જે ફળ મળે છે, તે તમે શ્રદ્ધા રાખીને સાંભળો. સાધ્યો, રુદ્રો, આદિત્યો, વિશ્વેદેવતાઓ, અશ્વિનીકુમારો,[૫] મરુતો અને વસુઓ તે બલિને ગ્રહણ કરે છે; તેનાથી ચંદ્રની વૃદ્ધિ થાય છે, તથા મહાસાગરની પણ વૃદ્ધિ થાય છે.[૬] આ રીતે મેં તમને સુખ આપનારું ધર્મનું રહસ્ય કહી સંભળાવ્યું.[૭]

વિષ્ણુ કહે છેઃ-જે પુરુષ ઈર્ષારહિત થઇને, મનને વશ કરીને, શ્રદ્ધાસંપન્ન થઇને, નિત્ય મહાત્માઓએ, દેવતાઓએ તથા ઋષિઓએ કહેલાં ધર્મનાં સર્વે રહસ્યોનો પાઠ કરે છે અથવા તો સાંભળે છે, તેને વિઘ્ન નડતું નથી, તેમ તેને ભય પણ આવતું નથી.[૮-૯] જે પુરુષ જિતેન્દ્રિય થઇને આ ધર્મનાં રહસ્યનો પાઠ કરે છે, તેને જે શુભ ફળ આપનારાં તથા પુણ્યવાળાં ધર્મનાં રહસ્યો કહ્યાં છે, તેઓનું ફળ મળે છે.[૧૦] પાપ પણ તે પુરુષને દુઃખ દેતું નથી, તેમ તેને પાપ લાગતું પણ નથી. જે મનુષ્ય આ ધર્મનાં રહસ્યોનો પાઠ કરે છે, બીજાને સંભળાવે છે, અથવા તો પંડે સાંભળે છે તે તેનું ફળ મેળવે છે;[૧૧] તથા દેવતાઓ અને પિતૃઓ તેના હવ્યનું તથા કવ્યનું ભોજન કરીને અક્ષય્ય તૃપ્તિ સંપાદન કરે છે. જે પુરુષ સાવધાન થઇને પર્વના દિવસોમાં (અમાવાસ્યા અથવા પૂર્ણિમાને દિવસે) ઉત્તમ બ્રાહ્મણોને આ ધર્મનાં રહસ્યો સંભળાવે છે,[૧૨] તે ઋષિઓ, દેવતાઓ અને પિતૃઓનો નિત્ય માન્ય થાય છે, શ્રીમાન્ થાય છે, તથા ધર્મ વિશે સદાય સાવધાન રહે છે.[૧૩] મહાપાપ વિનાનાં બીજાં સામાન્ય પાપ કરીને પણ જો આ ધર્મરહસ્ય સાંભળે તો મનુષ્ય સર્વ પાપમાંથી મુક્ત થાય છે.[૧૪]

ભીષ્મ કહે છેઃ-હે નરાધિપ! આ ધર્મરહસ્ય દેવોએ કહ્યું છે, તે વ્યાસે મને કહ્યું હતું અને જેને સર્વ દેવતાઓએ પવિત્ર માનીને નમસ્કાર કર્યા છે, તે મેં તને કહ્યું.[૧૫] પૃથ્વી રત્નોથી ભરપૂર છે, અને તેના કરતાં પણ જ્ઞાન ઉત્તમ છે, આમ માનીને ધર્મવેત્તા પુરુષ માને છે કે, આ દેવતાઓનું ધર્મરહસ્ય જ શ્રવણ કરવું જોઇએ.[૧૬] આ દેવોનું ધર્મરહસ્ય શ્રદ્ધાહીનને, નાસ્તિકને, ધર્મરહિતને, નિર્દયને, મિથ્યા તર્કશાસ્ત્રો વાંચી દુષ્ટ થયેલાને, ગુરુનો દ્વેષ કરનારાને, અને દેહાભિમાની પુરુષને સંભળાવવું નહિ.[૧૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'स्कंद देवरहस्य' ए नामनो अध्याय १३४ मो समाप्त

## અધ્યાય ૧૩૫ મો

### અન્ન કોનું કોણે ખાવું?

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ભરતવંશી રાજા! બ્રાહ્મણે કોનું અન્ન ખાવું, ક્ષત્રિયે કોનું અન્ન ખાવું, વૈશ્યે કોનું અન્ન ખાવું, અને શૂદ્રે કોનું અન્ન ખાવું?[૧]

ભીષ્મ કહે છેઃ-બ્રાહ્મણે બ્રાહ્મણોનું, ક્ષત્રિયોનું, અને વૈશ્યોનું અન્ન ખાવું; શૂદ્ર વગેરેનું અન્ન ખાવું નહિ.[૨] ક્ષત્રિયે બ્રાહ્મણોનું, ક્ષત્રિયોનું તથા વૈશ્યોનું અન્ન ખાવું, પણ શૂદ્રોનું તથા સર્વનું ભક્ષણ કરનારા અને પાપી મનુષ્યોનું અન્ન ખાવું નહિ.[૩] તેમજ જે વૈશ્યો નિત્ય અગ્નિનું પૂજન કરનારા હોય, પવિત્રતાથી રહેતા હોય તથા ચાતુર્માસ્ય યાગ કરતા હોય તેવા વૈશ્યોનું અન્ન બ્રાહ્મણે તથા ક્ષત્રિયે ખાવું.[૪] પરંતુ જે પુરુષ શૂદ્રોનું અન્ન ખાય છે તે પૃથ્વીનો મેલ ખાય છે, તે મનુષ્યોના મેલનું પાન કરે છે અને જગતના મેલનું ભોજન કરે છે.[૫] જે પુરુષ શૂદ્રના ઘરનું અન્ન ખાય છે, તે પુરુષ પૃથ્વીના મેલનું ભોજન કરે છે. જે દ્વિજો શૂદ્રના ઘરનું ભોજન કરે છે તેઓ પૃથ્વીના મેલનું ભોજન કરે છે.[૬] શૂદ્રની સેવા કરનારો કોઈ દ્વિજ કર્મ કરતો હોય તોપણ તેનો નરક વાસ થાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય ઉત્તમ કર્મ (સંધ્યાવંદનાદિક કર્મ) કરતો હોય, તોપણ જો તે શૂદ્રની સેવામાં નિયુક્ત થયો હોય તો નરકમાં રંધાય છે.[૭] બ્રાહ્મણોએ સ્વાધ્યાયમાં

( વેદાધ્યયનમાં ) નિત્ય પરાયણ રહેવું તથા મનુષ્યોના કલ્યાણમાં નિત્ય પરાયણ રહેવું, ક્ષત્રિયોએ પ્રજાનું રક્ષણ કરવું, અને વૈશ્યે પ્રજાનાં પોષણને માટે કર્મ કરવાં (એટલે ખેતી આદિ કરીને અન્ન ઉત્પન્ન કરવું, અને તેથી પ્રજાનું પોષણ કરવું), આમ ઋષિઓ કહે છે.[૮] વૈશ્ય જે કર્મ કરે છે, તે કર્મ તેણે કરવાં. કારણ કે તેથી જગતનું જીવન ચાલે છે. ખેતીવાડી, ગોરક્ષા અને વ્યાપાર એ વૈશ્યનાં કર્મ છે અને તે કરવામાં નિંદા નથી.[૯] પરંતુ જે મનુષ્ય પોતાની જાતિને અનુસરતું કર્મ છોડીને શૂદ્રનાં કર્મ કરે છે, તે પુરુષને શૂદ્રના સમાન જાણવો, અને તેનું અન્ન કોઈ પણ દિવસ ખાવું નહિ.[૧૦] ચિકિત્સક (વૈદ્ય), કાંડપૃષ્ઠ (શસ્ત્રો વેચીને આજીવિકા કરનારો), અથવા ભાડૂતી સૈનિક, શસ્ત્રધારી પુરાધ્યક્ષ (કોટવાળ), પુરોહિત (ગોર), જ્યોતિષી, અને વેદશાસ્ત્ર નહિ ભણતાં બીજા ગ્રન્થો એક વર્ષ સૂધી ભણનારો તે સર્વે શૂદ્રના સમાન છે.[૧૧] જે પુરુષ લજ્જાનો ત્યાગ કરીને ઉપર કહેલા પુરુષોનું તથા શૂદ્રનાં કર્મ કરનારા પુરુષોનું અન્ન ખાય છે, તથા જે પુરુષોનું અન્ન ખાવું અયોગ્ય કહેલું છે તેઓનું અન્ન ખાય છે તેઓ દારુણ પીડાને પામે છે.[૧૨] તેનું કુળ, વીર્ય તથા તેજ નાશ પામે છે, અને તે પુરુષ તિર્યક્ યોનિમાં અવતાર લે છે, અને કર્મરહિત તથા ધર્મરહિત કુતરાના જેવો થાય છે.[૧૩] જે પુરુષ વૈદ્યનું અન્ન ખાય છે, તે નરકનું ભક્ષણ કરે છે; જે વેશ્યાનું અન્ન ખાય છે તે, મૂત્રનું પાન કરે છે. જે કારીગરના (શસ્ત્ર વેચનારના અથવા પગારદાર સૈનિકના) ઘરનું અન્ન ખાય છે, તે રુધિરનું પાન કરે છે.[૧૪] સત્પુરુષોમાં માન પામેલો જે પુરુષ વિદ્યાનું વેચાણ કરીને આજીવિકા કરતો હોય, તે પુરુષનું અન્ન ખાવું તે પણ શૂદ્રના અન્ન જેવું જ છે; માટે સત્પુરુષે તેવા પુરુષનું અન્ન ખાવું નહિ.[૧૫] જે પુરુષ નિંદાપાત્ર પુરુષનું અન્ન ખાય છે, તેને લોહીના ધરા સમાન ઋષિઓ કહે છે. ચાડિયાના અન્નને જે ખાય છે, તેને ઋષિઓ બ્રહ્મહત્યા સમાન જાણે છે.[૧૬] જે અન્ન સત્કારથી મળ્યું ન હોય, જે અન્ન તિરસ્કારથી મળ્યું હોય, તે અન્નનું પણ કોઈ દિવસ ભોજન કરવું નહિ.[૧૭] જો બ્રાહ્મણ તેવું અન્ન ખાય છે તો તે તુરત વ્યાધિ (રોગપીડા) પામે છે, તથા તેના કુલનો પણ તુરત ક્ષય થાય છે. જે બ્રાહ્મણ નગરીના રક્ષકનું (કોટવાલનું) ભોજન કરે છે, તે ચંડાલની જાતિમાં અવતરે છે.[૧૮] જે બ્રાહ્મણ ગોહત્યા કરનારાનું, બ્રહ્મહત્યા કરનારાનું, મદિરાપાન કરનારાનું તથા ગુરુની પત્નીની સાથે ગમન કરનારાનું અન્ન ખાય છે, તે બ્રાહ્મણ રાક્ષસોના કુલની વૃદ્ધિ કરે છે.[૧૯] થાપણ ઓળવનારનું, કૃતઘ્નીનું તથા નપુંસકનું અન્ન જે બ્રાહ્મણ ખાય છે, તે મધ્ય દેશમાંથી બહાર કાઢી મેલેલા ભિલ્લોના ઘરમાં જન્મે છે.[૨૦] હે કુન્તીના પુત્ર! મેં તને કોનું અન્ન ખાવા યોગ્ય છે તથા કોનું અન્ન ખાવા યોગ્ય નથી, એ વિધિપૂર્વક કહ્યું. હવે બીજું તું મારી પાસેથી શું સાંભળવાની ઇચ્છા રાખે છે?[૨૧]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'भोज्या-भोज्यान्न कथन' नामनो अध्याय १३५ मो समाप्त

## અધ્યાય ૧૩૬ મો

### દાનગ્રહણનું પ્રાયશ્ચિત્ત

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે પિતામહ! આપે કોનું અન્ન ખાઈ શકાય અને કોનું અન્ન ન ખાઈ શકાય, એ સર્વ કહ્યું. હવે આ વિષયમાં મને સંદેહ થયો છે તે કહો.[૧] બ્રાહ્મણો વિશેષે કરીને યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં પ્રતિગ્રહ કરે તથા અનેક પ્રકારનાં ભોજનો કરે, તેનાં પ્રાયશ્ચિત્તો મને તમે કહો.[૨]

ભીષ્મ કહે છેઃ-હે રાજન્! મહાત્મા બ્રાહ્મણો દાન લે તથા ભોજન કરે, તેથી તેને પાપ લાગે તે પાપમાંથી જે પ્રાયશ્ચિત્ત કરવાથી પુરુષ મુક્ત થાય છે, તે પ્રાયશ્ચિત્ત હું તને કહીશ.[૩] હે યુધિષ્ઠિર! ઘીનું દાન લીધું હોય તો ગાયત્રી મંત્ર ભણીને અગ્નિમાં સમિધનો હોમ કરવો; તલના દાનમાં પણ એજ પ્રાયશ્ચિત્ત કરવું.[૪] માંસનો પ્રતિગ્રહ કરવાથી, મધનો પ્રતિગ્રહ કરવાથી તથા મીઠાનો પ્રતિગ્રહ કરવાથી બ્રાહ્મણ સૂર્યનો ઉદય થાય ત્યાં સૂધી ઉભો રહે તો પવિત્ર થાય છે.[૫] બ્રાહ્મણ સુવર્ણનું દાન લઇને મૂગો મૂગો ગાયત્રી મંત્રનો જપ કરે અને જાહેર રીતે સૌ જુવે તેમ હાથમાં ગજવેલ જાતના લોઢાનો દંડ ધારણ કરે તો તેના પાપમાંથી મુક્ત થાય છે.[૬] ધનનું, વસ્ત્રનું, તથા સ્ત્રીનું દાન લીધું હોય તો પણ, હે રાજા! ઉપર કહેલું સુવર્ણ દાન ગ્રહણનું પ્રાયશ્ચિત્ત કરવું.[૭] અન્નનું દાન લીધું હોય, દૂધપાકનું તથા શેરડીના રસનું દાન લીધું હોય, શેરડી, તેલ અને દર્ભોનું દાન લીધું હોય ત્યારે ત્રણ કાળ પાણીથી સ્નાન કરવાથી ત્રિકાળ સંધ્યા કરવાથી પુરુષ શુદ્ધ થાય છે.[૮] શાળ (ભાત), પુષ્પ, ફળ, તથા લોટ, ડોહળેલું પાણી, યવની રાબ, દહીં અને દૂધનું દાન લીધું હોય તો ગાયત્રીના સો જપ કરવા.[૯] મનુષ્યની ઉત્તર ક્રિયામાં પગરખાનું તથા છત્રનું દાન લીધું તો સો વાર ગાયત્રીનો જપ કરવો, એટલે પુરુષ પાપમાંથી મુક્ત થાય છે.[૧૦] ક્ષેત્રનું દાન ગ્રહણ કાળમાં લીધું હોય,

તથા મૃત્યુના કે વૃદ્ધિના સૂતકીનું દાન લીધું હોય ત્યારે ત્રણ રાત્રિ ઉપવાસ કરે, એટલે તે પાપમાંથી દાન લેનારો મુક્ત થાય છે.[૧૧] જે બ્રાહ્મણ કૃષ્ણપક્ષમાં પિતૃઓના શ્રાદ્ધમાં ભોજન કરે છે, તે બ્રાહ્મણ એક દિવસ અને એક રાત્રિએ શુદ્ધ થાય છે.[૧૨] શ્રાદ્ધમાં ભોજન કરનારા બ્રાહ્મણે સ્નાન કર્યા વગર સંધ્યાવંદન કરવું નહિ, તથા ગાયત્રીનો જપ પણ કરવો નહિ, તેમ તે દિવસે ફરીને ભોજન પણ કરવું નહિ; તેમ કરે ત્યારે બ્રાહ્મણ પવિત્ર થાય છે.[૧૩] એટલા માટે અપરાહ્ન કાળમાં પિતૃઓનું શ્રાદ્ધ કરવાનું કહ્યું છે; અને આગલે દિવસે નિમંત્રિત થયેલા બ્રાહ્મણો, પણ ભોજન કરવા યોગ્ય બ્રાહ્મણાદિકને ઘેર, ક્ષુધા લાગવાથી સારી રીતે ભોજન કરે છે.[૧૪] જે બ્રાહ્મણ મરણ પામેલાને ત્યાં ત્રીજે દિવસે ભોજન કરે છે, તે બ્રાહ્મણ બાર દિવસ સૂધી ત્રણ વાર સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.[૧૫] બાર દિવસ વીતી ગયા પછી બ્રાહ્મણે વિશેષે કરીને સ્નાન કરવું, અને બ્રાહ્મણોને ઘીનું દાન દેવું એટલે તે પાપમાંથી મુક્ત થાય છે.[૧૬] જે પુરુષ મરણ પામેલાને ઘેર દશ રાત્રિમાં ભોજન કરે છે, તે પુરુષે ઉપર કહેલાં સર્વ પ્રાયશ્ચિત્તો પાળવાં તથા તેણે ગાયત્રીનો, રૈવત સામનો, પવિત્રેષ્ટિનો, यद्देवादेवहेडनम् એ પાંચ અનુવાકનો, તથા પાણીમાં ઉતરીને દશ પ્રણવયુક્ત ગાયત્રીનો અથવા તો ऋतं च सत्यं च એ ત્રણ ઋચાનો ત્રણ વાર જપ કરવો.[૧૭] જે બ્રાહ્મણ મરણ પામેલાના ઘરમાં ત્રણ દિવસ સૂધી ભોજન કરે છે, તે પુરુષ સાત રાત્રિ સૂધી ત્રણ સમય સ્નાન કરે છે, તો તે પવિત્ર થાય છે,[૧૮] તેને મહતી સિદ્ધિ મળે છે, અને તે આપત્તિ પામતો જ નથી.[૧૯] બ્રાહ્મણ હોવા છતાં જે કોઈ શૂદ્રોની સાથે એક પંક્તિએ ભોજન કરે છે, તેનું પ્રાયશ્ચિત્ત (અશૌચ) અત્રે જણાવેલ શૌચનાં કર્મ વિધિપૂર્વક કરવાથી થાય છે.*[૨૦] જે બ્રાહ્મણ વૈશ્યની સાથે એક ભોજન કરે છે, તે ત્રણ રાત્રિ ભિક્ષા માંગીને ભોજન કરે તો પાપમાંથી મુક્ત થાય છે.[૨૧] જે બ્રાહ્મણ ક્ષત્રિયોની સાથે એક પંક્તિમાં બેસીને ભોજન કરે છે, તે વસ્ત્રોની સાથે સ્નાન કરવાથી તે પાપમાંથી છૂટે છે.[૨૨] શૂદ્ર શૂદ્રની સાથે એક પાત્રમાં ભોજન કરે છે તો તે પોતાના ઉજ્વળ કુળનો નાશ કરે છે. વૈશ્ય વૈશ્યની સાથે એક પાત્રમાં ભોજન કરે છે તો પોતાના પશુઓનો તથા કુટુંબીઓનો નાશ કરે છે. ક્ષત્રિય ક્ષત્રિયની સાથે એક પાત્રમાં ભોજન કરે છે તો પોતાની લક્ષ્મીનો નાશ કરે છે, અને બ્રાહ્મણ બ્રાહ્મણની સાથે એક પાત્રમાં ભોજન કરે છે તો તે પોતાના બ્રહ્મતેજનો નાશ કરે છે.[૨૩] પ્રાયશ્ચિત્ત કરવાથી તથા શાંતિ હોમ કરવાથી પાતકી પાપમાંથી મુક્ત થાય છે તથા પ્રાયશ્ચિત્ત કરનારાએ સાવિત્રીનો જપ કરવો, રૈવતી સામનો પાઠ કરવો, પવિત્રેષ્ટિનો પાઠ કરવો, यद्देवा देवहेडनम् એ પાંચ અનુવાકનો પાઠ કરવો, અઘમર્ષણ કરવું એટલે પાણીમાં બેસીને ऋतं च सत्यं चाभिद्धा વગેરે ત્રણ ઋચાનો ત્રણ વાર જપ કરવો.[૨૪] જેમ કોઇનું ઉચ્છિષ્ટ ખાવું નહિ, તેમ એકબીજાની સાથે એકપાત્રમાં ભોજન પણ દ્વિજોએ કરવું નહિ, એમાં જરા પણ સંશય નથી.* પ્રાયશ્ચિત્ત કર્યા પછી ગોરોચના, દૂર્વા, હળદર, વગેરે મંગળ કરનારા પદાર્થોનો સ્પર્શ કરવો.[૨૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'प्रायश्चित्त' ए नामनो अध्याय १३६ मो समाप्त

## અધ્યાય ૧૩૭ મો

### દાન ઉત્તમ કે તપ?

યુધિષ્ઠિર પૂછે છે:–હે ભરતવંશી રાજા! હે પિતામહ! તમે કહો છો કે દાન કરવાથી સ્વર્ગ મળે છે, તથા તપ કરવાથી સ્વર્ગ મળે છે તે સાંભળીને મારા મનમાં સંશય થાય છે, તે સંશયને તમે દૂર કરો. પૃથ્વી ઉપર શું કરવું? દાન કરવું કે તપ કરવું? એ તમે મને કહેવાને યોગ્ય છો.[૧]

ભીષ્મ કહે છે:–ધર્મમાં પરાયણ રહેનારા, તપથી મનને શુદ્ધ કરનારા એવા જે રાજાઓએ દાનમાં તથા પુણ્યમાં પરાયણ રહીને ખરેખર ઘણા લોકો મેળવ્યા છે, તે વિશે તું સાંભળ.[૨] હે રાજન્! સત્કાર પામેલા અત્રિના પુત્ર, શિષ્યોને નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કરીને સર્વ કરતાં શ્રેષ્ઠ લોકમાં ગયા હતા.[૩] ઉશીનરનો પુત્ર શિબિ બ્રાહ્મણને માટે પોતાના પ્રિય પુત્રના પ્રાણ અર્પણ કરીને આલોકમાંથી સ્વર્ગલોકમાં ગયો હતો.[૪] કાશીના રાજા પ્રતર્દને પોતાનો પ્રિય પુત્ર બ્રાહ્મણને અર્પણ કરીને આલોકમાં તથા પરલોકમાં અનુપમ કીર્તિ મેળવી હતી.[૫] સંકૃતિના પુત્ર રંતિદેવે મહાત્મા વસિષ્ઠને વિધિ પ્રમાણે અર્ઘ આપીને ઉત્તમ લોકોને મેળવ્યા હતા.[૬] દેવાવૃધ નામનો રાજા બ્રાહ્મણને સોનાની સો સળીવાળું સુવર્ણનું ઉત્તમ છત્ર યજ્ઞમાં દાન તરીકે આપીને સ્વર્ગમાં ગયો હતો.[૭] ભગવાન્ અંબરીષ અપાર શક્તિવાળા બ્રાહ્મણને પોતાનો સર્વ

* ટીકાકાર નીલકંઠ કહે છે કે, તેને માટે प्रायश्चित्ताभावः પ્રાયશ્ચિત્તનો અભાવ છે. પ્રતાપચંદ્રરાયે તે અર્થ સ્વીકાર્યો નથી.

* આરોગ્યનો નિયમ પાળવાને માટે આ બંધનો ઉત્તમ છે. ચેપી રોગાદિ અટકાવવાને માટે આના કરતાં વિશેષ સબળ માર્ગ કદી મળે તેમ નથી.

દેશ અર્પણ કરીને દેવલોકમાં ગયો હતો.[૮] સૂર્યનો પુત્ર કર્ણ દિવ્ય કુંડલનું દાન કરીને સ્વર્ગમાં ગયો હતો, અને રાજા જનમેજય બ્રાહ્મણને ગાયનું દાન કરીને અનુત્તમ લોકોમાં ગયો હતો.[૯] રાજર્ષિ વૃષાદર્ભી ભાતભાતનાં રત્નો ને સુંદર ઘરો બ્રાહ્મણોને આપી સ્વર્ગમાં ગયો હતો.[૧૦] વિદર્ભનો પુત્ર નિમિ મહાત્મા અગસ્ત્યને પોતાની કન્યાનું દાન કરીને પુત્રો, પશુઓ અને બાંધવોની સાથે સ્વર્ગમાં ગયો હતો.[૧૧] મહાયશસ્વી જમદગ્નિના પુત્ર પરશુરામ બ્રાહ્મણોને ભૂમિનું દાન કરીને મનમાં કરેલા સંકલ્પના કરતાં પણ વિશેષ ઉત્તમ એવા અક્ષય લોકોમાં ગયા હતા.[૧૨] વરસાદ વરસ્યો નહિ ત્યારે બ્રાહ્મણોના રાજા વસિષ્ઠે સર્વ પ્રાણીઓને જીવાડ્યાં હતાં, તેથી તેમને અક્ષય ગતિ મળી હતી.[૧૩] દશરથના પુત્ર રામે યજ્ઞમાં ધનનો હોમ કર્યો હતો તેથી તે અક્ષય લોકોમાં ગયા હતા, અને આ જગતમાં મહાન્ યશ મૂકી ગયા છે.[૧૪] મહાયશસ્વી કક્ષસેન નામનો રાજર્ષિ મહાત્મા વસિષ્ઠને વિધિપૂર્વક પોતાનું સર્વસ્વ આપી દઈને સ્વર્ગમાં ગયો હતો.[૧૫] કરંધમનો પૌત્ર અને આવિક્ષિતનો પુત્ર મરુત્ત આંગિરસને પોતાની પુત્રી પરણાવીને સ્વર્ગમાં ગયો હતો.[૧૬] પંચાલ દેશનો રાજા ધર્મદત્ત કે જે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ હતો, તે શંખને ધનનો ભંડાર અર્પણ કરીને પરમ ગતિને પામ્યો હતો.[૧૭] મિત્રસહ નામનો રાજા મહાત્મા વસિષ્ઠને મદયંતી નામની પ્રિયપત્નીનું દાન કરીને સ્વર્ગમાં ગયો હતો.[૧૮] મનુનો પુત્ર સુદ્યુમ્ન મહાત્મા લિખિતને ધર્મ પ્રમાણે દંડ કરીને સર્વ કરતાં શ્રેષ્ઠ લોકોમાં ગયો હતો.[૧૯] સહસ્રચિત્ય નામનો રાજર્ષિ જે મહાયશસ્વી હતો, તે પોતાના પ્રિય પ્રાણો બ્રાહ્મણોને માટે તજી દઈને સર્વ કરતાં શ્રેષ્ઠ એવા લોકોમાં ગયો હતો.[૨૦] શતદ્યુમ્ન નામનો મહીપતિ મૌદ્ગલ્ય નામના બ્રાહ્મણને સર્વ કામનાઓને પૂર્ણ કરનારું સુવર્ણનું ઘર દાનમાં આપીને સ્વર્ગમાં ગયો હતો.[૨૧] સુમન્યુએ પૂર્વે ભક્ષ્ય તથા ભોજ્ય અન્નના પર્વતના જેવા મોટા ઢગલાઓ શાંડિલ્યને દાનમાં આપીને સ્વર્ગ મેળવ્યું હતું.[૨૨] દ્યુતિમાન્ નામનો, મહાન્ કાંતિવાળો, શાલ્વ લોકોનો રાજા, ઋચીકને રાજ્યનું દાન કરીને ઉત્તમ એવા પરલોકમાં ગયો હતો.[૨૩] મદિરાશ્વ નામનો રાજર્ષિ હિરણ્યહસ્તને સુંદર કેડવાળી કન્યાનું દાન કરીને દેવોથી વસાયલા લોકોમાં ગયો હતો.[૨૪] લોમપાદ નામના રાજર્ષિએ ઋષ્યશૃંગને શાંતા નામની પુત્રીનું દાન કરીને (પરણાવીને) વિશાળ એવી સર્વ કામનાઓ મેળવી હતી.[૨૫] રાજર્ષિ ભગીરથ પણ કુત્સના પુત્રને યશસ્વિની હંસી નામની કન્યાનું દાન કરીને અક્ષય લોકોમાં ગયો હતો.[૨૬] રાજા ભગીરથ એક લાખ ગાયો વાછડા સાથે કોટલને દાનમાં આપીને ઉત્તમ લોકોમાં ગયો હતો.[૨૭] હે યુધિષ્ઠિર! આ રાજાઓ તથા બીજા પણ ઘણા રાજાઓ દાન કરીને તથા તપ કરીને સ્વર્ગમાં ગયા છે, અને ત્યાંથી પાછા આ લોકમાં આવે છે.[૨૮] આ પૃથ્વી જ્યાં સુધી રહેશે ત્યાં સુધી તેઓની કીર્તિ રહેશે. ગૃહસ્થોએ દાન કરીને તથા તપ કરીને જે જે લોકોને જિત્યા છે,[૨૯] તે વિષે, હે યુધિષ્ઠિર! મેં તને કહ્યું, તથા શ્રેષ્ઠ પુરુષોનું આ ચરિત્ર પણ મેં તને કહ્યું. ઉપર કહેલા રાજાઓ યજ્ઞ અને દાન કરીને તથા પ્રજાને ઉત્પન્ન કરીને સ્વર્ગમાં ગયા છે.[૩૦] હે કૌરવોમાં ધુરંધર! તને પણ દાન કરવાથી તે લોકો મળો, તથા તારી બુદ્ધિ દાન અને યજ્ઞની ક્રિયાથી યુક્ત થઈને ધર્મની વૃદ્ધિ કરનારી થાવ.[૩૧] હે રાજસિંહ! તને જે વિષયમાં સંદેહ હોય, તે વિષય હું તને આવતી કાલે પ્રભાતમાં કહીશ. કારણ કે હમણાં સંધ્યાકાળ પ્રાપ્ત થયો છે.[૩૨]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'दानमाहात्म्य' ए नामनो अध्याय १३७ मो समाप्त

## અધ્યાય ૧૩૮ મો

### દાનના પ્રકાર

યુધિષ્ઠિર પૂછે છેઃ—હે તાત! હે સત્યવ્રત! હે સત્યપરાક્રમ! મોટા દાન ધર્મ કરી જે રાજાઓ સ્વર્ગમાં ગયા છે, તેઓની કથા મેં તમારી પાસેથી સાંભળી.[૧] હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! હવે હું નીચેના ધર્મ સાંભળવાની ઇચ્છા રાખું છું. કેટલા પ્રકારે દાન દેવું તથા તેનું ફળ શું મળે?[૨] દાન કેવી રીતે દેવું, કોને દેવું, કયા કારણે ધર્મસહિત ફળ મળે તેવું દાન દેવું જોઇએ, અને તે દાન કયાં કયાં કારણોથી કેટલા પ્રકારનું છે? તે હું યથાર્થ રીતે સાંભળવાને ઇચ્છું છું.[૩]

ભીષ્મ કહે છેઃ—હે નિર્દોષ! હે કુંતીના પુત્ર! હે ભરતવંશી રાજા! ગમે તે વર્ણના પુરુષોને કેવી રીતે દાન દેવું, તે હું તને યથાર્થ રીતે કહું છું તે તું સાંભળ.[૪] હે ભરતવંશી રાજા! ધર્મથી, અર્થથી, ભયથી, કામથી તથા દયાથી એમ પાંચ પ્રકારનાં કારણથી પાંચ પ્રકારનું દાન તારે જાણવું.[૫] દાન દેનારો આ લોકમાં કીર્તિ મેળવે છે, તથા મરણ પછી પરલોકમાં સર્વ કરતાં શ્રેષ્ઠ સુખ મેળવે છે, આમ ધારીને ઈર્ષા કર્યા વગર બ્રાહ્મણોને દાન દેવામાં આવે છે. એ ધર્માર્થ દાન છે.[૬] અમુક મનુષ્ય દાન દે છે, અથવા તો મને દાન આપશે, અથવા તો આણે મને દાન દીધું છે, આમ

યાચકોની પાસેથી સાંભળીને યાચકને સર્વ પ્રકારનું દાન દેવામાં આવે છે, એ દાન કીર્તિદાન છે.૭ આ મારો આશ્રિત નથી, તેમ હું તેનો પ્રીતિપાત્ર નથી, છતાં હું તેનું અપમાન કરીશ તો તે પાપ કરશે, (મને હાનિ કરશે) આમ ધારીને વિદ્વાન્ પુરુષ મૂર્ખને જે દાન આપે છે, તે દાન ભયદાન કહેવાય છે.૮ આ મને પ્રિય છે, અને હું તેને પ્રિય છું; આમ જોઇને બુદ્ધિમાન્ પુરુષ સાવધાન થઇને પોતાના મિત્રને સ્નેહથી જે દાન આપે છે, તે દાન કામદાન કહેવાય છે.૯ આ ગરીબ માણસ છે, થોડાથી પણ સંતુષ્ટ પામશે, આ રીતે કરુણા કરીને દરિદ્રને સર્વથા દાન દેવું, આ દાન કરુણાદાન કહેવાય છે.૧૦ આ રીતે પાંચ પ્રકારનું દાન છે, તે પુણ્યને તથા કીર્તિને વધારનારું છું; તે દાન પોતાની શક્તિને અનુસરીને આપવું, એમ પ્રજાપતિ કહે છે.૧૧

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'दानप्रकार' ए नामनो अध्याय १३८ मो समाप्त

## અધ્યાય ૧૩૯ મો

### શંકરના અર્ધ તેજની પુત્રરૂપે ઉત્પત્તિ

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! હે મહા બુદ્ધિમાન્! હે સર્વ શાસ્ત્રમાં કુશળ! અમારા મહાકુળમાં આપ ઘણાં શાસ્ત્રોના અભ્યાસથી મહા જ્ઞાની છો.૧ હે શત્રુને દમન કરનારા! હું તમારી પાસેથી ધર્મ તથા અર્થથી યુક્ત, ભવિષ્યમાં સુખ આપનારું, અને લોકોને આશ્ચર્ય ઉપજાવનારું એવું એક વૃત્તાંત સાંભળવાની ઇચ્છા રાખું છું.૨ આ સમય ઘણો દુઃખદાયક આવ્યો છે અને સંબંધીઓને તથા પિત્રાઇઓને પણ દુર્લભ થઈ પડે તેવો છે. હે મહાપુરુષ! તમારા વિના અમને હિતની શિક્ષા આપનારો કોઈ પણ નથી.૩ હે નિર્દોષ! તમારે જો મારા ઉપર તથા મારા ભાઇઓ ઉપર અનુગ્રહ કરવો હોય તો, હે પાર્થિવ! હું તમને જે પ્રશ્ન પૂછું છું, તેનો ઉત્તર આપે આપવો યોગ્ય છે.૪ આ શ્રીમાન્ નારાયણ (શ્રીકૃષ્ણ) જે સર્વ રાજાઓમાં માન્ય જણાય છે, તે આપને બહુ માન આપીને તથા વિનય કરીને સેવે છે;૫ માટે એ નારાયણના સમક્ષમાં તેમ સર્વે રાજાઓના સમક્ષમાં મારા ભાઇઓનું પ્રિય કરવા માટે તથા મારું પ્રિય કરવા માટે સ્નેહથી મારા પ્રશ્નનો ઉત્તર આપવાને યોગ્ય છો.૬

વૈશંપાયન કહે છેઃ–યુધિષ્ઠિરનું વચન સાંભળીને ભાગીરથીના પુત્ર ભીષ્મ સ્નેહથી સંભ્રમમાં પડી ગયા અને બોલ્યા.૭

ભીષ્મ કહે છેઃ–હું તને એક અતિ મનોહર કથા કહીશ. હે રાજન્! મેં પૂર્વે આ વિષ્ણુનો જે પ્રભાવ સાંભળ્યો છે,૮ તથા વૃષભનું જેની ધ્વજામાં ચિહ્ન છે, એવા શંકરનો જે પ્રભાવ મેં સાંભળ્યો છે, તે તું સાંભળ; તથા રુદ્રાણીનો જે સંશય હતો અને રુદ્ર તથા રુદ્રાણી વચ્ચે જે સંવાદ થયો હતો, તે તું સાંભળ.૯ ધર્માત્મા શ્રીકૃષ્ણ, બાર વર્ષનાં વ્રતની દીક્ષા લીધેલ વ્રત કરવા લાગ્યા. તે સમયે તેનાં દર્શન કરવા માટે નારદ અને પર્વત બેઉ આવ્યા.૧૦ તેમજ કૃષ્ણદ્વૈપાયન અને જપ કરનારાઓમાં શ્રેષ્ઠ ધૌમ્ય, દેવલ અને કાશ્યપ, અને હસ્તિકાશ્યપ, જેવા પણ૧૧ તથા દીક્ષા અને દમવાળા બીજા ઋષિઓ અને સંતો શિષ્યોની, સિદ્ધ પુરુષોની, તથા દેવતા સમાન તપોધનોની સાથે (શ્રીકૃષ્ણના દર્શન કરવા માટે) આવ્યા.૧૨ તેમનો અતિથિસત્કાર અને પૂજા, પોતાના કુલને છાજતી રીતે, દેવકીતનયે (શ્રીકૃષ્ણે) પ્રસન્ન થઇને, દેવતાઓને યોગ્ય કરી.૧૩ તે મહર્ષિઓ પ્રસન્ન થઇને લીલાં દર્ભનાં, સુવર્ણનાં, મોરનાં પીંછાનાં તથા નવીન વિશાળ એવાં અનેક આસનો ઉપર બેઠા;૧૪ અને રાજર્ષિઓની, દેવતાઓની તથા ત્યાં રહેતા તપોધનોની સાથે ધર્મવાળી મધુર કથાઓ કરવા લાગ્યા.૧૫ તે પછી અદ્ભુત કર્મ કરનારા શ્રી કૃષ્ણના મુખમાંથી, વ્રતની ચર્યારૂપી ઇંધણાથી ઉત્પન્ન થયેલો નારાયણના તેજરૂપ અગ્નિ બહાર નિકળ્યો;૧૬ અને તે અગ્નિએ વૃક્ષો, લતાઓ, નાના છોડવાઓ, પક્ષીઓ, મૃગોના સમુદાય, શિકારી પશુઓ, તથા સર્પો સાથે તે પર્વતને બાળી નાંખ્યો;૧૭ તેથી (પર્વત ઉપર વસતાં) અનેક પ્રકારનાં પશુઓના હાહાકારથી ગાજી રહેલું તે પર્વતનું શિખર ચેતન પદાર્થ વિનાનું થઈ ગયું; તે શિખર દુઃખ પામતું જણાયું, અને તેનો દેખાવ દયામણો થઈ પડ્યો.૧૮ (શ્રીકૃષ્ણના મુખમાંથી નિકળેલા) મોટી જ્વાલાવાળા તે અગ્નિએ તો સર્વ પદાર્થને બાળી નાંખ્યા, અને તે પછી વિષ્ણુના ચરણસમીપમાં આવી, શિષ્યની પેઠે (તેમનાં બન્ને ચરણનો) સ્પર્શ કર્યો.૧૯ તે પછી શત્રુના નાશ કરનારા વિષ્ણુએ તે બળી ગયેલા પર્વતને જોઈ તેનાપર સૌમ્ય દૃષ્ટિ નાંખી કે, તે પર્વત પાછો અસલના જેવો થઈ ગયો.૨૦ પ્રથમની પેઠે જ તે પર્વત પાછો ખીલેલાં પુષ્પો, લતા અને વૃક્ષોવાળો થઈ ગયો; પક્ષીઓનાં મંડળના ગુંજારવથી તે પર્વત ગાજી રહ્યો; શિકારી પશુઓ તથા સર્પો ત્યાં ફરવા લાગ્યા.૨૧ તે અદ્ભુત તથા વિચારથી જાણી શકાય નહિ તેવું કર્મ જોઇને ત્યાં બેઠેલું મુનિમંડળ આશ્ચર્યમાં પડી ગયું, હર્ષથી

રોમાંચિત થઈ ગયું, અને તેઓનાં નેત્ર આંસુથી ભરાઈ ગયાં.[22] ઋષિઓને આશ્ચર્ય થયેલા જોઇને વક્તાઓમાં શ્રેષ્ઠ એવા નારાયણ વિવેકવાળો, મધુર અને સ્નેહથી ભરેલો પ્રશ્ન પૂછવા લાગ્યા.[23]

આ ઋષિમંડળ નિત્ય સંસારના સંગથી રહિત છે, મમતારહિત છે, શાસ્ત્ર જાણે છે, છતાં તેને શામાટે વિસ્મય ઉપજ્યો?[24] હે નિંદાથી રહિત તપોધનો અને ઋષિઓ! તમે સર્વે મારો આ સંશય નિર્ણય કરીને મને યથાર્થ રીતે કહો.[25]

ઋષિઓ બોલ્યાઃ-આપ લોકોને ઉત્પન્ન કરો છો, અને આપજ તેનો સંહાર કરો છો; આપ શીતરૂપ છો, આપ ઉષ્ણરૂપ છો, આપજ વૃષ્ટિ કરો છો.[26] પૃથ્વી ઉપર જે સ્થાવર તથા જંગમ પ્રાણીઓ છે, તેના તુંજ પિતા છો, તુંજ માતા છો, તુંજ પ્રભુ છો, તુંજ ઉત્પત્તિસ્થાન છો.[27] હે મધુસૂદન! તારા મુખમાંથી અગ્નિ બહાર નિકળ્યો, એથી અમને વિસ્મયકારક સંશય થાય છે. હે કલ્યાણ! તે વિશે તુંજ કહેવાને યોગ્ય છો.[28] હે શત્રુસંહારક! તે સાંભળીને અમારો ભય દૂર થશે અને, હે હરિ! અમે જે સાંભળ્યું છે તથા જે જોયું છે, તે તને કહીશું.[29]

વાસુદેવ બોલ્યાઃ-મારા મુખમાંથી જે તેજ બહાર નિકળ્યું હતું, તે વિષ્ણુનું તેજ હતું. વળી તે યુગનો નાશ કરનારો અગ્નિ હતો કે, જેણે આ પર્વતને બાળી નાંખી કાળો બનાવ્યો હતો.[30] અને ક્રોધને જિતનારા, ઈંદ્રિયોને જિતનારા, દેવતા સમાન અને તપને ધન માનનારા એવા તમે ઋષિઓ તે જોઇને દયાળુ થયા અને દુઃખી થયા હતા.[31] હું જે હમણાં એક વ્રતપાલનમાં રોકાયો હતો, તે તપસ્વી વ્રતની સેવાથી મારા (મુખ)માંથી અગ્નિ ઉત્પન્ન થયો છે, તેમાં તમારે ખેદ કરવાનો નથી.[32] હું આ ઉત્તમ પર્વત ઉપર વ્રત કરવા માટે આવ્યો છું, અને તપ કરીને મારા સરખો વીર્યવાન્ પુત્ર મેળવવા માટે આવ્યો છું.[33] એટલા માટે મારા શરીરમાં જે મારો આત્મા છે, તે અગ્નિરૂપ થઇને શરીરમાંથી બહાર નિકળ્યો; અને સર્વ લોકના પિતામહ એવા વર દેનારા બ્રહ્માનાં દર્શન કરવા માટે ગયો.[34] હે ઉત્તમ મુનિઓ! તે સમયે પિતામહે મારા આત્માને આજ્ઞા કરી છે કે, તારે ત્યાં, વૃષભ જેની ધ્વજામાં છે એવા શંકર અર્ધા તેજથી પુત્ર થઇને અવતરશે.[35] તે પછી એ અગ્નિ શિષ્યની પેઠે પરિચર્યા કરવા માટે મારી પાસે આવીને મારાં ચરણમાં પડ્યો હતો અને પછી શાંત થઇને પોતાના અસલ સ્વરૂપને પ્રાપ્ત થયો હતો.[36] બુદ્ધિમાન્ બ્રહ્માનું આ રહસ્ય મેં તમને સંક્ષેપમાં કહ્યું. હે તપોધનો! તમારે કોઈ ભય રાખવો નહિ.[37] તમે દીર્ઘ દૃષ્ટિવાળા છો, તેથી તમારી ગતિ સર્વત્ર છે, અને તે વ્યગ્રતા વિનાની છે. વળી તે તપસ્વીનાં વ્રતથી સંદીપ્ત છે, અને જ્ઞાન તથા વિજ્ઞાનથી શોભાયમાન છે.[38] હવે તમે આકાશમાં અથવા તો પૃથ્વી ઉપર પરમ આશ્ચર્યકારક જે કાંઈ સાંભળ્યું હોય અથવા તો દીઠું હોય, તે તમે મને કહો.[39] તમે તપોવનના નિવાસી છો, તમારી વાણી અમૃતના જેવી તથા મધના જેવી છે, તે સાંભળવાની મને સ્પૃહા છે.[40] હે દેવતાના જેવા આકારવાળા તપોધનો! સ્વર્ગમાં તથા પૃથ્વી ઉપર તમે નહિ જોયેલું અદ્‌ભુત તથા દિવ્ય એવું જે કંઈ હું જોઉં છું,[41] તેમાં મારી પરા પ્રકૃતિ કારણ છે; તે કોઈ પણ ઠેકાણેથી પાછી ફરતી નથી, અને તેથી મારા પોતામાં રહેલાં ઐશ્વર્ય માટે મને કંઈ આશ્ચર્ય લાગતું નથી.[42] હું તમારી પાસેથી સાંભળવાની સ્પૃહા કરું છું, કારણ કે સજ્જન પુરુષના સાંભળવામાં આવેલો કોઈ પણ વિષય શ્રદ્ધા રાખવા જેવો હોય છે, અને તે જો કહેવામાં આવ્યો હોય તો આ પૃથ્વી ઉપર શિલા ઉપર લખેલા લેખની પેઠે ચિરકાળ સૂધી રહે છે.[43] તે ધર્મ સંબંધી વિષય સત્પુરુષોના સમાગમસમયે, સજ્જન પુરુષોના મુખમાંથી નિકળેલો હું તમને કહીશ. એ વિષય આશ્ચર્યકારક રીતે મનુષ્યોની બુદ્ધિમાં દીપની પેઠે પ્રકાશ કરનારો છે.[44]

તે પછી શ્રીકૃષ્ણની સમીપમાં બેઠેલા સર્વે મુનિગણો વિસ્મય પામ્યા, અને કમળનાં પત્ર સરખાં નેત્રોથી શ્રીકૃષ્ણનાં દર્શન કરવા લાગ્યા.[45] ઋગ્વેદની ઋચાઓના અર્થોથી શોભાયમાન વાણીઓવડે કેટલાક મધુસૂદનની સ્તુતિ કરવા લાગ્યા, કેટલાકો તેની કીર્તિ વધારવા લાગ્યા, અને કેટલાકો તેની પૂજા કરવા લાગ્યા.[46] તે પછી સર્વે મુનિગણોએ દેવતા સમાન જેનાં દર્શન છે એવા તથા વાક્ય બોલવામાં કુશળ એવા નારદને શંકર પાર્વતીનો સંવાદ કહેવા માટે નિયોજ્યા.[47]

મુનિઓ બોલ્યાઃ-હિમગિરિપર, હે પ્રભો! જે આશ્ચર્યકારક અને અચિંત્ય જોવામાં આવ્યું હોય અને જે તીર્થયાત્રા ન કરનારા અમે ઋષિઓએ અનુભવ્યું હોય[48] તે સર્વ, જેમ જોયું હોય તેમ, અમ ઋષિસંઘના હિતને માટે, હૃષીકેશને આદિથી કહેવાને તુંજ યોગ્ય છો.[49]

આ રીતે મુનિઓએ નારદને કહ્યું, એટલે ભગવાન્ મુનિ દેવર્ષિ નારદ પૂર્વે થયેલી કથા કહેવા લાગ્યા.[50]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'शंकर तेजनी पुत्ररूपे उत्पत्ति' ए नमनो अध्याय १३९ मो समाप्त

## અધ્યાય ૧૪૦ મો
## શંકરનાં તૃતીય નેત્રનો પ્રભાવ

ભીષ્મ કહે છેઃ-તે પછી નારાયણના મિત્ર એવા ભગવાન્ નારદ ઋષિ (શ્રીકૃષ્ણના સમક્ષમાં) શંકરનો ઉમાની સાથે થયેલો સંવાદ કહેવા લાગ્યા.[૧]

નારદ કહે છેઃ-ધર્માત્મા, વૃષભનું ચિહ્ન જેની ધ્વજામાં છે એવા, સુરેશ્વર, શ્રીશંકર, સિદ્ધો તથા ચારણોથી સેવાતા, પવિત્ર એવા હિમાચલ પર્વત ઉપર, પૂર્વે એક વેળાએ તપ કરતા હતા.[૨] તે હિમાલય અનેક જાતની ઔષધિઓથી રમ્ય દેખાતો હતો, નાના પ્રકારનાં પુષ્પથી ભરપૂર હતો, અપ્સરાનાં મંડળોથી છવાયેલો હતો, તેના ઉપર ઘણાં પ્રાણીઓ વાસ કરતાં હતાં.[૩] ભગવાન્ શંકર તે પર્વત ઉપર સેંકડો ભૂતગણોથી વિંટાઈને તે પર્વત ઉપર વાસ કરતા હતા. તે ભૂતો અનેકરૂપધારી હતાં, ભયંકર દેખાતાં હતાં, દિવ્ય હતાં, તેઓનો આકાર અદ્ભુત હતો;[૪] કેટલાએક સિંહના જેવા, કેટલાએક વાઘના જેવા, કેટલાએક હાથીના જેવા હતા, સર્વ જાતના (પ્રાણીના જેવા) ગણો ત્યાં હતા, કેટલાએકનાં મુખ શિયાળનાં જેવાં, કેટલાએકનાં દીપડાનાં જેવાં તથા કેટલાકનાં મુખ બળદના જેવાં હતાં,[૫] કેટલાએકનાં મુખ ઘુવડના જેવાં ભયંકર હતાં, કેટલાએકનાં મુખ નહાર ને શકરાના જેવાં હતાં, તે સર્વે અનેક રંગનાં હતાં, તેમાંથી કેટલાએકનાં મુખ સર્વ પ્રકારનાં મૃગ(પશુ)ના જેવાં હતાં.[૬] કિંન્નરો, યક્ષો, ગંધર્વો, રાક્ષસો, અને ભૂતોનાં આવાં ટોળાંથી શંકર વિંટલાયલા હતા. વળી તે હિમાચલ પર્વત ઉપર શંકરની સભા દિવ્ય પુષ્પોથી ભરપૂર હતી, દિવ્ય એવા અગ્નિની જ્વાળાથી ભરપૂર હતી,[૭] દિવ્ય ચંદનથી યુક્ત હતી, તથા દિવ્ય ધૂપગંધથી સુગંધિત હતી, દિવ્ય વાજીંત્રોના ધ્વનિથી ગાજી રહી હતી,[૮] મૃદંગ, પણવ, શંખ અને ભેરીના શબ્દથી ગાજી રહેલી હતી, ભૂતોનાં ટોળાં તથા મયૂરો ચોતરફ નૃત્ય કરતાં હતાં,[૯] અપ્સરાઓ પણ નૃત્ય કરતી હતી, દેવર્ષિઓનાં મંડળો ત્યાં બેઠાં હતાં. તે સભા દિવ્ય લાગતી હતી; તે સભા નેત્રને મનોહર લાગતી હતી, અનિર્વચનીય, દિવ્ય અને અદ્ભુત દેખાવની હતી.[૧૦] શંકરના તપથી તે પર્વત દીપી રહ્યો હતો; બ્રાહ્મણો વેદાધ્યયન કરતા હતા. તે ધ્વનિથી તે પર્વત ગાજી રહ્યો હતો.[૧૧] હે માધવ! ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા, તેથી તે પર્વત અનુપમ લાગતો હતો. ભયંકર રૂપને ધારણ કરનારા તે પર્વતને મહોત્સવ સમાન[૧૨] જોઇને, હે જનાર્દન! મુનિઓને તે પર્વત ઉપર અત્યંત પ્રીતિ થઈ, અને મહા ભાગ્યશાળી મુનિઓ તથા ઉર્ધ્વ વીર્યવાળા (બ્રહ્મચર્ય પાળનારા) સિદ્ધ પુરુષો,[૧૩] મરુત્ દેવો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવો, ઇંદ્ર,યક્ષો, નાગો, પિશાચો, લોકપાલો, અગ્નિઓ,[૧૪] સર્વે પવનો તથા સર્વે ભૂતો તે પર્વત ઉપર એકઠા થયા હતા. ત્યાં ઋતુઓ સર્વ જાતનાં આશ્ચર્યકારક પુષ્પોનો વરસાદ વરસાવતી હતી;[૧૫] ઓષધિઓ પોતાની કાંતિથી હિમાલયનાં વનમાં દીવાની પેઠે પ્રકાશ કરતી હતી; તથા આનંદમાં આવેલાં પક્ષીઓ જોરથી નાચીને આનંદ કરતાં હતાં.[૧૬] તેથી હિમાચલના તે રમ્ય પ્રદેશોમાં જનપ્રિયાઓ વિહાર કરતી હતી. દિવ્ય ધાતુઓથી શોભાયમાન આવા હિમાચલના તટ ઉપર[૧૭] મોટા મનના ભગવાન્ શંકર જેમ પલંગ ઉપર બેસે તેમ બેઠા હતા, અને તે અત્યંત શોભાયમાન દેખાતા હતા. તેમણે શરીર ઉપર વાઘાંબર પહેર્યું હતું, સિંહનું ચર્મ ઉત્તરીય તરિકે ઓઢયું હતું,[૧૮] સર્પરૂપ યજ્ઞોપવીત (જનોઇ) પહેર્યું હતું, હાથે રાતા રંગનો બાજુબંધ પહેર્યો હતો, લીલા રંગની દાઢી હતી, માથે જટા હતી, ભયંકર દેખાવના હતા, ને દૈત્યોને ભય ઉપજાવનારા હતા.[૧૯] સર્વ ભક્તજનોને અને સર્વ ભૂત(પ્રાણી)ને અભય આપનારા તે જણાતા હતા, તેની ધ્વજામાં બળદનું ચિહ્ન હતું. સર્વે મહર્ષિઓએ આવા શંકરનાં દર્શન કરી પૃથ્વી ઉપર પડી મસ્તકવડે નમસ્કાર કર્યા.[૨૦] આ સર્વે ઋષિઓ પાપથી રહિત, ક્ષમાવાળા, અને નિર્દોષ હતા. તે ભૂતપતિને રહેવાનું સ્થાનક ભયંકર હોવાથી એક પ્રકારનાં સૌંદર્યવાળું હતું,[૨૧] અને મોટા સર્પોથી ભરપૂર હતું, અને તેમાં એકદમ કોઇથી પ્રવેશ કરી શકાય એમ નહતું. હે મધુસૂદન! એક ક્ષણમાં જ ત્યાં સર્વ દેખાવ અદ્ભુત થઈ પડ્યો.[૨૨] વૃષભાંકની તે સભા ભયંકર સૌંદર્યવાળી થઈ ગઈ. શૈલપુત્રી પાર્વતી ભૂતગણોની સ્ત્રીઓથી વિંટાઈને તેની પાસે આવ્યાં.[૨૩] તેમણે શંકરના જેવાં વસ્ત્ર પહેર્યાં હતાં, અને શંકરનાં જેવું જ વ્રત પાળતાં હતાં; સર્વ તીર્થના જળથી ભરેલી સુવર્ણની ગાગર હાથમાં લીધી હતી.[૨૪] તે શુભદેવીની પાછળ સર્વે ગિરિનદીઓ પણ આવી હતી. પુષ્પોની વૃષ્ટિ કરતાં કરતાં તથા અનેક પ્રકારની સુગંધીને ફેલાવતાં ફેલાવતાં હિમાચલપર વસનારાં દેવી શંકરની પાસે આવ્યાં.[૨૫] પછી સુંદર હાસ્ય કરતાં દેવી પાર્વતીએ શંકરની પાસે આવીને, મંદ મંદ હસતાં હસતાં વિનોદને માટે શંકરનાં બન્ને શુભ નેત્રોને પોતાના બે હાથથી ઢાંકી દીધાં.[૨૬] શંકરનાં બે નેત્રને ઢાંકી દીધાં કે, એકદમ આખું જગત્ તમોભૂત થઈ ગયું, અચેતન બની ગયું, હોમહવન તથા વષટ્કાર બંધ થઈ ગયા,[૨૭] સર્વે મનુષ્યો ઉદાસ થઈ ગયા, ભયભીત થઈ ગયા. ભૂતપતિની આંખે મીચાઈ ગઈ કે, સૂર્યનો નાશ થયો હોય તેવું થઈ

ગયું.[૨૮] એક ક્ષણ પછી સર્વ લોક તિમિરરહિત થઈ ગયાં, કારણ કે શંકરના લલાટમાંથી મોટી પ્રકાશમાન અગ્નિની જ્વાળા નિકળી,[૨૯] અને શંકરના લલાટમાં સૂર્યના સરખું ત્રીજું નેત્ર ઉત્પન્ન થયું. આ નેત્ર પ્રલયના અગ્નિના જેવું પ્રકાશમાન હતું. તે નેત્રે હિમાલયને બાળવા માંડ્યો.[૩૦] વિશાળ નેત્રવાળાં ગિરિપુત્રી પ્રકાશમાન અગ્નિના જેવું શંકરનું ત્રીજું નેત્ર જોઇને મસ્તક નમાવી શંકરને પ્રણમ્યાં, અને જોવા લાગ્યાં તો,[૩૧] દિવ્ય ઔષધિઓથી પ્રકાશમાન એવા હિમાચલના વનમાં આબ, સરળ, ચંદન વગેરે વૃક્ષો બળવા લાગ્યાં;[૩૨] વન બળવા લાગ્યું ત્યારે મૃગ(પશુઓ)નાં યૂથો ભયથી દોડવા લાગ્યાં, પરંતુ કોઈ ઠેકાણે શરણ મળ્યું નહિ તેથી શંકરની પાસે આવ્યાં, અને તેમનાથી શંકરની સભા ભરપૂર થઈ ગઈ.[૩૩] થોડી વારમાં તે અગ્નિની જ્વાળાઓ આકાશને અડકવા લાગી, વિજળીની પેઠે આડીઅવળી પ્રકાશવા લાગી, અગ્નિ પણ પ્રલય સમયના બાર સૂર્યના જેવો ઉગ્ર થઈ પડ્યો, તથા બીજા પ્રલય કાળના જેવો ભયંકર થઈ પડ્યો.[૩૪] એક ક્ષણમાં તે અગ્નિએ, ધાતુઓથી ભરપૂર શિખરો તથા પ્રકાશમાન એવી દિવ્ય લતાઓ તથા ઔષધિઓની સાથે હિમાલય પર્વતને બાળી નાંખ્યો.[૩૫] હિમાલય પર્વતને દુઃખી જોઇને શૈલરાજની પુત્રી એ હાથ જોડીને ભગવાન્ શંકરને શરણે જઈ ઉભી રહી.[૩૬] તે સમયે શર્વે (શંકરે) સ્રીજાતિમાં સ્વાભાવિક રીતે રહેલી મૃદુતાવાળી અને પોતાના પિતાને દુઃખી જોવાને ઇચ્છા ન રાખતી ઉમાને જોઇને પ્રીતિથી હિમાચલ તરફ દૃષ્ટિ કરી કે,[૩૭] એક ક્ષણમાં આખો હિમાચલ પૂર્વવત્ સુંદર દેખાવવાળો થઈ ગયો; તેના ઉપર વસતાં પક્ષીઓ હર્ષમાં આવી ગયાં, વનનાં વૃક્ષો પુષ્પોથી ભરપૂર થઈ ગયાં.[૩૮] હિમાલય પર્વતને અસલના આકારમાં જોઇને પવિત્ર ચરિત્રવાળાં પાર્વતી પ્રસન્ન થયાં, અને સર્વ લોકના પતિ, દેવ ને મહેશ્વર એવા શિવના પ્રતિ બોલ્યાં.[૩૯]

ઉમા બોલ્યાંઃ-હે ભગવન્! હે સર્વભૂતેશ! હે શૂલપાણિ! હે મહાવ્રત! મને એક મહાન્ સંશય થયો છે, તેનો તમે નિર્ણય કરો.[૪૦] તમારા લલાટમાં ત્રીજું નેત્ર શા માટે ઉત્પન્ન થયું? અને તમે પક્ષીઓ તથા વનની સાથે હિમ પર્વતને શા માટે બાળી નાંખ્યો?[૪૧] હે દેવ! વળી તમે તેને પાછો શા માટે પૂર્વવત્ બનાવ્યો? મારા પિતા હિમાચલને તમે પ્રથમની પેઠે વૃક્ષોથી આચ્છન્ન શા માટે કર્યો?[૪૨]

મહેશ્વર બોલ્યાઃ-હે પવિત્ર દેવિ! તેં બાલકપણાને લીધે મારાં નેત્રને હાથથી ઢાંકી દીધાં હતાં તેથી, તે જ ક્ષણે જગતમાં આલોક (તેજ)નો નાશ થઈ ગયો હતો.[૪૩] હે પર્વતની પુત્રી! સૂર્ય અદૃશ્ય થઈ ગયો અને જગતમાં અંધારું થઈ ગયું, તે સમયે મેં પ્રજાનું રક્ષણ કરવા માટે ત્રીજું પ્રકાશમાન નેત્ર ઉત્પન્ન કર્યું.[૪૪] તે નેત્રનું મહાન્ તેજ હોવાથી પર્વતને બાળી નાંખ્યો હતો, અને હે દેવિ! મેં તારું મનગમતું કરવા માટે પર્વતને પાછો તેના અસલ રૂપમાં આણ્યો હતો.[૪૫]

ઉમા બોલ્યાંઃ-હે ભગવન્! તમારું પૂર્વ દિશાનું મુખ ચંદ્રના જેવું, સુંદર દેખાવનું છે, તેમ જ ઉત્તર અને પશ્ચિમ દિશા તરફનું મુખ શોભાથી ભરપૂર શા માટે છે?[૪૬] અને દક્ષિણ દિશા તરફનું મુખ ભયંકર શા માટે છે? તમારી જટા ઉભી અને પીંગળી શા માટે છે? તમારો કંઠ શ્યામ રંગનો અને મયૂરનાં પીંછાં જેવો શા માટે થયો છે?[૪૭] હે દેવ! તમે નિત્ય હાથમાં પિનાક નામનું ધનુષ શા માટે ધારણ કરો છો? વળી તમે નિત્ય જટાધારી બ્રહ્મચારીનો વેશ શા માટે ધારણ કરો છો?[૪૮] હે પ્રભુ! હે વૃષભધ્વજ! હું તમારી સહધર્મચારિણી (પત્ની) છું તથા ભક્ત છું, માટે તમે મારા સર્વ સંશયને કહેવાને યોગ્ય છો.[૪૯]

ભીષ્મ કહે છેઃ-આ રીતે શૈલપુત્રીએ પિનાકધારી ભગવાન્ શંકરને કહ્યું. પછી ભગવાન્ શંકર પણ પાર્વતીની ધીરજને તથા બુદ્ધિને જોઇને પ્રસન્ન થયા,[૫૦] અને બોલ્યા કે, હે સુભગે! હે સુંદર વદનિ! મેં જે કારણોથી આ રૂપો ધારણ કર્યાં છે, તે કારણોને તું સાંભળ.[૫૧]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'उमामहेश्वरनो संवाद' ए नामनो अध्याय १४० मो समाप्त

## અધ્યાય ૧૪૧ મો
### ધર્મનું સ્વરૂપ

શ્રી ભગવાન્ કહે છેઃ-પૂર્વે બ્રહ્માએ રત્નરૂપ પદાર્થોમાંથી તલ તલ જેટલો ભાગ ગ્રહણ કરીને તિલોત્તમા નામની એક ઉત્તમ શુભ સ્રીને ઉત્પન્ન કરી હતી.[૧] હે શુભા દેવિ! પૃથ્વી ઉપર અપ્રતિમ રૂપવતી તે સ્રી મારી પાસે આવી હતી; તે સુંદરવદના મારી પ્રદક્ષિણા કરતાં મને લોભાવતી હતી.[૨] હે દેવિ! તે સુંદર દાંતવાળી સ્રી જે જે દિશામાંથી મારી પાસે દોડી આવતી હતી, તે તે દિશામાં મારું સુંદર મુખ તેને જોવા માટે ઉત્પન્ન થતું હતું.[૩] મેં પણ યોગના પ્રભાવથી તેને જોવાની ઇચ્છાથી ચાર મૂર્તિને ધારણ કરી, અને ચાર મુખવાળા થઇને મારો ઉત્તમ યોગ તેને દેખાડ્યો.[૪] હું પૂર્વ દિશા તરફનાં મુખથી ઇંદ્રપણું ભોગવું છું. હે પવિત્ર દેવિ! ઉત્તર તરફના મુખથી હું

તમારી સાથે રમું છું.[૫] મારું પશ્ચિમ દિશા તરફનું મુખ શાંત છે અને સર્વ પ્રાણીઓને સુખ આપનારું છે, અને દક્ષિણ તરફનું મુખ ભયંકર તથા રુદ્ર છે. તે પ્રજાનો સંહાર (નાશ) કરે છે.[૬] હું લોકોનું કલ્યાણ કરવાની ઇચ્છાથી જટાધારી તથા બ્રહ્મચારી રહું છું. દેવતાનાં કાર્યો સિદ્ધ કરવા માટે હું મારા હાથમાં પિનાક નામનું ધનુષ ધારણ કરું છું.[૭] પૂર્વે ઈંદ્રે મારી લક્ષ્મી સંપાદન કરવાની ઇચ્છાથી (મારા કંઠ ઉપર) વજ્ર માર્યું હતું. તે મારા કંઠને બાળીને પાછું ચાલ્યું ગયું હતું. (તે દિવસથી મારો કંઠ શ્યામ રંગનો થયો છે) અને હું શ્રીકંઠ (શ્રીકંઠ) કહેવાઉં છું.[૮]

ઉમાએ પૂછ્યું:-હે શ્રેષ્ઠ પુરુષ! હે દેવ! બીજાં સર્વ વાહનો શોભાયમાન છે, તેઓને છોડીને તમે આ પોઠિયાને વાહન તરિકે કેમ સ્વીકાર્યો છે?[૯]

મહેશ્વર બોલ્યા:-બ્રહ્માએ પૂર્વે દૂધ દેનારી દેવતાની સુરભિ નામની એક ગાયને ઉત્પન્ન કરી હતી. તેણે અનેક સંતાનોને ઉત્પન્ન કર્યાં, અને દૂધરૂપી અમૃતને વરસાવવા લાગી.[૧૦] તે સુરભિનો એક વાછડો ગાયને ધાવતો હતો, તે વખતે તેના મુખમાંથી ફીણ ઉડીને મારા શરીર ઉપર પડ્યું, તેથી મેં ક્રોધ કરીને ગાયોને બાળી નાંખી, તેથી ગાયો અનેક વર્ણની થઈ ગઈ.[૧૧] તે પછી વ્યવહાર જાણનારા લોકગુરુ બ્રહ્માએ મને ઉપદેશ આપીને શાંત કર્યો, અને મને ધ્વજાને માટે તથા વાહનને આ માટે વૃષભ (પોઠિયો) આપ્યો, તેથી વૃષભ મારું વાહન થયો છે.[૧૨]

ઉમા બોલ્યાં:-હે ભગવન્! સ્વર્ગમાં તમારા ઘણાં સ્થાનો છે, તે સર્વે અનેક આકારનાં છે, તથા સર્વ પ્રકારના ગુણોથી ભરપૂર છે, તે સર્વે સ્થાનોને તજી દઇને તમે સ્મશાનમાં શા માટે* રમો છો?[૧૩] સ્મશાન તો મુડદાંના વાળોથી તથા હાડકાંથી ભરપૂર છે, ભયંકર છે, ખોપરીઓ અને ઘડાઓથી ભરપૂર હોય છે; તેમાં ઘણાં ગીધડાં અને ઘણા શિયાળવાં ફરતાં હોય છે; સેંકડો ચિતાના અગ્નિથી વ્યાપ્ત હોય છે;[૧૪] વળી તે અપવિત્ર હોય છે, માંસથી કમકમી રહેલું હોય છે, વસા (ચરબી) તથા રુધિરના કાદવથી ભરપૂર હોય છે, આંતરડાંઓ તથા હાડકાંના ઢગલાઓ પડેલા હોય છે, તથા શિયાળણીના અવાજથી ગાજી રહેલું હોય છે.[૧૫]

મહેશ્વર બોલ્યા:-હું પવિત્ર સ્થાનને શોધવા માટે રાતદિવસ આખી પૃથ્વી ઉપર ભટકયા કરું છું. પરંતુ આ પૃથ્વી ઉપર સ્મશાનના જેવું બીજું કોઈ પણ પવિત્ર સ્થાન જોતો નથી.[૧૬] તેથી સર્વ રહેઠાણોના કરતાં સ્મશાનમાં રહેવાથી મારું મન પ્રસન્ન રહે છે. સ્મશાન વડની છાયાથી આચ્છન્ન હોય છે તથા શબની તૂટી ગયેલી પુષ્પની માળાથી શોભાયમાન લાગે છે.[૧૭] વળી, હે પવિત્ર હાસ્યવાળાં! આ ભૂતગણો પણ સ્મશાનમાં જ વિહાર કરે છે. હે દેવિ! હું આ ભૂતો વગર એકલો રહેવાની ઈચ્છા રાખતો નથી.[૧૮] હે શુભા! હું સ્મશાનના વાસને પવિત્ર અને સ્વર્ગના જેવો માનું છું. સ્મશાનનો વાસ મહાન્ પવિત્ર છે, અને પવિત્રતાની કામનાવાળા પુરુષો તેની સેવા કરે છે.[૧૯]

ઉમા બોલ્યાં:-હે ભગવન્! હે સર્વ ભૂતના ઈશ! હે સર્વ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ! હે પિનાકપાણિ! હે વરદાયક! મને આ એક મોટો સંશય છે.[૨૦] હે પ્રભુ! આ સર્વે મુનિગણો તપ કરે છે, અને તપનો વેશ ધારણ કરીને અનેક આકારોવાળા થઈ પૃથ્વી ઉપર ભટકે છે.[૨૧] માટે આ ઋષિસંઘનું તથા મારું હિત કરવાની ઇચ્છાથી, હે શત્રુદમન! મારા આ સંદેહનો નિર્ણય કરો.[૨૨] ધર્મનું સ્વરૂપ શું કહ્યું છે? ધર્મને નહિ જાણનારા મનુષ્યોએ ધર્મ કેવી રીતે આચરવો? આ સર્વ, હે ધર્મને જાણનારા પ્રભુ! મને કહો.[૨૩]

નારદ કહે છે:-ઋષિના હિતનો પ્રશ્ન પૂછ્યો, તે ઉપરથી સર્વે મુનિઓ દેવીની સામી પૂજા કરવા લાગ્યા, તથા ઋગ્વેદની ઋચાઓથી શોભાયમાન વાણીવડે તથા ઉત્તમ અર્થોથી ભરપૂર સ્તુતિઓવડે તેની સ્તુતિ કરવા લાગ્યા.[૨૪]

મહેશ્વર બોલ્યા:-અહિંસા (મન, વાણી અને કાયાથી કોઈની હિંસા કરવી નહિ તે), સત્ય ભાષણ, સર્વ પ્રાણીઓના ઉપર દયા, શમ, ને યથાશક્તિ દાન, આ ગૃહસ્થનો ઉત્તમ ધર્મ કહેવાય છે.[૨૫] પરસ્ત્રીનો સંસર્ગ કરવો નહિ, થાપણનું તથા પરસ્ત્રીનું રક્ષણ કરવું, નહિ

---

* પૂર્વે મૈત્રેય ભિક્ષા માગીને કાશીમાં અજ્ઞાત વાસ કર્યો હતો, એ કથા કહીને વ્યાસે એવી સૂચના કરી છે કે, મુમુક્ષુ પુરુષોએ કાશીમાં અજ્ઞાત (છૂપો) વાસ કરવો જોઇએ. હવે પછી પણ સંવર્તની કથાથી કહેવામાં આવશે કે, કાશીમાં શબનાં દર્શનથી શિવનાં દર્શનનું ફળ મળે છે. વળી પૂર્વે એમ કહ્યું છે કે, અલ્પ ભિક્ષા આપવાથી મૈત્રેયને અનંત પુણ્યની ઉત્પત્તિ થાય છે અને એમ કહીને વારાણસીને પુણ્યક્ષેત્ર કહ્યું છે. વળી કાશીમાં શબનાં દર્શનથી શિવના દર્શનનું પુણ્ય થાય છે, આમ કહીને, કાશીમાં મરણ પામેલા મનુષ્યોનું શરીર શિવલિંગમય થાય છે, એમ પૂર્વે કહ્યું છે. કાશીનું નામ રૂઢિથી મહાસ્મશાન એવું છે, અને તેમાં જ શંકર પોતાનો વાસ કરીને રહે છે તેથી તે રુદ્રાવાસ કહેવાય છે. એ વાત શંકર ૧૬ મા શ્લોકમાં મેધ્યાન્વેષી પદથી કહે છે. મેધાયાં ધીવૃત્તૌ વિદિતં મેધ્યં મેધા એટલે બુદ્ધિવૃત્તિ, અને તેને વિશે જે વાસ કરે છે, તે મેધ્ય કહેવાય છે. બુદ્ધિવૃત્તિમાં બ્રહ્મનો વાસ છે, અને તે બ્રહ્મનું અન્વેષણ-શોધન કરનારા શિવ મહાસ્મશાન તરિકે ગણાતા કાશીના સ્મશાનમાં જ રહે છે. બ્રહ્મની પ્રાપ્તિની કામનાવાળા પુરુષો પણ આ મહાસ્મશાનની ઉપાસના કરે છે, અર્થાત્ કાશીમાં રહે છે.

આપેલી વસ્તુને ગ્રહણ કરવી નહિ, મદ્ય તથા માંસનો ત્યાગ કરવો,[૨૬] આ પાંચ પ્રકારનો ધર્મ છે. તેના અનેક ભેદ છે, અને તે સુખ આપનારા છે. ધર્મને ઉત્તમ માનનારા મનુષ્યોએ તેનું આચરણ કરવું; તેથી ધર્મ ઉત્પન્ન થાય છે.[૨૭]

ઉમા બોલ્યાંઃ-હે ભગવન્! હું તમને જે સંશય પૂછું છું, તેનો તમે મને ઉત્તર આપવા યોગ્ય છો. ચારેય વર્ણના પુરુષનો, પોતપોતાની જાતિનો જે ધર્મ સુખકારક હોય, તે મને કહો.[૨૮] બ્રાહ્મણોમાં કેવો ધર્મ હોવો જોઇએ? ક્ષત્રિયમાં કેવો ધર્મ હોવો જોઇએ? વૈશ્યમાં કેવો ધર્મ હોવો જોઇએ? અને શૂદ્રમાં કેવો ધર્મ હોવો જોઇએ?[૨૯]

મહેશ્વર બોલ્યાઃ-હે મોટાં ભાગ્યવાળાં પાર્વતિ! તને ન્યાય પ્રમાણે સર્વ ધર્મ મેં કહી સંભળાવ્યો છે. જગતમાં બ્રાહ્મણો મોટા ભાગ્યશાળી તથા પૃથ્વીના દેવતા કહેવાય છે.[૩૦] ઉપવાસ (ઇંદ્રિયોનો નિગ્રહ) કરવો, એ બ્રાહ્મણનો સદાય ધર્મ છે તેમાં સંદેહ નથી. બ્રાહ્મણ જો ધર્મસંપન્ન હોય છે તો તે બ્રહ્મરૂપ થવાને શક્તિમાન્ થાય છે.[૩૧] હે દેવિ! બ્રાહ્મણે વિધિપૂર્વક ધર્મનાં કર્મ કરવાં, બ્રહ્મચર્ય પાળવું, તથા ઉપનયન સંસ્કારથી સંસ્કૃત થવું કે જેથી દ્વિજ થવાય છે.[૩૨] તથા ધર્મમાં પરાયણ એવા દેહધારીઓએ ગુરુઓના તથા દેવોના પૂજનને માટે સ્વાધ્યાયનું અધ્યયન વગેરે ધર્મનું આચરણ કરવું, તેથી ધર્મની ઉત્પત્તિ છે.[૩૩]

ઉમા બોલ્યાંઃ-હે ભગવન્! મારો જે સંશય છે, તેનો ખુલાસો કરવાને તમે યોગ્ય છો, માટે ચાર વર્ણના ધર્મ મને યથાર્થ રીતે કહો.[૩૪]

મહેશ્વર બોલ્યાઃ-બ્રહ્મચારીએ ધર્મનું રહસ્ય સાંભળવું, વેદમાં કહેલાં મહાનામ્ની વગેરે વ્રતો કરવાં, અગ્નિમાં હોમ કરવો, ગુરુના ઘરનું કાર્ય કરવું,[૩૫] ગામમાંથી ભિક્ષા માગી લાવવી, નિત્ય યજ્ઞોપવીત ધારણ કરવું, નિત્ય સ્વાધ્યાયનું અધ્યયન કરવું, આ બ્રહ્મચર્યાશ્રમના ધર્મ છે.[૩૬] ગુરુની આજ્ઞા મળે, એટલે બ્રાહ્મણે સમાવર્તન નામનો સંસ્કાર કરવો, અને પછી શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે પોતાને અનુકૂલ ભાર્યાને પરણવી.[૩૭] ગૃહસ્થ બ્રાહ્મણે શૂદ્રનું અન્ન ખાવું નહિ, રાજમાર્ગે ચાલવું, નિત્ય ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, બ્રહ્મચર્ય પાળવું,[૩૮] અગ્નિનું આધાન લેવું, વેદનું અધ્યયન કરવું, અગ્નિમાં હોમ કરવો, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, બ્રાહ્મણોને ભોજન કરાવ્યા પછી શેષ અન્નનું ભોજન કરવું, નિયમિત આહાર લેવો, સત્ય બોલવું, પવિત્ર રહેવું,[૩૯] અતિથિનો સત્કાર કરવો, આહવનીય આદિ ત્રણ અગ્નિ ઘરમાં રાખવા, ઇષ્ટિઓ અને પશુબંધેષ્ટિઓ વિધિપૂર્વક કરવી.[૪૦] યજ્ઞ કરવો, એ પણ પરમ ધર્મ છે; કોઈ પણ દેહધારીની હિંસા કરવી નહિ, એ પણ ધર્મ છે; માતા, પિતા, અતિથિ વગેરેને જમાડ્યા પહેલાં ભોજન કરવું નહિ, તે પણ પરમ ધર્મ છે; અને અતિથિ, બ્રાહ્મણ, દેવ વગેરેને ભોજન કરાવ્યા પછી ભોજન કરવું, એ પણ પરમ ધર્મ છે.[૪૧] પોતાનાં ઘરનાં સર્વ મનુષ્યોએ ભોજન કર્યા પછી ભોજન કરવું, એ ગૃહસ્થ બ્રાહ્મણનો મુખ્ય ધર્મ છે, અને વેદવેત્તા બ્રાહ્મણોનો વિશેષે કરીને પરમ ધર્મ છે.[૪૨] સ્ત્રી તથા પુરુષે સરખી રીતે શીલ પાળવાં, એ ગૃહસ્થનો ધર્મ છે; તથા ઘરના દેવતાઓનું નિત્ય પુષ્પ ચંદનાદિકથી પૂજન કરવું, નિત્ય તેઓને બલિ અર્પણ કરવો, એ પણ ગૃહસ્થોનો પરમ ધર્મ છે.[૪૩] ઘરને લીંપીને નિત્ય સાફ રાખવું, એ પણ ગૃહસ્થનો ધર્મ છે. નિત્ય ઉપવાસના નિયમ પાળવા (અથવા તો જિતેન્દ્રિય રહેવું તે) એ પણ ગૃહસ્થનો ધર્મ છે; તથા ઘરને વાળીને તથા લીંપીને શુદ્ધ કરવું અને તેમાં દેવોને ઉદ્દેશીને અગ્નિમાં ઘીની આહુતિઓ આપવી,[૪૪] આ ગૃહસ્થ બ્રાહ્મણનો ધર્મ છે, અને તે લોકનું રક્ષણ કરનારો છે. ઉત્તમ બ્રાહ્મણો નિત્ય આ ધર્મનું આચરણ કરે છે.[૪૫]

હે દેવિ! મેં ક્ષત્રિયનો જે ધર્મ કહ્યો છે, તે હું તને કહીશ તે તું સાવધાન થઇને સાંભળ.[૪૬] પ્રજાનું પાલન કરવું, આ ક્ષત્રિયનો મુખ્ય ધર્મ છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. જે રાજા પ્રજાની પાસેથી છઠ્ઠો ભાગ કર તરિકે લે છે, તે રાજાને ધર્મ પ્રાપ્ત થાય છે.[૪૭] જે રાજા ધર્મથી પ્રજાનું પાલન કરે છે, તે રાજા પ્રજાના પાલનરૂપી ધર્મના આચરણથી પરલોકને મેળવે છે.[૪૮] ઇંદ્રિયોનું દમન કરવું, સ્વાધ્યાય કરવો, અગ્નિમાં હોમ કરવો, દાન દેવું, અધ્યયન કરવું, એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે.[૪૯] નિત્ય યજ્ઞોપવીત ધારણ કરવું, યજ્ઞ કરવો, ધર્મની ક્રિયા કરવી, ચાકર વગેરે ભરણ કરવા યોગ્યનું ભરણ કરવું, તથા આરંભ કરેલાં કર્મને સફળ કરવાં, આ સર્વ ક્ષત્રિયના ધર્મ છે.[૫૦] સારી રીતે શિક્ષા કરવી, એ પણ તેનો ધર્મ છે. વેદોક્ત યજ્ઞાદિક ક્રિયાઓ કરવી, એ પણ તેનો ધર્મ છે. વ્યવહારની મર્યાદાનું પાલન કરવું, સત્ય વાક્ય ઉપર પ્રીતિ રાખવી, આ ક્ષત્રિયનો ધર્મ છે.[૫૧] જે ક્ષત્રિય આતુર (દુઃખી) મનુષ્યને અવલંબન (ટેકો) આપે છે, તે આલોકમાં તથા પરલોકમાં પૂજાય છે, તથા જે ક્ષત્રિય ગાયને માટે અને બ્રાહ્મણને માટે પરાક્રમ કરીને સંગ્રામમાં મરણ પામે છે,[૫૨] તે ક્ષત્રિય પરલોકમાં અશ્વમેધ યજ્ઞ કરવાથી મળનારા લોકોને મેળવે છે.[૫૩]

ઢોરઢાંખરોનું પાલન કરવું, ખેતીવાડી કરવી, અગ્નિહોત્રમાં હોમ કરવો, દાન દેવું તથા વેદનું અધ્યયન કરવું એ વૈશ્યનો નિત્ય ધર્મ છે.૫૪ વ્યાપાર કરવો, સન્માર્ગે જવું,અતિથિઓનો સત્કાર કરવો,શાંતિ રાખવી,ઇંદ્રિયોનું દમન કરવું,બ્રાહ્મણોનો આદરસત્કાર કરવો, તથા તેઓને દાન દેવું આ વૈશ્યનો સનાતન ધર્મ છે.૫૫ વ્યાપાર કરનારા તથા સન્માર્ગે આશ્રય લેનારા વૈશ્યે તલ, ચંદનાદિક સુગંધિ પદાર્થો, તેમ મીઠાં વગેરે રસોને વેચવા જ નહિ.૫૬ સર્વ પ્રકારથી બ્રાહ્મણાદિ ત્રિવર્ગનું આતિથ્ય ( અથવા તો ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું સેવન ) યથાશક્તિ અને યોગ્યતા પ્રમાણે કરવું; આ વૈશ્યનો ધર્મ છે.

દ્વિજાતિ ( ત્રણે વર્ણ )ની સેવા કરવી આ શૂદ્રનો નિત્ય પરમ ધર્મ છે.૫૭ જે શૂદ્ર પ્રાપ્ત થયેલા અતિથિની સેવા કરવાની ઇચ્છા કરે છે તે શૂદ્રને ઉત્તમ તપસ્વી, સત્યવાદી અને જિતેન્દ્રિય માનવો, અને તે મહાન્ તપનો સંગ્રહ કરે છે.૫૮ જે શૂદ્ર નિત્ય દેવતાનું તથા દ્વિજનું પૂજન કરે છે તે શૂદ્રને સદા શુભાચારવાળો તથા બુદ્ધિમાન્ જાણવો, અને તેને ધર્માચરણનાં મનગમતાં ફળો મળે છે.૫૯ હે શોભના! હે સારાં ભાગ્યવાળી! મેં તને ચારેય વર્ણના એક સાથે તથા એકએક વર્ણના છૂટા ધર્મ કહ્યા. હવે તમને બીજું શું સાંભળવાની ઇચ્છા છે?૬૦

ઉમા બોલ્યાં–હે ભગવન્! તમે ચારેય વર્ણનું હિત કરનારા શુભ ધર્મ જુદા જુદા કહ્યા. હવે જે ધર્મ સર્વવ્યાપી (સામાન્ય) હોય તે ધર્મ મને કહો.૬૧

મહેશ્વર બોલ્યા:–જગતમાં સારભૂત એવા બ્રહ્માએ જગતનું કલ્યાણ કરવાની ઇચ્છાથી મનુષ્યોમાં બ્રાહ્મણોને, સર્વ લોકને તારવા માટે ઉત્પન્ન કર્યા છે. તેઓ મનુષ્યમાં પૃથ્વીપર દેવો જેવા છે.૬૨ તે બ્રાહ્મણોના ધર્મ તથા કર્મનાં ફળો હું તમને કહું છું. બ્રાહ્મણોને વિશે જે ધર્મ રહ્યો છે તેને પરમ ધર્મ માનવામાં આવ્યો છે.૬૩ બ્રહ્માએ લોકોને ધર્માચરણ કરવામાટે ત્રણ ધર્મને સરજ્યા છે. જ્યારે પણ પૃથ્વીની ઉત્પત્તિ થાય છે ત્યારે તેમની પણ ઉત્પત્તિ થાય છે. તે ત્રણ ધર્મોને પણ તું સાંભળ.૬૪ વેદમાં કહેલો મુખ્ય ધર્મ, બીજો ધર્મશાસ્ત્રમાં વર્ણવેલો ધર્મ, અને ત્રીજો શિષ્ટ પુરુષોએ આચરેલો ધર્મ. (જેને સદાચાર કહેવામાં આવે છે તે). આ રીતે ત્રણ સનાતન ધર્મ બ્રહ્માએ કહેલા છે.૬૫ (૧) જે ત્રણ વેદ ભણ્યો હોય, (૨) વેદ તથા શાસ્ત્રમાં વિદ્વાન હોય, (૩) વેદ ભણાવીને પોતાની આજીવિકા કરતો ન હોય, (૪) દાન, વેદશાસ્ત્રનું અધ્યયન, અને યાગ એ ત્રણ કર્મ કરતો હોય, (૫) જેણે કામ, ક્રોધ તથા લોભનો ત્યાગ કર્યો હોય, અને (૬) સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખતો હોય તેને બ્રાહ્મણ જાણવો.૬૬ ભુવનેશ્વરે આ છ ધર્મો બ્રાહ્મણોએ પાળવાના કહ્યા છે. હવે બ્રાહ્મણોની આજીવિકાને માટે જે સનાતન ધર્મ છે તે તું સાંભળ.૬૭ યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, દાન દેવું, દાન લેવું, વેદ ભણવો તથા ભણાવવો, આ છ કર્મ ધર્મવેત્તા બ્રાહ્મણોનાં છે.૬૮ બ્રાહ્મણે નિત્ય વેદનો સ્વાધ્યાય કરવો, સનાતન એવો યજ્ઞ કરવો, એ ધર્મ છે, તથા યથાશક્તિ તથા યથાવિધિ દાન દેવું એ યશદાયી છે.૬૯

શમ (શાંતિ) એ પરમ ધર્મ છે તે નિત્ય સત્પુરુષોમાં પ્રવર્તે છે. આ શુદ્ધ અંતઃકરણવાળા ગૃહસ્થોના ધર્મનો મહાન્ સાર છે.૭૦ ગૃહસ્થે પંચમહાયજ્ઞ કરીને પોતાના મનને શુદ્ધ રાખવું, સત્ય બોલવું,કોઇની ઇર્ષા કરવી નહિ, દાન કરવું,બ્રાહ્મણોનો સત્કાર કરવો, પોતાના ઘરને વાળી ઝાડી, લીંપી, પાણી છાંટીને શુદ્ધ રાખવું;૭૧ અભિમાન રાખવું નહિ, સદા સરળ રહેવું, સ્નેહભરી વાણી બોલવી, અતિથિ તથા અભ્યાગત ઉપર પ્રીતિ રાખવી, દેવ, અતિથિ તથા માતાપિતા વગેરેને ભોજન કરાવ્યા પછી બાકી રહેલા અન્નનું ભોજન કરવું.૭૨ જે પુરુષ પોતાને ઘેર આવેલા અતિથિને (પાદ્ય) પગ ધોવા માટે પાણી, પૂજાને માટે અર્ઘ, બેસવા માટે આસન, સુવા માટે ખાટલો અથવા તો પથારી, દીવો, તથા ઉતારાને માટે ઘર આપે છે તેને ધાર્મિક જાણવો.૭૩ જે પુરુષ પ્રભાતમાં ઉઠી, આચમન કરી, ભોજનને માટે અતિથિને નિમંત્રણ કરે છે અને તેનો સત્કાર કરી વળાવવા માટે જે તેની પાછળ જાય છે તેને સનાતન ધર્મનો લાભ થાય છે.૭૪ ગૃહસ્થે રાતદિવસ શક્તિ પ્રમાણે પ્રથમ ત્રણેય વર્ણના અતિથિનો સત્કાર કરવો, તથા ત્રણેય વર્ણની સેવા કરવી એ શૂદ્રનો ધર્મ ધર્મશાસ્ત્રમાં કહ્યો છે.૭૫

હવે હું સર્વ પ્રાણીઓનું હિત કરનારો ગૃહસ્થોનો પ્રવૃત્તિરૂપ શુભ ધર્મ જે શાસ્ત્રમાં કહ્યો છે તે તને કહીશ.૭૬ નિત્ય શક્તિ પ્રમાણે દાન દેવું, નિત્ય શક્તિ પ્રમાણે યજ્ઞ કરવો, તથા નિત્ય કલ્યાણની ઇચ્છા રાખનારા પુરુષે પુષ્ટિનાં કર્મ પણ કરવાં.૭૭ ધર્મથી ધનને સંપાદન કરવું, અને ધર્મથી મેળવેલા ધનના મનુષ્યે પ્રયત્નપૂર્વક ત્રણ વિભાગ કરી પરમ ધર્મ કરવો.૭૮ ધનની ઇચ્છા રાખનારા પુરુષે ધનના એક ભાગમાંથી ધર્મ અને અર્થ સિદ્ધ કરવો, એક ભાગનો પોતાના સુખ (કામ)માં ઉપયોગ કરવો અને એક ભાગને વધારા તરીકે રાખી મૂકવો.૭૯

આપત્તિમાંથી મોક્ષને માટે–આ પ્રવૃત્તિરૂપ ધર્મથી ભિન્ન બીજો નિવૃત્તિરૂપ ધર્મ છે, જે ધર્મ મોક્ષકારક છે. હે દેવિ! હવે હું તને મોક્ષધર્મનું સ્વરૂપ કહું છું તે તું યથાર્થ

રીતે સાંભળ.૯૦ મોક્ષની ઇચ્છા રાખનારા પુરુષોએ સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખવી, એક ગામમાં કે નગરમાં નિત્ય વાસ કરવો નહિ, અને આશારૂપી પાશને તોડી નાખવી. મોક્ષની ઇચ્છા રાખનારાઓને માટે આ પ્રશંસારૂપ છે.૯૧ વળી મોક્ષની ઇચ્છાવાળા પુરુષોએ ઝુંપડી ઉપર આસક્તિ રાખવી નહિ, જળાશય ઉપર આસક્તિ રાખવી નહિ, વસ્ત્રમાં આસક્તિ રાખવી નહિ, આસન ઉપર આસક્તિ રાખવી નહિ, ત્રિદંડ ઉપર આસક્તિ રાખવી નહિ, પલંગ ઉપર આસક્તિ રાખવી નહિ, અગ્નિ ઉપર આસક્તિ રાખવી નહિ, તેમ ઘર સ્ત્રી ઉપર પણ આસક્તિ રાખવી નહિ;૯૨ આત્મજ્ઞાન ઉપર મન રાખવું, તેને વિશે જ મન રાખવું, તેમાં જ પરાયણ રહેવું, તથા સદા યોગ અને સાંખ્યનો પણ વિચાર કરવો;૯૩ નિત્ય વૃક્ષના મૂળમાં વાસ કરવો, ઉજડ ઘરમાં રહેવું, નદીના તીર ઉપર સુવું, અને નદીના તીર ઉપર રહેવાની ઇચ્છા કરવી;૯૪ દ્વિજે સર્વ પ્રકારના સંગોનો તથા સ્નેહનાં બંધનોનો ત્યાગ કરવો, અને આત્માને વિશેજ આત્માના સ્વરૂપથી આસક્તિ રાખવી;૯૫ સ્થંભની પેઠે સ્થિર રહેવું, નિરાહાર રહેવું. મોક્ષને માટે જે કર્મ કરવાનાં છે તે કર્મ કરીને જે પુરુષ સંસારનો ત્યાગ કરે છે તેને સનાતન ધર્મનો લાભ થાય છે.૯૬ સન્યાસીએ એક ઠેકાણે જ આસક્તિ રાખવી નહિ, તેમ એક જ ગામમાં રહેવું નહિ, તેમ એક નદીના તીર ઉપર પણ સુવું નહિ. આ રીતે વર્તવાથી સર્વ સંગથી મુક્ત એવો પુરુષ ઝટ સંસારમાંથી મુક્ત થાય છે.૯૭ સત્પુરુષોના સન્માર્ગરૂપ મોક્ષવેત્તાઓનો વેદોક્ત ધર્મ મેં તમને કહ્યો. જે પુરુષ આ માર્ગને અનુસરે છે તે પુરુષને મોક્ષ મળે છે.૯૮ कुटिचक, बहूदक, અને એ જાતના त्रिदंडी हंस परमहंस એ રીતે ચાર પ્રકારના સંન્યાસીઓ કહ્યા છે તેમાં પૂર્વ પૂર્વના કરતાં પછીનો ઉત્તમ છે.૯૯ પરમહંસના ધર્મ કરતાં કોઈ પણ ધર્મ ઉત્તમ નથી, કારણ કે તે આશ્રમમાં આત્માનું જ્ઞાન સંપાદન કરી શકાય છે. એટલા માટે જ પરમહંસના આશ્રમ કરતાં કોઇ આશ્રમ ઉતરતું, તેના સમાન અથવા તો તેનાથી શ્રેષ્ઠ નથી; અર્થાત્ સર્વ આશ્રમોનો તેને વિશે સમાવેશ થાય છે. એ દુઃખ અને સુખથી રહિત છે, શાંતિવાળું છે, અજર (ક્ષીણ ન થાય તેવું) છે, અમર છે, અને વિકારોથી રહિત છે.૯૦

ઉમા બોલ્યાં:—તમે મને સજ્જન પુરુષોએ આચરણ કરેલો ગૃહસ્થનો અને મોક્ષનો ધર્મ કહ્યો. આ બન્ને ધર્મ જીવલોકનું મહાન્ કલ્યાણ કરનારા છે.૯૧ હે ધર્મજ્ઞ! હવે મને ઋષિઓનો ધર્મ શ્રવણ કરવાની સ્પૃહા છે. તપોવનમાં રહેનારા ઋષિઓના ઉપર મને નિત્ય ભક્તિ ઉત્પન્ન થાય છે.૯૨ હે મહેશ્વર! ઋષિઓ અગ્નિમાં ઘીનો હોમ કરે છે, તેમાંથી સુગંધી ધુમાડો નિકળે છે તે જાણે તપોવનને ઘેરી લે છે. તેને જોઈને મારું મન સદાય પ્રસન્ન રહે છે.૯૩ હે દેવ! હે વિભો! હે સર્વ ધર્મના તત્ત્વને જાણનારા! હે દેવના દેવ! મુનિઓના ધર્મ વિશે મારા મનમાં એક સંદેહ છે માટે, હે મહાદેવ! આપ મને યથાર્થ રીતે મુનિઓના ધર્મ કહો.૯૪

શ્રી ભગવાન્ શંકર કહે છેઃ—હે કલ્યાણિ! મુનિઓનો ધર્મ સર્વ કરતાં ઉત્તમ છે તે ધર્મ હું તને કહીશ કે જે ધર્મનું આચરણ કરીને પોતાના તપથી તેઓ સિદ્ધિને પામ્યા છે.૯૫ હે ધર્મને જાણનારી મહા ભાગ્યવતી ઉમા! ફીણનું પાન કરનારા ફેનપ જાતિના ધર્માત્મા એવા ઉત્તમ ઋષિઓનો જે ધર્મ છે તે ધર્મને તું મારી પાસે આરંભથી સાંભળ.૯૬ પૂર્વે બ્રહ્માએ યજ્ઞમાં અમૃતનું પાન કર્યું હતું તે સમયે તે અમૃતનું પાન કરતાં જે બાકી તે રહ્યું હતું તે સ્વર્ગમાં ફેલાઈ ગયું હતું. તે બ્રહ્માએ પીધું હતું, તેથી અમૃત બ્રાહ્મ્ય કહેવાય છે.૯૭ તે બ્રાહ્મ્ય એવા ઉત્તમ અમૃતનાં ફીણનું જે ઋષિઓ પાન કરે છે તેઓને હે તપોધન! વિશુદ્ધ (પવિત્ર) એવા ફેનપ (ફીણ પીનારા) કહેવામાં આવે છે. તેઓ તે ફીણનું પાન કરીને ધર્મનું આચરણ કર્યા કરે છે. હવે વાલખિલ્યો નામના ઋષિઓના ગણો (ટોળાં)ના ધર્મમાર્ગને તું સાંભળ.૯૮ વાલખિલ્ય નામના ઋષિઓ જેઓ તપ કરીને સિદ્ધ થયેલા છે તેઓ સૂર્યના મંડળમાં રહે છે; તેઓ ઉંચ્છ વૃત્તિ પાળે છે; તેઓ પણ ધર્મજ્ઞ છે; પક્ષીની પેઠે એકએક દાણો વીણીને તેના ઉપર આજીવિકા કરે છે.૯૯ મૃગચર્મના અને ઝાડની છાલનાં વસ્ત્રો પેહરે છે, ચીર અને વલ્કલ ઓઢે છે; તેઓ સુખ તથા દુઃખથી રહિત છે, તપને ધન માને છે, અને સત્પુરુષોના માર્ગને અનુસરે છે;૧૦૦ તેઓનું પ્રત્યેકનું શરીર અંગુઠાના પર્વ જેવડું છે, તેઓ પોતપોતાના ધર્મનું આચરણ કરે છે; તેઓ તપની ઇચ્છા કરે છે અને ધર્મનું મહાન્ ફળ મેળવે છે;૧૦૧ તેઓ દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટે દેવતાઓને સહાયતા કરે છે, અને તપ કરીને તેઓએ પોતાનાં પાપો નાશ કર્યા છે, તથા તેઓ તપથી સર્વે દિશાઓને પ્રકાશમાન કરે છે.૧૦૨ તે વિના બીજા ચક્રચર નામના (ચક્રની પેઠે એક ઠેકાણે નહિ રહેનારા પણ ફરનારા) મહાત્મા ઋષિઓ છે. તેઓ પણ શુદ્ધ મનના, દયાધર્મમાં પરાયણ, પુણ્યશાળી અને સોમલોકમાં ફરનારા છે.૧૦૩ તેઓ પિતૃલોકની સમીપમાં રહે છે, અને વિધિપૂર્વક સોમના કિરણોનું પાન કરે

છે. કેટલાએક ઋષિઓ સંપ્રક્ષાલક નામના છે, જેઓ નિત્ય ભોજન જેટલું જ મેળવે છે, અને ભોજન કર્યા પછી પાત્રાદિકને ધોઈ નાખે છે, પરંતુ બીજા દિવસને માટે કંઈ પણ રાખતા નથી. કેટલાએક અશ્મકુટ્ટ નામના છે, તેઓ પત્થરથી ફળનો ભુકો કરીને ખાય છે. કેટલાએક દંતોલૂખલિક છે જેઓ દાંતનો ખાંડણિયા તરિકે ઉપયોગ કરે છે, એટલે દાંતથી ફળને ચાવીને ખાય છે.[૧૦૪] સોમપા એટલે ચંદ્રનાં કિરણોનું પાન કરનારા તથા ઉષ્ણપા એટલે સૂર્યનાં કિરણોનું પાન કરનારાઓ બીજા ઋષિઓ છે તેઓ સ્ત્રી સાથે છે અને ઇંદ્રિયોને નિયમમાં રાખનારા છે; તેઓ ઉંછવૃત્તિથી આજીવિકા કરે છે;[૧૦૫] તેઓ અગ્નિમાં ઘીની આહુતિ આપે છે, પિતૃઓનાં શ્રાદ્ધ કરે છે, પંચમહાયજ્ઞ કરે છે, તથા યજ્ઞાદિક ધર્મ પણ કરે છે.[૧૦૬] ચક્રની પેઠે ફરનારા એટલે એક ઠેકાણે નહિ રહેનારા પણ ફરતા ફરનારા ચક્રચર તથા દેવલોકમાં ફરનારા દેવલોકચર એવા બ્રાહ્મણો, હે દેવિ! નિત્ય ઋષિઓના ધર્મનું આચરણ કરે છે. એ બીજા ઋષિઓના જે ધર્મ છે તે ધર્મને પણ તું મારી પાસેથી સાંભળ.[૧૦૭] ઋષિઓના સર્વ ધર્મમાં ઋષિઓએ ઇંદ્રિયોને નિયમમાં રાખીને પોતાના આત્માને જાણવો, અને તે પછી કામ તથા ક્રોધને જીતવા, આવો મારો મત છે.[૧૦૮] વળી ઋષિઓએ અગ્નિહોત્રમાં ઘીનો હોમ કરવો, ધર્મનિમિત્ત યજ્ઞો કરવા, સોમયજ્ઞ કરવો, જ્ઞાન સંપાદન કરવું, તથા યજ્ઞમાં દક્ષિણા દેવી આ પાંચ કર્મ કરવાં.[૧૦૯] નિત્ય યજ્ઞકર્મ કરવાં, પિતૃઓનું પૂજન કરવામાં તથા ગૃહદેવોનું પૂજન કરવામાં પ્રીતિ રાખવી, ઉંછવૃત્તિથી મેળવેલાં અન્નવડે સર્વ અતિથિનો સત્કાર કરવો;[૧૧૦] ઉપભોગોથી વિરામ પામવું, ગાયના દુધમાંથી બનતા પદાર્થો ખાઇને શાંતિ રાખવી, ખુલ્લા પ્રદેશમાં સુવું, શાક તથા પાંદડાનું ભક્ષણ કરવું;[૧૧૧] ફળો અને કંદો ખાવા, વાયુનું, પાણીનું તથા સેવાળનું ભક્ષણ કરવું, આ સર્વ ઋષિઓના નિયમો છે કે જે નિયમોથી અજિત ગતિને ઋષિઓ જીતે છે.[૧૧૨] ઘરમાંથી ધુમાડો શાંત પડી જાય, સાંબેલાના ધ્વનિ પણ બંધ પડે, અગ્નિ ઠરી જાય, મનુષ્યો જમી રહે, વાસણોને ધોઇને ઉંધા પાડી દેવામાં આવે, અને સંન્યાસીઓ પણ ભિક્ષા લઇને ચાલ્યા જાય તે સમયે[૧૧૩] ઋષિએ અતિથિની વાટ જોવી, અને કોઇ પણ આવે નહિ ત્યારે સર્વના ભોજન કરતાં બાકી રહેલાં અન્નનું ભોજન કરવું, સત્યધર્મમાં પરાયણ રહેવું, શાંત રહેવું. આ રીતે વર્તનારા મુનિને ધર્મમાં લાભ થાય છે.[૧૧૪] જે અક્કડ ન હોય, જે અભિમાની ન હોય, જે અપ્રસન્ન ન હોય, જે ગર્વિષ્ઠ ન હોય, જે મિત્રને તથા શત્રુને સમાન જોનારો હોય, જે સર્વ ઉપર કરુણા રાખતો હોય, તેને ઉત્તમ ધર્મવેત્તા જાણવો.[૧૧૫]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां वर्णाश्रमना धर्म ए नामनो अध्याय १४१ मो समाप्त

## અધ્યાય ૧૪૨ મો

### વાનપ્રસ્થના તથા સંન્યાસીના ધર્મ

ઉમા પૂછે છેઃ—ફળવાળા, કંદમૂળવાળા પવિત્ર પ્રદેશોમાં સાવધાન થઈને, વ્રત પાલન કરનારા વાસો કરે છે.[૧] હે શંકર! હું તેઓનો પુણ્યકારક વિધિ શ્રવણ કરવા ઇચ્છું છું. હે દેવેશ! આ વાનપ્રસ્થાશ્રમીઓ પોતાના શરીરને પરિશ્રમ આપીને જીવિકા કરે છે.[૩]

મહેશ્વર કહે છેઃ—હે દેવિ! વાનપ્રસ્થોનો જે ધર્મ છે તે ધર્મ તું સ્થિર મનની થઇને સાંભળ, તથા એકમને સાંભળીને ધર્મમાં તારી બુદ્ધિ રાખ.[૪] નિયમો પાળીને સિદ્ધ થયેલા અને વનમાં વાસ કરનારા સાધુ વાનપ્રસ્થોએ કયાંકયાં કર્મ કરવાં જોઇએ તે તું સાંભળ.[૫] દિવસમાં ત્રણ સમય સ્નાન કરવું, પિતૃઓનું તર્પણ કરવું, દેવોનું પૂજન કરવું, અગ્નિહોત્રમાં હોમ કરવો, ઇષ્ટિઓ કરવી;[૬] શ્યામા વગેરે ઋષિધાન્યનો, ફળનો અને મૂળનો આહાર કરવો, ઇંગોડીઆના તથા એરડીનાં તેલનો ઉપયોગ કરવો;[૭] યોગનું સેવન કરવું, કામ તથા ક્રોધનો ત્યાગ કરવો, આખો દિવસ વીરાસન કરવું (એક સ્થળ ઉપર બેસી રહેવું) અથવા તો વીર સ્થાન એટલે વીર પુરુષથી પ્રવેશ થાય એવા મોટાં અરણ્યોમાં વાસ કરવો;[૮] યોગ સેવનારા વાનપ્રસ્થોએ ગ્રીષ્મ ઋતુમાં પંચાગ્નિનું સેવન કરવું, તથા મંડૂક નામના યોગને સેવવો. આ રીતે યોગ્યતા પ્રમાણે વાનપ્રસ્થના ધર્મનું આચરણ કરવું.[૯] વળી ધર્મમાં બુદ્ધિ રાખનારા વાનપ્રસ્થોએ નિત્ય વીરાસન વાળીને બેસી રહેવું, ખડક ઉપર કે સખ્ત ભૂમિપર શયન કરવું, તેમ ઠંડા પાણીમાં બેસી રહેવું, (વર્ષા કાળમાં) ખુલ્લા પ્રદેશમાં વરસાદ પડતો હોય ત્યાં સુઇ રહેવું, (ગ્રીષ્મ ઋતુમાં) પંચાગ્નિનું સેનન કરવું,[૧૦] પાણીનો તથા પવનનો આહાર કરવો, શેવાળનો આહાર કરવો, પત્થરથી ફળોને પાડી અથવા અનાજને પથ્થરથી ખાંડી દળી તેનું ભોજન કરવું, માત્ર દાંતે કાચું ખાવું, ઇંદ્રિયોને નિયમમાં રાખવી તથા નિત્યને નિત્ય ખાવા જેટલું અન્ન મેળવવું અને ખાધા પછી પાત્રને ધોઈ નાંખવું;[૧૧] ચીંથરાં તથા વલ્કલ વસ્ત્રોને શરીર ઉપર ધારણ કરવાં, મૃગચર્મ ઓઢવાં, સમયાનુસાર ધર્મને અનુસરીને વિધિપૂર્વક યાત્રા

કરવી;[१२] વનમાં જ નિત્ય રહેવું, વનમાં જ નિત્ય ભટકવું, વનમાં જ વસવું, વનને જ જોવું અને વનપર જ તેઓએ તો જીવવું, તેઓએ શિષ્ય જેમ ગુરુને ત્યાં રહે તેમ વનમાં વસવું.[१३] વાનપ્રસ્થોએ હોમ કરવા, પંચ મહાયજ્ઞો કરવા, વેદોક્ત પંચ મહાયજ્ઞો કરીને તેના શેષભાગનું ભોજન કરવું;[१४] આઠમને દિવસે યજ્ઞ કરવો, ચાતુર્માસ નામના યજ્ઞ કરવા, પૂર્ણિમાને દિવસે યજ્ઞ કરવા, નિત્ય અગ્નિહોત્રમાં હોમ કરવો;[१५] મુનિઓ સ્ત્રીઓનો ત્યાગ કરીને, સર્વ વિષયોનો ત્યાગ કરીને, તથા સર્વ પાપોનો ત્યાગ કરીને વનમાં ફરે છે તેમ તેઓએ રહેવું;[१६] જે મુનિઓ (વાનપ્રસ્થાશ્રમીઓ) નિત્ય સ્રુક્ રૂપી પાત્રને રાખે છે, આહવનીય આદિ ત્રણ અગ્નિનું યજન કરે છે, સન્માર્ગ ઉપર ચાલે છે તેઓ પરમ ગતિને પામે છે.[१७] સત્ય ધર્મનો આશ્રય કરનારા સિદ્ધો અને મુનિઓ (વાનપ્રસ્થાશ્રમીઓ) મહાપુણ્યપ્રદ એવા બ્રહ્મલોકમાં તથા સનાતન રહેનારા સોમલોકમાં જાય છે.[१८] હે દેવિ! મેં તને આ વાનપ્રસ્થનો કલ્યાણકારક ધર્મ વિસ્તારથી સ્થૂળ સ્થૂળ કહ્યો છે.[१९]

ઉમા બોલ્યાં:–હે ભગવન્! હે સર્વ ભૂતના ઇશ્વર! હે સર્વ પ્રાણીઓથી નમસ્કાર કરાતા! હવે તમે મને જ્ઞાની એવા મુનિઓના ધર્મો કહો.[२०] જ્ઞાનવડે સિદ્ધ થયેલા અને વનમાં રહેનારા, કેટલાએક મુનિઓ પોતાની ઇચ્છાનુસાર એકલા વિહાર કર્યા કરે છે ત્યારે કેટલાએક સ્ત્રીઓની સાથે નિવાસ કરે છે. તેઓનો ધર્મ કેવી રીતનો છે?[२१]

મહેશ્વર બોલ્યા:–હે દેવિ! તપસ્વી મુનિઓ પોતાની મરજી પ્રમાણે વિહાર કરે છે. તેઓ ભગવાં વસ્ત્ર પહેરે છે અને મસ્તક મુડાવે છે; તથા સ્ત્રીઓની સાથે વનમાં રહેનારા મુનિઓ રાત્રિએ એક ઠેકાણે રહે છે.[२२] (દિવસમાં) ત્રણ સમય તીર્થના જળમાં સ્નાન કરે છે, અગ્નિમાં હોમ કરે છે, ઋષિઓએ કહેલા મહાન્ ધર્મને પાળે છે, સમાધિ ચઢાવે છે, સત્પુરુષોને માર્ગે ચાલે છે, અને વેદ તથા શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ધર્માચરણ કરે છે.[२३] મેં તને પૂર્વે જે વનવાસીઓના ધર્મ કહ્યા છે તે ધર્મોને જો તેઓ પાળે છે તો તેઓ તપના ફળને મેળવે છે.[२४] જે મુનિઓ સ્ત્રીવાળા છે, પોતાની જ સ્ત્રીની સાથે રહીને ધર્માચરણ કરે છે, પોતાની સ્ત્રી ઉપર પ્રીતિવાળા છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા છે, શાસ્ત્રમાં કહેલા ધર્મનું આચરણ કરે છે, ઋતુકાળમાં જ પોતાની સ્ત્રીની પાસે જાય છે;[२५] આ પ્રમાણે ધર્મ પાળનારા મુનિઓને ઋષિઓએ કહેલા ધર્માચરણનું ફળ મળે છે. ધર્મને જ મુખ્ય જોનારા ઋષિઓએ શાસ્ત્રોક્ત નિષ્કામ ધર્મનું આચરણ કરવું, પરંતુ પોતાની કામનાથી બીજો કામ્ય ધર્મ સેવવો નહિ.[२६] જે પુરુષ સર્વ પ્રાણીઓને સારી રીતે અભય દક્ષિણા આપે છે તથા જે મન, વાણી અને કાયાથી હિંસા કરતો નથી તે ધર્મને પ્રાપ્ત કરે છે.[२७] જે પુરુષ સર્વ પ્રાણીઓ ઉપર દયા કરે છે, સર્વ પ્રાણીઓના તરફ દયાભાવથી વર્તે છે, સર્વ પ્રાણીઓને પોતાના આત્મારૂપ માને છે તેને ધર્મની પ્રાપ્તિ થાય છે.[२८] સર્વ વેદોનું સ્નાન કરીને અધ્યયન કરનાર તથા સર્વ પ્રાણીઓના તરફ દયાથી વર્તનાર, આ બન્ને સમાન ગણાય છે, અથવા તો વેદાધ્યયનના કરતાં દયાભાવ વધે છે.[२९] આર્જવને (સરળતાને) ઋષિઓ ધર્મ કહે છે, અને કુટિલતાને અધર્મ કહે છે. જે પુરુષ આર્જવ ધર્મવાળો છે તેને ધર્મનો લાભ થાય છે.[३०] જે પુરુષ આર્જવમાં પ્રીતિવાળો છે તે દેવની સમીપ રહે છે; તે માટે જેને ધર્મ સંપાદન કરવો હોય તેણે આર્જવને ધારણ કરવો.[३१] જે પુરુષ ક્ષમાશીલ, ઇંદ્રિયોનો નિગ્રહ કર્ત્તા, ક્રોધને જિતનારો, ધર્માચરણ કર્તા, હિંસાથી રહિત અને ધર્મ ઉપર નિત્ય પ્રીતિ રાખનારો હોય છે તે ધર્મને પ્રાપ્ત કરે છે.[३२] જે પુરુષ તંદ્રાથી રહિત હોય, ધર્માત્મા હોય, શક્તિ પ્રમાણે સન્માર્ગનો આશ્રય કરનારો હોય, સચ્ચરિત્રવાળો હોય અને જ્ઞાની હોય તે પુરુષ બ્રહ્મરૂપ થઈ શકે છે.[३३]

ઉમા બોલ્યાં:—હે દેવ! આશ્રમના ધર્મ ઉપર પ્રીતિવાળા, તપને ધન માનનારા તપસ્વીઓ કેવાં આચરણથી તેજસ્વી થાય છે?[३४] રાજાઓ, રાજાના પુત્રો, નિર્ધનો તથા મહાધનવાનો, હે ભગવન્! કયું કર્મ કરવાથી મહાન્ ફળને પામે છે?[३५] હે દેવ! વનમાં વસનારા ઋષિઓ કયું કર્મ કરીને નિત્ય (અક્ષય) એવા લોકમાં જાય છે અને ત્યાં દિવ્ય ચંદનથી શરીરને ચર્ચીને નિવાસ કરે છે?[३६] હે ત્રણ નેત્રવાળા! હે ત્રિપુરનો નાશ કરનારા! હે દેવ! તપશ્ચર્યાના સંબંધમાં મારો આ ઉત્તમ સંશય છે તે સંપૂર્ણ સંશયને તમે દૂર કરો.[३७]

મહેશ્વર બોલ્યા:–જે ઋષિઓ ઉપવાસ કરીને ઇંદ્રિયોને નિયમમાં રાખે છે, હિંસા કરતા નથી, સત્ય ભાષણ કરે છે તથા સારી રીતે સિદ્ધ થયેલા છે તેઓ આરોગ્ય રહે છે, અને મરણ પછી ગંધર્વોની સાથે આનંદ કરે છે.[३८] જે ધર્માત્મા પુરુષ દીક્ષા લઇને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે યથાન્યાયે મંડૂકયોગ નામના યોગને સેવે છે તે પુરુષ નાગોની સાથે આનંદ કરે છે.[३९] જે પુરુષ દીક્ષા લઇને મૃગના મુખમાંથી નિચે પડતાં ખડના કોળિયાને મૃગોની સાથે ખાય છે તે પુરુષ અમરાવતીમાં જાય છે.[४०] જે પુરુષ યોગની

દીક્ષા લઈને શીતયોગને સેવે છે અને શેવાળનું તથા ખરી પડેલા પાદડાંનું નિત્ય ભક્ષણ કરે છે તે પુરુષ પરમ ગતિને પામે છે.[૪૧] જે પુરુષ યોગની દીક્ષા લઈને વાયુનું, જળનું અથવા તો ફળનું કે મૂળનું ભક્ષણ કરે છે તે પુરુષ યક્ષોનો રાજા થઈને અપ્સરાઓનાં મંડળોની સાથે આનંદ કરે છે.[૪૨] જે પુરુષ ગ્રીષ્મ ઋતુમાં શાસ્ત્રોક્ત વિધિથી પંચાગ્નિને તાપવાનું બાર વર્ષ સુધી વ્રત કરે છે તે રાજા થાય છે.[૪૩] જે પુરુષ મૌન વ્રત લઈ બાર વર્ષ સુધી આહાર નિયમ પ્રમાણે ગ્રહણ કરે છે અથવા તો આહારનો ત્યાગ કરે છે અને પ્રયત્નથી જળના આહારનો પણ ત્યાગ કરે છે તે પુરુષ રાજા થાય છે.[૪૪] ખુલ્લાં પ્રદેશમાં બેસી રહી શુદ્ધ આકાશને જ વસ્ત્ર પ્રમાણે ઓઢી બાર વર્ષ સુધી દીક્ષા રાખી આનંદમાં રહે છે,[૪૫] અને અનશન વ્રતથી પોતાના દેહનો જે ત્યાગ કરે છે તે સ્વર્ગમાં સુખ ભોગવે છે. જે પુરુષ વર્ષાકાળમાં ખુલ્લા પ્રદેશમાં બેસી રહે છે, હે દેવિ! તે પુરુષને દિવ્ય મ્યાના, પાલખીઓ, પલંગો,[૪૬] મોટી કિંમતનાં અને ચંદ્રના જેવા શ્વેત રંગનાં ઘરો મળે છે. જે પુરુષ કોઈની પણ સહાયતા લીધા વગર પોતાના પરિશ્રમથી જ પોતાનું પોષણ કરે છે, નિયમોને પાળે છે, નિયમ પ્રમાણે ભોજન કરે છે,[૪૭] અને સમય ઉપર ઉપવાસ કરીને પોતાનો દેહ તજી દે છે તે સ્વર્ગમાં જાય છે. જે પુરુષ બાર વર્ષ સુધીની દીક્ષા લઈ જાતે જ પરિશ્રમ કરીને શરીરનો નિર્વાહ કરે છે,[૪૮] તથા મહાસાગરમાં પોતાનો દેહ તજી દે છે તે વરુણના લોકમાં જાય છે. જે પુરુષ બાર વર્ષ દીક્ષા લઈને પોતાની મેળે જ પોતાની સર્વ વ્યવસ્થા કરે છે[૪૯] અને પત્થરના પ્રહારથી પોતાના બન્ને ચરણોને ભેદી નાખે છે તે પુરુષ ગુહ્યકોને વિશે આનંદ કરે છે. જે પુરુષ પંડે પોતાના આત્માને યોગવડે સિદ્ધ કરે છે, સુખ તથા દુઃખનો અને સ્ત્રી વગેરે પરિગ્રહનો ત્યાગ કરે છે,[૫૦] આ પ્રમાણે બાર વર્ષ સુધી દીક્ષા લઈને જો ફરે છે તો તે સ્વર્ગ લોકમાં જ જાય છે, અને ત્યાં દેવોની સાથે આનંદ કરે છે.[૫૧] જે પુરુષ બાર વર્ષની દીક્ષા લઈ, કોઈની પણ સહાયતા લીધા વગર જાતે જ તપ કરે છે અને અગ્નિમાં પોતાના શરીરનો હોમ કરે છે તે અગ્નિના લોકમાં પૂજાય છે.[૫૨] હે દેવિ! જે બ્રાહ્મણ વ્રતની દીક્ષા લઈને નિયમોને પાળે છે, પોતાના મનનો આત્માને વિશે લય કરે છે, મમતાનો ત્યાગ કરે છે, ધર્માચરણની ઈચ્છા રાખે છે,[૫૩] અને બાર વર્ષ સુધીની દીક્ષા લઈ અગ્નિને વૃક્ષની શાખા ઉપર મુકીને અથવા તો પોતાના સ્કંધ(ખાંધ)પર લઈને ખુલ્લા શરીરથી વનમાં ચાલી નિકળે છે તે પુરુષ સ્વર્ગમાં જાય છે.[૫૪] જે પુરુષ નિત્ય દેહનો ત્યાગ કરનારા વીર પુરુષને માર્ગે મહાપ્રસ્થાન કરે છે, જે પુરુષ વીરાસન વાળવાપર પ્રીતિ રાખે છે, જે પુરુષ નિત્ય વીર પુરુષની પેઠે ઉભો રહે છે તે પુરુષ વીરની ગતિને પામે છે (સ્વર્ગમાં જાય છે),[૫૫] તે ઇંદ્રના લોકમાં જાય છે, તેની સર્વ કામનાઓ નિત્ય પૂર્ણ થાય છે, તેના ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થાય છે, તે દિવ્ય ચંદનવડે અલંકૃત રહે છે.[૫૬] વીર યોગનું સેવન કરનારો પુરુષ સદા વીરના લોકમાં જાય છે, અને ત્યાં સ્વર્ગમાં તે ધર્માત્મા પુરુષ દેવોની સાથે સુખમાં વાસ કરે છે.[૫૭] જે પુરુષ સત્ત્વગુણમાં સ્થિતિ કરે છે, સર્વનો ત્યાગ કરીને દીક્ષા ગ્રહણ કરે છે, નિયમમાં રહે છે, બાહ્ય તથા આંતર શુદ્ધિથી શુદ્ધ રહે છે, અને વીર પુરુષના માર્ગ પ્રતિ જાય છે એટલે મહાપ્રસ્થાન કરે છે તેને સનાતન લોકો મળે છે;[૫૮] તે પુરુષ ઈચ્છા પ્રમાણે ફરનારા વિમાનમાં બેસીને ઈચ્છાનુસાર વિહાર કરે છે. ઇંદ્રના લોકમાં જાય છે, અને ત્યાં દિવ્ય શોભાથી સંપન્ન થઈ, સર્વ પ્રકારના રોગથી રહિત થઈને આનંદ કરે છે.[૫૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'उमा-महेश्वरनो संवाद' ए नामनो अध्याय १४२ मो समाप्त

## અધ્યાય ૧૪૩ મો

### બ્રાહ્મણાદિ વર્ણ કેવી રીતે ઉતરતી જાતિમાં જન્મે અને ઉતરતી જાતિનો પુરુષ ઉત્તમ વર્ણમાં કેમ જન્મે તે વિશે

ઉમા પૂછે છેઃ–હે ભગવન્! હે ભગના નેત્રનો નાશ કરનારા! હે પુષાના દાંત પાડી નાખનારા! હે દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનારા! હે ત્રણ નેત્રવાળા! મને આ એક મોટો સંશય છે.[૧] ભગવાન્ બ્રહ્માએ પૂર્વે ચાર વર્ણોની ઘટના ઘડી છે, તેમાંથી (બ્રાહ્મણાદિ વૈશ્ય કેવાં કર્મ કરવાથી શૂદ્ર જાતિમાં અવતરે છે,[૨] વૈશ્ય કેવાં કર્મ કરવાથી ક્ષત્રિયની (અને બ્રાહ્મણની) જાતિમાં અવતરે છે, અને ક્ષત્રિય કેવાં કર્મ કરવાથી બ્રાહ્મણ જાતિમાં અવતરે છે. હે દેવ! પ્રતિલોમ ધર્મને કેવી રીતે ફેરવી શકાય?[૩] બ્રાહ્મણ કેવાં કર્મ કરવાથી શૂદ્રની જાતિમાં અવતરે છે? હે વિભો! ક્ષત્રિય કેવાં કર્મથી શૂદ્રપણાને પામે છે?[૪] હે દેવ! હે ભૂતના પતિ! હે નિર્દોષ! તમે મારો આ સંશય ટાળો. આ જગતમાં ક્ષત્રિયાદિક ત્રણ વર્ણો કેવી રીતે બ્રાહ્મણપણાને પામે છે?[૫]

મહેશ્વર બોલ્યાઃ–હે કલ્યાણિ દેવી! બ્રાહ્મણપણું દુર્લભ છે. બ્રાહ્મણ જાતિમાં, ક્ષત્રિય જાતિમાં, વૈશ્ય જાતિમાં તથા શૂદ્ર જાતિમાં જે જન્મ થાય છે તે નિસર્ગથી જ (સ્વાભાવિક રીતેજ) થાય છે, આવું મારું મત

છે.[૬] પાપકર્મ કર્યાથી સ્થાન ભ્રષ્ટ થવાય છે; માટે બ્રાહ્મણે ઉત્તમ વર્ણમાં જન્મ ધર્યા પછી અધર્મના કર્મથી પોતાનું રક્ષણ કરવું. (અર્થાત્ અધર્મનાં કૃત્યો કરવાં નહિ).[૭] ક્ષત્રિય અથવા તો વૈશ્ય જાતિનો પુરુષ બ્રાહ્મણના ધર્મમાં સ્થિતિ કરીને રહ્યો હોય, બ્રાહ્મણના ધર્મોનું આચરણ કરતો હોય, તો તે બીજા જન્મમાં બ્રાહ્મણ તરીકે જન્મે છે;[૮] જે બ્રાહ્મણ જાતિનો પુરુષ બ્રાહ્મણના ધર્મનો ત્યાગ કરીને ક્ષત્રિયના ધર્મને સેવે છે, તે બ્રાહ્મણની જાતિમાંથી ભ્રષ્ટ થઈ બીજા જન્મમાં ક્ષત્રિયની જાતિમાં જન્મે છે;[૯] જે બ્રાહ્મણ નિત્ય અલ્પ બુદ્ધિને લીધે લોભનો તથા મોહનો આશ્રય કરીને દુર્લભ એવાં બ્રાહ્મણપણાને પામ્યા છતાં પણ નિત્ય વૈશ્યનાં કર્મ કરે છે[૧૦] તે બ્રાહ્મણ વૈશ્યની જાતિમાં અવતરે છે. તેમ વૈશ્ય છતાં અલ્પ બુદ્ધિને લીધે શૂદ્રની જાતિનાં કર્મ વૈશ્ય કરે છે તો તે શૂદ્રપણાને પામે છે. તે પ્રમાણેજ બ્રાહ્મણ જો પોતાના ધર્મનો ત્યાગ કરે છે અને શૂદ્રના ધર્મને પાળે છે તો તે બીજે જન્મે શૂદ્રપણાને પામે છે.[૧૧] બ્રાહ્મણ જાતિનો પુરુષ શૂદ્રનાં કર્મ કરવાથી પોતાની જાતિમાંથી ભ્રષ્ટ થાય છે, જાતિમાંથી બહિષ્કૃત થાય છે, મરણ પછી નરકમાં પડે છે, તેને બ્રહ્મલોક મળતો નથી, અને મરણ પછી તે શૂદ્રની જાતિમાં અવતરે છે,[૧૨] હે મોટાં ભાગ્યવાળાં દેવિ! હે ધર્મચારિણિ! બ્રાહ્મણ, ક્ષત્રિય, અથવા તો વૈશ્ય જાતિનો પુરુષ પોતાના ધર્મકર્મનો ત્યાગ કરીને શૂદ્રનાં કર્મ કરે છે.[૧૩] તો તે પોતાની જાતિમાંથી ભ્રષ્ટ થાય છે, વર્ણસંકરપણાને પામે છે, અને તેવો બ્રાહ્મણ, કે ક્ષત્રિય કે વૈશ્ય બીજા જન્મમાં શૂદ્ર થઇને અવતરે છે.[૧૪] પરંતુ જે પુરુષને સ્વધર્મનું જ્ઞાન છે, જે જ્ઞાન તથા વિજ્ઞાનથી સંપન્ન છે, જે બહાર તથા અંદરથી પવિત્ર છે, ધર્મને જાણેછે, ધર્મમાં પરાયણ રહે છે, તે પુરૂષને ધર્માચરણનું ફળ મળે છે.[૧૫] હે દેવિ! બ્રહ્માએ આ એક બીજી વાર્તા કહી છે. તે, એ કે, ધર્મ મેળવવાની ઇચ્છાવાળા સત્પુરુષોએ આત્મજ્ઞાન સંપાદન કરવાને, આત્મસ્વરૂપને જાણવા માટે પ્રયત્ન કરવો.[૧૬] હે દેવિ! ઉગ્રજાતિના પુરુષનું (ક્ષત્રિય પુરુષથી શૂદ્ર જાતિની સ્ત્રીને પેટે થયેલી પ્રજાનું) અન્ન, અમુક ગણ (મંડળી કે કંપની)નું અન્ન, શ્રાદ્ધનું અન્ન, સૂતકીનું કે દુષ્ટ પુરુષનું અન્ન, તથા શૂદ્રનું અન્ન નિંદેલું છે; માટે તેઓનું અન્ન કોઈ પણ દિવસ ખાવુંજ નહિ.[૧૭] હે દેવિ! મોટા દેવતાઓ અને મહાત્માઓએ શૂદ્રનાં અન્નની સદાય નિંદા કરી છે. આ વિષયમાં પિતામહે પોતે પોતાના મુખથી કહ્યું છે તે ખરું છે, આવો મારો વિચાર છે.[૧૮] શૂદ્રનું અન્ન પેટમાં હોય અને જે બ્રાહ્મણ મરણ પામે તે અગ્નિહોત્રી હોય અથવા તો યજ્ઞ કરનારો હોય તોપણ બીજા જન્મમાં શૂદ્રની જાતિમાં અવતરે છે.[૧૯] શૂદ્રના અન્નનું ભોજન કરવાથી પેટમાં અન્નનો જે શેષ ભાગ રહે છે તેથી બ્રાહ્મણ બ્રાહ્મણની જાતિમાંથી ભ્રષ્ટ થાય છે, અને તે બીજા જન્મમાં શૂદ્રની જાતિમાં અવતરે છે, તેમાં વિચાર કરવા જેવું નથી.[૨૦] બ્રાહ્મણ મરણ પામે તે સમયે જેનું અન્ન પેટમાં પચતાં બાકી રહ્યું હોય તેની જાતિમાં તે અવતરે છે; તથા બ્રાહ્મણ જે જે જાતિનું અન્ન ખાય છે તે તે જાતિમાં તે અવતાર લે છે.[૨૧] જે પુરુષ દુર્લભ તથા શુભ એવા બ્રાહ્મણપણાને પામીને તેનો તિરસ્કાર કરે છે અને અભોજ્ય અન્નને ખાય છે, તે બ્રાહ્મણની જાતિમાંથી પડી જાય છે ( અર્થાત્ અધમ જાતિમાં અવતરે છે).[૨૨] બ્રાહ્મણ જાતિનો પુરુષ સુરાનું પાન કરે છે, બ્રહ્મહત્યા કરે છે, ક્ષુદ્ર કર્મ કરે છે, ચોરી કરે છે, વ્રતનો ભંગ કરે છે, અપવિત્ર રહે છે, પોતાનો સ્વાધ્યાય કરતો નથી, પાપ કર્મ કરે છે, લોભી રહે છે, કપટ કરે છે, શઠતા કરે છે,[૨૩] શાસ્ત્રોક્ત વ્રતો કરતો નથી, શૂદ્ર જાતિની સ્ત્રી સાથે વિવાહ કરે છે, કુંડ જાતિના પુરુષનું ભોજન કરે છે, સોમ નામની લતાને વેચે છે, હલકી જાતિના પુરુષની સેવા કરે છે, તેવો બ્રાહ્મણ બ્રાહ્મણની જાતિમાંથી ભ્રષ્ટ થાય છે.[૨૪] વળી બ્રાહ્મણ જાતિનો જે પુરુષ ગુરુની પત્ની સાથે ગમન કરે છે, ગુરુનો દ્રોહ કરે છે, ગુરુની નિંદામાં પ્રીતિ કરે છે, તેવો બ્રાહ્મણ વેદવેત્તા હોય તોપણ બ્રાહ્મણપણામાંથી ભ્રષ્ટ થાય છે.[૨૫] હે દેવિ! તેમ જ શુભ કર્મો કરવાથી શૂદ્ર બ્રાહ્મણપણાને (પોતાનાથી ચઢતી જાતિને) પામે છે, અને વૈશ્ય ક્ષત્રિયપણાને (અને બ્રાહ્મણપણાને પામે છે,[૨૬] શૂદ્ર જાતિનો પુરુષ શૂદ્રનાં સર્વ કર્મ યથાન્યાયે વિધિપૂર્વક કરે, પોતાથી ઉત્તમ વર્ણના પુરુષોની પ્રયત્નપૂર્વક સેવા કરે,[૨૭] અને સેવા કરતાં પોતાના મનમાં ખેદ પામે નહિ, નિત્ય સન્માર્ગમાં વર્તતો હોય, દેવોની અને બ્રાહ્મણોની નિત્ય સેવા કર્યા કરતો હોય, સર્વનો અતિથિ-સત્કાર કરતો હોય,[૨૮] ઋતુકાલમાંજ પોતાની સ્ત્રી સાથે ગમન કરતો હોય, સર્વ નિયમોને પાળતો હોય, ભોજન પણ નિયમ પ્રમાણેજ કરતો હોય, પંડે શુદ્ધ હોય, શુદ્ધ મનુષ્યોનો સંગ કરતો હોય, અતિથિ વિગેરેને ભોજન કરાવ્યા પછી શેષ અન્નનું ભોજન કરતો હોય,[૨૯] દેવોને ધર્યા વગરનાં વૃથામાંસનું ભોજન કરતો ન હોય, આવો શૂદ્ર બીજા જન્મમાં વૈશ્યની જાતિમાં અવતરે છે. વૈશ્ય જાતિનો પુરુષ સત્ય ભાષણ કરે, અહંકારથી બોલે નહિ, સુખ તથા દુઃખની દરકાર કરે નહિ, શાન્તિમાં પરાયણ રહે,[૩૦]

નિત્ય પાંચ મહાયજ્ઞો કરે, પોતાનો સ્વાધ્યાય કરવામાં પરાયણ રહે, બહારથી તથા અંદરથી પવિત્ર રહે, ઇંદ્રિયોને નિયમમાં રાખે, બ્રાહ્મણોનો સત્કાર કરે, સર્વ વર્ણોની સેવા કરે,[૩૧] ગૃહસ્થોનાં વ્રતો આચરે, બે વખત ભોજન કરે, દેવતા, અતિથિ વગેરેને ભોજન કરાવ્યા પછી બાકી રહેલા અન્નનું ભોજન કરે, પોતાના આહારનો વિજય કરે, કામનાનો ત્યાગ કરે, અહંકારથી વાત કરે નહિ,[૩૨] અગ્નિહોત્રની ઉપાસના કરે, શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે હોમ કરે, સર્વનો અતિથિસત્કાર કરે, અને સૌને ભોજન કરાવ્યા પછી બાકી વધેલા અન્નનું ભોજન કરે,[૩૩] ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આવસથ્ય આ ત્રણ અગ્નિની વેદના મંત્રોથી ઉપાસના કરે, તે વૈશ્ય જાતિનો પુરુષ ક્ષત્રિયના મોટા અને પવિત્ર કુલમાં જન્મે છે.[૩૪] આ રીતે વૈશ્ય જાતિનો પુરુષ ક્ષત્રિયની જાતિમાં જન્મે છે, અને તેને જન્મથી જ ક્ષત્રિયના સર્વ સંસ્કારો કરવામાં આવે છે તથા ઉપનયન સંસ્કારથી સંસ્કૃત થયા પછી તે વેદનાં વ્રતો પાળે છે, તો તે (બીજા જન્મમાં) સત્કાર પામે તેવો બ્રાહ્મણ જન્મે છે,[૩૫] જે ક્ષત્રિય દાન આપે છે, ઘણી દક્ષિણાવાળા મોટા ઉત્તમ યજ્ઞો કરે છે, વેદનું અધ્યયન કરીને સ્વર્ગની ઇચ્છા કરે છે, સદાય આહવનીય આદિ અગ્નિની ઉપાસના કરે છે,[૩૬] નિત્ય દુઃખી પુરુષોને દાન દે છે, પ્રજાનું નિત્ય ધર્મથી પાલન કરે છે, સત્ય ભાષણ કરે છે, સત્ય કર્મ કરે છે, જે લોકોને નિત્ય સુખકારક દર્શન દે છે,[૩૭] જે દંડનો ત્યાગ કરતો નથી તેમ જે દંડ દે છે તે ધર્મથી દે છે, ધર્મના કાર્યનો ઉપદેશ દે છે, જે ઉત્તમ કર્મ કરીને પોતાની પ્રજાને નિયમમાં રાખે છે, પ્રજાનું પાલન કરીને તેની પાસેથી છઠ્ઠો ભાગ લે છે,[૩૮] સ્વચ્છંદપણે વિષયોનો ઉપભોગ કરતો નથી, અર્થ સંપાદન કરવામાં કુશળ રહે છે, ધર્મમાં મન રાખે છે, સદા ઋતુમાં જ પોતાની સ્ત્રીને સેવે છે,[૩૯] સદા ઉપવાસ કરે છે, નિયમોને પાળે છે, સ્વાધ્યાયમાં પરાયણ રહે છે, બહારથી તથા અંદરથી પવિત્ર રહે છે, નિત્ય અગ્નિશાળામાં દર્ભાસન ઉપર સુવે છે,[૪૦] સર્વનું આતિથ્ય કરે છે, ધર્મનું, અર્થનું તથા કામનું નિત્ય સેવન કરે છે, સદા પ્રસન્ન મનનો રહે છે, અન્નની ઇચ્છાવાળા શૂદ્રોને 'અન્ન લ્યો' એમ કહીને નિત્ય અન્ન આપે છે,[૪૧] ધનની ઇચ્છાથી અથવા તો કામનાથી કોઈ પણ હલકું કામ કરતો નથી, પિતૃઓ, દેવતાઓ તથા અતિથિઓનો જે નિત્ય સત્કાર કરે છે,[૪૨] જે પોતાના ઘરમાં નિત્ય વિધિપૂર્વક ભોજન કરે છે, તથા જે ત્રણે કાળ યથાવિધિ અગ્નિમાં હોમ કરે છે,[૪૩] જે રણમાં ગાયના તથા બ્રાહ્મણના હિતને માટે સામો ચાલીને મરણ પામે છે, ત્રણ અગ્નિના મંત્રથી જેનું શરીર પવિત્ર રહે છે, આવો ક્ષત્રિય (બીજા જન્મમાં) બ્રાહ્મણ થાય છે.[૪૪] તે ધર્માત્મા ક્ષત્રિય પોતાનું કર્મ કરવાથી જ્ઞાન તથા વિજ્ઞાનથી સંપન્ન, ઉત્તમ સંસ્કારોથી સંસ્કૃત થયેલો, વેદોમાં પારંગત અને ધર્માત્મા એવો બ્રાહ્મણ થઇને અવતરે છે.[૪૫] હે દેવિ! ઉતરતી જાતિમાં અને કુલમાં જન્મેલો શૂદ્ર પણ ઉપર પ્રમાણે જ ઉત્તમ પ્રકારનાં કર્મ કરે છે તો તે પણ વેદ તથા શાસ્ત્રસંપન્ન અને સંસ્કારોથી સંસ્કૃત થયેલો દ્વિજ થઇ બીજા જન્મમાં અવતરે છે.[૪૬] પરંતુ બ્રાહ્મણ પણ જો દુરાચરવાળો હોય, સર્વ જાતિની સંકર જાતિના હાથનું ભોજન કરતો હોય, તો તે બીજા જન્મમાં બ્રાહ્મણપણાનો ત્યાગ કરીને તેવી જ શૂદ્ર જાતિમાં અવતરે છે.[૪૭] હે દેવિ! શૂદ્ર પણ જો પવિત્ર કર્મો કરીને શુદ્ધ મનનો થયો હોય, તથા તેણે ઇંદ્રિયોનો વિજય કર્યો હોય તો તેની પણ બ્રાહ્મણની પેઠે સેવા કરવી, આ રીતે બ્રહ્માએ પંડે કહ્યું છે.[૪૮] જે શૂદ્રમાં પણ ઉત્તમ પ્રકારનો સ્વભાવ તથા ઉત્તમ પ્રકારનાં કર્મ હોય, તેને બ્રાહ્મણના કરતાં પણ ઉત્તમ જાણવો, આવું મારું મત છે.[૪૯] યોનિ (ઉત્પત્તિઓનું કારણ), સંસ્કારો, શાસ્ત્રોનો અભ્યાસ તથા સંતતિ આ બ્રાહ્મણપણામાં કારણ નથી, પરંતુ આચાર જ કારણ છે.[૫૦] જગતમાં આ સર્વે બ્રાહ્મણો આ જન્મમાં સદાચારથી બ્રાહ્મણો થાય છે. શૂદ્ર પણ જો સદાચારથી વર્તે છે તો બીજા જન્મમાં બ્રાહ્મણપણાને પામે છે.[૫૧] હે સુંદર નિતંબવાળી સ્ત્રી! બ્રહ્મનો સ્વભાવ સર્વત્ર સમાન જ હોય છે, આવો મારો વિચાર છે; અને તે નિર્ગુણ તથા નિર્મળ એવું બ્રહ્મ જેને વિષે વાસ કરે છે, તેને બ્રાહ્મણ જાણવો.[૫૨] હે દેવિ! આ ચાર વર્ણનાં સ્થાનો તથા વિભાગો દેખાડ્યા છે, તે બધા પોતાનાં ઉત્પત્તિસ્થાન પ્રમાણે જાણવા અર્થાત્ બ્રાહ્મણાદિક જાતિમાંથી ઉત્પન્ન થયેલાને બ્રાહ્મણ જાણવા, અને તેઓ કર્માનુસાર બીજા જન્મમાં બ્રાહ્મણાદિક જાતિમાં અવતરે છે. આ રીતે પ્રજાને સરજતી વખતે વરદાન દેનારા બ્રહ્માએ પોતે કહ્યું છે.[૫૩] આ જગતમાં બ્રાહ્મણ એક મહાન્ છે. તે પગની માફક ચાલે છે. હે કલ્યાણિનિ! તે (બ્રાહ્મણરૂપ) ક્ષેત્રમાં જે કોઈ બીજને વાવે છે, તેને દાન દે છે, તેને બીજા જન્મમાં ઉત્તમ ફળ મળે છે.[૫૪] કલ્યાણની ઇચ્છા રાખનારા પુરુષે નિત્ય દેવતા, અતિથિ તથા પોષ્યવર્ગને ભોજન કરાવ્યા પછી શેષ અન્ન ખાવું, સન્માર્ગ ઉપર ચાલવું, અને પરબ્રહ્મના માર્ગનો આશ્રય કરવો,[૫૫] નિત્ય સંહિતાનો પાઠ કરવો, ગૃહસ્થાશ્રમ ધારણ કરીને ઘરમાં રહેવું, અને

નિત્ય પોતાનો સ્વાધ્યાય કરવો, પણ અધ્યાપન કરાવીને આજીવિકા કરવી નહિ.[૫૬] આ રીતે જે બ્રાહ્મણ સન્માર્ગ ઉપર રહીને સન્માર્ગને અનુસરે છે, અગ્નિહોત્રમાં હોમ કરે છે, તથા વેદનું અધ્યયન કરે છે, તે બ્રહ્મરૂપ થઈ શકે છે.[૫૭]

હે પવિત્ર હાસ્યવાળાં દેવિ! બ્રાહ્મણપણું મળ્યા પછી પુરુષે સાવધાન થઈને અધમ પુરુષોની સાથે સંબંધનો ત્યાગ કરીને, તથા કર્મ કરનાર પાસેથી દાન લઈને પોતાની રક્ષા કરવી.[૫૮] શૂદ્ર ધર્માચરણ કરવાથી કેવી કેવી રીતે બ્રાહ્મણ થાય છે, અને બ્રાહ્મણ પોતાના ધર્મનો ત્યાગ કરવાથી કેવી રીતે શૂદ્રની જાતિમાં અવતરે છે, એ ગુપ્ત વાત મેં તને આજ કહી છે.[૫૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'उमामहेश्वरनो संवाद' ए नामनो अध्याय १४३ मो समाप्त

## અધ્યાય ૧૪૪ મો

### સ્વર્ગગમનના સાધનો

ઉમા પૂછે છેઃ–હે ભગવન્! હે સર્વ ભૂતોના ઈશ! હે દેવોથી તથા અસુરોથી નમન કરેલા દેવ! હે વિભુ! મનુષ્યોને ધર્મનું તથા અધર્મનું કેવું ફળ મળે છે, તે વિશે મારો સંશય દૂર કરો.[૧] પુરુષ નિત્ય મનનાં, વાણીનાં, તથા કાયાનાં કર્મથી એમ ત્રણ પ્રકારનાં કર્મ રૂપી બંધનોથી બંધાય છે, અને તે બંધનોથી છૂટે પણ છે.[૨] મનુષ્યો કેવાં શીલથી, કેવાં વર્તનથી, કેવાં કર્મથી, કેવાં આચારોથી અને કેવા ગુણોથી સ્વર્ગમાં જાય છે?[૩]

મહેશ્વર કહે છેઃ–હે દેવિ! તું ધર્મનાં તત્વને જાણનારી છો, નિત્ય ધર્માચરણ કરો છો, દમમાં પ્રીતિવાળી છો. તારો આ પ્રશ્ન સર્વ પ્રાણીઓનું હિત કરનારો તથા બુદ્ધિને વધારનારો છે, તેનો ઉત્તર તું સાંભળ.[૪] જે પુરુષો સત્ય ધર્મ ઉપર પ્રીતિવાળા છે, સંત છે, સર્વ આશ્રમોનાં ચિન્હોથી રહિત છે, ધર્મથી મળેલા ધનનો ઉપભોગ કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૫] જેઓના સંશય છિન્ન (નષ્ટ) થયા છે, જેઓ પ્રલયનાં તથા ઉત્પત્તિનાં તત્વને જાણે છે, જેઓ સર્વજ્ઞ છે, જેઓ સર્વદર્શી છે, તેઓ ધર્મનાં કે અધર્મનાં આચરણથી બંધાતા નથી.[૬] જે રાગ(ઇચ્છા)થી રહિત છે, તેઓ કર્મનાં બંધનોથી છૂટા થાય છે. જેઓ મનથી, વાણીથી, તથા કાયાથી કોઈની પણ હિંસા કરતા નથી,[૭] તેમ જેઓ કોઈ પણ વિષયોમાં બંધાતાં નથી, તેઓ કોઈપણ કર્મથી બંધાતા નથી. જેઓ કોઈના પણ પ્રાણ લેવાની ઇચ્છાથી વિરક્ત છે, જેઓ શીલવાન્ છે, જેઓ દયાળુ છે,[૮] જેઓ શત્રુઓને અને મિત્રોને સમાન ગણે છે, જેઓ ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા છે, જેઓ સર્વ પ્રાણીઓ ઉપર દયાળુ છે, જેઓ સર્વ પ્રાણીઓના વિશ્વાસને પાત્ર છે, તેઓ કર્મના બંધનથી મુક્ત રહે છે.[૯] જેઓએ હિંસાના કર્મનો ત્યાગ કર્યો છે, તથા જેઓનો આચાર સમ છે, તે મનુષ્યો સ્વર્ગમાં જાય છે. વળી જે પુરુષો પરાયા ધન ઉપર નિત્ય મમતા વિનાના હોય છે, જેઓ નિત્ય પરદારાનો ત્યાગ કરનારા છે,[૧૦] જેઓ ધર્માચરણથી મળેલા અન્નનો આહાર કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે. વળી માતાની પેઠે, બેનની પેઠે, તથા પુત્રીની પેઠે નિત્ય જેઓ[૧૧] પરદારા સાથે વર્તે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે. વળી જે પુરુષો કદી પણ ચોરી કરતા નથી અને નિત્ય પોતાના ધન ઉપર સંતોષ રાખે છે,[૧૨] અને પોતાના ભાગ્ય ઉપર આજીવિકા કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે. વળી જે પુરુષો પોતાની સ્ત્રી ઉપર જ પ્રીતિ રાખે છે, જેઓ ઋતુકાલમાં જ પોતાની સ્ત્રી સાથે ગમન કરે છે,[૧૩] અને જેઓ ગ્રામ્ય સુખનો ઉપભોગ કરતા નથી, તે પુરુષો સ્વર્ગમાં જાય છે. જે પુરુષો પરસ્ત્રીઓનાં પ્રસંગમાં પોતાનાં લોચન નિત્ય બંધ રાખે છે (અર્થાત્ પરસ્ત્રી પ્રતિ દૃષ્ટિ પણ કરતા નથી),[૧૪] જે પુરુષો ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, તથા જેઓ શીલપરાયણ રહે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે. આ માર્ગ દેવોએ નિર્માણ કર્યો છે, અને પુરુષોએ સદાય સેવવા યોગ્ય છે.[૧૫] દેવોએ આ માર્ગને રાગ તથા દ્વેષ વગરનાને માટે નિર્માણ કર્યો છે; તે સદા સમજુ મનુષ્યોએ સેવવા યોગ્ય છે.[૧૬] વળી આ માર્ગમાં દાન, ધર્મ તથા તપ પણ છે, તથા શીલ, શૌચ અને દયાવાળો છે, માટે સ્વર્ગની ઇચ્છા રાખનારા પુરુષોએ આ માર્ગને નિત્ય આજીવિકા માટે અથવા ધર્મને માટે સેવવો યોગ્ય છે, અને આથી વિરુદ્ધ માર્ગને સેવવો યોગ્ય નથી.[૧૭]

ઉમા પૂછે છેઃ–હે નિર્દોષ દેવ! હે ભૂતપતિ! કેવી વાણી બોલવાથી મનુષ્ય બંધાય છે, અને કેવી વાણી બોલવાથી મનુષ્ય છૂટે છે, તે વાણી તમે મને કહો.[૧૮]

મહેશ્વર કહે છેઃ–જે પુરુષો પોતાને માટે કે પારકાને માટે અથવા કટાક્ષમાં કે હાસ્ય કરતી વખતે અસત્ય ભાષણ કરતા નથી, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૯] જે પુરુષો આજીવિકા માટે, કે ધર્મને માટે, અથવા તો કામનાને માટે અસત્ય ભાષણ કરતા નથી, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૨૦] જે પુરુષો કોમળ, દુઃખ નહિ ઉપજાવનારી અને પાપી વિચારોથી રહિત અને મધુર વાણીથી મનુષ્યોનું સ્વાગત કરે છે, તે પુરુષો

સ્વર્ગમાં જાય છે.[૨૧] જે પુરુષો કઠોર ભાષણ કરતા નથી, કટુ ભાષણ કરતા નથી તથા નિષ્ઠુર ભાષણ કરતા નથી, વળી જે પુરુષો પિશુનતાના (ક્રૂરતાના) દોષથી મુક્ત છે, તે સત્ પુરુષો સ્વર્ગમાં જાય છે.[૨૨] જે પુરુષો મિત્રોમાં ભેદ ઉપજાવનારી ઠગારી વાણી બોલતા નથી પરંતુ સત્ય વાણી બોલે છે, અને મિત્રતાવાળી વાણી બોલે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૨૩] જે પુરુષો તીક્ષ્ણતાનો ત્યાગ કરે છે, પારકાનો દ્રોહ કરતા નથી, તથા સર્વ પ્રાણીઓના ઉપર સમાનભાવ રાખે છે, અને ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૨૪] જે પુરુષો શઠતાવાળી વાણી બોલતા નથી, જેઓ વિરુદ્ધ વાણીનો ત્યાગ કરે છે, તથા જેઓ સૌમ્ય વાણી બોલે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૨૫] જે પુરુષો ક્રોધ કરીને હૃદયને વિદારનારી વાણી બોલતા નથી, ક્રોધી થયેલા છતાં પણ સામનાં વચનો બોલે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૨૬] હે દેવિ! આ સત્યગુણથી ભરેલી વાણીનો શુભ માર્ગ વિદ્વાન્ પુરુષોએ સદાય સેવવો, અને વાણીના દુરુપયોગરૂપી અસત્ય માર્ગનો નિત્ય ત્યાગ કરવો.[૨૭]

ઉમા પૂછે છેઃ-હે મહાભાગ! હે દેવના દેવ! હે પિનાક ધનુષને ધારણ કરનારા! મનુષ્ય જે માનસિક કર્મથી બંધાતો હોય, તે માનસિક કર્મ મને કહો.[૨૮]

મહેશ્વર કહે છેઃ-હે કલ્યાણિ! માનસિક ધર્મથી યુક્ત થયેલા પુરુષો એટલે કે વિચાર કરવાની શક્તિવાળા પુરુષો, નિત્ય કેવી રીતે સ્વર્ગમાં જાય છે, તે હું તને કહું છું તે તું મારી પાસેથી સાંભળ.[૨૯] હે શુભવદના! મનને દુષ્ટ માર્ગ ઉપર પ્રેરવામાં આવે છે તો તે દુષ્ટ વિચારોથી દોરાઈ જાય છે, અને તેથી પુરુષ બંધાય છે, તે વિષે તું સાંભળ.[૩૦] નિર્જન વનમાં કે એકાંતમાં પુરુષોએ પારકાં ધનને મૂકેલું દીઠું હોય છતાં મનથી પણ તેને લેવાની ઇચ્છા કરતા નથી, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૩૧] ગામમાં, ઘરમાં અથવા તો નિર્જન સ્થાનમાં પારકું ધન હોય, તેને જે પુરુષો કદી પણ લેવાની ઇચ્છા કરતા નથી, તે પુરુષો નિત્ય સ્વર્ગમાં જાય છે.[૩૨] તે પ્રમાણે જ જે પુરુષો એકાંતમાં રહેનારી પારકી સ્ત્રીઓ, જેઓ કામાતુર હોય તેઓની મનથી પણ ઇચ્છા કરતા નથી, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૩૩] જે પુરુષો શત્રુને તથા મિત્રને ભેટતી વખતે સમાન મનથી સેવે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૩૪] જે પુરુષોએ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે, દયાળુ છે, પવિત્ર છે, સત્ય પ્રતિજ્ઞાવાળા છે, અને પોતાના ધનથી સંતોષ માને છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૩૫] જેઓ કોઈની સાથે વેર કરતા નથી, જેઓ કોઇને પીડા કરતા નથી, જેઓના મનમાં નિત્ય મિત્રતાના ગુણો વાસ કરે છે, અને જેઓ નિત્ય સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૩૬] જે પુરુષો શ્રદ્ધાળુ છે, દયાળુ છે, સ્વચ્છ છે, સ્વચ્છ પુરુષો ઉપર પ્રીતિવાળા છે, અને નિત્ય ધર્મ તથા અધર્મને જાણનારા છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૩૭] હે દેવિ! જે પુરુષો શુભ કર્મનાં તથા અશુભ કર્મનાં ફળોનાં પરિપાકને જાણે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૩૮] જે પુરુષો ન્યાયી છે, ગુણી છે, સદા દેવતાઓ અને બ્રાહ્મણોની સેવા કરે છે, તથા ઉત્તમ કર્મ કરવા માટે તત્પર રહે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૩૯] હે દેવિ! જેઓ શુભ કર્મ કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે, એ વાત મેં તને કહી સંભળાવી. હવે બીજી કઈ વાત સાંભળવાની ઇચ્છા રાખો છો?[૪૦]

ઉમા કહે છેઃ-હે મહેશ્વર! મને મનુષ્યોના આયુષ્યને માટે મોટો સંશય છે, તે માટે તમે મને આજે કુશળતાથી તેના વિષે કહેવાને યોગ્ય છો.[૪૧] હે પ્રભુ! પુરુષ કયું કર્મ કરીને લાંબુ આયુષ્ય મેળવે છે? તથા કયું તપ કરીને, હે દેવેશ! પુરુષ લાંબુ આયુષ્ય મેળવે છે?[૪૨] પૃથ્વી ઉપર કયું કર્મ કરીને ક્ષીણ આયુષ્ય થાય છે? હે દેવ! હે પવિત્ર! કર્મોના વિપાકો કહેવાને આપ યોગ્ય છો.[૪૩] કેટલાએક મોટા ભાગ્યવાળા છે, તો કેટલાએક મંદ ભાગ્યવાળા છે, કેટલાએક અકુલીન છે, તો કેટલાએક કુલીન છે;[૪૪] કેટલાએક મનુષ્યો જોવા ગમે નહિ તેવા હોય છે, તો કેટલાએક કાષ્ઠના હોય તેવા જડ લાગે છે, તો કેટલાંએક મનુષ્યો જોતાંનેવાર દર્શનને પ્રિય લાગે છે;[૪૫] કેટલાએક દુષ્ટ બુદ્ધિવાળા જોવામાં આવે છે, તો કેટલાએક પંડિતો જોવામાં આવે છે; કેટલાએક મોટા વિદ્વાન્ જોવામાં આવે છે, અને કેટલાએક જ્ઞાન તથા વિજ્ઞાનવાળા જોવામાં આવે છે;[૪૬] હે દેવ! કેટલાએક થોડા દુઃખવાળા, અને કેટલાએક મોટી પીડાવાળા જોવામાં આવે છે; તે માટે, હે દેવ! તેનું કારણ તમે મને કહો.[૪૭]

મહેશ્વર કહે છેઃ-હે દેવિ! આ મર્ત્ય લોકમાં સર્વે મનુષ્યો પોતાનાં કર્મનાં ફળને કેવી રીતે ભોગવે છે, તે હું તને કહું છું.[૪૮] જે મનુષ્ય સામા મનુષ્યનો પ્રાણ હરવા માટે ભયંકર થઈ પડે છે, સદા હાથમાં દંડ લઈને ઉગામ્યા કરે છે, નિત્ય શસ્ત્રોને ઉગામ્યા કરે છે, નિત્ય પ્રાણીઓની હિંસા કર્યા કરે છે,[૪૯] દયાથી રહિત છે, સર્વ પ્રાણીઓને નિત્ય ઉદ્વેગ ઉત્પન્ન કરે છે, અત્યંત નિર્દય છે, કીડા, કીડીઓ વગેરે જેવાને પણ શરણ લેવા યોગ્ય હોતો નથી;[૫૦] હે દેવિ! જે પુરુષ ઉપર કહ્યા પ્રમાણે હોય છે, તે પુરુષ નરકમાં પડે

છે; પરંતુ તેનાથી વિપરીત ગુણવાળો પુરુષ બીજા જન્મમાં ધર્માત્મા તથા રૂપવાન્ જન્મે છે.[૫૧] હે દેવિ! પાપકર્મ કરનારો પુરુષ બીજા જન્મમાં વધ કરવા યોગ્ય અને હિંસા ઉપર પ્રીતિવાળો થાય છે, સર્વ પ્રાણીઓને અપ્રીતિપાત્ર થઈ પડે છે તથા અલ્પ આયુષ્યનો થાય છે.[૫૨] અહિંસા કરનારો પુરુષ સ્વર્ગમાં જાય છે; અને હિંસા કરનારો પુરુષ નરકમાં પડે છે અને ત્યાં નરકમાં ભયંકર અને દુઃખકારક નરકની પીડાને ભોગવે છે;[૫૩] અને જે પુરુષ તે નરકમાંથી કદાચિત્ તરી જાય છે અને મનુષ્યનો અવતાર ધારણ કરે છે તો તે જન્મમાં તે અલ્પ આયુષ્યનો થાય છે.[૫૪] હે દેવિ! જે પુરુષ પાપકર્મ કરતો હોય, જેની હિંસામાં પ્રીતિ હોય, તે પુરુષ જગતમાં સર્વ પ્રાણીઓને અપ્રિય થઈ પડે છે, અને તેનું અલ્પાયુષ થાય છે.[૫૫]* પરંતુ જે પુરુષ શુદ્ધ કુળમાં જન્મેલો હોય છે, જે પ્રાણીઓની હિંસા કરતો નથી, જેણે શસ્ત્રોનો તથા દંડોનો ત્યાગ કર્યો હોય છે, જે કોઈ પણ દિવસ બીજાની હિંસા કરતો નથી,[૫૬] જે પુરુષ કોઈ પણ દિવસ બીજાની હિંસા કરાવતો નથી, જાતે હિંસા કરતો નથી, તેમ હિંસા કરનારને અનુમોદન પણ આપતો નથી; જેમ પોતાના આત્મા ઉપર પ્રીતિ રાખે છે તેમ બીજાં સર્વ પ્રાણીઓના ઉપર પણ પ્રીતિ રાખે છે;[૫૭] હે દેવિ! આવો ઉત્તમ પુરુષ દેવપણાને પામે છે, તથા હર્ષની સાથે પ્રાપ્ત થયેલાં સુખોને અને ભોગોને ભોગવે છે;[૫૮] અને તે પુરુષને કદાચ મનુષ્યનો જન્મ મળે તો તે જન્મમાં દીર્ઘાયુષ્ય ભોગવે છે અને સુખને પામે છે.[૫૯] આ માર્ગ લાંબું આયુષ્ય ભોગવનારા, સદાચારસંપન્ન, અને ઉત્તમ કર્મ કરનારા પુરુષોનો છે, અને જેમાં પ્રાણીઓની હિંસા નથી, એવો આ માર્ગ બ્રહ્માએ કહ્યો છે.[૬૦]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'उमा महेश्वरनो संवाद' ऐ नामनो अध्याय १४४ मो समाप्त

## અધ્યાય ૧૪૫ મો

### સ્વર્ગગમનનાં સાધનો (ચાલુ)

ઉમા પૂછે છેઃ-કેવા શીલવાળો, કેવા આચારવાળો તથા કેવાં કર્મ કરનારો પુરુષ સ્વર્ગમાં જાય છે, તથા કેવું દાન દેવાથી પુરુષ સ્વર્ગમાં જાય છે.[૧]

મહેશ્વર કહે છેઃ-દાન દેનારો, બ્રાહ્મણોનો સત્કાર કરનારો; ગરીબોને, દુઃખીઓને, કૃપણોને ભક્ષ્ય, ભોજ્ય, અન્ન તથા પાન આપનારો, વસ્ત્રો આપનારો;[૨] આશ્રયસ્થાન, સભાસ્થાનો, કુવાઓ, પરબો, તળાવડીઓ વગેરે બંધાવનારો; નિત્યનાં સર્વપ્રકારનાં દાન આપનારો, લોકોને તેની ઇચ્છા પ્રમાણે આપનારો;[૩] આસન, શયન, યાન, ઘર, રત્નો, ધન, સર્વજાતનાં ધાન્યો, ગામો, ક્ષેત્રો, સ્ત્રીઓ,[૪] વગેરેનું જે પુરુષ મનમાં અત્યંત પ્રસન્ન થઇને નિત્ય દાન કરે છે તે પુરુષ, હે દેવિ! દેવલોકમાં દેવતા થઇને અવતરે છે.[૫] ત્યાં ઘણા સમય સુધી રહી, સર્વોત્તમ ભોગોને ભોગવીને અપ્સરાઓની સાથે આનંદથી નંદનાદિક વનોમાં વિહાર કરે છે.[૬] હે દેવિ! પુણ્ય પૂર્ણ થઈ રહ્યા પછી સ્વર્ગલોકમાંથી આ મનુષ્યના લોકમાં મોટા ભોગ ભોગવનારાના કુળમાં તે જન્મે છે, અને ત્યાં ધનથી તથા ધાન્યથી સંપન્ન રહે છે;[૭] મનુષ્યજન્મમાં ઇચ્છવા યોગ્ય સર્વ ગુણોથી સંપન્ન રહે છે, હર્ષથી ભરપૂર રહે છે, મોટા વૈભવોને ભોગવે છે, મોટા ધનના ભંડારવાળો તથા ધનાઢ્ય થાય છે.[૮] હે દેવિ! આ મોટા ભાગ્યવાળા પુરુષો દાન દેનારા હોય છે, એમ બ્રહ્માએ પૂર્વે કહ્યું છે, અને તેઓને જોઇને સર્વે પ્રસન્ન થાય છે.[૯] પરંતુ, હે દેવિ! જે પુરુષો દાન દેવામાં કૃપણ હોય છે, તેમની પાસે બ્રાહ્મણો યાચના કરે છે, અને તેઓની પાસે ધન હોય છે, છતાં પણ તે મૂર્ખ પુરુષો આપતા નથી.[૧૦] ગરીબ, આંધળા, કૃપણ, ભિક્ષુક અને અતિથિઓને જુવે છે અને તેઓ તેની પાસે યાચના કરે છે, તોપણ જીભના લોભથી લોલુપ થયેલા કૃપણ પુરુષો તેઓને દાન દેતા નથી, પરંતુ પોતાના જિહ્વારસને પૂર્ણ કરે છે.[૧૧] કૃપણ પુરુષો ગરીબોને ધનો, વસ્ત્રો, ભોગો, સુવર્ણ, ગાયો, અને ભાતભાતનાં અન્નો વગેરે કોઈ પણ દિવસ આપતા નથી.[૧૨] હે દેવિ! જે પુરુષો કોઇપણ દિવસ દાન દેતા નથી, લોભી છે, નાસ્તિક છે, ને દાનરહિત છે, આવા બુદ્ધિહીન પુરુષો મરણ પછી નરકમાં પડે છે.[૧૩] તે અલ્પબુદ્ધિવાળા પુરુષો કાળના ફેરફારને લીધે જ્યારે મનુષ્યની જાતિમાં જન્મે છે ત્યારે નિર્ધનના કુળમાં જન્મે છે.[૧૪] તે જન્મમાં ક્ષુધા તથા પિપાસાથી પીડાય છે, સર્વે લોકો તેનો પોતાના મંડળમાંથી બહિષ્કાર કરે છે, તેઓ સર્વ જાતના ભોગ ભોગવવાને માટે નિરાશ રહે છે, અને અધર્મ આચરણથી આજીવિકા કરે છે,[૧૫] અથવા તો થોડા વૈભવવાળા કુળમાં જન્મે છે, અને ત્યાં અલ્પભોગ ભોગવે છે. હે દેવિ! આવાં કર્મ કરવાથી મનુષ્યો નિર્ધન થાય છે.[૧૬] અભિમાની, માની, તથા પાપકર્મ કરવામાં પરાયણ રહેનારા જે અલ્પબુદ્ધિવાળા પુરુષો આસન આપવા યોગ્ય પુરુષને બેસવા માટે આસન આપતા નથી,[૧૭]

* કેટલાક શ્લોકો આ સંવાદમાં પુનરુક્ત જેવા છે, તેમાંનો આ એક શ્લોક છે.

માર્ગ આપવા યોગ્ય પુરુષને જે અલ્પબુદ્ધિવાળાઓ માર્ગ આપતા નથી, પાદ્ય આપવા યોગ્ય પુરુષને જે અલ્પબુદ્ધિવાળા મનુષ્યો પાદ્ય આપતા નથી,[૧૮] અર્ઘ આપવા યોગ્ય પુરુષને શાસ્ત્રોક્ત વિધિથી સત્કાર કરીને અર્ઘ આપતા નથી, આચમન આપવા યોગ્ય પુરુષોને જે અલ્પબુદ્ધિવાળા પુરુષો વિધિપૂર્વક સત્કાર કરીને આચમન આપતા નથી;[૧૯] ગુરુ સામા આવતા હોય તો પ્રેમથી પિતાની પેઠે તેનો સત્કાર કરતા નથી, અભિમાનને લીધે લોભને વશ રહે છે;[૨૦] સારી રીતે માન આપવા યોગ્ય પુરુષોનું અપમાન કરે છે, વૃદ્ધ પુરુષોનો પરાભવ કરે છે, હે દેવિ! આ સર્વે પુરુષો નરકમાં પડે છે.[૨૧] તેવા પુરુષો કદાચ ઘણાં વર્ષોએ નરકમાંથી બહાર નિકળે છે, તો તેઓ નિંદિત કુળમાં જન્મે છે.[૨૨] ગુરુઓનું તથા વૃદ્ધોનું અપમાન કરનારા પુરુષો શ્વપા, પુલ્કસ વગેરે નીચ જાતના તથા બુદ્ધિહીન પુરુષોના કુળોમાં જન્મે છે.[૨૩] પરંતુ જે પુરુષ ગર્વિષ્ઠ કે અભિમાની નથી, દેવ અને બ્રાહ્મણની પૂજા કરે છે, લોકોમાં પૂજ્ય છે, સર્વને નમસ્કાર કરે છે, વિશ્વાસપાત્ર છે, મધુર વચનો બોલે છે,[૨૪] સર્વ વર્ણોમાં પ્રિય હોય છે, સર્વ પ્રાણીઓનું સદાય હિત કરનારો છે, કોઇનો દ્વેષ કરતો નથી, પ્રસન્ન મુખવાળો છે, જે શ્લક્ષ્ણ (નરમ સ્વભાવવાળો) છે, સદાય સ્નેહભરી વાણી બોલે છે,[૨૫] સર્વ મનુષ્યોનો સ્વાગતથી સત્કાર કરે છે, યથોચિત સત્કારપૂર્વક સર્વનું પૂજન કરે છે (સત્કાર કરે છે),[૨૬] માર્ગ આપવા યોગ્ય પુરુષોને માર્ગ આપે છે, ગુરુની ગુરુ (પિતાની) પેઠે પૂજા કરે છે, અતિથિઓનો સત્કાર કરવામાં પરાયણ રહે છે, અભ્યાગતોની પૂજા કરે છે,[૨૭] હે દેવિ! આવા ગુણવાળો પુરુષ સ્વર્ગમાં જાય છે અને ત્યાંથી મનુષ્યની જાતિમાં અવતરે છે ત્યારે ઉત્તમ કુળમાં જન્મે છે.[૨૮] ત્યાં આગળ મોટ મોટા વૈભવો ભોગવે છે, સર્વ પ્રકારનાં રત્નો (ઉત્તમ પદાર્થો) તેને મળે છે, યોગ્ય પુરુષોને યોગ્યતા પ્રમાણે દાન આપે છે, ધર્માચરણમાં પરાયણ રહે છે.[૨૯] સર્વ પ્રાણીઓમાં માનીતો થઈ પડે છે, સર્વે મનુષ્યો તેને નમસ્કાર કરે છે, અને તે પુરુષ પંડે જ સદાય પોતાનાં કર્મનાં ફળોને પામે છે.[૩૦] ધર્માચરણ કરનારો પુરુષ ઉત્તમ કુળ, ઉત્તમ જાતિ અને ઉત્તમ કુટુંબમાં જ નિત્ય જન્મે છે. આ ધર્માચરણ કરનારા પુરુષોનો ધર્મ મેં તને કહ્યો. તે બ્રહ્માએ પોતે જ કહ્યો છે.[૩૧] જે પુરુષનો આચાર ભયંકર હોય છે, જે પુરુષ સર્વ પ્રાણીઓને ભયંકર થઈ પડે છે, જે પોતાના હાથથી, પગથી, દોરીથી, લાકડીથી,[૩૨] માટીના ઢેફાંથી, થાંભલાથી, અથવા તો હથીઆરોથી, હે શોભના! પ્રાણીઓને પીડા કરે છે, કપટનાં કર્મ કરવામાં કુશળ હોય છે, તથા હિંસા કરવા માટે પ્રાણીઓને ઉદ્વિગ્ન કરાવે છે,[૩૩] સદા પ્રાણીઓના ઉપર હલ્લો કરે છે, પ્રાણીઓને ઉદ્વિગ્ન કરે છે, તે શીલવાળો પુરુષ મરણ પછી નરકમાં પડે છે.[૩૪] તે પુરુષ કાળના ફેરફારથી જો મનુષ્યની જાતિમાં અવતરે છે તો તે ઘણા દુઃખોથી દુઃખી થતાં અધમ કુળમાં અવતરે છે.[૩૫] તે પુરુષો પોતે કરેલાં પાપકર્મનાં ફળોને લીધે, હે દેવિ! મનુષ્યોમાં, તેના કુટુંબીઓમાં તથા સંબંધીઓમાં પણ દ્વેષપાત્ર થાય છે, અને અધમ ગણાય છે.[૩૬] પુણ્યવાન્ પુરુષ સર્વ પ્રાણીઓના તરફ દયાની દૃષ્ટિથી જુવે છે, મિત્રની દૃષ્ટિ રાખે છે, સર્વની સાથે પિતાની પેઠે વર્તે છે, કોઈની પણ સાથે વૈર રાખતો નથી, પોતાની ઇંદ્રિયોને નિયમમાં રાખે છે,[૩૭] પ્રાણીઓને ઉદ્વિગ્ન કરતો નથી, તેઓનો નાશ કરતો નથી, પોતાના હાથ તથા ચરણોને સારી પેઠે નિયમમાં રાખે છે (અર્થાત્ હાથથી કે ચરણથી કોઈની હિંસા કરતો નથી), સર્વ પ્રાણીઓનો વિશ્વાસપાત્ર હોય છે,[૩૮] દોરીથી, લાકડીથી, માટીનાં ઢેફાંથી, અથવા તો હથિયારથી પ્રાણીઓને દુઃખી કરતો નથી, મૃદુ કર્મ કરે છે, દયાપરાયણ રહે છે,[૩૯] આવા શીલ તથા સદાચારવાળો પુરુષ સ્વર્ગમાં દેવતા થાય છે, અને ત્યાં દિવ્ય ભવનમાં દેવની પેઠે હર્ષથી વાસ કરે છે.[૪૦] પુણ્યકર્મનો ક્ષય થઈ ગયા પછી તે મનુષ્યલોકમાં મનુષ્ય થઇને અવતરે છે, અને ત્યાં તે પીડારહિત થઇને, નીરોગી રહીને સુખમાં આયુષ્ય ગાળે છે,[૪૧] સુખ ભોગવે છે, દુઃખરહિત થાય છે, તથા સદા ઉદ્વેગતાથી પણ રહિત થાય છે. હે દેવિ! આ સત્પુરુષોનો માર્ગ છે, અને આ માર્ગમાં કોઇપણ જાતની પીડા નથી.[૪૨]

ઉમા પૂછે છેઃ–કેટલાએક મનુષ્યો ઊહાપોહમાં કુશળ, જ્ઞાનવિજ્ઞાનથી સંપન્ન, બુદ્ધિમાન્ તથા વ્યવહારકુશળ જણાય છે.[૪૩] પણ બીજા પુરુષો દુષ્ટ બુદ્ધિવાળા, જ્ઞાનવિજ્ઞાન વિનાના જોવામાં આવે છે; તે પુરુષો કેવાં કર્મ કરવાથી બુદ્ધિમાન્ થાય છે?[૪૪] હે વિરૂપાક્ષ! મનુષ્યની બુદ્ધિ અલ્પ થવાનું કારણ શું છે? મારો આ સંશય તમે કાપો. કારણ કે તમે સર્વ ધર્મને જાણનારાઓમાં શ્રેષ્ઠ છો.[૪૫] હે દેવ! કેટલાક પુરુષો જન્મથી જ આંધળા હોય છે, કેટલાક પુરુષો રોગાતુર હોય છે અને કેટલાએક પુરુષો નપુંસક જોવામાં આવે છે, તેનું કારણ કહો.[૪૬]

મહેશ્વર કહે છેઃ–હે દેવિ! વેદવેત્તા, સિદ્ધ, અને ધર્મવેત્તા એવા બ્રાહ્મણોને પ્રતિ દિવસ કુશળ પુરુષો

કુશળ સમાચાર પૂછ્યા કરે છે,૪૭ અને અશુભ કર્મ તજી દઇને શુભ કર્મ કરે છે; તેઓ આ લોકમાં સુખ ભોગવે છે, અને મરણ પછી પરલોકમાં જાય છે;૪૮ અને તે મનુષ્યલોકમાં જન્મે છે ત્યારે વિદ્વાન્ થઇને અવતરે છે, તથા તેઓ શાસ્ત્રનું અધ્યયન કરે છે, અને તેને અનુસરીને વર્તે છે, તેથી તેમનું કલ્યાણ થાય છે.૪૯ પરંતુ જે પુરુષો પરસ્ત્રીઓ ઉપર દુષ્ટ દૃષ્ટિ કરે છે, તે પુરુષો તે દુષ્ટ સ્વભાવને લીધે આંધળા થઈ અવતરે છે.૫૦ જે પુરુષો દુષ્ટ મનથી સ્ત્રીને નગ્ન સ્થિતિમાં જુવે છે, તે દુષ્ટ કર્મ કરનારા પુરુષો આ જગતમાં રોગાતુર જન્મે છે.૫૧ જે પુરુષો મૂર્ખતાથી દુરાચાર કરે છે, પશુ વિગેરેની યોનિમાં મૈથુન કરે છે, તથા પુરુષો સાથે મૈથુન કરે છે, તે અત્યંત દુષ્ટ બુદ્ધિવાળા પુરુષો બીજા જન્મમાં નપુંસક થઇને અવતરે છે.૫૨ જે પુરુષો પશુની હત્યા કરે છે, જે પુરુષો ગુરુની પત્ની સાથે વ્યભિચાર કરે છે, અને જેઓ વર્ણસંકર જાતિની સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે, તે પુરુષો બીજા જન્મમાં નપુંસક થઇને અવતરે છે.૫૩

ઉમા પૂછે છેઃ-હે દેવશ્રેષ્ઠ! આ જગતમાં દોષવાળાં કર્મ કયાં છે, અને દોષ રહિત કર્મ કયાં છે? તેમાં કયાં કર્મ કરવાથી મનુષ્ય કલ્યાણને મેળવે છે?૫૪

મહેશ્વર બોલ્યાઃ-હે દેવિ! જે પુરુષ સદા કલ્યાણના માર્ગની ઇચ્છા કર્યા કરે છે, બ્રાહ્મણોને તેના વિષે પ્રશ્ન પૂછ્યા કરે છે, ધર્મને શોધ્યા કરે છે, અને ઉત્તમ ગુણ કર્મ કરવાની ઇચ્છા કરે છે, તે મનુષ્ય સ્વર્ગમાં જાય છે.૫૫ હે દેવિ! ઉપર કહેલ ગુણવાળો પુરુષ કદાચ મનુષ્યપણાને પ્રાપ્ત થાય છે તો તે ઘણું કરીને બુદ્ધિમાન્ અને ધારણાવાળો થાય છે.૫૬ હે દેવિ! આ સત્પુરુષોનો ધર્મ તારે કલ્યાણ કરનારો માનવો, અને મેં તને લોકોનાં કલ્યાણને માટે કહ્યો છે.૫૭

ઉમા બોલ્યાંઃ-કેટલાએક થોડી બુદ્ધિના પુરુષો ધર્મનો દ્વેષ કરે છે, અને વેદવેત્તા બ્રાહ્મણોની પાસે જવાની ઇચ્છા કરતા નથી;૫૮ કેટલાએક પુરુષો વ્રત પાળે છે, શ્રદ્ધાવાળા હોય છે, અને ધર્મમાં પરાયણ રહે છે, ત્યારે કેટલાએક પુરુષો વૃત્તિરહિત, નિયમથી ભ્રષ્ટ અને રાક્ષસના સમાન હોય છે;૫૯ કેટલાએક પુરુષો યજ્ઞ કરનારા હોય છે, ત્યારે કેટલાએક પુરુષો બીલકુલ હોમ કરતા નથી. હે દેવ! ઉપર કહેલા પુરુષો કેવા કર્મના વિપાકથી થાય છે, તે મને કહો.૬૦

મહેશ્વર કહે છેઃ-લોકોના ધર્મની મર્યાદા માટે વેદ તથા શાસ્ત્રો છે, અને તે મર્યાદા સર્વને માટે નિર્માણ કરવામાં આવી છે. દૃઢતાથી વ્રતને પાળનારા પુરુષો શાસ્ત્રમાં કહેલા પ્રમાણ પ્રમાણે વર્તતા આપણે જોઇએ છીએ.૬૧ પરંતુ મોહને જ વશ થયેલા પુરુષો અધર્મને ધર્મ કહે છે, વ્રતોને પાળતા નથી, મર્યાદાનું ઉલ્લંઘન કરે છે; તેવાઓને બ્રહ્મરાક્ષસ કહ્યા છે.૬૨ તેવા પુરુષો કદાચિત્ કાળના ઉદ્યોગથી મનુષ્ય-જાતિમાં અવતરે છે તો તેઓ હોમ કરતા નથી તેમ વષટ્કાર પણ કરતા નથી, પરંતુ અધમ જીવતર ગાળે છે.૬૩ હે દેવિ! મેં તારો સંશય કાઢવા માટે ધર્મ-વાળા મનુષ્યોનું કુશળ કરનારો તથા અધર્મીઓનું અકુશળ કરનારો ધર્મરૂપી સર્વ સાગર તારી પાસે વિસ્તારથી કહ્યો.૬૪

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'उमा-महेश्वर' ए नामनो अध्याय १४९ मो समाप्त

## અધ્યાય ૧૪૬ મો
### સ્ત્રીઓના ધર્મ

નારદ કહે છેઃ-ઉપર પ્રમાણે કહ્યા પછી મહાદેવ પ્રભુને પંડને સ્ત્રીઓના ધર્મ સાંભળવાની ઇચ્છા થવાથી પોતાને અનુકૂળ રહેનારાં અને પોતાની પડખે બેઠેલાં પ્રિય ભાર્યા ઉમાને કહેવા લાગ્યાઃ-૧

મહેશ્વર બોલ્યાઃ-હે ભૂત તથા ભવિષ્યને જાણનારી! હે ધર્મને જાણનારી! હે તપોવનનાં નિવાસ કરનારી! હે સાધ્વી! હે સુંદર ભ્રુકુટીવાળી સ્ત્રી! હે કેશના સુંદર છેડાવાળી! હે હિમાચલની પુત્રી!૨ હે સુંદર અવયવોવાળી! હે દક્ષ (ચતુર સ્ત્રી)! હે શમ તથા દમથી યુક્ત (સ્ત્રી)! હે મમતા વગરની સ્ત્રી! હે ધર્મા-ચરણવાળી! હું તને મારી ઇચ્છિત વાત પૂછું છું, તેનો તું મને ઉત્તર આપ.૩ બ્રહ્માની સ્ત્રી સાવિત્રી છે; કૌશિકની સાધ્વી સ્ત્રી સતી શચી છે, માર્કંડેયની ધૂમોર્ણા છે, કુબેરની ઋદ્ધિ છે,૪ વરુણની ગૌરી છે, સૂર્યની સુવર્ચલા છે, ચંદ્રની રોહિણી છે, અને અગ્નિની સાધ્વી સ્વાહા નામની સ્ત્રી છે,૫ અને કશ્યપની અદિતિ છે. આ સર્વે સ્ત્રીઓ પોતાના પતિને દેવતા સમાન માને છે, ને હે દેવિ! તેં તે સર્વેની નિત્ય સેવા કરી છે અને તેઓને પ્રશ્નો પણ પૂછ્યા છે;૬ તે માટે, હે ધર્મને જાણનારી! હે ધર્મને કહેનારી ઉમા! હું તને જ પ્રશ્ન કરું છું, અને તારી પાસેથી આરંભથી ઉદાહરણ સહિત સ્ત્રીઓના ધર્મ સાંભળવાની ઇચ્છા રાખું છું.૭ તું મારી સાથે ધર્માચરણ કરનારી છો, તારું શીલ પણ મારા જેવું છે, તારાં વ્રત મારા વ્રત જેવાં છે, તારું બળ તથા પરાક્રમ પણ મારા જેવું છે, વળી તેં

પ્રચંડ તપ કર્યું છે.૮ હે દેવિ! માટે તું જો સ્ત્રીઓના ધર્મ કહે તો સ્ત્રીધર્મ તેથી વિશેષે કરીને ગુણવાન્ થશે અને તારે લીધે જગતમાં પણ તે પ્રમાણુ થઈ પડશે.૯ કારણ તે સ્ત્રીજનની ઉત્તમ ગતિનો આધાર સ્ત્રીઓ જ છે (અર્થાત્ સ્ત્રીઓનું કહેવું સ્ત્રીઓને વિશેષ પ્રમાણ થઈ પડે છે). હે સુનિતંબવાળી! પૃથ્વીપર આ જ પ્રકાર પરંપરાથી ચાલ્યો આવે છે.૧૦ મારા શરીરનો અર્ધ-ભાગ તારા શરીરના અર્ધ ભાગથી નિર્માણ કરવામાં આવ્યો છે. વળી તું દેવોનું કાર્ય કરનારી છો, અને લોકને સંતાનવાળાં કરનારી છો.૧૧ હે કલ્યાણિ! સનાતન કાળથી ચાલતો આવેલો સર્વ સ્ત્રીધર્મ તને સારી રીતે જાણીતો છે, તે માટે તું મને વિસ્તારથી પોતાનો ધર્મ કહે.૧૨

ઉમા બોલ્યાં:-હે ભગવન્! હે સર્વ ભૂતોના ઈશ્વર! હે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં ઉત્તમ એવા દેવ! તારા પ્રભાવથી આ મારી વાણી પ્રતિભાવાળી થાય છે.૧૩ હે દેવેશ! સર્વ તીર્થોનાં જલથી ભરેલી આ સર્વ નદીઓ તારાં ચરણનો સ્પર્શ કરવા માટે તારી પાસે આવે છે.૧૪ હું એ સર્વ નદીઓની સાથે અનુક્રમથી સલાહ કરીશ (પૂછી જોઇશ), ને પછી સ્ત્રીઓના ધર્મ કહીશ. જે પુરુષ સમર્થ હોવા છતાં પણ અભિમાની હોતો નથી, તે જ પુરુષ કહેવાય છે.૧૫ હે ભૂતપતિ! સ્ત્રીઓ હંમેશાં સ્ત્રીઓને જ અનુસરે છે; માટે હું આ શ્રેષ્ઠ નદીઓનું, તેમની સાથે મન્ત્ર (વિચાર, મસલત) કરીને, સન્માન કરું છું.૧૬ આ સરસ્વતી નામની પવિત્ર અને સર્વ નદીઓમાં ઉત્તમ નદી છે. તે સર્વ નદીઓમાં પ્રથમ નદી ગણાય છે અને તે સાગરમાં મળે છે.૧૭ તે ઉપરાંત વિપાશા, વિતસ્તા, ચન્દ્રભાગા, ઇરાવતી, શતદ્રુ, દેવિકા, સિંધુ, કૌશિકી, ગૌતમી, વગેરે નદીઓ છે.૧૮ વળી આ ગંગા નદી દેવોની નદી છે, તેમાં સર્વે તીર્થોનો વાસ છે. એ નદી આકાશમાંથી પૃથ્વી ઉપર ઉતરી છે, અને સર્વ નદીઓમાં શ્રેષ્ઠ ગણાય છે.૧૯

દેવના દેવ શંકરનાં પત્ની, સર્વ ધર્મવંતોમાં શ્રેષ્ઠ ઉમાએ, આ પ્રમાણે શંકરને કહ્યા પછી, મુખ મલકાવીને તે સર્વ નદીઓને પોતાની પાસે બોલાવી.૨૦ અને ધર્મ જેને વહાલો છે, એવાં શંકરની મહિષી (પટરાણી) ઉમાદેવી, સ્ત્રીધર્મમાં કુશળ એવી ગંગા વગેરે મોટી નદીઓને પૂછવા લાગ્યાં.૨૧

ઉમા બોલ્યાં:-ભગવાન્ શંકરે સ્ત્રીઓના ધર્મ વિશે મને પ્રશ્ન પૂછ્યો છે, માટે તમારી સાથે સ્ત્રીધર્મનો વિચાર કરીને પછી હું શંકરને કહેવાની ઇચ્છા કરું છું.૨૨ હે સમુદ્રમાં મળનારી નદીઓ! આ પૃથ્વી ઉપર અથવા તો સ્વર્ગમાં એકથી જ સાધ્ય હોય એવું વિજ્ઞાન હું જોતી નથી, તેથી હું તમારી સલાહ લેવાની ઇચ્છા રાખું છું.૨૩

ઉપર પ્રમાણે પુણ્યતમા અને કલ્યાણકારિણી સર્વે ઉત્તમ નદીઓને સ્ત્રીધર્મ વિશે ઉમાએ પૂછ્યું, અને પછી દેવ નદી ગંગાને સત્કાર કરીને તેને પણ સ્ત્રીધર્મ વિશે પ્રશ્ન કર્યો.૨૪ શૈલરાજ (હિમાચલ)ની પુત્રી દેવી(ઉમા)ને ઘણા પ્રકારની બુદ્ધિથી ઉજ્જ્વળ દેખાતાં, સ્ત્રીઓના ધર્મને જાણનારાં, પવિત્ર હાસ્યવાળાં, પુણ્યરૂપ, પાપ ને ભયનો નાશ કરનારાં,૨૫ બુદ્ધિવડે વિનયથી ભરેલાં, સર્વ ધર્મોમાં કુશળ, મહા બુદ્ધિમતી એવાં ગંગા મંદ મંદ હસતાં કહેવા લાગ્યાં.૨૬

ગંગા બોલ્યાં:-હે ધર્મપરાયણ નિર્દોષ દેવિ! હું મને પોતાને ધન્ય માનું છું કે, તેં મને (આવો પ્રશ્ન કરીને અનુગ્રહિત કરી છે (મારાપર કૃપા કરી છે); કારણ કે સર્વ જગતમાં માન્ય એવી તેં મને એક નદીને માન આપ્યું છે.૨૭ જે પુરુષ પોતે સર્વ જાણતો હોય તોપણ બીજાને પૂછે છે તથા માન આપે છે અને પોતે શુદ્ધ હૃદયનો હોય છે, તે પુરુષ જ જગતમાં પંડિત કહેવાય છે.૨૮ જે પુરુષ જ્ઞાન તથા વિજ્ઞાનથી સંપન્ન હોય, ઉહાપોહ કરવામાં કુશળ હોય, અને પ્રવચન કરતા હોય તેવા બીજા પુરુષોની જે પુરુષ સલાહ લે છે, તે પુરુષ જગતમાં આપદા પામતો નથી,૨૯ પરંતુ ઉલટું તે બહુ બુદ્ધિવાળો પુરુષ સભામાં (યોગ્ય જ) વાકય ઉચ્ચારે છે. તેનાથી ઉલટી રીતે ચાલતો, કોઇની સલાહ ન લેનારો, બહુ બુદ્ધિવાળો પણ અહંકારી પુરુષ નિર્બલ વચનો બોલે છે.૩૦ હે દિવ્ય જ્ઞાનવાળાં! હે સ્વર્ગમાં શ્રેષ્ઠ! હે દિવ્ય પુણ્યની સાથે જ જન્મેલાં દેવિ! તું જ અમને સ્ત્રીઓના ધર્મ કહેવાને યોગ્ય છો.૩૧

ઉપર પ્રમાણે ગંગાએ દેવી ઉમાની તેનાં ઘણા ગુણો ગાઇને આરાધના કરી; એટલે સુરસુંદરી એવાં ઉમા સંપૂર્ણ સ્ત્રીધર્મ કહેવા લાગ્યાં.૩૨

ઉમા બોલ્યાં:-હું જે પ્રમાણે સ્ત્રીઓના ધર્મને જાણું છું, તે પ્રમાણે હું વિધિ પ્રમાણે તને કહીશ. તું શ્રદ્ધાળુ થા. (અને તે સાંભળ)!૩૩ વિવાહમાં કન્યાનાં માતા, પિતા, ભાઈ વગેરે બંધુઓ પ્રથમ સ્ત્રીઓના ધર્મનો ઉપદેશ કરે છે અને સ્ત્રી અગ્નિની સમીપમાં ભર્તારની સહધર્મચારિણી થાય છે.૩૪ સ્ત્રીએ પોતાનો સ્વભાવ સારો રાખવો જોઇએ, સુંદર વચનો બોલવાં જોઇએ, સારું વર્તન રાખવું જોઇએ, સુંદર દેખાવ રાખવો જોઇએ, એક પતિને વિશે જ ચિત્ત રાખવું જોઇએ, પ્રસન્ન મુખ

રાખવું જોઇએ, પતિની સાથે રહીને ધર્માચરણ કરવું જોઇએ.૩૫ જે સાધ્વી સ્ત્રી પોતાના ભર્તારને જ નિત્ય દેવતા તરીકે જોયા કરે છે, તે સ્ત્રી ધર્મપરાયણ રહે છે, તે સ્ત્રી ધર્મની ભાગિણી ગણાય છે.૩૬ જે સ્ત્રી પોતાના પતિની દેવની પેઠે સેવા અને પરિચર્યા કરે છે, પતિ સિવાય બીજા ઉપર ભાવ (ભક્તિ) રાખતી નથી, નિત્ય પ્રસન્ન મનથી રહે છે, ઉત્તમ આચરણવાળી હોય છે, તેનો દેખાવ સુખકારક હોય છે.૩૭ જે પુત્રના મુખની પેઠે નિત્ય ભર્તારના મુખને જોયા કરે છે, તથા જે પતિવ્રતા સ્ત્રીની પ્રમાણે ભોજન કરે છે, તે સાધ્વી સ્ત્રીને ધર્મચારિણી જાણવી.૩૮ જે નારી, સ્ત્રીએ અને પુરુષે એક સાથે રહીને ઉત્તમ ધર્મ આચરવો જોઇએ, આ રીતના દંપતીનાં ધર્મ સાંભળીને ધર્મમાં પરાયણ રહે છે, તે પોતાના ભર્તારની પેઠે પોતે પણ વર્તે છે.૩૯ નિત્ય પોતાના ભર્તારને દેવની પેઠે જોનારી સ્ત્રીને પ્રતિવ્રતા જાણવી. આ દંપતીનો (સ્ત્રી તથા પુરુષનો) ઉત્તમ ધર્મ છે.૪૦ જે સ્ત્રી પોતાના ભર્તારની દેવની પેઠે સેવા તથા પરિચર્યા કરે છે, તે સ્ત્રી વશીકરણના મંત્ર વગર પોતાના પતિને વશ કરે છે; વળી જે સ્ત્રી પ્રસન્ન મનથી રહે છે, સારી રીતે વર્તે છે, સુખકારક દેખાવ રાખે છે, પતિ સિવાય બીજે મન રાખતી નથી, મુખને પ્રસન્ન રાખે છે, તે સ્ત્રીને ધર્મચારિણી જાણવી.૪૧ પતિએ કઠોર વચનો કહ્યાં હોય, દુષ્ટ નેત્રથી તેની સામે દૃષ્ટિ કરી હોય, તો પણ જે સ્ત્રી પોતાના મુખને પ્રસન્ન રાખે છે તે નારીને પતિવ્રતા જાણવી.૪૨ જે સ્ત્રી પોતાના પતિ વિના ચન્દ્રને, સૂર્યને તથા પુલિંગ જાતિના વૃક્ષને પણ જોતી નથી, તે સુંદર સ્ત્રીને ધર્મચારિણી જાણવી.૪૩ જે સ્ત્રી પોતાના દરિદ્રી, વ્યાધિવાળા, દીન, અને પંથથી દુર્બળ થઈ ગયેલા પતિની પુત્રની પેઠે સેવા કરે છે, તે નારીને ધર્મચારિણી જાણવી.૪૪ જે નારી ઉત્તમ નિયમ પાળતી હોય, કાર્ય કરવામાં કુશળ હોય, પુત્રવાળી હોય, પતિ ઉપર પ્રીતિવાળી હોય, અને પોતાના પતિને પ્રાણ સમાન માનતી હોય તે નારીને ધર્મભાગિની જાણવી.૪૫ જે નારી સદા પ્રસન્ન મનથી પોતાના પતિની સેવા તથા પરિચર્યા કરે છે, પોતાના પતિ ઉપર સારી રીતે વિશ્વાસ રાખે છે, ને પતિના તરફ વિનયથી વર્તે છે, તે નારીને ધર્મભાગિની જાણવી.૪૬ જે નારીને જેવી પતિના ઉપર સ્પૃહા થાય છે તેવી સ્પૃહા કામના ઉપર હોતી નથી, વૈભવો ઉપર હોતી નથી, ઐશ્વર્ય ઉપર હોતી નથી, તથા સુખ ઉપર પણ હોતી નથી, તે નારીને ધર્મભાગિની જાણવી.૪૭ જે સ્ત્રીને પ્રભાતમાં વહેલાં ઉઠવાની પ્રીતિ હોય છે, જે નિત્ય ઘરના કામકાજમાં પરાયણ રહે છે, જે નિત્ય ઘરને વાળીઝાડી સાફ રાખે છે, ગાયના છાણથી લીપીને સ્વચ્છ રાખે છે,૪૮ જે નારી નિત્ય અગ્નિહોત્રમાં પોતાના પતિની સાથે હોમ કરે છે, સદા દેવોનું પુષ્પોથી તથા બલિદાનથી પૂજન કરે છે, પોતાના પતિની સાથે દેવતાઓ, અતિથિઓ અને અવશ્ય પોષણ કરવા યોગ્ય સાસુ, સસરા વગેરેને ભોજનાદિક કરાવીને પતિની સાથે૪૯ શેષ રહેલા અન્નનો શાસ્ત્રોક્ત વિધિથી આહાર કરે છે, તથા જે નિત્ય પોતાનાં મનુષ્યોને સંતુષ્ટ અને પુષ્ટ રાખે છે, તે નારીને ધર્મ થાય છે.૫૦ જે નારી પોતાના સાસુસસરાનાં ચરણની સેવા કરે છે, ગુણવાન્ છે, માતા તથા પિતાની નિત્ય સેવા કરે છે તે નારીને તપોધના જાણવી.૫૧ વળી જે નારી બ્રાહ્મણોનું, દુર્બલોનું, અનાથોનું, દીનોનું, આંધળાનું, ને કૃપણોનું અન્નથી પોષણ કરે છે; તે નારીને પતિવ્રતા જાણવી.૫૨ વળી જે નારી શીઘ્ર મર્યાદાનું જ્ઞાન કરનારી બુદ્ધિથી નિત્ય દુશ્ચર એવું વ્રત કરે છે, પતિમાં ચિત્ત રાખે છે, અને પતિનું હિત કર્યા કરે છે, તે સ્ત્રીને પતિવ્રતા જાણવી.૫૩ જે નારી પતિ વિશે પરાયણ રહે છે તે તથા જે સતી સ્ત્રી ભર્તારનું વ્રત પાળે છે તે નારીને પુણ્યરૂપ માનવી, તપરૂપ માનવી, તથા તેને સનાતન સ્વર્ગરૂપ માનવી.૫૪ કારણ કે નારીઓને પતિ જ દેવ છે, પતિ જ બંધુ છે, પતિ જ ગતિ છે, સ્ત્રીઓને પતિ સમાન ગતિ (આશ્રય) નથી, તેમ તેઓને બીજો દેવ પણ નથી.૫૫ પોતાના પતિની મહેરબાની અને સ્વર્ગ આ બન્નેને સ્ત્રી સમાન ગણે અથવા તો ન પણ ગણે, પરંતુ હું તો, મારા મહેશ્વર પ્રસન્ન થયા ન હોય તો, સ્વર્ગની ઇચ્છા કરું જ નહિ.૫૬ પતિ દરિદ્ર હોય, અથવા તો રોગી હોય, આપત્તિમાં આવી પડ્યો હોય, શત્રુઓની વચ્ચે ઘેરાઈ ગયો હોય, અથવા તો બ્રાહ્મણના શાપથી પીડાતો હોય, ગમે તેવી સ્થિતિમાં હોય, છતાં તે અકાર્ય કરવાની આજ્ઞા કરે, અથવા તો અધર્મ કરવાનું કહે, અથવા તો કોઇને મારી નાંખવાનું કહે, તો સ્ત્રીએ એ આપત્કાળના ધર્મ સમજીને નિઃશંકપણાથી તે તે કાર્ય કરવાં.૫૭-૫૮ હે મહાદેવ! તમારા પૂછવાથી મેં આ સ્ત્રીધર્મ તમને કહ્યો. જે નારી ઉપર કહ્યા પ્રમાણે વર્તે છે, તેને પતિવ્રતા જાણવી.૫૯

ભીષ્મ કહે છેઃ–ઉમાએ ઉપર પ્રમાણે સ્ત્રીઓના ધર્મ મહાદેવને કહ્યા પછીથી મહાદેવે ગિરિપુત્રીનાં વખાણ કર્યાં, અને સર્વે અનુચરોથી વિંટાઇને આવેલા દેવોને જવા માટે રજા આપી.૬૦ તે પછી સર્વે ભૂતગણો, નદીઓ, ગંધર્વો, અને અપ્સરાઓ જે પ્રમાણે

આવી હતી તે પ્રમાણે, શંકરને પ્રણામ કરીને, પોતાને ઘેર ગઈ.[૬૧]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां उमा-महेश्वर संवादमां 'स्त्रीओना धर्मनुं कथन' ए नामनो अध्याय १४६ मो समाप्त

## અધ્યાય ૧૪૭ મો

### વાસુદેવ માહાત્મ્ય

ઋષિઓ પૂછે છેઃ–હે પિનાકિ ! હે ભગનાં નેત્રનો નાશ કરનારા ! હે સર્વ લોકોથી નમાતા એવા શંકર ! અમે વાસુદેવનું (શ્રીકૃષ્ણનું) માહાત્મ્ય સાંભળવાની ઇચ્છા કરીએ છઈએ.[૧]

ઈશ્વર કહે છેઃ–ભગવાન્ વાસુદેવ બ્રહ્માના કરતાં પણ શ્રેષ્ઠ છે, સનાતન પુરુષ છે, જગતમાં પાપનું હરણ કરવાથી હરિ કહેવાય છે, તેનું નામ શ્રીકૃષ્ણ છે, તેના શરીરની કાંતિ સુવર્ણના જેવી છે, અને તે વાદળા વિનાના આકાશમાં ઉદિત થયેલા સૂર્યના જેવા ભાસે છે.[૨] તેને દશ ભુજા છે, તે મહા તેજસ્વી છે, દેવતાના શત્રુઓનો નાશ કરનારા છે; તેના હૃદયમાં શ્રીવત્સનું ચિહ્ન છે, તે ઈંદ્રિયોના અધિપતિ છે, સર્વે દેવતાઓ તેની પૂજા કરે છે,[૩] બ્રહ્મા તેના ઉદરમાંથી ઉત્પન્ન થાય છે, અને હું તેના મસ્તકમાંથી ઉત્પન્ન થયો છું. તેના મસ્તકના કેશમાંથી નક્ષત્રો ઉત્પન્ન થયાં છે, તેના શરીરના કેશમાંથી દેવો અને અસુરો ઉત્પન્ન થયા છે,[૪] તેના શરીરમાંથી ઋષિઓ તથા સનાતન એવા લોકો ઉત્પન્ન થયા છે. એ વાસુદેવ સાક્ષાત્ પિતામહનું અને સર્વ દેવોનું ઘર છે.[૫] તે આ સર્વ પૃથ્વીના સ્રષ્ટા છે, ને ત્રણ ભુવનના પણ સ્રષ્ટા છે, સ્થાવર તથા જંગમ એવાં પ્રાણીઓનો સંહારકર્તા છે.[૬] તે દેવોમાં શ્રેષ્ઠ છે, સાક્ષાત્ દેવોના નાથ છે, શત્રુને તપાવનારા છે, સર્વજ્ઞ છે, સર્વમાં વ્યાપીને રહેલા છે, સર્વ ઠેકાણે વ્યાપક છે, સર્વતોમુખ છે ( સર્વ દિશા તરફ મુખવાળા ),[૭] પરમાત્મા છે, ઇંદ્રિયોના અધિપતિ છે, સર્વ ઠેકાણે વ્યાપક છે, મહેશ્વર છે, ત્રણે લોકમાં તેના કરતાં કોઈ પણ ઉત્તમ પ્રાણી નથી.[૮] તે સનાતન છે, મધુ દૈત્યને મારનાર છે, અને ગોવિંદ એવા નામથી પ્રખ્યાત છે. સત્પુરુષોને માન આપનારા તે વાસુદેવ યુદ્ધમાં સર્વ રાજાઓનો નાશ કરશે.[૯] તે દેવોનું કાર્ય કરવા માટે મનુષ્યનું શરીર ધારણ કરીને ઉત્પન્ન થયા છે. કારણ કે તે ત્રિવિક્રમરૂપીના વગર દેવો પણ (કંઈ કરવાને) સમર્થ નથી.[૧૦] આ જગતમાં એ નાયક વિના દેવોનાં કાર્યો થતાં નથી. તે સર્વ પ્રાણીઓના નાયક છે, અને તેને સર્વે દેવતાઓ નમસ્કાર કરે છે.[૧૧] એ દેવોના નાથ છે, દેવોનાં કાર્યો કરવામાં પરાયણ રહે છે, બ્રહ્મસ્વરૂપ છે, અને નિત્ય બ્રહ્મર્ષિઓના શરણરૂપ છે.[૧૨] બ્રહ્મા તેના શરીર વિષે ગર્ભમાં રહેલા છતા ત્યાં સુખમાં રહે છે, અને હું શર્વ પણ તેના શરીરમાં છું અને સુખથી વાસ કરું છું.[૧૩] તેના શરીરમાં સર્વે દેવતાઓ સુખથી વાસ કરે છે, તેનાં નેત્ર કમળની પાંખડી સરખાં છે, તેના વિશે લક્ષ્મીનો વાસો છે, અને તે નિત્ય લક્ષ્મીની સાથે વાસ કરે છે.[૧૪] શાર્ઙ્ગ ધનુષ તથા ચક્ર તેનાં આયુધ છે, ખડ્ગ તેનું આયુધ છે, તેની ધ્વજામાં સર્વ નાગોના રિપુ ગરુડનું ચિહ્ન છે. વળી તે ઉત્તમ પ્રકારનાં શીલથી, દમથી, શમથી,[૧૫] પરાક્રમથી, વીર્યથી., શરીર (બાંધા)થી, અને (આનંદકારક) દર્શન( દેખાવ )થી, આરોહથી, ઉંચાઇરૂપ પ્રકાશથી, ધૈર્યથી, સરળતારૂપ સંપત્તિથી,[૧૬] દયાથી, રૂપથી ને બળથી સંપન્ન છે. સર્વ પ્રકારનાં અદ્ભુત દેખાવનાં અને દિવ્ય અસ્ત્રોથી તે યુક્ત છે,[૧૭] અમોઘ માયાથી યુક્ત છે, તેને હજાર નેત્ર છે, સર્વ દુઃખોથી રહિત છે, ઉદાર મનના છે, વીર છે, મિત્ર જનોમાં પ્રશંસાપાત્ર છે, તથા પોતાના નાતિલાઓમાં તથા સંબંધીઓમાં પ્રિય છે,[૧૮] ક્ષમાવાન્ છે, નિરહંકારી છે, બ્રાહ્મણોના રક્ષણકર્તા છે, બ્રહ્માના નાયક છે, ભયાતુર પુરુષોના ભયને હરનારા છે, મિત્રોને આનંદ આપનારા છે,[૧૯] સર્વ પ્રાણીઓના શરણાગતવત્સલ છે, દીન પુરુષોના પાલનમાં પરાયણ રહે છે, શાસ્ત્રસંપન્ન છે, અર્થસંપન્ન છે, સર્વ પ્રાણીઓથી નમાતા છે,[૨૦] પોતાના આશ્રિતોને તેમજ શત્રુઓને વર આપનારા છે, ધર્મને જાણનારા છે, નીતિ જાણનારા છે, નીતિસંપન્ન છે, બ્રહ્મવાદી છે, જિતેંદ્રિય છે.[૨૧] વળી દેવોનું કલ્યાણ કરવા માટે પરમબુદ્ધિસંપન્ન થઇને મહાત્મા એવા પ્રજાપતિ મનુના ઉત્તમ ધર્મવાળા વંશમાં[૨૨] ગોવિંદરૂપે તે અવતાર લેશે; મનુને ત્યાં અંગના નામે પુત્ર થશે, તેનાથી અંતર્ધા નામનો પુત્ર થશે;[૨૩] અંતર્ધામાંથી પવિત્રચરિત્ર હવિર્ધામા નામનો પ્રજાપતિ જન્મ લેશે, હવિર્ધામાનો પુત્ર પ્રાચીનબર્હિષ નામનો મહાન્ રાજા થશે;[૨૪] તેને પ્રચેતસ પ્રમુખ દશ પુત્રો થશે; પ્રચેતાનો દક્ષ નામનો પુત્ર થશે, જે પ્રજાપતિ કહેવાશે;[૨૫] દક્ષની સ્ત્રી દાક્ષાયણીથી આદિત્ય જન્મશે, આદિત્યથી મનુ જન્મશે, મનુનો પુત્ર ઇલા અને સુદ્યુમ્ન થશે,[૨૬] તેમાંથી ઇલા જે પુરુષરૂપે બુધ નામનો હતો, તેનાથી પુરૂરવા થશે, તેનો આયુષ્ થશે, તેનો નહુષ્

થશે, અને તેનો પુત્ર યયાતિ થશે,[૨૭] તેનો પુત્ર યદુ થશે, તેનાથી મહા બળવાન્ ક્રોષ્ટા નામનો પુત્ર થશે, ક્રોષ્ટાને મહાન્ પુત્ર વ્રજિનીવાન્ થશે;[૨૮] વ્રજિનીવાનને અજિત એવો ઉષંગુ નામનો પુત્ર થશે, ઉષંગુને ચિત્રરથ નામનો શૂરવીર પુત્ર થશે;[૨૯] તેનો નાનો પુત્ર શૂર નામનો થશે. તે પ્રખ્યાત, પરાક્રમવાળા, ઉત્તમ ચરિત્ર અને ગુણવાળા,[૩૦] મહા યજ્ઞ કરનારા, સારી રીતે શુદ્ધ એવા તે રાજાઓના બ્રાહ્મણોએ માન્ય કરેલા વંશમાં મહાપરાક્રમી, મહા યશસ્વી, સર્વને માન આપનાર, ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવો શૂર નામનો રાજા પોતાના વંશનો વિસ્તાર કરનારા એક પુત્રને જન્મ આપશે.[૩૧] તે શૂર વસુદેવ નામથી પ્રખ્યાત એવા આનક દુંદુભિ નામના પુત્રને જન્મ આપશે; તેને ત્યાં ચાર ભુજાવાળો વાસુદેવ નામનો પુત્ર થશે.[૩૨] તે દાતા થશે, બ્રાહ્મણોનો સત્કાર કરનારો થશે, બ્રહ્મરૂપ થશે, બ્રાહ્મણોમાં પ્રીતિપાત્ર થશે, અને તે યદુ કુળનો યાદવ મગધના રાજા જરાસંધે કેદ કરેલા રાજાઓને કેદખાનામાંથી છૂટા કરશે,[૩૩] જરાસંધ રાજાનો પરાજય કરશે, અને પર્વતની ગુફામાં પૂરેલા સર્વ રાજાઓરૂપી રત્નોથી સંપન્ન થશે, અને પરાક્રમી થશે.[૩૪] પૃથ્વી ઉપર અપ્રતિમ પરાક્રમી થશે, પરાક્રમથી સંપન્ન થશે, અને સર્વ રાજાઓનો રાજા થશે.[૩૫] તે શૂરશેન દેશમાં* જન્મશે, અને ત્યાંથી દ્વારિકામાં જશે, અને નીતિ જાણનારો તે પૃથ્વીનો વિજય કરીને તેનું પાલન કરશે.[૩૬] માટે તમે સર્વે તેની પાસે જાવ, અને શાસ્ત્રોક્ત વિધિથી, સનાતન એવા બ્રહ્માની પેઠે, તેની વાણીરૂપી પુષ્પોથી પૂજા કરો.[૩૭] જેને મારાં તથા પિતામહ એવા બ્રહ્માનાં દર્શન કરવાની ઇચ્છા હોય, તેણે પ્રતાપી એવા ભગવાન્ વાસુદેવનાં દર્શન કરવાં.[૩૮] તેનાં દર્શન કરવાથી મારાં દર્શન કર્યાં ગણાશે, એમાં મારે વિચાર કરવા જેવું નથી. હે તપોધનો! તમે વાસુદેવને પિતામહ જાણો અથવા તો મહેશ્વર જાણો.[૩૯] તે પુંડરીકાક્ષ જેના ઉપર પ્રસન્ન થશે, તેના ઉપર બ્રહ્મા વગેરે દેવતાઓ પ્રસન્ન થશે.[૪૦] જે મનુષ્ય મનુષ્યલોકમાં એ કેશવનો આશ્રય કરશે તેને કીર્તિ, જય, અને સ્વર્ગ મળશે.[૪૧] તે સાક્ષાત્ ધર્મનો ઉપદેશ કરશે, ધર્મના તેજવાળો થશે, (માટે) ધર્મનિષ્ઠ પુરુષોએ સદાય તત્પર થઇને તે દેવેશ્વરને નમસ્કાર કરવા જોઇએ.[૪૨] તે વ્યાપક પ્રભુની પૂજા કરવાથી પરમ ધર્મનો લાભ થાય છે. તે દેવ મહાતેજસ્વી છે, પ્રજાનું હિત કરવા માટે[૪૩] તથા ધર્મને માટે પુરુષોમાં વાઘ સમાન અને વ્યાપક એવા તે દેવે ગંધમાદન નામના પર્વત ઉપર કરોડો ઋષિઓને ઉત્પન્ન કર્યા છે અને ગંધમાદન પર્વત ઉપર તે વિભુએ ઉત્પન્ન કરેલા[૪૪] સનત્કુમાર વગેરે તપસ્વીઓ તપ કરે છે. તે માટે ધર્મને જાણનારા અને વાચાળ એવા વાસુદેવને, હે ઉત્તમ બ્રાહ્મણો! તમારે નમસ્કાર કરવા જોઇએ;[૪૫] કારણ કે ભગવાન્ શ્રી હરિનારાયણ દેવોમાં શ્રેષ્ઠ છે. તેને પ્રણામ કરવાથી તે તમને પ્રણામ કરશે, તેને માન આપવાથી તે તમને માન આપશે, તેનું પુષ્પધૂપાદિકથી પૂજન કરશો તો તે તમારું પૂજન કરશે, અને તમે તેની વાણીથી પૂજા કરશો તો તે તમારી વાણીથી પૂજા કરશે.[૪૬] હે ઉત્તમ બ્રાહ્મણો! તમે તેનું દર્શન કરશો તો તે દેવ તમારું નિત્ય દર્શન કરશે, તમે તેનો આશ્રય કરશો તો તે દેવ નિત્ય તમારો આશ્રય કરશે, તમે નિત્ય તેનું અર્ચન કરશો તો તે દેવ નિત્ય તમારું અર્ચન કરશે.[૪૭] તે નિર્દોષ વિષ્ણુનું આ પ્રકારનું એક પરમ વ્રત છે. તે મહાન્ આદિ દેવનું આ સજ્જનોને યોગ્ય આચરણ છે.[૪૮] પૃથ્વી ઉપર દેવો પણ તે સનાતન દેવની નિત્ય પૂજા કરે છે, અને તે પોતાને ભજનારા પુરુષોને જોઇએ તેવું અભય આપે છે.[૪૯] બ્રાહ્મણોએ નિત્ય કર્મથી, મનથી અને વાણીથી દેવકીપુત્રને નમસ્કાર કરવા તથા પ્રયત્નપૂર્વક તેની ઉપાસના કરવી અને તેનાં દર્શન કરવાં.[૫૦] હે મુનિસત્તમો! મેં તમને આ માર્ગ કહી સંભળાવ્યો છે. શ્રીકૃષ્ણનાં દર્શન કરવાથી તમને સર્વે દેવતાઓનાં દર્શનનું ફળ મળશે.[૫૧] સર્વ લોકોના પિતામહ, અને જગતના પિતામહ એવા મહા વરાહને હું નિત્ય નમસ્કાર કરું છું.[૫૨] અમો સર્વે દેવો તેના શરીરમાં વાસ કરીએ છીએ. તેનાં દર્શન કરવાથી ત્રણે દેવ (વિષ્ણુ, બ્રહ્મા અને મહેશ)નાં દર્શન કર્યાં ગણાશે, એમાં શંસય નથી.[૫૩] તેના વડીલ ભાઈ બળદેવ નામે પ્રખ્યાત છે, જે શરીરે શ્વેતાચળ પર્વતના જેવા ગૌર હશે, હળને હથિયાર તરીકે ધારણ કરશે અને જે પૃથ્વીને ધારણ કરનારા શેષરૂપ છે. તે બળદેવને નામે પ્રખ્યાત થશે.[૫૪] તે બળદેવના રથ ઉપર તાલના ઝાડનો ધ્વજદંડ થશે, તેનાં ત્રણ મસ્તક થશે, ને તે દિવ્ય દ્રુમના ઉપર સુવર્ણના ઘડા બાંધેલો હશે.[૫૫] વળી મોટા બાહુવાળા તથા સર્વ લોકોના ઈશ્વર એવા બળદેવનાં મસ્તકને મહાત્મા એવા મોટી ફેણવાળા સર્પો (જન્મ વખતે) ચોતરફથી ઘેરી લેશે.[૫૬] તે શસ્ત્રોને તથા અસ્ત્રોને સંભારશે કે, તેઓ પોતે તેની પાસે હાજર થશે. તેજ અનંત છે, શ્રીહરિરૂપ છે, તથા અવિનાશી છે.[૫૭] હે પ્રભુ! પૂર્વે દેવોએ સુપર્ણને આજ્ઞા કરી હતી કે, તું અનંતના ગુણોનો નિર્ણય અમારી પાસે વર્ણવ; પરંતુ

* મથુરાની આસપાસના પ્રદેશનું એક નામ.

કશ્યપનો પુત્ર બળવાન્ ગરુડ પરમાત્મા ભગવાનનાં અંત જોવાને શક્તિવાન્ ન હતો.[૫૮] તે શેષનો અવતાર છે, અને પરમ હર્ષની સાથે આ પૃથ્વી ઉપર ફરે છે, ને પાતાળમાં પોતાના શરીરથી (ફેણુના વિસ્તારથી) આ પૃથિવીનું આલિંગન આપીને વાસ કરે છે.[૫૯] તેમ જ જે વિષ્ણુ છે તે પૃથ્વીને ધારણ કરનારા ભગવાન્ અનંત છે, જે બળરામ તે હૃષિકેશ છે, અને જે અચ્યુત છે તે પૃથ્વીને ધારણ કરનારા બળરામ છે.[૬૦] તે બન્ને પુરુષવ્યાઘ્ર છે, દિવ્ય છે, તેઓનાં પરાક્રમ પણ દિવ્ય છે, તે બન્ને દર્શન કરવા યોગ્ય છે, માનવા યોગ્ય છે, અને ચક્ર તથા હળને ધારણ કરનારા છે.[૬૧] હે તપોધનો! આ કથા કહેવડાવી તમે મારા ઉપર અનુગ્રહ કર્યો છે, કારણકે એથી યદુશ્રેષ્ઠની તમે પ્રયત્નપૂર્વક પૂજા કરશો.[૬૨]

इति श्री महाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पुरुषनुं माहात्म्य' ए नामनो अध्याय १४७ मो समाप्त

---

## અધ્યાય ૧૪૮ મો

### વાસુદેવ માહાત્મ્ય. (ચાલુ)

નારદ કહે છેઃ–તે પછી આકાશમાં વીજળીના ચમકારાની સાથે મેઘની ગર્જનાઓ થવા લાગી, અને ઘાટાં વાદળાંઓથી આકાશ ઢંકાઇને શ્યામ રંગનું થઈ ગયું;[૧] ચોમાસાની ઋતુની પેઠે મેઘ નિર્મળ જળ વરસવા લાગ્યો, ચોતરફ ગાઢ અંધારું થઈ ગયું, દિશાઓ પણ દેખાતી બંધ પડી;[૨] અને પવિત્ર, રમણીય તથા પુરાતની એવા તે દેવગિરિ ઉપર મુનિઓ તે સમયે શંકરને તથા ભૂતગણોને પણ દેખતા ન હતા.[૩] (કારણ કે અદૃષ્ટ થયા હતા). પરંતુ એક ક્ષણ પછી તુરત આકાશ વાદળાં વિનાનું થઈ ગયું, એટલે જે પ્રમાણે મુનિઓ આવ્યા હતા તે પ્રમાણે પાછા તીર્થયાત્રા કરવાને નિકળ્યા.[૪] જે મુનિઓ ત્યાં આવ્યા હતા તે મુનિઓ તે અદ્ભુત અને અચિંત્ય દેખાવ જોઇને તથા શંકર અને ઉમાનો તારી જ કથા સંબંધી સંવાદ સાંભળીને આશ્ચર્ય પામ્યા.[૫] હે પુરુષવ્યાઘ્ર! તે તું જ સનાતન એવો બ્રહ્મસ્વરૂપ છો. અને મહાત્મા શંકરે હિમાચલના શિખર ઉપર તેનો અમને ઉપદેશ કર્યો છે.[૬] વળી, હે કૃષ્ણ! તારા તેજમાં બીજું અદ્ભુત એ સમાયલું છે કે, આજે તારાં દર્શન કરીને અમને આશ્ચર્ય થયું, અને અમને પૂર્વ કાળની સ્મૃતિ થઈ આવી.[૭] હે પ્રભુ! હે મહાબાહુ! હે જનાર્દન! તે દેવના દેવ, કપર્દી એવા ગિરીશનું આ માહાત્મ્ય તને કહ્યું.[૮]

આ રીતે તપોવનના નિવાસી એવા ઋષિઓએ તે સમયે શ્રીકૃષ્ણને કહ્યું. તે પછી દેવકીનંદને તે સર્વ ઋષિઓને માન આપ્યું.[૯] તે પછી ઋષિઓએ ઘણાજ હર્ષમાં આવી જઇને ફરીથી શ્રીકૃષ્ણને કહ્યું કે, હે મધુસૂદન! તું અમને સદૈવ વારંવાર દર્શન આપ.[૧૦] હે વિભુ! મહાબાહુ! તારાં દર્શન કરવામાં અમને જેવી પ્રીતિ છે તેવી પ્રીતિ સ્વર્ગમાં પણ નથી. ખરેખર ભગવાન્ શંકરે જે વાત કહી છે તે વાત ખરી છે.[૧૧] હે શત્રુને છુંદનારા! તારાં આ રહસ્યની એજ વાત ખરી છે, તું જ સર્વ વિષયના તત્ત્વને જાણે છે, અને અમે પ્રશ્ન કર્યો ત્યારે તું અમને પ્રશ્ન કરે છે![૧૨] તે ઉપરથી અમે તને પ્રિય લગાડવા માટે આ ગુપ્ત વાત કહી છે, પરંતુ ત્રણેય લોકમાં કોઈ પણ વાત તારાથી અજાણી નથી.[૧૩] હે વિભુ! આપની ઉત્પત્તિ તથા પ્રસવ બીજી સર્વ વસ્તુના કારણરૂપ છે. અમે ઘણા જ ચપળ છીએ, તેથી ગુપ્ત વાતને છુપી રાખવાને અસમર્થ છીએ.[૧૪] તેથી જ, હે વિભુ! આપ અહીં બીરાજો છો તેની હાજરીમાં જ અમે હલકાપણાને લીધે પ્રલાપ (બકવાદ) કરીએ છીએ. આ લોકમાં એવી આશ્ચર્યકારક કોઈ પણ વસ્તુ નથી કે, જેને આપ જાણતા નથી.[૧૫] હે દેવ! આ પૃથ્વીમાં તથા સ્વર્ગમાં જે કંઈ છે તે સર્વ તને જાણીતું છે. હે કૃષ્ણ! હવે અમે રજા લઇએ છીએ (અમને જવાની રજા આપો), અને તું બુદ્ધિને તથા પુષ્ટિને સંપાદન કર.[૧૬] હે તાત! તને તારા સમાન અથવા તો તારા કરતાં પણ ઉત્તમ ગુણવાળો એક પુત્ર થશે; તે મહા પ્રભાવવાળો, દીપ્તિ અને કીર્તિ કરનારો તથા સમર્થ થશે.[૧૭]

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! આ રીતે કહી, દેવોના ઈશ્વરને, પુરુષોમાં ઉત્તમ એવા યાદવ(શ્રીકૃષ્ણ)ને પ્રણામ કરી, પ્રદક્ષિણા કરીને તે મહર્ષિઓ તપોવનમાં ચાલ્યા ગયા.[૧૮] તે પછી આ શ્રીમાન્ નારાયણ જે મહા કાંતિવાળા છે તે યથાર્થ રીતે વ્રત પૂર્ણ કરીને પાછા દ્વારિકામાં આવ્યા હતા;[૧૯] અને દશમો માસ પુરો થયો કે તેને રુક્મિણીમાં પરમ ઐશ્વર્યકારક, સત્પુરુષોમાં માન્ય, ને શૂરવીર એવો વંશધર પુત્ર જન્મ્યો.[૨૦] હે રાજા! તે કૃષ્ણ સર્વ પ્રાણીઓના કામરૂપ છે, સર્વના હૃદયમાં રહેલો છે, તે દેવો અને દૈત્યોના અંતઃકરણમાં સદા ફર્યા કરે છે;[૨૧] તે પુરુષમાં સિંહ સમાન છે; તેની કાંતિ મેઘના જેવી શ્યામ રંગની છે, તેને ચાર ભુજાઓ છે, તેણે પ્રેમથી પાંડવોનો આશ્રય અને તમે પણ પ્રેમથી તેનો આશ્રય કર્યો છે.[૨૨] જ્યાં ત્રિવિક્રમ એવા વિષ્ણુ ભગવાન્ વાસ કરે છે ત્યાં કીર્તિ, લક્ષ્મી, ધૃતિ તથા સ્વર્ગનો માર્ગ પણ વાસ કરે છે.[૨૩] આ વાસુદેવમાં ઇંદ્રસહિત તેત્રિશ

દેવતાઓ વાસ કરે છે, એમાં વિચાર કરવા જેવું નથી. આ આદિ દેવ છે, મહા દેવ છે, સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ છે,[૨૪] આદિ તથા અંતથી રહિત છે, સાકાર છે, મહાત્મા છે, મધુ દૈત્યને મારનારા છે, આ મહા તેજસ્વી વાસુદેવ દેવોનું કાર્ય કરવા માટે યદુકુળમાં અવતર્યા છે.[૨૫] આ માધવ અત્યંત દુસ્તર અર્થવાળા તત્ત્વના વકતા તથા કર્તા છે. હે પાર્થ! તારો સર્વ રીતે સંપૂર્ણ જય થયો છે, તેમ તારી કીર્તિ પણ અતુલ છે.[૨૬] નારાયણનો આશ્રય કરવાથી તને આ સંપૂર્ણ પૃથ્વીનો લાભ થયો છે. વળી જેના ગુણો વિચારમાં આવી શકતા નથી એવા નારાયણ તારા નાથ તથા ગતિરૂપ થયા છે;[૨૭] તેથી તું ઉપાધ્વર્યુ થયો હતો, અને તે રણરૂપી અગ્નિમાં તેં પ્રલયના અગ્નિ સમાન શ્રીકૃષ્ણરૂપી મોટા સરવાથી રાજાઓને હોમ્યા હતા.[૨૮] આ દુર્યોધન પુત્રો, ભાઈઓ અને બાંધવોની સાથે શોક કરવા યોગ્ય થઈ પડ્યો છે; કારણ કે તે મૂર્ખે ક્રોધથી શ્રીહરિ અને ગાંડીવ ધનુર્ધારી અર્જુનની સાથે વિગ્રહ (યુદ્ધ) કર્યો હતો.[૨૯] પતંગીઆંઓ જેમ દાવાનલમાં બળીને ભસ્મ થાય, તેમ મોટી કાયાવાળા અને મહા બળવાળા દૈત્યો અને દાનવોના રાજાઓ પણ આ ચક્રરૂપી અગ્નિમાં બળીને ભસ્મરૂપ થઈ ગયા છે.[૩૦] હે પુરુષોમાં વાઘ જેવા રાજા! સત્વ, શક્તિ તથા બળ વગેરેથી રહિત એવા મનુષ્યો યુદ્ધમાં આ (કૃષ્ણ)ની સામે યુદ્ધ કરવાને સમર્થ નથી.[૩૧] વળી આ અર્જુન યોગી છે, પ્રલયકાળના અગ્નિ સમાન છે, બન્ને હાથથી ધનુષ ખેંચીને બાણોનો પ્રયોગ કરી જાણે છે, અને રણના મોખરામાં ચાલે છે; તેણે, હે રાજા! પરાક્રમથી સુયોધનના સર્વ સૈન્યનો નાશ કરી નાખ્યો છે.[૩૨] જેની ધ્વજામાં પોઠિયાનું ચિહ્ન છે એવા શંકરે હિમાચળ ઉપર મુનિઓને જે પુરાણ કહ્યું હતું, તે પુરાણ હું કહું છું તે સાંભળો.[૩૩] અર્જુનને વિશે જે પુષ્ટિ (મોટાઈ), જે તેજ, જે દીપ્તિ, જે પરાક્રમ, જે પ્રભાવ, જે ઉત્તમ નમ્રતા, તથા ઉત્તમ જન્મ છે તેનાં કરતાં શ્રી કૃષ્ણને વિશે તે ત્રણ ગણાં છે.[૩૪] કયો પુરુષ શ્રીકૃષ્ણના કાર્યને ફેરવી શકે તેવો છે? તેવો જો હોય તો આ એક વાત કહું છું તે સાંભળ. જ્યાં શ્રીકૃષ્ણ ભગવાન્ હોય છે ત્યાં સર્વોત્તમ એવી મોટાઈ હોય છે.[૩૫] અમે તો અલ્પ બુદ્ધિવાળા છીએ, પારકાને આધીન જીવનારા છીએ, ભાગ્યહીન છીએ, તેથી જાણી જોઇને જ કાળના અવિનાશી માર્ગ તરફ જઇએ છીએ.[૩૬] પણ તેં તો દયા (આર્જવ)વાળા થઈને પૂર્વે રાજવહીવટ ન લેવાની પ્રતિજ્ઞા કરી અને તું તે પાળવાપર પ્રીતિ રાખે છે.[૩૭] વળી, હે રાજા! તું સગાંસંબંધીઓના મૃત્યુને પોતેજ કર્યું હોય તેમ મોટું ( દુઃખનું કાર્ય ) માને છે, અને તેથી, હે શત્રુદમન! તેં પૂર્વે જે પ્રતિજ્ઞા કરી હતી તેનો ત્યાગ કરી શકતો નથી.[૩૮] સર્વે રાજાઓ રણ ઉપર કાળને લીધે મરણ પામ્યા છે. અને અમે પણ કાળથી મરણ પામ્યા છીએ, કારણકે કાળ પરમેશ્વર છે.[૩૯] કાળને જાણનારા તારા જેવાએ કાળ જો સ્પર્શ કરે તો શોક કરવો યોગ્ય નથી. કાળ રાતાં નેત્રવાળો છે, શરીરે શ્યામ રંગનો છે, હાથમાં દંડ ધારણ કરે છે, સનાતન છે;[૪૦] તે માટે, હે કુંતીના પુત્ર! તારે તારાં સંબંધીઓનો શોક કરવો યોગ્ય નથી. હે કુરુકુળના પુત્ર! તારે તો નિત્ય ક્રોધનો ત્યાગ કરવો.[૪૧]

મેં તને માધવનું આ માહાત્મ્ય કહ્યું તે તેં સાંભળ્યું. સજ્જનના દાખલા તરીકે તેટલુંજ માહાત્મ્ય પરિપૂર્ણ છે.[૪૨] વ્યાસનું તથા બુદ્ધિમાન્ એવા નારદનું વચન સાંભળીને, હે મહારાજ! મહાન્ પૂજ્ય એવા શ્રીકૃષ્ણનો[૪૩] પ્રભાવ તથા ઋષિ મંડળનો અતિ મહાન્ પ્રભાવ મેં પંડે તને કહ્યો. હે ભરતવંશી રાજા! મહેશ્વર અને શૈલ પુત્રીનો સંવાદ,[૪૪] જેમાં મહા પુરુષના જન્મની કથા છે, તેને જે પુરુષ મુખપાઠે કરે અથવા તો શ્રવણ કરે કે બીજાને કહે તેનું પરમ કલ્યાણ થાય છે,[૪૫] તેની સર્વે કામનાઓ પરિપૂર્ણ થાય છે, અને મરણ પછી સ્વર્ગમાં જાય છે એમાં સંશય નથી.[૪૬] કલ્યાણની ઇચ્છાથી જનાર્દનને શરણે જવું એ યોગ્ય છે. હે રાજન્! બ્રાહ્મણો પણ અક્ષય ગુણવાળા જનાર્દનની સ્તુતિ કરે છે.[૪૭] હે કુરુવંશના રાજા! તેં મહેશ્વરના મુખમાંથી નીકળેલા જે જે ધર્મના ગુણો સાંભળ્યા છે, તેઓનું તારે રાતદિવસ મનમાં મનન કર્યા કરવું.[૪૮] હે રાજા! તું ઉપર કહ્યા પ્રમાણે વર્તીશ, રાજદંડને સારી રીતે ધારણ કરીશ, પ્રજાનું પાલન કરવામાં કુશળતા રાખીશ, તો તને સ્વર્ગ લોક મળશે.[૪૯] હે રાજન્! તારે સદાય ધર્મથી પ્રજાની રક્ષા કરવી જોઇએ. સમ્યગ્ધર્મ(વાળો) તે કહેવાય છે કે જે(નો)દંડ વિપુલ ( સર્વ પ્રજાને પોહોંચે ) છે. (અર્થાત્ કે જેથી સર્વ પ્રજાને યોગ્ય ન્યાય મળે છે તે ઉત્તમ ધર્મ છે).[૫૦] શંકરનો ઉમાની સાથે જે ધર્મ સંબંધી સંવાદ થયો હતો તે, હે રાજન્! મેં સજ્જનોની સમીપમાં કહી સંભળાવ્યો છે.[૫૧] જે પુરુષને પોતાના કલ્યાણની ઇચ્છા હોય, તેણે શુદ્ધ અંતઃકરણથી શંકર તથા ઉમાનો સંવાદ સાંભળીને અથવા તો સાંભળવાની ઈચ્છાથી વૃષભધ્વજની પૂજા કરવી.[૫૨] નિર્દોષ, એવા મહાત્મા નારદનો, આ દેવ એવા શ્રી કૃષ્ણની પૂજા કરવા માટે, આ સંદેશો છે. માટે, હે પાંડવ! શ્રી કૃષ્ણની પૂજા કર.[૫૩] હે કુંતીના પુત્ર!

હે પ્રભુ! પૂર્વે વાસુદેવનું તથા શંકરનું આ અત્યંત આશ્ચર્યજનક વૃત્તાંત પવિત્ર હિમાચળ ઉપર બન્યું હતું, અને તે સ્વાભાવિક હતું.૫૪ વળી આ કૃષ્ણે ગાંડીવ ધનુર્ધારીની સાથે બદરિકાશ્રમમાં દશ હજાર વર્ષ સૂધી મહાન્ તપ કર્યું હતું,૫૫ કમળના દળ જેવી જેની આંખ છે એવા વાસુદેવે, તથા ધનંજયે ત્રણ યુગ સૂધી મહાન્ તપ કર્યું હતું, અને, હે રાજા! મેં આ બન્નેને નારદની પાસેથી તથા વ્યાસની પાસેથી સાંભળ્યા હતા.૫૬ કમળના પાંદડા જેવાં છે નેત્ર જેનાં એવા મહાબાહુવાળા શ્રીકૃષ્ણે બાળક વયમાં જ પોતાના સંબંધીઓના રક્ષણને માટે કંસનો મહાન્ સંહાર કર્યો હતો.૫૭ હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર! હું આ શાશ્વત અને પુરાણ પુરુષનાં ઉત્તમ કર્મોની ગણતરી કરી શકતો નથી.૫૮ હે તાત! તારું ખરેખર ઉત્તમ કલ્યાણ થશે. કારણ કે, પુરુષોમાં વાઘ સમાન આ જનાર્દન તારા મિત્ર છે.૫૯ મરણ પામીને પરલોકમાં ગયેલા દુષ્ટ બુદ્ધિના દુર્યોધનનો હું શોક કરું છું, કારણ કે તેને માટે આ સર્વ પૃથ્વી, હાથીઓ અને ઘોડાની સાથે, નાશ પામી છે.૬૦ દુર્યોધન, કર્ણ, શકુની, અને ચોથો દુઃશાસન આ ચારના અપરાધથી કૌરવોનો નાશ થયો છે.૬૧

વૈશંપાયન કહે છેઃ–આ પ્રમાણે પુરુષોમાં ઉત્તમ એવા ગાંગેય ભીષ્મ ભાષણ કરતા હતા, તે સમયે મહાત્માઓની વચ્ચે યુધિષ્ઠિર મૌન ધરીને બેઠા હતા.૬૨ વળી તે સાંભળીને ધૃતરાષ્ટ્ર વગેરે રાજાઓ આશ્ચર્ય પામ્યા, અને સર્વેએ મનમાં શ્રીકૃષ્ણની પૂજા કરીને તેને બે હાથ જોડ્યા.૬૩ નારદ વગેરે સર્વે ઋષિઓએ પણ તે સમયે ભીષ્મના વચનને સ્વીકારી અભિનંદન આપ્યું, અને તેનો સત્કાર કર્યો.૬૪ આ સર્વ ભીષ્મનો ઉપદેશ જે ઐશ્વર્ય આપનારો તથા પુણ્ય આપનારો હતો, તે સર્વ યુધિષ્ઠિરે પોતાના ભાઈઓની સાથે સાંભળ્યો.૬૫ તે પછી મહાબુદ્ધિશાળી એવા યુધિષ્ઠિર રાજા, મોટી મોટી દક્ષિણા આપનારા અને ગંગાના પુત્ર એવા ભીષ્મે વિશ્રાંતિ લીધા પછી તેને ફરીને પ્રશ્ન કરવા લાગ્યા.૬૬

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વવિષે દાનધર્મમાં 'મહાપુરુષ પ્રસ્તાવ' એ નામનો અધ્યાય ૧૪૮ મો સમાપ્ત

## અધ્યાય ૧૪૯ મો

## શ્રી વિષ્ણુસહસ્રનામ

वैशंपायन उवाच ॥

श्रुत्वा धर्मानशेषेण पावनानि च सर्वशः ।
युधिष्ठिरः शांतनवं पुनरेवाभ्यभाषत ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–(વેદોક્ત અને કલ્યાણકારક) સર્વે ધર્મો તથા (મન, વાણી અને કાયાને પવિત્ર કરનારાં) પવિત્ર કર્મો સર્વ રીતે સાંભળીને યુધિષ્ઠિર રાજાએ (અલ્પ પ્રયાસમાં સર્વ પુરુષાર્થના સાધનભૂત તથા મહાફળ આપનારા) શંતનુના પુત્ર ભીષ્મપિતામહને ફરીને આ પ્રમાણે કહ્યું.૧

युधिष्ठिर उवाच ॥

किमेकं दैवतं लोके किंवाप्येकं परायणम् ।
स्तुवंतः कं कमर्चंतः प्राप्नुयुर्मानवाः शुभम् ॥ २ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–આ જગતમાં એક મહાન્ દેવ કોણ છે? (પ્રાપ્ત કરવા યોગ્ય એવું) એક રક્ષણનું સ્થાન કયું છે? તથા મનુષ્યો કયા દેવની સ્તુતિ કરવાથી તથા કયા દેવનું અર્ચન કરવાથી ઉત્તમ સુખને પામે છે?૨

को धर्मः सर्वधर्माणां भवतः परमो मतः ।
किं जपन्मुच्यते जंतुर्जन्मसंसारबंधनात् ॥ ३ ॥

તમે સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ કયો માનો છો? અને જન્મવાળા સંસાર બંધનમાંથી પ્રાણીનો છૂટકારો કયો મંત્ર જપવાથી થાય છે?૩

भीष्म उवाच ॥

जगत्प्रभुं देवदेवमनंतं पुरुषोत्तमम् ।
स्तुवन्नामसहस्रेण पुरुषः सततोत्थितः ॥ ४ ॥
तमेव चार्चयन्नित्यं भक्त्या पुरुषमव्ययम् ।
ध्यायन् स्तुवन्नमस्यंश्च यजमानस्तमेव च ॥ ५ ॥
अनादिनिधनं विष्णुं सर्वलोकमहेश्वरम् ।
लोकाध्यक्षं स्तुवन्नित्यं सर्वदुःखातिगो भवेत् ॥ ६ ॥
ब्रह्मण्यं सर्वधर्मज्ञं लोकानां कीर्तिवर्धनम् ।
लोकनाथं महद्भूतं सर्वभूतभवोद्भवम् ॥ ७ ॥

ભીષ્મ કહે છેઃ–હે યુધિષ્ઠિર! પુરુષ નિત્ય સાવધ થઈ, વિષ્ણુનાં સહસ્ર નામવડે જગતના પ્રભુ, દેવના દેવ, અનંત અને પુરુષોત્તમ એવા શ્રી વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરે છે (તો તે સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે).૪ વળી જે, તે જ અવિનાશી પુરુષની ભક્તિથી નિત્ય પૂજા કરે, તેનું ધ્યાન ધરે, તેની સ્તુતિ કરે, તેને નમસ્કાર કરે અને તેનું જ યજન કરે છે (તે પણ સર્વ દુઃખોને ઓળંગી જાય છે;)૫ તેમ જ વળી અનાદિ, અંતરહિત, સર્વ લોકમાં વ્યાપક, સર્વ લોકના મોટા ઈશ્વર, સર્વ લોકના અધ્યક્ષ, સર્વ લોકને સાક્ષાત્ જોનારાની નિત્ય સ્તુતિ કરનારો સર્વ દુઃખોને ઓળંગી જાય છે.૬ નિત્ય બ્રાહ્મણોનું હિત કરનારા, સર્વ ધર્મને જાણનારા, લોકોની કીર્તિમાં વૃદ્ધિ કરનારા, લોકના નાથ, અતિ અદ્‌ભુત, ભૂતની ઉત્પત્તિનું સ્થાન (એવા પરમાત્માની સ્તુતિ કરવાથી (પણ) મનુષ્ય સર્વ દુઃખમાંથી મુક્ત થાય છે).૭

एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः ।
यद्भक्त्या पुंडरीकाक्षं स्तवैरर्चेन्नरः सदा ॥ ८ ॥

સર્વ ધર્મોમાં આ ધર્મ અધિક છે એવો મારો મત છે. તે ધર્મ એ છે કે, ભક્તિથી કમળ જેવાં નેત્રવાળા (શ્રીકૃષ્ણ)ની સદા સ્તુતિ કરવી તથા તેમનું પૂજન કરવું.[૮]

परमं यो महत्तेजः परमं यो महत्तपः ।
परमं यो महद्ब्रह्म परमं यः परायणम् ॥ ९ ॥

જે (શ્રીકૃષ્ણ) તેજના પરમ ને મહાન્ પુંજ છે, જે મોટામાં મોટા તપરૂપ છે, જે મોટામાં મોટા બ્રહ્મરૂપ છે, અને જે આશ્રયનું પરમ ધામ છે;[૯]

पवित्राणां पवित्रं यो मंगलानां च मंगलम् ।
दैवतं देवतानां च भूतानां योऽव्ययः पिता ॥ १० ॥

જે પવિત્ર વસ્તુઓમાં પવિત્ર છે, જે મંગળોમાં પણ મંગળરૂપ છે, જે દેવતાઓમાં પરમ દૈવતરૂપ છે, અને જે પ્રાણી માત્રના અવિનાશી પિતા છે.[૧૦]

यतः सर्वाणि भूतानि भवंत्यादियुगागमे ।
यस्मिंश्च प्रलयं यांति पुनरेव युगक्षये ॥ ११ ॥
तस्य लोकप्रधानस्य जगन्नाथस्य भूपते ।
विष्णोर्नामसहस्रं मे शृणु पापभयापहम् ॥ १२ ॥

સત્ય યુગના આરંભમાં જેમાંથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને પ્રલય વેળા ફરીને સર્વે પ્રાણીઓ જેને વિષે લય પામે છે,[૧૧] હે રાજા! તે સર્વ લોકના અધિપતિ અને જગતના નાથ એવા શ્રીવિષ્ણુનાં પાપનો તથા ભયનો નાશ કરનારાં સહસ્ર નામો મારી પાસેથી સાંભળ.[૧૨]

यानि नामानि गौणानि विख्यातानि महात्मनः ।
ऋषिभिः परिगीतानि तानि वक्ष्यामि भूतये ॥ १३ ॥

મહાત્મા શ્રીકૃષ્ણનાં જે ગૌણ નામો જગત્‌માં પ્રખ્યાત છે અને જે નામો ઋષિઓએ ગાયાં છે તે નામો (ધર્માદિક ચાર પુરુષાર્થના લાભને માટે) હું તને કહીશ.[૧૩]

ॐ विश्वं विष्णुर्वषट्कारो भूतभव्यभवत्प्रभुः ।
भूतकृद्भूतभृद्भावो भूतात्मा भूतभावनः ॥ १४ ॥

૧ વિશ્વઃ-ઓમ્! વિશ્વરૂપ, ૨ વિષ્ણુઃ-સર્વ વ્યાપક સ્વરૂપ, ૩ વષટ્કારઃ-યજ્ઞમાં બોલાતા વષટ્કારરૂપ, ૪ ભૂતભવ્યભવત્પ્રભુઃ-ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના સ્વામી, ૫ ભૂતકૃત્‌ઃ-(બ્રહ્મારૂપે) સર્વભૂતના ઉત્પન્ન કરનારા, ૬ ભૂતભૃત્‌ઃ-(વિષ્ણુરૂપે) સર્વભૂતને પોષનારા, ૭ ભાવઃ-અસ્તિત્વરૂપ-સદ્રૂપ, ૮ ભૂતાત્માઃ-સર્વભૂતોના અંતરાત્મા, ૯ ભૂતભાવનઃ-સર્વ ભૂતોનાં ઉત્પત્તિ સ્થાનરૂપ.[૧૪]

पूतात्मा परमात्मा च मुक्तानां परमा गतिः ।
अव्ययः पुरुषः साक्षी क्षेत्रज्ञोऽक्षर एव च ॥ १५ ॥

૧૦ પૂતાત્માઃ-પવિત્ર આત્માવાળા, ૧ પરમાત્મા, ૨ મુક્તાનાં પરમાગતિઃ-મુક્તજનોના પરમ આશ્રયરૂપ, ૩ અવ્યયઃ-અવિનાશી અથવા તો વિકારરહિત, ૪ પુરુષઃ-નવ દ્વારવાળા દેહનગરમાં શયન કરનારા અથવા તો પ્રલય વેળાએ સર્વ ભુવનનો સંહાર કરનારા, ૫ સાક્ષીઃ-સાક્ષી સ્વરૂપ, ૬ ક્ષેત્રજ્ઞઃ-પોતાના ક્ષેત્ર અથવા નિવાસસ્થાનને જાણનારા, ૭ અક્ષરઃ-અવિનાશી.[૧૫]

योगो योगविदां नेता प्रधानपुरुषेश्वरः ।
नारसिंहवपुःश्रीमान् केशवः पुरुषोत्तमः ॥ १६ ॥

૮ યોગઃ-યોગાભ્યાસ કરતાં જેના વિષે ધ્યાન ધરવામાં આવે છે તે યોગમૂર્તિ, ૯ યોગવિદાં નેતાઃ-યોગને જાણનારાના સ્વામી, ૨૦ પ્રધાનપુરુષેશ્વરઃ-પ્રધાન (પ્રકૃતિ, માયા) અને પુરુષ (જીવ)ના ઈશ્વર, ૧ નારસિંહવપુઃ-જેનું શરીર નર અને સિંહ ઉભયથી યુક્ત છે એવા, ૨ શ્રીમાનઃ-(વક્ષઃસ્થળમાં) લક્ષ્મીને ધારણ કરનારા, ૩ કેશવઃ-સુંદર કેશવાળા અથવા તો કેશી દૈત્યનો નાશ કરનારા, ૪ પુરુષોત્તમઃ-પુરુષોમાં ઉત્તમ.[૧૬]

सर्वः शर्वः शिवः स्थाणुर्भूतादिर्निधिरव्ययः ।
संभवो भावनो भर्ता प्रभवः प्रभुरीश्वरः ॥ १७ ॥

૫ સર્વઃ-સત્ અથવા અસત્ વસ્તુના નાશને અને ઉત્પત્તિને જાણનારા, ૬ શર્વઃ-પ્રલય વેળા સર્વની પ્રજાનો નાશ કરનારા, ૭ શિવઃ-સત્વ, રજસ અને તમસ ગુણોથી રહિત અથવા તો કલ્યાણકર્તા, ૮ સ્થાણુઃ-સ્થિર રહેનારા, ૯ ભૂતાદિઃ-સર્વભૂતોના આદિ કારણ, ૩૦ નિધિઃ-પ્રલય વેળાએ સર્વ જગતને પોતાને વિષે લય કરનારા; *અવ્યયઃ-અવિનાશી, ૧ સંભવઃ-જેની સ્વયં ઉત્પત્તિ છે તે સંભવરૂપ, ૨ ભાવનઃ-સર્વ ભોક્તાઓને ફળ આપનારા, ૩ ભર્તાઃ-સર્વ વસ્તુઓને ધારણ કરનારા, ૪ પ્રભવઃ-પ્રકર્ષવડે મહા ભૂતોને ઉત્પન્ન કરનારા અથવા તો ઉત્તમ જન્મધારી, ૫ પ્રભુઃ-સર્વ કર્મ કરવામાં અતિ સામર્થ્યવાળા, ૬ ઈશ્વરઃ-ઉપાધિરહિત ઐશ્વર્યવાળા, ઉપાધિરહિત સર્વના સ્વામી.[૧૭]

स्वयंभूः शंभुरादित्यः पुष्कराक्षो महास्वनः ।
अनादिनिधनो धाता विधाता धातुरुत्तमः ॥ १८ ॥

૭ સ્વયંભૂઃ-પોતાની મેળે ઉત્પન્ન થનારા, ૮ શંભુઃ-ભક્તજનોનું કલ્યાણ કરનારા, ૯ આદિત્યઃ-સૂર્યમંડળમાં રહેનારા હિરણ્યમય પુરુષ, ૪૦ પુષ્કરાક્ષઃ-કમળ જેવાં નેત્રવાળા, ૧ મહાસ્વનઃ-(ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના ગાન કરવાથી) મહાસ્વરવાળા, ૨ અનાદિનિ-

* નિધિ એ વિશેષ્ય છે ને અવ્યય એ તેનું વિશેષણ છે માટે નિધિરવ્યયઃ એ એક નામ છે. આવી રીતેજ બીજાં નામોને માટે પણ સમજી લેવું.

ધનઃ-આદિ તથા અંત વિનાના, ૩ ધાતાઃ-શેષાદિકરૂપે વિશ્વને ધારણ કરનારા અથવા પોતાના અનંત રૂપોના વિસ્તારથી વિશ્વને નિભાવનારા; ૪ વિધાતાઃ-કર્મોની તથા તેના ફળની વ્યવસ્થા કરનારા, ૫ ધાતુરુત્તમઃ-બ્રહ્માથી પણ ઉત્તમ અથવા તો પૃથિવી આદિકથી પણ ઉત્તમ.[૧૮]

अप्रमेयो हृषीकेशः पद्मनाभोऽमरप्रभुः ।
विश्वकर्मा मनुस्त्वष्टा स्थविष्ठः स्थविरो ध्रुवः ॥ १९ ॥

૬ અપ્રમેયઃ-પ્રમાણાદિકથી જણાય નહિ તેવા, ૭ હૃષીકેશઃ-ઇન્દ્રિયોના સ્વામી અર્થાત્ ક્ષેત્રજ્ઞરૂપધારી અથવા જેના કેશ વાંકડિયા છે તે, ૮ પદ્મનાભઃ-નાભિ ભાગમાં પદ્મ ધારણ કરનારા, ૯ અમરપ્રભુઃ-દેવતાઓના સ્વામી, ૫૦ વિશ્વકર્માઃ-વિશ્વાદિકની રચના કરનારા, ૧ મનુઃ-મનન કરનારા, ૨ ત્વષ્ટાઃ-સંહાર વેળાએ સર્વ પ્રાણીઓને સૂક્ષ્મ કરનારા, ૩ સ્થવિષ્ઠઃ-અત્યંત સ્થૂલમૂર્તિ અથવા અત્યંત વિશાળ, ૪ સ્થવિરઃ-સનાતન, ધ્રુવઃ-અચળ.[૧૯]

अग्राह्यः शाश्वतः कृष्णो लोहिताक्षः प्रतर्दनः ।
प्रभूतस्त्रिककुब्धाम पवित्रं मंगलं परम् ॥ २० ॥

૫ અગ્રાહ્યઃ-મન તથા વાણીથી જાણી શકાય નહિ તેવા, ૬ શાશ્વતઃ-કાળમાં રહેનારા, ૭ કૃષ્ણઃ-સચ્ચિદાનંદ મૂર્તિ અથવા તો ઘનશ્યામ મૂર્તિ, ૮ લોહિતાક્ષઃ-રાતાં નેત્રવાળા, ૯ પ્રતર્દનઃ-પ્રલય વેળા પ્રાણીઓનો સંહાર કરનારા, ૬૦ પ્રભૂતઃ-જ્ઞાન, ઐશ્વર્ય આદિક ગુણસંપન્ન, ૧ ત્રિકકુબ્ધામઃ-ઉપર, નીચે અને મધ્યભાગ એમ ત્રણે દિશામાં વાસ કરનારા, ૨ પવિત્રઃ-પવિત્ર, ૩ મંગલઃ-મંગલકારક, પરમ્-શ્રેષ્ઠ.[૨૦]

ईशानः प्राणदः प्राणो ज्येष्ठः श्रेष्ठः प्रजापतिः ।
हिरण्यगर्भो भूगर्भो माधवो मधुसूदनः ॥ २१ ॥

૪ ઇશાનઃ-સર્વ પ્રાણીઓના નિયંતા, ૫ પ્રાણદઃ-પ્રાણ આપનારા, ૬ પ્રાણઃ-મુખ્ય પ્રાણરૂપ અથવા તો સર્વને જીવાડનારા, ૭ જ્યેષ્ઠઃ-સર્વ કરતાં વડા, ૮ શ્રેષ્ઠઃ-સર્વ કરતાં ઉત્તમ, ૯ પ્રજાપતિઃ-પ્રજાનું રક્ષણ કરનારા, ૭૦ હિરણ્યગર્ભઃ-સુવર્ણના ગર્ભ-(પેટ)વાળા; ૧ ભૂગર્ભઃ-પૃથિવી રૂપ ગર્ભ-(પેટ)વાળા; ૨ માધવઃ-મા એટલે લક્ષ્મી તેના પતિ, ૩ મધુસૂદનઃ-મધુદૈત્યને મારનારા.[૨૧]

ईश्वरो विक्रमी धन्वी मेधावी विक्रमः क्रमः ।
अनुत्तमो दुराधर्षः कृतज्ञः कृतिरात्मवान् ॥ २२ ॥

૪ ઈશ્વરઃ-સર્વ શક્તિમાન્, ૫ વિક્રમીઃ-પરાક્રમ કરનારા, ૬ ધન્વીઃ-ધનુર્ધારી, ૭ મેધાવીઃ-બુદ્ધિશાળી, ૮ વિક્રમઃ-ગરુડપર સર્વ ઠેકાણે ગમન કરનારા, ૯ ક્રમઃ-જગતમાં ફરનારા, જે ક્રમપૂર્વક ગ્રહણ કરીને ઉપભોગ કરે છે તે, ૮૦ અનુત્તમઃ-જેના કરતાં કોઈ શ્રેષ્ઠ નથી તે, ૧ દુરાધર્ષઃ-કોઇથી પણ તિરસ્કાર કરી શકાય નહિ તેવા, ૨ કૃતજ્ઞઃ-મનુષ્યે કરેલાં પાપ-પુણ્યને જાણનારા, ૩ કૃતિઃ-ક્રિયારૂપ અથવા તો પુરુષના પ્રયત્નરૂપ, ૪ આત્મવાન્-આત્મસ્વરૂપ (શરીરવાન, ઇન્દ્રિયવાન ઇત્યાદિથી ભિન્ન).[૨૨]

सुरेशः शरणं शर्म विश्वरेताः प्रजाभवः ।
अहः संवत्सरो व्यालः प्रत्ययः सर्वदर्शनः ॥ २३ ॥

૫ સુરેશઃ-દેવતાના સ્વામી, ૬ શરણંઃ-પ્રાણીઓની પીડાને હરણ કરનારા એક આશ્રય, ૭ શર્મઃ-પરમાનંદમૂર્તિ, કલ્યાણમૂર્તિ, ૮ વિશ્વરેતાઃ-જેનું રેતસ્-(વીર્ય) વિશ્વમય છે તે અર્થાત્ વિશ્વના કારણભૂત, ૯ પ્રજાભવઃ-સર્વ પ્રજાને ઉત્પન્ન કરનારા, ૯૦ અહઃ-દિવસમૂર્તિ, (કારણ કે જ્યારે તે જીવની પાસે જાય છે ત્યારે અજ્ઞાનરૂપ અંધકાર દૂર થાય છે), ૧ સંવત્સરઃ-વર્ષરૂપ, ૨ વ્યાલઃ-સર્પની પેઠે કોઇથી ગ્રહણ થઈ શકે નહિ તેવા, ૩ પ્રત્યયઃ-ઉત્તમ બુદ્ધિથી જણાય તેવા નિશ્ચય સ્વરૂપ, ૪ સર્વદર્શનઃ-સર્વ વસ્તુને જોનારા.[૨૩]

अजः सर्वेश्वरः सिद्धः सिद्धिः सर्वादिरच्युतः ।
वृषाकपिरमेयात्मा सर्वयोगविनिःसृतः ॥ २४ ॥

૫ અજઃ-અજન્મા, (જન્મ નથી એવા) ૬ સર્વેશ્વરઃ-સર્વના સ્વામી, ૭ સિદ્ધઃ-સંપૂર્ણ સ્વરૂપ હોવાથી સિદ્ધ, અથવા જેણે સર્વ મેળવ્યું છે તે સિદ્ધ, ૮ સિદ્ધિઃ-જ્ઞાની અથવા તો ફળની મૂર્તિ, ૯ સર્વાદિઃ-સર્વ પ્રાણીઓના આદિ કારણ, ૧૦૦ અચ્યુતઃ-જે સ્વસ્વરૂપના સામર્થ્યવડે સ્વસ્વરૂપમાંથી ભ્રષ્ટ ન થનારા, ૧ વૃષાકપિઃ-આખલા જેવા ડુક્કર સ્વરૂપે પૃથ્વીનો ઉદ્ધાર કરનારા, ધર્મનું રક્ષણ કરનારા, ૨ અમેયાત્માઃ-અમાપ આત્માવાળા, ૩ સર્વયોગવિનિઃસૃતઃ-સર્વ પ્રકારનાં કર્મબંધનમાંથી મુક્ત.[૨૪]

वसुर्वसुमनाः सत्यः समात्माऽसंमितः समः ।
अमोघः पुंडरीकाक्षो वृषकर्मा वृषाकृतिः ॥ २५ ॥

૪ વસુઃ-જેને વિશે સર્વ પ્રાણીઓ વાસ કરે છે તે, ૫ વસુમનાઃ-ઉદાર મનવાળા, ૬ સત્યઃ-સત્યમૂર્તિ, ૭ સમાત્માઃ-રાગદ્વેષરહિત, શુદ્ધ આત્માવાળા અથવા તો સર્વ પ્રાણીઓમાં એક આત્મારૂપે વસતા, ૮ અસંમિતઃ-સર્વ પદાર્થોવડે મપાય નહિ તેવા, ૯ સમઃ-સર્વ કાળમાં સર્વ પ્રકારના વિકારરહિત, અથવા તો સમદૃષ્ટિ રાખનારા, ૧૧૦ અમોઘઃ-સ્તુતિ તથા પૂજા કરનારા ભક્તજનોને ફળ આપનારા, ૧ પુંડરીકાક્ષઃ-કમળ જેવાં નેત્રવાળા, ૨ વૃષકર્માઃ-ધર્મકર્મનું આચરણ કરનારા, ૩ વૃષાકૃતિઃ-ધર્મકર્મ સ્વરૂપ.[૨૫]

रुद्रो बहुशिरा बभ्रुर्विश्वयोनिः शुचिश्रवाः ।
अमृतः शाश्वतः स्थाणुर्वरारोहो महातपाः ॥ २६ ॥

૪ રુદ્રઃ-સંહાર વેળા પ્રાણીઓને રોવરાવનારા, ૫ બહુશિરાઃ-ઘણાં મસ્તકવાળા, ૬ બભ્રુઃ-લોકોનું પોષણ કરનારા, ૭ વિશ્વયોનિઃ-વિશ્વનાં મૂળ રૂપ, ૮ શુચિશ્રવાઃ-પવિત્ર કીર્તિવાળા, ૯ અમૃતઃ-અમર, ૧૨૦ શાશ્વતઃ-સનાતન, ચિરંજીવ. ચિરકાળ જીવનારા; સ્થાણુઃ-અચળ રહેનારા, ૧ વરારોહઃ-સુંદર અંગવાળા, ૨ મહાતપાઃ-મહાતપસ્વી, તપની એટલી પ્રબળતાવાળા કે પ્રકૃતિને વિશ્વ ઉત્પન્ન કરવાની જરૂર પડે. અથવા ઇચ્છાબળથી સ્વયંવિશ્વ ઉત્પન્ન થાય.[૨૬]

सर्वगः सर्वविद्भानुर्विष्वक्सेनो जनार्दनः ।
वेदो वेदविदव्यंगो वेदांगो वेदवित्कविः ॥ २७ ॥

૩ સર્વગઃ-સર્વ ઠેકાણે ગતિ કરનારા, ૪* સર્વવિદ્‌ઃ-સર્વને જાણનારા; ભાનુઃ-સર્વત્ર પ્રકાશ કરનારા, ૫ વિશ્વક્સેનઃ-જેની સેના વિશ્વમાં છે તે, ૬ જનાર્દનઃ-પાપી મનુષ્યોને નરકની પીડા આપનારા, જેની સર્વ લોકો ઇચ્છા કરે છે તે, ૭ વેદઃ-સર્વ વસ્તુનું જ્ઞાન સ્વરૂપ, ૮ વેદવિત્‌ઃ-ચારે વેદોને જાણનારા, ૯ અવ્યંગઃ-સર્વ પ્રકારનાં જ્ઞાનથી સંપૂર્ણ, ૧૩૦ વેદાંગઃ-વેદાદિ અંગોવાળા, ૧ વેદવિદ્‌ઃ-વેદોનો વિચાર કરનારા, ૨ કવિઃ-સર્વ વસ્તુને હસ્તામલકવત્ જોનારા, જેનાથી કોઈ બુદ્ધિમાં શ્રેષ્ઠ નથી તે.[૨૭]

लोकाध्यक्षः सुराध्यक्षो धर्माध्यक्षः कृताकृतः ।
चतुरात्मा चतुर्व्यूहश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः ॥ २८ ॥

૩ લોકાધ્યક્ષઃ-સર્વ લોકોના અધ્યક્ષ, ૪ સુરાધ્યક્ષઃ-દેવતાઓમાં અધ્યક્ષ, ૫ ધર્માધ્યક્ષઃ-ધર્માધર્મના અધ્યક્ષ, ૬ કૃતાકૃતઃ-કાર્યરૂપ તથા કારણરૂપ, પૂર્વનાં કોઈ કૃતથી જે જન્મ્યો નથી તે, ૭ ચતુરાત્માઃ-અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને વાસુદેવ એ ચાર વિભૂતિવાળા; ૮ ચતુર્વ્યૂહઃ-ઉત્પત્તિ, સ્થિતિ, રક્ષા અને નાશ એ ચાર વ્યૂહવાળા, ૯ ચતુર્દંષ્ટ્રઃ-નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત, એ ચાર ડાઢવાળા, ૧૪૦ ચતુર્ભુજઃ-ચાર ભુજાવાળા, શંખ, ગદા, ચક્ર, અને પદ્મ દરેક હાથમાં ધરનારા.[૨૮]

भ्राजिष्णुर्भोजनं भोक्ता सहिष्णुर्जगदादिजः ।
अनघो विजयो जेता विश्वयोनिः पुनर्वसुः ॥ २९ ॥

૧ ભ્રાજિષ્ણુઃ-પ્રકાશમાન, ૨ ભોજનઃ-માયારૂપ અથવા વૈભવરૂપ, અથવા ભોજનરૂપ કારણ કે અન્નથી જીવાય છે. ૩ ભોક્તાઃ-સુખદુઃખ ભોગવનાર જીવરૂપ, અથવા પાપીઓનો ભોગ કરનાર, નાશ કરનાર અથવા ભક્તોની સાથે ભોગ વિહાર કરનાર, ૪ સહિષ્ણુઃ-હિરણ્યકશિપુ વગેરે ભક્ત દાનવોની સાથે ટક્કર લેનારા અથવા ક્ષમાવંત, ૫ જગદાદિજઃ-જગતના આદિ પુરુષ જે બ્રહ્મા તેને ઉત્પન્ન કરનારા, ૬ અનઘઃ-દોષરહિત, ૭ વિજયઃ-જ્ઞાન, વૈરાગ્ય આદિથી જગતનો વિજય કરનારા, ૮ જેતાઃ-વિજય કરનારા, ૯ વિશ્વયોનિઃ-વિશ્વના કારણભૂત, ૧૫૦ પુનર્વસુઃ-શરીરમાં વારંવાર આત્મારૂપે નિવાસ કરનારા.[૨૯]

उपेंद्रो वामनः प्रांशुरमोघः शुचिरूर्जितः ।
अतींद्रः संग्रहः सर्गो धृतात्मा नियमो यमः ॥ ३० ॥

૧ ઉપેન્દ્રઃ-ઇન્દ્રના નાના ભાઈ, અથવા ઇન્દ્રથી જે શ્રેષ્ઠ છે તે, ૨ વામનઃ-વામનજી, ૩ પ્રાંશુઃ-ત્રણ પગલાં પૃથ્વી ભરતી વેળા ઉંચા થયેલા, ૪ અમોઘઃ-સર્વને કર્માનુસાર ફળ આપનારા, ૫ શુચિઃ-સ્તુતિ કરનારા, મનુષ્યોને પવિત્ર કરનારા, ૬ ઊર્જિતઃ-મહાબળશાળી, ૭ અતીંદ્રઃ-સ્વાભાવિક એવાં જ્ઞાન, ઐશ્વર્ય આદિ ગુણોવડે ઇન્દ્રનો પરાજય કરનારા, અથવા ઇન્દ્રિયોથી જેનો પાર પમાતો નથી એવા, ૮ સંગ્રહઃ-સંહાર કાળે સર્વનો સંગ્રહ કરનારા, અથવા તો પુણ્યવંતોનો કે ભક્તોનો સંગ્રહ કરનારા, ૯ સર્ગઃ-ઉત્પત્તિ સમયે સર્વને ઉત્પન્ન કરનારા, ૧૬૦ ધૃતાત્માઃ-આત્મા સ્વરૂપને ઉત્પત્તિ, વૃદ્ધિ અને લય વિના ધારણ કરનારા, ૧ નિયમઃ-પ્રજાને તેઓના અધિકાર ઉપર નીમનારા, ૨ યમઃ-સર્વ પ્રાણીઓને પોતાના વિષે લય કરનારા અથવા સર્વને નિયમમાં રાખનારા યમરૂપ.[૩૦]

वेद्यो वैद्यः सदायोगी वीरहा माधवो मधुः ।
अतींद्रियो महामायो महोत्साहो महाबलः ॥ ३१ ॥

૩ વેદ્યઃ-મુમુક્ષુઓએ જાણવા યોગ્ય, ૪ વૈદ્યઃ-સર્વ વિદ્યા જાણનારા, અથવા ધનવંતરીરૂપ અથવા સંસારરૂપ બંધનનો નાશ કરનાર વૈદ્ય, ૫ સદાયોગીઃ-નિત્ય યોગમાં જ ધ્યાનસ્થ રહેનારા, ૬ વીરહાઃ-ધર્મની રક્ષા કરવા માટે અસુર યોદ્ધાઓનો સંહાર કરનારા, ૭ માધવઃ-માયાના સ્વામી, ૮ મધુઃ-ભક્ત જનને મધ પેરે મીઠાશ ઉપજાવનારા, ૯ અતીન્દ્રિયઃ-ઇન્દ્રિયોથી અગોચર, ૧૭૦ મહામાયઃ-મહામાયાવી અર્થાત્ મોટા માયાવીઓને પણ માયાની જાળમાં ફસાવનાર માયાવી, ૧ મહોત્સાહઃ-જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવામાં મોટા ઉત્સાહી, ૨ મહાબલઃ-બળવાનોના પણ બળરૂપ હોવાથી મહાબળશાળી.[૩૧]

महाबुद्धिर्महावीर्यो महाशक्तिर्महाद्युतिः ।
अनिर्देश्यवपुः श्रीमानमेयात्मा महाद्रिधृक् ॥ ३२ ॥

૩ મહાબુદ્ધિઃ-મોટા બુદ્ધિશાળી, ૪ મહાવીર્યઃ-મોટા પરાક્રમી, ૫ મહાશક્તિઃ-મોટી શક્તિવાળા, ૬ મહાદ્યુતિઃ-મોટી કાંતિવાળા, ૭ અનિર્દેશ્યવપુઃ-જેનું

* સર્વવિદ્ અને ભાનુઃ તે એક જ નામ માનવામાં આવ્યાં છે.

શરીર કોઈથી પણ કળ્યું જાય નહિ તેવા, ૮ શ્રીમાનઃ-લક્ષ્મીના નિવાસસ્થાન, સર્વ પ્રકારનાં શ્રી એટલે સૌંદર્ય-વાળા, ૯ અમેયાત્મા:-સર્વ પ્રાણીઓથી જેનો આત્મા માપી શકાય નહિ તેવા, ૧૮૦ મહાદ્રિધૃક્:-ગોવર્ધન વગેરે મોટા મોટા પર્વતોને ધારણ કરનારા.[૩૨]

**महेष्वासो महीभर्ता श्रीनिवासः सतांगतिः ।**
**अनिरुद्धः सुरानंदो गोविंदो गोविदांपतिः ॥ ३३ ॥**

૧ મહેષ્વાસઃ-મોટા ધનુર્ધારી; ઘણે દૂર બાણ ફેંકી શકનારા, ૨ મહીભર્ત્તા:-પૃથિવીને ધારણ કરનારા, ૩ શ્રીનિવાસ:-જેના વક્ષઃસ્થલમાં નિત્ય લક્ષ્મી રહે છે તેવા, ૪ સતાંગતિ:-સત્પુરુષોના આશ્રયરૂપ, ૫ અનિરુદ્ધ:-ખરી ભક્તિ વિના જેને રોકી કે પકડી શકાતો નથી તે, ઈન્દ્રિઓથી જે રોકી શકાતો નથી તે, ૬ સુરાનંદઃ-દેવતાઓને આનંદ આપનારા, ૭ ગોવિન્દઃ-વરાહનું રૂપ લઈ ગો એટલે પૃથ્વીનું રક્ષણ કરનારા, અથવા ગો એટલે ગાયત્રીને જાણનારા અથવા ગો એટલે ઇન્દ્રિયોને જાણ-નારા અથવા ગો એટલે ભક્તિને જાણનારા, ૮ ગોવિદાં-પતિ:-વેદાદિક શાસ્ત્રને જાણનારાઓના નાયક.[૩૩]

**मरीचिर्दमनो हंसः सुपर्णो भुजगोत्तमः ।**
**हिरण्यनाभः सुतपाः पद्मनाभः प्रजापतिः ॥ ३४ ॥**

૯ મરીચિ:-તેજસ્વીઓના પણ કિરણરૂપ, ૧૯૦ દમનઃ-વૈવસ્વત આદિક મનુરૂપે પ્રજાને પ્રસન્ન કરીને નિયમમાં રાખનારા, ભક્તોના દુઃખોને દમનારા અથવા પાપીઓને દમનારા, ૧ હંસઃ-સંસારનો ભય નાશ કર-નારા, પિતામહ બ્રહ્માને વેદ જણાવવાને હંસ સ્વરૂપ લેનારા, ૨ સુપર્ણ:-ગરુડરૂપ, ૩ ભુજગોત્તમઃ-સર્પોમાં શેષનાગરૂપ, ૪ હિરણ્યનાભઃ-સુવર્ણના જેવી શોભાય-માન નાભિવાળા, ૫ સુતપાઃ-ઉત્તમ તપશ્ચર્યા કરનારા, ૬ પદ્મનાભઃ-કમળ જેવી ગોળાકાર નાભિવાળા, ૭ પ્રજા-પતિ:-પ્રજાનું પાલન કરનારા, પિતારૂપ.[૩૪]

**अमृत्युः सर्वदृक् सिंहः संधाता संधिमान् स्थिरः ।**
**अजो दुर्मर्षणः शास्ता विश्रुतात्मा सुरारिहा ॥ ३५ ॥**

૮ અમૃત્યુઃ-મૃત્યુરહિત, ૯ સર્વદૃક્:-પ્રાણીઓનાં સર્વ કાર્યને જોનારા, ૨૦૦ સિંહઃ-દુષ્ટોનો નાશ કર-નારા, ૧ સંધાતા:-કર્મોની સંધિ કરાવનારા, ૨ સંધિ-માન્:-જે કર્મોનાં ફળો ભોગવાવે છે તે, ૩ સ્થિરઃ-નિરંતર સ્વરૂપમાં અચળ રહેનારા, ૪ અજ:-જે જન્મમાં રહિત છે તે, ૫ દુર્મર્ષણ:-દાનવાદિકથી કે પાપીથી સહન થઈ શકે નહિ તેવા, ૬ શાસ્તા:-સર્વને શિક્ષા કરનારા, ૭ વિશ્રુતાત્મા:-જેનો આત્મા સત્ય જ્ઞાનરૂપ વિશેષ કરીને સાંભળવામાં આવ્યો છે એવા, ૮ સુરારિહા:-સુરોના શત્રુ દૈત્યોનો સંહાર કરનારા.[૩૫]

**गुरुर्गुरुत्तमो धाम सत्यः सत्यपराक्रमः ।**
**निमिषोऽनिमिषः स्रग्वी वाचस्पतिरुदारधीः ॥ ३६ ॥**

૯ ગુરુઃ-વેદાદિકનો ઉપદેશ કરવાથી અથવા તો ઉત્પન્ન કરવાથી ગુરુસ્વરૂપ, ૨૧૦ ગુરુત્તમઃ-બ્રહ્માદિક દેવતાઓના પણ ગુરુ, ૧ ધામઃ-સર્વ કામનાઓના આશ્રય અથવા તો તેજોમૂર્ત્તિ, ૨ સત્યઃ-સત્યમૂર્ત્તિ, ૩ સત્યપરાક્રમઃ-સત્ય પરાક્રમવાળા, ૪ નિમિષઃ-યોગનિદ્રા કરતી વેળા નેત્રનું મટકું મારનારા, શાસ્ત્રમાં કહેલાં કર્મોપર જ મટકું મારનારા, ૫ અનિમિષઃ-નિત્ય પ્રબુદ્ધ સ્વરૂપ હોવાથી શાસ્ત્રમાં નિષેધ કરેલાં કર્મપર મટકું ન મારનારા, અથવા સદા જાગ્રત, ૬ સ્રગ્વીઃ-પુષ્પ-ની વૈજયન્તી માળાને ધારણ કરનારા, ૭ વાચસ્પતિઃ-વાણીના પતિ, બૃહસ્પતિ, ઉદારધીઃ-ઉદાર બુદ્ધિવાળા.[૩૬]

**अग्रणीर्ग्रामणीः श्रीमान् न्यायो नेता समीरणः ।**
**सहस्रमूर्धा विश्वात्मा सहस्राक्षः सहस्रपात् ॥ ३७ ॥**

૮ અગ્રણિઃ-સર્વ પ્રાણીઓના નેતા અથવા તો મુમુક્ષુઓને મોક્ષપદ આપનારા, ૯ ગ્રામણીઃ-સર્વ પ્રાણીઓના નાયક, ૨૨૦ શ્રીમાન્:-લક્ષ્મીના પતિ, ૧ ન્યાયઃ-તર્કમૂર્ત્તિ, ૨ નેતા:-જગતના વ્યવહારનો નિર્વાહ કરનારા, ૩ સમીરણ:-શ્વાસરૂપે સર્વ પ્રાણી-ઓને ચેષ્ટા કરાવનારા, ૪ સહસ્રમૂર્ધા:-હજાર મસ્તક-વાળા, ૫ વિશ્વાત્મા:-વિશ્વ જેનો આત્મા છે તે, અથવા જે વિશ્વના આત્મારૂપ છે તે, ૬ સહસ્રાક્ષઃ-હજાર નેત્રોવાળા, ૭ સહસ્રપાત્:-હજાર ચરણવાળા.[૩૭]

**आवर्त्तनो निवृत्तात्मा संवृतः संप्रमर्दनः ।**
**अहः संवर्तको वह्निरनिलो धरणीधरः ॥ ३८ ॥**

૮ આવર્ત્તનઃ-જે પોતાની ઈચ્છાનુસાર વિશ્વચક્રને ચલાવાવના કારણરૂપ છે તે; અથવા ધર્મ સ્થાપન કરવા માટે અવતાર લેનારા, ૯ નિવૃત્તાત્મા:-સંસા-રના બંધનમાંથી જેનું સ્વરૂપ મુક્ત છે એવા, ૨૩૦ સંવૃત્તઃ-માયાવડે વીંટાયલા કે જેથી સંસારી મનુષ્ય જોઈ શકે નહિ, ૧ સંપ્રમર્દનઃ-જેઓ તેનાથી દૂર રહે છે તેમનું પ્રબળતાથી મર્દન કરનારા; રુદ્ર, કાળ આદિ વિભૂતિઓવડે જગતનો સંહાર કરનારા, ૨ અહઃ-સૂર્યરૂપે દિવસને સારી રીતે ચલાવનારા, સંવર્તકઃ-કાળના પણ કાળરૂપ. ૩ વહ્નિઃ-બળિદાનને ગ્રહણ કરનારા, ૪ અનિલઃ-પવનમૂર્ત્તિ, ૫ ધરણીધરઃ-શેષ અને દિશાના હાથીઓ વગેરે રૂપોથી પૃથ્વીને ધારણ કરનારા, અથવા વારાહરૂપે પૃથ્વીને ધરનારા.[૩૮]

**सुप्रसादः प्रसन्नात्मा विश्वधृग्विश्वभुग्विभुः ।**
**सत्कर्ता सत्कृतः साधुर्जह्नुर्नारायणो नरः ॥ ३९ ॥**

૬ સુપ્રસાદઃ-શિશુપાલ આદિ અપરાધીઓ ઉપર પણ કૃપા કરનારા, ૭ પ્રસન્નાત્મા:-રજ અને તમથી

જેનું અંતઃકરણ મલિન નથી એવા, અર્થાત્ પ્રસન્ન છે આત્મા જેનો એવા, ૮ વિશ્વધૃક્:-જગતને ધારણ કરનારા, ૯ વિશ્વભુક્:-જગતને ભોગવનારા અથવા તો પાલન કરનારા, ૨૪૦ વિભુઃ-અનંત શક્તિવાળા, ૧ સત્કર્તાઃ-ભક્ત જનનો સત્કાર કરનારા, ૨ સત્કૃતઃ-ભકતોથી માન અપાયલા, ૩ સાધુઃ-ભકતોનાં કાર્ય સાધનારા સાધુસ્વરૂપ, ૪ જન્હુઃ-સંહાર કાળે મનુષ્યોનો પોતાને વિષે લય કરનારા, ૫ નારાયણઃ-જળમાં શયન કરનારા, ૬ નરઃ-મનુષ્યને મોક્ષ આપનારા, સનાતન, પરમાત્મા.[૩૯]

असंख्येयोऽप्रमेयात्मा विशिष्टः शिष्टकृच्छुचिः ।
सिद्धार्थः सिद्धसंकल्पः सिद्धिदः सिद्धिसाधनः ॥ ४० ॥

૭ અસંખ્યેયઃ-ગણત્રી વિનાના, અપાર મૂર્ત્તિવાળા, ૮ અપ્રમેયાત્માઃ-કોઈ પણ રીતે માપી શકાય નહિ તેવું રૂપ ધારણ કરનારા, ૯ વિશિષ્ટઃ-સર્વ કરતાં શ્રેષ્ઠ, અથવા વિશેષ ગુણવાળા, ૨૫૦ શિષ્ટકૃત્ઃ-શિષ્ટ એટલે સંસ્કારી કરનારા, ૧ શુચિઃ-કામ ક્રોધ આદિક મળથી રહિત, શુદ્ધરૂપ, ૨ સિદ્ધાર્થઃ-નિવૃત્તિરૂપી અર્થને સિદ્ધ કરનારા, જેને સર્વ અર્થ સિદ્ધ છે એવા, ૩ સિદ્ધસંકલ્પઃ-પોતાના સંકલ્પમાં સિદ્ધ થયેલા એવા, ૪ સિદ્ધિદઃ-સિદ્ધિને આપનારા, ૫ સિદ્ધિસાધનઃ-સિદ્ધિના સાધનરૂપ.[૪૦]

वृषाही वृषभो विष्णुर्वृषपर्वा वृषोदरः ।
वर्धनो वर्धमानश्च विविक्तः श्रुतिसागरः ॥ ४१ ॥

૬ વૃષાહીઃ-દ્વાદશાહ આદિક ધર્મમૂર્ત્તિ, ૭ વૃષભઃ-ભકતોની કામના પૂરનારા, ૮ વિષ્ણુઃ-સર્વત્ર વ્યાપક, ૯ વૃષપર્વાઃ-પરલોકમાં જવાની ઇચ્છાવાળા ભક્તજનોને ધર્મરૂપી પગથિયાંરૂપ, ૨૬૦ વૃષોદરઃ-ઉદરમાં ધર્મને ધારણ કરનારા, જે વૃષ એટલે ઇન્દ્રને ઉદરરૂપ છે તે, ૧ વર્ધનઃ-ભક્તજનની વૃદ્ધિ કરનારા, ૨ વર્દ્ધમાનઃ-સંસારરૂપે વૃદ્ધિ પામનારા, ૩ વિવિક્તઃ-સંસારથી વિરક્ત રહેનારા, ૪ શ્રુતિસાગરઃ-ચારે વેદના સાગરરૂપ.[૪૧]

सुभुजो दुर्धरो वाग्मी महेंद्रो वसुदो वसुः ।
नैकरूपो बृहद्रूपः शिपिविष्टः प्रकाशनः ॥ ४२ ॥

૫ સુભુજઃ-સુંદર હાથવાળા, ૬ દુર્ધરઃ-ધ્યાન વેળાએ મહા કષ્ટથી અંતઃકરણમાં ધારણ કરાય તેવા, ૭ વાગ્મીઃ-વાચાળ, જેનામાંથી વાચા-વેદ-બ્રહ્મા જન્મ્યા છે તે, ૮ મહેન્દ્રઃ-મોટા ઇંદ્ર રાજા, જે જગતમાં મહા ઇંદ્ર છે તે, ૯ વસુદઃ-ધન આપનારા, ૨૭૦ વસુઃ-ધન મૂર્ત્તિ અથવા તો આકાશમાં વસનારા વાયુરૂપ, ૧ નૈકરૂપઃ-અનન્ત રૂપધારી, ૨ બૃહદ્રૂપઃ-મોટા વિશ્વરૂપધારી, ૩ શિપિવિષ્ટઃ-યજ્ઞરૂપે પશુઓમાં નિવાસ કરનારા અથવા તો કિરણમાં રહેનારા, ૪ પ્રકાશનઃ-સર્વ વસ્તુને પ્રકાશ કરનારા.[૪૨]

ओजस्तेजोद्युतिधरः प्रकाशात्मा प्रतापनः ।
ऋद्धः स्पष्टाक्षरो मंत्रश्चंद्रांशुर्भास्करद्युतिः ॥ ४३ ॥

૫ ઓજસ્તેજોદ્યુતિધરઃ-પ્રાણબળને, ઐશ્વર્યને અને કાંતિને ધારણ કરનારા, ૬ પ્રકાશાત્માઃ-પ્રકાશ કરનાર છે સ્વરૂપ જેનું એવા, ભકતોને પોતાનો આત્મા પ્રકાશ કરનારા, ૭ પ્રતાપનઃ-વિશ્વને તપાવનારા, ૮ ઋદ્ધઃ-ધર્મજ્ઞાનથી તથા વૈરાગ્યથી સંપન્ન, ૯ સ્પષ્ટાક્ષરઃ-ૐકાર-વડે સ્પષ્ટ જણાતા, ૨૮૦ મંત્રઃ-ઋક્, યજુષ્ અને સામવેદના મંત્રરૂપ, ૧ ચન્દ્રાંશુઃ-ચંદ્રમાનાં કિરણોની પેઠે ત્રણ તાપથી પીડાયલાને આનંદ આપનારા, ૨ ભાસ્કરદ્યુતિઃ-સૂર્યના જેવા કાંતિવાળા.[૪૩]

अमृतांशूद्भवो भानुः शशबिंदुः सुरेश्वरः ।
औषधं जगतः सेतुः सत्यधर्मपराक्रमः ॥ ४४ ॥
भूतभव्यभवन्नाथः पवनः पावनोऽनलः ।
कामहा कामकृत्कांतः कामः कामप्रदः प्रभुः ॥ ४५ ॥

૩ અમૃતાંશૂદ્ભવઃ-સમુદ્રના મંથન વેળા ચંદ્રમાને ઉત્પન્ન કરનારા સાગરરૂપ, ૪ ભાનુઃ-પ્રકાશ કરનારા સૂર્ય, ૫ શશબિંદુઃ-ચંદ્રમા, સસલાંરૂપ ચિહ્નવાળા ચંદ્ર, ૬ સુરેશ્વરઃ-ઇન્દ્ર, ૭ ઔષધઃ-સંસારરૂપી વ્યાધિને દૂર કરવામાં ઔષધરૂપ, ૮ જગતઃસેતુઃ-જગતનું રક્ષણ કરવા માટે સેતુરૂપ, ૯ સત્યધર્મપરાક્રમઃ-સત્ય છે ધર્મ, જ્ઞાન આદિ ગુણો જેના તથા સત્ય છે પરાક્રમ જેનું એવા, ૨૯૦ ભૂતભવ્યભવન્નાથઃ-ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનાં પ્રાણીઓના સ્વામી, ૧ પવનઃ-પવનરૂપ, ૨ પાવનઃ-દૃષ્ટિમાત્રથી જગતને પવિત્ર કરનારા, પવિત્રને પણ પવિત્ર કરનારા, ૩ અનલઃ-અગ્નિમૂર્તિ અથવા તો જીવમૂર્તિ, ૪ કામહાઃ-ભકતોની તૃષ્ણાનો નાશ કરનારા, ૫ કામકૃત્ઃ-ભકતોની કામનાને પૂરનારા અથવા તો કામના પિતા, ૬ કાંતઃ-સુંદર, ૭ કામઃ-ધર્માદિક પુરુષાર્થની કામનાવાળાઓથી ઇચ્છાતા, ૮ કામપ્રદઃ-કામનાવાળાઓની સંપૂર્ણ કામનાઓને પૂરનારા, ૯ પ્રભુઃ-સર્વ કાર્ય કરવાને મહાસમર્થ.[૪૪-૪૫]

युगादिकृद्युगावर्तो नैकमायो महाशनः ।
अदृश्योऽव्यक्तरूपश्च सहस्रजिदनंतजित् ॥ ४६ ॥
इष्टो विशिष्टः शिष्टेष्टः शिखंडी नहुषो वृषः ।
क्रोधहा क्रोधकृत्कर्ता विश्वबाहुर्महीधरः ॥ ४७ ॥

૩૦૦ યુગાદિકૃત્ઃ-સત્યાદિ યુગનો આરંભ કરનારા, ૧ યુગાવર્તઃ-યુગોને ચક્રની માફક ફેરવનારા, ૨ નૈકમાયઃ-અનંત માયા કરનારા, ૩ મહાશનઃ-મોટું ભોજન કરનારા, ૪ અદૃશ્યઃ-સર્વની બુદ્ધિથી તથા ઇન્દ્રિયોથી જોઈ શકાય નહિ તેવા, ૫ અવ્યક્તરૂપઃ-સૂક્ષ્મરૂપ-

ધારી, ૬ સહસ્રજિત્:–હજારોને જિતનારા, ૭ અનંતજિત્:–લીલાવડે સર્વનો વિજય કરનારા, ૮ ઈષ્ટ:–યજ્ઞવડે પૂજાતા, ૯ વિશિષ્ટ:–સર્વ કરતાં શ્રેષ્ઠ, ૩૧૦ શિષ્ટેષ્ટ:–મોટમોટા વિદ્વાનોને પ્રિય, ૧ શિખંડી:–મયૂર પિચ્છવાળો મુકૂટ ધારણ કરનારા, ૨ નહુષ:–માયાવડે પ્રાણીઓને બંધનમાં નાંખનારા, ૩ વૃષ:–કામના પૂરનારા ધર્મરૂપ, ૪ ક્રોધહા:–ક્રોધનો નાશ કરનારા, ૫ ક્રોધકૃત્:–ક્રોધના પિતા અથવા તો અસાધુ ઉપર ક્રોધ કરનારા, કર્તા:–જગત્ રચનારા, સર્વ કાર્ય કરનારા, ૬ વિશ્વબાહુ:–ચારે દિશામાં બાહુવાળા, ૭ મહીધર:–પૃથ્વીને ધારણ કરનારા,[૪૬–૪૭]

अच्युतः प्रथितः प्राणः प्राणदो वासवानुजः ।
अपांनिधिरधिष्ठानमप्रमत्तः प्रतिष्ठितः ॥ ४८ ॥

૮ અચ્યુત:–જન્માદિક છ વિકારરહિત, ૯ પ્રથિત:–જગતની ઉત્પત્તિ વગેરે કર્મોથી પ્રખ્યાત, ૩૨૦ પ્રાણ:–સૂત્રાત્મારૂપે જગતને જીવાડનારા, ૧ પ્રાણદ:–પ્રાણ આપનારા, ૨ વાસવાનુજ:–ઇંદ્રના નાના ભાઈ, ૩ અપાંનિધિ:–સાગરરૂપ અથવા સર્વ સાગરના સંગ્રહરૂપ, ૪ અધિષ્ઠાન:–પ્રાણીઓના ઉપાદાન કારણ એવા બ્રહ્મ, ૫ અપ્રમત્ત:–અધિકારીઓને તેમના કર્માનુસાર ફળ આપનારા, કદિ ભૂલ ન કરનાર હોવાથી પ્રમાદ વગરના, ૬ પ્રતિષ્ઠિત:-પોતાના મહિમામાં રહેલા,[૪૮]

स्कंदः स्कंदधरो धुर्यो वरदो वायुवाहनः ।
वासुदेवो बृहद्भानुरादिदेवः पुरंदरः ॥ ४९ ॥

૭ સ્કંદ:–અમૃતરૂપે ધમન કરનારા તથા વાયુરૂપે સર્વનું શોષણ કરનારા, અથવા કાર્તિકસ્વામીરૂપ, ૮ સ્કંદધર:–ધર્મમાર્ગનું રક્ષણ કરનારા, ૯ ધુર્ય:–મનુષ્યમાત્રની જન્મ, મરણ આદિકની ધૂસરી ધરનારા, ૩૩૦ વરદ:–વરદાન આપનારા, ૧ વાયુવાહન:–વાયુ જેવો વેગવંત ગરુડ છે વાહન જેનું એવા, અથવા વાયુને ચલાવનારા, ૨ વાસુદેવ:–વસુદેવના પુત્ર, ૩ બૃહદ્ભાનુ:–મોટાં કિરણોવડે જગતને પ્રકાશ કરનારા, ૪ આદિદેવ:–મુખ્ય દેવ, સર્વ દેવોના મૂળરૂપ, ૫ પુરંદર:–શત્રુઓનાં નગરોનો નાશ કરનારા, [૪૯]

अशोकस्तारणस्तारः शूरः शौरिर्जनेश्वरः ।
अनुकूलः शतावर्तः पद्मी पद्मनिभेक्षणः ॥ ५० ॥

૬ અશોક:–શોકાદિ છ ઊર્મિઓથી રહિત, ૭ તારણ:–સંસારસાગરમાંથી ભક્તોનો ઉદ્ધાર કરનારા, ૮ તાર:–ૐકારમૂર્તિ અથવા તો મનુષ્યોને જન્મ, જરા અને મરણના પાશમાંથી મુક્ત કરનારા, ૯ શૂર:–શૂરવીર, ૩૪૦ શૌરિ:–શૂર વંશમાં જન્મેલા, ૧ જનેશ્વર:–મનુષ્યોના સ્વામી, ૨ અનુકૂલ:–સર્વને આત્મારૂપે અનુકૂલ રહેનાસ, સર્વને દયાથી જોનાર, ૩ શતાવર્ત્ત:–ધર્મની રક્ષા કરવા માટે સેંકડો વાર જન્મ લેનારા, ૪ પદ્મી:–શ્વેત કમળને ધારણ કરનારા, ૫ પદ્મનિભેક્ષણ:–શ્વેત કમળ જેવાં નેત્રવાળા,[૫૦]



पद्मनाभोऽरविंदाक्षः पद्मगर्भः शरीरभृत् ।
महर्द्धिर्ऋद्धो वृद्धात्मा महाक्षो गरुडध्वजः ॥ ५१ ॥

૬ પદ્મનાભ:–નાભિમાં કમળને ધારણ કરનારા, ૭ અરવિંદાક્ષ:–રક્ત કમળ જેવાં નેત્રવાળા, ૮ પદ્મગર્ભ:–હૃદયકમળમાં ધ્યાન કરવા યોગ્ય, અથવા પદ્મરૂપ ગર્ભવાળા, ૯ શરીરભૃત્:–જીવવાળાં શરીરોનું પોષણ કરનારા અથવા રૂપ ધરનારા, ૩૫૦ મહર્દ્ધિ:–મોટી સમૃદ્ધિવાળા, ૧ ઋદ્ધ:-સંસારમાં સ્વેચ્છાથી રુન્ધાયલા, અથવા પંચ મહાભૂતરૂપે વૃદ્ધિ પામનારા, ૨ વૃદ્ધાત્મા:–પુરાતની આત્માવાળા, ૩ મહાક્ષ:–વિશાળ નેત્રવાળા, ૪ ગરુડધ્વજ:–ગરુડનાં ચિહ્નવાળી ધ્વજાથી અલંકૃત,[૫૧]

अतुलः शरभो भीमः समयज्ञो हविर्हरिः ।
सर्वलक्षणलक्षण्यो लक्ष्मीवान् समितिंजयः ॥ ५२ ॥

૫ અતુલ:–ઉપમા વિનાના, જેની કોઈ સાથે તુલના થાય નહિ તેવા, ૬ શરભ:–પ્રત્યેક શરીરમાં પ્રકાશ કરનારા, ૭ ભીમ:–પાપીઓને ભય કરનારા, ૮ સમયજ્ઞ:–સમય જાણનારા અર્થાત્ સમય–વખતમાં બનનાર સર્વ વસ્તુને જાણનાર, ૯ હવિર્હરિ:–યજ્ઞમાં હોમેલાં બળિદાનને હરનારા, અથવા બળિરૂપ તથા પાપને હરનારા, ૩૬૦ સર્વ લક્ષણલક્ષણ્ય:–સર્વ પ્રકારનાં લક્ષણોથી જાણવા યોગ્ય, ૧ લક્ષ્મીવાન્:–લક્ષ્મીવાળા, ૨ સમિતિંજય:–રણસંગ્રામમાં વિજય કરનારા,[૫૨]

विक्षरो रोहितो मार्गो हेतुर्दामोदरः सहः ।
महीधरो महाभागो वेगवानमिताशनः ॥ ५३ ॥

૩ વિક્ષર:–અવિનાશી, ક્ષય ન થાય એવા, ૪ રોહિત:–મત્સ્યાવતાર લેનારા, ભક્તોના શત્રુ સામે ક્રોધથી રક્ત બનનારા, ૫ માર્ગહેતુ:–ધર્મમાર્ગના ચલાવનારા, શોધનના હેતુરૂપ, ૬ દામોદર:–જેના ઉદરની આસપાસ દામ (સાંકળી)ની રેખા છે એવા, ૭ સહ:–દૈત્યાદિકની સામે ટક્કર ઝીલનારા, અથવા ભક્તોના દોષોને સહન કરી જનારા, ૮ મહીધર:–પર્વતરૂપે પૃથ્વીને ધારણ કરનારા, ૯ મહાભાગ:–મોટા ભાગ્યવંત, ૩૭૦ વેગવાન્:–વેગવાળા, ૧ અમિતાશન:–સંહાર વેળા સર્વ જગતનું ભક્ષણ કરનારા, માપ ન કરી શકાય તેટલું ખાનારા અર્થાત્ સર્વ ખાનારા,[૫૩]

उद्भवः क्षोभणो देवः श्रीगर्भः परमेश्वरः ।
करणं कारणं कर्ता विकर्ता गहनो गुहः ॥ ५४ ॥

૨ ઉદ્ભવ:–જગતના ઉપાદાન કારણ, ૩ ક્ષોભણ:–સૃષ્ટિવેળા પ્રકૃતિ અને પુરુષને ક્ષોભ કરનારા, હયમચાવનારા, ૪ દેવ:–અનંત પ્રકારની ક્રીડાઓ કરનારા

અથવા પ્રકાશમાન, ૫ શ્રીગર્ભઃ-ઉદરમાં વિભૂતિને ધારણ કરનારા, ૬ પરમેશ્વરઃ-પરમેશ્વર, ૭ કરણઃ-વિશ્વના ઉત્તમ સાધનરૂપ, ૮ કારણઃ-પૃથ્વીની ઉત્પત્તિના ઉપાદાન કારણભૂત, ૯ કર્તાઃ-સર્વ રીતે સ્વતંત્ર, ૩૮૦ વિકર્તાઃ-વિચિત્ર પ્રકારની સૃષ્ટિ રચનારા, ૧ ગહનઃ-જાણી શકાય નહિ તેવા, ૨ ગુહઃ-માયાવડે સ્વસ્વરૂપને ઢાંકનારા,[૫૪]

व्यवसायो व्यवस्थानः संस्थानः स्थानदो ध्रुवः ।
परर्धिः परमः स्पष्टस्तुष्टः पुष्टः शुभेक्षणः ॥ ६१ ॥

૩ વ્યવસાયઃ-જ્ઞાનમાત્રસ્વરૂપ હોવાથી વ્યવસાયરૂપ અથવા સર્વ વિશેષણરહિત ચિદ્રૂપ, ૪ વ્યવસ્થાનઃ-વર્ણ અને આશ્રમના વિભાગ પાડનારા, અથવા જેના વિષે સર્વ વસ્તુઓનું સ્થાન છે તે, ૫ સંસ્થાનઃ-પ્રલયવેળા પ્રાણીઓને લય થવાના સ્થાનરૂપ, ૬ સ્થાનદઃ-ધ્રુવ આદિ ભક્તોને ઉત્તમ સ્થાનક આપનારા, ૭ ધ્રુવઃ-અવિનાશી, ૮ પરર્ધિઃ-મોટી સમૃદ્ધિવાળા, ૯ પરમઃ-સર્વ કરતાં ઉત્તમ, ૩૯૦ સ્પષ્ટઃ-સ્પષ્ટ છે સ્વરૂપ જેનું એવા, ૧ તુષ્ટઃ-પ્રસન્ન થનારા, ૨ પુષ્ટઃ-સર્વરૂપે સંપૂર્ણ, ૩ શુભેક્ષણઃ-સુંદર નેત્રવાળા, જેની નજર શુભ એટલે કલ્યાણકારી છે તે,[૫૫]

रामो विरामो विरजो मार्गो नेयो नयोऽनयः ।
वीरः शक्तिमतां श्रेष्ठो धर्मो धर्मविदुत्तमः ॥ ६६ ॥

૪ રામઃ-યોગીઓને રમવાના સ્થાનરૂપ, ૫ વિરામઃ-પ્રાણીઓને લય પામવાનું, આરામનું સ્થાન, ૬ વિરજઃ-રજોગુણ અને તમોગુણથી રહિત, જેના માર્ગમાં રજ અર્થાત્ દોષ નથી તેવા, ૭ માર્ગઃ-જીવ સ્વરૂપે મુમુક્ષુજનોને મોક્ષે જવાના માર્ગરૂપ, ૮ નેયઃ-ઉત્તમ જ્ઞાનવડે ગ્રહણ કરવા યોગ્ય, જે જીવને મોક્ષમાર્ગે લઈ જાય છે તે, ૯ નયઃ-સર્વને નિયમમાં રાખનારા, જેને કોઈ ફેરવતું નથી તે, ૪૦૦ અનયઃ-સ્વતંત્ર, ૧ વીરઃ-શૂરવીર, ૨ શક્તિમતાં શ્રેષ્ઠઃ-શક્તિવાળાઓમાં ઉત્તમ, ૩ ધર્મઃ-સર્વનો ઉદ્ધાર કરનાર, ૪ ધર્મવિદુત્તમઃ-ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ,[૫૬]

वैकुंठः पुरुषः प्राणः प्राणदः प्रणवः पृथुः ।
हिरण्यगर्भः शत्रुघ्नो व्याप्तो वायुरधोक्षजः ॥ ६७ ॥

૫ વૈકુંઠઃ-જગતના આરંભમાં જૂદાં જૂદાં પંચ મહાભૂતોને એકઠાં કરીને તેઓની સ્થિતિ બાંધનારા, ૬. પુરુષઃ-નવ દ્વારવાળી દેહપુરીમાં વસનારા, ૭ પ્રાણઃ-સર્વ પ્રાણીઓમાં પ્રાણરૂપે ચેષ્ટા કરનારા, ૮ પ્રાણદઃ-પ્રાણ આપનારા અથવા પ્રલયવેળા પ્રાણીઓના પ્રાણનો નાશ કરનારા, ૯ પ્રણવઃ- ૐકારમૂર્તિ, જેને સર્વ નમન કરે છે તે, ૪૧૦ પૃથુઃ-જગતરૂપે વિસ્તારવાળા, ૧ હિરણ્યગર્ભઃ-સુવર્ણનાં ઇંડાંમાંથી જન્મેલા, ૨ શત્રુઘ્નઃ-શત્રુરૂપ દૈત્યનો નાશ કરનારા, ૩ વ્યાપ્તઃ-કારણરૂપે સર્વ કાર્યમાં વ્યાપેલા, ૪ વાયુઃ-વાયુરૂપ, સુગંધ ફેલાવનારા, ૫ અધોક્ષજઃ-જેની પાસે જ્ઞાનેન્દ્રિયોથી થયેલું જ્ઞાન પણ પહોંચી શકતું નથી એવા, અથવા તો આકાશ તથા પૃથ્વી જેનાથી ઉત્પન્ન થયાં છે એવા,[૫૭]

ऋतुः सुदर्शनः कालः परमेष्ठी परिग्रहः ।
उग्रः संवत्सरो दक्षो विश्रामो विश्वदक्षिणः ॥ ६८ ॥

૬ ઋતુઃ—વસંતાદિક છ ઋતુમૂર્તિ, ૭ સુદર્શનઃ-નિર્વાણ છે ફળ જેનું એવા ઉત્તમ જ્ઞાનવાળા અથવા તો જેનું દર્શન ઉત્તમ છે એવા, જેનાં દર્શનથી સર્વ વસ્તુ સિદ્ધ થાય એવા, ૮ કાલઃ-સર્વનો સંહાર કરનારા, ૯ પરમેષ્ઠીઃ-પોતાના ઉત્તમ મહિમામાં નિવાસ કરનારા, ૪૨૦ પરિગ્રહઃ-ભક્તોએ અર્પણ કરેલાં પત્ર, પુષ્પ આદિ ગ્રહણ કરનારા, અથવા સર્વત્ર જણાય તેવા, ૧ ઉગ્રઃ-સૂર્ય વગેરે તેજસ્વી પદાર્થોને પણ ભય આપનારા, ૨ સંવત્સરઃ-જેમાં પ્રાણીઓ એક સાથે નિવાસ કરે છે એવા, ૩ દક્ષઃ-સર્વ કાર્ય કરવામાં કુશળ, ૪ વિશ્રામઃ-સંસારની છ ઉર્મિઓથી તથા મોટા કલેશોથી ખિન્ન થયેલા લોકોને મુક્તિરૂપ વિશ્રાંતિ આપનારા, ૫ વિશ્વદક્ષિણઃ-આખા જગત્ કરતાં વિશેષ કુશળ અથવા વિશ્વ સંબંધી સર્વ કર્મ કરવામાં કુશળ,[૫૮]

विस्तारः स्थावरः स्थाणुः प्रमाणं बीजमव्ययम् ।
अर्थोऽनर्थो महाकोशो महाभोगो महाधनः ॥ ६९ ॥

૬ વિસ્તારઃ-સર્વ જગતના વિસ્તારનું સ્થાનક, ૭ સ્થાવરઃ-સ્થિર રહેનારા,સ્થાણુઃ-સર્વ વસ્તુઓને આધારરૂપ સ્તંભ; ૮ પ્રમાણઃ-પ્રત્યય આદિ પ્રમાણરૂપ, ૯ બીજમવ્યયઃ-બીજ અથવા કારણરૂપ તથા અવિનાશી, ૪૩૦ અર્થઃ-સુખરૂપ હોવાથી સર્વ કોઇથી પ્રાર્થના કરાતા, ૧ અનર્થઃ-સર્વ કામનાથી પરિપૂર્ણ હોવાને લીધે બીજાની પાર્થના ન કરનારા, ૨ મહાકોશઃ-અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય, એ પાંચ કોશોથી ઢંકાયલા, ૩ મહાભોગઃ-સુખરૂપ મહાભોગ ભોગવનારા, ૪ મહાધનઃ-ભોગનાં સાધનરૂપ પુષ્કળ ધનવાળા,[૫૯]

अनिर्विण्णः स्थविष्ठोऽभूर्धर्मयूपो महामखः ।
नक्षत्रनेमिर्नक्षत्री क्षमः क्षामः समीहनः ॥ ६० ॥

૫ અનિર્વિણ્ણઃ-નિરાશારહિત, ૬ સ્થવિષ્ઠઃ-વિરાટ્રૂપે મહાસ્થૂલ, ૭ અભૂઃ-જન્મરહિત, ૮ ધર્મયૂપઃ-ધર્મના સ્તંભરૂપ, ૯ મહામખઃ-મોટા યજ્ઞમૂર્તિ, ૪૪૦ નક્ષત્રનેમિઃ-ગ્રહમાત્રના નેમિરૂપ અર્થાત્ આકાશમાં સર્વ તારામંડળ ધ્રુવને કેન્દ્રસ્થ રાખી ફરે છે, તેથી ધ્રુવરૂપ તારામંડળમાં વિષ્ણુ શિશુમારરૂપે છે અને

તે તારામંડળના દંડરૂપ છે, ૧ નક્ષત્રીઃ-ચંદ્રમારૂપ, ૨ ક્ષમઃ-સર્વ કાર્ય કરવામાં શક્તિમાન્, ૩ ક્ષામઃ-સર્વ મનુષ્યોમાં સ્વસ્વરૂપે વસનારા, અથવા પ્રલય સમયે સ્વસ્વરૂપમાં વસનારા, ૪ સમીહનઃ-સૃષ્ટિ આદિક રચવા માટે સારી પેઠે ચેષ્ટા કરનારા,[૬૦]

यज्ञ इज्यो महेज्यश्च क्रतुः सत्रं सतांगतिः ।
सर्वदर्शी विमुक्तात्मा सर्वज्ञो ज्ञानमुत्तमम् ॥ ६१ ॥

૫ યજ્ઞઃ-યજ્ઞમૂર્તિ, ૬ ઇજ્યઃ-પૂજવા યોગ્ય, ૭ મહેજ્યઃ-યજન કરવા યોગ્ય સર્વ દેવતાઓમાં અવશ્ય યજન કરવા યોગ્ય, ૮ ક્રતુઃ-જેમાં સ્તંભ ઉભો કરવામાં આવે છે એવા યજ્ઞમૂર્તિ, ૯ સત્રઃ-સત્પુરુષોની રક્ષા કરનારા, અથવા તો ભોજન પૂર્વે આહુતિ આપવા યોગ્ય-પૂજવા યોગ્ય; ૪૫૦ સતાંગતિઃ-સત્પુરુષોની ગતિ (મોક્ષ) અથવા તો તેના આશ્રયરૂપ, ૧ સર્વદર્શીઃ-સર્વ પ્રાણીઓને અને તેમનાં કાર્યોને જોનારા, ૨ વિમુક્તાત્માઃ-સર્વ ગુણોથી મુક્ત, ૩ સર્વજ્ઞઃ-સર્વ વસ્તુને જાણનારા, ૪ ઉત્તમજ્ઞાનઃ-ઉત્તમ જ્ઞાનમૂર્તિ;[૬૧]

सुव्रतः सुमुखः सूक्ष्मः सुघोषः सुखदः सुहृत् ।
मनोहरो जितक्रोधो वीरबाहुर्विदारणः ॥ ६२ ॥

૫ સુવ્રતઃ-સદાચારવાળા અથવા તો ભક્તજનોને તુરતજ અભયદાન આપવારૂપી વ્રત ધારણ કરનારા, ૬ સુમુખઃ-સુંદર મુખવાળા અથવા તો સર્વ વિદ્યાનો ઉપદેશ દેનારા હોવાથી સુંદર મુખવાળા, ૭ સૂક્ષ્મઃ-શબ્દાદિક સ્થૂલ કારણરહિત હોવાથી સૂક્ષ્મ, ૮ સુઘોષઃ-વેદાદિકનું ગાયન કરતી વેળાએ સુંદર શબ્દવાળા, ૯ સુખદઃ-સુખ આપનારા, ૪૬૦ સુહૃદઃ-સર્વના મિત્રરૂપ, ૧ મનોહરઃ-મનને હરણ કરનારા, ૨ જિતક્રોધઃ-ક્રોધને જિતનારા, ૩ વીરબાહુઃ-પરાક્રમ કરનારા બાહુવાળા, ૪ વિદારણઃ-અધર્મીઓનો નાશ કરનારા,[૬૨]

स्वापनः स्ववशो व्यापी नैकात्मा नैककर्मकृत् ।
वत्सरो वत्सलो वत्सी रत्नगर्भो धनेश्वरः ॥ ६३ ॥

૫ સ્વાપનઃ-માયાવડે અથવા અજ્ઞાનવડે સર્વ પ્રાણીઓને નિદ્રાધીન કરનારા, ૬ સ્વવશઃ-પોતાનેજ આધીન, ૭ વ્યાપીઃ-સર્વત્ર વ્યાપક, ૮ નૈકાત્માઃ-વિભૂતિવડે અનેકરૂપ ધારણ કરનારા, ૯ નૈકકર્મકૃતઃ-જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારરૂપી અનેક કર્મ કરનારા, ૪૭૦ વત્સરઃ-સર્વનો નિવાસ છે જેને વિષે એવા, ૧ વત્સલઃ-ભક્તો ઉપર પ્રેમ કરનારા, ૨ વત્સીઃ-વાછરડાની વ્રજમાં રક્ષા કરનારા અથવા તો સર્વ પ્રજાપર પુત્રની પેરે પ્રેમ કરનારા, ૩ રત્નગર્ભઃ-રત્નોને ઉદરમાં ધારણ કરનારા, અર્થાત્ સમુદ્રમૂર્તિ, ૪ ધનેશ્વરઃ-ધનના સ્વામી કુબેરરૂપ,[૬૩]

धर्मगुब्धर्मकृद्धर्मी सदसत्क्षरमक्षरम् ।
अविज्ञाता सहस्रांशुर्विधाता कृतलक्षणः ॥ ६४ ॥

૫ ધર્મગુપઃ-ધર્મનું રક્ષણ કરનારા, ૬ ધર્મકૃતઃ-ધર્મની મર્યાદા સ્થાપવામાટે ધર્મ કરનારા, ૭ ધર્મીઃ-ધર્મને ધારણ કરનારા, ૮ સતઃ-કારણરૂપે સત્ય, ૯ અસતઃ-પ્રપંચરૂપે અસત્ય, ૪૮૦ ક્ષરઃ-સર્વ વિશ્વરૂપે નાશવંત, ૧ અક્ષરઃ-કૂટસ્થરૂપે અક્ષર, ૨ અવિજ્ઞાતાઃ-આત્મામાં કર્તૃત્વાદિની વાસનાથી જીવરૂપ, ૩ સહસ્રાંશુઃ-હજાર કિરણવાળા સૂર્યમૂર્તિ, ૪ વિધાતાઃ-શેષ, દિગ્ગજ અને પર્વતોને અથવા તો સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા, ૫ કૃતલક્ષણઃ-વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન ધારણ કરનારા અથવા તો સત્ય જ્ઞાનનાં લક્ષણરૂપ શાસ્ત્રોને રચનારા,[૬૪]

गभस्तिनेमिः सत्त्वस्थः सिंहो भूतमहेश्वरः ।
आदिदेवो महादेवो देवेशो देवभृद्गुरुः ॥ ६५ ॥

૬ ગભસ્તિનેમિઃ-કિરણરૂપી છે હાથ જેને એવા ચંદ્રમા અને સૂર્યરૂપે રહેલા, ૭ સત્વસ્થઃ-પ્રાધાન્યપણાથી સર્વ પ્રાણીઓમાં ગુણરૂપે રહેલા અથવા તો સર્વ પ્રાણીઓમાં નિવાસ કરનારા, ૮ સિંહઃ-સિંહ જેવા પરાક્રમી, ૯ ભૂતમહેશ્વરઃ-સત્યવડે પ્રાણીઓના મહેશ્વર, ૪૯૦ આદિદેવઃ-આદિદેવ, ૧ મહાદેવઃ-સર્વ પદાર્થોનો ત્યાગ કરીને આત્મજ્ઞાનરૂપી યોગૈશ્વર્યમાં મોજ મારનારા મોટા ઈશ્વર, ૨ દેવેશઃ-દેવોના ઈશ્વર, ૩ દેવભૃદ્ગુરુઃ-દેવતાઓનું પ્રાધાન્યપણે પોષણ કરનારા તથા દેવોના દેવ ઇંદ્રના પણ ગુરુ અર્થાત્ બૃહસ્પતિ,[૬૫]

उत्तरो गोपतिर्गोप्ता ज्ञानगम्यः पुरातनः ।
शरीरभूतभृद्भोक्ता कपींद्रो भूरिदक्षिणः ॥ ६६ ॥

૪ ઉત્તરઃ-જન્મરૂપી સંસારસાગરમાંથી તારનારા અથવા તો સર્વ કરતાં શ્રેષ્ઠ, ૫ ગોપતિઃ-ગાયોની રક્ષા કરનારા અથવા વૃક્ષની રક્ષા કરનારા અથવા તો વાણીના પતિ, ૬ ગોપ્તાઃ-જગતનું રક્ષણ કરનારા, ૭ જ્ઞાનગમ્યઃ-કેવળ જ્ઞાનથીજ જાણવામાં આવે તેવા, ૮ પુરાતનઃ-પુરાણ પુરુષ, ૯ શરીરભૂતભૃતઃ-શરીરને ઉત્પન્ન કરનારાં પંચભૂતોનું પોષણ કરનારા, ૫૦૦ ભોક્તાઃ-પાવન કરનારા અથવા તો જીવરૂપે સુખદુઃખ ભોગવનારા, ૧ કપીંદ્રઃ-મહા વરાહ અથવા તો રામચન્દ્ર, ૨ ભૂરિદક્ષિણઃ-રામાદિરૂપે યજ્ઞમાં બહુ દક્ષિણા આપનારા,[૬૬]

सोमपोऽमृतपः सोमः पुरुजित्पुरुसत्तमः ।
विनयो जयः सत्यसंधो दाशार्हः सात्वतांपतिः ॥ ६७ ॥

૩ સોમપઃ-યજમાનરૂપે અથવા તો દેવતારૂપે સોમરસનું પાન કરનારા, ૪ અમૃતપઃ-સમુદ્ર મંથન વેળાએ નિકળેલું અમૃત દેવતાઓને પાનારા તથા પોતે પીનારા, ૫ સોમઃ-ઔષધિઓનું પોષણ કરનારા ચન્દ્રમા,

૬ પુરુજિતઃ-બહુ દૈત્યોનો પરાજય કરનારા, ૭ પુરુસત્તમઃ-વિશ્વરૂપ તથા સર્વ કરતાં શ્રેષ્ઠ, ૮ વિનયઃ-દુષ્ટોને નિયમમાં રાખનારા, ૯ જયઃ-સર્વનો પરાજય કરનારા, ૫૧૦ સત્યસંધઃ-સત્ય પ્રતિજ્ઞાવાળા, જેની પ્રતિજ્ઞા સત્ય જ થાય છે, ૧ દાશાર્હઃ-દાનયોગ્ય અથવા તો દાશાર્હ કુળમાં ઉત્પન્ન થયેલા, ૨ સાત્વતાંપતિઃ-સાત્વત કુળના પતિ અથવા તો યોગક્ષેમનું વહન કરનારા, અથવા પ્રાણીઓ પાસે જે કંઈ ન હોય તે આપનાર તથા હોય તેનું રક્ષણ કરનાર,[૬૭]

जीवो विनयिता साक्षी मुकुंदोऽमितविक्रमः ।
अंभोनिधिरनंतात्मा महोदधिशयोंऽतकः ॥ ६८ ॥

૩ જીવઃ-ક્ષેત્રજ્ઞરૂપે રહેલા જીવરૂપ, ૪ વિનયિતા સર્વ પ્રાણીઓને દૃષ્ટિના પ્રત્યક્ષ પદાર્થ તરીકે જોનારા, સાક્ષીઃ-સ્વસ્વરૂપ સિવાય અન્ય ન જાણનારા, ૫ મુકુન્દઃ-મોક્ષ આપનારા, ૬ અમિતવિક્રમઃ-અપાર પરાક્રમવાળા, ત્રણ પગલામાં પૃથ્વી, આકાશ અને પાતાળને માપનાર, ૭ અમ્ભોનિધિઃ-સર્વ જળનાં સંગ્રહ સાગરરૂપ, ૮ અનંતાત્માઃ-વસ્તુતાએ અપરિચ્છિન્ન છે મૂર્તિ જેની એવા, જેના આત્મા એટલે મૂર્તિનો અંત નથી એવા, ૯ મહોદધિશયઃ-સર્વ પ્રાણીઓનો સંહાર કરીને એકાકાર થયેલા મહાસાગરમાં શયન કરનારા, ૫૨૦ અન્તકઃ-પ્રાણીઓનો સંહાર કરનારા કાળમૂર્તિ,[૬૮]

अजो महार्हः स्वाभाव्यो जितामित्रः प्रमोदनः ।
आनंदो नंदनो नंदः सत्यधर्मा त्रिविक्रमः ॥ ६९ ॥

૧ અજઃ-અજન્મા અથવા તો કાળમૂર્તિ, ૨ મહાર્હઃ-પૂજા કરવા યોગ્ય, ૩ સ્વાભાવ્યઃ-સ્વાભાવિક રીતે જ પોતે ઉત્પન્ન થનારા, ૪ જિતામિત્રઃ-રાગદ્વેષાદિક આંતર અને રાવણાદિક બાહ્ય શત્રુઓનો પરાજય કરનારા, શત્રુને જિતેલા જેણે એવા, ૫ પ્રમોદનઃ-આત્મજ્ઞાનરૂપી અમૃતનો સ્વાદ લેનારા અને હર્ષ આપનારા, ૬ આનંદઃ-આનંદમૂર્તિ, ૭ નંદનઃ-પ્રસન્ન કરનારા, ૮ નંદઃ-આનંદ આપવાને યોગ્ય સંપત્તિઓથી સંપન્ન, ૯ સત્યધર્મઃ-જ્ઞાનાદિક સત્યધર્મવાળા, ૫૩૦ ત્રિવિક્રમઃ-વામનાવતાર ધારણ કરીને ત્રણ પગલામાં ત્રણ લોકને પૂરનારા,[૬૯]

महर्षिः कपिलाचार्यः कृतज्ञो मेदिनीपतिः ।
त्रिपदस्त्रिदशाध्यक्षो महाशृंगः कृतांतकृत् ॥ ७० ॥

૧ મહર્ષિઃ-મહા ઋષિ, કપિલાચાર્યઃ-જે કપિલના પણ આચાર્ય છે, ૨ કૃતજ્ઞઃ-જે કંઈ કરવામાં આવ્યું છે તેના જાણનારા, ૩ મેદિનીપતિઃ-પૃથ્વીના પતિ, ૪ ત્રિપદઃ-ત્રણ ચરણવાળા, ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોક એ ત્રણ લોકવાળા, ૫ ત્રિદશાધ્યક્ષઃ-દેવતાઓમાં અધ્યક્ષ, ૬ મહાશૃંગઃ-મત્સ્યાવતારમાં માથે શિંગડાંવાળા, ૭ કૃતાંતકૃતઃ-કરેલાનો અંત લાવનાર, કાળનો પણ નાશ કરનારા અથવા તેને ઉત્પન્ન કરનાર મહાકાળ,[૭૦]

महावराहो गोविंदः सुषेणः कनकांगदी ।
गुह्यो गभीरो गहनो गुप्तश्चक्रगदाधरः ॥ ७१ ॥

૮ મહાવરાહઃ-મહાવરાહ, ૯ ગોવિન્દઃ-વેદવાણીથી જાણી શકાય તેવા, ૫૪૦ સુષેણઃ-સુંદર સેનાવાળા, ૧ કનકાંગદીઃ-સુવર્ણના બાજુબંધવાળા, ૨ ગુહ્યઃ-હૃદયાકાશમાં રહેવાથી ગુહ્ય, ૩ ગંભીરઃ-જ્ઞાન, ઐશ્વર્ય અને બળ આદિવડે ગંભીર એટલે ઉંડા; ૪ ગહનઃ-પ્રવેશ કરી શકાય નહિ તેથી અથવા તો ત્રણ અવસ્થાના તથા ભાવાભાવના સાક્ષી હોવાથી ગહન, ૫ ગુપ્તઃ-મન તથા વાણીથી જણાય નહિ તેવા, ૬ ચક્રગદાધરઃ-લોકોની રક્ષાને માટે મનસ્તત્ત્વરૂપી ચક્રને અને બુદ્ધિતત્ત્વરૂપી ગદાને ધારણ કરનારા,[૭૧]

वेधाः स्वांगोऽजितः कृष्णो दृढः संकर्षणोऽच्युतः ।
वरुणो वारुणो वृक्षः पुष्कराक्षो महामनाः ॥ ७२ ॥

૭ વેધાઃ-વિધાતા, ૮ સ્વાંગઃ-કાર્ય કરવામાં પોતે સહકારી, ૯ અજિતઃ-અવતારોમાં કોઇનાથી પણ ન જિતાયલા, ૫૫૦ કૃષ્ણઃ-વેદવ્યાસરૂપ અથવા તો શ્યામ રંગના શ્રીકૃષ્ણ, ૧ દૃઢઃ-દૃઢ શક્તિવાળા, સ્વરૂપ સામર્થ્ય આદિથી ભ્રષ્ટ નહિ થનારા, ૨ સંકર્ષણઃ-સંહાર વેળા પ્રાણીઓનું આકર્ષણ કરનારા, ૩ અચ્યુતઃ-સ્વધર્મમાંથી ભ્રષ્ટ નહિ થનારા, ૪ વરુણઃ-વરુણ દેવ અથવા તો કિરણને ટૂંકા કરનારા સાયંકાળના સૂર્ય, ૫ વારુણઃ-વરુણના પુત્ર વસિષ્ઠ અથવા તો અગસ્ત્ય, ૬ વૃક્ષઃ-વૃક્ષની પેઠે અચળ રહેનારા, ૭ પુષ્કરાક્ષઃ-હૃદયકમળમાં ધ્યાન કરવાથી પોતાનાં સ્વરૂપે પ્રકાશનારા, ૮ મહામનાઃ-ઉદાર મનવાળા; સર્જવાની, પોષવાની અને નાશ કરવાની શક્તિ ધરાવનાર મોટા મનવાળા,[૭૨]

भगवान् भगहा नंदी वनमाली हलायुधः ।
आदित्यो ज्योतिरादित्यः सहिष्णुर्गतिसत्तमः ॥ ७३ ॥

૯ ભગવાનઃ-ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ, આ છ ભગ એટલે સંપત્તિવાળા, ૫૬૦ ભગહાઃ-સંહાર વેળા સર્વનાં ઐશ્વર્યનો નાશકર્તા, ૧ નંદીઃ સુખરૂપ, ૨ વનમાલીઃ-વૈજયંતી નામની વનમાળાને ધારણ કરનારા, ૩ હલાયુધઃ-હળરૂપી આયુધ ધારણ કરનારા, ૪ આદિત્યઃ-અદિતિના ઉદરે કશ્યપથી જન્મેલા, ૫ જ્યોતિરાદિત્યઃ-સૂર્યમંડળમાં જ્યોતિ મંડળરૂપે રહેલા, ૬ સહિષ્ણુઃ-સુખ દુઃખ જેવાં દ્વંદ્વ સહન કરનારા, ૭ ગતિસત્તમઃ-ઉત્તમ ગતિવાળા, ઉત્તમોની ગતિરૂપ મોક્ષના સ્થાનરૂપ,[૭૩]

सुधन्वा खंडपरशुर्दारुणो द्रविणप्रदः ।
दिवस्पृक् सर्वदृग्व्यासो वाचस्पतिरयोनिजः ॥ ७४ ॥

૮ સુધન્વા:-શાર્ઙ્ગ નામનાં સુંદર ધનુષને ધારણ કરનારા, ૯ ખણ્ડપરશુ:-શત્રુનો નાશ કરનારી પરશી જેને છોડવી પડી હતી તે, ૫૭૦ દારુણ:-મહાભયંકર, ૧ દ્રવિણપ્રદ:-ધન આપનારા, ૨ દિવસ્પૃક્:-સ્વર્ગનો સ્પર્શ કરનારા, ૩ સર્વદૃગ્:-સર્વ વસ્તુને પ્રત્યક્ષ જોનારા, વ્યાસ:-એક વેદના ચાર વેદ કરનારા, ૪ વાચસ્પતિ:-વિદ્યાના પતિ, ૫ અયોનિજ:-યોનિ વિના જન્મેલા, સ્વયંભૂ,૭૪

त्रिसामा सामगः साम निर्वाणं भेषजं भिषक् ।
संन्यासकृच्छमः शांतो निष्ठाशांतिपरायणः ॥ ७५ ॥

૬ ત્રિસામા:-ત્રણ સામગાન કરનારાઓથી સ્તવાતા, ૭ સામગ:-સામનું ગાન કરનારા, ૮ સામ:-વેદોમાં સામવેદોની મૂર્તિરૂપ, ૯ નિર્વાણ:-પરમાનંદ સ્વરૂપ, ૫૮૦ ભેષજ:-સંસારરૂપી રોગના ઔષધરૂપ, ૧ ભિષક્:-સંસારરૂપી રોગ દૂર કરવા માટે મહાવિદ્યાનો ઉપદેશ આપનારા વૈદ્યરૂપ, ૨ સંન્યાસ કૃત્:-મોક્ષ માટે સંન્યાસાશ્રમ બાંધનારા, ૩ શમ:-સંન્યાસીઓને મુખ્યપણે શમનો ઉપદેશ કરનારા, ૪ શાંત:-વિષયસુખોમાં અસંગ, ૫ નિષ્ઠાશાંતિપરાયણ:-પ્રલય વેળાએ લય થવાના સ્થાનરૂપ, સર્વ અવિદ્યાની નિવૃત્તિરૂપ, તથા પુનરાવૃત્તિની શંકારહિત સ્થાનરૂપ,૭૫

शुभांगः शांतिदः स्रष्टा कुमुदः कुवलेशयः ।
गोहितो गोपतिर्गोप्ता वृषभाक्षो वृषप्रियः ॥ ७६ ॥

૬ શુભાંગ:-સુંદર અંગવાળા, ૭ શાંતિ:-શાંતિ આપનારા, ૮ સ્રષ્ટા:-સર્વ પ્રાણીઓના સરજનારા, ૯ કુમુદ:-પૃથિવી ઉપર આનંદ આપનારા ચન્દ્રરૂપ, ૫૯૦ કુવલેશય:-જળમાં શેષના ઉદર ઉપર શયન કરનારા, ૧ ગોહિત:-ગાયોનું (પૃથિવીનું) હિત કરનારા, ૨ ગોપતિ:-પૃથિવી વિગેરેના રક્ષક, ૩ ગોપ્તા:-માયાવડે પોતાનાં સ્વરૂપને ઢાંકનારા અથવા તો જગતનું રક્ષણ કરનારા, ૪ વૃષભાક્ષ:-સર્વ કામનાને પૂરનારાં છે નેત્રો જેનાં એવા અથવા તો ધર્મની જેની દૃષ્ટિ છે એવા, ૫ વૃષપ્રિય:-ધર્મપ્રિય,૭૬

अनिवर्ती निवृत्तात्मा संक्षेप्ता क्षेमकृच्छिवः ।
श्रीवत्सवक्षाः श्रीवासः श्रीपतिः श्रीमतांवरः ॥ ७७ ॥

૬ અનિવર્ત્તી:-દેવાસુર સંગ્રામવેળા સામા ચાલીને લઢનાર, પાછા ન ફરનારા, ૭ નિવૃત્તાત્મા:-વિષયવાસનારહિત શુદ્ધ મનવાળા, ૮ સંક્ષેપ્તા:-સંહાર વેળા જગતને ટૂંકામાં સંકેલનારા, અથવા ટુંકું કરી નાંખનાર, ૯ ક્ષેમકૃત્:-અંગીકૃતનું રક્ષણ કરનારા, ૬૦૦ શિવ:-કલ્યાણમૂર્તિ, કલ્યાણ કરનારા, ૧ શ્રીવત્સવક્ષા:-સ્મરણ કરવાથી કલ્યાણ કરનારા વા વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન ધારણ કરનારા, ૨ શ્રીવાસ:-નિત્ય લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ, ૩ શ્રીપતિ:-લક્ષ્મીના પતિ, ૪ શ્રીમતાંવર:-ઋગ્, યજુષ્, સામ આદિ લક્ષ્મીવડે લક્ષ્મીવંત એવા બ્રહ્મા આદિકમાં શ્રેષ્ઠ,૭૭

श्रीदः श्रीशः श्रीनिवासः श्रीनिधिः श्रीविभावनः ।
श्रीधरः श्रीकरः श्रेयः श्रीमाँल्लोकत्रयाश्रयः ॥ ७८ ॥

૫ શ્રીદ:-ભક્તોને લક્ષ્મી આપનારા, ૬ શ્રીશ:-લક્ષ્મીના નાથ, ૭ શ્રીનિવાસ:-લક્ષ્મીના નિવાસસ્થાન, અથવા લક્ષ્મી હોય ત્યાં વસનારા ૮ શ્રીનિધિ:-લક્ષ્મીના ભંડાર અથવા તો આધારરૂપ, ૯ શ્રીવિભાવન:-મનુષ્યોને કર્માનુસાર વિવિધ લક્ષ્મી આપનારા, ૬૧૦ શ્રીધર:-લક્ષ્મીને ધારણ કરનારા, ૧ શ્રીકર:-સ્તુતિ, સ્મરણ અને પૂજન કરનારા ભક્તોનું કલ્યાણ કરનારા, અથવા જેનો કર એટલે હાથ શ્રીલક્ષ્મીરૂપ છે અર્થાત્ જેને હાથે હંમેશાં શ્રેય થાય છે તે, ૨ શ્રેય:-કલ્યાણરૂપ, ૩ શ્રીમાન્:-લક્ષ્મીવાન્, ૪ લોકત્રયાશ્રય:-ત્રણ લોકના આશ્રયરૂપ,૭૮

स्वक्षः स्वंगः शतानंदो नंदिर्ज्योतिर्गणेश्वरः ।
विजितात्मा विधेयात्मा सत्कीर्तिश्छिन्नसंशयः ॥ ७९ ॥

૫ સ્વક્ષ:-સુંદર નેત્રવાળા, ૬ સ્વંગ:-સુંદર અંગવાળા, ૭ શતાનન્દ:-એક જ પરમાનંદ ઉપાધિરૂપે શતધા ભેદ પામનારા, ૮ નન્દિ:-પરમાનન્દ સ્વરૂપ, ૯ જ્યોતિર્ગણેશ્વર:-ગ્રહ, નક્ષત્ર, તારા વિગેરે જ્યોતિર્મંડળના સ્વામી, ૬૨૦ વિજિતાત્મા:-આત્માનો નિગ્રહ કરનારા, ૧ વિધેયાત્મા:-કોઇની આજ્ઞામાં ન રહેનારા, સ્વતંત્ર આત્માવાળા, ૨ સત્કીર્ત્તિ:-ઉત્તમ કીર્તિવાળા, ૩ છિન્નસંશય:-સંશય વિનાના,૭૯

उदीर्णः सर्वतश्चक्षुरनीशः शाश्वतः स्थिरः ।
भूशयो भूषणो भूतिर्विशोकः शोकनाशनः ॥ ८० ॥

૪ ઉદીર્ણ:-સર્વ પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ, ૫ સર્વતશ્ચક્ષુ:-સર્વ વસ્તુને સ્વચૈતન્યવડે સર્વ દિશામાં જોનારા, ૬ અનીશ:-જેનો કોઇ પણ સ્વામી નથી એવા, ૭ શાશ્વતઃ સ્થિર:-સદાકાળ વિકાર નહિ પામનારા, ૮ ભૂશય:-સીતાની શોધ વેળા સમુદ્રની તટભૂમિ ઉપર શયન કરનારા, ૯ ભૂષણ:-ઘણા અવતારોથી પૃથ્વીને શોભા આપનારા, ૬૩૦ ભૂતિ:-સર્વ વિભૂતિના કારણભૂત, ૧ વિશોક:-શોકરહિત, ૨ શોકનાશન:-ભક્તોના શોકનો નાશ કરનારા,૮૦

अर्चिष्मानर्चितः कुंभो विशुद्धात्मा विशोधनः ।
अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमितविक्रमः ॥ ८१ ॥

૩ અર્ચિષ્માન્:-સૂર્ય, ચન્દ્ર, આદિ તેજસ્વીઓમાં મુખ્ય તેજસ્વી, ૪ અર્ચિ:-બ્રહ્મા આદિ સર્વથી પૂજાતા, ૫ કુંભ:-કુંભની પેઠે સર્વ પ્રાણીઓના નિવાસસ્થાનરૂપ, ૬ વિશુદ્ધાત્મા:-ત્રણ ગુણથી રહિત શુદ્ધ આત્માવાળા,

૭ વિશોધનઃ-સ્મરણ માત્રથી પાપનો નાશ કરનારા, ૮ અનિરુદ્ધઃ-ચાર વ્યૂહમાં અનિરુદ્ધ મૂર્તિ, જેને કોઈ અટકાવી શકતું નથી એવા, ૯ અપ્રતિરથઃ-જેનો કોઈ શત્રુ નથી એવા, જેના રથની સામે કોઈનો રથ ઊભો રહેતો નથી,(મહાભારતના યુદ્ધમાં શ્રીકૃષ્ણે અર્જુનનું સારથિપદ લીધું ત્યારે કોઈનો રથ ઊભો રહ્યો ન હતો) ૬૪૦ પ્રદ્યુમ્નઃ-ચાર વ્યૂહમાં પ્રદ્યુમ્નરૂપ, ૧ અમિતવિક્રમઃ-અમાપ પરાક્રમવાળા,[૮૧]

**कालनेमिनिहा वीरः शौरिः शूरजनेश्वरः ।**
**त्रिलोकात्मा त्रिलोकेशः केशवः केशिहा हरिः ॥ ८२ ॥**

૨ કાલનેમિનિહાઃ-કાલનેમિ નામના અસુરનો નાશ કરનારા, ૩ વીરઃ-શૂરવીર, ૪ શૌરિઃ-શૂર કુળમાં જન્મેલા, ૫ શૂરજનેશ્વરઃ-ઇંદ્રાદિક શૂરવીરોના ઈશ્વર, ૬ ત્રિલોકાત્માઃ-ત્રણ લોકના અંતરાત્મા, ૭ ત્રિલોકેશઃ-ત્રણ લોકના ઈશ્વર, ૮ કેશવઃ-ચન્દ્ર, સૂર્ય આદિ તેજસ્વી પદાર્થો જેના કેશ છે તે, અથવા તો બ્રહ્મા, વિષ્ણુ અને શિવ નામની શક્તિઓ જેના કેશ છે તે, ૯ કેશિહાઃ-કેશિ નામના દૈત્યને મારનારા, ૬૫૦ હરિઃ-સંસારનો નાશ કરનારા,[૮૨]

**कामदेवः कामपालः कामी कांतः कृतागमः ।**
**अनिर्देश्यवपुर्विष्णुर्वीरोऽनंतो धनंजयः ॥ ८३ ॥**

૧ કામદેવઃ-ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ઇચ્છાવાળાં મનુષ્યોથી ઇચ્છાતા પરમેશ્વર, અથવા સર્વ કામનાઓના અધિષ્ઠાતા દેવ, ૨ કામપાલઃ-કામનાવાળાં મનુષ્યોની કામનાનું રક્ષણ કરનારા, ૩ કામીઃ-પૂર્ણ કામનાવાળા અથવા તો કામનાવાળા, ૪ કાંતઃ-બે પરાર્દ્ધ થયા પછી બ્રહ્માનો નાશ કરનારા અથવા તો સુંદર રૂપવાળા, ૫ કૃતાગમઃ-શ્રુતિ, સ્મૃતિ આદિ રચનારા, ૬ અનિર્દેશ્યવપુઃ-ગુણાદિકથી રહિત હોવાથી જેનું શરીર આવું છે એમ કહી શકાય નહિ તેવા, ૭ વિષ્ણુઃ-સર્વત્ર વ્યાપક, ૮ વીરઃ-શૂરવીર, ૯ અનન્તઃ-છેડારહિત, ૬૬૦ ધનંજયઃ-અર્જુનરૂપ કે જેણે દિગ્વિજય વેળા ઘણું ધન જિત્યું હતું તે,[૮૩]

**ब्रह्मण्यो ब्रह्मकृद्ब्रह्मा ब्रह्म ब्रह्मविवर्धनः ।**
**ब्रह्मविद्ब्राह्मणो ब्रह्मी ब्रह्मज्ञो ब्राह्मणप्रियः ॥ ८४ ॥**

૧ બ્રહ્મણ્યઃ-બ્રાહ્મણ, વેદ અને ગાયની રક્ષા કરનારા, ૨ બ્રહ્મકૃતઃ-તપશ્ચર્યા આદિક કર્મમાર્ગ બાંધનારા, ૩ બ્રહ્માઃ-સૃષ્ટિકર્ત્તા, ૪ બ્રહ્મઃ-સત્ય, જ્ઞાન અને અનંતમૂર્ત્તિ, ૫ બ્રહ્મવિવર્ધનઃ-તપશ્ચર્યા આદિકની વૃદ્ધિ કરનારા, ૬ બ્રહ્મવિતઃ-વેદ અને તેના અર્થને યથાર્થ રીતે જાણનારા, બ્રહ્મને જાણનારા, ૭ બ્રાહ્મણઃ-સર્વ વસ્તુને બ્રહ્મરૂપે પ્રત્યક્ષ કરનારા, બ્રાહ્મણ સ્વરૂપ, ૮ બ્રહ્મીઃ-બ્રહ્મ નામધારી, ૯ બ્રહ્મજ્ઞઃ-બ્રહ્મવેત્તા, ૬૭૦ બ્રાહ્મણપ્રિયઃ-બ્રાહ્મણ જેને પ્રિય છે એવા અર્થાત્ બ્રાહ્મણ ઉપર પ્રેમ રાખનારા,[૮૪]

**महाक्रमो महाकर्मा महातेजा महोरगः ।**
**महाक्रतुर्महायज्वा महायज्ञो महाहविः ॥ ८५ ॥**

૧ મહાક્રમઃ-મોટાં પગલાં ભરનારા, ૨ મહાકર્માઃ-મોટાં કામ કરનારા, ૩ મહાતેજાઃ-મોટા તેજસ્વી, ૪ મહોરગઃ-વાસુકીરૂપ, ૫ મહાક્રતુઃ-મોટા યજ્ઞરૂપ જેમકે અશ્વમેધ, ૬ મહાયજ્વાઃ- લોકની સ્થિતિ જાળવવા માટે મોટા મોટા યજ્ઞો કરનારા, ૭ મહાયજ્ઞઃ-મોટા યજ્ઞરૂપ, ૮ મહાહવિઃ-સર્વ જગતરૂપી મોટું બળિદાન બ્રહ્માત્મા વિષે હોમાય છે તેથી મહાહવિરૂપ,[૮૫]

**स्तव्यः स्तवप्रियः स्तोत्रं स्तुतिः स्तोता रणप्रियः ।**
**पूर्णः पूरयिता पुण्यः पुण्यकीर्तिरनामयः ॥ ८६ ॥**

૯ સ્તવ્યઃ-સર્વેને સ્તુતિ કરવા યોગ્ય, ૬૮૦ સ્તવપ્રિયઃ-જેને સ્તુતિ પ્રિય છે તે, ૧ સ્તોત્રઃ-પોતે જ ગુણકીર્તનરૂપ સ્તોત્ર, ૨ સ્તુતિઃ-પોતે જ સ્તુતિ ક્રિયારૂપ, ૩ સ્તોતાઃ-સ્તુતિ કરનારા પણ પોતે જ, ૪ રણપ્રિયઃ-રણ ઉપર પ્રેમ રાખનારા, ૫ પૂર્ણઃ-સર્વ કામનાથી પૂર્ણ, ૬ પૂરયિતાઃ-સર્વ કામનાને પૂરનારા, ૭ પુણ્યઃ-પુણ્યમૂર્તિ, ૮ પુણ્યકીર્તિઃ-પવિત્ર કીર્તિવાળા, ૯ અનામયઃ-આરોગ્યવાળા, સર્વ પ્રકારના રોગથી મુક્ત,[૮૬]

**मनोजवस्तीर्थकरो वसुरेता वसुप्रदः ।**
**वसुप्रदो वासुदेवो वसुर्वसुमना हविः ॥ ८७ ॥**

૬૯૦ મનોજવઃ-મન જેવા વેગવાળા, ૧ તીર્થકરઃ-ચૌદ વિદ્યાનો તથા લૌકિક વિદ્યાનો ઉપદેશ આપનારા તથા રચનારા, ૨ વસુરેતાઃ-સુવર્ણ જેનું વીર્ય છે એવા, ૩ વસુપ્રદઃ-ધન આપનારા, ૪ વસુપ્રદઃ-ભક્તોને મોક્ષરૂપી ધન આપનારા, ૫ વાસુદેવ-વસુદેવના પુત્ર, ૬ વસુઃ-માયાવડે પોતાનાં સ્વરૂપને ઢાંકનારા, અથવા જેના વિષે સર્વ પ્રાણી-પ્રાણ-વસુ રહે છે તે, ૭ વસુમનાઃ-સર્વ વસ્તુમાં વસવા માટે ઈચ્છાવાળા અર્થાત્ પરબ્રહ્મરૂપ, ૮ હવિઃ-બળિરૂપ,[૮૭]

**सद्गतिः सत्कृतिः सत्ता सद्भूतिः सत्परायणः ।**
**शूरसेनो यदुश्रेष्ठः सन्निवासः सुयामुनः ॥ ८८ ॥**

૯ સદ્‌ગતિઃ-સત્પુરુષોની ગતિરૂપ, ૭૦૦ સત્કૃતિઃ-જગતની ઉત્પત્તિ આદિ સત્કાર્ય કરનારા, જેનાં કર્મ ઉત્તમ છે તે, ૧ સત્તાઃ-સજાતીય વિજાતીય સ્વગતભેદથી રહિત, અનુભવ મૂર્ત્તિ અથવા તો સર્વત્ર વિદ્યમાનપણાથી સત્તારૂપ, ૨ સદ્‌ભૂતિઃ-ઉત્તમ વિભૂતિરૂપ અથવા તો સર્વના આત્મારૂપ, ૩ સત્પરાયણઃ-સત્યને જાણનાર પુરુષોનું ઉત્તમ નિવાસસ્થાન, ૪ શૂરસેનઃ-શૂરવીરોની સેનાવાળા, ૫ યદુશ્રેષ્ઠઃ-યાદવ વંશમાં શ્રેષ્ઠ, ૬ સન્નિવાસઃ-વિદ્વાનોના અથવા સત્યના આશ્રયરૂપ,

૭ સુયામુનઃ-યમુનાના વિષને હરીને તેને નિર્મળ કરનારા અથવા તો ગોપાળનો વેષ ધરનારા યમુનાના કિનારા ઉપર રહેનારા બ્રહ્માદિક દેવો જેને પીરસનારા છે તે, યમુના કિનારે આનંદથી ખેલનારા,૮૮

भूतावासो वासुदेवः सर्वासुनिलयोऽनलः ।
दर्पहा दर्पदो दृप्तो दुर्धरोऽथापराजितः ॥ ८९ ॥

૮ ભૂતાવાસઃ-પ્રાણીઓના મુખ્ય નિવાસસ્થાનરૂપ, ૯ વાસુદેવઃ-માયાવડે જગતનું આચ્છાદન કરનારા, ૭૧૦ સર્વાસુનિલયઃ-સર્વ પ્રાણોના નિવાસસ્થાન, ૧ અનલઃ-અઢળક બળસંપત્તિવાળા, જેની ક્ષુધા શાંત થઈજ નથી એવા, ૨ દર્પહાઃ-પાખંડીઓના ગર્વનો નાશ કરનારા, ૩ દર્પદઃ-પાપીઓના ગર્વનો નાશ કરનારા અથવા ધર્મ માર્ગમાં વર્તનારા ભક્તજનોને ગર્વ આપનારા, ૪ દૃપ્તઃ-નિત્ય હર્ષમાં મગ્ન, ૫ દુર્ધરઃ-મહાકષ્ટવડે હૃદયમાં ધારી શકાય તેવા, ૬ અપરાજિતઃ-કયાંઈ પણ ન હારેલા, ૮૯

विश्वमूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान् ।
अनेकमूर्तिरव्यक्तः शतमूर्तिः शताननः ॥ ९० ॥

૭ વિશ્વમૂર્તિઃ-વિશ્વરૂપ, વિરાટ્ સ્વરૂપ, ૮ મહામૂર્તિઃ-મોટી મૂર્તિવાળા, ૯ દીપ્તમૂર્તિઃ-જ્ઞાનતેજથી જેની મૂર્તિ પ્રકાશમાન થાય છે તે, ૭૨૦ અમૂર્તિમાનઃ-નિરાકાર, ૧ અનેકમૂર્તિઃ-અનેકમૂર્તિ, ૨ અવ્યક્તઃ-'આવા છે,' એમ ન જણાતા નિરાકાર, ૩ શતમૂર્તિઃ-સેંકડો મૂર્તિવાળા, ૪ શતાનનઃ-સેંકડો મુખવાળા,૯૦

एकोऽनेकः सवः कः किं यत्तत्पदमनुत्तमम् ।
लोकबंधुर्लोकनाथो माधवो भक्तवत्सलः ॥ ९१ ॥

૫ એકઃ-સજાતીય વિજાતીય ભેદથી રહિત હોવાથી એક સ્વરૂપ, શ્રુતિ કહે છે કે, 'एकमेवाद्वितीयं ब्रह्म,' ૬ અનેકઃ-માયાને લીધે અનન્તરૂપ, ૭ સવઃ-જેમાં સોમ નામની ઔષધિનો રસ કાઢવામાં આવે છે તે યજ્ઞરૂપ, સંપૂર્ણ સુખરૂપ, ૮ કઃ-સુખ સ્વરૂપ, જે શોધનનો એક જ વિષય છે તે, ૯ કિમ્ઃ-સર્વ પુરુષાર્થરૂપ હોવાથી બ્રહ્મસ્વરૂપ, જેમાંથી આ સર્વ ઉત્પન્ન થયું છે તે, ૭૨૦ યતઃ-यतो वा इमानि भूतानि जायन्ते ઈત્યાદિ શ્રુતિઓમાં સ્વતઃસિદ્ધ વસ્તુને કહેનારા यत् શબ્દવડે જણાતા, ૧ તતઃ-જગતનો વિસ્તાર કરનારા પરબ્રહ્મરૂપ, જે માત્ર તત્-ને નામે ઓળખાય છે તે, ૨ અનુત્તમપદઃ-મુમુક્ષુઓએ પામવા યોગ્ય સર્વોત્કૃષ્ટ સ્થાન, ૩ લોકબંધુઃ-જગતના બંધુ, ૪ લોકનાથઃ-લોકના સ્વામી, ૫ માધવઃ-મધુકુળમાં જન્મેલા, ૬ ભક્તવત્સલઃ-ભક્ત જનના ઉપર પ્રેમ રાખનારા,૯૧

सुवर्णवर्णो हेमांगो वरांगश्चंदनांगदी ।
वीरहा विषमः शून्यो घृताशीरचलश्चलः ॥ ९२ ॥

૭ સુવર્ણવર્ણઃ-સુવર્ણ જેવા પીળા રંગવાળા, ૮ હેમાંગ-સુવર્ણના જેવાં ચળકતાં અંગવાળા, ૯ વરાંગઃ-સુંદર અંગવાળા, ૭૪૦ ચંદનાંગદીઃ-ચંદનથી અર્ચેલાં બાજુબંધવાળા, ૧ વીરહાઃ-ધર્મના રક્ષણ માટે વીર પુરુષોનો નાશ કરનારા, ૨ વિષમઃ-સર્વથી વિલક્ષણ, જેની સમાન કોઈ નથી તે, ૩ શૂન્યઃ-સર્વ વિશેષથી રહિત હોવાથી શૂન્ય, ૪ ઘૃતાશીઃ-ભક્તજનોની પ્રાર્થનાને ગ્રહણ કરનારા, અને અઘૃતાશી એવા પક્ષમાં કોઇની પણ પ્રાર્થના ન કરનારા, ૫ અચલઃ-સ્થિર, ૬ ચલઃ-પવનરૂપે સર્વત્ર ગતિ કરનારા,૯૨

अमानी मानदो मान्यो लोकस्वामी त्रिलोकधृक् ।
सुमेधा मेधजो धन्यः सत्यमेधा धराधरः ॥ ९३ ॥

૭ અમાનીઃ-માનરહિત, ૮ માનદઃ-અભિમાનીઓના માનનું ખંડન કરનારા, ભકતોને માન આપનારા, ૯ માન્યઃ-સર્વને માન્ય, ૭૫૦ લોકસ્વામીઃ-ત્રણ લોકના અધિપતિ, ૧ ત્રિલોકધૃક્ઃ-ત્રણ લોકને ધારણ કરનારા, ૨ સુમેધાઃ-સારી બુદ્ધિવાળા, ૩ મેધજઃ-યજ્ઞમાં ઉત્પન્ન થનારા, ૪ ધન્યઃ-ભાગ્યશાળી, ૫ સત્યમેધાઃ-સત્ય બુદ્ધિવાળા, જેની સ્મૃતિ અને જ્ઞાન કદિ ખોટાં હોતાં નથી તે, ૬ ધરાધરઃ-શેષ આદિથી પૃથિવીને ધારણ કરનારા,૯૩

तेजोवृषो द्युतिधरः सर्वशस्त्रभृतांवरः ।
प्रग्रहो निग्रहो व्यग्रो नैकशृंगो गदाग्रजः ॥ ९४ ॥

૭ તેજોવૃષઃ-નિત્ય આદિત્યરૂપે તેજ વર્ષનારા, ૮ દ્યુતિધરઃ-કાંતિવાળા, ૯ સર્વશસ્ત્રભૃતાંવરઃ-સર્વશસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, ૭૬૦ પ્રગ્રહઃ-ભકતોએ અર્પણ કરેલાં પત્ર, પુષ્પ વગેરે ગ્રહણ કરનારા, ૧ નિગ્રહઃ-સર્વ કામના અને શત્રુને નિગ્રહ કરનારા, ૨ વ્યગ્રઃ-અવિનાશી, ૩ નૈકશૃંગ-નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત, એ ચાર શિંગડાંવાળા, ૪ ગદાગ્રજઃ-ગદના મોટા બંધુ,૯૪

चतुर्मूर्तिश्चतुर्बाहुश्चतुर्व्यूहश्चतुर्गतिः ।
चतुरात्मा चतुर्भावश्चतुर्वेदविदेकपात् ॥ ९५ ॥

૫ ચતુર્મૂર્ત્તિઃ-વિરાટ્, સૂત્રાત્મા, પ્રાકૃત અને તુરીયાત્મા, એમ ચાર મૂર્ત્તિ, ૬ ચતુર્બાહુઃ-ચતુર્ભુજરૂપ, ૭ ચતુર્વ્યૂહઃ-પુરુષચ્છંદ, પુરુષ, વેદપુરુષ અને મહાપુરુષ એમ ચાર વ્યૂહવાળા, ૮ ચતુર્ગતિઃ-ચાર આશ્રમની અને ચાર વર્ણની ગતિરૂપ એટલે આશ્રયરૂપ, ૯ ચતુરાત્માઃ-મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત આ ચારરૂપે પ્રકાશતા, ૭૭૦ ચતુર્ભાવઃ-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવા ચાર ભાવવાળા, ૧ ચતુર્વેદવિદ્ઃ-ચાર વેદ જાણનારા, ૨ એકપાદ્ઃ-એક ચરણવાળા,

શ્રુતિ કહે છે કે, पादोऽस्य विश्वाभूतानि, પોતાની અનંત શક્તિમાં જેનું માત્ર એક જ પાદ કિરણ જણાયું છે એવા,[૯૫]

समावर्त्तोऽनिवृत्तात्मा दुर्जयो दुरतिक्रमः ।
दुर्लभो दुर्गमो दुर्गो दुरावासो दुरारिहा ॥ ९६ ॥

૩ સમાવર્ત્તઃ-સંસારચક્રને ચલાવનારા, ૪ અનિવૃત્તાત્માઃ-સર્વત્ર હોવાથી નિવૃત્તિવાળો નથી આત્મા જેનો એવા, ૫ દુર્જયઃ-કોઇથી જિતી શકાય નહિ તેવા, ૬ દુરતિક્રમઃ-ઉલ્લંઘન કરી શકાય નહિ તેવી આજ્ઞાવાળા, ૭ દુર્લભઃ-ભક્તિવડે મળી શકે તેવા, દુર્લભ, ૮ દુર્ગમઃ-કષ્ટવડે જેની પાસે જવાય અર્થાત્ જાણી શકાય તેવા, ૯ દુર્ગઃ-દુઃખે કરીને મળી શકે તેવા, ૭૮૦ દુરાવાસઃ-સમાધિવડે યોગીઓથી જાણી શકાય તેવા, અંતરમાં મુશ્કેલીથી આણી શકાય તેવા, ૧ દુરારિહાઃ-દુષ્ટ દૈત્યોનો નાશ કરનારા,[૯૬]

शुभांगो लोकसारंगः सुतंतुस्तंतुवर्धनः।
इंद्रकर्मा महाकर्मा कृतकर्मा कृतागमः ॥ ९७ ॥

૨ શુભાંગઃ-સુંદર અંગવાળા, ૩ લોકસારંગઃ-લોકના સારને ગ્રહણ કરનારા, ૪ સુતંતુઃ-સંસારતંતુનો સારી રીતે વિસ્તાર કરનારા, ૫ તંતુવર્ધનઃ-સંસારતંતુને વધારનારા, ૬ ઇંદ્રકર્માઃ-ઇંદ્રના જેવું કર્મ કરનારા, ૭ મહાકર્માઃ-પંચ મહાભૂતોને તથા મહાકર્મોને કરનારા, ૮ કૃતકર્માઃ-કામ કરનારા, ૯ કૃતાગમઃ-વેદ શાસ્ત્રને રચનારા,[૯૭]

उद्भवः सुंदरः सुंदो रत्ननाभः सुलोचनः ।
अर्को वाजसनः शृंगी जयंतः सर्वविज्जयी ॥ ९८ ॥

૭૯૦ ઉદ્ભવઃ-જન્મરહિત અથવા તો ઉત્કૃષ્ટ જન્મવાળા, ૧ સુન્દરઃ-વિશ્વ કરતાં પણ વિશેષ શોભાવાળા, ૨ સુંદઃ-કરુણાશાળી, ૩ રત્નનાભઃ-રત્ન જેવી સુંદર નાભિવાળા, ૪ સુલોચનઃ-સુંદર નેત્રવાળા, ૫ અર્કઃ-બ્રહ્માદિક પૂજ્ય પુરુષોએ પૂજવા યોગ્ય અથવા સૂર્યમૂર્તિ, ૬ વાજસનઃ-યાચકોને અન્ન આપનારા, ૭ શૃંગીઃ-મત્સ્યાવતારમાં શૃંગવાળા, ૮ જયંતઃ-શત્રુઓનો પરાજય કરનારા, ૯ સર્વવિદ્-સર્વવેત્તા તથા જયી-સર્વનો વિજય કરનારા,[૯૮]

सुवर्णबिंदुरक्षोभ्यः सर्ववागीश्वरेश्वरः ।
महाह्रदो महागर्तो महाभूतो महानिधिः ॥ ९९ ॥

૮૦૦ સુવર્ણબિન્દુઃ-સુંદર વર્ણવાળા અને અનુસ્વારવાળા મંત્રરૂપ, ૧ અક્ષોભ્યઃ-દૈત્યોથી તિરસ્કારી શકાય નહિ તેવા, ૨ સર્વવાગીશ્વરેશ્વરઃ-સર્વ બ્રહ્માદિ વાચાના ઇશ્વરોના પણ ઇશ્વર, ૩ મહાહ્રદઃ-આનંદરૂપી મોટા ધરામાં લીન રહેનારા, ૪ મહાગર્તઃ-મોટા ખાડાના જેવી દુસ્તર માયાવાળા, ૫ મહાભૂતઃ-ત્રણ કાળે પણ જેનું સ્વરૂપ જણાય નહિ એવા મોટા ભૂતરૂપ, ૬ મહાનિધિઃ-સર્વ પ્રાણીઓનો જેમાં લય થાય છે એવા એક મોટા નિધિરૂપ,[૯૯]

कुमुदः कुंदरः कुंदः पर्जन्यः पावनोऽनिलः ।
अमृतांशोऽमृतवपुः सर्वज्ञः सर्वतोमुखः ॥ १०० ॥

૭ કુમુદઃ-પૃથ્વીના ભારને ઉતારીને તેને રંજન કરનારા, ૮ કુન્દરઃ-કુંદ પુષ્પના સમાન શુદ્ધ ફળો આપનારા, ૯ કુન્દઃ-સ્ફટિક મણિના જેવા નિર્મળ અથવા તો કશ્યપને પૃથ્વી દેનારા, ૮૧૦ પર્જન્યઃ-મેઘની પેઠે અધ્યાત્મ, અધિભૂત અને આધિદૈવ નામના ત્રણ તાપને ટાળનારા, ૩ પાવનઃ-સ્મરણ માત્રમાં પવિત્ર કરનાર, ૨ અનિલઃ-નિત્ય જાગ્રત રહેનારા, ૩ અમૃતાંશઃ-જ્ઞાનરૂપી અમૃતનું ભોજન કરનારા, ૪ અમૃતવપુઃ-અવિનાશી શરીરવાળા, ૫ સર્વજ્ઞઃ-સર્વને જાણનારા, ૬ સર્વતોમુખઃ-સર્વત્ર મુખવાળા,[૧૦૦]

सुलभः सुव्रतः सिद्धः शत्रुजिच्छत्रुतापनः ।
न्यग्रोधोदुंबरोऽश्वत्थश्चाणूरांध्रनिषूदनः ॥ १०१ ॥

૭ સુલભઃ-સુખથી મળી શકે તેવા, ૮ સુવ્રતઃ-સુંદર વ્રત આચરનારા, ૯ સિદ્ધઃ-સિદ્ધિઓને સંપાદન કરનારા, ૮૨૦ શત્રુજિત્-શત્રુને જિતનારા, ૧ શત્રુતાપનઃ-શત્રુને તપાવનારા, ૨ ન્યગ્રોધઃ-વટમૂર્તિ, ૩ ઉદુંબરઃ-ઉંબરાનાં સ્વરૂપવાળા, ૪ અશ્વત્થઃ-પિંપળરૂપ, ૫ ચાણુરાંધ્રનિષૂદનઃ-ચાણુર નામના આંધ્ર દેશવાસી દૈત્યનો નાશ કરનાર,[૧૦૧]

सहस्रार्चिः सप्तजिह्वः सप्तैधाः सप्तवाहनः ।
अमूर्त्तिरनघोऽचिंत्यो भयकृद्भयनाशनः ॥ १०२ ॥

૬ સહસ્રાર્ચિઃ-હજારો જ્વાળાવાળા, ૭ સપ્તજિહ્વઃ-કાલી, કરાલી, મનોજવા, સુલોહિતા, ધુમ્રવર્ણા, સ્ફુલિંગિનિ અને વિશ્વરુચિ એવાં નામની સાત જીભવાળા, ૮ સપ્તૈધાઃ-સાત જિહ્વાવડે સર્વનું ભક્ષણ કરનારા, ૯ સપ્તવાહનઃ-સાત ઘોડાવાળા, ૮૩૦ અમૂર્ત્તિઃ-નિરાકાર, ૧ અનઘઃ-દોષરહિત, ૨ અચિંત્યઃ-વિચારમાં આવી શકે નહિ તેવા, ૩ ભયકૃત્-દુષ્ટોને ભય કરનારા, ૪ ભયનાશનઃ-ભક્તોના ભયનો નાશ કરનારા,[૧૦૨]

अणुर्बृहत्कृशः स्थूलो गुणभृन्निर्गुणो महान् ।
अधृतः स्वधृतः स्वास्यः प्राग्वंशो वंशवर्धनः ॥ १०३ ॥

૫ અણુઃ-સૂક્ષ્મમાં પણ સૂક્ષ્મમૂર્ત્તિ, ૬ બૃહત્-મહામૂર્ત્તિ, ૭ કૃશઃ-સૂકાયેલા, ૮ સ્થૂલઃ-સર્વ બ્રહ્માંડ મૂર્ત્તિ, ૯ ગુણભૃત્-ઉત્પત્તિ, સ્થિતિ અને લયને માટે સત્વ, રજ અને તમોગુણને ધારણ કરનારા, ૮૪૦ નિર્ગુણઃ-ગુણરહિત, ૧ મહાન્-નિર્ગુણ, નિરતિશય તથા સૂક્ષ્મ હોવાથી મહત્ત્વાવાળા, ૨ અધૃતઃ-આધારભૂત પૃથિવી આદિકને ધારણ કરનારા, અથવા કોઇથી

ધરાય નહિ તેવા, ૩ સ્વધૃતઃ-પોતાના આત્માવડે પોતાને ધારણ કરનારા, ૪ સ્વાસ્યઃ-સુંદર મુખવાળા અથવા તો પુરુષાર્થનો ઉપદેશ કરવા માટે મુખમાંથી વેદરાશિને ઉત્પન્ન કરનારા, ૫ પ્રાગ્વંશઃ-યજ્ઞ કરનારાઓની પૂર્વ તરફ મુખવાળી વિશ્રામશાળા તે રૂપ, અથવા પૌર્વાત્ય પ્રદેશવાસી જેના વંશ છે તેવા, ૬ વંશવર્ધનઃ-વંશોને વધારનારા.[૧૦૩]

भारभृत्कथितो योगी योगीशः सर्वकामदः ।
आश्रमः श्रमणः क्षामः सुपर्णो वायुवाहनः ॥ १०४ ॥

૭ ભારભૃતઃ-પૃથિવીના ભારને ધારણ કરનારા, ૮ કથિતઃ-વેદોમાં ગવાયલા, ૯ યોગીઃ-યોગધારી, ૮૫૦ યોગીશઃ-યોગીઓના પતિ, ૧ સર્વકામદઃ-સર્વ કામનાને પૂરનારા અથવા તો સર્વ કામના (વાસના)-નો નાશ કરનારા, ૨ આશ્રમઃ-સંસારરૂપી અરણ્યમાં ભટકતાં પ્રાણીઓના, દુઃખીજનોના વિશ્રામરૂપ, ૩ શ્રમણઃ-અવિવેકીઓને સંતાપનારા અથવા સ્વર્ગમાં ફળ ભોગવી પાછો જન્મ લેનાર યોગીઓને યોગ માર્ગે લગાડનારા, ૪ ક્ષામઃ-સર્વ પાપીઓનો ક્ષય કરનારા, અથવા યોગીઓનાં પુણ્ય કર્મનો ક્ષય થતાં તેમને શક્તિ આપનારા, ૫ સુપર્ણઃ-સુંદર પાંખવાળા અથવા તો વેદરૂપી પાંખવાળા, ૬ વાયુવાહનઃ-વાયુને પણ ગતિમાન્ કરનારા.[૧૦૪]

धनुर्धरो धनुर्वेदो दंडो दमयिता दमः ।
अपराजितः सर्वसहो नियंता नियमो यमः ॥ १०५ ॥

૭ ધનુર્ધરઃ-ધનુર્ધારી, ૮ ધનુર્વેદઃ-ધનુર્વિદ્યા જાણનારા, ૯ દંડઃ-શિક્ષામૂર્ત, ૮૬૦ દમયિતાઃ-વૈવસ્વત આદિ રાજાઓરૂપે શિક્ષા કરનારા, ૧ દમઃ-શિક્ષા કરવા યોગ્યને દમનારા, અથવા શિક્ષાનો અમલ કરનારા, ૨ અપરાજિતઃ-શત્રુઓથી પરાજય પામે નહિ એવા, અર્થાત્ સમર્થ, ૩ સર્વસહઃ-સર્વને સહન કરનારા, સર્વ કાર્ય કરનારા, ૪ નિયંતાઃ-નિયમમાં રાખનારા, ધર્માનુસાર સર્વ પાસે કાર્ય કરાવનારા, ૫ નિયમઃ-યોગના અંગરૂપ અથવા તો 'અનિયમ' કહેતાં સર્વતંત્ર-સ્વતંત્ર, ૬ યમઃ-યોગના અંગરૂપ અથવા તો સર્વને નિયમમાં રાખનારા, અથવા 'અયમ' કહેતાં જેનો અંત લાવવાને કોઈ યમ નથી તેવા.[૧૦૫]

सत्ववान् सात्विकः सत्यः सत्यधर्मपरायणः ।
अभिप्रायः प्रियार्होऽर्हः प्रियकृत् प्रीतिवर्धनः ॥ १०६ ॥

૭ સત્વવાનઃ-શૌર્ય વગેરે સત્વવાળા, ૮ સાત્વિકઃ-સત્વગુણમાં વસનારા, ૯ સત્યઃ-સાધુ પુરુષોના ઉપર કૃપા કરનારા સત્યસ્વરૂપ, ૮૭૦ સત્યધર્મપરાયણઃ-સત્ય અને ધર્મ વિષે પરાયણ, ૧ અભિપ્રાયઃ-પુરુષના અભિપ્રાયરૂપ અથવા મુમુક્ષુ પુરુષોથી ઇચ્છાતા, ૨ પ્રિયાર્હઃ-



ભક્તોની અર્પેલી પ્રિયવસ્તુને યોગ્ય, ૩ અર્હઃ-પૂજાને યોગ્ય, ૪ પ્રિયકૃતઃ-ભક્તોનું ભલું કરનારા, ૫ પ્રીતિવર્દ્ધનઃ-પ્રીતિને વધારનારા.[૧૦૬]

विहायसगतिर्ज्योतिः सुरुचिर्हुतभुग्विभुः ।
रविर्विरोचनः सूर्यः सविता रविलोचनः ॥ १०७ ॥

૬ વિહાયસગતિઃ-આકાશચારી, ૭ જ્યોતિઃ-સ્વયંપ્રકાશ, ૮ સુરુચિઃ-સુંદર કાંતિવાળા, ૯ હુતભુક્-યજ્ઞોમાં દેવોને ઉદ્દેશીને નાંખેલાં બળિને અગ્નિરૂપે ખાનારા, ૮૮૦ વિભુઃ-વ્યાપક, સર્વશક્તિમાન્, ૧ રવિઃ-પૃથ્વીની શરદી શોષનારા સૂર્ય, ૨ વિરોચનઃ-વિવિધ પ્રકારે પ્રકાશ કરનારા, અથવા વિવિધ પ્રકારની ઇચ્છાવાળા, ૩ સૂર્યઃ-લક્ષ્મીને (શોભાદેવીને) ઉત્પન્ન કરનારા, સર્વ પદાર્થને બહાર કાઢનારા, ૪ સવિતાઃ-સર્વ જગતના ઉત્પન્ન કરનારા, ૫ રવિલોચનઃ-સૂર્ય છે નેત્ર જેનાં એવા.[૧૦૭]

अनंतो हुतभुग्भोक्ता सुखदोऽनैकजोऽग्रजः ।
अनिर्विण्णः सदामर्षी लोकाधिष्ठानमद्भुतः ॥ १०८ ॥

૬ અનંતઃ-છેડા રહિત, ૭ હુતભુક્-હુતદ્રવ્યને ખાનારા, ૮ ભોક્તાઃ-મનરૂપ પ્રકૃતિ અથવા માયાના ભોક્તા, ૯ સુખદઃ-ભક્તોને સુખ આપનારા, ૮૯૦ નૈકજઃ-ધર્મરક્ષા માટે અનંતવાર જન્મ લેનારા, ૧ અગ્રજઃ-હિરણ્યગર્ભરૂપાદિ મૂર્ત્તિ, શ્રુતિ કહે છે, કે हिरण्यगर्भः समवर्त्तताग्रे, જન્મેલાઓમાં પ્રથમ જન્મેલા, ૨ અનિર્વિણ્ણઃ-પૂર્ણ કામનાવાળા હોવાથી ખેદ વિનાના, ૩ સદામર્ષીઃ-સત્પુરુષોના ઉપર ક્ષમા કરનારા, ૪ લોકાધિષ્ઠાનઃ-લોકોના આધારભૂત બ્રહ્મમૂર્ત્તિ, ૫ અદ્ભુતઃ-સર્વથી વિલક્ષણ, આશ્ચર્યરૂપ. ગીતામાં પોતે જ કહે છે કે, 'आश्चर्यवत्पश्यति कश्चिदेनम्,' આ વચન પ્રમાણે છે.[૧૦૮]

सनात्सनातनतमः कपिलः कपिरव्ययः ।
स्वस्तिदः स्वस्तिकृत्स्वस्ति स्वस्तिभुक् स्वस्तिदक्षिणः ॥ १०९ ॥

૬ સનાતઃ-નિત્ય પુરાણ પુરુષ, કાળના આરંભથી અસ્તિત્વવાળા, ૭ સનાતનતમઃ-બ્રહ્મા આદિક પુરાણ દેવો કરતાં પણ વધારે પુરાણ અને નિત્ય પુરુષ, ૮ કપિલઃ-સાંખ્યશાસ્ત્ર રચનારા કપિલમૂર્ત્તિ, જેનો વર્ણ પિંગળો છે તે, ૯ કપિઃ-વરાહનું રૂપ ધારણ કરનારા, ૯૦૦ અવ્યયઃ-અવિનાશી, સર્વ વસ્તુઓનો ક્ષય થતાં જેનો ક્ષય નથી તે, ૧ સ્વસ્તિદઃ-ભક્તોનું કલ્યાણ કરનારા, ૨ સ્વસ્તિકૃતઃ-સર્વનું કલ્યાણકર્તા, ૩ સ્વસ્તિઃ-કલ્યાણમૂર્ત્તિ, ૪ સ્વસ્તિભુક્-કલ્યાણના ભોક્તા, ૫ સ્વસ્તિદક્ષિણઃ-કલ્યાણ કરનારા, સમર્થ અથવા તો શીઘ્રતાથી કલ્યાણ કરનારા.[૧૦૯]

अरौद्रः कुंडली चक्री विक्रम्यूर्जितशासनः ।
शब्दातिगः शब्दसहः शिशिरः शर्वरीकरः ॥ ११० ॥

૬ અરૌદ્રઃ-રાગદ્વેષથી રહિત હોવાને લીધે શાંત મૂર્ત્તિ, ૭ કુન્ડલીઃ-કુંડલ ધારણ કરનારા, અથવા શેષ નાગના કુંડલોમાં રહેનારા, ૮ ચક્રીઃ-ચક્ર ધારણ કરનારા, ૯ વિક્રમીઃ-મહાપરાક્રમવાળા, ૯૧૦ ઉર્જિતશાસનઃ-શ્રેષ્ઠ આજ્ઞાવાળા, જેનો અમલ શ્રુતિ-સ્મૃતિની આજ્ઞાનુસાર ચાલે છે તે, ૧ શબ્દાતિગઃ-શબ્દોથી બોલી શકાય નહિ તેવા, અર્થાત્ જેનું નામ કે મહિમા કહેવાને શબ્દ સમર્થ નથી તેવા, ૨ શબ્દસહઃ-સર્વે વેદો જેનો મહિમા ગાય છે તેવા, ૩ શિશિરઃ-ત્રણ તાપથી પીડાતાની શાંતિ કરનારા, ૪ શર્વરીકરઃ-સંસારીઓને આત્મજ્ઞાન રાત્રિ છે અને યોગીઓને સંસાર રાત્રિ છે, આ બન્નેની રાત્રિને કરનારા, અથવા અંધકારનો નાશ કરનારા શરીરીઓમાં રહેનારા અથવા તેવા શરીર કરનારા.[110]

अक्रूरः पेशलो दक्षो दक्षिणः क्षमिणांवरः ।
विद्वत्तमो वीतभयः पुण्यश्रवणकीर्तनः ॥ १११ ॥

૫ અક્રૂરઃ-ક્રૂરતારહિત, કોમળ, ૬ પેશલઃ-મન, વાણી તથા કર્મવડે સર્વ કાર્ય કરવામાં કુશળ, ૭ દક્ષઃ-અલ્પ સમયમાં સર્વ કાર્ય કરવાની શક્તિવાળા, કાર્યકુશળ, ૮ દક્ષિણઃ-કાર્યકુશળ અથવા તો શત્રુનો સંહાર કરનારા, ૯ ક્ષમિણાંવરઃ-ક્ષમાવંતોમાં ઉત્તમ, ૯૨૦ વિદ્વત્તમઃ-મહાવિદ્યાવાળા વિદ્વાનોમાં ઉત્તમ, ૧ વીતભયઃ-ભયથી રહિત, ૨ પુણ્યશ્રવણકીર્ત્તનઃ-જેમનાં નામનું શ્રવણ, કીર્ત્તન પવિત્ર છે એવા.[111]

उत्तारणो दुष्कृतिहा पुण्यो दुःस्वप्ननाशनः ।
वीरहा रक्षणः संतो जीवनः पर्यवस्थितः ॥ ११२ ॥

૩ ઉત્તારણઃ-સંસારસાગરમાંથી તારનારા, ૪ દુષ્કૃતિહાઃ-પાપનો નાશ કરનારા, ૫ પુણ્યઃ-શ્રુતિ, સ્મૃતિ આદિથી પુણ્યનો ઉપદેશ કરનારા, પુણ્યરૂપ, ૬ દુઃસ્વપ્નનાશનઃ-દુષ્ટ સ્વપ્નનો નાશ કરનારા, ૭ વીરહાઃ-શૂરવીર એવા દૈત્યોના નાશ કરનારા, અથવા મોક્ષમાર્ગે જનારાઓ માટે સર્વ પાપમાર્ગોનો નાશ કરનારા, ૮ રક્ષણઃ-સત્વ ગુણમાં રહીને સર્વની રક્ષા કરનારા, ૯ સંતઃ-લોકોને શિક્ષા આપવા માટે સન્માર્ગે વર્તીને તેનો ધડો બેસાડનારા, ૯૩૦ જીવનઃ-પ્રાણરૂપે સર્વને જીવાડનારા, ૧ પર્યવસ્થિતઃ-વિશ્વમાં ચોતરફથી વ્યાપી રહેલા.[112]

अनंतरूपोऽनंतश्रीर्जितमन्युर्भयापहः ।
चतुरस्रो गभीरात्मा विदिशो व्यादिशो दिशः ॥ ११३ ॥

૨ અનંતરૂપઃ-અસંખ્ય રૂપ ધારણ કરનારા, ૩ અનંતશ્રીઃ-અપાર શોભાવાળા, ૪ જિતમન્યુઃ-ક્રોધનો વિજય કરનારા, ૫ ભયાપહઃ-ભક્તના ભયનો નાશ કરનારા, ૬ ચતુરસ્રઃ-ચાર વેદો જેના ચાર ખૂણા છે એવા અથવા તો મંગળમૂર્તિ; મનસા અને કર્મથી કાર્ય કરનારાને યોગ્ય ફળ આપનારા, ૭ ગભીરાત્માઃ-ગંભીર સ્વરૂપવાળા, માપવામાં આવે નહિ તેવા આત્માવાળા, ૮ વિદિશઃ-અધિકારીઓને વિશેષે કરીને જૂદાં જૂદાં ફળો આપનારા, ૯ વ્યાદિશઃ-ઇંદ્રાદિક દેવોને વિવિધ આજ્ઞા કરનારા, ૯૪૦ દિશઃ-દિશામૂર્ત્તિ, દરેક કર્મને યોગ્ય ફળ આપનારા.[113]

अनादिर्भूर्भुवोलक्ष्मीः सुवीरो रुचिरांगदः ।
जननो जनजन्मादिर्भीमो भीमपराक्रमः ॥ ११४ ॥

૧ અનાદિઃ-જેનો કોઈ પણ આદિ નથી તેવા, ૨ ભૂઃ-આધારભૂત પૃથ્વીરૂપ, સર્વના આધારભૂત, ૩ ભુવોલક્ષ્મીઃ-પૃથ્વીની શોભારૂપ, જેની સમીપ નિત્ય લક્ષ્મી રહે છે તે, ૪ સુવીરઃ-સારા સુભટ અથવા તો વિવિધ પ્રકારની ગતિવાળા, ૫ રુચિરાંગદઃ-સુંદર બાજુબંધવાળા, ૬ જંનનઃ-પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનારા, ૭ જન્માદિઃ-મનુષ્યોની ઉત્પત્તિના કારણરૂપ, ૮ ભીમઃ-પાપીઓને ભયંકર, ૯ ભીમપરાક્રમઃ-ભયંકર પરાક્રમવાળા.[114]

आधारनिलयो धाता पुष्पहासः प्रजागरः ।
ऊर्ध्वगः सत्पथाचारः प्राणदः प्रणवः पणः ॥ ११५ ॥

૯૫૦ આધારનિલયઃ-પૃથિવી આદિ પંચમહાભૂતોના આધારસ્થાન, ૧ ધાતાઃ-સંહાર વેળા સર્વનું પાલન કરનારા અથવા તો ધારણ કરનારા, ગળી જનારા, ૨ પુષ્પહાસઃ-પુષ્પના જેવું શ્વેત હાસ્ય કરનારા અથવા તો મુકુલરૂપે રહેલાં પુષ્પોના હાસ્યની પેઠે પ્રપંચરૂપે સૌને હસાવનારા, ૩ પ્રજાગરઃ-નિરંતર જાગૃત રહેનારા, ૪ ઊર્ધ્વગઃ-સર્વની ઉપર રહેનારા, સર્વથી ઉચ્ચ ગતિવાળા, ૫ સત્પથાચારઃ-સન્માર્ગ ઉપર આચરણ કરનારા, ૬ પ્રાણદઃ-પરીક્ષિત જેવાને પ્રાણ આપનારા અર્થાત્ જીવાડનારા, ૭ પ્રણવઃ-ૐકારરૂપ, ૮ પણઃ-ધર્મ કાર્યનો વ્યવહાર કરનારા.[115]

प्रमाणं प्राणनिलयः प्राणभृत्प्राणजीवनः ।
तत्त्वं तत्त्वविदेकात्मा जन्ममृत्युजरातिगः ॥ ११६ ॥

૯ પ્રમાણઃ-પ્રમાણમૂર્તિ, પરમાત્માવિષે સત્ય કહેનારા પ્રમાણભૂત, ૯૬૦ પ્રાણનિલયઃ-પ્રાણાદિકના આધારભૂત, ૧ પ્રાણભૃતઃ-દશ પ્રાણોનું પોષણ કરનારા, અન્નરૂપ, ૨ પ્રાણજીવનઃ-પ્રાણીઓને દશ પ્રાણોવડે જીવાડનારા, ૩ તત્ત્વઃ-તત્ત્વમૂર્તિ, તત્ત્વજ્ઞાનની દરેક શાખાનાં મૂળતત્ત્વરૂપ, ૪ તત્ત્વવિતઃ-તત્ત્વવેત્તા, ૫ એકાત્માઃ-એક આત્મારૂપ, ૬ જન્મમૃત્યુજરાતિગઃ-જન્મ, મૃત્યુ અને વૃદ્ધાવસ્થાનું ઉલ્લંઘન કરનારા.[116]

भूर्भुवः स्वस्तरुस्तारः सविता प्रपितामहः ।
यज्ञो यज्ञपतिर्यज्वा यज्ञांगो यज्ञवाहनः ॥ ११७ ॥

૭ ભૂર્ભુવઃસ્વસ્તરુઃ-"भूर्भुवःस्वः" ભૂઃ, ભુવઃ, અને સ્વઃ આ ત્રણ વ્યાહૃતિવડે હોમાદિકથી ત્રણ જગતનો ઉદ્ધાર કરનાર અથવા ભૂર્, ભુંવર્ અને સ્વર્ગ લોકમાં વૃક્ષની પેઠે વ્યાપેલા, ૮ તારઃ-સંસારસાગરમાંથી તારનારા, અથવા તો ૐકારમૂર્તિ, ૯ સપિતાઃ-સર્વ લોકના પિતા, ૯૭૦ પ્રપિતામહઃ-બ્રહ્માના પણ પિતામહ, ૧ યજ્ઞઃ-યજ્ઞમૂર્તિ, ૨ યજ્ઞપતિઃ-યજ્ઞના અધિપતિ, ૩ યજ્વાઃ-યજમાન, ૪ યજ્ઞાંગઃ-યજ્ઞો જેનાં અંગો છે તે, ૫ યજ્ઞવાહનઃ-ફળ આપનારા યજ્ઞોને ગ્રહણ કરનારા.[૧૧૭]

यज्ञभृद्यज्ञकृद्यज्ञी यज्ञभुग्यज्ञसाधनः ।
यज्ञांतकृद्यज्ञगुह्यमन्नमन्नाद एव च ॥ ११८ ॥

૬ યજ્ઞભૃત્ઃ-યજ્ઞનું પોષણ કરનારા અથવા તો યજ્ઞનું રક્ષણ કરનારા, ૭ યજ્ઞકૃત્ઃ-દક્ષના યજ્ઞનો નાશ કરનારા અથવા તો યુગના આરંભમાં યજ્ઞ કરનારા, ૮ યજ્ઞમૂર્ત્તિઃ-યજ્ઞ કરનારાઓમાં યજ્ઞરૂપ, ૯ યજ્ઞભુક્ઃ-યજ્ઞનાં ફળના ભોક્તા, ૯૮૦ યજ્ઞસાધનઃ-યજ્ઞના સાધનરૂપ, ૧ યજ્ઞાંતકૃત્ઃ-યજ્ઞને અંતે ફળ આપનારા અથવા તો પૂર્ણાહુતિના સ્વીકારથી યજ્ઞને સંપૂર્ણ કરનારા, ૨ યજ્ઞગુહ્યઃ-યજ્ઞમાં ગુપ્ત રહેનારા, બ્રહ્મસ્વરૂપ, નિરપેક્ષ કરેલ યજ્ઞસ્વરૂપ, ૩ અન્નઃ-અન્નમૂર્તિ, ૪ અન્નાદઃ-અન્નનું ભક્ષણ કરનારા.[૧૧૮]

आत्मयोनिः स्वयंजातो वैखानः सामगायनः ।
देवकीनंदनः स्रष्टा क्षितीशः पापनाशनः ॥ ११९ ॥

૫ આત્મયોનિઃ-આત્માના ઉપાદાન કારણરૂપ, ૬ સ્વયંજાતઃ-સ્વયંભૂ, ૭ વૈખાનઃ-પાતાલવાસી હિરણ્યાક્ષનો નાશ કરવા માટે પૃથ્વીને ખોતરનારા, ૮ સામગાયનઃ-સામવેદનું ગાયન કરનારા, ૯ દેવકીનંદનઃ-દેવકીને આનંદ આપનારા, ૯૯૦ સ્રષ્ટાઃ-જગતને સરજનારા, ૧ ક્ષિતીશઃ-પૃથ્વીના પતિ, ૨ પાપનાશનઃ-ભક્તોના પાપનો નાશ કરનારા.[૧૧૯]

शंखभृन्नंदकी चक्री शार्ङ्गधन्वा गदाधरः ।
रथांगपाणिरक्षोभ्यः सर्वप्रहरणायुधः ॥ १२० ॥

૩ શંખભૃત્ઃ-શંખ ધારણ કરનારા, ૪ નંદકીઃ-જ્ઞાન અને માયાની નંદક નામની તરવાર ધારણ કરનારા, ૫ ચક્રીઃ-ચક્ર ધારણ કરનારા, યુગચક્રને ચલાવનારા, ૬ શાર્ઙ્ગધન્વાઃ-શાર્ઙ્ગ નામનું ધનુષ ધરનારા, ૭ ગદાધરઃ-જ્ઞાનરૂપ ગદાને ધારણ કરનારા, ૮ રથાંગપાણિઃ-હાથમાં ચક્ર ધારણ કરનારા, ૯ અક્ષોભ્યઃ-નીડર-કોઇથી ક્ષુબ્ધ કરી શકાય નહી તેવા, ૧૦૦૦ સર્વપ્રહરણાયુધઃ-સર્વ પ્રકારનાં શસ્ત્રો જેમનાં આયુધો છે એવા, અર્થાત્ પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ, સર્વ પ્રકારનાં આયુધો ધારણ કરનારા. ૐ તત્સત્ નમઃ[૧૨૦]

इतीदं कीर्तनीयस्य केशवस्य महात्मनः ।
नाम्नां सहस्रं दिव्यानामशेषेण प्रकीर्तितम् ॥ १२१ ॥

ઉપર પ્રમાણે કીર્ત્તન કરવા યોગ્ય મહાત્મા શ્રીકેશવનાં દિવ્ય એવાં એક સહસ્ર નામ સંપૂર્ણ રીતે લોકોએ કહ્યાં છે.[૧૨૧]

य इदं शृणुयान्नित्यं यश्चापि परिकीर्तयेत् ।
नाशुभं प्राप्नुयात्किंचित्सोऽमुत्रेह च मानवः ॥ १२२ ॥

જે મનુષ્ય નિત્ય આ વિષ્ણુનાં સહસ્ર નામ સાંભળે અને જે માણસ તે ગાય, તે આ લોકમાં તથા પરલોકમાં અશુભ ગતિને પામતો નથી.[૧૨૨]

वेदांतगो ब्राह्मणः स्यात्क्षत्रियो विजयी भवेत् ।
वैश्यो धनसमृद्धः स्याच्छूद्रः सुखमवाप्नुयात् ॥ १२३ ॥

આ વિષ્ણુસહસ્રનામ સાંભળવાથી અથવા તો તેનો પાઠ કરવાથી બ્રાહ્મણ વેદાંતના પારને પામે છે, ક્ષત્રિય યુદ્ધમાં વિજય મેળવે છે, વૈશ્ય વ્યાપારમાં ધન મેળવે છે, અને શૂદ્ર સુખ પામે છે.[૧૨૩]

धर्मार्थी प्राप्नुयाद्धर्ममर्थार्थी चार्थमाप्नुयात् ।
कामानवाप्नुयात्कामी प्रजार्थी प्राप्नुयात्प्रजाम् ॥ १२४ ॥

ધર્મની ઇચ્છાવાળો ધર્મને મેળવે છે, અર્થની ઇચ્છાવાળો અર્થ મેળવે છે, કામનાવાળો કામનાને પામે છે, અને પ્રજાની ઇચ્છાવાળો પ્રજાને પામે છે.[૧૨૪]

भक्तिमान्यः सदोत्थाय शुचिस्तद्गतमानसः ।
सहस्रं वासुदेवस्य नाम्नामेतत्प्रकीर्तयेत् ॥ १२५ ॥

જે ભક્તિવાળો મનુષ્ય નિત્ય પ્રભાતમાં ઉઠી, સ્નાન કરી, પવિત્ર થઇ, મનમાં શ્રીવિષ્ણુનું ધ્યાન કરીને આ વાસુદેવનાં સહસ્ર નામનો પાઠ કરે છે.[૧૨૫]

यशः प्राप्नोति विपुलं ज्ञातिप्राधान्यमेव च ।
अचलां श्रियमाप्नोति श्रेयः प्राप्नोत्यनुत्तमम् ॥ १२६ ॥

તે મોટો યશ મેળવે છે, જ્ઞાતિમાં મહત્તા પામે છે, અચળ સંપત્તિ મેળવે છે અને ઉત્તમ પ્રકારનું સુખ મેળવે છે;[૧૨૬]

न भयं क्वचिदाप्नोति वीर्यं तेजश्च विंदति ।
भवत्यरोगो द्युतिमान्बलरूपगुणान्वितः ॥ १२७॥

તેમજ તેને કોઈ પણ ઠેકાણે ભય રહેતો નથી, તે વીર્ય અને તેજને પામે છે, તથા આરોગ્યવાળો, કાંતિવાળો, બળવાળો, રૂપવાળો તથા ગુણવાળો થાય છે;[૧૨૭]

रोगार्तो मुच्यते रोगाद्बद्धो मुच्येत बंधनात् ।
भयान्मुच्येत भीतस्तु मुच्यतापन्न आपदः ॥ १२८ ॥

રોગાતુર રોગમાંથી મુક્ત થાય છે, સંસારબંધનમાં બંધાયલો બંધનમાંથી છૂટે છે, ભયભીત ભયમાંથી છૂટે છે અને દુઃખી આપત્તિમાંથી મુક્તિ મેળવે છે.[૧૨૮]

दुर्गाण्यतितरत्याशु पुरुषः पुरुषोत्तमम् ।
स्तुवन्नामसहस्रेण नित्यं भक्तिसमन्वितः ॥ १२९ ॥

જે પુરુષ ભક્તિસંપન્ન થઈને નિરંતર આ સહસ્રનામવડે શ્રી પુરુષોત્તમની સ્તુતિ કરે છે, તે તુરત દુઃખોમાંથી મુક્ત થાય છે.[૧૨૯]

वासुदेवाश्रयो मर्त्यो वासुदेवपरायणः ।
सर्वपापविशुद्धात्मा याति ब्रह्म सनातनम् ॥ १३० ॥

જે મનુષ્ય વાસુદેવનો આશ્રય કરે છે તથા તેમનું ધ્યાન કરવામાં પરાયણ રહે છે, તે સર્વ પાપથી છૂટો થઈ, શુદ્ધ અંતઃકરણવાળો થઈને સનાતન એવા પરબ્રહ્મને પામે છે.[૧૩૦]

न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित् ।
जन्ममृत्युजराव्याधिभयं नैवोपजायते ॥ १३१ ॥

શ્રી વાસુદેવના (વિષ્ણુના) ભક્તોનું કોઈ ઠેકાણે અશુભ થતું નથી, તેમ જ તેઓને જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિનો ભય પણ રહેતો જ નથી.[૧૩૧]

इमं स्तवमधीयानः श्रद्धाभक्तिसमन्वितः ।
युज्येतात्मा सुखक्षांतिश्रीधृतिस्मृतिकीर्तिभिः ॥ १३२ ॥

જે મનુષ્ય શ્રદ્ધાથી તથા ભક્તિથી આ વિષ્ણુસહસ્રનામના સ્તોત્રનો પાઠ કરે છે તે મનુષ્ય આત્મસુખ, ક્ષમા, લક્ષ્મી, ધૈર્ય, સ્મૃતિ અને કીર્તિ સંપાદન કરે છે.[૧૩૨]

न क्रोधो न च मात्सर्यं न लोभो नाशुभा मतिः ।
भवंति कृतपुण्यानां भक्तानां पुरुषोत्तमे ॥ १३३ ॥

શ્રી પુરુષોત્તમ એવા વિષ્ણુના ભક્તો પુણ્યવાન્ હોય છે તેઓને કોઈ દિવસ ક્રોધ થતો નથી, ઈર્ષ્યા આવતી નથી, લોભ થતો નથી, તથા તેઓની અશુભ બુદ્ધિ પણ થતી નથી.[૧૩૩]

द्यौः सचंद्रार्कनक्षत्रा खं दिशो भूर्महोदधिः ।
वासुदेवस्य वीर्येण विधृतानि महात्मनः ॥ १३४ ॥

સ્વર્ગ, સૂર્ય, ચંદ્ર તથા નક્ષત્રસહિત આકાશ, દશ દિશાઓ, પૃથ્વી અને મહાસાગર, આ સર્વેને મહાત્મા વાસુદેવના વીર્યથી ટકાવી રાખેલાં છે.[૧૩૪]

ससुरासुरगंधर्वं सयक्षोरगराक्षसम् ।
जगद्वशे वर्ततेदं कृष्णस्य सचराचरम् ॥ १३५ ॥

દેવતા, દૈત્ય, ગંધર્વ, યક્ષ, સર્પ અને રાક્ષસ સહિત આ સ્થાવર તથા જંગમરૂપ જગત્, શ્રીકૃષ્ણને આધીન રહીને પોતાની ક્રિયા કર્યા કરે છે.[૧૩૫]

इंद्रियाणि मनो बुद्धिः सत्त्वं तेजो बलं धृतिः ।
वासुदेवात्मकान्याहुः क्षेत्रं क्षेत्रज्ञ एव च ॥ १३६ ॥

ઇંદ્રિયો, મન, બુદ્ધિ, સત્વ, તેજ, બળ, ધીરજ, ક્ષેત્ર (શરીર) અને ક્ષેત્રજ્ઞ એટલે આત્મા આ સર્વ શ્રી વાસુદેવરૂપ છે એમ વેદો કહે છે.[૧૩૬]

सर्वागमानामाचारः प्रथमं परिकल्पते ।
आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः ॥ १३७ ॥

સર્વ શાસ્ત્રોમાં આચારને પ્રથમ ગણેલો છે, આચારથી ધર્મની ઉત્પત્તિ થાય છે, અને ધર્મના સ્વામી અચ્યુત પરમાત્મા છે.[૧૩૭]

ऋषयः पितरो देवा महाभूतानि धातवः ।
जंगमाजंगमं चेदं जगन्नारायणोद्भवम् ॥ १३८ ॥

ઋષિઓ, પિતરો, દેવતાઓ, પંચમહાભૂતો અને ધાતુઓ, અને સ્થાવર તથા જંગમરૂપ આ સર્વ જગત્ નારાયણથી ઉત્પન્ન થયું છે.[૧૩૮]

योगो ज्ञानं तथा सांख्यं विद्याः शिल्पादिकर्म च ।
वेदाः शास्त्राणि विज्ञानमेतत्सर्वं जनार्दनात् ॥ १३९ ॥

યોગ, જ્ઞાન, સાંખ્ય, વિદ્યાઓ, શિલ્પ વગેરે કર્મો, વેદો, શાસ્ત્રો અને વિજ્ઞાન એ સર્વે વિષ્ણુથી ઉત્પન્ન થયાં છે.[૧૩૯]

एको विष्णुर्महद्भूतं पृथग्भूतान्यनेकशः ।
त्रीँल्लोकान्व्याप्य भूतात्मा भुंक्ते विश्वभुगव्ययः ॥ १४० ॥

વિષ્ણુ જ એક એવા છે કે જે અનેક રૂપે વહેંચાઈ જઈને ભિન્ન ભિન્ન ભૂતવિશેષમાં ઘણાં રૂપ ધરે છે, ત્રણ લોકોમાં વ્યાપીને સર્વ ભૂતોના તે આત્મા સર્વને ભોગવે છે, તે વિશ્વને ભોગવે છે, તે અવિનાશી છે.[૧૪૦]

इमं स्तवं भगवतो विष्णोर्व्यासेन कीर्तितम् ।
पठेद्य इच्छेत्पुरुषः श्रेयः प्राप्तुं सुखानि च ॥ १४१ ॥

જે પુરુષ શ્રેય અને સુખો મેળવવાની ઇચ્છા કરતો હોય તેણે, ભગવાન્ શ્રીવ્યાસે કહેલા આ વિષ્ણુસહસ્રનામના સ્તોત્રનો પાઠ કરવો.[૧૪૧]

विश्वेश्वरमजं देवं जगतः प्रभवाप्ययम् ।
भजंति ये पुष्कराक्षं न ते यांति पराभवम् ॥ १४२ ॥

જેઓ વિશ્વના ઈશ્વર, અજન્મા, દેવ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા વિનાશ કરનારા અને કમળ જેવાં નેત્રવાળા શ્રી વિષ્ણુનું ભજન કરે છે, તેઓ કોઈનાથી પરાજય પામતા નથી.[૧૪૨]

अर्जुन उवाच ॥

पद्मपत्रविशालाक्ष पद्मनाभ सुरोत्तम ।
भक्तानामनुरक्तानां त्राता भव जनार्दन ॥ १४३ ॥

અર્જુન કહે છેઃ-હે કમળના પત્ર જેવાં વિશાળ નેત્રવાળા! હે કમળાકાર નાભિવાળા! હે દેવતાઓમાં ઉત્તમ! હે જનાર્દન! તું પ્રીતિપાત્ર ભક્તોનું રક્ષણ કર.[૧૪૩]

श्रीभगवानुवाच ॥

यो मां नामसहस्रेण स्तोतुमिच्छति पांडव ।
सोऽहमेकेन श्लोकेन स्तुत एव न संशयः ॥ १४४ ॥

શ્રી ભગવાન્ બોલ્યાઃ--હે પાંડવ! જો મનુષ્ય મારાં સહસ્રનામથી મારી સ્તુતિ કરવાની ઇચ્છા કરે છે, તો તે હું એક શ્લોકથી પણ પૂજાયલો છું, એમાં શંકા નથી.[૧૪૪]

नमोऽस्त्वनंताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटीयुगधारिणे नमः ॥१४५॥

પાર વિનાના અને હજારો રૂપ ધારણ કરનારા તથા હજાર ચરણ, નેત્ર, મસ્તક, સાથળ અને બાહુવાળા પરમાત્માને નમસ્કાર હો! હજાર નામવાળા અને હજાર કોટી યુગને ધારણ કરનારા એવા સનાતન પરમાત્માને નમસ્કાર હો![145]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां श्रीविष्णुसहस्रनाम ए नामनो अध्याय १४९ मो समाप्त

## અધ્યાય ૧૫૦ મો*

### ભારતસાવિત્રી

યુધિષ્ઠિર પૂછે છેઃ—હે પિતામહ! હે મહાપ્રાજ્ઞ! હે સર્વશાસ્ત્રવિશારદ! જપવાને યોગ્ય શું છે, કે જેનો નિત્ય જપ કરવાથી ધર્મનું મહાન્ ફળ મળે?[1]

મુસાફરીએ નીકળવું હોય ત્યારે, અથવા નવીન ઘરમાં પ્રવેશ કરવો હોય ત્યારે, અથવા કોઈ કર્મનો આરંભ કર્યો હોય ત્યારે, અથવા દૈવ કર્મનો (યજ્ઞનો) આરંભ કર્યો હોય ત્યારે અથવા શ્રાદ્ધના સમયમાં જપવા યોગ્ય શું છે, કે જેને જપવાથી કર્મ સાધી શકાય છે?[2] શાંતિ કરાય છે, પુષ્ટિ કરાય છે, રક્ષા કરાય છે, શત્રુનો નાશ કરાય છે, ભયનો નાશ કરાય છે, અને જે વેદ સમાન છે તે મંત્ર મને કહેવાને આપ યોગ્ય છો.[3]

ભીષ્મ કહે છેઃ—હે નૃપ! (પૂર્વે) આ એક મંત્ર† વ્યાસે કહેલો છે; તે સાવિત્રીએ જપેલો છે, દિવ્ય છે, તુરત પાપમાંથી મોચન કરે છે તે તું એક ચિત્ત થઈને સાંભળ.[4]

હે નિર્દોષ! આ મંત્રનો સંપૂર્ણ વિધિ હું કહું છું તે સંપૂર્ણ સાંભળ, કે જે સાંભળીને, હે પાંડવશ્રેષ્ઠ (ધર્મ)! મનુષ્ય સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.[5] હે ધર્મજ્ઞ રાજા! રાત્રે તથા દિવસે જે મંત્રનો જપ કરવાથી મનુષ્યને પાપ લાગતું નથી, તે મંત્ર હું તને કહું છું તે તું એક મનનો થઈને સાંભળ.[6] હે રાજપુત્ર! (આ એ મંત્ર છે કે) જે મંત્રનું શ્રવણ કરીને પુરુષ આયુષ્માન્ થાય છે અને તેના સર્વ અર્થ આ લોકમાં સિદ્ધ થાય છે, અને તે મરણ પછી (સ્વર્ગમાં) આનંદ ભોગવે છે.[7] હે રાજન્! પૂર્વે ક્ષત્રિયના ધર્મમાં પરાયણ અને નિત્ય સત્યવ્રત ધારણ કરનારા ઉત્તમ રાજર્ષિઓ નિત્ય આ મંત્રનો (સ્તોત્રનો) પાઠ કરતા હતા.[8] હે ભરતવંશના સિંહ! રાજાઓ સદા નિયમમાં રહીને, શાંતિથી આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે તો તેઓને સર્વોત્તમ લક્ષ્મીનો લાભ થાય છે.[9]

મહાવ્રતધારી વસિષ્ઠને નમસ્કાર કરું છું, વેદના નિધિરૂપ પરાશરને નમસ્કાર કરું છું, અનંત ભગવાનને નમસ્કાર કરું છું, મહા ઉરગરૂપ (શેષરૂપ) ભગવાનને નમસ્કાર હો! આ લોકમાં અક્ષય (અવિનાશી) એવા સિદ્ધ પુરુષોને નમસ્કાર હો![10]‡ ઋષિઓને નમસ્કાર હો, પર કરતાં પરને, દેવોના પણ દેવને, વર આપનારાને પણ વર આપનારાને, હજાર મસ્તકવાળાને, શિવ મૂર્તિને, તથા જેનાં હજાર નામ છે એવા જનાર્દનને નમસ્કાર હો![11]

અજ, એકપાદ, અહિર્બુધ્ન્ય, અપરાજિત પિનાકી, ઋત, પિતૃરૂપ, મહેશ્વર એવા ત્ર્યંબક,[12] વૃષાકપિ, શંભુ તથા હવન તથા ઈશ્વર—આ અગ્યાર રુદ્રો પ્રખ્યાત છે અને ત્રણ ભુવનના ઈશ્વર છે.[13] શત રુદ્રમાં આ અગ્યાર મહાત્મા રુદ્રોનાં સેંકડો નામ ભણવામાં આવ્યાં છે. અંશ, ભગ, મિત્ર, જલનો પતિ વરુણ,[14] ધાતા, અર્યમા, જયંત, ભાસ્કર, ત્વષ્ટા, પૂષા, તેમ જ ઇંદ્ર અને બારમો વિષ્ણુ—આ બાર આદિત્ય કહેવાય છે,[15] અને તે કશ્યપના પુત્ર છે આમ શ્રુતિમાં કહ્યું છે. ધર, ધ્રુવ, સોમ, સાવિત્ર, અનિલ, અનલ,[16] પ્રત્યૂષ, અને પ્રભાસ—આ આઠ વસુ કહ્યા છે. નાસત્ય તથા દસ્ર આ બન્ને અશ્વિનીકુમાર કહ્યા છે;[17] આ બન્ને સૂર્યના પુત્ર છે, અને સંજ્ઞાના નાકમાંથી ઉત્પન્ન થયા છે. હવે પછી લોકોના કર્મના સાક્ષીઓ તરીકે તેમને વિષે હું કહીશ.[18] આ કર્મસાક્ષીઓ યજ્ઞના વેત્તા છે, લોકોએ કરેલાં દાનના જાણનારા છે, કરેલા પુણ્યના જાણનારા છે, તેઓ પોતે અદૃશ્ય છે છતાં તે દેવોના દેવ સર્વ પ્રાણીઓને વિષે સર્વ વસ્તુને જુવે છે,[19] તેઓ સર્વ શુભ તથા અશુભ કર્મને જુવે છે, તેઓ મૃત્યુ અને કાલ (સમય) સ્વરૂપ છે, તેઓ વિશ્વેદેવો છે તથા મૂર્તિમાન્ પિતૃગણો છે અને તપોધનો છે,[20] તેઓ મુનિઓ છે, સિદ્ધો છે, અને તપપરાયણ અને મોક્ષપરાયણ છે, આ પવિત્રહાસ્યવાળા છે, તેઓ પોતાનું કીર્તન કરનારાનું કલ્યાણ કરે છે;[21] દિવ્ય તેજવડે આ જે લોકો પ્રજાપતિએ રચ્યા છે એ સર્વ લોકોમાં તેઓ

---

* આ અધ્યાયને ભારતસાવિત્રી કહેવામાં આવે છે, અને વૃદ્ધ, વિદ્વાનો તથા શ્રદ્ધાળુ પુરુષો હમણાં પણ પ્રભાતમાં ઉઠીને આ અધ્યાયનો નિત્ય પાઠ કરે છે. આ અધ્યાયમાં જે જે શ્લોકો છે તે બધા મંત્રરૂપ છે, અને સાવિત્રી દેવીએ આ સ્તોત્રનો જપ કર્યો હતો, તે ઉપરથી આ સ્તોત્રને 'ભારતસાવિત્રી' કહેવામાં આવે છે.

† આ શ્લોકમાં જે મંત્ર પદ છે તે સ્તોત્રનો વાચક છે, અને તેનો જપ તે તેનો પાઠ સમજવો.

‡ દશમા શ્લોકથી ભારતસાવિત્રીનો આરંભ થાય છે.

વસે છે અને સર્વ કર્મોની સાક્ષી રાખે છે, તેજ (પ્રકાશ) વડે વસે છે.[૨૨]

જે પુરુષ સાવધાન થઇને પ્રાણીના ઈશ્વર એવા આ દેવોનું કીર્તન કરે છે તે પુરુષને નિત્ય પુષ્કળ ધર્મ, અર્થ અને કામનો લાભ થાય છે,[૨૩] અને તેને વિશ્વેશ્વરે રચેલા પુણ્યવાળા અને શુભ એવા લોકોનો લાભ થાય છે. આ તેત્રિશ* દેવતા છે, અને તે સર્વ ભૂતગણના ઈશ્વર (અધિપતિ) છે.[૨૪]

તેમ જ મહા કાયાવાળો નંદીશ્વર, સર્વશ્રેષ્ઠ વૃષભધ્વજ (શંકર), સર્વ લોકોના ઈશ્વરરૂપ અને ગણોના ઈશ્વરરૂપ વિનાયકો[૨૫] તેમ જ સૌમ્યગણ, રુદ્રગણ, યોગગણ, ભૂતગણ, નક્ષત્રો, નદીઓ, આકાશ, પક્ષીઓનો રાજા ગરુડ,[૨૬] પૃથ્વી ઉપર તપથી સિદ્ધ થયેલા અને સ્થાવર અને જંગમ પદાર્થરૂપો, હિમાચળ, સર્વે પર્વતો, ચાર મહાસાગરો,[૨૭] હરના (શંકરના) જેવા પરાક્રમી ભવ(હર)ના અનુચરો, દિવ્ય અને વિજેતા એવા વિષ્ણુ, સ્કંદ અને અંબિકા,[૨૮] આ સર્વ મહાત્માઓ છે તેમનાં, જે પુરુષ સાવધાન થઇને નિત્ય નામ લે છે તે સર્વ પાપોમાંથી છૂટી જાય છે.

હવે પછી હું ઉત્તમ એવા માનવ નામના ઋષિઓનાં નામો કહીશ.[૨૯] યવક્રીત, રૈભ્ય, અર્વાવસુ, પરાવસુ, ઉશીજના પુત્ર કક્ષીવાન્, અંગિરાના પુત્ર બળ,[૩૦] મેધાતિથિના પુત્ર કણ્વ ઋષિ, અને બર્હિષદ, આ સર્વે બ્રહ્મતેજથી ભરપૂર છે, અને તેઓ લોકોને ઉત્પન્ન કરનારા કહેવાય છે.[૩૧] જેઓ ઉપર કહેલા દેવોનાં નામનું કીર્તન કરે છે તે સર્વે શુભ સંપાદન કરે છે, તેઓની કાંતિ રુદ્ર, અગ્નિ અને વાયુના જેવી થાય છે,† અને તેઓ પૃથ્વી ઉપર શુભ કર્મ કરીને સ્વર્ગમાં દેવોની સાથે આનંદ કરે છે.[૩૨] આ મહેંદ્ર (ઇંદ્ર)ના સાત ઋત્વિજો છે, અને પૂર્વ દિશામાં રહે છે. જે પુરુષ સાવધાન થઇને આ સાતનું કીર્તન કરે છે, તે ઇંદ્રના લોકમાં પૂજાય છે.[૩૩]

ઉન્મુચુ, પ્રમુચુ, વીર્યવાન્ સ્વસ્ત્યાત્રેય, દૃઢવ્ય, ઊર્ધ્વબાહુ, અંગિરાપુત્ર તૃણસોમ[૩૪] અને મિત્રાવરુણના પુત્ર પ્રતાપી અગસ્ત્ય આ સાત ધર્મ (યમ)ના ગુરુ છે અને તે દક્ષિણ દિશામાં રહે છે.[૩૫]

દૃઢેયુ, ઋતેયુ, કીર્તિમાન્ પરિવ્યાધ, એકત, દ્વિત, અને ત્રિત જેઓ આદિત્યના (સૂર્યના) જેવા પ્રકાશમાન છે[૩૬] તે તથા અત્રિના પુત્ર ધર્માત્મા સારસ્વત ઋષિ, આ સાત વરુણના ઋત્વિજ છે અને પશ્ચિમ દિશામાં રહે છે.[૩૭]

અત્રિ, ભગવાન્ વસિષ્ઠ, મહર્ષિ કશ્યપ, ગોતમ ગોત્રના ભરદ્વાજ, કુશિક ગોત્રના વિશ્વામિત્ર,[૩૮] ઋચીકના પુત્ર મહાઉગ્ર અને પ્રતાપી જમદગ્નિ, આ સાત કુબેરના ઋત્વિજ (પુરોહિત) છે, અને તેઓ ઉત્તર દિશામાં રહે છે.[૩૯]

બીજા સાત મુનિઓ સર્વ દિશાઓમાં રહે છે. લોકોને ઉત્પન્ન કરનારા તેઓનું કીર્તન કરવાથી તેઓ મનુષ્યોને કીર્તિ આપે છે તથા કલ્યાણ કરે છે.[૪૦]

ધર્મ, કામ, કાળ, વસુ, વાસુકિ, અનંત અને કપિલ આ સાત ઋષિઓ પૃથિવીને ધારણ કરનારા છે.[૪૧] (પરશુ) રામ, વ્યાસ, દ્રોણના પુત્ર અશ્વત્થામા, અને લોમશ, આ ચાર દિવ્ય મુનિઓ છે. તેઓ એકએક સાત સાત ઋષિના જેવા છે,[૪૨] અને સાત ભાગમાં વહેંચાયેલા છે, આ જગતમાં શાંતિ કરનારા છે, કલ્યાણકારી છે, અને દિશાઓનું પાલન કરનારા છે, એમ કહેવાય છે. આ દિવ્ય મુનિઓ જે જે દિશામાં હોય, તે તે દિશા તરફ મુખ કરીને તેને શરણે જવું.[૪૩]

તેઓ સર્વ ભૂતોને ઉત્પન્ન નરનારા છે, અને તેઓ લોકોને પવિત્ર કરનારા છે.

વળી સંવત, મેરુસાવર્ણિ, ધર્મનિષ્ઠ માર્કંડેય,[૪૪] સાંખ્ય, યોગ, નારદ, મહર્ષિ દુર્વાસા, આ સર્વે મહાતપસ્વી છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા છે, અને ત્રણેય લોકોમાં વિખ્યાત છે તેમનું,[૪૫] તથા બીજા ઋષિઓ જે રુદ્રના જેવા પરાક્રમી તથા બ્રહ્મલોકમાં રહે છે એમ કહેવામાં આવે છે.

આ સર્વેનું કીર્તન કરવામાં આવે છે તો પુત્રરહિત પુત્રને મેળવે છે, દરિદ્ર ધનને મેળવે છે,[૪૬] તથા પુરુષ ધર્મ, અર્થ અને કામમાં સિદ્ધિને મેળવે છે. વળી વેનના પુત્ર અને પૃથ્વી જેની પુત્રી હતી તે નૃપવર પૃથુ[૪૭] જે પ્રજાપતિ હતો, જે સાર્વભૌમ હતો તે વસુધાધિપનું કીર્તન કરવું. વળી આદિત્યના વંશમાં જન્મેલા, મહેંદ્ર સમાન પરાક્રમી,[૪૮] ઇલાના પુત્ર, ત્રણેય લોકોમાં પ્રખ્યાત, અને બુધના પ્રિય પુત્ર રાજા પુરૂરવાનું કીર્તન કરવું.[૪૯] ત્રણેય લોકોમાં પ્રખ્યાત વીર એવા ભરતનું કીર્તન કરવું. વળી જેણે સત્યયુગમાં **ગવામયન** નામનો યજ્ઞ કર્યો હતો,[૫૦] જેણે **વિશ્વજિત્** નામનો યજ્ઞ કર્યો હતો, જે સર્વલક્ષણસંપન્ન હતા, મહાન્ કાંતિમાન્ હતા, લોકોમાં જેનું પૂજન થતું હતું તે તપસ્વી મહાદેવસમાન રંતિદેવ રાજાનું કીર્તન કરવું,[૫૧] તથા પરમ કાંતિમાન્ રાજર્ષિ શ્વેતનું કીર્તન કરવું, કે જેણે સગરના પુત્રોને ગંગાજળથી ભીજવીને તાર્યા હતા.[૫૨] આ

* બાર આદિત્ય, અગ્યાર રુદ્ર, આઠ વસુ અને બે અશ્વિનીકુમાર. આ તેત્રિશ દેવ કહેવાય છે.

† કલકત્તાની પ્રતમાં એવો અર્થ કરેલો છે કે, તેઓનો જન્મ રુદ્ર, અનલ અને વસુઓમાંથી થયો છે.

અગ્નિના સમાન કાંતિવાળા, મહા રૂપ (ઉન્નત કાયા) વાળા, મોટા બળવાળા, ઉગ્ર શરીરવાળા, મહા સત્વવાળા, અને કીર્તિને વધારનારા સગરના પુત્રોનું પણ કીર્તન કરવું.૫૩ તથા દેવો, ઋષિઓ, અને પૃથ્વી-પતિ રાજાઓનું કીર્તન કરવું. સાંખ્ય અને પરમ યોગ, હવ્ય (યજ્ઞનું બલિ), અને કવ્ય (પિતૃનું બલિ),૫૪ અને સર્વ શ્રુતિઓના આધાર એવું પરબ્રહ્મ એ સર્વેનું કીર્તન કરવું, તે સર્વ ભૂતમાત્રનું મંગલ કરનારું છે, પવિત્ર છે અને ઘણાઓએ તેનું કીર્તન કર્યું છે.૫૫ તે વ્યાધિની શાંતિ કરે છે, શ્રેષ્ઠ છે, અને સર્વ કર્મોની પુષ્ટિ કરનારું છે. હે ભારતવંશી રાજા! પુરુષે સાવધાન થઇને ઉપર કહેલાઓનું સાયંકાળે તથા પ્રભાતમાં કીર્તન કરવું.૫૬

જગતમાં વિહાર કરનારા અથવા રક્ષણ કરનારા, જલની વૃષ્ટિ કરનારા, પ્રકાશ કરનારા, પવનને પ્રેરણા કરનારા અને પ્રજાને સરજનારા જે દેવો છે તે આ છે. વળી આ સર્વે દેવોના વિનાયક છે, શ્રેષ્ઠ છે, કર્મકુશળ છે, ક્ષમાશીલ છે, જિતેંદ્રિય છે.૫૭ આ દેવોનું કીર્તન કરવામાં આવે તો તેઓ મનુષ્યોના અશુભોનો નાશ કરે છે. આ મહાત્માઓ મનુષ્યોના પાપના અને પુણ્યના સાક્ષી-રૂપ છે.૫૮ જે પુરુષ પ્રભાતમાં ઉઠીને આ દેવોનાં નામનું કીર્તન કરે છે તેને શુભનો લાભ થાય છે, તેને અગ્નિનો ને ચોરનો ભય રહેતો નથી, તેને માર્ગમાં કોઈ અટકાવતું નથી. ૫૯ જે મનુષ્યો ઉપર કહેલા દેવોનું નિત્ય કીર્તન કરે છે તેઓને દુષ્ટ સ્વપ્ન આવતાં નથી, તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે, અને સ્વસ્તિમાન (અક્ષત અથવા સુખી) કુટુંબમાં જન્મે છે.૬૦ હરકોઇ પણ બ્રાહ્મણ દીક્ષાના સમયમાં ઇંદ્રિયોને નિયમમાં રાખીને પાઠ કરે છે તો તે ન્યાયી, આત્માને વિશે રત (આત્મા વિષે પ્રીતિવાળો), ક્ષાંત, દાંત, અને ઇર્ષા રહિત થાય છે.૬૧ રોગપીડિત તથા વ્યાધિવાળો પુરુષ આનો (ભારતસાવિત્રીનો) પાઠ કરવાથી પાપ-માંથી (રોગથી) મુક્ત થાય છે. જે પુરુષ આનો ઘરમાં પાઠ કરે છે તેના કુટુંબનું શુભ થાય છે. ૬૨ ક્ષેત્રમાં આનો પાઠ કરવાથી સર્વ જાતનું ધાન્ય ઉગે છે. બીજે ગામ જનારો પુરુષ આનો પાઠ કરે છે તો માર્ગમાં તેનું ક્ષેમ થાય છે (તેને વિઘ્ન નડતું નથી).૬૩ પોતાની, પોતાના પુત્રોની, સ્ત્રીઓની, ધનની, બીજની અને ઔષધિઓની (આ સ્તોત્રના પાઠથી) રક્ષા થાય છે.૬૪ સંગ્રામ સમયે (યુદ્ધ સમયે) ક્ષત્રિય આ દેવોનું સ્મરણ કરે છે એટલે આ સ્તોત્રનો પાઠ કરે છે તો તેના શત્રુઓ નાશ પામે છે, અને તેનું કલ્યાણ થાય છે.૬૫ દેવ કર્મમાં (યજ્ઞમાં) અને પિતૃના કર્મમાં (શ્રાદ્ધમાં) આ સ્તોત્રનો પાઠ કર-નારાના હવ્યને તથા કવ્યને દેવો અને પિતૃઓ ખાય છે.૬૬ આ (ભારતસાવિત્રી)નો પાઠ કરવાથી વ્યાધિનો ભય રહેતો નથી, ચોપગાં હિંસક પ્રાણીઓનો ભય રહેતો નથી, હાથીનો ભય રહેતો નથી, ચોરનો ભય રહેતો નથી, પાપ અથવા ચિંતાનું દુઃખ ઓછું થઈ જાય છે, અને પાપી મનવાળો પુરુષ પાપમાંથી મુક્ત થાય છે.૬૭ જળપ્રવાસમાં, વાહનમાં, પર-દેશના પ્રવાસમાં, ને રાજમંદિરમાં આ ઉત્તમ ભારત-સાવિત્રીનો પાઠ કરનારા ઉત્તમ સિદ્ધિને પામે છે.૬૮ વળી આ ભારતસાવિત્રીનો પાઠ કરનારાઓને રાજાથી ભય થાતો નથી, પિશાચથી ભય થાતો નથી, રાક્ષસ-થી ભય થાતો નથી. અગ્નિ, પાણી, પવન, અને હિંસક પ્રાણીઓથી પણ તેને ભય થાતો નથી.૬૯ આ ભારતસાવિત્રીનો ઉત્તમ પાઠ કરવાથી ચારેય વર્ણની તથા ચારેય આશ્રમની વિશેષે કરીને સતત શાંતિ (શુભ) થાય છે.૭૦ જ્યાં ભારતસાવિત્રીનો પાઠ કરવામાં આવે છે ત્યાં અગ્નિ કાષ્ઠોને બાળતો નથી, ત્યાં બાળકોનું મરણ થાતું નથી, ત્યાં સર્પો રહેતા નથી.૭૧ જે પુરુષો મહાન્ વેદ સમાન સાવિત્રી-ના ગુણનું કીર્તન સાંભળે છે, તેઓ દુઃખી થાતા નથી, અને મરણ પછી પરમ ગતિને પામે છે.૭૨ ગાયોની વચ્ચે આ સ્તોત્રનો પાઠ કરવાથી ગાયોને ઘણા વાછડા થાય છે. પ્રસ્થાન કરતી વખતે અથવા તો પ્રવાસમાં ગમે તેવી અવસ્થામાં હોઇએ ત્યારે પણ આનો પાઠ કરવો.૭૩

હે નરાધિપ! નિત્ય જપ કરનારા, હોમ કરનારા, અને મનને નિયમમાં રાખનારા ઋષિઓને પરમ જપવા યોગ્ય આ ગુહ્ય મંત્ર છે.૭૪ યથાર્થ રીતે સિદ્ધ થયેલા પુરુષનો આ પુરાતની ઇતિહાસ છે, અને પરાશરનો આ દિવ્ય મત છે, કે જે પૂર્વે ઇંદ્રને કહેવામાં આવ્યો હતો.૭૫ સનાતન બ્રહ્મરૂપ આ સાવિત્રી બ્રહ્મ તને યથાર્થ રીતે કહ્યું છે, આ સર્વ પ્રાણીઓના હૃદય રૂપ છે, તથા આ સનાતન શ્રુતિરૂપ છે.૭૬ સોમવંશના, સૂર્યવંશના, રઘુકુળના, તથા કુરુકુળના સર્વે રાજાઓ નિત્ય પવિત્ર થઇને, પ્રાણીઓનું કલ્યાણ કરનારી આ સાવિત્રીનો પાઠ કરે છે.૭૭ દેવોનાં, સપ્તર્ષિઓનાં, અને ધ્રુવનાં નામનો નિત્ય અભ્યાસ કરનારને સર્વ દુઃખો-માંથી આ ભારતસાવિત્રી મુક્ત કરનારું છે. તેનો સદા અભ્યાસ કરવાથી પુરુષ અશુભમાંથી મુક્ત થાય છે.૭૮ કાશ્યપ અને ગૌતમ વગેરે, ભૃગુ, અને અંગિરા અને અત્રિ આદિ, શુક્ર, અગસ્ત્ય, અને બૃહસ્પતિ વગેરે વૃદ્ધ બ્રહ્મર્ષિઓએ આ સાવિત્રીમંત્રનું સેવન કરેલું છે.

ભારદ્વાજને માન્ય આ સ્તોત્ર ઋચીકના પુત્રોએ પ્રાપ્ત કર્યું હતું; અને ઇંદ્ર તથા વસુઓએ વસિષ્ઠની પાસેથી આ સાવિત્રીવ્રતને પ્રાપ્ત કરીને સર્વે દાનવોને જીત્યા હતા.[૭૯] જે પુરુષ વેદવેત્તા, અને બહુશ્રુત એવા બ્રાહ્મણને સુવર્ણનાં શિંગડાવાળી એક સો ગાયનું દાન કરે છે અને જે પુરુષ નિત્ય આ ભારતસાવિત્રીની દિવ્ય કથા કહે છે તે બન્ને પુરુષને સરખું ફળ મળે છે.[૮૦] આ સ્તોત્રમાં ભૃગુનું કીર્તન કરવાથી ધર્મની વૃદ્ધિ થાય છે, વસિષ્ઠને નમસ્કાર કરવાથી વીર્ય વૃદ્ધિ પામે છે, રઘુને નમસ્કાર કરવાથી સંગ્રામમાં જય થાય છે, અને અશ્વિનીકુમારોનું કીર્તન કરનારાને રોગ થાતો નથી.[૮૧] હે રાજન્! તને આ સનાતન વેદસમાન સાવિત્રીની વાર્તા તને કહી. હે ભારત! (યુધિષ્ઠિર) તને હવે જે પ્રશ્ન કરવાની ઇચ્છા હોય તે પૂછ, (હું) તને તે કહીશ.[૮૨]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'सावित्री-व्रतोपाख्यान' ए नामनो अध्याय १५० मो समाप्त

## અધ્યાય ૧૫૧ મો

### બ્રાહ્મણમહિમા

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! કયા બ્રાહ્મણો પૂજા કરવામાં યોગ્ય છે, કયા બ્રાહ્મણો નમસ્કાર કરવા યોગ્ય છે, કેવા બ્રાહ્મણોની સાથે કેવી રીતે વર્તવું, કેવા બ્રાહ્મણની સાથે કેવી રીતે વર્તવાથી મનુષ્યને હાનિ પહોંચે નહિ?[૧]

ભીષ્મ કહે છેઃ–બ્રાહ્મણોનો પરાભવ (પરાજય) કરવાથી ભલા દેવતાઓને પણ દુઃખી થવું પડે છે. હે યુધિષ્ઠિર! બ્રાહ્મણોને નમસ્કાર કરવાથી મનુષ્યને હાનિ પહોંચતી નથી.[૨] તે બ્રાહ્મણોની પૂજા કરવી, તે બ્રાહ્મણોને નમસ્કાર કરવા, તેઓની પાસે પુત્રની પેઠે વર્તવું, કે જે બુદ્ધિમાન્ એવા બ્રાહ્મણો આ સર્વ લોકોને ધારણ કરે છે,[૩] કે જે બ્રાહ્મણો સર્વ લોકોના મહાન્ ધર્મસેતુ છે, ધનનો ત્યાગ કરવામાં પરાયણ રહે છે, અને વાણીને નિયમમાં રાખવામાં પરાયણ રહે છે,[૪] પ્રાણીમાત્રને રમણીય લાગનારા છે, સર્વ જગતના કારણરૂપ છે, વ્રતને ધારણ કરનારા છે, સર્વ લોકોને તથા શાસ્ત્રોને રચનારા છે, યશસ્વી છે;[૫] જેઓનું ધન નિત્ય તપ છે, મહાન્ બળ વાણી છે; જેઓ ધર્મનું ઉત્પત્તિસ્થાન છે, ધર્મને જાણનારા છે, સૂક્ષ્મ દૃષ્ટિવાળા છે,[૬] ધર્માચરણની ઇચ્છાવાળા છે, પુણ્ય કર્મોથી ધર્મમાં સ્થિત કરનારા છે, ધર્મના સેતુરૂપ છે, જેઓનો આશ્રય કરીને ચાર પ્રકારની (સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ, જરાયુજ) સર્વ પ્રજા જીવે છે,[૭] વળી જે બ્રાહ્મણો માર્ગરૂપ છે, સર્વના નેતારૂપ છે, યજ્ઞો કરનારા છે, સનાતન રૂપ છે, પિતા તથા પિતામહથી ઉતરી આવેલી મહાન્ ધુરાને સદા વહન કરે છે;[૮] જેઓ વિષમ અવસ્થામાં, ઉંચી-નીચી જમીનમાં ચાલતા સારા બળદોની પેઠે દુઃખી થતા નથી; પિતૃઓ, દેવતાઓ અને અતિથિઓના મુખરૂપ છે, યજ્ઞ તથા શ્રાદ્ધમાં હવ્ય અને કવ્યનું પ્રથમ ભોજન કરનારા છે,[૯] કારણ કે તેઓ ભોજન કરતાં જ ત્રણે લોકોને મોટા ભયમાંથી બચાવે છે, સર્વ લોકોના દીપક સમાન છે, તેમ નેત્રવાળાઓના પણ નેત્રરૂપ છે,[૧૦] સર્વને ઉપદેશ આપનારા છે, વેદને ધન માને છે, સર્વ શાસ્ત્રમાં કુશળ છે, મોક્ષને જાણનારા છે, સર્વ પ્રકારની ગતિને જાણે છે, સર્વ ભૂતોના આત્માની ગતિ વિષે વિચાર કરે છે;[૧૧] આદિ, મધ્ય તથા અન્તને જાણનારા છે, જેઓ સંશય વિનાના છે, ભૂત તથા ભવિષ્યને જાણનારા છે; પરમ ગતિને (મોક્ષને) જાણનારા છે;[૧૨] સર્વ દુઃખથી મુક્ત છે, પાપ વિનાના છે, સુખ તથા દુઃખથી રહિત છે, પરિગ્રહનો ત્યાગ કરનારા છે, માન આપવાને યોગ્ય છે, જેઓને જ્ઞાની મહાત્માઓ નિત્ય માન આપે છે;[૧૩] ચંદનને કે મલના ગારાને, ભોજનને કે ઉપવાસને સમાન માને છે, જેઓ દુપટાને કે રેશમી વસ્ત્રને કે મૃગચર્મને સમાન માને છે;[૧૪] ઘણા દિવસો સુધી ભોજન કરતા પણ નથી, સ્વાધ્યાયો કરીને પોતાનાં શરીરોને શુષ્ક કરી નાંખે છે, ઇંદ્રિયોને નિયમમાં રાખે છે;[૧૫] જે દેવ ન હોય તેને દેવ બનાવે છે અને દેવતાને દેવતાપણામાંથી ભ્રષ્ટ કરે છે, તેઓ જો કોપાયમાન થાય છે તો બીજા લોકોને તથા લોકપાળોને સરજે છે;[૧૬] જે મહાત્માઓના શાપથી સાગર પણ અપેય (પીવાને અયોગ્ય અર્થાત્ ખારો) થયો છે, વળી જે બ્રાહ્મણોનો કોપાગ્નિ હજી સુધી પણ દંડકારણ્યમાં બળ્યા કરે છે,[૧૭] જે બ્રાહ્મણો દેવોના પણ દેવ છે, અને કારણોના પણ કારણરૂપ છે અને પ્રમાણના પણ પ્રમાણરૂપ છે તે બ્રાહ્મણોનો કયો વિદ્વાન્ પુરુષ પરાભવ કરી શકે?[૧૮] જેઓમાં બાળક તથા વૃદ્ધ સર્વ સન્માનને યોગ્ય છે તથા જેઓ તપનો અને વિદ્યાનો વધારો જોઇને પરસ્પર માન આપે છે.[૧૯] મૂર્ખ બ્રાહ્મણ પણ દેવ ગણાય છે તથા પવિત્ર કરનાર મહાન્ પાત્ર ગણાય છે, તોપછી વિદ્વાન્ બ્રાહ્મણ વિશેષ ઉત્તમ દેવ તથા પૂર્ણ સમુદ્રની સમાન જ છે.[૨૦] જેમ અગ્નિહોત્રનો અગ્નિ તથા લૌકિક (ચુલાનો) અગ્નિ મહાન્ દેવ ગણાય છે, તેમ ભણેલો બ્રાહ્મણ અને મૂર્ખ બ્રાહ્મણ બન્ને ઉત્તમ દેવ છે.[૨૧] તેજસ્વી અગ્નિ સ્મશાનમાં હોય તો પણ તેને દોષ લાગતો જ નથી, પરંતુ હવિર્યજ્ઞમાં તથા ઘરમાં જ

વિધિપૂર્વક પૂજાતો અગ્નિ વિશેષ શોભે છે;[૨૨] તેમ જ બ્રાહ્મણ જો કે સર્વ હલકાં કર્મ કરતો હોય તોપણ તે સર્વથા માનવા યોગ્ય છે, અને તું તેને ઉત્તમ દેવતા જાણ.[૨૩]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'ब्राह्मणनी प्रशंसा' ए नामनो अध्याय १९१ मो समाप्त

## અધ્યાય ૧૫૨ મો

### બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ક્ષત્રિય શ્રેષ્ઠ?

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે મહામતિવાળા રાજા! તમે બ્રાહ્મણની પૂજામાં કયું ફળ જોઇને અથવા કયા કર્મનો ઉદય માનીને બ્રાહ્મણોની પૂજા કરો છો?[૧]

ભીષ્મ કહે છેઃ-હે ભરતવંશી રાજા! આ વિષયમાં પવન અને અર્જુનના સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસમાં આ પ્રમાણે એક ઉદાહરણ આપેલું છે.

હજાર ભુજાવાળો શ્રીમાન્ કાર્તવીર્ય નામનો, આ સર્વ લોકનો એક રાજા હતો. તે મહા બળવાન્ હતો અને માહિષ્મતી નગરીમાં (રાજ કરતો હતો).[૨-૩] હૈહય વંશમાં જન્મેલો તે રાજા ખરેખરો પરાક્રમી હતો, અને તે સાગરરૂપી વસ્ત્રથી વિંટાયલી અને રત્નના ઢગથી ભરપૂર અને દ્વીપસહિત સર્વ પૃથ્વી ઉપર રાજ્ય કરતો હતો.[૪] કૃતવીર્યના પુત્ર કાર્તવીર્યે ક્ષત્રિયના ધર્મને, વિનયને તથા શાસ્ત્રાભ્યાસને અનુસરીને પોતાનું સર્વ ધન દત્તાત્રેયને અર્પણ કર્યું,[૫] અને મુનિ દત્તાત્રેયની સેવા કરવા લાગ્યો. તે ઉપરથી દત્તાત્રેય તેની ઉપર પ્રસન્ન થયા, અને તેણે તેને ત્રણ વર માંગવા માટે કહ્યું.[૬] દત્તાત્રેયે વરો માંગવા કહ્યું એટલે કાર્તવીર્ય રાજા બોલ્યો.

રાજા કહે છેઃ-હું ઘરમાં બે હાથવાળો રહું, પરંતુ સેનાની વચ્ચે મારા હજાર હાથ થાય.[૭] રણમાં સૈનિકો મારા હજાર હાથને જુવે, અને, હે પ્રશંસા કરવા યોગ્ય વ્રત કરનારા! હું પરાક્રમથી આખી પૃથ્વીને જિતું.[૮] હું પૃથ્વીને ધર્મથી સંપાદન કર્યા પછી તંદ્રારહિત તે પૃથ્વીનું પાલન કરું. વળી, હે ઉત્તમ બ્રાહ્મણ! હું તારી પાસેથી ચોથો વર માંગું છું.[૯] હે નિર્દોષ! તે વર, તું મારા પર અનુગ્રહ કરવાને આપવા યોગ્ય છો. તારો આશ્રિત જે હું તે જો ઉદ્ધત થઇને વર્તું ત્યારે સત્પુરુષો મને (ભલે) શિક્ષા કરે.[૧૦]

આ રીતે તેણે કહ્યું એટલે તે બ્રાહ્મણે તે નરાધિપને કહ્યું કે, 'તારા માગવા પ્રમાણે થશે.' આ રીતે પ્રદીપ્ત તેજવાળા તે રાજાને બ્રાહ્મણે વર આપ્યા.[૧૧]

તે પછી કાર્તવીર્ય અગ્નિ તથા સૂર્યના જેવા કાંતિવાળા રથમાં બેસીને સ્વપરાક્રમને લીધે મોહ પામીને બોલી ઉઠયો કે, 'મારા જેવો કોણ છે?[૧૨] ધીરજમાં, વીરતામાં, યશમાં, શૌર્યમાં કે પરાક્રમમાં (કોણ છે)?'



તે બોલી રહ્યા પછી શરીર વગરની વાણી (આકાશવાણી) થઈ કેઃ[૧૩] 'ઓ મૂઢ! તને ખબર નથી કે ક્ષત્રિયના કરતાં પણ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે? ક્ષત્રિય બ્રાહ્મણની સહાય લઇને આ લોકમાં પ્રજાનું પાલન કરે છે.'[૧૪]

અર્જુન બોલ્યોઃ-હું જો પ્રસન્ન થાઉં તો પ્રાણીઓને ઉત્પન્ન કરું, અને કોપાયમાન થાઉં તો પ્રાણીઓનો નાશ પણ કરું. મનસા, વાચા અને કર્મણા હું શ્રેષ્ઠ છું, મારા કરતાં બ્રાહ્મણ શ્રેષ્ઠ નથી.[૧૫] અત્રે પ્રથમ વાદ એ છે કે, બ્રાહ્મણ શ્રેષ્ઠ છે; મારો બીજો વાદ એ છે કે, ક્ષત્રિય શ્રેષ્ઠ છે. તેં એમ કહ્યું છે કે, એ બન્નેનું જોડું ઉત્તમ છે, પણ તેમાં આ (કાર્તવીર્ય) એક વિશેષ (અપવાદ) છે.[૧૬]

બ્રાહ્મણો ક્ષત્રિયોનો આશ્રય કરીને રહેલા છે, પરંતુ ક્ષત્રિયો બ્રાહ્મણોનો આશ્રય કરીને રહ્યા નથી. બ્રાહ્મણો અધ્યયન તથા યજનરૂપી કપટથી આ પૃથ્વી ઉપર ક્ષત્રિયોનો આશ્રય કરીને પોતાની આજીવિકા કરે છે.[૧૭] ધર્મ ક્ષત્રિયોનો આશ્રય કરીને રહ્યો છે, અને ક્ષત્રિયો પ્રજાનું પાલન કરે છે. બ્રાહ્મણો ક્ષત્રિયના ઉપર આજીવિકા કરે છે, માટે બ્રાહ્મણ ક્ષત્રિયોના કરતાં કેવી રીતે ઉત્તમ છે?[૧૮] સર્વ પ્રાણીઓમાં મુખ્ય થઈ પડેલા, ભિક્ષા માંગીને આજીવિકા ચલાવનારા, અને પોતાની મેળે પોતાને ઉત્તમ માનનારા તારા બ્રાહ્મણોને હું મારા તાબામાં રાખીશ.[૧૯] આકાશમાંથી કન્યા ગાયત્રીએ (બ્રાહ્મણ ક્ષત્રિયથી શ્રેષ્ઠ છે એ) અસત્ય વાર્તા કહી છે. હું વશ ન રહેનારા તથા મૃગચર્મ ઓઢનારા સર્વ બ્રાહ્મણોને જીતી લઇશ,[૨૦] અને ત્રણ લોકમાં દેવ અથવા મનુષ્ય મને મારા સ્થાનથી ભ્રષ્ટ કરવાને કોઈ સમર્થ નથી, માટે હું બ્રાહ્મણના કરતાં શ્રેષ્ઠ છું.[૨૧] આજ સૂધી જગતમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે તેને ઠેકાણે હું ક્ષત્રિયોને શ્રેષ્ઠ કરીશ. યુદ્ધમાં કોઈ પણ પુરુષ મારા બળને સહન કરે તેવો નથી.[૨૨]

અર્જુનનું વચન સાંભળી આકાશચારી વાણીને ત્રાસ થયો તો બીજાને ત્રાસ થાય તેમાં આશ્ચર્ય શું? કાર્તવીર્યનું કહેવું સાંભળીને અંતરિક્ષમાં ઉભેલો વાયુ બોલ્યોઃ-[૨૩] તું આવા દુષ્ટ ભાવનો ત્યાગ કર, અને બ્રાહ્મણોને નમસ્કાર કર. તું જો બ્રાહ્મણોનો અપરાધ કરીશ તો દેશમાં મોટો ખળભળાટ થઈ રહેશે.[૨૪] અથવા, હે મહીપાળ! બ્રાહ્મણો તને શાંત કરી દેશે (અર્થાત્ તારો નાશ કરશે) અથવા ઉત્સાહી અને મહાબળવાળા તેઓ તને દેશમાંથી કાઢી મૂકશે.[૨૫]

રાજાએ તેને પૂછ્યું કે, તું કોણ છે?

વાયુએ ઉત્તર આપ્યો કે, હું દેવતાનો દૂત છું, વાયુ છું, અને તને તારા હિતની વાત કહું છું.[૨૬]

અર્જુન બોલ્યો:–અહો હો! તેં બ્રાહ્મણોના ઉપર ઠીક ભક્તિ દર્શાવી! પૃથિવીભૂત (પાર્થિવ સ્વરૂપ) એ બ્રાહ્મણો જેવા છે તેવા તેઓનું તું મને વર્ણન કર;[૨૭] અથવા તો વાયુના જેવો કોઇ ઉત્તમ બ્રાહ્મણ કોઈ રીતે હોય તો તે મને કહે, અથવા જળના સમાન અથવા અગ્નિના સમાન, અથવા સૂર્યના સમાન અથવા આકાશના સમાન કોઈ બ્રાહ્મણ હોય તો તે મને કહે.[૨૮]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पवन अने कार्तवीर्य अर्जुननो संवाद' ए नामनो अध्याय १९२ मो समाप्त

## અધ્યાય ૧૫૩ મો

### બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ક્ષત્રિય શ્રેષ્ઠ? (ચાલુ)

વાયુ બોલ્યો:–ઓ મૂઢ! મહાત્મા બ્રાહ્મણોના કેટલાએક ગુણો (હું કહું તે) તું સાંભળ. હે રાજા! જેઓનાં નામો (વાયુ, જલ, અગ્નિ, સૂર્ય અને આકાશ) તેં કહ્યાં છે તેઓનાં કરતાં પણ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે.[૧] અંગ રાજાની સ્પર્દ્ધાથી આ ભૂમિ મહી(ભૂમિ)પણાનો ત્યાગ કરીને નાશ પામતી હતી તે સમયે કશ્યપ નામના બ્રાહ્મણે પૃથ્વીને ટકાવીને તેની રક્ષા કરી હતી.[૨]* હે રાજન્! બ્રાહ્મણો પૃથ્વી ઉપર તથા સ્વર્ગમાં નિત્ય અજિત છે. પૂર્વે અંગિરા જેવાએ પોતે પ્રભાવથી જળનું પાન કર્યું હતું.[૩] મોટા મનના અંગિરા દૂધની પેઠે પાણીને પી ગયા છતાં તેમને તૃપ્તિ થઇ ન હતી; હે રાજા! તેથી તેણે પાણીના એક મોટા પ્રવાહથી આખી પૃથ્વીને પૂરી દીધી હતી.[૪] વળી એક વેળાએ અંગિરા મારા પર કોપાયમાન થયા હતા ત્યારે હું આ જગતનો ત્યાગ કરીને નાસી ગયો હતો, અને અંગિરાના ભયથી ઘણા કાળ સૂધી હું (બ્રાહ્મણોના) અગ્નિહોત્રમાં વાસ કરી રહ્યો હતો.[૫] વળી ભગવાન્ ગૌતમે અહલ્યા ઉપર આસક્ત થયેલા ઇંદ્રને શાપ આપ્યો હતો, પરંતુ ધર્મને માટે તેની હિંસા કરી ન હતી.[૬] વળી, હે રાજા! એક વેળા સમુદ્ર મીઠા જળથી ભરેલો હતો, પણ તેને બ્રાહ્મણોએ શાપ આપીને ખારો કર્યો હતો.[૭] કવિ(અગ્નિ)ના શરીરનો રંગ સોનેરી હતો, તે ધૂમથી રહિત હતો, તેની શિખા ઉપર જ્વલિત થતી હતી તેને એક વેળા અંગિરાએ કોપાયમાન થઇને શાપ આપ્યો હતો, તેથી તે પોતાના આ ગુણોથી રહિત થઈ ગયો હતો.[૮] જો કે સુવર્ણવાળા (સારા વર્ણ અર્થાત્ બ્રાહ્મણ જાતિના) મહાત્મા કપિલે અહિં સાગર કિનારે ઉપાસના કરવા આવેલા સગરના પુત્રોને શાપ આપ્યો હતો, તેથી તેઓ બળીને ભસ્મ થઈ ગયા હતા.[૯]

હે રાજા! તું બ્રાહ્મણોના સમાન નથી, માટે તું તારું કલ્યાણ જાણ! ગર્ભમાં રહેલા બ્રાહ્મણોને પણ પ્રભુ (રાજા) પ્રણામ કરે છે.[૧૦] દંડકોના મોટા રાજ્યનો બ્રાહ્મણે નાશ કર્યો હતો. ઔર્વ નામના બ્રાહ્મણે તાલજંઘ નામના એક મોટા ક્ષત્રિય રાજાનો નાશ કર્યો હતો.[૧૧] તેં પણ આ મોટું રાજ્ય, બળ (સૈન્ય), ધર્મ, શાસ્ત્રાધ્યયન વગેરે પરમ દુર્લભ વસ્તુઓ દત્તાત્રેયની કૃપાથી મેળવી છે.[૧૨] હે અર્જુન! તું શા માટે અગ્નિનું યજન કરે છે? કારણ કે, તે બ્રાહ્મણસ્વરૂપ છે. એ અગ્નિ સર્વ જગતના હવ્યને ગ્રહણ કરનારા છે, તેની તને કેમ ખબર નથી?[૧૩] અથવા બ્રાહ્મણ સર્વથી શ્રેષ્ઠ છે અને ભૂત માત્રનું પોષણ કરે છે અને જીવલોકના કર્તા છે એ તું જાણતાં છતાં પણ શા માટે ભૂલ કરે છે?[૧૪] તે પ્રમાણે જ એ બ્રાહ્મણ પ્રજાપતિ છે, બ્રહ્મા છે, અવ્યક્ત (આકારથી રહિત) છે, પ્રભુ છે, વિકારોથી રહિત છે, કે જેમણે આ અખિલ સ્થાવર જંગમ વિશ્વ રચેલું છે.[૧૫] કેટલાએક અજ્ઞાનીઓ કહે છે કે, બ્રહ્મા અંડમાંથી ઉત્પન્ન થયા છે, અને અંડના કટકા થયા પછી તેમાંથી પર્વતો, દિશાઓ, જળ, પૃથ્વી અને આકાશ ઉત્પન્ન થયાં છે;[૧૬] પણ જગતની ઉત્પત્તિ વખતે કોઇએ પણ તેવું દીઠું નથી. કારણ કે, બ્રહ્મા તો અજન્મા છે તે ઇંડામાંથી કેવી રીતે ઉત્પન્ન થાય?[૧૭]† તું કહેશે કે, આકાશમાંથી જન્મેલા તે બ્રહ્મા કેમ રહ્યા હતા? કારણ કે તે સમયે તો ત્યાં કંઈ પણ ન હતું. તેનો જવાબ આ છે કે, તે અહંકાર નામનું એક તત્વ છે તેમાં રહ્યા હતા. તે અહંકારતત્વ બળવાન્ છે, અને તે સર્વ તેજરૂપ છે (તેમાં સર્વ તેજ રહેલું છે).[૧૮] અંડ તો છે જ નહિ, પરંતુ બ્રહ્મા છે, તે જ રાજા છે. તથા તે જ લોકોને ઉત્પન્ન કરનારા છે. આ રીતે વાયુએ કહ્યું એટલે કાર્તવીર્ય મૌન થઈ ગયો, અને ફરીને વાયુ બોલ્યો.[૧૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पवन अने अर्जुननो संवाद' ए नामनो अध्याय १९३ मो समाप्त

---

* આ શ્લોકનો અર્થ સ્પષ્ટ નથી. પ્રતાપચંદ્ર રોય તેનો એવો અર્થ કરે છે કે, 'એક વેળાએ અંગના રાજાની સાથે સ્પર્ધા કરતાં ભૂમિએ મહીપણાનો ત્યાગ કર્યો, (અને) કશ્યપ મુનિએ પૃથ્વીને સ્તંભાવીને તેનો નાશ કર્યો.' આ અર્થમાંથી પણ કંઈ રહસ્ય સમજાતું નથી, તેમ શ્લોકમાંથી એવો અર્થ નીકળતો નથી. મારા માનવા પ્રમાણે અર્થ ઉપર પ્રમાણે થવો જોઇએ, કારણ કે તેથી બ્રાહ્મણની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાનો વાયુનો હેતુ પૂર્ણ થાય છે. † (અહિં અંડ શબ્દનો અર્થ, કોઇનું ઉત્પન્ન ન કરેલ મોટું આકાશ સમજવો, અને તેમાંથી પિતામહનો જન્મ થયો. તેમ અંડ શબ્દનો અર્થ નિર્ગુણ બ્રહ્મ જાણવો. પિતામહ તે નિર્ગુણ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયા છે.)

## અધ્યાય ૧૫૪ મો

### બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ક્ષત્રિય શ્રેષ્ઠ? (ચાલુ)

વાયુ કહે છેઃ-હે રાજા! પૂર્વે અંગ નામના રાજાએ બ્રાહ્મણોને આ ભૂમિ દાનમાં આપવાની ઇચ્છા કરી હતી, તે ઉપરથી પૃથ્વીના મનમાં ચિંતા થવા લાગી;[૧] અને તે પોતાના મનની સાથે કહેવા લાગી કે, 'હું સર્વ પ્રાણીઓને ધારણ કરું છું, હું બ્રહ્માની પુત્રી છું; તેને આ ઉત્તમ રાજાએ મેળવ્યા પછી, તે બ્રાહ્મણોને આપી દેવાની શા માટે ઇચ્છા કરે છે?[૨] (તે જો એમ કરશે તો) હું ભૂમપણાનો ત્યાગ કરીને (હું મારા પિતા) બ્રહ્માના લોકમાં ચાલી જઇશ; પછી આ રાજા ભલે દેશ વિનાનો થાય.' આવો વિચાર કરી તે (ભૂમિપણું તજી દઇને બ્રહ્માના લોકમાં) જવાને નિકળી.[૩] કશ્યપે ભૂમિ દેવીને જતી જોઇ પોતે તુરત સમાધિ ચઢાવીને પોતાના દેહનો ત્યાગ કર્યો, અને પોતે તુરત પૃથ્વીમાં પ્રવેશ કર્યો.[૪] એટલે આખી પૃથ્વી ઉપર ખડ, ઔષધિ વગેરે ઉગી નિકળ્યાં, ને આખી પૃથ્વી સમૃદ્ધિવાળી થઈ ગઈ. અને, હે રાજા! પોતાના ધર્મના પ્રભાવથી બ્રહ્મલોકમાં ગયેલી પૃથ્વીનો ભય પણ નાશ પામ્યો. (બીજો અર્થઃ-તે ઋષિએ પૃથિવીના અંગમાં પ્રવેશ કર્યાથી પૃથિવી ઉત્તમ ધર્મવાળી અને કોઈ પણ જાતના ભય વિનાની બની રહી.)[૫] હે રાજા! મહાન્ વ્રત કરનારા કશ્યપ ઉપર કહ્યા પ્રમાણે સાવધાન થઈને (ભૂમિનાં કર્મ વિષે જાગૃત રહીને) દેવતાનાં ત્રીશ હજાર વર્ષ સૂધી ભૂમિરૂપ થઇને રહ્યા હતા.[૬] તે પછી, હે મહારાજ! પૃથ્વી તે કશ્યપની પાસે આવી, અને તેને નમસ્કાર કરીને તે મહાત્માની પુત્રી કાશ્યપી નામે જન્મી.[૭] હે રાજા! આવા કશ્યપ બ્રાહ્મણ હતા. તું કશ્યપના કરતાં ચઢે એવો કોઈ ઉત્તમ ક્ષત્રિય હોય તો જણાવ.[૮]

તે સાંભળી કાર્તવીર્ય મૌન ધરી રહ્યો ત્યારે ફરીથી પવન બોલ્યોઃ-હે રાજા! તું અંગિરાના કુળમાં ઉત્પન્ન થયેલા ઉતથ્યની કથા સાંભળ.[૯] સોમને ભદ્રા નામની એક પુત્રી હતી. તે ઘણી રૂપાળી ગણાતી હતી. સોમે તે કન્યાના જેવા જ ગુણવાન્ અને રૂપવાન્ ઉતથ્યને વર તરિકે માન્ય કર્યો.[૧૦] મહાભાગ્યશાળી, યશસ્વિની અને સુંદરાંગી સોમની તે પુત્રીએ પણ નિયમો ધારણ કરીને ઉતથ્યને પરણવા માટે તીવ્ર તપ આરંભ્યું હતું.[૧૧] તે પછી સોમના પિતા અત્રિએ ઉતથ્યને ઘેર બોલાવ્યો, ને પોતાની યશસ્વિની પુત્રીને તેની સાથે પરણાવી. મોટી મોટી દક્ષિણા આપનારા ઉતથ્ય પણ વેદોક્ત વિધિથી તે કન્યાને પરણ્યો.[૧૨] પણ શ્રીમાન્ વરુણ પ્રથમથી તે કન્યાની ઉપર આસક્ત હતો. એક વખતે તે મુનિ વનમાં ગયો હતો, તે સમયે વરુણ આવ્યો ને યમુનાના તીર ઉપરથી તેને (ભદ્રાને) હરી ગયો.[૧૩] પછી જલેશ્વર પોતાના પરમ આશ્ચર્યજનક લોકમાં (નગરમાં) તેને લઈ ગયો, કે જે નગરમાં છ લાખ પાણીના ધરાઓ શોભી રહેલા હતા.[૧૪] તે નગરના કરતાં બીજું કોઈ પણ ઉત્તમ નગર વિશેષ રમણીય નથી. તે નગર મોટી મોટી હવેલીઓથી, અપ્સરાઓથી તથા દિવ્ય વૈભવોથી શોભી રહેલું છે.[૧૫] હે રાજન્! તે પછી જલના રાજા વરુણ તે નગરમાં તે સ્ત્રીની સાથે વિલાસ કરવા લાગ્યો. પછી તે પોતાની પત્નીના અવમર્દન-(બલાત્કારથી હરણ કરી જઈ ભોગવવા)ની વાત ઉતથ્યને પોહોંચી.[૧૬] અને ઉતથ્યે નારદની પાસેથી પોતાની સ્ત્રીના શિયળની વાત સાંભળીને નારદને કહ્યું કેઃ-'તું વરુણની પાસે જા, ને તેને તીક્ષ્ણ વચન કહે.[૧૭] મારા કહેવાથી તું તેને કહે કે, તું મારી સ્ત્રીને છોડી દે, તું શા માટે મારી સ્ત્રીને હરી ગયો છે? તું લોકોનું પાલન કરનારો છે, તું કંઈ લોકોનો નાશ કરનારો નથી.[૧૮] જેને તું હમણાં હરી ગયો છે.' તે (ભદ્રા)ને મને સોમે ભાર્યા તરિકે પરણાવી છે. ઉતથ્યનાં આ વચન નારદે વરુણને કહ્યાં,[૧૯] ને કહ્યું કે 'તું ઉતથ્યની ભાર્યાને છોડી દે. શા માટે તું તેને હરી ગયો છે?' નારદનું કહેવું સાંભળીને વરુણે તેને કહ્યું,[૨૦] 'એ તો મારી અત્યંત વહાલી ભાર્યા છે. હું એ સ્ત્રીનો ત્યાગ કરવા ઇચ્છતો નથી.' આ રીતે વરુણે કહ્યા પછી નારદ તે મુનિની પાસે આવ્યા, અને ખિન્ન મનથી ઉતથ્યની આગળ વરુણનાં વચન કહ્યાં;[૨૧] અને પછી કહ્યું, 'હે મહામુનિ! વરુણે મારી ગળચી પકડી ધક્કો મારીને મને કાઢી મૂક્યો, પણ તારી ભાર્યા પાછી આપતો નથી; માટે હવે તારે જે કરવું હોય તે કર.'[૨૨] નારદનું કહેવું સાંભળીને અંગિરાના પુત્ર ઉતથ્ય ક્રોધથી પ્રજ્વળી ઉઠ્યો, અને પછી તે મહા તપસ્વી પોતાના પ્રભાવથી સમુદ્રના જળને સ્થંભાવી પી ગયો.[૨૩] ઉતથ્ય આ રીતે સમુદ્રનું સર્વ જળ પી ગયો. સ્નેહીઓએ જલેશ્વર વરુણની પ્રાર્થના કરી તો પણ તેણે ઉતથ્યને તેની સ્ત્રી આપી નહિ.[૨૪] તે ઉપરથી બ્રાહ્મણોમાં ઉત્તમ એવા ઉતથ્યે પૃથ્વીને ક્રોધ કરીને કહ્યું કે, 'હે કલ્યાણિ! તું મને છ લાખ ધરાવાળું (વરુણનું) નગર દેખાડ.'[૨૫] ઉતથ્યે કહ્યું કે, તુરત ત્યાંથી સમુદ્ર ખસી ગયો, અને સપાટ જમીન થઈ ગઈ કે તે પ્રદેશમાં રહેલી નદીને દ્વિજોત્તમ એવા ઉતથ્યે કહ્યું,[૨૬] 'હે સરસ્વતિ નદી! હે ભીરુ! અદૃશ્ય થઈને આ સ્થાનમાંથી મરુ દેશમાં ચાલી જા. હે કલ્યાણિ! તું જે દેશનો ત્યાગ કરે તે અપવિત્ર થાઓ.'[૨૭] ઉતથ્યે વરુણની આસપાસના દેશ-

માંથી પાણી શોષી લીધું. (અર્થાત્ વરુણનો દેશ પાણી વગરનો થઈ ગયો) એટલે વરુણ ભદ્રાને લઇને ઉતથ્યને શરણે આવ્યો, અને તેને તેની ભાર્યા આપી દીધી.[૨૮] ઉતથ્ય પોતાની સ્ત્રીને મેળવીને મનમાં પ્રસન્ન થયો, અને, હે હૈહય રાજા! વરુણ રાજાને અને જગતને દુઃખમાંથી છુટો કર્યો.[૨૯] હે નરાધિપ! ધર્મવેત્તા ને મહા તેજસ્વી એવા ઉતથ્યે પોતાની ભાર્યાને મેળવ્યા પછી વરુણને જે વચન કહ્યું હતું તે તું સાંભળ.[૩૦] 'હે જળના રાજા! તું બૂમ પાડતો રહ્યો, ને મેં આ સ્ત્રીને તપથી મેળવી છે' આમ કહી પોતાની સ્ત્રીને લઇને પોતાને ઘેર ગયો.[૩૧] હે રાજા! ઉતથ્ય નામનો બ્રાહ્મણ આવો પ્રતાપી હતો, એમ હું કહું છું, અથવા ઉતથ્યના કરતાં તારા ક્ષત્રિયમાં કોઈ ઉત્તમ હોય તો તે તું કહે.[૩૨]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पवन अने अर्जुननो संवाद' ए नामनो अध्याय १५४ मो समाप्त

## અધ્યાય ૧૫૫ મો

### બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ક્ષત્રિય શ્રેષ્ઠ? (ચાલુ)

ભીષ્મ કહે છેઃ–આ રીતે વાયુએ કહ્યું એટલે તે રાજા (કાર્તવીર્ય) મૌન થઈ ગયો. તે પછી ફરીને વાયુ બોલ્યો.

વાયુ કહે છેઃ–હે રાજા! હવે અગસ્ત્ય નામના બ્રાહ્મણનું માહાત્મ્ય સાંભળ.[૧] અસુરોએ દેવોને જિતી લઇને ઉત્સાહ વિનાના કરી દીધા, દેવોના સર્વે યજ્ઞોનો નાશ કર્યો, અને પિતૃઓની સ્વધા(શ્રાદ્ધ ક્રિયા)નો નાશ કર્યો.[૨] હે હૈહયવંશના ઉત્તમ પુરુષ! દાનવોએ મનુષ્યોના યજ્ઞોને બંધ કર્યા, એટલે દેવો ઐશ્વર્ય (મોટાઇ) વિનાના થઈ ગયા, અને પૃથ્વી ઉપર ભટકવા લાગ્યા, આમ વેદમાં કહ્યું છે.[૩] તે પછી, હે રાજા! એક દિવસે (દેવતાઓને ફરતાં ફરતાં) મહાન્ વ્રત કરનારા અને સૂર્યના જેવી ઝળહળતી કાંતિવાળા અને ઘણાતેજ(બળ)-વાળા અગસ્ત્યનાં દર્શન થયાં;[૪] એટલે તેઓએ અગસ્ત્યને પ્રણામ કર્યા ને કુશળ સમાચાર પૂછ્યા. પછી, હે જનાધિપ! તે સમયે દેવોએ મહાત્મા(અગસ્ત્ય)ને આ પ્રમાણે કહ્યું.[૫] 'અમોને દૈત્યોએ યુદ્ધમાં હરાવ્યા છે, તેમ જ અમારું ઐશ્વર્ય (રાજ્ય) પણ હરી લીધું છે. માટે, હે મુનિશ્રેષ્ઠ! આ મહા ભયમાંથી અમારી રક્ષા કરો.'[૬] દેવોએ આ પ્રમાણે કહ્યું એટલે અગસ્ત્યને ક્રોધ ચઢ્યો, અને પ્રલય સમયે કાળરૂપી અગ્નિ પ્રજવળી ઉઠે તેમ તેજસ્વી મુનિ પણ પ્રજ્વળી ઉઠ્યા.[૭] અને, હે મહારાજ! તેના ક્રોધાગ્નિના કિરણસમૂહથી હજારો દાનવો બળી જઇને અંતરિક્ષમાંથી નીચે પડવા લાગ્યા.[૮] ત્યારે કેટલાએક દાનવો અગસ્ત્યના તેજથી બળવા માંડ્યા તેથી આ લોક તથા સ્વર્ગલોક બન્ને લોકનો ત્યાગ કરીને દક્ષિણ દિશા તરફ નાસી ગયા.[૯] તે સમયે પૃથ્વી ઉપર રહેલા બળી રાજા અશ્વમેધ યજ્ઞ કરતા હતા તે તથા જે મોટા અસુરો પાતાળમાં ને પૃથ્વી ઉપર રહેતા-હતા તેઓ બળતાં બચી ગયા હતા.[૧૦] હે રાજા! (અગસ્ત્યે દૈત્યોને બાળી નાંખ્યા) પછી દેવોનો ભય શાંત પડી ગયો, અને તેઓએ ફરીને પોતાના લોકો મેળવ્યા. તે પછી દેવોએ અગસ્ત્યને કહ્યું કે, 'તમે પૃથ્વી ઉપર રહેનારા અસુરોનો નાશ કરો.'[૧૧] હે રાજા! તે સાંભળીને અગસ્ત્ય બોલ્યા કે, 'પૃથ્વી ઉપર રહેનારા અસુરોને બાળવા હું સમર્થ નથી. મારા તપનો નાશ થાય માટે હું તેમને બાળી શકતો નથી.'[૧૨] આ રીતે ભગવાન્ અગસ્ત્ય જે તપસ્વી ને પવિત્રાત્મા હતા તેણે, હે રાજા! પોતાના તેજથી દાનવોને તે વખતે બાળી નાંખ્યા હતા.[૧૩] હે નિર્દોષ રાજા! આ અગસ્ત્યની કથા મેં તને કહી સંભળાવી. હવે અગસ્ત્યના કરતાં ક્ષત્રિય ઉત્તમ હોય તો તું કહે.[૧૪]

ભીષ્મ કહે છેઃ–આ રીતે વાયુએ કહ્યું એટલે કાર્તવીર્ય મૌન થઈ ગયો, ત્યારે પછી ફરીને વાયુ બોલ્યો.

વાયુ કહે છેઃ–હે રાજન્! તું યશસ્વી વસિષ્ઠનું મુખ્ય કર્મ હવે સાંભળ.[૧૫] એક વખતે આદિત્યોએ વસિષ્ઠનું ગૌરવ જાણીને મનમાં તેનું ધ્યાન કર્યું, અને પછી માનસ સરોવર ઉપર યજ્ઞ આરંભ્યો હતો.[૧૬] આદિત્યો યજ્ઞ કરતા હતા, અને યજ્ઞની દીક્ષા લેવાથી દુર્બળ થઈ ગયા હતા તેઓને જોઇને પર્વતના જેવડી મોટી કાયાવાળા ખલિન નામના દાનવો તેમને મારવાની ઇચ્છા કરવા લાગ્યા.[૧૭] બ્રહ્માએ તેમને વરદાન આપ્યું હતું કે, 'તમને તમારા શત્રુઓ મારે ત્યારે તમારે અમુક સરોવરમાં ડુબકી મારવી, એટલે તમે જીવતા થશો.' તે સરોવર ત્યાંથી પાસે હતું, તેથી દેવતાઓ દાનવોને મારતા કે, તેઓ સરોવરના પાણીમાં સ્નાન કરતા અને પાછા સજીવન થતા હતા.[૧૮] તે દાનવો માનસ સરોવરના પાણીને સો યોજન ઊંચે આકાશમાં ઉડાડવા લાગ્યા, અને મહા ભયંકર પર્વતો, પરિઘો અને વૃક્ષો હાથમાં લઈ,[૧૯] દશ હજાર દાનવો દેવોની પાછળ દોડ્યા, અને દેવોને પીડવા લાગ્યા. તે દુઃખને લીધે દેવતાઓ ઇન્દ્રને શરણે ગયા.[૨૦] તેઓના દુઃખથી ઇન્દ્રને પણ દુઃખ થયું, અને તે વસિષ્ઠને શરણે ગયો, એટલે ભગવાન્ વસિષ્ઠે દેવતાઓને અભયદાન આપ્યું.[૨૧] તે સમયે દેવતાઓને દુઃખી થયેલા જોઇને વસિષ્ઠને દયા આવી. એટલે તેણે જરાપણ યત્ન

કર્યા વગર પોતાના તેજથી સર્વે ખલિનોને બાળી નાંખ્યા.[૨૨] તે પછી કૈલાસ તરફ જનારાં ગંગા નદીને મહા તપસ્વી વસિષ્ઠે, તે દિવ્ય સરોવરમાં આણી. તેના પાણીના જોરથી તે સરોવર ફાટી ગયું,[૨૩] અને તેમાંથી જે પ્રવાહ નિકળ્યો તે સરયૂ નામની નદી થઈ, અને જે ઠેકાણે તે દાનવોનો નાશ કરવામાં આવ્યો તે પ્રદેશ 'ખલિન'ના નામથી પ્રસિદ્ધ થયો.[૨૪] આ રીતે વસિષ્ઠે ઇંદ્રની તથા દેવોની પૂર્વે રક્ષા કરી હતી, અને બ્રહ્માએ જેઓને વર આપ્યો હતો એવા દૈત્યોનો તે મહાત્માએ નાશ કર્યો હતો.[૨૫] હે નિર્દોષ રાજા! મેં તને વસિષ્ઠનું આ કર્મ કહી સંભળાવ્યું છે. તું કહે તો હું આગળ ચલાવું, અથવા તો આ વસિષ્ઠના કરતાં કોઈ ઉત્તમ ક્ષત્રિય હોય તો તું મને કહે![૨૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पवन अने अर्जुननो संवाद' ए नामनो अध्याय १५५ मो समाप्त

## અધ્યાય ૧૫૬ મો

### બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ક્ષત્રિય શ્રેષ્ઠ? (ચાલુ)

ભીષ્મ કહે છેઃ–આ રીતે પવને અર્જુનને કહ્યું એટલે કાર્તવીર્ય અર્જુન શાન્ત પડી ગયો તે પછી વાયુએ તેને ફરીથી કહ્યું.

વાયુ કહે છેઃ–હે હૈહયકુળમાં શ્રેષ્ઠ રાજા! મહાત્મા અત્રિ મુનિનું કર્મ તું સાંભળ.[૧] એક સમયે દેવો અને દાનવો અંધારામાં પરસ્પર ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. તે યુદ્ધમાં સ્વર્ભાનુએ (રાહુએ) ચંદ્રને અને સૂર્યને બાણો મારીને વીંધી નાંખ્યા;[૨] એટલે દેવો અંધારાથી આંધળા ભીંત થઈ ગયા હતા, અને દાનવોને હાથે હણાવા લાગ્યા. પછી, હે રાજસિંહ! જ્યારે દેવો બળવાન્[૩] અસુરોને હાથે મરાવાથી નબળા થઈ ગયા ત્યારે તેઓ તપ કરતા તપોધન અત્રિની પાસે ગયા.[૪] અને ક્રોધને શાંત કરનારા તથા જિતેંદ્રિય એવા અત્રિને દેવોએ કહ્યું કે, 'આ ચંદ્ર તથા સૂર્યને (આ બન્નેને) અસુરોએ બાણો મારીને વિંધી નાંખ્યા છે,[૫] અને અંધારામાં શત્રુઓ અમને પણ મારે છે, અમને કોઈ પણ ઠેકાણે શાંતિ મળતી નથી, માટે, હે પ્રભુ! તું ભયમાંથી અમારું રક્ષણ કર.'[૬] અત્રિ બોલ્યાઃ–'હું તમારી રક્ષા કેવી રીતે કરું,' એટલે દેવોએ કહ્યું કે, 'તું ચંદ્ર થા તેમ જ અંધકારનો નાશ કરનાર સૂર્ય અને દસ્યુનો નાશ કરનારો થા.'[૭] આ રીતે દેવોએ કહ્યું એટલે અત્રિ ચંદ્રમા થયા, ને તેણે અંધારાનો નાશ કર્યો. તે સમયે અત્રિ સૌમ્ય ભાવથી ચંદ્રના જેવા પ્રિય દેખાવવાળા લાગતા હતા.[૮] હે રાજા! તે સમયે અત્રિ ઋષિએ ચંદ્રનું તથા સૂર્યનું તેજ ઝાંખું દીઠું; તેથી તેણે પોતાના તેજથી યુદ્ધમાં પ્રકાશ કર્યો,[૯] અને તે સમયે જગત્‌માંથી અંધારાને દૂર કરીને જગત્‌ને પ્રકાશમાન કર્યું,[૧૦] અને પોતાના તેજથી દેવોના શત્રુઓનાં સંઘોને હરાવવા લાગ્યા. અત્રિ મોટા અસુરોને બાળવા લાગ્યા તે જોઇને,[૧૧] દેવો પણ અત્રિની રક્ષા નીચે રહીને તે સમયે પરાક્રમો કરીને મારવા લાગ્યા. ઉપર પ્રમાણે અત્રિએ સૂર્યને પ્રકાશમાન કર્યો હતો, દેવોની રક્ષા કરી હતી અને અસુરોનો નાશ કર્યો હતો.[૧૨] આ રીતે ઉત્તમ તેજવાળા અત્રિ મુનિએ પોતાનું સામર્થ્ય વાપર્યું હતું. અત્રિ એક બ્રાહ્મણ હતા, તેને અગ્નિ વિના બીજાની સહાયતા ન હતી. તે ગાયત્રીનો જપ કરનારા હતા, ચામડાનાં વસ્ત્ર પહેરનારા હતા,[૧૩] અને ફળનો આહાર કરતા હતા. તેણે, હે રાજર્ષિ! જે કર્મ કર્યું હતું તે તું જો. મેં તારી પાસે મહાત્મા અત્રિનું કર્મ વિસ્તારથી કહ્યું છે. (તને આ દૃષ્ટાંતથી સંતોષ થતો હોય તો ઠીક. નહિ તો) હું આગળ ચલાવું (વધારે દૃષ્ટાંત આપું), અથવા (તું જો મારું કહેવું ન માનતો હોય તો) અત્રિના કરતાં ઉત્તમ ક્ષત્રિય હોય તો તેનું નામ તું મને કહે.[૧૪]

આ રીતે પવને કહ્યું એટલે અર્જુન મૌન થઈ ગયો. તે પછી પવન ફરીને બોલ્યોઃ–હે રાજા! મહાત્મા ચ્યવનનું મહાન્ કર્મ તું સાંભળ![૧૫] ચ્યવન ઋષિએ અશ્વિનીકુમારને, 'હું તમને દેવોની સાથે સોમનું પાન કરાવીશ,' એવું વચન આપીને પાકશાસન (ઇન્દ્ર)ને કહ્યું કે,–'તું દેવોની સાથે અશ્વિનીકુમારોને સોમનું પાન કરનારા કર.'[૧૬]

ઇંદ્રે ઉત્તર આપ્યો કેઃ–અમે તેઓને નિંદિત ગણીએ છીએ, તેઓને સોમનું પાન કેવી રીતે કરાવીએ? દેવો તેમને માન આપતા નથી, માટે એ વાત તું અમને કહે મા.[૧૭] હે મોટાં વ્રત કરનારા ઋષિ! અશ્વિનીકુમારની સાથે સોમનું પાન કરવાની અમારી ઈચ્છા નથી. હે બ્રાહ્મણ! તું જે બીજું કહેશે તે તારું વચન અમો માનશું.[૧૮]

ચ્યવન બોલ્યાઃ–હે દેવના રાજા! આ બે અશ્વિનીકુમારો તમારી સાથે સોમનું પાન કરે એવી મારી ઇચ્છા છે. કારણ કે, આ બન્ને સૂર્યના પુત્ર હોવાથી દેવતા છે.[૧૯] હે દેવતા! તમે મારું કહેવું માન્ય કરો. તમે જો મારું કહેવું માનશો તો તમારું કલ્યાણ થશે. પણ મારું કહેવું જો નહિ માનો તો તમારું સારું થશે નહિ.[૨૦]

ઇંદ્ર બોલ્યોઃ–હે ઉત્તમ બ્રાહ્મણ! અશ્વિનીકુમાર સાથે બેસીને હું સોમનું પાન કરીશ નહિ. બીજાઓ

પોતાની મરજી પ્રમાણે ભલે પીએ, પરંતુ હું તેમને સોમ પાવાની હિમ્મત કરતો નથી.૨૧

ચ્યવન બોલ્યાઃ-હે બળદૈત્યને હણનારા! તું જો મારું કહેલું માન્ય કરીશ નહિ, તો હું આજ ને આજ યજ્ઞ કરીને તને મથાવીને પણ અશ્વિનીકુમારોની સાથે સોમનું પાન કરાવીશ.૨૨

વાયુ બોલ્યોઃ-તે પછી ચ્યવને અશ્વિનીકુમારના હિતને માટે એકદમ યજ્ઞનો આરંભ કર્યો, અને મંત્રોથી દેવોનો પરાજય કર્યો.૨૩ ચ્યવને યજ્ઞનો આરંભ કર્યો તે જોઇને ઇંદ્રને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો, અને તે મોટો પર્વત તથા વજ્ર લઇને ચ્યવનની સામે વેગથી નિકળ્યો.૨૪ તપસ્વી ભગવાન્ ચ્યવને, ઇંદ્રને વજ્ર લઇને આવતો દીઠો, કે તેની આંખો ક્રોધથી ભરપૂર થઈ ગઈ,૨૫ અને તેણે પાણી છાંટીને, વજ્રની તથા પર્વતની સાથે ઇંદ્રના હાથને જડ કરી દીધો, અને પછી મહામુનિ ચ્યવને ઇંદ્રને માટે એક ભયંકર શત્રુ ઉત્પન્ન કર્યો.૨૬ તેનું નામ મદ હતું, તે આહુતિરૂપ હતો, તેણે પોતાનું મુખ ફાડ્યું હતું, તે મુખમાં સો સો યોજનના એક હજાર દાંત હતા,૨૭ તેની મહા ભયંકર ડાઢ બસો યોજન લાંબી હતી, તેનો એક હોઠ ભૂમિને અડકતો હતો, અને બીજો આકાશને અડકતો હતો,૨૮ અને મહાસાગરમાં તિમિના મુખમાં જેમ માછલાં રહે તેમ તેની જીભના મૂળમાં વાસવસહિત સર્વ દેવતાઓ રહેલા હતા.૨૯ તે પછી મદના મુખમાં રહેલા દેવતાઓએ વિચાર કરીને એક સાથે ઇંદ્રને કહ્યું કે, 'તું આ બ્રાહ્મણને ઝટ પ્રણામ કર,૩૦ અને આપણે સૌ સંકોચ વિના અશ્વિનીકુમારની સાથે સોમનું પાન કરીશું.' તે સાંભળીને ઇંદ્રે ચ્યવનને પ્રણામ કર્યા, અને તેના કહેવા પ્રમાણે કર્યું.૩૧ આ રીતે ચ્યવન નામના બ્રાહ્મણે અશ્વિનીકુમારને સોમપાન કરતા કર્યા, ને પોતાનું યજ્ઞકર્મ પૂર્ણ કર્યું. પછી પરાક્રમી મુનિએ મદના વિભાગ પાડીને૩૨ તે સર્વ જુગારને, મૃગયાને, મદિરાપાનને અને સ્ત્રીઓને વહેંચી આપ્યા (અર્થાત્ આ ચાર વિષયમાં મદને નિવાસ કરી આપ્યો), તેથી, હે રાજન્! ઉપર કહેલા દોષોથી મનુષ્યો અવશ્ય નાશ પામે છે;૩૩ માટે મનુષ્યે ઉપર કહેલા દોષોથી નિત્ય દૂર રહેવું.૩૪

હે રાજન્! મેં તને આ ચ્યવનનું કર્મ કહી સંભળાવ્યું. હજી આગળ કહું, કે બ્રાહ્મણના કરતાં કોઇ ક્ષત્રિય શ્રેષ્ઠ હોય તો તું કહે છે?૩૫

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'पवन अने अर्जुननो संवाद' ए नामनो अध्याय १५६ मो समाप्त

## અધ્યાય ૧૫૭ મો

### બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ક્ષત્રિય શ્રેષ્ઠ? (ચાલુ)

ભીષ્મ કહે છેઃ-અર્જુન મૌન રહ્યો એટલે પવને ફરીથી કહ્યું.

વાયુ કહે છેઃ-હે રાજા! તું હવે બ્રાહ્મણોનું મુખ્ય કર્મ મારી પાસેથી સાંભળ.૧ દેવો તથા ઇંદ્ર જ્યારે મદના મુખમાં સપડાઇ ગયા કે, તરત જ ચ્યવને તેઓની પાસેથી પૃથ્વી હરી લીધી.૨ દેવતાઓ પોતાના બન્ને લોકોનું હરણ થયું જોઇને દુઃખી થઈ ગયા, અને શોકાતુર થઇને મહાત્મા બ્રહ્માને શરણે ગયા અને બોલ્યા.૩

દેવો બોલ્યાઃ-હે લોકોમાં પૂજાતા બ્રહ્મદેવ! અમે મદના મુખમાં સપડાઈ ગયેલાઓની ભૂમિ ચ્યવને હરી લીધી છે, અને કપ નામના દૈત્યોએ અમારો સ્વર્ગલોક હરી લીધો છે.૪

બ્રહ્મા બોલ્યાઃ-હે દેવતાઓ! તમે ઇંદ્રને સાથે લઇને ઝટ બ્રાહ્મણોને શરણે જાઓ, અને તેઓને પ્રસન્ન કરો એટલે તમે પ્રથમની પેઠે ઉભય લોકને પાછા મેળવશો.૫

એટલે દેવતાઓ બ્રાહ્મણોને શરણે ગયા, અને કહ્યું કે, 'દૈત્યો અમને દુઃખ દે છે.' એટલે બ્રાહ્મણોએ કહ્યું કે, 'અમો કયા દૈત્યોનો પરાજય કરીએ?' એટલે દેવોએ કહ્યું કે 'તમે કપ નામના દૈત્યોનો પરાજય કરો.'૬ એટલે બ્રાહ્મણો બોલ્યા કેઃ-'અમે જે દૈત્યો પૃથ્વી ઉપર રહે છે તેઓનો પરાજય કરીએ છીએ.' આમ કહીને બ્રાહ્મણોએ કપ નામના દૈત્યોના નાશ માટે અભિચાર કર્મનો આરંભ કર્યો.૭ તે વાત કપોના સાંભળવામાં આવી. તે ઉપરથી તેઓએ બ્રાહ્મણોની પાસે ધની નામનો દૂત મોકલ્યો. તેણે બ્રાહ્મણોની પાસે કપોનો સંદેશો કહેવા માંડ્યો.૮

દૂત કહે છેઃ-આ પૃથ્વી ઉપર બધા કપો તમારા જેવા છે. માટે તમે આ શું કરવા માંડ્યું છે? સર્વે કપો વેદ જાણનારા છે, બુદ્ધિમાન્ છે, યજ્ઞ કરનારા છે,૯ સર્વ સત્યવાદી છે, મહર્ષિના સમાન છે, તેઓના ઘરમાં લક્ષ્મી ક્રીડા કરી રહી છે, અને તેઓ લક્ષ્મીનું રક્ષણ કરે છે.૧૦ તેઓ ફોકટમાં સ્ત્રીગમન કરતા નથી, ઋતુમાં સ્ત્રીની સાથે ગમન કરે છે, (યજ્ઞવિનાના) વૃથા માંસનો આહાર કરતા નથી, નિત્ય પ્રદીપ્ત અગ્નિમાં હોમ કરે છે, ગુરુના વચન પ્રમાણે વર્તે છે,૧૧ સર્વે પોતાનાં મનને નિયમમાં રાખનારા છે, પ્રત્યેક વસ્તુઓમાં બાળકોનો પણ પોતા સરખો ભાગ પાડે છે, તેઓ નિત્ય સાથે જ ગાડીમાં જાય છે (કોઈ પગે જતો હોય તો પોતે ગાડીમાં બેસતા નથી), રજસ્વલા સ્ત્રીની સાથે ગમન કરતા નથી, સ્વર્ગમાં પણ સાથે જ જાય છે તથા યજ્ઞાદિક શુભ કર્મ કરે છે;૧૨ ગર્ભવતી

વૃદ્ધ, બાળક વગેરેએ ભોજન કર્યું ન હોય ત્યાં સુધી તેઓ ભોજન કરતા નથી; દિવસના પૂર્વ ભાગમાં જુગાર રમતા નથી, દિવસે નિદ્રા કરતા નથી.[૧૩] આ અને બીજા ઘણા ગુણો કપોમાં રહેલા છે, માટે તમે કપોને કેવી રીતે જિતી શકશો? માટે મારણ કર્મ કરવું બંધ કરો. તે કર્મ બંધ કરવાથી તમે સુખી થશો.[૧૪]

બ્રાહ્મણો બોલ્યા:-અમે કપોનો પરાજય કરીશું. કારણ કે દેવોએ અમારું સ્મરણ કર્યું છે (અને કપોએ તેઓને દુઃખ દીધું છે), માટે અમે કપોનો નાશ કરીશું. હે ધનિ! તું જેમ આવ્યો હોય તેમ પાછો જા![૧૫]

ધની ત્યાંથી કપોની પાસે ગયો, અને તેણે કપોને કહ્યું કે:-હે કપો! બ્રાહ્મણો તમારું હિત કરશે નહિ.

તે સાંભળીને સર્વે કપો અસ્રો (હથિયારો) લઇને બ્રાહ્મણોની સામે ચઢ્યા.[૧૬] કપોને ઉંચી ધ્વજા સાથે ચઢી આવેલા જોઇને સર્વે બ્રાહ્મણોએ તેઓનો નાશ કરવા માટે બળથી બળતા અગ્નિને છુટા મૂક્યા.[૧૭] બ્રાહ્મણોએ ઉત્પન્ન કરેલા એવા સનાતન અગ્નિઓ(ને કપોની સામે મોકલ્યા કે તેઓ)એ કપોનો નાશ કરી નાંખ્યો. હે રાજા! તે સમયે તે અગ્નિઓ આકાશમાં જેમ વાદળાં શોભે તેમ શોભતા હતા.[૧૮] સર્વે દેવોએ યુદ્ધમાં એકઠા થઇને ઉપર કહેવા પ્રમાણે દાનવોનો નાશ કર્યો, પરંતુ તેઓ જાણતા ન હતા કે કપ નામના દૈત્યોને બ્રાહ્મણોએ મારી નાંખ્યા છે.[૧૯] તે પછી, હે રાજા! મહા તેજસ્વી એવા નારદે આવીને દેવોને કહ્યું કે, 'મહા ભાગ્યશાળી બ્રાહ્મણોએ કપ નામના દાનવોને મારી નાંખ્યા છે.'[૨૦] નારદનું કહેવું સાંભળીને સર્વે દેવતાઓ પ્રસન્ન થયા, અને તેઓ તે યશસ્વી બ્રાહ્મણોનાં વખાણ કરવા લાગ્યા.[૨૧] તે પછી દેવોનું તેજ અને વીર્ય વધવા લાગ્યું, અને તેઓ ત્રણે લોકોમાં પૂજ્ય એવા અમરપણાને પામ્યા.[૨૨]

ભીષ્મ કહે છે:-આ રીતે વાયુએ કહ્યું એટલે અર્જુને તેની સામી પૂજા કરીને જે કહ્યું તે, હે મહાબાહુ યુધિષ્ઠિર! તું સાંભળ.[૨૩]

અર્જુન કહે છે:-હે પ્રભુ! હું સર્વથા નિત્ય બ્રાહ્મણોને માટે જીવન ગાળું છું, હું બ્રાહ્મણોનો રક્ષણકર્તા તો છું, નિત્ય બ્રાહ્મણોને પ્રણામ કરું છું,[૨૪] દત્તાત્રેયની કૃપાથી મને આ બળ મળ્યું છે, જગમાં મારી પરમ કીર્તિ થઈ છે, હું મહાન્ ધર્મનું આચરણ કરું છું,[૨૫] તથા હે મરુત! (પવન!) તેં મને બ્રાહ્મણનાં કર્મ કહ્યાં તે સર્વ મેં સાવધાન થઇને યથાર્થ રીતે તારી પાસેથી સાંભળ્યાં છે.[૨૬]

વાયુ બોલ્યો:-હે રાજા! હવે તારે ક્ષત્રિય ધર્મવડે બ્રાહ્મણોની રક્ષા કરવી તથા ઇંદ્રિયોનો નિગ્રહ કરવો. તને ભૃગુકુળના બ્રાહ્મણોથી ભયંકર ભય થશે, પરંતુ તે કાળે કરીને થશે. (હમણાં નહિ).[૨૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां'पवन अने अर्जुनना संवाद' ए नामनो अध्याय १५७ मो समाप्त

## અધ્યાય ૧૫૮ મો

### બ્રાહ્મણની પૂજા કરવાથી થતા ફળ વિષે પ્રશ્ન

યુધિષ્ઠિર પૂછે છે:-હે રાજા! તમે નિત્ય ઉત્તમ આચરણવાળા બ્રાહ્મણોની પૂજા કરો છો. પરંતુ કયું ફળ જોઇને તેઓની પૂજા કરો છો?[૧] હે મહાવ્રતધારી! હે મહાબાહુ! તમે બ્રાહ્મણની પૂજામાં કયું ફળ જોઇને તેઓની પૂજા કરો છો? એ સર્વે મને કહો.[૨]

ભીષ્મ બોલ્યા:-બ્રાહ્મણની પૂજા કરવાથી શું ફળ થાય છે તે સર્વ ઉત્તર તને મહામતિવાળા કેશવ કહેશે; કારણ કે, મહાવ્રતવાળા કેશવે બ્રાહ્મણની પૂજાનું ફળ દીઠું છે.[૩] આજે મારું બળ, બન્ને કાન, વાણી, મન, બે નેત્ર, તથા વિશુદ્ધ એવું જ્ઞાન એ સર્વે એકત્ર થઈ ગયાં છે. (તેથી) હું માનું છું કે થોડા સમયમાં મારો દેહ પડી જશે. આજે સૂર્ય પણ ધીમે ધીમે ચાલે છે. (અર્થાત્ દુઃખી મનુષ્યને દિવસ લાંબો થઈ પડે છે.)[૪] હે રાજન્! પુરાણમાં બ્રાહ્મણોના, ક્ષત્રિયોના, વૈશ્યોના તથા શૂદ્રોના જે ધર્મ કહ્યા છે તથા બ્રાહ્મણાદિક જે ધર્મને પાળે છે તે પણ મેં તને કહી સંભળાવ્યા છે. આ કહેતાં જે ધર્મ કહેવા બાકી રહી ગયા હોય તે, હે પૃથાના પુત્ર! તું શ્રીકૃષ્ણની પાસેથી શીખજે.[૫] આ કૃષ્ણનું જે સ્વરૂપ છે, એનું જે પુરાણું બળ છે, તેને હું યથાર્થ રીતે જાણું છું. હે કૌરવના રાજા! કેશવનું સ્વરૂપ માપમાં આવે નહિ તેવું છે. તે કેશવ તને સંશય પડશે ત્યારે ધર્મનો ઉપદેશ કરશે.[૬] શ્રી કૃષ્ણે પૃથ્વીને, આકાશને અને સ્વર્ગને સરજ્યાં છે. શ્રીકૃષ્ણના શરીરમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ છે. આ શ્રીકૃષ્ણ ભયંકર બળવાળા પુરાણ વરાહ છે. તેણે પર્વતોને તથા દિશાઓને ઉત્પન્ન કરી છે.[૭] આ કૃષ્ણની નીચે અંતરિક્ષ, સ્વર્ગ, ચાર દિશાઓ અને ચાર ખુણા છે. (અર્થાત્ તે સર્વના ઉપર વિરાજમાન છે.) તેણે આ સૃષ્ટિને ઉત્પન્ન કરી છે, અને પુરાણ એવા આ વિશ્વને પણ સરજ્યું છે.[૮] આની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું છે કે, જે કમળમાં અપાર બળવાળા બ્રહ્મા પોતે ઉત્પન્ન થયા છે. હે પાર્થ! બ્રહ્માએ મહા ભયંકર એવા અંધકારનો નાશ કર્યો હતો કે, જે અંધકાર સમુદ્રનો પણ તિરસ્કાર કરતું હતું (એટલું મોટું અને ગાઢું હતું).[૯] હે પાર્થ! સત્યયુગમાં શ્રીકૃષ્ણ સંપૂર્ણ ધર્મરૂપે હતા, ત્રેતાયુગમાં સંપૂર્ણ જ્ઞાનરૂપે હતા, દ્વાપર

યુગમાં બળરૂપે હતા, અને કલિયુગમાં અધર્મરૂપે પૃથ્વી ઉપર અવતર્યા છે (અર્થાત્ કલિયુગમાં અધર્મ બળવાન્ છે.)[૧૦] તે જ આદિ દેવે પૂર્વે દૈત્યોને મારી નાંખ્યા હતા, અને તેજ પૂર્વે તેમના બળિરૂપ ચક્રવર્તિ રાજા થયા હતા. તે જ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા છે, ભૂતકાળ તથા ભવિષ્યત્કાળરૂપ છે, અથવા તો સર્વ ભૂતના ભવિષ્યરૂપ છે, તથા આ સર્વ વિશ્વના અને જગતની રક્ષા કરનારા છે.[૧૧] જ્યારે ધર્મ ગ્લાનિ પામે છે ત્યારે શ્રીકૃષ્ણ દેવોમાં અથવા મનુષ્યમાં અવતાર લે છે, અને ધર્મપર આધાર રાખી પવિત્રાત્મા શ્રીકૃષ્ણ આ લોકની તથા પરલોકની રક્ષા કરે છે.[૧૨] હે પૃથાના પુત્ર! આ શ્રીકૃષ્ણ ત્યાગ (રક્ષણ) કરવા યોગ્ય પ્રાણીઓનો ત્યાગ કરીને અસુરોનો નાશ કરે છે. કાર્ય તથા અકાર્યરૂપ તે છે, કારણરૂપ તે છે, કરેલાં કાર્યરૂપ તે છે, કરવાનાં કાર્યરૂપ તે છે, તથા કરાતાં કાર્યરૂપ તે છે. રાહુ, સોમ તથા ઇંદ્રરૂપ એને જ તું જાણ.[૧૩] વિશ્વકર્મા તે છે, વિશ્વરૂપ પણ એજ છે, વિશ્વના ભોકતા તે છે. વિશ્વના સ્રષ્ટા તે છે, તેમ વિશ્વના જેતા તે છે, શૂળધારી તે છે, શરીરધારી તે છે, અને કરાળે તે છે. કર્મોવડે જાણવામાં આવેલા આ કૃષ્ણની સર્વે સ્તુતિ કરે છે.[૧૪] સેંકડો ગંધર્વો, સેંકડો અપ્સરાઓ, અને સેંકડો દેવતાઓ નિત્ય તેની સેવા કરે છે, રાક્ષસો પણ તેની સાથે સલાહથી વાત કરે છે. ધનનું પોષણ કરનારા અને જિતનારા માત્ર તે એક છે.[૧૫] યજ્ઞમાં મંત્ર જાણનારા તેની સ્તુતિ કરે છે, સામગાન કરનારા રથંતર સામમાં તેની સ્તુતિ કરે છે, બ્રાહ્મણો વેદના મંત્રોથી તેની સ્તુતિ કરે છે, અને અધ્વર્યુઓ યજ્ઞમાં તેને હવિષ અર્પણ કરે છે.[૧૬] હે ભરતવંશી રાજા! આ કૃષ્ણ બ્રહ્માની પુરાણી ગુહામાં પેઠા હતા, અને તેણે સૃષ્ટિના આરંભમાં પૃથ્વીના આવરણને દીઠું હતું. પૃથ્વીને માટે દૈત્યો, ઉરગો ને દાનવો યુદ્ધ કરતા હતા; તેઓનો પરાભવ કરીને ઉત્તમ કર્મ કરનારા શ્રીકૃષ્ણે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો.[૧૭] શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વત તોળ્યો તે સમયે ઇંદ્રાદિ મેઘોએ તેની વાણીથી સ્તુતિ કરી હતી. હે ભરતવંશી રાજા! તે પશુઓ(જીવો)ના ઈશ્વર છે. મનુષ્યો તેને ભાતભાતનાં ભોજનો અર્પણ કરે છે, અને યુદ્ધમાં ક્ષત્રિયો તેને વાહન પણ અર્પણ કરે છે.[૧૮] અંતરિક્ષ, પૃથ્વી અને સ્વર્ગ એ સર્વ શાશ્વત એવા શ્રીકૃષ્ણના વશમાં (અંકુશમાં) રહેલાં છે. તેણે એક ઘડામાં દેવો(મિત્રાવરુણ)નું વીર્ય ભર્યું હતું, અને તેમાંથી વસિષ્ઠ ઋષિ ઉત્પન્ન થયા હતા, એમ કહેવાય છે.[૧૯] માતરિશ્વા (પવનરૂપ) તે છે, વ્યાપક તે છે, અશ્વવાજી તે છે, રશ્મિમાન તે છે, સવિતા તે છે, આદિદેવ તે છે, સર્વ અસુરોને જેણે જિત્યા તે એ છે, અને ત્રણ પગલાં પૃથ્વી ભરીને ત્રણ લોકને જિત્યા તે પણ એ જ છે.[૨૦] શ્રીકૃષ્ણને દેવોના, મનુષ્યોના તથા પિતૃઓના આત્મારૂપ કહેવામાં આવે છે. વળી યજ્ઞનાં જાણનારાના વિતાનરૂપ (યજ્ઞરૂપ) તે છે, દિવસનો તથા રાત્રિનો વિભાગ પાડતા ઉદય પામનારા એજ (સૂર્યરૂપ) છે, તેનાં ઉત્તરાયણ અને દક્ષિણાયન એવાં બે અયન પણ એ જ છે.[૨૧] તેના જ શરીરમાંથી કિરણો ઉત્પન્ન થાય છે, અને તે કિરણો પૃથ્વીના ઉપરના ભાગમાં, આડા ભાગમાં અને નીચેના ભાગમાં ફરે છે, અને પૃથ્વીને પ્રકાશમાન કરે છે. વેદ જાણનારા બ્રાહ્મણો તેની સેવા કરે છે, અને આદિત્યો તેની કાન્તિનો સ્વીકાર કરીને પ્રકાશે છે.[૨૨] પ્રત્યેક મહિને યજ્ઞકર્તા પુરુષ તેનું યજન કરે છે. યજ્ઞમાં વેદવેત્તા પુરુષો તેની સ્તુતિ કરે છે. તેને ત્રણ નાભિવાળું સંવત્સરરૂપી ચક્ર કહે છે કે જે ચક્ર સાત ઘોડાથી જોડાયલું અને ત્રણ ધામવાળું છે, તથા રાતદિવસ ચાલ્યા જ કરે છે.*[૨૩] વળી મહા તેજસ્વી, સર્વ ઠેકાણે વ્યાપક, સર્વ પશુઓમાં સિંહરૂપ આ શ્રીકૃષ્ણ પંડે એકલા જ આ સર્વ લોકોને ધારણ કરે છે. હે વીર પાર્થ! આ શ્રીકૃષ્ણને તારે અંધારાનો નાશ કરનારા સૂર્ય જાણવા તથા નિત્ય જગતના કર્ત્તા જાણવા.[૨૪] એક સમયે વ્યાપક મહાત્મા એવા શ્રીકૃષ્ણ અગ્નિનું રૂપ ધારણ કરીને ખાંડવ વનમાં તૃણના ગંજમાં અગ્નિરૂપે વાસ કરીને રહ્યા હતા, અને ખાંડવ વનને બાળીને સંતુષ્ટ થયા હતા. સર્વ ઠેકાણે વ્યાપક એવા આ શ્રીકૃષ્ણે રાક્ષસોનો ને ઉરગોનો પરાજય કરીને તે સર્વનો અગ્નિમાં હોમ કર્યો હતો.[૨૫] તેણે જ અર્જુનને એક શ્વેત ઘોડો ભેટ કર્યો હતો. સર્વ ઘોડાઓના ઉત્પન્નકર્તા તે જ છે, આ વિશ્વ (જગત્) તેનો રથ એક છે, તે રથની ઝુંસરીરૂપ છે, તે સંસારરથને ત્રણ ચક્ર (પૈડાં) છે, તે ત્રણ પ્રકારની ગતિવાળો છે, તેને ચાર ઘોડાઓ જોડેલા છે અને ત્રણ નાભિ છે.†[૨૬] વળી આ શ્રીકૃષ્ણ પાંચ મહાભૂતના આશ્રયરૂપ છે, અને

* આ શ્લોકમાં વર્ષને ચક્રનું રૂપ આપવામાં આવ્યું છે. જેમ ચક્રમાં ત્રણ નાભિ હોય તેમ આ કાળાત્મક ચક્રમાં શીતકાળ, ઉષ્ણકાળ અને વૃષ્ટિકાળ એમ ત્રણ કાળરૂપી નાભિ છે. તથા ચક્રમાં જેમ ત્રણ ધામ એટલે સ્થાન હોય છે તેમ આ કાળચક્રમાં વર્ષાદ, વાયુ, તથા ઉષ્ણતા એ ત્રણ ધામ છે.

† સંસારરૂપી રથને ત્રણ ચક્ર (પૈડાં) તે સત્વ, રજ, અને તમરૂપ છે, ઊર્ધ્વ, મધ્યમ અને નીચેના ભાગમાં એમ ત્રણ પ્રકારે તે રથની ગતિ છે (અર્થાત્ કર્માનુસાર ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણ જન્મ મળે છે), અને કાળ, અદૃષ્ટ, ઈશ્વરેચ્છા તથા સંકલ્પ આ ચાર ઘોડાઓ છે, અને સંસારરથને શુકલકર્મ એટલે પુણ્યકર્મ, કૃષ્ણકર્મ એટલે પાપકર્મ અને શુકલકૃષ્ણ એટલે મિશ્રકર્મ એમ ત્રણ પ્રકારનાં કર્મ તે નાભિ છે.

તેણે આકાશ, પૃથ્વી, સ્વર્ગ અને અંતરિક્ષને ઉત્પન્ન કર્યાં છે; અરણ્યોને અને પર્વતોને ઉત્પન્ન કર્યાં છે. તે ઇંદ્રિયોના અધિપતિ છે, અત્યંત પ્રદીપ્ત એવા અગ્નિના જેવા તેજસ્વી છે.[૨૭] વજ્ર મારવાને તૈયાર થયેલા ઇંદ્રને મારવાની ઇચ્છાથી તે નદીઓને ઓળંગી ગયા હતા, અને ઇંદ્રનો પરાજય કર્યો હતો. તે ઇંદ્રરૂપ છે, અને મોટા યજ્ઞમાં બ્રાહ્મણો હજારો પ્રાચીન ઋચાઓથી તેની એકની સ્તુતિ કરે છે.[૨૮] હે રાજન્! મહા દિવ્ય ઓજવાળા દુર્વાસાને તેના વિના બીજો કોઈ પણ પોતાના ઘરમાં રાખી શકે નહિ. તેને જ વિદ્વાનો એક પુરાણ ઋષિ કહે છે. તે વિશ્વના સ્રષ્ટા છે, અને તે પોતાના સ્વરૂપમાંથી અનેક પદાર્થો ઉત્પન્ન કરે છે.[૨૯] જે દેવના પણ દેવ પોતે વેદનું અધ્યયન કરે છે અને કરાવે છે, જે અગ્નિહોત્ર આદિ પ્રાચીન વિધિઓના આશ્રયભૂત છે તે વિશ્વક્સેનરૂપ એ છે; તથા કામ્ય કર્મનું, વૈદિક કર્મનું અને લૌકિક કર્મનું જે ફળ છે તે સર્વ ફળરૂપ એ કૃષ્ણ છે એમ તારે જાણવું.[૩૦] સર્વ લોકમાં જણાતી શુદ્ધ જ્યોતિરૂપ એ છે, ત્રણ લોકરૂપ એ છે, અને ત્રણ લોકના પાલ પણ એ જ છે; યજ્ઞના ત્રણ અગ્નિરૂપ એ છે, ત્રણ વ્યાહૃતિ પણ એ છે, ખરેખર આ દેવકીપુત્ર સર્વ દેવરૂપ છે.[૩૧] સંવત્સર એ છે, ઋતુ એ છે, પખવાડીઉં, દિવસ અને રાત્રિ, કાલના વિભાગ, કલા, કાષ્ઠા, માત્રા, મુહૂર્તો, લવ અને ક્ષણ સર્વ એ છે; એજ વિશ્વક્સેન આ સર્વસ્વરૂપ છે.[૩૨] હે પૃથાના પુત્ર! ચંદ્ર, આદિત્ય, ગ્રહ, નક્ષત્ર, તારા, સર્વ અમાવાસ્યા, સર્વ પૂર્ણિમા, નક્ષત્રના યોગ, ઋતુઓ, આ સર્વ વિશ્વક્સેનમાંથી ઉત્પન્ન થયું છે.[૩૩] રુદ્રો, આદિત્યો, વસુઓ, અશ્વિનીકુમારો, સાધ્ય દેવતાઓ, વિશ્વેદેવતાઓ, પવનના ગણો, પ્રજાપતિઓ, દેવોની માતા દિતિ, તથા સપ્ત ઋષિઓ આ સર્વે શ્રીકૃષ્ણથી ઉત્પન્ન થયાં છે.[૩૪] વિશ્વસ્વરૂપ એવા કૃષ્ણ વાયુ થઇને જગતને વિક્ષિપ્ત કરે છે, અગ્નિ થઇને વિશ્વને બાળી નાંખે છે, જળરૂપ થઇને સર્વ જગતને ડુબાડે છે, અને બ્રહ્મા થઇને અનેક વિશ્વોને સરજે છે.[૩૫] તે પોતે જ જાણવાયોગ્ય છે, પોતે જ જ્ઞાનરૂપ છે, છતાં પોતે તેને જ જાણવા બેસે છે; તે પોતે જ વિધિરૂપ છે છતાં પોતે ધર્મશાસ્ત્રોમાં, વેદમાં અને (જગતને નિયમમાં રાખનાર) શક્તિમાં કહેલી કરવાની વિધિનો આશ્રય લે છે. તારે કેશવને સ્થાવર અને જંગમ એમ સર્વરૂપ જાણવા.[૩૬] આ કૃષ્ણ જ્યોતિઃસ્વરૂપ છે, અને પરમ ભૂત છે, અથવા આ કૃષ્ણ જ્યોતિમાંથી જન્મેલા પરમ એટલે શ્રેષ્ઠ છે, કે જેની પ્રભાથી વિશ્વરૂપ કૃષ્ણ સર્વથી પ્રથમ પ્રકાશે છે. સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા આ કૃષ્ણે પૂર્વે પાણીને ઉત્પન્ન કર્યા પછી આ સર્વ વિશ્વને ઉત્પન્ન કર્યું હતું.[૩૭] વળી ઋતુઓ, અનેક જાતના ઉત્પાતો, આશ્ચર્યકારક પદાર્થો, મેઘો, વિજળી, ઐરાવત હાથી તથા સ્થાવરજંગમરૂપ સર્વ શ્રીકૃષ્ણથી ઉત્પન્ન થયાં છે, અને આ વિષ્ણુ વિશ્વના આત્મા છે એ તું જાણ.[૩૮] તેને વિશ્વરૂપ આવાસવાળા વિશ્વાવાસ, અને નિર્ગુણ વાસુદેવ, જીવભૂત સંકર્ષણ, વળી તેને પ્રદ્યુમ્ન અને ચોથો અનિરુદ્ધ એમ પણ શાસ્ત્રો કહે છે. એ મહાત્મા આત્મયોનિ અમલ ચલાવે છે.[૩૯] પાંચ મહાભૂતવાળું આ વિશ્વ સૃજવાની ઇચ્છાવાળા તે શ્રીકૃષ્ણ (દેવ, અસુર, મનુષ્ય, પશુ તથા પક્ષી) એમ પાંચ પ્રકારના છે. તે પૃથ્વીને, પવનને, આકાશને, તેજને, હે પાર્થ! અને પાણીને સૃષ્ટિના આરંભમાં ઉત્પન્ન કરે છે.[૪૦] તે શ્રીકૃષ્ણે સ્થાવર તથા જંગમાત્મક અને (જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્‌ભિજજરૂપ એવાં) ચાર પ્રકારનાં જગતને ઉત્પન્ન કરીને પાંચમું કર્મરૂપી જેમાં બીજ છે એવી પૃથ્વીને સરજી છે, તથા પૃથ્વી ઉપર ઘણું પાણી વરસાવવા માટે આકાશને પણ સરજે છે.[૪૧] હે રાજા! તેમણે આ વિશ્વને રચ્યું છે. તે આત્મયોનિ છે, અને તે પંડે આ જગતને સજીવ કરે છે. દેવોને, અસુરોને, મનુષ્યોને, લોકોને, ઋષિઓને, પિતૃઓને, અને પ્રજાઓને તે જીવાડે છે. ટુંકમાં સર્વ પ્રાણીઓ તથા લોકોને સદા સરજવાની ઇચ્છાથી તે ભૂતપતિ વિધિપૂર્વક સજીવન કરે છે.[૪૨] પુણ્યાત્મા અને પાપાત્મા એવું, આ સ્થાવર તથા જંગમરૂપ આ સર્વ જગત્ વિશ્વક્સેનથી ઉત્પન્ન થાય છે એમ તું જાણ. જે વર્તમાનમાં ચાલુ છે અને હવે પછી જે થશે તે સર્વ તારે કેશવરૂપ જાણવું.[૪૩] તે શ્રીકૃષ્ણ પ્રાણીઓના અંતકાળે સાક્ષાત્ મૃત્યુરૂપે છે, તે સનાતન છે, અને ધર્મના કારણરૂપ છે. જે ભૂતકાળમાં બનેલું છે, અને જે કંઇ આપણે જાણતા નથી એ સર્વ વિશ્વક્સેનથી થયું છે એમ જાણજે.[૪૪] ચૌદ લોકમાં જે ઉત્તમ કર્મ છે, જે પુણ્ય છે, જે શુભ તથા અશુભ છે તે સર્વ કેશવરૂપ છે. આ કેશવથી કંઇ પણ વિપરીત જૂઠું છે. એ મત જ અચિંત્ય છે.[૪૫] ઉપર વર્ણવ્યા પ્રમાણે કેશવ (શ્રીકૃષ્ણ) ભગવાન્ છે. તે તેનાથી પણ વધારે છે, તે નારાયણ છે, તે સર્વ કરતાં શ્રેષ્ઠ છે, વિકારોથી રહિત છે, સ્થાવર તથા જંગમ એવા જગતના આદિ, મધ્ય ને અંતના કારણરૂપ છે, તથા આ જગતમાં ઉત્પન્ન થનારા પ્રાણીઓની ઉત્પત્તિ કરનારા તથા નાશ કરનારા પણ તે જ છે.[૪૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'महापुरुषनुं माहात्म्य' ए नामनो अध्याय १९८ मो समाप्त

## અધ્યાય ૧૫૯ મો
## દુર્વાસાની ભિક્ષા

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે મધુસૂદન! બ્રાહ્મણની પૂજા કરવાથી શું ફળ છે, તે મને કહો. તું આ વિષયને જાણે છે, અને પિતામહ પણ તને (તે જાણનાર તરીકે) જાણે છે.[1]

વાસુદેવ બોલ્યાઃ-હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! કુરુઓમાં ઉત્તમ! હું બ્રાહ્મણોના ગુણો તને યથાર્થ રીતે કહું છું તે તું સાવધાન થઈને સાંભળ.[2] હે કુરુનંદન! હું પૂર્વે એક સમયે દ્વારકામાં બેઠો હતો. ત્યારે બ્રાહ્મણોએ કોપાવેલા મારા પુત્ર પ્રદ્યુમ્ને મને પૂછ્યું હતું કે,-[3] 'હે મધુસૂદન! બ્રાહ્મણોની પૂજા કરવાથી શું ફળ થાય છે? બ્રાહ્મણો આ લોકમાં તથા પરલોકમાં શા માટે ઈશ્વર (મોટા) ગણાય છે?[4] હે માન દેનારા શ્રીકૃષ્ણ! બ્રાહ્મણોની સદા પૂજા કરવાથી શું ફળ થાય છે? મને એ વિષયમાં ઘણો મોટો સંદેહ છે, માટે એ સર્વ વિષય મને સ્ફુટ રીતે કહો.'[5] આ રીતે પ્રદ્યુમ્ને પ્રશ્ન કર્યો એટલે, હે મહારાજ! મેં તેને જે પ્રત્યુત્તર આપ્યો તે તું સાવધાન થઈને સાંભળ.[6] હે રુક્મિણીના પુત્ર! બ્રાહ્મણોની પૂજાનું ફળ તું મારી પાસેથી સાંભળ. બ્રાહ્મણો સોમના રાજા છે. જગતને સુખ અને દુઃખ આપવા માટે, હે રૌક્મિણેય! હે પુત્ર! આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણો ઈશ્વર છે (સમર્થ છે). સર્વ વર્ણમાં બ્રાહ્મણ મુખ્ય છે, અને તે સત્વગુણી છે. આ વિષયમાં તારે વિચાર કરવા જેવું નથી.[7-8] બ્રાહ્મણોની પૂજા કરવાથી આયુષ્ય, કીર્તિ, યશ અને બળ વધે છે. લોકો અને લોકેશ્વરો સર્વે બ્રાહ્મણના પૂજક છે.[9] (ધર્મ, અર્થ અને કામ એ) ત્રણ વર્ગ સંપાદન કરવામાં, મોક્ષ મેળવવામાં, યશ, લક્ષ્મી અને રોગની શાંતિ કરવામાં દેવતાની અને પિતૃઓની પૂજા કરવામાં આપણે બ્રાહ્મણોને સંતોષવા જોઈએ.[10] માટે હું બ્રાહ્મણોનો કેમ આદર કરું નહિ? હે મોટા બાહુવાળા પુત્ર! 'હું રાજા છું,' એમ ધારીને તારે બ્રાહ્મણોની ઉપર ક્રોધ કરવો નહિ.[11] કારણ કે બ્રાહ્મણો આ લોકમાં તથા પરલોકમાં મહાન્ પ્રાણી ગણાય છે. તેઓ સર્વ જગતને પ્રત્યક્ષ જોનારા છે. તેઓ જો ક્રોધ કરે તો આ જગતને બાળીને ભસ્મ કરી નાંખે.[12] તેઓ ધારે તો બીજા લોકોને તથા લોકપાળોને પણ સરજે, માટે મહા તેજસ્વી પુરુષો, બ્રાહ્મણોને ઓળખતા હોવાથી, બ્રાહ્મણોની સાથે શા માટે સારી રીતે વર્તે નહિ?[13]

હે પુત્ર! આપણા ઘરમાં પૂર્વે એક બ્રાહ્મણ રહેતો હતો, તેના શરીરનો રંગ શ્યામ તથા પીળાશવાળો હતો, તે ચીથરાનાં વસ્ત્ર પહેરતો હતો, હાથમાં બીલીનો દંડ ધારણ કરતો હતો, તેને મોટી દાઢી હતી, તે શરીરે દુર્બળ હતો,[14] પૃથ્વી ઉપર લાંબા મનુષ્યના કરતાં પણ વિશેષ ઉંચો હતો, અને દેવતાના તથા મનુષ્યોના લોકોમાં પોતાની ઈચ્છાથી ફર્યા કરતો હતો.[15] અને સભાઓમાં તથા ચૌટાઓમાં નીચેની ગાથાઓ (ટેહેલ) ગાતો ગાતો ફર્યા કરતો હતો.

> दुर्वाससं वासयेत्को ब्राह्मणं सत्कृतं गृहे ॥ १६ ॥
> रोषणः सर्वभूतानां सूक्ष्मेऽप्यपकृते कृते ।
> परिभाषां च मे श्रुत्वा को नु दद्यात्प्रतिश्रयम् ॥१७॥
> यो मां कश्चिद्वासयीत न स मां कोपयेदिति ।

"આ દુર્વાસા બ્રાહ્મણને કયો પુરુષ સત્કાર કરીને પોતાના ઘરમાં વસાવે?[16] મારો જરા પણ અપરાધ કરવામાં આવશે તો હું સર્વ પ્રાણીઓમાં (અતિ) ક્રોધી છું. મારી પરિભાષા સાંભળીને મને કોણ આશ્રય આપશે?[17] જે મને પોતાના ઘરમાં રાખે તેણે મને ગુસ્સે કરવો નહિ." તેની ઉપરની વાણી સાંભળીને કોઈએ તેને ઘરમાં વાસ આપ્યો નહિ, ત્યારે તે પછી મેં તેને ઘરમાં ઉતાર્યો.[18] તે કોઈ દિવસ હજારો મનુષ્યો જમે એટલું જમતો હતો, તો કોઈ દિવસ થોડું જમતો હતો, અને કોઈ દિવસ બહાર જતો ત્યાંથી પાછો ઘેર આવતો જ નહિ.[19] તે એકાએક હસતો તો એકાએક રડતો. તે સમયે તેના જેટલી ઉમરનો કોઈ પણ પુરુષ પૃથ્વી ઉપર ન હતો.[20] તે એક સમયે પોતાના ઉતારાના ઘરમાં ગયો અને ઢાળેલી શય્યાઓ, ગાદલાંઓ, તથા શણગારેલી કન્યાઓ(દાસીઓ)ને બાળી નાંખીને ત્યાંથી ચાલ્યો ગયો.[21] તે પછી તે ફરીને આવ્યો અને વખાણવા યોગ્ય વ્રતધારી તે મુનિએ મને ફરીને ઉતાવળથી કહ્યું કે, 'હે કૃષ્ણ! મને દૂધપાક ખાવાની ઇચ્છા છે માટે જલદી કર.'[22] હું દુર્વાસાનાં વચનને જાણતો હતો, તેથી મેં મનુષ્યોને પ્રથમથી જ આજ્ઞા કરી રાખી હતી કે 'સર્વ જાતનાં અન્નો, પાનો તથા ચઢતી ઉતરતી જાતના ખાવાના પદાર્થો,[23] મુનિના સત્કારને માટે તૈયાર રાખજો.' તેથી તે બ્રાહ્મણની આજ્ઞા થતાં જ મેં ગરમાગરમ દૂધપાક તેની પાસે હાજર કર્યો.[24] તેનું ભોજન કરીને તે બ્રાહ્મણે મને તુરત કહ્યું કે, 'તું આ દૂધપાક તારા અંગો ઉપર ઝટ લીંપી દે.'[25] મેં પણ તેના કહેવા ઉપર વિચાર કર્યા વગર જ મારા શરીર ઉપર દૂધપાક ચોપડી દીધો. તે બ્રાહ્મણનો ઉચ્છિષ્ટ દૂધપાક મેં મારા શરીર ઉપર તથા માથા ઉપર ચોપડ્યો,[26] તે સમયે સુંદર મુખ મલકાવતી તારી માતા મારી પાસે ઉભી હતી તેને

તે બ્રાહ્મણે દીઠી. મેં તારી માતા હસતી હતી તેના શરીર ઉપર પણ દૂધપાક ચોપડ્યો.[૨૭] તે પછી તે મુનિએ તારી માતા જેનાં શરીરને દૂધપાક ચોપડ્યો હતો તેને રથમાં ઘોડા તરિકે જોડી ને તે રથમાં બેસીને આપણા ઘરમાંથી બહાર નિકળ્યો.[૨૮] અગ્નિની પેઠે ઝળહળતી કાંતિવાળો અને બુદ્ધિમાન્ એવો તે બ્રાહ્મણ, મારા દેખતાં બાળક વયની તારી માતા રુકિમણીને રથના ઘોડાની પેઠે પરોણીવડે મારવા લાગ્યો.[૨૯] તે સમયે મારા મનમાં ઈર્ષાથી જરા પણ દુઃખ થયું ન હતું. એ રીતે તે બ્રાહ્મણ મોટા રાજમાર્ગેથી નગરની બહાર જવાને નિકળ્યો.[૩૦] આ મોટું આશ્ચર્ય જોઇ દાશાર્હોને ક્રોધ ચઢ્યો, અને કેટલાએક એકબીજાને હાક મારી પોતાની પાસે બોલાવીને કહેવા લાગ્યા કે:-[૩૧] "પૃથ્વી ઉપર બીજા કોઈ પણ વર્ણની જરૂર નથી! બ્રાહ્મણો જ ઉત્પન્ન થાય તો સારું! રુકિમણીને રથમાં જોડીને આના વિના બીજો કયો પુરુષ પૃથ્વી ઉપર જીવતો રહે?[૩૨] સર્પનું ઝેર તીક્ષ્ણ છે, પરંતુ તેના કરતાં પણ બ્રાહ્મણ વિશેષ તીક્ષ્ણ છે. બ્રાહ્મણરૂપ સર્પના ઝેરથી જે પુરુષ દગ્ધ થાય છે તેની ચિકિત્સા કરનારો કોઇ પણ નથી."[૩૩] તે દુરાધર્ષ બ્રાહ્મણ રથમાં બેસીને જતો હતો એટલામાં માર્ગમાં રુકિમણી ઠોકર ખાવા લાગી, તે એ શ્રીમાન્ સહન કરી શક્યો નહિ, અને તેણે એકદમ રુકિમણીને હાંકવા માંડ્યાં.[૩૪] અને પછી તે બ્રાહ્મણ અત્યંત ક્રોધે ભરાઇને રથમાંથી નીચે ઉતરી પડ્યો, અને પગે ચાલી આડે માર્ગે દક્ષિણ દિશા તરફ દોડ્યો.[૩૫] તે બ્રાહ્મણ દક્ષિણ દિશા તરફ આડે માર્ગે દોડવા માંડ્યો એટલે હું કે જેનું શરીર દૂધપાકથી ખરડાઈ ગયું હતું તે તેની પાછળ દોડ્યો અને કહેવા લાગ્યો કે, 'હે ભગવન્! પ્રસન્ન થાવ!'[૩૬] એટલે તેજસ્વી એવા તે બ્રાહ્મણે મારા તરફ દૃષ્ટિ કરીને મને કહ્યું કે, 'હે મોટી ભુજાવાળા કૃષ્ણ! તેં સ્વભાવથી જ ક્રોધને જિત્યો છે.[૩૭] હે ઉત્તમ વ્રતવાળા! મેં આજ સૂધીમાં તારો અપરાધ જોયો નથી. હે ગોવિંદ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તારી ઇચ્છામાં આવે તેવા વરો તું માગી લે.[૩૮] હે તાત! હું તારા ઉપર પ્રસન્ન થયો છું, અને તેનું ફળ તું વિધિપૂર્વક જો. મનુષ્યોનો અન્ન ઉપર જેટલો ભાવ હોય છે,[૩૯] તથા અન્ન ઉપર જેટલી રુચિ હોય છે તેટલો જ ભાવ તેઓનો તારા ઉપર થશે, અને ત્રણ લોકમાં તારી પુણ્યકીર્તિ તેટલી જ થશે.[૪૦] ત્રણ લોકમાં તું તેટલો જ શ્રેષ્ઠપણાને પ્રાપ્ત થઇશ; તથા, હે જનાર્દન! તું સર્વ લોકોને સારો પ્રીતિપાત્ર થઈશ.[૪૧] હે જનાર્દન! મેં તારા ઘરમાં જે વસ્તુને ભાંગી નાંખી છે, જે વસ્તુને બાળી નાંખી છે, અને જે વસ્તુનો નાશ કરી નાંખ્યો છે, તે સર્વ વસ્તુઓ પાછી તે પ્રમાણે જ થઈ ગયેલી તારા જોવામાં આવશે, અથવા તેના કરતાં વધારે સારી જોવામાં આવશે.[૪૨] તથા, હે મધુસૂદન! હે અચ્યુત! તારા જેટલા શરીરમાં દૂધપાક ચોપડવામાં આવ્યો છે તેટલા શરીરમાં તને મૃત્યુનો ભય જ્યાં સૂધી તું ઇચ્છા કરીશ નહીં ત્યાં સૂધી થશે નહિ.[૪૩] પરંતુ, હે પુત્ર! તેં તારા બન્ને પગનાં તળિયાંમાં શા માટે દૂધપાક ચોપડ્યો નહિ? એ વાત મને ગમતી થઈ નથી.' આમ તે બ્રાહ્મણે તે સમયે પ્રસન્ન થઇને મને કહ્યું હતું.[૪૪] તેણે મને આ પ્રમાણે કહ્યા પછી મેં મારા શરીરને જોયું તો તે શોભાયમાન જોવામાં આવ્યું. તે પછી તે બ્રાહ્મણે પ્રસન્ન થઇને રુકિમણીને કહ્યું કે, "તારો યશ સર્વ સ્ત્રીઓના કરતાં વિશેષ થશે.[૪૫] હે શોભના! તું જગતમાં સર્વ કરતાં વધારે કીર્તિને મેળવીશ. હે ભાવિનિ! તને ઘડપણ, રોગ અને નિસ્તેજપણું થશે નહિ.[૪૬] તારા શરીરનો ગંધ પવિત્ર થશે. તું શ્રીકૃષ્ણની આરાધના કરીશ. કેશવની સોળ હજાર સ્ત્રીઓમાં તું[૪૭] પટ્ટરાણી થઈશ, અને કેશવની સાથે સ્વર્ગમાં જઈશ." આ પ્રમાણે તેણે તારી માતાને કહ્યું અને વળી મને[૪૮] બળતા અગ્નિની પેઠે મહા તેજસ્વી એવા દુર્વાસાએ કહ્યું કે, "હે કેશવ! બ્રાહ્મણોના ઉપર તારી આવી જ બુદ્ધિ થાવ."[૪૯] આમ કહીને, હે પુત્ર! તે તે જ વખતે ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. તેના અંતર્ધાન થતાં જ મેં પણ તે દિવસથી ગુપ્ત વ્રત લીધું છે,[૫૦] કે 'બ્રાહ્મણ જે કહે તે મારે કરવું.' હે પુત્ર! ઉપર કહેવા પ્રમાણે તારી માતાની સાથે વ્રત લઇને,[૫૧] મનમાં અત્યંત હરખાતો હરખાતો હું ઘેર આવ્યો, અને ઘરમાં દાખલ થઇને જોઉં છું તો સર્વ નવું જણાયું.[૫૨] હે પુત્ર! તે બ્રાહ્મણે જે ચીજો ભાંગી નાંખી હતી તથા જે ચીજોને બાળી નાંખી હતી તે સર્વ વસ્તુઓને નવી તથા મજબુત જોઇને હું આશ્ચર્ય પામ્યો.[૫૩] અને પછી, હે રુકિમણીના પુત્ર! હું સર્વ બ્રાહ્મણોનું મનથી સદા પૂજન કરવા લાગ્યો. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! રુકિમણીના પુત્રના પૂછવા ઉપરથી મેં[૫૪] તેને ઉત્તમ બ્રાહ્મણનું સર્વ માહાત્મ્ય કહી સંભળાવ્યું હતું. હે કુંતીના પુત્ર! હે પ્રભો! તું પણ તે પ્રમાણે જ મહાભાગ્યવાન્ એવા બ્રાહ્મણોની નિત્ય વાણીથી તથા દાનોથી પૂજા કરજે. હું બ્રાહ્મણના પ્રસાદથી આ પ્રમાણે ફળને પ્રાપ્ત થયો છું, તથા, હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! મારા વિષે આ ભીષ્મે જે વાત કહી છે તે ખરી છે.[૫૫-૫૬]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'दुर्वासानी भिक्षा' ए नामनो अध्याय १५९ मो संपूर्ण

## અધ્યાય ૧૬૦ મો

### શંકર માહાત્મ્ય

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે મધુસૂદન! દુર્વાસાના પ્રસાદથી તે સમયે વિજ્ઞાનનો જે લાભ થયો હોય તે તમે મને કહો.[1] વળી તમે તે મહાત્માની પાસેથી ઉત્તમ કલ્યાણ મેળવ્યું હોય તે તથા તે મહાત્માનાં નામો પણ મને કહો. હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ (કૃષ્ણ)! હું તે સર્વ યથાર્થ રીતે જાણવાની ઇચ્છા રાખું છું.[2]*

વાસુદેવ બોલ્યાઃ-હે રાજન્! મેં દુર્વાસાની પાસેથી જે સૌભાગ્ય મેળવ્યું છે, તથા જે યશ મેળવ્યો છે તે હું કપર્દીને નમસ્કાર કરીને તને કહું છું.[3] વળી, હે રાજા! હું પ્રભાતમાં ઉઠી, સાવધાન થઈ, બે હાથ જોડીને શતરુદ્રીયનો પાઠ કરું છું, તે પણ હું તને કહું છું તે તું મારી પાસેથી સાંભળ.[4] મહા તપસ્વી એવા પ્રજાપતિએ તપ કર્યા પછી તે શતરુદ્રી રચી હતી. હે તાત! શ્રીશંકરે આ સ્થાવર તથા જંગમ પ્રજાને ઉત્પન્ન કરી હતી.[5] હે રાજા! મહાદેવના કરતાં કોઈ પણ પ્રાણી શ્રેષ્ઠ નથી. આ લોકમાં તથા ત્રણ લોકમાં મહાદેવ પ્રાણીઓના પ્રભુ (ઈશ્વર) છે.[6] કોઈ પણ પ્રાણી એ મહાત્માની આગળ ઉભા રહેવાને શક્તિમાન્ નથી, તેમ ત્રણે લોકમાં કોઈ પ્રાણી તેના સમાન પણ નથી.[7] સંગ્રામમાં મહાદેવ ક્રોધાયમાન થાય છે ત્યારે તેના ગંધથી પણ શત્રુઓ ભાન વિનાના થઈ જાય છે, ઘણા મરણ પામે છે, કેટલાએક કંપી ઉઠે છે, અને કેટલાએક પૃથ્વી ઉપર પડી જાય છે.[8] તેની ગર્જના ભયંકર છે, મેઘની ગર્જના જેવી તે છે, યુદ્ધમાં તે સાંભળીને દેવતાઓનું પણ હૃદય ફાટી જાય છે.[9] પિનાકને (ધનુષને) ધારણ કરનારા શંકર ક્રોધ કરીને ભયંકર રૂપથી દૃષ્ટિ કરે તો દેવતાઓ, અસુરો, ગંધર્વો અને સર્પો પણ નાશ પામે.[10] વળી મહાદેવ કોપાયમાન થાય તો ગુફામાં વાસ કરનારાઓ પણ સુખી રહે નહિ. દક્ષ પ્રજાપતિએ મોટા યજ્ઞનો આરંભ કર્યો હતો[11] તેનો ક્રોધાયમાન ભવે નિર્ભય થઇને ધનુષમાંથી બાણ છોડીને નાશ કર્યો હતો, તથા મોટી ગર્જના કરી હતી.[12] તે ગર્જના સાંભળી દેવોને સુખ કે શાંતિ ક્યાંથી મળે? મહેશ્વરે એકાએક કોપ કરીને દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ધ્વંસ કર્યો કે, દેવો ખિન્ન થઈ ગયા.[13] શંકરના ધનુષની દોરીનો ટંકાર શબ્દ સાંભળીને સર્વે લોકો ગભરાઈ ગયા, ભાન ભૂલી ગયા, અને, હે પાર્થ! દેવતાઓ તથા દૈત્યો ખેદ કરવા લાગ્યા;[14] જળાશયનાં પાણી ક્ષુબ્ધ થઈ ગયાં, પૃથ્વી કંપી ઉઠી, પર્વતો ખળભળી ઉઠયા, આકાશ ચો તરફથી ફાટી ગયું;[15] સર્વે લોકો અંધકારથી ઢંકાઈ ગયા, અને દેખાતા બંધ પડ્યા; હે ભરતવંશી રાજા! સૂર્યની તથા બીજા પ્રકાશમાન ગ્રહોની કાંતિ નાશ પામી;[16] સર્વ પ્રાણીઓનું તથા પોતાનું હિત ઇચ્છનારા ઋષિઓ અત્યંત ભયભીત થઈ ગયા, અને તેઓએ શાંતિ-પુષ્ટિનાં કર્મ કર્યાં તથા સ્વસ્તિવાચનો કર્યાં.[17] ભયંકર પરાક્રમ કરનારા રુદ્રે દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ધ્વંસ કર્યા પછી દેવોના ઉપર ચઢાઈ કરી, અને ક્રોધથી રુદ્રે એક પ્રહારથી ભગનાં બે નેત્રો ફોડી નાંખ્યાં.[18] તે પછી રોષે ભરાયલા શંકર પગપ્યાદા પૂષાની તરફ દોડ્યા, અને પુરોડાશનું ભક્ષણ કરનાર પૂષાના દાંત તોડી નાંખ્યા.[19] તે જોઈને દેવો કંપવા લાગ્યા અને શંકરને પ્રણામ કરીને ઉભા રહ્યા, છતાં શંકરે ફરીથી પ્રકાશમાન અને અત્યંત તીક્ષ્ણ એવું બાણ ધનુષ ઉપર સાંધ્યું.[20] રુદ્રનું પરાક્રમ જોઈને મોટા દેવતાઓ તથા ઋષિઓ ભયભીત થઈ ગયા, અને તે ઉત્તમોત્તમ દેવો સર્વને પ્રસન્ન કરવા લાગ્યા,[21] અને તે સમયે દેવો બે હાથ જોડીને શતરુદ્રીયનો પાઠ કરવા લાગ્યા. આ દેવો મહેશ્વરની સ્તુતિ કરવા લાગ્યા, એટલે મહેશ્વર પ્રસન્ન થયા.[22] હે રાજા! દેવોએ પણ યજ્ઞમાં રુદ્રને માટે ઉત્તમ ભાગ કાઢ્યો, અને ભયથી શંકરને શરણે ગયા.[23] આ રીતે દેવોએ રુદ્રનો ભાગ રુદ્રને અર્પણ કર્યો એટલે શંકર પ્રસન્ન થયા, અને તેણે ખંડિત કરેલા યજ્ઞને પૂર્ણ કર્યો, અને ત્યાંથી જે જે પદાર્થોને હરી ગયા હતા તે તે પદાર્થો પાછા ત્યાં હાજર કર્યા, તથા ભાંગી ફોડી નાંખેલા પદાર્થોને પણ પ્રથમના જેવા કર્યા.[24]

પૂર્વે વીર્યવાન્ અસુરોનાં લોઢાનું, રૂપાનું અને સોનાનું એવાં ત્રણ વિમાન આકાશમાં ફર્યા કરતાં હતાં.[25] ઇંદ્ર તે વિમાનોને પ્રયત્ન કર્યા છતાં કોઈ હથિયારથી જિતી શકયો ન હતો. પછી અસુરો દેવોને દુઃખ દેવા લાગ્યા ત્યારે તે સર્વે શંકરને શરણે ગયા,[26] અને ત્યાં એકઠા થયેલા સર્વે મહાત્મા દેવોએ શંકરને કહ્યું કે, 'હે રુદ્ર! સર્વ કર્મો વિષે પશુઓ (અસુરો) રુદ્ર (ક્રોધી) બની ગયા છે (ને કર્મો કરવા દેતા નથી);[27] માટે તેમનાં નગરોની સાથે દૈત્યોનો નાશ કરો, અને, હે માનદ! ત્રણ લોકની રક્ષા કરો.' આમ દેવોએ કહ્યું એટલે શંકરે, 'તથાસ્તુ' આમ કહીને વિષ્ણુને ઉત્તમ બાણ બનાવ્યા,[28] અગ્નિને શલ્ય કર્યું, વિવસ્વાન્‌ના પુત્ર યમને પુંખ કર્યા, સર્વે વેદોને ધનુષ બનાવ્યા, સાવિત્રીને (ગાયત્રીને) ઉત્તમ દોરી બનાવી,[29] બ્રહ્માને સારથિ કર્યા, ત્રણ પર્વવાળા, ત્રણ શલ્યવાળા

* આ સ્થળે દુર્વાસાનો અર્થ મહાદેવ સમજવાનો છે.

એ સર્વનો સર્વ તરફથી ઉપયોગ કરી, બાણવડે અસુરોનાં (ત્રણ કોટવાળાં) નગરનો નાશ કર્યો.૩૦ સૂર્યના જેવાં કાંતિવાળા તથા પ્રલય કાલના જેવાં તેજસ્વી એવાં બાણુ મારીને, હે ભરતવંશી રાજા! તે રુદ્રે અસુરોની સાથે તે નગરોને બાળીને ભસ્મ કરી નાંખ્યાં.૩૧ તે પાંચ શિખાવાળા એક બાળકને પાર્વતીના ખોળામાં બેઠેલા જોઈને ઉમાએ તે સમયે દેવોને જિજ્ઞાસાથી પૂછ્યું, 'કે આ કોણ છે?'૩૨ તે સમયે ઇંદ્રને બાળકના ઉપર ઈર્ષા ઉત્પન્ન થઈ, અને તેણે તેને વજ્ર મારવાની ઇચ્છા કરી, પરંતુ તે બાળકે તેના વજ્રને તથા લોઢાની ભોગળ જેવા તેના બાહુને થંભાવી દીધા.૩૩ દેવોને સર્વે પ્રજાપતિઓ ભુવનના ઈશ્વર એવા શંકરને ઓળખી શકયા ન હતા તે સર્વે તે સમયે મોહ પામી ગયા.૩૪ તે પછી ભગવાન્ બ્રહ્માએ ધ્યાન ધરીને અપાર બળવાળા શંકરને ઓળખ્યા, અને આ શંકર સર્વના કરતાં શ્રેષ્ઠ છે એમ જાણ્યા પછી બ્રહ્માએ ઉમાપતિ એવા શંકરને પ્રણામ કર્યા,૩૫ અને દેવોએ પણ ઉમાને તથા રુદ્રને પ્રસન્ન કર્યા, અને બલ દૈત્યને મારનારા ઇંદ્રનો હાથ પણ પ્રથમના જેવો જ થઈ ગયો.૩૬ તે જ શંકર વીર્યવાન્ દુર્વાસા નામના બ્રાહ્મણનું રૂપ ધારણ કરી દ્વારકામાં મારા ઘરમાં ઘણા સમય સુધી રહ્યા હતા,૩૭ અને તેણે મારા ઘરમાં સહન ન થઈ શકે તેવા ઘણા જ અનર્થો કર્યા હતા, પરંતુ મેં ઉદારપણાથી તે સર્વે સહન કર્યા હતા.૩૮ તે રુદ્ર છે, તે શિવ છે, તે અગ્નિ છે, તે સર્વરૂપ છે, તે સર્વને જિતનારા છે, તે ઇંદ્ર છે, તે વાયુ છે, તે અશ્વિનીકુમાર છે, તે વિજયી છે,૩૯ તે ચંદ્ર છે, તે ઈશાન છે, તે સૂર્ય છે, તે વરુણ છે, તે કાળ છે, તે અંતક છે, તે મૃત્યુ છે, તે યમ છે, તે રાત્રિ છે, તે દિવસો છે,૪૦ તે માસ છે, તે પક્ષ છે, તે જ ઋતુઓ, પ્રભાત, સાયં, સંધ્યારૂપ ને સંવત્સરરૂપ છે, તે ધાતા છે, વિધાતા છે, વિશ્વકર્મા અને સર્વવેત્તા છે;૪૧ તે નક્ષત્રો, ગ્રહો, દિશાઓ, ખુણાઓ, વિશ્વમૂર્તિરૂપ, અમેયાત્મા, છ (ભગ) ઐશ્વર્યસંપન્ન અને પરમ કાંતિવાળા છે.૪૨ તે શંકર એક પ્રકારના છે, બે પ્રકારના છે, ઘણા પ્રકારના છે, સેંકડો પ્રકારના છે, હજાર પ્રકારના છે, અને લાખ પ્રકારના છે.૪૩ ભગવાન્ એવા મહાદેવ આવા છે. સો વર્ષે પણ તેના ગુણો કહી શકાય તેમ નથી.૪૪

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'ईश्वरनी प्रशंसा' ए नामनो अध्याय १६० मो संपूर्ण

## અધ્યાય ૧૬૧ મો
## મહેશ્વર માહાત્મ્ય

વાસુદેવ બોલ્યાઃ-હે મોટા બાહુવાળા! હે યુધિષ્ઠર! રુદ્ર અનેક રૂપ ધારણ કરનારા છે, અને અનેક નામવાળા છે તેને નમસ્કાર કરીને હું તને તે મહાત્માનું મહા ભાગ્ય કહું છું, તે તું સાંભળ.૧ મહાદેવને અગ્નિ, સ્થાણુ, મહેશ્વર, એકનેત્ર, ત્ર્યંબક, વિશ્વરૂપ તથા શિવ એવા નામથી લોકો કહે છે.૨ મહાદેવનાં બે સ્વરૂપ છે, તેમને વેદ જાણનારા બ્રાહ્મણો જાણે છે. એક શરીર ઘોર છે, અને બીજું શરીર શિવ(કલ્યાણ)-કારક છે. તે ઉપરાંત તેનાં બીજાં અનેક સ્વરૂપ છે.૩ તેની જે ઉગ્ર તથા ઘોર મૂર્તિ છે તે અગ્નિ, વિજળી અને સૂર્યરૂપ છે, તથા તેની જે શિવા મૂર્ત્તિ છે તે ધર્મ, જળ તથા ચંદ્રરૂપ છે.૪ અગ્નિ તેના શરીરનો અર્ધો ભાગ છે, અને સોમ પણ તેના શરીરનો અર્ધો ભાગ છે, એમ કહે છે. તેમાં તેની જે શિવા નામની એક મૂર્તિ છે તે બ્રહ્મચર્ય પાળે છે,૫ અને તેની જે મહા ઘોર મૂર્ત્તિ છે તે જગતનો સંહાર કરે છે. તેમાં ઈશ્વરત્વ અને મહત્ત્વ હોવાથી તે મહેશ્વર નામથી કહેવાય છે.૬ જે સર્વને બાળી નાંખે છે, જે તીક્ષ્ણ છે, જે ઉગ્ર છે, જે પ્રતાપી છે, તથા જે માંસ, રુધિર અને મજ્જાનું ભક્ષણ કરે છે તેથી તે રુદ્ર કહેવાય છે.૭ જે દેવોમાં મહાન્ છે, જેનો (જાણવાનો) મહાન્ વિષય છે, જે મહાન્ વિશ્વની રક્ષા કરે છે, તેથી તે મહાદેવ નામથી કહેવાય છે.૮ તેનું રૂપ ધૂમાડા જેવું છે, તેથી તે ધૂર્જટિ કહેવાય છે. વળી તે નિત્ય સર્વ પ્રકારનાં કર્મો કરીને સર્વ પ્રાણીઓને પવિત્ર કરે છે,૯ અને મનુષ્યોનું કલ્યાણ ઇચ્છે છે, તે માટે તેને શિવ કહેવામાં આવે છે. વળી તે ઉપરના ભાગમાં સ્થિતિ કરીને પ્રાણીઓના પ્રાણોનો નાશ કરે છે, પોતે સ્થિર છે,૧૦ અને તેનું લિંગ પણ નિત્ય સ્થિર છે, તેથી તેને સ્થાણુ કહેવામાં આવે છે. ભૂતકાળમાં, ભવિષ્યકાળમાં તથા વર્ત્તમાનકાળમાં તેનાં અનેક સ્વરૂપ છે,૧૧ અને સ્થાવર અને જંગમ અનેક સ્વરૂપ તે હોવાથી તેને બહુરૂપ કહેવામાં આવે છે. વિશ્વેદેવતાઓ તેને વિષે વાસ કરે છે, તેથી તે વિશ્વરૂપ કહેવાય છે.૧૨ તેના નેત્રનું તેજ પ્રભાવવાળું છે, તથા તેનાં નેત્રોનો અંત નથી, તેથી તેને સહસ્રાક્ષ, અયુતાક્ષ, અથવા સર્વતોક્ષિમય કહેવામાં આવે છે.૧૩ તે સર્વથા પશુઓનું (જીવોનું) પાલન કરે છે તથા તે પશુઓની (જીવોની) સાથે નિત્ય વિહાર કરે છે, અને તેઓના અધિપતિ છે તેથી તે પશુપતિ કહેવાય છે.૧૪ તેની મૂર્તિ નિત્ય બ્રહ્મચર્ય પાળનારી છે તેથી લોકો તેની પૂજા કરે છે, અને તે પૂજા મહાત્મા શંકરને પ્રિય છે.૧૫

જે પુરુષ મહાત્મા શંકરના શરીરની અથવા તેના લિંગની પૂજા કરે છે તેના ઉપર શંકર પ્રસન્ન થાય છે, તથા તેના લિંગની નિત્ય પૂજા કરનારો પુરુષ મોટી લક્ષ્મીને સંપાદન કરે છે.[૧૬] ઋષિઓ, દેવતાઓ, ગંધર્વો તથા અપ્સરાઓ આકાશ સૂધી ઉંચે ગયેલા શંકરના લિંગનીજ પૂજા કરે છે,[૧૭] અને લિંગની પૂજા કરવાથી મહેશ્વર પણ પ્રસન્ન થાય છે, અને ભક્તવત્સલ એવા શંકર મનમાં પ્રસન્ન થઇને ભક્તોને અવિનાશી સુખ આપે છે.[૧૮] એજ શંકર સર્વ વિશ્વનો દાહ કરીને સ્મશાનમાં વાસ કરે છે, અને મનુષ્યો પણ વીરસ્થાનમાં વાસ કરીને તે શંકરનું યજન કરે છે.[૧૯] તે શરીરમાં રહેલા વિષયોમાં વાસ કરીને રહેલા છે, તે પ્રાણીમાત્રના મૃત્યુરૂપ (કાળરૂપ) છે, તથા સર્વ પ્રાણીઓના શરીરોમાં પ્રાણ ને અપાનરૂપે રહેલા છે.[૨૦] તેનાં ભયંકર તથા પ્રદીપ્ત એવાં ઘણાં રૂપો છે, કે જેઓની જગતમાં લોકો પૂજા કરે છે, અને વિદ્વાન બ્રાહ્મણો તે રૂપોને જાણે છે.[૨૧] તેની મોટાઇથી, તેના વ્યાપકપણાથી તથા તેનાં કર્માંને લીધે દેવોમાં તેનાં અર્થાનુસારી ઘણાં નામો કહેવામાં આવે છે.[૨૨] વેદમાં ઉત્તમ શતરુદ્રીય ગાવામાં આવી છે, તેને બ્રાહ્મણો જાણે છે. વળી વ્યાસે પણ મહાત્મા શંકરની સ્તુતિ કરી છે.[૨૩] તે સર્વ લોકોને સુખ આપનારા છે, તેને વિશ્વ તથા મહાન્ નામથી કહેવામાં આવે છે. બ્રાહ્મણો તથા બીજા ઋષિઓ તેને જ્યેષ્ઠભૂતના નામથી કહે છે.[૨૪] તે દેવોમાં પ્રથમ છે. તેણે જ મુખમાંથી અગ્નિને ઉત્પન્ન કર્યો છે. તે ઘણી પ્રકારનાં દુઃખોને સહન કરે છે, અને પોતાના ભક્તોને માટે પોતાના પ્રાણોનો પણ ત્યાગ કરે છે.[૨૫] વળી તે પુણ્યાત્મા તથા શરણાગતની રક્ષા કરનારા છે. તે શરણાગતોનો ત્યાગ કરતા નથી. આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય, ધન તથા સંપૂર્ણ કામનાઓ[૨૬] ભક્ત મનુષ્યને તે આપે છે, તથા પાછી પણ તેજ ખેંચી લે છે. ઇંદ્ર આદિ દેવતાઓને વિષે તેનુંજ ઐશ્વર્ય છે, આમ કહેવામાં આવે છે.[૨૭] તેજ નિત્ય ત્રણ લોકનું શુભ તથા અશુભ કરવામાં પરાયણ રહે છે, તથા ઈશ્વરપણાથી તે સર્વ કામનાઓના પણ ઈશ્વર કહેવાય છે.[૨૮] તે લોકોના મહેશ્વર છે તથા મહાત્માઓના મહેશ્વર છે. તેમણે અનેક પ્રકારનાં ઘણાં રૂપોથી આ જગતને વ્યાપ્ત કરી દીધું છે. તે દેવનું જે મુખ છે તે સમુદ્રમાં વડવાનળરૂપે રહેલું છે.[૨૯]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'महेश्वर माहात्म्य' ए नामनो अध्याय १६१ मो समाप्त

## અધ્યાય ૧૬૨ મો

### ધર્મનાં પ્રમાણો

વૈશંપાયન કહે છેઃ–દેવકીનંદન શ્રીકૃષ્ણે ઉપર પ્રમાણે વાક્ય કહ્યા પછી યુધિષ્ઠિરે ફરીથી શંતનુના પુત્ર ભીષ્મને પૂછ્યું.[૧] હે મોટી બુદ્ધિવાળા! હે સર્વ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ! નિર્ણય કરવામાં પ્રત્યક્ષ પ્રમાણ કે શાસ્ત્ર પ્રમાણ એ બેમાં પ્રબળ પ્રમાણ કયું છે?[૨]

ભીષ્મ કહે છેઃ–મારી બુદ્ધિ પ્રમાણે તો આ વિષયમાં કોઈ પણ જાતનો સંશય નથી. હે પ્રાજ્ઞ! તેં મને ઠીક પ્રશ્ન પૂછ્યો છે. હું તને તેનો ઉત્તર આપું છું તે તું સાંભળ.[૩] ધર્મના વિષયમાં સંશય કરવો એ સુગમ (સહેલું કામ) છે, પરંતુ તેનો નિર્ણય કરવો એ કઠિન કામ છે. પ્રત્યક્ષ પ્રમાણો ઘણાં છે, અને શાસ્ત્રનાં પ્રમાણો પણ ઘણાં છે કે જે વિષે સંશય કરવામાં આવે છે.[૪]* પોતાનેજ બુદ્ધિમાન્ માનનારા તર્કવાદીઓ પ્રત્યક્ષને જ પ્રમાણ કારણ માનીને એવો નિશ્ચય કરી બેઠા છે કે, પ્રત્યક્ષ વિના બીજી કોઈ વસ્તુ સત્ય છેજ નહિ. જો વૈદિકો તેના ઉપર આક્ષેપ કરે તો તેઓ તેના ઉપર સંશય કરે છે.[૫] વસ્તુતઃ એ યુક્ત નથી. એવું કહેનારા પોતાને પંડિત માનનારા બાલમૂર્ખ છે. કદાચ તું માનશે કે, એક બ્રહ્મ જગતનું કારણ કેવી રીતે થઈ શકે?[૬] તો તેના ઉત્તરમાં કહેવાનું કે, 'હે ભરતવંશના રાજા! લાંબા કાળના અભ્યાસથી (અનુભવથી) અને તંદ્રારહિત થઇને (જાગૃત રહીને, યોગ સાધીને) એ માની શકાશે, અને અનેક પ્રકારની પ્રાણયાત્રા કરીને માની શકાશે.[૭]† એક યોગપરાયણ થાય તો જ તેને જગતના કારણરૂપ બ્રહ્મનું દર્શન (જ્ઞાન) થાય, પરંતુ બીજી કોઈ પણ રીતે બ્રહ્મનું જ્ઞાન થાય નહિ. સર્વ સંશયોનો જ્યારે નાશ થાય છે ત્યારે વિપુલ અને ઉત્તમ જ્ઞાન થાય છે,[૮] અર્થાત્ સર્વ જગતને પ્રકાશ કરનારું અનંત એવું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય છે. હે રાજન્! તર્કથી (કાર્યકારણથી) જે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે જ્ઞાનની પ્રાપ્તિ થઈ ગણાતી નથી, અને જે જ્ઞાન અગ્રાહ્ય છે અને વેદમાં જેનું પ્રતિપાદન કરેલું નથી તેનો બીલકુલ ત્યાગ કરવો.[૯]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે પિતામહ! પ્રત્યક્ષ, અનુમાન આગમ અને શિષ્ટાચાર આમ ઘણાં પ્રમાણો છે તેમાંથી કયું પ્રમાણ ઉત્તમ છે? તે મને કહો.[૧૦]

ભીષ્મ કહે છેઃ–બળવાન્ દુરાત્માઓ ધર્મનો નાશ

* કેટલેક સ્થળે શ્રુતિ પ્રમાણ છે અને કેટલેક સ્થળે પ્રત્યક્ષ પ્રમાણ છે. † प्राणयात्रामनेकां कल्पमानेन એટલે કે અનેક જાતની જીંદગી ગુજાર્યાથી બ્રહ્મ ઓળખાશે.

કરે છે,* ત્યારે ધર્મનિષ્ઠ પુરુષો તેની રક્ષા કરે છે. છતાં પણ કાળે કરીને ધર્મનો નાશ થાય છે.૧૧ હે યુધિષ્ઠિર! જેમ ખડથી કૂવો ઢંકાઈ રહેલો હોય તેમ ધર્મરૂપી ઢાંકણાથી (ધર્મ અથવા સત્ય શોધનને નામે) અધર્મ ઢંકાયલો છે. એટલે એ રીતે દુષ્ટ પુરુષો સુવૃત્તનો–શિષ્ટાચારનો નાશ કરે છે, તેના સંબંધમાં તું સાંભળ.૧૨ જે સદાચાર વિનાના પુરુષો શિષ્ટાચારનો નાશ કરે છે, જેઓ શ્રુતિનો (વેદનો) ત્યાગ કરવાને તત્પર રહે છે, ધર્મનો દ્વેષ કરનારા છે તેઓ મંદ બુદ્ધિ છે, તેથી તેઓ તે પ્રત્યક્ષાદિક પ્રમાણોથી ધર્મ વિષે સંશય કરે છે.૧૩ પરંતુ જે પુરુષો સત્પુરુષો પાસેથી ધર્મ જાણવાને ઉત્કંઠાવાળા હોય છે, જેઓની બુદ્ધિ વેદો જાણવાથી સંસ્કારી થઈ હોય છે, અને જેઓ સંતુષ્ટ હોય છે તેઓ ઉત્તમ પ્રમાણરૂપ છે, તેઓની તું ઉપાસના કર અને તેઓને પ્રશ્નો પૂછ.૧૪ લોભને તથા મોહને અનુસરનારા એવા અર્થ તથા કામ તું પાછળ રાખ, અને એક ધર્મ જ જાણવા યોગ્ય છે માટે તું ધર્મનિષ્ઠોની ઉપાસના કર, અને તેઓને પશ્ન પૂછ.૧૫ સત્પુરુષોના શીળનો ભંગ થતો નથી; તેઓ (સત્યાગ્રહના) યજ્ઞો તથા સ્વાધ્યાય તથા શૌચાદિક આ ચાર કર્યા કરે છે; શીલ, શૌચાદિક આચાર તથા વેદ આ ત્રણ મળીને એક ધર્મ થાય છે (તે ધર્મ તારે સાધવો જોઈએ).૧૬

યુધિષ્ઠિરે પૂછ્યું:–અપાર સમુદ્રમાં સામો કિનારો શોધવા છતાં સામો કિનારો ન જોનાર એવો હું તેની બુદ્ધિ આ એક સંશયમાં પાછી અતિ મોહ મામી છે.૧૭ વેદ, પ્રત્યક્ષ (શીલ) અને આચાર (શૌચાદિક) આ ત્રણેને જો પ્રમાણ માનવામાં આવે તો તે ત્રણેમાં કંઇ અરસપરસ જુદાપણું છે, અને ધર્મ તો એક જ છે તો તે ત્રિભાગી કેમ સંભવે?૧૮

ભીષ્મ કહે છે:–મહા બળવાન્ દુરાત્માઓ ધર્મનો નાશ કરતા જોવામાં આવે છે. હે રાજન્! તું જો એમ માનતો હોય કે, ધર્મની વિચારણા ત્રણ પ્રકારે કરવામાં આવી છે તો તે તારી માન્યતા તર્કાનુસાર છે.૧૯ ધર્મ એક જ છે અને અવિભાજ્ય છે, પરંતુ તે ત્રણ પ્રકારે જાણવામાં આવે છે. તે ત્રણે પ્રમાણો છૂટાં છૂટાં ધર્મમાં પ્રમાણ હોય, એમ મારો વિચાર નથી. (પરંતુ એ ત્રણે એકઠાં પ્રમાણ છે, અર્થાત્ કે એ ત્રણે અનુકૂળ હોય તો જ ધર્મમાં પ્રમાણ માનવાં.)૨૦ મેં તને ત્રણે પ્રમાણનો માર્ગ કહી સંભળાવ્યો છે, તે પ્રમાણે જ તું ધર્મનું આચરણ કર. પરંતુ આસપાસ તર્ક કરીને ધર્મ સંબંધી વિચાર કરવો યોગ્ય નથી.૨૧* હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! સદા તારે વેદના વિષયમાં સંશય કરવો નહિ, પરંતુ હું તને જે ધર્મ કહું તે તું શંકા કર્યા વગર આંધળાની અને જડની પેઠે આચરણ કર.૨૨ અહિંસા, સત્ય, અક્રોધ (શાંતિ) અને દાન આ ચારનું, હે અજાતશત્રુ! તું સેવન કર, કારણ કે એ સનાતન ધર્મ છે.૨૩ પોતાના પિતા તથા પિતામહને ઘટે તેવી બ્રાહ્મણોના ઉપર વૃત્તિ રાખવી; તથા, હે મોટા બાહુવાળા! તેવી વૃત્તિનું આચરણ કરવું, કારણ કે બ્રાહ્મણો ધર્મના ઉપદેશકો છે.૨૪ જે મનુષ્ય અમુક પ્રમાણ છે અને અમુક પ્રમાણ નથી, આમ વાત કરે છે તે અબુદ્ધ મનુષ્ય પ્રમાણ જાણવાને યોગ્ય નથી, પરંતુ તે વિવાદ ઉત્પન્ન કરનારો છે એમ તારે જાણવું.૨૫ તારે બ્રાહ્મણોને બહુ માન આપીને તથા સત્કાર કરીને તેઓની સેવા કરવી. આ સર્વ લોકો બ્રાહ્મણોને આધારે જ રહેલા છે, એમ તારે જાણવું.૨૬

યુધિષ્ઠિરે પૂછ્યું:–'જેઓ ધર્મની ઇર્ષા કરે છે અને જેઓ ધર્મનું આચરણ કરે છે તેઓ કયા લોકોમાં જાય છે?' એ આપ મને કહો.૨૭

ભીષ્મ કહે છે:–રજોગુણથી તથા તમોગુણથી મલિન મનના અને ધર્મનો દ્વેષ કરનારા મનુષ્યો નરકમાં પડે છે.૨૮ પરંતુ, હે મહારાજ! જેઓ નિત્ય ધર્મનું આચરણ કરે છે, સત્ય તથા આર્જવ(સરળતા)માં પરાયણ રહે છે તે મનુષ્યો સ્વર્ગમાં જાય છે.૨૯ આચાર્યની સેવા કરવાથી તેઓ ધર્મને શરણે જ રહે છે, અને જેઓ ધર્માચરણ કરે છે તેઓ દેવોના લોકમાં જાય છે.૩૦ મનુષ્યો અથવા દેવતાઓ શરીરને દુઃખ દઈને ધર્માચરણ કરે છે, તથા લોભ અને દ્વેષનો ત્યાગ કરે છે તેઓ સુખ ભોગવે છે.૩૧ મનને વશ રાખનારા વિદ્વાનો કહે છે કે, ધર્મ એ બ્રહ્માનો પ્રથમ પુત્ર છે, અને લોકોનું મન જેમ પાકેલું ફળ ખાવાની ઇચ્છા કરે છે તેમ ધર્મનિષ્ઠ પુરુષો ધર્મની ઉપાસના કરે છે.૩૨

યુધિષ્ઠિર પૂછે છે:–અસત્પુરુષનું સ્વરૂપ કેવું હોય છે, સત્પુરુષો કેવાં કર્મ કરે છે, તથા સત્પુરુષ કેવા હોય છે અને અસત્પુરુષ કેવા હોય છે, તે આપ મને કહો.૩૩

ભીષ્મ બોલ્યા:–જેઓનો આચાર દુષ્ટ હોય, જેઓ દુર્ધર્ષ (ક્રૂર) હોય, તથા જેઓનું દુર્મુખ (ગમે તેવું

* આ તો માત્ર શિષ્ટાચાર છે, રૂઢિ છે, આપણે કયાં બુદ્ધિમાં ઓછા છીએ? પ્રત્યક્ષ હોય તે જ માનવું, અનુમાની શકાય તે જ માનવું એમ કરીને બળવાન્ પણ દુર્બુદ્ધિવાળા અવિશ્વાસ ઉત્પન્ન કરે છે, શ્રદ્ધા ચલાવે છે, અને ધર્મનો નાસ કરે છે.

* ધર્મ અતીંદ્રિય છે, ઇન્દ્રિય વિષયથી પર છે. તે પ્રત્યક્ષ પ્રમાણથી જાણવામાં આવતો નથી, અને આચાર પણ નાશવંત હોય છે, તેથી તે પણ ધર્મમાં પ્રમાણ ગણાય નહિ. છેવટે વેદ રહ્યો તેમાં જે કહ્યો છે તેને જ ધર્મ જાણવો. તર્કથી ધર્મનો વિચાર કરવો નહિ, પરંતુ વેદવડે ધર્મનો વિચાર કરવો.

બોલતા) હોય તેવાઓને દુર્જન જાણવા; અને જેઓ શીળથી સંપન્ન હોય તેઓને સત્પુરુષ જાણવા. આને શિષ્ટાચારનું લક્ષણ (કર્મથી) જાણવું.૩૪ હે રાજેંદ્ર! જેઓ રાજમાર્ગ ઉપર (જાહેર રસ્તા ઉપર), ગાયોની વચ્ચે, અને ધાન્યના ઢગલા ઉપર પેસાબ કરતા નથી તથા ઝાડે ફરતા નથી તેઓને ધર્મનિષ્ઠ જાણવા.૩૫ સત્પુરુષો (દેવતા, પિતૃઓ, ભૂત, અતિથિ અને કુટુંબીઓ આ) પાંચને ભોજન કરાવ્યા પછી શેષ અન્નનું ભોજન કરે છે, ભોજન કરતી વખતે બકબકારો કરતા નથી, ભીના હાથે નિદ્રા કરતા નથી (અર્થાત્ સુતી વખતે હાથ કોરા કરે છે).૩૬ અગ્નિ, બાળક, દેવતા, ગોંદરો, ચૌટો, બ્રાહ્મણ, ધર્મનિષ્ઠ પુરુષ તથા વૃદ્ધ આટલાની જેઓ પ્રદક્ષિણા કરે છે તેઓને ધર્મનિષ્ઠ અને સત્પુરુષ જાણવા.૩૭ જે પુરુષો વૃદ્ધ પુરુષોને, ભારથી થાકી ગયેલાને, સ્ત્રીઓને, ઘણા ગામના અધિપતિને, બ્રાહ્મણોને, ગાયોને, રાજાને જવા માટે માર્ગ આપે છે, તે પુરુષોને ધર્મનિષ્ઠ તથા સત્પુરુષો જાણવા.૩૮ જે પુરુષો સર્વે અતિથિઓનું, ચાકરોનું, પોતાના કુટુંબીઓનું તથા શરણની કામનાવાળાઓનું રક્ષણ કરે છે અને તેઓની આગતા સ્વાગતા કરે છે, તેઓને સત્પુરુષો તથા ધર્મનિષ્ઠ જાણવા.૩૯ રાત્રે તથા દિવસે એમ દિવસમાં બે વાર ભોજન કરવાનું દેવોએ કહ્યું છે, પરંતુ તે બે સમયની વચ્ચે ભોજન કરવાનું કહ્યું નથી. આવા ભોજનને ઉપવાસના વિધિ સમાન જાણવું.૪૦ અગ્નિ જેમ હોમ કરવાનો વખત થાય છે ત્યારે હોમની વાટ જુએ છે, તેમ નારી પણ ઋતુનો સમય થાય ત્યારે ઋતુનીજ વાટ જુએ છે. અર્થાત્ પુરુષે સ્ત્રીની સાથે ઋતુકાળમાં ગમન કરવું.૪૧ જે પુરુષ ઋતુકાળ વગર સ્ત્રીની પાસે જતો નથી તે પુરુષ બ્રહ્મચર્ય વ્રત પાળે છે એમ જાણવું. અમૃત, બ્રાહ્મણો તથા ગાય આ ત્રણે સમાન છે,૪૨ તે માટે ગાયોનું તથા બ્રાહ્મણોનું નિત્ય યથાવિધિ પૂજન કરવું. વેદના મંત્રથી જે માંસનો સંસ્કાર કર્યો હોય તેવું માંસ ખાવાથી ખાનારાને દોષ લાગતો નથી; પશુની પીઠનું માંસ, દેવોને નહિ ધરેલું માંસ, અને પુત્રનું માંસ આ ત્રણેને સમાન જાણવું.૪૩ પોતાના દેશમાં અથવા પરદેશમાં અતિથિને ઉપવાસ કરાવવો નહિ. કર્મ સફળ કરીને, અભ્યાસ પૂરો કરીને ગુરુની આગળ તે નિવેદન કરવું.૪૪ ગુરુને પ્રણામ કરીને તથા તેની પૂજા કરીને તેને બેસવા માટે આસન આપવું. ગુરુની પૂજા કરવાથી પુરુષનું આયુષ્ય, કીર્તિ તથા લક્ષ્મી વધે છે.૪૫ વૃદ્ધ પુરુષોનો કોઈ પણ દિવસ પરાભવ કરવો નહિ, તેમ તેઓને કોઈ દિવસ હુકમ કરવો નહિ, તથા વૃદ્ધ પુરુષો ઉભા હોય ત્યાં સૂધી નાનાએ બેસવું નહિ. એમ કરવાથી તેનું આયુષ્ય વૃદ્ધિ પામે છે.૪૬ સ્ત્રીને નગ્ન સ્થિતિમાં જોવી નહિ, પુરુષોને પણ નગ્ન સ્થિતિમાં જોવા નહિ, મૈથુન અને આહાર નિત્ય ગુપ્ત રીતે કરવો.૪૭ ગુરુઓને સર્વ તીર્થોના પણ તીર્થરૂપ માનવા, પવિત્ર વસ્તુઓમાં હૃદયને (વિશેષ) પવિત્ર માનવું, જ્ઞાનોમાં બ્રહ્મજ્ઞાનને શ્રેષ્ઠ જ્ઞાન માનવું, અને સંતોષને પરમ સુખ માનવું.૪૮ સાયંકાળે તથા પ્રભાતમાં વૃદ્ધ પુરુષોની હિતકારક વાણીઓ સાંભળવી. પુરુષ વૃદ્ધ પુરુષોની નિત્ય સેવા કરવાથી શાસ્ત્રને પ્રાપ્ત કરે છે.૪૯ સ્વાધ્યાય કરતી વખતે તથા ભોજન કરતી વખતે જમણા હાથનો ઉપયોગ કરવો, અર્થાત્ જમણે હાથે ખાવું, જમણા હાથમાં પુસ્તક રાખવું; વાણી, મન તથા ઇંદ્રિયોને નિત્ય નિયમમાં રાખવાં.૫૦ અષ્ટકાશ્રાદ્ધમાં પિતૃઓ, દેવતાઓ અને બ્રહ્મોનું દૂધપાકથી, રાબથી, તલ ચોખા વગેરેની ખીચડીથી તથા હવિષથી નિત્ય પૂજન કરવું.૫૧ દાઢીના તથા મસ્તકના કેશ ઉતરાવતી વખતે મંગળકારક વચનો બોલવાં, છીંક ખાતી વખતે शतं जीव 'સો વર્ષ જીવ,' એવા વચનથી છીંક ખાનારાઓને અભિનંદન આપવું,* અને સર્વ રોગીઓને પણ शतं जीव 'સો વર્ષ જીવ' એ વચનથી અભિનંદન આપવું.૫૨ ગમે તેવા દુઃખી હોઇએ તોપણ કોઈ દિવસ મહાન્ પુરુષોને તુકારાથી બોલાવવા નહિ. તુકારો અથવા તો તેનો વધ આ બન્ને વિદ્વાનો વિષે સમાન છે.૫૩ જે પોતાના સમાન હોય, જે પોતાથી ઉતરતા હોય તથા જે પોતાના શિષ્યો હોય તેઓને તુકારાથી બોલાવવા. જે પાપ કર્મ કરે છે તેનું હૃદય નિત્ય પાપની સાક્ષી પૂરે છે.૫૪ અસત્પુરુષો જ્ઞાનપૂર્વક કરેલાં કર્મને ઢાંકે છે. જેઓ જાણી જોઇને કરેલાં પાપોને મહાત્મા પુરુષોની પાસે ઢાંકે છે તેઓ નાશ પામે છે.૫૫ પાપ કરનારા પુરુષો માને છે કે, મને મનુષ્યો દેખતા નથી તેમ દેવતાઓ પણ દેખતા નથી (પરંતુ તેમાં તેમની ભૂલ છે). પાપ કર્મ કરનારો પુરુષ પાપીને ઘેર જ જન્મે છે.૫૬ જેમ વ્યાજ લેનારો પુરુષ એક દિવસ વીતીને બીજો થાય એટલે વ્યાજના વધારાની વાટ જુએ છે તેમ જ પાપ પણ દિવસે દિવસે વધતું જાય છે. પરંતુ તે પાપને જો ધર્મથી ઓછું કરવામાં આવે છે તો ધર્મની વૃદ્ધિ થયા કરે છે.૫૭ જેમ મીઠાના કાંકરાને પાણીમાં નાંખ્યો હોય તો તે ઓગળી જાય છે, તેમ પ્રાયશ્ચિત્તવડે હણેલું પાપ પણ તુરત નાશ પામે છે.૫૮ તે માટે પાપને છુપાવવું

* છીંક ખાતાં આશીર્વાદ આપવાના રિવાજ વિષે ડીઝરાયલીએ Curiosities of Literature નામના ગ્રન્થમાં સારો ઉલ્લેખ કર્યો છે.

નહિ, અને છુપાવેલા પાપને વધારવું નહિ. પરંતુ પાપ-કર્મ કર્યા પછી તે સત્પુરુષોની આગળ કહી સંભળાવવું, એટલે તેઓ તે પાપનો નાશ કરે છે.[૫૯] મોટી આશાથી ધનનો સંગ્રહ કરી રાખ્યો હોય, પરંતુ સમય ઉપર જો તેનો ઉપભોગ કરવામાં આવતો નથી તો સંગ્રહ કરનારા મનુષ્યના મરણ પછી બીજા લોકો તેનો ઉપભોગ કરે છે.[૬૦] વિદ્વાનો કહે છે કે, સર્વ પ્રાણીઓનું મન જ ધર્મની કસોટીરૂપ છે, તે માટે સર્વ પ્રાણીઓ ધર્મનું જ આચરણ કરવા દોડે છે.[૬૧] પુરુષે એકલા રહીને ધર્મનું જ આચરણ કરવું. ધર્મ કર્યા પછી તે લોકોની પાસે કહી બતાવવો નહિ. જેઓ ધર્મ ઉપર આજીવિકા કરે છે, ધર્મનાં ફળ ભોગવે છે તે પુરુષોને ધર્મનો વ્યાપાર કરનારા જાણવા.[૬૨] દંભ વગર દેવોનું પૂજન કરવું, કપટ વગર ગુરુની સેવા કરવી, તથા પરલોકની યાત્રા કરવા માટે દાન શબ્દથી કહેવામાં આવતો ધર્મનો નિધિ (સંગ્રહ) એકઠો કરવો.[૬૩]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'धर्मना प्रमाणोनुं कथन' ए नामनो अध्याय १६२ मो समाप्त

## અધ્યાય ૧૬૩ મો

### કર્મબળ

યુધિષ્ઠિર પૂછે છેઃ–મનુષ્ય ઘણો જ બળવાન્ હોય તોપણ તે ભાગ્ય વિના ધન મેળવી શકતો નથી; પરંતુ દુર્બળ હોય તથા બાળક હોય તોપણ જો ભાગ્યવાન્ હોય છે તો ધન મેળવે છે.[૧] જે સમયે ધનનો લાભ થવાનો ન હોય તે સમયે પ્રયત્ન કર્યા છતાં પણ મનુષ્ય ધનને મેળવતો નથી; અને લાભ થવાને સમયે પ્રયત્ન કર્યા વગર પણ પુરુષ વિપુલ (ઘણું) ધન મેળવે છે.[૨] સેંકડો પુરુષો યત્નો કર્યા છતાં પણ પોતાના યત્નોમાં નિષ્ફળ નિવડતા જણાય છે; ત્યારે ઘણા મનુષ્યો યત્ન કર્યા વગર પણ વૃદ્ધિને પામતા જણાયા છે (ઉન્નતિને મેળવે છે).[૩] જો પુરુષ પોતાની શક્તિથી ધન મેળવતો હોય તો તે સર્વ ફળને પામે છે; પણ, હે ભરતવંશના સત્તમ રાજા! મનુષ્યોને જે વસ્તુ અલભ્ય છે તે વસ્તુ તો મળતી નથી.[૪] પરંતુ મનુષ્યો પ્રયત્ન કર્યા છતાં પણ નિષ્ફળ થતા જોવામાં આવે છે. કોઇક પુરુષ સેંકડો ઉપાયોથી ધન શોધે છે છતાં તેને ધન મળતું નથી, ત્યારે મેળવવા માટે ઉપાય નહિ કરનારો બીજો પુરુષ ધન મેળવીને સુખ ભોગવે છે.[૫] પુરુષો વારંવાર કુકર્મ કર્યા છતાં પણ નિર્ધન રહે છે, ત્યારે કેટલાએક પોતાનાં કર્મ કરીને ધનવાળા થયેલા જોવામાં આવે છે, અને કેટલાએક પોતાનાં કર્મ કર્યા છતાં પણ નિર્ધન જોવામાં આવે છે.[૬] નીતિશાસ્ત્રો ભણ્યા છતાં પણ પુરુષ નીતિવાળો જોવામાં આવતો નથી, તથા જેને નીતિશાસ્ત્રનું જ્ઞાન નથી તેવો પુરુષ રાજાનો સચિવ (મંત્રી) થાય છે. આનું શું કારણ?[૭] વિદ્યાવાન્ ધનવાન્ જોવામાં આવે છે, અને મૂર્ખ પણ ધનવાન્ જોવામાં આવે છે. તેમ વિદ્યાવાન્ નિર્ધન અને ધનવાન્ છતાં દુષ્ટ બુદ્ધિનો પણ જણાય છે તેમ બન્ને પ્રકારના નિર્ધન પણ જણાય છે.[૮] તોપણ જો પુરુષ વિદ્યા ભણવાથી ધનનું સુખ મેળવે, તો પછી વિદ્વાન્ પુરુષ પૈસા માટે વિદ્યાહીન મૂર્ખનો આશ્રય કરેજ નહિ. પુરુષ જેમ જળને પ્રાપ્ત કરીને પોતાની તૃષાને છીપાવે છે,[૯] તેમ પુરુષ વિદ્યાથી ઇષ્ટ (મનગમતી) વસ્તુને મેળવતો હોય તો પુરુષ વિદ્યાનો ત્યાગ કરે જ નહિ. જેનો મરણનો સમય પાસે આવ્યો નથી તે સેંકડો બાણોથી વિંધાયા છતાં પણ મરણ પામતો નથી, પરંતુ જેના મરણનો સમય પ્રાપ્ત થયો છે તે પુરુષ ખડના અગ્ર ભાગના સ્પર્શથી પણ મરણ પામે છે.[૧૦]

ભીષ્મ કહે છેઃ–અનેક કાર્યો કર્યા છતાં પણ જો ધનને મેળવે નહિ તો પુરુષે ઉગ્ર તપ કરવું, કારણ કે વાવ્યા વગર કંઈ ઉગતું નથી.[૧૧] મનુષ્ય દાન દેવાથી ભોગી (ભોગ ભોગવનારો) થાય છે, વૃદ્ધોની સેવા કરવાથી બુદ્ધિમાન્ થાય છે, અને અહિંસાથી (મન, વાણી તથા કાયાથી કોઇની હિંસા નહિ કરવાથી) દીર્ઘ આયુષ્યવાળો થાય છે; આમ મનોનિગ્રહ કરનારા પુરુષો કહે છે.[૧૨] તે માટે પુરુષે યાચના કરવી નહિ પણ દાન દેવું, ધર્મનિષ્ઠ પુરુષોની પૂજા કરવી, સુંદર ભાષણ કરવું, પરનું પ્રિય કરવું, શાંત રહેવું તથા સર્વ પ્રાણીઓની હિંસા કરવી નહિ.[૧૩] ડાંસ, કીડા ને કીડીઓને સુખ તથા દુઃખ મળવામાં તેમનાં પૂર્વ જન્મનાં કર્મ તથા સ્વભાવ છે; માટે, હે યુધિષ્ઠિર! તું પણ સ્થિર થા, ચંચળતા તજી દઇને સત્કર્મ કર.[૧૪]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'धर्मनी प्रशंसा' ए नामनो अध्याय १६३ मो समाप्त

## અધ્યાય ૧૬૪ મો

### ધર્મબળ

ભીષ્મ કહે છેઃ–જે પુરુષ જાતે ધર્મ કરે છે તેને તેનું ફળ મળે છે, તથા જે પુરુષ બીજાની પાસે ધર્મ કરાવે છે તેને પણ તેનું ફળ મળે છે. જે પુરુષ અધર્મ કરે છે તેને પણ તેનું ફળ મળે છે, અને જે પુરુષ બીજાની પાસે અધર્મ કરાવે છે તેને પણ તેનું ફળ

મળે છે. ધર્મ કર્મ કરીને તેના ફળની આશા રાખવી, પરંતુ અધર્મ કરીને તેનાં સારાં ફળની આશા રાખવી નહિ.[1] સર્વ સમયે કાળ જ મનુષ્યની બુદ્ધિમાં પ્રવેશ કરીને ધર્મ તથા અધર્મ કરાવે છે, અને તેને સુખ તથા દુઃખ રૂપ ફળ આપે છે.[2] એક મનુષ્ય ધર્મના ફળને જુએ છે તે ઉપરથી તેનો ધર્માચરણ કરવાનો વિચાર થાય છે, અને જેનું મન ધર્મમાં હોય છે તે પુરુષને ધર્મના ઉપર શ્રદ્ધા થાય છે; પરંતુ જે પુરુષની બુદ્ધિ દૃઢ નથી તેને ધર્મના ફળ ઉપર વિશ્વાસ આવતો નથી.[3] પ્રાણીઓના બુદ્ધિમાનપણાનું લક્ષણ એટલું જ છે કે, ધર્મનાં સારાં ફળપર વિશ્વાસ રાખવો. કર્તવ્ય અને અકર્તવ્યને જાણનારો કાલયુક્ત હોય તોપણ, સર્વ કાર્ય યોગ્યતાથી કરવાં જોઇએ.[4] કારણ કે આ જિંદગીમાં જે ધાર્મિકોની પાસે ધન છે તેઓ બીજા જન્મમાં પોતે રાજસગુણી ન જન્મે માટે પોતાની ખુશીથી પોતે પોતાના આત્માનું પૂજન કરે છે. (આત્માનું શ્રેય સાધવા પ્રયત્ન કરે છે).[5] કારણ કે કાળ કોઈ પણ રીતે અધર્મનું ફળ અધર્મ રસ્તે આપતો નથી. (અધર્મનું ફળ તે તો ધર્મ એટલે કે ન્યાયથી આપે છે.) તે માટે ધર્માચરણ કરનારા આત્માને વિશુદ્ધ જાણવો.[6] કાલે જેનું ચોપાસથી રક્ષણ કર્યું છે એવા ધર્મને, બળતા અગ્નિની માફક, અધર્મ જરા અડકવાને પણ અસમર્થ છે.[7] વિશુદ્ધતા તથા અધર્મનો અસ્પર્શ આ બે ધર્મનાં કાર્ય છે; કારણ કે ધર્મ વિજય કરાવનારો છે. વળી ધર્મ એ ત્રણે લોકોનો પ્રકાશ કરનાર થાય છે.[8] કોઈ બુદ્ધિમાન્ પુરુષ એક અધર્મી પુરુષનો હાથ પકડીને પણ ધર્મ કરાવી શકતો નથી. છતાં ધર્મ કરવા માટે જો બુદ્ધિમાન્ પુરુષ અધર્મીને પ્રેરણા કરે છે તો, તે અધર્મી પુરુષ ધર્મના અથવા લોકોના ભયથી છેતરે છે.[9] પરંતુ શૂદ્ર જાતિના સત્પુરુષો બીજાને કે પોતાને ઠગતા નથી, પણ કહે છે કે, 'હું શૂદ્ર છું. ચાર આશ્રમના ધર્મ આચરણ કરવાનો મને અધિકાર નથી.'[10]

હવે હું તને ચાર વર્ણના ધર્મ વિશેષે કરીને કહું છું તે તું સાંભળ. ચારે વર્ણનાં શરીરો પંચમહાભૂતનાં છે, અને સર્વનો આત્મા સરખો છે.[11] પરંતુ લૌકિક ધર્મની અને ધર્મની બાબતમાં તેમની અમુક જાતની વ્યવસ્થા કરવામાં આવી છે (જેમકે અમુક ઉત્તમ વર્ણ છે, અમુક ઉતરતો વર્ણ છે વગેરે) કે જેથી પ્રાણિમાત્ર એકત્વ પુનઃ પ્રાપ્ત કરે, અને ત્યાંથી પુનઃ વિસ્તાર પામે.[12] ત્યારે પ્રશ્નો થશે કે, આ લોક અધ્રુવ એટલે નાશવંત કેમ કહેવાયો છે, અને ધર્મને અવિનાશી કેમ ઠર્યો છે? (તંતુનો નાશ થતાં પટનો નાશ થાય છે તેમ ધર્મ જતાં લોકનો નાશ થાય, પણ પટ રહેતાં તંતુ રહે, તેમ ધર્મ રહેતાં લોકો પણ રહેવા જોઈએ. કારણ ધ્રુવ હોય તે અવિનાશી હોય, અને કાર્ય વિનાશી હોય તેનાથી વિરુદ્ધ કંઈ યુક્ત નથી) કારણ કે, હે તાત! જ્યાં કાલ ધ્રુવ (અવિનાશી) છે ત્યાં જ માત્ર ધર્મ સનાતન છે (અવિનાશી છે). (સકામ ધર્મ વિનાશી છે તેનું ફળ સ્વર્ગ છે; નિષ્કામ ધર્મ અવિનાશી છે અને તેનું ફળ બ્રહ્મપ્રાપ્તિ છે).[13] સર્વેનાં શરીરો સમાન છે, અને તેમના આત્મા સમાન છે. ધર્મવડે યુક્ત કાલ (નિષ્કામ સંકલ્પ) રહે છે (તે શરીરવડે નિષ્કામ કરેલો ધર્મ અમર રહે છે) અને તે જ શેષ (નિષ્કામ ધર્મ) કાલ પોતાનો ગુરુ છે (બીજા જન્મમાં કર્મફળનો નિયામક ગુરુ છે).[14] (પ્રાણીઓને પુણ્યકર્મમાં અને પાપકર્મમાં તેનાં પૂર્વજન્મનાં કર્મ જ પ્રેરે છે) આમ છે માટે પોતપોતાનાં કર્મનાં ફળ ભોગવવામાં પ્રાણીઓનો દોષ નથી. પ્રાણીઓ પશુપક્ષીની યોનિમાં હોય છે ત્યારે પણ તેઓ પૂર્વજન્મનાં સારાંનરસાં કર્મ પ્રમાણે વર્તે છે, આ વિષયમાં જગત્ ગુરુરૂપ છે. (પોતાનાં પૂર્વજન્મનાં કર્માનુસાર સારાં અથવા નઠારાં કર્મ કરે છે તે ઉપરથી સમજવાનું છે.)[15]*

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'धर्मनी प्रशंसा' ए नामनो अध्याय १६४ मो समाप्त

## અધ્યાય ૧૬૫ મો

### દેવના વંશનું તથા ઋષિના વંશનું વર્ણન

વૈશંપાયન જનમેજયને કહે છેઃ–તે પછી કુરુકુળના વંશજ અને પાણ્ડુના પુત્ર યુધિષ્ઠિર જે પાપનો નાશ કરનાર અને હિતની ઇચ્છાવાળા હતા તેણે બાણની શય્યામાં સુતેલા એવા ભીષ્મને પૂછ્યું;[1]

યુધિષ્ઠિર પૂછે છેઃ–આ જગતમાં પુરુષનું કલ્યાણ કેવી રીતે થાય છે? મનુષ્ય કયું કર્મ કરવાથી સુખ પામે છે? કયું કર્મ કરવાથી મનુષ્ય પાપરહિત થાય છે? તથા કયું કર્મ પાપનો નાશ કરનારું છે?[2]

વૈશંપાયન બોલ્યાઃ–હે પુરુષોમાં શ્રેષ્ઠ જનમેજય! આ રીતે કલ્યાણનો ઉપાય સાંભળવાની ઇચ્છાવાળા યુધિષ્ઠિરને શંતનુના પુત્ર (ભીષ્મે) ફરીથી શાસ્ત્રાનુસાર દેવવંશ કહી સંભળાવ્યો.[3]

ભીષ્મ કહે છેઃ–હે પુત્ર! હું તને ઋષિના વંશ સાથે દેવતાનો વંશ કહું છું તેનો ત્રણ સંધ્યા વખતે જો પાઠ કરવામાં આવે તો તે સંપૂર્ણ રીતે પાપનો નાશ કરે છે.[4] દિવસે, રાત્રે, પ્રભાતે અને સાયંકાળની સંધિ વેળાએ પુરુષ જાણતાં અથવા અજાણતાં ઇંદ્રિયોવડે

* છેવટના ત્રણ શ્લોક ૧૩, ૧૪ અને ૧૫ સ્પષ્ટ નથી.

જે કંઈ પાપકર્મ કરે છે તે ઉપર કહેલા દેવતાના વંશનો તથા ઋષિના વંશનો[૫] પાઠ કરે છે તો સર્વ પાપોમાંથી મુક્ત થાય છે, સદા પવિત્ર થાય છે. જો નિત્ય સમય પ્રમાણે દેવની વંશાવળીનો કોઈ પાઠ કરે છે તો તે પુરુષ આંધળો થતો નથી, બહેરો થતો નથી અને સદા કલ્યાણવાળો (સુખી) રહે છે;[૬] વળી તે પુરુષ પશુ-પક્ષીની યોનિમાં અવતરતો નથી, નરકમાં પડતો નથી, સંકર જાતિમાં અવતરતો નથી, તેને કોઈ તરફથી દુ:ખ તથા ભય થતાં નથી, તેને મરણ સમયે મોહ ઉપજતો નથી.[૭] તે દેવતાનો તથા ઋષિનો વંશ આ પ્રમાણે છે:-

દેવોના તથા અસુરોના ગુરુ, પ્રકાશમાન, સર્વ પ્રાણીઓથી નમસ્કાર કરાતા, વિચારમાં આવે નહિ તેવા, અનિર્વચનીય, સર્વ પ્રાણીઓના આત્મારૂપ તથા અજન્મારૂપ છે;[૮] તે પિતામહ તથા જગતના નાથ છે; તે બ્રાહ્મણની સ્ત્રી સાવિત્રી છે; તે (જગતના) કર્તા વિષ્ણુ વેદનું ઉત્પત્તિસ્થાન તથા સમર્થ નારાયણ છે;[૯] તે પછી ત્રણ નેત્રવાળા ઉમાપતિ, દેવોના સેનાપતિ સ્કંદ (કાર્તિકસ્વામી), વિશાખ, હુતભુક્ અગ્નિ, વાયુ, પ્રકાશ કરનારા ચન્દ્ર તથા સૂર્ય,[૧૦] શચીના પતિ દેવ ઇંદ્ર, યમ, તેની સ્ત્રી ધૂમોર્ણા, વરુણ, વરુણની સ્ત્રી ગૌરી, કુબેર અને તેની સ્ત્રી ઋદ્ધિ,[૧૧] સૌમ્ય ગુણવાળી સુરભિ નામની ગાય, મહર્ષિ વિશ્રવા, સંકલ્પ, સાગર, ગંગાદિ અનેક નદીઓ, પવનના ગણો,[૧૨] તપથી સિદ્ધ થયેલા વાલખિલ્ય ઋષિઓ તથા કૃષ્ણદ્વૈપાયન, નારદ, પર્વત, વિશ્વાવસુ, હાહા, હૂહૂ,[૧૩] તુંબરુ, ચિત્રસેન, પ્રખ્યાત દેવદૂત, મહાભાગ્યશાળી દેવકન્યાઓ, ઉર્વશી, મેનકા, રંભા, મિશ્રકેશી, અલંબુષા, વિશ્વાચી, ઘૃતાચી, પંચચૂડા, તિલોત્તમા વગેરે દિવ્ય અપ્સરાનાં મંડળો,[૧૪-૧૫] બાર આદિત્યો, આઠ વસુઓ, અગિયાર રુદ્રો, અશ્વિનીકુમારો, પિતૃઓ, ધર્મશાસ્ત્ર, વેદો, તપ, દીક્ષા, વ્યવસાય, પિતામહ,[૧૬] રાત્રિઓ, દિવસો, મારીચ, કશ્યપ, શુક્ર, બૃહસ્પતિ, મંગળ, બુધ, રાહુ, શનૈશ્ચર,[૧૭] સત્તાવિશ નક્ષત્રો, છ ઋતુઓ, બાર માસ, પક્ષ, વર્ષો, વિનતાના પુત્રો, સમુદ્રો, કદ્રૂના પુત્રો પન્નગો (સર્પો),[૧૮] શતદ્રુ, વિપાશા, ચન્દ્રભાગા, સરસ્વતી, સિંધુ, દેવિકા વગેરે દેવનદીઓ, પ્રભાસ, પુષ્કર તીર્થ,[૧૯] મહાનદી ગંગા, વેણા, કાવેરી, નર્મદા, કુલંપુના, વિશલ્યા, કરતોયા, અંબુવાહિની,[૨૦] ગંડકી, સરયૂ, મહાનદ લોહિતા, તામ્રા, અરુણા, વેત્રવતી, પર્ણાશા, ગૌતમી,[૨૧] ગોદાવરી, વેણ્યા, કૃષ્ણવેણા, અદ્રિજા, દૃષદ્વતી, કાવેરી, ચક્ષુષ્, મંદાકિની,[૨૨] પ્રયાગ, પ્રભાસ, પવિત્ર એવું નૈમિષ અરણ્ય, વિશ્વેશ્વરનું સ્થાન (કાશી), નિર્મળ જળથી ભરેલું (માન) સરોવર,[૨૩] સુંદર જળથી ભરેલું પુણ્યતીર્થ કુરુક્ષેત્ર, ઉત્તમ એવો સિંધુ (ક્ષિર સાગર), તપ, દાન, અને જંબુમાર્ગ (એક તીર્થનું નામ છે),[૨૪] હિરણ્વતી, વિતસ્તા, પ્લક્ષવતી નદીઓ, વેદસ્મૃતિ, વેદવતી, માળવા, અશ્વવતી,[૨૫] પવિત્ર એવા ભૂમિના પ્રદેશો, ગંગાદ્વાર (હરિદ્વાર), પવિત્ર એવી ઋષિકુલ્યાઓ, સિંધુમાંથી વહેનારી પવિત્ર નદીઓ (અથવા ચિત્રવહા નદી),[૨૬] પવિત્ર નદી ચર્મણ્વતી, કૌશિકી, યમુના, ભીમરથી, મહાનદી, બાહુદા,[૨૭] માહેંદ્રવાણી, ત્રિદિવા, નીલિકા, સરસ્વતી, નંદા, અપરનંદા તથા તીર્થરૂપ મહાન્ ધરાઓ,[૨૮] ગયા, ફલ્ગુ તીર્થ, દેવોથી વિંટાયલું ધર્મારણ્ય તથા પવિત્ર દેવ નદી, બ્રહ્માએ ઉત્પન્ન કરેલું સરોવર,[૨૯] જે ત્રણ લોકમાં વિખ્યાત, સર્વ પાપોનો નાશ કરનારું ને કલ્યાણકારક છે તે, દિવ્ય ઔષધિઓથી ભરપૂર એવો હિમવાન્ પર્વત,[૩૦] અનેક જાતની ગેરુ વગેરે ધાતુઓથી વિચિત્ર શિખરોવાળો તથા તીર્થોથી ભરપૂર અને ઔષધિઓથી ભરપૂર એવો વિંધ્ય પર્વત, મેરુ પર્વત, મહેન્દ્ર પર્વત, મલય પર્વત, રૂપાથી વિંટાયલો શ્વેત પર્વત,[૩૧] શૃંગવાન્ પર્વત, મંદર પર્વત, નીલ પર્વત, નિષધ પર્વત, દર્દુર પર્વત, ચિત્રકુટ, અજનાભ, ગંધમાદન,[૩૨] પવિત્ર એવો સોમગિરિ તથા બીજા પર્વતો, દિશાઓ, ખૂણાઓ, પૃથ્વી, સર્વે વૃક્ષો,[૩૩] વિશ્વેદેવતાઓ, આકાશ, નક્ષત્રો, તથા ગ્રહો આ રીતે મેં કહેલા તથા ન કહેલા દેવો નિત્ય અમારી રક્ષા કરો.[૩૪]

મનુષ્ય ઉપર કહેલા દેવતાઓ, ઋષિઓ તથા તીર્થો વગેરેનાં નામો લે છે તો તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે; તથા સર્વ દેવોની સ્તુતિ કરે છે અને તેને માન આપે છે તો સર્વ પ્રકારના ભયમાંથી તે મુક્ત થાય છે. ( છુટે છે.)[૩૫] દેવતાની સ્તુતિ કરનારો તથા દેવોનું અભિનંદન કરનારો પુરુષ સર્વ પ્રકારનાં સંકર કરનારાં પાપોમાંથી છુટે છે. દેવો ગણાવ્યા પછી તપથી સિદ્ધ થયેલા, અધિક તપશ્ચર્યાવાળા,[૩૬] અને સર્વ પ્રકારનાં પાપમાંથી છોડાવનારા એવા બ્રાહ્મણો વિષે હવે હું તને કહું છું ( તે તું સાંભળ ).

યવક્રીત, રભ્ય, કક્ષીવાન, ઔશિજ,[૩૭] અને ભૃગુ, અંગિરા, કણ્વ, સમર્થ એવા મેધાતિથિ, ગુણસંપન્ન બર્હિ, આ સર્વે બ્રાહ્મણો પૂર્વ દિશાઓમાં રહેલા છે.[૩૮] મહાભાગ્યશાળી ઉન્મુચુ, પ્રમુચુ, મહાભાગ્યશાળી મુમુચુ, વીર્યશાળી સ્વસ્ત્યાત્રેય, મિત્રાવરુણના પુત્ર પ્રતાપી અગસ્ત્ય; દૃઢાયુ અને ઉર્ધ્વ બાહુ નામના પ્રખ્યાત ઋષિશ્રેષ્ઠો આ સર્વે દક્ષિણ દિશામાં રહે છે.[૩૯-૪૦] હવે જે બ્રાહ્મણો પશ્ચિમ દિશામાં નિવાસ કરે છે તેઓનાં નામ સાંભળ. પોતાના સહોદરો સાથે ઉષંગુ, વીર્ય-

વાન્ પરિવ્યાધ,[41] ઋષિ દીર્ઘતમા, ગૌતમ, કાશ્યપ, મહાન્ ઋષિ એકત, દ્વિત, અને ત્રિત,[42] અત્રિના પુત્ર ધર્માત્મા તથા સમર્થ એવા સારસ્વત (આ સર્વે પશ્ચિમ દિશામાં રહે છે). હવે ઉત્તર દિશામાં જે બ્રાહ્મણો રહે છે તેઓનાં નામ સાંભળ:[43] અત્રિ, વસિષ્ઠ, પરાશરના વીર્યવાન્ પુત્ર શક્તિ (વ્યાસ), વિશ્વામિત્ર, ભરદ્વાજ, અને જમદગ્નિ,[44] ઋચીકના પુત્ર રામ, ઉદ્દાલકના પુત્ર ઔદ્દાલક, ઋષિ શ્વેતકેતુ, કોહલ, વિપુલ, અને દેવલ,[45] દેવશર્મા, ધૌમ્ય, હસ્તિકાશ્યપ, લોમશ, નાચિકેત, અને લોમહર્ષણ,[46] ઋષિ ઉગ્રશ્રવા, ભાર્ગવ એટલે ભૃગુના પુત્ર ચ્યવન, ઋષિઓનો તથા દેવોનો મુખ્ય આ સમુદાય છે.[47] હે રાજન્! તેનું પ્રથમ કીર્તન થયેલું છે અને તે સર્વ પાપોનો નાશ કરનારા છે. (હવે તને રાજાનાં નામો કહું છું તે તું સાંભળ;) નૃગ, યયાતિ, નહુષ, યદુ, વીર્યવાન્ પુરુ,[48] ધુંધુમાર, દિલીપ, પ્રતાપી સગર, કૃશાશ્વ, યૌવનાશ્વ, ચિત્રાશ્વ અને સત્યવાન્,[49] દુષ્યંત, મહાયશસ્વી ચક્રવર્તી ભરત, પવન, જનક તથા દૃષ્ટરથ,[50] નરવર રઘુ તથા રાજા દશરથ, રાક્ષસોને હણનારો વીર રામ, શશબિંદુ, ભગીરથ,[51] હરિશ્ચંદ્ર, મરુત્ત, તથા રાજા દૃઢરથ, રાજા મહોદર્ય, અલર્ક, ઐલ રાજા,[52] નરશ્રેષ્ઠ કરંધમ રાજા, કલ્મોદર, દક્ષ, અંબરીષ, કુકુર, અને મહા યશસ્વી રૈવત,[53] કુરુ, સંવરણ, સત્યપરાક્રમી માંધાતા, રાજર્ષિ મુચુકુંદ, ગંગાથી સેવાતા રાજા જહ્નુ,[54] વેનના પુત્ર આદિરાજા પૃથુ, મિત્રભાનુ, પ્રિયંકર, ત્રસદસ્યુ, રાજર્ષિઓમાં શ્રેષ્ઠ શ્વેત,[55] વિખ્યાત એવો મહાભિષ, નિમિરાજા, અષ્ટકરાજા, આયુ, રાજર્ષિ ક્ષુપ, અને રાજા કક્ષેયુ,[56] પ્રતર્દન, દિવોદાસ, સુદાસ, કોસલેશ્વર, ઐલ અને રાજર્ષિ નલ, પ્રજાપતિ મનુ,[57] હવિધ્ર, પૃષધ્ર, પ્રતીપ તથા શાંતનુ, અજ, પ્રાચીનબર્હિષ્ તથા મહા યશસ્વી ઇક્ષ્વાકુ,[58] અનરણ્ય, જાનુજંઘ, રાજર્ષિ કક્ષસેન તથા બીજા જે રાજાઓ શાસ્ત્રમાં કહ્યા છે[59] તેઓનાં નામોનો પ્રભાતમાં ઉઠી, સ્નાન કરી પવિત્ર થઈને, રાગદ્વેષાદિકનો ત્યાગ કરીને જે પુરુષ નિત્ય સૂર્યના ઉદય સમયે તથા અસ્ત સમયે પાઠ કરે અથવા પ્રભાતકાળની સંધિ સમયે તથા સાયંકાળની સંધિ સમયે નિત્ય પાઠ કરે તો તેને ધર્મનું ફળ મળે છે.[60] પાઠના અંતે નીચેનો શ્લોક ભણવો:-

देवा देवर्षयश्चैव स्तुता राजर्षयस्तथा ।
पुष्टिमायुर्यशः स्वर्गं विधास्यन्ति ममेश्वराः ॥

"મેં દેવોની, દેવર્ષિઓની તથા રાજર્ષિઓની સ્તુતિ કરી છે. તે સમર્થ પુરુષો મને પુષ્ટિ, આયુ, યશ અને સ્વર્ગ આપશે."[61]

मा विघ्नं मा च मे पापं मा च मे परिपान्थनः ।
ध्रुवो जयो मे नित्यः स्यात् परत्र च शुभा गतिः ॥ ६२ ॥

"મને વિઘ્ન થાઓ મા, મને પાપ લાગો મા, મારે શત્રુઓ થાઓ મા, મારો નિત્ય ધ્રુવ ( અચળ ) જય થાઓ અને પરલોકમાં મારી શુભ ગતિ થાઓ."[62]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'वंशानुकीर्तन' ए नामनो अध्याय १६९ मो समाप्त

## અધ્યાય ૧૬૬ મો

### ભીષ્મનો ધૃતરાષ્ટ્રને તથા યુધિષ્ઠિરને ઉપદેશ

જનમેજય પૂછે છેઃ-કૌરવ રાજાઓમાં ધુરંધર એવા ભીષ્મ બાણશય્યામાં પોઢ્યા હતા કે જેવી શય્યાની વીર પુરુષો ઇચ્છા કરે છે, અને પાંડવો તેની સેવામાં હાજર હતા; તે સમયે,[1] મારા પૂર્વ પિતામહ મહા બુદ્ધિમાન્ યુધિષ્ઠિર રાજા ધર્મોનાં સાધનો સાંભળીને તથા સર્વ સંશયોને જાણીને,[2] અને દાનોનો વિધિ સાંભળીને પંડે ધર્મના અર્થ સંબંધી સંશયોથી રહિત થયા. તે પછી, હે બ્રાહ્મણ! તેમણે શું કર્યું તે મને કહેવાને તું યોગ્ય છો.[3]

વૈશંપાયન કહે છેઃ-પછી બે ઘડી સૂધી તે સર્વ રાજમંડળ સ્થિર થઈ ગયું. એક વસ્ત્ર ઉપર આલેખેલા ચિત્રની પેઠે તે રાજમંડળ શાંત થઈ ગયું. તે પછી[4] સત્યવતીના પુત્ર વ્યાસ બે ઘડી સૂધી ધ્યાન કરીને શરની શય્યામાં સુતેલા ગંગાના પુત્ર ભીષ્મને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.[5]

વ્યાસ કહે છેઃ-હે રાજન્! કુરુવંશના રાજા યુધિષ્ઠિર પોતાના સર્વે ભાઈઓ તથા સર્વ અનુયાયી રાજાઓની સાથે (તારા ઉપદેશથી) સ્વસ્થ થયા છે,[6] અને હે નરવ્યાઘ્ર! બુદ્ધિમાન્ એવા કૃષ્ણની સાથે તારી ઉપાસના કરે છે. તેને (પાંડવોને) હવે નગરમાં જવા માટે આજ્ઞા આપ.[7]

વૈશંપાયન કહે છેઃ-આ રીતે ભગવાન્ વ્યાસે કહ્યું એટલે નદી(ગંગા)પુત્ર પૃથિવીપતિ (ભીષ્મે) યુધિષ્ઠિર રાજાને તેના અમાત્યોની સાથે ( હસ્તિનાપુર જવાની) આજ્ઞા આપી.[8] શંતનુના રાજપુત્રે તે રાજાને મધુર વચનથી કહ્યું:-

ભીષ્મ કહે છેઃ-હે રાજન્! તું હસ્તિનાપુરમાં જા, અને તારો માનસિક સંતાપ દૂર થાઓ![9] અને, હે રાજેંદ્ર! ત્યાં તું યયાતિ રાજાની પેઠે, શ્રદ્ધા તથા દમસંપન્ન થઈને, અનેક જાતના યજ્ઞો કર, અને તેમાં ઘણાં અન્નો ( બ્રાહ્મણોને ) જમાડ તથા (તેમને) સંપૂર્ણ દક્ષિણાઓ આપ.[10] વળી, હે પાર્થ! તું ક્ષત્રિયના ધર્મમાં પરાયણ રહીને પિતૃઓને તથા દેવોને તૃપ્ત કર.

તારું તેથી કલ્યાણ થશે. તારા મનનો સંતાપ દૂર થાઓ![૧૧] તું સર્વ પ્રજાને રંજન કર, સર્વ પ્રકૃતિઓને ધીરજ આપ, અને તારા સ્નેહીઓને યોગ્યતા પ્રમાણે ફળો આપીને તથા સત્કાર કરીને તેઓની પૂજા (માન) કર.[૧૨] જેમ એક પવિત્ર સ્થાનમાં ઉભેલા ફળવાળા વૃક્ષ ઉપર પક્ષીઓ આજીવિકા કરે છે, તેમ તારા મિત્રો અને સ્નેહીઓ તારા ઉપર આજીવિકા કરો![૧૩] હે રાજા! સૂર્ય ઉત્તર દિશા તરફ ફરે અને ઉત્તરાયણનો આરંભ થાય ત્યારે તારે મારી પાસે આવવું.[૧૪]

તે પછી કુંતીપુત્ર યુધિષ્ઠિર, 'તેમ કરીશ,' આમ કહી પિતામહને પ્રણામ કરીને પોતાના પરિવારસહિત નાગ એટલે હસ્તિ તેના નામથી ઓળખાતા નગર તરફ પ્રયાણ કર્યું.[૧૫] ધૃતરાષ્ટ્રને તથા પતિવ્રતા ગાંધારીને આગળ કરીને સર્વે ઋષિઓ, સર્વે ભાઇઓ તથા કેશવ[૧૬] અને નગરનાં મનુષ્યો, દેશનાં મનુષ્યો, વૃદ્ધ મંત્રીઓ વગેરેની સાથે, હે પાર્થિવ! કુરુકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા વારણ એટલે (હસ્તિનાપુર)માં પેઠા.[૧૭]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे दानधर्ममां 'भीष्मनी अनुज्ञा' ए नामनो अध्याय १६६ मो समाप्त

# અથ ભીષ્મ સ્વર્ગારોહણ પર્વ

## અધ્યાય ૧૬૭ મો

### ઉત્તરાયણ

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય રાજા! તે પછી કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજાએ નગરની પ્રજાનો અને દેશની પ્રજાનો ઘટતી રીતે સત્કાર કર્યો, અને તેઓને ઘેર જવા માટે રજા આપી.[૧] જેઓના પુત્રો તથા પતિ મરણ પામ્યા હતા એવી સ્ત્રીઓને ઘણું ધન આપીને પાંડુપુત્રે ધીરજ આપી.[૨] તે પછી મહા બુદ્ધિમાન્ એવા યુધિષ્ઠિરને રાજ્યાસન ઉપર અભિષેક કરવામાં આવ્યો. પછી તેણે સર્વ પ્રકૃતિમંડળની યોગ્યતા પ્રમાણે ગોઠવણ કરી.[૩] તે પછી ધર્મવંતોમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિર રાજાએ સર્વ બ્રાહ્મણોની પાસેથી, મુખ્ય સેનાપતિઓની પાસેથી અને નગરજનોની પાસેથી મુખ્ય આશીર્વાદ ગ્રહણ કર્યા,[૪] અને હસ્તિનાપુરમાં શ્રીમાન્ યુધિષ્ઠિર રાજા પચાસ રાત્રિ રહ્યા તે પછી તેમણે ભીષ્મે કહેલા સમયને સંભાર્યો.[૫]* તે સમયે સૂર્ય ઉત્તર તરફ ફર્યો હતો અને ઉત્તરાયણનો આરંભ થયો હતો, તેથી યુધિષ્ઠિર યાજક બ્રાહ્મણોની સાથે ગજ(હસ્તિના)પુરમાંથી બહાર નીકળ્યા.[૬] ઘી, પુષ્પો, સુગંધી પદાર્થો, રેશમી વસ્ત્રો, ચંદનકાષ્ઠો, અગરો, કૃષ્ણાગરુ,[૭] ઉત્તમ પ્રકારનાં પુષ્પો, ભાતભાતનાં રત્નો વગેરે યુધિષ્ઠિરે પોતાના નિકળતા પહેલાં ભીષ્મના સંસ્કાર માટે મોકલી આપ્યાં હતાં.[૮] તે પછી ધૃતરાષ્ટ્ર, યશસ્વિની ગાંધારી, માતા કુંતી તથા પુરુષોમાં શ્રેષ્ઠ એવા બુદ્ધિમાન્ ભાઇઓને (આગળ કરીને યુધિષ્ઠિર હસ્તિનાપુરમાંથી બહાર નિકળ્યા.)[૯] તેની પાછળ, હે વિભુ! જનાર્દન શ્રીકૃષ્ણ, બુદ્ધિમાન્ વિદુર, યુયુત્સુ ને યુયુધાન ચાલ્યા.[૧૦] તેની સાથે મોટો રાજવૈભવ હતો તથા દાન આપવાની વસ્તુઓ હતી. માર્ગમાં ભાટચારણો મહા તેજસ્વી યુધિષ્ઠિરની સ્તુતિ કરતા હતા. ભીષ્મના (યજ્ઞના) અગ્નિને આગળ રાખી પાછળ તેઓ ચાલતા હતા.[૧૧]* યુધિષ્ઠિર રાજા દેવના પતિ ઇંદ્રની પેઠે, નગરમાંથી (હસ્તિનાપુરમાંથી) બહાર નીકળ્યા, અને કુરુક્ષેત્રમાં શરશય્યામાં સુતેલા ભીષ્મની પાસે આવી પહોંચ્યા.[૧૨] હે રાજર્ષિ! તે સમયે પરાશરના પુત્ર બુદ્ધિમાન્ વ્યાસ, નારદ, દેવલ, અને અસિત,[૧૩] મરતાં બાકી બચી ગયેલા રાજાઓ તથા બીજા જૂદા જૂદા દેશમાંથી આવેલા રાજાઓ ભીષ્મની ઉપાસના કરી રહ્યા હતા, અને રક્ષા કરનારા સિપાઇઓ તે મહાત્માની ચોપાસથી રક્ષા (સેવા) કરતા હતા.[૧૪] વીરશય્યામાં સુતેલા ભીષ્મનાં દર્શન થતાં રાજા ધર્મરાજા ભાઇઓની સાથે રથમાંથી નીચે ઉતરી પડ્યા,[૧૫] અને શત્રુનું દમન કરનારા પિતામહને તથા દ્વૈપાયનાદિ વેદવ્યાસ વગેરે બ્રાહ્મણોને પ્રણામ કર્યા, અને તેઓએ તેમને અભિનંદન આપ્યું.[૧૬] તે પછી બ્રહ્માના જેવા ઋત્વિજોની સાથે તથા ભાઇઓની સાથે ધર્મપુત્ર બાણશય્યામાં સુતેલા અને ઋષિઓથી વિંટાયલા ભીષ્મની પાસે ગયા, અને કુરુવંશના ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાના ભાઇઓની સાથે,

* આપરથી જણાય છે કે મહાભારતનું યુદ્ધ પૂર્ણ થયા પછી ઉત્તરાયણના સૂર્ય થયા તેના પચાસ દિવસ પૂર્વે યુધિષ્ઠિરે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો હતો.

* અગ્નિવડે અગ્નિસંસ્કાર કરવાનો રિવાજ હતો. આજે સાપ ગયા પછી લીસોટા રહે તેમ ઘરમાં અગ્નિ હોતો નથી એટલે ઘેરથી છાણાં સળગાવી દોણી બાંધીને લઈ જવામાં આવે છે.

બાણશય્યામાં સુતેલા નદીસુત ભરતશ્રેષ્ઠને કહ્યું;[૧૭-૧૮]*

યુધિષ્ઠિર કહે છેઃ–હે રાજા! હે ગંગાપુત્ર! હું યુધિષ્ઠિર છું. હે મોટા બાહુવાળા! તમે સાંભળતા હો તો કહો, હું તમારું કયું કાર્ય કરું?[૧૯] હે રાજન્! તમે કહેલા સમય ઉપર હું તમારા (ઘરના) અગ્નિઓ લઇને આવ્યો છું; મારી સાથે આચાર્યો, બ્રાહ્મણો, ઋત્વિજો, તથા મારા ભાઇઓ પણ આવ્યા છે;[૨૦] તમારા મહા તેજસ્વી પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર પણ આવ્યા છે; વીર્યવાન્ વાસુદેવ તથા મારા અમાત્યો પણ તમારી પાસે હાજર થયા છે;[૨૧] તથા મરતાં બાકી બચેલા સર્વે કુરુવંશના રાજાઓ અને જાંગલદેશના રાજાઓ પણ હાજર થયા છે. હે નરશાર્દૂલ! તમે આંખો ઉઘાડીને તેઓનાં દર્શન કરો.[૨૨] મારે જે કંઈ અહિં લાવવું જોઇએ તે સર્વ મેં આણ્યું છે, તથા તમે મને કહ્યું હતું તે સર્વ મેં સમય ઉપર કર્યું છે.[૨૩]

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! બુદ્ધિમાન્ એવા યુધિષ્ઠિરે ઉપર પ્રમાણે ગંગાપુત્રને કહ્યું એટલે, તેણે ચોતરફ ઘેરીને ઉભેલા સર્વ ભરતવંશના રાજાઓને (આંખ ઉઘાડીને) જોયા.[૨૪] તે પછી બળવાન્ અને વાચાળ એવા ભીષ્મ, યુધિષ્ઠિરનો મોટો હાથ પકડીને આકાશમાં ચઢી આવેલા મેઘના જેવી ગર્જના કરીને તે સમયે વચન બોલ્યાઃ–[૨૫]

ભીષ્મ કહે છેઃ–હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! તું અમાત્યોની સાથે આવ્યો તે સારું કર્યું. ભગવાન્ સહસ્ત્ર કિરણુવાળા દિવાકર ઉત્તર તરફ પાછા ફર્યા છે.[૨૬] તીક્ષ્ણ ધારવાળાં બાણો ઉપર સુતાં આજે મને અઠ્ઠાવન રાત્રિઓ વીતી ગઈ છે, અને તે મને સો વર્ષના જેવી લાગી છે.[૨૭] હે યુધિષ્ઠિર! સૌમ્ય (ચાંદ્ર) એવા માઘ માસનો આરંભ થયો છે, તેનો એક ભાગ વીતિ ગયો છે, અને ત્રણ ભાગ બાકી રહ્યા છે, તથા હમણાં શુકલપક્ષ હોવો જોઇએ.[૨૮]†

આ પ્રમાણે ગંગાપુત્રે ધર્મના પુત્ર યુધિષ્ઠિરને કહ્યું; ત્યાર પછી ધૃતરાષ્ટ્રને બોલાવીને સમયાનુસાર કહ્યું.[૨૯]

ભીષ્મ કહે છેઃ–હે રાજા! તું ધર્મને જાણે છે. તેં ધર્મની બાબતના સર્વ સંશયોનો નિર્ણય કર્યો છે. વળી તેં ઘણા શાસ્ત્ર જાણનારા બ્રાહ્મણોની પણ સેવા કરી છે.[૩૦] હે રાજા! તું સર્વ વેદો તથા શાસ્ત્રો જાણે છે, ધર્મ જાણે છે, ચારે વેદોને પણ સંપૂર્ણ રીતે તું જાણે છે.[૩૧] હે કુરુકુળના પુત્ર! તારે શોક કરવો નહિ. જે પ્રમાણે થવાનું હતું તે પ્રમાણે થયું છે. તેં કૃષ્ણ દ્વૈપાયનની પાસેથી દેવોનું રહસ્ય પણ સાંભળ્યું છે.[૩૨] હે રાજન્! જેમ આ યુધિષ્ઠિર વગેરે પાંડુના પુત્રો છે, તેમ ધર્મ પ્રમાણે તારા પણ પુત્રો છે; માટે તું ધર્મમાં સ્થિતિ કરી, ગુરુ (વડીલો)ની સેવા કરવામાં તત્પર રહેનારા તે પુત્રોનું પાલન કરજે.[૩૩] ધર્મરાજાનું મન શુદ્ધ છે, અને તે તારી આજ્ઞામાં રહેશે. હું જાણું છું કે, તે દયાળુ અને ગુરુવત્સલ છે.[૩૪] તારા પુત્રો દુરાત્મા હતા, ક્રોધ અને લોભમાં પરાયણ હતા, ઈર્ષાથી પરાજય પામેલા હતા, ને દુરાચારી હતા; તેઓનો તારે શોક કરવો યોગ્ય નથી.[૩૫]

વૈશંપાયન કહે છેઃ–મનને જિતનારા ધૃતરાષ્ટ્રને આટલી વાત કહીને પછી મોટા બાહુવાળા વાસુદેવને કૌરવ એવા ભીષ્મે કહ્યું;[૩૬]

ભીષ્મ કહેછેઃ–હે ભગવન્! હે દેવદેવેશ! હે સુરોથી તથા અસુરોથી નમાતા! હે ત્રિવિક્રમ! હે શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા! તને હું નમસ્કાર કરું છું.[૩૭] તું વાસુદેવ છો, હિરણ્યાત્મા છો, પુરુષ છો, સવિતા છો, વિરાટ્ પુરુષ છો, જીવરૂપ છો, તું અનુરૂપ છો, તું પરમાત્મા છો, અને સનાતન છો.[૩૮] હે પુંડરીકાક્ષ! હે પુરુષોત્તમ! તું નિત્ય મારી રક્ષા કર! હે કૃષ્ણ! હે વૈકુંઠ! હે પુરુષોત્તમ! મને જવામાટે આજ્ઞા આપ.[૩૯] તારે પાંડવોની રક્ષા કરવી, તેઓનો તું જ પરમ આધાર છો. મેં દુષ્ટ બુદ્ધિવાળા ને મૂર્ખ એવા દુર્યોધનને યુદ્ધ સમયે કહ્યું હતું કેઃ–[૪૦] 'જ્યાં કૃષ્ણ છે ત્યાં ધર્મ છે, અને જ્યાં ધર્મ છે ત્યાં જય છે. તું વાસુદેવરૂપી તીર્થે કરીને પાંડવોની સાથે સલાહ કર.[૪૧] તારે આ સંધિ કરવાનો ઉત્તમ સમય છે.' આમ વારંવાર મેં કહ્યું હતું; પરંતુ

---

* બીજા દરેકે પોતે કોણ છે તે કહ્યું એમ અત્રે સમજવું; બાકીનું ભાષણ યુધિષ્ઠિરનું છે.

† આ શ્લોક ઉપરથી ઇતિહાસકારો મહાભારતના સમયનો નિર્ણય કરે છે. ભીષ્મ યુધિષ્ઠિરને કહે છે કે, હમણાં માઘ મહિનો બેઠો છે. એક મહિનાના ચાર ભાગ કરીએ તો તેમાંથી એક ભાગ એટલે સાડાસાત દિવસ વીતિ ગયા છે, ને બાકી ત્રણ ભાગ રહ્યા છે; અને હમણાં માઘ મહિનાનો શુકલપક્ષ ચાલે છે તેથી આજે માઘ શુકલ અષ્ટમી છે.

પ્રતાપચન્દ્રરાયે શ્લોકમાંના શબ્દાનુક્રમ પ્રમાણે આ પ્રમાણે અર્થ કર્યો છેઃ– "આ ચાંદ્ર માઘ માસ આવી લાગ્યો છે; અને શુકલપક્ષના ત્રણ ભાગ હવે વળી રહ્યા છે." આ અર્થ પ્રમાણે ત્રીજ ચોથ હોવી જોઈએ.

अयं सौम्यः माघः मासः समनुप्राप्तः ।
अयं शुक्लः पक्षः त्रिभागशेषः भवितुमर्हति ॥

આપરથી એમ લાગે છે કે માગસર શુદ દશમે અથવા માગસર શુદ છઠ્ઠે ભીષ્મ સાથે યુદ્ધ થયું હશે. માગસર વદ બીજે કે માગસર શુદ બારસ તેરસે યુધિષ્ઠિરે હસ્તિના પુરમાં પ્રવેશ કર્યો હશે. કારણ કે આગળ કહેવામાં આવ્યું છે કે હસ્તિનાપુરમાં પચાસ દિવસ થયા પછી ઉત્તરાયણના સૂર્ય થયા હતા.

મૂઢ અને અત્યંત મંદબુદ્ધિના દુર્યોધને મારું તે વચન માન્યું ન હતું. તે આ પૃથ્વીનો નાશ કરાવીને મરણ પામ્યો છે.[૪૨] તને હું જાણું છું કે, તું પુરાણ પુરુષ તથા મહર્ષિ છો. હે દેવ! તું નર ભગવાનની સાથે બદરિકાશ્રમમાં ઘણાં વર્ષ સૂધી રહ્યો છે.[૪૩] તે પ્રમાણે મને નારદે તથા મહા તપસ્વી વ્યાસે પણ કહ્યું હતું કે:–'આ નર તથા નારાયણ મનુષ્ય જાતિમાં અવતર્યા છે.'[૪૪] હે કૃષ્ણ! તું મને સ્વર્ગમાં જવાની આજ્ઞા આપ કે, હું મારા કલેવરનો ત્યાગ કરું. હું તારી આજ્ઞાથી પરમ ગતિને પામીશ.[૪૫]

વાસુદેવ બોલ્યા:–હે ભીષ્મ રાજા! હું તને આજ્ઞા આપું છું કે, તું વસુઓના શરીરને પ્રાપ્ત કર! હે મહાકાંતિવાળા! આ લોકમાં તારું જશ પણ પાપકર્મ નથી.[૪૬] હે રાજર્ષિ! તું બીજા માર્કણ્ડેયની પેઠે પિતાનો ભક્ત છે, તેથી જ મૃત્યુ સેવકની પેઠે નમ્ર થઇને તારે વશ રહેલું છે.[૪૭]

વૈશંપાયન કહે છે:–આ રીતે કૃષ્ણે ગંગાના પુત્ર ભીષ્મને કહ્યું તે પછી, ભીષ્મે પાંડવોને તથા ધૃતરાષ્ટ્ર વગેરે સર્વે સ્નેહીઓને કહ્યું.[૪૮]

ભીષ્મ કહે છે:–હું હવે મારા પ્રાણોનો ત્યાગ કરું છું તેને માટે તમે મને રજા આપો. તમારે સર્વેએ સત્ય બોલવા માટે પ્રયત્ન કરવો, કારણ કે સત્ય એ પરમ બળ છે.[૪૯] હે ભરતવંશી રાજાઓ! તમારે સર્વેએ આનૃશંસ્ય એટલે કે દયાપરાયણ, પોતાના આત્માને નિયમમાં રાખનારા, ધર્મશીલ અને તપોનિષ્ઠ બ્રાહ્મણોની સાથે ભાવ રાખવો.[૫૦]

વૈશંપાયન કહે છે:–આ રીતે કહીને બુદ્ધિમાન્ ભીષ્મ સર્વે સ્નેહીઓને સારી રીતે આલિંગન આપીને મળ્યા, અને ફરીને યુધિષ્ઠિર રાજાને નીચે પ્રમાણે વચન કહ્યું;[૫૧] 'હે રાજા! તારે નિત્ય બુદ્ધિમાન્ બ્રાહ્મણોની તથા આચાર્યોની અને ઋત્વિજોની ખાસ કરીને પૂજા કરવી.'[૫૨]

इति श्रीमहाभारतमां अनुशासनपर्वविषे 'भीष्म स्वर्गारोहण पर्व' ए नामनो अध्याय १६७ मो समाप्त

## અધ્યાય ૧૬૮ મો

## ભીષ્મ સ્વર્ગારોહણ

વૈશંપાયન કહે છે:–હે શત્રુદમન! શંતનુના પુત્ર ભીષ્મ ઉપર પ્રમાણે સર્વે કૌરવોને કહીને એ ઘડી શાંત થયા.[૧] તે પછી મહાત્મા ભીષ્મે પોતાના પ્રાણવાયુને આધારચક્ર વગેરે સ્થાનોમાં અનુક્રમે ધારણ કર્યો, અને તે મહાત્માએ રુંધેલા પ્રાણો તેના શરીરમાં ઉપર-ઉપરના ભાગમાં જવા લાગ્યા.[૨]* હે પ્રભો! તે સમયે ત્યાં વ્યાસ આદિ સર્વે ઋષિઓ અને મહાત્માઓની વચ્ચે નીચે પ્રમાણે આશ્ચર્યજનક બનાવ બન્યો.[૩] શંતનુપુત્ર ભીષ્મ તે સમયે, યોગ ધારણ કરીને જે જે અંગનો ત્યાગ કરવા લાગ્યા, તે તે અંગમાંથી બાણ બહાર નીકળી જવા લાગ્યાં, એટલે તેમાંથી બાણો આપોઆપ બહાર નીકળી પડ્યાં;[૪] અને તે સમયે એક ક્ષણમાં તે મહાત્માઓના દેખતાં જ ભીષ્મ શલ્યો (બાણોરૂપી સાલ)થી રહિત થઈ ગયા. (તેના શરીરમાં વાગેલાં બાણો બહાર નીકળી ગયાં.) તે જોઇને વાસુદેવ પ્રમુખ સર્વે મહાત્માઓ આશ્ચર્ય પામ્યા.[૫] અને, હે રાજા! તેની સાથે વ્યાસાદિક સર્વે મુનિઓ પણ આશ્ચર્ય પામ્યા. ભીષ્મે પોતાના પ્રાણાત્માને સર્વે ઇંદ્રિયોનાં સ્થાનોમાં રુંધી દીધો,[૬] એટલે તેનો પ્રાણાત્મા મસ્તકને ભેદીને આકાશ તરફ દોડ્યો, અને તે સમયે દેવોનાં દુંદુભીઓ વાગવા લાગ્યાં, તેની સાથે પુષ્પોની વૃષ્ટિ થઈ.[૭] સિદ્ધ પુરુષો તથા બ્રહ્મર્ષિઓ પ્રસન્ન થઇને, 'ઠીક થયું, ઠીક થયું,' એમ કહેવા લાગ્યા. હે રાજા! પ્રાણાત્મા ભીષ્મના મસ્તક પ્રદેશમાંથી એક મોટી જ્વાળાની પેઠે[૮] બહાર નિકળ્યો, અને આકાશમાં પ્રવેશ કરીને એક ક્ષણમાં અંતર્ધાન થઈ ગયો. હે રાજસિંહ! આ પ્રમાણે શંતનુના પુત્ર ભીષ્મ[૯] જે ભરતવંશના પુત્ર હતા તે કાળને આધીન થયા. તે પછી, હે કુરુકુળોત્પન્ન! અનેક જાતનાં કાષ્ઠો તથા સુગંધી પદાર્થો એકઠા કરીને,[૧૦] મહાત્મા પાંડવોએ, વિદુરે અને યુયુત્સુએ ચિતા ખડકી, અને બીજાઓ પ્રેક્ષક તરીકે ઉભા રહ્યા.[૧૧] તે પછી યુધિષ્ઠિરે તથા મહામતિ વિદુરે ગંગાપુત્ર ભીષ્મના ઉપર રેશમી વસ્ત્રો ઓઢાડ્યાં તથા પુષ્પોની માળા પેહેરાવી;[૧૨] યુયુત્સુએ તેના ઉપર છત્ર ધરી રાખ્યું; ભીમ અને અર્જુન એ બન્ને ધોળાં ચામર તેના ઉપર ઢાળવા લાગ્યા;[૧૩] માદ્રીના બન્ને પુત્રો ભીષ્મની પાઘડી હાથમાં લઇને ઉભા રહ્યા; કૌરવ રાજાની સ્ત્રીઓ કુરુકુળમાં ઉત્પન્ન થયેલા તે ભીષ્મને[૧૪] તાડના પંખા લઈ પવન ઢાળવા લાગી. તે પછી પાંડવોએ તે મહાત્માના પિતૃમેધનો આરંભ કર્યો, એટલે ભીષ્મના શબને અગ્નિસંસ્કાર કરવાનો આરંભ કર્યો;[૧૫] તે સમયે અગ્નિમાં પ્રથમ પુષ્કળ ઘીનો હોમ કરવામાં આવ્યો, સામવેદ

* યોગીઓ પ્રાણને રુંધીને મૂળ આધારમાંથી તેને તેના પોતાના સ્થાનમાં લઈ જાય છે, ત્યાંથી મણિપૂર નામના ચક્રમાં લઈ જાય છે. ત્યાંથી અનાહત નામના ચક્રમાં લઈ જાય છે, ત્યાંથી વિશુદ્ધિચક્રમાં, ત્યાંથી આજ્ઞાચક્રમાં એમ ક્રમે ક્રમે મનસહિત વાયુને રુંધીને ઉપરના ભાગમાં લઈ જાય છે.

ભણનારાઓ સામો ગાવા લાગ્યા, અને ચંદનનાં કાષ્ઠોથી તથા કાલીયકથી[૧૬] તથા તગરચંદન વગેરે અનેક જાતના સુગંધી પદાર્થોથી ભીષ્મને સારી રીતે ઢાંકી દીધા, અને પછી હુતાશન પ્રજ્વલિત કરીને ચિતા સળગાવી.[૧૭] ઉપર પ્રમાણે ગંગાપુત્ર ભીષ્મને સર્વ સંસ્કાર કરીને કુરુવંશમાં શ્રેષ્ઠ એવા ધૃતરાષ્ટ્ર વગેરેએ તેની ચિતાને ડાબી તરફથી પ્રદક્ષિણા કરી,[૧૮] અને પછી ઋષિઓથી સેવાતા તે સર્વે કૌરવો પવિત્ર ભાગીરથી નદી ઉપર ગયા. તે સમયે વ્યાસ, નારદ, અસિત, કૃષ્ણ અને ભરતવંશની સ્ત્રીઓ પાછળ પાછળ ગયાં તેમ નગરજનો પણ આવ્યા હતા તે સાથે ગયા, અને ગંગાના તીર ઉપર ગયા પછી સર્વે ક્ષત્રિયોએ, પાછળ આવનારા સર્વે મહાત્માઓએ અને નગરજનોએ વિધિપૂર્વક તે સમયે ગંગાપુત્ર મહાત્મા ભીષ્મને ઉદકદાન કર્યું (દાધાંજલિ આપી). પુત્રને ઉદક અપાયા[૧૯-૨૧] પછી દેવી ભાગીરથી પાણીમાંથી બહાર નીકળ્યાં, અને શોકથી વિહ્વળ થઈ રડતાં રડતાં તથા વિલાપ કરતાં કરતાં કૌરવોને કહેવા લાગ્યાં.[૨૨]

ગંગા કહે છેઃ-હે નિર્દોષ કૌરવો! હું તમને ભીષ્મનું યથાર્થ ચરિત્ર કહું તે સાંભળો. ભીષ્મ રાજાના ચરિત્રથી સંપન્ન હતો, બુદ્ધિમાન્ હતો, કુલીન હતો,[૨૩] કુરુવંશના વૃદ્ધ પુરુષોનો સત્કાર કરનાર હતો, પિતૃઓનો અથવા પિતાનો ભક્ત હતો, મહાવ્રતધારી હતો, જમદગ્નિના પુત્ર (પરશુ)રામ પૂર્વે જેનો પરાજય કરી શક્યા ન હતા.[૨૪] તે મહાવીર્યવાળા ભીષ્મને હમણાં શિખંડીએ દિવ્ય અસ્ત્રોથી માર્યો છે. હે રાજાઓ! મારું હૃદય ખરેખર પત્થરના જેવું છે;[૨૫] કારણ કે મારા પ્રિય પુત્રને હું જોતી નથી છતાં તે હમણાં ફાટી જતું નથી. કાશીપુરીમાં સ્વયંવરમાં રાજાઓ એકઠા મળ્યા હતા તે સમયે[૨૬] તેણે (ભીષ્મે) પોતાના એક રથની સહાયતાથી જ તે સર્વને પરાજય કરીને રાજકન્યાનું હરણ કર્યું હતું. પૃથ્વીપર તેના સમાન કોઈ પણ બળવાન્ નથી.[૨૭] શિખંડીએ મારા પુત્રને માર્યો છે, એમ સાંભળવા છતાં પણ મારું હૃદય ફાટી જતું નથી! જે મહાત્માએ કુરુક્ષેત્રના યુદ્ધમાં સામાન્ય પ્રયત્નથી જમદગ્નિના પુત્ર પરશુરામને[૨૮] દુઃખી કર્યા હતા, તેને આજે શિખંડીએ સહજમાં મારી નાંખ્યો!

આ રીતે મહાનદી ગંગાએ તે સમયે ઘણો વિલાપ કર્યો,[૨૯] એટલે વ્યાપક એવા દામોદર (કૃષ્ણ) તેને ધીરજ આપતા બોલ્યાઃ-હે કલ્યાણિ! હે શુભ દેખાવવાળાં ગંગા! તું શાંત થા, શોક કર મા.[૩૦] તારો પુત્ર પરમ લોકમાં ગયો છે, તેમાં સંશય નથી. હે શોભના! તે મહા તેજસ્વી વસુ હતા; પરંતુ શાપના દોષને લીધે[૩૧] મનુષ્ય જાતિમાં અવતર્યા હતા, માટે તારે એનો શોક કરવો યોગ્ય નથી. તે રણાંગણમાં ક્ષત્રિયના ધર્મથી લડ્યા છે,[૩૨] ધનંજયે જ તેને હણ્યા છે. હે દેવિ! મોટા રણમાં બાણ ઉગામીને ઘૂમતા, કુરુકુળમાં સિંહ જેવા ભીષ્મને શિખંડીએ હણ્યા નથી.[૩૩] સાક્ષાત્ શતક્રતુ પણ યુદ્ધમાં તેને મારવાને સમર્થ નથી. હે શુભવદના! તારો પુત્ર સ્વેચ્છાથી સ્વર્ગમાં ગયો છે.[૩૪] સર્વે દેવતાઓ પણ રણમાં ભીષ્મનો નાશ કરવાને સમર્થ નથી, તે માટે, હે શ્રેષ્ઠ નદી ગંગા! તું કુરુવંશના પુત્રનો શોક કર મા. હે દેવિ! તારો એ પુત્ર વસુઓના સ્વરૂપને પામ્યો છે. તું શાંત થા.[૩૫]

વૈશંપાયન કહે છેઃ-આ રીતે કૃષ્ણે તથા વ્યાસે નદીઓમાં ઉત્તમ એવી ગંગાને કહ્યું એટલે, હે મહારાજ! તે શોક તજી દઇને પોતાના જળમાં ઉતરી ગઇ (શાંત પડી ગઈ).[૩૬] હે રાજા! તે પછી કૃષ્ણ વગેરે સર્વે રાજાઓએ તે ગંગાનદીનો સત્કાર કર્યો, અને તેણે આજ્ઞા આપી એટલે તે સર્વે ત્યાંથી પાછા ફર્યા.[૩૭]

इति श्रीवेदव्यासविरचित एकलक्षश्लोकात्मक महाभारतमां स्वर्गारोहणपर्वविषे 'भीष्मनी मुक्ति' ए नामनो अध्याय १६८ मो समाप्त

श्रीकृष्णद्वैपायन विरचित

# श्री महाभारत

## आश्वमेधिक पर्व

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

॥ શ્રી ॥

કૃષ્ણદ્વૈપાયનવિરચિત

# શ્રી મહાભારત

## આશ્વમેધિક પર્વ

### અધ્યાય ૧ લો

### યુધિષ્ઠિરને સમાશ્વાસન

*** मंगलाचरण ***

श्लोकः—नारायणं नमस्कृत्य नरञ्चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीञ्चैव ततो जयमुदीरयेत् ॥

શ્રી નારાયણને, નરોમાં ઉત્તમ એવા નરને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કરીને (હે ભક્તજનો! તેમનો) જયજયકાર કરો![1]

વૈશમ્પાયન બોલ્યાઃ-રાજા ધૃતરાષ્ટ્રે (મૃતજનોને) જલ આપ્યા પછી, (શોકથી) આકુલવ્યાકુલ થઈ ગઈ છે ઇન્દ્રિયો જેની એવા મહાબાહુ યુધિષ્ઠિરે તેમને આગળ કર્યા અને (નદીના કાંઠાપર પાછા) ચઢ્યા;[2]* કાંઠાપર આવતાં આવતાંમાં એ મહાબાહુનાં લોચન બાષ્પબિંદુથી ભરાઈ ગયાં, અને જેમ શિકારીથી વિંધાયલો હાથી પછડાય તેમ ગંગાના તીરપર પછડાઈ પડ્યા.[3] એ જોઈ કૃષ્ણના કહેવાથી ભીમે તેને પડી જતાં પકડી લીધા. શત્રુના બલનું ચૂરણ કરનાર કૃષ્ણે, "આમ ન કરો" એવું તેને કહ્યું.[4] હે રાજન્! ધર્મપુત્ર યુધિષ્ઠિરને ભૂમિપર પડેલા, દુઃખી થતા અને પુનઃ પુનઃ નિશ્વાસ નાંખતા, રાજાઓએ દીઠા.[5] તે નરેશ્વરને દીન મનવાળા અને ઉત્સાહ વગરના થયલા જોઇને પાણ્ડવો પણ ઘણા શોકથી દબાઈ જઇને તેની પાસે બેસી ગયા.[6] એ જોઈ પોતાના પુત્રોનાં મરણથી સામા પીડાતા રાજા ધૃતરાષ્ટ્ર જે મહાબુદ્ધિવાળા હતા અને પ્રજ્ઞાચક્ષુ હતા તેણે રાજા યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યુંઃ-[7] "હે કુરુવંશમાં શાર્દૂલ સમાન! ઉઠ, (અને) બીજું કરવાનું કાર્ય કર. હે કૌન્તેય! તેં આ પૃથિવી ક્ષાત્રધર્મથી જીતેલી છે[8] તેનો, હે જનેશ્વર! તું તારા ભાઈઓ તથા મિત્રો સાથે હવે ઉપભોગ કર.† હે ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ! તારે શોક કરવા જેવું હુ કંઈ જોતો નથી.[9] હે મહીપતિ!

---

* બીજી પ્રતિમાં આ પ્રમાણે છેઃ-"ઉદકદાન કર્યા પછી, આકુલવ્યાકુલ થઈ ગઈ છે ઇંદ્રિયો જેની એવા મહાબાહુ યુધિષ્ઠિર, રાજા ધૃતરાષ્ટ્રને આગળ કરીને (નદીના કાંઠાપર પાછા) ચઢયા." † મુંબઇની પ્રત પ્રમાણે આ અર્થ છેઃ-"હવે તું તારા ભાઇઓ અને મિત્રો સાથે મનગમતા ભોગ ભોગવ!"

શોક કરવાનો તો મારે તથા ગાન્ધારીને છે કે જેમના સો પુત્રોનો, સ્વપ્નમાં મળેલાં ધનની પેઠે, નાશ થઈ ગયો છે.[૧૦] અમારું હિત કરવાની કામનાવાળા આ મહાત્મા વિદુરનાં ઘણા અર્થવાળાં વાકયો ન સાંભળવાથી હું દુર્મતિ આજે ચોપાસથી તપું છું (દુઃખી થાઉં છું).[૧૧] દિવ્ય દૃષ્ટિવાળા ધર્માત્મા વિદુરે તો મને કહ્યું હતું કે, દુર્યોધનના અપરાધથી તારાં કુલનો નાશ થશે.[૧૨] હે રાજન્! જો તું તારા કુલનું ભલું (કલ્યાણ) ઈચ્છતો હોય તો આ મારું કહ્યું કરઃ-'આ દુષ્ટાત્મા, મંદબુદ્ધિ સુયોધનને મારી નાંખ,[૧૩] અને કર્ણને અને શકુનિને એને કદિ મળવા ન દે, અને કોઈ પણ જાતના પ્રમાદ (બેદરકારી) વિના એમનો દ્યૂતનો મેળાવડો પણ અટકાવ,[૧૪] અને ધર્માત્મા યુધિષ્ઠિર રાજાનો (રાજ્ય ઉપર) અભિષેક કર. તે આ પૃથિવીનું, ઇન્દ્રિયોને વશ રાખીને, ધર્મથી પાલન કરશે.[૧૫] જો તું કુંતીના પુત્ર યુધિષ્ઠિરને રાજા કરવા ઇચ્છતો ન હો તો, હે પાર્થિવ! તું પોતે મેઢ (યજ્ઞમાં વધતું પશુ) બનીને રાજ્ય ગ્રહણ કર,[૧૬] અને, હે નરાધિપ! સર્વપર સમદૃષ્ટિ રાખનારા એવા તારા આશ્રયે તારા સર્વ જ્ઞાતિ ભાઇઓને જીવવા દે.'[૧૭] હે કૌન્તેય! લાંબી નજરવાળા વિદુરે મને આવું કહ્યું ત્યારે હું અક્કલ વગરનો પાપી દુર્યોધનને અનુસર્યો.[૧૮] તે ધીર પુરુષનાં મધુર વાકયો ન સાંભળવાથી ફલમાં મને આ મહાદુઃખ મળ્યું છે, અને હું શોકસાગરમાં ડૂબી ગયો છું.[૧૯] તારા આ (અમે) માતપિતા, હે નૃપ! બન્નેને દુઃખી થતાં જો. પણ, હે જનાધિપ! તારે આ લોકમાં શોક કરવા યોગ્ય હું કંઈ જોતો નથી."[૨૦]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'युधिष्ठिरने समाश्वासन' ए नामनो अध्याय १ लो समाप्त

## અધ્યાય ૨ જો

### ગોવિંદે યુધિષ્ઠિરને કરેલું સાંત્વન

વૈશમ્પાયન કહે છેઃ-બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્રે રાજા(યુધિષ્ઠિર)ને આ પ્રમાણે કહ્યું ત્યારે તે સમજુ જરા શાંત થયા. પછી કેશવે આ પ્રમાણે તેને કહ્યુંઃ-[૧] "હે જનાધિપ! મનમાં ઘણો શોક કરવામાં આવે તો તે, શોક કરનારની પૂર્વે મરણ પામેલા પિતામહોને સંતાપ આપે છે.[૨] માટે ઘણી ઘણી દક્ષિણાઓ અપાય એવા વિવિધ યજ્ઞો તું કર, દેવોનું સોમરસથી અને પિતૃઓનું સ્વધા (શ્રાદ્ધવિધિ)થી તર્પણ કર,[૩] અતિથિઓને અન્ન અને પાન આપ, અને ગરીબોને તેમની ઇચ્છાનુસાર દાન આપ; (તારા જેવાને, હે મહાબુદ્ધિ! આમ શોક કરવો યોગ્ય નથી.) એથી જાણવાયોગ્ય તેં જાણ્યું અને કરવા યોગ્ય પણ તેં કર્યું (એમ કહેવાશે).[૪] ભાગીરથીના પુત્ર ભીષ્મ પાસેથી તેમ જ કૃષ્ણદ્વૈપાયન વ્યાસ પાસેથી તથા નારદ અને વિદુર પાસેથી તેં રાજધર્મો તો સાંભળ્યા છે.[૫] આવી મૂઢોની વલણને વર્તવાનું તને જરા પણ છાજતું નથી; પિતૃપૈતામહ(બાપદાદા)નું વૃત્ત તું સ્વીકાર અને રાજ્યની ધુરા ઉપાડ.[૬] નિઃસંશય તારા જેવાએ ક્ષત્રિયને યોગ્ય સ્વર્ગ યશ(પરાક્રમ)થી પ્રાપ્ત કરવું યુક્ત છે, કારણ કે આ જગતમાં શૂરવીરોમાં જે પરાઙ્મુખ થયો છે તે કદિ હણાયો જ નથી. (અથવા જે હણાયો છે તે કદિ પરાઙ્મુખ થયો નથી એટલે પાછો ફર્યો નથી).[૭] હે મહારાજ! તારા શોકને ત્યજી દે; જે થવાનું હતું તે થયું છે. આ રણમાં જેઓ હણાયા છે તેઓને ફરીથી તું જોઈ શકીશ નહીં."[૮]

આ પ્રમાણે ધર્મરાજા યુધિષ્ઠિરને ગોવિન્દે કહ્યું અને શાંત પાડ્યા એટલે મહાતેજસ્વી યુધિષ્ઠિરે તેને કહ્યું;[૯] "હે ગોવિન્દ! મારે વિષે તારી જે પ્રીતિ છે તે મને ખબર છે. મિત્રભાવે તથા પ્રેમથી તું મારા પર સદા અનુકંપા રાખે છે.[૧૦] હે ચક્ર અને ગદાને ધરનારા! હે શ્રીમન્! હે યાદવનંદન! મારું જેથી ભલું થાય તે સર્વ પ્રેમયુક્ત મનથી તેં ઘણું કર્યું છે.[૧૧] હવે જો મને તપોવનમાં જવાની તું રજા આપે તો પણ પિતામહને માર્યા પછી મને શાંતિ જણાતી નથી,[૧૨] તેમજ સંગ્રામમાંથી કદિ પલાયન ન કરનારા પુરુષોમાં વ્યાઘ્ર સમાન કર્ણને (માર્યા પછી મને શાંતિ જણાતી નથી). હે અરિ(શત્રુ)ને દમનારા! આ ક્રૂર કર્મમાંથી જે કર્મ કરવાથી હું મુક્ત થાઉં[૧૩] તે કર્મ મને બતાવ; તે કર્મ મને કહે કે જેથી મારું મન શુદ્ધ થાય."

પૃથાનો પુત્ર યુધિષ્ઠિર જ્યારે આમ કહેતો હતો ત્યારે ધર્મને જાણનારા વ્યાસે તેને કહ્યું.[૧૪] તે મહાતેજસ્વીએ સાંત્વન કરતાં અર્થવાળું આ શુભ વચન કહ્યુંઃ-"હે તાત! આવી મતિ (વિચાર) તારે કરવાની નથી. વળી તું બાળક બુદ્ધિથી મોહ પામે છે.[૧૫] ફરી ફરીને શા માટે, હે તાત! આપણે હવામાં પ્રલાપ કરવા જોઇએ? ક્ષત્રિયો યુદ્ધ કરીને જ જીવે છે એ ક્ષત્રિયોના ધર્મોની તને ખબર છે.[૧૬] તે ધર્મ પ્રમાણે પ્રવૃત્તિ કરનારો તું રાજા આધિ(મનના દુઃખરૂપ) બંધનથી બંધાવાને યોગ્ય નથી. તેં તો અર્થસહિત મોક્ષના સર્વ ધર્મો જેવા છે તેવા સાંભળેલા છે.[૧૭] વળી ફરીફરીને કામનાને લીધે જન્મ પામતા તારા સર્વે સંદેહોનો મેં નાશ કરેલો છે. પણ તેનાપર શ્રદ્ધા ન રાખતાં તું નિઃસંશય દુર્બુદ્ધિવાળો થયો છું, અને તેથી તારી સ્મૃતિ જતી રહી છે.[૧૮] પણ

તેમ ન થાઓ (ભૂલી ન જા). તને આવું અજ્ઞાન યોગ્ય નથી. હે અનઘ (નિર્દોષ)! તને સર્વ જાતનાં પ્રાયશ્ચિત્તોની ખબર છે.૧૯ તેં સર્વે રાજધર્મો અને સર્વે દાનધર્મો પણ સાંભળ્યા છે. ત્યારે, હે ભારત! સર્વ ધર્મને જાણનારો, સર્વ આગમમાં વિશારદ (ચતુર) એવો તું, અજ્ઞાનથી જાણે ફરીને આમ મોહ કેમ પામી જાય છે!"૨૦

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'गोविंद अने व्यासे युधिष्ठिरने आपेलुं सांत्वन' ए नामनो अध्याय २ जो समाप्त

## અધ્યાય ૩ જો

### વ્યાસે યુધિષ્ઠિરને યજ્ઞો કરવાનો કરેલો ઉપદેશ

વ્યાસ કહે છેઃ-હે યુધિષ્ઠિર! તારી બુદ્ધિ ઠીક ચાલતી નથી એમ મને લાગે છે. કોઈ પણ મરણવશ પ્રાણી પોતે પોતાની શક્તિથી કોઈ પણ ક્રિયા કરતો નથી.૧ સારા માણસને ઈશ્વર પ્રેરે છે તેમ નઠારાને પણ ઈશ્વર પ્રેરે છે (કર્મમાં યુક્ત કરે છે). અને પુરુષ તે પ્રમાણે કર્મ કરે છે, એમાં વળી શોક શા માટે?૨ આદિથી અંત સુધી તું પોતાને જ પાપકર્મ કરનારો માને છે. તો, હે ભારત! જે રીતે એ પાપ દૂર થાય તેવી વાત કહું છું તે સાંભળ.૩ હે યુધિષ્ઠિર! તપ કરવાથી, યજ્ઞ કરવાથી અને દાન કરવાથી, જેઓ પાપ કરે છે તેઓ નિત્ય તરી જાય છે.૪ હે નરાધિપ! યજ્ઞથી, તપથી અને દાનથી દુષ્કર્મ કરનારા મનુષ્યો, હે નરશાર્દૂલ! પવિત્ર થાય છે.૫ અસુરો અને સુરો (જેવા પણ) પુણ્ય કરવાનાં કારણે યજ્ઞ ક્રિયાઓ કરે છે. તેટલા માટે મહાત્માઓને વિષે યજ્ઞો મુખ્ય વસ્તુ છે.૬ યજ્ઞો કરવાથી જ દેવતાઓ અધિક મહાત્મા બન્યા છે, અને તેમ કરનારા દેવોએ જ દાનવોને હરાવ્યા છે.૭ હે ભારત! તું રાજસૂય, અશ્વમેધ, અને નરમેધ યજ્ઞોનો, હે નૃપતિ! હે યુધિષ્ઠિર! આરંભ કર.૮* દક્ષિણાવાળો અને બહુ કામના (જેમાં પૂરી પાડવામાં આવે છે), અન્ન અને ધન જેમાં અપાય છે એવો અશ્વમેધ વિધિપૂર્વક, જેમ દાશરથિ રામે કર્યો હતો, અને જેમ રાજા દુષ્યંતના અને શકુન્તલાના પુત્ર અને તે તારા પૂર્વ પિતામહ, મહા પરાક્રમી અને પૃથિવીપતિ ભરતે કર્યો હતો તેમ, તું કર.૯-૧૦

યુધિષ્ઠિર કહે છેઃ-નિઃસંશય અશ્વમેધ યજ્ઞ પૃથિવીને પણ પાવન કરે છે, પરંતુ મારા મનમાં એક વિચાર આવ્યો છે તેને સાંભળવા તું યોગ્ય છો.૧૧ હે દ્વિજોત્તમ! મારા જ્ઞાતિજનોનો આ મહાન્ વધ કર્યા પછી થોડુંક (પણ) દાન આપવાને હું અશક્ત છું, તેમ મારી પાસે એવી કોઈ દોલત (પણ) નથી.૧૨ તેમ જ આ તાજા જ ઘાવાળા અને (સંબંધીઓના અને માણસોના નાશથી) દુઃખમાં પડેલા આ બિચારા દીન રાજપુત્રો પાસે દોલત માંગવાનો મને ઉત્સાહ નથી. (ધનની માંગણી કરવાનું હું સહન કરી શકતો નથી.)૧૩ હે દ્વિજસત્તમ! જાતેજ પૃથિવીનો નાશ કર્યા પછી યજ્ઞ કરવાને માટે, શોકપરાયણ એવો હું કર પણ કેમ ઉઘરાવી શકું?૧૪ હે મુનિસત્તમ! દુર્યોધનના અપરાધથી પૃથિવીના બધા રાજાઓનો નાશ થઈ ગયો છે અને તેની અપકીર્તિ અમને લાગી છે.૧૫ દુર્યોધને ધનને ખાતર પૃથિવીનો ક્ષય કરાવ્યો, અને ભલા ધૃતરાષ્ટ્રના તે દુષ્ટ બુદ્ધિવાળા પુત્રની તિજોરી તો (હાલ) ખાલી ખમ છે.૧૬ આ યજ્ઞમાં પૃથિવીની દક્ષિણા આપવી એ પ્રથમ વિધિ-મુખ્ય વિધિ છે; તેમ આનાથી ઉલટો વિધિ પણ વિદ્વાનોએ વિચારેલો છે, અને તેને શિષ્ટ ગણેલો છે.૧૭ હે તપોધન! આમાં પ્રતિનિધિથી (એકને સ્થાને બીજાથી, પૃથિવીને સ્થાને તેનાં મૂલ્યથી) ચલાવી લેવાની મારી ઇચ્છા નથી. માટે, આ વિષયમાં હે ભગવન્! મારે માટે યોગ્ય અને સત્ય કહેવાને તું યોગ્ય છો.૧૮

યુધિષ્ઠિરે કૃષ્ણદ્વૈપાયનને આ પ્રમાણે કહ્યું ત્યારે એક મુહૂર્ત અનુકૂળ વિચાર કરીને તેણે ધર્મરાજાને આ પ્રમાણે કહ્યું;૧૯ "(દુર્યોધનનો) આ ખાલી થયલો ભંડાર પણ છલાછલ ભરાશે. હે પાર્થ! હિમાચલ પર્વતપર ધન પડેલું છે તે જાણીતું છે.૨૦ મહાત્મા મરુત્તના યજ્ઞપ્રસંગે બ્રાહ્મણોએ તે ત્યાં ત્યજી દીધું હતું;* હે કૌન્તેય! તે તું લઈ આવ. તે તને પૂરતું થઈ પડશે."૨૧

યુધિષ્ઠિર કહે છેઃ-મરુત્તના એ યજ્ઞમાં (એટલું) ધન ત્યાં કેમ ભેગું કરવામાં આવ્યું હતું? હે વક્તાઓમાં શ્રેષ્ઠ! એ રાજા કયા કાળમાં થઈ ગયો?૨૨

વ્યાસ કહે છેઃ-હે પાર્થ! કારંધમ (કરંધમના પુત્ર અવિક્ષિત્) રાજા વિષે સાંભળવાની જો તારી ઇચ્છા છે તો સાંભળ. મહાવીર્યવાળો અને મહાધનવાળો તે રાજા જે સમયે રાજ્ય કરતો હતો તે સમય વિષે પણ સાંભળ.૨૩

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'व्यासनो युधिष्ठिरने यज्ञ करवानो उपदेश' ए नामनो अध्याय ३ जो समाप्त

---

* નરમેધ યજ્ઞ તે કાલમાં થતો હતો એમ આપરથી લાગે છે.

* બ્રાહ્મણોને મરુત્તે એટલું બધું દાન આપ્યું હતું કે, તેઓ ઉંચકી લઈ જઈ શક્યા ન હતા અને તેથી પડતું નાંખવું પડ્યું હતું.

## અધ્યાય ૪ થો

## મરુત્તના પૂર્વજોની વંશાવલી

યુધિષ્ઠિર કહે છેઃ–હે ધર્મને જાણવાવાળા! તે રાજર્ષિનું યશોગાન સાંભળવાની મને ઇચ્છા છે. માટે, હે દ્વૈપાયન! હે નિર્દોષ! તે મરુત્તની કથા મને કહે.[૧]

વ્યાસ કહે છેઃ–હે તાત! કૃતયુગમાં (રાજ્ય)દંડને ધારણ કરનારો મનુ નામનો એક રાજા હતો. તેનો પુત્ર મહાબાહુ પ્રસંધિ ઘણો વિદ્વાન્ હતો.*[૨] પ્રસંધિને ક્ષુપ નામનો એક વિદ્વાન્ પુત્ર હતો. ક્ષુપનો પુત્ર ઇક્ષ્વાકુ પૃથિવીનો પાલનકર્તા રાજા થયો હતો.[૩] હે રાજન્! તેને પરમ ધાર્મિક સો પુત્રો હતા. રાજા ઇક્ષ્વાકુએ તે સર્વેને મહીપાલ (રાજા) બનાવ્યા હતા.[૪] તે સર્વેમાં જ્યેષ્ઠ પુત્ર વિંશ ધનુર્ધારીઓમાં ઉદાહરણરૂપ હતો. હે ભારત! વિંશનો પુત્ર કલ્યાણકર્તા વિવિંશ નામે હતો.[૫] હે રાજન્! વિવિંશને દશ અને પાંચ (પંદર) પુત્રો હતા; તેઓ સર્વ ધનુર્વિદ્યામાં પારંગત, બ્રાહ્મણોને માન આપનારા, સત્ય વદનારા,[૬] દાનધર્મપર પ્રેમવાળા, શાંત અને નિત્ય પ્રિય બોલનારા હતા. તે બધામાં જ્યેષ્ઠ પુત્ર ખનીનેત્ર સર્વ ભાઇઓને પીડા કરતો હતો.[૭] પરાક્રમી ખનીનેત્રે (તેમની પાસેથી) નિષ્કંટક રાજ્યને જીતી લીધું, પણ રાજ્યનું રક્ષણ કરી શકયો નહિ તેમ પ્રજા તેને ખુશ કરી શકી નહિ (પ્રજા તેનાથી ખુશ થઈ નહિ).[૮] અને, હે રાજેન્દ્ર! તેને દૂર કરીને તેની પ્રજાએ, તેના પુત્ર સુવર્ચસને રાજ્યાભિષેક કર્યો ત્યારે તેઓ (લોકો) ખુશી થયા.[૯] પોતાના પિતાની ઉલટી દશા જોઇને તેમ તેને (પ્રજાએ) રાજ્યબાહાર કાઢેલો જોઇને સુવર્ચસ, પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી, ઇન્દ્રિયોને નિયમમાં રાખીને ચાલતો હતો.[૧૦] તે બ્રાહ્મણોની પૂજા કરતો, સત્ય બોલતો, શુદ્ધિ સાચવતો અને શાંત રહેતો, અને ઇન્દ્રિયોને અંકુશમાં રાખતો. પ્રજા તે નિત્ય ધર્મ પાળનારા મોટા મનના રાજાથી ખુશ થઈ હતી.[૧૧] પણ ધર્મની પ્રવૃત્તિ કરવામાં તત્પર તેનો ભંડાર અને વાહનો ખૂટી ગયાં, અને ત્યારે જેનો કોશ (ભંડાર) ક્ષીણ થયો છે એવા તે રાજાને તેના સામંતો પીડા આપવા લાગ્યા.[૧૨] જેના ભંડાર અને અશ્વ આદિ વાહનો ખૂટી ગયાં છે એવા તે રાજાને ઘણાઓએ પીડા આપવાથી તે રાજા પોતાના નોકરો અને પુર(જનો) સહિત અત્યંત દુઃખી થયો.[૧૩] એ રાજાનાં બલનો નાશ થયો હતો (કારણ કે ધન અને હાથી અશ્વ આદિ ન હતાં) છતાં બીજા રાજાઓ તેને મારી શકયા નહીં. કારણ કે, હે યુધિષ્ઠિર! એ રાજા નિત્ય ધર્મ પાળતો હતો અને સદાચારવાળો હતો.[૧૪] જ્યારે તે રાજા પોતાના શેહેર સહિત અત્યંત દુઃખી થવા લાગ્યો ત્યારે તેણે પોતાના કરને ફુંક મારી (કરને ધમાવ્યા એટલે કર ઉઘરાવ્યા) અને તેમાંથી બળ (સૈન્ય) પ્રકટ થયું (કરનાં નાણાંમાંથી સૈન્ય ભેગું કરવામાં આવ્યું).[૧૫] તે વડે તેણે પોતાના રાજ્યના સીમાડાપરના સર્વ નરાધિપોને જીતી લીધા. હે રાજન્! આ પ્રસંગથી તે રાજા કરંધમને નામે પ્રખ્યાત થયો છે (અને તેના વંશજો કારંધમ કહેવાયા છે).[૧૬] તેનો પુત્ર કારંધમ ત્રેતાયુગના આરંભમાં જન્મ્યો હતો, અને તે ઇન્દ્રનાથી ઉતરતો ન હતો (સમાન હતો), શ્રીમાન્ (લક્ષ્મી અથવા સૌંદર્યવાળો) હતો અને દેવોથી પણ મુશ્કેલીએ જીતાય તેવો હતો.[૧૭] તે સમયે સર્વ રાજાઓ તેના તાબામાં હતા; પોતાનાં સદ્વર્તનથી અને બલથી તે સર્વનો સમ્રાટ્ (ચક્રવર્તી) બન્યો હતો.[૧૮] તેનું નામ અવિક્ષિત્ પડ્યું હતું, તે ધર્માત્મા હતો અને શૌર્યમાં ઇન્દ્રના જેવો હતો; તે યજ્ઞશીલ (યજ્ઞો કરતો) હતો; ધર્મપર પ્રીતિવાળો હતો; ધીરજવાળો હતો, અને ઇન્દ્રિયોને નિયમમાં રાખતો હતો.[૧૯] પ્રતાપમાં તે આદિત્યના જેવો અને ક્ષમા (સહન) કરવામાં પૃથિવીના સમાન હતો; બુદ્ધિમાં બૃહસ્પતિના જેવો અને સ્થિરતામાં હિમાચલના જેવો હતો.[૨૦] મનસા, વાચા અને કર્મણા, દમ(સંયમ)થી અને શાંતિથી તે રાજાની આરાધના તેની પ્રજા મનમાં કરતી હતી.[૨૧] એ રાજાએ સેંકડો યજ્ઞો વિધિપૂર્વક કર્યા હતા અને વિદ્વાન્ અને બળવાન્ અંગિરાએ પોતે તેના યજ્ઞો કરાવ્યા હતા.[૨૨] તેનો પુત્ર તેના બાપથી ગુણોમાં ચઢી ગયો; તેનું નામ મરુત્ત હતું, તે ચક્રવર્તી હતો, ધર્મનો જાણકાર હતો અને મહાયશસ્વી હતો.[૨૩] હજારો નાગો(હાથી)નું બળ તેનામાં હતું; (તેના સૈન્યમાં હજારો હાથીઓ હતા;* તે જાણે સાક્ષાત્ બીજા વિષ્ણુ જેવો હતો. તે ધર્માત્માને યજ્ઞ કરવાની ઇચ્છા થવાથી સુવર્ણનાં[૨૪] હજારો શુદ્ધ વાસણો કરાવ્યાં અને હિમાલયના પડખામાં ઉત્તર દિશામાં મેરુ પર્વતપર જઇને[૨૫] મોટા પાયાવાળું કાંચન નામનું સ્થળ છે ત્યાં તેણે પોતાનું કાર્ય આરંભ્યું. ત્યાં (એટલાં) કુંડાંઓ, (પંચ)પાત્રો, પેણાંઓ અને બેઠકો[૨૬] સોનીઓએ તૈયાર કર્યાં કે જેની સંખ્યા જણાયેલી નથી. તેની જ પાસે યજ્ઞવાટ પણ તૈયાર કરવામાં આવ્યો. તે ધર્માત્મા, પૃથિવીપતિ મરુત્ત રાજાએ સર્વ પ્રજાપાલ (રાજાઓ) સાથે એક યજ્ઞ ત્યાં કર્યો હતો.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વવિષે અશ્વમેધપર્વમાં 'મરુત્તના પૂર્વજોનું વંશકીર્તન' એ નામનો અધ્યાય ૪ થો સમાપ્ત

* એક પ્રતમાં "મહેશ્વાસ નામનો પુત્ર હતો," એમ છે.

* પ્રાચીન કાળમાં રાજાઓનું બળ હાથી, ઘોડા, ઉંટાદિની સંખ્યાથી અંકાતું હતું.

## અધ્યાય ૫ મો

### બૃહસ્પતિએ ઇંદ્રનું પુરોહિતપણું સ્વીકાર્યું

યુધિષ્ઠિર કહે છેઃ–હે વક્તાઓમાં શ્રેષ્ઠ! તે રાજા એટલો વીર્યવાન્ કેમ થયો? અને, હે દ્વિજ! તેણે એટલું બધું સુવર્ણ કેમ મેળવ્યું?[૧] અને, હે ભગવન્! હાલ તે દ્રવ્ય ક્યાં રહેલું છે? અને, હે તપોધન! અમારાથી તે શી રીતે મેળવવાનું બની શકે?[૨]

વ્યાસ કહે છેઃ–દક્ષ પ્રજાપતિને દેવ અને અસુર એવાં ઘણાં છોકરાં હતાં. હે તાત! તેઓ પરસ્પર સ્પર્ધા કરતાં હતાં.[૩] તેમ જ અંગિરાને વ્રતમાં (આચરણમાં) સમાન એવા બે પુત્રો થયા હતા. તેમાં બૃહસ્પતિ મહાતેજસ્વી હતો, અને સંવર્ત તપોધન હતો.[૪] એ બે પણ પરસ્પર અતિ સ્પર્ધા કરતા હતા; હે રાજન્! તેમાં બૃહસ્પતિ ફરી ફરીને સંવર્તને હેરાન કરતો હતો.[૫] હે ભારત! જ્યેષ્ઠ ભાઇએ સતત હેરાન કરવા માંડ્યાથી સંવર્તે, પોતાનો અર્થ (હક્ક) છોડી દઈને માત્ર દિશાઓરૂપી વસ્ત્ર ધારણ કરીને વનવાસ પસંદ કર્યો.[૬] (એ સમયે) વાસવે પણ સર્વ અસુરોને જીતીને અને નાશ કરીને (ત્રણ) લોકોમાં ઇન્દ્રપદ મેળવ્યું, અને પછી પુરોહિત તરીકે[૭] અંગિરાના જ્યેષ્ઠ પુત્ર અને વિપ્રોમાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિને પસંદ કર્યા. પૂર્વે કરંધમ રાજા અંગિરાનો યાજ્ય (યજમાન) હતો.[૮] તે જગતમાં પરાક્રમમાં, આચારમાં અને બળમાં અપ્રતિમ હતો; શતક્રતુ(ઇન્દ્ર)ના જેવો ઓજસ્વી, ધર્માત્મા અને સખ્ત વ્રત પાળનારો હતો.[૯] તેણે વાહન, યોધાઓ અને વિવિધ પ્રકારના મિત્રો, અને મુખ્ય તથા ઘણાં કીમતી શયનો ચારે દિશાઓમાંથી[૧૦] માત્ર ધ્યાન ધરીને જ, હે રાજન્! મુખના પવનના બળથી મેળવ્યાં હતાં; અને ચારે બાજુએથી તે નરાધિપે પોતાના ગુણના બળથી સર્વ રાજાઓને વશ કર્યા હતા.[૧૧] ધારેલા કાળ સૂધી જીવીને તે (પોતાના આ લોકના) શરીર સાથે જ સ્વર્ગમાં ગયો, અને તેનો પુત્ર અવિક્ષિત્, ધર્મને જાણનાર યયાતિના જેવો રાજા થયો.[૧૨] શત્રુને જિતનાર અવિક્ષિતે પૃથિવીને પોતાની સત્તા નીચે આણી. પરાક્રમમાં અને ગુણમાં એ રાજા પોતાના પિતાના જેવો જ હતો.[૧૩] તેનો વાસવ (ઇન્દ્ર)ના જેવો પરાક્રમી મરુત્ત નામનો પુત્ર થયો. તેનાપર સાગરરૂપ અંબરવાળી પૃથિવી પ્રેમ રાખતી હતી (અર્થાત્ તે લોકપ્રિય થયો હતો).[૧૪] તે નિત્ય દેવોના રાજાની સામે સ્પર્ધા કરતો હતો, તેમ, હે પાંડુનન્દન! વાસવ પણ મરુત્તની સ્પર્ધા કરતો હતો.[૧૫] પૃથિવીપતિ મરુત્ત પવિત્ર અને ગુણવાન્ હતો, અને શક્ર (ઇન્દ્ર) પ્રયત્નો કર્યા છતાં પણ તેનાથી ચઢી શકતો ન હતો.[૧૬] તેનાથી ચઢવાને અશક્ત થવાથી, (એક વેળાએ) હરિ(અશ્વ)રૂપ વાહનવાળા શક્રે, દેવોની સાથે મળીને બૃહસ્પતિને બોલાવીને આ પ્રમાણે કહ્યું.[૧૭]

ઇન્દ્ર કહે છેઃ–હે બૃહસ્પતિ! મારું પ્રિય કરવું હોય (અને ખુશી કરવો હોય) તો કોઈ પણ રીતે મરુત્તનું દૈવ કર્મ (યજ્ઞાદિ) તેમ જ પિતૃ કર્મ (શ્રાદ્ધાદિ) તારે કરાવવું નહિ.[૧૮] હે બૃહસ્પતિ! મેં એકલાએ જ ત્રણે લોકમાં દેવોનું ઇન્દ્રપદ પ્રાપ્ત કર્યું છે, અને આ મરુત્ત તો માત્ર પૃથિવીનો એક રાજા છે.[૧૯] હે બ્રાહ્મણ! તો અમર્ત્ય (મૃત્યુને વશ નહિ) એવા દેવોના રાજાને યજ્ઞ કરાવીને મૃત્યુવશ એવા મરુત્તને વિના શંકા રાખે યજ્ઞ કેમ કરાવે છે? (અર્થાત્ મોટાનું ગોરપદું કરનારાએ નાનાનું ગોરપદું કરવું યોગ્ય નથી).[૨૦] તને ઠીક લાગે તો મને નાપસંદ કરી મહીપતિ મરુત્તને પસંદ કર, અને ઠીક લાગે તો મરુત્તને બીલકુલ ત્યજી દઇ ખુશીથી મને ભજ.[૨૧]

હે કૌરવ્ય! બૃહસ્પતિને દેવોના રાજાએ આ પ્રમાણે કહ્યું ત્યારે એક મુહૂર્ત માત્ર જ વિચાર કરીને દેવોના રાજાને તેણે આ પ્રમાણે કહ્યુંઃ–[૨૨] તું ભૂતોનો અધિપતિ છો, આ સર્વે લોકો તારે વિષે જ પ્રતિષ્ઠિત રહ્યા છે; નમુચિ, વિશ્વરૂપ અને બલનો નાશ કરનારો તું છે.[૨૩] દેવોમાં એકલા તેં જ વીર શ્રી એટલે પરાક્રમરૂપી ધન હરી લીધું છે. અને, હે બલ દૈત્યને મારનારા! તું જ સદા આ ભૂમિ તથા સ્વર્ગને ધારણ કરે છે.[૨૪] હે દેવગણના ઈશ્વર! તારું પુરોહિતપદું કરીને, હે પાકશાસન! મૃત્યુવશ મરુત્તને હું કેમ યજ્ઞાદિ કરાવી શકું?[૨૫] હે દેવેન્દ્ર! શાંત થા. હું મૃત્યુવશના યજ્ઞમાં (હવેથી) કદિ હાથમાં સરવો લઇશ નહિ. વળી મારું આ વચન સાંભળ.[૨૬] હિરણ્યરેતા (અગ્નિ) કદિ ઉષ્ણ ન જણાય, આ મેદિની (પૃથિવી) ઉલટસુલટ થાય, રવિ પ્રકાશ ન પાડે, તોપણ મારે વિષે સત્ય ચલશે નહિ. (અર્થાત્ હું સત્યને જ વળગી રહીશ, બોલેલું પાળીશ.)[૨૭]

વૈશમ્પાયન બોલ્યાઃ–બૃહસ્પતિનું વચન સાંભળીને શક્રનો મત્સર જતો રહ્યો, અને તેની પ્રશંસા કરીને પોતાના ભવનમાં પ્રવેશ કર્યો (પોતાને ઘેર પાછો આવ્યો).[૨૮]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां
'संवर्त अने मरुत्तनो प्रसंग' ए नामनो
अध्याय ५ मो समाप्त

## અધ્યાય ૬ ઠ્ઠો

### મરુત્ત અને નારદ વચ્ચે પુરોહિત માટે વાતચિત

વ્યાસ કહે છેઃ-વળી આ વિષયમાં બૃહસ્પતિ અને બુદ્ધિમાન્ મરુત્તના સંવાદનો પુરાતન ઇતિહાસનો આ દાખલો લોકો આપે છે.[૧] અંગિરાના પુત્ર બૃહસ્પતિએ દેવરાજને વચન આપ્યું તે સાંભળીને, નૃપતિ મરુત્તે એક મોટો યજ્ઞ આરંભ્યો.[૨] કરંધમના પુત્રનો પુત્ર યજ્ઞ કરવાનો મનમાં સંકલ્પ કરીને બૃહસ્પતિની પાસે ગયો, અને બોલવામાં ચતુર એવા તેણે તેને કહ્યું;[૩] હે ભગવન્! હે તપોધન! હે ગુરુ! આપે મને પૂર્વે કહ્યું હતું તે આપનાં વચન પ્રમાણે યજ્ઞ કરવાનો મેં નિશ્ચય કર્યો છે.[૪] હવે હું તે યજ્ઞ કરવાને ઇચ્છું છું; અને મેં તે માટે સંભાર (સામગ્રી) ભરી રાખ્યો છે. હે સાધુ! હું આપનો યજમાન છું (તું મારો પુરોહિત છે), માટે (એ સામગ્રી) લે અને યજ્ઞ કરાવ.[૫]

બૃહસ્પતિ કહે છેઃ-હે પૃથિવીપતિ! હું તારો યજ્ઞ કરવાની ઇચ્છા રાખતો નથી. દેવરાજે મને પોતાના પુરોહિતનું વ્રત આપ્યું છે, અને તેની પાસે મેં તેની પ્રતિજ્ઞા પણ લીધી છે.[૬]

મરુત્ત કહે છેઃ-મારા બાપદાદાથી હું તારો યજમાન છું (અને તું મારો પુરોહિત છે), અને હું તને ઘણો મોટો માનું છું, અને તેથી હું તારો યજ્ઞ કરાવવા યોગ્ય યજમાન છું. હું તારો છું, માટે હું જે તને ભજું છું તેને તું ભજ.[૭]

બૃહસ્પતિ કહે છેઃ-અમર્ત્ય(મૃત્યુને વશ નહિ એવા)ને યજ્ઞ કરાવ્યા પછી મૃત્યુવશને હું કેમ યજ્ઞ કરાવી શકું? માટે, હે મરુત્ત! તારે જોઇએ તો જા અથવા નહીં જા, મેં તો આજથી (મૃત્યુવશને) યજ્ઞ કરાવવાનું છોડી દીધું છે.[૮] હવે હું તારો યજ્ઞ કરાવનારો રહ્યો નથી; આ પ્રસંગે તું તારી ઇચ્છામાં આવે તેને ઉપાધ્યાય તરીકે પસંદ કર. હે મહાબાહુ! તે તને યજ્ઞ કરાવશે.[૯]

વ્યાસ કહે છેઃ-બૃહસ્પતિએ આ પ્રમાણે કહ્યું એટલે નૃપતિ મરુત્ત તો શરમિંદો પડી ગયો. આવી રીતે ગુંચવાડામાં પડી જઈ પાછા ફરતાં રસ્તામાં તેને નારદનાં દર્શન થયાં.[૧૦] દેવર્ષિ નારદનો સમાગમ થતાં રાજા મરુત્ત વિધિપૂર્વક હાથ જોડીને ઉભો રહ્યો. પછી નારદે તેને કહ્યું.[૧૧]

નારદ કહે છેઃ-હે રાજર્ષિ! તું કંઈ બહુ ખુશીમાં જણાતો નથી. હે નિર્દોષ! તારું સર્વ ક્ષેમ તો છેને? તું કયાં ગયો હતો? અને આમ દુઃખી સ્થિતિનું સ્થાન તને કયાંથી મળ્યું?[૧૨] હે રાજન્! જો મારે સાંભળવા યોગ્ય હોય તો, હે ઉત્તમ પાર્થિવ! મને તે કહે. હે નરાધિપ! કોઈપણ પ્રયત્ને હું તારી ચિંતા દૂર કરીશ.[૧૩]

વૈશમ્પાયન કહે છેઃ-મહર્ષિ નારદે આ પ્રમાણે મરુત્તને કહ્યું એટલે તેણે પોતાના ઉપાધ્યાય તરફથી જે વિપ્રલંભ (મનુષ્ય હોવા સંબંધી ઠપકો) મળ્યો હતો તે સર્વ નિવેદન કર્યું.[૧૪]

મરુત્ત કહે છેઃ-હું અંગિરસના પુત્ર, દેવોના આચાર્ય એવા બૃહસ્પતિની પાસે યજ્ઞ કરવામાટે મારા ઋત્વિજ થવાનું કહેવાને ગયો હતો, પણ તેણે તે સ્વીકાર્યું નહિ.[૧૫] તેની પાસેથી નકાર સાંભળનાર હું આજે હવે જીવવાની કામના રાખતો નથી. હે નારદ! ગુરુએ મને તદ્દન છોડી દીધેલો એવો હું દૂષિત થયો છું.[૧૬]

વ્યાસ કહે છેઃ-રાજાએ આમ કહ્યું એટલે નારદે, હે મહારાજ! અવિક્ષિતના પુત્ર મરુત્તને જાણે સજીવન કરતો હોય તેમ, આ પ્રમાણે કહ્યું.[૧૭]

નારદ કહે છેઃ-અંગિરસનો (બીજો) ધાર્મિક પુત્ર સંવત નામે છે તે પ્રજાને મોહ પમાડતો, માત્ર દિશાઓરૂપી વસ્ત્ર ઓઢીને સર્વ દિશાઓમાં ફરે છે.[૧૮] જો બૃહસ્પતિ તને યજમાન તરિકે ન ઇચ્છતો હોય તો તું તેની પાસે જા. જો સંવર્ત તારાપર પ્રસન્ન થશે તો તે મહાતેજસ્વી તને યજ્ઞ કરાવશે.[૧૯]

મરુત્ત કહે છેઃ-હે નારદ! તારાં આ વાકયથી તેં મને સજીવન કર્યો છે. પણ, હે વક્તાઓમાં શ્રેષ્ઠ! સંવર્તને હું કયાં જોઉં તે તું મને કહે.[૨૦] વળી તેની સાથે કેમ વર્તવું, અને તે મારો પરિત્યાગ ન કરે તે મને કહે. કારણ કે, તે જો ના પાડે તો પછી હું જીવવાનો ઉત્સાહ ધરીશ નહિ.[૨૧]

નારદ કહે છેઃ-હે મહારાજ! મહેશ્વરનાં દર્શનની ઇચ્છાવાળો તે, વારાણસીમાં ઉન્મત્ત(ગાંડા)નો વેષ ધારીને મરજીમાં આવે તેમ રખડે છે.[૨૨] એ નગરના બારણામાં પોહોંચતાં તું, કયાંક બાજુમાં એક મુડદું મુકજે; તેને જોતાં જે કોઈ પાછો ફરે તેને, હે મહીમતિ! તું સંવર્ત જાણજે.[૨૩]* પછી તું તેની પાછળ પાછળ, જ્યાં તે વીર્યવાન્ પુરુષ જાય ત્યાં જજે, અને એકાંત આવતાં તેની પાસે જઈ હાથ જોડી તેને શરણે જજે.[૨૪] કદાચ જો તે તને પૂછે કે 'મારા વિષે ઓળખ કોણે આપી?'

---

* કાશીમાં કુણપનાં એટલે શબનાં દર્શનને શિવનાં દર્શન સમાન માને છે. તેથી સંવર્ત પણ શબનાં દર્શન કરીને મહેશ્વરનાં દર્શન થયાં એમ માનીને દરવાજેથી પાછા ફરશે. આ શ્લોકમાં શબનાં દર્શન કરીને સંવર્ત પાછા ફરશે એમ કહીને એવું સૂચવ્યું છે કે, કાશીમાં શબ મહેશ્વરની પ્રતિમારૂપ મનાય છે. વળી કાશીપુરીમાં જ્યારે જીવના પ્રાણ જવાને તૈયાર થાય છે ત્યારે રુદ્ર પંડે તેને તારક બ્રહ્મનો ઉપદેશ કરે છે, તેથી જીવ અમૃતરૂપ થઇને મોક્ષ પામે છે.

તો તું કહેજે કે, 'નારદે, તું જ સંવર્ત છે, એમ મને કહ્યું છે.'[૨૫] કદાચ જો તે તને, મારી પાછળ આવવાની ઇચ્છાથી (મારા વિષે) પૂછે તો, તું વિના શંકા રાખે કહેજે કે, 'મેં તો અગ્નિમાં પ્રવેશ કર્યો છે.'[૨૬]

વ્યાસ કહે છે:-તે રાજર્ષિએ, "સારું" એમ કહી, એ (સલાહ) સ્વીકારી, નારદની પૂજા કરી, અને તેની આજ્ઞા લઇને વારાણસી નગરીમાં ગયો.[૨૭] ત્યાં જઈ (નારદના) કહ્યા પ્રમાણે તે મહાયશસ્વીએ, નારદનાં વચન યાદ કરતાં કરતાં, પુરીના દ્વારમાં એક મુડદું મૂક્યું,[૨૮] અને અચાનક તે જ સમયે તે વિપ્ર પુરીના તે દ્વારમાં દાખલ થયો. ત્યાં મુડદું પડેલું જોતાં એકદમ તે પાછો ફર્યો.[૨૯] સંવર્તને પાછો ફરતો જોઇને આવીક્ષિત રાજા, હાથ જોડીને, તેની પાસેથી શિક્ષા ગ્રહણ કરવાને તેની પાછળ પાછળ ગયો.[૩૦] પછી એક નિર્જન સ્થાનમાં રાજાને (પાછળ પાછળ આવેલો) જોતાં તેણે તેને ધૂળ, કાદવ, અને થુંક (શ્લેષ્મ બડખા)થી ખરડી નાંખ્યો.[૩૧] આ રીતે સંવર્તે પીડા કર્યા છતાં પણ તે રાજા તો, હાથ જોડીને તેને પ્રસન્ન કરવાને મહેનત કરતો કરતો તે ઋષિની પાછળ જ જવા લાગ્યો.[૩૨] તે પછી થાકી ગયેલો સંવર્ત, પાછો ફરી ઘણી જ શાખાવાળા એક વડની શીતળ છાયામાં જઇને બેસી ગયો.[૩૩]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'संवर्त अने मरुत्तनो प्रसंग' ए नामनो अध्याय ६ ठ्ठो समाप्त

## અધ્યાય ૭ મો

### મરુત્તે સંવર્ત પાસે યજ્ઞ કરાવવા કરેલી પ્રાર્થના

સંવર્ત કહે છે:-તેં મને કેમ ઓળખ્યો અથવા તને મને કોણે ઓળખાવ્યો તે, તું જો મારી પાસે કંઈ પ્રિય કરાવવાનું ઇચ્છતો હો તો, મને કહે.[૧] જો તું મને સાચું કહેશે તો તારા સર્વ મનોરથો પૂર્ણ થશે; જો તું ખોટું કહેશે તો તારા મસ્તકના ફુટીને સેંકડો કટકા થશે.[૨]

મરુત્ત કહે છે:-રસ્તામાં ફરતા ફરતા મને નારદ મળ્યા તેણે મને તને ઓળખાવ્યો છે કે, તું મારા ગુરુનો પુત્ર છો, અને તેથી તારાપર મારી ઘણી પ્રીતિ થઈ છે.[૩]

સંવર્ત કહે છે:-તેં આ વાત સાચી કહી છે. તે (નારદ) મને સત્ર (યજ્ઞ) કરાવનાર તરીકે ઓળખે છે. હવે તું મને એટલું કહે કે, હમણાં નારદ ક્યાં છે?[૪]

મરુત્ત કહે છે:-દેવર્ષિઓમાં શ્રેષ્ઠ તેણે, તારા વિષે મને કહી(ઓળખ આપી)ને અને પછી મને, રજા આપીને, હવ્યવાહન(અગ્નિ)માં પ્રવેશ કર્યો છે.[૫]

વ્યાસ કહે છે:-રાજાની પાસેથી આ સાંભળીને સંવર્તને ઘણો આનંદ થયો, અને બોલ્યો, "એટલું તો કરવાને હું પણ શક્તિવાન્ છું."[૬] પછી એક ગાંડાની માફક બબડતો અને જાણે તિરસ્કાર કરતો હોય તેમ તે બ્રાહ્મણ, હે રાજન્! ક્રોધથી મરુત્તને પુનઃ પુનઃ કહેવા લાગ્યો.[૭] "મારા જેવા વાયુથી પીડાતા, (ગાંડા), પોતાના ચિત્તને વશ ચાલનારા (તરંગી), અને વળી આવા કદરૂપાની પાસે યજ્ઞ કરાવવાની તું કેમ ઇચ્છા કરે છે?[૮] મારો ભાઈ (બૃહસ્પતિ) સમર્થ છે, અને તે વાસવ(ઇન્દ્ર)ના પક્ષમાં ગયો છે; તે યજ્ઞ કરાવે છે, (તેનો તે ધંધો છે) માટે તેની જ પાસે તું કર્મ કરાવ.[૯] ગૃહસ્થને લગતું સર્વ (મિલકત) તેમ જ યજ્ઞ કરાવવાનાં સાધન તેમ જ સર્વે ગૃહ્યદેવતાઓ એ સર્વે, માત્ર મારાં આ શરીર સિવાય, મારા મોટા ભાઇએ લઇ લીધું છે.[૧૦] હે આવિક્ષિત! તે માટે તે વિશેષ પૂજા કરવાયોગ્ય છે, અને તેણે મને આજ્ઞા આપી નથી (યજ્ઞ કરાવવાનો હક્ક આપ્યો નથી,) તેથી હું કોઈ પણ પ્રકારે ક્યાંય પણ યજ્ઞ કરાવીશ નહિ.[૧૧] માટે તું બૃહસ્પતિની પાસે જા, અને તેની આજ્ઞા લઇને પાછો આવ. પછી હું, જો તારી ઇચ્છા હશે તો, તને યજ્ઞ કરાવીશ."[૧૨]

મરુત્ત કહે છે:-હે સંવર્ત! પહેલાં હું બૃહસ્પતિની પાસે ગયો હતો તે વાત સાંભળો. વાસવના અટકાવવાથી તે મુનિ મને યજ્ઞ કરાવવાની ઇચ્છા કરતા નથી.[૧૩] "અમર(દેવ)ના યજ્ઞ કરાવનારનું પદ મેળવ્યા પછી હું મનુષ્યને યજ્ઞ કરાવતો નથી. શક્રે મને તેમ કરતાં પ્રતિષેધ કરેલો છે કે, 'તારે મરુત્તને યજ્ઞ કરાવવો નહિ.[૧૪] કારણ કે, હે વિપ્ર! તે મારી સદા સ્પર્ધા કરે છે, અને વળી તે પાર્થિવ (પૃથિવીપર જન્મેલો) છે (માટે તારે તેને યજ્ઞ કરાવવો નહિ).' (ત્યારે) 'ભલે, એમ થાય' એમ તારા ભાઇએ બલ દૈત્યને મારનારા (ઇન્દ્ર)ને કહ્યું છે (તેની પાસે પ્રતિજ્ઞા કરી છે).[૧૫] (યજ્ઞ કરાવવા માટે) પ્રેમથી હું તેની પાસે ગયો હતો, પણ તે મને યજ્ઞ કરાવવા ઇચ્છતો નથી, કારણ કે તેણે દેવના રાજા ઇન્દ્રનો આશ્રય લીધો છે. હે મુનિપુંગવ! આ વાત તું જાણ.[૧૬] તે હું તારી પાસે મારાં સર્વ(સાધન)વડે યજ્ઞ કરાવવાને ઇચ્છું છું, અને તારા ગુણોવડે વાસવથી ચઢવાની કામના કરું છું.[૧૭] હે બ્રાહ્મણ! હવે બૃહસ્પતિ પાસે જવાની મારી બુદ્ધિ નથી, કારણ કે તેણે મારો તિરસ્કાર કર્યો છે, જો કે મેં તેનો કોઈ અપરાધ કર્યો નથી."[૧૮]

સંવર્ત કહે છે:-હે પાર્થિવ! જો તું મારું કહેલું સર્વ કરવાને કબૂલ હોય તો, હું તારી ઇચ્છાનુસાર નિઃસંશય સર્વ કરી શકું તેમ છું.[૧૯] પણ બૃહસ્પતિ અને પુરંદર, હું તને યજ્ઞ કરાવનાર છું એમ જાણતાં ક્રોધ કરશે, તારો દ્વેષ કરશે, અને તે તારે એકલાએ સહન કરવું

પડશે.[૨૦] આ વિષયમાં મારી સ્થિરતા કેમ રહી શકે તે વિષે તું નિશ્ચય કરી લે. કારણ કે ત્યારે હું જો કોપાયમાન થયો તો હમણાંને હમણાં જ ભાઈઓ સહિત તને ભસ્મ કરી નાખું.[૨૧]

મરુત્ત કહે છેઃ-જ્યાં સૂધી આ સહસ્રાંશુ (હજારો કિરણવાળો સૂર્ય) તપે છે, અને જ્યાં સૂધી આ પર્વતો સ્થિર છે ત્યાં સૂધી, હું જો તારો સંગ છોડું તો, મને એ સ્વર્ગ લોકો પ્રાપ્ત મા થાઓ.[૨૨] જો હું તારો સંગ ત્યાગું તો મને કોઈ પણ પ્રકારે શુભ બુદ્ધિ પણ મા થાઓ, અને (આ જગતના) વિષયોનો જ સંગ મને લાગેલો રહો.[૨૩]

સંવર્ત કહે છેઃ-હે આવિક્ષિત! આવાં કર્મોમાં તારી શુભ બુદ્ધિ થાઓ. હે પાર્થિવ! હવે મારા હૃદયમાં પણ તને યજ્ઞ કરાવવાની શક્તિ (આવી) છે.[૨૪] હે રાજન્! હું તને અક્ષય અને ઉત્તમ દ્રવ્ય આપું છું કે, જે વડે તું શક્રને તેના દેવો અને ગંધર્વો સહિત હરાવી શકીશ.[૨૫] ધન મેળવવા વિષે કે ફરીને યજ્ઞ કરાવવા વિષે મારી બુદ્ધિ થતી નથી, પણ મારા ભાઈ તેમ જ ઈન્દ્ર એ ઉભયનું વિપ્રિય (ભુંડું) તો હું કરીશ.[૨૬] હું તને નિઃસંશય શક્રની સમાન સ્થિતિએ તો પોહોંચાડીશ, અને હું તારું પ્રિય કરીશ, એ હું તને સત્ય કહું છું.[૨૭]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'संवर्त अने मरुत्तनो प्रसंग' ए नामनो अध्याय ७ मो समाप्त

## અધ્યાય ૮ મો

### સંવર્ત અને મરુત્ત વચ્ચે સંવાદ

સંવર્ત કહે છેઃ-હિમાલય પર્વતની પીઠપર (અથવા) પાછળ મુંજવાન નામનો એક પર્વત છે. ત્યાં ભગવાન્ ઉમાપતિ (શંકર) નિત્ય તપ કરે છે.[૧] ત્યાં વનસ્પતિઓનાં મૂળ વિષે, વિષમ શિખરોપર, અથવા શૈલરાજ (હિમાલય)ની ગુફાઓમાં ઇચ્છાનુસાર અને જેમ સુખ લાગે તેમ,[૨] ઉમાની સહાય(સોબત)વાળા, અનેક જાતના ભૂતગણોથી વિંટાયલા, મહાતેજસ્વી, શૂલ શસ્ત્રવાળા, ભગવાન્ મહેશ્વર નિત્ય રહે છે.[૩] અને ત્યાં રુદ્રો, સાધ્યો, વિશ્વેદેવો અને વસુઓ, યમ, વરુણ, અને અનુચરો સહિત કુબેર,[૪]ભૂતો અને પિશાચો, બે નાસત્યો અને બે અશ્વિનીકુમારો, ગંધર્વો અને અપ્સરાઓ, યક્ષો, દેવો, ઋષિઓ,[૫] આદિત્યો, મરુતો અને યાતુધાનો ચારે તરફથી (વિટાઈને) બહુરૂપવાળા મહાત્મા ઉમાપતિની ઉપાસના કરે છે.[૬] હે પૃથિવીપતિ! વિકૃત (જેમનું સ્વરૂપ મૂળથી જ બદલાઈ ગયું છે એવા વિચિત્ર) અને જેઓએ પોતાનો આકાર બેડોલ કરી મૂક્યો છે એવા, કુબેરના રમતિયાળ અનુચરો સાથે ભગવાન્ ત્યાં રમણ કરે છે.[૭] જાણે બાળ આદિત્ય સમાન કાંતિથી જળહળતો હોય, તેમ એ પર્વત જણાય છે.[૮] માંસનાં લોચનવાળા કોઈ પણ પ્રાકૃત પ્રાણીઓથી તેનું રૂપ અથવા તેનાં બંધારણનું સ્થાન કહી શકાતું નથી.[૯] વળી ત્યાં ગરમી નથી તેમ થંડક નથી, ત્યાં પવન (વાતો) નથી અને ભાસ્કર (સૂર્ય તપતો) નથી. હે નૃપ! ત્યાં જરા (ઘડપણ), ક્ષુધા કે પિપાસા (તરસ) નથી, તેમ મૃત્યુ (આવતું) નથી, કે ભય પણ (લાગતો) નથી.[૧૦] હે વિજયવંતોમાં શ્રેષ્ઠ! તે પર્વતની સર્વ બાજુમાં સૂર્યનાં કિરણોથી પ્રકાશમાન એવી સોનાની ધાતુની ખાણો છે.[૧૧] મહાત્મા કુબેરનું પ્રિય કરવાની ઈચ્છાવાળા, હે રાજન્! કુબેરના અનુચરો આયુધ ઉંચાં રાખીને (ખુલ્લાં હથિયારે) એ ખાણોનું રક્ષણ કરે છે. તે ભગવાન્ શર્વાને, વેધાને નમસ્કાર હો![૧૨] રુદ્રને, શિતિકંઠને, પુરુષ સુવર્ચસને, કપર્દિને, કરાલને, હર્યક્ષણને અને વરદને,[૧૩] ત્ર્યક્ષણને, પૂષ્ણોદંતભિદને, વામનને, અને શિવને, યામ્યને, અવ્યક્તરૂપને,સદ્વૃત્તને,શંકરને,[૧૪] ક્ષેમ્યને, હરિકેશને, સ્થાણુને અને પુરુષને, હરિનેત્રને, મુંડને, ક્રુદ્ધને (કૃશને) અને ઉત્તરણને,[૧૫] ભાસ્કરને, સુતીર્થને, દેવદેવને, રંહસને, ઉષ્ણીષિને, સુવક્ત્રને, સહસ્રાક્ષને, મીઢુષને,[૧૬] ગિરિશને, પ્રશાંતને, યતિને, ચીરવાસને, બિલ્વદંડને, સિદ્ધને અને સર્વદંડધરને,[૧૭] મૃગવ્યાધને, મહતને, ધન્વી(ધનુર્ધારીને)ને અને ભવને, વરને, સોમવક્ત્રને,સિદ્ધમંત્રવાળાને,ચક્ષુષને,[૧૮]હિરણ્યબાહુને, હે રાજન્! ઉગ્રને, દિશાઓના પતિને, લેલિહાનને, ગોષ્ઠને, સિદ્ધમંત્રવાળા વૃષ્ણિને,[૧૯] પશુઓના પતિને, અને ભૂતોના પતિઓને નમસ્કાર હો! વૃષને, માતૃભક્તને, સેનાનીને, અને મધ્યમને,[૨૦] સુવહસ્તને, પતિને, ધન્વીને, અને ભાર્ગવને, અજને, કૃષ્ણનેત્રને, અને વિરૂપાક્ષને,[૨૧] તીક્ષ્ણદંષ્ટ્રને, તીક્ષ્ણને અને વૈશ્વાનરમુખને, મહાદ્યુતિને, અનંગને, સર્વને, વિશાંપતિને,[૨૨] વિલોહિતને, દીપ્તને, દીપ્તાક્ષને, મહૌજસને, વસુરેતઃસુવપુષ્ને, પૃથુને, કૃત્તિવાસાને,[૨૩] કપાલમાલિને અને સુવર્ણમુકુટને, મહાદેવને, કૃષ્ણને, ત્ર્યંબકને, અને અનઘને,[૨૪] ક્રોધનને, આનૃશંસને, મૃદુને, બાહુશાલીને, દંડીને, તપ્તતપને તથા અક્રૂરકર્માને,[૨૫] સહસ્રશિરાને, અને સહસ્રચરણને, સ્વધાસ્વરૂપને, બહુરૂપને, દંષ્ટ્રિને નમસ્કાર હો.[૨૬]* પિનાકીને, મહાદેવને, મહાયોગીને, અવ્યયને, ત્રિશૂલહસ્તને, વરદને, ત્ર્યંબકને, ભુવનેશ્વરને,[૨૭] ત્રિપુરઘ્નને, ત્રિનયનને, ત્રિલોકેશને, મહૌજસને,

* આ શ્લોક સુધીનાં સો નામો અતુર્થંત છે.

સર્વ ભૂતોના પ્રભવને, સર્વ ભૂતોના ધારણને (દાતારને), ધરણીધરને,[૨૮] ઈશાનને, શંકરને, શર્વને, શિવને, વિશ્વેશ્વરને, ભવને, ઉમાપતિને, પશુપતિને, વિશ્વરૂપને, મહેશ્વરને,[૨૯] વિરૂપાક્ષને, દશભુજને, દિવ્ય ગોવૃષભધ્વજને, ઉગ્રને, સ્થાણુને, શિવને, રૌદ્રને, શર્વને, ગૌરીશને, ઈશ્વરને,[૩૦] શિતિકંઠને, અજને, શુક્રને, પૃથુને, પૃથુહરને, વરને, વિશ્વરૂપને, વિરૂપાક્ષને, બહુરૂપને, ઉમાપતિને,[૩૧] અનંગાંગહરને, હરને, શરણ્યને, મહાદેવને, ચતુર્મુખને મસ્તકવડે પ્રણામ કરીને તેને શરણે જા.[૩૨]

હે ક્ષિતિપતિ! આ પ્રમાણે તે મહાત્મા મહાદેવ રંહસને નમસ્કાર કર્યા પછી તને એ સુવર્ણ મળશે.[૩૩] માટે તારાં મનુષ્યોને સુવર્ણ લાવવા માટે ત્યાં જવા દે.

સંવર્તે આ પ્રમાણે કહ્યું એટલે કરંધમના પુત્ર મરુત્તે તે પ્રમાણે કર્યું.[૩૪] તે પછી યજ્ઞની સર્વ પ્રકારની વિધિ માટે મનુષ્ય કરતાં પણ વધી જાય એવું તેણે કર્યું. ત્યાં તેના શિલ્પિઓએ (કારીગરો–સોનારોએ) સોનાનાં વાસણો ઘડ્યાં.[૩૫]

બૃહસ્પતિ તો, દેવથી પણ વિશેષ તે મરુત્ત મહીપતિની સમૃદ્ધિ હોવાની એ વાત સાંભળીને સંતાપ કરવા લાગ્યો.[૩૬] હિમગિરિપર તેનો શત્રુ સંવર્ત ધનવાન્ થશે એવા વિચારથી પીડા પામતાં તેનો રંગ બદલાઈ ગયો, અને અતિ કૃશ થઈ ગયો.[૩૭] બૃહસ્પતિ ઘણો સંતાપ પામે છે એવું સાંભળી દેવોનો રાજા પોતાના અમરોથી–દેવોથી વિંટાઇને તેની પાસે આવ્યો, અને આ વાક્યો કહેવા લાગ્યો.[૩૮]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'संवर्त अने मरुत्तनो प्रसंग' ए नामनो अध्याय ८ मो समाप्त

## અધ્યાય ૯ મો

### બૃહસ્પતિની ઇર્ષા અને અગ્નિનું સંવર્તથી ભય પામીને પાછું ઇન્દ્ર પાસે આવવું

ઇન્દ્ર પૂછે છેઃ–હે બૃહસ્પતિ! તું સુખે સુવે છે કે? તારા પરિચારકો મનોજ્ઞ (મનને, વૃત્તિને જાણનારા) છે કે? હે વિપ્ર! તું દેવોનાં સુખની કામના રાખે છે ને? દેવો તારું પરિપાલન તો કરે છે ને?[૧]

બૃહસ્પતિ કહે છેઃ–હે દેવરાજ! હું શયનમાં સુખે સુઉં છું, વળી મારા સેવકો મનોજ્ઞ છે, તેમ હું નિત્ય દેવોના જ સુખની ઇચ્છા કરું છું, અને દેવો મારું સારું પાલન કરે છે.[૨]

ઇન્દ્ર કહે છેઃ–ત્યારે તને માનસિક કે દૈહિક દુઃખ કેમ થાય છે? તું આજે આમ પીળો અને ફીક્કો કેમ છો? હે બ્રાહ્મણ! તે મને કહે એટલે હું, એ તને દુઃખ કરનારા સર્વનો નાશ કરું.[૩]

બૃહસ્પતિ કહે છેઃ–હે મઘવન! લોકો એમ કહે છે કે, ઉત્તમ દક્ષિણાઓ જેમાં આપવાની છે, એવા મહા યજ્ઞ કરવાની ઇચ્છાવાળા મરુત્તને સંવર્ત યજ્ઞ કરાવે છે એમ મેં સાંભળ્યું છે. માટે મારી એવી ઇચ્છા છે કે, તે તેને યજ્ઞ કરાવે નહિ (એમ તું કર).[૪]

ઇન્દ્ર કહે છેઃ–હે વિપ્ર! તું સર્વ કામનાઓની પાછળ ગયેલો છે (તારી સર્વ કામનાઓ પૂર્ણ થયેલી છે), તું દેવોનો મંત્રવેત્તા ઉત્તમ પુરોહિત બન્યો છે; વળી તું જરા અને મૃત્યુ બન્નેને ઓળંઘી ગયો છે તો પછી આજે, હે વિપ્ર! સંવર્ત તને શું કરવાનો છે?[૫]

બૃહસ્પતિ કહે છેઃ–દેવોની સાથે મળીને તું, અસુરોને તેમના બન્ધુઓ અને અનુયાયીઓ સહિત ઘોંચ ઘોંચ કરીને (પીડા આપી આપીને) શું કામ મારે છે? તું જેને જેને સમૃદ્ધિવાળો થતો જુવે છે કે તને દુઃખ થાય છે, કારણ કે શત્રુઓમાં સમૃદ્ધિની હસ્તી દુઃખ(ઈર્ષા)નું મૂળ છે.[૬] એટલા માટે જ, હે દેવેન્દ્ર! મારો વર્ણ બદલાઈ ગયો છે (ફીક્કો પડી ગયો છું), મારો સપત્ન (હરીફ, ભાઈ) સમૃદ્ધિવાળો થાય છે, માટે તું તેને શાંત પાડી દે. હે મઘવન્! સર્વ ઉપાય કરીને સંવર્તને કે રાજા મરુત્તને દાબી દે.[૭]

ઇન્દ્ર કહે છેઃ–હે જાતવેદ (અગ્નિ)! અહિં આવ. બૃહસ્પતિને મરુત્તને સોંપવાને માટે હું તને મોકલું છું તે તું જા. ને તેને કહે કે, "આ બૃહસ્પતિ તને યજ્ઞ કરાવશે તથા અમર (દેવ) કરશે."[૮]

અગ્નિ કહે છેઃ–હે મઘવન્! દૂત થઈને બૃહસ્પતિને મરુત્ત રાજાની (પાસે) મુકી આવવાને અને પુરુહુત (ઇન્દ્ર)ની વાણી સત્ય કરવાને, બૃહસ્પતિનું ભલું કરવાની ઇચ્છાવાળો આ હું જાઉં છું.[૯]

વ્યાસ કહે છેઃ–પછી ધૂમાડો જેની ધજારૂપ છે એવો તે મહાત્મા અગ્નિ સર્વ વનોનું અને લતાઓનું મર્દન કરતો કરતો, હિમ (શિશિર) ઋતુના અંતમાં ઇચ્છાનુસાર ફેલાતો, લાકડામાંથી બહાર પડતો, ઘુઘવાટ કરતા માતરિશ્વા (પવન)ની પેઠે ચાલ્યો.[૧૦]

મરુત્ત તેને આવતો જોઇને કહે છેઃ–આશ્ચર્ય! આજે સાક્ષાત્ વહ્નિને આવતા હું જોઉં છું. હે મુનિ! તેને માટે આસન, જલ, પાદ્ય અને એક ગાય લાવો.[૧૧]

અગ્નિ કહે છેઃ–હે નિર્દોષ! તારાં આસન, જલ અને પાદ્યથી હું પ્રસન્ન થયો છું. ઇન્દ્રની આજ્ઞાથી દૂત તરીકે આવેલો મને તું જાણ![૧૨]

મરુત્ત કહે છેઃ–શ્રીમાન્ દેવરાજ સુખી તો છેને? હે ધૂમકેતુ! તે અમારાપર પ્રીતિ તો રાખે છેને? બીજા

દેવો તેના વશમાં તો છેને? હે દેવ! એ સર્વ યથાસ્થિત તું મને કહે.[૧૩]

અગ્નિ કહે છેઃ-હે પાર્થિવેન્દ્ર! શક્ર ઘણા સુખમાં છે, તે તો તારી સાથે અજરા (તાજીજ, નવી) પ્રીતિની ઇચ્છા રાખે છે; સર્વે દેવો તેને વશ રહે છે. હે રાજન્! તે દેવરાજે તને એક સંદેશો કહાવ્યો છે તે સાંભળ.[૧૪] તારી પાસે જે કારણે તેણે મને મોકલ્યો છે તે, હે મરુત્ત! તને (આ) બૃહસ્પતિ સોંપવાનો છે. હે રાજા! આ તારા ગુરુ તને યજ્ઞ કરાવશે, અને તું મર્ત્ય પ્રાણી હોવા છતાં તને અમર કરશે.[૧૫]

મરુત્ત કહે છેઃ-આ દ્વિજ સંવર્ત મારો યાજયિતા (યજ્ઞ કરાવનારો) છે. હવે બૃહસ્પતિને મારા પ્રણામ છે. મહેન્દ્રને તેણે યજ્ઞ કરાવ્યો છે, એટલે તે હવે મર્ત્ય પ્રાણીને યજ્ઞ કરાવે તે ન શોભે.[૧૬]

અગ્નિ કહે છેઃ-જો આ બૃહસ્પતિ તને યજ્ઞ કરાવશે તો દેવરાજના પ્રસાદથી દેવલોકમાં પણ જે મોટા મોટા લોકો છે તે તને મળશે, અને વળી તું કીર્તિવાળો થઇને સ્વર્ગને પણ જીતીશ.[૧૭] વળી, હે નરેન્દ્ર! જો બૃહસ્પતિ યજ્ઞ કરાવશે તો આ મનુષ્ય લોકો તથા દિવ્ય લોકો તથા પ્રજાપતિના જે મહાન્ લોકો છે તે તથા આખું દેવોનું રાજ્ય તું જીતશે.[૧૮]

સંવર્ત કહે છેઃ-મરુત્તને બૃહસ્પતિ સોંપવાને હવે તું કોઈ પણ પ્રકારે પાછો આવતો ના. હે પાવક! જાણી લે કે, હું કોપાયમાન થઇશ તો મારાં દારુણ નેત્રથી તને બાળી નાંખીશ.[૧૯]

વ્યાસ કહે છેઃ-પછી (શાપથી) બળી જવાના ભયને પામેલો, ધૂમકેતુ પીંપળાના પાંદડાં પેરે દુઃખ પામતો (કંપતો) દેવોની પાસે પાછો ગયો. તેને જોતાં જ મહાત્મા શક્ર, બૃહસ્પતિની પાસે જ હવ્યવાહનને પૂછવા લાગ્યો.[૨૦]

ઇન્દ્ર કહે છેઃ-હે જાતવેદ! તું અહિંયાંથી મોકલેલો, મરુત્તને બૃહસ્પતિ સોંપવાને ગયો હતો ત્યાં યજ્ઞ કરવાની ઇચ્છા કરનાર તે રાજાએ તને શું કહ્યું, અને તેણે તેનો સ્વીકાર કર્યો કે નહિં?[૨૧]

અગ્નિ કહે છેઃ-મરુત્તને તારું કહેણુ રુચતું આવ્યું નથી. તેણે બૃહસ્પતિને અંજલિ મોકલાવી છે (હાથ જોડીને પ્રણામ કહાવ્યા છે). મેં તેને પુનઃપુનઃ માંગણી કરી, પણ તે કહે છે કે, સંવર્ત મને યજ્ઞ કરાવશે.[૨૨] વળી તેણે કહ્યું છે કે, 'આ મનુષ્ય લોકો તથા દિવ્ય લોકો તથા પ્રજાપતિના જે મહાન્ લોકો છે તે જો હું મેળવવાની ઇચ્છા કરીશ તો તેની સાથે વિચાર કરીશ, પણ મને તેની ઇચ્છા નથી,' એમ તે ખાતરી આપે છે.[૨૩]

ઇન્દ્ર કહે છેઃ-તે રાજાની પાસે પાછા જઈને મારું આ સ્વાર્થયુક્ત વાકય પોહોંચાડ. તારી મારફતે પુનઃ કહેવરાવ્યા છતાં તે જો ન સ્વીકારશે તો હું તેને વજ્ર મારીશ.[૨૪]

અગ્નિ કહે છેઃ-આ ગન્ધર્વરાજને દૂત તરીકે ત્યાં મોકલો. હે વાસવ! ત્યાં જતાં મને તો બીક લાગે છે. તે તીક્ષ્ણ ક્રોધવાળા તથા બ્રહ્મચર્ય પાળનાર સંવર્તે ક્રોધથી મને એમ કહ્યું છે કે,[૨૫] 'મરુત્તને બૃહસ્પતિ સોંપવાને કોઈ પણ રીતે તું પુનઃ આવશે તો ક્રોધ પામેલો હું મારાં દારુણ નેત્રવડે તને બાળી નાંખીશ,' આ પ્રમાણે, હે શક્ર! વાત જાણ.[૨૬]

શક્ર કહે છેઃ-તું જ જાતવેદ બીજાને બાળી નાંખે છે, તારા સિવાય બીજો ભસ્મકર્તા જણાયલો નથી, તારા જરા સ્પર્શથી પણ સર્વ લોકો બીહે છે માટે, હે હવ્યવાહન! તું વિશ્વાસ ન આવે એવું કહે છે.[૨૭]

અગ્નિ કહે છેઃ-હે દેવેન્દ્ર! આ સ્વર્ગ અને સર્વ પૃથિવીને તારાં પોતાનાં બળથી તું વિંટાઇ વળ્યો છું. હે શક્ર! આવો તું હોવા છતાં પેલા વૃત્રે તારું સ્વર્ગ કેમ ઝુંટવી લીધું હતું?[૨૮]

ઇન્દ્ર કહે છેઃ-પર્વતને તો હું આ હાથમાં માખીના આકારવાળો સૂક્ષ્મ બનાવી દઉં; પણ, હે વહ્નિ! હું શત્રુનો આપેલો સોમ પીતો નથી, તેમ હું ક્ષીણ શક્તિવાળાને વજ્ર મારતો નથી; તેમાં પણ મારાં સુખનો કયો મર્ત્ય પ્રાણી નાશ કરી શકે?[૨૯]* અંતરિક્ષમાંથી કાલકેય જેવા દાનવોને પણ ખેંચી કાઢીને પૃથ્વીપર મોકલાવું, અને (ધારું તો) સ્વર્ગના પ્રલ્હાદ-(આનંદ)નો પણ અંત લાવું. તો મારાં સુખનો કયો માનવ (મનુષ્ય) નાશ કરી શકે?[૩૦]

અગ્નિ કહે છેઃ-જ્યારે પૂર્વના જમાનામાં શર્યાતિને યજ્ઞ કરાવવાની ઇચ્છાવાળા ચ્યવને એ અશ્વિનોની

---

* ઇન્દ્રે અગ્નિપર કટાક્ષ કર્યો ત્યારે અગ્નિએ તેવો જ જવાબ આપ્યો. અગ્નિનું કહેવું એવું હતું કે, બ્રહ્મને જાણનારાઓના તો દેવો પણ દાસ થઇને રહે છે. ઇન્દ્રે પોતાના બચાવમાં તેવો જ જવાબ આપ્યો છે. તે કહે છે કે, હું દુર્બળ હતો તેથી વૃત્રે મને જીત્યો એમ નથી. એમ તો હું અગસ્ત્યે સમુદ્રને પીધો તેમ, પર્વતને માખીની માફક મસળી નાખીને અણુસરખો બનાવું તેવો છું. પરંતુ, હે અગ્નિ! તું જાણે છે કે, હું શત્રુના હાથના સોમનું પાન કરતો નથી અને મારા કરતાં નિર્બળપર પ્રહાર કરતો નથી, માટે વૃત્રે મને જીત્યો છે એમ તે વેળાએ લાગ્યું હતું. પણ હું જીતાયલો જ ન હતો.

બીજો પાઠ આ છે न शंडिकां जंगमो नो करेणुः અમારો ઐરાવત હાથી હીજડાની પાછળ દોડતો નથી. (તો પછી તેનાપર ચઢનાર તો કેમ જ જાય?) ઇન્દ્ર એમ અભિમાન કરે છે કે મારાં સુખ દુઃખને માટે મૃત્યુ લોકનો પ્રાણી તો કંઈ કરી શકે તેમ નથી. ૩૧ મા શ્લોકમાં અગ્નિ તેનો ઉત્તર આપે છે.

સાથે એકલાએ જ સોમ રસ પીધો ત્યારે તેનાપર ગુસ્સે થયેલા તેં શર્યાતિનો યજ્ઞ અટકાવ્યો હતો તેને તું, હે મહેન્દ્ર! યાદ કર.[૩૧] હે પુરંદર! તેં ત્યારે અતિ ભયંકર વજ્ર ઉપાડીને ચ્યવનને મારવાની ઇચ્છા કરી એટલે તે વિપ્રે ક્રોધ કરીને પોતાના તપોબળથી વજ્રસહિત તારા હાથને જકડી લીધો હતો.[૩૨] તે પછી પોતાના ક્રોધમાંથી તેણે, સર્વ દિશામાં ઘોર સ્વરૂપવાળા અને વિશ્વરૂપ જણાતા મદ નામના અસુરને તારા શત્રુ તરીકે તેણે ઉત્પન્ન કર્યો હતો કે જેને જોતાં જ તેં આંખો મીચી દીધી હતી.[૩૩] તે મહાન દાનવનું એક હનુ (જડબું) પૃથ્વીપર હતું અને બીજું સ્વર્ગને લાગ્યું હતું; સેંકડો યોજન મોટા અને અતિ તીક્ષ્ણ એવા તેના હજારો દાંત હતા અને તેથી તેનું રૂપ ભયંકર લાગતું હતું.[૩૪] તેની ચાર દાઢો ગોળ, સ્થૂલ (જાડી અથવા સફ્ત) અને ચાંદીના થાંભલા જેવી હતી, અને તે બસેં યોજન મોટી હતી; દાંત કચકચાવીને તને મારવાની ઇચ્છાથી પોતાનું ભયંકર શૂલ ઉપાડીને તારી પાછળ તે દોડ્યો[૩૫] ત્યારે તું તેનું ઘોર રૂપ જોઇ શકયો નહિ, અને ત્યારે સર્વેએ તારું જોવા લાયક મોં જોયું હતું. હે દાનવોને હણનારા! તેનાથી ભય પામીને બે હાથ જોડીને તો તું જ તે મહર્ષિને શરણે ગયો હતો.[૩૬] ક્ષાત્રબળથી બ્રહ્મબળ શ્રેષ્ઠ છે, બ્રહ્મબળથી બીજું કોઇ જ શ્રેષ્ઠ નથી. હે શક્ર! બ્રહ્મતેજને તેના ખરા સ્વરૂપમાં જાણવાવાળો હું સંવર્તની પાસે જવાને ઇચ્છતો નથી.[૩૭]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'संवर्त अने मरुत्तनो प्रसंग' ए नामनो अध्याय ९ मो समाप्त

---

## અધ્યાય ૧૦ મો

### મરુત્તના યજ્ઞમાં ઇન્દ્રનું આગમન

ઇન્દ્ર કહે છેઃ-ભલે એ બ્રહ્મબળ મોટું હોય, અને બ્રાહ્મણોથી બીજું કંઈ પણ મોટું ન હોય પરંતુ અવિક્ષિતના પુત્રનું બળ તો હું સહન કરી શકતો નથી. તેને તો હું ઘોર વજ્ર મારીશ જ.[૧] હે (ગન્ધર્વરાજ) ધૃતરાષ્ટ્ર! મારા કહેવાથી તું મરુત્તની પાસે જા, અને સંવર્તની સોબતવાળા તે (રાજા)ને કહે કે, હે રાજન્! તું બૃહસ્પતિને સ્વીકાર, નહીં તો હું તને ઘોર વજ્ર મારીશ.[૨]

વ્યાસ કહે છેઃ-ત્યાંથી ધૃતરાષ્ટ્ર, મનુષ્યમાં ઇન્દ્રના જેવા તે રાજાની પાસે ગયો, અને વાસવનું આ વચન કહ્યું.[૩]

ગાન્ધર્વ કહે છેઃ-હે નરેન્દ્ર! કંઈ કહેવાની ઇચ્છાથી તારી પાસે આવેલા ધૃતરાષ્ટ્ર નામના ગન્ધર્વ તરીકે તું મને જાણ. હે રાજસિંહ! લોકોના અધિપતિ, મહાત્મા ઇન્દ્રે (તારે વિષે) જે કંઇ કહ્યું તે ઇન્દ્રનું વાકય તું સાંભળ.[૪] જેનાં કર્મનું ચિંતન થઈ શકતું નથી એવા તેણે મને (તને કહેવાને) આટલું કહ્યું છે કે, 'બૃહસ્પતિને યાજક તરીકે તું પસંદ કર, અથવા જો તું મારું આ વચન કબુલ ન કરશે તો હું તને ઘોર વજ્ર મારીશ.'[૫]

મરુત્ત કહે છેઃ-અને તું પણ, તેમ જ પુરંદર પોતે, વિશ્વેદેવો, વસુઓ અને બન્ને અશ્વિનો જાણો છો કે, આ લોકમાં મિત્રદ્રોહમાંથી જરા પણ બાહાર નિકળવા(નું બાહા)નું નથી, અને તે એક મહાન્ પાપ છે, તે બ્રહ્મહત્યાના જેવું છે.[૬] દેવોમાં શ્રેષ્ઠ, વજ્ર ઉપાડનારામાં શ્રેષ્ઠ એવા મહેન્દ્રના યાજક તરીકે બૃહસ્પતિને કામ કરવા દો. આજ તો સંવર્ત જ મારો યાજક છે. હે રાજન્! માટે તારું કે તેનું (કોઇનું પણ) વાકય મને પસંદ નથી.[૭]

ગન્ધર્વ કહે છેઃ-હે રાજસિંહ! આકાશમાં ગર્જના કરતા વાસવનો ભયંકર નાદ સાંભળ. એ મહેન્દ્ર, ખરેખર, તારાપર વજ્ર ફેંકશે; માટે આ સમય, હે રાજન્! પોતાનું ક્ષેમ વિચારવાનો છે.[૮]

વ્યાસ કહે છેઃ-હે રાજન્! ધૃતરાષ્ટ્રે આમ કહ્યું એટલામાં તો ગર્જના કરતા વાસવનો અવાજ સાંભળીને, નિત્ય તપમાં પરાયણ, ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા સંવર્તને તેણે (મરુત્તે) તે બીના જણાવી.[૯]

મરુત્ત કહે છેઃ-આ આત્માને (પોતાની જાતને) દૂરથી ગગડાવે છે. (જણાવે છે.) (તેનો) રસ્તો દૂર (લાંબો) છે, માટે તે આજે દેખાતો નથી. હે વિપ્રેન્દ્ર! તારી પાસેથી હું શરણ માગું છું, માટે, હે વિપ્રોમાં મુખ્ય! તેના તરફથી મને તું અભય આપ.[૧૦] દશે દિશાને પ્રકાશિત કરતો આ વજ્રવાળો આવે છે, તેના ઘોર અને અમાનુષી સ્વરથી આપણાં માણસો ત્રાસ પામી ગયાં છે.[૧૧]

સંવર્ત કહે છેઃ-હે રાજસિંહ! શક્ર તરફથી તારો ભય દૂર થાઓ. આ અત્યંત ઘોર ભયને એક પળમાં સંસ્તંભિની નામની વિદ્યાના બળથી હું દૂર કરું છું; આ હરીફથી હાર પામવાનો તું ભય રાખ મા.[૧૨] હે નૃપ! હું એને હમણાં જ સ્તંભવત્ કરી નાખું છું; તું શક્રથી ડર મા. મેં સર્વે દેવોનાં આયુધોનો ક્ષય કરી નાંખ્યો છે.[૧૩] વજ્ર ભલે દિશાઓમાં જાય, વાયુ ભલે વાય, મેઘ ચઢી આવીને ભલે જંગલોમાં વર્ષે, જલ ભલે ઉભરાય અને અંતરિક્ષમાં ફોકટમાં ભલે વિજળીઓ ચમકે, પણ તું તેથી ગભરા મા.[૧૪] વહ્નિદેવ તારું સર્વ તરફથી રક્ષણ કરો, અથવા તો વાસવ

તારી સર્વ કામનાઓ પૂર્ણ કરો; અને તે તારા વધને માટે જલના ઓઘમાં ડૂબી જતું મહા ઘોર વજ્ર અટકાવી દો.૧૫

મરુત્ત કહે છેઃ–મોટો અવાજ કરતા વજ્રનો મારુત (વાયુ) સહિત આ ઘોર શબ્દ સંભળાય છે, તેથી મારો આત્મા ફરીફરીને અતિ વ્યથા પામે છે, માટે હે વિપ્ર! આજ મારું (મન) સ્વસ્થ રહેતું નથી.૧૬

સંવર્ત કહે છેઃ–હે નરેન્દ્ર! વજ્રનો તારો ભય આજ જ જતો રહેશે. વાયુરૂપ બનીને હું એ વજ્રનો નાશ કરું છું. માટે ભય ત્યજી દઈને બીજો કોઈ વર માગી લે. તારા મનમાં જે ઇચ્છા હશે તે હું સાધી આપીશ.૧૭

મરુત્ત કહે છેઃ–ઇન્દ્ર સાક્ષાત્ એકદમ અહીં આવે, અને, હે વિપ્ર! આ યજ્ઞમાં તે હવિનો પ્રતિગ્રહ કરે; વળી બીજા દેવો પણ અત્રે આવી પોતપોતાનું સ્થાન લે, અને હવિ અને સોમનો પ્રતિગ્રહ કરે.૧૮

સંવર્ત કહે છેઃ–હે રાજન્! આ ઇન્દ્ર, ત્વરા કરતા સર્વ દેવોથી સ્તુતિ પામતો, પોતાના ઘોડાઓ સાથે આવે છે. મેં આજે તેને આ યજ્ઞમાં મંત્રના બળથી બોલાવ્યો છે. તે મંત્રના બળથી શિથિલ થયલી કાયા-(ગાત્ર)વાળાને તું જો.૧૯

વ્યાસ કહે છેઃ–પછી દેવોની સાથે દેવરાજ, રથમાં અશ્વોમાં મુખ્ય એવા ઘોડાઓને જોડીને, તુલના ન થાય એવા રાજા આવિક્ષિત(અવિક્ષિતના પુત્ર)ના યજ્ઞમાં સોમનું પાન કરવાની ઇચ્છાથી આવ્યો.૨૦ દેવોના સંઘ સાથે તેને આવતો જોઈ, મરુત્ત પોતાના પુરોહિત સહિત સામો ગયો, અને પ્રીતિથી યથાશાસ્ત્ર અને યથાવિધિ દેવરાજની પહેલી પૂજા કરી.૨૧

સંવર્ત કહે છેઃ–હે પુરુહુત! તું અહિં ભલે પધાર્યો. હે વિદ્વન્! હે ઇન્દ્ર! તારી હાજરીથી જ આ યજ્ઞ પણ શોભે છે. હે બળ અને વૃત્રના હણનાર! મેં નીચોવી કાઢેલા સોમનું તું (આજ) ખૂબ પાન કર!૨૨

મરુત્ત કહે છેઃ–હે સુરેન્દ્ર! મારાપર કલ્યાણની દૃષ્ટિ કરો. તને મારા નમસ્કાર છે. (આજ) મારો યજ્ઞ પૂર્ણ થયો છે, અને મારું જીવિત સફળ થયું છે. બૃહસ્પતિના નાના ભાઈ અને વિપ્રોમાં મુખ્ય એવા આ (સવર્ત) મારો યજ્ઞ કરાવે છે.૨૩

ઇન્દ્ર કહે છેઃ–આ તપોધનને, બૃહસ્પતિના નાના ભાઈને, ઘણા જ તેજવાળા તારા ગુરુને હું જાણું છું. હે નરેન્દ્ર! એના જ આહ્વાનથી હું આવ્યો છું, અને આજે મારો ક્રોધ નાશ પામી તારાપર મારી પ્રીતિ થઇ છે.૨૪

સંવર્ત કહે છેઃ–જો તું પ્રસન્ન થયો હોય તો, હે દેવરાજ! તું પોતે જ આ યજ્ઞનું વિધાન બતાવ; હે સુરેન્દ્ર! તું જ સર્વ ભાગો (નક્કી) કર, અને, હે દેવ! સર્વ લોકને તે જાણવા દે.૨૫

વ્યાસ કહે છેઃ–આંગિરસે (અંગિરસના પુત્રે) આમ કહ્યું એટલે શક્રે પોતે જ દેવોને આજ્ઞા કરી કે, 'સભા (સ્થાનો) બનાવો અને તેમાં હજારો મુખ્ય મુખ્ય ઓરડાઓ જાણે ચિત્રમય હોય તેમ સમૃદ્ધિથી ભરપૂર બનાવો;૨૬ અને તેમાં કોતરેલા સ્તંભો અને ગંધર્વો અને અપ્સરાઓને માટે ઉંચાં આરોહણો (પલંગો અથવા બેઠકો) જલદી કરો, કે જેથી ત્યાં સર્વ અપ્સરાઓ નૃત્ય કરે. વળી ત્યાં સ્વર્ગની ઉપમાને યોગ્ય યજ્ઞનો વાડો બનાવો.'૨૭

(વ્યાસ કહે છે) આવી રીતે જેઓને કહેવામાં આવ્યું છે એવા દેવોએ, હે નરેન્દ્ર! શક્રની આજ્ઞાથી તે પ્રમાણે તરત જ કરી દીધું. પછી મરુત્તની પૂજા કરતા અને પ્રસન્ન થયેલા ઇન્દ્રે, હે રાજન્! તે રાજાને કહ્યું.૨૮

ઇન્દ્ર કહે છેઃ–હે નરેન્દ્ર! અહિં તારી સાથે રહેલો આ હું અને તારી આગળ આ બીજાઓ જે છે તે અને બીજા સર્વે દેવતાઓ પ્રસન્ન થયા છે. તેઓ, હે રાજન્! તારી પાસેથી હવિનો પ્રતિગ્રહ કરશે.૨૯ હવે મુખ્ય બ્રાહ્મણોને અગ્નિને નિમિત્તે રાતો અને વિશ્વદેવ(સૂર્ય)ને નિમિત્તે બહુરૂપ(રંગ)વાળો એકેક આખલો, અને, હે રાજન્! (મારુત્તને નિમિત્તે) નીલ (કાળો) આખલો જે (મેધ્ય–પવિત્ર) હોય અને જેને સ્નાન(થી શુદ્ધ) કર્યો હોય અને જે ચલચ્છિશ્ન (જુવાન, થાન આપી શકે તેવો) હોય તેને, હે રાજન્! વધવેદીપર લાવવા દો.૩૦*

વ્યાસ કહે છેઃ–પછી, હે રાજન્! તે રાજાનો યજ્ઞ જેમાં દેવોએ પોતે અન્ન લીધું હતું અને જેમાં બ્રાહ્મણોના પૂજ્ય, દેવરાજ, અશ્વવાળા શક્ર પોતે સદસ્ય (યજ્ઞના મુખ્ય સભાસદ) હતા તે યજ્ઞ આગળ ચાલવા માંડ્યો.૩૧ પછી જાણે બીજો વહ્નિ જ પ્રજ્વલતો હોય તેવા મહાત્મા સંવર્ત જાગૃત થયા, અને આખા દેવોના સંઘને આહ્વાન કરીને, સર્વની સારી રીતે પ્રતીતિ ખાતરી કરી છે એવા તે મંત્રો સહિત અગ્નિમાં હવિષ હોમવા લાગ્યા.૩૨ પછી બળ દૈત્યને મારનારા ઇન્દ્રે પ્રથમ સોમ પીધો તેમ સોમનું પાન કરનારા આખા દેવસમાજે પણ પીધો, અને પછી સારી રીતે સંતોષ પામેલા અને પ્રસન્ન થયેલા તે સર્વે રાજા મરુત્તની રજા લઇને ગયા.૩૩ તે પછી સંતુષ્ટ થયેલા તે રાજાએ પગલે પગલે સુવર્ણના ઢગલા કરાવ્યા, અને પછી બ્રાહ્મણોને પુષ્કળ ધન આપીને રજા આપી. તે રાજા શત્રુને હણનાર વિત્તેશ-(કુબેર)ના જેવો શોભવા લાગ્યો.૩૪

* આ શ્લોકનો અર્થ સ્પષ્ટ નથી.

તે પછી તે પોતાનો કોશ ઉત્સાહપૂર્વક ભરાવી, વિવિધ જાતનું ધન દાટી, ગુરુની રજા લઈને પાછો ફર્યો, અને સાગર જેનો અંત છે એવી અખિલ પૃથિવી ઉપર રાજ કરવા લાગ્યો.[૩૫] આ પૃથિવીપર આવા ગુણવાળો તે રાજા થઈ ગયો છે કે, જેના યજ્ઞમાં તે સુવર્ણ ભેગું થયું હતું. હે નરેન્દ્ર! તે ધન તું લઈ આવીને યજ્ઞોથી દેવોને તૃપ્ત કર અને નિવાપાંજલિથી પિતૃઓને તૃપ્ત કર.[૩૬]

વૈશંપાયન કહે છેઃ-પછી સત્યવતીના પુત્ર વ્યાસનું વચન સાંભળીને પાંડુનો પુત્ર રાજા યુધિષ્ઠિર ઘણો પ્રસન્ન થયો, અને દ્રવ્યવડે યજ્ઞ કરવાનો વિચાર કર્યો, અને પોતાના અમાત્યોની સાથે તે વિશે વારંવાર મંત્ર (મસલત) કરવા લાગ્યો.[૩૭]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'संवर्त अने मरुत्तनो प्रसंग' ए नामनो अध्याय १० मो समाप्त

## અધ્યાય ૧૧ મો

### શ્રીકૃષ્ણનો ધર્મસંવાદ

વૈશંપાયન કહે છેઃ-અદ્ભુત કર્મવાળા વ્યાસે રાજાને આ પ્રમાણે કહ્યા પછી મહાતેજસ્વી વાસુદેવે આ વચનો કહ્યાં.[૧] દીન મનવાળા, જ્ઞાતિજનો અને બાંધવો જેના હણાઈ ગયા છે એવા, (રાહુથી) છવાઈ ગયેલા સૂર્યના જેવા અથવા ધૂમાડાથી ઢંકાયલા અગ્નિના જેવા તે રાજાને,[૨] તે પાર્થને ખિન્ન મનવાળો જાણીને વૃષ્ણિના કુલના ટેકારૂપ શ્રીકૃષ્ણે, ધર્મસુત( યુધિષ્ઠિર )ને આશ્વાસન આપતાં કહેવાનો આરંભ કર્યો.[૩]

વાસુદેવ કહે છેઃ-કપટયુક્ત (અથવા વાસનાવાળું) સર્વ મૃત્યુને સ્થાને પોહોંચે છે અર્થાત્ ( નાશવંત છે ). માત્ર આર્જવ (દીનતા)થી બ્રહ્મ (મોક્ષ)નું પદ મળે છે; આ જ માત્ર જ્ઞાનનો વિષય છે; માત્ર પ્રલાપ (બકવાદ ) કરવાથી શું થાય છે?[૪] તારાં કર્મનો નાશ થયો નથી તેમ તારા શત્રુઓ કંઈ જીતાયા નથી, કારણ કે તું તારા પોતાના શરીરમાં રહેલા શત્રુને ઓળખતો નથી.[૫] માટે હું તને ઇન્દ્ર ( ચિદ્-આત્મા )નું વૃત્ર (કામાદિ-અચિદ્) સાથે જે પ્રમાણે યુદ્ધ થયું તે જેમ મેં સાંભળ્યું છે, તે પ્રમાણે ધર્માનુસાર આજે કહીશ.[૬] હે નરાધિપ! પૂર્વે એક વખતે આખી પૃથ્વી (સ્થૂળ શરીર) વૃત્રથી ( અહંકારથી ) વ્યાપી ગઈ હતી. એ પૃથિવીનો સ્વાભાવિક વિષય જે ગંધ ( આત્મત્વ ) તે તેમાંથી ખેંચી લેવાયો હતો, ( અર્થાત્ અહંકાર વ્યાપી ગયો હતો.)[૭] તેથી ધરા( પૃથ્વી)ને પીડા કરનાર ( અનાત્મભૂત ) દુર્ગંધ એ જ વિશ્વનો વિષય થઈ પડ્યો હતો. પૃથિવી( સ્થૂલ શરીર)માંથી ગંધ(રૂપ આત્મા) ખેંચી લેવાયલો હોવાથી શતક્રતુ (ઇન્દ્ર-આત્મા) કોપાયમાન થયો.[૮] તે પછી ક્રોધે ભરાયલા ઇન્દ્રે વૃત્રના ઉપર (ઈન્દ્રયોપર) પોતાનું ઘોર વજ્ર છોડ્યું ( અર્થાત્ વિવેકવડે, જ્ઞાનવડે વિચાર કરવા માંડ્યો), અને અત્યંત તેજવાળા વજ્ર( જ્ઞાન)વડે વૃત્રને ( અજ્ઞાનના, ઇન્દ્રિય બળના) ઘા પડ્યા[૯] એટલે તેણે (વૃત્રે-અજ્ઞાને એકદમ તોય(જલ)માં પ્રવેશ કર્યો, અને તેનો વિષય (આત્મા-સાર) રસ ચૂસી લીધો (અર્થાત્ ઇન્દ્રિયોનો એટલો બધો ઉપભોગ કરવા માંડ્યો કે કંઈ તત્વ રહ્યું નહિ). હવે વૃત્રે ગ્રહણ કરેલાં જલમાં કંઈ વિષય (સાર) રહ્યો નહિ,[૧૦] ત્યારે શતક્રતુ (આત્મા) અતિ ક્રોધાયમાન થયો અને ત્યાં પાછા વજ્રના ઘા કરવા લાગ્યો. તે અમાપ તેજવાળા વજ્રવડે ઘવાયેલો તે (વૃત્ર),[૧૧] એકદમ જ્યોતિમાં પેંસી ગયો અને તેનો (જ્યોતિનો) સાર ખેંચી લીધો. આમ જ્યોતિ વૃત્રથી વ્યાપ્ત થયું અને તેનો રૂપ અને રંગ અને પ્રકાશ ખેંચી લેવાયા[૧૨] ત્યારે શતક્રતુ ઘણો ક્રોધ પામ્યો અને ત્યાં પણ વજ્ર ફેંકવા લાગ્યો. અમાપ તેજવાળા વજ્રવડે ઘવાયેલો વૃત્ર (અજ્ઞાન) ત્યાંથી નીકળી[૧૩] એકદમ વાયુમાં પેંસી ગયો, અને તેનો સાર (સ્પર્શ) ખેંચી લીધો ( તેના સારરૂપ બન્યો ). જ્યારે વાયુમાં વૃત્ર વ્યાપી ગયો અને સ્પર્શરૂપ તેનો વિષય જતો રહ્યો, ( અર્થાત્ સ્પર્શનો મોહ રહ્યો નહીં)[૧૪] ત્યારે શતક્રતુ અતિ ક્રોધ પામ્યો, અને ત્યાં વજ્રના ઘા કરવા લાગ્યો ત્યારે અમાપ તેજથી ઘવાયેલો તે[૧૫] આકાશમાં દોડ્યો અને તેના વિષયરૂપ બની ગયો. જ્યારે આકાશ વૃત્રભૂત થયું ત્યારે તેનો શબ્દરૂપ વિષય નાશ પામ્યો હતો[૧૬] એટલે વિશેષ ક્રોધ પામીને શતક્રતુએ પાછા વજ્રના ઘા કર્યા પછી અમાપ તેજવાળા વજ્રથી ઘવાયેલા તે વૃત્રે[૧૭] એકદમ શક્રમાં જ પ્રવેશ કર્યો અને તેના વિષયરૂપ બની ગયો. આ પ્રમાણે શક્રના શરીરમાં વૃત્ર બેઠો ત્યારે શક્રને મહા મોહ થયો (અભિમાન થયું).[૧૮] પછી, હે તાત! રથંતરવડે ( એટલે કે આ રથરૂપ શરીર તો માયારૂપ છે અને તે સંસાર તરવાનું સાધન છે એ સમજાવી અહં બ્રહ્માસ્મિનું યથાર્થ જ્ઞાન કરાવી ) ઇન્દ્ર ( આત્મા)ને ( દ્વૈત ભાવનો નિષેધ કરી, અદ્વૈત સ્વરૂપ સમજાવી) જાગ્રત કર્યો. પછી, હે ભરતર્ષભ! શરીરમાં રહેલા વૃત્ર (અજ્ઞાન)નો અદૃશ્ય એવા વજ્ર(જ્ઞાન)વડે શતક્રતુએ નાશ કર્યો (આત્મા અને ચિત્-બ્રહ્મ એક છે એવું સિદ્ધ કર્યું) એવું અમારા સાંભળવામાં આવ્યું છે.[૧૯] હે જનાધિપ! આ ધર્મવાળું રહસ્ય શક્રે પોતે મહ-

ષિઓને કહ્યું હતું, અને ઋષિઓએ મને કહ્યું તે તું બરાબર સમજ.[૨૦]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'श्रीकृष्णनो धर्मसंवाद' ए नामनो अध्याय ११ मो समाप्त

## અધ્યાય ૧૨ મો
### શ્રીકૃષ્ણનો ધર્મોપદેશ

વાસુદેવ કહે છેઃ—વ્યાધિ બે જાતના થાય છેઃ એક શારીરિક અને બીજો માનસિક. તેમની ઉત્પત્તિ એકબીજાથી થાય છે, એ બન્ને વિના તેમનો જન્મ થતો નથી.[૧]* જે વ્યાધિ શરીરમાં થાય છે તેને શારીરિક કહેવામાં આવે છે; અને જે વ્યાધિ મનમાં થાય છે તેને માનસિક કહેવામાં આવે છે.[૨] હે રાજન્! શીતતા (કફ) અને ઉષ્ણતા (પિત્ત) અને વાયુ એ ત્રણ ગુણો શરીરમાંથી જન્મે છે. જ્યારે એ સર્વે ગુણો સરખા હોય છે ત્યારે તેને લોકો સ્વસ્થતા-(આરોગ્ય)નું લક્ષણ કહે છે.[૩] ગરમીથી શરદીને બાધ આવે છે અને શરદી થતાં ગરમીને બાધ આવે છે. વળી તેમ સત્વ, રજ અને તમ એ ત્રણ આત્માના ગુણો કહેવાય છે.[૪] એ ત્રણ ગુણો સમાન હોય ત્યારે આત્મા સ્વસ્થ રહે છે, પણ એ ત્રણમાંના એકનું જોર વધે છે કે તેનું વિધાન (ઉપાય) કરવું પડે છે.[૫] હર્ષથી શોકને બાધ આવે છે (શોક દૂર થાય છે), અને શોકથી હર્ષને બાધ નડે છે. દુઃખમાં પડેલો કોઈ મનુષ્ય સુખનાં સ્મરણની ઇચ્છા કરે છે, અને સુખમાં પડેલો કોઈ દુઃખ(પુત્રનાં મરણાદિ)નાં સ્મરણની ઇચ્છા કરે છે. (એ રીતે સુખનો નાશ કરે છે).[૬] એવો તું દુઃખી દુઃખના સ્મરણની, કે સુખી સારાં સુખનાં સ્મરણની ઇચ્છા કરતો નથી ત્યારે, હે કૌંતેય! આ દુઃખના વિભ્રમમાંથી બીજું શું યાદ કરવા ઇચ્છે છે?[૭] અથવા, હે પાર્થ! આ તે શું તારો સ્વભાવ છે કે જેથી તું સૂકાય છે? (તું ખેદ કરે છે?) (હું ધારું છું કે) સભામાં ખેંચી આણેલી, માત્ર એક જ વસ્ત્રવાળી, વળી રજસ્વલા એવી કૃષ્ણાને (દ્રૌપદીને) જોઇ પાંડવોએ આંખ મીંચી દીધી હતી તેનું તું સ્મરણ કરવા ઇચ્છતો નથી.[૮] (હું ધારું છું કે) તમે નગરમાંથી બાહાર નીકળ્યા, અને માત્ર અજિન(હરિણનાં ચામડાં)નું વસ્ત્ર ઓઢયું અને મહાઅરણ્યમાં નિવાસ કર્યો તેનું તું સ્મરણ કરવા ઇચ્છતો નથી.[૯] (હું ધારું છું કે) જટાસુરે દીધેલું દુઃખ અને ચિત્રસેનની સાથે થયલી લડાઈ, અને સિન્ધુ દેશના સૈન્ધવોએ દીધેલું દુઃખ તાજું કરવાની તારી ઇચ્છા નથી.[૧૦] (હું ધારું છું કે) વળી અજ્ઞાત ચર્યામાં કીચકે (દ્રૌપદીને) લાત મારી હતી અને યાજ્ઞસેનીનું અપમાન કર્યું હતું તે યાદ કરવાની તારી ઇચ્છા નથી.[૧૧] અને (હું ધારું છું કે), હે શત્રુ-ઓને દમનારા! દ્રોણ અને ભીષ્મ સાથે તારે જે યુદ્ધ થયું તે યાદ કરવાની ઇચ્છા નથી. (તેઓ સાથે તારે જે યુદ્ધ થયું તે એક યુદ્ધ હતું.) હવે તો તારે એકલાએ, જે યુદ્ધ (તારા અંતરમાં) ઉભું થયું છે તેમાં તારાં મનવડે લડવાનું છે.[૧૨] તેટલા માટે, હે ભરત-ર્ષભ! અવ્યક્ત સ્વરૂપના પર પારને પોહોંચવાને યુક્તિ(યોગ)વડે અને તારાં પોતાનાં કર્મોવડે યુદ્ધમાં સામે ભીડવાનું છે,[૧૩] કે જ્યાં શર(બાણ)થી કે નોકરોથી કે ભાઇઓથી કંઈ કામ થતું નથી. આ જે યુદ્ધ ઉભું થયું છે ત્યાં તો તારે એકલાએ જ મનવડે લડવાનું છે.[૧૪] એ યુદ્ધમાં જો તું જીતશે નહિ, તો તું કઈ અવસ્થા પ્રાપ્ત કરીશ? (તારી બૂરી દશા થશે.) હે કૌંતેય! આ તું સમજશે તો તું કૃતકૃત્ય થશે.[૧૫] પ્રાણી માત્રની ઉત્પત્તિ અને લય આમ છે, એમ બુદ્ધિપૂર્વક તું સમજ, અને તારા પિતા અને પિતામહના માર્ગમાં ચાલીને યથોચિત રાજ્ય ચલાવ.[૧૬]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधिपर्वमां 'श्रीकृष्णनो धर्मोपदेश' ए नामनो अध्याय १२ मो समाप्त

## અધ્યાય ૧૩ મો
### વાસુદેવે યુધિષ્ઠિરને અશ્વમેધયજ્ઞ કરવાનો ઉપદેશ કર્યો

વાસુદેવ કહે છેઃ—હે ભારત! બાહારનાં દ્રવ્યનો (રાજ્યાદિનો) ત્યાગ કર્યાથી કંઈ સિદ્ધિ થતી નથી, અને શરીરનાં (લિંગ શરીરમાં પેદા થતાં કામાદિ) દ્રવ્યનો ત્યાગ કર્યાથી સિદ્ધિ થાય ખરી કે ન પણ થાય.[૧] બાહ્ય દ્રવ્યથી છૂટેલાના અને શરીર વિષેના દ્રવ્યમાં આસક્ત રહેલાના જે ધર્મ અને જે સુખ હોય છે, તે દ્વેષ કરાવનારાં છે (અર્થાત્ તે તુચ્છ છે).[૨] બે અક્ષરનો જેમાં ગુણ છે (અર્થાત્ જેને વિષે મારું-મમ લાગુ પડે છે) તેનું મૃત્યુ થાય છે, પણ જેમાં ત્રણ અક્ષર છે એવું બ્રહ્મ તો શાશ્વત ચિરંજીવ) છે. 'મારું' એમ કહેવાતી વસ્તુનો નાશ થાય છે, અને જેને વિષે 'મારું' એવો ભાવ નથી તે નિત્ય છે.[૩] તેટલા માટે, હે રાજન્! બ્રહ્મ અને મૃત્યુ એ બેની

* આ અધ્યાયમાં આગલા અધ્યાયમાં જે વજ્ર એટલે કે જ્ઞાનનું સૂચન કર્યું છે તેનો સ્ફોટ કરવામાં આવે છે. સ્થૂલ દેહ અને સૂક્ષ્મ દેહ એમ દ્વૈત કહી, તેના જુદા જુદા ધર્મો કહી સૂક્ષ્મ લિંગ સત્વ ગુણમાંથી જન્મે છે, તેના વિના કોઈ સ્થૂલ શરીર નથી, અને સ્થૂલ શરીર વિના સૂક્ષ્મ લિંગનું કોઈ સ્થાન નથી એમ સમજાય છે.

વ્યવસ્થા આત્મા વિષે કરેલી છે, અને એ બે અદૃશ્ય રહેલાં વિના સંશયે સર્વ ભૂતોને લડાવે છે.[4] આ સત્પણાંનો અવિનાશ જ જો નક્કી કરવામાં આવ્યો હોય તો, હે ભારત! તો ભૂત પ્રાણીના શરીરોને ભેટવાનાં કાર્યને અહિંસા જ ગણવી જોઇએ.[5] સ્થાવર અને જંગમ સર્વ પદાર્થવાળી આખી પૃથ્વી મળ્યા પછી જેનું તે વિષે મમત્વ ( મારાપણું ) નથી તે તેનું શું કરશે?[6] અથવા, હે પાર્થ! વનમાં વસનાર અને વનમાં પેદા થતા પદાર્થપર જીવનાર માણસને જો દ્રવ્ય વિષે મમતા ( મારાપણું ) થાય તો ખરેખર તે મૃત્યુના મુખમાં જ પડ્યા ( જેવો ) છે.[7] હે ભારત! તું તારા બાહ્ય અને આંતર શત્રુઓના સ્વભાવ (સ્વરૂપ) ને જો (વિચાર કર). જે (માયાથી બાધ પામવા છતાં) એ બાહ્ય અને આંતર શત્રુમાંથી ઉત્પન્ન થયેલા કાર્યને જોતો નથી તે મોટા ભયમાંથી મુક્ત થાય છે.[8] આ જગતમાં જેનો આત્મા કામનાવાળો છે તેની લોકો પ્રશંસા કરતા નથી. તેમ આ લોકમાં કોઈ પણ પ્રવૃત્તિ અકામ ( નિષ્કામ ) જણાતી નથી. સર્વે કામનાઓ મનના અંગભૂત છે અને પંડિતો તે વિષે વિચાર કરીને કામનાઓનો સંહાર કરે છે.[9] યોગી જન્મ જન્મના ફરી ફરીને અભ્યાસથી યોગને જ એક સાર માર્ગ વિચારીને કામનાઓનો સંહાર કરે છે. દાન, વેદોનું અધ્યયન, તપ અને કામનાવાળાં વૈદિક કર્મો,[10] વ્રત, યજ્ઞો, નિયમો, અને ધ્યાન યોગ એમાંથી કોઇનાં પણ કામનાથી કોઈ યોગી આરંભતો નથી; કારણ કે તે જાણે છે કે જેની જેની તે કામના કરે છે તે ધર્મ નથી. ખરો ધર્મ તો એ છે કે, જેનું મૂળ નિયમોના પાલનમાં (ઇચ્છાઓને અંકુશમાં રાખવામાં) છે.[11] આ વિષયમાં પૂર્વે થઈ ગયેલા વિદ્વાનોએ કામગીતા નામની ગાથાઓનું કીર્તન કરેલું છે. હે યુધિષ્ઠિર! તે તું આખી સાંભળ.

કામ કહે છેઃ-"કોઈ પણ મનુષ્ય ઉપાય કર્યા વિના (પોતાના મનમાં મારાપણું ત્યાગ કરવાના યોગાભ્યાસ કર્યા વિના) અહંભાવનો નાશ કરવાને શક્તિવાન્ નથી.[12] અહંનો નાશ કરવા માટે જોઇતા બલનો વિચાર કરીને જે મને ( મારાપણાંનો) નાશ કરવાને પ્રયત્ન કરે છે તેના શસ્ત્રમાં, બાહુમાં તે જ્યારે નાશ કરવા મથતો હોય ત્યારે હું એટલે અહંભાવ પ્રકટ થાઉં છું (અર્થાત્ તેને બાહુબળનું અભિમાન આવે છે).[13] (વિવિધ દક્ષિણાવાળા યજ્ઞોવડે જે મને (મારાપણાંના ભાવને) નાશ કરવાને પ્રયત્ન કરે છે તો જંગમમાં જાણે ધર્માત્મા હોઉં તેમ હું તેના વિષે પ્રકટ થાઉં છું.[14] જે કોઇ મને વેદો અને વેદાંતના સાધનવડે મારવાને પ્રયત્ન કરે છે તેના વિષે સ્થાવરમાં જાણે ભૂતાત્મા હોઉં તેમ હું પ્રકટ થાઉં છું.[15] જે કોઈ સત્ય પરાક્રમી પુરુષ ધૃતિ (ધીરજ)થી મને મારવાનો પ્રયત્ન કરે છે તેના હું તે ભાવરૂપે થાઉં છું, અને તે મને ઓળખતો નથી.[16] જે કોઈ ઉત્તમ વ્રતવાળો તપ કરીને મને મારવાનો પ્રયત્ન કરે છે તેના મનમાં હું તપોભાવરૂપે પુનઃ પ્રકટ થાઉં છું.[17] જે કોઈ પણ્ડિત મોક્ષપર આસ્થા રાખીને, મને મારવાનો પ્રયત્ન કરે છે તે મોક્ષપર પ્રીતિ રાખવાવાળાને જોઇ હું નાચું છું તથા હસું છું. સર્વ ભૂતોમાં સનાતન એવો હું એક અવધ્ય છું."[18]

વાસુદેવ કહે છેઃ-માટે તું પણ વિવિધ દક્ષિણાવાળા યજ્ઞોવડે તે કામને જીતવાને ધર્મ કર, એથી તે કામ તારો થશે.[19] માટે દક્ષિણાવાળો વાજિમેધ (અશ્વમેધ) અને એવા બીજા સમૃદ્ધિવાળા અને દક્ષિણાવાળા વિવિધ યજ્ઞો કર.[20] હણાયલા બંધુઓને પુનઃ પુનઃ જોવાથી થતી વ્યથા એથી દૂર થશે. જેઓ આ રણમાં હણાયા છે તેઓને પુનઃ જોવા અશક્ય છે.[21] સમૃદ્ધિવાળા અને મોટી દક્ષિણાવાળા મહાયજ્ઞો કરવાથી આ લોકમાં તને મોટી કીર્તિ મળશે અને પરલોકમાં ઉત્તમ ગતિ મળશે.[22]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'श्रीकृष्णनो धर्मसंवाद' ए नामनो अध्याय १३ मो समाप्त

## અધ્યાય ૧૪ મો

### યુધિષ્ઠિરનો નગર પ્રવેશ

વૈશમ્પાયન કહે છેઃ-આમ તે તપોધન મુનિઓએ બહુ પ્રકારનાં વાક્યોવડે રાજર્ષિ યુધિષ્ઠિર જેના બંધુઓ હણાયા હતા તેને આશ્વાસન આપ્યું.[1] ભગવાન્ વિષ્ટરશ્રવાએ પોતે, દ્વૈપાયન વ્યાસે, કૃષ્ણે, દેવસ્થાને, નારદે, ભીમે, નકુળે, હે પાર્થિવ! કૃષ્ણાએ, સહદેવે અને બુદ્ધિમાન્ વિજયે તેમ જ પુરુષોમાં વ્યાઘ્ર સમાન બીજા મોટાઓએ અને શાસ્ત્રોના દૃષ્ટા બ્રાહ્મણોએ રાજા યુધિષ્ઠિરને ઉપદેશ આપ્યો ત્યારે તેનું શોકથી જન્મેલું દુઃખ અને માનસિક સંતાપ જતાં રહ્યાં.[2-4] પછી યુધિષ્ઠિરે દેવોનું અને બ્રાહ્મણોનું પૂજન કર્યું, અને તે રાજાએ પોતાના સંબંધીઓની પ્રેતક્રિયા ( ઉત્તરક્રિયા ) કરી, અને તે ધર્માત્માએ સાગરરૂપ અંબરવાળી પૃથ્વીપર રાજ્ય કરવા માંડ્યું.[5] અતિ શાંત ચિત્તવાળા કુરુવંશના તે રાજાએ માત્ર પોતાનું રાજ્ય મેળવ્યા પછી વ્યાસને, નારદને અને બીજાઓને આ પ્રમાણે કહ્યું.[6]

યુધિષ્ઠિર કહે છેઃ-તમારા જેવા પ્રાજ્ઞ કરતાં વૃદ્ધોએ અને ઉત્તમ મુનિઓએ મને આશ્વાસન તો આપ્યું છે, પણ હવે મને આ લોકમાં કોઈ પણ સૂક્ષ્મ દુઃખ પણ રહ્યું નથી.૭ પુષ્કળ ધન પણ મને મળ્યું છે કે જેથી હું દેવોનું યજન કરી શકીશ, એટલે આજે હવે તમને સર્વને આગળ કરીને યજ્ઞનો આરંભ કરીશું.૮ હે પિતામહ! તારાથી રક્ષાતા અમે હિમાલયપર જઇશું. હે દ્વિજસત્તમ! એ પ્રદેશ ઘણો આશ્ચર્ય કરનારો છે એમ સાંભળવામાં આવેલું છે.૯ વળી તમે તથા દેવર્ષિ નારદે તથા દેવસ્થાને પણ એ સંબંધે નવનવું અને કલ્યાણ કરનારું બહુ કહ્યું છે.૧૦ દુઃખ આવી પડ્યું હોય ત્યારે કોઈ ભાગ્યશાળી પુરુષને પણ આવા (તમારા જેવા) ગુરુઓ અને સાધુઓને હાથે સન્માન પામેલા મિત્રો મળતા નથી (અને મને મળ્યા છે તે મારું અહોભાગ્ય છે).૧૧

વૈશમ્પાયન કહે છેઃ-યુધિષ્ઠિર રાજાએ આ પ્રમાણે કહ્યું એટલે સર્વ મહર્ષિઓએ તે રાજાને તથા કૃષ્ણને તથા ફાલ્ગુન-(અર્જુન)ને ત્યાં જવાની આજ્ઞા કરી,૧૨ અને પોતે સર્વેના દેખતાં જ ત્યાંને ત્યાં અદૃશ્ય થઈ ગયા. પછી ત્યાં જ રાજા ધર્મસુત રાજા ( થોડો સમય ) બેઠા.૧૩ આ પ્રમાણે ભીષ્મના મૃત્યુ પછીના શૌચકર્મ કરતાં કરતાં તેઓનો થોડોક કાલ વીતી ગયો.૧૪ કુરુકુળના ભીષ્મ, કર્ણ વગેરે પહેલાંથી ગયલાઓને અર્થે ઔર્ધ્વદેહિક ક્રિયાઓ કરી, હે કુરુસત્તમ! બ્રાહ્મણોને તેણે મહાદાનો આપ્યાં.૧૫ વળી ધૃતરાષ્ટ્રની સાથે પાંડવોમાં ઉત્તમ યુધિષ્ઠિરે ઔર્ધ્વદેહિક ક્રિયા કરીને બ્રાહ્મણોને બહુ ધન આપ્યું,૧૬ અને ધૃતરાષ્ટ્રને આગળ કરીને ગજપુર-(હસ્તિનાપુર)માં દાખલ થયો અને પ્રજ્ઞા(જ્ઞાન)રૂપી ચક્ષુવાળા રાજા એવા પોતાના કાકા ધૃતરાષ્ટ્રને સમાશ્વાસન આપ્યું, અને પોતાના ભાઇઓની સાથે તે ધર્માત્મા રાજ્ય કરવા લાગ્યો.૧૭

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां
'युधिष्ठिरनो नगरप्रवेश' ए नामनो
अध्याय १४ मो समाप्त

## અધ્યાય ૧૫ મો

### દ્વારાવતી પુરીપ્રતિ ગમનની ઇચ્છા

જન્મેજય કહે છેઃ-હે દ્વિજોત્તમ! પાંડવોએ વિજય કરીને રાજ્યમાં શાંતિ ફેલાવ્યા પછી તે વીર વાસુદેવે અને ધનંજયે શું કર્યું?૧

વૈશમ્પાયન કહે છેઃ-હે વિશાંપતિ! પાંડવોએ વિજય કરી રાજ્યમાં શાંતિ ફેલાવી ત્યારે વાસુદેવ અને ધનંજયને આનંદ થયો.૨ સ્વર્ગમાંના જાણે બે દેવેશ્વરોના જેવા તે બે, આનંદમાં રહી, વિચિત્ર વનોમાં અને પર્વતોના શિખરોપર વિહાર કરવા લાગ્યા.૩ જેમ બે અશ્વિનો પવિત્ર તીર્થોમાં, સરોવરો ઉપર અને નદીઓ ઉપર નંદન વનમાં ફરે તેમ, અતિ આનંદ પામેલા તે બે ફરવા લાગ્યા.૪ તે બે મહાત્મા કૃષ્ણ અને પાંડવ (અર્જુન) ઇન્દ્રપ્રસ્થમાં રમતા હતા; ત્યાંની રમ્ય સભામાં જઇને, હે ભારત! તેઓ વિહાર કરતા હતા.૫ ત્યાં, હે પાર્થિવ! યુદ્ધની નવી નવી કથાઓ અને દુઃખની વાતો વાતવાતના યોગમાં તેઓ નિત્ય કહેતા હતા.૬ વળી તે પ્રસન્ન ચિત્તવાળા, મહાત્માઓ, ઋષિઓમાં શ્રેષ્ઠ, બે પુરાણ પુરુષો, નિત્ય ઋષિઓ તથા દેવતાઓના વંશોની વાતો કરતા હતા.૭ નિશ્ચય(તત્વ)ને જાણવાવાળા કેશવ, પાર્થ(અર્જુન)ને જૂદા જૂદા અર્થ, પદ અને નિશ્ચય(તત્ત્વ)વાળી, વિલક્ષણ અને મધુરી કથાઓ કહેતા હતા.૮ ત્યાં આગળ શૂરવંશમાં જન્મેલા જનાર્દને પુત્રના ( વધના ) શોકથી અતિ સંતાપ પામેલા તેમ હજારો જ્ઞાતિજનોના મૃત્યુથી દુઃખી થતા પાર્થ(અર્જુન)-ને કથાવાર્તાથી શાંત કર્યો.૯ વ્યવહારને જાણનારા અને મહાતપસ્વી એવા (કૃષ્ણે) પદ્ધતિપૂર્વક તેને આશ્વાસન આપ્યું, અને સત્વગુણના બળથી પોતાના આત્માનો ભાર પણ ઓછો કરીને ત્યાં વિશ્રામ લીધો.૧૦ પછી કથાના અંતમાં, મૃદુ અને યુક્તિવાળી વાણીથી સાંત્વન કરતાં આ વચનો ગોવિન્દે ગુડાકેશને કહ્યાં.૧૧

વાસુદેવ કહે છેઃ-હે સવ્યસાચિ! હે શત્રુને તપાવનારા! રાજા ધર્મસુતે તારાં બાહુબળનો આશ્રય લઇને આ આખી પૃથિવી જીતી લીધી છે.૧૨ હે નરોત્તમ! ભીમસેનના અને બે યમ( નકુળ અને સહદેવ )ના બળથી ધર્મરાજા યુધિષ્ઠિર શોકયભાવ વિનાની ( શત્રુ વિનાની) આ પૃથિવીને ભોગવે છે.૧૩ હે ધર્મને જાણનારા! ધર્મરાજાએ આ રાજ્ય નિષ્કંટક મેળવ્યું છે, અને રાજા સુયોધન લડાઈમાં ધર્મથી હણાયો છે.૧૪ ધૃતરાષ્ટ્રના પુત્રો અધર્મપર રુચિવાળા, લોભી અને સદા અપ્રિય (ખાટું, કડવું) બોલનારા, અને દુરાત્માઓ હતા તે પોતાના સર્વ અનુયાયી સ્નેહી સાથે માર્યા ગયા છે.૧૫ હે પાર્થ! હવે આખી શાંત પૃથિવીને પૃથિવીપતિ રાજા ધર્મસુત, હે કુરુદ્વહ! તારાથી રક્ષાતા ભોગવે છે.૧૬ અને, હે પાંડવ! હું તારી સાથે અરણ્યોમાં રમણ કરું છું. હે અમિત્રોને મારનારા! જ્યાં આ હું અને પૃથા હોઇએ ત્યાં વિશેષ શું જોઇએ?૧૭ જ્યાં રાજા ધર્મસુત, જ્યાં મહાબલી ભીમ, જ્યાં માદ્રિના બે પુત્રો હોય ત્યાં મને ઘણો આનંદ થાય છે.૧૮ તેમ જ, હે કૌરવ! સ્વર્ગના જેવી રમણીય અને પુણ્ય

વાન્ આ સભાપ્રદેશમાં, હે અનઘ! તારી સાથે રહેતાં મારો[૧૯] ઘણો સમય, શૂરસુત (વાસુદેવ)ને, બલદેવને અને, હે કૌરવ્ય! વૃષ્ણિવંશના બીજા મહાપુરુષોને જોયા વિના વીતી ગયો છે;[૨૦] તેથી હું દ્વારાવતી નગરી તરફ જવાની ઇચ્છા રાખું છું. માટે, હે પુરુષર્ષભ! તને મારું ગમન રુચિકર થવું જોઇએ.[૨૧] શોક કરતા રાજા યુધિષ્ઠિરને તે વેળાએ ભીષ્મે તથા અમે યુક્તિવાળું સર્વ ઘણા પ્રકારે કહ્યું હતું.[૨૨] પાણ્ડવ યુધિષ્ઠિર જો કે રાજ્ય કરે છે છતાં અમે તેને ઉપદેશ આપ્યો હતો, અને તે મહાત્માએ તે વચનો સારી રીતે સ્વીકાર્યાં હતાં.[૨૩] કારણ કે, ધર્મને જાણનારા, કૃતજ્ઞ, સત્યવાદી એવા ધર્મપુત્રને વિષે સત્ય ધર્મ, અને ઉત્તમ બુદ્ધિ નિત્ય સ્થિર રહે તેવી સ્થિતિ (ધૃતિ) છે.[૨૪] હવે, હે અર્જુન! તને રુચતું હોય તો તું એ મહાત્માની પાસે જા, અને તે જનાધિપને અમારાં ગમન સંબંધી વાત કહેજે.[૨૫] કદાચ પ્રાણત્યાગનો સમય આવી પડે તોપણ હું તેને નહિ ગમતી વાત કહી કરતો નથી; તો પછી, હે મહાબાહો! દ્વારાવતી પુરી પ્રતિ જવાનું તો ક્યાંથી જ તેનું અપ્રિય કરી શકે?[૨૬] હે પાર્થ! તારાપરની મારી પ્રીતિ અને હિત કરવાની કામનાથી જ આ બધું હું તને સત્ય કહું છું. હે કૌરવ્ય! આમાંનું કંઈ પણ મિથ્યા (ખોટું) નથી.[૨૭] હે અર્જુન! મારું અત્રે રહેવાનું પ્રયોજન પૂર્ણ થયું છે. ધૃતરાષ્ટ્રનો તે રાજપુત્ર તેનાં સૈન્ય અને અનુયાયીઓની સાથે હણાયો છે,[૨૮] અને, હે તાત! સમુદ્રથી વિંટાયેલી, અને પર્વતો, વનો અને કાનનો સહિત, અને કુરુઓનાં રાજ્યના અનેક પ્રકારનાં રત્નોથી ભરપૂર આખી પૃથિવી, હે પાંડવ! બુદ્ધિમાન્ ધર્મપુત્રના તાબામાં આવી છે. હવે ધર્મને જાણવાવાળો તે રાજા કે જેની અનેક સિદ્ધો અને મહાત્માઓ ઉપાસના કરી રહ્યા છે, અને, હે ભરતર્ષભ! બંદિજનો સતત કીર્તિ ગાઈ રહ્યા છે તે આખી વસુંધરા(પૃથિવી)નું ધર્મ પ્રમાણે રક્ષણ કરો.[૨૯-૩૧] કુરુકુળની વૃદ્ધિ કરનારા તે રાજા પાસે, મારી સાથે આજે આવીને, હે કુરુશાર્દૂલ! દ્વારકા પ્રતિ જવાની રજા મેળવી આપ.[૩૨] હે પાર્થ! આ મારું શરીર અને મારા ઘરમાં જે કંઈ દોલત હોય તે નિત્ય યુધિષ્ઠિરની સેવામાં છે. કારણ કે કુરુઓનો મુખી, મહા બુદ્ધિવાળો યુધિષ્ઠિર મને સદા પ્રિય છે તેમ માન્ય (માન આપવા યોગ્ય) છે.[૩૩] હે રાજપુત્ર! અત્રે નિવાસ કરવાનાં કારણમાં હવે મને તારા સિવાય કોઈ બીજું કારણ નથી. કારણ કે, હે પાર્થ! તારા વડેરા અને સારાં વર્તનવાળા યુધિષ્ઠિરના હુકમ નીચે પૃથિવી તો આવી ચુકેલી છે (એટલે તેનું કાર્ય પૂર્ણ થયું છે).[૩૪]

વૈશમ્પાયન કહે છેઃ-જ્યારે મહાત્મા જનાર્દને અમાપ પરાક્રમવાળા અર્જુનને આ પ્રમાણે કહ્યું ત્યારે, હે પાર્થિવ! જનાર્દનની સામી પૂજા કરીને જાણે દુઃખ થયું હોય તેમ, 'ઠીક છે' એમ તેણે કહ્યું.[૩૫]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'श्रीकृष्ण अने अर्जुननो वार्तालाप' ए नामनो अध्याय १५ मो समाप्त

# અનુગીતા પર્વ

## અધ્યાય ૧૬ મો

### બ્રાહ્મણ અને કાશ્યપનો મેળાપ

જન્મેજય કહે છેઃ-શત્રુઓને સંહાર્યા પછી (ઇંદ્રપ્રસ્થની) સભામાં ત્યાં રહેતા એ બે મહાત્માઓ કેશવ અને અર્જુન વચ્ચે, હે દ્વિજ! (એ પ્રસંગે) શી વાતચિત થઈ હતી?[૧]

વૈશમ્પાયન કહે છેઃ-પોતાનું રાજ્ય કેવળ મેળવીને કૃષ્ણની સાથે પાર્થ (અર્જુન) આનંદમાં તે દિવ્ય સભામાં વિહાર કરતા હતા.[૨] હે નૃપ! એક વખતે સ્વર્ગની ઉપમાને લાયક તે સભાના એક પ્રદેશમાં (ફરતા ફરતા) આનંદમાં પોતાના સ્વજનથી વિંટાયેલા તે બે જણા જઈ પોહોંચ્યા.[૩] ત્યાં ખુશ થતાં થતાં, કૃષ્ણની સાથે પાણ્ડુના પુત્ર અર્જુને તે રમ્ય સભાને જોઇને (કૃષ્ણને) આ વચન કહ્યું;[૪]

અર્જુન કહે છેઃ-હે મહાબાહુ! જ્યારે લડવાનો સમય પ્રાપ્ત થયો ત્યારે, હે દેવકીપુત્ર! મેં તારું માહાત્મ્ય અને તારું ઈશ્વરની સત્તાવાળું સ્વરૂપ જાણ્યું હતું.[૫] હે કેશવ! મિત્રભાવે તેં ભગવાને પૂર્વે મને જે કહ્યું હતું

તે સર્વે, હે પુરુષવ્યાઘ્ર! (આજે) હું ભ્રષ્ટ ચિત્તવાળો ભૂલી ગયો છું.[૬] પણ તે તે વિષયો જાણવાને પુનઃ પુનઃ મને કુતુહલ થયા કરે છે, અને, હે માધવ! તું તો ટુંક સમયમાં દ્વારકા જવાનો છે. (માટે મને તે ફરીથી કહે).[૭]

વૈશમ્પાયન કહે છેઃ–એમ કહ્યું એટલે મહા તેજસ્વી અને વક્તાઓમાં શ્રેષ્ઠ એવા કૃષ્ણે ફાલ્ગુનને (અર્જુનને) ભેટીને જવાબ આપ્યો.[૮]

વાસુદેવ કહે છેઃ–મેં તને સનાતન અને ગુહ્ય એવું જ્ઞાન (તે વેળાએ) સંભળાવ્યું હતું. હે પાર્થ! સ્વસ્વરૂપવાળો ધર્મ અને જે સર્વ લોકો શાશ્વત (નિત્ય) છે તે (બન્ને મેં તને સમજાવ્યાં હતાં).[૯] પરંતુ તેં અબુદ્ધિ-(અજ્ઞાનતા)થી તે ગૃહણ કર્યું નહીં તે મને ઘણું જ અપ્રિય લાગે છે. કારણ કે, હવે આજે તે સર્વે મારી સ્મૃતિમાં ફરીથી જન્મશે નહિં (મને યાદ આવશે નહીં).[૧૦] હે પાંડવ! ખરેખર તું શ્રદ્ધા વગરનો છે, અને તારી બુદ્ધિ સારી નથી. હે ધનંજય! (હવે) તે ફરીથી સંપૂર્ણ કહેવું અશક્ય છે.[૧૧] બ્રહ્મના પદ(સ્થાન)ને જાણવા માટે તે ધર્મ એટલો પરિપૂર્ણ છે કે તે ધર્મ હું ફરીથી સંપૂર્ણ રીતે કહેવાને સમર્થ નથી.[૧૨] તે વેળાએ યોગ સાધીને મેં તને પરમબ્રહ્મનું રહસ્ય કહ્યું હતું, અને હવે હું તને આ એક પુરાતન ઇતિહાસ કહું છું.[૧૩] માટે, હે ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ! જેમ તારી બુદ્ધિ સ્થિર રહે તેમ કરીને હું જે સર્વ કહું છું તે તું સાંભળ, તેથી તને શ્રેષ્ઠ ગતિ પ્રાપ્ત થશે.[૧૪]

હે શત્રુઓને દમનારા! (પૂર્વે) કોઇએક બ્રાહ્મણ સ્વર્ગ લોકમાંથી ઉતરી આવ્યો હતો. બ્રહ્મલોકમાંથી ઉતરી આવનારો તે બ્રાહ્મણ દુરાધર્ષ (કોઈથી હારે નહિ તેવો) હતો, અમે તેની પૂજા કરી.[૧૫] અને અમોએ તેને જે પ્રશ્ન પૂછ્યો (તેના ઉત્તરમાં) તેણે જે કહ્યું તે, હે ભરતર્ષભ! મનમાં કંઈ પણ વિચાર કર્યા વિના, હે પાર્થ! દિવ્ય રીતિએ (સાંભળવામાં આવેલું તે) તું સાંભળ.[૧૬]

બ્રાહ્મણ કહે છેઃ–હે કૃષ્ણ! પ્રાણીઓના ઉપર દયા કરવા માટે મોહનો ઉચ્છેદ–નાશ કરનાર એવા મોક્ષ ધર્મ વિશેનો જે પ્રશ્ન પૂછ્યો છે.[૧૭] તે વિષે, હે મધુ દૈત્યને મારનારા! હું યથાર્થ કહીશ; હે માધવ! તે મારું બોલવું તું સાવધાન બનીને સાંભળ.[૧૮]

તપ કરનારો અને ધર્મને જાણનારાઓમાં શ્રેષ્ઠ કાશ્યપ નામનો કોઇએક બ્રાહ્મણ, ધર્મોના રહસ્યને સમજવાવાળા કોઈ બીજા બ્રાહ્મણને મળ્યો.[૧૯] તે (બીજો) બ્રાહ્મણ ભૂત અને ભવિષ્યના વિષયમાં ઘણો પ્રવીણ હતો, જ્ઞાન* અને વિજ્ઞાનના† પારને પોહોંચી ગયો હતો, લૌકિક અને પારલૌકિક વિષયમાં કુશળ હતો, તેણે સુખનું અને દુઃખનું રહસ્ય જાણ્યું હતું,[૨૦] જન્મ અને મરણના તત્ત્વને તે જાણતો હતો, પાપ અને પુણ્યનો (વિવેક કરવામાં) પંડિત હતો, ઉચ્ચ અને નીચ દેહધારીઓની કર્મોવડે થનારી ગતિને જોવાવાળો હતો,[૨૧] મુક્તની માફક તે વર્તતો હતો, સિદ્ધ હતો, અતિ શાંત હતો, ઇન્દ્રિયોને તેણે નિયમમાં રાખી હતી, બ્રહ્મતેજથી તે દીપતો હતો અને સર્વત્ર ફરવાવાળો હતો,[૨૨] તેમ તે અંતર્ધાનની ગતિ (શક્તિ)ને પણ જાણતો હતો, અદૃશ્ય થયેલા સિદ્ધોની સાથે જવાવાળો હતો, ચક્રધરોની સાથે વાતો કરવાવાળો અને તેમની સાથે એકાંતમાં બેસવાવાળો હતો, વળી જેમ પવન કોઇમાં આસક્ત થયા વિના વાય છે તેમ ઇચ્છાનુસાર જવાવાળો હતો. આવા બ્રાહ્મણ વિષે કાશ્યપે મુખ્ય મુખ્ય વાત સાંભળેલી હતી.[૨૩–૨૪] તે જ બ્રાહ્મણને તે બુદ્ધિમાન્ અને બ્રાહ્મણોમાં ઉત્તમ એવો (કાશ્યપ) મળ્યો. અને તે મહાન્ અદ્ભુત બ્રાહ્મણને જોઇને ધર્મ જાણવાની કામનાવાળો, તપસ્વી સારી રીતે સાવધાન થઇને એવો કાશ્યપ ન્યાય (નિયમ) પ્રમાણે તેના ચરણમાં પડ્યો.[૨૫] અદ્ભુત ગુણવાળા ને બ્રાહ્મણોમાં ઉત્તમ તે બ્રાહ્મણને જોઇને કાશ્યપ વિસ્મય પામ્યો, અને ઘણી સેવાવડે તે ગુરુને અતિ સંતોષ્યા.[૨૬] તે પરંતપે (કાશ્યપે) તે બ્રાહ્મણ જેણે આ સર્વ (સેવા, માન, ગુણ) મેળવ્યાં હતાં, અને જે શાસ્ત્રસંપન્ન અને ઉત્તમ ચરિત્રવાળો હતો ગુરુની વૃત્તિથી ભાવપૂર્વક તેને સંતોષ્યો.[૨૭] તે શિષ્યપર સંતુષ્ટ થયેલો, અને સેવાથી સંતોષ પામેલો તે બ્રાહ્મણ (નીચે પ્રમાણે) વાક્ય બોલ્યો; તે, (શ્રીકૃષ્ણ અર્જુનનું ધ્યાન ખેંચતાં કહે છે કે) હે જનાર્દન! તેમાં પરા સિદ્ધિનું (રહસ્ય છે) એમ જાણી તું મારી પાસેથી સાંભળ.[૨૮]‡

સિદ્ધ કહે છેઃ–હે તાત! વિવિધ કર્મો કરીને તેમ કેવળ પુણ્યના યોગોથી મનુષ્યો આ લોકમાં ફળ મેળવે છે તેમ દેવલોકમાં પણ નિવાસ કરે છે.[૨૯] કોઈ પણ સ્થળે અત્યંત સુખ પણ નથી, તેમ કોઇ પણ સ્થળે શાશ્વત (નિત્ય) સ્થિતિ પણ નથી. તેમ દુઃખ (શ્રમ)થી મેળવેલાં મોટાં મોટાં સ્થાનમાંથી ફરી ફરીને પતન થયા જ કરે છે.[૩૦] પાપનું સેવન કરવાથી કામ

---

* શાસ્ત્રથી થનારું તથા અનુમાનથી થનારું જ્ઞાન તે જ્ઞાન કહેવાય છે. † યોગસાધનાથી થનારું પ્રત્યક્ષ જ્ઞાન.

‡ આ કથામાં આવૃત્તિ ઘણી છે. જન્મેજયને વૈશંપાયન કહે છે તે પાંચમી આવૃત્તિ છે; શ્રીકૃષ્ણે અર્જુનને વાત કહી તે ચોથી આવૃત્તિ, એક બ્રાહ્મણે શ્રીકૃષ્ણને કહ્યું તે ત્રીજી, તે બ્રાહ્મણે કાશ્યપ પાસે સાંભળ્યું તે બીજી, અને કાશ્યપે સિદ્ધ પાસે જાણ્યું તે પહેલી આવૃત્તિ છે. આ રીતે ૨૮ મા શ્લોકનાં છેલ્લાં બે ચરણ સિદ્ધનાં કહેલાં નહીં પણ શ્રીકૃષ્ણનાં છે.

અને ક્રોધથી વિંટાયેલા અને તૃષ્ણાથી મોહ પામેલા એવા મને દુઃખદાયક અશુભ ગતિઓ મળી હતી;[૩૧] મારું ફરી ફરીને મરણુ અને ફરી ફરીને જન્મ થયા કરે છે; વિવિધ આહારો મેં ખાધા છે, અને નાના પ્રકારનાં સ્તનોનું ધાવન કરેલું છે;[૩૨] અનેક પ્રકારની માતાઓ તેમ જાત જાતના પિતાઓ મેં જોયા છે; હે અનઘ (નિર્દોષ)! મેં વિચિત્ર સુખો અને દુઃખો અનુભવ્યાં છે;[૩૩] ઘણી વાર પ્રિય જનોથી દૂર વાસ કરવો પડ્યો છે (વિયોગ સહેવો પડ્યો છે), અને અપ્રિય જનો સાથે ગાઢ વાસ (સમાગમ) કરવો પડ્યો છે; ધનનો નાશ પણુ મેં જોયો છે કે જે ધન મેં દુઃખે કરીને મેળવેલું હતું;[૩૪] રાજાઓ (રાજ પુરુષો) તથા સ્વજનો-(કુટુંબી આદિ)ને હાથે અપમાન અને અતિ કષ્ટ પણુ વેઠ્યાં છે, વળી શારીરિક અને માનસિક બન્ને જાતની ઘણી દારુણુ વેદનાઓ પણુ મેં ભોગવી છે;[૩૫] ભયંકર અપમાનો વેઠ્યાં છે અને ભયંકર વધ (માર) અને બંધનો (કેદખાનાં) પણુ અનુભવ્યાં છે. હું નરકમાં પડ્યો હતો, અને યમના રાજ્યમાં યાતના (દુઃખ) પણુ ભોગવી છે.[૩૬] જરાવસ્થા, રોગો અને નિત્ય અત્યંત વ્યસનોનો (આપત્તિઓ)નો અનુભવ કર્યો છે. આ લોકમાં દ્વંદ્વ(દ્વૈત) ભાવથી થતાં સર્વ દુઃખો મેં બહુ અનુભવ્યાં છે.[૩૭] આ પછી એક પ્રસંગે અત્યંત દુઃખી થયેલા એવા મેં કંટાળીને નિરાકારનો આશ્રય લીધો, અને લોકતંત્ર(તન, મન અને વાચાના વ્યવહારવાળા સંસાર)નો સંપૂર્ણ ત્યાગ કરી દીધો.[૩૮] પછી આ લોકમાં અનુભવ કરીને આ માર્ગમાં હું દાખલ થયો છું, તેમાં (પરમ) આત્માના પ્રસાદથી મને આ સિદ્ધિ મળી છે.[૩૯] હવે હું ફરીથી અહિં આવનાર નથી, અને આ લોકોને હું ફરીથી જોનાર નથી; કારણુકે જન્મ અને ઉત્પત્તિ(વૃદ્ધિ અને મરણુની આપદા)માંથી બચાવનારી સિદ્ધિ અર્થાત્ મોક્ષ મને મળ્યો છે, અને મારા આત્માની પણુ શુભ ગતિ થઈ છે.*[૪૦]

હે દ્વિજશ્રેષ્ઠ! આ ઉત્તમ સિદ્ધિ મેં પ્રાપ્ત કરી છે. હવે હું એનાથી ઉપરના લોકમાં, અને હવે પછી પુનઃ તેનાથી પણુ ઉપરના લોકમાં જઇશ.[૪૧] એમ કરતાં કરતાં હું બ્રહ્મના ધામમાં પોહોંચીશ, એમાં તું કંઈ સંશય કરીશ મા. હે પરંતપ! હું આ મૃત્યુ લોકમાં ફરીથી આવનારો નથી.[૪૨] હે મહાબુદ્ધિવાળા! હું તારાપર પ્રસન્ન થયો છું. હું તારે માટે શું કરું તે કહે. જેની ઈચ્છા કરીને તું અત્રે આવ્યો છે તે પૂર્ણ કરવાનો કાલ આ આવી લાગ્યો છે.[૪૩] જે કારણે તું મારી પાસે આવ્યો છે તે હું જાણું છું. હું થોડા વખતમાં ચાલ્યો જઇશ, માટે હું તને આ સૂચવું છું.[૪૪] હે વિચક્ષણ! હું તારાં ચારિત્રથી ઘણો ખુશ થયો છું, માટે તું (પૂછવું હોય તે) પૂછી લે. તું જેની ઇચ્છા કરશે તે હું તને કહીશ.[૪૫] તારી બુદ્ધિ મને મોટી લાગે છે, અને હું તેની બહુ પૂજા કરું છું; કારણુ કે તેથી તું મને ઓળખી શક્યો છે. હે કાશ્યપ! તું ખરેખર બુદ્ધિવાળો છે.[૪૬]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'ब्राह्मण अने काश्यपनो मेळाप' ए नामनो अध्याय १६ मो समाप्त

## અધ્યાય ૧૭ મો

### બ્રાહ્મણુ વાસુદેવને કહે છે અને વાસુદેવ અર્જુનને કહે છે

બ્રાહ્મણુ કહે છેઃ–પછી તેણે (કાશ્યપે) તેના (સિદ્ધના) પાદ ગ્રહણુ કરીને, વાચાથી સેહેલમાં ન કહી શકાય એવા પ્રશ્નો પૂછ્યા, અને ધર્મ જાણુનારાઓમાં શ્રેષ્ઠ તે સિદ્ધે તે ધર્મો (ઉત્તરરૂપે) કહ્યા.[૧]

કાશ્યપ કહે છેઃ–આ શરીર કેમ પડી જાય છે, અને તે કેવી રીતે પાછું પ્રાપ્ત થાય છે? આ દુઃખી સંસારમાંથી જન્મ મરણુના ફેરા મોક્ષ કેમ થાય છે?[૨]†

આત્મા પ્રકૃતિ(માયા)ને ભોગવીને તે શરીરનો ત્યાગ કેમ કરે છે, અને એક શરીરમાંથી છૂટેલો આત્મા બીજું શરીર કેમ મેળવે છે?[૩]‡

એક મનુષ્ય પોતે જાતે કરેલાં શુભ અને અશુભ કર્મનાં ફળ કેમ અને ક્યાં ભોગવે છે? અને દેહરહિત

* પ્રતાપ ચંદ્ર રોયે આ શ્લોકનો એવો અર્થ કર્યો છે, કે "હવે મારે ફરીથી આ દુનિયામાં આવવાનું નથી. હવે તો હું જ્યાં સુધી શાશ્વત બ્રહ્મમાં લય પામી જાઉં એટલે કે પ્રલય કાલ આવે ત્યાં સુધી મારી શુભ ગતિ અને જે પ્રાણીઓનું આ વિશ્વ બન્યું છે તે હું જોયાં કરીશ." આ અર્થ આગળ પાછળના શ્લોકનો સંબંધ જોતાં મને યોગ્ય લાગતો નથી. કેટલાક અન્ય ધર્મીઓ એમ કયા મતના દિવસ સુધી ઇન્સાફની રાહ જોવાનું કહે છે, પણુ હિન્દુઓ તત્કાળ મોક્ષને માને છે અને અત્રે સિદ્ધ પણુ તેમ જ કહે છે.

† આગલા અધ્યાયમાં નિત્ય અને અનિત્યના વિવેકવાળા વૈરાગ્યાદિ શિષ્ય ગુણો અને જ્ઞાનવિજ્ઞાનાદિ ગુરુ ગુણો કહ્યા પછી જ્યારે સિદ્ધે કહ્યું કે, હું હવે પાછો આવનાર નથી ત્યારે કાશ્યપ ફરી ફરીને જન્મમરણુ થવાનો પ્રકાર પૂછે છે.

‡ મુંબઇની પ્રતમાં 'આત્મા પ્રકૃતિ(મૂળાવિદ્યા એટલે માયા)ને છોડીને તે શરીરનો ત્યાગ કેમ કરે છે' ઇત્યાદિ મતલબનો પાઠ છે. કુંભઘોણુની પ્રતમાં 'આત્મા (જીવ) એક શરીર સાથે જોડાયા પછી તે શરીરનો ત્યાગ કેમ કરે છે?' ઇત્યાદિ મતલબનો પાઠ છે. કલકત્તાની પ્રતમાં મૂળમાં આપેલી મતલબનો પાઠ છે, અને તે યોગ્ય લાગે છે.

આગલા અધ્યાયમાં ૪૧ મા શ્લોકમાં ઉત્તરોત્તર ચઢતા લોકમાં જવાની વાત સિદ્ધે કહી તેપરથી આ પ્રશ્ન પૂછાયો છે.

થયેલાં (મરણ પામેલા)નાં કર્મ કયાં આગળ રહે છે?[4]*

બ્રાહ્મણ શ્રીકૃષ્ણને કહે છેઃ–કાશ્યપે સિદ્ધને આ પ્રમાણે પ્રશ્નો પૂછ્યા એટલે સિદ્ધે તે પ્રશ્નોનો ઉત્તર જણાવ્યો તે, હે વૃષ્ણિવંશના પુરુષ! હું અનુક્રમે કહું છું તે તું સાંભળ.[5]

સિદ્ધ કહે છેઃ–આ શરીર ધારણ કરવામાં મનુષ્ય જે કૃત્યો આયુષ્ અને કીર્તિને કરનારાં (આપનારાં) છે તેમનું સેવન કરે છે. તે (કર્મો)નો જ્યારે સર્વ રીતે ક્ષય થાય છે,[6] ત્યારે આયુષ્ જેનું ક્ષય થયું છે એવો આત્મા વિપરીત (એટલે આયુષ્ અને કીર્તિ વધારનારાથી વિરુદ્ધ) કર્મોનું સેવન કરે છે (અર્થાત્ જન્મમરણનો ફેરો વધે તેવાં કર્મો કરે છે.) જ્યારે વિનાશ પાસે આવે છે ત્યારે તેની બુદ્ધિ ઉલટી ચાલે છે.[7] પોતાના આત્માનું સત્ત્વ, બળ, તથા કાળ જાણ્યા પછી અનાત્મવાન્ (અણસમજુ) મનુષ્ય (પોતાના સત્ત્વ, બળ તથા કાળથી) વિરુદ્ધ કર્મો વખત કવખતે કરવા માંડે છે (પોતાની શક્તિ, બળ, કાળથી વિરુદ્ધ અન્ન ખાય છે).[8]† જ્યારે આવો મનુષ્ય સર્વ જાતનાં અતિશય દુઃખો પામે છે ત્યારે તે કોઇક વાર બહુ જ તેમ કરે છે (ખાય છે), અથવા કોઈક વાર બીલકુલ (ખાવાનું) છોડી દે છે (પણ વચલો માર્ગ લઈ શરીર રક્ષણ કરતો નથી).[9] તે ખરાબ અન્ન, ખરાબ આમિષ (માંસ) અને ખરાબ પાન, તથા એકબીજાથી વિરુદ્ધ ગુણ ધરાવતા હોય તેવા પદાર્થો અને ભારે પદાર્થો અને માપ વગર, આગળનું ખાધેલું સંપૂર્ણ રીતે પચ્યું ન હોય ત્યારે ફરીને ખાય છે,[10] અતિશય કસરત કરે છે, અને અતિશય સંભોગ કરે છે અને કર્મફલના લોભથી તેને નિત્ય મળમૂત્રાદિનો વેગ પ્રાપ્ત થયો હોય તો પણ અટકાવી રાખે છે.[11] અથવા તો તે બહુ જ નરમ (પાણી વાળા) પદાર્થોનું અથવા દિવસે ખૂબ ઉંઘવાનું જ સેવન કરે છે. પછી નહીં પચેલું અન્ન (અથવા બરાબર ન પકાવેલું અન્ન) કવખતે પોતાના (શરીરમાંના) દોષોને ઉશ્કેરી મેલે છે.[12]‡

આ પ્રમાણે દોષોનું પ્રકોપન (ઉત્તેજન) થવાથી મરણરૂપ અંત લાવનાર રોગનો લાભ થાય છે, અથવા તો ગળે ફાંસો ખાવો, ઝેર પીવું એવાં એવાં વિપરીત કર્મો કરે છે.[13] આ કારણોને લીધે તે તે જંતુના શરીરનો ક્ષય થાય છે ત્યારે જીવ ગયો એમ કહેવાય છે તે તું બરાબર સમજ.[14] કાયામાં તીવ્ર વાયુની પ્રેરણાથી ઉલટી એટલે પિત્ત કોપાયમાન થાય છે અને તે પિત્ત શરીરમાં ફેલાઈ જઇને સર્વ પ્રાણોને રૂંધી નાંખે છે.[15] પિત્ત અત્યંત બળવાન્ થઇને આખા શરીરમાં કોપાયમાન થઇને ફેલાય છે. ત્યારે તે જીવનાં સ્થાનોને અને મર્મસ્થાનોને તોડે છે એમ તું યથાર્થ રીતે જાણ.[16] પછી અત્યંત વેદના પામતો જીવ જડ શરીરનો ત્યાગ કરે છે. જ્યાં મર્મો છેદાઈ ગયાં કે જંતુ શરીરનો ત્યાગ કરે છે.[17]

હે દ્વિજસત્તમ! વેદનાથી આત્મા વિંટાયેલો છે તે તું જાણ. સર્વ જંતુઓને સતત જન્મ અને મરણ વળગેલાં છે,[18] અને, હે દ્વિજર્ષભ! તેઓ શરીરોનો સંપૂર્ણ ત્યાગ કરતા જોવામાં આવે છે. ગર્ભમાં પ્રવેશ કરતી વેળાએ તેમ જ ગર્ભોમાંથી બાહાર નીકળતી વેળાએ[19]§ મનુષ્યને ફરી ફરીને તેવી ને તેવી જ વેદના ભોગવવી પડે છે. (અંત સમયે) મનુષ્યને સાંધા તૂટવાનાં અને (જન્મ પ્રસંગે ગર્ભાશયના) જલમાં ભીના થવાનાં દુઃખોનો લાભ થાય છે,[20] જાણે કે તે પાંચ ભૂતોમાં રહેલાં એકત્રપણાનો જ નાશ કરતો હોય તેમ. જ્યારે શરીરમાં શીતભાવનો પ્રકોપ થાય છે ત્યારે તેને બીજો તીવ્ર વાયુ કહેવામાં આવે છે,[21] કે જે પાંચ ભૂતોમાં પ્રાણ અને અપાન વાયુમાં સ્થિતિ

---

* એકંદર સાત પ્રશ્નો છેઃ–૧. શરીરનો ક્ષય કેમ થાય છે? ૨. બીજું શરીર કેમ મળે છે? ૩. મોક્ષ કેમ થાય છે? ૪. પ્રકૃતિને છોડીને જીવ શરીરનો ત્યાગ કેમ કરે છે? ૫. જીવ બીજું શરીર કેમ મેળવે છે? ૬. કર્મનાં ફળો કેમ ભોગવાય છે? અને ૭. કર્મો જીવની સાથે કેમ રહે છે?

† અત્રે કાળ એટલે ઋતુ, મોસમ, અને કાળ એટલે બાલ્યાવસ્થા, યુવાવસ્થા, જરાવસ્થા, બન્ને અર્થો સમજવા. પોતાની પાચનશક્તિ, નૈસર્ગિક કાર્ય કરવાની શક્તિ, અને સમય એ સર્વેનો વિચાર કરીને મનુષ્યે કાર્ય કરવું. જરાવસ્થામાં અતિસંયોગ કે અતિઆહાર કરવો અથવા નિયમ વગર ખા ખા કરવું એ હાનિકારક છે, એમ જાણ્યા છતાં માણસો તેમ કરે છે ત્યારે તેમને અણસમજુ જ જાણવા, આત્મા વિનાના જાણવા. સ્વ. તેલંગે "પૌર્વાત્ય પવિત્ર પુસ્તકો" (Sacred Books of the East) નામની એક ગ્રન્થમાળામાં विदित्वा નહિ પણ अविदित्वा એવો પાઠ લીધો છે, અને કુંભઘોણની પ્રતમાં તે પાઠ છે. તેનો અર્થ એવો થાય છે કે, 'આત્માનું સત્ત્વ, બળ તથા કાળ નહીં જાણીને અનાત્મ મનુષ્યો પોતાનાથી વિરુદ્ધ કર્મો કવખતે કરે છે.' એક પાઠ પ્રમાણે એવો અર્થ છે કે, અણુસમજુ પુરુષો અજાણતાં વિરુદ્ધ કર્મો કરે છે અને બીજા પ્રમાણે જાણીજોઇને, બેદરકાર બનીને વિરુદ્ધ કર્મો કરે છે.

‡ આર્ય વૈદકમાં રોગની ઉત્પત્તિ ત્રણ પ્રકારની માની છેઃ વાત, પિત્ત અને કફ. જ્યાં સુધી આ ત્રણનું બળ સમાન હોય છે ત્યાં સુધી પ્રકૃતિ સારી ગણાય છે. પણ એ ત્રણમાંથી એકનું પણ જોર વધે છે તો તે દોષ ગણાય છે, અને રોગનું મૂળ જણાય છે. અત્રે જે વિચાર કર્યો છે તે ચરકમાં જણાવેલા નિયમે કરેલો છે. આખો વિષય જ તેમાંથી લીધેલો છે. સ્વ. તીલાંગે આનો અર્થ અવ્યવસ્થા કર્યો છે તે ખોટો છે.

§ गर्भसंक्रमणे નો અર્થ નીલકંઠ એવો કરે છે કે, પારલૌકિક દેહનો ત્યાગ કરીને આ લોકમાં ગર્ભમાં રહેલા દેહમાં જીવ પ્રવેશ કરે છે. સ્વ. તેલંગ मर्मणामतिसर्पणे ને બદલે कर्मणामतिसर्पणे અર્થાત્ કર્મો પૂર્ણ થતાં એવો અર્થ કરે છે, પણ તે પરાપૂર્વના સંબંધથી યોગ્ય નથી.

કરીને રહેલો છે. (પાંચ ભૂતોમાં પ્રાણ અને અપાન તરીકે રહેલો તે) વાયુ શરીરનો ત્યાગ કરીને ઊંચે જાય છે.[૨૨] એ પ્રમાણે શરીરનો તે ત્યાગ કરે છે, અને ત્યારે શ્વાસરહિતપણું જણાય છે. ત્યારે ગરમી વગરનો, શ્વાસ વગરનો, સૌંદર્ય વિનાનો, ચેતન વિનાનો,[૨૩] બ્રહ્મે (જીવે) ત્યજી દીધેલો (તે માણસ) મરી ગયો એમ મનુષ્યને વિષે કહેવામાં આવે છે. શરીરને ધારણ કરનાર તે જે સ્રોત(ઇન્દ્રિયો)વડે ઇન્દ્રિયોના અર્થ(વિષયો)ને જાણી શકે છે (ભોગ ભોગવે છે).[૨૪] તે જ ઇન્દ્રિયોવડે તે મનુષ્ય આહારમાંથી ઉત્પન્ન થતા પ્રાણોને જાણી શકતો નથી, કે તે જ શરીરમાં જે કોઈ કાર્ય કરે છે તે જ સનાતન જીવ છે.[૨૫] પછી જે જે કંઈ કોઈ કોઈ વખતે (પંચ ભૂતોના) ઝુમખામાંથી છૂટું પડતું જણાય તેને તેને તારે મર્મસ્થાનો તરીકે જાણવાં, કારણ કે શાસ્ત્રમાં તે પ્રમાણે વિચાર કરવામાં આવ્યો છે.[૨૬] જ્યારે એ મર્મસ્થાનો ભેદાય છે ત્યારે તે જાગૃત થાય છે, અને જંતુના હૃદયમાં પ્રવેશ કરીને એકદમ સત્ત્વને રૂંધે છે; અને ત્યારે ચેતનાવાળો તે જંતુ કંઇ પણ વસ્તુને જાણી શકતો નથી.[૨૭] તમસથી (અવિદ્યાથી) જેનું જ્ઞાન ઘેરાયલું છે એવો જીવ, જ્યારે તેનાં મર્મો રોકાઈ જાય છે ત્યારે, સ્થાનરહિત થાય છે, અને માત્ર પવન તેને ચલાવે છે.[૨૮] પછી તે મહા ઉચ્છ્વાસ લેવા માંડે છે, જે ઉચ્છ્વાસ ઘણો જ ભયંકર હોય છે. તે ઉચ્છ્વાસ બહાર નીકળતાં કાંપે છે, અને એકદમ તેનું શરીર ચેતન વિનાનું થાય છે.[૨૯] તે જીવ કાયામાંથી ભ્રષ્ટ થયા પછી પોતાનાં કર્મોથી વિંટાયલો હોય છે, તેનાં પોતાનાં શુભ પુણ્યવાળાં કર્મો અથવા તો પાપ કર્મો તેને ચોતરફથી વિંટી વળે છે.[૩૦] જ્ઞાનથી સંપન્ન તથા શ્રુતિઓનો યથાર્થ રીતે નિર્ણય જાણનારા બ્રાહ્મણો અમુક લક્ષણોથી તે કૃતપુણ્ય છે કે તેનાથી ઉલટો છે (પાપી છે) તે જાણે છે.[૩૧] જેમ ચક્ષુવાળાઓ (દેખતા પુરુષ) પ્રકાશ કરતા આગિયાને અંધકારમાં જુએ છે, તેમ જ્ઞાનચક્ષુવાળા તેને જુએ છે.[૩૨] આ રીતે સિદ્ધો દિવ્યચક્ષુવડે નાશ પામતા, જન્મ લેતા અને યોનિમાં પ્રવેશ કરતા જીવને જુએ છે.[૩૩]

શાસ્ત્રદૃષ્ટિએથી જોતાં જીવનાં ત્રણ પ્રકારનાં સ્થાનો જોવામાં આવે છે. આ ભૂમિ કર્મભૂમિ છે કે જ્યાં જંતુઓ રહે છે;[૩૪] સારાં અથવા તો નરતાં કર્મ કરીને સર્વ દેહધારીઓ આ લોકમાં જન્મે છે, અને આ લોકમાં જ ઉચ્ચ નીચ ભોગો પોતાનાં કર્મ પ્રમાણે મેળવે છે.[૩૫] આ લોકમાં જ અશુભ કર્મો કરવાવાળા પોતાનાં કર્મોથી નરકમાં જાય છે. આ (જન્મમરણની) કષ્ટકારક ગતિ કહી શકાય તેવી નથી કે જ્યાં માનવીઓને પકાવવામાં આવે છે. આમાંથી મોક્ષ મેળવવો અતિ મુશ્કેલ છે, માટે તેનાથી આત્માનું ખુબ રક્ષણ કરવું જોઈએ.[૩૬] જંતુઓ ઉપર જઇને જે જે સ્થાનોમાં સ્થિતિ કરી રહે છે તે તે લોકો (સ્થાનો) હું તારી પાસે કહું છું તે તું મારી પાસેથી યથાર્થ રીતે સાંભળ.[૩૭] તે સાંભળીને તારી નૈષ્ઠિક (શ્રદ્ધાવાળી) બુદ્ધિ અને કર્મોનો નિશ્ચય થશે. તે સર્વ સ્થાનો તારા રૂપ છે, જ્યાં એક ચંદ્રમંડળ છે,[૩૮] ત્યાં લોકમાં સૂર્યમંડળ પોતાના તેજથી પ્રકાશે છે. પુણ્ય કર્મ કરનારાં મનુષ્યોનાં આ સ્થાનો છે તે તું જાણ.[૩૯] કર્મનો ક્ષય થતાં તે સર્વે ફરી ફરીને પાછા અત્રે આવે છે. ત્યાં સ્વર્ગમાં પણ નીચ, ઉચ્ચ અને મધ્યમ એવો વિશેષ (ભેદ) છે.[૪૦] ત્યાં પણ પોતાના કરતાં વધારે પ્રકાશમાન શ્રીને જોઇને સંતોષ થતો નથી. આ સર્વે ગતિઓ છે જે મેં તને છુટી છુટી કહી છે.[૪૧] હવે પછી હું તને જીવને ગર્ભની પ્રાપ્તિ કેમ થાય છે તે કહીશ. હે દ્વિજ! તે તું સાવધાન થઇને હું કહું તે બરાબર સાંભળ.[૪૨]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'ब्राह्मण अने सिद्धनो संवाद'ए नामनो अध्याय १७मो समाप्त

---

## અધ્યાય ૧૮ મો

### બ્રાહ્મણ અને સિદ્ધનો સંવાદ

સિદ્ધ બ્રાહ્મણને કહે છેઃ-શુભ અને અશુભ કર્મોનો નાશ આ લોકમાં થતો નથી. એક પછી એક એમ અનેક શરીરો પ્રાપ્ત કરવાથી કર્મનાં ફળ મળે છે.[૧] ફળ આપનાર એક વૃક્ષ જેમ બહુ ફળ આપે છે તેમ જ શુદ્ધ મનથી કરેલું કર્મ ઘણા પુણ્યવાળું ફળ આપે છે.[૨] તેમ જ પાપી મનથી કરેલાં કર્મનું (ઘણાં) પાપવાળું પણ ફળ મળે છે, કારણ કે આત્મા મનને આગળ કરીને કર્મ કરવામાં પ્રવર્તે છે.[૩] કર્મથી ઘેરાયલો અને કામ અને ક્રોધથી વિંટાયેલો મનુષ્ય ગર્ભમાં કેમ પ્રવેશ કરે છે તે પણ હવે પછી તું સાંભળ.[૪]

સ્ત્રીના ગર્ભાશયમાં ગયેલું શુક્ર લોહીની સાથે મિશ્ર થાય છે, અને કર્મને લીધે ઉત્પન્ન થયેલ શુભ અથવા અશુભ એવા ક્ષેત્રને એટલે શરીરને મેળવે છે.[૫] તે પોતાનાં સૂક્ષ્મપણાને અને અવ્યક્ત ભાવને લીધે બ્રહ્મને જાણનારો જીવ, જ્યાં સૂધી શરીર મેળવ્યા પછી પણ કશાંમાં પણ આસક્ત થતો નથી, ત્યાં સૂધી તે શાશ્વત બ્રહ્મ છે.[૬]* તે સર્વ ભૂતોનું બીજ છે; તેના વડે (સર્વ) જંતુઓ જીવે છે; તે જીવ કટકે કટકે

* આ શ્લોકનો અર્થ સ્પષ્ટ થતો નથી. નીલકંઠ કહે છે કે "બ્રહ્મને જાણનારો બ્રહ્મને ઓળખ્યા પછી અને ઇચ્છા પૂર્ણ થયા પછી બ્રહ્મરૂપ થાય છે." શ્લોકનો શબ્દાર્થ આ પ્રમાણે થતો નથી.

ગર્ભના સર્વ ગાત્રોમાં પ્રવેશ કરીને,૭ ચેતનાવડે પ્રાણનાં સર્વ સ્થાનોમાં એકદમ સ્થિતિ કરીને ઈંદ્રિયોના ગોલકોને વિષે અભિમાન કરે છે. પછી (ઈન્દ્રિય સ્થાનોમાં રહેલો મનરૂપ-ચેતનારૂપ ઉપાધિવાળો જીવ) ચેતનાવાળા તે ગર્ભનાં અંગોને હલાવે છે.૮ (જીવ (૧) સૂક્ષ્મ છતાં દેહમાં વ્યાપે છે, અને તે (૨) અવ્યક્ત વ્યક્ત થાય છે કે (૩) અસંગી સંગી થાય છે, તેના ઉત્તરમાં કહે છે કે) જેમ (ગાળેલાં) લોઢાંનો રસ બિબ(ઓટણાં)માં પડતાં બિંબ(ઓટણાં)નું સ્વરૂપ ધરે છે તેમ જ ગર્ભમાં જીવનો પ્રવેશ થતાં (ગર્ભ વિષે) બને છે એમ તું જાણ. (આ રીતે તે સૂક્ષ્મની વ્યાપકતા કહી છે.)૯ જેમ અગ્નિ (પોતે અવ્યક્ત હોવા છતાં) લોઢાના પિંડ (ગઠ્ઠા)માં દાખલ થઈને તેને ખૂબ તપાવે છે અર્થાત્ વ્યક્ત થાય છે તેમ જ ગર્ભમાં જીવ આવ્યાથી થાય છે એમ તું જાણ. (આ રીતે અવ્યક્ત જીવ વ્યક્ત થાય છે.)૧૦ અને જેમ ઘરમાં પ્રકટાવેલો દીપક ઘરમાં પ્રકાશ કરે છે, તેમ ચેતના (ઉપાધિવાળો જીવ) શરીરનાં સર્વ અંગોમાં પ્રકાશ કરે છે. (દીપક ઘરની સર્વ વસ્તુથી અસંગ રહે છે છતાં સંગીની માફક પ્રકાશમાન કરે છે. કારણ કે દીપકના પ્રકાશના ફેલાવામાં પદાર્થો બાધ કરે છે તેથી છાયા, ઓળો પડે છે એટલે દીપક સ્વયં દૂર હોવા છતાં પ્રકાશરૂપ કિરણથી સંગી બને છે.) તેમ જીવ વિષે જાણવું.૧૧ જે જે કંઈ શુભ વા અશુભ કર્મ જો જીવ કરે છે તો તે પૂર્વ દેહમાં કરેલું તે સર્વ કર્મ જીવને ભોગવવું પડે છે.૧૨ તે કર્મો ભોગવતાં તે (કર્મો)નો ક્ષય થાય છે, અને પાછાં બીજાં કર્મો ભેગાં થાય છે. (આ ક્રમ ચાલ્યાં જ કરે છે.) જ્યાં સૂધી તેનો મોક્ષ યોગ થાય નહિ (વિશેષ કર્મો થતાં અટકે નહિ) ત્યાં સૂધી આ (જીવનો) ધર્મ સમજાતો નથી.૧૩

આ વિષયમાં અન્યોન્ય જન્મોમાં ગુંચવાયેલો જીવ જે કર્મ કરવાથી સુખી થાય છે તે હું તને કહું છું.૧૪ દાન, વ્રત, બ્રહ્મચર્ય, શાસ્ત્રમાં કહેલી રીતે બ્રહ્મનું ધારણ કરવું (ધ્યાન ધરવું), દમ, પ્રશાન્તતા, અને સર્વ ભૂતોપર અનુકંપા,૧૫ સંયમ (ચિત્તની એકાગ્રતા), અક્રૂરતા, પારકાનું લેવાનો ત્યાગ, ભૂમિપરનાં ભૂતમાત્રનું મનવડે પણ ભુંડું ન કરવું,૧૬ માતાપિતાની સેવા કરવી, દેવતા અને અતિથિનું પૂજન કરવું, ગુરુની પૂજા કરવી, દયા, શૌચ (પવિત્રતા), નિત્ય ઈન્દ્રિયોને સંયમમાં રાખવી,૧૭ અને શુભ કર્મોને પ્રવર્તાવવાં એ સાધુ પુરુષોનું વૃત્ત કહેવાય છે. તેથી ધર્મ જન્મે છે અને જે પ્રજાનું નિત્ય રક્ષણ કરે છે.૧૮ આવું આચરણ સાધુ પુરુષોમાં સદા જોવામાં આવે છે. ત્યાં જ આવી સ્થિતિ ધ્રુવ એટલે અચલ રહે છે. જે આચાર વિષે શાંત મનના મનુષ્યો રહે છે તે જ આચારને ધર્મ કહેવામાં આવે છે.૧૯ સાધુ પુરુષોને જ તે કર્મ સોંપાયલું છે, તે સનાતન ધર્મ છે, અને જે મનુષ્ય તેનું પાલન કરે છે તેની દુર્ગતિ થતી નથી.૨૦ તેમને લીધે જ ધર્મભ્રષ્ટ થનારા લોકોને ધર્મના માર્ગમાં વાળવામાં આવે છે. જે યોગી તથા મુક્ત છે તે જ એક આનાથી વિશેષ છે.૨૧ ધર્મ પ્રમાણે વર્તનારાનું શુભ તેનાં કર્મ પ્રમાણે થાય છે; અને તે સંસારમાંથી લાંબે કાળે તરી જાય છે.૨૨ આવી રીતે પૂર્વ જન્મમાં કરેલાં કર્મનું ફળ જીવને મળે છે. આ સર્વનું કારણ કર્મ છે જે કર્મે કરીને આ આત્મા (પરબ્રહ્મ હોવા છતાં) વિકાર પામીને (જીવ ભાવને પામીને) આ જગતમાં જન્મે છે.૨૩

(આ લોકમાં) તેની પાસે શરીર ધારણ કરાવવાનું કોણે પ્રથમ કલ્પ્યું એવો લોકમાં સંશય થાય છે તે વિષે હું હવે પછી કહીશ.૨૪ (કોઈ એમ શંકા કરશે કે ચેતનવાળા આ અનેક જીવો સ્વતંત્ર છે, તે કંઈ બ્રહ્મના વિકાર નથી; તેના ઉત્તરમાં કહે છે કે, સર્વ લોકોના પિતામહ બ્રહ્માએ (પ્રથમ) પોતાનું (શુદ્ધ બ્રહ્મનું આકાશરૂપ) શરીર ઘડ્યું, અને પછી સ્થાવર તથા જંગમ એવા સમસ્ત ત્રણ લોકોને ઉત્પન્ન કર્યા.૨૫ પછી તેણે "પ્રધાન"ને ઉત્પન્ન કર્યું. એ પ્રધાન તે સર્વ શરીરવાળાની પ્રકૃતિ (માયા, ચેતના, મન જાણવી) કે જેનાથી આ સર્વ વ્યાપ્ત થયેલું છે, અને જે લોકોમાં પરમ (સર્વથી શ્રેષ્ઠ) મનાય છે.૨૬ આ (જે જોવામાં આવે છે તે)ને નાશવંત કહેવામાં આવે છે, અને જે બીજું (વિરુદ્ધ છે) તે અમૃત અને અક્ષર છે. (ક્ષર દેહ, અક્ષર જીવ અને શુદ્ધ બ્રહ્મ) આ ત્રણેમાં સર્વ મિથુન (દ્વંદ્વ એટલે ક્ષર અને અક્ષર,) પ્રત્યેક જીવના જૂદા જૂદા છે.૨૭* જેણે પ્રથમ શ્રુતિમાં જગતની ઉત્પત્તિ વિષે જોયું છે એવા પ્રજાપતિએ સર્વ ભૂતોને અને સ્થાવર ભૂતોને ઉત્પન્ન કર્યાં, એવી એક પ્રાચીન શ્રુતિ છે.૨૮ તે પિતામહે તે (શરીર)ના કાળના પરિમાણ (પ્રમાણ વિભાગ) કર્યાં, અને તે ભૂતોમાં (દેવો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ આદિ ભૂતોમાં) જન્મોની અને જન્મમરણના ફેરાની વ્યવસ્થા કરી.૨૯

આ વિષયમાં પૂર્વ જન્મમાં પોતાના આત્માને જોયો છે એવા કોઈ બુદ્ધિમાને જે જોયું અને કહ્યું છે તેમ જેમ બન્યું છે તેમ હું સર્વ કહીશ.૩૦ સુખમાં

* આ શ્લોક ઘણો અસ્પષ્ટ છે, માટે માત્ર શબ્દાર્થ આપેલો છે. સ્વ. તેલંગે त्रयाणाम् એ શબ્દ છોડી દઈને ભાષાંતર કર્યું છે, અને સ્વ. રોયે પણ જેમતેમ અર્થ ગોઠવ્યો છે.

તથા દુઃખમાં એ બે અનિત્ય વિષયોમાં જે સમ્યક્ (સમાન) દૃષ્ટિથી જુએ છે, જે કાયાને અપવિત્રતાના સમૂહરૂપ, વિનાશ અને કર્મથી બનેલી જુએ છે,[૩૧] અને જે કંઈ સહજ સુખ છે તે સર્વ દુઃખરૂપ છે એમ જે યાદ કરે છે, તે આ દુસ્તર એવા ઘોર સંસારરૂપ સાગરને તરી જાય છે.[૩૨] જન્મ, મરણ અને રોગથી વિંટાયલો, પણ પ્રધાન–માયાને જાણવાવાળો, ચેતનાવાળા પ્રાણીઓમાં પોતાના જેવું જ ચૈતન્ય જુવે છે,[૩૩] અને સમસ્ત એવાં પરમ પદને શોધે છે. તે પુરુષ સર્વ વસ્તુઓ વિષે બેપરવા બને છે. (તે માત્ર કર્મ કરવા માટે કર્મ કરે છે, ફળને માટે કર્મ કરતો નથી.) હે સત્તમ! તેનો ઉપદેશ જેવો છે તેવો જ હું કહીશ.[૩૪] હે વિપ્ર! શાશ્વત અને અવ્યય એવા તેનું જે ઉત્તમ જ્ઞાન હું કહું છું, તે તું સંપૂર્ણ મારી પાસેથી સાંભળ.[૩૫]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अश्वमेधपर्वमां 'अनुगीता पर्व' ए नामनो अध्याय १८मो समाप्त.

## અધ્યાય ૧૯ મો

### બ્રાહ્મણ અને સિદ્ધનો સંવાદ (ચાલુ)

બ્રાહ્મણ કહે છેઃ–જે પુરુષ એક જ સ્થાનમાં લીન થઈ, કંઈ પણ પ્રકારનો વિચાર ન કરતાં શાંત રહે છે, અને ધીમે ધીમે એક એકથી પહેલાંનું ત્યજી દે છે, તે બંધનમાંથી તરી જાય છે.[૧*] જે મનુષ્ય સર્વનો મિત્ર (અદ્રોહી) છે, જે સર્વ સ્થિતિ સહન કરે છે, જેની શમ-(શાંતિ)માં પ્રીત છે, જે જિતેન્દ્રિય છે, જેનો ભય અને ક્રોધ દૂર થયલો છે, તે આત્માવાળો નર મોક્ષ પામે છે.[૨] સર્વ પ્રાણીઓને જે પોતાના જ જેવા ગણીને તેની સાથે વર્તે છે, જે વાસનાને નિયમમાં રાખે છે, જે પવિત્ર છે, જે અમાની છે, જે નિરભિમાની છે, તે સર્વ રીતે મુક્ત થયો ગણાય છે.[૩] જીવિત અને મરણ, તેમ જ સુખ અને દુઃખ, તેમ લાભ અને ગેરલાભ, તેમ પ્રિય અને દ્વેષ્ય એ સર્વે દ્વન્દ્વને સમદૃષ્ટિએ જે જુએ છે તેનો મોક્ષ થાય છે.[૪] જે કોઇની વસ્તુની સ્પૃહા કરતો નથી, જે કોઇની અવગણના કરતો નથી, જે સર્વ વિરોધી દ્વન્દ્વ ગુણોથી રહિત છે, જેનો આત્મા રાગ વગરનો થયો છે, તેની સર્વથા મુક્તિ જ થાય છે,[૫] જે શત્રુ વગરનો છે, જેના કોઈ બાંધવો નથી, જેનાં કોઈ બાળકો નથી, જેણે ધર્મ, અર્થ અને કામનો ત્યાગ કર્યો છે, જે આકાંક્ષા વગરનો છે તેની મુક્તિ થાય છે.[૬] જે ધર્મી નથી તેમ જે અધર્મી નથી, જેણે પૂર્વ કાળમાં ભેગાં કરેલાં પાપપુણ્યરૂપ કર્મોનો ત્યાગ કર્યો છે, જેના ધાતુનો ક્ષય થવાથી આત્મા શાંત પડેલો છે, જે વિરુદ્ધ દ્વન્દ્વ ગુણોથી રહિત છે તેનો મોક્ષ થાય છે.[૭] જે કંઈ કર્મો જ કરતો નથી, જે કાંક્ષાથી રહિત છે, જે આ જગતને અશાશ્વત (નાશવંત) પીપળાના જેવું, જન્મ, મરણ અને જરાવાળું જુએ છે તે,[૮] વળી વૈરાગ્યની બુદ્ધિવાળો, અને નિત્ય પોતાના જ દોષને જોનારો, જલદીથી પોતાના આત્માનાં બંધનો તોડી શકે છે.[૯] જે પુરુષ પોતાના આત્માને ગંધવગરનો, રસ વગરનો, સ્પર્શ વગરનો, શબ્દ વગરનો, શરીર વિનાનો, રૂપ વિનાનો, અને નહિ સમજી શકાય તેવો સમજે છે, તેનો મોક્ષ થાય છે.[૧૦] જે પોતાના આત્માને પંચભૂતના ગુણો વગરનો, આકાર વિનાનો, કારણ વિનાનો, ગુણો વિનાનો, પણ ગુણોને ભોગવનાર તરીકે જુવે છે, તેનો મોક્ષ થાય છે.[૧૧] બુદ્ધિપૂર્વક જે કોઈ શારીરિક અને માનસિક સર્વ સંકલ્પોનો ત્યાગ કરે છે તે ધીમે ધીમે, બળતણ વિનાના અગ્નિની પેઠે, નિર્વાણને પામે છે.[૧૨] સર્વ સંસ્કારોથી મુક્ત થયેલો, વિરોધી, દ્વન્દ્વ ગુણો વિનાનો, કુટુંબકબીલા વિનાનો, અને તપોબળવડે ઇન્દ્રિયોના સમુદાયને ચલાવનારો મોક્ષ પામે છે;[૧૩] સર્વ સંસ્કારોથી વિમુક્ત થયલો જીવ સનાતન, પરમ, શાંત, અચળ, નિત્ય અને અક્ષર એવા બ્રહ્મને પામે છે.[૧૪]

હવે હું તને યોગશાસ્ત્ર કે જેના કરતાં કોઈ ઉત્તમ નથી, તેના વિષે તેમ જ ધ્યાન ધરીને, સિદ્ધ એવા આત્માને જે રીતે યોગીઓ જુવે છે તે વિષે હું કહીશ.[૧૫] ઇંદ્રિયનિગ્રહના જે ઉપાયોથી યોગી મનને શરીર વિશે અંતર્મુખ કરે છે, તેનો ઉપદેશ હું તને કહીશ. તે તું મારી પાસેથી યથાર્થ રીતે સાંભળ.[૧૬] ઇન્દ્રિયોને તેના વિષયોથી છૂટી પાડીને મનને આત્માને વિષે ધારણ કરવું; પછી પ્રથમ તીવ્ર તપ તપીને મોક્ષ આપનારા યોગની પ્રવૃત્તિ કરવી.[૧૭] મનને જિતનારો, મનને આત્મામાં નિત્ય યોજનારો, તપસ્વી અને ડાહ્યો બ્રાહ્મણ યોગશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યોગસાધના કરે છે તો નિરુદ્ધ કરેલા મનવડે પોતાના આત્મામાં આત્માને જુવે છે.[૧૮] જો તે સાધુ આત્માને આત્મા વિષે યોજવાને શક્તિવાન્ થાય છે તો પછી એકાંતમાં રહેવાવાળો તે પરમ આત્માને (પોતાના) આત્મા વિષે જુવે છે.[૧૯] વળી સંયમવાળો, સતત યોગ સાધનારો, જિતેન્દ્રિય, આત્માવાળો અને યોગબળવડે યોજાયેલો પુરુષ આત્માવડે આત્માને જુવે છે.[૨૦] જેમ કોઈ

* મૂળમાં 'એક જ સ્થાનને માટે एकायन શબ્દ છે.' તેનો અર્થ સર્વ પદાર્થોનો એક આશ્રય એટલે બ્રહ્મ એવો થાય છે; અર્થાત્ કે બ્રહ્મમાં લીન થવું. 'શાંત રહે છે' તે માટે મૂળમાં तूष्णी છે. તેનો અર્થ એવો સમજવો કે, જે બ્રહ્મમાંથી આ જગત્ ઉત્પન્ન થયું છે એનામાં અને મારામાં કંઈ ભેદ નથી, એવું સમજે તો તે કંઈ પણ વિચાર કરતાં શાંત રહે છે. अहमेवेदम् सर्वोस्मीत्यभिमानमप्यकुर्वन् ।

પુરુષ સ્વપ્નમાં કોઈ ન જોયલાને જોયા પછી, જાગ્રત થતાં 'તે જ આ' એમ જુવે છે, તેમ સમાધિમાં આત્માને જોયા પછી યોગ જાણનારો સાધુ પોતાના આત્માને વિશ્વરૂપે જુવે છે.[૨૧] જેમ કોઈ મુંજ-ઘાસમાંથી ઈષિકા (સોટી) ખેંચી કાઢીને બતાવે છે તેમ યોગી પણ દેહમાંથી આત્માને ખેંચી કાઢીને જુવે છે.[૨૨] વિદ્વાનો મુંજને શરીર કહે છે, અને ઇષિકા આત્માને આશ્રયે છે એમ કહે છે. યોગને જાણનારાઓએ આ એક અતિ ઉત્તમ દૃષ્ટાંત કહ્યો છે.[૨૩] જ્યારે દેહને ધારણ કરવાવાળા યોજાયેલા આત્માને બરાબર જુવે છે ત્યારે તેના કરતાં કોઈ સત્તાવાન્ આ લોકમાં હોતો નથી; પછી તે ત્રણ લોકનો પ્રભુ હોય તો પણ શું? (અર્થાત્ કે ત્રણ લોકના પ્રભુ કરતાં પણ તે બળવાન્ હોય છે.)[૨૪] તે પોતાની ઈચ્છા પ્રમાણે (દેવ, ગંધર્વ, મનુષ્ય વગેરે જેવાં જોઈએ તેવાં) શરીરો ધારણ કરે છે, અને પાછો (પોતાનાં અસલ દેહમાં) આવે છે. તે જરા અને મૃત્યુનો શોક કરતો નથી તેમ હર્ષ પામતો નથી.[૨૫] ઇન્દ્રિયોને વશમાં રાખવાવાળો યોગી દેવોનું પણ દેવત્વ ઉત્પન્ન કરે છે, અને નાશવાન્ શરીરનો ત્યાગ કરીને અવ્યયી બ્રહ્મને પ્રાપ્ત કરે છે.[૨૬] સર્વ પ્રાણીઓનો નાશ થતો જોઈ તેને ભય લાગતો નથી, અને સર્વ પ્રાણીઓને કલેશ પામતા જોઇને તેને કલેશ થતો નથી.[૨૭] સંગ અને સ્નેહથી ઉત્પન્ન થયલાં ઘોર, દુઃખમય અને શોકમય પ્રસંગોથી સ્પૃહા વગરનો, શાંત મનવાળો યોગી ચલાયમાન થતો નથી.[૨૮] શસ્ત્રો તેને વિંધતાં નથી, અને મૃત્યુ તેની ઓળખ કરતો નથી. આના કરતાં વધારે સુખકારક આ લોકમાં કેઠે કંઈ પણ જોવામાં આવતું નથી.[૨૯] આત્માને આત્મા વિષે બરાબર લગાડીને તે આત્મા વિષે પ્રતિષ્ઠા કરી રહે છે, અને જરાવસ્થા, સુખ અને દુઃખથી નિવૃત્તિ થયેલો તે સુવે છે.[૩૦] આ મનુષ્યદેહ છોડીને તે મરજીમાં આવે તે દેહોમાં જાય છે. આવી રીતે ભોગવનારને કોઈ પણ રીતે શોક કરવાનો નથી. (અર્થાત્ કે યોગ સાથે વૈરાગ્ય કે વિરોધ કરવાનો નથી).[૩૧] આત્માને આત્મા વિષે જ બરાબર યુક્ત થયલો તે જ્યારે જુએ છે ત્યારે તે સાક્ષાત્ શતક્રતુ (ઇંદ્ર)ની પણ સ્પૃહા કરતો નથી.[૩૨]

*એકાંતશીલ મનુષ્ય યોગને જે રીતે જાણે છે, તે તું સાંભળ. જે દિશ (ઉપદેશ) પહેલેથી જ (વેદાંત અને શ્રુતિમાં) જોવામાં આવ્યો છે તે ભાગનું ચિંતવન કરીને (શરીરરૂપ) જે પુરમાં તે (જીવ) નિવાસ કરે છે,[૩૩] તે પુર (શરીર)ના અંદરના ભાગમાં મનને સ્થિર કરવું, બહાર નહિં (એટલે કે બહારના પદાર્થોમાં મનને રોકવું નહિં); તે પુર(શરીર)ના અંદરના ભાગમાં સ્થિર થયેલું મન, જ્યારે આવસથ એટલે કે મૂલાધાર ચક્ર નામના સ્થાનમાં વસે છે ત્યારે તે આવસથ નામના સ્થાનમાં બાહ્ય અને આભ્યંતર બન્ને પ્રકારનું મનને રાખવું;[૩૪] આવસથ સ્થાનમાં રહીને ચિંતવન થયા પછી જ્યારે તે સર્વ વસ્તુને (બ્રહ્મમય) જુવે છે ત્યારે મનને આનું (પોતે જે શરીરમાં છે તેનું) તેમ બહારનું પણ કંઈ હોતું નથી. (અર્થાત્ કે મનને તે સમયે કોઈ પણ બાહ્ય કે આભ્યંતર સ્થાન રહેવા માટે રહેતું નથી. કારણ કે મનનો કોઈ વિષય જ રહેતો નથી).[૩૫] નિર્જન વનમાં જરા પણ અવાજ કર્યા વિના સર્વ ઇંદ્રિયોના સમૂહનો સંયમ કરીને એકાગ્ર મનવાળાએ, કાયાની બહાર અને અંદર રહેલા સર્વનું ચોતરફથી ચિંતવન કરવું;[૩૬] દાંત, તાલુ, જિહ્વા, ગળું તેમ જ ગર્દન, અને હૃદય તથા હૃદયના બંધનોનું પણ ચિંતવન કરવું.[૩૭]†

બ્રાહ્મણ (ચાલુ રાખતાં) કહે છેઃ-હે મધુસૂદન! તે બુદ્ધિવાન્ શિષ્યને મેં આ પ્રમાણે કહ્યું ત્યારે તે, મોક્ષધર્મ જે સમજાવવો ઘણો અઘરો છે તે વિષે, ફરીને આ પ્રમાણે પૂછવા લાગ્યો.[૩૮]

કાશ્યપ પૂછે છેઃ-(વારંવાર) ખા ખા કરેલું આ અન્ન પેટમાં કેમ પચે છે? તેમાં રસત્વ કેમ આવે છે? વળી તેમાંથી શોણિતત્વ કેમ આવે છે?[૩૯] વળી તે માંસ અને મેદ અને સ્નાયુ અને અસ્થિનું પોષણ કેમ કરે છે? શરીરવંતોનાં આ સર્વ શરીરો કેમ[૪૦] વધે

* અત્રે એકાંતશીલ એટલે કે જેનું ધ્યાન બ્રહ્મરૂપ જે એક મોટા અંત છે તેના શોધનમાં હોય છે તે.

† આ શ્લોકમાં યોગનાં સાધનો કહ્યાં છે. દાંતવડે ચાવી ચાવીને અન્ન લેવાથી અન્નની શુદ્ધિ થાય છે, તેથી સત્વની શુદ્ધિ થાય છે, તેથી સ્મૃતિ અચળ બને છે, તેથી સર્વ બંધનોથી છૂટાય છે. શ્રુતિમાં કહ્યું છે કે આહારશુદ્ધિ એ મોક્ષનો હેતુ છે. તાલુ આધાર છે અને જિહ્વા આધેય છે. ઈશ્વરે કહ્યું છે કેઃ-

> लंबिकोर्ध्वं स्थिते गर्ते रसनां विपरीतगां ।
> संयोजयेत्प्रयत्नेन मुद्रा सा ह्नेचरी मता ॥
> अंतःकपालविवरे जिह्वां व्यावृत्य चार्पयेत् ।
> भ्रूमध्यदृष्टिरप्येषा मुद्राभवति खेचरी ॥

તેટલા માટે કહ્યું છે કેઃ-

> भ्रुवोर्मध्ये प्राणमावेश्य प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥

જિહ્વાના મૂળથી નીચેનો ભાગ તે ગળું છે; તેનાથી નીચેનો ભાગ જેને કંઠ નામ કહે છે તે; પછી કંઠકૂપ, અને કંઠકૂપથી પણ જે નીચે છે તે સ્થાનપર ધ્યાન ધરવું. યત્નપૂર્વક તે ધારણાનો અભ્યાસ કરવો. કંઠકૂપપર અંકુશ આવતાં ક્ષુધા અને તૃષાની નિવૃત્તિ કરી શકાય છે. આ દરેકનું ચિંતવન કરતાં કરતાં તેનું ફળ જણાય છે, એટલે યોગપર વિશ્વાસ આવે છે. જ્યાં સુધી એમાંના એકના પણ ફળનો અનુભવ થતો નથી, ત્યાં સુધી યોગધર્મપર શ્રદ્ધા આવતી નથી.

છે? અને મોટા થતા માણુસનું બળ કેમ વધે છે? વળી નિરોધ કરનારાં મળો છૂટાં છૂટાં બહાર કેમ નીકળી જાય છે?[૪૧] વળી શ્વાસ અંદર કેમ લેવાય છે અને ઉચ્છ્વાસ બાહાર કેમ કઢાય છે? કયા દેશનો આશ્રય કરીને આ આત્મા આત્માવિષે (શરીરમાં) રહે છે?[૪૨] જીવ કલેવર(શરીર)ને ચેતનવાળું કરી કેમ રહે છે? તેનો (જીવનાં શરીરનો) વર્ણુ કેવો છે? તેનું (શરીરનું) સ્વરૂપ કેવું છે કે (એકમાંથી નીકળી બીજામાં) તે પુનઃ પ્રવેશ કરે છે?[૪૩] હે અનઘ (નિર્દોષ)! હે ભગવન્! મને તું, એ જેમ હોય તેમ, કહેવાને યોગ્ય છો.

બ્રાહ્મણુ કહે છેઃ–આ રીતે, હે માધવ! તે બ્રાહ્મણે મને પૂછ્યું હતું.[૪૪] હે અરિંદમ! જેમ મેં તે વિષે સાંભળ્યું હતું તેમ તેનો, હે મહાબાહો! મેં જવાબ આપ્યો. જેમ પોતાના ભંડારમાં કંઈક ભાંડ (કીમતી વસ્તુ) મૂકીને પછી (માણુસ) ભાંડમય બને છે (તે વસ્તુનો જ વિચાર કરે છે)[૪૫] તેમ પોતાની કાયા વિષે (ઇન્દ્રિયો રૂપ) દ્વારોવડે મનને રોકી અનિશ્ચલ બનીને (અર્થાત્ ઇન્દ્રિયોનો સંયમ કરીને) તે પ્રમાદને છોડી દે છે અને આત્માને શોધે છે.[૪૬] આ પ્રમાણે સતત ધ્યાનમાં રોકાયા કરનાર, અને પોતાના જ આત્માથી પ્રસન્ન થયેલો તે કારણુ કે તેને પોતાનો અને પારકાનો ભેદ રહેતો નથી), ટુંક વખતમાં તે બ્રહ્મને પ્રાપ્ત કરે છે, કે જે બ્રહ્મને જોઇને પ્રધાન(પ્રકૃતિ)ને જાણુવાવાળા થવાય છે.[૪૭] એ કંઈ આંખોવડે પકડાતો નથી, તેમ સર્વ ઇન્દ્રિયો વડે પણુ પકડાતો નથી. મનરૂપ દીપકવડે તે મહાન્ આત્મા જોવામાં આવે છે.[૪૮] તેના હાથો અને પગો સર્વ દિશામાં છે; તેનાં આંખ, માથું તથા મુખ સર્વ બાજુએ છે; તેના કાન સર્વ દિશામાં છે; અને આ લોકમાં સર્વને વિંટાઇને તે રહે છે.[૪૯] શરીરમાંથી બહાર નીકળતા આત્માને જીવ જુવે છે. અવયવવાળા બ્રહ્મનો ત્યાગ કરી, દેહુ વિષે તેનાં સ્વરૂપનું ધ્યાન ધરીને મન કેવળ (નિર્ગુણુ) બ્રહ્મને જુએ છે.[૫૦] મનમાં જ જાણે જોરથી હસીને (કે વૃથા જ હું તો બહાર મૃગજળની માફક આને શોધતો હતો પણુ આ તો મારામાં જ હતો, એવા આશ્ચર્ય ભાવથી) આત્માને અવલોકે છે, તેનો જ આશ્રય કરીને છેવટે તે મારા વિષે જ મોક્ષ પામે છે.[૫૧]* હે દ્વિજોત્તમ! આ સર્વ રહસ્ય મેં તને કહ્યું છે.

હવે હું રજા માગું છું, કે હું જઈશ. તું પણુ હે વિપ્ર! સુખે જા.[૫૨] હે કૃષ્ણુ! મેં તેને આમ કહ્યું, એટલે તે મારો શિષ્ય, જે મહાતપસ્વી અને ઉત્તમ વ્રત પાળનારો બ્રાહ્મણુ હતો, તે પોતાની ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યો ગયો.[૫૩]

વાસુદેવ કહે છેઃ–બ્રાહ્મણોમાં ઉત્તમ તે બ્રાહ્મણુ, હે પાર્થ! મોક્ષ ધર્મ આપનારા શબ્દો બરાબર કહીને ત્યાં જ અતર્ધાન થઈ ગયા.[૫૪] હે પાર્થ! તેં એકાગ્ર ચિત્ત કરીને આ બધું સાંભળ્યું છે કે? (યુદ્ધમાં) ત્યારે તું રથપર હતો ત્યારે પણુ આ જ વાત તને સંભળાવી હતી.[૫૫] આ કંઈ, હે પાર્થ! જેની બુદ્ધિ) નિયમસરના શિક્ષણુથી) ખીલેલી નથી હોતી, તેનાથી સહેલથી સમજાતી નથી એમ મારું માનવું છે. તે તો જેણે સંગનો ત્યાગ કર્યો છે અને જેનો અંતરાત્મા વિશુદ્ધ છે તે જ સમજે છે.[૫૬]† હે ભરતર્ષભ! દેવોનું આ મોટું રહસ્ય મેં તને કહ્યું છે. હે પાર્થ! કોઈ મનુષ્યે કયાંય પણુ આલોકમાં તે સાંભળ્યું નથી.[૫૭] હે નિર્દોષ! તારા સિવાય, આ સાંભળવાને, બીજો કોઈ મનુષ્ય યોગ્ય નથી. જેનો અંતરાત્મા ગુંચવાડામાં પડ્યો છે તેનાથી આજે એ સહેલથી સમજાવાનો નથી.[૫૮] હે કૌંતેય! કર્મ કરનારા પુરુષોથી દેવલોક ભરાઈ ગયો છે. મૃત્યુ રૂપમાં નિવૃત્ત થવું (પાછા આવવું) એ દેવોને ઇષ્ટ નથી.[૫૯] હે પાર્થ! તે ગતિ પરાગતિ છે કે જયાં સનાતન બ્રહ્મ છે, કે જ્યાં દેહનો ત્યાગ કર્યા પછી અ–મૃતત્વ (ફરીને નહિં મરવાપણું) મળે છે, જયાં સદા સુખ મળે છે.[૬૦] સ્ત્રીઓ) વૈશ્યો, શૂદ્રો અને બીજા જે પાપીયોનિમાં અવતરેલાં હોય, તેઓ પણુ આ ધર્મ ગ્રહણુ કરવાથી પરાગતિને પામે છે.[૬૧]‡ તો પછી, હે પાર્થ! બ્રાહ્મણો તથા બહુ શ્રુત ક્ષત્રિયો, તેમ જ પોતપોતાના ધર્મમાં પ્રીતિ રાખનારા તથા નિત્ય બ્રહ્મલોક પ્રાપ્તિ માટે ઇચ્છાવાળાઓનું તો પૂછવું જ શું? (અર્થાત્ તેઓને તો તે ગતિ મળે જ છે).[૬૨] આ જે કહ્યું છે તે હેતુવાળું છે, તેમ જ તે સાધવાના ઉપાયોમાં પણુ હેતુ છે. સિદ્ધિ અને ફળ અને મોક્ષ અને દુઃખનાં કારણુનો

---

* અત્રે લક્ષમાં રાખવું કે બ્રાહ્મણુ કૃષ્ણુને કહે છે, અને કૃષ્ણુ તેના શબ્દોમાં અર્જુનને કહે છે. પણુ અત્રે કૃષ્ણુ પોતે જ પરબ્રહ્મ છે એ દર્શાવવાને પોતાના શબ્દો ઉમેરે છે, અથવા તો કહેનાર બ્રાહ્મણુ પોતે પરબ્રહ્મ છે એમ દર્શાવવાને કાશ્યપને કહે છે.

† આ શ્લોકની બીજી લીટીના ઘણા પાઠો છે. મુંબઇની પ્રતમાં એવો પાઠ છે કે જેણે સંપ્રદાય પ્રમાણે વિદ્યા પ્રાપ્ત કરી નથી તે જાણી શકતો નથી; કલકત્તાની પ્રત પ્રમાણે, અશુદ્ધ આત્માવાળો અને ગમે તે આહાર કરનાર જાણી શકતો નથી.

‡ શ્રી કૃષ્ણુ અર્જુનને પરમ ગતિની પ્રાપ્તિનો ઉપદેશ કરે છે. તેને દૃષ્ટાંતમાં તેના કરતાં ઉતરતા વર્ણુનો દાખલો આપવો જોઇએ ભગવાન્ અર્જુનને ઉપદેશે છે કે વૈશ્ય સ્ત્રી શૂદ્ર વગેરે પણુ જ્યારે પરમ ગતિને પામે છે તો પછી તું પરમ ગતિને કેમ ન પામે. જો બ્રાહ્મણુને ઉપદેશ દેવો હોત તો ક્ષત્રિયનું નામ લઇને ઉપદેશ આપત. અને વૈશ્યને ઉપદેશ આપવો હોત તો શૂદ્રનું નામ લેત. અહીં સ્ત્રી તથા શૂદ્રોની સાથે વૈશ્ય જાતિના નામનો જે ઉચ્ચાર કરવામાં આવ્યો છે તે કેવળ દૃષ્ટાંત દેવા માટે જ છે. તેની અધમતા દર્શાવવા માટે નથી.

નિર્ણય (એ સર્વમાં હેતુ છે). એ સર્વે તને કહ્યું છે.[૧૩] હે ભરતર્ષભ! આનાં કરતાં બીજું કોઈ પરમ સુખવાળું છે જ નહિ. હે પાંડવ! બુદ્ધિવાન્, શ્રદ્ધાવાળો, અને પરાક્રમી[૧૪] જે કોઈ મૃત્યુવશ માનવી આ લોકના સારને અસારવત્ ગણીને ત્યજી દે છે તે આ ઉપાયોવડે જલદીથી તે પરાગતિને મેળવે છે.[૧૫] જે કંઇ કહેવા જેવું છે તે આ જ છે; આનાં કરતાં કોઇ બીજું વિશેષ નથી. જે કોઇ નિત્ય છ માસ સુધી પ્રયત્ન કરે છે તેને, હે પાર્થ! યોગ મળે છે.[૧૬]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'ब्राह्मणसिद्धसंवाद' ए नामनो अध्याय १९ मो समाप्त

## અધ્યાય ૨૦ મો

### પતિનો લોક એજ પત્નીની ગતિ

વાસુદેવ અર્જુનને કહે છેઃ–આ વિષયમાં પણ લોકો આ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપે છે. હે પાર્થ! હે ભરતર્ષભ! તે એક દંપતી વચ્ચે થયેલો સંવાદ છે.[૧] કોઇ એક બ્રાહ્મણીએ પોતાનો બ્રાહ્મણ ભર્તા, જ્ઞાન અને વિજ્ઞાનમાં પારંગત છે એમ જોઇને, એકાંતમાં તે બેઠો હતો ત્યારે પૂછયુંઃ[૨]

બ્રાહ્મણી પૂછે છેઃ–જેણે કર્મો કરવાનાં છોડી દીધાં છે, હાથ જોડીને જે બેઠો છે, જે પોતાની પત્ની સાથે ક્રૂરતાથી વર્તે છે અને જેનામાં કંઇ વિચક્ષણતા (અક્કલ) નથી એવા પતિ તરીકે તારા આશ્રયે રહેલી હું કયા લોકમાં જઇશ?[૩] ભાર્યાને પતિને જે લોકો મળે છે તે મળે છે એવું મારા સાંભળવામાં આવ્યું છે, તો તને પતિ તરીકે મેળવીને મારી કેવી ગતિ થશે?[૪]

આમ જેને કહેવામાં આવ્યું છે એવો તે શાંત આત્માવાળો હસીને તેને કહેવા લાગ્યોઃ–

બ્રાહ્મણ કહે છેઃ–હે સુભગે! હે અનઘ (પાપરહિતા)! હું તારાં આ વાકયની અદેખાઈ કરતો નથી.[૫] જે કંઈ ગ્રાહ્ય હોય, દૃશ્ય હોય વા સત્ય (શ્રાવ્ય) હોય તેને જ આ કર્મ તરીકે ઓળખવામાં આવે છે. તેને જ કર્મ કરનારા લોકો 'કર્મ,' 'કર્મ' કરીને કહે છે.[૬] જ્ઞાન વગરનાં માણસો કર્મોનો સંગ્રહ કરે છે તે મોહ જ છે, તેમ આ લોકમાં એક મુહૂર્ત્ત માત્ર પણ નૈષ્કર્મ્ય જેવું કંઈ મળતું નથી.[૭] સર્વ ભૂતોમાં જન્માદિથી (જન્મ, સ્થિતિ અને મરણથી) તે શરીરભેદ (મનુષ્ય, જલચર, ખેચરાદિ) સુધીનાં કર્મો જણાય છે, અને મનસા, વાચા અને કર્મને લીધે શુભ અથવા અશુભ કર્મો થાય છે.[૮] દૃશ્ય દ્રવ્યવાળા (એટલે કે જેમાં સોમરસનું પાન થાય છે અને ઘીની આહૂતિઓ અપાય છે એવા) માર્ગોનો રાક્ષસોએ જ્યારે નાશ કર્યો ત્યારે તે માર્ગોથી વિરક્ત થઇને આત્માની સહાયવડે શરીરમાં રહેલા આત્માનું સ્થાન મારા જોવામાં આવ્યું;[૯] કે જ્યાં કોઈ પણ જાતના વિરુદ્ધ ભાવના દ્વંદ્વ ગુણો વગરનો બ્રહ્મ રહે છે; જ્યાં સોમ અગ્નિની સાથે રહે છે; અને જ્યાં સર્વ ભૂતોને ધારણ કરીને ધીર (બુદ્ધિને પ્રેરનાર વાયુ) નિત્ય સંચાર કરે છે.[૧૦]* તેને માટે યોગના ધ્યાનવાળા થઈ બ્રહ્માદિ તે અક્ષર બ્રહ્મની ઉપાસના કરે છે. તેને માટે વિદ્વાનો અને ઉત્તમ વ્રતધારીઓ, શાંત આત્માવાળાઓ અને જિતેન્દ્રિય પુરુષો મથન કરે છે.[૧૧] નાકવડે તે સુંઘાય તેવો નથી; જિહ્વાવડે તેનો રસ લેવાય તેવો નથી; સ્પર્શન (ત્વચા) વડે તેનો સ્પર્શ થાય તેવો નથી; માત્ર મનવડે તે સમજી શકાય છે.[૧૨] નેત્રોવડે તે જોવાય તેવો નથી; અને જે શ્રવણેન્દ્રિયથી સેહેજ પર છે; તેનામાં ગંધ નથી, રસ નથી, સ્પર્શ નથી, રૂપ નથી, અને શબ્દ નથી.[૧૩] તેનામાંથી જ આ તંત્ર (સૃષ્ટિ વગેરેનું) પ્રવર્તે છે અને તેમાં જ તે પાછું રહે છે. પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન વાયુઓ[૧૪] તેમાંથી જ પ્રવર્તે છે અને તેમાં જ તે પાછા પ્રવેશ કરે છે. સમાન અને વ્યાન એ બેની મધ્યમાં પ્રાણ અને અપાન એ બે વાયુઓ ફરે છે.[૧૫]†

ભ્રૂ અને જ્યારે અપાનસહિત પ્રાણ આત્મા લીન થયેલો હોય છે (ભ્રમરને ઘ્રાણની સંધિ વચ્ચે રુંધાયલો હોય છે) ત્યારે સમાન અને વ્યાન પણ લીન થયેલા હોય છે. (ત્યારે કોઈ કહેશે કે મરણ કેમ થતું નથી?) અપાન વાયુ અને પ્રાણ વાયુની મધ્યમાં ઉદાન વાયુ વ્યાપીને રહે છે, તેથી સુતેલા પુરુષનો પ્રાણ અને અપાન વાયુ ત્યાગ કરતા નથી.[૧૬] પ્રાણોના આપતન (સ્થાન)રૂપ હોવાથી તેને લોકો ઉદાન વાયુ કહે છે; તેટલા માટે બ્રહ્મવાદીઓએ જેનો હેતુ મારી પ્રાપ્તિ છે એવા તપની વ્યવસ્થા કરી છે.[૧૭]‡ એકબીજામાં સંકેલાયલા

* નવમા શ્લોકમાં આત્માનું સ્થાન કહ્યું છે તે જાબાલ શ્રુતિ પ્રમાણે भ्रूघ्राणमध्यस्तम विमुक्ताख्यम्। ભ્રૂ અને નાસિકાની જે સંધિ તે અવિમુક્ત સ્થાન કહેવાય છે. નીલકંઠ કહે છે કે, સોમ તે ઇડા નાડી, અને અગ્નિ તે પિંગલા નાડી છે; ધીર તે બુદ્ધિનો પ્રેરક, અને વ્યવાય તે સંચાર. ભાવ એવો છે કે અવિમુક્ત સ્થાનમાં ઇડા અને પિંગલા નાડીઓ મળે છે, અને ત્યાં વાયુ પણ રહે છે કે જે બુદ્ધિને પ્રેરે છે, અને સર્વ જીવોને ધારણ કરે છે અર્થાત્ જીવાડે છે.

† પ્રાણ અને અપાન વાયુની પ્રવૃત્તિથી સૃષ્ટિ ચાલે છે, અને નાભિમંડળમાં રહેલો સમાન વાયુ પ્રલય કરનાર છે, અને વ્યાન વાયુ આખા દેહમાં વ્યાપીને રહે છે.

‡ उदाननो અર્થ એ છે કે उत्कर्षेण आनयति. જે પ્રાણોને ચેષ્ટા કરાવે છે તે. કહેવાનો ભાવ એ છે કે પ્રાણવાયુઓથી જગત્ ચાલે છે, તે આત્મામાં રહે છે, અને તેથી વ્યક્તિઓ જણાય છે. ઉદાન વાયુ સર્વ વાયુને અંકુશમાં રાખે છે; ઉદાનને તપશ્ચર્યાથી અંકુશમાં રખાય છે. એટલે કે તપથી પુનર્જન્મનો અંત આવે છે, અને બ્રહ્મમાં લીન થવાય છે.

અને દેહોમાં ફરનારા તે સર્વે (વાયુઓ)ની મધ્યે વૈશ્વાનર (નામનો) અગ્નિ સાત પ્રકારનો થઈને પ્રકાશે છે.[૧૮] ઘ્રાણ, (નાક), જિહ્વા, નેત્ર, ત્વચા, અને પાંચમું કાન, મન અને બુદ્ધિ આ સાત વૈશ્વાનર અગ્નિની જ્વાળાઓ છે.[૧૯] જે સુંઘવા જેવું છે, જે જોવા જેવું છે, જે પીવા જેવું છે, જે સ્પર્શ કરવા જેવું છે, અને જે શ્રવણ કરવા જેવું છે, જે મનન કરવા જેવું છે, અને જે સમજવા જેવું છે, એ સાતને (વૈશ્વાનરના) સમિધ ગણેલા છે.[૨૦] જે સુંઘે છે, જે ભક્ષણ કરે છે, જે જુવે છે, જે સ્પર્શ કરે છે, અને પાંચમો જે શ્રવણ કરે છે, જે મનન કરે છે અને જે સમજે છે, એ સાત (વૈશ્વાનરના) સાત પરમ ઋત્વિજો છે.[૨૧] જે સુંઘવા જેવું છે, જે જોવા જેવું છે, જે સ્પર્શ કરવા જેવું છે અને જે શ્રવણ કરવા જેવું છે, અને જે મનન કરવા જેવું છે અને જે સમજવા જેવું છે, તેમને વિષે સર્વદા તું નજર રાખ.[૨૨] (ઘ્રાણાદિના અભિમાની) સાત અગ્નિદેવોને વિષે (ઘ્રેય એટલે સુંઘવા યોગ્ય, પેય એટલે પીવા યોગ્ય વગેરેની સાત) હવિષ (આહૂતિઓ)ને સાત જાતના હોતાઓ નાંખે છે. (હું અમુક સુંઘું છું, જોઉં છું, પીઉં છું ઇત્યાદિની આહુતિ ઘ્રાણ, દ્રશ્ય, પેયના અભિમાની દેવતાઓને અર્પણ કરી દે છે. સુંઘનારો હું, સુંઘવા યોગ્યની આહુતિ ઘ્રાણના અભિમાનીની છે, પોતાની નથી એમ માને છે. આ રીતે પૃથિવીનો ગુણ જે ગંધ છે, એનો ત્યાગ કરીને ઇચ્છાનુસાર પૃથિવી ઉત્પન્ન કરે છે, આ અર્થ છે. વિદ્વાનો આ રીતે હવિ–આહૂતિ આપીને પોતાની જ યોનિ (ગર્ભ) વિષે ત્યાગ કરેલા સર્વને ઉત્પન્ન કરે છે.[૨૩] પૃથિવી, વાયુ, આકાશ, આપ, અને પાંચમું જ્યોતિ, મન અને બુદ્ધિ આ સાત પ્રકારની યોનિ છે, એમ કહેવાય છે.[૨૪] હવિરૂપ બનેલા (ઘ્રેય, પેય, સ્પર્શ્ય વગેરે) સર્વે ગુણો અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા ગુણમાં પ્રવેશ કરે છે; અને તેમાં રહીને પોતપોતાની યોનિમાં જન્મે છે;[૨૫] અને ત્યાં પણ જ્યાં સૂધી ભૂતની ભાવનાનો પ્રલય હોય છે ત્યાં સૂધી તે સર્વે ગુણો રુંધાયલાં રહે છે. (ભૂતની ભાવનાનો જન્મ થતાં જન્મે છે.) તેમાંથી જ ગંધ ઉત્પન્ન થાય છે, તેમાંથી જ રસ ઉત્પન્ન થાય છે,[૨૬] તેમાંથી જ રૂપ ઉત્પન્ન થાય છે, તેમાંથી જ સ્પર્શનો જન્મ થાય છે, તેમાંથી જ શબ્દ જન્મે છે; તેમાં જ સંશય (મન) જન્મે છે; તેમાંથી જ નિષ્ઠા (શ્રદ્ધા, નિશ્ચયવાળી બુદ્ધિ) થાય છે; આ સાત પ્રકારના જન્મો કહેવાય છે.[૨૭] આ જ પ્રકારે પુરાતન ઋષિ આદિઓ સમજ્યા હતા; માન, મેય અને માતૃ એવી ત્રણ પ્રકારની પૂર્ણ આહુતિઓથી સમસ્ત લોકો પ્રકાશથી પૂર્ણ થઈ ગયા હતા.[૨૮]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीता पर्वमां ब्राह्मणगीता ए नामनो अध्याय २० मो समाप्त

## અધ્યાય ૨૧ મો

### વાણી આદિની શ્રેષ્ઠતા

બ્રાહ્મણ કહે છેઃ–આ વિષયમાં પણ આ એક પુરાતન ઇતિહાસનું ઉદાહરણ છે. દશ હોતાઓનાં કર્મનું વિધાન જેવું છે, તેવું તું સાંભળ.[૧] કાન, ત્વચા, આંખ, જિહ્વા, નાસિકા, બે પગ, બે હાથ, અને (સ્ત્રી પુરુષનાં) ઉપસ્થ અને ગુદા એ દશ, હે ભામિનિ! હોતાઓ છે.[૨] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વાકય, (બોલવું), ક્રિયા (હાથવડે કરવું), ગતિ, રેત, મૂત્ર અને પુરિષનો ત્યાગ આ દશ હવિ (આહુતિઓ) છે.[૩] (દશ) દિશાઓ, વાયુ, રવિ, ચંદ્ર, પૃથિવી, અગ્નિ, વિષ્ણુ, ઇંદ્ર, પ્રજાપતિ અને મિત્ર આ દશ, હે ભામિનિ! અગ્નિઓ છે.[૪] હે ભામિનિ! (પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળી) દશ ઇન્દ્રિયો (તેમના) દશ હોતાઓ છે; અને તેમની દશ આહુતિઓ છે; વિષયરૂપ સમિધ (લાકડાં)ને દશ અગ્નિઓમાં હોમવામાં આવે છે;[૫] (તેમાં) ચિત્ત એ (હવિ આપવાની કડછીરૂપ) સ્રવા છે, અને પવિત્ર ઉત્તમ જ્ઞાન એ વિત્ત (દ્રવ્ય) છે. શ્રુતિમાં કહ્યું છે કે, આ સર્વ જગત્ (પૂર્વે) સારી રીતે વિભક્ત થયેલું હતું.[૬]*

હવે બધું જ વિજ્ઞેય (જાણવા યોગ્ય) છે. તે વિજ્ઞેય ચિત્તરૂપ છે, તે જ્ઞાનની (પ્રકાશકની) અપેક્ષા રાખે છે. (બીજો અર્થઃ–હવે સર્વ વિજ્ઞેય જે ચિત્ત છે, તેને જ્ઞાન (પ્રકાશક) જુવે છે). (આગલા શ્લોકમાં "સારી રીતે વિભક્ત થયેલું જગત્" એમ કહ્યું છે, તેપરથી કોઈ શંકા કરશે કે "સારી રીતે વિભક્ત થવા છતાં જ્ઞાન અને જ્ઞેયના અવિભાગ કેમ છે? તેના ઉત્તરમાં "तप्तायः पिंडवत् सान्निध्यमात्रात् તપેલા લોખંડના પિંડની

---

* યજ્ઞ કરવાને સાધનો જોઇએ તે અત્રે રૂપકદ્વારા સૂચવ્યાં છે. નીલકંઠ કહે છે કે, વાયુનો નિરોધ કરવા વગેરે હઠ યોગથી યજ્ઞ ન કરવો, પણ ગીતામાં કહ્યું છે કે मनसैवेन्द्रियग्रामं विनियम्येति મનવડે ઇન્દ્રિય ગ્રામસમૂહનો સંયમ કરીને કરવો. તેથી અત્રે મનને સરવારૂપ કલ્પ્યો છે. અગ્નિમાં સરવાવડે ઘી વગેરે હવિ આપવામાં આવે છે; તે આપ્યા પછી દક્ષિણા આપવી પડે છે. અત્રે મનરૂપ સરવાવડે ઇન્દ્રિયોની આહુતિ કલ્પી છે, અને ઇન્દ્રિયોના વિષયો, પાપપુણ્યરૂપ સંસ્કારોને દક્ષિણાનું વિત્ત કલ્પ્યું છે. અર્થાત્ કે એ વિષયોનો ત્યાગ કરી દેવો. શ્રુતિમાં કહ્યું છે કે "नातः परतरं किंचिदस्ति पुरुषान्न परं किंचित् આના કરતાં વધારે ઉંચું કંઈ નથી, પુરુષથી પર કંઈ નથી." આ પ્રમાણે પૂર્વે જ્ઞાનમાંથી સર્વ જુદું જુદું પાડીને વ્યવસ્થા કરી હતી.

માફક માત્ર સાન્નિધ્ય(નજીકપણાં)ને લીધે" એ ન્યાયે કહે છે કે, રેત (વીર્ય) શરીરભૃત (શરીરને ઉપાડનાર) છે. તે શરીરને ઉપાડનાર શરીરમાં વિજ્ઞાતા (જાણુવાવાળો જીવ) છે.૭ શરીરભૃત્ ગાર્હપત્યવાળો છે (એટલે કે हृदयं हृदयं गार्हपत्यः શરીરભૃત્ છે તે હૃદયરૂપ છે); તેમાંથી બીજો (મન) જન્મે છે (हृदयं निरभिद्यत हृदयान्मनो मनसश्चंद्रमा આવી શ્રુતિ છેઃ હૃદય ચિરાયું, તેમાંથી મન નીકળ્યું, મનમાંથી ચંદ્રમા નીકળ્યો). મન એ આહુવનીય અગ્નિ (મુખ) છે. (आहवनीयो-मनः એવી શ્રુતિ છે. आस्यमाहवनीयः મન અથવા આહુવનીય અગ્નિ એ મુખ છે) તેમાં હવિ નાંખવામાં આવે છે. (अन्नमयं हि सोम्यमन आपोमयः प्राणस्तेजोमयी वाक् એવી શ્રુતિ કહે છે કે, મુખમાં અગ્નિ કે અન્ન નાંખવામાં આવતાં તે વાચાનું સ્વરૂપ ધારણ કરે છે).૮ પછી વાચસ્પતિ એટલે વેદ અથવા શબ્દ ઉત્પન્ન થયા; (પછી મન આવ્યું;) અને મન વેદની ઈચ્છા રાખે છે; (મનોમય સૂત્રાત્મા વેદવાચા ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખે છે);* પછી (રંગ)રૂપ થયું; એ (નીલપીતાદિ ભેદ વગરનો) વર્ણ મન તરફ દોડે છે. (અથવા તો મન રંગ ન હોવા તરફ દોડે છે. रक्ते चित्तेऽमिलो रक्तो रक्तं रक्ते निले मनः ॥)૯

બ્રાહ્મણી કહે છેઃ-શેમાંથી વાચા પૂર્વે જન્મી? પછી શેમાંથી મન ઉત્પન્ન થયું? કારણ કે મનવડે વિચારાયલું વાક્ય ઉપયોગમાં આવે છે.૧૦ કયા વિજ્ઞાન યોગ(પ્રમાણ)વડે મતિ(પ્રાણ)ની ચિત્તને વિષે સ્થિતિ કરવામાં આવી છે? સુષુપ્તિ અવસ્થામાં (સ્વપ્નરહિત નિદ્રામાં મનથી છૂટા પડવા છતાં) પ્રાણ (સર્વ વિષયોને) ઓળખતો કેમ નથી? તેને અટકાવ કરનાર કોણ છે?૧૧†

બ્રાહ્મણ કહે છેઃ-અપાન વાયુ તેનો (મતિનો) પતિ (માલિક) બને છે, અને તેથી તેને (મતિને-પ્રાણને) અપાનતાવાળી બનાવે છે; (પ્રાણની) તે અપાનતાવાળી ગતિ મનની ગતિ કહેવાય છે; તેટલા માટે મન પ્રાણની અપેક્ષા રાખે છે. (અર્થાત્ તું કહે છે તેમ પ્રાણ મનની અપેક્ષા રાખતો નથી, તેથી સ્વપ્નરહિત નિદ્રામાં મનનો લય થતાં પ્રાણનો લય થતો નથી.)૧૨ પણ તું મને વાચા અને મન વિષેનો પ્રશ્ન પૂછે છે, માટે તે બન્નેનો જ સંવાદ હું તને કહીશ.૧૩ વાચા અને મન બન્નેએ ભૂતાત્મા પાસે જઇને પૂછ્યું કે, "અમારા બેમાં શ્રેષ્ઠ કોણ છે તે કહે. હે વિભો! અમારો તે સંશય તું દૂર કર."૧૪ તે પ્રસંગે તે ભગવાને જવાબ આપ્યો કે, 'મન (શ્રેષ્ઠ છે).' ત્યારે સરસ્વતીએ તેને કહ્યું કે, 'તો હું તારી કામદુઘા છું.'૧૫‡ ભૂતાત્મા કહે છે કેઃ-સ્થાવર અને જંગમ એમ બે જાતનાં મારાં મન છે, તે તું જાણ. સ્થાવર મન મારી પાસે છે, અને જંગમ મન તારા અંકુશમાં છે.૧૬§ જે મંત્ર કે વર્ણ કે સ્વર પણ તે (સ્વર્ગાદિ) પ્રદેશમાં જાય છે તેને 'જંગમ મન'ને નામે ઓળખવામાં આવે છે, માટે તું વાચા શ્રેષ્ઠ છે (કારણ કે સ્થાવર મન તો બાહ્યેન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય છે, અને તું તો મંત્રાદિથી પ્રકાશિત તે પ્રદેશમાં જાય છે).૧૭ હે શોભના! (તેં એમ કહ્યું કે હું કામદુઘા છું, તેથી મન કહે છે કે મને મૂર્છા આવી છે;) તેટલા માટે જે કારણથી તને સ્વયં સમાધિ ચઢી આવી, તે કારણથી હું ઉચ્છ્વાસ લઇને, હે સરસ્વતી! પ્રવચન કરીશ.૧૮ પ્રાણ અને અપાનની વચમાં દેવી વાચા નિત્ય રહે છે. હે મહાભાગ! અપાનવાળી, પ્રાણને અપાને પ્રેર્યા વિનાની તે વાચા દેવી પ્રજાપતિની પાસે દોડી જઈ (કહેવા લાગી) કે, "હે ભગવન્! કૃપા કરો."૧૯‖ ત્યારે વાચાને પુનઃ આશ્રય આપતો પ્રાણ પ્રકટ થયો. તેટલા માટે જ્યારે ઉચ્છ્વાસ લેવામાં આવે છે ત્યારે વાચા કંઈ પણ બોલતી નથી.૨૦ વાણી બે પ્રકારની છેઃ-ઘોષવાળી અને ઘોષ વિનાની. તેમાં પણ ઘોષવાળી (શ્વાસ બહાર કાઢતાં થતી) વાણી કરતાં ઘોષ વિનાની (શ્વાસ અંદર લેતાં થતી) વાણી શ્રેષ્ઠ છે. (કારણ કે ઘોષવાળી વાણીને પ્રાણનો આશ્રય લેવો પડે છે, અને ઘોષ વિનાની વાણી માત્ર અપાનના આશ્રયે રહેલી છે અને પ્રાણના કરતાં અપાન શ્રેષ્ઠ છે.)૨૧ એક ઉત્તમ ચરિત્રવાળી ગાયની માફક ઉત્તમ ચરિત્રવાળી નિર્દોષા વાણી અર્થરૂપ રસને પ્રસવે છે; બ્રહ્મવાદીની વાણી નિત્ય મોક્ષને જ ઝર્યા કરે છે.૨૨ હે પવિત્રસ્મિતવાળી! દિવ્ય અને અદિવ્ય પ્રભાવને લીધે ભારતી વાણી એક ગાયના જેવી છે. સૂક્ષ્મને ઝરવાવાળી આ બેનો અંતર તું જો.૨૩¶

*यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।
तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥
मनसा वाचं मिथुनं समभवत् ।

† આગળ એમ કહેવામાં આવ્યું છે કે, પ્રાણ મનને આશ્રયે રહે છે. તો સ્વપ્નરહિત નિદ્રામાં જ્યારે મન હોતું નથી ત્યારે પ્રાણ પણ હોવો ન જોઇએ. પણ પ્રાણ મનથી છૂટો રહેતો જણાય છે, ત્યારે પ્રાણ વિષયોને ઓળખી શકતો કેમ નથી? તેને અટકાવનાર કોણ છે? ‡ આ રીતે વાણીએ પોતાની શ્રેષ્ઠતા કહી છે.

§ નીલકંઠે આનો અર્થ ઘણો વિસ્તારવાળો કર્યો છે. "સ્થાવર મનને બાહ્યેન્દ્રિયો પકડી શકે છે;" "જંગમ મન ઇન્દ્રિય વિષયથી પર સ્વર્ગાદિના વિચાર કરે છે." અર્થાત્ જે વિષયો ઇન્દ્રિયોથી દૂર રહે છે તે જ મન, અને તે જંગમ મન કહેવાય છે.

‖ કહેવાનો ભાવાર્થ એ છે કે, વાચાને અપાન સાથે સંબંધ હોવા છતાં અપાને પ્રાણને ચેતનવાળો કરેલો ન હોવાથી વાચા એકલી કંઈ કરી શકતી નથી. ¶ આ શ્લોકોનો અર્થ સ્પષ્ટ નથી. તેલંગ અને રોય તેમ જ નીલકંઠની ટીકા તેના અર્થ સમજવામાં સહાય કરતા નથી, એટલે માત્ર શબ્દાર્થ આપ્યો છે.

બ્રાહ્મણી કહે છેઃ-જ્યારે વાક્યો બહાર પડ્યાં નહિ, ત્યારે બોલવાની ઇચ્છાવાળી દેવી સરસ્વતીએ તે વેળાએ શું કહ્યું હતું?[૨૪]

બ્રાહ્મણ કહે છેઃ-"શરીરમાં તે પ્રાણવડે જન્મે છે, અને પછી પ્રાણમાંથી અપાનને પ્રાપ્ત થાય છે; પછી ઉદાનભૂત થયેલી તે દેહનો ત્યાગ કરી દઈ વ્યાનરૂપે સર્વ દિશાઓમાં વ્યાપી જાય છે.[૨૫]* પછી તે આ લોકમાં સમાનમાં વાસ કરે છે," એમ તે વખતે વાણીએ કહ્યું હતું. તેટલા માટે મનનો સ્થાવરપણાના ગુણથી વિશેષ ભાવ છે, અને વાણીનો જંગમપણાના ગુણથી વિશેષ ભાવ છે.[૨૬]†

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीता पर्वमां ब्राह्मणगीता ए नामनो अध्याय २१ मो समाप्त.

## અધ્યાય ૨૨ મો

### મનની શ્રેષ્ઠતા

બ્રાહ્મણ કહે છેઃ-આલોકમાં સાત હોતાઓનું જે જાતનું વિધાન છે તે વિષે, હે સુભગે! પુરાતન ઈતિહાસનો આ વિષયમાં પણ આ દાખલો આપવામાં આવે છે.[૧] ઘ્રાણ (નાક), ચક્ષુ, જિહ્વા, ત્વચા, અને પાંચમું કાન, અને મન અને બુદ્ધિ આ સાત હોતાઓ છે. તે એકેકથી જૂદા રહે છે.[૨] તેઓ જોકે સૂક્ષ્મ જગ્યામાં રહ્યા છે, છતાં એકેકને જોતા નથી. હે શોભના! આ સાત હોતાઓને તો તું તારી મેળે જ સમજ.[૩]

બ્રાહ્મણી કહે છેઃ-સૂક્ષ્મ જગ્યામાં રહેવા છતાં તેઓ એક બીજાને કેમ જોતા નથી? તેઓનો સ્વભાવ કેવો છે તે, હે ભગવન્! હે પ્રભો! મને કહે.[૪]

બ્રાહ્મણ કહે છેઃ-ગુણોનું અજ્ઞાન તે અવિજ્ઞાન છે; ગુણોનું જ્ઞાન તે અભિજ્ઞાન છે; આ સાતે ગુણો પરસ્પરને કદિ જાણતા નથી.[૫] જિહ્વા, નેત્ર, શ્રોત્ર (કર્ણ), ત્વચા, મન, અને બુદ્ધિ એ ગંધોને પારખી શકતાં નથી; માત્ર નાક તેમને ઓળખે છે.[૬] નાક, નેત્ર તથા કાન, તથા ત્વચા, બુદ્ધિ અને મન રસોને પારખતા નથી, માત્ર જિહ્વા એમને ઓળખે છે.[૭] નાક, જીભ, કાન, ત્વચા, મન અને બુદ્ધિ રૂપ-રંગને ઓળખતા નથી, માત્ર નેત્ર તેમને ઓળખે છે.[૮] નાક, જીભ, નેત્ર, કાન, બુદ્ધિ અને મન સ્પર્શને પારખતા નથી, માત્ર ત્વચા તેમને ઓળખે છે.[૯] નાક, જિહ્વા, નેત્ર, ત્વચા, મન અને બુદ્ધિ શબ્દોને ઓળખતા નથી, માત્ર કાન તેમને ઓળખે છે.[૧૦] નાક, જિહ્વા, નેત્ર, ત્વચા, કાન અને

---

* પાણિનીય શિક્ષામાં એક મંત્ર આ પ્રમાણે છેઃ--

आत्मा बुध्या समेत्यार्थान् मनो युंक्ते विवक्षया ।
मनः कायाग्निमाहन्ति स प्रेरयति मारुतम् ॥

આત્મા બુદ્ધિની સાથે સલાહ કરીને અર્થો-વાક્યો કહેવાની ઇચ્છાથી મનને પ્રેરણા કરે છે. એટલે મન કાયામાં-શરીરમાં રહેલા અગ્નિને પ્રેરણા કરે છે; એટલે તે શરીરમાં રહેનારા વાયુને પ્રેરણા કરે છે, અને તે પછી વાણી વ્યક્ત થાય છે. આ શિક્ષામાં કહ્યા પ્રમાણે મનની પ્રેરણાથી જ પ્રાણ વગેરે વાણીને ઉત્પન્ન કરે છે. આ વાત આ શ્લોકમાં કહેલી છે. એક મનુષ્ય બોલતાં થાકી જાય છે ત્યારે બહારના વાયુનું પાન કરે છે. તે પ્રાણ નાભિના સ્થાનમાં કે જે પ્રાણ અને અપાનના એક સ્થાનરૂપ ગણાય છે તેની સાથે જઈ મળે છે. તે પછી મનની પ્રેરણાથી શરીરમાં રહેલો અગ્નિ વાયુને પ્રેરે છે, એટલે તે વાયુ નાભિમાંથી ઉપર ચઢીને ઉરસ્થલમાં, કંઠમાં તથા મસ્તકના સ્થાનોમાં અથડાય છે. અને મન્દ્ર, મધ્યમ અને તાર (લાંબો) એવો ધ્વનિ અવાજ ઉત્પન્ન કરે છે. તે પછી તે વાયુ નીચે મુખરૂપી બીલમાં (દરમાં) દાખલ થઇને ત્યાંથી તાલુ આદિ સ્થાનકોમાં ફરે છે, અને મંદ્ર ધ્વનિવાળા વર્ણોને પ્રકટ કરીને, પોતાનો વેગવાળો સ્વભાવ હોવાથી ત્યાંથી બહાર નિકળીને, શ્રોત્રના સ્થાનને (કર્ણને) સંસ્કાર આપી, તેને વર્ણોનો અનુભવ કરાવે છે, અને પોતાનો વેગ ક્ષીણ થાય છે, એટલે તે પાછો પોતાના સ્થાનમાં જ પ્રથમની પેઠે આવે છે. આ વાત શ્રીભાગવતમાં પણ કહી છે. स एष जीवो विवरप्रसूतिः प्राणेन घोषेण गुहां प्रविष्टः। मनोमयं सुक्ष्ममुपेत्य रूपं मात्रा स्वरो वर्ण इति स्थविष्ठः। માયાથી ઉત્પન્ન થનારો જીવ પ્રાણ તથા ઘોષની સાથે શરીરને વિશે પ્રવેશ કરે છે. તે મનોમય સૂક્ષ્મ સ્વરૂપને પ્રાપ્ત થયા પછી માત્રારૂપ, સ્વરરૂપ અને વર્ણરૂપ એમ સ્થૂલ સ્વરૂપને ધારણ કરે છે.

† આ રીતે વાણીએ જ પ્રથમ પોતાની ઉત્પત્તિ વિશે કહ્યું છે, અને વાણીના કહેવાથી જ જાણવામાં આવે છે કે, વાણી પ્રાણને આધીન છે. શ્રુતિમાં સોમઃસહાગ્નિના એમ કહ્યું છે, તે સોમ અને અગ્નિ ઇડાના તથા પિંગળાના અધિપતિ છે. તેમાં અગ્નિ વાણીના દેવ છે, અને સોમ મનના દેવ છે. આ શ્લોકમાં મન અને વાણી વિશે કહીને અધ્યાયની સમાપ્તિ કરી છે. એક શ્રુતિમાં એમ કહ્યું છે કે किमर्था वयमध्येष्यामहे किमर्था वंय यक्ष्यामहे वाचि हि प्राणं जुहुमः प्राणा वावयोर्हेव प्रभवः स एवाव्ययः અમે પરલોકમાં જવા માટે શા માટે વેદોનું અધ્યયન કરીએ અને શા માટે યજ્ઞો કરીએ? વાણીમાં જ પ્રાણનો હોમ કરીએ; કારણ કે મનને અને વાણીને ઉત્પન્ન કરનારા પણ પ્રાણ છે, અને વાણીને લય થવાનું સ્થાન પણ પ્રાણ જ છે. અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે, આ સર્વ વ્યવહાર વાણીને લીધે જ ચાલે છે, માટે તે વ્યવહાર બંધ કરવા માટે વાણીનો પ્રાણમાં હોમ કરવાથી અનિષ્ટ થાતું અટકશે, ને પરલોકનો લાભ થશે. જેમ સ્થંડિલમાં રહેલો અગ્નિ વાયુથી વૃદ્ધિ પામે છે, અને સ્થાલીમાં રહેલો વાયુ અગ્નિથી વૃદ્ધિને પામે છે, પરંતુ તે બેમાંથી જો એકનો નાશ થાય છે તો બન્નેનો નાશ થાય છે; આ પ્રમાણે જ સ્વર્ગને આપનારા અર્થવાદો સાંભળીને મન યજ્ઞાદિ કરવાને ઉશ્કેરાય છે, અને પછી તે વાણી વગેરેને કર્મમાં જોડે છે, માટે વાણીના પ્રવર્તક વાયુને અટકાવવાથી મનનો અટકાવ થાય છે, અને તેથી વાણીનો અટકાવ થાય છે. વાણીનો અટકાવ થયો કે, સંસારના નાશરૂપી ઇષ્ટ સિદ્ધિનો-(મોક્ષનો) લાભ થાય છે. માટે યજ્ઞાદિક શા માટે કરવા? ઉપરની શ્રુતિમાં વાક્ શબ્દ કહ્યો છે તેનો અર્થ મન છે. આવી રીતે વાણી અને મન આ બન્ને પુરુષાર્થમાં (મોક્ષમાં) હેતુરૂપ છે, માટે બન્ને સરખા છે.

બુદ્ધિ સંશયને સમજતા નથી, માત્ર મન તેમને સમજે છે.[11] નાક, જિહ્વા, નેત્ર, ત્વચા, કાન અને મન નિશ્ચાને જાણતા નથી, માત્ર બુદ્ધિ નિશ્ચાને ઓળખે છે.[12] આ વિષયમાં પણ પુરાતન ઈતિહાસનું આ ઉદાહરણ આપવામાં આવે છે. હે ભામિનિ! ઇન્દ્રિયોને મનની સાથે સંવાદ થયો હતો.[13]

મન કહે છેઃ–મારા વિના નાક સુંઘી શકતું નથી, જિહ્વા રસ ચાખી શકતી નથી, નેત્રો રૂપરંગ ગ્રહણ કરતાં નથી, ત્વચા સ્પર્શ પારખી શકતી નથી.[14] મારા વગર કોઈ પણ રીતે કાનથી શબ્દ સંભળાતા નથી. સર્વ ભૂતોમાં હું જ શ્રેષ્ઠ અને સનાતન છું.[15] શૂન્ય અગાર( નિવાસસ્થાન )ની પેઠે અથવા શાંત પડી ગયલી જ્વાળાવાળા અગ્નિઓની પેઠે મારા વગરની ઇન્દ્રિયો કદિ પ્રકાશતી નથી.[16] ભીનાં તથા સૂકાં લાકડાંની પેઠે સર્વે જંતુઓ, ઇન્દ્રિયોના ગમે તેવા પ્રયત્નો છતાં, મારા વિના ગુણ તથા તેમના અર્થોને જાણતા નથી.[17]

ઇન્દ્રિયો કહે છેઃ–જેમ આપ આમ માનો છો તેમ તો ત્યારે સત્ય થાય કે, જ્યારે અમારા વિના અમારા અર્થો(વિષયો)ને આપ ભોગવી શકો.[18] જો અમારો લય થતાં સંતોષ થાય અને પ્રાણ ધારી શકાય અને આપ ભોગોને ભોગવો તો આપ કહો છો તે સત્ય ઠરે.[19] અથવા અમારો લય થતાં જો વિષયો ચાલુ રહે અને ત્યારે સંકલ્પ માત્રથી યથાર્થ ભોગોને ભોગવો (તો સત્ય મનાય).[20] વળી જો અમારા વિષયોપર તારી સત્તા–સિદ્ધિ છે, એમ જો તું માનતો હો તો નાકવડે રૂપ જો, નેત્રવડે રસનો સ્વાદ લે,[21] શ્રોત્ર (કાન)વડે ગંધોને સુંઘ, જિહ્વાવડે સ્પર્શોનો અનુભવ કર, ત્વચાવડે સાંભળ, અને બુદ્ધિવડે સ્પર્શના ભોગ ભોગવ.[22] કારણ કે બળવાળા હોય છે તેઓને માટે નિયમો હોતા નથી, નિયમો તો નિર્બળને માટે હોય છે. તું તારે અપૂર્વ ભોગોને ભોગવ; તારે બીજાનું ઉચ્છિષ્ટ ભોગવવામાં અભિમાન લેવાનું નથી.[23] જેમ કોઈ એક શિષ્ય શ્રુતિ જાણવાને શાસ્ત્રના જાણકાર પાસે જાય છે અને શ્રુતિ જાણ્યા પછી પોતે જ તેના અર્થનો વિચાર કરે છે;[24] તેમ તું પણ, ભોગવાયલા અને ભોગવવાના, સ્વપ્નમાં કે જાગ્રત અવસ્થામાં, જે વિષયો અમે દર્શાવ્યા છે તેમને તારા માને છે.[25] અલ્પ બુદ્ધિવાળા જંતુઓ જેઓનું મન ખસી ગયું હોય છે તેઓને વિષે પણ, અમારે લીધે કરેલાં કાર્યથી પ્રાણ ટકી રહેતો જણાય છે;[26] કારણ કે બહુએ સંકલ્પો વિચાર્યા પછી અને સ્વપ્નાંને સેવ્યા પછી તે ભોગવવાની ઇચ્છાથી પીડા પામતો માણસ વિષયોની પાછળ દોડે છે ( અર્થાત્ મનના તરંગો કે સ્વપ્નથી સંતોષ થતો નથી.)[27] સંકલ્પમાં ઉત્પન્ન થતા ભોગો (ઇચ્છાઓ) જેઓ વિષય (વાસના) સાથે બંધાયલા હોય છે, તેઓને ભોગવ્યા પછી, (હૃદયાકાશરૂપ જે) અગાર જાણે દ્વાર વગરનું હોય, તેમ તેમાં પ્રવેશ કરીને, જેમ લાકડાંનો ક્ષય થતાં બળતો અગ્નિ શાંત પડી જાય છે તેમ, પ્રાણનો ક્ષય થતાં પણ શાંતિ જ મળે છે.[28] અમારો અમારા ગુણો સાથે સંગ છે તે ભલે છે; અમને એકબીજાના ગુણો મળતા નથી તે ઠીક છે; પણ અમારા વિના તપની ઉપલબ્ધિ થતી નથી, અને તેટલું મળ્યા સિવાય તને (મનને) હર્ષ પણ થશે નહિ.[29]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमा ब्राह्मणगीता ए नामनो अध्याय २२ मो समाप्त

## અધ્યાય ૨૩ મો
## પ્રાણાદિની શ્રેષ્ઠતા

બ્રાહ્મણ કહે છેઃ–આ વિષયમાં પણ, હે સુભગે! આ લોકમાં પાંચ હોતાઓનું જે પ્રકારનું વિધાન કર્યું છે તેના પુરાતન ઇતિહાસનું આ ઉદાહરણ આપવામાં આવે છે.[1] પ્રાણ, અપાન, અને ઉદાન તેમ જ સમાન અને વ્યાન એ પંચ પ્રાણો પાંચ હોતાઓ છે, અને જ્ઞાની પુરુષો એ જ એક પરમ ભાવ માને છે.[2]

બ્રાહ્મણી કહે છેઃ–સ્વાભાવિક સાત હોતાઓ છે, એવી મારી પૂર્વે માન્યતા હતી. હવે પાંચ હોતાઓ છે એ પરમ ભાવ (સૂત્ર) કેમ છે, તે તમે મને સમજાવો.[3]

બ્રાહ્મણ કહે છેઃ–પ્રાણથી સમૃદ્ધ થયલો વાયુ અપાન વાયુ બને છે; અપાનથી ભરાયેલો વાયુ પછી વ્યાન થઈ પ્રવર્તે છે;[4] વ્યાનથી ભરપૂર વાયુ પછી ઉદાન થઈ પ્રવર્તે છે; અને ઉદાનમાં ભરાયેલો વાયુ સમાન નામે જન્મે છે.[5] એક વેળાએ પોતાથી પહેલાં જન્મેલા પિતામહ બ્રહ્માને એ સાધુજનો (વાયુઓ) પૂછવા લાગ્યા કે, 'અમારામાં જે શ્રેષ્ઠ હોય તે બતાવો. તે અમારો શ્રેષ્ઠ બનશે.'[6]

બ્રહ્મા કહે છેઃ–જેનો પ્રલય થતાં પ્રાણધારીઓના શરીરમાં રહેલા સર્વે પ્રાણોનો પ્રલય થાય અને જેની પ્રવૃત્તિ થતાં પાછી ગતિ શરુ થાય, તે શ્રેષ્ઠ છે. હવે તમારી ઇચ્છા હોય ત્યાં જાઓ.[7]

પ્રાણ કહે છેઃ–પ્રાણધારીઓના શરીરમાં મારો પ્રલય થતાં સર્વે પ્રાણોનો પ્રલય થાય છે, અને મારી પ્રવૃત્તિ થતાં તે બધાની ગતિ શરુ થાય છે, માટે હું શ્રેષ્ઠ છે. હવે તમે મારો પ્રલય જુઓ.[8]

બ્રાહ્મણ કહે છેઃ–પછી પ્રાણ પ્રલય પામ્યો અને વળી ચાલવા લાગ્યો. ત્યારે, હે શુભે! સમાન અને

ઉદાન તેને આમ કહેવા લાગ્યાઃ-૯ "અમારી માફક તું કંઈ આ સર્વ(શરીર)ને વ્યાપીને રહેતો નથી, તેથી, હે પ્રાણ! તું કંઈ શ્રેષ્ઠ નથી. માત્ર (આ) અપાન તારા વશ છે." પછી પ્રાણ પુનઃ ચાલવા લાગ્યો. અપાને પ્રાણને તે કહ્યું:-૧૦ "મારો પ્રલય થતાં પ્રાણધારીઓના શરીરમાંના સર્વે પ્રાણોનો પ્રલય થાય છે, અને હું ચાલવા લાગું છું, એટલે તે બધા પાછા ચાલવા લાગે છે; માટે હું શ્રેષ્ઠ છું. હવે તમે મારો પ્રલય જુઓ."૧૧ બ્રાહ્મણ કહે છેઃ-આ પ્રમાણે કહેનાર અપાનને વ્યાન અને ઉદાન બન્ને આમ કહેવા લાગ્યાઃ- "હે અપાન! તું કંઈ શ્રેષ્ઠ નથી, માત્ર પ્રાણ જ તારા વશ છે."૧૨ પછી અપાન ચાલવા લાગ્યો, ત્યારે વ્યાન પુનઃ તેને કહેવા લાગ્યોઃ-"હું સર્વેથી શ્રેષ્ઠ છું, તેનું કારણ તમે સાંભળો.૧૩ હું લીન થતાં પ્રાણધારીઓના શરીરમાંના સર્વે પ્રાણો લીન થઈ જાય છે, અને હું ચાલવા માંડું છું, એટલે બધા પુનઃ ચાલવા લાગે છે. તે માટે હું શ્રેષ્ઠ છું. હવે તમે મને લીન થતાં જુઓ."૧૪ બ્રાહ્મણ કહે છેઃ-પછી વ્યાન લય પામ્યો અને પાછો ચાલવા લાગ્યો. એટલે પ્રાણ, અપાન, ઉદાન અને સમાન તેને કહેવા લાગ્યાઃ૧૫-"હે વ્યાન! તું કંઈ શ્રેષ્ઠ નથી. માત્ર સમાન તારે વશ છે." પછી વ્યાન પુનઃ ચાલવા લાગ્યો, એટલે સમાન બોલ્યોઃ-"હું સર્વેથી શ્રેષ્ઠ છું તેનું કારણ તમે સાંભળો.૧૬ હું લીન થતાં પ્રાણધારીઓના શરીરના સર્વે પ્રાણો લીન થઈ જાય છે, અને હું ચાલવા લાગું છું ત્યારે તે બધા ચાલવા લાગે છે. માટે હું શ્રેષ્ઠ છું. હવે હું લીન થાઉં છું, તે તમે જુઓ."૧૭ પછી સમાન (લીન થયો અને પાછો) ચાલવા લાગ્યો ત્યારે ઉદાને તેને કહ્યું:-"(માત્ર વ્યાન તારા વશ છે.) સર્વેમાં શ્રેષ્ઠ તો હું છું, તેનું કારણ તમે સાંભળો.૧૮ હું લીન થતાં પ્રાણધારીઓના શરીરના સર્વે પ્રાણો લીન થઈ જાય છે, અને હું ચાલવા લાગું છું, એટલે સર્વે પુનઃ ચાલવા લાગે છે, માટે હું શ્રેષ્ઠ છું. હવે હું લીન થાઉં છું તે જુઓ."૧૯ પછી ઉદાન લીન થયો અને પાછો ચાલવા લાગ્યો, ત્યારે પ્રાણ અને અપાન, સમાન અને વ્યાન તેને કહેવા લાગ્યાઃ- "હે ઉદાન! તું કંઈ શ્રેષ્ઠ નથી. માત્ર વ્યાન જ તારા વશ છે."૨૦ પછી ત્યાં ભેગા થયેલા તે બધાને પ્રજાપતિ બ્રહ્માએ કહ્યું:-"તમે બધા શ્રેષ્ઠ છો, અને તમારામાં કોઈ શ્રેષ્ઠ નથી. પણ તમે બધા એક બીજા પ્રતિ ધર્મ ધરાવનારા છો.૨૧ બધા પોતપોતાના વિષયમાં શ્રેષ્ઠ છો; બધા એકબીજા પ્રતિ ધર્મવાળા છો." વળી આ પ્રમાણે ત્યાં ભેગા થયેલા તેમને પ્રજાપતિએ કહ્યું:-૨૨ "એક સ્થિર છે અને અસ્થિર છે. (વિષય) વિશેષને લીધે વાયુ પાંચ જાતિના છે. મારો આત્મા જ માત્ર એક જ છે, પણ તે ઘણે રૂપે પ્રકટે છે.૨૩ એક બીજાના સુહૃદ થાઓ, પરસ્પર ભાવ રાખો, તમારું ભલું થાઓ, સુખે પધારો, અને એકબીજાને ધારણ કરો."૨૪*

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां ब्राह्मणगीतामां 'प्राणआदिनो संवाद' ए नामनो अध्याय २३ मो समाप्त.

## અધ્યાય ૨૪ મો
### પ્રાણની ઉત્પત્તિ

બ્રાહ્મણ કહે છેઃ-આ વિષયમાં પણ નારદ અને દેવમત નામના ઋષિના સંવાદનો આ પુરાતન ઇતિહાસનો આ દાખલો આપવામાં આવે છે.૧

દેવમત કહે છેઃ-જન્મ પામતા જંતુની પૂર્વે કોની પ્રવૃત્તિ હોય છે? પ્રાણ કે અપાન કે સમાન કે વ્યાન કે ઉદાનની?૨

નારદ કહે છેઃ-આ જંતુને જે સરજાવે છે, તેનાથી બીજો જ તેની પાસે પૂર્વે આવે છે. કારણ કે, પ્રાણનાં દ્વંદ્વ (જોડકાં) હોય છે; તે તિર્યક્ એટલે આડા, ઉર્ધ્વ એટલે ઉંચા, અને અધઃ એટલે નીચા હોય છે.૩

દેવમત કહે છેઃ-આ જંતુને કોણ સરજે છે, બીજો કોણ તેની પાસે પહેલાં આવે છે, પ્રાણ દ્વંદ્વ (પ્રાણનાં જોડકાં) જે આડા, ઉંચે, અને નીચે જાય છે, તે શું છે તે કહો.૪

નારદ કહે છેઃ-સંકલ્પમાંથી હર્ષ (જંતુ) ઉત્પન્ન થાય છે, તેમ તે (વૈદિક) શબ્દમાંથી પણ (सोऽकामयत बहुस्यां प्रजायेय એ શ્રુતિ પ્રમાણે તેણે અનેકરૂપે જોરથી જન્મવાની ઇચ્છા કરી તેથી) જન્મે છે, તે રસમાંથી (વર્ષાદમાંથી) પણ જન્મે છે, અને રૂપમાંથી (બીજમાંથી) પણ જન્મે છે.૫† શોણિત (લોહીવાળાં) શુક્રમાંથી પ્રથમ પ્રાણની (લિંગાત્માની) પ્રવૃત્તિ થાય

* આ આખ્યાયિકાનું તાત્પર્ય એ છે, કે પ્રાણ તો એક જ છે પણ ઉપાધિના ભેદથી તેના પાંચ ભાગ થયા છે, અને તે એકબીજાને વળગીને રહેલા છે. પરમાત્મા પણ એક જ છે, પણ તે ઉપાધિને લીધે અનેક ભાવ ધારણ કરી અરસપરસ હર્ષવિષાદ, ભોક્તા અને ભોગ્યના ભાવે ભોગવે છે. તેટલા માટે મનુષ્યે એકાત્મ બુદ્ધિથી સર્વત્ર અનુકંપા કરવી, ધારણા દેવી, ક્ષમા રાખવી ઇત્યાદિ.

† શબ્દ, રૂપ અને રસમાંથી હર્ષ (જંતુ)ની ઉત્પત્તિ કહી, પણ ગંધ અને સ્પર્શમાંથી હર્ષ (જંતુ)ની ઉત્પત્તિ કહી નથી; તેથી એમ લાગે છે કે, વચમાં કંઈ લીટી ખૂટે છે.

છે. પછી જ્યારે પ્રાણને લીધે શુક્રમાં (જન્માદિના) વિકારો થાય છે ત્યારે (મૃત્યુના છેવટના વિકારવાળો) અપાન તેમાં પ્રવર્તે છે.[૬]* શુક્રમાંથી પણ (હર્ષ એટલે જંતુ) જન્મે છે, તેમ રસમાંથી પણ જન્મે છે. આ રૂપ ઉદાનનું છે. હર્ષ (જંતુ) એ બે (કારણ અને કાર્ય)ની વચમાં મિથુનમાં (સમાગમમાં) રહે છે. (તે યદંતરા તદ્બ્રહ્મ એવી શ્રુતિ છે.)[૭] કામ(ઇચ્છા)માંથી શુક્ર જન્મે છે, અને શુક્રમાંથી રજ ઉત્પન્ન થાય છે. શુક્ર અને શોણિત (રજ) એ બે સમાન અને વ્યાનથી જન્મે છે, અને સામાન્ય છે.[૮] પ્રાણ અને અપાન એ બેનું (કામ-વૃત્તિ નામનું) દ્વંદ્વ છે. તે ઉંચે અને નીચે જાય છે; વ્યાન અને સમાન એ બેનું જે દ્વંદ્વ છે તેને તિર્યક્ (આડુંઅવળું જનારું) દ્વન્દ્વ કહેવામાં આવે છે.[૯] अग्निर्वै देवताः सर्वाः અગ્નિ જ સર્વ દેવતા (રૂપ) છે એવું દેવનું (વેદનું) શાસન (શિક્ષણ) છે. (એ વેદમાંથી જ) બ્રાહ્મણ(અગ્નિ સ્વરૂપ પરમાત્મા)નું બુદ્ધિવાળું સંપૂર્ણ જ્ઞાન થાય છે.[૧૦] તેનો ધૂમાડો તે તમોરૂપ છે; તેની ભસ્મ તે રજસ્ રૂપ છે. જ્યાં અગ્નિના તેજમાં (ભોક્તામાં) હવિ નાંખવામાં આવે, તેમાંથી સર્વ જન્મે છે.[૧૧] સત્વગુણમાંથી સમાન અને વ્યાન જન્મે છે એમ વેત્તાઓ જાણે છે, પ્રાણ અને અપાન તો આજ્ય(ઘૃત)નો ભાગ છે, તેમની વચમાં હુતાશન છે.[૧૨]† બ્રાહ્મણો (વેદ) જાણે છે તે પ્રમાણે ઉદાનનું આ પરમ રૂપ છે. હવે જે નિર્દ્વંદ્વ છે, તે વિષે હુ કહું છું તે તું સાંભળ.[૧૩] દિવસ અને રાત્રિ એ એક દ્વંદ્વ છે; તેમની વચમાં હુતાશન છે. બ્રાહ્મણો જાણે છે, તે પ્રમાણે ઉદાનનું (ઉત્કર્ષથી ચેતના કરાવનારનું, પરમાનંદનું) આ પરમ રૂપ છે.[૧૪] સત્ અને અસત્ એ એક દ્વંદ્વ છે; તેમની વચમાં હુતાશન છે. બ્રાહ્મણો જાણે છે તે પ્રમાણે ઉદાનનું આ પરમરૂપ છે.[૧૫]‡ સમાન અને વ્યાન ઉંચા રહે છે, અને વ્યાન-વડે કર્મનો વિસ્તાર થાય છે. પછી વળી પાછી સમાન ત્રીજાની વ્યવસ્થા કરે છે.[૧૬]§ શાંતિને માટે જ વ્યાન છે, અને શાંતિ તે સનાતન બ્રહ્મ છે. બ્રાહ્મણો (વેદો) જાણે છે, તેમ ઉદાન(ઉત્કર્ષથી ચેતના કરાવનાર પરમાનંદ પરબ્રહ્મ)નું આ પરમ રૂપ છે.[૧૭]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां ब्राह्मणगीतामां 'प्राणोनी उत्पत्ति' ए नामनो अध्याय २४ मो समाप्त

---

## અધ્યાય ૨૫ મો

### ચાર હોતાઓનું વર્ણન

બ્રાહ્મણ કહે છેઃ-આ વિષયમાં પણ ચાર હોતાના વિધાનનું જેવું સ્વરૂપ આ લોકમાં કહ્યું છે, તેનું પુરાતન ઇતિહાસનું આ ઉદાહરણ આપવામાં આવે છે.[૧] તે સર્વના વિધિપૂર્વક વિધાનનો ઉપદેશ કરવામાં આવે છે. તે વિષે હુ કહુ છું તે, હે ભદ્રે! તું સાંભળ. આ એક અદ્ભુત રહસ્ય છે.[૨] હે ભાવવાળી સ્ત્રી! કરણ (જ્ઞાન), કર્મ, કર્તા અને મોક્ષ એ ચાર હોતાઓ છે, કે જેમનાવડે આ જગત્ છવાયેલું છે.[૩] આ વિષયના હેતુઓનું સાધન સર્વ સંપૂર્ણ રીતે તું સાંભળ. ઘ્રાણ (નાક), જિહ્વા, ચક્ષુ, ત્વચા, અને પાંચમું શ્રોત્ર (કાન), અને મન અને બુદ્ધિ આ સાતેને જ્ઞાનના હેતુઓ જાણવા.[૪] ગંધ, રસ, રૂપ, શબ્દ અને પાંચમો સ્પર્શ અને મંતવ્ય (વિચાર) અને બોદ્ધવ્ય (જ્ઞાન), એ સાતને કર્મના હેતુઓ જાણવા.[૫] સુંઘનાર, ભક્ષણ કરનાર, જોનાર, બોલનાર અને પાંચમો સાંભળનાર, મનન કરનાર અને જાણનાર એ સાતને કર્તાના હેતુઓ જાણવા.[૬] આ ગુણવાળાઓ પોતપોતાના સારા અને નરસા ગુણને ભોગવે છે. હવે જે નિર્ગુણ છે, અનંત છે, તે

---

* આ શ્લોકમાં શુક્ર શબ્દ અદૃષ્ટનો વાચક છે અને શોણિત શબ્દ રાગાદિકનો વાચક છે; તેથી એવો અર્થ થાય છે કે, પ્રાણ કહેતાં લિંગાત્મા વાસનાયુક્ત અદૃષ્ટને લીધે જગતને ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ કરે છે. જન્માદિક છ વિકારવાળા શુક્રરૂપ થાય છે તેમાંથી વાસના અને કર્મવડે દેહ ઉત્પન્ન થાય છે. તે પછી અપાન કહેતાં મૃત્યુ નામનો છેલ્લો પ્રવર્તે છે અર્થાત્ શરીર પડી જાય છે. અર્થાત્ પ્રાણ અદૃષ્ટને લઇને શુક્રરૂપે થઇને દેહરૂપ થાય છે અને તે દેહ જન્મ આદિક છ વિકારોને ઉત્તરોઉત્તર પ્રાપ્ત થઇને છેવટે નાશ પામે છે.

† જીવ તથા બ્રહ્મની સંગત કરાવનારા યોગનું નામ યજ્ઞ છે. સમાન અને વ્યાન એ સર્વે દૃષ્ટ તથા શ્રુતવાચક છે, અને તે બુદ્ધિ-સત્વથી ઉત્પન્ન થાય છે. એ વાત યોગીઓએ અનુભવથી સિદ્ધ કરી છે. આ શ્લોકનો આ ભાવ છેઃ-વેદમાં શ્યેનયાગ કહ્યો છે, જ્યોતિષ્ટોમ યાગ કરવાનું કહ્યું છે, અને પરબ્રહ્મની ઉપાસના કરવાનું પણ કહ્યું છે. જે તમોગુણી છે તે શ્યેનયાગ કરે છે, રજોગુણી જ્યોતિષ્ટોમ યાગ કરે છે, અને સત્વગુણી બ્રહ્મની ઉપાસના કરે છે. તેઓમાં જે યજ્ઞવેત્તા કહેતાં યોગવેત્તા છે, તેઓ સાત્વિક સાધનને જ શ્રેષ્ઠ માને છે, બીજાં સાધનને શ્રેષ્ઠ માનતા નથી. જેમ ઘીના બે ભાગ હોમવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે એ પ્રમાણે જ પૂર્વોપાધિના પ્રવિલાપ કરવારૂપી પ્રાણના અને અપાનના જપ કરવામાં આવે છે. એટલે ઉદાન નામના પરબ્રહ્મનાં ભ્રૂકુટીના મધ્યમાં દર્શન થાય છે.

‡ એક પ્રતમાં સત્ય અને અસત્ય, અને શુભ અને અશુભનાં પણ દ્વંદ્વો ગણાવેલાં છે.

§ આ શ્લોકોનું રહસ્ય શું છે, તે મને સમજાયું નથી. માત્ર શબ્દાર્થ આપેલો છે. નીલકંઠે તેનાપર ટીકા કરેલી છે, પણ મૂળ પ્રતોમાં જ પાઠભેદ છે. અર્જુનમિશ્રે એક પાઠ સ્વીકાર્યો છે, અને નીલકંઠે બીજો લીધો છે, તો તેમાં સત્ય કયો સમજવો, તેનો નિર્ણય કરવાનું અશક્ય હોવાથી નીલકંઠની ટીકાનો ખુલાસો આપ્યો નથી. અત્રે મુંબઇની પ્રતનો પાઠ લઈ માત્ર અર્થ આપ્યા છે.

સાત મોક્ષના હેતુઓ છે.[૭]* જાણનારાના અને જાણવા યોગ્યના દેવતાભૂત થયેલા ગુણો પોતપોતાને સ્થાને રહીને યથાવિધિ સતત હવિ (બલિદાન) ખાય છે.[૮] અવિદ્વાન્ (અણુસમજુ) મનુષ્ય (અનેક) અન્નો ખાતાં ખાતાં મમત્વવાળો બને છે. (હું ખાઉં છું, હું સાંભળું છું એવો ભાવ ધરે છે). પછી આત્માને માટે અન્નને પચાવતો પચાવતો તે મમત્વ(નાં અભિમાન)થી નાશ પામે છે.[૯] અભક્ષ્યનું ભક્ષણ તેમજ મદ્યપાન તેનો નાશ કરે છે. તે અન્નનો નાશ કરે છે, અને અન્ન તેનો નાશ કરે છે. તે (અવિદ્વાન) બીજાનો નાશ કરીને વળી પોતાનો નાશ કરાવે છે.[૧૦] પણ વિદ્વાન્ હણનાર આ અન્નને પાછું ઉત્પન્ન કરે છે. ઈશ્વર કંઈ અન્નમાંથી જન્મતો નથી. (પોતેજ ઈશ્વરરૂપ બની અન્નાદિનો જનક થાય છે.) તેને વિશે જરા જેટલો પણ ફેરફાર અન્યમાંથી થતો નથી.[૧૧] મનથી જે સમજાય છે, વાણીથી જે બોલાય છે, કાનવડે જેનું શ્રવણ થાય છે, નેત્રવડે જે જોવામાં આવે છે,[૧૨] સ્પર્શ (ત્વચા) વડે જેનો સ્પર્શ થાય છે, નાકવડે જે સુંઘાય છે, એ છએ બલિઓને સર્વ રીતે નિયમમાં રાખીને,[૧૩] શરીરની અંદર રહેલો છે એવા ગુણવાળો પાવક (અગ્નિ) "મમ" એવા યોગને (ભાવને) પ્રકટાવે (બાળે) છે. મારો યોગ યજ્ઞ પ્રવૃત્ત થયેલો છે, તે જ્ઞાનરૂપ અગ્નિમાંથી ઉત્પન્ન થયેલો છે, પ્રાણ તેનું સ્તોત્ર છે, અપાન તેનું શસ્ત્ર (અથવા સત્ર) છે, અને સર્વનો ત્યાગ, એ તેની મોટી દક્ષિણા છે.[૧૪] કર્તા (અહંકાર), અનુમંતા (મન), આત્મા (બુદ્ધિ), એ સર્વે બ્રહ્મ છે, હોતા છે, અધ્વર્યુ છે, અને સ્તુતિ કરનાર (ઉદ્ગાતા) છે, તેનું શસ્ત્ર પ્રશાસ્તા સત્ય છે, અને અપવર્ગ (કૈવલ્ય) એ તેની દક્ષિણા છે.[૧૫] આ વિષયમાં પણ નારાયણને જાણનારા મનુષ્યો કેટલીક ઋચાઓ ગાય છે. નારાયણને ન ઓળખીને પૂર્વના જમાનામાં નારાયણ દેવને પશુઓનો બલિ અપાતો હતો. नारायणाय देवाय यदविंदन्पशून्पुरा ॥[૧૬] ત્યાં સામ ગાવામાં આવે છે, અને તેનો દૃષ્ટાંત પણ કહેવામાં આવે છે. હે ભીરુ! નારાયણ દેવને તું સર્વનો આત્મા જાણ.[૧૭]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां
'ब्राह्मणगीतामां' 'चार होताओ' ए नामनो
अध्याय २५ मो समाप्त.

## અધ્યાય ૨૬ મો

### પાત્ર પરત્વે ઉપદેશમાં ભેદ

બ્રાહ્મણ કહે છેઃ—શાસન કરનાર એક જ છે, બીજો કોઈ શાસન કરનાર છે જ નહિં. જે શાસન કરનાર હૃદયમાં રહે છે, તેના વિષે (હવે) હું કહું છું. જેમ

* ઘ્રાતા વગેરે અને ઘ્રેય વગેરેની વચ્ચે કેવી રીતે અભેદ છે તે વાત આ શ્લોકમાં કહી છે. 'ઘ્રાતા (સુંઘનાર), ભક્ષયિતા (ખાનાર), વગેરે ગુણવાન્ થઇને એટલે ઘ્રાણ વગેરે ઔપાધિક રૂપવાળા થઇને ઘ્રાણ વગેરે સાધનદ્વારા પોતાના ગંધાદિક ગુણનો ઉપભોગ કરે છે. આનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—જેમ આકાશ કાનની શષ્કુલીરૂપી ઉપાધિને ધારણ કરીને કાનરૂપ બને છે, અને તેના જ દ્વારા પોતાના ગુણરૂપ શબ્દનો પ્રકાશ કરે છે. એવી રીતેજ ઘ્રાતા વગેરે પણ ઘ્રાણરૂપ થઇને તે દ્વારા ગંધ વગેરે ગુણનો પ્રકાશ કરે છે. આ વિષયમાં એક શ્રુતિમાં આ પ્રમાણે કહ્યું છેઃ—'अथ यो वेदेदं जिघ्राणीति स आत्मा गंधाय घ्राणं જે જાણે છે કે હું સુંઘું છું તે આત્મા છે અને તે ગંધ ગ્રહણ કરવાને માટે ઘ્રાણ ઇંદ્રિય(નાસિકા ઇંદ્રિય)રૂપ થાય છે.' આત્મા પોતેજ ઘ્રાણાદિક રૂપ થાય છે, અને પોતેજ જેના ઉપાદાન કારણ છે એવા ગંધ શબ્દાદિકનો ઉપભોગ કરે છે. મેય તથા માતાનું અર્થાત્ પ્રકાશ્ય અને પ્રકાશ કરનાર આ બન્નેનું ઉપાદાન કારણ કોણ? આ પ્રશ્નના ઉત્તરમાં મૂળમાં જ કહે છે કેઃ—अहं च निर्गुणोऽनंतः ઘ્રાણ અને ઘ્રાતાઆદિ ગુણથી રહિત હું જ તે બન્નેનું ઉપાદાન કારણ છું. આ શ્લોક યજુર્વેદના એક મંત્રનો અનુવાદ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, इतिहासपुराणाभ्यां वेदार्थमुपबृंहयेत् ઇતિહાસ અને પુરાણની કથાઓથી વેદના અર્થનો વિસ્તાર કરવો. અહીં પણ વ્યાસજીએ ચાર હોતાવાળા નીચેના મંત્રના અર્થનું આ શ્લોકમાં વ્યાખ્યાન કર્યું છે અને તે મંત્ર આ પ્રમાણે છેઃ—पृथिवीहोता द्यौरध्वर्युः रुद्रोऽग्निद् बृहस्पतिरुपवक्ता પૃથ્વી હોતા છે, આકાશ અધ્વર્યુ છે, રુદ્ર અગ્નિધ્ર છે અને બૃહસ્પતિ ઉપવક્તા છે. મંત્રમાં જે પૃથ્વી શબ્દ છે તે ઘ્રાણાદિકનો વાચક છે, અને હોતા શબ્દથી હોતાવડે પ્રકાશ કરવા યોગ્ય દેવતાનું સમાનપણું કહ્યું છે. જેમ હોતાથી પ્રકટ કરવા યોગ્ય દેવતા અતીંદ્રિય હોય છે તેમ જ ઘ્રાણ ઇંદ્રિય પણ અતીન્દ્રિય છે. મંત્રમાં જે દ્યુ શબ્દ છે તેનાથી શબ્દ સુખના સાધનરૂપ ગંધાદિક કહેવામાં આવ્યા છે. અધ્વર્યુ યજ્ઞમાં તંદુલમાંથી નિર્વાપ કરે છે એટલે ચાર ચાર મુઠિ લે છે તેમ તંદુલ વગેરેને ઓધાવા વગેરે કર્મ પણ કરે છે તે જેમ દૃષ્ટ ફળવાળાં કર્મ છે, તેમ જ ગંધાદિક પણ દૃષ્ટ ફળવાળાં કર્મ છે. ઘ્રાતા વગેરે ગંધાદિક મળવાથી તેને અનુસરે છે, અને ન મળવાથી રુદન કરે છે તેથી તેને रुद्र શબ્દથી કહેવામાં આવ્યા છે. કામ મળ્યા પછી કામરૂપી અગ્નિમાં તે વૃદ્ધિ કરે છે, તે વાત અગ્નિની વૃદ્ધિ કરનારા अग्नित् શબ્દથી કહેવામાં આવી છે. મંત્રમાં જે बृहस्पति શબ્દ છે તેનાથી કારણબ્રહ્મ કહેવામાં આવ્યા છે. તે કારણબ્રહ્મ પણ અધિષ્ઠાનરૂપે પાલક છે, અને उपवक्ता શબ્દથી તે કારણબ્રહ્મનું નિર્ગુણપણું કહેવામાં આવ્યું છે. જેમ ઉપવક્તા કંઈ પણ બોલતો નથી, પણ સાક્ષી તરિકે ઉભો ઉભો જોયા સાંભળ્યા કરે છે, તેમ જ કારણબ્રહ્મ પણ આ શરીરમાં સાક્ષી તરિકે ઉભા ઉભા સર્વ જોયા કરે છે, એ વાત उपवक्ता શબ્દથી કહેલી છે. એ પ્રમાણે चित्तिः स्रुक् વગેરે હોતા આદિ મંત્રોનું પણ વ્યાખ્યાન કરી લેવું. ઘ્રાતા, ઘ્રાણ, ગંધ વગેરેથી નિર્ગુણ. અહીં પ્રશ્ન એ થાય છે કે, એવા અનંતનો કેવી રીતે છૂટકારો થાય છે? ત્યાં મૂળમાં જ કહે છે કેઃ—सप्तैते मोक्षहेतवः ઇંદ્રિયો અને વિષયો ग्रह તથા अतिग्रहના નામથી ઓળખાય છે, અને તેઓ બંધનરૂપ છે. તેઓનો વિયોગ થવાથી શબ્દનો તથા કાનનો પણ અભાવ થવાથી અને આકાશનો પણ અભાવ થવાથી નિરુપાધિક આત્મા એક રહે છે. ઘ્રાતા વગેરે ચૈતન્યરૂપે રહે છે ત્યારે તે નિર્ગુણ એવા અનંતના મોક્ષના હેતુ થઈ પડે છે, અર્થાત્ ઘ્રાતાપણા વગેરેના અભિમાનનો જે ત્યાગ, તે મોક્ષ.

ઢાળાવપર પાણી વહે, તેમ તેની આજ્ઞા પ્રમાણે હું ચાલું છું.[૧] ગુરુ એક જ છે, (તેના સિવાય) બીજો કોઈ ગુરુ છે જ નહિં. જે ગુરુ હૃદયમાં રહે છે, તેના વિષે (હવે) હું કહું છું. તે ગુરુની આજ્ઞાથી નિત્ય પૂર્વે સર્વ દાનવોને હણવામાં આવ્યા હતા.[૨]* બાંધવ એક જ છે, (તેના સિવાય) બીજો કોઈ બંધુ નથી. જે બંધુ હૃદયમાં રહે છે તેના વિષે (હવે) હું કહું છું. તે બંધુની આજ્ઞા(સ્વીકારવા)થી, હે પાર્થ! બાંધવો બંધુવાળા થયા છે, અને તે સપ્તર્ષિઓ આકાશમાં પ્રકાશે છે.[૩] શ્રોતા† એક જ છે, તેના સિવાય બીજો કોઈ શ્રોતા નથી. તે હૃદયમાં રહે છે તેના વિષે હું કહું છું. તે ગુરુને વિષે, ગુરુ સાથે રહેવાના નિયમ પ્રમાણે રહીને, શક્રે (ઇન્દ્રે) સર્વ લોકોનું અમરપદ મેળવ્યું છે.[૪] શત્રુ એક જ છે, તેના સિવાય બીજો કોઈ શત્રુ નથી. તે હૃદય વિષે રહે છે તેના વિષે હું કહું છું. તે ગુરુની આજ્ઞા(પાળવા)થી આ લોકમાં બધા સદા દ્વેષીલા સાપ જેવા છે.[૫]

આ વિષયમાં પણ પ્રજાપતિને જણાયેલા, સર્પો અને દેવર્ષિઓના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું આ ઉદાહરણ આપવામાં આવે છે.[૬] પ્રજાપતિની આસપાસ બેઠેલા દેવો અને ઋષિઓ, નાગો અને અપ્સરાઓએ (આસન પર બેઠેલા) પ્રજાપતિને પ્રશ્ન કર્યો કે, 'અમારું જેથી શ્રેય થતું હોય, તે વાત ચાલવા દો.'[૭] પોતાના શ્રેય વિષે પ્રશ્ન કરનારા તે સંઘને, 'માત્ર એક અક્ષરવાળા ઓં બ્રહ્મ' ओमित्येकाक्षरं ब्रह्म એવો ભગવાને જવાબ આપ્યો. એ સાંભળીને તેઓ દશ દિશામાં દોડ્યા.[૮] પોતાના આત્માના ઉપદેશ માટે તે દોડનારાઓમાં સર્પોને સૌથી પ્રથમ દંશ(કરડવા)-નો ભાવ પ્રકટ થયો.[૯]‡ અસુરોને વિષે તેઓને સ્વાભાવિક દંભભાવ પ્રવૃત્ત થયો, દેવોને વિષે દાન, અને મહર્ષિઓને વિષે દમ (સંયમ) પ્રવૃત્ત થયો.[૧૦]§ એક જ શાસ્તા (ઉપદેશક અથવા આજ્ઞા કરનાર) મેળવીને એક જ શબ્દથી સર્પ, દેવો, ઋષિઓ અને દાનવો સંસ્કાર પામ્યા અને જૂદી જૂદી દિશામાં વ્યવસાય પામ્યા હતા.[૧૧]

જે કંઈ કહેવામાં આવે છે તેને તે સાંભળે છે અને તેનું બરાબર ગ્રહણ કરે છે. ('પોતે જ પોતાનો ગુરુ છે,' એ કથનના ઉત્તરમાં તે સાંભળે છે, અને તે સમજે છે એ જ કે બીજું, એમ બરાબર સમજીને) પૂછનારને તેના કરતાં વધારે બીજો કોઈ ગુરુ મળતો નથી.[૧૨] તેની અનુમતિ થયા પછી કર્મ કરવામાં આવે છે. ગુરુ, સમજનાર, શ્રોતા અને શત્રુ તે પ્રમાણે હૃદયમાં રહે છે.[૧૩] તે આલોકમાં પાપમાર્ગે ચાલીને પાપ કરનારો થાય છે; તે આ લોકમાં શુભમાર્ગે ચાલીને શુભચારી થાય છે.[૧૪] ઇન્દ્રિયોના સુખમાં પ્રીતિ રાખી કામમાર્ગે ચાલીને કામચારી થાય છે. ઇન્દ્રિયોપર વિજય કરવામાં પ્રીતિ રાખીને નિત્ય ચાલનાર બ્રહ્મચારી થાય છે.[૧૫] વ્રતો અને કર્મોને છોડી દઈને કેવળ બ્રહ્મનો જ આશ્રય લે છે; આ લોકમાં તે બ્રહ્મભૂત થઇને ફરે છે અને તે જ બ્રહ્મચારી થાય છે.[૧૬] બ્રહ્મ જ તેનો સમિધ છે, બ્રહ્મ જ તેનો અગ્નિ છે, બ્રહ્મ જ તેનું મૂળ છે, બ્રહ્મ જ તેનું જળ છે, બ્રહ્મ જ તેનો ગુરુ છે; બ્રહ્મમાં જ તેની સમાપ્તિ થાય છે.[૧૭] બુધો-(ડાહ્યા માણસો) આને જ સૂક્ષ્મ એવું બ્રહ્મચર્ય જાણે છે, અને તત્ત્વદર્શીઓના ઉપદેશથી તેને જાણીને તે પ્રમાણે વર્તે છે.[૧૮]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीता पर्वमां 'ब्राह्मणगीतामां' 'पात्रपरत्वे उपदेशभेद' ए नामनो अध्याय २६ मो समाप्त

## અધ્યાય ૨૭ મો.‖

### બ્રહ્મવનનું વર્ણન

બ્રાહ્મણ કહે છેઃ–જેમાં સંકલ્પરૂપ ડાંસો ને મચ્છરો છે, જેમાં શોક અને હર્ષ રૂપ ઠંડી તથા ગરમી છે, જેમાં મોહરૂપ ગાઢ અંધકાર છે, લોભ તથા વ્યાધિરૂપી જેમાં સર્પો છે,[૧] વિષય(વાસના)રૂપ એક જ જેમાં જવાનો માર્ગ છે, અને કામ તથા ક્રોધ રૂપ જેમાં વિરોધ કરનારા છે એવા (સંસારરૂપ) મહા દુર્ગ-(કિલ્લા)ને વટાવીને હું એક (બ્રહ્મરૂપ) મહાવનમાં દાખલ થયેલો છું.[૨]

* મુંબઇની અને કલકત્તાની પ્રતોમાં तेनानुशिष्टा गुरुणा सदैव लोके द्विष्टाः पन्नगाः सर्व एव। એ પ્રમાણે બીજી કડી છે. પણ તેનો અર્થ બેસતો નથી એટલે तेनानुशिष्टा गुरुणा सदैव पुरा हता दानवाः सर्व एव એવો બીજી હસ્તલિખિત પ્રતિનો પાઠ સ્વીકાર્યો છે. એમાં દાનવો એટલે દુષ્ટ ગુણો એવો ભાવ છે.

† અત્રે શ્રોતા એટલે શ્રુતિને જાણવાવાળા, સંદેહનો નાશ કરનારા એમ અર્થ સમજવો.

‡ એક હસ્તલિખિત પ્રતિમાં, "ઉપદેશ સાંભળીને તે દોડનારાઓમાં" એ ભાવનો પાડભેદ છે. અત્રે કહેવાનું તાત્પર્ય એ છે કે, ભગવાને 'ઓમ્ મંત્ર શ્રેય કરનાર છે' એમ કહ્યું એટલે બધા તેનો ઉચ્ચાર કરવા મંડ્યા. સર્પોએ તે પ્રણવ મંત્રનો ઉચ્ચાર કરવાનો પ્રથમ પ્રયત્ન કર્યો, એટલે મોઢું ઉઘાડ દે કરવા જતાં પોતાના સ્વભાવને અનુકૂલ દંશ મારવો, કરડવું એ જ શ્રેય છે એમ જાણ્યું. § અસુરોએ પ્રણવ મંત્રના ઉચ્ચારમાં માત્ર ઓષ્ઠ હલાવવા, અર્થાત્ જપાદિના અભિનય દેખાડવા એ ભાવવાળા દંભને શ્રેય માન્યું; દેવોએ લોકોમાં ઓમ્‌ની પ્રાર્થના થાય છે એ જાણી તેનાં શિક્ષણનું દાન કરવું તેને શ્રેય માન્યું; અને મહર્ષિઓએ ઓષ્ઠોની પ્રવૃત્તિનો સંહાર કરવામાં સર્વ પ્રવૃત્તિનો ઉપસંહાર થાય છે, માટે દમ એટલે સંયમ કરવામાં શ્રેય માન્યું.

‖ આગળના અધ્યાયમાં પાપકર્મ કરવાં આ આત્માનો સ્વભાવ છે એમ કહ્યું. ત્યાં શંકા થાય છે કે, બ્રહ્મચર્યથી લાભ શો? એના ઉત્તરમાં આ અધ્યાયમાં આત્મા અસંગ છે, તે સિદ્ધ કરવામાં આવ્યું છે.

બ્રાહ્મણી કહે છેઃ-હે મોટી પ્રજ્ઞા(બુદ્ધિ)વાળા! તે વન ક્યાં છે? તેમાં ક્યાં વૃક્ષો છે, કયી નદીઓ છે, તેમાં કયા ગિરિઓ છે, કયા પર્વતો છે, અને કયા માર્ગે જતાં તે વન આવે છે?[૩]

બ્રાહ્મણ કહે છેઃ-એ વન વિષે પૃથક્ (ભેદ) ભાવ નથી (અર્થાત્ તે બ્રહ્મરૂપ વન વિશ્વવ્યાપી હોવાથી તે અહિંયા કે ત્યાં છે એમ કહેવાય તેમ નથી), અને તેનાથી બીજું સુખવાળું કોઈ નથી (કારણ કે ત્યાં સર્વ કાર્યો બ્રહ્મમય હોવાથી સર્વત્ર એકજ પ્રકારનું સત્તાસુખ મળે છે); તેમજ એ વન વિષે અપૃથક્ (અભેદ) ભાવ નથી (અર્થાત્ તે બ્રહ્મને વિષે આકાશ, જળ, પૃથ્વી, વાયુ, અને તેજ રૂપ ભેદો ભાસે છે), અને તેનાથી વિશેષ દુઃખવાળું કોઈ નથી (અર્થાત્ અભેદભાવ સુખદાયક છે અને ભિન્નભાવ દુઃખદાયક છે; માટે મનુષ્યે શ્રમ કરીને પણ સંસાર-માર્ગ વટાવીને તે બ્રહ્મવનમાં દાખલ થવું, એ કર્તવ્ય છે).[૪] તેના કરતાં કોઈ વિશેષ નાનું નથી, તેમ તેનાથી કોઈ વિશેષ મહાન્ નથી; તેનાથી વિશેષ કોઈ સૂક્ષ્મ નથી; તેમ તેના સમાન બીજું સુખવાળું કોઈ નથી.[૫] દ્વિજો તેમાં પ્રવેશ કર્યા પછી શોક કરતા નથી તેમ હર્ષઘેલા પણ થતા નથી. કોઇથી તેઓ બીહીતા નથી તેમ તેઓથી કોઈ બીહીતું નથી.[૬] તે વનમાં સાત (મન, અહંકાર અને પાંચ ઇન્દ્રિયો) મોટાં વૃક્ષો છે, તેનાં સાત (મન, અહંકાર અને પાંચ ઇન્દ્રિયો દ્વારા મળતાં) ફળો છે, અને તેના સાત (મન, અહંકાર અને પાંચ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા) અતિથિઓ છે (જે સુખદુઃખનો અનુભવ લે છે); તે વનમાં સાત (મન, અહંકાર અને પાંચ ઇન્દ્રિયોના આશ્રમસ્થાન) આશ્રમો છે, તેમાં સાત (મન, અહંકાર અને પાંચ ઇન્દ્રિયોનો નાશ કરવારૂપ યોગની) સમાધિઓ છે, અને તેમાં (મન, અહંકાર અને પાંચ ઇન્દ્રિયોનાં કર્મોનો એક પછી એક ત્યાગ કરવારૂપ) સાત દીક્ષાઓ લેવામાં આવે છે. આવું તે અરણ્ય છે. પાંચ પ્રકારના (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ) દિવ્ય (અનુભવરૂપ) પુષ્પો અને (તેથી થતી પ્રીત્યાદિ-રૂપ) ફળો ઉત્પન્ન કરનાર (મનરૂપ) વૃક્ષો, તે (બ્રહ્મરૂપ) વનમાં વ્યાપીને રહ્યાં છે.[૭-૮] સુ એટલે સારાં (સફેદ, પીળાં વગેરે) રંગનાં, (સુખ અને દુઃખ એવા) બે ગુણ-વાળાં ને પુષ્પો અને ફળોને ઉત્પન્ન કરતાં તે (ચક્ષુ-રૂપ) વૃક્ષો તે વનમાં વ્યાપીને રહ્યાં છે.[૯] (સ્વર્ગાદિરૂપ) સુગંધવાળાં, બે ગુણવાળાં તે પુષ્પો અને ફળોને ઉત્પન્ન કરતાં તે (યજ્ઞરૂપ) વૃક્ષો તે વનમાં વ્યાપીને ઉભાં છે.[૧૦] સુગંધવાળાં, એકજ વર્ણનાં (સુખરૂપ) પુષ્પો અને ફળોને ઉત્પન્ન કરતાં તે (ધ્યાનરૂપ) વૃક્ષો તે વનમાં વ્યાપીને ઉભાં છે.[૧૧] ઘણાં અને અસ્પષ્ટ વર્ણનાં પુષ્પો અને ફળોને ઉત્પન્ન કરતાં બે (બુદ્ધિ અને મન-રૂપ) વૃક્ષો તે વનમાં વ્યાપીને ઉભાં છે.[૧૨] વહ્નિ એકજ છે, અને સારું મન અને બ્રાહ્મણ (બુદ્ધિ એ રૂપ સર્વાવડે હોમ આપવાનો છે તેમાં) પાંચ ઇન્દ્રિયો સમિધરૂપ છે. (જ્યારે મનની સાથે પાંચ ઇન્દ્રિયો અને જ્ઞાન હોય છે અને બુદ્ધિ કંઈ કાર્ય કરતી નથી ત્યારે તેને પરમ ગતિ શ્રુતિમાં કહી છે.

**यदा पंचावतिष्ठंते ज्ञानानि मनसा सह ।**
**बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम् ॥**

મન, અહંકાર અને પંચેન્દ્રિયોવડે હોમ અપાય અર્થાત્ તે સર્વેને અંકુશમાં લેવાય ત્યારે) તેઓમાંથી મોક્ષરૂપ સાત પ્રકારની દીક્ષા(અભ્યાસ)નાં ફળ મળે છે; ગુણ તેવાં ફળ છે, અને અતિથિઓ (મન, અહં-કાર અને પંચેન્દ્રિયના અધિષ્ઠાતા દેવ) તે ગુણરૂપ ફળની આશા રાખે છે (તે ફળો ખાય છે, ભોગવે છે).[૧૩]* તે તે ગુણોના મહર્ષિઓ તે તે ગુણોનું આતિથ્ય

* મૂળમાં જે वह्निः શબ્દ છે, તે આત્માનો વાચક છે, અને सुमनाः શબ્દ છે તે બુદ્ધિ અને મનનો વાચક છે. અહીં અગ્નિનું વર્ણન કર્યું છે, તેથી બુદ્ધિ અને મનને સ્રુક્ તથા સ્રુવરૂપ જાણવાં. ઇંદ્રિયોને સમિધ એટલે યજ્ઞનાં કાષ્ઠરૂપ જાણવી. કારણ કે તેનો અગ્નિરૂપી આત્માને વિષે હોમ કરવાનો છે. શ્રુતિમાં કહે છે કેઃ-

यदा पंचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम्

જ્યારે પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન અને બુદ્ધિ પોતાનું કર્મ કરતાં નથી ત્યારે તેને પરમ ગતિ (મોક્ષ) કહે છે.' સર્વ ઇંદ્રિયોનો આત્મા વિશે લય કરવો તેનું નામ હોમ. તેમ જ બુદ્ધિ અને પાંચ ઇંદ્રિયોનો આત્મામાં હોમ કરવાથી તે સાતથી આત્માની મુક્તિ થાય છે. मोक्षः એમ એકવચન કહેવું જોઇએ, છતાં मोक्षाः એમ બહુવચન કહ્યું છે તેનું તાત્પર્ય એવું છે કે, જેમાંથી આત્માની મુક્તિ થવાની છે તે અપાદાનરૂપ ઇંદ્રિયો પણ ઘણી છે તેથી मोक्षः શબ્દનો બહુ-વચનમાં પ્રયોગ કર્યો છે. વિદ્વાન્ મનુષ્યને જ્ઞાન થયા પછી દેહનો આત્માને વિષે થયેલો અધ્યાસ રહે છે કે નથી રહેતો? જો અધ્યાસ ન રહેતો હોય તો જ્ઞાન થયું કે તે જ વખતે દેહ પડી જવો જોઇએ; અને અધ્યાસ રહે છે એમ જો માનીએ તો તેને મરણ પછી બીજા દેહનો લાભ થવો જોઇએ. આવી શંકા કરીને સમાધાન કરેલું છે કેઃ- फलान्ति दीक्षाः મુક્ત પુરુષોનાં-જ્ઞાની પુરુષોનાં કર્મો ફળવંત હોય છે; પરંતુ તે કર્મો જ્ઞાનીને બીજો દેહ આપતાં નથી, તેનું શું કારણ? તેના ઉત્તરમાં કહે છે કે गुणाः फलानि તેનાં કર્મનાં ફળ બીજાને ઉપયોગી થઈ પડે છે. વિદ્વાનને દેહાદિક હોય છે, છતાં પણ તેને તેના ઉપર કર્તાપણા વગેરેનું અભિમાન હોતું નથી, તેથી તે દાનાદિક કરે છે. તેનાથી અપૂર્વો ઉત્પન્ન થાય છે, પરંતુ તે અપૂર્વો બીજા દેહને ઉત્પન્ન કરતાં નથી. એટલા માટે જ્ઞાનીનાં અપૂર્વો ગુણરૂપ જ હોય છે, ત્યારે તેનાં અપૂર્વોનો ક્યાં ઉપયોગ થાય છે? ઉત્તરમાં કહે છે કે, જેમ अतिथयः फलाशाः એટલે દેવોનાં કર્મો જેમ સ્વાર્થને માટે હોતાં નથી, પણ પારકાને માટે હોય છે; તેમ જ જ્ઞાનીનાં કર્મ પણ પોતાને માટે હોતાં નથી, પણ પારકાને

સ્વીકારે છે; જ્યારે તે મહર્ષિઓનું અર્ચન પૂજન થાય છે ત્યારે તેઓ શાંત પડી જાય છે, અને ત્યારે તેઓ બીજા વનને શોભાવે છે (એક ઇચ્છા પૂર્ણ થતાં બીજાની ઇચ્છા કરે છે).[૧૪] (તે વનમાં) પ્રજ્ઞારૂપ વૃક્ષ, મોક્ષરૂપ ફળ, અને શાંતિરૂપ તેની છાયા છે, જ્ઞાનરૂપ તેનો આશ્રય છે, તૃપ્તિરૂપ તેનું જળ છે, અંતરરૂપ ક્ષેત્રને જાણવાવાળો ભાસ્કર (સૂર્ય) છે;[૧૫] જે સાધુ પુરુષો તેનાં આવાં સ્વરૂપને સમજે છે તેઓને પુનઃ કંઈ પણ ભય લાગતો નથી.* ઉંચે, નીચે અથવા આડા અવળા કોઈ પણ બાજુએ તે વૃક્ષનો અંત જાણવામાં આવતો નથી. એટલો મોટો તેનો વિસ્તાર છે.[૧૬] ત્યાં નિત્ય સાત સ્ત્રીઓ (ઘ્રાણાદિ વૃત્તિરૂપ) રહે છે (તે સ્ત્રીઓનો જન્મ સંકલ્પમાંથી થાય છે અને જીવનમુક્તને વશ કરવાને અસમર્થ હોવાથી લજવાઇને) આડું મોં કરીને (અથવા કંઈ પણ બોલ્યા વિના) તેઓ રહે છે; તેઓ જ્યોતિ એટલે પ્રકાશવાળી છે અને જનનશક્તિવાળી છે; અને પ્રજા પાસેથી, જેમ સત્યને અને અનિત્યતાને ભોગવવામાં આવે છે તેમ, સર્વ રસોને (વિષયથી થતા આનંદને) સારી રીતે ભોગવે છે.[૧૭]† ત્યાં જ વસિષ્ઠ વગેરે સપ્તર્ષિઓ અને સિદ્ધો (પંચ પ્રાણ, મન અને અહંકાર) રહે છે અને ત્યાં જ લય પામે છે.[૧૮] યશ, પ્રભા, ભગ (મહત્તા), વિજય, ઓજસ, સિદ્ધિ અને તેજ આ સાત જેમ જ્યોતિઓ (કિરણો) ભાસ્કર (સૂર્ય)ની પાછળ પાછળ જાય છે તેમ આ વૃક્ષની પાછળ ફરે છે.[૧૯] ત્યાં ગિરિઓ અને પર્વતો આસપાસ ભેગા થયેલા છે; નદીઓ અને બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલા જળને લઈ જનારી સરિતાઓ પણ છે.[૨૦] વિતાન(યોગ યજ્ઞનું સ્થાન)ના અતિગૂઢ સ્થાનમાં નદીઓનો સંગમ પણ ત્યાં છે. ત્યાંથી જેઓ પોતાના આત્માથી સંતુષ્ટ થયેલા છે તેઓ સાક્ષાત્ પિતામહની પાસે જાય છે.[૨૧] થોડી આશાવાળા, સારાં વ્રતની આશાવાળા, અને જેઓનાં પાપો તપથી બળી ગયા છે તેઓ, આત્મા વિષે આત્માનો પ્રવેશ કરાવીને બ્રહ્મની ઉપાસના કરે છે.[૨૨] વિદ્યારૂપ અરણ્યને જાણવાવાળા મનુષ્યો અત્રે શમ(શાંતિ)ને વખાણે છે; તે અરણ્યમાં જઇને, તેઓ મગજ ઠેકાણે રાખવાવાળા તથા ધીરજવાળા બને છે.[૨૩] બ્રાહ્મણો કહે છે કે, આ (બ્રહ્મરૂપ) અરણ્ય આવું પુણ્યવાળું છે, તે બરાબર (શાસ્ત્રીય રીતિએ, શુષ્ક જ્ઞાનવાળા થઇને નહિં) જાણીને ક્ષેત્રજ્ઞના બતાવ્યા પ્રમાણે (શમાદિપરાયણ થઇને) તેઓ રહે છે.[૨૪]

इतिश्री महाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'ब्राह्मणगीता'मां 'ब्रह्मवन वर्णन' ए नामनो २७ मो अध्याय समाप्त.

## અધ્યાય ૨૮ મો
### યજ્ઞીય હિંસાનો વિચાર

બ્રાહ્મણ કહે છેઃ—હું ગંધોને સુંઘતો નથી; રસોને જાણતો (ચાખતો) નથી; રૂપને (રંગને) જોતો નથી; તેમ સ્પર્શ પણ કરતો નથી; તથાપિ હું જાતજાતના શબ્દોને સાંભળું છું, પરંતુ કોઇ જાતના સંકલ્પ કરતો નથી.[૧] સ્વભાવ જ ઇષ્ટ અર્થોની કામના કરે છે; સ્વભાવ જ સર્વ દ્વેષોને (અણગમતી વસ્તુઓનો) દ્વેષ કરે છે; પ્રાણ અને અપાન વાયુઓ જેમ પ્રાણીઓના દેહમાં પ્રવેશ કરીને અન્નપાકાદિ કાર્ય કરે છે, તેમ સ્વભાવમાંથી જ કામ અને દ્વેષનો ઉદ્ભવ થાય છે અને જાગૃત સ્વપ્નાવસ્થામાં અર્થ વિષે બુદ્ધિ આદિ કામનાવાળા થાય છે.)[૨] તેમનાથી (એટલે કે બાહ્ય ઘ્રાણાદિ અને ધ્યેયાદિથી) ભિન્ન અન્યોને (એટલે કે વાસનામય સ્વપ્નાંઓને) તેમ જ તેમને (સ્વપ્નાઓને) વિષે નિત્ય ભાવોને(અર્થાત્ કે સ્વપ્નવત્ જગતમાં કામનાઓ સત્ય છે, નિત્ય છે) તેમ જ સર્વ ભૂતોના આત્માને હું તો શરીર વિષે જ જોઉં છું; અને તે શરીરનેવિષે રહ્યો થકો હું કામ, ક્રોધ, જરા કે મૃત્યુ કશાથી કોઇ પણ રીતે બંધાયો નથી.[૩] હું કોઈપણ કામનાઓની કામના કરતો નથી, તેમ સર્વ દોષોનો દ્વેષ કરતો નથી. જેમ કમળને પાણીનાં ટીપાનો લેપ થતો નથી તેમ મારા સ્વભાવમાં કામાદિકનો લેપ થતો નથી.[૪] આ નિત્યને લીધે બધી વસ્તુઓ નિત્ય થાય છે; જેમ આકાશમાં સૂર્યના કિરણોનો સમૂહ એક થતો નથી, તેમ દૃશ્ય રૂપવાળા એવા મારામાં બહુ સ્વભાવ(પ્રકાર)વાળો ભોગનો સમૂહ, કર્મો કરવા છતાં પણ, કર્મો વિષે આસક્તિ કરતો નથી.[૫]

આ વિષયમાં પણ પુરાતન ઇતિહાસનો અધ્વર્યુ અને યતિના સંવાદરૂપ આ એક દાખલો આપવામાં આવે છે તે, હે યશસ્વિનિ! તું સાંભળ.[૬] એક યજ્ઞકર્મમાં એક પશુને (પવિત્ર) જળવડે છાંટેલો (નવડાવી શુદ્ધ કરેલો) જોઇને ત્યાં બેઠેલા એક અધ્વર્યુને, એક યતિએ ધિક્કાર કરતાં કહ્યું કે, 'આ તો હિંસા છે.'[૭]

માટે હોય છે. અર્થાત્ ઇશ્વરનાં કર્મની પેઠે જ્ઞાનીનાં કર્મ પણ સ્વાર્થને માટે હોતાં નથી, પરંતુ પારકાને માટે જ હોય છે. તેને માટે શ્રુતિમાં કહ્યું છે કેઃ—तस्य पुत्रा दायमुपयंति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम् જ્ઞાનીના પુત્રો તેના દાય ભાગને ગ્રહણ કરે છે, સ્નેહીઓ જ્ઞાનીનાં પુણ્યકર્મનાં ફળને ભોગવે છે, અને જ્ઞાનીના શત્રુઓ તેના પાપકર્મનાં ફળને ભોગવે છે.

* એક પ્રતમાં પાઠ છે કે "તેનો પુનર્જન્મ થતો નથી."

† આ શ્લોકનો અર્થ સ્પષ્ટ નથી.

અધ્વર્યુએ તેને જવાબ આપ્યો, "આ છાગ-(બકરા)નો નાશ થતો નથી. જો શ્રુતિને સાચી માનીએ તો આ પ્રાણીનું શ્રેય થશે.[૮] કારણ કે આનો જે પાર્થિવ ભાગ છે, તે પૃથિવીમાં મળી જશે; આનો જે પાણીવાળો ભાગ છે તે જળ સાથે ભળી જશે;[૯] તેનાં નેત્રો સૂર્યમાં ભળી જશે; તેના કાન દિશાઓમાં ભળશે, અને આનો પ્રાણ આકાશ(વાયુ)માં ભળશે. શાસ્ત્ર પ્રમાણે ચાલનાર એવા મારા (આ પશુવધથી) કંઈ દોષ થતો નથી.[૧૦]

યતિ કહે છેઃ–આ પ્રમાણે પ્રાણનો વિયોગ કરવામાં બકરાનું શ્રેય જો તને જણાતું હોય તો આ યજ્ઞ છાગ-(બકરા)ને માટે છે; તેમાં તારે શું પ્રયોજન છે?[૧૧] આ બાબતમાં એના ભાઈ, માતા, પિતા અને સખાની સંમતિ લે. વિશેષ કરીને આ પરાધીન છે, માટે તેને સાથે લઈ જઈને તેમની રજા લે.[૧૨] તેઓ એમ જ કરવાની સલાહ આપે, તેટલા માટે આપે તેમને મળવું જોઈએ. તેઓની અનુમતિ મળ્યા પછી (તું કહે છે તેમ) વિચાર કરી શકાશે.[૧૩] આ બકરાના પ્રાણોને પોતપોતાની યોનિ(મૂળ)માં મોકલાવી દીધા છે; કેવળ શરીર પાછળ રહ્યું છે, તે તો ચેતના વિનાનું છે એમ મારું માનવું છે.[૧૪] ચેતના વિનાનું શરીર ઇન્ધન (લાકડાં) તુલ્ય છે. તે તો યજ્ઞ કરવાની ઇચ્છા કરનારની હિંસા ગણાય છે; (કારણ કે યજ્ઞમાં) પશુ નામનું બળતણ એ છે.[૧૫] વૃદ્ધોની એવી આજ્ઞા છે કે, **अहिंसा सर्वधर्माणाम्** સર્વ ધર્મોમાં અહિંસા શ્રેષ્ઠ છે; જે કર્મ હિંસા કર્યા વિના થાય છે, તેને જ અમે કર્મ તરીકે માનીએ છીએ.[૧૬] જો આગળ વધીને કહું તો હિંસા ન કરવી, એવી પ્રતિજ્ઞા લેવી જોઈએ, (નહિ તો) તારે હાથે બહુ જાતનાં દુષ્ટ કર્મ થાશે.[૧૭] કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી, એ અમને નિત્ય રુચે છે. અમે તે પ્રત્યક્ષ સિદ્ધ કરીએ છીએ, તેની પરોક્ષ ઉપાસના કરતા નથી.[૧૮]*

અધ્વર્યુ કહે છેઃ–તું ભૂમિના ગંધરૂપ ગુણોને ભોગવે છે; જળના રસોને પીએ છે; તેજસ્વી પદાર્થોનાં રૂપને જુએ છે; પવનમાંથી નીકળેલા ગુણોનો સ્પર્શ કરે છે;[૧૯] આકાશમાંથી નીકળતા શબ્દગુણોનું શ્રવણ કરે છે; મનવડે મતિનું મનન કરે છે; તું એમ માને છે કે, આ સર્વ ભૂતો પ્રાણરૂપ છે.[૨૦] પ્રાણ લેવાની વિરુદ્ધનું હોવા છતાં તું હિંસા કરવાનું તો ચાલુ જ રાખે છે, હિંસા કર્યા વિના કોઈ પણ કર્મ થઈ શકતું નથી, તો, હે દ્વિજ! તું એ વિષે શું ધારે છે?[૨૧]

યતિ કહે છેઃ–અક્ષર અને ક્ષર (અવિનાશી અને વિનાશી) એવા બે પ્રકારના ભાવવાળો આ આત્મા છે. સદ્ભાવ† તે અક્ષર આત્મા છે અને સ્વભાવ તે ક્ષર આત્મા છે.[૨૨] પ્રાણ, જિહ્વા, મન, સત્ત્વ, ગુણ, અને રજસ (માયા) ગુણસહિત સદ્ભાવ, આટલા ભાવોથી મુક્ત થયેલો, કોઈ પણ જાતના વિરુદ્ધ દ્વંદ્વ ગુણ રહિત થયેલો, આશા વગરનો,[૨૩] સર્વ પ્રાણીઓ પ્રતિ સમદૃષ્ટિવાળો, મમતા વિનાનો, ઇન્દ્રિયોને જિતનારો અને ચારે બાજુથી બીલકુલ મુક્ત થયેલો એવો જે હોય, તેને કંઈ પણ ભય હોતો નથી.[૨૪]

અધ્વર્યુ કહે છેઃ–હે મતિમાનોમાં શ્રેષ્ઠ! આ વિષય-માં સાધુ પુરુષો સાથે સંવાદ કરવો જોઈએ. કારણ કે તારો મત સાંભળીને મારી મતિ સામી પ્રકાશિત થઈ છે.[૨૫] હે ભગવન્! ભગવાનની બુદ્ધિથી યુક્ત થયેલો હું કહું છું કે, હે દ્વિજ! હું વેદોક્ત કર્મ કરું છું, માટે મારો કોઈ અપરાધ નથી.[૨૬]

બ્રાહ્મણ કહે છે–આ ઉપપત્તિ(યુક્તિ)થી તે યતિ શાંત પડ્યો અને તે અધ્વર્યુએ પણ મોહરહિત થઈને તે મહાયજ્ઞ આગળ ચાલુ કર્યો.[૨૭] બ્રાહ્મણો આ રીતે આવા અતિસૂક્ષ્મ મોક્ષને જાણે છે, અને તે જાણીને અર્થ બતાવનારા ક્ષેત્રજ્ઞની સૂચના પ્રમાણે અનુષ્ઠાન કરે છે.[૨૮]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'ब्राह्मणगीतामां यज्ञीय हिंसाविषे विचार' ए नामनो अध्याय २८ मो समाप्त

## અધ્યાય ૨૯ મો.

### પરશુરામે કાર્તવીર્યને મારી નાંખ્યો

બ્રાહ્મણ કહે છેઃ–આ વિષયમાં પણ પુરાતન ઈતિ-હાસનો, કાર્તવીર્ય અને સમુદ્રના સંવાદરૂપ આ એક દાખલો, હે ભામિનિ! આપવામાં આવે છે.[૧] એક હજાર હાથવાળો કાર્તવીર્ય અર્જુન નામનો એક રાજા હતો. તેણે સાગર સૂધીની પૃથિવી ધનુષવડે જિતી હતી.[૨] એક વેળાએ સમુદ્રના કિનારાપર ફરતાં ફરતાં તેણે બળનો ગર્વ ધરીને, સેંકડો બાણોથી સમુદ્રને છાઈ દીધો હતો, એવું અમારા સાંભળવામાં છે.[૩] સમુદ્રે તેને નમસ્કાર કરી હાથ જોડીને કહ્યું કે, 'હે વીર! તું તારાં નારાચ (બાણ) છોડ ના. હું શું કરું, તે તું કહે.[૪] તારાં છોડેલાં મહાન્ બાણોથી મારા આશ્રયે રહેલાં પ્રાણીઓનો, હે રાજશાર્દૂલ! વધ થાય છે, તેઓને, હે વિભો! તું અભય દાન આપ.'[૫]

* આ જૈન મત છે. † સત્‌ભાવ=જેનો ભાવ અર્થાત્ અસ્તિત્વ નિત્ય છે તે. સ્વભાવ=સ્વું અભાવ એટલે જેનો ત્રણે કાળમાં સારી રીતે અભાવ છે તે. જુઓ ભગવદ્ગીતા.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥

અર્જુન કહે છેઃ–સંગ્રામમાં મારા સમાન ધનુષ અને બાણ ધરનારો કદાચ કોઈ હોય કે જે રણમાં મારી સામા ઉભો રહે તો તે વિષે તું મને કહે.[6]

સમુદ્ર કહે છેઃ–હે રાજન્! મહર્ષિ જમદગ્નિનું નામ જો તેં સાંભળ્યું હોય તો તેનો પુત્ર તારું આતિથ્ય યથાર્થ કરવાને યોગ્ય છે.[7]

પછી તે રાજા મહા ક્રોધથી ઘેરાઈને ત્યાંથી ચાલ્યો ગયો, અને તેના આશ્રમમાં જઇને ખુદ રામને જ મળ્યો.[8] ત્યાં તેણે પોતાના સંબંધીઓ સાથે મળીને રામને વિષે પ્રતિકૂળ આચરણ કર્યાં, અને મહાત્મા રામને ઘણા પજવ્યા.[9] ત્યારે અમાપ તેજવાળા રામનું, હે કમલનાં જેવાં લોચનવાળી! શત્રુઓનાં સૈન્યને બાળી નાંખતું તેજ પ્રકાશ્યું.[10] પછી પોતાની ફરસીને લઇને તે રામે, જેમ બહુ શાખાવાળા વૃક્ષને કાપવામાં આવે તેમ, એકદમ તે હજાર બાહુવાળા અર્જુનને ચીરી નાંખ્યો.[11] તેને હણાયલો પડેલો જોઇને, તરવારો અને શક્તિ લઇને, તેના સર્વ બંધુઓ એકત્ર થઇને ભાર્ગવપર ધસી ગયા.[12] રામે પણ સત્વર રથપર ચઢી ધનુષ લઇને, બાણોનો વર્ષાદ વરસાવતા તે રાજાના લશ્કરને ધમધમાવી નાંખ્યું.[13] પછી જમદગ્નિના પુત્રના ભયથી દુઃખી થતા કેટલાક ક્ષત્રિયો, સિંહના ભયથી દુઃખી થતા મૃગોની માફક, ગિરિઓની ગુફાઓ-(કિલ્લાઓ)માં ભરાઈ ગયા.[14] રામના ભયને લીધે પોતપોતાની જાતિના ઠરાવેલા કર્મોનું અનુષ્ઠાન તેઓમાંથી જેઓએ ન કર્યું તેઓની પ્રજા, બ્રાહ્મણોના અભાવને લીધે વૃષલ એટલે શૂદ્રની સ્થિતિએ પહોંચી.[15] આ રીતે ક્ષત્રિયોના ધર્મોમાંથી ભ્રષ્ટ થવાથી તેઓ દ્રવિડ, આભીર, પુંડ્રો અને શબરની સાથે વૃષલ એટલે શૂદ્રની સ્થિતિને પામ્યા.[16] અને પછી જ્યારે હણાયેલા વીર ક્ષત્રિયોની સ્ત્રીઓ વિષે બ્રાહ્મણોએ ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યાં ત્યારે પણ જમદગ્નિના પુત્રે તેમનો નાશ કર્યા કીધો.[17] આવા એકવીશ યુદ્ધયજ્ઞ થયા પછી શરીર વગરની, દિવ્ય, મધુર અને સર્વ લોકમાં સંભળાય તેવી વાણીએ રામને કહ્યું કે,[18] 'હે રામ! હે રામ! બસ થયું. હે તાત! આ ક્ષાત્ર બંધુઓ–(અધમ ક્ષત્રિયો)નો પુનઃ પુનઃ પ્રાણથી વિયોગ કરાવવામાં તને કયો ગુણ (લાભ) દેખાય છે?[19] તેમ જ, હે મહાભાગ! ઋચીક વગેરે મુખ્ય મુખ્ય પિતામહો પણ તે મહાત્માને, 'બસ થયું,' એમ કહેવા લાગ્યા.[20] પોતાના પિતાનો વધ સહન ન કરી શકનાર એવા રામે તે ઋષિઓને કહ્યું કે, 'આ વિષયમાં આપ મુરબ્બીઓએ મને અટકાવવો યોગ્ય નથી.'[21]

પિતૃઓ કહે છેઃ–'હે વિજયવંતોમાં શ્રેષ્ઠ! બિચારા ક્ષત્રિયોને હણવાને તું યોગ્ય નથી; વળી આ વિષયમાં તારા જેવા ઉત્તમ બ્રાહ્મણે રાજાઓને હણવા, એ યુક્ત નથી.'[22]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'ब्राह्मणगीतामां कार्तवीर्य अर्जुननो वध' ए नामनो अध्याय २९ मो समाप्त

## અધ્યાય ૩૦ મો

### અલર્ક રાજાને થયેલું જ્ઞાન

પિતૃઓ કહે છેઃ–આ વિષયમાં પુરાતન ઇતિહાસનો આ એક દાખલો આપવામાં આવે છે તે સાંભળીને, હે દ્વિજસત્તમ! તે પ્રમાણે તારે કરવું જોઇએ.[1] અતિ મહાન્ તપ કરવાવાળો અલર્ક નામનો એક રાજર્ષિ હતો. તે ધર્મને જાણવાવાળો, સત્ય બોલનારો, મહાત્મા, અને અતિ દૃઢ વ્રત કરવાવાળો હતો.[2] પોતાના ધનુષવડે સાગર જેનો અંત (સીમા–મર્યાદા) છે એવી આ મહીને જિતી લઇને અને એ રીતે અતિ દુષ્કર કર્મ કરીને તેણે પોતાનું મન સૂક્ષ્મ (એટલે બ્રહ્મને શોધવા) પર રોક્યું.[3] (એક વેળાએ) એક વૃક્ષના મૂળમાં તે બેઠો હતો ત્યારે, હે મહામતિવાળા! શત્રુજયાદિ દુષ્કર કર્મ કરવાનું છોડી દઈ, સૂક્ષ્મ (બ્રહ્મ)ની (શોધ માટે) તેને ચિંતા થવા લાગી.[4]

અલર્ક કહે છેઃ–મારા મનમાં બળ (અભિમાન) જન્મ્યું છે; મનને જિત્યું એટલે ખરેખર જય થયો છે. (ઇંદ્રિયરૂપ) શત્રુઓથી ઘેરાયેલો હું હવે બીજી દિશામાં (મન તરફ) મારાં બાણો ફેંકીશ.[5] આ મન પોતાની ચપળાઈ(અસ્થિરતા)ને લીધે સર્વ મૃત્યુવશ પાસે કર્મની ઇચ્છા કરાવે છે, માટે હવે હું અતિ તીક્ષ્ણ અણીવાળાં બાણો મનનાપર મૂકીશ.[6]

મન કહે છેઃ–હે અલર્ક! આ બાણો મને કોઈ પણ રીતે વિંધી શકે તેમ નથી. એ તો તારાં જ મર્મોને ભેદશે, અને ભેદાયલાં મર્મોવાળો તું મરી જશે.[7] બીજાં બાણોને તું શોધ, કે જે વડે તું મને મારી શકે.

આ સાંભળીને તે પર વિચાર કરીને તેને જવાબ આપ્યો.[8] અલર્ક કહે છેઃ–ઘણાં ઘણાં ગંધો સુંઘ્યા પછી તેને જ માટે માણસ લોભ કરે છે. તેટલાં માટે નાકપર હું તીક્ષ્ણ બાણો છોડીશ.[9]

નાક કહે છેઃ–હે અલર્ક! આ બાણો મને કોઈ પણ રીતે વિંધી શકે તેમ નથી. એ તો તારાં જ મર્મોને ભેદશે, અને ભેદાયલાં મર્મોવાળો તું મરી જશે.[10] માટે તું બીજાં બાણોને શોધ, કે જેવડે તું મને મારી શકે.

આ સાંભળીને તેણે તેનાપર વિચાર કરીને જવાબ આપ્યો.૧૧ અલર્ક કહે છેઃ–સ્વાદવાળાં રસોને ભોગવ્યા (ચાખ્યા) પછી આ (જીભ) તેનો જ લોભ કરે છે, તેટલાં માટે જિહ્વાપર જ હું તીક્ષ્ણ બાણો છોડીશ.૧૨

જિહ્વા કહે છેઃ–હે અલર્ક! આ બાણો મને કોઈ પણ રીતે વિંધી શકે તેમ નથી. એ તો તારાં જ મર્મોને ભેદશે, અને ભેદાયેલાં મર્મોવાળો તું મરી જશે.૧૩ માટે તું બીજાં બાણોને શોધ, કે જે વડે તું મને મારી શકે.

આ સાંભળીને તેણે તેનાપર વિચાર કરીને જવાબ આપ્યો.૧૪ અલર્ક કહે છેઃ–આ ચામડી વિવિધ સ્પર્શો કરીને તેનો જ લોભ કરે છે. તેટલા માટે કંક પક્ષીના પીછાંવાળાં આ વિવિધ બાણોથી હું ચામડીને જ છોલી નાંખીશ.૧૫

ત્વચા કહે છેઃ–હે અલર્ક! આ બાણો મને કોઈ પણ રીતે વિંધી શકશે નહિ, એ તો તારાં જ મર્મોને ભેદશે, અને ભેદાયેલાં મર્મોવાળો તું મરી જશે.૧૬ માટે તું બીજાં બાણોને શોધ, કે જેવડે તું મને મારી શકે.

આ સાંભળીને તેણે તે પર વિચાર કરીને તેને જવાબ આપ્યો.૧૭ અલર્ક કહે છેઃ–આ કાન વિવિધ શબ્દો સાંભળીને તેનો જ લોભ કરે છે, માટે એ કાનપર જ હું તીક્ષ્ણ શરો મૂકીશ.૧૮

કાન કહે છેઃ–હે અલર્ક! આ બાણો કોઈ પણ રીતે મને વિંધી શકશે નહિ, એ તો તારાં જ મર્મોને ભેદશે, અને તેથી તારો જીવ જશે.૧૯ માટે તું બીજાં બાણોને શોધ, કે જેમનાવડે તું મને મારી શકે.

આ સાંભળીને તેણે તે પર વિચાર કરીને જવાબ આપ્યો.૨૦ અલર્ક કહે છેઃ–ઘણાં ઘણાં રૂપરંગ જોઈને આ ચક્ષુ તેનો જ લોભ કરે છે, માટે આ ચક્ષુનો જ હું તીક્ષ્ણ અણીવાળાં બાણોવડે નાશ કરીશ.૨૧

ચક્ષુ કહે છેઃ–હે અલર્ક! આ બાણો કોઈ પણ રીતે મને વિંધી શકશે નહિ, એ તો તારાં જ મર્મોને ભેદશે અને ભેદાયેલાં મર્મોવાળો તું જ મરી જશે.૨૨ માટે તું બીજાં બાણોને શોધ, કે જેમનાવડે તું મને મારી શકે.

આ સાંભળીને તેણે તેનાપર વિચાર કર્યો અને આ વચન બોલ્યો.૨૩ અલર્ક કહે છેઃ–આ અનેક પ્રકારના નિશ્ચય બુદ્ધિ–પ્રજ્ઞાવડે અનેક પ્રકારના પ્રયાસ કરે છે. માટે એ બુદ્ધિનાપર જ હું તીક્ષ્ણ બાણો મૂકીશ.૨૪

બુદ્ધિ કહે છેઃ–હે અલર્ક! આ બાણો કોઈ પણ રીતે મને વિંધી શકશે નહિ, એ તો તારાં જ મર્મોને ભેદશે, અને ભેદાયેલાં મર્મોવાળો તું જ મરી જશે. માટે તું બીજાં બાણોને શોધ, કે જેવડે તું મને મારી શકે.૨૫

બ્રાહ્મણ કહે છેઃ–તે પછી અલર્કે ત્યાં જ ઘોર, દુષ્કર તપ કર્યું. પણ આ સાત પર ફેંકવાને ઉત્તમ બાણ તપ શક્તિથી મળ્યું નહિ.૨૬ પછી સારી રીતે સાવધાન થયું છે ચિત્ત જેનું એવા તે રાજાએ વિચાર કરવા માંડ્યો. હે દ્વિજસત્તમ! વિચાર કરવામાં પણ અલર્કે લાંબો કાળ ગાળ્યો.૨૭ પણ મતિ(બુદ્ધિ)-માનોમાં શ્રેષ્ઠ એવા તેને યોગ કરતાં પરમ શ્રેય મળ્યું નહિ. ત્યારે તે મનને એકાગ્ર કરીને, નિશ્ચળ થઈને (રાજ)યોગ સાધવા લાગ્યો.૨૮ તે વીર્યવાને એક જ બાણથી ઇન્દ્રિયોને એકદમ મારી નાંખી, અને યોગબળવડે આત્માને વિષે પ્રવેશ કરીને પરમ સિદ્ધિને મેળવી.૨૯ પછી વિસ્મય પામેલા તે રાજર્ષિએ આ ગાથા ગાઈ કે:–"અહો! કેવી દુઃખકારક વાત છે કે, અમે સઘળાં બાહ્યકર્મોનું અનુષ્ઠાન કરીએ છીએ;૩૦ મેં ભોગની તૃષ્ણામાં બંધાઈને પ્રથમ રાજ્યની ઉપાસના કરી, પરંતુ પાછળથી મેં જાણ્યું કે, યોગના કરતાં શ્રેષ્ઠ સુખ છે જ નહિ."૩૧ આ, હે (પરશુ)રામ! તું જાણ, અને ક્ષત્રિયોને માર નહિ, ઘોર તપનું આચરણ કર; તેથી તારું શ્રેય થશે.૩૨

આ રીતે પિતામહોએ, જમદગ્નિના પુત્રને કહ્યું, એટલે તેણે ઘોર તપ આદર્યું અને અતિમહા ભાગ્યશાળી એવા તે અતિમુશ્કેલીથી મળે તેવી સિદ્ધિને પામ્યા.૩૩

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां ब्राह्मणगीतामां त्रीशमो अध्याय समाप्त

## અધ્યાય ૩૧ મો

### અંબરીષની ગાથા

બ્રાહ્મણ કહે છેઃ–લોકોમાં ત્રણ શત્રુઓ (ગણાય) છે, અને ગુણને લીધે તેમના નવ ભેદ પાડેલા કહેવાય છે. પ્રહર્ષ, પ્રીતિ (સંતોષ) અને આનંદ એ ત્રણ સાત્વિક ગુણો છે.૧* તૃષ્ણા (લોભ), ક્રોધ અને અભિસંરંભ (તિરસ્કાર) એ રાજસ ગુણો કહેવાય છે; શ્રમ, તંદ્રા, અને મોહ એ ત્રણ તામસ ગુણો છે.૨ બાણના સમૂહવડે આ ગુણોને છેદી નાંખ્યા પછી ધૈર્યવાન્, તંદ્રા વગરનો, પ્રશાંત આત્માવાળો, અને જિતેન્દ્રિય બીજાને જીતવાને ઉત્સાહવાળો થાય છે.૩ કલ્પને જાણવાવાળા મનુષ્યો આ વિષયમાં પૂર્વે આ ગાથાઓ ગાતા

* પ્રહર્ષ, પ્રીતિ અને આનંદ એ એક જ ગુણના અંશો છે. વસ્તુ મળશે એવો નિશ્ચય થતાં જે ભાવ અંતરમાં પ્રવર્તે તે પ્રહર્ષ; વસ્તુ મળતાં જે સંતોષ થાય તે પ્રીતિ; અને વસ્તુ મળ્યા પછી ભોગવતાં જે ભાવ પ્રવર્તે તે આનંદ.

હતા કે, જે પૂર્વે પ્રશાંત આત્માવાળા અંબરીષ રાજાએ પણ ગાઈ હતી.[૪] જ્યારે (રાગાદિ) દોષોનું બળ વધ્યું અને (શમાદિ) સાધુ ગુણોનો બાધ થવા લાગ્યો ત્યારે મહાયશસ્વી અંબરીષે એકદમ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી હતી.[૫] પોતાના જ દોષોનો નિગ્રહ કરીને અને સાધુ ગુણોનું સામું પૂજન કરીને તેણે મહાન્ સિદ્ધિ મેળવી હતી, અને આ ગાથા ગાઈ હતી કે,[૬] "ઘણા દોષોને મેં જિત્યા છે, અને સર્વ શત્રુઓને હણ્યા છે; પણ (મારામાં) એક મોટામાં મોટો દોષ રહી ગયો છે, કે જે હણવા યોગ્ય છતાં મારે હાથે હણાયો નથી.[૭] તે દોષને લીધે આ જંતુ( જીવ ) તૃષ્ણા વગરની સ્થિતિએ પહોંચતો નથી. તૃષ્ણાત એ જીવ, આ લોકમાં ખાડા (નીચ કર્મો) તરફ દોડે છે, તે તે સમજતો નથી.[૮] એ દોષથી પ્રેરાયલો મનુષ્ય અકાર્ય પણ કરે છે. એ લોભને તીક્ષ્ણ તરવારોવડે કાપી નાંખ, કાપી નાંખ.[૯] લોભથી જ તૃષ્ણા-કામના થાય છે, અને તેથી ચિંતા થાય છે; તૃષ્ણાવાળો મનુષ્ય ઘણા રાજસ ગુણોને મેળવે છે. તે મળ્યા પછી તેનામાં ઘણા તામસ ગુણો આવે છે.[૧૦] એ ગુણોને લીધે, દેહના બંધનો જોડાયેલા રહેવાથી ફરી ફરીને જન્મે છે અને ફરી ફરીને કર્મો કરે છે. જીવનનો અંત આવતાં તેના દેહનાં તત્વો ભેદાઈને વિખેરાઈ જાય છે, મૃત્યુને પામે છે અને પાછો જન્મ લે છે.[૧૧] તેટલા માટે આ યથાર્થ સમજીને, લોભનો ધીરજથી નિગ્રહ કરીને પોતાના આત્માને વિષે રાજ્યની ઇચ્છા રાખવી, એ જ ખરું રાજ્ય છે, આ લોકમાં બીજું કોઈ રાજ્ય છે નહિ. બરાબર સમજીએ તો આત્મા જ રાજા છે."[૧૨]

અધિરાજ્યના વિષયને આગળ રાખીને, એક લોભરૂપ મહાદોષને છેદી નાંખનારા એવા યશસ્વી અંબરીષ રાજાએ આ ગાથાઓ ગાઈ હતી.[૧૩]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'ब्राह्मणगीतामां अंबरीषनी गाथा' ए नामनो अध्याय ३१ मो समाप्त

## અધ્યાય ૩૨ મો

### મારું શું છે?

બ્રાહ્મણ કહે છેઃ-હે ભાવિનિ! આ વિષયમાં પણ એક બ્રાહ્મણ અને જનકના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનો આ એક દાખલો આપવામાં આવે છે.[૧]

(એક વેળાએ) જનક રાજાએ કોઈ એક અપરાધી બ્રાહ્મણને, શિક્ષા કરવાના હેતુથી કહ્યું કે, 'મારા રાજ્યમાં તારે રહેવું નહિ.'[૨] આ પ્રમાણે કહ્યું એટલે તે બ્રાહ્મણે તે ઉત્તમ રાજાને જવાબ આપ્યો કે, "હે રાજન્! તારા તાબા નીચે હોય તેવો તારો મુલક બતાવ.[૩] એટલે હે વિભો! હું બીજા રાજાના દેશમાં રહેવાની ઇચ્છા રાખું છું. હે મહીપતે! શાસ્ત્રાજ્ઞા પ્રમાણે હું તારું વચન પૂર્ણ કરવાને ઇચ્છું છું."[૪]

આ પ્રમાણે તે યશસ્વી બ્રાહ્મણે કહ્યું, એટલે તે રાજા વારંવાર ઉનો નિઃશ્વાસ મૂકીને એક શબ્દ પણ બોલ્યો નહિ.[૫] જેમ ગ્રહ (રાહુ) ભાનુમાન્(સૂર્ય)ને એકદમ કાળો કરી નાંખે છે તેમ, વિચારમાં પડી ગયલો, બેઠેલો, અમાપ ઓજસવાળો તે રાજા એકદમ કાળો પડી ગયો.[૬] જ્યારે તેના મોંપરથી કાળાશ જતી રહી ત્યારે તે રાજા શાંત પડ્યો. પછી જાણે એક પળ પછી તે બ્રાહ્મણને આ વાક્ય કહ્યું.[૭]

જનક કહે છેઃ-પિતા અને પિતામહથી ઉતરી આવેલું આ રાજ્ય અને તેનાં ગામો મારે વશ છે, છતાં આખી પૃથિવી ખોળી જોતાં તેમાં મારો મુલક કોઈ જણાતો નથી.[૮] જ્યારે પૃથિવીમાં (મારો કોઈ) મુલક જણાયો નહિ ત્યારે મેં મિથિલામાં તેની તપાસ કરી. જ્યારે તેમાં પણ મારો મુલક જણાયો નહિ, ત્યારે મેં મારી પોતાની પ્રજા( બચ્ચાં છોકરાં )માં જોયું.[૯] જ્યારે તેમાં કંઈ મને મળ્યું નહિ ત્યારે હું કાળો પડી ગયો. પછી એ કાળાશ ઉડી જતાં મારી બુદ્ધિ પાછી ઠેકાણે આવી.[૧૦] હવે હું એમ ધારું છું કે, મારો કોઈ દેશ છે નહિં અથવા તો સર્વ દેશ મારા છે. આ આત્મા પણ મારો નથી, તેમ આ પૃથિવી પણ મારી નથી.[૧૧] હે દ્વિજોત્તમ! જેમ મારે વિષે છે, તેમ બીજાઓ માટે પણ છે એમ હું માનું છું. તેટલા માટે જ્યાં સૂધી તારો ઉત્સાહ હોય ત્યાં સૂધી અત્રે ભલે રહે અને જ્યાં સૂધી રહે ત્યાં સૂધી ભલે ભોગવ.[૧૨]

બ્રાહ્મણ કહે છેઃ-જ્યારે તારા પિતા અને પિતામહના રાજ્યમાં વસેલાં ગામો છે ત્યારે તું કયા વિચારથી તેમને વિષે મમત્વ છોડી દે છે, તે મને કહે.[૧૩] એવી કયી બુદ્ધિનો આશ્રય લઈને સર્વ મુલક તારો છે એમ કહે છે? અથવા સર્વ મુલક તારો હોવા છતાં તું તે તારો નથી, એમ સમજે છે?[૧૪]

જનક કહે છેઃ-આલોકમાં સર્વ કર્મોના સંબંધમાં અવસ્થાઓ અંતવાળી જણાયેલી છે. તેટલા માટે આ જે છે તે મારું છે, એમ હું માનતો નથી.[૧૫] "कस्येदम् આ કોનું છે, कस्य स्वं આ ધન કોનું છે,' એ વેદવાકયનો મેં બુદ્ધિથી વિચાર કર્યો છે. તેટલા માટે આ જે છે તે મારું છે, એમ હું બુદ્ધિથી માનતો નથી.[૧૬]*

* ૧૬ મા શ્લોકમાં ઈશાવાસ્ય એ ઉપનિષદના પદનું સ્મરણ કરવામાં આવ્યું છે.

આ બુદ્ધિનો આશ્રય લીધા પછી મેં મમત્વનો ત્યાગ કર્યો. હવે સર્વત્ર મારો મુલક છે, એ જે બુદ્ધિનો આશ્રય કરીને કહ્યું તે સાંભળો.૧૭ મારા નાકમાં જે ગંધ છે, તેની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી; તેટલા માટે (ગંધના ગુણવાળી) ભૂમિ મેં જિતેલી છે, અને તે નિત્ય મારા વશ રહે છે.૧૮ મોંમાં (જીભમાં) રહેલા રસો (સ્વાદો)ની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી; તેટલા માટે (રસના ગુણવાળાં) પાણી મેં જિતેલાં છે, અને તે નિત્ય મારે વશ રહે છે.૧૯ મારા નેત્રમાં રહેલ રૂપ (રંગ) અને જ્યોતિની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી; તેટલા માટે (રંગ રૂપના ગુણવાળું) જ્યોતિએ મારું જિતેલું છે, અને તે નિત્ય મારા વશ રહે છે.૨૦ મારી ત્વચા (ચામડી)ને વિષે જે સ્પર્શ (સુખ) રહેલ છે, તેની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી; તેટલા માટે (સ્પર્શ ગુણવાળો) વાયુ મારો જિતેલો છે, અને તે નિત્ય મારા વશ રહે છે.૨૧ કાનને વિષે જે શબ્દ (સ્વર) રહેલ છે, તેની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી; તેટલા માટે (શબ્દ ગુણવાળું) આકાશ મારું જિતેલું છે, અને તે નિત્ય મારા વશ રહે છે.૨૨ અંતર વિષે જે મન રહેલ છે, તેની મારા પોતાના માટે હું ઇચ્છા કરતો નથી; તેટલા માટે એ મન મારું જિતેલું છે, અને તે નિત્ય મારા વશ રહે છે.૨૩ દેવો, પિતૃઓ, ભૂતો તેમ જ અતિથિઓ એ સર્વને નિમિત્તે આ સર્વે સમારંભો (કાર્યો) છે.૨૪

ત્યારે બ્રાહ્મણે જોરથી પ્રહસન કરીને જનકને ફરીને કહ્યું:-તને તપાસવાને માટે જ હું ધર્મ આજે આ લોકમાં આવેલો છું તે તું જાણ.૨૫ બ્રહ્મરૂપ નાભિવાળા, બુદ્ધિરૂપ આરાવાળા, અને સત્વગુણરૂપ ઘેરાવવાળા (અથવા તો સત્વરૂપ માર્ગમાંથી ન ખસનારા) અને કદિ પાછા ન ફરનારા આ ચક્રનો એક ચલાવનારો તું જ છે.૨૬*

इतिश्री महाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'ब्राह्मणगीता'मां 'मारुं शुं छे?' ए नामनो अध्याय ३२ मो समाप्त.

## અધ્યાય ૩૩ મો
### હુંજ વ્યાપક છું

બ્રાહ્મણ કહે છેઃ-હે ભીરુ! તું તારી પોતાની બુદ્ધિ પ્રમાણે મારા પર કટાક્ષ કરે છે, તેમ હું આ જગતમાં ફરતો (રહેતો) નથી.† હું વિપ્ર છું, હું મુક્ત છું, હું વનમાં ચરનાર (ભટકનાર) છું, હું ગૃહસ્થના ધર્મ પાળનારો તથા વ્રતો પાળનારો છું.૧ શુભ અને અશુભ કર્મમાં તું મને જેવો જુવે છે તેવો હું નથી. જે કંઈ સર્વ આ જગતમાં છે, તે સર્વ મારાથી વ્યાપ્ત છે.૨ આ જગતમાં જંગમ અને સ્થાવર જે કંઈ જંતુઓ છે તે સર્વનો, જેમ લાકડાંનો અગ્નિ અંત લાવે છે તેમ, મને અંત લાવનાર તરીકે જાણ.૩ આખી પૃથિવી-પરના અથવા તો આખાં સ્વર્ગના રાજ્યને આ બુદ્ધિ જાણે છે (અનુભવે છે), અને તેથી આ બુદ્ધિ જ મારું ધન છે.૪ બ્રાહ્મણોનો એક માર્ગ છે કે, જે રસ્તે તેને જાણવાવાળા પુરુષો ગૃહો વિષે (ગૃહસ્થાશ્રમ વિષે), વન-વાસોમાં (વાનપ્રસ્થાશ્રમમાં), ગુરુઓ સાથના વાસમાં (બ્રહ્મચર્યાશ્રમમાં) અને ભિક્ષુઓમાં (સન્યાસાશ્રમમાં) જાય છે.૫‡ અવ્યગ્ર (સ્પષ્ટ) બહુ ચિન્હોવડે માત્ર એક જ બુદ્ધિની ઉપાસના થાય છે. જૂદાં જૂદાં ચિન્હો અને આશ્રમને માનનારાઓની બુદ્ધિ તો શાંતિરૂપ આત્માવાળી છે.૬ જેમ અનેક નદીઓ એક સાગરને મળે છે, તેમ તેમની બુદ્ધિ એક જ ભાવને પામે છે. આ માર્ગ બુદ્ધિથી જણાય છે, શરીરથી જણાતો નથી. કર્મોને આદિ અને અંત હોય છે, અને શરીરને કર્મનું બંધન હોય છે.૭ તેટલા માટે, હે સુભગે! પરલોકના સંબંધમાં તારે ભય રાખવાનો નથી. તેની ભક્તિવિષે ભાવ રાખવામાં પરાયણ એવી તું મારા જ આત્માને વિષે જનાર છું.૮

इतिश्री महाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'ब्राह्मणगीता'मां 'हुंज व्यापक छुं' ए नामनो अध्याय ३३ मो समाप्त

## અધ્યાય ૩૪ મો
### મોક્ષનો ઉપાય

બ્રાહ્મણી કહે છેઃ-(મારા જેવી) અલ્પ આત્મા-વાળીથી કે અકૃત (સત્કર્મ કરેલાં નથી એવા) આત્મા-વાળીથી આ સમજવું શક્ય નથી. મારી મતિ અતિ અલ્પ છે, સંક્ષિપ્ત છે, અને ગડબડીયણ છે.૧ માટે મને એવો કોઈ ઉપાય બતાવો, કે જેથી (તું કહો છો તે સમજવાને જોઇતી) આ મતિ મળે. જેમાંથી એ મતિ પ્રવર્તે છે તે કારણ હું તારી પાસેથી જાણવા માગું છું.૨

* આ છેલ્લા શ્લોકનું ભાષાંતર મુંબઇની પ્રત પ્રમાણે નહિ, પણ કલકત્તાની પ્રત પ્રમાણે કરેલું છે; કારણ કે મુંબઇની પ્રત અશુદ્ધ હોય એમ લાગે છે, કારણ કે તેમાંથી અર્થ નીકળતો નથી.

† એકવીશમા અધ્યાયમાં ત્રીજા અને ચોથા શ્લોકમાં, પોતાના પતિને હાથપગ જોડી બેસી રહેલો જોઇને, બ્રાહ્મણીએ કટાક્ષ કર્યો છે, તે યાદ કરીને બ્રાહ્મણ કહે છે.

‡ અર્થાત્ બ્રાહ્મણને ચારેય આશ્રમ ઉત્તરોત્તર પાળવાનો અધિ-કાર છે.

બ્રાહ્મણ કહે છેઃ-બ્રહ્મને જાણવાવાળી (જે બુદ્ધિ છે તે)ને (નીચેની) અરણી જાણ; ગુરુ તે તેની ઉપરની અરણી; તપ અને શ્રુતિ (વેદવિષયક જ્ઞાન) એ બે વડે મથવાથી જ્ઞાનરૂપ અગ્નિ તે (એ અરણીઓ)માંથી જન્મે છે.[૩]

બ્રાહ્મણી કહે છેઃ-આ બ્રહ્મનું જે (અપરોક્ષ) લિંગ (ચિહ્ન) છે, જેને ક્ષેત્રજ્ઞ (જીવ) કહેવામાં આવે છે કે જે(ક્ષેત્રજ્ઞ)ના વડે જે(પરોક્ષ બ્રહ્મ)ને ગ્રહણ કરી શકાય છે, તેનું તે ચિહ્ન ક્યાં છે?[૪]

બ્રાહ્મણ કહે છેઃ-તે લિંગ (ચિહ્ન-સ્વરૂપ) વિનાનો છે; (કારણકે) તે નિર્ગુણ છે, તે(મ હોવા)નું કારણ જણાતું નથી; પણ માત્ર ઉપાય હું કહીશ, કે જે વડે તે જણાય અથવા ન પણ જણાય.[૫]* (તેને જાણવા માટે) એક સારો ઉપાય જોવામાં આવ્યો છે; તે એ કે તે ભ્રમરાઓ(જેમ નીચે સુગંધરૂપ દ્રવ્ય પુષ્પોમાં જુવે છે તે)ની પેઠે (શ્રવણાદિ પૂર્વોક્ત સાધનો વડે) જોવાય છે. તે ઉપાય તે (કર્મથી શુદ્ધ થયેલી બુદ્ધિ) કર્મબુદ્ધિ છે (કર્મથી જો બુદ્ધિ શુદ્ધ ન થઈ હોય તો શ્રવણ, મનનાદિથી તે જણાતો નથી); અબુદ્ધિને લીધે (કર્મથી બુદ્ધિ શુદ્ધ થઈ ન હોય ત્યારે મૂર્ખાઓ) અસંગ ક્ષેત્રજ્ઞને જ્ઞાન(બુદ્ધિ)રૂપ લિંગનો આશ્રય છે (એમ કહે છે).[૬]† 'આ કરવું અને આ ન કરવું,' એવો ઉપદેશ મોક્ષના વિષયોમાં કરેલો નથી. મોક્ષના વિષયોમાં (સતત) જોયા કરનારની અને સાંભળ્યા કરનારની બુદ્ધિ પોતાની મેળે જ જન્મે છે.[૭] આ જગતમાં જ્યાં સુધી બની શકે ત્યાં સુધી (મોક્ષની ઇચ્છા કરનારે) એકેક અવ્યક્ત અને વ્યક્ત રૂપોના સોગણા અને હજારગણા અંશો(ભાગો)ની કલ્પનાઓ કર્યા જ કરવી.[૮] નાના પ્રકારના અર્થવાળા સર્વની તેમ પ્રત્યક્ષ હેતુવાળા સર્વની (રહસ્ય સમજવાને) કલ્પના કર્યા જ કરવી. એમ અભ્યાસ કરતાં કરતાં જેનાથી પર કંઈ છે જ નહિ, તે સ્થિતિએ પહોંચાશે.[૯]

શ્રી ભગવાન્ કહે છેઃ-પછી ક્ષેત્રજ્ઞના સંશયમાં તે બ્રાહ્મણીની મતિ, ક્ષેત્રજ્ઞના જ્ઞાનને લીધે, ક્ષેત્રજ્ઞની બીજી પાર ચાલવા લાગી.[૧૦]

અર્જુન કહે છેઃ-હે કૃષ્ણ! તે બ્રાહ્મણી ક્યાં છે, અને તે ઉત્તમ બ્રાહ્મણ ક્યાં છે કે જેઓએ આ સિદ્ધિ પ્રાપ્ત કરી છે? તે, હે અચ્યુત! મને કહો.[૧૧]

શ્રી ભગવાન્ કહે છેઃ-મારાં મનને બ્રાહ્મણ જાણ, અને મારી બુદ્ધિને બ્રાહ્મણી જાણ. 'ક્ષેત્રજ્ઞ' એમ જે કહેવામાં આવ્યું છે તે, હે ધનંજય! હું પોતે જ છું.[૧૨]

इति श्रीमहाभारतमा आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमा 'ब्राह्मणगीता'मां 'मोक्षनो उपाय' ए नामनो अध्याय ३४ मो समाप्त.

## અધ્યાય ૩૫ મો

### પચીસ તત્વો

અર્જુન કહે છેઃ-બ્રહ્મ જે પરમ જ્ઞેય છે, તે વિષે તું મને વ્યાખ્યાન કરવા યોગ્ય છો. કારણ કે તારા પ્રસાદથી આ સૂક્ષ્મને જાણવાના વિષયમાં મારી બુદ્ધિ રમવા લાગી છે.[૧]

વાસુદેવ કહે છેઃ-આ વિષયમાં પણ ગુરુ અને શિષ્ય વચ્ચે મોક્ષ સંબંધી ચાલેલા સંવાદનો પુરાતન ઇતિહાસનો દાખલો આપવામાં આવે છે.[૨] આસન પર બેઠેલા, પ્રસિદ્ધ વ્રતવાળા એક બ્રાહ્મણ આચાર્યને કોઈએક બુદ્ધિમાન્ શિષ્યે પૂછ્યું કે, 'હે પરંતપ! શ્રેય શું છે?[૩] શ્રેયપર પ્રીતિવાળો એવો હું આપની પાસે આવેલો છું. હે વિપ્ર! શિર સાથે (નમીને) હું તારી યાચના કરું છું. (માટે) જે હું પૂછું છું, તેનો મને જવાબ આપ.'[૪] હે પાર્થ! આ પ્રકારે બોલનાર તે શિષ્યને ગુરુએ કહ્યું, 'હે દ્વિજ! જ્યાં તને સંશય હશે તે સર્વનો હું તને ખુલાસો કરીશ.'[૫] હે કુરુઓમાં શ્રેષ્ઠ! ગુરુએ ગુરુપર પ્રીતિવાળા તે (શિષ્ય)ને આ પ્રમાણે કહ્યું એટલે હાથ જોડીને આ પ્રમાણે તેણે જે પૂછ્યું તે, હે મહામતિવાળા! તું સાંભળ.[૬]

શિષ્ય કહે છેઃ-ક્યાંથી હું આવ્યો, અને ક્યાંથી તું આવ્યો? જે પરમ સત્ય આ વિષયમાં હોય તે કહે. સ્થાવર અને જંગમ ભૂતો ક્યાંથી આવ્યાં?[૭] જંતુઓ શાને લીધે જીવે છે? ક્યાં સુધીનું તેઓનું આયુષ્ય હોય છે? હે વિપ્ર! સત્ય તે શું છે? તપ તે શું છે? સાધુઓએ કહેલા ગુણો તે કેટલા છે?[૮] કલ્યાણ માર્ગ કયા છે? સુખ શું છે? અને દુષ્કૃત તે શું છે? હે ભગવન્! આ મારા પ્રશ્નો છે. હે સારાં વ્રતવાળા! તેમનો જેવો હોય તેવો ખુલાસો,[૯] યથાર્થ રીતે આ લોકમાં તેના તત્વ સહિત કહેવાને, હે વિપ્રર્ષિ! તું યોગ્ય છો. આ પ્રશ્નોનો ઉત્તર આપવાને તારા સિવાય આ લોકમાં કોણ યોગ્ય છે?[૧૦] હે ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ! (તુંજ સર્વ) કહે. મારું કુતૂહલ (આ વિષયમાં)

* તે અલિંગ છે, નિર્ગુણ છે એ નિશ્ચિત છે; તે સગુણ અને સલિંગ તો કારણ વિના ભ્રાંતિથી જણાય છે. તે ભ્રાંતિ દૂર કરવાથી તેને જાણવાનો ઉપાય જણાય છે; ચિત્તશુદ્ધિનો અભાવ હોય તો તેનો ઉપાય જડતો નથી.

† સ્વ. તીલાંગે "કર્મબુદ્ધિ"નો અર્થ 'કર્મ અને બુદ્ધિ' એવો કર્યો છે. તે ખરો નથી.

મોટું છે. લોકોમાં તને મોક્ષના ધર્મોનો અર્થ જાણવામાં કુશળ કહેવામાં આવે છે.[૧૧] અને તારા સિવાય બીજો કોઈ સર્વ સંશયોનું છેદન કરનારો મળતો નથી અને અમે તો સંસારથી ડરીએ છીએ, છતાં મોક્ષની કામનાવાળા છીએ.[૧૨]

વાસુદેવ અર્જુનને કહે છેઃ-(વિનયથી) સામી શિક્ષા માંગનારા, યથાર્થ રીતે પ્રશ્ન પૂછનારા, ગુણવાળા, શાંત, પ્રિય કરે તેવા વર્તનવાળા (અન્ય પાઠ પ્રમાણે ગુરુની પાછળ ચાલનારા), છાયાભૂત થયેલા, દમવાળા, યમવાળા, બ્રહ્મચારી એવા શિષ્યને,[૧૩] હે પાર્થ! તે બુદ્ધિમાન્, વ્રત ધારણ કરવાવાળા ગુરુએ, હે કુરુકુળમાં શ્રેષ્ઠ! હે શત્રુને દમવાવાળા! તે સર્વ પ્રશ્નોનો યથાર્થ જવાબ આપ્યો.[૧૪]

ગુરુ કહે છેઃ-વેદ વિદ્યાનો આધાર લઇને તત્ત્વભૂત અર્થવાળી ભાવનાવાળું આ સર્વ કે જેનું ઉત્તમ ઋષિઓએ પણ સેવન કરેલું છે તે બ્રહ્માએ (આગળ) કહ્યું હતું.[૧૫] જ્ઞાન(બ્રહ્મ વિષયક)ને તો અમે ઉત્તમ માનીએ છીએ, અને સંન્યાસ એ ઉત્તમ તપ છે. જે મનુષ્ય કોઈ પણ જાતના બાધ વિનાનાં સર્વ ભૂતો જેમાં રહેલાં છે એવા આત્મારૂપી જ્ઞાનતત્ત્વને નિશ્ચયથી જાણે છે, તે મનુષ્ય સર્વ ગતિ પામે છે (અર્થાત્ સર્વ કામનાઓને ભોગવનારો થાય છે).[૧૬] જે કોઈ વિદ્વાન્ (આગળ કહેલા ભેદને જાણે, તે વિદ્વાન્) (ચિદ્ તથા જડનો) એક સાથે વાસ અને (એ બેનો ભેદ) વિવાસ જાણે છે. તેમ જ (સર્વ વસ્તુનું) એકત્વ અને (ઈશ્વરથી) નાનાત્વ (અનેકપણું) જાણે છે, તે દુઃખમાંથી મુક્ત થાય છે.[૧૭] જે કશાંની કામના કરતો નથી, જે કોઇને માટે અભિમાન કરતો નથી તે આલોકમાં હોવા છતાં તેની બ્રહ્મરૂપે કલ્પના થાય છે.[૧૮] પ્રધાન (માયા) અને ગુણ(સત્ત્વાદિ) એ બેના તત્ત્વને જાણવાવાળો, સર્વ ભૂતોનાં વિધાનને જાણવાવાળો, મમતા વગરનો, અહંકાર વિનાનો મુક્તિ પામે છે, એમાં સંશય નથી.[૧૯] અવ્યક્તરૂપી બીજ અને અંકુરવાળો, બુદ્ધિરૂપ થડવાળો, મહા અહંકારરૂપ શાખાવાળો, ઇન્દ્રિયરૂપ અંકુર અને કોટર(છિદ્ર)વાળો, મહાન્,[૨૦] મહાભૂત એવા વિશેષવાળો, (સ્થૂલકાર્યરૂપ) વિશેષ એવી ઉપશાખાવાળો, સદા (સંકલ્પરૂપ) પાંદડાંવાળો, સદા (કર્મરૂપ) પુષ્પોવાળો, સદા શુભ ફળરૂપ ઉદય કરવાવાળો,[૨૧] સર્વ ભૂતોનાં આ જીવનરૂપ, બ્રહ્મરૂપ બીજવાળો, સનાતન તે છે એમ જાણીને જ્ઞાનરૂપી તરવારવડે સર્વ તત્ત્વોનાં(રહસ્ય)ને છેદીને (જાણીને) અમરપદ મેળવે છે અને મૃત્યુ અને જન્મ(ની પીડા)ને ત્યજી દે છે.[૨૨] ભૂત, વર્તમાન અને ભવિષ્યાદિનો અને ધર્મ, કામ અને અર્થનો જેમાં નિશ્ચય થયો છે, જે સિદ્ધના સંઘોએ બરાબર જાણેલું છે, જેની પૂર્વના જમાનાઓમાં કલ્પના થઈ છે, અને જે સનાતન છે[૨૩] તે ઉત્તમ પદ વિષે, હે મહાપ્રજ્ઞાવાળા! આજે હું તને કહીશ. આ લોકમાં તેને જાણીને ડાહ્યા માણસો સંસિદ્ધ બને છે (મુક્ત થાય છે).[૨૪] પૂર્વે પરસ્પર જાણવાની ઈચ્છાવાળા ઋષિઓ એકઠા થયા હતા, તેમાં પ્રજાપતિ અને ભરદ્વાજ, ગૌતમ તથા ભાર્ગવ,[૨૫] વસિષ્ઠ અને કશ્યપ, વિશ્વામિત્ર અને અત્રિ એ બધા ઋષિઓ, સર્વ માર્ગોની પરિક્રમા કરીને (અર્થાત્ સર્વ માર્ગોને યથાર્થ રીતે જાણીને), પોતપોતાનાં કર્મો કરતાં થાકી ગયેલા હતા.[૨૬] તે બ્રાહ્મણો, વૃદ્ધ આંગિરસ ઋષિને આગળ કરીને કલ્મષ(પાપ)રહિત બ્રહ્માને બ્રહ્મભવનમાં મળ્યા.[૨૭] સુખે બેઠેલા તે મહાત્માને વિનયયુક્ત મહર્ષિઓએ પ્રણામ કરી આ ઉત્તમ શ્રેયના સંબંધમાં પ્રશ્ન કર્યો.[૨૮] 'મનુષ્યે ઉત્તમ કર્મ કેમ કરવાં? પાપમાંથી તેની મુક્તિ કેમ થાય? અમારા કલ્યાણકારક માર્ગો કયા છે? સત્ય શું છે? અને દુષ્કૃત શું છે?[૨૯] (જન્મ મરણરૂપ કર્મથી પ્રાપ્ત થનારા) ઉત્તર અને દક્ષિણ એ બે માર્ગો કેમ પ્રાપ્ત થાય? પ્રલય એટલે શું? મોક્ષ એટલે શું? ને ભૂતોનો જન્મ અને મરણ એટલે શું?[૩૦]

તે મુનિશ્રેષ્ઠોએ આ પ્રમાણે કહ્યું, એટલે તે પ્રપિતામહે જે કહ્યું તે હું તને શાસ્ત્રાનુસાર કહું છું તે, હે શિષ્ય! તું સાંભળ.[૩૧]

બ્રહ્મા કહે છેઃ-સ્થાવર અને જંગમ ભૂતો સત્યમાંથી જન્મ્યા છે અને તપ વડે (કર્મવડે) તેઓ જીવે છે, એમ, હે સારાં વ્રતવાળાઓ! જાણો. તેઓ પોતાની યોનિ(મૂળ એટલે બ્રહ્મ)ને છોડીને પોતાનાં કર્મના બળથી જીવે છે.[૩૨] કારણ કે ગુણયુક્ત સત્ય હંમેશાં પાંચ પ્રકારનું હોય છે.[૩૩] બ્રહ્મ સત્ય છે, તપ સત્ય છે, અને પ્રજાપતિ સત્ય છે; સત્યમાંથી ભૂતો જન્મ્યા છે, અને ભૂતમય આ જગત્ સત્ય છે.[૩૪] તેટલા માટે યોગમાં પરાયણ રહેનારા, ક્રોધ અને સંતાપ વિનાના, નિયમવાળા, અને ધર્મને સેવનારા વિપ્રો સત્યનો આશ્રય લે છે.[૩૫] અન્યોન્યને નિયમમાં રાખનારા, ધર્મરૂપ સેતુના પ્રવર્તકો જેઓ વિદ્યાવાળા છે, શાશ્વત છે અને લોકભાવના જાણે છે તેઓને વિષે હું કહીશ.[૩૬] ચાર વિદ્યા તથા ચાર આશ્રમવાળો, ચાર વર્ણો અને ચાર પગ વાળો એક ધર્મ નિત્ય છે, એમ ડાહ્યા માણસો કહે છે.[૩૭] હે દ્વિજો! (હવે) તમને કલ્યાણકારક, ક્ષેમ કરનારો માર્ગ હું બતાવીશ, કે જે નિત્ય છે અને જે માર્ગે પૂર્વે ડાહ્યા માણસો બ્રહ્મભાવને પામ્યા છે.[૩૮]

હે વક્તાઓ! હે મહાભાગ્યવાળાઓ! આલોકમાં દુઃખે કરીને જણાય એવા તે મોટા માર્ગ વિષે આજે હું કહીશ. પરંપદ વિષે તે મારું કહેવું સંપૂર્ણ રીતે સાંભળજો.[૩૯] તેઓ કહે છે કે, બ્રહ્મચારીઓનો આશ્રમ પહેલો છે, ગૃહસ્થોનો આશ્રમ બીજો છે, વાનપ્રસ્થનો આશ્રમ તેના પછી છે, અને તે પછી પરમ પદરૂપ સંન્યાસાશ્રમ જેને અધ્યાત્મ કહે છે તેને જાણવું.[૪૦] જ્યોતિ, આકાશ, આદિત્ય, વાયુ, ઈન્દ્ર, પ્રજાપતિ—એ સર્વ, જ્યાં સૂધી અધ્યાત્મ જ્ઞાન થયું નથી ત્યાં સૂધી જોવામાં આવે છે અર્થાત્ અધ્યાત્મજ્ઞાન થતાં એ સર્વે મિથ્યા જણાય છે.[૪૧] તે (અધ્યાત્મજ્ઞાન)નો ઉપાય હું પહેલો કહીશ, તે તમે સાંભળો. ફલ, મૂલ અને પવન ખાનારા મુનિઓ જ્યારે વનમાં વસે છે[૪૨] ત્યારે તે વાનપ્રસ્થ કહેવાય છે. તેનો ત્રણેય દ્વિજોને એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યને ઉપદેશ કરવામાં આવ્યો છે, અને સર્વે વર્ણોને ગૃહસ્થાશ્રમનો અધિકાર છે.[૪૩] ધીર મનુષ્યો કહે છે કે, ધર્મનું લક્ષણ શ્રદ્ધા છે. આ પ્રમાણે દેવલોકમાં જવાના માર્ગો તમને કહેવામાં આવ્યા છે. સાધુ અને ધીર પુરુષો કર્મોવડે ધર્મરૂપે સેતુ(માર્ગ) ઉપર ચાલે છે.[૪૪] જે પુરુષ સખ્ત વ્રત ધારણ કરીને ઉપરના ધર્મમાંથી એક એક ધર્મનું પણ દૃઢતાથી સેવન કરે છે, તે કેટલેક કાળે પ્રાણીઓનાં જન્મમરણનું સ્વરૂપ જાણે છે.[૪૫] તેટલા માટે જેમ છે તેમ, હેતુ સહિત, સર્વ વર્તમાન વિષયોમાં થોડે થોડે ભાગે રહેલાં તત્ત્વો વિષે હું કહીશ.[૪૬] મહાન્ આત્મા અને અવ્યક્ત અને અહંકાર, અને એકાદશ ઈન્દ્રિયો અને પંચમહાભૂતો,[૪૭] પંચભૂતોનાં વિશેષો એટલે શબ્દાદિક ગુણો આ ચોવીશ તત્વની ઉત્પત્તિ સનાતન કાળની છે અને તેમનાથી પર એક પુરુષને ગણતા પચીશ તત્ત્વોની સંખ્યા કહેલી છે.[૪૮] જે મનુષ્ય સર્વે તત્ત્વોની ઉત્પત્તિ અને લય વિષે સમજે છે, તે સર્વ ભૂતોમાં ધીર મનુષ્ય મોહને પામતો નથી.[૪૯] જે મનુષ્ય તત્ત્વોને, સર્વ ગુણોને અને સર્વ (અધિષ્ઠાતા) દેવોને યથાર્થ રીતે જાણે છે તે પાપમાંથી મુક્ત થાય છે. બંધનોમાંથી મુક્ત થયેલો તે મલરહિત સર્વ લોકોને ભોગવે છે.[૫૦]

इति श्रीमहाभारतमां आश्रमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'गुरुशिष्यसंवाद' ए नामनो अध्याय ३५ मो समाप्त

---

## અધ્યાય ૩૬ મો

### તમોગુણનું સ્વરૂપ તથા પરિણામ

બ્રહ્મા કહે છેઃ-તે અવ્યક્ત છે, અસ્પષ્ટ છે, સર્વવ્યાપી છે, ધ્રુવ છે, સ્થિર છે; એ ત્રણ ગુણ (સત્વ, રજસ અને તમસ)વાળા, પંચધાતુવાળા અને નવ દ્વારવાળા પૂર (શરીર)માં રહે છે;[૧] તે એકાદશ ઇન્દ્રિયોથી વિંટાયેલો છે; તેમાં મન વ્યક્તિભાવ એટલે ભેદભાવ કરવાવાળું છે; તેમાં બુદ્ધિ સ્વામી છે; આ એકાદશવાળું પૂર પરમબ્રહ્મ છે.[૨] આમાં જે ત્રણ સ્રોતસ-પ્રવાહો છે, તે પુનઃ પુનઃ ઉભરાય છે; તે ત્રણ નાડીઓ છે; તે ગુણરૂપ આત્માવાળી છે.[૩] તમ, રજ, અને સત્વ એને ગુણ કહેવામાં આવે છે. તે સર્વે એકેકની સાથે સાથે રહે છે, અને એકબીજાને આધારે જીવે છે.[૪] એકેકના આશ્રયવાળી તથા એકેકની પાછળ જનારી અને અન્યોન્ય સાથે રહેનારી આ ત્રણ ગુણવાળી પાંચ ધાતુઓ છે.[૫] તમસનું જોડિયું સત્વ છે (અર્થાત્ તમ વધતાં સત્ત્વનો નાશ થાય છે અને સત્ત્વ વધતાં તમનો નાશ થાય છે); સત્વનું જોડિયું સત્ત્વ છે; રજનું જોડિયું સત્ત્વ છે અને સત્ત્વનું જોડિયું તમ છે.[૬]* જ્યાં તમસને નિયમમાં રાખવામાં આવે છે ત્યાં રજસ ગુણ પ્રવર્તે છે. (એથી ઉલટું) જ્યાં રજસને નિયમમાં રાખવામાં આવે છે ત્યાં સત્ત્વ પ્રવર્તે છે (તમની પ્રવૃત્તિ થતી નથી.)[૭] તમ નિશાત્મક છે (રાત્રિસ્વરૂપ છે); તે ત્રણ ગુણવાળું છે, અને તેને મોહ કહેવામાં આવે છે; તે અધર્મરૂપ છે, અને પાપકર્મ કરાવવામાં નિયમ રાખે છે. આ તમસનું રૂપ છે, અને વળી તેને બીજાનો સંગ પણ જણાય છે.[૮] રજસ ગુણને લોકો પ્રકૃતિરૂપ કહે છે. તે પર્યાય-(એટલે કાર્યપરંપરા)નો કર્તા છે; સર્વ ભૂતોમાં તેની પ્રવૃત્તિ જણાય છે; ને તે સર્વની ઉત્પત્તિ કરનારો છે.[૯] સર્વ ભૂતોમાં પ્રકાશ, લાઘવ (ધર્મ જ્ઞાનાદિરૂપ સારાંપણું), (અને) શ્રદ્ધા રાખવાપણું એ સત્ત્વ ગુણનું રૂપ છે, તેને લઘુ તથા સારું માનેલું છે.[૧૦] આ ત્રણેય ગુણોનાં કાર્યો કારણોની સાથે સંક્ષેપમાં અને વિસ્તારથી કહેવામાં આવે છે તેને તમે યથાર્થ રીતે સાંભળજો.[૧૧] સંમોહ, અજ્ઞાન, અત્યાગ (દાન ન કરવું તે), કર્મોનો નિર્ણય ન કરવો તે, સ્વપ્ન, સ્તંભ (ગર્વ), ભય, લોભ, શોક, સુકૃતને (પુણ્ય કર્મને) દૂષણ દેવું,[૧૨] સ્મૃતિ ન રાખવી તે, અવિપાક (બુદ્ધિરહિતપણું), નાસ્તિક્ય, ભિન્ન વૃત્તિપણું (શીલભંગ કરવો તે), નિર્વિશેષત્વ (કાર્ય યુક્ત છે કે અયુક્ત છે તેની પરીક્ષા કરવાનો અભાવ), આંધળાપણું, જઘન્ય (નિંદા કરવા યોગ્ય) ગુણ તરફ વૃત્તિ (પ્રેમ) રાખવી તે,[૧૩] અકૃત(ન કર્યું હોય તે)માં કામ કર્યું છે એવું માન લેવું તે, અજ્ઞાનમાં જ્ઞાનનું માન લેવું તે, અમૈત્રી,

* અત્રે રજ અને તમનાં પરસ્પર જોડીયાં છે તે જણાવ્યાં નથી, કારણ કે તેઓ પરસ્પર ઉદ્દીપન કરનારાં છે અને એકબીજાનો નાશ કરનારાં છે.

વિકૃત (ઊલટું) કરવાનો ભાવ, અશ્રદ્ધા, મૂઢ ભાવના (મૂર્ખાઇ ભરેલા વિચારો),[૧૪] અનાર્જવ (મૃદુતા ન હોવી તે), અસંજ્ઞત્વ (બેભાનપણું), પાપકર્મ, અચેતના (બેભાનાવસ્થા), ગુરુત્વ (આલસાદિથી શરીરનું ભારેપણું), સન્નભાવત્વ (દેવ, સાધુ આદિ વિષે અભાવ, અભક્તિ), અવશિત્વ (ઇન્દ્રિયોને જિતવી નહીં તે), અવાગ્ગતિ (નીચ કર્મ ઉપર અનુરાગ),[૧૫] આ સર્વે ગુણો તમસથી થાય છે, એમ કહેવામાં આવે છે; તથા આ લોકમાં બીજા પણ જે જે પદાર્થ એવા હોય, તે તે તમોગુણી જાણવા.[૧૬] તે તે પદાર્થોમાં નિયમ પ્રમાણે તમોગુણ રહે છે, (અને તે સર્વે તામસ કહેતાં તમોગુણી કહેવાય છે). દેવ, બ્રાહ્મણ અને વેદ સંબંધી નિત્ય નિન્દાની કથા જેમાં હોય છે તે,[૧૭] અત્યાગ (દાન ન દેવું તે), અભિમાન, મોહ, મન્યુ (ક્રોધ), તથા અક્ષમા તેમ જ મત્સર એ પ્રાણીઓમાં તામસ વૃત્ત (આચરણ) કહેવાય છે.[૧૮] જે કેટલાકનો આરંભ વૃથા (ઉપયોગ વિના) કરવામાં આવ્યો છે તે, જે કેટલાંક દાનો વૃથા (અયોગ્ય વખતે, અયોગ્ય વસ્તુનો, અયોગ્ય દાતાને હાથે, અયોગ્ય ગ્રાહકને લીધે) થાય છે તે, તેમ જ જે ભક્ષણ વૃથા (દેવને ધર્યા વિના, ક્ષુધાવિના) કરવામાં આવે છે તેને તામસ વૃત્ત (આચરણ) કહેવામાં આવે છે.[૧૯] અતિવાદ, અતિતિક્ષા (અસહિષ્ણુતા), માત્સર્ય, અભિમાનિતા અને અશ્રદ્ધા રાખવી, તેને તામસ વૃત્ત (આચરણ) કહેવામાં આવે છે.[૨૦] આ લોકમાં આવા પ્રકારના દોષવાળા, પાપ કર્મ કરનારા, મર્યાદા તોડનારા હોય, તે સર્વે મનુષ્યોને તામસ ગુણવાળા જાણવા.[૨૧] પાપકર્મ કરવાવાળા આવાં માણસો જ્યાં નિત્ય જન્મે છે તે યોનિ (મૂળ) વિષે હું કહું છું. તેઓનો જન્મ નરકમાં થવાનો નિર્માણ થયો હોય છે. તેઓ પક્ષીઓની જાતિમાં જન્મે છે ને નરકમાં જાય છે,[૨૨] તેઓ સ્થાવર ભૂતોમાં જન્મે છે, પશુઓમાં જન્મે છે, ભારબરદારી વાહનો બને છે, માંસ ખાનારા થાય છે, સર્પ બને છે, કરમ, કીડા અને પક્ષીઓ બને છે;[૨૩] અથવા અંડ-(ઇંડાં)માંથી જન્મનાર જંતુઓ બને છે, ચોપગાં પશુઓ બને છે, ઉન્મત્ત, બેહેરા, મુંગા અને કુષ્ઠ વગેરે પાપ રોગવાળા થઇને જન્મે છે;[૨૪] પોતપોતાનાં કર્મોથી જેમનાં લક્ષણો ઘડાયાં છે તેઓ દુષ્ટ વૃત્તવાળાઓ હોય છે; 'અવાક્ સ્રોતસ' (એટલે કે જેઓનાં ચિત્તનો પ્રવાહ નીચ કર્મ કરવા તરફ ઢળતો હોય છે તેવા) કહેવામાં આવે; આ તામસ ગુણવાળાઓ તમસ ગુણમાં મગ્ન રહે છે.[૨૫] હવે પછી તેઓનો ઉત્કર્ષ અને ઉદ્રેક (પુણ્યનો આવિર્ભાવ કેમ થાય છે તે) તેમ જ પુણ્ય કર્મ કરનારાઓને જે સારાં લોકો મળે છે તે તેઓને કેમ મળે છે તે હું કહીશ.[૨૬] પશુપક્ષીની તથા સ્થાવરની યોનિમાં અવતરેલાઓનો પોતાનાં કર્મમાં પરાયણ રહેનારા અને જગતનું શુભ ઇચ્છનારા બ્રાહ્મણો યજ્ઞના કર્મમાં બળિરૂપે ઉપયોગ કરે છે ત્યારે તેઓ વૈદિક સંસ્કારોથી સંસ્કારવાળા થઇને દેવોના સ્વર્ગ લોકમાં જાય છે. આવી વેદની શ્રુતિ છે.[૨૭-૨૮] (મનુષ્ય સિવાયની) બીજી યોનિમાં જન્મેલા અને પોતાના કર્મોને સારી રીતે જાણવાવાળાઓ આલોકમાં પુનઃ પુનઃ (જન્મમરણની) આવૃત્તિરૂપ ધર્મવાળા માણસો બને છે.[૨૯] તેઓ પાપીઓની યોનિમાં અવતરે છે અને ચાંડાળો, મુંગાઓ અને તોતડું બોલનારાઓ થાય છે, અને તે પછી એકની પછી એક ઉત્તરોત્તર (ચઢતા) વર્ણમાં જન્મે છે.[૩૦] શૂદ્ર યોનિમાં જન્મ્યા સિવાયના (એટલે કે જન્મ થતાં વૈશ્યાદિ યોનિમાં આવનારા) બીજા જે તામસ ગુણો છે, તેઓ (તમોગુણના) પ્રવાહમાં એકઠા થઇને તામસ ગુણમાં રહે છે (માટે તેમનાથી સંભાળવું).[૩૧]* કામના વિષયોમાં આસક્તિને મહામોહ કહેવામાં આવે છે. સુખની ઇચ્છા રાખનારા ઋષિઓ, મુનિઓ અને દેવો આ વિષયમાં મોહ પામે છે.[૩૨] તમ (અવિદ્યા), મોહ, ('અસ્મિ'રૂપ), મહામોહ (અહંબ્રહ્માસ્મિરૂપ) ક્રોધ નામવાળો તામસ, અને મરણ નામનો અંધતામસ (આ પાંચ મહા કલેશો છે). ક્રોધને પણ તામસ કહ્યો છે (પણ તે દ્વેષવાળો સમજવાનો નથી).[૩૩] વર્ણ પ્રમાણે, ગુણ પ્રમાણે, યોનિ પ્રમાણે, તથા તત્ત્વ (રહસ્ય) પ્રમાણે જે સર્વ તમસ છે તે, હે વિપ્રો! યથાવિધિ મેં કહ્યું છે.[૩૪] આ બરાબર કોણ સમજે છે? આ બરાબર કોણ જાણે છે? જે અતત્ત્વ છે તેમાં તત્ત્વને જોવું તે તામસ છે, અને તે જ તેનું લક્ષણ છે.[૩૫] તમસના ગુણો ઘણે પ્રકારે કહેવામાં આવ્યા છે. ઉત્તમ અને હલકું તામસ પણ યથાર્થ રીતે કહ્યું છે. જે માણસ આ ગુણોને જાણે છે તે સદા તામસના સર્વ ગુણોથી મુક્ત થાય છે.[૩૬]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'गुरुशिष्य' संवादमां 'तमोगुणनुं स्वरूप तथा परिणाम' नामनो अध्याय ३६ मो समाप्त

---

## અધ્યાય ૩૭ મો

### રજોગુણનું સ્વરૂપ તથા તેનું પરિણામ

બ્રહ્મા કહે છેઃ—હે સત્તમો! જેવું છે તેવું હવે હું તમને રજોગુણ વિષે કહીશ. હે મોટા ભાગ્યવાળા! રાજસના ગુણનો ઇતિહાસ તમે સમજજો.[૧] સંતાપ, રૂપ, પરિ-

* આ શ્લોક કૂટ છે અને તેનો અર્થ સમજાતો નથી.

શ્રમ, સુખ અને દુઃખ, ટાઢ અને તાપ, ઐશ્વર્ય, વિગ્રહ, સંધિ, હેતુવાદ (કારણો દર્શાવીને વિવાદ કરવો તે), અરતિ(અપ્રેમ), ક્ષમા,[૨] બળ, શૌર્ય, મદ, રોષ, વ્યાયામ (કસરત), કલહ, ઈર્ષ્યા, ઈપ્સા (ઈચ્છા), પૈશુન (શઠતા), યુદ્ધ, મમત્વ, પરિપાલન,[૩] વધ, બંધ, પરિક્લેશ, ક્રમ અને વિક્રમ, નિકૃંત (કટકા કરી નાંખવા તે), છિંધિ (છેદ પાડવા), ભિંધી (ભેદ પાડવા), બીજાએ પહેરેલા વર્મ-(બખતર)ને કાપી નાંખવું,[૪] ઉગ્રતા, દારુણતા, આક્રોશ (ઘાટાઘાટ), બીજાનાં છિદ્રોનો ઉપદેશ કરવો (વાતો કરવી), લોક(સંસાર)ની ચિંતા (વિચાર), અનુચિંતા, મત્સર, પરિભાષણ ( ધિક્કારયુક્ત ભાષણ ),[૫] મૃષા-( ખોટો )વાદ, મૃષા( ખોટું ) દાન, વિકલ્પ (દૃઢતા વિનાના વિચાર), પરિભાષણ (બકબકાટ), નિંદા, સ્તુતિ, પ્રશંસા, પ્રતાપ, પરિધર્ષણ (ગમે તેનાથી પણ નિડરતા),[૬] પરિચર્યા (માંદાની), અનુશુશ્રષા (મોટાની સેવા, આજ્ઞા પાલવી), સેવા, તૃષ્ણા, વ્યપાશ્રય ( નઠારાનો આશ્રય ), વ્યૂહ (વ્યવહાર રચનામાં કુશળતા), નય (વિનય અથવા–કામ કરવાની નીતિ), પ્રમાદ, પરિવાદ (તકરાર), પરિગ્રહ (સ્વીકાર),[૭] લોકોમાં, પુરુષોમાં, સ્ત્રીઓમાં, ભૂતોમાં, દ્રવ્યોમાં, અને ઘરોમાં જે સંસ્કારો છૂટાં છૂટાં પ્રવર્તે છે તે,[૮] સંતાપ, અપ્રત્યય (અવિશ્વાસ), વ્રતો અને નિયમો, આશીર્વાદયુક્ત કર્મો, અને પુણ્યવાળાં કર્મો,[૯] સ્વાહાકાર, નમસ્કાર, સ્વધાકાર, વષટ્ક્રિયા, યાજન (યજ્ઞ કરાવવા) અને અધ્યાપન (ભણાવવું) તેમજ યજન (જાતે યજ્ઞ કરવા) અને અધ્યયન (જાતે ભણવું),[૧૦] દાન દેવું તે, પ્રતિગ્રહ (દાન લેવું તે), પ્રાયશ્ચિત્તો કરવાં તે, મંગળ કાર્યો કરવાં તે, 'આ મારું થાય,' 'આ મારું થાય' એવી ઈચ્છા, સદ્ગુણને લીધે ઉત્પન્ન થતો સ્નેહ,[૧૧] અભિદ્રોહ, માયા, નિકૃતિ (ઠગબાજી), માન અને અવમાન, સ્તૈન્ય (ચોરી), હિંસા, જુગુપ્સા (છૂપાવવાની ઇચ્છા), પરિતાપ (સ્વજનના વિયોગને લીધે થતો દાહ), પ્રજાગર,[૧૨] દંભ, દર્પ, રાગ (પ્રીતિ), ભક્તિ, પ્રીતિ (સંતોષ), દ્યૂત, પ્રમોદન, જનવાદ (નિંદા), સ્ત્રીઓને લીધે જે સંબંધ થાય તે સર્વે,[૧૩] નૃત્ય, વાદિત્ર અને ગીત એ સર્વેના જે પ્રસંગો છે તે–આ સર્વે ગુણો, હે વિપ્રો ! રાજસ ગુણો કહેવાય છે.[૧૪] ભૂમિ ઉપર ભૂત, વર્તમાન, અને ભવિષ્ય કાળ વિષે ભાવનાઓ (વિચારો) કરે છે તથા જેઓની ધર્મ, અર્થ અને કામ એવા ત્રિવર્ગપર જ નિત્ય પ્રીતિ છે,[૧૫] તથા જેઓ કામનાવાળું આચરણ કરે છે અને કામના (ઇચ્છા) પૂર્ણ કરનારી સમૃદ્ધિથી ઘણા ખુશી થાય છે, તેઓને 'અર્વાક્ સ્રોતસ' (એટલે કે સ્વર્ગથી નીચે પડવાના પ્રવાહવાળા) કહેવામાં આવે છે. તે મનુષ્યોનું વર્તન રાજસ કહેવાય છે.[૧૬] તેઓ આ લોકમાં પુનઃ પુનઃ જન્મીને મોજ કરે છે. તેઓ આ લોકમાં મૃત્યુવશ માણસોની અને આલોકને લગતી ભાવનાઓની ઇચ્છા કરે છે, દાન દે છે અને સામું દાન લે છે, તર્પણ પણ કરે છે અને યજ્ઞ પણ કરે છે.[૧૭] રાજસના ગુણો ઘણી ઘણી રીતે તમને કહ્યા છે. તેમ જ જે રીતે એ માર્ગે જવાય, તે પણ યથાર્થ કહ્યું છે. જે માણસ આ ગુણોને જાણે છે, તે સદા રાજસના સર્વ ગુણોથી મુક્ત થાય છે.[૧૮]

इति श्रीमहाभारतमां आश्रमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'गुरुशिष्यना संवाद'मां 'रजोगुणवर्णन' ए नामनो अध्याय ३७ मो समाप्त

---

## અધ્યાય ૩૮ મો

### સત્વગુણનું નિરૂપણ

બ્રહ્મા કહે છેઃ–હવે પછી હું ત્રીજા ઉત્તમ ગુણ વિષે કહીશ, કે જે સર્વ ભૂતોનું આલોકમાં હિત કરનારો છે, જે સાધુઓનો ધર્મ છે અને જે નિન્દા વગરનો છે.[૧] આનંદ, પ્રીતિ (સંતોષ), ઉદ્રેક (ઉન્નતિ), પ્રાકાશ્ય, અને સુખ, અકાર્પણ્ય (કૃપણ ન થવું તે), અસંરંભ (સંરભ એટલે ગુંચવાડા વગરના રહેવું તે), સંતોષ, શ્રદ્ધા રાખવી તે,[૨] ક્ષમા, ધૃતિ (ધીરજ), અહિંસા, સમતા, સત્ય, આર્જવ, અક્રોધ, અનસૂયા (ઈર્ષ્યા નહિ તે), શૌચ (પવિત્રતા), દાક્ષ્ય (દક્ષતા), પરાક્રમ, (આ સત્વના ગુણો છે).[૩] જ્ઞાન ફોકટ છે, વૃત્ત ફોકટ છે, સેવા ફોકટ છે, શ્રમ ફોકટ છે, એવી રીતે (શાસ્ત્રીયજ્ઞાનાદિની નિરર્થકતા) જાણીને યોગધર્મવાળો જે થાય છે, તે અન્યલોકમાં જે અત્યંત (અવિનાશી) સ્થાન છે ત્યાં જાય છે.[૪] મમત્વરહિત, અહંકારરહિત, આશારહિત (કારણ કે આશાઓ પૂર્ણ થઈ છે), સર્વ તરફ સમભાવ રાખવાવાળો, કામના વિનાનો, આ સર્વે સાધુઓનો સનાતન ધર્મ છે.[૫] વિશ્રંભ (વિશ્વાસ), હ્રી (લજ્જા), તિતિક્ષા (ક્ષમા), ત્યાગ, શૌચ (શુદ્ધિ), અતંદ્રિતા (આલસરહિતપણું), આનૃશંસ્ય ( અક્રૂરતા), અસંમોહ, પ્રાણીઓપર દયા, અપૈશુન( નિન્દારહિતપણું),[૬] હર્ષ, તુષ્ટિ, વિસ્મય, વિનય, સાધુવૃત્તિતા, શાંતિકર્મોમાં શુદ્ધિ, શુભબુદ્ધિ, ( આસક્તિમાંથી) વિમોચન (મોક્ષ),[૭] ઉપેક્ષા, બ્રહ્મચર્ય, સર્વ રીતે પરિત્યાગ, નિર્મમત્વ, અનાશીષ્ટ્વ (આશારહિતપણું), અપરિક્ષતધર્મતા (જરાપણ ક્ષતિ વિના ધર્મનું પાલન કરવું તે);[૮] દાન મિથ્યા છે, યજ્ઞ મિથ્યા છે, અભ્યાસ મિથ્યા છે, વ્રત મિથ્યા છે, પ્રતિગ્રહ(દાન લેવું તે) મિથ્યા છે,

ધર્મપાલન મિથ્યા છે, અને તપ મિથ્યા છે, એવી માન્યતાવાળાઓને સત્વગુણી જાણો.[૯] આવાં વર્તનવાળા જે કોઈ લોકો આલોકમાં હોય તેઓ, સત્વના આશ્રયવાળા બ્રાહ્મણો, પરબ્રહ્મ ઉપર નિષ્ઠાવાળા હોય છે. તેઓ ધીર હોય છે અને સાધુદર્શી એટલે જ્ઞાની છે.[૧૦] સર્વ પાપોને ત્યજી દઇને એ માનવીઓ શોકરહિત થાય છે, અને તે ધીર મનુષ્યો સ્વર્ગ મેળવીને ત્યાં પોતપોતાનાં શરીરો ઘડે છે.[૧૧] ઇશિત્વ (અમલ કરવાની સત્તા), વશિત્વ (વશ કરવાની સત્તા), તથા મનનાં લઘુત્વ- (હલકાંપણું)ને, સ્વર્ગમાં રહેનારા દેવોની માફક, તે મહાત્માઓ અનેકરૂપે બનાવે છે.[૧૨] આ લોકોને 'ઊર્ધ્વસ્રોતસ્' ઉંચા માર્ગવાળા કહેવામાં આવે છે. તેઓ વૈકારિક (નવાં સ્વરૂપ ઘડનારા) દેવો કહેવાય છે. નવાં સ્વરૂપ ઘડવાવાળા તેઓ ફરીફરીને પોતાનાં પ્રકૃતિબળથી સ્વર્ગમાં જાય છે.[૧૩] તેઓ જેની જેની ઇચ્છા કરે છે, તે તે સર્વને ભોગવે છે અને ત્યાગ કરે છે. હે દ્વિજોમાં ઋષભસમાન! સત્ત્વગુણનું આ વૃત્ત (સ્વરૂપ) મેં કહ્યું છે. આ વિધિપૂર્વક જાણીને માણસ જે જે ઇચ્છે છે, તે તે મેળવે છે.[૧૪] સત્વના ગુણો વિશેષે કરીને કહેવામાં આવ્યા છે, તેમ જ આ ગુણોથી જે વર્તન થાય છે, તે પણ યથાર્થ કહ્યું છે. જે મનુષ્ય આ ગુણોને સમજે છે, તે સદા તેમનો અનુભવ લે છે, પણ તે ગુણોથી બંધાતો નથી.[૧૫]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'गुरुशिष्यसंवाद'मां 'सत्वगुणनिरूपण' ए नामनो अध्याय ३८ मो समाप्त

## અધ્યાય ૩૯ મો

### જગતની ત્રિગુણમયતા

બ્રહ્મા કહે છેઃ–આ ગુણો વિષે સર્વ રીતે જૂદું જૂદું કહેવું શક્ય નથી. કારણ કે રજસ્, સત્ત્વ અને તમસ્ એ ગુણો અવિચ્છિન્ન (સાથે) જણાય છે.[૧] તેઓ એકબીજાના વિષય ઉપર જીવે છે; એકબીજાનો આશ્રય કરીને રહેલા છે; અને તે સર્વે એકબીજાની પાછળ જનારા છે.[૨] જ્યાં સૂધી સત્ત્વગુણ હોય ત્યાં સૂધી રાજસ પણ હોય, એમાં કંઈ સંશય નથી. જ્યાં સૂધી તમસ્ અને સત્ત્વ હોય છે ત્યાં સૂધી આ લોકમાં રજસ્ પણ કહેવાય છે.[૩] તેઓ ભેગા રહે છે, ભેગા થઇને યાત્રા કરે છે; તેઓ સંઘમાં ફરે છે અને કોઈ કારણને લઇને અથવા તો સ્વાભાવિક રીતે તેઓ સંઘની વૃત્તિવાળા છે.[૪] ઉદ્રેક (ઉન્નતિ) અને વ્યતિરેક(વધવા) વાળા અને એકબીજાની પાછળ ચાલનારા આ સર્વેની અન્યૂનતા (ઉદ્રેક) અને વ્યતિરેકના વિષે સંપૂર્ણ રીતે કહેવામાં આવે છે.[૫] જ્યાં તિર્યક્(એટલે હલકાં કૂતરાં, બીલાડાં જેવાં પ્રાણીઓ)ના ભાવ પ્રતિ તમસ્ વળ્યું હોય ત્યાં તમસ્‌નો વ્યતિરેક ( વધારો ) થાય છે, અને ત્યાં રજસ્ અલ્પ હોય છે, અને સત્ત્વ તેનાથી અલ્પ હોય છે એમ જાણવું.[૬] જ્યાં મધ્યમ પ્રાણીઓમાં રાજસ ગુણ ઉદ્રિક્ત (ઉન્નત) થાય છે, ત્યાં તમસ્ અલ્પ હોય છે, અને સત્ત્વ તેનાથી ઓછું હોય છે એમ જાણવું.[૭] જ્યારે ઉચ્ચ માર્ગપર જનારા પ્રાણીઓમાં સત્ત્વગુણની ઉન્નતિ થાય છે ત્યારે ત્યાં રાજસ અલ્પ અને તમસ્ તેનાથી અલ્પ હોય છે.[૮] સત્ત્વ એ સર્વમાં વિકાર કરાવનારું મૂળ છે, તે ઇન્દ્રિયોને પ્રકાશમાં લાવે છે, એટલા માટે સત્ત્વથી બીજો કોઈ પણ ઉત્તમ ધર્મ કહેવામાં આવ્યો નથી.[૯] સત્ત્વ ગુણવાળાઓ ઉંચે ચઢે છે, રાજસ ગુણવાળા મધ્યમાં રહે છે, અને હલકાં નિંદિત ગુણવાળા તામસ પુરુષો નીચે જાય છે.[૧૦] શૂદ્રમાં તમસ, ક્ષત્રિયોમાં રાજસ, અને બ્રાહ્મણમાં ઉત્તમ સત્ત્વ ગુણ હોય છે, એમ આ ત્રણ ગુણો ત્રણ વર્ણોમાં પ્રવર્તે છે.[૧૧] સંઘમાં ફરનારા આ દૂરથી પણ ભેગાં થયેલા જણાય છે. તમસ, સત્ત્વ અને રજસ એ ત્રણ જુદા હોવાનું અમે કદી સાંભળ્યું નથી.[૧૨] આદિત્ય(સૂર્ય)ને ઉગતો જોઇને દુષ્ટ આચરણવાળાં મનુષ્યોને ભય થાય છે; તાપથી દુઃખ ભોગવનારા રસ્તે જનારા મુસાફરો તપી જાય છે.[૧૩] આદિત્ય તે ખીલેલો સત્ત્વ ગુણ, તથા દુષ્ટ આચરણવાળા તે તમસ, અને રસ્તે જનારાઓને લાગતો તાપ તે રાજસ ગુણ કહેવાય છે.[૧૪] પ્રકાશ આપનાર આદિત્ય તે સત્ત્વ, સંતાપ કરનાર તાપ તે રાજસ, અને પર્વ કાળમાં (ગ્રહણસમયે) ઉપપ્લવ (પીડા) કરનાર તેને તામસ જાણવા.[૧૫] આ પ્રમાણે સર્વ જ્યોતિર્મંડળમાં ત્રણ ગુણો રહેલા છે. તેઓ વારાફરતી તે તે સ્થળે તે તે રીતિએ વર્તે છે (કાર્ય કરે છે).[૧૬] સ્થાવર ભાવોમાં તમસ્ તિર્યક્પણાને પામેલું હોય છે ( અધિક હોય છે ); તેમાં કાળાદિકને લઈને ફેરફાર થનારા ગુણોને રાજસ ગુણો જાણવા; તેમાં જે સ્નેહભાવ હોય, તેને સાત્વિક ગુણ જાણવો.*[૧૭] દિવસ ત્રણ જાતનો જાણવો; રાત્રિ ત્રણ પ્રકારની કરવામાં આવી છે; તેમ જ માસ, અર્ધમાસ, વર્ષો, ઋતુઓ તથા સંધિઓ પણ (ત્રણ પ્રકારનાં જાણવાં).[૧૮] ત્રણ

* સ્થાવર પદાર્થો અત્યંત મૂઢ હોય છે તેથી તેમાં તમોગુણ અધિક હોય છે; કાળને લઇને અથવા પદાર્થના સંયોગથી તેમાં કડવા, ખાટા, ખારા વગેરે ગુણોનો ફેરફાર થાય છે તે રજોગુણનું સ્વરૂપ છે, અને અગ્નિ વગેરેને ઉદ્દીપન કરનારા જે સ્નેહ (તલ) વગેરે તેમાં હોય છે તે સત્વગુણનું સ્વરૂપ છે.

પ્રકારનાં દાન આપવામાં આવે છે, ત્રણ જાતના યજ્ઞો થાય છે, ત્રણ જાતના લોકો છે, ત્રણ જાતના દેવો છે, ત્રણ જાતની વિદ્યા છે, અને ત્રણ જાતની ગતિઓ છે.[૧૯] ભૂત, ભવ્ય અને ભવિષ્ય; ધર્મ, અર્થ અને કામ; પ્રાણ, અપાન અને ઉદાન એ સર્વે ત્રણ ગુણોવાળા છે.[૨૦] જે કંઈ વસ્તુ આલોકમાં અનુક્રમે, તે તે સ્થળમાં તે તે રીતે પ્રવર્તે છે, તે સર્વને વિષે આ લોકમાં ત્રણ ત્રણ ગુણો કહ્યા છે.[૨૧] હંમેશાં ત્રણ ગુણો જ પ્રવર્તે છે, તે ત્રણ ગુણો અવ્યક્ત છે; સત્ત્વ, રજ , અને તમસ્ આ ગુણોની ઉત્પત્તિ સનાતન છે.[૨૨] અવ્યક્ત તે તપ, શિવ, ધામ, અજન્મા, યોનિ, સનાતન, પ્રકૃતિ, વિકાર, પ્રલય, પ્રધાન, પ્રભવ,[૨૩] અનુદ્રિક્ત, અન્યૂન, અકંપ, અચળ, ધ્રુવ, સત્ અને અસત્ એ સર્વને ત્રણ ગુણવાળું અવ્યક્ત કહેવામાં આવે છે. આ સર્વે નામો અધ્યાત્મનું ચિંતન કરનારાઓએ જાણવાં જોઇએ.[૨૪] અવ્યક્તનાં નામો અને ગુણો તેમજ તેની સર્વ કેવળ ગતિઓ તત્ત્વપૂર્વક જે જાણે છે, તે સર્વ વિભાગોનાં તત્ત્વને જાણે છે, તે વિમુક્ત દેહવાળો થાય છે, અને તે નિર્ભય થઇને સર્વ ગુણોથી મુક્ત થાય છે.[૨૫]

इति श्रीमहाभारतमां आश्रमेधिकपर्वमां अनुगीता पर्वमां 'गुरुशिष्य संवाद'मां 'जगत त्रिगुणात्मक छे' ए नामनो अध्याय ३९ मो समाप्त

## અધ્યાય ૪૦ મો

### મૂળ પુરુષની ઉત્પત્તિ

બ્રહ્મા કહે છેઃ-પૂર્વે અવ્યક્તમાંથી મહા મતિવાળો, સર્વ ગુણોનો મૂળ, મહાન્ આત્મા ઉત્પન્ન થયો. તેને પ્રથમ સર્ગ (ઉત્પત્તિ) કહેવામાં આવે છે.[૧] મહાન્ આત્મા, મતિ, વિષ્ણુ, જિષ્ણુ, શંભુ, વીર્યવાન્, બુદ્ધિ, પ્રજ્ઞા, ઉપલબ્ધિ, ખ્યાતિ, ધૃતિ, અને સ્મૃતિ[૨] એ પર્યાયવાચક શબ્દોવડે તે મહાત્માને ઓળખવામાં આવે છે. તેને જાણવાવાળો વિદ્વાન્ બ્રાહ્મણ મોહને પામતો નથી.[૩] સર્વ દિશામાં તેના હાથપગ છે; સર્વ દિશામાં તેનાં નેત્ર, મસ્તક અને મુખ છે; સર્વ દિશામાં તે સાંભળે છે, અને તે લોકમાં સર્વને વ્યાપીને રહ્યો છે.[૪] મહા પ્રભાવવાળો તે પુરુષ સર્વના હૃદયમાં રહ્યો છે. તે અણિમારૂપ છે,* લઘિમારૂપ છે, અને પ્રાપ્તિરૂપ છે, ઈશાન (સર્વનો શાસક) છે, જ્યોતિર્મય છે અને અવ્યય છે.[૫] તેમાં જે પુરુષો જ્ઞાની છે, નિર્મળ ભાવવાળા, ધ્યાન ધરનારા, નિત્ય યોગ સાધનારા, સત્ય પ્રતિજ્ઞાવાળા છે, ઇન્દ્રિયો જેઓએ જિતેલી છે એવા,[૬] જ્ઞાનવાળા, જે કેટલાકો લોભાયા નથી એવા, જેઓએ મન્યુ(ક્રોધ)ને જિત્યો છે તેઓ, પ્રસન્નમનવાળા, ધીર, મમતા વગરના, અહંકાર વિનાના હોય છે.[૭] આ સર્વેનો મોક્ષ થાય છે, અને તેઓ પરબ્રહ્મને પામે છે. જે મનુષ્ય આત્માની મહત્તાને જાણે છે, તે પુણ્યકારક અને ઉત્તમ ગતિને પામે છે.[૮] પંચ મહાભૂતો અહંકારમાંથી જન્મ્યા છે. પૃથિવી, વાયુ, આકાશ, આપ અને પાંચમું જ્યોતિ એ મહાભૂતો છે.[૯] આ પાંચ મહાભૂતોનેવિષે પ્રાણીઓ જોડાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધની ક્રિયાઓમાં સર્વ ભૂતોને જોવામાં આવે છે.[૧૦] મહાભૂતોના વિનાશના અંતમાં જ્યારે પ્રલય સામો ઉભો રહે છે ત્યારે, હે ધીરઃ ! પ્રાણધારી સર્વ ભૂતોને મહાભય ઉત્પન્ન થાય છે.[૧૧] પરંતુ સર્વ લોકોમાં તે ધીરને મોહ લાગતો નથી. તેજ વિષ્ણુ છે, અને આદિ સૃષ્ટિમાં તે પ્રભુ સ્વયંભૂ થાય છે,[૧૨] જે મનુષ્ય આ રીતે તે પ્રભુને, ગુહામાં રહેવાવાળાને, પરમને, પુરાણને, પુરુષને, વિશ્વરૂપને, હિરણ્યમયને, બુદ્ધિમાનોની પરાગતિને જાણે છે, તે બુદ્ધિમાન્ બુદ્ધિનો પાર પામીને રહે છે.[૧૩]

इति श्रीमहाभारतमां आश्रमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'गुरु अने शिष्यना संवाद'मां 'मूळ पुरुषनुं स्वरूप' ए नामनो अध्याय ४० मो समाप्त.

## અધ્યાય ૪૧ મો

### અહંકારનું સ્વરૂપ

બ્રહ્મા કહે છેઃ-જે મહાન્ પૂર્વે ઉત્પન્ન થયું, તેને અહંકાર કહેવામાં આવે છે. 'અહમ્' તરીકે જે ઉત્પન્ન થયો, તેને બીજી સૃષ્ટિ કહેવામાં આવે છે.[૧] અને અહંકાર તે ભૂત(પ્રાણી)નો આદિ (મૂળ) છે, અને તેને *વૈકારિક કહે છે.[૨] તે પ્રવૃત્તિરૂપ રજોગુણનો વિકાર હોવાથી તેજસરૂપ કહેવાય છેઃ તે ચેતન પુરુષ કહેવાય છે. પ્રજાને ઉત્પન્ન કરનાર હોવાથી તે પ્રજાપતિ કહેવાય છે.[૨] દેવોનો અને મનનો ઉત્પન્ન કરનાર તથા ત્રણ લોકોને રચનાર 'અહમ્' (હું)એવા પ્રકારે તે, સર્વને વિષે અભિમાન લેનાર તે કહેવાય છે.[૩] અધ્યાત્મ જ્ઞાનથી તૃપ્ત થયેલા, આત્માનું જેઓએ ચિંતન કરેલું છે એવા, તથા સ્વાધ્યાય તથા ક્રતુ (યજ્ઞ) જેઓને સિદ્ધ છે એવા મુનિઓનો (મેળવવા યોગ્ય) એ સનાતન લોક છે.[૪] અહંકારવડે સર્વ ગુણોને ભોગવવાની ઈચ્છાવાળો, ભૂતોનો આદિરૂપ, ભૂતોને કરવાવાળો તે (ભૂતાદિને) ઉત્પન્ન કરે

* અણિમા એટલે ઝીણામાં ઝીણું થઈ જવું; લઘિમા એટલે હળવામાં હળવા થઈ જવું. આ સિદ્ધિ પરમાત્માનું રૂપ છે એમ અહીં દર્શાવે છે. જુઓ યોગસૂત્ર.

* (વિકાર એટલે મહત્તત્વ ને તેથી ઉત્પન્ન થયેલો હોવાથી વૈકારિક).

છે. વિકાર કરવાવાળો તે આ સર્વને ચેષ્ટાવાળી કરે છે, તથા પોતાના તેજવડે જગતને રજોમય (ભોગની ઇચ્છાવાળું) બનાવે છે.[૫]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'गुरु अने शिष्यना संवाद'मां 'अहंकारनुं स्वरूप' ए नामनो अध्याय ४१ मो समाप्त

### અધ્યાય ૪૨ મો

#### અહંકારમાંથી પંચમહાભૂતની ઉત્પત્તિ

બ્રહ્મા કહે છેઃ—અહંકારમાંથી પંચમહાભૂતો જન્મ્યા છે. પૃથિવી, વાયુ, આકાશ, આપ, અને પાંચમું જ્યોત (એ પાંચ મહાભૂત છે).[૧] તે પાંચ મહાભૂતોમાં એટલે કે તેમની શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ અને ક્રિયામાં પ્રાણીઓ મોહ પામે છે.[૨] હે ધીરો! મહાભૂતોના નાશના અંતરૂપ પ્રલય આવે છે ત્યારે પ્રાણુવાળાં સર્વને મહાભય લાગે છે.[૩]* જે ભૂત જેમાંથી જન્મે છે તેનો તેમાં જ લય થાય છે. ભૂતોનો જન્મ ઉત્તરોત્તર અનુલોમ ક્રમે થાય છે, અને લય પ્રતિલોમ (ઉલટા) ક્રમે થાય છે.[૪] પછી સ્થાવર અને જંગમ સર્વ ભૂતોનો પ્રલય થાય છે ત્યારે સ્મૃતિવાળા ધીર પુરુષો કદિ લય પામતા નથી.[૫] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાંચમું ગંધ, એ સર્વે ક્રિયાઓ (મનરૂપ) કરણવડે નિત્ય છે, છતાં અનિત્ય છે, અને તેઓને મોહ કહેવામાં આવે છે.[૬] લોભની ઉત્પત્તિથી જન્મેલા, વિશેષ વગરના, કાંઈ પણ સત્ય વગરના, માંસ તથા લોહીના સમૂહવાળા, એકબીજાને આધારે જીવનારા,[૭] આત્માની બહાર રહેનારા આ સર્વે, દીન (ભીખારી) અને કૃપણ જીવનવાળા (બાહ્ય સાધનપર જીવનારા) છે.[૮] અંતરાત્માને વિષે (પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન એ) પાંચ વાયુઓ નિયમિત રહે છે. વાચા, મન, અને બુદ્ધિ સાથે આ અષ્ટાત્મક જગત બનેલું છે.[૯] ત્વચા, ઘ્રાણ (નાક), શ્રોત્ર (કાન), ચક્ષુ (નેત્ર), રસના (જીભ), અને વાચા જેના નિયમમાં હોય, જેનું મન વિશુદ્ધ હોય અને જેની બુદ્ધિ આડે માર્ગે જતી ન હોય,[૧૦] જેનાં મનને આ આઠ અગ્નિઓ સદા બાળતા નથી, તે પુરુષ તે શુભ બ્રહ્મને પામે છે કે જેનાથી બીજું કંઈ ચઢતું નથી.[૧૧]

એકાદશ ઇંદ્રિયો, કે જે ખાસ કરીને લોકો કહે છે કે અહંકારમાંથી જન્મેલી છે તે વિષે, હે દ્વિજો! હું કહું છું.[૧૨] શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા, અને પાંચમી નાસિકા, પગ, ગુદા, ઉપસ્થ (સ્ત્રી અને પુરુષની ગુહ્ય ઇંદ્રિયો), હાથ, દશમી વાચા,[૧૩] અને અગ્યારમું મન છે. આ એકાદશ ઇંદ્રિયોનો સમૂહ છે. આ સમૂહને પ્રથમ જિતવો, એટલે બ્રહ્મનો પ્રકાશ થાય છે.[૧૪] બુદ્ધિની ઇંદ્રિયો પાંચ કહી છે, તેમ કર્મની ઇંદ્રિયો પણ પાંચ છે. શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયો ખરી રીતે તો બુદ્ધિની સાથે જોડાયેલી છે.[૧૫] બીજી જે અવિશેષ (સામાન્ય) ઇંદ્રિયો છે, તે કર્મની સાથે જોડાયલી છે. મન એ બન્નેમાં છે એમ જાણવું જોઇએ, એટલે બુદ્ધિ બારમી ઇંદ્રિય થશે.[૧૬] આ રીતે એકાદશ ઇંદ્રિયો અનુક્રમે કહી છે. પંડિતો તેને જાણીને પોતાને કૃતકૃત્ય માને છે.[૧૭]

હવે પછી સર્વ વિવિધ ઇંદ્રિયો વિષે હું કહીશ. આકાશ એ પ્રથમ ભૂત (ઉત્પન્ન થયું) છે, અને તેનું અધ્યાત્મ (આકાશના આત્માને રહેવાનું સ્થાન) કાન કહેવાય છે,[૧૮] તેના અધિભૂતને (જે વસ્તુને કાન સ્વીકારે છે તેને) શબ્દ કહે છે, અને તેનું અધિદૈવત દિશાઓ છે. મારુત (વાયુ, પવન) એ દ્વિતીય ભૂત છે, અને તેનું અધ્યાત્મ (આત્મા સાથે સંબંધ) ત્વચા (ચામડી) છે,[૧૯] તેના અધિભૂતને (વસ્તુ સાથના સંબંધને) સ્પર્શ કહે છે, અને વિદ્યુત તેનું અધિદૈવત (શક્તિ) છે. ત્રીજું ભૂત જ્યોતિઃ (તેજ, અગ્નિ) કહેવાય છે; તેનું અધ્યાત્મ ચક્ષુ છે,[૨૦] તેનું અધિભૂત રૂપ છે, અને તેનું અધિદૈવત સૂર્ય છે. ચોથું ભૂત આપ (જળ) જાણવામાં આવેલું છે, અને તેનું અધ્યાત્મ જિહ્વા (જીભ) કહેવાય છે,[૨૧] તેનું અધિભૂત રસ છે, અને સોમ તેનું અધિદૈવત છે. પૃથિવી પાંચમું ભૂત છે, અને ઘ્રાણ (નાક) તેનું અધ્યાત્મ કહેવાય છે,[૨૨] અને તેનું અધિભૂત ગંધ છે, અને વાયુ તેનું અધિદૈવત છે. આ પાંચ ભૂતોમાં ત્રણ વિધિ (અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવત) કહેલા છે.[૨૩]

હવે આગળ સર્વ વિવિધ ઇંદ્રિયો વિષે હું કહીશ. તત્ત્વદર્શી બ્રાહ્મણો બે પગોને અધ્યાત્મ કહે છે.[૨૪] તેનું અધિભૂત ગંતવ્ય (ગતિ) છે, અને તેનો અધિદેવતા વિષ્ણુ છે. અપાન વાયુની ગતિ અવાક્ (નીચે) છે, અને તેનું અધ્યાત્મ પાયુ (ગુદા) છે;[૨૫] તેનું અધિભૂત વિસર્ગ (વિસર્જન થવું તે) છે, અને તેનો અધિદેવતા મિત્ર છે. સર્વ ભૂતોને ઉત્પન્ન કરનારા ઉપસ્થને અધ્યાત્મ કહે છે;[૨૬] તેનું અધિભૂત શુક્ર છે, તથા તેનું અધિદૈવત પ્રજાપતિ છે. અધ્યાત્મને જાણનારા માણસો બે હાથોને અધ્યાત્મ કહે છે,[૨૭] અને તેમનું અધિભૂત કર્મો છે અને તેમનું અધિદૈવત શક્ર (ઇંદ્ર) છે. તે પછી વિશ્વની દેવી (વૈશ્વદેવી) પૂર્વા વાગ્(પ્રથમ વાણી)ને આલોકમાં અધ્યાત્મ કહેવામાં

* આ ત્રણે શ્લોક ૪૦ માં અધ્યાયમાં કહેવાયા છે. કલકત્તાની પ્રતમાં તે નથી માટે ત્યાં એ ભૂલથી કોઇએ દાખલ કર્યા હોય તે બનવાજોગ છે.

આવે છે;૨૮ તેનું અધિભૂત વક્તવ્ય છે, અને વહ્નિ તેનો અધિદેવતા છે. પંચભૂતોના આત્માને ચલાવવાવાળા મનને પણ લોકો અધ્યાત્મ કહે છે,૨૯ તેનો અધિભૂત સંકલ્પ છે, અને તેનો અધિદેવતા ચંદ્રમા છે. સર્વ સંસારને કરવાવાળા અહંકારને અધ્યાત્મ કહે છે;૩૦ તેનો અધિભૂત અભિમાન છે, અને તેનો અધિદેવતા રુદ્ર છે. છ ઇન્દ્રિયોને વિચારવાવાળી બુદ્ધિને પણ અધ્યાત્મ (આત્મા સાથે સંબંધવાળું) કહ્યું છે. તેનું અધિભૂત મંતવ્ય, છે અને તેનો અધિદેવતા બ્રહ્મા છે.* ભૂત (પ્રાણી)નાં સ્થાન ત્રણ જ છે, ચોથું મળતું નથી.૩૧-૩૨ એ ત્રણ સ્થાન તે સ્થલ (પૃથિવી), જળ અને આકાશ છે, અને જન્મ ચાર પ્રકારના છેઃ- અંડજ (ઇંડામાંથી થનારાં પક્ષી વગેરે), ઉદ્ભિજ્જ (પૃથ્વીમાંથી ફૂટીને બહાર નીકળનારાં વૃક્ષાદિ), સ્વેદજ (પરસેવામાંથી થનારાં માકડ વગેરે), જરાયુજ (ઓળમાંથી થનારાં મનુષ્યાદિ).૩૩ ભૂતમાત્રમાં જન્મ ચાર પ્રકારના જોવામાં આવે છે. બીજાં હલકાં ભૂત તથા ખેચરો (જગતમાં) છે.૩૪ તે તથા પેટે ચાલનારાં સર્વેને અંડજભૂત (પ્રાણી) જાણવાં. કીડાઓ તથા બીજા તેવા જંતુઓને સ્વેદજ (પરસેવામાંથી કે ગંદકીમાંથી જન્મનારાં) કહેવામાં આવે છે.૩૫ આ બીજા પ્રકારનો જન્મ છે, અને તેને ઉતરતા પ્રકારનો કહે છે. કેટલોક કાળ વીત્યા પછી પૃથિવીને ભેદીને જેઓ જન્મે છે૩૬ તેમને, હે ઉત્તમ બ્રાહ્મણો! ઉદ્ભિજ્જ ભૂતો (પ્રાણીઓ) કહે છે. બે પગવાળાં, બહુ પગવાળાં, તથા તિર્યક્ (પેટે આડી અવળી) ગતિવાળાં પ્રાણીઓ૩૭ જરાયુજ કહેવાય છે. હે ઉત્તમ બ્રાહ્મણો! ભયંકર આકારવાળાં પ્રાણીઓ પણ જરાયુજ છે. ખરેખર બ્રહ્મયોનિને સનાતન અને બે પ્રકારની જાણવી.૩૮ તપ અને પુણ્ય કર્મ એ વિદ્વાનોની નીતિ (ધર્મ) છે. કર્મો ઘણાં પ્રકારનાં જણાયલાં છે. યજ્ઞમાં હોમ કરવો, યજ્ઞમાં દાન આપવાં વગેરે.૩૯ જાત (ઉપનયન સંસ્કારથી દ્વિજ થયેલા)ને અધ્યયન કરાવવું એ પણ પુણ્ય છે, એમ વૃદ્ધોનો ઉપદેશ છે. હે દ્વિજોમાં ઉત્તમ! જે પુરુષ આ વિધિપૂર્વક જાણે છે, તે યોગી થાય છે.†૪૦ તે સર્વે પાપોમાંથી સંપૂર્ણ મુક્ત થાય છે એમ તમે સમજજો.‡ આ પ્રમાણે અધ્યાત્મનો (ઇન્દ્રિયો સાથના આત્માના સંબંધનો) આ વિધિ છે, તે મેં બરાબર કહ્યો છે.૪૧ હે ધર્મને જાણવાવાળાઓ! જ્ઞાનવાળાઓને આનું જ્ઞાન આલોકમાં થાય છે. ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના અર્થો (વિષયો), અને પંચમહાભૂતો આ સર્વેને એક કરીને (અર્થાત્ તેનાથી બહાર કંઈ નથી) એવો (નિશ્ચય કરીને) મનવડે તેમની ધારણા કરવી.૪૨ જ્યારે સર્વ વસ્તુઓનો મનમાં ક્ષય થઈ જાય છે (જ્યારે મન એમાંના કોઈ પણ વિષયને વળગતું નથી, નિર્વિકલ્પ સ્થિતિએ પહોંચે છે) ત્યારે માણસ જન્મનાં સુખની ઇચ્છા કરતો નથી. આત્મજ્ઞાન સાથે જેમની બુદ્ધિ યુક્ત થઈ હોય છે, તેવાઓને જ (એ નિર્વિકલ્પ) સુખ મળે છે, એવું વિદ્વાનોનું મત છે.૪૩

હવે આગળ સૂક્ષ્મ (બ્રહ્મ) વિષે ભાવ કરાવવાવાળી, પવિત્ર એવી, મૃદુ અને દારુણ રીતે સર્વ ભૂતોમાંથી થતી નિવૃત્તિ વિષે હું કહું છું.૪૪ ગુણ અને અવગુણ ન માનવાવાળું, (વસ્તુ વિષે હું કર્તા છું, આ મારું છે એવા) આસંગ વગરનું, એકચર્યા (એકાંતવાસ)વાળું, અંતર (ભેદ) વિનાનું આવું બ્રહ્મમય જે વર્તન, તેને એકપદ સુખ (સર્વ સુખનું મૂળ) કહેવામાં આવે છે.૪૫ જેમ કાચબો પોતાના અંગોને સર્વ તરફથી પોતામાં ખેંચી લે છે, તેમ વિદ્વાન્ પુરુષે સર્વ કામનાઓને સર્વ તરફથી પોતામાં ખેંચી લેવી. જે મનુષ્ય રજોગુણથી રહિત છે, સર્વ કામનાથી મુક્ત છે, તે મનુષ્ય સદા સુખી થાય છે.૪૬ આત્માને વિષે કામનો સંયમ કરીને, તૃષ્ણાઓને ક્ષીણ કરીને, સાવધાન થયેલો, સર્વ ભૂતોનો સુહૃદ્-મિત્ર એવો માણસ બ્રહ્મપ્રાપ્તિને યોગ્ય થાય છે.૪૭ સર્વ વિષયોની ઇચ્છા કરવાવાળી ઇન્દ્રિયોનો નિરોધ કરવાથી તથા જનપદ (મનુષ્યનાં નિવાસસ્થાનો)નો ત્યાગ કરવાથી મુનિઓના અધ્યાત્મરૂપ અગ્નિ (વિજ્ઞાન)ને સમિધ મળે છે.૪૮ જેમ લાકડાંવડે બળતો અગ્નિ મોટી જ્વાળાઓનો પ્રકાશ કરે છે, તેમ ઇન્દ્રિયોના નિરોધથી મહાન્ આત્મા પણ પ્રકાશ કરે છે.૪૯ જ્યારે પ્રસન્ન થયેલો આત્મા પોતાના જ હૃદયમાં પ્રાણીઓને જુવે છે ત્યારે તે સૂક્ષ્મ અને અનુત્તમ સ્વયંજ્યોતિ (આત્મા) રૂપ થાય છે, અને સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને અનુત્તમ જ્યોતિને મેળવે છે.૫૦ અગ્નિ જેનું રૂપ (રંગ) છે, પય (જળવા લોહી) જેનો સ્રોત (પ્રવાહ) છે, પવન જેનો સ્પર્શ છે, ગન્ધવાળી પૃથિવી જેનું ઘ્રાણ છે, અને આકાશ જેનું શ્રવણ છે;૫૧ રોગ અને શોકથી ચારે બાજુથી જે ઘેરાયેલું છે; પાંચ પ્રવાહો (ઇન્દ્રિયગોલક)થી જે ડુબેલું છે; જે પંચભૂતથી સારી રીતે યુક્ત

* (બીજા પાઠમાં તેનું અધિભૂત વિજ્ઞેય અને અહઃને તેનો અધિદેવતા કહ્યો છે.)

† (બીજા પાઠ પ્રમાણે મુક્ત થાય છે.)

‡ અત્રે ૧૮ મા શ્લોકના દ્વિતીય ચરણ, "આકાશ એ પ્રથમ ભૂત છે" ત્યાંથી તે ૨૨ મા શ્લોકનું પ્રથમ ચરણ 'તેનો અધિભૂત રસ છે અને તેનો અધિદેવતા સોમ એટલે ચન્દ્ર છે, ત્યાં સુધીની પુનરુક્તિ છે તે છોડી દીધી છે. કારણ કે તે ભૂલમાં દાખલ થયેલ લાગે છે, જો કે કલકત્તા અને મુંબઈ બન્ને પ્રતોમાં તેમ છે.

છે; જેને નવદ્વાર (બે કાન, બે આંખ, બે નાક, મોઢું, ગુદા અને ઉપસ્થ) છે; જેનામાં બે (જીવ અને ઈશ્વર એવા) દ્વૈત છે;[૫૨] જે રજસ ગુણવાળું છે, જે (સારું ન હોવાથી) જોવાને લાયક નથી, જે ત્રણ ગુણ (સુખ, દુઃખ અને મોહ)વાળું છે, જે ત્રણ ધાતુ (વાત, પિત્ત અને કફ) વાળું છે, જે સંસર્ગમાં આનંદ માને છે; જે મૂઢ છે એવાને શરીર જાણવું.[૫૩] આ જીવલોકમાં તેને મુશ્કેલીથી ચલાવી શકાય છે, અને તે સત્ત્વ(બુદ્ધિ)ને આશ્રયે રહ્યું છે. કારણ કે આલોકમાં એ જ શરીર (બાલ્યાદિ અવસ્થારૂપ) કાળની પ્રવૃત્તિ કરે છે.[૫૪] આ શરીર ઘોર, અગાધ, મોહ નામે ઓળખાતા મોટા સમુદ્રરૂપ છે. એ શરીર વિસ્તાર કરે છે અને સંકોચ કરે છે, અને જગતને જાગૃત કરે છે અને ઉંઘાડે છે.[૫૫]* કામ, ક્રોધ, ભય, લોભ, અભિદ્રોહ તથા અનૃત (અસત્ય) એવા નિત્ય અને દુઃખે કરીને ત્યજી શકાય તેવા દોષોને, ઈન્દ્રિયોનો નિરોધ કરીને, તે (શરીર) ત્યજી દે છે.[૫૬] આલોકમાં જેના આ ત્રણ ગુણો અને પાંચ ધાતુઓ જિતાયેલા છે, તેને સ્વર્ગમાં, આકાશમાં ઉંચામાં ઉંચું સ્થાન મળે છે, તેને આનંત્ય (અંત નથી એવી) સિદ્ધિ મળે છે.[૫૭] પાંચ ઇન્દ્રિયોરૂપ મહા કાંઠાવાળી, મનના જેવા વેગવાળી, મહા (પુષ્કળ) જળવાળી, મોહરૂપ ધરાવાળી નદીને ઓળંઘવાથી કામ અને ક્રોધ બન્નેને માણસ જિતે છે.[૫૮] સર્વ દોષોથી યુક્ત થયેલો આવો માણસ તેનાથી પણ ઉંચે જુવે છે; મનને મન સાથે જોડીને અને આત્માને આત્માની સાથે જોડીને (તે તેનાથી પણ ઉંચે જુવે છે).[૫૯] તે સર્વને જોવાવાળો સર્વ પ્રાણીઓ વિષે, આત્મામાં આત્માની માફક, કોઇકવાર સર્વને એકરૂપ અને કોઇકવાર બહુરૂપે, આમથી તેમ ભેદ પાડતો જુવે છે.[૬૦] જેમ એક દીવામાંથી સેંકડો દીવાને જુવે છે તેમ તે પોતાનાં સેંકડોરૂપો જુવે છે. ખરેખર તે જ વિષ્ણુ છે, તે જ મિત્ર (સૂર્ય) છે, તે જ વરુણ છે, તે જ અગ્નિ છે, તે જ પ્રજાપતિ છે;[૬૧] તે ધાતા છે, વિધાતા છે, તે જ પ્રભુ સર્વ દિશામાં મૂળવાળો છે; તે સર્વ ભૂતોનું હૃદય છે; તે મહાત્મા પ્રકાશ આપે છે.[૬૨] વિપ્રોના સંઘો, સુરો અને અસુરો, યક્ષો, પિશાચો, પિતૃઓ, વૃદ્ધો, રાક્ષસોનાં ટોળાંઓ, ભૂતોનાં ટોળાંઓ અને સર્વે મહર્ષિઓ સદા તેની સ્તુતિ કરે છે.[૬૩]

**इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'गुरुशिष्य संवाद'मां 'विश्वनुं स्वरूप' ए नामनो अध्याय ४२ मो समाप्त**

* અત્રે દક્ષિણની પ્રતિમાંથી विसृजन्संक्षिपेच्चैव बोधयन्स्वापयज्जगत्। એ પાઠ સ્વીકાર્યો છે. મુંબઇની પ્રતિમાં विक्षिपेत्संक्षिपेच्चैव बोध्येत्सामरं जगत्। એ પાઠ છે તે યુક્ત નથી.

## અધ્યાય ૪૩ મો

### સૃષ્ટિનું રહસ્ય

બ્રાહ્મણ કહે છેઃ-મનુષ્યોમાં તો ક્ષત્રિય એ મધ્યમ ગુણ રાજસ છે (અર્થાત્ ક્ષત્રિયોમાં રાજસ ગુણ મુખ્ય છે); વાહનોમાં કુંજર (હાથી) અને અરણ્યમાં વસનારા(પશુઓ)માં સિંહ;[૧] (યજ્ઞના) સર્વ પશુઓમાં અવિ (ઘેટો); દરમાં વસનારાઓમાં સર્પ; ઢોરોમાં આખલો અને સ્ત્રીઓમાં પુરુષ (એટલાઓમાં મધ્યમ ગુણ રાજસ છે).[૨] વડ, જાંબુડો, પીપળો, તથા સીમળો, સીસમ મરડાસીંગ તથા મોટા પોલા વાંસ,[૩] આટલાં ઝાડો આલોકમાં વૃક્ષોના રાજા કહેવાય છે, એમાં કંઈ સંશય નથી. હિમાલય, પારિયાત્ર, સહ્યાદ્રિ, વિંધ્ય, ત્રિકૂટવાન,[૪] શ્વેત, નીલ, ભાસ, કોષ્ઠવાન્ પર્વત, ગુરુસ્કંધ, મહેન્દ્ર તથા માલ્યવાન્ પર્વત,[૫] એ સર્વે પર્વતોના રાજાઓ છે. તે જ પ્રમાણે મરુતો ગણોના રાજા છે; ગ્રહોનો અધિપતિ સૂર્ય અને નક્ષત્રોનો અધિપતિ ચન્દ્રમા છે.[૬] પિતૃઓનો અધિપતિ યમ અને સરિતાઓનો અધિપતિ સાગર, જળોનો રાજા વરુણ અને મરુતોનો રાજા ઇન્દ્ર કહેવાય છે.[૭] ઉષ્ણ(ગરમી)નો અધિપતિ અર્ક (સૂર્ય) અને જ્યોતિષ(નક્ષત્રો)નો અધિપતિ ઈન્દુ (ચન્દ્ર) કહેવાય છે. અગ્નિ નિત્ય ભૂતોનો પતિ છે, અને બ્રાહ્મણોનો પતિ (નાયક) બૃહસ્પતિ છે.[૮] ઓષધિઓનો પતિ સોમ અને બળવાનોમાં શ્રેષ્ઠ વિષ્ણુ છે. રૂપોનો અધિરાજા ત્વષ્ટા અને પશુઓનો ઈશ્વર શિવ છે;[૯] દીક્ષાવાળાઓનો રાજા યજ્ઞ તથા દેવોનો રાજા મઘવા (ઇન્દ્ર) છે. દિશાઓમાં પૂર્વ દિશા, અને વિપ્રોમાં પ્રતાપવાન્ સોમ રાજા છે.[૧૦] સર્વ રત્નોના રાજા કુબેર, અને દેવોના રાજા (ઇંદ્ર) પુરંદર છે. આ ભૂતોના અધિપતિઓની ઉત્પત્તિ કહી છે. પ્રજાઓનો અધિપતિ પ્રજાપતિ છે.[૧૧] સર્વે ભૂતોમાં હું બ્રહ્મમય મોટો છું. મારાથી અથવા તો વિષ્ણુથી કોઈ પણ ભૂત મોટું નથી.[૧૨] બ્રહ્મમય મહાન્ વિષ્ણુ સર્વનો રાજાધિરાજ છે; તે હરિ છે, સર્વના કર્તારૂપ છે; તેનો કોઇ કરનાર નથી; તેને વિષે સર્વેનું ઈશ્વરત્વ જાણો.[૧૩] નર, કિન્નર, યક્ષ, ગંધર્વ, ઉરગ (સર્પ), રાક્ષસ, દેવ, દાનવ, અને નાગ સર્વેના તે ઈશ્વર છે.[૧૪] ભગદેવો (કામુકો) જેમની પાછળ જાય છે, તેવી સર્વ સ્ત્રીઓમાં વામલોચના પાર્વતી (નાયિકા) છે અને તેને માહેશ્વરી મહાદેવી કહે છે.[૧૫] નારીઓમાં ઉમા દેવીને પવિત્ર અને ઉત્તમ જાણો. રતિનું સુખ આપનારી સ્ત્રીઓમાં ધનવાળી અપ્સરાઓ ઉત્તમ છે.[૧૬] રાજાઓ ધર્મની કામનાવાળાઓ હોય છે, અને બ્રાહ્મણો ધર્મના સેતુરૂપ છે; તેટલા માટે

રાજા દ્વિજાતિ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય)નાં રક્ષણ માટે પ્રયત્ન કરે છે.[૧૭] જે રાજાઓના મુલકમાં સાધુ પુરુષો પડી ભાગે છે, તે રાજાઓ પોતાના (વર્ણના) ગુણોથી રહિત થાય છે, અને મરી ગયા પછી ઉંધે માર્ગે જાય છે (અર્થાત્ નરકમાં જાય છે).[૧૮] જે રાજાઓના મુલકમાં સાધુઓનું રક્ષણ થાય છે, તે રાજાઓ આલોકમાં ખૂબ આનંદમાં રહે છે, અને મરી ગયા પછી પરલોકમાં સુખ ભોગવે છે.[૧૯] તે મહાત્માઓ ઉંચે સ્થાને જાય છે તે, હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! તમે જાણો. હવે પછી હું ધર્મનું નિત્ય લક્ષણ કહીશ.[૨૦] અહિંસા પરમ ધર્મ છે; હિંસા અધર્મનું લક્ષણ છે. દેવોનું લક્ષણ પ્રકાશ (તેજ) રૂપ છે; મનુષ્યોનું લક્ષણ કર્મો છે.[૨૧] આકાશનું લક્ષણ શબ્દ છે, વાયુનું લક્ષણ સ્પર્શ છે, જ્યોતિનું લક્ષણ રૂપ (અથવા રંગ) છે, જળનું લક્ષણ રસ છે,[૨૨] સર્વ ભૂતોને ધારણ કરનારી પૃથિવીનું લક્ષણ ગંધ છે, સ્વર અને વ્યંજનથી સંસ્કાર પામેલી વાણીનું લક્ષણ શબ્દ છે,[૨૩] મનનું લક્ષણ ચિંતા (વિચાર) છે, બુદ્ધિનું લક્ષણ પણ ચિંતા કહેવાય છે; મનવડે વિચારાયલા અર્થોનો બુદ્ધિવડે આલોકમાં નિશ્ચય કરવામાં આવે છે.[૨૪] કારણ કે બુદ્ધિ (આ આમજ છે એ પ્રકારે) નિશ્ચય કરવાથી જણાય છે. એનો અત્રે સંશય જ નથી. મનનું લક્ષણ ધ્યાન છે (લોક દૃષ્ટિએ, શાસ્ત્રદૃષ્ટિએ વા અનુભવથી જાણેલા વિષયને ફરીફરીને સમજવાને હશે કે ન હશે એવો વિવાદ કરવો, તે મનનું લક્ષણ છે); સાધુ પુરુષનું લક્ષણ અવ્યક્ત છે (બીજા કોઈથી બતાવાતું નથી, કારણ કે તેઓ બહાર દેખાવ કરતા નથી).[૨૫] યોગનું લક્ષણ પ્રવૃત્તિ છે, સંન્યાસનું લક્ષણ જ્ઞાન છે; તેટલા માટે જ્ઞાનને આગળ કરીને બુદ્ધિમાન્ પુરુષ આલોકમાં સંન્યાસી થાય છે.[૨૬] જ્ઞાનવાળો સંન્યાસી પરમ ગતિને પામે છે; તેમજ વિરુદ્ધ દ્વન્દ્વ ગુણોને પાર પામેલો તેમજ તમસ, મૃત્યુ અને જરાને પાર પહોંચેલો પણ પરમ ગતિને પામે છે.[૨૭] આથી તે ધર્મનાં લક્ષણવાળું જે છે, તે વિધિપૂર્વક મેં તમને કહ્યું છે. હવે પછી હું (ઇન્દ્રિયવડે) ગુણ ગ્રહણ કરવા વિષે બરાબર કહીશ.[૨૮] સુગંધ જે પૃથિવીનો વિષય છે તે ઘ્રાણ (નાસિકા) ઇંદ્રિયથી ગ્રહણ કરાય છે, અને નાકમાં રહેલો વાયુનો ગંધનું જ્ઞાન લેવામાં ઉપયોગ થાય છે.[૨૯] જળનો ધાતુ (સર) રસ છે, તે નિત્ય જિભવડે ગ્રહણ કરાય છે, અને જિહ્વામાં રહેલો (અધિષ્ઠાતા દેવ) સોમરસનું જ્ઞાન લેવામાં સહાયતા કરે છે.[૩૦] જ્યોતિ (પ્રકાશ)નાં ગુણ રૂપ (રંગ) છે, અને તે ચક્ષુવડે જણાય છે; અને આંખમાં રહેલો આદિત્ય (સૂર્ય) નિત્ય રૂપનું જ્ઞાન લેવામાં સહાય કરે છે.[૩૧] વાયુનો ગુણ સ્પર્શ છે અને તે ત્વચા (ચામડી) વડે જણાય છે, અને ચામડીમાં રહેલો વાયુ હંમેશાં સ્પર્શ કરવામાં સહાય કરે છે.[૩૨] આકાશનો ગુણ (શબ્દ) છે તે શ્રોત્ર ઇંદ્રિયથી ગ્રહણ થાય છે અને કાનમાં રહેલી સર્વદિશાઓ શબ્દજ્ઞાન થવામાં સહાય કરે છે.[૩૩] મનનો ગુણ ચિંતા છે અને તે પ્રજ્ઞા (બુદ્ધિ) વડે ગ્રહણ થાય છે, અને હૃદયમાં રહેલો ચેતનરૂપી ગુણ મનનું જ્ઞાન લેવામાં (મનને સમજવામાં) મદદ કરે છે.[૩૪] બુદ્ધિ અધ્યવસાય (નિશ્ચલતા) વડે અને મહાન્ (બ્રહ્મ) જ્ઞાનથી જણાય છે. આ પ્રમાણે (ગુણ) ગ્રહણ કરીને વ્યક્ત અને અવ્યક્તનો નિશ્ચય કરવો, એમાં કંઈ સંશય નથી.[૩૫] તે ક્ષેત્રજ્ઞ લિંગ (ચિહ્ન) ગ્રહણ કરતો નથી, નિત્ય છે અને નિર્ગુણાત્મક છે, માટે અલિંગ (ચિહ્ન વગરનો), ગુણ વગરનો તે ક્ષેત્રજ્ઞ કેવળ જ્ઞાનરૂપ છે.[૩૬] અવ્યક્તને ક્ષેત્ર કહેવામાં આવે છે, તેમાં ગુણની ઉત્પત્તિ થાય છે અને લય થાય છે; હું નિત્ય લીન થયેલાને જોઉં છું, જાણું છું અને સાંભળું છું.[૩૭] પુરુષ તેને જાણે છે; તેટલા માટે તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. ક્ષેત્રજ્ઞ ગુણોની ક્રિયા તથા સંકોચ (લય) સર્વ રીતે જુવે છે.[૩૮] વારંવાર ઉત્પન્ન થતા ગુણો આદિ, મધ્ય અને અવસાનવાળા, ઉત્પત્તિ અને લયના ગુણવાળા, ચેતન વગરના પોતાના સ્વરૂપ(આત્મા)ને ઓળખતા નથી.[૩૯] કોઇ પણ સત્ય(આત્મા)ને જાણતો નથી; માત્ર ક્ષેત્રજ્ઞજ ગુણ અને ગુણભૂતોના કરતાં જે શ્રેષ્ઠ છે, જે પરમ મહત્રૂપે છે તેને જાણે છે.[૪૦] તેટલા માટે આ લોકમાં ધર્મને જાણવાવાળો, જેના દોષો ક્ષીણ થયા છે એવો અને જે ગુણોના પારને પહોંચી ગયો છે એવો, ગુણો તથા સત્વ(બુદ્ધિ)નો ત્યાગ કરીને, ક્ષેત્રજ્ઞમાં પ્રવેશ કરે છે.[૪૧] પરસ્પર વિરુદ્ધ દ્વન્દ્વ ગુણરહિત, કોઈને નમસ્કાર ન કરવાવાળો, સ્વાહાકાર વિનાનો, અચલ અને અનિકેત (સ્થાન વિનાનો) એવો ક્ષેત્રજ્ઞ તે મોટો પ્રભુ છે.[૪૨]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'गुरु शिष्य संवाद' ए नामनो अध्याय ४३ मो संपूर्ण

---

## અધ્યાય ૪૪ મો

### આદિ કોણ છે?

બ્રહ્મા કહે છેઃ–જે આદિ, મધ્ય અને અંતવાળું છે, જેમાં ગ્રહણ કરવાનો ઉપાય છે, જે નામ અને લક્ષણવાળું છે, તે સર્વ હું બરાબર કહીશ.[૧] પહેલા દિવસ અને પછી રાત્રિ છે; મહિનાઓનો આરંભ શુકલ પક્ષથી થાય છે; નક્ષત્રોનો આરંભ શ્રવણથી છે; અને ઋતુઓનો આરંભ શિશિરથી થાય છે.[૨] ગંધમાં

ભૂમિ પ્રથમ છે અને રસમાં જળ પ્રથમ છે; રૂપોમાં જ્યોતિ એટલે આદિત્ય, અને સ્પર્શોમાં વાયુ આદિ કહેવાય છે.૩ શબ્દનો આદિ આકાશ છે. આ સર્વે ભૂતોના ગુણ છે. હવેથી હું ભૂતોમાં જે પ્રથમ ને ઉત્તમ છે તે કહું છું.૪ જ્યોતિમાં આદિત્યને આદિ કહે છે, ભૂતોમાં અગ્નિને આદિ કહે છે, સર્વ વિદ્યાઓમાં સાવિત્રી દેવતાઓમાં પ્રજાપતિ,૫ સર્વ વેદોમાં ઓંકાર, અને વચનોમાં પ્રાણ આદિ છે. આ લોકમાં જે સર્વ જેના વિશે રહેલું છે તે સવિતા બ્રહ્મ, સર્વના ઉપાસ્ય દેવ, છે. (અર્થાત્ ઉપાસ્ય દેવોમાં આદિ દેવ સવિતા છે).૬ છંદોમાં ગાયત્રી આદિ છે, પ્રજાનો સર્ગ તે (આદિ) કાળ કહેવાય છે. ચોપગાંઓમાં ગાય અને મનુષ્યોમાં દ્વિજાતિ આદિ છે.૭ પાંખવાળાઓમાં શ્યેન (બાજ) પક્ષી, યજ્ઞોમાં ઉત્તમ બળિદાન, અને હે દ્વિજોમાં ઉત્તમ! પેટે ચાલનારા સર્વ પ્રાણીઓમાં સર્પ શ્રેષ્ઠ છે.૮ સર્વ યુગોમાં કૃતયુગ આદિયુગ છે, એમાં સંશય નથી. સર્વ રત્નોમાં હિરણ્ય (સોનું), ઔષધિઓમાં યવ(જવ),૯ અને સર્વ ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોમાં અન્ન શ્રેષ્ઠ છે, અને સર્વ પ્રવાહી પેયોમાં આપ (જળ) ઉત્તમ છે.૧૦ સર્વ સ્થાવર ભૂતોમાં, કંઈ પણ વિશેષ વિના, બ્રહ્મક્ષેત્ર સદા પુણ્યવાળું છે, અને પ્લક્ષ (અંજીરનાં ઝાડને) સૌથી પ્રથમ ગણેલું છે.૧૧ સર્વ પ્રજાપતિઓમાં હું 'અહમ્' પ્રથમ છું, એમાં શક નથી. મારા કરતાં વિષ્ણુ શ્રેષ્ઠ છે. તે અચિંત્ય આત્માવાળો છે, તે સ્વયંભૂ કહેવાય છે.૧૨ સર્વે પર્વતોમાં મહાન્ મેરુ સર્વથી પ્રથમ જન્મેલો કહેવાય છે. દિશાઓ અને દિશાઓના ખૂણાઓમાં પૂર્વની દિશાને પ્રથમ જન્મેલી કહે છે.૧૩ નદીઓમાં સ્વર્ગની ગંગા સૌથી પ્રથમ જન્મેલી છે. સર્વ સરોવર અને કૂવાઓમાં સાગર પ્રથમ છે.૧૪ દેવ, દાનવ અને ભૂતોમાં, પિશાચ, ઉરગ, (સર્પ) અને રાક્ષસોમાં, અને નર, કિન્નર, અને યક્ષોમાં આ સર્વેમાં ઈશ્વર પ્રભુ છે.૧૫ વિશ્વનો આદિ, જગતના કરતાં મહાન્ વિષ્ણુ બ્રહ્મમય છે. આ ત્રૈલોક્યમાં એનાથી મોટું ભૂત કોઈ પણ નથી.૧૬ સર્વે આશ્રમોમાં ગૃહસ્થનો આશ્રમ શ્રેષ્ઠ છે, એમાં સંશય નથી. લોકોનો આદિ અવ્યક્ત (પ્રકૃતિ) છે, અને સર્વનો અંત પણ તેજ છે;૧૭ દિવસો અસ્તના અંતવાળા છે અને શર્વરી (રાત્રિ) ઉદયના અંતવાળી છે. સુખનો અંત સદા દુઃખ છે, અને દુઃખનો અંત સદા સુખ છે.૧૮ સર્વે સંગ્રહો ક્ષયરૂપ અંતવાળા છે, અને સર્વે સમુચ્છ્રયો (ચઢતીઓ)નો અંત પતન છે. સંયોગોનો અંત વિયોગોમાં અને જીવનનો અંત મરણમાં છે.૧૯ જે કંઈ કરેલું છે તે વિનાશરૂપ અંતવાળું છે, અને જન્મેલાંનું મરણ નક્કી છે. આલોકમાં સ્થાવર અને જંગમ કોઈ શાશ્વત (ચિરંજીવ) નથી.૨૦ યજ્ઞ, દાન, તપ, અધ્યયન, વ્રતો અને નિયમો એ સર્વે વિનાશરૂપ અંતવાળા છે, પણ જ્ઞાનનો અંત જણાતો નથી.૨૧ તેટલામાટે શુદ્ધ જ્ઞાનથી અતિ શાંત આત્માવાળો, જિતેન્દ્રિય, મમતા વગરનો, અહંકાર વિનાનો મનુષ્ય સર્વ પાપમાંથી મુક્ત થાય છે.૨૨

इतिश्री महाभारतमां आश्वमेधिक पर्वमां अनुगीता पर्वमां "गुरुशिष्यसंवाद"मां 'आदि कोण' ए नामनो अध्याय ४४ मो समाप्त

---

## અધ્યાય ૪૫ મો

### કાળચક્રનું સ્વરૂપ

બ્રહ્મા કહે છેઃ-બુદ્ધિરૂપ સાર (બળ)વાળું, મનરૂપી સ્તંભવાળું, ઈન્દ્રિય સમૂહરૂપ બંધનવાળું, મહાભૂતરૂપ ચારે બાજુએ સ્કંધવાળું, નિવેશ (ઘર-સ્ત્રી)રૂપી (ચક્રની) ધારવાળું,૧ જરા (વૃદ્ધાવસ્થા) અને શોકથી સારી રીતે ઘેરાયેલું, વ્યાધિ અને વ્યસનને ઉત્પન્ન કરનારું, દેશ અને કાળ પ્રમાણે ફરવાવાળું, શ્રમ અને વ્યાપારરૂપ અવાજ કરવાવાળું,૨ દિવસ અને રાત્રિને ચલાવવાવાળું, તાઢ અને તડકાના ઘેરાવવાળું, સુખ અને દુઃખના સંગવાળું, ક્ષુધા અને પિપાસારૂપ ખીલાઓવાળું,૩ છાયા અને તડકારૂપ આંકાવાળું, આંખ ઉઘડે અને બંધ થાય તેટલામાં વિહ્વળ થનારું, ઘોર અહિરૂપ જલથી ભરપૂર, નિત્ય ફર્યા જ કરતું, ચેતન વગરનું,૪ મહીના અને અર્ધા મહીનાથી ગણાતું, વિષમ (વાંકુંચુંકું થતું અથવા સ્વરૂપ બદલતું), લોકોને ઉંચે, નીચે ફેરવવાવાળું, તમરૂપ કીચડના સંગ્રહવાળું, રજોગુણની (નિષિદ્ધ કર્મોમાં) પ્રવૃત્તિ કરાવવાવાળું,૫ મહાઅહંકારથી પ્રદીપ્ત ગુણો (સત્ત્વાદિ) વડે ફર્યા કરતું, અરતિ(પરિતાપ) રૂપ પટાઓથી બંધાયેલું, શોક અને સંહાર માટે જ ફર્યા કરતું,૬ ક્રિયા અને કારણથી સારી રીતે યુક્ત થયેલું, રાગ(સ્નેહ)થી વિસ્તાર પામનારું, પહોળું, લોભ અને તૃષ્ણાથી ખૂબ હાલ્યા કરતું, વિચિત્ર અજ્ઞાનને પેદા કરનારું,૭ ભય અને મોહરૂપ પરિવારવાળું, ભૂત (પ્રાણી)ને સંમોહ કરાવવાવાળું, આનંદ અને પ્રીતિનો ફેલાવો કરનારું, કામ અને ક્રોધનો ચારે તરફથી સ્વીકાર કરવાવાળું,૮ મહદ્ આદિ વિશેષોના અંતવાળું, અટકે નહિં એવું, ઉત્પત્તિ અને લયવાળું, મનરૂપ વેગવાળું, મનને પ્રિય લાગે એવું આ કાળચક્ર ચાલ્યાંજ કરે છે.૯ વિરોધી દ્વન્દ્વ ગુણવાળું

અને ચેતના વિનાનું આ કાળચક્ર જગતને ઉત્પન્ન કરે છે, તેનો સંકોચ કરે છે, તેને જાગૃત કરે છે અને તેને ઉઘાડે છે.[૧૦] કાળચક્રની પ્રવૃત્તિ અને નિવૃત્તિ જે કોઈ માણુસ બરાબર જાણે છે, તે ભૂતોમાં કદિ મોહ પામતો નથી.[૧૧] સર્વ સંસ્કારોથી સારી રીતે યુક્ત થયેલો, સર્વ વિરોધી દ્વન્દ્વ ગુણોથી સારી રીતે ત્યજાયેલો, સર્વ પાપોથી પૂર્ણ મુક્ત થયેલો તે પરમ ગતિને પામે છે.[૧૨]

ગૃહસ્થ, બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને ભિક્ષુક (સંન્યાસી) આ ચાર આશ્રમો કહ્યા છે, તે સર્વેનું મૂળ ગૃહસ્થાશ્રમ છે.[૧૩] આલોકમાં જે કોઈ આશ્રમ સારી રીતે ગવાયો છે તેના અંતમાં પહોંચવું તેજ શ્રેય છે, એ જ સનાતન કીર્તિ છે.[૧૪] પહેલાં સંસ્કારથી શુદ્ધ થયેલા, યથાર્થ વ્રત પાળવાવાળા, અને ગુણવિશિષ્ટ જાતિમાં જન્મેલા તત્ત્વવેત્તાએ (ગુરુને ઘેર) જવું.[૧૫] પોતાની જાતિ ઉપર પ્રેમ રાખનાર, નિત્ય શિષ્યોનો આચાર પાળનાર, જિતેન્દ્રિય, અને શ્રદ્ધાવાળા પુરુષે પાંચ મહાયજ્ઞોવડે દેવોનું યજન કરવું.[૧૬] પિતા તથા અતિથિને જમાડીને શેષ રહેલું ખાનારો, વેદ કર્મોમાં પ્રેમ રાખનારો, પોતાની શક્તિ પ્રમાણે તથા પોતાને સુખ લાગે તેમ યજ્ઞ કરનારો તથા દાન દેનારો,[૧૭] પોતાના હાથને તથા પગને સારી રીતે તેજ રાખનાર, પોતાના નેત્રને અતિ ચપળ રાખનાર, પોતાની વાણી તથા અંગને યોગ્ય રીતે ચલાવનાર મુનિ પરમાત્માનું મનન કરનારા શિષ્ટ પુરુષ કહેવાય છે. આ શિષ્ટ પુરુષનું લક્ષણ છે.[૧૮] માણુસે હંમેશાં યજ્ઞોપવીત ધારણ કરવું, સફેત વસ્ત્ર પહેરવાં, પવિત્ર વ્રત પાળવું, યમ અને દાન વડે નિયમમાં રહેવું, અને શિષ્ટ પુરુષો સાથે નિત્ય બેસવું, શિશ્ન અને ઉદરને જિતવાં, મૈત્રી કરવી, શિષ્ટાચાર પાળવો, વાંસનો દંડ તથા પાણીથી ભરેલું કમંડળ લેવું;[૧૯–૨૦] વેદ ભણવો તથા ભણાવવો, તેમ જ યજ્ઞ કરવો અને કરાવવો, તથા દાન લેવું અને દાન આપવું, આ છ ગુણો વાળી વૃત્તિ (જીવન) આચરવી;[૨૧] આમાંના ત્રણ કર્મો યજ્ઞ કરાવવો, અધ્યાપન કરાવવું, અને શુદ્ધ (પવિત્ર) માણુસ પાસેથી પ્રતિગ્રહ કરવો, એને બ્રાહ્મણોની જીવિકા જાણવી;[૨૨] અને દાન આપવું, અધ્યયન કરવું અને યજ્ઞ કરવો આ ત્રણ કર્મો છે તે તેના ધર્મ કર્મો જાણવાં.[૨૩] ધર્મને જાણવાવાળા, દાંત (દમવાળા), સર્વ પ્રાણીઓની સાથે મૈત્રી ભાવ રાખનારા, ક્ષમાવાળા, સર્વભૂત પ્રતિ સમભાવ રાખનારા મુનિએ આ ત્રણ કર્મ કરવા વિશે કદિ પણ પ્રમાદ કરવો નહિ.[૨૪] આવા ગુણોવાળો અને યથાશક્તિ આ સર્વ પાળનારો, સખત વ્રત પાળનારો ને પવિત્ર ગૃહસ્થાશ્રમી વિપ્ર સ્વર્ગ મેળવે છે.[૨૫]

इति श्रीमहाभारतमां आश्वमेधिक पर्वमां अनुगीतापर्वमां "गुरुशिष्य संवाद"मां 'कालचक्रनुं स्वरूप' ए नामनो अध्याय ४५ मो संपूर्ण.

---

## અધ્યાય ૪૬ મો

### બ્રહ્મચારીનાં વ્રતો

બ્રહ્મા કહે છેઃ–આ પ્રમાણે પૂર્વે કહેલા આ માર્ગ પ્રમાણે યથાવિધિ તથા યથાશક્તિ અધ્યયન કરનાર, બ્રહ્મચર્ય વ્રત પાળનાર,[૧] પોતાના ધર્મમાં પ્રેમ રાખનાર, વિદ્વાન્, સર્વ ઈન્દ્રિયોને નિયમમાં રાખનાર, મુનિ, ગુરુનું પ્રિય અને હિત કરવામાં યુક્ત, સત્યરૂપ ધર્મપરાયણ, પવિત્ર, એવા મનુષ્યે[૨] ગુરુની સારી રીતે આજ્ઞા લઈને, અન્નનો તિરસ્કાર કર્યા વિના (પૂજન કરીને) અન્ન ખાવું; હવિષ્યરૂપ ભિક્ષા માંગીને આણેલું અન્ન ખાવું; એક સ્થાન ઉપર આસન લગાવીને બેસવું અથવા તો વિહાર કરવો.[૩] (નિત્ય સ્નાન કરી) પવિત્ર થઈ સાવધાન થઇ સવારે તથા સાયંકાળે અગ્નિમાં હોમ કરવો અને સદા બિલીનો અથવા ખાખરાનો દંડ હાથમાં ધારણ કરવો.[૪] અળસીનું સુતરનું અથવા તો મૃગના ચામડાનું અથવા સઘળું કાષાય (ભગવું) રંગેલું વસ્ત્ર બ્રાહ્મણે પહેરવું,[૫] મુંજ નામના ઘાસની મેખલા પહેરવી, માથે જટા રાખવી, અને નિત્ય સ્નાન કરવું, યજ્ઞોપવીત પહેરવું, સ્વાધ્યાય કરવો, લોભ કરવો નહિ, અને ઠરાવેલાં વ્રતો પાળવાં,[૬] તથા પવિત્ર જળથી હંમેશાં દેવતાઓનું તર્પણ કરવું. આ સર્વ ભાવથી નિયમ પાળીને વર્તનારા બ્રહ્મચારીની અતિ પ્રશંસા થાય છે.[૭] આ પ્રમાણે (ગુણ) યુક્ત થયેલો, જિતેન્દ્રિય વાનપ્રસ્થ પુરુષ (સર્વ) લોકોને જિતી લે છે, અને પરમ સ્થાનનો આશ્રય મળ્યા પછી (કોઈપણ) જાતિઓમાં સરી પડતો નથી (જન્મતો નથી).[૮] તેમ જ સર્વ સંસ્કારોથી સંસ્કારી (શુદ્ધ) થયેલો બ્રહ્મચારી પણ (જન્મ પામતો નથી). સર્વનો ત્યાગ કરનારા મુનિએ ગામમાંથી બહાર નીકળીને અરણ્યમાં વાસ કરવો;[૯] ચર્મ તથા વલ્કલ ધારણ કરવાં; સવારસાંજ ઉદકસ્પર્શ કરવો; અરણ્યમાં વાસ કરવો અને ફરીથી ગ્રામમાં પ્રવેશ કરવો નહિ;[૧૦] અતિથિઓની પૂજા કરીને યોગ્ય સમયે આશ્રય પણ આપવો; અને પોતે ફળ, પાન, મૂળ, અને શ્યામા (એક જાતનું અનાજ) ઉપર જીવવું;[૧૧] જે પાણી મળે તે પાણી, વાયુ, અને વનની પેદાશનો આશ્રય લેવો; તેણે પોતાની દીક્ષા (વ્રત) પ્રમાણે, ગફલતી

કર્યા વિના, અનુક્રમે ભોજન કરવું.[૧૨] (ઘેર) આવેલા અતિથિનું કંદ, ફળ, ભિક્ષા (અન્ન) વગેરે આપીને પૂજન કરવું; તથા તેણે, ગફલતી કર્યા વિના, જે કંઇ ભક્ષ્ય હોય, તેમાંથી ભિક્ષા આપવી;[૧૩] વાણીને નિયમમાં રાખીને, દેવતા અને અતિથિને પ્રથમ જમાડીને પછી પોતે નિત્ય જમવું; મનમાં સ્પર્ધા (હરિફાઈ) કરવી નહિ; હલકું ભોજન કરવું; દેવતાઓનો આશ્રય (ભરોંસો) કરવો;[૧૪] મન ને ઇંદ્રિયોનું દમન કરનાર, સર્વ સાથે મિત્રતા રાખનાર, ક્ષમાવાળો, કેશ (જટા) અને શ્મશ્રુ (દાઢીમૂછ) રાખવાવાળો, યજ્ઞ કરનારો, સ્વાધ્યાયશીલ, સત્યધર્મપરાયણ,[૧૫] પવિત્ર દેહવાળો, સદા દક્ષ (કુશળ), નિત્ય વનમાં રહેનાર, અને સાવધાન, આવા ગુણોથી યુક્ત જિતેન્દ્રિય વાનપ્રસ્થ સ્વર્ગ લોકને જિતે છે.[૧૬] ગૃહસ્થ, બ્રહ્મચારી અથવા વાનપ્રસ્થ જે કોઈ મોક્ષ મેળવવાની ઇચ્છા કરે, તેણે ઉત્તમ વૃત્તિ(જીવન)નો આશ્રય કરવો.[૧૭] સર્વ પ્રાણીઓને અભય(દાન) આપીને કોઈ પણ કર્મ ન કરવાનું વ્રત લેવું, સર્વ પ્રાણીને સુખ આપવું, સર્વ સાથે મૈત્રી કરવી, સર્વ ઇન્દ્રિયોને નિયમમાં રાખવી, અને મુનિવ્રત લેવું.[૧૮] યાચના કર્યા વગર મળેલું, સંકલ્પ (ઇચ્છા) કર્યા વિના મળેલું, પોતાની મેળે મળેલું એવા અન્ન ઉપર આધાર રાખવો; સહવારનું કાર્ય લોકો કરી રહ્યા હોય, ચૂલામાંથી ધૂમાડો નીકળતો ન હોય (અર્થાત્ અગ્નિ ઠારી નાંખ્યો હોય), અને લોકોએ ખાઈ લીધું હોય, તે પછી સંન્યાસીએ ભિક્ષા માંગવા જવું.[૧૯] જ્યારે રાંધવાનાં વાસણો ધોઈ સાફ કરીને ઉંધાં વાળ્યાં હોય, તે સમયે મોક્ષને જાણનારા(સંન્યાસી)એ ભિક્ષા માંગવાની ઇચ્છા કરવી. લાભ થાય (ભિક્ષા મળે) તો હર્ષ માનવો નહીં, અને લાભ ન થાય તો દુઃખ માનવું નહિ. વળી અતિભિક્ષા પણ માંગવી નહિં, માત્ર પોતાનો પ્રાણ ટકી રહે તેટલું જ માગવું.[૨૦] પોતાના પ્રાણ ટકાવવાની ઇચ્છાવાળા, યોગ્ય સમયની રાહ જોનારા સંન્યાસીઓએ, સાવધાન થઇને ભિક્ષાવૃત્તિ કરવી; (બીજાની સાથે) સાધારણ લાભ (ભાગ) મેળવવાની તેણે ઇચ્છા કરવી નહિં; જ્યાં સામી પૂજા થાતી હોય ત્યાં ભોજન કરવું નહિં;[૨૧] કારણ કે સામી પૂજાપૂર્વક થનારા લાભનો ભિક્ષુકોએ તિરસ્કાર કરવો. કોઇનું ખાધેલું અન્ન, કડવું અન્ન, કષાયલું (ખારું) અન્ન તથા કડવું અન્ન તથા રસવાળાં અને મધુર (મીઠાં) અન્નોનો સંન્યાસીએ સ્વાદ લેવો નહિ. પરંતુ યાત્રા કરી શકાય (આવજાવ કરી શકાય) તેટલું અને કેવળ પ્રાણ ધારણ કરી શકાય તેટલું જ ખાવું.[૨૨-૨૩] બીજાં પ્રાણીઓને પીડા ન થાય, તેમ મોક્ષને જાણવાવાળા (સંન્યાસી)એ ભિક્ષાવૃત્તિ કરવી, અને ભિક્ષા લેવા જતાં કદિ પણ બીજા ભિક્ષુકનાં અન્નની ઇચ્છા કરવી નહિં;[૨૪] પોતાના ધર્મનો જોરથી નિકાશ (પ્રકાશ) કરવો નહિ, અને એકાંતમાં રજોગુણ રહિત થઇને ફરવું; શૂન્ય ઘર અથવા અરણ્ય અથવા વૃક્ષનું મૂળ અથવા નદી,[૨૫] અથવા કોઈ પર્વતની ગુફામાં આરામને માટે રહેવું; ગ્રીષ્મ ઋતુમાં એક ગામમાં એક જ રાત્રિ રહેવું; વર્ષા ઋતુમાં એક જ જગ્યાએ વાસ કરવો;[૨૬] સૂર્યે બતાવેલા માર્ગે, એક કીડાની માફક પૃથિવી પર ફરવું; ભૂતોના પર દયા રાખવાને માટે ચારે તરફ જોઇને પૃથિવી પર ફરવું;[૨૭] કોઈ પણ જાતનો સંચય કરવો નહિં, સ્નેહરૂપ વાસનો ત્યાગ કરવો. મોક્ષને જાણવાવાળા (સંન્યાસી)એ પવિત્ર જળવડે પોતાનું કાર્ય કરવું;[૨૮] પુરુષે સદા (કૂવા, નદી, તળાવાદિમાંથી) ઉપર ખેંચેલા પાણીવડે (અર્થાત્ કે ભરી રાખેલાં જળમાંથી નહિ) ઉદકસ્પર્શ કરવો (અર્થાત્ સ્નાન, આચમનાદિ કરવાં). અહિંસા, બ્રહ્મચર્ય, સત્ય, આર્જવ,[૨૯] અક્રોધ (ક્રોધ ન થવો તે), અનસૂયા (ઈર્ષા ન થવી તે), દમ અને નિત્ય અપૈશુન (નિંદા ન કરવી તે), આ આઠ વ્રતો પાળનારો પુરુષ ઇંદ્રિયોને નિયમમાં રાખવાવાળો થાય છે.[૩૦] પાપરહિત, શઠતા વગરનું, પ્રામાણિકતાવાળું વ્રત માણસે પાળવું; તથા સદા ગ્રાસરૂપે-કોળિયારૂપે મળેલું ભોજન કરવું, પરંતુ તેની સ્પૃહા કરવી નહિ.[૩૧] શરીરની યાત્રા (નિર્વાહ) થઈ શકે તેટલું, પ્રાણની યાત્રા (પ્રાણનો ટકાવ) થઈ શકે તેટલું અન્ન ખાવું; ધર્મથી મળ્યું હોય તે ખાવું, પણ કામનાપૂર્વક વર્તવું (ખાવું નહિં.[૩૨] ગ્રાસ (ખાવા) જેટલું અન્ન અને ઓઢવા જેટલાં વસ્ત્ર કરતાં બીજું વધારે કદી પણ સંગ્રહવું નહિં. જેટલું આહાર કરી શકાય તેટલું લેવું, તેથી વધારે લેવું નહીં.[૩૩] બીજા પાસેથી પ્રતિગ્રહ કરવો નહિં, તેમ કોઇને કદી આપવું નહીં. ડાહ્યા-માણસે નિત્ય, પ્રાણીઓની ગરીબી (જોઇને) સરખા વિભાગ પાડવા;[૩૪] પારકાનો માલ ખાઈ જવો નહીં, તેમ પોતે માંગ્યા વિના કંઈ લેવું નહિ. કોઇક વિષયનો ભોગ કર્યા પછી તેની ફરીથી ઇચ્છા કરવી નહિ.[૩૫] માત્ર માટી, જળ, પથ્થરા, પાંદડાં, પુષ્પ અને ફળ કે જેને વિષે કોઇની માલિકી નથી, તે નીચે પડ્યાં હોય તે* કાર્ય કરવાની ઇચ્છાવાળાએ લેવાં.[૩૬] શિલ્પકારનું જીવન ગાળીને જીવવું નહિં, સુવર્ણની કામના કરવી નહિ, દ્વેષી થવું નહિં, ઉપદેશ કરનારા બનવું

* મુંબઇની પ્રતમાં 'માટી, જળ અને અન્ન' છે; કલકત્તાની પ્રતમાં 'અન્નને' બદલે "પથ્થરા" છે તે યોગ્ય પાઠ છે. અન્નની તો માલિકી હોય છે ત્યારે રસ્તામાં પડેલા પથ્થરા, તથા કાંકરાની માલિકી હોતી નથી, અને તેની સાથે અર્થ બંધ બેસે છે માટે તે પાઠ સ્વીકાર્યો છે.

નહિ, કોઇનો ઉપકાર લેવો નહિ.[37] શ્રદ્ધાવડે પવિત્ર થયેલી વસ્તુ ખાવી; અને નિમિત્તોનો ત્યાગ કરવો; અમૃત જેવી વૃત્તિ રાખવી, કોઇમાં આસક્ત થવું નહિં, અને સર્વ ભૂતોના સંબંધથી દૂર રહેવું.[38] જે સર્વ કર્મો આશિષ (ફળ)વાળાં અને હિંસાવાળાં છે તે અને ધન સંગ્રહ કરવાનો ધર્મ પાળવો નહિં, અને પળાવવો નહિં,[39] સર્વ ભાવોનો પાર પામીને, થોડાંથી જ સંતોષ પામી, સર્વ સ્થાવર અને જંગમપર સમદૃષ્ટિ રાખી ચારે બાજુએ ફરતાં રહેવું.[40] બીજાને ઉદ્વેગ આપવો નહિં, તેમ બીજાથી ઉદ્વેગ પામવો નહિં. જે સર્વ ભૂતોનો વિશ્વાસપાત્ર બને છે, તે સૌથી પ્રથમ મોક્ષ જાણનારો કહેવાય છે.[41] જે આવ્યું નથી તેનો વિચાર કરવો નહિ; જે વહી ગયું છે તેની ચિંતા પણ કરવી નહિં. વર્તમાનની ઉપેક્ષા કરવી અને (સંન્યાસીએ) કાળ (એટલે મરણકાળની) આકાંક્ષા રાખતાં સાવધ થઇને રહેવું.[42] આંખથી, મનથી કે વાચાથી કોઇને કદિ દોષ દેવો નહિં; તેમ જ પ્રત્યક્ષ કે પરોક્ષ (ગુપ્ત) રીતે કંઈ પણ દુષ્ટ આચરણ કરવું નહિં.[43] જેમ કાચબો સર્વ તરફથી પોતાનાં અંગોને સંકોચાવી દે છે, તેમ ઇન્દ્રિયોનો વિષયોમાંથી ઉપસંહાર કર્યા પછી જેની ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ ક્ષીણ થયાં છે તેણે, ચેષ્ટા રહિત થયેલા સર્વ તત્ત્વને જાણનારાએ,[44] સર્વ પ્રકારના વિરુદ્ધ દ્વંદ્વ વગરનો, કોઇને નમસ્કાર નહિ કરનાર, અને સ્વાહાકારનો ત્યાગ કરનારો, મમતા વગરનો, અહંકાર વિનાનો, યોગ અને ક્ષેમ વિનાનો, આત્માનું હિત ઇચ્છનારો,[45] આશા વિનાનો, નિર્ગુણ, શાંત, આસક્તિ વિનાનો, આશ્રય વિનાનો, આત્માના સંગવાળો, અને તત્ત્વને જાણવાવાળો મુક્ત થાય છે, એમાં સંશય નથી.[46] પગ, હાથ અને પીઠ વિનાના, માથા વિનાના, પેટ વિનાના, ગુણ અને કર્મ વિનાના, કેવળ, વિમળ (મળ વિનાના), સ્થિર,[47] ગંધ વિનાના, રસ અને સ્પર્શ વિનાના, રૂપ અને શબ્દ વિનાના, અનુગમ્ય (સમજવા યોગ્ય), આસક્તિ વિનાના, માંસ વિનાના,[48] ચિંતા વિનાના, અવ્યય, દિવ્ય, સર્વદા ગૃહસ્થ, સર્વભૂતોમાં રહેલા એવા આત્માને જેઓ જુએ છે, તેઓનું મરણ થતું નથી.[49] ત્યાં બુદ્ધિ જતી નથી, ઇંદ્રિયો જતી નથી, દેવતાઓ જતા નથી, વેદો, યજ્ઞો અને લોકો જતા નથી, તપ જતું નથી અને વ્રતો જતાં નથી.[50] જ્ઞાનવાળાઓની જ્યાં પ્રાપ્તિ થઈ શકે છે ત્યાં તે કોઈ પણ જાતના ચિહ્ન વિના થયલી કહેવાય છે. તેટલા માટે લિંગ (ચિહ્ન) વિનાના ધર્મને જાણવાવાળો (બ્રહ્મના તત્ત્વને જાણનારો) ધર્મનાં તત્ત્વનું આચરણ કરે છે.[51] ગૃહના ધર્મનો આશ્રય લેનારા વિદ્વાને વિજ્ઞાનને અનુસરતું ચરિત પાળવું. જો કે તે મૂઢ (મૂર્ખ) નથી તોપણ તેણે, ધર્મને દૂષિત કર્યા વિના, મૂઢની માફક વરતવું.[52] બીજાઓ જેમ તેનું નિત્ય અપમાન કરે તેમ, સાધુ પુરુષોના ધર્મોની નિંદા કર્યા વિના, શાંત રહીને, વરતવું.[53] જે મનુષ્ય આવી રીતે વ્રતોથી સંપન્ન થયો હોય, તેને મુનિઓમાં શ્રેષ્ઠ કહેવામાં આવે છે. ઇંદ્રિયો અને ઇંદ્રિયોના અર્થો (વિષયો), પાંચ મહાભૂતો,[54] મન, બુદ્ધિ, અહંકાર, અવ્યક્ત તથા પુરુષ, આ સર્વની યથાર્થ રીતે ગણતરી કરીને, તત્ત્વનો નિશ્ચય કરવો.[55] પછી તે સર્વ તત્ત્વના જ્ઞાનથી સર્વ બંધનોથી તદન મુક્ત થઇને સ્વર્ગને મેળવે છે. તત્ત્વને જાણવાવાળો, અંત સમયે આ સર્વની ગણતરી કરીને,[56] એકાંતમાં જઇને ધ્યાન ધરે છે, અને પછી આશ્રય વગરનો તે મુક્ત થાય છે. આકાશમાં ચાલતા વાયુની માફક સર્વ સંગોથી મુક્ત થયેલો તે,[57] જેના (અન્નમયાદિક) કોશ નાશ પામ્યા છે, તથા જેની (અધ્યાત્માદિક) પીડા દૂર થઈ છે, એવો તત્ત્વવેત્તા પરમ પદને પામે છે.[58]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'गुरुशिष्य संवाद' ए नामनो अध्याय ४६ मो समाप्त

## અધ્યાય ૪૭ મો

### સંન્યાસ નિરૂપણ

બ્રહ્મા કહે છેઃ-સંન્યાસ એ જ તપ છે, એમ નિશ્ચયપૂર્વક કહેવાવાળા વૃદ્ધ પુરુષો કહે છે. બ્રહ્મરૂપ યોનિમાં રહેવાવાળા બ્રાહ્મણો જ્ઞાનને પરમ બ્રહ્મ કહે છે.[1] બ્રહ્મ અતિ દૂર રહેવાવાળું છે, વેદ વિદ્યાના આશ્રયવાળું છે, તેમાં કોઈ વિરુદ્ધ દ્વન્દ્વ ગુણ નથી, તે નિર્ગુણ છે, નિત્ય છે, તેના ગુણોનું ચિંતન થઈ શકે તેમ નથી, તે ઉત્તમ છે.[2] જેનું મન દોષ વગરનું છે, જે પવિત્ર છે, જેઓએ રજસનો ત્યાગ કર્યો છે એવા, જેઓ મળ વગરના છે અને જેઓ ધીર છે, તેઓ તે પરબ્રહ્મને જ્ઞાનવડે તથા તપવડે જુવે છે.[3] જેઓ સંન્યાસમાં નિત્ય પરાયણ રહેનારા છે તથા બ્રહ્મને જાણવાવાળા છે, તે પુરુષો તપવડે, પરમેશ્વર પાસે કુશળ માર્ગે જાય છે.[4] તત્ત્વવેત્તાઓ કહે છે કે તપ એ પ્રદીપ છે, આચાર ધર્મનો સાધક છે, જ્ઞાનને પરમ (શ્રેષ્ઠ) અને સંન્યાસને ઉત્તમ તપ જાણવું.[5] તત્ત્વનો પૂર્ણ નિશ્ચય કરીને આત્માને આધાર વિનાનો, જ્ઞાનરૂપ, અને સર્વ ભૂતોમાં રહેવાવાળો જાણે છે, તે સર્વ ગતિને પામે છે.[6] જે વિદ્વાન્ સહવાસ અને વિવાસ તેમ જ

એકત્વ અને નાનાત્વ (આત્માને વિષે) જુવે છે, તે દુઃખમાંથી મુક્ત થાય છે.૭ જે કશાંની કામના કરતો નથી તેમ કશાંનું અવમાન કરતો નથી તે, આ લોકમાં રહેવા છતાં, બ્રહ્મસ્વરૂપ થયલો કહેવાય છે.૮ જે પ્રધાનરૂપ ગુણના તત્ત્વને જાણનારો છે, સર્વ ભૂતોમાં જે પ્રધાન છે તેને જે જાણનારો છે, જે મમત્વ વિનાનો છે, અને જે અહંકાર વિનાનો છે તે મુક્તિ પામે છે, એમાં સંશય નથી.૯ પરસ્પર વિરુદ્ધ દ્વન્દ્વ ગુણ વિનાનો, કોઇને નમસ્કાર નહિ કરનારો કોઇના નમસ્કારને નહિ ગ્રહણ કરનારો, સ્વધાકાર નહિ કરનારો એવો માણુસ શાંતિથી નિર્ગુણ, નિત્ય અને દ્વન્દ્વરહિત પરમાત્માને પ્રાપ્ત કરે છે.૧૦ ગુણવાળાં, શુભ કે અશુભ સર્વ કર્મોનો પ્રાણીએ ત્યાગ કર્યાથી તેમ સત્ય અને અસત્ય બન્નેનો ત્યાગ કર્યાથી મુક્તિ મળે છે, એમાં સંશય નથી.૧૧ અવ્યક્ત યોનિમાંથી ઉત્પન્ન થયેલો, બુદ્ધિરૂપ ખાંધ(થડ)વાળો, મહાન્ મહાહંકારરૂપ ડાળીઓવાળો, ઇન્દ્રિયોરૂપ અંકુર અને કોટરવાળો,૧૨ મહા (પંચ) ભૂતથી વિશાળ, સર્વ શાખાવાળાઓમાં શ્રેષ્ઠ, નિત્ય પત્રવાળો, નિત્ય પુષ્પવાળો, શુભ અને અશુભ ફળ આપવાવાળો,૧૩ સર્વ ભૂતોને જીવાડવાવાળો એક બ્રહ્મરૂપ વૃક્ષ સનાતન છે. એ વૃક્ષને તત્ત્વજ્ઞાનરૂપ કુહાડીથી છેદીને અને ભેદીને બુદ્ધિમાન્ માણુસ૧૪ મૃત્યુ, જન્મ અને જરાવસ્થાથી ઉત્પન્ન થયેલા સંગરૂપ પાશોને ત્યજીને, મમત્વ વગરનો અને અહંકાર વિનાનો થઇને મોક્ષને પામે છે, એમાં સંશય નથી.૧૫ (જીવરૂપ અને ઈશ્વરરૂપ) આ બે પક્ષીઓ છે, તે નિત્ય છે, સંક્ષેપ છે,* અને વળી ચેતન વગરનાં છે. આ બેથી જે મોટો છે તેને ચેતનાવાળો (સાક્ષીરૂપ) કહેવામાં આવે છે.૧૬ અચેતન (એટલે કે જીવ ચેતનવાળો છે છતાં ઉપાધિથી અચેતનવાળો ભાસે છે તે, અર્થાત્ અજ્ઞાનતાવાળો જે છે તે) એવો, અને સત્ત્વ (પ્રાણીઓ)ની સંખ્યા (શરીરરૂપ ઉપાધિવાળી ગણના)થી રહિત થયેલો (અર્થાત્ સર્વ પ્રાણીરૂપ થઇને અથવા સર્વ પ્રાણીને પોતારૂપ કરીને), અને સત્ત્વ (બુદ્ધિ)થી પણ પર જે છે, તેવો અંતરાત્મા (બુદ્ધિ વગેરે જડ પદાર્થો)ને ચેતનવાળો બનાવે છે. તે (એટલે જે અન્તરાત્માએ બુદ્ધિથી પર જે છે તેનું જ્ઞાન મેળવ્યું છે તે) ક્ષેત્ર(શરીર)ને જાણુવાવાળો, જે સર્વ બુદ્ધિઓનો સાક્ષી છે અને ગુણોના પારને પામેલ છે તે, સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.૧૭

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'गुरुशिष्य संवाद' ए नामनो अध्याय ४७ मो समाप्त

---

## અધ્યાય ૪૮ મો
### સત્વને જાણવાવાળાની ગતિ

બ્રહ્મા કહે છેઃ-કેટલાકો વૃક્ષ(સંસાર)ને જ બ્રહ્મમય માને છે; કેટલાકો મહાવનને બ્રહ્મરૂપ માને છે; કેટલાકો બ્રહ્મને અવ્યક્ત માને છે; કેટલાકો તેને પરમ અને અનામય (વિકાર કે રોગ રહિત) માને છે; તેઓ એમ માને છે કે, આ સર્વે અવ્યકતમાંથી જન્મ્યું છે અને અવ્યકતમાં સમાય છે.૧ જે માણુસ અંતકાલમાં, શ્વાસ લેવાય અને મૂકાય તેટલો સમય પણ, આત્માની ઉપાસના કરીને સમ (કોઈ પણ વિશેષતા વગરનો) બને છે, તે અ-મૃત (જ્યાં મૃત્યુ નથી તેવાં) સ્થાનને પામ્યો ગણાય છે.૨ નિમેષ(આંખ ઉઘડે ને બંધ થાય તેટલો સમય) માત્ર પણ આત્માને વિષે આત્માનો સંયમ કરનારો, આત્માના પ્રસાદથી વિદ્વાનો(જ્ઞાનવાળા)ને મળતી અવ્યય (કૈવલ્ય) ગતિને પામે છે.૩ દશ અથવા બાર પ્રાણાયામોવડે પ્રાણોનું પુનઃ પુનઃ સંયમન કરનારો ચોવીશથી પણ આગળ જાય છે.૪†

આ પ્રમાણે તે પ્રસન્ન આત્માવાળો (શુદ્ધ સત્ત્વવાળો) જે જે કંઇ ઇચ્છે છે, તે તે મેળવે છે; અવ્યક્તમાંથી નીકળેલું સત્ત્વ જ્યારે ઉભરાય છે ત્યારે તે અમૃતપણાને પામે છે.૫ આ લોકમાં સત્ત્વને જાણુવાવાળા, સત્ત્વથી શ્રેષ્ઠ બીજું કોઈ નથી, એવી પ્રશંસા કરે છે. પુરુષ સત્ત્વને આશ્રયે છે એમ અનુમાનથી અમે જાણીએ છીએ; હે ઉત્તમ દ્વિજો! (સત્ત્વ સિવાય) બીજા કોઈ રસ્તે તે પુરુષ પાસે જવાનું શકય નથી.૬ ક્ષમા, ધૃતિ (ધીરજ), અહિંસા, સમતા, સત્ય, આર્જવ, જ્ઞાન, ત્યાગ (દાન) અને સંન્યાસ એટલાને સાત્વિક

---

* સંક્ષેપને બદલે કલકત્તાની પ્રતમાં સખા એટલે તેઓ મિત્ર છે એવો પાઠ છે. એટલે કે બિંબ-પ્રતિબિંબના જેવા હોવાથી તેઓ વચ્ચે મૈત્રી છે. સંક્ષેપના અર્થમાં તેઓ બુદ્ધિરૂપે અને માયારૂપે સંક્ષેપ છે.

† શ્લોકમાં दशद्वादशभिः प्राणायामैः અને चतुर्विंशात्परम् જણાવ્યું છે તે શું છે તે વિષે ઘણો મતભેદ છે. એક કહે છે કે પાંચ પ્રાણ, પાંચ ઇન્દ્રિયો અને મન તથા બુદ્ધિ તે દશ કે બારનું યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, તર્ક અને વૈરાગ્ય એ પ્રકારના પ્રાણાયામથી સંયમન થાય છે. બીજાઓ બાર પ્રાણાયામ ગણાવવાને મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચારનો ઉપલાં આઠ યમ, નિયમાદિમાં ઉમેરો કરે છે. કેટલાકો દશ અને બાર મળીને બાવીશની ગણના કરે છે. તે આ પ્રમાણેઃ-પાંચ પ્રકારના યમ; પાંચ પ્રકારના નિયમ; આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ; મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા; અને તર્ક અને વૈરાગ્ય. બીજાઓ એમ કહે છે કે ચોવીશથી પર પચ્ચીશમાને પ્રાણાયામ કરનારો પામે છે, માટે दश द्वादशभिर्वा એમ હોવાને બદલે द्वाद्वादशभिः એવું એટલે ચોવીશ પ્રાણાયામ હોવા જોઇએ, અને તેમ માનીએ તો ચોવીશથી આગળ પચ્ચીશમા પુરુષને એટલે પરબ્રહ્મને પામે છે, એ અર્થ ઘટે છે.

આચરણ કહ્યું છે.[૭] આ જ અનુમાનવડે ડાહ્યા મનુષ્યો સત્ત્વનો અને પુરુષનો વિચાર કરે છે, એમાં કંઈ વિચાર કરવા જેવું નથી.[૮] જ્ઞાનમાં જ સારી નિષ્ઠા રાખનારા કેટલાક વિદ્વાનો કહે છે કે, ક્ષેત્રજ્ઞ અને સત્ત્વ એક જ છે, પરંતુ એ વાજબી નથી.[૯] તેમ ક્ષેત્રજ્ઞથી સત્ત્વ જુદું છે એમ કહેવું તે પણ વિચાર વગરનું છે. તત્ત્વદૃષ્ટિએ તેમાં પૃથક્ હોવાપણું (સમુદ્રના તરંગની પેઠે) સહજ છે, એમ જાણવું જોઇએ.[૧૦] એકત્વ અને નાનાત્વ એ તો વિદ્વાનોની યુક્તિ (અથવા દૃષ્ટ પ્રમાણે નિશ્ચય) છે. મશકમાં અને ઉદુંબરના ફળમાં ઐક્ય તેમ જ પૃથક્ ભાવ જણાય છે.[૧૧] માછલું જો કે જળથી ભિન્ન છે, છતાં પાણીમાં તે બન્નેનો સંબંધ રહ્યો છે તેમ સત્ત્વ અને પુરુષનો સંબંધ છે. તેમનો સંબંધ કોકનદ(કમળ)નાં પત્રપર રહેલાં જળબિન્દુ જેવો છે.[૧૨]

ગુરુ કહે છેઃ–લોકપિતામહ તે બ્રાહ્મણોને આ પ્રમાણે કહેતા હતા ત્યારે તે ઉત્તમ મુનિઓને પાછો સંશય થવાથી તેઓ ફરી પૂછવા લાગ્યા.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વમાં અનુગીતાપર્વવિશે 'ગુરુશિષ્ય સંવાદ' એ નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત

## અધ્યાય ૪૯ મો
### ધર્મ નિરૂપણ

ઋષિઓ કહે છેઃ–આ લોકના ધર્મોમાં કયો ધર્મ પાળવો શ્રેષ્ઠ મનાયો છે? અમને તો ધર્મની વિવિધ ગતિ એક બીજાની વિરોધી હોય એમ લાગે છે.[૧]* કેટલાકો કહે છે કે (દેહનો નાશ થતાં) દેહમાંથી ઉંચે જાય છે; કેટલાક કહે છે કે તે (આત્મા) છે જ નહીં; બીજાઓ કહે છે કે એ સર્વને માટે શંકા છે; ત્યારે બીજાઓ કહે છે કે એમાં શંકા જેવું છે જ નહીં.[૨] કેટલાક (તર્કવાદી) અનિત્ય કહે છે, કેટલાક (મીમાંસકો) નિત્ય કહે છે; કેટલાક (શૂન્યવાદી) નાસ્તિ (નથી) કહે છે, કેટલાક (સૌગત) અસ્તિ (છે) કહે છે; કોઈ (યોગાચાર) એક રૂપવાળો કહે છે, કોઈ બે રૂપવાળો કહે છે, અને કોઈ (ઉડુલોમા) કહે છે કે તે મિશ્રરૂપવાળો છે.[૩] બ્રહ્મને જાણવાવાળા, તત્ત્વને જોવાવાળા (સગુણોપાસક) બ્રાહ્મણો એક જ માને છે; બીજાઓ (મીમાંસકો) તેને પૃથક્ માને છે, ત્રીજાઓ (પરમાણુવાદીઓ) અનેક રૂપે માને છે.[૪] કેટલાકો કહે છે કે, દેશ અને કાળ બન્ને છે; કેટલાકો કહે છે કે તેમ નથી. કેટલાકો જટા અને મૃગચર્મ રાખે છે; કેટલાકો માથાં મુંડાવે છે, અને કેટલાકો નગ્ન જ ફરે છે.[૫] કેટલાકો (નૈષ્ઠિક બ્રહ્મચર્યવાળા) સ્નાનની ઇચ્છા કરતા નથી (અર્થાત્ સ્નાન નામનું કર્મ કરીને ગૃહસ્થાશ્રમમાં જાવાની ઇચ્છા કરતા નથી, પરંતુ જીવતાં સૂધી બ્રહ્મચર્ય વ્રત પાળે છે); ત્યારે કેટલાક (ગૃહસ્થો) સ્નાનને માને છે† બ્રહ્મને જાણવાવાળા અને તત્ત્વને જોવાવાળા બ્રાહ્મણો અને દેવોમાં આવા પ્રકારની માન્યતાઓ છે.[૬] કેટલાકો આહારની ઇચ્છા કરે છે, તો કેટલાકો અનશન (ઉપવાસ)માં જ પ્રીતિ રાખે છે. કેટલાક કર્મની પ્રશંસા કરે છે, અને કેટલાક મનુષ્યો શાંતિને વખાણે છે.[૭] કેટલાકો મોક્ષની પ્રશંસા કરે છે, તો કેટલાક જાતજાતના ભોગોને વખાણે છે. કેટલાકો ધનની ઇચ્છા કરે છે, અને કેટલાક નિર્ધનપણાની ઇચ્છા કરે છે. કેટલાકો સાધનની ઉપાસના કરવાનું કહે છે, ત્યારે બીજાઓ તેની ના પાડે છે.[૮] કેટલાકો અહિંસામાં જ પ્રીતિ રાખે છે, ત્યારે બીજાઓ હિંસા કરવામાં પરાયણ રહે છે. કેટલાકો પુણ્ય અને યશને ઇચ્છે છે, તો બીજાઓ તેની ના પાડે છે.[૯] કેટલાક સદ્ભાવપર પ્રીતિ રાખે છે, તો બીજાઓ સંશયાત્મક જ રહે છે. કેટલાકો દુઃખને ઇચ્છે છે, તો કેટલાક સુખને ઇચ્છે છે, અને બીજાઓ ધ્યાન(કર્તવ્ય)ને (મુખ્ય ગણે છે).[૧૦] કેટલાક બ્રાહ્મણો યજ્ઞને, કેટલાક બ્રાહ્મણો દાનને, કોઈ તપને, તો કોઈ સ્વાધ્યાયને વખાણે છે.[૧૧] કોઈ જ્ઞાનને, કોઈ સંન્યાસને, કોઈ પંચભૂતનો વિચાર કરવાવાળા સ્વભાવને, કોઈ સર્વને વખાણે છે અને કોઈ કશાંને વખાણતા નથી.[૧૨] હે સુરોમાં ઉત્તમ! આ પ્રમાણે ધર્મની ઉત્પત્તિ ગુંચવાડા ભરેલી છે, તે અનેક રીતે ઉલટસુલટ કહેલો છે, એટલે અમે તેમાં મોહમાં પડેલાઓ

* આગલા અધ્યાયમાં પ્રકૃતિ, સૃષ્ટિની પૂર્વે અવ્યક્ત હતી; અર્થાત્ સત્વ, રજસ અને તમસનું મિશ્રણ હતું એમ કહી, સત્વ ગુણનું બળ વધતાં પુરુષનો જન્મ થયો અને તેમાંથી સર્વ જગત્ થયું, અને સત્વ અને પુરુષની એકતા અને ભિન્નતા કહી, મશક અને ઉદુમ્બર, જળ અને માછલું, અને જળબિન્દુ અને કમળના સંબંધના દાખલા આપ્યા છે. અહીં ઋષિઓ તેથી પ્રશ્ન કરે છે, કે કેટલીએક શ્રુતિઓ જેમકે न कर्मणा न प्रजया વગેરે શ્રુતિઓ નિવૃત્તિ ધર્મનો ઉપદેશ કરે છે; ત્યારે कुर्वन्नेवेह कर्माणि વગેરે શ્રુતિઓ પ્રવૃત્તિ ધર્મનો ઉપદેશ કરે છે; તેમાંથી પ્રવૃત્તિ માર્ગ શ્રેષ્ઠ છે કે નિવૃત્તિ માર્ગ, આવા અભિપ્રાયથી ઋષિઓ પ્રશ્ન કરે છે.

† વિદ્યા સ્નાત, વ્રત સ્નાત અને વિદ્યાવ્રત સ્નાત એવા ત્રણ પ્રકારના બ્રહ્મચારી હોય છે. જે વિદ્યા ભણવા માટે બ્રહ્મચર્ય પાળે અને પછી સ્નાન નામનું કર્મ કરીને ગૃહસ્થાશ્રમમાં જાય તે વિદ્યા સ્નાત બ્રહ્મચારી કહેવાય છે. જે કેવળ બ્રહ્મચર્ય વ્રત પાળીને જ સ્નાન કરે અને પછી ગૃહસ્થાશ્રમમાં જાય તે વ્રત સ્નાત કહેવાય અને જે વિદ્યા ભણવા માટે તથા બ્રહ્મચર્ય માટે વ્રત પાળીને સ્નાન કરે તે વિદ્યા વ્રત સ્નાત કહેવાય છે. સ્નાન નામનું એક કર્મ છે અને તે કર્મ ગૃહસ્થાશ્રમમાં આવ્યા પહેલાં બ્રહ્મચારીને કરવું પડે છે, પરંતુ નૈષ્ઠિક બ્રહ્મચારીને એટલે મરણ પર્યંત બ્રહ્મચર્ય પાળનારાને સ્નાન કર્મ કરવાની જરૂર રહેતી નથી. કારણ કે તેને ગૃહસ્થાશ્રમમાં આવવું નથી.

કોઈ નિશ્ચયપર આવતા નથી.૧૩ ગુંચવાડામાં પડેલો મનુષ્ય 'આ સારું છે,' 'આ સારું છે' એમ કહે છે. કારણ કે જેની જે ધર્મમાં પ્રીતિ હોય છે તે સદા તેની પૂજા કરે છે.૧૪ તેથી અમારી પ્રજ્ઞા વિધિ(નિશ્ચય) વિનાની છે; મન ઘણી વસ્તુઓમાં ગુચવાઈ ગયું છે. તેથી, હે સત્તમ! શ્રેય વસ્તુ શી છે, તે કહેવડાવાની અમારી ઇચ્છા છે.૧૫ આનાથી પણ જે પરમ ગુહ્ય હોય, તે આપ કહેવાને યોગ્ય છો. સત્વ અને ક્ષેત્રજ્ઞ એ બેનો સંબંધ કયા હેતુથી થયો છે?૧૬

લોકોને ઉત્પન્ન કરવાવાળા ભગવાનને તે વિપ્રોએ આમ પૂછયું, ત્યારે તે બુદ્ધિમાન્ ધર્માત્માએ યથાસ્થિત રીતે તેમને કહ્યું.૧૭

**इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'गुरुशिष्य संवाद' ए नामनो अध्याय ४९ मो समाप्त**

---

## અધ્યાય ૫૦ મો

### ગુણ નિરૂપણ

બ્રહ્મા કહે છે:–હે સત્તમો! તમે મને જે પૂછયું, તે સર્વ હું કહું છું. ગુરુએ શિષ્યને મળીને જે કહ્યું, તે તમે સાંભળો.૧ તે સર્વ સાંભળીને તેનો બરાબર નિશ્ચય કરજો. સર્વ ભૂતોની અહિંસા કરવી, એ ઉત્તમ કાર્ય ગણાય છે.૨ આ ઉદ્વેગ વિનાનું પદ છે, શ્રેષ્ઠ છે, અને ધર્મ લક્ષણ-વાળું છે. નિર્ણયને કરનારા વૃદ્ધો કહે છે કે, જ્ઞાન ઉત્તમ શ્રેય કરવાવાળું છે.૩ તેટલા માટે શુદ્ધ જ્ઞાનવડે સર્વ પાપોમાંથી મુક્ત થવાય છે. જે કેટલાક હિંસામાં મગ્ન રહે છે, જે કેટલાક નાસ્તિક વૃત્તિવાળા છે, જે લોભ અને મોહમાં સારી રીતે યુક્ત છે એવા તેઓ નરકમાં જાય છે.૪ તંદ્રા વગર જેઓ આશાવાળાં કર્મો કરે છે, તેઓ આલોકમાં પુનઃ પુનઃ જન્મ લઇને આનંદ કરે છે.૫ જે વિદ્વાનો શ્રદ્ધા રાખીને કર્મો કરે છે અને તેનાં ફળની ઇચ્છા રાખતા નથી, તેઓ ધીર અને સાધુદર્શી (સારી રીતે જોનારા) ગણાય છે.૬

હવેથી હું સત્ત્વ અને ક્ષેત્રજ્ઞ એ બેનો સંયોગ અને વિપ્રયોગ કહું છું તે, હે સત્તમો! તમે સાંભળો.૭ આ સંબંધને અત્રે વિષય અને વિષયીપણું કહેવામાં આવે છે.૮* આગલા અધ્યાયમાં મશક અને ઉદું-બર વિષે કરેલા વ્યાખ્યાન પ્રમાણે ભોજ્ય હોવાથી નિત્ય અને અચેતન સત્ત્વ કંઈ જાણતું નથી. જે કોઇ તેને એ રીતે જાણે છે, જે ભોગવે છે (તે ક્ષેત્રજ્ઞ છે), અને જે ભોગવાય છે (તે સત્ત્વ છે).૯ ડાહ્યા માણસો સત્વને નિત્ય અને વિરુદ્ધ દ્વન્દ્વ ગુણોવાળું કહે છે; પણ ક્ષેત્રજ્ઞ તો નિર્દ્વન્દ્વ, નિષ્કળ, નિત્ય અને નિર્ગુણા-ત્મક છે.૧૦ તેને સમ કહે છે, તે જ્ઞાનની સાથે રહે છે, અને સર્વત્ર તેની વ્યવસ્થા કરેલી છે. કમળનું પાંદડું જેમ જળનો ભોગ કરે છે, તેમ ક્ષેત્રજ્ઞ (પુરુષ) સદા સત્ત્વનો ઉપભોગ કરે છે.૧૧ સર્વ ગુણોથી વ્યાસંગ-વાળો હોવા છતાં, પદ્મિનીના પત્રપર રહેલાં જળના હાલતાં બિંદુની માફક તે ગુણોથી ખરડાતો નથી.૧૨ આ રીતે પુરુષ આસંગથી રહિત છે એમાં સંશય નથી. પુરુષનું દ્રવ્ય માત્ર સત્ત્વરૂપ થાય છે, એ નક્કી છે.૧૩ આ બન્ને વચ્ચેનો સંયોગ દ્રવ્ય અને તેના કર્તાના જેવો છે. જેમ કોઈ એક દીવો લઇને અંધારામાં જાય છે, તેમ સત્ત્વરૂપ દીવો લઇને પરમ બ્રહ્મની ઇચ્છા રાખનારા જાય છે.૧૪ જ્યાં સૂધી દ્રવ્ય (તેલ) અને ગુણ (બત્તી) છે ત્યાં સૂધી દીપ સારી રીતે પ્રકાશ આપે છે. પણ દ્રવ્ય અને ગુણ(દીવેટ)નો ક્ષય થતાં જ્યોતિ અંતર્ધાન થાય છે.૧૫ આ પ્રમાણે સત્ત્વગુણ પ્રકટ થાય છે, અને પુરુષ અવ્યક્ત રહે છે. હે વિપ્રો! આ તમે જાણો. અફસોસની સાથે હું ફરીથી તમને કહું છું.૧૬ ખરાબ બુદ્ધિવાળાને હજારોની સહાયથી પણ જ્ઞાન થતું નથી, પણ બુદ્ધિવાળો તેના ચોથા ભાગની સહાયથી પણ સુખી થાય છે.૧૭ આ રીતે ઉપાયોથી ધર્મનું સાધન જાણવું જોઇએ. કારણ કે ઉપાય જાણનારો બુદ્ધિમાન્ પુરુષ ઘણું સુખ મેળવે છે.૧૮ જેમ કોઈ માણસ રસ્તામાં જોઇતી સામગ્રી વિના બહાર નીકળી પડીને રસ્તામાં ઘણું દુઃખ પામે છે અને અધવચમાં જ નાશ પામી જાય છે,૧૯ તેમ કર્મનાં ફળ મળશે, કે ન મળશે, તે માણસે જાણવું જોઇએ. શુભ તથા અશુભનું દર્શન પુરુષનું આત્મ-શ્રેય બતાવે છે.૨૦ આગળ માર્ગ જોયલો ન હોય, તે એકદમ પગે નીકળી પડવાથી જેમ લાંબે માર્ગે ચઢે છે, તેમજ તત્ત્વ દર્શન વગરના માણસની પણ તેવી દશા થાય છે.૨૧ પણ આગળથી જાણેલા તે જ માર્ગે ઝડપી ચાલના અશ્વ જોડેલા રથમાં બેસીને જલદીથી જવાય છે. તેમ બુદ્ધિમાનોની પણ ગતિ થાય છે.૨૨ ઉંચા પર્વતપર ચડયા પછી માણસે ભૂતલપર નજર ન કરવી. જ્યાં સૂધી રથને જવા જેવો માર્ગ હશે ત્યાં સૂધી તે રથમાં બેસીને જશે. જ્યાં રથના માર્ગનો અંત આવશે ત્યાં તે વિદ્વાન્ રથનો ત્યાગ કરીને (પગે) જશે. પણ જો એક અચેતનવાળો એટલે મૂર્ખ રથી રથમાં બેસી રહે તો તે રથને લીધે ક્લેશ પામનારા

---

* પુરુષ એ નિત્ય વિષયી છે, અને સત્વને વિષય કહે છે. જેનામાં વિષયપણું છે તે વિષયી, અને જેને વિષે વિચાર થાય તે વિષય. ઘટ વિષયી છે, અને ચક્ષુ–તેજ વિષય છે. અથવા ભોજ્ય ભાવ તે વિષયી, અને ભોક્તા તે વિષય.

તેને તું જો (તેવો દુઃખી નજરે પડશે).[૨૩-૨૪] તત્ત્વ અને યોગના વિધાનોને જાણવાવાળો અને ગુણને જાણવાવાળો બુદ્ધિમાન્, ચારે તરફથી જ્ઞાન મેળવીને ઉંચાથી ઉંચું અને તેનાથી ઉંચું પદ મેળવતો જાય છે.[૨૫] વહાણુ લીધા વગર, મોહથી પોતાના બે હાથવડેજ તરવાને, મોટા ઘોર સમુદ્રમાં પડીને જેમ કોઈ નિઃસંશય પોતાના વધની ઇચ્છા કરે છે;[૨૬] ત્યારે વિભાગ-ભેદને જાણવાવાળો, બુદ્ધિમાન્ પુરુષ હલ્લેસાંવાળાં વહાણુને લઈને પાણીમાં પડે છે તો તે પરિશ્રમ વગર અને જલદીથી સમુદ્ર તરી જાય છે;[૨૭] તરીને બીજે કીનારે પહોંચે છે, અને ત્યાં મમતારહિત થઇને નાવને છોડી દે છે. આગળ રથવાળાના અને પગે ચાલનારાના દૃષ્ટાંતથી આ સર્વ કહ્યું છે.[૨૮] પણ સ્નેહથી મોહ પામેલો, મારું એવા ભાવથી ઘેરાયેલો, નાવમાં રહેલા માછીની પેઠે, ત્યાંજ ચક્કર માર્યા કરે છે.[૨૯] નાવમાં ચઢયા પછી જેમ જમીનપર પાછા આવવું અશકય થઈ પડે છે, તેમજ રથપર ચઢયા પછી પાણીમાં ચાલવાનો વિધિ થઈ શકતો નથી.[૩૦]

આ પ્રમાણે કર્મનું ફળ નાના પ્રકારનું છે, અને તે વિષય પ્રમાણે જૂદું જૂદું છે. લોકમાં જેવું કર્મ કરવામાં આવે છે તે પ્રમાણે તેને તેનું ફળ મળે છે.[૩૧] જે ગંધવાળું, રસવાળું, રૂપવાળું, શબ્દવાળું અને સ્પર્શવાળું નથી, અને જેનું મુનિઓ બુદ્ધિવડે ચિંતન કરે છે, તેને પ્રધાન (પુરુષ) કહે છે.[૩૨] અહીં પ્રધાન એટલે અવ્યક્ત જાણવું. તે અવ્યક્તનો ગુણ (પરિણામ) મહાન્ છે, પ્રધાનભૂત મહત્તત્વનો ગુણ (કાર્ય) અહંકાર છે.[૩૩] મહાભૂતે (આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથિવી એ પંચમહાભૂતે) કરેલા ગુણો (શબ્દાદિરૂપ કાર્યો) અહંકારમાંથી ઉત્પન્ન થયાં છે. મહાભૂતોના વિષયરૂપ ગુણો જૂદા જૂદા કહેવામાં આવે છે.[૩૪] અવ્યક્તનો ધર્મ બીજરૂપ છે, અને તે પ્રસવાત્મક (ઉત્પન્ન થવારૂપ) છે. મહત્તત્વનો ધર્મ બીજરૂપ છે, અને તે પ્રસવરૂપ છે, એમ અમે સાંભળ્યું છે.[૩૫] અહંકારનો ધર્મ પણ બીજરૂપ છે, અને તે પુનઃ પુનઃ પ્રસવરૂપે રહે છે; અને પંચમહાભૂતોનો ધર્મ બીજરૂપ અને પ્રસવરૂપ છે.[૩૬]

એ પંચમહાભૂતોનો ધર્મ બીજરૂપ છે, અને તે પ્રસવ કરાવે છે, એમ કહેવામાં આવે છે. તે પંચભૂતોનાં વિશેષો છે, અને ચિત્ત તેમનું (વિશેષોનું) વિશેષણ છે.[૩૭] તેમાં આકાશ એક (શબ્દ) ગુણવાળું છે; વાયુના બે ગુણ (શબ્દ અને સ્પર્શ) કહેવાય છે; જ્યોતિ(અગ્નિ)ના ત્રણ ગુણ (શબ્દ, સ્પર્શ અને તેજ), અને આપ(જળ)ના ચાર ગુણ (શબ્દ, સ્પર્શ, તેજ અને રસ) કહેવામાં આવે છે;[૩૮] પૃથિવીના પાંચ ગુણ (શબ્દ, સ્પર્શ, તેજ, રસ અને ગંધ) જાણવા. તે સ્થાવર તથા જંગમથી ભરેલી છે. તે સર્વ ભૂતોને ઉત્પન્ન કરનારી તથા શુભ અને અશુભ બતાવનારી દેવી છે.[૩૯]

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાંચમો ગંધ એ ભૂમિના પાંચ ગુણો છે એમ, હે ઉત્તમ દ્વિજો! જાણવું.[૪૦] (પણ તેમાં) ગંધ સદા પૃથિવીનો ગંધ છે, અને ગંધ ઘણા પ્રકારના કહેવાય છે. તે ગંધના ઘણા ગુણો હું વિસ્તારથી કહું છું.[૪૧] ગંધ ઇષ્ટ (અનુકૂળ-મન પસંદ પડતો) છે અને અનિષ્ટ (અણગમતો) છે. તે મધુરો, અમ્લ (ખાટો), કટુ (તિખો), નિર્હારી (પ્રસરતો), સંહત (સંકોચાતો), સ્નિગ્ધ(તેલમય), રૂક્ષ (સૂકો) અને વિશદ (સ્પષ્ટ)[૪૨] એમ દશ પ્રકારનો પૃથિવીનો ગંધ કહેવામાં આવે છે.*

શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર જળના ગુણો કહેવાય છે.[૪૩] રસ (જળ)નો વિશેષ ગુણ છે, અને તે વિષે હું કહીશ. રસ ઘણા પ્રકારનો કહેવાય છે. મધુર (મીઠો), ખાટો, તીખો, કડવો, કષાય (તૂરો), અને ખારો.[૪૪] આ પ્રમાણે છ પ્રકારના વિસ્તારવાળો રસ વારિ(જળ)રૂપ કહેવાય છે.

શબ્દ, સ્પર્શ તથા રૂપ એ ત્રણ ગુણ અગ્નિના કહેવાય છે.[૪૫] જ્યોતિ(પ્રકાશ)નો ગુણ રૂપ (આકાર, રંગ) છે અને રૂપ ઘણા પ્રકારનો કહેવાય છે. શુકલ (સફેદ), કૃષ્ણ (કાળો), તથા રાતો, લીલો, પીળો તથા અરુણ;[૪૬] વળી ટુંકો, લાંબો, સૂકો, સ્થૂળ (જાડો), ચોખૂણુ તથા ગોળ એમ બાર પ્રકારનું તેજનું રૂપ કહેવાય છે.[૪૭] ધર્મ જાણનારા, સત્ય બોલનારા અને વૃદ્ધ બ્રાહ્મણોએ આ જાણવું જોઇએ.

શબ્દ અને સ્પર્શ એ બે વાયુના ગુણો જાણવા જેવા છે, એમ કહે છે.[૪૮] વાયુનો ગુણ સ્પર્શ છે, અને સ્પર્શ ઘણા પ્રકારનો કહેવાય છે. રૂક્ષ (સૂકો), ખડબચડો), શીત (ઠંડો), તથા ઉષ્ણ, સ્નિગ્ધ (મીઠો અથવા નાજુક), અને વિશદ (સ્પષ્ટ);[૪૯] કઠિન, ચિક્કણો, શ્લક્ષ્ણ (લીસો), પિચ્છિલ (દહિના જેવો લીસો), દારુણ અને મૃદુ (કોમળ) એવા બાર પ્રકારના વાયુના ગુણો કહેવાય છે.[૫૦]† ધર્મને જાણવાવાળા અને તત્વને જોવાવાળા બ્રાહ્મણો અને સિદ્ધોએ આ વિધિપૂર્વક જાણવું જોઇએ.[૫૧]

તેમાં આકાશ એક ગુણવાળું છે; તેનો ગુણ શબ્દ

* અત્રે મૂળમાં આઠજ ગંધ ગણાવ્યા છે. જો ઇષ્ટ અને અનિષ્ટ એને પણ ગંધના પ્રકાર માનીએ તો દશ પ્રકાર થઈ શકે.

† આ શ્લોકમાં સ્પર્શના બાર પ્રકાર કહ્યા છે, પણ ગણતાં અગ્યાર થાય છે.

છે એમ કહેવાય છે. તે શબ્દના ઘણા ગુણો હું વિસ્તારથી કહું છું.[૫૨] ષડ્જ (સ), રુષભ્ (રિ), ગાંધાર (ગ), મધ્યમ (મ), તથા પંચમ (પ), તેના પછી નિષાદ (નિ), તથા ધૈવત (ધ) જાણવો. વળી શબ્દ ઈષ્ટ (ગમતા) અને અનિષ્ટ (અણગમતા), તેમ જ સંહત (એકત્ર થયેલો) તથા વેહેંચાઈ ગયેલો પણ છે.[૫૩] આમ આકાશમાંથી જન્મતો દશ પ્રકારનો શબ્દ જાણવો.

આકાશ ઉત્તમ પ્રકારનું ભૂત છે, અને તેનાથી ચઢિયાતું અહંકાર છે.[૫૪] અહંકારથી ચઢતી બુદ્ધિ છે, અને બુદ્ધિથી ચઢતો આત્મા છે. તેનાથી (આત્માથી) ચઢતો અવ્યક્ત છે, અને અવ્યક્તથી ચઢતો પુરુષ છે.[૫૫] જે પુરુષ પંચમહાભૂતોમાંથી ચઢીઆતાં અને ઉતરતાં ભૂતોને જાણે છે, સર્વ કર્મના વિધિને જાણે છે તથા સર્વ પ્રાણીઓના આત્મારૂપ થયેલો છે, તે અધિકારી એવા બ્રહ્મને પામે છે.[૫૬]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'गुरुशिष्य संवाद' ए नामनो अध्याय ५० मो समाप्त

---

## અધ્યાય ૫૧ મો
### મનની શક્તિ

બ્રહ્મા કહે છેઃ–હવે મન આ પંચ મહાભૂતોનું ઈશ્વર છે. માટે (તે ભૂતોને) સંહાર કરવા માટે ભૂતોના આત્મારૂપ મન જ સમર્થ છે.[૧] મહાન્ ભૂતોનો અધિષ્ઠાતા નિત્ય મન છે, બુદ્ધિ (મનના) ઐશ્વર્યને પ્રકટ કરે છે, અને તેને જ (બુદ્ધિને) ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે.[૨] જેમ કોઈ સારથિ સારા ઘોડાને જોડે છે, તેમ મન ઇન્દ્રિયોને જોડે છે અને ઇન્દ્રિયો, મન, તથા બુદ્ધિ હંમેશાં ક્ષેત્રજ્ઞમાં જોડાય છે.[૩] (ઇન્દ્રિયોરૂપ) મોટા અશ્વવાળા અને બુદ્ધિરૂપ અંકુશવાળા રથ(શરીર)માં ચઢીને તે ભૂતાત્મા (દેહાભિમાની) ચારે બાજુએ ઘૂમે છે.[૪] ઇન્દ્રિય(રૂપ અશ્વો)ના સમૂહથી યુક્ત, મનરૂપ સારથિવાળો, બુદ્ધિરૂપ અંકુશવાળો બ્રહ્મમય રથ નિત્ય મહાન્ છે.[૫] જે વિદ્વાન્ સદા આવા બ્રહ્મમય રથને જાણે છે, તે ધીર પુરુષને સર્વ (કોઈ પણ) ભૂતોમાં મોહ લાગતો નથી.[૬] અવ્યક્તથી શરુ થતું અને વિશેષ(ગુણો)થી અંત પામતું, સ્થાવર અને જંગમવાળું, સૂર્ય અને ચંદ્રની પ્રભાથી પ્રકાશતું, ગ્રહ અને નક્ષત્રથી શોભતું;[૭] નદી અને પર્વતની જાળોથી ચારે તરફથી ભૂષિત થતું, અનેક પ્રકારના જળથી સતત અલંકૃત થયેલું,[૮] સર્વ ભૂતોના જીવનરૂપ, સર્વ પ્રાણધારીઓની ગતિરૂપ આ એક બ્રહ્મવન છે, તેમાં ક્ષેત્રને જાણવાવાળો નિત્ય ફરે છે.[૯] આ (આત્મ) લોકમાં જે જંગમ અને સ્થાવર સત્ત્વો છે, તેમનો પ્રથમ પ્રલય થાય છે. પછી ભૂતોએ કરેલા ગુણોનો પ્રલય થાય છે. ગુણના નાશની સાથે પંચભૂતોનો નાશ થાય છે. આ પ્રમાણે ભૂતોની ઉત્પત્તિ અને લયનો ક્રમ છે.[૧૦] દેવો, મનુષ્યો, ગંધર્વો, પિશાચો, અસુરો, રાક્ષસો સર્વ પોતાની મેળેજ ઉત્પન્ન થયા છે, કારણથી કે કાર્યથી ઉત્પન્ન થયેલા નથી.[૧૧] વિશ્વને ઉત્પન્ન કરનારા આ બ્રાહ્મણો પુનઃ પુનઃ આલોકમાં જન્મે છે; અને તેઓમાંથીજ જન્મેલાઓ, તેજ પંચ મહાભૂતોમાં, વખત આવતાં જેમ તરંગો સમુદ્રમાં લીન થાય છે તેમ, લીન થાય છે.[૧૨] વિશ્વને સરજનારાં ભૂતો કરતાં પણ સર્વ મહાભૂતો શ્રેષ્ઠ છે. એ પંચમહાભૂતોથી છૂટેલો મનુષ્ય શ્રેષ્ઠ ગતિને પામે છે.[૧૩]

પ્રભુ (બળવાન્) પ્રજાપતિએ મનના જોરથી આ સર્વ પેદા કર્યું. તે જ પ્રમાણે ઋષિઓ તપના જોરથી દેવોનાં સ્થાને પહોંચ્યા.[૧૪] એજ પ્રમાણે તપના (સંકલ્પના) ક્રમથી ફળ મૂળ વગેરે ખાવાવાળા, સિદ્ધો અને સમાધિ ચઢાવવાવાળા તપના જોરે ત્રણે લોકોને જુવે છે.[૧૫] ઔષધો, વનસ્પતિઓ તથા સર્વ જાતની વિદ્યાઓ તપના જોરથી પ્રકટ થાય છે. કારણ કે સર્વ પ્રાપ્તિનું મૂળ સાધન તપ છે.[૧૬] જે દુઃખે કરીને મળે છે, જે દુઃખે કરીને શિખાય છે, જે દુઃખે કરીને દાબમાં રખાય છે, જેનો અન્વય દુઃખે કરીને મળે છે, તે સર્વ તપથી સાધી શકાય છે; કારણ કે તપનું મુશ્કેલીથી ઉલ્લંઘન થાય છે.[૧૭] સુરાપાન કરનાર, બ્રાહ્મણનો ઘાત કરનાર, ચોર, ગર્ભપાત કરનાર, ગુરુપત્ની સાથે ગમન કરનાર, એ સર્વે પાપોમાંથી સારી રીતે તપ કરનાર મુક્ત થાય છે.[૧૮] મનુષ્યો, પિતૃઓ, દેવો, પશુઓ, મૃગો, પક્ષીઓ, અને સ્થાવર તથા જંગમ બીજાં જે ભૂતો છે તેઓ,[૧૯] તપમાં નિત્ય પ્રીતિવાળા થવાથી સદા તપના જોરથી સિદ્ધિને પામે છે. એ જ રીતે તપના જોરથી મહા માયાવાળા દેવો સ્વર્ગમાં ગયા છે.[૨૦] ફળવાળાં કર્મો જેઓ તંદ્રા-વગરના થઇને કરે છે, તેઓ અહંકારથી સારી રીતે મુક્ત થઇને પ્રજાપતિની પાસે જાય છે.[૨૧] શુદ્ધ ધ્યાનયોગથી મમતા રહિત થયેલા, અહંકાર વિનાના તે મહાત્માઓ મહાન્ એવા ઉત્તમ લોકને મેળવે છે.[૨૨] ધ્યાન-યોગ પ્રાપ્ત કરીને સદા પ્રસન્નમતિવાળા, આત્માને જાણનારાઓમાં શ્રેષ્ઠ સુખના ભંડારરૂપ અવ્યક્તમાં પ્રવેશ કરે છે.[૨૩] ધ્યાનયોગ પ્રાપ્ત કરીને મમતારહિત થયેલા, અહંકાર વિનાના મનુષ્યો અવ્યક્તરૂપ મોટા-ઓના ઉત્તમ લોકમાં પ્રવેશ કરે છે.[૨૪] અવ્યક્ત-

માંથી જ ઉત્પન્ન થયેલો અને પુનઃ સમ સંજ્ઞાને પ્રાપ્ત થયેલો, તમસ અને રજસ ગુણોથી મુક્ત થયેલો, કેવળ સત્ત્વનો આશ્રય લઈને[૨૫] સર્વ પાપોથી મુક્ત થયેલો જીવ સર્વના કારણભૂત નિષ્કલ બ્રહ્મરૂપે થાય છે, અને તેને ક્ષેત્રજ્ઞ એમ જાણવો. જે તેને જાણે છે તે વેદને જાણનારો કહેવાય છે.[૨૬] ચિત્તમાંથી ચિત્તને (સંપૂર્ણ જ્ઞાનને) મેળવીને મુનિએ સંયમવાળા થઇને બેસવું. જે વિષે મન હોય તેના જેવું મન થાય છે. આ સનાતન ગુહ્ય જાણવા જેવું છે.[૨૭] તે અવ્યક્તરૂપ આદિવાળું અને વિશેષરૂપ અંતવાળું છે, અને તે અવિદ્યારૂપ લક્ષણવાળું છે. તેટલા માટે ગુણોવાળું આ લક્ષણ છે એમ તમે જાણો છો.[૨૮] બે અક્ષરવાળો મૃત્યુ છે; ત્રણ અક્ષરવાળું શાશ્વત બ્રહ્મ છે. મમ કહ્યું તેનું મૃત્યુ થાય છે; મમ નહિં કહ્યું તે શાશ્વત (ચિરંજીવ) છે.[૨૯] મંદ બુદ્ધિને લીધે કેટલાક મનુષ્યો કર્મની પ્રશંસા કરે છે. પરંતુ જે વૃદ્ધ (અનુભવી) મહાત્માઓ છે, તેઓ કર્મની પ્રશંસા કરતા નથી.[૩૦] કર્મને લીધે મૂર્તિમાન્ સોળ તત્ત્વવાળો (પંચમહાભૂત, પાંચ જ્ઞાનેન્દ્રિયો, અને પાંચ કર્મેન્દ્રિયો અને મનવાળો આત્મા) પ્રાણી જન્મમરણને પામે છે. વિદ્યા પુરુષ(દેહાભિમાની જીવ)ને ખાઈ જાય છે; પરંતુ (દેવોને અર્પણ કર્યા પછી શેષ રહેલા) અમૃત નામથી ઓળખાતા પદાર્થોનું ભોજન કરનારાઓને તે ગ્રાહ્ય છે.[૩૧] તેટલા માટે જે કેટલાકો સામો પાર જોવાવાળા છે, તેઓ કર્મોમાં સ્નેહ રાખતા નથી. આ પુરુષ વિદ્યામય છે, તેને કર્મમય કહેતા નથી.[૩૨] જે આ રીતે તેને મૃત્યુ વગરનો, નિત્ય, અગ્રાહ્ય, શાશ્વત, અવિનાશી, વશ કરવા યોગ્ય, આત્માવાળો, આસંગ વિનાનો જાણે છે તે મરણ પામતો નથી.[૩૩] જે કોઈ તેને અપૂર્વ (જેની પહેલાં કોઇ છે નહિ તેવો), અકૃત (કોઇથી ઘડાયેલો નહિ તે), નિત્ય, અવિચારી (જેનો વિચાર ન કરી શકાય તેવો, કૂટસ્થ), અગ્રાહ્ય, અમૃતને ખાનારને આ રીતે જાણે છે, તે પોતે આ કારણોને લીધે નિઃસંશય અગ્રાહ્ય અને અમૃત થઈ પડે છે.[૩૪] સર્વ સંસ્કારોને દૃઢ કરીને આત્માને વિષે આત્માનો નિરોધ કરીને માણસ તે શુભ બ્રહ્મને જાણે છે, કે જેનાથી બીજું મોટું નથી.[૩૫] સત્ય (બુદ્ધિ) નિર્મળ થતાં માણસને પ્રસાદ (શાંતિ) મળે છે. પ્રસાદ(શાંતિ)નું લક્ષણ સ્વપ્ન દર્શનના જેવું થાય છે.[૩૬]* જ્ઞાનપર શ્રદ્ધાવાળાઓ જેઓ છે, તે મુક્તોની આ ગતિ છે. પરિણામને લીધે ઉત્પન્ન થયેલી જે સર્વ પ્રવૃત્તિઓ છે, તેને તેઓ જુએ છે.[૩૭] વિરક્ત મનુષ્યોની આ ગતિ છે, આ જ સનાતન ધર્મ છે, જ્ઞાનવાળાઓની આ પ્રાપ્તિ (મીલકત) છે, આ વૃત્ત નિંદા વગરનું છે;[૩૮] સર્વ ભૂતો પ્રતિ સમભાવવાળો, સ્પૃહા વગરનો, આશા વગરનો અને સર્વત્ર સમદૃષ્ટિ રાખવાવાળો—આવા મનુષ્યથી આ ગતિ પ્રાપ્ત થઈ શકે તેવી છે.[૩૯] હે ઉત્તમ વિપ્રર્ષિઓ! આ સર્વ તમને કહેવામાં આવ્યું છે. તમે સત્વર તે પ્રમાણે કરો, એટલે તમને સિદ્ધિ મળશે.[૪૦]

ગુરુ કહે છેઃ–એ પ્રમાણે ગુરુ બ્રહ્માએ તે મુનિઓને કહ્યું, એટલે તે મહાત્મા મુનિઓએ તે પ્રમાણે કર્યું અને ઉત્તમ લોક મેળવ્યા.[૪૧] હે મહાભાગ! તે બ્રાહ્મણે કહેલા જે શબ્દો મેં કહ્યા છે, તે પ્રમાણે, હે શુદ્ધ આત્માવાળા! તું બરાબર વરત, એટલે તને પણ સિદ્ધિ પ્રાપ્ત થશે.[૪૨]

વાસુદેવ કહે છેઃ–આ પ્રમાણે ગુરુએ ઉત્તમ ધર્મ શિષ્યને કહ્યો એટલે તે શિષ્યે, હે કુંતિના પુત્ર! તેણે તે સર્વ કર્યું અને પછી મોક્ષ મેળવ્યો.[૪૩] હે કુરુકુળનું વહન કરનારા! ત્યારે તે શિષ્ય કૃતકૃત્ય થયો, અને તે પદ મેળવ્યું કે જ્યાં ગયા પછી કોઈ શોક કરતું નથી.[૪૪]

અર્જુન પૂછે છેઃ–હે કૃષ્ણ! તે બ્રાહ્મણ કોણ હતો? હે જનાર્દન! ને તે શિષ્ય કોણ હતો? જો તે મારે સાંભળવા યોગ્ય હોય તો, હે વિભો! તું તે મને કહે.[૪૫]

વાસુદેવ કહે છેઃ–હે મહાબાહો! ગુરુ તે હું, અને શિષ્ય મનને જાણ. તારાપરની પ્રીતિને લીધે, હે ધનંજય! મેં આ ગુહ્ય તને કહ્યું છે.[૪૬] હે કુરુકુળને વહન કરવાવાળા! જો તારી મારાપર હંમેશાં પ્રીતિ હોય તો, હે સારા વ્રતવાળા! આત્મા વિષેનું આ જ્ઞાન સાંભળ્યા પછી તે પ્રમાણે તું આચરણ કર.[૪૭] હે દુશ્મનોને કાપવાવાળા! પછી જ્યારે તું આ ધર્મ બરાબર પાળીશ ત્યારે સર્વ પાપથી મુક્ત થયેલો તું કેવળ મોક્ષને મેળવીશ.[૪૮] જ્યારે યુદ્ધકાળ આવ્યો ત્યારે પહેલાં પણ આ મેં તને, હે મહાબાહો! કહ્યું હતું. તેટલા માટે એ વિષે તું ધ્યાન આપ.[૪૯] હે ભરતવંશમાં શ્રેષ્ઠ! મેં તો મારા પ્રભુ એવા પિતાને લાંબો વખતથી જોયા છે. હે ફાલ્ગુન! તારી સંમતિથી હવે હું તેને પાછા જોવાને ઇચ્છું છું.[૫૦]

વૈશમ્પાયન કહે છેઃ–કૃષ્ણે આ વચન કહ્યા પછી ધનંજયે તેને સામું કહ્યું.

અર્જુન કહે છેઃ–હે કૃષ્ણ! આજે આપણે ગજને

*સ્વપ્નમાં સર્વ અસત્ય વસ્તુઓ જણાય છે. તેમ જ્યારે બુદ્ધિ નિર્મળ થાય છે ત્યારે માણસને સર્વ વસ્તુઓની અસત્યતા જણાય છે. નીલકંઠ કહે છે કે, શાંતિ મળતાં આત્મા દેહને વિષે તેમ જ અન્ય પદાર્થોને વિષે આસંગ-પ્રીતિ વિનાનો થાય છે.

નામે ઓળખાતા (એટલે હસ્તિનાપુર) નગરમાં ચાલો જઈએ.૫૧ ત્યાં ધર્માત્મા રાજા યુધિષ્ઠિરને મળીને અને તે રાજાની આજ્ઞા મેળવીને તારે તારી પુરી તરફ જવું ઠીક છે. ૫૨

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'गुरुशिष्य संवाद' ए नामनो अध्याय ५१ मो समाप्त

## અધ્યાય ૫૨ મો

### કૃષ્ણનું પ્રયાણ

વૈશમ્પાયન કહે છેઃ-તે પછી કૃષ્ણે દારુકને આજ્ઞા કરી કે, "રથ જોડો," અને એક મુહૂર્તમાં તો દારુકે (આવીને) કહ્યું કે, "જોડ્યો છે."૧ તેમ જ પાંડુના પુત્રે (અર્જુને) પોતાના અનુયાયી વગેરેને કહ્યું કે, "તૈયાર થઈ જાઓ, આપણે ગજ નામના નગર તરફ પ્રયાણ કરવું છે."૨ આમ કહ્યું એટલે, હે વિશાંપતિ! તે સૈનિકો સજ્જ થઈ ગયા, અને અમાપ તેજવાળા પૃથાના પુત્રને જણાવ્યું કે, "તૈયારી થઈ ગઈ છે."૩ પછી તે બે, કૃષ્ણ અને પાંડવ (અર્જુન), હે વિશાંપતિ! રથમાં બેસીને ચાલ્યા, અને અરસપરસ પ્રેમ ધરતા તે બે ચિત્રવિચિત્ર કથાઓ કરવા લાગ્યા.૪ રથમાં બેઠેલા વાસુદેવને મહાતેજસ્વી ધનંજયે, હે ભરતોમાં ઉત્તમ! ફરીથી આ વાક્ય કહ્યું.૫

અર્જુન કહે છેઃ-હે વૃષ્ણિના કુળને ચલાવનારા! તારા પ્રસાદથી રાજા (યુધિષ્ઠિર)ને જય મળ્યો, શત્રુઓને હણવામાં આવ્યા અને કંટક વિનાનું રાજ્ય મળ્યું.૬ હે મધુદૈત્યને મારનારા! પાંડવો તારાવડે ધણિયાતા થયા છે. તારા જેવું નાવ મેળવીને તેઓ કુરુરૂપ સાગરને તરી ગયા છે.૭ હે વિશ્વને કરવાવાળા! હે વિશ્વન આત્મારૂપ! હે વિશ્વમાં શ્રેષ્ઠ! તને મારા નમસ્કાર હો! તે પ્રમાણે હું તને ઓળખું છું કે, જે પ્રમાણે તું મને માને છે.૮* હે મધુસૂદન! તારા તેજમાંથી નિત્ય ભૂતાત્મા જન્મે છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય એ તારી ક્રીડા (રમત) છે. હે વિભો! આકાશ અને પૃથિવી તારી માયા છે.૯ જે સ્થાવર અને જંગમરૂપ આ સર્વ વિશ્વ છે, તે તારામાં જ રહેલું છે અને તું ચાર પ્રકારના (અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ, અને જરાયુજ એટલે ઓળમાંથી થનાર) સર્વ ભૂત(પ્રાણી)સમુદાયને ઉત્પન્ન કરે છે.૧૦ હે મધુસૂદન! પૃથિવી, અંતરિક્ષ અને આકાશ તારા વિશે રહેલાં છે; મળ વગરની જ્યોત્સ્ના તે તારું હાસ્ય છે; ઋતુઓ તારી ઇન્દ્રિયો છે;૧૧ સતત ચાલનારો વાયુ તે પ્રાણ છે; તારો સનાતન મૃત્યુ એ તારો ક્રોધ છે; હે મહામતિવાળા! તારા પ્રસાદ-(પ્રસન્નતા)માં પદ્મા એવી શ્રી(લક્ષ્મી) નિત્ય વસે છે.૧૨ રતિ, તુષ્ટિ (સંતોષ), ધૃતિ(ધીરજ), ક્ષાંતિ (ક્ષમા), મતિ, કાન્તિ (સૌંદર્ય), અને ચર તેમ જ અચર સર્વ તું જ છો. આલોકમાં યુગોના અંતમાં, હે અનઘ! તને જ નિધન (મૃત્યુરૂપ) કહેવામાં આવે છે.૧૩ ઘણા લાંબાકાળ પછી પણ તારા ગુણ મારાથી કહી શકાય તેમ નથી. હે નલિન(કમળ) જેવા નેત્રવાળા! તું જ આત્મા અને પરમાત્મા છો.૧૪ તને નમસ્કાર હો. હે સુદુર્ધર્ષ! નારદ, દેવલ, કૃષ્ણદ્વૈપાયન તથા કુરુઓના પિતામહ(ભીષ્મ)ની પાસેથી મારા જાણવામાં આવ્યું છે કે,૧૫ તારામાં જ સર્વ સારી રીતે આસક્ત રહેલું છે. તું જ એક મનુષ્યોનો ઈશ્વર છે અને અનુગ્રહ(કૃપા, પ્રસાદ)વાળું જે કંઈ છે તે, હે અનઘ! આ, તેં મને કહ્યું છે.૧૬ હે જનાર્દન! આ સર્વ હું બરાબર પાળીશ, અમારું પ્રિય કરવાની ઈચ્છાથી આ અત્યંત અદ્‌ભુત કામ તેં કર્યું છે.૧૭ તે એ છે કે, કુરુવંશમાં જન્મેલા ધૃતરાષ્ટ્રના પાપી પુત્રનો યુદ્ધમાં નાશ કર્યો છે; તેં યુદ્ધમાં કૌરવનાં સૈન્યને બાળી નાખ્યું હતું, તેને મેં જિત્યું છે.૧૮ તેં તે કર્મ કર્યું કે, જેથી મને જય મળ્યો. તારી બુદ્ધિના પરાક્રમથી સંગ્રામમાં દુર્યોધનના,૧૯ તેમ જ કર્ણના, તેમ જ પાપી સિન્ધુરાજના, તેમ જ ભૂરિશ્રવાના વધનો ઉપાય બરાબર બતાવવામાં આવ્યો હતો.૨૦ હે દેવકીનંદન! મારાપર પ્રસન્ન થયેલા તેં જે કહ્યું છે તે હું કરીશ, એમાં મારે જરા પણ વિચારવાનું નથી.૨૧ અને ધર્માત્મા રાજા યુધિષ્ઠિર પાસે જઈને, હે ધર્મને જાણવાવાળા! હે નિર્દોષ! તારાં ગમન માટે દબાણ કરીશ.૨૨ હે પ્રભો! તારું દ્વારકાગમન મને રુચતું આવે છે. કારણ કે, તેથી હે જનાર્દન! મારા માતુલને તું ટુંક સમયમાં મળીશ,૨૩ તેમ જ દુર્ધર્ષ બળદેવને તથા વૃષ્ણિવંશના બીજા મુખીઓને પણ મળીશ.

વૈશમ્પાયન કહે છેઃ-આ રીતે વાતો કરતા કરતા તે બે જણા વારણ (હસ્તિ) નામના નગરમાં આવી પહોંચ્યા,૨૪ અને નગરમાં પ્રવેશ કર્યો. તે પછી તે બે અતિ આનંદમાં આવેલા માણસોથી ભરપૂર, શક્રના ગૃહની ઉપમાને લાયક એવા ધૃતરાષ્ટ્રના ઘરમાં ગયા,૨૫ અને ત્યાં, હે મહારાજ! જનેશ્વર ધૃતરાષ્ટ્રને, મહાબુદ્ધિવાળા વિદુરને, રાજા યુધિષ્ઠિરને,૨૬ દુર્ધર્ષ એવા ભીમસેનને, માદ્રીના બે પાંડુપુત્રોને અને ધૃતરાષ્ટ્રની પાસે બેઠેલા અપરાજિત યુયુત્સુને,૨૭ મહાબુદ્ધિવાળી ગાંધારીને, પૃથા(કુન્તી)ને, સુંદર કૃષ્ણા(દ્રૌપદી)ને, સુભદ્રાદિને

* બીજી મત પ્રમાણેઃ-તથા હું તને જાણું છું અને તેં મને માન આપ્યું છે.

તથા ભરતવંશીઓની સર્વ સ્ત્રીઓને મળ્યા;[૨૮] તથા ગાંધારીની પરિચારિકા એવી સર્વ સ્ત્રીઓને પણ મળ્યા. પછી શત્રુઓને દમનારા તે બન્ને ધૃતરાષ્ટ્ર રાજાની પાસે ગયા,[૨૯] અને પોતાનાં નામો જણાવીને તેના પાદનો સ્પર્શ કર્યો. તેમ જ ગાન્ધારીના, પૃથાના, ધર્મરાજાના,[૩૦] અને ભીમના બન્ને પાદનો એ બે મહાત્માઓએ સ્પર્શ કર્યો. પછી ક્ષત્તા(વિદુર)ને પણ ભેટીને તેને ક્ષેમકુશળ પૂછ્યું.[૩૧] તે પછી તે બે જણા બધાને મળ્યા પછી તે વૃદ્ધ રાજાની ઉપાસના કરવા લાગ્યા. પછી રાત્રિના મહારાજા ધૃતરાષ્ટ્રે કુરુઓના મુખીઓને (વિસર્જન કર્યા).[૩૨] તેમ જ તે બુદ્ધિમાને જનાર્દનને (અર્જુનને) પોતપોતાના ઘેર વિદાય કર્યા. તેઓ રાજાની આજ્ઞા લઈ લઇને પોતપોતાને ઘેર ગયા.[૩૩] વીર્યવાન્ કૃષ્ણ ધનંજયને ઘેર ગયા. ત્યાં તેની યથાન્યાયે પૂજા થઈ, અને સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરવામાં આવી.[૩૪]* પછી મેધાવી કૃષ્ણ ધનંજયની સાથે સૂતા. રાત્રિ પૂરી થઈ અને પ્રભાત થયું ત્યારે તેઓએ પૂર્વાહ્નની સર્વ ક્રિયાઓ કરી.[૩૫] સારી રીતે સજ્જ થઈને ધર્મરાજાના ભવનમાં ગયા. ત્યાં પોતાના અમાત્યો સાથે મહાબળવાન્ યુધિષ્ઠર બેઠા હતા.[૩૬] સારી રીતે શણગારેલા તે ઘરમાં એ બે મહાત્માઓએ પ્રવેશ કર્યો, અને બે અશ્વિનો જેમ દેવરાજને જુવે, તેમ ધર્મરાજનાં દર્શન કર્યાં.[૩૭] વૃષ્ણિવંશમાં અને કુરુવંશમાં શ્રેષ્ઠ એવા તે બે રાજા(યુધિષ્ઠિર)ની પાસે ગયા, અને પ્રસન્ન થયેલાની આજ્ઞાથી તે બે બેઠા.[૩૮] પછી બોલવાની ઇચ્છાવાળા તે બેને જોઇને બુદ્ધિમાન્, રાજાઓમાં શ્રેષ્ઠ, અને બોલનારામાં શ્રેષ્ઠ એવા તે રાજાએ આ વચન તેમને કહ્યું.[૩૯]

યુધિષ્ઠિર કહે છેઃ–હે વીરો! હે યદુ અને કુરુકુળને વહન કરનારાઓ! તમે બન્ને બોલવાની ઇચ્છાવાળા લાગો છો. તમારે જે કહેવું હોય તે કહો. હું તે સત્વર સર્વ કરીશ. તમે વિચાર કરો મા.[૪૦]

વૈશમ્પાયન કહે છેઃ–આ પ્રમાણે કહ્યું, એટલે વાકય બોલવામાં કુશળ એવા ફાલ્ગુને ધર્મરાજાની પાસે વિનયથી જઇને આ પ્રમાણે કહ્યું.[૪૧]

અર્જુન કહે છેઃ–હે રાજન્! આ પ્રતાપી વાસુદેવ લાંબો વખત થયાં અહિં રહે છે, તે આપની આજ્ઞા લઈ પોતાના માતપિતાને જોવાની ઇચ્છા રાખે છે.[૪૨] જો તારી ઇચ્છામાં આવે તો તારી આજ્ઞાથી તે આનર્ત નગરી (દ્વારકાપુરી) જશે. હે વીર! તું આજ્ઞા આપવાને યોગ્ય છો.[૪૩]

યુધિષ્ઠિર કહે છેઃ–હે પુણ્ડરીકાક્ષ! તારું ભલું થાઓ! હે મધુસૂદન! હે પ્રભો! દ્વારાવતી પુરી તરફ, શૂરના પુત્રને (વસુદેવને) મળવાને આજે જ જા.[૪૪] હે મહાબાહો! હે કેશવ! તારું ગમન મને રુચે છે. તેં મારા માતુલને તેમ જ દેવી દેવકીને જોયાને લાંબો વખત થયો છે.[૪૫] મારા માતુલ(વસુદેવ)ને ભેટીને અને, હે માન આપવાવાળા! બળદેવની પાસે જઇને, હે મોટી બુદ્ધિવાળા! તેમની યોગ્યતા પ્રમાણે મારાં વાકયથી તેમની પૂજા કરજે. (અર્થાત્ મારા પ્રણામ કહેજે).[૪૬] વળી મને તથા બળવાનોમાં શ્રેષ્ઠ ભીમને, ફાલ્ગુનને, સહદેવને અને નકુળને, હે માનદ! નિત્ય યાદ કરજે.[૪૭] હે મોટી ભુજાવાળા! આનર્તના લોકોને તથા તારા વડાને તથા વૃષ્ણિને મળીને, હે અનઘ! મારા હયમેધમાં પાછો આવજે.[૪૮] નાના પ્રકારનાં રત્નો અને વસુને લઇને જજે; તથાં બીજું જે કંઈ મનપસંદ હોય તે લઇને, હે સાત્વત વંશમાં ઉત્પન્ન થયેલા! જજે.[૪૯] હે કેશવ! આ આખી પૃથિવી તારા પ્રસાદથી (મને) મળી છે; અને અમારા શત્રુઓ પણ, હે વીર! હણાયા છે. (એટલે આ સર્વ તારું છે. તને જોઇએ તે તું લઇ જા.)[૫૦]

વૈશમ્પાયન કહે છેઃ–કુરુ વંશના ધર્મરાજા યુધિષ્ઠિરે આમ કહ્યું, એટલે પુરુષોમાં શ્રેષ્ઠ વાસુદેવે આ વચન કહ્યુંઃ–[૫૧] (કૃષ્ણ કહે છેઃ–) હે મહાભુજાવાળા! મારાં રત્નો, ધન, અને આખી પૃથ્વી તારી જ છે અને મારા ઘરમાં બીજું જે કંઈ દ્રવ્ય છે તેનો પણ, હે! ઈશ્વર નિત્ય તું જ ઈશ્વર છો.[૫૨]

વૈશમ્પાયન કહે છેઃ–"તથાસ્તુ" એમ કહીને વીર્યવાન્ ધર્મસુતે ગદાગ્રજ કૃષ્ણની સામી પૂજા કરી. પછી પોતાના પિતાની બહેન ફોઈની (કુંતી)ની સાથે યથાવિધિ વાત કરી, પૂજા (માન) પામી, પછી તેની (ફોઇની) પ્રદક્ષિણા કરી.[૫૩] ફોઈએ પણ સામી તેમ જ પૂજા કરી; પછી વિદુરાદિ સર્વેએ તેને માન આપ્યું. એટલે ગદાગ્રજ ચતુર્ભુજ પોતે દિવ્ય રથમાં બેસીને નાગ (હાથી) નામના પુરમાંથી બહાર નીકળ્યા.[૫૪] પછી યુધિષ્ઠિર તથા પોતાના પિતાની બહેન(કુંતા)ની અનુમતિથી તે મોટી ભુજાવાળા જનાર્દન, પોતાની

* આ અને બીજા એવા ઘણા શ્લોકપરથી એ સમજાય છે કે, પાંડવોનો બહારનો વ્યવહાર એકત્રિત ચાલતો હતો, પણ ઘરની અંદર તે સર્વે જૂદા રહેતા હતા, અને તેથી કૃષ્ણ પોતાના મિત્ર અર્જુનને ઘેર ગયા વિગેરે ખાસ કહ્યું છે. ઘરમાં સ્ત્રીઓ હતી તેથી ભાઇઓએ એક બીજાના મહેલમાં જવાને ખાસ નિયમ રાખ્યો હતો. અર્જુને એક વેળાએ તે નિયમનો ભંગ કરેલો ત્યારે તેણે પ્રાયશ્ચિત્ત તરીકે એક વર્ષ વનવાસ કર્યો હતો. વળી લગ્ન પછી દરેકનો ગૃહસ્થાશ્રમનો અગ્નિ જૂદો જ હોવો જોઇએ, તેથી પણ ભિન્ન નિવાસનો પ્રથા જણાય છે. આજે એકત્રિત અવિભક્ત કુટુંબ એટલે એક નાના ઘરમાંનો ખીચડો માનવામાં આવે છે અને તે કાંતિમાન્ તથા ઐકયવાળું મનાય છે તે ખોટું છે.

ભાગ્યશાળી બ્હેન સુભદ્રાને રથમાં બેસાડીને, પૌર-જનોથી વિંટાયેલા, (નગર) બ્હાર નીકળ્યા.[૫૫] વાનર-વર્ય (હનુમાન) જેની ધ્વજાપર છે તે અર્જુન, સાત્યકિ, માદ્રીના બે પુત્રો, અગાધ બુદ્ધિવાળા વિદુર, અને હાથીના જેવા પરાક્રમવાળો ભીમ ખુદ માધવની પાછળ (વળાવવાને) ગયા.[૫૬] પછી કુરુના રાષ્ટ્રને વધારવાવાળા સર્વેને અને વિદુરને વીર્યવાન્ જનાર્દને પાછા વળાવીને, પોતાના સારથિ દારુકને તથા સાત્યકિને કહ્યું, 'અશ્વોને જોરથી ચલાવો.'[૫૭] જેમ શત્રુગણને મારી શતક્રતુ દેવપુરીમાં જાય, તેમ શત્રુઓનો ઘાણ કરનારા અને જેની પાછળ શિની વંશના વીરો ચાલ્યા આવે છે એવા પ્રતાપી જનાર્દન આનર્તપુરીમાં (દ્વારકામાં) ગયા.[૫૮]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'कृष्णप्रयाण' ए नामनो अध्याय ५२ मो समाप्त

## અધ્યાય ૫૩ મો

### કૃષ્ણ તથા ઉત્તંકનો સમાગમ

વૈશમ્પાયન કહે છેઃ—આ રીતે દ્વારકા તરફ પ્રયાણ કરી જતા વૃષ્ણિ વંશના પુરુષને ભરતવંશના મુખીઓ, શત્રુઓને તપાવનારા રાજાઓ (રાજવંશીઓ) ભેટી ભેટીને પાછા વળતા હતા.[૧] ફાલ્ગુન ફરી ફરીને વૃષ્ણિ વંશના પુરુષને ભેટતો હતો અને નજર પહોંચે ત્યાં સૂધી ફરી ફરીને તેણે જોયા કર્યું.[૨] ગોવિંદ વિષે ઠરી રહેલી દૃષ્ટિને પાર્થે મહામહેનતે પાછી ખેંચી અને અપરા-જિત કૃષ્ણે પણ તેમ કર્યું.[૩] તે મહાત્માના પ્રયાણ-સમયે જે જે નિમિત્તો (શકનો) થયાં, તે બહુ અને અદ્ભુત હતાં તે હું કહું છું તે સાંભળ.[૪] રથની આગળ વાયુ મહાવેગથી વાવા લાગ્યો કે, જેથી માર્ગ કાંકરા વિનાનો, રજ (ધૂળ) વિનાનો અને કાંટા વિનાનો થયો.[૫] વાસવે (ઇન્દ્રે) પવિત્ર અને સુગંધિત જળ તથા દિવ્ય પુષ્પો, તે શાર્ઙ્ગધન્વાના માર્ગમાં વર્ષાવ્યાં;[૬] તે મહાબાહુ સપાટ મરુ ભૂમિમાંથી પ્રયાણ કરતો હતો ત્યારે ત્યાં મુનિઓમાં શ્રેષ્ઠ, અમાપ તેજવાળા ઉત્તંક મુનિનાં દર્શન થયાં.[૭] તે તેજસ્વી અને વિશાળ લોચનવાળાએ તે મુનિની પૂજા કરી અને કૃષ્ણે તેની સામી પૂજા કરી. પછી તેનું કુશળ પૂછ્યું.[૮] કૃષ્ણે તેનું કુશળ પૂછ્યું અને તેની પૂજા કરી. પછી બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ઉત્તંકે માધવને પૂછ્યું.[૯]

ઉત્તંક પૂછે છેઃ—કુરુઓ અને પાંડવોના મહેલોમાં જઇને, હે શૌરિ! તેં ભાઇઓ વિષે ભ્રાતૃભાવ અચલ કર્યો કે નહિ? તે વિષે કહેવાને તું યોગ્ય છો.[૧૦] હે કેશવ! હે વૃષ્ણિઓમાં શ્રેષ્ઠ! તે સંબંધીઓ, તે તારાં પ્રિય જનો એવા વીર પુરુષોમાં સંધિ કરાવીને તું પાછો આવ્યો છે કે?[૧૧] પાંડુનાં પાંચ પુત્રો અને ધૃતરાષ્ટ્રના પુત્રો, હે પરંતપ! તારી સાથે આ લોકમાં વિહાર કરશે કે?[૧૨] પોતાના રાજ્યમાં તે રાજાઓ (રાજવંશીઓ), હે કેશવ! તારા જેવા નાથે કૌરવોને શાંત કર્યા પછી, કંઈ સુખ ભોગવશે ખરા કે?[૧૩] હે તાત! મારી જે સંભાવના (ભક્તિ) તારા વિષે નિત્ય રહે છે તે, હે તાત! તારા ભરતના વંશજો પ્રતિ સફળ થઈ કે નહિ?[૧૪]

કૃષ્ણ કહે છેઃ—સારી રીતે શાંતિ કરવા માટે કૌરવોને વિષે મેં પહેલેથી પ્રયત્ન કર્યો હતો. જ્યારે જલદીથી સમતા સ્થાપવાને (તેઓ) અશકય થયા ત્યારે[૧૫] પોતાના પુત્રો અને બંધુઓ સહિત સર્વેનો નાશ થયો. બુદ્ધિથી કે બળથી ભાગ્યનું ઉલ્લંઘન કરી શકાતું નથી.[૧૬] હે મહર્ષિ! હે અનઘ! આ સર્વે તને જાણીતું છે. તેઓએ મારે વિષે, ભીષ્મે તથા વિદુરે આપેલી સલાહનું ઉલ્લંઘન જ કર્યું.[૧૭] પછી તેઓ સામ સામા પડી યમને ઘેર ગયા. પાંચ પાંડવો જ બાકી રહ્યા છે, કે જેમના શત્રુઓ હણાયા છે અને પુત્રો પણ હણાયા છે.[૧૮] પોતાના પુત્રો અને બાંધવો સહિત સર્વે ધાર્તરાષ્ટ્રો (ધૃતરાષ્ટ્રના પુત્રો) મરાયા છે.

વૈશમ્પાયન કહે છેઃ—કૃષ્ણે આ વચન કહ્યું, એટલે અત્યંત ક્રોધાયમાન થઇને, ક્રોધથી ફાટી ગયેલા લોચન-વાળા ઉત્તંકે તેને કહ્યું.[૧૯]

ઉત્તંક કહે છેઃ—હે કૃષ્ણ! કુરુઓના શ્રેષ્ઠ પુરુષો તે તારા સંબંધીઓ છતાં અને તારાં પ્રિયજનો છતાં તેં શક્તિમાને જેથી તેઓનું રક્ષણ ન કર્યું, તેથી હું તને નિઃસંશય શાપ દઇશ.[૨૦] જે કારણથી તેં તેમને પકડીને વાર્યા નહિ તેથી, હે મધુસૂદન! મને ક્રોધ ચઢયો છે, તેથી હું તને શાપ દેઇશ.[૨૧] હે માધવ! તું (કૌરવોના શ્રેષ્ઠ પુરુષોની રક્ષા કરવાને) સમર્થ હતો, છતાં તેં મિથ્યા આચારથી (કપટવ્યવહારથી) ઉપેક્ષા કરવાથી (રક્ષણ કરવાની દરકાર ન કરવાથી) કૌરવ વંશના એકઠા થયેલા શ્રેષ્ઠ પુરુષો નાશ પામ્યા છે.[૨૨]

કૃષ્ણ કહે છેઃ—હે ભૃગુનંદન! હું જે વિસ્તારથી કહું છું, તે તું સાંભળ. હે ભાર્ગવ! તું અનુનય (વિનય)ને ગ્રહણ કરો, કારણ કે તું તપસ્વી છો.[૨૩] મારી પાસેથી એ અધ્યાત્મ વાત સાંભળ્યા પછી ભલે શાપ આપજે. કોઈ પણ પુરુષ અલ્પ તપ કરીને મારો પરાભવ કરવા શક્તિવાન્ નથી.[૨૪] તેમ, હે તપ કરનારા-ઓમાં શ્રેષ્ઠ! તારાં તપનો નાશ કરવાની પણ મારી ઇચ્છા નથી. તારું તપ ઘણા મોટા તેજવાળું છે, અને તેં તારા ગુરુઓને પણ સંતોષેલા છે.[૨૫] હે દ્વિજસત્તમ!

તેં બાળપણથી બ્રહ્મચર્ય પાળ્યું છે તે હું જાણું છું. તે માટે દુઃખે કરીને મેળવેલાં તપનો વ્યય (નાશ) કરવાની મારી ઇચ્છા નથી.[૨૬]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां उत्तंकोपाख्यानमां 'कृष्ण अने उत्तंकनो समागम' ए नामनो अध्याय ५३ मो समाप्त

## અધ્યાય ૫૪ મો

### કૃષ્ણનો ખુલાસો

ઉત્તંક કહે છેઃ–હે કેશવ! તે દોષ વગરનું અધ્યાત્મ રહસ્ય સાથે કહે. તે સાંભળીને, હે જનાર્દન! તારું શ્રેય કરીશ યા શાપ દેઇશ.[૧]

કૃષ્ણ કહે છેઃ–તમસ, રજસ અને સત્ત્વ એ ભાવો મારે આશ્રયે રહેલા જાણ તથા હે દ્વિજ! રુદ્રો અને વસુઓ પણ મારામાંથી ઉત્પન્ન થયેલા જાણ.[૨] મારે વિષે સર્વ ભૂતો રહ્યાં છે અને સર્વ ભૂતોમાં હું રહ્યો છું, એમ તું જાણ. એમાં તું જરા પણ સંશય રાખ મા.[૩] તેમ જ દૈત્યગણો, સર્પગણો, ગંધર્વો અને રાક્ષસો, નાગો અને અપ્સરાઓ પણ, હે દ્વિજ! મારામાંથી જ જન્મેલા જાણ.[૪] લોકો જેને સત્ અને અસત્, અવ્યક્ત અને વ્યક્ત, અક્ષર અને ક્ષર કહે છે, તે સર્વે મારારૂપ જ છે.[૫] હે મુનિ! આશ્રમોના જે ચાર ધર્મો જાણીતા છે તે તથા સર્વ વૈદિક કર્મો સર્વે મારારૂપ છે એમ જાણ.[૬] અસત્, સત્ અને અસત્, અને સત્ અને અસતથી પણ પર જે વિશ્વ છે, તે દેવોના દેવ અને સનાતન એવા મારાથી પર નથી.[૭] હે ભૃગુકુળને ચલાવવાવાળા! ઓંકારથી શરુ થતા વેદો તે મને જ જાણ. યજ્ઞમાં યૂપ, સોમ, ચરુ, હોમ, અને તેર આયન,[૮] હોતા, અને હવ્ય એ સર્વ, હે ભૃગુનંદન! તું મને જ જાણ. અધ્વર્યુ, કલ્પક, ઉત્તમ રીતે સંસ્કારવાળું કરેલું હવિ પણ તું મને જાણ.[૯] મોટા યજ્ઞમાં મોટા ઘોષોવડે ઉદ્‌ગાતાઓ મારી જ સ્તુતિ કરે છે. પ્રાયશ્ચિત્તોમાં પણ, હે બ્રહ્મન્! શાંતિ અને મંગળના બોલનારાઓ,[૧૦] હે દ્વિજસત્તમ! વિશ્વકર્માની નિત્ય સ્તુતિ કરે છે તે મારી જ છે. હે દ્વિજસત્તમ! ધર્મને મારા પ્રથમ પુત્ર તરીકે જાણ.[૧૧] હે વિપ્ર! સર્વ ભૂતોને વિષે દયારૂપ જે છે તે જ મારો માનસ પુત્ર છે. ત્યાં હું વર્તમાન અને નિવૃત્ત થયેલા (પાછા ફરેલા–મરણ પામેલા) માણસો સાથે વસું છું.[૧૨] ધર્મના સંરક્ષણાર્થે અને ધર્મની સ્થાપનાને માટે, હે દ્વિજસત્તમ! ઘણી યોનિઓમાં અવતારોને હું ધારણ કરું છું (અર્થાત્ ઘણા જન્મો લઉં છું).[૧૩] હે ભાર્ગવ! ત્રણે લોકોમાં જૂદા જૂદા વેશોમાં અને રૂપોમાં હું વિષ્ણુ છું, હું બ્રહ્મા છું, હું ઇન્દ્ર છું, હું ઉત્પત્તિરૂપ છું અને હું પ્રલયરૂપ છું.[૧૪] સર્વ ભૂતસમૂહનો હું સ્રષ્ટા અને સંહારક છું, અને અધર્મ કરનારાં બધામાં હું અચ્યુત છું.[૧૫] જ્યારે જ્યારે યુગ ચલિત થાય છે (બદલાય છે) ત્યારે ત્યારે પ્રજાનું હિત કરવાની કામનાથી જૂદી જૂદી યોનિઓમાં પ્રવેશ કરીને હું ધર્મનો સેતુ બાંધું છું.[૧૬] હે ભૃગુનંદન! જ્યારે હું દેવયોનિમાં હોઉં છું ત્યારે હું દેવની પેઠે સર્વત્ર વર્તું છું તેમાં શક નથી.[૧૭] હે ભૃગુનંદન! જ્યારે હું ગંધર્વ યોનિમાં હોઉં છું ત્યારે હું સર્વત્ર ગંધર્વની માફક વર્તું છું, તેમાં શક નથી.[૧૮] જ્યારે હું નાગની યોનિમાં હોઉં છું ત્યારે હું નાગની માફક વર્તું છું. યક્ષ અને રાક્ષસ યોનિમાં હોઉં છું ત્યારે હું તે પ્રમાણે વર્તું છું.[૧૯] હમણાં મનુષ્યયોનિમાં હું છું અને તે પ્રમાણે વર્તું છું અને મેં કૃપણપણાથી તેઓની પાસે યાચના કરી, પ્રાર્થના કરી; પરંતુ તેઓને મોહ થયેલો હોવાથી, મોહ પામેલા તેઓએ મારાં વચનો સ્વીકાર્યાં નહિ.[૨૦] મોટો ભય બતાવીને કુરુઓને મેં ત્રાસ આપ્યો અને ક્રોધે ભરાઇને પણ વળી (મનુષ્ય રીતિએ) યથાર્થ માર્ગ દર્શાવ્યો.[૨૧] પણ અધર્મમાં જોડાયેલા અને કાળ ધર્મથી વિંટાયેલા તેઓ (સમજ્યા નહિ અને) યુદ્ધમાં ધર્મથી નાશ પામ્યા છે અને સ્વર્ગમાં ગયા છે, એમાં સંશય નથી.[૨૨] હે દ્વિજોત્તમ! આ લોકમાં પાંડવોની ખ્યાતિ થઈ છે. તેં મને જે પૂછ્યું, એ સર્વે મેં તને કહ્યું.[૨૩]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'उत्तंकोपाख्यान'मां "कृष्णनो खुलासो" ए नामनो अध्याय ५४ मो समाप्त

## અધ્યાય ૫૫ મો

### ઉત્તંક મેઘવર્ણન

ઉત્તંક કહે છેઃ–હે જનાર્દન! જગતના કરવાવાળા તને હું સારી રીતે જાણું છું. ખરેખર આ તારી જ કૃપા છે, એમાં મને સંશય નથી.[૧] હે અચ્યુત! તારા પર ભાવ(પ્રીતિ)વાળું થયેલું મારું ચિત્ત અતિ પ્રસન્ન થયું છે. હે પરંતપ! (તને) શાપ દેવાથી મારું ચિત્ત પાછું વળ્યું છે એ તું જાણ.[૨] હે જનાર્દન! તારી પાસેથી જો હું કંઈ અનુગ્રહને યોગ્ય હોઉં તો તારું ઈશ્વરરૂપ જોવાની મને ઇચ્છા છે, તે તું બતાવ.[૩]

વૈશમ્પાયન કહે છેઃ–પછી પ્રસન્ન થયેલા મનવાળા તેણે (કૃષ્ણે) તેને તે શરીર બતાવ્યું, કે જે શાશ્વત વિષ્ણુસ્વરૂપ બુદ્ધિમાન્ ધનંજયે જોયું હતું.[૪]

વિશ્વરૂપવાળું, મહા ભુજાઓવાળું, હજારો સૂર્યના જેવું, પ્રકટેલા અગ્નિના જેવું તે મહાત્માનું રૂપ તેણે જોયું.[૫] સર્વ આકાશને ઘેરીને ઉભેલું, સર્વ દિશામાં મુખવાળું, પરમ (શ્રેષ્ઠ), અદ્દભુત, વિષ્ણુનું તે વૈષ્ણવ સ્વરૂપ, જોઇને અને તે પરમેશ્વરને જોઇને તે વિપ્રને વિસ્મય થયું.[૬]

ઉત્તંક કહે છેઃ–હે વિશ્વને કરનારા! હે વિશ્વના આત્મા! હે વિશ્વના મૂળરૂપ! તને નમસ્કાર હો. તારા પગથી પૃથિવી વ્યાપી ગઈ છે અને તારાં મસ્તકથી આકાશ ઘેરાઈ ગયું છે.[૭] આકાશ અને પૃથિવીની વચમાં જે છે, તે તારા જઠર(પેટ)થી ઘેરાયેલું છે. સર્વ દિશાઓ તારી ભુજાઓથી ઘેરાયલી છે. હે અચ્યુત! આ સર્વ તું જ છો.[૮] આ અક્ષય અને ઉત્તમ રૂપને, હે દેવ! પાછું આવરી લો. હું શાશ્વત એવા તને તારા પોતાના રૂપમાં જોવાને ઇચ્છું છું.[૯]

વૈશમ્પાયન કહે છેઃ–હે જનમેજય! પ્રસન્ન થયો છે આત્મા જેનો એવા ગોવિંદે તેને કહ્યું: "વર માગ." ત્યારે ઉત્તંકે તેને આ પ્રમાણે કહ્યું:[૧૦] "હે મહાન્ દ્યુતિવાળા! આજે તો તારો આ વર જ પૂરતો છે, કે જેથી, હે કૃષ્ણ! હે પુરુષોત્તમ! મેં તારું આ રૂપ જોયું."[૧૧] કૃષ્ણે પુનઃ તેને કહ્યું:–"આ બાબતમાં કંઈ વિચાર કર મા. એ તો કરવું જ જોઇએ. મારું દર્શન અમોઘ છે (તે નિષ્ફળ ન થવું જોઇએ)."[૧૨] (ત્યારે ઉત્તંકે કહ્યું:) "હે વિભો! જો તેમ કરવું જ જોઇએ એમ તું માને છે તો ઇચ્છા પ્રમાણે મને જળ મળો. કારણ કે આ મરુ પ્રદેશમાં તે દુર્લભ છે."[૧૩] પછી પોતાનું તે તેજ ખેંચી લઇને ઈશ્વરે ઉત્તંકને કહ્યું:–"જયારે ઇચ્છા થાય ત્યારે મારું ચિંતન કરજે." આમ કહીને તે દ્વારકા ગયા.[૧૪]

પછી એક વખતે ભગવાન્ ઉત્તંકે, તૃષા લાગતાં, જળની ઇચ્છાથી મરુભૂમિમાં ભટકવા માંડયું અને અચ્યુતનું સ્મરણ કર્યું.[૧૫] એટલે દિશારૂપ વસ્ત્રવાળા, કાદવવાળા, કુતરાંના જુથથી ઘેરાયેલા એક માતંગ-(શિકારી)ને તે મરુભૂમિમાં તે બુદ્ધિમાને જોયો.[૧૬] તે માતંગ બીહામણો, તરવારવાળો, ધનુષ અને બાણુ-વાળો હતો. તે દ્વિજોત્તમે તે(માતંગ)ની નીચેના ભાગમાં (ઉપસ્થ ઇન્દ્રિયના) પુષ્કળ પાણીનાં ઝરણાં દીઠાં.[૧૭] સ્મરણ થતાંની વાર જ જાણે હસતો હોય, તેમ તે માતંગે તેને કહ્યું:–"હે ઉત્તંક! આવ. હે ભૃગુકુળના વહન કરવા-વાળા! મારી પાસેથી જળ લે.[૧૮] તને તૃષાથી પીડાતો જોઇને તારી મને ઘણી દયા આવે છે." આ પ્રમાણે તેણે કહ્યું છતાં મુનિએ તે જળને (મૂત્ર હોવાથી અપવિત્ર જાણી) આવકાર આપ્યો નહિ;[૧૯] અને તે બુદ્ધિમાને વરદાન દેનારા અચ્યુતનો કૃષ્ણને ઉગ્ર વચનો કહીને તિરસ્કાર કર્યો. તે માતંગે ફરીફરીને તેને કહ્યું:–'પી, પી.'[૨૦] પણ (તૃષાથી) ક્ષુબ્ધ થયો છે અંતરાત્મા જેનો એવા તેણે ક્રોધમાં આવી તે જળ પીધું નહિ. અને તે મહાત્માએ પોતાના નિશ્ચયથી નહિં હઠતાં તે માતંગનું અપમાન કર્યું.[૨૧] તે પછી હે મહારાજ! કુતરાંઓ સાથે તે (મતંગ)ત્યાં જ અંતર્ધાન થઈ ગયો. તેને તેમ અદષ્ટ થયેલો જોઇને ઉત્તંક મનમાં શરમિંદા પડી ગયો,[૨૨] અને અમિત્ર(શત્રુ)નો નાશ કરવાવાળા કૃષ્ણે પોતાને ઠગ્યા એમ તેણે માન્યું. પછી તે જ માર્ગેથી શંખ, ચક્ર અને ગદાવાળા,[૨૩] મહા બુદ્ધિવાળા શ્રીકૃષ્ણ આવ્યા અને ઉત્તંકે તેને કહ્યું:– "હે પુરુષસત્તમ! તારે એવું (મૂત્રનું જળ) આપવું યોગ્ય નથી.[૨૪] હે વિભો! (ખાસ કરીને) માતંગના (નીચેના ભાગના) પ્રવાહવડે એક મોટા બ્રાહ્મણને જળ (આપવું યોગ્ય નથી)." આ પ્રમાણે તેણે કહ્યું, એટલે તેને મહા બુદ્ધિવાળા જનાર્દને,[૨૫] મીઠી વાણીથી ઉત્તંકને સાંત્વન આપતાં આ પ્રમાણે કહ્યું:–"જેવું રૂપ ધરીને આપવું યોગ્ય હતું,[૨૬] તેવા રૂપમાં તે તને આપ્યું, અને તે તું સમજ્યો નથી.* તારે માટે વજ્ર-પાણિ પુરંદરને મેં કહ્યું હતું[૨૭] કે, ઉત્તંકને જળરૂપ અમૃત આપજે.' તે દેવેન્દ્ર પ્રભુએ મને કહ્યું કે, 'તે મર્ત્ય (મરણધર્મવાળો) છે તે અમરપણાને પામવા યોગ્ય નથી.[૨૮] ઉત્તંકને કોઈ બીજો વર આપો.' હે ભૃગુનંદન! તેણે આમ વારંવાર કહ્યું, અને મેં તે શચીના પતિને કહ્યું કે, 'અમૃત જ આપવું યોગ્ય છે.'[૨૯] ત્યારે મને પ્રસન્ન કરી દેવેન્દ્રે પાછું એમ કહ્યું કે, 'હે મહા-મતિવાળા! જો તેને (અમૃત) આપવું જ હોય તો હું માતંગરૂપ[૩૦] બની તે મહાત્મા ભાર્ગવને અમૃત આપીશ. આ રીતે જો તે ભાર્ગવ આજે અમૃતને ગ્રહણ કરશે તો[૩૧] હું તે ભાર્ગવને, હે વિભો! અમૃત આપવાને જાઉં છું. જો તે સામો ના પાડશે તો હું તેને કોઇપણ રીતે આપીશ નહિં.'[૩૨] આ પ્રમાણે સરત કરીને તે રૂપે વાસવ આવ્યો હતો, અને તે તને અમૃત આપતો હતો, પરંતુ તેં તેનું અપમાન કર્યું.[૩૩] ચાંડાળરૂપ ભગવાન્ એ તને મોટો વાંધો લાગ્યો. હજી પણ હું તારું ઇચ્છિત (ધારેલું) મારાથી પૂરું પાડી શકાશે તો તેમ હું કરીશ.[૩૪] તારી દુઃખે કરીને ન દબાય તેવી જળની ઇચ્છાને હું

* ઉત્તંકને પોતે મોટો બ્રાહ્મણ છે એવું અભિમાન હતું, અને તે અભિમાન મૂકાવવાને આ પ્રમાણે કર્યું હતું, અને ઇન્દ્રે તેની પરીક્ષા કરી તેવો જવાબ આપ્યો છે. કૃષ્ણે જળની પીડા અમર-પણું આપીને ટાળવા ધારી હતી. નસીબ નહિ તે આનું નામ. આ આખ્યાનમાં ઉત્તમ રહસ્ય છે.

પાર પાડીશ. હે બ્રહ્મન્! જે દિવસે તને જળની ઇચ્છા થશે[૩૫] તે દિવસે આ મરુભૂમિમાં જલપૂર્ણ પયોધરો (મેઘો) આવશે; અને હે ભૃગુનંદન! રસવાળું જળ તને આપશે,[૩૬] અને 'ઉત્તંક મેઘ' એવે નામે તેમની ખ્યાતિ પણ થશે."

કૃષ્ણે આ પ્રમાણે કહ્યું એટલે તે વિપ્ર ખુશી થયો, અને હે ભારત! (જનમેજય!) આજે પણ ઉત્તંક મેઘો મરુ ભૂમિમાં વર્ષે છે.[૩૭]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'उत्तंकोपाख्यानमां उत्तंकमेघवर्णन' ए नामनो अध्याय ५५ मो समाप्त

---

## અધ્યાય ૫૬ મો

### કુંડળનું હરણ

જનમેજય પૂછે છેઃ-મોટાં મનવાળો ઉત્તંક જે સર્વના પ્રભુ એવા વિષ્ણુને શાપ આપવાની ઈચ્છાવાળો થયો હતો, તેણે કેવા પ્રકારનું તપ કર્યું હતું?[૧]

વૈશમ્પાયન કહે છેઃ-હે જનમેજય! ઉત્તંક મોટાં તપવાળો હતો. તે તેજસ્વી ને ગુરુભક્ત હતો. તે બીજા કોઇની પણ પૂજા કરતો નહતો.[૨] હે ભારત! સર્વે ઋષિના પુત્રોનો એવો મનોરથ હોય છે કે, અમને ઉત્તંકના જેવી ગુરુવૃત્તિ મળો. હે જનમેજય! ગૌતમના ઘણા શિષ્યોમાં[૩] ઉત્તંકપર અધિક પ્રીતિ અને સ્નેહ હતાં. તના દમ અને શૌચથી અને તેનાં હિમ્મતવાળાં કર્મથી[૪] અને તેની સારી સેવાથી ગૌતમ તેનાપર પ્રસન્ન થયા હતા. તે ઋષિએ હજારો શિષ્યોને રજા આપી હતી.[૫] પણ ઘણી પ્રીતિને લીધે ઉત્તંકને રજા આપવાની તેની મરજી થઇ નહીં. હે તાત! ધીમે ધીમે તે મહા મુનિ(ઉત્તંક)ને પણ ઘડપણ આવી લાગ્યું.[૬] પણ તે ગુરુવત્સલ મુનિને તેની ખબર પડી નહિ. હે રાજેન્દ્ર! પછી એક વખતે લાકડાં લાવવાને તે બહાર ગયો,[૭] અને લાકડાંનો મોટો ભારો ઉપાડી લાવ્યો. તેના ભારથી થાકી ગયેલા તેણે, હે શત્રુને દમવાવાળા! કાષ્ઠનો ભારો[૮] જમીનપર નાંખ્યો. હે રાજન્! તે થાકી ગયેલો અને ભૂખ્યો હતો. ચાંદીના જેવી પ્રભાવાળી તેની જટા લાકડામાં ગુંચવાઇ ગઈ હતી.[૯] તેથી લાકડાંની સાથે તે પણ ભૂમિપર પડી ગયો. પછી હે ભારત! ભારથી દબાઇ ગયેલો અને ક્ષુધાથી પીડાયેલો તે[૧૦] પોતાની વયની અવસ્થાનાં ચિહ્નને જોઇને કરુણામય સ્વરથી રડવા લાગ્યો. ત્યારે પદ્મપત્રની પ્રભા જેવા મુખવાળી તેના ગુરુની પુત્રી[૧૧] જેનાં લોચન વિશાળ હતાં અને જેની શ્રોણિ (નિતંબ-ફૂલાં) સુંદર હતી, તેણે પોતાનાં હાથેથી તેનાં આંસુઓ, પોતાના પિતાના કહેવાથી, ધર્મને જાણવાવાળીએ, માથું નીચું રાખીને ઝીલ્યાં.[૧૨] તે અશ્રુબિન્દુથી તેના બે હાથો દાઝી ગયા, એટલે તેણે તે નીચે પડવા દીધાં. જમીન પણ તેનાં અશ્રુપાતને ધારણ કરવા શક્તિ-વાન્ થઈ નહિ.[૧૩] ત્યારે ગૌતમે પ્રસન્ન મનથી ઉત્તંક બ્રાહ્મણને કહ્યું કે, "હે તાત! આજે અહિં શા કારણથી તારું મન આમ અતિ શોકવાળું થયું છે?[૧૪] હે વિપ્રર્ષિ! તું મને શાંતિથી કહે, હું તે બરાબર જાણવા માગું છું."

ઉત્તંક કહે છેઃ-આપમાં જ રહેલા મનવાળા, આપનું જ પ્રિય કરવાની ઇચ્છાથી આપને વિષે જ ભક્તિવાળા, આપના વિશે જ ભાવવાળા એવા મેં,[૧૫] આ જરાને ઓળખી નહિં, તેમ મેં સુખ પણ જાણ્યું નથી. મને સો વર્ષ થયાં છે, પણ તેં મને રજા આપી નથી,[૧૬] જો કે મારી પછીના બીજા સેંકડો ને હજારો શિષ્યો, હે દ્વિજ-શ્રેષ્ઠ! આવ્યા અને આપની રજા પણ લઈ ગયા છે.[૧૭]

ગૌતમ કહે છેઃ-તારા પરની પ્રીતિવાળા મેં તારી ગુરુસેવાથી તારો ઘણો કાળ લીધો તે, હે દ્વિજર્ષભ! મને જણાયું નહિ.[૧૮] તોપણ, હે ભાર્ગવ! તારી શ્રદ્ધા જવા માટે હોય તો તું પણ મારી રજા લઇને સત્વર પોતાને ઘેર જા.[૧૯]

ઉત્તંક કહે છેઃ-હે દ્વિજસત્તમ! ગુરુને માટે હું શું આપું, તે તું કહે. તે લાવી આપી, હે વિભો! તારી આજ્ઞા લઇને હું જઇશ.[૨૦]

ગૌતમ કહે છેઃ-ગુરુઓનો સર્વ પ્રકારે સંતોષ એજ દક્ષિણા છે એમ સંતો કહે છે, અને તારાં ધર્માચરણથી હું સંતુષ્ટ થયો છું એમાં સંશય નથી.[૨૧]* હે ભૃગુના કુલને ચલાવનારા! આથી હું સારી રીતે સંતુષ્ટ થયેલો મને તું જાણ. જો તું આજે સોળ વર્ષનો જુવાન બની શકતો હોય તો[૨૨] હું તને, હે દ્વિજ! મારી પોતાની કુમારી દીકરી તને પત્ની તરીકે આપું. તારું તેજ સેવવાને એના સિવાય બીજી કોઈ અંગના યોગ્ય નથી.[૨૩]

વૈશમ્પાયન કહે છેઃ-પછી એ (સાંભળીને ઉત્તંકે) જુવાન બનીને તે યશસ્વિનીનો પ્રતિગ્રહ કર્યો, અને ગુરુની આજ્ઞા લઇને ગુરુપત્નીને આ પ્રમાણે કહ્યું.[૨૪]

---

* આજના જમાનામાં કેળવણી મફત આપવાની હીલચાલ થાય છે. પ્રાચીન કાલમાં બ્રાહ્મણો શિક્ષણ વિનામૂલ્યે આપતા હતા, અને શિક્ષણ બદલ દામ લેવાની બિલકુલ મના હતી. ત્યારે બ્રાહ્મણોનું પોષણ કેમ થતું એમ પૂછવામાં આવશે. જવાબમાં કહેવાનું કે બ્રાહ્મણોને, અભ્યાસ પૂર્ણ થતાં, વિદ્યાર્થીઓ શક્તિ પ્રમાણે ગુરુ-દક્ષિણા આપતા. કેટલાક વિદ્યાર્થીઓ ગુરુદક્ષિણા માટે રાજા અને ધનવાનો પાસે ભીખ માંગતા, અને કેટલાક ધનવાનો અને રાજાઓ ગુરુના નિર્વાહ માટે વર્ષાસન બાંધી આપતા અથવા ગામો દાનમાં આપતા. ફરજિયાત શિક્ષણ રાજ્યના કાયદાના જોરે અપાતું ન હતું, પણ ધર્માજ્ઞાથી અપાતું હતું. આ પુરાતન નીતિ અને આજની નીતિ તુલના કરવા જેવી છે.

ઉત્તંક કહે છે:–આપને હું ગુરુદક્ષિણામાં શું આપું, તે મને કહો. પ્રાણથી અને ધનથી પણ આપનું પ્રિય અને હિત કરવાની મારી ઇચ્છા છે.[૨૫] આ લોકમાં જે કાંઈ રત્ન દુર્લભ, અદ્ભૂત અને મહાન્ હશે તે તપના બળથી હું લાવીશ, માટે આ વિષયમાં મને કાંઈ સંશય નથી.[૨૬]

અહલ્યા કહે છે:–હે વિપ્ર! હે અનઘ! તારી નિત્ય ભક્તિથી હું ઘણી સંતુષ્ટ છું. આ જ બસ છે. તારું ભલું થાઓ. હે તાત! તને ગમે ત્યાં જા.[૨૭]

વૈશમ્પાયન કહે છે:–હે મહારાજ! પણ ઉત્તંકે ફરીથી આ વચનો કહ્યાં:–હે માતા! મને કંઈ આજ્ઞા કરો, એટલે હું તારું પ્રિય કરું.[૨૮]

અહલ્યા કહે છે:–સૌદાસની પત્ની જે મણિનાં કુંડળ ધારણ કરે છે તે તું લાવજે એટલે તારું ભલું થશે, અને તારી ગુરુદક્ષિણા સુકૃત થશે.[૨૯]

વૈશમ્પાયન કહે છે:- હે જનમેજય! "ઠીક છે" એમ વચન આપી તે (ઉત્તંક), ગુરુપત્નીનું પ્રિય કરવામાટે તે લાવવા તે જ વખતે ચાલતો થયો.[૩૦] ત્યાંથી બ્રાહ્મણોમાં ઉત્તમ એવો ઉત્તંક, મણિકુંડળની જોડની ભીખ માંગવાને પુરુષભક્ષી સૌદાસની પાસે સત્વર ગયો.[૩૧] (ઉત્તંકને આશ્રમમાં ન જોઇને) ગૌતમે પોતાની પત્નીને પૂછ્યું, 'આજે ઉત્તંક કંઈ જણાતો નથી.' આ પ્રમાણે પૂછાતાં તેણીએ તેને કહ્યું, 'તે (સૌદાસની પત્નીનાં) કુંડળ લેવાને ગયો છે.'[૩૨] ત્યારે તેણે પોતાની પત્નીને કહ્યું, 'આ તેં ઠીક કર્યું નહિં. તે રાજાને શાપ થયેલો છે (કે 'મનુષ્યમાંસ ખાનારો થા') તેથી તે જરૂર બ્રાહ્મણનો વધ કરશે.'[૩૩] અહલ્યાએ કહ્યું, 'હે ભગવન્! એ વાત હું ન જાણતી હોવાથી મેં તે બ્રાહ્મણને એ કામ સોંપ્યું છે. પણ તમારા પ્રસાદથી તેને કંઈ ભય થશે નહિં.'[૩૪] આ પ્રમાણે કહ્યું એટલે ગૌતમે પોતાની પત્નીને કહ્યું, 'ભલે તેમ થાઓ!' (આ બાજુએ) ઉત્તંકે પણ એક શૂન્ય વનમાં તે રાજાને દીઠો.[૩૫]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां उत्तंकोपाख्यानमां 'कुंडलनुं हरण' ए नामनो अध्याय ५६ मो समाप्त

---

## અધ્યાય ૫૭ મો

### ઉત્તંકની કુંડળ માટે માંગણી

વૈશમ્પાયન કહે છે:–તે રાજાને તેવો (મનુષ્યભક્ષી) બનેલો, ભયંકર દેખાવનો, મનુષ્યોના લોહીથી ખરડાયેલો, લાંબી દાઢી મૂછવાળો જોઇને તે,[૧] બ્રાહ્મણને કોઈ વ્યથા થઈ નહિં. (તેને જોઇને) મહા તેજવાળા, ભય કરાવનારા, યમની ઉપમાને લાયક એવા તે રાજાએ તેને કહ્યું,[૨] 'સુભાગ્યે, હે કલ્યાણ! હું જે કોઈ ભક્ષ્યની શોધમાં હતો, તેની જ પાસે તું, હે ઉત્તમ બ્રાહ્મણ! દિવસના છઠ્ઠે કલાકે આવી લાગ્યો છે. (અર્થાત્ હું આખા દિવસનો ભૂખ્યો છું અને કકડીને ભૂખ લાગી છે.)[૩]

ઉત્તંક કહે છે:–હે રાજન્! ગુરુદક્ષિણાને માટે ફરતાં ફરતાં અહિં આવી પહોંચેલો મને જાણ, અને ગુરુદક્ષિણા શોધનારા મારવા યોગ્ય નથી, એમ ડાહ્યા માણસો કહે છે.[૪]

સૌદાસ કહે છે:–હે ઉત્તમ બ્રાહ્મણ! દિવસના છઠ્ઠા ભાગમાં મારે આહાર લેવાનું નક્કી કરેલું છે. (આ તે જ સમય થયો છે.) અને આજે હું ભૂખ્યો તને છોડી શકું તેમ નથી.[૫]

ઉત્તંક કહે છે:–હે મહારાજ! ભલે તેમ થાઓ, પરંતુ (મારી સાથે) આ એક કરાર કરો,[૬] કે ગુરુદક્ષિણા આપી આવી હું તારા વશ (શરણ) થઈશ. હે ઉત્તમ રાજા! ગુરુદક્ષિણા માટે મેં જે વચન આપ્યું છે તે, હે રાજેન્દ્ર! તારે આધીન છે એમ સાંભળ્યું છે, માટે, હે નરેશ્વર! હું તારી પાસે તેની ભિક્ષા માગું છું.[૭] તું નિત્ય મુખ્ય બ્રાહ્મણોને રત્નોનાં દાન આપે છે. વળી હે નરવ્યાઘ્ર! આ પૃથિવીપર તું દાતા છો; દાન આપવાને પાત્ર છો, અને હે ઉત્તમ નૃપ! પ્રતિગ્રહ કરવામાં મને પણ પાત્ર જાણ.[૮] હે શત્રુને દમનારા! તું જ આપી શકે તેવી ગુરુદક્ષિણા લઇને તે આપી આવીને, હે રાજેન્દ્ર! આ કરાર પ્રમાણે તારે વશ થવા હું પાછો આવીશ.[૯] હું આજ સત્ય તને કહું છું, એમાં કંઈ પણ મિથ્યા (ખોટું) નથી. મારાં ઇચ્છાનુસાર કાર્યોમાં પણ હું આગળ અસત્ય બોલ્યો નથી તો બીજામાં તો કેમ જ હોય?[૧૦]

સૌદાસ કહે છે:–તારે ગુરુદક્ષિણા આપવા જેવી વસ્તુ મારા અંકુશમાં હોય તો તે થઈ જ છે. જો હું પ્રતિગ્રહ (દાન) આપવાને યોગ્ય હોઉં તો મને હવે તું તે કહે.[૧૧]

ઉત્તંક કહે છે:–હે પુરુષોમાં ઉત્તમ! તું સદા જ, મારા મત પ્રમાણે, પ્રતિગ્રહ આપવા યોગ્ય છે. તેથી હું તારી પાસે મણિકુંડલની જોડી માંગવા આવ્યો છું.[૧૨]

સૌદાસ કહે છે:—હે વિપ્રર્ષિ! મણિકુંડલની એ જોડી તો મારી પત્નીને યોગ્ય છે. માટે તું કોઈ બીજો વર માંગ. હે સુવ્રત! તે હું તને આપીશ.[૧૩]

ઉત્તંક કહે છે:—જો તું અમને પ્રમાણ માનતો હો

તો તારે બહાનું કાઢવું યોગ્ય નથી. હે રાજા! મને કુંડલની જોડ આપ અને સત્ય બોલનારો થા.૧૪

વૈશમ્પાયન કહે છેઃ-આ પ્રમાણે રાજાને કહ્યું, એટલે રાજાએ તે ઉત્તંકને ફરીને કહ્યુંઃ-'હે સત્તમ! જા, મારાં વચનથી દેવીને કહે કે (કુંડળ)આપો.'૧૫ આ પ્રમાણે તું તેને કહેશે, એટલે તે પવિત્ર વ્રતવાળી મારાં વચનથી જરૂર, હે દ્વિજશ્રેષ્ઠ! તેને કુંડલની જોડ આપશે, એમાં સંશય નથી.૧૬

ઉત્તંક કહે છેઃ-હે નરેશ્વર! તારી પત્નીને હું ક્યાં જોઈ શકીશ? શા માટે તું પોતે જ તારી પત્ની પાસે નથી જતો?૧૭

સૌદાસ કહે છેઃ-વનના કોઇ ઝરાની પાસે આજ તું તેને મળશે. આજે આ દિવસના છઠ્ઠા ભાગમાં મારાથી તેને મળી શકાશે નહિ.૧૮

વૈશમ્પાયન કહે છેઃ-આ પ્રમાણે તેણે ઉત્તંકને કહ્યું એટલે ઉત્તંક, હે ભરતર્ષભ! ત્યાંથી ચાલ્યો, અને (આગળ) તે મદયંતીને જોઇને પોતાનો હેતુ તેને જણાવ્યો.૧૯ સૌદાસનું વચન સાંભળી તે વિશાળ લોચનવાળીએ, હે જનમેજય! મહાબુદ્ધિવાળા ઉત્તંકને જવાબ આપ્યો.૨૦

મદયંતી કહે છેઃ-ઠીક છે, પણ હે બ્રહ્મન્! એટલું કહે કે, હે અનઘ! તું (મને) અસત્ય કહેશે નહિ. તારે તેની પાસેથી કોઈ અભિજ્ઞાન (નિશાની) લાવવું યોગ્ય છે.૨૧ કારણ કે આ મણિકુંડલની જોડ દિવ્ય છે, અને દેવો, યક્ષો અને મહર્ષિઓ, જૂદા જૂદા ઉપાયોથી તે (સૌદાસ)ને લઈ જવાની કામનાથી નિત્ય છિદ્રોની શોધ કરે છે (કે કયે રસ્તે લઈ જવાય).૨૨ જો આને ભૂમિપર નાંખવામાં આવે તો નાગો આ રત્નને લઈને બગાડી નાંખશે; કોઈ ભ્રષ્ટ જો ધારણ કરશે તો યક્ષો તેને પડાવી લેશે, અને ઉંઘણસી પાસેથી દેવો લઈ જશે.૨૩ હે દ્વિજસત્તમ! આ છિદ્રો જણાતાં આ કુંડલની જોડને ઉપાડી જવામાં આવે છે. દેવો, રાક્ષસો, અને નાગોમાં પણ તે પ્રમાદ વગર જ ધારણ કરી શકાય છે.૨૪ કારણ કે, હે દ્વિજસત્તમ! આ કુંડલમાંથી રાત અને દિવસ સોનું ઝરે છે, અને રાત્રે નક્ષત્રો અને તારાઓનાં તેજને ખેંચી રહે છે (અર્થાત્ તેમના તેજને ઢાંકી દે એવો તેનો પ્રકાશ છે).૨૫ હે ભગવન્! આને ધારણ કર્યા પછી ક્ષુધા અને પિપાસાનો તો ભય જ ક્યાંથી હોય? વળી તેથી વિષ, અગ્નિ અને પશુઓનો પણ ભય જણાતો નથી.૨૬ ઠીંગણાં માણુસ જો આને પહેરે તો તે (કુંડળ) નાનાં થઈ જાય છે, અને અનુકૂળ માણુસ પહેરે છે તો તે તેના જેવા પ્રમાણવાળા થાય છે.૨૭ ઘણી જ પૂજા પામેલી આ કુંડળની મારી જોડ આવા પ્રકારની છે. આ જોડ ત્રણે લોકોમાં જાણીતી છે માટે તું (મારા ધણીની) નિશાની આપ.૨૮

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'उत्तंकोपाख्यान' ए नामनो अध्याय ५७ मो समाप्त

---

## અધ્યાય ૫૮ મો

### ભુજંગવડે કુંડળ હરણ

વૈશમ્પાયન કહે છેઃ-(મદયંતીનાં વચન સાંભળી) ઉત્તંક મિત્રસહ(સૌદાસ)ની પાસે આવ્યો અને નિશાનીની યાચના કરી, અને ઇક્ષ્વાકુ વંશના ઉત્તમ પુરુષે તે આપી.૧ (સૌદાસે કહાવ્યું કે,) 'મારી આ ગતિ ક્ષેમ કરનારી નથી તેમ બીજી કોઈ ગતિ જણાતી નથી (અર્થાત્ વચનથી હું બંધાયો છું. કદાચ આ કુંડળનાં દાનથી મુક્તિ થાય.) આ મારો મત જાણીને તું આને મણિકુંડલની જોડ આપજે.'૨ તેણે ઉત્તંકને આમ કહ્યું તે ઉત્તંકે (જઇને) તેણીને તેના ધણીનું વાક્ય અથેતિ કહ્યું. તે સાંભળી (મદયંતીએ) ત્યાં જ મણિકુંડલની જોડ તેને આપી દીધી.૩ કુંડલની જોડ લઇને રાજા પાસે આવી તેણે ફરીથી કહ્યું, 'હે પાર્થિવ! તારાં આ વચનોનું ગુહ્ય સાંભળવાની મને ઇચ્છા છે.'૪

સૌદાસ કહે છેઃ-પ્રજા(સૃષ્ટિ)ની ઉત્પત્તિથી ક્ષત્રિયો બ્રાહ્મણોને પૂજતા આવ્યા છે, અને બ્રાહ્મણો તરફથી (ક્ષત્રિયોને) દોષો પણ ઘણા પ્રાપ્ત થયા છે.૫ બ્રાહ્મણોને પ્રણામ કરનારા એવા મને બ્રાહ્મણ તરફથી જ દોષની પ્રાપ્તિ થઈ છે. મદયંતી જેની સહાયે છે એવા મને બીજી કોઈ ગતિ (રસ્તો) જણાતી નથી.૬ (આ લોકમાં અને પરલોકમાં મદયંતીથી મોટો મોહ છે.) હે ગતિવાળાઓમાં શ્રેષ્ઠ! હે દ્વિજોત્તમ! સ્વર્ગના દ્વારમાં જવાને કે અહિં જ રહેવાને આના સિવાય બીજી કોઇ ગતિ પણ હું જોતો નથી.૭ ખાસ કરીને દ્વિજજાતિ બ્રાહ્મણોના વિરોધી રાજાને તો આલોકમાં રહેવાનું કે મરીને બીજા લોકમાં સુખ ભોગવવાનું શક્ય નથી.૮ તેટલા માટે (તું પ્રતાપી બ્રાહ્મણ મારી આ સ્થિતિમાંથી મોક્ષ કરે એ હેતુથી) તેં ઇચ્છા કરેલાં એવાં આ મારાં મણિકુંડલો મેં તને આપી દીધાં છે. હવે આજે તેં જે કરાર મારી સાથે કર્યો છે, તે તું સફળ કર.૯

ઉત્તંક કહે છેઃ-હે રાજન્! હું તે જરૂર પાળીશ. હું તારી પાસે પાછો આવીશ. પણ, હે પરંતપ! હું તને એક પ્રશ્ન પૂછવા આવ્યો છું.૧૦

સૌદાસ કહે છેઃ-તારી ઇચ્છામાં આવે તે તું કહે.

હું તારાં વચનનો જવાબ આપનાર છું. હું તારો સંશય આજે જ છેદી નાંખીશ, એમાં મારે કંઈ વિચાર કરવાનું નથી.૧૧

ઉત્તંક કહે છેઃ-વિપ્રને વાણીને નિયમમાં રાખનાર તરીકે ધર્મનું નૈપુણ્ય જોનારાઓ કહે છે. જે કોઈ મિત્રોમાં વિષમતાથી વર્તે છે, તેને તેઓ ચોર તરીકે જાણે છે.૧૨ હે પાર્થિવ! તું આજ મારી મિત્રતાને પ્રાપ્ત થયો છે. માટે, હે પુરુષર્ષભ! તું મને સારાં માણસોની બુદ્ધિ આપ (ડાહ્યા માણસોએ કહેલી સલાહ-શિખામણ આપ).૧૩ આજે અહિં જ મને મારો અર્થ મળ્યો છે, અને તે પણ તારા જેવા મનુષ્યનું માંસ ખાનારા પાસે. હવે તારા જેવા પાસે મારે આવવું યોગ્ય છે કે નહિં, તે કહે.૧૪

સૌદાસ કહે છેઃ-હે દ્વિજવરોત્તમ! જો તારું આ વક્તવ્ય ક્ષમાયોગ્ય છે તો, હે દ્વિજશ્રેષ્ઠ! તારે કોઈ પણ રીતે મારી પાસે આવવું જ ન જોઈએ.૧૫ હે ભૃગુકુળના ચલાવવાવાળા! આ રીતે જ હું તારું શ્રેય જોઉં છું. હે વિપ્ર! જો તું આવશે તો તારું મૃત્યુ થાય, તેમાં સંશય નથી.૧૬

વૈશમ્પાયન કહે છેઃ-આ પ્રમાણે બુદ્ધિમાન્ રાજાએ હિતકારક વાત ઉત્તંકને કહી, એટલે તેણે રાજાની રજા લીધી અને અહલ્યા પાસે ગયો.૧૭ દિવ્ય કુંડલ લઇને ગુરુપત્નીનું પ્રિય કરવાવાળો તે ઘણી ઉતાવળથી ગૌતમના આશ્રમ તરફ ચાલ્યો.૧૮ મદયંતીએ કહ્યા પ્રમાણે તે જોડ કુંડલનું તેણે રક્ષણ કર્યું; તે કુંડલો હરણનાં ચામડાંમાં બાંધ્યાં અને લઈ આવ્યો.૧૯ રસ્તામાં ક્ષુધાથી ઘેરાયલા તે વિપ્રર્ષિએ ફળના ભારથી નમી ગયેલાં એક બીલીનાં વૃક્ષને જોયું કે તે તેનાપર ચઢયો.૨૦ હે અરિંદમ! તે હરણના ચામડાંની (પોટલી)ને તેની એક શાખા સાથે બાંધીને તે ઉત્તમ બ્રાહ્મણ બીલીનાં ફળ પાડવા લાગ્યો.૨૧ હવે બિલીનાં ફળ પર જેની નજર ઠરી છે અને જે બિલીનાં ફળ પાડવામાં રોકાયો છે તેના હાથે, હે વિભો! કેટલાંક બિલીનાં ફળો તે જ ચામડાં (પોટલી) પર પડ્યાં,૨૨ કે જેમાં તે ઉત્તમ બ્રાહ્મણે તે કુંડળની જોડ બાંધી હતી. એ પોટલીપર બિલીનાં ફળો પડવાથી તેનું બંધન છૂટું થઈ ગયું,૨૩ એટલે તે ચામડું કુંડલ સહિત એકદમ, હરણનાં ચામડાંની પોટલીનું બંધન ઝાડથી છૂટું થતાં, ઝાડપરથી નીચે જમીન પર પડ્યું.૨૪ ત્યાં કોઈ ભુજંગે (સર્પે) તે મણિ-કુંડલની જોડ જોઈ. તે ભુજંગ ઐરાવત કુળનો હતો. તેણે તેને જોતાં ઉતાવળા થઇને૨૫ મોંમાં તે ગળી જઇને, કુંડલ સહિત તે એક દરમાં પેસી ગયો. પછી તે કુંડલો ઉપાડી લીધેલાં જોઇને,૨૬ દુઃખથી ઉદ્વેગ પામતો અને અતિ કોપ કરતો ઉત્તંક ઝાડપરથી નીચે કૂદી પડ્યો, અને લાકડી લઇને તે દર ખોદવા લાગ્યો.૨૭ ક્રોધથી અતિ તપી ગયેલા તે ઉત્તમ બ્રાહ્મણે, હે ભારત! એક સરખું બીજાં પાંત્રીશ દિવસ સુધી ખોદ્યા કર્યું.૨૮ વસુંધરા (પૃથ્વી) તેના અસહ્ય વેગને સહન કરી શકી નહીં; તેનું અંગ લાકડીના પ્રહારથી ઘવાઈ ગયું, અને અતિ આકુળવ્યાકુળ થયેલી તે હાલવા લાગી. નાગલોકમાં જવાનો માર્ગ કરવાની કામનાના નિશ્ચયથી ધરણીતલને તે વિપ્રર્ષિ ખોદતો હતો તેવામાં૨૯ અશ્વ જોડેલા રથમાં બેસીને મહા-તેજસ્વી, વજ્રપાણિ ઇંદ્ર તે પ્રદેશમાં આવ્યો અને તે દ્વિજોત્તમને મળ્યો.૩૦ બ્રાહ્મણનો વેશ ધરીને, તેના દુઃખથી દુઃખી થતા તેણે ઉત્તંકને આ વાકય કહ્યું:-'આ તારાથી કરી શકાય તેમ નથી.૩૧ નાગલોક તો અહિંથી હજારો યોજન દૂર છે. હું ધારું છું કે તારું આ કાર્ય તારી આ લાકડીથી સિદ્ધ થાય તેમ નથી.'૩૨ ઉત્તંકે જવાબ આપ્યોઃ-'હે બ્રહ્મન્! નાગલોકમાંથી જો મારાથી કુંડળ મેળવવાનું શકય ન હોય તો, હે દ્વિજોત્તમ! તારાં દેખતાં જ હું પ્રાણો તજી દઇશ.'૩૩ જ્યારે (વજ્રપાણિ) તેનો નિશ્ચય ફેરવવાને શક્તિવાન્ ન થયા ત્યારે વજ્ર-પાણિએ તેની લાકડીને વજ્ર સાથે જોડી દીધી.૩૪ પછી વજ્રપ્રહારથી વસુંધરા ચીરાઈ ગઈ એટલે તેણે, હે જનમેજય! નાગલોકનો રસ્તો કર્યો.૩૫ પછી તે માર્ગેથી તેણે નાગલોકમાં પ્રવેશ કર્યો, અને નાગલોકને હજારો યોજનનો જોયો.૩૬ મણિ અને મુક્તાફળથી શોભાય-માન, સુવર્ણમય, દિવ્ય અનેક કિલ્લાઓથી ભરપૂર, હે મહાભાગ! તે નાગલોક હતો.૩૭ સ્ફટિકના પગ-થિયાંવાળાં તળાવો અને વિમળ જળવાળી નદીઓ તથા અનેક પ્રકારનાં પક્ષીગણોવાળાં વૃક્ષો ત્યાં તેણે જોયાં.૩૮ ભૃગુકુળને ચલાવવાવાળા તે મુનિએ તે લોકનું દ્વાર બાર યોજન ઉંચું અને સો યોજન પહોળું જોયું.૩૯ નાગલોકને જોઇને ઉત્તંક તો દીન થઈ ગયો. કુંડલ પાછાં લાવવાના સંબંધમાં તો તે નિરાશ થઈ ગયો.૪૦ ત્યારે ત્યાં કાળા અને ધોળા વાળવાળો, તામ્ર રંગનાં મોંઢાં અને નેત્રવાળો, તેજથી જાણે પ્રજ્વલિત થતો એવો એક અશ્વ, હે કૌરવ્ય! આવ્યો.૪૧ તેણે ઉત્તંકને કહ્યું કે, 'મારાં અપાન વાયુને ધમવા માંડ એટલે, હે વિપ્ર! ઐરાવતના પુત્રે આણેલાં તારાં કુંડલો તને મળશે.૪૨ હે પુત્ર! તું આ માટે કોઈ પણ રીતે કંટાળો કર મા. કારણ કે તેં ગૌતમના આશ્રમમાં આગળ એમ ઘણી-વાર કર્યું છે.૪૩

ઉત્તંક કહે છેઃ-ઉપાધ્યાયના આશ્રમમાં મેં તમને

ક્યારે ઓળખ્યા? મેં જે ઘણા વખત પૂર્વે કર્યું, તે તમે કેમ જાણ્યું? તે જાણવાને હું ઇચ્છું છું.[૪૪]*

અશ્વ કહે છેઃ-તારા ગુરુનો ગુરુ, જળહળતા જાતવેદસ્ (અગ્નિ) તરીકે તું મને જાણ. હે વિપ્ર! સદા તારા ગુરુને માટે સાથે હું પણ તારા હાથે[૪૫] સતત વિધિપૂર્વક પવિત્રપણે, હે વિપ્ર! હે ભૃગુનંદન! પૂજાતો હતો. તેટલા માટે હું તારું શ્રેય કરીશ, માટે તું એ પ્રમાણે કર.[૪૬]

વૈશમ્પાયનઃ-ચિત્રભાનુએ ઉત્તંકને આ પ્રમાણે કહ્યું એટલે ઉત્તંકે તેમ કર્યું અને ઘીની જવાળાવાળો, પ્રસન્ન થયેલો અગ્નિ બાળવાની ઇચ્છાથી ખૂબ જોરથી જવલિત થયો.[૪૭] હે ભારત! તેને ધમાવવામાં આવતાં તેના રોમરૂપ કુળમાંથી નાગલોકને ભય કરાવનારો ઘાટો ધૂમાડો પ્રકટ થયો.[૪૮] હે ભારત! વધતા જતા ઘણા ધૂમાડાથી નાગલોકમાં, હે મહારાજ! કાંઈ પણ જણાતું ન હતું.[૪૯] ઐરાવતના આખા ઘરમાં તેમ જ વાસુકી વગેરે મુખ્ય મુખ્ય નાગોના ઘરમાં, હે જનમેજય! હાહાકાર થઈ રહ્યો.[૫૦] હે ભારત! ધૂમાડાથી ઘેરાયેલાં ઘરો જણાતાં ન હતાં, તેમ જ વનો તથા ડુંગરો જાણે નીહાર(ધુમસ)થી ઘેરાયાં હોય ને જણાય નહિ તેમ જણાતાં ન હતાં.[૫૧] ધૂમાડાથી રાતાં નેત્રોવાળા, અગ્નિના તાપથી બળું બળું થયેલા તેઓ બધા, મહાત્મા ભાર્ગવનો નિશ્ચય જાણવાને તેની પાસે આવ્યા.[૫૨] તે અતિ તેજસ્વી મહર્ષિનો નિશ્ચય સાંભળીને ગભરાઈ ગયેલા નેત્રવાળા તે સર્વેએ તેની યથાવિધિ પૂજા કરી.[૫૩] વૃદ્ધ અને બાળકને આગળ કરીને સર્વે નાગોએ હાથ જોડ્યા અને મસ્તકવડે પ્રણામ કરી કહ્યું, 'હે ભગવન્! પ્રસન્ન થાઓ.'[૫૪] તે બ્રાહ્મણને પ્રસન્ન કરીને પાદ્ય (પગ ધોવાનું પાણી) અને અર્ઘ્ય આપીને તે નાગોએ અત્યંત પૂજ્ય અને દિવ્ય કુંડલો આપી દીધાં.[૫૫] પછી નાગોથી પૂજાયેલો પ્રતાપી ઉત્તંક અગ્નિની પ્રદક્ષિણા કરીને ગુરુને ઘેર ગયો.[૫૬] હે રાજન્! ગૌતમને ઘેર ત્વરાથી જઈને તેણે, હે અનઘ! ગુરુપત્નીને દિવ્ય કુંડલો આપ્યાં.[૫૭] અને હે જનમેજય! તે દ્વિજસત્તમે ગુરુને વાસુકિ આદિ મુખ્ય નાગોની સઘળી હકીકત જેમ બની હતી તેમ કહી.[૫૮] હે જનમેજય! આ પ્રમાણે તે મહાત્માએ ત્રણ લોકમાં રખડીને તે મણિકુંડલોની જોડ આણી હતી.[૫૯] હે ભરતર્ષભ! તે ઉત્તંક મુનિ આવા પ્રભાવવાળો હતો અને મહાતપવાળો હતો, કે જેને વિષે તેં મને પૂછ્યું હતું.[૬૦]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'उत्तंकोपाख्यान' ए नामनो अध्याय ५८ मो समाप्त

* આ શ્લોકનો અર્થ બેસાડેલો છે. શબ્દાર્થ નથી.

## અધ્યાય ૫૯ મો

### શ્રી કૃષ્ણનું દ્વારકાપ્રતિ ગમન

જનમેજય કહે છેઃ-હે દ્વિજસત્તમ! ઉત્તંકને વર આપી મહાબાહુ, મહાયશસ્વી ગોવિંદે એ પછી શું કર્યું?[૧]

વૈશમ્પાયન કહે છેઃ-ઉત્તંકને વર આપી સાત્યકીની સાથે મોટા વેગવાળા મોટા અશ્વવાળા રથમાં (બેસીને) ગોવિંદ દ્વારકા ગયા.[૨] માર્ગમાં સરોવરો અને નદીઓ, વનો અને પર્વતો ઉલ્લંઘીને રમ્ય દ્વારવતી નગરીમાં પહોંચ્યા.[૩] હે મહારાજ! જ્યારે ત્યાં રૈવતકનો મહોત્સવ ચાલતો હતો ત્યારે યુયુધાનની સાથે પુણ્ડરીકાક્ષ ત્યાં આવ્યા.[૪] હે પુરુષર્ષભ! નાના પ્રકારનાં, વિચિત્ર પદાર્થોથી તેને સજવામાં આવ્યો હતો, અને રત્નના ભંડારોથી તે છવાયેલો હતો.[૫] તે મોટો પર્વત અને વસ્ત્રો (વાવટા) સોનાની સુંદર માળાઓથી અને પુષ્પોથી અને કલ્પ વૃક્ષોથી[૬] અને સોનાનાં દીપ વૃક્ષો( દીપમાળો )થી નિત્ય જોવાલાયક શોભી રહ્યો હતો અને ગુફાઓ તથા ઝરા (ફુવારા) વાળા પ્રદેશોમાં તો જાણે દિવસ જ થઈ રહ્યો હતો.[૭] ઘંટાવાળી વિચિત્ર પતાકાઓથી તેને ચારે બાજુથી ઘેરી લીધો હતો; વળી સ્ત્રી અને પુરુષોના ઘોષથી ગાજી રહેલો તે પર્વત જાણે ગાતો હોય તેમ બન્યો હતો.[૮] જેમ મેરુ મુનિગણોને લીધે અતિ જોવાલાયક થઈ પડે, તેમ તે જોવા લાયક હતો. હે ભારત! મત્ત અને હર્ષમાં આવેલાં સ્ત્રીઓ અને પુરુષો[૯] ત્યાં ગાતાં હતાં, તેથી પર્વતેન્દ્રનો સ્વર જાણે સ્વર્ગમાં પહોંચતો હતો. પ્રમત્ત ( ક્રીડાને લીધે ), મત્ત ( માદક પદાર્થને લીધે) અને સંમત્ત ( આનંદને લીધે ) અને કૂદવાના કોલાહલથી તે પર્વત ગાજી રહ્યો હતો; ને તે સ્વર સુંદર રીતે આકુલ બન્યો હતો (ઘોંઘાટ કરી રહ્યો હતો).[૧૦] વેચનારાઓની દુકાનોવાળો,* રમ્ય દેખાવવાળો, અને ભક્ષ્ય અને ભોજ્ય વસ્તુઓના વિહારવાળો;[૧૧] વસ્ત્રો અને માળાઓના ઢગવાળો; વીણા, વેણુ (વાંસળી) અને મૃદંગવાળો (ઉત્સવ) (અર્થાત્ જ્યાં તેના સ્વરો સંભળાતા હતા તે ); સુરા અને મૈરેય (એક જાતનો માદક દારુ ) સાથે મિશ્ર કરેલા ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોવાળો (અર્થાત્ તે પદાર્થો ત્યાં મળતા હતા);[૧૨] અને દિવસના દીન, આંધળા અને કૃપણ મનુષ્યોને દાન આપવામાં આવતાં હતાં, તેને લીધે તે મહા ગિરિનો ઉત્સવ પરમ કલ્યાણ કરનાર થઈ પડ્યો હતો.[૧૩] હે વીર! ત્યાં પુણ્યકારી સ્થાનકો હતાં; તે પર્વતપર પુણ્ય કરનારા વસતા હતા;

* આ વિશેષણો ૧૩ મા શ્લોકમાં મહ=મેળાનો ઉત્સવ છે તેનાં છે. રાય વગેરેએ તેને પર્વતનાં વિશેષણો ગણ્યાં છે તે યોગ્ય નથી.

રૈવતકના મેળામાં વૃષ્ણિ જાતિના વીર પુરુષોના વિહાર હતા.[૧૪] મકાનોથી છવાયલો તે પર્વત જાણે દેવલોક જેવો થઈ રહ્યો, અને હે ભરતર્ષભ! તે વખતે તો કૃષ્ણની સમીપતા (કૃષ્ણ આવેલા) હોવાથી[૧૫] તે શૈલરાજ શક્ર(ઇન્દ્ર)ના મહેલોના જેવો બની ગયો. પછી (સ્નેહીજનોથી) પૂજાતા (આવકાર પામતા) કૃષ્ણે પોતાના શુભ ભવનમાં પ્રવેશ કર્યો.[૧૬] લાંબા કાળનો પ્રવાસ કર્યા (પછી પાછા આવ્યા)થી મનમાં પ્રસન્ન થયેલા ગોવિંદ અને સાત્યકિ પોતપોતાને ઘેર ગયા.[૧૭] વાસવ જેમ દાનવોને વિશે સહેલથી ન થાય તેવાં કર્મ કરીને આવે, તેમ કઠિન કર્મ કરીને આવતા એવા વાર્ષ્ણેયની સામે ભોજ, વૃષ્ણિ અને અંધકો ગયા.[૧૮] દેવો જેમ શતક્રતુની સામે જાય તેમ વૃષ્ણિ ભોજ ને અંધકો મહાત્માની (કૃષ્ણની) સામે ગયા. તે સમયે મેધાવી (કૃષ્ણે) તેઓની સામી પૂજા કરીને તેઓને કુશળ પ્રશ્ન પૂછ્યું અને પ્રસન્ન થઇને પોતાના માતા પિતાને અભિવંદન કર્યું.[૧૯] તે બે જણાંઓએ તે મોટી ભુજાવાળાને સારી રીતે ભેટીને સાંત્વન આપ્યું. (પછી) વૃષ્ણિ જાતિના સર્વે જણાઓ તેની આસપાસ વિંટાઇને બેઠા.[૨૦] થાક ઉતારી, હાથપગ ધોઈ, તે મહાતેજસ્વીએ, તેના પિતાએ તે મોટા યુદ્ધ વિષે જે જે પૂછ્યું, તે સર્વ કહેવા માંડ્યું.[૨૧]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'कृष्णनो द्वारकाप्रवेश' ए नामनो अध्याय ५९ मो समाप्त

## અધ્યાય ૬૦ મો

### વાસુદેવે કહેલી યુદ્ધકથા

વસુદેવ કહે છેઃ–હે વાર્ષ્ણેય! વાર્તાલાપમાં નિત્ય મનુષ્યોને વાતો કરતાં તે મોટા અદ્ભુત સંગ્રામ વિષે હે પુત્ર! મેં (ઘણું) સાંભળ્યું છે.[૧] પણ તું તો પ્રત્યક્ષ જોવાવાળો, રૂપને જાણનારો અને મહા ભુજાવાળો છે; માટે, હે અનઘ! જેમ થયું હોય, તેમ સંગ્રામની વાત કહે.[૨] મહાત્મા પાંડવોનું ભીષ્મ, કર્ણ, કૃપ, દ્રોણ, શલ્ય વગેરે સાથે તે અનુત્તમ યુદ્ધ જેમ બન્યું હોય તેમ કહે.[૩] નાના પ્રકારના વેષ અને આકૃતિવાળા, જૂદા જૂદા દેશના રહેવાવાળા, અસ્ત્ર ધારણ કરવાવાળા બીજા અનેક ક્ષત્રિયોનું (યુદ્ધ જેમ થયું હોય તેમ કહે).[૪]

વૈશમ્પાયન કહે છેઃ–પુણ્ડરીકાક્ષને તેના પિતાએ આ પ્રમાણે કહ્યું એટલે તેણે, પોતાની માતાની આગળજ, કુરુવંશના વીરોનો સંગ્રામમાં જે પ્રમાણે નાશ થયો હતો, તે વાત કહી.[૫]

વાસુદેવ કહે છેઃ–તે મહાત્મા ક્ષત્રિયોનાં કર્મો અતિ અદ્ભુત છે, અને તે એટલાં બધાં છે કે, સેંકડો વર્ષોએ પણ કહી શકાય તેમ નથી.[૬] છતાં તેમાંના મુખ્ય મુખ્ય હું ટુંકમાં જ કહું છું તે, હે અમર દેવના જેવા પ્રકાશવાળા! પૃથિવીના રાજાઓનાં કર્મો જેવાં છે તેવાં સાંભળો.[૭] જેમ દેવોનો સેનાપતિ વાસવ (ઇન્દ્ર) થાય તેમ કુરુવંશનો ભીષ્મ અગ્યાર ચમૂ(સૈન્ય)નો પતિ, કૌરવેન્દ્રો(કુરુઓના પક્ષના રાજાઓ)નો સેનાપતિ થયો.[૮]* પાણ્ડુના પુત્રોનો નેતા શિખંડી સાત ચમૂ (સૈન્ય)નો અને શ્રીમાન સવ્યસાચિ (અર્જુન) બુદ્ધિમાન્ શિખંડીનું રક્ષણ કરતો હતો.[૯] તે મહાત્માઓનું યુદ્ધ દશ દિવસ સૂધી ચાલ્યું. કુરુઓ અને પાંડવોનું તે યુદ્ધ અત્યંત રોમાંચ કરાવે તેવું હતું.[૧૦] તે પછી શિખંડીએ ગાંડીવ(ધનુષ)ધારીની સાથે રહીને બહુ બાણો તે મોટા યુદ્ધમાં યુદ્ધ કરતા ગાંગેય(ગંગાના પુત્ર)ને માર્યા.[૧૧] અને ત્યારથી ઘાયલ થયેલા ગંગાપુત્ર (ભીષ્મ) મુનિ દક્ષિણ અયન છોડીને ઉત્તર અયનમાં (સૂર્ય) જાય ત્યાં સૂધી શરની શય્યામાં પડી રહ્યા.[૧૨] તે પછી મહાન્ વીર શુક્રાચાર્ય જેમ દૈત્યના રાજાના સેનાપતિ થાય, તેમ અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ એવો પ્રવીર દ્રોણાચાર્ય કૌરવના રાજા દુર્યોધનનો સેનાપતિ થયો.[૧૩] તે ઉત્તમ બ્રાહ્મણ જે સમરશ્લાઘી (રણાંગણમાં કીર્તિની ઇચ્છાવાળો) હતો અને જેનું કૃપ, વૃષ વગેરે રક્ષણ કરતા હતા (અર્થાત્ જેની સહાયમાં તે હતા, નહિં કે દ્રોણની એથી નિર્બળતા બતાવી છે), તે બાકી રહેલી નવ અક્ષૌહિણી સેનાથી વિંટાયેલો હતો.[૧૪] મોટા મોટા અસ્ત્રોને જાણવાવાળો ધૃષ્ટદ્યુમ્ન પાંડવોનાં સૈન્યનો નેતા બન્યો, અને તે બુદ્ધિમાનનું, મિત્ર જેમ વરુણનું રક્ષણ કરે તેમ, ભીમ રક્ષણ કરતો હતો.[૧૫] સેનાથી વિંટાયેલા, દ્રોણને પકડી પાડવાની ઇચ્છાવાળા, મોટા મનના ધૃષ્ટદ્યુમ્ને પોતાના પિતાને થયેલાં અપમાનોને યાદ કરી કરીને રણમાં મોટાં કર્મો કર્યાં.[૧૬] દ્રોણ અને પાર્ષત(પૃષતનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન)ની વચ્ચે થયેલી તે લડાઇમાં જૂદા જૂદા દેશમાંથી આવેલા વીર પૃથિવીપાલકોમાંના ઘણા નાશ પામ્યા.[૧૭] તે પરમ દારુણ યુદ્ધ પાંચ દિવસ ચાલ્યું, અને તેમાં થાકી ગયેલો દ્રોણ ધૃષ્ટદ્યુમ્નને વશ થયો.[૧૮] તે પછી બાકી રહેલી પાંચ અક્ષૌહિણી સેનાથી વિંટાયેલો કર્ણ દુર્યોધનના

* અત્રે "એકાદશચમૂપતિ" કહ્યો છે એટલે કે અગ્યાર સૈન્યનો નાયક. હાલમાં પશ્ચિમની પ્રજાઓનાં સૈન્યોની સંખ્યા એકેક division(ડીવીઝન)થી ગણાય છે તેમ પ્રાચીન કાળમાં પણ સૈન્યની ગણતરી ચમૂ એટલે ડીવીઝનથી ગણાતી હોવી જોઇએ, અને તેથી "એકાદશચમૂપતિ" એમ કહી ભીષ્મની મહત્તા જણાવી છે.

સૈન્યનો સેનાપતિ થયો.*[19] ત્યારે પાંડુના પુત્રોની ત્રણ અમૂઓ સારી રીતે બચેલી રહી હતી. તેમાંથી (જો કે) ઘણા મોટા વીરો હણાયા હતા (તોપણ) તેને સામી ઉભી રાખવામાં આવી[20] તે પછી જેમ એક પતંગિયું પાવકમાં પડીને મરણ પામે, તેમ દારુણ એવો સૂતપુત્ર (કર્ણ) પાર્થની સામા ઉતરીને બીજે દિવસે પંચત્વ (મરણ)ને પામ્યો.[21] કર્ણ હણાયો એટલે તો કુરુના પક્ષના (યોધા)ઓ નિરુત્સાહ બની ગયા, તેમનું ઓજસ (તેજ) હણાઈ ગયું; પછી ત્રણ અક્ષૌહિણી સૈન્ય સાથે મદ્રના રાજા(શલ્ય)ની આસપાસ વિંટાઇને (મદ્રના રાજાને નાયક બનાવીને) આવ્યા.[22] પાણ્ડવોના પણ ઘણા વાહનો (હાથી, ઘોડા અને લડવૈયાઓ)નો નાશ થયો હતો, તેઓ પણ નિરુત્સાહ બન્યા હતા, છતાં બાકીની એક અક્ષૌહિણી સેના સાથે યુધિષ્ઠિરને વિંટાઇને ઉભા.[23] કુરુરાજા યુધિષ્ઠિરે તે યુદ્ધમાં અર્ધા દિવસમાં તો અતિ દુષ્કર કર્મ કરીને મદ્ર દેશના રાજાનો વધ કર્યો.[24] શલ્યના હણાયા પછી મોટા મનના, અમાપ પરાક્રમવાળા સહદેવે, કલહના કરાવવાવાળા શકુનિને મારી નાંખ્યો.[25] શકુનિ હણાયા પછી અતિદુષ્ટ મનવાળો રાજા, ધૃતરાષ્ટ્રનો પુત્ર (દુર્યોધન) જેના ઘણા સૈનિકોનો નાશ થઈ ગયો હતો તે, હાથમાં ગદા લઈને, નાસી ગયો.[26] (તેના પર) ઘણો ક્રોધ કરનાર પ્રતાપી ભીમસેન તેની પાછળ દોડ્યો, અને તેણે દ્વૈપાયન સરોવરના પાણીમાં તેને ભરાઇ બેઠેલો જોયો.[27] હણાતાં બાકી રહેલાં સૈન્યથી તેને ચારે તરફથી ઘેરી લઈને, આનંદ પામતા પાંચ પાંડવો, પછી સરોવરમાં ભરાયેલાને મળ્યા.[28] પાણીમાં પેઠેલા તે દુર્યોધનને વાગ્બાણોથી ખૂબ વિંધી નાંખવામાં આવ્યો ત્યારે તે એકદમ પાણીમાંથી બહાર નિકળી, ઉઠી, હાથમાં ગદા લઈને યુદ્ધને માટે તૈયાર થયો.[29] પછી તે મહાયુદ્ધમાં રાજાઓના દેખતાં પરાક્રમ કરીને ભીમસેને રાજા ધૃતરાષ્ટ્રના પુત્રને મારી નાંખ્યો.[30] પછી રાત્રિના શિબિર (છાવણી અથવા તંબુ)માં ગાઢ સુઈ ગયેલા પાંડવનાં સૈન્યને, પોતાના પિતાના વધને સહન કરી ન શકનાર એવા દ્રોણપુત્રે (અશ્વત્થામાએ) મારી નાંખ્યું.[31] તેમાં પુત્રો હણાયા, સૈન્ય હણાયું, મિત્રો હણાયા; ફક્ત મારી સાથે અને યુયુધાન (સાત્યકિ) સાથે પાંચ પાણ્ડવો બાકી રહ્યા.[32] તેમ (સામી બાજુએ) કૃપ અને ભોજ(રાજ કૃતવર્મા) સાથે દ્રોણનો પુત્ર (અશ્વત્થામા) યુદ્ધમાંથી બચી ગયા છે. તેમ પાણ્ડવનો આશ્રય લેવાથી કુરુપક્ષનો યુયુત્સુ બચી ગયો છે.[33] કૌરવોના રાજા સુયોધનનો પોતાના અનુયાયી અને બાંધવો સાથે નાશ થતાં વિદુર અને સંજય ધર્મરાજાની પાસે આવ્યા.[34] હે પ્રભો! આ યુદ્ધ અઢાર દિવસ સુધી આ પ્રમાણે ચાલ્યું હતું. તેમાં હણાયેલા પૃથિવીપાળો સ્વર્ગમાં વસે છે.[35]

વૈશમ્પાયન કહે છેઃ–હે મહારાજ! રોમાંચ કરાવનારી તે કથા સાંભળીને વૃષ્ણિઓ, તે વખતે દુઃખ, શોક અને કલેશમય થઈ ગયા.[36]

इति श्रीमहाभारतमां आश्रमेधिकपर्वमां अनुगीतापर्वमां "वासुदेवे कहेली युद्धकथा" ए नामनो अध्याय ६० मो समाप्त

## અધ્યાય ૬૧ મો

### શ્રીકૃષ્ણે અભિમન્યુના મરણ વિષે વસુદેવને કહેલી કથા

વૈશમ્પાયન કહે છેઃ–ભારતો (ભરતવંશના પુરુષો)ના મહા યુદ્ધની તે કથા પોતાના પિતાની આગળ પ્રતાપી વાસુદેવ કહેતા હતા ત્યારે,[1] તે વીર અને મહામતિવાળાએ અભિમન્યુના વધની વાત છોડી દીધી; કારણ કે તે મહામતિવાળાએ વિચાર્યું કે 'વસુદેવનું અપ્રિય થાઓ મા.'[2] 'દૌહિતરા (છોકરીના છોકરા)નો મહા દુઃખકારક વધ સાંભળીને વસુદેવ દુઃખ અને શોકથી અતિ સંતાપવાળા થાઓ મા' એવું તે મહા મતિવાળાએ વિચાર્યું હતું.[3] (પણ તેની બહેન) સુભદ્રાએ તો રણમાં પોતાના પુત્રના વધની વાત છોડી દીધેલી જોઈને બોલી, 'હે કૃષ્ણ! સુભદ્રાના પુત્રની વાર્તા ...' એટલું બોલીને તે ભૂમિપર પડી ગઈ.[4] ત્યારે વસુદેવ તેને જમીનપર પડતી જોઇને, જોતાંવાર પોતે પણ દુઃખથી મૂર્છા પામી ભૂમિપર પડી ગયા.[5] પછી દૌહિતરાના વધના દુઃખ અને શોકથી હણાઈ ગયેલા તે વસુદેવે, હે મહારાજ! કૃષ્ણને આ પ્રમાણે કહ્યું.[6]

વસુદેવ કહે છેઃ–હે પુણ્ડરીકાક્ષ! જગતમાં તને ખરેખર સત્ય બોલનાર તરીકે વખાણવામાં આવે છે. હે શત્રુઓને હણવાવાળા! છતાં તું આજે મારા દૌહિતરાના વધની વાત કેમ કહેતો નથી?[7] હે પ્રભો! એ તારા ભાણેજ(બહેનના પુત્ર)ના વધની વાત યથાર્થ કહે. તારા જેવાં નેત્રોવાળા તેને શત્રુઓએ રણમાં માર્યો કેમ?[8] હે વાર્ષ્ણેય! તે તો માણસોની માફક, કાલ પ્રાપ્ત થયા વિના મરે તેવો ન હતો, તેથી તેના વધની વાત સાંભળીને) મારાં હૃદયના દુઃખને લીધે સેંકડો કટકા હમણાં (કેમ) થઈ જતા નથી.[9] સંગ્રામમાં (મરણસમયે) પોતાની માતા

* રાય કહે છે કે, અક્ષૌહિણી તે સર્વાંગ સંપૂર્ણ એક સૈન્ય division હોય એમ સંભવે છે. કારણ કે અક્ષૌહિણીની સામી ચમૂનો પ્રયોગ કર્યો છે.

સુભદ્રાને ઉદ્દેશી તે શું બોલ્યો હતો ? હે પુંડરીકાક્ષ! તે ચપલ નેત્રવાળા, મારા વ્હાલાએ મારા વિષે શું કહ્યું હતું?[૧૦] (હું ધારું છું કે) રણમાં તેણે પાછી પીઠ કરી હોય ત્યારે તો દુશ્મનોએ તેનો નાશ નહોતો જ કર્યો. (હું ધારું છું કે) હે ગોવિંદ! રણમાં લડતી વેળાએ તેણે પોતાનું મુખ વિકૃત (ઉત્સાહ વિનાનું) તો નહોતું જ કર્યું.[૧૧] કારણ કે, હે કૃષ્ણ! તે મહા તેજવાળો મારી આગળ બાળ ભાવથી, પોતાના તેજ-(બળ)ની પ્રશંસા કરતો હોય તેમ, તે બળવાન્ પોતાનો વિજય બતાવતો હતો (વિજયની વાતો કરતો હતો).[૧૨] (હું ધારું છું કે) દ્રોણ, કર્ણ, કૃપ વગેરેએ તો તેને ન જ હણ્યો હશે. હણાયેલો તે ધરણીપર (કેમ) સુતો તે વિષે, હે કૃષ્ણ! તું મને વાત કહે.[૧૩] તે મારી દીકરીનો દીકરો તો દ્રોણ અને ભીષ્મ અને બળવાનોમાં વીર એવા કર્ણની પણ રણમાં નિત્ય સ્પર્ધા કરે તેવો હતો.[૧૪]

વૈશમ્પાયન કહે છેઃ—આવી રીતે બહુ વિલાપ કરતા, બહુ દુઃખી થતા[૧૫] પોતાના પિતાને ગોવિન્દ જે વધારે દુઃખી થતા હતા, તેણે આ પ્રમાણે કહ્યું.

કૃષ્ણ કહે છેઃ—"સંગ્રામના મોખરાપર લડીને તેણે પોતાનું મુખ બગાડયું નથી.[૧૬] વળી અતિ દુઃખે પાર પમાય એવા સંગ્રામમાં તેણે પીઠ પણ કરી નથી. સેંકડો અને હજારો પૃથિવીપાળોનાં ટોળાંને તેણે માર્યા પછી[૧૭] દ્રોણે અને કર્ણે તેને ઘેરી લઇને પરિશ્રમિત કર્યો અને તે પછી દુશ્શાસનના પુત્રે તેને ઘેરી લીધો. હે પ્રભો! એકની સાથે એકને જો સતત લડવાનું હોત તો[૧૮] સંગ્રામમાં વજ્રવાળો (ઇન્દ્ર) પણ તેને મારી શકે નહિ. પણ જ્યારે પાર્થને સંશસકો સંગ્રામમાંથી ખેંચી ગયા ત્યારે[૧૯] રણમાં અતિ ક્રોધ પામેલા દ્રોણ વગેરેએ તેને ઘેરી લીધો. પછી તેણે રણમાં અત્યન્ત મોટો શત્રુઓનો ઘાણ કહાડ્યા પછી,[૨૦] હે વાર્ષ્ણેય! તારો દૌહિતરો દુઃશાસનના પુત્રને હાથે મુઓ. ખરેખર તે સ્વર્ગમાં ગયો છે. માટે, હે મહામતિવાળા! તું શોક છોડી દે.[૨૧] કારણ કે દુઃખ આવી પડતાં ડાહ્યા માણસો દુઃખી થતા નથી. દ્રોણ, કર્ણ વગેરે મહેન્દ્રના જેવા (યોધાઓ) સાથે જેણે રણમાં યુદ્ધ કર્યું[૨૨] તેને સ્વર્ગ કેમ ન મળે? હે દુર્ધર્ષ! શોક છોડી દે, અને ક્રોધને વશ થા મા.[૨૩] શત્રુના પુરને જિતનારો તે, શસ્ત્રવડે પવિત્ર થતી ગતિને પામ્યો છે. એ વીર હણાયો ત્યારે આ મારી બહેન સુભદ્રા, છોકરાને મેળવ્યા પછી આમ (થયાથી) દુઃખથી પીડાતી, કુરરીની માફક શોક કરવા લાગી અને દ્રૌપદીને મળીને દુઃખી થતી એ પૂછવા લાગી,[૨૪-૨૫] 'હે આર્યે! (આપણા) સર્વે છોકરાંઓ ક્યાં છે? હું તેમને જોવા ઇચ્છું છું.' એનું વચન સાંભળીને કુરુઓની સર્વ સ્ત્રીઓ[૨૬] ભુજાવડે તેને ભેટીને (બાથમાં ઘાલીને) અત્યંત દુઃખીની પેઠે રડવા લાગી; તે પછી ઉત્તરાને પૂછ્યું, 'હે ભદ્રે! તારો ભર્તા ક્યાં ગયો છે? તેનું આગમન તું મને જલદીથી કહેજે.[૨૭-૨૮] અરેરે! હે વિરાટની પુત્રી! મારી વાણી સાંભળીને સદા તે એકદમ ભવનમાંથી બહાર દોડી આવતો, તે તારો પતિ આજે કેમ સામો આવતો નથી?[૨૯] હે અભિમન્યો! તારા મહારથી મામાઓ કુશળ છે; અને લડવાની ઇચ્છાવાળો તું અહિં આવ્યો હતો ત્યારે તારું કુશળ કહ્યું હતું.[૩૦] હે શત્રુને દમવાવાળા! તું જ મને આજના સંગ્રામનું પૂર્વની માફક કથન કર. શા માટે તું આમ વિલાપ કરતી એવી જે હું, તેને પ્રત્યુત્તર આપતો નથી?"[૩૧] વૃષ્ણિવંશની પુત્રીનો આ પ્રમાણેનો વિલાપ સાંભળીને દુઃખથી અત્યંત આર્ત થયેલી પૃથા(કુન્તી)એ ધીમે ધીમે આ વાક્યો કહ્યાં;[૩૨] 'હે સુભદ્રે! રણમાં વાસુદેવે તથા સાત્યકિએ અને તેના બાપે રક્ષણ કરતાં છતાં એ બાપડો કાળધર્મને લીધે મુઓ છે.'[૩૩] હે યદુનંદિનિ! મર્ત્ય મનુષ્યનો આવો જ ધર્મ છે, માટે તું શોક કર મા. દુર્ધર્ષ એવો તારો પુત્ર પરમ ગતિને પહોંચ્યો છે.[૩૪] મહાત્મા ક્ષત્રિયોના મોટા કુળમાં તું જન્મી છો માટે, હે પદ્મપત્રની શોભા જેવા નેત્ર-વાળી! તે ચપલ આંખવાળાનો તું શોક કર મા.[૩૫] તું આ ભારેવાઈ ઉત્તરાની સંભાળ રાખ. હે શુભા! શોક કર ના. કારણ કે આ ભાવિની (કલ્યાણી) તેના પુત્રને સત્વર જન્મ આપશે.'[૩૬]

આ પ્રમાણે, હે યદુકુળને વહન કરવાવાળા! તેને આશ્વાસન આપીને કુંતીએ અતિતીવ્ર શોકને છોડીને, તેના શ્રાદ્ધનો સંકલ્પ કર્યો.[૩૭] તે પછી ધર્મને જાણવા-વાળા રાજા(યુધિષ્ઠિર)ની, ભીમની, તથા યમની ઉપમાને લાયક એવા નકુળ અને સહદેવની સંમતિથી અનેક દાનો આપ્યાં.[૩૮] હે યદુઓના વંશને ચલાવવા-વાળા! તે પછી તેણે બ્રાહ્મણોને બહુ ગાયોનું દાન કર્યું. પછી વાર્ષ્ણેયી (કુન્તી)એ સહજ સંતોષ પામી વૈરાટી-(વિરાટ રાજાની પુત્રી ઉત્તરા)ને કહ્યું,[૩૯] 'હે વૈરાટિ! હે નિર્દોષ! હવે તારે સંતાપ કરવો ન જોઇએ. હે સુંદર શ્રોણિવાળી! તારા ધણીને ખાતર હવે તું તારા બાળગર્ભનું રક્ષણ કર.'[૪૦] આ પ્રમાણે કહીને, હે મોટી કાન્તિવાળા! કુન્તી શાંત પડ્યાં. તે પછી તેની આજ્ઞા લઇને આ સુભદ્રાને હું અત્રે લાવ્યો છું.[૪૧] હે માન દેનારા! આ રીતે તારો દૌહિત્ર મરણ પામ્યો. હે દુર્ધર્ષ! હવે તું સંતાપને છોડી દે અને શોકમાં મન લગાડ ના.[૪૨]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'वासुदेवे करेलुं सांत्वन' ए नामनो अध्याय ६१मो समाप्त

## અધ્યાય ૬૨ મો

### અભિમન્યુ માટે શોક

વૈશમ્પાયન કહે છેઃ-પોતાના પુત્રનાં આ વચન સાંભળીને શૂરના પુત્ર ધર્માત્મા (વસુદેવે) શોકનો ત્યાગ કરીને (અભિમન્યુને નિમિત્તે) અનુત્તમ શ્રાદ્ધ કર્યું.[1] તેમજ વાસુદેવે પણ પોતાની બહેનનો દીકરો જે મહાત્મા એવા પોતાના પિતા (વસુદેવ)ને નિત્ય પ્રિય હતો તેનું ઔર્ધ્વદેહિક કર્યું.[2] મહા ઓજસવાળા સાઠઠ સો હજાર (૬૦,૦૦,૦૦૦) બ્રાહ્મણોને વિધિ પ્રમાણે સર્વ ગુણવાળાં ભોજ્ય જમાડ્યાં,[3] અને તે મહાબાહુ કૃષ્ણે કપડાં ઓરાડી બ્રાહ્મણોની ધનની તૃષ્ણા દૂર કરી ત્યારે હર્ષથી તેનાં રોમાંચ થયાં.[4] સુવર્ણ અને ગાયો અને શયનો અને ચાદરો આપવામાં આવ્યાં ત્યારે વિપ્રો બોલી ઉઠ્યા કે, "વૃદ્ધિ પામો."[5] તે પછી દશાર્હ વંશના વાસુદેવે, બલદેવે, સાત્યકિએ અને સત્યકે પણ અભિમન્યુનું શ્રાદ્ધ કર્યું.[6] પરંતુ દુઃખથી અતિ સંતાપ પામતા એવા તેઓને શાંતિ મળી નહિ. નાગ (હાથી) નામે પ્રસિદ્ધ નગરમાં વીર પાંડવો[7] જેઓ અભિમન્યુ વગરના બન્યા હતા તેઓને પણ શાંતિ થઈ નહિ. હે રાજેન્દ્ર! વિરાટની પુત્રીએ ઘણા દિવસો સૂધી[8] પતિના (મરણના) દુઃખથી પીડા પામીને કંઈ ખાધું નહિં. તે ઘણું કરુણાજનક (દયાજનક) થઈ પડ્યું. અને તેની કુખમાં રહેલો ગર્ભ નાશ પામવા લાગ્યો.[9] એટલે દિવ્ય ચક્ષુથી તે જોઇને વ્યાસ ત્યાં આવ્યા. તે બુદ્ધિવાળા વિશાળ લોચનવાળી પૃથાને મળ્યા;[10] અને તે મહાતેજવાળાએ ઉત્તરાને કહ્યું: "આ શોકને તું છોડી દે. હે યશસ્વિનિ! તારો આ પુત્ર મહાતેજવાળો થશે.[11] વાસુદેવના પ્રભાવથી અને મારી સલાહથી, પાંડવોની પછી તે આ પૃથિવીનું રક્ષણ કરશે."[12] પછી ધનંજય(અર્જુન)ને જોઇને ધર્મરાજાના સાંભળતાં વ્યાસે, હે ભારત! હર્ષ ઉપજાવતાં આ વાકય કહ્યું કે;[13] "આ મહાભાગ્યવાળો અને મહા મનવાળો તારો પૌત્ર થશે; તે ધર્મ પ્રમાણે સાગરરૂપ મર્યાદાવાળી પૃથિવીનું રક્ષણ કરશે.[14] માટે હે કુરુઓમાં શ્રેષ્ઠ! હે શત્રુઓને મારવાવાળા! તું શોકને ત્યજી દે. આમાં કંઈ વિચારવાનું છે નહિં; આ ખરું જ પડશે.[15] અને હે કુરુનંદન! વૃષ્ણિ વંશના વીર પુરુષ કૃષ્ણે જે પૂર્વે કહ્યું છે તે તેમ થશે જ. આમાં વિચાર કરવા જેવું કંઈ નથી.[16] પોતે જાતે મેળવેલા અને અક્ષય એવા દેવોના લોકોમાં તે ગયો છે. એ વીર તારે અને બીજા કુરુઓએ શોક કરવા જેવો નથી."[17] ધર્માત્મા એવા એ ધનંજયને પિતામહે આ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે, હે મહારાજ! શોકનો ત્યાગ કર્યો અને તે આનંદી બન્યો.[18] હે ધર્મને જાણવાવાળા! હે મોટી બુદ્ધિવાળા! તારો પિતા પણ તે ગર્ભને વિષે, ઇચ્છા પ્રમાણે, જેમ શુકલ પક્ષમાં ચંદ્ર ખીલે તેમ ખીલવા લાગ્યો.[19] તે પછી વ્યાસે ધર્મના પુત્ર રાજા-(યુધિષ્ઠિર)ને અશ્વમેધ કરવાનું દબાણ કર્યું, અને તે પછી તે તે સમયે જ અંતર્ધાન થઈ ગયા.[20] બુદ્ધિવાળા ધર્મરાજાએ પણ વ્યાસનું તે વચન સાંભળીને, હે તાત! ધન લાવવાને માટે જવા વિષે વિચાર કર્યો.[21]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'वसुदेवनुं सांत्वन' ए नामनो अध्याय ६२ मो समाप्त

## અધ્યાય ૬૩ મો

### પાંડવોનું યજ્ઞ માટે ધન લેવા જવું

જનમેજય કહે છેઃ-હે બ્રહ્મન્! વ્યાસે કહેલું તે વચન સાંભળીને અશ્વમેધ વિષે પછી એ મહાત્માએ શું શું કર્યું?[1] અને હે દ્વિજોત્તમ! આ પૃથિવીતલપર મરુત્તે જે રત્ન (પડતાં) નાંખ્યાં હતાં, તે તેઓએ કેવી રીતે મેળવ્યાં તે તું મને કહે.[2]

વૈશમ્પાયન કહે છેઃ-દ્વૈપાયનનું વચન સાંભળીને ધર્મરાજા યુધિષ્ઠિરે સર્વે ભાઈઓને તરત બોલાવ્યા અને આ પ્રમાણે કહ્યું:-[3] અર્જુનને, ભીમસેનને અને માદ્રીના બે પુત્ર યમને પણ બોલાવ્યા (અને કહ્યું);

યુધિષ્ઠિરઃ-"હે વીરો! મિત્રભાવે તે મહાત્માએ (કૃષ્ણે) કહેલું વચન તમે સાંભળેલું છે.[4] કુરુઓનું હિત કરવાની ઇચ્છાથી બુદ્ધિવાળા કૃષ્ણે (કહેલું વચન સાંભળ્યું છે). વળી મિત્રોનું શ્રેય ઇચ્છનારા, વડેરા, તપ કરતાં વૃદ્ધ થયેલા,[5] ગુરુ, ધર્મશીલ વ્યાસે; તથા અદ્‌ભુત કર્મવાળા ભીષ્મે તથા, હે મોટી પ્રજ્ઞાવાળા! બુદ્ધિમાન્ ગોવિંદે (કહેલું વચન તમે સાંભળ્યું છે).[6] હે પાંડવો! તે વચન ફરી ફરીને યાદ આવવાથી હું તે બરાબર પાળવાને ઇચ્છું છું. તે પ્રમાણે કરવાથી ભવિષ્યમાં સર્વેનું હિત થશે.[7] તે બ્રહ્મવાદીઓનાં વચન પાળવામાં આપણું કલ્યાણ છે. હે કુરુકુળને ચલાવવાવાળાઓ! આ આખી પૃથિવી રત્નો વગરની બની ગઈ છે[8] તેવે સમયે, હે નૃપો! વ્યાસે મરુત્તનાં ધન વિષે વાત કહી છે. આ ઘણાએ માનેલી વાત તમને યોગ્ય લાગે તો તમે માનજો."[9]

પછી આ પ્રમાણે ધર્મરાજાએ કહ્યું:-'અથવા હે ભીમ! તું શું ધારે છે?' હે કુરુકુળને વહન કરનારા! તે રાજાએ આ પ્રમાણે વાકય કહ્યું એટલે[10] રાજાઓમાં શ્રેષ્ઠ(યુધિષ્ઠિર)ને ભીમસેને હાથ જોડી આ વાકય કહ્યું:-'હે મહાબાહો! વ્યાસે કહેલાં ધન લાવવા વિષે, તેં જે આ કહ્યું છે, તે મને રુચતું છે.[11-12]

હે પ્રભો! આવિક્ષિતવાળું ધન જો આપણે અહીં લાવીએ તો, હે મહારાજ! જાણે કાર્ય થયું જ, એમ મારો મત છે. તે મહાત્મા ગિરીશને પ્રણામ કરીને આપણે[૧૩] તે ધન લાવવું. કપર્દિ(શંકર)નું પૂજન કરીને આણેલું તે ધન તારું શ્રેય કરશે. દેવના દેવતા ઈશને અને તેના જ અનુચરોને[૧૪] વાચા, બુદ્ધિ, અને કર્મથી પ્રસન્ન કરીને આપણે તે ધન મેળવીશું. વળી ભયંકર દેખાવના જે કિન્નરો તે દ્રવ્યનું રક્ષણ કરે છે તેઓ (પણ),[૧૫] વૃષભધ્વજ(શંકર)ના પ્રસન્ન થવાથી વશ થવા યોગ્ય બનશે.* આ પ્રમાણે કહેનાર ભીમનું વાક્ય સાંભળીને, હે ભારત![૧૬] ધર્મનો પુત્ર રાજા (યુધિષ્ઠિર), હે ભારત! અતિ પ્રસન્ન થયો, અને અર્જુન આદિએ પણ એવું કહ્યું:–"તેમ થવા દો."[૧૭] (આમ) સર્વે પાંડવોએ રત્ન હરી લાવવાનો નિશ્ચય કરીને ધ્રુવ નક્ષત્રમાં ધ્રુવ દિવસે સેનાને તૈયાર થવાની આજ્ઞા કરી.[૧૮]† તે પછી બ્રાહ્મણોએ સ્વસ્તિ વાચન કર્યું, અને સુરશ્રેષ્ઠ મહેશ્વરનું પ્રથમ પૂજન કરીને પાંડુના પુત્રો નીકળ્યા.[૧૯] મોદક (લાડુ), દૂધપાક અને માંસના પૂડાઓ આપી તે મહાત્માની શાંતિ કરીને અતિ આનંદયુક્ત મનથી તેઓ જલદીથી ચાલ્યા.[૨૦] તેઓ પ્રયાણ કરતા હતા ત્યારે આગેવાન દ્વિજોએ તથા નગરજનોએ પ્રસન્ન મનથી મંગળકારક શુભ વચનો કહ્યાં.[૨૧] તે પછી પાંડુના પુત્રોએ અગ્નિ સાથે આવેલા બ્રાહ્મણોની પ્રદક્ષિણા કરી ને મસ્તકવડે પ્રણામ કર્યા અને પછી વિદાય થયા.[૨૨] તે પછી પુત્રના શોકથી હણાયેલા રાજા ધૃતરાષ્ટ્રની અને તેની ભાર્યા(ગાંધારી)ની અને વિશાળ લોચનવાળી પૃથા(કુન્તી)ની રજા લીધી,[૨૩] અને કુરુવંશના, ધૃતરાષ્ટ્રના પુત્ર યુયુત્સુને તેના મૂળ(દાદા ધૃતરાષ્ટ્ર)ની પાસે રાખીને પુરજનો અને વિદ્વાન્ બ્રાહ્મણોથી પૂજાતા (સત્કાર પામતા) તેઓ ચાલી નીકળ્યા.[૨૪]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'धन लाववाने प्रयाण' ए नामनो अध्याय ६३ मो समाप्त

## અધ્યાય ૬૪ મો

### ધનાર્થે પ્રયાણ

વૈશમ્પાયન કહે છેઃ–તે પછી ખુશ થતા થતા મનુષ્યો અને વાહનોવાળા તેઓ આનંદ પામતા, રથોના ગડગડાટથી વસુંધરા(પૃથિવી)ને પૂરી દેતા ચાલી નીકળ્યા.[૧] પોતાના કિરણોથી વિંટાયેલા આદિત્યોના જેવા તેઓ સ્તુતિકારો, સુતો, માગધો અને બંદીજનોથી સ્તવાતા, પોતાના સૈન્યથી વિંટાયેલા હતા.[૨] માથાપર ધરી રાખેલાં શ્વેત છત્રથી યુધિષ્ઠિર, પૂર્ણિમાને દિવસે નક્ષત્રરાજ ચંદ્ર શોભે તેવા શોભતા હતા.[૩] રસ્તામાં પુરુષોમાં ઉત્તમ તે પાંડવ (યુધિષ્ઠિર) યથાન્યાયે અને યથારીતિએ આનંદ પામતા લોકોના જયાશિષ સ્વીકારતા ગયા.[૪] હે રાજન્! તેમજ જે સૈનિકો રાજાની પાછળ આવતા હતા, તેઓનો કોલાહલ શબ્દ આકાશને સ્તબ્ધ કરી રહ્યો.[૫] સરોવરો, નદીઓ, વનો અને ઉપવનો ઓળંધીને મહારાજા તે પર્વત આગળ આવી પહોંચ્યા.[૬] ને હે રાજેન્દ્ર! તે ભાગમાં જ્યાં તે ઉત્તમ દ્રવ્ય હતું ત્યાં પાંડવ રાજાએ પોતાના સૈનિકો સાથે પ્રવેશ કર્યો.[૭] હે ભરતોમાં ઉત્તમ! તે ભાગ કલ્યાણકારી અને સપાટ હતો. ત્યાં તપ, વિદ્યા અને દમવાળા બ્રાહ્મણોને તથા હે કૌરવ્ય! વેદ અને વેદના અંગોમાં પારંગત એવા અગ્નિવેશ્ય (ધૌમ્ય) નામના પુરોહિતને આગળ કરીને રાજાઓ, બ્રાહ્મણો અને પુરોહિતો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે[૮] શાંતિ કરી વળ્યા અને ચારે બાજુએથી યુધિષ્ઠિર રાજાને વિંટાઈ વળ્યા અને તેના પ્રધાનોને યથાવિધ વચમાં રાખ્યા.[૯] પછી બ્રાહ્મણોએ છ રસ્તા અને નવ ચોકવાળી છાવણી કરી તથા મત્ત વારણેન્દ્રો(ઉત્તમ હાથીઓ)ની છાવણી પણ યથાવિધિ[૧૦] કરાવી, અને પછી તે રાજેન્દ્રે બ્રાહ્મણોને આ પ્રમાણે કહ્યું:–'હે દ્વિજોમાં શ્રેષ્ઠ! આ કાર્ય વિષયમાં શુભ નક્ષત્ર અને શુભ દિવસ જોઈને[૧૧] આપ જેમ કરવાને યોગ્ય વિચારો, તેમ કરવા યોગ્ય છો. અહિંયાં રાહ જોતાં અમારો ઘણો કાળ વીતી ન જવો જોઈએ.[૧૨] એવો નિશ્ચય કરીને હવે પછી જે કરવું હોય તે કરવા માંડો.' રાજાનું આ વચન સાંભળી ધર્મરાજાનું પ્રિય ઇચ્છનારા, ખુશી થયેલા પુરોહિતો સહિત બ્રાહ્મણોએ આ વચનો કહ્યાં;[૧૩] 'આજનું જ નક્ષત્ર અને આજનો જ દિવસ પુણ્યવાળો છે. તેટલા માટે આજે જ ઉત્તમ ક્રિયાઓ કરવા માંડશું. હે રાજન્! આજે અમે અહિં જલ પીને રહીશું, તેમ આજે તમે ઉપવાસ કરજો.'[૧૪] તે ઉત્તમ બ્રાહ્મણોનું વચન સાંભળીને તે નરેન્દ્રોએ તે રાત્રિના ઉપવાસ કર્યો, અને યજ્ઞમાં પ્રજ્વલિત

* અત્રે કેટલાક વધારાના શ્લોકો દક્ષિણની પ્રતમાં મળે છે, પણ તે ચાલુ વાર્તાપ્રસંગમાં અસંબદ્ધ છે અને તેથી ક્ષેપક લાગે છે. તે શ્લોકો શંકરની સ્તુતિના છે, અને તેનો ભાવાર્થ એવો છે કે અમસ્ત્વ મળે છે, પાશુપત અસ્ત્ર જિષ્ણુને મળ્યું હતું, આપણે તેના ભક્તો છીએ; અભિમન્યુનો વધ થવાની ખબર સ્વપ્નમાં તેણે આપીને જયદ્રથના વધ માટે અસ્ત્ર આપ્યું હતું, અને દ્રોણ, કર્ણ આદિ જેવા નાયકોનું સૈન્ય તેના પ્રસાદથી જ આપણે નાશ કરી શકયા છીએ. ઇત્યાદિ.

† ધ્રુવ નક્ષત્ર એટલે નીલકંઠ કહે છે કે રોહિણ્યામુત્તરાત્રયે રોહિણી અને ત્રીજી ઉત્તરા; ધ્રુવવાર એટલે રવિવાર; આ પરથી કુરુક્ષેત્રનાં યુદ્ધ પછી આ કેટલામો દિવસ હશે, તે કોઈ જોષી ગણતરી કરી શોધી શકે ખરો.

હુતાશનની માફક કુશની શય્યાપર વિશ્વાસવાળા તેઓ સૂઈ રહ્યા.[૧૫] તે મહાત્મા બ્રાહ્મણોથી બોલાતી વાણી સાંભળતાં સાંભળતાં રાત્રિ વીતી ગઈ, અને વિમળ પ્રભાત થયું ત્યારે તે ઉત્તમ બ્રાહ્મણોએ ધર્મસુત નરાધિપ (યુધિષ્ઠિર)ને આ વચન કહ્યાં.[૧૬]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'धन लाववानो उपक्रम ' ए नामनो अध्याय ६४ मो समाप्त

## અધ્યાય ૬૫ મો

### દ્રવ્ય લઇને પાછા ફરવું

બ્રાહ્મણો કહે છેઃ-હે નૃપતિ! મહાત્મા ત્ર્યંબકને આજે ઉપહાર (નૈવેદ્ય) આપો. તેને ઉપહાર આપીને પછી આપણા સ્વાર્થ માટે આપણે પ્રયાસ કરીશું.[૧] તે બ્રાહ્મણોનું વચન સાંભળીને યુધિષ્ઠિરે ગિરીશને શાસ્ત્રના વિધિ પ્રમાણે ઉપહાર આપ્યો.[૨] પછી સંસ્કાર આપેલા (પવિત્ર કરેલા) ઘીવડે વિધિ પ્રમાણે અગ્નિનું તર્પણ કરીને તથા મંત્રોવડે સિદ્ધ કરેલો ચરુ લઇને તે પુરોહિત (ધૌમ્ય) ગયા.[૩] હે જનાધિપ! તેણે મંત્રથી પવિત્ર કરેલા ફૂલો લીધાં; અને તેનાથી તથા મોદક (લાડુ), દૂધપાક અને માંસના બલિઓ આપ્યા;[૪] જાતજાતનાં પુષ્પોવડે અને જાતજાતના લાજા(અક્ષત-ભાત)વડે વેદમાં પારંગત તેણે વિધિ પ્રમાણે સર્વ ઇષ્ટતમ કાર્ય કર્યું.[૫] તે પછી તેણે (મહાદેવના) કિંકરોને ઉત્તમ બલિ આપ્યો; પછી યક્ષોના રાજા કુબેરને અને મણિભદ્રને[૬] તથા બીજા યક્ષોને તથા ભૂતોના જે નાયકો હતા તેમને કૃસર,* માંસ અને તલ મિશ્ર નિવાપ (?)[૭] અને રાંધેલો ભાત કુંભ ભરીભરીને તે પુરોહિતે આપ્યા. વળી તે ભૂમિપતિએ બ્રાહ્મણોને હજારો ગાયો આપીને[૮] રાત્રિએ ફરનારા ભૂતોને બલિદાન આપવાનો આદેશ કર્યો. ધૂપ અને ગંધથી ઘેરાયેલું, અને પુષ્પોથી છવાયેલું,[૯] દેવોના દેવનું તે સ્થાન, હે પાર્થિવ! અતિ શોભવા લાગ્યું. તે પછી રુદ્રની તથા તેના સર્વ ગણોની પૂજા કરીને[૧૦] વ્યાસને આગળ કરીને તે રાજા રત્નના ઢગલા તરફ ગયો. ત્યાં ધનાધ્યક્ષની પૂજા કરીને, તેને વંદન કરીને તથા પ્રણામ કરીને[૧૧] તથા જાતજાતનાં પુષ્પો તથા પૂડાઓ તથા કૃસરવડે શંખ વગેરે ઢગોની તથા તેના સર્વ રક્ષકોની[૧૨] તથા આગેવાન દ્વિજોની પૂજા કરીને અને તેમનાં આશિષ લઇને, તેમના પુણ્યવાચક ઘોષ (પોકારો) તથા તેમના તેજવડે સમ સ્થિતિમાં રહેલા તે વીર્યવાન્,[૧૩] અને પ્રસન્ન થયેલા કુરુઓમાં શ્રેષ્ઠ રાજાએ તે ધન ખોદવા માંડ્યું. તે પછી સુંદર, અનેક ઘાટનાં, નાના મોટા કદનાં વાસણો,[૧૪] ઘડાઓ, કઢાઇઓ, કળશો, વર્ધમાનકો† અને જાતજાતનાં અનેક હજાર વાસણો[૧૫] ધર્મરાજા યુધિષ્ઠિરે ખોદી કાઢ્યાં. વળી તેમનું રક્ષણ કરવાને મોટા કરપુટો (ઢાંકણો અથવા પેટારાઓ) પણ હતા.[૧૬] હે રાજન્! હે નૃપ! તે ભાજન (દોલત) અર્ધી અર્ધી તુલાપર ભરવામાં આવ્યું (અર્થાત્ કાવડમાં ભરીને લઈ જવામાં આવ્યું). હે વિશાંપતિ! વળી ત્યાં પાંડુપુત્રનાં વાહન પણ હતાં.[૧૭] તેમ સાઠ હજાર (૬૦,૦૦૦) ઉંટો અને એક લાખ વીશ હજાર (૧,૨૦,૦૦૦૦) ઘોડાઓ તથા, હે મહારાજા! એક લાખ (૧,૦૦,૦૦૦) હાથીઓ હતા.[૧૮] તેટલા જ રથો અને તેટલાં જ ગાડાંઓ અને તેટલી જ હાથણો હતી; તેમ ખચ્ચરો અને માણસોની તો સંખ્યા જ જણાઈ નથી.[૧૯] યુધિષ્ઠિરે જે ધન ખોદી કાઢ્યું, તે પણ તેટલું બધું હતું. એકેક ઉંટપર આઠ આઠ હજાર, એકેક ગાડામાં સોળ સોળ હજાર અને એકેક હાથીપર ચોવીશ ચોવીશ હજાર ભાર સોનું લાદેલું હતું.[૨૦]‡ એ સર્વ દ્રવ્ય તેમનાપર લાદીને ફરીને મહાદેવની પૂજા કરીને પાંડવ (યુધિષ્ઠિર) નાગ(હસ્તિ) નામના નગર પ્રતિ પાછો ફર્યો.[૨૧] તેણે દ્વૈપાયન(વ્યાસ)ની આજ્ઞા (રજા) લીધી, પુરોહિત (ધૌમ્ય)ને આગળ કર્યા અને, હે પુરુષર્ષભ! એક એક ગોયુતે§ મુકામ કરતા ચાલ્યા.[૨૨] અને હે રાજન્! નગર તરફ મોં કરેલી તે મોટી સેના કુરુઓના વંશને વધારનારાઓને હર્ષ પમાડતી પમાડતી તથા દ્રવ્યના ભારથી પીડાતી આગળ ચાલી.[૨૩]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'द्रव्य लाववुं' ए नामनो अध्याय ६५ मो समाप्त

## અધ્યાય ૬૬ મો

### પરિક્ષીતજન્મ

વૈશમ્પાયન કહે છેઃ-એટલા સમયમાં વીર્યવાન્ વાસુદેવ પણ, વૃષ્ણિઓની સાથે વારણ (હસ્તિ) નામે ઓળખાતા નગરમાં આવી પહોંચ્યા.[૧] પોતાના નગર

---

* તલ અને ચોખાની ખીચડી. † કોડીયાં. ‡ આ શ્લોકનું બીજું અડધીઉં સમજાય તેવું નથી. षोटशाष्टा चतुर्विंशत्सहस्रं भारलक्षणम्। આટલાં પરથી ઉપર પ્રમાણે અર્થ બેસાડેલો છે. ખચ્ચરો, ઘોડાઓ અને માણસોની કાંધપર પ્રમાણસર ધન લાદેલું એમ સમજવાનું છે.

§ ગોયુતનો અર્થ બે ગાઉ કરવામાં આવે છે તે વાજબી લાગતો નથી. કારણ કે તે રીતે પાછાં ફરતાં ઘણા દિવસ નીકળી જાય. તેથી મારું માનવું એમ છે કે ગોયુત એટલે એક દિવસ બળદ એકસરખું ચાલે અને પછી વિશ્રાંતિને માટે મુકામ કરવો પડે તેટલું છેટું. હસ્તિનાપુર અને હિમગિરિના ધનવાળા પ્રદેશને ઘણું છેટું હોવું જોઇએ.

તરફ જનારા તેને ધર્મપુત્ર (યુધિષ્ઠિરે) કહ્યું હતું તેમ વાજિ (અશ્વ)મેધનો સમય થયેલો જાણીને તે પુરુષોત્તમ ત્યાં આવ્યા.[૨] તેની સાથે રૌકિમણેય (રુકિમણીનો પુત્ર), યુયુધાન, ચારુદેષ્ણ, સાંબ, ગદ, કૃતવર્મા,[૩] વીર સારણ, નિશઠ, અને ઉલ્મુક (ઉન્મુખ) હતા, બળદેવને આગળ કર્યા હતા અને સાથે સુભદ્રા પણ હતી.[૪] દ્રૌપદી અને ઉત્તરા અને પૃથા(કુન્તી)-ને પણ મળ્યા અને જે ક્ષત્રિઓની સ્ત્રીઓના પતિઓ હણાયા હતા તેમને આશ્વાસન આપવાને મળ્યા.[૫] તેમને આવેલા જોઇને મહીપતિ ધૃતરાષ્ટ્રે તેમજ મોટા મનના વિદુરે તેમને યથાન્યાય આવકાર આપ્યો.[૬] સારું પૂજન પામેલા, પુરુષોમાં ઉત્તમ, મહાતેજવાળા એવા શ્રીકૃષ્ણ ત્યાં જ વિદુર અને યુયુત્સુની સાથે રહ્યા.[૭] હે જનમેજય! આ પ્રમાણે વૃષ્ણિઓના વીરો ત્યાં આવીને રહ્યા. એટલામાં શત્રુઓને હણનારા તારા પિતા રાજા પરિક્ષિતનો જન્મ થયો.[૮] હે મહારાજ! (અશ્વત્થામાના) બ્રહ્માસ્ત્રથી પીડાતો તે રાજા, હર્ષ અને શોકને વધારનારો, ચેતના વિનાનો શબરૂપ થઈ પડ્યો.[૯] (તેના જન્મથી) ત્યાં ખુશી થતા માણસોનો સિંહના જેવો મોટો પોકાર થયો. તે સર્વ દિશાઓમાં પસરી ગયો અને પછી શાંત પડી ગયો.[૧૦] એટલે અતિ ત્વરાવાળા કૃષ્ણ જેનાં મન અને ઇન્દ્રિયોને પીડા થઈ હતી તે યુયુધાનની સાથે તરત જ અંતઃપુરમાં ગયા.[૧૧] ત્યાં 'દોડો, દોડો' એમ વાસુદેવને ફરી ફરીને પોકાર કરી કહેતી, પોતાના પિતાની બેહેન(ફોઇ-કુંતી)ને ઉતાવળે આવતી તેણે જોઇ.[૧૨] તેની પાછળ દ્રૌપદી અને યશસ્વિની સુભદ્રા અને, હે નૃપ! પાંડવોની બીજી સ્ત્રીઓ કરુણ સ્વરે આક્રંદ કરતી હતી.[૧૩] પછી ભોજની દીકરી કુન્તીએ કૃષ્ણને મળતાં, હે રાજશાર્દૂલ! આંસુ સહિત ગદ્‌ગદિત વાણીએ જોરથી કહ્યું:-[૧૪]

કુન્તી કહે છેઃ-'હે વાસુદેવ! હે મહાબાહો! તારા વડે દેવકી સારી પ્રજાવાળી ગણાઈ છે! તું જ અમારી ગતિ અને પ્રતિષ્ઠા છો! અને આ (અમારું) કુળ તારાવડે છે![૧૫] હે યદુના વીરપુરુષ! હે પ્રભો! તારી બેહેનનો આ પુત્ર, અશ્વત્થામાને હાથે જન્મતાં જ હણાયો છે; તેને, હે કેશવ! તું જીવતો કર.[૧૬] કારણ કે, હે યદુનન્દન! (અશ્વત્થામાએ) ઘાસને બ્રહ્માસ્ત્ર બનાવ્યું ત્યારે તેં પ્રતિજ્ઞા લીધી હતી કે, હે પ્રભો! 'મરેલો જન્મશે તો હું તેને સજીવન કરીશ.'[૧૭] તે આ મરેલો જ જન્મ્યો છે તેને, હે પુરુષર્ષભ! હે તાત! તું જો. હે માધવ! ઉત્તરા અને સુભદ્રાને તેમ દ્રૌપદીને અને મને,[૧૮] ધર્મપુત્રને અને ભીમને તેમ ફાલ્ગુનને અને નકુળને અને દુર્ધર્ષ સહદેવને એ સર્વને તું બચાવવાને યોગ્ય છો.[૧૯] પાંડવોના તેમ મારા પ્રાણો આમાં જ ઠરી રહ્યા છે. હે દાશાર્હ! પાંડુના તેમજ મારા સસરાના પિંડ તેને આધારે છે.[૨૦] તેમજ તારા જ જેવા અને તારા પ્રિય અભિમન્યુનો (પિંડ પણ તેને આધારે છે); માટે હે જનાર્દન! તું આજે આ પ્રેતનું પ્રિય ઉત્પન્ન કર (જીવાડ).[૨૧] હે અરિસૂદન! ઉત્તરા પણ આગળ અભિમન્યુએ કહેલું કહ્યા કરે છે. હે કૃષ્ણ! (અભિમન્યુનું વચન) તને પ્રિય છે એમાં સંશય નથી.[૨૨] હે દાશાર્હ! આર્જુનિએ (અર્જુનના પુત્રે) એ વૈરાટી(વિરાટની પુત્રી ઉત્તરા)ને આગળ કહ્યું હતું કે, 'તારો પુત્ર, હે ભદ્રે! મામાના કુલમાં જશે;[૨૩] ત્યાં વૃષ્ણિ અને અંધકના કુલમાં રહીને તે ધનુર્વેદ, અને વિચિત્ર અસ્ત્રોની વિદ્યા અને આખું નીતિશાસ્ત્ર શીખશે.'[૨૪] આ પ્રમાણે પ્રેમને લીધે, હે તાત! શત્રુઓને હણનારા, દુર્ધર્ષ એવા સુભદ્રાના પુત્રે કહ્યું હતું, અને તેમાં કંઈ સંશય જેવું નથી.[૨૫] હે મધુસૂદન! અમે તને પ્રણામ કરી તેજ અહિં (ખોળો પાથરીને) માંગીએ છીએ અને તું આ કુલના હિતમાટે ઉત્તમ કલ્યાણ કર.'[૨૬]

વૃષ્ણિવંશના પુરુષને આ પ્રમાણે કહી, વિશાળ લોચનવાળી અને દુઃખથી આતુર થયેલી કુંતી તથા બીજી સ્ત્રીઓ બન્ને બાહુઓને ઉંચા કરીને ભૂમિપર પડી ગઈ.[૨૭] હે મહારાજ! આંસુથી ડોહોવાઈ ગયેલાં નેત્રોવાળી તે સર્વ સ્ત્રીઓ બોલવા લાગી કે, 'હે પ્રભો! 'વાસુદેવની બેહેનનો પૌત્ર મરેલો જન્મ્યો-(અરે! અરે!)'[૨૮] આ પ્રમાણે બન્યું ત્યારે જનાર્દને કુન્તી જે ભૂમિપર પડી ગઈ હતી તેને ઝીલી લીધી (અથવા બેઠી કરી) અને, હે ભારત! તેને સાંત્વન આપવા માંડ્યું.[૨૯]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'परिक्षित जन्म' ए नामनो अध्याय ६६ मो समाप्त

## અધ્યાય ૬૭ મો

### સુભદ્રાની શ્રીકૃષ્ણને પ્રાર્થના

વૈશમ્પાયન કહે છેઃ-કુન્તી બેઠી થયા પછી સુભદ્રાએ ભાઈને જોઇને મોટેથી આક્રંદ કરવા માંડ્યું અને દુઃખથી પીડા પામીને તેણે આ વચનો કહ્યાં.[૧] 'હે પુંડરીકાક્ષ! ધીમાન્ પાર્થના પૌત્રના તરફ તું જો. જ્યારે કુરુઓ ક્ષીણ થઈ ગયા ત્યારે તે (પણ) ક્ષીણ થઈ ગયેલો અને આયુષ વિનાનો આવ્યો (તેને તું જો).[૨] ભીમસેનને મારવાને ઉદ્યમ કરનાર દ્રોણપુત્રે

(અશ્વત્થામાએ) યોજેલી ઇષિકા (ઘાસરૂપ બ્રહ્માસ્ત્ર) ઉત્તરાપર, વિજય (અર્જુન)ના પર અને મારાપર આવી પડી.[૩] હે કેશવ! એ ઇષિકા મારાં ચીરાઈ ગયેલાં હૃદયમાં હજી છે કે જેથી, હે દુર્ધર્ષ! હે પ્રભો! હું અર્જુનને પુત્ર (અભિમન્યુ) સહિત જોતી નથી.[૪] અરેરે! ધર્માત્મા, ધર્મરાજા યુધિષ્ઠિર શું કહેશે? ભીમસેન અને અર્જુન તેમ જ માદ્રવતીના તે બે પુત્રો પણ શું કહેશે?[૫] અભિમન્યુનો પુત્ર જન્મ્યો અને મરી પણ ગયો એમ સાંભળીને, હે વાર્ષ્ણેય! દ્રોણના પુત્રે પાંડવોને જાણે ઠગ્યા (હોય એમ થયું) છે.[૬] સર્વ ભાઈઓને, હે કૃષ્ણ! અભિમન્યુ પ્રિય હતો એમાં સંશય નથી. તેઓ હવે સાંભળીને શું કહેશે? કે, દ્રોણપુત્રના અસ્ત્રથી જીતાયા.[૭] હે જનાર્દન! હે કૃષ્ણ! હે શત્રુને હરનારા! અભિમન્યુનો પુત્ર જન્મતાં જ મુઓ આના કરતાં વિશેષ દુઃખ શું હોય?[૮] હે કૃષ્ણ! મસ્તકવડે નમન કરીને હું તને પ્રસન્ન કરું છું. હે પુરુષોત્તમ! આ પૃથા અને દ્રૌપદી (રડતાં ઉભાં છે તેમને) તું જો.[૯] હે માધવ! જ્યારે દ્રોણનો પુત્ર પાંડુ, (સ્ત્રી)ઓના ગર્ભો (પુત્રો)ને હણવા લાગ્યો ત્યારે, હે અરિમર્દન (શત્રુનું મર્દન કરનારા)! તેં ક્રોધથી દ્રોણના પુત્રને કહ્યું હતું કે,[૧૦] 'હે નરાધમ! હે બ્રહ્મબંધો! હું તારી ઇચ્છાનો નાશ કરીશ, અને કિરીટિ (અર્જુન)ના પુત્રને સજીવન કરીશ'[૧૧] આ વચન સાંભળીને તેમ જ તારું બળ હું જાણતી હોવાથી, હે દુર્ધર્ષ! તને પ્રસન્ન કરું છું કે, 'અભિમન્યુના પુત્રને જીવતો કર.'[૧૨] જો તું પ્રતિજ્ઞા લઇને તારું વચન શુભ ન કરીશ તો, હે વૃષ્ણિઓમાં શાર્દૂલ સમાન! તું મને મરેલી માની લેજે.[૧૩] હે વીર! જો આ અભિમન્યુનો પુત્ર સજીવન ન થાય તો, હે દુર્ધર્ષ! તારા જીવતાં, તારાથી મને લાભ શો?[૧૪] હે દુર્ધર્ષ! માટે તું અભિમન્યુના મુવેલા પુત્ર જેનાં નેત્રો, તેના (બાપનાં) જેવાં છે તેને, હે વીર! જેમ મેઘ વરસીને ધાન્યને જીવાડે તેમ એને તું સજીવન કર.[૧૫] હે કેશવ! તું ધર્માત્મા, સત્યવાદી, સત્યપરાક્રમવાળો છે, માટે હે અરિંદમ! તું તારી સત્ય વાણીને સત્ય કરવા યોગ્ય છો.[૧૬] કારણ કે તું ઇચ્છતાંવાર આ ત્રણ લોક મુવેલાં હોય તો તેઓને જીવાડે તેવો છે. તો પછી બેહેનનો આ વાહાલો દીકરો જન્મતાં જ મુવો તેની તો વાત જ શી?[૧૭] હે કૃષ્ણ! તારા પ્રભાવને હું જાણું છું અને તેથી જ તારી પાસે હું માગું છું. માટે તું પાંડુઓના પુત્રોપર આ પરમ અનુગ્રહ કર.[૧૮] હે મહાબાહો! 'આ મારી બેહેન છે,' અથવા તો આ (બેહેનનો અથવા ભાણેજ વહૂનો) પુત્ર મરી ગયો છે અથવા તો આ મારે શરણે આવી છે એમ વિચારીને તું જ દયા કરવા યોગ્ય છો.'[૧૯]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'परिक्षितना पुनर्जीवन माटे सुभद्रानी प्रार्थना' ए नामनो अध्याय ६७ मो समाप्त

## અધ્યાય ૬૮ મો
## ઉત્તરાનો વિલાપ

વૈશમ્પાયન કહે છેઃ—હે રાજેન્દ્ર! કેશિને હણનારાને આમ કહ્યું ત્યારે દુઃખથી મૂર્છા પામતા તેણે, 'તેમ થાઓ' એમ તે જનમંડળને આનંદ આપતાં કહ્યું.[૧] શક્તિમાન્ અને પુરુષોમાં શ્રેષ્ઠ એવા તેણે, ઘામથી ગભરાયલાને ઠંડા પાણીવડે ખુશી કરવામાં આવે તેમ, તે જનમંડળને આ વાકયથી ખુશી કર્યું.[૨] તે પછી ત્યાંથી તેણે તારા પિતાના જન્મગૃહમાં એકદમ પ્રવેશ કર્યો કે જે ગૃહની, હે પુરુષોમાં વ્યાઘ્ર જેવા! શ્વેત પુષ્પમાળાથી પૂજા કરવામાં આવી હતી. (શણગારેલું હતું.)[૩] જેમાં ચારે બાજુએ પાણીના ભરેલા કુંભો ગોઠવેલા હતા, જ્યાં ઘીનો હોમ થયો હતો, તિંદુક( અબનુસ )નાં લાકડાં બળતાં હતાં, અને હે મોટી ભુજાવાળા! સર્ષવ છાંટેલા હતા;[૪] જ્યાં ચારે બાજુએ વિમળ અસ્ત્રો મુકેલાં હતાં અને અગ્નિ પણ ચારે બાજુએ (પ્રકાશતા) હતા; અને સેવા કરવાના હેતુથી એકઠી થયેલી ઘરડી અને સુંદર સ્ત્રીઓથી જે ઘર વિંટાયેલું હતું;[૫] હે ધીર! ચતુર અને કુશળ વૈદ્યોથી વિંટાયેલા તે તેજસ્વી પુરુષે રાક્ષસોને મારનારાઓને પણ ચારે બાજુએ ત્યાં જોયા.[૬] કુશળ પુરુષોએ વિધિ પ્રમાણે અનેક પદાર્થો ત્યાં મુકયા હતા. આવી રીતે સામગ્રીવાળુ તારા પિતાનું જન્મગૃહ જોઇને હૃષીકેશને આનંદ થયો, અને 'સારું! સારું!' એમ બોલ્યા. જ્યારે વૃષ્ણિવંશના એ પુરુષ આમ બોલતા હતા અને તેમનું વદન આનંદિત હતું ત્યારે,[૭-૮] દ્રૌપદી ઝડપથી (ત્યાં પાસે) ગઈ અને વિરાટની પુત્રીને કહ્યું કે, 'હે ભદ્રે! તારો સસરો મધુસૂદન આ આવે છે.[૯] તે પુરાણર્ષિ, અચિંત્ય આત્માવાળા, અપરાજિત આ પાસે આવ્યા છે.' તે પછી બાષ્પથી ગદ્ગદિત થયેલી વાણીને તથા આંસુઓને રોકીને તે[૧૦] દેવસમાન કૃષ્ણને જોવાની ઇચ્છાવાળી તે દેવીએ શરીરને (અવ્યવસ્થિત હતું તે) સારી રીતે ઢાંકી દીધું; અને તે તપસ્વિની સ્ત્રીએ ગોવિંદને આવતા જોઇને દુવાતાં હૃદયથી દયા ઉપજે તેમ વિલાપ કરતી ધીમેથી બોલી કે;—'હે પુણ્ડરીકાક્ષ! અમને બેને બાળક વિનાનાં કરેલાં તું જો. હે જનાર્દન! અભિમન્યુ અને હું બન્ને સરખી રીતે હણાયાં છીએ.[૧૧-૧૨]

હે વાર્ષ્ણેય! હે મધુને હણનારા! હે વીર! મસ્તક (નમાવીને) વડે હું તને પ્રસન્ન કરું છું. દ્રોણપુત્રના અસ્ત્રથી બળી ગયેલા આ મારા દીકરાને તું જીવાડ.[૧૩] ધર્મરાજાએ, ભીમસેને કે, હે પુણ્ડરીકાક્ષ! તેં આ વાક્ય તે વખતે કહ્યું હોત કે,[૧૪] 'આ ઇષિકા અજ્ઞાત (નિર્દોષ) માતાને પણ ભલે હણો,' તો હે પ્રભો! હું ત્યારે જ નાશ પામી હોત અને મારી આવી ગતિ ન થાત.[૧૫] ગર્ભમાં રહેલા આ બાલકને બ્રહ્માસ્ત્રવડે ક્રૂરતાથી મારી નાખીને દુષ્ટ બુદ્ધિવાળા દ્રોણપુત્રને શું લાભ થયો છે?[૧૬] તેની માતા માથું નમાવી તને પ્રસન્ન કરીને, હે શત્રુને હણવાવાળા! યાચના કરે છે (ભીખ માંગે છે). હે ગોવિંદ! જો આ બાળક સજીવન ન થશે તો હું પ્રાણો છોડી દઇશ.[૧૭] હે સાધો! એનાપર તો મેં ઘણા મનોરથો બાંધ્યા હતા. તે સર્વે દ્રોણપુત્રે નાશ કર્યા છે; એટલે હે કેશવ! હું કેમ જીવું?[૧૮] હે કૃષ્ણ! હે જનાર્દન! હું પુત્રને ખોળામાં લઇને પ્રસન્ન થઇને હું તને વંદન કરીશ એવી મારી મતિ (હોંસ) હતી, તે આમ નિરર્થક ગઈ છે.[૧૯] હે પુરુષર્ષભ! ચપળ આંખવાળા(અભિમન્યુ)ના પુત્રનું મરણ થવાથી, હે કૃષ્ણ! મારા અંતરના સર્વે મનોરથો વિફળ થયા છે.[૨૦] હે મધુસૂદન! તે ચપળ નેત્રવાળો (અભિમન્યુ) તો તને અતિપ્રિય હતો. તેના આ પુત્રને બ્રહ્માસ્ત્રથી હણાયેલો તું જો.[૨૧] જેમ એનો બાપ પણ પાંડુની લક્ષ્મીને છોડીને આજ યમસદનમાં જઇ રહ્યો છે તેમ આ પણ કૃતઘ્ન, અરેરે! ક્રૂર થયો છે.[૨૨] હે કેશવ! પૂર્વે મેં એવી પ્રતિજ્ઞા લીધી છે કે જો અભિમન્યુ રણના મોખરામાં હણાશે તો, 'હે વીર! હું તારી પાછળ તરત જ આવીશ.'[૨૩] પરંતુ મેં તેમ ન કર્યું. હે કૃષ્ણ! ક્રૂર મનની મેં જીવવા ઉપર પ્રીતિ કરી. હવે હું ત્યાં જઇશ તો ફાલ્ગુનનો પુત્ર (અભિમન્યુ) મને શું કહેશે?[૨૪]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'परिक्षितनां मरण माटे उत्तरानो विलाप' ए नामनो अध्याय ६८ मो समाप्त

## અધ્યાય ૬૯ મો

### ઉત્તરા વિલાપ અને પરીક્ષિતનું સજીવન થવું

વૈશમ્પાયન કહે છેઃ—આ પ્રમાણે ગાંડી હોય તેમ તે તપસ્વિની, દીન, પુત્રની લાલસાવાળી ઉત્તરા કરુણાજનક વિલાપ કરતી કરતી જમીનપર પટકાઇ પડી.[૧] જેનું પુત્રરૂપ ઢાંકણ નાશ પામેલું છે એવી ઉત્તરાને પૃથ્વી ઉપર પડેલી જોઇને દુઃખથી પીડાતી કુંતી અને ભરતવંશની સર્વે સ્ત્રીઓ પણ પોક મુકવા લાગી.[૨] હે રાજેન્દ્ર! એક મુહૂર્ત તો પાંડવોનું આર્ત પોકારોથી ગાજી રહેલું નિવાસસ્થાન જોવાય નહિ તેવું થઈ ગયું.[૩] હે રાજેન્દ્ર! પુત્ર(મરણ)ના શોકથી પીડા પામતી વિરાટ રાજાની દીકરી ઉત્તરા, હે વીર! એક પળભર તો કાળી પડી ગયા જેવી થઈ ગઈ.[૪] હે ભરતર્ષભ! જ્યારે તેને પાછી સંજ્ઞા આવી ત્યારે તે પુત્રને ખોળામાં લઇને બોલવા લાગીઃ[૫] 'તું ધર્મ જાણવાવાળાનો પુત્ર છે; અધર્મને તો તું જાણતો જ નથી, તો વૃષ્ણિઓમાંના અતિ વીરને અભિવંદન કેમ કરતો નથી?[૬] હે પુત્ર! ત્યાં જઇને તારા પિતાને તું અમારાં વચન કહે જે કે, 'હે વીર! કાળ આવ્યા વિના કોઈ પણ રીતે પ્રાણીએ મરવું મુશ્કેલ છે.[૭] તેથી હું આજે અલોકમાં તું પતિના અને પુત્રના વિનાની થયેલી સૌભાગ્ય વિનાની અને ભીખારડી એવી હું મરવું જોઇએ તેવે સમયે જીવું છું.[૮] અથવા હે મોટી ભુજાવાળા! ધર્મરાજાની રજાથી હું ઘોર વિષ ખાઇશ કે અગ્નિમાં પ્રવેશ કરીશ.[૯] અથવા, હે તાત! હજારો રીતે (કોઈ પણ રીતે) મારું મરવું મુશ્કેલ છે તેથી જ પતિ અને પુત્ર વગરની થયેલી એવી જે હું તેનું (મારું) હૃદય ચીરાઈ જતું નથી.[૧૦] હે દીકરા! ઉભો થઇને આ દુઃખી થતી તારા બાપની દાદીને તો જો! તે દુઃખી થઈ ગઈ છે, અશ્રુસાગરમાં ડૂબી ગઈ છે, દીન બની ગઇ છે, શોકસાગરમાં ડૂબી ગઈ છે![૧૧] અરે આ આર્યા પાંચાળીને અને તપસ્વિની, (સાત્વની સુભદ્રા)ને તો જો! વ્યાધે (શિકારીએ) વિંધી નાંખેલી મૃગીના જેવી અતિ દુઃખી થતી મને તો તું જો![૧૨] તે ચપળ નેત્રવાળા (અભિમન્યુ)ને હું પૂર્વે જોતી હતી તેમ તું આ પુંડરીકના પત્રના જેવા નેત્રવાળા અને ચપળ નેત્રવાળા, બુદ્ધિમાન ત્રણ લોકના નાથનાં વદનને ઉભો થઇને જો'.[૧૩]

આ પ્રમાણે વિલાપ કરતી, પુનઃ જમીનપર પછડાઈ પડતી ઉત્તરાને જોઇને તે સર્વ સ્ત્રીઓ તેને ફરીફરીને બેઠી કરતી હતી.[૧૪] બેઠાં થઇને ફરીને ધૈર્યથી મત્સ્ય દેશના રાજાની દીકરીએ પુણ્ડરીકાક્ષને હાથ જોડીને ભૂમિપર અભિવંદન કર્યું.[૧૫] પછી પુરુષોમાં ઉત્તમ કૃષ્ણે તેનો પુષ્કળ વિલાપ સાંભળીને જળનો સ્પર્શ કરીને બ્રહ્માસ્ત્રને પાછું ખેંચી લીધું.[૧૬] પછી દાશાર્હ વંશના અચ્યુતે તેને સજીવન કરવાની પ્રતિજ્ઞા કરી. તે વિશુદ્ધ આત્માવાળાએ આખા જગતને સંભળાવતાં કહ્યું કે,[૧૭] 'હે ઉત્તરા! હું મિથ્યા બોલતો નથી. મારું કહેવું સત્ય જ થશે. સર્વ દેહધારીઓનાં દેખતાં જ હું એને સજીવન કરીશ.[૧૮] પૂર્વે તરંગોમાં પણ મેં કદિ મિથ્યા ભાષણ કર્યું નથી. જેમ હું યુદ્ધમાં પાછો ફર્યો નથી તેમ આને

સજીવન કરવામાંથી પણ પાછો ફરીશ નહિ.[19] જેમ મને ધર્મ પ્રિય છે, અને વિશેષે કરીને બ્રાહ્મણ પ્રિય છે, તેમ જન્મતાં જ મરેલો આ અભિમન્યુનો પુત્ર મને પ્રિય છે. (તે મારા ગુણ પ્રભાવથી) તે ભલે જીવતો થાઓ.[20] તેમ જ હું વિજય વિષે કદિ કંઈ પણ વિરોધ જાણતો નથી એ સત્ય વાતના બળથી આ મુવેલો બાળ જીવતો થાઓ.[21] તેમ જ સત્ય અને ધર્મ મારા વિષે નિત્ય સ્થાન કરીને રહેલા છે તે (ગુણના બળ) થી અભિમન્યુનો આ મુવેલો બાળ જીવતો થાઓ.[22] તેમ જ કંસને અને કેશીને ધર્મ પ્રમાણે મેં હણ્યા છે તે સત્ય વાતના જોરે આ બાળક પુનઃ સજીવન થાઓ.'[23] આ પ્રમાણે વાસુદેવે કહ્યું એટલે, હે ભરતોમાં ઉત્તમ! તે બાળક, હે મહારાજ! ચેતનવાળો થયો અને હાલવા લાગ્યો.[24]*

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'परीक्षितनुं सजीवन थवुं' ए नामनो अध्याय ६९ मो समाप्त

## અધ્યાય ૭૦ મો

### પરીક્ષિતનો જન્મ

વૈશમ્પાયન કહે છેઃ–હે રાજન્! કૃષ્ણે જ્યારે બ્રહ્માસ્ત્ર પાછું ખેંચી લીધું ત્યારે તારા પિતાએ પોતાના તેજવડે તે મકાનને પ્રકાશિત કરી દીધું.[1] પછી સર્વ રાક્ષસો તે ઘર છોડી રહી શક્યા નહિ (અર્થાત્ નાશ પામ્યા) અને અંતરિક્ષમાં વાણી થઈ કે, 'હે કેશવ! ઠીક કર્યું, ઠીક કર્યું.'[2] અને જળહળતું તે અસ્ત્ર ત્યાંથી પિતામહ (બ્રહ્મા) પાસે ચાલ્યું ગયું. પછી, હે નરેશ્વર! તારા પિતાએ પુનઃ પ્રાણ મેળવ્યા.[3] અને તે બાળકે પોતાના ઉત્સાહ પ્રમાણે અને પોતાના બળ પ્રમાણે ચેષ્ટા કરવા માંડી. એટલે હે રાજન્! ભરતવંશની સ્ત્રીઓ ખુશી ખુશી થઈ ગઈ.[4] ગોવિંદના કહેવાથી બ્રાહ્મણો આશિષ આપવા લાગ્યા, અને પ્રસન્ન થયેલા તે સર્વેએ જનાર્દનની પ્રશંસા કરી.[5] વળી નાવ મેળવીને જાણે પાર ઉતરી ગઈ હોય તેમ ભરતવંશના સિંહ સમાન પુરુષોની તે સ્ત્રીઓ કુંતી, દ્રુપદની પુત્રી (દ્રૌપદી), સુભદ્રા, ઉત્તરા,[6] તથા બીજી નરસિંહોની સ્ત્રીઓ આનંદિત મનવાળી થઈ. વળી ત્યાં મલ્લો અને નટો, ગ્રન્થિકો (જોષીઓ) અને વડીલો સુખે સુતા છે કે નહિ તેની ખબર રાખનારાઓ,[7] સૂતો અને માગધોનાં ટોળાંઓ પણ તે જનાર્દનની, હે ભરતર્ષભ! કુરુવંશની સ્તુતિવાળાં આશીર્વચનોથી સ્તુતિ કરવા લાગ્યા.[8] પછી હે ભારત! પ્રસન્ન થયેલી ઉત્તરાએ પુત્રની સાથે ઉભી થઈને યોગ્ય સમયે યદુનંદનને પ્રણામ કર્યા.[9] પ્રસન્ન થયેલા કૃષ્ણે પણ તેને ખાસ કરીને ઘણાં રત્નો આપ્યાં, તથા બીજા વૃષ્ણિઓમાં શાર્દૂલ સમાન પુરુષોએ પણ તેમ જ કર્યું.[10] તે પછી હે મહારાજ! સત્યને વળગી રહેનારા જનાર્દને, તારા પિતાનું, 'આ અભિમન્યુનો છોકરો અતિ ક્ષીણ થઈ ગયેલા કુલમાં જન્મ્યો છે માટે[11] પરીક્ષિત એવું નામ રાખો, એમ કહીને નામ પાડ્યું. હે જનાધિપ! પછી સમય પ્રમાણે તારો પિતા મોટો થવા લાગ્યો,[12] અને હે ભારત! સર્વ લોકનાં મન અતિ આનંદિત થયાં. પછી હે ભારત! હે વીર! તારો પિતા એક માસનો થયો ત્યારે,[13] પાંડવો અતિ રત્ન ભંડાર લઈને પાછા આવ્યા. પાંડવો પાસે આવી પહોંચ્યા છે એમ સાંભળીને વૃષ્ણિઓના આગેવાનો (નગર) બહાર ગયા;[14] નગરજનોએ નાગ (હાથી) પુર નામના નગરને પુષ્પોનાં તોરણોથી, વિચિત્ર પતાકાઓ અને જાતજાતની ધ્વજાઓથી શણગારી દીધું.[15] વળી હે જનેશ્વર! પુરજનોએ પણ પોતાનાં મકાનો શણગાર્યાં. પાંડુના પુત્રોનું પ્રિય ઈચ્છનારા વિદુરે દેવમંદિરોમાં જાતજાતની સુંદર પૂજાઓ કરવાની આજ્ઞા કરી. તેમ (નગરના) રાજમાર્ગોને પણ સુમન(પુષ્પ)થી શણગારવામાં આવ્યા હતા.[16–17] સમુદ્રના મોજાઓના સ્વરો જેવા સ્વરોથી ગાજી રહેલું તે નગર નર્તકોના નાચથી અને ગાયકોના સ્વરોથી શોભી રહ્યું હતું.[18] હે રાજન્! બંદિજનોવડે અને તેમને સહાય કરનારી સ્ત્રીઓવડે તે નગર જાણે વૈશ્રવણ (કુબેર)ના નગર જેવું શોભતું હતું.[19] વળી ઠામઠામ ખાલી જગ્યાઓમાં ચારે તરફથી શોભા કરવામાં આવી હતી, અને માતરિશ્વા(પવન)થી પતાકાઓ ચારે બાજુએ ફરફરી રહી હતી.[20] જાણે કુરુઓને દક્ષિણ અને ઉત્તર માર્ગો દર્શાવતા હોય તેમ રાજધુરા વહન કરનારા મુખ્ય માણસો પોકાર કરી રહ્યા હતા (ઢંઢેરાઓ પીટાવતા હતા) કે, 'રત્ન અને આભરણના

* દક્ષણની એક પ્રતિમાં બે શ્લોક વધારે છે તેનો ભાવ આ પ્રમાણે છે કેઃ–પુણ્ડરીકાક્ષે પગથી તે માથાં સુધી પગ અને બ્રહ્મસ્ત્રવડે પૂજન કરેલાં જળવડે સ્પર્શ કર્યો. અને હે ભરતર્ષભ! કૃષ્ણે સ્પર્શ કર્યો કે તત્કાળ જ તેને ધીમે ધીમે ચેતના આવવા માંડી.

આ અધ્યાયમાં મૂળમાં ઉત્તરાનાં મોંમાં મૂકેલાં ટુંકાં વાક્યો ઘણાં હૃદયદ્રાવક છે અને નોંધવા જેવાં છે. બીજું બ્રહ્મત્વને પામેલો પુરુષ, શરીરમાંથી એક વાર નીકળી ગયેલા પ્રાણોને આણી શકે એ માનવા જેવું છે. અત્રે બ્રહ્માસ્ત્રથી રુંધાયેલા પ્રાણોને શ્રીકૃષ્ણે ઇષિકારૂપ બ્રહ્માસ્ત્રના પંજામાંથી છોડાવ્યા છે, એટલે કે ગર્ભમાં રહેલો પરીક્ષિત મરણ પામ્યો નહતો, પણ તેના પ્રાણો પર બ્રહ્માસ્ત્રનો અંકુશ હતો એટલું જ.

રૂપ ચિહ્નવાળો આજનો દિવસ આખાં રાજ્યના ઉત્સવનો છે.'[૨૧]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'परिक्षित जन्म अने पांडवोनुं प्रत्यागमन' ए नामनो अध्याय ७० मो समाप्त

## અધ્યાય ૭૧ મો

### અશ્વમેધ માટે કૃષ્ણની અને વ્યાસની સંમતિ

વૈશમ્પાયન કહે છેઃ–પાંડવો સમીપ આવ્યા છે એ સાંભળીને શત્રુને મારવાવાળા વાસુદેવ, અમાત્યો સહિત તથા મિત્રમંડળ સહિત નગરની બાહાર ગયા.[૧] તેઓ નિયમ પ્રમાણે જોવાની ઈચ્છાથી ઉઠીને સામૈયું કરી ગયા. પાણ્ડવો ધર્મ પ્રમાણે તેમને મળ્યા અને વૃષ્ણિઓની સાથે,[૨] હે રાજન્! વારણસાહ્વય (હસ્તિનાપુર) પુરમાં સાથે દાખલ થયા. તે મોટાં સૈન્યની ખરીઓ અને પૈડાંઓના સ્વરને લીધે[૩] આકાશ, પૃથિવી અને આખું વિશ્વ જાણે ઘેરાઈ ગયું હોય એવો દેખાવ થઈ રહ્યો. પછી તેઓએ ધનના કોશને આગળ કરીને પોતાના પુરમાં પ્રવેશ કર્યો.[૪] ખુશી થતા મનવાળા પાંડવો, પોતાના અમાત્યો અને મિત્રમંડળો સહિત, ભેગા થઈને નરાધિપ ધૃતરાષ્ટ્રની પાસે ન્યાય પ્રમાણે ગયા,[૫] અને પોતાનાં નામો બોલી બોલીને તેના પગમાં વંદન કર્યું. ધૃતરાષ્ટ્ર પછી સુબલની દીકરી ગાંધારીને,[૬] અને હે રાજશાર્દૂલ! હે ભરતસત્તમ! કુંતીને અને વિદુરને પૂજીને (ધૃતરાષ્ટ્રની, વૈશ્ય સ્ત્રીના પુત્ર(યુયુત્સુ)ને મળ્યા.[૭] તે પછી હે વિશાંપતિ! તેઓને સામો આવકાર આપવામાં આવ્યો અને તે વીરો પ્રકાશવા લાગ્યા. તે પછી પરમ આશ્ચર્ય કરનારો, વિચિત્ર અને મહા અદ્ભુત[૮] એવો તારા પિતાનો જન્મ, હે ભારત! તે વીરોએ સાંભળ્યો. ધીમાન્ વાસુદેવનું તે કર્મ સાંભળીને[૯] પૂજા કરવાને યોગ્ય, દેવકીના પુત્ર કૃષ્ણની તેઓએ પૂજા કરી. કેટલાક દિવસ પછી સત્યવતીનો પુત્ર વ્યાસ[૧૦] જે મોટા તેજવાળો હતો તે નાગસાહ્વય નગરમાં આવ્યો. કુરુકુળને ચલાવવાવાળા સર્વેએ તેની યથાન્યાયે પૂજા કરી.[૧૧] વૃષ્ણિ અને અંધક વંશોના વ્યાઘ્ર સમાન પુરુષો સહિત તેની પૂજા કરી, અને ત્યાં નાના પ્રકારની કથાઓ એકબીજા વચ્ચે થઈ.[૧૨] તે પછી ધર્મસુત યુધિષ્ઠિરે વ્યાસને આમ કહ્યું:–"આપના પ્રસાદથી આ જે રત્નભંડાર લાવવામાં આવ્યો છે,[૧૩] તેનો વાજિમેધ નામના મોટા યજ્ઞમાં ઉપયોગ કરવા ઇચ્છું છું. હે મુનિસત્તમ! હવે તેને માટે તારી આજ્ઞાની ઇચ્છા છે. અમે સર્વે તારે તથા મહાત્મા કૃષ્ણને આધીન છીએ.'[૧૪]

વ્યાસ કહે છેઃ–હે રાજન્! હું તને (તેની) રજા આપું છું માટે જે કરવું હોય તે કર. વિધિપૂર્વક જેમાં દક્ષિણા આપવામાં આવે છે એવો વાજિમેધ યજ્ઞ તું કર.[૧૫] કારણ કે, હે રાજેન્દ્ર! અશ્વમેધ સર્વ પાપી મનવાળાને પવિત્ર કરનારો છે. તે યજ્ઞ કરીને તું પાપ વગરનો થઇશ તેમાં કંઈ સંશય નથી.[૧૬]

વૈશમ્પાયન કહે છેઃ–આ પ્રમાણે તેણે કહ્યું એટલે ધર્માત્મા કુરુરાજા યુધિષ્ઠિરે, હે કૌરવ્ય! અશ્વમેધ કરવાનો વિચાર (નક્કી) કર્યો.[૧૭] કૃષ્ણદ્વૈપાયનની તે સર્વ વિષે આજ્ઞા લઇને બોલવામાં ચતુર એ રાજા વાસુદેવની પાસે આવ્યા અને તેને આ વચન કહ્યું:–[૧૮] 'હે પુરુષસત્તમ! તારાવડે દેવી દેવકી સુપ્રજા (સારી પ્રજા એટલે છોકરાંવાળી) થઈ છે. હે મહાબાહો! માટે હું જે તને કહું તે તું, હે અચ્યુત! કરી આપ.[૧૯] હે યદુનંદન! જે ભોગો અમે ભોગવીએ છીએ તે તારા પ્રભાવથી છે. તારા પરાક્રમ અને તારી બુદ્ધિથી આ મહી અમે જીતેલી છે.[૨૦] માટે તું જ પોતે દીક્ષા આપ, કારણ કે તું જ અમારો પરમ ગુરુ છે. હે દાશાર્હ! તું યજ્ઞ કરશે તો હું પાપરહિત થઇશ.[૨૧] કારણ કે, તું જ યજ્ઞરૂપ છો, તું જ અક્ષર છો, તું જ સર્વરૂપ છો, તું જ ધર્મ છો, તું જ પ્રજાપતિ છો, તું જ સર્વ ભૂતો(પ્રાણી)ની ગતિ છો એવી મારી પાકી મતિ થયેલી છે.'[૨૨]

વાસુદેવ કહે છેઃ–હે મહાબાહુ! હે અરિંદમ! તું જ આમ કહેવા યોગ્ય છો. તું જ સર્વ ભૂત(પ્રાણી)ની ગતિ છો એવો મારો નિશ્ચય થયેલો છે.[૨૩] કારણ કે કુરુવીરોમાં ધર્મને લીધે તું જ આજે શોભે છે. અમે તો હે રાજન્! તારા ગુણીરૂપ થયા છીએ, અને તને અમારો રાજા અને અમારો ગુરુ માનીએ છીએ.[૨૪] આ યજ્ઞ કરવાનું મેળવીને, મારી સંમતિથી આ યજ્ઞ તું જ કર. હે ભારત! તારી ઇચ્છામાં આવે તે કામ કરવામાં અમારી યોજના કર.[૨૫] હે અનઘ! હું તને સત્ય પ્રતિજ્ઞા આપું છું કે, તું જે કહેશે તે હું કરીશ. તું રાજા જ્યારે યજ્ઞ કરીશ ત્યારે ભીમસેન, અર્જુન અને માદ્રવતીના બે પુત્રો પણ યજ્ઞ કરનારા બનશે (તારી સાથે તેઓ પણ યજ્ઞ કરનારા ગણાશે).[૨૬]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'अश्वमेध माटे कृष्ण अने व्यासनी संमति' ए नामनो अध्याय ७१ मो समाप्त

## અધ્યાય ૭૨ મો
### યજ્ઞની સામગ્રીની તૈયારી

વૈશમ્પાયન કહે છેઃ–કૃષ્ણે આ પ્રમાણે કહ્યું એટલે ધર્મના પુત્ર યુધિષ્ઠિર જે બુદ્ધિમાન હતો તેણે વ્યાસને બોલાવીને આ વાક્ય કહ્યું;[૧] 'હયમેધ કરવાનો ખરો કાળ તત્ત્વપૂર્વક તને જણાય ત્યારે મને દીક્ષા આપજે, કારણ કે મારો આ યજ્ઞ તારા આધારે છે.[૨]

વ્યાસ કહે છે–હે કૌંતેય! હું, પૈલ તથા યાજ્ઞવલ્કય, યજ્ઞનો જે વિધિ હશે તે સમય પ્રમાણે કરીશું એમાં સંશય ન રાખ.[૩] ચૈત્ર મહિનાની પૂર્ણિમાને દિવસે તને દીક્ષા આપીશું. માટે હે પુરુષર્ષભ! યજ્ઞને માટે તું તારે સંભારો (સામગ્રીઓ) ભરવા માંડ.[૪] અશ્વવિદ્યા જાણવાવાળા સૂતો અને તે જ વિદ્યા જાણનારા બ્રાહ્મણોને, તારા યજ્ઞના અર્થની સિદ્ધિ કરવા માટે, હોમ આપવા યોગ્ય અશ્વની પરીક્ષા કરવા દે.[૫] અને પછી સાગરરૂપ વસ્ત્રવાળી પૃથિવીપર તેને શાસ્ત્ર પ્રમાણે છોડી મૂક કે જેથી, હે પાર્થિવ! તારા પ્રકાશમાન યશને દર્શાવતો તે અશ્વ પર્યટન કરી આવે.[૬]

વૈશમ્પાયન કહે છેઃ–આ પ્રમાણે તેણે કહ્યું એટલે પૃથિવીપતિ પાંડવે 'ઠીક છે' એમ કહ્યું અને, હે રાજેન્દ્ર! તે બ્રહ્મવાદીએ કહેલું સર્વ કર્યું.[૭] હે રાજેન્દ્ર! અને સંકલ્પ કરેલો સર્વ સંભાર તૈયાર થયો. પછી સામગ્રી એકઠી કરીને અમાપ આત્માવાળા ધર્મના પુત્ર, રાજા યુધિષ્ઠિરે એ કૃષ્ણ દ્વૈપાયનને તે વાત નિવેદન કરી. એટલે મહાતેજસ્વી વ્યાસે ધર્મના પુત્ર રાજા (યુધિષ્ઠિર)ને કહ્યું;[૮-૯] 'યથાકાલે, યથાયોગે તને દીક્ષા આપવાને અમે સજ્જ જ છીએ. હે કૌરવ! સુવર્ણના સ્ફ્ય અને કૂર્ચ* અને બીજું જે કંઈ પણ[૧૦] યોગ્ય જોઇએ તે સુવર્ણનું બનાવો. આજે નિયમાનુસાર પૃથિવીપર ઘોડાને છોડી મૂકો, અને શાસ્ત્ર પ્રમાણે યથાવિધિએ રક્ષણ કરાયલા તે અશ્વને ફરવા દો.'[૧૧]

યુધિષ્ઠિર કહે છેઃ–'હે બ્રહ્મન્! આ છૂટો મુકેલો ઘોડો આ પૃથિવીમાં ઇચ્છાનુસાર ફરે તેવી વિધિ કરો.[૧૨] પૃથિવીપર કામના પ્રમાણે પર્યટણ કરતા આ ઘોડાને કોણ પાળશે તે, હે મુનિ! કહેવાને આપ યોગ્ય છો.[૧૩]

વૈશમ્પાયન કહે છેઃ–હે રાજેન્દ્ર! આ પ્રમાણે યુધિષ્ઠિરે મુનિને પૂછ્યું એટલે કૃષ્ણદ્વૈપાયને કહ્યું:–ભીમસેનથી નાનો ભાઈ સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ છે.[૧૪] તે જીતવાની ઇચ્છાવાળો (જિષ્ણુ), સહન કરવાવાળો (સહિષ્ણુ) અને ધૃષ્ણુ (હિમ્મતવાળો) છે તે એનું રક્ષણ કરશે. નિવાત કવચના કાળરૂપ તે પૃથિવી જીતવાને શક્તિવાન છે.[૧૫] તેની પાસે દિવ્ય અસ્ત્રો તથા દિવ્ય શસ્ત્રો અને દિવ્ય ધનુષ્ય છે. તે બાણ મારવામાં કુશળ છે તે એની પાછળ જશે.[૧૬] વળી તે ધર્મ અને અર્થમાં કુશળ છે; તે સર્વ વિદ્યામાં વિશારદ (શ્રેષ્ઠ) છે. તેથી તે, હે નૃપશ્રેષ્ઠ! ઘોડાને શાસ્ત્ર પ્રમાણે ચરાવશે (ફેરવશે).[૧૭] એ રાજપુત્ર મહાબાહુ, શ્યામ કમલ જેવાં લોચનવાળો, અભિમન્યુનો પિતા વીર છે તે એનું પાલન કરશે.[૧૮] કુંતીનો પુત્ર તેજસ્વી ભીમસેન અમાપ પરાક્રમ કરે તેવો છે તેમ નકુળ પણ, હે વિશાંપતિ! રાષ્ટ્રનું રક્ષણ કરવાને સમર્થ છે.[૧૯] હે કૌરવ્ય! બુદ્ધિમાન અને મહાયશસ્વી સહદેવ વિધિ પ્રમાણે સર્વ કુટુંબતંત્રને ચલાવશે.'[૨૦]

આ પ્રમાણે ઋષિએ કહ્યું એટલે કુરુકુળને ચલાવનારા યુધિષ્ઠિરે યથાન્યાય તે સર્વ કર્યું અને ફાલ્ગુનને ઘોડા વિશેની ભલામણ કરીને ઘોડો સોંપ્યો.[૨૧]

યુધિષ્ઠિરે કહ્યું:–'હે વીર! અર્જુન! આ ઘોડાનું તારે પાલન કરવાનું છે. તું જ એનું રક્ષણ કરે તેવો છે, બીજો કોઇ મનુષ્ય રક્ષણ કરે તેવો નથી.[૨૨] હે મહાબાહો! જે પણ રાજાઓ તારી સામે આવે તેમની સાથે, હે અનઘ! વિગ્રહ ન થાય તેમ તારે કરવું.[૨૩] મારા આ યજ્ઞની તારે તે સર્વ રાજાઓને ખબર આપવી અને હે મહાબાહો! 'સમય ઉપર આવજો,' એમ તે સર્વ રાજાઓને તારે આમંત્રણ કરવું.[૨૪]

વૈશમ્પાયન કહે છેઃ–તે ધર્માત્માએ પોતાના ભાઈ સવ્યસાચીને આ પ્રમાણે કહ્યા પછી ભીમ અને નકુલને પુરની રક્ષા કરવાનું સોંપ્યું.[૨૫] અને મહીપાલ ધૃતરાષ્ટ્રની અનુમતિ લઇને લડવૈયામાં શ્રેષ્ઠ સહદેવને કુટુંબના તંત્ર ઉપર (વ્યવસ્થા ઉપર) નિમ્યો.[૨૬]

इति श्रीमहाभातरमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'यज्ञसामग्री संपादन' ए नामनो अध्याय ७२ मो समाप्त

---

## અધ્યાય ૭૩ મો
### અશ્વાનુસરણ

વૈશમ્પાયન કહે છેઃ–દીક્ષા આપવાનો સમય થયો ત્યારે અતિ મહાન્ ઋત્વિજોએ રાજાને વિધિ પ્રમાણે દીક્ષા આપી.[૧] પશુ બાંધવાની ક્રિયા કર્યા પછી પાંડુનંદન, મહાતેજસ્વી ધર્મરાજા ઋત્વિજોની સાથે શોભવા લાગ્યો.[૨] હયમેધને માટે રાખેલા અશ્વને શાસ્ત્રવિધિ પ્રમાણે અ-

* 'સ્ફ્ય' એટલે લાકડાંની તરવાર જે મેધ્ય પ્રાણીને મારવાને ખપ લાગે છે. 'કૂર્ચ' એટલે કુશ નામના ઘાસનો ઝુડો.

માપ તેજવાળા, બ્રહ્મને જાણનારા વ્યાસે પોતે છૂટો મુકયો.³ હે રાજન્! (તે સમયે) યજ્ઞમાં દીક્ષા લીધેલો ધર્મરાજા યુધિષ્ઠિર જેણે ગળામાં હેમની માળા પેહેરી હતી અને તેથી જે સુવર્ણરૂપ કંઠવાળો દેખાતો હતો તે પ્રદીપ્ત અગ્નિની પેઠે શોભવા લાગ્યો.⁴ કાળા મૃગચર્મવાળો, હાથમાં દંડવાળો, રેશમી વસ્ત્રવાળો તે ધર્મનો પુત્ર યજ્ઞમાં બેઠેલા તેજસ્વી એવા પ્રજાપતિની પેઠે શોભતો હતો.⁵ તેમ જ, હે વિશાંપતિ! તેના જ જેવા વેષવાળા તેના બધા ઋત્વિજો અને અર્જુન પણ પ્રદીપ્ત અગ્નિના જેવા બની ગયા (શોભવા લાગ્યા).⁶ હે પૃથિવીપાલ! ધર્મરાજાની આજ્ઞાથી શ્વેત અશ્વવાળો ધનંજય વિધિપૂર્વક તે કાળા હરણના જેવા ઘોડાની પાછળ ચાલ્યો.⁷ હે રાજન્! અર્જુન ગાંડિવ ધનુષને ખેંચતો હતો. તેણે હાથમાં બદ્ધ ગોધ (ચંદનઘો)ના ચામડાનાં મોજાં પહેર્યાં હતાં અને તે ઘોડાની પાછળ ચાલતો હતો.⁸ હે વિભો! હે રાજન્! તે સમયે કુરુઓમાં શ્રેષ્ઠ ધનંજયને પ્રયાણ કરતો જોવાની ઇચ્છાથી બાળકથી માંડીને આખું નગર બાહાર આવ્યું.⁹ તે ઘોડાને અને તેની સાથે જનારને જોવાની ઇચ્છાવાળા તેઓની સામસામા ભચડાભચડીથી ઉકળાટ થવા માંડ્યો.¹⁰ હે મહારાજ! કુંતીના પુત્ર ધનંજયને જોનારાં માણસોનો ઘોંઘાટ દિશાઓ તથા આકાશને પૂરી દેતો હતો.¹¹ 'આ કૌન્તેય અને તેજવાળો તે ઘોડો જાય છે. તે મહાબાહુ પોતાના ઉત્તમ ધનુષનો સ્પર્શ કરતો કરતો તેની પાછળ જાય છે.'¹² ઉદાર બુદ્ધિવાળા જિષ્ણુએ આ પ્રમાણે બોલાતી વાણી સાંભળી. હે ભારત! (લોકોએ કહ્યું,) 'તારું કલ્યાણ થાઓ; તારું અરિષ્ટ દૂર થાઓ અને (સુખે) પાછો આવજે.'¹³ હે મનુષ્યેન્દ્ર! બીજાં માણસોએ કહ્યું, 'ભીડ એટલી છે કે તેમાં અમારાથી તે દેખાતો નથી, માત્ર તેનું ધનુષ જણાય છે.'¹⁴ 'આ તો ભયંકર સ્વર કરનારું પ્રસિદ્ધ ગાંડિવ ધનુષ છે. સુખે સીધાવો; માર્ગમાંથી અરિષ્ટ દૂર થાઓ; ભય થાઓ મા.'¹⁵ 'એ પાછો આવશે ત્યારે અમે જોઇશું. અને એ નિશ્ચય પાછો આવશે.' હે ભરતર્ષભ! આવી આવી, મનુષ્યોને અને સ્ત્રીઓને મુખે,¹⁶ મધુર વાણી, પુનઃ પુનઃ તે ઉદાર બુદ્ધિવાળાએ સાંભળી. યજ્ઞકર્મમાં કુશળ એવો યાજ્ઞવલ્કયનો એક શિષ્ય (સોમશ્રવા)¹⁷ જે વેદમાં પારંગત હતો તે, શાંતિ કર્મને માટે, પાર્થની સાથે ગયો, અને હે મહીપાલ! બીજા ઘણા વેદપારંગત બ્રાહ્મણો,¹⁸ હે વિશાંપતે! ધર્મ રાજાની આજ્ઞાથી, હે પૃથિવીપાલ! વિધિ પ્રમાણે તે મહાત્માની પાછળ ગયા.¹⁹

અસ્ત્રના પ્રતાપથી પાંડવોએ જીતેલી પૃથિવીપર, હે મહારાજ! હે સત્તમ! તે અશ્વ ઇચ્છાનુસાર ફરવા લાગ્યો.²⁰ ત્યાં પાંડવને જે જે વિચિત્ર અને મોટાં મોટાં યુદ્ધો, હે વીર! થયાં તે વિષે હું તને કહું છું.²¹ હે રાજન્! તે ઘોડાએ પૃથ્વી ઉપર પ્રદક્ષિણા કરવા માંડી. હે મહીપતિ! તે ઘોડો ઉત્તર તરફથી પૂર્વ તરફ ચાલ્યો તે તું જાણ.²² તે ઉત્તમોત્તમ અશ્વ (અનેક) પાર્થિવોનાં રાષ્ટ્રોને ખુંદતો ખુંદતો ભટકવા લાગ્યો, અને તેની પાછળ ધીમે ધીમે શ્વેત અશ્વવાળો મહારથી (અર્જુન) ચાલતો હતો.²³ તેમાં, હે મહારાજ! જેઓના બાંધવો હણાયા (એટલે કુટુંબ સહિત નાશ પામ્યા) એવા જે જે ક્ષત્રિયોએ (અર્જુન સાથે) યુદ્ધ કર્યું તેવા અયુત (દશ હજારો) રાજાઓની તો ગણના જ થતી નથી.²⁴ હે રાજન્! બહુ કિરાતો, યવનો અને અસિ (તરવાર, શસ્ત્ર) તથા ધનુષ (અસ્ત્ર) ધરવાવાળા અને બીજા અનેક જાતના મ્લેચ્છો સાથે યુદ્ધ થયું કે જેઓનો રણમાં નાશ થયો.²⁵ અને અતિ હૃષ્ટ પુરુષો અને વાહનોવાળા અને યુદ્ધમાં જેમનો મદ ઉતરી ગયો છે એવા અનેક આર્ય પૃથિવીપાલો પાંડુના પુત્ર(અર્જુન)ની સામા આવ્યા.²⁶ હે મહીપતિ! ઠામઠામ જૂદા જૂદા દેશમાંથી આવેલા મહીપાલોની સાથે અર્જુનને આમ ઘણાં યુદ્ધો થયાં.²⁷ હે રાજન્! તેમાં જે બન્ને બાજુએ અત્યંત જુસ્સાવાળા અને મોટાં યુદ્ધો થયાં તે કૌંતેયનાં યુદ્ધો વિષે, હે અનઘ! હું તને કહીશ.²⁸

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'अश्वानुसरण' ए नामनो अध्याय ७३ मो समाप्त

## અધ્યાય ૭૪ મો

### ત્રૈગર્તોનો પરાજય

વૈશમ્પાયન કહે છેઃ-કિરીટી (મુકુટવાળા) એવા અર્જુનને ત્રૈગર્તો કે જેઓની સાથે પૂર્વે વૈર બંધાયું હતું, જેઓ મહારથીઓ તરીકે જાણીતા હતા અને જેઓનો પુત્રો અને પૌત્રોની સાથે નાશ થયો હતો તેઓ સાથે એક યુદ્ધ થયું હતું.¹ યજ્ઞને માટે નક્કી કરેલો એવો તે ઉત્તમોત્તમ અશ્વ તેમના રાજ્યમાં આવ્યો છે એવું જાણતાં બખ્તરવાળા તે વીરો તેની ચારે પાસ ફરી વળ્યા.² રથમાં ચઢી બેઠેલા, બાણના ભાથાં ખભે ચઢાવી દીધેલા એવા તેઓએ, ઉત્તમ શણગારેલા એવા અશ્વો (ઘોડેસ્વારો) સહિત, હે રાજન્! તે ઘોડાને ઘેરીને પકડવાનો ઉદ્યોગ આરંભ્યો.³ એટલે શત્રુને દમનારા એવા કિરીટીએ તેઓએ કરવા ધારેલા ક્રમનો વિચાર કરીને સાંત્વનાવાળાં વચનથી તે વીરોને

અટકાવવા માંડ્યા.[૪] તેનો અનાદર કરીને તે સર્વેએ તેનાપર બાણો છોડવા માંડ્યાં. તમસ અને રજસથી ઘેરાયેલા તેઓનું કિરીટી અર્જુને વારણ કર્યું.[૫] હે ભારત! પછી જિષ્ણુએ જાણે હસતાં હસતાં તેઓને કહ્યું કે, 'હે અધર્મને જાણવાવાળાઓ! પાછા જાઓ. (આના કરતાં) જીવવું વધારે સારું છે.'[૬] (આમ કહેવાનું) કારણ કે પ્રયાણ કરતી વેળાએ ધર્મરાજાએ તે વીરને વાર્યો હતો કે, 'હે પાર્થ! જે રાજાઓના બાંધવો હણાયા છે તેઓને તારે હણવા નહિ.'[૭] એ વખતે બુદ્ધિમાન્ ધર્મરાજાનાં તે વચનો યાદ આવતાં તેણે તેમને 'પાછા વળો' એમ કહ્યું; પણ તેઓ પાછા ફર્યા નહિ.[૮] પછી રણમાં ધનંજયે ત્રિગર્તના રાજા સૂર્યવર્માને શરજાલથી વીંધી નાંખીને જોરથી હાસ્ય કર્યું.[૯] એટલે રથના ગગડાટ અને રથના ચક્રની ચીચીયારી સાથે સર્વ દિશાઓને પૂરી દેતા તેઓ ધનંજયપર તૂટી પડ્યા.[૧૦] તે પછી સૂર્યવર્માએ પાર્થના પર વાંકાં પર્વ(ફળાં)વાળાં સેંકડો બાણો, હે રાજેન્દ્ર! અસ્ત્ર ફેંકવામાં લાઘવ દર્શાવતાં, છોડ્યાં.[૧૧] તેમ જ મોટાં ધનુષવાળા તેના બીજા અનુયાયીઓ જેઓ ધનંજયના વધની ઇચ્છાવાળા હતા તેઓએ પણ બાણોનો વર્ષાદ વર્ષાવ્યો.[૧૨] હે રાજન્! પાંડુના પુત્રે, ધનુષની પ્રત્યંચામાંથી છૂટતાં ઘણાં જ બાણોવડે તે બાણોને કાપી નાંખ્યા એટલે તેઓ ભૂમિપર પડ્યાં.[૧૩] તે પછી તેનો જુવાન ને તેજસ્વી, નાનો ભાઈ કેતુવર્મા પોતાના ભાઇની ખાતર યશસ્વી પાંડવ સાથે લડ્યો.[૧૪] રણમાં કેતુવર્માને પોતાના પર તૂટી પડતો જોઇને શત્રુના વીર પુરુષોને હણનારા બીભત્સુ(અર્જુન)એ તીક્ષ્ણ બાણોવડે તેને હણ્યો.[૧૫] કેતુવર્મા હણાયો એટલે મહારથી ધૃતવર્મા એકદમ રથમાં ચઢીને ધસ્યો અને બાણોવડે જિષ્ણુને છાઈ નાંખ્યો.[૧૬] તે બાલક ધૃતવર્માના હાથની ત્વરા જોઇને મહાતેજસ્વી, વીર્યવાળા ગુડાકેશને અતિશય સંતોષ થયો.[૧૭] પાકશાસન(ઇન્દ્ર)નો પુત્ર (અર્જુન) પણ તે કયારે બાણો ચઢાવતો હતો અને કયારે બાણોને (ભાથામાંથી) ખેંચતો હતો તે જાણી શકતો નહતો; માત્ર બાણોનો વર્ષાદ વરસાવતો જ તે દેખાતો હતો.[૧૮] રણમાં તેણે ધૃતવર્માને આવકાર આપ્યો; અને રણમાં એક મુહૂર્તભર તેને મનથી હર્ષ પામવા દીધો.[૧૯] મહાબાહુવાળા અને કુરુઓમાં વીર એવા અર્જુને કોપાયમાન થયેલા સર્પના જેવા તે ધૃતવર્માના પ્રીતિપૂર્વક પ્રાણનો નાશ કર્યો નહિ.[૨૦]* આ પ્રમાણે અમાપ તેજવાળા પાર્થે તેનું રક્ષણ કર્યું ત્યારે ધૃતવર્માએ એક તેજસ્વી બાણ વિજયના ઉપર મુકયું;[૨૧] તેથી એકદમ વિજયનો હાથ વિંધાઈ ગયો, મોહને લીધે હાથમાંથી તેણે ગાંડીવ છોડી દીધું અને તે ભૂતલપર પડી ગયું.[૨૨] હે વિભો! સવ્યસાચીના હાથમાંથી પડી જતું તે ધનુષનું રૂપ, હે ભારત! શક્રના ધનુષના જેવું થઈ ગયું.[૨૩] તે મહાન્, દિવ્ય ધનુષ પડ્યું (જોયું) કે તે મહાયુદ્ધમાં, હે રાજન્! ધૃતવર્માએ બહુ મોટે સ્વરે હાસ્ય કર્યું.[૨૪] આથી ક્રોધમાં આવી જઈ જિષ્ણુએ હાથમાંથી રુધિર લૂછી નાંખી તે દિવ્ય ધનુષ હાથમાં લઇને બાણોનો વર્ષાદ વરસાવ્યો.[૨૫] તે પછી તે કર્મોની પ્રશંસા કરતા નાના પ્રકારના પ્રાણીઓનો હલહલાટવાળો શબ્દ આકાશનો સ્પર્શ કરીને તેને ભરી દેતો હોય તેવો થયો.[૨૬] પછી કાલાંતક યમની ઉપમાને લાયક ક્રોધ પામેલા જિષ્ણુને જોઇને ત્રિગર્તના યોધાઓ એકદમ તેની આસપાસ ફરી વળ્યા.[૨૭] પછી ધૃતવર્માનાં રક્ષણને માટે દોડી આવેલા તેઓએ ગુડાકેશને ઘેરી લીધો; તેથી ધનંજયનો ક્રોધ વધ્યો.[૨૮] તે પછી તેણે એકદમ તેઓમાંના દશ અને આઠ (અઢાર) યોધાઓને, મહેન્દ્રના વજ્રની પ્રતિમા જેવા પોલાદના અનેક બાણોથી, મારી નાંખ્યા.[૨૯] એટલે તે યોધાઓમાં ભંગાણ પડ્યું તે જોઇને ત્વરાવાળા ધનંજયે મોટેથી હસીને ઝેરી સર્પના આકારવાળા બાણોવડે મારી નાંખ્યા.[૩૦] એટલે ધનંજયના શરથી પીડાતા, જેમનું મન ભાંગી ગયું છે ( નિરાશ થયેલા ) એવા, ત્રિગર્તના સર્વે મહારથીઓ, હે રાજન્! દિશાઓમાં નાસવા લાગ્યા.[૩૧] અને સંશપ્તકનો ઘાણ કાઢનારા, પુરુષોમાં વ્યાઘ્ર જેવા અર્જુનને કેટલાકોએ કહ્યું:–'અમે સર્વે તારા કિંકરો છીએ, અને સર્વે તારે વશ થયા છીએ.[૩૨] હે પાર્થ! તું તારા આવતા જતા નોકર તરીકે ઉભેલા એવા અમને આજ્ઞા કર. હે કૌરવનંદન! અમે તારું સર્વ પ્રિય કરીશું.'[૩૩] તેઓનું વચન સાંભળીને અર્જુને તે સર્વને કહ્યું;–'હે રાજાઓ! તમારા જીવનનું રક્ષણ કરો અને અમારું શાસન સ્વીકારો.'[૩૪]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'त्रिगर्तोनो पराभव' ए नामनो अध्याय ७४ मो समाप्त

## અધ્યાય ૭૫ મો

### વજ્રદત્ત સાથે યુદ્ધ

વૈશમ્પાયન કહે છેઃ–પછી પ્રાગ્જ્યોતિષના રાજ્ય તરફ આવીને તે સર્વોત્તમ અશ્વ ફરવા લાગ્યો. ત્યાં

* દક્ષિણની પ્રતમાં એક શ્લોક અત્રે વિશેષ છે તેમાં કહ્યું છે કે કુરુવીરે રણમાં હરીને તે ક્રોધી બાળકનો વધ ન કર્યો; કારણ કે, તે બાળકનું હસ્તલાઘવ જોઇને સુભદ્રાના પુત્ર અભિમન્યુના હાથની કુશળતા યાદ આવી અને તેની કુશળતા આ બાળકમાં જોઇને આશ્ચર્ય થયું. અત્રે અર્જુનના હૃદયની કોમળતા, પિતાનો પુત્રપર પ્રેમ દાખવેલાં છે.

રણમાં અતિ કર્કશ એવો ભગદત્તનો પુત્ર બહાર આવ્યો.[૧] પાંડુપુત્રનો ઘોડો પોતાની હદમાં આવ્યો કે, હે ભરતશ્રેષ્ઠ! મહીપતિ વજ્રદત્તે યુદ્ધ કરવા માંડ્યું.[૨] ભગદત્તનો પુત્ર જે રાજા હતો, તેણે નગરમાંથી બહાર નીકળી આવી, ચાલી આવતા ઘોડાને બાંધીને પોતાના નગર તરફ પાછું ચાલવા માંડ્યું.[૩] આ જોઈને કુરુઓના ઉત્તમ પુરુષ તે મહાબાહુએ ગાંડીવ ધનુષને ખેંચતા કે એકદમ તેની સામે ધસારો કર્યો.[૪] એટલે ગાંડીવમાંથી છૂટતા બાણોથી મોહ પામેલો તે વીર રાજા ઘોડાને છોડીને પાર્થથી દૂર નાસી ગયો.[૫]* અને પાછો નગરમાં જઈ, બખ્તર પહેરી, ઉત્તમ હાથીપર બેસીને રણમાં કર્કશ (ભારે પડે તેવો) એવો તે ઉત્તમ રાજા બહાર આવ્યો.[૬] તે મહારથીને માથે શ્વેત છત્ર ધરેલું હતું, અને તેને શ્વેત ચામર ઢોળવામાં આવતાં હતાં.[૭] પછી પાંડવોના મહારથી બીભત્સુ પાર્થની સામે આવીને બાલ્યભાવથી અને મોહથી લડવાને આહ્વાન કરવા લાગ્યો.[૮] પછી અતિ ક્રોધી થયેલા તે રાજાએ, કુંભસ્થળમાંથી મદ ઝરતા નગ નામના પોતાના હાથીને શ્વેતાશ્વની સામે ચલાવ્યો.[૯] તે હાથી જાણે મહામેઘની માફક મદ ઝરતો હતો, શત્રુના હાથીને હઠાવે તેવો હતો, શાસ્ત્રવિધિએ કેળવેલો હતો, યુદ્ધમાં વશ રહે તેવો નહતો, અને યુદ્ધમાં તેનો ભારે મદ હતો.[૧૦] મહા બળવાળા તે હાથીને રાજા અંકુશથી આગળ હાંકતો હતો, તે જાણે આકાશમાં ઉડીને ભેદશે તેવો શોભતો હતો.[૧૧] હે રાજન્! તેને દોડી આવતો જોઈને ક્રોધ પામેલા ધનંજયે, હે ભારત! ભૂમિપર ઉભા રહીને હાથીપર બેઠેલા સાથે યુદ્ધ કર્યું.[૧૨] પછી ક્રોધમાં આવેલા વજ્રદત્તે ધનંજયપર અગ્નિના જેવા (પ્રકાશિત) અને વેગવાળા તોમરો, તીડની માફક (જથ્થાબંધ) ફેંક્યા.[૧૩] ત્યારે અર્જુને ગાંડીવમાંથી છૂટેલા, આકાશમાં દોડતા બાણોવડે આકાશમાંજ તે પાસે આવે નહીં તેટલામાં જ તેના બબ્બે અને ત્રણ ત્રણ કટકા કરી નાંખ્યા.[૧૪] ભગદત્તના પુત્રે તે તોમરને કાપી નાંખેલાં જોઇને, ઝડપથી પાંડવની સામા એક સરખાં બાણો ચલાવ્યાં.[૧૫] એટલે અર્જુને વધારે ઝડપથી, વિશેષ ક્રોધથી ભગદત્તના છોકરાપર સોનેરી પાંખવાળાં, સીધાં જનાર બાણો ફેંક્યાં.[૧૬] તે મહાયુદ્ધમાં મહાતેજસ્વી વજ્રદત્ત તેમનાથી વિંધાઈ ગયો અને ઘણો ઘવાયાથી જમીનપર પડી ગયો, પણ તેની સ્મૃતિ તેને છોડી ગઈ નહિ.[૧૭] તે પછી જયની ઈચ્છાવાળા વજ્રદત્તે પાછા ઉભા થઇને અવ્યગ્ર (શાંત) બનીને રણમાં તે ઉત્તમ હાથીને વિજય(અર્જુન)ના તરફ મોકલાવ્યો.[૧૮] એટલે અતિ ક્રોધ પામેલા જિષ્ણુએ તેના તરફ છૂટા મૂકેલા ઝેરી સાપના જેવાં અને બળતા અગ્નિના જેવાં બાણો છોડ્યાં.[૧૯] તેઓથી તે મોટો હાથી વીંધાઈ ગયો ને રુધિરને ઝરવા લાગ્યો. તેથી ઘણા ઝરણાંવાળો, ગેરુથી રંગાયેલા પર્વતના જેવો તે શોભવા લાગ્યો.[૨૦]

* અત્રે શ્લોક પાર્થમુપાદ્રવત્ છે, પણ આગળ પાછળનો સંબંધ જોતાં તે વાજબી નથી. તેથી પાર્થાદુપાદ્રવત્ એ પાઠ સ્વીકારેલો છે.

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'अर्जुन अने वज्रदत्तनुं युद्ध' ए नामनो अध्याय ७५ मो संपूर्ण

## અધ્યાય ૭૬ મો

### વજ્રદત્તનો પરાજય

વૈશમ્પાયન કહે છેઃ-હે ભરતર્ષભ! આ પ્રમાણે ત્રણ રાત્રિ સૂધી શતક્રતુનું નરેન્દ્ર વૃત્રની સાથે જેમ યુદ્ધ થયું હતું તેમ, અર્જુનનું ભગદત્તની સાથે યુદ્ધ ચાલ્યું.[૧] તે પછી ચોથે દિવસે મહાબળવાળો વજ્રદત્ત* મોટો અવાજ કરતો હસ્યો અને આ વાક્ય કહ્યું:[૨] 'હે અર્જુન! અર્જુન! ઉભો રહે. મારાથી તું જીવતો નાશી શકીશ નહિ. તને મારીને હું યથાવિધિ મારા પિતાને જય આપીશ.[૩] મારો ઘરડો બાપ ભગદત્ત તારા પિતાનો સખા હતો તેને તેં માર્યો છે. મારો પિતા વૃદ્ધ હતો (એટલે તેં) તેને હણ્યો; પણ આજે હું બાળક (જુવાન)ની સાથે તારે લડવાનું છે.'[૪] આ પ્રમાણે બોલીને અતિ ક્રોધ પામેલા નરાધિપ વજ્રદત્તે, હે કૌરવ્ય! પાંડવની સામે પોતાનો હાથી ચલાવ્યો.[૫] બુદ્ધિમાન્ વજ્રદત્તે તે હાથીઓમાં ઇન્દ્ર જેવા હાથીને ચલાવ્યો, એટલે તે હાથીએ આકાશમાં ઉડવાને ઇચ્છતો હોય તેમ પાંડવ ઉપર ધસારો કર્યો.[૬] જેમ કાળું વાદળ પર્વતને ધોઇ નાંખે તેમ તે નાગરાજે પોતાની સુંઢમાંથી જોરથી છોડેલા પાણીવડે અર્જુનને ધોઈ નાંખ્યો.[૭] તે રાજાએ ચલાવેલો તે હાથી વારંવાર મેઘના જેવી ગર્જના કરવા લાગ્યો અને મુખમાંથી થતી ગર્જનાઓ સાથેજ (અર્થાત્ મુખ પહોળું રાખીનેજ) ફાલ્ગુનના ઉપર ધસ્યો.[૮] વજ્રદત્તે જોરથી ચલાવેલો તે નાગેન્દ્ર, હે રાજન્! જાણે નાચતો હોય તેમ, કૌરવોના મહારથીની પાસે ત્વરાથી આવી લાગ્યો.[૯] વજ્રદત્તના હાથીને સામો આવતો લક્ષમાં રાખીને, ગાંડીવનાપર વિશ્વાસ રાખીને શત્રુને હણનારો બળવાન્ (અર્જુન જરા પણ કંપ્યો નહિ.[૧૦] પણ, હે

* દખણની પ્રતિમાં વજ્રદત્તને બદલે યજ્ઞદત્ત એવું ભગદત્તના પુત્રનું નામ આપેલું છે.

ભારત! પૂર્વનું વૈર અને હાલમાં તે રાજાનું કાર્યમાં વિઘ્ન કરવાનું સ્મરણ કરીને બળવાન્ પાંડવ તેનાપર કોપે ભરાયો.[૧૧] પછી કોપ પામેલા પાંડવે બાણની જાળવડે, જેમ મકરાલય(મકરનું નિવાસ સ્થાન એટલે સમુદ્ર)ને કાંઠો અટકાવે તેમ, તે હાથીને અટકાવ્યો.[૧૨] શ્રીમાન્ અર્જુને તે ઉત્તમ હાથીને અટકાવ્યો, એટલે શરથી ભેદાયેલાં અંગવાળો તે, પીછાં ઉભા રાખેલ શાહુડીની પેઠે, ઉભો રહી ગયો.[૧૩] ભગદત્તના પુત્ર રાજાએ હાથીને અટકાવેલો જોઇને ક્રોધથી મૂર્છા પામીને તીક્ષ્ણ બાણો અર્જુનપર છોડ્યાં.[૧૪] મહાબાહુ અર્જુને પણ અરિ(શત્રુનાં બાણો)નો નાશ કરનારાં બાણોવડે તે બાણોનું વારણ કર્યું. તે જાણે એક અદ્ભુત કાર્ય બન્યું.[૧૫] તે પછી પાછો વિશેષ ક્રોધ કરીને પ્રાગ્જ્યોતિષના રાજાએ, પર્વતની ઉપમાને લાયક એવા તે નાગેન્દ્રને, બળાત્કારથી તેની સામે ચલાવ્યો.[૧૬] બળાત્કારથી તેને પોતાના તરફ આવતો બરાબર જોઇને તે હાથીપર (અર્જુને) અગ્નિના જેવા પ્રકાશવાળું નારાચ (બાણ) માર્યું.[૧૭] હે રાજન્! તેથી મર્મ સ્થાનોમાં અત્યંત ભેદાયેલો તે હાથી, વજ્રથી ભેદાયેલા પર્વતની માફક, એકદમ ભૂમિપર પડ્યો.[૧૮] ધનંજયના બાણથી હણાયેલો, ભૂમિપર પડેલો તે હાથી, વજ્રથી અત્યંત પીડા પામેલા (કપાયેલા) ભૂમિપર પડેલા મહાપર્વતના જેવો શોભવા લાગ્યો.[૧૯] વજ્રદત્તનો હાથી નીચે પડ્યો ત્યારે તેની સાથે ભૂમિપર પડેલા તે રાજાને, 'ડર નહિં' એમ પાંડવે કહ્યું.[૨૦] 'મહાતેજસ્વી યુધિષ્ઠિરે પ્રયાણ કરવા નીકળતી વખતે મને કહ્યું છે કે, હે ધનંજય! કોઈ પણ કારણે રાજાઓને તારે મારી નાંખવા નહિ.[૨૧] હે નરવ્યાઘ્ર! આટલું કર્યું એટલે એ સર્વ કરેલું થશે. માટે, હે ધનંજય! રણમાં તારે યોધાઓને હણવા નહિ.[૨૨] પણ સર્વે રાજાઓને પોતાના મિત્રમંડળ સહિત, 'યુધિષ્ઠિરના અશ્વમેધનો આપે અનુભવ લેવો' એમ કહેવું.'[૨૩] હે નરાધિપ! ભાઈનું આ વચન સાંભળીને (યાદ રાખીને) હું તને હણીશ નહિં. ઉભો થા. તને કંઈ પણ ભય નથી. હે પાર્થિવ! તું સુખે (ઘેર) જા.[૨૪] હે મહારાજ! ચૈત્રી પૂર્ણિમા આવે ત્યારે આવજે. ત્યારે ધીમાન્ ધર્મરાજાનો અશ્વમેધ થશે.'[૨૫] આ પ્રમાણે કહ્યું એટલે પાંડવે હરાવેલો ભગદત્તનો પુત્ર રાજા એમ બોલ્યો કે, 'તેમ થાવ.'[૨૬]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'वज्रदत्तनो पराजय' ए नामनो अध्याय ७६ मो समाप्त

## અધ્યાય ૭૭ મો

### સૈંધવો સાથે યુદ્ધ

વૈશમ્પાયન કહે છેઃ–પછી હે મહારાજ! સૈંધવોમાંના મરતાં રહેલા અને માર્યા ગયેલાના પુત્રો સૈંધવો સાથે કિરીટીને યુદ્ધ થયું.[૧] શ્વેતવાહન(અશ્વ)વાળો પાંડવોમાં ઉત્તમ પુરુષ પોતાના દેશમાં આવ્યાનું સાંભળીને તે સહન નહિ કરી શકનારા એવા તે રાજાઓ સામા થયા.[૨] પોતાના મુલકમાં તે અશ્વને આવેલો જોઇને વિષના જેવા તે રાજાઓ ભીમસેનના નાના ભાઈ પાર્થ-(અર્જુન)થી ભય પામ્યા નહીં.[૩] યજ્ઞ માટે નિર્માણ થયેલા તે અશ્વની પાસે હાથમાં ધનુષ લઈ, પગપાળા ઉભેલા બીભત્સુપર તેઓએ હલ્લો કર્યો.[૪] આગળ યુદ્ધમાં હારેલા અને તે નરવ્યાઘ્રને જિતવાની ઇચ્છાવાળા તે મહાવીર્યવાન્ રાજાઓ તેની આસપાસ ફરી વળ્યા.[૫] પોતાનાં નામો, ગોત્રો અને વિવિધ કર્મો જણાવતા તેઓએ પાર્થને બાણોના વર્ષાદથી ઢાંકી દીધો.[૬] શત્રુના હાથીઓને અટકાવનારાં બાણોનો વર્ષાદ વરસાવતા, રણમાં જિતવાની અભિલાષા રાખતા તેઓ કૌંતેયને ચોતરફથી ઘેરી વળ્યા.[૭] રણમાં ભયંકર કર્મ કરવાવાળા તે કૃષ્ણ(અર્જુન)ને લક્ષીને રથમાં બેઠેલા તે સર્વે વીર પુરુષો પાઉંપ્યાદા એવા અર્જુનની સાથે લડવા લાગ્યા.[૮] નિવાત કવચના કાળરૂપ, સંશપ્તકોને હણનારા અને સિંધુઓના રાજા(જયદ્રથ)ને મારી નાંખનારા તે વીરને તેઓ મારવા લાગ્યા.[૯] તે પછી હજારો રથો અને લાખો ઘોડાઓવડે બીભત્સુને કોઠામાં આણીને (ઘેરી લઇને) તેઓ મનમાં અતિ ખુશ થયા.[૧૦] રણમાં સવ્યસાચીએ (અર્જુને) સિંધુરાજ જયદ્રથનો વધ કર્યો હતો તેનું તે વીરો સ્મરણ કરવા લાગ્યા, અને હે કૌરવ્ય! આ યુદ્ધમાં,[૧૧] વર્ષાદની માફક (અર્જુનના ઉપર) બાણની વૃષ્ટિઓ કરવા લાગ્યા. તે બાણોવડે ઢંકાયેલો પાર્થ, વાદળામાં ઢંકાયેલા રવિની માફક શોભતો હતો.[૧૨] બાણોથી સારી રીતે ઢંકાઈ ગયેલો પાંડવોમાં ઉત્તમ પુરુષ, હે ભારત! પિંજરામાં ફરનારા શકુન્ત(પોપટ)ની માફક શોભતો હતો.[૧૩] તે પછી કુંતીનો પુત્ર બાણોથી પીડાવા લાગ્યો ત્યારે આખું ત્રણ લોક હાહાકાર કરવા લાગ્યું, અને રવિ પણ નિસ્તેજ બની ગયો;[૧૪] હે મહારાજ! રોમાંચ ઉભાં કરાવનારો મારુત (વાયુ) વાવા લાગ્યો, અને રાહુ એકસામટાં આદિત્યને અને ચંદ્રને ગળી ગયો;[૧૫] ઉલ્કાઓ (તારાઓનું પતન) ચારે તરફથી વેરાતી વેરાતી સૂર્ય સાથે અથડાવા લાગી; હે રાજન્! મહાગિરિ કૈલાસ પણ કંપવા લાગ્યો;[૧૬] દુઃખ અને શોકથી ઘેરાયેલા અને ભય પામેલા સપ્તર્ષિઓ અને દેવર્ષિઓ

પણ અતિ ઉષ્ણ શ્વાસ મૂકવા લાગ્યા;[૧૭] મેઘોને રાતા રંગના ગધેડા સાથે સરખાવ્યા છે, તે શું ગધેડાઓ રાતા રંગના હોય છે? ચંદ્રનું મંડળ એકદમ સસલાંને ભેદીને તૂટી પડ્યું અને સર્વ દિશાઓ ધૂમાડાથી ભરાઈ ગઈ અને વિપરીત બની ગઈ;[૧૮] રાસભ (ગધેડા) ના જેવા રાતા રંગના, ધનુષવાળા અને વિજળીવાળા મેઘો ગગનને ઘેરી લઇને માંસ અને લોહી વરસવા લાગ્યા.[૧૯] જ્યારે બાણના વર્ષાદથી તે વીર ફાલ્ગુન ઘેરાઈ ગયો ત્યારે આ પ્રમાણે બની રહ્યું હતું. હે ભરતોમાં ઋષભ સમાન! તે જાણે અદ્ભુત જ બન્યું હતું.[૨૦] તે બાણજાળથી સર્વ તરફથી છવાઈ ગયેલા તેના હાથમાંથી મોહને લીધે ગાંડીવ ધનુષ તથા આવાપ (ચામડાંના હાથનાં મોજાં) પડી ગયાં.[૨૧] તેને જ્યારે મોહ થયો ત્યારે સત્વરહિત બનેલા તે મહારથી ઉપર એકદમ સૈંધવ રાજાઓએ એક મોટી બાણોની જાલ છોડી મૂકી.[૨૨] તે પછી પાર્થને મોહ થયો છે, એમ જાણીને સર્વે દેવોનાં મનમાં ત્રાસ થવા લાગ્યો, અને તેની શાંતિ કરવા લાગ્યા.[૨૩] તે પછી સર્વે દેવર્ષિઓ તથા સપ્તર્ષિઓ પણ અને બ્રહ્મર્ષિઓ ધીમાન્ પાર્થના જયનો જપ કરવા લાગ્યા.[૨૪] ત્યારે, હે પાર્થિવ! દેવોએ પાર્થનાં તેજને પ્રકાશિત કર્યું ત્યારે સંગ્રામમાં પરમ અસ્ત્રની વિદ્યા જાણનારો તે બુદ્ધિમાન્ અચલ પર્વતની માફક ઉભો રહ્યો.[૨૫] પછી કૌરવનંદને પોતાનું દિવ્ય ધનુષ ખેંચ્યું, અને તે પુનઃ પુનઃ ખેંચવાથી યંત્રના શબ્દના જેવો મહાન્ શબ્દ થવા લાગ્યો.[૨૬] પછી પુરંદર (ઇન્દ્ર) વર્ષાદ વરસાવે, તેમ પોતાના ધનુષવડે બળવાન્ પાર્થે શત્રુઓ પર બાણોનો વર્ષાદ વરસાવ્યો.[૨૭] ત્યારે સર્વ સૈંધવ યોધાઓ અને તેમના રાજાઓ, તીડોથી છવાયેલા ઝાડોની માફક, બાણોથી ઢંકાયેલા હોવાથી દેખાતા ન હતા.[૨૮] તેના શબ્દથી તેઓ ત્રાસી ગયા અને અત્યંત ભય પામેલા તેઓ નાસી ગયા. શોકથી દુઃખી થતા સૈંધવોએ અશ્રુ પાડ્યાં અને શોક કરવા લાગ્યા.[૨૯] હે રાજન્! બાણની જાળોવડે ચારે તરફથી તેઓને ઢાંકી દેતો તે બળવાન્ નરવ્યાઘ્ર, અલાત (ઉબાડી) ચક્રની (સમૂહની) માફક, સર્વ સૈંધવોમાં ઘૂમવા લાગ્યો.[૩૦] વજ્રને ઘૂમાવનારા મહેન્દ્રની માફક શત્રુને હણવાવાળા તેણે સર્વ દિશાઓમાં ઇન્દ્રજાલના જેવી બાણની જાલ છોડી દીધી.[૩૧] બાણોની વૃષ્ટિથી મેઘજાલની શોભાવાળાં તે સૈન્યને વિખેરી નાંખીને કૌરવોમાં શ્રેષ્ઠ (અર્જુન) શરદ ઋતુમાં દિવાકર (સૂર્ય) શોભે તેમ શોભવા લાગ્યો.[૩૨]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'सैंधवो साथे युद्ध' ए नामनो अध्याय ७७ मो समाप्त

## અધ્યાય ૭૮ મો

### સૈંધવોનો પરાજય અને દુઃશલાનું સાંત્વન

વૈશમ્પાયન કહે છેઃ–પછી અચળ હિમાચળ શોભે તેમ ગાંડીવને ધારણ કરનારો શૂર, દુર્ધર્ષ, યુદ્ધને માટે તૈયાર ઉભેલો (અર્જુન) શોભતો હતો.[૧] એટલે તે સૈંધવ (સિંધુ દેશના) યોધાઓ પણ પાછા ગોઠવાઈ ગયા અને, હે ભારત! અત્યંત જુસ્સામાં આવી ગયેલા તેઓએ બાણોનો વર્ષાદ વરસાવ્યો.[૨] પાછા ગોઠવાઈ ગયેલા તેઓ તરફ ખડખડાટ હસીને મહાબાહુ કૌંતેયે મરવાની ઇચ્છાવાળા તેઓને મીઠી વાણીથી કહેવા માંડ્યું;[૩] "તમારી પરા (ઉત્તમોત્તમ) શક્તિથી લડજો અને મારાપર વિજય મેળવવાને પ્રયત્ન કરજો. પરંતુ સર્વ કાર્યો (મરણનાં) કરી લો. કારણ કે તમારે માથે (હું મૃત્યુરૂપ) મોટું ભય આવેલું છે.[૪] તમારી બાણજાળનું નિવારણ કરી જુઓ, (પછી) હું (એકલો) સર્વ સાથે લડીશ. યુદ્ધમાં મન રાખીને જ ઉભા રહેજો, એટલે હું તમારો દર્પ શાંત પાડી દઇશ."[૫] રોષથી એટલું કહ્યા પછી ગાંડીવધારી કૌરવ્યને, હે ભરત! પોતાના જ્યેષ્ઠભાઇનાં વચનનું સ્મરણ થયું કે,[૬] 'હે તાત! વિજયની ઇચ્છાવાળા ક્ષત્રિયોને તારે રણમાં હણવા નહિં, પણ તેમને જિતી લેવા.' એમ મહાત્મા ધર્મરાજાએ જે કહેલું (તે યાદ આવ્યું); એટલે[૭] પુરુષોમાં ઉત્તમ ફાલ્ગુન વિચાર કરવા લાગ્યો; "નરેન્દ્રે મને કહ્યું છે કે 'રાજાઓને હણવા નહિં.' ધર્મરાજનું આ શુભ વચન મિથ્યા ન થાય, એમ કેમ કરવું?[૮] રાજાઓને મારે મારવા નહિં અને રાજાની આજ્ઞા પાળવી જોઇએ.' એમ વિચાર કરીને પુરુષોમાં ઋષભ જેવા ફાલ્ગુને,[૯] યુદ્ધમાં અતિ મદવાળા સૈંધવોને ધર્મ જાણનારા (યુધિષ્ઠિર)નું વાક્ય કહ્યુંઃ 'હું તમારા શ્રેયની વાત કહું છું. તમે સામે ઉભા છો, છતાં હું મારીશ નહિં.[૧૦] સંગ્રામમાં જે કોઈ એમ કહેશે કે હું પરાજિત થયેલો તારો છું (તેને હું મારીશ નહિં). મારું આ વચન સાંભળીને મારી સાથે પોતાનું હિત થાય તેમ કરો.[૧૧] તેમ ન કરશો તો તમે દુઃખી થશો અને મારે હાથે પીડા પામશો.' આમ કહીને કુરુઓના પુંગવે (શ્રેષ્ઠ પુરુષે) તે વીરો સાથે યુદ્ધ કરવા માંડ્યું.[૧૨] વિજયની ઇચ્છાવાળા અત્યંત ક્રોધી બનેલા સાથે અર્જુન પણ અત્યંત ક્રોધાયમાન થયો હતો. વાંકી ફણાવાળા સેંકડો અને લાખો બાણો,[૧૩] સૈંધવોએ ગાંડીવ ધનુષ ધારણ કરનારાપર, હે રાજન્! છોડ્યાં. ક્રૂર, ઝેરી સાપના ઝેરના જેવાં બાણોને આવતાં વાર[૧૪] તીક્ષ્ણ બાણોવડે વચમાંજ ધનંજય કાપી નાંખતો હતો. કંકપક્ષીના પીંછાવાળાં, શિલા ઉપર

ધસીને સજ કરેલાં તે બાણોને એકદમ કાપી નાંખીને[૧૫] લડાઇમાં તેણે તેઓમાંના એકેકને તીક્ષ્ણ બાણોવડે ભેદવા માંડ્યા. પછી તેઓએ ધનંજય પર સામી શક્તિ અને પ્રાસને,[૧૬] (પોતાના રાજા) જયદ્રથને (તેણે જ) હણ્યો હતો, તે યાદ કરીને, સૈંધવ રાજાઓએ ફેંકી. પણ મહા બળવાન્ કિરીટીએ તેમનો સંકલ્પ નિષ્ફળ કરી નાંખ્યો.[૧૭] આવતાં વચમાં જ તે સર્વના કકડા કરી નાંખી પાંડુના પુત્રે એક મોટી રાડ નાંખી, અને તે જ પ્રમાણે વિજયની લાલસાવાળા સામે ધસી આવતા યોધાઓનાં[૧૮] માથાંઓને સારા વાંકદાર ફણાવાળા બાણોવડે નીચે પાડ્યાં. તેઓમાંના નાસી જનારાઓનો તેમ જ ફરીફરીને પાછા ધસી આવનારાનો[૧૯] અને પાછા ફરનારાઓનો કોલાહલ પૂર્ણ સમુદ્રના જેવો થઈ પડ્યો. અમાપ તેજવાળા પાર્થને હાથે હણાવા યોગ્ય થયેલા તેઓ[૨૦] અર્જુનની સાથે પોતપોતાની શક્તિ અને ઉત્સાહ પ્રમાણે લડ્યા. તે પછી યુદ્ધમાં ફાલ્ગુને સારા વાંકદાર બાણોવડે તેઓને[૨૧] કે જેઓમાંના ઘણાઓનાં વાહનો અને સૈનિકો થાકી ગયા હતા તેઓને સંજ્ઞા વગરના કરી નાંખ્યા.[૨૨] તે સર્વેને અત્યંત ગ્લાનિ પામેલા જાણીને ધૃતરાષ્ટ્રની દીકરી દુઃશલા પોતાના છોકરાના બાળ છોકરાને ( પૌત્રને ) લઇને ગઈ. સુરથ ( જયદ્રથનો પુત્ર)નો વીર પુત્ર રથમાં બેસીને[૨૩] સર્વ યોધાઓની શાંતિનેમાટે પાંડવની પાસે (મા સાથે) ગયો. ધનંજયની પાસે જઈ દુઃખી સ્વરે દુઃશલા રડી પડી.[૨૪] બળવાન્ ધનંજયે પણ તેને જોઇને ધનુષ છોડી દીધું. ધનુષ છોડી દઇને પાર્થે વિધિ પ્રમાણે પોતાની બહેનને આવકાર આપી[૨૫] કહ્યું કે; 'મારે તારે માટે શું કરવું?' એટલે તેણે જવાબ આપ્યો કે, 'હે ભરતશ્રેષ્ઠ! આ બાળક તારા ભાણેજનો બાલક છે.[૨૬] હે પાર્થ! હે પુરુષર્ષભ! એ તને અભિવંદન કરે છે તે તું જો.' આ પ્રમાણે તેણે અર્જુનને કહ્યું એટલે અર્જુને તેના બાપની ખબર પૂછી કે,[૨૭] 'તે કયાં છે?' હે રાજન્! દુઃશલાએ જવાબ આપ્યો કે, 'પિતાના શોકથી અતિ સંતાપ પામતો તથા દુઃખથી આર્ત થતો એનો પિતા,[૨૮] તે વીર (સુરથ) પંચત્વને પામ્યો છે. તે કેમ ગયો તે તું સાંભળ. હે અનઘ! યુદ્ધમાં તેં તેના પિતાને હણ્યો, તે તેણે પ્રથમ સાંભળ્યું હતું.[૨૯] એટલામાં ઘોડાની પાછળ યુદ્ધને માટે તું આવેલ છે એવું સાંભળીને, હે ધનંજય! પિતાના મરણના દુઃખથી પીડાતા તેણે પોતાના પ્રાણ છોડી દીધા.[૩૦] હે અનઘ! 'બીભત્સુ આવ્યો છે' એટલું નામ જ સાંભળીને દુઃખથી પીડાતો મારો છોકરો જમીનપર પડ્યો અને મરી ગયો.[૩૧] તેને ત્યાં પડેલો જોઇને પછી, હે પ્રભો! તેના પુત્રને લઇને શરણ શોધતી હું આજે તારી પાસે આવી છું.[૩૨] એટલું કહીને ધૃતરાષ્ટ્રની દીકરીએ આર્તસ્વરથી રડવા માંડ્યું. દીન થયેલી તેણે નીચું મુખ કરીને ઉભેલા પાર્થને વળી કહ્યું:-[૩૩] 'તારી બહેનને તું જો. તારી બહેનના દીકરાને પણ તું જો. હે ધર્મજ્ઞ! હે કુરુકુળને વહન કરવાવાળા! તું દયા કરવા યોગ્ય છો.[૩૪] કુરુઓના રાજા(દુર્યોધન)ને અને મંદ બુદ્ધિવાળા જયદ્રથને ભૂલી જા. શત્રુના વીરોને હણનારો પરીક્ષિત જેમ અભિમન્યુથી જન્મ્યો છે,[૩૫] તેમ સુરથથી આ મહાભુજાવાળો મારો પૌત્ર જન્મ્યો છે. હે નરવ્યાઘ્ર! એને લઇને હું તારી પાસે આવી છું.[૩૬] સર્વ યોધાઓની શાંતિ માટે (એને લઇને હું આવી છું.) એ મારું વચન તું સાંભળ. હે મહાબાહો! તે મંદ બુદ્ધિવાળાનો આ પુત્ર (પૌત્ર) તારી પાસે આવ્યો છે.[૩૭] તેટલા માટે આ બાળક ઉપર તું કૃપા કરવા યોગ્ય છો. હે અરિંદમ! આ બાળ મસ્તક નમાવી પ્રસન્ન કરી શાંતિ માટે[૩૮] હે મહાબાહો! તારી યાચના કરે છે. હે ધનંજય! તું શાંત થા. હે પાર્થ! આ બાળના બંધુઓ હણાઈ ગયા છે, એ (બચારો) કંઈ જાણતો નથી (બાળક છે, નિર્દોષ છે),[૩૯] તેનાપર, હે ધર્મ જાણવાવાળા! તું પ્રસન્ન થા. તું ક્રોધને વશ થા મા. અનાર્ય અને ક્રૂર એવા એના પિતામહને ભૂલી જા.[૪૦] અત્યંત અપરાધ કરનારને ભૂલી જઈ તું આ બાળ ઉપર કૃપા કરવા યોગ્ય છો.'[૪૧] આ પ્રમાણે કરુણ સ્વરે દુઃશલા બોલતી હતી ત્યારે ધનંજયે દેવી ગાંધારી અને ધૃતરાષ્ટ્ર રાજાને યાદ કર્યા. દુઃખ અને શોકથી નરમ થયેલો અર્જુન, ક્ષત્રધર્મનો તિરસ્કાર કરતો બોલ્યો કે,[૪૨] "ધિક્કાર છે તે રાજલોભી, અભિમાની અને ક્ષુદ્ર દુર્યોધનને! કે જેને લીધે મારે સર્વે બાંધવોને યમને ઘેર મોકલવા પડ્યા છે." એમ કહીને ધનંજયે તેનું બહુ સાંત્વન કર્યું અને તેનાપર કૃપા કરી.[૪૩] પ્રસન્ન થઈને તે બહેનને ભેટચો અને ઘેર જવાની તેને રજા આપી.[૪૪] દુઃશલાએ પણ તે મોટા રણમાંથી તે યોધાઓને પાછા વાળ્યા, પાર્થની પૂજા કરી અને શુભ વદનવાળી (ખુશ થતી ) તે પોતાને ઘેર ગઈ.[૪૫]

આ પ્રમાણે ધનંજય તે સૈંધવ વીરોનો પરાજય કરીને, ઇચ્છાનુસાર ફરનારા દોડતા અશ્વની પાછળ ચાલ્યો.[૪૬] જેમ પિનાકને ઝાલવાવાળા દેવ (શંકર) આગળ આકાશમાં મૃગની પાછળ જતા હતા, તેમ આ વીર પણ વિધિ પ્રમાણે યજ્ઞમાં હોમાનારા ઘોડાની પાછળ ચાલ્યો.[૪૭] તે ઘોડો ઇચ્છાનુસાર એક પછી એક જૂદા જૂદા દેશોમાં, પાર્થનાં કર્મોમાં વધારો કરતો વિશેષ

ચાલવા લાગ્યો.૪૮ ધીમે ધીમે એમ ફરતાં ફરતાં, હે પુરુષર્ષભ! એ ઘોડો પાંડવની સાથે મણિપુરના રાજાના દેશમાં પહોંચ્યો.૪૯

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'सैंधवोनो पराजय' ए नामनो अध्याय ७८ मो समाप्त

## અધ્યાય ૭૯ મો

### બભ્રુવાહન સાથે યુદ્ધ

વૈશમ્પાયન કહે છેઃ-પોતાનો પિતા આવેલ છે એવું સાંભળીને બભ્રુવાહન રાજા બ્રાહ્મણોને અને ધનને આગળ રાખીને, વિનયથી નગર બહાર નિકળ્યો.૧ આમ મણિપૂરનો રાજા આવ્યો ત્યારે તેને બુદ્ધિમાન્ ધનંજયે, ક્ષત્રિયના ધર્મનું સ્મરણ કરીને, અભિનંદન આપ્યું નહીં.૨ ધર્માત્મા ફાલ્ગુને ક્રોધ કરીને કહ્યું, 'તારું આ કાર્ય યુક્ત નથી. તું ક્ષત્રિય ધર્મથી બહાર ગયો છે.૩ યુધિષ્ઠિરના યજ્ઞમાં હોમવાના અશ્વનું રક્ષણ કરતો તારા રાજ્યમાં આવેલો હું તેની સાથે, હે દીકરા! તું લડ્યો કેમ નહીં?૪ ક્ષત્ર ધર્મમાં અજ્ઞાન, અતિ દુર્બુદ્ધિવાળા તને ધિક્કાર છે કે યુદ્ધને માટે પાસે આવેલા મને સામથી સામો લેવા આવ્યો છે!૫ આલોકમાં જીવતાં રહીને તેં કંઈ પુરુષાર્થ કર્યો નથી એટલે તું, એક સ્ત્રીની માફક, (યુદ્ધને માટે પાસે) આવેલા મને સામથી આવકાર આપે છે.૬ જો હું શસ્ત્ર છોડી દઇને તારી પાસે, હે દુર્બુદ્ધિ! આવ્યો હોત તો જ, હે નરાધમ! તારી આ પ્રક્રિયા વાજબી ઠરતે.'૭

પન્નગો(સર્પો)ના રાજાની દીકરી ઉલૂપી, પોતાના ભર્તાએ પોતાના પુત્રને આ પ્રમાણે કહ્યું જાણીને, તે સહન કરી શકી નહિ અને તે ભૂમિને ભેદીને ત્યાં આવી.૮ ત્યાં તેણે નીચું મુખ કરી વિચાર કરતો પોતાના પુત્રને, હે પ્રભો! યુદ્ધ માંગનારા તેના પિતાનો વારંવાર તિરસ્કાર પામેલો જોયો.૯ ઉરગ(સર્પો)ના રાજાની દીકરી ઉલૂપી જે સર્વાંગે સુંદર હતી તેણે ધર્મને જાણનારા (બભ્રુવાહન)ને ધર્મ્ય વચન કહ્યાંઃ-૧૦ 'તું મને પન્નગરાજની દીકરી ઉલૂપીને તારી માતા જાણ. હે પુત્ર! તું મારું વચન પાળ એટલે તારાથી પરમ ધર્મ થશે.૧૧ યુદ્ધમાં જેને મદ ઘણો છે એવા કુરુઓમાં શ્રેષ્ઠ તારા પિતા સાથે) તું લડ. કારણ કે તારો આ પિતા તેથી (તારાપર) પ્રસન્ન થશે, એમાં સંશય નથી.'૧૨

આ પ્રમાણે દુર્ધર્ષ એટલે હઠીલા બભ્રુવાહન રાજાને તેની માતાએ કહ્યું એટલે તે મહાતેજસ્વીએ, હે ભરતર્ષભ! યુદ્ધને માટે નિશ્ચય કર્યો.૧૩ પછી સુવર્ણનું બખ્તર અને પ્રકાશમાન ટોપ (શિરસ્ત્રાણ-માથાનું રક્ષણ કરનાર) પહેરી લઇને, એક ઉત્તમ રથ જેમાં બાણોનાં સેંકડો ભાથાંઓ ભરેલાં હતાં તેમાં તે ચઢી બેઠો.૧૪ યુદ્ધનાં સર્વ સાધનોથી ભરેલો, મનના જેવા વેગવાળા ઘોડાઓ જોડેલો, ચક્ર અને ઉપસ્કર (સામગ્રી)વાળો, સુંદર, હેમના ભાંડ (કળશ)વાળો, અત્યંત પૂજા પામેલી સોનેરી સિંહની ધ્વજા ફરકાવતો તે રથ રાજા બભ્રુવાહને પાર્થને લક્ષમાં રાખી, સામો ચલાવ્યો.૧૫-૧૬ અને પાર્થે રક્ષણ કરેલા તે યજ્ઞમાં હોમવાના અશ્વની પાસે જઇને હયશિક્ષા-(અશ્વવિદ્યા)માં કુશળ એવા પુરુષો પાસે પકડાવ્યો.૧૭

અશ્વને પકડેલો જોઇને ધનંજયનો આત્મા પ્રસન્ન થયો. પછી પોતે ભૂમિપર રહીને રથમાં બેઠેલા પોતાના પુત્રને મેદાનમાં અટકાવ્યો;૧૮ એટલે તે રાજાએ તે વીરને તીક્ષ્ણ અને ઝેરી સાપના ઝેર જેવાં અનેક બાણોના સમૂહથી, પીડા કરવા માંડી.૧૯ એકબીજાથી પ્રસન્ન થતા તે પિતા અને પુત્ર બન્નેનું યુદ્ધ દેવો અને અસુરના પ્રસિદ્ધ યુદ્ધના જેવું અતુલ (તુલના કરાય નહીં તેવું) થઇ પડ્યું.૨૦ તે પછી સીધા ફલાવાળાં બાણવડે મનુષ્યમાં વાઘ જેવા કિરીટી(મુકુટધારી અર્જુન)-ને કાંધ આગળ, બભ્રુવાહને જોરથી હસતાં હસતાં વિંધી નાંખ્યો.૨૧ જેમ સાપ દરમાં પેસે, તેમ પીછાં સહિત તે બાણ અંદર પેસી ગયું અને કૌંતેયને જોરથી વિંધીને બહાર નીકળી જમીનમાં પેસી ગયું.૨૨ તેથી ગાઢ વેદના પામતા તે બુદ્ધિમાને પોતાના ઉત્તમ ધનુષનો આશ્રય (ટેકો) લીધો. તે જાણે પોતાના દિવ્ય તેજમાં પ્રવેશ કરીને પ્રમીત(મૃત)ના જેવો બની ગયો.૨૩ તે પછી ભાન આવ્યું એટલે તે ઉત્તમ પુરુષે, મહાતેજવાળાએ, શક્રના પુત્રે પોતાના પુત્રની પ્રશંસા કરીને આ વાક્ય કહ્યું કે;-૨૪ "ઉત્તમ, ઉત્તમ! હે વત્સ! હે મહાબાહો! હે ચિત્રાંગદાના પુત્ર! શાબાસ! હે પુત્ર! તારું કર્મ મારા સમાન જોઇને હું પ્રસન્ન થયો છું.૨૫ હે પુત્ર! હવે હું તારા પર આ બાણો છોડું છું, માટે તું યુદ્ધમાં સ્થિર (સાવધ) થા." એમ કહીને શત્રુને હણનારા (અર્જુને) બાણોનો વર્ષાદ વરસાવ્યો.૨૬ ગાંડીવમાંથી છૂટેલા, વજ્ર અને વિજળી જેવી પ્રભાવાળા તે સર્વ જાતિનાં નારાચ બાણોનાં તે રાજાએ પોતાનાં ભલ્લ જાતિનાં બાણોવડે બબ્બે ત્રણત્રણ કકડા કરી નાંખ્યા.૨૭ તે પછી પાર્થે તેનો સોનેરી વાવટો કે જે સોનેરી તાલપત્રના જેવો હતો, તેને દિવ્ય બાણોવડે અને ક્ષુર બાણવડે રથપરથી તોડી પાડ્યો.૨૮ પછી હે અરિને દમનારા! હે રાજન્! જોરથી જાણે હસીને પાંડવે, તેના મોટી કાયાવાળા અને મહાવેગવાળા ઘોડાઓને નિર્જીવ કરી નાંખ્યા.૨૯ એટલે અત્યંત કોપ પામેલો તે રાજા

રથમાંથી નીચે ઉતરી પડ્યો, અને ક્રોધથી પાઉંધ્યાહા તે પોતાના પિતા પાંડવ(અર્જુન)ની સાથે લડવા લાગ્યો.૩૦ પુત્રના પરાક્રમથી પાર્થોમાં ઋષભ જેવો અર્જુન સંતોષ પામ્યો. પછી વજ્રધર(ઇન્દ્ર)ના પુત્રે (અર્જુને) પોતાના પુત્રને ઘણી પીડા ન આપી.૩૧ એટલે પોતાના પિતાને યુદ્ધથી વિમુખ થયેલા માનીને બળવાન્ બભ્રુવાહને અતિ ઝેરી બાણોવડે પુનઃ પીડા આપવા માંડી.૩૨ પછી બાલકપણાથી બળવાન્ બભ્રુવાહને પોતાના પિતાને અણિવાળા અને સારી પાંખવાળા બાણુવડે છાતીમાં વિંધી નાંખ્યા.૩૩ હે રાજન્! મર્મ સ્થાન ભેદીને અતિ દુઃખ કરનારા તે બાણે પાંડવના શરીરમાં પ્રવેશ કર્યો. કુરુનંદન અર્જુનને તેના પુત્રે અતિશય વિંધી નાંખ્યો હતો,૩૪ એટલે મોહ પામી હે રાજન્! ધનંજય ભૂમિપર ઢળી પડ્યો. કૌરવોનો તે વીર ધુરંધર નીચે પડ્યો, એટલે૩૫ તે ચિત્રાંગદાનો પુત્ર રાજા પણ યુદ્ધમાં થાકયો હતો તેથી તેમજ પિતાને હણાયેલો જોઇને મોહ પામ્યો (મૂર્ચ્છાવશ થયો).૩૬ પ્રારંભમાં બાણોના વર્ષાદથી અર્જુને તેને પણ અતિ વિંધી નાંખ્યો હતો, તેથી તે પણ રણના મોખરાપર ધરણીને ભેટી પડ્યો (અર્થાત્ ઢળી પડ્યો).૩૭ પોતાના ભર્તાને હણાયેલો અને પોતાના પુત્રને ભૂમિપર પડેલો જોઇને અતિ ભય પામેલી ચિત્રાંગદા રણભૂમિમાં ધસી આવી.૩૮ શોકથી તપી ગયેલા હૃદયવાળી તે, અત્યંત રડતી અને કાંપતી મણિપૂરના રાજાની માતાએ પોતાના પતિને મરેલો જોયો.૩૯

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे
'अर्जुन अने बभ्रुवाहननुं युद्ध' ए नामनो
अध्याय ७९ मो समाप्त

## અધ્યાય ૮૦ મો

### અર્જુનનું સજીવન થવું

વૈશમ્પાયન કહે છેઃ-કમળ જેવાં નેત્રવાળી તે ભીરુએ બહુ બહુ વિલાપ કર્યા પછી દુઃખથી સંતાપ પામેલી તે (ચિત્રાંગદા) મૂર્ચ્છા પામી અને ભૂમિતલપર પડી ગઈ.૧ અને ભાન આવ્યું ત્યારે તે દિવ્ય દેહ ધરવાવાળી દેવીએ પન્નગ રાજાની દીકરી ઉલૂપીને જોઇને આ વાકયો કહ્યાંઃ-૨ "હે ઉલૂપિ! તારે લીધે મારા પુત્રના બાણુવડે યુદ્ધમાં હંમેશ જય મેળવનારા આપણા ધણીને રણમાં હણાયેલો પડેલો જો.૩ તું તો આર્યધર્મને જાણવાવાળી છો, અને તું તો પતિવ્રતા છો, અને તારે જ લીધે આ આપણો પતિ રણમાં હણાયેલો પડ્યો છે.૪ પણ જો આજે ધનંજયે તારો કંઈ અપરાધ કર્યો હોય તો તું તેને ક્ષમા કર. હું તારી ભિક્ષા માંગું છું કે તું ધનંજયને જીવતો કર.૫ હે આર્યે! તું ધર્મ જાણવાવાળી છો. હે શુભે! તું ત્રણ લોકમાં જાણીતી છો. તે તું મારા પુત્રને હાથે પોતાના ભર્તાનો ઘાત કરાવી શોચ કેમ કરતી નથી?૬ હે પન્નગનંદિનિ! પુત્ર મર્યો છે, તેનો હું શોક કરતી નથી. પણ પતિનો શોક કરું છું, કે જેનું આતિથ્ય આ પ્રમાણે થઈ ગયું છે." પન્નગરાજની દીકરી દેવી ઉલૂપીને એમ કહીને તે યશસ્વિની પોતાના ભર્તા પાસે ગઈ અને આ પ્રમાણે બોલી કે;૮ "કુરુઓના મુખ્ય(યુધિષ્ઠિર)ને પ્રિય મનુષ્યોમાં મુખ્ય પુરુષ! હે મારા વહાલા! ઉભો થા. હે મહાબાહો! આ તારા અશ્વને મેં તદ્દન છોડી મૂકયો છે.૯ હે વિભો! તારે તો ધર્મરાજાના યજ્ઞમાં હોમાનાર આ અશ્વની પાછળ જવાનું છે, તે તું ભોંયપર કેમ સૂતો છે?૧૦ હે કુરુઓના કુરુનંદન! તારાપર મારા પ્રાણનો આધાર છે, તે બીજાઓને પ્રાણ આપનાર તેં પ્રાણ કેમ ત્યજી દીધા છે?૧૧ અલિ ઉલૂપિ! આ તારા પતિને ભૂમિપર પડેલો જો. આ છોકરાને ઉશ્કેરી મેલી અને મરાવીને તને શોક કેમ થતો નથી?૧૨ મૃત્યુવશ થયેલો આ બાળક ભલે ભૂમિપર સૂઈ રહે, પણ લોહિત (રાતાં) નેત્રવાળા ગુડાકેશ, વિજયને જીવતો થવા દે.૧૩ હે સુભગે! પુરુષો બહુ ભાર્યા કરે તેમાં કંઈ દોષ નથી, પણ સ્ત્રીઓને ઘણા ભર્તાર કરવામાં દોષ થાય છે, માટે તારી તેવી બુદ્ધિ થાઓ મા.૧૪ ધાતા(જગતના કર્તા)એ આ સખ્ય (પતિ અને પત્ની વચ્ચેની મૈત્રી) તો કરેલું છે. તે સખ્યને તું શાશ્વત અને તોડાય નહિ તેવું જાણ. એ જ સખ્યને સત્ય અને ઉત્તમ સંગ માનજે.૧૫ પુત્ર પાસે ઘાત કરાવેલા આ મારા પતિને જો. આજે તું મને એને જીવતો ન બતાવીશ તો હું આજે મારું જીવત (પ્રાણ) છોડી દઇશ.૧૬ હે દેવિ! પતિ અને પુત્ર વિના કરી મૂકેલી એવી, દુઃખથી ઘેરાઈ ગયેલી એવી હું અહિંયાંજ તારાં દેખતાંજ લાંઘણ કરતી બેસીશ, એમાં તું સંશય કરતી ના."૧૭

તે પછી હે જનાધિપ! પોતાની શોકય પન્નગરાજાની દીકરીને આ પ્રમાણે કહીને લાંઘણ ઠરવાવાળી ચૈત્રવાહિની મૂંગી બેઠી.૧૮ તે પછી વિલાપ કરતી વિરામ પામેલી તે પોતાના ભર્તાના બન્ને પગ લઇને, શ્વાસ ચાલી રહેલા છે એવા પુત્રને તાકીને જોતી, દીન બની ગયેલી તે ભોંયપર બેઠી.૧૯ પછી પાછી સંજ્ઞા મેળવીને તે બભ્રુવાહન રાજાએ આવી સ્થિતિમાં પોતાની માતાને રણભૂમિમાં જોઇને આમ કહ્યુંઃ-૨૦ "સુખમાં ઉછરેલી મારી માતા, ભૂમિપર પડેલા પોતાના મૃત

વીર પતિની પાછળ સૂએ, એના કરતાં વધારે દુઃખકારક મને શું હોય?[૨૧] રણમાં શત્રુઓના હણનારાને, સર્વ શસ્ત્રધારીઓમાં ઉત્તમને અને દુઃખે કરીને મરાય તેવાને યુદ્ધમાં જોતજોતામાં મેં મારી નાંખ્યો![૨૨] અહો! વિશાળ છાતીવાળા, મહાબાહુવાળા પોતાના પતિને હણાયેલો જોતી આ દેવી(ઉલૂપી)નું હૃદય દૃઢ છે તે ચીરાઈ જતું નથી![૨૩] આલોકમાં, હું માનું છું કે, કાળ આવ્યા વિના માણસનું મરવું મુશ્કેલ છે. કારણ કે જીવિતથી મને કે મારી માતાને છૂટી પડાતી નથી અર્થાત્ મારી માતા સાથે હું પણ મરીશ.)[૨૪] હાહા! ધિક્કાર છે કે અહિંયા હણાયેલા કુરુઓમાં સર્વથી વીર પુરુષના પુત્ર એવા મેં જ જાણી જોઈને તેનું સોનાનું બખ્તર વિંધીને જમીન પર નાંખ્યું તે જુઓ![૨૫] અરે અરે બ્રાહ્મણો! મેં દીકરાએ જ મારી નાંખેલા મારા વીર પિતાને જમીન પર વીર શયનમાં સુતેલા જુઓ![૨૬] કુરુઓમાં મુખ્ય(યુધિષ્ઠિર)ના ઘોડાની સાથે જનારો આજે મારાથી હણાયો છે તેની કયી શાંતિ તેની સાથના બ્રાહ્મણો કરે છે?[૨૭] હે વિપ્રો! આજે અહિં મને, અને ક્રૂર, પાપી તથા પિતાને રણમાં હણનારા એવા મને કયું પ્રાયશ્ચિત્ત કરવું તે કહો.[૨૮] પિતાને મારીને અત્યંત ક્રૂર એવા મારે તો આની ચામડીથી વિંટાઇને બાર વર્ષ દુઃખમાં ગાળવાં જોઈએ.[૨૯] કારણ કે આજે મારા પિતાને મેં જ માર્યા પછી આજે હવે મારે તો મારા પિતાના શિર અને કપાલ લેનારાને બીજું કોઈ પ્રાયશ્ચિત્ત છે જ નહિં.[૩૦] હે ઉત્તમ નાગની દીકરી! મારાથી હણાયેલા આ તારા પતિને તું જો. ખરેખર અર્જુનને યુદ્ધમાં મારીને મેં તો તારું પ્રિય કર્યું છે.[૩૧] હવે આજે હું મારા પિતાએ સેવેલી ગતિ(માર્ગ)એ જઇશ. હે શુભે! હું પોતે પોતાના આત્માને ધારણ કરવાને શક્તિમાન્ નથી.[૩૨] પછી હું તથા મારી માતા તથા ગાંડીવ ધનુષવાળા મરી ગયા પછી તું સુખી થાજે. હે દેવિ! હું સત્ય કહું છું કે, મારા આત્માને (આ દેહમાં) રાખી શકીશ નહિ."[૩૩]

એટલું કહીને દુઃખ અને શોકથી દબાઈ ગયેલો તે રાજા, હે મહારાજ! હાથમાં જળ લઈને દુઃખથી આ વચન બોલ્યો કે,[૩૪] "હે સ્થાવર અને જંગમ સર્વ ભૂતો! સાંભળો. હે માતા! તું તથા, હે ઉત્તમ સર્પપુત્રી! તું પણ હું સત્ય કહું છું તે સાંભળ.[૩૫] જો નરોમાં ઉત્તમ એવો મારો પિતા જય ઉઠશે નહિ તો આજ રણપ્રદેશમાં હું મારા કલેવરને સૂકાવી નાંખીશ.[૩૬] કારણકે પિતાને હણીને મારે બહાર નિકળવાનો કોઈ માર્ગ છે નહિ. ગુરુ(પિતા)ના વધથી દુઃખી થયેલો હું ખરેખર નરકમાં જઇશ.[૩૭] વીર ક્ષત્રિયને હણ્યા પછી સો ગાય આપવાથી મુક્ત થવાય છે, પણ પિતાને હણીને મારો મોક્ષ મને દુર્લભ થયો છે.[૩૮] આ પાંડુપુત્ર મહાતેજસ્વી ધનંજય તો એક જ હતો. તે ધર્માત્મા મારો પિતા હતો. તેને માર્યા પછી મને મોક્ષ ક્યાંથી મળે?"[૩૯]

હે નૃપતિ! ધનંજયનો પુત્ર, તે મહામતિવાળો રાજા આ પ્રમાણે કહીને જળસ્પર્શ કરીને લાંઘણ કરવાનું વ્રત લઇને શાંત પડ્યો.[૪૦] મણિપૂરનો માલિક રાજા, હે પરંતપ! પિતાના શોકથી ઘેરાયેલો રાજા પોતાની માતા સહિત લાંઘણ કરવા મંડ્યો એટલે[૪૧] ઉલૂપીએ સંજીવ મણિનું ચિંતવન કરવા માંડ્યું, એટલે પન્નગોનો આધાર એવો તે મણિ આવીને હાજર થયો.[૪૨] હે કૌરવ્ય! નાગરાજપતિની દીકરીએ તેને લઇને, સૈનિકોનાં મનને ખુશ કરે તેવી વાણી કહેવા માંડી.[૪૩] "હે પુત્ર! ઊભો થા, શોક કર ના; તારાથી આ જિષ્ણુ જિતાયેલો નથી. આ પુરુષ, વાસવ (ઇન્દ્ર) સહિત દેવોથી પણ જિતાય તેવો નથી.[૪૪] પણ મેં, પુરુષમાં ઇન્દ્ર જેવા, યશસ્વી તારા પિતાનું ભલું કરવા માટે મોહની નામની આ માયા બતાવી છે.[૪૫] હે કૌરવ! તું તેના પુત્રના બળને જાણવાની ઇચ્છાવાળો એ શત્રુના વીરોને સંહાર કરવાવાળો, હે રાજન્! તારી સાથે સંગ્રામમાં લડવાને આવ્યો હતો.[૪૬] તેટલા માટે, હે પુત્ર! યુદ્ધ કરવા માટે મેં તને દબાવ્યો હતો. હે પુત્ર! હે પ્રભો! તું તારાથી જરા જેટલું પણ પાપ થવાની શંકા કર મા.[૪૭] આ મહાન્ આત્માવાળા પુરાણ ઋષિ છે, શાશ્વત છે, અક્ષર છે, માટે હે પુત્રક! શક્ર પણ એને સંગ્રામમાં જિતવાને શક્તિમાન્ નથી.[૪૮] હે વિશાંપતિ! આ મારો દિવ્ય મણિ હું લાવી છું, તે નિત્ય તદન મરણ પામેલા પન્નગેન્દ્રોને પણ જીવતા કરે છે.[૪૯] હે પ્રભો! તું તારા પિતાની છાતીપર આને મૂક, એટલે તું પાંડવ પાર્થને સજીવન થયેલા જોઇશ."[૫૦]

આમ કહ્યું એટલે અમાપ તેજવાળા, જેણે પાપ કર્યું નથી એવા બભ્રુવાહને સ્નેહથી પોતાના પિતા પાર્થની છાતી પર તે મણિ મૂક્યો.[૫૧] તે મણિ તેણે મૂક્યો, એટલે વીર, બળવાન્ જિષ્ણુ જીવતો થયો, અને ચોળવાથી લોહિયાળ થયેલાં નેત્રવાળો તે લાંબો સમય સૂતો હોય તેમ જાગૃત થયો.[૫૨] તે મહાત્માને, મોટા મનવાળાને જાગૃત થયેલો, સંજ્ઞા (ભાન) આવેલી, પોતાના પિતાને સ્વસ્થ થયેલો જોઇને બભ્રુવાહને તેને વંદન કર્યું.[૫૩] હે પ્રભો! પુરુષોમાં વ્યાઘ્ર જેવો તે પાછો ઊભો થયો, તે લક્ષ્મીમાન્ થયો ત્યારે પાકશાસને (ઇન્દ્રે) દિવ્ય, પવિત્ર પુષ્પો તેના પર વર્ષાવ્યાં,[૫૪] મેઘના જેવા નાદ કરતા દુંદુભિઓ વગાડ્યા વિના મોટો સ્વર કરવા

લાગ્યા, અને આકાશમાં અતિ મહાન્ સ્વર થયા કે, ‘સારું થયું, સારું થયું.’[૫૫] તે પછી મહાબાહુ ધનંજય સારી રીતે સ્વસ્થ થઇને ઉભો થયો, અને બભ્રૂવાહનને ભેટીને તેનું માથું ખૂબ સૂંઘ્યું.[૫૬] વળી દૂર શોકથી સૂકાઈ ગયેલી તેની માતાને ઉલૂપીની સાથે ઉભેલી જોઈ એટલે ધનંજયે પૂછ્યું કે,[૫૭] ‘આ સર્વ રણભૂમિ શોક, વિસ્મય, અને આનંદમય જેવી કેમ જોવામાં આવે છે? હે શત્રુને હણનારા! જો તને કંઈ ખબર હોય તો તું કહે.[૫૮] તારી જનેતા રણભૂમિમાં કેમ આવી છે? વળી નાગેન્દ્રની દીકરી આ ઉલૂપી પણ અહિં કેમ આવી છે?[૫૯] હું જાણું છું તેમ મારાં વચનથી તેં મારી સાથે યુદ્ધ કર્યું હતું. તો આ સ્ત્રીઓ અહિં કેમ આવી પહોંચી, તેનો હેતુ જાણવાને હું ઇચ્છું છું.”[૬૦]

આ પ્રમાણે અર્જુને પૂછ્યું, એટલે વિદ્વાન્ મણિપૂર પતિએ મસ્તક નમાવીને કહ્યું કે, ‘એ માટે આ ઉલૂપીને પૂછો.’[૬૧]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वांतर्गत अनुगीतापर्वमां
‘अश्वानुसरणमां अर्जुननो पुनर्जन्म’ ए नामनो
अध्याय ८० मो समाप्त

---

## અધ્યાય ૮૧ મો

### ભીષ્મને માર્યાનું અર્જુને કરેલું પ્રાયશ્ચિત્ત

અર્જુન કહે છેઃ-‘હે કૌરવ્યકુલ (ના પુરુષને) ખુશ કરનારી! આ રણમેદાનમાં શા માટે તારું તથા મણિપૂરના રાજાની માતાનું આગમન થયું છે?[૧] હે ભુજગની દીકરી! આ રાજાનું કંઈ કુશળ કરવાની ઇચ્છાવાળી તું છો કે, હે ચપળ નેત્રવાળી! મારું કંઈ શુભ કરવાને ઇચ્છે છે?[૨] હે વિશાળ શ્રોણિ(ફૂલા)વાળી! હે પ્રિય દર્શનવાળી! મેં કે આ બભ્રુવાહને અજ્ઞાનથી પણ તારું કંઈ અપ્રિય તો કર્યું નથી ના?[૩] કે તારી શોક્ય, રાજપુત્રી, ચૈત્રવાહનજાતિની, ઉત્તમ અંગવાળી ચિત્રાંગદાએ તો કંઈ અપરાધ કર્યો નથી ના?’

સર્પરાજની દીકરીએ ખડખડાટ હસતાં તેને કહ્યું કે, “તેં મારો કોઈ અપરાધ કર્યો નથી કે બભ્રુવાહને પણ કર્યો નથી.[૫] તેમ મારી દાસીની પેઠે ઉભેલી એની જનેતાએ પણ કોઈ અપરાધ કર્યો નથી. મેં જે આ સર્વ કર્યું છે તે બરાબર સાંભળો.[૬] હું મસ્તક નમાવી પ્રસન્ન કરીને તને કહું છું કે, તારે મારાપર કોપ કરવો નહીં. હે કૌરવ્ય! હે વિભો! તારાં પ્રિયને માટે જ મેં આ કર્યું હતું.[૭] હે મહાબાહો! હે ધનંજય! તે જે છે તે સર્વ સાંભળ. મહાભારતના યુદ્ધમાં તેં શંતનુના પુત્ર રાજાને (ભીષ્મને) અધર્મથી હણ્યો હતો તેનું હે પાર્થ! તેં આ પ્રાયશ્ચિત્ત (નિષ્કૃતિ) કર્યું છે. કારણ કે હે વીર! લડીને તેં ભીષ્મને પાડ્યો ન હતો,[૮-૯] પણ શિખંડી સાથે મળેલા તેં તેના આશ્રયે (તેની પાછળ) રહીને તેને માર્યો હતો. એ અધમકર્મની શાંતિ કર્યા વિના જો તું જીવિત ત્યજી દેતે[૧૦] તો તે પાપકર્મને લીધે તું નિશ્ચય નરકમાં જ પડતે. (તારે માટે) તેની આવી શાંતિ વસુઓએ અને ગંગાએ નક્કી કરી હતી, તે તને તારા પુત્રદ્વારા, હે મહામતિવાળા! હે વસુધાપાલ! મળી છે.[૧૧] પૂર્વે વસુઓએ જે આ કહ્યું તે, હે નૃપ! જયારે શંતનુનો પુત્ર હણાયો ત્યારે ગંગાના તીર પર ગયેલી જે હું, તેના સાંભળવામાં આવ્યું હતું.[૧૨] ત્યારે દેવો અને વસુઓ ભેગા થઈને મહા નદીએ આવ્યા અને સ્નાન કરીને ભાગીરથીની સંમતિથી આ ઘોર વચન કહ્યાં કે,[૧૩] ‘હે ભાવિનિ! શંતનુનો આ પુત્ર ભીષ્મ બીજા સાથે સંગ્રામમાં રોકાયો હતો અને જયારે યુદ્ધ કરતો ન હતો ત્યારે સવ્યસાચીએ તેને મારી નાંખ્યો છે. તેનાં આ કાર્ય માટે અમે આજે ધનંજયને[૧૪] શાપ આપીએ છીએ.’ એટલે તેણે (ગંગાએ) કહ્યું કે, ‘તેમ થવા દો.’ તેથી જેની ઇન્દ્રિયો વ્યથા પામી હતી એવી હું નીચે (પાતાળમાં) ગઈ અને મારા પિતાને તે સર્વ કહ્યું.[૧૫] તે સાંભળીને તે પણ અતિ દુઃખી થયા. પછી મારા પિતા વસુઓ પાસે ગયા અને તારા માટે (ક્ષમાની) યાચના કરી.[૧૬] તેણે ફરી ફરીને તેમને પ્રસન્ન કર્યા એટલે તેઓએ એને આ પ્રમાણે કહ્યું કે,[૧૭] ‘હે મહાભાગ! મણિપુરનો જુવાન રાજા તેનો પુત્ર થાય છે. રણમાં ઉભા રહીને તે એને બાણોવડે ભૂમિપર તોડી પાડશે. જયારે તેમ થશે ત્યારે, હે નાગેન્દ્ર! તે શાપમાંથી મુક્ત થશે.[૧૮] હવે તું જા,’ એમ વસુઓએ તેને કહ્યું અને તેણે (પાછા આવીને) એ મને કહ્યું. તે સાંભળીને મેં તે શાપમાંથી તને (આજે) છોડાવ્યો છે.[૧૯] દેવોનો રાજા (ઇન્દ્ર) પણ સમરાંગણમાં તારો પરાજય કરે તેમ નથી. (પણ અત્રે તારા પુત્રે તારો પરાજય કર્યો છે. કારણ કે) (શાસ્ત્રમાં) પુત્રને આત્મા કહ્યો છે તેટલાં માટે તારો (પુત્રને હાથે એટલે પોતાને હાથેજ) અહિં પરાજય થયો છે.[૨૦] હે વિભો! આમાં મારો દોષ નથી, તો તું મને કેમ દોષિત માનશે? (અર્થાત ન જ માનશે).”

વિજયને આ પ્રમાણે ઉલૂપીએ કહ્યું, એટલે પ્રસન્ન આત્માવાળા વિજયે આમ કહ્યું કે,[૨૧] ‘હે દેવિ! આ તેં જે કર્યું છે તે સર્વ મને (મારે માટે) અતિ પ્રિય કર્યું છે.’ આમ તેને કહીને મણિપૂરના પતિ એવા પોતાના પુત્રને જયે કહ્યું કે,[૨૨] કુરુકુળની દુહિતા (પુત્રવધૂ) ચિત્રાંગદાના સાંભળતાં (કહ્યું કે), ‘યુધિષ્ઠિરનો અશ્વમેધ યજ્ઞ ચૈત્ર સુદી પૂર્ણિમાએ થશે.[૨૩]

ત્યાં હે નૃપ! તારા અમાત્યો અને (આ) બે માતાઓ સાથે તું આવજે.'૨૪

આ પ્રમાણે રાજા બભ્રુવાહનને પાર્થે કહ્યું, એટલે જેની આંખમાં પાણી આવી ગયાં છે એવા તે બુદ્ધિમાને પોતાના પિતાને કહ્યું કે,૨૫ 'હે ધર્મજ્ઞ! આપની આજ્ઞાથી હું અશ્વમેધ નામના મહા યજ્ઞમાં દ્વિજાતિ( બ્રાહ્મણાદિ )ના પીરસનાર તરીકે આવીશ.૨૬ મારાપર અનુગ્રહ કરવાને પોતાના જ શહેરમાં પોતાની બે ભાર્યા સાથે, હે ધર્મજ્ઞ! તું પ્રવેશ કર. એમાં કાંઈ વિચારવાનું છે નહિ.૨૭ હે પ્રભો! અહિં પોતાના ભવનમાં સુખે એક રાત વાસો કરીને, હે જય મેળવનારાઓમાં શ્રેષ્ઠ! પુનઃ અશ્વાનુગમન કરજે.'૨૮

વાનરનાં ચિહ્નની પતાકાવાળાને પુત્રે આમ કહ્યું, એટલે કૌંતેયે ( કુન્તીના પુત્રે ) ચિત્રાંગદાના પુત્રને હસીને કહ્યું કે,૨૯ 'હે મહાબાહો! મેં કેવી દીક્ષા લીધી છે તે તને જાણીતું છે. હે વિશાળ લોચનવાળા! એ દીક્ષા પૂર્ણ થાય ત્યાં સૂધી હું કોઈ નગરમાં પ્રવેશ કરીશ નહિ.૩૦ હે નરમાં ઉત્તમ! આ યજ્ઞમાં હોમવાનો ઘોડો પોતાની મરજીમાં આવે તેમ હવે જાય છે. તારું કલ્યાણ થાઓ. ( હવે ) હું જઈશ. મારું કોઈ સ્થાન જ નથી'.૩૧ તે પછી તેણે ( બભ્રુવાહને ) પાકશાસન(ઇંદ્ર)ના પુત્રની વિધિ પ્રમાણે પૂજા કરી, અને ભરતોમાં ઉત્તમ તે અર્જુન પોતાની બે ભાર્યાઓની રજા લઇને ચાલી નીકળ્યો.૩૨

इति श्रीमहाभारतमां आश्रमेधिकपर्वमां अनुगीतापर्वमां "अर्जुननुं मणिपूरथी प्रयाण" ए नामनो अध्याय ८१ मो समाप्त

## અધ્યાય ૮૨ મો

### મગધરાજનો પરાજય

વૈશમ્પાયન કહે છેઃ-સમુદ્ર જેનો છેડો છે એવી આ પૃથિવી ઉપર રખડીને એ ઘોડાએ, હે રાજન્! વારણસાહ્વય ( હસ્તિનાપૂર ) તરફ પોતાનું મુખ પાછું ફેરવ્યું.૧ એટલે ઘોડાની પાછળ પાછળ જનાર કિરીટી (મુકુટ ધરનાર) પણ પાછો ફર્યો, અને અચાનક યદચ્છાથી રાજગૃહ નામના પુરમાં આવી પહોંચ્યો.૨ હે પ્રભો! તેને પોતાના રાજ્યમાં આવેલો જોઇને ક્ષત્રધર્મ પાળનારા, વીર, સહદેવના* પુત્રે યુદ્ધને માટે આહ્વાન કર્યું.૩ રથમાં બેઠેલો, ધનુષ હાથમાં લેઇને, શર (બાણનાં ભાથાં) બાંધીને અને તલ (ચામડાંનાં મોજાં)ને હાથમાં ચઢાવીને મેઘસંધિએ નગરમાંથી બહાર નીકળીને પાંઉપ્યાદા ધનંજયપર હલ્લો કર્યો.૪ હે મહારાજ! મહાતેજવાળો મેઘસંધિ ધનંજય પાસે આવીને બાલભાવથી અને કુશળતા વિના આ પ્રમાણે કહેવા લાગ્યો કે,૫ 'હે આર્ય! હે ભારત! આ તારો વાજી (ઘોડો) સ્ત્રીઓની મધ્યમાં છે કે શું? હું એને હરી જઇશ, માટે એને છોડાવવાને તું પ્રયત્ન કરજે.૬ કદાચ જો મારા પિતાઓએ (કુટુંબના મોટાઓએ) યુદ્ધમાં તને વિવેક શિખવ્યો ન હશે, પણ હું તારું આતિથ્ય કરીશ. ઘા કર, અને હું (પણ) ઘા કરું છું.'૭ આ પ્રમાણે તેણે પાંડવને કહ્યું, એટલે પાંડવે જોરથી જાણે હસીને તેને જવાબ આપ્યો કે, 'વિઘ્ન કરનારને વારવો, એવું વ્રત મેં લીધું છે.૮ હે નૃપતિ! મારા મોટા ભાઇએ તે લેવડાવેલું છે, તે તને પણ ખરેખર જાણીતું છે. તારી શક્તિ પ્રમાણે તું પ્રહાર કર, મને તેથી ક્રોધ ચઢશે નહિ.'૯

આ પ્રમાણે કહ્યું એટલે મગધેશ્વરે, હજાર નેત્રવાળો ઇંદ્ર વર્ષાદ વર્ષાવે તેમ, હજારો બાણો વરસાવતાં પાંડવપર પ્રથમ પ્રહાર કર્યો.૧૦ તે પછી શૂર ગાંડીવધારીએ, ગાંડીવમાંથી છૂટેલાં બાણોવડે, હે ભરતર્ષભ! પ્રયત્નપૂર્વક ફેંકેલાં તેનાં બાણોને નકામાં કરી નાંખ્યાં.૧૧ તેના બાણના ઓઘ(પ્રવાહ)ને નકામો કરી નાંખીને જેના વાવટાપર વાનરનું ચિહ્ન છે એવા ( અર્જુને ), જાણે બળતા મોંઢાવાળા પન્નગો (સર્પો) હોય, તેવાં પ્રકાશિત બાણો તેના પર મૂકયાં.૧૨ ધ્વજાપર, પતાકાના દંડપર, રથપર, યંત્ર(ધનુષ)પર, ઘોડાઓપર, અને રથના બીજા ભાગોપર ( તેણે બાણો છોડ્યાં, પણ રાજાના ) શરીરપર કે સારથિ પર (છોડ્યાં) નહિ.૧૩ સવ્યસાચી પાર્થે જોકે તેના શરીરનું રક્ષણ કર્યું, છતાં તેમાં પોતાનું પરાક્રમ માનીને મગધના રાજાએ સામાં બાણો ફેંકયાં.૧૪ એટલે મગધના રાજાનાં બાણોથી ઘણો હણાયેલો ગાંડીવ ધનુષધારી, વસન્ત સમયમાં પુષ્પોવાળું પલાશ વૃક્ષ શોભે, તેમ શોભી રહ્યો.૧૫ પાણ્ડવે તેને હણ્યો નહિ, એટલે તે મગધપતિએ પાંડવોમાં ઉત્તમ પુરુષને સામો માર્યો અને તે લોકવીરની નજર આગળ, હે કૌરવ્ય! ઉભો રહી શકયો.૧૬ પછી ક્રોધમાં આવેલા સવ્યસાચીએ જોરથી પોતાનું ધનુષ ખેંચીને તેના ઘોડાઓને નિર્જીવ કરી નાંખ્યા અને તેના સારથિનું ડોકું કાપી નાંખ્યું,૧૭ અને એક ક્ષુર(બાણ) વડે તેનું મોટું અને વિચિત્ર ધનુષ અને તેના હાથનાં મોજાં કાપી નાંખ્યાં, અને પતાકા અને ધ્વજદંડને નીચે

* જરાસંધનો પુત્ર સહદેવ હતો ને તેનો આ પુત્ર હતો. જરાસંધને મારીને સહદેવને ગાદીએ બેસાર્યો હતો. આ વાત સભાપર્વમાં છે. રાજગૃહનો માલિક જરાસંધ હતો.

પાડી નાંખ્યાં.૧૮ ઘોડા વિનાનો, ધનુષ વિનાનો, સારથિ વિનાનો થયેલો તે રાજા વ્યથા પામ્યો, અને એક ગદા લઇને વેગથી કૌંતેય પર ધસી ગયો.૧૯ તે પાસે આવ્યો એટલે (અર્જુન) ઝડપથી સુવર્ણથી મઢેલી તે ગદાના, ગીધ પક્ષીના પીછાવાળાં ઘણાં બાણોવડે ઘણા કટકા કરી નાંખ્યા.૨૦ મણિબંધનો કપાઈ ગયેલી એવી, કટકે કટકા થઇ ગયેલી એવી તે ગદા, હાથમાંથી જોરથી છોડી દીધેલી વ્યાલી(સાપેણ)ના જેમ, ધરણીતલપર પડી.૨૧ પછી કપિની ધ્વજાવાળા (અર્જુન) રથ વગરના, ધનુષ વિનાના, અને ગદા વિનાના થયેલા એવા મેઘસંધિ તેને સાંત્વનપૂર્વક આ વચન કહ્યું કે,૨૨ 'હે પુત્ર! તેં તારો આ ક્ષત્રધર્મ સંપૂર્ણ બતાવ્યો છે. માટે હવે જા. હે પાર્થિવ! આ યુદ્ધમાં તારાં બાળકનાં કર્મો (પરાક્રમો) બહુ થયાં છે.૨૩ યુધિષ્ઠિરનો એને હુકમ છે કે નૃપોને મારવા નહિ. તેથી હે રાજન્! તેં મારો અપરાધ કર્યા છતાં પણ રણમાં તું જીવતો રહ્યો છે.'૨૪ આમ જાણીને પોતાના આત્માનો છૂટકો થયો છે એમ મગધના રાજાએ સત્ય માનીને તેની પાસે હાથ જોડીને જઈને સત્કાર કર્યો.૨૫ તેણે કહ્યું કે, 'હું પરાજય પામ્યો છું. તારું કુશળ થાઓ! હું અત્રે યુદ્ધ કરવાનો ઉત્સાહ રાખતો નથી. જે જે કંઈ મારે કરવાનું હોય તે આજે મને કહો એટલે તે થયું જ સમજો.'૨૬ અર્જુને તેને આશ્વાસન આપીને પુનઃ આ વાક્ય કહ્યું કે, '(યુધિષ્ઠિર) રાજાના અશ્વમેધમાં ચૈત્રી પૂર્ણિમાને દિવસે આવજે.'૨૭ આ પ્રમાણે અર્જુને કહ્યું એટલે 'ઠીક છે' કહીને તે સહદેવના પુત્રે વિધિપૂર્વક તે ઘોડાની અને યુદ્ધમાં શ્રેષ્ઠ એવા ફાલ્ગુનની પૂજા કરી.૨૮ પછી ત્યાંથી તે કેસરી (વીર) પોતાની ઇચ્છા પ્રમાણે સમુદ્રને તીરે તીરે બંગ, પુંડ્ર અને કોસલના દેશોમાં ગયો.૨૯ ત્યાં ત્યાં મ્લેચ્છોનાં અનેક સૈન્યોપર ગાંડીવ ધનુષવડે, હે રાજન્! ધનંજયે વિજય મેળવ્યો.૩૦

इति श्रीमहाभारतमां आश्रमेधिकपर्वविषे अनुगीतापर्वमां "मगधना राजानो पराजय" ए नामनो अध्याय ८२ मो समाप्त

## અધ્યાય ૮૩ મો

### દિગ્વિજય અને અશ્વાનુગમન

વૈશમ્પાયન કહે છેઃ–હે રાજન્! મગધના રાજાથી પૂજાયેલો, શ્વેત વાહનવાળો પાંડવ દક્ષિણ દિશા તરફ તે ઘોડાને લઈ ગયો (પાછળ ગયો).૧ પછી ઇચ્છાનુસાર ચાલવાવાળો તે બળવાન્ ઘોડો પાછો ફરીને ચેદીઓની 'શુક્તિ' સાહ્વય નામની રમ્ય પુરીમાં આવી પહોંચ્યો.૨ ત્યાં શિશુપાલના પુત્ર શરભે તેની પ્રથમ યુદ્ધવડે પૂજા કરી, અને પછી તે મહાબળવાનની પૂજાવડે સત્કાર થયો.૩ ત્યાં પૂજાયેલો તે ઉત્તમ અશ્વ, હે રાજન્! પછી કાશી, અંગ, કોસલ, કિરાત અને તંગણના રાજ્યોમાં ગયો.૪* ત્યાં યથાન્યાયે પૂજાનો સ્વીકાર કરીને કુંતીનો પુત્ર ધનંજય પાછો ફરીને દશાર્ણોના દેશ (ભારતના મધ્ય ભાગમાં) તરફ ગયો.૫ ત્યાં શત્રુનું મર્દન કરનાર બળવાન્ ચિત્રાંગદ નામનો રાજા હતો. તેની સાથે વિજયનું અતિભયંકર યુદ્ધ થયું,૬ અને તેને પણ વશ કરીને પુરુષોમાં ઋષભ (આખલા) જેવો કિરીટી (મુકુટવાળો) નિષાદરાજ એકલવ્યના દેશમાં ગયો.૭ એકલવ્યના પુત્રે યુદ્ધવડે તેને રોકયો. ત્યાં નિષાદો સાથે રોમાંચ થાય એવું યુદ્ધ કર્યું.૮ ત્યાં યુદ્ધમાં પરાજય ન પામે એવા દુર્ધર્ષ એવા કૌંતેયે યજ્ઞમાં વિઘ્ન કરવાને આવેલા તેને પણ યુદ્ધમાં જિતી લીધો.૯ હે મહારાજ! પાકશાસનના પુત્રે તે નિષાદોના રાજાને જિતી લેઇને તેમનો સત્કાર મેળવીને દક્ષિણ તરફ, સાગર તરફ પાછો ગયો.૧૦ ત્યાં પણ દ્રવિડો, આંધ્રો, રૌદ્રો, માહિષકો (મહીસૂરીઓ) તથા કોલ્લગિરિમાં રહેનારાઓ સાથે કિરીટીને યુદ્ધો થયાં હતાં.૧૧ તેઓને પણ અતિ તીવ્ર કર્મો વિના (સહેલથી) જિતી લેઈને, તુરંગ(અશ્વને)વશ ચાલનાર વિજય સુરાષ્ટ્રોના† મુલક તરફ ગયો.૧૨ માર્ગમાં તે ગોકર્ણ‡ અને તે પછી પ્રભાસ પણ ગયો. ત્યાંથી વૃષ્ણિવીરોથી રક્ષાતી રમ્ય દ્વારાવતીમાં૧૩ કુરુ રાજાનો યજ્ઞનો શ્રીમાન્ ઘોડો આવી પહોંચ્યો. એટલે યાદવ જુવાનિયાઓ તે ઉત્તમ અશ્વને જોરથી પકડીને લઇ ગયા.૧૪ એટલામાં ઉગ્રસેને, હે રાજન્! તેઓને વાર્યા. પછી વૃષ્ણિઓ અને અંધકોના રાજાએ (ઉગ્રસેને) પુરની બહાર આવીને,૧૫ કિરીટીના મામા વસુદેવ સહિત બે જણાએ કુરુઓમાં શ્રેષ્ઠ પુરુષને મળીને વિધિ પ્રમાણે પ્રીતિપૂર્વક૧૬ ભરતોમાં શ્રેષ્ઠની પરમ પૂજાવડે સેવામાં હાજર થયા. પછી તેઓની રજા લઇને જ્યાં ઘોડો ચાલ્યો ત્યાં (અર્જુન) તેની પાછળ ચાલ્યો.૧૭ પછી ત્યાંથી ઘોડો સમુદ્રના પશ્ચિમ દેશ તરફ ચાલ્યો અને ત્યાંથી ધીમે ધીમે ફરતા ફરતા પંચનદ (પંજાબ) નામના સમૃદ્ધિવાળા દેશમાં ગયો.૧૮ ત્યાંથી હે કૌરવ્ય! તે ઘોડો ગંધારના§ મુલકમાં, કૌંતેયને પોતાની પાછળ

* અત્રે મૂળમાં કાશી, અંગ, કોસલ, કિરાત અને તંગણ અનેક વચનમાં વાપરેલા છે. તેથી એવો ભાવાર્થ થાય છે કે એ નામો જાતિવાચક છે. મુલકો જાતિનાં નામથી ઓળખવાનો અસલથી રિવાજ છે તેનો આ દૃષ્ટાંત છે. † સુરાષ્ટ્ર તે હાલનો કાઠીયાવાડ દેશ. ‡ ગોકર્ણ કારવારથી જવાય છે. તે દરિયા કિનારે આવેલું છે. § ગંધાર તે હાલનો કંદહાર દેશ.

લઈને, ઇચ્છાનુસાર ફરતો ફરતો ગયો.[૧૯] ત્યાં પૂર્વના વૈર પ્રમાણે ચાલનારો શકુનિનો પુત્ર જે ગાંધારોનો રાજા હતો, તેની સાથે કિરીટીને ઘોર યુદ્ધ થયું હતું.[૨૦]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'अश्वानुगमन' ए नामनो अध्याय ८३ मो समाप्त

## અધ્યાય ૮૪ મો
### શકુનિ પુત્રનો પરાજય

વૈશમ્પાયન કહે છેઃ-શકુનિનો પુત્ર વીર અને ગાંધારોમાં મહારથી હતો, તે એક મોટાં સૈન્યથી વિંટાઈને ગુડાકેશની સામા ગયો.[૧] તે સૈન્યમાં હાથી, ઘોડા અને રથ હતા, અને તે સૈન્ય પતાકા, ધ્વજા અને માળાઓવાળું હતું. શકુનિ રાજાના વધને માટે ક્ષમા ન કરનારા એવા યોધાઓ,[૨] શરાસન એટલે ધનુષને લઈને પાર્થની સામા ગયા. તેઓને અપરાજિત, ધર્માત્મા બીભત્સુએ (યુધિષ્ઠિરનાં વચન) કહ્યાં,[૩] પણ તેઓએ યુધિષ્ઠિરનાં હિત વચનને સ્વીકાર્યાં નહિ; પાર્થે સાંત્વનપૂર્વક વચનોથી વાર્યા છતાં તેઓ સહનશીલ થયા નહિ,[૪] અને ઘોડાને ઘેરીને લઈ ગયા, એટલે પાંડવને ક્રોધ ચઢયો. પછી પાંડવે તેઓનાં માથાં દીપ્ત અણિવાળાં બાણુવડે કાપી નાંખ્યાં.[૫] ગાંડીવમાંથી છૂટેલાં અસ્ત્રાની આકૃતિના જેવી અણિવાળા બાણોવડે થોડા યત્નથી જાણે અર્જુને (તેમનાં માથાં કાપી નાંખ્યાં). એટલે પાર્થથી કપાવા માંડેલા તેઓએ ગડબડમાં ઘોડાને છોડી મૂકયો,[૬] ને હે મહારાજ! બાણના વર્ષાદથી અતિ પીડા પામતા પાછા ફર્યા અને પાંડુનંદનને ગાંધારોએ રોકી રાખ્યો છતાં[૭] તે તેજસ્વી (પાંડુનંદને) તેઓનાં નામ દઈ દઈને તેમનાં માથાં નીચે પાડ્યાં (કાપી નાંખ્યાં). રણમાં જ્યારે સર્વ તરફથી ગાંધારોનો વધ થવા માંડ્યો ત્યારે[૮] શકુનિના પુત્ર રાજાએ પાંડવને અટકાવવા માંડ્યો. એટલે ક્ષત્રધર્મ પાળનારા યુદ્ધ કરતા તે રાજાને[૯] પાર્થે કહ્યું કે, 'રાજાની આજ્ઞાને લીધે હું રાજાઓનો વધ કરતો નથી. માટે હે વીર! તું યુદ્ધ કર ના, અને તારો પરાજય થવા દે ના.'[૧૦] શકુનિના પુત્રને અર્જુને આમ કહ્યું ત્યારે તેનો અનાદર કરીને અજ્ઞાનથી મોહિત થયેલા તેણે, ઝડપથી જનારાં બાણોવડે, શક્ર (ઇન્દ્ર)ના જેવા કર્મ કરનારાને છાઈ નાંખ્યો.[૧૧] માપી ન શકાય એવા આત્માવાળા પાર્થે, જેમ જયદ્રથનું શિર (ડાકું) ઉપાડી લીધું હતું તેમ, અર્ધચંદ્રાકારના બાણવડે તેનાં માથાંનો ટોપ ઉપાડી લીધો.[૧૨] આ કાર્ય જોઇને તે સર્વે ગાંધારો વિસ્મય પામી ગયા, અને તેઓ સમજ્યા કે, 'તેણે પોતાની ઇચ્છાથી જ તેમના રાજાને હણ્યો નથી.'[૧૩] પછી ગાંધારોનો રાજપુત્ર, ત્રાસ પામી ગયેલા મૃગો-(પશુઓ)ના જેવા તે સૈનિકો સાથે એક ક્ષણમાં પલાયન કરવા લાગ્યો.[૧૪] એટલે પાર્થે જોરથી નાસતા તેઓનાં માથાં ત્યાંજ પહોળાં ફણાવાળા ભલ્લ (બાણો) વડે કાપી નાંખ્યાં.[૧૫] પાર્થે નાંખેલાં, ગાંડીવમાંથી છૂટેલાં પહોળાં બાણોવડે કેટલાકોના ઉંચા કરેલા હાથો કપાઈ ગયા, તેની તેમને ખબર પડી નહિ (એટલો ગભરાટ થઈ રહ્યો હતો).[૧૬] ગભરાટમાં પડેલા માણસો, હાથીઓ અને અશ્વવાળું તે સૈન્ય નાસવા લાગ્યું, અને પડતું ગયું; તેમાં ઘણું હણાઈ ગયું અને નાશ પામ્યું; તે ફરી ફરીને ચક્કર લેવા લાગ્યું (એટલું ભાન ભૂલી ગયું હતું).[૧૭] અગ્ર્ય ઉત્તમ કર્મ કરનારા તે વીરની સામે કોઈ ઉભા રહ્યા નહિ. ધનંજયની સાથે જે શત્રુઓએ યુદ્ધ કર્યું, તેઓને તેણે મારી નાંખ્યા હતા.[૧૮] પછી વૃદ્ધ મંત્રીઓને આગળ રાખીને ભય પામેલી ગાંધાર રાજાની જનેતા ઉત્તમ અર્ઘ (પૂજાનો સામાન) આગળ રાખીને નગર બહાર આવી.[૧૯] તેણે અવ્યગ્ર (સ્વસ્થ) મનવાળા અને યુદ્ધમાં અતિ મદ રાખનારા પોતાના પુત્રને અટકાવ્યો અને કલેશ ન કરાવનારા જિષ્ણુને પ્રસન્ન કરવા લાગી.[૨૦] બળવાન્ બીભત્સુએ તેની પૂજા કરીને તેનાપર કૃપા કરી, અને શકુનિના પુત્રને સાંત્વન આપીને આ વાકય કહ્યું કે,[૨૧] 'હે મહાબાહો! સામું યુદ્ધ કરવાને આવી બુદ્ધિ તેં કરી, તે કંઈ સારું કર્યું નહિ. હે અમિત્રને મારનારા! હે અનઘ! તું તો મારો ભાઈ છો.[૨૨] ગાંધારી માતા યાદ આવવાથી અને ધૃતરાષ્ટ્રને લીધે, હે રાજન્! તું જીવતો રહ્યો છે અને તારા અનુચરો હણાઈ ગયા છે.[૨૩] આવું હવે થાઓ મા! વૈરને શાંત કર. આવી તારી બુદ્ધિ થાઓ મા. આપણા રાજાના અશ્વમેધમાં ચૈત્રી પૂર્ણિમાએ તું આવજે.'[૨૪]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'शकुनिपुत्रनो पराजय' ए नामनो अध्याय ८४मो समाप्त

## અધ્યાય ૮૫ મો
### અશ્વમેધનો સમારંભ

વૈશમ્પાયન કહે છેઃ-આમ કહીને ઇચ્છાનુસાર ચાલનારા ઘોડાની પાછળ પાર્થ ચાલ્યો. ત્યાંથી તે ઘોડો નાગાહ્વય નગર તરફના રસ્તે પાછો વળ્યો.[૧] ચારણુદ્વારા જ યુધિષ્ઠિરે તેને પાછો ફરેલો સાંભળ્યો, અને અર્જુનનું કુશળ સાંભળીને મનમાં તે અતિ હર્ષ પામ્યો.[૨] અને ગાંધાર દેશમાં તથા બીજા દેશોમાં

વિજયે કરેલાં કર્મોની વાત સાંભળીને તે અતિ પ્રસન્ન થયો.[૩] આ વખતે માઘ માસની બારસ હતી. ત્યારે ધર્મરાજા યુધિષ્ઠિરે સારું નક્ષત્ર જોઇને[૪] તે મહા તેજસ્વી મહીપતિએ પોતાના સર્વ ભાઇઓને ભીમ, સહદેવ, તથા નકુળને, હે કૌરવ! ભેગા કરીને,[૫] ધર્મ પાલનારાઓમાં શ્રેષ્ઠ એવા તેણે તે વખતે આ વચન કહ્યું. બોલનારાઓમાં શ્રેષ્ઠ એવા તેણે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ભીમને બોલાવીને કહ્યું કે,[૬] 'હે ભીમસેન! અશ્વ સાથે તારો નાનો ભાઈ પાછો આવે છે. આ વાત ધનંજયની સાથે જનારા મારા પુરુષોએ મને કહી છે.[૭] અને (યજ્ઞનો) કાળ પણ આવી લાગ્યો છે. આ ઘોડો પણ ફરીને આવે છે. હે વૃકોદર! આ માઘી પૂર્ણિમા આવી લાગી છે. હવે માસ એક રહ્યો છે.*[૮] માટે વેદમાં પારંગત એવા વિદ્વાન્ બ્રાહ્મણો પ્રતિષ્ઠા કરો અને વાજિમેધની અર્થસિદ્ધિને માટે યજ્ઞ કરવા યોગ્ય દેશ ભૂમિની તપાસ કરો.[૯] રાજાએ આ કહ્યું એટલે ભીમે, પુરુષોમાં ઉત્તમ ગુડાકેશને પાછો આવતો સાંભળીને પ્રસન્ન થઇને રાજાની આજ્ઞા પ્રમાણે કર્યું.[૧૦] પછી વિદ્વાન્ સ્થપતિઓ(પ્રતિષ્ઠા કરનારા શિલ્પીઓ)ની સાથે, યજ્ઞકર્મ કરવામાં કુશળ બ્રાહ્મણોને આગળ કરીને ભીમસેન (નગર) બહાર ગયો.[૧૧] તે કૌરવ્ય (ભીમે) વૃક્ષોના સમૂહવાળા, સૌંદર્યવાળા, મોટા સપાટ માર્ગોવાળા યજ્ઞવાટને યથાવિધિ (દોરીથી) મપાવ્યો.[૧૨] વળી ઉત્તમ મણિ જડેલ ભૂમિવાળા અને સુવર્ણ અને રત્નથી શોભાયમાન એવા સેંકડો મહેલો ત્યાં વિધિસર કરાવ્યા;[૧૩] સ્તંભો, સોનેરી ચિત્રો તથા બહુ તોરણો શુદ્ધ કાંચન આપીને યજ્ઞશાળાના ભાગોમાં[૧૪] અને જૂદા જૂદા દેશમાંથી આવનારા રાજાઓના અંતઃપુરોમાં તે ધર્માત્માએ જગ્યે જગ્યે યથાવિધિ કરાવ્યા.[૧૫] વળી જૂદા જૂદા દેશોમાંથી આવનારા બ્રાહ્મણો માટે કૌંતેયે (ભીમે) વિધિસર અનેક મકાનો બંધાવ્યાં.[૧૬] તથા રાજાની આજ્ઞાથી મહાબાહુ ભીમે, કલેશ ન થાય એવાં કર્મો કરનારા (અર્થાત્ ધર્માત્મા) રાજાઓને તેડવાને દૂતો મોકલાવ્યા.[૧૭] હે ઉત્તમ નૃપ! કુરુપતિને પ્રસન્ન કરવાને તેઓ અનેક રત્નો, સ્ત્રીઓ, અશ્વો, અને આયુધો લઇને ત્યાં આવ્યા.[૧૮] જૂદા જૂદા તંબુઓ(છાવણીઓ)માં નિવાસ કરી રહેલા તે તે મહાત્માઓનો, ગાજતા સાગરના સ્વર જેવો કોલાહલ આકાશને અડક્યો.[૧૯] કુરુઓની વૃદ્ધિ કરનારા તે રાજા(યુધિષ્ઠિરે) એ અભ્યાગતો (પ્રાહુણા તરીકે આવેલા)-ને અન્ન, પાનાદિકની અને મનુષ્યો વાપરે તેના કરતાં ચઢીયાતી શય્યાઓ આપવાનો હુકમ કર્યો.[૨૦] વળી શાલી (ડાંગર), શેરડી (સાકર) અને ગોરસ(દૂધ, માખણ, દહીં આદિ)થી ભરપૂર શાળા(તબેલા)ઓ તેમનાં વાહનોને માટે આપવાનો ભરતોમાં શ્રેષ્ઠ ધર્મરાજાએ હુકમ કર્યો.[૨૧] વળી ધીમાન્ ધર્મરાજાના તે મહાયજ્ઞમાં બ્રહ્મને જાણવાવાળા મુનિઓનાં ઘણાં ટોળાંઓ આવ્યાં હતાં.[૨૨] હે પૃથિવીપતિ! દ્વિજાતિમાં જે શ્રેષ્ઠ હતા તેઓ પણ પોતાના શિષ્યો સહ આવ્યા હતા. તેઓને કૌરવે (યુધિષ્ઠિરે) આવકાર આપ્યો.[૨૩] દંભનો ત્યાગ કરીને મહાતેજસ્વી યુધિષ્ઠિર જાતે જ તેઓ પોતાને ઉતારે પહોંચ્યા ત્યાં સૂધી તે સર્વેની પાછળ જતા હતા.[૨૪] પછી સ્થપતિ અને અન્ય જે કોઈ શિલ્પીઓ હતા, તેઓએ સર્વ યજ્ઞની વિધિ તૈયાર કરીને ધર્મ જાણનારા રાજાને તે નિવેદન કર્યું.[૨૫] સર્વ તૈયાર થયેલું સાંભળીને ધર્મરાજા તંદ્રા વગરના થઈ ગયા. પોતાના ભાઇઓ સહ સત્કાર પામેલા તે રાજા ઘણા ખુશી થયા.[૨૬]

તે યજ્ઞ શરુ થયો ત્યારે પરસ્પર જિતવાની ઇચ્છાવાળા, બોલવામાં કુશળ હેતુવાદ (તર્કનાં વાદ) કરનારાઓએ ઘણા હેતુવાદ કર્યા.[૨૭] હે ભારત! ત્યાં આવેલા રાજાઓ ભીમસેને દેવેન્દ્રના યજ્ઞના જેવો યજ્ઞનો ઉત્તમ વિધિ (વ્યવસ્થા) કર્યો હતો તે જોવા લાગ્યા;[૨૮] સુવર્ણનાં બનાવેલાં તોરણો, શય્યાઓ, આસનો અને વિહારો અને ઘણા મોટા મોટા રત્નના કરેલા સંચયો (ઢગો) જોવા લાગ્યા;[૨૯] ઘટો (જાતજાતના ઘડાઓ), પાત્રો, કડાઇઓ, કળશો, અને વર્ધમાનકો (એક જાતની થાળી અથવા ઢાંકણ) એ સર્વેમાં સુવર્ણનું ન બનાવેલું હોય એવું તે વસુધાધિપોએ કંઇ જોયું નહિ.[૩૦] ઘણા તેજવાળા તે રાજાઓએ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તૈયાર કરેલા, સોનાથી મઢેલા, લાકડાના યૂપો (યજ્ઞના સ્તંભો) કાળને યોગ્ય વિધિપૂર્વક દાટેલા જોયા.[૩૧] હે પ્રભો! ત્યાં પૃથ્વીપર જન્મેલા તથા જલમાં જન્મેલાં જે કંઈ પશુઓ હોય, તે સર્વને ભેગાં કરેલાં તે રાજાઓએ જોયાં.[૩૨] વળી

* અર્જુને સર્વ રાજાઓને ચૈત્રી પૂર્ણિમાએ આવવાનું નિમંત્રણ કર્યું છે તે પ્રમાણે જોતાં બે માસ રહેવા જોઇએ. કૃષ્ણપક્ષની એકમથી માસ શરુ થતો કેટલાક સ્થાનમાં મનાય છે તેમ જોતાં પણ બે માસ રહે છે. વળી માઘી પૂર્ણિમા અત્રે કહી છે એટલે એમ લાગે છે કે, યુદ્ધ પૂર્ણ થઈ યુધિષ્ઠિરને ગાદીએ બેઠા પછી પહેલે કે બીજે વર્ષે આ અશ્વમેધ થયો હોવો જોઇએ. યુદ્ધ પૂર્ણ થયા પછી યુધિષ્ઠિર ગાદીએ બેઠા, તે વખતે માઘ માસમાં ઉત્તરાયણ થતા હતા એટલે તે થયા પછી ભીષ્મને અગ્નિદાહ કર્યો; તે પછી વ્યાસના કહેવાથી મરુતનું ધન હિમાલયમાંથી લઈ આવ્યા અને તે પછી અર્જુન અશ્વની સાથે વિજય કરી આવ્યો એટલે અશ્વમેધ યુદ્ધ પછીના બીજા કે ત્રીજા ચૈત્ર માસમાં થયો હોવો જોઇએ. મારું માનવું એ છે કે, તે ત્રીજા ચૈત્ર માસમાં થયો હશે

ત્યાં (જાત જાતની) ગાયો તથા ભેંસો તથા વૃદ્ધ સ્ત્રીઓ,* જલમાં રહેનાર સત્વો (પ્રાણીઓ), શિકારી ચોપગાં પશુઓ તથા (જાતજાતનાં) પક્ષીઓ,[૩૩] અને જાતજાતના જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ પ્રાણીઓ તથા પહાડી ભાગમાં થતાં પ્રાણીઓ તેઓએ જોયાં.[૩૪]

તે યજ્ઞવાટને પશુઓ, ગાયો અને ધાન્યથી આ પ્રમાણે આખો અતિ આનંદવાળો જોઇને તે રાજાઓને પરમ વિસ્મય થયું.[૩૫] બ્રાહ્મણો અને વૈશ્યોને માટે કીમતી અને સંસ્કારવાળાં અન્નના બહુ ઢગો કરેલા હતા. ત્યાં ભોજન લેનારા લાખો બ્રાહ્મણોને જમાડ્યા પછી,[૩૬] વારંવાર મેઘના જેવો ઘોષ કરનારા દુંદુભિઓ વગાડવામાં આવતા હતા, અને દિવસ પર દિવસ જતા ગયા, તેમ એક સરખો એવો અવાજ ચાલુ રહ્યો.[૩૭] આ પ્રમાણે ધીમાન્ ધર્મરાજનો યજ્ઞ ચાલુ થયો. હે રાજન્! પર્વતની ઉપમાને લાયક અન્નના પુષ્કળ મોટા મોટા ઢગો,[૩૮] અને દહિંની કુલીઓ (નહેરો) તથા ઘીના હ્રદો (હવાડાઓ) (ખાલી થતા) લોકોએ જોયા. જાતજાતના અસંખ્ય લોકોવાળો આખો જંબુદ્વીપ,[૩૯] હે રાજન્! તે રાજાના મહા યજ્ઞમાં એકઠો થયેલો હતો. ત્યાં ઠામઠામથી પુરુષોની હજારો જાતિ,[૪૦] ભાજન (વાસણો) લઈ લઈને, હે ભરતર્ષભ! ગઈ હતી. વળી તે સર્વેએ માળાઓ પહેરી હતી અને સારી રીતે સંસ્કાર આપીને ઉજ્વળ કરેલા મણિકુંડળો પહેર્યાં હતાં.[૪૧] આવા સેંકડો અને હજારો પુરુષો તે તે દ્વિજાતિઓની સેવા કરી રહ્યા હતા; અનુયાયી પુરુષો જાતજાતનાં અન્નો અને પાનો જે રાજાઓના ઉપભોગને યોગ્ય હતાં, તે બ્રાહ્મણોને આપતા હતા.[૪૨]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'अश्वमेधनो समारंभ' ए नामनो अध्याय ८५ मो समाप्त

## અધ્યાય ૮૬ મો

### અર્જુનનો સંદેશ

વૈશમ્પાયન કહે છેઃ-વેદને જાણનારા પૃથિવીના રાજાઓને ભેગા થયેલા જોઇને યુધિષ્ઠિર રાજાએ ભીમસેનને કહ્યું કે,[૧] 'નરમાં વ્યાઘ્ર જેવા આ જે પૃથિવીના રાજાઓ આવેલા છે તેમની પૂજા કરો! કારણ કે નરાધિપો પૂજાને યોગ્ય હોય છે.'[૨] યશસ્વી નરેન્દ્રે આ પ્રમાણે ભીમસેનને કહ્યું, એટલે મહાતેજસ્વી પાંડવે (ભીમસેને) બે યમ (નકુલ અને સહદેવ) સાથે તેમ કર્યું.[૩] વૃષ્ણિઓની સાથે ધર્મને જાણનારા બલદેવને આગળ કરીને સર્વ પ્રાણધારીઓમાં શ્રેષ્ઠ એવા ગોવિન્દ ત્યાં આવ્યા હતા.[૪] તેની સાથે યુયુધાન, પ્રદ્યુમ્ન, ગદ, નિશઠ, સાંબ અને કૃતવર્મા હતા.[૫] મહારથી ભીમે તેઓની ઉત્તમ પૂજા કરી. પછી ચારે તરફ રત્ન જડેલા મહેલોમાં તેઓ દાખલ થયા.[૬] (કુશળ) કથાના અંતે મધુસૂદને યુધિષ્ઠિરની આગળ ઘણા સંગ્રામ લડવાથી સૂકાયેલા અર્જુનની કથા કહી.[૭] કૌંતેયે શત્રુને દમનારા તેને ફરી ફરીને તેના વિષે પ્રશ્નો કર્યા. એટલે ધર્મના પુત્રને જગત્પતિએ શક્રના પુત્ર જિષ્ણુની વાત કહેવા માંડી.[૮] 'હે નૃપ! દ્વારકાવાસી મારો એક આપ્ત પુરુષ મારી પાસે આવ્યો હતો. તેણે પાંડુના શ્રેષ્ઠ પુત્રને ઘણા સંગ્રામોને લીધે સુકાયેલો જોયો છે.[૯] હે પ્રભો! તેણે મને કહ્યું છે કે, તે મહાબાહુ પાસે આવી લાગ્યો છે. માટે હવે, હે કૌંતેય! હયમેધના અર્થની સિદ્ધિ કરવા માટે કામ કરવા માંડો.'[૧૦] આ પ્રમાણે કહ્યું એટલે ધર્મરાજ યુધિષ્ઠિરે જવાબ આપ્યો કે, 'હે માધવ! સુભાગ્યે જિષ્ણુ કુશળ પાછો આવે છે.[૧૧] હે યદુનંદન! પાંડવોમાં બળમાં શ્રેષ્ઠ એવા તેણે આ વિષે જે કંઈ સંદેશો મોકલ્યો હોય તે આપ કહો, એવું હું ઇચ્છું છું.'[૧૨] ધર્મરાજે આમ કહ્યું એટલે વૃષ્ણિ અને અંધકોના પતિ, બોલવામાં કુશળ (એવા કૃષ્ણે) ધર્માત્મા યુધિષ્ઠિરને આ વચન કહ્યું;[૧૩] "હે મહારાજ! પાર્થના વાકયને યાદ કરતાં તે માણસે એમ કહ્યું કે, 'હે કૃષ્ણ! વખત આવે ત્યારે મારું વચન યુધિષ્ઠિરને કહેવું કે,[૧૪] 'હે કૌરવોમાં ઉત્તમ! સર્વે રાજાઓ (તારા યજ્ઞમાં) આવશે; તેઓ આવે એટલે તેમની પૂજા કરજો. કારણ કે તે આપણે કરવું વાજબી છે.'[૧૫] હે માન આપનારા! વળી રાજાની મારાં વચનથી વિજ્ઞાપના કરજો કે '(રાજસૂય યજ્ઞમાં) અર્ઘ આપતી વખતે બન્યું તેવું કંઇ આત્યયિક (કાપાકાપી જેવું) કર્મ ન થાય તેવું કરવું.'[૧૬] તે રાજા તેમ કરવાને યોગ્ય છે અને આપ પણ અનુમોદન આપી તેમ કરાવશો. હે રાજન્! રાજદ્વેષથી આ પ્રજાઓનો પુનઃ નાશ થવો ન જોઇએ.'[૧૭] હે કૌન્તેય! આ અને આવાં બીજાં વચન મારાં માણસે કહ્યાં છે. હે નૃપતિ! ધનંજયનાં તે વચન હું કહું છું તે તું સાંભળ.[૧૮] 'આપણા યજ્ઞમાં મણિપૂરનો માલેક રાજા આવશે. તે મારો પુત્ર છે, તે મહાતેજસ્વી છે, અને વહાલો છે. તેનું નામ બભ્રૂવાહન છે.[૧૯] મારે ખાતર તેની વિધિ પ્રમાણે પૂજા કરજો. હે પ્રભો!

* પ્રાણીઓના સંગ્રહમાં વૃદ્ધ સ્ત્રીઓને દાખલ કરવાનું શું પ્રયોજન હશે તે સમજાતું નથી. પરંતુ જાતજાતનાં પ્રાણીઓનો સંગ્રહ પ્રાચીન કાળમાં મોટા મોટા રાજાઓ પોતાને ત્યાં કરતા હતા તે આથી સૂચવાય છે.

તે મારો ભક્ત છે, અને નિત્ય મારા વિષે પ્રીતિ રાખે છે."૨૦

ધર્મરાજા યુધિષ્ઠિરે આ વચન સાંભળીને તેનાં કહેવાને અભિનંદન આપીને આ વાક્ય કહ્યું.૨૧

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'अर्जुननो संदेशो' ए नामनो अध्याय ८६ मो समाप्त

—:❊❊❊❊❊❊❊❊:—

## અધ્યાય ૮૭ મો

### અર્જુનનું અશ્વ સાથે પાછા આવવું

યુધિષ્ઠિર કહે છેઃ-હે કૃષ્ણ! તારાં આ પ્રિય વાક્યો મેં સાંભળ્યાં છે. એ કહેવાને તું જ યોગ્ય છો. અમૃતના રસ જેવાં અને પવિત્ર તે વચન, હે પ્રભો! મારાં મનને આનંદ આપે છે.૧ હે હૃષીકેશ! વિજયને રાજાઓ સાથે બહુ યુદ્ધો પુનઃ ઠામ ઠામ થયાં, એવું મારા સાંભળ્યામાં છે.૨ એ પાર્થ નિત્ય સુખથી તદ્દન વર્જિત કેમ રહે છે? વિજય ઘણો અક્કલવાળો છે, અને (તેને આમ ભટકવું પડે છે) તેથી મારું મન દુઃખાય છે.૩ હે જનાર્દન! એકલો પડતાં મને જિષ્ણુની જ ચિંતા થાય છે. એ પાંડુનંદન સતત ઘણાં દુઃખનો ભાગી રહ્યો છે;૪ પરંતુ સર્વ પૂજવા યોગ્ય લક્ષણવાળાં તેનાં શરીરમાં એવું કયું અનિષ્ટ લક્ષણ છે કે જેથી, હે કૃષ્ણ! તે દુઃખો ભોગવે છે?૫ કુંતીનો એ છોકરો ઘણાં અસુખનો ભાગી છે. બીભત્સુના અવયવોમાં મને તો કંઈ પણ નિંદવા યોગ્ય જણાતું નથી. જો એ વિષે મારે સાંભળવા જેવું કંઈ હોય તો તે કહેવાને તું યોગ્ય છો.૬

આમ કહ્યું એટલે હૃષીકેશે, ભોજરાજાના વંશની વૃદ્ધિ કરવાવાળા વિષ્ણુએ લાંબો વખત ધ્યાન ધરીને આ જવાબ આપ્યો કે,૭ 'હે નૃપતિ! એના શરીરમાં કોઈ પણ નિંદ્ય લક્ષણ જણાતું નથી, સિવાય કે એ પુરુષોમાં સિંહસમાનની બે પિંડિકાઓ મોટી છે.૮* એ પુરુષોમાં વ્યાઘ્ર જેવો તેને લીધે જ નિત્ય રસ્તાઓમાં ભટકે છે. આ સિવાય તે દુઃખનું પાત્ર થઈ પડે તેવું બીજું કંઈ હું જોતો નથી.'૯

બુદ્ધિમાન્ કૃષ્ણે પુરુષોમાં શ્રેષ્ઠ (યુધિષ્ઠિર)ને આમ કહ્યું એટલે, હે પ્રભો! તેણે વૃષ્ણિઓમાં શાર્દૂલ (વ્યાઘ્ર) જેવાને કહ્યું કે 'એમ જ હશે.'૧૦

પણ કૃષ્ણા દ્રૌપદીએ તેથી ઈર્ષાથી કૃષ્ણ સામું આડું જોયું,† અને કેશીને હણનારા(કૃષ્ણે) એ તેના પ્રણયને સ્વીકાર્યો.૧૧ મિત્રના (અર્જુનના) સખા હૃષીકેશ જાણે સાક્ષાત્ ધનંજય જેવા હતા (અને તેથી કૃષ્ણે સંતોષ દર્શાવ્યો, તે અર્જુને સંતોષ દર્શાવ્યા સમાન જ હતું) વળી ભીમાદિ કૌરવોએ તથા બીજા જે યાજકો હતા તેઓ૧૨ ધનંજયની આ વિચિત્ર અને શુભ કથા સાંભળીને આનંદ પામ્યા. એક પુરુષ, અર્જુનની કથા તેઓ કહેતા હતા ત્યારે૧૩ મહાત્મા વિજયનો દૂત તેની આજ્ઞાથી ત્યાં આવ્યો. તે બુદ્ધિમાન્ દૂત કુરુશ્રેષ્ઠ-(યુધિષ્ઠિર)ની આગળ ગયો અને નમસ્કાર કરીને૧૪ નરવ્યાઘ્ર ફાલ્ગુનના આવવા વિષેની હકીકત નિવેદન કરી. હર્ષનાં બાષ્પથી આકુળ થઈ ગયેલાં નેત્રવાળા તે રાજાએ તે સાંભળીને,૧૫ પ્રિય વસ્તુ સાંભળવાને નિમિત્તે બહુ ધન તે (વાત લાવનાર)ને આપ્યું. પછી બીજે દિવસે મોટો શબ્દ થવા લાગ્યો.૧૬ કૌરવોમાં ધુરંધર, તે નરવ્યાઘ્ર આવતો હતો ત્યારે તેથી ધૂળ ઉડવા લાગી અને તેનો સામેથી આવતો ઘોડો ઉચ્ચૈઃશ્રવાના જેવો (તે ધૂળમાં) શોભવા લાગ્યો. ત્યારે અર્જુને માણસોની હર્ષ કરાવનારી વાણી સાંભળીઃ૧૭-૧૮ 'સુભાગ્યે, હે પાર્થ! તું કુશળ છો! ધન્યવાન્ છે રાજા યુધિષ્ઠિર! અર્જુન સિવાય બીજો કોણ રાજાઓને યુદ્ધમાં અને આખી પૃથ્વીને જિતીને,૧૯ ઘોડાઓમાં શ્રેષ્ઠ એવા આ ઘોડાને ફેરવીને પાછો આવે? સગરાદિ મહાત્મા રાજાઓ હતા તે તો ગયા.૨૦ તેમનું પણ આવું કર્મ અમે કદિ સાંભળેલું નથી. અને ભવિષ્યમાં થનારા બીજા વસુધાધિપતિઓ આવું કરશે પણ નહિ.૨૧ હે કુરુકુલમાં શ્રેષ્ઠ! (ખરેખર) જે દુષ્કર હતું તે કાર્ય તેં કર્યું છે.' આમ બોલતા પુરુષોની, કાનને સુખ આપનારી વાણી,૨૨ સાંભળીને ધર્માત્મા ફાલ્ગુને યજ્ઞના સ્થાનમાં પ્રવેશ કર્યો. પછી રાજા યુધિષ્ઠિર અને યદુનંદન કૃષ્ણ,૨૩ ધૃતરાષ્ટ્રને આગળ કરીને તને લેવાને સામે ગયા. પોતાના પિતા(ધૃતરાષ્ટ્ર)ના અને ધીમાન્ ધર્મરાજાના પગમાં અભિવંદન કરીને,૨૪ અને ભીમાદિને સારી રીતે પૂજીને કેશવને તે ભેટ્યો. તે બધાઓએ પણ ભેગાં થઇને તેની પૂજા કરી અને તેણે તેમની સામી યથાવિધિ પૂજા કરી.૨૫ તે મહાબાહુએ, પાર પહોંચેલો તીરે આવીને વિશ્રામ લે તેમ, વિશ્રામ લીધો. એટલા વખતમાં રાજા બભ્રૂવાહન,૨૬ જે બુદ્ધિમાન્ હતો તે પોતાની બે માતાઓ સાથે કુરુઓને ત્યાં આવી પહોંચ્યો. તેણે યથાવિધિ કુરુકુળના સર્વ વૃદ્ધો અને

* અર્જુનના પગની પિંડીઓ અધિક કહેતાં તેના પ્રમાણ કરતાં મોટી હતી, પોતાના સ્થાનથી નીચેના ભાગસુધી ઘણી જ લટકતી હતી. એ એક તેના ગાત્રમાં-શરીરમાં નિંદ્ય લક્ષણ હતું અને એવા લક્ષણવાળા પુરુષોને બહુ પંથો કરવા પડે છે અને તે પ્રમાણે અર્જુનને પણ બહુ પંથો ખેડવા પડયા હતા. † દ્રૌપદીને અર્જુન ઘણો પ્રિય હતો તેથી કૃષ્ણની તે સખી હતી તેથી તે કૃષ્ણા કહેવાઈ છે. અત્રે તે જ દ્રૌપદી ઈર્ષાથી જુવે છે, અને કૃષ્ણ તેપરથી તેના પ્રેમને વખાણે છે. આમાં કંઇક હાસ્ય અને મીઠાશ છે.

અન્ય રાજાઓને[૨૭] અભિવંદન કર્યું, અને તે મહાબાહુને તેઓએ પણ સામું અભિનંદન આપ્યું. પછી તેણે પિતામહી કુન્તીના ઉત્તમ ભવનમાં પ્રવેશ કર્યો.[૨૮]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'अर्जुननुं अश्व साथे पाछा आववुं' ए नामनो अध्याय ८७ मो समाप्त

## અધ્યાય ૮૮ મો

### અશ્વમેધ વર્ણન

વૈશમ્પાયન કહે છેઃ-તે મહાબાહુએ પાંડવોના મહેલમાં દાખલ થઈ ઘણાં જ સાંત્વનવાળાં અને મીઠાં વચનો સહિત પોતાની દાદીને અભિવંદન કર્યું.[૧] પછી કૌરવ્યની દીકરી (પુત્રવધૂ) ઉલૂપી અને દેવી ચિત્રાંગદા બન્ને એ સાથે વિનયથી પૃથા અને કૃષ્ણા પાસે ગઈ;[૨] અને સુભદ્રા તથા બીજી જે જે કુરુકુળની સ્ત્રીઓ હતી તેમની પાસે યથાન્યાયે ગઈ. પછી કુંતીએ તેમને વિવિધ રત્નો આપ્યાં,[૩] તેમ જ દ્રૌપદી અને સુભદ્રા અને બીજી સ્ત્રીઓએ પણ આપ્યાં. તે બે દેવીઓ મોટાં કીમતી શયન અને આસનોપર બેઠી.[૪] કુંતીએ પાર્થનું હિત કરવાની કામનાથી તે બેઉની સારી પૂજા કરી (સત્કાર કર્યો). મહાતેજસ્વી રાજા બભ્રૂવાહન પણ (તેના હાથે) પૂજાયો.[૫] પછી તે મહીપાલ ધૃતરાષ્ટ્રની પાસે યથાવિધિ હાજર થયો. પછી તે રાજા યુધિષ્ઠિર અને બીજા ભીમાદિ પાંડવોની[૬] પાસે ગયો અને તે મહાતેજસ્વીએ વિનયથી તેઓને અભિવંદન કર્યું. તેઓ તેને પ્રેમથી ભેટ્યા અને યથાવિધિ તેની પૂજા કરી (સત્કાર કર્યો).[૭] અને અતિ પ્રસન્ન થયેલા તે મહારથીઓએ તેને પુષ્કળ ધન આપ્યું. તેમ જ તે મહીપાલ ચક્ર અને ગદા ધરનારા કૃષ્ણને મળ્યો.[૮] તે પ્રદ્યુમ્નની માફક ગોવિંદની પાસે વિનયથી ગયો. કૃષ્ણે તે રાજાને અતિ કિંમતી, અતિ પૂજા પામેલો એક રથ જે સોનાના સાજથી શણગારેલો હતો અને જેને દિવ્ય અશ્વોની જોડી જોડેલી હતી તે ભેટ આપ્યો. ધર્મરાજા, ભીમ, અર્જુન અને બે યમ (નકુળ અને સહદેવ)[૯-૧૦] એ સર્વેએ છૂટા છૂટા તેને માન અને અર્થ (ધન) આપ્યાં.

પછી ત્રીજે દિવસે સત્યવતીના પુત્ર વ્યાસમુનિ,[૧૧] જે બોલવામાં ચતુર હતા તેણે યુધિષ્ઠિરની પાસે આવીને આ પ્રમાણે કહ્યું કે, 'આજથી હે કૌન્તેય! યજ્ઞ કરવા માંડો, કારણ કે તેનો સમય થયો છે. યજ્ઞ કરવાનું મુહૂર્ત આવી લાગ્યું છે અને યાજકો તને બોલાવે છે.[૧૨] હે રાજેન્દ્ર! તારો આ યજ્ઞ કોઈ પણ વસ્તુની ન્યૂનતા વિનાનો કર. એમાં કાંચનનો બહુ ઉપયોગ થવાથી એ 'બહુસુવર્ણક' કહેવાયો છે.[૧૩] હે મહારાજ! આ યજ્ઞમાં તું ત્રણગણી દક્ષિણા આપ. તેથી હે રાજન્! તને ત્રણગણું ફળ મળશે, કારણ કે એમાં બ્રાહ્મણો કારણ થશે (કારણ કે બ્રાહ્મણોને દક્ષિણા મળશે અને તેથી ત્રણ યજ્ઞનું ફળ મળશે).[૧૪] એથી બહુ દક્ષિણાવાળા ત્રણ અશ્વમેધ યજ્ઞો કર્યાનું ફળ મળે ને તેથી, હે નરાધિપ! જ્ઞાતિવધનું તેં કરેલું પાપ તું નાશ કરી શકશે.[૧૫] હે કુરુનંદન! અશ્વમેધનું જે અવભૃથ સ્નાન કરશે તે પરમ પવિત્ર, પાવન કરનાર અને ઉત્તમ થશે.[૧૬] અમાપ બુદ્ધિવાળા વ્યાસે તે તેજસ્વીને આમ કહ્યું પછી તે ધર્માત્માએ વાજિમેધ કરવાની દીક્ષા લીધી.[૧૭]

પછી બહુ અન્ન ને દક્ષિણાવાળો અને સર્વ કામના અને ગુણવાળો વાજિમેધ નામનો મહાયજ્ઞ તે મહાબાહુએ કરવા માંડ્યો.[૧૮] તેમાં, હે રાજન્! વેદને જાણવાવાળા, સર્વજ્ઞ યાજકોએ પરિક્રમણ વિધિ કરતાં કરતાં, વિધિ પ્રમાણે અને સાધુઓની શિક્ષા પ્રમાણે (સર્વ) કર્મો કર્યાં.[૧૯] તેઓએ (કર્મ કરવામાં) કંઈ પણ સ્ખલન કર્યું ન હતું તેમ કંઈ અકૃત કાર્ય કર્યું ન હતું. તે ઉત્તમ બ્રાહ્મણોએ કહેલા ક્રમ પ્રમાણે અને યુક્ત કર્મ કરાવ્યું હતું.[૨૦] તે ઉત્તમ બ્રાહ્મણોએ યથાવિધિ 'પ્રવર્ગ્ય' નામનું કર્મ યથાર્થ રીતે કરાવીને, પછી તે બ્રાહ્મણોએ, હે રાજન્! તેજ પ્રમાણે વિધિ પ્રમાણે 'અભિષવ'* કરાવ્યો.[૨૧] હે રાજન્! સોમ પીનારામાં ઉત્તમ બ્રાહ્મણોએ સોમ રસ નીચોવીને શાસ્ત્ર પ્રમાણે સવન કર્મો અનુક્રમે કરાવ્યાં.[૨૨] ત્યાં (બ્રાહ્મણોમાં) કોઇપણ કૃપણ રહ્યો નહિ કે દરિદ્ર રહ્યો નહિ; ત્યાં કોઈ પણ ભૂખ્યો કે દુઃખી કે પ્રાકૃત માણસ ન હતો.[૨૩] શત્રુને હણનારો, મહાતેજસ્વી ભીમસેન, રાજાની આજ્ઞાથી સતત ભોજનના ભૂખ્યાને ભોજન અપાવતો હતો.[૨૪] અને (સ્થંડિલની રચનામાં) કુશળ એવા યાજકો, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યથાવિધિ દરરોજ સર્વ કર્મો કરાવતા હતા.[૨૫] તે ધીમાનના યજ્ઞમાં શાસ્ત્રનાં છ અંગ ન જાણનારો કોઈપણ યાજક બેઠો ન હતો; તેમ કોઈ વ્રત ન પાળનાર, ઉપાધ્યાય નહિ એવો, કે વાદ કરવામાં અકુશળ એવો કોઈ ન હતો.[૨૬] પછી હે ભરતર્ષભ! યૂપ (યજ્ઞનો સ્તંભ) ઉભા કરવાનો સમય આવ્યો ત્યારે બિલ્વના છ, ખદિર વૃક્ષના છ અને તેટલા જ (એટલે કે છ) સર્વવર્ણી (ખાખરા)ના યૂપો-યજ્ઞસ્તંભો ઉભા કરવામાં આવ્યા.[૨૭] વળી કુરુપતિના તે યજ્ઞમાં દેવદારુના બે યૂપો અને શ્લેષ્માતકના એક યૂપનો યાજકોએ સંકલ્પ કર્યો હતો.[૨૮]

* અભિષવ એટલે સોમને ખાંડીને તેનો રસ કાઢવાનું કર્મ.

હે ભરતર્ષભ! વળી શોભાને માટે ધર્મરાજની આજ્ઞાથી ભીમે બીજા કાંચનના સ્તંભો કરાવ્યા હતા.[૨૯] સ્વર્ગમાં મહેન્દ્ર સાથે દેવો સપ્તર્ષિઓ સહિત શોભે તેમ તે રાજર્ષિના વસ્ત્રોથી તે સ્તંભો શોભી રહ્યા હતા.[૩૦] વળી ચયનયાગને માટે સોનાની ઈંટો પણ કરાવવામાં આવી હતી, અને તેનો બાંધેલો ચયન દક્ષ પ્રજાપતિના ચયન જેવો શોભતો હતો.[૩૧] તે ચયનને ચાર ચિત્ય (ખુણા) હતા, અને તે અઢાર અઢાર હાથના હતા. સોનેરી પાંખ(બાજુ)વાળો, ત્રણ ખુણાવાળો અને ગરુડની આકૃતિવાળો તેને રચેલો હતો.[૩૨] પછી જૂદા જૂદા દેવને ઉદ્દેશીને જે જે પક્ષીઓ અને પશુઓ નિર્માણ કર્યાં હતાં તે તે પશુપક્ષીઓને વિદ્વાન્ બ્રાહ્મણોએ ત્યાં બાંધ્યાં.[૩૩] શાસ્ત્રમાં કહેલા ગુણવાળા ઋષભો(આખલાઓ) અને જળચરો હતા તે સર્વનો, અગ્નિનો ચયન કરવાના કર્મમાં (જૂદી જૂદી રીતે પ્રકટાવેલા અગ્નિ એકત્ર કરવાના કર્મમાં) ઉપયોગ કરવામાં આવ્યો. (અર્થાત્ તે તે દેવને ઉદ્દેશીને તે તે પશુ, પક્ષી અને જલચરોને હોમ્યાં.)[૩૪] તે મહાત્મા કૌંતેયના યજ્ઞમાં તે અશ્વરત્ન સાથે ત્રણસો પશુઓને યૂપની સાથે બાંધેલાં હતાં.[૩૫] આનંદથી અતિ નૃત્ય કરતી અપ્સરાઓનાં ટોળાંઓ સાથે ગંધર્વગણોનાં સંગીત કરતાં ટોળાંવાળું સાક્ષાત્ દેવર્ષિઓનું ટોળું ત્યાં હોય તેમ તે યજ્ઞ શોભવા લાગ્યો.[૩૬] વળી તેમાં કિંપુરુષો હતા, તેમ કિન્નરોથી તે શોભી રહ્યો હતો; અને તેની ચારે પાસ સિદ્ધો અને વિપ્રોના નિવાસો આવી રહ્યા હતા.[૩૭] તે યજ્ઞમાં નિત્ય સર્વ શાસ્ત્રના પ્રણેતા (રચનારા) અને યજ્ઞક્રિયા કરવામાં કુશળ ઉત્તમ દ્વિજો તે વ્યાસના શિષ્યો પણ જણાતા હતા.[૩૮] ત્યાં નારદ તેમ મહા પ્રકાશવાળો તુંબુરુ તેમ વિશ્વાવસુ, ચિત્રસેન અને બીજા સંગીતના વિદ્વાનો,[૩૯] ગીતમાં કુશળ ગંધર્વો અને નૃત્યકળા જાણનારાઓ યજ્ઞકર્મ વેળાએ તે બ્રાહ્મણોને ખુશ કરતા હતા.[૪૦]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'अश्वमेध वर्णन' ए नामनो अध्याय ८८ मो समाप्त

## અધ્યાય ૮૯ મો

## અશ્વમેધની સમાપ્તિ

વૈશમ્પાયન કહે છેઃ–તે ઉત્તમ બ્રાહ્મણોએ અન્ય પશુઓને વિધિ પ્રમાણે રાંધ્યા પછી દ્વિજાતિઓએ (બ્રાહ્મણોએ) તે ઘોડાનું યથાવિધિ આલભન* કર્યું.[૧] પછી યાજકોએ વિધિ પ્રમાણે તે ઘોડાને માર્યા† પછી, હે રાજન્! દ્રુપદ રાજાની પુત્રીને પાસે બેસાડી.[૨] હે રાજન્! યથાવિધિ ત્રણ કળા(મંત્ર, દ્રવ્ય અને શ્રદ્ધા)વાળી મનસ્વિની દ્રૌપદીને બેસાડીને દ્વિજાતિ (બ્રાહ્મણોએ) તે ઘોડાની વપાને‡ યથાવિધિ કાઢવા માંડી.[૩] હે ભરતર્ષભ! અવ્યગ્ર મનના તે બ્રાહ્મણોએ વિધિ પ્રમાણે તે વપાને રાંધવા માંડી. પછી પોતાના ભાઇઓ સાથે ધર્મરાજાએ, તે ચરબીના ધુમાડાની ગંધ[૪] જે સર્વ પાપને હણનારી હતી તેને યથાશાસ્ત્ર સુંઘી અને પછી, હે નરાધિપ! તે અશ્વનાં જે અંગો બાકી રહ્યાં હતાં[૫] તે તે અગ્નિમાં સોળ ધીર ઋત્વિજોએ હોમી દીધાં. શક્રના જેવા તેજવાળા તે રાજાના યજ્ઞને આ પ્રમાણે સમાપ્ત કરીને[૬] શિષ્ય સહિત ભગવાન્ વ્યાસે તે રાજાની વૃદ્ધિ કરવા માંડી. પછી યુધિષ્ઠિરે બ્રાહ્મણોને યથાવિધિ[૭] એક હજાર કરોડ (૧,૦૦,૦૦,૦૦,૦૦,૦૦) નિષ્કનું અને વ્યાસને આખી વસુંધરાનું દાન આપ્યું. હે રાજન્! સત્યવતીના પુત્ર વ્યાસે પૃથ્વીનું દાન લઇને,[૮] ભરતોમાં શ્રેષ્ઠ ધર્મરાજા યુધિષ્ઠિરને કહ્યું કે, 'હે રાજાઓમાં ઉત્તમ! આ દાનમાં આપેલી વસુધા આપની પાસે જ રાખો[૯] અને મને તેનો નિષ્ક્રય (કિમ્મત) આપો, કારણ કે બ્રાહ્મણો ધનના અર્થી હોય છે.' મોટા મનવાળા યુધિષ્ઠિરે તે બ્રાહ્મણોને પ્રત્યુત્તર આપ્યો.[૧૦] ત્યારે તે બુદ્ધિવાળા મહાત્મા રાજાઓની મધ્યમાં પોતાના ભાઇઓ સાથે બેઠા હતા. 'અશ્વમેધ જેવા મહાયજ્ઞમાં પૃથ્વીની દક્ષિણા આપવાનું કહેલું છે.[૧૧] તેથી અર્જુને જીતેલી અને મને મળેલી આ પૃથિવી ઋત્વિજોને મેં આપી દીધી છે. હે વિપ્રોમાં અગ્ર બ્રાહ્મણો! હવે હું વનમાં જઇશ અને તમે આ મહીને વેહેંચી લેજો.[૧૨] ચાતુર્હોત્રમાં કરવામાં આવે છે તેમ તમે પૃથિવીના ચાર ભાગ કરી (વેહેંચી લેજો). હે દ્વિજસત્તમો! બ્રાહ્મણોની મિલકત લેવાને હું ઇચ્છતો નથી.[૧૩] હે વિપ્રો! મારા ભાઇઓનું અને મારું મન નિત્ય એવું જ રહે છે.' જ્યારે તે આમ કહેતા હતા

---

* યજ્ઞમાં જે પશુને મારવામાં આવે છે તેને આલભનકર્મ કહેવામાં આવે છે.

† મૂળમાં સંશ્રપ્ય પાઠ છે તે ઠેકાણે સંજ્ઞપ્ય પાઠ જોઇએ; સંજ્ઞપ્ય એટલે મારીને એવો તેનો અર્થ થાય છે. અશ્વને માર્યો પછી તેની વપા કાઢવી પડે છે, અને તેનો યજ્ઞમાં ઉપયોગ કરવામાં આવે છે. જો અશ્વને રાંધીને એમ અર્થ કરીએ ને સંશ્રપ્ય પાઠ રાખીએ તો વપા કાઢવાનું બની શકે નહિ.

‡ વપા હૃદયમાં કાગળના જેવો સફેદ ભાગ થાય છે તેને કાઢીને રાંધીને તેનો હોમ કરવામાં આવે છે. અદ્યાપિ પશુઓના હૃદયમાંથી વપા કાઢવામાં આવે છે.

ત્યારે તેના ભાઇઓએ અને દ્રૌપદીએ,[૧૪] 'હા, એ એમજ છે' એવું કહ્યું, તે રોમાંચ કરાવનારું થઈ પડ્યું. હે ભારત! તે પછી અંતરિક્ષમાં વાણી થઈ કે, 'સાધુ, સાધુ.'[૧૫] તેમ જ પ્રશંસા કરતા દ્વિજોનાં ટોળાંનો પણ સ્વર ત્યાં થઈ રહ્યો. કૃષ્ણદ્વૈપાયને પણ તેમ કરતાં યુધિષ્ઠિરને,[૧૬] બ્રાહ્મણોની મધ્યમાં તેની પૂજા કરીને મુનિએ કહ્યું કે, 'તેં મને આ પૃથિવી આપી દીધી અને હું તને તે પાછી આપું છું.[૧૭] તું તેના બદલામાં આ બ્રાહ્મણોને સુવર્ણ આપ, અને ધરા તારી પાસે રહેવા દે.' પછી વાસુદેવે ધર્મરાજા યુધિષ્ઠિરને કહ્યું કે,[૧૮] 'ભગવાન્ વ્યાસ જેમ કહે છે તેમ કરવું તારે યોગ્ય છે.' આ પ્રમાણે કુરુઓમાં શ્રેષ્ઠને કહ્યું, એટલે તે કુરુશ્રેષ્ઠ પોતાના ભાઇઓ સાથે પ્રસન્ન આત્માવાળા થયા.[૧૯] પછી ત્રણગણા યજ્ઞ જેટલી કરોડ કરોડની દક્ષિણાઓ (બ્રાહ્મણોને તેણે) આપી. આ લોકમાં બીજો કોઈ નરાધિપ એવું નહિ કરે કે,[૨૦] જે તે વખતે મરુત્તનું અનુકરણ કરનાર કુરુઓના રાજાએ કર્યું હતું. કૃષ્ણદ્વૈપાયન મુનિએ તે રત્નનો પ્રતિગ્રહ કરીને,[૨૧] તે વિદ્વાને તેના ચાર ભાગ પાડી નાંખીને ઋત્વિજોને આપી દીધા. ધરણીના નિષ્ક્રય તરીકે તે સોનું આપીને યુધિષ્ઠિર,[૨૨] જેનાં પાપ ધોવાઈગયાં હતાં, અને જેણે સ્વર્ગને જિત્યું હતું, તે પોતાના ભાઇઓ સાથે હર્ષ પામ્યો. ઋત્વિજોએ પણ તે અનંત સુવર્ણના ઢગોને,[૨૩] દ્વિજાતિઓમાં તેટલા જ ઉત્સાહ અને તેટલા જ સુખથી વહેંચી નાંખ્યા. તેમ જ યજ્ઞવાડામાં જે કંઈ સુવર્ણ તથા આભૂષણો હતાં તે,[૨૪] તોરણો, યૂપો, ઘડાઓ, પાત્રો તથા ઇંટો તે સર્વે દ્વિજોએ યુધિષ્ઠિરની આજ્ઞા લઇને વહેંચી લીધું.[૨૫] બ્રાહ્મણોને દાન અપાયા પછી રહેલું ધન ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોએ તેમ જ બીજી મ્લેચ્છ જાતિઓએ પણ લીધું.[૨૬]

પછી બુદ્ધિમાન્ ધર્મરાજે વસુવડે તૃપ્ત કરેલા તે સર્વે બ્રાહ્મણો ખુશ થતા થતા પોતાને ઘેર વિદાય થયા.[૨૭] પછી મહા પ્રકાશવાળા ભગવાન્ વ્યાસે તે સુવર્ણના મોટા ઢગમાંનો પોતાનો ભાગ ઘણા માનથી કુંતીને આપી દીધો.[૨૮] પ્રીતિથી સસરાએ આપેલું તે ધન લઇને પ્રસન્ન મનવાળી પૃથાએ ઘણા લોકોને તે આપી દઇને મોટું પુણ્યનું કામ કર્યું.[૨૯] અવભૃથનું સ્નાન કરીને પાપ રહિત થયેલો રાજા પોતાના ભાઇઓ સાથે, દેવતાઓ સાથે મહેન્દ્ર શોભે તેમ, સંભાવના પામતો શોભવા લાગ્યો.[૩૦] ત્યાં ભેગા થયેલા રાજાઓથી ચારે તરફથી વિંટાયેલા પાંડવો પણ, હે મહારાજ! તારાગણોથી ઘેરાયેલા ગ્રહો શોભે, તેમ શોભતા હતા.[૩૧] પછી પાંડવોએ તે રાજાઓને વિવિધ રત્નો અને હાથીઓ, ઘોડાઓ, અલંકારો, સ્ત્રીઓ, કપડાંઓ અને સુવર્ણની ભેટો આપી.[૩૨] તે પાર્થિવ મંડળમાં પાર્થ (યુધિષ્ઠિર) તે અનંત ધનનો પ્રવાહ છોડી દેવાથી, હે રાજન્! વૈશ્રવણ શોભે તેમ તે શોભવા લાગ્યો.[૩૩] પછી વીર રાજા બભ્રૂવાહનને બોલાવી વિપુલ ધન આપીને તેને ઘેર વિદાય કર્યો;[૩૪] હે ભરતર્ષભ! તે પછી દુઃશલાના બાળક પુત્રને, પોતાની બહેનને સંતોષવાને, તેના બાપની (સિંધુ દેશની) ગાદીપર તે બુદ્ધિમાન્ (યુધિષ્ઠિરે) બેસાડ્યો.[૩૫] પછી પોતાની ઇન્દ્રિયોને વશ રાખનારા કુરુરાજા યુધિષ્ઠિરે સારી રીતે સત્કાર પામેલા અને સારી રીતે જેમને દ્રવ્ય વહેંચી આપવામાં આવ્યું હતું, એવા સર્વે રાજાઓને રજા આપી.[૩૬]* પછી મહાત્મા ગોવિંદને અને મહાબળવાન્ બળદેવને તથા બીજા વૃષ્ણિઓના પ્રદ્યુમ્નાદિ હજારો વીર પુરુષોને[૩૭] યથાવિધિ, હે મહારાજ! પૂજીને, પોતાના ભાઇઓ સાથે શત્રુઓને દમનાર તે રાજાએ (પોતાને ઘેર દ્વારકા) જવાની રજા આપી.[૩૮]

આ પ્રમાણે બુદ્ધિમાન્ ધર્મરાજાનો બહુ ધન, અન્ન અને રત્નના પ્રવાહોવાળો અને સુરા અને મૈરેય† જાતના પાનના સાગરવાળો યજ્ઞ પૂરો થયો.[૩૯] ત્યાં હવાડાઓમાં ઘીનો કાદવ થઈ રહ્યો હતો, અને અન્નના તો પર્વતો બન્યા હતા. હે ભરતર્ષભ! પાનકોની નદીઓનો કાદવ છએ જાતના રસવાળો બન્યો હતો.[૪૦] ખાવાના પદાર્થોને ને 'ખાંડવ રાગો' ને બનાવનારાઓનો તથા ખાનારાઓ તથા વધ થતાં પશુઓનો માણસોએ અંત જ દીઠો ન હતો.[૪૧]‡ તે વખતે સુરાપાનથી મત્ત અને પ્રમત્ત અને લહેર કરતાં માણસો, અત્યંત ખુશી થયેલ યુવતી જન, અને મૃદંગ અને શંખના નાદો એ સર્વેથી યજ્ઞ મનોરમ થઈ પડ્યો હતો.[૪૨] રાત્રિ અને દિવસ એક સરખો અવાજ થતો હતો કે, 'જે ઇચ્છામાં આવે તે આપો,' અને 'જે મનમાં આવે તે ખાઓ.' તે હૃષ્ટ અને પુષ્ટ જનથી ભરપૂર એક મહોત્સવના જેવો થઈ પડ્યો હતો. (એમ હજી પણ દેશદેશના રહેનારાઓ વાતો કરે છે.)[૪૩] ધનની ધારાઓ તથા કામનાઓને પૂર્ણ કરનારા, રત્નો અને જાત-

* પ્રતાપ ચન્દ્ર રોય આ શ્લોકમાંના ક્રમવિભક્તાન્ નો અર્થ 'દરજ્જા પ્રમાણે જે રાજાઓના વર્ગ પાડવામાં આવ્યા હતા તેઓ,' એવો અર્થ કરે છે.

† એક ઝાડના રસમાંથી બનાવેલું મધ.

‡ પિપ્પલ અને શુંઠવાળું મગનું ઓસામણ તે ખાંડવ અને તેમાં શર્કરાનું મિશ્રણ થાય તે 'ખાંડવ રાગ' એમ નીલકંઠ કહે છે.

જાતના રસોનો વર્ષાદ વરસાવીને ભરતશ્રેષ્ઠે પાપરહિત અને કૃતાર્થ થઇને પુરમાં પ્રવેશ કર્યો.[૪૪]

इति श्रीमहाभातमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'अश्वमेधनी समाप्ति' ए नामनो अध्याय ८९ मो समाप्त

## અધ્યાય ૯૦ મો

### નકુલનું વૃત્તાંત

જનમેજય પૂછે છેઃ-હવે મારા પિતામહ બુદ્ધિમાન્ ધર્મરાજના યજ્ઞમાં જે કંઈ આશ્ચર્યકારક બન્યું હોય, તે આપ કહેવા યોગ્ય છો.[૧]

વૈશમ્પાયન કહે છેઃ-હે રાજશાર્દૂલ! અશ્વમેધ નામનો મહાયજ્ઞ પૂર્ણ થયો ત્યારે, હે પ્રભો! જે મહદ્ આશ્ચર્યકારક અને ઉત્તમ વાત બની તે સાંભળો.[૨] દ્વિજોમાં અગ્ર બ્રાહ્મણો, જ્ઞાતિબંધુઓ, સગાંઓ અને બંધુઓ, અને હે ભરતર્ષભ! દીન, અંધ અને કૃપણ સર્વે જયારે તૃપ્ત થયા ત્યારે,[૩] હે ભારત! સર્વ દિશાઓમાં મહાદાનનો ઘોષ થઈ રહ્યો હતો અને ધર્મરાજાનાં મસ્તકપર પુષ્પોનો વર્ષાદ પડતો હતો ત્યારે,[૪] ત્યાં હે અનઘ! નીલનેત્રવાળો, સુવર્ણના પડખાંવાળો એક નકુલ (નોળિયો), હે વસુધાધિપ! વજ્ર અને વીજળીના કડાકા જેવો મોટો અવાજ કરવા લાગ્યો.[૫] વારંવાર અવાજ કરીને મૃગો(પશુઓ)ને અને દ્વિજો(પક્ષીઓ)ને ત્રાસ આપીને દરમાં રહેવાવાળો તે મહાન્ અને ધૃષ્ટ નોળિયો માણસની વાણી બોલ્યો કે,[૬] હે નરાધિપો! ઉંછ વૃત્તિથી જીવનારા (અર્થાત્ એક એક દાણો વીણીને તેના ઉપર આજીવિકા કરનારા),' કુરુક્ષેત્રમાં રહેનારા ઉદાર બ્રાહ્મણના એક શેરભર સાથુથી કરેલા યજ્ઞના તુલ્ય આ તારો યજ્ઞ નથી?'[૭]

હે વિશાંપતિ! તે નકુળનું તે વચન સાંભળીને તે સર્વે ઉત્તમ બ્રાહ્મણોને પરમ વિસ્મય થયું.[૮] પછી તે દ્વિજો ભેગા થઇને તે નકુળને પૂછવા લાગ્યા કે, 'સાધુ પુરુષોનો સમાગમ કરાવવાવાળા આ યજ્ઞમાં તું કયાંથી આવી લાગ્યો?[૯] તારું પરમ બળ કેટલું છે? તેં શું સાંભળ્યું છે અને તું કયાં રહે છે? તું અમારા યજ્ઞની નિંદા કરે છે, તેને અમે કેમ ઓળખીએ?[૧૦] આગમ (શાસ્ત્ર)નો જરા પણ લોપ કર્યા વિના વિવિધ યજ્ઞકર્મ કરાવનારાઓએ અત્રે આખું કર્મ કરાવેલું છે અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે નિયમ પ્રમાણે કરવાનું સર્વ કર્મ કર્યું છે.[૧૧] પૂજાને યોગ્ય પુરુષોની અત્રે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વિધિ પ્રમાણે પૂજા કરવામાં આવી છે, મંત્રોથી અગ્નિમાં આહુતિઓ આપવામાં આવી છે, અને આપવા યોગ્ય મત્સર વગર આપેલું છે.[૧૨] બહુવિધિનાં દાનોવડે વળી અત્રે દ્વિજાતિઓને પણ તુષ્ટ કરેલા છે; અને ક્ષત્રિયોને સારાં યુદ્ધોથી અને પિતામહોને શ્રાદ્ધોથી સંતોષેલા છે.[૧૩] વૈશ્યોનું પાલન કરીને સંતોષ્યા છે અને ઉત્તમ સ્ત્રીઓની કામનાઓ પૂર્ણ કરીને સંતોષેલી છે. વળી શૂદ્રોને માયાળુ વચનોથી અને બાકી બીજા મનુષ્યોને દાન દેતાં રહેલા ધનથી સંતોષેલા છે.[૧૪] અમારા રાજાનાં શૌચથી જ્ઞાતિજનો અને સગાંઓ સંતુષ્ટ થયાં છે અને દેવોને પવિત્ર હવિથી અને શરણાગતને રક્ષણ આપીને સંતોષેલા છે.[૧૫] માટે અત્રે જે સત્ય હોય તે સત્ય, માત્ર સત્ય જ દ્વિજાતિઓને કહેજે. જાણવાની ઈચ્છાવાળા બ્રાહ્મણોએ તને પૂછેલું છે એવો તું જેમ શાસ્ત્રમાં કહ્યું હોય અને તેં જેમ જોયું હોય તેમજ તું કહેજે.[૧૬] તારું વાકય શ્રદ્ધા રાખવા યોગ્ય છે, તું પ્રાજ્ઞ છો, વળી તેં દિવ્ય રૂપ ધરેલું છે. તું વિદ્વાન્ બ્રાહ્મણોના સમાગમમાં આવેલો છું, એટલે તું એ કહેવાને યોગ્ય છો.'[૧૭]

આ પ્રમાણે તે દ્વિજોએ તેને પૂછયું, એટલે તે નકુળ ખડખડાટ હસીને બોલ્યો કે, 'હે દ્વિજો! મેં મિથ્યા કે દર્પને લીધે વાણી કહેલી નથી.[૧૮] મેં જે આ વાકય કહ્યું છે. તે તમોએ પણ સાંભળેલું છે. હે ઉત્તમ દ્વિજો! આ તમારો યજ્ઞ સકતુપ્રસ્થ (શેરભર સાથવા)ના યજ્ઞ જેવો નથી.[૧૯] હે દ્વિજસત્તમો! આમ મારે જે વકતવ્ય છે તે અવશ્ય કહેવું જોઇએ. હવે તમે અવ્યગ્ર (સ્થિર) મન રાખીને હુ જેમ છે તેમ કહું છું તે સાંભળો.[૨૦] ઉંછ વૃત્તિવાળા (અકેક દાણો વીણીને તેના ઉપર નિભાવ કરનારા), ઉદાર, કુરુક્ષેત્રમાં રહેનારા બ્રાહ્મણ વિષે મેં જે ઉત્તમ અદ્ભુત અનુભવ્યું છે અને જોયું છે,[૨૧] અને જેથી કરીને, હે દ્વિજો! ભાર્યા, પુત્ર અને પુત્રવધૂ સહિત તેને સ્વર્ગ મળ્યું છે અને મારું આ અર્ધું શરીર સોનેરી બન્યું છે તે તમે સાંભળો.[૨૨] અરે! હે દ્વિજો! ન્યાયથી મળેલાં સૂક્ષ્મનું (અલ્પનું) એક વિપ્રે દાન કર્યું, તેનું તેને ઉત્તમ ફળ મળ્યું તે હું તમને કહું છું.[૨૩]

કુરુક્ષેત્ર નામના ધર્મક્ષેત્રમાં ધર્મને જાણવાવાળા ઘણાઓ રહે છે. ત્યાં ઉંછ વૃત્તિવાળો પાળનારો એક કાપોતિ* દ્વિજ થઈ ગયો હતો.[૨૪] તે ત્યાં પોતાની ભાર્યા, પુત્ર તથા પુત્રવધૂ સાથે તપ કરતો રહેતો હતો. ઇન્દ્રિયોને નિયમમાં રાખવાવાળો તે ધર્માત્મા શુકલનું વ્રત પાળતો હતો.[૨૫] તે ઉત્તમ વ્રત પાળનારો વિપ્ર, પોતાના કુટુંબીઓની સાથે, સદા છઠ્ઠા કાળમાં †ભોજન

* કાપોતિ એટલે કબુતરની માફક જમીનપર પડેલો એકેક દાણો વીણી ખાનારો. † દિવસમાં બે કાળ ભોજનના ગણાય છે. અહીં પછે કાળે છઠ્ઠો કાળ કહ્યો છે તે ત્રીજે દિવસે સાયંકાળે ભોજન સમજવું. અંગ્રેજી ભાષાંતરકાર કહે છે કે, દરરોજ દિવસના છઠ્ઠા કાળમાં ભોજન કરતો હતો. પરંતુ દિવસનો છઠ્ઠો કાળ કયો સમજવો, તે કંઈ કહેવામાં આવ્યું નથી. આ વિચાર ધર્મશાસ્ત્રથી પણ વિરુદ્ધ છે.

કરતો હતો. તેમાં કેટલીક વખત તો છઠ્ઠા કાળમાં પણ તેને આહાર મળતો નહિ.[૨૬] ત્યારે તે દ્વિજોમાં ઉત્તમ બ્રાહ્મણ છઠ્ઠે કાળે ભોજન લેતો; અને એક વખતે તો ધર્મ પાળનારા તે બ્રાહ્મણને દારુણ દુકાળ આવ્યો ત્યારે,[૨૭] હે વિપ્રો! તેની પાસે કોઈ સંચય કરેલો ન હતો તે તમે જાણો (ધ્યાનમાં રાખજો). ત્યારે તેની સર્વ ઔષધિઓ ક્ષીણ થઈ ગઈ હતી, અને તે દ્રવ્ય વગરનો બની ગયો હતો.[૨૮] ભોજન કરવાનો સમય આવતો ત્યારે વખતોવખત તેને ભોજન મળતું ન હતું અને તે સર્વે ક્ષુધાથી પીડાતાં બેસી રહેતાં.[૨૯] એક દિવસે જ્યેષ્ઠ મહિનાના શુક્લ પક્ષમાં જ્યારે સૂર્ય તપતો હતો ત્યારે પણ તે ઉંછ વ્રત પાળતો, ક્ષુધા અને ગરમીથી પીડાતો તે વિપ્ર તપ કરતો હતો.[૩૦] ઉંછ એટલે દાણા ન મળવાથી તે બ્રાહ્મણ ક્ષુધા અને શ્રમથી ઘેરાઈ ગયો. તે પોતાનાં પરિજન સહિત ક્ષુધાથી ઘેરાયેલો હતો.[૩૧]

તે દ્વિજોત્તમ જેના પ્રાણ પીડાતા હતા, તે એમ કાળ ગાળવા લાગ્યો. તેવામાં એક દિવસે છઠ્ઠે કાલે તેને એક પ્રસ્થ (શેરભર) યવ મળ્યા.[૩૨]* તે તપસ્વીઓએ તે યવના પ્રસ્થનો લોટ બનાવ્યો. પછી પોતાના નિત્યના જપો જપીને અને યથાવિધિ અગ્નિને આહુતિ આપીને,[૩૩] તે તપસ્વીઓ એક એક કુડવ જેટલો લોટ વહેંચી લઇને ભોજન કરવા માંડતા હતા તેટલામાં ત્યાં એક અતિથિ દ્વિજ આવી ચઢ્યો.[૩૪] તેઓ તે અતિથિને આવેલો જોઇને મનમાં અતિ હર્ષ પામ્યાં. તે અતિથિને અભિવંદન કરીને તેઓએ તેને તેના સુખ વિષે પ્રશ્ન પૂછ્યો.[૩૫] વિશુદ્ધ મનવાળા, દાંત (ઇંદ્રિયોને દમનારા), શ્રદ્ધાવાળા અને દમવાળા, અસૂયા (ઈર્ષા) વગરના, ક્રોધ વગરના, મત્સર વિનાના તે સાધુઓ હતા.[૩૬] માન, મદ અને ક્રોધ જેઓએ ત્યજી દીધો છે એવા, ધર્મને જાણવાવાળા તે ઉત્તમ દ્વિજો હતા. બ્રહ્મચર્ય અને ગોત્ર વિષે પરસ્પર પ્રશ્ન કરીને તે જણાવ્યા પછી,[૩૭] તેઓએ ભૂખથી પીડાતા અતિથિને ઝુંપડાંમાં પ્રવેશ કરાવ્યો, અને કહ્યું કે, 'હે અનઘ! આ અર્ઘ્ય, પાદ્ય તથા આસન તારાં છે.[૩૮] આ સાથવો પવિત્ર છે. હે પ્રભો! તે અમે ન્યાયથી મેળવેલો છે. મારા આપેલા તેનો તું પ્રતિગ્રહ કર. હે દ્વિજર્ષભ! તારું કુશળ થાઓ.'[૩૯]

આ પ્રમાણે તે દ્વિજને (કાપોતીએ) કહ્યું, એટલે તે દ્વિજ તે સકતુના એક કુડવનો પ્રતિગ્રહ કરીને, હે રાજેન્દ્ર! ખાવા લાગ્યો, પણ તેને તેથી સંતોષ થયો નહિ.[૪૦] તે ઉંછ વ્રતવાળો બ્રાહ્મણ તે દ્વિજને ક્ષુધાથી ઘેરાયેલો જોઇને, તે તુષ્ટ કેમ થાય, તે માટે તેના આહારની ચિંતા કરવા લાગ્યો.[૪૧] ત્યારે તેની ભાર્યા બોલી કે, 'મારો ભાગ આપી દો. આ દ્વિજોત્તમને સંપૂર્ણ સંતોષ પામ્યા પછી ઈચ્છાનુસાર જવા દો.'[૪૨] આ પ્રમાણે કહેતી પોતાની સાધ્વી ભાર્યા ક્ષુધાથી ઘેરાયેલી છે, તે જાણીને તે ઉત્તમ બ્રાહ્મણ તેના સકતુનો ભાગ આપવાની વાતને અભિનંદન આપી શક્યો નહિ.[૪૩] પછી તે વિદ્વાન્ ઉત્તમ બ્રાહ્મણે પોતાના આત્માના અનુમાનથી, પોતાની તપસ્વીની સ્ત્રીને વૃદ્ધ, ક્ષુધાથી પીડાતી, થાકી ગયેલી અને ગ્લાનિ પામેલી જાણીને,[૪૪] ચામડાં અને હાડકાંવાળી બનેલી, કંપતી પોતાની ભાર્યાને કહ્યું કે, 'હે શોભને! કીડાઓ, પતંગીઆઓ અને પશુઓ પણ શું,[૪૫] પોતાની સ્ત્રીઓનું રક્ષણ કરતા અને પોષણ કરતા નથી?' (તેઓ તેમ કરે છે માટે) તારે આમ કહેવું યોગ્ય નથી. પત્નીએ પોષેલો અને રક્ષેલો મરદ બાપડો અનુકંપા કરવા યોગ્ય છે.[૪૬] તે યશથી ભ્રષ્ટ થાય છે, અને પ્રકાશમાન લોકો તેને મળતા નથી. ધર્મ, અર્થ અને કામનાં કાર્યો, શુશ્રુષા(સેવા), કુલ(કુટુંબ) અને સંતતિ (એમાંનું કંઈ તે પુરુષને મળતું નથી; અથવા એ સર્વે સ્ત્રીને આધીન છે).[૪૭] પિતૃઓનો તેમ જ મનુષ્યનો પોતાનો ધર્મ દારા(પત્ની)ઓને અધીન છે. જે પુરુષ ભાર્યાનું રક્ષણ કરવામાં શક્તિમાન્ નથી, તેને કર્માનુસાર પુરુષ તરીકે સ્ત્રી માનતી નથી (સ્ત્રીના મનમાં તેને માટે માટીના પુતળાં જેટલું માન રહે છે).[૪૮] તે પુરુષનો ઘણો અપયશ થાય છે, અને તે નરકમાં જ જાય છે."

આ પ્રમાણે ઉંછ વૃત્તિવાળાએ પોતાની ભાર્યાને કહ્યું એટલે તે સ્ત્રીએ પછી પતિને કહ્યું કે, "હે દ્વિજ! આપણો ધર્મ અને અર્થ સમાન છે.[૪૯] આ જવના સાથવાના લોટનો ચોથો ભાગ છે તે લેઓ. મારાપર એટલી કૃપા કરો. સત્ય, રતિ, ધર્મ, અને ગુણથી સ્ત્રીએ મેળવેલું સ્વર્ગ,[૫૦] એ સર્વે, હે દ્વિજર્ષભ! તેમ જ જે કંઈ સર્વેની સ્ત્રીએ આકાંક્ષા કરેલી હોય, તે સ્ત્રીઓને પતિના આધીન છે (અર્થાત્ પતિદ્વારા મળે છે). માતાની ઋતુ (રુધિર) છે અને પિતાનું બીજ છે.† સ્ત્રીનું પરમ દૈવત પતિ છે.[૫૧] ભર્તાના પ્રસાદથી નારીઓને રતિ અને પુત્રનું ફળ મળે છે. મારું પાલન કરવાથી તું પતિ કહેવાય છે, અને મારું ભરણ કરવાથી તું મારો ભર્તા છે.[૫૨] અને પુત્ર આપવાથી તું વરદાયી છો; માટે આ સાથવો

* ષષ્ઠે કાલે એનો કયો અર્થ સમજવો, તે વિષે શંકા કરી છે તેને અત્રે ટેકો મળે છે. અત્રે જે દિવસે ભોજન કરવાનું હતું તે ત્રીજા દિવસનો છઠ્ઠો કાળ સમજવો કે નિત્યનો છઠ્ઠો કાળ સમજવો?

† આનો સંબંધ અને અર્થ સમજાતા નથી. મૂળમાં ऋतुर्मातुः पितुर्बीजम् એ પ્રમાણે છે.

તું આપી દે. તું જરાથી વિંટાયેલો વૃદ્ધ છો, ક્ષુધાતુર છો, ઘણો દુર્બળ છો,૫૩ ઉપવાસથી અતિ થાકી ગયલો છો, અને કૃશ થઇ ગયો છો."*

આ પ્રમાણે સ્ત્રીએ પતિને કહ્યું એટલે તેણે સાથવો લઇને આ વચન કહ્યું કે,૫૪ 'હે દ્વિજ! આ સાથવાનો પણ, હે સત્તમ! તું પ્રતિગ્રહ કર.' તે બ્રાહ્મણે તેનો પ્રતિગ્રહ કરી ભોજન કર્યું, પણ તેથી તે સંતુષ્ટ થયો નહિં. ઉંછ વૃત્તિવાળો તેને તેમ જોઇને પુનઃ ચિંતાપરાયણ થઇ ગયો.૫૫ (એટલે તેના પુત્રે કહ્યું કે) 'હે સત્તમ! આ સકતુ લઇને તે વિપ્રને આપી દો. એટલે આને સુકૃત થયેલું હું માનું છું, તેથી હું તેમ કરું છું.૫૬ કારણ કે મારે સર્વદા આપ પ્રયત્નપૂર્વક પરિપાલન કરવા યોગ્ય છો. કારણ કે વૃદ્ધ પિતાનાં પાલન કરવાની સાધુ પુરુષો આકાંક્ષા રાખે છે.૫૭ વૃદ્ધાવસ્થામાં પરિપાલન કરવું, એ પુત્ર હોવાનો લાભ કહેલો છે. હે વિપ્રર્ષિ! ત્રણે લોકોમાં આ શ્રુતિ શાશ્વત (સનાતન) છે.૫૮ માત્ર પ્રાણ ધારણ કરીને તું તપ કરી શકે છે અને દેહવાળાઓના દેહોમાં પ્રાણ એ પરમ ધર્મ રહેલો છે (અર્થાત્ કે આપણે પ્રાણ ધારણ કરી શકીએ તેમ છે. આજે આ સાથવો ન ખાવાથી આપણા પ્રાણ જતા રહેશે નહિ, પણ આ અતિથિને જો ખાવાનું ન મળશે તો એ તો મરી જશે. પ્રાણ રાખવા એ પરમ ધર્મ છે, માટે આ સાથવો એને આપો)."૫૯

પિતાએ કહ્યું કેઃ-'તું હજાર વર્ષનો થાય, તોપણ મારે મન તું બાળ જ છે. પુત્રને ઉત્પન્ન કરીને પુત્ર દ્વારા પિતા કૃતકૃત્ય થાય છે.૬૦ હે પ્રભો! બાળકોની ક્ષુધા બળવાન્ હોય છે એટલું તો હું જાણું છું. હું વૃદ્ધ થયો છું તે હું કોઇ રીતે ટકાવી રહીશ. પણ હે પુત્ર! તું આ ખાઇને બળવાન્ થા.૬૧ હે બેટા! જીર્ણ અવસ્થાને લીધે ક્ષુધા મને પીડા કરતી નથી. મેં લાંબો કાળ તપ કર્યું છે. હવે મને મરણનો ભય નથી.૬૨

પુત્ર કહે છેઃ-હું તારું બાળક છું. પું નામના નરકમાંથી તને બચાવતો હોવાથી હું પુત્ર કહેવાઉં છું. વળી પુત્રને પિતાનો આત્મા કહ્યો છે. માટે તારા પોતાના (પુત્રરૂપ) આત્માવડે તારા આત્માનું રક્ષણ કર.૬૩

પિતા કહે છેઃ-રૂપમાં, શીલ(વર્તન)માં, અને દમમાં તું મારા જેવો છે. બહુ રીતે મેં તારી પરીક્ષા કરેલી છે. તેટલા માટે હે સુત! હું તારો સાથવો આને આપું છું.૬૪

આમ કહીને પ્રસન્ન થયેલા આત્માવાળા તે ઉત્તમ દ્વિજે તે સકતુ લઇને, જાણે ખડખડાટ હસીને તે વિપ્રને આપ્યો.૬૫ તે સકતુ ખાઇને પણ તે સંતુષ્ટ થયો નહિ. એટલે ઉંછવૃત્તિવાળા ધર્માત્માને શરમ લાગી આવી.૬૬ એટલે બ્રાહ્મણની પ્રિય કરવાની કામનાવાળી તેની સાધ્વી પુત્રવધૂ પોતાનો સકતુ લઇને પ્રસન્ન થતી, પોતાના સસરાને કહેવા લાગી કે,૬૭ 'હે વિપ્ર! તારાં સંતાનથી મને સંતાન થશે.' (હું પણ આજે ખાધા વિના જીવી શકીશ), માટે આ સકતુ લઇને અતિથિને આપ.૬૮ તારા પ્રસાદથી મને ખરેખરા અક્ષય લોકો મળી ચૂકયા છે. પુત્રદ્વારા એવા લોકો મળે છે કે જ્યાં ગયા પછી કોઇને શોક થતો નથી.૬૯ જેમ ધર્માદિ ત્રય (ધર્મ, અર્થ અને કામ) છે, તેમ જ વહ્નિ ત્રય છે અને તેમજ પુત્ર અને પૌત્રોને માટે એક અક્ષય સ્વર્ગરૂપ ત્રય છે.૭૦† પિતૃઓને ઋણમાંથી પુત્ર તારે છે એવું અમારા સાંભળવામાં છે. પુત્ર અને પૌત્રવડે હંમેશ સાધુઓના લોકો મળે છે.૭૧

શ્વશુર કહે છેઃ-હે સારાં વ્રત અને આચારવાળી! પવન (તાઢ) અને તાપથી કરમાયેલાં અંગવાળી, ફીકી પડી ગયેલી, કૃશ થઈ ગયેલી, ક્ષુધાથી વ્યાકુળ થયેલાં મનવાળી તને જોઇને,૭૨ ધર્મનો દ્રોહ કરનાર બનીને આ સકતુ કેમ હું લઉં? હે કલ્યાણકારી વ્રતવાળી! હે કલ્યાણિ! તારે આમ કહેવું યોગ્ય નથી.૭૩ હે શુભે! આ છઠ્ઠે કાલે વ્રત કરનારી, શૌચ, શીલ અને તપવાળી, કૃચ્છ્રવૃત્તિ પાળનારી તને આહાર વિનાની હું કેમ જોઇ શકું છું?૭૪ બાળા (દશ-બાર વર્ષની વયની) અને ક્ષુધાર્તા નારીનું તો મારે સતત રક્ષણ કરવું જોઇએ. તેમાં પણ તું તો ઉપવાસથી થાકી ગયેલી અને બાંધવોને આનંદ આપનારી છો.૭૫

પુત્રવધૂ બોલીઃ-તું મારા ગુરુનો ગુરુ છો; અને તેથી તું મારા દૈવતનો દૈવત છો. તું દેવનો પણ દેવ છો, માટે હે પ્રભો! તું મારો આ સકતુ લે.૭૬ આ મારો દેહ, પ્રાણ અને ધર્મ ગુરુની સેવા માટે છે. હે વિપ્ર! તારા પ્રસાદથી અમને શુભ લોકો મળશે.૭૭ હે દ્વિજ! હું માનવા યોગ્ય છું, દૃઢ ભક્તિવાળી છું અથવા આ વાતનો વિચાર કરવા યોગ્ય હું છું, એમ માનીને તારે આ સકતુ લેવો યોગ્ય છે.૭૮

સસરાએ કહ્યુંઃ-આવાં શીલ વ્રતથી તું સાધ્વી નિત્ય શોભશે! કારણ કે તું ધર્મ અને વ્રત પાળવાવાળી ગુરુની વૃત્તિ(સેવા)ની અપેક્ષા રાખે છે.૭૯ તેથી હે વધૂ! હું તારો સકતુ લઉં છું. હે મોટાં ભાગ્યવાળી! ધર્મ પાળનારીઓમાં તને શ્રેષ્ઠ ગણીને હવે ઠગવી યોગ્ય નથી.૮૦

* 'તું વૃદ્ધ છો' ઇત્યાદિ કથનનો હેતુ સમજાતો નથી.

† આ શ્લોક સ્પષ્ટ નથી, માટે શબ્દાર્થ આપેલો છે.

આ પ્રમાણે સસરાએ કહીને તે સક્તુ લીધો અને દ્વિજાતિને આપ્યો, એટલે તે વિપ્ર તે મહાત્મા સાધુ-પરમ તુષ્ટ (પ્રસન્ન) થયો.૮૧ પછી પુરુષનાં શરીરવાળો તે ધર્મરૂપ, દ્વિજોમાં શ્રેષ્ઠ, બોલવામાં કુશળ, પ્રસન્ન થયેલા આત્માવાળો તે, તે દ્વિજર્ષભને આ વચન કહેવા લાગ્યો કે,૮૨

બ્રાહ્મણ કહે છેઃ–ન્યાયથી મેળવેલા, શુદ્ધ, ધર્મ પ્રમાણે યથાશક્તિ આપેલા આ દાનથી, હે દ્વિજ-સત્તમ! હું પ્રસન્ન થયો છું. અહો! તારાં આ દાનને તો સ્વર્ગમાં રહેનારા લોકો સ્વર્ગમાં ગાય છે.૮૩ ગગનમાંથી ભૂમિપર પડતા પુષ્પના આ વર્ષાદને તું જો. સુરર્ષિ (દેવર્ષિ), દેવો અને ગંધર્વો, અને જેઓ દેવની આગળ ચાલનારા છે તેઓ,૮૪ અને દેવદૂતો આ દાનથી વિસ્મય પામતા ઉભા રહીને તારી સ્તુતિ કરે છે. વળી બ્રહ્મર્ષિઓ, વિમાનમાં બેઠેલાઓ અને બ્રહ્મલોકમાં જેઓ ફરે છે તેઓ,૮૫ તારાં દર્શનની આકાંક્ષા રાખે છે. માટે હે દ્વિજર્ષભ! તું સ્વર્ગમાં જા. તારાથી પિતૃલોકમાં ગયેલા તારા સર્વે પિતૃઓ તરી ગયા છે.૮૬ તેમ જેઓ ઘણાં ઘણાં યુગોથી પિતૃ-લોકમાં પહોંચ્યા ન હતા, તે તારા પિતૃઓ પણ તારાથી તરી ગયા છે. તારાં બ્રહ્મચર્ય, દાન, યજ્ઞ તથા તપને લીધે,૮૭ તથા શુદ્ધ ધર્મને લીધે (તેઓ તર્યા છે) માટે તું હે દ્વિજ! સ્વર્ગમાં જા. હે સુવ્રત! તું એક એવો છે જે પરમ શ્રદ્ધાથી તપ કરે છે.૮૮ તેટલા માટે, હે ઉત્તમ બ્રાહ્મણ! તારાં દાનથી દેવો પ્રસન્ન થયા છે. આ સર્વ બન્યું છે તેનું કારણ એ છે કે, તેં શુદ્ધ મનવડે દાન આપ્યું છે.૮૯ અને તે પણ આપત્તિના સમયમાં આપ્યું છે, તેથી તેં કર્મવડે સ્વર્ગને જિત્યું છે. ક્ષુધા પ્રજ્ઞાને બેહેરી કરે છે અને ધર્મ-બુદ્ધિને નસાડે છે.૯૦ ક્ષુધાથી જ્ઞાનવાળો ધીરજને ત્યજી દે છે. જે ક્ષુધાને જિતે છે તે ખરેખર સ્વર્ગને જિતે છે.૯૧ જ્યાં સુધી દાનની રુચિ હોય છે ત્યાં સુધી ધર્મ જતો નથી. પુત્રનો સ્નેહ તેમજ કલત્ર-(સ્ત્રી)ના સ્નેહની પરવા ન રાખતાં,૯૨ ધર્મ જ મુખ્ય છે એમ જાણીને, તેં તૃષ્ણાની પરવા ન કરી! માણસ-ને દ્રવ્યની પ્રાપ્તિ તો હલકી વાત છે. પાત્રને દાન આપવું, એ તેનાથી શ્રેષ્ઠ છે.૯૩ કાલ દાનથી મોટો છે અને શ્રદ્ધા કાલથી મોટી છે. સ્વર્ગનું દ્વાર એટલું સૂક્ષ્મ છે કે, મોહને લીધે માણસોથી તે દેખાતું નથી.૯૪ સ્વર્ગના દ્વારના આગળાનું બીજ લોભ છે, તે રાગ એટલે ક્રોધથી ઢંકાયલો છે અને તે દુઃખે કરીને પહોં-ચાય તેવો છે. જેઓએ ક્રોધને જિત્યો છે અને જેઓએ ઇન્દ્રિયોને જિતેલી છે તેઓ તેને જુવે છે.૯૫ તપ કરનારા બ્રાહ્મણો, યથાશક્તિ ઘણું દાન કરનારાઓ તે (આગળાને જુવે છે), હજાર આપવાની શક્તિવાળો સો, અને સો આપવાની શક્તિવાળો દશ પણ૯૬ અને જેની પાસે કંઈ ન હોય તે એક જળનું ટીપું પણ આપે તો તે સર્વેને સમાન ફળ મળે છે, એમ કહેવાય છે. રંતિદેવ રાજાએ ભીખારી બન્યો ત્યારે માત્ર જળ આપ્યું હતું.૯૭ પણ, હે વિપ્ર! તે શુદ્ધ મનથી આપ્યું હતું, માટે તે છેક સ્વર્ગના ઉપર ગયો હતો. હે તાત! મહાફલ આપનારાં દાનો આપ્યાથી કંઈ ધર્મ પ્રસન્ન થતો નથી.૯૮ પણ સૂક્ષ્મ છતાં ન્યાયથી મેળવેલાં અને શ્રદ્ધાથી પવિત્ર કરેલાં દાનોથી તે સંતોષ પામે છે. નૃગ રાજાએ દ્વિજોને હજારો ગાયોનાં દાન કર્યાં હતાં,૯૯ પણ તે એક પારકી ગાય (ભૂલમાં) આપ્યાથી નરકમાં ગયો હતો. ઉશિનર વંશનો શિબિ રાજા પોતાનાં શરીરનાં માંસના દાનવડે૧૦૦ પુણ્ય કરનારાઓને મળતા લોકો મેળવીને, તે સારા વ્રત-વાળો સ્વર્ગમાં મજાહ કરે છે. વિભવ એ કંઈ માણ-સોનું પુણ્ય નથી. સાધુઓ પોતાની શક્તિથી તે સહેલ-થી મેળવે છે.૧૦૧ હે વિપ્ર! ન્યાયથી ભેગાં કરેલાં ધનના દાનથી જે લાભ મળે છે, તે વિવિધ યજ્ઞો કરવાથી મળતો નથી. ક્રોધથી દાનના ફલનો નાશ થાય છે અને લોભથી તે સ્વર્ગમાં જઈ શકતો નથી.૧૦૨ ન્યાય પ્રમાણે ચાલનારો અને દાનના નિયમોને જાણ-નારો તપ(કર્મ)વડે સ્વર્ગ ભોગવે છે. પણ વિપુલ દક્ષિણાવાળા બહુ રાજસૂય યજ્ઞો કરવાથી૧૦૩ કે બહુ અશ્વમેધ યજ્ઞો કરવાથી તેના જેવું ફળ મળતું નથી. સક્તૂ(સાથવા)ના દાનથી તેં તો અક્ષય બ્રહ્મલોક જિત્યો છે.૧૦૪ હે વિપ્ર! રાજસગુણ વગરનાં તું બ્રહ્મ-લોકમાં યથાસુખે જા. હે દ્વિજશ્રેષ્ઠ! તમો સર્વેને માટે આ દિવ્ય યાન આવ્યું છે.૧૦૫ તેમાં તમે ઇચ્છા-નુસાર ચઢી બેસો. હે દ્વિજ! હું ધર્મ છું તે મને જુઓ. તેં તારા દેહને તાર્યો છે, અને તારી કીર્તિ સર્વ લોકોમાં સ્થિર રહેશે.૧૦૬ ભાર્યા સહ, પુત્ર સહ અને પુત્રવધૂ સહ તું સ્વર્ગમાં જા.”

આ પ્રમાણે ધર્મે કહ્યું, એટલે તે દ્વિજ તે વાહનમાં ચઢ્યો.૧૦૭ અને પોતાની દારા, પુત્ર, અને પુત્રવધૂ સહિત સ્વર્ગમાં ગયો. પુત્ર અને વધૂ સહિત ધર્મ જાણનારો તે વિપ્ર ત્રીજો અને ચોથી તેની પોતાની ભાર્યા એ સર્વે સ્વર્ગમાં ગયાં ત્યારે હું મારા દરમાંથી બહાર નીકળી આવ્યો. પછી તે સક્તુનો ગંધ લેવાથી અને (બ્રાહ્મણે પાદ્ય માટે આપેલાં) જળથી થયેલા કાદવમાં ખરડાવાથી૧૦૮–૧૦૯ અને તે દિવ્ય પુષ્પોમાં લોટવાથી

અને તે સાધુના દાન આપતાં પડેલા અન્નના દાણા ખાવાથી, તે વિપ્રના તપને લીધે મારું માથું સુવર્ણનું બની ગયું.૧૧૦ તે સત્ય પ્રતિજ્ઞાવાળાના સક્તુ દાનથી, હે વિપ્રો! આ મારું અર્ધું શરીર સુવર્ણનું બની ગયું છે.૧૧૧ તે ધીમાનના તપબળથી (સુવર્ણનું બનેલું આ મારું) વિપુલ શરીર જુઓ. હે દ્વિજો! તેની બીજી બાજુ તેમ કેવી રીતે બને તે માટે૧૧૨ તપોવનોમાં અને યજ્ઞોમાં આનંદથી હું પુનઃપુનઃ પાછો આવું છું. ધીમાન્ કુરુરાજાના યજ્ઞની વાત સાંભળીને હું,૧૧૩ પરમ આશાવાળો અહિં આવ્યો હતો, પણ મારું શરીર કાંચનનું બન્યું નથી. તેથી હે બ્રાહ્મણોમાં ઋષભ જેવા અર્થાત્ ઉત્તમ બ્રાહ્મણો! હસીને મેં આ વાક્ય કહ્યું હતું કે,૧૧૪ સક્તુના યજ્ઞના જેવો આ યજ્ઞ સર્વથા થયો નથી. સક્તુના યજ્ઞમાં તો વેરાયેલા દાણાથી હું સુવર્ણનો બન્યો હતો.૧૧૫ પણ આ મહાન્ યજ્ઞ તેના જેવો નથી, એવું મારું મત છે."

આમ તે યજ્ઞમાં સર્વ ઉત્તમ દ્વિજોને કહીને તે નકુલ૧૧૬ અદૃશ્ય થઈ ગયો, અને તે વિપ્રો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.૧૧૭

વૈશમ્પાયન કહે છેઃ-હે શત્રુના પુરને જિતનારા! આ સર્વ આખ્યાન મેં તને કહ્યું છે કે જે આશ્ચર્ય કરનારી વાત તે વાજિમેધ નામના મોટા યજ્ઞમાં બની હતી.૧૧૮ હે નૃપતિ! તારે યજ્ઞ સંબંધી કોઈપણ કારણે વિસ્મય થવું નહિં. તપ કરીને કરોડો અને હજારો ઋષિઓ સ્વર્ગમાં ગયા છે.૧૧૯ સર્વ પ્રાણીઓ વિષે કોઇપણ જાતનો દ્રોહ કરવો નહિં તે, સંતોષ, (સારું) શીલ, આર્જવ, તપ, દમ, સત્ય અને દાન, એ સર્વે યજ્ઞના સમાન છે.૧૨૦

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'नकुलनुं वृत्तांत' ए नामनो अध्याय ९० मो समाप्त

## અધ્યાય ૯૧ મો

### અશ્વમેધ નિંદાનું કારણ

જનમેજય કહે છેઃ-હે પ્રભો! નૃપતિઓ યજ્ઞ કરવામાં આસક્ત રહે છે, મહર્ષિઓ તપાસક્ત હોય છે, વિપ્રો શાંતિમાં રહે છે અને શમ અને દમવાળા (ઇંદ્રિયોને દમનારા) હોય છે;૧ તેટલા માટે યજ્ઞના ફળ સમાન આ દુનિયામાં કોઈ જણાતું નથી, એમ મારી બુદ્ધિ કહે છે, અને તેમાં કંઈ સંશય જેવું નથી.૨ રાજાઓ અને ઉત્તમ બ્રાહ્મણોએ ઘણા યજ્ઞો કરીને અત્રે ઉત્તમ કીર્તિ મેળવીને મર્યા પછી સ્વર્ગ મેળવ્યું છે.૩ મહાતેજવાળા, વિભુ, હજાર આંખવાળા દેવોના રાજા ઇંદ્રે પણ ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરીને દેવોનું આખું રાજ્ય મેળવ્યું છે.૪ અને સમૃદ્ધિ તથા પરાક્રમમાં ભીમ અને અર્જુન જેની આગળ ચાલવાવાળા છે એવા રાજા યુધિષ્ઠિર દેવોના રાજાના સમાન છે ત્યારે૫ તે નકુલ કયા કારણથી તે મહાત્મા રાજાના અશ્વમેધ નામના મહાયજ્ઞની નિંદા કરતો હતો?૬

વૈશમ્પાયન કહે છે કેઃ-હે નરાધિપ! યજ્ઞની ઉત્તમ વિધિ અને ફળ વિષે પણ, હે રાજન્! હે ભારત! હું જે યથાવિધિ કહું છું તે તું સાંભળ.૭ પૂર્વે જ્યારે શક્ર યજ્ઞ કરતો હતો ત્યારે સર્વ મહર્ષિઓ (મંત્રો) બોલતા હતા, ઋત્વિજો કર્મ કરાવવામાં ગુંથાયલા હતા; યજ્ઞકર્મો ચાલુ થયાં હતાં;૮ અગ્નિમાં આહૂતિઓ અપાતી હતી; ગુણવાન્ હોતાઓ હોમ કરી રહ્યા હતા; દેવોને આહ્વાન કરવામાં આવતું હતું; પરમર્ષિઓ ઉભા હતા.૯ હે રાજા! સારી પ્રતીતિવાળા વિપ્રો સારા સ્વરો કહાડી કહાડી, આગમના મંત્રો બોલી બોલીને દેવોને બોલાવતા હતા, તથા ઉત્તમ અધ્વર્યુઓ થાક્યા વિના મંત્રોનો ધીમેથી ઉચ્ચાર કરતા હતા.૧૦ પછી હોમ કરવાનો વખત થયો ત્યારે પશુઓને પકડવામાં આવ્યાં હતાં ત્યારે, હે મહારાજા! તે મહર્ષિઓને તેમનાપર અનુકંપા આવી.૧૧

પછી તે તપોધન ઋષિઓએ તે પશુઓને દીન જોઇને શક્રની પાસે જઈ કહ્યું કે, 'આ યજ્ઞવિધિ શુભ નથી.૧૨ મહાન્ ધર્મ કરવાની ઇચ્છા કરનાર જે તું, તેનું આ તો અજ્ઞાન છે. કારણ કે, હે પુરંદર! યજ્ઞમાં પશુગણોનું વિધાન કરેલું જોવામાં આવતું નથી.૧૩ હે પ્રભો! તારો આ સમારંભ ધર્મનો નાશ કરનારો છે. આ યજ્ઞ ધર્મથી કરાવાતો નથી. હિંસા કંઈ ધર્મ કહેવાતી નથી.૧૪ જો તારી ઇચ્છા હોય તો આગમ પ્રમાણે યજ્ઞ કરવા દો.૧૫ વિધિ પ્રમાણે કરેલા યજ્ઞથી તારો અતિ મહાન્ ધર્મ થશે. હે સહસ્રાક્ષ! માટે તું ત્રણ વર્ષ સૂધી રાખી મૂકેલાં બીજવડે યજ્ઞ કર.૧૬ હે શક્ર! આ ધર્મ મોટો છે અને મોટા ગુણવાળાં ફળ આપનારો છે.'

શતક્રતુએ તત્ત્વ જોનારા ઋષિઓએ કહેલાં તે વચનો૧૭ સ્વીકાર્યાં નહિં અને અભિમાનથી મોહને વશ થઈ ગયો. પછી શક્રના યજ્ઞમાં તે તપસ્વીઓમાં એક મોટો વિવાદ થયો,૧૮ કે 'જંગમ વસ્તુઓવડે હોમ કરવો કે સ્થાવર વસ્તુઓવડે હોમ કરવો?' હે ભારત! તત્ત્વને જાણનારા તે ઋષિઓ તે વિવાદથી ખિન્ન થઈ ગયા.૧૯

પછી તેઓએ શક્ર સાથે ગોઠવણ કરીને વસુરાજાને તે વિષે પૂછ્યું કે, 'હે મહામતિવાળા! અમને ધર્મ-

વિષયમાં સંશય પડેલો હોવાથી તું સત્ય વાત કહેજે.૨૦ હે મહાભાગ! હે નૃપસત્તમ! યજ્ઞોમાં મુખ્ય મુખ્ય પશુઓવડે હોમ કરવો કે રસવાળાં બીજોથી કરવો, તે વિષે આગમ શું કહે છે?'૨૧ વસુરાજાએ તે સાંભળીને તેમનાં બલાબલનો વિચાર ન કરતાં કહ્યું કે, 'જે વખતે જે આણેલું હોય તેવડે યજ્ઞ કરવો.'૨૨ એમ સંદિગ્ધ ઉત્તર આપવાથી દોષિત બન્યો). ચેદીઓનો કહીને તે નૃપતિ રસાતલમાં પેસી ગયો. (અર્થાત્ તે ઈશ્વર, પ્રભુ આ પ્રમાણે ખોટો જવાબ આપ્યાથી દુઃખ પામ્યો.૨૩

માટે બહુ જાણવાવાળા કોઈએ પણ સંશય પડ્યો હોય ત્યારે કંઈ કહેવું નહિં, સિવાય કે તે પ્રજાપતિ, સ્વયંભૂ પ્રભુ પોતે હોય.૨૪ અશુદ્ધ બુદ્ધિવાળા પાપીએ આપેલાં દાનો ગમે તેટલાં વિપુલ હોય તોપણ તે સર્વેનો (સહજમાં) અનાદર થઈ નાશ થાય છે.૨૫ તે અધર્મની પ્રવૃત્તિ કરનારા, દુરાત્મા, હિંસા કરનાર, દુર્મતિવાળાનાં દાનની આલોકમાં કે પરલોકમાં કીર્તિ થતી નથી.૨૬ અન્યાયથી ઘણું દ્રવ્ય મેળવીને ધર્મની શંકા રાખનાર કોઈ મૂર્ખ યજ્ઞ કરે તો તેને ધર્મનું ફળ મળતું નથી.૨૭ ધર્મની નિંદા કરનારો પાપાત્મા, પુરુષોમાં અધમમાં અધમ છે તે વિપ્રોને, લોકોમાં પોતાને માટે વિશ્વાસ ઉત્પન્ન કરનારું દાન આપે છે (દાનને માટે કે ધર્મને માટે દાન આપતો નથી.)૨૮ નિરંકુશ બ્રાહ્મણ પાપકર્મવડે ધન મેળવીને રોગ અને મોહથી ઘેરાઈને અંતે નઠારી ગતિને પામે છે.૨૯ વળી લોભ અને મોહને વશ થયેલાને સંગ્રહ કરવાની બુદ્ધિ થાય છે. તે અશુદ્ધ બુદ્ધિ અને પાપને લીધે પ્રાણીઓને ઉદ્વેગ કરાવે છે.૩૦ આ પ્રમાણે મોહથી ધન મેળવીને જે કોઈ દાન કરે છે વા યજ્ઞ કરે છે, તે તેનું ફળ મર્યા પછી ભોગવતો નથી, કારણ કે તેનું ધન પાપકર્મથી મેળવેલું છે.૩૧ વીણેલાં મૂળ, ફળ, શાક, અને જલપાત્રનું વૈભવથી જે તપોધનો દાન કરે છે તે ધાર્મિક નરો સ્વર્ગમાં જાય છે.૩૨ એ જ ધર્મ, એ જ મહાયોગ છે. દાન તથા પ્રાણીપર દયા, બ્રહ્મચર્ય તથા સત્ય તથા માયા (સ્નેહ), ધીરજ અને ક્ષમા,૩૩ એ સનાતન ધર્મનું સનાતન મૂળ છે. આગળ થઈ ગયેલા વિશ્વામિત્રાદિ રાજાઓ વિષે આ (અમારા) સાંભળવામાં આવેલું છે.૩૪ વિશ્વામિત્ર, અસિત, મહીપતિ જનક, કક્ષસેન અને અર્ષ્ટિષેણ અને રાજા સિંધુદ્વીપ,૩૫ વગેરે બીજા ઘણાઓ પરમ સિદ્ધિને પામ્યા છે. રાજાઓ સત્ય અને દાનથી અને તપોધનો ન્યાયથી પ્રાપ્ત કરેલાં ધનથી પરમ સિદ્ધિને પામ્યા છે.૩૬ તપનો આશ્રય લેનારા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો દાનધર્મરૂપ અગ્નિથી શુદ્ધ થઇને, હે ભારત! સ્વર્ગમાં જાય છે.૩૭

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वविषे 'हिंसा अने धर्मस्वरूपकथन' ए नामनो अध्याय ९१ मो समाप्त

## અધ્યાય ૯૨ મો

### અગસ્ત્યનો યજ્ઞ

જનમેજય કહે છેઃ-હે ભગવન્! ધર્મથી મેળવેલાં ધનનાં દાનથી જો સ્વર્ગ મળતું હોય તો તે સર્વ મને કહે. કારણ કે તું કહેવામાં કુશળ છો.૧ તે ઉછવૃત્તિવાળાને સક્તૂનું દાન કરવામાં મહાન્ ફળ મળ્યું તે, હે બ્રહ્મન્! બરાબર તેં મને કહ્યું છે, એમાં શક નથી.૨ પણ સર્વ યજ્ઞોમાં પરમ નિશ્ચય કેમ થાય તે, હે દ્વિજર્ષભ! સંપૂર્ણ કહેવાને તું યોગ્ય છો.૩

વૈશમ્પાયન કહે છેઃ-આ વિષયમાં પણ, હે શત્રુને દમનારા! આગળ અગસ્ત્યના મહાયજ્ઞમાં બનેલા એક પુરાતન ઇતિહાસનો દાખલો આપવામાં આવે છે.૪ પૂર્વે હે મહારાજ! સર્વ પ્રાણીના હિતમાં પ્રીતિ રાખનારા મહાતેજસ્વી અગસ્ત્યે બાર વર્ષની દીક્ષા લીધી હતી.૫ તે યજ્ઞમાં અગ્નિના જેવા, મૂળનો આહાર કરનારા, ફળોનો આહાર કરનારા, પથ્થરથી વાટીને દાણા કહાડી ખાનારા, માત્ર મરીચિનું પાન કરનારા મહાત્મા હોતાઓ હતા.૬ વળી ત્યાં સામું આપવા આવે ત્યારેજ લેનારા, બલિદાનનું શેષ ખાનારા, તેમ જ તત્કાળ જેટલું જ સંગ્રહ કરનારા,* યતિઓ અને ભિક્ષુઓ પણ ચારે બાજુએ ઉભા હતા.૭ પ્રત્યક્ષ ધર્મરૂપ, ક્રોધને જિતવાવાળા, અને ઇંદ્રિયોને જિતવાવાળા, દમમાં સ્થિતિ કરનારા અને હિંસા અને દંભનો ત્યાગ કરી દીધેલા એવા તેઓ સર્વે ત્યાં હતા.૮ નિત્ય શુદ્ધ વૃત્તમાં રહેલા (પાળનારા) અને ઇન્દ્રિયોથી બાધા (પીડા) ન પામનારા મહર્ષિઓ તે યજ્ઞમાં આવ્યા હતા, અને તેઓ યજ્ઞ કરતા હતા.૯ ભગવાન્ (અગસ્ત્યે) યથાશક્તિ (યજ્ઞ માટે) અન્ન મેળવેલું હતું. તે યજ્ઞમાં જે વૃત્ત (ચાલુ) હતું અને જે યોગ્ય હતું, તે તે વેળાએ કરવામાં આવ્યું હતું.૧૦ તેમજ બીજા અનેક મુનિઓ (આવા) મોટા યજ્ઞો કરતા હતા. આ પ્રમાણે અગસ્ત્યનો યજ્ઞ ચાલતો હતો ત્યારે, હે ભરતસત્તમ! સહસ્રાક્ષે વર્ષાદ વરસાવ્યો નહિં.૧૧ પછી કર્મો કરવાના ગાળામાં, હે રાજન્! ભાવિત આત્માવાળા મુનિઓમાં મહાત્મા અગસ્ત્યની આવી વાત ચાલવા

* બીજા પાઠ પ્રમાણે, અન્નાદિ ધોઇને સાફ કર્યા વિના ખાનારા.

લાગી કે,[૧૨] 'આ યજમાન અગસ્ત્ય મત્સરરહિત થઇને અન્ન આપે છે અને પર્જન્ય (વર્ષાદ) વરસતો નથી, તે અન્ન કેમ થશે?[૧૩] હે વિપ્રો! મુનિનો આ મહાન્ સત્ર તો દ્વાદશ (બાર) વર્ષ પહોંચે તેવો છે, અને એ બાર વર્ષ સૂધી આ દેવ વર્ષાદ વર્ષાવશે નહિ. (તો શું થશે?)[૧૪] માટે આનો વિચાર કરીને આ બુદ્ધિમાન્, અતિ તપ કરનારા મહર્ષિ અગસ્ત્યના પર અનુગ્રહ કરવો તમારે યોગ્ય છે.'[૧૫] આ પ્રમાણે તેઓએ વચન કહ્યાં (તે અગસ્ત્યનાં સાંભળવામાં આવ્યાં) એટલે પ્રતાપી અગસ્ત્ય,[૧૬] મુનિઓને મસ્તક નમાવી પ્રસન્ન કરી આ પ્રમાણે બોલ્યા કે, 'જો વાસવ બાર વર્ષ સૂધી વરસશે નહિ,[૧૭] તો હું ચિંતાયજ્ઞ* કરીશ. એ પણ એક સનાતન વિધિ છે. જો વાસવ બાર વર્ષ સૂધી વરસશે નહિ,[૧૮] તો હું સ્પર્શયજ્ઞ† કરીશ. એ પણ સનાતન વિધિ છે. જો વાસવ બાર વર્ષ સૂધી વરસશે નહિ,[૧૯] તો હું વ્રત નિયમ પાળનારો આત્માવડે ધ્યાન ધરીને એ સર્વ યજ્ઞોને હરી લઇશ (અર્થાત્ કરીશ).‡ આ મારો બીજયજ્ઞ બહુ વર્ષો પહોંચે તેવો છે,[૨૦]§ (અને તેમાં તો) બીજ આપીને જ હું હિત કરીશ. એમાં કોઈ વિઘ્ન નડશે નહિ. કોઈ પણ રીતે મારો આ સત્ર વૃથા કરવાનું બની શકે તેમ નથી.[૨૧] પછી તે દેવ વરસે અથવા ન વરસે, તેની મને પરવા નથી. અથવા ઇંદ્ર જો પોતાનીજ ઇચ્છાથી મારી અભ્યર્થના પૂરી કરે નહિ તો[૨૨] હું જાતે ઇંદ્ર બનીને પ્રજાઓને જીવાડીશ. જે જે આહાર ખાઇને જીવતું હશે, તેને તેજ આહાર મળશે,[૨૩] અને પુનઃ પુનઃ આથી પણ અતિ વિશેષ કરવાવાળો હું છું. (જુઓ મારી શક્તિ) આજે અત્રે સુવર્ણ અને બીજી જે કંઈ વસુ (દોલત) હોય, તે અહિં ચાલી આવો.[૨૪] ત્રણે લોકોમાં જે કંઇ દોલત હોય તે સ્વયં અત્રે ચાલી આવો. દિવ્ય અપ્સરાઓના સંઘો, અને કિન્નરો સહિત ગંધર્વો,[૨૫] અને વિશ્વાવસુ અને બીજા જેઓ હોય, તે સર્વે મારા યજ્ઞની ઉપાસના કરો. ઉત્તર તરફના કુરુ પ્રદેશમાં જે કંઈ વસુ (દોલત) હોય,[૨૬] તે સર્વે જાતે આ યજ્ઞમાં અહિં આવી પડો. સ્વર્ગની સભા અને ધર્મ પોતે પણ અહિં આવો.'[૨૭]

તે મુનિએ આ કહ્યું, એટલે તે મુનિના તપવડે તેમ થયું કે જે મુનિ અગસ્ત્ય અતિ તેજવાળા અને સળગતા અગ્નિના પ્રકાશ જેવા હતા.[૨૮] પછી તે ખુશી થયેલા મુનિઓએ તપનું બળ જોયું. (ત્યારે) વિસ્મય પામેલા તે સર્વેએ મહા અર્થવાળું આ વચન કહેવા માંડ્યું:–[૨૯]

"તારાં વાકયથી અમે પ્રસન્ન થયા છીએ. અમે તારા તપનો ખર્ચ થતો જોવાને ઇચ્છતા નથી. (તારું તપ ખપી ગયેલું જોવાની ઇચ્છા નથી.) તેજ યજ્ઞોવડે અમે સંતુષ્ટ થયા છીએ. અમે ન્યાયથી (ફળ)ની ઇચ્છા રાખીએ છીએ.[૩૦] યજ્ઞ તથા તેની દીક્ષા તથા જે હોમો અને બીજું જે કાંઈ અમે શોધીએ છીએ, તે અમે ન્યાયથી શોધીએ છીએ. અમે ન્યાયથી મેળવેલાંનો આહાર કરનારા છીએ, અને પોતપોતાના કર્મમાં પ્રીતિ રાખનારા છીએ.[૩૧] બ્રહ્મચર્ય પાળીને ન્યાયથી વેદોની અમે પ્રાર્થના કરીએ છીએ, અને ન્યાયથીજ ઉત્તર કાળમાં ઘરમાંથી અમે બહાર નીકળ્યા છીએ.[૩૨] વિધિના દ્વારવડે ધર્મ જેઓએ જોયો છે, તેઓની સાથે અમે તપ કરીશું. આપની હિંસાનો ત્યાગ કરનારી બુદ્ધિ સારી રીતે અમને ઇષ્ટ છે.[૩૩] હે પ્રભો! તારે યજ્ઞોમાં અહિંસાનો સતત ઉપદેશ કરવો. તેથી હે દ્વિજસત્તમ! અમે પ્રસન્ન થઈશું.[૩૪] યજ્ઞની સમાપ્તિ થયા પછી તારી આજ્ઞાથી અમે યજ્ઞમાંથી જઈએ છીએ."

તેઓ આમ વાત કરતા હતા, તેટલામાં દેવોનો રાજા પુરંદર[૩૫] જે અતિ મહા તેજવાળો હતો તે તેનું તપોબળ જોઇને વરસવા લાગ્યો. તેના યજ્ઞની સમાપ્તિ થઈ ત્યારથી અમાપ પરાક્રમવાળો[૩૬] પર્જન્ય, હે જનમેજય! ઇચ્છાનુસાર થયો અને ત્રિદશેશ્વરે હે રાજર્ષિ! બૃહસ્પતિને આગળ કરીને જાતે આવીને તે અગસ્ત્યને પ્રસન્ન કર્યા.[૩૭] પછી યજ્ઞની સમાપ્તિ થતાં તે મહા મુનિઓને તેમની યથાવિધિ પૂજા કરીને, અત્યંત પ્રસન્ન થયેલા અગસ્ત્યે રજા આપી.[૩૮]

જનમેજય કહે છેઃ–માણસની માફક આમ કહેનારો, કાંચનનાં માથાંવાળો નકુળના રૂપમાં કોણ હતો, તે હું પૂછું છું તે મને કહો.[૩૯]

વૈશમ્પાયન કહે છેઃ–આ મને પૂર્વે પૂછેલું ન હોવાથી મેં તને તે કહ્યું ન હતું. તે નકુળ જે આમ માનુષી વાણી બોલતો હતો, તેની વાત સાંભળ.[૪૦] એક વેળાએ જમદગ્નિએ શ્રાદ્ધ કરવાનો સંકલ્પ કર્યો હતો. (તે વખતે) તેની હોમધેનુ તેની પાસે આવી ને તેઓએ જાતે તેને દોહી.[૪૧] તેનું દૂધ તેણે નવા, મજબૂત

* ચિંતાયજ્ઞ એટલે સંકલ્પ માત્રથી દેવોનું અને ઋષિઓનું તર્પણ કરવું તે. † સ્પર્શયજ્ઞ એટલે મેળવેલાં દ્રવ્યનો માત્ર સ્પર્શ કરીને દેવાદિનું તર્પણ કરવું. દૃષ્ટિયજ્ઞમાં માત્ર પદાર્થોપર નજર કરવી. ‡ પાઠાંતરમાં શારીરકલેશથી યજ્ઞ કરીશ, એમ કહ્યું છે.

§ આ શ્લોક કલકત્તાની પ્રતમાં જાદો જ છે. "મારું સર્વ બળ વાપરીને, અતિ મુશ્કેલીથી પળાય તેવા વ્રતોવાળા બીજા યજ્ઞોની હું વ્યવસ્થા કરીશ. બીજવાળો આ મારો યજ્ઞ, કેટલાં વર્ષોની મહેનત પછી મેં આરંભેલો છે' (તે હું છોડીશ નહિં).

અને પવિત્ર વાસણમાં મૂકયું હતું, અને (બનવા કાલ એટલે) તે દૂધના વાસણમાં ક્રોધનું સ્વરૂપ લઇને ધર્મે પ્રવેશ કર્યો.[૪૨] તે ઋષિનું વિપ્રિય (નઠારું) કરવાથી તે ઋષિઓમાં શ્રેષ્ઠ ઋષિ શું કરશે, તે જોવાની ધર્મને ઇચ્છા હતી. તેથી એમ વિચારી ધર્મે તે દૂધને (વલોવીને) બગાડી નાંખ્યું.[૪૩] મુનિએ તે ક્રોધને ઓળખી લઇને તેના પર કોપ કર્યો નહિં. એટલે પછી ક્રોધે, હે સજ્જન્! બ્રાહ્મણીનું સ્વરૂપ ધારણ કર્યું. તે તેમાં પણ જિતાયો ત્યારે ક્રોધે ભૃગુઓમાં તે શ્રેષ્ઠ પુરુષને કહ્યું કે,[૪૪] 'હે ભૃગુઓમાં શ્રેષ્ઠ! હું જિતાયો છું. ભૃગુઓ ઘણા રોષવાળા છે, એમ લોકોમાં મિથ્યા વાત ચાલે છે. તે ખોટી છે તેથી હું તારાથી જિતાયો છું.[૪૫] તું ક્ષમાવંત, મોટા આત્માવાળો છો, તેના વશ હું આજે ઉભો છું. હે સાધો! તારાં તપનો મને ભય લાગે છે. માટે હે પ્રભો! મારાપર કૃપા કરો.'[૪૬] (જમદગ્નિએ કહ્યું કે) 'હે ક્રોધ! મેં સાક્ષાત્ તને જોયો છે. કંઈ પણ જ્વર (ચિંતા) વિના તું તારે જા. તેં કંઈ આજે મારો અપકાર કર્યો નથી, તેમ તારા તરફ મને કંઈ રોષ નથી.[૪૭] જેમને ઉદ્દેશીને મેં આ દૂધનો સંકલ્પ કર્યો હતો, તે પિતૃઓ મહા ભાગ્યશાળી છે. તેમની પાસે જઈ તેમની ઇચ્છા જાણ.'[૪૮] આ પ્રમાણે જમદગ્નિએ કહ્યું, એટલે ત્રાસ પામી ગયેલો તે (ક્રોધ ધર્મ) ત્યાંજ અંતર્ધાન થઈ ગયો, અને પિતૃઓના શાપથી નકુલપણાને પામ્યો હતો.[૪૯] તેણે તેઓને, શાપનો અંત આવવા માટે પ્રસન્ન કર્યા હતા. તેઓએ તેને કહ્યું હતું કે, 'ધર્મનું અપમાન કરવાથી તારા શાપનો અંત આવશે.'[૫૦] તેઓએ તેને આ પ્રમાણે કહ્યા પછી તે યજ્ઞોની નિંદા કરતો યજ્ઞો થતા હોય, તે દેશોમાં તથા ધર્મારણ્યમાં ફરતો ફરતો તે યજ્ઞમાં આવી ચઢયો હતો.[૫૧] એક પ્રસ્થસક્તુવડે ધર્મપુત્રપર આક્ષેપ કરીને તે શાપમાંથી મુક્ત થયો હતો. એ નકુલ તે ક્રોધ હતો અને યુધિષ્ઠિર તે ધર્મ હતા.[૫૨] તે મહાત્માના યજ્ઞમાં ત્યારે આ બનાવ બન્યો હતો, અને અમારાં દેખતાંજ ત્યાં તે નકુલ અંતર્ધાન થયો હતો.[૫૩]*

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'नकुलोपाख्यान' ए नामनो अध्याय ९२ मो समाप्त

# † વૈષ્ણવધર્મ પર્વ

## અધ્યાય ૧ લો

### શ્રી કૃષ્ણે યુધિષ્ઠિરના પ્રતિ વૈષ્ણવધર્મની પ્રશંસા કરવી અને પોતાનો મહિમા કહેવો

જનમેજય પૂછે છે:-પૂર્વે અશ્વમેધ યજ્ઞ થઈ રહ્યા પછી કેશિ દૈત્યને મારનારા કેશવને મારા પિતામહે (યુધિષ્ઠિરે) ધર્મના સંશયને ઉદ્દેશીને શા પ્રશ્ન પૂછયા હતા?[૧]

વૈશમ્પાયન કહે છે:-અશ્વમેધ યજ્ઞ કરીને (અવભૃથ)સ્નાન કર્યા પછી યુધિષ્ઠિર રાજા કેશવને (શ્રી કૃષ્ણને) નમસ્કાર કરીને પુનઃ પૂછવા લાગ્યો.[૨]

હે ભગવન્! વૈષ્ણવ ધર્મોનું ફળ શું છે, તેમાં કયા દેવની પૂજા છે, અને તમે પૂર્વે કયા ધર્મને ઉદ્દેશીને વૈષ્ણવ ધર્મોને ઉત્પન્ન કર્યા છે?[૩] હે મધુસૂદન! તમારો જો મારા ઉપર અનુગ્રહ હોય, હું તમને પ્રિય હોઉં, અને હે સુંદર વ્રતધારી કૃષ્ણ! મારે જો વૈષ્ણવ ધર્મો શ્રવણ કરવા યોગ્ય હોય તો તું મને તે

* પ્રતાપચન્દ્ર રાય કહે છે કે આ નકુલોપાખ્યાનનો ભાગ ક્ષેપક છે. બહુ દક્ષિણાવાળો યુધિષ્ઠિરનો યજ્ઞ નિંદાપાત્ર થાય તે બ્રાહ્મણોને પસંદ પડતું ન હોવાથી નકુલની આ વાત ગોઠવી કહાડેલી છે. સત્ય ગમે તે હોય. મુદ્દાની વાત એ છે કે, બહુ દક્ષિણાવાળો એક અશ્વમેધ યજ્ઞ કરતાં શ્રદ્ધાથી જવના લોટનો સાથવો ભૂખ્યાને દાનમાં આપવો, એ સર્વોત્તમ છે.

† આ વૈષ્ણવધર્મ પર્વના ૨૩ અધ્યાય છે. તે દક્ષિણ દેશના પુસ્તકના ભંડારમાંથી ઉપલબ્ધ થાય છે, પરંતુ ઉત્તર દેશના પુસ્તકના ભંડારમાંથી ઉપલબ્ધ થતું નથી. 'ગુજરાતી' પ્રેસે સંસ્કૃતમાં મહાભારત છાપવાનો આરંભ કર્યો છે તેને માટે લિખિત પ્રતો મેળવવાના પ્રયાસમાં આ પર્વ ઉપલબ્ધ થયું છે. તેમ મી૦ ટી. આર કૃષ્ણાચાર્યે મૂળ મહાભારત સંસ્કૃતમાં દક્ષિણ દેશની પ્રતિઓને આધારે છાપ્યું છે તેમાં આ પર્વ છે. અજાયબ જેવું એ છે કે અમારી પાસે પાંચસો વર્ષની એક જૂની પ્રતિ છે. તેમાં આ પર્વ નથી. મી૦ કૃષ્ણાચાર્ય આ પર્વનું સમર્થન કરતાં કહે છે કે, આ પર્વ અશ્વમેધ પર્વમાં અવશ્ય હોવું જોઇએ; કારણ કે નિબંધકારે અપરાર્ક, ચતુર્વર્ગ ચિંતામણિ વગેરે ધર્મશાસ્ત્રના નિબંધ ગ્રન્થોમાં ઠેકાણે ઠેકાણે 'तथा चोक्तमाश्वमेधिकपर्वणि' એમ કહીને અશ્વમેધ પર્વના શ્લોકોને પ્રમાણ તરિકે ટાંકે છે, અને તે શ્લોકો આ વૈષ્ણવધર્મપર્વમાં જ જોવામાં આવે છે. જો આપણે વૈષ્ણવધર્મ પર્વને અશ્વમેધનું પેટા પર્વ ન સ્વીકારીએ તો તે શ્લોકો નિર્મૂળ થઈ પડે છે. વળી આ પર્વ વિના કથાનો પણ વિચ્છેદ થાય છે તેથી આ પર્વને અશ્વમેધ પર્વનું પેટાપર્વ ગણવું જોઇએ. કુંભકોણની મહાભારતની પ્રતિમાં આ પર્વનો ૯૬ મા અધ્યાયથી આરંભ થાય છે. પણ અમે તેના એકથી અંકો માંડ્યા છે. અમને પ્રશ્ન એ જ થાય છે કે, ઉપર જણાવ્યા પ્રમાણે અતિ પ્રાચીન પ્રતમાં આ પર્વ કેમ નથી? નીલકંઠે આ વિષે કેમ કંઈ કહ્યું નથી? તેમ આપ્પા શાસ્ત્રીની પ્રતમાં અને પ્રતાપચંદ્રરોયની પ્રતમાં પણ કેમ નથી, અને તેઓ પણ કેમ અજાણ રહી બોલ્યા નથી?

કહે.[૪] તારા મુખમાંથી નિકળેલા તે વૈષ્ણવ ધર્મો હે ભગવન્! ખરેખર પવિત્ર છે, સર્વ પાપનો નાશ કરનારા છે, અને સર્વ ધર્મમાં ઉત્તમ છે.[૫] જે ધર્મોનું શ્રવણ કરીને બ્રહ્મહત્યા કરનાર, ગોહત્યા કરનાર, માતૃહત્યા કરનાર, ગુરુપત્ની સાથે ગમન કરનાર, ભોજન સમયે પાકમાં ભેદ કરનાર,* કૃતઘ્ની, સુરાપાન કરનાર, વેદનો વિક્રય કરનાર,[૬] મિત્રનો વિશ્વાસઘાત કરનાર, વીરહત્યા કરનાર, ગર્ભપાત કરનાર, અથવા વેદનાં અમુક અંગ ભણનારાની હત્યા કરનાર, તપને વેચનારા, દાનને વેચનારા,[૭] પોતાના શરીરને વેચનારા, મૂઢ, નીચ કર્મ કરીને આજીવિકા કરનારા, પાપી, શઠ, કપટી, દંભી, દૂષણ દેનારા,[૮] પારા વગેરેને મારનારા, બ્રાહ્મણની હત્યા કરનારા, શૂદ્રની સેવા કરનારા, ચોર, ગોરપદું કરનારા બ્રાહ્મણો,[૯] થાપણ ઓળવનારા, સ્ત્રીની હત્યા કરનારા, પરસ્ત્રી સાથે ગમન કરનારા,[૧૦] આ તથા બીજા જે પાપીઓ હોય, તે પાપમાંથી મુક્ત થાય છે, તે ધર્મો હે સુરશ્રેષ્ઠ! હે અચ્યુત! તારા ભક્ત એવા મને તું કહે![૧૧]

વૈશમ્પાયન કહે છેઃ-આ રીતે ધર્મના પુત્રે (યુધિષ્ઠિરે) સભામાં દેવ (કૃષ્ણ)ને પ્રશ્ન કર્યાં, એટલે તત્ત્વવેત્તા અને તપસ્વી એવા વસિષ્ઠ વગેરે મુનિઓ[૧૨] તથા બીજા પરમ ગુહ્ય એવો ઉત્તમ વૈષ્ણવ ધર્મ શ્રવણ કરવાની કામનાવાળાઓ તથા ભક્તજનો તેની આસપાસ ફરી વળ્યા.[૧૩]

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ભક્તવત્સલ! હું ખરા ભાવથી તારા ચરણમૂળમાં આવ્યો છું. જો તું મને પ્રેમવાળો ભક્ત જાણતો હો,[૧૪] તો ધર્મનાં સર્વ રહસ્યો યથાર્થ રીતે જાણવાની ઇચ્છા કરું છું. હે દેવ! જો મને અનુગ્રહને પાત્ર ગણતાં હો તો મને એ ધર્મો કહે.[૧૫] મનુએ કહેલા, વસિષ્ઠે કહેલા, કશ્યપે કહેલા, ગર્ગે કહેલા, ગૌતમે કહેલા, તથા ગોપાળે કહેલા ધર્મ મેં સાંભળ્યા છે.[૧૬] વળી મેં પૂર્વે પરાશરે કહેલા ધર્મ, બુદ્ધિમાન્ મૈત્રેયે કહેલા ધર્મ, ઉમાએ અને મહેશ્વરે કહેલા ધર્મ તથા નંદીએ કહેલા પવિત્ર ધર્મ પણ સાંભળ્યા છે.[૧૭] બ્રહ્માએ કહેલા, કુમારે કહેલા, ધૂમાયને કહેલા, કાંડવૈશ્વાનરે કહેલા ધર્મો પણ મેં સાંભળ્યા છે.[૧૮] ભૃગુએ કહેલા ધર્મ, યાજ્ઞવલ્કયે કહેલા ધર્મ, માર્કંડેયે કહેલા ધર્મ, ભારદ્વાજે કહેલા ધર્મ, અને બૃહસ્પતિએ કહેલા ધર્મ પણ મેં સાંભળ્યા છે.[૧૯] કુણિએ, કુણિબાહુએ, વિશ્વામિત્રે, સુમંતુએ, જૈમિનીએ, તથા શકુનિએ કહેલા ધર્મ પણ સાંભળ્યા છે.[૨૦] પુલસ્ત્ય, તથા પુલહે ગાયેલા, પાવકે કહેલા, અગસ્ત્યે કહેલા, મુદ્ગલ્યે, શાંડિલ્યે, શલભાયને,[૨૧] તેમ જ વાલખિલ્યે કહ્યા તે તથા સપ્તર્ષિએ કહ્યા તે પણ, આપસ્તંબ, શંખ અને લિખિતના કહેલા ધર્મો,[૨૨] પ્રજાપતિ, યમ, મહેન્દ્ર, વ્યાઘ્ર, વ્યાસ અને વિભાંડકે કહેલા ધર્મ પણ મેં સાંભળ્યા છે.[૨૩] નારદે કહેલા ધર્મ મેં સાંભળ્યા છે, કપોતે કહેલા ધર્મ મેં સાંભળ્યા છે, વિદુરનાં વાક્યો સાંભળ્યાં છે, તથા ભૃગુના અને અંગિરાના કહેલા ધર્મ પણ મેં સાંભળ્યા છે.[૨૪] ક્રૌંચે કહેલા ધર્મ, મૃદંગે કહેલા ધર્મ, સૂર્યે કહેલા ધર્મ, હરિતકે કહેલા ધર્મ, પિશંગે કહેલા ધર્મ, કતપાયે કહેલા, સુવાલકે કહેલા,[૨૫] ઉદ્દાલકે કહેલા ધર્મ, ઉશનાએ (શુક્રે) કહેલા ધર્મ, વૈશંપાયને કહેલા ધર્મ, તથા બીજાઓએ કહેલા ધર્મ પણ આદિથી સાંભળ્યા છે.[૨૬] હે દેવ! આ સર્વ ધર્મના કરતાં તારા મુખમાંથી નિકળેલા ધર્મ પાવન કરનારા અને પવિત્ર હોવાથી ઉત્તમ છે, આવો મારો વિચાર છે. તેટલા માટે હે કેશવ! તારી પાસે આવેલા આ ભક્તને, હે અચ્યુત! તારા જે પવિત્ર અને ઉત્તમ ધર્મો છે, તે તું મને કહે.[૨૭-૨૮]

વૈશમ્પાયન કહે છેઃ-આ પ્રમાણે ધર્મપુત્રે ધર્મ જાણનારા કેશવને પ્રશ્ન પૂછ્યો, તે ઉપરથી કેશવે હર્ષમાં આવીને ધર્મના પુત્રને સૂક્ષ્મ વિષયવાળા ધર્મ કહેવાનો આરંભ કર્યો.[૨૯]

હે સુંદર આચરણવાળા! હે કુંતીના પુત્ર! તારો ધર્મને માટે આવો યત્ન છે, માટે તને જગતમાં કોઈ પણ પદાર્થ દુર્લભ નથી.[૩૦] હે રાજેંદ્ર! ધર્મનું શ્રવણ કરવાથી, કોઈ યજ્ઞયાગ કરતો હોય ત્યારે તેનાં દર્શન કરવાથી, ધર્મનો બીજાને ઉપદેશ દેવાથી, ધર્માચરણ કરવાથી, કોઈ ધર્માચરણ કરતો હોય તેને અનુમોદન કરવાથી ધર્મ મનુષ્યને સ્વર્ગમાં લઈ જાય છે.[૩૧]* ધર્મ પિતા છે, ધર્મ માતા છે, ધર્મ નાથ છે, ધર્મ સુહૃદ્ છે, ધર્મ ભ્રાતા છે, ધર્મ સખા છે, અને હે પરંતપ! ધર્મ જ સ્વામી છે.[૩૨] ધર્મથી અર્થનો લાભ થાય છે, ધર્મથી કામનો લાભ થાય છે, ધર્મથી ભોગો અને સુખો મળે છે, ધર્મથી ઉત્તમ પ્રકારનું ઐશ્વર્ય મળે છે, અને ધર્મથી ઉત્તમ સ્વર્ગની ગતિ મળે છે.[૩૩] આ શુદ્ધ ધર્મનું સેવન કરવાથી મનુષ્યનું મહાન્ ભયમાંથી રક્ષણ કરે છે. ધર્મથી બ્રાહ્મણપણું અને ધર્મથી દેવપણું મળે છે. ધર્મ જ મનુષ્યને પવિત્ર કરે છે.[૩૪] પુરુષનું પાપ કાળે કરીને જ્યારે ક્ષીણ થાય છે ત્યારે હે યુધિષ્ઠિર! મનુષ્યની બુદ્ધિ ધર્માચરણ કરવામાં થાય છે.[૩૫] હજારો જન્મોએ પણ મનુષ્યપણું દુર્લભ

* પંડે મિષ્ટાન્ન ખાય ને બીજાને સાદું ભોજન આપે, તેનું નામ ભેદ કરનાર.

* આ શ્લોકનો શબ્દાર્થ નહિ પણ ભાવાર્થ આપેલો છે.

છે. મનુષ્ય જન્મને પામીને પણ આ લોકમાં જે પુરુષ ધર્માચરણ કરતો નથી, તે પોતે પોતાને જ હાથે ઠગાય છે.૩૬ લોકોની નિંદાને પાત્ર, દરિદ્ર, વિરૂપો (કદરૂપા), રોગી, બીજાઓના દ્વેષપાત્ર અને મૂર્ખ આટલા છ પુરુષોએ પૂર્વે ધર્માચરણ કર્યું નથી (એમ જાણવું).૩૭ પરંતુ જે દીર્ઘ આયુષ્યવાળા, શૂરા, પંડિતો, ભોગ ભોગવનારા, રોગ રહિત, અને રૂપાળા છે, તે (છ જાતના) પુરુષોએ પૂર્વે ધર્માચરણ કર્યું છે એમ જાણવું.૩૮ આ પ્રમાણે જે શુદ્ધ ધર્મનું આચરણ કરે છે, તે ઉત્તમ ગતિને પામે છે અને જે અધર્મનું સેવન કરે છે, એ પક્ષીની યોનિમાં જન્મે છે.૩૯

હે પાંડવ! હે કુંતાના પુત્ર! તું વૈષ્ણવ ધર્મનું સર્વોત્તમ રહસ્ય સાંભળ. હવે ભક્ત એવો જે તું, તેને હું પરમ ધર્મ કહીશ.૪૦ તું મને અત્યંત પ્રિય છો અને વળી સદા મારે શરણે રહેલો છે, માટે ધર્મસંહિતા તો શું, પરંતુ પરમાર્થ વિષય પણ કહીશ.૪૧ ધર્મની સ્થાપના કરવામાટે તથા દુષ્ટોને નાશ કરવા માટે માયાવડે મનુષ્યનો આ મેં અવતાર ધારણ કર્યો છે.૪૨ મનુષ્યાવતારને ધારણ કરનાર એવો જે હું તેનું જેઓ અપમાન કરે છે, તે મૂઢ પુરુષો આ સંસારમાં પશુપક્ષીઓની અનેક યોનિઓમાં અવતાર ધરે છે.૪૩ પરંતુ જેઓ જ્ઞાનરૂપી નેત્રવડે મને સર્વ પ્રાણીઓમાં રહેલો જુવે છે, તે મારા ભક્ત સદાય મારા વિશે પરાયણ રહેનારા છે અને તેઓને હું મારી પાસે લાવું છું.૪૪ મારા ભક્તનો નાશ થતો નથી, મારા ભકતો પાપરહિત હોય છે. હે પાંડવ! મારા ભકતોનો મનુષ્યોમાં સફળ જન્મ છે.૪૫ હે પાંડુનન્દન! મારા ભકતો પાપકર્મમાં પરાયણ હોય છે, તથાપિ કમળનું પાંદડું જેમ પાણીથી લેપાતું નથી, તેમ મારા ભકતો સર્વ પાપોથી લેપાતા નથી.૪૬ હે તાત! મનુષ્યો હજારો જન્મ સૂધી તપ કરીને આત્માને પવિત્ર કરે છે ત્યારે તેઓને ભક્તિ ઉત્પન્ન થાય છે, એમાં સંશય નથી.૪૭ પરમ, શુદ્ધ, કૂટસ્થ, અચળ અને ધ્રુવ એવાં મારાં જે સ્વરૂપને ભકતો જે પ્રમાણે જુવે છે, તે પ્રમાણે દેવતાઓ જોઈ શકતા નથી.૪૮ મારા અવતારોમાં મારું જે રૂપ જોવામાં આવે છે તે રૂપની, હે પાંડવ! સર્વ પ્રાણીઓ સર્વ પ્રકારના પદાર્થોથી પૂજા કરે છે.૪૯ કરોડો અને હજારો કલ્પ વીતી ગયા છે અને આવનારા છે તેમાં દેવો મારાં જે રૂપનાં દર્શન કરે છે તે રૂપનાં હું આ જગતમાં સર્વને દર્શન દઉં છું.૫૦ જે મનુષ્ય જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહાર કરનારા એવા મને યથાર્થ રીતે જાણીને (મારે) શરણે આવે છે, તેના ઉપર હું અનુગ્રહ કરું છું, અને તેને સંસારમાંથી મુક્ત કરું છું.૫૧

હું દેવોનો આદિ છું, મેં બ્રહ્માદિકને ઉત્પન્ન કર્યા છે, હું મારી પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને આ સર્વ જગતને સર્જું છું.૫૨ તમોગુણનું હું મૂળ છું, હું અવ્યક્ત છું, રજોગુણમાં પણ હું નિવાસ કરીને રહ્યો છું. ઉપરના ભાગમાં સત્વગુણમાં રહ્યો છું. હું લોભથી દૂર છું, અને બ્રહ્માથી સ્તંભ (થુંબડા) સૂધીમાં વ્યાપીને રહ્યો છું.૫૩ સ્વર્ગને મારું મસ્તક જાણ, ચન્દ્રને અને સૂર્યને મારાં નેત્ર જાણ. ગાય, અગ્નિ અને બ્રાહ્મણને મારું મુખ જાણ, પવન મારો શ્વાસ (નિઃશ્વાસ) છે.૫૪ આઠ દિશાઓને મારા બાહુ જાણ, નક્ષત્રોને મારું ભૂષણ જાણ. અંતરિક્ષને મારું ઉરસ્થલ જાણ કે જે અંતરિક્ષમાં સર્વ પ્રાણીઓ સાવકાશથી રહેલાં છે. મારું અવિનાશી ઉદર (પેટ) મેઘોનો તથા પવનોનો માર્ગ છે.૫૫ હે યુધિષ્ઠિર! સર્વને ધારણ કરનારું તથા દ્વીપો, સમુદ્રો અને પર્વતોથી ભરપૂર એવું પૃથ્વીનું મંડળ મારાં બે ચરણ છે.૫૬ હું આકાશમાં એકગણો રહેલો છું, પવનમાં બે ગણો રહેલો છું, અગ્નિમાં ત્રણ ગણો રહેલો છું, અને પાણીમાં ચાર ગણો રહેલો છું.૫૭

પાંચ મહાભૂતોમાં જે શબ્દાદિક પાંચ ગુણો છે, તે સર્વ તન્માત્રાઓમાં હું રહેલો છું. હું પૃથ્વીમાં પાંચસ્વરૂપે રહેલો છું.૫૮ મને હજાર મસ્તક છે, હજાર મુખ અને નેત્ર છે, હું હજાર બાહુ અને ઉદરવાળો છું, હજાર ઉરુવાળો છું, હજાર ચરણવાળો છું.૫૯ આખી પૃથ્વીને ચોતરફથી ધારણ કરીને નાભિથી ઉપર* દશ અંગુલ પ્રદેશમાં રહ્યો છું, સર્વ પ્રાણીઓનો આત્મારૂપ છું અને તેથી હું સર્વ ઠેકાણે વ્યાપી રહ્યા છું.૬૦ હું વિચારથી જાણવામાં ન આવું તેવો છું, અનંત છું, અજરિ (જરા રહિત) છું, અજન્મા છું, અનાદિ છું, અવધ્ય છું, અપ્રમેય છું, અવ્યય છું,૬૧ હે નૃપ! હું નિર્ગુણ છું, નિગૂઢ શરીરવાળો છું, હું સુખદુઃખ જેવા દ્વન્દ્વથી રહિત છું, મમતા રહિત છું, હું કળાઓથી (વિભાગોથી) રહિત છું, વિકાર રહિત છું, જયાં મૃત્યુ નથી એટલે કે મોક્ષનું નિદાન (કારણ) છું.૬૨ હે નરાધિપ! હું સુધારૂપ છું, હું સ્વધા છું, હું સ્વાહા છું. હું તેજે કરીને તથા તપે કરીને ચારે પ્રકારના પ્રાણીસમુદાયને૬૩ સ્નેહના પાશરૂપી ગુણો-(દોરી)થી બાંધીને મારી પોતાની માયાવડે ધારણ કરી રહ્યો છું. હું ચાર આશ્રમના ધર્મનું રક્ષણ કરનારો છું, ચાર હોતા જેમાં છે એવા યજ્ઞનું ફળ ભોગવનારો છું, (સંકર્ષણ, વાસુદેવ, અનિરુદ્ધ અને પ્રદ્યુમ્ન એ) ચાર મૂર્તિરૂપે રહેલો છું, હું ચાર યજ્ઞ સ્વરૂપ છું, હું

* હૃદય નાભિથી દશ આંગળ ઉપર છે, ને હૃદયમાં ઈશ્વરનો વાસો છે. ગીતામાં કહ્યું છે કે, हृद्देशेऽर्जुन तिष्ठति।

ચાર આશ્રયની ભાવનાવાળો છું.[૬૪] હે યુધિષ્ઠિર ! સર્વ જગતનો સંહાર કરી, તેને મારા ઉદરમાં ધારણ કરીને દિવ્ય યોગબળથી પ્રલય સમયે હું શયન કરું છું.[૬૫] એક હજાર યુગવાળી બ્રહ્માની રાત્રિ મહાસાગરમાં રહીને સ્થાવર પ્રાણીઓને અને જંગમ પ્રાણીઓને સર્જું છું.[૬૬] દરએક કલ્પમાં હું પ્રાણીઓનો સંહાર કરું છું અને પાછા સર્જું છું; પરંતુ તેઓ મારી માયાથી મોહિત થયેલાં હોવાથી મને જાણતા નથી.[૬૭] અંધકારરૂપ તથા નિત્ય શોધવા યોગ્ય એવા મારી તથા શાંત પડી ગયેલા (ઠરી ગયેલા) દીવાની ગતિ જાણવામાં જ આવતી નથી.[૬૮] હે રાજન્! મારા વિશે ન હોય એવું કોઈ પણ પ્રાણી નથી, તેમ હું કોઈ પણ પ્રાણીઓમાં ન હોઉં એવું પણ કોઈ પ્રાણી નથી.[૬૯] આ સ્થૂલ તથા સૂક્ષ્મ રૂપ જગત્ જ્યાંસુધી મૈત્રીભાવથી પરસ્પર જોડાઈને રહેલું છે ત્યાંસુધી હું તે સર્વને વિશે જીવરૂપે રહ્યો છું.[૭૦] વિશેષ કહેવાથી શું ફળ છે? હું તને આ સત્યજ કહું છું. જે ભૂતકાળરૂપ છે તથા ભવિષ્યકાળરૂપ છે, તે સર્વ હું પંડે જ છું.[૭૧] હે ભરતવંશી રાજા! મેં પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં છે, તે મારાં સ્વરૂપ છે, પરંતુ મારી માયાથી મોહિત થયેલાં તેઓ મને જ જાણતાં નથી.[૭૨] હે રાજન્! દેવો, અસુરો, અને મનુષ્યોવાળું આ સર્વ જગત્ આ રીતે મારાથી ઉત્પન્ન થાય છે અને મારા વિશે જ લય પામે છે.[૭૩]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे "वैष्णवधर्म-पर्व" ए नामनो अध्याय १ लो समाप्त

## અધ્યાય ૨ જો

### શ્રી કૃષ્ણ યુધિષ્ઠિરને ચાર વર્ણના ધર્મ કહે છે

વૈશમ્પાયન કહે છેઃ-પ્રભુ એવા કેશવ ઉપર પ્રમાણે પોતાથી ઉત્પન્ન થયેલા સર્વ જગતનું વર્ણન કરીને ધર્મના પુત્રને પવિત્ર ધર્મ કહેવા લાગ્યા.[૧]

હે પાંડવ! પવિત્ર અને પાપનો નાશ કરનાર, એવું ધર્મશાસ્ત્રનું મહાન્ ફળ હું તને કહું છું, તે તું સાંભળ.[૨] હે યુધિષ્ઠિર ! સ્નાન કરી પવિત્ર થઈ, મનને એકાગ્ર કરીને, તપશ્ચરણનો આરંભ કરીને સ્વર્ગ આપનારા, યશ આપનારા, આયુષ્યને આપનારા, આ ધર્મને જે શ્રવણ કરે છે,[૩] તે શ્રદ્ધાળુ પુરુષનાં પૂર્વજન્મનાં સંચિત કરેલાં સર્વ પાપ ઝટ નાશ પામે છે. તેમાં પણ મારા ભકતનાં પાપ વિશેષે કરીને નાશ કરે છે.[૪]

વૈશમ્પાયન કહે છેઃ-ઉપર પ્રમાણે કેશવનું પવિત્ર અને સત્ય ભાષણ સાંભળીને મનમાં અતિ હર્ષ પામીને તે પરમ અદ્ભુત વાતનો વિચાર કરવા લાગ્યા.[૫] દેવર્ષિઓ, બ્રહ્મર્ષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, ભૂતો, યક્ષો, ગ્રહો, ગુહ્યકો, સર્પો,[૬] મહાત્મા વાલખિલ્યો, તત્ત્વવેત્તા યોગીઓ, તથા પાંચ કાળમાં (પ્રભાત, સંગવકાળ, મધ્યાહ્ન, અપરાહ્ન અને સાયંકાળ) ઉપાસના કરનારા ભકતો, કુતુહળથી ભરપૂર થઈ ગયા, તેઓની ઈંદ્રિયો અને મન પ્રસન્ન થયાં, અને પરમ એવો વૈષ્ણવધર્મ સાંભળવાની ઇચ્છાથી તથા ભગવાનનાં વાક્ય હૃદયમાં ધારણ કરવા માટે મસ્તક નમાવીને પ્રણામ કર્યા.[૭-૮] તે પછી વાસુદેવે દિવ્ય નેત્રથી તેઓને જોયા તો તેઓ પાપરહિત હરિને મસ્તક નમાવી પ્રણામ કરીને રહેલા જોવામાં આવ્યા. તે પછી પ્રતાપી એવા ધર્મપુત્ર કેશવને ધર્મ વિશે પ્રશ્ન કરવા લાગ્યા.[૯]

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે દેવ! બ્રાહ્મણની ગતિ કેવી થાય છે, ક્ષત્રિયની ગતિ કેવી થાય છે, વૈશ્યની ગતિ કેવી થાય છે, અને શૂદ્રની ગતિ કેવી થાય છે?[૧૦] બ્રાહ્મણ યમલોકમાં યમની પાશથી શામાટે બંધાય છે, ક્ષત્રિય શામાટે યમની પાશથી બંધાય છે, વૈશ્ય શામાટે યમની પાશથી બંધાય છે, અને શૂદ્ર શામાટે યમની પાશથી બંધાય છે? હે લોકનાથ! એઓનાં કર્મનું ફળ મને કહે. હું તને નમસ્કાર કરું છું.[૧૧]

વૈશમ્પાયન કહે છેઃ-બુદ્ધિમાન્ ધર્મપુત્રે આ રીતે કેશવને પ્રશ્ન કર્યો, એટલે ચારે વર્ણની કર્મથી થનારી સંસારની ગતિ કહેવા માંડી.[૧૨]

ભગવાન્ કહે છેઃ-હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ! તું વર્ણના ક્રમથી જ ધર્મનું શ્રવણ કર. હે નરશ્રેષ્ઠ! બ્રાહ્મણનું કોઈ પણ જાતનું પાપ નથી.[૧૩] જે બ્રાહ્મણો શિખા અને યજ્ઞોપવીત(જનોઈ)ને ધારણ કરે છે, જેઓ (ત્રણ કાળની) સંધ્યાનું વંદન કરે છે, જેઓ અગ્નિમાં પૂર્ણાહુતિ આપે છે, જે બ્રાહ્મણો વિધિ પ્રમાણે અગ્નિમાં હોમ કરે છે,[૧૪] જે બ્રાહ્મણો વૈશ્વદેવ કરે છે, જેઓ અતિથિઓની પૂજા કરે છે, જેઓ નિત્ય સ્વાધ્યાય કરે છે, જેઓ નિત્ય જપ યજ્ઞ કરે છે (ગાયત્રીનો જપ કરે છે),[૧૫] જે બ્રાહ્મણો સાયંકાળે તથા પ્રભાતમાં અગ્નિમાં હોમ કરી ભોજન લે છે, જેઓ શૂદ્રનું આમાન્ન(સીધું)લેતા નથી, જેઓ દંભ તથા અસત્યથી રહિત છે, જેઓ પોતાની દારામાં પરાયણ રહે છે, જેઓ પાંચ મહાયજ્ઞ કરે છે, જેઓ અગ્નિહોત્રમાં હોમ કરે છે;[૧૬] તથા હોમાતા એવા ત્રણેય (દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આહવનીય) અગ્નિ જેઓનાં પાપને બાળી નાંખે છે, તે બ્રાહ્મણો પાપરહિત થઈને બ્રહ્મલોકમાં જાય છે.[૧૭] બ્રહ્મલોકમાં ગંધર્વો તથા વેદ ભણનારા બ્રાહ્મણો સાવધાન થઈને તેઓની સારી રીતે સ્તુતિ કરે છે અને સ્વયંભૂ-(બ્રહ્મા) તેઓની પૂજા કરે છે, અને તેઓ જગતનો પ્રલય થાય છે ત્યાંસુધી બ્રહ્મલોકમાં આનંદથી રહે છે.[૧૮]

ક્ષત્રિય પણ રાજ્યમાં રહીને સ્વધર્મનું પાલન કરે છે, પ્રજાનું સારી રીતે પાલન કરે છે, સદા પ્રજાની પાસેથી કર તરિકે છઠ્ઠો ભાગ લઇને આનંદ માને છે,૧૯ યજ્ઞ કરે છે, દાન કરે છે, ધૈર્ય ધારીને રહે છે, સદા પોતાની સ્ત્રીમાં પરાયણ રહે છે, શાસ્ત્રને અનુસરે છે, તત્વને જાણે છે, પ્રજાનાં કાર્ય કરવામાં પરાયણ રહે છે,૨૦ બ્રાહ્મણોની કામનાઓને નિત્ય પૂર્ણ કરે છે, સેવક વગેરે પોષણ કરવા યોગ્યનું ભરણપોષણ કરવામાં તત્પર રહે છે, સત્ય પ્રતિજ્ઞા-વાળો હોય છે, પવિત્ર હોય છે, નિત્ય લોભ અને દંભ વિનાનો હોય છે, આવો ક્ષત્રિય પણ દેવોએ સેવેલી ઉત્તમ ગતિને પામે છે (અર્થાત્ સ્વર્ગમાં જાય છે.)૨૧ ત્યાં દિવ્ય અપ્સરાઓ અને ગંધર્વો વિશેષે કરીને તેની સેવા કરે છે, અને મહાતેજસ્વી એવો ક્ષત્રિય ઇંદ્રથી પૂજાતો આનંદ ભોગવે છે.૨૨ સ્વર્ગમાં એકસો ને વીસ યુગ સૂધી દેવની પેઠે વિહાર કરીને પછી તે આ મનુષ્ય લોકમાં ચાર વેદ જાણનાર બ્રાહ્મણ થઇને જન્મે છે.૨૩

જે વૈશ્ય ખેતીવાડી અને ગામોનાં પાલનપર પ્રીતિ રાખે છે, જે ધર્મનાં શોધન માટે તત્પર રહે છે, જે દાન ધર્મમાં પરાયણ રહેતો હોય, બ્રાહ્મણોની સેવા કરતો હોય,૨૪ સત્ય પ્રતિજ્ઞાવાળો હોય, નિત્ય પવિત્ર હોય, લોભથી તથા દંભથી રહિત હોય, સરળ પ્રકૃતિનો હોય, પોતાની સ્ત્રીમાં પરાયણ હોય, હિંસા અને દ્રોહથી રહિત હોય,૨૫ વૈશ્યના ધર્મને છોડતો ન હોય, દેવોનું અને બ્રાહ્મણોનું પૂજન કરતો હોય, એવો વૈશ્ય સ્વર્ગમાં જાય છે અને ત્યાં અપ્સરાઓનાં ગણો તેની પૂજા કરે છે.૨૬ એકસો ને પાંત્રીસ યુગ સૂધી સ્વર્ગમાં ક્રીડા કરીને (વિહાર કરીને) પછી તે આ મનુષ્ય લોકમાં પરાક્રમી રાજા થાય છે.*૨૭ પચાસ કોટિ સુવર્ણ, સેંકડો રત્નો, હાથી, ઘોડા અને રથનો સ્વામી થઇને તે મહાભોગો ભોગવે છે.૨૮

જે શૂદ્ર ત્રણેય વર્ણોની સદા સેવા કરે છે, અને જે બ્રાહ્મણોનો વિશેષે કરીને દાસ થઇને રહે છે,૨૯ માગ્યા વિના આપે છે, સત્ય તથા શૌચથી યુક્ત રહે છે, ગુરુનું અને દેવનું પૂજન કરવામાં પ્રીતિ રાખે છે, પરસ્ત્રીનો ત્યાગ કરે છે,૩૦ તથા જે પારકાને પીડા કર્યા વગરજ જે ભૃત્ય વર્ગનું પોષણ કરે છે તથા જીવોને અભયદાન આપે છે એવો શૂદ્ર પણ સ્વર્ગમાં જાય છે.૩૧ એવો મહાતપસ્વી શૂદ્ર સ્વર્ગમાં ગયા પછી ત્યાં એક કરોડ વર્ષ સૂધી વિહાર કરીને તે પછી આ મનુષ્ય લોકમાં ધનનો પતિ એવો વૈશ્ય થાય છે.૩૨

આ પ્રમાણે સંસારમાંથી મુક્તિ આપનારું ધર્મ કરતાં કોઈ પણ મોટું નથી, તેમ પાપકર્મનો નાશ કરનારું પણ ધર્મ કરતાં બીજું કોઈ પણ નથી.૩૩ તે માટે દુર્લભ એવા મનુષ્યજન્મને પ્રાપ્ત કરીને સદાય ધર્મનું આચરણ કરવું. ધર્મ ઉપર પ્રીતિ રાખનારા પુરુષોને જગતમાં કંઈપણ દુર્લભ નથી.૩૪ હે નરેશ્વર! સ્વયંભૂએ (પરમાત્માએ) જે વર્ણનો જે ધર્મ કહ્યો છે, તે ધર્મનું યથાર્થરીતે આચરણ કરીને તે વર્ણે પાપનો નાશ કરવો.૩૫ મનુષ્યનો જે જાતિ ધર્મ હોય, તેનો કોઇએ પણ ત્યાગ કરવો નહિ, તેજ તેનો ધર્મ છે, અને તેનાથી તે સિદ્ધિને મેળવે છે.૩૬ પોતાનો ધર્મ વિગુણ (કોઈ અંશમાં ઉતરતો) હોય, તોપણ તે પાપ-કર્મનો નાશ કરે છે. એવી રીતે પાપકર્મ વધી જવાથી ધર્મનો પણ ક્ષય–નાશ થાય છે.†૩૭

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ભગવન્! હે દેવના દેવ! શુભનો (ધર્મનો) ક્ષય અને અશુભની (પાપની) વૃદ્ધિ કેમ થાય છે, તે અનુક્રમે સાંભળવાની મને ઇચ્છા છે.૩૮

ભગવાન્ કહે છેઃ–હે રાજા! દુઃખથી જાણી શકાય એવો સનાતન સૂક્ષ્મ ધર્મ સર્વ તું સાંભળ, કે જે ધર્મને વિશે મહાજનો પણ મુઝાય છે.૩૯ જેમ શીતળ જળમાં ઘણું ઉષ્ણ જળ એકઠું થાય છે ત્યારે તે જ ક્ષણે શીતળ જળ ઉષ્ણ થાય છે અને તેનું શીતળપણું નાશ પામે છે;૪૦ અથવા તો ઉષ્ણ જળ થોડું હોય ને તેમાં ઘણું શીતળ જળ નાખવામાં આવે તો ઉષ્ણ જળ શીતળ થાય છે, અને તેનું ઉષ્ણપણું દૂર થાય છે;૪૧ એવી રીતે જ પાપ અથવા તો પુણ્ય જે વિશેષ હોય, તે નાનાનો તુરત નાશ કરે છે એમાં વિચાર કરવો નહિ.૪૨ પરંતુ હે રાજેંદ્ર! પુણ્ય અને પાપ બન્ને સરખાં હોય તો તે પાપને છૂપાવવું નહિ, કારણ કે પાપને છૂપાવવાથી પાપ વૃદ્ધિ પામે છે અને જાહેરમાં કહેવાથી પાપ નાશ પામે છે.૪૩ પાપને કહેવાથી અને પાપને માટે પશ્ચાત્તાપ કરવાથી પાપ ઘણું કરીને નાશ પામે છે. હે માન દેનારા! હે રાજેંદ્ર! તે પ્રમાણે જ કરેલો ધર્મ કહેવાથી એટલે મેં ફલાણો ધર્મ કર્યો, એમ કહેવાથી ધર્મ નાશ પામે છે.૪૪ માટે ધર્મને કહેવાથી અને પાપને છૂપું રાખવાથી તે બન્ને વૃદ્ધિ પામે છે, એમાં સંશય નથી. તે માટે વિદ્વાન્ પુરુષે સર્વ પ્રકારના પ્રયત્નથી પાપને ગુપ્ત ન રાખવું;૪૫ પરંતુ ક્ષય કરવાના હેતુથી પ્રયત્નપૂર્વક પાપને કહી દેવું. નિત્ય કરેલું પાપ કહી દેવું અને કરેલો ધર્મ ગુપ્ત રાખવો.૪૬

**इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्व' ए नामनो अध्याय २ जो समाप्त**

* ક્ષત્રિયને એકસો વીસ યુગ સૂધી સ્વર્ગમાં રહેવાનું મળે છે ત્યારે વૈશ્યને એકસો પાંત્રીસ યુગ સૂધી સુખ મળે છે, એ આશ્ચર્ય-કારક છે.

† 'એવી રીતે પાપકર્મ વધવાથી' એમ કહ્યું, પણ આગળના શ્લોકોમાં પાપકર્મ વધવાની કોઈ વાત કહી નથી.

## અધ્યાય ૩ જો

### જન્મ, દાન અને જીવિત કેવી રીતે વ્યર્થ થાય છે; સાત્વિકાદિક દાનને તેનાં ફળ, દાનપાત્રનું નિરૂપણ, અને બ્રાહ્મણનો મહિમા

વૈશમ્પાયન કહે છેઃ-ધર્મના પુત્ર (યુધિષ્ઠિર) તે અચ્યુત ઉપર પ્રમાણે વચન સાંભળીને ફરીથી ધર્મના પુત્ર હરિને બીજા ધર્મ પૂછવા લાગ્યા.[૧] હે પુરુષોત્તમ! કેવા જન્મો વૃથા ગણાય છે, કેવાં દાન વૃથા થાય છે, કયા પુરુષોનું જીવિત વૃથા થાય છે?[૨] હે જનાર્દન! હે પુરુષોત્તમ! કઈ અવસ્થામાં આપેલું દાન આ લોકમાં પુરુષને મળે છે?[૩] હે કેશવ! કયા દાનનું ફળ ગર્ભાવસ્થામાં પુરુષને મળે છે? કયા દાનનું ફળ પુરુષને બાલ્યાવસ્થામાં મળે છે? હે કૃષ્ણ! કયા દાનનું ફળ યૌવન અવસ્થામાં અને કયા દાનનું ફળ વૃદ્ધાવસ્થામાં પુરુષને મળે છે?[૪] સાત્વિક દાન કેવું હોય છે? રાજસ દાન કેવું હોય છે? તામસ દાન કેવું હોય છે? અને હે દેવ! હે પ્રભો! તે દાન કોને તૃપ્ત કરે છે?[૫] કયું દાન ઉત્તમ કહેવાય છે, અને તેનું ફળ કેવું થાય છે? કયું દાન ઉપરના લોકમાં લઈ જાય છે, કયું દાન મધ્યમ લોકમાં લઈ જાય છે, અને કયું દાન અધમ ગતિ આપે છે? તે હે દેવના દેવ! મને કહો.[૬] હે મધુસૂદન! તમારું સત્ય અને પુણ્યકારી એવું વચન જાણવાની મને ઈચ્છા છે તથા મને પરમ કુતૂહલ પણ છે.[૭]

વૈશમ્પાયન કહે છેઃ-આ રીતે પાંડુના પુત્રે પ્રયત્નથી ધર્મ વિશે પ્રશ્ન કર્યા, એટલે વાસુદેવે ધર્મના પુત્રને કહેવાનો આરંભ કર્યો.[૮]

ભગવાન્ કહે છેઃ-હે રાજા! હું હિતકારક, ઉત્તમ વચન ન્યાયપૂર્વક તને કહું છું, કે જે વચન સર્વ પાપનો નાશ કરનારું છે તે તું સાંભળ.[૯]

હે નરાધિપ! ચૌદ જન્મ વૃથા છે, તેમ જ પંચાવન પ્રકારનાં દાન વૃથા છે.[૧૦] અને પુરુષોનાં જે છ જીવતર કહેવાય છે તે પણ વૃથા છે. હે રાજા! તે સર્વ અનુક્રમથી હું કહીશ.[૧૧] ધર્મના નાશ કરનારા, લોભિયા, પાપી, વૈશ્વદેવ કર્યા વિના ભોજન કરનારા, પરસ્ત્રીની સાથે ગમન કરનારા, ભોજનમાં ભેદ કરનારા (પંડે મિષ્ટાન્ન જમે ને ચાકરને રોટલા પીરસે તે), અસત્ય ભાષણ કરનારા,[૧૨] પોતાના બાંધવો અન્નને માટે કલેશ ભોગવતા હોય અને પંડે એકલો મિષ્ટાન્ન ભોજન કરે, પિતા, માતા, ઉપાધ્યાય, તથા ગુરુ, તથા મામા, અને મામીને જે પ્રહાર કરે અથવા તો ગાળ દે,[૧૩] બ્રાહ્મણ થઈને સંધ્યાવંદન કરે નહિ, યજ્ઞાદિક કરે નહિ, શ્રાદ્ધ કરે નહિ, શૂદ્રોના ઘરનું આમાન્ન (સીધું) ખાય,[૧૪] હે યુધિષ્ઠિર! જે પુરુષો મારા, શંકરના, બ્રહ્માના, અથવા તો બ્રાહ્મણોના ભક્ત ન હોય, તેઓને નરાધમ જાણવા અને હે પાંડવ! એઓનો જન્મ વૃથા છે, એમ તું જાણ.[૧૫] હે રાજા! જે દાન અશ્રદ્ધાથી આપ્યું હોય, જે દાન અપમાનપૂર્વક આપ્યું હોય, જે દાન દંભને માટે આપ્યું હોય, જે દાન પાખંડીઓને આપ્યું હોય,[૧૬] જે દાન શૂદ્રના જેવા આચારવાળા પુરુષને આપ્યું હોય, જે દાન કહીને આપ્યું હોય, ક્રોધથી જે દાન આપવામાં આવ્યું હોય, જે દાન દેતી વખતે અફસોસ કર્યો હોય,[૧૭] જે દાન દંભ કરી મેળવેલા ધનથી આપ્યું હોય, જે દાન અસત્યથી મેળવેલા ધનથી આપ્યું હોય, જે દાન બ્રાહ્મણના ધનનું આપ્યું હોય, ચોરીથી મેળવેલું જે ધન દાનમાં આપ્યું હોય,[૧૮] જેના ઉપર અભિશાપ (નિઃસાસો) આવ્યો હોય તેવા પુરુષની પાસેથી મળેલું ધન દાનમાં આપ્યું હોય, જે દાન પતિત બ્રાહ્મણને આપવામાં આવ્યું હોય, જે દાન બ્રહ્મને ન ભજનારા પાસેથી ધન મેળવીને અપાયું હોય, જે દાન સર્વની પાસેથી યાચના કરનારા પુરુષોએ આપ્યું હોય,[૧૯] જે દાન વ્રાત્યોએ આપેલું હોય, જે દાન આરૂઢ પતિતોએ (સંન્યાસી થયા પછી પાછા ગૃહસ્થાશ્રમ માંડનારાએ) આપ્યું હોય, ઇચ્છાનુસાર ગમન કરનારી સ્ત્રીના પતિએ જે દાન આપ્યું હોય, સસરાને અનુસરનારાને (ઘરજમાઈ રહેનારાને) જે દાન આપવામાં આવે છે,[૨૦] જે દાન ગ્રામયાચકને (ગામોટને) આપવામાં આવે છે, જે દાન કૃતઘ્નને આપવામાં આવ્યું હોય, ઉપપાતકીને જે દાન આપ્યું હોય, જે દાન વેદ વેચનારાને આપવામાં આવ્યું હોય,[૨૧] જે દાન સ્ત્રીજિતને આપવામાં આવ્યું હોય, જે રાજાની સેવા કરનારાને આપવામાં આવ્યું હોય, જે દાન જ્યોતિષીને આપવામાં આવ્યું હોય, જે દાન વશીકરણ કરનારા બ્રાહ્મણને આપવામાં આવ્યું હોય,[૨૨] જે શૂદ્ર જાતિની સ્ત્રી સાથે પરણનારા બ્રાહ્મણને આપવામાં આવ્યું હોય, જે દાન શસ્ત્ર જીવીને આપ્યું હોય, જે સેવકને દાન આપ્યું હોય, જે સર્પ પકડનારાને દાન આપ્યું હોય,[૨૩] જે દાન પુરોહિતને આપ્યું હોય, જે દાન વૈદ્યને આપવામાં આવ્યું હોય, જે વ્યાપારકર્મ કરનારાને આપવામાં આવ્યું હોય, જે હલકા મંત્રો જપીને આજીવિકા કરનારાને આપ્યું હોય,[૨૪] જે શૂદ્રની પેઠે ચાકરી કરનારને (આજીવિકા કરનારાને) આપ્યું હોય, જે દેવમંદિરમાં પૂજા કરનારા પૂજારીને દાન આપવામાં આવ્યું હોય, જે દેવોનું દ્રવ્ય ખાઈ જનારાને આપવામાં આવ્યું હોય,

જે ચિત્રકળા કરનારાને આપવામાં આવ્યું હોય,[૨૫] જે નાટક કરીને જીવનારાને આપ્યું હોય, જે માંસ વેચીને આજીવિકા કરનારાને આપ્યું હોય, જે દાન સેવકને (રસોઇઆ વગેરેને) આપવામાં આવ્યું હોય, જે હું બ્રાહ્મણ છું એવું કહેનારાને આપ્યું હોય,[૨૬] જે ઉપદેશ નહિ કરનારા બ્રાહ્મણોને આપવામાં આવ્યું હોય, જે વ્યાજખોરાને આપવામાં આવ્યું હોય,[૨૭] જે અનાચારીને આપવામાં આવ્યું હોય, જે અગ્નિહોત્ર વિનાના બ્રાહ્મણને આપવામાં આવ્યું હોય, જે સંધ્યાવંદન નહિ કરનારાને આપવામાં આવ્યું હોય, જે શૂદ્રના ગામમાં રહેનારાને આપવામાં આવ્યું હોય, જે દાન સંન્યાસી બ્રહ્મચારી, વગેરેનો મિથ્યા વેશ લેનારા હોય તેને આપ્યું હોય, જે દાન સર્વને ત્યાં અને સર્વ પદાર્થના ખાનારાને આપ્યું હોય,[૨૮] જે દાન નાસ્તિકોને આપ્યું હોય, જે દાન ધર્મ વેચનારાને આપ્યું હોય, જે દાન ભીખારો થઈને ફરનારાને આપવામાં આવ્યું હોય, જે દાન ખોટી સાક્ષી પૂરનારાને આપ્યું હોય,[૨૯] જે દાન ગામમાં ખટપટ કરનારાને આપવામાં આવ્યું હોય, હે ઉત્તમ રાજા! તે સર્વ વૃથા થાય છે, એમાં વિચાર* કરવો નહિ.[૩૦] હે યુધિષ્ઠિર! આ સર્વે બ્રાહ્મણોમાં ઉતરતા છે, ચંચળ વૃત્તિના છે, બ્રાહ્મણોમાં અધમ છે; એઓ પોતાને તારતા નથી, તેમ દાતાને પણ તારતા નથી.[૩૧] હે રાજેંદ્ર! આ બ્રાહ્મણોને ઘણાં દાનો આપવામાં આવે છે, તો પણ તે દાનો રાખમાં હોમેલી ઘીની આહુતિની પેઠે વૃથા થાય છે.[૩૨] આ બ્રાહ્મણોને આપવાથી જે કંઈ ફળ થાય છે, તેને રાક્ષસો અને પિશાચો પ્રસન્ન થઈને હરી જાય છે.[૩૩] આપેલાં આ દાન વૃથા થાય છે, એ વાત સંક્ષેપમાં કહી. હે યુધિષ્ઠિર! હવે જેઓનું જીવતર વૃથા છે, તે સાંભળ.[૩૪]

જે નરાધમો મારે શરણે આવતા નથી, તેમ જે શંકરને શરણે જતા નથી, જે પૃથ્વીના દેવ એવા બ્રાહ્મણોને શરણ જતા નથી તે મનુષ્યો વૃથા જીવે છે.[૩૫] જેઓ તર્કશાસ્ત્ર ઉપર આધાર રાખે છે, જેઓ નાસ્તિક માર્ગનું અવલંબન કરે છે, જેઓ દેવોની નિંદા કરે છે, જેઓ આચારથી ભ્રષ્ટ છે, તે પુરુષોનું જીવિત વૃથા છે.[૩૬] જે નરાધમો તર્કશાસ્ત્ર જાણનારાઓએ કરેલાં શાસ્ત્રો ભણીને બ્રાહ્મણોની તથા યજ્ઞોની નિંદા કરે છે, તે મનુષ્યો વૃથા જીવે છે.[૩૭] જે મૂઢ મનુષ્યો દુર્ગાની, કુમારની (કાર્તિક સ્વામીની), વાયુની, અગ્નિની, જળની, સૂર્યની, પિતાની, માતાની, ગુરુની, ઇંદ્રની ને ચંદ્રની નિંદા કરે છે અને આચાર પાળતા નથી, તે પુરુષો વૃથા જીવે છે.[૩૮] ધન હોવા છતાં પણ જે દાનધર્મ કરતો નથી તથા જે એકલો મિષ્ટાન્ન ખાય છે, તે પુરુષ પણ વૃથા જીવે છે.[૩૯]

આ રીતે વૃથા જીવતર કહ્યું છે. હવે તને દાનનો સમય કહું છું.[૪૦] તમોગુણથી ભરપૂર એવા મને કરી જે દાન દીધું હોય તે દાનનું ફળ, હે રાજા! પુરુષને ગર્ભમાં મળે છે.[૪૧] જે મનુષ્ય ઇર્ષા તથા મત્સરથી ભરપૂર થઇને, દંભને માટે અથવા તો ધનને માટે જે દાન આપે છે, તે દાનનું ફળ તેને બાલ્યવયમાં મળે છે.[૪૨] જે પુરુષ ભોગ ભોગવવાને અશક્ત હોય, વ્યાધિઓથી અત્યંત પીડાતો હોય એવો મનુષ્ય જે દાન આપે છે, તેનું ફળ વૃદ્ધાવસ્થામાં ભોગવે છે.[૪૩] જે મનુષ્ય શ્રદ્ધાસંપન્ન થઇને, બાહ્ય તથા આંતરથી શુચિ થઇને, સ્નાન કરીને, પ્રસન્ન ઇંદ્રિયો અને પ્રસન્ન મનનો થઈને દાન આપે છે, તે દાનનું ફળ યૌવનમાં ભોગવે છે.[૪૪] જે દાનને પંડે લઈ જઇને ભક્તિથી પાત્રને આપે છે, તે દાનને સર્વ કાળમાં ઉત્તમ દાન જાણવું, અને તે મરણપર્યન્ત ફળ આપે છે.[૪૫]

હે યુધિષ્ઠિર! સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનું દાન છે. તેમાં ફળ પણ સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનાં છે, અને તેનાથી ગતિ પણ ત્રણ પ્રકારની થાય છે તે સાંભળ.[૪૬] દાન અવશ્ય દેવું છે આવો વિચાર કરીને, ઉપકાર નહિ કરનારા બ્રાહ્મણને જે દાન આપવામાં આવે છે, તે દાન સાત્વિક કહેવાય છે.[૪૭] હે પાંડવ! વેદ ભણેલા, દરિદ્ર અને ઘણા પોષણ કરવા યોગ્ય મનુષ્ય જેના ઘરમાં હોય તેવા બ્રાહ્મણને પ્રસન્ન થઇને જે દાન આપવામાં આવે છે, તે દાનને સાત્વિક કહ્યું છે.[૪૮] વેદ નહિ ભણેલા, પરંતુ પૂર્વે પોતાના પર ઉપકાર કરનારા અને ધનાઢ્ય બ્રાહ્મણને જે દાન આપવામાં આવે છે, તે દાનને રજોગુણી જાણવું.[૪૯] હે પાંડવ! જે દાન સંબંધીને આપવામાં આવ્યું હોય, જે દાન પ્રમત્તને આપવામાં આવ્યું હોય, અને જે દાન ફળની ઇચ્છાથી અપાત્રને આપવામાં આવ્યું હોય, તે દાનને રજોગુણી જાણવું.[૫] જે દાન વૈશ્વદેવ નહિ કરનારા બ્રાહ્મણને, વેદ નહિ ભણેલાને, અને—ચોરી કરનાર બ્રાહ્મણને આપવામાં આવે છે, તે દાનને તામસી જાણવું.[૫૧] જે દાન ક્રોધસહિત આપવામાં આવ્યું હોય, જે દાન તિરસ્કારપૂર્વક આપવામાં આવ્યું હોય, જે દાન અવજ્ઞા કરીને દુઃખથી આપવામાં આવ્યું હોય, જે દાન સેવકને આપવામાં આવ્યું હોય, તે દાનને તામસી દાન કહ્યું છે.[૫૨]

હે નરેશ્વર! દેવો, પિતૃઓ, મુનિઓ, અને અગ્નિઓ સાત્વિક દાનને ગ્રહણ કરે છે અને પ્રસન્ન થાય છે.[૫૩]

* અત્રે વૃથા દાન સત્તાવન જાતનાં કહ્યાં છે.

દાનવો, દૈત્યોના સમુદાયો, ગ્રહો, યક્ષો, રાક્ષસો રાજસી દાનને ગ્રહણ કરે છે, અને પિતૃઓ તથા દેવો તે દાનનો ત્યાગ કરે છે.[૫૪] પિશાચો, પ્રેતસંઘો, અને પાપી, કાળાં કર્મ કરનારા પુરુષો તામસી દાનનો સ્વીકાર કરે છે. હવે તેની ત્રણ પ્રકારની ગતિને તું સાંભળ.[૫૫]

સાત્વિક દાનોનું ફળ ઉત્તમ મળે છે, રાજસી દાનનું ફળ મધ્યમ મળે છે, અને તામસી દાનનું અધમ ફળ મળે છે.[૫૬] સામા જઈને આપેલાં દાનનું ફળ ઉત્તમ મળે છે, ઘેર બોલાવીને આપેલા દાનનું ફળ મધ્યમ મળે છે, અને યાચના કરનારાને આપેલા દાનનું ફળ કનિષ્ઠ મળે છે.[૫૭] જે પુરુષ માગ્યા વિના બ્રાહ્મણને દાન આપે છે તે ઉત્તમ ગતિને મેળવે છે, જે પુરુષ બોલાવીને દાન આપે છે તે પુરુષને મધ્યમ ગતિ મળે છે, અને જે પુરુષ યાચના કરવાથી દાન આપે છે તે પુરુષ નિકૃષ્ટ ગતિને પામે છે.[૫૮] દેવોમાં અવતરવું એ ઉત્તમ ગતિ છે, મનુષ્યોમાં અવતરવું એ મધ્યમ ગતિ છે, અને પશુપક્ષીઓમાં અવતરવું એ નિકૃષ્ટ ગતિ છે. આવી રીતે ત્રણ પ્રકારની ગતિ જાણવી.[૫૯]

જે દાન સુપાત્ર બ્રાહ્મણોને, અગ્નિહોત્રીઓને આપવામાં આવે છે તે દાનને અક્ષય કહ્યું છે.[૬૦] હે રાજા! વેદ ભણેલાઓનું તથા દરિદ્ર બ્રાહ્મણોનું ભરણપોષણ કર, ધનસંપત્તિવાળા દ્વિજોનું રક્ષણ કર.[૬૧] જે બ્રાહ્મણો દરિદ્ર અને ધન રહિત હોય, તેઓને ધન આપીને તેઓનું સારી રીતે પૂજન કર. આતુર પુરુષને ઔષધની જરૂર છે, પરંતુ આરોગ્યને ઔષધનું શું પ્રયોજન છે?[૬૨] દાન દેનારાનું પાપ તે દાન લેનારાને જાય છે, અને દાન લેનારાનું જે પુણ્ય હોય છે તે દાન દેનારાને જાય છે. તે માટે પરલોકમાં હિતને ઇચ્છનારા પુરુષે સદા દાન કરવું.[૬૩] જેઓ વેદવિદ્યા ભણીને શુદ્ધ થયા હોય તથા જેઓ સદા શૂદ્રોનું આમાન્ન ત્યાગ કરનારા હોય, તેવા પુરુષોને પ્રયત્નપૂર્વક મહાન દાનો આપવાં.[૬૪] હે પાંડવ! જે પુરુષોની સ્ત્રીઓ ભોજન કરતાં બાકી વધેલાં અન્નને હજારો રૂપિયાના લાભ સમાન માને છે, તેવા પુરુષોને ભોજનને માટે નિમંત્રણ કરો.[૬૫] હે ભરતવંશી રાજા! દરિદ્ર કુળોને આમંત્રણ કરીને નિરાશ કરવાં નહિ; તેમ કરવાથી તેઓની આશા નાશ પામે છે.[૬૬]

હે નરશ્રેષ્ઠ! મારા જે ભક્ત મારા વિશે મન રાખીને રહ્યા છે, મારા વિશે પરાયણ રહે છે, મારું યજન કરનારા છે, મારું નિયમ પ્રમાણે પૂજન કરનારા છે તેઓની પ્રયત્નથી પૂજા કર.[૬૭] હે યુધિષ્ઠિર! તેઓને પવિત્ર કરવા માટે હું નિત્ય જ સવારે તથા સાયંકાળે એમ ઉભય સંધ્યા સમયે તત્પર રહું છું. મારું એ અખંડ વ્રત છે.[૬૮] તે માટે પાપરહિત મારા ભક્તોએ અષ્ટાક્ષર મંત્રનો પોતાની શુદ્ધિને માટે અવિચ્છિન્ન રીતે જપ કરવો.[૬૯] મારા ભક્ત નહિ એવા બીજા બ્રાહ્મણોનું પાપ પણ (આ મંત્રના જપથી) નાશ પામે છે. તે માટે બ્રાહ્મણે પ્રભાતમાં તથા સાયંકાળે પોતાની શુદ્ધિને માટે અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો[૭૦] અને તેવા બ્રાહ્મણની નિંદા કર્યા વગર દૈવી કર્મમાં તથા શ્રાદ્ધના કર્મમાં યોજના કરવી. તેવા બ્રાહ્મણની જો નિંદા કરવામાં આવે છે તો તે, અગ્નિ જેમ કાષ્ઠને બાળીને ભસ્મ કરે છે, તેમ શ્રાદ્ધનો નાશ કરે છે.[૭૧] મહાભારત, મનુએ કહેલા ધર્મ (મનુસ્મૃતિ), વેદો, અંગો સાથે વેદો તથા આયુર્વેદ આ ચાર આજ્ઞાસિદ્ધ છે (અર્થાત્ તે જે કહે છે તે સિદ્ધવત્ કહે છે, સત્ય છે); માટે તેના ઉપર તર્કો કરીને તેઓનું ખંડન કરવું નહિ.[૭૨] ધર્મવેત્તા પુરુષે યજ્ઞના કર્મમાં બ્રાહ્મણોની પરીક્ષા કરવી નહિ. બ્રાહ્મણોની પરીક્ષા કરવાથી તેની મહાન્ નિંદા થાય છે.[૭૩] જે નરાધમ બ્રાહ્મણોની ખોટી નિંદા કરે છે, તે પુરુષને દૂષણ આપનારો પુરુષ ગધેડાની અને કુતરાની જાતિમાં અવતરે છે.[૭૪] બ્રાહ્મણની નિંદા કરવાથી પુરુષ કુતરાની જાતિમાં અવતરે છે, ખોટી નિંદા કરવાથી ગધેડો થાય છે, બ્રાહ્મણનો પરાભવ કરવાથી કૃમિ (નાનો કીડો) થાય છે, અને બ્રાહ્મણની સામે મત્સર કરવાથી કીટ (મોટો કીડો) થાય છે.[૭૫] બ્રાહ્મણો દુરાચારી હોય કે સદાચારી હોય, પ્રાકૃત હોય કે સારા સંસ્કારી હોય, પરંતુ તેઓ રાખથી ઢંકાયલા અગ્નિના જેવા છે, માટે તેઓનું અપમાન કરવું નહિ.[૭૬] વિદ્વાન્ પુરુષે ક્ષત્રિય, સર્પ અને બહુશ્રુત બ્રાહ્મણ આ નાના હોય, તોપણ તેઓનું કોઈ પણ દિવસ અપમાન કરવું નહિ.[૭૭] આ ત્રણ પોતાનું અપમાન કરવાથી સામા પુરુષને બાળી દે છે. તે માટે બુદ્ધિમાન્ પુરુષે આ ત્રણનું પ્રયત્નથી અપમાન કરવું નહિ.[૭૮] જેમ સર્વ અવસ્થાઓમાં* અગ્નિ મહાન્ દૈવત ગણાય છે, તેમ બ્રાહ્મણ પણ સર્વ અવસ્થાઓમાં મહાન્ દૈવત કહેવાય છે.[૭૯] જેઓ હીન અંગવાળા હોય, કાણા હોય, કુબડા હોય, શરીરે ઠીંગણા હોય, તે સર્વે બ્રાહ્મણોનો વેદપારંગત બ્રાહ્મણોએ દૈવી કર્મમાં ઉપયોગ કરવો.[૮૦] તેઓને ક્રોધ ઉપજાવવો નહિ, તેઓનું અશુભ કરવું નહિ, કારણ કે બ્રાહ્મણોનું શસ્ત્ર ક્રોધ છે; બ્રાહ્મણો શસ્ત્રપાણિ (હાથમાં હથીઆર ધરનારા) હોતા નથી.[૮૧] ઇંદ્ર વજ્રથી જેમ અસુરોનો નાશ કરે છે, તેમ તેઓ ક્રોધથી શત્રુઓનો નાશ કરે

* સ્મશાનનો, ચુલાનો અને યજ્ઞકુંડનો એમ ગમે ત્યાંનો અગ્નિ પવિત્ર કહેવાય છે.

છે. બ્રાહ્મણ એ જન્મથી જ મહાન્ દૈવત જન્મે છે.[૮૨] વળી બ્રાહ્મણ સર્વ પ્રાણીઓના ધર્મના ભંડારની રક્ષાને માટે જન્મે છે. તો પછી હે કુંતીપુત્ર! જે બ્રાહ્મણો નિત્ય સંધ્યાવંદન કરે છે, તેને માટે તો કહેવું જ શું?[૮૩] દેવતાઓ જેના મુખથી હવ્યનું ભોજન કરે છે અને પિતૃઓ જેના મુખથી કવ્યનું ભોજન કરે છે, તેના કરતાં ઉત્તમ પ્રાણી કોણ?[૮૪] બ્રાહ્મણની ઉત્પત્તિ જ ધર્મની સનાતની મૂર્તિ છે, બ્રાહ્મણ ધર્મની રક્ષા કરવા માટે ઉત્પન્ન થયો છે, અને તે પરબ્રહ્મરૂપે થઈ શકે છે.[૮૫] બ્રાહ્મણ જે ભોજન કરે છે તે પોતાનું જ ભોજન કરે છે, વસ્ત્રો પહેરે છે તે પણ પોતારૂપ જ પહેરે છે, દાન આપે છે તે પણ પોતારૂપ જ આપે છે, અને બ્રાહ્મણની દયાથી બીજા મનુષ્યો ભોજન કરે છે. તે માટે તારે મારા ભક્ત એવા બ્રાહ્મણોનું સદાય અપમાન કરવું નહિ.[૮૬] જે બ્રાહ્મણો બૃહદારણ્યક ઉપનિષદમાં વર્ણવેલા, મારા નિગૂઢ અને નિષ્કલ અવસ્થાવાળાનાં સ્વરૂપને જાણે છે, તેઓનું તારે પ્રયત્નથી પૂજન કરવું.[૮૭] હે પાંડવ! પોતાના ઘરમાં, પ્રવાસમાં અથવા તો દિવસે અથવા રાત્રે બ્રાહ્મણોની તથા મારા ભક્તોની શ્રદ્ધાથી પૂજા કરવી.[૮૮] બ્રાહ્મણ સમાન દેવ નથી, બ્રાહ્મણ સમાન ગુરુ નથી, બ્રાહ્મણ સમાન મોટો બંધુ નથી, બ્રાહ્મણ સમાન મોટો નિધિ (ભંડાર) નથી,[૮૯] બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ તીર્થ નથી, બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ પુણ્ય નથી, બ્રાહ્મણના કરતાં કોઈ અધિક પવિત્ર નથી, બ્રાહ્મણના કરતાં અધિક પાવન કરનાર નથી, બ્રાહ્મણના કરતાં બીજો શ્રેષ્ઠ ધર્મ નથી, બ્રાહ્મણના કરતાં ઉત્તમ ગતિ નથી.[૯૦] પાપ કર્મથી ઘેરાયલા, અને નરકમાં પડવાને તૈયાર થયેલા પુરુષની એક સુપાત્ર બ્રાહ્મણ રક્ષા કરે છે, અને તે સુપાત્ર બ્રાહ્મણોમાં જેઓ અગ્નિહોત્રી છે, શાંત સ્વભાવના છે, શૂદ્રનું અન્ન નહિ ખાનારા છે, મારી પૂજા કરે છે, અને મારા ભક્ત છે, તેઓને મેં આ લોકમાં જ અક્ષય ફળ આપ્યું છે.[૯૧-૯૨] મારા ભક્ત એવા બ્રાહ્મણની દાનથી પૂજા કરી હોય, તેઓને પ્રણામ કર્યા હોય, તેઓનો સત્કાર કર્યો હોય, તેઓની સાથે વાતચિત કરી હોય, તેનાં દર્શન કર્યાં હોય તો તે સ્વર્ગમાં લઈ જાય છે.[૯૩]

જે પુરુષો મારા સ્તોત્રનો પાઠ કરે છે, મને નમસ્કાર કરે છે, મારું ધ્યાન કરે છે, તે પુરુષોનો સ્પર્શ કરીને તથા તેઓનાં દર્શન કરીને પુરુષ પાપમાંથી મુક્ત થાય છે.[૯૪] જેઓ મારા ભક્ત છે, જેઓનાં પ્રાણ મારા વિષે છે, જેઓ મારું ગાન કરે છે, જેઓ મારાપર પ્રીતિ રાખે છે, જેઓ પિતા તરફથી તથા માતા તરફથી શુદ્ધ છે, જેઓ વેદ ભણેલા છે, જેઓએ ઇંદ્રિયોનો નિગ્રહ કર્યો છે, જેઓ નિત્ય શૂદ્રનું આમાન્ન ગ્રહણ કરતા નથી, તેઓ દર્શનથી આ જગતમાં પવિત્ર કરે છે.[૯૫] પંડે તેઓને ઘેર દાન લઈ જઈને ભક્તિથી તેને જે દાન આપે છે, તે દાન કોટિ દાન સમાન થાય છે.[૯૬] જાગતાં, અથવા સુતાં, પ્રવાસમાં અથવા તો ઘરમાં ગમે ત્યાં પણ જે બ્રાહ્મણની ભક્તિને હું હૃદયથી દૂર કરતો નથી,[૯૭] તે ઉત્તમ બ્રાહ્મણની પૂજા કરી હોય, તેનાં દર્શન કર્યાં હોય, અથવા તો તેનો સ્પર્શ કર્યો હોય, અથવા તો તેની સાથે ભાષણ કર્યું હોય તો, હે રાજેંદ્ર! તે તે મનુષ્યને સદા પવિત્ર જ કરે છે.[૯૮] હે પાંડવ! આ પ્રમાણે સર્વ અવસ્થાઓમાં સર્વ દાનો મારા ભક્તોને આપવામાં આવે છે તો તે સ્વર્ગનો માર્ગ આપે છે.[૯૯]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्वमां'

अध्याय ३ जो संपूर्ण

## અધ્યાય ૪ થો

### બીજ તથા યોનિની શુદ્ધિઅશુદ્ધિનો નિર્ણય, ગાયત્રીનો મહિમા તથા બ્રાહ્મણોનું અપમાન કરનારાઓનો નરકમાં પાત

વૈશમ્પાયન કહે છેઃ-સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનાં દાન, ત્રણ પ્રકારની જૂદી જૂદી ગતિ અને ત્રણ પ્રકારનાં જૂદાં જૂદાં ફળ સાંભળીને[૧] ધર્મમાં પ્રીતિવાળા યુધિષ્ઠિરનું મન અત્યંત હર્ષ પામ્યું અને તેથી તૃપ્ત થયા ન હોય તેમ પુનઃ કેશવને પૂછવા લાગ્યા.[૨] 'બીજ અને યોનિથી શુદ્ધ પુરુષોનાં લક્ષણો મને કહો. હે લોકેશ! બીજના દોષવાળા (પારકા બીજથી ઉત્પન્ન થયેલા) પુરુષો કેવા જન્મે છે?[૩] હે દેવેશ! મને આચારનો સંપૂર્ણ દોષ પણ કહેવાને યોગ્ય છો. વળી હે કેશવ! બ્રાહ્મણોના ઉત્તમ, મધ્યમ વગેરે ભેદ કહો, તેના ગુણો તથા દોષો કહો.[૪] સર્વ ચારેય વર્ણના પ્રતિગ્રહ કરનારા બ્રાહ્મણો કયું કર્મ કરવાથી તરી જાય છે, અને બીજાઓને તારે છે, તે વાત હે દેવેશ! તારો ભક્ત એવો જે હું તેને કહો. તને મારા નમસ્કાર હો![૫]

ભગવાન્ કહે છેઃ-હે પાંડવ! હે રાજા! શુભ બીજ અને શુભ યોનિ કેવી રીતે હોય છે તથા અશુભ બીજ અને અશુભ યોનિ કેવી રીતે હોય છે તે સાંભળ. કારણ કે શુભ બીજ અને શુભ યોનિથી આ જગત્ ટકી રહેલું છે, અને અશુભ બીજ તથા અશુભ યોનિથી આ જગતનો નાશ થાય છે.[૬] જે બ્રાહ્મણ વિધિ પ્રમાણે અખંડ બ્રહ્મચર્ય પાળે છે તેને બીજ જાણવો, અને તેનું બીજ શુભ કહેવાય છે.[૭] જે કન્યા અક્ષતયોનિવાળી હોય, પિતા તરફથી તથા માતા તરફથી

જે કુલીન હોય, જે બ્રાહ્મ આદિ વિવાહવિધિથી વિધિ પ્રમાણે પરણેલી હોય, તે સુંદર અંગવાળી સ્ત્રી ઉત્તમ કહેવાય છે, અને તેની યોનિ પ્રશંસાપાત્ર કહેવાય છે.૮ પરંતુ હે નરશ્રેષ્ઠ! જે સ્ત્રી મનથી, વાણીથી તથા કર્મથી પરપુરુષની સાથે ગમન કરે છે, તેની યોનિ ગર્ભાધાનને અયોગ્ય ગણાય છે.૯ જે પાપાત્મા પુરુષ સંતાનને માટે સ્વૈરિણી સ્ત્રીને પસંદ કરે છે, તે પુરુષ પોતાના કુળના દશ પૂર્વે થઈ ગયેલા પુરુષોને અને દશ થનારા પુરુષોને તુરત નરકમાં નાખે છે.૧૦ જે મૂઢ બુદ્ધિવાળો પુરુષ મોહવશ થઈ દુષ્ટ યોનિમાં વીર્યનું સિંચન કરે છે ( અર્થાત્ ગર્ભાધાન કરે છે), તેના વીર્યમાંથી ઉત્પન્ન થયેલો બ્રાહ્મણ વેદનાં છ અંગ જાણતો હોય તોપણ, હે રાજા! સત્પુરુષોએ તેનો ચંડાલની પેઠે બહિષ્કાર કરવો.૧૧ જે સ્ત્રી કર્મથી, મનથી અને વાણીથી સ્વેચ્છાચારિણી થાય છે, તેને કુલઘ્ની (કુળનો નાશ કરનારી) જાણવી, અને તેમાં જે પુત્ર જન્મે છે તે શ્વપાચક (ચંડાળ) કહેવાય છે.૧૨ દુષ્ટ યોનિવાળી સ્ત્રીઓના પુત્રો યજ્ઞમાં, શ્રાદ્ધમાં, દાનમાં, ભોજનમાં, સહભાષણ કરવામાં, શયનમાં, અને સંબંધ કરવામાં યોગ્ય ગણાતા નથી.૧૩ તે માટે ડાહ્યા પુરુષે દુષ્ટ યોનિને વિશે ગર્ભ ઉત્પન્ન કરવો નહિ. જે પુરુષ મોહવશ થઈને ગર્ભ ઉત્પન્ન કરે છે, તે પુરુષ પોતાના કુળના ત્રણ પુરુષનો નાશ કરે છે.૧૪ કાનીન (કન્યાનો પુત્ર), સહોઢ ( પરણતી વખતે કન્યાના ગર્ભમાં જે પુત્ર હોય તે), કુંડ (જીવતે ધણીએ વ્યભિચારથી ઉત્પન્ન કરેલો પુત્ર ), ગોલક (ધણી મરી ગયા પછી વ્યભિચારથી ઉત્પન્ન કરેલો પુત્ર ), આરૂઢપતિતથી ઉત્પન્ન થયેલો પુત્ર (સંન્યાસીનો પુત્ર) અને જે પતિતનો પણ પુત્ર હોય; આ છ પુત્ર વિપ્રચંડાળ કહેવાય છે અને ચંડાળના કરતાં પણ નિકૃષ્ટ ( ઉતરતા ) છે.૧૫ જે પુરુષ ગમે ત્યાં વીર્યનું સિંચન કરે અથવા તો શૂદ્ર જાતિની સ્ત્રીમાં પણ વીર્યપાત કરે છે, તે પાપાત્મા પુરુષ કામચારી કહેવાય છે, અને તેનું બીજ અશુભ હોય છે.૧૬ તેનું બીજ અશુભ હોવાથી તે શુદ્ધ યોનિને યોગ્ય હોતું નથી. કુતરું જેમ હવિષને ચાટીને દૂષિત કરે છે તેમ તે બીજ શુદ્ધ યોનિને દૂષિત કરે છે.૧૭ બ્રાહ્મણનું બીજ શૂદ્રની યોનિમાં પડે છે તે સમયે હાહાકાર કરે છે, અને દુઃખી થઇને ‘નરકના ખાડામાં પડ્યો છું’ એમ કહે છે.૧૮ ‘આ પાપાત્મા પુરુષે કામથી મોહિત થઇને મારો અધઃપાત કર્યો છે; માટે તે તુરત અધોગતિને (નરકગતિને) પ્રાપ્ત થાઓ.’ આમ શાપ દઇને તે વીર્ય પડે છે.૧૯ આત્માને મહાન્ અને પરમ શુક્લ દૈવત કહ્યું છે; તે માટે પુરુષે સર્વ પ્રકારના પ્રયત્નથી પોતાનાં શુક્લ દૈવતનું રક્ષણ કરવું.૨૦ બ્રહ્મચર્યવ્રત પાળવાથી પુરુષ આયુષ્ય, તેજ, બળ, વીર્ય, પ્રજ્ઞા, શ્રી, મહાન્ યશ, પુણ્ય અને મારી પ્રીતિને સંપાદન કરે છે.૨૧ અખંડ બ્રહ્મચર્યવ્રત પાળીને ગૃહસ્થાશ્રમમાં રહેનારા અને પાંચ મહાયજ્ઞ કરનારા પુરુષો પૃથ્વી ઉપર ધર્મનું સ્થાપન કરે છે.૨૨ જે પુરુષો નિત્ય સાયંકાળે તથા પ્રભાતમાં સંધ્યાવંદન કરે છે, તે પુરુષો વેદની નૌકા કરીને પંડે તરી જાય છે અને બીજાઓને તારે છે.૨૩ જે પુરુષ પવિત્ર કરનારી વેદ માતા ગાયત્રીનો જપ કરે છે, તે પુરુષ સાગર સાથે પૃથિવીનું દાન લે છે તોપણ દુઃખી થાતો નથી.૨૪ વળી એના સૂર્યાદિક કેટલાએક ગ્રહો આકાશમાં દુષ્ટ સ્થાનમાં રહેલા હોય છે તેએને શાંત, શિવ અને શુભ કરનારા થઈ પડે છે.૨૫ વળી દારુણ માંસનો આહાર કરનારા, ભયંકર રૂપવાળા, મોટી કાયાવાળા રાક્ષસો ગમે ત્યાં પણ તે બ્રાહ્મણનો તિરસ્કાર કરતા નથી.૨૬ વેદનાં* વ્રતોનું આચરણ કરનાર પુરુષો પૃથ્વી ઉપર બીજાઓને પવિત્ર કરે છે. હે રાજન્! ચારેય વેદોમાં ગાયત્રી શ્રેષ્ઠ ગણાય છે.૨૭ હે યુધિષ્ઠિર! જેઓ વેદનાં ચીર્ણ વ્રત કરતા નથી, અને શાસ્ત્રવિરુદ્ધ કર્મનાં ફળનો આશ્રય કરે છે, તે નામના બ્રાહ્મણો કહેવાય છે, છતાં તેઓને પણ પૂજ્ય જાણવા. તો પછી જે બ્રાહ્મણ સવાર સાંજ બે વખત સંધ્યાવંદન કરે છે, તે બ્રાહ્મણ કેમ પૂજ્ય ગણાય નહિ?૨૮ શીલ, અધ્યયન, દાન, બાહ્ય તથા આભ્યંતર પવિત્રતા, મૃદુતા, સરળતા, આ સર્વ બ્રાહ્મણના વેદથી પણ વિશિષ્ટ ગુણો છે, આમ પ્રજાપતિ મનુ કહે છે.૨૯ જે બ્રાહ્મણ ભૂર્, ભુવર્, અને સ્વર્, આ ત્રણ વ્યાહૃતિપૂર્વક વેદનું અધ્યયન કરે છે, પોતાની સ્ત્રી વિશે પરાયણ રહે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે તેને વિદ્વાન્ જાણવો અને તેને બ્રાહ્મણ જાણવો.૩૦ જે ઉત્તમ બ્રાહ્મણો નિત્ય સંધ્યાવંદન કરે છે તે બ્રાહ્મણો, હે નરસિંહ! બ્રહ્મલોકમાં જાય છે, એમાં સંશય નથી.૩૧ બ્રાહ્મણ કેવળ ગાયત્રી મંત્ર જ ભણ્યો હોય, પરંતુ ખાનપાનાદિમાં સારી રીતે નિયમિતપણાથી રહેનારો હોય તે શ્રેષ્ઠ કહેવાય છે; પરંતુ જે બ્રાહ્મણ ચાર વેદ ભણ્યો હોય, છતાં નિયમથી ભ્રષ્ટ થયો હોય, સર્વનું ખાતો હોય, અને સર્વ પ્રકારના† રસનો વિક્રય કરતો હોય તો તે બ્રાહ્મણ સારો ગણાતો નથી.૩૨ પૂર્વે દેવોએ, ઋષિએ બ્રહ્માએ, અને સર્વેએ ગાયત્રી મંત્રને

* મહાનામ્ની વગેરે ચાર વેદનાં વ્રતો બ્રહ્મચર્ય અવસ્થામાં પાળવામાં આવે છે તે વ્રતો.

† ઘી, દૂધ, દહીં વગેરે રસ કહેવાય છે ને તે વેચવાને માટે બ્રાહ્મણને શાસ્ત્રમાં નિષેધ કર્યો છે.

અને વેદોને તોળ્યા હતા તો, હે રાજન્! ચારેય વેદોના કરતાં ગાયત્રી વિશેષ ભારે થઈ હતી.[૩૩] હે પાંડવ! ભમરાઓ જેમ ઉઘડેલા પુષ્પમાંથી મધને ગ્રહણ કરે છે, એમ સર્વ વેદમાંથી સાવિત્રીને ગ્રહણ કરવામાં આવી છે.[૩૪] તે માટે હે રાજા! સાવિત્રી (ગાયત્રી) સર્વ વેદોના પ્રાણ કહેવાય છે. સાવિત્રી વિના બીજા વેદો નિર્જીવ છે.[૩૫] જે બ્રાહ્મણ ચાર વેદ ભણ્યો હોય પરંતુ મર્યાદાને ઉલ્લંઘન કરી ગયો હોય, શીલથી ભ્રષ્ટ થયો હોય તે કુત્સિત કહેવાય છે; અને જે બ્રાહ્મણ શીલ તથા આચારથી સંપન્ન હોય અને ગાયત્રીનો પાઠ કરનારો હોય, તેને ઉત્તમ જાણવો.[૩૬] હે કુંતાપુત્ર! સર્વ પાપનો નાશ કરનારી એવી સાવિત્રીનો, ગાયત્રીનો જપ કર; ગાયત્રીનો એક હજાર જપ ઉત્તમ કહેવાય છે, સો જપ મધ્યમ કહેવાય છે, અને દશ જપ કનિષ્ઠ કહેવાય છે.[૩૭]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે ત્રણ લોકના નાથ! હે કૃષ્ણ! તું સર્વ પ્રાણીઓના આત્મારૂપ છો તે, હે અનેક યોગપરાયણ! હે શ્રેષ્ઠ! તું કયા કર્મથી સંતુષ્ટ થાય છે?[૩૮]

ભગવાન્ કહે છેઃ–જો એક હજાર ભાર ગુગળ વગેરેનો ધૂપ કરે, મને નમસ્કાર કરે, મારી પાસે બલિદાન કરે, તથા સદાય ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદના મંત્રોની તથા સ્તુતિથી મારી સ્તુતિ કરે, તથાપિ બ્રાહ્મણોને જો સંતુષ્ટ કરવામાં આવે નહિ તો હે ભારત! હું સંતુષ્ટ થાતો નથી. હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! બ્રાહ્મણનું પૂજન કરવાથી મારું નિત્ય પૂજન કર્યું ગણાય છે, અને બ્રાહ્મણની નિંદા કરવાથી મારી નિંદા થાય છે, એમાં સંશય નથી.[૪૧] જેઓ બ્રાહ્મણની પૂજા કરે છે, તેઓની મારા વિશે પરમ ગતિ થાય છે; કારણ કે હું પૃથિવી વિશે બ્રાહ્મણને રૂપે વસું છું.[૩૯–૪૨]

હે નરશ્રેષ્ઠ! જે બુદ્ધિમાન્ પુરુષ મારા વિશે મનને રાખીને બ્રાહ્મણોની પૂજા કરે છે તેને હું મારા સ્વરૂપે જોઉં છું (મારાં દર્શન આપું છું).[૪૩] કુબડા, કાણા, ઠીંગણા, દરિદ્ર, ને રોગી, એવા બ્રાહ્મણોનું બુદ્ધિમાન્ પુરુષોએ અપમાન કરવું નહિ, કારણ કે તે બ્રાહ્મણો મારું રૂપ છે.[૪૪] સાગર પર્યંત પૃથિવી ઉપર જે કોઇ ઉત્તમ બ્રાહ્મણો છે, તે મારું સ્વરૂપ છે, તેઓનું પૂજન કરવાથી મારું પૂજન થાય છે.[૪૫] હું પૃથિવી ઉપર બ્રાહ્મણરૂપે વસું છું. આ વાતને ઘણા અજ્ઞાની મનુષ્યો જાણતા નથી.[૪૬] જેઓ બ્રાહ્મણનું અપમાન કરે છે, જેઓ બ્રાહ્મણોને તેના ધર્મથી ભ્રષ્ટ કરે છે, જેઓ તેઓને દૂત તરિકે મોકલે છે અને જેઓ તેમની પાસે સેવા કરાવે છે,[૪૭] તે પુરુષો મરી ગયા પછી, સુતાર લોકો જેમ કરવતીવડે મરજી પ્રમાણે કાપે છે તેમ, પરલોકમાં યમના મહા બળવાળા દૂતો ઇચ્છા પ્રમાણે તેઓને કાપે છે.[૪૮] જેઓ બ્રાહ્મણોની ઉચ્ચ સ્વરે નિંદા કરીને અથવા તો તેમની ખરીખોટી નિંદા કરીને આનંદ માને છે, તેઓને મરીને યમલોકમાં ગયા પછી ત્યાંથી પૃથિવી ઉપર પાડી નાંખીને,[૪૯] ક્રૂર તથા રાતાં નેત્રવાળા યમરાજા તેની છાતી ઉપર પગ મૂકીને અગ્નિ જેવા લાલચોળ રંગના સાંડસાઓથી તેઓની જીભને ખેંચી કાઢે છે.[૫૦] જે પાપી પુરુષો પાપી દૃષ્ટિથી બ્રાહ્મણોના તરફ જુવે છે, બ્રાહ્મણોની રક્ષા કરતા નથી, વેદધર્મથી બહાર થયા છે, નિત્ય બ્રાહ્મણોનો દ્વેષ કરે છે,[૫૧] તે પુરુષોની આંખોને મોટી કાયાવાળા, વાંકી ચાંચવાળા, મહા બળવાળા, ભયંકર પક્ષીઓ યમની આજ્ઞાથી એક મુહૂર્તમાં કાઢી લે છે.[૫૨] જે પુરુષ બ્રાહ્મણોમાં ઇન્દ્ર જેવાને પ્રહાર કરે છે, (તેના શરીરમાંથી) લોહી કાઢે છે, તેના હાડકાંને ભાંગી નાખે છે, તેના પ્રાણનો નાશ કરે છે, તે પુરુષ અનુક્રમથી આ એકવીસ નરકમાં પડે છે.[૫૩] તે પછી તેને શૂલ ઉપર ચઢાવવામાં આવે છે, તે પછી અગ્નિમાં પકાવવામાં આવે છે, તે પુરુષ હજારો વર્ષો સૂધી ઉંધે મસ્તકે અગ્નિમાં રંધાય છે; તે દુષ્ટ બુદ્ધિવાળા પુરુષની તેમાંથી મુક્તિ થતી નથી તેમ તેની ગતિ પણ ક્ષીણ થતી નથી (અર્થાત્ સંસારમાં જન્મમરણ થયા કરે છે).[૫૪] બ્રાહ્મણોનો તિરસ્કાર કરીને અથવા તો બ્રાહ્મણોને મારવાની ઇચ્છાથી તેમના ઉપર હલ્લો કરે છે, તે પુરુષ એક લાખ વર્ષ સૂધી તામિસ્ર નામના નરકમાં રંધાય છે.[૫૫] ક્રોધાવેશમાં આવીને બુદ્ધિપૂર્વક બ્રાહ્મણના શરીરમાંથી લોહી કાઢે છે, તે પુરુષ વારા ફરતી એકવીસ નરકમાં પડે છે.*[૫૬]

તે માટે બ્રાહ્મણોને અકુશલ વાણી કહેવી નહિ, શુષ્ક (રુક્ષ) વાણી કહેવી નહિ, કઠોર વાણી પણ કહેવી નહિ, તથા બ્રાહ્મણોનું અપમાન પણ કરવું નહિ.[૫૭] જે સત્પુરુષો કોમળ વાણીથી બ્રાહ્મણોની પૂજા કરે છે, તેઓ મારી પૂજા કરે છે અને સ્તુતિ કરે છે એમાં સંશય નથી.[૫૮] પરંતુ હે ભરતવંશી રાજા! જેઓ બ્રાહ્મણોનો તિરસ્કાર કરે છે, ઉચ્ચ સ્વરથી બ્રાહ્મણોની નિંદા કરે છે, તેઓ મારી ઉચ્ચ સ્વરથી નિંદા કરે છે તથા મારો તિરસ્કાર કરે છે, એમાં સંશય નથી.[૫૯] જે પુરુષ ચંદનોથી, અગરોથી, ધૂપથી તથા દીપથી મારી કાષ્ઠની પ્રતિમાની પૂજા કરે છે તે મારું યથાર્થ પૂજન કરતો જ નથી, કે જેવું મારું પૂજન બ્રાહ્મણના

* આ છપ્પનમા શ્લોકમાં તથા ત્રેપનમા શ્લોકમાં નરકાન્ પદની પૂર્વે દમાન્ પદ છે, તે ઉપરથી તેની નીચેના ભાગમાં એકવીસ નરકનાં નામ હોય એમ જણાય છે. પરંતુ અત્રે તે નામ જોવામાં આવતાં નથી, તેથી તેટલો ગ્રંથ પડ્યો હોય એમ સંભવે છે.

પૂજનથી થાય છે.[૧૦] હું બ્રાહ્મણના પ્રસાદથી ધરણીધર છું, હું બ્રાહ્મણના પ્રસાદથી અસુરોને જિતું છું, હું બ્રાહ્મણના પ્રસાદથી દક્ષિણાવાળો છું, અને બ્રાહ્મણના પ્રસાદથી હું અજિત છું.[૧૧]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्वे'मां अध्याय ४ थो समाप्त

## અધ્યાય ૫ મો

### યમલોકના માર્ગનું વર્ણન

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે દેવદેવેશ! હે દૈત્યનો નાશ કરનારા! મને એક પરમ કુતૂહલ થયું છે. હે કેશવ! હે સર્વજ્ઞ! મને તારા ભક્તને આ કુતૂહલનો નિર્ણય કહે. મનુષ્ય લોક અને યમના લોકની વચ્ચે કેટલું અંતર (છેટું) છે?[૧] તે યમ લોક કેવો છે, કેવડો છે, ક્યાં છે? હે માધવ! કયા ઉપાયથી તે યમ લોકને મનુષ્યો તરી જાય છે.[૨] ત્વચા, હાડકાં અને માંસથી રહિત, તથા પંચ મહાભૂતથી રહિત એવા શરીરથી હે મહાદેવ! જીવ સુખદુઃખ કેવી રીતે ભોગવે છે, તે સર્વ મને કહો.[૩] જીવ મનુષ્ય લોકમાં પોતાનાં શુભ તથા અશુભ કર્મથી બંધાયલો હોય છે, અને મૃત્યુના દૂતો કે જેઓ દુરાધર્ષ, ભયંકર, ભયંકર પરાક્રમવાળા હોય છે, તેઓ યમની આજ્ઞાથી દારુણ પાશોથી તે જીવને બાંધીને લઈ જાય છે, તે સમયે યમની આજ્ઞાથી જીવને પ્રહાર કરવામાં આવે છે, જીવનો તિરસ્કાર કરવામાં આવે છે અને જીવ આમતેમ નાશ ભાગ કરે છે.[૪-૫] તે પછી ત્યાં યમની આજ્ઞાથી પુણ્યકર્મ કરનારો સંપૂર્ણ સુખ ભોગવે છે અને પાપકર્મ કરનારો પુરુષ સંપૂર્ણ દુઃખ ભોગવે છે. યમના દુરાધર્ષ દૂતો આ જીવને કેવી રીતે યમ લોકમાં લઈ જાય છે? અને હે દેવ! ત્યાં ગયેલા મનુષ્યો ક્યાં કર્મ કરે છે?[૬] દેવતા તથા બ્રાહ્મણોની પૂજા કરનારા ધર્મપરાયણ પુરુષો કેવી રીતે સ્વર્ગમાં જાય છે અને પાપ કર્મ કરનારા મનુષ્યો યમલોકમાં કેવી રીતે જાય છે?[૭] હે કેશવ! જીવ યમ લોકમાં જાય છે ત્યારે તેનું રૂપ કેવું હોય છે, તેનું શરીર કેવડું હોય છે, એના શરીરનો વર્ણ કેવો હોય છે? તે મને કહે.[૮]

ભગવાન્ કહે છેઃ-હે રાજન્! હે નરેશ્વર! તું મને આ બધું પૂછે છે, માટે જે પ્રમાણે છે તે પ્રમાણે મારા ભક્ત એવા તને હું તે કથા કહીશ. તે તું સાંભળજે.[૯] હે યુધિષ્ઠિર રાજા! મનુષ્યલોકની અને યમલોકની વચ્ચે છયાસી હજાર યોજનનું છેટું છે.[૧૦] હે યુધિષ્ઠિર! ત્યાં યમલોકમાં વૃક્ષની છાયા નથી, તળાવ નથી, સરોવર પણ નથી, વાવો પણ નથી, આકારની વાવો (હવાડા) પણ નથી, કુવાઓ પણ નથી;[૧૧] મંડપ નથી, સભાસ્થાન પણ નથી, પરબ પણ નથી, ઘર નથી, પર્વત નથી, નદી નથી, તેમ કોઈ ઠેકાણે ગુફા પણ નથી;[૧૨] ગ્રામ નથી, આશ્રમ નથી, ઉદ્યાન (બગીચો) નથી, વનો નથી, તેમ હે યુધિષ્ઠિર! તે માર્ગમાં કોઈ આશ્રમસ્થાન પણ નથી.[૧૩] પ્રાણીને મરણનો સમય થાય છે ત્યારે તે વેદનાથી અત્યંત પીડા પામે છે, અને તે સમયે કોઈ પણ કારણને લઇને કંઠમાં આવેલા પ્રાણો (પૂર્વ જન્મના કારણોને લઈને) પ્રાણીના દેહનો ત્યાગ કરે છે.[૧૪] તે સમયે પ્રાણ(વાયુ)ને પરવશ એવો જીવ શરીરમાંથી ચલાયમાન થાય છે, અને છ કોશવાળા શરીરમાંથી વાયુરૂપ થઇને નિકળી જાય છે.[૧૫] અને તેના રંગનું અને તેવા જ પ્રમાણનું અને તેવા આકારનું બીજું અદૃશ્ય શરીર હોય છે, તેમાં કોઈ પણ જુવે નહિ તેમ, પ્રવેશ કરે છે.[૧૬] જે એક શરીરમાંથી બીજા શરીરમાં પ્રવેશ કરે છે તે દેહધારી પ્રાણીઓનો અંતરાત્મા છે અને તે આઠ અંગવાળો છે. તે છેદન કરવાથી, ભેદન કરવાથી, દાહ કરવાથી અથવા તો તાડન કરવાથી નાશ પામતો નથી.[૧૭] તે જીવ પુત્ર અને સ્ત્રીરૂપી પાશથી સારી રીતે બંધાયલો હોય છે અને તેથી પરાધીન હોય છે, તેને અનેક રૂપ ધારણ કરનારા, ભયંકર સાધનવાળા, યમના ભયંકર અને દુરાધર્ષ દૂતો યમની આજ્ઞાથી પરાણે યમલોકમાં લઈ જાય છે. તે સમયે જીવે પંડે કરેલાં પુણ્ય અને પાપકર્મ જીવની પાછળ જાય છે.[૧૮-૧૯] તે જીવના બાંધવો દુઃખથી પીડા પામતા થકા દયા ઉપજે તેમ રુદન કરે છે, અને જીવ સર્વ બાંધવોનો ત્યાગ કરી અપેક્ષારહિત થઇને જાય છે.[૨૦] માતા, પિતા, ભાઇઓ, મામાઓ, સ્ત્રીઓ, પુત્રો અને મિત્રો રડતાં રડતાં જીવનો ત્યાગ કરે છે.[૨૧] આંસુથી જેનાં મુખ તથા નેત્ર ભરપૂર થઈ ગયાં છે એવાં ઉપર કહેલાં દીન મનુષ્યોથી તે જીવ અદૃશ્ય થઈ જાય છે અને વાયુરૂપ થઈ પોતાના શરીરનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે.[૨૨] (જીવ જે માર્ગે થઇને જાય છે તે માર્ગ) અંધકારથી ભરપૂર છે, છેડા વિનાનો છે, મહા ભયંકર છે, અંધારાથી વિંટાયલો છે, પાપકર્મ કરનારાઓને દુઃખ દેનારો, દુઃખે કરી તરી શકાય તેવો અને દુઃખે કરી જઈ શકાય તેવો છે.[૨૩] હે નરોત્તમ! પાપકર્મ કરનારાઓને તે માર્ગમાં દુઃખે કરીને સહાય મળે તેવો, દુરંત, દુઃખથી જોઈ શકાય તેવો, દુઃખથી જઈ શકાય તેવો, દુઃખથી પ્રાપ્ત થઈ શકે તેવો, અને અતિ દુઃખદાયક

થઈ પડે છે.૨૪ હે પાર્થિવ! ઋષિઓ કથાઓને વિશે પણ પરંપરાથી તે માર્ગની કથા કહે છે ત્યારે ઘણું કરીને તે વાતથી ત્રાસ ઉપજે છે.૨૫ હે યુધિષ્ઠિર! કાળ પ્રાપ્ત થાય છે ત્યારે (મરણ થાય છે ત્યારે) જીવને બાંધવોનો, ભોગોનો અને ધનોનો ત્યાગ કરીને તે માર્ગે અવશ્ય જવું પડે છે.૨૬ ઓળમાંથી ઉત્પન્ન થનારાં પ્રાણીઓને, ઈંડાંમાંથી ઉત્પન્ન થનારાં પક્ષીઓને, પરસેવામાંથી ઉત્પન્ન થનારાં માકડ, મચ્છર વગેરેને અને પૃથ્વીમાંથી ઉત્પન્ન થનારાં વૃક્ષોને એમ સ્થાવર અને જંગમ પ્રાણીઓને યમલોકમાં જવાનું છે.૨૭ દેવો, અસુરો, મનુષ્યો, સ્ત્રીઓ, પુરુષો, નપુંસકો, મધ્યમ વયના, તરુણ વયના, બાળક, વૃદ્ધ, તુરતના જન્મેલા અને ગર્ભમાં રહેલા પૃથ્વીના સર્વ જીવો યમને આધીન છે અને તેઓને તે મહામાર્ગ ખેડવાનો જ છે (અર્થાત્ તે માર્ગ ઉપર જવું પડે છે).૨૮-૨૯ દિવસના પૂર્વ ભાગમાં, દિવસના ઉત્તર ભાગમાં અથવા તો સંધ્યાકાળે, અથવા તો પ્રદોષ સમયે અથવા તો અર્ધ રાત્રે અથવા તો પરોઢિયામાં ગમે તે સમયે પણ તે મહામાર્ગે જવાનું જ છે.૩૦ પુરુષ પ્રવાસમાં હોય, વનમાં રહેતો હોય, પર્વત ઉપર હોય, પાણીમાં હોય, ક્ષેત્રમાં હોય, નભોમંડળમાં હોય કે ઘરમાં હોય,૩૧ હે નરોત્તમ! ભોજન કરતા હોય, પાણી પીતા હોય, ખાતા હોય, બેઠા હોય, ઉભા હોય, શય્યામાં હોય, જાગતા હોય, અથવા તો સુતા હોય ગમે તેવી સ્થિતિમાંથી પણ મનુષ્યોને તે મહામાર્ગ ઉપર કાળ આવતાં જવું પડે છે.૩૨ મૃત્યુના દૂતો કે જેઓ દુરાધર્ષ છે, પ્રચંડ સ્વભાવના છે, પ્રચંડ આજ્ઞાવાળા છે તેઓ એ જીવોનો તિરસ્કાર કરે છે, અને પાપી પરાધીન થયેલા જીવો યમના લોકમાં જાય છે.૩૩ કોઈ ઠેકાણે ભયભીત થયેલા, કોઈ ઠેકાણે મદમત્ત થયેલા, કોઈ ઠેકાણે ઠેસો ખાતા, કોઈ ઠેકાણે વેદનાથી ચીસો પાડતા તથા કોઇ ઠેકાણે વેદનાથી આતુર થઈ ગયેલા એવા પુરુષો યમલોકમાં જાય છે.૩૪ યમના દૂતોથી તિરસ્કાર પામતા, ઉદ્વિગ્ન થયેલા, હડધૂત થયેલા, ભયથી વિહ્વળ થઈ ગયેલા, જેનાં શરીરમાં શૂલની પીડા થાય છે એવા, બીજાનો તિરસ્કાર કરનારા પુરુષોને તિરસ્કાર સાથે યમના લોકમાં જવું પડે છે.૩૫ જે મનુષ્યો દાન કરતા નથી તે મનુષ્યોને કાંટાથી ભરપૂર, ધગધગતી વેળુ (રેતી) અને ધૂળવાળા માર્ગ ઉપર બળતાં બળતાં જવું પડે છે.૩૬ અધર્મી મનુષ્યોને લાકડીનો, પત્થરનો, શિલાનો, દંડનો, ઉંબાડીયાનો, ચાબૂકનો અને અંકુશનો માર ખાતાં ખાતાં યમલોકમાં જવું પડે છે.૩૭ જીવની હિંસા કરનારા પ્રાણીઓના મુખ ઉપર મેદ, લોહી અને પરુ વગેરે ચોપડવામાં આવે છે, તેના શરીરમાં મારને લીધે વ્રણ થાય છે, તેના શરીરને ડામ દેવામાં આવે છે અને તેનું શરીર લોહીથી ખરડાઈ જાય છે અને આવી સ્થિતિમાં તેઓ યમલોકમાં જાય છે.૩૮ વળી જીવની હિંસા કરનારાઓ વેદનાથી પીડા પામે છે, પીડાથી કણછયા કરે છે, સાદ ફાટી જાય તે પ્રમાણે લાંબો રાગ કાઢીને બૂમ પાડે છે, અને વેદનાથી પીડાતા પડતા પડતા તેઓ યમલોકમાં જાય છે.૩૯ વળી જીવની હિંસા કરનારા મનુષ્યોનાં ચરણ, સાથળ, હાથ વગેરે અંગો ભાંગી પડે છે, જાંઘ તથા કાંધ વગેરે ભાંગી પડે છે, તેમનાં કાન, હોઠ, અને નાસિકા કાપી નાખવામાં આવે છે, અને આવી દશામાં તેઓને યમલોકમાં જવું પડે છે.૪૦ વળી જીવહિંસા કરનારા મનુષ્યોને (યમના દૂતો) શક્તિના, ભિણ્ડિપાળના, શંકુના, તોમરના, બાણના અને શૂળની અણીના પ્રહાર કરે છે, અને તેઓને તે રીતે યમલોકમાં જવું પડે છે.૪૧ વળી જીવની હિંસા કરનારા મનુષ્યોને કુતરાંઓ, વાઘો, નહારો, અને કાગડાઓ, ચોતરફથી બટકાં ભરીને ખાય છે; માંસનું ભોજન કરનારા રાક્ષસો તેઓને પીડા કરે છે અને તેવી રીતે તે જીવો યમલોકમાં જાય છે.૪૨ જે પુરુષો માંસનું ભક્ષણ કરનારા છે તેઓનું પાડાઓ, મૃગો, સુવરો, પૃષતો (એક જાતનું પ્રાણી) રસ્તામાં જતાં જતાં તેમનું તે ભક્ષણ કરે છે અને તેવી સ્થિતિમાં તેઓને યમલોકના માર્ગમાં જવું પડે છે.૪૩ બાલકની હત્યા કરનારા પુરુષોને સોઇના જેવી અત્યંત તીક્ષ્ણ મુખવાળી માખીઓ ચોતરફથી બટકાં ભરે છે અને તેવી સ્થિતિમાં તેઓને યમલોકમાં જવું પડે છે.૪૪ જે મનુષ્યો પોતાના વિશ્વાસુ સ્વામીનો, મિત્રનો અથવા તો સ્ત્રીનો ઘાત (નાશ) કરે છે તેઓને યમના દૂતોના શસ્ત્રોના પ્રહારો સહન કરતાં યમના લોકમાં જવું પડે છે.૪૫ જે મનુષ્યો પ્રાણીઓનું ભક્ષણ કરે છે તથા પ્રાણીઓને દુઃખ દે છે, તેઓનું રાક્ષસો તથા કુતરાઓ ભક્ષણ કરે છે અને તે અનુભવ લેતા તેઓ યમલોકમાં જાય છે.૪૬ જે મનુષ્યો પરાયાં મનુષ્યોનાં વસ્ત્રોનું હરણ કરે છે, શય્યાનું હરણ કરે છે, અને પહેરવાનાં વસ્ત્રોનું હરણ કરે છે, તે પુરુષોને પિશાચની પેઠે નગ્નસ્થિતિમાં ઉતાવળા ઉતાવળા યમલોકના માર્ગે જવું પડે છે.૪૭ જે પાપકર્મ કરનારા દુરાત્માઓ બીજાઓની ગાયોને, ધાન્યને, હિરણ્યને, ક્ષેત્રને, ઘરને, તથા ધનને બળાત્કારથી હરણ કરી લે છે,૪૮ તેઓને યમના દૂતોના હાથે પત્થરોથી, ઉંબાડીયાંથી, દંડાથી, કાષ્ઠોથી, તથા કડીઆળીઓથી માર ખાતાંખાતાં અને લોહીથી ખરડાતાં શરીરો સાથે યમના મંદિરે જવું પડે છે.૪૯ જે મનુષ્યો

નરકનો ભય તજી દઈને બ્રાહ્મણનું ધન હરી લે છે, જેઓ નિત્ય બ્રાહ્મણોની ઉચ્ચ સ્વરથી નિંદા કરે છે અને જેઓ નિત્ય બ્રાહ્મણોને માર મારે છે;૫૦ તે પુરુષોને યમના દૂતો કેદ કરે છે. તેઓના કંઠ સુકાઈ જાય છે. યમના દૂતો તેઓની જીભ, આંખ અને નાક કાપી નાંખે છે, તેઓનાં શરીર પરુથી તથા લોહીથી દુર્ગંધવાળાં૫૧ કરે છે, શિયાળો તેઓને બટકાં ભરે છે, ભયંકર ચંડાળો ચોતરફથી તેમને પીડા કરે છે; આવી રીતે પાપી જીવોને દયા ઉપજે તે પ્રમાણે ચીસો પાડતા ભયંકર એવા યમલોકમાં જવાનું છે.૫૨ અસંખ્ય પાપીઓ યમલોકમાં ગયા પછી ત્યાં પણ વિષ્ઠાના કુવાઓમાં પડીને કરોડો વર્ષ સુધી વેદના થવાથી દુઃખ ભોગવે છે.૫૩ તે પછી, હે રાજા! તે નીચ પુરુષો કાળે કરીને તેમાંથી મુક્ત થઇને અબજો વર્ષો સુધી વિષ્ઠામાં કીડા થઇને અવતરે છે.૫૪ જે પુરુષોની પાસે ધન હોય, છતાં તેઓ લોભથી, દંભથી અને અસત્યપણાથી વેદવેત્તા બ્રાહ્મણોને, હે કુરુવંશના શ્રેષ્ઠ રાજા! દાન દેતા નથી,૫૫ તે મનુષ્યોના કંઠમાં રાક્ષસો પાશ નાખી તેઓને કેદ કરીને પ્રહાર કરે છે અને ક્ષુધા તથા પિપાસાના પરિશ્રમથી દુઃખી થતા થતા તેઓ પ્રેતપુરમાં જાય છે.૫૬ જે મનુષ્યો દાન દેતા નથી તે પુરુષોનાં મુખ, કંઠ અને તાળવાં સુકાઈ જાય છે, અને તેઓ વારંવાર અન્નની અને પાણીની પ્રાર્થના કરતા કરતા યમલોકમાં જાય છે.૫૭ અન્નનું દાન નહિ દેનારા મનુષ્યો, હે સ્વામિન્! ક્ષુધા અને તૃષાથી પીડા પામીએ છીએ, આજે ચાલી શકાતું જ નથી, હે સ્વામિન્! અમને અન્ન અને જળ આપો, બોલતાં બોલતાં, યમના દૂતો સાથે તેઓને યમલોકમાં જવાનું છે.૫૮

વૈશમ્પાયન કહે છેઃ–વિષ્ણુનાં વચન સાંભળીને યુધિષ્ઠિર રાજા ભાન વિનાના થઈ ગયા, ભયથી ત્રાસ પામ્યા, અને મૂર્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગયા.૫૯ તે પછી યુધિષ્ઠિરને ધીરે ધીરે ભાન આવ્યું; અને અચ્યુત ભગવાને તેને આશ્વાસના કરી, તે પછી કેશવને પોતાનાં નેત્રને જળથી ધોઈ નાખીને ફરીથી પૂછવા લાગ્યા.૬૦ હે મહાદેવ! હું યમલોકના માર્ગનો વિસ્તાર સાંભળીને ડરી ગયો છું. પુરુષો કયા ઉપાયથી યમલોકના માર્ગને સુખથી તરી જાય?૬૧

ભગવાન્ કહે છેઃ–આ મનુષ્યલોકમાં જે મનુષ્યો પ્રાણીની હિંસા કરતા નથી, ધાર્મિક છે, ગુરુની સેવામાં પરાયણ રહે છે, દેવની અને બ્રાહ્મણોની પૂજા કરે છે,૬૨ તે મનુષ્યો પોતાની ભાર્યા તથા બાંધવોની સાથે આ મનુષ્ય લોકમાંથી કેવી રીતે યમરાજાના લોકમાં જાય છે, તે તું મારી પાસેથી યથાર્થ રીતે સાંભળ.૬૩ હે પાંડવ! જેઓ બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન આપે છે, તેઓ સુખેથી યમલોકમાં જાય છે.૬૪ જે મહાત્મા પુરુષો સારી રીતે રાંધેલું અન્ન વિશેષે કરીને વેદ ભણેલા બ્રાહ્મણોને પરમ પ્રીતિથી આપે છે,૬૫ તે મહાત્મા પુરુષો વિચિત્ર રંગના વિમાનોમાં બેસીને ઉત્તમ અપ્સરાઓથી તથા સ્ત્રીઓથી સેવાતા થકા યમલોકના તે મહામાર્ગમાં જાય છે.૬૬ જે પુરુષો નિત્ય કપટ વિનાનું સત્ય વચન બોલે છે, તે પુરુષો નિર્મળ મેઘના જેવા કાંતિવાળાં અને જેમાં બળદ જોડેલા છે એવાં વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે.૬૭ જે મનુષ્યો કપિલા વગેરે ગાયનાં પવિત્ર દાન વિશેષે કરીને વેદવેત્તા બ્રાહ્મણોને આપે છે,૬૮ તે પુરુષો અપ્સરાઓથી સેવાતા થકા, નિર્મળ કાંતિવાળાં અને જેમાં બળદ જોડેલા છે એવાં વિમાનોમાં બેસીને યમરાજાના લોકમાં જાય છે.૬૯ જે મનુષ્યો બ્રાહ્મણોને જોડા, છત્ર, શય્યાઓ, આસનો, વસ્ત્રો, અને આભરણો આપે છે,૭૦ તે પુરુષો આભૂષણોથી શણગારાઈ, સુવર્ણનાં છત્રોથી શોભાયમાન થઈ, ઘોડા ઉપર અથવા બળદ ઉપર અથવા તો હાથી ઉપર બેસીને ધર્મરાજના રમ્ય નગરમાં જાય છે.૭૧ જે મનુષ્યો પરમ શ્રદ્ધાસંપન્ન થઇને બ્રાહ્મણોને ભક્ષ્ય, ભોજ્ય, તથા પેય ઘીવાળાં અન્નો આપે છે,૭૨ તે પુરુષો હજારો ઉત્તમ સ્ત્રીઓથી ઈચ્છાનુસાર સેવાતા થકા સુવર્ણનાં યાનોમાં બેસીને સુખથી વિવસ્વાનના નગરમાં જાય છે.૭૩ જે મનુષ્યો સ્નાન કરી શુદ્ધ થઇને શ્રદ્ધાથી બ્રાહ્મણોને પ્રયત્નપૂર્વક દૂધ, ઘી, દહીં, ગોળ અને મધ આપે છે,૭૪ તે મનુષ્યો ચક્રવાકોને જોડેલાં સુવર્ણનાં ઉત્તમ વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે અને ગંધર્વો વાદિત્રો વગાડીને તેઓની સેવા કરે છે.૭૫ જે મનુષ્યો બ્રાહ્મણોને ફળો અને સુગંધી પુષ્પો ભેટ કરે છે, તે મનુષ્યો હંસ જોડેલા વિમાનોમાં બેસીને ધર્મરાજાના પુરમાં જાય છે.૭૬ જે મનુષ્યો બ્રાહ્મણોને ઘીથી ભરપૂર એવા ભાતભાતનાં અન્ન અર્પણ કરે છે, તે પુરુષો વાયુના જેવા વેગવાળાં અને નિર્મળ મેઘના જેવી કાંતિવાળા વિમાનોમાં બેસીને અનેક મનુષ્યોથી ભરપૂર એવા પ્રેતનાથના પુરમાં જાય છે.૭૭ જે મનુષ્યો સર્વ પ્રાણીઓને જીવાડનારાં જળનું બ્રાહ્મણોને દાન કરે છે, તે મનુષ્યો સારી પેઠે તૃપ્ત થઇને હંસ જોડેલાં વિમાનોમાં બેસીને સુખેથી યમલોકમાં જાય છે.૭૮ હે રાજા! જે મનુષ્યો શાંત સ્વભાવવાળા થઇને વેદ જાણનારા બ્રાહ્મણોને તિલનું, તિલધેનુનું અથવા તો ઘૃતધેનુનું દાન કરે છે,૭૯ તે મનુષ્યો સૂર્યના મંડળ જેવાં કાંતિમાન નિર્મળ વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે, અને ગંધર્વો તે

સમયે ગીત ગાય છે.૯૦ જે મનુષ્યો વાવો, કુવાઓ, તળાવો, સરોવરો, દીર્ધિકાઓ (લાંબી નાળવાળી વાવો), પુષ્કરિણીઓ (કમળવાળી વાવો) અને પાણીથી ભરેલાં જળાશયો બંધાવીને ઈશ્વરને અર્પણ કરે છે,૯૧ તે પુરુષો મહાકાંતિવાળા થઇને, દિવ્ય ઘંટાઓથી ગાજી રહેલાં અને ચંદ્રના જેવી કાંતિવાળાં વિમાનોમાં બેસીને યમના લોકમાં જાય છે, અને યમના દૂતો તે મહાકાંતિવાળા મહાત્મા પુરુષોને ચામરોથી તથા તાડના પંખાઓથી પવન ઢોળે છે.૯૨ જે મનુષ્યો આ મનુષ્યલોકમાં વિચિત્ર પ્રકારનાં, મનોહર, સુંદર ને દેખાવડાં દેવમંદિરો બંધાવે છે,૯૩ તે મનુષ્યો નિર્મળ આકાશના જેવી કાંતિવાળાં અને વાયુના જેવા વેગવાળાં વિમાનોમાં બેસીને અનેક પરાંઓથી ભરપૂર એવા યમના લોકમાં જાય છે૯૪ અને ત્યાં પ્રસન્ન મનથી સુખે બેઠેલા યમનાં દર્શન કરે છે અને યમરાજા તેઓની પૂજા કરે છે અને પછી તેઓ દેવના લોકમાં જાય છે.૯૫ જે મનુષ્યો દેવોને ઉદ્દેશી આલોકમાં પરબો માંડી તરસ્યા મનુષ્યોને કરવડાથી શીતળ અને નિર્મળ જળ પાય છે, તે મનુષ્યો પરમ તૃપ્તિને પામે છે અને યમલોકના મહામાર્ગને સુખથી ઉલ્લંઘન કરે છે.૯૬ જે મનુષ્યો લાકડાની પાદુકાનું દાન કરે છે તે મનુષ્યો ઉત્તમ રથમાં બેસી સુવર્ણના મણિથી જડેલા બાજઠ ઉપર પગ મૂકીને સુખેથી યમલોકના માર્ગમાં જાય છે.૯૭ જે મનુષ્યો ઈશ્વરપ્રીત્યર્થ આરામગાહો (બગીચાઓ) બનાવે છે, વૃક્ષના સમુદાયો રોપે છે, અને ફળોથી તથા પુષ્પોથી શોભાયમાન એવા બગીચાઓને શાંતિથી જળ પાઇને ઉછેરે છે,૯૮ તે મનુષ્યો સારી રીતે શણગાર સજી દિવ્યવાહનોમાં બેસીને વારંવાર પૂજાતા થકા વૃક્ષોની રમણીય તથા શીતળ એવી છાયામાં થઇને યમલોકમાં જાય છે.૯૯ અને સુવર્ણના જેવી ઝળહળતી કાંતિવાળી સુંદર સ્ત્રીઓ તેઓની ઈચ્છાનુસાર પ્રયત્નપૂર્વક સેવા કરે છે.૯૦ જે મનુષ્યો બ્રાહ્મણોને ઘોડાગાડી, બળદગાડી, હાથી રથ વગેરે આપે છે, તે મનુષ્યો સુવર્ણના જેવાં કાંતિવાળાં વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે.૯૧ જે મનુષ્યો બ્રાહ્મણોને સુવર્ણ, રૂપું, પરવાળાં, અને મોતી દાનમાં આપે છે તે મનુષ્યો સુવર્ણના જેવાં ઉજ્જ્વળ વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે, અને સુંદર સ્ત્રીઓ તેઓને સુખ ઉપજે તેવી રીતે સેવે છે.૯૨ ભૂમિનું દાન કરનારા મનુષ્યો સર્વ કામનાઓ પૂર્ણ રીતે તૃપ્ત કરતા કરતા યમલોકમાં જાય છે અને તેઓ સૂર્યના જેવાં કાંતિવાળાં અને બળદ જોડેલાં વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે.૯૩ જે મનુષ્યો વેદ ભણેલા બ્રાહ્મણોને કન્યાનું દાન કરે છે, તે મનુષ્યો દિવ્ય કન્યાથી વિંટાઈ, વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે.૯૪ જે મનુષ્યો પરમભક્તિથી ઉત્તમ બ્રાહ્મણોને સુગંધી પદાર્થો તથા સુગંધી પુષ્પો આપે છે,૯૫ તે મનુષ્યો સુગંધી પદાર્થોથી સુગંધીદાર થઈ, સારા પોશાકો પહેરી, પુષ્પોની માળાથી શણગારીને સારી કાંતિવાળા થઈ, તથા આભૂષણોથી અલંકૃત થઇને વિચિત્ર પ્રકારનાં વિમાનોમાં બેસી, ધર્મરાજાના નગરમાં જાય છે.૯૬ બ્રાહ્મણોને દીપનું દાન કરનારાઓ અગ્નિની પેઠે ઝળઝળતા થાય છે, અને સૂર્યના જેવી કાંતિવાળાં વિમાનોથી દશ દિશાઓને દીપાવતા યમલોકમાં જાય છે.૯૭ જે મનુષ્યો ઘરનું તથા નિવાસસ્થાનનું દાન કરે છે, તે મનુષ્યો સુવર્ણની વેદિકાવાળાં અને બાળ સૂર્યના જેવાં કાંતિવાળાં ઘરોની સાથે ધર્મરાજના નગરમાં જાય છે (અર્થાત્ ઘરનું દાન દેનારાઓને યમલોકમાં નિવાસમાટે ઉત્તમ ઘર મળે છે).૯૮ પાણીના પાત્રનું દાન કરનારા, તથા કુડીનું અને કરવડાનું દાન કરનારા મનુષ્યો ઉત્તમ સ્ત્રીઓથી પૂજાતા થકા તૃપ્ત થઇને મોટા હાથી ઉપર ચઢીને યમલોકમાં જાય છે.૯૯ જે મનુષ્યો બ્રાહ્મણોને ચરણને માટે તથા મસ્તકને માટે અભ્યંગ ( ચોળવાનું તેલ ) આપે છે, પીવાને માટે જળ આપે છે, પગ ધોવામાટે જળ આપે છે, તે મનુષ્યો ઘોડાઓ ઉપર ચઢીને યમલોકમાં જાય છે.૧૦૦ જે મનુષ્યો માર્ગમાં ચાલવાથી થાકી ગયેલા અને દુર્બળ થઈ ગયેલા બ્રાહ્મણોને વિશ્રાંતિ આપે છે, તે મનુષ્યો પણ ચક્રવાક જોડેલા વાહનમાં બેસીને યમલોકમાં જાય છે.૧૦૧ જે મનુષ્ય બ્રાહ્મણોનું સ્વાગતથી અને આસન આપીને પૂજન કરે છે, તે મનુષ્ય પરમ સુખી થઇને સુખથી યમલોકના માર્ગમાં જાય છે.૧૦૨ જે મનુષ્ય મને જોઈ **नमो ब्रह्मण्यदेवाय** એ શ્લોક ભણીને પ્રણામ કરે છે; અને નિત્ય વ્રતધારીની પેઠે સાવધાન રહે છે, તે મનુષ્ય સુખેથી યમલોકના માર્ગમાં જાય છે.૧૦૩ જે મનુષ્ય દિવસે દિવસે '**नमः सर्वसहाभ्यश्च**' એમ કહીને નિત્ય ગાયને નમસ્કાર કરે છે તે મનુષ્ય સુખેથી યમલોકના માર્ગ ઉપર જાય છે.૧૦૪ જે મનુષ્ય નિત્ય પ્રભાતમાં શય્યામાંથી ઉઠીને **नमोस्तुप्रियदत्ताय** એમ કહીને ભૂમિ ઉપર પગ મૂકે છે,૧૦૫ તે મનુષ્યના મનની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે, અને સર્વ પ્રકારનાં આભૂષણોથી અલંકૃત થઈ દિવ્ય વાહનમાં બેસીને સુખેથી યમના લોકમાં જાય છે.૧૦૬ જે મનુષ્યો ભૃત્ય વગેરે પોષ્ય વર્ગને ભોજન કરાવ્યા પછી ભોજન કરે છે, અને દંભથી તથા અસત્યથી રહિત હોય છે, તે મનુષ્યો પણ સારસથી જોડેલા વાહનોમાં બેસીને સુખેથી યમલોકમાં જાય છે.૧૦૭ જે મનુષ્ય એક વખત ભોજન

કરે છે, અને દંભ તથા અસત્યથી રહિત હોય છે, તે મનુષ્યો હંસ જોડેલા વાહનોમાં બેસીને સુખથી યમલોકમાં જાય છે.[૧૦૮] જે મનુષ્યો જિતેંદ્રિય થઇને ચોથે કાળે એટલે એક દિવસ ઉપવાસ કરીને બીજે દિવસે સાયંકાળે ભોજન કરે છે, તે મનુષ્યો મોરથી જોડેલા વાહનોમાં બેસીને ધર્મરાજાના નગરમાં જાય છે.[૧૦૯] જે મનુષ્યો જીતેંદ્રિય થઇને ત્રીજે દિવસે ભોજન કરે છે, તે મનુષ્યો પણ સુવર્ણના જેવા ઉજ્જવળ એવા હાથીરથમાં બેસીને યમ લોકના માર્ગમાં જાય છે.[૧૧૦] જે મનુષ્ય એક વર્ષ સૂધી કામ તથા ક્રોધનો ત્યાગ કરી, નિત્ય પવિત્ર થઈ, જિતેંદ્રિય થઇને ત્રીજે દિવસે સાયંકાળે ભોજન કરે છે, તે મનુષ્ય હાથી ઉપર બેસીને યમલોકમાં જાય છે અને તેની આસપાસ જયના પોકારો કરવામાં આવે છે.[૧૧૧] જે મનુષ્યો એકપખવાડીયા સૂધી ઉપવાસ કરે છે તે મનુષ્યો સિંહથી જોડેલા વાહનોમાં બેસી, દિવ્ય સ્ત્રીઓનાં મંડળથી સેવાતા એવા ધર્મરાજાના રમણીય નગરમાં જાય છે.[૧૧૨] જે મનુષ્યો ઇંદ્રિયોને નિયમમાં રાખીને એક મહિના સૂધી ઉપવાસ કરે છે, તે મનુષ્યો પણ સૂર્યોદયના જેવાં કાંતિવાળાં વાહનોમાં બેસીને યમલોકમાં જાય છે.[૧૧૩] જે મનુષ્ય મારા વિશે મનને ધારણ કરીને અગ્નિમાં પ્રવેશ કરે છે, તે મનુષ્ય અગ્નિના જેવા પ્રકાશમાન વિમાનમાં બેસીને યમલોકમાં જાય છે.[૧૧૪] જે મનુષ્યો ગાયને માટે, સ્ત્રીને માટે, અથવા તો બ્રાહ્મણને માટે પણ પોતાના આત્માનો ત્યાગ કરે છે, તે મનુષ્યો સૂર્યના જેવા કાંતિવાળા થઈ, દેવકન્યાઓથી સેવાતા થકા યમલોકમાં જાય છે.[૧૧૫] જે મારા ભકતો ઇંદ્રિયોનો વિજય કરીને તીર્થયાત્રા કરે છે, તે મહાત્મા પુરુષો સારા સુખી થઈ, વાહનોમાં બેસી યમલોકના માર્ગમાં જાય છે.[૧૧૬] જે ઉત્તમ બ્રાહ્મણો ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરે છે, તેઓ હંસ તથા સારસથી જોડેલા વાહનોમાં બેસીને યમલોકના માર્ગમાં જાય છે.[૧૧૭] જે મનુષ્યો બીજાઓને પીડા કર્યાં વિના જ પોષ્યવર્ગનું પોષણ કરે છે, તે મનુષ્યો કાંચનના જેવાં ઉજ્જવળ વિમાનોમાં બેસીને સુખથી યમલોકના માર્ગમાં જાય છે.[૧૧૮] જે મનુષ્યો સર્વ પ્રાણીઓના ઉપર સમબુદ્ધિ રાખનારા છે, જીવોને અભયદાન દેનારા છે, ક્રોધ અને લોભથી રહિત છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા છે, [૧૧૯] તે મનુષ્યો મહાકાંતિવાળા થઇને દેવો તથા ગંધર્વોથી સેવાતા થકા પૂર્ણ ચંદ્રમાના જેવા શ્વેત કાંતિવાળા વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે.[૧૨૦] જે મનુષ્યો એકાંતભાવથી-ભક્તિથી મારી અથવા તો દેવ એવા ત્ર્યંબકની નિત્ય પૂજા કરે છે, તેને નમસ્કાર કરે છે, અને તેની સ્તુતિ કરે છે, તે મનુષ્યો સૂર્યના જેવી કાંતિવાળાં વાહનોમાં બેસીને ધર્મરાજાના નગરમાં જાય છે.[૧૨૧] ત્યાં ધર્મરાજા પંડે ઉત્તમ પુષ્પાદિકથી તેની પૂજા કરે છે અને તે પુરુષ ધર્મલોકમાં અથવા તો રુદ્રલોકમાં જાય છે.[૧૨૨]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्वमां' अध्याय ५ मो समाप्त

## અધ્યાય ૬ ઠ્ઠો

### જળ દાનનું તથા અન્ન દાનનું ફળ અને અતિથિની પૂજાનું ફળ

વૈશમ્પાયન કહે છેઃ-જીવો યમલોકના માર્ગમાં કેવી રીતે જાય છે તે સાંભળીને ધર્મપુત્ર મનમાં પ્રસન્ન થયા, અને ફરીથી કેશવને પૂછવા લાગ્યા.[૧] હે દેવદેવેશ! હે દૈત્યઘ્ન! હે ઋષિ સમુદાયથી સંસ્તુત! હે ભગવન્! હે ભવને હણનારા! હે શ્રીમન્! હે સહસ્રાદિત્ય સમાન! હે સર્વના ઉત્પન્ન કરનારા! હે ધર્મજ્ઞ! હે સર્વધર્મપ્રવર્તક! હે અચ્યુત! હે સૌમ્ય! તમે મને સર્વ દાનનું ફળ કહો.[૨-૩] હે કૃષ્ણ! કેવી રીતે દાન દેવું? કેવા બ્રાહ્મણને દાન દેવું? કેવું તપ કરવું? અને તે તપનું ફળ કયાં ભોગવવામાં આવે છે?[૪]

બુદ્ધિમાન્ ધર્મના પુત્રે ઉપર પ્રમાણે હૃષીકેશ(શ્રીકૃષ્ણ)ને પ્રશ્ન પૂછયો, એટલે શ્રીકૃષ્ણ ધર્મના પુત્રને મહાન્ ફળ આપનારા પુણ્ય ધર્મો કહેવા લાગ્યાઃ-[૫] હે સૌમ્ય! હે રાજન્! પાપનો નાશ કરનારાં સર્વ દાનનાં ઉત્તમ ફળોને તું સાવધાન થઇને સાંભળ; પાપીઓને દાનનાં ફળો સંભળાવવાં નહિ.[૬] સ્ત્રી અથવા તો પુરુષ સાવધાન થઇને આ દાનનું ફળ શ્રવણ કરે છે, તેનાં પાપ નાશ પામે છે; અથવા તો પાપનાં કર્મમાં પરાયણ રહેનારો પુરુષ પણ તે જ ક્ષણે (શ્રવણ કરતી વખતે) પવિત્ર થાય છે.[૭] હે કુંતીના પુત્ર! જેમાં એક ગાયની તૃષા શાંત થાય એવો ભૂમિમાં એક વીરડો (રેતીમાં ખાડો ખોદી પાણી ઉલેચવું તે) ગાળીને એક દિવસ પણ જળનું દાન કરવામાં આવે છે તો તે પોતાના સાત પૂર્વજોને તારે છે.[૮] પાણીને જગતમાં જીવોનું પરમ જીવન કહ્યું છે. હે પાંડવ! જળના દાનથી તૃપ્તિ થાય છે. પાણીના દિવ્ય ગુણો છે અને તે પરલોકમાં ફળ આપે છે.[૯] હે રાજેન્દ્ર! યમલોકમાં પરમ પવિત્ર કરનારી પુષ્પોદકી નામની એક નદી છે. તે જળનું દાન કરનારાઓને યમલોકમાં સર્વ કામનાઓ પૂર્ણ કરે છે.[૧૦] આ નદીનું જળ શીતળ છે, અક્ષય્ય છે, અમૃતના સમાન મધુર છે. આલોકમાં શીતળ જળનું દાન દેનારાઓને તે જળ નિત્ય સુખ આપે છે.[૧૧] પરંતુ જેઓ શીતળ જળનું દાન દેતા નથી, તેઓને

નિત્ય તે પરુ આપે છે.[૧૨] હે યુધિષ્ઠિર! જળના પાનથી મનુષ્યની ભોજનેચ્છા શાંત પડે છે, પરંતુ તરસ્યા મનુષ્યની તૃષા અન્નથી શાંત પડતી નથી, તે માટે ધર્મ જાણનારા મનુષ્યે તરસ્યા મનુષ્યોને સદા જળ પાવું.[૧૩] જળમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, પૃથ્વી ઉત્પન્ન થાય છે અને અમૃત ઉત્પન્ન થાય છે, એટલા માટે વિદ્વાનો પાણીને સર્વ ભૂતોનું મૂળ કહે છે.[૧૪] પાણીથી સર્વ પ્રાણીઓ જીવે છે, પાણીમાંથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે; તે માટે સર્વ દાનોમાં જળનું દાન ઉત્તમ કહેવાય છે.[૧૫] સર્વ પ્રકારનાં દાનોથી, તપોથી અને યજ્ઞોથી જે ઉત્તમ ફળ મળે છે તે સર્વ જળનાં દાનથી મળે છે એમાં સંશય નથી.[૧૬]

હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જેઓ બ્રાહ્મણોને સારી રીતે સંસ્કારવાળાં કરેલાં અન્નનાં દાન આપે છે તેઓ પંડે પોતાના પ્રાણ આપે છે.[૧૭] હે પાંડવ! અન્નમાંથી રુધિર થાય છે, અન્નમાંથી વીર્ય થાય છે, અન્નમાં જીવ રહેલો છે; ઇંદ્રિયો અને બુદ્ધિ નિત્ય અન્નથી પોષણ પામે છે. સર્વ પ્રાણીઓ અન્ન વગર દુઃખી થાય છે.[૧૮] તેજ, બલ, રૂપ, સત્વ, વીર્ય, ધૃતિ, દ્યુતિ (કાંતિ), જ્ઞાન, બુદ્ધિ, તથા આયુષ્ય આ સર્વ અન્નને આધારે રહેલાં છે.[૧૯] દેવતાઓ, મનુષ્યો, પક્ષીઓ, એમ સર્વે લોકો સર્વદા અને સર્વ કાળમાં અન્નને આધારે રહેલાં છે.[૨૦] અન્ન પ્રજાપતિનું સ્વરૂપ છે, અન્ન વીર્યરૂપ છે, અન્ન સર્વ પ્રાણીમય છે, અને જીવ પણ અન્નમય છે એમ જાણવું.[૨૧] પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન આ પાંચ પ્રાણ અન્નને આધારે ટકી રહેલા છે અને તે દેહધારીને ધારણ કરે છે.[૨૨] સુવું, ઉઠવું, જવું, ગ્રહણ કરવું, ખેંચવું આ પ્રાણીએ કરેલાં સર્વ કર્મ અન્નથી જ થાય છે.[૨૩] હે રાજેંદ્ર! જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્‌ભિજજએમ ચાર પ્રકારનાં સ્થાવર તથા જંગમ પ્રાણીઓ તેમ જ પ્રજાપતિની આ સૃષ્ટિ અન્નથી થયાં છે.[૨૪] સર્વ વિદ્યાનાં સ્થાનકો અને પવિત્ર કરનારા સર્વ યજ્ઞો અન્નથી પ્રવૃત્ત રહે છે માટે અન્નને ઉત્તમ જાણવું.[૨૫] રુદ્રાદિક સર્વે દેવો, પિતૃઓ તથા અગ્નિઓ અન્નથી તૃપ્ત થાય છે તે માટે અન્ન ઉત્તમ ગણાય છે.[૨૬] પરમાત્માએ પ્રત્યેક કલ્પમાં સર્વ પ્રજાને અન્નમાંથી ઉત્પન્ન કરી છે તે માટે અન્નના દાન કરતાં ઉત્તમ દાન થયું પણ નથી અને થાશે પણ નહિ.[૨૭] અન્નથી ધર્મ, અર્થ અને કામની ઉત્પત્તિ થાય છે તે માટે હે પાંડવ! અન્નનાં દાન કરતાં ઉત્તમ દાન આલોકમાં તેમ જ પરલોકમાં નથી.[૨૮] યક્ષો, રાક્ષસો, ગ્રહો, નાગો, પ્રાણીઓ અને બીજા દાનવો અન્નથી સંતોષ પામે છે, માટે અન્ન ઉત્તમ કહેવાય છે.[૨૯] હે ભરતવંશી રાજા! પરાયા અન્નને ખાનારો પુરુષ જે ઉત્તમ કર્મ કરે છે તે ઉત્તમ કર્મનો એક ભાગ કર્તાને જાય છે,[૩૦] અને હે ઉત્તમ પુરુષ! અન્ન દેનારાને ત્રણ ભાગ મળે છે. તે માટે બ્રાહ્મણોને વિશેષે કરીને અન્નનું દાન આપવું.[૩૧] હે રાજા! જે મનુષ્ય દંભનો તથા અસત્યનો ત્યાગ કરી, મારામાં પરમ ભક્તિ રાખીને, પાકમાં ભેદ રાખ્યા વિના એક વર્ષ સુધી દરિદ્ર અને વેદ જાણનારા બ્રાહ્મણને અન્નનું દાન કરે છે, તેને તેના પોતાના ધર્મથી જે પુણ્યફળ મળે છે તે પુણ્યફળને તું સાંભળ.[૩૨-૩૩] તે મનુષ્ય એક લાખ વર્ષ સૂધી દેવના લોકમાં રહે છે, ગમે ત્યાં જઈ શકે છે, ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરે છે, અપ્સરાઓનાં મંડળ તેની પૂજા કરે છે, તે સ્વર્ગમાં આનંદ કરે છે, અને પછી કાળે કરીને સ્વર્ગમાંથી મનુષ્ય લોકમાં આવીને બ્રાહ્મણ તરિકે જન્મે છે.[૩૪] જે મનુષ્ય એક વર્ષ સૂધી અથવા તો છ મહિના સૂધી દરિદ્ર બ્રાહ્મણને પ્રથમ ભિક્ષા આપે છે તેના પુણ્યનું ફળ સાંભળ.[૩૫] એક હજાર ગાયનાં દાનનું જે પુણ્ય કહ્યું છે, તે પુણ્યનું ફળ એ મનુષ્ય પ્રાપ્ત કરે છે એમાં સંશય નથી.[૩૬] જે મનુષ્ય એક વર્ષ સૂધી ભિક્ષાને ઢાંકીને, પંડે લઈ જઈને યાચના નહિ કરનારા પુરુષને પ્રથમ ભિક્ષા આપે છે તેના પુણ્યનું ફળ સાંભળ.[૩૭] એક હજાર કપિલા ગાયનાં દાનનું જે પુણ્ય કહ્યું છે તે સર્વ ફળ તેને મળે છે, અને તે ઇંદ્રના લોકમાં પૂજાય છે.[૩૮] તથા હે રાજા! મહાતેજસ્વી એવો તે મનુષ્ય ઇંદ્રના મનોહર ઘરમાં એક અબજ વર્ષ સૂધી અપ્સરાઓના ગણોની સાથે ઇચ્છાનુસાર રમે છે.[૩૯] જે મનુષ્ય નિયમ પ્રમાણે વ્રત પાળીને બ્રાહ્મણને ભોજનને માટે દશ વર્ષ સૂધી અન્ન આપે છે તે મનુષ્યનું હે રાજેંદ્ર! પુણ્યનું ફળ સાંભળ.[૪૦] એક લાખ કપિલા ગાયનું વિધિપૂર્વક દાન કર્યું હોય તેનું જે ફળ મળે, તે પુણ્યનું ફળ મેળવીને ઇંદ્રના નગરમાં જાય છે.[૪૧] અને ત્યાં ઇંદ્રના રમણીય ઘરમાં સુખ ઉપજે તે પ્રમાણે ઇચ્છાનુસાર રૂપ ધારણ કરીને એક અબજ વર્ષ સૂધી રમે છે અને દેવો તેની પૂજા કરે છે.[૪૨] તે પછી મહાકાંતિવાળો તે પુરુષ, ઇંદ્રના લોકમાંથી આ મનુષ્યના લોકમાં અવતરે છે અને ચતુર્વેદી (સામવેદ ભણનારો) શ્રીમાન્ બ્રાહ્મણ જન્મે છે અને રાજાઓમાં તે પૂજાય છે.[૪૩] માર્ગ ખેડવાથી થાકી ગયેલા, ભુખ્યા અને અન્નની ઇચ્છા કરનારા દેશ તથા કાળ (મધ્યાહ્ને ભોજન સમયે) પ્રમાણે આવી ચઢેલા મનુષ્યને હે પાંડુપુત્ર! અન્ન આપવું.[૪૪] ધનની આવક હોવા છતાં પણ જે પુરુષ યાચકને અન્ન આપતો નથી તે લોભી કીડાઓથી ભરપૂર કાલસૂત્ર

નામનાં નરકમાં પડે છે.૪૫ ત્યાં ઘોર નરકમાં લોભને લીધે તથા મોહને લીધે બેભાન થઈ ગયેલો લોભી પુરુષ, દશ હજાર વર્ષ સૂધી વેદનાથી કલેશ ભોગવે છે.૪૬ ઘણે કાળે તે નરકમાંથી મુક્ત થયા પછી આ મનુષ્યલોકમાં ચાંડાલોના ઘરમાં પણ દરિદ્ર થઇને અવતરે છે.૪૭

જેના પગ ધુડથી ભરાઈ ગયા હોય, જે લાંબો માર્ગ ચાલવાને લીધે પરિશ્રમથી દુર્બળ થઈ ગયો હોય, ક્ષુધાના અને પિપાસાના પરિશ્રમથી થાકી ગયો હોય, આર્ત થઈ ગયો હોય, ને દુઃખથી ચાલી શકતો હોય, એવો બ્રાહ્મણ૪૮ પૂછતો પૂછતો અન્ન આપનારાને ઘેર આવીને અન્નની યાચના કરે, તે અતિથિની પ્રયત્નથી પૂજા કરવી અને તે અતિથિ સ્વર્ગલોક આપે છે. હે નરશ્રેષ્ઠ! તે અતિથિના પ્રસન્ન થવાથી સર્વે દેવો સંતુષ્ટ થાય છે.૪૯ હે પૃથાના પુત્ર! અતિથિનાં પૂજનથી જે પ્રમાણે અગ્નિઓ સંતુષ્ટ થાય છે તે પ્રમાણે ઘીના હોમથી, પુષ્પોથી તથા ચંદનોથી સંતુષ્ટ થાતા નથી.૫૦ બ્રાહ્મણના ભોજનથી જે ફળ મળે છે તે ફળ વિધિપૂર્વક જ્યેષ્ઠ પુષ્કર નામના ક્ષેત્રમાં કપિલા ગાયના દાનથી પણ મળતું નથી.૫૧ પૃથ્વી જ્યાંસૂધી બ્રાહ્મણના ચરણના જળથી ભીંજાયલી રહે છે ત્યાંસૂધી પિતૃઓ કમળનાં પત્રથી પાણી પીયે છે.૫૨ દેવતાના ઉપરથી પુષ્પોને લઈ લેવાં, બ્રાહ્મણનાં ઉચ્છિષ્ટને તેના સ્થાનમાંથી ખસેડીને ત્યાં સાફ કરવું, થાકી ગયેલા બ્રાહ્મણોના પગ ચાંપવા, બ્રાહ્મણના પગ ધોવા,૫૩ બ્રાહ્મણને આશ્રય આપવો, શય્યા આપવી, આસન આપવું, હે પાંડવશ્રેષ્ઠ! આ એક એક ગાયનાં દાન કરતાં પણ વધે છે.૫૪ જે મનુષ્યો બ્રાહ્મણોના ચરણ ધુવે છે, જેઓ બ્રાહ્મણના ચરણમાં ઘી લગાડે છે, જેઓ દીપ, અન્ન તથા આશ્રય આપે છે તે યમલોકમાં જતા નથી.૫૫ હે રાજન્! હે શત્રુદમન! ભક્તિથી બ્રાહ્મણનું આતિથ્ય કરવામાં આવે છે, અને બ્રાહ્મણોની સેવા કરવામાં આવે છે, તો તેત્રીશ દેવતાઓ પ્રસન્ન થાય છે.૫૬ પૂર્વે જે જાણવામાં આવ્યો હોય અર્થાત્ ઓળખીતો હોય તે પુરુષ અભ્યાગત કહેવાય છે, અને અજાણ્યો પુરુષ અતિથિ કહેવાય છે. તે બન્નેની દ્વિજે પૂજા કરવી આવું પુરાણનું વચન છે.૫૭ મનુષ્ય અતિથિના ચરણમાં તેલનો અભ્યંગ કરે છે, અન્ન જમાડે છે, જળપાન કરાવે છે હે રાજેંદ્ર! તેણે આલોકમાં મારી પૂજા કરી છે, એમાં સંશય નથી.૫૮ તે પુરુષ મારા અનુગ્રહથી તુરત પાપમાંથી મુક્ત થાય છે, અને ચંદ્રના જેવા શ્વેત રંગના વિમાનમાં બેસીને મારા લોકમાં જાય છે.૫૯ થાકી ગયેલો અભ્યાગત આવે છે ત્યારે તેની પાછળ સર્વે દેવો, પિતૃઓ અને અગ્નિઓ પણ આવે છે. તે અભ્યાગતની પૂજા કરવાથી સર્વ દેવોની પૂજા થાય છે; પરંતુ તે અભ્યાગત જો નિરાશ થઇને ચાલ્યો જાય છે તો પિતૃઓ પણ નિરાશ થઇને ચાલ્યા જાય છે.૬૦ અતિથિ જેના ઘરમાંથી નિરાશ થઇને પાછો ચાલ્યો જાય છે તેના પિતૃઓ પંદર વર્ષ સૂધી ભોજન કરતા નથી.૬૧ લોભી પુરુષનો પિતૃઓ, દેવતાઓ અને અગ્નિઓ ત્યાગ કરે છે, અને તે પંદર વર્ષ સૂધી રૌરવ નામનાં નરકમાં પડે છે, અને કાળે કરીને તેમાંથી છૂટીને આ જગતમાં ઉચ્છિષ્ટ ખાનારો થઇને અવતરે છે.૬૨ વૈશ્વદેવને સમયે આવેલા અતિથિનું જે પૂજન કરતો નથી તે તુરત જ ચાંડાળપણાને પામે છે, એમાં સંદેહ નથી.૬૩ જે મનુષ્ય ઉત્તમ સ્થાનમાં અને યોગ્ય સમયે પોતાને ઘેર આવેલા બ્રાહ્મણને કાઢી મૂકે છે તે તે જ ક્ષણે પતિત થાય છે, એમાં સંશય નથી.૬૪ તે પછી તે મનુષ્ય રૌરવ નરકમાં એક કરોડ વર્ષ સૂધી રંધાય છે. તે પછી કાળે કરીને નરકમાંથી છૂટે છે ત્યારે મનુષ્યલોકમાં અધમ મનુષ્ય તરીકે જન્મે છે. તે પછી કુતરાના બાર જન્મ આવે છે અને તે સમયે ભુખ અને તરસ વેઠે છે.૬૫ ચાંડાળ પણ સારા પ્રદેશમાં અને યોગ્ય સમયે આતથિ તરિકે અન્નની ઇચ્છાથી આવ્યો હોય તો ગૃહસ્થે તેની સામે જવું અને તેનું સર્વદા પૂજન કરવું.૬૬ હે પાંડુપુત્ર! જે પુરુષ લોભથી તથા મોહથી ભાન વિનાનો થઇને અતિથિ એવા ચાંડાળનું પૂજન તથા સત્કાર કર્યા વિના ભોજન કરે છે તે દશ જન્મ સૂધી ચાંડાળ તરિકે અવતરે છે.૬૭ જે મનુષ્ય અતિથિને નિરાશ કરી દઇને પંડે અત્યંત પ્રસન્ન થતો થતો ભોજન કરે છે તે પોતાનો આત્મા વિષ્ઠાના કૂપમાં પડ્યો છે એમ જાણતો નથી.૬૮ જે મનુષ્ય અતિથિનું પૂજન (સત્કાર) કરતો નથી તે પુરુષ શરીર ઉપર શાલ દુશાલા ઓઢે છે તે વ્યર્થ છે, તે ભોજન રાંધે છે તે પણ વ્યર્થ છે, અને સદા જે ભોજન કરે છે તે પણ વ્યર્થ છે.૬૯ જે બ્રાહ્મણ રોજ રોજ અંગોની સાથે વેદોનો પાઠ કરે છે, પરંતુ અતિથિનું પૂજન કરતો નથી તેનો વેદપાઠ વૃથા થાય છે.૭૦ જે મનુષ્યો પાંચ મહાયજ્ઞો કરે છે તથા સોમ વગેરે મહાયજ્ઞો કરે છે, પરંતુ ઘેર આવેલા અતિથિનું પૂજન અર્ચન કરતા નથી,૭૧ તે મનુષ્યો યશની કામનાથી જે દાન કરે છે તથા જે યજ્ઞ કરે છે તે સર્વે અતિથિની નિરાશાથી હણાઇને વૃથા થાય છે.૭૨ માટે બુદ્ધિમાન્ મનુષ્યે દેશ, કાળ, પાત્ર, અને પોતાની શક્તિ જોઇને

થોડું, સમાન અથવા તો વિશેષ આતિથ્ય કરવું.૭૩ પોતાને ઘેર અતિથિ આવે ત્યારે બુદ્ધિમાન્ પુરુષે પ્રસન્નમુખ કરીને અને પ્રસન્ન મનવાળા થઈને આગતા-સ્વાગતાથી આસન આપીને, જળ આપીને તથા અન્ન વગેરે જમાડીને અતિથિનું પૂજન કરવું.૭૪ જે અતિથિ વૈશ્વદેવ થઈ રહ્યા પછી આવે તે પોતાનો હિતકારી હોય, પ્રિય હોય અથવા તો દ્વેષપાત્ર હોય, મૂર્ખ હોય અથવા તો પંડિત હોય પરંતુ તે સ્વર્ગમાં લઈ જનારો છે.૭૫ યજ્ઞનાં ફળની ઇચ્છા કરનારાએ ભુખ તથા તૃષાથી પીડા પામતા, અને દેશ તથા સમય ઉપર આવેલા અતિથિનો સત્કાર કરીને તેને અન્ન આપવું (ભોજન કરાવવું).૭૬ યજ્ઞના કર્મમાં તથા શ્રાદ્ધમાં પોતાના કરતાં શ્રેષ્ઠ પુરુષોને વિધિપૂર્વક ભોજન કરાવવું. અન્ન મનુષ્યોના પ્રાણ ગણાય છે, માટે અન્નનો આપનાર પ્રાણનો દાતા કહેવાય છે; માટે કલ્યાણની ઇચ્છા રાખનારા પુરુષે ખાસ અન્નનું દાન આપવું.૭૭ જે પુરુષ અન્નનું દાન કરે છે તેની સર્વ કામના પૂર્ણ થાય છે, અને તે સારી રીતે અલંકારોથી અલંકૃત થઈને પૂર્ણિમાના ચંદ્રમા જેવા શ્વેત રંગના વિમાનથી શોભાયમાન લાગે છે.૭૮ અને સુંદર સ્ત્રીઓથી સેવાતો થકો મારા લોકમાં જાય છે; અને ત્યાં દેવની પેઠે એક કરોડ વર્ષ સૂધી વિહાર કરે છે.૭૯ તે પછી કાળે કરીને સ્વર્ગ લોકમાંથી પડીને આ મનુષ્યલોકમાં મહાયશસ્વી, વેદ તથા શાસ્ત્રનાં તત્ત્વને જાણનારો, ભોગવાળો બ્રાહ્મણ થઈને અવતરે છે.૮૦ જે પુરુષ શ્રદ્ધાથી અતિથિનું પૂજન કરે છે તે પુરુષ મનુષ્યોને વિશે મહા ધનવાન્, શ્રીમાન્ અને વેદ તથા વેદના અંગોમાં પારંગત, સર્વ શાસ્ત્રના તત્ત્વને જાણનાર, અને ભોગી બ્રાહ્મણ જન્મે છે.૮૧ જે પુરુષ ધર્મથી ધન મેળવીને એક વર્ષ સૂધી સર્વનું આતિથ્ય કરે છે અને ભોજનમાં ભેદ રાખતો નથી એટલે પંડે જે જમે છે તે જ અતિથિને પણ જમાડે છે તે પુરુષનાં પાપ નાશ પામે છે.૮૨ જે પુરુષ પંડે બ્રાહ્મણોનું તથા પિતૃઓનું દેવોની પેઠે પૂજન કરે છે અને બ્રાહ્મણને ભોજન કરાવ્યા પછી ભોજન કરે છે તેના પુણ્યનું ફળ સાંભળ.૮૩ હે રાજેન્દ્ર! બ્રાહ્મણો એક વર્ષમાં જેટલા પિંડોનું ભોજન કરે છે, તેટલાં વર્ષ સૂધી તે મારા લોકમાં પૂજાય છે.૮૪ તે પછી તે લોકમાંથી કાળે કરીને પુણ્યનો ક્ષય થવાથી મનુષ્યલોકમાં મહા યશસ્વી અને વેદ તથા શાસ્ત્રનાં તત્ત્વને જાણનારો ભોગવાન્ બ્રાહ્મણ જન્મે છે.*૮૫ હે નરેશ્વર! જે પુરુષ કાળના નિયમ વિના એટલે ગમે ત્યારે શ્રદ્ધા પ્રમાણે સર્વનો અતિથિસત્કાર કરે છે, સત્યવાદી છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે,૮૬ પ્રતિજ્ઞા પ્રમાણે વર્તે છે, ક્રોધને જિતે છે, શાખા ધર્મથી રહિત હોય, અધર્મથી ડરનારો, ધર્મિષ્ઠ, માયા તથા માત્સર્ય વિનાનો;૮૭ શ્રદ્ધાળુ, પવિત્ર, અને નિત્ય પાકમાં ભેદ નહિ કરનારો (ભાણાંઅંતર નહિ કરનારો) છે તે મહાયશસ્વી પુરુષ દિવ્ય રૂપ ધારણ કરી, દિવ્ય વિમાનમાં બેસીને૮૮ ઇંદ્રના નગરમાં જાય છે; અપ્સરાઓ તેનાં ગીત ગાય છે, અને દેવો તેની પૂજા કરે છે. એક મન્વંતર સૂધી સ્વર્ગમાં જ તે વિહાર કરે છે, અને પછી મનુષ્યલોકમાં ભોગી બ્રાહ્મણ થઈને અવતરે છે.૮૯ દશ જન્મ સૂધી બ્રાહ્મણ અવતરે છે, રાજા તેનો સત્કાર કરે છે, અને તે જ્યાં જ્યાં જન્મે છે ત્યાં ત્યાં તેને પૂર્વ જન્મનું સ્મરણ રહે છે.૯૦

* ૮૦ મા શ્લોકની આ પુનરુક્તિ છે.

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्व'मां अध्याय ६ ठ्ठो समाप्त

—:※※※※※※※:—

## અધ્યાય ૭ મો

### પૃથ્વી, ગાય, તલ અને કન્યા દાનનું ફળ

ભગવાન્ કહે છેઃ–હે પાણ્ડવ! હવે હું તને અતિ ઉત્તમ ભૂમિદાન વિષે કહું છું.૧ જે પુરુષ વેદ ભણેલા, અગ્નિહોત્રી અને દરિદ્રી એવા બ્રાહ્મણને દક્ષિણાની સાથે રમ્ય ભૂમિનું દાન કરે છે,૨ તેના મનની સર્વ કામના પૂર્ણ થાય છે, અને તે સર્વ રત્નોથી અલંકૃત થઈ, સર્વ પાતકોથી રહિત થઈને, તથા સદાય સૂર્યની પેઠે પ્રકાશમાન થઈને૩ તથા મહાયશસ્વી થઈને બાળ સૂર્યના જેવા કાંતિવાળા, વિચિત્ર પ્રકારની ધ્વજાથી શોભાયમાન, દિવ્ય વિમાનમાં બેસીને મારા લોકમાં જાય છે.૪ ત્યાં દિવ્ય અંગનાઓ સુખ ઉપજે તે રીતે તેની સેવા કરે છે, તે પોતાની ઇચ્છાનુસાર વિહાર કરે છે, ઇચ્છાનુસાર રૂપ ધારણ કરે છે અને અપ્સરાઓના ગણોની સાથે ક્રીડા કરે છે.૫

હે કુરુકુળને વહન કરનાર! પૃથ્વી જ્યાંસૂધી લોકોને ધારણ કરે છે ત્યાંસૂધી પૃથ્વીનું દાન દેનારો પુરુષ મારા લોકમાં પૂજાય છે.૬ ભૂમિનાં દાનથી બીજું ચઢતું નથી તેમ ભૂમિના હરણથી બીજું મોટું પાપ નથી.૭ હે કુરુકુળશ્રેષ્ઠ! બીજાં દાનો કાળે કરીને નાશ પામે છે, પરંતુ ભૂમિના દાનના પુણ્યનો ક્ષય (નાશ) થતો જ નથી.૮ હે નરવ્યાઘ્ર! જે પુરુષ દરિદ્ર બ્રાહ્મણને ભૂમિનું દાન કરે છે, તેને જે પુણ્યનું ફળ થાય છે તે સાંભળ.૯ તે પુરુષે સાત દ્વીપવાળી, રત્નોના ઢગથી ભરપૂર, પર્વત, વન અને દુર્ગપ્રદેશવાળી સમુદ્ર સૂધીની ભૂમિનું દાન દીધું ગણાય છે.૧૦ વેદ ભણેલા અગ્નિહોત્રી

બ્રાહ્મણને પૃથ્વીનું દાન અપાતું જોઇને સર્વ પ્રાણીઓ હર્ષથી એમ માને છે કે અમારું દાન કરે છે.૧૧ હે રાજન્! પૃથ્વીનું દાન દેનારો પુરુષ સુવર્ણ, મણિ, રત્નો, ધનો, વસુઓ (ખનિજ પદાર્થો) એમ સર્વનાં દાન દે છે.૧૨ વળી પૃથ્વીનું દાન દેનારો પુરુષ સમુદ્રો, નદીઓ, પર્વતો, સપાટ (પ્રદેશો), વિષમ પ્રદેશો (ઉંચાનીચા પ્રદેશ), સર્વ જાતના સુગંધી પદાર્થો અને સર્વ જાતના રસોનું દાન પણ સાથે જ કરે છે.૧૩ પૃથ્વીનું દાન દેનારો પુરુષ અનેક પ્રકારનાં પુષ્પવાળી અને ફળવાળી ઔષધીઓનું તથા કમળના અને ઉત્પલના સમૂહનું દાન કરે છે,૧૪ પૃથ્વીનું દાન દેનારો પુરુષ ધર્મનું, કામનું, અર્થનું, વેદોનું, યજ્ઞોનું અને સ્વર્ગના માર્ગનું દાન દે છે.૧૫ જેઓ દક્ષિણાવાળા અગ્નિષ્ટોમ આદિ યજ્ઞોથી યજન કરે છે તેઓને પણ ભૂમિદાનના જેવું ફળ મળતું નથી.૧૬ હે પાંડવ! જે પુરુષ વેદવેત્તા બ્રાહ્મણને ભૂમિનું દાન કરે છે અને તેને પાછી લેતો નથી તેને લોકો દાન કહે છે. હે પાંડુનંદન! જ્યાંસુધી લોકો રહે છે ત્યાંસૂધી તે સ્વર્ગ લોકમાં રહીને ભોગ ભોગવે છે.૧૭ જે મનુષ્ય વેદ ભણેલા બ્રાહ્મણને ધાન્યથી ભરપૂર એવી ભૂમિનું દાન કરે છે તેના પિતૃઓ જગતનો પ્રલય થાય ત્યાં સૂધી તૃપ્ત રહે છે.૧૮ હે રાજેન્દ્ર! મારી, રુદ્રની, સવિતા(સૂર્ય)ની અને દેવોની પ્રીતિ મેળવવાને દ્વિજને ભૂમિનું દાન આપવું એ તું જાણ.૧૯ અને તે પુણ્યવડે ભૂમિનું દાન કરનારો પુરુષ હે યુધિષ્ઠિર! પૂતાત્મા થઇને મારા લોકમાં આવે છે એમાં વિચાર કરવાનો જ નથી.૨૦ પુરુષ આજીવિકા ઓછી થવાથી જે કંઈ પાપ કરે છે તે ગોકર્ણ જેટલી ભૂમિનાં દાનથી શુદ્ધ થાય છે.૨૧ જે પુણ્ય એક મહિનાના ઉપવાસથી, કૃચ્છ્રથી અને ચાંદ્રાયણથી ન મળે તે પુણ્ય ગોકર્ણ જેટલી ભૂમિનાં દાનથી મળે છે.૨૨ જે પુણ્ય સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી મળે છે તે પુણ્ય ગોકર્ણ જેટલી ભૂમિનાં દાનથી મળે છે.૨૩

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે દેવના દેવ! હે વાસુદેવ! હે સુરેશ્વર! ગોકર્ણનું પ્રમાણ મને યથાર્થ રીતે કહેવાને તું યોગ્ય છો.૨૪

ભગવાન્ કહે છેઃ-હે પાંડુના પુત્ર! ગોકર્ણનું પ્રમાણ સાંભળો. હે રાજેન્દ્ર! પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એમ ચારેય દિશામાં ત્રિશ દંડ જેટલી ભૂમિ હોય તેટલી ભૂમિને હે નૃપ! વિદ્વાનો ગોકર્ણ કહે છે.૨૫-૨૬ અથવા તો હે કુરુસિંહ! જેટલી ભૂમિમાં સો ગાયો બળદોની સાથે તથા વાછડાની સાથે સુખેથી રહી શકે તેટલી ભૂમિને ગોકર્ણ કહે છે.૨૭ ભૂમિનું દાન દેનારાની પાસે યમના સેવકો, મૃત્યુના દંડો, દારુણ કુંભીપાકો અને ભયંકર વરુણના પાશો આવતા નથી.૨૮ રૌરવ વગેરે નરકો તથા વૈતરણી નદી અને તીવ્ર એવી યમયાતનાઓ ભૂમિનું દાન દેનારાની પાસે આવતી નથી.૨૯ ચિત્રગુપ્ત, કળિ, કાળ, કૃતાંત, મૃત્યુ અને ભગવાન્ યમ પૃથ્વીનું દાન દેનારાની સાક્ષાત્ પૂજા કરે છે.૩૦ રુદ્ર, પ્રજાપતિ, શક્ર, દેવો, ઋષિઓ અને હું પોતે, હે રાજન્! પ્રસન્ન થઇને ભૂમિનું દાન દેનારાનું પૂજન કરીએ છીએ.૩૧ હે નરશ્રેષ્ઠ! જેના પોષ્યવર્ગ દુર્બળ શરીરવાળા હોય, જેની ગાય સુકાયલાં શરીરવાળી હોય, જેના અશ્વો દુર્બળ હોય, જે અતિથિસત્કાર કરનારો હોય, એવા પુરુષને પૃથ્વીનું દાન દેવું, કારણકે તે પરલોક આપનારો નિધિ કહેવાય છે.૩૨ હે રાજા! જેનું કુટુંબ દુઃખી થતું હોય એવા અગ્નિહોત્રી વેદવેત્તા બ્રાહ્મણને અને વ્રત કરનારા દરિદ્રી બ્રાહ્મણને ભૂમિનું દાન દેવું.૩૩ જેમ ધાવ દુધથી પોતાના પુત્રને વધારે છે, તેમ દાનમાં આપેલી પૃથ્વી દાતાનો અનુગ્રહ કરે છે.૩૪ જેમ ગાય દુધ આપીને પોતાના વાછડાનું પોષણ કરે છે, તેમ સર્વ ગુણવાળી ભૂમિ પૃથ્વીનું દાન દેનારાને સ્વર્ગમાં લઈ જાય છે.૩૫ હે ભૂપતિ! જેમ પાણી રેડવાથી બીજ ઉગે છે તેમ ભૂમિનું દાન દેવાથી દિવસે દિવસે કામનાઓ ફળીભૂત થાય છે.૩૬ જેમ સૂર્યનું તેજ સર્વ અંધારાનો નાશ કરે છે તેમ ભૂમિદાન મનુષ્યના પાપનો નાશ કરે છે.૩૭ હે કુરુકુળશ્રેષ્ઠ! ભૂમિનું દાન કરનારો પુરુષ દશ પૂર્વજોનો અને દશ થનારાઓનો ઉદ્ધાર કરે છે, અને જે ભૂમિનું હરણ કરે છે તે દશ પૂર્વજોને અને દશ થનારા વંશજોને નરકમાં નાખે છે.૩૮ જે પુરુષ ભૂમિના દાનની પ્રતિજ્ઞા કરીને, પ્રતિજ્ઞા પાળતો નથી અથવા તો ભૂમિનું દાન દઇને પાછી ભૂમિ લઈ લે છે, તેને વરુણના પાશોથી બાંધીને પરુ તથા લોહીથી ભરેલા નરકમાં નાખવામાં આવે છે.૩૯ જે પુરુષ પોતે આપેલી અથવા તો પારકાએ આપેલી પૃથ્વીને પાછી લઈ લે છે, તે પુરુષ ઘોર નરકમાંથી કોઈ પણ દિવસ બહાર નિકળતો નથી.૪૦ જે પુરુષ બ્રાહ્મણની ભૂમિને હરી લે છે તે પોતાના બાર પૂર્વજોને નરકમાં નાખે છે, અને તે કીડાની જાતિમાં અવતરે છે અને તેમાંથી કોઈ પણ દિવસ છુટતો નથી.૪૧ જે પુરુષ બ્રાહ્મણને ભૂમિનું દાન આપીને તે જ ભૂમિ ઉપર પંડે આજીવિકા કરે છે તેને એક લાખ ગાયોની હત્યાનું ફળ મળે છે.૪૨ વળી ભૂમિનું હરણ કરનારો પાપી પુરુષ ઉંધે મસ્તકે દેવનાં એક હજાર વર્ષ સૂધી કુંભીપાક નામના નરકમાં રંધાય છે; તે પછી કુંભીપાક નરકમાંથી નિકળીને હે પાંડવ! આ લોકમાં સો વાર કુતરાનો જન્મ ધારણ કરે છે.૪૩ જે પુરુષ બ્રાહ્મણોને ભૂમિનું દાન

દઇને તેના ઉપર જ આજીવિકા કરે છે, તે દુષ્ટાત્મા મૂઢ પુરુષ એકવીશ (વાર) નરકમાં પડે છે, અને નરકમાંથી મુક્ત થયા પછી શ્વાનની યોનિમાં અવતરે છે.[૪૪] હળથી ખેડેલી, બીજવાળી, અને જેમાં ધાન્ય ઉગેલું છે એવી ભૂમિ અથવા તો જળાશયવાળી (કૂવા, વાવવાળી) ભૂમિ દરિદ્ર બ્રાહ્મણને આપવી.[૪૫] હે રાજન્! મનમાં પ્રસન્ન થઇને આ રીતે ભૂમિનું દાન દેવામાં આવે છે તો મનમાં ચિંતવેલી સર્વ કામનાઓને પ્રાપ્ત કરે છે.[૪૬] ઘણા રાજાઓએ ભૂમિનું દાન દીધું છે અને ઘણા રાજાઓ ભૂમિનું દાન દે છે. જ્યારે જ્યારે જેની ભૂમિ હોય ત્યારે ત્યારે તેને તેના દાનનું ફળ મળે છે.[૪૭]

જે પુરુષ વેદ ભણેલા બ્રાહ્મણને રૂપવતી કન્યાનું દાન કરે છે, તે હે રાજેંદ્ર! બ્રહ્મદાય કહેવાય છે, માટે તેના પુણ્યનું ફળ સાંભળ.[૪૮] હે રાજન્! ધોંસરી ઉપાડી શકે તેવા એક હજાર બળદોનું દાન દેવાથી જે પુણ્ય ફળ મળે છે, તે ફળ કન્યાના દાનથી મળે છે.[૪૯] જે પુરુષ કન્યાનું દાન કરે છે તેને વિધિપૂર્વક આપેલી એક લાખ ગાયના દાનનું ફળ મળે છે.[૫૦] હે કુરુવંશશ્રેષ્ઠ! કન્યાના શરીરમાં જેટલાં રુવાડાં છે તેટલા હજાર વર્ષ સૂધી તે પુરુષ મારા લોકમાં પૂજાય છે.[૫૧] તે પછી કાળે કરીને પુણ્યનો ક્ષય થવાથી સ્વર્ગ લોકમાંથી પડીને આલોકમાં છ અંગો જાણનારો અને સર્વ લોકો જેનું પૂજન કરે છે એવો ચાર વેદ જાણનારો બ્રાહ્મણ થઇ અવતરે છે.[૫૨] હે પાંડવ! જે પુરુષ વેદ ભણેલા, સદાચારસંપન્ન અને ઘણા પુત્રવાળા દરિદ્ર બ્રાહ્મણને સુવર્ણનું દાન દે છે,[૫૩] તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે, બાલસૂર્યના સમાન કાંતિવાળો થાય છે, દિવ્ય વિમાનમાં બેસીને ઇચ્છાનુસાર ફરે છે, ઇચ્છા પ્રમાણે ભોગો ભોગવે છે અને મહાતેજસ્વી એવો તે પુરુષ એક કરોડ વર્ષ સૂધી મારા લોકમાં પૂજાય છે.[૫૪] તે પછી કાળે કરીને પુણ્યનો ક્ષય થતાં તે આલોકમાં અવતરે છે, અને વેદ તથા વેદનાં અંગ જાણનાર, કોટી ધનનો સ્વામી બ્રાહ્મણ થઇને અવતરે છે.[૫૫] જે પુરુષ દરિદ્ર બ્રાહ્મણને તથા થોડી આજીવિકાવાળા અને દુર્બળ ગાયવાળા બ્રાહ્મણને રૂપાનું દાન કરે છે, તે પુરુષ સર્વ પાપમાંથી મુક્ત થાય છે,[૫૬] ઇચ્છાનુસાર રૂપ ધારણ કરે છે, પૂર્ણ ચંદ્રના જેવા શ્વેત રંગના વિરાજમાન વિમાનમાં બેસીને પોતાની ઇચ્છાનુસાર સ્વર્ગ લોકમાં પૂજાય છે.[૫૭] તે પછી કાળે કરીને પુણ્યનો ક્ષય થતાં આ મનુષ્ય લોકમાં અવતરે છે અને તે મહાયશસ્વી સર્વ લોકોમાં પૂજાતો અને પરાક્રમી શ્રીમાન્ રાજા થાય છે.[૫૮]

જે પુરુષ દરિદ્ર એવા વેદવેત્તા બ્રાહ્મણને તલના પર્વતનું (તલના ઢગલાનું) દાન કરે છે, તેને પણ જે ફળ મળે છે તે સાંભળ.[૫૯] હે પાંડુના પુત્ર! દશ હજાર બળદનું દાન દેવાથી જે ફળ કહ્યું છે તે ફળને પ્રાપ્ત કરીને તે જ ક્ષણે તલના પર્વતનું દાન દેનારો પાપરહિત થાય છે.[૬૦] સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરીને શુદ્ધ શરીર થાય છે તે પ્રમાણે તલના દાનથી પુરુષ પાપનો ત્યાગ કરીને શુદ્ધ થાય છે.[૬૧] જે પુરુષ તલના ઢગલાનું દાન દે છે તે પુરુષ સુવર્ણથી શોભાયમાન એવા દિવ્ય વિમાનમાં બેસીને પિતૃઓના લોકમાં પૂજાય છે.[૬૨] તલનું દાન દેનારો પુરુષ સાઠ હજાર વર્ષ સૂધી મહાયશસ્વી થઇને અને ઇચ્છાનુસાર રૂપ ધારણ કરવાની શક્તિ મેળવીને યથાસુખે પિતૃઓના લોકમાં રમે છે.[૬૩] હે નરાધિપ! જે પુરુષ વેદ ભણેલા અને દરિદ્ર બ્રાહ્મણને તિલધેનુનું દાન આપે છે, તેનું ફળ સાંભળ.[૬૪] એક હજાર ગાયનું દાન દેવાથી જે પુણ્ય કહ્યું છે તે પુણ્યનું ફળ તિલધેનુનું દાન કરનારા પુરુષને મળે છે.[૬૫] જે પુરુષ કુડવ* ભર તલથી તલની ધેનુનું દાન આપે છે તે પુરુષ હે રાજન્! જેટલા કુડવ તલની તિલધેનુ આપે છે, તેટલા કરોડ વર્ષ સૂધી સ્વર્ગલોકમાં પૂજાય છે.[૬૬] હે નરાધિપ! અઢાર આઢક† તલની એક તિલધેનુ બનાવી, તેમાં બત્રિશ નિષ્ક‡ નાખીને જે પુરુષ વિષુવ નામના નક્ષત્રમાં મારી ભક્તિથી, મારા વિશે મન રાખીને બ્રાહ્મણને આપે છે, તેને જે પુણ્યનું ફળ મળે છે તે સાંભળ.[૬૭] વિધિપૂર્વક એક હજાર કન્યાદાન દેનારાને જે ફળ મળે છે તે પુણ્ય ફળ તેને મળે છે અને મારા લોકમાં તે પૂજાય છે.[૬૮] તે પછી પુણ્યકર્મ પૂર્ણ થઈ રહ્યા પછી મારા લોકમાંથી આલોકમાં અવતરે છે અને ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદમાં પારંગત ઉત્તમ બ્રાહ્મણ થાય છે.[૬૯]

હે રાજા! જે જે પુરુષ દરિદ્ર એવા વેદવેત્તા બ્રાહ્મણને દૂધ દેનારી, વાછડાવાળી અને પ્રસન્ન રહેનારી ગાય દૂધ દોહવા માટે કાંસાની દોહણીની સાથે આપે છે,[૭૦] તો તેનું પૂર્વજન્મમાં કરેલું જે કંઈ પાપકર્મ હોય, તે સર્વ તેજ ક્ષણે નાશ પામે છે, તેમાં સંશય નથી.[૭૧] તે પછી તે પુરુષ બળદથી જોડેલા, પ્રકાશમાન, સારી રીતે શણગારેલા અને ઇચ્છાનુસાર ગતિ કરનારા દિવ્ય રથમાં બેસીને ગોલોકમાં જાય છે.[૭૨] હે નરાધિપ! તે ગાયના શરીરમાં જેટલા કેશ હોય છે, તેટલા હજાર વર્ષ સૂધી તે ગોલોકમાં પૂજાય છે.[૭૩] તે પછી પુણ્ય પૂર્ણ થઈ રહ્યા પછી ગોલોકમાંથી આ

* કુડવ એ એક જાતનું માપ છે. તિલનો પર્વત, તિલનો ષણ, તિલની ધેનુ એ સર્વે અમુક માપ સૂચવતાં હોવાં જોઇએ.

† આઢક એ પણ એક જાતનું માપ છે.

‡ નિષ્ક સુવર્ણના સીક્કાનું એક જાતનું માપ છે.

મનુષ્ય લોકમાં બ્રાહ્મણ થઈને અવતરે છે, યજ્ઞો કરે છે, ઉદાર થાય છે, અને સર્વ રાજાઓ તેનું પૂજન કરે છે.૭૪

હે મોટી ભુજાવાળા રાજા! તલ, ગાય, સુવર્ણ, અન્ન, કન્યા અને પૃથ્વી આટલાં બ્રાહ્મણોને દાનમાં આપ્યાં હોય તો તે તારે છે.૭૫ હે રાજન્! સદાચારસંપન્ન, અગ્નિહોત્રી, ઈંદ્રિયોના વિષયોથી દૂર રહેનારા એવા બ્રાહ્મણને વિધિપૂર્વક તૃપ્ત કરવો. કારણ કે તે પરલોક આપનારો નિધિ (ભંડાર) કહેવાય છે.૭૬ અગ્નિહોત્રી, દરિદ્રી, વેદ ભણેલો, જિતેન્દ્રિય એવો બ્રાહ્મણ શૂદ્રનું અન્ન ભક્ષણ કરતો ન હોય તો તેનું યત્નથી પૂજન કરવું.૭૭ આવસથી (અગ્નિહોત્ર કરનારો) બ્રાહ્મણ સદા પાત્ર ગણાય છે, તેમ જ વેદવેત્તા અગ્નિહોત્રી બ્રાહ્મણ પણ સદા પાત્ર ગણાય છે. પરંતુ જેના પેટમાં શૂદ્રના ઘરનું આમાન્ન ગયું નથી, તે પાત્રોનું પણ પાત્ર ગણાય છે.૭૮ જે વેદમય પાત્ર છે, જે તપસ્વી પાત્ર છે, અને જે કોઈનું પણ ભોજન નહિ કરનારો પાત્ર છે તે પાત્ર તારશે.૭૯ જે બ્રાહ્મણો નિત્ય સ્વાધ્યાયપરાયણ રહે છે, જેઓ ઈંદ્રિયોનો નિગ્રહ કરનારા છે, તથા નિત્ય પાંચ મહાયજ્ઞ કરનારા છે, તેઓની પૂજા કરવાથી તેઓ તારે છે.૮૦ જેઓ ક્ષમાવાન્ હોય છે, ઈંદ્રિયોનો નિગ્રહ કરનારા હોય છે, જેઓના કાન વેદના મંત્રોથી ભરપૂર છે (અર્થાત્ કાનમાં વેદના મંત્રોનો ધ્વનિ રમી રહ્યો છે), જેઓ જિતેન્દ્રિય છે, પ્રાણીઓના વધથી નિવૃત્ત થયા હોય (પ્રાણીઓની હિંસા કરતા ન હોય), પ્રતિગ્રહ સંકોચથી કરતા હોય, તેવા ગૃહસ્થ બ્રાહ્મણો તારવાને સમર્થ છે.૮૧ જે બ્રાહ્મણ નિત્ય તર્પણ કરતો હોય, નિત્ય યજ્ઞોપવીત બદલતો હોય, નિત્ય સ્વાધ્યાય કરતો હોય, શૂદ્રોનું અન્ન ખાતો ન હોય, ઋતુ કાળમાં જ સ્ત્રીની પાસે જાતો હોય, અને વિધિપૂર્વક હોમ કરતો હોય તે બ્રાહ્મણ તારવાને સમર્થ છે.૮૨ જે બ્રાહ્મણ મારો ભક્ત હોય, મારા ઉપર પ્રીતિવાળો હોય, મારી ભક્તિમાં પરાયણ રહેતો હોય, મારા વિશે કર્મને અર્પણ કરનારો હોય તે બ્રાહ્મણ અવશ્ય તારે છે.૮૩ જે બ્રાહ્મણ 'ૐ नमो भगवते वासुदेवाय' આ બાર અક્ષરના મંત્રના તત્ત્વને જાણે છે, સંકર્ષણ, વાસુદેવ, અનિરુદ્ધ અને પ્રદ્યુમ્ન આ ચાર વ્યૂહના વિભાગને જાણે છે, દિવસના પાંચ વિભાગમાં તે તે સમયના વેદોક્ત કર્મ છિદ્ર વિના કરવાનું જાણે છે તે બ્રાહ્મણ છે અને તે બ્રાહ્મણ તારે છે.૮૪

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्व' नां अध्याय ७ मो समाप्त

---

## અધ્યાય ૮ મો
## દાનાદિકની પ્રશંસા

વૈશંપાયન કહે છેઃ–વાસુદેવે અનુક્રમથી દાનોની વાત કહ્યા પછી તે દાનના ધર્મો સાંભળીને તૃપ્તિ ન થવાથી યુધિષ્ઠિર ફરીને કેશવને પૂછે છે.૧

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે માધવ! હે પરંતપ! હે સુરશ્રેષ્ઠ! હે દેવ! તારી પાસેથી ધર્મરૂપી અમૃતનું શ્રવણ કર્યા છતાં મારી તૃપ્તિ થતી નથી.૨ માટે હે અચ્યુત તારો ભક્ત એવો જે હું તેને બળદના દાનનું જે ફળ થાય છે તે કહે.૩ વળી હે સુરશ્રેષ્ઠ! બીજાં પણ જે કંઈ દાનો વિષે તેં મને કહ્યું નથી, તે દાનો અને તેન, ફળો અનુક્રમથી કહે.૪

શ્રી ભગવાન્ કહે છે–બળદ પવિત્ર છે, ઉત્તમ ફળ આપનાર છે, તથા પવિત્ર કરનાર છે તેથી બળદનું દાન દીધું હોય તો તેનું ઉત્તમ ધર્મરૂપ શ્રેષ્ઠ ફળ થાય છે, તે સાંભળ.૫

હે કુરુકુળશ્રેષ્ઠ! એક બળદ દશ ગાય સમાન ગણાય છે. તેનું શરીર મેદથી તથા માંસથી પુષ્ટ હોય તે શરીરે આરોગ્ય હોય, ક્રોધ વિનાનો હોય,૬ તરુણ વયનો હોય, ભદ્ર હોય, સુશીલ હોય, સર્વ જાતના દોષોથી રહિત હોય, ઝટ ધુરાને ધારણ કરતો હોય એવો બળદ હે પાંડવ! બ્રાહ્મણને આપ્યો હોય૭ તો હે યુધિષ્ઠિર! તે દાનનો પવિત્ર દાતા મહાતેજસ્વી થઈને ઇચ્છાનુસાર ગોલોકમાં એક કરોડ વર્ષ સુધી પૂજાય છે.૮ જે પુરુષ ધોંસરીને ઉપાડી શકે તેવા, એ જોડલા બળદનું, વેદ ભણેલા, સદાચારસંપન્ન ગરીબ બ્રાહ્મણને વિશેષે કરીને દાન કરે છે, તેના પુણ્યનું ફળ જે કહ્યું છે તે સાંભળ.૯ એક હજાર ગાયનાં દાનનું જે ઉત્તમ ફળ કહ્યું છે, તે પુણ્ય તેને મળે છે અને તે મારા લોકોમાં જાય છે૧૦ અને હે રાજા! તે બન્ને બળદના શરીરમાં જેટલા વાળ હોય છે, તેટલા હજાર વર્ષ સુધી તે મારા લોકમાં પૂજાય છે.૧૧ હે પાંડવ! ગરીબને જ દાન દેવું, પણ ધનવાનને દેવું નહિ. વરસાદનું ફળ તળાવમાં વરસવાથી થાય છે, સમુદ્રમાં વરસવાથી થતું જ નથી.૧૨ જે પુરુષ દરિદ્રી (ગરીબ) બ્રાહ્મણને બળદનું દાન આપે છે તે પુણ્યથી હે કુરુકુળશ્રેષ્ઠ! દાન દેનારા પવિત્રાત્મા થાય છે.૧૩ અને તે દિવ્યરૂપ ધારણ કરી, દિવ્ય વિમાનમાં ચઢીને પોતાને સુખ ઉપજે, તે પ્રમાણે પ્રલયપર્યંત મારા લોકોમાં રમે છે.૧૪ હે યુધિષ્ઠિર! જે પુરુષ દીવાની કાંતિવાળું, શય્યા તથા આસનથી શોભાયમાન, વાસણો તથા બીજી વસ્તુઓથી ભરપૂર, ધન અને ધાન્યથી અલંકૃત, દાસીઓ, ગાયો ને ક્ષેત્રવાળું તથા સર્વ પ્રકારના

સાધનોથી[૧૫] ભરપૂર ઘર વેદ ભણેલા ગરીબ બ્રાહ્મણને દક્ષિણાની સાથે આપે છે તેના પુણ્યનું ફળ તું સાંભળ.[૧૬] દેવો, પિતૃગણો, અગ્નિઓ તથા ઋષિઓ, પ્રસન્ન થઇને આદિત્યના સમાન વિમાન તેને આપે છે.[૧૭] તે વિમાનમાં બેસી, શોભાસંપન્ન થઇને સર્વોત્તમ એવા બ્રહ્મલોકમાં જાય છે, અને ત્યાં બ્રહ્મલોકમાં રહીને હજારો સ્ત્રીઓથી વિંટાયલા સુવર્ણના રમણીય ભવનમાં પ્રલયપર્યંત આનંદમાં દિવસો ગાળે છે.[૧૮] હે પાંડવ! જે પુરુષ ભક્તિથી બ્રાહ્મણનું પૂજન કરી તેને ચંદન ચઢાવે છે, પુષ્પની માળા પહેરાવે છે, વસ્ત્રો આપે છે, તથા ગાદલાંવાળી શય્યાનું દાન કરે છે તથા ભાતભાતનાં અન્ન જમાડે છે તેને જે પુણ્યફળ થાય છે તે સાંભળ.[૧૯] હે પાંડવ! વિધિપૂર્વક આપેલી ગાયના દાનનું જે પુણ્ય થાય છે તે પુણ્યને પ્રાપ્ત કરીને તે પુરુષ પિતૃલોકમાં પૂજાય છે.[૨૦] જે પુરુષ બ્રાહ્મણને શિલ્પ શિખવે છે, વેદાધ્યયન કરાવે છે, વિદ્યા ભણાવે છે, મંત્ર શિખવે છે તથા ઔષધ આપે છે તેને જે પુણ્ય થાય છે તેનું ફળ સાંભળ.[૨૧] એક હજાર અગ્નિહોત્રી બ્રાહ્મણના પૂજનનું જે ફળ મળે છે તે ફળ તેને મળે છે. જે પુરુષ શય્યા આપે છે,[૨૨] તે વેદમંત્રના બળથી ચાલનારાં સુંદર વિમાનમાં બેસીને સપ્તર્ષિના લોકમાં જાય છે અને ત્યાં બ્રહ્મર્ષિઓ તેનું પૂજન કરે છે.[૨૩] ત્યાં તે એકસો ને વીશ યુગ સૂધી દેવની પેઠે ક્રીડા કરીને પછી આ મનુષ્યલોકમાં વેદવેત્તા બ્રાહ્મણ થાય છે.[૨૪] હે રાજા! જે પુરુષ માર્ગમાં ચાલવાથી થાકી ગયેલા અને દુર્બળ થઇ ગયેલા બ્રાહ્મણને વિશ્રાંતિ આપે છે, તે પુરુષનું એક વર્ષનું કરેલું પાપ નાશ પામે છે.[૨૫] અને જે પુરુષ ભક્તિમાન્ થઇને તે વાટમાર્ગુના બન્ને ચરણનું જળથી પ્રક્ષાલન કરે છે તે પુરુષનાં દશ વર્ષનાં કરેલાં પાપ નાશ પામે છે, એમાં સંશય નથી.[૨૬] જે પુરુષ વાટમાર્ગુના ચરણને ઘીથી અથવા તો તેલથી પૂજે છે ( તેનાં ચરણને ઘીથી અથવા તો તેલથી મર્દન કરે છે ) તે મનુષ્યનું બાર વર્ષનું પાપ તુરત નાશ પામે છે.[૨૭] ગાય અને સુવર્ણના દાનનું જે પુણ્ય કહ્યું છે તે પુણ્યનું ફળ, જે આવા બ્રાહ્મણનું પૂજન કરે છે તેને મળે છે.[૨૮] હે રાજન્! જે પુરુષ આગતાસ્વાગતા કરી, આસન આપીને, તથા આવે ત્યારે સામા ઉભા થઇને બ્રાહ્મણનું પૂજન કરે છે તે દેવોનો પ્રિય થાય છે.[૨૯] હે રાજન્! અતિથિ ઉપર પ્રીતિ રાખનારા અગ્નિઓ સ્વાગતાથી પ્રસન્ન થાય છે, અતિથિપ્રિય શતક્રતુ (ઇંદ્ર) આસન આપવાથી પ્રસન્ન થાય છે, અને પિતૃઓ પ્રત્યુત્થાનથી પ્રસન્ન થાય છે.[૩૦] હે નરાધિપ! અગ્નિ, ઇંદ્ર અને પિતૃઓની પ્રીતિથી એક વર્ષ સૂધી કરેલું પાપ તુરત નાશ પામે છે.[૩૧] જે પુરુષ બ્રાહ્મણને પુષ્પોથી શોભાયમાન એવું આસન આપે છે, તે પુરુષ મણિથી વિચિત્ર દેખાતા રથમાં બેસીને ઇંદ્રના લોકમાં જાય છે,[૩૨] અને ત્યાં (પુરંદર)ના લોકમાં દિવ્ય સ્ત્રીઓ તથા અપ્સરાઓનાં મંડળોની સાથે સાઠ હજાર વર્ષ સૂધી ક્રીડા કરે છે.[૩૩] હે યુધિષ્ઠિર! જે પુરુષ બ્રાહ્મણને વાહન આપે છે તે રત્નોથી વિચિત્ર લાગતા વાહનમાં બેસીને સુરમંદિર (સ્વર્ગ)માં જાય છે.[૩૪] ત્યાં મરજી પ્રમાણે ક્રીડા કરે છે, અપ્સરાઓનાં મંડળો તેની સેવા કરે છે; તે પછી પુણ્યનો ક્ષય થતાં, હે રાજા! તે આલોકમાં રાજા થઇને અવતરે છે એમાં વિચાર કરવો નહિ.[૩૫] જે પુરુષ પાંદડાંથી, પુષ્પોથી અને ફળોથી ભરપૂર, એવાં વૃક્ષને વસ્ત્રોથી તથા આભૂષણોથી શણગારી, ચંદનથી તથા પુષ્પોથી તેની પૂજા કરીને[૩૬] વેદવેત્તા બ્રાહ્મણને દક્ષિણા સાથે દાન તરિકે આપે છે તથા તેની ઇચ્છાનુસાર તેને ભોજન કરાવે છે તેના પુણ્યનું ફળ સાંભળ.[૩૭] વૃક્ષનું દાન દેનારો પુરુષ સુવર્ણથી વિચિત્ર લાગતા શોભાયમાન વિમાનમાં બેસીને, જયજયકાર શબ્દો સાથે પુરંદર (ઇંદ્ર)ના લોકમાં જાય છે[૩૮] અને ત્યાં શક્રના રમણીય લોકમાં તે મનથી જે જે ઇચ્છા કરે છે તે તે સર્વ ઇચ્છિત પદાર્થ કલ્પવૃક્ષ તેને આપે છે.[૩૯] વળી દાન કરેલાં વૃક્ષનાં જેટલાં પાંદડાં, પુષ્પો અને ફળો હોય છે તેટલા હજાર વર્ષ સૂધી તે સ્વર્ગલોકમાં પૂજાય છે.[૪૦] તે પછી પુણ્યનો ક્ષય થતાં સ્વર્ગલોકમાંથી મનુષ્યના લોકમાં અવતરે છે, અને રથો, ઘોડા અને હાથીથી ભરપૂર એવું નગર અને રાજ્ય મેળવે છે.[૪૧] જે પુરુષ મારી ભક્તિથી મારી પ્રતિમાનું સ્થાપન કરે છે, તેનું મંદિર વિધિપૂર્વક બંધાવીને તેની પૂજા કરાવે છે અથવા તો ભક્તિથી પંડે પૂજા કરે છે તે પુરુષના પુણ્યનું ફળ સાંભળ.[૪૨] હે યુધિષ્ઠિર! એક હજાર અશ્વમેધ યજ્ઞનું જે પુણ્ય કહ્યું છે તે પુણ્યનું ફળ તે મેળવે છે, મારા લોકમાં આવે છે, અને મારા લોકમાંથી તે મર્ત્યલોકમાં પાછો અવતરતો હોય એમ હું જાણતો નથી.[૪૩] જે પુરુષ દેવાલયમાં, બ્રાહ્મણના ઘરમાં, ગાયો બેસતી હોય ત્યાં, અથવા તો ચૌટામાં દીવો કરે છે તેના પુણ્યનું ફળ સાંભળ.[૪૪] દીપનું દાન કરનારો પુરુષ સુવર્ણના વિમાનમાં બેસીને, સર્વ દિશાઓને પ્રકાશમાન કરતો આદિત્ય ( સૂર્ય)ના લોકમાં જાય છે અને ઉત્તમ દેવો તેની માર્ગમાં સેવા કરે છે.[૪૫] ત્યાં આગળ મહાતપસ્વી એવો તે પુરુષ એક કરોડ વર્ષ સૂધી ઇચ્છાનુસાર વિહાર કરે છે; અને પછી પુણ્ય ક્ષય થતાં આ મૃત્યુલોકમાં વેદ તથા વેદનાં અંગોમાં

પારંગત એવો બ્રાહ્મણ થઇને અવતરે છે.[૪૬] હે રાજન્! જે પુરુષ દેવાલયોમાં, બ્રાહ્મણોના ઘરમાં, ચૌટામાં, ચાર માર્ગ એકઠા થતા હોય ત્યાં, રાત્રે અથવા તો દિવસે[૪૭] મારા વિશે મન રાખીને ભક્તિથી અનેક જાતનાં વાદિત્રો વગડાવે છે તથા ધર્મનાં આખ્યાનો શ્રવણ કરાવે છે,[૪૮] તે પુરુષના ઉપર હે નરશ્રેષ્ઠ! દેવો અને પિતૃઓ પ્રસન્ન થાય છે અને તેને સુખકારક અને ઇચ્છાનુસાર જનારું વિમાન આપે છે.[૪૯] તે વિમાનમાં બેસીને પુરુષ દેવના લોકમાં (સ્વર્ગમાં) જાય છે. ત્યાં દિવ્ય અપ્સરાઓ તેની સેવા કરે છે અને તે આનંદમાં દિવસો ગાળે છે.[૫૦] અને પુણ્ય પૂર્ણ થયા પછી હે નરાધિપ! દેવના લોકમાંથી આલોકમાં વેદ તથા વેદનાં અંગો જાણનારો, વૈભવવાળો બ્રાહ્મણ થઇને અવતરે છે.[૫૧] હે યુધિષ્ઠિર! જે પુરુષ ચૌટામાં, સભા (ઘર)માં, અથવા તો વિશાળ એવા ઘરના આંગણામાં અગ્નિનો મોટો કુંડ કરીને અથવા તો સ્થંડિલ કરીને[૫૨] તેને વિશે ચાર મહિના સૂધી મારા વિશે ભક્તિ રાખીને અગ્નિને પ્રજ્વલિત કરે છે અને પૌષ આદિ મહિનાઓ પૂર્ણ થયા પછી બ્રાહ્મણોને[૫૩] મારા વિશે મન રાખીને મધુર દુધપાકનું ભોજન કરાવે છે અને શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને દક્ષિણા આપે છે;[૫૪] આ રીતે જે પુરુષ અગ્નિને પ્રજ્વલિત કરીને નિત્ય મારી પૂજા કરે તેને જે પુણ્યફળ થાય છે તે હે યુધિષ્ઠિર! સાંભળ.[૫૫] તે પ્રમાણે કરવાથી હું, શંકર, પિતૃઓ તથા અગ્નિઓ અત્યંત પ્રસન્ન થઇએ છીએ, એમાં વિચાર કરવાનો નથી.[૫૬] વળી તે પુરુષ અમને પ્રસન્ન કરે છે અને તે મારા લોકમાં છાસઠ હજાર વર્ષ સૂધી શોભાયમાન થઇને દેવોથી પૂજાય છે.[૫૭] ત્યાં તેનું પુણ્ય પૂર્ણ થઈ રહ્યા પછી મારા લોકમાંથી આલોકમાં અવતરે છે અને મહાયશસ્વી અને વેદ તથા વેદનાં અંગોને જાણનારો બ્રાહ્મણ થાય છે અને રાજાઓમાં પૂજાય છે.[૫૮] જે પુરુષ હે નરશ્રેષ્ઠ (રાજા!) સારા કુળમાં ઉત્પન્ન થયેલા, વેદ જાણનારા ગરીબ બ્રાહ્મણનું વિશેષે કરીને પોષણ કરે છે, તે પુરુષના પુણ્યનું જે ફળ છે તે હે યુધિષ્ઠિર! સાંભળ.[૫૯] હે પાંડવ! એક કરોડ ગાયના દાનથી જે પુણ્ય કહ્યું છે, તે સર્વ પુણ્યનું ફળ એક વર્ષ સૂધી ગરીબ બ્રાહ્મણનું પોષણ કરવાથી મળે છે.[૬૦] અને તે પુરુષ સૂર્યના જેવા શોભાયમાન, સુવર્ણના વિચિત્ર વિમાનમાં બેસીને દિવ્ય સ્ત્રીઓના મંડળથી સેવાતો થકો મારા લોકમાં જાય છે.[૬૧] ત્યાં ઉત્તમ સ્ત્રીઓ તેનાં ગીત ગાય છે, અને વીશ કરોડ વર્ષ સૂધી મારા લોકમાં વિહાર કરે છે અને ત્યાં સર્વે દેવો તેની સ્તુતિ કરે છે. તે પછી પુણ્ય પૂર્ણ થઈ રહ્યા પછી મનુષ્ય જાતિમાં વેદવેત્તા બ્રાહ્મણ થઈ અવતરે છે.[૬૨] જે પુરુષ પાણીનો કરવડો, નાની કરવડી અથવા ઝારી અથવા તો મોટું પાણીનું વાસણ બ્રાહ્મણને દાન તરિકે આપે છે તેના પુણ્યનું ફળ સાંભળ.[૬૩] હે નરાધિપ! બ્રહ્મકૂર્ચનું* પાન કરવાથી જે પુણ્યફળ કહ્યું છે તે પુણ્યફળ જળના પાત્રનું દાન દેનારા પુરુષને મળે છે. તે પુરુષ નિત્ય અત્યંત તૃપ્ત રહે છે; સર્વ પ્રકારના સુગંધી પદાર્થોથી ભરપૂર રહે છે, તેની ઇંદ્રિયો અને મન પ્રસન્ન રહે છે,[૬૪] અને તે હંસ તથા સારસથી જોડેલા સુંદર વિમાનમાં બેસીને દિવ્ય ગંધર્વો જેમાં વસે છે એવા વરુણના લોકમાં જાય છે.[૬૫] જે પુરુષ જીવોને અત્યંત જીવાડનારું જળ ગ્રીષ્મ ઋતુના ત્રણેય મહિનાઓમાં આપે છે તેના પુણ્યનું ફળ સાંભળ.[૬૬] જે પુરુષ પાણીનું દાન કરે છે તે પુરુષને એક કરોડ કપિલા ગાયના દાનનું ફળ મળે છે.[૬૭] અને તે પુરુષ પૂર્ણ ચંદ્રના જેવા પ્રકાશમાન ને શોભાયમાન એવા વિમાનમાં બેસીને ચંદ્રના લોકમાં જાય છે અને ત્યાં અપ્સરાઓ તેની સેવા કરે છે.[૬૮] ત્યાં દેવોના ત્રીશ કરોડ યુગ સૂધી ક્રીડા કરે છે, દિવ્ય ગંધર્વો તેની સેવા કરે છે, અને તે પછી મનુષ્યલોકમાં ચાર વેદ જાણનારો બ્રાહ્મણ થઇને અવતરે છે.[૬૯] શિરોભ્યંગનું દાન દેવાથી પુરુષ તેજસ્વી, સુંદર દેખાવવાળો, સારા ભાગ્યવાળો, રૂપાળો, શૂરવીર અને પંડિત એવો બ્રાહ્મણ થાય છે.[૭૦] વસ્ત્રનું દાન દેનારો પુરુષ તેજસ્વી, સર્વત્ર સુંદર દેખાવનો, સારાં ભાગ્યવાળો, લક્ષ્મીવાળો ને સ્ત્રીઓને નિત્ય મનોહર લાગે તેવો પુરુષ થઇને અવતરે છે.[૭૧] જે નરશ્રેષ્ઠ જોડા તથા છત્રીનું દાન કરે છે તે મહાતેજસ્વી પુરુષ, સુવર્ણના ઉત્તમ તેજસ્વી રથમાં બેસીને ઇંદ્રના લોકમાં જાય છે અને અપ્સરાના ગણો તેની સેવા કરે છે.[૭૨] જે પુરુષો લાકડાની પાદુકાનું દાન કરે છે તે પુરુષો વૃક્ષના બનાવેલાં વિમાનમાં બેસીને ધર્મરાજાના રમણીય નગરમાં જાય છે અને ત્યાં ઉત્તમ દેવતાઓ તેની સેવા કરે છે.[૭૩] દાતણનું દાન દેવાથી પુરુષ મધુરભાષી થાય છે, તેનું મુખ સુગંધીવાળું થાય છે, તે લક્ષ્મીવાન થાય છે અને બુદ્ધિ તથા સૌભાગ્યવાળો થાય છે.[૭૪] જે પુરુષો મારી પરમ ભક્તિ કરતા થકા, બ્રાહ્મણોને દુધ, દહીં, ઘી, ગોળ તથા મધ દાનમાં આપે છે,[૭૫] તેઓ શ્વેત પુષ્પોની માળાથી શણગારાઇને બળદના તથા ઘોડાના વાહનમાં બેસીને વૈકુંઠપુરમાં જાય છે, અને ગંધર્વો તેનાં ગીત ગાય છે.[૭૬] ત્યાં દિવ્ય અપ્સરાઓ તેને સુખ ઉપજે તે

* પંચગવ્યનાં પાનને બ્રહ્મકૂર્ચ કહે છે.

પ્રમાણે તેની સેવા કરે છે, અને દેવતા સમાન થઇને સાઠ હજાર વર્ષ સૂધી આનંદમાં રહે છે.૭૭ તે પછી કેટલેક કાળે મનુષ્ય લોકમાં ઘણા ધન અને ધાન્યવાળા તથા વૈભવવાળા ઉત્તમ મનુષ્યો થઇને અવતરે છે.૭૮

હે પાંડુપુત્ર! વૈશાખ મહિનામાં વિશાખા નક્ષત્ર જે દિવસે હોય, તે દિવસે મારી પરમ ભક્તિ ધારણ કરીને વિવસ્વાન (સૂર્યનારાયણ)ને ઉદ્દેશીને૭૯ બ્રાહ્મણોની વિધિપૂર્વક પૂજા કરીને તેઓને તલ અને ગોળનું દાન આપે છે, તેઓને જે પુણ્યફળ થાય છે તે સાંભળ.૮૦ હે પાંડુનંદન! વિધિપૂર્વક ગાયના દાનથી જે પુણ્ય થાય છે, તે પુણ્ય તેને મળે છે અને તે યમલોકમાં પૂજાય છે. તે યમલોકમાંથી કાળે કરીને પડ્યા પછી આલોકમાં રાજા થાય છે.૮૧ જે તેજ દિવસે પુરુષો (વિશાખા નક્ષત્રવાળા દિવસે) બ્રાહ્મણોને ભોજન કરાવી, દક્ષિણા આપીને, પાણીથી ભરેલાં દિવ્ય પાત્રોનું દાન કરે છે,૮૨ તે પુરુષો સૂર્યના જેવી કાંતિવાળાં વિમાનમાં બેસીને વરુણના લોકમાં જાય છે, અને ત્યાં કામની કામનાવાળા તેઓ દિવ્ય સ્ત્રીઓની સાથે રમે છે.૮૩ તે પછી કાળે કરીને આ મનુષ્ય લોકમાં અવતરે છે અને ભોગવાળા ઉત્તમ દ્વિજો થાય છે, એમાં સંશય નથી.૮૪ જે પુરુષ પોષ્ય વર્ગને ભોજન કરાવ્યા પછી ભોજન કરે છે, સદા વ્રત કર્યા કરે છે, સત્ય બોલે છે, ક્રોધરહિત હોય છે, સ્નાનાદિકથી પવિત્ર રહે છે, સદા સ્નાન ઉપર પ્રીતિ રાખે છે; તે પુરુષ દિવ્ય વિમાનમાં બેસીને ઇંદ્રના લોકમાં જાય છે,૮૫ અને ત્યાં મહાતપસ્વી એવો તે પુરુષ દિવ્ય અપ્સરાઓની સાથે કરોડ વર્ષ સૂધી ક્રીડા કરીને પછી મનુષ્ય લોકમાં વેદવેત્તા બ્રાહ્મણ થઇ જન્મે છે.૮૬ જે પુરુષ એક વર્ષ સૂધી એક વખત ભોજન કરે છે, બ્રહ્મચર્ય પાળે છે, ક્રોધનો વિજય કરે છે, સત્ય બોલે છે, પવિત્ર રહે છે; તે પુરુષ દિવ્ય વિમાનમાં બેસીને ઇંદ્રના લોકમાં જાય છે.૮૭ ત્યાં અપ્સરાઓનાં મંડળની સાથે દશ કરોડ વર્ષ સૂધી વિહાર કરીને આ મનુષ્યના લોકમાં વેદવેત્તા બ્રાહ્મણ થાય છે.૮૮ જે પુરુષ બ્રહ્મચારી, અને જિતેંદ્રિય થઇને એક વર્ષ સૂધી ચોથે કાળે ભોજન કરે છે, તેના પુણ્યનું ફળ સાંભળ.૮૯ તે પુરુષ વિચિત્ર મોર જેમાં છે, વિચિત્ર ધ્વજાથી શોભાયમાન, એવા દિવ્ય વિમાનમાં બેસીને મહેંદ્રના લોકમાં જાય છે.૯૦ ત્યાં સુંદર હૃષ્ટપુષ્ટ સ્ત્રીઓ તેને સુખ ઉપજે તે પ્રમાણે સેવા કરે છે, અને તે ત્યાં બાર કરોડ વર્ષ સૂધી સારી રીતે આનંદ કરે છે.૯૧ તે પછી હે નરાધિપ! ઇંદ્રના લોકમાંથી આ મૃત્યુલોકમાં તે અવતરે છે અને વિદ્વાન્, ક્ષમાવાન્, અને વેદપારંગત બ્રાહ્મણ થાય છે.૯૨ જે પુરુષ છઠ્ઠે સમયે એટલે ત્રીજે દિવસે સાયંકાળે એક વર્ષ સૂધી ભોજન કરે છે, બ્રહ્મચર્ય વ્રત પાળે છે, શુચિ એટલે બહારથી તથા અંદરથી પવિત્ર રહે છે, ક્રોધથી રહિત રહે છે, આવા તપસ્વી પુરુષને જે પુણ્યનું ફળ મળે છે તે ઉત્તમ ફળ સાંભળ.૯૩ તે પુરુષ સૂર્યના સમાન કાંતિવાળો થઈ જાય છે અને સૂર્યના કરતાં પણ અધિક કાંતિવાળા વિમાનમાં બેસીને મારા લોકમાં આવે છે અને ત્યાં દિવ્ય સ્ત્રીઓ તેની સેવા કરે છે.૯૪ ત્યાં સાધ્ય પુરુષો અને પવનો તેને સુખ થાય તે પ્રમાણે તેની પૂજા કરે છે, તે સદાય મારાં દર્શન કર્યાં કરે છે અને અપ્સરાઓના ગણોની સાથે ક્રીડા કરે છે.૯૫ જે પુરુષ મારા વિષે મન રાખીને એક પક્ષ સૂધી ઉપવાસ કરે છે અને વ્રત સમાપ્ત થયા પછી વેદવેત્તા બ્રાહ્મણોને તૃપ્ત કરે છે,૯૬ તે પણ મહાતપસ્વી પુરુષ દિવ્ય વિમાનમાં બેસીને પોતાની કાંતિથી આકાશને પ્રકાશમાન કરતો થકો મારા લોકમાં જાય છે, અને ત્યાં ઇચ્છાનુસાર રૂપ ધારણ કરીને સંપૂર્ણ રીતે સુખ ભોગવે છે.૯૭ ત્યાં આગળ, હે રાજન્! દેવની પેઠે ત્રીશ કરોડ વર્ષ સૂધી ક્રીડા કરીને પછી આ મનુષ્યલોકમાં પૂજા કરવા યોગ્ય બ્રાહ્મણ થઇને અવતરે છે અને ત્રણેય વેદોમાં તથા તેના અંગોમાં પારંગત થાય છે.૯૮ જે પુરુષ મારા વિશે મન રાખીને એક મહિના સૂધી ઉપવાસ કરે છે, જિતેંદ્રિય રહે છે, ક્રોધને જિતે છે, બુદ્ધિને પોતાના વશમાં રાખે છે, સ્નાન કરવામાં તત્પર રહે છે,૯૯ અને નિયમ સમાપ્ત થયા પછી સારા બ્રાહ્મણોને ભોજન કરાવે છે અને પછી પ્રસન્ન મનથી બ્રાહ્મણોને દક્ષિણા આપે છે,૧૦૦ તે પુરુષ મહાતેજસ્વી થઇને દિવ્ય સ્ત્રીઓના મંડળથી સેવાતો થકો સિંહ જોડેલા વિમાનમાં બેસીને સર્વ કરતાં શ્રેષ્ઠ એવા બ્રહ્મલોકમાં જાય છે.૧૦૧ તે બ્રહ્મના લોકમાં દિવ્ય ઋષિઓ તેની સેવા કરે છે, અને હે રાજન્! પોતાની ઇચ્છાનુસાર સો કરોડ વર્ષ સૂધી બ્રહ્મલોકમાં આનંદ કરે છે.૧૦૨ તે પછી કાળે કરીને પુણ્યનો ક્ષય થઈ ગયા પછી આ મર્ત્ય લોકમાં ત્રીશ જન્મ સૂધી છ અંગો સાથે ચાર વેદ જાણનારો બ્રાહ્મણ જન્મે છે અને તે આરોગ્ય રહે છે.૧૦૩ જે પુરુષ ક્રોધનો ત્યાગ કરી, બાહ્ય તથા આંતરથી શુદ્ધ થઇને સર્વ કર્મોનો ત્યાગ કરી મારા વિશે મનને એકાગ્ર કરીને મહાપ્રસ્થાન કરે છે,૧૦૪ તે મહાતપસ્વી પુરુષ મોટા મણિઓથી વિચિત્ર લાગતાં સુવર્ણનાં સુંદર વિમાનમાં બેસીને ઇંદ્રલોકમાં જાય છે,૧૦૫ અને ત્યાં દેવલોકમાં એક અબજ વર્ષ સૂધી રહે છે, ત્યાં દેવોનો રાજા તેની પૂજા કરે છે, અને દિવ્ય સ્ત્રીઓ તેની સેવા કરે છે.૧૦૬ તે પછી કાળે

કરીને ઇંદ્રના લોકમાંથી આ મનુષ્યના લોકમાં તે મહાતેજસ્વી મહારાજા થઇને અવતરે છે, અને સર્વ લોકો તેની પૂજા કરે છે.૧૦૭ જે પુરુષ મારા વિશે મન રાખીને ઉપવાસ કરે છે, અને મનને શાંત કરી, ક્રોધને જિતી, સાવધાન થઇને नमो ब्रह्मण्य देवाय એ મંત્રનો પાઠ કરે છે, તે પુરુષના પુણ્યનું ફળ સાંભળ.૧૦૮ તે પુરુષ ઇચ્છાનુસાર જ્યાં જવું હોય છે ત્યાં જઈ શકે છે, ઇચ્છાનુસાર રૂપ ધારણ કરી શકે છે, બાળ સૂર્યના સમાન તેની કાંતિ થાય છે, અને તે પુરુષ દિવ્ય વિમાનમાં બેસીને સુખકારક લોકોમાં જાય છે.૧૦૯ મહાતેજસ્વી એવો તે પુરુષ પોતાને સુખ ઉપજે તે પ્રમાણે એક સ્વર્ગમાંથી બીજા સ્વર્ગમાં જાય છે, અને પ્રલય થતાં સુધી મારા લોકોમાં રમે છે.૧૧૦ જે પુરુષ મારા વિશે મનને ધારણ કરીને અગ્નિમાં પ્રવેશ કરે છે, તે પુરુષ પણ દિવ્ય વિમાનમાં બેસીને મારા લોકમાં જાય છે;૧૧૧ અને સર્વ ગુણસંપન્ન થયેલો તે પુરુષ મારા લોકમાં સદા મારાં જ દર્શન કર્યા કરે છે, અને હે રાજન્! મારી સમીપમાં ત્રીશ કરોડ વર્ષ સૂધી આનંદમાં રહે છે. તે પછી કાળે કરીને વેદવેત્તા બ્રાહ્મણ થઇને આલોકમાં અવતરે છે.૧૧૨ જે પુરુષ ખેતી કરતો હોય પરંતુ મારે શરણે આવે છે, પવિત્ર વ્રતનું આચરણ કરે છે અને नमो ब्रह्मण्य देवाय એ મંત્રનો જપ કરે છે,૧૧૩ તે પુરુષ બાળક (ઉગતા) સૂર્યના જેવા પ્રકાશમાન, સુંદર વિમાનમાં બેસીને, મારા લોકમાં આવે છે અને એક કરોડ વર્ષ સૂધી આનંદમાં રહે છે. તે પછી કાળે કરીને મારા લોકમાંથી આ મનુષ્ય લોકમાં રાજા થઈ અવતરે છે.૧૧૪ જે પુરુષ મારી મૂર્તિ વિશે મનને ધારણ કરે છે, મારું ધ્યાન ધરે છે, પવિત્ર રહે છે, અથવા તો વિશેષ કરીને ચૌદશને દિવસે રુદ્રને વિશે અથવા તો દક્ષિણામૂર્તિ વિશે મનને પરોવે છે,૧૧૫ તેની સિદ્ધો, બ્રહ્મર્ષિઓ અને આખા દેવલોકો પૂજા કરે છે; અને ગંધર્વો અને ભૂત નામના દેવો તે મહાતપસ્વીનાં ગીત ગાય છે.૧૧૬ અને તે મહાતેજસ્વી પુરુષ મારા વિશે અથવા તો શંકરને વિશે લય પામે છે. અને હે રાજન્! તેનો પુનર્ભવ (ફરીને જન્મ) થતો નથી. આ વિષયમાં વિચાર કરવો નહિ. ૧૧૭ જે પુરુષો ગાયને માટે, સ્ત્રીને માટે, ગુરુને માટે અને બ્રાહ્મણને માટે જીવ આપે છે, તે પુરુષો હે રાજેંદ્ર! શક્રના લોકમાં જાય છે.૧૧૮ અને ત્યાં ઇચ્છાનુસાર જનારા સુવર્ણના વિમાનમાં એક મન્વંતર સૂધી આનંદ કરે છે અને દિવ્ય સ્ત્રીઓ તેની સેવા કરે છે.૧૧૯ જે વસ્તુ આપવાને પ્રતિજ્ઞા કરી હોય તે ન આપવાથી અને આપેલી વસ્તુ હરી લેવાથી જન્મથી માંડીને જે દાન કર્યું હોય, તે સર્વ નાશ પામે છે.૧૨૦ જે ગાયનું દાન દેતા નથી તેઓને ત્યાં ગાયનું દૂધ પીવાને મળતું નથી, ભૂમિનું દાન દેતા નથી તેઓને ભૂમિ મળતી નથી. જે જે પદાર્થો બ્રાહ્મણોને આપવામાં આવે છે, તે તે પદાર્થો સ્વર્ગ લોકમાં ભોગવાય છે.૧૨૧ જે જે પદાર્થ પોતાને પ્રિય હોય અને જે પદાર્થ ન્યાયથી સંપાદન કર્યો હોય, તે તે અક્ષય પદાર્થ મેળવવાની ઇચ્છા રાખનારા પુરુષે ગુણવાનને આપવો.૧૨૨ જે પુરુષ ત્રણ રાત્રિ ઉપવાસ કરતો નથી, તીર્થયાત્રા કરતો નથી; સુવર્ણનું અને ગાયનું દાન દેતો નથી, તે પુરુષ દરિદ્ર જન્મે છે.૧૨૩ જે દાન શ્રોત્રિય (વેદવેત્તા) બ્રાહ્મણને આપવામાં આવતું નથી તેનું ફળ મળતું જ નથી. જ્યાં શ્રોત્રિય બ્રાહ્મણો ભોજન કરતા નથી ત્યાં દેવો ભોજન કરતા નથી.૧૨૪ શ્રોત્રિય બ્રાહ્મણ કરતાં મોટામાં મોટું કોઈ નથી; તથા હે રાજેંદ્ર! શ્રોત્રિયને ભોજન કરાવ્યા જેવો બીજો વિધિ પણ નથી.૧૨૫

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे "वैष्णवधर्मपर्वमां" अध्याय ८ मो समाप्त

---

## અધ્યાય ૯ મો

### પાંચ મહાયજ્ઞનો વિધિ, સ્નાનવિધિ, વૈષ્ણવનું લક્ષણ

યુધિષ્ઠિર પૂછે છે:-હે ભગવન્! ઇંદ્રિય સાથે શરીરનો વિશેષ કરીને વિયોગ થયા પછી તેના વિશે રહેલા પ્રાણની કેવી ગતિ થાય છે?૧

શ્રી ભગવાન્ કહે છે:-હે રાજા! પુરુષ શુભ તથા અશુભ કર્મનાં ફળને આલોકમાં પ્રાપ્ત કરે છે. સર્વ પ્રાણીઓ પાંચપણાને (મૃત્યુને) પામતાં નથી.૨ હે પાંડવોમાં શ્રેષ્ઠ! પાંચપણું મનુષ્યોનું અત્યંત કલ્યાણ કરનારું છે. હે દ્વિજોત્તમ! જે પુરુષો પાંચ મહાયજ્ઞ કરે છે (તેઓનું કલ્યાણ થાય છે.)૩ આત્માને પાંચ મહાભૂતોનો વિયોગ થાય છે તેને पंचत्व કહે છે. પુરુષ સદાય જન્મતો નથી તેમ મરતોએ નથી. તે સનાતન કાળનો છે.૪ હે પાંડવ! પાપીઓનું જ ઘણું કરીને મરણ થાય છે. જેઓની પુણ્ય ગતિ નથી તેઓનું મરણ થયું કહેવાય છે.૫ જે મનુષ્ય ઘણું કરીને પુણ્ય કર્મ કરતા નથી તે મૃત્યુથી ડરે છે, પરંતુ પુણ્ય કર્મ કરનારા પુરુષો પ્રિય અતિથિની પેઠે મૃત્યુની વાટ જુવે છે.૬

યુધિષ્ઠિર કહે છે;-હે દેવ! બ્રાહ્મણોએ પાંચ મહાયજ્ઞ કેવી રીતે કરવા? તે તથા હે દેવેશ! તેઓનાં સર્વ નામ કહેવાને યોગ્ય છે.૭

શ્રીભગવાન્ કહે છેઃ-હે યુધિષ્ઠિર! ગૃહસ્થ જે યજ્ઞોથી બ્રહ્મના લોકમાં જાય છે, તે પાંચ મહાયજ્ઞો હું કહું છું તે સાંભળ.૮ હે પાંડવ! ઋભુયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, અને પિતૃયજ્ઞ. આ પાંચને મહાયજ્ઞો કહે છે.૯ તર્પણને ઋભુયજ્ઞ કહે છે, સ્વાધ્યાયને બ્રહ્મયજ્ઞ કહે છે, બળિદાનને ભૂતયજ્ઞ કહે છે, અને અતિથિઓના પૂજનને મનુષ્ય યજ્ઞ કહે છે, અને પિતૃઓને ઉદ્દેશી જે યજ્ઞ કરવામાં આવે છે, તેને પિતૃયજ્ઞ કહે છે.૧૦ हुतने, अहुतने, તથા प्रहुतने, प्राशितने, અને बलिदानने આ પાંચને પાકયજ્ઞ કહે છે.૧૧ વૈશ્વદેવ આદિ હોમોને વિદ્વાનો हुत કહે છે,૧૨ દાનને अहुत કહે છે, બ્રાહ્મણભોજનને प्रहुत કહે છે, વિધિ પ્રમાણે પ્રાણાગ્નિમાં કરેલા હોમને વિદ્વાનો प्राशित કહે છે. દેવોને બળિદાન આપવાં તેને बलिकर्म કહે છે. હે રાજેંદ્ર! આ પાંચને પાકયજ્ઞ કહેલા છે.૧૩ મહાયજ્ઞના સ્વરૂપને જાણનારા કેટલાએક પાંચ મહાયજ્ઞને પાકયજ્ઞ કહે છે, ત્યારે બીજાઓ બ્રહ્મયજ્ઞાદિકને પાકયજ્ઞ કહે છે.૧૪ આ સર્વેને સર્વથા મહાયજ્ઞો કહ્યા છે. ભોજન સમયે ભુખ્યા બ્રાહ્મણોને શક્તિ અનુસાર ભોજન કરાવવું.૧૫ જે મનુષ્યો રોજ રોજ આ પાંચ મહાયજ્ઞ કર્યા વિના ભોજન કરે છે, તે પુરુષો કેવળ મળનું ભોજન કરે છે, એમાં સંદેહ નથી.૧૬ તે માટે વિદ્વાન્ બ્રાહ્મણે દરરોજ સ્નાન કરીને આ પાંચ મહાયજ્ઞો કરવા. પાંચ મહાયજ્ઞ કર્યા વિના જે બ્રાહ્મણ ભોજન કરે છે, તે પ્રાયશ્ચિત્તી થાય છે.૧૭

યુધિષ્ઠિર કહે છેઃ-હે જનાર્દન! હે દેવદેવેશ! હે દૈત્યઘ્ન! તારા આ ભક્તને સ્નાનનો વિધિ કહે.૧૮

શ્રીભગવાન્ કહે છેઃ-હે પાંડવ! પાપનો નાશ કરનારો તે સર્વ પવિત્ર વિધિ તું સાંભળ, કે જે સ્નાનવિધિથી સ્નાન કરીને બ્રાહ્મણો પાપમાંથી મુક્ત થાય છે.૧૯

મૃત્તિકા, છાણ, તલ, દર્ભ અને પુષ્પો પણ ઘટતી રીતે લઇને જળાશય ઉપર સ્નાન કરવામાટે જવું.૨૦ હે દ્વિજશ્રેષ્ઠ! નદીમાં સ્નાન કર્યા પછી બીજા નવાણમાં સ્નાન કરવું નહિ, તથા ઘણું પાણી હોય ત્યારે કોઇ પણ દિવસમાં થોડા જળમાં સ્નાન કરવું નહિ;૨૧ બ્રાહ્મણે જળાશય(નવાણ)ની પાસે જઇને તેના મનોહર અને પવિત્ર તીર પર મૃત્તિકા, ગાયનું છાણ વગેરે મૂકવાં;૨૧ તીર્થની બહાર પોતાના બન્ને ચરણને ધોઇને પ્રયત્નથી બે વાર આચમન કરવું; તે પછી જળાશયને પ્રદક્ષિણા કરીને તે જળાશયનાં જળને નમસ્કાર કરવા;૨૩ વિદ્વાન્ પુરુષે કોઇ દિવસ પાણીથી તીર્થને પખાળવું નહિ, તેમ પગથી અથવા તો હાથથી પણ તીર્થના જળને પ્રહાર કરવો નહિ.૨૪ કારણ કે હે પાંડુના પુત્ર! જળ સર્વ દેવતારૂપ તથા મારા સ્વરૂપ છે, એટલા માટે જળને તાડન કરવું નહિ; પરંતુ જળથી જલાશયના સ્થળને ધોઇને સાફ કરવું.૨૫ વિદ્વાન્ પુરુષે તીર્થમાં જઇને પ્રથમ પોતાનાં અંગોને પાણીમાં ડુબાડવાં નહિ, પરંતુ આરંભમાં આચમન કરવું.૨૬ હાથને ગાયના કાનના જેવો કરીને ત્રણ વાર જળનું પાન કરવું, તે પછી બે વાર પોતાના મુખનું માર્જન કરવું, તે પછી પોતાના ચરણ ઉપર જળ છાંટવું, તે પછી મસ્તકની સર્વ ઇંદ્રિયોનો જળથી એક વાર જ સ્પર્શ કરવો.૨૭ તે જળથી બન્ને બાહુનો સ્પર્શ કરવો, તે પછી હૃદયનો અને નાભિનો (ડુંટીનો) જળથી સ્પર્શ કરવો. આ રીતે પ્રત્યેક અંગનો જળથી સ્પર્શ કરીને પાછો મસ્તકનો સ્પર્શ કરવો.૨૮ તે પછી आपः पुनन्तु पृथिवीं આ મંત્ર ભણીને, અથવા તો ઓંકાર અને વ્યાહૃતિ સાથે सदसस्पतिम् એ ઋચા ભણીને ફરીથી આચમન કરવું.૨૯ આચમન કર્યા પછી મૃત્તિકાના ત્રણ વિભાગ કરીને इदं विष्णुः એ ઋચા ભણીને શરીરનાં ઉત્તમ, મધ્યમ અને અધમ અંગો ઉપર મૃત્તિકા લગાડવી. તે પછી વરુણ દેવનાં સૂક્તો ભણીને જળને નમસ્કાર કરવા.૩૦ નદીમાં સ્નાન કરવું હોય ત્યારે પાણીના પ્રવાહની સામે બેસીને નહાવું, અને તળાવ વગેરે જળાશયમાં નહાવું હોય ત્યારે સૂર્યની સામે બેસીને સ્નાન કરવું. ઓંકારનો ઉચ્ચાર કરીને નદીમાં ડુબકી મારવી, પરંતુ પાણીને ક્ષુબ્ધ કરવું (વલોવવું) નહિ.૩૧ તે પછી છાણના ત્રણ ભાગ કરીને (શરીરનાં ઉત્તમ, મધ્યમ ને અધમ અંગો ઉપર લગાડવું.) અને તે પછી જળ લેવું અને પછી ૐકાર તથા વ્યાહૃતિની સાથે ગાયત્રી મંત્રનો જપ કરવો,૩૨ અને મારા વિશે મનને રાખીને ફરીથી આચમન કરવું. તે પછી आपोहिष्ठाः આ ત્રણ ઋચાઓથી તથા तरत्समन्दीभिः આ ચોથી ઋચા એમ ચાર ઋચાથી અનુક્રમે પવિત્ર જળથી પોતાના શરીર ઉપર માર્જન કરવું.૩૩ આ પ્રમાણે શુદ્ધ થઇ ગોસૂક્તથી, અશ્વસૂક્તથી, વિષ્ણુનાં સૂક્તથી, વરુણનાં સૂક્તથી, સાવિત્ર સૂક્તોથી, ઇંદ્રનાં સૂક્તોથી,૩૪ વામદેવનાં સૂક્તથી, તથા બીજા મારા સામના મંત્રોથી શરીર ઉપર માર્જન કરવું. તે પછી પાણીમાં ઉભા થઇને અઘમર્ષણ નામના સૂક્તનો પાઠ કરવો.૩૫ અથવા તો પ્રણવ અને વ્યાહૃતિ સાથે ગાયત્રી મંત્રનો જપ કરવો અથવા તો પ્રાણાયામ કરીને મારું સ્મરણ કરવું અને પ્રણવનો જપ કરવો.૩૬ તે પછી તીર્થમાંથી બહાર નીકળી, કિનારે આવી ધોયેલાં બે શુદ્ધ વસ્ત્ર શરીર ધારણ કરવાં, પરંતુ વસ્ત્રને કાખમાંથી પાશરૂપે બાંધવું નહિ.૩૭ જે પુરુષ વસ્ત્રથી પોતાની બન્ને કાખને બાંધીને

વેદોક્ત કર્મ કરે છે, તે પુરુષનાં વૈદિક કર્મનો રાક્ષસો, દાનવો અને દૈત્યો પ્રસન્ન થઇને નાશ કરે છે. એટલા માટે દ્વિજ જાતિના પુરુષે સર્વ પ્રયત્નથી કાખના ભાગને વસ્ત્રથી બાંધવો નહિ.૩૮ તે પછી ધીરે ધીરે મૃત્તિકાથી હાથ તથા પગ ધોવા, ને ગાયત્રી મંત્ર ભણીને ફરીથી આચમન કરવું.૩૯ જળમાં જળમાં રહીને અથવા તો સ્થળમાં સ્થળમાં ઉભા રહીને જ્યાં હોઇએ ત્યાં પૂર્વ દિશા તરફ અથવા તો ઉત્તર દિશા તરફ મુખ કરી, મનને નિયમમાં રાખીને વેદોનું ધ્યાન કરવું, અને આત્માની શુદ્ધિને અર્થે આચમન કરવું.૪૦ સંધ્યા કરનારાએ દર્ભના આસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ કરીને બેસવું, મનને સારી રીતે નિયમમાં રાખવું, અને મારા વિશે મનને ધારણ કરીને પ્રાણાયામ કરવા.૪૧ તે પછી સાવિત્રીનું આવાહન કરીને તેના સો અથવા તો એક હજાર મંત્રનો જપ કરવો,૪૨ અને પછી ધ્યાન રાખીને સાવિત્રીવડે અને મંત્રોવડે જપ કરવા અને મંદેહ નામના રાક્ષસોનો નાશ કરવા માટે જળના અર્ઘ આપવા.૪૩ તે પછી ઋતઞ્ચગોંસિ એ મંત્ર ભણીને પ્રાયશ્ચિત્તનું જળ જમણા હાથમાં લઇને ડાબા પડખા ઉપર નાખવું.૪૪ તે પછી બે હાથમાં જળ લઇ તેમાં પુષ્પ નાખીને તેના સૂર્યને અર્ઘ આપીને સૂર્યને આકાશમુદ્રા દેખાડવી.૪૫ તે પછી સૂર્યના એક અક્ષરવાળા મંત્રનો બાર વાર જપ કરવો, તે પછી છ અક્ષરવાળા મંત્રનો છ વાર પાઠ કરવો,૪૬ તે પછી આકાશમુદ્રાને જમણી બાજુથી ફેરવીને પોતાના મુખ આગળ લાવવી; તે પછી બન્ને હાથ ઉંચા કરી, મનને નિયમમાં લાવીને સૂર્યનું અવલોકન કરવું.૪૭ તે પછી સૂર્યના મંડળમાં રહેલા, ચાર ભુજાવાળા તેજસ્વી એવા મારું ધ્યાન ધરવું, અને उदुत्यं, चित्रं, तच्चक्षुः એ મંત્રનો, ગાયત્રીનો, અને મારા સૂકતોનો શકિત પ્રમાણે જપ કરવો. તે ઉપરાંત મારી સ્તુતિ કરનારા સામના મંત્રો અને પુરુષસૂક્તનો પણ પાઠ કરવો.૪૮-૪૯ તે પછી સૂર્યનાં દર્શન કરવાં. हंसःशुचिष એ મંત્ર ભણીને સૂર્યને પ્રદક્ષિણા કરવી, તથા નમસ્કાર કરવા.૫૦ તે પછી ब्रह्मा: तृप्यतां, विष्णुस्तृप्यतां એમ બોલીને જળવડે બ્રહ્માનું, મારું, શંકરનું, પ્રજાપતિનું, દેવોનું, દેવમુનિઓનું,૫૧ વેદોનું, વેદનાં અંગોનું, ઇતિહાસોનું, યજ્ઞોનું, સર્વ પુરાણોનું, અપ્સરાઓનું,૫૨ ઋતુઓનું, સંવત્સરનું, કલાનું, કાષ્ઠાઓનું, પ્રાણીઓનું, ભૂતોનું, નદીઓનું, સમુદ્રોનું, શૈલનું, પર્વત ઉપર રહેનારા દેવોનું, ઔષધિઓનું, વનસ્પતિઓનું,૫૩ પ્રત્યેકનાં નામ લઇને अमुक: तृप्यतां એમ કહીને જળથી ઉપવીતિ થઇને (એટલે ડાબા ખભા ઉપર જનોઇ રાખીને) તર્પણ કરવું.૫૪ તે પછી निवीति થઈ(એટલે કંઠમાં જનોઈ પહેરી)ને વિદ્વાન્ પુરુષે ડાબા અને જમણા બન્ને હાથને એકઠા કરીને મંત્રદ્રષ્ટા મરીચિ આદિ ઋષિઓનું તથા નારદ આદિ ઋષિઓનું સાવધાન થઇને તર્પણ કરવું.૫૫ તે પછી प्राचीनावीति થઇને એટલે જનોઇને જમણા ખભા ઉપર રાખીને પાણીથી તથા તલથી કવ્યવાડનલ, સોમ, વૈવસ્વત, અર્યમા, અગ્નિ (ષ્વાત્તા), સોમપા વગેરેને अमुक: तृप्यतां એમ કહી પિતૃ તીર્થથી (એટલે અંગુઠો અને પ્રદેશિનીની વચ્ચેથી) દર્ભવડે તર્પણ કરવું.૫૬-૫૭ તે પછી પોતાના પિતા, પિતામહ, અને પ્રપિતામહને જળ આપવું, તે પછી પિતામહી અને પ્રપિતામહીને જળ આપવું,૫૮ તે પછી માતાને, પોતાના ગુરુને અને આચાર્યને જળ આપવું, તે પછી પોતાની દાદી, ફઈ, માસી, માતામહી,૫૯ ઉપાધ્યાય, મિત્રો, બંધુઓ, શિષ્યો, ઋત્વિજો, જ્ઞાતિ, અને બાંધવો (પોતાના પિતાના અને પોતાની માના મામાના, માસીના અને ફઇના પુત્રો) મરી ગયા હોય, તેઓને દયાભાવથી મત્સરનો ત્યાગ કરીને (સરળ થઇને) જળથી તૃપ્ત કરવા.૬૦ આ રીતે દેવ, ઋષિ અને પિતૃઓનું તર્પણ કરીને આચમન કરવું, તે પછી સ્નાન કરવાનાં વસ્ત્રને પીડીને એટલે દબાવીને તેના જળથી બાકી રહેલા પોતાના વંશના નિર્વંશ ગયેલા સ્ત્રી પુરુષોને તથા આશા કરનારા સેવક વર્ગને જળ આપવું. વિદ્વાનો કહે છે કે, સ્નાન કરવાના વસ્ત્રના જળથી જે તર્પણ કરવામાં આવે છે, તે પોતાના મરણ પામેલા નિર્વંશ ગોત્રના પુરુષની તથા પોષ્ય વર્ગની વૃત્તિ, સ્નાન અને પાન ગણાય છે.૬૧ પુરુષે પિતૃઓનું તર્પણ કર્યા વિના પ્રથમ પોતાના સ્નાન કરવાનાં વસ્ત્રને નિચોવવું નહિ. જો મૂર્ખતાથી પ્રથમ સ્નાનવસ્ત્રને નિચોવે છે તો દેવો, ઋષિઓ, અને પિતૃઓ નિરાશ થઈ, શાપ દઇને જેમ આવ્યા હોય છે, તેમ પાછા ચાલ્યા જાય છે.૬૨ આ રીતે તર્પણ કર્યા પછી મૃત્તિકાથી બન્ને ચરણ ધોઈ, આચમન કરી, સાવધાન થઇને, દર્ભાસન ઉપર બેસી હાથમાં દર્ભ લઇને સ્વાધ્યાયનો આરંભ કરવો (બ્રહ્મ યજ્ઞ કરવો).૬૩ આરંભમાં વેદનો સ્વાધ્યાય કરીને તે પછી અનુક્રમથી અંગોનું શક્તિ પ્રમાણે અધ્યયન કરવું, તેને સ્વાધ્યાય કહે છે.૬૪ ઋગ્વેદ, યજુર્વેદ, ને સામવેદનો સ્વાધ્યાય કરવો, તે પછી ઇતિહાસ અને પુરાણોનો યથાશક્તિ સ્વાધ્યાય કરવો.૬૫ તે પછી ઉભા થઇને દિશાઓને તથા દિશાઓના દેવોને નમસ્કાર કરવા. બ્રહ્માને, અગ્નિને, પૃથિવીને, ઔષધિને,૬૬ વાણીને, વાચસ્પતિને, મને તથા નદીઓને નમસ્કાર કરવા, તે પછી જળ લઇને પ્રણવાદિનું પઠન કરવું.૬૭

પછી नमोऽङ्कय: એ મંત્ર ભણીને જળદેવને પૂર્વ પેઠે નમસ્કાર કરવા. તે પછી બે હાથ જોડી દયાળુ ને આદિત્ય એવા સૂર્યને પોતાના મસ્તક ઉપર રાખીને પ્રણામ કરવા.૬૮ તે પછી મનને સ્થિર કરી, ઓંકારનો ઉચ્ચાર કરતાં કરતાં સૂર્યનાં દર્શન કરવાં. તે પછી મને પ્રિય એવાં પુષ્પોથી જ નિત્ય મારું પૂજન કરવું.૬૯

યુધિષ્ઠિર પૂછે છે:-હે માધવ! હે દેવેશ! હે અચ્યુત! તને જે પુષ્પો પ્રિય હોય અને જે પુષ્પોમાં તારો વાસો હોય, તે પુષ્પો તારા આ ભક્તને કહે.૭૦

ભગવાન્ કહે છે:-હે રાજા! જે પુષ્પો મને પ્રિયકારી છે તે પુષ્પોનાં નામ તું સાવધાન થઈને સાંભળ. કુમુદ, કરેણ, ચણક, ચંપો,૭૧ માલતી, જાઈ, નંદ્યાવર્ત, નંદિક, ખાખરાનાં પુષ્પો (કેસુડાં) ને પાંદડાં, દૂર્વા, ભાંગરો,૭૨ અને વનમાળા, એ હે રાજન્! મને વિશેષે કરીને પ્રિય છે. પરંતુ તે સર્વ પુષ્પોમાં ઉજ્વળ-કમળ હજારગણું ઉત્તમ છે.૭૩ તે પદ્મ કરતાં હે રાજન્! સો પાંદડીવાળું પદ્મ ઉત્તમ છે, શતપત્ર કમળ કરતાં હજાર પાંદડીવાળું પુંડરીક (એક જાતનું કમળ) ઉત્તમ છે,૭૪ અને એક હજાર પાંદડીવાળાં પુંડરીક કરતાં તુળસી અધિક ગુણવાળી છે. તેના કરતાં પણ બક પુષ્પ અધિક ગુણવાળું છે, ને તેના કરતાં સુવર્ણપુષ્પ* અધિક ગુણવાળું છે. હે પાંડવ! મને સુવર્ણપુષ્પ વિના બીજું પ્રિય નથી.૭૫ જો પુષ્પ ન મળે તો તુળસીનાં પત્રથી મારી પૂજા કરવી, તુળસીપત્ર ન મળે તો તુળસીની શાખાઓથી મારી પૂજા કરવી, ને શાખા ન મળે તો તેના મૂળથી પૂજા કરવી, ને મૂળ પણ ન મળે તો ભક્તિમાન્ પુરુષે મૃત્તિકાથી મારી પૂજા કરવી.૭૬

હે રાજા! હવે જે પુષ્પો ત્યાગ કરવા યોગ્ય છે, તે પુષ્પોનાં નામ તું સાવધાન થઈને સાંભળ. કિંકીણી, મુનિપુષ્પ, ધુર્ધૂર, તથા પાટલ,૭૭ અતિમુક્ત, પુન્નાગ, નકતમાલનાં પુષ્પો (માલકાંકણીનાં પુષ્પો), યૌધિક, ક્ષીરિકાનાં પુષ્પો, નિર્ગુંડી, લાંગલી, જપા (જાસોદ),૭૮ પાંડરવાનાં પુષ્પ, અશોકનાં પુષ્પ, શેમલાનાં પુષ્પો, કકુભનાં, કોવિદારનાં, તથા બેહેડાનાં,૭૯ કુરંટકનાં, કલ્પનાં, કાલકનાં, અંકોલનાં, ગિરિકર્ણિકાનાં, કાળાં રંગનાં સર્વે પુષ્પો, તથા જેમાં એક જ પાંખડી હોય એવાં બીજાં સર્વે પુષ્પોનો પણ ત્યાગ કરવો.૮૦ આકડાનાં પુષ્પો અને આકડાના પાંદડાં ઉપર મૂકેલાં પુષ્પો પણ ચઢાવવાં નહિ. લીમડાનાં પુષ્પો પણ ચઢાવવાં નહિ.૮૧ પરંતુ હે નરાધિપ! શ્વેત પાંખડીવાળાં, સુગંધવાળાં, અને ત્યાગ કરવા યોગ્ય ન હોય તેવાં પુષ્પો જેટલાં મળે તેટલાંથી મારા ભક્તે મારી પૂજા કરવી.૮૨

યુધિષ્ઠિર પૂછે છે:-તારી પૂજા કેવી રીતે કરવી? તારી મૂર્તિઓ કેવી છે? વૈખાનસો કેવી રીતે કહે છે? અને પાંચરાત્રના કર્તાઓ કેવી રીતે કહે છે?૮૩

ભગવાન્ કહે છે:-હે પાંડવ! મારી પૂજાનો સર્વ ક્રમ તું સાંભળ. એક સ્થંડિલ ઉપર (વેદિકા ઉપર) આઠ પાંદડાવાળું કમળ આલેખવું, તેમાં કળીઓ કરવી.૮૪ તે પછી તેમાં મારું સ્થાપન કરીને મારા કુશળ ભક્તે અષ્ટાક્ષરના વિધિથી, દ્વાદશ અક્ષરના વિધિથી, વેદના મંત્રોથી અથવા તો મારા પુરુષસૂક્તથી, હે યુધિષ્ઠિર! સત્ય, અચ્યુત અને પુરુષ જે હું, તેનું પૂજન કરવું.૮૫-૮૬ વૈખાનસો મને અનિરુદ્ધ કહે છે, અને હે રાજન્! બીજા પંચરાત્ર જાણનારા પુરુષો મને આ પ્રમાણે જાણે છે.૮૭ તેઓ મને હે રાજેન્દ્ર! વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એમ ચાર મૂર્તિરૂપે કહે છે.૮૮ હે રાજેંદ્ર! મારી આ અને બીજી જૂદા જૂદા નામવાળી ઘણી મૂર્તિઓ છે. આ બધાના નામનો અર્થ એક જ છે અને વિદ્વાન પુરુષે મારી આ રીતેજ પૂજા કરવી.૮૯

યુધિષ્ઠિર કહે છે:-હે દેવ! હે દેવેશ! હે અચ્યુત! તારા ભક્ત કેવા હોય છે? તેઓનાં વ્રતો કેવાં હોય છે? તે તારો ભક્ત એવો જે હું તેને કહે.૯૦

ભગવાન્ કહે છે:-જે પુરુષો બીજા દેવના ભક્ત ન હોય, જેઓને મારા ભક્ત પ્રિય હોય અને મારે જ શરણે આવ્યા હોય, તે પુરુષોને મારા ભક્ત કહ્યા છે.૯૧ વળી હે પાંડવશ્રેષ્ઠ! સ્વર્ગ આપનારાં અને યશને આપનારાં છતાં પણ જે વ્રત મને વિશેષે કરીને પ્રિય હોય, તેવાં વ્રતોને જે કરે તેને મારો ભક્ત જાણવો.૯૨ મારા ભક્તે જળ તરવામાં બીજાં વસ્ત્રને ધારણ કરવું નહિ. શરીર સારું હોય તો દિવસે નિદ્રા કરવી નહિ, અને મદિરા તથા માંસનો ત્યાગ કરવો.૯૩ માર્ગમાં ચાલતાં બ્રાહ્મણ, ગાય, વડવૃક્ષ, અને અગ્નિ મળે તો તેને પ્રદક્ષિણા કરવી; વરસાદ પડતો હોય ત્યારે દોડવું નહિ, ભિક્ષાને માટે પ્રથમ જે નિમંત્રણ આવે તે સ્વીકારવું (તેને માટે સારી ભિક્ષાના લોભમાં પડવું નહિ);૯૪ પ્રત્યક્ષ મીઠું ખાવું નહિ અર્થાત્ દાળશાકમાં જે નાખ્યું હોય તેટલાથી જ સંતોષ માનવો; સૌભાંજનનું અને કરંજનું ભક્ષણ કરવું નહિ; ગાયને નિત્ય ગ્રાસ ભર અન્ન આપવું, ખાટી કાંજી વગેરેનો ત્યાગ કરવો.૯૫ જે પદાર્થ વાસી હોય, પરાયે ઘેરથી આવેલો રાંધેલો પદાર્થ, તથા જે પદાર્થ ઈશ્વરને નિવેદન કરવામાં આવ્યો ન હોય, તે પદાર્થનો પણ પ્રયત્નથી

* સુવર્ણપુષ્પનો અર્થ અહીં ધતુરો કરવો નહિ પરંતુ કાંટાઅસેળીયાનાં પુષ્પો અથવા તો સોન ચંપાનાં પુષ્પો એવો અર્થ કરવો.

ત્યાગ કરવો.૯૬ બેહેડાના ઝાડની અને કરંજની છાયાનો દૂરથી ત્યાગ કરવો, અને પંડે દુઃખી હોઇએ તો પણ બ્રાહ્મણની અને દેવની નિંદા કરવી નહિ.૯૭

હે પાંડવ! મારા ભક્ત ત્રણ પ્રકારના છેઃ–સાત્વિક, રાજસ અને તામસ. તેઓ મારી પૂજા કરે છે, અને તેઓની ગતિ નીચે પ્રમાણે થાય છે.૯૮ તમોગુણી ભકતો તમને પ્રાપ્ત થાય છે, રજોગુણી રજને પ્રાપ્ત થાય છે, અને સત્વગુણી સત્વગુણને જ પ્રાપ્ત કરે છે.૯૯ જે પુરુષો સાંખ્ય (જ્ઞાને) કરીને તથા યોગના અને સત્વગુણના બળે કરીને સિદ્ધ થયેલા છે, તેઓ આકાશમાં આદિત્ય અને ચંદ્રવડે વિસ્તારવાળાં મારાં સ્થાનને જુવે છે.૧૦૦ આ દેહરૂપી એક નગર છે, તેમાં એક સ્તંભ છે, નવ દ્વાર (બારણા) છે, ત્રણ થાંભલીઓ છે, પાંચ સાક્ષીઓ છે, અને તેમાં વસનારો દેહી સદા રજોગુણી હોય છે.૧૦૧ સૂર્યના ઉદય પછી નિત્ય ક્રિયા કરે છે, બુદ્ધિમાન્ છે, અને ચાર વેદ જાણે છે છતાં પણ તેવા બ્રાહ્મણના શરીરમાં છ વૃષલનો વાસ હોય છે;૧૦૨ ક્ષત્રિયોના શરીરમાં સાત વૃષલ રહે છે, વૈશ્યોના શરીરમાં આઠ વૃષલ રહે છે, અને હે પાંડવશ્રેષ્ઠ! શૂદ્રોના શરીરમાં નિત્ય એકવીશ વૃષલ વસે છે.૧૦૩ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મહામોહ આ છ વૃષલ (પાપ) બ્રાહ્મણના શરીરમાં રહે છે.૧૦૪ ગર્વ, સ્તંભ, અહંકાર, ઈર્ષા, દ્રોહ, પરુષતા (કઠોરતા) અને ક્રુરતા આ સાત વૃષલ ક્ષત્રિયોના શરીરમાં રહે છે.૧૦૫ તીક્ષ્ણતા, કપટ, માયા, શઠતા, દંભ, કુટિલતા, આડીયાપણું, અને અસત્ય આ આઠ વૃષલ વૈશ્યના શરીરમાં રહે છે.૧૦૬ તૃષ્ણા, બુભુક્ષા (ખાવાની ઇચ્છા), નિદ્રા, આળસ, નિર્દયતા આદિક, માનસિક પીડા, વિષાદ, પ્રમાદ, અધીરતા,૧૦૭ ભય, ગભરાટ, જડપણું, પાપ, ક્રોધ, આશા, અશ્રદ્ધા,* અનવસ્થા, અયન્ત્રણ (કોઇની સલાહ ન લેવી),૧૦૮ અશૌચ (અપવિત્રતા) અને મલિનપણું આ એકવીસ વૃષલ શૂદ્રમાં વાસ કરે છે. આ વૃષલો જેને વિશે જોવામાં આવતા નથી, તે બ્રાહ્મણ કહેવાય છે.૧૦૯ જે સમયે બ્રાહ્મણ જે જે પદાર્થોના વિચાર કરે છે, તે સમયે તે બ્રાહ્મણને જ્ઞાન રહિત જાણવો.૧૧૦ જે સમયે પ્રાણાયામ કરીને મારું જે ચિંતન કરે છે, તે સમયે તેને બ્રાહ્મણ જાણવો અને બીજા સમયમાં બીજો જાણવો.૧૧૧ માટે તેને મારો પ્રિય થવાની ઇચ્છા કરતો હોય તો તે બ્રાહ્મણે સત્વગુણી, પવિત્ર, ક્રોધ વિનાના થઇને નિત્ય મારું પૂજન કરવું.૧૧૨ જેની જિહ્વા ચપળ ન હોય, જે ધીરજવાળો હોય, ચાલતી વખતે જે ચાર હાથ સૂધી દૃષ્ટિ કરીને ચાલે છે, ચંચળ એવાં મનને અને વાણીને નિયમમાં રાખીને નિર્ભય રહે છે, તે મારો ભક્ત કહેવાય છે.૧૧૩ આવા જે બ્રાહ્મણો આત્મજ્ઞાની હોય, ઇંદ્રિયોને નિગ્રહમાં રાખનારા હોય તેવા બ્રાહ્મણોને શ્રાદ્ધમાં ભોજન કરાવવાથી પિતામહ વગેરે તૃપ્ત થાય છે.૧૧૪ ધર્મનો જય થાય છે, અધર્મનો જય થાતો નથી, સત્યનો જય થાય છે, અસત્યનો જય થાતો નથી, ક્ષમાનો જય થાય છે, ક્રોધનો જય થાતો નથી, ક્ષમાશીલ હોય તે બ્રાહ્મણ છે.૧૧૫

* વૃષલ એટલે અધર્મ સંસ્કૃતમાં ધર્મને વૃષ કહે છે ને તેનો જે નાશ કરે છે તેને વૃષલ કહે છે.

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्वमां' अध्याय ९ मो समाप्त

## અધ્યાય ૧૦ મો

### દશ પ્રકારની કપિલા ગાયનું વર્ણન

વૈશંપાયન કહે છેઃ–દાનના પુણ્યનું ફળ સાંભળીને તથા તપનાં પુણ્યનાં ફળો સાંભળીને ધર્મના પુત્ર ધર્મરાજાનું મન પ્રસન્ન થયું અને તેણે કેશવને ફરીથી કહ્યુંઃ–૧ હે દેવ! હે વિભો! હે માધવ! પૂર્વે બ્રહ્માએ જેનું દૂધ હોમમાં કામ લાગે છે એવી સદા પવિત્ર કપિલા ગાયને ઉત્પન્ન કરી હતી,૨ તે પવિત્ર લક્ષણવાળી કપિલા ગાય કેવી રીતે બ્રાહ્મણોને આપવી, કયે દિવસે આપવી, અને કેવા બ્રાહ્મણને આપવી?૩ બ્રહ્માએ પંડે કપિલા ગાયની કેટલી સંખ્યા કહી છે, તથા કોણે કપિલાનું દાન કરવું તે, હે દેવ! હું યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું.૪

વૈશંપાયન કહે છેઃ–આ રીતે ધર્મના પુત્રે સભામાં હૃષીકેશ (કૃષ્ણ)ને કહ્યું, એટલે ભગવાન્ કૃષ્ણે કપિલા ગાયની સંખ્યા (એટલે કેટલી જાતિની કપિલા ગાય છે તે) તથા તેઓનું માહાત્મ્ય કહ્યું.૫ હે પાંડવ! તું કપિલાનું પરમ પાવન કરનાર પવિત્ર આખ્યાન યથાર્થ રીતે સાંભળ, કે જે સાંભળીને પાપ કર્મ કરતો પુરુષ પણ પાપમાંથી મુક્ત થાય છે.૬ અગ્નિના મધ્ય ભાગમાંથી ઉત્પન્ન થયેલી, દિવ્ય, અગ્નિની જ્વાળા સમાન કાંતિવાળી, અગ્નિની જ્વાળા સમાન, ઉજ્જ્વળ, શીંગડાવાળી, પ્રદીપ્ત અંગાર સમાન નેત્રવાળી, અગ્નિરૂપ પુછડાંવાળી, અગ્નિના જેવી ખરીવાળી, અગ્નિના જેવા તેજસ્વી રુવાડાંવાળી, અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી, અગ્નિના જેવી જીભવાળી, અગ્નિના જેવા કંઠવાળી, ઝળહળતી કાંતિવાળી૮ કપિલા ગાયના દૂધને જે શૂદ્રો લોભથી મોહિત થઇને પીએ છે, તેઓને પતિત જાણવા અને તેઓ ચંડાળ સમાન છે.૯ કોઈ પણ બ્રાહ્મણે તે-

ઓને ઘેરથી પ્રતિગ્રહ કરવો નહિ. પરંતુ તે મહાપાતકીઓનો દૂરથી જ ત્યાગ કરવો.૧૦ સર્વે પિતરો અને દેવો પણ સર્વદા તેઓનો ત્યાગ કરે છે, અને તે પાપીઓ પ્રતિગ્રહ કરવા યોગ્ય નથી તથા ભાષણ કરવા યોગ્ય પણ નથી.૧૧ શૂદ્રો જ્યાં સૂધી કપિલા ગાયનું દૂધ પીએ છે ત્યાં સૂધી તેમના પૂર્વજો પૃથ્વી ઉપર અપવિત્ર વસ્તુનું કુતરાની અને શિયાળની પેઠે ભોજન કરે છે.૧૨ જે શૂદ્રો કપિલા ગાયનું દહીં, દૂધ, ઘી ને છાસનો ઉપભોગ કરે છે તેઓની શી ગતિ થાય છે તે સાંભળ.૧૩ જે શૂદ્ર કપિલા ગાયનું દૂધ પીએ છે તે મરણ પછી નરકમાં જાય છે અને ત્યાં ઘોર રૌરવ નરકમાં સેંકડો કરોડ વર્ષ સૂધી પીડા પામે છે.૧૪ ત્યાંથી કાળે કરીને ભ્રષ્ટ થયા પછી શ્વાનની યોનિમાં અવતરે છે, અને શ્વાનની જાતિમાંથી છૂટ્યા પછી વિષ્ઠામાં (નરકમાં) કીડો થાય છે.૧૫ તે મહાપાપી પુરુષ વિષ્ઠાના દુર્ગંધી કુવાઓમાં હજાર વાર જન્મે છે, અને તેમાંથી તેનો ઉદ્ધાર થતો નથી.૧૬ જે બ્રાહ્મણ તે શૂદ્રોને ઘેર પ્રતિગ્રહ કરે છે તે દિવસથી તેના પિતરો પણ અપવિત્ર વસ્તુનું પાન કરે છે.૧૭ તે બ્રાહ્મણની સાથે ભાષણ કરવું નહિ, તેની સાથે એક આસન ઉપર બેસવું નહિ, પરંતુ તે અધમ બ્રાહ્મણનો નિત્ય દૂરથી જ ત્યાગ કરવો યોગ્ય છે.૧૮ જે બ્રાહ્મણ તેની સાથે ભાષણ કરે છે અથવા તો એક જ શય્યામાં સુવે છે, તે પ્રાજાપત્ય નામનું કૃચ્છ્ર કરવાથી શુદ્ધ થાય છે.૧૯ કપિલા ગાયનું દૂધ પીનારા શૂદ્રની પાસેથી જે બ્રાહ્મણ પ્રતિગ્રહ કરે છે, તે બ્રાહ્મણને પ્રાયશ્ચિત્ત લાગે છે એમાં સંદેહ નથી.૨૦ બ્રાહ્મણ જો બ્રહ્મકૂર્ચનું પાન કરે છે અથવા તો ચાંદ્રાયણ વ્રત કરે છે તો એ પાપમાંથી મુકત થાય છે.૨૧

પૂર્વે સ્વયંભૂ એવા બ્રહ્માએ અગ્નિહોત્રને માટે તથા બ્રાહ્મણને માટે સર્વ તેજનો સંગ્રહ કરીને કપિલા ગાયને ઉત્પન્ન કરી છે.૨૨ હે પાંડુના પુત્ર! કપિલા ગાય પવિત્ર પદાર્થોમાં પવિત્ર છે, મંગલ પદાર્થોમાં મંગલ છે, અને પુણ્યોમાં પરમ પુણ્યરૂપ છે.૨૩ કપિલા ગાય તપોમાં શ્રેષ્ઠ તપ છે, વ્રતોમાં ઉત્તમ વ્રતરૂપ છે, દાનોમાં પરમ દાન છે, એ અવિનાશી પુણ્યરૂપ છે.૨૪ હે પાંડુના પુત્ર! પૃથ્વીમાં જેટલાં પવિત્ર તીર્થો અને મંદિરો છે, તથા સર્વ લોકોને વિશે પવિત્ર અને રમ્ય તીર્થો છે૨૫ એમાંથી તેજને ગ્રહણ કરીને લોકની રચના કરનારા બ્રહ્માએ પંડે લોકોના ઉદ્ધારને માટે કપિલા ગાયને ઉત્પન્ન કરી છે.૨૬ હે પાંડુના પુત્ર! કપિલા ગાય સર્વ તેજરૂપ છે, સદા અમૃતરૂપ છે, મેધ્યા (પવિત્ર) છે, શુચિ છે, ઉત્તમ છે, પવિત્ર કરનારી છે.૨૭ દ્વિજાતિએ સાયંકાલે તથા પ્રભાતમાં કપિલા ગાયના દૂધ, દહીં, અથવા તો ઘીનો અગ્નિહોત્રમાં હોમ કરવો.૨૮ હે પ્રભો! જે બ્રાહ્મણો વિધિપૂર્વક કપિલા ગાયના દૂધ, દહીં અને ઘીનો અગ્નિમાં હોમ કરે છે,૨૯ અને પરમ ભક્તિથી અતિથિઓની પૂજા કરે છે, શૂદ્રોનું અન્ન ખાતા નથી, નિત્ય દંભથી તથા અસત્યથી રહિત હોય છે,૩૦ તે ઉત્તમ બ્રાહ્મણો સૂર્યના જેવાં વિમાનોમાં બેસીને સૂર્યના મંડળના મધ્ય ભાગમાં થઇને અતિ ઉત્તમ એવા બ્રહ્મલોકમાં જાય છે૩૧ અને ત્યાં બ્રહ્માના દિવ્ય લોકમાં ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરીને ઇચ્છાનુસાર ફર્યા કરે છે, બ્રહ્મા તેમની પૂજા કરે છે, અને તેઓ એક કલ્પ સૂધી બ્રહ્મલોકમાં આનંદ કરે છે.૩૨ હે રાજન્! આ પ્રમાણે કપિલા ગાય પુણ્યરૂપ છે, મંત્રરૂપ છે, અમૃતરૂપ છે, અરણિરૂપ છે, તે પૂર્વે અગ્નિમાં રહેતી હતી, અને તેને બ્રહ્માએ આ પૃથ્વી ઉપર નિર્માણ કરી છે.૩૩ હે પાંડવ! કપિલા ગાયના શીંગડાના આગલા ભાગમાં બ્રહ્માની આજ્ઞાથી નિત્ય સર્વ તીર્થ વાસ કરે છે,૩૪ માટે જે મનુષ્ય પ્રભાતમાં ઉઠી, સ્નાનથી શુદ્ધ થઈ, નિયમ લઇને કપિલા ગાયના શીંગડા ઉપરથી તથા તેના મસ્તક ઉપરથી નિચે પડતી પાણીની ધારાને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે,૩૫ તે મનુષ્યનાં પાપ તે પુણ્યતીર્થના જળથી એકદમ નાશ પામે છે અને તેનાં ત્રણ જન્મમાં કરેલાં પાપ પણ અગ્નિ જેમ તૃણને બાળી નાંખે છે તેમ બળી જાય છે.૩૬ જે પુરુષ કપિલા ગાયના મૂત્રથી ઇન્દ્રિયોનો સ્પર્શ કરે છે, તથા તેનાથી સ્નાન કરે છે, તે મનુષ્યનાં પુણ્ય કૃત્યથી પાપ નાશ પામે છે, અને તે મનુષ્ય ત્રીશ વર્ષમાં કરેલાં પાપમાંથી મુક્ત થાય છે, એમાં સંશય નથી.૩૭ હે રાજા! જે પુરુષ પ્રભાતમાં ઉઠીને ભક્તિથી કપિલા ગાયને એક મુઠી ખડ નાંખે છે, તેનાં ત્રિશ રાત્રિ કરેલાં પાપ નાશ પામે છે.૩૮ જે મનુષ્ય પ્રભાતમાં ઉઠીને ભક્તિથી કપિલા ગાયની પ્રદક્ષિણા કરે છે, તેણે પૃથ્વીની પ્રદક્ષિણા કરી એમ જાણવું એમાં સંશય નથી.૩૯ હે પાંડવ! શ્રદ્ધાપૂર્વક એક પ્રદક્ષિણા કરવાથી પુરુષનું દશ રાત્રિમાં કરેલું પાપ અવશ્ય નાશ પામે છે.૪૦ હે પાંડવ! જે પુરુષ કપિલા ગાયના પંચગવ્યથી સ્નાન કરીને શુદ્ધ થાય છે, તે પુરુષને ગંગાદિક તીર્થમાં સ્નાનનું પુણ્ય થાય છે.૪૧ અને હે રાજા! તે સ્નાન કરવાથી તે શ્રદ્ધાળુ પુરુષનાં દશ રાત્રિમાં કરેલાં પાપ તેજ ક્ષણે નાશ પામે છે.૪૨ હે રાજા! જે પુરુષ કપિલા ગાયને ભક્તિથી જોઇને તથા તેનો હુંકાર શબ્દ સાંભળે છે, તેનું એક દિવસ અને રાત્રિનું કરેલું પાપ નાશ થાય છે.૪૩ હે પાંડવ! જે

પુરુષ કપિલા ગાયના ગમે તે અંગનો સ્પર્શ કરે છે તો તે પવિત્ર થાય છે, અને તેથી એક વર્ષનાં કરેલાં પાપનો નાશ થાય છે.૪૪ એક મનુષ્ય એક હજાર ગાયનું દાન કરે અને એક કપિલા ગાયનું દાન કરે તેનું સમાન ફળ છે, આમ લોકના પિતામહ બ્રહ્મા કહે છે.૪૫ કોઈ પણ પુરુષ પ્રમાદથી કપિલા ગાયનો વધ કરે છે તેણે એક હજાર ગાયની હત્યા કરી એમ જાણવું, એમાં વિચાર કરવો નહિ.૪૬ હે પાંડવ! જે પુરુષ વેદ ભણેલા અગ્નિહોત્રી બ્રાહ્મણને એક કપિલા ગાય આપે છે, તેને એક હજાર ગાયના દાનનું ફળ મળે છે.૪૭

બ્રહ્માએ પંડે દશ જાતની કપિલા ગાય કહેલી છે. તે ગાયનું જે વેદવેત્તા બ્રાહ્મણોને દાન કરે છે તે સ્વર્ગમાં જાય છે તે સાંભળ.૪૮ પહેલી સ્વર્ણ કપિલા છે, બીજી ગૌર પિંગલા છે, ત્રીજી રક્ત પિંગાક્ષી છે, ચોથી ગલ પિંગલા છે,૪૯ પાંચમી બભ્રુ વર્ણની છે, છઠ્ઠી શ્વેત પિંગલા છે; સાતમી રંગ-પિંગાક્ષી છે, આઠમી ખુર પિંગલા છે,૫૦ નવમી પાટલા છે અને દશમી પુચ્છ પિંગલા કહી છે. આ દશ કપિલા ગાય સદા મનુષ્યોને તારે છે.૫૧ આ કપિલા ગાય માંગલિક છે, પવિત્ર છે, સર્વ પાપનો નાશ કરનારી છે. હે નરેશ્વર! એ પ્રમાણે દશ પ્રકારના બળદ પણ કહ્યા છે.૫૨ આ બળદોને બ્રાહ્મણે જ વાહનમાં જોડવા, બીજા વર્ણે કોઈ પણ દિવસ જોડવા નહિ. બ્રાહ્મણે, ક્ષત્રિયે અને વૈશ્યે કપિલા ગાયને પણ જોડવી નહિ તેમ માર્ગમાં જવા માટે વાહનમાં પણ જોડવી નહિ.૫૩ દશ પ્રકારના બળદને હુંકાર કરીને પણ હાંકવા નહિ, પાંદડાવાળી શાખા મારીને પણ હાંકવા નહિ, દંડ મારીને પણ હાંકવા નહિ, લાકડીથી પણ હાંકવા નહિ, યષ્ટિ (નાની લાકડીથી) પણ હાંકવા નહિ, તેમ પાશથી બાંધીને પણ હાંકવા નહિ.૫૪ ક્ષુધાથી, તૃષાથી, અને પરિશ્રમથી પીડાતા તથા ઇંદ્રિયોથી રહિત એટલે આંધળા, બહેરા એવા આ બળદોને વાહનમાં પણ જોડવા નહિ. તે ભુખ્યા હોય ત્યારે પંડે ખાવું નહિ, પરંતુ તેના પાણી પીધા પછી પંડે પાણી પીવું.૫૫ સેવા કરનારા પુરુષને કપિલા ગાય માતાઓ છે, અને આ બળદો પિતૃરૂપ છે. દિવસના પૂર્વ ભાગમાં બળદોને હાસરીમાં જોડવાનું કહ્યું છે.૫૬ બપોર પછી તેઓને વિશ્રાંતિ આપવી, અને છેવટના સમયમાં પોતાની મરજી પ્રમાણે વર્તવું. જ્યાં આગળ ત્વરાથી કાર્ય કરવાનું છે, અને જ્યાં માર્ગમાં ભય હોય, ત્યાં બળદોને ગાડીમાં જોડીને તેની પાસે ગાડી ખેંચાવવી. તેમ કરવાથી કર્તાને પાપ લાગતું નથી.૫૭ પરંતુ હે પાંડુના પુત્ર! હે રાજન્! સુખના સમયમાં પણ જે પુરુષ બળદોને ગાડીમાં જોડે છે તેને ભ્રૂણહત્યાનું પાતક લાગે છે, અને તે રૌરવ નરકમાં પડે છે.૫૮ હે નરાધિપ! જો પુરુષ મૂર્ખતાથી તેઓને લોહી કાઢે છે, તો તે પાપથી પાપ કરનારો પુરુષ નરકમાં જાય છે, એમાં સંદેહ નથી.૫૯ તે પાપી પુરુષ પ્રત્યેક નરકમાં સો સો વર્ષ સૂધી રહે છે, અને તે પછી આ મનુષ્ય લોકમાં બળદ થઇને અવતરે છે.૬૦ તે પાપમાંથી મોક્ષની ઇચ્છા કરનારા પુરુષે કપિલા ગાયનું દાન દેવું.૬૧ જે શૂદ્ર લોભથી મોહ પામીને કપિલા ગાયને વાહનમાં જોડે છે, તે પુરુષ તેત્રીશ દેવોને અને પિતૃઓને પણ વાહન-માં જોડે છે.૬૨ હે રાજા! તે દુષ્ટ મતિના પુરુષને દેવો અને પિતૃઓ નિત્ય માર મારે છે, અને તે પ્રલય સૂધી એક ઘોર નરકમાંથી બીજા ઘોર નરકમાં જાય છે.૬૩ બ્રહ્મા, રુદ્ર અને અગ્નિ પણ કપિલાને શરણે ગયા છે. તે માટે કપિલા ગાયને મારવી નહિ, પરંતુ તે પૂજન કરવા યોગ્ય છે, એમાં સંશય નથી. કપિલા ગાય થાકી જઈને જ્યારે નિઃશ્વાસ લે છે ત્યારે તે પોતાના મારનારા-નાં કુલનો નાશ કરે છે.૬૪ હે નૃપ! કપિલા ગાયના શરીર ઉપર જેટલાં રુંવાડાં છે તેટલાં સો વર્ષ સૂધી તેને ગાડીમાં જોડીને વાહન કરનારાઓ નરકમાં રંધાય છે.૬૫ સર્વ યજ્ઞોમાં દક્ષિણા આપવામાટે કપિલા ગાય કહી છે; તે માટે બ્રાહ્મણે, ક્ષત્રિયે અને વૈશ્યે યજ્ઞોમાં કપિલા ગાયોનું દાન દેવું.૬૬ જે પુરુષ અગ્નિહોત્રના હોમને માટે પ્રયત્નથી વેદ ભણેલા, ગરીબ, પરિશ્રમ પામેલા અને અપાર બ્રહ્મ-તેજવાળા એવા બ્રાહ્મણને કપિલા ગાય દાનમાં આપે છે, તે દાનથી તે પવિત્ર થઈને મારા લોકમાં આવીને પૂજાય છે.૬૭ હે યુધિષ્ઠિર! કપિલાના અંગમાં જેટલાં રુંવાડાં છે તેટલા હજાર વર્ષ સૂધી તે સ્વર્ગ લોકમાં પૂજાય છે.૬૮ જે પુરુષ સોનાનાં શીંગડાં અને ખરીવાળી કપિલા ગાયનું દાન વિષુરાશિમાં એટલે મેષ અને તુલા સંક્રાતિમાં તથા ઉત્તરાયણમાં કરે છે, તે અશ્વમેધનાં ફળને મેળવે છે, અને તે અશ્વમેધ યજ્ઞના ફળથી મારા લોકમાં જાય છે.૬૯ સુવર્ણનાં શીંગડાંવાળી, રૂપાની ખરીવાળી, વાછડાવાળી, કાંસાની દોહણીવાળી, વસ્ત્રોથી શણગારેલી, પુષ્પ અને ચંદનથી તથા પુષ્પોથી શોભાયમાન૭૦ કપિલા ગાયને, સુવર્ણના આભરણોથી શણગારીને અગ્નિહોત્રી બ્રાહ્મણને દાનમાં આપવી. કારણ કે સુવર્ણ સર્વ પદાર્થોમાં ઉત્તમ છે, આમ મારું માનવું છે.૭૧ હે રાજેંદ્ર! આ પ્રમાણે કપિલા ગાયનું દાન કરીને પુરુષ પોતાના સાત પૂર્વજોને અને સાત થનારા વંશજોને તારે છે, એમાં વિચાર કરવો નહિ.૭૨ એક

હજાર અગ્નિષ્ટોમ યજ્ઞ સમાન એક વાજપેય યજ્ઞ કહેવાય છે, એક હજાર વાજપેય સમાન એક અશ્વમેધ યજ્ઞ ગણાય છે, એક હજાર અશ્વમેધ સમાન એક રાજસૂય યજ્ઞ કહેવાય છે.૭૩ અને હે પાંડવ! શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે એક હજાર કપિલા ગાયનું દાન દેવાથી રાજસૂય યજ્ઞનું ફળ મેળવીને મારા લોકમાં પૂજાય છે અને હે કુરુશ્રેષ્ઠ! તેનો પુનઃ જન્મ થાતો નથી.૭૪ જો પુરુષ વાછડા સહિત અને કાંસાની દોહણી સાથે, સુવર્ણની ખરી અને શીંગડીવાળી, સર્વ આભૂષણોથી શોભાયમાન કપિલા ગાયનું દાન કરે છે,૭૫ તો કામનાને પૂરણ કરનારી કપિલા ગાય તેને જૂદા જૂદા સ્વરૂપે દાતાની પાસે હાજર થઇને દાતાની કામનાને પૂરે છે. પોતાનાં કર્મને લીધે તદ્દન અજ્ઞાન બની ગયેલા અને અત્યંત ગાઢ અંધારાવાળા નરકમાં પડવાને તયાર થયેલા પુરુષને મહાસાગરમાં વાયુએ લઈ જવાયલી નૌકા જેમ તારે છે, તેમ આપેલી ગાય મનુષ્યને તારે છે.૭૬ પુત્રોને, પૌત્રોને, અને સર્વ કુલને સાતમા પુરુષ સૂધી બરાબર રીતે તારે છે. જ્યાં સૂધી પૃથ્વી મનુષ્યોને ધારણ કરે છે ત્યાં સૂધી કપિલા ગાય દાતાને પરલોકમાં ધારણ કરે છે.૭૭ વળી જેમ વિચાર કરીને રોગીને આપેલું ઔષધ મનુષ્યના રોગોનો નાશ કરે છે, તે પ્રમાણે જ સુપાત્રને આપેલી કપિલા ગાય મનુષ્યનાં સર્વ પાપનો તુરત જ નાશ કરે છે.૭૮ જેમ સર્પો ગરુડને જોઇને ભયભીત થઇને વિવશ થઈ દૂરથી જ નાસી જાય છે, તેમ જ કપિલા ગાયનું દાન દેવાથી મનુષ્યનાં પાપો તુરત નાશ પામે છે.૭૯ સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરીને પાછું નવીન પુણ્ય સ્વરૂપને ધારણ કરે છે, તેમજ પુરુષ કપિલા ગાયના દાનથી પોતાનાં પાપમાંથી મુક્ત થઇને શોભાયમાન લાગે છે.૮૦ દીવાનો પ્રકાશ થવાથી જેમ ઘરમાં લાગેલું અંધારું દૂર થાય છે, તેમ જ કપિલા ગાયના દાનથી પુરુષનું પાપ નાશ પામીને દાતાના શરીરમાંથી બહાર નિકળી જાય છે.૮૧ વાછડા સહિત કપિલા ગાયના શરીરમાં જેટલાં રુંવાડાં હોય છે, તેટલા યુગો સૂધી દાતા પુરુષ બ્રહ્મલોકમાં રમે છે.૮૨ જે બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય, અતિથિ ઉપર પ્રીતિ ધરાવતો હોય, શૂદ્રના અન્નનો સ્વીકાર કરતો ન હોય, જિતેંદ્રિય હોય, સત્યવાદી હોય અને વેદાધ્યયન કરનારો હોય, તે પુરુષને આપેલી ગાય (દાતાને) પરલોકમાં તારે છે.૮૩

**इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्वमां' अध्याय १० मो समाप्त**

## અધ્યાય ૧૧ મો
### કપિલાનું માહાત્મ્ય અને નરક સ્વર્ગમાં લઈ જનારાં પાપપુણ્યો

વૈશંપાયન કહે છેઃ–ઉપર પ્રમાણે કપિલા ગાયનું પરમ પુણ્યકારક ઉત્તમ દાનનું વર્ણન સાંભળીને ધર્મના પુત્રનું મન પ્રસન્ન થયું, અને તેણે પુનઃ કેશવને પૂછ્યું કે,૧ હે દેવના દેવ! બ્રાહ્મણને જ્યારે કપિલા ગાય આપવામાં આવે છે ત્યારે તેના સર્વ શરીરમાં દેવતાઓ કેવી રીતે રહે છે?૨ વળી તેં મને દશ જાતની કપિલા ગાય કહી, તેમાંથી હે સુરશ્રેષ્ઠ! કેટલી કપિલા પવિત્ર છે?૩ દેવોએ અને પિતૃઓના ગણોએ તેના ઉપર કેવી રીતે અનુગ્રહ કર્યો છે? તથા તે કપિલા ગાયનો વર્ણ કેવો છે? એ સાંભળવાને મને કુતૂહલ છે.૪

વૈશંપાયન કહે છેઃ–આ રીતે યુધિષ્ઠિરે કેશવને પ્રશ્ન કર્યો, એટલે સત્યવાદી શ્રીકૃષ્ણ ગુહ્યોની પરમ ગુહ્ય કથા કહેવા લાગ્યાઃ–૫ હે રાજન્! પવિત્ર અને રહસ્યરૂપ આ ઉત્તમ ધર્મ તું સાંભળ. આ સત્ય વાત ગ્રહણ કરવા જેવી છે, પરંતુ હેતુવાદ કરનારાઓને તે સંભળાવવાની નથી.૬ જ્યારે કપિલા ગાયને પ્રસવ થાય ત્યારે વાછડાના મસ્તક સાથે બે ચરણ બહાર દેખાય, તે સમયને મુનિસત્તમો દાનસમય કહે છે.૭ જે સમયે વાછડો અધર હોય અને પૃથ્વી ઉપર પડ્યો ન હોય, તે સમયે ગાયને પૃથ્વી જાણવી અને તે માટે તેવી ગાયનું દાન કરવું.૮ હે યુધિષ્ઠિર! વાછડા સાથે ગાયના શરીરમાં જેટલાં રુવાડાં હોય છે અને જેટલા રેતીના કણ તે ગર્ભના પાણીથી ભીંજાય છે, તેટલા હજાર વર્ષ સૂધી ગાયનું દાન કરનારો પુરુષ સ્વર્ગમાં પૂજાય છે.૯ કપિલા ગાયને તેના વાછડા સાથે સુવર્ણનાં આભરણોથી શણગારીને તથા સર્વ રત્નોથી અલંકૃત કરીને તેમને તલથી ઢાંકી દઈને તેનું દાન કરે તો૧૦ તે પુરુષે નદી, સમુદ્ર, પર્વત, વન, અરણ્ય વિગેરેથી યુક્ત ચાર દિશાવાળી પૃથ્વીનું દાન કર્યું ગણાય છે, એમાં વિચાર કરવા જેવું નથી.૧૧ પૃથ્વીના દાન સમાન કપિલા ગાયનાં દાનથી મનુષ્ય સંસારસાગરમાંથી ઉત્તીર્ણ થઇને પ્રજાપતિના લોકમાં જાય છે.૧૨ પુરુષ બ્રહ્મહત્યારો હોય, ભ્રૂણહત્યારો હોય, ગોહંતા હોય, અથવા તો ગુરુપત્ની સાથે ગમન કરનારો હોય, આ રીતે મહાપાતકથી યુક્ત હોય તોપણ કપિલા ગાયનાં દાનથી તે શુદ્ધ થાય છે.૧૩

જે પુરુષ પ્રભાતમાં ઉઠીને આ પવિત્ર એવું કપિલાના દાનનું ઉત્તમ માહાત્મ્ય મારી ભક્તિપૂર્વક શ્રવણ કરે છે, તેના પુણ્યનું ફળ સાંભળ.૧૪ હે યુધિષ્ઠિર!

આ અધ્યાયનો પાઠ કરવાથી, બુદ્ધિપૂર્વક મનથી, કર્મથી, અને વાણીથી રાત્રિમાં જે પાપ કર્યું હોય તે પાપનો નાશ થાય છે.[૧૫] જે પુરુષ શ્રાદ્ધમાં આ અધ્યાયનો પાઠ કરે છે અને બ્રાહ્મણોને તર્પણ કરાવે છે, તે પુરુષના પિતૃઓ અત્યંત હર્ષ પામીને અમૃતનું ભોજન કરે છે.[૧૬] જે પુરુષ મારા વિશે મનને રાખીને ભક્તિથી આ અધ્યાયને સાંભળે છે, તેનું એક રાત્રિમાં કરેલું સર્વ પાપ ઝટ નાશ પામે છે.[૧૭]

હવે પછી પણ હું તને કપિલાના સંબંધમાં વિશેષ કહું છું. હે રાજન્! મેં તને જે દશ કપિલા કહી છે તેમાંથી ચાર કપિલા શ્રેષ્ઠ, પુણ્ય આપનારી અને પાપનો નાશ કરનારી છે.[૧૮] જે કપિલા સુવર્ણકપિલા છે, જે કપિલા રાતી આંખવાળી અને પિંગળા રંગની છે, જે કપિલા પિંગળી આંખવાળી છે, અને જે અત્યંત પિંગળા રંગની છે, તે ચાર પુણ્યકારક છે.[૧૯] આ ચાર કપિલા ગાય શ્રેષ્ઠ, પવિત્ર, અને પાપનો નાશ કરનારી છે. આ ચાર કપિલા ગાયને નમસ્કાર કરવાથી અથવા તો તેનાં દર્શન કરવાથી તે મનુષ્યનાં પાપનો નાશ પામે છે.[૨૦] હે યુધિષ્ઠિર! જેના ઘરમાં પાપનો નાશ કરનારી આ ચાર કપિલા ગાય છે, તેને ત્યાં લક્ષ્મી, વિજય, અને ઉજ્વળ કીર્તિનો નિત્ય વાસો થાય છે.[૨૧] આ કપિલા ગાયના દૂધથી શંકર પ્રસન્ન થાય છે, દહીંથી સર્વે દેવતાઓ પ્રસન્ન થાય છે, અને ઘીથી અગ્નિ પ્રસન્ન થાય છે.[૨૨] હે યુધિષ્ઠિર! પિતા, પિતામહ અને પ્રપિતામહ આ પિતૃઓ એક વાર પણ કપિલા ગાયના દૂધ, દહી અને ઘી આપવાથી એક કરોડ વર્ષ સૂધી સંતોષ પામે છે.[૨૩] પુરુષ વેદ ભણેલા બ્રાહ્મણોને એક વાર પણ કપિલા ગાયનું ઘી, દૂધ, દહીં, અને દૂધપાક આપવાથી સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.[૨૪] જે પુરુષ ઇંદ્રિયોનો નિગ્રહ કરી, એક દિવસ તથા એક રાત્રિ ઉપવાસ કરે છે, અને ચાંદ્રાયણના પ્રતિનિધિરૂપ કપિલા ગાયનું પંચગવ્ય પીને,[૨૫] ઉત્તમ મુહૂર્તમાં મનને શુદ્ધ કરી, ક્રોધ, અને અસત્યથી રહિત થઇને મારા વિશે મન રાખીને શુદ્ધાત્મા થઇને તેનું પ્રાશન કરે છે,[૨૬] મારી મૂર્તિને અથવા તો શંકરની મૂર્તિને વેદના મંત્રો ભણીને કપલાનાં પંચગવ્યથી મેષ અને તુલા સંક્રાંતિને વિશે સ્નાન કરાવે છે, તે અશ્વમેધનાં ફળને પામે છે.[૨૭] વળી તેનાં પાપ નાશ પામે છે, તે શુદ્ધ થાય છે, અને પછી આકાશમાં શોભાયમાન એવા વિમાનમાં બેસીને મારા લોકમાં અથવા શંકરના લોકમાં તે જાય છે.[૨૮]

પૂર્વે બ્રહ્માએ ઉત્તમ વેદના મંત્રો ભણીને કાંચનના જેવી મહા કાંતિવાળી કપિલા ગાયને અગ્નિના કુણ્ડમાંથી ઉત્પન્ન કરી હતી.[૨૯] તેને ઉત્પન્ન કરેલી જોતાં જ સ્વર્ગમાં રહેલા રુદ્રાદિક દેવો, સિદ્ધો, બ્રહ્મર્ષિઓ, વેદો, તેનાં અંગો, તેના યજ્ઞો,[૩૦] સમુદ્રો, નદીઓ, પર્વતો, મેઘો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, અને સર્પો પણ ત્યાં હાજર થયા,[૩૧] અને અગ્નિમાં ઉભેલી મહા કાંતિવાળી કપિલા ગાયને જોઇને સર્વે વિસ્મય પામ્યા, અને અનેક પ્રકારના મંત્રોથી તેની અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગ્યા.[૩૨] તે પછી સર્વે દેવો બે હાથ જોડીને નાના શિંગડાવાળી, ત્રણ નેત્રવાળી, વાછડા સાથે ભૂમિ ઉપર ઉભેલી, અમૃતની અરણી જેવી કપિલા ગાયને મસ્તકથી પ્રણામ કરીને,[૩૩] ચાર મુખવાળા બ્રહ્માને હાથ જોડી કહેવા લાગ્યાઃ–'હે મહાદેવ! હે વિભુ! અમને આજ્ઞા કરો, તારું શું કામ કયી રીતે કરીએ?'[૩૪] આ રીતે સર્વે દેવોએ કહ્યું એટલે બ્રહ્મા બોલ્યાઃ–'તમે પણ આ દુઝણી ગાયના ઉપર અનુગ્રહ કરો.[૩૫] આને હોમધેનુ એટલે હોમના કર્મમાં ઉપયોગી જાણવી, આ ગાય અગ્નિને તૃપ્ત કરશે, અને અગ્નિ તૃપ્ત થઇને તમને સર્વેને તૃપ્ત કરશે.[૩૬] તમે આ કપિલા ગાયના દૂધરૂપી અમૃતથી ખુશ થાશો અને વીર્ય તથા પરાક્રમવાળા થાશો, અને પછી તમે સર્વે દાનવોને ઇચ્છાનુસાર જિતશો.[૩૭] વળી સ્વભાવિક વીર્ય અને બળવાળા, સત્વવાન્, જિતેંદ્રિય, અપાર બળવાળા એવા તમે સર્વે પ્રજાનું પાલન કરશો.[૩૮] આ લોકમાં તમે સર્વ પ્રજાનું ધર્મથી પાલન કરશો, એટલે તેઓ અનેક પ્રકારની દક્ષિણાવાળા યજ્ઞોથી નિત્ય તમારી પૂજા કરશે.'[૩૯]

આ રીતે સર્વે દેવોને પરમેષ્ઠી એવા બ્રહ્માએ કહ્યું એટલે દેવોના મુખપર હર્ષ વ્યાપ્યો, અને તેઓએ કપિલા ગાયને આ વર આપ્યો.[૪૦] બ્રહ્માએ લોકના જે હિતને માટે તને આજે ઉત્પન્ન કરી છે, માટે તું પવિત્ર, શુદ્ધ અને પાપનો નાશ કરનારી થા.[૪૧] જે પુરુષો તને જોઇને નમસ્કાર કરશે અથવા તો હાથથી સ્પર્શ કરશે, તે તારા ભકતોનું એક વર્ષનું કરેલું પાપ નાશ પામશે.[૪૨] જે મનુષ્યો હે સર્વસહા! તને જોઇને નમસ્કાર કરશે, તે મનુષ્યોનાં ઇચ્છા વગર કરેલાં પાપ, અજાણતાં કરેલાં પાપ, અને જે નહિ જોયેલાં પાપ હોય તે, સૂર્યના ઉદય સમયે જેમ અંધારું નાશ પામે છે તેમ, નાશ પામશે.[૪૩]

ભગવાન્ કહે છેઃ–હે યુધિષ્ઠિર! આ રીતે કહીને કપિલા ગાયને વર આપીને, તેઓ જે પ્રમાણે આવ્યા હતા, તે પ્રમાણે પોતાના સ્થાનમાં ગયા અને કપિલા ગાય લોકોનો ઉદ્ધાર કરવા માટે સર્વ લોકોને વિશે ફરવા લાગી.[૪૪] તે આદિ કપિલામાંથી નવ કપિલા

થાય ઉત્પન્ન થઈ છે, અને તે લોકોનો અનુગ્રહ કરવા માટે આ પૃથ્વી ઉપર ફરે છે. તે માટે પરલોકમાં હિતની ઇચ્છા રાખનારા પુરુષે કપિલા ગાયનું દાન દેવું.૪૫ હે રાજન્! જે સમયે કપિલા ગાયનું અગ્નિહોત્રી બ્રાહ્મણને દાન દેવામાં આવે છે, તે સમયે કપિલા ગાયના શિંગડા ઉપર વિષ્ણુ અને ઇંદ્ર વાસ કરે છે,૪૬ એ શિંગડાના બે મૂળમાં ચંદ્ર તથા ઇંદ્ર વાસ કરે છે, શિંગડાના બે મધ્ય ભાગમાં બ્રહ્મા રહે છે, લલાટમાં શંકર રહે છે, કાનમાં અશ્વિનીકુમાર રહે છે, બે નેત્રમાં ચંદ્ર અને સૂર્ય રહે છે, દાંતોમાં પવન દેવ રહે છે, જિહ્વામાં સરસ્વતી દેવી રહે છે,૪૭-૪૮ તેના રોમકૂપમાં મુનિઓ રહે છે, ચામડામાં પ્રજાપતિ રહે છે, નિઃશ્વાસોમાં છ અંગોની સાથે તથા પદ અને ક્રમની સાથે ચાર વેદો રહે છે,૪૯ નાસિકાના બે કાણામાં સુગંધી પદાર્થો તથા સુગંધી પુષ્પો રહે છે, ઓષ્ઠમાં સર્વે વસુઓ રહે છે, મુખમાં અગ્નિ રહે છે,૫૦ તેની કાખમાં સાધ્ય દેવો રહેલા છે, કંઠમાં પાર્વતી રહેલાં છે, પીઠમાં નક્ષત્રો રહેલા છે, ખુંધના પ્રદેશમાં આકાશ રહેલું છે,૫૧ અપાનમાં સર્વે તીર્થો રહેલાં છે, ગોમૂત્રમાં ગંગા પોતે રહેલાં છે, ઇષ્ટ અને તુષ્ટમાન થયેલાં લક્ષ્મી દેવી તેના છાણમાં સદા વાસ કરે છે,૫૨ જેષ્ઠા દેવી સદા તેના નાકમાં વાસો કરે છે, પિતૃઓ તેના નિતંબમાં વાસ કરે છે, રમા દેવી તેના પુછડામાં વાસ કરે છે,૫૩ તેના બન્ને પડખાને વિશે સર્વે વિશ્વદેવતાઓ રહે છે, કપિલાઓના ઉરસ્થલ વિશે શક્તિધારી કાર્તિકસ્વામી પ્રસન્ન થઇને રહે છે,૫૪ જાનુ, જંઘા અને સાથળના પ્રદેશમાં પાંચ વાયુઓ રહે છે, ખરીમાં ગંધર્વો રહે છે, ખરીના આગલા ભાગમાં સર્પો રહે છે.૫૫

ચાર સમુદ્રો તેનાં ચાર સ્તનો છે; રતિ, મેધા, ક્ષમા, સ્વાહા, શ્રદ્ધા, શાંતિ, ધૃતિ, સ્મૃતિ,૫૬ કીર્તિ, દીપ્તિ, ક્રિયા, કાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, સંતતિ, દિશાઓ ને ખૂણાઓ સર્વે સદા કપિલાની સેવા કરે છે.૫૭ દેવો, પિતૃઓ, ગંધર્વો, અપ્સરાઓ, સ્વર્ગાદિક લોકો, દ્વીપો, સમુદ્રો, ગંગા વગેરે નદીઓ,૫૮ દેવો, પિતૃગણો, અંગો સાથે વેદો, યજ્ઞો સર્વે પ્રસન્ન થઇને વેદોક્ત વિવિધ મંત્રોથી કપિલા ગાયની સ્તુતિ કરે છે.૫૯ વિદ્યાધરો, સિદ્ધો, ભૂતો, તારાગણો પણ હર્ષમાં આવીને પુષ્પની વૃષ્ટિ કરે છે તથા નૃત્ય કરે છે.૬૦

વળી સર્વ દેવો આકાશમાં ઉભા રહીને નિત્ય કપિલા ગાયની આ પ્રમાણે સ્તુતિ કરે છેઃ-હે કપિલા ગાય! તને દેવીને બ્રહ્માએ અગ્નિના કુંડમાંથી ઉત્પન્ન કરી છે, તું મહાકાંતિવાળી છે; હે કપિલા! તને નમસ્કાર કરીએ છીએ; હે પુણ્યમૂર્તિ! તને સર્વ દેવો નમસ્કાર કરે છે;૬૧ હે કપિલા! તું મહાબળવાન્ છો, સર્વ તીર્થરૂપ છો, શુભ છો, તું મને દાતાને મારા પોતાનાં મનુષ્યોની સાથે બ્રહ્મલોકમાં લઈ જા.૬૨ અહો હો! આ રત્નરૂપ છે, પુણ્યરૂપ છે, સર્વ દુઃખનો નાશ કરનાર છે, ઉત્તમ છે, ધર્મથી સંપાદન કરેલ છે, શુદ્ધ છે, શ્રેષ્ઠ છે, મહા ધનરૂપ છે. આ પ્રમાણે આકાશમાં ઉભા રહીને સર્વ દેવો તેનું પૂજન કરે છે.૬૩ કપિલા ગાયનો પ્રતિગ્રહ કરનારો (દાન લેનારો) ઉત્તમ બ્રાહ્મણ જ્યાં સૂધી કપિલા ગાયનું દૂધ પીએ છે ત્યાં સૂધી સર્વે દેવો સુવર્ણનાં શિંગડાવાળી, રૂપાની ખરીવાળી, અને ગંધોથી તથા પુષ્પોથી પૂજાયલી કપિલાનું પૂજન કરે છે.૬૪ જ્યાં સૂધી કપિલા ગાયને આખાં (ફાટેલાં નહિ તેવાં) બે વસ્ત્ર ઓઢાડીને શણગારવામાં આવે છે અને તેનું પૂજન કરવામાં આવે છે ત્યાં સૂધી મંત્રથી પવિત્ર થયેલી, ઉત્તમ સંસ્કારવાળી કપિલા ગાય પૃથ્વી ઉપર વસનારા સર્વે મનુષ્યોને જે જોઇયે તે આપે છે અને બ્રહ્મલોકમાં લઈ જાય છે.૬૫ પૃથ્વી, ઘોડો, સુવર્ણ, ગાય, રૂપું, ઘોડો, તલ અને યવ આ પદાર્થ નિત્ય બ્રાહ્મણને આપવાથી તેઓ પ્રસન્ન થાય છે.૬૬ પરંતુ હે પાંડવ! તે પદાર્થો જો વેદ નહિ ભણેલા બ્રાહ્મણોને આપવામાં આવે છે તો તે પદાર્થો પોતાની નિંદા કરીને કહે છે કે; 'અમે શું પાપ કર્યું હશે?૬૭ અરેરે રાક્ષસો અને પિશાચો અમારો ચો તરફથી નાશ કરશે, અને અમે તુરત નરકમાં પડશું,' આ રીતે તે પદાર્થો શોક કરે છે.૬૮ પરંતુ આ પદાર્થો પણ જો વિદ્વાન્ બ્રાહ્મણોને વિશેષે કરીને આપવામાં આવે છે તો તેઓ વૃદ્ધિ પામે છે અને દાતાને તારે છે.૬૯

યુધિષ્ઠિર કહે છેઃ-હે દેવદેવેશ! દૈત્યઘ્ન! હવ્ય (યજ્ઞનું બલિ) તથા કવ્ય(પિતૃઓનું શ્રાદ્ધ)નો સમય કયો છે? તેમાં કેવા બ્રાહ્મણોની પૂજા કરવી અને કેવા બ્રાહ્મણોને ત્યાગ કરવા?૭૦

ભગવાન્ કહે છેઃ-દેવોનાં કર્મ દિવસના પૂર્વ ભાગમાં (મધ્યાહ્ન પૂર્વે) કરવાં અને પિતૃનાં કર્મ દિવસના પછીના ભાગમાં કરવાં. જે દાન સમય વિના કરવામાં આવે છે, તે દાનને રજોગુણી દાન કહ્યું છે.૭૧ હે ભરતવંશી રાજા! જે અન્ન સાદ પાડીને આપવામાં આવે તે, જે જૂઠું બોલીને ભોજન કરવામાં આવે તે, જે અન્નને કુતરું અડી ગયું હોય તે અન્નને વિદ્વાનો રાક્ષસનો ભાગ જાણે છે.૭૨ જે બ્રાહ્મણ પતિત થયેલા હોય, મૂર્ખ હોય, ઉન્મત્ત વગેરે હોય, તે હે રાજન્! દેવતાઓ અને પિતૃઓના કાર્યમાં સત્કાર યોગ્ય ગણાતા નથી.૭૩ નપુંસક, પ્લંગી, કોઢીઓ, અને જેને રાજયક્ષ્મા એટલે કે અસાધ્ય ક્ષય થયો હોય તે, અને

જેને ફેફરાનો રોગ હોય, તેઓને પિતૃના કાર્યમાં આવકાર આપવો યોગ્ય નથી (અર્થાત્ દેવોના કાર્યમાં પણ નહિ જ).[૭૪] વૈદ્ય, દેવના પૂજારીઓ, મિથ્યા નિયમોને ધારણ કરનારા, અને સોમવલ્લી વેચનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં સત્કારને યોગ્ય નથી.[૭૫] જે બ્રાહ્મણો એકોદ્દિષ્ટ શ્રાદ્ધમાં એટલે એકાદશાહને દિવસે પ્રેતાન્નનું વિધિસર ભોજન કરે છે અને તેઓ પાછા ચાંદ્રાયણ વ્રત કરતા નથી, તે બ્રાહ્મણો શ્રાદ્ધમાં જમાડવાને યોગ્ય નથી.[૭૬] ગવૈયા, નાટક કરનારાઓ, કુદવાની ક્રીડા કરનારા, વાદિત્ર વગાડનારા, કથા કહેનારાઓ, સીપાઇગીરી કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં સત્કારને યોગ્ય નથી.[૭૭] જે બ્રાહ્મણ અગ્નિહોત્ર વિનાના છે; મડદાં ઉપાડનારા છે, ચોર છે, અને હલકાં કર્મ કરનારા છે તે બ્રાહ્મણો હે રાજન્! શ્રાદ્ધમાં સત્કારને યોગ્ય નથી.[૭૮] જે બ્રાહ્મણો અજાણ્યા હોય, જે બ્રાહ્મણો ગણપુત્ર હોય એટલે બીજાએ દત્તક લીધેલા હોય, તથા જે બ્રાહ્મણો પુત્રિકાપુત્ર હોય એટલે પોતાના નાનાએ પોતાની પુત્રીને પરણાવતી વખતે જ જેઓને પુત્ર તરીકે ગ્રહણ કર્યા હોય, તેવા પુરુષો શ્રાદ્ધમાં સત્કારને યોગ્ય નથી.[૭૯] જે બ્રાહ્મણ યુદ્ધમાં ઉતરનારો હોય, જે વ્યાપાર કરતો હોય, અને જે પ્રાણીઓને વેચવાનો ધંધો કરતા હોય તેવા બ્રાહ્મણો શ્રાદ્ધમાં સત્કારને પાત્ર નથી.[૮૦] જે પુરુષો વ્રત કરનારા છે, ગુણવાન્ છે, નિત્ય સ્વાધ્યાયમાં પરાયણ રહેનારા છે, ગાયત્રીને જાણનારા છે, અને વેદોક્ત કર્મ કરનારા છે, તેઓ શ્રાદ્ધમાં સત્કારને યોગ્ય છે.[૮૧] જે સમયે બ્રાહ્મણ મળે, શ્રાદ્ધનો સમય હોય, દહીં, ઘી, દર્ભ, પુષ્પો અને ક્ષેત્ર મળે તે સમયે શ્રાદ્ધકર્મ કરવું.[૮૨] હે રાજન્! જે પુરુષો ચરિત્રવાળા હોય છતાં દુર્બળ હોય, થોડી આજીવિકાવાળા હોય, તેવા બ્રાહ્મણ યાચનાને માટે આવે તો તેઓને દેવાથી મહાન્ ફળ થાય છે.[૮૩] જે બ્રાહ્મણો તપસ્વી હોય, તથા જેઓ ભિક્ષા માગનારા હોય, તેઓ જો યાચના કરવાની ઇચ્છાથી આવે તો તેઓને આપવાથી મહાન્ ફળ થાય છે.[૮૪]

હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! આ રીતે સંપૂર્ણ મનથી સમજી લઇને વેદ ભણેલા, દરિદ્ર અને ઉપકાર નહિ કરનારા એવા બ્રાહ્મણને દાન આપ.[૮૫] હે ધર્મજ્ઞ યુધિષ્ઠિર! જે કંઇ દાન તને પ્રિય હોય અને વેદ જાણનારા બ્રાહ્મણોને પણ જે દાન પ્રિય હોય, તેવું દાન જો અક્ષય કરવાની ઇચ્છા રાખતો હોય તો આપ.[૮૬]

હે પાંડુના પુત્ર યુધિષ્ઠિર! જેઓ નરકમાં જાય છે તેમની વાત તું હવે સાંભળ.[૮૭] ગુરુ સિવાય અથવા તો પોતાના પ્રાણના ભય સિવાય બીજે પ્રસંગે જે બ્રાહ્મણો અસત્ય ભાષણ કરે છે તે નરકમાં પડે છે.[૮૮] જેઓ પરસ્ત્રીનું હરણ કરે છે, જેઓ પરસ્ત્રીની સાથે વ્યભિચાર કરે છે, તથા જેઓ પરસ્ત્રીઓને બીજાની સાથે મેળવી આપે છે તેઓ નરકમાં પડે છે.[૮૯] ચાડી ખાનારાઓ, ઘરની ભિંત તોડનારાઓ (ચોરો), પરાયા ધન ઉપર આજીવિકા કરનારાઓ, તથા મિત્રોએ કરેલા ઉપકારને નહિ જાણનારા પુરુષો નરકમાં પડે છે.[૯૦] જે પુરુષો વર્ણથી તથા આશ્રમથી બહાર થયેલા હોય, પાખંડી હોય, પાપી હોય, અને જેઓ ઉપર કહેલા વર્ગોની સેવા કરનારા હોય, તેઓ નરકમાં પડે છે.[૯૧] વેદને વેચનારાઓ, વેદને દૂષણ દેનારાઓ, વેદના લખનારાઓ પણ નરકમાં પડે છે.[૯૨] હે રાજા! મધ વગેરે રસવાળા પદાર્થ વેચનારા, ઝેર વેચનારા, અને દૂધ વેચનારા પુરુષો પણ નરકમાં પડે છે.[૯૩] જે નીચ પુરુષો ચંડાળોને પણ ધનને માટે અથવા તો સ્નેહથી દૂધ આપે છે, તેઓ નરકમાં પડે છે.[૯૪] જે પુરુષો પશુઓને કેદ કરીને વશમાં રાખે છે, જે પુરુષો પશુઓનાં નાક વીંધે છે, જે પુરુષો પશુઓના લિંગનું છેદન કરીને તેઓને નપુંસક કરે છે, તેઓ નરકમાં પડે છે.[૯૫] જે પુરુષો દાન દેવાને સમર્થ હોવા છતાં પણ દ્રવ્યના લોભને લીધે ધનનું દાન કરતા નથી, તેમ દીન જનોના તરફ અને આંધળાઓના તરફ દયાદૃષ્ટિ કરતા નથી, તેઓ નરકમાં પડે છે.[૯૬] લાંબા કાળ સૂધી પોતાની સાથે રહેનારા, ક્ષમાશીલ, ઇંદ્રિયનિગ્રહ કરનારા, આજીવિકા વિનાના, બુદ્ધિમાન્ પુરુષોનો જે પુરુષો ત્યાગ કરે છે અને પોતાને કૃતકૃત્ય (સર્વ કંઈ કરી પાર પામેલા) માને છે, તે પુરુષો નરકમાં પડે છે.[૯૭] જે પુરુષો બાળકોને, ઘરડાઓને, અને થાકી ગયેલાઓને આપ્યા વગર મધુર અન્ન ખાય છે, તે નરકમાં પડે છે.[૯૮] આ મનુષ્યો નરકમાં પડનારા છે એમ પૂર્વ કાળના ઋષિઓએ કહ્યું છે. હવે હે યુધિષ્ઠિર! જેઓ સ્વર્ગમાં જાય છે તેઓ વિષે સાંભળો.[૯૯] જે પુરુષો દાન દઇને, તપ કરીને, સત્ય બોલીને, ઇંદ્રિયનો નિગ્રહ કરીને ધર્મને અનુસરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૦૦] હે પાંડવ! જે પુરુષો ઉપાધ્યાયની સેવા કરીને તેની પાસેથી શાસ્ત્રનું અધ્યયન કરે છે અને જેઓને દાન લેવા ઉપર સ્નેહ હોતો નથી, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૦૧] જે પુરુષો મદિરા, માંસ, તથા આસવ(ઉતરતા પ્રકારનો દારુ)નો ત્યાગ કરીને વ્રતધારીની પેઠે વર્તે છે અને પરસ્ત્રીથી નિવૃત્ત રહે છે, તે મનુષ્યો સ્વર્ગમાં જાય છે.[૧૦૨] જે મનુષ્યો માતાની તથા પિતાની સેવા કરે છે, તથા ભાઇઓની પણ સ્નેહથી સેવા કરે છે, તે મનુષ્યો સ્વર્ગમાં જાય છે.[૧૦૩] જે પુરુષો ભોજન સમયે ઘર-

માંથી બહાર નિકળીને અતિથિનો સત્કાર કરે છે, અતિથિ ઉપર પ્રીતિ રાખે છે, અને પોતાના બારણાંને બંધ કરતા નથી, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૦૪] જે પુરુષો દરિદ્રી પુરુષોની કન્યાઓને પરણાવી આવે છે અથવા પરણે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૦૫] જે દાતા પુરુષો શ્રદ્ધાથી દૂધ વગેરે રસોનું દાન કરે છે, બીજાનું દાન કરે છે, તેમ જ ઓષધિઓનું દાન કરે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૦૬] જે પુરુષો માર્ગમાં પૂછનારા વાટમાર્ગુઓને ક્ષેમના તથા અક્ષેમના સમાચાર કહે છે, સમ પ્રદેશો તથા વિષમ પ્રદેશો કહે છે, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૦૭] જે પુરુષો અમાવાસ્યા અને પૂર્ણિમાને દિવસે, ચૌદશને દિવસે, આઠમને દિવસે, પ્રભાતમાં અને સાયંકાળે, આર્દ્રા નક્ષત્રમાં, પોતાના જન્મ નક્ષત્રને દિવસે, વિષુવમાં અને શ્રવણ નક્ષત્રમાં સ્ત્રીસંગ કરતા નથી, તે પુરુષો સ્વર્ગમાં જાય છે.[૧૦૮] હવ્યનો વિધિ, કવ્યનો વિધિ, સ્વર્ગમાં તથા નરકમાં જનારા પુરુષો, ધર્મ અને અધર્મ તને કહ્યા. હવે બીજું તું શું સાંભળવાની ઇચ્છા રાખે છે.[૧૦૯]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे वैष्णवधर्मपर्वमां अध्याय ११ मो समाप्त

## અધ્યાય ૧૨ મો

### બ્રહ્મઘાતક કોને કહેવો ? તથા સહભોજન કરવા યોગ્ય નહિ એવા પાપીઓનું લક્ષણ

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે દેવ! મનુષ્ય બ્રાહ્મણની હિંસા કર્યા વિના બ્રહ્મહત્યાના પાપને કેમ પામે છે, એ મને યથાર્થ રીતે સંપૂર્ણ રીતે તું કહે.[૧]

ભગવાન્ કહે છેઃ–જે પુરુષ આજીવિકા વિનાના બ્રાહ્મણને પંડે ભિક્ષાને માટે બોલાવીને પછી કહે કે ભિક્ષા નહિ આપું, તેને બ્રહ્મહત્યારો કહે છે.[૨] હે ભરતવંશી રાજા! વળી જે બ્રાહ્મણ મધ્યસ્થ રહેતો હોય, અને સંપૂર્ણ વેદો ભણેલો હોય, તેની આજીવિકાને જે દુષ્ટ બુદ્ધિવાળો પુરુષ હરણ કરે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[૩] જે પુરુષ કોપાયમાન થઇને આશ્રમમાં, ઘર ઉપર, ગામમાં અથવા તો નગરને વિશે અગ્નિ નાખે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[૪] હે વસુધાધિપતિ! જે મનુષ્ય ગાયોનાં ટોળાંને અને તરસ્યાને જળને કાંઠે વિઘ્ન નાંખે છે, તેને લોકો બ્રહ્મઘાતકી કહે છે.[૫] જે પુરુષ વેદને તથા મુનિઓએ કરેલાં શાસ્ત્રને સમજ્યા વિના દૂષણ આપે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[૬] જે પુરુષ આંધળા અથવા તો લંગડા અથવા તો મૂર્ખ પુરુષનું સર્વ ધન હરી લે છે, તે પુરુષને બ્રહ્મહત્યારો કહે છે.[૭] જે મૂઢાત્મા પુરુષ ગુરુને તુંકારાથી બોલાવે છે, તેની સામે હું કરે છે, તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[૮] જે પુરુષ ક્રોધથી અથવા તો દ્વેષથી અથવા તો સ્ત્રીએ નિંદા કરી હોય કે તિરસ્કાર કર્યો હોય, તેથી ઋતુના સમયમાં સ્ત્રીની પાસે જતો નથી (સમાગમ કરતો નથી) તે પુરુષને બ્રહ્મહત્યારો કહે છે.[૯] જે પુરુષ દુઃખી સ્થિતિમાં આવી પડેલા પુરુષનું સર્વસ્વ હરી લે છે અને તેથી તે દીન પુરુષની દુઃખી સ્થિતિ થાય છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[૧૦]

યુધિષ્ઠિર કહે છેઃ–હે દેવોમાં શ્રેષ્ઠ કૃષ્ણ ! સર્વ દાનોમાં જે શ્રેષ્ઠ દાન હોય તે કહો, તથા જે બ્રાહ્મણોનું અન્ન ભોજન કરવાને અયોગ્ય હોય, તેવા બ્રાહ્મણો કહો.[૧૧]

ભગવાન્ કહે છેઃ–બ્રહ્માઆદિ દેવો અન્નનાં જ વખાણ કરે છે, અન્નના દાન જેવું દાન થયું નથી અને થાશે પણ નહિ.[૧૨] અન્ન જગતમાં બળ આપનારું છે, અન્ન વિશે પ્રાણો રહેલા છે. હે રાજન્ ! હવે હું તને નહિ ભોજન કરવા યોગ્ય અન્ન વિષે કહું છું, તે મારી પાસેથી તું સાંભળ.[૧૩] યજ્ઞમાં દીક્ષા લેનારા પુરુષનું, કદરીનું, ક્રોધીનું, પાપીનું, જેના ઉપર અભિશાપ આવ્યો હોય તેવા પુરુષનું, નપુંસકનું, ભોજનમાં ભેદ કરનારાનું,[૧૪] વૈદ્યનું, દૂતનું, ઉચ્છિષ્ટ ખાનારાનું, ક્ષત્રિયથી શૂદ્ર જાતિમાં ઉત્પન્ન થયેલા પુરુષનું, સૂતકીનું, શૂદ્ર જમ્યા પછી વધેલું અન્ન,[૧૫] શત્રુનું અન્ન, પતિતનું અન્ન, બહુ વાતે ચઢેલું અન્ન, ચાડીખોરનું અન્ન, યજ્ઞનું ફળ વેચનારાનું અન્ન,[૧૬] મૂર્તિ, કોતરનારાનું અન્ન, વણકરનું અન્ન, કૃતઘ્નીનું અન્ન, અંબષ્ઠ (બ્રાહ્મણથી વાણિયણમાં ઉત્પન્ન થયેલા)નું અન્ન, નિષાદનું અન્ન, નાટક કરનારાનું અન્ન,[૧૭] સોનીનું અન્ન, વાંસફોડાનું અન્ન, શસ્ત્ર વેચનારાનું અન્ન, સૂતોનું (સારથિ–ગાડીવાનોનું) દારુ વેચનારાઓનું, વૈદ્યનું, ધોબીનું,[૧૮] સ્ત્રીજિત પુરુષનું, ક્રૂર પુરુષનું, ભેંસો ચરાવનારાનું, જેને મરી ગયાને દશ દિવસ થયા ન હોય તેવા પ્રેતોનું, તથા ગણિકાઓનું,[૧૯] બંદીઓનું, જુગારીઓનું, જુગારમાં કુશળતા ધરાવનારા જુગારીઓનું, મોટો ભાઇ વાંઢો હોવા છતાં વિવાહ કરનારા નાના ભાઇનું, કુંવારા[૨૦] રહેલા મોટાભાઈનું, મોટી બ્હેન કુમારી છતાં નાની બ્હેનની સાથે વિવાહ કરનારાનું, મોટા ભાઇની વિધવા સ્ત્રી સાથે વ્યભિચાર કરનારાનું તથા રાજાનું અન્ન લેવું નહિ.[૨૧] રાજાનું અન્ન તેજનો નાશ કરે છે, શૂદ્રનું અન્ન બ્રહ્મતેજનો નાશ કરે છે, સોનીનું અન્ન આયુષ્યનો નાશ કરે છે, મોચીનું અન્ન યશનો નાશ કરે છે.[૨૨] ગણનું (કંપનીનું) અન્ન અને ગણિકાનું અન્ન લોકમાં નિંદાપાત્ર કહ્યું છે, વૈદ્યનું અન્ન પરુ કહ્યું

છે, અને શૂદ્ર જાતિની સ્ત્રીના પતિનું અન્ન અથવા તો વ્યભિચારિણી સ્ત્રીના પતિનું અન્ન વીર્યરૂપ કહ્યું છે.[૨૩] વ્યાજખોરાનું અન્ન વિષ્ઠા (નરક) છે. તે માટે તેનો ત્યાગ કરવો. તેઓનું અન્ન જે પુરુષ ખાય છે, તે પુરુષ તેઓની ચામડી, હાડકાં અને રુવાડાંને ખાય છે.[૨૪] માટે તેઓનું અન્ન* અજાણતાં ખાધું હોય તો ત્રણ દિવસ ઉપવાસ કરવા, અને જાણી જોઈને એક વાર પણ ખાય તો બ્રાહ્મણે પ્રાજાપત્ય વ્રત કરવું.[૨૫] હે પાંડવ! હવે તું દાનોનું ફળ યથાર્થ રીતે સાંભળ. પાણી પાનારો તૃપ્તિને પામે છે, અન્ન આપનારો અક્ષય સુખને પામે છે,[૨૬] તલ આપનારો મનગમતી પ્રજાને પામે છે, દીપ દેનારો ઉત્તમ નેત્રને પ્રાપ્ત કરે છે, ભૂમિ આપનારો ભૂમિને પામે છે, સુવર્ણનું દાન દેનારો દીર્ઘ આયુષ્યને પામે છે,[૨૭] ઘરનું દાન દેનારો ઉત્તમ પ્રકારનાં ઘરોને પામે છે, રૂપું દેનારો ઉત્તમ રૂપને પામે છે, વસ્ત્ર આપનારો ચન્દ્રના લોકમાં જાય છે, ઘોડો આપનારો અશ્વિની કુમારના લોકમાં જાય છે,[૨૮] બળદ આપનારો સેવા કરનારી લક્ષ્મીને મેળવે છે, ગાયનું દાન કરનારો ગોલોકમાં જાય છે, વાહનો અને શય્યાનું દાન કરનારો ભાર્યાને મેળવે છે, અભય દાન દેનારો ઐશ્વર્યને પામે છે,[૨૯] ધાન્ય આપનારો નિત્યનું સુખ મેળવે છે, વેદનું પુસ્તક આપનારો અથવા તો વેદ ભણાવનારો પુરુષ પરબ્રહ્મને પામે છે, કારણ કે સર્વેય દાનોમાં વેદનું દાન શ્રેષ્ઠ કહેવાય છે.[૩૦] જે પુરુષ સુવર્ણ, પૃથ્વી, ગાય, ઘોડા, બકરું, વસ્ત્ર, શય્યા, આસન વગેરે યોગ્ય બ્રાહ્મણનું પૂજન કરીને આપે છે અને જે પુરુષ પૂજા પ્રાપ્ત કરીને તે પદાર્થને ગ્રહણ કરે છે, તે બન્ને સ્વર્ગમાં જાય છે, પરંતુ વિપરીત રીતે દાન આપે છે અને દાન લે છે તો દાતા અને પ્રતિગ્રહીતા બન્ને જણા નરકમાં પડે છે.[૩૧] વિદ્વાન્ પુરુષે અસત્ય ભાષણ કરવું નહિ, તપ કરીને ગર્વ કરવો નહિ, પોતે દુઃખી થયા છતાં બ્રાહ્મણોનું અપમાન કરવું નહિ, અને દાન દઈને કહેવું નહિ.[૩૨] અસત્ય ભાષણ કરવાથી યજ્ઞનું ફળ મળતું નથી, ગર્વ કરવાથી તપનું ફળ મળતું નથી, બ્રાહ્મણનું અપમાન કરવાથી આયુષ્યનો નાશ થાય છે, અને કહી બતાવવાથી દાનનું ફળ મળતું નથી.[૩૩] પ્રાણી એકલો જન્મે છે, અને એકલો જ મરણ પામે છે, એકલો જ પુણ્યનું ફળ ભોગવે છે, અને એકલો જ પાપનું ફળ પણ ભોગવે છે.[૩૪] બાંધવો મરણ પામેલા અને એટલા માટે જ કાષ્ઠ અને લોષ્ટ (માટીનાં ઢેફાં) જેવા શરીરને પૃથ્વી ઉપર તજી દઈને અવળે મુખે ચાલ્યા જાય છે ત્યારે ધર્મ તેની પાછળ જાય છે.[૩૫] મન નહિ આવેલાં કર્મો કરવાની ગણુત્રી કર્યા કરે છે, અને કાળ નાશવંત શરીરને જોઈને આશ્ચર્ય પામે છે.[૩૬] તે માટે પુરુષે સદાય ધર્મની સહાયતા માટે ધર્મનો સંગ્રહ કરવો, કારણ કે ધર્મની સહાયતાથી જીવ દુસ્તર એવાં તમ અજ્ઞાનને તરી જાય છે.[૩૭] જે પુરુષોએ ઘણા પાણીવાળાં તળાવ બંધાવેલાં છે, સભાસ્થાન, સુંદર કુવાઓ અને પરબ બંધાવ્યાં છે, અન્ન આપે છે અને મધુરા વાણી બોલે છે, તે પુરુષોને યમનાં દર્શન થાતાં નથી.[૩૮]

* આ ઠેકાણે અન્ન એટલે કાચું અન્ન સીધું સમજવું. આ લોકોના સીધાં લેવામાં પણ પાપ છે.

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे वैष्णवधर्मपर्वमां अध्याय १२ मो समाप्त

## અધ્યાય ૧૩ મો

### સંન્યાસીના ધર્મ તથા અન્નના દાનની પ્રશંસા

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે જનાર્દન! વિદ્વાનો ધર્મને અનેક પ્રકારનો અને અનેક દ્વારવાળો કહે છે. તેમાં ધર્મનું લક્ષણ શું છે? તે મને કહે.[૧]

ભગવાન્ કહે છેઃ-હે રાજન્! તું ધર્મનો તથા શૌચનો (બાહ્ય તથા આંતર શુદ્ધિનો) વિધિ ક્રમવાર સાંભળ. હે રાજેંદ્ર! અહિંસા, શૌચ (બાહ્ય અને આંતર શુદ્ધિ) અક્રોધ (ક્ષમા), દયા, દમ, શમ, અને સરળતા આ ધર્મનાં નિશ્ચિત સ્વરૂપ છે.[૨] બ્રહ્મચર્ય, તપ, ક્ષમા, મદિરા અને માંસનો ત્યાગ, મર્યાદામાં રહેવું, અને શમ (શાંતિ) આ શૌચનાં લક્ષણ છે.[૩] બાલ્ય વયમાં વિદ્યા ભણવી, યૌવનમાં સ્ત્રી સાથે વિવાહ કરવો, અને વૃદ્ધાવસ્થામાં મુનિ (મુગા રહેવાના ધર્મ)નું આચરણ કરવું. આ રીતે સર્વદા ધર્મનું આચારણ કરવું.[૪] બ્રાહ્મણોનું અપમાન કરવું નહિ, ગુરુઓની નિંદા કરવી નહિ, સંન્યાસીઓને અનુકૂળ રહેવું, આ સનાતન ધર્મ છે.[૫] સંન્યાસી બ્રાહ્મણોનો ગુરુ છે, બ્રાહ્મણ ચારેય વર્ણોનો ગુરુ છે, પતિ પોતાની સ્ત્રીનો ગુરુ છે, અને રાજા સર્વનો ગુરુ છે.[૬] ગૃહસ્થ જાણતાં અથવા તો અજાણતાં જે પાપ કરે છે, તે સર્વ પાપને એક રાત્રિના નિવાસથી સંન્યાસી બાળી નાંખશે.[૭] સંન્યાસીઓ સદાચારી કે દુરાચારી હોય, જ્ઞાની હોય કે અજ્ઞાની હોય પરંતુ પરલોકમાં હિતની ઇચ્છા રાખનારા ગૃહસ્થોએ તેઓની પૂજા કરવી.[૮] એક દંડધારી હોય, ત્રણ દંડ ધારણ કરનારો હોય, શિખાવાળો હોય અથવા તો મુંડિત હોય અથવા તો ભગવાં વસ્ત્ર પહેરનારો હોય, પરંતુ ગમે તેવા સંન્યાસીની પણ અવશ્ય પૂજા કરવી.[૯] જે ગૃહસ્થો

પોતાને ઘેર આવેલા સંન્યાસીની અથવા તો અતિથિની પૂજા કરતા નથી અથવા તો તેનું અપમાન કરે છે તો તેઓ ગૃહસ્થોને નરકમાં નાખે છે.૧૦ તે માટે મારા ભક્ત, મારા વિશે પરાયણ, અને મારા વિશે સર્વ કર્મોનો ત્યાગ કરનારા એવા સંન્યાસીઓની પરલોકમાં હિતની ઇચ્છા રાખનારા ગૃહસ્થોએ પ્રયત્નથી પૂજા કરવી.૧૧ દ્વિજવર્ણે બ્રાહ્મણને પ્રહાર કરવો નહિ, તથા ગાયને પણ કોઈ દિવસ હણવી નહિ. આ બન્ને કર્મ ભ્રૂણહત્યાના* સમાન છે.૧૨ મુખથી અગ્નિને ધમવો નહિ, અગ્નિથી પગનાં તળિયાંને તપાવવાં નહિ, પગની નીચે અગ્નિને કોઈ દિવસ રાખવો નહિ, તેમ પોતાનો વાંસો પણ અગ્નિથી તપાવવો નહિ;૧૩ બે અગ્નિ બળતા હોય, તેની વચ્ચેથી નિકળવું નહિ, અગ્નિમાં અપવિત્ર પદાર્થ નાખવો નહિ, ઉચ્છિષ્ટ પુરુષે અગ્નિને અડવું નહિ, તેમ સૂતકી પુરુષે પણ કોઈ દિવસ અગ્નિને અડવું નહિ.૧૪ કુતરાં, ચંડાલ વગેરેએ સ્પર્શ કર્યો હોય ત્યારે અગ્નિને તાપવું નહિ, અથવા તેને વધારે સળગાવવો નહિ, ( અર્થાત્ પોતાની મેળે ઠંડો પડી જવા દેવો ), અગ્નિ સર્વ દેવતા સ્વરૂપ છે, તે માટે પુરુષે શુદ્ધ થઇને અગ્નિને અડવું.૧૫ પેશાબનો અને ઝાડાનો વેગ આવ્યો હોય ત્યારે સમજુ પુરુષે અગ્નિનો સ્પર્શ કરવો નહિ; પુરુષ જ્યાં સૂધી ઝાડા અને પીસાબના વેગને ધારણ કરે છે ત્યાં સૂધી અપવિત્ર રહે છે.૧૬ હે રાજા! રાંધવાને માટે કોઈ પણ દિવસ પારકાના ઘરમાંથી અગ્નિ લાવવો નહિ; કારણ કે પારકાના ઘરના અગ્નિથી રાંધેલાં અન્નવડે જે શુભ કર્મ કરવામાં આવે છે,૧૭ તે શુભ કર્મનું અર્ધ ફળ તે અગ્નિ આપનારાને મળે છે. તે માટે પોતાના ઘરમાં અગ્નિને પ્રજવલિત રાખવો.૧૮ પ્રમાદથી અથવા તો અજ્ઞાનથી અગ્નિ ઠરી જાય, તો અરણિને મથીને અગ્નિને ગ્રહણ કરવો, અથવા તો વેદ ભણેલા બ્રાહ્મણના ઘરમાંથી અગ્નિને લાવવો.૧૯

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે જનાર્દન! જે બ્રાહ્મણોને દાન આપવાથી મહા ફળ મળે છે, તે બ્રાહ્મણો કેવા છે? અને કેવા બ્રાહ્મણોને દાન દેવું તે મને કહો.૨૦

ભગવાન્ કહે છેઃ–જે બ્રાહ્મણ ક્રોધરહિત હોય, સત્યવાદી હોય, નિત્ય ધર્મ પાળનારો હોય, જિતેંદ્રિય હોય, તે બ્રાહ્મણોને સાધુ ( સારા ) જાણવા; તેઓને દાન દેવાથી મહા ફળ મળે છે.૨૧ જે બ્રાહ્મણો અભિમાન વિનાના હોય, સર્વને સહન કરનારા હોય, શાસ્ત્રના સર્વ અર્થ જાણ્યા હોય, જિતેંદ્રિય હોય, સર્વ પ્રાણીઓનું હિત ઇચ્છનારા હોય અને સર્વની સાથે મિત્રતાનો ગુણ ધરાવનારા હોય, તેઓને દાન આપવાથી મહા ફળ મળે છે.૨૨ જે બ્રાહ્મણ લોભ વિનાના હોય, પવિત્ર હોય, વિદ્યા ભણેલા હોય, લજ્જાવાળા હોય, સત્યવાદી હોય, અને સ્વધર્મમાં પરાયણ હોય, તેઓને દાન આપવાથી મહા ફળ થાય છે.૨૩ જે બ્રાહ્મણ દરરોજ અંગોની સાથે ચાર વેદોનો પાઠ કરે છે અને જેના પેટમાં શૂદ્રનું અન્ન પડ્યું નથી તેને ઋષિઓ પાત્ર જાણે છે.૨૪ હે યુધિષ્ઠિર! બુદ્ધિ અને શાસ્ત્રવાળો, સદાચારી અને શીલસંપન્ન એક બ્રાહ્મણ પણ સર્વ કુળને તારે છે.૨૫ માટે તેવા બ્રાહ્મણને ગાય, ઘોડો, અન્ન, અને ધન આપવું. કોઈ ગુણવાન્ અને સત્પુરુષોમાં માન્ય થયેલો બ્રાહ્મણ સાંભળવામાં આવે તો તેને દૂરથી પણ બોલાવી, તેનો સત્કાર કરીને તેની પ્રયત્નથી પૂજા કરવી.૨૬

યુધિષ્ઠિર પૂછે છેઃ–ભીષ્મે ધર્મનો તથા અધર્મનો વિધિ કહ્યો છે; તે ભીષ્મનાં વાક્યોમાંથી સારરૂપ ધર્મ, હે સુરેશ્વર! કહે.૨૭

ભગવાન્ કહે છેઃ–આ સ્થાવરજંગમ સર્વ જગત્ અન્ન ઉપર ટકી રહેલું છે. અન્નથી પ્રત્યક્ષ રીતે પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે, એમાં સંશય નથી.૨૮ પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરુષે (કુરુક્ષેત્રાદિ) દેશ તથા (સંક્રાંતિ આદિ) કાળ જોઇને પોતાની સ્ત્રીને પીડા કરીને પણ ( એટલે તેને થોડું અન્ન આપીને પણ ) ભિક્ષુકને અન્ન આપવું.૨૯ એક બ્રાહ્મણ બાળક હોય અથવા તો વૃદ્ધ હોય, પરંતુ પંથ કરવાથી પરિશ્રમિત થઈ ગયો હોય અને પોતાને ઘેર આવ્યો હોય તો ગૃહસ્થે પ્રસન્ન થઇને તેની ગુરુની પેઠે પૂજા કરવી.૩૦ પુરુષે ક્રોધનો ત્યાગ કરીને, સારો સ્વભાવ રાખી, મત્સરતાનો ત્યાગ કરીને પરલોકમાં હિત અને કલ્યાણ સંપાદન કરવા માટે પ્રસન્ન થઇ અતિથિની પૂજા કરવી.૩૧ ગૃહસ્થે કોઈ દિવસ અતિથિનું અપમાન કરવું નહિ, અસત્ય વાણી બોલવી નહિ, તેને ગોત્ર અને પ્રવર પૂછવાં નહિ, તેમ કોઈ દિવસ તેની વિદ્યા પણ પૂછવી નહિ.૩૨

ભોજનસમયે ચંડાળ અથવા શ્વપાક અથવા હરકોઈ પણ આવે તો પરલોકમાં હિતની ઇચ્છા રાખનારા પુરુષે તેને અન્ન આપીને તેનો સત્કાર કરવો.૩૩ હે યુધિષ્ઠિર! જે પુરુષ પોતાના ઘરનાં બારણાંને બંધ કરીને ભોજન કરે છે અને તેથી પ્રસન્ન થાય છે, તે પુરુષ પોતાને માટે સ્વર્ગનાં બારણાંને બંધ કરે છે.૩૪ જે પુરુષ પિતૃઓને, દેવોને, ઋષિઓને, નિરાધાર બ્રાહ્મણોને અને અતિથિઓને અન્નથી પ્રસન્ન કરે છે, તેને પુણ્યનું મહાન્ ફળ મળે છે.૩૫ જે પુરુષે ઘણું પાપ કર્યું હોય તે પુરુષ યાચક એવા બ્રાહ્મણને ખાસ અન્ન આપે છે તો સર્વ

* છએ અંગ સાથે વેદ ભણેલો બ્રાહ્મણ 'ભ્રૂણ' કહેવાય છે.

પાપોમાંથી છૂટી જાય છે.[૩૬] જગતમાં અન્ન આપનારો પ્રાણ આપનારો કહેવાય છે, અને પ્રાણ આપનારો સર્વ કંઈ આપનારો કહેવાય છે; તે માટે કલ્યાણની ઈચ્છાવાળાએ વિશેષે કરીને અન્ન આપવું.[૩૭] અન્નને અમૃત કહે છે, તથા અન્નને પ્રજા ઉત્પન્ન કરનારું કહ્યું છે. અન્ન ન ખાવાથી શરીરના પાંચ (ધાતુઓ એટલે પાંચ મહાભૂતો) નાશ પામે છે.[૩૮]

બળવાન્ પુરુષ પણ અન્નનો ત્યાગ કરે છે તો તેનું બળ નાશ પામે છે; તે માટે શ્રદ્ધાથી અથવા તો અશ્રદ્ધાથી પણ અન્નનું દાન કરવું.[૩૯] સૂર્ય પોતાનાં કિરણોથી પૃથ્વીમાંથી રસને ગ્રહણ કરે છે, અને વાયુ સૂર્યમાંથી રસને લઈને મેઘમાં નાખે છે.[૪૦] તે પછી મેઘમાં રહેલું જળ ઇન્દ્ર પૃથ્વી ઉપર વરસાવે છે. હે ભરતવંશી રાજા! તે જળથી પૃથ્વીદેવી ભીંજાય છે અને પ્રસન્ન થાય છે.[૪૧] તે પછી પૃથ્વી વિશે ધાન્ય ઉગે છે, અને તે ધાન્યથી સર્વ પ્રજા જીવે છે, અને તે પ્રજામાંથી માંસ, મેદસ્, હાડકાં અને મજ્જાની ઉત્પત્તિ થાય છે.[૪૨] આ રીતે આકાશમાં સૂર્ય, પવન, મેઘ, અને ઇંદ્ર એક સમૂહરૂપે રહેલા છે, અને તેમનાથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે.[૪૩] તે મહાત્મા પુરુષોનાં આકાશમાં દિવ્ય ભવનો છે. તે ભવનોના આકાર અનેક પ્રકારના છે, તેમાં અનેક જાતનાં ભૂમિ પરથી ગયેલાં પ્રાણીઓ રહે છે,[૪૪] ચન્દ્રનાં મંડળ જેવા શ્વેત રંગનાં છે, તેમાં સોનાની ઘુઘરીઓવાળા પડદા છે, ઉગતા સૂર્યના જેવા કાંતિવાળાં છે, ત્યાં સ્થાવર અને જંગમ બન્ને રૂપ છે,[૪૫] હજારો અને લાખો પાણીના તળાવો અને વનો એ સ્થાનોમાં છે, વળી તેમાં પુષ્પો તથા ફળવાળા અને કામના પૂર્ણ કરનારાં દેવવૃક્ષો પણ છે;[૪૬] હજારો વાવો, સભાસ્થાનો, કુવાઓ અને લાંબી વાવો છે, ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થરૂપ પર્વતો છે, ઉત્તમ વસ્ત્રો છે, આભરણો છે, દૂધની નદીઓ છે,[૪૭] અન્નના પર્વતો છે, હજારો ઘણુઘણાટ કરનારાં વાહનો છે,[૪૮] ઉત્તમ મહેલો અને સુવર્ણના પ્રકાશમાન અને શ્વેત રંગના પલંગો છે. અન્નનું દાન દેનારા પુરુષો આ લોકમાં રહે છે, તે માટે અન્નનું દાન દેવું.[૪૯]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्वमां'
अध्याय १३ मो समाप्त

## અધ્યાય ૧૪ મો

### ભોજનવિધિ, ગોગ્રાસવિધિ, અને બ્રાહ્મણને તલ તથા સેરડી પીલવાનો નિષેધ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે મધુસૂદન! હું અન્નના દાનનું ફળ સાંભળીને પ્રસન્ન થયો છું. હે દેવના દેવ! હવે તું ભોજનનો વિધિ કહેવાને યોગ્ય છો.[૧]

ભગવાન્ કહે છે;-હે પાંડવ! દ્વિજવર્ણના ભોજનનો વિધિ સાંભળ. દ્વિજવર્ણના પુરુષે સ્નાન કરીને પવિત્ર થવું, તે પછી અગ્નિમાં હોમ કરવો, તે પછી મનુષ્ય વિનાના એકાંત પવિત્ર પ્રદેશમાં[૨] બ્રાહ્મણે જળથી ચોખંડુ મંડળ કરવું, ક્ષત્રિયે ગોળાકાર મંડળ કરવું; અને વૈશ્યે અર્ધ ચન્દ્રના આકારનું મંડળ કરવું,[૩] તે પછી ભોજન કરનારા પુરુષે પગ ધોઈને, પૂર્વ દિશા તરફ મુખ કરી, પવિત્ર આસન ઉપર બેસીને ભોજન કરવું; (ભોજન વખતે) બે પગથી પૃથ્વીનો સ્પર્શ કરીને (એટલે પલાંઠી વાળીને) અથવા તો એક ચરણથી પૃથ્વીનો સ્પર્શ કરીને (એટલે પગ ઉભો રાખીને) એક પગથી પૃથ્વીનો સ્પર્શ કરીને, ભોજન કરવું.[૪] દ્વિજવર્ણે એક વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહિ, તેમ न चान्तर्याय भुञ्जीयात् ફુટી ગયેલા વાસણમાં ભોજન કરવું નહિ, તેમ પાંદડાની પીઠ ઉપર પણ ભોજન કરવું નહિ.[૫] ભોજન કરનારાએ મનને પ્રસન્ન રાખીને પ્રથમ અન્નને નમસ્કાર કરવો, અન્ન વિના બીજાને જોવું નહિ, અને ખાતી વેળાએ અન્નની નિંદા કરવી નહિ (ભોજનમાં સ્વાદ નથી એમ કહેવું નહિ).[૬] જે અન્નની નિંદા કરવામાં આવે છે, તેનું રાક્ષસોજ ભોજન કરે છે. ભોજન કરનારાએ હાથમાં જળ લઈને અન્નની પ્રદક્ષિણા તે જળવડે કરવી.[૭] તે જળને અપેય જાણવું; તે જળનું પાન થાય તો ચાંદ્રાયણ વ્રત કરવું; પરિવેષણના જળ વિના બીજું જળ મંત્ર ભણીને પીવું.[૮] તે પછી મંત્ર ભણીને પાંચ પ્રાણને પાંચ આહુતિ પૃથક્ પૃથક્ આપવી.[૯] હે રાજા! પ્રાણાહુતિ આપતી વખતે જીભ જે પ્રમાણે અન્નના રસને જાણે નહિ, તે પ્રમાણે મનને નિયમમાં રાખી, તંદ્રાનો ત્યાગ કરીને પ્રાણાહુતિ આપવી.[૧૦] હે પાંડવ! જે પુરુષ અન્નને, અન્નના આપનારાને તથા પાંચ પ્રાણને યથાર્થ રીતે જાણીને પાંચ આહુતિઓ આપે છે, તેણે પાંચ વાયુનું યજન કર્યું જાણવું.[૧૧] પરંતુ તેથી વિરુદ્ધ રીતે જે મૂર્ખ બ્રાહ્મણ ભોજન કરે છે, તે બ્રાહ્મણ તે અન્નથી અસુરોને, પ્રેતોને, અને રાક્ષસોને તૃપ્ત કરે છે.[૧૨] મુખના પ્રમાણમાં એક એક પિંડનો ગ્રાસ લેવો, મુખથી મોટો પિંડ હોય, તે પિંડ પોતાનું ઉચ્છિષ્ટ કહેવાય છે.[૧૩] જે પિંડમાંથી બાકી રહેલું હોય તથા જે અન્ન મુખમાંથી નિકળેલું હોય, તેને અભોજ્ય (ખાવાને અયોગ્ય) જાણવું, તે ખાવામાં આવે તો ચાંદ્રાયણ વ્રત કરવું.[૧૪] જે મનુષ્ય પોતાનું ઉચ્છિષ્ટ ખાય છે, જે મનુષ્ય ભોજન કરતાં કરતાં ઉઠીને હાથ ધોઈ નાખે છે અને પાછો ભોજન કરવાને બેસે છે, તેણે ચાંદ્રાયણ વ્રત, કૃચ્છ્ર વ્રત અથવા તો પ્રાજાપત્ય વ્રત કરવું.[૧૫] જે પુરુષ સ્ત્રીના જમેલા પાત્રમાં-ત્રાસણમાં જમે છે,

જે પુરુષ સ્ત્રીઓનું ઉચ્છિષ્ટ ખાય છે, સ્ત્રીની સાથે એક વાસણમાં ભોજન કરે છે તે મદ્યનુંજ ભોજન કરે છે. તત્વવેત્તા મુનિઓએ તેનું પ્રાયશ્ચિત્ત કહ્યું નથી.[૧૬] પાણી પીતાં જે પાણી નીચે પડે છે અને ભોજન કરતાં જે અન્ન મુખમાંથી નીચે પડે છે, તે બન્નેને અભોજ્ય જાણવાં. તેનું ભોજન થાય તો ચાંદ્રાયણ વ્રત કરવું.[૧૭] હે પાંડુપુત્ર! પાણી પીતાં જે બાકી રહેલું હોય તેને પીવું નહિ. જો મૂર્ખતાથી તે પીવાઈ જાય તો દ્વિજવર્ણે ચાંદ્રાયણ વ્રત કરવું.[૧૮] ઉત્તમ બ્રાહ્મણ જે પાત્રથી જળનું પાન કરે છે, તે પાત્રને જ્યાંસૂધી જમીન ઉપર મૂકવામાં આવતું નથી ત્યાંસૂધી તે ઉચ્છિષ્ટ ગણાતું નથી.[૧૯] બ્રાહ્મણે મૌન રહી, દિશાઓના તરફ તથા પૃથ્વી તરફ દૃષ્ટિ નહિ કરતાં વિધિ પ્રમાણે ભોજન કરવું, ને કોઇને પણ પોતાનું ઉચ્છિષ્ટ આપવું નહિ.[૨૦] સદાય ભોજનમાં અકરાતીયા થવું નહિ, તેમ કોઈ દિવસ ઓછું અન્ન પણ ખાવું નહિ, પરંતુ નિત્ય જે પ્રમાણે પીડા ન થાય તે પ્રમાણે ભોજન કરવું.[૨૧] ભોજન કરનારા પુરુષે ભોજન કરતી વખતે અડકાયલી સ્ત્રી, ચંડાળ, કુતરો, અથવા તો સુવર જોવામાં આવે તો તે અન્નનો ત્યાગ કરવો. જો બ્રાહ્મણ મોહને લીધે તેનો ત્યાગ કરે નહિ તો તેણે ચાંદ્રાયણ વ્રત કરવું.[૨૨] જે અન્નમાં વાળ પડ્યા હોય, જે અન્નમાં કીડા પડ્યા હોય, જેને મુખના પવનથી થંડું પાડવામાં આવ્યું હોય, તે અન્નને અભોજ્ય જાણવું, અને તેનું ભોજન થાય તો ચાંદ્રાયણ વ્રત કરવું.[૨૩] ભોજન કરતાં ઉઠી જઇને ફરીથી જે અન્નનો સ્પર્શ કરવામાં આવે, જે અન્નનો પગથી સ્પર્શ કરવામાં આવ્યો હોય, અને જે અન્નના ઉપર લંઘાયું હોય તે અન્નને રાક્ષસ જાણવું અને તે માટે તેનો ત્યાગ કરવો.[૨૪] જે બ્રાહ્મણ રાક્ષસે ઉચ્છિષ્ટ કરેલાં અન્નને જમે છે, તે પોતાના સાત થઈ ગયેલા પૂર્વજોને અને સાત થનારા વંશજોને રૌરવ નામના ઘોર નરકમાં નાખે છે.[૨૫] ભોજન કરી રહ્યા પછી ભોજન કરનારાએ જે પાત્રમાં ભોજન કર્યું હોય, તે પાત્રમાં આચમન કરવું. જો આચમન કર્યા વિના આસન ઉપરથી ભોજન કરનારો ઉઠે તો તેણે તુરત સ્નાન કરવું; નહિ તર તે અપવિત્ર થાય છે.[૨૬]

યુધિષ્ઠિર કહે છેઃ-હે માન આપનારા કૃષ્ણ! તૃણનો પુળો નાખવાનો વિધિ તથા તૃણનું માહાત્મ્ય અને ચન્દ્રમાંથી શેરડીની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે તે કહો.[૨૭]

ભગવાન્ કહે છે;-પિતૃઓને બળદો જાણવા અને ગાયોને લોકોની માતા જાણવી. હે રાજન્! તેઓની પૂજા કરવાથી પિતૃદેવોનું પૂજન થાય છે.[૨૮] જેના છાણથી સભા, પરબ, ઘર, અને દેવમંદિરો શુદ્ધ થાય છે, તેના કરતાં અધિક પ્રાણી કીયું જાણવું?[૨૯]



જે પુરુષ ભોજન કર્યા પહેલાં એક વર્ષ સૂધી પારકી ગાયને નિત્ય એક પુળો ઘાસનો નાખે છે, તેને સર્વ કાળ તેનું પુણ્ય મળે છે.[૩૦] તે સમયે નીચેનો મંત્ર ભણવો; गावो मे मातरः सर्वाः पितरश्चैव गोवृषाः। ग्रासमुष्टिं मया दत्ता प्रतिगृह्णीत मातरः॥ સર્વ ગાયો મારી માતા છે, અને સર્વ બળદો મારા પિતા છે. હે ગોમાતાઓ! મેં આપેલો ઘાસનો પુળો ગ્રહણ કરો.[૩૧] આ મંત્ર ભણીને અથવા તો ગાયત્રીમંત્ર ભણીને ઘાસના પુળાને પવિત્ર કરી, મનને સ્થિર કરીને તે ગાયને ખવરાવે તેના પુણ્યનું ફળ સાંભળ.[૩૨] તે પુરુષે જાણતાં અથવા તો અજાણતાં જે પાપકર્મ કર્યું હોય, તેનું તે સર્વ પાપ નાશ પામે છે, અને તેને દુષ્ટ (ખરાબ) સ્વપ્ન આવતાં નથી.[૩૩] તલ પવિત્ર છે, પાપનો નાશ કરનારા છે, નારાયણમાંથી ઉત્પન્ન થયા છે, તલને શ્રાદ્ધમાં વખાણેલા છે, અને તલનું દાન પણ અતિ શ્રેષ્ઠ ગણાય છે.[૩૪] તલનું દાન દેવું, તલ ખાવા, પ્રભાતમાં તલને શરીરે ચોળવા, અને 'તલ, તલ' એમ બોલવું; કારણ કે તલ પાપને હરનારા છે.[૩૫] બ્રાહ્મણોએ તલને વેચાતા લઇને અથવા તો દાનમાં લઈને તેને વેચવા નહિ. જે પુરુષ ભોજન, શરીર ઉપર ચોળવું અને દાન આ ત્રણ કર્મ વિના બીજી રીતે તલનો ઉપયોગ કરે છે, તે પુરુષ કુતરાના નરકમાં પિતૃઓની સાથે કીડા થઇને ડુબે છે.[૩૬] હે રાજા! બ્રાહ્મણે તલને ઘાણીમાં નાંખીને પીલવા નહિ. જે બ્રાહ્મણ મોહને લીધે તલને યંત્રમાં નાખીને પીલે છે તે બ્રાહ્મણ રૌરવ નરકમાં પડે છે.[૩૭] ચંદ્ર શેરડીના વંશમાંથી ઉત્પન્ન થયો છે, અને બ્રાહ્મણો ચંદ્રના વંશમાંથી ઉત્પન્ન થયા છે; તે માટે બ્રાહ્મણે શેરડીને પીલવી નહિ. જે બ્રાહ્મણ શેરડીને પીલે છે તે પોતાનો નાશ કરે છે.[૩૮] હે યુધિષ્ઠિર! શેરડીના એક એક સાઠાને યંત્રમાં પીલવાથી બ્રાહ્મણ બ્રહ્મહત્યાને પામે છે. તે માટે બ્રાહ્મણે યંત્રમાં શેરડી પીલવી નહિ.[૩૯]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्वमां' अध्याय १४ मो संपूर्ण

## અધ્યાય ૧૫ મો

### આપદ્ધર્મ, ઉત્તમઅધમ બ્રાહ્મણનાં લક્ષણ, ગુરુ, આચાર્ય, ઉપાધ્યાયનાં લક્ષણ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે કૃષ્ણ! ધર્મોનો સંગ્રહ, ભોજ્ય તથા અભોજ્ય પદાર્થો, એ વિષે તારી કૃપાથી સાંભળ્યું. હવે મને આપદ્ધર્મ કહો.[૧]

ભગવાન્ કહે છેઃ–દુષ્કાળ પડ્યો હોય, રાષ્ટ્રના ઉપર આપત્તિ આવી હોય ત્યારે, મૃત્યુસૂતકમાં, ઉષ્ણ કાળના દિવસમાં, તથા માર્ગમાં નિયમનો ભંગ કરવામાં આવ્યો હોય,[૨] દૂર માર્ગ ચાલવાથી થાકી ગયો હોય ત્યારે, બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જાતિનો પુરુષ ન મળે ત્યારે પોતાની આજીવિકા કરવા માટે શૂદ્રની પાસેથી પણ કાચું સીધું લેવું.[૩] બ્રાહ્મણ આતુર હોય, દુઃખી હોય, વ્યાધિથી પીડાતો હોય, ભુખ્યો હોય તે સમયે વિધિનો ત્યાગ કરીને ભોજન કરે છે તોપણ તેને પ્રાયશ્ચિત્ત લાગતું નથી.[૪] જે બ્રાહ્મણને યજ્ઞમાં અથવા તો શ્રાદ્ધમાં આમંત્રણ કર્યું હોય અને તે બ્રાહ્મણ શ્રાદ્ધના ભોજનમાં ને યજ્ઞના ભોજનમાં માંસ વગેરે ખાય તો પણ તેને પ્રાયશ્ચિત્ત લાગતું નથી.[૫] જળ, મૂળ (કંદ), ઘી, દૂધ, હવિષ્, બ્રાહ્મણની ઇચ્છા, ગુરુનું વચન અને ઔષધ આ આઠ વ્રતનો નાશ કરતાં નથી.[૬] જે પુરુષ વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરવાને અશક્ત હોય, તે વિદ્વાન્ બ્રાહ્મણોનાં વચનથી તથા દાન દઈને પણ શુદ્ધ થાય છે.[૭] પરદેશથી આવેલો પુરુષ ઋતુકાળમાં અથવા ઋતુકાળ સિવાયના સમયમાં, દિવસે તથા રાત્રે પણ સ્ત્રીની સાથે સમાગમ કરે છે તો તે પ્રાયશ્ચિત્ત કરવાને યોગ્ય થાતો નથી.[૮]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે સુરેશ્વર ! કેવા બ્રાહ્મણો વખાણવા યોગ્ય ગણાય છે, કેવા બ્રાહ્મણો નિંદાપાત્ર ગણાય છે, અને અષ્ટકા શ્રાદ્ધનો કયો સમય છે? તે હે સુવ્રત! મને કહે.[૯]

ભગવાન્ કહે છેઃ–સૂર્ય સત્ય પ્રતિજ્ઞાવાળા બ્રાહ્મણને જોઇને પોતાના સ્થાનમાં કંપે છે કે, આ મારાં મંડળને ભેદીને સનાતન બ્રહ્મને પ્રાપ્ત થશે.[૧૦] કુલીન, વેદોક્ત કર્મ કરનાર, વેદવિદ્યા ભણનારો, દયાળુ, શ્રીમાન્, સરળ, અને સત્યવાદી આ સર્વે બ્રાહ્મણો પાત્ર ગણાય છે.[૧૧] આ બ્રાહ્મણો આગળના સ્થાનમાં બેસીને પ્રથમ ભોજન કરે છે, અને તે પંક્તિમાં જે બીજા બ્રાહ્મણો બેઠા હોય તેઓને દર્શન આપીને પવિત્ર કરે છે.[૧૨] જે શ્રેષ્ઠ બ્રાહ્મણો મારા ભક્ત છે, મારા વિશે પ્રીતિવાળા છે, તેઓને પંક્તિપાવન જાણવા અને વિશેષે કરીને પૂજ્ય જાણ.[૧૩]

હે રાજન્! હવે તું મારી પાસેથી વેદમાં પારંગત છતાં પણ નિંદાપાત્ર બ્રાહ્મણોને સાંભળ. જે બ્રાહ્મણ જગતમાં કપટથી વ્યવહાર કરે છે, અને પાપકર્મ કરનારા છે તેઓને નિંદાપાત્ર જાણવા.[૧૪] જેને ત્યાં અગ્નિહોત્ર ન હોય, જે વેદનું અધ્યયન કરતો ન હોય, જેને પ્રતિગ્રહ (દાન) લેવાની ઇચ્છા હોય, અને ગમે ત્યાં ભોજન કરતો હોય તે બ્રાહ્મણને બ્રહ્મદૂષક (નિંદાપાત્ર) જાણવો.[૧૫] જે બ્રાહ્મણનું શરીર મૃત્યુસૂતકનું અન્ન ખાઈને પુષ્ટ થયું હોય, જે બ્રાહ્મણ શૂદ્રનું અન્ન ખાતો હોય અર્થાત્ શૂદ્રની જેને આજીવિકા હોય, હે રાજા! તેની શી ગતિ થાશે, તે હું પણ જાણતો નથી.[૧૬] વેદાધ્યયન કરનારો પણ નિત્ય શૂદ્રના અન્નના રસથી શરીરે હૃષ્ટપુષ્ટ થયો હોય તો તે જપ કરે છે, અથવા તો હોમ કરે છે તોપણ તેને ઉંચી ગતિ મળતી નથી.[૧૭] જે બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય પરંતુ શૂદ્રના ઘરના આમાન્ન ઉપર નિર્વાહ કરતો હોય તો તેના આત્માનો, વેદનો અને ત્રણ અગ્નિનો આ પાંચ પદાર્થનો નાશ થાય છે.[૧૮] શૂદ્રની સેવા કરનારા બ્રાહ્મણને ખાસ ભૂમિ ઉપર અન્ન આપવું; કારણ કે તે કુતરાં અને શિયાળ સમાન છે.[૧૯] મૂર્ખ બ્રાહ્મણ જો મરી ગયેલા શૂદ્રના પ્રેતની પાછળ ડાઘુ તરિકે જાય છે, તેને ત્રણ રાત્રિનું સૂતક લાગે છે.[૨૦] તે બ્રાહ્મણ ત્રણ રાત્રિ વીતી ગયા પછી સમુદ્રને મળનારી નદી ઉપર જઇને સો પ્રાણાયામ કરવાથી અને ઘીનું પ્રાશન કરવાથી શુદ્ધ થાય છે.[૨૧] જે ઉત્તમ બ્રાહ્મણો અનાથ બ્રાહ્મણના પ્રેતને ઉપાડીને સ્મશાનમાં લઈ જાય છે, તેમને દર પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૨૨] તે બ્રાહ્મણો શુભ કર્મ કરનારા છે, તેઓને જરા પણ પાપ લાગતું નથી, તેઓ પાણીમાં સ્નાન કરવાથી જ તુરત શુદ્ધ થાય છે.[૨૩] નિવૃત્ત થયેલા બ્રાહ્મણે શૂદ્રના ઘરમાં દૂધ અથવા તો દહીં ઘી પણ ખાવાં નહિ. કારણ કે તે શૂદ્રના અન્ન સમાન જ છે.[૨૪] ભોજનની અને અન્નની અત્યંત ઇચ્છાવાળા બ્રાહ્મણોને જે મનુષ્ય ભોજનમાં વિઘ્ન કરે છે, તેના જેવો કોઇ બીજો પાપી નથી.[૨૫] હે રાજા! ચારેય વેદો, તેનાં છ અંગો, સાંખ્ય, પુરાણ વગેરેનું અધ્યયન તથા ઉત્તમ કુળમાં જન્મ, આ સર્વ શીલ વિનાના બ્રાહ્મણને પરલોકમાં ગતિ આપતાં નથી.[૨૬] ગ્રહણ સમયે, વિષુવમાં, ઉત્તરાયણ તથા દક્ષિણાયનના છેવટના ભાગમાં, પિતૃના કર્મમાં, મઘા નક્ષત્રમાં, પોતાને ત્યાં પુત્રજન્મ થયો હોય ત્યારે, અને ગયામાં પિંડ મૂકતી વખતે, હે પાંડુના પુત્ર! જે દાન કરવામાં આવે છે તે એક હજાર સુવર્ણમુદ્રા બરાબર થાય છે.[૨૭] વૈશાખ મહિનાની ત્રીજ, કાર્તિક મહિનાની શુકલ પક્ષની ત્રીજ, ભાદ્રપદ મહિનાની કૃષ્ણ પક્ષની તેરસ, માઘ મહિનાની પૂનેમ,[૨૮] ચન્દ્ર અને સૂર્યનું ગ્રહણ, ઉત્તરાયણ તથા દક્ષિણાયાનના આરંભના દિવસ, આ શ્રાદ્ધનો સમય છે. આ દિવસોમાં મનુષ્ય સાવધાન થઇને પિતૃઓને તલવાળું પાણી પણ આપે છે તો તેણે એક હજાર વર્ષ સૂધી શ્રાદ્ધ કર્યું જાણવું. આ રહસ્ય (ગુપ્ત વાત) પિતૃઓ

કહે છે.[૨૯] જે પુરુષ સ્નેહને લીધે, ભયને લીધે, અથવા તો ધનને માટે એક પંક્તિમાં બેઠેલા પુરુષમાં અન્ન પીરસવામાં ભેદ કરે છે તેવા ક્રૂર, દુરાચારી, અને મનને વશ નહિ રાખનારા પુરુષને વિદ્વાનો બ્રહ્મહત્યા કરનારો કહે છે.[૩૦] જે પુરુષોની પાસે ઘણું ધન છે, અને જેઓ પરલોક વિશે કંઈ પણ જાણતા નથી પરંતુ નિત્ય સ્ત્રીઓની સાથે વિલાસ કર્યા કરે છે, હે ઉત્તમ શત્રુને મારનારા રાજા! તેઓનાં આલોકમાં જ જન્મમરણ થયા કરે છે; શરીરના સુખમાં પરાયણ રહેનારા તેઓને બીજું (પારલૌકિક) સુખ મળતું નથી.[૩૧] જેઓ સંસારના વિષયમાંથી મુક્ત રહે છે, તપશ્ચરણ કર્યા કરે છે, નિત્ય વેદનો સ્વાધ્યાય કર્યા કરે છે, એ રીતે શરીરને ક્ષીણ કરે છે, ઇંદ્રિયોને જિતી લે છે, પ્રાણીઓના હિતમાં ધ્યાન આપે છે, તે મનુષ્યોને આલોકમાં ને પરલોકમાં સુખ મળે છે.[૩૨] પરંતુ જે મૂઢ મનુષ્યો આત્મવિદ્યાનું અધ્યયન કરતા નથી, તપ કરતા નથી, દાન કરતા નથી, ધર્મ્યે વિવાહ કરીને પ્રજા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરતા નથી, તેવા પુરુષોને આલોકમાં પણ સુખ કે ભોગ મળતા નથી અને પરલોકમાં પણ સુખ કે ભોગો મળતા નથી.[૩૩]

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે નારાયણ! હે પુરાણેશ! હે લોકનિવાસ! તને હું નમસ્કાર કરું છું અને તારી પાસેથી ધર્મનો સારસંગ્રહ સંપૂર્ણ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું.[૩૪]

ભગવાન્ કહે છેઃ–હે મહાબુદ્ધિમાન્! મનુએ સૃષ્ટિના આરંભમાં ધર્મનો સાર કહ્યો છે. તે વેદમાં મનુએ કહેલો પ્રાચીન ધર્મ કહીશ.[૩૫]

ચયનયાગ, કપિલા ગાય, યજ્ઞ કરનારો, રાજા, સંન્યાસી, મહાસાગર, આટલાં દર્શન કરવાથી જ મનુષ્યોને પવિત્ર કરે છે. તે માટે સદા તેઓનાં દર્શન કરવાં.[૩૬] હે યુધિષ્ઠિર! એકને જ ગાયનું દાન આપવું, ઘણાઓને આપવું નહિ; ગાયને વેચવામાં આવે છે તો તે કુલના સાત પુરુષોને બાળી નાખે છે.[૩૭] ગાય, વસ્ત્ર, શય્યા, અને સ્ત્રીઓ ઘણાને દાનમાં ન આપવાં; પરંતુ એકને જ આપવાં. કારણ કે ઘણાને આપેલું તે દાન દાતાને પહોંચતું નથી.[૩૮] અનાર્યો( નીચ )ના ઘરમાં બ્રાહ્મણો અને ગાયો જઇને બળાત્કારથી તેના પદાર્થને ખાય છે તો અનાર્યોને રાજસૂય યજ્ઞના કરતાં પણ વિશેષ પુણ્ય મળે છે.[૩૯] જે પુરુષ એમ કહે કે, 'બ્રાહ્મણોને અને ગાયોને અન્ન આપો મા' તે પુરુષ સેંકડો પક્ષીઓની યોનિમાં જન્મ લઈ ચંડાળની જાતિમાં અવતરે છે.[૪૦] હે રાજન્! બ્રાહ્મણનું ધન, દેવનું ધન, દરિદ્રનું ધન અને ગુરુનું ધન હરણ કરવામાં આવે છે તો તે સ્વર્ગમાં રહેનારાઓને ત્યાંથી મર્ત્યલોકમાં પાડે છે.[૪૧] ધર્મ જાણવાની ઇચ્છાવાળા પુરુષોને વેદ મુખ્ય પ્રમાણ છે, બીજું પ્રમાણ ધર્મશાસ્ત્રો છે, અને ત્રીજું પ્રમાણ લોકાચાર છે.[૪૨] પૂર્વ સમુદ્રથી માંડીને પશ્ચિમ સમુદ્ર સુધીના અને હિમાચળ તથા વિંધ્યાચળની મધ્યના પ્રદેશને આર્યાવર્ત કહે છે.[૪૩] દેવની નદી એવી સરસ્વતી તથા દૃષદ્વતી (ગંડકી) નદીની વચ્ચેના દેવોએ નિર્માણ કરેલા દેશને બ્રહ્માવર્ત કહે છે.[૪૪] દેશમાં ચાર વર્ણનો અને વર્ણસંકરનો જે આચાર, પરંપરાના ક્રમથી ચાલ્યો આવતો હોય તે સદાચાર કહેવાય છે.[૪૫] કુરુક્ષેત્ર, મત્સ્ય, પાંચાળ દેશ, શૂરસેન દેશ, આ બ્રહ્મર્ષિ દેશ કહેવાય છે, અને તે બ્રહ્માવર્તની પડોસમાં આવેલાં છે.[૪૬] આ દેશમાં જન્મેલા બ્રાહ્મણની પાસેથી પૃથ્વી ઉપરનાં સર્વે મનુષ્યોએ પોતપોતાનું ચરિત્ર શીખવું જોઇએ.[૪૭] હિમાચળ અને વિંધ્યાચળની મધ્યનો, અને સરસ્વતી નદીના પૂર્વ તરફનો પ્રદેશ તથા પ્રયાગથી પશ્ચિમ તરફનો પ્રદેશ–આ દેશને મધ્યમ દેશ કહ્યો છે.[૪૮] જે દેશમાં સ્વાભાવિક રીતે કાળીયાર મૃગ ફરે છે, તે દેશને યજ્ઞીય દેશ જાણવો, અને તેથી બીજા દેશને મ્લેચ્છ દેશ જાણવો.[૪૯] બ્રાહ્મણોએ આ દેશોને જાણીને ત્યાં વાસ કરવો, અને શૂદ્રે તો આજીવિકાથી કર્શિત થઇને એટલે પોતાની આજીવિકા ચાલતી ન હોય તો હર કોઈ દેશમાં વાસ કરવો.[૫૦]

આચાર, અહિંસા, સત્ય, યથાશક્તિ દાન, યમોની સાથે નિયમો આ મુખ્ય ધર્મ છે.[૫૧] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને ગર્ભાધાનથી માંડીને સોળે શરીરના સંસ્કારો પવિત્ર વૈદિક મંત્રોથી કરવા. કારણ કે આ સંસ્કારો આલોકમાં ને પરલોકમાં પવિત્ર કરનારા છે.[૫૨] ગર્ભાધાનના હોમવિધિથી, જાતકર્મથી, નામકરણથી, ચૂડાકર્મથી, ઉપનયનસંસ્કારથી, વેદનો સ્વાધ્યાય કરવાથી, સ્વાધ્યાયને માટે વેદવ્રતો કરવાથી, વિવાહસંસ્કારથી, સ્નાતકનાં વ્રતોથી, પાંચ મહાયજ્ઞો કરવાથી તથા જ્યોતિષ હોમ વગેરે યજ્ઞો કરવાથી આ શરીર પરબ્રહ્મને પ્રાપ્ત કરવા યોગ્ય થાય છે.[૫૩] જો ધર્મ અને અર્થનો લાભ થતો ન હોય, અથવા તો વિદ્યાના પ્રમાણમાં સેવા પણ થતી ન હોય, તો ઉખર ભૂમિમાં જેમ ઉત્તમ બીજ રોપવામાં આવતું નથી, તેમ તેવા પુરુષને વિદ્યા ભણાવવી નહિ.[૫૪] જેની પાસેથી લૌકિક, વેદોક્ત અને અધ્યાત્મ (આત્મા સંબંધી) જ્ઞાન સંપાદન કર્યું હોય, તેને પ્રથમ પ્રણામ કરવા.[૫૫] પોતાના ડાબા હાથથી ગુરુના ડાબા ચરણનો સ્પર્શ કરવો, અને જમણા હાથથી જમણા ચરણનો સ્પર્શ કરવો, પરંતુ

એક હાથથી ગુરુના ચરણમાં અભિવંદન કરવું નહિ.[૫૬] જે પુરુષ વિધિપૂર્વક ગર્ભાધાન આદિ સંસ્કારો કરાવે છે, અને વેદ ભણાવે છે તે બ્રાહ્મણ ગુરુ કહેવાય છે.[૫૭]

જે બ્રાહ્મણ ઉપનયનસંસ્કાર કરીને નિત્ય કલ્પસૂત્ર તથા ઉપનિષદોની સાથે વેદ ભણાવે છે, તે ઉપાધ્યાય કહેવાય છે.[૫૮] જે અંગોની સાથે વેદો ભણાવે છે, વ્રતોનો ઉપદેશ આપે છે, અને વેદના મંત્રોના અર્થોનું વિવરણ કરે છે તે આચાર્ય કહેવાય છે.[૫૯] ઉપાધ્યાય કરતાં આચાર્ય દશ ગણા ઉત્તમ છે, આચાર્યના કરતાં પિતા સો ગણા ઉત્તમ છે, અને પિતાના કરતાં માતા, પોતાના ગૌરવને લીધે સો ગણી ઉત્તમ છે.[૬૦] આ બધામાં જ્ઞાન આપનારા ગુરુ શ્રેષ્ઠ છે, ગુરુના કરતાં શ્રેષ્ઠ કોઈ પણ થયો નથી અને થશે પણ નહિ.[૬૧] તે માટે, ગુરુજનોના વશમાં રહેવું અને તેમની સેવા કરવી. ગુરુઓનું અપમાન કરવાથી અવશ્ય નરક મળે છે.[૬૨] ઓછા અંગવાળા, વધારે અંગવાળા, મૂર્ખ, વૃદ્ધ વયના, કુરૂપડા, નિર્ધન, અને ઉતરતી જાતિવાળા પુરુષોનો તિરસ્કાર કરવો નહિ.[૬૩] તિરસ્કાર કરનારાએ જે પુણ્ય કર્યું હોય તે પુણ્ય પંડે જેનો તિરસ્કાર કરે છે તેને જાય છે, અને જેનો તિરસ્કાર કર્યો હોય તેનું પાપ તિરસ્કાર કરનારાને જાય છે.[૬૪] નાસ્તિકપણું, વેદની નિંદા, દેવોની નિંદા, દ્વેષ, દંભ, અભિમાન, ક્રોધ અને તીક્ષ્ણતાનો ત્યાગ કરવો.[૬૫]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्व'मां अध्याय १५ मो समाप्त

## અધ્યાય ૧૬ મો

### અગ્નિની ઉત્પત્તિ, આહવનીય આદિ અગ્નિઓ, તથા અગ્નિહોત્રની પ્રશંસા

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ભગવાન્ હૃષીકેશ! ધર્મ તથા અધર્મને નહિ જાણતો હોવાથી હું તારો ભક્ત તને મહા પુણ્યવાન્ એવો ધર્મ પૂછું છું, તે તું મને કહે.[૧]

ભગવાન્ કહે છેઃ-હે યુધિષ્ઠિર! ત્રણ વર્ણને માટે અગ્નિહોત્ર ઉત્પન્ન કરવામાં આવ્યું છે, તેમાં મંત્રો ભણીને સારી રીતે હોમવામાં આવે છે તથા વિધિપૂર્વક અગ્નિની ઉપાસના કરવામાં આવે છે તો અગ્નિહોત્ર અગ્નિહોત્રીને, તેની સ્ત્રી તથા કુટુંબીઓની સાથે સ્વર્ગમાં લઈ જાય છે.

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે દેવદેવેશ! બ્રાહ્મણોએ, ક્ષત્રિયોએ અને વૈશ્યોએ અગ્નિમાં કેવી રીતે હોમ કરવો, અને હોમ યથાર્થ રીતે થયો છે, એમ કેવી રીતે થાય?[૩] હે ઉત્તમ દેવ! કયે સમયે, કોણે અગ્નિહોત્ર લેવું, કેવી રીતે અગ્નિહોત્રમાં હોમ કરવો, અગ્નિહોત્રી બ્રાહ્મણનું ઉત્તમ આચરણ કેવી રીતનું હોય છે?[૪] હે વિભુ! અગ્નિ કેટલા છે? તેનું સ્વરૂપ કેવું છે? કયા અગ્નિનું કયું સ્થાન છે, કયા અગ્નિમાં હોમ કરવાથી અગ્નિહોત્રી કયા લોકમાં જાય છે?[૫] હે નિર્દોષ પરમાત્મા! પૂર્વે અગ્નિહોત્ર કેવી રીતે ઉત્પન્ન થયું છે? અગ્નિહોત્રમાં હોમ કેવી રીતે કરવામાં આવે છે, અને દેવો કેવી રીતે પ્રસન્ન થાય છે?[૬] અગ્નિઓનું વિધિપૂર્વક મંત્રોથી કેવી રીતે પૂજન કરવું? હે વક્તાઓમાં શ્રેષ્ઠ! અગ્નિહોત્રીઓ કયી ગતિને પામે છે?[૭] હે કેશવ! હે ભગવન્! ત્રણ અગ્નિને જાણ્યા વિના તેમાં દુષ્ટતાથી હોમ કર્યો હોય, અથવા તો તેની દુષ્ટ રીતે ઉપાસના કરવાથી અગ્નિહોત્રીનું શું થાય છે?[૮] જે પાપી પુરુષ વિવાહના અગ્નિનો ત્યાગ કરે છે તે, હે દેવ! કયી ગતિને પામે છે? આ સર્વ સંક્ષેપમાં, હું ભક્તિથી તારી પાસે આવ્યો છું, તેને કહેવાને તું યોગ્ય છો. હે સર્વજ્ઞ! હે સર્વાધિક! તને હું નમસ્કાર કરું છું.[૯]

ભગવાન્ કહે છેઃ-હે રાજા! મહાપુણ્યપ્રદ અને પરમ ધર્મરૂપી આ અમૃત સાંભળ, કે જે અગ્નિહોત્રી એવા યોગ્ય બ્રાહ્મણોને તારે છે.[૧૦] હે મહાકાંતિવાળા રાજા! મેં પૂર્વે સૃષ્ટિના આરંભમાં બ્રહ્મારૂપે સર્વે લોકોને ઉત્પન્ન કર્યા હતા, અને પછી તે લોકોનું હિત કરવાની ઈચ્છાથી મારા મુખમાંથી અગ્નિને નિર્માણ કર્યો હતો.[૧૧] મેં સર્વે પ્રાણીઓની પૂર્વે અગ્નિને ઉત્પન્ન કર્યો છે, તેથી પુરાણ જાણનારા વિદ્વાનો તેને અગ્નિ કહે છે.[૧૨] વળી સર્વ કર્મોમાં દીપ્યમાન એવા અગ્નિને પ્રથમ આહુતિ આપવામાં આવે છે, તેથી પણ તે અગ્નિ કહેવાય છે.[૧૩] વળી હે રાજા! અગ્નિની સારી રીતે પૂજા કરવામાં આવે છે તો તે દ્વિજોને ઉત્તમ ગતિએ લઈ જાય છે, તેથી દેવોમાં તે અગ્નિ કહેવાય છે.[૧૪] હે નરશ્રેષ્ઠ! અગ્નિમાં વિધિનો ત્યાગ કરીને હોમવામાં આવે છે તો તે યજમાનને એક ક્ષણમાં ભક્ષણ કરવાને સમર્થ થઈ પડે છે. તે ઉપરથી અગ્નિને 'ક્રવ્યાદ' કહેવામાં આવે છે.[૧૫] હે રાજન્! આ અગ્નિ સર્વ ભૂતરૂપ છે, દેવોનું મુખ છે, અને મેં લોકોને માટે પ્રથમ મારા મુખમાંથી ઉત્પન્ન કર્યો છે. તે અગ્નિ સમર્થ છે, અને અન્નને પાચન કરનારો હોવાથી 'પચન' કહેવાય છે.[૧૬] મેં પૂર્વે અગ્નિને જેવો ઉત્પન્ન કર્યો કે તે લોકોને ખાવાની ઈચ્છા કરવા લાગ્યો, એટલે મેં તેની ઉપાસના કરીને તેને શાંત પાડી દીધો હતો.[૧૭] તેની નિત્ય ઉપાસના કરવાથી તેને 'ઔપાસન' કહેવામાં આવે છે.[૧૮] ઘરમાં રહેલા ઔપાસન અગ્નિમાં નિત્ય હોમ કરવામાં આવે છે તે અગ્નિને વિદ્વાનો 'આવસથ્ય' અગ્નિ કહે છે.[૧૯] જે

દ્વિજ જાતિનો પુરુષ તે અગ્નિમાં ધર્મ પ્રમાણે પંચમહાયજ્ઞો કરે છે, તે દ્વિજ ચંદ્રના મંડળના મધ્યમાં થઇને પરલોકમાં જાય છે.[૨૦] સિદ્ધ અને ઇંદ્રિયોને તથા બુદ્ધિને નિયમમાં રાખનારા સપ્તર્ષિઓ અગ્નિની પૂજા કરવામાં તત્પર રહેતા હતા, તેથી દેવના લોકમાં ગયા હતા.[૨૧] બીજાઓ આવસથ્યાગ્નિને 'પંચનાગ્નિ' કહે છે. કારણ કે તેમાં પાંચ મહાયજ્ઞ તથા વૈશ્વદેવ છે.[૨૨] તથા ઘરનો સ્થાલીપાક પણ તેમાં થાય છે. આ રીતે આ અગ્નિમાં સર્વ યજ્ઞો રહેલા છે. આ અગ્નિ ઘરનાં કર્મોમાં ઉપયોગી હોવાથી ગૃહપતિ કહેવાય છે.[૨૩] ત્યારે કેટલાએક વેદવેત્તાઓ તેને ઔપાસન, આવસથ્ય, સભ્ય, અને પચન નામનો અગ્નિ કહે છે, અને મારું પણ એ જ મત છે.[૨૪]

હે રાજા! હવે તું સાવધાન થઇને અગ્નિહોત્રના પ્રકારને સાંભળ! હું તને પ્રથમ ત્રણ અગ્નિનાં નામ કહું છું.[૨૫] ગૃહોનું કહેતાં ઘરોનું પતિત્વ તે ગૃહપત્ય કહેવાય છે. જે અગ્નિ ગૃહપતિ છે તેને શાસ્ત્રમાં ગાર્હપત્ય અગ્નિ કહે છે.[૨૬] જે અગ્નિ યજમાનને દક્ષિણ માર્ગેથી સ્વર્ગમાં લઈ જાય છે તે અગ્નિને બ્રાહ્મણો દક્ષિણાગ્નિ કહે છે.[૨૭] સર્વ આહુતિ અગ્નિમાં અપાય છે અને તે હવ્યને લે છે. અગ્નિ સર્વ હવિષોનું વહન કરે છે તેથી તે આહવનીય કહેવાય છે.[૨૮] બ્રાહ્મણ વિધિ પ્રમાણે જે આવસથ્ય નામના મૂલ અગ્નિમાં હોમ કરે છે તે અગ્નિને આવસથ્ય અને પચનાગ્નિ પણ કહે છે.[૨૯] તે ઉપરાંત તે અગ્નિઓની સભામાં રહેનારો એક અગ્નિ છે તેને સભ્ય અગ્નિ કહેવામાં આવે છે. આવસથ્ય નામનો જે પ્રથમ અગ્નિ છે તે પ્રજાપતિરૂપ છે.[૩૦] ગાર્હપત્ય અગ્નિ બ્રહ્માનું સ્વરૂપ છે; કારણ કે તે અગ્નિમાં બ્રહ્માનો વાસ છે. દક્ષિણાગ્નિ રુદ્રરૂપ છે; કારણ કે તે ક્રોધરૂપ અને પ્રચંડ છે.[૩૧] હું આહવનીય અગ્નિ છું, અને હોમના આરંભથી અંત સુધી મારા મુખમાં હોમ કરવામાં આવે છે. હે નરાધિપ! પાંચમો અગ્નિ સભ્ય અગ્નિ છે. તે કાર્તિક સ્વામીરૂપ છે.[૩૨] પૃથ્વી ગાર્હપત્ય અગ્નિરૂપ છે, અંતરિક્ષ દક્ષિણાગ્નિ રૂપ છે, અને આહવનીય અગ્નિ સ્વર્ગરૂપ છે; આ રીતે ત્રણ અગ્નિ શાસ્ત્રમાં કહ્યા છે.[૩૩] ગાર્હપત્ય અગ્નિ ગોળાકાર છે, કારણ કે પૃથ્વી ગોળાકાર છે. દક્ષિણાગ્નિ અર્ધચંદ્રના આકારનો છે.[૩૪] અને સ્વર્ગ ચાર ખૂણાવાળું, નિર્મળ, અને પીડા વિનાનું છે, તે માટે હે નરાધિપ! આહવનીય અગ્નિ પણ ચોખંડો છે.[૩૫] જે દ્વિજવર્ણ ગાર્હપત્ય અગ્નિમાં હોમ કરે છે તે પૃથ્વીનો વિજય કરે છે, જે દક્ષિણાગ્નિમાં હોમ કરે છે તે અંતરિક્ષનો (આકાશનો) વિજય કરે છે.[૩૬] જે પુરુષ ભક્તિપરાયણ થઇને આહવનીય અગ્નિમાં હોમ કરે છે તે પુરુષ પૃથ્વીનો, અંતરિક્ષનો, અને સ્વર્ગનો ઋષિગણોની સાથે વિજય કરે છે.[૩૭] યજ્ઞોમાં જે અગ્નિ વિશે જ મુખ્ય હોમ કરવામાં આવે છે તે ઉપરથી મહાકાંતિવાળો તે અગ્નિ 'આહવનીય' કહેવાય છે.[૩૮] અગ્નિહોત્રમાં તથા બીજા યજ્ઞોમાં આરંભથી જ જે અગ્નિમાં જ હોમ કરવામાં આવે છે, તે ઉપરથી તે અગ્નિને આહવનીય અગ્નિ કહેવામાં આવે છે.[૩૯] જે પુરુષ સર્વ અગ્નિના મૂળરૂપ આવસથ્ય અગ્નિમાં વિધિ પ્રમાણે હોમ કરે છે, તે પુરુષ પોતાની પત્નીની સાથે સપ્તર્ષિઓના લોકમાં આનંદ કરે છે.[૪૦] વળી તે પુરુષ સર્વ અગ્નિને પ્રિય થઈ પડે છે, અને આવસથ્ય અગ્નિમાં જે હોમ કરવામાં આવે છે, તે અગ્નિહોત્ર સમાન છે. અગ્નિનું યજન યજમાનનું ત્રાણ-રક્ષણ કરે છે તેથી અગ્નિહોત્ર કહેવાય છે.[૪૧] હો શબ્દ યજ્ઞનો તથા વિષાદનો વાચક છે અને વિષાદને દુઃખ કહેવામાં આવે છે. દુઃખ એટલે ત્રણ પ્રકારના તાપ, અને તાપને વિદ્વાનો નરક જાણે છે.[૪૨] હે નરાધિપ! આત્મવેત્તાઓ આધ્યાત્મિક, આધિદૈવ અને આધિભૂત એમ ત્રણ પ્રકારના તાપ કહે છે.[૪૩] અગ્નિમાં હોમ કરવાથી અગ્નિ યજમાનનું દુઃખમાંથી રક્ષણ કરે છે. તે ઉપરથી વેદમાં તે કર્મને અગ્નિહોત્ર કહે છે.[૪૪] આ અગ્નિહોત્રને જગતને રચનારા બ્રહ્માએ પ્રથમ ઉત્પન્ન કર્યું છે. એ અગ્નિહોત્ર તથા વેદો સ્વયંભૂ છે, અને પોતાની મેળે જ ઉત્પન્ન થયાં છે.[૪૫] વેદ ભણવાનું ફળ અગ્નિહોત્ર છે, અર્થાત્ વેદ ભણીને અગ્નિહોત્ર લેવું જ જોઇએ; શાસ્ત્રાભ્યાસનું ફળ શીલ અને સદાચાર પાળવો એ છે, સ્ત્રીનું ફળ રતિ અને પુત્રો છે; અને ધનનું ફળ દાન દેવું અને તેનો ઉપભોગ કરવો એ છે.[૪૬] પવિત્ર એવા ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ આ ત્રણ વેદના મંત્રો ને સૂત્રો અગ્નિહોત્રનું પ્રતિપાદન કરે છે અને તે ત્રણેય વેદનો ને સૂત્રોનો અગ્નિહોત્રને સંબંધ છે.[૪૭] હે રાજા! બ્રાહ્મણ વસંત ઋતુરૂપ છે અને વેદની યોનિરૂપ છે. તે ઉપરથી બ્રાહ્મણે વસંતમાં અગ્નિનું આધાન લેવું.[૪૮] હે નિર્દોષ રાજા! જે બ્રાહ્મણ વસંતમાં અગ્નિનું આધાન લે છે, તે બ્રાહ્મણની લક્ષ્મીની તથા બ્રહ્મતેજની વૃદ્ધિ થાય છે.[૪૯] હે રાજા! ક્ષત્રિયે ગ્રીષ્મઋતુમાં અગ્નિનું આધાન લેવું શ્રેષ્ઠ છે, કારણ કે ક્ષત્રિય ગ્રીષ્મસ્વરૂપ છે. જે ક્ષત્રિય ગ્રીષ્મઋતુમાં અગ્નિનું આધાન લે છે, તે ક્ષત્રિયની લક્ષ્મી, પ્રજા, પશુઓ, ધન, તેજ, બળ અને યશ વધે છે.[૫૦] વૈશ્ય પંડે શરદ્ ઋતુરૂપ છે, તેથી તેણે શરદ્ ઋતુમાં અગ્નિનું આધાન લેવું. કારણ કે તે અગ્નિને વૈશ્યયોનિ કહેવામાં આવે છે.[૫૧] હે પાંડુના પુત્ર!

જે શરદ્ ઋતુમાં અગ્નિનું આધાન લે છે તેની પણ લક્ષ્મી, પ્રજા, આયુષ્ય, પશુઓ અને ધન વૃદ્ધિ પામે છે.૫૨ પૃથ્વી ઉપરનાં આ સર્વેય પશુઓ ત્રણ અગ્નિથી શોભાયમાન લાગે છે, અને તે ત્રણ અગ્નિથી અગ્નિહોત્ર કરવામાં આવે છે, અને તેનાથી જ આ જગતની વૃદ્ધિ થાય છે.૫૩

ગામનાં તથા અરણ્યનાં પશુઓ, વૃક્ષો, ખડ, ફળો, ઓષધિઓ અગ્નિહોત્રને માટે જ છે.૫૪ દૂધ વગેરે રસો, ઘી વગેરે સ્નેહો, ચંદનાદિક ગંધો, રત્નો, મણિઓ, સુવર્ણ, લોઢાં, આ સર્વે અગ્નિહોત્રને માટે છે.૫૫ આયુર્વેદ, ધનુર્વેદ, મીમાંસા, ન્યાય, અને ધર્મશાસ્ત્ર તે સર્વ અગ્નિહોત્રના જ્ઞાનને માટે રચવામાં આવ્યાં છે.૫૬ છંદો, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, જ્યોતિઃશાસ્ત્ર અને નિરુક્ત અગ્નિહોત્રને માટે રચવામાં આવ્યાં છે.૫૭ ઇતિહાસ, પુરાણ, ગાથા, ઉપનિષદો, અને અથર્વ વેદનાં કર્મ અગ્નિહોત્ર કર્મને માટે નિર્માણ કરવામાં આવ્યાં છે.૫૮ આ પૃથ્વી ઉપર જે કંઈ સ્થાવર તથા જંગમ છે, તે સર્વ બ્રહ્માએ અગ્નિહોત્રનાં કર્મને માટે સરજ્યું છે.૫૯ વળી અગ્નિહોત્રનો, અમાવાસ્યા અને પૂર્ણિમાની ઇષ્ટિઓનો, પશુબંધેષ્ટિનો, તથા સોમપાનની ક્રિયા કરનારાઓના સોમયાગનો૬૦ તિથિ, નક્ષત્ર, યોગ, કરણ, અને મુહૂર્તવાળો કાળ જાણવાને પૂર્વે બ્રહ્માએ, હે નિર્દોષ રાજા! જ્યોતિઃશાસ્ત્ર ઉત્પન્ન કર્યું છે.૬૧ ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદના મંત્રો છંદોના જાણવા માટે તથા તેઓના અર્થોનું રહસ્ય જાણવા માટે છંદસ્ શાસ્ત્ર રચ્યું છે.૬૨ વર્ણ, અક્ષર, અને પદોના સંધિ અને લિંગ (જાતિ) જાણવા માટે તથા નામના અને ધાતુના વિવેકને માટે પૂર્વે વ્યાકરણ રચ્યું છે.૬૩ યજ્ઞસ્તંભ, યજ્ઞની વેદી, અને યજ્ઞના સ્વરૂપના જ્ઞાનને માટે, પ્રોક્ષણક્રિયાને માટે, યજ્ઞના દેવતાનો વિચાર કરવા માટે શિક્ષા નામના અંગની રચના કરવામાં આવી છે.૬૪ યજ્ઞનાં પાત્રોને પવિત્ર કરવા માટે, યજ્ઞના દ્રવ્યોને એકત્ર કરવા માટે, તથા સર્વ યજ્ઞોની વિકલ્પવિધિને માટે પૂર્વે બ્રહ્માએ કલ્પસૂત્રની રચના કરી છે.૬૫ નામધાતુનું સ્વરૂપ જણાવવા માટે તથા તેના તત્વાર્થના નિયમોને માટે તથા વેદોના સર્વ શબ્દોનો અર્થ જણાવવા માટે ઋષિઓએ નિરુક્ત રચ્યું છે.૬૬ બ્રહ્માએ વેદોને માટે તથા સામગ્રીને માટે પૃથ્વીની રચના કરી, અને યજ્ઞના કાષ્ઠોને માટે તથા યજ્ઞના સ્તંભને માટે વનસ્પતિ રચી.૬૭ ગામનાં તથા અરણ્યનાં પશુઓને યજ્ઞને માટે નિર્માણ કર્યાં છે. મંત્રોનો કર્મોને વિશે વિનિયોગ એટલે અમુક મંત્રથી અમુક કર્મ કરવું તે, પ્રોક્ષણ, ચરુનું શ્રપણ (ચરુને રાંધવો તે),૬૮ અનુયાજ, પ્રયાજ, મરુતદેવના સ્તોત્રો, સામના ઉદ્‌ગાતાનું કર્મ, પ્રતિપ્રસ્થાતાનું કર્મ,૬૯ વિષ્ણુક્રમનું ક્રમણ, દક્ષિણ અવભૃથ સ્નાન, ત્રિકાળ દેવપૂજન, કર્મોનો ઉપસંહાર,૭૦ દેવોના મંત્રો, મોક્ષ, હવિષ્નું–બલિનું શ્રપણ, આ સર્વ જે બ્રાહ્મણો જાણતા નથી અને પશુના વધની નિંદા કરે છે, તે અંધકારથી વિંટાયલા રૌરવ નરકમાં પડે છે.૭૧ અને ત્યાં નરકમાં તે નીચ પુરુષો એક લાખ વર્ષ સૂધી રહે છે, અને ત્યાં પરુ અને લોહીથી ભરેલા નરકમાં કીડાઓનું ભક્ષણ કરે છે.૭૨ વૃક્ષો યૂપ (યજ્ઞસ્તંભ) થવાની ઇચ્છા કરે છે, પશુઓ પશુ થવાની ઇચ્છા કરે છે, ખડ દર્ભ થવાની ઇચ્છા કરે છે, ઓષધિઓ (અન્ન) હવિષ્ (યજ્ઞનું બળિ) થવાની કરે છે, સર્વે લતાઓ સોમ થવાની ઇચ્છા કરે છે, પૃથ્વી વેદી થવાની ઇચ્છા કરે છે.૭૩ હે પાંડુના પુત્ર! પશુઓ સ્વર્ગના લાભની ઇચ્છાથી પશુપણું મેળવવાની ઇચ્છા કરે છે. તે માટે યજ્ઞોમાં પશુના વધથી હિંસા થાતી નથી.૭૪ હે નરેશ્વર! યૂપો, દર્ભો, પશુઓ, તેના તેના મંત્રોના સંસ્કારોથી સંસ્કાર પામીને યજમાનની સાથે સ્વર્ગમાં જાય છે.૭૫ યજમાન જ્યાં સૂધી સ્વર્ગલોકમાં આનંદ કરે છે ત્યાં સૂધી યજ્ઞમાં મારેલાં પશુઓ પણ સ્વર્ગમાં આનંદ કરે છે.૭૬ વૈદિક કર્મ અહિંસારૂપ છે અને તેને બ્રહ્મકર્મ તરિકે નિર્માણ કરવામાં આવ્યું છે. જે દ્વિજ જાતિના પુરુષો વેદોક્ત કર્મમાં હિંસા થાય છે, આમ જાણીને વેદોક્ત કર્મ કરતા નથી તે દ્વિજો તુરત શૂદ્રપણાને પામે છે, અને મરણ પછી ચંડાલપણાને પામે છે.૭૭ ગાયો યજ્ઞને માટે તેમ જ દક્ષિણા આપવાને માટે ઉત્પન્ન થયેલી છે; સુવર્ણ તથા ચાંદી પાત્રને માટે અને કુંભને માટે ઉત્પન્ન થયેલાં છે,૭૮ દર્ભો કર્મમાં સંસ્તરણ માટે તથા રાક્ષસોથી રક્ષણ કરવાને માટે ઉત્પન્ન થયા છે. યજનને માટે બ્રાહ્મણોને, આકાશના તારાઓને અને સ્વર્ગના દેવોને ઉત્પન્ન કરેલા છે.૭૯ (જગતની) રક્ષા કરવા માટે ક્ષત્રિયોને, ખેતીવાડી, વ્યાપારાદિ માટે વૈશ્યોને અને ત્રણેય વર્ણની સેવા માટે શૂદ્રોને બ્રહ્માએ ઉત્પન્ન કરેલા છે.૮૦

આ રીતે અગ્નિહોત્રને માટે સર્વ જગતને ઉત્પન્ન કર્યું છે. જે અજ્ઞાની પુરુષો આ વાત જાણતા નથી,૮૧ તેઓ રૌરવના નામથી પ્રખ્યાત એવા ઘોર નરકમાં પડે છે, અને રૌરવ નરકમાંથી છૂટા થયા પછી તેઓ કીડાની જાતિમાં જન્મે છે.૮૨ જે બ્રાહ્મણો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અગ્નિહોત્રની સેવા કરે છે, તેઓએ દાન કર્યું, હોમ કર્યો, અને શિષ્યોને અધ્યાપન કરાવ્યું એમ જાણવું.૮૩ હે નૃપ! જે બ્રાહ્મણો યજ્ઞ કરે છે, વાવ

કુવા ખોદાવે છે, તે સર્વનું પુણ્ય બરાબર લેઇને હું સૂર્યને વિશે સ્થાપન કરું છું.[૯૪] હું લોકોનું સુકૃત સૂર્યમાં સ્થાપન કરું છું, અને સૂર્ય અગ્નિહોત્રીઓના સુકૃતને ધારણ કરે છે.[૯૫] અગ્નિહોત્રીઓ જયાં સૂધી પૃથ્વી ઉપર રહે છે ત્યાં સૂધી સૂર્ય અગ્નિહોત્રીઓના પુણ્યથી આકાશમાં પ્રકાશે છે.[૯૬] સ્વર્ગમાં ગયેલાના વીર્યને લીધે સૂર્ય સ્વર્ગમાં, વીર્યવાન્ થાય છે. અગ્નિહોત્રીઓ સ્વર્ગમાં જાય છે ત્યાં અગ્નિહોત્રના કર્મનું ફળ ભોગવે છે, અને પ્રાણીઓના પ્રલય સૂધી તેઓ દેવોના સમાન થઇને સ્વર્ગમાં રહે છે.[૯૭] જે અગ્નિહોત્રીઓ વૃથા એટલે કે લૌકિક અગ્નિથી બળે છે, તેઓ મનથી પણ અગ્નિહોત્રીના લોકમાં જતા નથી.[૯૮] અગ્નિહોત્રનો ભંગ કરનારા પુરુષો દુરાચારી, દરિદ્રી, મનુષ્યજાતિમાં અધમ, ગાંડા અને રોગી થઇને શૂદ્રની જાતિમાં અવતરે છે.[૯૯] માટે હે રાજન્! ઉંચે જવાની ગતિની ઇચ્છાવાળા, જેઓ મુસાફરી કરતા ન હોય એવા દ્વિજ વર્ણોએ નિત્ય વિધિપૂર્વક અગ્નિહોત્રમાં હોમ કરવો.[૯૦] હે યુધિષ્ઠિર! પોતાના આત્માનું જેમ કોઇ અપમાન કરતું નથી તેમ અગ્નિહોત્રનું અપમાન કરવું નહિ, તેમ અગ્નિહોત્રનો એક ક્ષણ પણ ત્યાગ કરવો નહિ.[૯૧] જે દ્વિજો વૃદ્ધ વયમાં પણ વિધિપૂર્વક અગ્નિહોત્ર ગ્રહણ કરે છે, શૂદ્રનું અન્ન લેતા નથી, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, ઇંદ્રિયો અને બુદ્ધિને નિયમમાં રાખે છે,[૯૨] નિત્ય પાંચ મહાયજ્ઞ કરે છે, ક્રોધ અને લોભ વિનાના હોય છે, સવારે તથા સાયંકાળે ભક્તિથી અતિથિઓનો સત્કાર કરે છે,[૯૩] તે પુરુષો સૂર્યના જેવા પ્રકાશમાન અને વાયુના જેવા વેગવાળા વિમાનોમાં બેસીને મારા લોકમાં આવે છે, અને હે યુધિષ્ઠિર! મારાં દર્શન કરીને પ્રસન્ન થાય છે.[૯૪] ત્યાં તે ઉત્તમ દ્વિજો એક મન્વંતર સૂધી આનંદમાં રહે છે, અને પછી આ મનુષ્યલોકમાં ઉત્તમ દ્વિજ થઇને અવતરે છે.[૯૫] જેઓ નાની વયમાંથી જ અગ્નિહોત્ર લે છે, સદા શૂદ્રોનું અન્ન ગ્રહણ કરતા નથી, ક્રોધ ને લોભ વિનાના હોય છે, પ્રભાતમાં નિત્ય સ્નાન કરે છે, નિત્ય વિધિપૂર્વક અગ્નિહોત્રમાં હોમ કરે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા હોય છે,[૯૬] નિત્ય અતિથિઓનો સત્કાર કરે છે, શાંત સ્વભાવના હોય છે, પ્રભાતમાં તથા સાયંકાળે મારી ભક્તિ કરે છે, તે પુરુષો મરણ પછી સૂર્યનાં મંડળને ભેદીને જ્યાંથી પાછી આવૃત્તિ થાતી નથી, એવા મારા લોકમાં જાય છે.[૯૭] પોતાની પત્ની સાથે સૂર્યોદયના જેવાં કાંતિવાળા વિમાનોમાં બેસીને મારા લોકમાં તેઓ આવે છે, ત્યાં બાળ સૂર્યના જેવા થાય છે, ઇચ્છાનુસાર ગતિ કરે છે, ઇચ્છાનુસાર રૂપને ધારણ કરે છે,[૯૮] અને ઐશ્વર્યના ગુણથી સંપન્ન (યુક્ત) થઇને સુખ ઉપજે તે રીતે વિહાર કરે છે. હે પાંડુના પુત્ર! આ અગ્નિહોત્રી પુરુષોની વિભૂતિ તને કહી.[૯૯] કેટલાએક મૂર્ખો વેદની નિંદા કરે છે ત્યારે કેટલાએક મૂર્ખો વેદને દૂષણો આપે છે અને તેને પ્રમાણ માનતા નથી, તેઓ આલોકમાં જ દુર્ગતિને પામે છે.[૧૦૦] પરંતુ જે દ્વિજો ઇતિહાસને અને વેદોને પ્રમાણ માને છે અને તેમનાપર નિત્ય આસ્તિક બુદ્ધિ રાખે છે, તેઓ દેવોના લોકમાં જાય છે.[૧૦૧]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्व'मां अध्याय १६ मो समाप्त

## અધ્યાય ૧૭ મો

### ચાંદ્રાયણનો વિધિ તથા તેનું ફળ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે ચક્રાયુધ! હે દેવેશ! હે ગરુડધ્વજ! હે ભગવન્! તને નમસ્કાર કરું છું. તું મને ચાંદ્રાયણનો પુણ્યકારક વિધિ કહે.[૧]

ભગવાન્ કહે છેઃ-હે પાંડવ! સર્વ પાપનો નાશ કરનાર ચાંદ્રાયણનો વિધિ તું યથાર્થ રીતે સાંભળ. હું તને તે સંપૂર્ણ કહીશ. તે સાંભળવાથી પાપીઓ શુદ્ધ થાય છે.[૨] વ્રત કરનારા બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા તો વૈશ્ય આમાંથી જેને યથાર્થ રીતે ચાંદ્રાયણ વ્રત કરવાની ઇચ્છા હોય, તેને માટે આરંભમાં આ પ્રમાણે ક્રિયા છે.[૩] વ્રત કરનારાએ મન અને ઇંદ્રિયોને નિયમમાં રાખી, પંચગવ્યના પ્રાશનથી પોતાનાં શરીરને શુદ્ધ કરવું, તે પછી કૃષ્ણ પક્ષમાં મસ્તક મુંડન કરાવવું,[૪] નાહીને પવિત્ર થવું, અને શ્વેત વસ્ત્ર પહેરી, કેડ ઉપર મુંજની મેખળા બાંધી, ખાખરાનો દંડ હાથમાં લઇને બ્રહ્મચારીનું વ્રત પાળવું.[૫] તે પછી બ્રાહ્મણે શુક્લ પક્ષના પડવાને દિવસે ઉપવાસ કરવો અને નદીના સંગમ ઉપર, પવિત્ર પ્રદેશમાં અથવા તો ઘરમાં એક સ્થંડિલ બનાવવું, તેને છાણથી લિંપવું અને તેના ઉપર અગ્નિને સ્થાપન કરવો.[૬] તે પછી અગ્નિમાં અનુક્રમથી આધાર, આજ્ય ભાગ, પ્રણવ, વ્યાહુતિઓ અને વરુણનો આમ પાંચ હોમ કરવા.[૭] તે પછી દ્વિજે સત્ય દેવને, વિષ્ણુ દેવને, બ્રહ્મર્ષિઓને, બ્રહ્માને, વિશ્વેદેવતાને તથા પ્રજાપતિને એમ[૮] છ દેવોને આહુતિઓ આપવી. તે પછી પ્રાયશ્ચિત્તની આહુતિ આપવી; તે પછી શાંતિપૌષ્ટિક કર્મ કરી અગ્નિને પૂર્ણાહુતિ કરવી,[૯] અને અગ્નિને તથા સોમને પ્રણામ કરીને, વિધિપૂર્વક શરીર ઉપર ભસ્મ લગાવવી. તે પછી નદીના ઉપર જઇને વિશુદ્ધ મનના પુરુષે સોમને, વરુણને ને આદિત્યને નમસ્કાર

કરી મનને નિયમમાં રાખીને નદીમાં સ્નાન કરવું;[૧૦] તે પછી નદીમાંથી બહાર નિકળીને પૂર્વ દિશા તરફ મુખ કરીને બેસવું, અને આચમન કરીને પ્રાણાયામ કરવા, અને દર્ભોથી પોતાના શરીર ઉપર પ્રોક્ષણ કરવું.[૧૧] તે પછી આચમન કરી, બે બાહુને ઉંચા કરીને સૂર્યનાં દર્શન કરવાં; તે પછી બે હાથ જોડીને ઉભા ઉભા નારાયણને, રુદ્રને અથવા તો બ્રહ્માને પ્રદક્ષિણા કરવી; તે પછી ભોજન લેવા પૂર્વે વરુણ દેવના મંત્રનો,[૧૨] વીરઘ્ન મંત્રનો અથવા તો ઋષભ નામના મંત્રનો પાઠ કરવો; તે પછી અઘમર્ષણ કરવું અને તે પછી મારો અથવા દેવી ગાયત્રી મંત્રનો અથવા તો સાવિત્રી મંત્રનો સો, એકસો ને આઠ અથવા તો હજાર મંત્રનો જપ કરવો.[૧૩-૧૪] તે પછી મધ્યાહ્ને દૂધપાક અથવા તોયવની રાબડી સાવધાન થઇને, ઇન્દ્રિયોને નિયમમાં રાખીને પ્રયત્નથી (ખાસ) બનાવવી.[૧૫] જો તેમ ન કરવું હોય તો સુવર્ણનું, રૂપાનું, તાંબાનું, માટીનું, અથવા તો ઉંબરાનું પાત્ર લઈને[૧૬] અથવા તો યજ્ઞીય વૃક્ષોમાંના કોઈનાં બગાડેલાં નહીં એવાં લીલાં પાંદડાંનો એક પડિયો બનાવવો, અને તેને ગુપ્ત રીતે લઈ મનને સમાહિત કરીને સાત બ્રાહ્મણને ઘેર ભિક્ષા માગવી, તેનાથી અધિક ઘેર ભિક્ષા માગવી નહિ. ભિક્ષા માગનારાએ મૌન રહેવું, ઇંદ્રિયોને નિયમમાં રાખવી, ને ગાયને દોહે અને જેટલો સમય લાગે તેટલો સમય ઉભા રહેવું.[૧૭-૧૮] (ભિક્ષા માગનારાએ) હસવું નહિ, આડું અવળું જોવું નહિ, સ્ત્રીની સાથે ભાષણ કરવું નહિ.[૧૯] જતી વેળાએ માર્ગમાં મૂત્ર, ઝાડો, ચંડાળ અથવા તો રજસ્વલા અથવા તો પતિત કે શ્વાન જોવામાં આવે તો સૂર્યનાં દર્શન કરવાં.[૨૦] જે દ્વિજ પાદુકા (પાવડી) પહેરીને નિત્ય ફરે છે, તેણે કોઈ પણ પાપકર્મ કરનારો નજરે પડે તો સૂર્યનાં દર્શન કરવાં.[૨૧] તે પછી પોતાને ઘેર આવીને ભિક્ષાને ભૂમિ ઉપર મૂકી દેવી, બન્ને ચરણને ગોઠણ સૂધી પાણીથી ધોઈ નાખવા, અને હાથને કોણી સૂધી ધોવા, તે પછી જળથી આચમન કરવું અને અગ્નિનું તથા બ્રાહ્મણોનું પૂજન કરવું.[૨૨] તે પછી તે ભિક્ષાના પાંચ અથવા તો સાત ભાગ કરવા, અને તેમાંથી એક પિંડ આદિત્યને નિવેદન કરવો;[૨૩] એક પિંડ બ્રહ્માને, એક પિંડ અગ્નિને, એક પિંડ સોમને, એક પિંડ વરુણને ને એક પિંડ વિશ્વેદેવતાઓને એમ અનુક્રમથી અન્નના પિંડ આપવા.[૨૪] તે પછી બાકી રહેલો એક પિંડ મુખમાં આવે એવડો કરવો;[૨૫] તે પછી પવિત્ર થઇને પૂર્વ દિશા તરફ મુખ કરીને બેસવું. ત્રણ આંગળીના ઉપર તે પિંડ લઇને ગાયત્રી મંત્રથી તેને અભિમંત્રણ કરવું અને પછી ત્રણ આંગળીઓવડે જ તે પિંડનું ભક્ષણ કરવું.[૨૬] જેમ શુક્લ પક્ષમાં ચંદ્રની વૃદ્ધિ થાય છે અને કૃષ્ણપક્ષમાં જેમ ચંદ્રનો ક્ષય થાય છે, તેમ દિવસે દિવસે પિંડનો વધારો કરવામાં આવે છે અને પાછો પિંડનો ઘટાડો કરવામાં આવે છે.[૨૭] ચાંદ્રાયણ વ્રત કરનારાને ત્રણ વખત, બે વખત અથવા તો એક વખત સ્નાન કરવાનું કહ્યું છે. તેણે સદા બ્રહ્મચારી રહેવું, સ્નાન કર્યા પછી પોતાનું વસ્ત્ર નીચોવવું નહિ.[૨૮] દિવસે એક ઠેકાણે બેસી રહેવું નહિ, રાત્રે વીરાસનવાળીને ઉભા રહેવું, સુવું હોય તો ખુલ્લા પ્રદેશમાં ઓટલાપર સુવું અથવા તો ઝાડના મૂળની પાસે સુવું.[૨૯] હે પાંડુના પુત્ર! તેણે વલ્કલ વસ્ત્રો, અળસીનાં વસ્ત્રો, શણનાં વસ્ત્રો, અથવા તો રુનાં વસ્ત્રોથી શરીર ઢાંકવું.[૩૦] આ પ્રમાણે એક મહિના પછી ચાંદ્રાયણ વ્રત પ્રયત્ને કરીને પૂર્ણ થાય એટલે ભક્તિથી બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેઓને દક્ષિણા આપવી.[૩૧] ચાંદ્રાયણ વ્રત કરવાથી જે પાપકર્મ કર્યું હોય, તે સર્વ પાપકર્મ કાષ્ઠની પેઠે તે જ ક્ષણે બળીને રાખ થઈ જાય છે.[૩૨] બ્રહ્મહત્યા, ગોહત્યા, સુવર્ણની ચોરી, બાળહત્યા, સુરાપાન, ગુરુની પત્ની સાથે ગમન,[૩૩] આ ઉપરાંત બીજાં પતિત કરનારાં જે પાપો હોય તે, વાયુથી જેમ ધૂળ ઉડી જાય, તેમ ચાંદ્રાયણથી નાશ પામે છે.[૩૪] જેને વીયાવાને દશ દિવસ થયા ન હોય તેવી ગાયનું દૂધ, ઉંટડીનું દૂધ, ગાડરનું દૂધ, મૃત્યુ-સૂતકનું અને વૃદ્ધિસૂતકનું અન્ન ખાઇને ચાંદ્રાયણ વ્રત કરવું.[૩૫] ઉપપાતકીનું અન્ન, તેમ જ પતિતનું અન્ન, અને શૂદ્રનું ઉચ્છિષ્ટ ખાવામાં આવે તો ચાંદ્રાયણ વ્રત કરવું.[૩૬] આકાશમાં રહેલું એટલે ઝાડ વગેરેપર લટકતાં ફળોને, હાથમાં રહેલાં અન્નને, ભોંયપર પડી ગયેલાં અન્નને, તથા પારકાના હાથમાં રહેલું અન્ન ખાવામાં આવે તો ચાંદ્રાયણ વ્રત કરવું.[૩૭] મોટી બહેન કુંવારી છતાં પ્રથમ પરણનારી નાની બહેનનું અન્ન, ભાઈની વિધવા સ્ત્રી સાથે ધર્મથી નિયોગ કરીને પાછળથી તેની સાથે કામનાથી વ્યવહાર કરનારાનું અન્ન, મોટો ભાઈ વાંઢો હોય છતાં પરણનારા એવા નાના ભાઇનું અન્ન, કુંવારા રહેનારા મોટા ભાઈનું અન્ન,[૩૮] કુંડ(ધણી જીવતો હોય છતાં વ્યભિચાર કરીને ઉત્પન્ન કરેલા પુત્ર)નું અન્ન, ગોલક(વિધવા સ્ત્રીથી ઉત્પન્ન થયેલા પુરુષ)નું અન્ન, દેવલક(પૂજારી)નું અન્ન, પુરોહિતનું અન્ન ખાવામાં આવે તો ચાંદ્રાયણ વ્રત કરવું.[૩૯] સુરાને (મદિરાને), આસવને, ઝેરને, ઘીને, લાખને, મીઠાને, અને તેલને વેચનારા દ્વિજે ચાંદ્રાયણ વ્રત કરવું.[૪૦] જે દ્વિજ સપિંડી કરણનું ભોજન કરે, જે દ્વિજ મોટા ન્યાતવરામાં ભોજન કરે, જે દ્વિજ ફૂટી ગયેલા વાસણમાં ભોજન કરે, તેણે

ચાંદ્રાયણ વ્રત કરવું.૪૧ જે પુરુષ જનોઈ નહિ દીધેલા છોકરાની સાથે બેસીને ભોજન કરે, જે દ્વિજ પુરુષ સ્ત્રીની સાથે એક પાત્રમાં ભોજન કરે, જે કન્યાની સાથે ભોજન કરે, તે દ્વિજે ચાંદ્રાયણ વ્રત કરવું.૪૨ જે બ્રાહ્મણ મૂર્ખાઇથી પોતાનું ઉચ્છિષ્ટ બીજા ભોજનની સાથે ભેળી દે અથવા તો પોતાનું ઉચ્છિષ્ટ મોહથી બીજાને આપે તો તેણે ચાંદ્રાયણ વ્રત કરવું.૪૩ દૂધી, ઘીલોડાં, ડુંગળી, ગાજર, સીંદડાની બળિ, અને લસણ ખાનારાએ ચાંદ્રાયણ વ્રત કરવું.૪૪ બ્રાહ્મણે વાસી અન્ન, પારકે ઘેરથી આવેલું, રાંધેલું અને વગર રાંધેલું અન્ન, માંસ ખાઇને ચાંદ્રાયણ વ્રત કરવું.૪૫ અટકાવવાળી સ્ત્રીએ, કુતરીએ, અથવા ચંડાળોએ જોયેલું અન્ન ખાઇને દ્વિજ વર્ણના પુરુષે ચાન્દ્રાયણ કરવું.૪૬ હે પાંડુના પુત્ર! પૂર્વે ઋષિઓએ વિશુદ્ધિને માટે આ વ્રત કર્યું હતું. આ વ્રત સર્વ પ્રાણીઓને પવિત્ર કરનારું અને પુણ્યરૂપ છે.૪૭ આ વ્રત કરવાથી વસુઓ, રુદ્રો અને આદિત્યો સ્વર્ગમાં ગયા હતા. જે દ્વિજ પરમ ગુહ્ય, પવિત્ર, પાપનો નાશ કરનારાં એવાં આ ચાંદ્રાયણ વ્રત કરે છે, તે પવિત્રાત્મા તથા નિર્મળ સૂર્ય સમાન તેજસ્વી થઇને સ્વર્ગમાં જાય છે.૪૮-૪૯

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्व'मां अध्याय १७ मो समाप्त

## અધ્યાય ૧૮ મો

### કાર્તિક આદિ બાર મહિનાઓમાં એક સમય ભોજનનું ફળ

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય રાજા! આ રીતે શ્રી કેશવે ( કૃષ્ણે ) ચાંદ્રાયણનો વિધિ કહ્યો. તે પછી ધર્મના પુત્ર બીજા ધર્મ પૂછવા લાગ્યા.૧

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે સર્વભૂતપતિ! હે શ્રીમાન્! હે સર્વ પ્રાણીઓથી નમાતા! હે સર્વજ્ઞ! સર્વ પ્રાણીઓનો હિતકારક ધર્મ અમને કહો.૨

ભગવાન્ કહે છેઃ-હે યુધિષ્ઠિર! દરિદ્રી મનુષ્યોને પણ જે સ્વર્ગ આપનાર, સુખ આપનાર અને સર્વ પાપનો નાશ કરનાર વ્રત છે તે સાંભળ.૩ કાર્તિક આદિ બાર મહિનાઓ કહ્યા છે, તે મહિનાઓમાં સર્વેએ એકભુક્ત રહેવું એટલે એક સમય ભોજન કરવું. તે વિશે હવે હું કહું છું.૪ જે પુરુષ ઇંદ્રિયોને નિયમમાં રાખીને, કાર્તિક મહિનામાં નંદા તિથિને દિવસે એટલે પડવા, છઠ અને એકાદશી આ તિથિઓમાં એક મહિના સુધી એક સમય ભોજન કરે છે, તે મારો ભક્ત થાય છે.૫ અથવા તો એક માસ સુધી ભોજન કર્યા પછી અથવા વચ્ચે વચ્ચે જળનું પાન કરતો નથી, અને મનને સારી રીતે સ્થિર કરીને આદિત્યરૂપ જે હું તેનું નિત્ય પૂજન કરે છે,૬ વ્રત પૂર્ણ થઈ ગયા પછી બ્રાહ્મણોને ભોજન કરાવે છે તથા દક્ષિણા આપે છે, અને ક્રોધનો તથા લોભનો ત્યાગ કરે છે, તેના પુણ્યનું ફળ સાંભળ.૭ કપિલા ગાયનું વિધિપૂર્વક દાન દેવાથી જે પુણ્ય કહ્યું છે, તે પુણ્યને પ્રાપ્ત કરીને સૂર્યના લોકમાં તે પૂજાય છે. કાળે કરીને ત્યાંથી મર્ત્ય લોકમાં આવે છે તો તે પુરુષ થઇને અવતરે છે.૮ જે પુરુષ કામનો, ક્રોધનો અને લોભનો ત્યાગ કરી શાસ્ત્રાનુસાર માર્ગશીર્ષ મહિનામાં એક સમય ભોજન કરે છે;૯ તથા પ્રભાતમાં સ્નાન કરી, ઇંદ્રિયોનો નિગ્રહ કરીને આદિત્યરૂપ જે હું તેનું પૂજન કરે છે, વાણીને તથા ઇંદ્રિયોને નિયમમાં રાખી ગાયત્રી દેવીનો જપ કરે છે,૧૦ આ રીતે એક મહિના સુધી એકભુક્ત થઈ ગાયત્રીનો જપ કરીને મહિનો સમાપ્ત થાય, એટલે પવિત્ર એવો તે પુરુષ બ્રાહ્મણોને ભોજન કરાવે અને મારી ઉપર ભક્તિ રાખીને તે બ્રાહ્મણોનું પૂજન કરે, તેના પુણ્યનું ફળ સાંભળ.૧૧ અગ્નિહોત્ર કરવાથી અગ્નિહોત્રીને જે પુણ્ય થાય, તે પુણ્યનું ફળ મેળવીને આકાશમાં શોભાયમાન એવા વિમાનવડે સપ્તર્ષિઓના લોકોમાં તે જાય છે અને ત્યાં પોતાની ઇચ્છા પ્રમાણે સુખ મળે તે પ્રમાણે વર્તે છે.૧૨ તે પછી કાળે કરીને પુણ્ય ઓછું થાય છે ત્યારે કાળે કરીને ત્યાંથી આવીને હરિવર્ષમાં તે અવતરે છે; ત્યાં ઇચ્છાનુસાર ક્રીડા કરીને પાછળથી રાજા થાય છે.૧૩ જે પુરુષ આખો પોષ મહિનો એકભુક્ત વ્રત કરે છે તથા મારા વિશે મનને રાખીને નિત્ય મારું જ પૂજન કરે છે,૧૪ અહિંસા, સત્ય વગેરે ધર્મને ધારણ કરે છે, ક્રોધનો તથા હર્ષનો ત્યાગ કરે છે, આવા પુરુષને, હે રાજેંદ્ર! જે ઉત્તમ ફળ થાય છે તે સાંભળ.૧૫ એક હજાર બ્રાહ્મણોનો અતિથિસત્કાર કરવાથી જે પુણ્ય થાય છે, તે પુણ્યને પ્રાપ્ત કરીને ઇંદ્રના લોકમાં તે પૂજાય છે.૧૬ તે પછી કાળે કરીને ત્યાંથી આવીને ઇલાવર્ષમાં તે જન્મે છે અને ત્યાં ઘણા કાળ સુધી રહીને આલોકમાં બ્રાહ્મણ થઈ અવતરે છે.૧૭ જે પુરુષ આખો માઘ માસ એક વખત ભોજન કરે છે, મારું પૂજન કરે છે, દંભનો તથા ક્રોધનો ત્યાગ કરે છે, તથા સંધ્યા સમયે મારી ગાયત્રી મંત્રનો જપ કરે છે,૧૮ વ્રત પૂર્ણ થઈ ગયા પછી બ્રાહ્મણોને ભોજન કરાવીને દક્ષિણા આપે છે, અને મારા વિશે મનને રાખી ભક્તિથી તે બ્રાહ્મણોને નમસ્કાર કરે છે તથા દિવસમાં ત્રણ વખત સ્નાન કરે છે, તેના પુણ્યનું ફળ સાંભળ.૧૯

તે પુરુષ નીલકંઠે (શંકરે) મોકલેલા આકાશના જેવી શોભાવાળા વિમાનમાં બેસીને પિતૃલોકમાં જાય છે અને ત્યાં અપ્સરાઓનાં મંડળ તે શ્રીમાનની સેવા કરે છે.[૨૦] ત્યાં પેટ ભરીને વિહાર કરે છે અને પછી ભદ્રાશ્વ નામના ખંડમાં અવતરે છે. ત્યાંથી કાળે કરીને પડીને પૃથ્વી ઉપર ચાર વેદ જાણનારો બ્રાહ્મણ થાય છે.[૨૧] જે પુરુષ ઇંદ્રિયોને વશમાં રાખીને, આખો ફાગણ મહિનો એક સમય ભોજન કરે છે, સદાય नमो ब्रह्मण्यदेवाय એ મંત્રનો જપ કરે છે[૨૨] અને વ્રત સમાપ્ત થયા પછી ઇંદ્રિયોને વશમાં રાખી, બ્રાહ્મણોને દૂધપાક જમાડે છે, નિત્ય મારું પૂજન કર્યા કરે છે અને ક્રોધનો ત્યાગ કરે છે, તેના પુણ્યનું ફળ સાંભળ.[૨૩] તે પુરુષ ઇચ્છાનુસાર ગતિ કરનારાં અને સારસોથી જોડેલા વિમાનમાં બેસીને નક્ષત્રના લોકમાં જાય છે અને નક્ષત્રના જેવો તેજસ્વી થઇને વિહાર કરે છે.[૨૪] કેટલાએક કાળ પછી ત્યાંથી ચ્યવીને કેતુમાલ નામના દેશમાં અવતરે છે. ત્યાં સારી પેઠે રમીને મનુષ્યલોકમાં મુનિ થઇને અવતરે છે.[૨૫] હે રાજન્! જે પુરુષ ચૈત્ર મહિનામાં એકભુક્ત (એક સમય ભોજન) કરે છે, બ્રહ્મચર્ય વ્રત પાળે છે અને મારા ઉપર ભક્તિ રાખે છે, તેના પુણ્યનું ફળ સાંભળ.[૨૬] જે પુણ્ય અગ્નિહોત્રીને થાય છે, ને જે પુણ્ય શાસ્ત્રવિધિ પ્રમાણે વ્રત કરનારાને થાય છે, તે પુણ્યનું ફળ પ્રાપ્ત કરીને તે ચંદ્રલોકમાં પૂજાય છે.[૨૭] ત્યાંથી ચ્યવીને રમણક નામના ખંડમાં અવતરે છે. ત્યાં કામનાઓને ભોગવીને તે પછી મનુષ્ય લોકમાં રાજા થાય છે.[૨૮] જે પુરુષ વૈશાખ મહિનામાં એકભુક્ત વ્રત કરે છે અને બ્રાહ્મણને પ્રથમ ભોજન કરાવીને વાણીને નિયમમાં રાખીને ભૂમિ ઉપર મંડળ કરીને તેના ઉપર ભોજન કરે છે,[૨૯] તથા નિત્ય नमो ब्रह्मण्यदेवाय એ રીતે મંત્રનો ઉચ્ચાર કરીને સૂર્યનું પૂજન કરે છે અને વ્રત સમાપ્ત થયા પછી બ્રાહ્મણોને જમાડે છે, તેના પુણ્યનું ફળ સાંભળ.[૩૦] જે ફળ વિધિ પ્રમાણે કરેલા અગ્નિષ્ટોમ અને અતિરાત્રનું મળે છે, તે પુણ્યનું ફળ મેળવીને દેવલોકમાં તે દેવોથી પૂજાય છે.[૩૧] તે પછી કાળ બદલાયા પછીના હૈમવત નામના ખંડમાં જન્મે છે. ત્યાં સારી પેઠે ક્રીડા કરીને પછી આલોકમાં બ્રાહ્મણ થઈ અવતરે છે.[૩૨] જે બ્રાહ્મણ એકભુક્ત રહી જ્યેષ્ઠ મહિનો ગાળે છે, વિધિપૂર્વક ભૂમિ ઉપર મંડળ કરીને ભોજન કરે છે અને બ્રાહ્મણને પોતાની પ્રથમ ભોજન કરાવે છે,[૩૩] नमो ब्रह्मण्यदेवाय એ મંત્રનો ઉચ્ચાર કરી, મનને સ્થિર કરીને મને નમસ્કાર કરે છે, દંભ અને અસત્ય વિનાનો હોય છે તેના પુણ્યનું ફળ સાંભળ.[૩૪] સારી રીતે ચાંદ્રાયણ કરવાથી જે ફળ મળે છે, તે પુણ્યનું ફળ મેળવીને દેવલોકમાં તે પૂજાય છે.[૩૫] તે પછી ઉત્તર કુરુ નામના ખંડમાં જન્મે છે, અને ત્યાં કેટલોક કાળ રહી ત્યાંથી આવીને આ લોકમાં બ્રાહ્મણ થઇને અવતરે છે.[૩૬] હે રાજન્! જે પુરુષ બ્રહ્મચર્ય પાળીને, ક્રોધને જિતીને આષાઢ મહિનો એક વખત ભોજન કરે છે, મારી પૂજામાં પરાયણ રહે છે,[૩૭] બ્રાહ્મણને પ્રથમ ભોજન કરાવીને પંડે ભૂમિ ઉપર મંડળ કરીને તેના ઉપર ભોજન કરે છે અને ઇંદ્રિયોને વશ રાખે છે, ત્રણ વખત સ્નાન કરે છે અને અષ્ટાક્ષર મંત્રથી મારું ધ્યાન કરે છે,[૩૮] અને હે યુધિષ્ઠિર! વ્રત સમાપ્ત થયા પછી બ્રાહ્મણોને દૂધપાક તથા ગોળચોખા જમાડે છે, તેના પુણ્યનું ફળ હે રાજેંદ્ર! સાંભળ.[૩૯] હે પાંડુના પુત્ર! સો કપિલા ગાયનું દાન દેવાથી જે પુણ્ય ફળ મળે છે, તે પુણ્યનું ફળ મેળવીને તે દેવલોકમાં પૂજાય છે.[૪૦] તે પછી કાળે કરીને શાકદ્વીપમાં તે જન્મે છે, અને કાળે કરીને ત્યાંથી ચ્યવીને આ લોકમાં બ્રાહ્મણ થાય છે.[૪૧] જે પુરુષ શ્રાવણ મહિનો એકભુક્તથી ગાળે છે અને नमो ब्रह्मण्यदेवाय એ મંત્ર ભણીને સદા મારું પૂજન કરે છે તથા શાસ્ત્રવિધિપૂર્વક બ્રાહ્મણને પ્રથમ ભોજન કરાવીને પંડે ભૂમિ ઉપર મંડળ કરીને તેના ઉપર ભોજન કરે છે,[૪૨] બ્રાહ્મણોને દૂધપાકનું ભોજન કરાવે છે, પંડે ક્રોધનો તથા ઇંદ્રિયોનો વિજય કરે છે, અને લોભથી તથા મોહથી મુક્ત રહે છે તેના પુણ્યનું ફળ સાંભળ.[૪૩] હે પાંડુના પુત્ર! વિધિપૂર્વક આપેલી કપિલા ગાયના દાનનું જે ફળ મળે છે, તેના પુણ્યનું ફળ પ્રાપ્ત કરીને ઇંદ્રના લોકમાં તે પૂજાય છે.[૪૪] તે પછી ત્યાંથી ચ્યવીને કાળે કરીને કુશદ્વીપમાં જન્મ ધારણ કરે છે, અને ત્યાં સારી રીતે ક્રીડા કરીને મનુષ્ય લોકમાં બ્રાહ્મણ થઇને અવતરે છે.[૪૫] જે પુરુષ ભાદ્રપદ મહિનો એકભુક્ત રહે છે, બ્રહ્મચર્ય વ્રત પાળે છે, ક્રોધનો વિજય કરે છે, સત્ય પ્રતિજ્ઞા પાળે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે,[૪૬] બ્રાહ્મણને પ્રથમ ભોજન કરાવીને પછી પંડે ભોજન કરે છે, ભોજનમાં ભેદ કરતો નથી, नमो ब्रह्मण्यदेवाय એ મંત્ર ભણીને બ્રાહ્મણનાં ચરણનો સ્પર્શ કરે છે,[૪૭] વ્રત સમાપ્ત થયા પછી મારા ભકતને તલનું અથવા તો ઘીનું દાન દે છે, તેના પુણ્યનું ફળ તું સાંભળ.[૪૮] રાજસૂય અને અશ્વમેધનું જે ફળ વિધિપૂર્વક કહ્યું છે, તેના પુણ્યનું ફળ મેળવીને તે ઇંદ્ર લોકમાં પૂજાય છે.[૪૯] તે પછી કાળે કરીને તે લોકમાંથી ચ્યવીને કુબેરના લોકમાં જન્મે છે. ત્યાં તે સારી પેઠે ક્રીડા કરીને મનુષ્યલોકમાં રાજા થાય છે.[૫૦] જે પુરુષ આશ્વિન મહિનો એકભુક્ત રહે છે, મારા વિશે મનને રાખીને ભક્તિથી મારી

ગાયત્રીનો જપ કરે છે, સવારે તથા સાંજે અથવા તો ત્રણેય કાળે એકસોને આઠ ગાયત્રીના જપ કરે છે,[૫૧] બ્રાહ્મણને પ્રથમ ભોજન કરાવીને પછી પંડે ભોજન કરે છે, ઇંદ્રિયોને અને મનને નિયમમાં રાખે છે, અને વ્રત પૂર્ણ થઈ રહ્યા પછી બ્રાહ્મણોને ભોજન કરાવે છે, તેના પુણ્યનું ફળ સાંભળ.[૫૨] હે પાંડુના પુત્ર! અશ્વમેધનું જે પુણ્ય ફળ કહ્યું છે, તે પુણ્યનું ફળ મેળવીને તે મારા લોકમાં પૂજાય છે.[૫૩] તે પછી કાળે કરીને ત્યાંથી ચ્યવીને શ્વેત દ્વીપમાં જન્મે છે અને ત્યાં ભોગો ભોગવીને પછી મનુષ્ય લોકમાં ઉત્તમ બ્રાહ્મણ થઈને અવતરે છે.[૫૪]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वमां अनुगीतापर्वमां 'वज्रदत्तनो पराजय' ए नामनो अध्याय १८ मो समाप्त

## અધ્યાય ૧૯ મો

### બાર દ્વાદશીનું વ્રત તથા એકાદશીને દિવસે ઉપવાસ કરીને દ્વાદશીને દિવસે ભગવાનની પૂજાનું ફળ

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે કેશવ! ઉપર પ્રમાણે એક વર્ષ સૂધી જે એકભુક્ત વ્રત કરે છે, તેના પુણ્યનું ફળ મને કહે.[૧]

ભગવાન્ કહે છેઃ-હે પાંડવ! મારું તત્ત્વરૂપ અને ઉત્તમ એવું પુણ્યકારક વચન સાંભળ. જે વચન પ્રમાણે વર્તવાથી પુરુષ પાપમાંથી મુક્ત થાય છે અથવા તો ન વર્તવાથી પાપભાગી થાય છે.[૨] જે પુરુષ એક વર્ષ સૂધી એકભુક્ત રહે છે, બ્રહ્મચારી રહે છે, ક્રોધનો વિજય કરે છે, પૃથ્વી ઉપર શયન કરે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે,[૩] સ્નાન કરીને પવિત્ર રહે છે, મનને શાંત રાખે છે, સત્ય બોલે છે, કોઇની પણ ઈર્ષા કરતો નથી, મારા વિશે મનને રાખીને નિત્ય મારી જ સેવા કરે છે, મનને સાવધાન કરીને પ્રભાત કાળમાં તથા સાયંકાળે નિત્ય મારી ગાયત્રીનો જપ કરે છે,[૪] नमो ब्रह्मण्यदेवाय એ મંત્રથી નિત્ય મને પ્રણામ કરે છે, બ્રાહ્મણને પ્રથમ ભોજન કરાવીને પછી યવની રાબડીનું અથવા તો ભિક્ષાથી માગી આણેલું ભોજન કરે છે, ભોજન સમયે વાણીને નિયમમાં રાખે છે, તે પછી ભોજન કરીને જેણે આચમન લીધેલું[૫] છે એવાં બ્રાહ્મણનાં બન્ને ચરણોનો नमोऽस्तु वासुदेवाय એમ કહીને સ્પર્શ કરે છે.[૬] પ્રત્યેક મહિનો સમાપ્ત થાય છે એટલે પવિત્ર બ્રાહ્મણોને ભોજન કરાવે છે, આ રીતે એક વર્ષ સૂધી એકભુક્ત રહીને વ્રત સમાપ્ત થાય એટલે વ્રતની દક્ષિણા આપે છે,[૭] બ્રાહ્મણની અથવા તો તલની બનાવેલી ધેનુનું દાન કરે છે, બ્રાહ્મણના હાથમાંથી નિચે પડેલાં, સુવર્ણ સહિત જળનું પોતાના શરીર ઉપર પ્રોક્ષણ કરે છે, હે રાજન્! તે પુરુષના પુણ્યનું ફળ હું કહું છું તે તું સાંભળ.[૮] દશ જન્મ સૂધી જાણતાં અથવા તો અજાણતાં જે પાપ કર્યું હોય, તે પાપ નાશ પામે છે એમાં વિચાર કરવો નહિ.[૯]

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે રાજન્! સર્વ ઉપવાસોમાં જે શ્રેયસ્કર અને મહાન્ ફળ આપનારું હોય, અને જે જગતમાં પરમ નિઃશ્રેયસરૂપ હોય, તે આપ મને કહેવાને યોગ્ય છો.[૧૦]

ભગવાન્ કહે છેઃ-હે યુધિષ્ઠિર! હે રાજા! હું જે વ્રત કરવાથી પ્રસન્ન થાઉં છું, તે વ્રત મારો ભક્ત એવો જે તું તેને કહું છું. તે તું અનુક્રમથી સાંભળ.[૧૧] હે નરાધિપ! જે પુરુષ ભક્તિથી સ્નાન કરી, પવિત્ર થઈ મારી પંચમીને દિવસે ઉપવાસ કરે છે અને ત્રણ કાળ મારું પૂજન કરે છે તે સર્વ યજ્ઞનું ફળ સંપાદન કરી મારા લોકમાં પૂજાય છે.[૧૨]

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે દેવદેવેશ! હે નિર્દોષ કેશવ! તારી પંચમીનું નામ શું છે? તે હું સાંભળવાની ઇચ્છા રાખું છું. તું તે મને કહે.[૧૩]

શ્રી ભગવાન્ કહે છેઃ-હે નરાધિપ! બન્ને દ્વાદશી તથા શ્રવણ નક્ષત્રયુક્ત દ્વાદશી મારી પંચમી કહેવાય છે, અને તે મને વિશેષે કરીને પ્રિય છે.[૧૪] તે માટે ઉત્તમ બ્રાહ્મણોએ મારા વિશે મનને ધારણ કરી મારી પ્રીતિને માટે ખાસ ઉપવાસ કરવો.[૧૫] બીજી કોઈ પણ જાતની શક્તિ ન હોય તો દ્વાદશીને દિવસે જ એક ઉપવાસ કરવો, તેથી હે નરશ્રેષ્ઠ! હું પરમ પ્રીતિને પ્રાપ્ત થાઉં છું.[૧૬] જે પુરુષ માર્ગશીર્ષ મહિનાની દ્વાદશીને દિવસે દિવસ રાત્રિમાં ઉપવાસ કરીને કેશવ નામધારી જે હું તેની પૂજા કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૧૭] જે પુરુષ પોષ મહિનામાં દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને નારાયણ નામધારી જે હું તેની પૂજા કરે છે, તે પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૧૮] જે પુરુષ માઘ મહિનામાં દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને માધવ નામધારી જે હું તેની પૂજા કરે છે, તેને હે રાજા! રાજસૂય યજ્ઞનું ફળ મળે છે.[૧૯] જે પુરુષ ફાગણ મહિનામાં દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને ગોવિંદ નામધારી જે હું તેની પૂજા કરે છે, તેને હે રાજા! અતિરાત્ર નામના યજ્ઞનું ફળ મળે છે.[૨૦] જે પુરુષ ચૈત્ર મહિનામાં દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને વિષ્ણુ નામધારી જે હું તેનું પૂજન કરે છે, તેને પુંડરીક યજ્ઞનું ફળ મળે છે.[૨૧] જે પુરુષ વૈશાખ મહિનામાં દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને

મધુસૂદન નામના ભગવાન જે હું તેનું પૂજન કરે છે, તે પુરુષને હે પાંડવ! અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.૨૨ જે પુરુષ જ્યેષ્ઠ મહિનામાં દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને ત્રિવિક્રમ નામધારી જે હું તેનું પૂજન કરે છે, તે પુરુષને હે રાજા! ગોમેધ યજ્ઞનું ફળ મળે છે.૨૩ હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! જે પુરુષ આષાઢ મહિનામાં દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને વામન નામના ભગવાન્ જે હું તેનું પૂજન કરે છે, તે પુરુષને નરમેધ યજ્ઞનું ફળ મળે છે.૨૪ હે રાજા! જે પુરુષ શ્રાવણ મહિનામાં દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને શ્રીધર નામધારી જે હું તેનું પૂજન કરે છે, તેને હે રાજા! પાંચ મહાયજ્ઞનું ફળ મળે છે.૨૫ જે પુરુષ ભાદ્રપદ મહિનામાં દ્વાદશીને દિવસે દિવસ તથા રાત્રિ ઉપવાસ કરીને હૃષીકેશ નામધારી જે હું તેની પૂજા કરે છે, તેને હે રાજા! સૌત્રામણિ નામના યજ્ઞનું ફળ મળે છે.૨૬ જે પુરુષ આશ્વિન મહિનામાં દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને મારી પદ્મનાભની પૂજા કરે છે, તેને હે રાજા! એક હજાર ગાયના દાનનું ફળ મળે છે.૨૭ હે રાજા! જે પુરુષ કાર્તિક મહિનાની દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને દામોદર નામધારી જે હું તેની પૂજા કરે છે, તે પુરુષને હે રાજા! સર્વ યજ્ઞનું ફળ મળે છે.૨૮

હે પાંડુના પુત્ર યુધિષ્ઠિર રાજા! દ્વાદશીને દિવસે કેવળ ઉપવાસ કરે તો જે ફળ પૂર્વે કહ્યું છે, તેનું અર્ધ ફળ મળે છે.૨૯ પુરુષ ભક્તિમાન્ થઈને શ્રાવણ મહિનામાં પણ એ પ્રમાણે મારી પૂજા કરે છે તે મારા લોકમાં આવે છે એમાં વિચાર કરવાનો નથી.૩૦ પુરુષ તંદ્રાનો ત્યાગ કરીને મહિને મહિને અનુક્રમથી મારી પૂજા કરે છે અને એક વર્ષ પૂર્ણ થાય કે ફરીને બીજા વર્ષમાં મારી પૂજા કરે છે.૩૧ આ રીતે જે મારો ભક્ત મારા પરાયણ થઈને વિઘ્ન વગર બાર વર્ષ સૂધી મારી પૂજા કરે છે, તે મારા સ્વરૂપમાં મળી જાય છે.૩૨ હે રાજા! જે પુરુષ વેદની સંહિતારૂપ દ્વાદશીને દિવસે જે હું તેનું પ્રીતિથી પૂજન કરે છે, તે પુરુષ પ્રથમ કહેલાં ફળને મેળવે છે એમાં સંશય નથી.૩૩ જે પુરુષ દ્વાદશીને દિવસે ચંદન, પુષ્પ, ફળ, જળ, પત્ર અથવા તો મૂળ મને અર્પણ કરે છે, તેના સમાન બીજો મને પ્રિય નથી.૩૪ હે નરસિંહ! મારા ભક્ત એવા ઇંદ્ર પ્રમુખ સર્વે દેવો ઉપર કહેલા વિધિથી વ્રત કરીને સ્વર્ગલોકનો ઉપભોગ કરે છે.૩૫

વૈશંપાયન કહે છેઃ–આવી રીતે દેવોના ઈશ્વર એવા કેશવે કહ્યા પછી પાંડુ રાજાના પુત્ર ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા એ હાથ જોડીને ભક્તિથી આ સ્તોત્ર ભણવા લાગ્યા.૩૬

હે સર્વ લોકના ઈશ્વર! હે દેવેશ! હે હૃષીકેશ! તને હું નમસ્કાર કરું છું. હે હજાર મસ્તકવાળા! હે હજાર નેત્રવાળા! તને મારા નિત્ય નમસ્કાર હો.૩૭ હે વેદમય! હે વેદના નાથ! હે વેદસ્તુત! તને હું વારંવાર નમસ્કાર કરું છું. હે યજ્ઞસ્વરૂપ! હે યજ્ઞોદ્ભવ! હે યજ્ઞના નાથ! તને મારા વારંવાર નમસ્કાર હો.૩૮ હે ચાર મૂર્તિધારી! હે ચાર બાહુવાળા! હે ચાર વ્યૂહવાળા! તને હું વારંવાર નમસ્કાર કરું છું. હે લોકસ્વરૂપ! હે લોકોને ઉત્પન્ન કરનારા! હે નાથ! હે ત્રણે લોકમાં નિવાસ કરનારા! તને હું વારંવાર નમસ્કાર કરું છું.૩૯ હે સૃષ્ટિના સંહાર કર્તા! હે નરસિંહ! તને હું વારંવાર નમસ્કાર કરું છું. હે ભક્તપ્રિય! તને મારા નમસ્કાર છે. હે કૃષ્ણ! હે નાથ! તને હું વારંવાર નમસ્કાર કરું છું.૪૦ હે લોકપ્રિય! તને હું નમસ્કાર કરું છું. હે ભક્તવત્સલ! તને હું નમસ્કાર કરું છું. હે બ્રહ્માવાસ! તને હું નમસ્કાર કરું છું. હે બ્રહ્મના નાથ! તને હું વારંવાર નમસ્કાર કરું છું.૪૧ હે રુદ્રરૂપ! તને નમસ્કાર હો. રુદ્ર કર્મ કરવામાં પ્રીતિવાળા એવા તને હું નમસ્કાર કરું છું. પંચ યજ્ઞરૂપ એવા તને હું નમસ્કાર કરું છું. હે સર્વયજ્ઞ! તને હું નમસ્કાર કરું છું.૪૨ હે કૃષ્ણપ્રિય! તને હું નમસ્કાર કરું છું. હે કૃષ્ણનાથ! તને હું વારંવાર નમસ્કાર કરું છું. હે યોગિપ્રિય! તને હું નમસ્કાર કરું છું. હે યોગિનાથ! તને હું નમસ્કાર કરું છું.૪૩ હે હયગ્રીવ! તને નમસ્કાર હો. હે ચક્રપાણિ! તને નમસ્કાર હો. હે પાંચભૂત સ્વરૂપ! તને નમસ્કાર હો. હે પાંચ આયુધધારી! તને વારંવાર નમસ્કાર હો.૪૪

વૈશંપાયન કહે છેઃ–આ રીતે યુધિષ્ઠિર રાજા ભક્તિથી ગળગળી વાણીવડે કેશવની સ્તુતિ કરવા લાગ્યા. તે સમયે કેશવે પ્રસન્ન થઈ યુધિષ્ઠિરનો હાથ પકડીને તેને અટકાવ્યા.૪૫ અને હે નરશ્રેષ્ઠ! ભક્તિથી નમ્ર એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને ફરીથી કહેવા લાગ્યા.૪૬

શ્રીભગવાન્ કહે છેઃ–હે નરશ્રેષ્ઠ! હે રાજન્! તું જૂદાઈ રાખનારા મનુષ્યની પેઠે મારી આ શી સ્તુતિ કરે છે? બસ થયું. હે ધર્મના પુત્ર યુધિષ્ઠિર! પ્રથમની પેઠે મને પ્રશ્નો પૂછ.૪૭

યુધિષ્ઠિર કહે છેઃ–હે ભગવન્! હે દેવ! તારી કૃપાથી વારંવાર ધર્મનું સ્મરણ કરવાથી મને શાંતિ વળતી નથી, અને મારું મન જાણે નૃત્ય કરી રહ્યું હોય એવું થઈ રહ્યું છે.૪૮ હે માધવ! કૃષ્ણપક્ષની દ્વાદશીને દિવસે તારી કેવી રીતે પૂજા કરવી? આ ધર્મની કથા મને કહે.૪૯

ભગવાન્ કહે છેઃ–હે રાજા! પૂર્વની પેઠે તે સર્વ કથા તને કહું છું, તે તું સાંભળ. કૃષ્ણ પક્ષની દ્વાદશીને

દિવસે મારા પૂજનનું મહાન્ ફળ થાય છે.[૫૦] તેનો વિધિ એવો છે કે:-એકાદશીને દિવસે ઉપવાસ કરીને દ્વાદશીને દિવસે મારી પૂજા કરવી, તે પછી ભક્તિમાન્ પુરુષે જેટલા મળે તેટલા બ્રાહ્મણોની પૂજા કરવી.[૫૧] આ પ્રમાણે મારી પૂજા કરનારો પુરુષ દક્ષિણા મૂર્તિની પાસે જાય છે અથવા તો મારી પાસે આવે છે અથવા તો ચંદ્રના લોકમાં જાય છે અને ત્યાં ગ્રહો તથા નક્ષત્રો તેની પૂજા કરે છે. એમાં કંઈ વિચાર કરવાનો નથી.[૫૨]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे अनुगीतापर्वमां 'अश्वमेधनी समाप्ति' ए नामनो अध्याय १९ मो समाप्त

## અધ્યાય ૨૦ મો

### વિષુવ નામના પુણ્ય સમયમાં દાનાદિક કરવા વિશે, ગાયત્રીના જપનું માહાત્મ્ય, પીપળાનું માહાત્મ્ય, તથા પંચગવ્યનો વિધિ

વૈશમ્પાયન કહે છે:-હે જનમેજય રાજા! ઉપર પ્રમાણે કેશવે કહ્યા પછી ધર્મના પુત્ર યુધિષ્ઠિર વારંવાર દાનનો સમય અને વિધિ પૂછવા લાગ્યા.[૧]

યુધિષ્ઠિર પૂછે છે:-હે દેવ! હે દેવોના દેવ! વિષુવ* નામના યોગોમાં અને સૂર્ય અને ચન્દ્રના ગ્રહણમાં દાન દેવાથી શું ફળ થાય છે? તે અમને કહો.[૨]

શ્રી ભગવાન્ કહે છે:-હે રાજા! વિષુવમાં તથા સૂર્ય અને ચંદ્રના ગ્રહણમાં, વ્યતીપાતમાં તથા ઉત્તરાયણમાં અને દક્ષિણાયનમાં દાન આપવામાં આવે છે તો તેનું અક્ષય ફળ થાય છે.[૩] હે રાજા! ઉત્તરાયણ અને દક્ષિણાયનના મધ્ય ભાગમાં વિષુવ નામનું પર્વ આવે છે આમ વિદ્વાનો કહે છે, અને તે પર્વમાં દિવસ તથા રાત્રિ સરખા હોય છે. તે વિષુવના સમયમાં સંધ્યાકાળે[૪] બ્રહ્મા, હું, અને શંકર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનાં કાર્ય વિશેનો વિચાર કરવા માટે એકઠા થઇને રહીએ છીએ.[૫] હે રાજન્! અમે જે મુહૂર્તમાં એકઠા થઇએ છીએ તે મુહૂર્તને વિષુવ કહે છે, અને તે પરમ પુણ્યકારક મુહૂર્ત છે, અને તે અમારું કળારહિત પરમ પદ કહેવાય છે.[૬] વળી તે મુહૂર્તને અક્ષરબ્રહ્મ ને પરબ્રહ્મ કહે છે. તે મુહૂર્તમાં સર્વે પરમપદનું ચિંતન કરે છે.[૭] દેવો, વસુઓ, રુદ્રો, પિતૃઓ, અશ્વિનીકુમારો, સાધ્યદેવો, વિશ્વેદેવો, ગંધર્વો, સિદ્ધો, બ્રહ્મર્ષિઓ,[૮] સોમ વગેરે ગ્રહો, નદીઓ, સમુદ્રો, મરુતદેવો, અપ્સરાઓ, નાગો, યક્ષો, રાક્ષસો, ગુહ્યકો[૯] એ અને બીજા દેવો વિષુવ નામના સમયમાં ઇંદ્રિયોને વશ કરી, ઉપવાસ કરીને પ્રયત્નથી પરબ્રહ્મના ધ્યાનમાં તત્પર રહે છે.[૧૦] હે યુધિષ્ઠિર! અન્ન, ગાય, તલ, ભૂમિ, કન્યા, ઘર, વિશ્રામ સ્થાન, ધાન્ય, વાહન, શય્યા તથા[૧૧] બીજું જે મેં કહ્યું છે, તેનું હે યુધિષ્ઠિર! તું દાન કર. વિષુવ નામના સમયમાં વેદ તથા શાસ્ત્રવેત્તા બ્રાહ્મણોને વિશેષે કરીને જે દાન આપવામાં આવે છે,[૧૨] તે દાન હે કુંતાના પુત્ર! નાશ પામતું જ નથી. પરંતુ તેથી દરરોજ પુણ્યમાં વૃદ્ધિ થાય છે, અને વિષુવમાં વિદ્વાનને આપેલું દાન કોટિગણું ફળ આપે છે.[૧૩] જે પુરુષ વિષુવમાં મને તથા શંકરને સ્નાન કરાવે છે, તથા વિધિપૂર્વક મારી અને શંકરની પૂજા કરે છે તેનાં પુણ્યનું ફળ સાંભળ.[૧૪] તે પુરુષનાં દશ જન્મમાં કરેલાં પાપ તુરત નાશ પામે છે, અને દશ અશ્વમેધ યજ્ઞોનું ફળ મેળવે છે,[૧૫] અને દિવ્ય વિમાનમાં બેસી, ઈચ્છાનુસાર રૂપ ધારણ કરી, સુખેથી મારા લોકમાં અથવા તો રુદ્રના લોકમાં જાય છે.[૧૬] ત્યાં રહેનારા દેવો અને ગંધર્વો તેને સુખ ઉપજે તેમ તેનાં ગીત ગાય છે, અને તે પુરુષ દેવનાં એક કરોડ તથા હજાર વર્ષ સૂધી સ્વર્ગ લોકમાં આનંદ ભોગવે છે.[૧૭] તે પછી પુણ્ય ક્ષય થતાં કાળે કરીને તે લોકમાંથી આવીને આલોકમાં ચારેય વેદોનો પારંગત અને વેદવેત્તા ઉત્તમ બ્રાહ્મણ થઇને અવતરે છે.[૧૮] જે પુરુષ ચંદ્રનું અને સૂર્યનું આકાશમાં ગ્રહણ હોય ત્યારે મારી અથવા તો શંકરની ગાયત્રીનો જપ કરે છે,[૧૯] તથા ભક્તિથી શંખના અને તુરીના અવાજો કરે છે, તથા ઝાંઝ પખાલના અને ઘંટાના અવાજો કરે છે, તેને જે પુણ્યનું ફળ થાય છે તે સાંભળ.[૨૦] ગીત ગાવાથી, હોમ કરવાથી, જપ કરવાથી, ઉત્તમ એવાં નામનો જપ કરવાથી રાહુ દુર્બળ થાય છે અને ચંદ્ર બળવાન્ થાય છે.[૨૧] વળી ચંદ્ર અને સૂર્યના ગ્રહણ સમયે વેદવેત્તા બ્રાહ્મણોને જે દાન આપવામાં આવે છે, તે હજારગણું થઇને દાતાને પ્રાપ્ત થાય છે.[૨૨] અને હે નરોત્તમ! પુરુષ મહાપાતકી હોય તોપણ તે દાનથી તેજ ક્ષણે તે પાપ વિનાનો થઈ જાય છે.-[૨૩] તે પછી ચંદ્ર અને સૂર્યનાં જેવાં પ્રકાશમાન રમણીય એવા વિમાનમાં બેસીને ચંદ્રના લોકમાં જાય છે, અને અપ્સરાઓ તેની સેવા કરે છે.[૨૪] વળી જ્યાં સૂધી નક્ષત્રો આકાશમાં ચંદ્રની સાથે રહે છે ત્યાં સૂધી તે પુરુષ હે રાજેંદ્ર! સોમલોકમાં રહીને પૂજાય છે.[૨૫] તે પછી કાળે કરીને ત્યાંથી ભ્રષ્ટ થઇને આલોકમાં વેદ તથા વેદનાં અંગો જાણનારો, અને એક કરોડ ધનવાળો બ્રાહ્મણ થાય છે.[૨૬]

* મેષ રાશિમાં અને તુલા રાશિમાં જ્યારે સૂર્ય હોય છે ત્યારે તે કાળને વિષુવ કહે છે, અને તે સમયે દિવસ અને રાત્રિનું માન સરખું હોય છે.

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે સુરેશ્વર! હે દેવ! હે ભગવન્! તારી ગાયત્રીનો જપ કેવી રીતે કરવો? અને તેનું ફળ શું થાય છે? તે મને કહો.૨૭

ભગવાન્ કહે છેઃ–દ્વાદશીને દિવસે, વિષુવ નામના યોગમાં, ચંદ્રના તથા સૂર્યનાં ગ્રહણમાં, ઉત્તરાયણ અને દક્ષિણાયનમાં, શ્રવણ નક્ષત્રમાં, વ્યતીપાતમાં,૨૮ પીપળાનાં દર્શન કરતી વખતે, તથા મારાં દર્શન કરતી વખતે, હે રાજા! મારી ગાયત્રીનો અથવા તો અષ્ટાક્ષરનો જપ કરે છે તો તેનાં મેળવેલાં પાપનો નાશ થાય છે, એમાં સંશય નહિ.૨૯

યુધિષ્ઠિર પૂછે છેઃ–અશ્વત્થ (પીપળા)નાં દર્શન તારાં દર્શન સમાન ગણાય છે તેનું કારણ શું? એ વાત હે દેવ! મને કહો; કારણ કે મને તે સાંભળવા માટે પરમ કુતૂહળ થયું છે.૩૦

ભગવાન્ કહે છેઃ–હું અશ્વત્થરૂપે ત્રણ જગતનું પાલન કરું છું. જ્યાં અશ્વત્થ નથી ત્યાં મારો પણ વાસ નથી,૩૧ અને હે રાજન્! હું જ્યાં વસું છું ત્યાં અશ્વત્થ પણ રહે છે. જે પુરુષ ભક્તિથી અશ્વત્થની પૂજા કરે છે તે મારી સાક્ષાત્ પૂજા કરે છે.૩૨ જે કોપ કરીને પીપળાને પ્રહાર કરે છે તે મને જ પ્રહાર કરે છે; માટે નિત્ય પીપળાને પ્રદક્ષિણા કરવી, પરંતુ એને કાપવો નહિ.૩૩ વ્રતનું પારણું એ તીર્થ કહેવાય છે, સરળતા તીર્થ કહેવાય છે, દેવોની સેવા તીર્થ કહેવાય છે, ગુરુની સેવા તીર્થ કહેવાય છે,૩૪ પિતાની સેવા તીર્થ કહેવાય છે, તેમ માતાની સેવા અને પોતાની દારા (પત્નીઓ)ની તુષ્ટિ પણ તીર્થ જ છે. ગૃહસ્થાશ્રમને પણ તીર્થ કહેવામાં આવે છે.૩૫ અતિથિસત્કાર પરમ તીર્થ કહેવાય છે, વેદ એ સનાતન તીર્થ કહેવાય છે, બ્રહ્મચર્ય પરમ તીર્થ કહેવાય છે, ત્રણ અગ્નિ તીર્થ કહેવાય છે.૩૬ આ સર્વનું મૂળ ધર્મ છે. તેને જાણીને તેને વિશે મનને ધારણ કર. હે કુંતીપુત્ર! તું તીર્થોમાં જા; ધર્મથી ધર્મની વૃદ્ધિ થાય છે.૩૭ શાસ્ત્રમાં વિદ્વાનો બે પ્રકારનાં તીર્થ કહે છેઃ એક સ્થાવર અને બીજું જંગમ તીર્થ છે. સ્થાવર તીર્થના કરતાં જંગમ તીર્થ ઉત્તમ છે, કારણ કે તેનાથી જ્ઞાનનો લાભ થાય છે.૩૮ હે ભરતવંશી રાજા! આલોકમાં ધર્માચરણથી શુદ્ધ થયેલા પુરુષના હૃદયમાં સર્વ તીર્થો વાસ કરે છે, અને તેથી તે તીર્થરૂપ કહેવાય છે.૩૯ ગુરુતીર્થ તે પરમ જ્ઞાન છે અને તેનાથી ઉત્તમ બીજું તીર્થ નથી. જ્ઞાનતીર્થ ઉત્તમ તીર્થ કહેવાય છે. તેમ જ વેદરૂપી તીર્થ પણ સનાતન તીર્થ કહેવાય છે.૪૦ હે પાંડુના પુત્ર! સર્વ તીર્થોમાં ક્ષમા એ પરમ તીર્થ છે. ક્ષમાવાનોને આલોક સુખકારક નિવડે છે અને પરલોક પણ સુખકારક નિવડે છે.૪૧ માન આપો કે અપમાન કરો, પૂજા કરો કે તિરસ્કાર કરો, નિંદા કરો કે તરછોડી નાખો, તોપણ જે ક્ષમાશીલ રહે છે તે તીર્થ કહેવાય છે.૪૨ ક્ષમા યશ છે, ક્ષમા દાન છે, ક્ષમા યજ્ઞ છે, ક્ષમા દમ (ઇંદ્રિયનિગ્રહ) છે, ક્ષમા અહિંસા છે, ક્ષમા ધર્મ છે, ક્ષમા ઇંદ્રિયોનો નિગ્રહ છે,૪૩ ક્ષમા દયા છે, ક્ષમા યજ્ઞ છે, ક્ષમાએ જ આ જગતને ધારણ કર્યું છે, ક્ષમાવાન્ બ્રાહ્મણ દેવ કહેવાય છે, ક્ષમાવાન્ બ્રાહ્મણ ઉત્તમ છે.૪૪ ક્ષમાવાન્ સ્વર્ગ મેળવે છે, ક્ષમાવાન્ યશ મેળવે છે, ક્ષમાવાન્ મોક્ષ મેળવે છે, તે માટે ક્ષમાવાન્ સાધુ કહેવાય છે.૪૫ હે ભરતવંશી રાજા! આત્મા એક નદીરૂપ અને પવિત્ર તીર્થરૂપ છે; આત્મા સર્વ તીર્થોમાં પ્રધાન તીર્થ છે, આત્માને નિત્ય યજ્ઞરૂપ માનવામાં આવે છે; સ્વર્ગ અને મોક્ષ એ આત્માને આધીન છે.૪૬ આચારથી નિર્મળ થયેલા, સત્ય તથા ક્ષમાથી અનુપમ રીતે શીતળ એવા જ્ઞાનરૂપી જળવડે જે પુરુષ નિત્ય સ્નાન કરે છે, તે પુરુષને ફરીને જળના તીર્થનું શું પ્રયોજન છે?૪૭

યુધિષ્ઠિર કહે છેઃ–હે ભગવન્! હે દેવશ્રેષ્ઠ! સર્વ પાપનો નાશ કરનારું, સુખેથી થઈ શકે તેવું પ્રાયશ્ચિત્ત તારા આ ભક્તને તું કહેવા યોગ્ય છો.૪૮

ભગવાન્ કહે છેઃ–આ પ્રાયશ્ચિત્ત પાપકર્મ કરનારાઓને નહિ સંભળાવવા યોગ્ય અને અત્યંત ગુપ્ત છે, તેમ અધાર્મિકોને પણ સંભળાવવાને અયોગ્ય છે; તે તને કહું છું.૪૯ પવિત્ર બ્રાહ્મણને જોઈ મારા વિશે મનને ધારણ કરીને नमो ब्रह्मण्यदेवाय એમ ઉચ્ચારણ કરીને પ્રણામ કરે,૫૦ અને તે પછી અષ્ટાક્ષર મંત્ર ભણીને જે પ્રદક્ષિણા કરે છે, તે ઉપરથી બ્રાહ્મણ સંતુષ્ટ થાય છે, અને હું તેનાં પાપનો નાશ કરું છું.૫૧ વરાહે ઉખેડી નાંખેલી મૃત્તિકાને મસ્તક ઉપર જે ધારણ કરે છે અને સો પ્રાણાયામ કરે છે, તે પુરુષ પાપમાંથી મુક્ત થાય છે.૫૨ જે પુરુષ સૂર્યગ્રહણના સમયમાં મારા મંદિરની સન્મુખ પ્રાચીન સરસ્વતી નદી ઉપર જઈને દક્ષિણાવર્ત નામના શંખથી અથવા તો કપિલા ગાયના શીંગડા ઉપર તે નદીના જળને રેડીને એકવાર જ સ્નાન કરે છે, તેનું સંચિત કરેલું પાપ તેજ ક્ષણે નાશ પામે છે.૫૩–૫૪ હે યુધિષ્ઠિર! કપિલા ગાયના મસ્તક ઉપરથી નીચે પડતાં પાણીવડે અથવા તો કપિલા ગાયના મૂત્રવડે જે પુરુષ રોહિણી નક્ષત્રમાં અથવા તો મારે દિવસે (એકાદશીએ) સ્નાન કરે છે, અથવા તો બ્રાહ્મણનાં ચરણમાંથી નીચે પડેલાં જળવડે જે સ્નાન કરે છે, તેનાં પાપ નાશ પામે છે.૫૫ મારી ભક્તિવડે જે પુરુષ ચૌદ અંગવાળા શિશુમાર

નામના પ્રજાપતિને નમસ્કાર કરે છે, તેનાં પાપ નાશ પામે છે.[૫૬] હે યુધિષ્ઠિર! તે શિશુમાર નામના પ્રજાપતિનાં ચૌદ અંગો છે, તે અંગો હવે તું સાંભળ. ધર્મ તે શિશુમાર પ્રજાપતિનું મસ્તક છે, બ્રહ્મા તેના ઓષ્ઠ છે, બે વૃષ* તે ઉત્તર તથા દક્ષિણ છે,[૫૭] વિષ્ણુ હૃદય છે, અશ્વિનીકુમાર તેના બન્ને ખભા છે, અત્રિ મધ્ય ભાગ છે, હે રાજન્! સંવત્સર તેનો લિંગ છે,[૫૮] મિત્રાવરુણ તેનાં બે ચરણ છે, અગ્નિ તેના બે સાથળ છે,[૫૯] તેની પાછળના ભાગમાં ઇંદ્ર છે, તેની પાછળ પ્રજાપતિ છે, તેની પાછળ અભય છે અને તેનું જ નામ ધ્રુવ છે. આ સર્વ શિશુમાર પ્રજાપતિનાં અંગો† છે.[૬૦] જે મનુષ્ય પૂર્ણિમાને દિવસે ઉપવાસ કરીને પંચગવ્યનું પાન કરે છે, તેનાં પૂર્વ જન્મમાં જે સંગ્રહ કરેલાં પાપ છે તે નાશ પામે છે.[૬૧] તેમજ જે પુરુષ પ્રત્યેક માસે મંત્ર ભણીને બ્રહ્મકૂર્ચનું પાન કરે છે, તેનાં પાપ નાશ પામે છે.[૬૨] હે ભરતવંશી રાજા! હવે તું પાત્રને તથા બ્રહ્મકૂર્ચને સાંભળ. ખાખરાનાં, કમળનાં પાંદડાનાં, તાંબાનાં અથવા તો સુવર્ણના પાત્રને પાત્ર કહ્યું છે, અને તે પાત્રથી બ્રહ્મકૂર્ચનું પાન કરવું.[૬૩] ગાયત્રી મંત્ર ભણીને ગાયનું મૂત્ર લેવું; गंधद्वारां એ મંત્ર ભણીને ગાયનું છાણ લેવું, आप्यायस्व એ મંત્ર ભણીને ગાયનું દૂધ લેવું; दधिक्राव्णो એ મંત્ર ભણીને દહિં લેવું,[૬૪] तेजोसि शुक्रम એ મંત્ર ભણીને ઘી લેવું, देवस्यत्वा એ મંત્ર ભણીને દર્ભોદક લેવું. આનું નામ બ્રહ્મકૂર્ચ કહેવાય છે (અને તેનું પાન કરવાથી પાપનો નાશ થાય છે). आपोहिष्ठा એ મંત્ર ભણીને યવનો લોટ યથાવિધિ લેવો,[૬૫] અને ઘી સાથે મેળવીને પ્રદીપ્ત થયેલા અગ્નિમાં વિધિપૂર્વક બ્રહ્માને તેની આહુતિ આપવી. તે પછી પ્રણવનો ઉચ્ચાર કરીને યવના લોટને પાણીમાં ડોળવો, તે પછી પ્રણવનો ઉચ્ચાર કરીને તેને મથવો,[૬૬] પ્રણવનો ઉચ્ચાર કરીને તેને હાથમાં લેવો અને પ્રણવનો ઉચ્ચાર કરીને તેનું પાન કરવું. આમ કરવાથી સર્પ જેમ કાચળીમાંથી મુક્ત થાય છે, તેમ પુરુષ મહા પાપમાંથી મુક્ત થાય છે.[૬૭] જે પુરુષ જળમાં બેસીને અથવા તો સૂર્યની સામે દૃષ્ટિ કરીને भद्रं नः એ ઋચાના એક ચરણનો અથવા તો ઋગ્વેદની સંહિતાનો પાઠ કરે છે[૬૮] અથવા તો નિત્ય મારા વિશે મનને પરોવીને મારા સૂક્તનો (પુરુષ સૂક્તનો) પાઠ કરે છે, તે પુરુષ કમળનું પત્ર જેમ પાણીથી ભીંજાતુ નથી, તેમ પાપથી લેપાતો નથી.[૬૯]

**इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे 'वैष्णवधर्मपर्वमां' अध्याय २० मो समाप्त**

* આ શું છે તે સમજાતું નથી. † અત્રે ચૌદ અંગો થતાં નથી.

## અધ્યાય ૨૧ મો

### ભગવાનની ભક્તિનો મહિમા

યુધિષ્ઠિર પૂછે છેઃ–હે સુરેશ્વર! કેવા બ્રાહ્મણોને શુદ્ધ અંતઃકરણવાળા અને પવિત્ર જાણવા? તથા કરેલું કર્મ શા માટે સફળ થાતું નથી, તે હે નિર્દોષ કૃષ્ણ! મને કહે.[૧]

ભગવાન્ બોલ્યાઃ–હે પાંડુના પુત્ર! બ્રાહ્મણોનું કર્મ કેવી રીતે સફળ થાય છે ને કેવી રીતે નિષ્ફળ થાય છે, તે સર્વ હું તને અનુક્રમથી કહું છું.[૨] ત્રણ દંડને ધારણ કરવા, મૌનવ્રત ધારણ કરવું, માથે જટા રાખવી અથવા તો મુંડન કરાવવું, વલ્કલ વસ્ત્ર પહેરવાં, મૃગચર્મ ધારણ કરવાં, વ્રત આચરવાં, ત્રણ સમય સ્નાન કરવું,[૩] અગ્નિહોત્રમાં હોમ કરવો, ગૃહસ્થાશ્રમ પાળવો, વેદનો સ્વાધ્યાય કરવો, સ્ત્રીઓનો સત્કાર કરવો, આ સર્વ ધર્મકર્મ જો અંતઃકરણ શુદ્ધ ન હોય તો નિષ્ફળ થાય છે.[૪] હે રાજન્! અગ્નિહોત્ર વૃથા છે અને તેમજ વેદો પણ વૃથા છે; દેવો શીલથી સંતુષ્ટ થાય છે. તેમાં વેદ પ્રમાણ છે.[૫] ક્ષમાવાન્, ઇંદ્રિયનિગ્રહી, ક્રોધરહિત, મનને જિતનારો ને જિતેન્દ્રિય બ્રાહ્મણને હું શ્રેષ્ઠ બ્રાહ્મણ માનું છું; બીજા શૂદ્રો છે, એમ જાણવું.[૬] અગ્નિહોત્રમાં પરાયણ રહેનારા, વ્રત કરવામાં પરાયણ રહેનારા, સ્વાધ્યાયમાં પરાયણ રહેનારા, અંતરથી તથા બહારથી શુદ્ધ, ઉપવાસ કરવામાં પ્રીતિવાળા અને ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા પુરુષોને દેવો બ્રાહ્મણ જાણે છે.[૭] હે રાજન્! મનુષ્ય કંઈ જાતિથી પૂજાતો નથી, પણ ગુણો કલ્યાણકારક છે. ચંડાલ પણ જો સદાચારી હોય તો દેવતાઓ તેને બ્રાહ્મણ જાણે છે.[૮] હે ભરતવંશી રાજા! મનની પવિત્રતા, કર્મની પવિત્રતા, કુળની પવિત્રતા, શરીરની પવિત્રતા, તથા વાણીની પવિત્રતા, આ રીતે પાંચ પ્રકારની પવિત્રતા કહી છે.[૯] આ પાંચ પ્રકારની પવિત્રતામાં હૃદયની પવિત્રતા (મનઃશુદ્ધિ) વધે છે. મનુષ્યો હૃદયની પવિત્રતાથી સ્વર્ગમાં જાય છે.[૧૦] જે બ્રાહ્મણે અગ્નિહોત્રનો ત્યાગ કર્યો હોય, જે રસાદિકના વ્યાપારમાં લાગુ થયો હોય, અને વર્ણોમાં ભેળસેળ કરનારો હોય, તે બ્રાહ્મણને શૂદ્રના સમાન જાણવો.[૧૧] હે કુંતીના પુત્ર! જે વેદ અને શ્રુતિમાં ભૂલી ગયો છે, જે ખેડુતનું કર્મ કરે છે, તે નીચ કર્મ કરે છે અને તે પુરુષ વૃષલ કહેવાય છે.[૧૨] वृष શબ્દનો અર્થ ધર્મ છે, તેનો જે પુરુષ નાશ કરે છે તેને દેવો વૃષલ અને શ્વપચ (ચંડાળ)ના કરતાં પણ અધમ જાણે છે.[૧૩] જે પાપી મનુષ્ય વેદોક્ત મંત્રોથી શૂદ્રની સ્તુતિ કરે છે, પરંતુ મારી સ્તુતિ કરતા નથી, તેને ચંડાળ સમાન જાણવો.[૧૪] કુતરાના ચામડાની મશક-

માં રહેલું દૂધ જેમ અપવિત્ર થાય તથા કુતરાંએ ચાટેલું હવિષ્ જેમ અપવિત્ર થાય છે, તેમ શૂદ્રમાં રહેલો વેદ પણ અપવિત્ર થાય છે.[૧૫] વેદનાં છ અંગો, ચાર વેદો, મીમાંસા, ન્યાય, ધર્મ શાસ્ત્ર અને પુરાણ આ ચૌદ વિદ્યાનાં સ્થાન છે.[૧૬] હે ભરતવંશી રાજા! મેં જે ચૌદ વિદ્યાનાં પવિત્ર સ્થાન કહ્યાં, તે ત્રણ લોકનાં કલ્યાણને માટે ઉત્પન્ન થયાં છે.[૧૭] એટલા માટે હે યુધિષ્ઠિર! શૂદ્રે તેઓને અડવું નહિ, કારણ કે શૂદ્રના સ્પર્શથી સર્વ વસ્તુ અપવિત્ર થાય છે એમાં સંશય નથી.[૧૮] હે ભારત! ત્રણ વસ્તુઓ અપવિત્ર છે અને પાંચ વસ્તુ અમેધ્ય છે. હે પાણ્ડવ! કૂતરી, શૂદ્ર અને શ્વપાક એ ત્રણ અપવિત્ર છે.[૧૯] ગાયન કરનાર, કુકડો, યજ્ઞસ્તંભ, રજોદર્શનવાળી સ્ત્રી, અને વેશ્યાનો પતિ આ પાંચ અપવિત્ર છે, માટે તેનો કોઈ પણ દિવસ સ્પર્શ કરવો નહિ. બ્રાહ્મણે આ આઠ જણનો સ્પર્શ કરીને વસ્ત્ર સાથે જળમાં પ્રવેશ કરીને સ્નાન કરવું.[૨૦] જે મનુષ્યો મારા ભકતોને શૂદ્ર સમાન ગણીને અપમાન કરે છે, તે નીચ પુરુષો કરોડ વર્ષ સૂધી નરકમાં વાસ કરે છે.[૨૧] બુદ્ધિમાન્ પુરુષે મારા ભક્ત એવા ચંડાળનું પણ અપમાન કરવું નહિ. તેનું અપમાન કરવાથી મનુષ્યો રૌરવ નરકમાં પડે છે.[૨૨] મારા ભકતોના ભકતો ઉપર મારી અધિક પ્રીતિ છે; તે માટે મારા ભકતોના ભકતોની વિશેષે કરીને પૂજા કરવી.[૨૩] કીડા, પક્ષીઓ અને પશુઓ મારા વિશે ચિત્તને અર્પણ કરે તો તેઓને સ્વર્ગ લોક મળે છે એમ જાણે તો પછી જ્ઞાની મનુષ્યોને સ્વર્ગ મળે એમાં આશ્ચર્ય શું?[૨૪] શૂદ્ર મને પત્ર, પુષ્પ, ફળ અથવા તો જળ જે આપે છે તે હું મસ્તકથી ધારણ કરું છું.[૨૫] હે ભરતવંશી રાજા! શૂદ્રપ્રાય છતાં પણ જે બ્રાહ્મણો મને પ્રિય હોય, તેઓની ભક્તિથી પૂજા કરવી. હું તેઓનાં તે સ્વરૂપથી જ તે પૂજાને ગ્રહણ કરું છું.[૨૬] જે બ્રાહ્મણો વેદોક્ત વિધિથી સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલા મારી પૂજા કરે છે, તેઓ મારી સાયુજ્ય ગતિને પામે છે.[૨૭] હે યુધિષ્ઠિર! હું મારા ભકતોના હિતને માટે જ અવતર્યો છું, માટે મારી કોઈ પણ પ્રકટ મૂર્તિની પૂજા કરવી.[૨૮] જે મનુષ્ય ભક્તિથી મારી આ મૂર્તિઓમાંથી કોઈ એક મૂર્તિની પૂજા કરે છે તેનાથી જ હું સંતુષ્ટ થાઉં છું, એમાં સંશય નથી.[૨૯] મારી મૃત્તિકાની, મણિની, રત્નની, તામ્રની, રૂપાની અથવા તો સુવર્ણની મૂર્તિ કરીને તેની પૂજા કરવી. આ મૂર્તિઓમાંથી ઉત્તરોત્તર (પછી પછીની) મૂર્તિની પૂજા કરવાથી દશગણું પુણ્ય જાણવું.[૩૦]

રાજાએ જયની કામનાથી પૂજા કરવી, બ્રાહ્મણે વિદ્યાની કામનાથી પૂજા કરવી, વૈશ્યે ધનની કામનાથી પૂજા કરવી, અને શૂદ્રે સુખના ફળની કામનાથી પૂજા કરવી, અને સ્ત્રીઓએ સર્વ કામનાઓ કરીને પૂજા કરવી, તેથી તે સર્વ કામનાઓને પ્રાપ્ત કરે છે.[૩૧]

इति श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविषे "वैष्णवधर्मपर्वमां" अध्याय २१ मो समाप्त

---

## અધ્યાય ૨૨ મો

### પીપળો, ગાય, બ્રાહ્મણાદિનો મહિમા

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે સુરેશ્વર! તું કેવા શૂદ્રોનું પૂજન સ્વીકારતો નથી તથા તને કયા વિષયથી ઉદ્વેગ થાય છે તે મને કહે.[૧]

ભગવાન્ કહે છેઃ-હે રાજેંદ્ર! જે શૂદ્ર મારો ભક્ત નથી તથા વ્રતધારી નથી, તેણે કરેલી પૂજાને હું ચંડાળે કરેલી પૂજા જેવી માનું છું, અને તેનો ત્યાગ કરું છું.[૨] હે યુધિષ્ઠિર! હું, શંકર, ગાય, બ્રાહ્મણો તથા પીપળો આ ત્રણ દેવતારૂપ છીએ.[૩] મારા ભકતે કોઈ પણ દિવસે આ ત્રણનું અપમાન કરવું નહિ. આ ત્રણનું અપમાન કરવામાં આવે છે તો તે સાતમી પેઢી સૂધીનાં કુળને બાળી નાંખે છે.[૪] હે પાંડવ! પીપળો, બ્રાહ્મણો અને ગાય આ મારારૂપ છે અને તેઓ માણસનું તારણ કરે છે, માટે તું આ ત્રણનું પ્રયત્નથી પૂજન કર.[૫]

યુધિષ્ઠિર પૂછે છેઃ-મનુષ્ય બ્રાહ્મણના દેહે કરીને કેવી રીતે શૂદ્ર થઈ જાય છે, અને બ્રાહ્મણપણું કેવી રીતે નાશ પામે છે? તે વાત હે દેવ! તું કહેવાને યોગ્ય છો.[૬]

ભગવાન્ કહે છેઃ-જે બ્રાહ્મણ બાર વર્ષ સૂધી કુવાના જળથી સ્નાન કરે છે, તે તે જ શરીરથી શૂદ્રપણાને પામે છે એમાં સંશય નથી.[૭] જે પુરુષ રાજાનો આશ્રય કરીને બાર વર્ષ સૂધી આજીવિકા કરે છે, તે બ્રાહ્મણ વેદમાં પારંગત હોય તોપણ શૂદ્રપણાને પામે છે.[૮] જે બ્રાહ્મણ પાટણમાં અથવા તો નગરમાં બાર વર્ષ સૂધી રહે છે, તે બ્રાહ્મણ શૂદ્ર થઈ જાય છે એમાં વિચાર કરવો નહિ.[૯] જે બ્રાહ્મણ કામથી મોહિત થઇને શૂદ્રજાતિની સ્ત્રીમાં પુત્રને ઉત્પન્ન કરે છે, તેની કાયામાં રહેલું બ્રાહ્મણપણું તુરત જ નાશ પામે છે.[૧૦] જે બ્રાહ્મણ વૃથા (યજ્ઞ વિના) સોમવલ્લીનું પાન કરે છે તેની કાયામાં રહેલું બ્રાહ્મણપણું તુરત જ નાશ પામે છે.[૧૧] હે રાજા! જે બ્રાહ્મણ સ્ત્રીની સાથે જિહ્વાવડે મૈથુન કરે છે, તેની કાયામાં રહેલું બ્રાહ્મણપણું તુરત જ નાશ પામે છે.[૧૨] હે યુધિષ્ઠિર! જે બ્રાહ્મણો દુર્લભ એવાં બ્રાહ્મણપણાને પ્રાપ્ત કરીને ઉપર કહેલા દુષ્ટ માર્ગોથી તેનો નાશ કરે છે, તે બ્રાહ્મણોનો હું શોક કરું છું.[૧૩] તે માટે હે યુધિષ્ઠિર!

જે દ્વિજ વર્ણના પુરુષને હું પ્રિય હોઉં, તેણે જાતિનો નાશ કરનારું આવું કર્મ કોઈ પણ પ્રકારે કરવું નહિ.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વવિષે 'વૈષ્ણવધર્મ-પર્વમાં અધ્યાય ૨૨ મો સમાપ્ત

## અધ્યાય ૨૩ મો

### પલાશવિધિ, તીર્થોનાં પ્રતિનિધિ, ભગવાનના ભક્તોનું લક્ષણ, તથા શ્રી કૃષ્ણનું દ્વારકામાં જવું

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે શ્રીકૃષ્ણ! એક બ્રાહ્મણ પરદેશ ગયો હોય ને ત્યાં તે કાળે કરીને મરણ પામે અને તેના શરીરનો નાશ થઈ જાય તો તેના પુત્રાદિકોએ તેના પ્રેતની કલ્પના કેવી રીતે કરવી?[૧]

ભગવાન્ કહે છેઃ-અગ્નિહોત્રી બ્રાહ્મણ પરદેશમાં મરણ પામે તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેના શરીરની પ્રતિમા ખાખરાના કાષ્ઠથી કરવી.[૨] હે યુધિષ્ઠિર! મનુષ્યના શરીરમાં ત્રણસો ને સાઠ હાડકાં છે એમ કહેવામાં આવે છે. તે હાડકાંઓની શાસ્ત્રને અનુસરીને ખાખરાની શલાકાથી કલ્પના કરવી.[૩] મસ્તકના ભાગમાં ચાલીસ ખાખરાની શલાકા મૂકવી, કંઠમાં દશ મૂકવી, બન્ને બાહુમાં સો મૂકવી, આંગળીઓના ભાગમાં દશ મૂકવી,[૪] છાતીના ભાગમાં ત્રણસો શલાકા મૂકવી, પેટના ભાગમાં વીસ શલાકા મૂકવી, વૃષણના ભાગમાં છ, શિશ્નના ભાગમાં ચાર,[૫] બન્ને સાથળના ભાગમાં સો, ગોઠણ અને જાંઘના ભાગમાં ત્રીસ ત્રીસ, બન્ને ચરણમાં દશ શલાકા મૂકવી. આ રીતે પ્રેતની કલ્પના કરીને તેને સંસ્કાર કરવો.[૬]

યુધિષ્ઠિર પૂછે છેઃ-હે કૃષ્ણ! તીર્થયાત્રા કરવાને અસમર્થ એવા ભકતોના ઉપર અનુગ્રહ કરીને તથા તેઓને તારવામાટે ધર્મ પ્રમાણે વિશેષ તીર્થ તું કહેવાને યોગ્ય છો.[૭]

ભગવાન્ કહે છેઃ-સામવેદનું ગાન કરનારાઓ સત્યને સર્વ તીર્થોને પવિત્ર કરનારું કહે છે. સત્ય વચન તીર્થ છે, અહિંસા એ પણ તીર્થ કહેવાય છે.[૮] હે યુધિષ્ઠિર! તપ તીર્થ છે, દયા તીર્થ છે, શીલ તીર્થ છે, થોડાથી સંતોષ થવો એ તીર્થ છે, પતિવ્રતા સ્ત્રી તીર્થ છે,[૯] સંતુષ્ટ બ્રાહ્મણ તીર્થ છે, જ્ઞાન તીર્થ છે, મારો ભક્ત તથા શંકરનો ભક્ત પણ વિશેષે કરીને નિત્ય તીર્થ છે,[૧૦] સંન્યાસીઓ તીર્થ છે, વિદ્વાન્ બ્રાહ્મણો તીર્થ કહેવાય છે, શરણાગતનો રક્ષક પુરુષ તીર્થ છે, અભય દાન તીર્થ છે.[૧૧] હું ત્રણે લોકમાં ઉદ્વેગ વિનાનો છું અને દિવસે તથા રાત્રે કોઇથી પણ ડરતો નથી. પણ એક શૂદ્રે કરેલા વેદોચ્ચારણથી ડરું છું.[૧૨] હે રાજા! મને દેવોથી, દૈત્યોથી, અને રાક્ષસોથી ભય નથી, પરંતુ શૂદ્રના મુખમાંથી વેદનો ઉચ્ચાર થાય છે, તેનાથી મને સર્વદા ભય રહે છે.[૧૩] તે માટે શૂદ્રે ઓંકાર સાથે મારું નામ પણ ઉચ્ચારવું નહિ. વેદ જાણનારાઓ જગતમાં પ્રણવને (ૐને) પરમ વેદ જાણે છે.[૧૪] મારા વિશે ભક્તિ રાખીને બ્રાહ્મણની, ક્ષત્રિયની અને વૈશ્યની સેવા કરવી, આ તે શૂદ્રોનો પરમ ધર્મ છે. શૂદ્રો દ્વિજોની સેવાથી તથા સદા મારું ચિંતન કરવાથી સ્વર્ગમાં જાય છે.[૧૫] શૂદ્ર દ્વિજ વર્ણની સેવાથી પરમ શ્રેયને પ્રાપ્ત થાય છે. દ્વિજ વર્ણની સેવા વિના બીજી રીતે શૂદ્રનો ઉદ્ધાર નથી.[૧૬] રાગ, દ્વેષ, મોહ, કઠોરતા, ક્રૂરતા, શઠતા, દીર્ઘ વૈરીપણું, અતિ અભિમાન, અક્કડપણું,[૧૭] અસત્યપણું, અપવાદ, ચાડિયાપણું, અતિ લોભીપણું, હિંસા, ચોરી, મિથ્યા ભાષણ, છેતરપીંડી, રોષ, લોભીપણું,[૧૮] મૂર્ખતા, નાસ્તિકતા, ભય, આળસ, અપવિત્રતા, અકૃતજ્ઞતા, દંભીપણું, સ્તંભપણું (અક્કડપણું), કપટપણું, બુદ્ધિરહિતપણું, આટલાં શૂદ્ર ઉત્પન્ન થાય છે ત્યારે તેમાં પ્રવેશ કરે છે.[૧૯] પિતામહ બ્રહ્માએ શૂદ્રને ઉત્પન્ન કરીને તામસ વિષયોથી પરાભવ પામેલા શૂદ્રોને માટે દ્વિજ વર્ણની સેવારૂપી ધર્મ ઉત્પન્ન કર્યો અને દ્વિજ વર્ણની ભક્તિ કરવાથી શૂદ્રના તામસી ભાવો નાશ પામે છે.[૨૦] જે શૂદ્ર ભક્તિથી મને પત્ર, પુષ્પ, ફળ તથા જળ ભક્તિથી અર્પણ કરે છે તેને હું મસ્તકથી ગ્રહણ કરું છું.[૨૧] કોઈ બ્રાહ્મણ પણ સર્વ પાપોથી યુક્ત હોય છતાં જો મારું નિત્ય ધ્યાન કરે છે તો તે સર્વ પાપોમાંથી છૂટી જાય છે.[૨૨] વિદ્યા તથા વિનયથી ભરેલા, વેદપારંગત બ્રાહ્મણો પણ જો મારી ભક્તિ કરતા નથી તો તેઓને ચંડાળના સમાન જાણવા.[૨૩] જે દ્વિજવર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય) મારો ભક્ત નથી, તેણે આપેલું દાન વૃથા છે, તેણે તપેલું તપ વૃથા છે, તેણે કરેલો યજ્ઞ વૃથા છે, તેણે હોમેલો હોમ વૃથા છે, અને તેણે કરેલું આતિથ્ય વૃથા છે.[૨૪] ભક્તિ વિના જે કર્મ કરવામાં આવે છે, જે હોમ કરવામાં આવે છે, જે યજ્ઞ કરવામાં આવે છે, જે દાન કરવામાં આવે છે, તે સર્વને રાક્ષસો જ ખાઈ જાય છે.[૨૫] હે પાંડુના પુત્ર! મારા ભકતે સ્થાવરમાં તથા જંગમમાં એમ સર્વ પ્રાણીઓને વિશે તથા મિત્ર અને શત્રુને વિશે સમભાવથી વર્તવું.[૨૬] હે નૃપ! દયા, અહિંસા, સત્ય, સરળતા, અને પ્રાણીઓનો દ્રોહ ન કરવો, આ મારા ભકતોનું વ્રત છે.[૨૭] હે રાજા! જે પુરુષ શ્રદ્ધાથી મારા ભક્તને નમસ્કાર એમ કહે છે, તે ચંડાળ હોય તોપણ તેને અક્ષય લોકો મળે છે;[૨૮] તો પછી જે પુરુષો મારા ભક્ત હોય, મારા વિશે ઇંદ્રિયોને ધારણ કરનારા હોય, સદા મારું કીર્તન કરનારા હોય, તેઓ મારું લક્ષ્મીની સાથે વિધિપૂર્વક યજન કરે છે તો તેઓને પરલોક શા માટે ન

મળે.૨૯ મારા ભક્તોને જે પદ મળે છે, તે પદ હજારો વર્ષ સુધી તપ કરનારા પુરુષને પણ મળતું નથી.૩૦ તે માટે, હે રાજેંદ્ર! નિત્ય સાવધાન થઇને મારું જ ધ્યાન કરે છે તો તેને સિદ્ધ મળે છે તથા તેને પરમપદનાં દર્શન થાય છે જ.૩૧ જેઓ નિરર્થક બોલ્યા કરે છે, તેઓને વૈષ્ણવ જાણવા નહિ, પરંતુ શૂદ્ર જાણવા; પરંતુ ભગવાનના ભક્તોને શૂદ્ર જાણવા નહિ, પરંતુ તેઓને બ્રાહ્મણ જાણવા.૩૨ જે પુરુષ **नमो भगवते वासुदेवाय** આ દ્વાદશાક્ષર મંત્રના તત્વને જાણે છે, સંકર્ષણ, વાસુદેવ, અનિરુદ્ધ, અને પ્રદ્યુમ્ન આ ચાર વ્યૂહ મૂર્તિના વિભાગને જાણે છે, દિવસના પાંચ કાળના કર્મને યથાર્થ રીતે કરનારો તથા તેનાં છિદ્રને (ચ્યુતિને) જાણે છે, તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો.૩૩ હોતા થઇને ઋગ્વેદથી મારી સ્તુતિ કરે છે, અધ્વર્યુ થઇને યજુર્વેદથી મારી સ્તુતિ કરે છે, ઉદ્ગાતા થઇને પવિત્ર એવા સામવેદથી મારી સ્તુતિ કરે છે,૩૪ તથા અથર્વ વેદવેત્તા બ્રાહ્મણો નિત્ય અથર્વ વેદથી મારી સ્તુતિ કરે છે, તેઓને વૈષ્ણવ જાણવા.૩૫ યજ્ઞો સદા વેદને આધીન છે, દેવતાઓ યજ્ઞને આધીન છે, તથા દેવતાઓ બ્રાહ્મણને આધીન છે; તે માટે બ્રાહ્મણો દેવતા છે.૩૬ આશ્રય કર્યા વિના ઉન્નતિ થતી નથી, એટલા માટે મુખ્ય પુરુષનો આશ્રય કરવો. દેવોએ રુદ્રનો આશ્રય કર્યો છે, રુદ્રે બ્રહ્માનો આશ્રય કર્યો છે,૩૭ અને બ્રહ્માએ મારો આશ્રય કર્યો છે, પરંતુ હે રાજા! મેં કોઇનો પણ આશ્રય કર્યો નથી. મારો કોઈ આશ્રય નથી, પરંતુ હું સર્વના આશ્રયરૂપે છું.૩૮

આ રીતે મેં ધર્મપ્રિય એવા તને ઉત્તમ રહસ્ય કહ્યું. હે રાજન્! તું નિત્ય એ પ્રમાણે વર્ત.૩૯ આ પવિત્ર આખ્યાન વેદના સમાન પવિત્ર છે. હે પાંડુના પુત્ર! જે પુરુષ દરરોજ મારા ધર્મનો પાઠ કરે છે,૪૦ તેનો ધર્મ પણ વૃદ્ધિ પામે છે, બુદ્ધિ પણ પ્રસન્ન થાય છે, પાપનો ક્ષય થાય છે અને કલ્યાણની વૃદ્ધિ થાય છે.૪૧ આ પવિત્ર અને પુણ્યરૂપ એવું વૈષ્ણવ ધર્મપર્વ પાપનો નાશ કરે છે ને ઉત્તમ છે. વેદવેત્તા બ્રાહ્મણોએ વિશેષે કરીને શ્રદ્ધાથી એ સાંભળવું જોઇએ.૪૨ જે પુરુષ આ પર્વને સંભળાવે છે અને જે પુરુષ સાવધાન થઈ ભક્તિથી સાંભળે છે, તે મારા સાયુજ્યને પામે છે, એમાં વિચાર કરવો નહિ.૪૩ મારો ભક્ત અને મારા વિશે પરાયણ રહેનારો જે પુરુષ શ્રાદ્ધમાં આ વૈષ્વણધર્મપર્વ બીજાને સંભળાવે છે, તેના પિતૃઓ જગતના પ્રલય સુધી તૃપ્ત રહે છે.૪૪

વૈશંપાયન કહે છેઃ-ઋષિઓ અને પાંડવો જગતના ગુરુ એવા સાક્ષાત્ વિષ્ણુની અદ્ભુત કથાઓ સાંભળી તથા વૈષ્ણવના ધર્મ સાંભળી મનમાં ઘણા જ પ્રસન્ન થયા અને જનાર્દન એવા ભગવાનને પગે પડ્યા, તથા ધર્મપુત્ર યુધિષ્ઠિરે વારંવાર ગોવિંદની પૂજા કરી.૪૫-૪૬ દેવો, બ્રહ્મર્ષિઓ, સિદ્ધો, ગંધર્વો, અપ્સરાઓ, ઋષિઓ, મહાત્મા ગુહ્યકો, સર્પો,૪૭ મહાત્મા વાલખિલ્યો, યોગીઓ, તત્ત્વવેત્તાઓ, પાંચેય સમય વિષ્ણુની ઉપાસના કરનારા વૈષ્ણવો,૪૮ એ સર્વને વિષે પરમ પવિત્ર એવો આ વૈષ્ણવના ધર્મનો ઉપદેશ સાંભળીને ઘણા જ આશ્ચર્યથી ભગવાનની ભક્તિ પ્રકટ થઈ,૪૯ તે જ ક્ષણે તેઓનાં પાપ નાશ પામ્યાં અને તેઓ તે જ ક્ષણે પવિત્ર થયા. વિષ્ણુ ભગવાનને પ્રણામ કરી, તેણે કહેલી જૂદી જૂદી કથાઓને અભિનંદન આપ્યું.૫૦ તે પછી મનમાં અત્યંત પ્રસન્ન થયેલા સર્વે ઋષિગણો દેવગણોની સાથે આપણે સર્વેએ જગતના ગુરુને દ્વારકામાં પાછાં જોઈશું, એમ કહીને પોતપોતાના નિવાસસ્થાન ઉપર ગયા.૫૧ તે સર્વ ગયા પછી કેશી દૈત્યનો નાશ કરનારા શ્રી કેશવ ભગવાન્ હરિએ સાત્યકીને અને દારુક નામના સારથિને હે રાજન્! યાદ કર્યો. એટલે સારથિ દારુક પાસે બેઠો હતો, તેણે ઉત્તર આપ્યો કે, 'હે દેવ! ચાલો જઇએ.' ૫૨ તે સાંભળીને પાંડવોનાં મુખ ઉદાસ થઈ ગયાં, બે હાથ જોડીને આંસુઓથી ભરેલી આંખોવડે વારંવાર પુરુષોત્તમ એવા કૃષ્ણને નિહાળવા લાગ્યા, પરંતુ તે સમયે ડૂમો ભરાઈ આવવાથી બોલી શકયા નહિ.૫૩ શ્રીકૃષ્ણ ભગવાન્ પણ રડવાં જેવા થઈ ગયા, અને તે પછી તેણે કુન્તીની, ધૃતરાષ્ટ્રની, ગાંધારીની, વિદુરની, દ્રૌપદીની,૫૪ કૃષ્ણદ્વૈપાયન એવા વ્યાસની, ઋષિઓની તથા બીજા મંત્રીઓની જવાને માટે રજા લીધી. તે પછી સુભદ્રાને તથા પુત્ર સાથે રહેલી ઉત્તરાને હાથવડે સ્પર્શ કરીને, એટલે તેઓના શરીર ઉપર હાથ ફેરવીને તેને આશીર્વાદ આપીને, પાંડવોના રાજમહેલમાંથી બહાર નિકળ્યા; અને શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ઘોડાઓથી જોડેલા, તથા પક્ષીના રાજા બુદ્ધિમાન્ ગરુડવાળી ધ્વજાવાળા રથમાં બેઠા.૫૫-૫૬ તે પછી કુરુદેશના રાજા યુધિષ્ઠિર રાજા સારથિઓમાં શ્રેષ્ઠ એવા દારુક નામના સારથિને તુરત રથની બેસણી ઉપરથી ખેસવીને તેની જગ્યાએ બેઠા અને તેણે પંડે ઘોડાઓની દોરીઓને હાથમાં લીધી.૫૭ અર્જુન પણ રથના એક ભાગ ઉપર શ્રીકૃષ્ણની પાસે ઉભા રહીને સુવર્ણના દંડવાળો ઉત્તમ ચામર હાથમાં લઇને શ્રીકૃષ્ણના ઉપર પવન ઢાળવા લાગ્યા.૫૮ તે પ્રમાણે જ વીર્યવાન્ ભીમસેને પણ રથ ઉપર ચઢીને સો સળીવાળું દિવ્ય પુષ્પોથી શોભાયમાન, વૈડૂર્ય મણિના દાંડાવાળું, સુવર્ણની સળીઓવાળું છત્ર શાર્ઙ્ગધન્વા

શ્રીકૃષ્ણના મસ્તક ઉપર ધર્યું.[૫૯-૬૦] નકુળ અને સહદેવ રથની બાજુના ભાગ ઉપર ઉભા રહીને શ્વેત રંગનાં ચામરથી અને પંખાથી શ્રીજનાર્દનને પવન ઢોળવા લાગ્યા.[૬૧] આ રીતે યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, તથા શત્રુનો સંહાર કરનારા નકુળ અને સહદેવ હર્ષમાં આવીને શ્રીકૃષ્ણની પાછળ પાછળ ગયા અને કહેવા લાગ્યા કે, 'તમે જાવ મા.' (રહી જાવ)[૬૨] ત્રણ યોજન એટલે બાર ગાઉ સૂધી શ્રીકૃષ્ણની સાથે સાથે ગયા; તે પછી શ્રીકૃષ્ણે પાંડવોને આલિંગન કરીને પાછા વિદાય કર્યા અને પંડે દ્વારકા તરફ ગયા.[૬૩] ધર્મમાં પરાયણ એવા પાંડવો પણ તે દિવસથી ગોવિંદને પ્રણામ કરીને કપિલા ગાય વગેરેનાં દાનો દેવા લાગ્યા;[૬૪] થા પાંડવો મધુસૂદનનાં વચનોને વારંવાર સંભારીને મનથી તેનાં વચનોની પૂજા કરવા લાગ્યા થતા ઉત્તમ માનવા લાગ્યા.[૬૫] ધર્માત્મા અને શ્રીકૃષ્ણના ભક્ત એવા યુધિષ્ઠિર રાજા પણ મનમાં શ્રીજનાર્દનનું સ્મરણ કરવા લાગ્યા, અને તેના પરાયણ થઇને તેનું જ યજન કરવા લાગ્યા.[૬૬]

હે રાજન્! આ રીતે પ્રાચીન એવું વૈષ્ણવ ધર્મ પર્વ, જે પવિત્ર અને પાપનો નાશ કરનારું છે, તે મેં તને કહ્યું.[૬૭] હે મહારાજ! હે કુરુકુળમાં ઉત્પન્ન થયેલા જનમેજય! વિષ્ણુએ કહેલું તે પર્વ તું સાંભળ; તે પર્વ શ્રવણ કરવાથી તું પરમપદમાં (વિષ્ણુના લોકમાં) જઇશ, પણ બીજાના શ્રવણથી જઇશ નહિ.[૬૮]

श्रीमहाभारतमां आश्वमेधिकपर्वविशे वैष्णवधर्मपर्वमां
अध्याय २३ मो समाप्त

इतिश्री एक लक्ष श्लोकात्मक श्रीकृष्णद्वैपायन–वेदव्यास विरचित महाभारत नामनी संहितामां
आश्वमेधिकपर्वमां अध्याय ९० मो समाप्त*

* વૈષ્ણવધર્મપર્વના ૨૩ અધ્યાયને અગે ક્ષેપક તરિકે લીધા છે, તેથી અહીં સમાપ્તિમાં ૯૦ ના આંકડો મૂકયો છે.

श्रीकृष्णद्वैपायन विरचित

# श्री महाभारत

## आश्रमवासिक पर्व

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

॥ શ્રી ॥

કૃષ્ણદ્વૈપાયનવિરચિત

# શ્રી મહાભારત

## આશ્રમવાસિક પર્વ

### અધ્યાય ૧ લો

ધૃતરાષ્ટ્રસેવા

*** मंगलाचरण ***

શ્લોકઃ—नारायणं नमस्कृत्य नरञ्चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीञ्चैव ततो जयमुदीरयेत् ॥

શ્રીનારાયણને અને નરોમાં ઉત્તમ એવા નરને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને પછી (તેમનાં નામનો) જયઘોષ કરવો; અથવા જય નામનાં મહાભારતનો આરંભ કરવો.

જનમેજય કહે છે કે:–મારા પૂર્વ પિતામહોએ પોતાના પિતામહનું રાજ્ય મેળવ્યા પછી તેઓ મહાત્મા ધૃતરાષ્ટ્ર મહારાજા પ્રતિ કેમ વર્તતા હતા?[૧] તે રાજાના તો પુત્રો હણાયા હતા, અમાત્યો હણાયા હતા, તે આશ્રમ વિનાનો હતો તથા તેનું ઐશ્વર્ય જતું રહ્યું હતું તે તથા તપસ્વીની ગાંધારી કેમ વર્તતાં હતાં?[૨] તે મહાત્મા મારા પૂર્વ પિતામહોએ કેટલા કાળ સૂધી રાજ્ય કર્યું? એ સર્વ કહેવાને તું યોગ્ય છો.[૩]

વૈશમ્પાયન કહે છેઃ-શત્રુઓને હણનારા મહાત્મા પાંડવો રાજ્ય મેળવીને ધૃતરાષ્ટ્રને આગળ રાખીને પૃથિવીનું સારી રીતે પાલન કરતા હતા.[૪] વિદુર તથા સંજય તથા (ધૃતરાષ્ટ્રને) વૈશ્ય સ્રીથી થયેલો પુત્ર બુદ્ધિમાન્ યુયુત્સુ, હે કુરુસત્તમ! ધૃતરાષ્ટ્રની સેવા કરતા હતા.[૫] સર્વ કાર્યોમાં પાંડવો તે રાજાને બધું પૂછતા હતા. તેની આજ્ઞા પ્રમાણે દશ અને પાંચ (પંદર) વર્ષ તેઓએ કામ કર્યું.[૬] ધર્મરાજાના મત પ્રમાણે ચાલનારા તે વીર પુરુષો સદા તે રાજાની પાસે જઇને તેના પગમાં અભિવંદન કરીને તેની સેવા કરતા હતા.[૭] તેઓનાં મસ્તક ધૃતરાષ્ટ્રે સુંઘ્યા પછી તેઓ સર્વ કાર્યો કરતા હતા, તેમ જ કુંતીભોજની દીકરી ગાંધારીને અનુસરતી હતી.[૮] વળી દ્રૌપદી, સુભદ્રા અને પાંડવોની બીજી જે સ્રીઓ હતી, તેઓ (ધૃતરાષ્ટ્ર અને ગાંધારી) જાણે પોતાનાં સાસુસસરા હોય તેમ યથાવિધિ સમવૃત્તિ રાખી તેમની સાથે વર્તતાં હતાં.[૯] મોટી કીમતનાં શયનો, વસ્રો અને આભરણો તેમ જ ભક્ષ્ય અને ભોજ્ય અનેક પદાર્થો તથા રાજાને

યોગ્ય પદાર્થો,[૧૦] હે મહારાજા! યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રને ભેટ કરતા હતા. તેમ જ કુન્તી ગાંધારી પ્રતિ ગુરુવૃત્તિ રાખી ચાલતી હતી.[૧૧] હે કૌરવ! વિદુર, સંજય અને યુયુત્સુ જેના પુત્રો હણાયા હતા એવા તે વૃદ્ધ નરાધિપની ઉપાસના કરતા હતા.[૧૨] વળી દ્રોણનો સાળો જે તેનો પ્રિય હતો, તે મહાન્ ધનુર્ધારી બ્રાહ્મણ કૃપ પણ તે રાજાની પાસે જ રહેતો હતો;[૧૩] અને ભગવાન્ વ્યાસ નિત્ય તે રાજા સાથે બેસતા અને તે પુરાણ ઋષિ દેવર્ષી, પિતૃઓ અને રાક્ષસોની કથાઓ કરતા હતા.[૧૪] વિદુર ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે ધર્મયુક્ત અને વ્યવહારનાં (એટલે કે કુટુંબ અને રાજ્યાદિ સર્વ વ્યવહારનાં) કાર્યો કરાવતો હતો.[૧૫] વિદુરની સારી નીતિથી અતિ થોડા પૈસાવડે સામન્તો પાસેથી તેનાં ઘણાં પ્રિય કાર્યોનો લાભ મળતો હતો.[૧૬] તે બન્ધન(કેદ)માં પડેલાને છોડી મૂકતો અને વધ્ય હતા તેમનો મોક્ષ કરતો હતો, અને ધર્મસુત રાજા કદાચિત્ કંઈ પણ તે વિષે બોલતો ન હતો.[૧૭] વળી વિહાર યાત્રાઓના પ્રસંગે (એટલે કે ગરમીની મોસમમાં બહાર જવાના પ્રસંગો, રાજ્યના શહેરોના મુલાકાતના પ્રસંગો, ધાર્મિક સ્થળોમાં જવાના પ્રસંગો, માત્ર મોજ ખાતર જવાના પ્રસંગો, અથવા એવા બીજા પ્રસંગો) કુરુરાજા યુધિષ્ઠિર સર્વ કામનાઓની વસ્તુઓ આપીને ધૃતરાષ્ટ્રને નિવેદન કરતા હતા.[૧૮]* આરાલિકો (શાક ભાજી તૈયાર કરનારા), સૂપ કરનારાઓ, અને રાગખાણ્ડવિકો (એટલે પિપ્પર, સુંઠ અને શર્કરાવાળો મુદ્દગયૂષ તૈયાર કરનારાઓ) પહેલાંની માફક (એટલે જેમ દુર્યોધનના સમયમાં હતું તેમ) ધૃતરાષ્ટ્ર રાજાની સેવામાં હાજર રહેતા હતા.[૧૯] મોટી કિંમતના વસ્ત્રો અને વિવિધ માળાઓની પાંડવો ધૃતરાષ્ટ્રને યથાકાળે ભેટ કરતા હતા.[૨૦] મૈરેય (મરીનાં પીણાં), (જાત જાતનાં) મત્સ્યો, માંસો, લઘૂ પાનકો,† અને નાના પ્રકારના ભક્ષ્યની વાનીઓ પૂર્વની માફક તેને આપતા હતા.[૨૧] દેશ દેશથી જે કોઈ પૃથિવીપાલો (મળવાને) ત્યાં (હસ્તિના પુરમાં) આવતા હતા, તે સર્વે પૂર્વની માફક કૌરવેન્દ્ર(ધૃતરાષ્ટ્ર)ની પાસે મળવા જતા હતા.[૨૨] કુન્તી અને દ્રૌપદી અને યશવાળી સાત્વત વંશની (સુભદ્રા) અને નાગકન્યા ઉલૂપી અને દેવી ચિત્રાંગદા,[૨૩] અને ધૃષ્ટકેતુની બહેન તથા જરાસન્ધની દીકરી—આ અને બીજી સ્ત્રીઓ, હે પુરુષર્ષભ![૨૪] તથા બીજી દાસીઓ, સર્વે સુબળની દીકરી (ગાંધારી)ની સેવા કરતી હતી. 'પુત્રોથી છૂટા પડેલા આને કંઈ પણ દુઃખ ન થવું જોઇએ,'[૨૫] એ રીતે યુધિષ્ઠિર નિત્ય પોતાના ભાઈઓને શિખામણ દેતા હતા. ધર્મ રાજાનાં આવાં અર્થવાળાં વચન સાંભળીને તેઓ, માત્ર એક ભીમ વિના, ખાસ કરીને તેમ વર્તતા હતા.[૨૬] 'દ્યૂત રમવાના પ્રસંગમાં જે બન્યું, તે ધૃતરાષ્ટ્રની દુર્બુદ્ધિને લીધે હતું,' એ તે વીરના હૃદયમાંથી ખસ્યું ન હતું.[૨૭]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वमां आश्रमवासपर्वमां 'धृतराष्ट्रसेवा' ए नामनो अध्याय १ लो समाप्त

## અધ્યાય ૨ જો

### ધૃતરાષ્ટ્રનો સંતાપ

વૈશમ્પાયન કહે છેઃ–પાણ્ડવોથી આ પ્રમાણે સારી રીતે પૂજાતા અંબિકાના દીકરા રાજાએ (ધૃતરાષ્ટ્રે) પૂર્વની માફક, ઋષિઓની સેવા લેતા, દિવસો ગાળવા માંડ્યા.[૧] કુરુવંશને ચાલુ રાખનારા તેણે બ્રાહ્મણોને દાન અને અગ્રહારો આપવા માંડ્યાં, અને કુન્તીનો દીકરો રાજા (યુધિષ્ઠિર) તે સર્વને અનુમોદન આપતો હતો.[૨] જેમાં ક્રૂરતા નથી (અર્થાત્ દયાપરાયણ છે), એવો સર્વને પ્રસન્ન કરનારો મહીપતિ રાજા યુધિષ્ઠિર પોતાના ભાઇઓને તથા અમાત્યોને કહેવા લાગ્યો કે, આ નરાધિપ મારે અને તમારે માન આપવા યોગ્ય છે.[૩] જે ધૃતરાષ્ટ્રની આજ્ઞામાં રહેશે, તે મારો સુહૃત્ (મિત્ર) છે; તેથી ઉલટો ચાલનાર મારો શત્રુ ગણાશે, અને તે માણસ નિયમમાં રાખવા યોગ્ય થશે (શિક્ષાપાત્ર થશે).'[૪] અને શ્રાદ્ધના દિવસો પાછા આવતાં તેના પુત્રોના શ્રાદ્ધ કર્મોમાં રાજા યુધિષ્ઠિરે તે(ધૃતરાષ્ટ્ર)ની ઇચ્છા પૂર્ણ થાય ત્યાં સૂધી દ્રવ્ય આપ્યું.[૫] એટલે મોટા મનવાળા તે કૌરવ રાજા ધૃતરાષ્ટ્રે બ્રાહ્મણોને તેમની યોગ્યતા પ્રમાણે પુષ્કળ દ્રવ્ય આપ્યું.[૬] ધર્મરાજાએ, ભીમે અને સવ્યસાચીએ (અર્જુને) અને બે યમે (નકુલ અને સહદેવે) ધૃતરાષ્ટ્રને પ્રસન્ન રાખવાની અપેક્ષાથી તે સર્વે કર્યું.[૭] 'પુત્ર અને પૌત્રોના વધથી દુઃખી થયેલા તે વૃદ્ધ રાજા, અમારે લીધે કોઈ શોકનું કારણ મેળવીને, કોઇપણ રીતે ન મરે, તેની તેઓ ચિન્તા (કાળજી) કરતા હતા.[૮] તે કુરુવીરને જીવતા પુત્રના જેવું જ્યાં સૂધી સુખ મળે ત્યાં સૂધી સર્વ સુખ અને

* આ શ્લોક સ્પષ્ટ નથી. આગલા શ્લોકોમાં વિદુર કારભાર કરતો એમ છે, અને તેના અનુસંધાનમાં વિદુર, વિહાર-યાત્રાના પ્રસંગોમાં યુધિષ્ઠિરની કામનાઓની વસ્તુઓ આપીને ધૃતરાષ્ટ્રને તે બધું નિવેદન કરતો એમ હોવું જોઇએ. નહિં તો યુધિષ્ઠિર સિવાય કોને વસ્તુઓ આપતો તથા તે વાત ધૃતરાષ્ટ્રને જણાવતો, એ પ્રશ્ન રહે છે.

† લઘૂપાતક એટલે સરબત આદિ હોય તો તે સંભવે છે. ગુરુપાતક તે મદિરા, આસવાદિ હોવાં જોઇએ.

ઓઠવી રાખેલા ભોગોને તે ભોગવતો હતો.૯ તેથી તે બધા પાણ્ડુના પુત્રો એટલે પાંચ ભાઈઓ ભેગા થઈને, યોગ્ય શીલ (વર્તન)વાળા થઈને ધૃતરાષ્ટ્રની આજ્ઞામાં રહેવા લાગ્યા.૧૦ અને ધૃતરાષ્ટ્ર પણ વિનીત, નિયમમાં રહેનારા, શિષ્યવૃત્તિ પાળનારા તે સર્વેની સાથે ગુરુ (પિતા અથવા મોટેરા)ની માફક વર્તવા માંડ્યું.૧૧ ગાંધારી પણ તેમ જ કરતી હતી. છોકરાંઓના વિવિધ શ્રાદ્ધ કર્મથી અને બ્રાહ્મણોની કામનાઓ પૂર્ણ કરીને તેઓ ઋણમુક્ત થયા.૧૨ આ રીતે ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ, બુદ્ધિમાન્ ધર્મરાજા યુધિષ્ઠિર, ભાઈઓની સાથે, તે રાજાની પૂજા કરવા લાગ્યા.૧૩ કુરુકુળને ચલાવવાવાળા, અતિ મહાન્ તેજવાળા તે વૃદ્ધ રાજાએ પાંડુના પુત્ર(યુધિષ્ઠિર)માં કોઈ પણ અણગમતું જોયું નહિ.૧૪ મહાત્મા પાંડવોમાં સારી વૃત્તિ પ્રવર્તેલી જોઈને અંબિકાનો પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર પ્રસન્ન થયો.૧૫ અને સુબલની પુત્રી ગાંધારી પણ પોતાના પુત્રોના શોકનો ત્યાગ કરીને તેમનાપર પોતાના પુત્રોના જેવી પ્રીતિ સદા રાખવા લાગી.૧૬ કુરુકુળને ચલાવવાવાળા વીર્યવાન્ કૌરવ્યે (યુધિષ્ઠિરે) વિચિત્રવીર્યના પુત્ર (ધૃતરાષ્ટ્ર) રાજાનું પ્રિય જ કર્યું, કદિ અપ્રિય કર્યું નહિ.૧૭ નાનાં કે મોટાં જે જે કાર્યો કરવાને જનાધિપ ધૃતરાષ્ટ્રે અથવા તપસ્વિની ગાંધારીએ કહ્યું તે૧૮ સર્વ, હે મહારાજ! પાંડવોમાં ધુરંધર એવો રાજા, શત્રુના વીર પુરુષોને હણનારો (યુધિષ્ઠિર) (ધૃતરાષ્ટ્ર)ને માન આપીને તેના કહ્યા પ્રમાણે કરતો હતો.૧૯ તેનાં તે વર્તનથી તે નરાધિપ (ધૃતરાષ્ટ્ર) તેનાપર પ્રસન્ન થતો હતો, અને મન્દ બુદ્ધિવાળા પોતાના તે પુત્ર(દુર્યોધન)નું સ્મરણ કરી કરીને સંતાપ કરતો હતો.૨૦ સદા પ્રાતઃકાળે ઉઠીને તે શુદ્ધ રાજા જપ કરીને પાંડુના પુત્રોને યુદ્ધોમાં અપરાજય મેળવવાની આશિષ આપતો હતો.૨૧ પછી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને હુતાશન(અગ્નિ)માં હોમ કરીને તે નરાધિપ પાણ્ડુના પુત્રોના આયુષ માટે આશિષ આપતો હતો.૨૨ તે રાજાને પૂર્વે પોતાના પુત્રોપર જેવી મહાન્ પ્રીતિ થઈ ન હતી, તેવી નિત્ય પાણ્ડુના પુત્રોપર થતી હતી.૨૩ તે રાજા (યુધિષ્ઠિર) બ્રાહ્મણોને જેમ પ્રિય થયો હતો, જેમ ક્ષત્રિયોને થયો હતો, તેમ વૈશ્ય અને શૂદ્રોના સંઘોને પણ પ્રિય થઈ પડ્યો હતો.૨૪ જે કંઈ ખોટું ધૃતરાષ્ટ્રના પુત્રોએ કર્યું હતું, તે સર્વ હૃદયમાંથી કાઢી નાંખી તે (યુધિષ્ઠિર) તે રાજા (ધૃતરાષ્ટ્ર)ની સાથે વર્તતો હતો.૨૫ અંબિકાના પુત્રને જરા પણ અણગમતું જે કોઈ માણસ કરતો, તે તે બુદ્ધિમાન્ કૌંતેયના દ્વેષને પાત્ર બનતો હતો.૨૬ યુધિષ્ઠિરના ભયથી કોઈ પણ માણસ રાજા ધૃતરાષ્ટ્રનાં કે દુર્યોધનનાં દુષ્કર્મની વાત કરતો નહિ.૨૭ તે અજાત-શત્રુની ધીરજથી તે નરેન્દ્ર (ધૃતરાષ્ટ્ર) તથા ગાંધારી તથા વિદુર સંતુષ્ટ થયા હતા. શત્રુને હણનાર તે રાજા (અને ગંધારી) ભીમનાં વર્તનથી સંતોષ પામ્યો ન હતો.૨૮ નિશ્ચય (દૃઢતા)વાળો ભીમ ધર્મના પુત્ર રાજાને અનુસરતો હતો, પણ ધૃતરાષ્ટ્રને જોઈને તે સદા નાખુશ થતો હતો.૨૯ શત્રુને હણનારો તે (ભીમ) રાજાને અનુકૂળ વર્તનારા ધર્મપુત્રને અનુકૂળ વર્તતો હતો, પણ મનમાં તે વિરુદ્ધ અને અંત કોપાયમાન રહેતો હતો.૩૦

**इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'धृतराष्ट्रनो संतोष' ए नामनो अध्याय २ जो समाप्त**

## અધ્યાય ૩ જો

## ધૃતરાષ્ટ્રની વનગમનની તૈયારી

વૈશમ્પાયન કહે છે:-તેના રાજ્યમાં પુરુષોએ યુધિષ્ઠિર રાજાના અને દુર્યોધનના પિતાના (એ બેના અરસપરસના) પ્રેમમાં કંઈ અંતર જોયો નહિ.૧ જ્યારે પણ કૌરવ રાજા પોતાના બાલિશ (મૂર્ખ) પુત્રને સંભારતો ત્યારે, હે રાજન્! તે પાર્થિવ મનમાં ભીમનું ધ્યાન ધરતો.૨ હે રાજેન્દ્ર! તેમ જ ભીમસેન પણ જનાધિપ ધૃતરાષ્ટ્રને દુષ્ટ ગણીને હૃદયથી ક્ષમા કરતો નહિ.૩* ગુપ્ત રીતે વૃકોદર તેને અણગમતાં કાર્યો કરતો હતો અને સદા ઢોંગી પુરુષો પાસે તેની આજ્ઞાનો ભંગ પણ કરાવતો હતો.૪ તેની દુષ્ટ સલાહો અને કેટલાક પ્રસંગોને પણ યાદ રાખીને (તે વારંવાર એમ સંભળાવતો હતો કે, '**हतास्ते मन्दचेतसः** તે મન્દ બુદ્ધિના હણાઈ ગયા') એક દિવસે ભીમે મિત્રોની વચમાં હાથીની થાપત મારવાનો શબ્દ કર્યો.૫ પછી પોતાના શત્રુઓ દુર્યોધન, કર્ણ અને દુઃશાસનને યાદ કરી, ધૃતરાષ્ટ્ર અને ગાંધારીના સાંભળતાં, કોઇનું અપમાન સહન ન કરનારા૬ એવા ભીમે અત્યંત ઉશ્કેરાઈને આવાં કઠન વચનો કહ્યાં કે, 'આ પરિઘ (લોઢાના ગજ) જેવા બાહુવાળા મેં, આંધળા રાજાના પુત્રો૭ જેઓ નાના પ્રકારના શસ્ત્રઅસ્ત્રોવડે યુદ્ધ કરવાવાળા હતા, તે સર્વેને બીજા લોકોમાં મોકલાવ્યા છે. આજ તે બે લોખંડના ગજ જેવા, થકાવાય નહિ તેવા મારા

---

* દખણની પ્રતમાં આ પ્રમાણે છે.

**कौरवश्चैव भीमश्च हृदाऽन्योन्यमवर्तताम् ।**

**ध्यायन्तौ श्लक्ष्णया वाचा त्वन्योन्यममितिवर्तताम् ॥**

હૃદયથી કૌરવ અને ભીમ અન્યોન્ય વિરુદ્ધ હતા છતાં બન્ને જણા સાથે થતા ત્યારે એકબીજાને મીઠી વાણીથી બોલતા હતા.

હાથો છે,[૮] કે જેના સપાટામાં આવી જઇને ધૃતરાષ્ટ્રના પુત્રોનો ક્ષય થઈ ગયો છે.* ચંદનથી ખીલેલા અને ચંદનને યોગ્ય આ મારી બે ભૂજાઓ છે[૯] કે જે વડે દુર્યોધન જેવા નરાધિપનો તેના ભાઇઓ તથા પુત્રો સહિત અને એ અને એના જેવા બીજા શલ્ય જેવા થઈ પડેલા રાજાઓનો (તો કંઈ ખોડો (ક્ષય) કાઢી નાંખ્યો.[૧૦] વૃકોદરની આ વાણી સાંભળીને રાજા (ધૃતરાષ્ટ્ર ખિન્ન) થઇ ગયો. તેમ જ બુદ્ધિમતી, કાળના ફેરફારને જાણુવાવાળી દેવીએ,[૧૧] સર્વ ધર્મને જાણુનારી ગાંધારીએ પણુ તે ખોટાં વચનો સાંભળ્યાં. પણુ (શ્રેષ્ઠ કુન્તી તરફ નજર કરીને તેને શાપ આપવાની મતિ કરી નહિં.) પછી પંદર વર્ષ વીત્યા પછી તે નરાધિપ[૧૨] જે ભીમના વાગ્બાણુથી પીડાતો હતો તેને, હે રાજા! કંટાળો આવ્યો,† કુંતીના પુત્ર રાજા યુધિષ્ઠિરને તેની ખબર હતી નહિ.[૧૩] શ્વેતાશ્વ (અર્જુન) કે કુન્તી કે યશસ્વિની દ્રૌપદી કે ધર્મને જાણુનારા માદ્રીના બે પુત્રો તે(મ)ની મરજી પ્રમાણે વરતતાં હતાં.[૧૪] પોતાના ચિત્તને અંકુશમાં રાખીને તે બે (ધૃતરાષ્ટ્ર અને ગાંધારીએ) તમને કંઈ પણુ અણુગમતું કહ્યું નહીં.‡ પછી ધૃતરાષ્ટ્રે પોતાના મિત્રવર્ગને તેડાવી મંગાવ્યા[૧૫] અને તેઓને, બાષ્પથી વ્યાકુળ નેત્ર સહિત, આમ કહેવા માંડ્યું.

ધૃતરાષ્ટ્ર કહે છેઃ—કુરુઓનો ક્ષય કેમ થયો, તે તમને વિદિત છે.[૧૬] મારા અપરાધથી જ તે સર્વ બન્યું, અને કૌરવોએ તે પ્રમાણે કર્યું. હું જ મંદબુદ્ધિવાળો કે મેં, જ્ઞાતિજનોના ભયને વધારનારા, દુષ્ટ મતિના[૧૭] દુર્યોધનને કૌરવોના અધિપતિપદ પર અભિષેક કર્યો. વાસુદેવનું અર્થવાળું આ વાકય ન સાંભળનાર હું જ કે,[૧૮] ‘દુષ્ટ મતિવાળા આ પાપીને, તેના અમાત્યો અને મિત્રોસહ મારી નાંખવો ઠીક છે.’ ડાહ્યા માણુસોએ કહેલાં આ હિતકારક વચનને પુત્ર પરના સ્નેહને લીધે પરાજય પામેલા મેં સાંભળ્યાં નહિ.[૧૯] વિદુરે, ભીષ્મે, દ્રોણે તથા કૃપે પણ તેમ જ કહ્યું હતું. મોટા મનવાળા ભગવાન્ વ્યાસે પગલે પગલે તેમ કહ્યું હતું.[૨૦] સંજયે તથા ગાંધારીએ (તેમની માતાએ) પણ તેમ કહ્યું હતું તે મેં સાંભળ્યું નહિં, તેથી મને આ સંતાપ થાય છે. વળી મેં ગુણુવાન્, મહાત્મા એવા પાણ્ડુપુત્રોને[૨૧] (તેમના) પિતા અને પ્રપિતામહની આ પ્રકાશમાન શ્રી(લક્ષ્મી) (પાછી) આપી નહિં (એથી મને સંતાપ થાય છે). સર્વ રાજાઓના વિનાશને ગદના મોટા ભાઈએ (બળરામે) જોયો હતો, પણ[૨૨] જનાર્દને તો આને પરમશ્રેય જ માન્યું હતું. આ સર્વે નઠારા પ્રસંગો જેને લીધે થયા તે હું જ છું.[૨૩] મારાં હૃદયમાં તે શલ્ય જેવા થયેલા હજારો પ્રસંગો રાખેલા છે. (અને છતાં જીવું છું). વિશેષમાં હવે આજે પાંચને દશ પંદર વર્ષ પછી તે મને જણુાય છે.[૨૪] માટે તે પાપની શુદ્ધિને માટે મેં અતિ દુષ્ટ મતિવાળાએ આ નિયમ લીધો છે (નિશ્ચય કીધો છે) કે, ઠરાવેલા ચોથા ચોથા અથવા કદાચિત્ આઠમા ભાગમાં[૨૫] તૃષ્ણાને વિનય(અંકુશ)માં રાખવાને જ મારે ખાવું, અને તે મારી વાત ગાંધારી જાણે છે. ‘એ તો આહાર કરે છે’ એમ મારા વિષે આ સર્વ પરિજનવર્ગ સમજે છે,[૨૬] અને યુધિષ્ઠિરના ભયથી આવે છે. (જો યુધિષ્ઠિરને આ વાતની ખબર પડે તો તેથી) તે પાણ્ડવ ઘણું દુઃખ ધરશે, એમ માની મારી પાસે આવે છે. (યુધિષ્ઠિરને ન જાણુવા દેવા માટે) હરણુનું ચામડું વિંટાળીને જપ કરતો કરતો ભૂમિપર દર્ભની શય્યાપર હું સુવું છું.[૨૭] નિયમ પાળવાના નિમિત્તથી યશસ્વિની ગાંધારી પણુ તેમજ કરે છે. અમારા બેના યુદ્ધમાંથી નાસી ન જનારા એવા સો પુત્રો હણુાઈ ગયા છે.[૨૮] તેઓ નાશ પામ્યા તેથી મને સંતાપ થતો નથી, કારણુ કે તેઓને ક્ષાત્રધર્મની ખબર હતી. (અને તે પ્રમાણે વરતવામાં તેમનો નાશ થયો છે.)”

આ પ્રમાણે કહીને કૌરવે ધર્મરાજાને કહેવા માંડ્યું:—[૨૯] ‘હે યાદવી માતાના તેજવાળા! તારું ભલું થાઓ. તું મારું આ વચન સાંભળ. હે પુત્ર! તારા પરિપાલનથી હું સુખમાં રહ્યો છું.[૩૦] વળી મેં મોટાં મોટાં દાનો તથા શ્રાદ્ધો ફરી ફરીને કર્યાં છે. વળી

---

* કલકત્તાની પ્રતમાં અત્રે એક શ્લોક વિશેષ છે તેનો અર્થ આ છેઃ—“આ તે બે બરાબર ખીલેલા અને ગોળ, હાથીના દંતૂશળ જેવા મારા હાથો છે કે જેમના ઝપાટાંમાં આવતાં આંધળા રાજાના મૂર્ખ છોકરાઓનો નાશ થઈ ગયો છે.”

ભીમના મોંમાં જે વચનો મૂકયાં છે તે અર્થયુકત, કટાક્ષવાળાં અને અતિ જુસ્સાવાળાં છે.

† એક પ્રતમાં અત્રે વિશેષ આ શબ્દો છે કેઃ—તપયોગના બળથી યુધિષ્ઠિરને સુખી અને દુઃખથી પર જોઇને તે મહામતિવાળાએ તપ કરવાનો વિચાર કર્યો.

‡ પ્રતાપચંદ્ર રોયે ‘તે બેએ ધૃતરાષ્ટ્રને કંઈ પણુ અણુગમતું કહ્યું નહિં’ એવો અર્થ કર્યો છે. તે બે તે કોણ? એ આથી સમજાતું નથી. શ્લોક પણુ અસ્પષ્ટ છે. પણુ આગળપાછળનો સંબંધ જોઇને અર્થ ગોઠવેલો છે. બીજો અર્થ ચૌદમા શ્લોકના અનુસંધાનમાં એવો થઈ શકે ખરો કે, ભીમ કેમ વર્તતો હતો અને તેથી ધૃતરાષ્ટ્રને પીડા થતી હતી, તે વિષે જેમ યુધિષ્ઠિરને ખબર ન હતી તેમ અર્જુન, કુન્તી અને દ્રૌપદીને પણુ ખબર ન હતી. પણુ માદ્રીના બે પુત્રોને તેની ખબર હતી અને તેઓ ભીમના મતને અનુસરતા હતા પણુ યુધિષ્ઠિર ‘રાજાની મરજી સાચવતાં તેઓએ જાતે તે બે(ધૃતરાષ્ટ્ર અને ગાંધારી)ને કંઈ અપ્રિય કહ્યું નહિ.’

મેં શક્તિ પ્રમાણે, હે પુત્ર! ઘણાં ઉચ્ચ જાતિના પુણ્યનાં કામો કર્યાં છે.[૩૧] જેના પુત્રો હણાઈ ગયા છે એવી આ ગાંધારી ધૈર્યથી મને જોઈ રહી છે. દ્રૌપદીપર અપકાર કરનારાઓ અને તારાં ઐશ્વર્યને લૂટી લેનારા[૩૨] તે બધા પાપીઓ, યુદ્ધમાં પોતાના ધર્મ પાળવામાં હણાયા છે અને આલોકમાંથી ગયા છે. હે કુરુનંદન! હું તેમને માટે કંઈ પણ કરવા જેવું જોતો નથી.[૩૩] તેઓ સામે મોઢે માર્યા ગયા હોવાથી તેઓ સર્વે શસ્ત્ર ધારણ કરનારા ક્ષત્રિયોના લોકોમાં ગયા છે. હવે તો મારે પોતાના માટે પુણ્યયુક્ત હિતનું કાર્ય કરવાનું રહ્યું છે.[૩૪] તેમ જ ગાંધારીનું (પણ હિત કરવાનું છે); માટે હે રાજેન્દ્ર! તું તેમ કરવાની રજા આપવાને યોગ્ય છો. તું શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અને નિત્ય ધર્મવત્સલ છો.[૩૫] રાજા પ્રાણ ધારણ કરનારાઓનો (પ્રાણીઓનો) ગુરુ કહેવાય છે, માટે હું આ કહું છું. હે વીર! તારી આજ્ઞા લઈને હું વનમાં (જઇને) રહીશ.[૩૬] હે રાજન્! ચીર અને વલ્કલ ધારણ કરી હું આ ગાંધારી સાથે રહી, તને આશિષ આપતો વનચર બનીશ.[૩૭] હે તાત! હે ભરતર્ષભ! આ આપણા કુલમાં સર્વેને ઉચિત વાત છે કે, હે નૃપ! વયના (જીવનના) અંતમાં પુત્રોને ઐશ્વર્ય આપી દઈને વનમાં જઇને રહેવું.[૩૮] ત્યાં હું વાયુનું ભક્ષણ કરીને અથવા તો આહાર વગર પણ, હે વીર! આ મારી પત્ની સાથે રહીને પરમ તપ કરીશ.[૩૯] હે તાત! તું પણ તપનાં ફળનો ભાગી થશે. કારણ કે તું રાજા છે, અને રાજાઓ (પોતાના રાજ્યમાં થતાં) કલ્યાણ કે તેથી વિરુદ્ધ(અકલ્યાણ)નાં કર્મોનાં ફળનો ભાગી થાય છે.[૪૦]

યુધિષ્ઠિર કહે છેઃ-હે નૃપ! જ્યારે તું દુઃખી જ છે ત્યારે મને આ રાજ્ય ગમતું નથી. ધિક્કાર છે મારા જેવા રાજ્યમાં પ્રેમ રાખનારા, પ્રમાદી, અતિ દુષ્ટ બુદ્ધિવાળાને[૪૧] કે મારા ભાઇઓ સહિત હું તમને દુઃખથી પીડાતા, ઉપવાસથી અતિ સુકાતા, આહારને જિતનારા અને ભૂમિપર શયન કરનારાને જાણતો ન હતો![૪૨] અહોહો! તમારા જેવા ગૂઢ (ઉંડી) બુદ્ધિવાળાથી હું મૂઢ કેવો ઠગાયો! કે પ્રથમ મારામાં વિશ્વાસ ઉપજાવીને તમે આ દુઃખ ભોગવતા હતા![૪૩] મારે આ રાજ્યનું કે ભોગોનું શું કામ છે, યજ્ઞોને શું કરવાં છે તેમ સુખને શું કરવું છે કે, જ્યારે તારા જેવો, હે મહીપાલ! આટલાં દુઃખો ભોગવે છે?[૪૪] હે જનેશ્વર! તું દુઃખીના આજે આ વચનોથી હું આ રાજ્યને અને મને પોતાને પીડા પામેલો સમજું છું.[૪૫] આપ જ મારા પિતા છો, આપ જ મારાં માતા છો, આપ જ મારા પરમ ગુરુ છો. તમારાથી વિયોગ પામીને તે અમે ક્યાં રહીશું?[૪૬] હે નૃપસત્તમ! આપના ઔરસ પુત્ર યુયુત્સુને અથવા હે મહારાજ! બીજા જેને આપ પોતાનો માનો, તેને રાજા થવા દો![૪૭] હું વનમાં જાઉં છું, અને આપ રાજ્ય ચલાવો. અપયશથી બળી ગયેલા એવા મને આપે ફરીથી બાળવો યોગ્ય નથી.[૪૮] હું કંઈ રાજા નથી, આપ રાજા છો. હું તમારો તાબેદાર છું. ધર્મને જાણવાવાળા તથા મારા ગુરુ એવા તને આ વિષયમાં અનુજ્ઞા (રજા) આપવાનો મને ઉત્સાહ જ કેમ થાય?[૪૯] હે અનઘ(નિર્દોષ)! સુયોધનને લીધે અમારાં હૃદયમાં જરા પણ ક્રોધ નથી. તે તેમ થવાનું હતું તે થયું, અને અમે અને બીજાઓ તેમાં મોહ પામ્યા હતા.[૫૦] જેમ દુર્યોધનાદિ તમારા પુત્રો હતા, તેમ અમે પણ છીએ. ગાંધારી તથા કુંતી વચ્ચે મારા મનમાં કંઈ ભેદ નથી.[૫૧] હે રાજેન્દ્ર! તું જો મને બીલકુલ છોડીને જશે તો હું આત્માના શપથ સાથે સત્ય કહું છું કે, તારી પાછળ આવીશ.[૫૨] તારાથી છૂટા પડેલા એવા મને, આ દોલતથી સંપૂર્ણ અને સાગરરૂપી મેખલાવાળી પૃથિવી પ્રીતિ કરનારી થવાની નથી.[૫૩] આ સર્વે તારું જ છે, એ તને મસ્તક નમાવી કહું છું. હે રાજેન્દ્ર! અમે તારે અધીન છીએ, માટે તારા મનનો જ્વર દૂર થવા દે.[૫૪] હે વસુધાધિપ! હું માનું છું કે, આ બનવાનું હતું તેથી તને આમ થયું. સુભાગ્યે તારી સેવા કરીને હું તારા મનનો સંતાપ કહાડી શકીશ.[૫૫]

ધૃતરાષ્ટ્ર કહે છેઃ-હે તાત! હે કુરુનંદન! મારું મન તપ કરવા તરફ જાય છે, અને હે પ્રભો! અરણ્યગમન આપણાં કુલને ઉચિત છે.[૫૬] અહિં બહુ વખત (તારે ત્યાં) હું રહ્યો છું; હે પુત્ર! તેં મારી લાંબો વખત સેવા કરી છે. હવે હે નરાધિપ! મને વૃદ્ધને તું જવા દેવા યોગ્ય છે.[૫૭]

વૈશમ્પાયન કહે છેઃ-કંપતા, હાથ જોડી રહેલા ધર્મરાજાને આટલું કહીને અંબિકાસુત ધૃતરાષ્ટ્ર રાજાએ[૫૮] મહાત્મા સંજયને તેમ જ મહારથી કૃપને કહ્યું કેઃ- "તમારી મારફતે આ વસુધાધિપને સમજાવવા, એમ હું ઇચ્છું છું.[૫૯] વયને લીધે તેમ જ ઘણું બોલવાની મહેનતથી પણ મારું મન મ્લાન પામે છે, તેમ જ મારું મોં પણ સૂકાય છે."[૬૦] એટલું કહીને કુરુકુળને ચલાવનારા, તે ધર્માત્મા વૃદ્ધ બુદ્ધિમાન્ રાજા એકદમ પ્રાણ જતા રહ્યા હોય તેમ ગાંધારીપર ઢળી પડ્યા.[૬૧] સંજ્ઞા વગરના હોય તેમ જાણે કૌરવને બેસી ગયેલા જોઇને શત્રુઓના વીરોને હણનારા રાજા કૌન્તેય (યુધિષ્ઠિર) ઘણા જ દુઃખી થયા.[૬૨]

યુધિષ્ઠિર કહે છેઃ-અરેરે! જેનું સેંકડો અને હજારો હાથીના જેટલું બળ હતું તે રાજા, પ્રાણ વગરનાની માફક, એક સ્ત્રીનો આશ્રય લેઈને સુતા છે![૬૩] અરેરે! જેણે પૂર્વે ભીમસેનની લોખંડી પ્રતિમાને ચૂર્ણ કરી નાંખી હતી, તે બળવાન્ આજે એક અબળા સ્ત્રીનો આશ્રય લે છે![૬૪] ધિક્કાર છે મને ધર્મને ન જાણવાવાળાને! ધિક્કાર છે મારી બુદ્ધિને! અને ધિક્કાર છે મારાં શાસ્ત્રજ્ઞાનને! કે જેને (મારે) લીધે આ પૃથિવીપાલ પોતાને આ અયોગ્ય સ્થાને સૂતા છે.[૬૫] જો આ રાજા અને યશસ્વિની ગાંધારી ભોજન ન લે તો હું પણ મારા ગુરુની માફક ઉપવાસ કરીશ.[૬૬]

વૈશમ્પાયન કહે છેઃ-પછી ધર્મને જાણનારા પાંડવે, હે રાજન્! ઠંડા જળની છાલકોથી પોતાના હાથથી ધીમેથી તેની છાતી અને મોં લોહી નાંખ્યાં.[૬૭] (એટલે) તે રાજાનાં રત્નો અને ઔષધિ (માંદળિયાં)વાળા, પવિત્ર અને સુગંધીવાળા હાથના સ્પર્શથી તે રાજાને સંજ્ઞા (ભાન) આવી.[૬૮]

ધૃતરાષ્ટ્ર કહે છેઃ-હે પાંડવ! ફરીથી તારો હાથ મને લગાડ અને મને ભેટ. હે રાજીવ(કમળ) સમાન લોચનવાળા! તારા અતિસ્પર્શથી જ હું જીવું છું.[૬૯] હે મનુજાધિપ! તારું માથું સુંઘવાની મને ઇચ્છા છે. એ હાથથી તું આલિંગન કરે છે (અડકે છે), તે મને ઘણું પ્રીતિકારક લાગે છે.[૭૦] આજે આહાર કર્યાને મને આઠ દિવસ થયા છે. તેથી હે કુરુશાર્દૂલ! હાલવા કરવાને હું શક્તિમાન્ નથી.[૭૧]* તારી પાસે માંગતા માંગતા મને ઘણી મહેનતે પડી છે; તેથી મારું મન ગ્લાનિ પામી ગયું છે, તેથી હે તાત! મારી સંજ્ઞા નાશ પામવા જેવું મને થયું.[૭૨] હે પ્રભો! અમૃત રસના જેવા તારા આ હાથનો સ્પર્શ છે તેથી, હે કુરુકુળને ચલાવવાવાળા! હું પાછો જીવતો થયો છું, એમ હું ધારું છું.[૭૩]

વૈશમ્પાયન કહે છેઃ-હે ભારત! પોતાના પિતાના મોટા ભાઇએ કૌંતેયને આ પ્રમાણે કહ્યું, એટલે યુધિષ્ઠિરે ધીમેથી સુહૃદ(મિત્ર)ભાવથી તેનાં સર્વ ગાત્રોનો સ્પર્શ કર્યો (શરીરપર હાથ ફેરવ્યો).[૭૪] એટલે મહીપતિ ધૃતરાષ્ટ્રને પોતાને જાણે પ્રાણ(બળ) આવ્યા હોય તેમ બાહુવડે ભેટીને (બાથમાં ઘાલીને) તે પાંડવ(યુધિષ્ઠિર)નું માથું સુંઘ્યું.[૭૫] અને વિદુરાદિ તે સર્વે અતિ દુઃખી થતા (આ સ્નેહભાવ જોઇને સ્નેહથી) રડી પડ્યા. પરંતુ (યુદ્ધમાં થયેલા કચ્ચરઘાણથી) અતિ દુઃખથી આતુર થયેલા તેઓએ (ગળે ડૂમો આવી ગયેલા તેઓએ) પાંડવને કંઈ પણ કહ્યું નહિ.[૭૬] પરંતુ ધર્મને જાણવાવાળી ગાંધારી તો મનમાં જ ઘણું દુઃખ ધરતી હતી તે, હે રાજન્! મનમાંજ દુઃખ દાબી રાખીને, 'આમ ના કરો' એમ કહેવા લાગી.[૭૭] કુંતીની સાથે અતિ દુઃખી થતી બીજી સર્વે સ્ત્રીઓ પણ ભીની આંખો સહિત તેને વિંટાઇને સ્થિર થઈ ગઈ.[૭૮] પછી ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને પુનઃ એમ કહ્યું કે, "હે ભરતર્ષભ! તું મને તપ કરવાની, હે રાજન્! રજા આપ.[૭૯] હે તાત! ફરી ફરીને કહેતાં કહેતાં મારું મન ગ્લાનિ પામી જાય છે. હે પુત્ર! હવે મને આથી વધારે દુઃખ દેવું તારે યોગ્ય નથી."[૮૦]

જ્યારે તે કૌરવેન્દ્ર પાંડવને આ પ્રમાણે કહેતા હતા ત્યારે સર્વે યોધાઓનો ત્યાં એક મોટો દુઃખભર્યો અવાજ થઈ રહ્યો.[૮૧] તે રાજાને સૂકાઈ ગયેલા, ફીક્કા પડેલા, પોતાની સ્થિતિને અયોગ્ય થઈ પડેલા, ઉપવાસને લીધે અતિ થાકી ગયેલા, અને માત્ર હાડકાં અને ચામડાંવાળા જ રહેલા જોઇને[૮૨] ધર્મપુત્ર યુધિષ્ઠિર તે મહા પ્રભુને ભેટી શોકથી ઉત્પન્ન થતા આંસુઓ પાડતા, પુનઃ આ વચન કહેવા લાગ્યા કે,[૮૩] "હે નરશ્રેષ્ઠ! મને જીવવાની કે આ પૃથિવીની કોઈ ઇચ્છા નથી. હે રાજન્! હે શત્રુને તપાવનારા! તને જેમ પ્રિય થાય તેમ હું કરીશ.[૮૪] જો હું કંઈ અનુગ્રહ કરવા યોગ્ય હોઉં અથવા હું તને વહાલો લાગતો હોઉં તો તમે કંઈ આહાર લેઓ. પછી મને કંઈ વધારે સૂઝ પડશે."[૮૫] પછી મહાતેજસ્વી ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને કહ્યું કે, 'તારી રજાથી "હે પુત્ર! હું ખાઉં એવી મારી કામના છે.'[૮૬] આ પ્રમાણે રાજેન્દ્ર ધૃતરાષ્ટ્ર યુધિષ્ઠિરને કહેતા હતા, એટલામાં સત્યવતીના પુત્ર વ્યાસ ઋષિ ત્યાં આવી પહોંચ્યા. તેણે આ પ્રમાણે કહ્યું.[૮૭]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'धृतराष्ट्रनुं वनगमन विषे निवेदन' ए नामनो अध्याय ३ जो समाप्त

## અધ્યાય ૪ થો
## વ્યાસની રજા

વ્યાસ કહે છેઃ-હે મહાબાહુ! હે યુધિષ્ઠિર! હે મહાતેજસ્વી કુરુનંદન! ધૃતરાષ્ટ્રે જે કંઈ કહ્યું છે, તે પ્રમાણે કંઈ પણ વિચાર કર્યા વિના કરો.[૧] આ નૃપતિ વૃદ્ધ થયેલા છે, વિશેષે કરીને તેના પુત્રો હણાયા છે. એટલે

* આહાર કર્યાને આજ આઠમો કાળ થયો છે; અહીં કાળ શબ્દ દિવસવાચક નથી પણ સમયવાચક છે. ભોજનનો કાળ દિવસમાં બે વાર હોય છે, તેથી ધૃતરાષ્ટ્રને ભોજન કર્યાને ચાર દિવસ થયા હતા. અર્થાત્ તે ચાર દિવસ થયાં જમ્યા ન હતા, એમ પણ અર્થ કરી શકાય.

† યુધિષ્ઠિરનો પૂજ્યભાવ પણ ધૃતરાષ્ટ્રને દુઃખકર થયો છે.

મને એમ લાગે છે કે, એ આ દુઃખ હવે વધારે લાંબો સમય સહન કરશે નહિં.[૨] તેમ જ વળી મહાભાગ્યશાળી, પ્રજ્ઞા(અક્કલ)વાળી, કરુણા જાણવાવાળી, ગાંધારી, હે મહારાજ! પુત્ર(મરણ)નો મોટો શોક ધીરજથી ઉપાડે છે.[૩] હું પણ તને એમ જ કરવાનું કહું છું. તું મારું વચન પાળ. આ રાજાને તું રજા આપ. તે અહિં વૃથા મરો મા.[૪] આ રાજાને પુરાણ રાજર્ષિઓના માર્ગે જવા દે, કારણ કે સર્વે રાજર્ષિઓએ અંતકાળ વખતે વનમાં રહેવું જોઇએ.[૫]

વૈશમ્પાયન કહે છેઃ–અદ્ભુત કર્મ કરનારા વ્યાસે તે રાજાને આ પ્રમાણે કહ્યું, એટલે મહાતેજસ્વી ધર્મરાજાએ તે મહા મુનિને જવાબ આપ્યો કે,[૬] "આપ ભગવાન્ અમારે માન્ય છો; આપ ભગવાન્ અમારા ગુરુ છો. આ રાજ્યના તેમ જ આ (અમારી) કુળના આપ ભગવાન્ આશ્રય છો.[૭] હું તો આપનો પુત્ર છું," આપ ભગવાન્ મારા પિતા, મારા રાજા, મારા ગુરુ છો. અને પુત્રે ધર્મ પ્રમાણે પિતાની આજ્ઞા પાળનારા થવું જોઇએ.[૮]

વૈશમ્પાયન કહે છેઃ–આ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું, એટલે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી, મહાકવિ વ્યાસે પુનઃ યુધિષ્ઠિરને કહ્યું કે,[૯] "હે મહાબાહો! એ એમ જ છે. હે ભારત! તું સાચું કહે છે. આ રાજા વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છે અને છેક છેલ્લા પ્રમાણ(અવસ્થા)ને પામ્યા છે.[૧૦] તેટલા માટે મારી તથા તારી અનુજ્ઞા(સંમતિ)થી આ પૃથિવીપતિ પોતાની ઇચ્છા પ્રમાણે ભલે કરે. તું તેમાં વિઘ્ન કરનાર થાવ મા.[૧૧] હે યુધિષ્ઠિર! રાજર્ષિઓનો આ જ પરમધર્મ છે કે, રણમાં મૃત્યુ થાવ અથવા તો વનમાં વિધિપૂર્વક મૃત્યુ થાવ.[૧૨] હે રાજેન્દ્ર! તારા પિતા પૃથિવીપતિ પાંડુએ શિષ્યવૃત્તિથી આ રાજાની ગુરુ પ્રમાણે ઉપાસના કરી હતી.[૧૩] દક્ષિણાઓવાળા, રત્નોના મોટા પર્વતોથી શોભતા યજ્ઞો એણે કર્યા છે અને પૃથિવીને ભોગવી છે અને પ્રજાઓનું પરિપાલન પણ કર્યું છે.[૧૪] જ્યારે તું તેર વર્ષ દેશપાર હતો ત્યારે તેણે પોતાના પુત્રોથી વ્યવસ્થા કરાતું વિશાળ રાજ્ય ભોગવ્યું હતું અને જાતજાતનાં ધનનું દાન કર્યું હતું.[૧૫] વળી હે નરવ્યાઘ્ર! હે અનઘ(નિર્દોષ)! તેં અને તારા ચાકરવર્ગે પણ ગુરુના જેવી સેવાથી એની અને યશસ્વિની ગાંધારીની આરાધના કરી છે.[૧૬] માટે હવે એ તારાં માતપિતાને રજા આપ. કારણ કે એમનો તપવિધિનો આ સમય છે. હે યુધિષ્ઠિર! એને તારે માટે અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ ક્રોધ નથી."[૧૭]

વૈશમ્પાયન કહે છેઃ–આટલાં વચનો કહીને તે રાજાને રજા આપી, એટલે તેના કહેવાથી કૌંતેયે (યુધિષ્ઠિરે) પણ 'તથાસ્તુ' કહ્યું, અને તે વ્યાસ વનમાં ગયા.[૧૮] ભગવાન્ વ્યાસ ગયા પછી પાંડુસુત રાજાએ ધીરે ધીરે જાણે નમન કરતા હોય, તેમ પોતાના વૃદ્ધ પિતાને કહ્યું કે,[૧૯] "ભગવાન્ વ્યાસે જે કંઈ કહ્યું, અને જે કંઈ આપનો વિચાર હોય, તેમ જ મહેશ્વાસ (મહાધનુર્ધારી) કૃપે તેમ જ વિદુરે જે કંઈ કહ્યું,[૨૦] તેમ જ યુયુત્સુએ અને સંજયે જે કંઈ કહ્યું તે પ્રમાણે હું ત્વરાથી કરીશ. એ સર્વ મને માન્ય (પૂજ્ય) છે, કારણ કે તે સર્વે મારાં કુળનું હિત ઇચ્છનારા છે.[૨૧] પરંતુ હે નૃપતિ! માથું નમાવી હું આ એક માંગું છું કે, તમે બન્ને આહાર કરો અને પછી આશ્રમે જજો."[૨૨]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासमां 'व्यासनी रजा' ए नामनो अध्याय ४ थो समाप्त

## અધ્યાય ૫ મો

### ધૃતરાષ્ટ્રનો રાજનીતિનો ઉપદેશ

વૈશમ્પાયન કહે છેઃ–પછી રાજાની આજ્ઞા લઇને પ્રતાપવાન્ રાજા ધૃતરાષ્ટ્ર, ગાંધારીની સાથે, પોતાના મહેલમાં ગયા.[૧] પ્રાણ(બળ) જેનું મંદ થયું છે અને તેથી (ચાલવા કરવાની) ગતિ પણ ધીમી થઈ છે એવો, તે બુદ્ધિમાન્ મહીપાલ, એક જીર્ણ ગજપતિની માફક, દુઃખે કરીને જાણે પગે ચાલી શકતો હતો.[૨] તેની પાછળ વિદ્વાન્ વિદુર અને તેનો સારથિ સંજય અને શરદ્વાનનો પુત્ર અને મહાધનુર્ધારી કૃપ પણ ગયા.[૩] હે રાજન્! તેણે ઘરમાં પ્રવેશ કરીને પોતાની પૂર્વાહ્નિક ક્રિયા કરી, અને પછી શ્રેષ્ઠ બ્રાહ્મણોનું તર્પણ કરીને પછી આહાર કર્યો.[૪] વળી ધર્મને જાણવાવાળી અને બુદ્ધિવાળી ગાંધારીએ કુંતી સાથે, તેમની વધૂઓએ ઉપચારથી તેમની પૂજા કર્યા પછી, હે ભારત! ભોજન કર્યું.[૫] તેઓએ આહાર કર્યા પછી વિદુરાદિ સર્વેએ આહાર કર્યો, અને પાંડવો પણ (ભોજન કર્યા પછી) કુરુઓમાં શ્રેષ્ઠ તે નૃપની પાસે (પાછા) હાજર થયા.[૬] હે મહારાજ! પછી અંબિકાસુત એકાંતમાં પાસે બેઠેલા કુંતીપુત્રને તેની પીઠપર પોતાના હાથવડે સ્પર્શ કરતાં (વાંસે હાથ ફેરવતાં) કહ્યું કે,[૭] 'હે કુરુનંદન! તારે પ્રમાદ રાખ્યા વિના, હે રાજશાર્દૂલ! ધર્મ જેમાં સર્વથી આગળ છે એવા આઠ અંગવાળા રાજ્યમાં સર્વથા કાર્ય કરવું.[૮] હે મહારાજ! હે પાંડુનંદન! રાજ્યનું રક્ષણ ધર્મવડે કરી શકાય છે. હે કૌંતેય! તું વિદ્વાન્(સમજુ) છે, માટે એ ધર્મ તું (મારી પાસેથી) સાંભળ.[૯] હે યુધિષ્ઠિર! જે લોકો વિદ્યામાં વૃદ્ધ (એટલે ઘણા વિદ્વાન્) હોય, તેમને તારે પૂજવા, અને તેઓ જે

કંઈ કહે તે તારે સાંભળવું, અને કંઈ પણ વિચાર (સંકોચ) વિના તેમ કરવું.[૧૦] હે રાજન્! પ્રભાતમાં ઉઠીને તે સર્વનું યથાવિધિ પૂજન કરીને, જ્યારે કાર્ય કરવાનો સમય પ્રાપ્ત થાય ત્યારે તારે પોતાને કરવાનાં કાર્ય (કર્તવ્ય) વિષે તેઓને પ્રશ્ન કરવો.[૧૧] હે રાજન્! કાર્ય અને હિત એ બન્ને સાધવાવાળો તું તેઓને સંમાન આપશે તો તેઓ હે તાત! સર્વથા તારા હિતની વાત તને કહેશે.[૧૨] વળી તારે સર્વ ઇન્દ્રિયોનું ઘોડાઓની માફક પાલન કરવું (અંકુશમાં રાખવી). તેથી રક્ષણ કરેલું દ્રવ્ય જેમ હિત કરે છે, તેમ તેઓ પણ તારું હિત કરશે.[૧૩] વળી પ્રમાણિકતામાં કસાયેલા, પિતા અને પિતામહના વખતના, શુદ્ધ (વર્તન)વાળા, દાન્ત (સંયમવાળા), કર્મથી જ પુણ્યવાળા (ઉત્તમ કુળના), પુણ્ય કર્મ કરનારા અમાત્યોને જ સર્વ કામમાં રોકવા.[૧૪] વળી બહુબહુ રીતે પરીક્ષા કરી જોયેલા, તારા પોતાના જ રાજ્યમાં રહેનારા, અને જેઓને દુશ્મનો પણ ઓળખતા ન હોય તેવા ચારો(દૂતો)દ્વારા તારે સતત (ખબરો રાખી) કામ લેવું.[૧૫] વળી તારાં શહેરનું સારું રક્ષણ કરી રાખવું. તેની દીવાલો અને તોરણ (કમાનવાળા દરવાજા) મજબૂત હોવા જોઇએ, (કિલ્લાને) ઠામ ઠામ અટ્ટાટ્ટાલક(બુરજો) હોવા જોઇએ, અને સર્વ દિશામાં તે બુરજો છ છ પદને છેટે હોવા જોઇએ.[૧૬]* તેમાં સર્વે દ્વારો વિશાળ અને ઘણાં હોવાં જોઇએ, તે ચારે બાજુએ સારી રીતે વહેંચેલા હોવા જોઇએ અને યંત્રોવડે રક્ષણ કરાતા હોવા જોઇએ.[૧૭]† જેમનાં કુલ અને શીલ જણાયલાં હોય તેવા પુરુષોદ્વારા તારો અર્થ સાધજે. અને હે ભારત! ભોજનાદિમાં તારા આત્માનું સતત રક્ષણ કરજે,[૧૮] તેમ જ વિહાર અને આહારના સમયમાં પણ, તેમ જ માળાઓ ધારણ કરે ત્યારે તથા શય્યા તથા આસનપર જાય ત્યારે આત્માનું સતત રક્ષણ કરજે. અને તારી સ્ત્રીઓનું સારી રીતે રક્ષણ કરજે. તેઓનાપર વૃદ્ધ અને આપ્ત એવા પુરુષોને દેખરેખ માટે નીમજે,[૧૯] કે જેઓ, હે યુધિષ્ઠિર! સારાં શીલવાળા, કુલીન, અને વિદ્વાન્ હોય; વળી વિદ્યામાં વિશારદ (શ્રેષ્ઠ) હોય તેવા દ્વિજોને તારા મંત્રી બનાવજે.[૨૦] તેઓ વિનીત, કુલીન, ધર્મ અને અર્થવિષયમાં કુશળ અને સરળ (સીધા-સાચા) હોવા જોઇએ. તેમની સાથે તારે મંત્ર કરવો, પણ ઘણાની સાથે કરવો નહિ.[૨૧] કોઈક કારણ વખતે તે સર્વની સાથે પણ મન્ત્ર કરવો, અથવા તેના એક ભાગ સાથે કરવો. સારી રીતે રક્ષાયેલા મન્ત્રગૃહમાં અથવા સ્થળમાં જઇને તેઓ સાથે મન્ત્ર કરવો.[૨૨] અથવા સળી (ઘાસ) વિનાના અરણ્યમાં જઇને મન્ત્ર કરવો, પણ રાતના તો કદિ મન્ત્ર કરવો નહિં. વાંદરાઓ, પક્ષીઓ, અને મનુષ્યની પાછળ પાછળ ચાલનારા જે પ્રાણીઓ હોય તે[૨૩] સર્વેને તેમ જ જે કોઈ જડ (મૂર્ખ) અને પાંગળાં હોય, તે સર્વેને પણ મંત્રગૃહમાંથી બહાર કાઢવા. કારણ કે પૃથિવીની ઇચ્છા રાખનારાઓના મન્ત્રનો ભેદ થવાથી (ઉઘાડો પડવાથી) જે દોષો થાય છે,[૨૪] તેનું કોઈ પણ રીતે સમાધાન થઈ શકતું નથી, એવી મારી મતિ છે. મન્ત્ર ઉઘાડો પડવાના દોષો તારે મંત્રિમંડળમાં નિત્ય કહેવા.[૨૫] તેમ હે રાજન્! હે શત્રુને દમનારા! મન્ત્રનો ભેદ બહાર ન પડવાના ગુણો પણ કહેવા. હે યુધિષ્ઠિર! તારા પુર તથા પ્રાંતોના રહીશોના શૌચ તથા આશૌચ (વર્તન)નું[૨૬] તને જ્ઞાન થાય (ખબર પડે) તેવી રીતે, હે રાજન્! હે કુરુઓના વંશને ચલાવનારા! તું કાર્ય કરજે. વળી હે રાજન્! તારે વ્યવહાર ઉપર (ન્યાય નિર્ણયના કાર્ય ઉપર) આપ્ત એટલે વિશ્વાસુજનોને નિત્ય અધિકારી નિમવા.[૨૭] હે રાજન્! ત્યાં સંતુષ્ટ અને તારું હિત ઇચ્છનારા પુરુષોની પણ નિત્ય યોજના કરવી. અને તેમની પાછળ તેવા જ દૂતો નિત્ય રાખવા. (કારણકે) હે ભારત! અપરાધના પરિમાણને જાણીને દંડ દેવા યોગ્યને દંડ કરવો જોઇએ; હે યુધિષ્ઠિર! તારા માણસોએ યથાન્યાય ન્યાય આપવો જોઇએ.[૨૮] જેઓને સામું દાન(લાંચ) લેવાની રુચિ હોય તેવા અને જેઓ પારકાની સ્ત્રીઓપર બળાત્કાર કરતા હોય તેવા,[૨૯] જેઓ ઉગ્ર દંડ કરવામાં મુખ્ય હોય તેવા, તથા જેઓ મિથ્યા (ખોટો) બકવાદ કરાનારા હોય તેવા

* શહેરનાં રક્ષણની રીતિ સૂચવનાર આ પ્રાચીન શ્લોકનો અર્થ સ્પષ્ટ નથી. અટ્ટનો અર્થ નીલકંઠ એવો જણાવે છે કે, સૈનિકોને કોટ પર ઉભા રહેવાની જગ્યા. તે એમ કહે છે કે, છ છ પગલાંને અંતરે ઉભા રહેવા માટે જગ્યા રાખવી. પરંતુ અટ્ટનો અર્થ છેક ઉપરની ઓરડી અને અટ્ટાલકનો અર્થ પણ તેમ જ થાય છે, તેથી અત્રે કોટના સંબંધમાં ઠામ ઠામ ઓરડી એટલે કે બુરજો સમજવા જોઇએ, અને ષટ્ પદ તે બુરજો વચ્ચેના અંતરનું કોઈ માપ હોવું જોઇએ. કદાચ એવો પણ અર્થ હોય કે દીવાલ છ પગલાં જેટલી જાડી ચારે બાજુ હોવી જોઇએ. વળી કિલ્લાના કોટપર રહી લડનારાનું રક્ષણ થાય, તે માટે દિવાલમાં બાકાં રાખવામાં આવે છે તેમાંથી અસ્ત્રાદિ ફેંકવામાં આવે છે. અત્રે એમ પણ કહેવાનો હેતુ હોય કે, છ છ પગલાંને અંતરે એવાં બાકાં રાખવાં.

† દરવાજાઓ ઝડપથી ઉઘડે અથવા બંધ થાય તેવાં યંત્રોવાળા અને આગળાવાળા, ખીલાવાળા હોવા જોઇએ. ઘણા દરવાજા હોવાથી જલદીથી બહાર નીકળી શકાય કે અંદર આવી શકાય. કેટલાક કિલ્લાની આસપાસ ખાઈ હોય છે, તેમાં ઇચ્છાનુસાર પાણી ભરવાની કે તેમાંથી ખાલી કરવાની યુક્તિ કરેલી હોય છે, અને કિલ્લામાં જવા આવવાને માટે દરવાજા આગળ પૂલ બાંધેલો હોય છે, કે જે પૂલને ભયના વખતમાં સાંકળોવડે ખેંચીને ઉપાડી લેવાની ગોઠવણ કરેલી હોય છે.

તથા જેઓ પરનિંદા કરનારા હોય તેવા તેમ જ લોભી તથા ધનનું હરણ કરનારા તથા સાહસ (ખૂન વગેરે) કરવામાં પ્રેમ રાખનારા[૩૦] તથા જેઓ સભા અને વિહાર તોડી નાખનારા હોય તેવા તથા વર્ણોને અતિ દૂષિત કરનારા હોય તેવા સર્વેને, દેશ અને કાળના પ્રમાણમાં, સોનામાં દંડ દેવો અથવા વધ કરવો.[૩૧] જેઓ તારો ખર્ચ કરતા હોય તે(હીસાબી)ઓને તારે પ્રભાતમાં જ મળવું; પછી રાજાએ શણગાર સજવો અને તે પછી પોતાનું ભોજન લેવું.[૩૨] પછી યોદ્ધાઓ(સેનાપતિઓ)ને નિત્ય મળવું, અને તેમને સામા ખુશ રાખવા. સાંજની વખતે નિત્ય દૂતો અને ચર(પરરાજ્યના એલચીઓ)ને મળવું;[૩૩] અને સદા પહેલી રાત વીત્યા પછી કાર્યનો અને અર્થનો નિર્ણય કરવો. સદા મધ્ય રાત્રે વિહાર કરવો અને મધ્યાહ્ને પણ વિહાર કરવો (ફરવું).[૩૪] હે ભરતર્ષભ! કાર્ય કરવાને માટે સર્વ કાળ યોગ્ય જાણવા, તેમ જ સમયાનુસાર અલંકાર સજીને ખૂબ દક્ષિણા (ઇનામો) આપતા રહેવું.[૩૫] હે તાત! ચક્રની માફક કાર્યોનો ક્રમ સદા ફરતો રહે છે. વળી રાજાએ નિત્ય ન્યાયથી કોશ(ભંડાર) ભરવાનો યત્ન કર્યા કરવો.[૩૬] હે મહારાજ! વિવિધ જાતના વિપરીતોને ત્યજી દેવા. અન્ય રાજાઓના અંતર જાણવાની ઇચ્છાવાળાઓએ ચારદ્વારા (તેમાંથી) શત્રુઓને ઓળખીને,[૩૭] હે નરાધિપ! દૂરથી જ પોતાના આપ્તજનોદ્વારા તેઓનો ઘાત કરાવવો. હે કુરુઓના કુળને ચલાવનારા! કર્મ જોયા પછી તારે તારા નોકરો પસંદ કરવા,[૩૮] અને યોજાયલા કે (ખાસ) ન યોજાયેલા અધિકારીઓ દ્વારા તારે કર્મો કરાવવાં. હે તાત! તારો સેનાનો નાયક દૃઢ વ્રત પાળનારો હોવો જોઇએ (અર્થાત્ બોલવા પ્રમાણે ચાલનારો હોવો જોઇએ),[૩૯] શૂર, કલેશ (દુઃખ) સહન કરે તેવો, તારું હિત સાચવનારો અને તારો ભક્ત ને પુરુષાર્થવાળો હોવો જોઇએ. હે પાંડવ! પ્રાંતોમાં રહેનારા સર્વેએ તારાં કામો કરવાં જોઇએ.[૪૦] ગાયની માફક (માત્ર ખાવા જેટલું વેતન પગાર લઇને કામ કરનારા) કે ગધેડાંની માફક વેઠીયા વેઠ કરનારા તારા જે કામદારો હોય, તેઓએ કામ કરવું જોઇએ, તેમ જ પોતાને વિષે પોતાનાં છિદ્રોને તેમ જ પારકાને વિષે પારકાનાં છિદ્રોને પણ,[૪૧] હે યુધિષ્ઠિર! નિત્ય ધ્યાનમાં રાખવાં. તેમ જ જેઓ પોતાનાં દેશમાં જન્મેલા હોય ને પોતાના કર્મોમાં હુશિયાર હોય[૪૨] તેઓની પાસે અનુકૂળ યાત્રાઓ-(વ્યાવહારિક કાર્યો) કરાવીને તેઓના હિત માટે તારે અનુગ્રહ કરવો. હે જનાધિપ! ડાહ્યા માણસે ગુણાર્થી મનુષ્યોને ગુણ કરવો, (એટલે ફાયદાની ઇચ્છા રાખનારા પુરુષોને તેમની પાસેથી બદલો લઇને તેઓને ફાયદો કરી દેવો.) અને તે મનુષ્યો વિષે બહુ વિચાર કરવા જેવું (પરવા કે ચિંતા રાખવા) નથી-કારણકે તેઓ નિત્ય પર્વતના જેવા (અડગ) હોય છે.[૪૩]*

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वमां आश्रमवासमां 'धृतराष्ट्रनो राजनीतिनो उपदेश', ए नामनो अध्याय ५ मो संपूर्ण

## અધ્યાય ૬ ઠ્ઠો

## રાજનીતિનો ઉપદેશ (ચાલુ)

ધૃતરાષ્ટ્ર કહે છેઃ-તારે પારકાનાં તથા પોતાનાં અને ઉદાસીન અને તટસ્થ એવાં ટોળાંનાં જે મંડળો (ખંડિયા રાજાઓ કે સ્વતંત્ર રાજાઓ) હોય તેને, હે ભારત! જાણતા રહેવું.[૧] હે શત્રુને કચડી નાંખનારા! ચાર (પ્રકારના) શત્રુઓના અને સર્વે આતતાયી મંડળોને પણ જાણવા; મિત્ર અને અમિત્ર(શત્રુ)ના મિત્રને પણ જાણવા જોઇએ.[૨]† તેમ જ તેમના અમાત્યો, પ્રાંતના લોકો અને વિવિધ દુર્ગોના પાલકો (સૈન્યો) અને સૈન્યો, હે કુરુશ્રેષ્ઠ! યથેચ્છ વર્તનારા થાય છે (તેમને પણ જાણવા).[૩]‡ હે કૌંતેય! આ બાર§ તો રાજાઓના ખાસ વિષયરૂપ છે (અર્થાત્ રાજાઓએ તેપર તો જાતેજ લક્ષ આપવું); અને હે પ્રભો! મંત્રી વગેરે સાઠ‖ અને બાર મુખ્ય ગુણો (રાજાઓના) છે.[૪]

* પ્રતાપચંદ્ર રોલે આ શ્લોકોનું જે ભાષાંતર કર્યું છે તે વાસ્તવિક નથી. ગુણાર્થી એટલે કે ગુણના જ ગ્રાહકો જેઓ છે તેઓ કદિ દગો દેતા નથી.

† ચાર પ્રકારના શત્રુઓ તે (૧) પ્રસિદ્ધ શત્રુઓ, (૨) શત્રુના મિત્રો, (૩) બન્નેનો જય ઇચ્છનારા અને (૪) બન્નેનો પરાજય ઇચ્છનારા. આતતાયી છ જાતના છેઃ-(૧) કોઇના ઘરને આગ લગાડનારા, (૨) અનાજમાં ઝેર ભેળનારા, (૩) હાથમાં શસ્ત્ર લઈ મારવાને આવનારા, (૪) લૂટનારા, (૫) ખેતરમાં ઘુસનારા અને (૬) કોઇની સ્રીનું હરણ કરનારા.

‡ નીલકંઠ અને રાય આ શ્લોકનો અર્થ પોતાના જ પક્ષને લાગુ પાડે છે, પણ તે યુક્ત નથી. શ્લોકમાં परेषाम् શત્રુના પક્ષને માટે છે. પરંતુ બંગાળની પ્રતમાં પાઠભેદ પણ છે. भवत्येषां स्वकं परमिति અર્થાત્ તેઓ પોતાના રહે કે પારકાના થાય, માટે ભાવાર્થ એવો હોવો જોઇએ કે પોતાના અને પારકાના બન્ને પક્ષનાં માણસોથી સંભાળવું. પોતાના પક્ષને સામો ફોડે નહીં તે સંભાળવું તેમ સામા પક્ષનો પોતાને દગો દે નહિ તે પણ સંભાળવું.

§ બાર તેઃ ચાર પ્રકારના શત્રુ, છ જાતના આતતાયી, અને શત્રુ અને શત્રુનો મિત્ર.

‖ નીલકંઠ સાઠ ગુણો આ પ્રમાણે ગણાવે છેઃ-કૃષિ વગેરે આઠ સંધાન કર્મો; બાલાદિ વીશ અસંધેય; નાસ્તિકયાદિ ચૌદ દોષો; અને મંત્ર વગેરે અઢાર તીર્થો. આ સાઠમાંના કેટલાકનો ત્યાગ કરવાનો છે, અને કેટલાકનો સ્વીકાર કરવાનો છે.

રાજનીતિ જાણનારા આચાર્યો આને મંડળ કહે છે. હે યુધિષ્ઠિર! છ ગુણ(સલાહ, લડાઈ, કૂચ કરવી, સ્થાન કરવું, ભેદ પડાવવો અને સમાધાન કરાવવું)નો આધાર આનાપર છે.[૫] હે કુરુસત્તમ! વૃદ્ધિ તથા ક્ષય એ બન્નેને જાણવાં અને સ્થિતિને પણ જાણવી. વળી હે મહાબાહો! બોત્તેરમાં છ ગુણમાંથી જન્મેલા ગુણો જાણવા જોઇએ.[૬]* વળી જ્યારે પોતાનો પક્ષ બળવાન્ હોય અને પારકાનો (શત્રુનો) પક્ષ નિર્બળ હોય ત્યારે શત્રુઓ સાથે વિગ્રહ કરીને, હે કૌંતેય! શત્રુરાજાનો પરાજય કરવો.[૭] જ્યારે શત્રુઓ બળવાન્ હોય અને પોતાનો પક્ષ દુર્બળ હોય ત્યારે ક્ષીણ થયેલા વિદ્વાન્ રાજાએ શત્રુઓની સાથે સંધિ કરવી.[૮] વળી રાજાએ દ્રવ્યો( પદાર્થો )નો ઘણોજ મોટો સંગ્રહ કરવો. હે ભારત! જ્યારે વગર વિલંબે ચઢાઈ કરવાને સમર્થ હોય[૯] ત્યારે પોતપોતાને સ્થાને સર્વ કરવા યોગ્ય વિધિ (તૈયાર ) હોવી જોઇએ, એવો તેણે વિચાર કરવો. હે ભારત! જો વિપરીત ફળ આવે તો (પંડે હારી જાય તો) તે રાજાએ અલ્પ ફળ આપનારી ભૂમિ (શત્રુને) આપવી,[૧૦] ઘણાં રૂપાં(ના ભેલ)વાળું સુવર્ણ આપવું, ક્ષીણ થયેલા નિર્બળ મિત્રને (સાનમાં) આપવો. પરંતુ સંધિ કરવામાં કુશળ એવા રાજાએ ઉપરનાથી ઉલટું શત્રુની પાસેથી લેવું.[૧૧] હે ભરતર્ષભ! સન્ધિ કરવાને માટે (શત્રુના) રાજપુત્રનીજ ઇચ્છા કરવી (તેનેજ સાનમાં માંગવો). હે પુત્ર! કોઈ આપદાના પ્રસંગમાં તેનાથી વિપરીત વર્તવું શ્રેયકારક નથી. (શત્રુનો પુત્ર કબજામાં હોય તો તે સન્ધિને નામે ફસાવાનું કે વખત કહાડી પાછી તૈયારી કરવાનું કરે નહિ, અને તેમ કરે તો દબાવી શકાય.)[૧૨] (જો દુઃખ આવી પડ્યું હોય તો) તેમાંથી છૂટવાનો ઉપાય મન્ત્ર જાણનારા રાજાએ કરવો. હે રાજેન્દ્ર! રાજાએ પોતાની પ્રજામાંના દીનજનોનો સત્કાર કરવો જોઇએ (નિભાવ કરવો જોઇએ).[૧૩] ધીમે ધીમે અથવા એકે સામટાં એક મહા બળવાન્ રાજાએ, નિત્ય શત્રુને પીડવાનો, કાર્ય કરી શકે નહિ તેવો જડ બનાવી દેવાનો તથા તેમનો ભંડાર તોડી પાડવાનો વ્યવસાય આરંભવો.[૧૪] પોતાનાં રાજ્યનું રક્ષણ કરવા સાથે શત્રુ સાથે આ પ્રમાણે યત્નપૂર્વક કરવું; પણ પોતાની વૃદ્ધિની ઇચ્છા રાખનારે સામા આવેલા સામંતને મારી નાંખવો નહિ.[૧૫] હે કૌંતેય! પૃથિવી જિતવાની ઈચ્છાવાળાએ તો તેને નજ મારવો. તારે મંત્રીઓ સાથે મળીને શત્રુમંડળમાં ભેદ પડાવવાના યોગની ઇચ્છા રાખવી.[૧૬] સારાં(કર્મો કે માણસો)નો સંગ્રહ કરવો અને પાપીઓને અંકુશમાં રાખવા, પણ બળવાન્ રાજાએ હમેશાં દુર્બળોનો નાશ કરવો નહિં.[૧૭] હે રાજશાર્દૂલ! તારે નેતરના જેવી નમ્ર વૃત્તિ રાખીને રહેવું. જો કોઈ બળવાન્ રાજા દુર્બળ રાજાપર ચઢી આવે તો[૧૮] દુર્બળ રાજાએ સામાદિ ઉપાયોવડે ધીમે ધીમે તેને પાછો વાળવો. જો તે તેમ કરવાને અશક્ત હોય તો પોતાના મંત્રીઓ સહિત યુદ્ધને માટે તેનાપર તૂટી પડવું[૧૯] અને પોતાના કોશવડે, નગરજનોવડે અને દંડવડે તેને સમજાવવો, કે જે તેનું પ્રિય કરનારા છે. પણ એ સર્વ ઉપાયોથી લાભ ન થાય (અર્થાત્ કોઈ ઉપાય ન રહે) તો પોતાનાં મુખ્ય સૈન્ય સહિત ત્રુટી પડવું. આ ક્રમથી પોતાની મુક્તિ થાય છે, એટલે કે માત્ર પોતાનું શરીર બચે છે.†[૨૦]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासमां
'धृतराष्ट्रनो राजनीतिनो उपदेश' ए नामनो
अध्याय ६ ठ्ठो समाप्त

## અધ્યાય ૭ મો

### રાજનીતિનો ઉપદેશ (ચાલુ)

ધૃતરાષ્ટ્ર કહે છેઃ–હે રાજાઓમાં ઉત્તમ! સંધિ અને વિગ્રહ બન્નેનો આ વિષયમાં વિચાર કરવો જોઇએ. હે યુધિષ્ઠિર! (સંધિ અને વિગ્રહ દરેક) બે મૂળવાળા છે, તેના ઉપાય વિવિધ છે અને બહુ પ્રકારવાળા છે.[૧]‡ હે કૌરવ્ય! સ્થિર થઇને પોતાની બન્ને પ્રકારની

*કામંદક નીતિમાં ક્ષય, વૃદ્ધિ અને સ્થાન વિષે આ પ્રમાણે કહ્યું છેઃ–
अभ्यागमातिव्ययता क्षयोवृद्धिर्विपर्यये समान व्ययतास्थानं कर्म सुज्ञेयमात्मनः
श्लोक क्षे. २. का. स १९

આવક થોડી ને ખર્ચ વિશેષ હોય તેને ક્ષય જાણવો, અને આવક વિશેષ હોય ને ખર્ચ થોડો હોય તેને વૃદ્ધિ જાણવી; તથા આવક અને ખર્ચ બન્ને સરખાં હોય તેને સમાન અથવા સ્થાન અથવ સ્થિતિ અથવા સ્થિરતા જાણવું. રાજાએ પોતાનાં રાજકીય કાર્યોમાં આને જાણવું જોઇએ. આ પ્રમાણે વ્યાખ્યા કરવામાં આવી છે.

† આ શ્લોક સ્પષ્ટ નથી. અર્થ બેસાડેલો છે. પોતાના કોશવડે સમજાવવો એટલે કે યુદ્ધ સામગ્રી, અનાજ અને ધન પોતાની મુક્તિ માટે નિર્બળે આપવાં; નગરજનોને સાનમાં આપવાં; દંડ તરીકે કોઈ સત્તા કે મુલક લે તો તે આપવા. આ ત્રણેથી શત્રુને લાભ થાય તેમ છે, અને પોતાનું શરીર વગર યુદ્ધે બચાવી શકાય છે. પરંતુ પોતાનું શરીર લડીને બચાવવાનો બીજો માર્ગ છે, જેને જુહાર અથવા કેસરિયાં કરવાં કહે છે. તે દૃષ્ટિએ પ્રથમ ચરણનો અર્થ એવો થાય છે કે, યુદ્ધસામગ્રી, અનાજ, ધનાદિ કોશને આપવા એટલે કે તેનો નાશ કરવો, નગરજનો એટલે વૃદ્ધાદિનો નાશ કરવો યા નસાડી મૂકવા અને પોતાનો મુલક પણ ખેદાન મેદાન કરી નાંખવો; આથી શત્રુને કોઈ જાતિનો લાભ થશે નહિં. આ કાર્ય કરીને શત્રુપર તૂટી પડવું, અને તેમાં જો શરીર બચે તો નવું વસાવવું. કાં તો અત્રે વિજય મેળવવાથી મુક્તિ થશે, કાં તો રણમાં મરવાથી સ્વર્ગ મળશે અને તેથી મુક્તિ થશે.

‡ વિગ્રહ અને સંધિ દરેકના બે પ્રકાર છે. વિગ્રહ બળવાન્ શત્રુ સાથે હોય તેમ નિર્બળ શત્રુ સાથે હોય; તેમ જ સંધિ પણ બળવાન્ સાથે કરવાની હોય કે નિર્બળ સાથે કરવાની હોય.

(બળવત્તાની કે નિર્બળતાની) સ્થિતિ જોઇને (શત્રુની) ઉપાસના કરવી (કામ પાડવું), અને શત્રુ પોતાના જેવો, તુષ્ટ અને પુષ્ટ સૈન્યવાળો છે એ યાદ રાખવું.[૨]* પર્યુપાસન (એટલે શત્રુની સાથે કામ પાડવા)ની વખતે પોતાના વિપરીત (એટલે અસંતોષી અને નબળાં) સૈન્યનો ઉપયોગ કરવો (સહાયમાં આપવું); પણ હે રાજેન્દ્ર! જ્યારે તેની સાથે લડવાનો વખત આવે ત્યારે તેનાથી શ્રેષ્ઠ સૈન્યને ઉપયોગમાં લેવું.[૩] શત્રુઓને દુઃખી કરવા, શત્રુઓની વચ્ચે ભેદ પડાવવો, તેઓને સૂકવી નાંખવા, અન્ન (પાણી વગેરે પદાર્થોના દુષ્કાળો પાડીને દુર્બળ કરી દેવા), તેમને ભય આપવો અને યુદ્ધમાં તેમના સૈન્યનો ક્ષય કરી નાંખવો વગેરે કરવાં.[૪] હલ્લો કરવાની ઇચ્છાવાળા (નીતિ)શાસ્ત્રમાં કુશળ રાજાએ પોતાની તેમ જ શત્રુની ત્રણ જાતની શક્તિનો ચોતરફથી વિચાર કરવો.[૫] હે ભારત! (એ ત્રણ શક્તિ તે) ઉત્સાહશક્તિ, પ્રભુશક્તિ, અને મંત્ર(વિચાર) શક્તિવાળા રાજાએ ચઢાઈ કરવી, પરંતુ તેથી પોતાની સ્થતિ વિપરીત હોય તો ચઢાઈ કરવી નહિ.[૬] હે પ્રભો! રાજાએ મૌલ (પરંપરાથી ઉતરી આવેલું મૂળ સૈન્ય) સૈન્ય તથા મિત્રસૈન્ય તથા અટવીબળ (એટલે જંગલીઓનું સૈન્ય) તથા ભૃતબળ (પગાર આપીને રાખેલું બળ) તથા શ્રેણીબળ (દેશના મનુષ્યોમાંથી ઉભું થયેલું સૈન્ય) જમા કરવું.[૭]† તેમાં, હે રાજન્! મિત્રબળ તથા મૌલબળ સર્વથી વિશેષ છે, અને શ્રેણીબળ તથા ભૃતબળ બંને સરખાં છે, એવો મારો મત છે.[૮] તેમજ હે નૃપ! ચારનું એટલે દૂતોનું સૈન્ય પણ પરસ્પર સરખું છે. રાજાએ સમય આવે ત્યારે ઘણા પ્રસંગોમાં આ સર્વને જાણવું.‡[૯] હે નરાધિપ! આપત્તિઓ ઘણા પ્રકારની છે અને જાણવા યોગ્ય છે. હે કૌરવ્ય! રાજાઓને જે આપત્તિઓ આવી પડે છે તે છૂટી છૂટી કહું છું તે સાંભળ.[૧૦] હે રાજન્! હે પાંડુનંદન! આપત્તિઓના પ્રકારો બહુ બહુ છે. રાજાએ સામાદિકવડે તેનો ઉપન્યાસ કરી તેની સદા ગણતરી કરવી.[૧૧] હે પરંતપ! સૈન્ય અને સાધુ પુરુષોથી યુક્ત થઇને રાજાએ યાત્રાએ (ચઢાઈપર) જવું. વળી દેશ અને કાળ જાણીને તથા પોતાનાં સૈન્યો અને પોતાના ગુણોથી યુક્ત થયેલો,[૧૨] હૃષ્ટ (આનંદી) અને પુષ્ટ (બળવાન્) સૈન્યવાળો રાજા, જે પોતાની વૃદ્ધિ અને ઉદય માટે પ્રીતિ રાખતો હોય, તેણે બહાર નીકળવું. વળી હે પાંડવ! જે કૃશ (અશક્ત) ન હોય તેવાએ તો વગર મોસમે પણ ચઢાઈ કરવી.[૧૩] નૃપતિએ શત્રુનો નાશ કરવાને ભાથાંરૂપ ઠાંકરાવાળી, ઘોડા અને રથરૂપ પ્રવાહવાળી, ધ્વજાઓરૂપ દ્રુમોથી છવાઈ ગયેલા કાંઠાઓ અને કરાડાવાળી, પાયદળ અને હાથીઓના ચાલવાથી અતિ કાદવવાળી બનેલી નદીનો જ શત્રુનો નાશ કરવામાં પ્રયોગ કરવો. (અર્થાત્ બાણોનાં અસંખ્ય ભાથાં, ઘોડા, રથ, હાથી, પાયદળ વગેરે સાથે ચઢાઈ કરવી).[૧૪] પછી હે ભારત! જેમ ઘટે તેમ શકટવ્યૂહ, પદ્મવ્યૂહ કે વજ્રવ્યૂહની યોજના કરવી.§ હે વિભો! ઉશના (શુક્રાચાર્ય) જે (અર્થ)શાસ્ત્રના જાણકાર હતા, તેણે આ કહેલું છે.[૧૫] શત્રુના બળ (સંખ્યાદિને ચાર (દૂત)દ્વારા જાણીને અને પોતાનાં બળનું દર્શન કરાવીને પોતાની ભૂમિમાં તેમ જ શત્રુની ભૂમિમાં યુદ્ધ કરવાની યોજના કરવી.[૧૬] રાજાએ પોતાનાં સૈન્યને (ઇનામાદિ આપીને) પ્રસન્ન રાખવું અને બળવાન્ મનુષ્યોને આગળ કહાડવા (ઉંચે ચઢાવવા અથવા મોખરે રાખવા). ત્યાં પોતાનો વિષય સમજીને સામાદિકથી શત્રુ સામે ઉપક્રમ કરવો.[૧૭] હે મહારાજ! આ લોકમાં સર્વથા શરીરનું રક્ષણ કરવું. આ લોકમાં અને પરલોકમાં પોતાના આત્માનું પરમશ્રેય કરવું.[૧૮] હે મહારાજ! આ પ્રમાણે આ સર્વ બરાબર પાળનાર અને પ્રજાનું ધર્મથી

---

* આ શ્લોકનાં બીજાં ચરણના પાઠભેદ ઘણા છે. દખણની પ્રત પ્રમાણે 'શત્રુ ધનવાન્ છે, તુષ્ટ અને પુષ્ટ સૈન્યવાળો છે; એ યાદ રાખવું.' એમ કહે છે. કલકત્તાની પ્રત પ્રમાણે, 'શત્રુ બુદ્ધિવાળો છે' એમ પાઠ છે. કહેવાનો ભાવ એવો છે કે, શત્રુની સ્થિતિ અને પોતાની સ્થિતિ જોઇને કાર્ય કરવું, એકદમ ઉતરી પડવું નહિ.

† અટવી બળ એટલે જંગલમાં રહેનારાઓનું સૈન્ય જેઓ નિયમપુરઃસર તાલીમ લીધેલા ન હોવા છતાં અનિયમિતપણે યુદ્ધ કરે ખરા તેવા. કોઈ તેને આજના Irregulars જાતના સૈન્ય સાથે સરખાવે, પણ તેમાં અને અટવીબળમાં ભેદ તો રહે છેજ. શ્રેણીબળ તે volunteers અથવા national guards ના જેવું સૈન્ય. મૌલબળનો અર્થ નીલકંઠ ધનબળ અર્થાત્ ધનથી ઉભું કરેલું સૈન્ય કરે છે, પણ તે યુક્ત નથી. પગારદારનો લાભ પગાર જેટલો જ હોય છે. જાગીરદારાદિ ભાયાતોનો લાભ મૂળ રાજ્યની સ્થિરતામાં હોવાથી તેઓ વધારે દૃઢ રહે છે. ‡ દખણની પ્રતમાં તથા ચારबलम्-નો પદચ્છેદ तथाऽऽचारबलम् એવો કર્યો છે, અને તેનો અર્થ 'આચારનું બળ એટલે જોર' એવો થાય છે.

§ શકટવ્યૂહનો અર્થ કેટલાકો ગાડાંના આકારે સૈન્ય ગોઠવવું એવો કરે છે, પણ તે યુક્ત નથી. શકટવ્યૂહ એટલે કે ગાડાંઓને અમુક રીતે ગોઠવી દઈ તેનાં રક્ષણ નીચે સૈન્ય રાખી લડવું તે. ઇતિહાસમાં છેલ્લામાં છેલ્લો પ્રસિદ્ધ દાખલો, દક્ષિણ આફ્રિકામાં બોઅર લોકો સાથે અંગ્રેજોને વિગ્રહ થયેલો ત્યારે પાર્ડેબર્ગ આગળ બોઅર સેનાપતિ ક્રોન્જેએ ગાડાંઓને ગોળાકારે ગોઠવી, વચમાં પોતે રહીને યુદ્ધ કર્યાનો, પ્રસિદ્ધ છે. પદ્મવ્યૂહ એટલે પદ્માકારે સૈન્ય ગોઠવવું તે. કમળની પાંદડીઓ કેન્દ્ર આગળ નાની, મધ્યમાં જાડી અને છેડે અણિયાળી હોય છે. વજ્રવ્યૂહને સૂચીવ્યૂહ પણ કેટલાકો કહે છે. વજ્ર એટલે ફરસી અથવા કુહાડી. ફાંચડની માફક સૈન્યને દુશ્મનની હારમાં ઘુસાડવાની એ યોજના છે.

પાલન કરનાર રાજા, મરી ગયા પછી સ્વર્ગ મેળવે છે.[૧૯] આ પ્રમાણે, હે કુરુશ્રેષ્ઠ! હે તાત! ઉભય લોકોની પ્રાપ્તિ માટે તારે નિત્ય પ્રજાનું હિત કરવું.[૨૦] ભીષ્મે, કૃષ્ણે અને વિદુરે તને સર્વ કહ્યું છે, અને મેં પણ, હે નૃપસત્તમ! તારાપર પ્રીતિને લીધે આ અવશ્ય કહેવા યોગ્ય કહ્યું છે.[૨૧] હે પુષ્કળ દક્ષિણા આપનારા! આ સર્વ તારે યથાન્યાયે કરવું. તેમ કરવાથી તું પ્રજાઓનો પ્રિય થશે, અને સ્વર્ગમાં તને સુખ મળશે.[૨૨] જે પૃથિવીપતિ હજાર અશ્વમેધ કરે છે અથવા ધર્મથી પ્રજાનું પાલન કરે છે, તે બન્નેને સમાન ફળ મળે છે.[૨૩]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'धृतराष्ट्रनो राजनीतिनो उपदेश' ए नामनो अध्याय ७ मो समाप्त

## અધ્યાય ૮ મો
### વનગમન માટે પ્રાર્થના

યુધિષ્ઠિર કહે છેઃ–હે પૃથિવીપતિ! તેં જેમ કહ્યું છે, તેમ હું બરાબર કરીશ અને હે પાર્થિવોમાં ઋષભ સમાન (અર્થાત્ ઉત્તમ)! હું હજી વધુ ઉપદેશ આપવા યોગ્ય છું (અર્થાત્ બીજું પણ કંઇક કહે).[૧] ભીષ્મ સ્વર્ગમાં ગયા અને મધુસૂદન (કૃષ્ણ) (દ્વારકા) ગયા અને (હવે) વિદુર અને સંજય (જાય ત્યારે) બીજો કોણ મને કહેવાને યોગ્ય (અહિં) છે?[૨] હે મહીપાળ! હે પાર્થિવ! આપે આજે મારું હિત ધરીને અહિં મને જેનો જેનો ઉપદેશ કર્યો છે, તે તે હું કરીશ. માટે તું હવે નિવૃત્ત થા (શાંત થા).[૩]

વૈશમ્પાયન કહે છેઃ–ધીમાન્ ધર્મરાજાએ આ પ્રમાણે તેને કહ્યું, એટલે તે રાજર્ષિએ, હે ભરતર્ષભ! કૌંતેય-(યુધિષ્ઠિર)ને રજા આપવાની ઇચ્છા કરી.[૪] અને 'હે પુત્ર! હવે શાંત થા. મને પણ ઘણો શ્રમ પડ્યો છે,' એમ કહીને રાજાએ ગાંધારીના ભવનમાં પ્રવેશ કર્યો.[૫] પછી સમય સમજનારી, ધર્મચારિણી દેવી ગાંધારીએ સમય જોઇને, આસનપર બેઠેલા, પ્રજાપતિના જેવા પોતાના તે પતિને કહ્યું કે,[૬] 'મહર્ષિ વ્યાસે પોતે તને રજા આપી છે અને યુધિષ્ઠિરની અનુમતિ મળી છે, એટલે હવે અરણ્યમાં કયારે જશો?'[૭]

ધૃતરાષ્ટ્ર કહે છેઃ–હે ગાંધારી! મહાત્મા પિતાએ પોતે મને રજા આપી છે, અને યુધિષ્ઠિરની અનુમતિ મળી છે, એટલે હું ટુંક સમયમાં વનમાં જઇશ.[૮] તેટલા વખતમાં તે સર્વે નઠારા દ્યૂત રમનારા પુત્રોના પ્રેતને પહોંચે, તે પ્રમાણે ધનનું દાન આપવાની હું ઇચ્છા રાખું છું.[૯] મારા મહેલમાં સર્વ પ્રજાની સમીપમાં તે કરીને (હું જઇશ).

વૈશમ્પાયન કહે છેઃ–આમ કહીને તેણે ધર્મરાજાને તેડવાને એક દાસને મોકલ્યો.[૧૦] અને તે રાજાએ તેનાં વચન પ્રમાણે સર્વ લાવી આપ્યું. તે પછી જેઓએ મનમાં વિશ્વાસ બેઠેલો છે એવા કુરુ જાંગલમાં રહેનારા બ્રાહ્મણો,[૧૧] ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો ત્યાં ભેગા થયા. પછી તે અંતઃપુરમાંથી બહાર નીકળીને રાજાએ[૧૨] તે સર્વ લોકોને, સર્વ પ્રજાને, શહેરના માણસોને તથા ગામડાંના લોકોને સર્વને ભેગા થયલા જોયા.[૧૩] તેઓને તેમજ સમસ્ત મિત્રજનને, જૂદા જૂદા દેશમાંથી આવેલા બ્રાહ્મણો તથા મહીપાલોને આવેલા જોઇને[૧૪] અંબિકાના પુત્ર, બુદ્ધિમાન્ રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું કે, "આપ તથા કુરુઓ લાંબો સમય સુધી સાથે રહ્યા છો,[૧૫] એક બીજાના મિત્રો છો, એક બીજાના હિતમાં પ્રીતિ રાખનારા છો. આ વખતે હું જે હમણાં કહું છું,[૧૬] તે મારું વચન તમો સર્વેએ જરા પણ વિચાર કર્યા વિના કરવાનું છે. ગાંધારી સહિત અરણ્યમાં જવાનો મારો વિચાર થયો છે.[૧૭] વ્યાસે મને અનુમતિ આપી છે અને કુંતીના પુત્ર રાજા (યુધિષ્ઠિરે) પણ મને રજા આપી છે. હવે તમે પણ મને રજા આપો, અને તેમાં તમોએ વિચાર કરવો નહિં.[૧૮] કારણ કે અમારે અને તમારે જે પ્રીતિ છે તે શાશ્વત છે, અને બીજા દેશોમાં, હું ધારું છું કે રાજાઓની તેવી પ્રીતિ હશે નહિં.[૧૯] તથા હું આ વયથી શાંત પડી ગયેલો છું તથા પુત્ર વિનાનો થયેલો છું. હે અનઘો! ગાંધારી સહિત ઉપવાસ કરતાં હું કૃશ થઈ ગયો છું.[૨૦] યુધિષ્ઠિરના હાથમાં રાજ્ય જતાં મને મહા સુખ થયું છે. હે ઉત્તમ પુરુષો! હું ધારું છું કે, દુર્યોધનના ઐશ્વર્યથી પણ તે વિશેષ મળ્યું છે.[૨૧] નહીં તો હું આંધળાની, વૃદ્ધની, પુત્ર વિનાના થયેલાની ગતિ પણ શી? સિવાય કે વનમાં જવું. હે મહાભાગ્યશાળી પુરુષો! તેટલા માટે તમારે મને રજા આપવી જોઇએ."[૨૨]

તેનું તે વચન સાંભળીને, હે ભરતર્ષભ! તે સર્વે કુરુજાઙ્ગલમાં રહેનારાઓએ બાષ્પથી ગદ્ગદિત થયેલી વાણી સહિત રડવા માંડ્યું.[૨૩] તે સર્વ શોકપરાયણ અને (રડતાં રડતાં અસ્પષ્ટ) બોલતાં મનુષ્યોને મહાતેજસ્વી ધૃતરાષ્ટ્રે પુનઃ નીચે પ્રમાણે કહ્યું.[૨૪]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'धृतराष्ट्रनी वनगमन माटे प्रार्थना' ए नामनो आठमो अध्याय संपूर्ण

## અધ્યાય ૯ મો

### ધૃતરાષ્ટ્રની નગરજનોને પ્રાર્થના

ધૃતરાષ્ટ્ર કહે છેઃ–શાંતનુએ જેમ આ વસુધા(પૃથ્વી)-ને પાળી હતી, તેમ ભીષ્મ સાથે વિચિત્રવીર્યે પણ પાળી હતી.[૧] વળી અમારા તાતે પણ પાલન કર્યું હતું તે તમને જાણીતું છે એમાં સંશય નથી. જેમ મારો ભાઈ પાંડુ તમને વહાલો થયો હતો, તેમ મને પણ વહાલો હતો.[૨] તેણે પણ તે જ પ્રમાણે તમારું પાલન કર્યું હતું તે તમે જાણો છો. (તે પછી પિતાની આજ્ઞાથી યુધિષ્ઠિરે તેમ કર્યું હતું. આ વિષય માટે કંઈ પણ ખોટું ન બોલવું, એવો મારો વિચાર છે). હે અનઘો (નિર્દોષજનો)! મેં પણ તમારી કંઈક સેવા સારી[૩] અથવા માઠી, હે મહાભાગ્યશાલી પુરુષો! જ્યારે દુર્યોધને આ રાજ્યને નિષ્કંટક ભોગવ્યું ત્યારે કરી છે. તે જો માઠી થઈ હોય તો તંદ્રા વિનાના તમોએ તેની ક્ષમા કરવી જોઇએ.[૪] તે મંદ (મૂર્ખ), દુષ્ટ બુદ્ધિવાળાએ (દુર્યોધને) તમારો તો અપરાધ કર્યો નહતો, છતાં પૃથ્વી મેળવવાની ઇચ્છાવાળા તે દુર્બુદ્ધિવાળાના અભિમાનથી, અપરાધથી[૫] તેમ જ મારા પોતાના કરેલા અન્યાયથી તમને અતિ મહાન્ દુઃખ વેઠવું પડ્યું હતું. તે મેં સારું કર્યું હોય અથવા જો તે મેં નઠારું કર્યું હોય[૬] તો તમારે તે હવે હૃદયમાં લાવવું નહિ (એમ હું મારા હાથ જોડીને માગું છું). 'આ હાથ જોડે છે, આ વૃદ્ધ છે, આના પુત્ર હણાઈ ગયા છે, આ રાજા દુઃખી છે,[૭] આ આગળના રાજાનો પુત્ર છે,' એમ (મનમાં વિચાર) કરીને મને રજા આપો. તેમ જ આ બિચારી ઘરડી, હણાઈ ગયેલા પુત્રોવાળી તપસ્વિની[૮] પુત્રના શોકથી પીડાતી ગાંધારી મારી સાથે તમારી યાચના કરે છે. 'આ એના પુત્રો હણાઈ ગયા છે, વૃદ્ધ છે, તથા દુઃખી છે' એમ જાણીને[૯] તમે અમને રજા આપો. તમારું ભલું થાઓ! અમે તમારે શરણે આવેલા છીએ. આ કૌરવરાજા, કુન્તીનો પુત્ર યુધિષ્ઠિર છે,[૧૦] તેની તરફ તમો સર્વેએ હવે સમ વિષમ પ્રસંગોમાં નજર રાખવી. તેને હાથે કદિ દુઃખ આવશે જ નહિ.[૧૧] કારણ કે વિપુલ ઓજસવાળા તેના ચાર ભાઈઓ સચિવ છે. તેઓ સર્વે લોકપાલોના જેવા, ધર્મ અને અર્થ સમજનારા છે.[૧૨] સર્વ ભૂત (પ્રાણી) અને જગતના પતિ ભગવાન્ બ્રહ્માના જેવા મહા-તેજસ્વી યુધિષ્ઠિર તમારું પાલન કરશે.[૧૩] આ અવશ્ય કહેવા યોગ્ય છે, એમ કરીને જ હું આ કહું છું. આ યુધિષ્ઠિરને ન્યાસ તરીકે હું તમને સર્વને સોંપું છું,[૧૪] અને આ વીર પુરુષના હાથમાં તમને ન્યાસ તરીકે સોંપ્યા છે. મારા તે દીકરાઓએ તમારું જે કંઈ નઠારું કર્યું હોય,[૧૫] તેમ મારા બીજા જે કોઈએ તમારું કંઈ નઠારું કર્યું હોય તે તમોએ ક્ષમા કરવું જોઇએ. પૂર્વે તમોએ મારી સામે કદિ પણ ક્રોધ કર્યો નથી.[૧૬] (તમારા જેવા) અત્યંત ગુરુભક્તોને આ મારી હાથજોડણી છે; હું તમને નમસ્કાર કરું છું. હે અનઘો! અસ્થિર બુદ્ધિવાળા, લોભી અને સ્વેચ્છાચારી(મારા પુત્રો)એ[૧૭] કરેલાં કર્મો માટે તમો સર્વેની હું ગાંધારી સહિત યાચના કરું છું."

તેણે તેઓને આ પ્રમાણે કહ્યું, એટલે આંસુથી ભરેલા નેત્રવાળા તે સર્વે નગરજનોએ અને ગામડાના રહેવાસી-ઓએ કંઈ પણ જવાબ આપ્યો નહિ, પરંતુ તેઓ પરસ્પર જોવા લાગ્યા.[૧૮]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवास-पर्वमां 'धृतराष्ट्रनी प्रार्थना' ए नामनो अध्याय ९ मो समाप्त

## અધ્યાય ૧૦ મો

### ધૃતરાષ્ટ્રની પ્રાર્થના

વૈશમ્પાયન કહે છેઃ–આ પ્રમાણે તે વૃદ્ધ રાજાએ તેમને કહ્યું, એટલે તે નગરજનો અને ગામડાંના રહે-વાસીઓ, હે કૌરવ્ય! જેઓનું ભાન નાશ પામ્યું હોય તેવા થઈ ગયા.[૧] પછી બાષ્પથી ગદ્ગદિત કંઠવાળા, શાંત થઈ ગયેલા તેઓને મહીપતિ, મહીપાલ ધૃતરાષ્ટ્રે પુનઃ કહેવા માંડ્યું કે,[૨] 'હે ઉત્તમ પુરુષો! હું વૃદ્ધ છું, મારા પુત્રો હણાયલા છે, મારી આ ધર્મપત્ની સાથે ઘણા પ્રકારે વિલાપ કરું છું અને કૃપણ છું, તેને[૩] હે ધર્મજ્ઞો! મારા પિતા કૃષ્ણદ્વૈપાયન વ્યાસે પોતે તેમ જ ધર્મને જાણનારા ધર્મના પુત્ર રાજાએ વનવાસ કરવાની રજા આપી છે.[૪] હે અનઘો! તે જ હું ફરીફરીને, માથું નમાવીને માગું છું. માટે ગાંધારી સહિત મને તમે રજા આપો.'[૫]

વૈશમ્પાયન કહે છેઃ–કુરુરાજાનાં તે કરુણાવાળાં વાકયો સાંભળીને, હે રાજન્! ત્યાં ભેગા થયેલા કુરુ-જાંગુલોએ, બધાએ રડવા માંડ્યું.[૬] પોતાના ઉપરનાં વસ્ત્રોથી તેમ જ હાથોથી પણ પોતાનાં મોં ઢાંકી દઇને, શોકથી તપી ગયેલા તેઓએ, પોતાના પિતામાતા માટે રડતા હોય તેમ, રડવા માંડ્યું.[૭] ધૃતરાષ્ટ્રના પ્રવાસમાં જવાની વાતથી ઉત્પન્ન થયેલું દુઃખ, શૂન્ય થઈ ગયેલા હૃદયમાં ધારણ કરતાં તેઓ જાણે ભાન વિનાના થઈ ગયા.[૮] ધૃતરાષ્ટ્રના (થનારા) વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખને નિયમમાં રાખીને પછી ધીમે ધીમે પોતાનો મત દર્શાવતા એકબીજાને તેઓ પૂછવા લાગ્યા.

પછી ટુંકમાં સર્વે વાકયોને ગોઠવીને, હે રાજન્! કોઇએક બ્રાહ્મણને નીમીને તેઓએ તે રાજાને જવાબ આપ્યો.[૧૦] પછી સારાં આચરણવાળો, અર્થ જાણવામાં કુશળ, સર્વ ઋચા જાણનારો સાંબ નામના એક વિપ્રને પસંદ કરવામાં આવ્યો. તેણે, હે રાજન ! આ પ્રમાણે કહેવાનો આરંભ કર્યો.[૧૧]

તે મહારાજાને માન આપીને અને તે સભાની રજા લઇને પ્રગલ્ભ અને બુદ્ધિમાન્ તે વિપ્રે તે રાજાને કહ્યું કે,[૧૨] 'હે રાજન્! આ લોકોનું વાકય કહેવાનું મને સોંપાયું છે. હે વીર ! તે વાકયો હું કહું છું તે હે નરાધિપ! તું સાંભળ.[૧૩] હે રાજેન્દ્ર! હે વિભો! તું જે કહે છે તે સર્વ વાસ્તવિક છે. એમાં કંઈ પણ ખોટું નથી. કારણ કે આપણું સખ્ય પરસ્પર છે.[૧૪] આ રાજાના વંશનો એવો કોઇ પણ થયો નથી કે, જે રાજા પ્રજાપાલક થયા પછી પ્રજાનો અપ્રિય થઈ પડ્યો હોય.[૧૫] આપ પિતાની માફક, ભ્રાતાની માફક અમારું પાલન કરો છો, અને દુર્યોધન રાજાએ પણ કંઈ અયોગ્ય કાર્ય કર્યું નથી.[૧૬] સત્યવતીના પુત્ર ધર્માત્મા મુનિએ જેમ કહ્યું છે તેમ હે મહારાજ ! તું કર. કારણ કે તે અમારા પરમ ગુરુ છે.[૧૭] હે રાજન્! આપના સેંકડો ગુણોથી યુક્ત એવા અમે આપનાથી ત્યજાવાથી લાંબો વખત સૂધી દુઃખ અને શોકવાળા રહીશું.[૧૮] હે પાર્થિવ! જેમ રાજા શાંતનુએ, ચિત્રાંગદે અને ભીષ્મના વીર્યથી રક્ષાયેલા તારા પિતાએ અને તમારી દેખરેખ નીચે પૃથિવીપતિ પાંડુએ અમારું રક્ષણ કર્યું હતું, તેમ રાજા દુર્યોધને પણ અમારું સારું રક્ષણ કર્યું હતું.[૧૯-૨૦] હે નૃપ! તારા પુત્રે જરા પણ ખોટું કર્યું નહતું. તે રાજાના પર અમે પિતાના જેવો વિશ્વાસ રાખતા હતા.[૨૧] અમે સારી રીતે તેની સાથે રહ્યા હતા, તે તમને જાણીતું છે. તેમ જ હજારો વર્ષો સૂધી બુદ્ધિમાન્ કુન્તીપુત્રને હાથે,[૨૨] ધીરજવાળા તેને હાથે રક્ષાતા અમે, હે રાજા! સુખ જ જોયું છે. પુણ્ય કર્મવાળા તમારા વંશના પુરાણ રાજર્ષિઓ[૨૩] કુરુ, સંવરણ વગેરેના અને બુદ્ધિમાન્ ભરતના વર્તનનું આ બહુ દક્ષિણા આપવાવાળા ધર્માત્મા અનુકરણ કરી રહ્યા છે.[૨૪] હે મહારાજ! આમાં કંઈ કહેવા જેવું અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ જણાતું નથી. તમારે હાથે પાલન પામતા એવા અમે નિત્ય સુખમાં રહ્યા છીએ.[૨૫] તારું કે તારા પુત્રનું અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ ખોટું જણાતું નથી. જ્ઞાતિજનના અતિ મર્દન (સંહાર) થવા વિષે દુર્યોધન વિષે તેં જે કંઈ કહ્યું છે,[૨૬] તે બાબતમાં પણ, હે કુરુનંદન ! હું તને ન્યાય આપીશ.[૨૭]

બ્રાહ્મણ કહે છેઃ-એ કંઈ દુર્યોધનનું કરેલું ન હતું, તેમ તમારું પણ કરેલું ન હતું. કુરુઓનો જે ક્ષય થયો તે કર્ણ અને સૌબલનુંએ કરેલું નથી. એને તો અમે દૈવનું કર્મ માનીએ છીએ, કે જેને રોકવું શકય નથી.[૨૮] પુરુષપ્રયત્નથી દૈવને રોકવું શકય નથી. હે મહારાજ! દશ અને આઠ એટલે અઢાર અક્ષૌહિણી સૈન્ય ભેગું થયું હતું![૨૯] આઠ અને દશ એટલે અઢાર દિવસમાં કુરુઓના ઉત્તમ યોધાઓ ભીષ્મ, દ્રોણ, કૃપ વગેરેએ અને મહાત્મા કર્ણે,[૩૦] વીર યુયુધાને અને ધૃષ્ટદ્યુમ્ને અને પાંડુના ચાર પુત્રો ભીમ, અર્જુન અને બે યમે (નકુળ અને સહદેવે) તેનો નાશ કરી નાંખ્યો![૩૧] હે નૃપતિ! આવો ક્ષય દૈવના બળ સિવાય થતો નથી. સંગ્રામમાં ક્ષત્રિયે તો ખાસ કરીને અવશ્ય[૩૨] સંહાર તો કરવો જ જોઇએ. વખત આવે ત્યારે ક્ષત્રબંધુને હાથે જ મરવું (ઉત્તમ છે). વિદ્યાબળ અને બાહુબળવાળા તે પુરુષોમાં વાઘ જેવા પુરુષોએ[૩૩] ઘોડાવાળી, રથવાળી અને હાથીવાળી આખી પૃથિવીનો નાશ કરી નાંખ્યો! તે મહાત્મા રાજાઓના વધનું કારણ તારો દીકરો નથી,[૩૪] તેમ તું પણ કારણ નથી, તેમ તારા સેવકો કે કર્ણ કે સૌબળ પણ કારણ નથી. હે કુરુશ્રેષ્ઠ! જેમાં હજારો રાજાઓ મરણ પામ્યા તે[૩૫] સર્વને દૈવનું કરેલું જાણ. આમાં કોઈ શું કરી શકે તેમ છે? આપને આ આખા જગતના ગુરુ અર્થાત્ પ્રભુ ગણ્યા છે,[૩૬] તેટલા માટે અમે તારા ધર્માત્મા પુત્ર (સુયોધન)ને ક્ષમા કરીએ છીએ. તે રાજા પોતાના સહાયકો સહિત ભલે વીરલોક પ્રાપ્ત કરે.[૩૭] દ્વિજોમાં અગ્ર દ્વિજોની અનુમતિથી તે ભલે સ્વર્ગમાં સુખ ભોગવે, અને આપ પણ પુણ્યનું ફળ અને ધર્મના વિષયમાં ઉંચામાં ઉંચી સ્થિતિ મેળવો.[૩૮] વળી તું આખો (વેદ) ધર્મ બરાબર જાણ; તું સારાં વ્રત પાળનારો થા. પાંડવોના સંબંધમાં તારે કે અમારે દૃષ્ટિપ્રદાન કરવું (માત્ર નજરથી સોંપવું) તે વૃથા છે.[૩૯] તેઓ તો સ્વર્ગનું પણ પાલન કરવા સમર્થ છે, તો પછી આ ભૂમિની તો વાત જ શી કરવી? હે બુદ્ધિશાળી! સમ કે વિષમ પ્રસંગોમાં પ્રજાઓ, હે કુરુકુલશ્રેષ્ઠ! શીલરૂપ ભૂષણવાળા પાંડવોને અનુસરશે. તે પાર્થિવ (રાજા) એવો પાંડવ (પાંડુપુત્ર યુધિષ્ઠિર) પૂર્વના (આગળના) રાજાઓએ ચલાવવા માટે કબુલ કરેલાં બ્રાહ્મણોના અગ્રહારોનું* અને પારિબર્હોનું†[૪૦-૪૧] રક્ષણ કરે છેજ. તે વૈશ્રવણના જેવો દીર્ઘદર્શી છે, મૃદુ છે, દાન્ત છે, તથા સદા કુબેર સમાન છે,[૪૨] વળી મોટાં મનવાળા કુન્તીનાં પુત્ર યુધિષ્ઠિર પાસે ઉદાર સચિવો છે. તે અમિત્ર (શત્રુ) ઉપર દયા કરવાવાળો છે, (તો પછી બીજાપર

* બ્રાહ્મણોને દાનમાં આપેલાં ગામો. † ઈનામી ગામો.

દયા કરે તેની તો ખાતરી જ રહે છે) એ ભરતર્ષભ પવિત્ર છે.[૪૩] તે બુદ્ધિવાળો સીધું જુવે છે અને પુત્રની માફક સદા અમારું રક્ષણ કરે છે. આ ધર્મના પુત્રના સંસર્ગથી અમારું વિપ્રિય(નઠારું),[૪૪] હે રાજર્ષિ! ભીમાર્જુનાદિ કોઈ કરશે નહિ. હે કૌરવ્ય! તેઓ મૃદુજનોની સાથે મંદ છે અને તીખા માણસોની સાથે ઝેરી સાપના જેવા તીક્ષ્ણ છે.[૪૫] તે વીર્યવાળા મહાત્માઓ પૂરજનના હિતમાં પ્રીતિ રાખવાવાળા છે. કુન્તી કે પાંચાળી કે ઉલૂપી કે સાત્વતી[૪૬] આ માણસથી પ્રતિકૂલ કર્મો કદિ કરશે નહીં. તમે કરેલો આ સ્નેહ યુધિષ્ઠિરે વધારેલો છે,[૪૭] અને પૂરજનો અને પ્રાન્તમાં રહેનારાઓ તેને પાછળ રાખશે નહિ. અધર્મીઓનું પણ કુન્તીના પુત્રો જેઓ મહારથી છે તેઓ,[૪૮] માનવાળા તથા ધર્મપરાયણ થઈને પાલન કરશે. હે રાજન્! યુધિષ્ઠિર સંબંધી તારું માનસિક દુઃખ દૂર કરી[૪૯] ધર્મનાં કાર્યો કર. હે પુરુષોમાં ઋષભ સમાન! તને અમારા નમસ્કાર છે.

વૈશમ્પાયન કહે છેઃ–તેનું ધર્મવાળું અને ઉત્તમ ગુણવાળું વચન સ્વીકારીને[૫૦] સર્વ મનુષ્યોએ 'સાધુ! સાધુ!' કહી ઉપાડી લીધું. અને ધૃતરાષ્ટ્રે તે વાકયને ફરી ફરીને માન આપીને[૫૧] ધીમે ધીમે પ્રકૃતિ વર્ગને વિસર્જન કર્યો. તેઓએ તે રાજાનું સારી રીતે પૂજન કર્યું અને તેનાં કલ્યાણની અપેક્ષા બતાવી.[૫૨] હે ભરતર્ષભ! તે બ્રાહ્મણોને બે હાથ જોડીને પૂજા કરી (સત્કાર કર્યો) અને પછી ગાંધારીની સાથે પોતાના ભવનમાં દાખલ થયો. હવે તે રાત્રિ વીત્યા પછી તેણે જે કર્યું તે સાંભળ.[૫૩]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'प्रजाए करेलुं सांत्वन' ए नामनो अध्याय १० मो समाप्त

## અધ્યાય ૧૧ મો

## ભીમનું વૈર

વૈશમ્પાયન કહે છેઃ–પછી રજની વીતી ગયા પછી અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્રે વિદુરને યુધિષ્ઠિરના નિવાસ સ્થાનપર મોકલ્યો.[૧] રાજાના કહેવાથી મહા તેજસ્વી અને સર્વ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા તેણે જઇને અચ્યુત ઈશ્વર એવા યુધિષ્ઠિરને, આ પ્રમાણે કહ્યું કે,[૨] "મહારાજા ધૃતરાષ્ટ્રે વનવાસ જવાની દીક્ષા લીધી છે. હે રાજન્! આ આવી પહોંચેલી કાર્તિકી પૂર્ણિમાને દિવસે તે જનાર છે.[૩] હે કુરુકુળશ્રેષ્ઠ! તે તારી પાસેથી કંઇક અર્થ(ધન)ની ઇચ્છા કરે છે. તે મહાત્મા ગાંગેય(ભીષ્મ)નું, દ્રોણનું, સોમદત્તનું અને બુદ્ધિમાન્ બાહ્લિકનું તથા પોતાના સર્વે પુત્રો તથા બીજા જે જે મિત્રો હણાયા છે તેમનું, અને તું જો રજા આપે તો નીચ સૈંધવોનું પણ શ્રાદ્ધ કરવાની ઇચ્છા રાખે છે." વિદુરનું આ વચન સાંભળીને યુધિષ્ઠિરને,[૪-૬] આનંદ થયો, અને ગુડાકેશ પાંડવે(અર્જુને) તેની પૂજા કરી. પણ દૃઢ થયેલો છે ક્રોધ જેનો એવા મહા તેજસ્વી ભીમે, વિદુરનાં તે વચનનો દુર્યોધને કરેલાં કૃત્યનું સ્મરણ થતાં, તે વખતે સ્વીકાર કર્યો નહિ. ભીમસેનનો અભિપ્રાય જાણીને ફાલ્ગુન[૭-૮] જેણે મુકુટ પહેર્યો હતો તેણે જરાક નમન કરીને પુરુષોમાં ઋષભ જેવા તેને કહ્યું કે, "હે ભીમ! આપણા રાજા પિતા જે વૃદ્ધ છે તેણે વનવાસ કરવાની દીક્ષા લીધી છે.[૯] તે પોતાના સર્વ મિત્રોનું ઔર્ધ્વદેહિક (શ્રાદ્ધ) કરવાની ઇચ્છા કરે છે. તે કૌરવ, આપે મેળવેલું ધન આપવાને ઇચ્છે છે.[૧૦] હે મહાબાહુ! ભીષ્માદિને માટે તેની તમારે આજ્ઞા આપવી જોઈએ. હે મહાબાહો! સુભાગ્યે આજે ધૃતરાષ્ટ્ર આ યાચે છે,[૧૧] કે જેની પાસે પૂર્વે આપણે યાચના કરતા હતા. કાળનો આ ફેરફાર જો. આખી પૃથિવીનો જે ભર્તા અને નરાધિપ થયા પછી,[૧૨] તે કે જેના અમાત્યોને શત્રુઓએ હણ્યા છે તે આજે વનમાં જવાની ઇચ્છા કરે છે. હે પુરુષવ્યાઘ્ર! માટે હવે તારે દાન આપવા સિવાય બીજું કોઈ જોવું (વિચાર કરવો) નહિ.[૧૩] હે મોટી ભુજાવાળા! આના સિવાય બીજું તો અપયશ કરાવનારું અને અધર્મનું કારણ છે; માટે રાજા અને ઈશ્વર (સમર્થ) એવા મોટા ભાઇને એ જ ઉપદેશ આપો.[૧૪] હે ભરતર્ષભ! તું પણ દાન આપવાને યોગ્ય છો, લેવાને નહિ." આ પ્રમાણે કહેનારા બીભત્સુની ધર્મરાજાએ પણ પૂજા કરી (માન આપ્યું).[૧૫] પછી ભીમસેને ક્રોધમાં આ પ્રમાણે જોરથી કહ્યું કે, "હે ફાલ્ગુન! ભીષ્મનું પ્રેતકાર્ય આપણે કરીશું,[૧૬] તેમ જ રાજા સોમદત્તનું અને ભૂરિશ્રવાનું, રાજર્ષિ બાહ્લિકનું અને મહાત્મા દ્રોણનું[૧૭] અને બીજા સર્વેનું કાર્ય કરીશું. કુન્તી માતા કર્ણને પિંડ આપશે. હે પુરુષવ્યાઘ્ર! કૌરવ રાજાને તો શ્રાદ્ધ કરવા ના દો,[૧૮] એવી મારી બુદ્ધિ છે. આપણા શત્રુઓને આપણી નિન્દા કરવા ના દો. દુર્યોધન વગેરે સર્વે ભલે દુઃખમય સ્થાનથી વિશેષ દુઃખમય સ્થાનમાં જતા.[૧૯] એ આપણા કુળને કલંક લગાડનારાઓએ જ આ આખી પૃથિવીનો નાશ કરાવ્યો છે, તું પેલું બે અને દશ એટલે બાર વર્ષનું વૈર કેમ ભૂલી જાય છે?[૨૦] અને દ્રૌપદીના શોકમાં વધારો કરનાર (તેરમા વર્ષનો) ગહન અજ્ઞાતવાસ કેમ ભૂલી જાય છે? તે વખતે ધૃતરાષ્ટ્રનો સ્નેહ આપણા-

થી ક્યાં છૂપાઈ ગયો હતો ?[२१] કાળા હરણનું ચામડું ઓઢેલો, આભરણ અને ભૂષણ જેનાં લૂટાયેલા એવો તું જ પાંચાલ રાજાની પુત્રીની સાથે આજ રાજાની પાસે ગયો હતો ને ?[२२] ત્યારે દ્રોણ અને ભીષ્મ એ બે જણા અને સોમદત્ત પણ ક્યાં હતા ? જ્યારે તેર વર્ષ સુધી વનમાં વનના પદાર્થોપર તું જીવતો હતો,[२३] ત્યારે એ જ્યેષ્ઠ પિતાએ તો પિતૃભાવે તને કંઈ જોયો ન હતો. હે પાર્થ ! તે શું હવે ભૂલી જવાયું છે કે ? એ કુલને કલંક લગાડનાર,[२४] દુષ્ટ બુદ્ધિવાળાએ, જ્યારે દ્યૂત રમાતું હતું ત્યારે, વિદુરને પૂછ્યું હતું કે, કોણ જીત્યું ?"

આ પ્રમાણે બોલનારા (ભીમ)ને બુદ્ધિમાન્, કુન્તીપુત્ર રાજા યુધિષ્ઠિરે, ઠપકો આપતાં એમ કહ્યું કે, 'શાંત થા.'[२५]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवास-पर्वमां 'भीमनो क्रोध' ए नामनो अध्याय ११ मो समाप्त

## અધ્યાય ૧૨ મો

### યુધિષ્ઠિરનું ઔદાર્ય

અર્જુન કહે છેઃ–'હે ભીમ ! તું મારો મોટો ભાઈ છે અને ગુરુ છે એટલે હું કંઈ બીજું કહેવાનો ઉત્સાહ રાખતો નથી. ગમે તેમ પણ રાજર્ષિ ધૃતરાષ્ટ્ર સર્વથા માનને યોગ્ય છે.[१] સાધુ પુરુષો, ઉત્તમ પુરુષો, જેઓ આર્યની મર્યાદાને તોડતા નથી તેવાઓ કોઈના અપરાધનું સ્મરણ કરતા નથી પણ સુકૃતનું સ્મરણ કરે છે.'[२]

તે મહાત્મા ફાલ્ગુનનાં આ વચન સાંભળીને કુન્તીપુત્ર, ધર્માત્મા યુધિષ્ઠિરે વિદુરને કહ્યું કે,[३] 'મારા કહેવાથી, હે ક્ષત્રિય ! કૌરવ રાજાને આ વચન કહેજો કે જ્યારે તમારા પુત્રોનાં શ્રાદ્ધ કરવાની ઈચ્છા કરશો ત્યારે હું ધન આપીશ.[४] ભીષ્મ વગેરે સર્વે મિત્રો અને ઉપકાર કરનારાઓનાં શ્રાદ્ધ માટે મારા ભંડારમાંથી હું ધન આપીશ. હે વિભો ! તેમાં ભીમે અતિ દુઃખી મનવાળા થવું નહિ.'[५]

વૈશમ્પાયન કહે છેઃ–આમ કહીને ધર્મરાજાએ અર્જુનની સામી પૂજા કરી (માન આપ્યું), અને ભીમસેને ધનંજયપર ક્રોધનો કટાક્ષ કર્યો.[६] પછી બુદ્ધિમાન્ યુધિષ્ઠિરે વિદુરને આ વાક્ય કહ્યું કે, 'એ નૃપતિએ ભીમસેનપર કોપ કરવો યોગ્ય નથી.[७] હિમ, વર્ષાદ અને તડકાદિથી અને બીજાં જાતજાતનાં ઘણાં દુઃખોથી અરણ્યમાં બુદ્ધિમાન્ ભીમને પણ કલેશ વેઠવો પડ્યો હતો, એ તને તો જાણીતું છે.[८] પરંતુ હે ભરતર્ષભ ! મારાં વચનથી રાજાને કહેજે કે મારા ઘરમાંથી જે જે વસ્તુઓની જેટલી ઇચ્છા થાય તેટલી ઇચ્છા તે તે વસ્તુઓ લઈને પૂર્ણ કરજો.[९] અત્યંત દુઃખી થયેલો આ ભીમ જે કંઈ મત્સરથી કરે છે તે કંઈ મનમાં લાવવું નહિ, એમ તે રાજાને કહેજો.[१०] મારા ઘરમાં અને અર્જુનના ઘરમાં જે કંઈ ધન છે તેના સ્વામી મહારાજ છે એમ તે રાજાને કહેજો.[११] તે રાજા બ્રાહ્મણોને ભલે યથેષ્ટ દાન આપે. ભલે તે યથેષ્ટ ખર્ચ કરે ! પોતાના પુત્રોના અને મિત્રોના દેવામાંથી ભલે તે આજે છૂટે ![१२] અને મારું આ શરીર પણ, હે જનાધિપ ! તારા આધીન છે. તેમ મારું ધન પણ તારું જ છે એમ જ તું જાણ. એમાં મારે માટે જરાપણ સંશય કરો મા.'[१३]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवास-पर्वमां 'युधिष्ठिरनो धृतराष्ट्रने संदेशो' ए नामनो अध्याय १२ मो समाप्त

## અધ્યાય ૧૩ મો

### યુધિષ્ઠિરનો સંદેશો

વૈશમ્પાયન કહે છેઃ–યુધિષ્ઠિર રાજાએ વિદુરને આમ કહ્યું એટલે બુદ્ધિમાનોમાં ઉત્તમ વિદુરે ધૃતરાષ્ટ્રની પાસે જઈને મહા અર્થવાળું આ વાક્ય કહ્યું[१] કે, "તારું વચન આદિથી યુધિષ્ઠિર રાજાને મેં કહ્યું તે તે મહા પ્રકાશવાળાએ સાંભળીને ઘણી પ્રશંસા કરી.[२] તેમ મહા તેજસ્વી બીભત્સુએ પણ પોતાનાં મકાનો, તેના ઘરમાં જે કંઈ દોલત હોય તે, તેમ પોતાના પ્રાણો પણ તને સોંપ્યા છે.[३] અને તારા પુત્ર ધર્મરાજાએ પણ પોતાનું રાજ્ય, પ્રાણ અને ધન અને બીજું જે કંઈ તેનું પોતાનું હોય તે પણ, હે રાજર્ષિ ! તને સોંપ્યું છે.[४] પણ મહાબાહુ ભીમે, પોતાનાં પુષ્કળ સર્વ દુઃખોનું સ્મરણ કરી કરીને જાણે કચવાટથી નિઃશ્વાસ નાંખી નાંખીને 'હા' ભણી છે.[५] હે રાજન્ ! ધર્મશીલ રાજાએ અને બીભત્સુએ તેને સમજાવ્યો છે, અને તે મહાબાહુને તારા તરફ સહૃદયવાળો કર્યો છે.[६] 'તારે તેને માટે ક્રોધ કરવો નહિ' એમ ધર્મરાજાએ કહ્યું છે. 'ભીમે' તે વૈરનું સંસ્મરણ થવાથી, એમ અન્યાયના જેવું આચરણ કર્યું છે.[७] કારણ કે હે નરાધિપ ! ક્ષત્રિયોનો એ જાતનો સામાન્ય ધર્મ છે, અને આ વૃકોદર યુદ્ધમાં અને ક્ષત્રિય ધર્મમાં પરાયણ રહેનારો છે.[८] વૃકોદરને ખાતર હું અને અર્જુન પુનઃપુનઃ હે નૃપતિ ! તારી પાસે માંગીએ છીએ કે, કૃપા કરજે. અહિંયાં તું જ અમારો પ્રભુ છો.[९] હે પાર્થિવ ! જેટલું ધન તું ઇચ્છે તેટલું ભલે દાનમાં આપો. હે ભારત ! તું આ રાજ્યનો અને પ્રાણોનો ઈશ્વર છો.[१०] તારા પુત્રોની ઔર્ધ્વદેહિક (શ્રાદ્ધ) ક્રિયા કરો, અને બ્રાહ્મણોને આપવા યોગ્ય

અગ્રહારો આપો. અહિંયાંથી રત્નો, ગાયો, દાસીઓ, દાસો, ઘેટાંઓ, બકરાંઓ[૧૧] લઈ જઇને, હે કુરુશ્રેષ્ઠ! ભલે બ્રાહ્મણોને અને દીન(રાંક) જનોને, આંધળા અને કૃપણોને પણ રાજાની આજ્ઞા પ્રમાણે, આપવા માંડો.[૧૨] 'હે વિદુર! ઘણી ઘણી જાતનાં અન્નના અને જાત જાતનાં રસના પાનકોથી ભરપૂર સભાઓ(ગૃહો) તૈયાર કરાવો, ગાયોને પીવા માટે હવાડાઓ અને બીજાં સર્વ વિવિધ પુણ્યનાં કર્મો કરો.'[૧૩] આ પ્રમાણે પાર્થ રાજાએ અને ધનંજયે મને આમ કહ્યું છે. હવે આ વિષયમાં બીજું જે કોઈ કાર્ય હોય તે આપ કહેવા યોગ્ય છો."[૧૪]

વિદુરે આમ કહ્યું એટલે ધૃતરાષ્ટ્રે તે સર્વને અભિનંદન આપ્યું, અને હે જનમેજય! કાર્તિકી પૂર્ણિમાને દિવસે મોટાં દાન આપવાનો ઠરાવ કર્યો.[૧૫]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वमां आश्रमवासपर्वविषे 'युधिष्ठिरनो संदेश' ए नामनो अध्याय १३ मो समाप्त

## અધ્યાય ૧૪ મો

### ધૃતરાષ્ટ્રનો દાનયજ્ઞ

વૈશમ્પાયન કહે છેઃ-વિદુરે આ પ્રમાણે કહ્યું એટલે જનાધિપ ધૃતરાષ્ટ્ર, હે રાજન્! રાજા(યુધિષ્ઠિર)નાં તથા જિષ્ણુ(અર્જુન)નાં કર્મપર પ્રસન્ન થયો.[૧] પછી ભીષ્મને માટે યોગ્ય બ્રાહ્મણો અને ઉત્તમ ઋષિઓને તથા પોતાના પુત્રોને માટે હજારો મિત્રો (સ્નેહી હૃદયના બ્રાહ્મણો)ને જોઈ જોઇને બોલાવીને,[૨] અન્ન અને પાન કરાવીને તેમને પાનો અને ઓઢવાનાં વસ્ત્રો, સુવર્ણ, મણિ, અને રત્નો, દાસ અને દાસીઓ, અને ઘેટાં અને બકરાંઓ,[૩] કાંબળાઓ, રત્નો, ગાયો અને ખેતરો તથા ધન તથા અલંકારો (સાજ) વાળા હાથીઓ, ઘોડાઓ, કન્યાઓ અને ઉત્તમ સ્ત્રીઓ,[૪] (મરી ગયેલા દરેક દરેકને) ઉદ્દેશી ઉદ્દેશીને સર્વેને તે ઉત્તમ રાજાએ અર્પણ કર્યાં. દ્રોણનું નામ દઇને, તેમજ ભીષ્મ અને સોમદત્ત અને બાહ્લિક[૫] અને રાજા દુર્યોધન તથા એક એક પુત્રો તથા જયદ્રથાદિ સર્વ સુહૃદનું નામ દેઈ દેઇને,[૬] યુધિષ્ઠિરની સંમતિથી, તેણે ઘણાં ગાયોનાં ટોળાંની દક્ષિણાવાળો અને ધન અને રત્નોના અનેક પ્રવાહોવાળો શ્રાદ્ધયજ્ઞ કર્યો.[૭] ત્યાં યુધિષ્ઠિરની આજ્ઞાથી હિસાબ ગણનારા અને લખનારા પુરુષો તે રાજાને પૂછતા જ રહેતા હતા કે,[૮] 'આમને શું આપવું તેની આજ્ઞા કરો.' '(ફલાણું) આપો' એમ કહેતાં વાર જ, તેનાં વચન પૂરાં થતાંમાં તો તે વસ્તુઓ હાજર થતી, અને તેઓ આપ્યા જતા હતા.[૯] સો આપવા યોગ્યને દશ સો અને હજારને યોગ્યને દશ હજાર બુદ્ધિમાન્ રાજા કુંતીપુત્રની આજ્ઞાથી અપાતી હતી.[૧૦] અંબુદ (મેઘ) જેમ સસ્ય (બીજ)પર વર્ષે છે તેમ દોલતની ધારાઓથી આમ વર્ષતા આ નૃપરૂપ મેઘે તે વિપ્રોનું તર્પણ કર્યું.[૧૧] હે મહામતિવાળા! તે પછી તે રાજાએ ત્યાં જ સર્વ વર્ણોને જાતજાતનાં અન્નપાન અને રસોના પ્રવાહોમાં ડુબાડી દીધા.[૧૨] વસ્ત્રો, ધન અને રત્નોરૂપ પ્રવાહોવાળો, મૃદઙ્ગના અવાજથી ઘૂઘવાટ કરવાવાળો, ગાયો અને અશ્વોરૂપ મઘરોવાળો અને વમળોવાળો, જાતજાતનાં રત્નોથી મોટો રત્નાકર જેવો,[૧૩] ગ્રામો અને અગ્રહારરૂપ દ્વીપથી ભરપૂર, મણિ અને હેમરૂપ જળવડે ખારો એવો ધૃતરાષ્ટ્રરૂપ સમુદ્ર મોટા મોજાં ઉછાળતો જગતને ડુબાવવા લાગ્યો.[૧૪] આ પ્રમાણે, હે મહારાજ! તેણે પુત્રોનું, પૌત્રોનું તથા પોતાના તથા ગાંધારીના પિતૃઓનું ઔર્ધ્વદેહિક (શ્રાદ્ધ) કર્મ કર્યું.[૧૫] પછી અનેક દાનો આપતાં આપતાં જ્યારે તે થાકી ગયો ત્યારે તે નરાધિપનો દાનયજ્ઞ પૂર્ણ થયો.[૧૬] આ પ્રમાણે, હે કૌરવ! તે રાજાએ મહાન્ દાનયજ્ઞ કર્યો હતો કે જેમાં નટો, નાચનારો અને કળાવંતો પુષ્કળ હતા અને જેમાં પુષ્કળ અન્નો, રસો અને દક્ષિણાઓ અપાઈ હતી.[૧૭] રાજા અંબિકાસુત આમ દશ દિવસ સૂધી દાનો આપીને, હે ભરતર્ષભ! પુત્રો અને પૌત્રોના ઋણમાંથી મુક્ત થયો.[૧૮]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'धृतराष्ट्रनो दानयज्ञ' ए नामनो अध्याय १४ मो समाप्त

## અધ્યાય ૧૫ મો

### ધૃતરાષ્ટ્રનું નગરબાહાર પ્રયાણ

વૈશમ્પાયન કહે છેઃ-પછી બીજે દિવસે પ્રભાતમાં અંબિકાના પુત્ર રાજા ધૃતરાષ્ટ્રે વીર પાંડવોને બોલાવીને વનવાસમાં જવાનો વખત નક્કી કર્યો.[૧] ગાંધારી સહિત તે બુદ્ધિમાને તેમને યથાવિધિ અભિનન્દન આપ્યું, અને વેદમાં પારંગત બ્રાહ્મણો પાસે (ઉદવસનીય નામની) ઇષ્ટિ કરાવીને કાર્તિકી પૂર્ણિમાને દિવસે[૨] વલ્કલ અને ચામડાંનાં વસ્ત્રો પહેરીને પોતાનાં વધૂજન (વહુવારુઓ)થી વિંટાઇને તે રાજા પોતાના અગ્નિહોત્રને આગળ કરીને પોતાના મહેલમાંથી બહાર નીકળ્યો.[૩] જ્યારે વિચિત્રવીર્યનો પુત્ર તે રાજા મહેલમાંથી બહાર નીકળ્યો ત્યારે કૌરવો અને પાંડવોની સ્ત્રીઓ તેમ જ

કૌરવના રાજવંશની બીજી સ્ત્રીઓનો (રડવાનો) મોટો પોકાર પડી રહ્યો.[૪] પછી લાજા(શાળની ધાણી)થી અને જાતજાતનાં ફુલોવડે તે રાજાએ, અર્થાત્ નરેન્દ્રે પોતાના ઘરની પૂજા કરી, પોતાના નોકર વર્ગને ધન આપીને સન્માન આપ્યું, અને પછી સર્વને રજા આપીને ચાલી નીકળ્યા.[૫] પછી હે તાત! હાથ જોડી રહેલા, કાંપતા, બાષ્પથી રુંધાયેલા કંઠવાળા, રાજા યુધિષ્ઠિર મોટે સ્વરે ઘાંટો કાઢતા રડી પડ્યા કે, 'હે સાધો! તું ક્યાં જશે?' અને એમ કહેતા ભૂમિપર તૂટી પડ્યા.[૬] તથા તીવ્ર દુઃખથી ઘણો તપી ગયેલો, વારંવાર નિશ્વાસ મૂકતો, ભરતવંશમાં અગ્ર એવો અર્જુન, યુધિષ્ઠિરને 'એમ મા કરો' એમ કહીને, તેને પકડીને દીનની માફક બેસી ગયો.[૭] વૃકોદર, ફાલ્ગુન તેમજ માદ્રીના બે વીર પુત્રો, વિદુર અને સંજય, વૈશ્યાપુત્ર (ધૃતરાષ્ટ્રનો પુત્ર યુયુત્સુ), ગૌતમ, ધૌમ્ય અને બીજા બ્રાહ્મણો શોકને લીધે બાષ્પથી રુંધાઇ ગયેલા કંઠવાળા તેમની પાછળ ગયા.[૮] આંખે પાટા બાંધીને ચાલતી ગાંધારીને, પોતાની ખાંધપર મુકેલો હાથ ઉપાડીને કુન્તી આગળ ચાલતી હતી. ગાંધારીના ખભાંપર હાથ મુકીને રાજા ધૃતરાષ્ટ્ર શાંતિથી ચાલતા હતા.[૯] વળી કૃષ્ણા દ્રૌપદી અને સાત્વતી અને નાના બાળકવાળી કૌરવી ઉત્તરા અને ચિત્રાંગદા અને બીજી કેટલીક સ્ત્રીઓ જેઓ પોતાની વહુવારુઓની સાથે રાજાની સાથે પ્રયાણ કરતી હતી તે[૧૦] સર્વ દુઃખને લીધે રુદન કરતી સ્ત્રીઓનો મોટેથી રડવાનો અવાજ, હે રાજન્! કુરરીના જેવો થયો હતો. તે સાંભળીને બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોની ભાર્યાઓ ચારે તરફથી (ઘર) બહાર (નીકળી) આવી.[૧૧] હે રાજન્! જેમ પૂર્વે કૌરવોની સભામાંથી દ્યૂત રમીને પાંડવો ગયા ત્યારે પૌરવર્ગ દુઃખી થયો હતો તેમ તે (ધૃતરાષ્ટ્રાદિ)નાં પ્રયાણ વખતે ગજ નામના પૂરમાં આખો પૌરવર્ગ દુઃખી થયો.[૧૨] જે રામાઓએ કયારેય પણ ચંદ્રમાને કે સૂર્યને જોયો ન હતો તેઓ પણ, તે નરેન્દ્ર કૌરવેન્દ્ર મહાવનમાં જતા હતા ત્યારે, શોકથી દુઃખી થતી રાજમાર્ગમાં આવી પોહોંચી.[૧૩]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'धृतराष्ट्रनुं नगर बाहार गमन' ए नामनो अध्याय १५ मो समाप्त

---

## અધ્યાય ૧૬ મો

### કુન્તીનું વનગમન

વૈશમ્પાયન કહે છેઃ-પછી હે પાર્થિવ! મેહેલોની અગાસીઓમાં અને પૃથિવીપર નારીઓનો તથા નરોનો ઘણો જ મોટો કોળાહળ થઇ રહ્યો.[૧] તે બુદ્ધિમાન્ રાજા કાંપતો અને હાથ જોડતો નરનારીઓથી ભરપૂર રાજમાર્ગ ઉપરથી જેમ તેમ (નગર) બાહાર નીકળ્યો.[૨] તે ગજ નામથી ઓળખાતા નગરના વર્ધમાન નામના દરવાજામાંથી બાહાર નીકળ્યો, અને પછીથી ધીમે ધીમે માણુસોના તે પ્રવાહને ફરી ફરીને વિસર્જન કરવા માંડ્યો.[૩] પણ વિદુરે તો રાજાની સાથે વનમાં જવાનો ઠરાવ કીધો હતો, તેમ જ મહામાત્ર સંજયે તથા ગાવલ્ગણિસુતે પણ તેમ જ ઠરાવ કીધો હતો.[૪] તે પછી મહીપાલ ધૃતરાષ્ટ્રે કૃપ અને મહારથી યુયુત્સુને યુધિષ્ઠિરના હાથમાં સોંપીને કૃપ અને યુયુત્સુને પાછા વાળ્યા.[૫] પૌરવાસીઓ પાછા વળ્યા પછી ધૃતરાષ્ટ્રની અનુજ્ઞા લઇને પોતાના અંતઃપુર સહિત પાછા ફરવાની રાજા યુધિષ્ઠિરે ઇચ્છા કરી,[૬] અને વનમાં તેની સાથે જવાની ઇચ્છાવાળી પોતાની માતા કુંતીને કહ્યું કે, 'હું રાજાની પાછળ જઇશ અને આપ પાછાં ફરો.[૭] હે રાણિ! આ વહુઓના પરિવાર સાથે તારે નગરમાં જવું યોગ્ય છે. તપ કરવાના નિશ્ચયવાળા આ ધર્માત્મા રાજાને જવા દે.'[૮] આ પ્રમાણે ધર્મરાજાએ કહ્યું, પરંતુ બાષ્પથી વ્યાકુલ થઇ ગયેલાં લોચનવાળી કુન્તીએ ગાંધારીને પકડીને ચાલ્યા જ કર્યું.[૯]

અને કુન્તીએ ચાલતાં ચાલતાં કહ્યું કે, 'હે મહારાજ! સહદેવ પર કદિ પણ અવકૃપા કરીશ નહિં. હે રાજન્! એ મારા પર જેમ હેત રાખે છે તેમ તારા પર સર્વદા હેત રાખે છે.[૧૦] સંગ્રામમાં નાસે નહિં એવા કર્ણને સંભારજે. કારણ કે મારી દુષ્ટ બુદ્ધિથી તે વીર સંગ્રામમાં માર્યો ગયો છે.[૧૧] હે પુત્ર! હું મન્દ બુદ્ધિવાળીનું હૃદય ખરેખર લોખંડી છે, કારણ કે તે સૂર્યના પુત્રને ન જોનારી એવી જે હું તેના હૃદયના સો કટકા થઈ જતા નથી.[૧૨] હે શત્રુને દમનારા! આમ બની ગયા પછી મારાથી હવે શું કરી શકાય તેમ છે? આ મારો મોટો દોષ થયો છે કે સૂર્યપુત્ર કર્ણ મારો છે તે તેને જણાવ્યું નહિં.[૧૩] હે અરિમર્દન! હે મહાબાહુ! તારા ભાઈઓ સાથે તે સૂર્યપુત્રને માટે પણ તું ઉત્તમ દાનો આપજે.[૧૪] હે અરિકર્શન! દ્રૌપદીને મનગમતું તારે નિત્ય કરવું; તેમ હે કુરુદ્વહ! તું, ભીમસેન અને અર્જુન, અને નકુળ[૧૫] એ સર્વનું હે રાજન્! તારે સમાધાન કરવાનું છે. આજથી આપણા કુલની ધૂરી તારાપર પડી છે. હું તો હવે સાસુસસરાના પાદની સેવા કરતી મલરૂપ કાદવવાળી તાપસી બનીને વનમાં ગાંધારીની સાથે રહીશ.'[૧૬]

વૈશમ્પાયન કહે છેઃ-કુન્તીએ આ પ્રમાણે તેને કહ્યું એટલે ઇન્દ્રિયોને વશ રાખનાર તે ધર્માત્માને

પોતાના ભાઇઓ સહિત ઘણું દુઃખ થયું, પણ તે બુદ્ધિમાન્ કંઈ પણ બોલ્યો નહિ.[૧૭] દીન, ચિંતા અને શોકવાળા એવા ધર્મરાજા યુધિષ્ઠિરે એક મુહૂર્ત ભર વિચાર કરીને પોતાની માતાને કહ્યું કે,[૧૮] 'આ તેં શું વ્યવસાય કરવા ધાર્યો છે? તારે આમ કહેવું યોગ્ય નથી. હું તને તો રજા આપીશ નહિં, માટે તું તો અમારાપર કૃપા કર.[૧૯] હે પ્રિયકારક દર્શનવાળી! આગળ નગરમાંથી બહાર નીકળવાને ઉદ્યમ કરતા એવા અમને તેં જ વિદુલાનાં વચનો કહીને ઉત્સાહ આપ્યો હતો; આજે હવે તું અમને આમ છેક જ છોડી જવાને યોગ્ય નથી.[૨૦] નરોમાં ઉત્તમ એવા વાસુદેવદ્વારા તારી અક્કલે ચાલીને તો પૃથિવીપાલોને હણીને મેં આ રાજ્ય પ્રાપ્ત કર્યું છે.[૨૧] તારી જે બુદ્ધિ વિષે મેં વાસુદેવદ્વારા સાંભળ્યું હતું, તે તારી બુદ્ધિ આજે કયાં છે? અમને ક્ષાત્ર ધર્મ પાળવા વિષે ઉપદેશ કરીને તું હવે જવાની કેમ ઇચ્છા કરે છે?[૨૨] અમને, અને આ રાજ્યને, છોડીને, હે યશસ્વિનિ! તું વહૂઓ વિના દુઃખે કરીને જઇ શકાય એવા વગડામાં કેમ રહેશે? માટે આજે તું કૃપા કર.'[૨૩]

આમ પોતાના પુત્રની આવી બાષ્પથી ગદગદિત વાણી કુન્તીએ સાંભળી; તેની આંખો આંસુથી ભરાઇ ગઈ, પણ ચાલ્યા કર્યું ત્યારે ભીમે તેને કહ્યું કે,[૨૪] 'હે કુન્તિ! જ્યારે પુત્રે જિતેલું આ રાજ્ય ભોગવવા જેવું થયું છે અને રાજ્યધર્મો પાળવા યોગ્ય થયા છે ત્યારે તને આ મતિ કયાંથી આવી?[૨૫] ત્યારે તેં પૂર્વે અમારી પાસે પૃથિવીનો ક્ષય શા માટે કરાવ્યો? કયા હેતુથી તું અમને છોડીને વનમાં જવાની ઇચ્છા કરે છે?[૨૬] અને વનમાંથી જ તેં અમને બાળકોને તથા માદ્રીના આ બે પુત્રો જેઓ દુઃખ અને શોકમાં ઘેરાઈ ગયા છે, તેમને પાછા આણ્યા શા માટે? (અમે વનમાં જન્મ્યા હતા તે અમને વનમાં જ રાખવા હતા).[૨૭] હે માતા! તું કૃપા કર. હે યશસ્વિની! તું આજે વનમાં જા મા. હે માતા! તું આ યુધિષ્ઠિરની શ્રી જે બળથી મેળવેલી છે, તે બધીને ભોગવ.'[૨૮]

પણ સત્વર વનવાસ કરવાની ભાવનાવાળી તેણે નિશ્ચય કરેલો હોવાથી અનેક રીતે શોક કરતા પોતાના પુત્રોની વાત સાંભળી નહિ.[૨૯] પછી ખિન્ન વદનવાળી દ્રૌપદી, રુદન કરતી સુભદ્રાની સાથે, વનમાં વાસો કરવાને જાતી પોતાની સાસુ પાસે (આગળ) આવી.[૩૦] વનમાં જવા માટે નિશ્ચય કરી બેઠેલી અને મહા અક્કલવાળી કુંતીએ પોતાના સર્વ પુત્રોને રુદન કરતા વારંવાર જોતાં જોતાં ચાલ્યા જ કર્યું.[૩૧] પાંડવોએ પણ પોતાના નોકરો અને અંતઃપુર (સ્ત્રીઓ) સહિત તેની પાછળ ચાલ્યા જ કર્યું. પછી પોતાનાં આંસુ લોહી નાંખીને તેણે પોતાના પુત્રોને કહ્યું.[૩૨]



इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'कुन्तीनुं वनगमन' ए नामनो अध्याय १६ मो समाप्त

## અધ્યાય ૧૭ મો

### કુન્તીએ વિગ્રહ થવા માટે આપેલાં કારણો

કુન્તીએ કહ્યું કેઃ-હે મહાબાહો! હે પાંડવ! તું જેમ કહે છે તેમ જ વાત તો છે. તમે રાજાઓ જ્યારે નિરાશ થતા હતા ત્યારે મેં જ તમને ઉશ્કેર્યા હતા.[૧] દ્યૂતથી તમારું રાજ્ય હરાઈ ગયું હતું, સુખમાંથી તમે પડી ગયા હતા, તમારા જ્ઞાતિજનોથી તમે હારી ગયા હતા ત્યારે મેં જ તમને ઉશ્કેર્યા હતા.[૨] હે પુરુષમાં ઋષભ જેવાઓ! પાંડુની સંતતિનો નાશ કેમ કરીને ન થાય અને તમારી કીર્તિ કેમ કરીને નાશ ન પામે, માટે મેં ઉશ્કેરણી કરી હતી.[૩] તમે બધા ઇંદ્રના જેવા છો, દેવના જેવા પરાક્રમ કરવાવાળા છો; તમે શત્રુના મોં જોતા (મુંગા) બેસી ન રહો, માટે મેં એમ કર્યું હતું.[૪] ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ, વાસવ (ઇન્દ્ર) ના જેવો તું પાછો વનમાં જઇને દુઃખી કેમ ન થાય, એ વિચારીને મેં ઉશ્કેરણી કરી હતી.[૫] આ ભીમ જેનામાં દશ હજાર હાથીનું બળ છે અને જેનું પરાક્રમ અને પુરુષાર્થ પ્રખ્યાત છે, તે આ ભીમ નાશ ન પામે, એ વિચારે ઉશ્કેરણી કરી હતી.[૬] ભીમસેન પછી જન્મેલો આ વિજય જે વાસવના જેવો જ છે, તે મંદ પડી ન જાય માટે મેં ઉશ્કેરણી કરી હતી.[૭] પોતાના ગુરુ(મોટા)ના કહેવા પ્રમાણે ચાલનારા આ બે નકુળ અને સહદેવ ક્ષુધાથી નરમ ન પડી જાય, માટે મેં ઉશ્કેરણી કરી હતી.[૮] આ મહાન્, શ્યામા, વિશાળ લોચનવાળી ને સભાભૂમિમાં વૃથા દુઃખ દીધું તે ફોકટ ન જાય, માટે મેં તેમ કીધું હતું.[૯] હે ભીમ! તમારા સર્વના દેખતાં દેખતાં કદલીની માફક કાંપતી, સ્ત્રીઓના ધર્મ પાળનારી, ભરેલાં અંગવાળી, દ્યૂતમાં પરાજય પામેલી[૧૦] આ બિચારીને દુઃશાસને મૂર્ખપણાથી દાસીની માફક જોરથી જ્યારે ઘસડી ત્યારે જ આ મારું કુલ પરાજય પામ્યું છે, એમ મેં જાણ્યું.[૧૧] ત્યારે મારા સસરાદિ કૌરવો વીલે મોંઢે બેઠા હતા કે જયારે એ બિચારી દૈવરૂપ નાથ (રક્ષક)ની ઇચ્છા કરતી, કુરરીની માફક વિલાપ કરતી હતી.[૧૨] હે નૃપો! જ્યારે જેની બુદ્ધિ મરી ગઈ હતી, એવા પાપી દુઃશાસને આ બિચારીના કેશ પકડીને ખેંચ્યા ત્યારે મને મૂર્છા આવી ગઈ.[૧૩] જાણો કે તમારા

તેજની, જોરથી વૃદ્ધિ કરવા માટે, હે પુત્રો! વિદુલાનાં વાકયો સંભળાવીને મેં ઉશ્કેરણી કરી હતી.[૧૪] મને છોકરા છતાં પાંડુનો આ રાજવંશ નાશ કેમ ન પામે એ વિચારીને જ, હે પુત્રો! મેં ઉશ્કેરણી કરી હતી.[૧૫] હે પાર્થિવ! તેના નાશ પામેલા વંશના પુત્રોને અને પૌત્રોને સારું કર્મ કરનારાને મળતા લોકો મળે નહિ માટે તેના વંશનો નાશ કરાવ્યો છે.[૧૬] હે પુત્રો! પૂર્વે મેં તો મારા ધણીના વિશાળ રાજ્યનું ફળ ભોગવેલું છે, મોટાં દાનો આપ્યાં છે, અને યથાવિધિ સોમનું પાન કર્યું છે.[૧૭] મેં કંઈ મારે પોતાને માટે વાસુદેવને પ્રેર્યા ન હતા. વિદુલાના પ્રલાપોથી તમારાં રક્ષણ માટે મેં એ કર્યું હતું.[૧૮] હે પુત્રો! મારા પુત્રે જિતેલા રાજ્યનાં ફલની હું ઇચ્છા કરતી નથી. હે વિભો! તપથી હું મારા પતિના પુણ્યવાળા લોકમાં જવાને ઇચ્છું છું.[૧૯] વનવાસ કરનારા મારાં સાસુસસરાની સેવા કરીને અને તપથી, હે યુધિષ્ઠિર! હું આ મારું કલેવર સૂકવી નાંખીશ.[૨૦] હે કુરુશ્રેષ્ઠ! ભીમસેન વગેરે સહિત તું પાછો જા. તારી બુદ્ધિ ધર્મ તરફ રહો, અને તારું મન પણ મોટું રહો.'[૨૧]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवास-पर्वमां 'कुन्तीए विग्रह थवा माटे आपेलां कारणो', ए नामनो १७ मो अध्याय समाप्त

## અધ્યાય ૧૮ મો

### વનમાં પ્રવાસ

વૈશમ્પાયન કહે છેઃ-હે રાજસત્તમ! કુન્તીનાં વચનો સાંભળીને પાંડવો શરમાઈ ગયા, તથા તે નિર્દોષ પાંચાળી સહિત પાછા ફર્યા.[૧] પછી કુન્તીને તેમ જતી જોઈને રુદન કરી રહેલી અંતઃપુરની સર્વ સ્ત્રીઓનો એક મોટો શબ્દ થઈ રહ્યો.[૨] પછી પાંડવોએ તે રાજા (ધૃતરાષ્ટ્ર)ની પ્રદક્ષિણા કરી અને તેને પ્રણામ કર્યા; પૃથાને પાછી વળાવ્યા વિના પાછા વળ્યા.[૩] પછી મહા તેજસ્વી અંબિકાસુત ધૃતરાષ્ટ્રે ગાંધારી અને વિદુરનો ટેકો લઈને તેઓને કહ્યું કે,[૪] 'યુધિષ્ઠિરની જનની સાધુ દેવીને પાછી જવા દો. યુધિષ્ઠિરે જેમ કહ્યું છે તેમ સર્વ વાત સત્ય છે.[૫] પુત્રનાં આ મહાન્ ઐશ્વર્યરૂપ મહા ફળને છોડીને અને પુત્રોને છોડીને દુઃખે જવાય, એવા વનમાં તે મૂઢની પેઠે કોણ જાય?[૬] રાજ્યમાં રહીને તે તપ કરી શકશે, તેમ દાન આપવાનું મોટું વ્રત પણ કરી શકશે; માટે આજે મારું કહેવું સાંભળો.[૭] હે ગાંધારિ! આ વહુની સેવાથી મને ખૂબ સંતોષ થયો છે; માટે હે ધર્મ જાણનારી! તારે આને રજા આપવી જોઈએ.[૮] આ પ્રમાણે (ધૃતરાષ્ટ્રે ગાંધારીને) કહ્યું, એટલે સૌબલની પુત્રી ગાંધારીએ પણ કુન્તીને રાજાનું તે સર્વ કહેવું અને પોતાનું પણ ખાસ કહેવા યોગ્ય કહ્યું;[૯] પણ ધર્મપરાયણ સતી કુન્તીને તે દેવી ગાંધારી તેના વનવાસમાં જવાના વિચારથી ફેરવી શકયાં નહિ.[૧૦] તેની તે સ્થિતિ તથા વ્યવસાય જાણીને અને કુરુશ્રેષ્ઠોને એકલા પાછા ફરેલા જોઈને કુરુઓની સ્ત્રીઓએ ઘણું રુદન કર્યું.[૧૧] પૃથાના પુત્રો અને સર્વ વહુવારુઓ પાછાં ફર્યાં પછી મહા બુદ્ધિવાળા રાજા ધૃતરાષ્ટ્ર વનમાં ગયા;[૧૨] અને અતિ દીન થયેલા, દુઃખ અને શોકપરાયણ એવા સર્વ પાંડવોએ સ્ત્રીઓ સહિત વાહનમાં બેસીને પાછા પુરમાં પ્રવેશ કર્યો.[૧૩] ત્યારે હસ્તિનાપુર, તેનાં સ્ત્રી, વૃદ્ધ અને કુમારો સહિત, જાણે મનમાંથી આનંદ હરાઈ ગયો હોય અને શહેરમાંથી ઉત્સવ જતો રહ્યો હોય તેમ નિરુત્સાહ થઈ ગયું,[૧૪] અને સર્વ પાંડવો જેઓ મન્યુના જેવા (જાગૃત) હતા તેઓ નિરુત્સાહી થઈ ગયા. મા વિનાનાં છોકરાંઓ દુઃખી થાય, તેમ કુન્તી વગરના થયેલા તેઓ અતિ દુઃખી થઈ ગયા.[૧૫]

રાજા ધૃતરાષ્ટ્રે પણ તે દિવસે ઘણા દૂર નીકળી જઈને ભાગીરથીના તીરપર નિવાસ કર્યો.[૧૬] ત્યાં ઠામ ઠામ તપોવનમાં વેદપારંગત ઉત્તમ બ્રાહ્મણોએ વિધિપૂર્વક પ્રકટાવેલા અગ્નિઓ શોભતા હતા.[૧૭] ત્યાં તે વૃદ્ધ નરાધિપે પણ પોતાનો અગ્નિ પ્રકટાવ્યો, અને તે રાજાએ અગ્નિની વિધિપૂર્વક ઉપાસના કરીને હોમ કર્યો,[૧૮] અને હે ભારત! હજાર કિરણવાળો સૂર્ય સંધ્યાએ પહોંચ્યો હતો, તેની ઉપાસના કરી. તે પછી વિદુરે અને સંજયે તે રાજાને માટે ત્યાં કુશ (દર્ભ)ની શય્યા કરી,[૧૯] અને કુરુ વીરની પાસે ગાંધારીની શય્યા કરી. ગાંધારીની શય્યાની પાસે સાધુવ્રત પાળનારી યુધિષ્ઠિરની જનની કુન્તી કુશની શય્યાપર સુખે બેઠી (સૂતી). તેમનાથી સંભળાય તેટલે દૂર વિદુરાદિ (કુશની શય્યાપર) બેઠા (સૂતા).[૨૦-૨૧] તેમ જ યજ્ઞ કરાવનારા યાજક બ્રાહ્મણો અને રાજાની પાછળ આવનારા બીજા બ્રાહ્મણો પણ પોતપોતાને સ્થાને બેઠા (સૂતા). જે રાત્રિએ મુખ્ય મુખ્ય બ્રાહ્મણો પાઠ કરી રહ્યા હતા, જે રાત્રિએ અગ્નિઓ જોરથી સળગી રહ્યા હતા[૨૨] એવી તેઓની તે પહેલી રાત્રિ પ્રીતિ વધારનારી બ્રાહ્મીના જેવી થઈ રહી. પછી તે રાત્રિ વીતી ગયા પછી તે સર્વેએ (પ્રભાતમાં ઉઠીને) પૂર્વાહ્નની ક્રિયાઓ કરી.[૨૩] અગ્નિમાં વિધિ પ્રમાણે હોમ આપ્યો અને પછી બધાએ યથાક્રમે આગળ ચાલવા માડયું. ઉપવાસ કરવાવાળા તેઓ પૂર્વ તરફ

મુખ રાખીને નિરીક્ષા કરતા ચાલતા હતા.[૨૪] પુરજનો અને ગામડાંના લોકો જેઓને માટે શોક કરતા હતા અને જેઓ પંડે પણ શોક કરતા હતા, તેઓનો પહેલે દિવસે નિવાસ ઘણો દુઃખદાયી થઈ પડ્યો હતો.[૨૫]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'वनमां प्रवास' ए नामनो अध्याय १८ मो समाप्त

## અધ્યાય ૧૯ મો

### શતયૂપના આશ્રમમાં નિવાસ

વૈશમ્પાયન કહે છેઃ–તે પછી પવિત્ર અને પુણ્ય જનને ઉચિત એવા ભાગીરથીના તીરપર વિદુરની સલાહ પ્રમાણે ચાલનારા તે રાજાએ નિવાસ કર્યો.[૧] ત્યાં હે ભરતર્ષભ! વનવાસમાં રહેનારા બ્રાહ્મણો તથા ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રોનાં ઘણા સંઘો આ રાજાને મળવા આવ્યા.[૨] તેમનાથી વિંટાયેલા તે રાજાએ તે સર્વેને કથાવાર્તાથી ઘણો આનંદ આપ્યો, અને શિષ્યો સહિત દ્વિજોની વિધિ પ્રમાણે સામી પૂજા કરીને સર્વને રજા આપી.[૩] દિવસના અંતમાં તે મહીપાલે તથા યશસ્વિની ગાંધારીએ ગંગા તટપર જઇને વિધિ પ્રમાણે શૌચકર્મ કર્યું.[૪] હે ભારત! તેઓએ અને વિદુરાદિ બીજા સર્વે પુરુષોએ તે તીર્થો (જળ)માં પૃથક્ પૃથક્ સ્નાન કરીને સર્વે ક્રિયાઓ કરી.[૫] તે વૃદ્ધ સસરાએ શૌચ કર્યા પછી હે રાજન્! કુન્તિભોજની દીકરી પૃથા એ ગાંધારીને ગંગાના તીરપર લઈ આવી.[૬] પછી તે રાજાના યાજકોએ ત્યાં એક વેદી તૈયાર કરી, અને સત્ય વચનવાળા તે રાજાએ તે અગ્નિમાં હોમ આપ્યો.[૭] પછી ભાગીરથીના તીરપરથી (તીરે તીરે ચાલતાં ચાલતાં) તે વૃદ્ધ રાજા જે નિયમ પાળનાર હતો અને જેણે ઇંદ્રિયોનો સંયમ કર્યો હતો, તે રાજા પોતાના અનુચરો સહિત કુરુક્ષેત્રમાં ગયો.[૮] પછી ત્યાં પોતાના આશ્રમસ્થાને જઇને તે બુદ્ધિમાન્ રાજા બુદ્ધિમાન્ રાજર્ષિ શતયૂપની પાસે ગયો.[૯] તે રાજા કેકયોમાં મોટો અને શત્રુને તપાવનારો (અથવા પરમ તપસ્વી) હતો. તે પોતાના પુત્રને મનુષ્યોના રાજ્ય ઉપર સ્થાપન કરીને વનમાં આવ્યો હતો.[૧૦] તેને સાથે લેઇને રાજા (ધૃતરાષ્ટ્ર) વ્યાસના આશ્રમ તરફ ગયો. ત્યાં કુરુઓના નાયક રાજાએ તેનો વિધિ પ્રમાણે સત્કાર કર્યો.[૧૧] પછી ત્યાં કૌરવોને આનંદ આપનાર રાજાએ વનની દીક્ષા લીધી અને શતયૂપના આશ્રમમાં નિવાસ કર્યો.[૧૨] પછી વ્યાસની અનુમતિથી મહા બુદ્ધિવાળા તે રાજા (શતયૂપે), હે મહારાજ! તે રાજા (ધૃતરાષ્ટ્ર)ને અરણ્યમાં રહેનારની સર્વ વિધિ કહી.[૧૩] આ પ્રમાણે, હે રાજન્! મોટા મનના ધૃતરાષ્ટ્રે પોતાને તથા પોતાના તે અનુચરોને પણ તપ કરવામાં યોજ્યા;[૧૪] તેમ જ વલ્કલ અને ચામડાં ઓઢનારી દેવી ગાંધારીએ કુન્તી સહિત, હે મહારાજ! તેના સમાન જ વ્રત કરવા માંડ્યું.[૧૫] હે નૃપ! મનસા, વાચા, કર્મણા અને ચક્ષુષા તેઓએ ઇંદ્રિયોનું સંયમ કરીને મોટું તપ કરવા માંડ્યું.[૧૬] તે પાર્થિવ જેનો મોહ જતો રહ્યો છે અને જેનાં માત્ર ચામડાં અને હાડકાં જ રહેલાં છે, માંસ શોષાઈ ગયું છે, (માથે) જટા, (વાંસે) અજિન અને (કેડે) માત્ર વલ્કલથી જેનું અંગ ઢંકાયેલું છે એવા એણે એક મહર્ષિની પેઠે તીવ્ર તપ કરવા માંડ્યું.[૧૭] સંજયની સાથે ધર્મ અને અર્થ જાણવાવાળો અને ઉત્તમ બુદ્ધિવાળો વિદુર તે રાજાની અને તેની પત્નીની સેવા કરતો હતો. વલ્કલરૂપ વસ્ત્ર પહેરનારા, કૃશ થયેલા તે જિતાત્માએ પણ ઘોર તપ કરવા માંડ્યું.[૧૮]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'शतयूपना आश्रममां निवास' ए नामनो अध्याय १९ मो समाप्त

## અધ્યાય ૨૦ મો

### ધૃતરાષ્ટ્રનું ભવિષ્ય કથન

વૈશમ્પાયન કહે છેઃ–પછી ત્યાં મહાતપસ્વી નારદ, પર્વત, અને દેવલ જેવા બીજા શ્રેષ્ઠ મુનિઓ તે રાજાને મળવાને આવતા હતા.[૧] પોતાના શિષ્યો સાથે દ્વૈપાયન વ્યાસ અને બીજા બુદ્ધિવાળા સિદ્ધો અને પરમધાર્મિક, વૃદ્ધ, રાજર્ષિ શતયૂપ પણ આવ્યા.[૨] હે મહારાજ! કુન્તી તેઓની યથાવિધિ પૂજા કરતી હતી અને તે તાપસો પણ તેની પરિચર્યાથી સંતોષ પામતા હતા.[૩] હે તાત! ત્યાં તે પરમઋષિઓ મહાત્મા જનાધિપ ધૃતરાષ્ટ્રને રમાડવાને ધર્મ સંબંધી કથાઓ કરતા હતા.[૪] કોઇએક વાતના પ્રસંગમાં સર્વ પ્રત્યક્ષ જોવાવાળા દેવર્ષિ નારદે આ એક કથા કહી હતી.[૫]

નારદે કહ્યુંઃ–કેકયોનો એક અધિપતિ હતો. તે શ્રીમાન્ રાજાને કોઇ પણ તરફનો ભય ન હતો. તેનું નામ સહસ્રચિત્ય હતું, અને તે શતયૂપનો પિતામહ થતો હતો.[૬] ધર્માત્મા રાજા સહસ્રચિત્યે પોતાના પરમ ધાર્મિક જ્યેષ્ઠ પુત્રને રાજ્ય સોંપી દઇને વનમાં પ્રવેશ કર્યો હતો.[૭] તે વસુધાધિપતિએ તે મહા તેજવાળાએ પ્રકાશમાન તમોનો પાર પામીને, પુરંદરનું રાજ્ય મેળવ્યું હતું.[૮] હે રાજન્! તપથી જેનાં પાપો બળી ગયાં છે, એવા તે રાજાને મહેંદ્રના મહેલમાં જતાંઆવતાં મેં ઘણી વાર આગળ જોયો હતો.[૯] તેમ જ ભગ-

દત્તના પિતામહ રાજા શૈલાલય, જે તપોબળથી જ મહેન્દ્રના રાજ્યમાં ગયો છે તે રાજાને પણ મેં જોયો છે.૧૦ વળી હે રાજન્! વજ્રધર(ઇન્દ્ર)ની ઉપમાને યોગ્ય એવો પૃષધ્ર નામનો એક રાજા હતો. તે પણ તપના બળે કરીને અહિંથી સ્વર્ગમાં ગયો છે.૧૧ હે નૃપતિ! આ અરણ્યમાં માંધાતાના પુત્ર રાજા પુરુકુત્સે પણ મોટી સિદ્ધિને મેળવી હતી.૧૨ નદીઓમાં ઉત્તમ નર્મદા જેવી જેની ભાર્યા થઈ હતી, તે રાજા પણ આ વનમાં તપ કરીને સ્વર્ગમાં ગયો છે.૧૩ હે રાજન્! શશલોમા નામનો એક પરમ ધાર્મિક રાજા હતો, તેણે પણ આ વનમાં ઘણું તપ કરીને સ્વર્ગ મેળવ્યું હતું.૧૪ દ્વૈપાયન વ્યાસના પ્રસાદથી તું પણ, હે રાજન્! આ તપોવનમાં આવીને, દુઃખે મળી શકે એવી ઉત્તમ ગતિને પામીશ.૧૫ અને હે રાજશાર્દૂલ! તું પણ તારાં તપના અંતમાં ઐશ્વર્યવાળો થઇને ગાંધારીની સાથે તે મહાત્માઓની ગતિએ જનાર છું.૧૬ બલ રાક્ષસને હણનારાની સમીપમાં પહોંચેલો એવો પાણ્ડુ તારું નિત્ય સ્મરણ કરે છે. હે મહારાજ! તે જરૂર તને શ્રેય અપાવશે.૧૭ અને તારી સેવાથી અને ગાંધારીની સેવાથી આ તારી યશસ્વિની વહુ (કુન્તી) પોતાના ભર્તાના લોકમાં જ જશે.૧૮ એ યુધિષ્ઠિરની જનની છે, અને યુધિષ્ઠિર તે સનાતન ધર્મરૂપ છે. હે નૃપ! અમે દિવ્ય ચક્ષુવડે આ સર્વ જોઇ શકીએ છીએ.૧૯ અને આ વિદુર તે મહાત્મા યુધિષ્ઠિરમાં પ્રવેશ કરશે. આ સંજય પોતાના ધ્યાનબળથી અહિંથી સ્વર્ગમાં જશે.૨૦

વૈશમ્પાયન કહે છેઃ-મહાત્મા કૌરવેન્દ્ર પોતાની પત્ની સાથે તે સાંભળીને પ્રસન્ન થયા, અને તે વિદ્વાને નારદનાં વાક્યની પ્રશંસા કરીને નારદની અતુલ પૂજા કરી.૨૧ પછી હે રાજન્! રાજા ધૃતરાષ્ટ્રની પ્રીતિથી પુનઃપુનઃ અતિ પ્રસન્ન થયેલા બ્રાહ્મણોના તે સર્વે સંઘે તે વખતે નારદની અતિ પૂજા કરી હતી.૨૨

નારદનું તે વચન તે ઉત્તમ દ્વિજોએ વખાણ્યું હતું. પછી રાજર્ષિ શતયૂપે નારદને આ પ્રમાણે કહ્યું કે,૨૩ 'અહોહો! આપ ભગવાને કુરુરાજાની શ્રદ્ધા વધારી છે, તેમ હે મહા પ્રકાશવાળા! અહિંના સર્વ માણસોની તેમજ મારી પણ શ્રદ્ધા વધારી છે.૨૪ હે દેવર્ષિ! તું ત્રણે લોકમાં પૂજ્ય છે. માટે રાજા ધૃતરાષ્ટ્ર વિષે કંઈ કહેવાનું છે, તે હું કહું તે સાંભળ.૨૫ આપ તો સર્વ વૃત્તાંતના તત્ત્વને જાણવાવાળા છો. દિવ્ય ચક્ષુવડે, હે વિપ્રર્ષિ! માણસોની જે વિવિધ ગતિ થાય છે, તે તું જોઈ શકે છે.૨૬ મહેન્દ્રના લોકમાં ગયેલા બીજા રાજાઓની વાત તેં કહી છે; પણ હે મહામુનિ! તેં, આ રાજા કયા લોકોમાં જશે, તે કંઈ કહ્યું નથી.૨૭ હે વિભો! હું આ રાજાનું સ્થાન જાણવાની અને તે કેવું અને ક્યારે મળશે, તે તારી પાસેથી જાણવાની ઇચ્છા રાખું છું, માટે તે બરાબર મને કહો.૨૮

તેણે નારદને આ પ્રમાણે પૂછયું, એટલે દિવ્ય નેત્રવાળા મહાતપસ્વી નારદે સભાની વચમાં સર્વનાં મનને અનુકૂળ પડતું આમ કહ્યું.૨૯

નારદ કહે છેઃ-મેં અચાનક શક્રના મહેલમાં જઇને હે રાજર્ષિ! શચીપતિની મુલાકાત લીધી હતી અને ત્યાં નરાધિપ પાંડુને પણ જોયા હતા.૩૦ ત્યાં હે નૃપ! ધૃતરાષ્ટ્ર વિષેજ તેમ જ અતિ દુઃખે કરી શકાય એવા તપ કરવાવાળા આ જે તપ કરે છે, તે વિષે જ કથા થતી હતી.૩૧ ત્યાં મેં ખુદ શક્રને આમ બોલતાં સાંભળ્યો હતો કે, 'આ પરમ આયુષવાળા રાજાનાં હજી ત્રણ વર્ષો બાકી છે.૩૨ તે પછી આ રાજા ગાંધારીની સાથે કુબેરના ભવનમાં જશે, અને ત્યાં ગયા પછી રાજાઓનો રાજા આ ધૃતરાષ્ટ્રનો સત્કાર કરશે.૩૩ ઇચ્છાનુસાર ચાલવાવાળા વિમાનમાં બેસીને દિવ્ય આભરણોથી સજાઇને તે જશે. એ ઋષિનો પુત્ર મહાભાગ્યશાળી છે. એણે તપથી પોતાનાં પાપો બાળી નાંખ્યાં છે.૩૪ આ ધર્માત્મા સ્વચ્છંદતાથી દેવો, ગંધર્વો અને રાક્ષસોના લોકોમાં ફરી શકશે. તેં મને જે પૂછ્યું છે તે૩૫ આ તો દેવોનું ગુહ્ય છે, પણ તમારાપરની પ્રીતિને લીધે આ મહાન્ ગુહ્ય મેં કહ્યું છે, કારણ કે તમારા બધા પાસે શ્રુતિરૂપ ધન છે અને તપથી પોતાનાં પાપોને બાળી નાંખેલાં છે.'૩૬

વૈશમ્પાયન કહે છેઃ-આમ તે દેવર્ષિનું મધુર વાક્ય સાંભળીને ઉત્તમ મનવાળા તે સર્વે તેમ જ તે રાજા પ્રસન્ન થયા.૩૭ બુદ્ધિવાળાઓની આવી આવી કથાઓથી ધૃતરાષ્ટ્રને પ્રસન્ન કરીને સિદ્ધની ગતિને પામેલા તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલ્યા ગયા.૩૮

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'धृतराष्ट्रनुं भविष्यकथन' ए नामनो अध्याय २० मो समाप्त

## અધ્યાય ૨૧ મો

### પાંડવોનો શોક

વૈશમ્પાયન કહે છેઃ-જ્યારે કૌરવેન્દ્ર વનમાં ગયા ત્યારે (તેની સાથે પોતાની) માતાના જવાથી શોકથી ઘેરાઈ ગયેલા પાંડવો, હે રાજન્! દુઃખ અને શોકથી પીડાવા લાગ્યા.૧ તથા સર્વ પૌરજનો (સાંત્વન

આપવાને) શોક કરતા રાજા પાસે બેસતા હતા, અને તે રાજા વિષે બ્રાહ્મણો ત્યાં કથાઓ કરતા હતા.[૨] 'તે વૃદ્ધ રાજા નિર્જન વનમાં કેમ રહે છે, અને મહાભાગ્યશાળી ગાંધારી અને પૃથા-કુન્તી કેમ રહે છે?[૩] તે રાજર્ષિ જે સુખ ભોગવવાને યોગ્ય છે, તે મહા વનમાં અસુખી (દુઃખી) થાય છે; જેના પુત્રો મરી ગયા છે અને જે (માત્ર) પ્રજ્ઞા(બુદ્ધિ)રૂપ નેત્રવાળા (અંધ) છે તે ત્યાં જઇને કેવી રીતે રહેતા હશે?[૪] પોતાના પુત્રોને ન જોવામાં કુન્તીએ તો અતિ દુષ્કર કર્મ કર્યું છે; કારણ કે તેણે રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને વનમાં જવાનું પસંદ કર્યું.[૫] અને આત્માવાળા વિદુર ભાઈની સેવા કરવાની ઇચ્છાથી ત્યાં કેવી રીતે રહેતા હશે? અને પોતાના માલિકના પિંડ(શરીર)નું પાલન કરનાર તે બુદ્ધિમાન્ ગાવલ્ગણિ કેવી રીતે રહેતો હશે?'[૬] ચિંતા અને શોકથી પીડાતા બાળકથી માંડીને પૌરજનો ઠામ ઠામ ભેગા થઈને પરસ્પર આવી આવી (વાતોપર) કથાઓ કરતા હતા.[૭] તે સર્વે પાંડવો અતિ શોકપરાયણ થઈ ગયા હતા. તેઓ પોતાની વૃદ્ધ માતા માટે શોક કર્યા કરતા હતા, એટલે તેઓ પુરમાં અતિ લાંબો વખત રહ્યા નહિ.[૮] તેમજ તે ઘરડા પિતા કે જેના પુત્ર હણાયા હતા તે જનેશ્વરની, મહા ભાગ્યશાળી ગાંધારીની અને મહા મતિવાળા વિદુરની ચિંતાથી તેઓ અતિ લાંબો સમય નગરમાં રહ્યા નહિ.[૯] તેમના વિષે બહુ ચિંતા કરનારા તેઓને રાજ્ય વિષે તેમજ સ્ત્રીઓ વિષે તેમજ વેદાધ્યયન વિષે કંઈ પણ પ્રીતિ થઈ નહિ.[૧૦] તે રાજા વિષે ચિંતા કરતા કરતા તેમજ જ્ઞાતિજનોના તે ઘોર સંહારને પુનઃ પુનઃ યાદ કરતા કરતા તેઓને અતિ ઘણી નિરાશા થવા લાગી.[૧૧] રણના મોખરાપર બાળક અભિમન્યુના અને મહાબાહુ કર્ણ જે સંગ્રામમાં પાછો ફરે નહિ તેવો હતો તેના,[૧૨] તેમજ દ્રૌપદીના પુત્રોના અને બીજા મિત્રોના વધને યાદ કરી કરીને તે વીરો અતિશય નિરાશ થઈ ગયા હતા.[૧૩] હે ભારત! જેનાપરથી વીર પુરુષોનો નાશ થઈ ગયો છે અને જેનાં રત્નો હરાઈ ગયાં છે એવી પૃથિવીની સદા ચિંતા કરતા કરતા તેઓને જરા પણ શાંતિ મળી નહિ.[૧૪] બિચારી દ્રૌપદીના પુત્રો હણાઈ ગયા હતા તે તેમ જ ભાગ્યશાળી સુભદ્રાનો પણ પુત્ર હણાયો હતો, તે બન્ને દેવીઓને (નગરમાં રહેવા માટે) અતિ પ્રીતિ રહી નહિ. તેઓ પણ આનંદ વગરના જેવાં જ રહેતાં હતાં.[૧૫] વૈરાટીના પુત્ર તે તારા પિતા પરીક્ષિતને જોઇને તારા પૂર્વ પિતામહો પોતાના પ્રાણો ટકાવી રહ્યા હતા.[૧૬]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'पांडवोनो शोक' ए नामनो अध्याय २१ मो समाप्त

## અધ્યાય ૨૨ મો

### યુધિષ્ઠિરની વનયાત્રા

વૈશમ્પાયન કહે છેઃ-આ પ્રમાણે માતાને આનંદ આપનારા, પુરુષોમાં વ્યાઘ્ર સમાન વીર પાંડવો પોતાની માતાને યાદ કરતા અતિ દુઃખી થતા હતા.[૧] જેઓ પૂર્વે રાજકાર્યોમાં દરરોજ આસક્ત રહેતા હતા, તેઓ સર્વે હવે નગરમાં રહીને રાજકાર્યો કરતા ન હતા.[૨] શોકે જ જાણે તેઓમાં પ્રવેશ કર્યો હોય, તેમ તેઓ કોઇને અભિનંદન આપતા ન હતા, અને કોઈ સામા વાત કરે તો તેઓ તેને સામો જરા પણ આવકાર આપતા ન હતા.[૩] દુઃખે કરીને પણ જેઓની સામે ન થવાય તેવા તે વીર પુરુષો ગાંભીર્યમાં સાગરના જેવા (બન્યા) હતા. શોકથી તેમનું વિજ્ઞાન જતું રહ્યું, અને તેઓની જાણે સંજ્ઞા(ભાન) જતી રહી હોય તેવા થઈ ગયા હતા.[૪] પછી તે પાંડુનંદનો પોતાની જનનીની ચિંતા ન કરતાં અતિ સૂકાઈ ગયેલી પૃથા તે ઘરડાં જોડાંને કેમ નીભાવતી હશે,[૫] અને પશુઓથી સેવાતાં વનમાં પત્ની સાથે તે મહીપાલ જેના પુત્રો હણાયા હતા અને જે આશ્રય વિનાનો બન્યો હતો, તે કેમ રહેતો હશે,[૬] અને જેના બાંધવો હણાઈ ગયા છે એવી તે મહાભાગ્યશાળી દેવી ગાંધારી તે નિર્જન વનમાં તે અંધ અને વૃદ્ધ પતિની પાછળ શી રીતે જતી હશે, એમ ચિંતા કરવા લાગ્યા.[૭] આમ તેઓ વિષે વાતો કરતાં તેઓને ઉત્સુકતા થઈ અને ધૃતરાષ્ટ્રને મળવાની ઇચ્છાથી વનમાં જવાની બુદ્ધિ થઈ.[૮] સહદેવે રાજાને પ્રણામ કરીને આ પ્રમાણે કહ્યું કે, 'અહોહો! વનગમન વિષે તારો વિચાર મેં જાણ્યો છે.[૯] તારાં ગૌરવને લીધે હું વનગમન વિષે, હે રાજેન્દ્ર! જલદીથી તને કહી શક્યો નહિ. વનગમન કરવાનો આ સમય જ આવેલો છે.[૧૦] સુભાગ્યે તપ કરતી, જટાવાળી, તાપસી, વૃદ્ધ થયેલી, કુશકાશ ઘાસપર સુવાથી ઘાવાળી કુન્તી માતાને હું જોઇશ.[૧૧] મહેલોમાં અને બંગલાઓમાં મોટી થયેલી, અતિ સુખ ભોગવનારી ને હાલમાં થાકી ગયેલી અને ઘણી દુઃખી થતી જનનીને હું ક્યારે જોઇશ?[૧૨] હે ભરતોમાં ઉત્તમ! રાજપુત્રી કુન્તી જે વનમાં દુઃખી થતી રહે છે ત્યાં ખરેખર મૃત્યુવશ પ્રાણીઓની ગતિ અનિત્યજ હોય છે.”[૧૩]

સહદેવનાં વચન સાંભળીને સ્ત્રીઓમાં ઉત્તમ એવી દેવી દ્રૌપદીએ રાજાની પૂજા કરીને અને અભિનંદન આપીને કહ્યું કે,[૧૪] 'અહાહા! જો તે પૃથા જીવતી હોય તો હું તે દેવીને ક્યારે જોઇશ? હે જનાધિપ! તે જો જીવતી હશે તો આજે મને પ્રીતિ (ઉત્સાહ)

આવશે.[૧૫] હે રાજેન્દ્ર! તારી નિત્ય આવી મતિ થાઓ. હે રાજેન્દ્ર! તું જે નિત્ય અમારું શ્રેય કરે છે, તે તારું મન નિત્ય ધર્મમાં જ રમો.[૧૬] હે રાજન્! કુન્તી ને ગાંધારી અને સસરાજીનાં દર્શનની ઇચ્છા કરતું આ વહુઓનું ટોળું આગલા પગ પર ઉભું છે એમ જાણો.'[૧૭]

આ પ્રમાણે હે ભરતર્ષભ! દેવી દ્રૌપદીએ તે રાજાને કહ્યું, એટલે રાજાએ સર્વ સેનાધ્યક્ષોને બોલાવીને આ પ્રમાણે કહ્યું કે,[૧૮] 'રથો અને હાથીઓથી ભરપૂર મારી સેનાને (શહેર) બહાર કાઢો; કારણ કે વનમાં રહેનારા મહીપતિ ધૃતરાષ્ટ્રને હું જોવા જાઉં છું.'[૧૯] વળી તે રાજાએ સ્ત્રીઓના અધ્યક્ષોને કહ્યું કે, 'મારા નાના પ્રકારનાં યાનો (રથ, પાલખી વગેરે) છે, તે સર્વેને અને હજારો શિબિકાઓ (પાલખીઓ)ને તૈયાર કરો.[૨૦] વળી ગાડીઓ અને બજારો અને કાપડીઆ અને કોશો અને શિલ્પીઓ અને કોષપાલો(ખજાનચીઓ)ને કુરુક્ષેત્ર તરફ ઉપડી જવા દો.[૨૧] વળી જે કોઈ પૌરજન રાજાને જોવાને ઇચ્છતો હોય, તેને કોઈ પણ હરકત વિના, સારી તૈયારી સાથે, સારાં રક્ષણ નીચે આવવા દો.[૨૨] વળી રસોઇઆઓ, ગામની ગાયો અને આખું મોટું રસોડું અને જાત જાતનાં ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થો મારા ગાડાંમાં જવા દો.[૨૩] આપણું પ્રયાણ આવતી કાલે થશે, તેનો ઢંઢેરો પીટાવો. તેમાં વાર લગાડો નહિ. વળી રસ્તામાં આજે જ જાતજાતનાં મુકામો તૈયાર કરો.'[૨૪]

આ પ્રમાણે આજ્ઞા આપીને પોતાના ભાઇઓની સાથે તે પાંડવ રાજા, હે રાજન્! બીજે દિવસ થતાં, સ્ત્રી અને વૃદ્ધોને આગળ કરીને નગર બહાર નીકળી ગયા.[૨૫] બહાર જઇને માણસોના પ્રવાહની દિવસો સૂધી રાહ જોતો રહ્યો. તે રાજા પાંચ દિવસ રહીને પછી વન તરફ ગયા.[૨૬]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'युधिष्ठिरनी वनयात्रा' ए नामनो अध्याय २२ मो समाप्त

## અધ્યાય ૨૩ મો

### યુધિષ્ઠિરની સ્વારી

વૈશમ્પાયન કહે છેઃ-પછી ભરતોમાં ઉત્તમ તેણે અર્જુન વગેરે જે માણસો લોકપાલની ઉપમાને યોગ્ય હતા, તેઓથી રક્ષાતી સેનાને ચાલવાની રજા આપી.[૧] તરત જ ત્યાં પ્રીતિથી 'આજ્ઞા થઈ, આજ્ઞા થઈ' એવો મોટો શબ્દ થઈ રહ્યો. 'જોડો, જોડો' એવો સારથિઓનો ઘોંઘાટ થઈ રહ્યો.[૨] કેટલાંક માણસો ગાડી આદિમાં ગયાં, કેટલાકો અતિત્વરાવાળા ઘોડાપર ચાલ્યા, કેટલાક બળતા અગ્નિના જેવા સુવર્ણના રથમાં ચાલ્યા,[૩] તેમ જ બીજા કેટલાકો હાથીપર અને હે નરાધિપ! બીજાઓ ઉંટપર ચાલ્યા. તેમ જ વાઘ નખથી લડનારા બીજાઓ પગે ચાલ્યા.[૪] તેમ જ પૌરજનો અને પ્રાન્તોના રહીશો જાતજાતની ગાડીઓમાં બેસીને ચાલ્યા. ધૃતરાષ્ટ્રને જોવાની ઇચ્છાવાળા તેઓ કુરુરાજાની પાછળ ચાલ્યા.[૫] વળી રાજાના કહેવાથી ગૌતમ વંશનો આચાર્ય અને સેનાની કૃપ પણ સેનાને લઈને આશ્રમ પ્રતિ ચાલ્યો.[૬] પછી બ્રાહ્મણોથી વિંટાયેલો, અનેક સુત, માગધ અને બંદીજનોથી સ્તુતિ પામતો કુરુરાજા યુધિષ્ઠિર,[૭] જેના માથાપર શ્વેત છત્ર ધરવામાં આવ્યું હતું, તે કુરુકુલને ચલાવનારો રથોની મોટી ટુકડી સહિત ચાલ્યો.[૮] તેની પાછળ પર્વતના જેવા મોટા હાથીઓ, જેમને આયુધો અને યંત્રોથી સજ્જ કરવામાં આવ્યા હતા તે સાથે ભીમ (ભયંકર મોટાં) કર્મો કરનારો પવનનો પુત્ર વૃકોદર ચાલ્યો.[૯] માદ્રીના પણ બન્ને પુત્રો ઉતાવળી ચાલના ઘોડાપર બેસીને, સારી રીતે માણસોથી વિંટાઇને, અને કવચ અને ધ્વજા સાથે ચાલ્યા.[૧૦] શ્વેત ઘોડાઓ જોડેલા એવા દિવ્ય, સૂર્યના જેવા તેજવાળા રથમાં બેસીને ઇન્દ્રિયોને વશ રાખનારો, મહા તેજસ્વી અર્જુન તે રાજાની પાછળ ગયો.[૧૧] વળી પુષ્કળ ધનનું દાન કરતો, સ્ત્રી અધ્યક્ષોથી રક્ષાયેલો દ્રૌપદી વગેરે સ્ત્રીઓનો મોટો સંઘ પાલખીઓમાં બેસીને ચાલવા લાગ્યો.[૧૨] હે ભરતર્ષભ! ત્યારે રથ, હાથીઓ અને ઘોડાઓથી ભરપૂર, અને વેણુ અને વીણાનો સ્વર કરતી પાંડવોની સેના શોભી રહી હતી.[૧૩] હે વિશાંપતિ! નદીઓના તથા સરોવરોના રમ્ય કાંઠાઓપર વાસ કરતા કરતા ધીમે ધીમે કુરુવંશના મુખ્ય પુરુષો જતા હતા.[૧૪] યુધિષ્ઠિરના કહેવાથી મહા તેજસ્વી યુયુત્સુ અને પુરોહિત ધૌમ્ય નગરનું રક્ષણ કરતા (પાછળ રહ્યા) હતા.[૧૫] પછી ધીમે ધીમે કુચ કરતા પરમ પાવિની યમુના નદી ઉતરીને કુરુક્ષેત્રમાં પહોંચ્યા.[૧૬] ત્યાં દૂરથી તે ધીમાન્ રાજર્ષિ શતયૂપનો અને કૌરવ્ય ધૃતરાષ્ટ્રનો આશ્રમ જોયો.[૧૭] પછી સર્વ માણસો અત્યંત ખુશી થઈ ગયા અને અતિ મહાન્ નાદોથી આશ્રમને ભરી દેતા, ઝડપથી હે ભરતર્ષભ! તે વનમાં દાખલ થયા.[૧૮]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां ' युधिष्ठिरनी वननी स्वारीनुं वर्णन ' ए नामनो अध्याय २३ मो समाप्त

## અધ્યાય ૨૪ મો

### ધૃતરાષ્ટ્રના આશ્રમમાં યુધિષ્ઠિરનું ગમન

વૈશમ્પાયન કહે છેઃ-તે પછી પાંડવો દૂરથી (રથમાંથી) ઉતરી પડીને પગે ચાલતા, વિનયથી વાંકા વળીને (નમસ્કાર કરતા) તે નરપતિના આશ્રમમાં ગયા.[૧] તેમ જ સર્વ યોધાઓ અને રાજ્યમાં રહેનારાઓ અને કુરુઓમાંના મુખ્ય પુરુષોની સ્ત્રીઓ પણ પગે ચાલતી તેમની પાછળ ત્યાં ગઈ.[૨] મૃગ (હરણાદિ પશુ) ગણુથી ચીકાર અને કેળનાં વનથી શોભતાં પણ (મનુષ્યજન વગરનાં હોવાથી) શૂન્ય એવા તે ધૃતરાષ્ટ્રના આશ્રમમાં પાંડવો ગયા.[૩] એટલામાં ત્યાં આવેલા પાંડવોને જોવાને કુતૂહલવાળા થઇને વ્રતનિયમ પાળનારા તાપસો પણ આવ્યા હતા.[૪] આંખમાં આંસુવાળા રાજાએ (યુધિષ્ઠિરે) તેઓને પૂછ્યું કે, 'કૌરવ વંશને ચલાવનારા અમારા જ્યેષ્ઠ પિતા ક્યાં છે?'[૫] પછી તેઓએ તેને હે પ્રભો! આ વાક્ય કહ્યું કે, 'યમુનામાં નહાવાને તેમ જ પુષ્પો અને પાણીના ઘડા લાવવાને ગયા છે.'[૬] એટલે ત્યાંથી તેઓએ કહેલા માર્ગે તરત પગે ચાલતા ગયા અને ઘણે દૂરથી તેઓનાં દર્શન કર્યાં (જોયા).[૭] પછી તે પિતાનાં દર્શનની આકાંક્ષાવાળા તેઓ સત્વર ચાલ્યા. સહદેવ તો જ્યાં પૃથા હતી ત્યાં વેગથી દોડ્યો,[૮] અને માના પગોનો સ્પર્શ કરતો તે બુદ્ધિમાન્ મોટેથી રડી પડ્યો અને તે પણ આંસુથી ભરાઈ ગયેલા મુખવાળીએ પોતાના વહાલાં પુત્રને જોયો.[૯] બન્ને હાથોથી તે પુત્રને ઉભો કરીને ભેટીને સહદેવના આવ્યાનું તેણીએ ગાંધારીને કહ્યું.[૧૦] પછી રાજા (યુધિષ્ઠિર)ને, ભીમસેનને તથા અર્જુનને અને નકુલને જોઇને પૃથા (કુન્તી) ઉતાવળી ચાલી.[૧૧] તે દંપતી કે જેમના પુત્રો માર્યા ગયા હતા, તેઓની આગળ તે બે જણાને પકડીને તે ચાલતી હતી તેને (કુન્તી) જોઈને તેઓ (પાંડવો) ભૂમિપર પડ્યા (નમસ્કાર કર્યા).[૧૨] બુદ્ધિવાળા, પ્રભાવશાળી અને મોટા મનના તે રાજાએ સ્વરથી તથા સ્પર્શથી તેઓને ઓળખીને આશ્વાસન આપ્યું,[૧૩] અને પછી તેઓએ આંસુ પાડ્યાં. પછી તે મહાત્માઓ ગાંધારી સહિત તે રાજાની તથા પોતાની માતાની પાસે યથાવિધિ ગયા.[૧૪] પછી પાંડવોને ભાન આવ્યું, અને પુનઃ તેમની માતાએ તેમને આશ્વાસન આપ્યું. પછી તે સર્વેના પાણીના ઘડાઓ તેઓએ જાતે ઉપાડી લીધા.[૧૫] પછી મનુષ્યોમાં સિંહ જેવા તેઓની સ્ત્રીઓએ તથા અંતઃપુરની સ્ત્રીઓએ તથા નગર અને પ્રાંતના રહીશોએ તે નરાધિપનાં દર્શન કર્યાં.[૧૬] પછી રાજા યુધિષ્ઠિરે તે સર્વનાં નામ અને ગોત્ર જણાવી તેઓની ઓળખ આપી, અને તે રાજાએ તેમને સામો આવકાર આપ્યો.[૧૭] ત્યારે હર્ષનાં અશ્રુથી ભરાઈ ગયેલાં નેત્રવાળા તે રાજાએ તેમનાથી વિંટાઇને, જાણે ગજ નામથી ઓળખાતા નગરમાં પોતે પોતાને મહેલ જતા હોય તેમ માન્યું.[૧૮] પછી તે રાજાને કૃષ્ણા વગેરે વધૂઓએ અભિવંદન કર્યું, અને ગાંધારી સહિત તે બુદ્ધિમાને અને કુંતીએ સામો આનંદ (આશીર્વાદાદિથી) આપ્યો.[૧૯] પછી જેમ તારાગણથી આકાશ ભરાઈ જાય, તેમ તેનાં દર્શનની ઇચ્છાવાળાઓથી ચીકાર થયેલા અને સિદ્ધ અને ચારણોથી સેવાતા પોતાના આશ્રમમાં તેઓ આવી પહોંચ્યા.[૨૦]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'धृतराष्ट्रना आश्रममां युधिष्ठिरादिनुं आगमन' ए नामनो अध्याय २४ मो समाप्त

## અધ્યાય ૨૫ મો

### યુધિષ્ઠિરાદિનો ઋષિઓ સાથે મેળાપ

વૈશમ્પાયન કહે છેઃ-હે ભરતર્ષભ! નરોમાં વ્યાઘ્ર જેવા તે ભાઇઓ કે જેમનાં નેત્રો સુંદર પદ્મનાં જેવાં હતાં તેઓ સાથે તે રાજા તે આશ્રમમાં બેઠા.[૧] ત્યાં પહોળી છાતીવાળા કુરુરાજાના પુત્ર પાંડવોને જોવાને જૂદા જૂદા દેશોમાંથી આવેલા મહાભાગ્યશાળી તાપસો બેઠા હતા.[૨] તેઓએ કહ્યું કે, 'આમાં યુધિષ્ઠિર કોણ, ભીમ અને અર્જુન કોણ છે, બે યમો (નકુલ અને સહદેવ) કોણ છે અને યશસ્વિની દ્રૌપદી કોણ છે, તે જાણવાની અમને ઇચ્છા છે.'[૩] ત્યારે તે સર્વને તેમ જ દ્રૌપદીને અને કુરુઓની અન્ય સ્ત્રીઓને નામ દઇ દઇને સૂત-સંજયે તેઓને ઓળખાવ્યા.[૪]

સંજય કહે છેઃ-આ કે જેનું શરીર સુવર્ણના જેવું શુદ્ધ અને ગૌર છે, અને જે મોટા સિંહના જેવો પ્રવૃદ્ધ છે, જેનાં મોટાં નસકોરાં છે, જેનાં નેત્રો વિશાળ અને લાંબાં છે, જેના ડોળા તામ્ર (લાલાશ પડતા) છે, તે આ કુરુઓના રાજા (યુધિષ્ઠિર) છે.[૫] વળી આ જે મત્ત ગજેંદ્રના જેવો ચાલે છે, જે તપ્ત સુવર્ણના જેવો શુદ્ધ અને ગોરો છે, જેના ખભા પહોળા છે, જેના બાહુ પહોળા અને લાંબા છે, તે આ વૃકોદર છે. એને જુઓ, જુઓ.[૬] તેની પાસે આ જે મોટા ધનુષવાળો, શ્યામ વર્ણનો, જુવાન, હાથીઓનાં ટોળાંઓના અધિપતિની શોભાવાળો, સિંહના જેવા ઉંચા ખભાવાળો, રમત કરતા ગજની પેઠે ચાલનારો, પદ્મના જેવી મોટી આંખવાળો બેઠો છે, તે વીર અર્જુન છે.[૭] કુંતીના સમીપમાં જે બે ઉત્તમ પુરુષો છે, તે બે વિષ્ણુ અને મહેન્દ્રના જેવા

યમો (નકૂળ અને સહદેવ) છે. આ આખાં મનુષ્ય લોકમાં રૂપ, બળ અને શીળમાં તે એના જેવો કોઈ નથી.૮ આ વળી પદ્મના દલના જેવી મોટી આંખવાળી, કંઈક મધ્યમ વયને પહોંચેલી જેવી, નીલ કમલની પ્રભાવાળી, દેવીના જેવી, મૂર્તિમાન્ લક્ષ્મીના જેવી કૃષ્ણા (દ્રૌપદી) બેઠી છે.૯ તેની બાજુમાં ઉત્તમ કનકના જેવી પ્રભાવાળી, મૂર્તમાન્ ચંદ્રની પ્રભાવાળી, વચમાં જે બેઠી છે, તે જેનો બરોબરિયો કોઈ છે નહિ તેવા, ચક્ર જેનું આયુધ છે એવા કૃષ્ણની બહેન હે શ્રેષ્ઠ દ્વિજો! સુભદ્રા છે.૧૦ આ સુવર્ણના જેવી શુદ્ધ અને ગોરી છે તે પાર્થની ભાર્યા, ભુજગેન્દ્રની કન્યા (ઉલૂપી) છે, અને ભીના મધૂક (મહુડાં)નાં પુષ્પના સમાન વર્ણવાળી નરેન્દ્ર કન્યા ચિત્રાંગદા (પાર્થની ભાર્યા) છે.૧૧ ખીલેલાં નીલ-કમળની માળા સમાન વર્ણવાળી, તે રાજાનો સેનાપતિ જે રાજા (શલ્ય) સદા કૃષ્ણની સાથે સ્પર્ધા કરતો હતો તેની બહેન છે, અને તે વૃકોદરની મુખ્ય પરણેલી સ્ત્રી છે.૧૨ આ જરાસંધ નામના પ્રખ્યાત મગધાધિપતિની દીકરી છે અને તે ચંપકની માળાના જેવી ગોરી માદ્રવતીના નાના પુત્રની ભાર્યા થાય છે.૧૩ ઈંદીવર( કાળું કમલ )ના જેવી શ્યામ શરીરવાળી આ જે બીજી ભોંયપર બેઠી છે અને જેનાં નેત્રો કમળના જેવાં વિશાળ છે તે માદ્રવતીના મોટા પુત્રની ભાર્યા થાય છે.૧૪ આ જે અતિ તપાવેલાં સુવર્ણના જેવી ગોરી છે તે વિરાટ રાજાની પુત્રવાળી દીકરી (ઉત્તરા) છે તે અભિમન્યુની ભાર્યા થાય છે કે જે રથ વગરના થયેલાને રણમાં દ્રોણ વગેરે રથમાં બેઠેલાઓએ મારી નાંખ્યો હતો (અર્થાત્ અન્યાયથી માર્યો હતો).૧૫ આ સીમંત( સેંથા )માં કેશ ઉગાડનારી (અર્થાત્ સેંથો નહિ પાડનારી), શ્વેત વસ્ત્રો ઓઢનારી તે બધી નરરાજ(દુર્યોધનાદિ)ની પત્નીઓ છે. તેઓ આ પૃથ્વીરાજાના સો પુત્રો હતા, તેમની વહુઓ છે. તેમના પુત્રો તેમ જ ધણીઓ જેઓ ઘણા વીર હતા તેઓ બધા માર્યા ગયા છે.૧૬ મેં યથાક્રમે મુખ્ય મુખ્ય બધાનું તમને કહ્યું છે. તેઓ બ્રાહ્મણ્ય ભાવવાળી હોવાથી તેમની બુદ્ધિ સત્ત્વગુણવાળી છે. આપે તેઓ વિષે પૂછયાથી તે નરેન્દ્રોની પત્નીઓ જેઓ અતિ શુદ્ધ સત્ત્વવાળી છે તેઓ વિષે મેં કહ્યું છે.૧૭

વૈશમ્પાયન કહે છેઃ–આ પ્રમાણે કહ્યા પછી જ્યારે સર્વ તાપસો ચાલ્યા ગયા પછી કુરુઓમાં વૃદ્ધ અને શ્રેષ્ઠ તે રાજાએ મનુષ્યોમાં દેવ જેવા પુત્રોને મળીને તેઓ સર્વેનું કુશળ પૂછયું.૧૮ પછી યોધાઓ તે આશ્રમ મંડળને છોડીને બહાર પોતાનાં (વાહનાદિ) પાત્રોને છોડીને બેઠા પછી તેમ જ સ્ત્રીઓ, વૃદ્ધો અને બાળકો સારી રીતે બેઠા પછી તે બધાને યોગ્યતા પ્રમાણે કુશળ પ્રશ્નો પૂછવા લાગ્યા.૧૯

**इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमा 'युधिष्ठिरादिनी संजये ऋषिओ साथे करावेली ओळखाण' ए नामनो अध्याय २५ मो समाप्त**

---

## અધ્યાય ૨૬ મો

### વિદુરનું નિર્માણ

ધૃતરાષ્ટ્ર કહે છેઃ–હે યુધિષ્ઠિર! હે મહાબાહુ! સર્વ ભાઈઓ તથા શહેરના અને પ્રાંતોના રહીશો સહિત તું કુશળ તો છે?૧ જે કેટલાકો તારી પાછળ (તારા આશ્રયે) જીવે છે, તેઓ પણ રોગ વગરના તો છે ના? હે રાજા! તારા સચિવો, નોકરવર્ગો અને તારા ગુરુઓ નીરોગી તો છે ના?૨ તારા રાજ્યમાં તેઓ કંઈ પણ પીડા વગર વસે છે ને? રાજર્ષિઓએ સેવેલી પૌરાણી (પ્રાચીન) વૃત્તિ પ્રમાણે તું ચાલે છે ને?૩ ન્યાયનું ઉચ્છેદન કર્યા વિના તારો ભંડાર ભરાય છે ને? શત્રુઓ, મધ્યસ્થો અને મિત્રો સાથે યોગ્યતા પ્રમાણે વર્તે છે ને?૪ બ્રાહ્મણો તરફ તેઓને યથાવિધિ પ્રથમ દાન આપીને તું નજર રાખે છે ને? હે ભરતર્ષભ! તારા શીલથી તેઓને સંતોષ તો છે ને?૫ તેમ જ તારા શત્રુઓને પણ સંતોષ છે ને? (જો તેમ હોય તો પછી) તારા પૌરજનો અથવા નોકરો અથવા સ્વજનોના સંતોષ માટે પૂછવાનુ જ શું? હે રાજેન્દ્ર! તું શ્રદ્ધા રાખીને તારા પિતૃઓ અને દેવતાઓનું યજન કરે છે ને?૬ હે ભારત! અતિથિઓને તું અન્નપાન આપીને આવકાર આપે છે ને? તારા દેશમાં રહેનારા વિપ્રો–બ્રાહ્મણો પોતાના કર્મોમાં પ્રેમ રાખે છે ને અને નય (નીતિ)ને માર્ગે ચાલે છે ને?૭ ક્ષત્રિયો, વૈશ્યવર્ગો અને શૂદ્રો અને કુટુંબવાળા પુરુષો નીતિને માર્ગે ચાલે છે ને? તારા રાજ્યમાં સ્ત્રીઓ, બાળકો કે વૃદ્ધો શોક કરતા કે ભીખ માંગતા નથી ને?૮ હે નરર્ષભ! તારા ઘરમાં સૌભાગ્યવતીઓની પૂજા થાય છે કે નહિ? તારા જેવા મહીપતિને મેળવીને આ રાજર્ષિઓનો વંશ,૯ હે મહારાજ! યોગ્ય કીર્તિ મેળવવામાં પાછો તો નથી પડતો ને?

આ પ્રમાણે પૂછનારા તે( ધૃતરાષ્ટ્ર )ને ન્યાય (અને નીતિ) જાણનારાએ (નીચે પ્રમાણે) જવાબ આપ્યો.૧૦ બોલવામાં અને કર્મો કરવામાં કુશળ એવા યુધિષ્ઠિરે કુશળતાના પ્રશ્ન સાથે કહ્યું કેઃ–

યુધિષ્ઠિર કહે છેઃ–હે રાજન્! તારું તપ, તારો દમ અને તારી શાંતિની વૃદ્ધિ થાય છે ને?૧૧ આ

મારી જનની થાકયા વિના તારી સેવા કરે છે ને? હે રાજન્! એનો વનવાસ સફળ થશે ને?[૧૨] આ મારી મોટી માતા (ગાંધારી) જે ઠંડી, પવન અને માર્ગગમનથી કૃશ થઈ ગઈ છે, જે ઘોર તપ કરવામાં રોકાઈ છે, તે દેવી પોતાના ક્ષાત્રધર્મ પાળવામાં પરાયણ, મહા બળવાન્ પુત્રો માર્યા ગયા તેમને માટે શોક તો કરતી નથી ને? અથવા અમે પાપ કરનારાઓનું તો નિત્ય ધ્યાન ધરતી નથી ને?[૧૩-૧૪] અને હે રાજન્! વિદુર કયાં છે? અમે તેને અહિં જોતા નથી. અને તપ કરવામાં સ્થિર એવા સંજય કુશળ તો છે ને?[૧૫]

આ પ્રમાણે યુધિષ્ઠિરે પૂછયું એટલે ધૃતરાષ્ટ્રે તે જનાધિપને કહ્યું કેઃ-

ધૃતરાષ્ટ્ર કહે છેઃ-હે પુત્ર! વિદુર કુશળ છે. તે ઘોર તપ કરે છે.[૧૬] તે વાયુનું ભક્ષણ કરે છે, તે નિરાહાર રહે છે, તે કૃશ થઇ ગયો છે અને હવે તેની નાડીઓ માત્ર રહી છે. આ શૂન્ય જંગલમાં બ્રાહ્મણો કોઈ કોઈ વેળા તેનાં દર્શન કરે છે.[૧૭]

ધૃતરાષ્ટ્ર આમ કહેતા હતા એટલામાં જટાવાળા, મોઢામાં કાંકરાવાળા, સૂકાઇ ગયેલા, દિશાઓરૂપ વસ્ત્રવાળા, મળથી લિંપાઈ ગયેલા અંગવાળા, વનની રેણુ(ધૂળ)થી ઢંકાઇ ગયેલા,[૧૮] ક્ષત્તા(વિદુર) દૂરથી જોવામાં આવ્યા. તે મહીપતિ(ધૃતરાષ્ટ્રે) એ તેને વિષે કહ્યું એટલામાં હે રાજન્! આશ્રમ તરફ જોઇને (તેમાં ઘણાં માણસો જોઇને) તે પાછો ફર્યો.[૧૯] માત્ર એક રાજા યુધિષ્ઠિર જ કોઇક વાર દેખાતા અને કોઇક વાર ન દેખાતા, ઘોર વનમાં પેસી જતા તેની પાછળ દોડ્યા.[૨૦] 'હે વિદુર! હે વિદુર! હું રાજા, તારો વાહાલો યુધિષ્ઠિર છું,' એમ બૂમો પાડતા તે નરપતિ યત્નથી તેની પાછળ દોડતા હતા.[૨૧] પછી નિર્જન એકાંતમાં બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ વિદુર તે વનમાં કોઇ એક વૃક્ષનો ટેકો લઇને ઉભા રહ્યા.[૨૨] મહાબુદ્ધિવાળા રાજા યુધિષ્ઠિરે અતિ ક્ષીણ થઈ ગયેલા, આકૃતિ માત્રથી જણાતા, તે મહાબુદ્ધિવાળાને ઓળખ્યા.[૨૩] 'હું યુધિષ્ઠિર છું' એમ વિદુર સાંભળે તેટલે દૂર તેની આગળ ઉભા રહ્યા અને તેની સામી પૂજા કરી.[૨૪] પછી આંખની પાંપણ હલાવ્યા વિના તેણે તે રાજા તરફ નજર કીધી. પછી વિદુરે તેના(યુધિષ્ઠિરના)પર દૃષ્ટિ જોડીને (ઠરાવીને) સમાધિ ચઢાવી.[૨૫] અને બુદ્ધિમાન્ એવા વિદુરે પોતાનાં ગાત્રો સાથે (યુધિષ્ઠિરનાં) ગાત્રોમાં પ્રવેશ કર્યો, પોતાના પ્રાણો (યુધિષ્ઠિરના) પ્રાણો સાથે, ઈંદ્રિયોને ઇન્દ્રિયો સાથે જોડી દીધા.[૨૬] યોગબળનો આશ્રય લઇને વિદુરે પોતે તેજવડે બળતા હોય તેમ રાજા ધર્મરાજાના શરીરમાં પ્રવેશ કરી દીધો.[૨૭] તે વખતે વિદુરનું શરીર તો તેજ પ્રમાણે સ્થિર લોચનવાળું અને વૃક્ષને આશ્રયે રહેલું પણ ચેતન વગરનું રાજાએ જોયું,[૨૮] અને પોતાને તે વિશેષ બળવાળા અને ઘણા ગુણોવાળા માનવા લાગ્યા. ત્યારે મહા તેજવાળા ધર્મ રાજા પાંડવને (પૂર્વ વૃત્તાંત) યાદ આવ્યું.[૨૯] હે વિશાંપતિ! તેને પોતાનું સર્વ જુનું વૃત્તાંત યાદ આવ્યું કે, જે યોગધર્મને વિષે મહાતેજસ્વી વ્યાસે કહ્યું હતું તેમ જ થયું છે.[૩૦] પછી ત્યાંજ તેના સંસ્કાર કરવાની ધર્મરાજાને ઇચ્છા થઈ આવી. તેણે તેને બાળવાની કામના થયેલી જાણીને તે વિદ્વાનને વાણી દેવીએ કહ્યું કે,[૩૧] 'આ વિદુર નામથી ઓળખાતાં કલેવરને, હે રાજન્! તારે બાળવું નહિ; કારણ કે આ કલેવર તે તારું જ કલેવર છે. એ સનાતન ધર્મરૂપ છે. (બીજા અર્થ પ્રમાણેઃ-આ વિષયમાં તારે માટે આજ સનાતન ધર્મ છે.)[૩૨] હે ભારત! એ (વિદુર)ને સાંતાનિક નામના લોકો મળશે. હે પરંતપ! એ *યતિના ધર્મને પ્રાપ્ત થયો હતો (સંન્યાસી હતો) એનો શોક કરવો યોગ્ય નથી.'[૩૩]

આ પ્રમાણે વાણીએ ધર્મ રાજાને કહ્યું એટલે ધર્મરાજા ત્યાંથી પાછા આવ્યા, અને વિચિત્રવીર્યના પુત્ર રાજા ધૃતરાષ્ટ્રને તે સર્વ નિવેદન કર્યું.[૩૪] એટલે તે તેજસ્વી રાજા અને ભીમસેનાદિ સર્વે જનોને અતિશય વિસ્મય લાગ્યું.[૩૫] તે સાંભળીને પ્રસન્ન થયેલા તે રાજાએ ધર્મના પુત્રને કહ્યું કે,'આ મારાં મૂળ, અને ફળ અને પાણીને ગ્રહણ કરો.[૩૬] કારણ કે હે રાજન્! એમ કહેવામાં આવે છે કે માણસ પોતે જે લે તે તેણે પોતાના અતિથિને આપવું' (એવો ધર્મ છે). આ પ્રમાણે ધૃતરાષ્ટ્રે ધર્મ રાજાને કહ્યું એટલે ધર્મના પુત્રે તે રાજાને, 'ઠીક છે' એમ જવાબ આપ્યો.[૩૭] પછી તે રાજાએ આપેલાં ફળમૂળનું પોતાના ભાઇઓ સાથે ભોજન કર્યું. પછી તેઓએ ઝાડોના મૂળ આગળ પોતાનો મુકામ કર્યો, અને ફળ, મૂળ અને જળના ભોજનથી તે સર્વેએ તે રાત્રિ ગાળી કાઢી.[૩૮]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'विदुरनुं निर्याण' ए नामनो अध्याय २६ मो समाप्त

## અધ્યાય ૨૭ મો

### વ્યાસનું આગમન

વૈશમ્પાયન કહે છેઃ-પછી હે રાજન્! આ પુણ્ય કર્મ કરનારાઓના આશ્રમમાં કલ્યાણકારી નક્ષત્રોવાળી

* વિદુર યતિધર્મ એટલે સંન્યાસીધર્મ પાળતા હતા તેથી તેના કલેવરને દાહ દેવો યોગ્ય ન હતો. કેટલાકો એમ કહે છે કે વિદુર શૂદ્રને પેટે જન્મ્યો હતો, માટે તેનો અગ્નિસંસ્કાર કર્યો નથી.

તે રાત્રિ વીતી ગઈ.[૧] ત્યાં ધર્મ અને અર્થરૂપ લક્ષણોવાળી કથાઓ તેઓએ કરી. તે કથાઓમાં વિચિત્ર પદો હતાં તેમ જુદી જુદી શ્રુતિઓ પણ હતી.[૨] હે નરાધિપ! મોટાં કીમતી શયનો છોડીને પાંડવો પોતાની માતાની આસપાસ ધરણીપર સૂતા હતા.[૩] મોટાં મનવાળા રાજા ધૃતરાષ્ટ્રે જે આહાર કીધો હતો તે જ આહાર મનુષ્યોમાં વીર સમાન તેઓએ લીધો હતો અને તે રાત્રિ રહ્યા હતા.[૪] જ્યારે રાત્રિ પૂર્ણ થઈ ત્યારે પોતાના ભાઈઓ સાથે પૂર્વાહ્નની ક્રિયાઓ કરી રાજા (યુધિષ્ઠિરે) એ તે આશ્રમમંડળનાં દર્શન કર્યાં.[૫] ધૃતરાષ્ટ્રની રજાથી તે પોતાના અંતઃપુરના પરિવાર, નોકરો અને પુરોહિતની સાથે પોતાને સુખ પડે તેમ અને જેમ ઇચ્છા થઈ તેમ (આશ્રમોમાં ફર્યા).[૬] અને ત્યાં બળતા અગ્નિવાળી વેદીઓ કે જ્યાં અભિષેક કરેલા અને અગ્નિને આહુતિ આપતા મુનિઓ બેઠા હતા તેનાં દર્શન કર્યાં.[૭] વનના પુષ્પોના ઢગલાવાળી તેમ જ હોમેલી વસ્તુઓને લીધે ધૂમાડાવાળી, બ્રહ્મરૂપ શરીરવાળી તે વેદીઓ મુનિઓનાં ટોળાંઓથી ભરપૂર હતી.[૮] ત્યાં જરા પણ ઉદ્વેગ વિનાના મૃગોનાં ટોળાંઓ ઠામઠામ આશ્રય લેતાં હતાં તેમ જ હે પ્રભો! કોઈ પણ જાતની શંકા વિનાના પક્ષીઓનાં ટોળાંઓ જોરથી ગાન કરી રહ્યાં હતાં.[૯] નીલકંઠ (મયૂરો)નાં કેકારવથી અને દાત્યૂહો (બપૈયા)ના કૂજનથી અને કોકિલાઓના કુહુ કુહુ (ટહુકાઓ)ના સ્વરથી (તે વેદીઓનાં સ્થાન) સુખકારક અને કાનને મનોહર લાગતાં હતાં તેથી[૧૦] તથા અધ્યયન કરતા દ્વિજોના ઘોષથી કોઈ કોઈ સ્થળો શોભી રહ્યાં હતાં. વળી ફળ, મૂળના મોટા સંગ્રહોથી કોઈ સ્થળ શોભી રહ્યું હતું.[૧૧] પછી હે રાજન્! તે રાજાએ તાપસોને માટે જ આણેલા કાંચનના કલશો તેમ જ ઉંદુબરો* પણ તેઓને આપ્યાં.[૧૨] તે મહીપતિએ અજિન (હરણાદિનાં ચામડાંઓ), પ્રવેણી (કામળાઓ), શ્રુક અને સરવો, કમંડળુઓ, થાળીઓ અને પિઠરો (ઠીકરાંના વાસણો) આપ્યાં.†[૧૩] વળી હે નૃપ! લોખંડના જાતજાતનાં વાસણો અને જાતજાતનાં નાનાં નાનાં પાત્રો—જેની જેની અને જેટલા જેટલાની ઇચ્છા થતી તેટલાં પ્રમાણમાં તેને તેને વાસણો આપ્યાં.[૧૪] આ રીતે તે ધર્માત્મા રાજા તે આશ્રમમંડળમાં ફરી વળ્યા. તે મહીપતિ સર્વ દોલત આપી દેઇને પાછા આવ્યા,[૧૫] અને ગાંધારી સાથે બેઠેલા, શાંત, જેણે પોતાનું આહ્નિક કર્મ કર્યું છે એવા, તે મહીપતિ રાજા ધૃતરાષ્ટ્રનાં દર્શન કર્યાં.[૧૬] તે ધર્માત્માએ શિષ્યની માફક નમસ્કાર કરતી, પાસેજ બેઠેલી, શિષ્ટના આચાર પાળતી પોતાની માતા કુન્તીનાં દર્શન કર્યાં.[૧૭] તેણે તે રાજાની પૂજા કરી પોતાનું નામ જણાવ્યું, એટલે (ધૃતરાષ્ટ્રે) 'બેસ' એવી આજ્ઞા આપી, એટલે બૃસી (દર્ભના) આસનપર બેઠા.[૧૮] હે ભરતર્ષભ! ભીમસેનાદિ પાંડવોએ પણ તેઓને અભિવંદન કર્યું અને પગને સ્પર્શ કર્યો અને તે રાજાની આજ્ઞાથી બેઠા.[૧૯] તેઓનાથી વિંટાયેલો તે કૌરવ રાજા, દેવોથી વિંટાયેલો બૃહસ્પતિ જેમ જાણે જળહળતી બ્રાહ્મી શોભા ધારણ કરે તેમ, અતિશય શોભી રહ્યો.[૨૦] અને તેઓ બેઠા હતા એટલે કુરુક્ષેત્રમાં રહેનારા શતયૂપ વગેરે મહર્ષિઓ ત્યાં આવ્યા.[૨૧] વળી દેવર્ષિગણોથી સેવાતા પોતાના શિષ્યોથી વિંટાયેલા, મહા તેજવાળા, ભગવાન્, વિપ્ર વ્યાસે (પણ) તે રાજાને દર્શન આપ્યાં.[૨૨] એટલે તે કૌરવ્ય રાજા (ધૃતરાષ્ટ્ર) તથા બળવાન્ કુન્તીપુત્ર(યુધિષ્ઠિર) અને ભીમસેન વગેરેએ સામા ઉઠીને તેને અભિવંદન આપ્યું.[૨૩] પછી શતયૂપ વગેરેથી વિંટાયેલા અને ત્યાં આવી પોહોંચેલા વ્યાસે મહીપાલ ધૃતરાષ્ટ્રને, 'બેસો' એમ કહ્યું.[૨૪] પછી દર્ભનું બનાવેલું એક આસન જેનાપર કાળાં હરણનું ચામડું હતું તે તેને માટે તૈયાર કરવામાં આવ્યું હતું તેનાપર વ્યાસ બેઠા.[૨૫] પછી વિપુલ ઓજસવાળા તે સર્વે ઉત્તમ દ્વિજો, દ્વૈપાયનની આજ્ઞાથી, તેની આસપાસ આસનોપર બેઠા.[૨૬]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'व्यासनुं आगमन' ए नामनो अध्याय २७ मो समाप्त

## અધ્યાય ૨૮ મો

### વ્યાસે કહેલું વિદુરનું સ્વરૂપ

વૈશમ્પાયન કહે છેઃ-પછી મહાત્મા પાંડવો બેઠા એટલે સત્યવતીના પુત્ર વ્યાસે આ વચન કહ્યું કેઃ[૧]

વ્યાસ કહે છેઃ-હે મહાબાહો! હે ધૃતરાષ્ટ્ર! તારું તપ કેમ ચાલે છે? હે નરાધિપ! વનવાસમાં તારાં મનને આનંદ થાય છે કે?[૨] હે રાજન્! પુત્રોના વિનાશથી થતો શોક હવે તારા હૃદયમાં નથી ને? હે અનઘ! હવે તારાં સર્વ જ્ઞાન અતિ પ્રસન્ન કરનારાં થયાં છે ને?[૩] તારી બુદ્ધિને દૃઢ કરીને તું વનવાસની વિધિ પાળે છે ને? આ મારી (પુત્ર)વધૂ ગાંધારીનો હવે કદિ શોક પરાભવ તો કરતો નથી ને?[૪] તે મહાજ્ઞાનવાળી, બુદ્ધિમાન્ દેવી ધર્મ અને અર્થને સમજવાવાળી છે. તે આગમ (લાભ) અને અપાય(હાનિ)-

* કલકત્તાની પ્રતમાં ઉદુંબરનો અર્થ ત્રાંબું કર્યો છે અને તેને કલશાનું વિશેષણ ગણ્યું છે. † શ્રુક એટલે જેને એક છેડે કડછીના જેવું પ્યાલું જોડેલું હોય છે તે. સરવો એટલે—જેના બન્ને છેડા કડછીના જેવા હોય છે તે. પિઠર એટલે તપેલીઓ, વાડકાઓ.

નાં તત્ત્વોને સમજે છે તેને હવે શોક તો થતો નથી ના ?[૫] હે રાજન્ ! અહંકાર ન કરનારી એવી આ કુન્તી જેણે પોતાના પુત્રોને ત્યજી દીધા છે અને જે ગુરુની સેવા કરવામાં પ્રીતિ રાખનારી છે તે તારી સેવા કરે છે ને ?[૬] હે રાજા ! તેં આ ધર્મના પુત્રને સામું અભિનંદન આપ્યું કે નહિ ? આ ભીમ, અર્જુન અને બે યમોને પણ સાન્ત્વન આપ્યું છે કે નહિ ?[૭] તેઓને જોઇને તને આનંદ થાય છે કે નહિ ? તારું મન નિર્મળ થયું છે કે નહિ ? હે નરાધિપ ! જ્ઞાન થયું છે એવો તું શુદ્ધ ભાવવાળો બન્યો છે કે નહિ ?[૮] કારણ કે હે ભારત ! હે મહારાજ ! નિર્વૈરતા(વૈર ન હોવું તે), અક્રોધ(ક્રોધ ન હોવો તે), અને સત્ય–આ ત્રણ ગુણ સર્વ પ્રાણીઓને વિષે શ્રેષ્ઠ છે.[૯] હે ભારત ! વનવાસથી તને કંઇ મોહ તો થતો નથી ને ? આ વનમાં ઉગતું અનાજ તેમ જ ઉપવાસ પણ તારા પોતાના અંકુશમાં રહે છે કે નહિ ?[૧૦] હે રાજેન્દ્ર ! મોટા મનવાળા, ધર્મરૂપ મહાત્મા વિદુરનું જે રીતે ગમન થયું તેની તને ખબર છે કે નહિ ?[૧૧] તે ધર્મ માંડવ્ય ઋષિના શાપથી વિદુરપણાને પામ્યો હતો. તે મહાબુદ્ધિવાળો, મહાયોગી, મહાત્મા, અને મોટા મનવાળો હતો.[૧૨] દેવોમાં બૃહસ્પતિ અને અસુરોમાં શુક્ર (આચાર્ય) પણ, જેવો તે ઉત્તમ પુરુષ બુદ્ધિસંપન્ન હતો તેવા બુદ્ધિસંપન્ન નથી.[૧૩] લાંબા વખતથી સંગ્રહી રાખેલા તપોબળનો વ્યય કરીને માંડવ્ય ઋષિએ સનાતન ધર્મનો પરાજય કર્યો હતો.[૧૪]* બ્રહ્માની આજ્ઞાથી અને પૂર્વે મેં મારા પોતાના બળથી વિચિત્રવીર્યનાં સ્વામિત્વવાળાં ક્ષેત્રમાં તે મહામતિવાળાને ઉત્પન્ન કર્યો હતો.[૧૫] હે મહારાજ ! ધારણાથી, મનથી અને ધ્યાનથી જેને કવિઓ (વિદ્વાનો) ધર્મ કહે છે તે તે તારો ભાઈ સનાતન ધર્મ હતો, દેવોનો દેવ હતો.[૧૬]† સત્યવડે, દમવડે, શમ(શાંતિ)વડે, અહિંસાવડે, અને દાનવડે તેની વૃદ્ધિ થાય છે અને તે તપ કર્યા કરે છે, અને તે સનાતન છે.[૧૭] તે અમાપ બુદ્ધિવાળા અને પ્રજ્ઞાવાળાએ હે નૃપતિ ! યોગના બળને લીધે આ કુરુરાજા યુધિષ્ઠિરને પેદા કર્યો છે.[૧૮] જેમ વહ્નિ, જેમ વાયુ, જેમ જળ, જેમ પૃથિવી અને જેમ આકાશ આ લોકમાં અને પરલોકમાં રહે છે, તેમ આ ધર્મ પણ આ લોકમાં અને પરલોકમાં રહે છે.[૧૯] હે રાજેન્દ્ર ! તે ધર્મ સર્વ સ્થળે જઇ શકે છે, તે સર્વ ચરાચર વસ્તુઓમાં વ્યાપેલો છે. દેવોના દેવો અને સર્વ પાપમાંથી મુક્ત એવા સિદ્ધોથી જ તે જણાય છે.[૨૦] જે ધર્મ છે તે વિદુર છે; જે વિદુર છે તે પાંડવ છે; હે રાજન્ ! તે આ પાંડવ દૃશ્ય છે. તે તારા નોકરની પેઠે અહિં ઉભો છે.[૨૧] મોટા યોગબળવાળો, બુદ્ધિમાનોમાં ઉત્તમ એવો તે તારો મહાત્મા ભાઈ, મહાત્મા કૌન્તેયને જોઇને, તેના શરીરમાં પેસી ગયો છે.[૨૨] અને હે ભરતર્ષભ ! ટુંક વખતમાં હું તારું પણ શ્રેય કરીશ. હે પુત્ર ! તારા સંશય છેદવાને માટે જ હું (આજે) અહિં આવ્યો છું એમ તું જાણ.[૨૩] પૂર્વે આ લોકમાં મહર્ષિઓથી જે કર્મ થયું નથી તે, મારા તપનું આશ્ચર્યકારક ફળ હું તમને બતાવું છું.[૨૪] હે મહીપાલ ! તને કયું ઇષ્ટ મેળવવાની તારી ઇચ્છા છે ? તું શું જોવા, પૂછવા કે સાંભળવા ઇચ્છે છે ? તું જે કહેશે તે, હે અનઘ ! હું કરીશ.'[૨૫]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे आश्रमवासपर्वमां 'व्यासे कहेलुं विदुरनुं स्वरूप' ए नामनो २८ मो अध्याय समाप्त

# પુત્રદર્શન પર્વ

## અધ્યાય ૨૯ મો

### પુત્રોનાં દર્શન માટે ધૃતરાષ્ટ્રાદિકની પ્રાર્થના

જનમેજય કહે છેઃ–હે વિપ્ર ! રાજાઓમાં શાર્દૂલ (સિંહ) જેવા મહીપતિ ધૃતરાષ્ટ્ર પોતાની ભાર્યા સાથે અને વધૂ કુન્તી સાથે વનવાસમાં ગયા,[૧] અને સંપૂર્ણ સિદ્ધ થયેલા વિદુરે પણ ધર્મરાજામાં આશ્રય લીધો અને આશ્રમમંડળમાં પાંડુના સર્વે પુત્રો વસતા હતા ત્યારે,[૨] પરમ તેજસ્વી મહર્ષિ વ્યાસે જે એમ કહ્યું કે 'જે કંઈ આશ્ચર્ય છે તે હું કહીશ,' તે શું છે તે તું મને કહે.[૩] અચ્યુત નરપતિ કૌરવ્ય યુધિષ્ઠિર પોતાનાં માણસો

* તપસ્વી બ્રાહ્મણ જ્યારે કોઇને શાપ દે છે ત્યારે તેનું તપ ઓછું થાય છે. માટે બ્રાહ્મણે હમેશાં ક્ષમા જ રાખવી. ધર્મને શાપ દેવામાં માંડવ્ય ઋષિનું તપ વપરાયું હતું, અર્થાત્ ગુનાહો કરવા માટે શિક્ષા કરવામાં બાળપણની દલીલ ધર્મની દરબારમાં ચાલતી ન હતી તે પોતાના તપોબળથી માંડવ્યે ત્યાં ચલાવી હતી.

† ધારણા એટલે એક જ વસ્તુપર મનને સ્થિર કરવું તે; ધ્યાન એટલે સર્વ વસ્તુઓ પરથી મનને ખેંચવું તે.

સાથે વનવાસમાં કેટલો કાળ રહ્યા હતા?[૪] હે પ્રભો! પોતાનાં સૈન્યો સાથે અને અંતઃપુર (સ્ત્રી મંડળ) સાથે ત્યાં વસતા તે મહાત્માઓનો આહાર શો હતો? હે અનઘ! તે તું કહે.[૫]

વૈશમ્પાયન કહે છેઃ–હે રાજન્! કુરુરાજાની આજ્ઞાથી પાંડવો ત્યાં વિશ્રામ લીધા પછી જાતજાતનાં અન્નોનો અને પાનાં(પીણાં)નો અનુભવ લેતા હતા.[૬]* પોતાનાં સૈન્ય અને અંતઃપુર સહિત તેઓ તે વનમાં રહ્યા. પછી એક દિવસે, હે અનઘ! આગળ મેં કહ્યું તે પ્રમાણે વ્યાસ ત્યાં આવ્યા.[૭] અને આ પ્રમાણે તે રાજા(ધૃતરાષ્ટ્ર)ની પાસે વ્યાસની સાથે વાતો કરતા તે બધા બેઠા હતા ત્યારે હે રાજન્! બીજા મુનિઓ ત્યાં આવ્યા.[૮] નારદ, અને પર્વત અને મહાતપસ્વી દેવલ, અને હે ભારત! વિશ્વાવસુ, તુંબુરુ અને ચિત્રસેન વગેરે મુનિઓ આવ્યા.[૯] ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી મહાતપસ્વી કુરુ રાજા યુધિષ્ઠિરે તેઓની પણ યથાયોગ્ય પૂજા કરી.[૧૦] યુધિષ્ઠિરને હાથે પૂજા (માન) મેળવીને પછી તે બધા ત્યાં મોરનાં પવિત્ર પીછાંવાળા ઉત્તમ આસનોપર બેઠા.[૧૧] તેઓ ત્યાં બેઠા પછી, હે કુરુદ્વહ! પાંડુના પુત્રોથી વિંટાયલો તે મહા બુદ્ધિમાન્ રાજા ધૃતરાષ્ટ્ર પણ બેઠો.[૧૨] અને ગાંધારી અને કુન્તી અને દ્રૌપદી અને સાત્વતી અને બીજી સ્ત્રીઓ પણ બીજી સ્ત્રીઓ સાથે (પોતપોતાને આસને) બેઠી.[૧૩] હે નૃપ! પછી ત્યાં તેઓ વચ્ચે પુરાણ ઋષિઓની, દેવોની અને અસુરોની, ધર્મની એવી એવી દિવ્ય કથાઓ થવા લાગી.[૧૪] પછી તે કથાઓને છેડે બોલનારાઓમાં શ્રેષ્ઠ, પ્રસન્ન થયેલા, મહા તેજસ્વી, સર્વ વેદ જાણનારાઓમાં ઉત્તમ એવા વ્યાસે પ્રજ્ઞારૂપ નેત્રવાળા ઈશ્વર-(રાજા ધૃતરાષ્ટ્ર) ને ફરીથી આજ વચન કહ્યું કે, 'હે રાજેન્દ્ર! તારા હૃદયમાં જે ઇચ્છા થઈ છે તે મને જણાઈ છે.[૧૫-૧૬] તારા છોકરાઓના લીધે તારા બળતા હૃદયમાં અને ગાંધારીના હૃદયમાં જે દુઃખ નિત્ય ઉભું રહ્યું છે તે (મને ખબર છે).[૧૭] તેમ જ હે મહારાજ! કુન્તીના અને દ્રૌપદીના હૃદયમાં, અને પુત્રના વિનાશથી જન્મતું તીવ્ર દુઃખ જે કૃષ્ણની બેહેન સુભદ્રાના હૃદયમાં ધારણ કરેલું છે તે પણ મને જણાયું છે. તેથી હે નૃપ! તમો સર્વેના આ સમાગમની વાત સાંભળીને[૧૮-૧૯] હે કૌરવનંદન! તમારા સંશયો છેદી નાંખવાને જ હું અહિં આવ્યો છું. આ સર્વે દેવો અને ગંધર્વો અને આ બધા મહર્ષિઓ[૨૦] લાંબા કાળથી ભેગાં કરેલાં મારા તપનું વીર્ય (બળ) ભલે આજે જુઓ. હે મહાપ્રાજ્ઞ! હું તારી કયી કામના પૂર્ણ કરું તે તું મને કહે.[૨૧] વર આપવાને હું શક્તિમાન્ છું. મારાં તપનું ફળ તું જો.'

અમાપ બુદ્ધિવાળા વ્યાસે તે રાજેન્દ્રને આમ કહ્યું એટલે તે નરેંદ્રે[૨૨] એક મુહૂર્તભર વિચાર કરીને બોલવા માંડ્યુંઃ 'હું ધન્ય (નસીબદાર) છું કે, મારાપર અનુગ્રહ થયો છે. મારું જીવિત સફળ થયું છે,[૨૩] કે જેથી આજે આપ સાધુઓ સાથે અહિં મારે સમાગમ થયો છે, અને આજે જ હું મારી પોતાની ઇષ્ટ ગતિને અહિં પામીશ;[૨૪] કારણ કે બ્રહ્મના જેવા આપ સાથે હે તપોધનો! આજે મારે મેળાપ થયો છે. આપનાં દર્શનથી જ હું પવિત્ર થયો છું, એમાં કંઈ સંશય નથી.[૨૫] હે અનઘો! હવે મને પરલોકનો પણ ભય રહ્યો નથી. કિન્તુ તે અતિ દુષ્ટ બુદ્ધિવાળા, મંદ મતિના (દુર્યોધનના) અન્યાયોથી, પુત્રોપર પ્રીતિવાળા એવા મારું મન તેઓને નિત્ય યાદ કરતાં ઘણું દુઃખાય છે. આ પાંડવો પાપ વિનાના છે તેઓને તે પાપ બુદ્ધિવાળાએ દુઃખ દીધું હતું.[૨૬-૨૭] તેણે જ અશ્વો, મનુષ્યો અને હાથીઓ સહિત આ પૃથિવીનો નાશ કરાવ્યો છે; તેમ જ દેશદેશના ઈશ્વરો, મહાત્મા રાજાઓ[૨૮] મારા પુત્રને લીધે આવ્યા હતા અને તે સર્વ મૃત્યુને વશ થયા છે. પોતાના પિતૃઓ, દારાઓ અને મનને પ્રિય એવા પ્રાણો[૨૯] ત્યજી દઇને તે તે શૂરાઓ પ્રેતોના રાજાને ઘેર ગયા છે. હે બ્રહ્મન્! મિત્રને માટે જેઓ રણમાં હણાયા તેઓની શી ગતિ થઈ હશે?[૩૦] તેમ જ યુદ્ધમાં મારા જે પુત્રો અને પૌત્રો હણાયા તેમની શી ગતિ થઈ હશે? એક મોટા સૈન્યનો, શાંતનુના પુત્ર વૃદ્ધ ભીષ્મનો અને તે ઉત્તમ બ્રાહ્મણ દ્રોણનો મૂઢ, પાપી, અકૃત બુદ્ધિવાળા મારા દીકરાએ નાશ કરાવ્યો; પૃથિવીનાં રાજ્યની ઇચ્છાવાળા તેણે મારાં દીપ્ત (પ્રતાપી) કુળનો નાશ કરાવી નાંખ્યો, એ વિચારથી મારું મન દુઃખાય છે. આ સર્વે એક પછી એક યાદ આવતાં હું રાત ને દિવસ બળી જાઉં છું.[૩૧-૩૩] દુઃખ અને શોકથી પીડાતા મને જરાય શાંતિ થતી નથી. હે પિતા! આ ચિંતામાં મને શાંતિ જણાતી નથી.'[૩૪]

વૈશમ્પાયન કહે છેઃ–હે જનમેજય! તે રાજર્ષિનો આ જાતજાતનો વિલાપ સાંભળીને ગાંધારીનો શોક પુનઃ તાજો થયો.[૩૫] તેમ જ કુન્તીનો, દ્રુપદની પુત્રીનો તથા સુભદ્રાનો તથા કૌરવ કુળની બીજી તે ઉત્તમ સ્ત્રીઓ અને વહુઓનો શોક તાજો થયો.[૩૬] પુત્રના શોકથી ઘેરાઈ ગયેલી, આંખે પાટાવાળી દેવી ગાંધારી હાથ જોડી ઉભી થઇને પોતાના શ્વશુર(વ્યાસ)ને આ પ્રમાણે કહેવા લાગી કે,[૩૭] 'હે મુનિપુંગવ! આજે છ અને દશ (સોળ) વર્ષ ચાલ્યાં ગયાં છે છતાં હે

* આગલા અધ્યાયમાં પેહેલા એક બે દિવસ ફળમૂળ ખાધું અને પાણી પીને રહ્યા અને ભૂમિપર શયન કર્યાનું કહ્યું છે.

વિભો! મુવેલા પુત્રોનો શોક કરતા આ રાજાને શાંતિ થઇ નથી.[૩૮] પુત્રના શોકથી પીડાતા આ ભૂમિપતિ નિઃશ્વાસ નાંખ્યા જ કરે છે. હે મહામુનિ! ધૃતરાષ્ટ્ર સારી રાત સૂતા નથી.[૩૯] તારાં તપોબળથી તું બીજા લોકો સરજવાને સમર્થ છે તો આ રાજાને બીજા લોકોમાં ગયેલા તેના દીકરાઓ બતાવવામાં તો વિશેષ શું છે?[૪૦] વળી આ કૃષ્ણા દ્રૌપદી જે સર્વ વહુઓમાં ઘણી જ વાહાલી વહુ છે તે પણ પોતાના જ્ઞાતિજનોના અને છોકરાઓના હણાયાથી ઘણો શોક કરે છે.[૪૧] તેમ જ કૃષ્ણની બ્હેન આ સુભદ્રા જે મીઠું બોલનારી છે તે પણ પોતાના પુત્ર સૌભદ્ર (અભિમન્યુ)ના વધથી સંતાપ પામે છે અને તે ભાગ્યશાળી ઘણો શોક કરે છે.[૪૨] વળી આ અત્યંત માન પામેલી ભાગ્યશાળી, ભૂરિશ્રવાની ભાર્યા પોતાના ભર્તાને પડેલાં દુઃખ(મૃત્યુ)ના શોકથી પીડાતી ઘણો શોક કરે છે,[૪૩] કે જેનો સસરો કુરુજાતિનો બુદ્ધિમાન્ બાહ્લિક છે તે અને સોમદત્ત મોટાં યુદ્ધમાં પોતાના પિતા સાથે માર્યા ગયા.[૪૪]* આ તારા પુત્રના, મહાબુદ્ધિવાળા શ્રીમાનના સંગ્રામમાંથી નાસે નહિં એવા સો છોકરાઓ હતા તે યુદ્ધમાં માર્યા ગયા.[૪૫] તેમની આ સો વહુઓ દુઃખ અને શોકથી પીડાય છે, અને આ રાજાના અને મારા શોકને પુનઃ પુનઃ વધારે છે.[૪૬] હે મહામુનિ! તેઓની આ સો વહુઓ મોટા શોક સાથે મને ઘેરીને બેઠી છે. તે મહાત્મા શૂરાઓ, મહારથી મારા સસરાઓ (ભીષ્માદિ)[૪૭] અને સોમદત્ત વગેરેની, હે પ્રભો! કેવી ગતિ થઈ હશે? હે ભગવન્! તારા પ્રસાદથી આ મહીપતિ શોક વિનાના[૪૮] જેમ થાય તેમ જ હું અને આ તારી વધૂ કુન્તી પણ શોક વિનાના થઇએ તેમ કરો.

આ પ્રમાણે ગાંધારી કહેતી હતી ત્યારે વ્રતો કરી કરી સૂકાઈ ગયેલાં મ્હોંવાળી કુન્તીએ[૪૯] આદિત્ય-(સૂર્ય)ના જેવી પ્રભાવાળા, ગુપ્ત રીતે જન્મેલા પોતાના તે પુત્ર કર્ણને યાદ કર્યો. વરદાન આપવાવાળા ઋષિ વ્યાસ જે દૂરની વસ્તુને જોઈ અને સાંભળી શકતા હતા તેણે તેને[૫૦]† એટલે સવ્યસાચી (અર્જુન)ની માતા દેવી કુન્તીને દુઃખી થતી જોઈ એટલે તેને વ્યાસે કહ્યું કે, 'તારા મનમાં જે કાર્યની ઇચ્છા હોય[૫૧] તે કાર્ય, હે મહા ભાગ્યવાળી! તું કહે. તારા મનમાં જે હોય તે કહે.' એટલે કુન્તીએ મસ્તક નમાવી સસરા(વ્યાસ)ને પ્રણામ કરીને, લજ્જા સહિત, પુરાતન વાતને સ્પષ્ટ કરતી આ પ્રમાણે વાત કહેવા માંડી.[૫૨]

**इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे पुत्रदर्शनपर्वमां 'पुत्रदर्शन माटे धृतराष्ट्रादिनी प्रार्थना' ए नामनो अध्याय २९ मो समाप्त**

## અધ્યાય ૩૦ મો

### કુન્તીનું કર્ણજન્મકથન

કુન્તી કહે છેઃ–હે ભગવન્! તું મારો સસરો છે, મારાં દૈવતનો પણ તું દૈવત છે, મારા દેવોનો પણ તું દેવ છે, તેથી મારી સાચી વાણી તું સાંભળ.[૧] (એક વેળા) દુર્વાસા નામના એક ક્રોધી, બ્રાહ્મણ તપસ્વી મારા પિતા પાસે ભિક્ષા માટે આવ્યા હતા તેને મેં ખૂબ સંતોષ્યા હતા.[૨] મારાં પવિત્ર વર્તનથી, કોઈ પણ જાતના અપરાધના ત્યાગથી તથા શુદ્ધ મનથી, કોપ કરવાના મોટા મોટા પ્રસંગો હોય તોપણ કદિ પણ કોપ કર્યા વિના મેં સંતોષ્યા હતા.[૩] વર આપવાવાળા, કૃતકૃત્ય થયેલા તે મહામુનિ મારા પર પ્રસન્ન થયા એટલે તેણે મને કહ્યું કે '(હું આપું તે) તારે અવશ્ય લેવાનું છે.'[૪] એટલે શાપના ભયથી તે વિપ્રને પુનઃ મેં કહ્યું કે, 'તેમ થવા દો.' અને પછી તે દ્વિજે પુનઃ મને કહ્યું કે,[૫] 'હે ભદ્રે! હે શુભ મુખવાળી! તું ધર્મની માતા થશે. જે દેવોને તું બોલાવશે તે તારા કહ્યા પ્રમાણે હાજર થશે.'[૬] એમ કહીને તે વિપ્ર અન્તર્ધ્યાન થઈ ગયા. હું પણ તેથી વિસ્મય પામી. કોઈ પણ અવસ્થામાં મારી સ્મૃતિનો નાશ થતો નથી. (એટલે તેમની વાત મને યાદ રહી ગઈ.)[૭] પછી (એક દિવસે) મેહેલની અગાસીમાં ઉભી ઉભી હું ઉગતા રવિને જોઈ રહી હતી. ત્યારે તે ઋષિનાં વાક્યને યાદ કરી કરીને દિવાકરની સ્પૃહા કરવા લાગી.[૮] ત્યારે હું બાલભાવમાં (બાલ્યાવસ્થામાં) હતી એટલે તેમ કરવામાં (મને) દોષ લાગ્યો (જણાયો) નહિં. પછી સહસ્રાંશુ (હજારો કિરણવાળો) દેવ મારી પાસે હાજર થયો.[૯] તેણે પોતાના દેહના બે ભાગ કર્યા હતા, એક ભૂમિપર (હતો) અને બીજો ગગનમાં (હતો). એકવડે તે લોકોને તપાવતા હતા અને બીજા શરીરથી મારી પાસે આવ્યા હતા.[૧૦] (લજ્જા કે ભયથી) કાંપતી એવી મને તેણે કહ્યું કે, 'મારી પાસે કોઈ વર માંગ.' મસ્તકવડે પ્રણામ કરીને મેં તેને કહ્યું કે, (મારે કંઈ જોઇતું નથી. આપ) 'પધારો.'[૧૧] તે તીક્ષ્ણ કિરણવાળાએ મને કહ્યું કે, 'મારું વૃથા આહ્વાન કરનારને હું ક્ષમા કરતો નથી. (જો તું ન માંગશે તો) તને તેમ જ તે વિપ્ર જેણે તને વર આપ્યો છે તેને બાળી નાંખીશ.'[૧૨] ઉપકાર કરનારા તે વિપ્રને શાપમાંથી બચાવવાને મેં પછી તેને કહ્યું કે, 'હે દેવ! મને તારા સમાન પુત્ર થાઓ.'[૧૩]

* ભૂરિશ્રવાનો બાપ બાહ્લિક અને બાહ્લિકનો બાપ સોમદત્ત. બાહ્લિક અને સોમદત્ત પુત્ર અને પિતા બે સાથે મુવા, એમ કહેવાનો હેતુ છે.

† દૂરશ્રવણદર્શન નામની એક સિદ્ધિ છે. જુઓ યોગસૂત્ર–વિભૂતિપાદ.

પછી તે ભાનુમાને મને મોહ પમાડીને મારામાં તેજવડે પ્રવેશ કર્યો. પછી તેણે મને કહ્યું કે, 'તને એક પુત્ર થશે.' એમ કહીને તે તો આકાશમાં ચાલ્યા ગયા.[૧૪] પછી મારા પિતાથી આ વૃત્તાંત છૂપાવવાને હું અંતર્ભવનમાં રહેતી હતી. ત્યાં ગુપ્ત રીતે ઉત્પન્ન થયેલા તે બાળક દીકરા કર્ણને જળમાં છોડી દીધો.[૧૫] પછી ખરેખર તે જ દેવના પ્રસાદથી હું, હે વિપ્ર! પાછી કન્યા થઈ ગઈ. ખરેખર તે ઋષિએ જેમ કહ્યું હતું તેમ જ થયું.[૧૬] મેં મૂર્ખીએ તે પુત્રને ઓળખ્યો છતાં તેની ઉપેક્ષા કરી હતી તે (હવે) મને બાળે છે. હે વિપ્ર! વિપ્રર્ષિ! તે આપને સારી રીતે જાણીતું છે.[૧૭] આ મેં જે કહ્યું છે તે પાપ હોય કે ન હોય તોપણ હું (આજે) તેને જોવાને ઇચ્છું છું, અને તે દોષ હોય તો તે દૂર કરવાને તું યોગ્ય છો.[૧૮] અને હે અનઘ! આ રાજાના હૃદયમાં રહેલું જે આપને જણાયલું છે તે, હે મુનિસત્તમ! એની કામના આજ જ પૂર્ણ થવા દો.[૧૯]

કુન્તીએ વ્યાસને આમ કહ્યું એટલે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ વ્યાસે આમ જવાબ આપ્યો કે, 'ઠીક છે', આ તેં જે મને કહ્યું છે તે સર્વ બનવાનું જ હતું (તે બન્યું).[૨૦] એમાં કંઈ તારો અપરાધ નથી, કારણ કે તું ત્યારે કન્યાભાવમાં હતી. અને દેવો ઐશ્વર્ય(શક્તિ)વાળા હોય છે તે (મનુષ્યના) શરીરોમાં પ્રવેશ કરી શકે છે.[૨૧] દેવોની પણ કાયા (અથવા રહેવાનાં તેજરૂપ સ્થાન) હોય છે, ને તેઓ સંકલ્પથી, વાણીથી, દૃષ્ટિથી, સ્પર્શથી તથા સંઘર્ષણથી એમ પાંચ રીતિએ પ્રજાને ઉત્પન્ન કરે છે.[૨૨]* મનુષ્યધર્મને દૈવીધર્મથી દૂષણ લાગતું નથી, એ હે કુન્તિ! તું જાણ, અને તારા મનનો જ્વર નાશ પામવા દે.[૨૩] જેઓ બળવાન્ છે તેઓને સર્વ વસ્તુ પથ્ય છે, જેઓ બળવાન્ છે તેઓને સર્વ વસ્તુ પવિત્ર છે, જેઓ બળવાન્ છે તેઓનું સર્વ ધર્મરૂપ છે, જેઓ બળવાન્ છે તેઓનું જ બધું છે.'[૨૪]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे पुत्रदर्शनपर्वमां 'कुन्तीनुं कर्णजन्मकथन' ए नामनो अध्याय ३० मो समाप्त

## અધ્યાય ૩૧ મો

### ગંગા તીરે ગમન

વ્યાસ કહે છેઃ–હે ભદ્રે! હે ગાંધારિ! આજે રાત્રના તું તારા પુત્રોને, તારા ભાઇઓને, તારી બેહેનપણીઓને અને તારી વહૂઓને પોતાના પતિઓ સહિત જાણે ઉંઘમાંથી ઉઠેલી હોય તેમ તું જોઈશ;[૧] કુન્તી કર્ણને જોશે, અને યાદવી(સુભદ્રા) પોતાના સૌભદ્ર(અભિમન્યુ)ને જોશે; દ્રૌપદી પોતાના પાંચ પુત્રોને, પોતાના પિતૃઓને તથા પોતાના ભાઇઓને પણ જોશે.[૨] પેહેલેથી જ મારા હૃદયમાં આ જ ઘડભાંજ ચાલતી હતી, અને તેટલામાં રાજાએ તથા આ બે ગાંધારી તથા પૃથાએ પણ તેનું જ દબાણ કર્યું.[૩] તારે આ મહાત્માઓનો શોક કરવાનો નથી. તે સર્વે ઉત્તમ પુરુષો હતા, ક્ષાત્રધર્મપરાયણ હતા, અને તે પ્રમાણે વર્તી તેઓ મરી ગયા છે.[૪] હે નિર્દોષ! એ દેવોનું કાર્ય અવશ્ય થવાનું જ હતું; તેટલા માટે સર્વે દેવો મહીતલ પર જન્મ્યા હતા.[૫] (તેઓ) ગન્ધર્વો, અપ્સરાઓ, પિશાચો, ગુહ્યો, રાક્ષસો તથા પવિત્ર પુરુષો, તથા સિદ્ધો તથા દેવર્ષિઓ,[૬] અને દેવો અને દાનવો અને દેવર્ષિઓ (હતા, અને) એ બધા અમળ (મળરહિત એટલે પવિત્ર) હતા. એ બધા કુરુક્ષેત્રના રણયુદ્ધમાં મૃત્યુને પ્રાપ્ત થયા છે.[૭] જે ગન્ધર્વોનો રાજા હતો તે આ બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્ર નામે પ્રસિદ્ધ છે. આ મનુષ્ય લોકમાં તે જ ધૃતરાષ્ટ્ર તારો પતિ થયો છે.[૮] સર્વથી શ્રેષ્ઠ, અચ્યુત એવા પાણ્ડુને મરુત્‌ના ગણોમાંથી આવેલો જાણ. ધર્મનો અંશ તે ક્ષત્તા (વિદુર) અને રાજા યુધિષ્ઠિર થયા.[૯] કલિને દુર્યોધન તથા શકુનિને દ્વાપર જાણ. હે શુભ દર્શનવાળી! દુઃશાસન વગેરેને તું રાક્ષસ જાણ.[૧૦] શત્રુઓને દમનારા, બળવાન્ ભીમસેનને મરુત્‌ગણોમાંથી આવેલો જાણ, અને આ પૃથાના પુત્ર ધનંજયને પુરાણ નર ઋષિ જાણ.[૧૧] હૃષીકેશ(કૃષ્ણ)ને નારાયણ અને આ બે યમના પુત્રો (નકુળ અને સહદેવ) તે બે આશ્વિન (અશ્વિનીકુમારો) છે. જે પાર્થ(અર્જુન)માંથી જન્મ્યો અને જે આનંદને ઉત્પન્ન કરનાર હતો,[૧૨] અને જે પાંડવોનો દાયાદ (વારસ) હતો અને જેને છ મહારથીઓએ મળીને મારી નાંખ્યો, તે આ-લોકમાં સુભદ્રાનો પુત્ર સોમ હતો. તે યોગબળથી જ બે ભાગમાં વેહેંચાયો હતો.[૧૩]† વળી હે શોભને! તું કર્ણને પોતાના દેહના બે ભાગ કરનારા, તપનારાઓમાં શ્રેષ્ઠ, અને લોકોને તાપ આપનારા એવા આદિત્ય જાણ.[૧૪]‡ દ્રૌપદીની સાથે અગ્નિમાંથી જન્મેલા ધૃષ્ટદ્યુમ્નને અગ્નિનો શુભ ભાગ જાણ, અને શિખંડીને રાક્ષસ જાણ.[૧૫] દ્રોણને બૃહસ્પતિનો ભાગ અને દ્રૌણિ(અશ્વત્થામા)ને રુદ્રનો પુત્ર જાણ, અને ભીષ્મને ગંગાનો

* કુન્તીને વિષે વાણીથી એટલે કર્ણદ્વારા સંભળાવીને પુત્રને ઉત્પન્ન કર્યા હતા. સંકલ્પથી ઈશ્વર સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. અંજનીને વિષે હનુમાનને વાયુએ સ્પર્શથી ઉત્પન્ન કર્યા હતા. † એક ભાગ મનુષ્યરૂપે પૃથિવીપર આવ્યો અને બીજો પોતાના લોકોમાં રહ્યો.

‡ દક્ષણની પ્રતમાં ચૌદમા શ્લોક પછી આ મતલબનો શ્લોક છે કે:–'જે વૈર કરાવવાને માટે જ જન્મ્યો હતો અને જેણે સંઘર્ષણ કરાવ્યું તે કર્ણને હે કલ્યાણિ! હે શુભ દર્શનવાળી! તું ભાસ્કર જાણ.' આ અર્થ બીલકુલ અયુક્ત છે.

પુત્ર જે મનુષ્યપણાને પામેલો (આઠ વસુઓમાંનો) એક વસુ હતો તેમ જાણ.૧૬ હે મહાપ્રજ્ઞાવાળી! આ રીતે આ સર્વે દેવો મનુષ્યપણાને પામીને, પોતાનાં કર્મો કરીને હે શોભને! પુનઃ સ્વર્ગમાં ગયા છે.૧૭ તમો સર્વેના હૃદયમાં પરલોકના ભયને લીધે થતું આ જે દુઃખ લાંબો વખતથી રહેલું છે, તે હું આજે દૂર કરીશ.૧૮ તમે બધા ભાગીરથી નદી તરફ ચાલો, અને ત્યાં યુદ્ધમાં જે જે હણાયા છે તે બધાને તમે જુઓ.૧૯

વૈશમ્પાયન કહે છેઃ–આ પ્રમાણે વ્યાસનાં વચન સાંભળીને તે સર્વે જણાએ મોટો સિંહનાદ કરતા ગંગા તરફ મુખ રાખીને ચાલ્યા.૨૦ ધૃતરાષ્ટ્ર પોતાના અમાત્યો અને પાણ્ડવો સહિત તેમજ ત્યાં ભેગા થયેલા મુનિઓમાં શાર્દૂલ જેવા મુનિઓ તથા ગન્ધર્વો સહિત ચાલ્યા.૨૧ પછી ગંગા પાસે જઇને તે મનુષ્યોના સાગરે પોતાની ઇચ્છામાં આવે અને સુખ થાય તેમ નિવાસ કર્યો.૨૨ અને સ્ત્રીઓ અને વૃદ્ધોને આગળ ચલાવીને અને જેની પાછળ અનુચરો હતા તેવા તે બુદ્ધિમાન્ રાજાએ પાણ્ડવોની સાથે પોતાને મનગમતા ભાગમાં નિવાસ કર્યો.૨૩ રાત્રિની રાહ જોનારા અને મરણ પામેલા રાજાઓને જોવાની ઇચ્છાવાળા તેઓનો તે દિવસ જાણે સો વર્ષ જેટલો હોય તેમ પસાર થયો.૨૪ પછી રવિ પવિત્ર અને ઉત્તમોત્તમ પર્વત પર અસ્ત પામ્યો. પછી તેઓએ અભિષેક (સ્નાન) કર્યું અને રાત્રિનું કર્મ (સાયંસંધ્યાદિક) કર્યું.૨૫

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे पुत्रदर्शनपर्वमां 'गंगा किनारे गमन' ए नामनो अध्याय ३१ मो समाप्त

## અધ્યાય ૩૨ મો*

### ભીષ્માદિનું પુનઃ દર્શન

વૈશમ્પાયન કહે છેઃ–પછી જ્યારે રાત પડી ત્યારે જેઓ ત્યાં (ગંગા તીરે) સાથે આવ્યા હતા તે બધા સાયંકાળની ક્રિયાઓ કરીને વ્યાસની પાસે ગયા.૧ પાણ્ડવોની સાથે ધર્માત્મા ધૃતરાષ્ટ્ર પવિત્ર અને એક મન(ચિત્ત)ના થઇને તે ઋષિઓની સાથે ત્યાં બેઠા;૨ ગાન્ધારીની સાથે બીજી આવેલી સ્ત્રીઓ પણ બેઠી, તેમજ નગરના અને પ્રાંતોના સર્વે મનુષ્યો પણ વય પ્રમાણે (આગળ પાછળ) બેઠા.૩ પછી મહાતેજસ્વી મહામુનિ વ્યાસે ભાગીરથીનાં પવિત્ર જળમાં ઉતરીને (સ્નાન કરીને) સર્વે લોકોને (તીરે) બોલાવ્યા.૪ પાણ્ડવોના જે જે યોધાઓ હતા અને કૌરવોના જે જે યોધાઓ હતા તે બધાને તેમ જુદા જુદા દેશમાં રહેનારા મહાભાગ્યશાળી રાજાઓને બોલાવ્યા.૫ એટલે જળમાં, હે જનમેજય! કુરુની અને પાણ્ડુની સેનાઓનો જેમ યોગ (મેળાપ) થતાં એક મોટો તુમુલ શબ્દ થયો હતો તેમ મોટો શબ્દ થયો.૬ પછી તે જળમાંથી સૈન્યો સહિત ભીષ્મ અને દ્રોણને આગળ રાખીને ચાલતા તે સર્વે હજારો પાર્થિવો બહાર આવ્યા.૭ તેમાં વિરાટ અને દ્રુપદ પોતાના પુત્રો અને સૈનિકો સાથે (દેખાતા) હતા. દ્રૌપદીના છોકરાઓ અને સૌભદ્ર (અભિમન્યુ) અને ઘટોત્કચ રાક્ષસ,૮ અને કર્ણ અને દુર્યોધન તથા મહારથી શકુનિ તથા દુઃશાસન વગેરે ધૃતરાષ્ટ્રના મહા બળવાન્ છોકરાઓ,૯ જરાસન્ધનો પુત્ર, ભગદત્ત અને વીર્યવાન્ જલસંધિ, ભૂરિશ્રવા, શલ અને શલ્ય અને પોતાના એક નાનાભાઈ સહિત વૃષસેન,૧૦ રાજપુત્ર લક્ષ્મણ, અને ધૃષ્ટદ્યુમ્ન અને તેનો પુત્ર, શિખંડીના સર્વે પુત્રો તથા ધૃષ્ટકેતુ અને તેનો નાનો ભાઈ,૧૧ અચલ અને વૃષક, અને વળી અલાયુધ રાક્ષસ, બાલ્હિક અને સોમદત્ત અને રાજા ચેકિતાન,૧૨ અને એવા બીજા ઘણા જેઓ ઘણા હોવાથી ગણાવવામાં આવ્યા નથી, તે સર્વે પ્રકાશિત દેહવાળા તે જળમાંથી બહાર નીકળ્યા.૧૩ જે વીરનો (યુદ્ધમાં) જેવો વેષ હતો, જે ધ્વજા હતી, જે વાહનો હતાં, તે તે સાથે તે નરાધિપો ત્યાં દેખાયા.૧૪ તે સર્વેએ દિવ્ય અંબર ધારણ કરેલાં હતાં, સર્વેએ પ્રકાશિત કુંડળો પહેર્યાં હતાં, તે બધા વૈરભાવ વિનાના, અહંકાર વિનાના, ક્રોધ અને મત્સર વિનાના હતા.૧૫ ગંધર્વો તેમને વિષે ગાતા હતા, બંદિજનો તેમની સ્તુતિ કરતા હતા, તેઓએ દિવ્ય માળાઓ અને અંબરો ધારણ કર્યાં હતાં, અને અપ્સરાઓનાં ટોળાંઓ તેમની આસપાસ વિંટાયેલાં હતાં.૧૬ હે નરાધિપ! સત્યવતીના પુત્ર મુનિ વ્યાસે પ્રસન્ન થઇને પોતાના તપોબળથી તે વેળાએ ધૃતરાષ્ટ્રને દિવ્ય ચક્ષુઓ આપ્યાં હતાં, (તેવડે તેણે સર્વને જોયા.)૧૭ અને યશસ્વિની ગાંધારી જેને દિવ્ય જ્ઞાનબળ મળેલું હતું તેણે પોતાના

* આ ૩૨ મા અને ૩૩ મા અધ્યાયોમાં મૃતજનોનું પુનઃ દર્શન થયાની વાત કહી છે. એટલે કે એ લોકોનું સત્ત્વ (અસ્તિત્વ) છે એમ સ્પષ્ટ કહ્યું છે. તેથી સંશય એ થાય છે કે, મૃતજનોનું સત્ત્વ જુદું રહે છે કે નહિ? જેઓ બળીને ખાખ થયા છે તેઓનાં પ્રત્યક્ષ દર્શન કેમ થઈ શકે? જો એમ કહેવામાં આવે કે, તે સ્વપ્ન સમાન છે, વ્યાસના ઐંદ્રજાલિકપણાનું એ પરિણામ છે, તોપણ સંશયનું ઉચ્છેદન થતું નથી. વાત એ છે કે, મૃતજનો દેવતાભાવને પામ્યા પછી વ્યાસના યોગબળને લીધે ભીષ્માદિ ભાવથી પાછા દેખાય છે; તો ભસ્મીભૂત થયેલા દેહોનો પુનઃ ઉદય થઈ શકે નહિ તેથી તેમના જેવા જ બીજા દેહોવડે તેઓ આવીને દર્શન આપી ગયા, એમ કહેવું જોઇએ. પણ બીજા દેહના વિષે આ મારો ભર્તા છે એવી બુદ્ધિમતી સ્ત્રીઓની ભ્રાંતિ જ થાય, કારણ કે પૂર્વનો દેહ તો નાશ પામ્યો છે તેનું પાકું સ્મરણ છે. જો તેનું સ્મરણ હોય નહિ તો આ દર્શન સ્વપ્નના જેવું હતું એમ કહેવું પડે.

તે પુત્રો કે જેઓ અને બીજાઓ પણ યુદ્ધમાં હણાયા હતા તેઓને જોયા.[૧૮] તે દૃશ્ય અદ્ભુત હતું, અચિંત્ય હતું, મહાન્ હર્ષ અને રોમાંચ કરનારું હતું. સર્વ જણાએ પાંપણને હલાવ્યા વિના વિસ્મય થતા એ સર્વ જોયું.[૧૯] આનંદિત નરનારીથી ભરપૂર જળ ઉપરનો તે જાણે એક ઉત્સવ જ હતો, તે આશ્ચર્ય કરનારું ચિત્ર જાણે કાપડ પર આલેખેલું હોય તેમ તેઓએ જોયું.[૨૦] હે ભરતર્ષભ! તે મુનિના પ્રસાદથી દિવ્ય ચક્ષુવડે તે સર્વે જોઈને ધૃતરાષ્ટ્રને ઘણો આનંદ થયો.[૨૧]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे पुत्रदर्शनपर्वमां 'भीष्मादिनुं दर्शन' ए नामनो अध्याय ३२ मो समाप्त

## અધ્યાય ૩૩ મો

### સ્ત્રીઓનું પોતાના પતિઓના લોકમાં ગમન

વૈશમ્પાયન કહે છેઃ-પછી જેમના ક્રોધ અને મત્સર જતાં રહ્યાં છે, જેઓ પાપથી રહિત થયા છે એવા તે ઉત્તમ પુરુષો એકબીજાને મળ્યા,[૧] બ્રહ્મર્ષિઓએ ઠરાવેલી શુભ અને ઉત્તમ વિધિ કરી (આવકાર આપ્યો). તેઓ સર્વે મનમાં અતિ પ્રસન્ન થતા હતા. તેઓ જાણે દેવલોકમાં અમર (દેવો)હોય તેમ જણાતા હતા.[૨] પુત્ર પિતા સાથે અને માતા સાથે મળ્યો, ભાર્યા પતિ સાથે મળી, ભાઇ સાથે ભાઈ, મિત્ર સાથે મિત્ર એમ હે રાજન્! સર્વ મળ્યા.[૩] પાંડવો મહાધનુર્ધારી કર્ણને અને સૌભદ્રને અને દ્રૌપદીના છોકરાઓને ઘણા હર્ષથી મળ્યા.[૪] પછી પ્રસન્ન મનથી પાંડવો કર્ણને મળ્યા, અને હે પૃથિવીપાલ! તેની સાથે મૈત્રી ભાવવાળા થયા.[૫] હે ભરતર્ષભ! તે યોદ્ધાઓ, પરસ્પર મળ્યા, કારણ કે તે મુનિના પ્રસાદથી તે ક્ષત્રિયોનો ક્રોધ નાશ પામ્યો હતો.[૬] અમિત્ર ( શત્રુ ) ભાવ ત્યજીને તેઓએ મિત્રભાવ સ્થાપન કર્યો હતો. આ પ્રમાણે તે સર્વે જણાએ ગુરુઓ, બાંધવો અને પુત્રો સાથે મળ્યા.[૭] તે પુરુષવ્યાઘ્રોએ, કુરુઓએ અને બીજા રાજાઓએ તે આખી રાત્રિ આ રીતે પ્રસન્ન મનવાળા થઇને પસાર કરી.[૮] સંતોષ પામવાથી રાજાઓએ જાણે પોતે સ્વર્ગમાં બેઠા હોય તેમ માન્યું. પરસ્પર મળ્યા ત્યારે યોદ્ધાઓને ત્યાં શોક, ભય, ત્રાસ, પીડા કે અપયશ જેવું કંઇ જ ન હતું. પિતાઓ, ભાઇઓ, પતિઓ અને દીકરાઓને સ્ત્રીઓ મળી.[૯-૧૦] નારીઓને અતિ આનંદ મળ્યાથી તેઓએ દુઃખને છોડી (વિસારી) દીધું. આ પ્રમાણે એક રાત્રિ વિહાર કરીને તે વીરો તથા તે યોપિતાઓ[૧૧] એકબીજાને બોલાવીને, આલિંગન કરીને જેમ આવ્યાં તેમ તેઓ ચાલ્યાં ગયાં. પછી તે મુનિપુંગવે તે લોકોનું વિસર્જન કર્યું (રજા આપી).[૧૨] (અને) જોતજોતાંમાં એક ક્ષણમાં તે બધા અંતર્ધાન થઈ ગયા. પવિત્ર ભાગીરથી નદીમાં સ્નાન કરીને તે મહાત્માઓ,[૧૩] પોતાના રથો, પોતાની ધ્વજાઓ સાથે પોતપોતાને સ્થાને ચાલ્યાં ગયાં. કેટલાકો દેવલોકમાં ગયા, તથા કેટલાકો બ્રહ્મસદનમાં ગયા;[૧૪] કેટલાકો વરુણલોકમાં ગયા અને કેટલાકો કુબેરના લોકોમાં ગયા, અને કેટલાક રાજાઓ વિવસ્વાન્ સૂર્યના લોકમાં ગયા;[૧૫] કેટલાકો રાક્ષસોના, કેટલાકો પિશાચોના અને કેટલાકો ઉત્તરકુરુઓના લોકોમાં ગયા. આ સર્વ વિચિત્ર ગતિઓ (સ્થિતિઓ) છે કે જે દેવોની સાથે મેળવીને[૧૬] તે મહાત્માઓ પોતાના વાહનો અને પ્રાણીઓ અને અનુચરો સાથે ચાલ્યા ગયા. તેઓ સર્વે ગયા એટલે પાણીમાં ઉભા રહેલા તે મહામુનિ[૧૭] જે ધર્મશીલ, મહાતેજસ્વી અને કુરુઓના હિત કરનારા હતા તેણે, સર્વે ક્ષત્રિય સ્ત્રીઓ જેઓના ઈશ્વર (પતિ) હણાયા હતા તેમને કહ્યું કે,[૧૮] 'જે જે ઉત્તમ સ્ત્રીઓ પોતાના પતિઓ માટે ઠરાવેલા લોકોમાં જવાને ઇચ્છતી હોય, તેઓએ પ્રમાદ રહિત થઇને એકદમ આ જાહ્નવીના જળમાં ડુબકી મારી દેવી (એટલે તેઓ ત્યાં જશે).'[૧૯] તેનાં તે વચન સાંભળીને તેપર શ્રદ્ધા રાખીને તે ઉત્તમ સ્ત્રીઓએ પોતાના સસરાની આજ્ઞા લઇને જાહ્નવીનાં જળમાં પ્રવેશ કર્યો.[૨૦] એટલે આ માનુષ દેહથી મુક્ત થઇને પોતપોતાના ભર્તાઓની સાથે, હે વિશાંપતિ! તે સર્વે સાધ્વી સ્ત્રીઓ ચાલી ગઈ.[૨૧] આ રીતે શીલવાળી, પતિવ્રતા એવી તે સર્વ ક્ષત્રિયાણીઓ જળમાં પ્રવેશ કરીને મુક્ત થઇને પોતપોતાના ભર્તાના લોકમાં ગઈ.[૨૨] દિવ્ય રૂપવાળા, દિવ્ય આભરણથી શોભતા, દિવ્ય માળાઓ અને અંબરવાળા તેમના પતિઓ જેવા હતા તેવી તેઓ થઈ.[૨૩] શીલ અને ગુણવાળી, વિમાનમાં બેઠેલી, જેઓનો શોક જતો રહ્યો છે એવી, સર્વ ગુણવાળી તે સર્વે પોતપોતાને સ્થાને ચાલી ગઈ.[૨૪] જેની જેની તે સમયે જેવી ઇચ્છા થઈ તેને તેને તેવી વસ્તુઓ વર આપવાવાળા ધર્મવત્સલ વ્યાસે ઉત્પન્ન કરી આપી.[૨૫]

નરરૂપ દેવોનું તે પુનરાગમન સાંભળીને જુદા જુદા દેશોમાં રહેનારા માણસો પણ અતિ હર્ષ પામ્યા.[૨૬] તેઓનો પોતાના પ્રિય જનો સાથનો સમાગમનો આ વૃત્તાંત જે માણસ બરાબર સાંભળે છે, તે નિત્ય આ લોકમાં અને મર્યા પછી બીજા લોકમાં પોતાની પ્રિય વસ્તુઓ મેળવે છે.[૨૭] અને વિદ્વાનના ધર્મને જાણુવાવાળાઓમાં ઉત્તમ જે કોઈ વિદ્વાન્, આ ઇષ્ટ બાંધવોનો

સંયોગ જે અનાયાસે અને વિઘ્ન વિના થયો હતા તેને સંભળાવે છે,[૨૮] તેને આલોકમાં કીર્તિ મળે છે અને પરલોકમાં શુભગતિ મળે છે. હે ભારત! સ્વાધ્યાય કરનારા, તપ કરનારા,[૨૯] સાધુ આચારવાળા, દમવાળા, દાનથી જેઓએ પોતાનાં પાપો ધોઈ નાંખ્યા છે એવા, ઋજુ એટલે સીધે માર્ગે જનારા, પવિત્ર, શાંત, હિંસા અને જૂઠાણુંનો ત્યાગ કરનારા,[૩૦] આસ્તિકો, શ્રદ્ધાવાળા, અને ધીરજવાળા મનુષ્યો આ આશ્ચર્યકારક પર્વ સાંભળીને ઉત્તમ ગતિ મેળવે છે.[૩૧]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे पुत्रदर्शनपर्वमां 'स्त्रीओनुं पोताना पतिना लोकमां गमन' ए नामनो अध्याय ३३ मो समाप्त

## અધ્યાય ૩૪ મો*

### વૈશમ્પાયનનો ખુલાસો

સૌતિ કહે છે:-પોતાના સર્વે પિતામહોનું ગમન અને આગમન સાંભળીને તે વિદ્વાન્ રાજા જનમેજય અતિ હર્ષ પામ્યો.[૧] પછી ખુશી થતા તેણે તેઓના પાછા આવવા વિષે પ્રશ્ન કર્યો કે, 'જેઓએ પોતાના દેહનો ત્યાગ કર્યો છે તેઓનું પુનઃ તે જ રૂપમાં દર્શન કેમ થાય?'[૨]† આ પ્રમાણે તેણે કહ્યું એટલે તે દ્વિજોમાં શ્રેષ્ઠ, વ્યાસનો શિષ્ય જે બોલવામાં શ્રેષ્ઠ હતો તેણે જનમેજય રાજાને કહ્યું કે;-[૩]

વૈશમ્પાયન કહે છેઃ-સર્વે કર્મો તો (જ્યાં સૂધી તેનાં ફળ ભોગવવામાં હોય નહિં ત્યાં સૂધી) અવિનાશી છે એ નક્કી છે. શરીરો કર્મથી બંધાય છે તેમ જ શરીરની આકૃતિ પણ કર્મથી થાય છે.[૪]‡ મહાભૂતો તો નિત્ય છે, કારણ કે તેઓ ભૂતોના અધિપતિને આશ્રયે રહેલાં છે. તેઓ નિત્ય પદાર્થો સાથે રહે છે, તેથી તેઓનો કદિ વિનાશ થતો નથી.[૫]§ અનાયાસ એટલે પ્રવૃત્તિરૂપ જે કર્મ ન હોય તે એટલે નિવૃત્તિરૂપ કર્મ તે સત્ય છે, શ્રેષ્ઠ છે અને તેનું ફળ પણ સત્ય છે. એ સર્વની સાથે જોડાયેલો આત્મા સુખ અને દુઃખને ભોગવે છે.[૬] અને તેનાથી મુક્ત થયેલો ક્ષેત્રજ્ઞ તો અવિનાશી જ છે એ નક્કી છે. કારણ કે ભૂતોનો આત્મભાવ એવો છે કે એનાથી છૂટો પડતો નથી.[૭]‖ જ્યાં સૂધી કર્મોનો ક્ષય થતો નથી ત્યાં સૂધી તેનું સ્વરૂપ રહે છે. જે મનુષ્યનું કર્મ આ લોકમાં ક્ષીણ થઈગયું છે તે કંઈ બીજું જ સ્વરૂપ ધારણ કરે છે.[૮] જૂદા જૂદા ભાવો એક જ શરીરને પ્રાપ્ત થઇને એક ભાવને પ્રાપ્ત કરે છે. પદાર્થના પૃથક્ ભાવને જાણનારાઓને તો તેઓ નિત્ય જણાય છે.[૯]¶ અશ્વના સંજ્ઞપન (વધ) વિધિને માટે અશ્વમેધમાં

* આ અધ્યાયમાં આગલા બે અધ્યાયમાં જે વર્ણન ભીષ્માદિકનાં દર્શનનું કર્યું છે. તેનો ખુલાસો કરેલો છે.

† જેઓનો દેહ ભસ્મીભૂત થયો છે તેઓ પૂર્વના તે જ રૂપમાં કેમ દર્શન દઈ શકે એ પ્રશ્ન છે.

‡ કર્મ કરનારા સર્વે દેવોનાં, અસુરોનાં અને મનુષ્યોનાં કર્મો ભોગવ્યા વિના કદી પણ નાશ પામતાં નથી. કર્મનો ક્ષય ભોગથી થાય છે. જેમ સ્વપ્નમાં શુભાશુભ કર્મોવડે શુભ કે અશુભ સ્વાપ્ન દેહ મેળવીને તે દ્વારા કર્મનું ફળ સુખદુઃખાદિક ભોગવ્યા પછી જ કર્મની શાંતિ થાય છે ને ત્યારે તે સ્વાપ્ન દેહનો નાશ થાય છે, પરંતુ તે વેળાએ જાગ્રત દેહ તો અવિકારી જ રહે છે; તે જ પ્રમાણે કર્મથી થયેલા માનુષાદિ દેહોનો નાશ થાય છે ત્યારે પણ હાર્દાકાશમાં (હૃદયાકાશમાં) રહેલા પિત્રાદિ દેહો નાશ પામ્યા વિના જ રહે છે. શ્રુતિમાં કહ્યું છે કેઃ- य इह आत्मानमनुविद्य व्रजंत्येतांश्च सत्यान् कामान् तेषां सर्वेषु लोकेषु कामचारोभवति स यदि पितृलोककामो भवति संकल्पादेवास्य पितरः समुत्तिष्ठंति तेन पितृलोकेन संपन्नो महीयते। જે જીવો આત્માના સ્વરૂપને જાણીને અને સત્ય એવી સર્વ કામનાઓને તજીને પરલોકમાં જાય છે. તે જીવાત્માઓ સર્વ લોકોમાં ઇચ્છાનુસાર ફરે છે તે જો પિતૃલોકની કામનાવાળો થાય છે તો એના સંકલ્પથી જ પિતૃઓ તેની પાસે આવે છે. અને તે પિતૃલોકથી સંપન્ન થયેલો મહાન્ ગણાય છે એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે વ્યાસ સત્ય પિતૃ વગેરે લોકોનું દર્શન કરાવે છે.

§ પ્રાણીઓના અધિપતિ ઈશ્વરનો આશ્રય હોવાથી મહાભૂતો આપણાં શરીરની અપેક્ષાથી અવિનાશી છે એટલે કે હૃદયાકાશમાં રહેલાં પિત્રાદિ વગેરેના સંબંધથી નિત્ય છે. પરંતુ ભૂત એટલે પ્રાણીઓ કર્મને લીધે જન્મે છે અને કર્મનો ક્ષય થાય છે એટલે તેઓનો લય થાય છે એ અહીં ભાવ છે. પણ નિત્ય શરીરવાળા તે મહાભૂતોનો અનિત્ય શરીરની સાથે સંસાર દશામાં સહવાસ થાય છે ત્યારે; તે તત્વો તદ્રૂપ બની જાય છે અને અનિત્ય એવા શરીરનો નાશ થતાં તેઓ છૂટાં પડે છે. પણ તેમની સાથેથી છૂટા પડેલા નિત્ય ભૂતોનો કંઈ નાશ થતો નથી. શરીર અનિત્ય છે ને ઘરડું થાય છે. તેથી તે કંઈ ઘરડા થતાં નથી, અનિત્યનો વધ થાય તેથી તેમનો કંઈ વધ થતો નથી. एतत्सत्यं ब्रह्मपुरम्॥ હૃદયાકાશ બ્રહ્મપુર કહેવાય છે, કારણ કે ત્યાં બ્રહ્મ રહે છે અને તે સત્ય છે, આવી શ્રુતિ છે તેથી કર્મથી જન્મેલાં શરીરોનો નાશ થાય છે, પણ તેઓના હૃદયાકાશમાં રહેલા પિત્રાદિ દેહોનો નાશ થતો નથી, માટે તેઓનાં અસલ રૂપનું પુનઃ દર્શન થાવું એ યોગ્ય છે.

‖ આત્માને કર્મનો સંબંધ થવાથી આત્માનો નાશ થાશે આમ કોઈ શંકા કરે તેના ઉત્તરમાં કહે છે કે, આત્મા अविनाशी એટલે નાશરહિત છે. આત્માને જોકે શરીરના સંબંધથી દુઃખોની સાથે સંબંધ થાય છે તોપણુ આત્મા તે દુઃખોથી अविकार्य કહેતાં વિકાર નહિ પામનારો છે. તેનું કારણ આત્મા અસંગ સંગ વગરનો એટલે કે નિર્ગુણ છે. છતાં તેનો વધ કરવામાં આવ્યો એમ જે કહેવાય છે, તે અજ્ઞાનના અધ્યાસથી કહેવાય છે. આમાં એક દૃષ્ટાંત છે. જેમ આપણાં શરીરનું પ્રતિબિંબ દર્પણ વગેરેમાં પડે છે તે સમયે આપણી પ્રતિકૃતિ-પ્રતિબિંબ દર્પણમાં રહેલા મલિનપણા વિગેરે ગુણોને પણ ધારણ કરે છે, પરંતુ તે દર્પણનો તથા તેના ગુણોનો નાશ થવાથી કંઈ આપણા શરીરનો નાશ થતો નથી તેમ જ ક્ષેત્રજ્ઞ એટલે આત્મા ક્ષેત્રના એટલે દેહના ધર્મોને અને દેહને ધારણ કરી રહેલો છે, તે દેહનો અને તેના ધર્મોનો નાશ થવાથી કંઈ નાશ પામતો નથી.

¶ જુદા જુદા ભાવો એટલે પાંચ મહાભૂતો, ઇંદ્રિયો વગેરે ભિન્ન ભિન્ન પદાર્થો એક શરીરને પ્રાપ્ત થયા પછી હું મણિલાલ છું, હું મનુષ્યનો પુત્ર છું આમ દેહાદિકની સાથે તદાકારપણાને પામી જાય છે. પરંતુ દેહાદિકનાં અને આત્માનાં જુદાંપણાને જાણનારા યોગીએ

આ એક શ્રુતિ છે કે, શરીરવાળાઓના પ્રાણો નિત્ય છે તે પરલોકમાં જાય છે અને ત્યાં પણ નિત્ય રહે છે.[૧૦]* હે પાર્થિવ! જો તને પ્રિય લાગતું હોય તો હું તારા હિતની એક વાત કહું છું. યજ્ઞના આરંભમાં તે દેવોના માર્ગો તેજ ખરા માર્ગો છે, એમ શ્રુતિમાં કહ્યું છે.[૧૧]† જ્યાં તેં યજ્ઞ કરવા માંડ્યો કે ત્યાં દેવતાઓ તારા હિત કરવાવાળા થાશે. આ પ્રમાણે જ્યારે દેવો ભેગા થયા એટલે તેઓ પશુઓને એટલે જીવોને સ્વર્ગ લોકમાં મોકલવાને ઈશ્વર (એટલે અનુગ્રહ કરનારા) બને છે.[૧૨]‡ યજ્ઞ કરીને નિત્ય એવા જીવો ગતિવાળા થાય છે, (સ્વર્ગમાં જાય છે) પરંતુ બીજા જતા નથી. આ પંચક (પંચમહાભૂત) વર્ગ નિત્ય છે, અને આત્મા પણ નિત્ય છે.[૧૩]§ જે આ(પંચમહાભૂત વર્ગનો અને આત્મા)-નો નાના પ્રકારનો (અનેક દેહ સાથ) સંબંધ માને છેતેની બુદ્ધિ નિરર્થક છે; અને જે દેહના વિયોગથી અતિ ઘણો શોક કરે છે તે બાળબુદ્ધિ છે એમ હું માનું છું.[૧૪] જે વિયોગમાં દોષોને જુએ છે તેણે સંયોગનો ત્યાગ કરવો જોઇએ; કારણ કે અસંગ રહેવામાં સંગમજ થતો નથી, અને આ ભૂમિ પર વિયોગથી થનારું દુઃખ થતું નથી.[૧૫] જે પર એટલે જ્ઞાનનિષ્ઠ છે તે અને અપર એટલે જે જ્ઞાનનિષ્ઠ નથી તે અર્થાત્ પર અને અપરના ભેદને જાણનારો એટલે નિત્ય અને અનિત્યના ભેદને જાણનારો અભિમાનથી દૂર રહે છે. જે અજ્ઞાની છે તે દૂર રહેતો નથી (તેને દેહ વિષે અભિમાન હોય છે). જે અપર એટલે સગુણ બ્રહ્મને જાણે છે તે પરા વિદ્યાને મેળવીને મોહમાંથી મુક્ત થાય છે.[૧૬]‖ (જીવાત્મા) અદર્શનમાંથી (બ્રહ્મમાંથી) આવેલો છે અને પુનઃ અદર્શનપણાને પામે છે (બ્રહ્મમાં લય થાય છે) તેને હું જાણતો નથી (કારણ કે તે ઇંદ્રિયોથી અગોચર છે), તેમ તે મને જાણતો નથી (કારણ કે તેને કરણોનો એટલે ઇંદ્રિયોનો અભાવ છે). (ત્યારે તું પણ તેના જેવો કેમ થતો નથી એમ કહેશે તો તેના ઉત્તરમાં કહે છે કે) વિરાગતા મને છે નહી.[૧૭]¶ જે જે શરીરવડે અનીશ્વર (સત્તા વગરનો જીવ) કર્મ કરે છે તે તે શરીરવડે તેને તેને અવશ્ય ભોગવે છે.$ મનવડે કરેલું કર્મ મનવડે ભોગવે છે, શરીરવડે કર્યું હોય તો શરીરવડે ભોગવવું પડે છે.[૧૮]×

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे पुत्रदर्शनपर्वमां 'वैशम्पायननो खुलासो' ए नामनो अध्याय ३४ मो समाप्त

## અધ્યાય ૩૫ મો

### જનમેજયે કરેલું પોતાના પિતાનું દર્શન

વૈશમ્પાયન કહે છેઃ-રાજા (ધૃતરાષ્ટ્ર) હે કુરુદ્વહ! પોતાના પુત્રોને (પૂર્વે કદિ) જોયા ન હતા તે ઋષિની કૃપાથી પુત્રોના સ્વરૂપનાં દર્શન કર્યાં.[૧] મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા તે રાજાએ રાજધર્મો તથા બ્રહ્મોપનિષત્ તથા બુદ્ધિનો નિશ્ચય મેળવ્યાં હતાં.[૨] મહાપ્રજ્ઞાવાળા વિદુરે પોતાના તપોબળથી સિદ્ધિ મેળવી હતી, અને ધૃતરાષ્ટ્રે તપસ્વી વ્યાસને મળીને સિદ્ધિ મેળવી હતી.[૩]

જનમેજય કહે છેઃ-વર આપવાવાળા વ્યાસ જો મને મારા પિતાને તેજ, રૂપ, વેષ અને વયમાં બતાવે તો આ તારાં કહેલાં સર્વપર મને શ્રદ્ધા થાય.[૪] તે મને ઘણું પ્રિય થશે તેથી હું કૃતાર્થ થઇશ. હું કૃતનિશ્ચય થઇશ. ઋષિઓમાં મુખ્ય એવા તેના પ્રસાદથી મારી કામનાને સમૃદ્ધિવાળી થવા દો.[૫]

---

આત્માના નિત્યપણાને જાણે છે. અર્થાત્ અજ્ઞાનીઓ જેને નિત્ય માને છે તે દેહાદિકને જ્ઞાનીઓ અનિત્ય માને છે અને જ્ઞાનીઓ જેને નિત્ય માને છે તે આત્માને અજ્ઞાનીઓ અનિત્ય માને છે.

* અશ્વમેધમાં જ્યારે અશ્વની સંજ્ઞપનવિધિ એટલે વધવિધિ કરવામાં આવે છે તે સમયે વેદમંત્રો ભણવામાં આવે છે. તે મંત્રો આ પ્રમાણે છે. सूर्यं ते चक्षुः । वातं प्राणः । હે અશ્વ! તારું ચક્ષુષ્ સૂર્યને પ્રાપ્ત થાઓ, તારો પ્રાણ પવનને પ્રાપ્ત થાઓ. આ મંત્રમાં નેત્રેંદ્રિય, પ્રાણ વગેરેને સૂર્યાદિકને પ્રાપ્ત થવાની વાત કહી છે; તે ઉપરથી જણાય છે કે, શરીરીઓના એટલે જીવોના પ્રાણ કહેતાં ઇંદ્રિયો પરલોકમાં જાય છે. જીવાત્મા વિભુ કહેતાં વ્યાપક છે; પરંતુ ઉપાધિપરિચ્છિન્ન જીવ વ્યાપક નથી, ઉપાધિવાળા જીવાત્માને હું ફલાણો છું, ફલાણાનો પુત્ર છું આવું અવિદ્યાકૃત અભિમાન હોય છે.

† જ્ઞાનનો તને અધિકાર ન હોવાથી તેં ઉપાસનાને તથા કર્મોને દેવોના માર્ગ માન્યા છે, એ કહેવાનો ભાવાર્થ છે.

‡ તું જે સમયે યજ્ઞ કરીશ કે તે સમયે જ દેવો તારા સખા બનશે. આ શ્લોકમાં પશુ શબ્દ જીવવાચક છે. જેમ મનુષ્યો પશુઓની દ્વારા પોતાના વૈભવોને ગ્રહણ કરે છે અને તેઓનો અનુગ્રહ પણ કરે છે તેમ જ દેવો પણ જીવરૂપ પશુઓની પાસેથી યજ્ઞાદિદ્વારા વૈભવોને ગ્રહણ કરે છે અને તેઓને સ્વર્ગાદિક લોક આપીને તેઓનો અનુગ્રહ પણ કરે છે.

§ શ્લોક ૧૨ મા અને ૧૩ મા અર્ધા શ્લોકથી કર્મનિષ્ઠા-કર્મયોગ કહ્યો છે અને બીજા દોઢ શ્લોકથી જ્ઞાનનિષ્ઠા કહેવામાં આવી છે. પાંચ મહાભૂતનો વર્ગ તથા જીવ આ બન્ને નિત્ય છે. તેમાં પુરુષ તેનો દ્રષ્ટા એટલે જોનારો છે અને પંચમહાભૂતો દૃશ્ય પદાર્થ છે. તાર્કિકો પંચમહાભૂતાદિકને પરમાણુરૂપે નિત્ય માને છે.

‖ આ શ્લોકનો શબ્દાર્થ નહિં પણ ટીકાનુસાર ભાવાર્થ આપેલો છે.

¶ જીવ બ્રહ્મમાંથી પ્રકટે છે અને બ્રહ્મમાં લય પામે છે. લય પામ્યા પછી તે મુક્ત જોવામાં આવતો નથી તેમ તેને કરણ એટલે ઇંદ્રિયો હોતી નથી તેથી તે જગતને જોઈ શકતો નથી. આ ભાવાર્થ છે. $ મનવડે કરેલું મનવડે ભોગવવું પડે છે, શરીરવડે કરેલું શરીરવડે ભોગવવું પડે છે, વાચાવડે કરેલું વાચાવડે ભોગવવું પડે છે એ કહેવાનો હેતુ છે.

× કોઇને માર મારીએ તો માર ખાવો પડે, ખરાબ અન્ન ખાઇએ તો અપચો થાય, તાવ આવે; ગાળ દઇએ તો ગાળ ખાવી પડે છે; અન્નવડે કોઇનું બુરું ઇચ્છીએ તો સામો પણ તેમજ કરે.

સૌતિ કહે છેઃ-તે રાજાએ આ પ્રમાણે વચન કહ્યું એટલે પ્રતાપી અને બુદ્ધિશાળી વ્યાસે તેનાપર કૃપા કરી, અને તે પરીક્ષિતને ત્યાં લાવ્યા.[૬] એટલે તેજ રૂપ, અને તેજ વયમાં તે રાજાને તે શ્રીમાન્ પિતાને આકાશમાંથી (પૃથિવીપર) આવેલા જનમેજયે જોયા.[૭] તેમ જ મહાત્મા શમીકને તથા તેના પુત્ર શૃઙ્ગીને તથા તે રાજાના જે અમાત્યો હણાયા હતા તેઓને પણ જોયા.[૮]

પછી રાજા જનમેજય જે પ્રસન્ન થયો હતો તેણે અવભૃથસ્નાન વખતે પોતાના પિતાને સ્નાન કરાવ્યું, અને તે રાજાએ પોતે સ્નાન કર્યું.[૯] પોતે સ્નાન કર્યા પછી તે રાજાએ યાયાવરના કુળમાં જન્મેલા અને જરત્કારુના દીકરા આસ્તીકને કહ્યું કે,[૧૦] 'હે આસ્તીક! આ મારો યજ્ઞ જાતજાતના આશ્ચર્યવાળો થયો છે એમ મને લાગે છે, કારણ કે આજે શોકનો નાશ કરવાવાળા મારા આ પિતા મને મળ્યા છે.'[૧૧]

આસ્તીકે કહ્યું કે:-'હે કુરુકુલશ્રેષ્ઠ! તપના નિધિરૂપ પુરાણ ઋષિ દ્વૈપાયન જેના યજ્ઞમાં હાજર હોય તેણે બન્ને લોકો જીત્યા છે.[૧૨] હે પાણ્ડવનન્દન! તેં વિચિત્ર આખ્યાન સાંભળ્યું છે, અને સર્પો બળીને રાખ થઈ ગયા છે અને તારા પિતાની પદવીને પામ્યા છે.[૧૩] હે પાર્થિવ! તારા સત્યથી મુશ્કેલીથી તક્ષક છૂટી ગયો છે. સર્વે ઋષિઓનું પૂજન થયું છે, અને મહાત્માની ગતિ તારા જોવામાં આવી છે.[૧૪] પાપનો નાશ કરવાવાળા આ આખ્યાનને તેં સાંભળીને તેં અતિ વિપુલ ધર્મ મેળવ્યો છે. ઉદારજનનાં દર્શનથી તારા હૃદયની ગાંઠ છૂટી ગઈ છે.[૧૫] જેઓ ધર્મવિષયમાં પક્ષ લેનારા છે અને જેઓની ધર્મમાં સારી વૃત્તિ અને રુચિઓ છે અને જેમને જોઈને પાપ નાશ પામે છે તેઓને નમસ્કાર કરવા જોઈએ.'[૧૬]

સૌતિ કહે છેઃ-તે દ્વિજોમાં ઉત્તમ પાસેથી આ સાંભળીને રાજા જનમેજયે તે ફરી ફરીને સ્વીકારીને તે ઋષિની પૂજા કરી.[૧૭] અને હે સત્તમ! પછી અચ્યુત એવા વૈશમ્પાયન ઋષિને ધર્મને જાણવાવાળા તેણે કથાનો બાકીનો ભાગ પૂછવા માંડ્યો.

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे पुत्रदर्शनपर्वमां 'जनमेजयने तेना पितानुं दर्शन' ए नामनो अध्याय ३५ मो समाप्त

## અધ્યાય ૩૬ મો

### અરણ્યમાંથી પુનરાગમન

જનમેજય પૂછે છેઃ-પુત્રોને તથા પૌત્રોને તથા સંબંધીઓને જોઈને જનાધિપ ધૃતરાષ્ટ્રે તથા રાજા યુધિષ્ઠિરે શું કર્યું?[૧]

વૈશમ્પાયન કહે છેઃ-હે નૃપ! મહાન્ આશ્ચર્યકારક પોતાના પુત્રોનું તે દર્શન કરીને, શોકરહિત થયેલા તે રાજર્ષિ પુનઃ પોતાના આશ્રમમાં ગયા.[૨] તેમ જ બીજા સર્વજનો તથા પરમર્ષિઓ ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી પોતાની ઈચ્છાનુસાર પાછા ગયા.[૩] મહાત્મા પાંડવો અને નાના મોટા સૈનિકો પોતાની સ્ત્રીઓ સહિત મહાત્મા મહીપતિની પાસે પાછા ગયા.[૪] પછી બુદ્ધિમાન્, બ્રહ્મર્ષિ, લોકોથી પૂજાયેલા, સત્યવતીના પુત્ર મુનિ (વ્યાસ) ત્યાં આવ્યા અને ધૃતરાષ્ટ્રને કહ્યું કે,[૫]

વ્યાસ કહે છેઃ-હે મહાબાહો! હે ધૃતરાષ્ટ્ર! હે કૌરવનન્દન! પુણ્ય કર્મ કરનારા, જ્ઞાનમાં વૃદ્ધ, ખરેખર કુલીન અને વૃદ્ધ, વેદ અને વેદાંગ જાણનારા ધર્મને જાણવાવાળા, પુરાણ ઋષિઓને વિવિધ કથાઓ કહેતા તેં સાંભળેલા છે.[૬-૭] હવે તું શોક કર મા. જ્ઞાની પુરુષને બનવા કાળ બન્યાથી દુઃખ થતું નથી. વળી તેં દેવોનું રહસ્ય પણ દેવદર્શન કરવાવાળા નારદની પાસેથી સાંભળેલું છે.[૮] ક્ષત્રધર્મ પાળીને શસ્ત્રથી પવિત્ર થતી શુભ ગતિ તેઓ પામ્યા છે. તેં જેમ જોયા તેમ તારા પુત્રો ઇચ્છાનુસાર વિહાર કરે છે.[૯] પોતાના સર્વ ભાઈઓ સાથે, સ્ત્રીઓ સાથે તથા પોતાના મિત્રો સાથે બુદ્ધિમાન્ યુધિષ્ઠિર પોતે તારી આરાધના કરે છે.[૧૦] હવે તેને તું રજા આપ. તેને પોતાના રાજ્યમાં જવા દે અને રાજ્ય કરવા દે. આ વનમાં રહેતા તેઓને એક માસ કરતાં વધારે વીતી ગયો છે.[૧૧] કારણ કે, હે નરાધિપ! આ (રાજાના) પદ (ગાદી)નું નિત્ય યત્નપૂર્વક રક્ષણ કરવું જોઈએ. કારણ કે હે કુરુદ્વહ! આ જેને રાજ્ય કહે છે તે (મેળવવા)ની ઇચ્છા રાખનારા ઘણા હોય છે.[૧૨]

આ પ્રમાણે કૌરવ રાજાને અમાપ બુદ્ધિવાળા વ્યાસે કહ્યું એટલે યુધિષ્ઠિરને બોલાવીને બોલવામાં ચતુર (ધૃતરાષ્ટ્રે) તેને આ વચન કહ્યું કેઃ-[૧૩]

ધૃતરાષ્ટ્ર કહે છેઃ-હે અજાતશત્રો! તારું ભલું થાઓ. તું તારા ભાઈઓની સાથે હું કહું છું તે તું સાંભળ. હે મહીપાલ! તારી કૃપાથી શોક અમને બાધા કરતો નથી.[૧૪] હે પુત્ર! પૂર્વે ગજ નામના નગરમાં જેમ (તારી સાથે) હું રહ્યો હતો તેમ હું અહિં તારી સાથે રમું છું. હે વિદ્વન્! મારું પ્રિય કરવાની વૃત્તિવાળા એવા તારા જેવા રક્ષક જેની પાછળ ચાલે છે એવા મને[૧૫] તારે લીધે પુત્રનું ફળ મળ્યું છે. તારાપર મારી પરમ પ્રીતિ છે. હે મહાબાહો! મને તારે માટે કોપ નથી. તું ભલે (રાજધાનીમાં) જા, અહિં વાર કર મા.[૧૬] તમને અહિં જોઈને મારું તપ ઓછું થાય છે. તપ કરનારું આ શરીર તને જોઈને મેં પુનઃ ધારણ કરી રાખ્યું છે.[૧૭] તારી આ

બન્ને માતાઓ સૂકાઇને પડેલાં પાંદડાં ખાઇને રહે છે, અને મારા જેવું જ વ્રત પાળે છે. હે પુત્ર! હવે તેઓ લાંબો વખત તેમ વર્તી (રહી) શકશે નહિ.[૧૮] વ્યાસના તપના વીર્ય(બળ)થી અને તમારા સમાગમથી દુર્યોધન વગેરેને બીજા લોકોમાં ગયેલા જોયા છે.[૧૯] હે અનઘ! મારા જીવિતનું પ્રયોજન પૂર્ણ થયું છે. હવે હું ઉગ્ર તપ કરીશ. તે માટે તારે મને રજા આપવી જોઇએ.[૨૦] આજે હવે તારા પર પિતૃઓના પિણ્ડનો, કીર્તિનો અને આ કુલનો આધાર રહ્યો છે. હે મહાબાહો! કાલે અથવા આજે તમે જાઓ, હવે વાર કરો મા.[૨૧] હે ભરતર્ષભ! તેં રાજનીતિ તો ઘણી સારી રીતે સાંભળેલી છે. હે વિભો! સંદેશો કહેવા જેવું બીજું કંઈ જણાતું નથી. આટલું થયું તેજ બસ છે.[૨૨]

વૈશમ્પાયન કહે છેઃ-ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે કહ્યા પછી રાજા ધૃતરાષ્ટ્રને રાજા યુધિષ્ઠિરે કહ્યું કે, "હે ધર્મજ્ઞ! હું નિર્દોષને તારે તદન ત્યજી દેવો યોગ્ય નથી.[૨૩] મારા સર્વે ભાઇઓ તથા અનુચરોને સુખે જવા દો. અને હું સંયમનો વ્રતવાળો આપની તથા મારી આ બે માતાઓ પાછળ આવીશ."[૨૪] ત્યારે ગાંધારીએ તેને કહ્યું કે, "ના. હે પુત્ર! તું સાંભળ. તારાપર કુરુકુળનો અને મારા સસરાના પિંડનો આધાર છે.[૨૫] હવે તમે જાઓ. હે પુત્ર! અમારી આટલી બધી પૂજા થઈ છે તે બસ છે. (તારા પિતા ધૃતરાષ્ટ્રે) રાજાએ તને જે કહ્યું છે તે તારા પિતાનું વચન, હે પુત્ર! તારે પાળવું જોઇએ."[૨૬]

ગાંધારીએ તેને આ પ્રમાણે કહ્યું એટલે તેણે સ્નેહનાં અશ્રુથી આકુળ થયેલાં નેત્રોને લૂછતાં, કુન્તીને આ પ્રમાણે કહ્યું કે,[૨૭] "આ રાજા અને યશસ્વિની ગાંધારી મને રજા આપે છે. મારું ચિત્ત તારામાં બંધાયેલું છે તે હું દુઃખી થતો કેમ જાઉં?[૨૮] હે ધર્મચારિણિ! હું તારાં તપમાં વિઘ્ન કરવાને ઇચ્છતો નથી; કારણ કે તપના કરતાં શ્રેષ્ઠ કંઈ નથી અને તપથી મહત્ (બ્રહ્મ) મળે છે.[૨૯] હે રાણી! પૂર્વે મને રાજ્યપર જેવી બુદ્ધિ હતી તેવી આજે નથી. અને આખા આત્માવડે તપ કરવાપર મારા મનને પ્રેમ થાય છે.[૩૦] આ આખી પૃથિવી મને શૂન્ય લાગે છે. હે શુભે! તે મને આનંદ આપતી લાગતી નથી. અમારા બાંધવો ઓછા થયા છે, અને પહેલાંના જેવું હવે અમારું બળ છે નહિ.[૩૧] (કુરુ) પાંચાલોનો અતિ ઘણો નાશ થઈ ગયો છે. તેઓ વાર્તામાત્ર (કથાવાર્તામાં કહેવારૂપ) રહ્યા છે. હે શુભે! તેઓના કુળ(વંશ-જાતિ)ને ચલાવે એવો કોઇને હું જોતો નથી.[૩૨] દ્રોણે રણાંગણમાં તે સર્વેને બાળીને ખાખ કરી નાંખ્યા છે, અને જે અવશેષ રહ્યા હતા તેઓને દ્રોણના પુત્રે તે રાત્રિએ મારી નાંખ્યા હતા.[૩૩] ચેદી અને મત્સ્યો પૂર્વે જેવા જણાતા હતા તેવા છે નહિ. વાસુદેવ(કૃષ્ણ)ના પરિગ્રહ(ટેકા)ને લીધે કેવળ વૃષ્ણિઓનું મંડળ રહ્યું છે,[૩૪] આ સર્વ જોઇને હું ધર્મ પાળવાને માટે અહિં રહેવા ઇચ્છું છું, મારે ધન જોઇતું નથી. અમારાપર કલ્યાણની દૃષ્ટિ કર. અમને સર્વને તારું દર્શન દુર્લભ છે.[૩૫] વળી આ રાજા તો વિષમતાથી પણ સહન ન થાય એવું તીવ્ર તપ આરંભ કરનાર છે."

આ સાંભળીને યોધાઓનો પતિ મહાબાહુ સહદેવ[૩૬] જેનાં લોચન બાષ્પથી આકુળ થઈ ગયાં હતાં તેણે યુધિષ્ઠિરને કહ્યું કે, "હે ભરતર્ષભ! મારી માતાને છોડવાનો મારામાં ઉત્સાહ નથી.[૩૭] હે વિભો! આપ સત્વર પાછા જાઓ. હું અહિંયાં તપ કરીશ. અહિં તપવડે હું આ કલેવરને શોષી નાંખીશ.[૩૮] રાજાના તથા આ બે માતાઓના પાદની સેવા કરવામાં મારું મન રહેશે." એટલે કુન્તીએ તે મોટી ભુજાવાળાને ભેટીને કહ્યું કે,[૩૯] "હે પુત્ર! તું જા. તું આમ કહે ના. તું મારું કહ્યું કર. તમારા માર્ગો કલ્યાણકારી થાઓ. હે પુત્રો! સ્વસ્થ થાઓ.[૪૦] આમ કરવાથી તો અમારા તપ કરવામાં ઉપરોધ થાય છે. તારા સ્નેહપાશમાં બંધાયેલી એવી હું ઉચ્ચ તપમાંથી પાછી પડું છું.[૪૧] તેટલા માટે હે પુત્રક! તું જા. હે પ્રભો! અમારું (આયુષ્ય) અલ્પ રહ્યું છે." કુન્તીનાં ઘણાં પ્રકારનાં વાક્યોથી આ રીતે તેઓનાં મનને અટકાવવામાં આવ્યું,[૪૨] અને ખાસ કરીને હે રાજેન્દ્ર! સહદેવનું અને રાજા યુધિષ્ઠિરનું (કારણ કે તેઓની કુન્તીપર અતિ ભક્તિ હતી). પછી માતા અને રાજાની રજા મેળવીને કુરુઓમાં ઉત્તમ એવા તે,[૪૩] કુરુશ્રેષ્ઠ (ધૃતરાષ્ટ્ર)ને અભિવંદન કરીને રજા લેવાનું શરુ કર્યું. (યુધિષ્ઠિર કહે છે):-"તમારાં અભિનંદનથી અમે અમારા રાજ્ય તરફ કુશળ જઈશું.[૪૪] હે રાજન્! તારી રજા પામેલા એવા અમે કોઈ પણ જાતના કલ્મષ (પાપ કે મેલ) વિના અમે જઇએ છીએ." મહાત્મા ધર્મરાજાએ આ પ્રમાણે તે રાજર્ષિને કહ્યું એટલે[૪૫] તેણે કૌરવ્ય યુધિષ્ઠિરને અભિનંદન આપીને રજા આપી. વળી તે રાજા એ (ધૃતરાષ્ટ્રે) બળવાનોમાં શ્રેષ્ઠ ભીમને સાંત્વન આપ્યું.[૪૬] તે બળવાન્ અને બુદ્ધિમાન્ ભીમે તેની આગળ તે(સાંત્વન)નો સ્વીકાર કર્યો. અને અર્જુનને તથા પુરુષોમાં ઋષભ જેવા બે યમો(નકુલ અને સહદેવ)ને આલિંગીને,[૪૭] ભેટીને તથા અભિનંદન આપીને કૌરવ્યે (ધૃતરાષ્ટ્રે) રજા આપી. તેઓએ (ગાંધારીના) પગમાં અભિવંદન કર્યું એટલે ગાંધારીએ તેમને રજા આપી.[૪૮] જનેતાએ (કુન્તીએ)

તેમનાં મસ્તક સુંઘીને તથા ભેટીને તેમને રજા આપી. પછી વાછડાંઓ ગાયને ધાવવાને આવે તે વખતે તેને અટકાવવાથી તે જેમ ગાયની ચોતરફ પ્રદક્ષિણા કરે આંટા ફરે તેમ તેઓએ તે રાજાની પ્રદક્ષિણા કરી.[૪૯] ફરી ફરીને ધારી ધારીને જોઇને તેઓએ પ્રદક્ષિણા કરી. દ્રૌપદી આદિએ અને કૌરવોની સર્વ સ્ત્રીઓ પણ[૫૦] સસરા તરફ વૃત્તિ ( ભક્તિભાવ ) રાખીને ન્યાયપૂર્વક ( શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે વય અને પદના અનુક્રમે ) તેની પાસે જઈ (પ્રણામ કરી, આશીર્વાદ લઈ, રજા લીધી); પછી બન્ને સાસુઓને ભેટીને, તેઓનું અભિનંદન મેળવીને રજા લીધી.[૫૧] (સાસુઓએ) કર્તવ્યનો તેઓને ઉપદેશ આપ્યો અને તેઓ પોતાના ભર્તાઓ સાથે ગઇ. પછી સારથિઓનો 'ગાડી જોડો, ગાડી જોડો' એવો અવાજ થઈ રહ્યો.[૫૨] તેમ જ બરાડતાં ઉંટોનો અને ખોંખારતા ઘોડાનો અવાજ થઈ રહ્યો. પછી પોતાના બાન્ધવો, પત્નીઓ, અને સૈનિકો સહિત રાજા યુધિષ્ઠિર હાસ્તિનપુર નામના નગરમાં પાછા આવ્યા.[૫૩]

इति श्रीमहाभारतमा आश्रमवासिकपर्वविषे पुत्रदर्शनपर्वमां ' वनवासमांथी पाछा आववुं,' ए नामनो अध्याय ३६ मो समाप्त

# અથ નારદાગમન પર્વ

## અધ્યાય ૩૭ મો

### ધૃતરાષ્ટ્રાદિકનું દાવાનલમા બળી મરવું

વૈશમ્પાયન કહે છેઃ-પાંડવોને પાછા આવ્યાને બે વર્ષ ગયા પછી પોતાની ઇચ્છાથી જ, હે રાજન્ ! દેવર્ષિ નારદ યુધિષ્ઠિરની પાસે આવ્યા.[૧] મહાબાહુ, કુરુરાજા યુધિષ્ઠિરે તેનું પૂજન કરીને (બેસાડ્યા). પછી, આસનપર બેઠેલા, અતિ વિશ્વાસ રાખવા લાયક તે ઋષિને બોલવામાં કુશળ યુધિષ્ઠિરે કહ્યું કે,[૨] 'લાંબા કાળ પછી આપ ભગવાનને પધારેલા હું જોઉં છું. હે વિપ્ર ! આપ કુશળ તો છોને? આપનું સર્વ શુભ તો છે ને?[૩] આપે કયા કયા લોકો (મળ્યા પછી) જોયાં છે? આપનું હું શું કાર્ય કરું? તે મને કહો. તું તો દ્વિજોમાં મુખ્ય છો અને અમારી પરાગતિ (આશ્રય) છો.'[૪]

નારદ કહે છેઃ-લાંબા વખતપર મેં તને જોયો હતો, તેથી તને જોવાને હું ( આજે) તપોવનમાંથી ચાલ્યો આવું છું. હે નૃપ ! મેં ઘણાં તીર્થો અને ગંગાને જોઇ છે.[૫]

યુધિષ્ઠિર કહે છેઃ-ગંગાના તીરપર રહેનારા પુરુષો મહાત્મા ધૃતરાષ્ટ્ર પરમ તપ કરી રહ્યાની વાત મને કહે છે.[૬] તેં તેને ત્યાં જોયા છે? તે કુરૂદ્વહ કુશળ તો છેને? ગાંધારી અને પૃથા અને સૂતપુત્ર સંજય કુશળ તો છેને?[૭] તે મારા રાજપિતા આજ કેમ ચાલે છે? તે, જો તેં તે રાજાને જોયા હોય તો, હે ભગવન્ ! સાંભળવાને હું ઇચ્છું છું.[૮]

નારદ કહે છેઃ-હે મહારાજ ! સ્થિર થા, અને તે તપોવનમાં જેમ બન્યું છે તેમ અને જેમ સાંભળ્યું અને જોયું છે તેમ તું સર્વ સાંભળ.[૯] હે કુરુનંદન ! જ્યારે તમે કુરુક્ષેત્રમાંથી વનવાસમાંથી પાછા આવ્યા ત્યારે, હે નૃપ ! તારા પિતા ગંગાદ્વાર તરફ ચાલ્યા ગયા.[૧૦] તે ધીમાનની સાથે ગાંધારી અને તેની વહુ કુન્તી પણ હતી. સાથે સૂત સંજય અને અગ્નિહોત્ર કરનારા અને યાજકો પણ હતા.[૧૧] ત્યાં તારા તપોધન પિતાએ તીવ્ર તપ કરવા માંડ્યું. મુખમાં વીટા (કાંકરા અથવા લાકડાના કટકા) રાખીને વાયુનું ભક્ષણ કરનારા અને મૌન પાળનારા બન્યા.[૧૨] તે વનમાં સર્વ મુનિઓ તેની પૂજા કરતા હતા. તે મહાતપસ્વી રાજા છ માસમાં તો માત્ર હાડકાં અને ચામડાંના અવશેષવાળા બની રહ્યા.[૧૩] ગાંધારી જલનો આહાર કરીને રહેતી હતી, અને કુન્તી એકેક માસનો ઉપવાસ કરતી હતી. હે ભારત ! સંજય છ છ દિવસે ખાઇને રહેવા લાગ્યો.[૧૪] હે પ્રભો ! ત્યાં તે વનમાં યાજકો વિધિ પ્રમાણે અગ્નિને આહૂતિ, રાજા જુવે કે ન જુવે તોપણ આપ્યા જતા હતા.[૧૫] તે રાજાનું કોઈ ચોક્કસ નિવાસસ્થાન ન હતું. તે રાજા વનમાં ફરવા લાગ્યા. તેની સાથે બન્ને દેવીઓ તથા સંજય પણ પાછળ પાછળ જતા હતા.[૧૬] સંજય સમ(સપાટ)-વિષમ (ઉચાનીચા પ્રદેશ) સ્થાનમાં તે રાજાનો નેતા (ભોમિયો) બન્યો હતો; અને પૃથા ગાંધારીની અનિંદિત ચક્ષુરૂપ બની હતી.[૧૭] પછી એક દિવસે તે ઉત્તમ રાજા ગંગાના કાંઠા પર ગયા અને તે બુદ્ધિમાને ગંગામાં સ્નાન

કરીને પોતાના આશ્રમ તરફ મુખ કર્યું.[૧૮] તે વખતે એકદમ વાયુ નીકળ્યો અને મોટો દાવાગ્નિ સળગ્યો, અને તે વનને ચારે તરફથી ઘેરી લઇને બાળવા લાગ્યો.[૧૯] તેથી ચારે તરફથી મૃગો(પશુઓ)નાં ટોળાં-ઓ અને બે જિહ્વાવાળા (સર્પો) બળી જતા હતા અને વરાહોનાં ટોળાં જલાશયનો આશ્રય કરતાં હતાં ત્યારે,[૨૦] તે વન સળગી ઉઠયું હતું અને આવું દુઃખ આવી પડ્યું ત્યારે, હે રાજા! નિરાહારપણાને લીધે તેના પ્રાણોની ચેષ્ટા મંદ પડી ગઈ,[૨૧] તે હાલવા ચા-લવાને અસમર્થ થઈ ગયો અને તારી બે માતાઓ અતિ કૃશ થઈ ગઈ હતી (એટલે તેઓથી દોડી શ-કાય તેમ નહતું અને તે દરમ્યાન) પછી તે રાજાએ તે વહ્નિને પાસે આવતો જોઇને,[૨૨] વિજય મેળવનારાઓમાં શ્રેષ્ઠ એવા તેણે સૂત સંજયને આ પ્રમાણે કહ્યું કે, 'હે સંજય! જ્યાં અગ્નિ તને કદિ બાળે નહિ ત્યાં તું જા.[૨૩] અમે તો અહિં અગ્નિ સાથે એક થઇને ઉત્તમ ગતિને પામીશું.' બોલનારાઓમાં શ્રેષ્ઠ સંજયે ઉદ્વિગ્ન થઇને તેને કહ્યું છે,[૨૪] 'હે રાજન્! આ વૃથા (લૌકિક) અગ્નિથી તારું મૃત્યુ થાય તે ઇષ્ટ નથી. તેમ આ જાત-વેદસ(અગ્નિ)થી છૂટવાનો હું કોઈ ઉપાય જોતો નથી, (અથાત્ તેનાથી કોઈ પણ રીતે બચાય તેમ નથી).[૨૫] અત્રે બીજું જે કંઈ કાર્ય કરવાનું હોય તે કહેવાને આપ યોગ્ય છો.' સંજયે આ પ્રમાણે તેને કહ્યું એટલે તે રાજાએ તેને પુનઃ કહ્યું કે,[૨૬] "પોતાનાં ઘરો છોડીને બહાર નીકળેલા એવા અમારા લોકોનું આ મૃત્યુ કંઇ અનિષ્ટ નથી. જલ, અગ્નિ તથા વાયુ અથવા વિકર્ષણ (ઉપવાસ કરી શરીરને શોષવું તે)[૨૭] (એમ જેવા) તાપસોને માટે તો પ્રશંસાને યોગ્ય છે. માટે, હે સંજય! તું તારે સત્વર અહિંથી ચાલ્યો જા." આ પ્રમાણે સંજયને કહીને રાજાએ મનને સ્થિર કર્યું (સમાધિ ચઢાવી),[૨૮] અને ગાંધારી તથા કુન્તીસહ પૂર્વ તરફ મુખ કરીને બેઠા. સંજયે તેને તે પ્રમાણે જોઇને તેની પ્રદક્ષિણા કરી.[૨૯] પછી બુદ્ધિમાન્(સંજયે) તેને કહ્યું કે, 'હે પ્રભો! આત્માનો યોગ કરો.' તે બુદ્ધિમાન્ ઋષિ(વ્યાસ)પુત્ર રાજાએ તેના કહેવા પ્રમાણે કર્યું.[૩૦] પોતાના ઇન્દ્રિયસમૂહને રુંધીને કાષ્ઠની માફક તે તેમજ ગાંધારી તથા તારી મહાભાગ્યશાળી જનની પૃથા તેમ બેઠાં.[૩૧] પછી તારા રાજપિતા (તથા ગાંધારી તથા પૃથા) દાવાગ્નિ સાથે મળી ગયાં (બળી ગયાં) ત્યારે તેનો મહામાત્ર (અમાત્ય) સંજય તે દાવાગ્નિમાંથી બચી ગયો.[૩૨] તાપસોથી વિંટાયેલા તેને મેં ગંગાના કિનારા ઉપર જોયો છે. તે તાપસોને બોલાવીને તે તેજસ્વીએ આ બધું કહ્યું,[૩૩] પછી તે શ્રીમાન સંજય મહીધર હિમવાન પર ચાલ્યો ગયો. આ પ્રમાણે મોટાં મનવાળો તે કુરુરાજા મરણ પામ્યો.[૩૪] હે વિશાંપતિ! ગાંધારી અને તારી માતા પૃથા એ બન્ને પણ એમ જ મરણ પામ્યાં. અચાનક ત્યાં ફરતાં ફરતાં તે રાજાનું કલેવર[૩૫] તથા હે ભારત! તે બન્ને દેવી-ઓનાં કલેવરો મેં જોયાં છે. પછી તે વનમાં તપોધનો ભેગા થયા[૩૬] તેઓએ રાજાની નિષ્ઠા(શ્રદ્ધા)ની વાત સાંભળીને તેઓની ગતિ વિષે જરાય શોક કર્યો નહતો. હે પુરુષસત્તમ! મેં આ સર્વ ત્યાં સાંભળ્યું હતું,[૩૭] કે હે પાંડવ! તે રાજા કેમ બળ્યો તેમ તે બે દેવીઓ કેમ બળી ગઈ. તેમનાં મરણનો શોક કરવાનો નથી. પોતાની ઇચ્છાથી જ તે પૃથિવીપતિએ[૩૮] તેમજ ગાંધારી અને તારી જનેતાએ અગ્નિસંયોગ પ્રાપ્ત કર્યો હતો (બળી મુઆં હતાં)."

વૈશમ્પાયન કહે છેઃ-ધૃતરાષ્ટ્રના નિર્વાણની આ વાત સાંભળીને સર્વે મહાત્મા પાંડવોને મહાશોક થયો, અને તેમના અંતઃપુરમાં તે જ વખતે મોટો રડવાનો સ્વર થઈ રહ્યો.[૩૯-૪૦] હે મહારાજ! રાજાની આ ગતિ સાંભળીને પૌરજનો રડવા લાગ્યાં. રાજા યુધિષ્ઠિર અતિ દુઃખી થતો પોક મૂકવા લાગ્યો કે 'અહો ધિક્કાર છે મને!'[૪૧] માતાને યાદ કરીને ઉંચા હાથો કરીને યુધિષ્ઠિર રડવા લાગ્યા. ભીમસેન વગેરે બીજા સર્વે ભાઈઓએ પણ તેમજ કર્યું.[૪૨] હે મહારાજ! 'પૃથાની પણ તેજ ગતિ થઈ છે' તે સાંભળીને અંતઃપુરોમાં પણ રડવાનો અતિ મોટો શોર થઈ રહ્યો. તે વૃદ્ધ નરાધિપ જેના પુત્રો માર્યા ગયા હતા તે આમ બળી ગયા અને તપસ્વિની ગાંધારીની પણ તેજ ગતિ થઈ જાણી સર્વે જણા શોક કરવા લાગ્યા.[૪૪] હે ભારત! પછી એક મુહુર્ત પછી તે રડવાના શબ્દની શાંતિ થઈ ત્યારે આંખો લૂછીને ધીરજથી ધર્મરાજાએ આ પ્રમાણે કહ્યું.[૪૮]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे नारदागमन-पर्वमां 'धृतराष्ट्रादिनुं दावाग्निमां बळी मरवुं' ए नामनो अध्याय ३७ मो समाप्त

## અધ્યાય ૩૮ મો

### યુધિષ્ઠિરનો વિલાપ

યુધિષ્ઠિર કહે છેઃ-અરેરે! ઉગ્ર તપ કરવામાં પડેલા તે મહાત્માનો, અમારા જેવા બાંધવો (સગાંઓ) હતા છતાં એક અનાથના જેવી ગતિ થઈ![૧] હે બ્રહ્મન્! હું ધારું છું કે પુરુષોની ગતિ દુઃખે કરીને જાણી શકાય છે, કે જ્યાં વિચિત્રવીર્યનો પુત્ર આમ વનના અગ્નિથી તદન બળી ગયો,[૨] કે જેના બાહુબળવાળા અને શ્રીમાન્ સો તો પુત્રો હતા; કે જે રાજા હજાર

હાથીનાં જેટલાં બળવાળો હતો તે દાવાગ્નિથી બળી ગયો;[૩] કે જેને પૂર્વે ઉત્તમ સ્ત્રીઓ તાડપત્રના પંખાથી પવન નાંખતી હતી તે દાવાગ્નિથી બળેલાને શું આજે ગીધો પવન નાંખે છે?[૪] સૂત અને માગધ જનના સંઘો જે સૂતા ત્યારે તેને જગાડતા તે રાજા મારાં પાપ કર્મોને લીધે આજે ધરણીપર સુતા છે![૫] અરેરે! જે બચારીના સો પુત્રો હણાઈ ગયા તે યશસ્વિની ગાંધારી-નો તો હું શોક કરતો નથી, કારણ કે તે તો પતિવ્રત પાળીને પોતાના પતિના લોકોમાં ગઈ છે.[૬] પરંતુ મને (મારી માતા) પૃથાનો શોક થાય છે કે જેણે પોતાના પુત્રોની ઋદ્ધિવાળાં અને અતિ પ્રકાશમાન ઐશ્વર્યનો ત્યાગ કરીને વનવાસપર રુચિ દર્શાવી.[૭] ધિક્કાર છે આ અમારાં રાજ્યને! ધિક્કાર છે અમારાં બળને! ધિક્કાર છે અમારાં પરાક્રમને! ધિક્કાર છે અમારા ક્ષત્રધર્મને! કે અમે મુવેલા છતાં જીવિએ છીએ![૮] હે દ્વિજ શ્રેષ્ઠ! કાળની ગતિ ઘણી સૂક્ષ્મ છે, કે તેણે આ રાજ્યનો બીલકુલ ત્યાગ કરીને વનવાસપર રુચિ કરી.[૯] આ યુધિષ્ઠિરની, આ ભીમની અને આ વિજય-(અર્જુન)ની જનેતા અનાથની માફક કેમ બળી ગઈ એ વિચારતાં મને મૂર્ચ્છા આવે છે.[૧૦] સવ્યસાચી (અર્જુને) ખાંડવવનમાં અગ્નિને વૃથા તૃપ્ત કર્યો હતો. ઉપકારને ન સમજનાર એ તો કૃતઘ્ન છે એમ મને લાગે છે.[૧૧] કે એ જ ભગવાને સવ્યસાચીની જ માતાને બાળી નાંખી! કે જેણે બ્રાહ્મણના વેષે તેની પાસે આવીને ભિક્ષા માંગી હતી![૧૨] ધિક્કાર છે તને અગ્નિને! ધિક્કાર છે પાર્થની અતિપ્રસિદ્ધ ધારેલું નિશાન મારવાની શક્તિને! હે ભગવન્! આ મને વિશેષ કષ્ટ કરનારું લાગે છે કે,[૧૩] તે પૃથિવીપતિનો વૃથા (લૌકિક, અ-ગ્નિહોત્રનો નહિ એવા) અગ્નિ સાથે સમાગમ થઈ ગયો છે. તેના જેવા તપસ્વી, રાજર્ષિ કૌરવનું,[૧૪] આ પૃથિવી પર અમલ કર્યા પછી, આ જાતનું મૃત્યુ થાય જ કેમ? તે મહાવનમાં ઉત્તમ મંત્રોથી પવિત્ર કરેલા તેના અગ્નિઓ હતા છતાં[૧૫] નિષ્ઠા(શ્રદ્ધા)વાળા મારા પિતાનો વૃથા (લૌકક) અગ્નિ સાથે સમાગમ જ કેમ થયો? મને લાગે છે કે, જેની ધમ(નાડી)ઓ તસતસી ગઈ હશે, જે કૃશ થઈ હતી એવી (મારી જનેતા) પૃથા તો કંપી ઉઠી હશે,[૧૬] અને તે મહાભય વખતે, 'હા તાત ધર્મરાજ!' એવો પોકાર કરી મેલ્યો હશે; વળી, 'ઓ ભીમ! આ ભયમાંથી મને બચાવ' એવા વારંવાર પોકાર કર્યા હશે,[૧૭] કે જ્યારે દાવાગ્નિએ મારી માતાને ચારે બાજુથી ઘેરી લીધી હશે. તેના સર્વે પુત્રોમાં સહદેવ તેને અધિક વાહાલો હતો.[૧૮] તે માદ્રવતીનો છોકરો પણ એને બચાવી શક્યો નહિ!"

આ સાંભળીને તે સર્વે જણા પરસ્પર ભેટી ભેટીને રુદન કરવા લાગ્યા.[૧૯] યુગનો ક્ષય થતો હોય ત્યારે પ્રાણીઓ જેમ દુઃખી થાય તેમ પાંચ પાંડવો ઘણા દુઃખી થયા. પુરુષોમાં ઇન્દ્ર જેવા તેઓ જેઓ રડતા હતા તેઓના રડવાનો સ્વર[૨૦] મેહેલોના અવકાશો(ગુંબ-જાદિ)ને ભેદીને આખી પૃથિવીને ભેદવા લાગ્યો.[૨૧]

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे नारदागमन पर्वमां 'युधिष्ठिरादिनो विलाप' ए नामनो अध्याय ३८ मो समाप्त

## અધ્યાય ૩૯ મો

### ધૃતરાષ્ટ્રાદિને શ્રાદ્ધદાન

નારદ કહે છેઃ-એ વૈચિત્રવીર્ય રાજાને (ધૃતરાષ્ટ્રને) વૃથા અગ્નિએ બાળ્યો નથી. હે સુવ્રત! મેં ત્યાં જેમ સાંભળ્યું છે તેમ હું કહું છું.[૧] 'એ બુદ્ધિમાન્ રાજા જે વાયુભક્ષણ કરીને રહેતા હતા તેણે વનમાં પ્રવેશ કર્યો ત્યારે અગ્નિઓને સળગાવીને ઈષ્ટિ કરીને એમને એમ છોડી દીધા હતા એવું અમે સાંભળ્યું છે.[૨] પછી તેના યાજકો તે અગ્નિઓને એક નિર્જન વનમાં નાંખી દઈને, હે ભરતસત્તમ! પોતપોતાની મરજીમાં આવે ત્યાં ચાલ્યા ગયા.[૩] ત્યારે તે વનમાં તે અગ્નિ ઘણો વૃદ્ધિ પામ્યો. તેથી કરીને તે વન સળગી ઉઠ્યું' એમ તે તાપસો કહેતા હતા.[૪] મેં તને કહ્યું તેમ, પછી તે રાજા જાહ્નવીના કાંઠા પર, હે ભરતર્ષભ! પોતે જાતે જ તે અગ્નિની સાથે એક થઈ ગયા (બળી ગયા).[૫] આ પ્રમાણે હે અનઘ! તે મુનિઓએ મને વાત નિવેદન કરી હતી, કે જે મુનિઓને, હે યુધિષ્ઠિર! હું ભાગીરથીના કિનારા પર મળ્યો હતો.[૬] આ પ્રમાણે, હે મહીપતિ! તે રાજા પોતાની મેળે જ અગ્નિ સાથે એક થઇ ગયા હતા. (અર્થાત્ વૃથા અગ્નિએ તેઓને બાળ્યા નથી). હવે તું તે રાજાનો શોક કર મા. તેની પરમગતિ થઈ છે.[૭] હે જનાધિપ! ગુરુ(વડેરાં)ની સેવાથી તારી જ-નેતાએ પણ અતિ મોટી સિદ્ધિ મેળવી છે, એમાં મને સંશય નથી.[૮] હે રાજેન્દ્ર! હવે તારે તેઓની ઉદકક્રિયા (શ્રાદ્ધક્રિયા) કરવી જોઇએ, માટે તારા સર્વે ભાઇઓ સહિત હવે તેની વિધિ કરવા માંડ.[૯]

વૈશમ્પાયન કહે છેઃ-પછી પાંડવોના ધુરંધર, નરોમાં ઋષભ જેવા તે પૃથિવીપાલ પોતાના ભાઈઓ તથા દારાઓ સહિત (નગર) બહાર ગયા.[૧૦] પુરના રહેનારાઓ તેમજ જાનપદોના (દેશોના) રહેનારાઓ જેઓ રાજ-ભક્તિથી પ્રેરાયલા હતા તેઓ પણ (તેની) આગળ ચાલ્યા. એ સર્વે માત્ર એકજ વસ્ત્ર ઓઢીને ગંગા તરફ ચાલ્યા.[૧૧] ત્યાં તે સર્વે નરપુંગવો(ઉત્તમ પુરુષો)એ (ગંગાના) જલમાં

સ્નાન કરીને અને યુયુત્સુને આગળ કરીને તે મહાત્મા (ધૃતરાષ્ટ્ર)ને ઉદકદાન આપ્યું.[૧૨] તેમજ વિધિપૂર્વક દરેકનાં નામોના અને ગોત્રોનો ઉચ્ચાર કરીને ગાંધારીને તથા પૃથાને પણ ઉદક દાન આપ્યું. આમ શૌચનો ત્યાગ કરીને (પાછા આવીને) તેઓ નગરની બહાર રહ્યા.[૧૩] પછી તે નરશ્રેષ્ઠ રાજા જ્યાં બળી ગયા હતા ત્યાં ગંગાદ્વાર ઉપર તે રાજાએ વિધિ જાણનારા પોતાનું પ્રિય કરનારા વિશ્વાસુ માણસોને મોકલાવ્યા.[૧૪] ગંગાદ્વારમાં કરવાનાં કૃત્યો વિષે તેઓને તેણે આજ્ઞા આપી તેમ તે પુરુષોને તે મહીપતિએ (દાનમાં) આપવાની વસ્તુઓ પણ આપી.[૧૫] તેઓદ્વારા બારમે દિવસે શૌચ કર્મ પૂર્ણ કરીને તે નરાધિપ પાંડવે દક્ષિણાવાળાં શ્રાદ્ધો વિધિપૂર્વક કર્યાં.[૧૬] તે પૃથિવીપતિએ ધૃતરાષ્ટ્રને ઉદ્દેશીને સુવર્ણ, રજત (ચાંદી), ગાયો, શય્યાઓ અને અતિઘણું ધન દાનમાં આપ્યું.[૧૭] તે તેજસ્વી રાજાએ ગાંધારી તથા પૃથાનાં છૂટાં છૂટાં નામો લઇને અનુત્તમ દાન આપ્યું.[૧૮] જે જેટલું ઇચ્છે તેટલું તે દ્વિજને શયન, ભોજન, માન, મણિ, રત્ન, ધન, મળતું.[૧૯] તે મહીપતિએ પોતાની બન્ને માતાઓને ઉદ્દેશીને યાનો (મીયાના, પાલખી, રથાદિ), આચ્છાદન (વસ્ત્રો) જાતજાતના ભોગની વસ્તુઓ, અને અલંકાર સજેલી દાસીઓ દાનમાં આપી.[૨૦] અનેક જાતનાં શ્રાદ્ધો કર્યા પછી તે પૃથિવીપાલે વારણાહ્વય નામના નગરમાં પ્રવેશ કર્યો.[૨૧] રાજાનાં વચનથી જે પુરુષો ગંગાદ્વાર ગયા હતા તેઓ તેઓનાં (ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને પૃથાનાં) કુલ્ય (અસ્થિ, હાડકાં, ફુલ) ભેગાં કરી (ગંગામાં નાંખીને) પુનઃ ત્યાંથી પાછા આવ્યા.[૨૨] જાતજાતની માળાઓથી અને સુગંધીઓથી યથાવિધિ તે કુલ્યોની પૂજા કરીને તેઓની સાથે કુલ્યોને ભેગાં કરીને (ગંગામાં પધરાવ્યાં તે વાત) તેઓએ મહીપતિ(યુધિષ્ઠિર)ને કહી.[૨૩] પછી ધર્માત્મા રાજા યુધિષ્ઠિરને આશ્વાસન આપીને પરમર્ષિ નારદ, હે રાજન્! પોતાની ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યા ગયા.[૨૪] આ પ્રમાણે જેના પુત્રો હણાયા હતા એવા ધીમાન્ ધૃતરાષ્ટ્રની, જ્ઞાતિજનોની, સંબંધીઓની, મિત્રોની, ભાઈઓની અને સ્વજનોની પાછળ સદા દાનો આપતાં આપતાં, નગરમાં દશ અને પાંચ પંદર અને વનવાસમાં ત્રણ વર્ષો વીત્યાં હતાં.[૨૫-૨૬] આ રીતે રાજા યુધિષ્ઠિર જેના જ્ઞાતિ બાંધવો માર્યા ગયા હતા તેને કશાંપર અતિ પ્રીતિ થતી નહતી તેણે માત્ર રાજ્ય ચલાવ્યા કર્યું.[૨૭]

(આ આશ્રમવાસિક પર્વ ધ્યાનથી સાંભળવું અને સાંભળ્યા પછી બ્રાહ્મણોને જમાડીને દાન આપવું.)

इति श्रीमहाभारतमां आश्रमवासिकपर्वविषे नारदागमनपर्वमां 'धृतराष्ट्रादिने श्राद्धदान' ए नामनो अध्याय ३९ मो समाप्त

श्रीकृष्णद्वैपायन विरचित

# श्री महाभारत

## मौसल पर्व

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

॥ શ્રી ॥

કૃષ્ણદ્વૈપાયનવિરચિત

# શ્રી મહાભારત

## અથ મૌસલ પર્વ



### અધ્યાય ૧ લો

### મુસલની ઉત્પત્તિ

**※ मंगलाचरण ※**

श्लोकः—नारायणं नमस्कृत्य नरञ्चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीञ्चैव ततो जयमुदीरयेत् ॥

શ્રી ગણેશને નમસ્કાર હો ! નારાયણને તથા નર(મનુષ્ય)માં ઉત્તમ એવા નરને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કરીને પછી 'જય'નો ઉચ્ચાર કરવો (અર્થાત્ જય એટલે મહાભારતનું કથન કરવું).

વૈશમ્પાયન કહે છેઃ–પછી છ ને ત્રીશ છત્રીશમું વર્ષ આવી લાગ્યું ત્યારે કૌરવનન્દન યુધિષ્ઠિરે વિપરીત નિમિત્તો (ચિહ્નો) થતાં જોયાં.[1*] સૂક્કા, સખ્ત, કાંકરા વર્ષાવનારા વાયુઓ વાવા લાગ્યા. પક્ષીઓ ઉંધા (ડાબા તરફથી જમણી બાજુએ) મંડળોમાં ઉડવા લાગ્યાં.[2] મોટી મોટી નદીઓ પશ્ચિમમાં (એટલે કે ઉંધી) વેહેવા લાગી. દિશાઓ નીહાર(ધૂમસ)થી ઘેરાઈ ગઈ. ગગનમાંથી ભૂમિપર અંગારા વર્ષાવતી ઉલ્કાઓ (ખરતા તારાઓ) પડવા લાગી.[3] હે રાજન્! આદિત્ય(સૂર્ય)મંડળ ધૂળથી સંપૂર્ણ છવાઈ ગયું. ઉદય વખતે કિરણ વિનાનો સૂર્ય નિત્ય કબંધો (માથાં વગરના ધડ) સાથે જણાતો હતો.[4] ચંદ્ર અને સૂર્યના પરિવેષો (સૂર્યની આસપાસ પ્રકાશ કરનારાં મંડળો) દારુણ દેખાતા હતા. તેના ત્રણ વર્ણો હતા, શ્યામ અને રૂક્ષ (ખડબચડા) છેડા હતા તથા તેમની પ્રભા રાખોડી અરુણ (રાતા) રંગની હતી.[5] હે રાજન્! આ અને બીજા ઘણા ભય જણાવનારા ઉત્પાતો અને હૃદયને ઉદ્વેગ કરાવનારા ઘણા બનાવો જણાતા હતા.[6] પછી થોડાક કાળ વીત્યા પછી કુરુરાજા યુધિષ્ઠિરે વૃષ્ણિમંડળનો મુસલવડે† સંહાર થયાનું સાંભળ્યું.[7] વાસુદેવ અને રામ (બલરામ) તેમાંથી બચી ગયાનું સાંભળીને પાંડવે (યુધિષ્ઠિરે) પોતાના ભાઇઓને બોલાવીને પૂછ્યું કે, આપણે હવે શું કરવું?[8] પાંડવો એકબીજાને મળ્યા અને 'બ્રાહ્મણના દંડ(શાપ)ના બળથી વૃષ્ણિઓનો નાશ થયો છે' એ સાંભળીને,

---

* કૌરવપાંડવના યુદ્ધ પછી રણભૂમિ ઉપર આવેલી ગાંધારીએ શ્રીકૃષ્ણને કુરુક્ષેત્રમાં શાપ આપ્યો હતો કે, તેં મારા પુત્રોનો નાશ થવા દીધો છે, તેઓની ઉપેક્ષા કરી છે માટે આજથી છત્રીશમે વર્ષે તારા કુળનો તારા સમક્ષમાં નાશ થશે. જૂઓ સ્ત્રી પર્વ. † મુસલ એટલે મૂસળું, લોઢાનું કે લાકડાનું બનાવેલું.

ઘણા દુઃખી થયા.[૯] સમુદ્રનાં શોષણની વાતની માફક વાસુદેવના મૃત્યુની વાત પર, તે શાર્ઙ્ગધનુષના વાપરનારના વિનાશની વાત પર તે વીરોને શ્રદ્ધા આવી નહિ.[૧૦] મુસલને લગતી વાત સાંભળીને પાંડવો દુઃખ અને શોકમાં આવી પડ્યા, ખેદ પામ્યા, તેઓના સંકલ્પો મરી ગયા, તેઓ બેસી ગયા.[૧૧]

જનમેજય પૂછે છેઃ-હે ભગવન્! વાસુદેવના દેખતાં અન્ધકો અને મહારથી ભોજો વૃષ્ણિઓ સહિત નાશ કેમ પામ્યા?[૧૨]

વૈશમ્પાયન કહે છેઃ-યુદ્ધ પછી છત્રીશમે વર્ષે વૃષ્ણિઓને હાથે મોટો અવિવેક થયો, અને તેથી કાળના પ્રેરવાથી મુસલવડે તેઓએ એકબીજાને મારી નાંખ્યા.[૧૩]

જનમેજય પૂછે છેઃ-તે વીર(પુરુષો)ને કોણે શાપ દીધો હતો કે, તેથી વૃષ્ણિઓ, અંધકો અને ભોજોનો ક્ષય થઈ ગયો? હે દ્વિજવર્ય! આ તું મને વિસ્તારથી કહે.[૧૪]

વૈશમ્પાયન કહે છેઃ-દ્વારકામાં ગયલા વિશ્વામિત્ર, કણ્વ અને તપોધન નારદને સારણ વગેરે વીરોએ જોયા.[૧૫] એટલે દૈવના દંડ(શાપ)થી પીડાતા તેઓએ સાંબ (નામના એક યાદવ)ને સ્ત્રીની પેઠે શણગારીને આગળ કર્યો, અને તેઓની પાસે જઈ કહેવા લાગ્યા કે,[૧૬] 'અમાપ તેજવાળા, પુત્રની કામનાવાળા બભ્રુની આ સ્ત્રી છે. એ શું જણશે તે ઋષિઓ સારી રીતે જાણી શકે છે (માટે તેનો ખુલાસો કરો).'[૧૭] હે રાજન્! ત્યારે ઠગબાજીથી ગુસ્સે થયેલા તે મુનિઓને તેઓએ આમ કહ્યું એટલે તે મુનિઓએ, હે નરાધિપ! જે તેઓને કહ્યું તે હવે સાંભળ.[૧૮] 'વૃષ્ણિ અને અંધકના વિનાશને માટે વાસુદેવનો આ દાયાદ (વારસ) સાંબ લોખંડનાં એક ભયંકર મુસલને જન્મ આપશે,[૧૯] કે જેનાવડે અતિ દુષ્ટ વર્તનવાળા, ક્રૂર, અભિમાનવાળા તમે, રામ અને જનાર્દન સિવાય, બધા આખા કુલનું ઉચ્છેદન કરનાર થશો.[૨૦] શ્રીમાન્ હલાયુધ (બલરામ) પોતાના દેહનો ત્યાગ કરીને સમુદ્રમાં પ્રવેશ કરશે અને ભૂમિપર સૂતેલા મહાત્મા કૃષ્ણને જરા (નામનો શિકારી) (બાણથી) વિંધશે.'[૨૧] હે રાજન્! તે દુરાત્માઓએ જેમને ઠગેલા હતા અને તેથી ક્રોધથી જેમની આંખો રાતી થઇ ગઈ હતી એવા તે મુનિઓ પરસ્પર જોઇને આ પ્રમાણે બોલ્યા.[૨૨] આ પ્રમાણે કહીને તે મુનિઓ કેશવની પાસે ગયા. પછી આ વૃત્તાંત સાંભળીને મધુસૂદને વૃષ્ણિઓને (જેઓ જાણતા ન હતા તેઓને) તે વિષે કહ્યું.[૨૩] અન્તને જાણવાવાળા તે બુદ્ધિમાને, 'તેમનું તેવું ભવિતવ્ય છે' એમ તેઓને કહ્યું, અને પછી હૃષીકેશે પુરમાં પ્રવેશ કર્યો.[૨૪] જગતના એ પ્રભુ પોતે, જે અંત નાશ નક્કી કર્યો હતો તે ફેરવવાને ઇચ્છતા ન હતા. પછી બીજે દિવસે સાંબે મુસલનો પ્રસવ કર્યો,[૨૫] કે જેનાવડે વૃષ્ણિ અને અંધકના કુલના પુરુષો ભસ્મસાત્ કરવામાં આવ્યા. વૃષ્ણિ અને અંધકના વિનાશને માટે જ કિંકર(મૃત્યુના દૂત)ના જેવું મોટું,[૨૬] ઘોર, શાપને લીધે ઉત્પન્ન થયેલું મુસલ જન્મ્યું હતું. રાજા(ઉગ્રસેન)ને તે વાત (કૃષ્ણે) નિવેદન કરી. એટલે ખેદ પામેલા તે રાજાએ તે મુસલને બારીક ચૂર્ણ જેવું કરાવ્યું (ઘસાવી નખાવ્યું),[૨૭] અને હે નૃપ! તે ચૂર્ણને સાગરમાં નંખાવી દીધું. વળી આહુક, જનાર્દન, રામ, અને મહાત્મા બભ્રુના કહેવાથી નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે, 'આજ પછી વૃષ્ણિ અને અંધકના સર્વ કુલોમાં આ લોકમાં,[૨૮-૨૯] કોઈ પણ નગરવાસીઓએ સુરા અને આસવ બનાવવાં નહિં, અને જે કોઈ મનુષ્ય કદિ પણ અમારી જાણમાં (ગુપ્ત રીતે પણ) પેય બનાવશે,[૩૦] તેને પોતાને જીવતો તેના બાંધવો સહિત શૂલીપર ચઢાવવામાં આવશે.' પછી અમાપ કર્મવાળા રામનું એ શાસન જાણીને, રાજભયથી સર્વે માણસોએ તે વિષે નિયમ પાળ્યો (અર્થાત્ સુરા અને આસવ બનાવવાનું બંધ કર્યું).[૩૧]

इति श्रीमहाभारतमां मौसलपर्वविषे 'मुसळनी उत्पत्ति' ए नामनो अध्याय १ लो समाप्त

## અધ્યાય ૨ જો

### ઉત્પાદ દર્શન

વૈશમ્પાયન કહે છેઃ-જ્યારે અંધકો સાથે વૃષ્ણિઓ (કાળને દૂર રાખવાને) આ પ્રમાણે પ્રયત્ન કરતા હતા ત્યારે કાળ તેઓ સર્વના ઘરની આસપાસ નિત્ય ફરતો હતો.[૧] તે કરાલ (ભયંકર), વિકટ, મુંડ, કૃષ્ણ પિંગળ (ઘેરો અથવા કાળો પીળો) પુરુષ વૃષ્ણિઓના ઘરોને (કુટુંબોને) ક્વચિત્ ક્વચિત્ નિહાળતો પણ અદૃષ્ટ થતો નહિં.[૨] તે મોટા ધનુષવાળાએ સેંકડો અને હજારો બાણોવડે તેને માર્યો, પણ સર્વ ભૂતોનો અંત લાવનાર તેને વિંધવાનું અશક્ય હતું.[૩] દિવસે દિવસે ભયંકર મોટા વાયુઓ વાતા હતા. વૃષ્ણિ અને અંધકના વિનાશને માટે રોમાંચ કરાવનારા ઘણા પ્રસંગો બનતા હતા.[૪] રાજમાર્ગોમાં ઉંદરો વધી ગયા; મણિકા (ગાગરાદિ વાસણો) ભાંગી જવા લાગી; રાતના સૂતેલાં માણસોના કેશ અને નખો ઉંદરો ખાઇ જવા લાગ્યા.[૫] વૃષ્ણિઓના ઘરોમાં ચોંચાટ કરતી સારિકાઓ ચીચી

કૂચી કરવા લાગી, અને રાત કે દિવસ એ શબ્દ શાંત જ પડતો નહિં.૬ સારસ પક્ષીઓ ઉલૂક(ઘૂવડ)ના રડવાનું અનુકરણ કરવા લાગ્યાં, અને હે ભારત! ઘેટાંઓ, બકરાંઓ શ્યાલિયાંનું રડવાનું અનુકરણ કરવા લાગ્યાં. કાળથી પ્રેરાયેલાં પ્રીક્કા પક્ષીઓ રાતા પગવાળાં થઈ ગયાં,૭ અને વૃષ્ણિઓ અને અંધકોના ઘરોમાં કપોતો ફરવા લાગ્યાં.૮ ગાયોને પેટે ખર અને અશ્વતરી(ખચરી)ને પેટે હાથીઓ, અને કુતરીને પેટે બીલાડાઓ અને નોળીઆને પેટે ઉંદરડાઓ જન્મવા લાગ્યા.૯ તે વખતે પાપકર્મો કરનારા વૃષ્ણિઓને શરમ રહી નહિં. પણ ઉલટા બ્રાહ્મણોનો, પિતૃઓનો તથા દેવોનો દ્વેષ કરવા લાગ્યા;૧૦ પોતાના ગુરુઓ(મોટેરાંઓ)નું પણ અપમાન કરવા લાગ્યા; માત્ર રામ (બલરામ) અને જનાર્દન(કૃષ્ણ)નું અપમાન કરતા ન હતા. પત્નીઓ પતિઓને ઠગવા લાગી, અને પતિઓ પત્નીઓને ઠગવા લાગ્યા.૧૧ સળગાવેલો અગ્નિ ઉલટીજ રીતે બળવા લાગ્યો. તેમાંથી ભૂરી અને રાતી મજીઠિયા જ્વાળાઓ છૂટી છૂટી બાહાર નિકળવા લાગી.૧૨ તે પુરીમાં ઉદય અને અસ્ત સમયે દિવાકર (સૂર્ય) નિત્ય માથાં વગરના ધડવાળા પુરુષોથી વિંટાયેલો વારંવાર દેખાવા લાગ્યો.૧૩ હે ભારત ! સિદ્ધ કરેલા મોટા મોટા પાકમંદિર (ભડિયારખાનાં, રસોડા)માં અત્યંત સાફ કરેલા આહાર કરવાના પદાર્થો ઉપર હજારો કૃમિઓ જોવામાં આવવા લાગ્યા.૧૪ જ્યારે પુણ્યાહવાચનનો ઉચ્ચાર કરવામાં આવતો અને મહાત્માઓ જપ કરતા ત્યારે જાણે સામસામી દોડાદોડ સંભળાતી અને જણાતું કોઈ પણ નહિં.૧૫ તે સર્વે ગ્રહોને પુનઃ પુનઃ પરસ્પર નક્ષત્રને મારતા જોતા હતા, પરંતુ કોઇ પણ રીતે પોતાના (ગ્રહ નક્ષત્રને) જોતા ન હતા.૧૬ વૃષ્ણિઓના અને અંધકોના ઘરોમાં જ્યારે પાંચજન્ય શંખ વાગતો ત્યારે ચારે બાજુથી દારુણ સ્વરવાળા ગધેડાઓ ભૂકતા હતા.૧૭

આમ કાળનો ઉલટો માર્ગ આવી પડેલો જોઇને અને ત્રયોદશાને દિવસે અમાવાસ્યા પડી ત્યારે તેઓને (વૃષ્ણિઓને) મળીને હૃષીકેશે તેમને આ વચન કહ્યું કે,૧૮ 'આ રાહુએ ચતુર્દશીને પંચદશી (પૂર્ણિમા) પુનઃ કરી છે. ભારતના યુદ્ધ વેળા તેમ થયું હતું અને આજે આપણો નાશ કરવાને આવી છે.'*૧૯ કેશીને મારનારા જનાર્દને આમ વિચાર કરતાં તે કાળને વિષે સર્વ રીતે વિચાર કરી એમ માન્યું કે 'આ છને ત્રીશમું (છત્રીશમું) વર્ષ આવી લાગ્યું છે.૨૦ પુત્રના શોકથી અતિ સંતાપ પામેલી અને જેના બાંધવો હણાયા હતા તે ગાંધારીએ દુઃખમાં જે કંઈ કહ્યું હતું તે વર્ષ આ આવી લાગ્યું છે.૨૧ પૂર્વે જ્યારે અનીકો (સૈન્યની ટુકડીઓ) ગોઠવાઈ હતી ત્યારે અત્યંત ભયંકર ઉત્પાતો જોઇને યુધિષ્ઠિરે જે કંઈ કહ્યું હતું તેને મળતું જ આ આવ્યું છે.'૨૨ તે (ગાંધારીનાં વચન) સત્ય કરવાની ઇચ્છાવાળા શત્રુને દમનારાવાળા વાસુદેવે આમ કહીને, તે જ વખતે તીર્થયાત્રાએ નીકળી જવાની સર્વને આજ્ઞા આપી.૨૩ કેશવની આજ્ઞાથી નગરમાં રાજપુરુષોએ ઢંઢેરો ફેરવ્યો કે, 'તમારે ઉત્તમ પુરુષોએ સમુદ્રના તીર ઉપર (પ્રભાસ, તીર્થયાત્રા કરવા જવું.'૨૪

ઇતિ શ્રીમહાભારતમાં મૌસલપર્વવિષે 'ઉત્પાત દર્શન' એ નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## અધ્યાય ૩ જો

### કૃતવર્મા વગેરેનો પરસ્પર નાશ

વૈશમ્પાયન કહે છેઃ-(વૃષ્ણિઓની) સ્ત્રીઓ સ્વપ્નમાં જોતી કે 'રાત્રિના કોઈ એક કાળી સ્ત્રી જેના દાંતો પાંડુર (શ્વેત) હતા તે હસતી હસતી ઘરમાં દાખલ થતી અને (સ્ત્રીઓનાં મંગળસૂત્રાદિને) ચોરી જતી અને દ્વારકામાં ચારે બાજુએ દોડતી હતી.'૧ પુરુષો સ્વપ્નમાં જોતા કે, ભયંકર ગીધો અગ્નિહોત્રનાં સ્થાનોમાં, વાસ્તુની મધ્યમાં અને ઘરોમાં આવીને વૃષ્ણિઓ અને અંધકોને ખાતા હતા;૨ અને અતિ ભયંકર રાક્ષસો તેમના અલંકારો, છત્રો, ધ્વજાઓ અને કવચોને ઉપાડી જતા જોતા હતા;૩ અને વૃષ્ણિઓના દેખતાં જ લોઢાનું બનાવેલું અગ્નિએ આપેલું કૃષ્ણનું ચક્ર જેની નાભિ વજ્રના જેવી સખ્ત હતી તે આકાશમાં ચાલ્યું ગયું.૪ આદિત્યના જેવા વર્ણવાળા જોડેલા દિવ્ય રથને, દારુક(સારથી)ના દેખતાં જ, મનના જેવા વેગવાળા ઘોડાઓમાં મુખ્ય એવા ચાર (શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક એ નામના) ઘોડાઓ, સાગરની સપાટીપર જ દોડતા ઘસડી ગયા.૫ રામ અને જનાર્દનના સારી રીતે પૂજેલા તાલ અને સુવર્ણ નામના બે મહાધ્વજોને અપ્સરાઓ ઉંચે ઉપાડી ગઈ, અને રાત દિવસ મોટેથી કહેવા લાગી કે 'તીર્થયાત્રાએ જાઓ.'૬† એટલે વૃષ્ણિ અને અંધક મહારથીઓને જવાની ઇચ્છા થઈ. પછી તે ઉત્તમ પુરુષોએ પોતાના અંતઃપુર સાથે તીર્થયાત્રા કરવાની ઇચ્છા કરી.૭ એટલે અંધક અને વૃષ્ણિઓએ ભોજ્ય, ભક્ષ્ય, પેય અને અનેક જાતનાં નાના પ્રકારનાં

* આ વચનપરથી ભારતનાં યુદ્ધનો કાળ નક્કી થઈ શકે તેમ છે ખરો.

† અન્યત્ર એવો પાઠ છે કે દિવ્ય અપ્સરાઓ ધ્વજાઓને ઉંચે ઉપાડી ગઇ, અને દેવો કહેવા લાગ્યા કે તીર્થયાત્રાએ જાઓ.

મદ્ય અને માંસો બનાવ્યાં.[૮] પછી સૈનિકવર્ગો (પ્રથમ) નગર બહાર નીકળ્યા; પછી વાહનો, અશ્વો, અને હાથીઓ સાથે તીક્ષ્ણ તેજવાળા શ્રીમંતો નીકળ્યા:[૯] તે પછી પ્રભાસમાં બતાવવામાં આવ્યું તે પ્રમાણે અનુકૂલ ઘરોમાં પુષ્કળ ભક્ષ્ય અને પેયના સંગ્રહવાળા યાદવોએ પોતાની પત્નીઓ સહિત વાસો કર્યો.[૧૦] સમુદ્રની સમીપમાં તેઓએ વાસ કર્યો છે તે સાંભળીને યોગ જાણવાવાળા, અર્થ જાણવામાં વિશારદ (કુશળ) એવા ઉદ્ધવ તે વીરોને મળીને તેઓની રજા માગીને ત્યાંથી ચાલ્યા ગયા.[૧૧] પ્રયાણ કરવાને નીકળેલા તે મહાત્માને હાથ જોડીને હરિએ અભિવંદન કર્યું અને વૃષ્ણિઓનો વિનાશ જાણતા હોવાથી તેને (જતા) વારવાની ઇચ્છા કરી નહિ.[૧૨] તે પછી કાળથી ઘેરાયેલા વૃષ્ણિ અને અંધક મહારથીઓએ પૃથિવી અને આકાશને પોતાના તેજથી ઘેરી લઇને ચાલ્યા જતા ઉદ્ધવને જોયા.[૧૩] તે પછી બ્રાહ્મણોને માટે સિદ્ધ કરેલું જે અન્ન હતું તેમાં તે મહાત્માઓએ સુરા અને સુગંધીઓ ભેળવીને વાનરાઓને (જંગલીઓને) આપી દીધું.[૧૪] અને પછી પ્રભાસમાં તે તીક્ષ્ણ તેજવાળાઓનું મહાપાનનું કાર્ય ચાલુ થયું કે જેમાં સેંકડો તૂરીઓ વાગી રહી હતી અને નટો તથા નર્તકો ઉભરાઈ જતાં હતાં.[૧૫] કૃષ્ણની સમીપમાં જ કૃતવર્માની સાથે રામ, યુયુધાન, ગદ તેમ જ બભ્રુ પીવા લાગ્યા.[૧૬] પછી એ ટોળાંની મધ્યમાં મદથી ઉત્કટ થયેલો યુયુધાન જોરથી હસતો અને અપમાન કરતો કૃતવર્માને કહેવા લાગ્યો કે,[૧૭] ‘સૂતેલા એટલે મરેલા જેવા જ, હણાયલાઓને હણનારો એવો તું ક્ષત્રિય કોણ? હે હાર્દિક્ય (હૃદિકાના પુત્ર!) (યાદ રાખ કે) તેં જે કાર્ય કર્યું છે તે યાદવો સહન કરશે નહિ.[૧૮] આ પ્રમાણે યુયુધાને કહ્યું એટલે રથીઓમાં શ્રેષ્ઠ પ્રદ્યુમ્ને તે વચનને આવકાર આપ્યો અને હાર્દિક્ય (કૃતવર્મા)નું અપમાન કર્યું.[૧૯] એટલે અત્યંત ક્રોધી થયેલા કૃતવર્માએ, જમણા હાથથી અવજ્ઞા કરીને જાણે બતાવતો હોય, તેમ, તેને કહ્યું કે,[૨૦] (બેસ, બેસ) યુદ્ધમાં જે લગભગ ગયા જેવો જ હતો અને જેના હાથ કપાઈ ગયા હતા એવા ભૂરિશ્રવાનો અતિ ક્રૂર વધ તેં વીરે કરીને તેને કેમ પાડ્યો હતો?[૨૧] તેનું વચન સાંભળીને શત્રુના વીરોને હણનારા, મન્યુમાન કેશવે રોષથી તેનાપર (કૃતવર્માપર) આડી દૃષ્ટિ નાંખી (કટાક્ષ કર્યો).[૨૨] અને સ્યમંતક મણિ લઇને તે સત્રાજિત બન્યો તે કથા સાત્યકિએ મધુસૂદનને સંભળાવી.[૨૩] તે સાંભળીને અત્યંત કોપાયમાન થયેલી સત્યભામા, જનાર્દનપર ક્રોધ કરતી, રડતી રડતી કેશવના ખોળામાં આવીને બેઠી.[૨૪] એટલે ઉભા થઇને ક્રોધમાં આવેલા સાત્યકિએ આમ કહ્યું કે, ‘દ્રૌપદીના પાંચ પુત્રોની અને ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડીની[૨૫] પદવી હું આને આપીશ (અર્થાત્ મારી નાખીશ) એ હું સત્ય સોગંદથી કહું છું અને હું શાપ દઉં છું. આ દુરાત્મા પાપી કૃતવર્માએ દ્રોણપુત્ર(અશ્વત્થામા)ની સહાયથી તે સુતેલાઓને નિદ્રાવસ્થામાં જ મારી નાંખ્યા હતા. હે સુમધ્યમા! આજે આનું આયુષ્ય અને યશ બન્ને સમાપ્ત થયાં છે, એમ જાણ.'[૨૬-૨૭] આમ કહીને કેશવની સમીપમાં જ ક્રોધમાં સામા ધસી જઇને તેણે ખડ્ગવડે કૃતવર્માનું શિર કાપી નાંખ્યું,[૨૮] અને બીજાઓને પણ ચારે તરફથી મારી નાંખતા યુયુધાનને અટકાવવાને હૃષીકેશ ધસી ગયા.[૨૯] પણ હે મહારાજ! કાળના ફેરફારથી પ્રેરાયેલા ભોજો અને અંધકો સર્વે એકાકાર થઈ ગયા અને શૈનેય(શિનિના પુત્ર)ને ઘેરી લીધો.[૩૦] તેઓને ક્રોધમાં આવી જઇને તેના પર એકદમ તૂટી પડતા જોઇને, તથા કાળનો ફેરફાર જાણીને મહાતેજવાળા જનાર્દને તેઓના પર ક્રોધ કર્યો નહિ.[૩૧] પાનના મદથી ઘેરાયેલા અને કાળના બળથી પ્રેરાયેલા તેઓએ પોતાનાં એટેલાં (એઠાં) વાસણોવડે યુયુધાનને મારવા માંડ્યો.[૩૨] જ્યારે શૈનેયને આમ મારવા માંડ્યો ત્યારે રુક્મિણીના પુત્રને ક્રોધ ચઢ્યો, અને શિનિના પુત્રને બચાવવાની ઇચ્છાથી તે તેઓની વચમાં પડ્યો.[૩૩] તે ભોજોની સાથે અને સાત્યકિ અંધકોની સાથે લડવા લાગ્યા. તે બન્ને વીરોના હાથમાં જોર હતું અને ઉત્સાહ હતો એટલે તેઓ ખૂબ લડ્યા.[૩૪] પણ સામા ઘણા હોવાથી તે બન્નેનો કૃષ્ણના દેખતાં જ (નજર આગળ) નાશ થયો. યદુનંદને શૈનેયને અને પોતાના પુત્રને પણ હણાયેલા જોયા.[૩૫] પછી કેશવે ક્રોધમાં ત્યાં ઉગેલા* એરક નામના ઘાસને મુઠીમાં પકડ્યું એટલે તે વજ્રના જેવું, પોલાદી ભયંકર મુસળરૂપ બન્યું.[૩૬] તે વડે જે જે તેની સામા આવ્યા તે સર્વેને કૃષ્ણે મારી નાંખ્યા. પછી અંધકો, ભોજો, શૈનેયો અને વૃષ્ણિઓ[૩૭] કાળના પ્રેરાયેલા તે કોલાહળમાં મુસળવડે અન્યોન્યને મારવા મંડ્યા. હે નૃપ! તેઓમાંનો જે કોઈ કોપથી એરક ઘાસને પકડતો[૩૮] કે તે ઘાસ, હે રાજન્! હે વિભો! વજ્રભૂત થઈ જતું જ જણાતું. ત્યાં દરેક તરણું મુસળરૂપ બની ગયેલું જ જોવામાં આવતું હતું.[૩૯] હે પાર્થિવ! આ સર્વ બ્રાહ્મણોના શાપથી થતું હતું એમ તું જાણ. હે રાજન્! જે તૃણને ફેંકવામાં આવતું તે

* એરકને ગુજરાતી ભાષામાં પાન કહે છે. અત્યારે પણ પ્રભાસમાં સરસ્વતી નદીના તીર ઉપર પાનો ઉભી છે. તે બેધારી તરવારના જેવી બન્ને તરફ ધારવાળી થાય છે.

અવિધ્યને પણ વિંધી નાંખતું હતું.૪૦ ત્યારે તે મુસલ વજ્રભૂત અને દૃઢ જણાતું હતું. તેનાવડે, હે ભારત! પુત્ર પિતાનો અને પિતા પુત્રનો વધ કરતો હતો.૪૧ દારુથી મસ્ત થયેલા પરસ્પર લડતા લડતા પડતા હતા. જેમ અગ્નિમાં પતંગો પડે, તેમ કુકુરો અને અંધકોનો નાશ થઈ ગયો.૪૨ ત્યાં વધ થતાં પણ કોઈની પલાયન કરવાની બુદ્ધિ જ થઈ નહિ. કાળનો એ ફેરફાર જાણીને તે મહાબાહુએ ત્યાં આ જોયા જ કર્યું.૪૩ તે મધુસૂદન મુસલને ઉગામીને ઉભા રહ્યા. સાંબને, ચારુદેષ્ણને, પ્રદ્યુમ્નને અને અનિરુદ્ધને હણાયેલા જોઈને, હે ભારત! માધવને ક્રોધ આવ્યો. અને ગદને પણ સુતેલો જોઈને (ભૂમિપર પડેલો જોઈને) તેને ઘણો કોપ ચઢ્યો.૪૪-૪૫ ત્યારે શાર્ઙ્ગ, ચક્ર અને ગદાને ધરનારા કૃષ્ણે બાકીના સર્વને પૂરા કરી નાંખ્યા. પછી શત્રુના પુરને જિતનારા, મહાતેજસ્વી બભ્રુએ અને દારુકે સર્વને હણતા તે દાશાર્હ( કૃષ્ણ )ને જે કહ્યું તે સાંભળઃ 'હે ભગવન્! તારા હાથે સર્વ માણસોનો સૌથી મોટો ભાગ હણાયો છે. હવે રામને પગલે (તેની પાછળ) ચાલ. તે જ્યાં છે ત્યાં અમે જઈએ છીએ.'૪૬-૪૭

इति श्रीमहाभारतमां मौसलपर्वविषे 'कृतवर्मा वगेरेनो परस्पर नाश' ए नामनो अध्याय ३ जो समाप्त

## અધ્યાય ૪ થો

### શ્રીકૃષ્ણનું સ્વધામગમન

વૈશમ્પાયન કહે છેઃ–પછી દારુક, કેશવ અને બભ્રુ રામને પગલે પગલે ગયા. પછી અનંત વીર્યવાળા રામને એકાંતમાં, વિચારમાં પડી ગયેલા, વૃક્ષને અઢેલીને બેઠેલા તેઓએ જોયા.૧ ને પછી તે મહાનુભાવને મળ્યા પછી કૃષ્ણે દારુકને આજ્ઞા કરી કે, 'કુરુઓની પાસે તું જા અને પાર્થને યદુઓનો પોતાનો આ મહાન્ વધનો સર્વ વૃત્તાંત કહે.૨ પછી અર્જુનને, બ્રાહ્મણોના શાપથી યાદવો મુવાની વાત સાંભળીને અહિં સત્વર આવવા દેજે.' આમ તેને કહ્યું એટલે તે દારુક જેની બુદ્ધિ નાશ પામી ગઈ હતી તે રથમાં બેસીને કુરુઓની પાસે ગયો.૩ દારુક ગયો એટલે કેશવે બભ્રુને પાસે જોઈને તેને કહ્યું કે, 'સ્ત્રીઓનું રક્ષણ કરવાને તું જલ્દી (દ્વારકા) જા. વિત્ત(દ્રવ્ય)ના લોભથી દસ્યુઓ (લૂટારાઓ) તેઓને હણે નહિં ( તેની સંભાળ રાખ ).'૪ મદથી આતુર (ગાંડો) અને જ્ઞાતિના વધથી દુઃખી એવો તે કેશવના કહેવાથી ત્યાંથી નીકળ્યો. કેશવની પાસે (બેસી) તેણે વિશ્રાંતિ લીધી, અને પછી કેશવથી દૂર જતાંમાં એકાએક તે એકલો પડેલો બભ્રુ૫ જેને પણ બ્રાહ્મણોનો શાપ લાગેલો હતો તેને કોઈ એક શિકારીના કૂટ-(કુહાડી)ને વળગેલા મોટા મુસલે મારી નાંખ્યો. પછી બભ્રુને હણાયેલો જોઈને ઉગ્ર તેજવાળા કૃષ્ણે પોતાના મોટા ભાઈને કહ્યું કે,૬ 'હે રામ! હું આપણી સ્ત્રીઓને જ્ઞાતિજનોના રક્ષણમાં મૂકીને આવું ત્યાં સૂધી તું અહિં જ મારી રાહ જોજે.' પછી દ્વારાવતી પુરીમાં પ્રવેશ કરીને જનાર્દને પોતાના પિતા (વસુદેવ)ને (સર્વ હકીકત કહી) એમ જણાવ્યું કે,૭ 'ધનંજયના આગમનની રાહ જોતાં આપ સમર્થ સ્ત્રીઓની ( અહીં ) રક્ષા કરો. વનના સીમાડા પર રામ મારી રાહ જુએ છે તેની સાથે હું આજે મળીશ.૮ મેં (આજે) યદુ રાજાઓનો નાશ જોયો છે અને પૂર્વે કુરુઓના ઉત્તમ પુરુષોનો (પણ) નાશ જોયો છે. હવે આજે યદુઓ વિના યાદવોની આ નગરીને હું જોઈ શકતો નથી.૯ હવે હું રામની સાથે વનમાં જઈને તપશ્ચર્યા કરીશ એ તું જાણ.' આ પ્રમાણે કહીને મસ્તકવડે તેના એ પગોનો સ્પર્શ કરીને (પ્રણામ કરીને) કૃષ્ણ ઉતાવળા ચાલ્યા ગયા.૧૦ એટલે તે નગરની સ્ત્રીઓ અને બાળકોનો મોટો (રડવાનો) અવાજ બાહાર આવ્યો. રડતી સ્ત્રીઓના શબ્દને સાંભળીને કેશવ પાછા વળ્યા અને તેમને આ પ્રમાણે કહ્યું કે,૧૧ 'સવ્યસાચી (અર્જુન) આ પુરીમાં આવશે અને તે નરોમાં શ્રેષ્ઠ તમને દુઃખમાંથી બચાવશે.' (એમ કહીને) ત્યાંથી કેશવ ગયા અને એકાંત વનમાં રામને એકલા બેઠેલા જોયા.૧૨ પછી ત્યાં યોગમાં બેઠેલા તેના મોંઢામાંથી એક મોટા સફેદ નાગને બાહાર નીકળતો જોયો. ત્યાંથી તે મહાનુભાવ ( નાગ ) મોટા સમુદ્રને જોતો ચાલ્યો ગયો.૧૩ તેણે તે શરીર છોડી દીધું. તેનાં હજાર મસ્તક હતાં, તેનું શરીર પર્વતની (સપાટ) પીઠ જેવું મોટું હતું; તેનું મુખ રાતું હતું. સાગરે, દિવ્ય નાગોએ, અને પુણ્ય સરિતાઓએ તેને યોગ્ય આવકાર આપ્યો (અર્થાત્ તે સમુદ્રમાં પેસી ગયો).૧૪ કર્કોટક, વાસુકિ, તક્ષક, પૃથુશ્રવા, અરુણ અને કુંજર, મિશ્રી, શંખ, કુમુદ, પુંડરીક, તથા મહાત્મા ધૃતરાષ્ટ્ર નાગ,૧૫ હ્રાદ, ક્રાથ, ઉગ્ર તેજવાળા શિતિકંઠ તથા ચક્રમંદ અને અતિષંડ નામના બે નાગો, નાગોમાં શ્રેષ્ઠ દુર્મુખ, અંબરીષ અને હે રાજન્! વરુણ રાજા પોતે પણ (ત્યાં આવકાર આપવાને આવ્યા હતા તેઓ)૧૬ સામા ગયા અને સ્વાગત કરી અભિનંદન આપ્યું અને અર્ઘ્ય અને પાદ્ય ક્રિયાઓવડે તેનું પૂજન કર્યું. પોતાનો ભાઈ ગયા પછી સર્વ ગતિઓને જાણનારા દિવ્ય દૃષ્ટિવાળા વાસુદેવ૧૭ તે શૂન્ય વનમાં વિચારમાં પડી જઈ ફરવા લાગ્યા. પછી તે ઉત્તમ તેજવાળા એક જગ્યાએ ભૂમિપર બેઠા. ગાંધારીએ જે વાક્ય પૂર્વે કહ્યું હતું તે સર્વ તેને પહેલેથી

જણાયેલું હતું (યાદ હતું).[૧૮] વળી જ્યારે (દુર્વાસાનું) ઉચ્છિષ્ટ દૂધપાક શરીરપર લગાડેલો ત્યારે દુર્વાસાએ જે વાકય કહેલું તે તેણે યાદ કર્યું. પછી અંધક અને વૃષ્ણિનો નાશ તેમ જ કુરુઓના ક્ષયનો વિચાર કરતાં કરતાં તે મહાનુભાવે[૧૯] આ જગતમાંથી પોતાના સંક્રમણનો કાળ આવી લાગેલો જાણ્યો અને પોતાની ઇન્દ્રિયોનો સર્વ રીતે નિરોધ કરી દીધો, અને તે પણ (પોતે પરમ પુરુષ હોવા છતાં) ત્રણ લોકોના (નિયમ) પાલન અર્થે તેમ જ આત્રેય(દુર્વાસા)ના વાકયને પૂર્ણ કરવાને માટે જ તેમ કર્યું.[૨૦] પોતે દેવ હોવા છતાં આ લોકનો દેહ છોડવાને કારણે, સકલ અર્થના તત્ત્વને જાણવાવાળા તેણે આવા નિર્ણયની જ ઇચ્છા કરી હતી. ઇન્દ્રિયો, વાચા અને મનને કૃષ્ણે સર્વ રીતે રુંધી નાંખ્યા, અને પછી મહાયોગ ચઢાવીને સુતા.[૨૧] એટલે મૃગ મેળવવાની ઇચ્છાવાળો જરા નામનો એક ઉગ્ર શિકારી તે બાજુએ આવી ચઢયો. યોગમાં યુક્ત થઇને સુતેલા કેશવને એક બાણવડે[૨૨] મૃગનો શિકાર કરવામાં આસક્ત એવા તે શિકારી જરાએ તેના પાદતલમાં વિંધી નાંખ્યા, અને તે શિકારને પકડવાની ઇચ્છાવાળો તે ઉતાવળો તેના તરફ દોડી આવ્યો. ત્યાં તેણે અનેક બાહુવાળા, પીત અંબરવાળા, યોગમાં યુક્ત થયેલા એક પુરુષને જોયો.[૨૩] પોતાને અપરાધી માનીને પોતાના આત્મા વિષે શંકામાં પડેલા તે જરાએ તેના બન્ને પગો પકડ્યા (પગે લાગ્યો). તે સમયે તેને આશ્વાસન આપતાં આપતાં તે મહાત્મા પોતાની લક્ષ્મી-(શ્રી)વડે પૃથિવી અને આકાશમાં સર્વત્ર વ્યાપી જઇને ઉપર (સ્વર્ગમાં) ચાલ્યા ગયા.[૨૪] ત્યાં વાસવ અને બન્ને અશ્વિનો, રુદ્રો અને આદિત્યો અને વસુઓ અને વિશ્વેદેવો અને મુનિઓ અને સિદ્ધો અને અપ્સરાઓ સહિત મુખ્ય ગંધર્વો સ્વર્ગમાં આવતા (જોઈ) તેને લેવાને સામા ગયા.[૨૫] પછી હે રાજન્! ઉગ્રતેજવાળા, ભગવાન્ નારાયણ, સર્વના પ્રભુ અને અવ્યય, યોગાચાર્ય ત્યાં પણ પોતાની લક્ષ્મી સહિત સર્વમાં વ્યાપી જઇને તે મહાત્મા પોતાના અપ્રમેય સ્થાન (ધામ)માં પ્રાપ્ત થયા.[૨૬] પછી હે રાજન્! દેવો અને ઋષિઓ અને ચારણોને અને આગેવાન ગંધર્વોને અને શ્રેષ્ઠ અપ્સરાઓને અને સિદ્ધો અને સાધ્યોને કૃષ્ણ મળ્યા અને તેઓએ વાંકા વળીને તેને પૂજ્યા.[૨૭] હે રાજન્! વળી દેવોએ તેને અભિનંદન આપ્યું, અને શ્રેષ્ઠ મુનિઓએ તે ઇશની ઋગ્ મંત્રોવડે પૂજા કરી. ગંધર્વો તેની સેવામાં હાજર થયા, તેની સ્તુતિ કરવા લાગ્યા અને પુરુહૂતે (ઇન્દ્રે) પ્રીતિથી તેને અભિનંદન આપ્યું.[૨૮]*

इति श्रीमहाभारतमां मौसलपर्वविषे 'श्रीकृष्णनुं स्वधामगमन' ए नामनो अध्याय ४ थो समाप्त

## અધ્યાય ૫ મો

### દ્વારકામાં અર્જુનનું આગમન

વૈશમ્પાયન કહે છે:-(એ સમયમાં) દારુક પણ કુરુઓના દેશમાં ગયો અને મહારથી પાર્થોને મળીને વૃષ્ણિઓનો એકબીજાને મુસલ યુદ્ધમાં હણવાથી નાશ થયો તે વાત કહી.[૧] વૃષ્ણિઓનો ભોજની અને અંધકની અને કુકુરોની સાથે નાશ થયો તે સાંભળીને પાંડવો શોકથી તપી ગયા, અને તેમનાં મન અતિ ત્રાસ પામી ગયાં.[૨] પછી કેશવનો પ્રિય મિત્ર અર્જુન તેઓની રજા લઇને માતુલ (વસુદેવ)ને મળવાને ઝડપથી નીકળ્યો. તેણે કહ્યું કે, 'આમ થવું યોગ્ય ન હતું.'[૩] હે પ્રભો! દારુકની સાથે અર્જુન વૃષ્ણિઓના દેશમાં ગયો. ત્યાં તે વીરે મરી ગયેલા નાથવાળી સ્ત્રીના જેવી દ્વારકાને જોઇ.[૪] તે લોકનાથવડે જે સ્ત્રીઓ પૂર્વે નાથવાળી હતી તે જ સ્ત્રીઓ આજે અનાથા થઈ હતી. તેઓ પાર્થરૂપ નાથ(રક્ષણ કર્તા)ને જોઇને જોરથી રડી પડી.[૫] વાસુદેવના પરિગ્રહમાં સોળ હજાર સ્ત્રીઓ હતી. અર્જુનને આવતો જોઈને તેઓનાં રડવાનો મોટો અવાજ થઈ રહ્યો.[૬] બાષ્પથી રુંધાયેલી આંખવાળો કૌરવ્ય (અર્જુન) કૃષ્ણ અને પુત્રો વગરની તે સ્ત્રીઓની સામે જોઈ શકયો નહિં.[૭] વૃષ્ણિ અને અંધકરૂપ જળવાળી, ઘોડારૂપ મીનવાળી, રથોરૂપ ત્રાપાવાળી, વાદિત્ર અને રથના અવાજરૂપ ઓઘવાળી, ઘરો અને તીર્થરૂપ મહાસરોવરોવાળી,[૮] રત્નોરૂપ શેવાળના જથ્થાવાળી, વજ્રસમાન કિલ્લારૂપ માળાવાળી, રસ્તાઓરૂપ જળપ્રવાહોના વમળોવાળી, ચૌટાંઓરૂપ મોટાં સ્થિર સરોવરોવાળી,[૯] રામકૃષ્ણરૂપ મોટા ગ્રાહ(મગરો)વાળી દ્વારકારૂપી સરિતાને કાળપાશથી જકડાયલી ભયંકર વૈતરણી નદીના જેવી તેણે જોઈ.[૧૦] વાસવ(ઇન્દ્ર)ના બુદ્ધિમાન્ પુત્રે જેમ શિશિર ઋતુમાં શોભા વગરની, આનંદ વગરની તળાવડી જણાય તેમ વૃષ્ણિઓના ઉત્તમ પુરુષો વગરની દ્વારકાને જોઈ.[૧૧] દ્વારકાને તથા કૃષ્ણની સ્ત્રીઓને જોઇને પાર્થ આંસુઓ ઢાળતો ને પોક મુકતો મહીતલ ઉપર પછડાઈ પડ્યો.[૧૨] એટલે સત્રાજિતની પુત્રી સત્યા અને રુકિમણી, હે વિશાંપતિ!

* દક્ષણની પ્રતમાં ધર્મની સ્થિતિ કરવાને અને પૃથિવીપરથી કંસાદિ પાપીઓનો ભાર ઉતારવાને જન્મ થયો વગેરે મતલબના વધારાના શ્લોકો છે. વળી દેવો કૃષ્ણની પાછળ જાય છે અને પુષ્પ વૃષ્ટિ થાય છે અને દેવવાણી થાય છે, અને તેમાં પૃથિવીપર થયેલું સ્વરૂપ ઉત્તમ છે માટે તેની પૂજા કરો એમ કહ્યા પછી સર્વે દેવોને પોતપોતાને સ્થાને વિદાય કર્યાના વર્ણનના વધારાના પાંચ શ્લોકો છે.

ધનંજયને વિંટાઇને પછડાઈ પડી ને જોરથી રડવા લાગી.[૧૩] તે પછી તેને ઉંચકીને સોનેરી બાજઠપર બેસાડી કંઇ પણ બોલ્યા વિના તે મહાત્માને ઘેરી લઇને તેની આસપાસ ઉભી રહી.[૧૪] પછી ગોવિંદની સ્તુતિ કરીને અને તેના વિષે વાતો કરીને પાંડવે તે સ્ત્રીઓને આશ્વાસન આપ્યું અને પોતાના માતુલને મળવાને ગયો.[૧૫]

इति श्रीमहाभारतमां मौसलपर्वविषे 'द्वारकामां अर्जुननुं आगमन' ए नामनो अध्याय ५ मो समाप्त

## અધ્યાય ૬ ઠ્ઠો

### અર્જુન અને વસુદેવની વાતચીત

વૈશમ્પાયન કહે છેઃ-કુરુઓમાં શ્રેષ્ઠ અર્જુને પુત્રના શોકથી પીડાતા મહાત્મા વીર આનકદુંદુભિ (વસુદેવ)ને (ભૂમિપર) સુતેલો જોયો.[૧] હે ભારત! વિશાળ છાતીવાળા, મોટી ભુજાવાળા, દુઃખીઓના કરતાં પણ વધારે દુઃખી અને અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા પાર્થે તેના બન્ને પગોને પકડ્યા (પગે લાગ્યો).[૨] હે શત્રુહન ! મહાબાહુ આનકદુંદુભિએ પોતાના ભાણેજનું મસ્તક સુંઘવાની ઇચ્છા કરી પણ તે તેમ કરી ન શકયો (શ્વાસ ઉંચો લઈ શકયો નહિ).[૩] તે મોટી ભુજાવાળા વૃદ્ધે અર્જુનને પોતાની ભુજાઓ સાથે ચાંપીને સર્વ પુત્રોનું સ્મરણ કરી કરીને રડવા માંડ્યું અને તે અતિ વિહ્વલ થઈ ગયેલાએ ઘણો વિલાપ કર્યો.[૪] પોતાના ભાઇઓનું, પુત્રોનું, પૌત્રોનું, દૌહિત્રોનું અને મિત્રોનું પણ (સ્મરણ કરીને તેણે વિલાપ કર્યો).

વસુદેવ કહે છેઃ-હે અર્જુન ! જેઓએ ભૂમિપાલોને અને સેંકડો દૈત્યોને જીત્યા હતા[૫] તેઓને અત્રે ન જોઇને, હું જીવતો રહ્યો છું! હે અર્જુન! તે મને લાગે છે કે હું દુર્મર છું! હે અર્જુન ! તે બે શિષ્યો જે તને પ્રિય હતા અને જેમને તું સદા બહુ માન આપતો હતો[૬] તેમના અન્યાયથી હે પાર્થ! વૃષ્ણિઓનો નાશ થઈ ગયો છે. વૃષ્ણિઓના અતિ વીર પુરુષોમાંના બે જેઓ અતિરથી ગણાતા હતા તે બે[૭] પ્રદ્યુમ્ન અને યુયુધાન (સાત્યકી) જેમને માટે તું અભિમાનથી બોલતો હતો તે બે, હે કુરુશાર્દૂલ! સદા કૃષ્ણના પ્રિય પાત્ર હતા.[૮] હે ધનંજય! તે ઉભય વૃષ્ણિના વિનાશનું મૂળ થયા. હે અર્જુન! શૈનેયને અને હાર્દિક્યને હું નિંદતો નથી;[૯] તેમ અક્રૂરને અને રૌક્મિણેયને પણ હું નિંદતો નથી, કારણ કે આમાં (ઋષિ) શાપ જ કારણ છે. જે જગતના પ્રભુએ કેશીને અને કંસને છુંદી નાંખ્યા,[૧૦] હે પાર્થ! બલગર્વિત ચેદીના રાજા(શિશુપાલ)ને દેહ વગરનો



કરી નાંખ્યો, અને નિષાદના રાજા એકલવ્યને અને કાલિંગોને અને માગધોને મારી નાંખ્યા,[૧૧] અને ગાંધારોને અને કાશીના રાજાને અને મરુભૂમિમાં ભેગા થયેલા રાજાઓને, પૂર્વમાંથી અને દક્ષિણમાંથી આવેલા અને પર્વતોમાં વસનારા રાજાઓને મારી નાંખ્યા.[૧૨] તે મધુસૂદને બાળકોના આવા અનય-(અવિવેક)ની ઉપેક્ષા કેમ કરી હશે? તું તથા નારદ તથા મુનિઓ તેને સનાતન,[૧૩] અપાપ, અચ્યુત, દેવ, ગોવિંદ તરીકે જાણતા હતા તે (તારા) વિભુ અને અધોક્ષજે જ્ઞાતિક્ષય જોયાં જ કર્યો.[૧૪] તે મારા દીકરાએ જ નિત્ય જાતે જ (જાણી જોઇને) હે પરંતપ! ગાંધારીનાં અને તે ઋષિઓનાં વચનોની ઉપેક્ષા કરી હોવી જોઇએ.[૧૫] તે જગતના પ્રભુએ તે વચનોને ખોટાં પાડવાની ઇચ્છા કરી જ નહિં. હે પરંતપ! તારા દેખતાં જ તારા પૌત્રને[૧૬] અશ્વત્થામાએ હણ્યો છતાં પોતાના તેજથી જીવાડ્યો હતો; પણ આ પોતાના જ્ઞાતિજનોને બચાવવાની તારા સખાએ ઇચ્છા જ કરી નહિં.[૧૭] પોતાના પુત્રો, પૌત્રો, ભાઈઓ અને મિત્રોને હણાઇને સુતેલા જોઇને પછી તેણે મને હે ભરતર્ષભ! મને આમ કહ્યું કે,[૧૮] 'આ આપણા કુળનો આજે અંત આવી ગયો છે; બીભત્સુ આ દ્વારાવતી પુરીમાં આવશે,[૧૯] તેને વૃષ્ણિઓના મહાન્ વિનાશનું જે બન્યું છે તે (સર્વ) કહેજો. હે પ્રભો! યદુઓના નાશની વાત સાંભળીને તે મહાતેજસ્વી[૨૦] તરત જ અહિંયાં આવશે એમાં મારે જરા પણ વિચાર કરવાનો જ નથી. જે હું તેને જ તું અર્જુન જાણ અને જે અર્જુન તેને જ તું મને જાણ.[૨૧] તે જેમ કહે તેમ કાર્ય કરવું' એમ તેણે કહ્યું છે તે, હે ભારત! તું જાણ. 'એ પાંડવ અર્જુન જે સ્ત્રીઓને સમય (પ્રસૂતિનો) પ્રાપ્ત થયો છે તેમનું અને બાળકોનું રક્ષણ કરશે.[૨૨] અને એ બીભત્સુ તમારું ઔર્ધ્વદેહિક (શ્રાદ્ધ) પણ કરશે, અને ધનંજયના પાછા ફર્યા પછી એકદમ આ નગરી[૨૩] જે કિલ્લાઓ અને મેહેલોથી ભરપૂર છે તેને સમુદ્ર ડુબાડી દેશે. હું કોઈ પવિત્ર પ્રદેશમાં નિયમ (વ્રત) ધારણ કરીને[૨૪] બુદ્ધિમાન્ રામની સાથે કાળની રાહ જોતો બેસીશ.' આમ કહીને જેનાં પરાક્રમનો વિચાર થઈ શકે નહિં એવા હૃષીકેશ[૨૫] પ્રભુ અહીં બાળકોની સાથે મને છોડીને કોઈ દિશામાં ચાલ્યો ગયો છે. તે હું તારા તે મહાત્મા બે ભાઈઓનો વિચાર કરતો[૨૬] તેમ જ તે ઘોર જ્ઞાતિવધનો વિચાર કરતો, શોકથી સુકાઈ ગયેલો હું ખાતો નથી (ખાવાનું ભાવતું નથી), હું ખાઇશ નહિ તેમ જીવીશ પણ નહિં. સુભાગ્યે હે પાંડવ! તું મને મળ્યો છે.[૨૭] હે પાર્થ! કૃષ્ણે જે

કહ્યું છે તેમ તે સર્વ સંપૂર્ણ કર. હે પાર્થ! આ રાજ્ય, સ્ત્રીઓ અને રત્નો તારાં છે. હે રિપુસૂદન! આ પ્રાણો ઇષ્ટ (વ્હાલા) છે તોપણ હું તેમનો ત્યાગ કરીશ.[૨૮]

इति श्रीमहाभारतमां मौसलपर्वविषे 'अर्जुन अने वसुदेवनी वातचीत' ए नामनो अध्याय ६ ठ्ठो समाप्त

## અધ્યાય ૭ મો

### વૃષ્ણિઓનાં ટોળાંઓને લાવવું

વૈશમ્પાયન કહે છેઃ—હે પરંતપ! આ પ્રમાણે તે બીભત્સુને તેના માતુલે કહ્યું એટલે તેણે દુઃખી થતાં મનથી અને દીન વદનથી વસુદેવને કહ્યું કે,[૧] 'હે માતુલ! વૃષ્ણિઓમાં અતિવીર (કૃષ્ણ) અને મારા બંધુઓ વિનાની આ પૃથિવીને કોઈ પણ રીતે જોવાને હું શક્તિમાન્ નથી.[૨] રાજા (યુધિષ્ઠિર) અને ભીમસેન અને પાંડવ સહદેવ અને નકુલ અને યાજ્ઞસેની (દ્રૌપદી) અમે છએ એકજ મનનાં છીએ.[૩] હવે રાજા(યુધિષ્ઠિર)-ને સંક્રમણ (આ દુનિયામાંથી બીજી દુનિયામાં પ્રયાણ) કરવાનો ખરેખર આજ કાળ ચાલે છે. હે કાળને જાણવાવાળામાં શ્રેષ્ઠ! આજ કાળ આવી લાગેલો જાણ.[૪] તેમ છતાં વૃષ્ણિઓની સ્ત્રીઓ તથા બાળકો તથા વૃદ્ધોને, હે અરિંદમ! મારી સાથે હું ઇન્દ્રપ્રસ્થ લઈ જઈશ.'[૫] આમ કહીને ધનંજયે દારુકને આ પ્રમાણે કહ્યું કે, 'વૃષ્ણિ વીરોના અમાત્યોને હું સત્વર મળવાને ઇચ્છું છું.'[૬] આ પ્રમાણે કહીને સુધર્મા નામની યાદવોની સભામાં મહારથીઓનો શોક કરતા શૂર અર્જુને પ્રવેશ કર્યો.[૭] ત્યાં આસનપર બેઠેલા તેને વીંટી લઇને સર્વ પ્રજા અને નિગમ જાણનારા બ્રાહ્મણો ઉભા રહ્યા.[૮] દીન મનના, ચેતન (ઉત્સાહ) વગરના, મૂઢ થઇ ગયેલા તે સર્વેને, તેમના કરતાં વધારે દીન થયેલા પાર્થે તે વખતે આ વચન કહ્યું:[૯] 'હું પોતે વૃષ્ણિ અને અંધક લોકોને શક્રપ્રસ્થ લઈ જઇશ; કારણ કે (મારા ગયા પછી) સમુદ્ર આ સર્વ નગરને ડુબાડી દેશે.[૧૦] માટે રથો, વાહનો અને વિવિધ રત્નોની તૈયારી કરો (સાથે લેવું હોય તે બાંધી લો). શક્રપ્રસ્થમાં આ વજ્ર (કૃષ્ણનો પૌત્ર) તમારો રાજા થશે.[૧૧] આજથી સાતમે દિવસે વિમલ રવિ ઉગતાં આપણે બહાર નીકળી જઈશું. માટે તમે સર્વે જલદી તૈયારી કરો.'[૧૨] શુદ્ધ કર્મોવાળા પાર્થે તેઓ સર્વેને આમ કહ્યું એટલે પોતાની સિદ્ધિ(રક્ષણ)ને માટે સરખી આતુરતાવાળા તેઓએ એકદમ તૈયારી કરવા માંડી.[૧૩] તે રાત્રિ પાર્થ કેશવના મેહેલમાં રહ્યો. તે એકાએક મોટા શોક અને મોહમાં ડૂબી ગયો હતો.[૧૪] પછી પ્રભાત થતાં શૂરવંશના પ્રતાપી મહાત્મા વસુદેવ પોતાના આત્માને યોગમાં સાધીને ઉત્તમ ગતિને પામ્યો.[૧૫] ત્યારે વસુદેવના મેહેલમાં પોકાર કરતી અને રડતી સ્ત્રીઓનો મોટો દારુણ શબ્દ થઇ રહ્યો.[૧૬] તે સર્વ સ્ત્રીઓના માથાના વાળ છૂટા વિખરાઈ ગયા હતા અને આભરણો અને માળાઓ કાહાડી નાંખી હતી, અને હાથોવડે છાતીઓને પીટતી કરુણ વિલાપ કરતી હતી.[૧૭] સ્ત્રીઓમાં ઉત્તમ એવી દેવકી, ભદ્રા અને રોહિણી અને મદિરા તે પોતાના ભર્તારની પાછળ ચાલી.[૧૮] પછી હે ભારત! પાર્થ એક બહુ મૂલ્યવાળાં યાન (રથ અથવા પાલખી) કે જેને માણસો જોડેલા હતા (ખેંચતા હતા કે ઉપાડતા હતા) તેના ઉપર તે શૌરિના શબને લઇને ગામ બાહાર નીકળ્યો.[૧૯] તેની પાછળ પાછળ દુઃખ અને શોકથી ઘેરાયેલા દ્વારકાવાસીઓ અને પરાં અને ગામડાંના લોકો જે તેના હિતૈષી હતા તે સર્વે ચાલ્યા.[૨૦] તેના યાનની આગળ તેનું અશ્વમેધ યજ્ઞ વેળાનું છત્ર અને અગ્નિહોત્રના નિત્ય પૂજેલા જળહળતા અગ્નિઓ હતા અને યાજકો ચાલતા હતા.[૨૧] તે વીરની પાછળ સારાં અલંકારવાળી તે દેવીઓ કે જે હજારો સ્ત્રીઓથી અને હજારો વધૂઓથી વિંટાયેલી હતી, તેઓ ચાલી નીકળી.[૨૨] જે દેશ (સ્થાન) તે મહાત્માના જીવતાં પ્રિય હતો ત્યાં આગળ વસુદેવ(નાં શબ)ને મૂકી સંકલ્પ કરીને *પિતૃમેધ કરવામાં આવ્યો.[૨૩] ચિતાગ્નિમાં પડેલા તે વીર શૂરના પુત્રની પાછળ તેની ચાર પત્નીઓએ અગ્નિમાં અન્વારોહણ કર્યું (પાછળ સતી થઇ) અને પોતાના પતિના લોકમાં ગઇ.[૨૪] પાંડુના પુત્ર (અર્જુને) ચાર સ્ત્રીઓથી વિંટાયેલા તેને જાતજાતનાં ચંદનો અને સુગંધીઓથી બાળ્યો.[૨૫] તે પછી બળતા વિભાવસુ (અગ્નિમાંથી) શબ્દ નીકળવા લાગ્યા. તેમ જ સામના ગાનનો અને રડતાં પુરુષોનો અવાજ નીકળવા લાગ્યો.[૨૬] પછી વજ્રાદિ વૃષ્ણિ અને અંધકોના કુમારોએ તેમ જ સ્ત્રીઓએ સર્વેએ તે મહાત્માની ઉદકક્રિયા કરી.[૨૭] જેનો ધર્મ નાશ નહોતો પામ્યો એવા ફાલ્ગુને તે ધર્મ ક્રિયા કરાવી અને પછી, હે ભરતર્ષભ! જ્યાં વૃષ્ણિઓનો નાશ થયો હતો ત્યાં (પ્રભાસ) ગયો.[૨૮] તેઓને મેદાનમાં પડેલા જોઇને તે અતિ ઘણો દુઃખી થઇ ગયો. પછી કૌરવ્યે આવા પ્રસંગે કરવાનું કાર્ય કર્યું.[૨૯] એરકમાંથી નીકળેલા મુસલોવડે જેઓ બ્રહ્મશાપને લીધે હણાયા હતા તે સર્વેની અનુક્રમે મુખ્ય મુખ્ય સર્વ ક્રિયાઓ કરી.[૩૦] પછી રામ અને વાસુદેવ ઉભયનાં શરીરોને શોધી કાઢી વિશ્વાસુ પુરુષોની પાસે બળા-

* શબનો ચિતામાં જે હોમ કરવામાં આવે છે તેનું નામ પિતૃમેધ.

ળ્યાં.[૩૧]* પાંડવ તેઓનાં પ્રેતકાર્યો (શ્રાદ્ધ) વિધિ પ્રમાણે કરીને સાતમે દિવસે સત્વર રથમાં બેસીને (નગર) બાહાર નીકળી ગયો.[૩૨] પછી અશ્વો જોડેલા રથોમાં અને બળદ અને ખચ્ચર અને ઉંટ જોડેલા રથોમાં વીર વૃષ્ણિઓની શોકથી સુકાઈ ગયેલી, રડતી સ્ત્રીઓ[૩૩] તે મહાત્મા પાંડુપુત્ર ધનંજયની પાછળ ચાલી. તેમની પાછળ વૃષ્ણિ અને અંધકના નોકરો, ઘોડેસ્વારો અને રથીઓ ચાલ્યા.[૩૪] તે વીર (કૃષ્ણ) વગરના વૃદ્ધ અને બાળકો અને પરાં અને ગામડાંના લોકો, પાર્થના હુકમથી, તે ટોળાંને વિંટાઇને સાથે ચાલ્યા.[૩૫] પર્વતોની શોભાવાળા કુંજર (હાથી)પર સ્વારી કરનાર સાથે લડનારાઓ ગજપર બેસીને ચાલ્યા. પાઉંપાદા રક્ષકોની સાથે સાંતરાયુધિકો (?) પણ ચાલ્યા.[૩૬] અંધક અને વૃષ્ણિના સર્વે પુત્રો, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને મહાધનવાન શૂદ્રો પણ પાર્થની પાછળ ચાલ્યા.[૩૭] દશ અને છ (સોળ) હજાર વાસુદેવના અંતઃપુરને (સ્ત્રીઓને) અને ધીમાન્ કૃષ્ણના પૌત્ર વજ્રને આગળ રાખીને સર્વે ચાલ્યા.[૩૮] ભોજ અને વૃષ્ણિ અને અંધકોની સ્ત્રીઓ જેઓના નાથો હણાયા હતા તેમનાં બહુ હજારો, પ્રયુતો અને અર્બુદની સંખ્યાનાં ટોળાં બાહાર નીકળ્યાં.[૩૯] રથીઓમાં શ્રેષ્ઠ, શત્રુના પુરને જીતનારા પાર્થે સાગરના જેવા વૃષ્ણિના આ મોટાં અને પૈસા (દોલત)વાળા ટોળાંને ચલાવ્યું.[૪૦] માણસો (નગર બહાર) નીકળી રહ્યાં કે મઘરમચ્છના મંદિરરૂપ સાગરે રત્નથી ભરેલી દ્વારકાને જળવડે ડુબાડી દીધી.[૪૧] તે ભૂમિનો જે જે ભાગ તે પુરુષવ્યાઘ્રે ત્યજી દીધો તે તે ભાગને સાગર જળવડે ડુબાડતો વધી આવ્યો.[૪૨] તે અદ્ભુત બનાવ જોઈને દ્વારકાવાસી માણસો, 'અહો દૈવ!' એમ બોલતા વધારે ને વધારે ઝડપથી ચાલ્યા.[૪૩] પછી રમ્ય વનો, પર્વતો અને નદીઓપર વિશ્રાંતિ કરતાં કરતાં વૃષ્ણિઓની સ્ત્રીઓને ધનંજય લઈ ચાલ્યો.[૪૪] તે બુદ્ધિમાન્ પ્રભુએ પંચનદના પ્રદેશ(પંજાબ)માં આવી પોહોંચતાં ગાયો, પશુઓ અને ધાન્યથી ભરપૂર તે પ્રદેશમાં એક અતિ સમૃદ્ધિવાળી છાવણી નાંખી.[૪૫] એટલે હે ભારત! જેઓના ઈશ્વરો (પતિઓ) હણાયા છે એવી તે સ્ત્રીઓને એકલો પાર્થ લઈ જતો હતો તે જોઇને ત્યાંના દસ્યુ(લૂટારાઓ)ને લોભ થયો.[૪૬] એટલે લોભથી જેઓનું મન હણાયું છે એવા પાપકર્મ કરનારા અશુભ દેખાવના તે આભીરો ભેગાં મળીને મંત્ર કરવા લાગ્યા[૪૭] કે, 'આ એકલો ધનુર્ધારી અર્જુન આપણો મુલક ઓળંઘીને વૃદ્ધોને અને બાળકોને અને હણાયલા નાથવાળી સ્ત્રીઓનાં આ ટોળાંને લઈ જાય છે, અને આ યોધાઓનું પણ ઓજસ હણાયેલું છે (ઉત્સાહ વિનાના છે).'[૪૮] તે પછી લાકડાંના દંડુકાઓ જેમની પાસે પ્રહાર કરવાને છે એવા તે લૂંટનો માલ લેનારા હજારો લૂટારાઓ વૃષ્ણિઓના તે ટોળાંપર તૂટી પડ્યા,[૪૯] ને મોટા સિંહનાદો(ઘાંટાઓ)થી તેઓ દરેક જણને ત્રાસ આપવા લાગ્યા. કાળના ફેરફારથી પ્રેરાયલા તેઓ વધ કરવાને જ તૂટી પડ્યા.[૫૦] એટલે પોતાના પદાતિઓ સાથે કૌંતેય એકદમ પાછો ફર્યો, અને મહાબાહુ અર્જુને તેઓને જાણે હસતાં હસતાં કહ્યું કે,[૫૧] 'હે અધર્મને જાણવાવાળાઓ! જો જીવતા રહેવાને ઈચ્છતા હો તો પાછા વળો. (નહિતો) હમણાં જ આ મારાં બાણોથી ભેદાયેલા અને હણાયેલા તમે શોક કરશો.'[૫૨] તે વીરે તેઓને આમ કહ્યું, પણ તે વચન તેઓએ ગણકાર્યું નહિં, અને પુનઃ પુનઃ વારવા છતાં તે મૂઢો તે ટોળાંપર ધસતા આવ્યા.[૫૩] એટલે અર્જુને તે મહાન્, અજર, દિવ્ય ગાંડીવ ધનુષને જાણે કે ઘણા પ્રયત્નથી ચઢાવવા માંડ્યું.[૫૪] જ્યારે તુમુલ ગડબડ મચી રહી ત્યારે મેહેનતથી તેણે તે તૈયાર કર્યું. પછી તેણે પોતાનાં શસ્ત્રોનું ચિંતન કરવા માંડ્યું પણ તેને તેઓનું સ્મરણ જ થયું નહિં.[૫૫] તે યુદ્ધમાં પોતાની ભુજાના મહાન્ બળને વિકાર પામેલું જોઇને તથા પોતાના મહાન્ દિવ્ય અસ્ત્રોના નાશથી તે ભોઠો પડી ગયો.[૫૬] તેમ જ હાથી, અશ્વ તથા રથપર લડનારા તે સર્વે વૃષ્ણિ યોધાઓ તે ટોળાંને લૂટાતું અટકાવવાને શક્તિમાન થયા નહિં.[૫૭] તે ટોળું બહુ મોટું હતું એટલે લૂટારાઓ ઠામ ઠામ તૂટી પડતા હતા, છતાં પાર્થે સ્ત્રીમંડળનાં રક્ષણ માટે પ્રયત્ન કર્યો.[૫૮] કેટલીક ઉત્તમ પ્રમદાઓને સર્વ યોધાઓના દેખતાં ચારે બાજુથી ઘસડી જવામાં આવી અને બીજીઓ રાજીખુશીથી જ ગઈ.[૫૯] પછી ધનંજય પાર્થે ગાંડીવમાંથી છોડેલાં બાણોવડે અને વૃષ્ણિઓના હજારો નોકરોની સહાયથી ઘણા ઉદ્વેગ સાથે તે ઘણા લૂટારાઓને મારી નાંખ્યા.[૬૦] પણ હે રાજન્! થોડી વારમાં તેનાં બાણો ખૂટી પડ્યાં. પૂર્વે તેનાં બાણો ખૂટતાં ન હતાં, પણ આ વખતે ઘામાંથી નીકળતા રક્તાદિનું ભોજન કરનારાં બાણો ખૂટી પડ્યાં.[૬૧] પોતાનાં બાણો ખૂટી પડવાથી અત્યંત દુઃખ અને શોકથી ઘેરાયેલો પાકશાસનિ (ઇન્દ્રપુત્ર અર્જુન) પોતાના ધનુષના છેડાથી લૂટારાઓનો વધ કરવા લાગ્યો.[૬૨] પરંતુ પાર્થના જોતાં જોતાંમાં, હે જનમેજય! વૃષ્ણિ અને અંધકોની ઉત્તમ સ્ત્રીઓને તે મ્લેચ્છો પકડી

* અર્જુને પોતે બાળવાને બદલે પોતાના અત્યંત પ્રિય મિત્ર કૃષ્ણના અને તેના મોટા ભાઇના શરીરોને બીજા પાસે બળાવ્યાં એ કથન આશ્ચર્યકર્તા છે. સંભવિત એ છે કે વિશ્વાસુ માણસો પાસે તેમનાં શરીર શોધાવીને પોતે બાળ્યાં.

(ઉપાડી) લઈ ગયા.[૬૩] એટલે બળવાન્ ધનંજયે 'આ સર્વ દૈવ છે' એમ મનમાં વિચાર કર્યો. દુઃખ અને શોકથી ઘેરાયેલો તે પરમ નિઃશ્વાસ નાંખવા લાગ્યો.[૬૪] પોતાનાં અસ્ત્રોના સંપૂર્ણ નાશથી તથા પોતાના બાહુના બળનો ક્ષય થવાથી તથા પોતાનું ધનુષ આજ્ઞાનુસાર ન હોવાથી તથા બાણો ખૂટી પડવાથી[૬૫] પાર્થ મન વગરનો (ઉત્સાહ વિનાનો) બની ગયો. 'આ દૈવનું કાર્ય છે' એમ વિચારતો તે હે રાજન્! પાછો ફર્યો, અને બબડ્યો કે 'આ આમ નથી.'[૬૬] પછી તે મહા બુદ્ધિવાળો તે ટોળાંના બાકીના ભાગને કે જેનાં ઘણાં રત્નો હરાઇ (લૂટાઈ)ગયાં હતાં તેને લઇને કુરુક્ષેત્રમાં આવી પોહોંચ્યો.*[૬૭] આરીતે (લૂટારાઓને હાથે) હરાતાં (કેદ પકડાતાં) બાકી રહેલાં વૃષ્ણિનાં ટોળાંને લાવીને કૌરવ્ય ધનંજયે ઠામઠામ નિવાસસ્થાન આપ્યાં (વહેંચી નાંખ્યું).[૬૮] નરોત્તમ પાર્થે હાર્દિકય(કૃતવર્મા)ના પુત્રને આર્તિકાવત (મૃત્તિકાવત) નગરમાં ભોજ રાજાની બાકી રહેલી સ્ત્રીઓ સાથે મૂકયો.[૬૯]† પછી પાંડવે (અર્જુન) વૃદ્ધો, બાળકો અને સ્ત્રીઓને સાથે લાવીને, વીર પુરુષ વિનાનાં તે સર્વ ટોળાંને શક્રપ્રસ્થમાં રાખ્યાં.[૭૦] એ ધર્માત્મા અર્જુને વૃદ્ધો અને બાળકોને આગળ રાખીને સાત્યકિના પ્રિય અને સરસ્વતીના પુત્ર યૌયુધાનિને શક્રપ્રસ્થમાં રાખ્યો,[૭૧] અને શત્રુના વીરોને હણુનારાએ ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય વજ્રને આપ્યું. વજ્રે વાર્યા છતાં અક્રૂરની સ્ત્રીઓ જંગલમાં ચાલી ગઈ.[૭૨] રુકિમણી, ગાંધારી, શૈબ્યા, હૈમવતી અને દેવી જાંબવતીએ અગ્નિમાં પ્રવેશ કર્યો.[૭૩]‡ હે રાજન્! સત્યભામા અને બીજી કૃષ્ણની માનીતી દેવીઓએ તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કરીને વનમાં પ્રવેશ કર્યો.[૭૪]§ બીજા દ્વારકાવાસીઓ જેઓ પાર્થની પાછળ આવ્યા હતા તેઓને યોગ્યતા પ્રમાણે વેહેંચી નાખીને (વર્ગી કરણ કરીને) જયે (અર્જુને) વજ્રને સોંપ્યા.[૭૫] સમય પ્રમાણે અશ્રુથી ઘેરાયેલી આંખવાળા અર્જુન તે કાર્ય કર્યા પછી કૃષ્ણદ્વૈપાયનના આશ્રમમાં ગયો, અને ત્યાં તે ઋષિને બેઠેલા જોયા.[૭૬]

इति श्रीमहाभारतमां 'वृष्णिओनां टोळांने लाववुं' ए नामनो अध्याय ७ मो समाप्त

## અધ્યાય ૮ મો

### વ્યાસ અને અર્જુનની વાતચીત

વૈશમ્પાયન કહે છે કેઃ-હે રાજન્! તે સત્યવાદીના આશ્રમમાં અર્જુને પ્રવેશ કરીને સત્યવતીના પુત્ર મુનિ વ્યાસને એકાંતમાં બેઠેલા જોયા.[૧] ધર્મને જાણનારા અને મહાવ્રત પાળનારા તેની પાસે તે ઉભો રહ્યો, અને તેને પોતાનું નામ 'હું અર્જુન છું' એમ કહ્યું. એટલે તેને સામો જવાબ આપ્યો કે,[૨] 'તું ભલે આવ્યો.' સત્યવતીના પુત્રે તે પ્રસન્ન ચિત્તવાળા મહામુનિએ તેને 'બેસ' એમ કહ્યું.[૩] પછી પાર્થને પુનઃ પુનઃ નિશ્વાસો નાંખતો, અસ્થિર મનનો અને ઉત્સાહ વિનાનો જોઇને વ્યાસે તેને કહ્યું કે,[૪] 'તને શું કોઇએ નખના કે કેશના કે વસ્ત્રના છેડાના કે ઘડાના પાણીએ નવડાવ્યો છે કે શું? અથવા તો તેં રજસ્વલા સ્ત્રીની સાથે અનુગમન કર્યું છે કે શું? કે તેં કોઈ બ્રાહ્મણને હણ્યો છે કે શું?[૫] અથવા યુદ્ધમાં તારો પરાજય થયો છે કે શું? કે તું આમ શોભા (નૂર) વિનાનો કેમ દેખાય છે? તને કોઇએ હરાવ્યો હોય એમ હું જાણતો નથી તો હે ભરતર્ષભ! તું આમ કેમ (દેખાય છે)?[૬] હે પાર્થ! જો મારે સાંભળવા જેવું (તારું વૃત્તાંત) હોય તો તે તું મને એકદમ કહેવા યોગ્ય છો.'

અર્જુન કહે છેઃ-તે કે જેનું શરીર મેઘસમાન હતું, તે કે જેનાં લોચન મોટાં કમળના જેવાં હતાં તે શ્રીમાન્[૭] કૃષ્ણ (પોતાના મોટા ભાઈ) રામની સાથે આ દેહ છોડીને સ્વર્ગમાં ગયા છે. મુસલયુદ્ધમાં બ્રાહ્મણોના શાપને લીધે વીર વૃષ્ણિઓનો વિનાશ થઈ ગયો છે.[૮] પ્રભાસમાં રોમાંચ કરાવનારો વીર પુરુષોનો અંત લાવનાર એ પ્રસંગ બની ગયો છે. આ સિંહના જેવા અભિમાનવાળા, મહા બળવાન્, મહાત્મા, શૂરા,[૯] એવા ભોજ અને વૃષ્ણિ અને અંધકો, હે બ્રહ્મન્! તેઓએ યુદ્ધમાં એકબીજાને મારી નાંખ્યા છે! ગદા, પરિઘ અને શક્તિના ઘાને સહન કરવાવાળા, પરિઘના જેવા બાહુવાળા[૧૦] તેઓનો એરક નામના ઘાસથી નાશ થઈ ગયો છે! એ કાળનો ફેરફાર જુઓ. બળવાન્ બાહુવાળા તેઓમાંના પાંચસો હજાર(પાંચ

* અર્જુન જે રસ્તે કુરુક્ષેત્ર ગયો તે રસ્તો એમ લાગે છે કે, સીધો દ્વારકાથી હસ્તિનાપુર કે ઇન્દ્રપ્રસ્થનો ન હતો. કે જે રસ્તે કૃષ્ણ હસ્તિનાપુરથી દ્વારકા પાછા ગયા હતા. તે દરિયા કિનારે કિનારે સિંધુ નદીને કાંઠે પોહોંચેલો અને ત્યાંથી સિંધુને કિનારે ઉત્તર તરફ ગયેલો અને પછી પંચનદ એટલે પંજાબ તરફ વળેલો. કદાચ લોકોની અતિ મોટી સંખ્યાને પાણીની આપદા મરુભૂમિમાં પડે તે કારણે તેણે આ રસ્તો પસંદ કરેલો હોય, પણ અશ્વમેધ પ્રસંગે અશ્વને મોકલાવી ચક્રવર્તી તરીકે ત્યાં પણ આણ વર્તાવી, અને ત્યાં આમ રસ્તે લૂટાયા જેવું થાય તે આશ્ચર્યકારક છે. એક પ્રતમાં એક વિશેષ શ્લોક છે તેમાં કહ્યું છે કે, યુધિષ્ઠિરની અનુમતિથી વંશ વધારનાર વૃષ્ણિ આદિના કુમારોને ધનંજયે જુદે જુદે સ્થાને રાખ્યા હતા.

† એક પ્રત કહે છે કે અશ્વપતિને ખાણ્ડવ વનનાં રાજ્યમાં રાખ્યો. ‡ કૃષ્ણના સ્વર્ગગમન પછી આટલા દિવસ શા માટે કાહાડ્યા તે સમજાતું નથી.

§ બંગાળાની પ્રતમાં અત્રે એક વિશેષ શ્લોક છે કે, 'આ સ્ત્રીઓ જંગલમાં કંદમૂળ ખાઇને હરિનાં ધ્યાનમાં કાળ કાહાડવા લાગી. તેઓએ હિમવાનને ઓળંગીને કલાપ નામના સ્થાનમાં મુકામ કર્યો હતો.'

લાખ)નો નાશ થઈ ગયો![11] એકબીજાની સામસામા ઉતરી પડીને તેઓએ નાશ મેળવ્યો છે, તે (દુઃખ) પુનઃ પુનઃ હું સહન કરી શકતો નથી. તે અમાપ તેજવાળા યદુઓના અને યશસ્વી કૃષ્ણના વિનાશનો, સાગરનાં શોષણનો, પર્વતના ચાલવાનો, આકાશનાં પતનનો, તેમ જ અગ્નિમાં શૈત્ય આવવાનો અને શાર્ઙ્ગધન્વાના વિનાશનો એ સર્વેનો વિચાર કરતાં કરતાં એ માનવા જેવું નથી એમ મને લાગે છે.[12-14] વળી કૃષ્ણ વિનાનો થયેલો હું અહિં આ લોકમાં રહેવાને ઇચ્છતો નથી. હે તપોધન! બીજું આના કરતાં પણ કષ્ટ કરનારું બન્યું છે તે વિષે સાંભળ.[15] તેનો વારંવાર વિચાર કરતાં મારું મન તૂટી જાય છે. હે બ્રહ્મન્! મારી નજરો નજર વૃષ્ણિઓની હજારો સ્ત્રીઓને,[16] પંચનદના મુલકમાં આભીરો યુદ્ધમાં અમારી પાછળ પડીને ઉપાડી ગયા છે! ત્યાં મેં ધનુષ લીધું પણ તેને હું ચઢાવી શકયો નહિં![17] આ મારી ભુજાનું બળ જેવું પૂર્વે હતું તેવું ત્યાં રહ્યું નહિં. હે મહામુનિ! મારાં વિવિધ અસ્ત્રો પણ નાશ પામી ગયાં છે.[18] વળી એક ક્ષણમાં સર્વ રીતે મારાં બાણો પણ ખૂટી ગયાં! તે પુરુષ, અપ્રમેય આત્માવાળો, શંખ, ચક્ર અને ગદાને ધરવાવાળો,[19] તે ચતુર્ભુજ, પીત વસ્ત્ર પેહેરવાવાળો, શ્યામ, પદ્મ દલ જેવાં નેત્રવાળો, જે અત્યંત મહાન્ પ્રકાશવાળો મારા રથની આગળ ચાલતો હતો,[20] અને જે શત્રુનાં સૈન્યોને બાળી નાંખતો હતો તે અચ્યુતને હુ (અત્રે આ લોકમાં) જોતો નથી. જેણે પૂર્વે પોતાના તેજથી શત્રુનાં સૈન્યોને બાળી નાંખ્યાં હતાં[21] અને પછી મેં તે સૈન્યોને ગાંડીવમાંથી છોડેલાં બાણોવડે નાશ કર્યો હતો તેને હે સત્તમ! ન જોવાથી હું મનમાં દુઃખી થાઉં છું અને મારું મગજ ભમે છે.[22] મનમાં દુઃખી થતા અને ઉત્સાહ વિનાના એવા મને જરા શાંતિ મળતી નથી. વીર જનાર્દન વિના મને જીવવાનો ઉમંગ પણ થતો નથી.[23] વિષ્ણુ ગયા એમ સાંભળ્યા પછી મને દિશાઓનો મોહ થયો છે. (દિશાઓનું ભાન ભૂલી ગયો છું) જ્ઞાતિજનો અને (મારું પોતાનું) વીર્ય જેનાં નાશ પામ્યાં છે એવો હું શૂન્ય હૃદયનો આમ તેમ ભટકું છું.[24] મને શ્રેયનો ઉપદેશ કરવાને (હવે મારે શું કરવું ઉત્તમ છે તે જણાવવાને) હે સત્તમ! આપ યોગ્ય છે.

વ્યાસ કહે છેઃ-વૃષ્ણિ અને અંધકના મહારથીઓ બ્રાહ્મણના શાપથી બળી ગયા છે,[25] અને નાશ પામ્યા છે તેમનો, હે કુરુશાર્દૂલ! તારે શોક કરવો યોગ્ય નથી. એ એમ જ થવાનું ભાવી હતું. તે મહાત્માઓનું એજ દૈવ હતું.[26]* અને કૃષ્ણ જો કે તે નિવારવાને શક્તિમાન્ હતા છતાં તેણે (જાણીજોઇને) તેની ઉપેક્ષા કરી. તે ગોવિંદ ત્રણ લોકને પણ, સમસ્ત સ્થાવર તથા જંગમને ઉલટાવવાને શક્તિમાન્ હતા,[27] તો પછી મહાત્માઓના શાપને ફેરવવાનું તો તે કયાંથી જ સહન કરે? (પણ તેની જ એવી મરજી હતી.) જે ચક્ર અને ગદાને ધરવાવાળો તારા રથની આગળ ચાલતો હતો.[28] તે તારાપરના તેના સ્નેહને લીધે હતું. તે પુરાણ ઋષિ, ચતુર્ભુજ, વાસુદેવ, વિશાળ લોચનવાળો પૃથિવીપરના ભારને ઉતારવાનું કામ કરીને,[29] પોતાનું આ લોકનું શરીર છોડીને તે કૃષ્ણ પોતાના ઉત્તમ સ્થાનમાં ગયો છે. હે પુરુષર્ષભ! અહિં તેં પણ દેવોનું મહાન્ કર્મ[30] ભીમ જેવા સહાયક સાથે અને એ યમ (સહદેવ અને નકુળ) સાથે રહીને, હે મહા ભુજાવાળા! કામ કર્યું છે. હે કુરુપુઙ્ગવ! તમને કૃતકૃત્ય (પોતાના કાર્યમાં સિદ્ધ થયેલા) માનું છું.[31] હે વિભો! હવે તમારે જવાનો કાળ આવી લાગ્યો છે,અને તે જ માર્ગ તમારું શ્રેય કરનારો છે. હે ભારત! આવી બુદ્ધિ અને તેજ અને પ્રતિપત્તિ (ભવિષ્યનું જ્ઞાન)[32] અભ્યુદયને સમયે થાય છે અને ઉલટું થવાને સમયે જાતાં રહે છે. હે ધનંજય! આ સર્વનું મૂળ કાળ છે. કાળ જ જગતનું બીજ છે.[33] કાળ જ પોતાની ઇચ્છામાં આવે ત્યારે પાછું આપે છે અને પાછું લે છે. તેના તે જ માણસ બળવાન્ થઈને પાછો દુર્બળ થાય છે.[34] તે જ એક વાર રાજા બનીને પુનઃ આ લોકમાં જ બીજાઓ તેને આજ્ઞા કરે છે. તારાં શસ્ત્રો કૃતકૃત્ય થઇને જેમ આવ્યાં હતાં તેમ ચાલ્યાં ગયાં છે.[35] જ્યારે કાળ પાછો આવશે ત્યારે તે જ શસ્ત્રો તારા હાથમાં પાછાં આવશે. હે ભારત! હાલ તમારે ઉત્તમ ગતિએ જવાનો તમારો કાળ છે.[36] હે ભરતર્ષભ! મને તો આ તમારું પરમ શ્રેય લાગે છે.

વૈશમ્પાયન કહે છેઃ-અમાપ તેજવાળા વ્યાસે આ વચન કહ્યા પછી[37] તેની આજ્ઞા લઇને પાર્થ નાગસાહ્વય નામના નગરમાં ગયો. તે પુરીમાં તે વીરે પ્રવેશ કરીને યુધિષ્ઠિરને મળ્યો અને વૃષ્ણિ અને અંધકોનાં કુળ વિષે જેમ સર્વે બન્યું હતું તે સર્વ કહ્યું.[38]

इति श्रीमहाभारतमां व्यासे रचेलां एक सो हजार संहितामां मौसलपर्वमां 'व्यास अने अर्जुननी वातचीत' ए नामनो अध्याय ८ मो समाप्त

* દખણની પ્રતમાં એવો શ્લોક છે કે 'તેઓ દેવાંશી હતા, દેવભૂતમાંથી આવ્યા હતા અને તેઓ પાછા અસલસ્થાને ગયા છે. માત્ર ધર્મની વ્યવસ્થા રાખવાને માટે, તેઓ શક્તિમાન્ હોવા છતાં કૃષ્ણે તેમની ઉપેક્ષા કરી હતી.' જેમ યાદવોને બ્રાહ્મણોનો શાપ થયો હતો તેમ અષ્ટાવક્ર મુનિએ પણ એક વેળા ક્રોધમાં શાપ દીધો હતો કે, તેઓનાં બળનો ક્ષય થયા પછી તેઓનો પણ નાશ થશે.

श्रीकृष्णद्वैपायन विरचित

# श्री महाभारत

## महाप्रस्थानिक पर्व

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

॥ શ્રી ॥

કૃષ્ણદ્વૈપાયનવિરચિત

# શ્રી મહાભારત

## મહાપ્રાસ્થાનિક પર્વ



### અધ્યાય ૧ લો

### પાંડવોનું પ્રયાણ

*** मंगलाचरण ***

श्लोकः—नारायणं नमस्कृत्य नरञ्चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीञ्चैव ततो जयमुदीरयेत् ॥

શ્રી ગણેશાય નમ:। નારાયણને તથા નર(મનુષ્ય)માં ઉત્તમ નરને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કર્યા પછી 'જય'નો ઉચ્ચાર કરવો. (અર્થાત્ જય નામનું ભારતનું આખ્યાન કરવું.)

જનમેજય પૂછે છે:–વૃષ્ણિ અને અંધકના કુળમાં મૌસલ યુદ્ધ થયાનું સાંભળીને તથા કૃષ્ણ સ્વર્ગમાં ગયા પછી પાંડવોએ શું કર્યું?[૧]

વૈશમ્પાયન કહે છે:–વૃષ્ણિઓના મહાન્ નાશની વાત કૌરવ રાજા (યુધિષ્ઠિરે) સાંભળ્યા પછી અહિંથી સ્વર્ગપ્રતિ પ્રયાણ કરવાનો વિચાર કરીને અર્જુનને આ પ્રમાણે કહ્યું કે,[૨] 'હે મહામતિવાળા! કાળ સર્વ ભૂતોને પકાવે છે; કાળની પાશને હુ માન આપું છું, અને તું પણ તેને જોવા યોગ્ય છો.'[૩] આ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું એટલે કૌંતેય(અર્જુને) 'કાળ, કાળ,' એમ કહીને પોતાના બુદ્ધિમાન્ મોટા ભાઇના તે વાકયને ટેકો આપ્યો.[૪]* અર્જુનનો મત જાણીને ભીમસેન તથા બે યમોએ પણ સવ્ય-સાચીએ જે કહ્યું તે વાકયને ટેકો આપ્યો.[૫] પછી ધર્મની કામનાથી દુનિયા છોડી જનારા તેઓએ યુયુત્સુને બોલાવ્યો, અને યુધિષ્ઠિરે વૈશ્યાપુત્રને (વાણિયણના પુત્રને) સર્વ રાજ્ય સોંપી દીધું,†[૬] અને રાજા પરીક્ષિતને પોતાનાં રાજયનો અભિષેક કર્યો. પછી દુઃખથી પીડાતા રાજા, પાંડવોના મોટા ભાઇએ સુભદ્રાને કહ્યું કે,[૭] 'આ તારા પુત્રનો પુત્ર કુરુઓનો રાજા થશે, અને બાકી રહેલા (બચી ગયેલા) યદુઓનો તો વજ્રને રાજા કરવામાં આવ્યો છે.[૮] હસ્તિનાપુરમાં પરીક્ષિત અને શક્રપ્રસ્થમાં યાદવ રાજ્ય કરશે. રાજા વજ્રનું તારે રક્ષણ કરવાનું છે, માટે તું અધર્મ કરવામાં મન કરીશ નહિ.' (તારા પૌત્રના લાભને માટે તારા પીયેર તરફનાને શક્રપ્રસ્થ પાંડવોનું હતું એમ કરી દુઃખ દેઇશ નહિ.)[૯] આમ કહીને ધર્મરાજાએ શ્રીમાન્ વાસુદેવનું, પોતાના વૃદ્ધ માતુલનું તથા રામ વગેરેનું,[૧૦] તે

* અર્જુનનો 'કાળ, કાળ' એમ ફરી ફરીને કહેવાનો હેતુ કાળની નિત્યતા બતાવવાનો છે. એમ કહીને તે એમ કહે છે કે, કાળનું નિવારણ થઈ શકે તેમ નથી તો વાર શા માટે કરવી? † યુયુત્સુનો રાજ્યપર હક્ક ન હોવાથી તેનો અભિષેક ન કર્યો પણ આધીન કર્યું, વહીવટ ચલાવવાનું સોંપ્યું.

ધર્માત્માએ પોતાના ભાઇઓ સહિત ઉદકકર્મ (શ્રાદ્ધ) કર્યું. સર્વેને ઉદ્દેશીને વિધિ પ્રમાણે તંદ્રા વિના તેણે શ્રાદ્ધકર્મો કર્યાં.[૧૧] પછી દ્વૈપાયન, નારદ, તપોધન માર્કણ્ડેય, ભારદ્વાજ, યાજ્ઞવલ્કય અને હરિને ઉદ્દેશીને યત્ન કરી (બોલાવીને)[૧૨] સ્વાદિષ્ટ ભોજનો જમાડ્યાં; અને શાર્ઙ્ગિણ(કૃષ્ણ)ની કીર્તિ ગાઇને રત્નો, વસ્ત્રો, ગામો, અશ્વો, રથો[૧૩] તથા હજારો સ્ત્રીઓ (દાસીઓ) મુખ્ય મુખ્ય દ્વિજોને દાનમાં આપ્યાં. અને પૌરજનોને (નગરજનોને) આગળ રાખી કૃપનો ગુરુ તરીકે અભિષેક કરી[૧૪] ભરતોમાં ઉત્તમ યુધિષ્ઠિરે તેના હાથમાં પરીક્ષિતને શિષ્ય તરીકે સોંપ્યો. પછી સર્વ પ્રકૃતિ (પ્રજા) વર્ગને બોલાવીને યુધિષ્ઠિરે,[૧૫] રાજર્ષિને પોતાની કરવા ધારેલી સર્વ વાત કહી. તેનું વચન સાંભળીને નગરના તથા દેશના રહેનારાઓ[૧૬] ઘણા ઉદ્વિગ્ન મનવાળા થઈ ગયા અને તેનાં વચનને અભિનંદન આપ્યું નહિં. તેઓએ તે વખતે તે જનાધિપને કહ્યું કે, 'એમ કરો મા.'[૧૭] પરંતુ કાળના ફેરફારના ધર્મને જાણનારા તે રાજાએ તેમ કર્યું નહિ (સાંભળ્યું નહિ). પછી તે ધર્માત્માએ શેહેરના અને પ્રાંતોના રહીશોને સમજાવ્યા,[૧૮] અને જવાનો નિશ્ચય કર્યો, અને તેના ભાઇઓએ પણ તેવો જ વિચાર કર્યો. પછી તે કુરુઓના રાજા, ધર્મપુત્ર યુધિષ્ઠિરે[૧૯] આભરણોને અંગપરથી ઉતારીને વલ્કલોને ધારણ કર્યાં. ભીમ, અર્જુન અને બન્ને યમોએ તથા યશસ્વિની દ્રૌપદીએ[૨૦] સર્વેએ, હે નરાધિપ! તેજ પ્રમાણે વલ્કલો ગ્રહણ કર્યાં. હે ભરતર્ષભ! પછી વિધિ પ્રમાણે નૈષ્ઠિકી* ઇષ્ટિ કરાવીને[૨૧] તે નરપુંગવોએ પોતપોતાના સર્વે અગ્નિઓને જળમાં પધરાવ્યા અને ચાલતા થયા. એટલે નગરની સર્વે સ્ત્રીઓ, પૂર્વે દ્યૂતમાં જિતાયેલા જેમ (વનમાં) ગયા હતા, તેમ દ્રૌપદી સાથે છએ નરોત્તમોને નીકળી પડેલા જોઇને જોરથી રડવા લાગી. પરંતુ તે સર્વે ભાઈઓને (આ વેળાએ) જવા માટે હર્ષ થયો.[૨૨-૨૩] યુધિષ્ઠિરનો મત જાણીને અને વૃષ્ણિઓનો ક્ષય થયેલો જોઇને પાંચે ભાઇઓ તથા છઠ્ઠી કૃષ્ણા તથા સાતમો શ્વાન (એ સર્વે ચાલ્યાં).[૨૪] ગજ નામે ઓળખાતા નગરમાંથી રાજા યુધિષ્ઠિર પોતા સાથે સાતમા બાહાર નીકળ્યા. કેટલેક દૂર નગરવાસીઓ તથા આખું અન્તઃપુર તેની પાછળ ગયું.[૨૫] પરંતુ 'પાછા વળો' એમ કહેવાને કોઇનામાં શક્તિ નહોતી. પછી ધીમે ધીમે સર્વે નગરવાસીઓ પાછા ફર્યા;[૨૬] કૃપ વગેરે યુયુત્સુને વિંટાઇને પાછા ફર્યા. હે કૌરવ્ય! ભુજગ (નાગ)ની દીકરી ઉલૂપીએ ગઙ્ગામાં પ્રવેશ કર્યો.[૨૭]† ચિત્રાઙ્ગદા મણિપૂર નગરપ્રતિ ચાલી ગઇ. બાકીની બીજી માતાઓ પરીક્ષિતને વિંટાઇને પાછી વળી.[૨૮] મહાત્મા પાંડવો તથા યશસ્વિની દ્રૌપદી ઉપવાસ કરતાં કરતાં, પૂર્વ દિશા તરફ મુખ રાખીને હે કૌરવ્ય! આગળ ચાલવા લાગ્યાં.[૨૯] તે મહાત્માઓ યોગ-(નિયમ)યુક્ત થઇને અને ત્યાગધર્મ સેવતા ઘણા દેશો, સરિતાઓ તથા સાગરોને ઓળંઘી ગયા.[૩૦] યુધિષ્ઠિર આગળ ચાલતા હતા, તેની પાછળ ભીમ, તેની પાછળ અર્જુન અને તેની પાછળ અનુક્રમે બે યમો ચાલતા હતા;[૩૧] સર્વની પાછળ ઉત્તમ નિતંબોવાળી, શ્યામ, પદ્મદલ જેવાં લોચનવાળી, સ્ત્રીઓમાં શ્રેષ્ઠ દ્રૌપદી, હે ભરતર્ષભ! ચાલતી હતી.[૩૨] પાંડવો વનમાં જવાને નીકળ્યા ત્યારે એક કૂતરો તેમની પાછળ પાછળ ગયો હતો. ધીમે ધીમે તે વીર પુરુષો લૌહિત્ય નામના જળના ભંડાર(સરોવર)પર પહોંચ્યા.[૩૩] પણ ધનંજયે પોતાનું દિવ્ય ગાંડીવ ધનુષ અને હે મહારાજ! રત્નના લોભથી અખૂટ બાણોનું મોટું ભાથું છોડી દીધાં ન હતાં.[૩૪] ત્યાં આગળ તેઓએ પોતાની આગળ જાણે મોટા પર્વત જેવા માર્ગને ઘેરીને, સાક્ષાત્ પુરુષનાં શરીરમાં ઉભેલા અગ્નિને જોયો.[૩૫] પછી તે સપ્તાર્ચિ (સાત જ્વાળાવાળા) દેવે પાંડવોને આ પ્રમાણે કહ્યું, 'રે રે પાંડુના વીર પુત્રો! મને અગ્નિ જાણો (ઓળખો).[૩૬] હે મહાબાહુ યુધિષ્ઠિર! હે પરંતપ ભીમસેન! હે અર્જુન! હે અશ્વિનના બે વીર પુત્રો! મારું વચન જાણો (સાંભળો).[૩૭] હે કુરુશ્રેષ્ઠો! હું અગ્નિ છું. અર્જુનના પ્રભાવથી તથા નારાયણના પ્રભાવથી મેં ખાંડવ વન બાળ્યું હતું.[૩૮] આ તમારો ભાઈ ફાલ્ગુન તેના પરમ આયુધ ગાંડીવને (અહીં) છોડીને વનમાં ભલે જાય. હવે તેને એનું કંઈ કામ નથી.[૩૯] તે ચક્રરૂપ રત્ન જે મહાત્મા કૃષ્ણ પાસે હતું તે પણ ચાલ્યું ગયું છે. વળી વખત આવતાં કાળ તેના હાથમાં તે (પાછું) મૂકશે.[૪૦] પાર્થને માટે જ પૂર્વે વરુણની પાસેથી સર્વે ધનુષોમાં શ્રેષ્ઠ ગાંડીવ ધનુષ મેં પડાવ્યું હતું. હવે તે વરુણને (પાછું) આપી દો.'[૪૧] એટલે તે સર્વે ભાઈઓએ ધનંજયને તેમ કરવાને દબાવ્યો. એટલે તેણે તે ધનુષ તથા અખૂટ બાણોના મોટા ભાથા પાણીમાં નાંખી દીધા.[૪૨] પછી હે ભરતશ્રેષ્ઠ! ત્યાંજ અગ્નિ અંતર્ધાન થઈ ગયો; અને વીર

* સમાપ્તિની ઇષ્ટિ. † અત્રે એમ સમજવાનું નથી કે ઉલૂપી ડૂબી ગઇ. કેટલાકો નાગ એ નામની એક અનાર્ય જાતિ માને છે, પણ વસ્તુતઃ તેમ નથી. તે અર્ધ દૈવી અને અર્ધ માનુષી જાતિ છે, જે આકાશમાં તથા પાણીમાં ફરવાહરવાની શક્તિ ધરાવે છે. આદિ પર્વમાં સ્પષ્ટ કહેલું છે કે ઉલૂપી ગંગામાં નાહાવા ઉતરેલા અર્જુનને પાણીમાં પોતાના મેહેલમાં ખેંચી ગઈ હતી અને ત્યાં તેને પરણી હતી. વળી નાગનું નિવાસસ્થાન આ ભૂમિ નહિ પણ પાતાળ કહેલું છે તે પણ અનાર્ય જાતિ માનવાની વિરુદ્ધ જાય છે.

પાંડવો દક્ષિણ દિશા તરફ મુખ રાખીને આગળ ચાલ્યા.[૪૩] પછી લવણાંભસના ઉત્તર કિનારે કિનારેથી, હે ભરતશાર્દૂલ ! તેઓ દક્ષિણ–પશ્ચિમ દિશામાં (નૈઋત્ય ખૂણામાં) ચાલ્યા.[૪૪] ત્યાંથી તેઓ પુનઃપશ્ચિમ તરફ પાછા ફર્યા. ત્યાં તેઓએ સાગરે ડૂબાડેલી દ્વારકાને જોઇ.[૪૫] પછી પાછા તે ભરતોમાં ઉત્તમ પુરુષો ઉત્તર તરફ ફર્યા. યોગધર્મ (નિયમધર્મ) પાળનારા તેઓએ પૃથિવીની પ્રદક્ષિણા કરવાની ઇચ્છા કરી.[૪૬]

इति श्रीमहाभारतमां महाप्रास्थानिकपर्वविषे 'पांडवोनुं प्रयाण' ए नामनो अध्याय १ लो समाप्त

## અધ્યાય ૨ જો

### દ્રૌપદી વગેરેનું પડી જવું

વૈશમ્પાયન કહે છેઃ–પછી આત્માને નિયમમાં રાખનારા, યોગ સાધવા માંડેલા, ઉત્તર દિશામાં ચાલનારા તેઓએ મહાગિરિ હિમવાનને જોયો.[૧] તેને પણ ઓળંગી જઇને તેઓએ વાલુકા(રેતી)નો અર્ણવ (રણ) જોયો; પછી શિખરવાળા પર્વતોમાં શ્રેષ્ઠ મહા પર્વત મેરુને જોયો.[૨] યોગધર્મ પાળનારા, શીઘ્ર ચાલનારા તે સર્વેમાં યાજ્ઞસેની જે યોગ( નિયમ )થી ભ્રષ્ટ થઈ હતી તે મહીતલ પર પડી ગઈ.[૩] તેને જોરથી પછડાઈ પડેલી જોઇને મહાબળવાન્ ભીમસેને, યાજ્ઞસેનીને નિહાળીને, ધર્મરાજાને કહ્યું કે,[૪] 'હે પરંતપ! આ રાજપુત્રીએ કોઈ પણ અધર્મ કર્યો નથી, માટે જે કારણથી આ કૃષ્ણા ભૂમિ પર પડી ગઈ તે કારણ તું કહે.'[૫]

યુધિષ્ઠિર કહે છેઃ–હે સત્પુરુષોમાં ઉત્તમ! એનો ધનંજય પર ખાસ કરીને મોટો પક્ષપાત હતો તેનું આ ફળ એ ભોગવે છે.[૬]

વૈશમ્પાયન કહે છેઃ–આમ કહીને તે(યાજ્ઞસેની)ને નહીં જોતાં ભરતોમાં ઉત્તમ, પુરુષોમાં ઋષભ સમાન, બુદ્ધિમાન્ ધર્માત્મા ( યુધિષ્ઠિર) મનને દૃઢ રાખીને આગળ ચાલ્યો.[૭] પછી ( આગળ ચાલતાં ) વિદ્વાન્ સહદેવ મહીતલ પર પછડાઈ પડ્યો. તેને પણ પડેલો જોઇને ભીમે રાજાને પૂછ્યું કે,[૮] 'જેણે આપણા સર્વેની સેવા કરવામાં અહંકાર કર્યો નથી એવો આ માદ્રવતીનો પુત્ર કેમ ભૂમિપર પછડાઈ પડ્યો ?'[૯]

યુધિષ્ઠિર કહે છેઃ–એ કોઇને પણ પોતાના જેવો પ્રાજ્ઞ (બુદ્ધિવાળો) માનતો ન હતો માટે તે દોષને લીધે આ રાજાનો દીકરો પછડાઈ પડ્યો છે.[૧૦]

વૈશમ્પાયન કહે છેઃ–એમ કહીને તે સહદેવને ત્યાં જ છોડીને ભાઇઓ તથા કૂતરાની સાથે કૌંતેય યુધિષ્ઠિર આગળ ચાલ્યો.[૧૧] કૃષ્ણાને તથા પાંડવ એવા સહદેવને પછડાઈ પડેલા જોઇને ભાઇઓ પર પ્રીતિવાળો આર્ત (દયાવાળો), શૂરો નકુળ પણ પછડાઈ પડ્યો.[૧૨] જ્યારે સુંદર દર્શનવાળો વીર નકુળ પડી ગયો ત્યારે ભીમે પાછા રાજાને આ પ્રમાણે કહ્યું કે,[૧૩] 'આ અક્ષત ધર્મરૂપ આત્માવાળો, આપણાં વચન પ્રમાણે કાર્ય કરનારો, રૂપમાં અપ્રતિમ એવો (આપણો આ) ભાઈ નકુળ આ લોકમાં ભૂમિપર કેમ પડી ગયો ?'[૧૪] ભીમસેને આ પ્રમાણે કહ્યું એટલે સર્વ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ ધર્માત્મા યુધિષ્ઠિરે નકુળને વિષે કહ્યું કે,[૧૫] 'રૂપમાં મારા સમાન કોઈ નથી એવું એને દર્શન (જ્ઞાન) હતું. એના મનમાં એમ દૃઢ હતું કે, હું જ એક રૂપમાં અધિક છું;[૧૬] તેટલા માટે નકુળ પડી ગયો છે. હે વૃકોદર ! તું ચાલ આગળ. હે વીર ! જેને માટે જે નક્કી થયું છે તે તેને અવશ્ય ભોગવવાનું છે.'[૧૭] તેઓને પડી ગયેલા જોઇને શ્વેત વાહનવાળો શત્રુના વીરને હણનારો, શોકથી સંતાપ પામતો પાંડવ (અર્જુન), પણ પડી ગયો.[૧૮] પુરુષોમાં વ્યાઘ્ર જેવો, શક્રના જેવા તેજવાળો, દુઃખે કરીને જેનો પરાજય થાય તેવો તે મરવાની અણીપર આવેલો પડી ગયો ત્યારે ભીમે રાજાને કહ્યું કે,[૧૯] 'આ મહાત્માએ તરંગોમાં પણ કદિ જૂઠું ભાષણ કરેલું મને યાદ નથી. તો આ કોનો વિકાર છે કે જેથી એ ભૂમિપર પડી ગયો છે ?'[૨૦]

યુધિષ્ઠિર કહે છેઃ–આ અર્જુને, 'એક દિવસમાં સર્વ શત્રુઓને હું બાળી નાંખીશ' એવું કહ્યું હતું. પરંતુ શૂર(શૌર્ય)ના અભિમાની એણે તે બોલવા પ્રમાણે કર્યું નહિં માટે એ પડી ગયો છે.[૨૧] વળી આ ફાલ્ગુન સર્વ ધનુર્ધારીઓનો તિરસ્કાર કરતો હતો, પરંતુ પોતાની ભૂતિ (ઉન્નતિ) ઇચ્છનારાએ એમ કદિ પણ કરવું નહિં જોઇએ.[૨૨]

વૈશમ્પાયન કહે છેઃ–આ પ્રમાણે કહીને રાજા આગળ ચાલ્યો એટલામાં ભીમ પછડાઇ પડ્યો. પછી ભૂમિપર પડેલા ભીમે ધર્મરાજા યુધિષ્ઠિરને કહ્યું કે,[૨૩] 'ભો ભો રાજન્! જો, જો; હું તારો વાહાલો (ભાઈ) પડી ગયો છું. હું શા નિમિત્તે પડી ગયો તે તું જેમ જાણતો હોય તેમ કહે.'[૨૪]

યુધિષ્ઠિર કહે છેઃ-તેં બહુ જ ખાધું હતું, અને તું તારા પ્રાણ(બળના અભિમાન)થી હે પાર્થ ! તું બીજાની પરવા રાખ્યા વિના ગમે તેમ વાતો કરતો હતો. માટે તું ભૂમિપર પડ્યો છે.[૨૫]

આમ કહીને પાછું જોયા વિના તે મહાબાહુ આગળ ચાલ્યો. માત્ર એક કૂતરો તેની પાછળ ગયો કે જેની મેં ઘણી કીર્તિ ગાઇ છે.૨૬

इति श्रीमहाभारतमां महाप्रास्थानिकपर्वविषे 'द्रौपदी वगेरेनुं पडी जवुं' ए नामनो अध्याय २ जो समाप्त

## અધ્યાય ૩ જો

### યુધિષ્ઠિરનું સ્વર્ગપ્રતિ ગમન

વૈશમ્પાયન કહે છેઃ–પછી આકાશ અને ભૂમિને સર્વ તરફથી ગજાવતો શક્ર(ઇન્દ્ર) રથમાં બેસીને આવ્યો અને '(રથમાં) બેસી જાઓ' એમ પાર્થને કહ્યું.૧ એટલે પોતાના ભાઇઓને પડી ગયેલા જોઇને શોકથી સંતાપ પામતા ધર્મરાજા યુધિષ્ઠિરે હજાર નેત્રવાળા(ઇન્દ્ર)ને આ પ્રમાણે કહ્યું કે,૨ 'હે સુરેશ્વર! મારા ભાઇઓ અહિં પડી ગયા છે તેઓને મારી સાથે ચાલવા દો. ભાઇઓ વિના હું સ્વર્ગની ઇચ્છા કરતો નથી.૩ હે પુરંદર! સુકુમારી, સુખ ભોગવવાને યોગ્ય તે (દ્રૌપદી)ને પણ અમારી સાથે આવવા દો. આપ એ વાતને અનુમતિ આપો.'૪

શક્ર કહે છેઃ–કૃષ્ણાની સાથે તારી પહેલાં સ્વર્ગમાં ગયેલા તારા સર્વ ભાઇઓને તું હે ભરતર્ષભ! સ્વર્ગમાં મળજે. તું તેમનો શોક કર મા.૫ હે ભરતર્ષભ! માનુષ દેહ છોડીને તેઓ (સ્વર્ગમાં) ગયા છે. માત્ર તું જ આ શરીરમાં સ્વર્ગમાં જનાર છે, એમાં સંશય નથી.૬

યુધિષ્ઠિર કહે છેઃ–હે ભૂત અને ભવ્યના ઇશ! આ કૂતરાએ મારી નિત્ય ભક્તિ કરેલી છે. તે મારી સાથે ભલે આવે. એને માટે મારી મતિ ક્રૂરતા વિનાની (દયાવાળી) છે (મને એનાપર દયા આવે છે).૭

શક્ર કહે છેઃ–અમર્ત્યપણું, મારી સમાનતા, સંપૂર્ણ શ્રી, અને મહાન્ સિદ્ધિ, અને સ્વર્ગનાં સુખો એ સર્વ, હે રાજન્! તને આજે મળ્યાં છે તો તું આ શ્વાનને ત્યજી દે. એમાં કંઈ ક્રૂરતા નથી.૮

યુધિષ્ઠિર કહે છેઃ–હે સહસ્રનેત્ર! હે આર્ય! એક આર્ય પુરુષથી અનાર્ય કાર્ય કરવું દુષ્કર છે. તેવી એ શ્રીની સાથે મારો સમાગમ ભલે ન થાઓ કે જે શ્રીને માટે મારે એક ભક્તજનનો (ત્યાગ કરવો પડે.)૯

ઇન્દ્ર કહે છેઃ–સ્વર્ગ લોકમાં કૂતરાવાળાઓને માટે સ્થાન નથી (કારણ કે) ક્રોધવશ નામના (દેવો) અપવિત્ર મનુષ્યના ઈષ્ટાપૂર્તનાં (યજ્ઞના તથા વાવકુવા ખોદાવવાના) ફળને હરી જાય છે (નાશ કરે છે).* માટે હે ધર્મરાજ! વિચારીને કામ કરો, અને શ્વાનને ત્યજી દો. એમાં ક્રૂરતા કંઈ નથી.૧૦

યુધિષ્ઠિર કહે છેઃ–(પ્રાચીન મુનિઓ) કહે છે કે ભક્તનો ત્યાગ કરવો તે અત્યંત પાપ છે, બ્રહ્મહત્યાના પાપના સમાન આ લોકમાં એ પાપ છે. તેટલા માટે હે મહેન્દ્ર! ગમે તેમ થાય તોપણ મારાં પોતાનાં સુખની ઇચ્છાથી હું આનો કોઈ રીતે પણ ત્યાગ કરીશ નહિં.૧૧ ડરી ગયેલાને, ભક્તને, અને 'મારે કોઈ બીજો સહાય નથી, એમ કહીને રક્ષણ માટે આવેલા દુઃખીને, ક્ષીણ થઇ ગયેલાને કે પ્રાણની ઇચ્છા રાખનારાને, મારો પ્રાણ જાય તોપણ હું છોડી દેવાને પ્રયત્ન કરીશ જ નહિ આ મારું નિત્ય વ્રત છે.'૧૨

ઈન્દ્ર કહે છેઃ–જે કંઈ દાન આપવામાં આવ્યું હોય તે, અથવા જે કંઈ યજ્ઞ હોમ કર્યો હોય તે, અથવા તો અગ્નિમાં હોમેલી જે આહુતિઓ કૂતરાએ જોયેલી હોય છે તેનું (ફળ) ક્રોધવશ નામના દેવો હરી જાય છે. માટે આ કૂતરાના ત્યાગનું કાર્ય કર. કૂતરાનો ત્યાગ કરવાથી તને દેવલોક મળશે.૧૩ હે વીર! ભાઈઓનો અને વાહાલી કૃષ્ણાનો પણ ત્યાગ કરીને તેં તારાં પોતાનાં કર્મથી આ લોક (સ્વર્ગ) મેળવ્યો છે. સર્વનો તો તેં ત્યાગ કરી દીધો છે તો હવે તું આ કૂતરાનો ત્યાગ કેમ કરતો નથી? તને આજે મોહ કેમ થયો છે?૧૪

યુધિષ્ઠિર કહે છેઃ–ત્રણે લોકોમાં આ વાત ચોક્કસ છે કે, જેઓ મરી ગયા છે તેમની સાથે મર્ત્ય(મરણ ધર્મવાળા માણસો)ને કોઇ પણ સંધિ (મિત્રતા) તેમજ વિગ્રહ (તકરાર) હોતાં નથી. (મારા ભાઇઓ તથા કૃષ્ણા મરી ગયાં) તેઓને જીવાડવાને હું શક્તિમાન્ નથી, તેટલા માટે તેઓનો મેં ત્યાગ કર્યો છે, મેં જીવતાંનો ત્યાગ કર્યો નથી.૧૫ શરણે આવેલાને ભય આપવો, સ્ત્રીનો વધ કરવો, બ્રાહ્મણનું ધન લૂટી લેવું અને મિત્રનો દ્રોહ કરવો એ ચાર, હે શક્ર! એક ભક્તને ત્યાગ કરવા સમાન છે એમ મારો મત છે.૧૬

વૈશમ્પાયન કહે છેઃ–ધર્મરાજાના આ શબ્દ સાંભળીને પ્રસન્ન થઇને, નરેન્દ્ર યુધિષ્ઠિરને અત્યંત સ્તુતિવાળાં મીઠાં વાક્યોથી ધર્મસ્વરૂપ ભગવાને (શ્વાને) કહ્યું કેઃ–૧૭ 'હે રાજેન્દ્ર! સદ્વર્તનથી અને બુદ્ધિથી અને હે ભારત! સર્વ ભૂતોપર આવી અનુકંપા રાખ્યાથી તું તારા પિતાને યોગ્ય પુરુષ તરિકે જન્મ્યો છે.૧૮ હે પુત્ર! પૂર્વે દ્વૈતવનમાં જ્યાં પાણીને માટે જ્યારે

* સ્વર્ગમાં ક્રોધવશ દેવો વસે અને અપવિત્રપણું હોય નહિ એ વિરોધ છે. અત્રે 'ક્રોધવશ' નહિં પણ 'લોભવશ' એવો પાઠ જો હોય તો લોભીઓને યજ્ઞાદિનું ફળ સંભવે નહિં, અને તે વધારે બંધબેસ્તું થાય. ઇન્દ્રની દલીલ એ છે કે કૂતરાને સાથે રાખવાનો લોભ ન રાખો.

તારા સર્વ ભાઇઓ દુઃખી થતા માર્યા ગયા હતા ત્યારે ત્યાં મેં તારી પરીક્ષા લીધી હતી.૧૯ ત્યાં (તને વાહાલા) ભીમ અને અર્જુન એ બે ભાઇઓને મૂકીને પોતાની માતાના સામ્યભાવની વિશેષ ઇચ્છા કરીને તેં નકુળને જીવાડવાની ઇચ્છા કરી હતી.૨૦ આ કૂતરો ભક્ત છે એમ કહીને તેં દેવરથનો ત્યાગ કર્યો છે માટે સ્વર્ગમાં તારા જેવો કોઈ નરાધિપ છે જ નહિં.૨૧ માટે હે ભારત! તારાં આ જ શરીરથી તને અક્ષય લોકો મળ્યા છે. હે ભરતશ્રેષ્ઠ! તને દિવ્ય અને ઉત્તમ ગતિ મળી ચૂકી છે.૨૨

પછી ધર્મ, શક્ર, મરુત્ તેમ જ બન્ને અશ્વિનો, દેવો અને દેવર્ષિઓ પાંડવ (ધર્મ રાજા)ને રથમાં બેસાડીને૨૩ તેઓ, ઇચ્છાનુસાર વિહાર કરવાવાળા સિદ્ધો, રજસ્ વિનાના, પુણ્યવાન્, પવિત્ર, વાચા, બુદ્ધિ અને કર્મોવાળા સર્વે પોતપોતાના વિમાનોમાં બેસીને ચાલ્યા ગયા.૨૪ તે રથમાં બેસીને પછી કુરુકુળને ચલાવવાવાળા તે રાજાએ પોતાના તેજથી પૃથિવી અને આકાશને ઘેરીને સત્વર ઉંચે ચાલવા માંડ્યું.૨૫

પછી સર્વ લોકને જાણવાવાળા, અત્યંત બોલનારા (બોલનારાઓમાં શ્રેષ્ઠ), અત્યંત તપ કરનારા (તપ કરનારાઓમાં શ્રેષ્ઠ), દેવોના મંડળમાં બેઠેલા નારદે તે વખતે આ પ્રમાણે કહ્યું કે,૨૬ 'જે સર્વે રાજર્ષિઓ અહિંયા ભેગા થયા છે તે સર્વેની કીર્તિને ઢાંકી દઈને કુરુરાજા શ્રેષ્ઠ બન્યા છે.૨૭ પોતાના યશ, તેજ, વૃત્તરૂપ સંપત્તિવડે પોતાના જ શરીરથી પાંડવ સિવાય બીજાએ સ્વર્ગ મેળવેલું અમે સાંભળ્યું નથી.૨૮ હે વિભો! તું ભૂમિપર હતો ત્યારે તેં જે તેજો જોયાં હતાં તે દેવોના આ હજારો ઘરોમાં જો.૨૯

નારદનું આ વચન સાંભળીને ધર્માત્મા રાજાએ દેવોની તથા પોતાના પક્ષના (જેવા) પાર્થિવોની રજા લઇને આ વચન કહ્યું કે,૩૦ 'શુભ અથવા તો પાપી સ્થાન હોય તોપણ મારા ભાઇઓના સ્થાનમાં આજે જવાને હું ઇચ્છું છું. હું બીજા લોકોની ઇચ્છા કરતો નથી.'૩૧

તે રાજાનું આ વચન સાંભળીને દેવરાજ પુરંદરે યુધિષ્ઠિરને દયાભાવવાળા શબ્દોમાં જવાબ આપ્યો કે,૩૨ 'હે રાજેન્દ્ર! શુભ કર્મોથી જીતાય એવા આ સ્થાનમાં જ રહે. હજી પણ તું મનુષ્યોના સ્નેહને શા માટે ખેંચે છે?૩૩ તને એવી પરમ સિદ્ધિ મળી છે કે જેવી કદિ બીજા પુરુષને મળી નથી કે હે કુરુનંદન! તારા ભાઈઓને તેવું સ્થાન મળ્યું જ નથી.૩૪ હે નરાધિપ! હજી પણ તને માનુષ ભાવસ્પર્શ કરે છે! આ સ્વર્ગને, આ દેવર્ષિઓને, આ સિદ્ધોને, આ સ્વર્ગના મેહેલોને તું જો.'૩૫

આ પ્રમાણે બોલતા દેવેન્દ્રને બુદ્ધિમાન્ યુધિષ્ઠિરે તો પુનઃ આ અર્થવાળું વચન કહ્યું કે,૩૬ 'હે દૈત્યોને મારવાવાળા! તેમના વિના અહિં મને કોઇ વસ્તુ ગમતી નથી. જ્યાં તે ભાઇઓ ગયા છે ત્યાં જવાને હું ઇચ્છું છું.૩૭ જ્યાં બુદ્ધિ અને સત્ત્વ ગુણોવાળી, શ્યામા, બૃહતી, સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી મારી દ્રૌપદી ગઈ છે ત્યાં જવાને હું ઇચ્છું છું.'૩૮

इति श्रीमहाभारतमां महाप्रास्थानिकपर्वविषे 'युधिष्ठिरनुं स्वर्गप्रति गमन' ए नामनो अध्याय ३ जो समाप्त

श्रीकृष्णद्वैपायन विरचित

# श्री महाभारत

## स्वर्गारोहण पर्व

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

॥ શ્રી ॥

કૃષ્ણદ્વૈપાયનવિરચિત

# શ્રી મહાભારત

## સ્વર્ગારોહણ પર્વ

### અધ્યાય ૧ લો

### સ્વર્ગમાં નારદ અને યુધિષ્ઠિરનો સંવાદ

**॥ मंगलाचरण ॥**

श्लोकः—नारायणं नमस्कृत्य नरञ्चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीञ्चैव ततो जयमुदीरयेत् ॥

શ્રી ગણેશાયનમઃ! નારાયણને તથા નર (મનુષ્ય)માં ઉત્તમ નરને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કર્યા પછી 'જય'નો ઉચ્ચાર કરવો. ( અર્થાત્ જય નામનું ભારત કહેવું ).

જનમેજય કહે છેઃ—મારા પૂર્વ પિતામહો એ સ્વર્ગ, ત્રિવિષ્ટપને પામ્યા પછી પાંડવો અને ધૃતરાષ્ટ્રના પુત્રોએ કયાં સ્થાનો ભોગવ્યાં?[૧] આ સાંભળવાને હું ઇચ્છું છું, અને અદ્ભુત કર્મવાળા મહર્ષિ વ્યાસે તને તે કહ્યું છે એટલે તું જ એ સર્વ જાણવાવાળો છે એમ મારો મત છે.[૨]

વૈશમ્પાયન કહે છેઃ—ત્રિવિષ્ટપ સ્વર્ગ મેળવીને યુધિષ્ઠિર વગેરે તારા પૂર્વ પિતામહોએ જે કંઈ કર્યું તે તું સાંભળ.[૩] ત્રિવિષ્ટપ સ્વર્ગ મેળવ્યા પછી ધર્મરાજા યુધિષ્ઠિરે શ્રી(લક્ષ્મી વગેરે)થી શોભતો, એક આસનપર બેઠેલો, આદિત્યના જેવો પ્રકાશતો, વીર પુરુષોની લક્ષ્મી (શૌર્યની શોભા)થી ચારે બાજુએ વિંટાયેલો, પ્રકાશતા દેવો અને પુણ્ય કર્મો કરનારા સાધ્યોની સાથે દુર્યોધનને જોયો.[૪-૫] દુર્યોધનને આમ જોઈને યુધિષ્ઠિરથી તે સહન થયું નહિં. સુયોધન વિષે શ્રીને જોઇને તે એકદમ પાછો ફરી ગયો,[૬] અને મોટેથી આ વચનો કહ્યાં કે, 'લોભી અને દીર્ઘદૃષ્ટિ વિનાના દુર્યોધનની સાથે રહીને હું આ (સ્વર્ગ) લોકોની ઇચ્છા કરતો નથી.' જેને લીધે પૂર્વે મહા વનમાં અમે દુઃખો સહ્યાં અને જેને લીધે અમે સર્વ મિત્રોને તથા બાંધવોને પૃથિવીપર મારી નાંખ્યા,[૮] અને જેને માટે સભાની વચમાં, ગુરુજનોની સમક્ષ જેનાં અંગમાં નિંદા કરવા જેવું કંઈ ન હતું એવી અમારી ધર્મચારિણી પત્ની પાંચાલ રાજાની પુત્રી દ્રૌપદીને જોરથી ઘસડવામાં આવી હતી (તે દુર્યોધનની સાથે રહીને આ લોકો હું ભોગવવા ઇચ્છતો નથી).[૯] હે દેવો! સુયોધનને જોવાની મને કામના જ થતી નથી. હું તો જ્યાં મારા તે ભાઇઓ છે ત્યાં જવાને ઇચ્છું છું.'[૧૦]

નારદે જાણે જોરથી હસતા હોય તેમ તેને કહ્યું કે, 'એમ કંઈ થાય નહિં. હે રાજેન્દ્ર! સ્વર્ગમાં નિવાસ થવાથી વિરોધ નાશ પામે છે.[૧૧] હે મહાબાહો! યુધિષ્ઠિર! નૃપ દુર્યોધન વિષે એમ કદિ પણ

બોલ મા. મારું આ વચન સાંભળ.[૧૨] દેવો સહિત આ દુર્યોધન રાજાને આ સત્પુરુષો તથા ઉત્તમ રાજાઓ જેઓ સ્વર્ગમાં વાસ કરે છે તેઓ પૂજે છે.[૧૩] દેવ સમાન તમો સર્વને તે દુઃખ દેતો હતો ખરો, પણ યુદ્ધમાં પોતાના શરીરનો હોમ કરીને તેણે વીર પુરુષને મળનારી ગતિ મેળવી છે.[૧૪] ક્ષત્રિયોનો ધર્મ પાળીને એણે આ સ્થાન મેળવ્યું છે. જે પૃથિવીપતિ મોટા ભયમાં ડરકુ થતો નથી (તેને એ સ્થાન મળે છે).[૧૫] હે પુત્ર! તેણે દ્યૂત રમીને કરાવ્યું હતું તેને તારે મનમાં લાવવું નહિ, અને દ્રૌપદીને દીધેલાં દુઃખનો તારે વિચાર કરવો યોગ્ય નથી.[૧૬] અને બીજા પણ જે જે કલેશો તમારા જ્ઞાતિજનોને એણે કરાવ્યા તેમ જ સંગ્રામમાં અને અન્ય સ્થળે (કલેશો) કરાવ્યા તેનું સ્મરણ કરવું તારે યોગ્ય નથી.[૧૭] હવે તું રાજા દુર્યોધન સાથે ન્યાયસર મળ. હે મનુજાધિપ! આ સ્વર્ગ છે. અહિં વૈર કરવાનાં નથી.'[૧૮]

નારદે કુરુરાજા યુધિષ્ઠિરને આમ કહ્યું એટલે તે બુદ્ધિમાને પોતાના ભાઇઓ વિષે પાછું પૂછી આ વાક્ય કહ્યું કે,[૧૯] 'અધર્મને જાણવાવાળા, પાપી, આખી પૃથિવીનો અને મિત્રોનો દ્રોહ કરનારા દુર્યોધનના જ જો આ સનાતન વીર લોકો હોય,[૨૦] કે જેને લીધે ઘોડાઓ, માણસો અને હાથીઓ સહિત આખી પૃથિવીનો નાશ થઇ ગયો છે, કે જેને લીધે સામું વૈર લેવાની ઇચ્છાવાળા અમે ક્રોધથી બળી ગયા હતા;[૨૧] તો જે મહાવ્રતવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા, સત્ય બોલનારા, મનુષ્ય લોકમાં શૂરા, વીર મહાત્મા એવા મારા ભાઈઓ હતા[૨૨] તેઓના લોકોને અને તેઓને હું હમણાં જોવાને ઇચ્છું છું. તેમ જ સત્ય યુદ્ધ કરનારા મહાત્મા, કુન્તીના પુત્ર કર્ણને[૨૩] તથા ધૃષ્ટદ્યુમ્નને અને સાત્યકીને અને ધૃષ્ટદ્યુમ્નના દીકરાઓને અને બીજા જે રાજાઓ ક્ષાત્રધર્મથી લડતા શસ્ત્રથી કપાઇ ગયા હતા તેઓને (હું જોવા ઇચ્છું છું).[૨૪] હે બ્રહ્મન્! હે નારદ! તે રાજાઓ કયાં છે? તેઓને, વિરાટ અને દ્રુપદને, ધૃષ્ટકેતુ વગેરે ક્ષત્રિયોને હું જોવા ઇચ્છું છું.[૨૫] હે નારદ! શિખંડીને, પાંચાલ્ય(પાંચાલ દેશના રાજપુત્ર)ને, અને દ્રૌપદીના સર્વ દીકરાઓને, અને દુર્ધર્ષ અભિમન્યુને હે નારદ! હું જોવા ઇચ્છું છું.'[૨૬]

इति श्रीमहाभारतमां स्वर्गारोहणपर्वविषे 'स्वर्गमां नारद अने युधिष्ठिरनो संवाद' ए नामनो अध्याय १ लो समाप्त

## અધ્યાય ૨ જો

### યુધિષ્ઠિરને નરકદર્શન

યુધિષ્ઠિર કહે છેઃ–હે વિબુધો! અહિંયા અમાપ તેજવાળા રાધાના પુત્ર(કર્ણ)ને તથા તે બે મહાત્મા ભાઈઓ યુધામન્યુ તથા ઊત્તમૌજાને હું કેમ જોતો નથી,[૧] કે જે મહારથીઓએ રણરૂપ વહ્નિમાં પોતાનાં શરીરોની આહુતિ આપી હતી. તેમ જ તે રાજાઓ તથા રાજપુત્રો કે જેઓ મારે માટે રણમાં હણાયા છે[૨] તે સર્વ મહારથીઓ, શાર્દૂલ સમ પરાક્રમવાળા કયાં છે? તે ઉત્તમ પુરુષોએ પણ આ લોક જીતેલો હોવો જોઇએ.[૩] જો તે સર્વે મહારથીઓએ આ લોકો મેળવ્યા હોય તો હે દેવો! તે મહાત્માઓ સાથે જ રહેનારો મને પણ જાણો.[૪] પણ જો તે રાજાઓએ આ શુભ અને અક્ષય લોક મેળવ્યો ન હોય તો હું મારા ભાઇઓ તથા જ્ઞાતિજનો વિના અહિંયા રહીશ નહિં.[૫] જયારે સલિલ કર્મ (શ્રાદ્ધ) કરવામાં આવ્યું હતું ત્યારે મારી માતાનું આ વચન સાંભળ્યું હતું કે, 'કર્ણને પણ જળ આપવાની ક્રિયા (શ્રાદ્ધ) કર,' અને તે વચન સાંભળ્યું છે ત્યારથી હું તપું છું (દુઃખી થાઉં છું) (કારણ કે ત્યારે જ કર્ણ મારો ભાઈ છે એ મેં જાણ્યું હતું).[૬] વળી હે સુરો! મને પુનઃ પુનઃ આ દુઃખ થાય છે કે હું તે અમાપ આત્માવાળાના પગો મારી માતાના જેવા જોઇને દુશ્મનોના બળને દળી નાંખનાર કર્ણની પાછળ ચાલ્યો નહિં (કર્ણને મોટો ભાઈ ગણીને તેના કહ્યા પ્રમાણે ચાલવાનું કબૂલ્યું નહિં).[૭]* યુદ્ધમાં કર્ણની સાથે અમે હોતે તો અમને શક્ર પણ જીતી શકતે નહિં.[૮] સૂર્યનો એ પુત્ર જયાં હોય ત્યાં હું તેને જોવાને ઇચ્છું છું. મેં તેને ઓળખ્યો નહિં, અને સવ્યસાચીએ તેને મારી નાંખ્યો.[૯] ભીમ પરાક્રમવાળા અને પ્રાણથી પણ મને વધારે વ્હાલા મારા ભીમને, ઇન્દ્ર જેવા અર્જુનને અને યમની ઉપમાને લાયક બે યમો(નકુળ અને સહદેવ)ને[૧૦] તથા ધર્મચારિણી પાંચાલીને હું જોવાને ઇચ્છું છું. હું અહિં રહેવાને ઇચ્છતો નથી એ હું તમને સત્ય કહું છું.[૧૧] હે સુરોમાં ઉત્તમ! ભાઇઓ વિનાના થયેલા એવા મને સ્વર્ગનું શું કામ છે? જયાં તેઓ તે જ મારું સ્વર્ગ. આ કંઈ સ્વર્ગ નથી એવો મારો મત છે.[૧૨]

દેવો કહે છેઃ–જો તારી ત્યાં શ્રદ્ધા હોય તો હે

* જયારે દ્યૂત રમવામાં આવ્યું ત્યારે સભામાં યુધિષ્ઠિરે કર્ણના પગોની અને પોતાની માતા કુન્તીના પગોની સમાનતા જોઈ હતી, અને તે સાથે કર્ણ માટે તેના હૃદયમાં લાગણી થતી હતી. પણ તેમ શા કારણે થયું હતું તે તેનાથી સમજાતું ન હતું. વળી દ્યૂત સભામાં કર્ણના પગોનું સામ્ય નિહાળી તેમાં તેનું મન ગુંચવાયેલું હતું એટલે દુર્યોધને દ્યૂતમાં હાર્યા પછી જે વચનો સંભળાવ્યાં હતાં તે પર તેનું લક્ષ ગયું ન હતું. માત્ર કર્ણનો વધ થયા પછી તેણે સત્ય જાણ્યું હતું.

પુત્ર! ત્યાં તું સત્વર જા. દેવરાજાના હુકમથી અમે તારાં પ્રિયમાં અનુકૂળ વર્તીશું.૧૩

તેને આ પ્રમાણે કહીને હે પરંતપ! દેવોએ દેવદૂતને આજ્ઞા કરી કે, 'યુધિષ્ઠિરને તેનાં વ્હાલાંઓ બતાવ.'૧૪ પછી કુન્તીસુત રાજા અને દેવદૂત બન્ને સાથે હે રાજશાર્દૂલ! જ્યાં તે ઉત્તમ પુરુષો હતા ત્યાં ગયા.૧૫ આગળ દેવદૂત ચાલ્યો અને પાછળ રાજા ગયો. તે પંથ અશુભ, દુઃખે કરીને જવાય તેવો, પાપ કર્મ કરનારાઓથી સેવાતો,૧૬ અંધારાથી ઘેરાયેલો, ઘોર, કેશરૂપ શેવાળ અને શાદ્વલ-(લીલાં ઘાસ)વાળો, પાપ કર્મ કરનારાઓના ગંધોથી દુર્ગંધવાળો અને માંસ અને શોણિતરૂપ કાદવવાળો,૧૭ દંશ કરનારા ભલ્લૂક (રીંછ), મક્ષિકા (માખી) અને મશક(મચ્છર)થી ભરપૂર, અને ચારે બાજુએ આમ તેમ કુણપો(સડતાં મૂડદાં)થી ઘેરાયેલો,૧૮ હાડકાં અને કેશથી છવાઈ ગયેલો, કૃમિઓ અને કીટોથી ગણગણાટ કરતો, ચારે બાજુએ પ્રદીપ્ત જ્વાળાઓથી ઘેરાયેલો,૧૯ લોખંડી મોંવાળાં કાગડા વગેરેથી અને ગીધોથી ઉભરાતો, તથા સોમના જેવા મુખવાળા અને વિન્ધ્ય પર્વતની ઉપમાને યોગ્ય પ્રેતોથી ખીચોખીચ,૨૦ અને મેદ અને રુધિરવાળાં, બાહુ અને જાંઘો અને હાથો કપાયેલા અને આંતરડાં અને પગો ખેંચી કાહાડેલા ઠામઠામ વેરાઈ પડેલાં મૂડદાંઓથી ભરપૂર,૨૧ સડતાં મૂડદાંઓની દુર્ગંધીવાળા, અશુભ અને રોમાંચ કરાવનારા તે માર્ગની મધ્યમાં ધર્માત્મા રાજા બહુ વિચાર કરતો ચાલવા લાગ્યો.૨૨ માર્ગમાં ગરમ પાણીથી ભરપૂર અને ઘણા દુઃખે પાર ઉતરાય તેવી એક નદી તેણે જોઇ, તેમજ તરવારરૂપ પાંદડાંવાળું અને તીક્ષ્ણ અસ્તરારૂપ પાંદડાંવાળું એક વન પણ જોયું.૨૩ રસ્તામાં તપી ગયેલી ઝીણી રેતી અને લોખંડી શિલાઓ જોઈ. વળી ચોતરફ ઉકળતાં તેલની લોઢાની કડાઇઓને પણ દીઠી.૨૪ તીક્ષ્ણ કાંટાવાળું અને દુઃખે કરીને સ્પર્શ કરાય એવું કૂટ શાલ્મલીનું (શેમળાનું) ઝાડ તથા પાપકર્મ કરનારાઓની યાતના પણ કૌંતેયે જોઈ.૨૫ ત્યાંની દુર્ગંધપર લક્ષ આપીને તેણે દેવદૂતને કહ્યું કે, 'આવો આ રસ્તો આપણે ક્યાં સૂધી જવાનો છે?૨૬ અને તે મારા ભાઇઓ ક્યાં છે તે તું મને કહેવાને યોગ્ય છો. દેવોનો આ કયો દેશ છે તે હું જાણવાને ઇચ્છું છું.'૨૭ ધર્મરાજાનું વચન સાંભળીને તે દેવદૂત પાછો વળ્યો અને તેને જવાબ આપ્યો કે, 'તારે આટલે સૂધીજ જવાનું છે.૨૮ સ્વર્ગના રહેનારાઓએ મને કહ્યું છે કે આટલે સૂધી (એટલે કે તું પ્રશ્ન કરે ત્યાં સૂધી) આવીને મારે પાછા ફરવું. હે રાજેન્દ્ર! તું જો થાકી ગયો હોય તો તું પણ (મારી સાથે પાછો) આવવાને યોગ્ય છો.'૨૯ પણ યુધિષ્ઠિર ઘણો ખિન્ન થયો હતો અને તે ગંધથી બેભાન થઈ ગયો હતો. હે ભારત! પછી પાછાં ફરવાનો ઠરાવ કરીને તે પાછો ફર્યો.૩૦ દુઃખ અને શોકથી ઘેરાયેલો તે ધર્માત્મા પાછો ફર્યો કે ચારે બાજુએ માણસોની દીન વાણી સાંભળવામાં આવી.૩૧ "ભો ભો ધર્મજ! હે રાજર્ષિ! હે પવિત્ર જન્મવાળા! હે પાંડવ! અમારા પર અનુગ્રહ કરવાને એક મુહૂર્ત જેટલો તો ઉભો રહે.૩૨ હે દુર્ધર્ષ! તું આવ્યો એટલે તારા ગંધની પાછળ ચાલતો પવિત્ર વાયુ વાવા લાગ્યો છે કે જેથી અમને સુખ થવા માંડ્યું છે.૩૩ હે પાર્થ! હે પુરુષર્ષભ! હે રાજસત્તમ! લાંબે કાળે તને જોઇને અમે સુખી થયા છીએ.૩૪ માટે હે મહાબાહો! હે ભારત! એક મુહૂર્ત તો તું ઉભો રહે. હે કૌરવ્ય! તું અહિં ઉભો રહે છે ત્યારે અમને આ યાતના (યમલોકનું દુઃખ) પીડા કરતી નથી."૩૫

આમ ઘણા પ્રકારની, વેદના ભોગવનારાઓની ને ચારે તરફ પોકાર કરનારાઓની દયાભરી વાચા હે નૃપ! તેણે તે ભાગમાં સાંભળી.૩૬ દીન વચન બોલનારાઓની તે વાણી સાંભળીને દયાવાન યુધિષ્ઠિર થંભી ગયા, અને 'અહોહો કેવું દુઃખ!' એમ બોલ્યા.૩૭ પાંડવે (યુધિષ્ઠિરે) માર્ગમાં આગળ એજ ગિરા (વચનો) પુનઃ પુનઃ શોક પામતા અને દુઃખી જનોને મોંઢેથી સાંભળી હતી પણ ત્યારે તે તે પારખી શકયો ન હતો.૩૮ ધર્મપુત્ર યુધિષ્ઠિરે તે વચનો (કોનાં છે તે) ન સમજાયાં એટલે પૂછ્યું કે, 'આપ કોણ છો અને શા કારણે અહિં રહ્યા છો?'૩૯ યુધિષ્ઠિરે તેઓને આમ પૂછ્યું એટલે તે સર્વે ચારે તરફથી બોલાવા લાગ્યા કે, 'હે પ્રભો! હું કર્ણ છું,' 'હું ભીમસેન છું,' 'હું અર્જુન છું,'૪૦ 'હું નકુળ છું,' 'હું સહદેવ છું,' 'હું ધૃષ્ટદ્યુમ્ન છું,' 'હું દ્રૌપદી છું,' 'અમે દ્રૌપદીના દીકરાઓ છીએ' એવી રીતે તેઓ પોકાર કરવા માંડ્યા.૪૧ હે નૃપ! તે દેશને અનુકૂળ એવી તે વાચા સાંભળીને તે રાજા મનમાં વિચાર કરવા લાગ્યા કે, 'દૈવે આમ કેમ કર્યું હશે?'૪૨ આ મહાત્માઓએ–કર્ણે, દ્રૌપદીના દીકરાઓએ અને નાજુક કેડ વાળી પાંચાલીએ–એવું તે શું પાપકર્મ કર્યું હશે?૪૩ કે તેઓને આવા પાપરૂપ ગંધવાળા અને અતિ ભયંકર ભાગમાં આવવું પડ્યું છે? પુણ્ય કર્મ કરનારા આ સર્વેનાં કોઈ પાપ કર્મને હું તો જાણતો નથી.૪૪ ધૃતરાષ્ટ્રના પુત્ર રાજા સુયોધને શું કર્મ કરીને તે સર્વ પાપી અનુયાયીઓ સહિત આ પ્રમાણે શ્રી મેળવી છે?૪૫ મહેન્દ્રના જેવો લક્ષ્મીવાન્ થયો છે અને પરમ

પૂજ્ય બન્યો છે! ત્યારે આ હવે કોનો વિકાર હશે કે જેથી આ સર્વે નરકમાં ગયાં છે?[૪૬] એ સર્વે તો ધર્મને જાણનારા હતા, શૂર હતા, સત્ય અને વેદ પરાયણ હતા; ક્ષત્રિયોના ધર્મપર પ્રીતિ રાખનારા હતા, સાધુ હતા, યજ્ઞો કરતા હતા અને પુષ્કળ દક્ષિણાઓ આપતા હતા.[૪૭] હું તે શું સૂતો છું કે જાગતો છું? મને ભાન છે કે ભાન નથી? આ તે શું ચિત્તનો કોઈ વિકાર છે કે મારાં ચિત્તનો વિભ્રમ છે?[૪૮]

દુઃખ અને શોકથી ઘેરાયેલા અને ચિંતાથી વ્યાકુળ થયેલી ઇન્દ્રિયોવાળા રાજા યુધિષ્ઠિરે આમ ઘણા પ્રકારે વિચાર કર્યો.[૪૯] પછી રાજા ધર્મસુતને તીવ્ર ક્રોધ આવ્યો. યુધિષ્ઠિરે દેવોની અને ધર્મની પણ નિંદા કરવા માંડી.[૫૦] પછી તીવ્ર ગંધથી સંતાપ પામતા તેણે દેવદૂતને કહ્યું કે, 'જેઓનો તું દૂત છે તેઓની પાસે તું જા,[૫૧] અને તેઓને કહે કે, હું તો ત્યાં આવીશ નહિ પણ અહિં જ ઉભો રહીશ, કારણ કે મારા આશ્રયને લીધે આ મારા દુઃખી ભાઇઓ સુખી થયા છે.'[૫૨]

આ પ્રમાણે બુદ્ધિમાન્ પાંડુપુત્રે દૂતને કહ્યું એટલે તરત જ તે જ્યાં દેવરાજ શતક્રતુ હતો ત્યાં ગયો,[૫૩] અને ધર્મરાજે કરવા ધારેલું તથા હે જનાધિપ! ધર્મ પુત્ર જે બોલ્યો હતો તે સર્વ નિવેદન કર્યું.[૫૪]

इति श्रीमहाभारतमां स्वर्गारोहणपर्वविषे 'युधिष्ठिरने नरकदर्शन' ए नामनो अध्याय २ जो समाप्त

## અધ્યાય ૩ જો

### યુધિષ્ઠિરનો માનુષદેહત્યાગ

વૈશમ્પાયન કહે છેઃ-પૃથાના પુત્ર ધર્મરાજા યુધિષ્ઠિર એક મુહૂર્ત ઉભા રહ્યા એટલામાં તો હે કૌરવ્ય! ત્યાં શક્ર જેમની આગળ ચાલે છે એવા દેવો આવી પોહોંચ્યા.[૧] જ્યાં કુરુરાજા યુધિષ્ઠિર હતા ત્યાં તે રાજાને જોવાને ધર્મ પોતે સ્વસ્વરૂપમાં આવી પોહોંચ્યા.[૨] હે નૃપ! પ્રકાશમાન દેહવાળા, પવિત્ર અને ઉત્તમ કર્મોવાળા તે દેવો ત્યાં આવ્યા એટલે ત્યાંથી અંધકાર એકદમ જતો રહ્યો.[૩] ત્યાં પાપકર્મ કરનારાઓની યાતનાઓ તથા કૂટશાલ્મલિની સાથે વૈતરણી નદી પણ જોવામાં આવી નહિ.[૪] ભયાનક લોઢાની કુંભીઓ (કઢાઇઓ) અને શિલાઓ જોવામાં આવી નહિ. ત્યાં ચારે બાજુએ જે વિકૃત શરીરો[૫] કૌરવ્ય રાજાએ જોયાં હતાં તે સર્વે અદૃશ્ય થઈ ગયાં. વળી સુખકારક સ્પર્શવાળો, પવિત્ર ગંધવાળો, શુદ્ધ,[૬] અતિ શીતલ, દેવોની પાસે રહેનારો વાયુ, હે ભારત! વાવા લાગ્યો. શક્રની સાથે મરુત, વસુઓ, બે અશ્વિનો,[૭] સાધ્યો, રુદ્રો તથા આદિત્યો અને બીજા સ્વર્ગમાં રહેનારાઓ, સિદ્ધો અને પરમર્ષિઓ સર્વે જ્યાં મહાતેજસ્વી રાજા ધર્મપુત્ર ઉભા રહ્યા હતા ત્યાં ભેગા થયા. પછી પરમશ્રી સાથે સુરપતિ શક્રે[૮-૯] યુધિષ્ઠિરને સાંત્વનવાળાં આ વચન કહ્યાં કે, 'હે યુધિષ્ઠિર! હે મહાબાહો! આ અક્ષય લોકો તારા જ છે.[૧૦] હે પુરુષવ્યાઘ્ર! હે વિભો! આવો, આવો. આટલેથી જ બસ છે. હે મહાબાહો! તને સિદ્ધિ મળી ચૂકી છે, અને અક્ષય લોકો પણ તારા જ છે.[૧૧] તારે ક્રોધ કરવો જોઇતો નથી. તું મારું આ વચન સાંભળ. હે તાત! સર્વ રાજાઓએ એક વાર નરક અવશ્ય જોવું જોઇએ.[૧૨] હે પુરુષર્ષભ! શુભોની તથા અશુભોની બે રાશિઓ (ખાણો) છે. જે પૂર્વે સુકૃત ભોગવી લે છે તે પાછળથી નરક ભોગવે છે.[૧૩] જેના ભાગ્યમાં પ્રથમ નરક છે તે પાછળથી સ્વર્ગમાં જાય છે. જેનાં પાપકર્મો ઘણાં હોય છે તે પ્રથમ સ્વર્ગ ભોગવે છે.[૧૪]* તેટલાં માટે હે નૃપ! તારાં શ્રેયની ઇચ્છા રાખનારા મેં તને પ્રથમ અત્રે મોકલાવ્યો. કારણ કે (તને યાદ હશે કે) તેં ઢોંગથી દ્રોણને તેના પુત્રના સંબંધમાં ઠગ્યો હતો.[૧૫] તેથી તેવા જ ઢોંગથી હે રાજન્! તને નરક દેખાડવામાં આવ્યું છે. જેવો તું ઢોંગથી નરકમાં ગયો તેમ જ ભીમ તથા પાર્થ તથા બન્ને યમો (સહદેવ અને નકુળ)[૧૬] તથા કૃષ્ણા દ્રૌપદીને પણ છળથી નરકમાં જવું પડ્યું છે. હે નરશાર્દૂલ! હવે ચાલ. તે સર્વે પાપમાંથી મુક્ત થયાં છે.[૧૭] તેમ જ તારા પોતાના પક્ષમાં રહેલા જે જે પાર્થિવો રણમાં માર્યા ગયા છે તે સર્વેને સ્વર્ગ મળ્યું છે તેઓને હે ભરતર્ષભ! તું જો.[૧૮] તેમ જ મહાધનુર્ધારી, સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ કર્ણ કે જેને માટે તું આટલો સંતાપ કરે છે તેને પણ પરમ સિદ્ધિ મળી ચૂકી છે.[૧૯] હે વિભો! તે આદિત્યના તનય, પુરુષોમાં વાઘ જેવાને તું જો. હે મહાબાહો! પોતાના અસલ સ્થાનમાં બેઠેલા છે તેને તું જો, અને હે નરર્ષભ! શોક તજી દે.[૨૦] તારા પોતાના ભાઇઓને તથા તારા પોતાના પક્ષના બીજા રાજાઓને અનુક્રમે પોતપોતાનાં સ્થાન મેળવેલાને તું જો. અને તારો

* શત્રુઓને પ્રથમ સ્વર્ગ અને પોતાના ભાઇઓને પ્રથમ નરક ભોગવવું પડ્યું એનો ખુલાસો આ શ્લોકમાં કરવામાં આવ્યો છે. સુયોધનને સ્વર્ગમાં વૈભવ ભોગવતો જોઇને યુધિષ્ઠિરને ઇર્ષા અને ક્રોધ થયાં હતાં. પણ અત્રે ચૌદમા શ્લોકમાં કહ્યા પ્રમાણે સુયોધનનાં પાપકર્મો ઘણાં છે માટે તે અલ્પસુકૃતનું સ્વર્ગ ફળ ભોગવી લે છે, અને યુધિષ્ઠિરના ભાઇઓ અલ્પ દુષ્કૃતનું નરક ફળ ભોગવે છે માટે તેમનાં પુણ્ય કર્મો ઘણાં છે. અર્થાત્ અલ્પનું ફળ પ્રથમ ભોગવવાનું છે.

માનસિક જ્વર (સંતાપ) દૂર થાઓ.[૨૧] પ્રથમ દુઃખ અનુભવ્યા પછી હવેથી હે કૌરવ! શોક છોડી દઇ વ્યાધિરહિત થઈને મારી સાથે વિહાર કર.[૨૨] હે તાત! પુણ્યકર્મોના, પોતાના તપથી મેળવેલા અને કરેલા દાનોનાં હે મહાબાહો! ફળ, હે પાર્થિવ! તું મેળવ.[૨૩] આજે સ્વર્ગમાં ધૂળ વગરનાં વસ્ત્રોવાળા અને આભૂષણોવાળા દેવો અને ગંધર્વો અને દિવ્ય અપ્સરાઓ તું કલ્યાણકારીની સેવામાં ઉભાં રહો.[૨૪] રાજસૂય યજ્ઞ કરીને મેળવેલા લોકોને અને વળી જે તરવારના બળથી (ક્ષાત્રધર્મનાં પાલનથી) વૃદ્ધિને પામેલા લોકોને તથા તપનાં મહાફળને હે મહાબાહો! તું મેળવ.[૨૫] હે યુધિષ્ઠિર! તારા લોકો રાજાઓના લોકોથી પણ ઉપર (ચઢતા) છે. તેમાં હરિશ્ચન્દ્રના જેવો તું વિહાર કરજે.[૨૬] જ્યાં રાજર્ષિ માંધાતા, જ્યાં રાજા ભગીરથ, જ્યાં દુષ્યંતનો પુત્ર ભરત છે ત્યાં તું વિહાર કરજે.[૨૭] હે પાર્થ! ત્રણ લોકોને પાવન કરનારી આ પવિત્ર દેવનદી આકાશ ગંગા છે તેમાં હે રાજેન્દ્ર! ડૂબકી મારીને (સ્નાન કરીને) તું ત્યાં જજે.[૨૮] એમાં સ્નાન કર્યા પછી તારો માનુષ ભાવ જતો રહેશે, અને તું શોક વિનાનો થશે, વ્યાધિ વિનાનો થશે, ને વૈર વિનાનો થશે.[૨૯]

આ પ્રમાણે કૌરવેન્દ્ર યુધિષ્ઠિરને દેવેંદ્રે કહ્યું ત્યારે સાક્ષાત્ શરીરધારી ધર્મે પોતાના પુત્રને કહ્યું કે,[૩૦] 'શોભો રાજન્! મહાપ્રાજ્ઞ! પુત્રક! તેં મારી ભક્તિ કર્યાથી અને સત્ય બોલવાથી અને ક્ષમા રાખવાથી અને ઇંદ્રિયોનું દમન કરવાથી હું તારાપર પ્રસન્ન થયો છું.[૩૧] હે રાજન્! મેં આ તારી ત્રીજી જિજ્ઞાસા (પરીક્ષા) કરી છે. હે પાર્થ! તારા સ્વભાવથી કોઈ હેતુને લીધે તને ચલાયમાન કરવાનું શકય નથી (એ જણાયું છે).[૩૨] પૂર્વે દ્વૈતવનમાં જ્યારે તું અરણી લેવાને માટે આવ્યો હતો ત્યારે પ્રશ્નો કરીને મેં તારી પરીક્ષા લીધી હતી, અને તેમાં તું પાર પડ્યો હતો.[૩૩] હે ભારત! (સ્વર્ગારોહણ સમયે) દ્રૌપદીની સાથે તારા સોદર (એક જ માના પેટના) ભાઇઓનો નાશ થયો હતો ત્યારે પુનઃ કૂતરાનું રૂપ ધરીને તારી પરીક્ષા લીધી હતી.[૩૪] આ ત્રીજી પરીક્ષા થઈ છે તેમાં ભાઇઓને ખાતર તેં નરકમાં રહેવાની ઇચ્છા કરી (અને તે રીતે આ પરીક્ષામાં પણ પાર પડ્યો છે). હે મહાભાગ! તું અતિ શુદ્ધ છે, સુખી છે, કલ્મષ(પાપ) વિનાનો છે.[૩૫] હે પાર્થ! હે વિશાંપતિ! તારા ભાઇઓ નરકને યોગ્ય છે નહિં. આ તો દેવરાજ મહેન્દ્રે માયા કરી હતી.[૩૬] હે તાત! સર્વ રાજાઓએ નરકો અવશ્ય જોવાં જોઇએ તેથી એક મુહૂર્ત જેટલું જ તને આ ઉત્તમ દુઃખ મળ્યું.[૩૭] હે નૃપ! સવ્યસાચી અથવા ભીમ અથવા પુરુષોમાં ઉત્તમ બે યમો અથવા સત્ય બોલનારો શૂરો કર્ણ કોઈ પણ નરકને યોગ્ય છે નહિં;[૩૮] તેમ જ રાજપુત્રી કૃષ્ણા પણ કોઈ પણ રીતે નરકને યોગ્ય નથી. હે ભરત શ્રેષ્ઠ! ચાલ, ચાલ, આ ત્રણ લોકોમાં જનારી ગંગાને જો.[૩૯]

તારા પૂર્વ પિતામહ તે રાજર્ષિને ધર્મે આ પ્રમાણે કહ્યું એટલે તે રાજર્ષિ, ધર્મની તથા સર્વ સ્વર્ગમાં રહેનારાઓ સાથે, ઋષિઓએ જેની સારી સ્તુતિ કરી છે એવી, પાવન કરનારી, પવિત્ર દેવનદી ગંગા ઉપર ગયા, અને ત્યાં સ્નાન કરીને તે રાજાએ પોતાના માનુષી દેહને છોડી દીધો.[૪૦-૪૧] પછી ધર્મરાજા યુધિષ્ઠિર, તે જળમાં સ્નાન કર્યા પછી પોતાનું દિવ્ય શરીર ધારણ કરીને, વૈરભાવ વિનાના, સંતાપ વિનાના થયા.[૪૨] ત્યાંથી બુદ્ધિમાન્ કુરુરાજા યુધિષ્ઠિર દેવોથી વિંટાયલા, મહર્ષિઓથી સ્તુવાતા, ધર્મની સાથે, જ્યાં તે પુરુષોમાં વાઘ જેવા શૂરા, જેઓનો ક્રોધ જતો રહ્યો છે એવા પાંડવો અને ધાર્તરાષ્ટ્રો (ધૃતરાષ્ટ્રના પક્ષના) પોતપોતાનાં સ્થાનો ભોગવતા હતા ત્યાં ગયા.[૪૩-૪૪]

इति श्रीमहाभारतमां स्वर्गारोहणपर्वविषे 'युधिष्ठिरनो मानुषदेहत्याग' ए नामनो अध्याय ३ जो समाप्त

## અધ્યાય ૪ થો

### દ્રૌપદી વગેરેનું પોતપોતાને સ્થાને ગમન

વૈશમ્પાયન કહે છેઃ-પછી દેવો, ઋષિઓ અને મરુતોના ટોળાંઓથી સ્તુવાતો રાજા યુધિષ્ઠિર જ્યાં કુરુઓમાંના ઉત્તમ પુરુષો ગયા હતા ત્યાં ગયા.[૧] ત્યાં બ્રહ્મરૂપ શરીરથી યુક્ત ગોવિંદનાં તેણે દર્શન કર્યાં કે જે શરીર પૂર્વે જોવામાં આવેલું હતું તેવાં જ શરીરથી તે ઓળખાતું હતું,[૨] પોતાના શરીરથી દીપતું હતું, દિવ્ય અસ્ત્રોથી સેવાતું હતું, ચક્રાદિ વગેરે ઘોર, દિવ્ય, પુરુષનાં શરીરવાળાં અસ્ત્રોથી સેવાતું હતું,[૩] અત્યંત તેજવાળા ફાલ્ગુનથી ઉપાસાતું હતું. આવા સ્વરૂપમાં મધુસૂદનનાં કૌંતેયે દર્શન કર્યાં.[૪] પુરુષોમાં વ્યાઘ્ર સમાન દેવોથી પૂજાતા તે બે જણાઓએ યુધિષ્ઠિરને જોઇને યોગ્ય પૂજા(સત્કાર)વડે સામા બોલાવ્યા.[૫] બીજા સ્થાનમાં શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ કર્ણને દ્વાદશ આદિત્યો સહિત (બેઠેલો) કુરુનંદને જોયો.[૬] તે પછી બીજા ભાગમાં મરુતનાં ગણોથી વિંટાયેલા, બળવાન્ ભીમસેનને તે જ શરીરથી વિંટાયેલો જોયો.[૭] મૂર્તિમાન્ વાયુના પડખામાં દિવ્ય મૂર્તિથી વિંટાયેલો, પરમ શ્રીવાળો, અને પરમ સિદ્ધિવાળો (તે જણાતો હતો).[૮] કુરુનંદને બે અશ્વિનોના સ્થાનમાં પોતાના તેજથી દીપતા નકુળને અને

સહદેવને જોયા.૯ તથા કમળ અને ઉત્પલની (એક જાતનું કમળ) માળાવાળી, પોતાના જ શરીરથી સ્વર્ગને મેળવીને ઉભેલી, સૂર્યના જેવા તેજવાળી પાંચાલીને તેણે જોઈ.૧૦* એટલે રાજા યુધિષ્ઠિરે એકાએક તે સર્વને પૂછવાની ઇચ્છા કરી. પછી દેવ-રાજા ભગવાન્ ઇન્દ્રે તેને કહેવા માંડ્યું કે,૧૧ 'આ શ્રીએ તારા માટે દ્રૌપદીના રૂપમાં માનુષ શરીર ધારણ કર્યું હતું. હે યુધિષ્ઠિર! પવિત્ર ગંધવાળી, સર્વ લોકોથી ઇચ્છાતી એ કાંતા કોઈ યોનિમાંથી જન્મી ન હતી.૧૨ શૂલપાણિએ તમારી રતિ(આનંદ)ને માટે એને નિર્માણ કરી હતી. દ્રુપદના કુળમાં એ અવતરી હતી અને તમોએ તેને ભોગવી હતી.૧૩ આ પાંચ મહાભાગ્ય-શાળીઓ દ્રૌપદીના અને તમારા દીકરા છે, તે અ-માપ ઓજસવાળા, પાવક(અગ્નિમાંથી)માંથી જન્મેલા ગન્ધર્વો છે.૧૪ વળી મહાબુદ્ધિશાળી ધૃતરાષ્ટ્રને ગંધર્વોના રાજા તરીકે જો. એને તું તારા પિતાના કરતાં પ્રથમ જન્મેલા ભાઈ તરીકે જાણ.૧૫ અગ્નિના જેવા પ્રકાશવાળો કુન્તીનો આ પુત્ર (કર્ણ), તે તારો મોટો ભાઈ છે. સૂતપુત્રોમાં સૌથી પ્રથમ, શ્રેષ્ઠ રાધેય તરીકે એ જાણીતો છે.૧૬ તે આદિત્યની સાથે આવે છે. એ પુરુષોમાં શ્રેષ્ઠને તું જો. સાધ્યોનાં, દેવોનાં, વિશ્વે-દેવોનાં અને મરુતોનાં૧૭ ટોળાંઓમાં હે રાજેન્દ્ર! વૃષ્ણિ અને અંધકોના મહારથીઓને, સાત્યકિ વગેરે વીરોને અને મહાબળવાન્ ભોજોને તું જો.૧૮ સુભ-દ્રાના પુત્ર, અપરાજિત, મહાધનુર્ધારી, ચંદ્ર સમાન કાંતિવાળા અભિમન્યુને સોમની સાથે તું જો.૧૯ કુન્તી અને માદ્રી સાથે મહાધનુર્ધારી આ પાંડુ તારા પિતા વિમાનમાં બેસીને સદા મારી પાસે આવે છે.૨૦ શંતનુના પુત્ર રાજા ભીષ્મને વસુઓ સાથે તું જો. બૃહસ્પતિના પડખામાં આ તારા ગુરુ દ્રોણને જો.૨૧ આ અને બીજા મહીપાલો અને તારા યોદ્ધાઓ ગંધ-ર્વોની સાથે અને યક્ષોની અને પુણ્યજનોની (એક જાતના દેવ છે) સાથે આ જાય છે.૨૨ કેટલાક નરા-ધિપોએ ગુહ્યકોની ગતિ મેળવી છે. પોતાનો દેહ છોડી તેઓએ પવિત્ર વાણી, બુદ્ધિ અને કર્મોવડે સ્વર્ગને જીત્યું છે.'૨૩

इति श्रीमहाभारतमां स्वर्गारोहणपर्वविषे "द्रौपदी वगेरेनुं पोतपोताने स्थाने गमन" ए नामनो अध्याय ४ थो समाप्त

## અધ્યાય ૫ મો

### અંશાવતારીઓના મૂળ પ્રકૃતિમાં લય

જનમેજય કહે છેઃ–ભીષ્મ અને દ્રોણ એ બે મહા-ત્માઓ, અને રાજા ધૃતરાષ્ટ્ર, તથા વિરાટ અને દ્રુપદ એ બે, તથા શંખ અને ઉત્તર,૧ ધૃષ્ટકેતુ અને જયત્સેન, તથા રાજા સત્યજિત, અને દુર્યોધનના દીકરાઓ તથા સુબલનો પુત્ર શકુનિ,૨ અને કર્ણના પરાક્રમી પુત્રો તથા રાજા જયદ્રથ, ઘટોત્કચ અને બીજા જે સર્વે તેં જણાવ્યા છે તે,૩ અને બીજા પ્રકાશમાન શરીર-વાળા બીજા જે રાજાઓની વાત કહી છે તે રાજાઓ સ્વર્ગમાં કેટલો કાળ રહ્યા તે પણ તું મને કહે.૪ અથવા તો હે દ્વિજોત્તમ! ત્યાં તેઓનું સ્થાન શાશ્વત, છે? કર્મોનો અંત થતાં તે ઉત્તમ નરોને કયી ગતિ મળી?૫ તે હે દ્વિજોત્તમ! તારી પાસેથી કહેલું સાંભ-ળવાને હું ઇચ્છું છું. કારણ કે પ્રકાશમાન તપવડે તું સર્વના ભૂતકાળને જોઈ શકે છે.†

સૌતિ કહે છેઃ–આ પ્રમાણે વિપ્રર્ષિને તેણે પૂછ્યું એટલે તે વિપ્રર્ષિએ તે મહાત્મા વ્યાસની આજ્ઞા થવાથી તે રાજાને ઉત્તર આપવાનો આરંભ કર્યો.૭

વૈશમ્પાયન કહે છેઃ–કર્મોનો અંત થયા પછી સર્વે (પુનઃ પોતાની પ્રકૃતિમાં લીન થાય છે) એ બનવું શકય નથી. પરંતુ જેઓ પ્રકૃતિમાં લીન થયા નથી તેઓને ઉદ્દેશીને તારો આ પ્રશ્ન ઠીક યોજાયેલો છે.‡૮ હે ભરતર્ષભ! હે રાજન્! દેવોનું આ એક ગુહ્ય છે

* અત્રે મૂળમાં तेनैव शरीरेण એવો પાઠ છે તેનો એવો અર્થ છે કે, પ્રથમ યુધિષ્ઠિરે પૃથિવીપર જે જે શરીરોમાં સર્વેને જોયા હતા તે શરીરોમાં તેઓને જોયા, જો કે આસપાસના સંયોગોથી તેઓનું મૂળ શું છે તે તેને જણાતું હતું.

† આગલા અધ્યાયમાં એમ કહ્યું છે કે, જે જે યોદ્ધાઓ જે જે દેવોના અંશરૂપ હતા, તે તે યોદ્ધાઓ સ્વર્ગમાં ગયા પછી પોત-પોતાના અંશીઓની પાસે ગયા. હવે પ્રશ્ન એ છે કે, સાંસારિક પ્રાપ્ત કર્યા પછી તેઓ તે તે દેવોમાં પાછા લીન થયા કે કેમ? પ્રારંભમાં એમ કહ્યું છે કે, કર્મને લીધે દેહ છે તે દેહની પરંપરાનો ઉચ્છેદ તત્ત્વજ્ઞાન સિવાય થતો જ નથી, તેથી તેઓનું સંસારીપણું આપણા સંસારની પેઠે નિત્ય ચાલે છે. વળી પ્રશ્ન એ છે કે, મનુષ્ય-ભાવે કરેલાં તેઓનાં કર્મોનો નાશ ખરો કે નહિ? ટુંકમાં પુણ્ય ભોગવ્યા પછી પોતાના અંશિ સાથે એકાકાર થાય છે, કે શાશ્વત સાલોકય–સમાનલોકપણું થાય છે, કે તેઓ ભૂમિપર પાછા આવે છે?

‡ જો કર્મોનાં ફળનો અંત આવ્યા પછી સર્વે મનુષ્યો પોતાની મૂળ પ્રકૃતિમાં મળી જાય છે, એમ માનીએ તો તે સર્વનો મોક્ષ જ થઇ જવો જોઇએ, અને તેમ થતાં સંસાર સદા પ્રારંભની સ્થિતિમાં જ રહે. પરંતુ ગમે તેમ થતાંએ કર્મોનો સંપૂર્ણ નાશ થતો નથી, કંઇક અંશ પણ રહી જાય છે અને તેથી જન્મ પરંપરા ચાલુ રહે છે. નહિં તો કૃતનો નાશ અને અકૃતના અભ્યાગમનો પ્રસંગ આવશે અને વિધિના પ્રતિષેધની અને શાસ્ત્રોની અનર્થકતા સિદ્ધ થશે. તેટલા માટે કર્મોનો અંત આવતાં સર્વે પુનઃ પ્રકૃતિમાં લીન થતા નથી એમ કહ્યું છે, અર્થાત્ થોડાક જ પ્રકૃતિમાં લીન થાય છે, એમ વૈશમ્પાયન કહે છે. પરંતુ જેઓએ પ્રકૃતિ એટલે પોતાનો મૂળ અંશ પ્રાપ્ત કર્યો નથી તેઓના સંબંધમાં તારો પ્રશ્ન વાજબી છે. જેઓ મૂળ પ્રકૃતિમાં લીન થયા છે તેઓનો તો સદા મોક્ષ જ છે.

તે તું સાંભળ કે જે વિષે મહાતેજસ્વી, દિવ્ય નેત્રવાળા, પ્રતાપી, પુરાણમુનિ, મહાન્ વ્રતવાળા, અગાધ બુદ્ધિવાળા, સર્વને જાણનારા, સર્વ કર્મોની ગતિ(અંત)ને જાણનારા, પરાશરના પુત્રે હે કૌરવ્ય! આમ કહેલું છે.૯-૧૦ તેણે એમ કહ્યું છે કે, કર્મોના અંતે કેટલાકો પોતાના મૂળ શરીરમાં પ્રવેશ કરે છે. (દાખલા તરીકે) મહાતેજસ્વી અને મહાન્ કાંતિવાળા ભીષ્મે વસુઓને મેળવ્યા છે (વસુઓમાં પ્રવેશ કર્યો છે).૧૧ કારણ કે, હે ભરતર્ષભ! માત્ર આઠ જ વસુઓ જોવામાં આવે છે. (જો તેમ ન હોત તો ભીષ્મે વસુઓ સાથે ઐકય કરેલું ન ગણાય પણ વસુઓના જેવા લોકો પ્રાપ્ત કરેલા ગણાય, અને નવમા વસુ તરીકે ભીષ્મ દેખાય.) એ જ પ્રમાણે દ્રોણે અંગિરાઓમાં શ્રેષ્ઠ બૃહસ્પતિમાં પ્રવેશ કર્યો છે;૧૨ હૃદિકના પુત્ર કૃતવર્માએ મરુત્ ગણોમાં પ્રવેશ કર્યો છે; તેમ જ પ્રદ્યુમ્ને જેમ આવ્યો હતો તેમ સનત્કુમારમાં પ્રવેશ કર્યો છે.૧૩ ધૃતરાષ્ટ્રે દુઃખે મેળવી શકાય તેવા ધનેશના લોકો મેળવ્યા છે, અને ધૃતરાષ્ટ્રની સાથે યશસ્વિની ગાંધારી ગઈ છે.૧૪ પત્નીઓની સાથે પાંડુ મહેન્દ્રના સ્થાનમાં ગયો છે. અને વિરાટ અને દ્રુપદ એ બે જણા અને રાજા ધૃષ્ટકેતુ,૧૫ નિશઠ, અક્રૂર અને સાંબ, ભાનુકંપ, વિદૂર, ભૂરિશ્રવા, તેમ જ શલ, અને પૃથિવીપતિ ભૂરિ,૧૬ અને કંસ અને ઉગ્રસેન તેમજ વસુદેવ તથા પોતાના ભાઈ શંખની સાથે મનુષ્યોમાં ઉત્તમ એવો ઉત્તર,૧૭ એ સર્વે મનુષ્યોમાં ઉત્તમ પુરુષોએ વિશ્વેદેવોમાં પ્રવેશ કર્યો છે. વળી મહાતેજસ્વી, પ્રતાપી વર્ચા નામનો સોમનો પુત્ર૧૮ તે મનુષ્યમાં સિંહસમાન ફાલ્ગુનનો પુત્ર અભિમન્યુ તરીકે થયો હતો. તે ક્ષાત્રધર્મથી એવી રીતે લડ્યો કે જેમ બીજો કોઈ પુરુષ કદિ લડ્યો નથી, તેમ લડીને૧૯ સોમમાં મળી ગયો છે. વળી કર્મોના અંતે ધર્માત્મા, મહારથી કર્ણે હણાયા પછી, હે પુરુષર્ષભ! રવિમાં પ્રવેશ કર્યો છે.૨૦ શકુનિએ દ્વાપરમાં અને ધૃષ્ટદ્યુમ્ને પાવકમાં અને ધૃતરાષ્ટ્રના સર્વે દીકરાઓએ અતિ બળવાન્ યાતુધાનોમાં પ્રવેશ કર્યો છે.૨૧ શસ્ત્રથી પવિત્ર થયેલા, બુદ્ધિવાળા તે સર્વે મહાત્માઓ સ્વર્ગમાં ગયા છે. ક્ષત્તાએ (વિદુરે) અને રાજા યુધિષ્ઠિરે ધર્મમાં પ્રવેશ કર્યો છે.૨૨ વળી ભગવાન્ અનંત દેવે (બળરામે) રસાતલમાં પ્રવેશ કર્યો છે. પિતામહની આજ્ઞાથી તેણે યોગબળથી પૃથિવીને ધરી રાખેલી છે.૨૩ જે દેવોના દેવ છે, જે સનાતન છે અને જેનું નામ નારાયણ છે તેના અંશ તે વાસુદેવે કર્મોના અંતે નારાયણમાં પ્રવેશ કર્યો છે.૨૪ વાસુદેવનાં અંતઃપુરમાં સોળ હજાર સ્ત્રીઓ (અનેક પ્રકારની વૃત્તિઓ) હતી તેઓને, હે જનમેજય! કાળે સરસ્વતી(જ્ઞાન)માં ડૂબાડી દીધી છે.૨૫ ત્યાં (માનુષ) શરીરોનો ત્યાગ કરીને તેઓ પુનઃ સ્વર્ગમાં ચઢી ગઈ છે અને અપ્સરાઓ બનીને વાસુદેવમાં પ્રવેશ કર્યો છે.૨૬ તે મહાયુદ્ધમાં ઘટોત્કચ વગેરે જે જે વીર મહારથીઓ માર્યા ગયા તેઓ દેવો અને યક્ષો બન્યા છે.૨૭ દુર્યોધનના સહાયકો જેમની વાતો કહેવામાં આવી છે તેઓ રાક્ષસો હતા. તે સર્વેએ પણ હે રાજન્! અનુક્રમે ઉત્તમ લોકો મેળવ્યા છે.૨૮ કેટલાક ઉત્તમ પુરુષો મહેન્દ્રના ભવનમાં, કેટલાકો ધીમાન્ કુબેરના લોકોમાં અને કેટલાકો વરુણના લોકોમાં ગયા છે.૨૯ હે મહાકાંતિવાળા! હે ભારત! કુરુઓનું અને પાંડવોનું આ આખું ચરિત તને વિસ્તારથી કહ્યું છે.૩૦

સૌતિ કહે છેઃ–હે દ્વિજશ્રેષ્ઠો! યજ્ઞના કર્મ સમયે આ વાત સાંભળીને રાજા જનમેજય અત્યંત વિસ્મય પામ્યો હતો.૩૧ પછી તેના યાજકોએ તેનાં કર્મની સમાપ્તિ કરાવી. અને ભુજંગમો(સર્પો)ને છોડાવીને આસ્તીક પ્રસન્ન થયો.૩૨ પછી તેણે સર્વ દ્વિજાતિઓ(બ્રાહ્મણો)ને દક્ષિણાઓ આપીને સંતોષ્યા. તેઓ પણ રાજા તરફથી સત્કાર મેળવી જેમ આવ્યા હતા તેમ પાછા ગયા.૩૩ રાજા જનમેજય પણ તે વિપ્રોને વિસર્જન કરીને તક્ષશિલા નગરીમાંથી પાછો ગજનામથી ઓળખાતા નગરમાં આવ્યો.૩૪ તે રાજાના સર્પસત્રમાં વૈશંપાયને કહેલું આ સર્વ આખ્યાન વ્યાસની આજ્ઞાથી કહેલું તે મેં (સૂતે) તને કહ્યું છે.૩૫ આ ઈતિહાસ પુણ્યવાન્, પવિત્ર અને ઉત્તમ છે. હે વિપ્ર! સત્યવાદી મુનિ કૃષ્ણે આ રચેલું છે.૩૬ તે સર્વજ્ઞે, વિધિને જાણનારાએ, ધર્મના જ્ઞાનવાળાએ, સત્પુરુષે, ઇન્દ્રિયોને વશ રાખનારા તે પવિત્ર પુરુષે, તપસ્વીએ, ભાવિતાત્માએ,૩૭ ઐશ્વર્યમાં જ રહેનારાએ તથા સાંખ્ય અને યોગવાળાએ, અનેક તંત્રમાં વિદ્વાને દિવ્ય ચક્ષુથી જોઈને,૩૮ મહાત્મા પાંડવોની અને અત્યંત દ્રવ્યવાળા બીજા તેજસ્વી ક્ષત્રિયોની કીર્તિને આ લોકમાં ગાનારાએ (આ આખ્યાન રચેલું છે).૩૯ જે કોઈ વિદ્વાન્ આને પર્વોના દિવસોપર સંભળાવે છે તેનાં પાપ ધોવાય છે, તે સ્વર્ગને મેળવે છે અને પરબ્રહ્મ મેળવવાને સમર્થ થાય છે.૪૦ આ કૃષ્ણ(દ્વૈપાયન)ના કરેલા આખા વેદને જે ધ્યાન દઇને સાંભળે છે તેનાં બ્રહ્મહત્યા વગેરે કરોડો પાપો નાશ પામે છે.૪૧ જે કોઈ શ્રાદ્ધમાં બ્રાહ્મણોની પાસે આ મહાભારતના એક પાદને પણ સંભળાવે છે તેના પિતૃઓને અક્ષય અન્ન અને પાન મળે છે.૪૨ ઇન્દ્રિયોવડે કે મનવડે પણ જે કોઈ દિવસના જે પાપ કરે છે તે મહાભારતનું

આખ્યાન કરવાથી સંધ્યા પછી મુક્ત થાય છે.[૪૩]* સ્રીઓનાં ટોળાંઓથી વિંટાયેલો બ્રાહ્મણ રાત્રિના જે કંઈ પાપ કરે, તે મહાભારતનું આખ્યાન કર્યાથી પૂર્વ સંધ્યા (પ્રાતઃસંધ્યા) વખતે મુક્ત થાય છે.[૪૪] મહત્વ હોવાથી અને ભારવાળું હોવાથી આ મહાભારત કહેવાય છે.† આ મહાભારતનાં નિર્વચન(ખુલાસાઓ)ને જે જાણે છે તે સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.[૪૫] અઢાર પુરાણો અને સર્વ ધર્મશાસ્ત્રો તથા અંગ સહિત સર્વે વેદો એ સર્વે એક બાજુએ છે અને એક બાજુએ ભારત છે.[૪૬] અઢાર પુરાણોના કર્તા અને વેદરૂપ મહા સાગરના કર્તા, મહાત્મા ઋષિનો આ સિંહ સમાન નાદ (ભારતરૂપ) તે સાંભળો.[૪૭] ભગવાન્ કૃષ્ણ દ્વૈપાયન પ્રભુએ મહા, આ અખિલ મહાભારતને ત્રણ વર્ષમાં પૂર્ણ કર્યું છે.[૪૮] ભક્તિથી જય નામનું આ મહાન્ ભારત સતત સાંભળીને (સાંભળનારને ત્યાં) શ્રી તથા કીર્તિ તથા વિદ્યા સદા એકઠાં થાય છે.[૪૯] હે ભરતર્ષભ! ( તે સર્વે શ્રી તથા કીર્તિ તથા વિદ્યા ) ધર્મમાં, અર્થમાં, કામમાં અને મોક્ષમાં (સદા હિતકારી થાય છે). જે આ(મહાભારત)માં છે તે જ બીજે સ્થળે છે. જે આ(મહાભારત)માં નથી તે કશે પણ નથી.[૫૦] મોક્ષની ઇચ્છા રાખનારા બ્રાહ્મણે, રાજાએ તથા ગર્ભિણી સ્રીએ જય નામનો આ ઇતિહાસ સાંભળવા જેવો છે.[૫૧] સ્વર્ગની કામનાવાળાને સ્વર્ગ મળે છે, જયની કામનાવાળાને જય મળે છે, ગર્ભિણી સ્રીને પુત્ર અથવા બહુ ભાગ્યવાળી કન્યા મળે છે.[૫૨] અનાગત ( નિત્યસિદ્ધ ) અને મોક્ષ સ્વરૂપ પ્રભુ કૃષ્ણ દ્વૈપાયને ધર્મની કામનાથી ભારતનો આ સંદર્ભ કર્યો છે.[૫૩] તેણે સાઠસો હજાર( ૬૦,૦૦,૦૦૦ )ની એક સંહિતા રચી; તેમાંથી ત્રીશસો હજાર(૩૦,૦૦,૦૦૦)-ની સંહિતા દેવલોકમાં આપી;[૫૪] પંદરસો હજાર-(૧૫,૦૦,૦૦૦)ની સંહિતા પિતૃલોકમાં અને ચૌદસો હજાર(૧૪,૦૦,૦૦૦)ની સંહિતા યક્ષ લોકમાં અને એકસો હજાર (૧,૦૦,૦૦૦)ની સંહિતા માનુષ લોકમાં આપી છે.[૫૫] નારદે દેવોને, અસિત દેવલે પિતૃઓને, શુકે રાક્ષસો અને યક્ષોને તથા વૈશમ્પાયને મર્ત્યોને તે સંભળાવી છે.[૫૬] આ પવિત્ર, મહાન્ અર્થોવાળો, અને વેદોને માન્ય (અનુકૂળ) વ્યાસે કહેલો ઇતિહાસ, બ્રાહ્મણને આગળ રાખીને જે સાંભળે છે[૫૭] તે નર, હે શૌનક ! સર્વ કામનાઓ અને કીર્તિ આ લોકમાં મેળવીને આ લોકમાં જ પરમ સિદ્ધિને મેળવે છે એમાં મને જરા સંશય નથી.[૫૮] જે (વ્યાસે) આ પવિત્ર સંહિતા પોતાના પુત્ર શુકને ભણાવી હતી. તે શુકે શીખેલી આ સંહિતાના શ્લોકના એક પાદના શીખનારને તથા જે પરમ ભક્તિ અને શ્રદ્ધાથી સંભળાવે છે તેને પણ ભારતના પવિત્ર અધ્યયનનું ફળ મળે છે.[૫૯]‡ હજારો માતાપિતાઓ તથા સેંકડો પુત્રો અને સ્રીઓ આ સંસારમાં અનુભવમાં આવ્યા છે, અનુભવમાં આવે છે અને બીજા આવશે.[૬૦] (આ લોકમાં) હર્ષનાં સ્થાનો હજારો છે અને ભયનાં સ્થાનો સેંકડો છે તે દરરોજ મૂઢ પુરુષોમાં પ્રવેશ કરે છે, પણ પંડિતને છેડતા નથી.[૬૧] હું ઉંચા હાથ કરીને તે વિષે પોકાર કરી રહ્યો છું, પરંતુ મારું કોઈ સાંભળતું નથી, ધર્મથી અર્થ અને કામ મળે છે તો તે ધર્મને શા માટે સેવતા નથી ?[૬૨] કદી પણ કામને માટે, ભયને લીધે કે લોભથી તેમ જીવવાને કારણે પણ કોઇએ ધર્મ ત્યજવો નહિ. ધર્મ નિત્ય છે, અને સુખ અને દુઃખ એ બે અનિત્ય છે; જીવ નિત્ય છે, પણ તેનો હેતુ શરીર અનિત્ય છે.[૬૩]§ આ ભારતસાવિત્રીનો પ્રભાતમાં ઉઠીને જે પાઠ કરે છે, તે ભારત(અધ્યયન)નું ફળ મેળવીને પરમ બ્રહ્મને પામે છે.[૬૪] જેમ ભગવાન્ સમુદ્ર, જેમ હિમવાન્ પર્વત, એ બન્ને રત્નોની ખાણ તરીકે જાણીતા છે તેમ આ ભારત પણ રત્નનિધિ કહેવાય છે.[૬૫] કૃષ્ણ( દ્વૈપાયને ) કરેલા આ વેદને સંભળાવીને (માણસ) અર્થ મેળવે છે. જે માણસ સારી રીતે ધ્યાન દઇને આ ભારતાખ્યાનનો પાઠ કરે છે તે પરમ સિદ્ધિને મેળવે છે, એમાં મને સંશય નથી.[૬૬] દ્વૈપાયનના ઓષ્ઠપુરમાંથી નીકળેલ, અપ્રમેય, પુણ્યદાયી, પવિત્ર, પાપને હરનારું અને કલ્યાણકારક પ્રવચન તરિકે કહેવાતા આ ભારતને બરાબર સમજે છે તેને પુષ્કર તીર્થના જળના અભિષેકનું કામ શું છે ?[૬૭] વેદને જાણવામાં વિદ્વાન્, અત્યંત બહુશ્રુત એવા વિપ્રને સોનાનાં શિંગડાંવાળી સો ગાયો દાનમાં આપે છે તેનું ફળ અને જે સતત આ પવિત્ર ભારત કથાને સાંભળે છે તેનું ફળ એ બંને સમાન છે.

इति श्रीसो हज़ार श्लोकनी व्यासनी रचेली महाभारतसंहितामां स्वर्गारोहणपर्वविषे अध्याय ५ मो समाप्त

## ઇતિ શ્રી સ્વર્ગારોહણ પર્વ સમાપ્ત

## ઇતિ શ્રી મહાભારત સમાપ્ત

* એજ પ્રમાણે રાત્રિના કરેલું પાપ મહાભારતનું આખ્યાન કર્યાથી પ્રાતઃ સંધ્યા વખતે જતું રહે છે. † ભરતોની વાત આમાં હોવાથી ભારત અને તે મહત્વવાળી હોવાથી મહાભારત કહેવાય છે એવા અર્થનો શ્લોક કલકત્તાની પ્રતમાં છે. ભારવાળું હોવાથી ભારત કેમ બન્યું તે સમજાતું નથી. ‡ આ દોઢા શ્લોકનો શબ્દાર્થ નહિં પણ ભાવાર્થ આપ્યો છે. § કલકત્તા અને મુંબઈ બન્નેની પ્રતોમાં આ ચાર શ્લોકોમાં ઘણો પાઠભેદ છે. તેમજ આ છેલ્લા અધ્યાયના બીજા શ્લોકોમાં પણ ઘણો પાઠભેદ છે. દખણની પ્રતમાં આ અધ્યાયમાં અઢાર શ્લોકો વધારે છે. આ સર્વે જોતાં એમ લાગે છે કે, આ અધ્યાયમાં ઘાલમેલ થઈ હોવી જોઇએ.

# ભારત શ્રવણવિધિ અધ્યાય*

જનમેજય કહે છેઃ–હે ભગવન્! વિદ્વાનોએ આ ભારતને કયી વિધિથી સાંભળવું જોઇએ? તેનું ફળ શું છે? તેનાં પારણાં કરવામાં કયા દેવોને પૂજવા જોઇએ?[૧] હે ભગવન્! તે પૂર્ણ થતાં શું આપવું અને પર્વે પર્વે શું દાન આપવું? તેને માટે કેવા વાચકની ઇચ્છા કરવી જોઇએ? તે તું મને કહે.[૨]

વૈશમ્પાયન કહે છેઃ–ભારત સાંભળવાનો આ વિધિ અને તે સાંભળવાથી હે રાજેન્દ્ર! જે ફળ થાય છે તે કે જેના વિષે તું મને પૂછે છે તે હે રાજન્! સાંભળ.[૩] સ્વર્ગમાંના દેવો હે મહીપાલ! ક્રીડા કરવાને માટે પૃથિવીપર આવ્યા હતા, અને તેઓ આ કાર્ય કરીને ત્યાંથી પાછા સ્વર્ગમાં ચાલ્યા ગયા છે.[૪] આ પૃથિવીતલપર ઋષિઓ અને દેવતાઓના જન્મ વિષે હું જે તને કહું છું તે અરે! તું ધ્યાન દઇને સાંભળ.[૫] અત્રે રુદ્રો તથા સાધ્યો તથા શાશ્વત એવા (સનાતન કાળના) વિશ્વેદેવો તથા આદિત્યો અને બન્ને અશ્વિનો, લોકપાલો, મહર્ષિઓ[૬] અને ગુહ્યકો તેમ જ ગંધર્વો, નાગો તથા વિદ્યાધરો, સિદ્ધો, ધર્મ અને સ્વયંભૂ પોતે, ઉત્તમ મુનિ કાત્યાયન,[૭] પર્વતો, સાગરો, નદીઓ તથા અપ્સરાઓનાં ટોળાંઓ, ગ્રહો, સંવત્સરો, અયનો તથા ઋતુઓ,[૮] તથા સ્થાવર અને જંગમ આખું જગત્, દેવો અને અસુરો હે ભરતશ્રેષ્ઠ! આ ભારતમાં એક જ સ્થળમાં ભેગા થયેલા જણાય છે.[૯] તેઓની પ્રતિષ્ઠાની વાત સાંભળીને તથા તેમનાં નામ અને કર્મોનું કીર્તન કરીને એક માણસ ગમે તેવું ઘોર પાતક કર્યાં પછી પણ એકદમ મુક્ત થઈ જાય છે.[૧૦]

મનુષ્યે મનને નિયમમાં રાખી, પવિત્ર થઇને આ ઈતિહાસને યથાવિધિ અનુક્રમે સાંભળીને અને ભારતના પારને પામ્યા પછી[૧૧] હે ભારત! ભારતમાં શ્રવણ કરેલા તે વીર પુરુષોનાં શ્રાદ્ધો કરવાં અને શક્તિ તથા ભક્તિ અનુસાર બ્રાહ્મણોને[૧૨] જાત જાતનાં રત્નો તથા ગાયો તથા કાંસાના દોહવાનાં વાસણો તથા સારી રીતે અલંકારોથી સજેલી તથા સર્વ કામનાઓને પૂર્ણ કરે તેવા ગુણવાળી કન્યાઓનાં તથા જાત જાતનાં વાહનોનાં તથા વિચિત્ર ભવનોનાં, ભૂમિનાં, વસ્ત્રોનાં અને કાંચનનાં મોટાં દાનો આપવાં.[૧૩–૧૪] વળી જાત જાતનાં વાહનોનાં, ઘોડાઓનાં અને મત્ત હાથીઓનાં, શયનનાં અને શિબિકા (પાલખી)ઓનાં અને સારી રીતે શણગારેલા સ્યન્દનો(રથો)નાં દાનો પણ આપવાં.[૧૫] ઘરમાં જે જે કંઇ વસ્તુ શ્રેષ્ઠ, મોટી હોય તે તે દ્વિજાતિ(બ્રાહ્મણો)ને દાનમાં આપવી. પોતાના પંડને, દારા(સ્ત્રી)ઓને તથા દીકરાઓને પણ આપી દેવા.[૧૬] પરમ શ્રદ્ધાથી અનુક્રમે તેના પારને જનારાએ, સારું મન રાખીને, હર્ષિત થઇને, મનમાં વિકલ્પ કર્યા વિના, શક્તિ પ્રમાણે સાંભળવાની ઈચ્છાવાળાએ (દ્વિજાતિઓને દાન આપવું).[૧૭]

સત્ય અને આર્જવમાં પ્રીતિ રાખનારો, ઈન્દ્રિયોનું દમન કરનારો, પવિત્ર મનવાળો, પવિત્ર આચારવાળો, શ્રદ્ધાવાળો અને ક્રોધને જીતનારો એક માણસ કેમ થાય છે તે તું સાંભળ.[૧૮] પવિત્ર મનવાળો, (પવિત્ર) શીલવાળો, પવિત્ર આચારવાળો, શ્વેત વસ્ત્રવાળો, જિતેન્દ્રિય, સંસ્કારી, સર્વ શાસ્ત્રને જાણનારો, શ્રદ્ધાવાળો, અસૂયા વિનાનો,[૧૯] રૂપવાળો, સારાં ભાગ્યવાળો, દાંત, સત્યવાદી, જિતેન્દ્રિય, અને જેને દાન અને માન મળેલાં છે એવાને (ભારતનો) વાચક બનાવવો.[૨૦] વિલંબ કર્યા વિના (એટલે એક સરખું), મેહનત પડતી ન હોય તેમ એટલે કે પ્રયાસ કર્યા વિના, ઉતાવળ વિના, ધીરજથી, ઉત્સાહથી, અક્ષર અને પદને ગુંચવાવી નાંખ્યા વિના, સ્વર (મોટેથી, મીઠાશથી) અને ભાવસહિત,[૨૧] ત્રેસઠ વર્ણ સાથે, અને આઠ સ્થાનોમાંથી બોલાતું એવી રીતે સ્વસ્થ થઈને સારાં આસનપર બેસીને, સારી રીતે ધ્યાન દઇને વાચકે વાંચવું.†[૨૨]

પ્રથમ તો–नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

નારાયણને તેમ જ નરોત્તમ નરને નમસ્કાર કરીને તેમ જ દેવી સરસ્વતીને નમસ્કાર કરીને પછી જય નામનું ભારત કહેવા માંડવું.[૨૩]

આવા વાચક પાસેથી હે રાજન્! હે ભારત! ભારત સાંભળવું. નિયમ પાળનારો, પવિત્ર શ્રોતા સાંભળીને

* આ અધ્યાય મૂળ ભારતનો નથી, તેમ દખણની પ્રતોમાં મળતો નથી, પરંતુ નીલકંઠ કહે છે કે હરિવંશને અંતે કહેલો આ અધ્યાય શ્રોતાઓની પ્રરોચનાને માટે અત્રે કહેલો છે.

† પાણીનીયની શિક્ષામાં ત્રેસઠ અથવા તો ચોસઠ વર્ણ ગણાવ્યા છે. त्रिषष्टिश्चतुष्षष्टिर्वा वर्णाः शंभुमते मताः પાણીની પોતાની શિક્ષામાં કહે છે કે શંકરના મત પ્રમાણે ૬૩ અથવા તો ૬૪ વર્ણ છે. કંઠ, તાલુ, દંત, નાસિકા, ઓષ્ઠ, મૂર્ધન્, જિહ્વા મૂળ અને ઉરસ્થળ આ આઠ સ્થાન છે. પાણીનીય શિક્ષામાં કહે છે કે;–अष्टौ स्थानानि वर्णानामुरः कंठः शिरस्तथा जिव्हामूलं च दंताश्च नासिकोष्ठौ च तालु च ।
વાચકના ગુણો અને કેમ વાંચવું તે અત્રે ઘણું સારી રીતે દર્શાવેલું છે.

આ પ્રમાણે ફળ મેળવે છે.[૨૪] પ્રથમ પારણું આવે ત્યારે દ્વિજોને સર્વ કામનાઓથી સંતોષવા ત્યારે તે માણસને અગ્નિષ્ટોમ નામના યજ્ઞનું ફળ મળે છે.[૨૫] તેને અપ્સરાઓનાં ટોળાંથી ભરપૂર મોટું વિમાન મળે છે અને તે અતિ હર્ષ પામતો એક ધ્યાન થઇને દેવોની સાથે સ્વર્ગમાં જાય છે.[૨૬] જ્યારે બીજું પારણુ આવે છે ત્યારે તેને અતિરાત્રનું ફળ મળે છે; તે આખાં રત્નમય વિમાનમાં બેસીને જાય છે.[૨૭] દિવ્ય માળાઓ અને વસ્ત્રવાળો, દિવ્ય ગંધથી શોભતો, અને દિવ્ય અંગદ (સાંકળાં-કડાં) ધારણ કરનારો તે નિત્ય દેવલોકમાં પૂજાય છે.[૨૮] જ્યારે ત્રીજું પારણુ આવે છે ત્યારે તેને દ્વાદશાહ નામના યજ્ઞનું ફળ મળે છે. તે અયુત વર્ષો સૂધી સ્વર્ગમાં દેવના જેવો થઇને વસે છે.[૨૯] જ્યારે ચોથું પારણુ આવે છે ત્યારે વાજપેય યજ્ઞનું ફળ મળે છે, અને પાંચમે પારણે તેનાથી બેગણું ફળ મળે છે. ઉગતા આદિત્યના જેવું, પ્રકાશમાન, અનલ (અગ્નિ)ની ઉપમાને લાયક,[૩૦] વિમાનમાં દેવોની સાથે બેસીને તે સ્વર્ગમાં જાય છે અને સ્વર્ગમાં શક્રના ભવનમાં અયુત વર્ષો સૂધી આનંદ કરે છે.[૩૧] છઠ્ઠા પારણાં વખતે (પાંચમાથી) દ્વિગુણિત અને સાતમા પારણાં વખતે (પાંચમાથી) ત્રિગુણિત ફળ મળે છે. કૈલાસ (પર્વત) ના શિખરના આકારવાળું, વૈદૂર્ય મણિની વેદિકાવાળું,[૩૨] અને જાતજાતનાં અનેક મણિ વિદ્રુમ પરવાળાંથી શોભતું, ઇચ્છાનુસાર ચાલવાવાળું, અને અપ્સરાઓનાં ટોળાંથી ભરપૂર એવા એક વિમાનમાં બેસીને,[૩૩] જાણે બીજો ભાસ્કર હોય તેમ સર્વ લોકોમાં તે ફરે છે. આઠમે પારણે તેને રાજસૂય યજ્ઞનું ફળ મળે છે.[૩૪] ઉગતા ચંદ્રની શોભાવાળું, રમ્ય, અને જેને ચંદ્રના કિરણોના જેવા સફેત અને મનના જેવા વેગવાળા ઘોડાઓ જોડેલા છે એવા વિમાનમાં તે બેસે છે.[૩૫] ચંદ્રના કરતાં પણ વધારે સુંદર મુખવાળી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ સ્ત્રીઓ તેની સેવા કરે છે. અને પરમ સ્ત્રીઓનાં ખોળામાં સુખે સૂતેલો તે સ્ત્રીઓએ કેડે પહેરેલા કંદોરાના નિનાદ (ઘુઘરીઓના ખણુખણાટ)થી અને તેઓએ પગે પહેરેલાં નૂપુરોના ઝણકારથી જાગ્રત થાય છે. હે ભારત! નવમું પારણું કરે છે ત્યારે યજ્ઞોના રાજા વાજિમેધ (અશ્વમેધ)નું ફળ મળે છે.[૩૬-૩૭] કાંચનના સ્તંભોથી ટેકવાયેલી, વૈદૂર્ય મણિની બનાવેલી વેદિકાવાળું, સુવર્ણમય દિવ્ય ગોખોથી ચારે તરફથી વિંટાયેલું,[૩૮] અને અપ્સરાઓ, ગંધર્વો અને આકાશમાં ફરનારાઓ જેમાં સેવા કરે છે એવાં એક વિમાનમાં પરમશ્રીથી પ્રકાશતો બેસીને[૩૯] દિવ્ય માળાઓ અને અંબર ધારણ કરનારો, દિવ્ય ચંદનથી લેપાયેલો એવો તે, જાણે બીજો દેવ (ઇન્દ્ર) હોય તેમ, સ્વર્ગમાં દેવતાઓની સાથે આનંદ કરે છે.[૪૦] દશમું પારણ કરે છે અને દ્વિજાતિને અભિવંદન કરે છે ત્યારે ઘુઘરીઓની ઝાલરના અવાજવાળું, પતાકા અને ધ્વજાથી શોભિતું,[૪૧] રત્નની વેદિકા (બેઠકો)થી ભરપૂર, વૈદૂર્ય મણિના તોરણવાળું, સોનેરી જાલવાળું, પ્રવાલનાં વલભીમુખ (વલભી એટલે છજું અને તેનું મુખ એટલે જે પટી આસપાસ જડવામાં આવે છે તે)વાળું,[૪૨] અને ગાવામાં કુશળ ગંધર્વો અને અપ્સરાઓથી શોભિતું, અને સુકૃત કરનારાના આવાસરૂપ એવું વિમાન સુખેથી મળે છે.[૪૩] અગ્નિના જેવા રંગવાળા મુકુટવડે અને સુવર્ણના આભૂષણવડે શોભતો, દિવ્ય ચંદનથી લેપાયેલા અંગવાળો, દિવ્ય માળાઓથી શણગારાયલો,[૪૪] દેવતાઓની કૃપાથી દિવ્ય ભોગોથી ઘેરાયેલો (દિવ્ય ભોગો ભોગવતો) અને પરમ શ્રીથી યુક્ત એવો તે દિવ્ય લોકોમાં ફરે છે.[૪૫] આમ ઘણાં વર્ષો સૂધી સ્વર્ગલોકમાં તેને માન મળે છે. પછી ગંધર્વો સાથે એકવીશ હજાર વર્ષ સૂધી,[૪૬] પુરંદરના રમ્ય નગરમાં શક્રની સાથે આનંદ કરે છે. દિવ્ય યાનો અને વિમાનોમાં અને જાતજાતના લોકોમાં[૪૭] દિવ્ય નારીગણોથી વિંટાયેલા એક દેવની માફક તે ત્યાં નિવાસ કરે છે. પછી સૂર્યના ભવનમાં તેમ જ પછી ચંદ્રના ભવનમાં,[૪૮] તેમ જ શિવના લોકમાં તે રહે છે અને અંતે હે રાજન્! વિષ્ણુના લોકમાં જાય છે. આ એમ જ છે. હે મહારાજ! તેમાં તારે વિચાર કરવો જ નહિં.[૪૯] શ્રદ્ધાવાળા પુરુષને વિષે તેમ જ થાય છે, એમ મારા ગુરુએ મને કહ્યું છે. વાચકને તો તે વાચક જે મનમાં ઇચ્છે તેનું દાન આપવું.[૫૦] હાથી, ઘોડા, રથ, યાનો, ખાસ કરીને વાહનો, કડાં, કુંડળ અને વળી બ્રહ્મસૂત્ર,[૫૧] તથા વસ્ત્ર તેમ જ વિશેષતઃ જાતજાતનાં ગંધો તેને આપવાં. તેનું દેવતાની માફક પૂજન કરવું. (તેમ કર્યાથી) વિષ્ણુલોક મળે છે.[૫૨]

હવે પછી હે રાજન્! જ્યારે ભારત વાંચવામાં આવતું હોય ત્યારે વિપ્રોને પર્વે પર્વે જે દાનો આપવાનાં છે તે વિષે હું તને કહીશ.[૫૩] હે ભરતર્ષભ! તેમની જાતિ, દેશ, સત્યવાદિત્વ અને માહાત્મ્ય તેમ જ હે નરાધિપ! ક્ષત્રિયોનો ધર્મ અને તેની વૃત્તિ જાણીને,[૫૪] તેમની પાસે સ્વસ્તિવાચન કરાવીને પછી કાર્યની પ્રવૃત્તિ કરાવી, પછી જ્યારે એકેક પર્વ પૂર્ણ થાય ત્યારે પોતાની શક્તિ પ્રમાણે દ્વિજોનું પૂજન કરવું.[૫૫] પ્રારંભમાં તો હે રાજન્! વસ્ત્ર અને ગંધથી પૂજેલા વાચકને વિધિપૂર્વક મધુ અને ઉત્તમ પાયસ (દૂધપાક-ખીર)નું ભોજન કરાવવું.[૫૬] પછી આદિ આસ્તિક પર્વ (આદિ પર્વ)

વંચાઈ રહે ત્યારે મુખ્ય કરીને મૂળ અને ફળવાળું તથા મધુ અને ઘીની સાથે પાયસનું ભોજન કરાવવું. તથા હે રાજન્ ગુડૌદનનું (ગોળ ચોખાનું) ભોજન કરાવવું.[૫૭] પછી સભા પર્વ વંચાઈ રહે ત્યારે હે રાજેન્દ્ર! અપૂપ,(પૂડલા) પૂપ (પોળી) અને મોદક (લાડુ)વાળું હવિષ્ય દ્વિજોને જમાડવું.[૫૮] આરણ્યક પર્વની સમાપ્તિ વેળાએ ઉત્તમ દ્વિજોને મૂળ અને ફળવડે સંતોષવા. અરણી (વન) પર્વ પૂર્ણ થાય ત્યારે જળના કુંભોનું દાન આપવું.[૫૯] વળી મુખ્ય મુખ્ય તર્પણો અને જંગલનાં મૂળ અને ફળો અને ઇચ્છાનુસાર સર્વ ગુણોવાળું અન્ન (ભોજન) બ્રાહ્મણોને આપવું.[૬૦] વિરાટ પર્વની સમાપ્તિ થતાં જાતજાતનાં વસ્ત્રો આપવાં. હે ભરતશ્રેષ્ઠ! ઉદ્યોગ પર્વને અંતે સર્વ ઇચ્છાનુસાર ગુણોવાળું[૬૧] ભોજન, ગંધ અને માળાઓથી શણગારેલા દ્વિજોને કરાવવું. ભીષ્મ પર્વની સમાપ્તિમાં હે રાજેન્દ્ર! ઉત્તમ યાનો આપવાં.[૬૨] પછી સર્વ પ્રકારના ગુણોવાળું અને સારી રીતે રાંધેલું અન્ન આપવું. દ્રોણ પર્વ પૂર્ણ થાય ત્યારે બ્રાહ્મણોને અત્યંત સ્વાદિષ્ઠ ભોજન આપવું.[૬૩] હે રાજેન્દ્ર! વળી બાણો તથા ચાપો (ધનુષો) તથા ઉત્તમ તરવારો તથા સર્વકામના પૂર્ણ કરે એવું ભોજન, કર્ણ પર્વના અંતમાં,[૬૪] સારી રીતે રાંધીને બ્રાહ્મણોને મનને સંયમમાં રાખવાવાળાએ બરાબર આપવું. શાલ્વ પર્વના અંતમાં હે રાજેન્દ્ર! લાડુઓવાળું અને ગોળ ભાતવાળું,[૬૫] અને અપૂપ (પૂડાઓ) અને તૃપ્તિ કરનારું સર્વ અન્ન આપવું. ગદા પર્વના અંતમાં મગ ભેળેલું અન્ન આપવું.[૬૬] સ્ત્રી પર્વના અંતમાં ઉત્તમ દ્વિજોને રત્નોવડે સંતોષવા, અને ઐષીક પર્વના અંતમાં પ્રથમ ઘૃત અને ઓદનનું દાન કરવું. વળી[૬૭] તે પછી સર્વ પ્રકારના ગુણવાળું અને સારી રીતે રાંધેલું અન્ન આપવું. પછી શાંતિ પર્વના અંતમાં દ્વિજોને હવિષ્યનું ભોજન કરાવવું.[૬૮] પછી આશ્વમેધિક પર્વ આવે ત્યારે સર્વ કામના પૂર્ણ કરે તેવું ભોજન કરાવવું. તથા આશ્રમનિવાસ પર્વના અંતે દ્વિજોને હવિષ્યનું ભોજન કરાવવું.[૬૯] મૌસલ પર્વના અંતે સર્વ પ્રકારના ગુણોવાળું (અન્ન જમાડવું) તથા ગંધ અને માળાઓ સહિત (દ્વિજોનું) અનુલેપન (પૂજન) કરવું. મહાપ્રાસ્થાનિક પર્વના અંતમાં તેની જ માફક સર્વ પ્રકારના ગુણોવાળું,[૭૦] અને સ્ત્રી પર્વના અંતમાં પણ તેમ જ હવિષ્યનું ભોજન દ્વિજોને કરાવવું. હરિવંશની સમાપ્તિ થાય ત્યારે એક હજાર બ્રાહ્મણોને ભોજન કરાવવું.[૭૧] દરેક બ્રાહ્મણને સોનાના એક સિક્કા સહિત એક ગાય આપવી. હે પાર્થિવ! તેનાથી અર્ધું પણ દરિદ્રે પણ આપવું.[૭૨] દરેક પર્વ સમાપ્ત થાય ત્યારે વિચક્ષણ મનુષ્યે એકેક સુવર્ણ(ના સિક્કા) સાથે એક પુસ્તક વાચકને આપવું.[૭૩] જ્યારે હરિવંશ પર્વની સમાપ્તિ થાય ત્યારે (દ્વિજોને) પાયસનું ભોજન કરાવવું. હે રાજન્! હે ભરતર્ષભ! દરેક પારણે પારણે યોગ્ય રીતે ભોજન કરાવવું.[૭૪]* સર્વ સંહિતાઓ સમાપ્ત થાય ત્યારે નિયમ પાળનારાએ, શાસ્ત્રને જાણવાવાળાએ શુભ દેશ (જગ્યા)માં (ભારતની સંહિતા) મૂકવી; પછી તેનાપર રેશમી વસ્ત્ર ઢાંકવું.[૭૫] તે પછી પવિત્ર થઇને શ્વેત વસ્ત્ર પહેરીને, ગળામાં માળા ઘાલીને, સારા અલંકાર સજીને ગંધ અને માળાથી યથા ન્યાયે સર્વ સંહિતાનાં પુસ્તકોની છૂટી છૂટી, હે રાજન્! નિયમ પાળનારાએ ધ્યાન દઇને પૂજા કરવી. પછી ભક્ષ્ય પદાર્થો, માળાઓ, અને પેય પદાર્થો તથા જાતજાતનાં પવિત્ર, કામનાઓ પૂર્ણ કરનાર પદાર્થો સહિત[૭૬-૭૭] સુવર્ણની અને હિરણ્યની દક્ષિણાઓ આપવી. સર્વ પ્રસંગોમાં નિયમ પાળવાવાળાએ ત્રણ† પલ જેટલું સુવર્ણ દાનમાં આપવું.[૭૮] તેનાથી અર્ધું અથવા તેનાથી પાદશેષ એટલે પા ભાગ જેટલું સ્વર્ણ તે વિત્તશાઠ્ય (ધનનો લોભ) હોવાથી તેવું દેવું નહિ. જે જે કંઈ પોતાને ગમતું હોય તે તે દ્વિજાતિને દાનમાં દેવું.[૭૯] પોતાના વાચક ગુરુને ભક્તિથી સર્વથા સંતોષવો. સર્વ દેવતાઓનું તથા નર અને નારાયણ ઉભયનું કીર્તન કરવું.[૮૦] પછી ગંધ અને માળાઓથી ઉત્તમ દ્વિજોને શણગારીને જાતજાતના, કામના પૂર્ણ કરનારાં મોટાં અને નાનાં દાનો આપીને પૂજવા.[૮૧] એટલે માણસને અતિરાત્રના યજ્ઞનું ફળ મળે છે, તેમ જ દરેક પર્વે પર્વે એકેક યજ્ઞનું ફળ મળે છે.[૮૨]

હે ભરતશ્રેષ્ઠ! વાચક અક્ષર, પદ અને સ્વરને સ્પષ્ટ કહેનારો હોવો જોઇએ. હે ભરતર્ષભ! તે વિદ્વાન્ હોવો જોઇએ. તે જ ભારત સંભળાવી શકે.[૮૩]

ઉત્તમ દ્વિજોને ભોજન કરાવી તેઓને યથાવિધિ દાન આપ્યા પછી હે ભરતશ્રેષ્ઠ! સારી રીતે શણગારેલા વાચકને ભોજન કરાવવું (અર્થાત્ વાચકને અગ્રસ્થાન આપવું).[૮૪] વાંચનારાઓ જ્યારે અત્યંત સંતોષ પામે છે ત્યારે (વંચાવનારને) અતિ ઉત્તમ અને પવિત્ર પ્રીતિ (આનંદ) થાય છે. બ્રાહ્મણો જ્યારે તુષ્ટ થાય છે ત્યારે સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે.[૮૫] હે ભરતર્ષભ! યથાન્યાયે સર્વ કામનાઓવડે અને સારી સારી જાતજાતની વિધિઓવડે દ્વિજોને સંતોષવાનું કાર્ય કરવું.[૮૬]

આ આવો વિધિ હે બે પગવાળાઓમાં શ્રેષ્ઠ! મેં

* અત્રે શ્લોક સ્પષ્ટ નથી.

† પલનું શાસ્ત્રમાં પ્રમાણ આપતાં કહ્યું છે કે पलं कर्षं चतुष्टयम् ચાર કર્ષનો એક પલ થાય છે. એક કર્ષ એક રૂપિયા જેટલો થાય છે તેથી ત્રણ પલ કહેતાં બાર રૂપિયાભાર સુવર્ણ થાય છે.

તને કહ્યો છે કે જે વિષે તેં મને પૂછ્યું છે. શ્રદ્ધાવાળાને તે અવશ્ય ફળે છે.[૮૭] હે રાજન્! ભારતનું શ્રવણ કરવામાં તેમ જ તેનું પારણુ કરવામાં હે રાજાઓમાં ઉત્તમ રાજા! પરમ શ્રેયની ઇચ્છાવાળાએ સદા યત્ન કરવો.[૮૮] ભારતનું નિત્ય શ્રવણ કરવું, ભારતનું ખૂબ કીર્તન કરવું, જેના ભવનમાં ભારત હોય છે તેના હાથમાં જ "જય" છે.[૮૯] ભારત પરમ પુણ્ય આપનાર છે, ભારતમાં વિવિધ કથાઓ છે, દેવો ભારતની સેવા કરે છે, ભારત એજ પરમ પદ છે.[૯૦] હે ભરતર્ષભ! સર્વ શાસ્ત્રોમાં ભારત ઉત્તમ શાસ્ત્ર છે, ભારતથી મોક્ષ મળે છે એ તત્ત્વ તને હું કહું છું.[૯૧] જે પુરુષ આ મહાભારત આખ્યાનની, પૃથિવીની, ગાયની અને સરસ્વતીની, બ્રાહ્મણોની અને કેશવની કીર્તિ ગાય છે તે કદિ પાછો પડતો નથી.[૯૨] હે ભરતર્ષભ! વેદમાં, રામાયણમાં અને પવિત્ર ભારતમાં આદિમાં, અંતમાં અને મધ્યમાં સર્વત્ર હરિનાં ગીત ગવાયાં છે.[૯૩] જેમાં વિષ્ણુની દિવ્ય કથાઓ તથા સનાતન શ્રુતિઓ ગવાઈ છે તેનું આ લોકમાં પરમ પદની ઇચ્છા કરનારા મનુષ્યે શ્રવણ કરવું જોઇએ.[૯૪] આ પરમ પવિત્ર છે; આ ધર્મનું નિદર્શન કરાવનારું છે; આ સર્વ ગુણોથી યુક્ત છે. તેનું ભૂતિ (શ્રેય) ઇચ્છનારાએ શ્રવણ કરવું જોઇએ.[૯૫] જેમ સૂર્યનો ઉદય થતાં અંધકારનો નાશ થાય છે તેમ કાયિક, વાચિક અને મનથી મેળવેલું જે કંઇ કર્મ હોય તે સર્વ આનાથી નાશ પામે છે.[૯૬] અઢાર પુરાણોના શ્રવણથી જે ફળ મળે છે, તે ફળ ( આ ભારતનાં શ્રવણથી ) વૈષ્ણવને મળે છે એમાં જરા પણ સંશય નથી.[૯૭] સ્ત્રીઓ તથા પુરુષોને ( આ ભારતના શ્રવણથી ) વૈષ્ણવ પદ મળે છે. તેટલા માટે પુત્રની કામનાવાળી સ્ત્રીઓએ આ વિષ્ણુના યશની કથાને શ્રવણ કરવી જોઇએ.[૯૮] અને ઉપર કહ્યા પ્રમાણે ફળની ઇચ્છા રાખનારાએ યથાશક્તિ વાચકને દક્ષિણા ( આ ભારત સાંભળીને ) આપવી જોઇએ તેમ જ પાંચ સોનાના નિષ્ક (સિક્કા)નું દાન આપવું.[૯૯] પોતાના આત્માનું શ્રેય ઇચ્છનારાએ સોનાનાં શિંગડાંવાળી, વાછરડાંવાળી, વસ્ત્રથી ઢાંકેલી કપિલા ગાય વાચકને દાનમાં આપવી.[૧૦૦] હે ભરતર્ષભ! હાથોના અલંકાર તથા કાનનું આભરણ તેમ જ વિશેષ કરીને ધન દાનમાં આપવું.[૧૦૧] વાચકને હે નરાધિપ! ભૂમિનું દાન આપવું. ભૂમિના જેવું દાન કોઈ દાન થયું નથી અને થશે પણ નહિ.[૧૦૨] જે માણસ સતત ભારતનું શ્રવણ કરે છે અને શ્રવણ કરાવે છે તે સર્વ પાપોથી સંપૂર્ણ મુક્ત થઇને વૈષ્ણવ પદને પામે છે.[૧૦૩] તે અગ્યારમી પેઢી સૂધીના પિતૃઓનો, પોતાનો, પોતાના પુત્રોનો તથા સ્ત્રીઓનો હે ભરતર્ષભ! ઉદ્ધાર કરે છે.[૧૦૪] વળી હે નરાધિપ! (મહાભારત સંહિતા સંપૂર્ણ વાંચ્યા પછી) દશાંશ હોમ પણ કરવો. હે નરોમાં ઉત્તમ નર! તારી આગળ મેં આ સર્વ કહ્યું છે.[૧૦૫]

( જે મનુષ્ય આ ભારતની કથાને આદિથી શ્રદ્ધાથી સાંભળે છે તે બ્રહ્મહત્યા જેવા અથવા ગુરુની સ્ત્રી સાથે ગમન કરવા જેવા, અથવા મદિરાપાન જેવા અથવા પરધનનું હરણ કરનારાના જેવા અથવા ચાંડાળ જાતિમાં જન્મવા જેવા પાપમાંથી મુક્ત થાય છે. અંધકારનો નાશ કરનાર આદિત્યની માફક સર્વ પાપોમાંથી મુક્ત થઇને તે માણસ વિષ્ણુના જેવું વિષ્ણુના લોકમાં સ્થાન મેળવે છે એમાં સંશય નથી.)*

इति श्री एकलक्षात्मक व्यासविरचित महाभारतसंहितामां हरिवंशोक्त
'भारतश्रवणविधिफळ' ए नामनो अध्याय संपूर्ण

## इति श्रीमन्महाभारत संपूर्ण

ॐ शान्तिः ॐ शान्तिः ॐ शान्तिः

* આ શ્લોકો કલકત્તાની પ્રતમાં છે.